# પવિત્ર શાસ્ત્ર

એટલે

જુનો તથા નવો કરાર

THE

# HOLY BIBLE

CONTAINING THE

## OLD AND NEW TESTAMENTS

IN THE

GUJARATI LANGUAGE

PRINTED FOR

THE BOMBAY AUXILIARY BIBLE SOCIETY

AT THE IRISH PRESBYTERIAN MISSION PRESS

SURAT

1908

# જુના કરારમાં સમાયલાં પુસ્તકોની અનુક્રમણિકા.

## સુચના.

ચોરસ કૌંસમા [ ] આવેલા શબ્દો અસલ ભાષામા નથી, પણ અર્થ સ્પષ્ટ કરવા સારૂ આ ભાષાંતરમા ઉમેરવામા આવ્યા છે

બેવડા ચોરસ કૌંસમા [[ ]] આવેલા શબ્દો ઘણા જુના હસ્તલેખોમા મળે છે ખરા, પરંતુ સૌથી પુરાતન ને વજનદાર પ્રતોમા નથી મળતા, ફક્ત નવા કરારમા એવા કૌંસ વાપરવામા આવે છે

# અટલે મુસાનું પહેલું પુસ્તક.

૧ આદિએ દેવે આકાશ તથા પૃથ્વી ઉત્પન્ન કીધા
૨ અને પૃથ્વી અસ્તાવ્યસ્ત તથા ખાલી હતી,
ને જલનિધિ પર અધારૂ હતુ, ને દેવનો આત્મા પાણી
પર હાલતો થયો ૩ અને દેવે કહ્યું, અજવાળુ થાઓ,
ને અજવાળુ થયુ ૪ અને દેવે તે અજવાળુ જોયુ કે તે
સારૂ છે, ને દેવે અજવાળુ તથા અધારૂ જૂદા પાડ્યા
૫ અને દેવે અજવાળાને દહાડો કહ્યા, ને અધારાને રાત
કહી અને સાજ હતી તથા સવાર હતી, પહેલો દિવસ.

૬ અને દેવે કહ્યુ કે, પાણીની વચ્ચે અતરિક્ષ થાઓ,
ને પાણીને પાણીથી જૂદા કરો ૭ અને દેવે અતરિક્ષ
બનાવ્યુ, ને અતરિક્ષની તળેના પાણીને અતરિક્ષની
ઉપરના પાણીથી જૂદા કીધા, ને તેવુ થયુ ૮ અને દેવે
તે અતરિક્ષને આકાશ કહ્યું અને સાજ હતી, તથા
સવાર હતી, બીજો દિવસ

૯ અને દેવે કહ્યું કે, આકાશ તળેના પાણી એક
જગ્યામા એકઠા થાઓ, ને કોરી ભૂમિ દેખવામા
આવો, ને તેવુ થયુ ૧૦ અને દેવે કોરી ભૂમિને પૃથ્વી
કહી, ને એકઠા થએલાં પાણીને સમુદ્રો કહ્યા, ને દેવે
જોયુ કે તે સારૂ છે ૧૧ અને દેવે કહ્યું કે, ઘાસ તથા
બીજદાયક શાક તથા ફળવૃક્ષ પોતપોતાની જાત પ્રમાણે
ફળદાયક, જેના બીજ પોતામા પૃથ્વી પર છે, તેઓને
પૃથ્વી ઉગાવે, ને એમ થયુ ૧૨ અને ઘાસ તથા પોત
પોતાની જાત પ્રમાણે બીજદાયક શાક, ને પોતપોતાની
જાત પ્રમાણે ફળદાયક વૃક્ષ, જેના બીજ પોતામા છે,
તેઓને પૃથ્વીએ ઉગાવ્યા, ને દેવે જોયુ કે તે સારૂ છે
૧૩ અને સાજ હતી, તથા સવાર હતી, ત્રીજો દિવસ

૧૪ અને દેવે કહ્યુ કે, રાત દહાડો જૂદા કરવાસારૂ,
આકાશના અતરિક્ષમા જ્યોતિઓ થાઓ, ને તેઓ
ચિન્હો તથા ઋતુઓ તથા દિવસો તથા વર્ષોને અર્થે
થાઓ ૧૫ અને તેઓ પૃથ્વી પર અજવાળુ આપવા
સારૂ આકાશના અતરિક્ષમા જ્યોતિઓ થાઓ, ને
તેવુ થયુ ૧૬ અને દેવે દિવસ પર અમલ ચલાવનારી
એક મોટી જ્યોતિ ને રાત પર અમલ ચલાવનારી એક
તેનાથી નાની જ્યોતિ એવી બે મોટી જ્યોતિ બનાવી,
ને તારાઓને પણ બનાવ્યા ૧૭ અને દેવે પૃથ્વી પર
અજવાળુ આપવાને, ૧૮ તથા દહાડા તથા રાત પર
અમલ ચલાવવાને, ને અજવાળુ તથા અધારૂ જૂદા
કરવાને, આકાશના અતરિક્ષમા તેઓને સ્થિર કીધા,
ને દેવે જોયુ કે તે સારૂ છે ૧૯ અને સાજ હતી, તથા
સવાર હતી, ચોથો દિવસ

૨૦ અને દેવે કહ્યુ કે, જીવજંતુઓને પાણી પુષ્કળ
ઉપજાવો, તથા પૃથ્વી પરના આકાશના અતરિક્ષમા
પક્ષીઓ ઉડો ૨૧ અને દેવે મોટા માછલાને તથા હરેક
પેટે ચાલનારા જીવજતુઓને, જે પોતપોતાની જાત
પ્રમાણે પાણીએ પુષ્કળ ઉપજાવ્યા, તથા પોતપોતાની
જાત પ્રમાણે હરેક જાતના પક્ષીને ઉત્પન્ન કીધા, ને દેવે
જોયુ કે તે સારૂ છે ૨૨ અને દેવે તેઓને આશીર્વાદ
દઇને કહ્યું કે, સફળ થાઓ, ને વધો, ને સમુદ્રમાના
પાણી ભરપુર કરો, ને પૃથ્વી પર પક્ષીઓ વધો
૨૩ અને સાજ હતી, તથા સવાર હતી, પાચમો દિવસ

૨૪ અને દેવે કહ્યુ કે, પ્રાણીઓને પોતપોતાની જાત
પ્રમાણે, એટલે ગ્રામપશુઓ તથા પેટે ચાલનારા તથા
વનપશુઓ પોતપોતાની જાત પ્રમાણે તેઓને પૃથ્વી
ઉપજાવે, ને તેવુ થયુ ૨૫ અને દેવે પોતપોતાની
જાત પ્રમાણે વનપશુઓને, તથા પોતપોતાની જાત
પ્રમાણે ગ્રામપશુઓને, તથા પોતપોતાની જાત પ્રમાણે
પૃથ્વી પરનાં બધા પેટે ચાલનારાને બનાવ્યા, ને દેવે
જોયુ કે તે સારૂ છે ૨૬ અને દેવે કહ્યુ કે, આપણે
પોતાના સ્વરૂપ તથા પ્રતિમા પ્રમાણે માણસને બના
વીએ, ને તેઓ સમુદ્રના માછલા પર, તથા આકાશના
પક્ષીઓ પર, તથા ગ્રામપશુઓ પર, તથા આખી
પૃથ્વી પર, તથા પૃથ્વી પર પેટે ચાલનારા સઘળા

પ્રાણીઓ પર અમલ ચલાવે ૨૭ એમ દેવે પોતાના
સ્વરૂપ પ્રમાણે માણસને ઉત્પન્ન કીધું, દેવના સ્વરૂપ
પ્રમાણે તેણે તેને ઉત્પન્ન કીધું, તેણે તેઓને નરનારી
ઉત્પન્ન કીધાં. ૨૮ અને દેવે તેઓને આશીર્વાદ દીધો,
ને દેવે તેઓને કહ્યું કે, સફળ થાઓ, ને વધો, ને
પૃથ્વીને ભરપુર કરો, ને તેને વશ કરો; ને સમુદ્રનાં
માછલાં પર, તથા આકાશના પક્ષીઓ પર, તથા પૃથ્વી
પર ચાલનારાં સઘળાં પ્રાણીઓ પર અમલ ચલાવો
૨૯ અને દેવે કહ્યું કે, જુઓ, દરેક બીજદાયક શાક જે
આખી પૃથ્વી પર છે, ને દરેક વૃક્ષ જેમાં વૃક્ષનાં બીજ-
દાયક ફળ છે, તેઓને મેં તમને આપ્યાં છે, તેઓ
તમને ખોરાકને સારૂ થશે ૩૦ અને પૃથ્વીનું દરેક પશુ,
તથા આકાશમાંનું દરેક પક્ષી તથા પૃથ્વી પર પેટે
ચાલનારૂં દરેક પ્રાણી જેમાં જીવનનો શ્વાસ છે, તેઓને
ખોરાકને સારૂ મેં સર્વ લીલોતરી આપી છે, ને તેવું
થયું. ૩૧ અને દેવે જે સર્વ ઉત્પન્ન કીધું તે જોયું; ને,
જુઓ, તે ઉત્તમોત્તમ અને સાંજ હતી, તથા સવાર
હતી, છઠ્ઠો દિવસ

૨ અને આકાશ તથા પૃથ્વી, તથા તેઓનાં સર્વ
સૈન્ય પુરાં થયાં ૨ અને દેવે પોતાનું જે કામ
કર્યું હતું તે સાતમે દિવસે પુરૂં કીધું; ને પોતાનાં સર્વ
કરેલાં કામોથી સાતમે દિવસે તે સ્વસ્થ રહ્યા. ૩ અને
દેવે સાતમા દિવસને આશીર્વાદ દીધો, ને તેને પવિત્ર
ઠરાવ્યો, કેમકે તેમાં દેવ પોતાનાં બધાં ઉત્પન્ન કરવાનાં
તથા બનાવવાનાં કામથી સ્વસ્થ રહ્યો

વૃક્ષ ઉગાવ્યાં. ૧૦ અને વાડીને પાણી પાવા સારૂ
નદી એદનમાંથી નિકળી, ને ત્યાંથી ફુટીને તેના
ફાંટા થયા. ૧૧ પહેલીનું નામ પીશોન, તે આખા હ
લાહ દેશને ઘેરે છે, જ્યાં સોનું છે; ૧૨ અને તે દે
સોનું સારૂ, ને ત્યાં બદોલાખ તથા અકીક પાષાણ
૧૩ બીજી નદીનું નામ ગીહોન, તે આખા કુશ દેશને
છે. ૧૪ અને ત્રીજી નદીનું નામ હીદ્દેકેલ, તે આ
દેશની પૂર્વતરફ વહે છે અને ચોથી નદીનું નામ ફ્રાત
છે. ૧૫ અને એદનવાડી ખેડવાને, તથા તેનું રક્ષણ કર-
વાને, યહોવાહ દેવે તે માણસને તેમાં રાખ્યો ૧૬ અને
યહોવાહ દેવે તે માણસને આ હુકમ આપ્યો કે, વાડીના
દરેક વૃક્ષપરથી તું ખાયા કર; ૧૭ પણ ભલું ભૂંડું
જાણવાના વૃક્ષ પરનું તારે ખાવું નહિ, કેમકે જે દિવસે
તું ખાશે તેજ દિવસે તું મરશેજ મરશે.

૧૮ અને યહોવાહ દેવે કહ્યું કે, માણસ એકલો રહે,
તે સારૂ નથી; હું તેને યોગ્ય એવી એક સહાયકારી
સરજાવીશ. ૧૯ અને યહોવાહ દેવે ખેતરના દરેક જાન-
વરને, તથા આકાશના દરેક પક્ષીને ભૂમિમાંથી ઉત્પન્ન
કીધાં; ને તે માણસ તેઓનું નામ શું પાડશે, એ
જોવાને તેઓને તેની પાસે લાવ્યો; ને તે માણસે
દરેક જાનવરને જે કહ્યું તે તેનું નામ પડ્યું. ૨૦ અને તે
માણસે સર્વ ગ્રામપશુનાં, તથા આકાશના પક્ષીઓનાં,
તથા સર્વ વનપશુઓનાં નામ પાડ્યાં; પણ આદમને
યોગ્ય એવી સહાયકારી મળી નહિ ૨૧ અને યહોવાહ
દેવે આદમને ભર ઉંઘમાં નાખ્યો; ને તે ઉંઘી ગયા

દેવે કહ્યું છે કે, વાડીની વચ્ચેના વૃક્ષના ફળને તમારે
ખાવું કે અડકવું નહિ, રખે તમે મરો. ૪ અને સર્પે
સ્ત્રીને કહ્યું કે, તમે નહિજ મરશો; ૫ કેમકે દેવ જાણે
છે કે તમે ખાશો તેજ દિવસે તમારી આંખો ઉઘડી
જશે, ને તમે દેવના સરખાં ભલું ભુંડું જાણનારાં થશો.
૬ અને તે વૃક્ષનું ફળ ખાવાને વાસ્તે સારૂ, ને જોવામાં
સુંદર, ને જ્ઞાન આપવાને ઇચ્છવાજોગ એવું આ વૃક્ષ
છે, તે જોઇને સ્ત્રીએ ફળ તોડીને ખાધું, ને તેની સાથે
પોતાનો વર હતો તેને પણ આપ્યું, ને તેણે ખાધું
૭ ત્યારે તે બન્નેની આંખો ઉઘડી ગઇ; ને તેઓએ
જાણ્યું કે, અમે નાગાં છીએ; ને અંજીરીનાં પાતરાં
સિવીને તેઓએ પોતાને સારૂ આચ્છાદન બનાવ્યાં.
૮ અને દિવસને ટહાડે પહોરે વાડીમાં યહોવાહ દેવ
ફરતો હતો, તેનો અવાજ તેઓએ સાંભળ્યો; ને તે
માણસ તથા તેની વહુ યહોવાહ દેવની દૃષ્ટિથી વાડીનાં
વૃક્ષોમાં સંતાઇ ગયાં. ૯ અને યહોવાહ દેવે આદમને
હાંક મારીને કહ્યું કે, તું ક્યાં છે? ૧૦ ને તેણે કહ્યું કે, મેં
વાડીમાં તારો અવાજ સાંભળ્યો, ને હું નાગો તે માટે
બીધો, ને હું સંતાઇ ગયો. ૧૧ અને તેણે કહ્યું, તને કોણે
કહ્યું કે, તું નાગો છે? જે વૃક્ષનું ખાવાની મના મેં તને
કીધી હતી, શું, તે તેં ખાધું છે? ૧૨ અને આદમે કહ્યું કે,
મારી સાથે રહેવા સારૂ જે સ્ત્રી તેં મને આપી છે તેણે
મને વૃક્ષ પરનું આપ્યું ને મેં ખાધું. ૧૩ અને યહોવાહ
દેવે સ્ત્રીને કહ્યું, આ તેં શું કીધું છે? ને સ્ત્રીએ કહ્યું કે,
સર્પે મને ભુલાવી, ને મેં ખાધું. ૧૪ અને યહોવાહ દેવે
સર્પને કહ્યું કે, તેં એ કીધું છે, તે માટે તું સર્વ ગ્રામ-
પશુઓ તથા વનપશુઓ કરતાં શ્રાપિત છે; તું પેટે
ચાલશે, ને પોતાના સર્વ દિવસ લગી ધૂળ ખાશે;
૧૫ ને તારી ને સ્ત્રીની વચ્ચે, તથા તારા સન્તાનની ને
તેના સન્તાનની વચ્ચે હું વૈર કરાવીશ, તે તારૂં માથું
છુંદશે, ને તું તેની એડી છુંદશે ૧૬ સ્ત્રીને તેણે કહ્યું કે,
હું તારો શોક તથા તારા ગર્ભોદરપણાનું દુઃખ ઘણુંજ
વધારીશ, તું દુઃખે બાળક જણશે, ને તું તારા વરને
આધીન થશે, ને તે તારા પર ધણીપણું કરશે. ૧૭ અને
આદમને તેણે કહ્યું કે, તેં તારી વહુની વાત માની, ને
જે સંબંધી મેં તને આજ્ઞા આપી કે, તારે ન ખાવું તે
વૃક્ષનું ફળ ખાધું; એ સારૂ તારે લીધે ભુમિ શ્રાપિત
થઇ છે; તેમાંથી તું પોતાના આયુષ્યના સર્વ દિવસોમાં
દુઃખે ખાશે; ૧૮ તે કાંટા તથા કંટાળા તારે સારૂ ઉગા-
વશે; ને તું ખેતરનું શાક ખાશે; ૧૯ તું ભૂમિમાં પાછો
જશે ત્યાં સુધી તું તારા મ્હોંનો પરસેવો ઉતારીને
રોટલી ખાશે; કેમકે તું તેમાંથી લેવાયો હતો, ને તું
ધૂળ છે, ને પાછો ધૂળમાં જશે ૨૦ અને તે માણસે
પોતાની વહુનું નામ હવા [એટલે સજીવ] પાડ્યું, કેમકે
તે સર્વ સજીવની મા હતી. ૨૧ અને યહોવાહ દેવે
આદમ તથા તેની વહુને સારૂ ચામડાનાં વસ્ત્ર બનાવ્યાં,
ને તેઓને પહેરાવ્યા

૨૨ અને યહોવાહ દેવે કહ્યું કે, જુઓ, તે માણસ
આપણામાંના એકના સરખો ભલું ભુંડું જાણનાર થયો
છે; ને હવે રખે તે હાથ લાંબો કરીને જીવનના વૃક્ષનું
ફળ તોડીને ખાય ને સદા જીવે; ૨૩ માટે જે ભૂમિ-
માંથી તેને લીધો હતો, તે ખેડવાને, યહોવાહ દેવે
એદન વાડીમાંથી તેને કાઢી મુક્યો. ૨૪ અને તે માણ-
સને હાંકી કાઢીને તેણે જીવનના વૃક્ષની વાટને સાચ-
વવા સારૂ કરૂબો તથા ચોતરફ ફરનારી અગ્નિરૂપી
તરવાર એદન વાડીની પૂર્વગમ મુકી.

૪ અને આદમે પોતાની વહુ હવાને જાણી; ને તે
ગર્ભવતી થઇ, ને કાઇનને જણી, ને કહ્યું કે,
યહોવાહ [ની કૃપા]થી મને પુત્ર મળ્યો છે. ૨ પછી તે
તેના ભાઇ હાબેલને જણી. અને હાબેલ ઘેટાંપાળક
હતો, પણ કાઇન ખેડુત હતો. ૩ અને આગળ જતાં
એમ થયું કે, કાઇન યહોવાહ સારૂ ભૂમિનાં ફળમાંથી
કંઇ અર્પણ લાવ્યો ૪ અને હાબેલ પણ પોતાનાં ઘેટાં
બકરાંમાંના પહેલાં જન્મેલાં તથા પુષ્ટ લાવ્યો. અને
યહોવાહે હાબેલને તથા તેના અર્પણને માન્ય કીધાં;
૫ પણ કાઇનને તથા તેના અર્પણને માન્ય ન કીધાં.
માટે કાઇનને બહુ રોષ ચઢ્યો, ને તેનું મ્હો ઉતરી
ગયું ૬ અને યહોવાહે કાઇનને કહ્યું કે, તને શા સારૂ
રોષ ચઢ્યો છે, ને તારૂં મ્હો શા સારૂ ઉતરી ગયું છે?
૭ જો તું સારૂં કરે, તો તું માન્ય નહિ થશે શું? પણ
જો સારૂં ન કરે, તો પાપ તારે દ્વારે રહે છે; અને તારી
તરફ તેની ઇચ્છા થશે, ને તે પર તું ધણીપણું કરશે
૮ અને કાઇને પોતાના ભાઇ હાબેલ સાથે વાત કરી;
ને તેઓ ખેતરમાં હતા ત્યારે એમ થયું કે કાઇને
પોતાના ભાઇ હાબેલ સામે ઉઠીને તેને મારી નાખ્યો.
૯ અને યહોવાહે કાઇનને કહ્યું, તારો ભાઇ હાબેલ ક્યાં
છે? ને તેણે કહ્યું કે, હું જાણતો નથી; શું હું મારા
ભાઇનો રખેવાળ છું? ૧૦ અને તેણે કહ્યું, આ તેં શું
કર્યું છે? તારા ભાઇનું રક્ત ભૂમિમાંથી મને હાંક મારે
છે. ૧૧ અને હવે તારા ભાઇનું રક્ત તારા હાથથી

લેવાને જે ભૂમિએ પોતાનું મ્હો ઉઘાડ્યું છે, તેથીજ
તું શાપિત થયો છે, ૧૨ હવે પછી ભૂમિને જ્યારે તું
ખેડશે, ત્યારે તે પોતાનું બળ તને આપનાર નથી; ને
તું પૃથ્વી પર ભટકતો તથા નાસતો ફરીશ ૧૩ અને
કાઇને યહોવાહને કહ્યું કે, હું સહી શકું તે કરતાં મારી
સજા વધારે છે ૧૪ જો, આજ તેં પૃથ્વીથી મને હાંકી
કાઢ્યો છે, ને તારા મ્હો આગળથી હું સતાઇશ, ને
પૃથ્વી પર ભટકતો તથા નાસતો ફરીશ, ને એમ થશે
કે જે કોઇ મને દેખશે તે મને મારી નાખશે ૧૫ ત્યારે
યહોવાહે તેને કહ્યું કે, જે કોઇ કાઇનને મારી નાખશે,
તેને સાતગણી સજા થશે અને યહોવાહે કાઇનને
સારૂ ચિન્હ ઠરાવ્યું, રખે તેને જોઇને કોઇ તેને મારે
૧૬ અને યહોવાહ આગળથી કાઇન નિકળ્યો, ને
એદનની પૂર્વગમ નોદ દેશમાં રહ્યો ૧૭ અને કાઇને
પોતાની વહુને જાણી, ને તે ગર્ભવતી થઇ, ને હનોખને જણ્યો,
ને તેણે એક નગર બાંધ્યું ને તે નગરનું
નામ પોતાના દીકરાના નામ ઉપરથી હનોખ પાડ્યું
૧૮ અને હનોખથી ઇરાદ જન્મ્યો, ને ઇરાદથી મહૂયા
એલ થયો, ને મહૂયાએલથી મથૂશાએલ થયો, ને
મથૂશાએલથી લામેખ થયો ૧૯ અને લામેખે પોતાને
સારૂ બે સ્ત્રી લીધી, એકનું નામ આદાહ ને બીજીનું
નામ સિલ્લાહ હતું ૨૦ અને આદાહ યાબાલને જણી,
તે તંબુમાં રહેનારાઓનો, તથા ઢોર રાખનારાઓનો
બાપ હતો ૨૧ અને તેના ભાઇનું નામ યૂબાલ હતું, તે
સર્વ તારના તથા પવનના વાજાં વગાડનારાઓનો બાપ
હતો ૨૨ અને સિલ્લાહ પણ તૂબાલ-કાઇનને જણી,
તે સર્વ ત્રાંબા તથા લોઢાના હથિયાર ઘડનારાઓનો
શિખવનાર હતો, ને તૂબાલ કાઇનની બેન નાઅમાહ
હતી ૨૩ ત્યારે લામેખે પોતાની વહુઓને કહ્યું કે,

આદાહ તથા સિલ્લાહ, તમે મારી વાણી સાંભળો;
લામેખની સ્ત્રીઓ, મારી વાતને કાન ધરો,
કેમકે મને ઘાયલ કરવાના બદલામાં માણસને,
તથા મને વ્યથા કરવાના બદલામાં જુવાનને મેં
મારી નાખ્યા છે,
૨૪ જો કાઇનને [મારવાનો] બદલો સાતગણો લેવાશે,
તો જરૂર લામેખનો સિત્તોતેરગણો લેવાશે

૨૫ અને આદમે ફરી પોતાની વહુને જાણી, ને તે
દીકરો જણી ને તેનું નામ શેથ પાડ્યું; કેમકે તે બોલી
કે, હાબેલ જેને કાઇને મારી નાખ્યો, તેને ઠેકાણે દેવે
મને બીજો દીકરો આપ્યો છે ૨૬ શેથને પણ દીકરો
થયો; ને તેનું નામ તેણે અનોશ પાડ્યું, ત્યારે લોક
યહોવાહને નામે પ્રાર્થના કરવા લાગ્યા

૫ આદમની વંશાવળી આ પ્રમાણે છે, દેવે માણ
સને ઉત્પન્ન કીધું, તે દિવસે દેવની પ્રતિમા
પ્રમાણે તેણે તેને બનાવ્યું, ૨ પુરૂષ તથા સ્ત્રી તેણે
તેઓને ઉત્પન્ન કર્યાં, ને તેઓને આશીર્વાદ દીધો, ને
તેઓની ઉત્પત્તિને દિવસે તેઓનું નામ આદમ પાડ્યું
૩ અને આદમ એક સો ત્રીસ વર્ષનો થયો, ત્યારે તેને
પોતાની પ્રતિમા તથા સ્વરૂપ પ્રમાણે દીકરો થયો, ને
તેણે તેનું નામ શેથ પાડ્યું ૪ અને શેથનો જન્મ થયા
પછી આદમના દિવસ આઠસેં વર્ષ હતા, ને તેને દીકરા
દીકરીઓ થયાં ૫ અને આદમના સર્વ દહાડા નવસેં
ત્રીસ વર્ષ હતા, ને તે મરી ગયો
૬ અને શેથ એક સો પાંચ વર્ષનો થયો ત્યારે તેને
અનોશ થયો, ૭ ને અનોશનો જન્મ થયા પછી શેથ
આઠસેં સાત વર્ષ જીવ્યો ને તેને દીકરા દીકરીઓ થયાં
૮ અને શેથના સર્વ દહાડા નવસેં બાર વર્ષ હતા, ને
તે મરી ગયો
૯ અને અનોશ નેવું વર્ષનો થયો, ને તેને કેનાન
થયો, ને કેનાનનો જન્મ થયા પછી, અનોશ આઠસેં
પંદર વર્ષ જીવ્યો, ૧૦ ને તેને દીકરા દીકરીઓ થયાં
૧૧ અને અનોશના સર્વ દહાડા નવસેં પાંચ વર્ષ હતા,
ને તે મરી ગયો
૧૨ અને કેનાન સિત્તેર વર્ષનો થયો ત્યારે તેને માહ
લાલએલ થયો, ૧૩ ને માહલાલએલનો જન્મ થયા
પછી, કેનાન આઠસેં ચાળીસ વર્ષ જીવ્યો, ને તેને દીકરા
દીકરીઓ થયાં ૧૪ અને કેનાનના સર્વ દહાડા નવસેં
દસ વર્ષ હતા, ને તે મરી ગયો
૧૫ અને માહલાલએલ પાંસેઠ વર્ષનો થયો, ત્યારે
તેને યારેદ થયો, ૧૬ ને યારેદનો જન્મ થયા પછી
માહલાલએલ આઠસેં ત્રીસ વર્ષ જીવ્યો, ને તેને દીકરા
દીકરીઓ થયાં ૧૭ અને માહલાલએલના સર્વ દહાડા
આઠસેં પંચાણું વર્ષ હતા, ને તે મરી ગયો
૧૮ અને યારેદ એક સો બાસેઠ વર્ષનો થયો, ત્યારે
તેને હનોખ થયો, ૧૯ ને હનોખનો જન્મ થયા પછી,
યારેદ આઠસેં વર્ષ જીવ્યો, ને તેને દીકરા દીકરીઓ
થયાં ૨૦ અને યારેદના સર્વ દહાડા નવસેં બાસેઠ વર્ષ
હતા, ને તે મરી ગયો
૨૧ અને હનોખ પાંસેઠ વર્ષનો થયો, ત્યારે તેને
મથૂશેલાહ થયો; ૨૨ ને મથૂશેલાહનો જન્મ થયા

પછી હનોખ ત્રણસેં વર્ષ દેવની સંઘાતે ચાલ્યો; ને
તેને દીકરા દીકરીઓ થયાં. ૨૩ અને હનોખના સર્વ
દહાડા ત્રણસેં પાંસેઠ વર્ષ હતાં. ૨૪ અને હનોખ દેવની
સંઘાતે ચાલ્યો ને, તે અણદીઠ થયો, કેમકે દેવે તેને
લઇ લીધો.
૨૫ અને મથૂશેલાહ એક સો સત્યાશી વર્ષનો થયો;
ત્યારે તેને લામેખ થયો; ૨૬ ને લામેખનો જન્મ થયા
પછી મથૂશેલાહ સાતસેં બ્યાસી વર્ષ જીવ્યો, ને તેને
દીકરા દીકરીઓ થયાં. ૨૭ અને મથૂશેલાહના સર્વ
દિવસ નવસેં અગણોતેર વર્ષ હતાં; ને તે મરી ગયો.
૨૮ અને લામેખ એક સો બ્યાસી વર્ષનો થયો; ત્યારે
તેને દીકરો થયો ૨૯ અને તેણે તેનું નામ નુહ [એટલે
વીસામો] પાડયું, ને કહ્યું કે, જે ભૂમિને યહોવાહે
શાપ દીધો, તેમાં અમારાં કામ તથા હાથોના ઉદ્યોગ
સબંધી એજ અમને દિલાસો આપશે ૩૦ અને નુહનો
જન્મ થયા પછી, લામેખ પાંચસેં પચાણું વર્ષ જીવ્યો,
ને તેને દીકરા દીકરીઓ થયાં. ૩૧ અને લામેખના સર્વ
દિવસ સાતસેં સિત્તોતેર વર્ષ હતાં; ને તે મરી ગયો.
૩૨ અને નુહ પાંચસેં વર્ષનો થયો; ને નુહને શેમ
તથા હામ તથા યાફેથ થયા.

૬. જ્યારે ભૂમિ પર માણસો વધવા લાગ્યાં, ને
તેઓને દીકરીઓ થઇ, ત્યારે એમ થયું. ૨ કે
દેવના દીકરાઓએ માણસોની દીકરીઓને જોઇ, કે
તેઓ સુંદર છે; ને જે સર્વને તેઓએ પસંદ કરી
તેઓમાંથી તેઓએ બાયડી લીધી. ૩ અને યહોવાહે
કહ્યું કે, મારો આત્મા માણસની સાથે સદા વાદ નહિ
કરશે; કેમકે તે માસનું છે; તથાપિ તેઓના દિવસ
એક સો વીસ વર્ષ થશે ૪ તે દિવસોમાં પૃથ્વીમાં
મહાશૂરા હતા, ને દેવના દીકરાઓ માણસની દીકરી-
ઓની પાસે ગયા, ને તેઓથી છોકરાં થયાં, કે જેઓ
પુરાતન કાળના બળવાનો, નામાંકિત પુરૂષો હતા
૫ અને યહોવાહે જોયું કે માણસની ભુંડાઇ પૃથ્વીમાં
ઘણી થઇ; ને તેઓનાં હૃદયનાં વિચારની હરેક કલ્પના
નિરતર ભુંડીજ છે. ૬ અને યહોવાહે પૃથ્વી પર માણ-
સને ઉત્પન્ન કીધાં, તેનો તેને પશ્ચાત્તાપ થયો, ને
હૃદયમાં તે ખેદિત થયો. ૭ અને યહોવાહે કહ્યું કે,
જે માણસને મેં ઉત્પન્ન કીધા, તેનો પૃથ્વી પરથી હું
સંહાર કરીશ, હા, માણસ તથા પશુ, પેટે ચાલનારાં
પ્રાણી તથા આકાશનાં પક્ષીઓ સુદ્ધાં [તે સર્વનો
સંહાર કરીશ]; કેમકે તેઓને ઉત્પન્ન કીધાથી મને
પશ્ચાત્તાપ થાય છે. ૮ પણ નુહ યહોવાહની દૃષ્ટિમાં
કૃપા પામ્યો.
૯ નુહની વંશાવળી આ પ્રમાણે છે, પોતાના જમા-
નામાં નુહ ન્યાયી તથા સીધો માણસ હતો; ને નુહ
દેવની સાથે ચાલતો. ૧૦ અને નુહને શેમ તથા હામ
તથા યાફેથ એ ત્રણ દીકરા થયા. ૧૧ પણ દેવની
સમક્ષ પૃથ્વી દુષ્ટ થઇ, ને પૃથ્વી જુલમથી ભરપુર થઇ
હતી. ૧૨ અને દેવે પૃથ્વી પર જોયું, ને જુઓ, તે દુષ્ટ
હતી; કેમકે સર્વ માણસે પૃથ્વી પર પોતાની ચાલ
દુષ્ટ કીધી હતી.
૧૩ અને દેવે નુહને કહ્યું કે, મારી આગળ સર્વ
જીવનો અંત આવ્યો છે, કેમકે તેઓને લીધે પૃથ્વી
જુલમે ભરેલી છે, ને જુઓ, હું તેઓનો પૃથ્વી સુદ્ધાં
સંહાર કરીશ. ૧૪ તું પોતાને સારૂ દેવદારના લાકડાનું
વહાણ બનાવ; તે વહાણમાં ઓરડી કરીને તેને માંહે
તથા બહારથી ડામર ચોપડ. ૧૫ અને આ પ્રમાણે તું
તેને બનાવ; એટલે વહાણની લંબાઇ ત્રણસેં હાથ,
ને તેની ચોડાઇ પચાસ હાથ, ને તેની ઉંચાઇ ત્રીસ
હાથ. ૧૬ વહાણમાં તું બારી કર, ને ઉપર એક હાથમાં
તું તેને પુરી કર, ને વહાણનું દ્વાર તેના એક પાસામાં
મુક; ને તેનો નીચલો તથા બીજો તથા ત્રીજો એવા
ત્રણ માળ તું કર ૧૭ અને જુઓ, સર્વ જીવ જેમાં
જીવનનો શ્વાસ છે, તેઓનો સંહાર આકાશ તળેથી
કરવા સારૂ હું પૃથ્વી ઉપર જળપ્રલય લાવીશ; ને
પૃથ્વીમાં જે સર્વ છે તે મરશે. ૧૮ પણ હું તારી સાથે
મારો કરાર સ્થાપીશ; ને તું વહાણમાં આવ, તું, તથા
તારી સાથે તારા દીકરા, તથા તારી વહુ, તથા તારા
દીકરાની વહુઓ. ૧૯ અને સર્વ જાતનાં જાનવરોમાંથી
બબ્બે તારી સાથે બચાવવાને સારૂ, તું વહાણમાં લાવ;
તેઓ નરનારી હોય. ૨૦ પોતપોતાની જાત પ્રમાણે
પક્ષીઓ, તથા પોતપોતાની જાત પ્રમાણે પશુઓ, તથા
પોતપોતાની જાત પ્રમાણે પેટે ચાલનારાં પ્રાણીઓમાંથી
સર્વ જાતનાં બબ્બે જીવ બચાવવા સારૂ તારી પાસે આવે.
૨૧ અને સર્વ જાતનું ખાવાનું જે ખાવામાં આવે છે તે,
લઇ પોતાની પાસે એકઠું કરી રાખ, એટલે તારે સારૂ
તથા તેઓને સારૂ તે ખોરાક થશે ૨૨ નુહે એમજ
કીધું; દેવે તેને જે સર્વ આજ્ઞા આપી હતી, તે પ્રમાણે
તેણે કીધું.

૭. અને યહોવાહે નુહને કહ્યું કે, તું ને તારા ઘરનાં
બધાં માણસો વહાણમાં આવો; કેમકે આ

પેઢીમાં મેં તને મારી સમક્ષ ન્યાયી જોયો છે ૨ સર્વ
શુદ્ધ પશુઓમાંથી સાત સાત નર નારી ને અશુદ્ધ
પશુઓમાંથી બબે નર નારી તું પોતાની સાથે લે, ૩ ને
આકાશનાં પક્ષીઓમાંના સાત સાત નર માદા, આખી
પૃથ્વી પર બીજ રાખવા સારૂ લે ૪ કેમકે સાત દહાડા
પછી હું પૃથ્વી પર ચાળીસ દહાડા તથા ચાળીસ રાત
લગી વરસાદ વરસાવીશ, ને જે સર્વ પ્રાણીઓ મેં
ઉત્પન્ન કીધા છે, તેઓનો નાશ પૃથ્વી પરથી હું કરીશ.
૫ અને યહોવાહે જે સર્વ આજ્ઞા તેને આપી હતી તે
પ્રમાણે નુહે કીધું
૬ અને પૃથ્વી પર જળપ્રલય થયો, ત્યારે નુહ છસેં
વર્ષનો હતો ૭ અને નુહ તથા તેના દીકરા, તથા તેની
સ્ત્રી, તથા તેના દીકરાઓની સ્ત્રીઓ જળપ્રલયને લીધે
વહાણમાં ગયા. ૮ શુદ્ધ પશુઓ તથા અશુદ્ધ પશુએ
તથા પક્ષીઓ, તથા પૃથ્વી પર સર્વ પેટે ચાલનારા
પ્રાણીઓ, ૯ તેઓમાંના બબે એટલે નર તથા માદા,
જેમ દેવે નુહને આજ્ઞા આપી, તેમ નુહની પાસે વહા
ણમાં આવ્યાં. ૧૦ અને એમ થયું કે સાત દહાડા પછી
પૃથ્વી પર જળપ્રલય થયો ૧૧ નુહના આયુષ્યના
છસેંમા વર્ષમાં તેના બીજા મહિનાને સત્તરમે દહાડે,
તેજ દહાડે મોટા જળનિધિના ઝરા ફુટી નિકળ્યા ને
આકાશના દ્વારો ઉઘડી ગયા, ૧૨ ને ચાળીસ દહાડા
આખા આકાશ તળેના સર્વ ઉંચા પર્વત ઢંકાઇ ગયા
૨૦ [પર્વતો પર] પંદર હાથ સુધી પાણી ચઢ્યું ને
પહાડો ઢંકાઇ ગયા. ૨૧ અને પૃથ્વી પર ફરનારાં
પ્રાણીઓ, એટલે પક્ષી તથા ઢોર તથા વનપશુ તથા
જીવજંતુઓ જે પૃથ્વી પર હોય છે, તેઓ તથા સર્વ
માણસ મરી ગયા, ૨૨ કોરી જમીન પર સર્વ રહેનાર,
જેઓના નસકોરામાં જીવનનો શ્વાસ હતો, તેઓ મરી
ગયા ૨૩ અને પૃથ્વીના સર્વ જીવ નષ્ટ થયા, એટલે
માણસ તથા પશુ તથા પેટે ચાલનારા તથા આકાશના
પક્ષી પૃથ્વી પરથી નષ્ટ થયા; ને નુહ તથા તેની સાથે
જે વહાણમાં હતા માત્ર તેઓજ બચ્યા ૨૪ અને
દોઢસો દહાડા લગી પૃથ્વી પર પાણીનું જોર ચાલ્યું

૮ અને નુહ તથા જે તેની સાથે સર્વ પ્રાણી તથા
સર્વ પશુ વહાણમાં હતા તેઓને દેવે સંભાર્યાં;
ને દેવે પૃથ્વી પર પવન ચલાવ્યો, ને પાણી ઉતરી
ગયા, ૨ વળી જળનિધિના ઝરા, તથા આકાશના
દ્વારો બંધ થયા, ને આકાશમાંથી [પડતો] વરસાદ
રહી ગયો ૩ અને પૃથ્વી પરથી પાણી ઘટતાં જતાં
હતાં, ને દોઢસો દહાડા પછી પાણી ઓસર્યાં ૪ અને
સાતમા મહિનાને સત્તરમે દહાડે વહાણ અરારાટના
પહાડો પર ઠર્યું ૫ અને દસમા મહિના લગી પાણી
ઓસરતા ગયા, દસમા મહિનાને પહેલે દહાડે પહા-

નહિ. ૧૩અને એમ થયું કે છસેં ને પહેલા વર્ષના
પહેલા મહિનાને પહેલે દહાડે પૃથ્વી પરથી પાણી
સુકાઇ ગયાં, તેવારે નુહે વહાણનું છાપરૂં ઉઘાડીને જોયું,
ને, જુઓ, પૃથ્વીની સપાટી સુકી થઇ હતી ૧૪અને
બીજા મહિનાને સત્તાવીસમે દહાડે ભૂમિ કોરી હતી.
૧૫અને દેવે નુહને કહ્યું કે, ૧૬તું તથા તારી સાથે
તારી બાયડી, તથા તારા દીકરા તથા તારા દીકરાઓની
બાયડીઓ વહાણમાંથી નિકળો. ૧૭હરેક જાતના
પ્રાણીને, એટલે પક્ષી તથા પશુ તથા હરેક પેટે ચાલ-
નાર જે પૃથ્વી પર ચાલે છે તે સર્વેને તારી સાથે બહાર
લાવ, કે તેઓ પૃથ્વી પર પુષ્કળ વંશ વધારે તથા
સફળ થાય તથા પૃથ્વી પર વધે ૧૮અને નુહ તથા
તેની સાથે તેના દીકરા તથા તેની બાયડી તથા તેના
દીકરાઓની બાયડીઓ નિકળ્યાં. ૧૯સર્વ પ્રાણીઓ,
સર્વ પેટે ચાલનારાં, સર્વ પક્ષીઓ, તથા જે જે પૃથ્વી
પર ચાલે છે, તે સર્વ પોતપોતાની જાત પ્રમાણે વહા-
ણમાંથી નિકળ્યાં. ૨૦અને નુહે યહોવાહને સારૂ એક
વેદી બાંધી, ને સર્વ શુદ્ધ પશુઓમાંથી, તથા સર્વ શુદ્ધ
પક્ષીઓમાંથી કેટલાંએકને લઇને વેદી પર હોમ કીધાં.
૨૧અને યહોવાહને તેની સુગંધ આવી, ને પોતાના
મનમાં યહોવાહે કહ્યું કે, માણસને લીધે હું પૃથ્વીને
ફરી શ્રાપ નહિ દઇશ, કેમકે માણસના મનની કલ્પના
તેના બાળપણથી ભુંડી છે; પણ જેમ મેં સર્વ પ્રાણી-
ઓનો સંહાર કર્યો છે તેમ હું ફરી કદી નહિ કરીશ
૨૨પૃથ્વી રહેશે ત્યાં લગી વાવણી તથા કાપણી, ટાઢ
તથા ગરમી, ઉન્હાળો તથા શિયાળો, ને દહાડો તથા

બદલો હું માગીશ. ૬જે કોઇ માણસનું રક્ત વહેવડાવે,
તેનું રક્ત માણસથી વહેવડાવાશે; કેમકે દેવે પોતાની
પ્રતિમા પ્રમાણે માણસને ઉત્પન્ન કીધું. ૭અને તમે
સફળ થાઓ ને વધો, ને પૃથ્વીમાં વંશ પુષ્કળ વધારો
ને તેમાં વધતા જાઓ
૮અને નુહ તથા તેના દીકરાઓને દેવે કહ્યું કે,
૯જુઓ, તમારી સાથે, તથા તમારી પછવાડે તમારા
સંતાનની સાથે હું મારો કરાર સ્થાપન કરૂં છું; ૧૦ને
તમારી સાથેના હરેક સજીવ પ્રાણી સાથે, એટલે પક્ષી
તથા ઢોર તથા પૃથ્વીનાં સર્વે જનાવર, ને વહાણમાંથી
નિકળેલાં સર્વે જનાવર, તે સર્વેની સાથે, હું [મારો
કરાર સ્થાપન કરૂં છું]. ૧૧અને તમારી સાથે હું મારો
કરાર સ્થાપન કરૂં છું, કે જળપ્રલયના પાણીથી સર્વ
પ્રાણીનો નાશ ફરી નહિ થશે, ને પૃથ્વીનો નાશ કર-
વાને જળપ્રલય કદિ નહિ થશે ૧૨અને દેવે કહ્યું કે,
મારી ને તમારી વચ્ચે, તથા તમારી સાથે જે હરેક
સજીવ પ્રાણી છે તેની ને મારી વચ્ચે જે કરાર પેઢી દર
પેઢીને માટે હું કરૂં છું તેનું ચિન્હ આ છે; ૧૩એટલે
મારૂં ધનુષ્ય હું વાદળમાં મુકું છું. ને તે મારી તથા
પૃથ્વીની વચ્ચેના કરારનું ચિન્હ થશે. ૧૪અને એમ
થશે કે પૃથ્વી પર હું વાદળ લાવીશ, ત્યારે વાદળમાં
તે ધનુષ્ય દેખાશે. ૧૫અને મારી ને તમારી વચ્ચે,
તથા સર્વે દેહધારી પ્રાણીની વચ્ચે મારો કરાર છે તે
હું સંભારીશ, ને સર્વ સજીવ પ્રાણીનો નાશ કરવાને
માટે ફરી પાણીનો પ્રલય નહિ થશે. ૧૬અને ધનુષ્ય
વાદળમાં થશે, ને દેવ વચ્ચે તથા પૃથ્વીનાં સર્વ

પાછે પગે જઈને પોતાના બાપનું નાગાપણું ઢાંક્યું;
ને તેઓનાં મ્હોં ફેરવેલાં હતાં, ને તેઓએ પોતાના

રાએ જે કર્યું હતું તે તેણે જાણ્યું. ૨૫ અને તેણે કહ્યું કે,
કનાન શાપિત હો;
તે પોતાના ભાઈઓને સારૂ દાસનો દાસ થશે.
૨૬ વળી તેણે કહ્યું કે,
યહોવાહ, શેમનો દેવ, તેને સ્તુતિ થાઓ;
ને કનાન શેમનો દાસ થાઓ.
૨૭ યાફેથને દેવ વધારો,
ને તે શેમના મંડપમાં રહો;
ને કનાન તેનો દાસ થાઓ.
૨૮ અને નુહ જળપ્રલય પછી સાડીત્રણસેં વર્ષ જીવ્યો.
૨૯ અને નુહના સર્વે દિવસ સાડીનવસેં વર્ષ હતાં; પછી
તે મરી ગયો.

૧૦ અને નુહના દીકરા; શેમ, હામ, ને યાફેથ
એઓની વંશાવળી આ છે; ને જળપ્રલય
પછી તેઓને દીકરા થયા.
૨ યાફેથના દીકરા: ગોમેર તથા માગોગ તથા
માદાય તથા યાવાન તથા તુબાલ તથા મેશેખ તથા
તીરાસ. ૩ અને ગોમેરના દીકરા: આશ્કનાજ તથા
રીફાથ તથા તોગાર્માહ. ૪ અને યાવાનના દીકરા:
એલીશાહ તથા તાર્શીશ, કિત્તીમ તથા દોદાનીમ.
૫ એઓથી વિદેશીઓના દ્વીપ, તેઓના દેશોમાં સૌ
સૌની ભાષા પ્રમાણે, તેઓનાં કુટુંબો પ્રમાણે, તેઓના
લોકો પ્રમાણે, વહેંચાયા હ

તેણે બાંધ્યાં; ૧૩ અને લુદીમ તથા અનામીમ તથા
લહાબીમ તથા નાફતુહીમ, ૧૪ તથા પાથરૂસીમ તથા
... (નીકળી ગયા) તથા
...માંથી થયા.

૧૫ અને કનાનને પહેલો દીકરો સિદોન થયો, ને
પછી હેથ; ૧૬ વળી યબુસી તથા અમોરી તથા ગિર-
ગાશી, ૧૭ તથા હિવ્વી તથા આર્કી તથા સીની,
૧૮ તથા આર્વાદી તથા સમારી તથા હમાથી; અને
ત્યાર પછી કનાનીઓનાં કુટુંબોનો વિસ્તાર ફેલાયો.
૧૯ અને કનાનીઓની સીમ સીદોનથી ગેરાર જતાં
ગાઝાહ લગી, ને સદોમ તથા ગમોરાહ તથા આદ-
માહ તથા સબોઈમ જતાં લાશા લગી હતી. ૨૦ આ
પ્રમાણે હામના દીકરા પોતપોતાનાં કુટુંબો પ્રમાણે,
તથા પોતપોતાની ભાષા પ્રમાણે, પોતપોતાના દેશોમાં
તથા પોતપોતાના લોકોમાં છે.
૨૧ અને શેમ જે હેબેરના સઘળા પુત્રનો પૂર્વજ,
અને જે યાફેથનો વડો ભાઈ હતો; તેને પણ સંતાન
થયાં. ૨૨ શેમના દીકરા: એલામ તથા આશ્શુર તથા
આર્પાક્શાદ તથા લુદ તથા અરામ હતા. ૨૩ અને
અરામના દીકરા: ઉસ તથા હુલ તથા ગેથેર તથા માશ
હતા. ૨૪ અને આર્પાક્શાદથી શેલાહ થયો, ને શેલા-
હથી હેબેર થયો. ૨૫ અને હેબેરને બે દીકરા થયા;
એકનું નામ પેલેગ [એટલે વિભાગ] કેમકે તેના દહાડા-
ઓમાં પૃથ્વીના વિભાગ થયા; ને તેના ભાઈનું નામ
યોકટાન હતું. ૨૬ અને યોકટાનથી આલ્મોદાદ તથા
શેલેફ તથા હસાર્માવેથ તથા યેરાહ, ૨૭ તથા હદોરામ
તથા ઉઝાલ તથા દિકલાહ, ૨૮ તથા ઓબાલ તથા
અબીમાએલ તથા શબા. ૨૯ તથા ઓફીર તથા હવી-

એક મેદાનમાં આવી પહોંચ્યા; ને ત્યાં રહ્યા. ૩અને
તેઓએ એક બીજાને કહ્યું કે, ચાલો, આપણે ઇંટો
પાડીએ, ને તે સારી પેઠે પકવીએ. અને પત્થરને
ઠેકાણે તેઓની પાસે ઇંટો હતી, ને છોને ઠેકાણે
ડામર હતો. ૪અને તેઓએ કહ્યું કે, ચાલો, આપણે
પોતાને સારૂ એક શહેર બાંધીએ; તથા જેની ટોચ
આકાશ સુધી પહોંચે, એવો બુરૂજ બાંધીએ, એમ
આપણે પોતાને સારૂ નામ કરીએ, કે આખી પૃથ્વી
પર આપણે વેરાઇ ન જઇએ. ૫અને જે નગર તથા
બુરૂજ માણસોના દીકરાઓ બાંધતા હતા, તે જોવાને
યહોવાહ ઉતર્યો. ૬અને યહોવાહે કહ્યું કે, જુઓ,
આ લોકો એક છે, ને તે સર્વની ભાષા એક છે, ને
તેઓએ આવું કરવા માંડયું છે, તો હવે જે કંઇ તેઓ
કરવા ધારે તેમાં તેઓને અટકાવ નહિ થાય.
૭ચાલો, આપણે ત્યાં ઉતરીએ, ને તેઓની ભાષા
ઉલટાવીએ, કે તેઓ એક બીજાની બોલી ન સમજે.
૮એમ યહોવાહે તેઓને ત્યાંથી આખી પૃથ્વી પર વેરી
નાખ્યા, ને તેઓએ નગર બાંધવાનું મુકી દીધું. ૯એ
સારૂ તેનું નામ બાબેલ [એટલે ગુંચવણ] પાડયું, કેમકે
યહોવાહે ત્યાં આખી પૃથ્વીની ભાષામાં ગુંચવણ કરી
નાખી; ને યહોવાહે તેઓને ત્યાંથી આખી પૃથ્વી પર
વેરી નાખ્યા

૧૦શેમની વંશાવળી આ પ્રમાણે છે; શેમ એકસો
વર્ષનો હતો, ને જળપ્રલયને બે વર્ષ થયાં પછી તેને
આર્પાકશાદ થયો; ૧૧ને આર્પાકશાદનો જન્મ થયા
પછી શેમ પાંચસે વર્ષ જીવ્યો, ને તેને દીકરા
દીકરીઓ થયાં

૧૨અને આર્પાકશાદ પાંત્રીસ વર્ષનો થયો, ત્યારે
તેને શેલાહ થયો; ૧૩ને શેલાહનો જન્મ થયા પછી
આર્પાકશાદ ચારસેં ત્રણ વર્ષ જીવ્યો, ને તેને દીકરા
દીકરીઓ થયાં.

૧૪અને શેલાહ ત્રીસ વર્ષનો થયો, ત્યારે તેને
હેબેર થયો; ૧૫ને હેબેરનો જન્મ થયા પછી શેલાહ
ચારસેં ત્રણ વર્ષ જીવ્યો, ને તેને દીકરા દીકરીઓ થયાં

૧૬અને હેબેર ચોત્રીસ વર્ષનો થયો, ત્યારે તેને
પેલેગ થયો; ૧૭ને પેલેગનો જન્મ થયા પછી હેબેર
ચારસેં ત્રીસ વર્ષ જીવ્યો, ને તેને દીકરા દીકરીઓ થયાં.

૧૮અને પેલેગ ત્રીસ વર્ષનો થયો, ને તેને રેઉ થયો;
૧૯ને રેઉનો જન્મ થયા પછી પેલેગ બસેં નવ વર્ષ
જીવ્યો, ને તેને દીકરા દીકરીઓ થયાં

૨૦અને રેઉ બત્રીસ વર્ષનો થયો, ને તેને સરૂગ
થયો; ૨૧ને સરૂગનો જન્મ થયા પછી રેઉ બસેં સાત
વર્ષ જીવ્યો, ને તેને દીકરા દીકરીઓ થયાં

૨૨અને સરૂગ ત્રીસ વર્ષનો થયો; ને તેને નાહોર
થયો; ૨૩ને નાહોરનો જન્મ થયા પછી સરૂગ બસેં
વર્ષ જીવ્યો, ને તેને દીકરા દીકરીઓ થયાં.

૨૪અને નાહોર ઓગણત્રીસ વર્ષનો થયો, ને તેને
તેરાહ થયો; ૨૫ને તેરાહનો જન્મ થયા પછી નાહોર
એકસો ઓગણીસ વર્ષ જીવ્યો, ને તેને દીકરા
દીકરીઓ થયાં

૨૬અને તેરાહ સિત્તેર વર્ષનો થયો, ને તેને ઇબ્રામ
તથા નાહોર તથા હારાન થયા.

૨૭હવે તેરાહની વંશાવળી આ પ્રમાણે છે; તેરા-
હને ઇબ્રામ તથા નાહોર તથા હારાન થયા; ને
હારાનથી લોટ થયો ૨૮અને હારાન પોતાના બાપ
તેરાહની અગાઉ, પોતાના જન્મદેશમાં કાસદીઓના
ઉર [નગર]મા મરી ગયો ૨૯અને ઇબ્રામે તથા નાહોરે
બાયડીઓ કીધી, ઇબ્રામની બાયડીનું નામ સારાય,
ને નાહોરની બાયડીનું નામ મિલ્કાહ, જે હારાનની
દીકરી હતી; તે હારાન તો મિલ્કાહ તથા યિસ્કાહનો
બાપ હતો. ૩૦પણ સારાય વાંઝણી હતી, તેને કંઇ
છોકરૂં ન હતું ૩૧અને તેરાહ પોતાના દીકરા ઇબ્રામને
તથા પોતાના દીકરાનો દીકરો લોટ, જે હારાનનો
દીકરો તેને, તથા પોતાના દીકરા ઇબ્રામની બાયડી
સારાયને, લઇને તેઓ સુદ્ધાં કાસદીઓના ઉરમાથી,
કનાન દેશમાં જવાને નિકળ્યો; ને તેઓ હારાનમાં
પહોંચીને ત્યાં રહ્યા. ૩૨અને તેરાહના દહાડા બસેં
પાંચ વર્ષ થયાં, ને તેરાહ હારાનમાં મરી ગયો.

૧૨ અને યહોવાહે ઇબ્રામને કહ્યું કે, તું પોતાનો
દેશ, તથા પોતાનાં સગાં, તથા પોતાના
બાપનું ઘર મુકીને, જે દેશ હું તને દેખાડીશ, તેમાં જા.
૨અને હું તારાથી એક મોટી કોમ કરીશ, ને તને
આશીર્વાદ દઇશ, ને તારૂ નામ મોટું કરીશ, ને તું
આશીર્વાદરૂપ થશે ૩અને જેઓ તને આશીર્વાદ દે
છે, તેઓને હું આશીર્વાદ દઇશ, ને જેઓ તને શાપ દે
છે તેઓને હું શાપ દઇશ; ને તારામાં પૃથ્વીનાં સર્વ
કુટુંબ આશીર્વાદ પામશે. ૪અને યહોવાહના કહ્યા
પ્રમાણે ઇબ્રામ નિકળ્યો, ને તેની સાથે લોટ ગયો;
ને ઇબ્રામ હારાનથી નિકળ્યો; ત્યારે તે પંચોતેર
વર્ષનો હતો. ૫અને ઇબ્રામે પોતાની બાયડી સારાયને,

તથા પોતાના ભત્રીજા લોટને, તથા તેઓની સર્વ
સંપત્તિ જેટલી તેઓએ મેળવી હતી, તથા જે માણસો
તેમને હારાનમાં પ્રાપ્ત થયાં હતાં તેઓને સાથે લીધાં,
ને તેઓ કનાન દેશમાં જવાને નિકળ્યાં, ને કનાન
દેશમાં પહોંચ્યાં. ૬ અને ઇબ્રામ તે દેશમાં થઇને
શખેમની જગ્યામાં મોરેહના એલોન ઝાડ લગી ગયો.
તે વખતે કનાનીઓ તે દેશમાં રહેતા હતા ૭ અને
યહોવાહે ઇબ્રામને દર્શન આપીને કહ્યું કે, હું તારા
વંશને આ દેશ આપીશ, ને જે યહોવાહે તેને દર્શન
આપ્યું હતું તેને સારૂ તેણે ત્યાં વેદી બાંધી ૮ અને
ત્યાંથી નિકળીને બેથેલની પૂર્વગમ જે પર્વત છે ત્યાં તે
ગયો અને તેણે ત્યાં તંબુ માર્યો, ત્યાંથી બેથેલ પશ્ચિમે
તથા આય પૂર્વે હતું, ને ત્યાં તેણે યહોવાહને સારૂ વેદી
બાંધી, ને યહોવાહને નામે પ્રાર્થના કીધી. ૯ ત્યાર
પછી ઇબ્રામ જતાં જતાં નેગેબની ગમ ગયો.

૧૦ ત્યારે તે દેશમાં દુકાળ પડયો, અને દેશમાં
દુકાળ ભારી હોવાથી ઇબ્રામ મિસરમાં રહેવા ગયો.
૧૧ અને એમ થયું કે, તે જતાં જતાં મિસર લગભગ
પહોંચ્યો ત્યારે તેણે પોતાની બાયડી સારાયને કહ્યું
કે, જો, હું જાણું છું કે તું જોવામાં સુંદર બાયડી છે;
૧૨ અને તેથી એમ થશે, કે મિસરીઓ તને જોઇને
કહેશે કે, આ તેની બાયડી છે; ને તેઓ મને મારી
નાખશે, પણ તને જીવતી રાખશે. ૧૩ તો હું તેની
બેન છું, એમ તું કહેજે, એ માટે કે તારે લીધે મારૂં
ભલું થશે, ને તારાથી મારો જીવ બચશે. ૧૪ અને એમ
થયું, કે ઇબ્રામ મિસરમાં પહોંચ્યો, ત્યારે મિસરી-
ઓએ જોયું કે તે સ્ત્રી બહુ સુંદર છે ૧૫ અને ફારૂનના
સરદારોએ તેને જોઇને ફારૂનની આગળ તેનું વખાણ
કીધું, ને તે સ્ત્રીને ફારૂનને ઘેર લઇ જવામાં આવી
૧૬ અને તેણે તેણીને લીધે ઇબ્રામનું ભલું કીધું, ને
તેને ઘેટાં તથા બળદો તથા ગધેડા તથા દાસો તથા
[illegible]

ઇબ્રામને તેડાવીને કહ્યું કે, આ તેં મને શું કીધું છે?
તેં મને એમ કેમ ન કહ્યું કે તે મારી બાયડી છે? ૧૯ તેં
શા માટે એમ કહ્યું કે તે મારી બહેન છે? કે જેથી
મેં તેને મારી સ્ત્રી થવા સારૂ લીધી. હવે, જો, આ રહી
તારી બાયડી, તેને લઇ જા ૨૦ અને ફારૂને પોતાનાં
માણસોને તે સંબંધી આજ્ઞા કીધી, ને તેઓ તેને

તથા તેની બાયડીને તથા તેની સર્વ સંપત્તિને માર્ગે
વળાવી આવ્યા.

૧૩ અને ઇબ્રામ પોતાની સ્ત્રીને લઇને સર્વ
માલમિલકત સુદ્ધાં મિસરમાંથી નેગેબ
ભણી ગયો અને લોટ તેની સાથે ગયો. ૨ અને ઇબ્રામ
પાસે ઢોર તથા રૂપું તથા સોનું ઘણું હોવાથી તે બહુ
ધનવાન હતો. ૩ અને તે નેગેબથી આગળ ચાલતાં
બેથેલ ગયો, એટલે બેથેલ તથા આયની વચ્ચે જ્યાં
પહેલવહેલાં તેનો તંબુ હતો [ત્યાં ગયો]. ૪ અને જે
ઠેકાણે તેણે પહેલાં વેદી બાંધી હતી, ત્યાં લગી તે
ગયો; ને ત્યાં ઇબ્રામે યહોવાહને નામે પ્રાર્થના કીધી
૫ અને ઇબ્રામની સાથે લોટ ચાલતો હતો, તેને પણ
ઘેટાં તથા ઢોર તથા તંબુ હતાં. ૬ અને તે દેશ એવો
ફળદ્રુપ ન હતો કે તેઓ ભેગા રહે, કેમકે તેઓની
સંપત્તિ એટલી હતી, કે તેઓ એકઠા રહી ન શકે.
૭ અને ઇબ્રામના ગોવાળિયાઓ તથા લોટના ગોવા-
ળિયાઓની વચ્ચે તકરાર થઇ, અને તે વખતે કનાની
તથા પરિઝી તે દેશમાં રહેતા ૮ અને ઇબ્રામે લોટને
કહ્યું કે, હવે મારી ને તારી વચ્ચે ને મારા તથા તારા
ગોવાળિયાઓ વચ્ચે તકરાર ન થવી જોઇએ; કેમકે
આપણે ભાઇઓ છીએ ૯ શું, તારી આગળ આખો
દેશ નથી? તો મારાથી તું જુદો થા; જો તું ડાબી
ગમ જશે, તો હું જમણી ગમ જઇશ; ને જો તું જમણી
ગમ જશે, તો હું ડાબી ગમ જઇશ. ૧૦ ત્યારે લોટે
પોતાની આંખો ઉંચી કરીને યરદનનો આખો પ્રદેશ
સોઆર લગી જોયો કે તેમાં બધે પાણી પુષ્કળ છે;
કેમકે યહોવાહે સદોમ તથા ગમોરાહનો નાશ કર્યા
અગાઉ તે દેશ તો યહોવાહની વાડીના જેવો તથા
મિસર દેશના જેવો હતો. ૧૧ ત્યારે લોટે પોતાને સારૂ
યરદનનો આખો પ્રદેશ પસંદ કર્યો, ને લોટ પૂર્વગમ
ગયો; ને તેઓ એક બીજાથી જુદા થયા. ૧૨ ઇબ્રામ
[illegible] ...નગરોમાં રહ્યો,
... કરતો ગયો
... વિરૂદ્ધ અતિ

દુષ્ટ તથા પાપી હતા. ૧૪ અને ઇબ્રામથી લોટ જુદો
થયા પછી યહોવાહે ઇબ્રામને કહ્યું કે, તું પોતાની
આંખો ઉંચી કરીને તું જ્યાં છે ત્યાંથી ઉત્તર તથા
દક્ષિણ તથા પૂર્વ તથા પશ્ચિમ ભણી જો. ૧૫ કેમકે જે
દેશ તું જુએ છે, તે બધો હું તને તથા તારા વંશને
સદાને માટે આપીશ. ૧૬ અને હું તારો વંશ પૃથ્વીની

રજના જેટલો કરીશ; એવો કે જો કોઇ પૃથ્વીની
રજને ગણી શકે તો તારો વંશ પણ ગણાય. ૧૭ ઉઠ,
આ દેશની લંબાઇ તથા પહોળાઇની હદ સુધી ફર,
કેમકે તે હું તને આપીશ ૧૮ ત્યારે ઇબ્રામ પોતાનો
તંબુ પાડીને મામરેનાં એલોન વૃક્ષો જે હેબ્રોનમાં છે
તેઓ તળે આવીને રહ્યો, ને ત્યાં યહોવાહને સારૂ તેણે
એક વેદી બાંધી.

૧૪ અને શિનઆરનો રાજા આમ્રાફેલ, તથા
એલ્લાસારનો રાજા આર્યોખ, તથા એલામનો
રાજા કદોરલાઓમેર, તથા ગોઇમનો રાજા તિદાલ
એઓના દહાડાઓમાં એમ થયું કે, ૨ તેઓએ સદો-
મનો રાજા બેરા, તથા ગમોરાહનો રાજા બિર્શા, તથા
આદમાહનો રાજા શિનાબ, તથા સબોઇમનો રાજા
શેમેબેર, તથા બેલા (એટલે સોઆર) તેનો રાજા,
એઓની સાથે લડાઇ કીધી ૩ એ સર્વે સિદ્દીમનું
નિચાણ, જે [હાલ] ખારો સમુદ્ર છે, તેમાં એકઠા
થયા ૪ એઓએ બાર વર્ષ કદોરલાઓમેરને તાબે
રહીને તેરમે વર્ષે દંગો કીધો. ૫ અને ચઉદમે વર્ષે
કદોરલાઓમેર તથા જે રાજાઓ તેની સાથે હતા,
તેઓએ આવીને આશતરોથ-કારનાઇમ દેશના રફી-
ઓને, તથા હામ દેશના ઝુઝીઓને, તથા શાવેહ-
કિર્યાથાઇમ દેશના એમીઓને, ૬ ને હોરીઓ જે
પોતાના સેઇર નામના પર્વતમાં રહેતા તેઓને, અરણ્ય
પાસેના એલપારાન લગી મારતા ગયા ૭ અને તેઓ
પાછા ફર્યા, ને એન-મિશપાટ (એટલે કાદેશ) આવ્યા;
ને અમાલેકીઓના આખા દેશને તથા હાસસોન-
તામારમાં રહેનારા અમોરીઓને પણ તેઓએ હરા-
વ્યા ૮ ત્યારે સદોમનો રાજા તથા ગમોરાહનો રાજા,
તથા આદમાહનો રાજા, તથા સબોઇમનો રાજા, તથા
બેલા (એટલે સોઆર) તેનો રાજા, એઓ નિકળીને
સિદ્દીમના નિચાણમાં તેમની સામા લડયા. ૯ એમ
એલામનો રાજા કદોરલાઓમેર, તથા ગોઇમનો રાજા
તિદાલ, તથા શિનઆરનો રાજા આમ્રાફેલ, તથા
એલ્લાસારનો રાજા આર્યોખ, એ ચાર રાજા પેલા પાંચ
રાજા સામા હતા ૧૦ અને સિદ્દીમના નિચાણમાં
ડામરના ખાડા બહુ હતા, ને સદોમ તથા ગમોરાહના
રાજા નાસીને તેમાં પડયા, ને જે બાકી રહ્યા, તેઓ
પહાડ ભણી નાસી ગયા. ૧૧ અને તેઓ સદોમ તથા
ગમોરાહમાંની સર્વે સંપત્તિ તથા તેમની અંદરનો
બધો ખોરાક લઇને ચાલ્યા ગયા. ૧૨ અને ઇબ્રામનો
ભત્રીજો લોટ સદોમમાં રહેતો હતો, તેને પકડીને
તથા તેની સર્વ સંપત્તિ લઇને તેઓ ચાલ્યા ગયા
૧૩ અને એક જણ નાઠો હતો, તેણે આવીને હિબ્રી
ઇબ્રામને ખબર આપી, કેમકે તે એશ્કોલ તથા
આનેરનો ભાઇ અમોરીના મામરેનાં એલોન ઝાડ
પાસે રહેતો હતો, ને તેઓ ઇબ્રામની સાથે સપીલા
હતા. ૧૪ અને ઇબ્રામે પોતાના ભાઇને પકડી લઇ
ગયાનું સાંભળ્યું, ત્યારે પોતાના ઘરમાં જન્મેલા ત્રણસેં
અઢાર કવાયત શિખેલા નોકરો લઇને તે દાન લગી
તેઓની પાછળ લાગ્યો. ૧૫ અને રાત્રે તેણે તેઓની
વિરૂદ્ધ પોતાના ચાકરોની બે ટોળી કરીને તેઓને
હરાવ્યા, ને દમસ્કની ડાબી ગમના હોબાહ લગી તે
તેઓની પાછળ લાગ્યો ૧૬ અને તે સર્વ સંપત્તિ
પાછી લાવ્યો, ને પોતાના ભાઇ લોટને, તથા તેની
સંપત્તિ તથા બાયડીઓને તથા લોકોને પણ પાછા
લાવ્યો. ૧૭ અને કદોરલાઓમેર તથા તેની સાથે જે
રાજા હતા, તેઓને હરાવીને તે પાછો આવતો હતો
ત્યારે તેને મળવા સારૂ સદોમનો રાજા, શાવેહના
નિચાણમાં, એટલે રાજાના નિચાણમાં, આવ્યો
૧૮ અને શાલેમનો રાજા મેલ્ખીસેદેક રોટલી તથા
દ્રાક્ષારસ લાવ્યો, ને તે પરાત્પર દેવનો યાજક હતો
૧૯ અને તેણે તેને આશીર્વાદ આપીને કહ્યું કે, પરા-
ત્પર દેવ, જે આકાશ તથા પૃથ્વીનો ધણી, તેનાથી
ઇબ્રામ આશીર્વાદિત થાઓ ૨૦ અને પરાત્પર દેવ
જેણે તારા શત્રુઓને તારા હાથમાં સોંપ્યા છે, તેને
ધન્ય હો; ને ઇબ્રામે તેને સર્વમાંથી દશમો ભાગ
આપ્યો. ૨૧ અને સદોમના રાજાએ ઇબ્રામને કહ્યું કે,
માણસો મને આપ, ને સંપત્તિ તું પોતે લે ૨૨ અને
ઇબ્રામે સદોમના રાજાને કહ્યું કે, યહોવાહ પરાત્પર
દેવ, જે આકાશ તથા પૃથ્વીનો ધણી, તેની ગમ મેં
પોતાનો હાથ ઉંચો કરીને સમ ખાધા છે, ૨૩ કે હું
સુતળી કે જોડાની વાધરી કે તારી કંઇ પણ વસ્તુ નહિ
લઇશ, રખે તું કહે કે ઇબ્રામ મારાથી ધનવાન થયો
છે; ૨૪ જુવાનોએ જે ખાધું છે તે વગર, ને જે માણસો
મારી સાથે આવ્યા, તેઓના ભાગ વગર હું કંઇ નહિ
લઇશ; એઓ, એટલે આનેર તથા એશ્કોલ તથા
મામરે, પોતપોતાનો ભાગ લે.

૧૫ એ વાતો પછી યહોવાહનો શબ્દ દર્શનમાં
ઇબ્રામ પાસે આવ્યો ને કહ્યું કે, ઇબ્રામ,
તું બી મા, હું તારી ઢાલ તથા તારૂં મહા મોટું પ્રતિદાન

છું. ૨ અને ઇબ્રામ બોલ્યો, હે પ્રભુ યહોવાહ, તું મને
શું આપીશ? કેમકે હું નિઃસંતાન ચાલ્યો જાઉં છું, ને
આ દમસ્કનો અલીએઝેર મારા ઘરનો માલિક થનાર
છે. ૩ અને ઇબ્રામ બોલ્યો, જો, તેં મને કંઇ સંતાન
નથી આપ્યું, માટે, જુઓ, મારા ઘરમાં જન્મેલો એક
[જણ] મારો વારસ છે ૪ અને જુઓ, યહોવાહનો
શબ્દ તેની પાસે આવ્યો, ને કહ્યું કે, એ તારો વારસ
નહિ થશે, પણ તારા પોતાના પેટનો જે થશે તે જ
તારો વારસ થશે. ૫ અને તેણે તેને બહાર લઇ જઇને
કહ્યું કે, હવે તું આકાશની ગમ જો, ને તું તારાઓ
ગણી શકે, તો ગણ; ને તેણે તેને કહ્યું કે, તેટલાં તારાં
સંતાન થશે. ૬ અને તેણે યહોવાહ પર વિશ્વાસ કીધો,
અને એણે તે ન્યાયીપણાને અર્થે તેના લાભમાં ગણ્યું
૭ અને તેણે તેને કહ્યું કે, આ દેશ વતન તરીકે તને
આપવા સારૂ કાસદીઓના ઉરમાંથી તને કાઢી લાવનાર
તે હું યહોવાહ છું ૮ અને તેણે કહ્યું, હે પ્રભુ યહોવાહ,
હું એનો વારસો પામીશ, એ હું શાથી જાણું? ૯ અને
તેણે તેને કહ્યું કે, ત્રણ વર્ષની વાછરડી, તથા ત્રણ વર્ષની
બકરી, તથા ત્રણ વર્ષનો મેંઢો તથા એક હોલું ને કબુ-
તરનું એક પીલું મારે સારૂ લે ૧૦ અને તેણે એ સર્વ
લીધાં, ને તેઓને વચમાંથી ચીરીને કકડા સામસામા
મુક્યા, પણ તેણે પક્ષીઓને ચીર્યાં નહિ. ૧૧ અને
જ્યારે શિકારી પક્ષી તે મુડદા ઉપર પડ્યાં ત્યારે
ઇબ્રામે તેઓને ઉડાડી મેલ્યાં ૧૨ અને સૂર્ય આથમતો
હતો, ત્યારે ઇબ્રામ ભર ઉંઘમાં પડ્યો, ને જુઓ,
મોટો ભયંકર અંધકાર તેના પર પડ્યો ૧૩ અને તેણે
ઇબ્રામને કહ્યું, તું ખચિત જાણ, કે તારો વંશ પરદેશમાં
ભટકશે, ને ત્યાંના લોકોની સેવા કરશે, ને તેઓ
ચારસેં વર્ષ લગી તેઓને દુઃખ દેશે. ૧૪ અને જે
લોકોની સેવા તેઓ કરશે તેઓનો ન્યાય પણ હું
કરીશ, ને ત્યાર પછી તેઓ ઘણી જ સંપત્તિ લઇને
નિકળશે ૧૫ અને તું પોતાના બાપદાદાઓની પાસે
શાન્તિએ જઇશ, ને તું ઘણો ઘરડો થયા પછી દટાશે
૧૬ અને તેઓ ચોથી પેઢીમાં અહીં પાછા આવશે;
કેમકે અમોરીઓના પાપનો ઘડો હજુ ભરાયો નથી
૧૭ અને એમ થયું, કે સૂર્ય આથમતાં અંધારૂં થયું,
ત્યારે જુઓ, એક ધુમાતી સગડી તથા બળતી મશાલ
કે જે એ કકડાઓની વચમાં થઇને ગઇ. ૧૮ તેજ દહાડે
યહોવાહે ઇબ્રામ સાથે કરાર કીધો, કે મિસરની નદીથી
તે ફ્રાત નામની મહા નદી લગી આ દેશ મેં તારા
વંશને આપ્યો છે; ૧૯ એટલે કેનીઓનો તથા કનિઝી-
ઓનો તથા કાદમોનીઓનો, ૨૦ તથા હિત્તીઓનો તથા
પરિઝીઓનો તથા રફાઇઓનો, ૨૧ તથા અમોરીઓનો
તથા કનાનીઓનો તથા ગિરગાશીઓનો તથા યબૂસી-
ઓનો દેશ [આપ્યો છે]

૧૬ હવે ઇબ્રામની બાયડી સારાયને કંઇ છોકરાં
થયાં ન હતાં, ને તેની એક મિસરી દાસી
હતી, તેનું નામ હાગાર હતું. ૨ અને સારાયે ઇબ્રામને
કહ્યું, હવે જો, યહોવાહે મને જણવાથી અટકાવી છે;
માટે મારી દાસી પાસે જા, કદાપિ તેનાથી હું છોકરાં
પામીશ; ને ઇબ્રામે સારાયનું કહ્યું માન્યું; ૩ અને
ઇબ્રામ કનાન દેશમાં દસ વર્ષ રહ્યા પછી, ઇબ્રામની
બાયડી સારાયે પોતાની હાગાર નામે દાસીને લઇને
પોતાના વર ઇબ્રામને બાયડી થવા આપી ૪ અને તે
હાગારની પાસે ગયો, ને તે ગર્ભવતી થઇ; ને જ્યારે
તેણીએ જાણ્યું કે હું ગર્ભવતી થઇ છું ત્યારે તેની
દૃષ્ટિમાં તેની શેઠાણી તુચ્છ ગણાઇ ૫ અને સારાયે
ઇબ્રામને કહ્યું, મારી હાય તને લાગે; મેં મારી દાસીને
તારી સોડમાં આપી; ને જ્યારે તેણીએ પોતાને
ગર્ભવતી થએલી જાણી ત્યારે તેની દૃષ્ટિમાં હું તુચ્છ
થઇ, મારી ને તારી વચ્ચે યહોવાહ ન્યાય કરો.
૬ પણ ઇબ્રામે સારાયને કહ્યું, જો, તારી દાસી તારા
હાથમાં છે; જે તારી દૃષ્ટિમાં સારૂં લાગે તે તેને કર;
ને સારાયે તેને દુઃખ દીધું, ત્યારે તે તેની પાસેથી
નાઠી ૭ અને અરણ્યમાં શૂરને માર્ગે પાણીનો જે ઝરો,
તે ઝરા પાસે યહોવાહના દૂતે તેને દીઠી, ૮ અને તેણે
કહ્યું કે, સારાયની દાસી હાગાર, તું ક્યાંથી આવી, ને
ક્યાં જાય છે? ને તેણીએ કહ્યું કે, મારી શેઠાણી
સારાયની પાસેથી હું નાસી જાઉં છું ૯ અને યહોવા-
હના દૂતે તેને કહ્યું, તું પોતાની શેઠાણી પાસે પાછી
જા, ને તેના હાથ તળે રહે. ૧૦ અને યહોવાહના દૂતે
તેને કહ્યું, હું તારો વંશ ઘણો વધારીશ, ને ન ગણાય
એટલા સુધી તે વધશે ૧૧ અને યહોવાહના દૂતે તેને
કહ્યું કે, જો, તું ગર્ભવતી છે, ને તું દીકરો જણશે ને તેનું
નામ ઇશ્માએલ પાડશે; કેમકે યહોવાહે તારૂં દુઃખ
સાંભળ્યું છે ૧૨ અને તે માણસો મધ્યે રાની ગધેડા
જેવો થશે; તેનો હાથ દરેકને ઉલટો ને દરેકનો હાથ
તેને ઉલટો થશે; ને પોતાના સર્વે ભાઇઓની સામા
તે વાસો કરશે ૧૩ અને યહોવાહ જે તેની સાથે વાત
કરતો હતો, તેનું નામ તેણે એલ-રોઇ એવું પાડ્યું.

કેમકે તેણીએ કહ્યું, જે મને દેખે છે તેના પર અહીં
મારી દૃષ્ટિ પડી શું? ૧૪ એ માટે તે ઝરાનું નામ બેર-
લાહાય-રોઇ પડ્યું; જુઓ, તે કાદેશ તથા બેરેદની
વચમાં છે. ૧૫ અને હાગારને ઇબ્રામથી એક દીકરો
થયો, ને ઇબ્રામે હાગારને પેટે થએલા પોતાના દીકરાનું
નામ ઇશ્માએલ પાડ્યું; ૧૬ ને ઇબ્રામથી હાગારને પેટે
ઇશ્માએલ જન્મ્યો, ત્યારે ઇબ્રામ છયાસી વર્ષનો હતો.

૧૭ અને ઇબ્રામ નવ્વાણું વર્ષનો થયો, ત્યારે
યહોવાહે ઇબ્રામને દર્શન આપ્યું, ને તેને
કહ્યું, સર્વસમર્થ દેવ હું છું, તું મારી સમક્ષ ચાલ, ને
પરિપૂર્ણ થા ૨ અને હું મારો કરાર મારી તથા તારી
વચ્ચે કરીશ, ને તને ઘણોજ વધારીશ. ૩ અને ઇબ્રામ
ઉંધો પડયો, ને દેવે તેની સાથે બોલતાં કહ્યું, ૪ જો,
તારી સાથે મારો કરાર છે, ને તું ઘણી દેશજાતિઓનો
બાપ થશે ૫ અને હવે પછી તારૂં નામ ઇબ્રામ નહિ
કહેવાશે, પણ ઇબ્રાહીમ એવું તારૂં નામ થશે; કેમકે
મેં તને ઘણી દેશજાતિઓનો બાપ કર્યો છે ૬ અને હું
તને અતિશય સફળ કરીશ, ને તારાથી હું દેશજાતિ-
ઓને પેદા કરીશ, ને તારામાંથી રાજાઓ ઉત્પન્ન થશે
૭ અને તારો દેવ તથા તારા પછીના તારા વંશનો દેવ
થવા સારૂ, હું મારો કરાર, સનાતન કરાર તરીકે મારી
ને તારી વચ્ચે ને પેઢી દરપેઢી તારા પછીના તારા
વંશની વચ્ચે કરીશ ૮ જે દેશમાં તું પ્રવાસ કરે છે,
એટલે આખો કનાન દેશ તે હું તને ને તારા પછીના
તારા વંશને સદાનું વતન થવા સારૂ આપીશ; ને હું
તેઓનો દેવ થઇશ ૯ અને દેવે ઇબ્રાહીમને કહ્યું કે, તું
તો મારો કરાર પાળ, એટલે તું તથા તારા પછી તારો
વંશ પેઢી દરપેઢી પાળો. ૧૦ મારી તથા તારી વચ્ચે, ને
તારા પછી તારા વંશ વચ્ચે, મારો જે કરાર તમારે
પાળવો, તે એજ, કે તમારામાંનો જે દરેક પુરૂષ તેની
સુનત થવી ૧૧ અને તમારે તમારી ચામડીની સુનત
કરાવવી, ને એ મારી તથા તમારી વચ્ચેના કરારની
નિશાણી થશે. ૧૨ અને તમારામાં આઠ દિવસના હરેક
છોકરાની, એટલે તમારી પેઢી દરપેઢી હરેક નર બાળક
જે તમારા ઘરમાં જન્મ્યો હોય તેની, અથવા કોઇ
પરદેશી પાસેથી પૈસે વેચાતો લીધો હોય, કે જે
તમારા વંશનો ન હોય, તેની પણ સુનત કરવી. ૧૩ જે
તારા ઘરમાં જન્મેલો હોય તથા જે તારા પૈસાથી
વેચાતો લીધેલો હોય, તેની સુનત જરૂર કરવી; ને
મારા કરાર તમારા માંસમાં સનાતન કરારને સારૂ
રહેશે. ૧૪ અને સુનત વગરનો પુરૂષ જેની ચામડીની
સુનત કરવામાં આવી નહિ હોય, તે માણસ પોતાના
લોકોમાંથી કપાઇ જશે; તેણે મારો કરાર તોડ્યો છે.

૧૫ પછી દેવે ઇબ્રાહીમને કહ્યું કે, તારી બાયડીનું
નામ સારાય ન કહે, પણ સારાહ તેનું નામ થશે
૧૬ અને હું તેને આશીર્વાદ દઇશ, ને હું તને તેને પેટે
દીકરો આપીશ; હું ખચિત તેને આશીર્વાદ દઇશ, ને
તે દેશજાતિઓની માતા થશે, ને તેનાથી દેશજાતિ-
ઓના રાજાઓ થશે. ૧૭ અને ઇબ્રાહીમ ઉંધો પડીને
હસ્યો, ને મનમાં બોલ્યો, જે સો વર્ષનો તેને શું દીકરો
થશે? ને નેવું વર્ષની સારાહ તે જણશે શું? ૧૮ અને
ઇબ્રાહીમે દેવને કહ્યું કે, ઇશ્માએલ તારી સન્મુખ
જીવતો રહે તો બસ ૧૯ અને દેવે કહ્યું કે, તારી
બાયડી સારાહ ખચિત તારે વાસ્તે દીકરો જણશે, ને
તું તેનું નામ ઇસ્હાક પાડશે ને તેની સાથે તેના
પછીના તેના વંશને માટે હું મારો કરાર સદાના કરાર
તરીકે કરીશ ૨૦ અને ઇશ્માએલ વિષે મેં તારૂં સાંભળ્યું
છે; જો, મેં તેને આશીર્વાદ દીધો છે, ને હું તેને સફળ
કરીશ, ને તેને અતિ ઘણો વધારીશ; તે બાર શેખને
જન્મ દેશે, ને હું તેનાથી એક મોટી કોમ ઉત્પન્ન કરીશ
૨૧ પણ ઇસ્હાક જેને આવતા વર્ષમાં ઠરાવેલે વખતે
સારાહ તારે સારૂ જણશે તેની સાથે હું મારો કરાર
સ્થાપીશ ૨૨ પછી દેવ ઇબ્રાહીમની સાથે વાત પુરી
કરીને તેની પાસેથી ગયો ૨૩ અને ઇબ્રાહીમે પોતાના
દીકરા ઇશ્માએલને તથા પોતાના ઘરમાં જે સર્વ
જન્મેલા, તથા પોતાને પૈસે જે સર્વ વેચાતા લીધેલા,
એવા ઇબ્રાહીમના ઘરના માણસોમાંના હરેક નરને
લઇને, જેમ તેને દેવે કહ્યું હતું તેમ, તેજ દહાડે તેઓની
સુનત કરી ૨૪ અને ઇબ્રાહીમની સુનત થઇ, ત્યારે
તે નવ્વાણું વર્ષનો હતો ૨૫ અને તેના દીકરા ઇશ્મા-
એલની સુનત થઇ ત્યારે તે તેર વર્ષનો હતો ૨૬ તે ને
તેજ દહાડે ઇબ્રાહીમની તથા તેના દીકરા ઇશ્માએલની
સુનત થઇ ૨૭ અને તેના ઘરના માણસો જેઓ ઘરમાં
જન્મેલા તથા પરદેશીઓ પાસેથી પૈસે વેચાતા લીધેલા
તેઓની સુનત તેની સાથે થઇ

૧૮ અને બપોરને વખતે તે તંબુના બારણામાં
બેઠો હતો ત્યારે યહોવાહે મામરેનાં એલોન
ઝાડની પાસે તેને દર્શન આપ્યું. ૨ અને તેણે આંખો
ઉંચી કરીને જોયું, ને જુઓ, ત્રણ પુરૂષ તેની પાસે
ઉભા હતા; ને તેમને જોઇને તે તેઓને મળવાને તંબુન

બારણામાથી દોડ્યો, ને પ્રણામ કર્યા, ૩ ને કહ્યું કે,
મારા ધણી, જો તારી દૃષ્ટિમા હુ હવે કૃપા પામ્યો હોઉં,
તો તું પોતાના દાસ પાસેથી જતો ન રહીશ ૪ હવે
થોડુ પાણી લાવવા દો, ને તમે પગ ધુઓ, ને ઝાડ
તળે આરામ લો, ૫ ને હુ થોડી રોટલી લાવુ, ને તમે
પોતાના મન ખુશ કરો, પછી તમે આગળ જજો,
કેમકે એજ વાસ્તે તમે પોતાના દાસ પાસે આવ્યા
છો, ને તેઓએ કહ્યું કે, જેમ તું બોલ્યો છે તેમ કર
૬ અને ઇબ્રાહીમ સારાહની પાસે તંબુમા ઉતાવળે
ગયો, ને કહ્યું, ત્રણ માપ મેંદો ઉતાવળે મસળ, ને
રોટલી તૈયાર કર ૭ અને ઇબ્રાહીમ, ઢોર હતા ત્યા
દોડી ગયો, ને એક સારૂ ને કુમળુ વાછરડુ લાવીને
નોકરને આપ્યુ, ને તે વહેલો વહેલો તૈયાર કરવા મડી
ગયો ૮ અને તેણે માખણ તથા દૂધ તથા જે વાછરડુ
તૈયાર કર્યું હતું તે લઇને તેઓની આગળ મુક્યા ને
પોતે તેઓની પાસે ઝાડ તળે ઉભો રહ્યો, ને તેઓએ
ખાધુ ૯ પછી તેઓએ તેને કહ્યુ કે, તારી બાયડી
સારાહ ક્યા છે? તેણે કહ્યુ કે, જુઓ, તંબુમા છે
૧૦ અને તે બોલ્યો, હુ ખચિત સમય આવ્યે તારી
પાસે પાછો આવીશ, ને, જો, તારી બાયડી સારાહને
દીકરો થશે; ને તેની પછવાડે તંબુનું બારણુ હતું
ત્યાથી સારાહે તે સાભળ્યુ ૧૧ હવે ઇબ્રાહીમ તથા
સારાહ ઘરડા હતા, ને તેઓને બહુ વરસ થયા હતા,
ને સારાહને સ્ત્રીની રીત પ્રમાણે થવાનુ બંધ થયુ હતું
૧૨ અને સારાહ મનમા હસીને બોલી, હુ ઘરડી થઇ,
ને મારો ધણી પણ ઘરડો છે, તે પછી શું મને હર્ષ
પ્રાપ્ત થાય? ૧૩ અને યહોવાહે ઇબ્રાહીમને કહ્યુ કે,
સારાહ એ વાત કહેતા કેમ હસી, કે શું હુ મારા ઘડ
પણમા ખચિત દીકરો જણીશ? ૧૪ યહોવાહને શું કંઇ
અશક્ય છે? ઠરાવેલા કાળમા હુ તારી પાસે સમય
પ્રમાણે પાછો આવીશ, ને સારાહને દીકરો થશે
૧૫ ત્યારે સારાહે નકાર કરીને કહ્યું કે, હુ તો હસી
નથી, કેમકે તે બીહી પણ તે બોલ્યા, હા, તું
ખચિત હસી

૧૬ અને તે પુરૂષો ત્યાથી ઉઠ્યા, ને તેઓએ સદો-
મની ગમ જોયુ, ને ઇબ્રાહીમ તેઓને વળાવવા તેઓની
સાથે ગયો. ૧૭ અને યહોવાહે કહ્યું, જે હુ કરૂ છુ તે શુ
ઇબ્રાહીમથી સતાડીશ? ૧૮ કેમકે ઇબ્રાહીમથી ખચિત
મોટી તથા સમર્થ દેશજાતિ થશે, ને તેનાથી પૃથ્વીના
સર્વ લોકો આશીર્વાદ પામશે. ૧૯ કેમકે હુ તેને જાણુ
છુ, કે તે પોતાના દીકરાઓને તથા પોતા પછી થનાર
પોતાના પરિવારને એવી આજ્ઞા આપશે, કે તેઓ
ન્યાય તથા ન્યાયકરણ કરવાને યહોવાહનો માર્ગ પાળે,
એ માટે કે ઇબ્રાહીમ સંબધી યહોવાહે જે કહ્યુ છે, તે
તેને આપે ૨૦ અને યહોવાહે કહ્યુ કે, સદોમ તથા
ગમોરાહનો બુમાટો મોટો છે, ને તેઓના પાપ અઘોર
છે, ૨૧ માટે હુ હવે ઉતરીશ ને જોઇશ કે જે બૂમ મને
પહોચી છે તે પ્રમાણે તેઓના સઘળા કામ થયા છે કે
નહિ અને એમ નહિ હોય તો માલુમ પડશે ૨૨ અને
તે પુરૂષો ત્યાથી વળીને સદોમ ભણી ગયા, પણ
ઇબ્રાહીમ યહોવાહની આગળ હજુ ઉભો રહ્યો ૨૩ અને
ઇબ્રાહીમ પાસે આવ્યો, ને બોલ્યો, શું તું દુષ્ટોની
સાથે ન્યાયીઓનો પણ નાશ કરશે? ૨૪ કદાચ તે
નગરમા પચાસ ન્યાયી હશે, તો શું તું તેનો નાશ
કરશે ને તેમાના પચાસ ન્યાયીને લીધે તે જગ્યા નહિ
બચાવે? ૨૫ એવી રીતે કરવુ તારાથી વેગળુ થાઓ,
એટલે દુષ્ટોની સાથે ન્યાયીઓનો સહાર કરવો, અને
એમ ન્યાયીઓને દુષ્ટોની બરાબર કરવા, એ તારાથી
વેગળુ થાઓ, આખી પૃથ્વીનો ન્યાયાધીશ શું ન્યાય
નહિ કરશે? ૨૬ અને યહોવાહે કહ્યું, જો પચાસ ન્યાયી
સદોમ નગરમા જડે, તો તેઓને સારૂ હુ આખી
જગ્યાને બચાવીશ ૨૭ અને ઇબ્રાહીમ ઉત્તર દઇને
બોલ્યા, જો, હવે હુ ધૂળ તથા રાખ છતા પ્રભુની
આગળ બોલવાની હિમ્મત ધરૂ છું, ૨૮ કદાચ પચાસ
ન્યાયીમા પાચ ઓછા હોય, તો શું પાચની ખોટને
લીધે તું તે નગરનો નાશ કરશે? ને તે બોલ્યો, જો
મને ત્યા પીસ્તાળીસ જડે, તો હુ તેનો નાશ નહિ
કરીશ. ૨૯ અને તેણે ફરી તેને કહ્યુ, કદાચિત ત્યા
ચાળીસ જડે તો? ત્યારે તેણે કહ્યુ કે, ચાળીસને લીધે
પણ હુ એમ નહિ કરીશ ૩૦ અને તેણે કહ્યુ કે, પ્રભુને
રોષ ન ચઢે, તો હુ ફરી બોલુ, કદાચિત ત્યા ત્રીસ
જડે તો? તેણે કહ્યુ, જો ત્યા ત્રીસ જડે, તોએ હુ એમ
નહિ કરીશ. ૩૧ અને તેણે કહ્યુ કે, હવે જો, મેં પ્રભુની
આગળ બોલવાની હિમ્મત ધરી છે, કદાચિત ત્યા
વીસ જડે તો? તેણે કહ્યુ, વીસને લીધે પણ હુ તેનો
નાશ નહિ કરીશ. ૩૨ અને તેણે કહ્યુ પ્રભુને રોષ ન
ચઢે તો હુ ફરીથી એકજ વાર બોલુ; કદાચિત ત્યા
દસજ જડે તો? તેણે કહ્યુ કે, દસને લીધે પણ હુ
તેનો નાશ નહિ કરીશ. ૩૩ અને યહોવાહ ઇબ્રાહી
મની સાથે વાત પુરી કરીને ચાલ્યો ગયો, ને ઇબ્રાહીમ
પોતાને ત્યા પાછો ગયો.

૧૯ પછી સદોમમા સાજે બે દૂત આવ્યા,
અને લોટ સદોમની ભાગળમા બેઠો હતો,
ને લોટ તેઓને જોઇને મળવા ઉઠયો, ને પ્રણામ કર્યા
૨ અને તેણે કહ્યું, મારા સ્વામીઓ, જુઓ, હવે કૃપા
કરો ને વળીને તમારા દાસને ઘેર આવો, ને આખી
રાત રહો, ને પોતાના પગ ધુઓ, ને મળસકે ઉઠીને
પોતાને રસ્તે જજો અને તેઓએ કહ્યું, ના, પણ
હમે આખી રાત રસ્તામા રહીશું ૩ અને તેણે તેઓને
બહુ આગ્રહ કીધો, ત્યારે તેઓ વળીને તેને ત્યા ગયા
ને તેના ઘરમા પેઠા અને તેણે તેઓને સારૂ ભોજન
તૈયાર કીધું, ને બેખમીરી રોટલી કીધી, ને તેઓએ
ખાધું ૪ પરંતુ તેઓના સુવા અગાઉ નગરના માણ
સોએ, એટલે સદોમના માણસોએ, નાના મોટા,
સઘળા લોકોએ બધેથી આવીને ઘરને ઘેરી લીધું
૫ અને લોટને હાક મારીને તેને કહ્યું, જે માણસો આજ
રાત્રે તારી પાસે આવ્યા તેઓ ક્યા છે? તેઓને
હમારી પાસે બહાર લાવ, કે હમે તેઓને જાણીએ
૬ અને લોટ બારણા આગળ તેઓની પાસે ગયો, ને
પોતાની પાછળ બારણુ બંધ કીધું, ૭ ને તેણે કહ્યું,
મારા ભાઇઓ, કૃપા કરી તમે એવુ દુષ્ટ કામ ન કરશો
૮ હવે જુઓ, મારી બે દીકરીઓ છ, તેઓએ પુરૂષને
જાણ્યો નથી, મરજી હોય તો હુ તેઓને તમારી પાસે
લાવુ, ને જે તમને સારૂ લાગે, તે તેઓને કરો, પણ
એ માણસોને કાઇ ન કરો, કેમકે તેઓ મારા છાપ
રાના આશ્રય તળે આવ્યા છે ૯ અને તેઓએ કહ્યું,
હટી જાઓ, પછી તેઓ બોલ્યા કે, આ માણસ
હમારામા રહેવાને આવ્યો, ને હવે ન્યાયાધીશ થઇ
બેઠો છે હવે તેઓના કરતા અમે તને વધારે દુઃખ
દઇશું, ને તેઓએ તે માણસ પર, એટલે લોટ પર,
બહુ ધકાધકી કીધી, ને કમાડ ભાગવાને પાસે આવ્યા
૧૦ પણ પેલા પુરૂષોએ પોતાના હાથ લાબા કરીને
પોતાની પાસે ઘરમા લોટને ખેંચી લીધો, ને બારણુ
બંધ કીધું ૧૧ અને ઘરના બારણા પાસે જે હતા,
તે નાના મોટા સર્વેને તેઓએ આધળા કીધા, માટે
તેઓ બારણું શોધતા શોધતા થાકી ગયા ૧૨ અને
તે માણસોએ લોટને કહ્યું કે, અહીં તારા બીજા કોઇ
છે? તારા જમાઇને, તથા તારા દીકરાઓને, તથા
નગરમા જે સર્વ તારા હોય તેઓને, આ જગ્યામાથી
કાઢ, ૧૩ કેમકે, અમે આ જગ્યાનો નાશ કરીશું, કારણ
કે તેઓનો બુમાટો યહોવાહની આગળ મોટો થયો
છે, ને તેનો નાશ કરવાને યહોવાહે અમને મોકલ્યા છે
૧૪ અને લોટ નિકળ્યા, ને તેની દીકરીઓને પરણનારા
તેના જમાઇઓને બોલાવીને કહ્યું, ઉઠો, આ જગ્યા
માથી નિકળી જાઓ, કેમકે યહોવાહ આ નગરનો
નાશ કરશે પણ તે ઠઠ્ઠો કરતો હોય એમ તેના
જમાઇઓને લાગ્યુ ૧૫ અને મળસકે દૂતોએ લોટને
તાકીદ કરીને કહ્યું, ઉઠ, તારી બાયડીને તથા તારી બે
દીકરીઓ જે અહીં છે તેઓને સાથે લે, રખે નગરની
ભુડાઇથી તારો નાશ થાય ૧૬ પણ તે વિલંબ કરતો
હતો ત્યારે, યહોવાહ તેના પર કૃપાળુ હતો માટે,
તે પુરૂષોએ તેનો હાથ તથા તેની બાયડીના હાથ તથા
તેની બે દીકરીઓના હાથ પકડ્યા, ને તેઓએ તેને
કાઢીને નગરની બહાર પહોચાડ્યો ૧૭ અને એમ થયુ
કે તેઓ તેમને બહાર લાવ્યા પછી [યહોવાહે] તેને
કહ્યું તું પોતાનો જીવ લઇને નાસી જા, તારી પછવાડે
ના જોતો, ને નિચાણમા કોઇ ઠેકાણે ન રહેતો, તારો
નાશ ન થાય માટે પહાડ પર નાસી જજે ૧૮ અને
લોટે તેઓને કહ્યું, ઓ મારા સ્વામી, એમ તો નહિ,
૧૯ હવે, જો, તારો દાસ તારી દૃષ્ટિમા કૃપા પામ્યો
છે, ને તારી કૃપા જે મારો જીવ બચાવવામા તેં મારા
પર કરી છે, તે મોટી છે, પણ હુ પહાડ પર નાસી
જઇ શકતો નથી, રખે મારા પર સંકટ આવી પડે,
ને હુ મરી જાઉં ૨૦ હવે, જો, આ નગર પાસે છે માટે
ત્યા નાસી જવાનુ સહેલ છે, ને તે નાનુ છે, ત્યા મને
નાસી જવા દે, (શું તે નાનુ નથી?) તો મારો જીવ
બચશે ૨૧ અને તેણે તેને કહ્યું કે, જો, આ વાત વિષે
પણ મેં તારૂ સાભળ્યુ છે, જે નગર વિષે તું બોલ્યો છે,
તેનો નાશ હુ નહિ કરીશ, ૨૨ તું ઉતાવળે ત્યા નાસી
જા, કેમકે તારા ત્યા પહોચ્યા સુધી હુ કઇ કરી શકતો
નથી, એ માટે તે નગરનુ નામ સોઆર પાડ્યુ
૨૩ લોટ સોઆરમા પેઠો ત્યારે પૃથ્વી પર સૂર્ય ઉગ્યો
હતો ૨૪ ત્યારે યહોવાહે સદોમ તથા ગમોરાહ પર
ગંધક તથા આગ યહોવાહ પાસેથી આકાશમાથી
વરસાવ્યા ૨૫ અને તેણે તે નગરનો તથા આખા
નિચાણનો તથા નગરમા સર્વ રહેનારાનો તથા ભુમિ
પર ઉગેલાનો નાશ કીધો ૨૬ પણ તેની બાયડીએ
તેની પછવાડેથી પાછળ જોયુ, ને તે ખારનો થાભલો
થઇ ગઇ ૨૭ અને ઇબ્રાહીમ મોટી સવારે ઉઠયો ને
જ્યા યહોવાહની આગળ ઉભો રહ્યો હતો ત્યા ગયો,
૨૮ ને તેણે સદોમ તથા ગમોરાહની ભણી તથા આખા

હવે તારો દીકરો, તારો એકનોએક દીકરો, ઇસ્હાક,
જેના પર તું પ્રીતિ કરે છે, તેને લઇને મોરીયાહ દેશમાં
જા; ને ત્યાં જે પર્વતો હું તને બતાવીશ તેઓ-
માંના એક પર તું તેનું દહનીયાર્પણ કર. ૩ અને ઇબ્રા-
હીમ મોટી સવારે ઉઠયો, ને ગધેડા પર જીન બાંધ્યું,
ને પોતાના જુવાનોમાંથી બેને તથા પોતાના દીકરા
ઇસ્હાકને, પોતાની સાથે લીધા; ને તેણે દહનીયાર્પ-
ણને સારૂ લાકડાં ચીર્યાં, ને તે ઉઠયો, ને દેવે તેને જે
જગ્યા દેખાડી હતી ત્યાં ગયો. ૪ ત્યારે ત્રીજે દહાડે
ઇબ્રાહીમે પોતાની આંખો ઉંચી કરી વેગળેથી તે જગ્યા
દીઠી. ૫ અને ઇબ્રાહીમે પોતાના જુવાનોને કહ્યું કે,
તમે અહીં ગધેડા પાસે રહો, ને હું તથા છોકરો પેલી
ગમ જઇએ, ને ભજન કરીને તમારી પાસે પાછા આવીશું.
૬ અને ઇબ્રાહીમે દહનીયાર્પણનાં લાકડાં પોતાના
દીકરા, ઇસ્હાક પર મુક્યાં, ને તેણે પોતાના હાથમાં
અગ્નિ તથા છરો લીધાં, ને તે બન્ને સાથે ગયા. ૭ અને
ઇસ્હાકે પોતાના બાપ ઇબ્રાહીમને કહ્યું, મારા બાપ,
ને તેણે કહ્યું, મારા દીકરા, હું આ રહ્યો, ને તેણે કહ્યું,
જો, અગ્નિ તથા લાકડાં તો છે, પણ દહનીયાર્પણને
સારૂ ઘેટું ક્યાં છે? ૮ અને ઇબ્રાહીમે કહ્યું, મારા દીકરા,
દહનીયાર્પણને વાસ્તે દેવ પોતાને સારૂ ઘેટું મેળવશે;
વાર હાંક મારીને કહ્યું કે, ૧૬ યહોવાહ કહે છે, મેં
પોતાના સમ ખાધા છે, કે તેં એ કામ કીધું છે, ને
તારા દીકરાને, તારા એકનાએક દીકરાને, પાછો
રાખ્યો નથી, ૧૭ તે માટે ખચિત હું તને આશીર્વાદ
પર આશીર્વાદ દઇશ, ને આકાશના તારા જેટલાં તથા
સમુદ્રના કાંઠાની રેતી જેટલાં તારાં સંતાન વધારીશ જ
વધારીશ, ને તારાં સંતાન તેમના શત્રુઓની ભાગળ
કબજામાં લેશે. ૧૮ અને તારા બીજમાં પૃથ્વીના સર્વ
લોક આશીર્વાદ પામશે; કેમકે તેં મારૂં કહ્યું માન્યું
છે. ૧૯ અને ઇબ્રાહીમ પોતાના જુવાનો પાસે પાછો
આવ્યો, ને તેઓ ઉઠીને બેરશેબા લગી સાથે આવ્યા,
ને ઇબ્રાહીમ બેરશેબામાં રહ્યો.

૨૦ અને એ વાતો પછી એમ થયું, કે ઇબ્રાહીમને
ખબર મળી કે, જો, મિલ્કાહ પણ તારા ભાઇ નાહોરથી
દીકરા જણી છે. ૨૧ એટલે તેનો વડો દીકરો ઉસ, ને
તેનો ભાઇ બૂઝ, ને કમૂએલ જે અરામનો બાપ, ૨૨ ને
કેસેદ તથા હઝો તથા પિલ્દાશ તથા યિદલાફ તથા
બથૂએલ. ૨૩ અને બથૂએલથી રિબકાહ થઇ. એ
આઠ ઇબ્રાહીમના ભાઇ નાહોરથી મિલ્કાહને પેટે
જનમ્યા. ૨૪ અને તેની દાસી જેનું નામ રઉમાહ હતું
તેથી પણ ટેબાહ તથા ગાહામ તથા તાહાશ તથા

સાથે વાતચિત કરીને કહ્યું કે, હું મારી આગળથી મારી
મરેલીને દાટું, એવી જો તમારી મરજી હોય, તો મારૂં
સાંભળો; ને મારે સારૂ સોહારના દીકરા એફ્રોનની
વિનંતી કરો, ૯ કે માખ્પેલાહની ગુફા જે તેને કબજે
છે; અને જે તેના ખેતરની હદ પર છે; તે પુરી કિમ્મતે
તમારા મધ્યે કબરને સારૂ મારે સ્વાધીન કરે. ૧૦ અને
એફ્રોન હેથના દીકરાઓ મધ્યે બેઠેલો હતો; ને
પોતાના નગરની ભાગળમાં પેસનારા જે સર્વે હેથના
દીકરા તેઓના સાંભળતાં એફ્રોન હીત્તીએ ઇબ્રાહીમને
ઉત્તર આપીને કહ્યું, ૧૧ મારા સાહેબ, એમ નહિ,
મારૂં સાંભળ, ખેતર હું તને આપું છું, ને જે ગુફા તેમાં
છે તે પણ હું તને આપું છું; મારા લોકના દીકરાઓના
દેખતાં, તે હું તને આપું છું; તારી મરેલીને દાટજે.
૧૨ અને દેશના લોકની આગળ ઇબ્રાહીમે પ્રણામ કર્યો
૧૩ અને તેણે તે દેશના લોકોના સાંભળતાં એફ્રોનને
કહ્યું, જો તારી મરજી હોય તો કૃપા કરી મારૂં સાંભળ,
તે ખેતરને સારૂ હું તને કિમ્મત આપીશ, તે મારી
પાસેથી લે, તો ત્યાં હું મારી મરેલીને દાટું. ૧૪ અને
એફ્રોને ઇબ્રાહીમને ઉત્તર આપીને કહ્યું, ૧૫ મારા
સાહેબ, મારૂં સાંભળ, ચારસેં શેકેલ રૂપાની જમીન
તે મારી ને તારી વચ્ચે શા લેખામાં? માટે તારી
મરેલીને દાટજે. ૧૬ અને ઇબ્રાહીમે એફ્રોનનું સાંભળ્યું,
ને જેટલું તેણે હેથના દીકરાઓના સાંભળતા કહ્યું હતું,
તેટલું એટલે વેપારીઓમાં ચલણી ચારસેં શેકેલ રૂપું
ઇબ્રાહીમે તોળીને એફ્રોનને આપ્યું. ૧૭ અને માખ્પે-
લાહમાં મામરેની આગળ એફ્રોનનું જે ખેતર તથા
તેમાં જે ગુફા તથા ખેતરની ચારે ગમની હદની અંદર
જે સર્વ ઝાડો તે, ૧૮ તેના નગરની ભાગળમાં સર્વે
જનારાની આગળ હેથના દીકરાઓના દેખતાં ઇબ્રા-
હીમને વતનને સારૂ સોંપવામાં આવ્યાં ૧૯ અને તે
પછી ઇબ્રાહીમે કનાન દેશનું મામરે જે હેબ્રોન છે, તેની
આગળ, માખ્પેલાહના ખેતરની ગુફામાં પોતાની
બાયડી સારાહને દાટી. ૨૦ અને હેથના દીકરાઓએ
ઇબ્રાહીમને, કબરસ્થાનને માટે, તે ખેતરનો તથા
તેમાંની ગુફાનો કબજો નક્કી કરી આપ્યો

૨૪ ૧ અને ઇબ્રાહીમ ઘરડો ને બહુ વર્ષનો થયો
હતો, ને યહોવાહે ઇબ્રાહીમને સર્વ વાતે
આશીર્વાદ આપ્યો હતો. ૨ અને ઇબ્રાહીમે પોતાના
ઘરનો જુનો ચાકર, જે તેના સર્વસ્વનો કારભારી હતો,
તેને કહ્યું, કૃપા કરી મારી જાંગ તળે તારો હાથ મુક.
૩ અને યહોવાહ જે આકાશનો તથા પૃથ્વીનો દેવ છે,
તેના હું તને સોગન દઉં છું કે કનાનીઓ, જેઓમાં હું
રહું છું, તેઓની દીકરીઓમાંથી મારા દીકરાને સારૂ
તું બાયડી લેજશ નહિ ૪ પણ મારા દેશમાં મારા
કુટુંબીઓ પાસે તું જજે, ને મારા દીકરા ઇસ્હાકને
સારૂ બાયડી લાવજે ૫ ત્યારે ચાકરે તેને કહ્યું, કદાપિ
તે સ્ત્રી મારી સાથે આ દેશમાં આવવા રાજી ન હોય,
તો જ્યાંથી તું આવ્યો છે તે દેશમાં તારા દીકરાને હું
પાછો લઇ જાઉં કે કેમ? ૬ ત્યારે ઇબ્રાહીમે તેને કહ્યું,
ખબરદાર, તું મારા દીકરાને ત્યાં પાછો લઇ ન જતો.
૭ આકાશનો દેવ યહોવાહ, જે મારા બાપના ઘર-
માંથી ને મારી જન્મભૂમિમાંથી મને કાઢી લાવ્યો, ને
જે મારી સાથે બોલ્યો, ને જેણે સમ ખાઇને મને કહ્યું
કે, આ દેશ હું તારાં સંતાનને આપીશ, તે તેનો દૂત
તારી આગળ મોકલશે; ને ત્યાંથી તું મારા દીકરાને
સારૂ બાયડી લાવજે ૮ અને જો સ્ત્રી તારી સાથે આવ-
વાને રાજી ન હોય, તો તું મારા આ સમથી મુક્ત
થશે, કેવળ મારા દીકરાને તું ત્યાં પાછો ન લઇ જતો
૯ અને ચાકરે પોતાના ધણી ઇબ્રાહીમની જાંગ તળે
હાથ મુકયો, ને તે વાત વિષે સમ ખાધા. ૧૦ અને તે
ચાકર તેના ધણીનાં ઉંટોમાંથી દસ ઉંટ લઇને નિકળ્યો;
કેમકે તેના ધણીની સર્વ સંપત્તિ તેના હાથમાં હતી;
ને તે ઉઠયો, ને અરામ-નાહરાઇમના નાહોરના શહે-
રમાં ગયો ૧૧ અને સાંજરે સ્ત્રીઓ પાણી ભરવાને
જાય છે, તે વેળા તેણે નગર બહાર કુવા આગળ
ઉંટોને બેસાડ્યાં ૧૨ અને તેણે કહ્યું, ઓ યહોવાહ,
મારા ધણી ઇબ્રાહીમના દેવ, હું તારી વિનંતી કરૂં છું
કે, આજે મારૂં કામ સફળ કર, ને મારા ધણી ઇબ્રા-
હીમ પર દયા કર. ૧૩ જો, હું પાણીના ઝરા પાસે
ઉભો છું, ને નગરનાં માણસોની દીકરીઓ પાણી ભર-
વાને બહાર આવશે, ૧૪ ત્યારે એમ થવા દે કે જે
કન્યાને હું કહું કે, કૃપા કરીને તારી ગાગેર ઉતાર કે હું
પીઉં; ને તે કહે, પી, ને તારા ઉંટોને પણ હું પાઇશ,
તેજ તારા દાસ ઇસ્હાકને સારૂ તારાથી ઠરાવાએલી
કન્યા હોય, ને તેથી હું જાણીશ કે તેં મારા ધણી પર
દયા કરી છે. ૧૫ અને તે બોલી રહ્યા અગાઉ એમ
થયું કે, જુઓ, રિબકાહ, જે ઇબ્રાહીમના ભાઇ નાહો-
રની બાયડી મિલ્કાહના દીકરા બથૂએલથી થએલી,
તે ખાંધ પર ગાગેર લઇને બહાર આવી. ૧૬ હવે તે
તરૂણી સુંદર કાંતિની કુમારિકા હતી, તેને કોઇ પુરૂષે

જાણી ન હતી. તે ઝરા પાસે ઉતરીને પોતાની ગાગર
ભરીને ઉપર આવી. ૧૭ અને ચાકર તેને મળવાને
દોડ્યો, ને કહ્યું કે, તારી ગાગરમાંથી થોડું પાણી કૃપા
કરીને મને પીવા દે. ૧૮ તેણે કહ્યું કે, પીઓ, મારા
સાહેબ, ને ઉતાવળ કરીને પોતાની ગાગર હાથ પર
ઉતારીને તેને પાયું. ૧૯ અને તેને પાઈ રહ્યા પછી
તેણીએ કહ્યું, તારા ઉંટો પણ પી રહે ત્યાં સુધી હું
તેમને સારૂ પાણી ભરીશ. ૨૦ અને તેણે ઉતાવળ
કરીને પોતાની ગાગર હવાડામાં ખાલી કીધી, ને
ફરીથી ભરવાને કુવા ભણી દોડી, ને તેણે તેના સર્વ
ઉંટોને સારૂ ભર્યું. ૨૧ અને તે માણસે તેને તાકીને જોઈ,
ને યહોવાહે મારી મુસાફરી સફળ કીધી છે કે નહિ,
એ જાણવાને તે છાનો રહ્યો. ૨૨ અને એમ થયું કે ઉંટો
પી રહ્યા, ત્યારે તે માણસે અડધા તોલાની સોનાની
એક વાળી ને તેના હાથને સારૂ દસ તોલા સોનાની
બે બંગડી કાઢી. ૨૩ અને તેણે કહ્યું, તું કોણની દીકરી
છે, તે કૃપા કરી મને કહે, શું તારા બાપના ઘરમાં
અમારે ઉતરવાની જગ્યા છે? ૨૪ તેણે કહ્યું કે, મિલ્કા

ચારો આપ્યા, ને તેને તથા તેના સાથીઓને પગ
ધોવાનું પાણી આપ્યું. ૩૩ અને તેની આગળ ખાવાનું
પિરસ્યું, પરંતુ તેણે કહ્યું કે, હું મારી વાત કહ્યા પહેલાં
નહિ ખાઈશ, ને તેણે કહ્યું, બોલ. ૩૪ અને તેણે કહ્યું
કે, હું ઇબ્રાહીમનો ચાકર છું. ૩૫ અને યહોવાહે મારા
ધણીને બહુ આશીર્વાદ દીધો છે, ને તે મોટો થયો છે,
ને તેણે તેને ઘેટાં તથા ઢોરો તથા રૂપું તથા સોનું તથા
દાસો તથા દાસીઓ તથા ઉંટો તથા ગધેડાં આપ્યાં
છે. ૩૬ અને સારાહ મારા ધણીની બાયડી પોતાના
ઘડપણમાં મારા ધણીના પેટનો દીકરો જણી, ને તેની
પાસે જે છે તે બધું તેણે તેને આપ્યું છે. ૩૭ અને
મારા ધણીએ મને સમ આપીને કહ્યું કે, જે કનાની-
ઓના દેશમાં હું રહું છું તેઓની દીકરીઓમાંથી મારા
દીકરાને સારૂ તું બાયડી ન લેતો. ૩૮ પણ મારા
બાપને ઘેર તથા મારા કુટુંબીની પાસે તું જજે, ને
મારા દીકરાને સારૂ બાયડી લાવજે. ૩૯ અને મેં મારા
ધણીને કહ્યું, કદાપિ બાયડી મારી સાથે ન આવે તો?
૪૦ અને તેણે મને કહ્યું કે યહોવાહ જેની સન્મુખ હું

તેણે કહ્યુ, નાહોરનો દીકરો બથુએલ જે મિલ્કાહને પેટ
જન્મ્યો, તેની; ને મેં તેના નાકમાં વાળી ને તેના બન્ને
હાથમાં બંગડી ઘાલી ૪૮ અને મેં માથું નમાવીને યહો-
વાહનું ભજન કીધું; ને મારા ધણી ઇબ્રાહીમનો દેવ
યહોવાહ જે તેના દીકરાને સારૂ મારા ધણીના ભાઇની
દીકરી લેવાને મને પાધરે માર્ગે લાવ્યો હતો તેની
મેં સ્તુતિ કીધી ૪૯ અને હવે જો તમે મારા ધણીની
સાથે કૃપાથી તથા સાચાઇથી વર્તવાના હો તો મને
કહો, ને જો નહિ, તો મને કહો, કે હું જમણી કે ડાબી
ગમ ફરૂં ૫૦ પછી લાબાને તથા બથુએલે ઉત્તર દઇને
કહ્યુ કે, એ વાત યહોવાહથી નિકળી છે, અમે તને ભુંડું
કે ભલું કહી નથી શકતા ૫૧ જો, રિબકાહ તારી
આગળ છે, તેને લઇને જા, ને યહોવાહના કહ્યા પ્રમાણે
તે તારા ધણીના દીકરાની બાયડી થાય ૫૨ અને એમ
થયુ કે ઇબ્રાહીમના દાસે તેઓની વાત સાંભળી, ત્યારે
તેણે ભૂમિ લગી નીચા વળીને યહોવાહનું ભજન કીધું
૫૩ અને તે દાસે રૂપાના તથા સોનાના દાગીના તથા
લુગડાં કાઢીને રિબકાહને આપ્યાં અને તેણે તેના
ભાઇને તથા તેની માને પણ કિમતી જણસો આપી
૫૪ અને તેણે ને તેની સાથે જે માણસ હતા તેઓએ
ખાધું પીધુ, ને તેઓ આખી રાત ત્યાં રહ્યા, ને તેઓ
સવારે ઉઠયા ત્યારે તેણે કહ્યું કે, મને મારા ધણીને
ત્યાં જવાને વિદાય કરો ૫૫ અને તેણીના ભાઇએ
તથા માએ કહ્યુ, કન્યાને અમારી સાથે થોડા દિવસ
ઓછામાં ઓછા દસેક દિવસ રહેવા દે, ત્યાર પછી તે
આવશે ૫૬ પણ તેણે તેઓને કહ્યું, યહોવાહે મારો
માર્ગ સફળ કીધો છે, માટે તમે મને રોકશો મા, મને
વિદાય કરો કે હું મારા ધણી પાસે જાઉં ૫૭ અને
તેઓએ કહ્યું, અમે કન્યાને બોલાવીને મ્હોડેમ્હોડ
પુછીએ ૫૮ અને તેઓએ રિબકાહને બોલાવીને તેને
પુછ્યું કે, શું તું આ માણસ સાથે જશે? ને તેણે કહ્યું
કે, હું જઇશ. ૫૯ અને તેઓએ પોતાની બેન રિબકા-
હને તથા તેની દાઇને તથા ઇબ્રાહીમના દાસને તથા
તેના માણસોને વિદાય કીધાં. ૬૦ અને તેઓએ
રિબકાહને આશીર્વાદ દઇને કહ્યું કે, અમારી બેન, તું
ક્રોડોની મા થજે, ને તારાં સંતાન પોતાના વેરીઓની
ભાગળ કબજે કરો ૬૧ અને રિબકાહ તથા તેની
દાસીઓ ઉઠીને ઉંટો પર બેઠી, ને તે માણસની પછ-
વાડે ચાલી; એમ ચાકર રિબકાહને લઇને પોતાને
માર્ગે ચાલ્યો ગયો ૬૨ અને ઇસ્હાક બેર-લાહાય-
રોઇને માર્ગે ચાલતો આવ્યો; કેમકે તે નેગેબ દેશમાં
રહેતો હતો ૬૩ અને ઇસ્હાક સાંજે મનન કરવા સારૂ
ખેતરમાં ગયો, ને તેણે પોતાની આંખો ઉંચી કરીને
જોયું, તો જુઓ, ઉંટો આવતા હતાં ૬૪ અને રિબકાહે
આંખો ઉંચી કરીને ઇસ્હાકને જોયો; ત્યારે તે ઉંટ
પરથી ઉતરી પડી. ૬૫ અને તેણે ચાકરને પુછ્યુ કે,
આપણને મળવાને આ કોણ ખેતરમાં આવે છે? ને
ચાકરે કહ્યું કે, તે મારો ધણી છે; ને તેણીએ પોતાનો
બુરખો લઇને ઓઢયો ૬૬ અને દાસે જે કર્યું હતું તે
સર્વ તેણે ઇસ્હાકને કહી સંભળાવ્યું ૬૭ અને ઇસ્હાક
તેણીને પોતાની મા સારાહના તંબુમાં લાવ્યો, ને તેણે
રિબકાહને લીધી, ને તે તેની બાયડી થઇ; ને તેણે તે
પર પ્રીતિ કીધી; ને ઇસ્હાક પોતાની માના મરણ
પછી દિલાસો પામ્યો

૨૫ અને ઇબ્રાહીમે ફરી બાયડી કીધી, કે જેનું
નામ કટૂરાહ હતું. ૨ અને તેને તેણીને પેટ
ઝિમ્રાન તથા યોકશાન તથા મદાન તથા મિદ્યાન તથા
યિશ્બાક તથા શૂઆહ, એ દીકરા થયા ૩ અને
યોકશાનથી શબા તથા દદાન થયા, ને આશૂરીમ તથા
લટૂશીમ તથા લઉમીમ એ દદાનના દીકરા હતા; ૪ ને
એફાહ તથા એફેર તથા હનોખ તથા અબીદા તથા
એલ્દાઆહ એ મિદ્યાનના દીકરા; એ સર્વ કટૂરાહના
ફરજન હતા. ૫ અને ઇબ્રાહીમે પોતાનું જે સર્વ હતું,
તે ઇસ્હાકને આપ્યું ૬ પણ ઇબ્રાહીમની ઉપપત્નીના
દીકરાઓને ઇબ્રાહીમે કંઇ બક્ષીસો આપીને તેઓને
પોતાની હયાતીમાં પોતાના દીકરા ઇસ્હાક પાસેથી
પૂર્વ ગમના દેશમાં મોકલી દીધા ૭ અને ઇબ્રાહીમે
જે આયુષ્ય ભોગવ્યું તેનાં વર્ષ એક સો પચોતેર વર્ષ
હતા ૮ ત્યાર પછી ઇબ્રાહીમે પ્રાણ મુકયો, અને ઘરડો
તથા પાકી વયનો થઇને તે બહુ ઘડપણમાં મરણ
પામ્યો; ને તે પોતાના પૂર્વજોની સાથે મળી ગયો
૯ અને તેના દીકરા ઇસ્હાકે તથા ઇશ્માએલે માખ્પે-
લાહની ગુફામાં, એટલે મામરેની સામે સોહાર
હીત્તીના દીકરા એફ્રોનના ખેતરમાં, તેને દાટયો
૧૦ હેથના દીકરાઓ પાસેથી જે ખેતર ઇબ્રાહીમે વેચાતું
લીધું હતું, તેમાં ઇબ્રાહીમ તથા તેની બાયડી સારાહ
દટાયાં. ૧૧ અને એમ થયું કે ઇબ્રાહીમના મુઆ પછી
તેના દીકરા ઇસ્હાકને દેવે આશીર્વાદ દીધો, ને ઇસ્હાક
બેર-લાહાય-રોઇ પાસે રહ્યો
૧૨ હવે ઇબ્રાહીમનો દીકરો ઇશ્માએલ જે સારાહની

દાસી હાગાર મિસરીને પેટે ઇબ્રાહીમથી જન્મ્યો
હતો, તેની વંશાવળી [13] અને ઇશ્માએલના દીકરા-
ઓનાં નામ, પોતપોતાનાં નામ તથા પોતપોતાની
પેઢીઓ પ્રમાણે આ છે, એટલે ઇશ્માએલનો પ્રથમ-
જનિત નબાયોથ, પછી કેદાર તથા આદબએલ તથા
મિબ્સામ, [14] ને મિશમા તથા દુમાહ તથા માસ્સા,
[15] ને હદાદ તથા તેમા તથા યટુર તથા નાફીશ તથા
કેદમાહ. [16] ઇશ્માએલના દીકરા એ, ને તેઓનાં ગામો
તથા મુકામો પ્રમાણે તેઓનાં નામ એ હતાં, અને
તેઓ તેઓનાં કુળોના બાર સરદારો હતા. [17] અને
ઇશ્માએલના આયુષ્યનાં વર્ષ એક સો સાડત્રીસ હતાં;
ને તે પ્રાણ છોડીને મરી ગયો, ને તેના પૂર્વજોની સાથે
મળી ગયો. [18] અને હવીલાહથી આશૂર જતાં મિસર
દેશની સામેના શૂર લગી તેઓ વસ્યા હતા, ને તે
પોતાના સર્વ ભાઈઓની સામે વસ્યો હતો.

એસાવ પર પ્રીતિ કરતો હતો, કેમકે તેનો શિકાર તે
ખાતો હતો; પણ રિબકાહ યાકૂબ પર પ્રીતિ કરતી
હતી. [29] હવે યાકૂબે શાક રાંધ્યું હતું, એવામાં એસાવ
ખેતરમાંથી આવ્યો, ને તે થાકેલો હતો. [30] અને
એસાવે વિનંતી કરીને યાકૂબને કહ્યું, પેલા લાલ શાક-
માંથી મને ખાવાને આપ, કેમકે હું નિર્ગત થયો છું;
માટે તેનું નામ અદોમ કહેવાયું. [31] અને યાકૂબે કહ્યું,
આજ તું પોતાનું જ્યેષ્ઠપણું મને વેચાતું આપ.
[32] અને એસાવે કહ્યું કે, જો, હું મરવા પડ્યો છું, ને
એ જ્યેષ્ઠપણું મને શા કામમાં આવવાનું? [33] ને
યાકૂબે કહ્યું, આજે મારી આગળ સમ ખા; ને તેણે
તેની આગળ સમ ખાધા; ને પોતાનું જ્યેષ્ઠપણું
યાકૂબને વેચી દીધું. [34] અને યાકૂબે એસાવને રોટલી
તથા દાળનું બનાવેલું શાક આપ્યાં; ને તેણે ખાધું
પીધું, ને ઉઠીને ચાલ્યો ગયો. એમ એસાવે પોતાનું

બોલાવીને કહ્યું કે, જો, તે ખચિત તારી બાયડી છે, ને તું
એમ કેમ બોલ્યો કે તે મારી બેન છે? ને ઇસ્હાકે
તેને કહ્યું, હું તેને લીધે કદાચિત માર્યો જાઉં એવી
બીકથી હું એમ બોલ્યો ૧૦અને અબીમેલેખે કહ્યું,
તેં અમને આ શું કીધું છે? લોકમાંનો કોઇ તારી
બાયડી સાથે સહેજ સૂઇ જાત ને એમ તું અમારા પર
દોષ આણત ૧૧અને અબીમેલેખે સર્વે લોકોને તાકીદ
કરીને કહ્યું કે, આ માણસને અથવા તેની બાયડીને
જે કોઇ અડકશે તે નિશ્ચે માર્યો જશે. ૧૨અને ઇસ્હાકે
તે દેશમાં વાવણી કીધી, ને તેજ વર્ષે સોગણું પામ્યો;
ને યહોવાહે તેને આશીર્વાદ દીધો. ૧૩અને તે મોટો
માણસ થયો ને એમ વધતાં વધતાં બહુજ મોટો થયો.
૧૪અને તેની પાસે ઘેટાં તથા ઢોર તથા ઘણા દાસો
થયા અને પલિસ્તીઓએ તેની અદેખાઇ કીધી
૧૫અને તેના બાપ ઇબ્રાહીમના દહાડામાં જે સર્વ
કુવા તેના બાપના દાસોએ ખોદ્યા હતા તે પલિ-
સ્તીઓએ માટી ભરીને પુરી નાખ્યા હતા. ૧૬અને
અબીમેલેખે ઇસ્હાકને કહ્યું, તું અમારી પાસેથી જા,
કેમકે તું અમારા કરતાં બહુ સમર્થ થઇ ગયો છે
૧૭પછી ઇસ્હાક ત્યાંથી નિકળીને ગરારના નિચાણમાં
તંબુ તાણ્યો, ને તે ત્યાં રહ્યો ૧૮અને તેના બાપ
ઇબ્રાહીમના વખતમાં પાણીના જે કુવા ખોદ્યા હતા,
તે ઇસ્હાકે ગાળી કાઢ્યા, કેમકે ઇબ્રાહીમના મરણ
પછી પલિસ્તીઓએ તે પુરી નાખ્યા હતા; ને તેમનાં
જે જે નામ તેના બાપે પાડ્યાં હતાં, તેજ નામ તેણે
તેઓનાં પાડ્યાં ૧૯અને ઇસ્હાકના દાસોએ નિચા-
ણમાં ખોદ્યું, ને ત્યાં પાણીનો એક ઝરો મળ્યો ૨૦અને
એ પાણી અમારૂં છે એમ કહેતાં ગરારના ભરવાડો
ઇસ્હાકના ભરવાડો સાથે વઢ્યા, અને તે કુવાનું નામ
તેણે એસેક પાડ્યું; કેમકે તેઓ તેની સાથે વઢ્યા
હતા ૨૧અને તેઓએ બીજો કુવો ખોદ્યો, ને તે વિષે
પણ તેઓ વઢ્યા, ને તેણે તેનું નામ સિટનાહ પાડ્યું
૨૨અને ત્યાંથી જઇને તેણે બીજો કુવો ખોદ્યો, ને તેને
સારૂ તેઓ વઢ્યા નહિ; ને તેણે તેનું નામ રહોબોથ
પાડ્યું; ને કહ્યું, હવે યહોવાહે અમને પુષ્કળ જગ્યા
આપી છે, ને આ દેશમાં અમે ફળવાન થઇશું ૨૩અને
તે ત્યાંથી બેર-શેબા ગયો ૨૪અને તેજ રાત્રે યહોવાહે
તેને દર્શન આપીને કહ્યું કે, હું તારા બાપ ઇબ્રાહીમનો
દેવ છું; બીહી મા, કેમકે તારી સાથે હું છું, ને મારા
સેવક ઇબ્રાહીમને લીધે હું તને આશીર્વાદ દઇશ, ને
તારૂં સંતાન વધારીશ. ૨૫અને તેણે ત્યાં વેદી બાંધી,
ને યહોવાહને નામે પ્રાર્થના કીધી, ને ત્યાં પોતાનો
તંબુ તાણ્યો, ને ત્યાં ઇસ્હાકના દાસોએ એક કુવો
ખોદ્યો ૨૬અને અબીમેલેખ પોતાના મિત્રોમાંના એક
અહુઝાથ તથા પોતાના સેનાપતિ ફીકોલ સુદ્ધાં ગરા-
રથી તેની પાસે આવ્યો; ૨૭ને ઇસ્હાકે તેઓને
કહ્યું, તમે મારો દ્વેષ કરો છો, ને તમારી પાસેથી મને
કાઢી મુક્યો છે, માટે મારી પાસે તમે કેમ આવ્યા?
૨૮ને તેઓએ કહ્યું, અમે ખચિત જાણ્યું કે યહોવાહ
તારી સાથે છે, ને અમે કહ્યું કે, હવે આપણી વચ્ચે,
એટલે તારી તથા અમારી વચ્ચે સમ થાય, ને અમે
તારી સાથે કરાર કરીએ, ૨૯કે જેમ અમે તને છેડ્યો
નથી, ને તારૂં બહુજ માત્ર કીધું, ને શાંતિથી તને
વિદાય કીધો, તેમ તું અમારૂં ભુડું ન કરે; હવે તું
યહોવાહથી આશીર્વાદિત છે ૩૦અને તેણે તેઓને
સારૂ મિજબાની કીધી, ને તેઓએ ખાધું ને પીધું,
૩૧અને તેઓએ મોટી સવારે ઉઠીને અરસપરસ સમ
ખાધા; ને ઇસ્હાકે તેઓને વિદાય કીધા, ને તેઓ
તેની પાસેથી શાંતિએ ગયા. ૩૨અને તેજ દહાડે
એમ થયું કે ઇસ્હાકના દાસોએ જે કુવો ખોદ્યો હતો,
તે વિષે તેઓએ આવીને કહ્યું, અમને પાણી જડ્યું
છે. ૩૩અને તેણે તેને શિબાહ નામ આપ્યું, માટે
આજ લગી તે નગરનું નામ બેર-શેબા કહેવાય છે

૩૪અને એસાવ ચાળીસ વર્ષનો થઇને હિત્તી બએ-
રીની દીકરી યહુદીથને તથા હિત્તી એલોનની દીકરી
બાસમાથને પરણ્યો ૩૫અને તેઓ ઇસ્હાક તથા
રિબકાહના જીવને સંતાપરૂપ હતી

૨૭ અને એમ થયું કે ઇસ્હાક ઘરડો થયો, ને
તેની આંખનું તેજ એટલું ઘટ્યું કે તે દેખી
શકતો ન હતો, ત્યારે તેણે પોતાના વડા દીકરા
એસાવને બોલાવીને તેને કહ્યું, મારા દીકરા; ને તેણે
કહ્યું, હું આ રહ્યો. ૨અને તેણે કહ્યું, જો, હું હવે ઘરડો
થયો છું, મારો મરવાનો દહાડો હું નથી જાણતો
૩માટે હવે તું તારાં હથિયાર, એટલે તારો ભાથો તથા
ધનુષ્ય લઇને જંગલમાં જા, ને મારે સારૂ શિકાર મારી
લાવ ૪અને મને ભાવે છે તેવું સ્વાદિષ્ટ ખાવાનું તું
મારે સારૂ તૈયાર કર, ને મારી પાસે લાવ, કે હું ખાઉં,
ને મરવા અગાઉ મારો જીવ તને આશીર્વાદ દે ૫અને
ઇસ્હાક તેના દીકરા એસાવની સાથે બોલતો હતો,
ત્યારે રિબકાહે સાંભળ્યું અને એસાવ શિકાર મારી

લાવવા સારુ જંગલમાં ગયો. ૬અને રિબકાહે પોતાના
દીકરા યાકૂબને કહ્યું, જો, તારા ભાઇ એસાવની સાથે
તારા બાપને એમ બોલતાં મેં સાંભળ્યો, ૭કે તું મારે
સારુ શિકાર લાવીને સ્વાદિષ્ટ ખાવાનું મારે સારુ
તૈયાર કર, કે હું ખાઉં ને મરવા અગાઉ યહોવાહની
આગળ હું તને આશીર્વાદ દઉં. ૮હવે, મારા દીકરા,
તને હું આજ્ઞા આપું, તે પ્રમાણે મારું કહ્યું માન. ૯હવે
તું ટોળામાં જા, ને તેમાંથી બકરીનાં બે સારાં લવારાં
મારી પાસે લાવ, ને તેઓથી તારા બાપને ભાવે છે
તેવું સ્વાદિષ્ટ ખાવાનું હું તેને સારુ તૈયાર કરીશ
૧૦અને તે તું તારા બાપ આગળ મૂકજે, કે તે ખાઇને
તેના મરણ અગાઉ તને આશીર્વાદ દે ૧૧અને યાકૂબે
પોતાની મા રિબકાહને કહ્યું, જો, મારો ભાઇ એસાવ
કેશી માણસ છે, ને હું સુંવાળો માણસ છું ૧૨કદાપિ
મારો બાપ મને હાથ લગાડે, ને હું તેને ઠગનારાના
સરખો દેખાઉં, ને હું આશીર્વાદ તો નહિ પણ શાપ
મારે માથે લાવું ૧૩અને તેની માએ તેને કહ્યું, મારા
દીકરા, તે શાપ મારા પર થાઓ, માત્ર મારું કહેવું
માન, ને જઇને મારે સારુ તેઓને લાવ ૧૪અને તેણે
જઇને તે લીધાં, ને તેની માની પાસે લાવ્યો, ને તેના
બાપને ભાવતું હતું તેવું સ્વાદિષ્ટ ખાવાનું તેની માએ
તૈયાર કીધું. ૧૫અને રિબકાહે તેના જ્યેષ્ઠ દીકરા
એસાવનાં સારાં લૂગડાં જે તેની પાસે ઘરમાં હતાં તે
લઇને તેના નાના દીકરા યાકૂબને પહેરાવ્યાં ૧૬અને
તેના હાથો પર તથા તેના ગળાના કેશરહિત ભાગ પર
તેણે બકરીનાં લવારાંનાં ચામડાં બાંધ્યાં ૧૭અને
સ્વાદિષ્ટ ખાવાનું તથા રોટલી જે તેણે તૈયાર કર્યાં હતાં
તે તેના દીકરા યાકૂબના હાથમાં આપ્યાં. ૧૮અને
તેણે પોતાના બાપ પાસે જઇને કહ્યું કે, મારા બાપ;
ને તેણે કહ્યું, જો, હું આ રહ્યો, મારા દીકરા, તું કોણ
છે? ૧૯ને યાકૂબે પોતાના બાપને કહ્યું, હું એસાવ
તારો જ્યેષ્ઠ દીકરો છું. જેમ તેં મને કહ્યું હતું, તેમ મેં
કીધું છે; હું વિનંતી કરું છું, કે ઊઠો થઇને મારો શિકાર
ખા, કે તારો જીવ મને આશીર્વાદ દે. ૨૦અને ઇસ્હાકે
પોતાના દીકરાને કહ્યું, મારા દીકરા, આટલામાં તને
મળ્યું એ કેમ? ને તેણે કહ્યું, યહોવાહ તારા દેવે મને
લાવી આપ્યું, માટે ૨૧અને ઇસ્હાકે યાકૂબને કહ્યું,
મારા દીકરા, પાસે આવ, કે હું તને અડકી જોઉં, કે
જ મારો દીકરો એસાવ છે કે નહિ ૨૨અને યાકૂબ તું
તેના બાપ ઇસ્હાકની પાસે આવ્યો, ને તે તેને
અડક્યો, ને કહ્યું કે, સાદ તો યાકૂબનો સાદ છે ખરો,
પણ હાથ તો એસાવના હાથ છે. ૨૩અને તેના હાથ
તેના ભાઇ એસાવના સરખા કેશી હતા, માટે તેને
તેણે ઓળખ્યો નહિ, ને તેણે તેને આશીર્વાદ દીધો
૨૪અને તેણે કહ્યું, શું તું મારો દીકરો એસાવ છે? ને
તેણે કહ્યું કે, એ જ. ૨૫અને તેણે કહ્યું, એ મારી પાસે
લાવ, કે હું મારા દીકરાનો શિકાર ખાઉં, કે મારો જીવ
તને આશીર્વાદ દે. અને તે તેની પાસે લાવ્યો, ને
તેણે ખાધું, ને તે તેને સારુ દ્રાક્ષરસ લાવ્યો, ને તેણે
પીધો ૨૬અને તેના બાપ ઇસ્હાકે તેને કહ્યું, મારા
દીકરા, હવે પાસે આવ, ને મને ચુમ. ૨૭અને તેણે
પાસે આવીને તેને ચુમ્યો, ને તેણે તેનાં લૂગડાંની
વાસ લીધી, ને તેણે તેને આશીર્વાદ દીધો, ને કહ્યું,

જો, યહોવાહથી આશીર્વાદ પામેલા ખેતરની વાસ
સરખી
મારા દીકરાની વાસ છે.
૨૮માટે દેવ તને આકાશનું ઝાકળ
ને પૃથ્વીની રસાળ જગ્યા
તથા પુષ્કળ ધાન્ય તથા દ્રાક્ષરસ આપે.
૨૯લોકો તારી સેવા કરે,
ને દેશજાતિઓ તારી આગળ નમે;
તું તારા ભાઇઓનો ધણી થા,
ને તારી માના દીકરા તારી આગળ નમે;
જે હરેક તને શાપ દે, તે શાપિત થાય,
ને જે તને આશીર્વાદ દે, તે આશીર્વાદ પામે

૩૦અને એમ થયું કે જ્યારે ઇસ્હાક યા
આશીર્વાદ દઇ રહ્યો, ને યાકૂબ પોતાના બાપ ઇ
કની આગળથી બહાર ગયો હતો, તેજ વેળા તેનો
ભાઇ એસાવ શિકાર કરવા પરથી પાછો આવ્યો
૩૧અને તે પણ સ્વાદિષ્ટ ખાવાનું તૈયાર કરીને તેના
બાપની પાસે લાવ્યો, ને બાપને કહ્યું, મારા બાપ,
ઊઠ, ને તારા દીકરાનો શિકાર ખા, કે તારો જીવ મને
આશીર્વાદ દે ૩૨અને તેના બાપ ઇસ્હાકે તેને કહ્યું,
તું કોણ? ને તે બોલ્યો, હું તારો જ્યેષ્ઠ દીકરો
એસાવ છું ૩૩અને ઇસ્હાક બહુ થરથર ધ્રુજ્યો, ને
બોલ્યો, ત્યારે જે શિકાર મારીને મારી પાસે લાવ્યો
હતો તે કોણ? તે સર્વમાંથી તારા આવ્યા અગાઉ
મેં ખાધું; ને તેને આશીર્વાદ દીધો, ને તે આશીર્વાદિત
થશે પણ ખરો. ૩૪અને એસાવે પોતાના બાપની વાત
સાંભળી, ત્યારે તે મોટી તથા બહુ કારમી બૂમ પાડીને

રડ્યો, ને પોતાના બાપને કહ્યું, મારા બાપ, મને, હા
મને પણ, આશીર્વાદ દે. ૩૫ અને તેણે કહ્યું, તારા
ભાઇએ ધૂર્તપણાથી આવીને તારો આશીર્વાદ લઇ
લીધો છે. ૩૬ અને તેણે કહ્યું, શું તેનું નામ યાકૂબ ઠીક
નથી પાડ્યું? કેમકે તેણે બે વાર મને છેતર્યો છે;
તેણે મારૂં જ્યેષ્ઠપણું લઇ લીધું; ને હવે, જો, તેણે
મારો આશીર્વાદ પણ લઇ લીધો છે. અને તેણે કહ્યું,
શું તેં મારે વાસ્તે આશીર્વાદ રાખ્યો નથી? ૩૭ ને
ઇસ્હાકે ઉત્તર આપીને એસાવને કહ્યું, જો, મેં તેને
તારો ધણી કીધો છે, ને તેના સર્વ ભાઇઓ તેના દાસો
થવાને માટે મેં તેને આપ્યા છે, ને પોષણને માટે ધાન્ય
તથા દ્રાક્ષરસ મેં તેને આપ્યાં છે; ને હવે, મારા દીકરા,
હું તારે સારૂ શું કરૂં? ૩૮ ને એસાવે પોતાના બાપને
કહ્યું, મારા બાપ, શું તારી પાસે કેવળ એકજ આશી-
ર્વાદ છે? મારા બાપ, મને, હા મને પણ, આશીર્વાદ
દે. અને એસાવ પોક મુકીને રડ્યો. ૩૯ અને તેના
બાપ ઇસ્હાકે તેને ઉત્તર આપીને કહ્યું,

જો, પૃથ્વીની પુષ્ટિથી
તથા ઉપરના આકાશના ઝાકળથી તારો વાસો
 વેગળો થશે.
૪૦ અને તું તારી તરવારથી જીવશે,
ને તું તારા ભાઇની સેવા કરશે;
પણ એમ થશે, કે જ્યારે તું છુટી જશે
ત્યારે તું તારી ગરદનપરથી તેની ઝુંસરી કાઢી
 નાખશે.

૪૧ અને યાકૂબને તેના બાપે આશીર્વાદ દીધો હતો
તે આશીર્વાદને લીધે એસાવે યાકૂબનો દ્વેષ કીધો, ને
એસાવે મનમાં કહ્યું કે, મારા બાપને સારૂ શોકના
દહાડા પાસે છે; ત્યારે હું મારા ભાઇ યાકૂબને મારી
નાખીશ. ૪૨ અને રિબકાહને તેના જ્યેષ્ઠ દીકરા એસા-
વની એ વાત કહેવામાં આવી; ને તેણે પોતાના નાના
દીકરા યાકૂબને તેડી મંગાવ્યો, ને તેને કહ્યું, જો, તારો
ભાઇ એસાવ તને મારી નાખવાનું ધારીને, તારા વિષે
પોતાના મનને ટહાડું પાડે છે ૪૩ માટે હવે, મારા
દીકરા, મારી વાત માન, ને ઉઠીને મારા ભાઇ લાબા-
નની પાસે હારાનમાં નાસી જા; ૪૪ ને તારા ભાઇનો
ક્રોધ તારા પરથી ઉતરે ત્યાં સુધી થોડા દહાડા તેની
પાસે રહે. ૪૫ તારા ભાઇનો ક્રોધ તારા પરથી ઉતરે
ને તેં તેને જે કીધું છે તે તે વિસરી જાય, ત્યારે હું તને
ત્યાંથી તેડાવીશ; એકજ દહાડે તમ બન્નેથી હું કેમ
વિયોગી થાઉં?

૪૬ અને રિબકાહે ઇસ્હાકને કહ્યું, હેથની દીકરી-
ઓના કારણથી હું જીવવાથી કંટાળી ગઇ છું, આ
હેથની દીકરીઓ જેવી જો યાકૂબ દેશની દીકરીઓ-
માંથી બાયડી લે, તો મારે જીવવું શા કામનું?

૨૮ અને ઇસ્હાકે યાકૂબને બોલાવીને તેને
આશીર્વાદ દીધો, ને તેને આજ્ઞા આપીને
કહ્યું, કનાન દેશની દીકરીઓમાંથી તું બાયડી ન લે
૨ ઉઠ, પાદ્દાનારામમાં તારી માના બાપ બથૂએલને
ઘેર જા, ને ત્યાંથી તારા મામા લાબાનની દીકરીઓ-
માંથી તું પોતાને સારૂ બાયડી લે. ૩ અને સર્વસમર્થ
દેવ તને આશીર્વાદ દે, ને તને સફળ કરે, ને તને
વધારે, કે તારાથી ઘણાં કુળ થાય; ૪ અને ઇબ્રાહી-
મને આપેલો આશીર્વાદ, તે તને તથા તારી સાથે તારાં
સંતાનને પણ દે, કે ઇબ્રાહીમને દેવે આપેલો દેશ જેમાં
તું પ્રવાસી છે તેનું તું વતન પામે. ૫ અને ઇસ્હાકે
યાકૂબને વિદાય કર્યો, ને તે પાદ્દાનારામમાં લાબાન
જે બથૂએલ અરામીનો દીકરો ને યાકૂબ તથા એસા-
વની મા રિબકાહનો ભાઇ હતો તેને ત્યાં ગયો. ૬ અને
એસાવે જોયું કે ઇસ્હાકે યાકૂબને આશીર્વાદ દીધો છે,
ને તેને પાદ્દાનારામમાં ત્યાંથી પોતાને સારૂ બાયડી
લેવાને મોકલ્યો છે; ને તેને આશીર્વાદ દેતાં એવી
આજ્ઞા આપી છે કે કનાન દેશની દીકરીઓમાંથી તું
બાયડી ન લે; ૭ ને યાકૂબે પોતાનાં માબાપની આજ્ઞા
માની, ને પાદ્દાનારામમાં ગયો; ૮ ને એસાવે જોયું કે
મારા બાપ ઇસ્હાકને કનાન દેશની દીકરીઓ ગમતી
નથી; ૯ ત્યારે એસાવ ઇશ્માએલની પાસે ગયો, ને
ઇબ્રાહીમના દીકરા ઇશ્માએલની દીકરી માહાલાથ
જે નબાયોથની બેન તેને તેણે પોતાની બાયડીઓ
ઉપરાંત બાયડી કીધી.

૧૦ અને યાકૂબ બેર-શેબાથી નિકળીને હારાન ભણી
ગયો. ૧૧ અને તે એક જગ્યાએ આવી પહોંચ્યો, ને
ત્યાં રાત રહ્યો, કારણ કે સૂર્ય આથમ્યો હતો, ને તે
જગ્યામાંનો એક પત્થર લઇને તેના માથા નીચે મુક્યો,
ને તે ઠેકાણે સુઇ ગયો. ૧૨ અને તેને સ્વપ્ન આવ્યું
અને, જુઓ, એક સીડી પૃથ્વી પર ઉભી કરેલી, ને
તેની ટોચ આકાશ સુધી પહોંચી હતી, ને જુઓ,
તે પર દેવના દૂત ચઢતા ઉતરતા હતા. ૧૩ અને જુઓ,
તેના ઉપર યહોવાહ ઉભો રહ્યો, ને તે બોલ્યો, હું

યહોવાહ તારા બાપ ઇબ્રાહીમનો દેવ તથા ઇસ્હાકનો
દેવ છું; જે ભૂમિ પર તું સુતો છે, તે હું તને તથા
તારાં સંતાનને આપીશ. ૧૪ અને પૃથ્વીની રજ જેટલાં
તારાં સંતાન થશે, ને તું પૂર્વ પશ્ચિમે તથા ઉત્તર દક્ષિણે
ફેલાશે, ને તારામાં તથા તારા સંતાનમાં પૃથ્વીનાં સર્વ
ગોત્રો આશીર્વાદ પામશે. ૧૫ અને જો, હું તારી સાથે
છું; ને જ્યાં તું જશે ત્યાં સર્વ ઠેકાણે હું તને સંભાળીશ,
ને આ દેશમાં હું તને પાછો લાવીશ, કેમકે જે જે મેં
તને કહ્યું છે, તે પુરૂં કીધા વગર હું તને નહિ મુકીશ.
૧૬ અને યાકૂબ જાગી ઉઠ્યો, ને તેણે કહ્યું, ખચિત
યહોવાહ આ ઠેકાણે છે, ને મેં જાણ્યું નહિ. ૧૭ અને
તે બીધો, ને બોલ્યો, આ જગ્યા કેવી ભયાનક છે!
આ દેવના ઘર વગર બીજું કંઇ નથી, ને આ આકા-
શનું દ્વાર છે. ૧૮ અને યાકૂબ મોટી સવારે ઉઠ્યો, ને
જે પત્થર તેણે માથા નીચે મુક્યો હતો તે લઇને તેણે
સ્તંભને સારૂ ઉભો કર્યો, ને તેને મથાળે તેલ રેડ્યું.
૧૯ અને તેણે તે જગ્યાનું નામ બેથેલ પાડ્યું, પણ
પહેલાં તે નગરનું નામ લુઝ હતું. ૨૦ અને યાકૂબે
એવી માનતા લીધી કે, જો દેવ મારી સાથે રહેશે, ને
જે માર્ગમાં હું જાઉં છું, તેમાં મને સંભાળશે, ને મને
ખાવાનું અન્ન, ને પહેરવાનાં લુગડાં આપશે, ૨૧ ને
જો હું શાંતિએ મારા બાપને ઘેર પાછો આવીશ, તો
યહોવાહ મારો દેવ થશે, ૨૨ અને આ પત્થર જે મેં
સ્તંભને સારૂ ઉભો કીધો છે, તે દેવનું ઘર થશે; ને જે તું
મને આપશે તે સર્વનો દશાંશ હું તને ખચિત આપીશ.

૨૯ ત્યારે યાકૂબ ત્યાંથી ચાલ્યો ને પૂર્વના લોકને
દેશ પહોંચ્યો. ૨ અને તેણે જોયું, ને જુઓ,
ખેતરમાં એક કુવો હતો, ને જુઓ, ત્યાં તેની પાસે
ઘેટાંનાં ત્રણ ટોળાં બેઠાં હતાં, કેમકે તે કુવામાંથી તે
ટોળાંને પાતા હતા, ને કુવાના મ્હો પરનો પત્થર મોટો
હતો. ૩ અને ત્યાં સર્વ ટોળાં એકઠાં થતાં હતાં, ને
તેઓ કુવાના મ્હો પરથી પત્થર ગબડાવી ઘેટાંને
પાતા હતા, ને કુવાના મ્હો પર પત્થર પાછો ઠેકાણે
મુકતા હતા. ૪ અને યાકૂબે તેઓને કહ્યું, મારા ભાઇઓ,
તમે ક્યાંના છો? ને તેઓએ કહ્યું, અમે હારાનના
છીએ. ૫ અને તેણે તેઓને કહ્યું, શું તમે નાહોરના
દીકરા લાબાનને ઓળખો છો? ને તેઓએ કહ્યું, તેને
ઓળખીએ છીએ. ૬ અને તેણે તેઓને કહ્યું, શું, તે
ક્ષેમકુશળ છે? ને તેઓએ કહ્યું, ક્ષેમકુશળ છે; ને જો,
તેની દીકરી રાહેલ ઘેટાં લઇને આવે છે. ૭ અને તેણે
કહ્યું, જો, હજુ દહાડો ઘણો છે, ને ઢોરો એકઠાં કર-
વાનો વખત થયો નથી, માટે તમે ઘેટાંને પાઓ, ને
જઇને તેઓને ચારો. ૮ અને તેઓ બોલ્યા, સર્વ ટોળાં
એકઠાં થાય, ને કુવાના મ્હો પરથી પત્થર ગબડાવ
વામાં આવે, ત્યાં સુધી તે અમારાથી થાય એવું નથી;
તે પછી અમે ઘેટાંને પાઇએ છીએ. ૯ અને તે તેઓની
સાથે બોલતો હતો એટલામાં રાહેલ પોતાના બાપનાં
ઘેટાં લઇને આવી, કેમકે તે તેઓને સાચવતી હતી.
૧૦ અને એમ થયું, કે યાકૂબે તેના મામા લાબાનની
દીકરી રાહેલને તથા તેના મામા લાબાનનાં ઘેટાંને
દીઠાં ત્યારે યાકૂબે પાસે આવીને કુવાના મ્હો પરથી
પત્થર ગબડાવ્યો, ને તેના મામા લાબાનનાં ઘેટાંને
પાણી પાયું. ૧૧ અને યાકૂબ રાહેલને ચુમીને પોક
મુકીને રડ્યો. ૧૨ અને યાકૂબે રાહેલને કહ્યું કે, હું તારા
બાપનો ભાઇ, ને રિબકાહનો દીકરો છું; ને તેણીએ
દોડીને પોતાના બાપને ખબર આપી. ૧૩ અને એમ
થયું કે લાબાને તેના ભાણેજ યાકૂબની ખબર સાંભળી
ત્યારે તે તેને મળવા દોડ્યો, ને તેને આલિંગન કરીને
ચુમ્યો, ને તેને પોતાને ઘેર લાવ્યો. અને તેણે લાબા-
નને આ સર્વ વાતો કહી. ૧૪ અને લાબાને તેને કહ્યું,
ખચિત તું મારાં હાડકાંનો તથા માંસનો છે. અને તે
તેની પાસે એક મહિના ભર રહ્યો. ૧૫ અને લાબાને
યાકૂબને કહ્યું કે, તું મારો ભાઇ છે, માટે તારે મારી
ચાકરી મફત કરવી ઘટે? તારે કેટલું જોઇએ તે મને
કહે. ૧૬ અને લાબાનને બે દીકરી હતી; મોટીનું નામ
લેઆહ ને નાનીનું નામ રાહેલ. ૧૭ અને લેઆહની
આંખો નબળી હતી, પણ રાહેલ સુંદર તથા રૂપાળી
હતી. ૧૮ અને યાકૂબે રાહેલ પર પ્રીતિ કીધી, ને કહ્યું,
તારી નાની દીકરી રાહેલને સારૂ હું તારી ચાકરી સાત
વર્ષ કરીશ. ૧૯ અને લાબાને કહ્યું, બીજા માણસને તેને
આપવા કરતાં તને આપવી સારી છે, તું મારી સાથે
રહે. ૨૦ અને યાકૂબે રાહેલને સારૂ સાત વર્ષ સુધી
ચાકરી કીધી, ને તે પર તેની પ્રીતિ હતી, માટે તે
સાત વર્ષ તેને થોડા દહાડા સરખાં લાગ્યાં. ૨૧ અને
યાકૂબે લાબાનને કહ્યું, દહાડા પુરા થયા, માટે મારી
બાયડી મને આપ, કે હું તેની પાસે જાઉં. ૨૨ અને
લાબાને ત્યાંના સર્વ લોકોને એકઠા કરીને જમણ કર્યું.
૨૩ અને સાંજરે એમ થયું, કે તે પોતાની દીકરી લેઆ-
હને લઇને યાકૂબની પાસે લાવ્યો, ને તે તેની પાસે
ગયો. ૨૪ અને લાબાને પોતાની દીકરી લેઆહની

દાસી થવા સારૂ પોતાની દાસી ઝિલ્પાહ તેને આપી
૨૫ અને એમ થયું
પડી, ને તેણે લા
શું રાહેલને સારૂ
શા માટે છેતર્યો? ૨૬ ને લાબાને કહ્યું, અમારા દેશમાં
એવી રીત નથી કે મોટીની અગાઉ નાનીને પરણા-
વવી. ૨૭ આનું અઠવાડિયું પૂરૂં કર, ને બીજાં સાત વર્ષ
તું મારી જે ચાકરી કરશે, તેના બદલામાં અમે તેણીને
પણ તને આપીશું. ૨૮ અને તે પ્રમાણે યાકૂબે કર્યું,
ને તેનું અઠવાડિયું પુરૂં કીધા પછી તેણે તેની દીકરી
રાહેલને પણ તેની બાયડી થવાને આપી. ૨૯ અને
લાબાને તેની દીકરી રાહેલની દાસી થવા સારૂ તેને
તેની દાસી બિલ્હાહ આપી. ૩૦ અને રાહેલની પાસે
પણ તે ગયો, ને તેણે લેઆહ કરતાં રાહેલ પર વધારે
પ્રીતિ કીધી, ને તેણે બીજાં સાત વર્ષ તેની ચાકરી કીધી.

૩૧ અને યહોવાહે જોયું કે લેઆહ નાપસંદ છે, માટે
તેણે તેનું ગર્ભસ્થાન ઉઘાડ્યું, પણ રાહેલ વાંઝણી
હતી. ૩૨ અને લેઆહ ગર્ભવતી થઇ, ને તે દીકરો
જણી, ને તેણે તેનું નામ રેઉબેન પાડ્યું, કેમકે તેણે
કહ્યું, યહોવાહે મારૂં કષ્ટ ખચિત જોયું છે; માટે હવે
મારો ભરથાર મારા પર પ્રીતિ કરશે. ૩૩ અને તે
ફરી ગર્ભવતી થઇ, ને દીકરો જણી, ને બોલી, હું નાપ-
સંદ પડી છું, એમ યહોવાહે સાંભળ્યું છે, માટે તેણે
આ પણ મને આપ્યો છે, ને તેણે તેનું નામ શિમઓન
પાડ્યું. ૩૪ અને તે ફરી ગર્ભવતી થઇ, ને દીકરો જણી,
ને કહ્યું, હવે આ વેળા મારો ભરથાર મારી સાથે
પ્રીતિએ બંધાશે; કેમકે તેને મારાથી ત્રણ દીકરા થયા
છે, માટે તેણે તેનું નામ લેવી પાડ્યું. ૩૫ અને તે
ફરી ગર્ભવતી થઇ, ને દીકરો જણી, ને કહ્યું, હવે હું
યહોવાહની સ્તુતિ કરીશ; માટે તેણે તેનું નામ યહુ-
દાહ પાડ્યું; ને એનું જણવાનું બંધ થયું.

૩૦ અને રાહેલે જોયું કે, હું યાકૂબના પેટનાં
છોકરાં જણતી નથી, ત્યારે રાહેલે તેની
બેન પર અદેખાઇ રાખીને યાકૂબને કહ્યું, મને છોકરાં
આપ, નહિ તો હું મરૂં. ૨ અને યાકૂબે રાહેલ પર
ગુસ્સે થઇને કહ્યું કે, દેવ જેણે તારાથી પેટનું ફળ પાછું
રાખ્યું છે, તેને ઠેકાણે હું છું શું? ૩ અને તેણે કહ્યું, જો,
મારી દાસી બિલ્હાહની પાસે તું જા, કે તે મારે
ખોળે જણે, ને તેનાથી મને પણ છોકરાં થાય. ૪ અને
તેણે પોતાની દાસી બિલ્હાહને તેની બાયડી થવા
સારૂ આપી, ને યાકૂબ તેની પાસે ગયો. ૫ અને
...હ ગર્ભવતી થઇ, ને તેના પેટનો યાકૂબને
થયો. ૬ અને રાહેલ બોલી, દેવે મારો ન્યાય
છે, ને મારી બૂમ પણ સાંભળી છે, ને મને
દીકરો આપ્યો છે, તે સારૂ તેણે તેનું નામ દાન પાડ્યું.
૭ અને રાહેલની દાસી બિલ્હાહ ફરી ગર્ભવતી થઇ,
ને તેના પેટનો યાકૂબને બીજો દીકરો થયો. ૮ અને
રાહેલે કહ્યું, મેં મારી બેન સાથે જબરી બાથ ભિડી
છે ને જય પામી છું, માટે તેણે તેનું નામ નાફતાલી
પાડ્યું. ૯ અને લેઆહે જોયું કે પોતાનું જણવું બંધ
થયું, ત્યારે તે પોતાની દાસી ઝિલ્પાહને લાવી, ને
યાકૂબને તેની બાયડી થવા સારૂ આપી. ૧૦ અને
લેઆહની દાસી ઝિલ્પાહના પેટનો યાકૂબને દીકરો
થયો. ૧૧ અને લેઆહે કહ્યું, સુભાગ્ય! માટે તેણે
તેનું નામ ગાદ પાડ્યું. ૧૨ અને યાકૂબને લેઆહની
દાસી ઝિલ્પાહના પેટનો બીજો દીકરો થયો. ૧૩ અને
લેઆહ બોલી, મને ધન્ય છે, કેમકે બાયડીઓ મને
ધન્ય કહેશે, માટે તેણે તેનું નામ આશેર પાડ્યું.
૧૪ અને રેઉબેન ઘઉં કાપવાની મોસમે ખેતરમાં ગયો,
ને વેંગણાં મળ્યાં તેઓને પોતાની મા લેઆહની પાસે
લાવ્યો, ને રાહેલે લેઆહને કહ્યું, તારા દીકરાનાં
વેંગણાંમાંથી મને આપ. ૧૫ અને તેણે કહ્યું, તેં મારા
ભરથારને લઇ લીધો છે, તે કંઇ થોડું છે? મારા
દીકરાનાં વેંગણાં પણ તું લેવા ચાહે છે? ને રાહેલે
કહ્યું, એ માટે તારા દીકરાનાં વેંગણાંને લીધે આજ
રાત્રે યાકૂબ તારી સાથે સુઇ રહેશે. ૧૬ અને સાંજરે
યાકૂબ ખેતરમાંથી આવ્યો, ને લેઆહ એને મળવાને
બહાર ગઇ, ને કહ્યું કે, તારે મારી પાસે આવવું, કેમકે
મારા દીકરાનાં વેંગણાં આપીને મેં ખચિત તને રાખ્યો
છે. અને તે તે રાત્રે તેની સાથે સુઇ રહ્યો. ૧૭ અને
દેવે લેઆહનું સાંભળ્યું; ને તે ગર્ભવતી થઇ, ને તેના
પેટનો યાકૂબને પાંચમો દીકરો થયો. ૧૮ અને લેઆહે
કહ્યું, દેવે મને બદલો આપ્યો છે, કેમકે મેં મારા
ભરથારને મારી દાસી આપી છે, માટે તેણે તેનું નામ
યિસ્સાખાર પાડ્યું. ૧૯ અને લેઆહ ફરી ગર્ભવતી
થઇ, ને તેના પેટનો યાકૂબને છઠ્ઠો દીકરો થયો.
૨૦ અને લેઆહે કહ્યું, દેવે મને ઉત્તમ દાન આપ્યું છે;
હવે મારો ભરથાર મારી સાથે રહેશે; કેમકે હું તેને
સારૂ છ દીકરા જણી છું; માટે તેણે તેનું નામ ઝબુલૂન
પાડ્યું. ૨૧ અને ત્યાર પછી તે એક દીકરી જણી, ને

તેણે તેનું નામ દીનાહ પાડ્યું. ૨૨ અને દેવે રાહેલને
યાદ કરી, ને દેવે તેનું સાંભળ્યું, ને તેનું ગર્ભસ્થાન
ઉઘાડ્યું ૨૩ અને તે ગર્ભવતી થઈ, ને દીકરો જણી,
ને તે બોલી કે, દેવે મારું અપમાન ટાળ્યું છે ૨૪ અને
તેણે તેનું નામ યુસફ પાડ્યું, ને બોલી કે યહોવાહ
એક બીજો દીકરો પણ મને આપો.

૨૫ અને એમ થયું કે રાહેલ યુસફને જણી ત્યાર
પછી યાકૂબે લાબાનને કહ્યું, મને વિદાય કર, કે હું
સ્વદેશ મારા વતનમાં જાઉં ૨૬ મારી બાયડીઓ તથા
મારાં છોકરાં જેઓને સારૂ મેં તારી ચાકરી કીધી છે,
તે મને આપ, ને મને જવા દે; કેમકે મેં તારી કેવી
ચાકરી કરી છે, તે તું જાણે છે ૨૭ અને લાબાને તેને
કહ્યું, આહા, મારા પર તારી કૃપાદૃષ્ટિ હોય તો રહે;
કેમકે યહોવાહે તારે લીધે મને આશીર્વાદ આપ્યો છે,
એ મેં શુકનથી જાણ્યું છે ૨૮ અને તેણે કહ્યું, તારે
કેટલું જોઈએ તે મને કહે, ને હું તે આપીશ ૨૯ અને
તેણે તેને કહ્યું, મેં તારી કેવી ચાકરી કરી છે, ને તારાં
ઢોર મારી પાસે કેવાં થયાં છે, એ તું જાણે છે ૩૦ કેમકે
મારા આવ્યા અગાઉ તારૂં જે હતું તે થોડું હતું, ને
હવે તે બહુ વધ્યું છે; ને જ્યાં મેં પગનું ભર્યું છે ત્યાં
યહોવાહે તને આશીર્વાદ આપ્યો છે; ને હવે મારા
પોતાનાં ઘરનાંનું પણ હું ક્યારે પૂરૂં કરીશ? ૩૧ અને

ત્રણ દહાડાની મજલ જેટલો અંતર રાખ્યો, ને યાકૂબે
લાબાનનાં બાકી રહેલાં ટોળાં ચાર્યાં ૩૭ અને યાકૂબે
લિબ ને બદામડી તથા આર્મોન ઝાડની લીલી ડાળીઓ
લીધી ને છાલ છોલી તેઓમાં ધોળા પટા પાડ્યા, ને
તેઓમાં જે ધોળું તે દેખાયું. ૩૮ અને તેણે જે ડાળીઓ
છોલી હતી તે, ઢોર પીવા આવતાં ત્યાં, હવાડાઓમાં
તથા નીકોમાં તેઓની આગળ ઉભી કરી; ને પીતી
વખતે તેઓ સવાણે આવતાં હતાં ૩૯ અને ડાળીઓ
આગળ ઢોરો ગાભણાં થતાં હતાં ને તેઓને પટાદાર,
છાંટાવાળાં, તથા ટપકાંવાળાં બચ્ચાં થયાં. ૪૦ અને
યાકૂબે ઘેટાંને ભિન્ન કીધાં, ને લાબાનના ટોળામાં જે
પટાદાર તથા સર્વ કાળાં હતાં તેઓની ભણી ટોળાંનાં
મ્હોડાં રાખ્યાં; ને તેણે પોતાનાં ટોળાં જુદાં પાડ્યાં,
ને લાબાનના ટોળાની પાસે તેમને નહિ રાખ્યાં
૪૧ અને એમ થયું કે જ્યારે ટોળામાંનાં જબરાં સવાણે
આવતાં, ત્યારે યાકૂબ તે ડાળીઓ ઢોરની આગળ
નીકોમાં મુકતો, કે તેઓ ડાળીઓની આગળ ગાભણાં
થાય ૪૨ પણ ઢોર નબળાં હોય ત્યારે તે ડાળીઓ
મુકતો નહોતો; માટે નબળાં તે લાબાનનાં, ને જબરાં
તે યાકૂબનાં થયાં. ૪૩ અને તે માણસ બહુ વૃદ્ધિ
પામ્યો, ને તેને મોટાં ટોળાં, તથા દાસો, તથા
દાસીઓ, તથા ઉંટો, તથા ગધેડાં હતાં.

પટાદાર તારૂં વેતન થશે ત્યારે સર્વ જાનવરોને પટાદાર
બચ્ચાં થયાં ૯ એ રીતે દેવે તમારા બાપની સંપત્તિ
ખુંચી લઇને મને આપી છે ૧૦ અને જાનવરો સંવાણે
આવતી વેળાએ એમ થયું કે મેં આંખ ઉંચી કરીને
સ્વપ્નમાં દીઠું કે જે બકરા ટોળાં પર ચઢતા હતા તેઓ
પટાદાર, છાંટાવાળા તથા કાબરચીતરા હતા ૧૧ અને
દેવના દૂતે મને સ્વપ્નમાં કહ્યું, યાકૂબ, ને મેં કહ્યું કે, હું
આ રહ્યો ૧૨ અને તેણે કહ્યું, તારી આંખો ઉંચી કરીને
જો, ટોળાં પર જે બકરા ચઢે છે તેઓ સર્વ પટાદાર
તથા છાંટાવાળા તથા કાબરચીતરા છે, કેમકે લાબાન
જે તને કરે છે તે સર્વ મેં જોયું છે. ૧૩ જ્યાં તેં સ્તંભને
અભિષિક્ત કીધો હતો, ને જ્યાં તેં માનતા લીધી હતી,
તે બેથેલનો દેવ હું છું, હવે તું ઉઠ, ને આ દેશમાંથી
નિકળ, ને તારા જન્મદેશમાં પાછો જા ૧૪ અને રાહેલ
તથા લેઆહ તેને ઉત્તર આપીને બોલી, શું અમારા
બાપના ઘરમાં અમારે સારૂ કંઇ હિસ્સો કે વારસો
છે? ૧૫ શું અમે તેની આગળ પરદેશી સરખી નથી
ગણાતી? કેમકે તેણે અમને વેચી છે, ને અમારા પૈસા
પણ તમામ ખાઇ ગયો છે ૧૬ કેમકે દેવે અમારા
બાપથી જે સંપત્તિ લઇ લીધી છે, તે સર્વ અમારી તથા
અમારા છોકરાઓની છે, માટે હવે દેવે જે સર્વ તને
કહ્યું છે તે કર ૧૭ ત્યારે યાકૂબે ઉઠીને પોતાના દીકરા-
ઓને તથા પોતાની બાયડીઓને ઉંટો પર બેસાડ્યાં
૧૮ અને કનાન દેશમાં તેના બાપ ઇસ્હાકની પાસે
જવા સારૂ તે પોતાના સર્વ ઢોર તથા જે બધી સંપત્તિ
તેણે મેળવી હતી, એટલે તેને પ્રાપ્ત થએલાં ઢોર જે
પાદ્દાનારામમાં તેણે સંપાદન કર્યાં હતાં તે લઇને ચાલ્યો
ગયો ૧૯ અને લાબાન પોતાના ઘેટાંને કાતરવા ગયો
હતો, અને રાહેલે પોતાના બાપની ઘરમૂર્ત્તિઓ ચોરી
લીધી ૨૦ અને યાકૂબ પોતાના જવાની ખબર નહિ
આપતાં લાબાન અરામી પાસેથી ગુપચુપ નાઠો
૨૧ એમ તે સર્વસ્વ લઇને નાઠો, ને ઉઠીને નદી પાર
ગયો, ને ગિલઆદ પહાડની ગમ મ્હો રાખ્યું

૨૨ અને ત્રીજે દહાડે લાબાનને ખબર થઇ, કે યાકૂબ
નાશી ગયો છે ૨૩ ત્યારે તે પોતાની સાથે પોતાના
ભાઇઓને લઇને સાત દહાડાની મજલ લગી તેની
પાછળ પડ્યો, ને ગિલઆદ પહાડ પર તેને પકડી
પાડ્યો ૨૪ અને દેવે રાત્રે સ્વપ્નમાં લાબાન અરામીની
પાસે આવીને કહ્યું, સંભાળ કે તું યાકૂબને ભલું બુરૂં
કંઇ ન કહે ૨૫ અને લાબાન યાકૂબને આવી મળ્યો,
ત્યારે યાકૂબે પહાડ પર પોતાનો તંબુ ઉભો કીધો
હતો, ને લાબાને પણ પોતાના ભાઇઓ સુદ્ધાં ગિલ-
આદ પહાડ પર તંબુ ઉભો કીધો ૨૬ અને લાબાને
યાકૂબને કહ્યું, તું મારી પાસેથી છાનોમાનો નાઠો, ને
તરવારે લૂંટી લીધેલીઓની પેઠે મારી દીકરીઓ લઇ
ગયો છે એ તેં શું કર્યું છે? ૨૭ છાનોમાનો નાસી જઇને
તું કેમ મારી પાસેથી ગુપચુપ જતો રહ્યો છે, ને મને
જણાવ્યું નહિ, કે હું આનંદથી તથા ગીતોથી તથા
ઢોલથી તથા વીણાથી તને વળાવત? ૨૮ અને તેં મને
મારા દીકરા તથા મારી દીકરીઓને ચુંબન કરવા ન
દીધું, એમાં તેં મૂર્ખાઇ કરી છે ૨૯ તને ઉપદ્રવ કરવો
મારા હાથમાં છે, પણ તારા બાપના દેવે કાલ રાત્રે
મને કહ્યું કે, સંભાળ કે તું યાકૂબને કંઇ ભલું ભુંડું ન
કહે ૩૦ હવે તારે જવું તો છેજ, કેમકે તારા બાપના
ઘરમાં જવાની તને બહુ ઇચ્છા છે, તો પણ તેં મારા
દેવોને કેમ ચોરી લીધા છે? ૩૧ અને યાકૂબે ઉત્તર
આપીને લાબાનને કહ્યું, હું બીનો, એ માટે, કેમકે મેં
કહ્યું, કદાચ તું તેની દીકરીઓ મારી પાસેથી બલાત્કારે
લેશે ૩૨ જેની પાસે તારા દેવો જડે તે નહિ જીવે,
મારી પાસે જે કંઇ તારૂં છે તે આપણા ભાઇઓના
દેખતાં તું ઓળખીને લઇ લે કેમકે યાકૂબ જાણતો
નહોતો કે રાહેલે તે ચોરી લીધી હતી ૩૩ અને લાબાન
યાકૂબના તંબુમાં ને લેઆહના તંબુમાં ને બે દાસી-
ઓના તંબુમાં ગયો, પણ તે ન જડ્યાં, ત્યારે તે
લેઆહના તંબુમાંથી નિકળીને રાહેલના તંબુમાં ગયો
૩૪ હવે રાહેલ ઘરમૂર્ત્તિઓ લઇને ઉંટોના સામાનમાં
મુકીને તેઓ પર બેઠી હતી, માટે લાબાને તમામ
તંબુ તપાસ્યો પણ તેને જડી નહિ ૩૫ અને તેણીએ
પોતાના બાપને કહ્યું કે, મારાથી તમારી આગળ ઉઠાતું
નથી, માટે મારા મુરબ્બીને રોષ ન આવે, કેમકે બાય-
ડીની રીત પ્રમાણે મને થયું છે, ને તેણે શોધ્યું, પણ
ઘરમૂર્ત્તિઓ નહિ જડી. ૩૬ અને યાકૂબને રોષ આવ્યો,
ને તેણે લાબાન સાથે વિવાદ કર્યો, ને યાકૂબે ઉત્તર
દઇને લાબાનને કહ્યું, મારો શો અપરાધ, ને મારૂં શું
પાપ, કે તું મારી કેડે લાગ્યો છે? ૩૭ તેં મારો સર્વ
સામાન તપાસ્યો, પણ તારા ઘરનું શું નિકળ્યું છે?
તે અહીં મારા ભાઇઓ તથા તારા ભાઇઓની આગળ
મુક, કે તેઓ આપણ બન્નેનો ન્યાય કરે ૩૮ આ વીસ
વર્ષથી હું તારી સાથે રહ્યો છું, તારી ઘેટીઓ તથા તારી
બકરીઓ તરોઇ ગઇ નથી, ને તારા ટોળાના ઘેટાઓને

હું ખાઇ ગયો નથી; ૩૯ ફાડી ખાધેલું હું તારી પાસે
લાવ્યો નથી; તેનું નુકસાન હું પોતે ભોગવતો; દહાડે
અથવા રાત્રે ચોરાએલું તે તું મારી પાસેથી માગતો.
૪૦ દહાડે તડકાથી તથા રાત્રે હીમથી મારો ક્ષય થયો;
ને મારી આંખની ઉંઘ જતી રહી; એવી મારી હાલત
હતી. ૪૧ વીસ વર્ષ સુધી હું એ પ્રમાણે તારા ઘરમાં
રહ્યો; તારી બે દીકરીઓને સારૂ ચૌદ વર્ષ, ને તારાં
ઢોરને સારૂ છ વર્ષ મેં તારી ચાકરી કરી છે; ને તેં મારૂં
વેતન દસ વાર બદલી નાખ્યું; ૪૨ જો મારા બાપનો
દેવ, ઇબ્રાહીમનો દેવ તથા ઇસ્હાકનું ભયારૂપદ, મારી
સાથે ન હોત, તો ખચીત આ વખતે ખાલી હાથે તું
મને વિદાય કરત; દેવે મારૂં દુઃખ તથા મારા હાથની
મહેનત જોયા છે, ને કાલ રાત્રે તને વાર્યો છે. ૪૩ અને
લાબાને ઉત્તર દઇને યાકૂબને કહ્યું, આ દીકરીઓ મારી
દીકરીઓ છે, ને આ છોકરાઓ મારા છોકરા છે, ને
આ ટોળાં મારાં ટોળાં છે, ને જે સર્વ તું જુએ છે તે
મારૂં છે, ને હવે આ મારી દીકરીઓને તથા એઓ જે
છોકરા જણ્યાં છે, તેઓને હું શું કરૂં? ૪૪ એ માટે હવે
ચાલ, આપણે બંને કરાર કરીએ; ને તે મારી ને તારી

એટલે તેઓના બાપનો દેવ આપણી વચમાં ન્યાય
કરે. અને યાકૂબે પોતાના બાપ ઇસ્હાકના ભયારૂપ-
દના સમ ખાધા. ૫૪ ત્યારે યાકૂબે પહાડ પર યજ્ઞ
કર્યો, ને રોટલી ખાવાને તેના ભાઇઓને બોલાવ્યા;
ને તેઓએ રોટલી ખાધી, ને આખી રાત પહાડ પર
રહ્યા. ૫૫ અને મોટી સવારે લાબાન ઉઠયો, ને તેણે
પોતાના દીકરાઓને તથા પોતાની દીકરીઓને ચુમીને
તેઓને આશીર્વાદ દીધો; ને ત્યાંથી નિકળીને તે
પોતાને ઠેકાણે પાછો ગયો.

૩૨ અને યાકૂબ ચાલતો થયો, ને દેવના દૂતો
તેને મળ્યા ૨ અને યાકૂબ તેઓને જોઇને
બોલ્યો કે, આ તો દેવનું સૈન્ય છે; ને તેણે તે જગ્યાનું
નામ માહનાઇમ પાડયું

૩ અને યાકૂબે પોતાની આગળ સેઇર દેશ જે અદો-
મની ભૂમિ છે, ત્યાં તેના ભાઇ એસાવની પાસે ખેપિ-
યાઓને મોકલ્યા ૪ અને તેણે તેઓને આજ્ઞા આપી
કે, મારા મુરબ્બી એસાવને તમે એમ કહેજો કે, તારો
સેવક યાકૂબ એમ કહે છે કે, મેં લાબાનને ત્યાં વાસો
કીધો, ને અત્યાર સુધી રહ્યો છું. ૫ અને મારી પાસે

તેં તો કહ્યું હતું કે, ખચિત હું તારું ભલું કરીશ, ને સમુ-
દ્રના કાંઠાની રેતી જે અતિ ઘણી હોવાથી ગણાય નહિ;
તેના જેવો હું તારો વંશ કરીશ. ૧૩ અને તેણે તેજ
રાત્રે ત્યાં ઉતારો કીધો, ને જે તેનું હતું તેમાંથી તેણે
તેના ભાઇ એસાવને ભેટ કરવા સારૂ લીધું; ૧૪ એટલે
બસેં બકરી, તથા વીસ બકરા, ને બસેં ઘેટી તથા વીસ
ઘેટા, ૧૫ ત્રીસ દુઝણી ઉંટડી તેઓનાં બચ્ચાં સુદ્ધાં,
તથા ચાળીસ ગાય તથા દસ ગોધા, ને વીસ ગધેડી તથા
તેઓના દસ વછેરા. ૧૬ એ સર્વેમાં જૂદાં જૂદાં ટોળાં
કરીને તેણે તેના દાસોના હાથમાં સોંપ્યાં. અને તેના
દાસોને કહ્યું, તમે મારી આગળ પાર ઉતરો, ને ટોળા-
ઓની વચ્ચે અંતર રાખો. ૧૭ અને તેણે પહેલાને એ
આજ્ઞા આપી કે, મારો ભાઇ એસાવ તને મળશે, ને
તને પુછશે કે, તું કોણનો છે? ને ક્યાં જાય છે? ને
આ જે તારી આગળ છે તે કોણનાં છે? ૧૮ ત્યારે તું
કહેજે, એ તારા દાસ યાકૂબના છે, એ મારા મુરબ્બી
એસાવની પાસે મોકલેલી ભેટ છે, ને જુઓ, તે પોતે
પણ અમારી પછવાડે છે. ૧૯ અને તેણે બીજાને તથા
ત્રીજાને તથા જેઓ ટોળાંની પાછળ જતા હતા તે
સર્વેને આજ્ઞા આપીને કહ્યું કે, જ્યારે તમે એસાવને
મળો ત્યારે એજ પ્રમાણે કહેજો. ૨૦ અને તમે કહેજો,
વળી જો, તારો દાસ યાકૂબ અમારી પછવાડે છે. કેમકે
તેણે કહ્યું, જે ભેટ મારી આગળ જાય છે, તેથી હું તેનું
મન ટાઢું પાડીશ; પછી તેનું મુખ જોઇશ; કદાચિત તે
મારો અંગીકાર કરશે. ૨૧ અને ભેટ તેની આગળ પાર
ગઇ, ને તેણે પોતે તે રાત્રે પોતાના સંઘમાં ઉતારો કીધો

૨૨ અને રાત્રે તે ઉઠ્યો, ને પોતાની બે બાયડીઓ
તથા પોતાની બે દાસીઓ તથા પોતાના અગિયાર
દીકરાઓને લઇને યાબ્બોકની પાર ઉતર્યો. ૨૩ અને
તેણે તેઓને લઇને તેઓને નદીની પાર મોકલ્યા, તથા
જે સર્વે તેના હતાં તેઓને પણ મોકલ્યાં. ૨૪ અને
યાકૂબ એકલો રહી ગયો. અને અરૂણોદય લગી, એક
પુરૂષે તેની સાથે મલયુદ્ધ કીધું. ૨૫ અને જ્યારે તેણે
જોયું કે તે તેને જીત્યો નહિ, ત્યારે તે તેની જાંગના
સાધાને અડક્યો; ને તેની સાથે મલયુદ્ધ કરતાં કરતાં
યાકૂબની જાંગનો સાંધો મોચાઇ ગયો. ૨૬ અને તે
બોલ્યો; અરૂણોદય થાય છે એ માટે મને જવા દે, ને
તેણે કહ્યું; તું મને આશીર્વાદ દે, નહિ તો હું તને જવા
દેવાનો નથી. ૨૭ અને તેણે તેને કહ્યું; તારૂં નામ શું?
ને તેણે કહ્યું, યાકૂબ. ૨૮ અને તે બોલ્યો, હવેથી તારૂં
નામ યાકૂબ નહિ; પણ ઇસ્રાએલ કહેવાશે; કેમકે
દેવની તથા માણસોની સાથે તેં યુદ્ધ કીધું છે, ને જય
પામ્યો છે. ૨૯ અને યાકૂબે તેને પુછતાં કહ્યું કે, કૃપા
કરી તું તારૂં નામ મને કહે. અને તેણે કહ્યું, મારૂં નામ
તું શા માટે પુછે છે? ને તેણે તેને આશીર્વાદ દીધો.
૩૦ અને યાકૂબે તે જગ્યાનું નામ પનીએલ પાડ્યું;
કેમકે તેણે કહ્યું કે, મેં દેવને મ્હોડેમ્હોડ દીઠો છે, તો
પણ મારો જીવ બચ્યો છે. ૩૧ અને પનૂએલની પાર
જતાં તેના પર સૂર્ય ઉગ્યો, ને તે જાંગે લંગડો લંગડો
ચાલ્યો. ૩૨ એ માટે ઇસ્રાએલપુત્રો આજ લગી
જાંગના સાંધા પરનો સ્નાયુ ખાતા નથી; કેમકે તે
યાકૂબની જાંગના સાંધા પરના સ્નાયુને અડક્યો હતો

૩૩ અને યાકૂબે પોતાની આંખો ઉંચી કરીને
જોયું, ને, જુઓ, એસાવ તથા તેની સાથે
ચારસેં માણસ આવે છે. ત્યારે તેણે લેઆહને તથા
રાહેલને તથા બે દાસીઓને છોકરાં વહેંચી આપ્યાં.
૨ અને તેણે દાસીઓને તથા તેઓનાં છોકરાંઓને
આગળ રાખ્યાં; પછી લેઆહ તથા તેનાં છોકરાં;
ને છેલ્લાં રાહેલ તથા યુસફ. ૩ અને તે પોતે તેઓની
આગળ ચાલ્યો, ને પોતાના ભાઇની પાસે આવ્યો
ત્યાં સુધીમાં પોતે સાત વાર જમીન સુધી નમીને
દંડવત કીધાં. ૪ અને એસાવ તેને મળવાને દોડ્યો, ને
તે તેને ભેટ્યો, ને તેની કોટે વળગીને તેને ચુમ્યો, ને
તેઓ રડ્યા. ૫ અને તેણે પોતાની આંખો ઉંચી કરીને
બાયડીઓ તથા છોકરાંને દીઠાં; ને કહ્યું, આ તારી
સાથે કોણ છે? ને તેણે કહ્યું કે, દેવે કૃપા કરીને તારા
દાસને છોકરાં આપ્યાં છે તે. ૬ અને દાસીઓ તથા
તેઓનાં છોકરાં તેની પાસે આવ્યાં ને દંડવત કીધાં.
૭ લેઆહ તથા તેનાં છોકરાં પણ પાસે આવ્યાં ને
દંડવત કીધાં; પછી યુસફ તથા રાહેલ પાસે આવ્યાં
ને દંડવત કીધાં. ૮ અને તેણે કહ્યું, આ જે સર્વે ટોળાં
મને સામાં મળ્યાં, તેમાં તારો શો હેતુ છે? ને તેણે
કહ્યું, તે મારા મુરબ્બીની નજરમાં કૃપા પામવા સારૂ
છે. ૯ ત્યારે એસાવ બોલ્યો, મારા ભાઇ, મને બહુ
છે, તારૂં જે છે તે તું પોતેજ રાખ. ૧૦ અને યાકૂબે
કહ્યું કે, એમ નહિ, જો હમણાં હું તારી નજરમાં કૃપા
પામ્યો હોઉં તો કૃપા કરી મારા હાથથી મારી ભેટ
સ્વીકાર; કેમકે જાણે કે દેવનું મો જોયું હોય તેમ મેં
તારૂં મો જોયું છે, ને તું મારા પર પ્રસન્ન થયો છે.
૧૧ મારી જે ભેટ તારી પાસે આણી છે તે કૃપા કરી

લે, કેમકે દેવે મારા ઉપર કૃપા કરી છે, ને મારી
પાસે પુષ્કળ છે, ને તેણે તેને આગ્રહ કીધો, ને તેણે
તે લીધી. ૧૨અને તેણે કહ્યુ કે, ચાલો, રસ્તે પડીએ,
ને હુ તારી આગળ ચાલીશ. ૧૩અને તેણે તેને કહ્યુ,
મારો મુરબ્બી જાણે છે કે છોકરા કુમળા છે, ને દુઝણી
બકરીઓ તથા ઢોરો મારી સાથે છે, જો તેઓને એક
દહાડો પણ લાબી મજલે હાકીએ તો સર્વ ટોળા મરી
જશે. ૧૪માટે મારા મુરબ્બી, તારા દાસની આગળ
જા, ને હુ સેઇરમા મારા મુરબ્બી પાસે આવી પહો
ચીશ, ત્યા સુધી જે ઢોર મારી આગળ છે તેઓ તથા
છોકરા ચાલી શકે તે પ્રમાણે હુ ધીમે ધીમે ચાલતો
આવીશ. ૧૫અને એસાવે કહ્યુ મારી સાથેના લોકો-
માથી થોડા તારી પાસે હુ મુકુ, ને તેણે કહ્યુ, શા
સારૂ? હુ તારી નજરમા કૃપા પામુ [તે બસ છે]
૧૬પછી તે દહાડે એસાવ સેઇર જવાને પાછો ફર્યો
૧૭ત્યારે યાકૂબ સુક્કોથમા ચાલતો આવ્યો, ને તેણે
પોતાને સારૂ ઘર બાધ્યુ, ને તેના ઢોરને સારૂ માડવા
કીધા, એ માટે તે જગ્યાનુ નામ સુક્કોથ પાડયુ

૧૮અને યાકૂબ પાદ્દાનારામમાથી આવતા કનાન
દેશના શખેમ સુધી સહીસલામત આવ્યો, ને શહેરની
સામા તબુ તાણ્યો ૧૯અને જે જમીનના કકડામા
તેણે પોતાનો તબુ તાણ્યો હતો, તે તેણે શખેમના
બાપ હમોરના દીકરાઓની પાસેથી સો રૂપીઆએ
વેચાતો લીધો. ૨૦અને ત્યા તેણે વેદી બાધી, ને તેનુ
નામ એલ એલોહે ઇસ્રાએલ પાડયુ

૩૪ અને લેઆહની દીકરી દીનાહ જે તેને
યાકૂબથી થઇ હતી, તે તે દેશની બાયડી
ઓને મળવા નિકળી. ૨અને હમોર હિવ્વી જે દેશનો
સરદાર હતો તેના દીકરા શખેમે તેને દીઠી, ને તેને
લીધી, ને તેની સાથે સુઇને તેની આબરૂ લીધી ૩અને
યાકૂબની દીકરી દીનાહ પર તેનુ દીલ ચાટી ગયુ ને
તેણે છોડી પર પ્રેમ કીધો, ને તે છોડીની સાથે હેતથી
બોલ્યો ૪અને શખેમે પોતાના બાપ હમોરને કહ્યુ
કે, આ છોડીની સાથે મારૂ લગ્ન કરાવી આપ ૫અને
યાકૂબે સાભળ્યુ કે મારી દીકરી દીનાહની તેણે આબરૂ
લીધી છે, ને તેના દીકરા ખેતરમા ઢોરોની પાસે
હતા, ને તેઓના આવ્યા સુધી યાકૂબ છાનો રહ્યો.
૬અને શખેમનો બાપ હમોર યાકૂબની સાથે વાતચિત
કરવાને તેની પાસે ગયો. ૭અને યાકૂબના દીકરાઓ
એ સાભળીને ખેતરમાથી આવ્યા, ને તેઓએ શોક
કીધો, ને તેઓને બહુ રોષ ચઢ્યો, કેમકે તેણે યાકૂ-
બની દીકરી સાથે સુઇને ઇસ્રાએલમા મૂર્ખપણુ કીધુ
હતુ, એ કામ કરવુ અઘટિત હતુ ૮અને હમોર
તેઓની સાથે વાતચિત કરીને બોલ્યો કે, મારા દીકરા
શખેમનો જીવ તમારી દીકરી પર મોહિત થયો છે,
કૃપા કરી તેને તેની વેરે પરણાવો. ૯અને આપણે
અરસપરસ વિવાહ કરીએ, એટલે તમારી દીકરીઓ
અમને આપો, ને અમારી દીકરીઓ તમે પોતાને સારૂ
લો, ૧૦અને અમારી સાથે તમે રહો, દેશ તમારી
આગળ છે, તેમા તમે રહો, ને વેપાર કરો, ને તેમા
માલમિલકત મળવો ૧૧અને શખેમે તેણીના બાપ
તથા તેણીના ભાઇઓને કહ્યુ કે, જો હુ તમારી દૃષ્ટિમા
કૃપા પામુ તો તમે મને જે કહેશો તે હુ આપીશ
૧૨તમે મારી પાસે પલ્લુ તથા બક્ષીસ ગમે તેટલા
માગો, ને જે તમે મને કહેશો, તે પ્રમાણે આપીશ,
પણ એ છોકરી મને બાયડી થવા સારૂ આપો ૧૩અને
તેઓની બેન દીનાહની તેણે આબરૂ લીધી હતી, તે
માટે યાકૂબના દીકરાઓએ શખેમ તથા તેના બાપ
હમોરને કપટથી ઉત્તર આપ્યો. ૧૪અને તેઓએ
તેઓને કહ્યુ જે માણસ સુનતી ન થયો હોય તેને
અમારી બેન આપવી, એ કામ અમે કરી નથી શકતા,
કેમકે તેથી અમારૂ અપમાન થાય ૧૫કેવળ આ
શરતે અમે તમારૂ માનીએ, કે તમારા સર્વ પુરૂષો
અમારા જેવા સુનતી થાય ૧૬પછી અમે અમારી
દીકરીઓ તમને આપીએ, ને તમારી દીકરીઓ અમે
લઇએ, ને તમારામા અમે રહીએ, ને આપણે એક
લોક થઇએ. ૧૭પણ જો સુનતી થવા વિષે તમે અમારૂ
ન સાભળો, તો અમે પોતાની કન્યાને લઇને ચાલ્યા
જઇશું ૧૮અને તેઓની વાત હમોર તથા હમોરના
દીકરા શખેમને સારી લાગી ૧૯અને તે જુવાને તે
પ્રમાણે કરવામા વાર ન લગાડી, કેમકે તે યાકૂબની
દીકરી પર મોહિત થએલો હતો, ને તે પોતાના
બાપના ઘરમા સર્વ કરતા માનિતો હતો. ૨૦પછી
હમોર તથા તેનો દીકરો શખેમ પોતાના નગરની
ભાગળમા આવ્યા, ને પોતાના નગરના માણસો સાથે
વાતચિત કરીને કહ્યુ, ૨૧આ માણસો આપણી સાથે
સંપીલા રહે છે, તે માટે તેઓને દેશમા રહેવા દો, ને
વેપાર કરવા દો, કેમકે જુઓ, દેશ તેઓની આગળ
વિશાળ છે, આપણે તેઓની દીકરીઓ લઇએ, ને
આપણી દીકરીઓ તેઓને આપીએ ૨૨પણ કેવળ

આ શરતે તેઓ આપણી સાથે રહેવા તથા એક લોક
થવાને રાજી થશે, કે જેમ તેઓમાના હરેક પુરૂષની
સુનત કરાય છે, તેમ આપણી સુનત પણ કરાય.
૨૩ તેઓના ટોળા તથા તેઓની સંપત્તિ તથા તેઓના
ઢોરઢાક, શું આપણા નહિ થાય? કેવળ આપણે
તેઓનુ માનીએ એટલે તેઓ આપણા મધ્યે રહેશે.
૨૪ અને જેઓ શહેરની ભાગળે નિકળતા હતા તે
સઘળાએ હમોર તથા તેના દીકરા શખેમની વાત
માની લીધી, ને તેના શહેરની ભાગળે જનારા સર્વ
પુરૂષાની સુનત કરાવી ૨૫ અને ત્રીજે દહાડે એમ
થયુ, કે તેઓ દુ ખી હતા, ત્યારે યાકૂબના બે દીકરા
શિમઓન તથા લેવી જે દીનાહના ભાઇઓ હતા તેઓ
એકેક પોતાની તરવાર લઇને નગર પર ઓચિંતા
આવ્યા, ને સર્વ પુરૂષોને મારી નાખ્યા ૨૬ અને
તેઓએ હમોરને તથા તેના દીકરા શખેમને તરવારની
ધારથી માર્યા, ને શખેમના ઘેરથી દીનાહને લઇ ગયા
૨૭ યાકૂબના દીકરાઓએ મારી નાખેલા લોકો પર
આવીને નગર લૂટ્યુ, કેમકે તેઓએ તેઓની બેનને
અશુદ્ધ કીધી હતી ૨૮ તેઓએ તેઓના ઘેટા બકરા
તથા તેઓના ઢોર તથા તેઓના ગધેડા તથા નગ
રમા તથા ખેતરમા જે હતું તે લઇ લીધુ, ૨૯ અને
તેઓનુ સર્વ દ્રવ્ય તથા તેઓના સર્વ બાળકો, ને
તેઓની બાયડીઓ લઇ લીધા, ને જે કઇ ઘરમા હતું
તે પણ લૂટી લીધુ ૩૦ અને શિમઓનને તથા લેવીને
યાકૂબે કહ્યુ તમે મને દેશના રહેનારાઓમા, એટલે
કનાનીઓ તથા પરિઝીઓમા ધિક્કારપાત્ર કરાવ્યાથી
મને કાયર કર્યા છે, ને મારા માણસ થોડા છે માટે
તેઓ મારી સામા એકઠા થશે, ને મને મારશે, ને
મારો વિનાશ થશે, મારો તથા મારા ઘરનાનો ૩૧ અને
તેઓએ કહ્યુ, તેઓ કસબણની સાથે વર્તે તેમ અમારી
બેન સાથે વર્તે શું?

૩૫ અને દેવે યાકૂબને કહ્યુ, ઉઠ, બેથેલમા જા,
ને ત્યા રહે, ને તું પોતાના ભાઇ એસાવની
આગળથી નાઠો હતો, ત્યારે જે દેવે તને દર્શન આપ્યુ,
તેને સારૂ ત્યા તું વેદી બાધ ૨ અને યાકૂબે પોતાના
ઘરનાને તથા જે સર્વ પોતાની સાથે હતા તેઓને કહ્યુ,
તમારામા જે અન્ય દેવો છે તેઓને દૂર કરો, ને પોતાને
શુદ્ધ કરો, ને પોતાના લુગડા બદલો ૩ અને આપણે
ઉઠીને બેથેલમા જઇએ, ને જે દેવે મારા દુ ખને દિવસે
મારૂં સાભળ્યુ, ને જે રસ્તે હુ ચાલ્યો હતો, તેમા જે
મારી સાથે રહ્યો હતો, તેને સારૂ ત્યા હુ વેદી બાધીશ.
૪ અને તેઓએ પોતાના હાથમા જે અન્ય દેવો હતા,
તથા પોતાના કાનમા જે કુંડળો હતા તે યાકૂબને
આપ્યા, ને યાકૂબે શખેમની પાસે આલોન વૃક્ષ તળે
તેઓને દાટી દીધા. ૫ અને તેઓ ચાલતા થયા, ને
તેઓની ચારે ગમના નગરોમા ભારે ભય લાગ્યુ, માટે
તેઓ યાકૂબના દીકરાઓની પુઠે નહિ પડ્યા. ૬ અને
યાકૂબ પોતાની સાથેના સર્વ લોક સુદ્ધા કનાન દેશનું
લૂઝ, જે બેથેલ કહેવાય છે, તેમા આવ્યો. ૭ અને તેણે
ત્યા વેદી બાધી, ને તે જગ્યાનું નામ એલ-બેથેલ
પાડ્યું, કેમકે તે પોતાના ભાઇના મો આગળથી નાઠો,
ત્યારે ત્યા દેવે તેને દર્શન આપ્યુ ૮ અને દબોરાહ
રિબકાહની દાઇ મરી ગઇ, ને તેને બેથેલ પાસે
આલોન વૃક્ષ તળે દાટી અને તે વૃક્ષનું નામ આલોન
બાખૂથ પાડ્યુ

૯ અને પાદ્દાનારામથી યાકૂબ આવ્યો ત્યારે દેવે
તેને ફરી દર્શન આપ્યુ, ને તેને આશીર્વાદ દીધો
૧૦ અને દેવે તેને કહ્યુ, તારૂ નામ યાકૂબ છે, હવેથી
તારૂ નામ યાકૂબ નહિ કહેવાશે, પણ તારૂ નામ ઇસ્રા
એલ થશે, ને તેણે તેનુ નામ ઇસ્રાએલ પાડ્યુ ૧૧ અને
દેવે તેને કહ્યુ કે, હુ સર્વસમર્થ દેવ છું, તું સફળ થા,
ને વૃદ્ધિ પામ, તારાથી લોકો તથા લોકોનો સમુદાય
ઉત્પન્ન થશે, ને તારી કમરમાથી રાજાઓ નિકળશે.
૧૨ અને મેં જે દેશ ઇબ્રાહીમને તથા ઇસ્હાકને આપ્યો
છે, તે હુ તને આપીશ, ને તારા પછી તારા વંશને તે
દેશ આપીશ. ૧૩ અને જ્યા દેવ તેની સાથે બોલ્યો,
ત્યા આગળ તે તેની પાસેથી ચઢી ગયો ૧૪ અને
જ્યા તે તેની સાથે બોલ્યો, તે ઠેકાણે યાકૂબે એક
સ્તભ એટલે પત્થરનો એક સ્તભ, ઉભો કીધો, ને
તેના પર પેયાર્પણ તથા તેલ રેડ્યુ ૧૫ અને જ્યા દેવ
તેની સાથે બોલ્યો, તે જગ્યાનું નામ યાકૂબે બેથેલ
પાડ્યુ ૧૬ અને તેઓ બેથેલથી આગળ ગયા, ને
એફ્રાથ પહોચવાને હજી થોડો માર્ગ બાકી રહ્યો, ત્યારે
રાહેલને પ્રસૂતિ થઇ, ને તેને જણવાનું કઠણ કષ્ટ થયુ
૧૭ અને એમ થયુ કે તે જણતા કષ્ટાતી હતી ત્યારે
તેને દાઇએ કહ્યુ, બી મા, કેમકે તને આ પણ દીકરો
સાપડશે. ૧૮ અને એમ થયુ, કે જ્યારે તેનો જીવ
જતો હતો (કેમકે તે મરી ગઇ), ત્યારે તેણે તેનું
નામ બેનોની પાડ્યું, પણ તેના બાપે તેનુ નામ
બિન્યામીન પાડ્યુ ૧૯ અને રાહેલ મરી ગઇ, ને

એફ્રાથ (જે બેથલેહેમ છે), તેને રસ્તે તે દટાઇ.
૨૦ અને યાકૂબે તેની કબર પર સ્તંભ ઉભો કીધો, તે
આજ લગી રાહેલની કબરનો સ્તંભ છે ૨૧ અને
ઇસ્રાએલ આગળ ચાલ્યો, ને ટોળાના બુરજની પેલી
ગમ તેનો તંબુ તાણ્યો. ૨૨ અને એમ થયું કે ઇસ્રા-
એલ તે દેશમાં રહેતો હતો, ત્યારે રેઉબેન પોતાના
બાપની ઉપપત્ની બિલ્હાહની પાસે જઇને તેની સાથે
સુઇ ગયો, ને તે ઇસ્રાએલે સાંભળ્યું

૨૩ હવે યાકૂબના દીકરા બાર હતા. લેઆહના
દીકરા, રેઉબેન યાકૂબનો જ્યેષ્ઠ દીકરો તથા શિમઓન
તથા લેવી તથા યહુદાહ તથા યિસ્સાખાર તથા ઝબુ-
લુન ૨૪ રાહેલના દીકરા, યુસફ તથા બિન્યામીન
૨૫ અને રાહેલની દાસી બિલ્હાહના દીકરા, દાન
તથા નાફતાલી ૨૬ અને લેઆહની દાસી ઝિલ્પાહના
દીકરા, ગાદ તથા આશેર. યાકૂબના દીકરા જે તેને
પાદ્દાનારામમાં થયા તેઓ એ હતા. ૨૭ અને મામરે,
એટલે કિર્યાથ-આર્બા જે હેબ્રોન કહેવાય છે, જ્યાં
ઇબ્રાહીમે તથા ઇસ્હાકે વાસો કીધો, ત્યાં યાકૂબ તેના
બાપ ઇસ્હાક પાસે આવ્યો. ૨૮ અને ઇસ્હાકની
ઉમર એક સો એંસી વર્ષની હતી ૨૯ અને ઇસ્હાક
ઘરડો તથા દહાડાઓમાં પરિપૂર્ણ થઇને પ્રાણ મુકીને
મરણ પામ્યો, ને પોતાના લોકોમાં મેળવાયો, ને તેના
દીકરાઓએ, એટલે એસાવે તથા યાકૂબે, તેને દાટ્યો

એકઠા રહી ન શક્યા, ને તેઓના પ્રવાસનો દેશ
તેઓનાં જાનાવરને લીધે તેઓનો નિભાવ કરી ન
શક્યો. ૮ અને એસાવ સેઇર પહાડ પર રહ્યો; એસાવ
તેજ અદોમ છે. ૯ અને સેઇર પહાડ પરના અદોમ
લોકનો બાપ, જે એસાવ તેનો વંશ એ છે. ૧૦ એસા-
વના દીકરાઓનાં નામ આ છે; એસાવની બાયડી
આદાહનો દીકરો અલીફાઝ, ને એસાવની બાયડી
બાસમાથનો દીકરો રેઉએલ. ૧૧ અને તેમાન, ઓમાર,
સફો તથા ગાતામ, તથા કનાઝ એ અલીફાઝના દીકરા
હતા. ૧૨ અને એસાવના દીકરા અલીફાઝની ઉપપત્ની
તિમ્ના હતી; ને તેને અલીફાઝથી અમાલેક થયો;
એસાવની બાયડી આદાહના દીકરા એ છે. ૧૩ અને
રેઉએલના દીકરા નાહાથ, ઝેરાહ, શામ્માહ તથા
મિઝ્ઝાહ; એ એસાવની બાયડી બાસમાથના દીકરા
હતા. ૧૪ અને સિબઓનની દીકરી અનાહની દીકરી
ઓહલીબામાહ જે એસાવની બાયડી તેના દીકરા એ
છે; તેને એસાવથી યેઉશ તથા યાલામ તથા કોરાહ
થયા. ૧૫ એસાવના દીકરાઓમાંના આ સરદાર હતા;
એસાવના જ્યેષ્ઠ દીકરા અલીફાઝના દીકરા, તેમાન
સરદાર, ઓમાર સરદાર, સફો સરદાર, કનાઝ સરદાર,
૧૬ કોરાહ સરદાર, ગાતામ સરદાર, અમાલેક સરદાર;
જે સરદારો અલીફાઝથી અદોમ દેશમાં થયા, તેઓ
એ છે; એ આદાહના દીકરા હતા. ૧૭ અને એસાવના

તથા એબાલ તથા શફો તથા ઓનામ. ૨૪અને
સિબઓનના દીકરા આ છે, એટલે આયાહ તથા
અનાહ; જે અનાહને પોતાના બાપ સિબઓનના
ગધેડા ચરાવતા રાનમા ઉન્હા ઝરાઓ જડ્યા, તેજ એ
છે ૨૫અને અનાહના છોકરા આ છે, એટલે દીશોન
તથા અનાહની દીકરી ઓહલીબામાહ ૨૬અને દીશો-
નના દીકરા આ છે, એટલે હેમ્દાન તથા એશ્બાન તથા
યિથ્રાન તથા ખરાન. ૨૭અને એસેરના દીકરા આ છે,
એટલે બિલ્હાન, તથા ઝાઅવાન, તથા અકાન. ૨૮અને
દીશાનના દીકરા આ છે, એટલે ઉસ તથા અરાન.
૨૯હોરીઓથી જે સરદારો થયા તે આ છે, એટલે
લોટાન સરદાર, શોબાલ સરદાર, સિબઓન સરદાર,
અનાહ સરદાર, ૩૦દીશોન સરદાર, એસેર સરદાર,
દીશાન સરદાર, સેઇર દેશના સરદારો પ્રમાણે જે
સરદારો હોરીઓથી થયા તે આ છે

૩૧અને ઇસ્રાએલપુત્ર પર કોઇ રાજાએ રાજ્ય કર્યો
અગાઉ, અદોમ દેશમા જે રાજાઓ રાજ્ય કરતા હતા
તે એ છે ૩૨અને બેઓરનો દીકરો બેલા અદોમમા
રાજ્ય કરતો હતો, ને તેના શહેરનુ નામ દીનહાબાહ
હતું ૩૩અને બેલા મરણ પામ્યો, ને તેને ઠેકાણે
બોસ્રાહમાના ઝેરાહનો દીકરો યોબાબ રાજા થયો
૩૪અને યોબાબ મુઓ, ને તેને ઠેકાણે તેમાન દેશના
હુશામે રાજ્ય કર્યું ૩૫અને હુશામ મુઓ, ને તેને
ઠેકાણે બદાદના દીકરા હદાદે રાજ્ય કીધું, તેણે મોઆ
બના મેદાનમાં મિદ્યાનને માર્યો, ને તેના શહેરનું
નામ અવીથ હતું ૩૬અને હદાદ મુઓ, ને તેને
ઠેકાણે માસરેકાહમાના સામ્લાહે રાજ્ય કર્યું ૩૭અને
સામ્લાહ મુઓ, ને તેને ઠેકાણે નદી પાસેના રહો
બોથના શાઉલે રાજ્ય કીધું ૩૮અને શાઉલ મુઓ,
ને તેને ઠેકાણે આખ્બોરના દીકરા બાઆલહાનાને
રાજ્ય કર્યું. ૩૯અને આખ્બોરનો દીકરો બાઆલ
હાનાન મુઓ, ને તેને ઠેકાણે હદારે રાજ્ય કીધું, ને
તેના શહેરનું નામ પાઉ હતું, ને તેની બાયડીનું નામ
મહેટાબએલ હતું તે મેઝાહાબની દીકરી માટરેદની
દીકરી હતી ૪૦અને એસાવથી જે સરદારો થયા
તેઓના નામ; પોતપોતાના કુટુંબ તથા જગ્યાઓ
પ્રમાણે, તેઓના નામો આ છે; તિમ્ના સરદાર,
આલ્વાહ સરદાર, યથેથ સરદાર; ૪૧ઓહલીબામાહ
સરદાર, એલાહ સરદાર, પીનોન સરદાર, ૪૨કનાઝ
સરદાર, તેમાન સરદાર, મિબ્સાર સરદાર, ૪૩માગ્દી
એલ સરદાર, ઇરામ સરદાર; એ પોતપોતાના વતનના
દેશ પ્રમાણે અદોમના સરદારો છે; અદોમ લોકોનો
બાપ તેજ એસાવ છે

૩૭ અને યાકૂબ પોતાના બાપના પ્રવાસના
દેશમા, એટલે કનાન દેશમા રહ્યો ૨યાકૂ-
બનો વંશ આ છે યુસફ સત્તર વર્ષનો થયો, ત્યારે
પોતાના ભાઇઓની સાથે ટોળાં ચરાવતો હતો, ને
તે જુવાન હતો, ને પોતાના બાપની બાયડીઓ
બિલ્હાહ તથા ઝિલ્પાહના દીકરાઓની સાથે હતો;
ને તેઓની ભુંડાઇની ખબર પોતાના બાપની પાસે
યુસફ લાવ્યો ૩હવે ઇસ્રાએલ પોતાના સર્વે દીકરાઓ
કરતાં યુસફ પર વિશેષ પ્રીતિ કરતો હતો, કેમકે તે
તેના ઘડપણનો દીકરો હતો, ને તેણે તેને સારૂ એક
રંગબેરંગી અંગરખો સીવડાવ્યો. ૪અને તેના ભાઇ-
ઓએ જોયું કે તેઓનો બાપ તેના સર્વે ભાઇઓ કરતા
તેના પર વિશેષ પ્રીતિ કરે છે, ને તેઓ તેનો દ્વેષ
કરતા, ને તેની સાથે મિઠાસથી વાત કરી નહોતા
શકતા ૫અને યુસફને સ્વપ્ન આવ્યું, ને તેણે તેના
ભાઇઓને તે કહી સંભળાવ્યું, ને તેઓ તેના પર વત્તો
દ્વેષ કરતા હતા ૬અને તેણે તેઓને કહ્યું કે, આ
સ્વપ્નમા જે મેં દીઠું છે તે સાંભળો, ૭જુઓ, આપણે
ખેતરમા પુળીઓ બાંધતા હતા, ને જુઓ, મારી પુળી
ઉઠી, ને ઉભી રહી, ને જુઓ, તમારી પુળીઓ ચારો-
ગમ ઉભી રહી, ને મારી પુળીની આગળ નમી ૮અને
તેના ભાઇઓએ તેને કહ્યું, શું તું ખરેખર અમારા પર
અધિકાર કરશે? શું તું ખરેખર અમારો ધણી થશે?
ને તેઓ તેના સ્વપ્નને લીધે તથા તેની વાતને લીધે
તેના પર વત્તો દ્વેષ કરતા હતા ૯અને ફરી તેને બીજું
સ્વપ્ન આવ્યું, ને તેણે તેના ભાઇઓને તે કહ્યું, ને
બોલ્યો, જુઓ, મને ફરી એક સ્વપ્ન આવ્યું, ને જુઓ,
સૂર્ય તથા ચંદ્ર તથા અગિયાર તારાઓ મારી આગળ
નમ્યા ૧૦અને તેણે પોતાના બાપને તથા પોતાના
ભાઇઓને તે કહ્યું, અને તેના બાપે તેને ધમકાવ્યો,
ને તેને કહ્યું, જે સ્વપ્ન તને આવ્યું તે શું છે? તારી
આગળ ભોંય લગી નમવાને હું તથા તારી મા, તથા
તારા ભાઇ શું ખરેખર આવીશું? ૧૧અને તેના ભાઇ-
ઓએ તેના પર અદેખાઇ કીધી, પણ તેના બાપે
તે વાત મનમા રાખી. ૧૨અને તેના ભાઇ તેઓના
બાપના ટોળા ચરાવવાને શખેમમા ગયા ૧૩અને
ઇસ્રાએલે યુસફને કહ્યું, શું તારા ભાઇ શખેમમાં ચરા

જતા નથી? આવ, હું તને તેઓની પાસે મોકલીશ.
અને તેણે તેને કહ્યું, હું આ રહ્યો. ૧૪ અને તેણે તેને
કહ્યું કે, જા, ને તારા ભાઈઓ તથા ઢોરાં સારાં છે કે
નહિ તે જો, ને મારી પાસે ખબર લઈ આવ. અને
તેણે તેને હેબ્રોનના મેદાનથી મોકલી દીધો, ને તે
શખેમ આવ્યો. ૧૫ અને, જુઓ, યુસફ મેદાનમાં
ભટકતો હતો એટલામાં એક માણસ તેને મળ્યો, ને
તેણે તેને પુછ્યું કે, તું શું શોધે છે? ૧૬ અને તેણે કહ્યું
કે, મારા ભાઈઓને શોધું છું, તેઓ ક્યાં ચરાવે છે,
તે કૃપા કરી મને કહે. ૧૭ અને તે માણસે કહ્યું, તેઓ
અહીંથી ગયા છે, કેમકે, ચાલો આપણે દોથાનમાં
જઈએ, એવું તેઓએ મારા સાંભળતામાં કહ્યું. અને
યુસફ પોતાના ભાઈઓની પાછળ ગયો, ને દોથાનમાં
તેઓ તેને મળ્યા. ૧૮ અને તેઓએ તેને આઘેથી દીઠો,
[illegible]

ન થાય, કેમકે તે આપણો ભાઈ તથા આપણું લોહી
છે. અને તેના ભાઈઓએ તેનું સાંભળ્યું. ૨૮ અને
મિદ્યાની વેપારીઓ તેઓની પાસે થઈને જતા હતા,
ને તેઓએ યુસફને ખાડામાંથી ખેંચી કાઢ્યો; ને
તેઓએ વીસ રૂપીઆએ યુસફને ઇશ્માએલીઓને
વેચી દીધો; ને તેઓ યુસફને મિસરમાં લઈ ગયા.
૨૯ અને રેઉબેન પાછો ખાડાની પાસે આવ્યો, ને
જુઓ, યુસફ તો ખાડામાં નહોતો; ને તેણે પોતાનાં
લુગડાં ફાડ્યાં. ૩૦ અને તે પોતાના ભાઈઓની પાસે
પાછો આવ્યો, ને કહ્યું, છોકરો તો નથી, ને હું ક્યાં
જાઉં? ૩૧ અને તેઓએ યુસફનો અંગરખો લીધો, ને
બકરું કાપ્યું, ને રક્તમાં અંગરખો બોળ્યો. ૩૨ અને
તેઓએ તે રંગબેરંગી અંગરખો પોતાના બાપની પાસે
મોકલાવીને કહ્યું, આ અમને જડ્યો છે, હવે તે તારા
દીકરાનો અંગરખો છે કે નહિ એ તું ઓળખજે.

ભુંડો હતો; એ માટે યહોવાહે તેને માર્યો ૮ અને
યહૂદાહે ઓનાનને કહ્યું, તું તારા ભાઇની બાયડીની
પાસે જા, ને તેની પ્રત્યે ધણીના ભાઇની ફરજ અદા
કર, ને તારા ભાઇને સારૂ સંતાન ઉપજાવ. ૯ અને
ઓનાને જાણ્યુ કે સંતાન મારૂ નહિ થશે; ને એમ થયુ
કે, જ્યારે તે પોતાની ભાભીની પાસે ગયો, ત્યારે તેણે
પોતાના ભાઇને સતાન ન આપવાને તે ભૂમિ પર
રેડયુ ૧૦ અને તેણે જે કીધુ તે યહોવાહની દૃષ્ટિમા
ભુંડું લાગ્યુ; તે માટે તેણે તેને પણ માર્યો ૧૧ અને
યહૂદાહે પોતાની વધૂ તામારને કહ્યું કે, મારો દીકરો
શેલાહ મોટો થાય, ત્યાં સુધી તું તારા બાપના ઘરમાં
વિધવાવસ્થામાં રહે, કેમકે તેણે કહ્યું; કદાચ તે પણ
પોતાના ભાઇઓની પેઠે મરે અને તામાર જઇને
પોતાના બાપના ઘરમા રહી ૧૨ અને ઘણા દહાડા
થયા ને યહૂદાહની બાયડી શૂઆની દીકરી મરણ
પામી ને યહૂદાહને દિલાસો થયો, ને તે પોતાના
મિત્ર હીરાહ અદુલ્લામી સુદ્ધાં પોતાનાં ઘેટાં કાતરના-
રાઓની પાસે તિમ્નાહ ગયો ૧૩ અને તામારને એવી
ખબર મળી કે જો, તારો સસરો પોતાનાં ઘેટાં કાતરવાને
તિમ્નાહ જાય છે ૧૪ અને તેણે પોતાનાં વૈધવ્યનાં
વસ્ત્ર પોતાના અંગ પરથી કાઢયાં, ને ઘુંઘટથી પોતાને
ઢાંકી, ને પોતાને લપેટી, ને એનાઇમ જે તિમ્નાહ
જવાને માર્ગે છે તેની ભાગળે બેઠી; કેમકે તેણીએ
જોયું કે શેલાહ મોટો થયો છે, પણ હું તેને બાયડી
થવા સારૂ અપાએલી નથી ૧૫ અને યહૂદાહે તેને
જોઇ ત્યારે તેને વેશ્યા જાણી; કેમકે તેણીએ પોતાનું
મુખ ઢાંપ્યું હતું ૧૬ અને તે માર્ગની બાજુએ વળીને
તેની પાસે ગયો, ને કહ્યું હવે મને તારી પાસે આવવા
દે; કેમકે આ મારી વધૂ છે એમ તેણે જાણ્યુ નહિ અને
તેણે કહ્યું તું મારી પાસે આવવા સારૂ મને શું આપીશ?
૧૭ અને તેણે કહ્યું ટોળામાંથી બકરીનું એક બચ્ચુ હું
તારી પાસે મોકલીશ અને તેણે કહ્યું તે મોકલે ત્યાં
સુધી તું મને હડપ આપીશ? ૧૮ અને તેણે તેને કહ્યું,
શી હડપ આપું? તેણે કહ્યું, તારી મુદ્રા, તથા તારો
અંછોડો તથા તારા હાથમાંની કાડી અને તેણે તે
આપ્યાં, ને તેની પાસે ગયો ને તેનાથી તે ગર્ભવતી
થઇ ૧૯ અને તે ઉઠીને ગઇ, ને પોતાનો ઘુંગટ કાઢયો,
ને પોતાનાં વૈધવ્યનાં વસ્ત્ર પહેર્યાં ૨૦ અને બાયડીના
હાથમાથી હડપ લેવા સારૂ, યહૂદાહે પોતાના મિત્ર
અદુલ્લામીની હસ્તક બકરીનું બચ્ચું મોકલ્યું, પણ તે
તેને ન મળી ૨૧ અને તેણે તે જગ્યાનાં માણસોને
પુછયું, કે જે વેશ્યા એનાઇમ પાસે માર્ગ પર હતી તે
ક્યા છે? ને તેઓએ કહ્યું, અહીં કોઇ વેશ્યા ન હતી
૨૨ અને તે યહૂદાહની પાસે પાછો આવ્યો, ને કહ્યું,
મને તે નથી જડતી; ને ત્યાના માણસોએ પણ કહ્યું
કે, અહીં કોઇ વેશ્યા ન હતી ૨૩ અને યહૂદાહે કહ્યું,
તે ભલે પોતાની પાસે તે રાખે, રખે આપણુ અપ-
માન થાય, જો, મેં આ બકરીનું બચ્ચું મોકલ્યું,
પણ તને તે જડી નહિ ૨૪ અને એમ થયુ કે આસરે
ત્રણ મહિના પછી યહૂદાહને ખબર મળી કે, તારી
વધૂ તામારે વ્યભિચાર કર્યો છે, ને જો, વ્યભિચારથી તેને
ગર્ભ રહ્યો છે અને યહૂદાહે કહ્યું, તેને બહાર લાવીને
બાળી નાખો ૨૫ અને તેને બહાર આણી ત્યારે તેણે
પોતાના સસરાની પાસે માણસ મોકલીને કહાવ્યુ કે,
જેના આ છે, તે માણસથી હુ ગર્ભવતી થઇ છું, હવે
આ મુદ્રા, તથા અછોડો, તથા કાડી કોના છે, તે તું
કૃપા કરી ઓળખી લે ૨૬ અને યહૂદાહે એઓ [મારા
પોતાના છે એમ] કબૂલ કરી કહ્યું કે, તે મારા કરતાં
યથાર્થી છે, કારણ કે મેં તેને મારા દીકરા શેલાહને
ન દીધી અને તેણે તેને ફરી ન જાણી ૨૭ અને
જણવાની વેળાએ એમ થયુ કે જુઓ, તેના પેટમા
જોળ હતી ૨૮ અને તેને જણતા એમ થયુ કે એકે
પોતાનો હાથ બહાર કાઢયો, ને દાઇએ તેનો હાથ
પકડ્યો, ને તેના પર લાલ સુતર બાધ્યુ, ને કહ્યું, આ
પહેલો નિકળ્યો ૨૯ અને તેણે પોતાનો હાથ પાછો
ખેંચ્યો ત્યારે, જુઓ, એમ થયુ કે તેનો ભાઇ નિકળ્યો,
ને [દાઇએ] કહ્યું, તું કેમ કરીને ફાટ પાડીને નિકળ્યો?
એ માટે તેનુ નામ પેરેસ પાડયુ ૩૦ અને પછી તેનો
ભાઇ, જેને હાથે લાલ સૂતર હતું તે નિકળ્યો, ને તેનુ
નામ ઝેરાહ પાડયુ

૩૯ અને યુસફને મિસરમા આણ્યો, ને ત્યા
જે ઇશ્માએલીઓ તેને લઇને ઉતરી ગયા,
તેઓની પાસેથી પોટીફાર નામનો એક મિસરી જે
ફારૂનનો એક અમલદાર તથા રક્ષકોનો સરદાર હતો
તેણે તેને વેચાતો લીધો ૨ અને યહોવાહ યુસફની
સાથે હતો, ને તે ભાગ્યવાન હતો; ને તે પોતાના
ધણીના એટલે તે મિસરીના ઘરમા રહ્યો ૩ અને તેના
ધણીએ જોયુ, કે તેની સાથે યહોવાહ છે, ને તે જે
કંઇ કરે છે તે તેના હાથમા યહોવાહ સફળ કરે છે।
૪ અને યુસફ તેની દૃષ્ટિમા કૃપા પામ્યો, ને તેણે તેની

૧૦ ને દ્રાક્ષવેલાને ત્રણ ડાળીઓ હતી, ને તેઓને જાણે
કળીઓ આવી, ને મોર ખીલ્યો, ને તેના ગુચ્છામાં
દ્રાક્ષો પાકી. ૧૧ અને ફારૂનનું પ્યાલું મારા હાથમાં
હતું: ને મેં દ્રાક્ષો લઈને ફારૂનના પ્યાલામાં તેનો રસ
નિચોવી કાઢ્યો, ને પ્યાલું ફારૂનના હાથમાં આપ્યું
૧૨ અને યુસફે તેને કહ્યું, એનો અર્થ આ છે, ત્રણ ડાળી
તે ત્રણ દહાડા છે ૧૩ ત્રણ દહાડામાં ફારૂન તારૂં માથું
ઉંચું કરશે, ને તને પાછો તારા કામ પર ઠરાવશે; ને
તું તેનો પાત્રવાહક હતો ત્યારની રીત પ્રમાણે તું
ફારૂનનું પ્યાલું તેના હાથમાં આપીશ. ૧૪ પણ તારૂં
સારૂં થાય ત્યારે કૃપા કરી મને સંભારજે, ને મારા પર
દયા કરજે, ને મારા વિષે ફારૂનને કહીને આ ઘરમાંથી
મને કઢાવજે ૧૫ કેમકે હેબ્રીઓના દેશમાંથી હું ખરે-
ખર ચોરાએલો છું; ને અહીં પણ મેં તુરંગમાં નંખાવા
લાયક કંઈ કીધું નથી ૧૬ અને મુખ્ય ભઠિયારાએ
જોયું કે અર્થ સારો છે, ત્યારે તેણે યુસફને કહ્યું કે, મને
પણ સ્વપ્ન આવ્યું હતું, ને જુઓ, મારા માથા પર
સફેદ રોટલી ભરેલી ત્રણ ટોપલી હતી ૧૭ અને ઉપલી
ટોપલીમાં ફારૂનને સારૂ સર્વ પ્રકારનાં પક્વાન હતાં;
ને મારા માથા પરની ટોપલીમાંથી પક્ષીઓ ખાતાં
હતાં ૧૮ અને યુસફે ઉત્તર આપ્યો, એનો અર્થ એ
છે કે તે ત્રણ ટોપલી ત્રણ દહાડા છે. ૧૯ અને ત્રણ
દહાડામાં ફારૂન તારૂં માથું તારા પરથી ઉચકશે, ને
તને ઝાડ પર ટાંગશે; ને પક્ષીઓ તારા પરથી તારૂં
માંસ ખાશે. ૨૦ અને ત્રીજે દહાડે, એટલે ફારૂનની
વર્ષગાંઠને દિવસે એમ થયું, કે તેણે પોતાના સર્વ સેવ-
કોને મિજબાની આપી; ને તેણે પોતાના સેવકોમાં
મુખ્ય પાત્રવાહકનું તથા મુખ્ય ભઠિયારાનું માથું
ઉચક્યું ૨૧ અને તેણે મુખ્ય પાત્રવાહકને તેની પાત્ર-
વાહકની પદવી પર પાછો ઠરાવ્યો, ને તેણે ફારૂનના
હાથમાં પાત્ર આપ્યું ૨૨ અને યુસફે અર્થ બતાવ્યો
હતો તે પ્રમાણે તેણે મુખ્ય ભઠિયારાને ફાંસી દીધી
૨૩ અને મુખ્ય પાત્રવાહકે યુસફને સંભાર્યો નહિ, પણ
તેને ભુલી ગયો

૪૧ અને બે વર્ષ પછી એમ થયું, કે ફારૂનને
સ્વપ્ન આવ્યું, ને જુઓ, તે નદીના પાસે
ઉભો હતો ૨ અને જુઓ, સુંદર તથા પુષ્ટ એવી સાત
ગાય નદીમાંથી નિકળી, ને સરકટમાં ચરી ૩ અને
જુઓ, તેઓની પછવાડે કદરૂપી તથા સુકાઈ ગએલી
એવી બીજી સાત ગાય નદીમાંથી નિકળીને નદીને કાંઠે
પેલી ગાયોની પાસે ઉભી રહી ૪ અને કદરૂપી તથા
સુકાઈ ગએલી ગાયો તે સાત સુંદર તથા પુષ્ટ ગાયોને
ગળી ગઈ, એટલે ફારૂન જાગ્યો ૫ અને તે ઉંઘી ગયો,
ને બીજી વાર તેને સ્વપ્ન આવ્યું, ને જુઓ, એક સાંઠા
પર દાણાએ ભરેલાં તથા સારાં એવાં સાત કણ-
સલાં આવ્યાં. ૬ અને જુઓ, તેઓની પછવાડે હલકાં
તથા પૂર્વના વાયુથી ચિમળાએલાં એવાં સાત કણસલાં
આવ્યાં ૭ અને હલકાં કણસલાં પેલાં સાત મોટાં તથા
ભારે કણસલાને ગળી ગયાં અને ફારૂન જાગ્યો; ને
જુઓ, એ તો સ્વપ્ન હતું ૮ અને સવારે એમ થયું કે
તેનું મન ગભરાયું; ને તેણે મિસરના સર્વ શાસ્ત્રીઓને
તથા ત્યાંના સર્વ જ્ઞાનીઓને તેડાવ્યા; ને તેઓને
ફારૂને પોતાનાં સ્વપ્નો કહ્યાં; પણ સ્વપ્નનો અર્થ ફારૂ-
નને કહી શકે એવો તેઓમાંનો કોઈ નહોતો. ૯ અને
મુખ્ય પાત્રવાહકે ફારૂનને કહ્યું, આજ હું મારો અપ-
રાધ કબૂલ કરૂં છું ૧૦ ફારૂનને પોતાના દાસો પર ક્રોધ
ચઢ્યો હતો; ને મને તથા મુખ્ય ભઠિયારાને, તુરંગમાં
એટલે પહેરેગીરોના ઉપરીના ઘરમાં કેદ કીધા હતા.
૧૧ અને એકજ રાતે અમને સ્વપ્ન આવ્યું, દરેકને
પોતાના સ્વપ્નના અર્થ પ્રમાણે સ્વપ્ન આવ્યું. ૧૨ અને
એક હેબ્રી જુવાન જે પહેરેગીરોના ઉપરીનો દાસ
હતો તે ત્યાં અમારી સાથે હતો તેને અમે કહ્યું, ને
તેણે અમારાં સ્વપ્નોનો અર્થ બતાવ્યો, દરેકને પોતાના
સ્વપ્ન પ્રમાણે તેણે અર્થ કરી બતાવ્યો ૧૩ અને એમ
થયું, કે તેણે અમને અર્થ કહ્યો, તેમજ થયું; તેણે મને
મારી પદવી પર પાછો ઠરાવ્યો, ને એને ફાંસી દીધી
૧૪ અને ફારૂને યુસફને તેડવા માણસ મોકલ્યા, ને
તેઓએ તેને તુરંગમાંથી ઉતાવળે કાઢ્યો; ને તેણે
હજામત કરીને પોતાનાં લુગડાં બદલ્યાં, ને ફારૂનની
આગળ આવ્યો ૧૫ અને ફારૂને યુસફને કહ્યું, મને
સ્વપ્ન આવ્યું હતું, પણ તેનો અર્થ કહેનાર કોઈ નથી;
ને મેં તારા વિષે સાંભળ્યું છે, કે તું સ્વપ્ન સાંભળીને
તેનો અર્થ બતાવી શકે છે. ૧૬ અને યુસફે ફારૂનને
ઉત્તર આપ્યો, હું તો નહિ, પણ દેવ ફારૂનને ક્ષેમકર
ઉત્તર આપશે ૧૭ અને ફારૂને યુસફને કહ્યું, જુઓ,
હું મારા સ્વપ્નમાં નદીને કાંઠે ઉભો હતો ૧૮ અને
જુઓ, પુષ્ટ તથા સુંદર એવી સાત ગાય નદીમાંથી
નિકળી, ને સરકટમાં ચરી ૧૯ અને જુઓ, તેઓની
પછવાડે નબળી તથા બહુ કદરૂપી તથા સુકાઈ ગએલી
બીજી સાત ગાય નિકળી, તે એવી કે તેમના જેવી

કદરૂપી ગાયો મેં આખા મિસર દેશમાં કદી દીઠી
નહોતી. ૨૦ અને તે દુબળી તથા કદરૂપી ગાયો પેલી
સાત પુષ્ટ ગાયોને ખાઇ ગઇ. ૨૧ અને તેઓ તેઓને
ખાઇ ગઇ, તો પણ તેઓ તેમને ખાઇ ગઇ હોય એવું
જણાયું નહિ; પણ પહેલાંની પેઠે તેઓ કદરૂપી રહી;
ને હું જાગ્યો. ૨૨ અને મારા સ્વપ્નમાં મેં જોયું, ને
જુઓ, એક સાંઠા પર ભરાએલાં તથા સારાં એવાં
સાત કણસલાં નિકળ્યાં, ૨૩ ને જુઓ, તેઓની પાછળ
સુકાએલાં, તથા હલકાં તથા પુર્વના પવનથી ચિમળા-
એલાં એવાં સાત કણસલાં નિકળ્યાં. ૨૪ અને તે હલકાં
કણસલાં પેલાં સાત સારાં કણસલાંને ગળી ગયાં; ને
મેં શાસ્ત્રીઓને એ કહ્યું, પણ કોઇ તેનો અર્થ મને કહી
ન શક્યો ૨૫ અને યુસફે ફારૂનને કહ્યું, ફારૂનનું સ્વપ્ન
એકજ છે; દેવ જે કરવાનો છે તે તેણે ફારૂનને જણા-
વ્યું છે. ૨૬ પેલી સાત સારી ગાય સાત વર્ષ છે; ને
સાત સારાં કણસલાં સાત વર્ષ છે; સ્વપ્ન એક છે.
૨૭ અને તેઓની પાછળ જે સુકાઇ ગએલી તથા કદ-
રૂપી ગાય નિકળી તે સાત વર્ષ છે; ને દાણા વગરનાં
તથા પુર્વના વાયુથી ચિમળાએલાં જે સાત કણસલાં
તે દુકાળનાં સાત વર્ષ થશે. ૨૮ જે વાત મેં ફારૂનને
કહી તે એ છે; દેવ જે કરવાનો છે તે તેણે ફારૂનને
દેખાડ્યું છે. ૨૯ જુઓ, આખા મિસર દેશમાં ઘણી
પુષ્કળતાનાં સાત વર્ષ આવે છે; ૩૦ ને ત્યાર પછી
દુકાળનાં સાત વર્ષ આવશે; ને મિસર દેશમાં સર્વ
પુષ્કળતા ભુલી જવાશે; ને દુકાળ દેશનો નાશ કરશે
૩૧ અને તે આવનાર દુકાળને લીધે દેશમાં પુષ્કળતા
લાગી. ૩૮ અને ફારૂને પોતાના દાસોને કહ્યું, જેમ
દેવનો આત્મા હોય, એવો આના સરખો શું કોઇ
માણસ આપણને મળે? ૩૯ અને ફારૂને યુસફને કહ્યું,
દેવે આ સર્વ તને દેખાડ્યું છે, તે માટે તારા સરખો
બુદ્ધિવાન તથા જ્ઞાની બીજો કોઇ નથી ૪૦ તું મારા
ઘરનો ઉપરી થા; ને મારા સર્વ લોક તારી આજ્ઞા
પ્રમાણે ચાલશે; એકલા રાજ્યાસન પર હું તારા કરતાં
મોટો હોઇશ. ૪૧ અને ફારૂને યુસફને કહ્યું, જો, મેં તને
આખા મિસર દેશનો ઉપરી ઠરાવ્યો છે. ૪૨ અને
ફારૂને પોતાના હાથની મુદ્રિકા કાઢીને યુસફનાં હાથમાં
ઘાલી; ને તેને મલમલનાં વસ્ત્ર પહેરાવ્યાં, ને તેના
ગળામાં સોનાની સાંકળી ઘાલી; ૪૩ ને બીજા દરજ્જાના
રથમાં તેને બેસાડ્યો; ને 'ઘુંટણ ટેકવો' એવી તેની
આગળ તેઓએ બુમ પાડી; ને તેણે તેને આખા
મિસર દેશનો ઉપરી ઠરાવ્યો. ૪૪ અને ફારૂને યુસફને
કહ્યું, હું ફારૂન છું; ને મિસરના આખા દેશમાં તારા
વિના કોઇ માણસ હાથ કે પગ નહિ ઉઠાવશે. ૪૫ અને
ફારૂને યુસફનું નામ સાફનાથ-પાનેઆહ પાડ્યું; ને
ઓનના યાજક પોટીફેરાની દીકરી આસનાથ સાથે
તેનાં લગ્ન કરાવ્યાં; ને યુસફ મિસર દેશમાં ફરવા
નિકળ્યો. ૪૬ અને યુસફ મિસરના રાજા ફારૂનની
આગળ ઉભો રહ્યો ત્યારે તે ત્રીસ વર્ષનો હતો. અને
યુસફ ફારૂનની હજુરમાંથી નિકળીને આખા મિસર
દેશમાં ફર્યો ૪૭ અને પુષ્કળતાનાં સાત વર્ષમાં પૃથ્વી-
માંથી ખોબેખોબા પાક્યું. ૪૮ અને મિસર દેશમાં જે
સાત વર્ષ થયાં તેઓનું સઘળું અનાજ તેણે એકઠું કીધું,

૫૪અને યુસફના કહ્યા પ્રમાણે દુકાળના સાત વર્ષ
આવવા લાગ્યા, ને દુકાળ સર્વ દેશોમા પડ્યો, પણ
આખા મિસર દેશમા અન્ન હતું ૫૫અને આખો
મિસર દેશ ભુખે મરવા લાગ્યો, ત્યારે લોકે ફારૂનની
આગળ ધાન્યને સારૂ બૂમ પાડી, ને ફારૂને સર્વ મિસ
રીઓને કહ્યું, યુસફની પાસે જાઓ, ને તે તમને કહે
તે કરો ૫૬અને આખા દેશ પર દુકાળ પડ્યો ત્યારે
યુસફે સર્વ કોઠારો ઉઘાડ્યા, ને મિસરીઓને વેચાતું
આપ્યુ, ને મિસર દેશમા તે કાળ બહુ વિકટ થયો
૫૭અને સર્વ દેશોના લોકો મિસર દેશમા યુસફની
પાસે અનાજ વેચાતું લેવાને આવ્યા, કેમકે આખી
પૃથ્વી પર દુકાળ ભારે હતો

૪૨ અને યાકૂબે જોયુ કે મિસરમા અનાજ છે,
ત્યારે યાકૂબે તેના દીકરાઓને કહ્યું, તમે
એક બીજા ભણી કેમ જુઓ છો? ૨ને તેણે કહ્યું
જુઓ, મેં સાંભળ્યુ છે કે મિસરમાં અનાજ છે, ત્યા
જાઓ ને ત્યાથી આપણે સારૂ વેચાતું લાવો કે
આપણે જીવીએ, ને મરીએ નહિ ૩અને યુસફના દસ
ભાઇ અનાજ વેચાતું લેવાને મિસરમાં ગયા ૪પણ
યુસફના ભાઇ બિન્યામીનને તેના ભાઇઓની સાથે
યાકૂબે મોકલ્યો નહિ, કેમકે તેણે કહ્યું રખે તેના પર
કંઇ વિઘ્ન આવી પડે ૫અને ઇસ્રાએલના દીકરા
બીજા આવનારાઓની સાથે વેચાતું લેવાને આવ્યા,
કેમકે કનાન દેશમા દુકાળ હતો ૬અને તે દેશનો
અધિપતિ યુસફ હતો, તે દેશના સર્વ લોકોને અનાજ
વેચાતું આપનાર તેજ હતો; ને યુસફના ભાઇ
આવ્યા, ને તેઓએ ભોય લગી માથા નમાવીને તેને
દડવત કીધા ૭અને યુસફે પોતાના ભાઇઓને જોઇને
તેઓને ઓળખ્યા, પણ પારકાની પઠે તેઓની સાથે
વર્ત્યો, ને તેઓની સાથે કઠોરતાથી વાત કીધી, ને
તેઓને પુછ્યું, તમે ક્યાથી આવ્યા? ને તેઓએ તેને
કહ્યું કનાન દેશથી ખાવાનું વેચાતું લેવાને આવ્યા
છીએ ૮અને યુસફે તેના ભાઇઓને ઓળખ્યા, પણ
તેઓએ તેને ન ઓળખ્યો ૯અને યુસફને તેઓ
વિષે જે સ્વપ્ન આવ્યા હતા તે તેને સાભર્યા, ને
તેણે તેઓને કહ્યું, તમે જાસુસ છો, દેશનું નાગા-
પણુ જોવાને આવ્યા છો ૧૦અને તેઓએ તેને કહ્યું
સાહેબ, એમ નહિ, પણ અનાજ વેચાતું લેવાને તારા
દાસ આવ્યા છે ૧૧અમે સર્વ એક માણસના દીકરા
છીએ, અમે સાચા છીએ, તારા દાસો જાસુસ નથી
૧૨અને તેણે તેઓને કહ્યું, એમ નહિ, પણ દેશનું
નાગાપણુ જોવાને તમે આવ્યા છો ૧૩અને તેઓ
બોલ્યા તારા દાસો બાર ભાઇ છીએ, કનાન દેશના
એક માણસના દીકરા છીએ, ને જુઓ, નાનો ભાઇ
આજ અમારા બાપની પાસે છે, ને એકનો તો પત્તો
નથી ૧૪અને યુસફે તેઓને કહ્યું, જે મેં તમને કહ્યું
કે તમે જાસુસ છો, તે તેમજ છે ૧૫આથી તમારી
પરીક્ષા કરવામાં આવશે, ફારૂનના જીવના સમ કે
તમારો નાનો ભાઇ અહીં આવ્યા વિના તમે અહીંથી
જવા પામશો નહિ ૧૬તમે તમારામાથી એકને
મોકલો, ને તે તમારા ભાઇને લઇ આવે, પણ તમને
કેદ રાખવામા આવશે ને તમારી વાતની પરીક્ષા
થશે કે તમારામા સત્ય છે કે નહિ, નહિ તો ફારૂનના
જીવના સમ [ખાઇને કહુ છું] કે તમે જાસુસજ છો
૧૭અને તેણે ત્રણ દહાડા લગી તેઓને તુરંગમા એકઠા
રાખ્યા ૧૮અને ત્રીજે દહાડે યુસફે તેઓને કહ્યું, તમે
એમ કરો ને જીવો કેમકે હું દેવથી બીહુ છું ૧૯જો
તમે સાચા હો, તો તમારામાનો એક ભાઇ તમારા
કેદખાનામા રહે, ને તમે જાઓ, ને તમારા ઘરના
દુકાળને લીધે અનાજ લઇ જાઓ ૨૦અને તમારા
નાના ભાઇને મારી પાસે લાવો, તેથી તમારી વાત
સાચી ઠરશે, ને તમે નહિ મરશો. અને તેઓએ
એમ કીધું ૨૧અને તેઓએ માહોમાહે કહ્યું, ખરેખર
આપણે આપણા ભાઇ વિષે અપરાધી છીએ, કેમકે
જ્યારે તેણે કાલાવાલા કીધા, ને આપણે તેના જીવનું
દુ ખ જોયુ, ત્યારે આપણે નહિ સાભળ્યુ, તે માટે આ
સંકટ આપણા પર આવી પડયુ છે ૨૨અને રેઉબેન
તેઓને ઉત્તર દઇને બોલ્યો, શું મેં તમને કહ્યું ન હતું,
કે આ છોકરા સંબધી પાપ ન કરો? પણ તમે ન
માન્યુ, તે માટે હવે જુઓ, તેના રક્તનો બદલો
લેવામા આવે છે ૨૩અને યુસફ અમારી વાત સમજે
છે, તે તેઓએ જાણ્યુ નહિ, કેમકે તેઓ વચ્ચે દુભા
ષિયો હતો ૨૪અને તે તેઓની પાસેથી ફરી જઇને
રડ્યો, ને તેઓની પાસે પાછો આવીને તેઓની સાથે
વાત કીધી, ને તેઓમાથી શિમઓનને લઇને તેઓના
દેખતા તેને બાધ્યો ૨૫અને યુસફે તેઓની ગુણો
અનાજથી ભરવાની તથા પ્રત્યેક માણસનું નાણું તેની
ગુણમા પાછું મુકવાની, તથા તેઓને રસ્તાને માટે
સીધું આપવાની આજ્ઞા આપી, ને તેઓને સારૂ એ
પ્રમાણે કરવામા આવ્યુ ૨૬અને તેઓ પોતાના

ગધેડાં પર અનાજ લાદીને ત્યાંથી નીકળ્યા. ૨૭અને
ઉતારામાં તેઓમાંના એકે પોતાના ગધેડાને દાણો
ખવડાવવાને પોતાની ગુણ છોડી, ત્યારે તેણે પોતાનું
નાણું દીઠું; કેમકે, જુઓ, તે તો તેની ગુણના મોં-
ડામાં હતું. ૨૮અને તેણે પોતાના ભાઈઓને કહ્યું,
મારું નાણું પાછું મળ્યું છે; ને જુઓ, તે મારી
ગુણમાં છે. અને તેઓ મનમાં ગભરાયા; ને તેઓ
થરથરતા માહોમાંહે બોલ્યા, દેવે આપણને આ શું
કર્યું છે? ૨૯અને તેઓ કનાન દેશમાં તેઓના બાપ
યાકૂબની પાસે આવ્યા, ને તેઓને જે થયું હતું, તે
સર્વની ખબર તેને આપી કહ્યું, ૩૦કે જે માણસ તે
દેશનો ધણી છે તેણે અમને કઠોર વચનો કહ્યાં, ને
અમને દેશના જાસૂસ ગણ્યા. ૩૧અને અમે તેને કહ્યું
કે, અમે સાચા માણસ છીએ, અમે જાસૂસ નથી
૩૨અમે બાર ભાઈ અમારા બાપના દીકરા છીએ;
એકનો તો પત્તો નથી, ને નાનો અમારા બાપની
પાસે હાલ કનાન દેશમાં છે. ૩૩અને તે માણસે
એટલે દેશના ધણીએ અમને કહ્યું, એથી હું જાણીશ
કે તમે સાચા માણસ છો, તમારા એક ભાઈને મારી
પાસે રહેવા દો, ને તમે તમારા ઘરના દુકાળને સારુ
અનાજ લઈને વિદાય થાઓ; ૩૪ને તમારા નાના
ભાઈને મારી પાસે લાવો; ત્યારે તમે જાસૂસ નથી,
પણ સાચા માણસ છો, એમ હું જાણીશ; અને હું
તમારો ભાઈ તમને પાછો આપીશ; ને તમે આ
દેશમાં વેપાર કરશો. ૩૫અને એમ થયું, કે તેઓ
પોતાની ગુણો ખાલી કરતા હતા ત્યારે, જુઓ, પ્રત્યેક
માણસની નાણાંની થેલી તેની ગુણમાં હતી; અને
તેઓ તથા તેઓનો બાપ તેઓના નાણાંની થેલીઓ
જોઈને બીધા. ૩૬અને તેઓના બાપ યાકૂબે તેઓને
કહ્યું, તમે મને પુત્રહીન કીધો છે; યુસફ નથી, ને
શિમઓન પણ નથી, ને વળી બિન્યામીનને લઈ જાઓ
છો; એ સર્વ મારે વેઠવું છે. ૩૭અને રૂબેને તેના
બાપને કહ્યું, તેને તારી પાસે પાછો ન લાવું તો મારા
બે દીકરાને મારી નાખજે, તેને મારા હાથમાં સોંપ,
ને હું તેને તારી પાસે પાછો લાવીશ. ૩૮પણ તેણે
કહ્યું, મારો દીકરો તમારી સાથે નહિ આવે, કેમકે
તેનો ભાઈ મરી ગયો છે, ને તે એકલો રહ્યો છે, ને
જે માર્ગે તમે જાઓ છો ત્યાં જો તેને વિઘ્ન થાય, તો
તમે મારાં પળિયાં શોકે મારે ઘોરમાં ઉતારશો.

૪૩ અને દેશમાં દુકાળ ભારે હતો. ૨અને એમ
થયું, કે તેઓ મિસરમાંથી જે અનાજ લાવ્યા
હતા તે ખાઈ રહ્યા, ત્યારે તેઓના બાપે તેઓને કહ્યું
કે, જાઓ ફરીથી જઈને આપણે સારુ થોડું અન્ન વેચાતું
[illegible]
[illegible]
[illegible]
ભાઈને અમારી સાથે મોકલે તો અમે જઈને તારે સારુ
અન્ન વેચાતું લઈએ ૫પણ જો તું તેને નહિ મોકલે
તો અમે નહિ જઈશું; કેમકે તે માણસે અમને કહ્યું
છે કે, તમારો ભાઈ તમારી સાથે નહિ આવે, તો તમે
મારું મુખ નહિ જોશો. ૬અને ઇસ્રાએલે કહ્યું કે,
અમારો બીજો ભાઈ છે, એમ તે માણસને કહીને તમે
મારું ભૂંડું કેમ કીધું? ૭અને તેઓએ કહ્યું, અમારા
વિષે તથા અમારા કુટુંબ વિષે તે માણસે સઉપૂછ કીધી,
કે શું તમારો બાપ હજુ જીવે છે? તમારો બીજો કોઈ
ભાઈ છે? ને તે વાત પ્રમાણે અમે તેને ઉત્તર આપ્યો;
અમે શું જાણીએ કે, તે એમ કહેશે કે તમારા ભાઈને
અહીં લાવો? ૮અને યહૂદાહે તેના બાપ ઇસ્રાએલને
કહ્યું, મારી સાથે છોકરાને મોકલ; ને અમે ઊઠી
નીકળીએ, કે અમે અને તું અને આપણાં છોકરાં
જીવતાં રહીએ ને મરીએ નહિ. ૯હું તેનો જામીન થાઉં
છું; તું તેને મારા હાથથી માગજે; જો હું તારી પાસે
તેને ન લાવું, ને તારી આગળ રજૂ ન કરું, તો તેનો
દોષ સદા મારા પર રહે. ૧૦કેમકે જો અમે આટલો
ખોટી થયા ન હોત તો ખચિત અમે અત્યારમાં બીજી
વાર પાછા જઈ આવ્યા હોત ૧૧અને તેઓના બાપ
ઇસ્રાએલે તેઓને કહ્યું, ત્યારે એમ હોય, તો આમ
કરો, આ દેશનાં કંઈ ઉત્તમ ફળ તમારાં વાસણમાં લઈ
લો; ને તે માણસને સારુ ભેટ લઈ જાઓ, એટલે થોડો
ગુગળ, થોડું મધ, કેટલુંક સુગંધિદ્રવ્ય તથા બોળ તથા
પસ્તાં તથા બદામ. ૧૨અને બમણું નાણું તમારા
હાથમાં લઈ જાઓ, ને તમારી ગુણોનાં મોંઢાંમાં જે
નાણું પાછું આવ્યું છે તે ફરીથી તમારા હાથમાં લો;
કદાચ ભૂલ થઈ હશે. ૧૩અને તમારા ભાઈને લઈને
ઊઠો, ને તે માણસ પાસે પાછા જાઓ. ૧૪અને સર્વ-
સમર્થ દેવ તે માણસની આગળ તમને કૃપા આપો, કે
તે તમારી સાથે તમારા બીજા ભાઈને તથા બિન્યામી-
નને મોકલી દે; જો હું નિઃસંતાન થયો તો થયો.

૧૫અને તે માણસોએ તે ભેટ લીધી, ને તેમના
હાથમાં બમણું નાણું લીધું, અને બિન્યામીનને સાથે
લીધો, ને ઊઠીને મિસરમાં ગયા, ને યુસફ આગળ

આવી ઉભા રહ્યા. ૧૬અને યુસફે તેઓની સાથે
બિન્યામીનને દીઠો, ત્યારે તેણે પોતાના ઘરના કાર-
ભારીને કહ્યું, આ માણસોને ઘેર લઇ જા, ને કંઇ
મારીને તૈયાર કર; કેમકે આ માણસો બપોરે મારી
સાથે જમશે ૧૭અને યુસફે જેમ કહ્યું તેમ તે માણસે
કીધું; એટલે તે માણસ યુસફને ઘેર તે માણસોને
લઇ ગયો ૧૮અને તે માણસોને યુસફને ઘેર આણ્યા,
માટે તેઓ બીધા, ને બોલ્યા, જે નાણું પહેલી વાર
આપણી ગુણોમાં પાછું આપ્યું તેને લીધે તે આપણને
માંહે લાવ્યો છે, કે તે આપણી વિરૂદ્ધ બહાનું શોધે,
ને આપણા પર તુટી પડે, ને આપણને ગુલામ કરી
લે, તથા આપણાં ગધેડાં પણ લે. ૧૯અને તેઓ
યુસફના ઘરના કારભારી પાસે આવ્યા, ને તેની સાથે
ઘરના બારણા પાસે વાતચિત કીધી, ૨૦અને કહ્યું,
ઓ અમારા ધણી, અમે ખરેખર ખાવાનું વેચાતું
લેવાને પહેલવહેલા આવ્યા હતા. ૨૧અને એમ થયું,
કે અમે ઉતારે આવ્યા ત્યારે અમે પોતાની ગુણો
ઉઘાડી, ને જુઓ, દરેક માણસનું નાણું તેની ગુણના
મ્હોડામાં તોલ પ્રમાણે પુરેપુરૂં હતું; ને તે અમે
અમારા હાથમાં પાછું લાવ્યા છીએ. ૨૨અને ખાવાનું
વેચાતું લેવાને અમે અમારા હાથમાં બીજું નાણું
લાવ્યા છીએ; ને અમારી ગુણોમાં તે નાણું કોણે
ઘાલ્યું, એ અમે નથી જાણતા. ૨૩અને તેણે કહ્યું, તમે
કુશળ રહો,-તમે બીહો મા, તમારા તથા તમારા
બાપના દેવે તમારી ગુણોમાં તમને સંપત આપી છે,
તમારાં નાણાં મને પહોંચ્યાં; અને તે તેઓની પાસે
શિમઓનને બહાર લાવ્યો. ૨૪અને તે માણસ
યુસફના ઘરમાં તે માણસોને લાવ્યો, ને તેમને પાણી
આપ્યું, ને તેઓએ પગ ધોયા; ને તેણે તેઓનાં ગધે-
ડાંને ચારો આપ્યો. ૨૫અને યુસફના બપોરે આવ્યા
અગાઉ તેઓએ ભેટ તૈયાર કીધી; કેમકે તેઓને ત્યાં
જમવાનું હતું એમ તેઓએ સાંભળ્યું હતું ૨૬અને
યુસફ ઘેર આવ્યો ત્યારે તેઓના હાથમાં જે ભેટ હતી
તે તેની પાસે ઘરમાં લાવ્યા; ને ભૂમિ લગી નમીને
પ્રણામ કીધા. ૨૭અને તેણે તેઓની ખબર પુછી,
ને કહ્યું, તમારો બાપ એટલે જે વડીલ વિષે તમે કહ્યું,
તે શું કુશળ છે? તે શું હજુ જીવે છે? ૨૮અને
તેઓએ ઉત્તર દીધો, તારો દાસ અમારો બાપ કુશળ
છે; હજુ જીવે છે; ને તેઓએ નમીને પ્રણામ કીધા.
૨૯અને તેણે આંખો ઉંચી કરીને પોતાના ભાઇ
બિન્યામીનને એટલે પોતાની માના દીકરાને જોયો,
ને કહ્યું, તમારો નાનો ભાઇ જેના વિષે તમે મને કહ્યું
હતું તે શું આ છે? ને તેણે કહ્યું, મારા દીકરા, દેવ
તારા પર કૃપા કરો ૩૦અને યુસફે ઉતાવળ કીધી,
કેમકે તેના ભાઇને લીધે તેનું હૃદય ભરાઇ આવ્યું; ને
તેણે રડવાનું ઠેકાણું શોધ્યું; ને પોતાની ઓરડીમાં
જઇને ત્યાં રડ્યો. ૩૧અને તેણે પોતાનું મુખ ધોયું;
ને બહાર આવ્યો ને દીલ સમાવીને કહ્યું, રોટલી
પિરસો. ૩૨અને દાસોએ તેને સારૂ તથા તેઓને
સારૂ તથા જે મિસરીઓ તેની સાથે જમતા તેઓને
સારૂ જુદું જુદું પિરસ્યું; કેમકે હેબ્રીઓ સાથે મિસ-
રીઓ જમતા નથી, કેમકે મિસરીઓને તે અમંગળપણું
લાગે છે ૩૩અને તેઓ તેની સામા, વડો પોતાના
જયેષ્ઠપણા પ્રમાણે, તથા નાનો પોતાની નાની વય
પ્રમાણે, બેઠા; ને તેઓ માહોમાંહે વિસ્મિત થયા.
૩૪અને તેણે પોતાની આગળનાં ખાનાંમાંથી લઇને
તેઓની આગળ ધર્યાં; પણ હરેકના ભાણા કરતાં
બિન્યામીનનું ભાણું પાંચગણું હતું; ને તેઓએ પીધું,
ને તેની સાથે આનંદ કીધો

૪૪ અને તેણે પોતાના ઘરના કારભારીને આજ્ઞા
આપી, કે આ માણસોની ગુણો ખોરાકથી
ભર; જેટલું તેઓ ઉચકી શકે તેટલું ભર, ને હરેક
માણસનું નાણું તેની ગુણના મ્હોડામાં મુક. ૨અને
મારૂં પ્યાલું, એટલે રૂપાનું પ્યાલું નાનાની ગુણના
મ્હોડામાં તેના અનાજનાં નાણાં સુદ્ધાં મુક; ને યુસફે
જેમ કહ્યું તેમ તેણે કીધું. ૩અને સવાર થતાંજ તેણે
તે માણસોને તેમનાં ગધેડાં સુદ્ધાં વિદાય કર્યા.
૪તેઓ શહેરમાંથી નિકળીને બહુ આઘે ગયા ન હતા,
એટલામાં યુસફે પોતાના કારભારીને કહ્યું, ઉઠ, ને તે
માણસોની પાછળ દોડ, ને તેઓને તું પકડી પાડે
ત્યારે કહે કે, તમે ભલાને બદલે ભુંડું કેમ વાળ્યું?
૫જેમાંથી મારો ધણી પીએ છે, ને જેથી તે શુકન જુએ
છે તે શું આ નથી? આ તો તમે ભુંડું કર્યું છે. ૬અને
તેણે તેઓને પકડી પાડીને તેઓને એમજ કહ્યું. ૭અને
તેઓએ તેને કહ્યું, અમારા સાહેબ એવી વાત કેમ કહે
છે? એમ ન થાય કે તારા દાસો એવું કરે; ૮જુઓ,
જે નાણું અમને અમારી ગુણોનાં મ્હોડાંમાં મળ્યું, તે
કનાન દેશથી અમે તારી પાસે પાછું લાવ્યા, તો તારા
ધણીના ઘરમાંથી રૂપું કે સોનું અમે કેમ ચોરીએ?
૯તારા દાસોમાં જેની પાસેથી તે જડે તે માર્યો જાય,

ગધેડાં પર અનાજ લાદીને ત્યાંથી નીકળ્યા. ૨૭અને
ઉતારામાં તેઓમાંના એકે પોતાના ગધેડાને દાણા
ખવડાવવાને પોતાની ગુણ છોડી, ત્યારે તેણે પોતાનું
નાણું દીઠું; કેમકે, જુઓ, તે તો તેની ગુણના મ્હો-
ડામાં હતું. ૨૮અને તેણે પોતાના ભાઈઓને કહ્યું,
મારું નાણું મને પાછું મળ્યું છે; ને જુઓ, તે મારી
ગુણમાં છે. અને તેઓ મનમાં ગભરાયા; ને તેઓ
થરથરતા માંહોમાંહે બોલ્યા, દેવે આપણને આ શું
કર્યું છે? ૨૯અને તેઓ કનાન દેશમાં તેઓના બાપ
યાકૂબની પાસે આવ્યા, ને તેઓને જે થયું હતું તે
સર્વની ખબર તેને આપી કહ્યું, ૩૦કે જે માણસ તે
દેશનો ધણી છે તેણે અમને કઠોર વચનો કહ્યાં, ને
અમને દેશના જાસૂસ ગણ્યા. ૩૧અને અમે તેને કહ્યું
કે, અમે સાચા માણસ છીએ, અમે જાસૂસ નથી.
૩૨અમે બાર ભાઈ અમારા બાપના દીકરા છીએ;
એકનો તો પત્તો નથી, ને નાનો અમારા બાપની
પાસે હાલ કનાન દેશમાં છે. ૩૩અને તે માણસે
એટલે દેશના ધણીએ અમને કહ્યું, એથી હું જાણીશ
કે તમે સાચા માણસ છો, તમારા એક ભાઈને મારી
પાસે રહેવા દો, ને તમે તમારા ઘરના દુકાળને સારુ
અનાજ લઈને વિદાય થાઓ; ૩૪ને તમારા નાના
ભાઈને મારી પાસે લાવો; ત્યારે તમે જાસૂસ નથી,
પણ સાચા માણસ છો, એમ હું જાણીશ; અને હું
તમારો ભાઈ તમને પાછો આપીશ; ને તમે આ
દેશમાં વેપાર કરશો. ૩૫અને એમ થયું, કે તેઓ
પોતાની ગુણો ખાલી કરતા હતા ત્યારે, જુઓ, પ્રત્યેક
માણસનાં નાણાંની થેલી તેની ગુણમાં હતી; અને
તેઓ તથા તેઓનો બાપ તેઓનાં નાણાંની થેલીઓ
જોઈને બીધા. ૩૬અને તેઓના બાપ યાકૂબે તેઓને
કહ્યું, તમે મને પુત્રહીન કીધો છે; યુસફ નથી, ને
શિમઓન પણ નથી, ને વળી બિન્યામીનને લઈ જાઓ
છો; એ સર્વ મારે વેઠવું છે. ૩૭અને રૂબેને તેના
બાપને કહ્યું, તેને તારી પાસે પાછો ન લાવું તો મારા
બે દીકરાને મારી નાખજે. તેને મારા હાથમાં સોંપ,
ને હું તેને તારી પાસે પાછો લાવીશ. ૩૮પણ તેણે
કહ્યું, મારો દીકરો તમારી સાથે નહિ આવે, કેમકે
તેનો ભાઈ મરી ગયો છે, ને તે એકલો રહ્યો છે, ને
જે માર્ગે તમે જાઓ છો ત્યાં જો તેને વિઘ્ન થાય, તો
તમે મારાં પળિયાં શોકને મારે ઘોરમાં ઉતારશો.

૪૩ અને દેશમાં દુકાળ ભારે હતો. ૨અને એમ
થયું, કે તેઓ મિસરમાંથી જે અનાજ લાવ્યા
હતા તે ખાઈ રહ્યા, ત્યારે તેઓના બાપે તેઓને કહ્યું
કે, તમે ફરીથી જઈને આપણે સારુ થોડું અન્ન વેચાતું
લો. ૩અને યહૂદાહે તેને કહ્યું, તે માણસે અમને તાકીદ
કરીને કહ્યું હતું કે, જો તમારો ભાઈ તમારી સાથે નહિ
હોય, તો તમે મારું મુખ નહિ જોશો. ૪જો તું અમારા
ભાઈને અમારી સાથે મોકલે તો અમે જઈને તારે સારુ
અન્ન વેચાતું લઈએ. ૫પણ જો તું તેને નહિ મોકલે
તો અમે નહિ જઈશું; કેમકે તે માણસે અમને કહ્યું
છે કે, તમારો ભાઈ તમારી સાથે નહિ આવે, તો તમે
મારું મુખ નહિ જોશો. ૬અને ઇસ્રાએલે કહ્યું કે,
અમારો બીજો ભાઈ છે, એમ તે માણસને કહીને તમે
મારું ભૂંડું કેમ કીધું? ૭અને તેઓએ કહ્યું, અમારા
વિષે તથા અમારા કુટુંબ વિષે તે માણસે પૂછપરછ કીધી,
કે શું તમારો બાપ હજુ જીવે છે? તમારો બીજો કોઈ
ભાઈ છે? ને તે વાત પ્રમાણે અમે તેને ઉત્તર આપ્યો;
અમે શું જાણીએ કે, તે એમ કહેશે કે તમારા ભાઈને
અહીં લાવો? ૮અને યહૂદાહે તેના બાપ ઇસ્રાએલને
કહ્યું, મારી સાથે છોકરાને મોકલ; ને અમે ચાલી
નીકળીએ, કે અમે અને તું અને આપણાં છોકરાં
જીવતાં રહીએ ને મરીએ નહિ. ૯હું તેનો જામીન થાઉં
છું; તું તેને મારા હાથથી માગજે; જો હું તારી પાસે
તેને ન લાવું, ને તારી આગળ રજૂ ન કરું, તો તેનો
દોષ સદા મારા પર રહે. ૧૦કેમકે જો અમે આટલા
ખોટી થયા ન હોત તો ખચિત અમે અત્યારમાં બીજી
વાર પાછા જઈ આવ્યા હોત. ૧૧અને તેઓના બાપ
ઇસ્રાએલે તેઓને કહ્યું, ત્યારે એમ હોય, તો આમ
કરો; આ દેશનાં કંઈ ઉત્તમ ફળ તમારાં વાસણમાં લઈ
લો; ને તે માણસને સારુ ભેટ લઈ જાઓ, એટલે થોડો
ગુગળ, થોડું મધ, કેટલુંક સુગંધિદ્રવ્ય તથા બોળ તથા
પસ્તાં તથા બદામ. ૧૨અને બમણું નાણું તમારા
હાથમાં લઈ જાઓ, ને તમારી ગુણોનાં મ્હોડાંમાં જે
નાણું પાછું આવ્યું છે તે ફરીથી તમારા હાથમાં લો;
કદાચ ભૂલ થઈ હશે. ૧૩અને તમારા ભાઈને લઈને
ઊઠો, ને તે માણસ પાસે પાછા જાઓ. ૧૪અને સર્વ-
સમર્થ દેવ તે માણસની આગળ તમને કૃપા આપો, કે
તે તમારી સાથે તમારા બીજા ભાઈને તથા બિન્યામી-
નને મોકલી દે; જો હું નિઃસંતાન થયો તો થયો.

૧૫અને તે માણસોએ તે ભેટ લીધી, ને તેમના
હાથમાં બમણું નાણું લીધું, અને બિન્યામીનને સાથે
લીધો, ને ઊઠીને મિસરમાં ગયા, ને યુસફ આગળ

આવી ઉભા રહ્યા. ૧૬ અને યુસફે તેઓની સાથે
બિન્યામીનને દીઠો, ત્યારે તેણે પોતાના ઘરના કાર-
ભારીને કહ્યું, આ માણસોને ઘેર લઇ જા, ને કંઇ
મારીને તૈયાર કર; કેમકે આ માણસો બપોરે મારી
સાથે જમશે ૧૭ અને યુસફે જેમ કહ્યું તેમ તે માણસે
કીધું; એટલે તે માણસ યુસફને ઘેર તે માણસોને
લઇ ગયો ૧૮ અને તે માણસોને યુસફને ઘેર આણ્યા,
માટે તેઓ બીધા, ને બોલ્યા, જે નાણું પહેલી વાર
આપણી ગુણોમાં પાછું આપ્યું તેને લીધે તે આપણને
માંહે લાવ્યો છે, કે તે આપણી વિરૂદ્ધ બહાનું શોધે,
ને આપણા પર તુટી પડે, ને આપણને ગુલામ કરી
લે, તથા આપણાં ગધેડાં પણ લે. ૧૯ અને તેઓ
યુસફના ઘરના કારભારી પાસે આવ્યા, ને તેની સાથે
ઘરના બારણા પાસે વાતચિત કીધી, ૨૦ અને કહ્યું,
ઓ અમારા ધણી, અમે ખરેખર ખાવાનું વેચાતું
લેવાને પહેલવહેલા આવ્યા હતા. ૨૧ અને એમ થયું,
કે અમે ઉતારે આવ્યા ત્યારે અમે પોતાની ગુણો
ઉઘાડી, ને જુઓ, હરેક માણસનું નાણું તેની ગુણના
મ્હોડામાં તોલ પ્રમાણે પુરેપુરૂં હતું; ને તે અમે
અમારા હાથમાં પાછું લાવ્યા છીએ. ૨૨ અને ખાવાનું
વેચાતું લેવાને અમે અમારા હાથમાં બીજું નાણું
લાવ્યા છીએ; ને અમારી ગુણોમાં તે નાણું કોણે
ઘાલ્યું, એ અમે નથી જાણતા. ૨૩ અને તેણે કહ્યું, તમે
કુશળ રહો,-તમે બીહો મા, તમારા તથા તમારા
બાપના દેવે તમારી ગુણોમાં તમને સંપત આપી છે.
તમારાં નાણાં મને પહોંચ્યાં; અને તે તેઓની પાસે
શિમઓનને બહાર લાવ્યો ૨૪ અને તે માણસ
યુસફના ઘરમાં તે માણસોને લાવ્યો, ને તેમને પાણી
આપ્યું, ને તેઓએ પગ ધોયા; ને તેણે તેઓનાં ગધે-
ડાંને ચારો આપ્યો ૨૫ અને યુસફના બપોરે આવ્યા
અગાઉ તેઓએ ભેટ તૈયાર કીધી; કેમકે તેઓને ત્યાં
જમવાનું હતું એમ તેઓએ સાંભળ્યું હતું ૨૬ અને
યુસફ ઘેર આવ્યો ત્યારે તેઓના હાથમાં જે ભેટ હતી
તે તેની પાસે ઘરમાં લાવ્યા; ને ભૂમિ લગી નમીને
પ્રણામ કીધા. ૨૭ અને તેણે તેઓની ખબર પુછી,
ને કહ્યું, તમારો બાપ એટલે જે વડીલ વિષે તમે કહ્યું,
તે શું કુશળ છે? તે શું હજુ જીવે છે? ૨૮ અને
તેઓએ ઉત્તર દીધો, તારો દાસ અમારો બાપ કુશળ
છે; હજુ જીવે છે; ને તેઓએ નમીને પ્રણામ કીધા.
૨૯ અને તેણે આંખો ઉંચી કરીને પોતાના ભાઇ
બિન્યામીનને એટલે પોતાની માના દીકરાને જોયો,
ને કહ્યું, તમારો નાનો ભાઇ જેના વિષે તમે મને કહ્યું
હતું તે શું આ છે? ને તેણે કહ્યું, મારા દીકરા, દેવ
તારા પર કૃપા કરો ૩૦ અને યુસફે ઉતાવળ કીધી,
કેમકે તેના ભાઇને લીધે તેનું હૃદય ભરાઇ આવ્યું; ને
તેણે રડવાનું ઠેકાણું શોધ્યું; ને પોતાની ઓરડીમાં
જઇને ત્યાં રડ્યો. ૩૧ અને તેણે પોતાનું મુખ ધોયું;
ને બહાર આવ્યો ને દીલ સમાવીને કહ્યું, રોટલી
પિરસો. ૩૨ અને દાસોએ તેને સારૂ તથા તેઓને
સારૂ તથા જે મિસરીઓ તેની સાથે જમતા તેઓને
સારૂ જુદું જુદું પિરસ્યું; કેમકે હેબ્રીઓ સાથે મિસ-
રીઓ જમતા નથી, કેમકે મિસરીઓને તે અમંગળપણું
લાગે છે ૩૩ અને તેઓ તેની સામા, વડો પોતાના
જ્યેષ્ઠપણા પ્રમાણે, તથા નાનો પોતાની નાની વય
પ્રમાણે, બેઠા; ને તેઓ માહોમાંહે વિસ્મિત થયા
૩૪ અને તેણે પોતાની આગળનાં વાનાંમાંથી લઇને
તેઓની આગળ ધર્યાં; પણ હરેકના ભાણા કરતાં
બિન્યામીનનું ભાણું પાંચગણું હતું; ને તેઓએ પીધું,
ને તેની સાથે આનંદ કીધો

૪૪ અને તેણે પોતાના ઘરના કારભારીને આજ્ઞા
આપી, કે આ માણસોની ગુણો ખોરાકથી
ભર; જેટલું તેઓ ઉચકી શકે તેટલું ભર, ને હરેક
માણસનું નાણું તેની ગુણના મ્હોડામાં મુક. ૨ અને
મારૂ પ્યાલું, એટલે રૂપાનું પ્યાલું નાનાની ગુણના
મ્હોડામાં તેના અનાજનાં નાણાં સુદ્ધાં મુક; ને યુસફે
જેમ કહ્યું તેમ તેણે કીધું. ૩ અને સવાર થતાંજ તેણે
તે માણસોને તેમનાં ગધેડાં સુદ્ધાં વિદાય કર્યા.
૪ તેઓ શહેરમાંથી નિકળીને બહુ આઘે ગયા ન હતા,
એટલામાં યુસફે પોતાના કારભારીને કહ્યું, ઉઠ, ને તે
માણસોની પાછળ દોડ, ને તેઓને તું પકડી પાડે
ત્યારે કહે કે, તમે ભલાને બદલે ભુંડું કેમ વાળ્યું?
૫ જેમાંથી મારો ધણી પીએ છે, ને જેથી તે શુકન જુએ
છે તે શું આ નથી? આ તો તમે ભુંડું કર્યું છે. ૬ અને
તેણે તેઓને પકડી પાડીને તેઓને એમજ કહ્યું. ૭ અને
તેઓએ તેને કહ્યું, અમારા સાહેબ એવી વાત કેમ કહે
છે? એમ ન થાય કે તારા દાસો એવું કરે; ૮ જુઓ,
જે નાણું અમને અમારી ગુણોનાં મ્હોડાંમાં મળ્યું, તે
કનાન દેશથી અમે તારી પાસે પાછું લાવ્યા, તો તારા
ધણીના ઘરમાંથી રૂપું કે સોનું અમે કેમ ચોરીએ?
૯ તારા દાસોમાં જેની પાસેથી તે જડે તે માર્યો જાય,

ને અમે પણ અમારા ધણીના દાસ થઇશું ૧૦ અને
તેણે કહ્યું હવે તમે કહો છો તેમ થાય, જેની પાસેથી
તે જડે તે મારો દાસ થશે, ને તમે નિરપરાધી ઠરશો.
૧૧ અને તેઓએ તરતજ પોતપોતાની ગુણ ભૂમિ પર
ઉતારી, ને પ્રત્યેકે પોતાની ગુણ ઉઘાડી ૧૨ અને તેણે
મોટાથી માંડીને તે નાના સુધી ઝાડો લીધો ને
બિન્યામીનની ગુણમાંથી પ્યાલુ જડયું ૧૩ ત્યારે
તેઓએ પોતાના વસ્ત્ર ફાડ્યા ને પોતાના ગધેડા લાદ્યા
ને નગરમા પાછા આવ્યા ૧૪ અને યહુદાહ તથા તેના
ભાઇ યુસફને ઘેર આવ્યા, અને તે હજુ ત્યાજ હતો,
ને તેઓ તેની આગળ ભૂમિ પર પડ્યા. ૧૫ અને યુસફે
તેઓને કહ્યું, આ તમે શું કામ કીધું? શું તમે નથી
જાણતા કે મારા સરખો માણસ શુકન જોઇ શકે છે?
૧૬ અને યહુદાહ બોલ્યો મારા ધણીને અમે શું
કહીએ? શું બોલીએ? અમે નિરપરાધી કેમ કરી
ઠરીએ? તારા દાસોનાં ભુડા કામ દેવે શોધી કાઢ્યાં
છે, જુઓ અમે તથા જેની પાસે પ્યાલુ જડયુ તે
પણ મારા ધણીના દાસ છીએ ૧૭ અને તેણે કહ્યું એવુ
કરવુ મારાથી દૂર થાઓ! જે માણસના હાથમાથી
પ્યાલુ જડયુ તે મારો દાસ થશે પણ તમે તો શાંતિએ
તમારા બાપની પાસે જાઓ

૧૮ અને યહુદાહે તેની પાસે આવીને કહ્યું ઓ મારા
ધણી કૃપા કરીને તારા દાસને મારા ધણીના કાનમા
એક વાત કહેવા દે, ને તારા દાસ પર તારો રોષ ન
ચડે, કેમકે તું ફારૂનના સરખો છે ૧૯ મારા ધણીએ
તેના દાસોને એમ પુછ્યુ કે શું તમારે બાપ અથવા
ભાઇ છે? ૨૦ અને અમે અમારા ધણીને કહ્યું અમારે
ઘરડો બાપ છે, ને તેના ઘડપણનો નાનો દીકરો છે
ને તેનો ભાઇ મરી ગએલો છે ને તે તેની માનો
એકલોજ રહેલો છે, ને તેના બાપને તે વહાલો છે
૨૧ અને તેં તારા દાસોને કહ્યું કે તેને હુ જોઉં માટે
તેને મારી પાસે લાવો ૨૨ અને અમે અમારા ધણીને
કહ્યું તે છોકરો તેના બાપને છોડી નહિ શકે કેમકે
જો તે પોતાના બાપને મુકીને જાય તો તેનો બાપ
મરી જાય. ૨૩ અને તેં તારા દાસોને કહ્યું જો તમારો
નાનો ભાઇ તમારી સાથે ન આવે તો તમે મારૂં મુખ
ફરી નહિ દેખશો ૨૪ અને એમ થયુ કે અમે તારા
દાસ એટલે અમારા બાપની પાસે ગયા ત્યારે અમે
તેને અમારા ધણીની વાતો કહી ૨૫ પછી અમારા
બાપે કહ્યું તમે પાછા જઇને આપણે સારૂ થોડું અન્ન
વેચાતું લાવો ૨૬ અને અમે કહ્યું, અમારાથી નહિ
જવાય, જો અમારો નાનો ભાઇ અમારી સાથે આવે,
તોજ અમે જઇએ કેમકે અમારો નાનો ભાઇ અમારી
સાથે ન હોય તો તે માણસનું મુખ અમે જોઇ શકીશું
નહિ ૨૭ અને તારા દાસે એટલે મારા બાપે અમને
કહ્યું તમે જાણો છો કે મારી બાયડીને બે પુત્ર થયા
હતા ૨૮ અને તેઓમાનો એક મારી પાસેથી ગયો
ને મેં કહ્યું કે તેને ખચિત [કોઇ જાનવરે] ફાડી નાખ્યો
હશે ને ત્યાર પછી મેં તેને જોયો નથી. ૨૯ અને
આને પણ જો મારા મુખ આગળથી લઇ જાઓ, ને
તેને નુકસાન થાય, તો તમે મારા પળિયાને શોકને
માર્ગે ઘોરમા ઉતારશો ૩૦ તે માટે હવે તારા દાસની
એટલે મારા બાપની પાસે હુ જાઉં, ને તે છોકરો
અમારી સાથે ન હોય ૩૧ તો એ છોકરામા તેનો જીવ
છે તેથી એમ થશે કે જ્યારે તે જોશે કે છોકરો સાથે
નથી ત્યારે તે મરશે ને તારા દાસો, તારા દાસના
એટલે અમારા બાપના પળિયા શોકને માર્ગે ઘોરમા
ઉતારશે ૩૨ કેમકે હુ તારો દાસ મારા બાપની પાસે
છોકરાનો જામીન થયો હતો, અને મેં કહ્યું હતું કે જો
હુ તેને તારી પાસે પાછો ન લાવું તો સર્વકાળ મારા
બાપનો હુ અપરાધી થાઉં ૩૩ અને હવે કૃપા કરીને
તારા દાસને આ છોકરાને બદલે મારા ધણી પાસે
દાસ થઇ રહેવા દે ને છોકરાને પોતાના ભાઇઓની
સાથે પાછો જવા દે ૩૪ કેમકે જો તે છોકરો મારી
સાથે ન હોય તો હુ મારા બાપની પાસે કેમ કરી
જાઉં? રખે જે દુખ મારા બાપ પર આવે તે હું જોઉં

૪૫ અને યુસફ પોતાની પાસે સર્વ ઉભા રહેના-
રાઓની આગળ દીલો સમાવી ન શક્યો,
ને તેણે મોટેથી કહ્યું મારી આગળથી પ્રત્યેક માણસને
બહાર કાઢો ને યુસફે પોતાના ભાઇઓને પોતાને
ઓળખાવ્યો ત્યારે તેની પાસે કોઇ ન હતું ૨ અને
તે પોક મુકીને રડ્યો તે મિસરીઓએ તથા ફારૂનના
ઘરનાએ સાભળ્યુ ૩ અને યુસફે પોતાના ભાઇઓને
કહ્યું હું યુસફ છું, મારો બાપ શું હજી જીવે છે? ને
તેના ભાઇઓ તેને ઉત્તર આપી ન શક્યા, કેમકે તેઓ
તેની આગળ ગભરાએલા હતા ૪ અને યુસફે પોતાના
ભાઇઓને કહ્યું કૃપા કરી મારી પાસે આવો, ને
તેઓ પાસે આવ્યા, ને તેણે કહ્યું હુ તમારો ભાઇ
યુસફ જેને તમે મિસરમા વેચી દીધો હતો તેજ છું
૫ હવે તમે મને અહીં વેચ્યો, એને લીધે તમે દલગીર

ન થાઓ, ને તમારાં મનમાં બળાપો ન કરો, કેમકે
જાન બચાવવાને દેવે તમારી અગાઉ મને મોકલ્યો.
૬ કેમકે બે વર્ષ થયાં દેશમા દુકાળ છે, ને હજી બીજાં
પાંચ વર્ષ સુધી ખેતી તથા કાપણી થશે નહિ. ૭ તે
માટે પૃથ્વીમાં તમારાં સંતાન રાખવાને તથા મોટા
ઉદ્ધારથી તમારા જીવ બચાવવાને દેવે તમારી આગળ
મને મોકલ્યો. ૮ એ માટે તમે તો નહિ, પણ દેવે
મને અહીં મોકલ્યો; ને તેણે મને ફારૂનના પિતા
સમાન, ને તેના આખા ઘરનો ધણી તથા આખા
મિસરનો અધિપતિ કર્યો છે. ૯ તમે ઉતાવળ કરીને
મારા બાપની પાસે જાઓ, ને તેને કહો કે, તારો
દીકરો યુસફ એમ કહે છે, દેવે મને આખા મિસરનો
ધણી કર્યો છે, મારી પાસે આવ, વિલંબ ન કર
૧૦ અને તું ગોશેન દેશમાં રહીશ, તું ને તારા છોકરાં
ને તારા છોકરાનાં છોકરાં, તથા તારા મેંઢાં તથા તારા
ઢોર તથા તારૂં સર્વસ્વ મારી નજદિક રહેશે. ૧૧ અને
તું તથા તારૂં કુટુંબ તથા જે સર્વ તારાં છે તે દરિદ્રી ન
થાય માટે ત્યાં હું તારૂં પાળણ કરીશ, કેમકે હજી
દુકાળનાં બીજાં પાચ વર્ષ છે. ૧૨ અને જુઓ, તમારી
આંખ તથા મારા ભાઇ બિન્યામીનની આંખ જુએ
છે, કે મારૂંજ મુખ તમારી સાથે બોલે છે. ૧૩ અને
મિસરમાં મારો સર્વ મહિમા તથા જે સર્વ તમે દીઠું
છે તે મારા બાપને કહો, ને મારા બાપને ઉતાવળથી
અહીં લઇ આવો ૧૪ અને તે પોતાના ભાઇ બિન્યા-
મીનને કોટે વળગીને રડ્યો; ને બિન્યામીન પણ તેને
કોટે વળગીને રડ્યો ૧૫ અને તેણે તેના સર્વ ભાઇઓને
ચુંબન કીધું, ને તેઓને ભેટીને રડ્યો; પછી તેના
ભાઇઓએ તેની સાથે વાતચિત કીધી.

૧૬ અને ફારૂનના ઘરમાં એ વાત સંભળાઇ કે યુસ-
ફના ભાઇ આવ્યા છે, ને ફારૂનને તથા તેના દાસોને
તે વાત સારી લાગી ૧૭ અને ફારૂને યુસફને કહ્યું, તું
પોતાના ભાઇઓને કહે કે, તમે આમ કરો; તમારા
જાનવરો લાદીને કનાન દેશમાં ચાલ્યા જાઓ. ૧૮ અને
તમારા બાપને તથા તમારાં કુટુંબને મારી પાસે લઇ
આવો; ને મિસર દેશનાં ઉત્તમ વાનાં હું તમને
આપીશ; ને દેશની ઉત્કૃષ્ઠ ચીજો તમે ખાશો. ૧૯ તે
માટે હવે તને [આ પ્રમાણે તારા ભાઇઓને કહેવાની]
આજ્ઞા છે, તમે આમ કરો, તમારાં છોકરાંઓને સારૂ
તથા તમારી બાયડીઓને સારૂ, મિસર દેશથી ગાડાં
લઇ જાઓ, ને તમે તમારા બાપને લઇ આવો. ૨૦ વળી
તમારી માલમતાની ચિંતા ન કરો, કેમકે આખા
મિસર દેશમાં જે ઉત્તમ તે તમારૂં છે ૨૧ અને ઇસ્રા-
એલપુત્રોએ એમ કીધું, ને યુસફે ફારૂનની આજ્ઞા
પ્રમાણે તેઓને ગાડાં આપ્યાં; ને તેઓને માર્ગને
સારૂ સીધું આપ્યું ૨૨ અને તેણે દરેકને એક જોડ
કપડાં આપ્યાં, પણ બિન્યામીનને રૂપાનાં ત્રણસેં
નાણાં તથા પાંચ જોડ કપડાં આપ્યા. ૨૩ અને તેણે
તેના બાપને સારૂ આ પ્રમાણે મોકલ્યું; મિસર દેશની
ઉત્તમ વસ્તુઓથી લાદેલા દસ ગધેડા ને માર્ગને માટે
તેના બાપને સારૂ અનાજ તથા રોટલી તથા ખોરા-
કથી લાદેલી દસ ગધેડીઓ ૨૪ અને તેણે પોતાના
ભાઇઓને વિદાય કીધા, ને તેઓ ગયા, ને તેણે
તેઓને કહ્યું, જોજો, માર્ગે લડી પડતા નહિ ૨૫ અને
તેઓ મિસરમાંથી નિકળીને કનાન દેશમાં પોતાના
બાપ યાકૂબની પાસે આવ્યા ૨૬ અને તેઓએ તેને
કહ્યું, યુસફ હજી જીવે છે, ને આખા મિસર દેશનો
અધિપતિ છે; ને યાકૂબ સ્તબ્ધ થઇ ગયો, કેમકે
તેણે તેઓની વાત ન માની. ૨૭ અને યુસફે તેઓને
જે જે વાત કરી હતી તે સર્વ તેઓએ તેને જણાવી,
ને યુસફે તેને તેડવા સારૂ જે ગાડાં મોકલ્યાં હતાં તે
જ્યારે તેના બાપ યાકૂબે જોયાં, ત્યારે તે શુદ્ધિમા
આવ્યો. ૨૮ અને ઇસ્રાએલે કહ્યું, બસ, મારો દીકરો
હજી જીવે છે; મારા મરવા પહેલાં હુ જઇને તેને જોઇશ.

૪૬ અને ઇસ્રાએલ પોતાનાં સર્વ સુદ્ધાં નિકળીને
બેરશેબા આવ્યો, ને તેણે પોતાના બાપ
ઇસહાકના દેવને યજ્ઞ ચઢાવ્યા ૨ અને દેવે ઇસ્રાએલ
સાથે રાત્રે સ્વપ્નમાં વાત કરીને કહ્યું, યાકૂબ, યાકૂબ;
ને તેણે કહ્યું, જુઓ, હું આ રહ્યો ૩ અને તેણે કહ્યું,
હું દેવ, તારા બાપનો દેવ છું, મિસરમાં જતાં બીશ
મા; કેમકે ત્યાં હું તારાથી મોટી પ્રજા ઉત્પન્ન કરીશ.
૪ હું તારી સાથે મિસરમાં આવીશ, ને હું નિશ્ચે તને
પાછો લાવીશ; ને યુસફ તેનો હાથ તારી આંખ પર
મુકશે ૫ ત્યારે યાકૂબ બેરશેબાથી નિકળ્યો, ને તેને
તેડવાને જે ગાડાં ફારૂને મોકલ્યાં હતાં તેમાં ઇસ્રા-
એલપુત્રોએ પોતાના બાપ યાકૂબને તથા પોતાનાં
છોકરાંને તથા પોતાની બાયડીઓને બેસાર્યાં. ૬ અને
પોતાનાં ઢોરઢાંક તથા જે સંપત્તિ તેઓએ કનાન
દેશમાં મેળવી હતી તે લઇને યાકૂબ તથા તેની સાથે
તેનું આખું કુટુંબ મિસરમાં આવ્યુ. ૭ એટલે તેના
દીકરા તથા તેની સાથે તેના દીકરાના દીકરા, ને તેની

દીકરીઓ તથા તેના દીકરાઓની દીકરીઓને તથા
તેનાં સર્વ સંતાનને તે પોતાની જોડે મિસરમાં લાવ્યો.

૮ અને જે ઇસ્રાએલપુત્રો મિસરમાં આવ્યા તેઓનાં
નામ આ છે; એટલે યાકૂબ તથા તેના દીકરા; યાકૂ-
બનો જયેષ્ઠ દીકરો રેઉબેન ૯ અને રેઉબેનના દીકરા
હનોખ તથા પાલ્લૂ તથા હેસરોન તથા કાર્મી ૧૦ અને
શિમઓનના દીકરા યમૂએલ તથા યામીન તથા ઓહાદ
તથા યાખીન તથા સોહાર તથા એક કનાની બાયડીનો
દીકરો શાઉલ ૧૧ અને લેવીના દીકરા, ગેર્શોન તથા
કહાથ તથા મરારી ૧૨ અને યહૂદાહના દીકરા; એર
તથા ઓનાન તથા શેલાહ તથા પેરેસ તથા ઝેરાહ;
પણ એર તથા ઓનાન કનાન દેશમાં મુઆ, ને
પેરેસના દીકરા હેસરોન તથા હામૂલ હતા. ૧૩ અને
યિસ્સાખારના દીકરા, તોલા તથા પુવાહ તથા યોબ
તથા શિમ્રોન ૧૪ અને ઝબુલૂનના દીકરા સેરેદ તથા
એલોન તથા યાહલએલ ૧૫ એઓ લેઆહના દીકરા,
જેઓ તેને યાકૂબને પેટે પાદ્દાનારામમાં થયા, વળી
તેની દીકરી દીનાહ હતી, તેના દીકરા તથા તેની
દીકરીઓ સર્વ મળીને તેત્રીસ જણ હતા ૧૬ અને
ગાદના દીકરા સિફ્યોન તથા હાગ્ગી તથા શૂની તથા
એસ્બોન તથા એરી તથા અરોદી તથા આરએલી
૧૭ અને આશેરના દીકરા યિમ્નાહ તથા યિશ્વાહ તથા
યિશ્વી તથા બરીઆહ તથા તેઓની બેન સેરાહ, ને
બરીઆહના દીકરા હેબેર તથા માલ્કીએલ ૧૮ લાબાને
પોતાની દીકરી લેઆહને જે ઝિલ્પાહ આપી હતી
તેના દીકરા એ છે; ને એઓ તેને યાકૂબને પેટે થયા;
તેઓ સર્વ મળીને સોળ જણ હતા ૧૯ યાકૂબની
બાયડી રાહેલના દીકરા યુસફ તથા બિન્યામીન
૨૦ અને યુસફને મિસર દેશમા મનાશ્શેહ તથા એફ્રા-
ઇમ થયા; તેઓ ઓનના યાજક પોટીફેરાની દીકરી
આસનાથથી તેને થયા. ૨૧ અને બિન્યામીનના દીકરા
બેલા તથા બેખેર ને આશ્બેલ, ગેરા તથા નાઅમાન,
એહી તથા રોશ તથા મુપ્પીમ તથા હુપ્પીમ તથા આર્દ.
૨૨ એઓ રાહેલના દીકરા, જે યાકૂબને થયા, તેઓ
સર્વ મળીને ચૌદ જણ હતા. ૨૩ અને દાનનો દીકરો
હુશીમ. ૨૪ અને નાફતાલીના દીકરા યાહસએલ તથા
ગૂની તથા યેસેર તથા શિલ્લેમ ૨૫ લાબાને પોતાની
દીકરી રાહેલને જે બિલ્હાહ આપી તેના દીકરા એ છે,
ને એઓ યાકૂબથી તેને થયા તે સર્વ મળીને સાત જણ
હતા. ૨૬ યાકૂબના દીકરાઓની બાયડીઓ સિવાય
તેનાથી જન્મેલા જે સર્વે માણસ યાકૂબ સાથે મિસરમાં
આવ્યાં તેઓ છાસઠ જણ હતાં. ૨૭ અને યુસફના
દીકરા જે મિસર દેશમાં તેને થયા તે બે હતા; ને
યાકૂબના ઘરના સર્વ માણસ જે મિસરમાં આવ્યાં
તેઓ સિત્તેર હતાં.

૨૮ અને તેણે પોતાની આગળ યહૂદાહને યુસફની
પાસે મોકલ્યો કે તે આગળ જઇને ગોશેનનો માર્ગ
દેખાડે; ને તેઓ ગોશેન દેશમાં આવ્યા ૨૯ અને
યુસફ રથ જોડીને પોતાના બાપ ઇસ્રાએલને મળવાને
ગોશેનમા ગયો, ને તેને જોઇને તેને કોટે વળગ્યો, ને
ઘણી વાર લગી તેની કોટે બાઝીને રડ્યો ૩૦ અને
ઇસ્રાએલે યુસફને કહ્યું, મે તારૂં મુખ જોયું, ને હજુ
તું જીવે છે, તો હવે મારે મરણ ભલે આવે ૩૧ અને
યુસફે પોતાના ભાઇઓને તથા પોતાના બાપના ઘર-
નાને કહ્યું, હુ જઇને ફારૂનને જણાવું, ને તેને કહું કે
મારા ભાઇ તથા મારા બાપના ઘરના જે કનાન દેશમાં
હતાં તે મારી પાસે આવ્યા છે. ૩૨ અને તે લોક
ભરવાડ છે, કેમકે તેઓ ઢોર પાળનારાં છે, તેઓ
તેમના બકરા તથા તેમના ઢોર તથા જે સર્વે પોતાનું
છે તે લાવ્યા છે ૩૩ અને ફારૂન તમને બોલાવે અને
તમને પુછે કે, તમારો ધંધો શો છે? ૩૪ ત્યારે તમારે
આ પ્રમાણે કહેવું કે, તારા દાસોનો એટલે અમારા
તથા અમારા ઘરડાઓનો ધંધો નાનપણથી અત્યાર
સુધી ઢોર ઉછેરવાનો છે, કે જેથી તમને ગોશેન
દેશમા રહેવાની પરવાનગી મળે, કેમકે ભરવાડમાત્રને
મિસરીઓ ધિક્કારે છે

૪૭ અને યુસફે આવીને ફારૂનને ખબર આપીને
કહ્યું, મારો બાપ તથા મારા ભાઇઓ,
તેઓનાં બકરા ને તેઓના ઢોર ને જે સર્વે તેઓનુ છે
તે સુદ્ધા કનાન દેશથી આવ્યા છે; ને જુઓ, તેઓ
ગોશેન દેશમાં છે. ૨ અને તેણે પોતાના ભાઇઓમાના
પાચ માણસને લઇને ફારૂનની આગળ હાજર કીધા
૩ અને ફારૂને તેના ભાઇઓને પુછ્યું, તમારો ધંધો શો
છે? ને તેઓએ ફારૂનને કહ્યું, તારા દાસ એટલે અમે
તથા અમારા ઘરડાઓ ભરવાડ છીએ ૪ વળી તેઓએ
ફારૂનને કહ્યું, આ દેશમા પ્રવાસ કરવાને અમે આવ્યા
છીએ, કેમકે કનાન દેશમાં દુકાળ ભારે હોવાને લીધે
તારા દાસોનાં ટોળાંને સારૂ ચારો નથી; માટે હવે
તારા દાસોને ગોશેન દેશમા કૃપા કરીને રહેવા દે
૫ અને ફારૂને યુસફને કહ્યું, તારો બાપ ને તારા ભાઇ

તારી પાસે આવ્યા છે; ૬ મિસર દેશ તારી આગળ
છે, દેશમા ઉત્તમ ઠેકાણે તારા બાપને તથા તારા
ભાઇઓને રહેવા દે; ગોશેન દેશમા તેઓ રહે; ને
તેઓમા કોઇ હોશિયાર છે, એવુ તું જાણતો હોય તો
મારા ઢોર ઉપર તેઓને અખત્યાર આપ. ૭ અને
યુસફે પોતાના બાપ યાકૂબને અંદર આણ્યો અને
ફારૂનની સમક્ષ ઉભો કીધો; ને યાકૂબે ફારૂનને
આશીર્વાદ દીધો. ૮ અને ફારૂને યાકૂબને કહ્યું, તારી
વયના દિવસ કેટલા? ૯ ને યાકૂબે ફારૂનને કહ્યું, મારા
પ્રવાસના દિવસ એકસો ત્રીસ વર્ષ થયા છે; મારી
વયના દિવસ થોડા તથા વ્યર્થ ગયા છે, ને મારા
પિતૃઓના પ્રવાસમા તેઓની વયના દિવસ જેટલા
નથી થયા. ૧૦ અને યાકૂબ ફારૂનને આશીર્વાદ દઇને
ફારૂનની હજુરમાથી ગયો. ૧૧ અને યુસફે તેના
બાપને તથા ભાઇઓને વાસો આપ્યો; ને મિસર
દેશની સહુથી સારી જગ્યામા, એટલે રામસેસમા
ફારૂનની આજ્ઞા પ્રમાણે વતન આપ્યુ. ૧૨ અને યુસફે
તેમા બાપને તથા તેમા ભાઇઓને તથા પોતાના
બાપના ઘરના સર્વને તેમના છોકરા પ્રમાણે અન્ન
પુરૂં પાડયુ

૧૩ અને તે આખા દેશમા અન્ન ન હતું, કેમકે દુકાળ
બહુ ભારે હતો; ને મિસર દેશ તથા કનાન દેશ
દુકાળથી કષ્ટ પામ્યા. ૧૪ અને લોકોએ જે અન્ન વેચાતું
લીધું તેને બદલે જે નાણું મિસર દેશમાથી તથા કનાન
દેશમાથી મળ્યું, તે સર્વ યુસફે એકઠુ કર્યું, ને યુસફ
ફારૂનના ઘરમા તે નાણુ લાવ્યો ૧૫ અને મિસર
દેશમાં તથા કનાન દેશમા પૈસા ખુટયા, ત્યારે સર્વ
મિસરીઓ યુસફની પાસે આવીને બોલ્યા, અમને
ખાવાનુ આપ, અમે તારી રૂબરૂ શા માટે મરીએ?
કેમકે પૈસા થઇ રહ્યા છે. ૧૬ અને યુસફે કહ્યું, તમારા
ઢોર આપો, ને જો નાણુ થઇ રહ્યું હોય તો તમારા
ઢોરને બદલે હુ તમને આપીશ. ૧૭ અને તેઓ પોતાના
ઢોર યુસફ પાસે લાવ્યા; ને યુસફે ઘોડા તથા બકરા
તથા ઢોર તથા ગધેડાને બદલે તેઓને ખાવાનુ આપ્યુ;
તેણે તેઓનાં સર્વ જાનવરોના બદલામા તે વર્ષે તેઓનું
ગુજરાન ચલાવ્યું ૧૮ અને તે વર્ષ પુરૂં થયુ ત્યારે તેઓ
તેની પાસે બીજે વર્ષે આવ્યા, ને તેને કહ્યું, નાણુ
ખુટયું છે, એ અમે અમારા ધણીથી છાનું રાખતા નથી,
ને અમારાં જનાવરો પણ અમારા ધણીની પાસે છે,
મે અમારી જાત તથા અમારી ભોંય વિના અમારા
ધણીની આગળ અમારી પાસે કઇ બાકી રહ્યુ નથી.
૧૯ તારા દેખતા અમે અમારા ખેતરો સુદ્ધાં શા સારૂ
નાશ પામીએ? રોટલીને બદલે અમને તથા અમારી
ભોયને વેચાતા લે, ને અમે તથા અમારા ખેતર ફારૂ-
નના દાસ થઇશું; ને અમને બી આપ, કે અમે જીવતા
રહીએ ને મરીએ નહિ, ને ભોય પડતર નહિ રહે
૨૦ અને યુસફે મિસરીઓની સર્વ ભોય ફારૂનને સારૂ
વેચાતી લીધી કેમકે મિસરીઓએ દરેકે પોતાની
ભોય વેચી; કેમકે દુકાળ તેઓને માથે સખત હતો,
એ માટે તે દેશની ભોય ફારૂનને હાથ આવી ૨૧ અને
તેણે મિસરની એક સીમના છેડાથી તે બીજા છેડા
લગી લોકને નગરોમા મોકલ્યા. ૨૨ એકલી યાજકોની
ભોય તેણે વેચાતી નહિ લીધી, કેમકે તે યાજકોને
ફારૂનની પાસેથી ભાગ મળ્યો હતો; ને તેઓનો ભાગ
જે ફારૂને તેઓને આપ્યો હતો, તે તેઓ ખાયા કરતા
હતા, તે માટે તેઓએ પોતાની ભોય વેચી નહિ
૨૩ અને યુસફે લોકોને કહ્યું, જુઓ, મે તમને તથા
તમારી ભોયને ફારૂનને સારૂ આજ વેચાતા લીધા છે,
જુઓ, તમારે સારૂ આ બી છે, તમે ભોયમા વાવો.
૨૪ અને એમ થશે કે જે ઉપજે તેમાથી તમે પાચમો
હિસ્સો ફારૂનને આપજો, ને ચાર હિસ્સા ખેતરના
બીને સારૂ તથા તમારે ખાવાને સારૂ તથા તમારા
ઘરનાને સારૂ તથા તમારા છોકરાના અન્નને સારૂ
તમને મળશે. ૨૫ અને તેઓએ કહ્યું, તેં અમારા જીવ
બચાવ્યા છે, અમારા પર અમારા ધણીની કૃપાદૃષ્ટિ
થાય, ને અમે ફારૂનના દાસ થઇશું ૨૬ અને મિસર
દેશમા યુસફે એવો નિયમ બાંધ્યો કે બધી જમીનનો
પાચમો હિસ્સો ફારૂનને મળે, અને એ નિયમ હજી
ચાલે છે, માત્ર યાજકોની જમીન ફારૂનના તાબામા
ન આવી ૨૭ અને ઇસ્રાએલ મિસર દેશના ગોશેન
પ્રાતમા રહ્યા; ને ત્યા તેઓએ માલમિલ્કત મેળવી;
ને તેઓ સફળ થઇને બહુ વધ્યા.

૨૮ અને યાકૂબ મિસર દેશમા સત્તર વર્ષ જીવ્યો;
એમ યાકૂબની વયના દિવસો એકસો સુડતાળીસ વર્ષ
થયા. ૨૯ અને ઇસ્રાએલનો મરણસમય પાસે આવ્યો;
ને તેણે પોતાના દીકરા યુસફને બોલાવ્યો, ને તેને કહ્યું,
હવે જો હું તારી દૃષ્ટિમા કૃપા પામ્યો હોઉં તો કૃપા
કરી તારો હાથ મારી જાંગ તળે મુક, ને કૃપાથી તથા
ખરા દિલથી મારી સાથે વર્તજે; કૃપા કરી મને મિસ-
રમાં દાટતો ના. ૩૦ પણ જ્યારે હુ મારા પિતૃઓ પાસે

સુઇશ, ત્યારે તું મને મિસરમાંથી લઇ જજેશ, ને
તેઓના કબરસ્થાનમાં મને દાટીશ. અને તેણે કહ્યું,
હું તારા કહ્યા પ્રમાણે કરીશ. ³¹ અને તે બોલ્યો, મારી
આગળ સમ ખા, ને તેણે તેની આગળ સમ ખાધા
અને ઇસ્રાએલ પથારીના ઓસીસા પર નમ્યો

૪૮ અને એ વાતો પછી એમ થયું કે કોઇએ
યુસફને કહ્યું, જો, તારો બાપ માંદો પડ્યો
છે અને તે પોતાના બે દીકરા મનાશ્શેહને તથા
એફ્રાઇમને સાથે લઇને ગયો ² અને કોઇએ યાકૂબને
ખબર આપી કે, જુઓ, તારો દીકરો યુસફ તારી
પાસે આવે છે, ને ઇસ્રાએલ હોશિયાર થઇને પલંગ
પર બેઠો ³ અને યાકૂબે યુસફને કહ્યું, કનાન દેશના
લૂઝમાં સર્વસમર્થ દેવે મને દર્શન આપીને આશીર્વાદ
દીધો. ⁴ અને તેણે કહ્યું, જુઓ, હું તને સફળ કરીશ,
ને તને વધારીશ, ને તારાથી લોકોનો સમુદાય ઉત્પન્ન
કરીશ, ને તારા પછી તારા વંશને આ દેશ સદાકાળના
વતનને સારૂ આપીશ. ⁵ અને હવે મિસર દેશમાં તારી
પાસે મારા આવ્યા પહેલાં તારા જે બે દીકરા તને
મિસર દેશમાં થયા, એટલે એફ્રાઇમ તથા મનાશ્શેહ
તેઓ મારા છે, રેઉબેન તથા શિમઓનની પેઠે તેઓ
મારા થશે ⁶ અને તેઓ પછી તારા સંતાન જે તારાથી
થશે તેઓ તારા થશે, ને તેઓના ભાઇઓના નામ
પ્રમાણે તેઓના નામ તેઓના વતનમાં કહેવાશે
⁷ અને હું તો પાદાનથી આવતો હતો ત્યારે એફ્રાથ
પહોંચવાને થોડી વાટ બાકી હતી એટલામાં રાહેલ
મારી પાસે માર્ગમાં કનાન દેશમાં મરી ગઇ, ને ત્યાં
એફ્રાથના એટલે બેથલેહેમના માર્ગમાં મેં તેને દાટી
⁸ અને ઇસ્રાએલ યુસફના દીકરાઓને જોઇને બોલ્યો

એલના ડાબા હાથની સામે, ને પોતાને ડાબે હાથે
મનાશ્શેહને ઇસ્રાએલના જમણા હાથની સામે, ને
એમ તેઓને તેની પાસે લાવ્યો ¹⁴ અને ઇસ્રાએલે
પોતાનો જમણો હાથ લાંબો કરીને એફ્રાઇમ જે નાનો
હતો તેના માથા પર મુક્યો, ને પોતાનો ડાબો હાથ
મનાશ્શેહના માથા પર મુક્યો, તેણે જાણી જોઇને
પોતાના હાથ એમ મુક્યા, કેમકે મનાશ્શેહ જ્યેષ્ઠ
હતો ¹⁵ અને તેણે યુસફને આશીર્વાદ દીધો, ને કહ્યું,
દેવ જેની આગળ મારા પિતૃઓ ઇબ્રાહીમ તથા
ઇસ્હાક ચાલ્યા, જે દેવે મને મારા આખા આયુષ્યમાં
આજ પર્યંત પાળ્યો, ¹⁶ જે દૂતે સર્વ ભુંડાઇથી મને
બચાવ્યો છે, તે આ છોકરાઓને આશીર્વાદ આપો,
ને તેઓ પર મારૂં નામ તથા મારા પિતૃઓ ઇબ્રાહી-
મનું તથા ઇસ્હાકનું નામ મુકો, ને તેઓ પૃથ્વીમાં
વધીને સમુદાય થાઓ ¹⁷ અને યુસફે જોયું કે એના
બાપે જમણો હાથ એફ્રાઇમના માથા પર મુક્યો,
ત્યારે તેને તે ખોટું લાગ્યું, ને એફ્રાઇમના માથા
પરથી મનાશ્શેહના માથા પર મુકવાને તેણે પોતાના
બાપનો હાથ ઉપાડ્યો. ¹⁸ અને યુસફે પોતાના બાપને
કહ્યું, મારા પિતા, એમ નહિ, કેમકે આ જ્યેષ્ઠ છે,
એના માથા પર તારો જમણો હાથ મુક, ¹⁹ અને
તેના બાપે એમ કરવાની ના પાડી અને બોલ્યો, હું
જાણું છું, મારા દીકરા, હું જાણું છું, તે પણ એક પ્રજા
થશે, ને તે પણ મોટો થશે, પણ તેનો નાનો ભાઇ
તો તેના કરતાં મોટો થશે, ને તેના સંતાન અતિ
બહોળી દેશજાતિ થશે. ²⁰ અને તે દહાડે તે તેઓને
આશીર્વાદ આપતાં બોલ્યો, ઇસ્રાએલપુત્રો તારૂં
નામ લઇને એક બીજાને આશીર્વાદ દેશે, ને કહેશે,

ને તમારા બાપ ઇસ્રાએલની વાતને કાન ધરો.
૩ રૂબેન, તું મારો જયેષ્ઠ પુત્ર, મારૂં બળ તથા મારા
પુરૂષત્વનું પ્રથમ ફળ;
મહત્વની ઉત્તમતા તથા શક્તિની ઉત્તમતા તું છે.
૪ પાણી જેવો અસ્થીર હોવાથી તું ઉત્તમતા નહિ
પામશે,
કેમકે તું તારા બાપની પથારીએ ગયો,
ને તેને ભ્રષ્ટ કીધી; મારે બિછાને તે ચઢયો.
૫ શિમઓન તથા લેવી ભાઇ છે,
તેઓની તરવારો બળાત્કારનાં હથિયારો છે
૬ મારા જીવ, તેઓની સભામાં ન જા,
મારા ગૌરવ, તું તેઓની મંડળીમાં સામેલ ન થા
કેમકે તેઓએ ક્રોધથી એક માણસને મારી નાખ્યું,
ને ઉન્મત્તાઇથી બળદની નસ કાપી [તેને લંગડો
કર્યો]
૭ તેઓનો ક્રોધ શ્રાપિત, કેમકે તે વિકાળ હતો,
ને તેઓનો રોષ શ્રાપિત, કેમકે તે કૂર હતો.
હું તેઓને યાકૂબમાં જૂદા પાડીશ,
ને ઇસ્રાએલમાં તેઓને વિખેરી નાખીશ
૮ યહુદાહ, તારા ભાઇ તારાં વખાણ કરશે;
તારો હાથ તારા શત્રુઓની ગરદન પર રહેશે;
તારા બાપના પુત્ર તારી આગળ પ્રણામ કરશે.
૯ યહુદાહ સિંહનું બચ્ચું છે;
મારા દીકરા, તું શિકાર પરથી આવ્યો છે.
તે સિંહની પેઠે, તથા સિંહણની પેઠે દબાયો,
તે દબી બેઠો, કોણ તેને ઉઠાડશે?
૧૦ શીલોહ આવે ત્યાં સુધી
યહુદાહમાંથી રાજદંડ ખસશે નહિ;
ને તેના પગો મધ્યેથી અધિકારીની છડી જશે નહિ
ને લોકો તેને આધીન રહેશે.
૧૧ તેણે પોતાનો વછેરો દ્રાક્ષવેલે બાંધીને,
પોતાની ગધેડીનું બચ્ચું ઉત્તમ દ્રાક્ષવેલે બાંધીને,
પોતાનાં વસ્ત્ર દ્રાક્ષરસમાં ધોયાં છે;
ને પોતાનો પોશાક દ્રાક્ષોના [રસરૂપી] રક્તમાં
ધોયો છે
૧૨ દ્રાક્ષરસને લીધે તેની આંખો રાતી,
ને દૂધે કરીને તેના દાંત શ્વેત થશે.
૧૩ ઝબુલૂન સમુદ્રને કાંઠે રહેશે;
તે વહાણોને સારૂ બંદર થશે;
ને તેની સીમ સીદોન લગી થશે.
૧૪ ઇસ્સાખાર બળવંત ગધેડો,
ઘેટાંના વાડાની વચ્ચે બેઠો છે;
૧૫ અને તેણે જોયું કે આરામ તે સારો છે,
ને ભૂમિ તે સુખદાયક;
ને તેણે ભાર લેવાને ખાંધ ધરી;
ને વેઠ કરનારો દાસ થયો.
૧૬ ઇસ્રાએલના એક કુળના સરખો,
દાન પોતાના લોકોનો ન્યાય કરશે.
૧૭ દાન માર્ગમાંના સર્પ જેવો,
રસ્તામાં ઉડતા સર્પ જેવો થશે
તે ઘોડાની એડી એવી કરડશે,
કે તેનો સવાર પાછો પડશે.
૧૮ ઓ યહોવાહ, મેં તારા તારણની વાટ જોઇ છે
૧૯ ગાદ, એક ટુકડી તેને દબાણ કરશે,
તો પણ તે તેમની એડી દબાવશે
૨૦ આશેર, તેની રોટલી પુષ્ટિકારક થશે;
ને તે રાજ મિષ્ટાન્ન આપશે
૨૧ નાફતાલી છુટી મુકેલી સાબરી,
તે ઉત્તમ શબ્દો આપે છે.
૨૨ યુસફ ફળરૂપ ડાળ છે,
ઝરા પાસેની ફળવંત ડાળ;
તેની ડાંખળી ભીંત પર ચઢી જાય છે.
૨૩ તીરદાજોએ તેને બહુ દુઃખ દીધું,
ને તીર ફેંક્યાં, ને તેને સતાવ્યો;
૨૪ પણ તેનું ધનુષ્ય બળમાં રહ્યું;
ને યાકૂબના સમર્થ પ્રભુના હાથથી,
તેના ભુજ બળવાન કરાયા,
(ત્યાંથી ઘેટાંપાળક, એટલે ઇસ્રાએલનો ખડક થયો)
૨૫ તારા પિતાનો દેવ જે તારી સહાયતા કરશે તેનાથી,
તથા સર્વ શક્તિમાન દેવ જે ઉપરના આકાશના
આશીર્વાદોથી
તથા નીચેના ઉંડાણના આશીર્વાદોથી,
સ્તનના તથા ગર્ભસ્થાનના આશીર્વાદોથી તને
આશીર્વાદિત કરશે,
તેનાથી [તું બળવાન કરાશે].
૨૬ તારા બાપના આશીર્વાદ
મારા પિતૃના આશીર્વાદો કરતાં અતિ મોટા થયા છે,
અને અનંતકાળિક પર્વતોની અતિ દૂરની સીમા
સુધી વધ્યા છે;
ને એઓ યુસફના શિર પર,

તથા જે તેના ભાઇઓથી જૂદો કરાએયો, તેના
મસ્તક પર રહેશે
૨૭ બિન્યામીન ફાડી ખાનાર વરૂ જેવો છે,
સવારે તે શિકાર ખાશે;
ને સંધ્યાકાળે લૂટ વહેંચશે.

૨૮ એ સર્વ ઇસ્રાએલના બાર કુળ છે, ને તેઓના
બાપે તેઓને જે કહ્યું, ને તેઓને જે આશીર્વાદો
આપ્યા તે એ છે, પ્રત્યેકને પોતપોતાના આશીર્વાદ
પ્રમાણે તેઓને આશીર્વાદ આપ્યો ૨૯ અને તેણે
તેઓને આજ્ઞા આપીને કહ્યું કે, હું મારા લોકોમા જઇ
મળવાનો છું, એફ્રોન હિત્તીના ખેતરમાની ગુફામા
મારા પિતૃઓની પાસે, ૩૦ એટલે કનાન દેશમા
મામરેની સામેના માખ્પેલાહના ખેતરમા જે ગુફા
એફ્રોન હિત્તીના ખેતર સુદ્ધા ઇબ્રાહીમે કબરસ્થાનને
સારૂ વેચાતી લીધી છે તેમા મને દાટજો ૩૧ ત્યા
ઇબ્રાહીમ તથા તેની બાયડી સારાહને દાટયા; ત્યા
ઇસ્હાક તથા તેની બાયડી રિબકાહને દાટયા, ને ત્યા
મેં લેઆહને દાટી, ૩૨ જે ખેતર તથા તેમાની જે ગુફા
હેથના પુત્રો પાસેથી ખરીદ્યા હતા [ત્યા મને દાટજો]
૩૩ અને યાકૂબ પોતાના દીકરાઓને આજ્ઞા આપી
રહ્યો, ત્યારે તેણે પોતાના પગ પલંગ પર મુકીને પ્રાણ
છોડ્યો; ને તે પોતાના પૂર્વજોની સાથે મળી ગયો

૫૦ અને યુસફ પોતાના બાપના મુખ પર
પડ્યો, ને તે પર રડ્યો; ને તેને ચુમ્યો
૨ અને યુસફે પોતાના દાસમાંના જે વૈદો હતા તેઓને
પોતાના પિતાના દેહમા સુગંધિઓ ભરવાની આજ્ઞા
આપી, ને વૈદોએ ઇસ્રાએલના દેહમા સુગંધિઓ
ભરી. ૩ અને તેને માટે ચાળીસ દિવસ પુરા કર્યા,
કેમકે સુગંધિઓ ભરવાના દહાડા એ પ્રમાણે પુરા
કરવાની રીત છે અને તેને સારૂ મિસરીઓએ
સિત્તેર દિવસ શોક પાળ્યો.

૪ અને તેના શોકના દિવસ પુરા થયા ત્યારે યુસફે
ફારૂનના ઘરનાને કહ્યું, હવે જો તમારી દૃષ્ટિમા હું
કૃપા પામ્યો છું, તો ફારૂનના કાનમા એમ કહો,
૫ મારા બાપે મને સમ ખવાડીને કહ્યું હતું, જુઓ, હું
મરૂં છું; મેં પોતાને સારૂ કનાન દેશમા જે કબર
ખોદાવી છે, ત્યા મને દાટજે; માટે હવે મારા બાપને
દાટવાને મને જવા દે; ને હું પાછો આવીશ. ૬ અને
ફારૂને કહ્યું, તું જા, ને જેમ તેણે તને સમ ખવાડ્યા
હતા તેમ તારા બાપને દાટ.

૭ અને યુસફ પોતાના બાપને દાટવા ગયો; ને
ફારૂનના સર્વ દાસ, ને તેના ઘરના વડીલ, તથા મિસર
દેશના વડીલ તેની સાથે ગયા ૮ અને યુસફના ઘરનાં
સર્વ, તથા તેના ભાઇ, તથા તેના બાપના ઘરનાં સર્વ
તેની સાથે ગયા; કેવળ તેમના છોકરા તથા તેમના
ટોળા તથા તેમના ઢોરો ગોશેન દેશમા મુકી ગયા
૯ અને તેની સાથે રથો તથા સવારો ગયા; ને તે બહુ
મોટો સંઘ હતો ૧૦ અને યરદન પાર આટાદની
ખળી છે ત્યા તેઓ પહોચ્યા, ને ત્યા તેઓએ મોટા
ને ભારે વિલાપથી રૂદન કર્યું; ને તેણે પોતાના બાપને
સારૂ સાત દિવસ શોક કીધો ૧૧ અને તે દેશના
કનાની રહેવાસીઓએ આટાદની ખળીમા તે શોક
જોયો, ત્યારે તેઓ બોલ્યા, મિસરીઓનો આ મોટો
શોક છે, એ માટે તેનુ નામ આબેલ-મિસરાઇમ કહે-
વાય છે, ને તે યરદનને પાર છે ૧૨ અને તેણે તેના
દીકરાઓને જેમ આજ્ઞા આપી હતી તેમ તેઓએ
તેને સારૂ કર્યું ૧૩ અને તેના દીકરા તેને કનાન દેશમા
લાવ્યા; ને ઇબ્રાહીમે વતનનું કબરસ્થાન કરવા સારૂ
એફ્રોન હિત્તીની પાસેથી મામરેની સામેની જે ગુફા
ખેતર સુદ્ધા વેચાતી લીધી હતી, તે માખ્પેલાહના
ખેતરની ગુફામા તેઓએ તેને દાટ્યો.

૧૪ અને યુસફ તથા તેના ભાઇ, ને જેઓ તેના
બાપને દાટવા સારૂ તેની સાથે ગયા હતા, તે સર્વે
તેના બાપને દાટીને મિસરમા પાછા આવ્યા ૧૫ અને
યુસફના ભાઇઓએ જોયુ કે આપણો બાપ મરી ગયો
છે; ને તેઓએ કહ્યું, કદાચિત યુસફ આપણો દ્વેષ
કરશે, ને તેને આપણે જે સર્વ ભુડું કર્યું હતું તેનું
વેર નક્કી વાળશે. ૧૬ અને તેઓએ યુસફને કહેવાડી
મોકલ્યુ, કે તારા બાપે મરણ પામ્યા અગાઉ આજ્ઞા
આપીને કહ્યું હતું કે, ૧૭ તમે આ પ્રમાણે યુસફને
કહેજો, તારા ભાઇઓએ તારો અપરાધ કીધો છે, હવે
તું તેઓના તે પાપની ક્ષમા કરજે, કેમકે તેઓએ
તારૂં ભુડું કર્યું હતું તે માટે હવે તારા બાપના દેવના
દાસોનો અપરાધ તું માફ કરજે તેઓએ યુસફને
તે વાત કહી ત્યારે તે રડ્યો. ૧૮ અને તેના ભાઇઓ
પણ આવીને તેની આગળ પડ્યા, ને બોલ્યા, જો,
અમે તારા દાસ છીએ ૧૯ અને યુસફે તેઓને કહ્યું,
બીશો નહિ, કેમકે હું શું દેવને ઠેકાણે છું? ૨૦ તમે તો
મારૂં ભુડું કરવા ચાહ્યું હતું, પણ દેવે તેમાં ભલું
કરવાનું ધાર્યું કે જેમ આજે થયુ છે તેમ તે ઘણા

લોકના જાન બચાવે. ૨૧એ માટે હવે બીહો મા, હુ
તમને તથા તમારા છોકરાઓને પાળીશ. એમ તેણે
તેઓને દિલાસો આપ્યો, અને તેઓની સાથે હેતથી
વાત કરી.

૨૨અને યુસફ તથા તેના બાપના ઘરના મિસરમા
રહ્યા, ને યુસફ એકસો દસ વર્ષ જીવ્યો ૨૩અને
યુસફે ત્રીજી પેઢી લગીના એફ્રાઇમના છોકરા જોયા,
ને મનાશ્શેહના દીકરા માખીરના દીકરાઓ યુસફના
ખોળામા ઉછર્યા ૨૪અને યુસફે પોતાના ભાઇઓને
કહ્યું, હુ તો મરૂ છું, પણ દેવ તમારી પાસે ખચિત
આવશે, ને તેણે જે દેશ સબંધી ઇબ્રાહીમ તથા ઇસ્હાક
તથા યાકૂબની આગળ સમ ખાધા હતા, તે દેશમા
આ દેશમાથી તમને લઇ જશે ૨૫અને યુસફે ઇસ્રા-
એલપુત્રોને સમ ખવાડીને કહ્યું, દેવ તમારી પાસે
ખચિત આવશે, ને તમે મારા હાડકા અહીંથી લઇ
જજો ૨૬અને યુસફ એકસો દસ વર્ષનો થઇને મરી
ગયો, ને તેઓએ તેના દેહમા સુગંધિઓ ભરીને તેને
મિસરમા શબકોશમા મુક્યો

---

# નિર્ગમન

## એટલે મુસાનું બીજું પુસ્તક.

૧ હવે ઇસ્રાએલના જે પુત્રો મિસર દેશમા
આવ્યા તેમના નામ આ હતા, પ્રત્યેક માણસ
પોતાના કુટુંબકબિલા સહિત યાકૂબની સાથે આવ્યો
૨ રૂબેન, શિમઓન, લેવી તથા યહૂદાહ, ૩ યિસ્સા-
ખાર, ઝબુલૂન, તથા બિન્યામીન, ૪ દાન તથા નાફ્-
તાલી, ગાદ તથા આશેર ૫ અને યાકૂબને પેટે સઘળા
મળીને સિત્તેર ફરજન થયા હતા, ને યુસફ તો અગાઉ
મિસરમા હતો ૬ પછી યુસફ તથા તેના સર્વ ભાઇઓ
તથા તે પેઢીના સર્વ માણસો મરી ગયા ૭ અને
ઇસ્રાએલપુત્રો સફળ થઇને પુષ્કળ વધ્યા, ને વિસ્તાર
પામીને અતિ સમર્થ થયા, ને તેઓથી દેશ ભરપુર
થઇ ગયો

૮ હવે મિસર દેશ ઉપર એક નવો રાજા થયો કે
જે યુસફને ઓળખતો ન હતો ૯ તેણે પોતાના લોકોને
કહ્યું કે, જુઓ, ઇસ્રાએલપુત્રોના લોક આપણા કરતા
ઝાઝા તથા સમર્થ છે, ૧૦ માટે ચાલો, આપણે તેઓ
પ્રત્યે ચતુરાઇથી વર્તું, નહિ તો તેઓ વધી જાય, ને
કોઇ લડાઇ જાગે ત્યારે એવુ બને કે તેઓ આપણા
શત્રુઓની સાથે મળી જઇને આપણી સામે લડે, ને
દેશમાથી નિકળી જાય ૧૧ માટે તેઓને માથે બોજ
નાખીને તેઓને દુખ દેવા સારૂ વેઠ કરાવનારે મુકાદમ
તેઓ ઉપર મુક્યા, ને તેઓએ ફારૂનને સારૂ વખા-
રોને માટે પીથોમ તથા રામસેસ નગરો બાધ્યા
૧૨ પણ જેમ જેમ તેઓ તેમને વિશેષ દુખ દેતા ગયા
તેમ તેમ તેઓ વિશેષ વધ્યા ને બહોળો વિસ્તાર
પામતા ગયા અને ઇસ્રાએલપુત્રોના કારણથી તેઓ
ત્રાસ પામ્યા ૧૩ અને મિસરીઓએ ઇસ્રાએલપુત્રો
પાસે સખ્ત વેઠ કરાવી ૧૪ અને ચુનો તથા ઇંટો
પાડવાના કામમા તથા ખેતરમા સર્વ પ્રકારની મજુરી
કરવામા તેમની પાસે સખત ચાકરી કરાવીને તેઓએ
તેમની જીંદગી કષ્ટ ભરેલી કીધી તેમની પાસે જે જે
ચાકરી તેઓ કરાવતા હતા તે બધી સખત વેઠ હતી

૧૫ અને હેબ્રી દાઇઓ જેઓમાની એકનું નામ
શિફ્રાહ તથા બીજીનુ નામ પૂઆહ હતું, તેઓને
મિસરના રાજાએ આજ્ઞા કરીને કહ્યુ કે, ૧૬ જ્યારે તમે
હેબ્રી સ્ત્રીઓ પાસે દાઇનુ કામ કરતી હો, ને જ્યારે
તમે તેઓને પ્રસવપાટ ઉપર જુઓ, ત્યારે જો દીકરો
અવતરે તો તેને મારી નાખવો, પણ જો દીકરી અવતરે
તો તે જીવતી રહે ૧૭ પણ તે દાઇઓ દેવનો ભય
રાખનારી હતી, ને મિસરના રાજાએ તેઓને આપેલી
આજ્ઞા પ્રમાણે ન કરતા તેઓ દીકરાઓને જીવતા રહેવા
દેતી ૧૮ અને મિસરના રાજાએ તે દાઇઓને તેડાવીને
તેઓને કહ્યુ કે, તમે એમ કેમ કીધુ કે છોકરાઓને
જીવતા રાખ્યા? ૧૯ ત્યારે તે દાઇઓએ ફારૂનને કહ્યુ
કે, કારણ એટલુજ છે કે હેબ્રી સ્ત્રીઓ મિસરી સ્ત્રીઓ
જેવી નથી, કેમકે તેઓ એવી ચપળ છે કે, તેઓ

પાસે દાઇઓ પહોચના પહેલા તેઓ જણી દે છે
૨૦એ માટે દેવે દાઇઓનું ભલુ કીધું અને લોક વધીને
ઘણા સમર્થ થયા ૨૧અને એમ થયુ કે દાઇઓ દેવનો
ભય રાખનારી હતી માટે તેણે તેમના ઘરો સ્થાપ્યા
૨૨અને ફારૂને પોતાના સર્વ લોકને ફરમાવ્યુ કે, પ્રત્યેક
છોકરો જે જન્મે તેને તમારે નદીમા ફેંકી દેવો, અને
પ્રત્યેક દીકરીને તમારે જીવતી રહેવા દેવી

૨ અને લેવીના ઘરનો એક પુરૂષ જઇને લેવીના
ઘરની એક કન્યા પરણ્યો ૨અને તે સ્ત્રીને
ગર્ભ રહ્યા ને તેને પુત્રનો પ્રસવ થયો, ને તે સારૂ
બાળક છે એ જોઇને તેણે તેને ત્રણ માસ સુધી સંતાડી
રાખ્યો ૩અને તેથી વધારે વાર તેને સંતાડવા તે
અશક્ત હોવાથી તેણીએ તેને સારૂ ગોમતૃણની એક
પેટી લીધી, ને તેને ચીકણી માટીથી તથા ડામરથી
લેપીને છોકરાને તેમા મુકીને તેને નદીને કાંઠે બરૂઓ
મધ્યે મુકી. ૪અને તેનુ શું થાય છે તે જોવાને તેની
બેન વેગળે ઉભી રહી ૫અને ફારૂનની પુત્રી નદીમા
સ્નાન કરવાને આવી, ને તેની દાસીઓ નદીને તીરે
ચાલતી હતી, ને તેણે બરૂઓ મધ્યે પેલી પેટી જોઇને
તે લઇ આવવા સારૂ પોતાની દાસીને મોકલી ૬અને
તે ઉઘાડી તો તેણીએ પેલુ બાળક જોયુ; ને, જુઓ,
તે બાળક રડ્યુ અને તેણીને તેના ઉપર દયા
આવી, ને તેણીએ કહ્યું કે, એ હેબ્રીઓનુ બાળક છે
૭ત્યારે તેની બેને ફારૂનની પુત્રીને કહ્યું કે, તારે માટે
બાળક ધવડાવવા સારૂ હેબ્રી બાઇઓમાથી એક ધાવને
તારી પાસે તેડી લાવવાને હુ જાઉં? ૮અને ફારૂનની
પુત્રીએ તેને કહ્યું કે, જા અને તે કુમારિકા જઇને
બાળકની માને તેડી લાવી ૯અને ફારૂનની પુત્રીએ
તેને કહ્યું કે, આ બાળકને લઇ જઇને મારે માટે તેને
ધવાડ, ને હુ તને તે બદલ પગાર આપીશ, ને તે
સ્ત્રીએ તેને લઇ જઇને તેને ધવડાવ્યો. ૧૦અને તે
બાળક મોટુ થયુ ત્યારે તેણીએ તેને ફારૂનની પુત્રી
પાસે આણ્યુ, ને તે તેણીનો દીકરો થઇને રહ્યો. અને
તેણીએ તેનું નામ મુસા પાડ્યુ, ને એમ કહ્યું કે, મેં
તેને પાણીમાથી તાણી કાઢ્યો માટે

૧૧અને મુસા મોટો થયો, તે દિવસોમા એમ થયુ
કે તે બહાર નિકળીને પોતાના ભાઇઓ પાસે ગયો,
ને તેમના ઉપર ગુજરતો જુલમ તેણે જોયો, ને તેણે
પોતાના એક હેબ્રી ભાઇને મારતા એક મિસરીને
દીઠો ૧૨અને તેણે આમ તેમ જોઇને કોઇને ન દીઠો,
એટલે મિસરીને મારી નાખીને તેને રેતીમાં છુપાવ્યો
૧૩અને બીજે દિવસે તે બહાર ફરવા નિકળ્યો, ને
જુઓ, બે હેબ્રીઓ એક બીજા સાથે વઢતા હતા;
ત્યારે તેણે વાંક કરનારને કહ્યું કે, તુ શા વાસ્તે તારા
સાથીને મારે છે? ૧૪ત્યારે તેણે કહ્યું કે, તને અમારા
ઉપર સરદાર તથા ન્યાયાધીશ કોણે ઠરાવ્યો? તે જેમ
મિસરીને મારી નાખ્યો, તેમ શુ મને મારી નાખવાનું
ધારે છે શું? ને મુસાને ડર લાગ્યો, ને તેણે કહ્યું કે,
નિશ્ચે તે વાત જાણ પડી છે. ૧૫હવે ફારૂને એ વાત
સાંભળી ત્યારે તેણે મુસાને મારી નાખવાનુ શોધ્યુ
પણ મુસા ફારૂનની સન્મુખથી નાસી જઇને મિદ્યાન
દેશમાં રહ્યો; ને તે એક કુવા પાસે બેઠો. ૧૬હવે
મિદ્યાનના યાજકને સાત પુત્રીઓ હતી અને
તેઓએ આવીને પોતાના પિતાના ટોળાને પાવા સારૂ
પાણી કાઢીને હવાડા ભર્યા ૧૭ત્યારે ભરવાડોએ
આવીને તેમને કાઢી મુક્યા; પણ મુસાએ ઉઠીને
તેઓને સહાય કીધી, ને તેમના ટોળાને પાણી પાયુ
૧૮અને જ્યારે તેઓ પોતાના પિતા રેઉએલની પાસે
ગઇ, ત્યારે તેણે કહ્યું કે, તમે આજે આટલા વહેલા
કેમ આવ્યા? ૧૯ત્યારે તેઓએ કહ્યું કે, એક મિસ-
રીએ અમને ભરવાડોના હાથમાથી છોડાવી, ને
અમારી ખાતર પાણી કાઢી ટોળાને પાયુ ૨૦ત્યારે
તેણે પોતાની પુત્રીઓને કહ્યું કે, ત્યારે તે ક્યા છે?
તમે તે માણસને કેમ મુકીને આવ્યા? તેને રોટલી
ખાવા માટે તેડાવો ૨૧અને મુસા ખુશીથી તે
માણસને ત્યા રહ્યો, ને તેણે પોતાની પુત્રી સિપ્પોરાહ
મુસાને દીધી ૨૨અને તેણીને પેટ પુત્રનો પ્રસવ
થયો, ને તેણે તેનું નામ ગેર્શોમ પાડ્યુ; કેમકે તેણે
કહ્યું કે હુ પરદેશમા પ્રવાસી થએલો છું

૨૩તેવામા ઘણા દિવસો વિત્યા પછી મિસરનો
રાજા મરી ગયો, ને ગુલામીના કારણથી ઇસ્રાએલ-
પુત્રો નિશ્વાસ મુકતા હતા ને વિલાપ કરતા હતા; ને
ગુલામીના કારણથી તેમનો જે વિલાપ તે ઉંચે દેવની
હજુરમા પહોચ્યો ૨૪અને દેવે તેઓના દુ:ખની
કલાપીટ સાંભળી, ને તેણે ઇબ્રાહીમની તથા ઇસ્હાકની
તથા યાકુબની સાથેનો પોતાનો કરાર સંભાર્યો
૨૫અને દેવે ઇસ્રાએલપુત્રોને જોયા, ને દેવે તેઓની
ખબર લીધી

૩ હવે મુસા પોતાના સસરાના, એટલે મિદ્યાનના
યાજક યિથ્રોના, ઘેટા સાચવતો હતો; ને તે

એ ઘેટાંને અરણ્યની પાછલી બાજુએ લઇ ગયો; ને
તે દેવના પર્વત હોરેબ આગળ આવ્યો. ૨ અને
યહોવાહના દૂતે ઝાડવા મધ્યે અગ્નિની જ્વાળામાં તેને
દર્શન દીધું. અને તે જોતો હતો, ને જુઓ, ઝાડવું
અગ્નિથી બળતું હતું [તેમ છતાં] ઝાડવું ભસ્મ થતું
નહોતું. ૩ અને મુસાએ કહ્યું કે, હવે હું ફરીને આ
ચમત્કારિક બનાવ જોઇશ કે ઝાડવું કેમ ભસ્મ થતું
નથી. ૪ અને યહોવાહે જોયું કે તે જોવા માટે એક
બાજુએ ફર્યો, ત્યારે ઝાડવામાંથી દેવે તેને હાંક
મારીને કહ્યું કે, મુસા, મુસા; ને તેણે કહ્યું કે, હું આ
રહ્યો. ૫ ત્યારે તેણે કહ્યું કે, અહીં નજદીક ના આવતો,
તારા પગમાંથી તારી ચંપલ ઉતાર; કેમકે જે જગ્યાએ
તું ઉભો છે તે પવિત્ર ભૂમિ છે. ૬ વળી તેણે કહ્યું કે,
હું તારા પિતાનો દેવ, ઇબ્રાહીમનો દેવ, તથા ઇસ્હાકનો
દેવ તથા યાકૂબનો દેવ છું. અને મુસાએ પોતાનું
મુખ સંતાડ્યું, કેમકે દેવ પ્રત્યે દૃષ્ટિ કરતાં તે બીધો.
૭ અને યહોવાહે કહ્યું કે, મેં મિસરમાંના મારા લોકનું
દુઃખ નિશ્ચે જોયું છે, ને તેમના મુકાદમોને લીધે તેમનો
વિલાપ સાંભળ્યો છે, કેમકે તેઓનો ખેદ હું જાણું છું;
૮ અને મિસરીઓના હાથમાંથી તેઓને છોડાવવા
સારૂ, ને તે દેશમાંથી તેઓને કાઢીને, એક સારો તથા
વિશાળ દેશ, બલકે દૂધ મધની રેલછેલવાળો દેશ, જ્યાં
કનાની તથા હિત્તી તથા અમોરી તથા પરીઝી તથા
હિવ્વી તથા યબૂસી લોકો રહે છે, ત્યાં તેમને લઇ જવા
સારૂ હું ઉતર્યો છું. ૯ અને હવે, જો, ઇસ્રાએલપુત્રોનો
વિલાપ મારી પાસે આવ્યો છે, વળી જે જુલમ મિસ-
રીઓ તેઓ ઉપર ગુજારે છે તે પણ મેં દીઠો છે. ૧૦ માટે
હવે ચાલ, મિસરમાંથી મારા લોક ઇસ્રાએલપુત્રોને
કાઢી લાવવા માટે તને હું ફારૂન પાસે મોકલું છું.
૧૧ અને મુસાએ દેવને કહ્યું કે, હું કોણ કે ફારૂનની
પાસે જઇને ઇસ્રાએલપુત્રોને મિસરમાંથી કાઢી લાવું?
૧૨ ત્યારે તેણે કહ્યું કે, હું નિશ્ચે તારી સાથે હોઇશ; ને
મેં તને મોકલ્યો છે તેનું પ્રમાણ તારે માટે એ થશે કે
જ્યારે તે લોકોને તું મિસરમાંથી કાઢી લાવે ત્યારે તમે
આ પર્વત પર દેવનું ભજન કરશો. ૧૩ અને મુસાએ
દેવને કહ્યું કે, જો, હું ઇસ્રાએલપુત્રોની પાસે જઇને
તેઓને કહું કે, તમારા પિતૃઓના દેવે મને તમારી
પાસે મોકલ્યો છે, ત્યારે તેઓ મને કહે કે, તેનું નામ
શું છે? તો તેઓને હું શું કહું? ૧૪ અને દેવે મુસાને
કહ્યું કે, હું જે છું તે છું; ને તેણે કહ્યું કે, તું ઇસ્રા-
એલપુત્રોને કહેજે કે, હું છુંએ મને તમારી પાસે
મોકલ્યો છે. ૧૫ અને દેવે મુસાને એમ પણ કહ્યું કે,
ઇસ્રાએલપુત્રોને કહે કે, તમારા પિતૃઓના દેવ યહો-
વાહે, એટલે ઇબ્રાહીમના દેવે તથા ઇસ્હાકના દેવે
તથા યાકૂબના દેવે મને તમારી પાસે મોકલ્યો છે;
મારૂં નામ સદા એજ છે, ને મારી યાદગીરી વંશપરંપરા
એજ છે. ૧૬ તું જઇને ઇસ્રાએલના વડીલોને એકઠા
કરીને તેઓને કહે કે, યહોવાહ તમારા પિતૃઓનો
દેવ, ઇબ્રાહીમનો તથા ઇસ્હાકનો તથા યાકૂબનો દેવ,
તેણે મને દર્શન દઇને કહ્યું કે, મેં નિશ્ચે તમારી ખબર
લીધી છે, ને મિસરમાં તમારા ઉપર શું વિતે છે તે
[મેં જોયું છે]. ૧૭ અને મેં કહ્યું છે કે, હું તમને મિસ-
રની વિપત્તિમાંથી કાઢીને તમને કનાનીઓના તથા
હિત્તીઓના તથા અમોરીઓના તથા પરીઝીઓના
તથા હિવ્વીઓના તથા યબૂસીઓના દેશમાં, એટલે
દૂધ તથા મધની રેલછેલવાળા દેશમાં લઇ જઇશ.
૧૮ અને તેઓ તારી વાણી સાંભળશે, ને તું તથા ઇસ્રા-
એલના વડીલો મિસરના રાજાની પાસે જઇને તેને
કહો કે, હેબ્રીઓનો દેવ, યહોવાહ, અમને મળ્યો છે;
ને હવે અમારા દેવ યહોવાહની આગળ યજ્ઞ કરવા
માટે અમને ત્રણ દિવસની મજલ જેટલે અરણ્યમાં
જવા દે. ૧૯ અને હું જાણું છું કે મિસરનો રાજા તમને
જવા નહિ દેશે, હા, માત્ર બળવાન હાથથી [જવા
દેશે]. ૨૦ અને મારો હાથ લાંબો કરીને મારા જે
ચમત્કારો હું તે મધ્યે કરીશ તે સઘળા વડે હું મિસરને
મારીશ; અને ત્યાર પછી તે તમને જવા દેશે. ૨૧ અને
હું મિસરીઓની દૃષ્ટિમાં આ લોકોને કૃપા પમાડીશ;
ને જ્યારે તમે જાઓ, ત્યારે એમ થશે કે તમે ખાલી
હાથે જશો નહિ. ૨૨ પણ પ્રત્યેક સ્ત્રી પોતાની પડો-
શણ પાસેથી, તથા પોતાના ઘરમાં રહેનારી પાસેથી
રૂપાનાં આભૂષણ તથા સોનાનાં આભૂષણ તથા વસ્ત્રો
માગી લેશે, ને તે તમે તમારાં પુત્રપુત્રીઓને પહે-
રાવશો ને મિસરીઓને લૂટશો.

૪ ત્યારે મુસાએ ઉત્તર આપતાં કહ્યું કે, પણ જો,
તેઓ મારૂં કહેવું ખરૂં નહિ માને, ને મારી
વાણી નહિ સાંભળે; કેમકે તેઓ કહેશે કે, તને યહો-
વાહે દર્શન દીધું નથી. ૨ અને યહોવાહે તેને કહ્યું કે,
તારા હાથમાં એ શું છે? ને તેણે કહ્યું કે, લાકડી.
૩ અને તેણે તેને કહ્યું કે, તેને ભૂમિ પર નાખ; ને
તેણે તે ભૂમિ પર નાખી, એટલે તે સર્પ બની ગઇ;

ને મુસા તેની સામેથી નાઠો ૪ અને યહોવાહે મુસાને
કહ્યું કે, તારો હાથ લાંબો કરીને તેની પુછડી પકડ,
(ને તેણે પોતાનો હાથ લાંબો કરીને તે પકડ્યો, એટલે
તે તેના હાથમાં લાકડી થઇ ગયો) ૫ એ માટે કે તેઓ
એવો વિશ્વાસ કરે કે તેઓના પિતૃઓના દેવ યહો-
વાહે, એટલે ઇબ્રાહીમના દેવે તથા ઇસ્હાકના દેવે તથા
યાકૂબના દેવે, તને દર્શન દીધું છે ૬ અને એ ઉપરાંત
યહોવાહે તેને કહ્યું કે, હવે તારો હાથ તારા બદનમાં
ઘાલ; ત્યારે તેણે પોતાનો હાથ બદનમાં ઘાલ્યો, ને
તે બહાર કાઢ્યો ત્યારે, જુઓ, તેનો હાથ કોઢીઓ
બની બરફ જેવો થઇ ગયો હતો. ૭ અને તેણે કહ્યું કે,
તારો હાથ ફરીથી તારા બદનમાં ઘાલ; (ને તેણે
પોતાનો હાથ ફરીથી બદનમાં ઘાલ્યો, ને તે બદન-
માંથી બહાર કાઢ્યો ત્યારે, જુઓ, તેનો હાથ તેના
[બાકીના] દેહના જેવો થઇ ગયો હતો). ૮ અને જો
તેઓ તારૂં કહેવું નહિ માને તથા પહેલા ચિન્હની
વાણી નહિ સાંભળે, તો એવું થશે કે બીજા ચિન્હની
વાણી ઉપર તેમને ભરોસો આવશે ૯ અને જો તેઓ
એ બે ચિન્હોનો પણ ભરોસો નહિ કરે, તથા તારી
વાણી નહિ સાંભળે, તો એમ થશે કે તું નદીનું પાણી
લઇને કોરી ભૂમિ ઉપર રેડશે; ને જે પાણી તું નદી-
માંથી લઇશ તે કોરી ભૂમિ ઉપર રક્ત થઇ જશે
૧૦ અને મુસાએ યહોવાહને કહ્યું કે, હે પ્રભુ, અત્યાર
સુધી તેમજ તેં તારા દાસ સાથે વાત કીધી ત્યાર પછી
પણ, હું તો વક્તા નથી, કેમકે હું બોલવે ધીમો છું, ને
મારી જીભ મંદ છે ૧૧ અને યહોવાહે તેને કહ્યું કે,
માણસનું મુખ કોણે બનાવ્યું છે? ને મુગો કે બહેરો
કે દેખતો કે આંધળો બનાવનાર કોણ છે? શું તે હું
યહોવાહ નથી? ૧૨ તો હવે જા, ને હું તારા મુખ
સાથે હોઇશ, ને તારે શું કહેવું તે હું તને શીખવીશ.
૧૩ ત્યારે તેણે કહ્યું કે, હે પ્રભુ, કૃપા કરી જેને તું મોકલે
તેની હસ્તક કહેવાડી મોકલજે ૧૪ અને યહોવાહનો
કોપ મુસા ઉપર સળગી ઉઠ્યો, ને તેણે કહ્યું કે, હારૂન
લેવી તારો ભાઇ છે કે નહિ? હું જાણું છું કે તે
બોલવામાં હોશિયાર છે, ને વળી, જો, તે તને મળવા
સામો આવે છે, તે તને જોઇને પોતાના મનમાં હર્ષ
પામશે ૧૫ અને તું તેની સાથે બોલીને, તેણે શું કહેવું
તે તેને શીખવજે, ને હું તારા મુખની તથા તેના
મુખની સાથે હોઇશ, ને તમારે શું કરવું તે હું તમને
શીખવીશ; ૧૬ ને તે તારી વતી લોકોની સાથે વાત
બોલનાર થશે; ને તેજ તને મુખરૂપ થશે ને તું તેને
દેવને ઠેકાણે થશે ૧૭ અને આ લાકડી તારા હાથમાં
તું લે, ને તે વડે તું ચિન્હો કર

૧૮ અને મુસા ત્યાંથી ચાલીને પોતાના સસરા
યિથ્રોની પાસે પાછો આવ્યો; ને તેને કહ્યું કે, મિસ-
રમાં રહનારા મારા ભાઇઓ હજી સુધી જીવે છે કે
નહિ તે જોવા સારૂ કૃપા કરી મને તેમની પાસે જવા
દે અને યિથ્રોએ મુસાને કહ્યું કે, શાંતિએ જા ૧૯ અને
મિદ્યાનમા યહોવાહે મુસાને કહ્યું કે, મિસરમાં પાછો
જા, કેમકે જે માણસો તારો જીવ લેવા શોધતા હતા
તેઓ સર્વ ગુજરી ગયા છે ૨૦ અને મુસા પોતાની
સ્ત્રીને તથા પોતાના પુત્રોને લઇને તેમને ગધેડા ઉપર
બેસાડીને મિસરમાં પાછો ગયો; ને મુસાએ પોતાના
હાથમાં દેવની લાકડી લીધી ૨૧ અને યહોવાહે મુસાને
કહ્યું કે, તું મિસરમાં પાછો જાય ત્યારે, જોજે, જે
ચમત્કારો મેં તારા હાથમાં મુક્યા છે તે સર્વ ફારૂનની
સમક્ષ કર; પરંતુ હું ફારૂનનું હૃદય હઠીલું કરીશ, ને
તે લોકોને જવા દેશે નહિ ૨૨ અને તું ફારૂનને કહે
કે, યહોવાહ એમ કહે છે કે, ઇસ્રાએલ મારો પુત્ર
એટલે મારો જ્યેષ્ઠ પુત્ર છે; ૨૩ ને મેં તને કહ્યું છે કે,
મારા પુત્રને મારી સેવા કરવા માટે જવા દે; ને તેં
તેને જવા દેવાનો ઇનકાર કીધો છે; તો જો, હું તારા
પુત્રને એટલે તારા જ્યેષ્ઠ પુત્રને મારી નાખીશ
૨૪ અને માર્ગમાં ઉતારાની જગ્યાએ એમ બન્યું કે,
યહોવાહે તેને મળીને તેને મારી નાખવાનું ધાર્યું
૨૫ ત્યારે સિપ્પોરાહે ચકમકનો એક પત્થર લઇને
પોતાના પુત્રની સુનત કાપી, ને પેલી [ચામડી] તેણે
તેના પગ પાસે નાખીને કહ્યું કે, નિશ્ચે મારે તો તું
રક્તનો વર છે ૨૬ માટે તેણે તેને છોડ્યો ત્યારે
તેણીએ કહ્યું કે, સુનતના કારણથી તું તો મારે
રક્તનો વર છે

૨૭ અને યહોવાહે હારૂનને કહ્યું કે, તું મુસાને મળ-
વાને અરણ્યમાં જા અને તે ગયો, ને દેવના પર્વતમાં
તેને મળીને તેણે તેને ચુંબન કીધું ૨૮ અને યહોવાહે
પોતાનો જે સઘળો સદેશો લઇને તેને મોકલ્યો હતો,
તથા જે સર્વ ચિન્હો વિષે તેણે તેને આજ્ઞા આપી
હતી, તે મુસાએ હારૂનને કહી સમજાવ્યાં ૨૯ અને
મુસા તથા હારૂને જઇને ઇસ્રાએલપુત્રોનાં સર્વ વડી-
લોને ટોળે કીધા ૩૦ અને યહોવાહે મુસાને કહેલી
સર્વ વાતો હારૂને કહી સમજાવી, અને તેણે લોકોની

નજર આગળ તે ચિન્હો કરી બતાવ્યાં. ૩૧ અને
લોકોને વિશ્વાસ આવ્યો; ને જ્યારે તેઓએ સાંભળ્યું
કે યહોવાહે ઇસ્રાએલપુત્રોની ખબર લીધી છે, ને
તેઓનાં દુઃખ પર દૃષ્ટિ કીધી છે, ત્યારે તેઓએ
માથાં નમાવીને ભજન કીધું.

૫ ત્યાર પછી મુસા તથા હારૂને આવીને ફારૂનને
કહ્યું કે, યહોવાહ ઇસ્રાએલનો દેવ એમ કહે
છે કે, મારા લોકને અરણ્યમાં મારે સારૂ પર્વ પાળવા
માટે જવા દે. ૨ ત્યારે ફારૂને કહ્યું કે, યહોવાહ કોણ
છે કે હું તેની વાણી માનીને ઇસ્રાએલપુત્રોને જવા
દઉં? હું યહોવાહને ઓળખતો નથી, અને વળી હું
ઇસ્રાએલને જવા પણ નહિ દઇશ ૩ અને તેઓએ
કહ્યું કે, હેબ્રીઓનો દેવ અમને મળ્યો છે; અમારા
દેવ યહોવાહને માટે યજ્ઞ કરવા સારૂ ત્રણ દિવસની
મજલ જેટલે અરણ્યમાં અમને જવા દે, રખે તે
મરકી કે તરવારરૂપે અમારા ઉપર આવી પડે. ૪ ત્યારે
મિસરના રાજાએ તેઓને કહ્યું કે, મુસા તથા હારૂન,
તમે લોકોને તેઓનાં કામથી કેમ ખોટી કરો છો?
તમે તમારી વેઠ કરવા જાઓ. ૫ અને ફારૂને કહ્યું,
જુઓ, હાલ આ દેશનાં માણસો ઘણાં થયાં છે, ને
તમે તેમને તેમની વેઠમાંથી વિસામો ખવડાવો છો
૬ અને ફારૂને તેજ દિવસે લોકોના મુકાદમોને તથા
તેઓના-ઉપરીઓને હુકમ કીધો કે, ૭ તમારે એ
લોકોને પહેલાંની પેઠે ઇંટો પાડવા સારૂ પરાળ આપવી
નહિ; તેઓ જઇને પોતાને માટે પરાળ વિણી ભેગી
કરે ૮ પણ તેઓ આજ સુધી જેટલી ઇંટો પાડતા
હતા તેટલીજ ઇંટો બનાવવાની તેમને ફરજ પાડો,
તેમાંથી કંઇ કમી કરશો નહિ, કેમકે તેઓ આળસુ છે,
એ માટે તેઓ પોકાર કરીને કહે છે કે, અમારા દેવની
આગળ યજ્ઞ કરવા સારૂ અમને જવા દો. ૯ તે માણ-
સોને માથે વધારે સખ્ત કામ નાખો કે તેમાં તેઓ
મચ્યા કરે, ને જુઠી વાતો ન ગણકારે. ૧૦ અને લોકોના
મુકાદમોએ તથા તેઓના ઉપરીઓએ ત્યાંથી જઇને
લોકોને કહ્યું કે, ફારૂન એમ કહે છે કે, હું તમને પરાળ
નહિ આપીશ. ૧૧ તમે જઇને જ્યાં તમને મળે ત્યાંથી
તમારે સારૂ પરાળ લઇ આવો, પણ તમારા કામમાંથી
કંઇ કમતી કરવામાં નહિ આવે. ૧૨ ત્યારે તે લોકો
પરાળને બદલે ખુંપરા વિણવાને આખા મિસર દેશમાં
વેરાઇ ગયા. ૧૩ અને મુકાદમોએ તાકીદ કરતાં તેઓને
કહ્યું કે, પરાળ મળતી હતી ત્યારની પેઠે તમારૂં કામ
એટલે રોજની નિમેલી તમારી વેઠ બજાવો. ૧૪ અને
ફારૂનના મુકાદમોએ ઇસ્રાએલપુત્રો ઉપર ઠરાવેલા
ઉપરીઓને માર મારતાં તેમને કહ્યું કે, ઇંટો બનાવ-
વાની તમારી વેઠ તમે આજ કાલ અગાઉની માફક
કેમ પુરી કીધી નથી? ૧૫ ત્યારે ઇસ્રાએલપુત્રોના
ઉપરીઓએ આવીને ફારૂનની આગળ પોકાર કરીને
કહ્યું કે, કેમ તું તારા દાસો ઉપર આવો [ગજબ]
ગુજારે છે? ૧૬ તારા દાસોને પરાળ આપવામાં આવતી
નથી, ને અમને એમ કહેવામાં આવે છે કે, ઇંટો
બનાવો; ને, જો, અમ તારા દાસોને માર પડે છે;
પણ વાંક તો તારા લોકોનો છે ૧૭ ત્યારે તેણે કહ્યું
કે, તમે આળસુ છો, તમે આળસુ છો, એ માટે તમે
કહો છો કે યહોવાહની આગળ યજ્ઞ કરવા સારૂ અમને
જવા દે ૧૮ માટે હવે જાઓ, કામ કરો, કેમકે તમને
પરાળ આપવામાં નહિ આવે; પરંતુ, ઇંટની નિમેલી
ગણત્રી તમારે પુરી કરી આપવી પડશે. ૧૯ અને
જ્યારે એમ કહેવામાં આવ્યું કે તમારી રોજની વેઠની
નિમેલી ઇંટોમાંથી તમારે કાંઇ પણ કમતી કરવી નહિ,
ત્યારે ઇસ્રાએલપુત્રોના ઉપરીઓએ જોયું કે અમારા
તો ભુંડા હાલ છે. ૨૦ અને ફારૂનની પાસેથી નિકળી
જતાં મુસા તથા હારૂન રસ્તામાં ઉભેલા તેઓને મળ્યા
૨૧ અને તેઓએ તેઓને કહ્યું કે, યહોવાહ તમારા
ઉપર દૃષ્ટિ કરીને ન્યાય કરો, કેમકે ફારૂનની દૃષ્ટિમાં
તથા તેના સેવકોની દૃષ્ટિમાં તમે અમને કંટાળાદાયક
દુર્ગંધરૂપ કીધા છે, ને એમ અમને મારી નાખવા માટે
તેઓના હાથમાં તરવાર આપી છે ૨૨ ત્યારે મુસા
યહોવાહ પાસે પાછો ગયો, ને તેણે કહ્યું કે, હે યહો-
વાહ, તેં શા માટે આ લોકોના ભુંડા હાલ કીધા છે?
તેં શા માટે મને મોકલ્યો છે? ૨૩ કેમકે હું તારે નામે
બોલવા માટે ફારૂનની પાસે આવ્યો ત્યારથી તે લોકોને
દુઃખ દે છે; ને તેં પણ તારા લોકોને છોડાવ્યાજ નથી.

૬ અને યહોવાહે મુસાને કહ્યું કે, હવે હું ફારૂનની
શી વલે કરૂં છું તે તું જોશે કેમકે બળવાન
હાથથી તે તેઓને જવા દેશે, ને બળવાન હાથથી તે
તેઓને તેના દેશમાંથી હાંકી કાઢશે

૨ અને દેવે મુસા સાથે બોલતાં તેને કહ્યું કે, હું
**યહોવાહ** છું; ૩ અને, સર્વસમર્થ દેવ, એ નામે મેં
ઇબ્રાહીમને તથા ઇરહાકને તથા યાકૂબને દર્શન દીધું;
પણ **યહોવાહ** એ મારા નામથી હું તેમના જાણવામાં
આવ્યો નહોતો. ૪ અને તેઓના પ્રવાસનો દેશ જેમાં

તેઓએ પ્રવાસ કીધો તે, એટલે કનાન દેશ, તેઓને
આપવાનો મારો કરાર પણ મેં તેમની સાથે સ્થાપિત
કીધો છે ૫અને વળી મિસરીઓએ ગુલામીમાં રાખેલા
ઇસ્રાએલપુત્રોની કલાપીટ પણ મેં સાંભળી છે, ને
મેં મારા કરારને સ્મરણમાં આણ્યો છે ૬એ માટે
ઇસ્રાએલપુત્રોને કહે કે, હું યહોવાહ છું ને મિસરી
ઓની વેઠ તળેથી હું તમને કાઢીશ, ને હું તેમની
ગુલામીમાથી તમને મુક્ત કરીશ, ને લંબાવેલા હાથ
વડે તથા મહાન ન્યાયકૃત્યો વડે હું તમને છોડાવીશ
૭અને હું તમને લઇને મારા લોક કરીશ ને હું તમારો
દેવ થઇશ, ને તમે જાણશો કે મિસરીઓની વેઠ
તળેથી તમને કાઢનાર તમારો દેવ હું યહોવાહ છું
૮અને જે દેશ આપવાના સોગન ઇબ્રાહીમની તથા
ઇસ્હાકની તથા યાકૂબની સાથે મેં ખાધા છે, તે દેશમાં
તમને લાવીને તે વતનને માટે હું તમને આપીશ, હું
યહોવાહ છું ૯અને મુસાએ ઇસ્રાએલપુત્રોને એમ
કહ્યું, પણ મનની વેદના તથા ઘાતકી ગુલામીના
કારણથી તેઓએ મુસાનું સાંભળ્યું નહિ.

૧૦અને યહોવાહે મુસાને બોલાવીને કહ્યું કે, ૧૧તું
જઇને મિસરના રાજા ફારૂનને કહે કે, ઇસ્રાએલપુત્રોને
તારા દેશમાથી જવા દે ૧૨અને મુસાએ યહોવાહને
કહ્યું કે, જો, ઇસ્રાએલપુત્રોએ મારૂં ન સાંભળ્યું, તો
ફારૂન મારૂં કેમ સાંભળશે? હું બેસુનત હોઠનો
માણસ છું ૧૩ત્યારે યહોવાહે મુસાની તથા હારૂનની
સાથે વાત કરીને તેઓને ઇસ્રાએલપુત્રો ઉપર તથા
મિસરના રાજા ફારૂન ઉપર એવું ફરમાન આપ્યું કે
ઇસ્રાએલપુત્રોને મિસર દેશમાથી કાઢવા

૧૪પોતાના પિતાઓના ઘરોના મુખ્યો આ હતા,
ઇસ્રાએલના જ્યેષ્ઠ પુત્ર રેઉબેનના પુત્રો, હનોખ
તથા પાલ્લુ, હેસ્રોન તથા કાર્મી, એ રેઉબેનના કુટુંબો
હતા ૧૫અને શિમઓનના પુત્રો, યમૂએલ
યામીન તથા ઓહાદ તથા યાખીન તથા સોહાર
કનાનેણનો પુત્ર શાઉલ, એ શિમઓનના કુટુંબો.
૧૬અને લેવીના પુત્રોના નામ, તેમની પેઢીઓ પ્રમાણે,
આ હતા, ગેર્શોન તથા કહાથ તથા મરારી, ને
લેવીનું આયુષ્ય એકસો ને સાડત્રીસ વર્ષનું હતું
૧૭ગેર્શોનના પુત્રો, તેમના કુટુંબો પ્રમાણે લિબ્ની
તથા શિમઇ ૧૮કહાથના પુત્રો, આમ્રામ તથા
યિસ્હાર, તથા હેબ્રોન, તથા ઉઝ્ઝીએલ, ને કહાથનું
આયુષ્ય એકસો ને તેત્રિસ વર્ષનું હતું ૧૯અને મરા-
રીના પુત્રો, માહલી તથા મૂશી. લેવીઓના કુટુંબો,
તેમની પેઢીઓ પ્રમાણે એ હતા ૨૦અને આમ્રામ
પોતાની ફુઇ યોખેબેદ સાથે પરણ્યો, ને તેને તેણીને
પેટે હારૂન તથા મુસા થયા અને આમ્રામનું આયુષ્ય
એક સો ને સાડત્રીસ વર્ષનું હતું ૨૧અને યિસ્હારના
પુત્રો, કોરાહ તથા નેફેગ તથા ઝિખ્રી ૨૨અને
ઉઝ્ઝીએલના પુત્રો, મીશાએલ, તથા એલ્સાફાન
તથા સિથ્રી ૨૩અને હારૂન આમ્મીનાદાબની પુત્રી
નાહશોનની બેન અલીશેબા સાથે પરણ્યો, ને તેને
તેણીને પેટે નાદાબ તથા અબીહૂ, એલઆઝાર તથા
ઇથામાર થયા ૨૪અને કોરાહના પુત્રો, આસ્સીર
તથા એલ્કાનાહ તથા અબિઆસાફ, એ કોરાહીઓના
કુટુંબો હતા ૨૫અને હારૂનનો પુત્ર એલઆઝાર
પૂટીએલની પુત્રીઓમાની એકની સાથે પરણ્યો, ને
તેને તેણીને પેટે ફીનહાસ થયો એઓ, પોતાના
પિતૃઓના કુટુંબો પ્રમાણે, લેવી કુળના મુખ્યો હતા
૨૬જે મુસાને તથા હારૂનને યહોવાહે કહ્યું કે, ઇસ્રા-
એલપુત્રોને તેઓના સૈન્યો પ્રમાણે મિસર દેશમાથી
કાઢી લાવો, તેઓ એજ છે ૨૭જેઓએ ઇસ્રાએલ-
પુત્રોને મિસરમાથી કાઢી લાવવાને માટે મિસરના
રાજા ફારૂનની સાથે વાત કરી તેઓ એજ છે, એટલે
એજ મુસા તથા હારૂન તેઓ છે

૨૮અને યહોવાહ મિસર દેશમા મુસા સાથે બોલ્યો,
તે દિવસે એમ થયું કે, ૨૯યહોવાહે મુસાને કહ્યું કે,
હું યહોવાહ છું, જે હું તને કહું તે સઘળું તારે મિસરના
રાજા ફારૂનને કહેવું ૩૦અને મુસાએ યહોવાહની
હજુરમા કહ્યું કે, જો, હું બેસુનત હોઠનો માણસ છું,
ફારૂન મારૂં કેમ સાંભળશે?

૭ અને યહોવાહે મુસાને કહ્યું કે, જો, મેં તને
ફારૂનની આગળ દેવને ઠેકાણે ઠરાવ્યો છે, ને

દેશમાથી જવા દે ૩અને હું ફારૂનનું હૃદય હઠીલું
કરીને મારા ચિન્હ તથા ચમત્કારો મિસર દેશમાં
વધારીશ. ૪પણ ફારૂન તમારૂં નહિ સાંભળશે, અને
હું મિસર દેશ પર મારો હાથ નાખીને મારા સૈન્યોને,
એટલે મારા લોક ઇસ્રાએલપુત્રોને, મોટા ન્યાયકૃત્યો
વડે મિસર દેશમાથી કાઢી લાવીશ ૫અને જ્યારે હું
મારો હાથ મિસર ઉપર લંબાવીને તેઓ મધ્યેથી

ઇસ્રાએલપુત્રોને બહાર કાઢીશ, ત્યારે મિસરીઓ
જાણશે કે હું યહોવાહ છું ૬ અને યહોવાહે તેઓને
આપેલી આજ્ઞા પ્રમાણે મુસા તથા હારૂને કર્યું ૭ અને
તેઓએ ફારૂનની સાથે વાત કીધી ત્યારે મુસા એંસી
વર્ષની વયનો, ને હારૂન ત્યાસી વર્ષની વયનો હતો.

૮ અને યહોવાહે મુસા તથા હારૂનને કહ્યું કે, ૯ જ્યારે
ફારૂન તમારી સાથે વાત કરીને કહે કે, તમારી તરફથી
ચમત્કાર બતાવો, ત્યારે હારૂનને કહે કે તારી લાકડી
લઇને ફારૂનની આગળ નીચે નાખ કે તે સર્પ થઇ
જાય ૧૦ અને મુસા તથા હારૂન ફારૂનની પાસે ગયા,
અને યહોવાહે તેઓને આપેલી આજ્ઞા પ્રમાણે તેઓએ
કીધું; ને હારૂને પોતાની લાકડી ફારૂનની આગળ તથા
તેના સેવકોની આગળ નીચે નાખી, એટલે તે સર્પ
થઇ ગઇ. ૧૧ ત્યારે ફારૂને પણ જ્ઞાનીઓને તથા જાદુ-
ગરોને તેડાવ્યા. અને મિસરના તે જાદુગરોએ પણ
પોતાનાં મન્ત્રતન્ત્ર વડે તે પ્રમાણે કીધું ૧૨ કેમકે તે
પ્રત્યેક જણે પોતાની લાકડી નીચે નાખી, ને તેમના
સર્પ બની ગયા; પણ હારૂનની લાકડી તેઓની લાક-
ડીઓને ગળી ગઇ. ૧૩ અને યહોવાહના કહેવા મુજબ
ફારૂનનું હૃદય હઠીલું થયું, ને તેણે તેમનું સાંભળ્યુ નહિ.

૧૪ અને યહોવાહે મુસાને કહ્યું કે, ફારૂનનું હૃદય
હઠીલું છે; તે લોકને જવા દેવાની ના પાડે છે.
૧૫ સવારે તું ફારૂનની પાસે જા, જો, તે ઘાટ ઉપર
જવાનો છે, તું તેને મળવાને માટે નદીને તીરે ઉભો
રહે; ને જે લાકડી સર્પ બની ગઇ હતી તે તારા હાથમાં
લઇ જા ૧૬ અને તેને કહે કે, હેબ્રીઓના દેવ યહોવાહે
મને તારી પાસે એમ કહેવા સારૂ મોકલ્યો છે કે, મારા
લોકોને અરણ્યમાં મારી સેવા કરવા સારૂ જવા દે;
ને જો, હજી સુધી તેં સાંભળ્યું નથી ૧૭ યહોવાહ એમ
કહે છે કે, આ ઉપરથી તું જાણીશ કે હું યહોવાહ છું;
જો, હું મારા હાથમાંની લાકડી લઇને નદીના પાણીને
મારીશ એટલે તે પાણી રક્ત થઇ જશે ૧૮ અને નદી-
માંનાં માછલાં મરી જશે, ને નદી ગંધ મારશે; અને
મિસરીઓ નદીનુ પાણી પીતાં કંટાળશે ૧૯ અને
યહોવાહે મુસાને કહ્યું, તું હારૂનને કહે કે, તું તારી
લાકડી લઇને મિસરનાં પાણી પર, તેઓનાં નાળાં
ઉપર તથા તેઓની નદીઓ ઉપર તથા તેઓનાં તળાવો
ઉપર તથા તેઓનાં સર્વ જળાશયો ઉપર, તારો હાથ
લાંબો કર, એ માટે કે તેઓ રક્ત થઇ જાય; અને
આખા મિસર દેશમાં લાકડાના વાસણોમા તેમજ
પત્થરનાં વાસણોમાં રક્ત થશે. ૨૦ અને જેમ યહોવાહે
આજ્ઞા કીધી તેમ મુસા તથા હારૂને કર્યું. અને તેણે
લાકડી ઉંચી કરીને ફારૂનના દેખતા તથા તેના સેવ-
કોના દેખતાં નદીના પાણીને મારી, એટલે નદીનાં
તમામ પાણી રક્ત થઇ ગયા ૨૧ અને નદીનાં માછલાં
મરી ગયાં, ને નદીનું પાણી ગંધાઇ ઉઠયું; ને મિસ-
રીઓ નદીનું પાણી પી શકયા નહિ; ને આખા મિસર
દેશમાં લોહી લોહી થઇ રહ્યું હતું. ૨૨ અને મિસરના
જાદુગરોએ તેમના મન્ત્રતન્ત્રથી તે પ્રમાણે કીધું અને
યહોવાહના કહ્યા મુજબ ફારૂનનું હૃદય હઠીલુ થયું, ને
તેણે તેઓનું સાંભળ્યું નહિ ૨૩ અને ફારૂન વળીને
પોતાને ઘેર ગયો, ને એ પણ તેણે ગણકાર્યું નહિ
૨૪ અને સર્વ મિસરીઓએ પીવાના પાણીને માટે
નદીની આજુબાજુએ વિરડો ખોદ્યા, કેમકે તેઓ
નદીનું પાણી પી ન શકયા ૨૫ અને યહોવાહે નદીને
માર્યાને સાત દિવસ થઇ ગયા

૮ ત્યારે યહોવાહે મુસાને કહ્યું કે, ફારૂનની પાસે
જઇને તેને કહે કે, યહોવાહ એમ કહે છે કે
મારા લોકને મારી સેવા કરવા માટે જવા દે ૨ અને
જો તું તેમને જવા દેવાની ના પાડશે, તો, જો, હું
તારા દેશની સર્વ સીમાઓમાં દેડકાંનો માર આણીશ
૩ અને નદી દેડકાંથી ખદબદશે; ને તેઓ ચઢી આવીને
તારા ઘરમાં તથા તારી સુવાની ઓરડીમાં તથા તારા
બિછાના ઉપર તથા તારા સેવકોના ઘરમાં તથા તારી
પ્રજા ઉપર તથા તારા ચુલાઓમાં તથા તારી કથરો-
ટોમાં આવશે ૪ અને તેં દેડકાં તારા ઉપર તથા તારી
પ્રજા ઉપર તથા તારા સર્વ સેવકો ઉપર ચઢી આવશે
૫ અને યહોવાહે મુસાને કહ્યું, હારૂનને કહે કે, તારી
લાકડી લઇને તારો હાથ નદીઓ ઉપર તથા નાળાં
ઉપર તથા તળાવો ઉપર લાંબો કરીને મિસર દેશ
ઉપર દેડકાં ચઢાવ. ૬ અને હારૂને પોતાનો હાથ
મિસરનાં પાણી ઉપર લાંબો કર્યો; ને દેડકાંએ
નિકળી આવીને મિસર દેશને ઢાંકી કાઢયો ૭ અને
જાદુગરોએ તેમનાં મન્ત્રતન્ત્ર વડે તે પ્રમાણે કરીને
મિસર ઉપર દેડકાં ચઢાવ્યાં ૮ ત્યારે ફારૂને મુસાને
તથા હારૂનને તેડાવીને કહ્યું કે, તમે યહોવાહની
વિનતી કરો કે તે મારી પાસેથી તથા મારી પ્રજા
પાસેથી દેડકાં દૂર કરે, ને હું લોકોને યહોવાહને માટે
યજ્ઞ કરવા સારૂ જવા દઇશ. ૯ અને મુસાએ ફારૂનને
કહ્યું કે, આટલામાં મારા પર વડાઇ કર; હવે દેડકાં

તારી પાસેથી તથા તારાં ઘરોમાંથી જતા રહીને નદી-
માંજ રહે એવી વિનંતી હું તારે સારૂ તથા તારા સેવ-
કોને સારૂ તથા તારી પ્રજાને સારૂ ક્યારે કરૂં? ૧૦અને
તેણે કહ્યું કે, કાલે કરજે અને તેણે કહ્યું કે, તારા
કહેવા પ્રમાણે થાઓ, એ માટે કે તું જાણે કે અમારા
દેવ યહોવાહના જેવો કોઇ નથી ૧૧અને દેડકાં તારી
પાસેથી તથા તારાં ઘરોમાંથી તથા તારા સેવકો
પાસેથી તથા તારી પ્રજા પાસેથી દૂર થઇને નદીમાંજ
રહેશે. ૧૨અને મુસા તથા હારૂન ફારૂનની પાસેથી
બહાર ગયા અને જે દેડકાં તેણે ફારૂન વિરૂદ્ધ
આણ્યાં હતાં તે વિષે મુસાએ યહોવાહની વિનંતી
કીધી ૧૩અને યહોવાહે મુસાના કહેવા મુજબ કર્યું;
અને દેડકાં ઘરોમાં, વાડાઓમાં તથા ખેતરોમાં મરી
ગયાં. ૧૪અને તેઓએ તેમના ઢગેઢગ કીધા, ને
દેશમાં ગંધ ઉઠી ૧૫પણ ફારૂને જોયું કે અવકાશ
મળ્યો છે, ત્યારે યહોવાહના કહ્યા મુજબ ફારૂને
પોતાનું હૃદય હઠીલું કરીને તેઓનું ન સાંભળ્યું.

૧૬અને યહોવાહે મુસાને કહ્યું, હારૂનને કહે કે, તું

હું એવી રીતે અલાહિદો રાખીશ કે તેમાં માખીનાં
ટોળાં નહિ આવે; એ માટે કે તું જાણે કે પૃથ્વી મધ્યે
હું યહોવાહ છું ૨૩અને મારા લોક તથા તારા લોકની
વચ્ચે હું ભેદ કરીશ; કાલ સુધીમાં એ ચિન્હ થશે.
૨૪અને યહોવાહે એ પ્રમાણે કર્યું; અને ફારૂનના
ઘરમાં તથા તેના સેવકોના ઘરમાં માખીનાં માતબર
ટોળાં આવ્યાં; અને આખા મિસર દેશમાં માખીનાં
ટોળાંએ કરીને દેશ પાયમાલ થયો ૨૫અને ફારૂને
મુસાને તથા હારૂનને તેડાવીને કહ્યું કે, તમે જાઓ,
અને આ દેશમાં તમારા દેવને સારૂ યજ્ઞ કરો ૨૬અને
મુસાએ કહ્યું કે, એમ કરવું અમને ઘટમાન નથી,
કેમકે એથી તો અમારા દેવ યહોવાહ આગળ મિસ-
રીઓને અમંગળ લાગે એવા યજ્ઞ થાય; જો, અમે
મિસરીઓની આંખો આગળ તેમને અમંગળ લાગે
એવા યજ્ઞ કરીએ તો શું તેઓ અમને પત્થરે નહિ
મારે? ૨૭અમે તો ત્રણ દિવસની મજલ જેટલે અર-
ણ્યમાં જઇશું; ને જેમ અમારો દેવ યહોવાહ અમને
આજ્ઞા દેશે તેમ તેની આગળ યજ્ઞ કરીશું. ૨૮અને
ફારૂને કહ્યું કે હું તમને તમારા દેવ યહોવાહની આગળ
...ા માટે જવા દઇશ; ફક્ત તમારે
મારે માટે વિનંતી કરો. ૨૯અને
..., જો, હું તારી પાસેથી બહાર જાઉં છું;
અને હું યહોવાહને વિનંતી કરીશ કે ફારૂન પાસેથી
તથા તેના સેવકો પાસેથી તથા તેની પ્રજા પાસેથી
માખો કાલે દૂર થાય; કેવળ ફારૂને ફરીથી કપટ
કરીને યહોવાહની આગળ યજ્ઞ કરવા સારૂ લોકોને
મના કરવી નહિ ૩૦અને ફારૂનની પાસેથી બહાર
જઇને મુસાએ યહોવાહની વિનંતી કીધી. ૩૧અને
યહોવાહે મુસાના કહેવા મુજબ કરીને માખોને ફારૂન
પાસેથી તથા તેના સેવકો પાસેથી તથા તેની પ્રજા
પાસેથી દૂર કીધી; એક પણ રહી નહિ ૩૨અને
આ વેળાએ પણ ફારૂને પોતાનું હૃદય હઠીલું કરીને
લોકોને જવા દીધા નહિ

લાંબો કરીને ભૂમિની ધૂળને મારી, એટલે માણસોને
તથા ઢોરઢાંકને જુઓ પડી; આખા મિસર દેશમાં
ભૂમિની સઘળી ધૂળની જુઓ બની ગઇ. ૧૮અને
જાદુગરોએ પણ એમ પોતાનાં મન્ત્રતન્ત્ર વડે જુઓ
પેદા કરવાનું કર્યું, પણ તેઓ કરી ન શક્યા અને
માણસોને તથા ઢોરઢાંકને જુઓ પડી ૧૯ત્યારે
જાદુગરોએ ફારૂનને કહ્યું કે, એમાં તો દેવની આંગળી
છે; અને યહોવાહના કહેવા મુજબ ફારૂનનું હૃદય
હઠીલું થયું, ને તેણે તેમનું ન સાંભળ્યું

૨૦અને યહોવાહે મુસાને કહ્યું કે, સવારે વહેલો
ઉઠીને ફારૂનની આગળ ખડો થા; જો, તે ઘાટ ઉપર
આવવાનો છે; અને તેને કહે કે, યહોવાહ કહે છે કે,
મારા લોકોને મારી સેવા કરવા માટે જવા દે ૨૧કેમકે
જો તું મારા લોકને જવા નહિ દેશે તો, જો, હું તારા
ઉપર તથા તારા સેવકો ઉપર, તથા તારી પ્રજા ઉપર
તથા તારાં ઘરોમાં માખો મોકલીશ, અને મિસરી-
ઓનાં ઘર તથા જે ભોય પર તેઓ આવેલાં છે તે
પણ માખોનાં ટોળાંથી ભરાઇ જશે. ૨૨અને તે
દિવસે ગોશેન દેશ કે જેમાં મારા લોક રહે છે, તેને

૯ અને યહોવાહે મુસાને કહ્યું, ફારૂનની હજુરમાં
જઇને તેને કહે કે, હેબ્રીઓનો દેવ યહોવાહ
એમ કહે છે કે, મારા લોકોને મારી સેવા કરવા માટે
જવા દે. ૨કેમકે જો તું તેમને જવા દેવાનો ઇનકાર
કરશે, ને હજી પણ તેમને રોકી રાખશે, ૩તો, જો,
ખેતરમાંનાં તારાં પશુઓ ઉપર, એટલે ઘોડાં ઉપર
તથા ગધેડાં ઉપર તથા ઉંટો ઉપર તથા ઢોરઢાંક

ઉપર તથા ઘેટાંબકરાં ઉપર યહોવાહનો હાથ આવ્યો
જાણજે; બહુ ભારે મરકી [આવશે] ૪અને યહો-
વાહ ઇસ્રાએલનાં ઢોરને મિસરીનાં ઢોરથી અલાહિદાં
રાખશે; અને ઇસ્રાએલપુત્રોના સર્વસ્વમાંથી કોઇ
મરશે નહિ ૫અને યહોવાહે અમુક મુદત ઠરાવીને
કહ્યું કે, યહોવાહ આ દેશમાં એ કાર્ય કાલે કરશે
૬અને તેને બીજે દિવસે યહોવાહે તે પ્રમાણે કીધું;
અને મિસરનાં સર્વ ઢોર મરી ગયાં; પણ ઇસ્રાએલ-
પુત્રોનાં ઢોરમાંથી એક પણ મુઉં નહિ ૭અને ફારૂને
માણસ મોકલી [તપાસ કરાવી] તો, જુઓ, ઇસ્રા-
એલીઓનાં ઢોરમાંથી એકે પણ મુઉં નહોતું પણ
ફારૂનનું હૃદય હઠીલુ હતું, માટે તેણે લોકોને જવા
દીધા નહિ

૮અને યહોવાહે મુસાને તથા હારૂનને કહ્યું કે
તમે મુઠીઓ ભરીને ભઠ્ઠીની રાખ લો, અને મુસા
ફારૂનના દેખતાં તે આકાશ ભણી ઉડાવે ૯અને તે
બારીક ભુકારૂપે આખા મિસર દેશમાં પસરશે; અને
તેથી આખા મિસર દેશનાં માણસોને તથા ઢોરને
ફોલ્લાવાળાં ગુમડાં થશે ૧૦અને તેઓ ભઠ્ઠીની રાખ
લઇને ફારૂનની આગળ ઉભા રહ્યા; અને મુસાએ તે
આકાશ ભગી ઉડાવી, અને માણસોને તથા પશુઓને
ફોલ્લાવાળાં ગુમડાંરૂપે તે ફુટી નિકળી ૧૧અને જાદુ-
ગરો ગુમડાંના કારણથી મુસાની આગળ ઉભા રહી
શકયા નહિ; કેમકે જાદુગરોને તથા સર્વે મિસરીઓને
ગુમડાં થયાં હતાં ૧૨અને યહોવાહે ફારૂનનું હૃદય
હઠીલું કીધું, અને યહોવાહે મુસાને કહ્યું હતું તેમ
તેણે તેઓનું સાંભળ્યું નહિ

૧૩અને યહોવાહે મુસાને કહ્યું કે, સવારે વહેલો
ઉઠીને ફારૂનની આગળ ખડો થા; અને તેને કહે કે,
હેબ્રીઓનો દેવ યહોવાહ એમ કહે છે કે, મારા
લોકોને મારી સેવા કરવા માટે જવા દે ૧૪કેમકે
આ વેળાએ મારી સઘળી વિપત્તિઓ હું તારા હૃદય
ઉપર તથા તારા સેવકો ઉપર તથા તારી પ્રજા ઉપર
મોકલીશ, એ માટે કે તું જાણે કે, આખી પૃથ્વીમાં
મારા જેવો કોઇ નથી ૧૫કેમકે અત્યારસુધીમાં મેં
મારો હાથ લંબાવીને તારા ઉપર તથા તારી પ્રજા
ઉપર મરકીનો માર આણ્યો હોત, તો તું ભૂમિ ઉપ-
રથી નષ્ટ થાત; ૧૬પણ નિશ્ચે મેં તને એ માટે નિભાવી
રાખ્યો છે, કે હું તને મારૂં સામર્થ્ય દેખાડું, અને આખી
પૃથ્વી ઉપર મારૂં નામ પ્રગટ કરાય ૧૭શું હજી પણ
તું મારા લોકો ઉપર ગર્વ કરીને તેઓને જવા દેતો
નથી? ૧૮જો, કાલે સુમારે આ વેળાએ હું એવાં
માતબર કરાં વરસાવીશ, કે જેવાં મિસરનું [રાજ્ય]
સ્થપાયું તે દિવસથી તે હાલ સુધીમાં તેમાં પડ્યાં
નથી ૧૯એ માટે માણસ મોકલીને તારાં ઢોર તથા
ખેતરમાં તારૂં જે કોઇ હોય, તે સર્વને તાકીદે ઘેર
મંગાવ; કેમકે જે માણસ કે ઢોર ખેતરમાં મળશે, ને
ઘેર આણવામાં નહિ આવશે, તે પ્રત્યેક ઉપર કરાં
પડશે ને તેઓ મરી જશે ૨૦પછી ફારૂનના સેવકો-
માંના જે જે યહોવાહની વાણીથી બીધા તે તે પોતાના
સેવકોને તથા ઢોરોને ઘેર નસાડી લાવ્યા ૨૧અને
જેણે જેણે યહોવાહની વાણીને ન ગણકારી તેણે તેણે
પોતાના સેવકોને તથા ઢોરને ખેતરમા રહેવા દીધાં

૨૨અને યહોવાહે મુસાને કહ્યું કે, તું તારો હાથ
આકાશ તરફ લાંબો કર કે આખા મિસર દેશમાં
માણસો ઉપર તથા ઢોર ઉપર તથા ખેતરની પ્રત્યેક
વનસ્પતિ ઉપર કરાં પડે; ૨૩અને મુસાએ પોતાની
લાકડી આકાશ તરફ ઉંચી કરી; અને યહોવાહે
ગર્જના તથા કરાં મોકલ્યાં, અને પૃથ્વી ઉપર અગ્નિ
ધસી આવ્યો, અને યહોવાહે મિસર દેશ ઉપર કરાં
વરસાવ્યા ૨૪માટે કરાં પડ્યાં તથા કરાંની સાથે અગ્નિ
ભેળસેળ હતો, તે એવાં માતબર હતાં કે તે પ્રજા સ્થ-
પાઇ ત્યારથી આખા મિસર દેશમાં એવાં પડ્યાં નહોતાં
૨૫અને આખા મિસર દેશમાં જે સર્વે માણસો તથા
પશુઓ ખેતરોમાં હતાં તેઓ કરાથી માર્યાં ગયાં; અને
કરાએ ખેતરમાંની સર્વે વનસ્પતિનો નાશ કીધો, તથા
ખેતરોમાંનાં સર્વ ઝાડ ભાંગી નાખ્યાં ૨૬માત્ર ગોશેન
દેશ જ્યાં ઇસ્રાએલપુત્રો હતા ત્યાં કરાં પડ્યાં નહિ
૨૭અને ફારૂને માણસ મોકલીને મુસાને તથા હારૂનને
તેડાવ્યા, ને તેઓને કહ્યું કે, મેં આ વખત પાપ કીધું
છે; યહોવાહ ન્યાયી છે, ને હું તથા મારા લોક દુષ્ટ
છીએ ૨૮યહોવાહની વિનંતી કરો; કેમકે આ ભયકર
ગર્જના તથા કરાંની તો હવે હદ વળી છે અને હુ
તમને જવા દઇશ, ને તમારે હવે પછી અહીં રહેવું
નહિ પડે ૨૯અને મુસાએ તેને કહ્યું કે, હું નગરમાથી
નિકળીને તુરત યહોવાહની તરફ મારા હાથ ઉંચા
કરીશ, ને ગર્જના બંધ પડશે, ને કરાં પડતાં રહી જશે,
એ માટે કે તું જાણે કે પૃથ્વી યહોવાહની છે ૩૦પણ
તારા વિષે તથા તારા સેવકો વિષે હુ જાણું છું કે તમે
યહોવાહ દેવથી હજી પણ બીવાના નહિ ૩૧અને સણ

તથા જવ ખુંદાઇ ગયા, કેમકે જવને નિંઘલ આવ્યું
હતું ને સણને ફૂલ બેઠાં હતાં; ૩૨ પણ ઘઉં તથા
કઠોળ ખુંદાયાં નહોતાં કેમકે તેઓ મોટાં થયાં નહોતાં.
૩૩ અને મુસાએ ફારૂનની પાસેથી નગર બહાર જઇને
યહોવાહની ગમ પોતાના હાથ પસાર્યા, તેથી ગર્જના
તથા કરાં બંધ પડ્યાં, ને મુસળધાર વરસાદ બંધ થયો.
૩૪ અને ફારૂને જોયું કે વરસાદ તથા કરા તથા ગર્જના
બંધ પડ્યાં છે, ત્યારે તેણે તથા તેના સેવકોએ અધિક
પાપ કરીને પોતાનાં હૃદય હઠીલાં કીધાં ૩૫ અને
ફારૂનનું હૃદય હઠીલું કરાયું, અને જેમ યહોવાહે
મુસાની હસ્તક કહ્યું હતું તેમ ફારૂને ઇસ્રાએલપુત્રોને
જવા દીધા નહિ.

૧૦ અને યહોવાહે મુસાને કહ્યું કે, તું ફારૂનની
હજુરમાં જા, કેમકે મેં તેનું હૃદય તથા તેના
સેવકોનાં હૃદય હઠીલાં કીધાં છે, એ સારૂ કે હું આ
મારાં ચિન્હો તેઓની મધ્યે દેખાડું; ૨ અને એ સારૂ
કે જે કામો મેં મિસર ઉપર કીધાં છે, ને જે ચિન્હો
મેં તેઓ મધ્યે કીધાં છે, તે તું તારા દીકરાને તથા
તારા દીકરાના દીકરાને કહી સંભળાવે; કે તમે જાણો
કે હું યહોવાહ છું. ૩ અને મુસા તથા હારૂને ફારૂનની
હજુરમાં જઇને તેને કહ્યું કે, હેબ્રીઓનો દેવ યહોવાહ
એમ કહે છે કે, ક્યાં સુધી તું મારી આગળ નમી
જવાનો ઇનકાર કરીશ; મારા લોકોને મારી સેવા
કરવા સારૂ જવા દે. ૪ કેમકે જો તું મારા લોકોને જવા
દેવાનો ઇનકાર કરશે, તો, જો, હું કાલે તારી સીમોમાં
તીડ મોકલીશ; ૫ અને તેઓ પૃથ્વીની સપાટીને એવી
ઢાંકી દેશે, કે ભૂમિ દેખાશે નહિ, ને કરાંમાંથી જે
તમારે વાસ્તે બચેલું છે, તે પણ તેઓ ખાઇ જશે,
અને જે પ્રત્યેક વૃક્ષ તમારે સારૂ ખેતરમાં ઉગેલું હશે,
તે ખાઇ જશે. ૬ અને તારાં ઘરો તથા તારા સર્વ
સેવકોનાં ઘરો તથા સર્વ મિસરીઓનાં ઘરો [તેઓથી]
ભરાઇ જશે; તારા પિતૃઓએ તથા તારા પિતૃઓના
પિતૃઓએ આ પૃથ્વી પર દેહયોનિમાં આવ્યા ત્યારથી
તે આજ સુધી તેવું દીઠું નથી. અને તે પાછો ફરીને
ફારૂનની હજુરમાંથી નિકળી ગયો. ૭ અને ફારૂનના
સેવકોએ તેને કહ્યું કે, ક્યાં સુધી આ માણસ અમને
ફાંદારૂપ થશે? લોકોને પોતાના દેવ યહોવાહની સેવા
કરવા માટે જવા દે; શું તું હજી સુધી જાણતો નથી કે
મિસરનો વિનાશ થયો છે? ૮ અને મુસા તથા હારૂનને
પાછા ફારૂનની હજુરમાં રજુ કીધા, અને તેણે કહ્યું
કે, તમે જઇને તમારા દેવ યહોવાહની સેવા કરો;
પણ કોણ કોણ જવાનાં છે? ૯ અને મુસાએ કહ્યું કે,
અમે અમારાં નાનાં તથા મોટાંને લઇને, અમારા પુત્રો
તથા પુત્રીઓને લઇને જઇશું, અમારાં ઘેટાં બકરાં
તથા અમારા ઢોરઢાંક લઇને અમે જઇશું; કેમકે યહો-
વાહને સારૂ અમારે પર્વ પાળવું પડશે. ૧૦ અને તેણે
તેઓને કહ્યું કે, જેમ હું તમને તથા તમારાં બાળકોને
જવા દઇશ, તેમ યહોવાહ તમારી સાથે રહો; જોજો,
કેમકે તમારી આગળ વિઘ્ન છે. ૧૧ એમ તો નહિ, પણ
તમે પ્રૌઢ માણસ જઇને યહોવાહની સેવા કરો, કેમકે
તમે એજ ઇચ્છો છો. અને તેઓને ફારૂનની હજુર-
માંથી હાંકી કાઢવામાં આવ્યા.

૧૨ અને યહોવાહે મુસાને કહ્યું કે, તીડ [લાવવા]
માટે તું તારો હાથ મિસર દેશ ઉપર લાંબો કર, કે
તેઓ મિસર દેશ ઉપર આવીને કરાંથી બચેલી સર્વ
વનસ્પતિ ખાઇ જાય. ૧૩ અને મુસાએ પોતાની લાકડી
મિસર દેશ પર લંબાવી; અને યહોવાહે તે આખો
દિવસ તથા આખી રાત પૂર્વ તરફથી પવન ચલાવ્યો;
અને સવાર થઇ એટલે પૂર્વ દિશાના પવનથી તીડ
આવ્યાં. ૧૪ અને તીડ આખા મિસર દેશ ઉપર પસરી
ગયાં ને મિસરની સર્વ સીમમાં બેઠાં; તે મહા ભારે
હતાં; તેમની અગાઉ એવા તીડ આવ્યાં નહોતાં, ને
તેમની પછી પણ એવાં આવશે નહિ ૧૫ કેમકે
તેઓથી તમામ ધરતી ઢંકાઇ ગઇ, ને તેથી દેશ ઉપર
અંધકાર વ્યાપ્યો; અને દેશની સર્વ વનસ્પતિ તથા
કરાંથી બચેલાં વૃક્ષોનાં સર્વ ફળ તેઓ ખાઇ ગયાં;
અને આખા મિસર દેશમાં ખેતરનાં વૃક્ષોની કે વન-
સ્પતિની કંઇ પણ લીલોતરી રહી નહિ. ૧૬ ત્યારે
ફારૂને મુસા તથા હારૂનને ઉતાવળે તેડાવીને કહ્યું કે,
તમારા દેવ યહોવાહનો તથા તમારો અપરાધ મેં કીધો
છે ૧૭ એ માટે ફક્ત આટલો આજ વખત મારા અપ-
રાધની ક્ષમા કરીને તમારા દેવ યહોવાહની વિનંતી
કરો, કે તે માત્ર આજ મરો મારાથી દૂર કરે. ૧૮ અને
ફારૂનની પાસેથી બહાર જઇને તેણે યહોવાહની
વિનંતી કીધી ૧૯ અને યહોવાહે પશ્ચિમ તરફથી ભારે
તોફાન વાળી આણ્યું, ને તેણે તીડોને ઉડાવીને સૂફ
સમુદ્રમાં ધસડી નાખ્યાં, અને મિસરની આખી સીમની
અંદર એક પણ તીડ રહ્યું નહિ ૨૦ પણ યહોવાહે
ફારૂનનું હૃદય હઠીલું કીધું, ને તેણે ઇસ્રાએલપુત્રોને
જવા દીધા નહિ.

૨૧ અને યહોવાહે મુસાને કહ્યું કે, તારો હાથ
આકાશ તરફ લાંબો કર કે મિસર દેશમાં એવું અંધારૂં
થાય કે એ અંધારામાં માણસોને ટટોળવું પડે. ૨૨ અને
મુસાએ પોતાનો હાથ આકાશની ગમ લાંબો કીધો,
ને ત્રણ દિવસ સુધી આખા મિસર દેશ ઉપર ઘોર
અંધારૂં પડ્યું. ૨૩ તેઓ એક બીજાને દેખતા નહિ, ને
ત્રણ દિવસ સુધી કોઇ પોતાની જગ્યાએથી ઉઠ્યું
નહિ; પણ સઘળા ઇસ્રાએલપુત્રોનાં ઘરોમા અજ-
વાળું હતું. ૨૪ અને ફારૂને મુસાને તેડાવીને કહ્યું કે,
તમે જાઓ, યહોવાહની સેવા કરો; માત્ર તમારાં
ઘેટાંબકરાં તથા તમારાં ઢોરઢાંક અહીં રહેવા દો;
તમારાં બાળકો પણ તમારી સાથે લઇ જાઓ. ૨૫ અને
મુસાએ કહ્યું કે, તારે અમારા હાથમાં યજ્ઞો તથા
દહનીયાર્પણો પણ આપવાં જોઇએ કે અમે અમારા
દેવ યહોવાહને યજ્ઞાર્પણ કરીએ. ૨૬ અમારાં જાનવર
પણ અમારી સાથે આવે, એક ખરી પણ અહીં રહે
નહિ; કેમકે તેઓમાથી અમારા દેવ યહોવાહની
સેવાને માટે લેવાં પડશે; ને અમે ત્યાં પહોચીએ ત્યાં
સુધી અમે જાણતા નથી કે શા વડે અમારે યહોવાહની
સેવા કરવી પડશે. ૨૭ અને યહોવાહે ફારૂનનું હૃદય
હઠીલું કીધું, ને તેણે તેઓને જવા દીધા નહિ. ૨૮ અને
ફારૂને તેને કહ્યું કે, મારી પાસેથી જા, ખબરદાર, મારૂં
મુખ હવે પછી જોતો નહિ, કેમકે તું મારૂં મુખ જોશે
તે દિવસે તું માર્યો જશે. ૨૯ અને મુસાએ કહ્યું કે, તેં
ઠીક કહ્યું છે, હું ફરીથી કદી તારૂં મુખ નહિ જોઇશ.

૧૧ અને યહોવાહે મુસાને કહ્યું કે, ફારૂન ઉપર
તથા મિસર ઉપર હું બીજી એક વિપત્તિ
આણીશ; ત્યાર પછી તે તમને અહીંથી જવા દેશે;
ત્યારે તે તમને જવા દેશે, ત્યારે નિશ્ચે તે તમને સમુ-
ળગા અહીંથી હેલી કાઢશે ૨ હવે લોકોના કાનમાં કહે
કે, પ્રત્યેક પુરૂષ પોતાના પડોસી પાસેથી, તથા પ્રત્યેક
સ્ત્રી પોતાની પડોસણ પાસેથી રૂપાનાં આભૂષણ તથા
સોનાનાં આભૂષણ માગી લે ૩ અને યહોવાહે મિસ-
રીઓની દૃષ્ટિમાં તે લોક ઉપર કૃપા કરાવી. વળી
મિસર દેશમાં એટલે ફારૂનના સેવકોની નજરમાં તથા
લોકની નજરમાં તે મુસા ઘણો મોટો માણસ હતો

૪ અને મુસાએ કહ્યું કે, યહોવાહ એમ કહે છે કે,
હું સુમારે મધ્યરાત્રે નિકળીને મિસરમાં ફરીશ ૫ અને
મિસર દેશમાંના સર્વ પ્રથમજનિત, એટલે રાજ્યાસન
પર બિરાજમાન ફારૂનના પ્રથમજનિતથી તે ઘંટીએ
બેસનારી દાસીના પ્રથમજનિત સુધી, તથા જાનવરોના
સર્વ પ્રથમજનિત પણ માર્યા જશે. ૬ અને આખા
મિસર દેશમાં એવી ભારે રડાપીટ થશે, કે એના જેવી
એકે થઇ નથી, તથા એના જેવી બીજી કદી થવાની
નથી ૭ પણ ઇસ્રાએલપુત્રોના કોઇ પણ મનુષ્ય કે
જાનવર સામે એક કુતરો પણ જીભ હલાવશે નહિ, એ
માટે કે તમે જાણો કે યહોવાહ મિસરીઓ તથા ઇસ્રા-
એલ વચ્ચે કેવો ભેદ રાખે છે. ૮ અને આ સર્વ તારા
દાસો મારી પાસે આવીને મને પગે લાગીને કહેશે કે,
તું તથા તારા તાબાના લોકો જતા રહો; અને ત્યાર
પછીજ હું તો જવાનો અને તે ક્રોધાવેશથી તપી
જઇને ફારૂનની પાસેથી બહાર નિકળ્યો

૯ અને યહોવાહે મુસાને કહ્યું કે, ફારૂન તમારૂં સાંભ-
ળશે નહિ, એ માટે કે મારા ચમત્કારો મિસર દેશમાં
વધે. ૧૦ અને મુસા તથા હારૂને એ સર્વ ચમત્કાર
ફારૂનની આગળ કીધા; ને યહોવાહે ફારૂનનું હૃદય
હઠીલું કીધું, ને તેણે તેના દેશમાથી ઇસ્રાએલપુત્રોને
જવા દીધા નહિ.

૧૨ અને મિસર દેશમાં યહોવાહે મુસા તથા
હારૂનને કહ્યું કે, ૨ આ માસને તમારા
માસોમાનો પ્રથમ ગણવો; તે તમારા વર્ષનો પ્રથમ
માસ ગણાય ૩ ઇસ્રાએલના આખા સમુદાયને કહે
કે, આ માસને દસમે દિવસે તમ પ્રત્યેક પુરૂષે પોતાને
સારૂ પોતાના બાપના ઘર પ્રમાણે એકેક હલવાન લેવું,
એટલે કુટુંબદીઠ એકેક હલવાન ૪ અને જો કુટુંબ
એટલું નાનું હોય કે એક હલવાન ખાઇ ન શકે તો તે
તથા તેના ઘર પાસેનો પડોસી મળી તેમનાં માણ-
સોની સંખ્યા પ્રમાણે એક હલવાન લે; પ્રત્યેક પુરૂ-
ષના આહાર ઉપરથી હલવાન વિષે અટકળ કરવી
૫ હલવાન એબરહિત તથા પહેલા વર્ષનો નર હોય; તે
તમારે ઘેટામાથી કે બકરામાથી લેવો. ૬ અને તેજ
માસના ચૌદમા દિવસ સુધી તમારે તે રાખી મુકવો;
ને ઇસ્રાએલની આખી મંડળીના સમુદાયે તેને સાંજે
કાપવો. ૭ અને તે રક્તમાથી લઇને જે ઘરોમાં તેઓ
તે ખાય તેમની બન્ને બારસાખો ઉપર તથા ઉતરંગ
ઉપર તેઓ છાંટે. ૮ અને તેઓ તે રાતે તે માંસ
અગ્નિમાં શેકીને બેખમીર રોટલી સાથે ખાય; તેઓ
તે કડવી ભાજી સાથે ખાય. ૯ તે કાચું કે બિલકુલ
પાણીમાં બાફેલું ખાવું નહિ, પણ તેની મુંડી તથા
પાયા તથા આંતરડાં સમેત આગમાં શેકીને ખાવું

૧૦ સવાર સુધી તેમાંનું કંઈ રાખવું નહિ, પણ તેમાનું
જે સવાર સુધી રહે તે તમારે આગમા બાળી દેવું
૧૧ અને તે તમારે આ પ્રમાણે ખાવું, એટલે, તમારી
કમર બાંધીને, તમારા પગરખા તમારે પગે પહેરીને,
તથા તમારી લાકડી તમારા હાથમા લઈને [ખાવું], ને
તમારે તે જલદી ખાઈ લેવું, તે યહોવાહનું પારખા
છે ૧૨ કેમકે તે રાત્રે હું મિસર દેશમા ફરી વળીશ, ને
મિસર દેશમા મનુષ્યના તથા પશુના સર્વ પ્રથમ
જનિતને મારીશ, ને હું મિસરના સર્વ દેવોને સજા
કરીશ, હું યહોવાહ છું ૧૩ અને તમે જે ઘરમા રહો
છો તે ઉપરનું રક્ત તમારા લાભમા ચિન્હરૂપ થશે;
ને જ્યારે હું મિસર દેશ પર મરો લાવીશ, ત્યારે હું
તે રક્ત જોઇને તમને ટાળી મુકીશ, ને તમારો વિનાશ
કરવાને તમારા પર મરકી નહિ આવશે ૧૪ અને આ
દિવસ તમને સ્મરણાર્થે થાય, ને તમારે યહોવાહ પ્રત્યે
એનું પર્વ પાળવું, વંશપરંપરા તમારે તે પર્વ નિત્યના
વિધિથી પાળવું ૧૫ સાત દિવસ તમારે બેખમીર
રોટલી ખાવી, પહેલાજ દિવસથી તમારે તમારા ઘરો-
માથી ખમીર દૂર કરવું, કેમકે પહેલા દિવસથી તે
સાતમા દિવસ સુધી જે કોઈ ખમીરી રોટલી ખાય,
તે માણસ ઇસ્રાએલમાથી નાબુદ કરાશે ૧૬ અને
પહેલે દિવસે તમારે પવિત્ર મેળાવડો, ને સાતમે
દિવસે પવિત્ર મેળાવડો ભરવો, તેઓમા કાંઈ કામ
ન કરવું, કેવળ પ્રત્યેક માણસને ખાવાની જરૂર હોય,
તેટલુંજ તમારે કરવું ૧૭ અને તમારે બેખમીર રોટલી
[નું પર્વ] પાળવું, કેમકે એજ દિવસે હું તમારા સૈન્યો
મિસર દેશમાથી કાઢી લાવ્યો છું; એ માટે તમારે
વંશપરંપરા એ દિવસને નિત્યના વિધિથી પાળવો.
૧૮ પહેલા માસના ચોદમા દિવસની સાંજથી માંડીને
તે માસના એકવીસમા દિવસની સાંજ સુધી તમારે
બેખમીર રોટલી ખાવી ૧૯ સાત દિવસ તમારા ઘરોમા
કાંઈ પણ ખમીર ન હોય, કેમકે જે કોઈ ખમીરી
વસ્તુ ખાય, તે માણસ ઇસ્રાએલની જમાતમાથી
નાબુદ થશે, પછી તે પરદેશી હોય કે એતદ્દેશી હોય
૨૦ ખમીરી કોઈ પણ વસ્તુ તમારે ખાવી નહિ, તમારા
સર્વ રહેઠાણોમા તમારે બેખમીર રોટલી ખાવી

૨૧ ત્યારે મુસાએ ઇસ્રાએલના સર્વ વડીલોને બોલા-
વીને તેઓને કહ્યું કે, જાઓ, ને તમારાં કુટુંબો પ્રમાણે
હલવાનો બકને પારખા કાપો ૨૨ અને ઝુફાની એક
ઝુડી લઇને તેને વાસણમાંના રક્તમાં બોળીને ઉતરંગ
તથા બન્ને બારસાખ પર તે વાસણમાના રક્તમાથી
છાંટો, ને સવાર સુધી તમારામાના કોઈએ ઘરના
બારણાની બહાર જવું નહિ ૨૩ કેમકે મિસરીઓ
ઉપર મરો લાવવા સારૂ યહોવાહ દેશમા થઇને જશે;
અને ઉતરંગ પર તથા બન્ને બારસાખ પર તે રક્ત
જોઇને યહોવાહ તે બારણું ટાળી મુકશે, ને વિનાશકને
તમારા ઘરોમા પેસીને તમારા પર માર લાવવા દેશે
નહિ ૨૪ અને તમે તથા તમારા દીકરા આ બાબતને
સદાના વિધિ તરીકે પાળો ૨૫ અને યહોવાહ તેના
વચન પ્રમાણે જે દેશ તમને આપશે, તેમા તમે
પહોંચો ત્યારે એમ થશે કે તમે એ સસ્કાર પાળશો.
૨૬ અને એમ થશે કે જ્યારે તમારા છોકરા તમને પુછે
કે, એ સસ્કારનો અર્થ શો છે? ૨૭ ત્યારે તમારે એમ
કહેવું કે, એ યહોવાહનો પારખાયજ્ઞ છે, કેમકે જ્યારે
તેણે મિસરીઓ ઉપર માર આણ્યો, ને આપણા ઘરો
બચાવ્યા, ત્યારે તેણે મિસરમા રહેનાર ઇસ્રાએલ-
પુત્રોના ઘરોને ટાળી મુક્યા. ત્યારે લોકોએ માથું
નમાવીને ભજન કીધું ૨૮ અને ઇસ્રાએલપુત્રોએ
જઈને તે પ્રમાણે કીધું, જેમ યહોવાહે મુસાને તથા
હારૂનને આજ્ઞા આપી હતી, તેમ તેઓએ કીધું

૨૯ અને મધ્યરાત્રે એમ થયું કે યહોવાહે રાજ્યા-
સને બિરાજમાન ફારૂનના પ્રથમજનિતથી માંડીને
વંદીખાનાવાસી કેદીના પ્રથમજનિત સુધી મિસર દેશ-
માના સર્વ પ્રથમજનિતોને માર્યા; ને પશુના સર્વ
પ્રથમજન્મેલાને પણ [માર્યા] ૩૦ અને રાત્રે ફારૂન
તથા તેના સર્વ સેવકો તથા સર્વ મિસરીઓ ઉઠ્યા;
ને મિસરમા ભારે વિલાપ હતો; કેમકે એવું એક પણ
ઘર નહોતું કે જ્યા એક મુએ ન હોય. ૩૧ અને તેણે
મુસાને તથા હારૂનને રાત્રે તેડાવીને કહ્યું કે, તમે તથા
ઇસ્રાએલપુત્રો બન્ને ઉઠો, ને મારા લોક મધ્યેથી બહાર
નિકળો, ને જઇને તમારા કહ્યા પ્રમાણે યહોવાહની
સેવા કરો. ૩૨ અને તમારા કહ્યા પ્રમાણે તમારા ઘેટા-
બકરા તથા ઢોરઢાંક લઇને જાઓ; ને મને પણ
આશીર્વાદ દો. ૩૩ અને મિસરીઓએ લોકોને આગ્રહ
કીધો, એ માટે કે તેઓ દેશમાથી જલદી વિદાય
થાય; કેમકે તેઓએ કહ્યું કે, અમે સઘળા માણસો
મરી જઇશું. ૩૪ અને લોકોએ પોતાના લોટના લોંદા
ખમીર દીધા પહેલા લીધા, ને પોતાની લોટ ગુંદવાની
કથરોટો પોતાના લુગડામા બાંધીને પોતાની ખાંધે
લીધેલી હતી ૩૫ અને ઇસ્રાએલપુત્રોએ મુસાના

ને તારા પુત્રો મધ્યે સઘળા પ્રથમજનિત મનુષ્યોને
તારે મૂલ્ય આપી છોડાવવા ૧૪ અને જ્યારે ભવિષ્ય-
કાળમા તારો પુત્ર તને પુછે કે આ શું છે? ત્યારે તું
તેને કહે કે, યહોવાહ પોતાના હાથના બળ વડે
મિસરમાથી એટલે બંદીખાનામાથી અમને કાઢી
લાવ્યો; ૧૫ ને એમ થયુ કે ફારૂને મન કઠણ કરીને
અમને જવા ન દીધા, ત્યારે યહોવાહે મિસર દેશમા
સર્વ પ્રથમજનિતને એટલે પ્રથમજનિત મનુષ્યોને તથા
પ્રથમજનિત પશુઓને માર્યા, તે માટે કૂખ ફાડનાર
સર્વ નરોને હુ યહોવાહને અર્પુ છુ, પણ મારા પુત્રો-
માંના સર્વ પ્રથમજનિતોને હુ મૂલ્ય આપીને છોડાવી
લઉ છુ ૧૬ અને તે તારા હાથ પર ચિન્હરૂપ તથા
તારી આખોની વચમા ચાંદરૂપ થશે, કેમકે યહોવાહ
દસ્તબળે અમને મિસરમાથી કાઢી લાવ્યો

૧૭ અને ફારૂને લોકોને જવા દીધા ત્યાર પછી એમ
થયુ કે, પલિસ્તીઓનો દેશ નજીક હતો તો પણ દેવે
તેઓને તે માર્ગે થઇને ચલાવ્યા નહિ, કેમકે દેવે કહ્યુ
કે, રખે કદાપિ લોકો યુદ્ધ દેખીને પસ્તાય, ને તેઓ
મિસરમા પાછા જાય ૧૮ પણ દેવે લોકોને ફેરાવીને
રાતા સમુદ્ર પાસેના અરણ્યને માર્ગે ચલાવ્યા; ને
ઇસ્રાએલપુત્રો શસ્ત્રસજ્જ થઇને મિસર દેશમાથી
નિકળ્યા હતા. ૧૯ અને મુસાએ યુસફના હાડકા સાથે
લઇ લીધા; કેમકે તેણે ઇસ્રાએલપુત્રોને સોગન દઇને
કહ્યુ હતું કે, યહોવાહ નિશ્ચે તમારી મુલાકાત લેશે. ને

ફારૂન ઉપરથી તથા તેના સઘળા સૈન્ય ઉપરથી હુ
મહિમાવાન થઇશ, અને મિસરીઓ જાણશે કે હુ
યહોવાહ છુ અને તેઓએ એમ કર્યુ ૫ અને મિસ-
રના રાજાને ખબર મળી કે લોકો નાસી ગયા છે; અને
ફારૂનનુ તથા તેના સેવકોના મન લોકો વિષે ફરી ગયા,
ને તેઓએ કહ્યુ કે, ઇસ્રાએલને અમારી ચાકરીમાથી
જવા દઇને અમે આ શું કર્યું છે? ૬ અને તેણે પોતાનો
રથ તૈયાર કરાવીને પોતાના લોકને સાથે લીધા; ૭ અને
તેણે નિવેડી કાઢેલા છસેં રથ અને મિસરના [બીજા]
સર્વ રથો, તથા તે બધાના ઉપરી સરદારો લીધા
૮ અને યહોવાહે મિસરના રાજા ફારૂનનુ હૈયુ હઠીલુ
કીધુ, ને તે ઇસ્રાએલપુત્રોની પાછળ લાગ્યો; કેમકે
ઇસ્રાએલપુત્રો જબરદસ્ત હાથે નિકળ્યા હતા ૯ અને
મિસરીઓ તથા ફારૂનના સઘળા ઘોડા તથા રથો તથા
તેના સવારો તથા તેનુ સૈન્ય તેઓની પાછળ લાગ્યા,
ને તેઓ બાલસફોનની સામેના પીહાહીરોથની પાસે
સમુદ્રકાઠે છાવણીમા પડેલા હતા ત્યા તેઓએ તેમને
પકડી પાડ્યા ૧૦ અને ફારૂન નજીક આવ્યો, ત્યારે
ઇસ્રાએલપુત્રોએ નજર ઉંચી કરી તો, જુઓ, મિસ-
રીઓ તેમની પુઠે ધસતા હતા, ને તેઓ બહુ બીધા,
ને ઇસ્રાએલપુત્રોએ યહોવાહ પ્રત્યે પોકાર કર્યો
૧૧ અને તેઓએ મુસાને કહ્યુ કે, શું મિસરમા કબરો
નહોતી, કે તું અમને અરણ્યમા મરવાને લઇ આવ્યો
છે? અમને મિસરમાથી કાઢી આણીને તું આ પ્રમાણે

ફારૂન તથા તેના સર્વ સૈન્ય તથા તેના રથો તથા તેના
સવારો ઉપરથી મહિમા પામીશ ૧૮અને જ્યારે
ફારૂન તથા તેના રથો તથા તેના સવારો પરથી હું
મહિમા પામીશ, ત્યારે મિસરીઓ જાણશે કે હું યહો-
વાહ છું. ૧૯અને દેવનો જે દૂત ઇસ્રાએલના સૈન્યની
આગળ ચાલતો હતો, તે ત્યાંથી ખસીને તેમની
પાછળ ગયો, અને મેઘસ્તંભ તેઓની આગળથી
ખસીને તેઓની પાછળ થભ્યો; ૨૦અને તે મિસ-
રીઓના સૈન્ય તથા ઇસ્રાએલીઓના સૈન્યની વચ્ચે
આવી રહ્યો; ને મેઘ તથા અંધકાર છતાં પણ તે રાત્રે
અજવાળું આપતો; ને આખી રાત એક [સૈન્ય]
બીજાની પાસે નહોતું આવતું. ૨૧અને મુસાએ પોતાનો
હાથ સમુદ્ર ઉપર લંબાવ્યો; અને યહોવાહે આખી
રાત પૂર્વ તરફથી ભારે પવન ચલાવીને સમુદ્રને [પાછો]
હઠાવ્યો, ને સમુદ્રને ઠેકાણે કોરી જમીન કરી દીધી;
ને તેના પાણીના બે વિભાગ થઇ ગયા. ૨૨અને
ઇસ્રાએલપુત્રો કોરી જમીન પર ચાલીને સમુદ્રની
મધ્યે ગયા; ને પાણી તેમને જમણે તથા તેમને ડાબે
હાથે ભીંતરૂપ હતાં. ૨૩અને મિસરીઓ તેમની પુઠે
લાગ્યા, ને ફારૂનના સર્વ ઘોડા, તેના રથો તથા તેના
ઘોડેસવારો સહિત તેમની પાછળ સમુદ્રની મધ્યે
ગયા. ૨૪અને એમ થયું કે સવારના પહોરમાં યહો-
વાહે અગ્નિ તથા મેઘસ્તંભમાંથી મિસરીઓના સૈન્ય
ઉપર નજર કરીને મિસરીઓના સૈન્યનો પરાજય
કીધો ૨૫અને તેણે તેઓના રથોનાં પૈડાં કાઢી
નાખ્યાં, તેથી તેમને ચલાવવું મુશ્કેલ થઇ પડ્યું; ને
તેથી મિસરીઓએ કહ્યું કે, આપણે ઇસ્રાએલની
સન્મુખથી નાસી જઇએ; કેમકે યહોવાહ તેઓને
પક્ષે મિસરીઓ વિરૂદ્ધ લડે છે.

૨૬અને યહોવાહે મુસાને કહ્યું કે, તું તારો હાથ
સમુદ્ર ઉપર લંબાવ, એ સારૂ કે મિસરીઓ પર,
તેઓના રથો પર તથા તેઓના સવારો પર પાણી
ફરી વળે. ૨૭અને મુસાએ પોતાનો હાથ સમુદ્ર ઉપર
લંબાવ્યો, ને પોહ ફાટતાં સમુદ્રે પોતાની અસલ
સ્થિતિ પાછી ધારણ કીધી; ને મિસરીઓ તેની
સામેથી નાઠા, ને યહોવાહે મિસરીઓને સમુદ્રની
મધ્યે ગરક કરી દીધા ૨૮અને પાણી પાછાં વળીને
રથો તથા સવારો તથા તેમની પાછળ સમુદ્રમાં ગએલા
ફારૂનના સઘળા સૈન્ય ઉપર ફરી વળ્યાં; તેઓમાંથી
એક પણ બચ્યો નહિ. ૨૯પણ ઇસ્રાએલપુત્રો સમુદ્ર
મધ્યે કોરી જમીન પર ચાલ્યા; ને તેમને જમણે તથા
ડાબે હાથે પાણીની ભીંત બની ૩૦એવી રીતે તે
દિવસે યહોવાહે ઇસ્રાએલને મિસરીઓના હાથમાંથી
બચાવ્યા; ને ઇસ્રાએલે સમુદ્ર કાંઠે મિસરીઓને
મુએલા દીઠા ૩૧અને યહોવાહે મિસરીઓ વિરૂદ્ધ
કીધેલું મહાભારત કૃત્ય ઇસ્રાએલે જોયું, ને તે લોકો
યહોવાહથી બીધા, ને યહોવાહ તથા તેના સેવક મુસા
પર તેમનો વિશ્વાસ બેઠો.

૧૫ તે પ્રસગે મુસાએ તથા ઇસ્રાએલપુત્રોએ
યહોવાહની આગળ આ ગીત ગાયું,
એટલે કે,

હું યહોવાહ પ્રત્યે ગાયન કરીશ, કેમકે તેણે
મહાભારત ફતેહ મેળવી છે;
તેણે ઘોડાને તથા તેના સવારને સમુદ્રમાં ફેંકી
દીધા છે
૨યાહ મારૂં સામર્થ્ય તથા ગીત છે,
ને તે મારૂં તારણ થયો છે;
તે મારો દેવ છે, ને હું તેની સ્તુતિ કરીશ;
તે મારા પિતાનો દેવ છે, ને હું તેને મોટો માનીશ
૩યહોવાહ તો યોદ્ધો છે;
તેનું નામ યહોવાહ છે
૪તેણે ફારૂનના રથો તથા સૈન્ય સમુદ્રમાં ફેંક્યાં છે;
ને તેના માનિતા સરદારો સૂફ સમુદ્રમાં ડુબાડી
દીધા છે.
૫જળનિધિઓ તેઓ ઉપર ફરી વળ્યા છે;
તેઓ પત્થરની પેઠે ઉંડાણોમાં ગરક થઇ ગયા
૬હે યહોવાહ, તારો જમણો હાથ પરાક્રમે મહિમા-
વાન છે,
હે યહોવાહ, તારો જમણો હાથ શત્રુઓને અફાળી
ચૂરા કરે છે
૭અને તારી વિરૂદ્ધ ઉઠનારને તું તારી શ્રેષ્ઠતાના
મહાત્મ્યથી પાયમાલ કરે છે;
તું તારો કોપ મોકલે છે, તે તેઓને ખુંપરાની પેઠે
ભસ્મ કરે છે
૮અને તારાં નસ્કોરાંના શ્વાસથી પાણીનો ઢગલો
થયો;
મોજાઓ થોભીને તેમના જાણે કે સીધા ટેકરા
બન્યા;
સમુદ્રના ભીતરમાં જળનિધિઓ ઠરી ગયા.
૯શત્રુએ કહ્યું કે,

પુઠે લાગીશ, હું પકડી પાડીશ, હું લુટ વહેંચીશ,
મારી તૃષ્ણા હું તેઓ ઉપર તૃપ્ત કરીશ,
હું મારી તરવાર તાણીશ, મારો હાથ તેમનો નાશ
કરશે.
૧૦ તેં તારા પવનને ફુકયો, સમુદ્ર તેઓ ઉપર ફરી
વળ્યો,
તેઓ સીસાની પેઠે મહાજળમા ડુબી ગયા
૧૧ હે યહોવાહ, દેવો મધ્યે તારા જેવો કોણ છે?
તારા જેવો પવિત્રતામા મહિમાવાન,
સ્તોત્રોમા ભય યોગ્ય, તથા આશ્ચર્યકર્મ કર્ત્તા
[બીજો] કોણ છે?
૧૨ તેં પોતાનો જમણો હાથ લાંબો કીધો,
પૃથ્વી તેઓને ગળી ગઈ
૧૩ જે લોકોને તેં છોડાવ્યા, તેઓને તેં દયા રાખીને
ચલાવ્યા છે,
ને તેં તારા પરાક્રમ વડે તેઓને તારે પવિત્ર વાસે
દોરી આણ્યા છે
૧૪ લોક સાંભળીને કાંપે છે,
પલેશેથવાસીઓને વેદના લાગી છે
૧૫ તે સમયે અદોમના સરદારો વિસ્મિત થયા,
મોઆબના પરાક્રમી પુરૂષોને ધ્રુજારી છુટે છે,
સર્વ કનાનવાસીઓના હાંજા ગગડી ગયા છે
૧૬ તેઓ ઉપર ત્રાસ તથા ભય પડે છે,
તારા ભજના મહત્વથી તેઓ પત્થર જેવા સ્તબ્ધ

૨૦ અને હારૂનની બેન મરિયમ ભવિષ્યવાદેણે પોતાના
હાથમા એક ડફ લીધું, અને સર્વ સ્ત્રીઓ ડફ વગાડતી
ને નાચતી નાચતી તેની પાછળ ચાલી ૨૧ અને
મરિયમે તેઓને પ્રત્યુત્તર દીધો કે,
યહોવાહ આગળ ગાયન કરો, કેમકે તેણે મહિમા-
વાન ફતેહ મેળવી છે,
તેણે ઘોડા તથા તેના સવારોને સમુદ્રમા ફેંકી
દીધા છે
૨૨ અને મુસાએ ઇસ્રાએલ [પુત્રો]ને સૂફ સમુદ્રથી
આગળ ચલાવ્યા, અને તેઓ નિકળીને શૂર અરણ્યમા
ગયા, ને તેઓ ત્રણ દિવસ અરણ્યમા ચાલ્યા, પણ
કાંઈ પાણી તેમને મળ્યુ નહિ ૨૩ અને તેઓ મારા-
હમા આવ્યા ત્યારે મારાહના પાણી પી ન શકયા,
કેમકે તે કડવા હતા, માટે તેનુ નામ મારાહ પડ્યુ
૨૪ અને લોકોએ મુસા વિરૂદ્ધ કચકચ કરીને કહ્યું કે,
અમે શું પિયે? ૨૫ અને તેણે યહોવાહની પ્રાર્થના
કીધી, ને યહોવાહે તેને એક વૃક્ષ દેખાડયુ, ને તે તેણે
પાણીમા નાખ્યુ, ને પાણી મીઠા થઈ ગયા. ત્યા
તેણે તેઓને વાસ્તે એક વિધિ તથા એક નિયમ ઠરા-
વ્યો, ને ત્યા તેણે તેમની પરીક્ષા કીધી ૨૬ અને તેણે
કહ્યુ કે, જો તું તારા દેવ યહોવાહની વાણી ખંતથી
સાંભળશે, ને તેની દૃષ્ટિમા જે યથાર્થ તે કરશે, ને
તેની આજ્ઞાઓ માનશે ને તેના સર્વ વિધિઓ પાળશે
તો જે પીડાપાતો મેં મિસરીઓ ઉપર નાખ્યા છે,

યહોવાહે મુસાને કહ્યું કે, જો, હું તમારે માટે આકાશથી
ખોરાકની વૃષ્ટિ કરીશ; ને લોકો બહાર નિકળીને
દરરોજ તે દિવસનો હિસ્સો ભેગો કરે, એ માટે કે હું
તેઓની પરીક્ષા કરૂં કે તેઓ મારા નિયમમાં ચાલશે
કે નહિ. ૫અને છઠે દિવસે એમ થશે કે, જે તેઓ
ઘેર લાવે તે તેઓ રાંધે, ને તે તેઓ રોજ ભેગું કરતા
હોય તે કરતાં બમણું થશે. ૬અને મુસાએ તથા હારૂને
સર્વ ઇસ્રાએલપુત્રોને કહ્યું કે, સાંજે તમે જાણશો કે
યહોવાહ તમને મિસરમાંથી કાઢી લાવ્યો છે; ૭ને
સવારે તમે યહોવાહનું ગૌરવ દેખશો, કેમકે યહોવાહ
વિરૂદ્ધની તમારી કચકચ તેણે સાંભળી છે, અને અમે
તો શા લેખામાં છીએ, કે તમે અમારી વિરૂદ્ધ બડબડ
કરો છો? ૮અને મુસાએ કહ્યું કે, યહોવાહ સાંજે
તમને માંસ ખાવાને આપશે, ને સવારે ધરાતાં સુધી
રોટલી આપશે, [ત્યારે એમ થશે]; કેમકે યહોવાહ
વિરૂદ્ધ જે કચકચ તમે કરો છો તે તે સાંભળે છે;
અને અમે તો કોણ? તમારી કચકચ અમારી વિરૂદ્ધ
નથી, પણ યહોવાહની વિરૂદ્ધ છે. ૯અને મુસાએ
હારૂનને કહ્યું કે, ઇસ્રાએલની સઘળી જમાતને કહે કે,
તમે યહોવાહની હજૂરમાં આવો, કેમકે તેણે તમારી
કચકચ સાંભળી છે. ૧૦અને હારૂન ઇસ્રાએલપુત્રોની
સઘળી સભાને વાત કરતો હતો તે દરમિયાન એમ
થયું કે, તેઓએ અરણ્ય ભણી જોયું, તો જુઓ,
યહોવાહનું ગૌરવ મેઘમાં દેખાયું. ૧૧અને યહોવાહે
મુસાને કહ્યું કે, ૧૨મેં ઇસ્રાએલપુત્રોની કચકચ સાંભળી
છે; તેઓને એમ કહે કે, તમે સાંજે માંસ ખાશો ને
સવારે તમે રોટલીથી તૃપ્ત થશો, ને તમે જાણશો કે
તમારો દેવ યહોવાહ હું છું. ૧૩અને સાંજે એમ થયું
કે લાવરીઓ ઉડી આવી, ને છાવણી ઢાંકી દીધી; ને
સવારે છાવણીની આસપાસ ઝાકળ પડ્યો; ૧૪ને
પડેલો ઝાકળ ઉડી ગયા પછી, જો, જમીન પર હિમ
જેવો બારીક નાનો ગોળ પદાર્થ અરણ્યની સપાટી
પર [પડેલો] હતો. ૧૫અને ઇસ્રાએલપુત્રોએ તે
જોઇને એક બીજાને કહ્યું કે, એ શું છે? કેમકે તેઓ
જાણતા નહોતા, કે એ શું હશે. અને મુસાએ તેઓને
કહ્યું કે, એ તો યહોવાહે તમને ખાવા માટે આપેલું
અન્ન છે. ૧૬[એ વિષે] જે આજ્ઞા યહોવાહે આપી
છે તે એ છે કે, તમે પ્રત્યેક માણસ પોતાના આહાર
પ્રમાણે તે એકઠું કરો; તમારે તમારા [કુટુંબના]
લોકોની સંખ્યા પ્રમાણે, એટલે પ્રત્યેક માણસે પોતાના
તંબુમાં રહેનારાઓને માટે માથાદીઠ એક ઓમેરભર
લેવું. ૧૭અને ઇસ્રાએલપુત્રોએ એ પ્રમાણે કરીને,
કેટલાકે વધારે ને કેટલાકે ઓછું એકઠું કીધું. ૧૮અને
તેઓએ તેને ઓમેરથી માપ્યું ત્યારે જેણે ઘણું ભેગું
કીધું હતું તેને વધી પડ્યું નહિ, ને જેણે થોડું ભેગું
કીધું હતું તેને ખુટી પડ્યું નહિ; તેમનાથી પ્રત્યેક
માણસના આહાર જેટલુંજ ભેગું કરાયું હતું. ૧૯અને
મુસાએ કહ્યું કે, તેમાંથી સવાર સુધી કોઇએ કંઇ
રહેવા દેવું નહિ. ૨૦પરંતુ તેઓએ મુસાનું માન્યું
નહિ; ને કેટલાકે તેમાંથી કેટલુંક સવાર સુધી રહેવા
દીધું, ને તેમાં કીડા ઉત્પન્ન થયા, ને તે ગંધાઇ ઉઠ્યું;
ને મુસા તેમના ઉપર ગુસ્સે થયો. ૨૧અને પ્રત્યેક
માણસ દર સવારે પોતાના આહાર પ્રમાણે તે એકઠું
કરતો હતો; ને સૂર્ય તપતો ત્યારે તે પિગળી જતું.
૨૨અને એમ થયું, કે છઠે દિવસે તેઓએ બમણું,
એટલે દર માણસ દીઠ બબે ઓમેર અન્ન ભેગું કીધું;
ને જમાતના સર્વ અધિકારીઓએ આવીને મુસાને
કહ્યું. ૨૩અને તેણે તેઓને કહ્યું કે, યહોવાહે જે કહ્યું
છે તે એ છે કે, કાલે પવિત્ર વિશ્રામ, એટલે યહોવા-
હનો પવિત્ર સાબ્બાથ છે; એ માટે તમારે જે શેકવું
હોય તે શેકો, ને બાફવું હોય તે બાફો, ને જે વધે
તે પોતાને કાજે સવારને માટે રાખી મુકજો. ૨૪અને
મુસાએ આજ્ઞા આપી તેમ તેઓએ તેમાંથી સવારને
માટે રાખી મુક્યું, પણ નહિ તો તે ગંધાયું, ને નહિ
તો તેમાં એકે કીડો પડ્યો. ૨૫અને મુસાએ કહ્યું કે,
આજ તે ખાઓ, કેમકે આજે યહોવાહનો સાબ્બાથ
છે; આજે તે તમને ખેતરમાં નહિ મળશે. ૨૬છ દિવસ
તમે તે એકઠું કરો, પણ સાતમો દિવસ સાબ્બાથ છે,
તેમાં તમને કાંઇ નહિ મળશે. ૨૭અને સાતમે દિવસે
એમ થયું કે કેટલાક લોકો તે એકઠું કરવા સારૂ બહાર
ગયા, પણ તેઓને કાંઇ મળ્યું નહિ. ૨૮અને યહોવાહે
મુસાને કહ્યું કે, ક્યાં સુધી તમે મારી આજ્ઞાઓ તથા
મારા નિયમો પાળવાને ઇનકાર કરશો? ૨૯જુઓ,
યહોવાહે તમને સાબ્બાથ આપ્યો છે, તે માટે છઠે
દિવસે તે તમને બે દિવસનું અન્ન આપે છે; તમે પ્રત્યેક
પુરૂષ પોતપોતાની જગ્યામાં રહો, સાતમે દિવસે કોઇ
માણસ પોતાની જગ્યાએથી બહાર ન જાય. ૩૦તે
માટે લોકોએ સાતમે દિવસે વિશ્રામ ભોગવ્યો. ૩૧અને
ઇસ્રાએલના ઘરનાએ તેનું નામ માન્ના પાડ્યું. તે
ધાણાના દાણા જેવું શ્વેત હતું, ને તેનો સ્વાદ મધ

ચોપડેલી પોળીના જેવો હતો. ૩૨ અને મુસાએ કહ્યું
કે, યહોવાહે જે આજ્ઞા આપી છે તે એ છે કે, તમારા
વંશજોને માટે તેમાંથી એક ઓમેરભર રાખી મુકો,
એ માટે કે જ્યારે હું તમને મિસર દેશમાંથી કાઢી
લાવ્યો ત્યારે જે અન્ન અરણ્યમાં મેં તમને ખવડાવ્યું,
તે તેઓ જુએ. ૩૩ અને મુસાએ હારૂનને કહ્યું કે, એક
વાસણ લઈને તેમાં એક ઓમેર માન્ના ભરીને તમારા
વંશજોને માટે રાખી મુકવા સારૂ તેને યહોવાહની
હજુરમાં મુક. ૩૪ યહોવાહે મુસાને આજ્ઞા દીધી હતી
તે પ્રમાણે હારૂને સંઘરી રાખવા સારૂ સાક્ષીકોષની
સામે તે રાખી મુક્યું. ૩૫ અને ઇસ્રાએલપુત્રોએ
વસતીવાળા દેશમાં પહોંચતા સુધી, એટલે ચાળીસ
વર્ષ લગી, માન્ના ખાધું, તેઓ કનાન દેશની સરહદમાં
આવ્યા ત્યાં સુધી તેઓએ માન્ના ખાધું. ૩૬ ઓમેર
એ તો એફાહનો એક દશાંશ છે.

૧૭ અને ઇસ્રાએલપુત્રોની આખી જમાતે
સીનના અરણ્યમાંથી કૂચ કરીને યહોવા-
હની આજ્ઞાનુસાર મજલો કરીને રફીદીમમાં છાવણી
કરી, ને ત્યાં લોકોને પીવાનું પાણી નહોતું. ૨ માટે
લોકોએ મુસાની સાથે તકરાર કરીને કહ્યું કે, અમને
પીવા માટે પાણી આપ, અને મુસાએ તેઓને કહ્યું
કે, તમે મારી સાથે શા માટે તકરાર કરો છો? તમે
યહોવાહની પરીક્ષા કેમ કરો છો? ૩ અને ત્યાં લોકોને
પાણીની તૃષા લાગી, ને લોકોએ મુસા વિરૂદ્ધ બડબડ
કરતાં કહ્યું કે, તું શા માટે અમને તથા અમારા છોકરાંને
તથા અમારા ઢોરોને તરસે મારવાને મિસરમાંથી
લાવ્યો છે? ૪ અને મુસાએ યહોવાહની પ્રાર્થના કરીને
કહ્યું કે, હું એ લોકોને માટે શું કરૂં? તેઓ મને
પથરે મારવાની અણી પર છે. ૫ અને યહોવાહે
મુસાને કહ્યું કે, તું લોકોની આગળ ચાલ્યો જા, ને
ઇસ્રાએલના વડીલોમાંથી કેટલાકને તારી સાથે લે, ને
જે લાકડી તેં નદીને મારી હતી તે તારા હાથમાં લઈને
જા. ૬ જો, હું ત્યાં હોરેબમાં ખડક ઉપર તારી સામો
ઉભો રહીશ. અને તું ખડકને મારજે, એટલે લોકોને
પીવા માટે પાણી નિકળશે. અને મુસાએ ઇસ્રાએ-
લના વડીલોના દેખતાં એ પ્રમાણે કીધું. ૭ અને તેણે
તે જગ્યાનું નામ માસ્સાહ, તથા મરીબાહ પાડ્યું,
કેમકે ઇસ્રાએલપુત્રોએ તકરાર કીધી, ને યહોવાહ
અમારામાં છે કે નહિ, એમ કહીને તેઓએ યહોવા-
હની પરીક્ષા કીધી.

૮ તેવામાં અમલેકે આવીને રફીદીમમાં ઇસ્રાએલની
સાથે યુદ્ધ કીધું. ૯ અને મુસાએ યહોશુઆને કહ્યું કે,
આપણે માટે માણસો ચુંટી કાઢ, ને જઈને અમલેકની
સાથે યુદ્ધ કર. હું કાલે મારા હાથમાં દેવની લાકડી
લઈને પર્વતના શિખર પર ઉભો રહીશ. ૧૦ અને
મુસાએ કહ્યું હતું તે પ્રમાણે કરીને યહોશુઆએ અમ-
લેકની સાથે યુદ્ધ કીધું, ને મુસા તથા હારૂન તથા
હુર પર્વતના શિખર ઉપર ચઢ્યા. ૧૧ અને મુસા
પોતાનો હાથ ઉંચો કરતો, ત્યારે ઇસ્રાએલ જીત
પામતા, ને પોતાનો હાથ નીચો કરતો, ત્યારે અમલેક
જીત પામતા. ૧૨ પણ મુસાના હાથ ભારે થયા; ને
તેઓએ પથ્થર લઈને તેની તળે મુક્યો, ને તે પર તે
બેઠો, ને હારૂને તથા હુરે તેના હાથોને ટેકો દઈ
રાખ્યો, એક બાજુ પર એકે ને બીજી બાજુ પર
બીજાએ, ને તેના હાથ સૂર્યાસ્ત થતાં સુધી સ્થિર
રહ્યા. ૧૩ અને યહોશુઆએ તરવારની ધારથી અમ-
લેકનો તથા તેના લોકનો પરાજય કીધો. ૧૪ અને
યહોવાહે મુસાને કહ્યું કે, એ વાત યાદગીરી સારૂ
પુસ્તકમાં લખ, ને યહોશુઆના કાનમાં તે કહી સંભળ-
ાવ, કેમકે હું અમલેકનું સ્મરણ આકાશ તળેથી
ભુંસી નાખીશ. ૧૫ અને મુસાએ એક વેદી બંધાવી,
ને તેનું નામ યહોવાહ નિસ્સી પાડ્યું. ૧૬ અને તેણે
કહ્યું કે, યહોવાહે સોગન ખાધા છે કે, યહોવાહ
અમલેક સાથે વંશપરંપરા યુદ્ધ કરશે.

૧૮ હવે દેવે મુસાને સારૂ તથા પોતાના ઇસ્રા-
એલી લોકને સારૂ જે સર્વ કર્યું હતું તે,
તથા કેવી રીતે તે મિસરમાંથી ઇસ્રાએલને કાઢી
લાવ્યો હતો તે, મુસાના સસરા તથા મિદ્યાનના
યાજક યિથ્રોએ સાંભળ્યું. ૨ વળી મુસાએ પોતાની
સ્ત્રી સિપ્પોરાહને તેણીના બે પુત્રો સુદ્ધાં મોકલી
દીધી હતી, ત્યારે તેને એના સસરા યિથ્રોએ [પોતાને
ઘેર] રાખી હતી, ૩ તે દીકરાઓમાંના એકનું નામ
ગેર્શોમ હતું, કેમકે તેણે કહ્યું કે, હું પરદેશમાં પ્રવાસી
થએલો છું, ૪ ને બીજાનું નામ અલીએઝેર હતું, કેમકે
[તેણે કહ્યું કે] મારા પિતાના દેવે મારી સહાય થઈને
ફારૂનની તરવારથી મને બચાવ્યો. ૫ અને મુસાનો
સસરો યિથ્રો, મુસાના પુત્રોને તથા સ્ત્રીને લઈને, જે
છાવણી એણે અરણ્યમાં દેવના પર્વત આગળ કરી
હતી ત્યાં એની પાસે આવ્યો. ૬ અને તેણે મુસાને
કહ્યું કે, હું તારો સસરો યિથ્રો તારી પાસે આવ્યો

છું. ને તારી સ્ત્રી તથા તેની સાથે તેના બે દીકરા
પણ આવ્યા છે ૭ અને મુસા પોતાના સસરાને
મળવાને બહાર આવ્યો, ને પ્રણામ કરીને તેને ચુંબન
કીધું, ને તેઓએ એક બીજાની ખબરઅંતર પુછી,
ને તંબુમા ગયા ૮ અને યહોવાહે ઇસ્રાએલની
ખાતર ફારૂન પર તથા મિસરીઓ પર જે સઘળુ કર્યું
હતું ને જે સઘળુ કષ્ટ તેમના પર માર્ગમા પડયુ
હતું, ને કેવી રીતે યહોવાહે તેઓનો બચાવ કીધો
હતો, તે સઘળુ મુસાએ પોતાના સસરાને કહી સંભ-
ળાવ્યુ ૯ અને યહોવાહે ઇસ્રાએલને મિસરીઓના
હાથમાથી છોડાવીને તેઓ ઉપર જે સઘળો ઉપકાર
કીધો હતો, તેને લીધે યિથ્રોને હર્ષ ઉપજ્યો ૧૦ અને
યિથ્રોએ કહ્યું કે, યહોવાહની સ્તુતિ થાઓ, કેમકે
તેણે મિસરીઓના હાથમાથી તથા ફારૂનના હાથમાથી
તમને છોડાવ્યા છે, ને તેણે મિસરીઓના હાથ તળેથી
લોકોનો છુટકો કીધો છે ૧૧ હવે હુ જાણુ છું કે, યહો-
વાહ સર્વ દેવો કરતા મોટો છે, હા, જે બાબતમા
તેઓ તેમની વિરૂદ્ધ ગર્વ કરતા હતા તેમાજ [તે
જીત્યો] ૧૨ અને મુસાના સસરા યિથ્રોએ દહનીયાર્-
પણ તથા યજ્ઞો દેવને સારૂ કીધા, ને હારૂન તથા
ઇસ્રાએલના સર્વ વડીલો દેવની હજુરમા મુસાના
સસરાની સાથે રોટલી ખાવાને આવ્યા. ૧૩ અને એને
બીજે દિવસે મુસા લોકોનો ન્યાય કરવા બેઠો, ને
લોકો સવારથી તે સાંજ સુધી મુસાની આગળ ઉભા
રહ્યા ૧૪ અને મુસાએ જે સઘળુ લોકોને માટે કીધું
તે મુસાના સસરાએ જોયુ, ત્યારે તેણે કહ્યું કે, તું
લોકોને આ શું કરે છે? તું પોતે એકલો બેસે છે, ને
સર્વ લોકો સવારથી તે સાંજ સુધી તારી આગળ ઉભા
રહે છે એનુ શું કારણ? ૧૫ અને મુસાએ પોતાના
સસરાને કહ્યું કે, લોકો દેવની સલાહ લેવાને મારી
પાસે આવે છે ૧૬ અને તેઓની વચ્ચે કાઇ તકરાર
હોય છે, ત્યારે તેઓ મારી પાસે આવે છે, ને હુ
વાદી પ્રતિવાદી વચ્ચે ઇનસાફ કરૂ છું, ને તેમને દેવના
વિધિ તથા નિયમ જણાવુ છું ૧૭ અને મુસાના
સસરાએ તેને કહ્યું કે, આ તું સારૂ કામ નથી કરતો
૧૮ તું નિશ્ચે આવી રહેશે, તું તથા તારી સાથેના આ
લોકો પણ, કેમકે આ કામનો બોજ તારાથી ઉપડે
એવો નથી; તું એકલો એ કામ કરી શકે નહિ
૧૯ હવે મારૂ કહેવુ સાભળ, હુ તને સલાહ આપીશ,
ને દેવ તારી સાથે હો, તારે તે લોકને દેવને ઠેકાણે
થવુ, ને તેમના મુકરદમા તારે દેવ આગળ લઇ જવા
૨૦ અને તારે તેઓને વિધિ તથા નિયમ શીખવવા,
તથા જે માર્ગે તેઓએ ચાલવુ જોઇએ, ને જે કામ
તેઓએ કરવુ જોઇએ, તે તેઓને બતાવવુ ૨૧ વળી
તું સર્વ માણસોમાથી હોશિયાર માણસોને એટલે
દેવનો ડર રાખનાર, સત્ય પુરૂષોને તથા સ્વાર્થદ્વેષકોને
શોધી કાઢીને તેઓને હજાર હજારના ઉપરીઓ, સો
સોના ઉપરીઓ, પચાસ પચાસના ઉપરીઓ, તથા
દસ દસના ઉપરીઓ તેઓના ઉપર ઠરાવ, ૨૨ કે
તેઓ સર્વ પ્રસગે લોકોનો ન્યાય કરે, ને એમ થાય
કે, પ્રત્યેક મોટો મુકરદમો તેઓ તારી પાસે લાવે,
ને પ્રત્યેક નાનો મુકરદમો તેઓ પોતે ચુકવે, તેથી
તને પોતાને વધારે સેહેલ પડશે, ને કામના બોજમા
તેઓ તારા ભાગીદાર થશે ૨૩ જો તું એ વિષે ઇશ્વરની
આજ્ઞા લઇને એ કામ કરીશ, તો તું નભી શકીશ,
ને આ સર્વ લોક પણ શાતિએ પોતપોતાને ઘેર જશે.
૨૪ અને મુસાએ પોતાના સસરાનુ બોલવુ સાભળીને
જે તેણે કહ્યું હતું તે સઘળુ તેણે કર્યું ૨૫ અને મુસાએ
સર્વ ઇસ્રાએલમાથી હોશિયાર માણસોને ચુટી કાઢયા,
ને તેઓને લોકોના અધિકારીઓ ઠરાવ્યા, એટલે
હજાર હજારના ઉપરીઓ, સો સોના ઉપરીઓ,
પચાસ પચાસના ઉપરીઓ, તથા દસ દસના ઉપ-
રીઓ. ૨૬ અને તેઓ સર્વ પ્રસગે લોકોનો ન્યાય
કરતા, ને અઘરા મુકરદમા તેઓ મુસાની પાસે
લાવતા, પણ પ્રત્યેક હલકી તકરાર તેઓ પોતે ચુક-
વતા હતા ૨૭ અને મુસાએ પોતાના સસરાને વિદાય
કીધો, ને તે પોતાના દેશને રસ્તે પડ્યો

૧૯ ઇસ્રાએલપુત્રો મિસર દેશમાથી નિકળ્યા
ત્યાર પછી ત્રીજા માસને તેજ દિવસે તેઓ
સિનાયના અરણ્યમા આવ્યા ૨ અને તેઓ રફીદી
મથી ઉપડીને સિનાયના અરણ્યમા આવ્યા, ત્યારે
તેઓએ તેજ અરણ્યમા છાવણી કરી, ને ત્યા તે
પર્વત આગળ ઇસ્રાએલે છાવણી કીધી ૩ અને મુસા
ઉપર ચઢીને દેવની હજુરમા ગયો, ને યહોવાહે
પર્વત પરથી તેને હાક મારીને કહ્યું કે, તું યાકૂબના
ઘરનાને આ પ્રમાણે કહેતા ઇસ્રાએલપુત્રોને જાહેર કર
કે, ૪ મે મિસરીઓને જે વિતાડયુ, તથા કેવી રીતે હુ
તમને ગરૂડની પાંખો ઉપર ઉચકીને મારી પાસે
લાવ્યો છું તે તમે દીઠુ છે ૫ તો હવે જો તમે મારૂ
કહેવુ માનશો, ને મારો કરાર પાળશો, તો સર્વે

ચોપડેલી પોળીના જેવો હતો. ૩૨ અને મુસાએ કહ્યું
કે, યહોવાહે જે આજ્ઞા આપી છે તે એ છે કે, તમારા
વંશજોને માટે તેમાંથી એક ઓમેરભર રાખી મુકો;
એ માટે કે જ્યારે હું તમને મિસર દેશમાંથી કાઢી
લાવ્યો ત્યારે જે અન્ન અરણ્યમાં મેં તમને ખવડાવ્યું,
તે તેઓ જુએ. ૩૩ અને મુસાએ હારૂનને કહ્યું કે, એક
વાસણ લઇને તેમાં એક ઓમેર માન્ના ભરીને તમારા
વંશજોને માટે રાખી મુકવા સારૂ તેને યહોવાહની
હજુરમાં મુક. ૩૪ યહોવાહે મુસાને આજ્ઞા દીધી હતી
તે પ્રમાણે હારૂને સંઘરી રાખવા સારૂ સાક્ષ્યકોશની
સામે તે રાખી મુક્યું. ૩૫ અને ઇસ્રાએલપુત્રોએ
વસ્તીવાળા દેશમાં પહોચતા સુધી, એટલે ચાળીસ
વર્ષ લગી, માન્ના ખાધું; તેઓ કનાન દેશની સરહદમાં
આવ્યા ત્યાં સુધી તેઓએ માન્ના ખાધું. ૩૬ ઓમેર
એ તો એફાહનો એક દશાંશ છે.

## ૧૭

અને ઇસ્રાએલપુત્રોની આખી જમાતે
સીનના અરણ્યમાંથી કૂચ કરીને યહોવા-
હની આજ્ઞાનુસાર મજલો કરીને રફીદીમમાં છાવણી
કરી; ને ત્યાં લોકોને પીવાનું પાણી નહોતું. ૨ માટે
લોકોએ મુસાની સાથે તકરાર કરીને કહ્યું કે, અમને
પીવા માટે પાણી આપ; અને મુસાએ તેઓને કહ્યું
કે, તમે મારી સાથે શા માટે તકરાર કરો છો? તમે
યહોવાહની પરીક્ષા કેમ કરો છો? ૩ અને ત્યાં લોકોને
પાણીની તરસ લાગી, ને લોકોએ મુસા વિરૂદ્ધ બડબડ
કરતાં કહ્યું કે, તું શા માટે અમને તથા અમારા છોકરાંને
તથા અમારાં ઢોરોને તરસે મારવાને મિસરમાંથી
લાવ્યો છે? ૪ અને મુસાએ યહોવાહની પ્રાર્થના કરીને
કહ્યું કે, હું એ લોકોને માટે શું કરૂં? તેઓ મને
પત્થરે મારવાની અણી પર છે. ૫ અને યહોવાહે
મુસાને કહ્યું કે, તું લોકોની આગળ ચાલ્યો જા, ને
ઇસ્રાએલના વડીલોમાંથી કેટલાકને તારી સાથે લે, ને
જે લાકડી તેં નદીને મારી હતી તે તારા હાથમાં લઇને
જા. ૬ જો, હું ત્યાં હોરેબમાં ખડક ઉપર તારી સામો
ઉભો રહીશ. અને તું ખડકને મારજે, એટલે લોકોને
પીવા માટે પાણી નિકળશે. અને મુસાએ ઇસ્રાએ-
લના વડીલોના દેખતા એ પ્રમાણે કીધું. ૭ અને તેણે
તે જગ્યાનું નામ માસ્સાહ, તથા મરીબાહ પાડ્યું;
કેમકે ઇસ્રાએલપુત્રોએ તકરાર કીધી, ને યહોવાહ
અમારામાં છે કે નહિ, એમ કહીને તેઓએ યહોવા-
હની પરીક્ષા કીધી.

૮ તેવામાં અમલેક આવીને રફીદીમમાં ઇસ્રાએલની
સાથે યુદ્ધ કીધું. ૯ અને મુસાએ યહોશુઆને કહ્યું કે,
આપણે માટે માણસો ચુંટી કાઢ, ને જઇને અમલેકની
સાથે યુદ્ધ કર. હું કાલે મારા હાથમાં દેવની લાકડી
લઇને પર્વતના શિખર પર ઉભો રહીશ. ૧૦ અને
મુસાએ કહ્યું હતું તે પ્રમાણે કરીને યહોશુઆએ અમ-
લેકની સાથે યુદ્ધ કીધું; ને મુસા તથા હારૂન તથા
હૂર પર્વતના શિખર ઉપર ચઢ્યા. ૧૧ અને મુસા
પોતાનો હાથ ઉંચો કરતો, ત્યારે ઇસ્રાએલ જીત
પામતા, ને પોતાનો હાથ નીચો કરતો, ત્યારે અમલેક
જીત પામતા. ૧૨ પણ મુસાના હાથ ભારે થયા; ને
તેઓએ પત્થર લઇને તેની તળે મુક્યો, ને તે પર તે
બેઠો; ને હારૂને તથા હૂરે તેના હાથોને ટેકો દઇ
રાખ્યો, એક બાજુ પર એકે ને બીજી બાજુ પર
બીજાએ; ને તેના હાથ સૂર્યાસ્ત થતા સુધી સ્થિર
રહ્યા. ૧૩ અને યહોશુઆએ તરવારની ધારથી અમ-
લેકનો તથા તેના લોકનો પરાજય કીધો. ૧૪ અને
યહોવાહે મુસાને કહ્યું કે, એ વાત યાદગીરી સારૂ
પુસ્તકમાં લખ, ને યહોશુઆના કાનમાં તે કહી સંભ-
ળાવ; કેમકે હું અમલેકનું સ્મરણ આકાશ તળેથી
ભુંસી નાખીશ. ૧૫ અને મુસાએ એક વેદી બંધાવી,
ને તેનું નામ યહોવાહ-નિસ્સી પાડ્યું. ૧૬ અને તેણે
કહ્યું કે, યહોવાહે સોગન ખાધા છે કે, યહોવાહ
અમલેક સાથે વંશપરંપરા યુદ્ધ કરશે.

## ૧૮

હવે દેવે મુસાને સારૂ તથા પોતાના ઇસ્રા-
એલી લોકને સારૂ જે સર્વ કર્યું હતું તે,
તથા કેવી રીતે તે મિસરમાંથી ઇસ્રાએલને કાઢી
લાવ્યો હતો તે, મુસાના સસરા તથા મિદ્યાનના
યાજક યિથ્રોએ સાંભળ્યું. ૨ વળી મુસાએ પોતાની
સ્ત્રી સિપ્પોરાહને તેણીના બે પુત્રો સુદ્ધાં મોકલી
દીધી હતી, ત્યારે તેને એના સસરા યિથ્રોએ (પોતાને
ઘેર) રાખી હતી; ૩ તે દીકરાઓમાંના એકનું નામ
ગેર્શોમ હતું, કેમકે તેણે કહ્યું કે, હું પરદેશમાં પ્રવાસી
થએલો છું; ૪ ને બીજાનું નામ અલીએઝેર હતું, કેમકે
[તેણે કહ્યું કે] મારા પિતાના દેવે મારી સાહ્ય થઇને
ફારૂનની તરવારથી મને બચાવ્યો. ૫ અને મુસાનો
સસરો યિથ્રો, મુસાના પુત્રોને તથા સ્ત્રીને લઇને, જે
છાવણી એણે અરણ્યમાં દેવના પર્વત આગળ કરી
હતી ત્યાં એની પાસે આવ્યો. ૬ અને તેણે મુસાને
કહ્યું કે, હું તારો સસરો યિથ્રો તારી પાસે આવ્યો

છું, ને તારી સ્ત્રી તથા તેની સાથે તેના બે દીકરા
પણ આવ્યા છે ૭ અને મુસા પોતાના સસરાને
મળવાને બહાર આવ્યો, ને પ્રણામ કરીને તેને ચુંમન
કીધું; ને તેઓએ એક બીજાની ખબરઅંતર પુછી,
ને તંબુમાં ગયા ૮ અને યહોવાહે ઇસ્રાએલની
ખાતર ફારૂન પર તથા મિસરીઓ પર જે સઘળું કર્યું
હતું, ને જે સઘળું કષ્ટ તેમના પર માર્ગમાં પડયું
હતું, ને કેવી રીતે યહોવાહે તેઓનો બચાવ કીધો
હતો, તે સઘળું મુસાએ પોતાના સસરાને કહી સંભ-
ળાવ્યું ૯ અને યહોવાહે ઇસ્રાએલને મિસરીઓના
હાથમાંથી છોડાવીને તેઓ ઉપર જે સઘળો ઉપકાર
કીધો હતો, તેને લીધે યિથ્રોને હર્ષ ઉપજ્યો. ૧૦ અને
યિથ્રોએ કહ્યું કે, યહોવાહની સ્તુતિ થાઓ, કેમકે
તેણે મિસરીઓના હાથમાંથી તથા ફારૂનના હાથમાંથી
તમને છોડાવ્યા છે; ને તેણે મિસરીઓના હાથ તળેથી
લોકોનો છુટકો કીધો છે. ૧૧ હવે હું જાણું છું કે, યહો-
વાહ સર્વ દેવો કરતાં મોટો છે; હા, જે બાબતમાં
તેઓ તેમની વિરૂદ્ધ ગર્વ કરતા હતા તેમાંજ [તે
જીત્યો]. ૧૨ અને મુસાના સસરા યિથ્રોએ દહનીયાર્
પણ તથા યજ્ઞો દેવને સારૂ કીધાં; ને હારૂન તથા
ઇસ્રાએલના સર્વ વડીલો દેવની હજુરમાં મુસાના
સસરાની સાથે રોટલી ખાવાને આવ્યા. ૧૩ અને એને
બીજે દિવસે મુસા લોકોનો ન્યાય કરવા બેઠો; ને
લોકો સવારથી તે સાંજ સુધી મુસાની આગળ ઉભા
રહ્યા. ૧૪ અને મુસાએ જે સઘળું લોકોને માટે કીધું
તે મુસાના સસરાએ જોયું, ત્યારે તેણે કહ્યું કે, તું
લોકોને આ શું કરે છે? તું પોતે એકલો બેસે છે, ને
સર્વ લોકો સવારથી તે સાંજ સુધી તારી આગળ ઉભા
રહે છે એનું શું કારણ? ૧૫ અને મુસાએ પોતાના
સસરાને કહ્યું કે, લોકો દેવની સલાહ લેવાને મારી
પાસે આવે છે. ૧૬ અને તેઓની વચ્ચે કાંઇ તકરાર
હોય છે, ત્યારે તેઓ મારી પાસે આવે છે; ને હું
વાદી પ્રતિવાદી વચ્ચે ઇનસાફ કરૂં છું, ને તેમને દેવના
વિધિ તથા નિયમ જણાવું છું ૧૭ અને મુસાના
સસરાએ તેને કહ્યું કે, આ તું સારૂ કામ નથી કરતો
૧૮ તું નિશ્ચે થાકી રહેશે, તું તથા તારી સાથેના આ
લોકો પણ; કેમકે આ કામનો બોજ તારાથી ઉપરાંત
એનો નથી; તું એકલો એ કામ કરી શકે નહિ.
૧૯ હવે મારૂં કહેવું સાંભળ, હું તને સલાહ આપીશ,
ને દેવ તારી સાથે હો; તારે તે લોકને દેવને ઠેકાણે
થવું, ને તેમના મુકરદમા તારે દેવ આગળ લઇ જવા.
૨૦ અને તારે તેઓને વિધિ તથા નિયમ શીખવવા,
તથા જે માર્ગે તેઓએ ચાલવું જોઇએ, ને જે કામ
તેઓએ કરવું જોઇએ, તે તેઓને બતાવવું ૨૧ વળી
તું સર્વ માણસોમાંથી હોશિયાર માણસોને, એટલે
દેવનો ડર રાખનાર, સત્ય પુરૂષોને તથા સ્વાર્થદ્વેષકોને
શોધી કાઢીને તેઓને હજાર હજારના ઉપરીઓ, સો
સોના ઉપરીઓ, પચાસ પચાસના ઉપરીઓ, તથા
દસ દસના ઉપરીઓ તેઓના ઉપર ઠરાવ; ૨૨ કે
તેઓ સર્વ પ્રસગે લોકોનો ન્યાય કરે; ને એમ થાય
કે, પ્રત્યેક મોટો મુકરદમો તેઓ તારી પાસે લાવે;
ને પ્રત્યેક નાનો મુકરદમો તેઓ પોતે ચુકવે; તેથી
તને પોતાને વધારે સેહેલ પડશે; ને કામના બોજમાં
તેઓ તારા ભાગીદાર થશે. ૨૩ જો તું એ વિષે ઇશ્વરની
આજ્ઞા લઇને એ કામ કરીશ, તો તું નભી શકીશ,
ને આ સર્વ લોક પણ શાંતિએ પોતપોતાને ઘેર જશે.
૨૪ અને મુસાએ પોતાના સસરાનું બોલવું સાંભળીને
જે તેણે કહ્યું હતું તે સઘળું તેણે કર્યું ૨૫ અને મુસાએ
સર્વ ઇસ્રાએલમાંથી હોશિયાર માણસોને ચુંટી કાઢયા,
ને તેઓને લોકોના અધિકારીઓ ઠરાવ્યા, એટલે
હજાર હજારના ઉપરીઓ, સો સોના ઉપરીઓ,
પચાસ પચાસના ઉપરીઓ, તથા દસ દસના ઉપ-
રીઓ. ૨૬ અને તેઓ સર્વ પ્રસગે લોકોનો ન્યાય
કરતા; ને અઘરા મુકરદમા તેઓ મુસાની પાસે
લાવતા, પણ પ્રત્યેક હલકી તકરાર તેઓ પોતે ચુક-
વતા હતા. ૨૭ અને મુસાએ પોતાના સસરાને વિદાય
કીધો, ને તે પોતાના દેશને રસ્તે પળ્યો.

લોકોમાંથી તમે મારૂં ખાસ ધન થશો; કેમકે આખી
પૃથ્વી મારી છે. ૬ અને મારે સારૂ તમે યાજકોનું રાજ્ય
તથા પવિત્ર દેશજાતિ થશો; એજ વાત તારે ઇસ્રા-
એલપુત્રોને કહેવી ૭ અને મુસાએ આવીને લોકોના
વડીલોને તેડાવ્યા, ને યહોવાહે તેને ફરમાવેલાં સર્વ
વચનો તેઓની આગળ કહી દેખાડ્યાં. ૮ અને સર્વ
લોકોએ એક મતે ઉત્તર આપીને કહ્યું કે, યહોવાહે
ફરમાવ્યું તે સઘળું અમે કરીશું અને મુસાએ
લોકોના બોલ યહોવાહની આગળ જાહેર કીધા
૯ અને યહોવાહે મુસાને કહ્યું કે, જો, હું ઘાટા વાદળામાં
તારી પાસે આવું છું, એ માટે કે જ્યારે હું તારી સાથે
બોલું ત્યારે લોકો સાંભળે, ને વળી તારા [કહેવા] પર
સદા વિશ્વાસ કરે અને મુસાએ લોકોનું કહેવું યહો-
વાહને જાહેર કીધું ૧૦ અને યહોવાહે મુસાને કહ્યું કે,
તું લોકોની પાસે જઇને તેઓને આજ ને કાલે શુદ્ધ
કર; ને તેઓ પોતાનાં વસ્ત્ર ધોએ, ૧૧ ને ત્રીજા

ત્યારે મુસા બોલ્યો ને દેવે તેને વાણીદ્વારાએ ઉત્તર
આપ્યો ૨૦ અને યહોવાહ સિનાય પર્વત ઉપર એટલે
પર્વતના શિખર ઉપર ઉતર્યો; ને યહોવાહે મુસાને
પર્વતના શિખર ઉપર બોલાવ્યો; ને મુસા ઉપર
ચઢ્યો ૨૧ અને યહોવાહે મુસાને કહ્યું કે, નીચે ઉત-
રીને લોકોને નિષેધ કર, રખેને તેઓ હદ ઓળંગીને
યહોવાહને જોવા આવે, ને તેઓમાંના ઘણા નાશ
પામે. ૨૨ અને વળી જે યાજકો યહોવાહની હજુરમાં
આવે, તેઓ પોતાને શુદ્ધ કરે, રખે યહોવાહ તેઓ
ઉપર તુટી પડે. ૨૩ અને મુસાએ યહોવાહને કહ્યું કે,
લોક સિનાય પર્વત પાસે ચઢી આવી શકતા નથી,
કેમકે તેં અમને એવી આજ્ઞા આપી હતી કે, પર્વતની
ચોગરદા હદ ઠરાવો, ને તેને પવિત્ર કરો ૨૪ અને
યહોવાહે તેને કહ્યું કે, જા, નીચે ઉતર; ને તું તથા
તારી સાથે હારૂન ઉપર આવો; પણ યાજકો તથા
લોકો યહોવાહ પાસે આવીને હદ ઓળંગે નહિ રખે

૧૧ કેમકે છ દિવસમા યહોવાહે આકાશ તથા પૃથ્વી,
સમુદ્ર તથા તેઓમાના સર્વને ઉત્પન્ન કીધા, ને સાતમે
દિવસે તે સ્વસ્થ રહ્યો, એ માટે યહોવાહે સાબ્બાથ
દિનને આશીર્વાદ દઇને તેને પવિત્ર ઠરાવ્યો

૧૨ તારા બાપનુ તથા તારી માનું તું સન્માન રાખ,
કે તારો દેવ યહોવાહ જે દેશ તને આપે છે તેમા તારૂ
આયુષ્ય દીર્ઘ થાય.

૧૩ તું ખુન ન કર

૧૪ તું વ્યભિચાર ન કર

૧૫ તું ચોરી ન કર

૧૬ તું તારા પડોસી વિરૂદ્ધ જુઠી સાક્ષી ન પુર

૧૭ તું તારા પડોસીના ઘર પર લોભ ન રાખ,
તારા પડોસીની સ્ત્રી કે તેનો દાસ, કે તેની દાસી, કે
તેનો બળદ, કે તેનુ ગધેડુ, કે તારા પડોસીનુ જે કઇ
હોય તે પર તું લોભ ન રાખ.

૧૮ અને સર્વ લોકોએ ગર્જના તથા વિજળી તથા
રણશિંગડાનો સાદ તથા ધુમાતો પર્વત દીઠા, ને તે
જોઇને લોકોને ધ્રુજારી છુટી, ને તેઓ આઘા ઉભા
રહ્યા ૧૯ અને તેઓએ મુસાને કહ્યુ કે, તું અમારી
સાથે બોલ, ને અમે સાંભળીશું, પણ દેવ અમારી
સાથે ન બોલે, રખેને અમે માર્યા જઇએ. ૨૦ અને
મુસાએ લોકોને કહ્યુ કે, બીહો મા, કેમકે દેવ એ સારૂ
આવ્યો છે કે તે તમારી પરીક્ષા કરે ને તેનો ભય
તમારી સમક્ષ રહે કે તમે પાપ ન કરો ૨૧ અને લોકો
આઘા ઉભા રહ્યા, ને જે ઘોર અધકારમા દેવ હતો
તેની પાસે મુસા ગયો

૨૨ અને યહોવાહે મુસાને કહ્યુ કે, ઇસ્રાએલપુત્રોને
એમ કહે કે, તમે પોતે જોયુ છે કે, મેં આકાશમાથી
તમારી સાથે વાત કીધી છે ૨૩ તમારે મારી આગળ
કોઇ [અન્ય દેવો] કરવા નહિ, તમારે પોતાને માટે
રૂપાના તથા સોનાના દેવો બનાવવા નહિ ૨૪ તારે
મારે સારૂ માટીની વેદી બનાવીને તે પર તારા દહનીયાર્પણ
તથા તારા શાત્યર્પણ અને તારા ઘેટા તથા
તારા બળદો ચઢાવવા. અને જે સર્વ જગ્યાએ હુ
મારૂં નામ સ્થાપીશ, ત્યા હુ તારી પાસે આવીશ, ને
આશીર્વાદ દઇશ. ૨૫ અને જો તું મારે સારૂ પત્થરની
વેદી બનાવે, તો તારે તે ઘડેલા પત્થરની ન બાધવી
કેમકે જો તું તે પર તારૂં હથિયાર વાપરશે, તો તેં તેને
અશુદ્ધ કીધી જાણજે ૨૬ તેમજ તારે મારી વેદી ઉપર
સીડીથી ન ચઢવુ, રખે તે ઉપર તારી નગ્નતા દેખાય

૨૧ હવે તારે જે કાનૂનો તેઓની આગળ રજુ
કરવા તેઓ આ

૨ જો તું કોઇ હેબ્રી દાસ ખરીદે, તો તે છ વર્ષ
ચાકરી કરે, ને સાતમે વર્ષે તે મફત છુટી જાય. ૩ અને
જો તે છડો આવ્યો હોય, તો તે છડો છુટે, જો તે
પરણેલો આવ્યો હોય, તો તેની સાથે તેની સ્ત્રી પણ
છુટે ૪ અને જો તેના શેઠે તેને સ્ત્રી કરાવી આપી
હોય, ને જો તેને તેણીને પેટ પુત્રો કે પુત્રીઓ થયા
હોય, તો તે સ્ત્રી તથા તેના છોકરા તેણીના શેઠના
થાય, ને પેલો એકલો છુટે ૫ પણ જો તે દાસ સ્પષ્ટ
કહે કે, હુ મારા શેઠને તથા મારી સ્ત્રીને તથા મારા
છોકરાને ચાહુ છું, મારે તો છુટવુ નથી, ૬ તો તેનો
શેઠ તેને ન્યાયાધીશોની રૂબરૂ લઇ જાય, ને તે તેને
દ્વાર પાસે કે બારસાખ પાસે લાવે, ને તેનો શેઠ
તેનો કાન આરથી વિંધે, એટલે તે સદાને માટે તેનો
દાસ થાય

૭ અને જો કોઇ માણસ પોતાની દીકરીને દાસી
થવા સારૂ વેચે, તો દાસોની પેઠે તે ન છુટે ૮ પોતાને
માટે તેને રાખનાર તેના ધણીને તે ન ગમે, તો તે
તેનું મૂલ્ય લઇને તેને છોડાવી લેવા દે, તેણીને પારકા
લોકોને ત્યા વેચવાની સત્તા તેને નથી, કેમકે તેણે તેની
પ્રત્યે ઠગાઇ કીધી છે ૯ અને જો તે તેના દીકરાને માટે
તેણીને રાખે, તો તે તેણીની પ્રત્યે પોતાની પુત્રી-
ઓની પેઠે વર્તે ૧૦ જો તે બીજીને રાખે, તો તે તેની
ખોરાકી પોષાકી તથા લગ્નહકમાથી કમતી ન કરે
૧૧ અને જો તે તેણીની પ્રત્યે એ ત્રણ [ફરજો] અદા ન
કરે, તો તેણી મફત એટલે મૂલ્ય વગર છુટી જાય

૧૨ જે કોઇ માણસને મારીને તેનુ મોત નિપજાવે,
તે નિશ્ચે માર્યો જાય ૧૩ પણ જે કોઇ લાગ તાકીને
છુપાઇ રહ્યો ન હોય, પણ તેના હાથમા દેવ [કોઇને]
સોપે, તો તેને નાસી જવા સારૂ એક જગ્યા હુ તારે
માટે ઠરાવીશ ૧૪ અને જો કોઇ માણસ મગરૂરીથી
પોતાના પડોસી પર ધસી પડીને તેને કપટથી મારી
નાખે, તો તેને મારી વેદી આગળથી કાઢીને મારી
નાખવો

૧૫ અને જે કોઇ પોતાના બાપને કે પોતાની માને
મારે, તે નિશ્ચે માર્યો જાય

૧૬ અને જે કોઇ ચોરીથી મનુષ્યહરણ કરીને તેને
વેચે, અથવા જો એ તેના કબજામાથી મળે, તો તે
નિશ્ચે માર્યો જાય

૧૭ અને જે કોઇ પોતાના બાપને કે પોતાની માને
શાપ દે તે નિશ્ચે માર્યો જાય.

૧૮ અને જો કોઇ માણસો ટંટો કરતા હોય, ને એક
જણ બીજાને પત્થરથી કે મુક્કીથી એવો મારે કે તે મરે
નહિ પણ ખાટલે પડે; ૧૯ તો જો તે પાછો ઉઠે ને
લાકડીએ ટેકીને હરફર કરી શકે, તો તેનો મારનાર
છુટે, કેવળ એ તેના વખતની નુકસાની ભરી આપે,
ને તેને પુરો સાજો કરાવી આપે.

૨૦ અને જો કોઇ પોતાના દાસને કે પોતાની દાસીને
લાકડીએ મારીને તેને ઠાર મારે, તો તેને નિશ્ચે શિક્ષા
મળે ૨૧ પણ જો તે એક બે દિવસ જીવે, તો એને
શિક્ષા ન મળે, કેમકે તે એની સંપત છે

૨૨ અને જો માણસો એક બીજા સાથે લડતાં કોઇ
ગર્ભવતી સ્ત્રીને ઇજા કરે, ને તેથી ગર્ભપાત નિપજે,
પણ પાછળથી બીજું કંઇ નુકસાન ન થાય, તો તે
સ્ત્રીનો ધણી તેને માથે ઠરાવે એટલો દંડ તેને આપવો
પડશે, ને ન્યાયાધીશો ઠરાવે તે પ્રમાણે તે આપે
૨૩ પણ જો પછીથી બીજું કાંઇ નુકસાન થાય, તો તારે
જીવને બદલે જીવ, ૨૪ આંખને બદલે આંખ, દાંતને
બદલે દાંત, હાથને બદલે હાથ, પગને બદલે પગ,
૨૫ બાળવાને બદલે બાળવું, ઘાને બદલે ઘા, ફટકાને
બદલે ફટકો, ભરી આપવો.

૨૬ અને જો કોઇ માણસ પોતાના ચાકરની આંખમાં
કે પોતાની ચાકરડીની આંખમાં મારીને તેને ફોડી
નાખે, તો તેની આંખની ખાતર તે તેને છોડી દે.
૨૭ અને જો તે પોતાના ચાકરનો દાંત કે પોતાની
ચાકરડીનો દાંત ભાંગી નાખે, તો તેના દાંતની ખાતર
તે તેને છોડી દે

૨૮ અને જો કોઇ બળદ કોઇ પુરૂષને કે કોઇ સ્ત્રીને
શિંગડું મારીને તેનું મોત નિપજાવે તો તે બળદને
નિશ્ચે પત્થરે મારવો, ને તેનું માંસ ન ખાવું; પણ
બળદનો ધણી નિર્દોષ ઠરે. ૨૯ પણ જો તે બળદને
પહેલાથી શિંગડું મારવાની ટેવ હોય, ને તેના ધણીને
તેની ખબર મળેલી હોય, તેમ છતાં તેણે તેને કબજે
ન રાખ્યો હોય, ને તેથી તેણે કોઇ પુરૂષ અથવા સ્ત્રીનો
જીવ લીધો હોય, તો તે બળદ પત્થરે માર્યો જાય, ને
તેનો ધણી પણ માર્યો જાય. ૩૦ અને જો તેને માથે
મૂલ્ય ઠરાવવામાં આવે, તો તેના જીવને સાટે જે મૂલ્ય
તેને માથે ઠરાવવામાં આવે તે તે ભરી આપે. ૩૧ તેણે
કોઇ દીકરાને શિંગડું માર્યું હોય કે દીકરીને શિંગડું
માર્યું હોય, પણ આ કાનૂન પ્રમાણે તેના પર અમલ
કરવો ૩૨ જો તે બળદ કોઇ ચાકરને કે ચાકરડીને
શિંગડું મારે, તો [તેનો ધણી] તેમના શેઠને ત્રીસ
શેકેલ રૂપું આપે, ને તે બળદ પત્થરે મરાય

૩૩ અને જો કોઇ માણસ કોઇ ખાડો ઉઘાડો મુકે, અથવા
જો કોઇ માણસ ખાડો ખોદીને તેને ઢાંકે નહિ, ને
તેમાં કોઇ બળદ કે ગધેડું પડી જાય, ૩૪ તો ખાડાનો
માલિક તે[નું મૂલ્ય] ભરી આપે તે તેમના માલિકને
પૈસા આપે, ને તે મુએલું [જાનવર] તેનું થાય.

૩૫ અને જો એક માણસનો બળદ બીજાનાને મારીને
મારી નાખે, તો તેઓ જીવતા બળદને વેચીને તેની
કીંમત વહેંચી લે, ને મુએલાને પણ તેઓ વહેંચી લે.
૩૬ અથવા બળદને અગાઉથી મારવાની ટેવ છે એવી
ખબર તેના માલિકને છતાં જો તેણે તેને કબજે ન
રાખ્યો હોય તો તે બળદને બદલે બળદ નિશ્ચે આપે;
ને મુએલું [જાનવર] તેનું પોતાનું થાય.

૨૨ જો કોઇ માણસ કોઇ બળદ કે ઘેટું ચોરીને
તેને કાપે અથવા તેને વેચે, તો તે એક
બળદને બદલે પાંચ બળદ ને એક ઘેટાને બદલે ચાર
ઘેટાં આપે ૨ જો કોઇ ચોર ખાતર પાડતાં પકડાઇ
જઇને એવો માર ખાય કે તે મરી જાય, તો તેને લીધે
ખુનનો દોષ ન બેસે ૩ જો સૂર્ય ઉગ્યા પછી તેને
[મારે] તો ખુનનો દોષ બેસે; ચોરેલા માલની નુક-
સાની [ચોર] ભરી આપે, ને જો તે છેક કંગાલ હોય,
તો તેની ચોરીને લીધે તે વેચાય. ૪ જો ચોરેલી વસ્તુ
તેના કબજામાંથી જીવતી મળી આવે, પછી તે બળદ,
કે ગધેડું, કે ઘેટું હોય, તો તે બમણું ભરી આપે.

૫ જો કોઇ માણસ કોઇ ખેતર કે દ્રાક્ષવાડી ભેલાડી
દે, એટલે પોતાનું ઢોર છુટું મુકે ને તે બીજાનું ખેતર
ચરી ખાય, તો તે પોતાના ખેતરની શ્રેષ્ઠ પેદાસમાંથી
તથા પોતાની દ્રાક્ષવાડીની શ્રેષ્ઠ ઉપજમાંથી પેલાને
નુકસાની ભરી આપે

૬ જો આગ સળગી ઉઠીને ઝાંખરાને ઝડપે, ને તેથી
કોઇના અનાજના ઓઘા, અથવા ઉભું ધાન્ય, અથવા
ખેતર બળી જાય તો આગ સળગાવનાર નિશ્ચે નુક-
સાની ભરી આપે

૭ જો કોઇ માણસ પૈસા કે મિલકત પોતાના પડો-
શીને થાપણ રાખવાને સોંપે, ને તે તે માણસને ઘરથી
ચોરાઇ જાય, તો, જો ચોર પકડાય, તો તે બમણું
આપે; ૮ જો ચોર ન પકડાય તો, પોતે પોતાના

પડોસીના માલને હાથ માર્યો છે કે નહિ [તેના
નિર્ણય માટે] તે ઘરધણી ન્યાયાધીશ આગળ રજુ
થાય. ૯ બળદ વિષેના, કે ગધેડા વિષેના, કે ઘેટા
વિષેના, કે વસ્ત્ર વિષેના, કે કોઇ ખોવાએલી વસ્તુ જે
વિષે કોઇ એવું કહે કે આ તેજ વસ્તુ છે, તે વિષેના
ગુનાહની પ્રત્યેક બાબતમાં બન્ને પક્ષની તકરાર ન્યાયા-
ધીશોની હજુરમાં રજુ થાય; ને ન્યાયાધીશો જેને
ગુનેહગાર ઠરાવે તે પોતાના પડોસીને બમણું આપે
૧૦ જો કોઇ માણસ પોતાના પડોસીને ત્યાં સંભા-
ળવા સારૂ ગધેડું કે બળદ કે ઘેટું કે હરકોઇ જાનવર
સોંપે; ને તે મરે કે તેને કંઇ નુકસાન થાય, કે કોઇ ન
દેખતાં તેને કોઇ હાંકી જાય, ૧૧ તો તે બન્ને વચ્ચે યહો-
વાહના સમ લીધામાં આવે, કે મેં મારા પડોસીની
વસ્તુને હાથ અડકાડ્યો નથી; એટલે તેનો માલિક તે
કબૂલ રાખે, ને પડોસી નુકસાની ન ભરી આપે.
૧૨ પણ જો તે તેની પાસેથી ચોરાઇ જાય, તો તે
તેના માલિકને તેની નુકસાની ભરી આપે. ૧૩ જો તેને
ફાડી ખાધું હોય તો તે તેને પુરાવા તરીકે રજુ કરે;
ફાડી નંખાએલાને માટે તે નુકસાની ભરી ન આપે.
૧૪ અને જો કોઇ માણસ પોતાના પડોસીની
પાસેથી કંઇ માગી લે, ને તેનો માલિક તેની સાથે ન
છતાં તેને નુકસાન લાગે અથવા તે મરી જાય, તો તે
નિશ્ચે નુકસાની ભરી આપે ૧૫ જો તેનો માલિક તેની
સાથે હોય, તો તે નુકસાની ભરી ન આપે; જો તે
ભાડે લીધેલું હોય, તો તે ભાડામાં વળી ગયું.
૧૬ અને જો કોઇ માણસ સગાઇ કર્યા વગરની
કુમારિકાને લાલચવડે ઠગીને તેની સાથે કુકર્મ કરે, તો
તે તેણીને પલ્લું આપીને પરણે ૧૭ જો તેણીનો બાપ
તેણીને તેની જોડે પરણાવવાને ઇનકાર કરે, તો
કુમારિકાના પલ્લા પ્રમાણે તે પૈસા આપે.
૧૮ તું જાદુગરેણને જીવવા ન દે.
૧૯ જાનવરની સાથે જે કોઇ કુકર્મ કરે તે નિશ્ચે
માર્યો જાય.
૨૦ એકલા યહોવાહ વિના બીજા કોઇ દેવને યજ્ઞ
કરનારનો પુરો સંહાર કરાય. ૨૧ અને તું પરદેશીને
નાહક ન સતાવ, ને તે પર જુલમ ન કર; કેમકે તમે
મિસર દેશમાં પરદેશી હતા. ૨૨ તમે કોઇ વિધવાને
કે અનાથ છોકરાને દુઃખ ન દો ૨૩ જો તું તેઓને
કોઇ પણ પ્રકારે દુઃખ દે, ને જો તેઓ મને જરી પણ
પોકારશે, તો હું નિશ્ચે તેમનો પોકાર સાંભળીશ;
૨૪ ને મારો ક્રોધ તપી ઉઠશે, ને હું તમને તરવારથી
મારી નાખીશ, ને તમારી સ્ત્રીઓ વિધવાઓ તથા
તમારાં છોકરાં અનાથ થશે
૨૫ તારી સાથેના મારા લોકોમાંના કોઇ ગરીબને
જો તું પૈસા ધીરે, તો તું તે પ્રત્યે લેણદાર જેવો ન થા,
ને તેને માથે તું વ્યાજ ન ચઢાવ. ૨૬ જો તું કદાપિ
તારા પડોસીનું વસ્ત્ર ગીરો રાખે, તો સૂર્યાસ્ત થયા
અગાઉ તે તેને પાછું આપવું; ૨૭ કેમકે તેને ઓઢવાનું
તે એટલું એજ છે; ને તે તેનું અંગ ઢાંકવાનું વસ્ત્ર છે;
તે શું પહેરીને સુએ? ને તે મને પોકારશે તો એમ
થશે કે હું તેનું સાંભળીશ, કેમકે હું કૃપાળુ છું.
૨૮ ન્યાયાધીશોની નિંદા ન કર, ને તારા લોકોના
કોઇ અધિકારીને શાપ ન દે. ૨૯ તારી ઉપજ તથા
તારા દ્રાક્ષરસની પુષ્કળતામાંથી અર્પણ કરતાં ઢીલ ન
કર તારો જ્યેષ્ઠપુત્ર મને આપ. ૩૦ તારા બળદ
તથા તારા ઘેટાં વિષે પણ તું એમજ કર. સાત દિવસ
તે પોતાની માની સાથે રહે; આઠમે દિવસે તે તું મને
આપ. ૩૧ અને તમે મારા પવિત્ર માણસો થાઓ,
માટે વનમાં જાનવરે ફાડી ખાધેલાનું માંસ તમે ન
ખાઓ; તે કુતરાંને નાખી દો.

૨૩ તું જુઠી અફવા માની ન લે; દુષ્ટની સાથે
સામેલ થઇને તું ગેરવાજબી સાક્ષી ન થા.
૨ ઘણાઓનું અનુસરણ કરીને દુષ્ટાઇ ન કર; ને કોઇ
મુકરદમામાં ઘણાઓને અનુસરીને આડું બોલીને
ન્યાય ન મરડ; ૩ ને ગરીબ માણસના દાવામાં તેનો
પક્ષ ન કર.
૪ તું તારા શત્રુના બળદને કે તેના ગધેડાને નાસી
જતાં જુએ તો તેને ત્યાં જરૂર તેને પાછું પહોંચાડ.
૫ જો તું તારા દુશ્મનના ગધેડાને તેના ભાર તળે ચગ-
દાઇને પડી રહેલું દેખે, ને જો તેની ખાતર તેને છુટું
કરવાની મરજી તને ન હોય, તો તેની સાથે સામેલ
થઇને તારે તેને છુટું કરવુંજ
૬ તું ગરીબના દાવામાં ન્યાય ન મરડ ૭ જુઠી
બાબતથી દૂર રહે; ને નિર્દોષને તથા ન્યાયીને તું મારી
ન નાખ; કેમકે હું દુષ્ટને ન્યાયી નહિ ઠરાવીશ. ૮ તું
કાંઇ લાંચ ન લે; કેમકે લાંચ દેખત આંધળા બનાવે છે,
ને ન્યાયીઓના દાવાને ઉંધો મારે છે. ૯ અને પરદે-
શીને તું ન સતાવ, કેમકે તમે મિસર દેશમાં પરદેશી
હતા માટે તમે પરદેશીનું મન જાણો છો.
૧૦ અને છ વરસ તું તારા ખેતરમાં વાવેતર કર, ને

તેની ઉપજ ભેગી કર ૧૧ પણ સાતમે વર્ષે તેને
વિશ્રામ આપી પડતર મુક, કે તારા લોકોના ગરી
બોને ખાવાનુ મળે, ને તેઓ પડયુ મુકે તે વનપશુઓ
ખાય, તારી દ્રાક્ષવાડી તથા તારી જૈતવાડીને પણ તું
એ પ્રમાણે કર. ૧૨ છ દિવસ તું તારૂ કામ કર ને
સાતને દિવસે વિશ્રામ લે કે તારા બળદને તથા તારા
ગધેડાને વિસામો મળે, ને તારી દાસીનો દીકરો તથા
પરદેશી થાક ખાય. ૧૩ અને જે બધી બાબતો મેં
તમને કહી છે તેમા સાવચેત થાઓ, અને અન્ય
દેવોનાં નામનું સ્મરણ તું ન કર, ને તે તારા મુખ
માથી ન સંભળાય.

૧૪ વર્ષે ત્રણ વાર તું મારે સારૂ પર્વ પાળ. ૧૫ બેખ
મીરી રોટલીનું પર્વ તું પાળ, એટલે તને મેં આજ્ઞા
આપી છે તે પ્રમાણે આબીબ માસમા ઠરાવેલે સમયે
બેખમીરી રોટલી તું સાત દિવસ ખા (કેમકે તે
[માસ]મા તું મિસરમાથી આવ્યો), ને કોઇએ ખાલી
હાથે મારી પાસે આવવું નહિ. ૧૬ વળી ખેતરમા
વાવણી કરવાની તારી મહેનતના પ્રથમ ફળનું એટલે
કાપણીનું પર્વ તું પાળ, ને વર્ષને અંતે તું ખેતરમાથી
તારી મહેનતનું ફળ ભેગુ કરે ત્યારે તું સંગ્રહપર્વ પાળ
૧૭ તારામાના દરેક પુરૂષે વર્ષમા ત્રણ વાર પ્રભુ
યહોવાહની આગળ હાજર થવું

૧૮ મારા યજ્ઞનું રક્ત તું ખમીરી રોટલી સહિત
અર્પણ કરીશ મા, તેમ મારા પર્વનો મેદ તું આખી
રાત સવાર સુધી રહેવા ન દઇશ. ૧૯ તારી જમીનનુ
પહેલુંજ પ્રથમ ફળ તું યહોવાહ તારા દેવના ઘરમા લાવ
તું બકરીનું બચ્ચું તેની માના દૂધમાં બાફીશ મા

કામ પ્રમાણે ન કરીશ, પણ તેઓને તું તદન તોડી
પાડ, ને તેઓના સ્તંભોના ચૂરેચૂરા કર ૨૫ વળી,તમે
યહોવાહ તમારા દેવની સેવા કરજો, ને તે તારા
અન્નજળને આશીર્વાદ આપશે, ને હુ તારી મધ્યેથી
રોગ દૂર કરીશ. ૨૬ તારા દેશમા ગર્ભપાતિની કે
વાંઝણી નહિ થશે, ને તારા આયુષ્યના પુરા દિવસો
તને આપીશ. ૨૭ હુ તારી આગળ મારો ત્રાસ મોક-
લીશ, ને જે સઘળા લોકોમા તું આવશે તેમને હું
ગભરાવી નાખીશ, ને તારા સર્વ શત્રુઓ તારી તરફ
પૂઠ ફેરવશે, એવુ હુ કરીશ. ૨૮ વળી તારી આગળ હુ
ડાંસ મોકલીશ, ને તે હિવ્વી તથા કનાની તથા હિત્તી
લોકને તારી આગળથી હાંકી કાઢશે ૨૯ હુ એકજ
વર્ષમા તેમને તારી આગળથી હાંકી કાઢીશ નહિ,
રખેને દેશ ઉજડ થાય, ને જંગલના શ્વાપદો તારી
સામા વધી જાય ૩૦ તું વધી જાય ને દેશનો વારસો
પામે ત્યા સુધીમા હુ તેમને તારી આગળથી રફતે
રફતે હાંકી કાઢીશ. ૩૧ અને લાલ સમુદ્રથી તે પલિ-
સ્તીઓના સમુદ્ર સુધી, ને અરણ્યથી તે નદી સુધી
હુ તારી સરહદ ઠરાવીશ, કેમકે દેશના રહેવાસીઓને
હુ તમારા હાથમા સોંપીશ, ને તું તેઓને તારી આગ-
ળથી હાંકી કાઢીશ ૩૨ તું તેઓની સાથે અથવા
તેઓના દેવોની સાથે કરાર કરીશ મા ૩૩ તેઓ તારા
દેશમા ન વસે, રખેને તેઓ તારી પાસે મારી વિરૂદ્ધ
પાપ કરાવે; કેમકે જો તું તેઓના દેવોની સેવા
કરીશ, તો જરૂર તે તને ફાંદારૂપ થઇ પડશે.

આગળ બળદનાં શાંત્યર્પણ કીધાં. ૬ અને મુસાએ
અડધું રક્ત લઇને વાસણોમાં રાખ્યું; ને અડધું રક્ત
તેણે વેદી પર છાંટ્યું. ૭ અને તેણે કરારનું પુસ્તક
લઇને લોકોના સાંભળતાં વાંચ્યું; ને તેઓએ કહ્યું,
યહોવાહે જે બધું કહ્યું છે, તે અમે કરીશું ને પાળીશું
૮ પછી મુસાએ રક્ત લીધું, ને લોકો પર છાંટીને કહ્યું,
જુઓ, તમારી સાથે યહોવાહે આ સર્વ વચનો સબંધી
જે કરાર કીધો છે, તેનું રક્ત આ છે. ૯ ત્યારે મુસા
તથા હારૂન તથા નાદાબ તથા અબીહૂ તથા ઇસ્રાએલના
સિત્તેર વડીલો ઉપર ચડયા; ૧૦ ને તેઓએ ઇસ્રાએ-
લના દેવને દીઠો, ને તેના પગ તળે જાણે નીલમની
ખુદ આકાશ જેવી નિર્મળ ફરસબંદી હતી. ૧૧ અને
તેણે ઇસ્રાએલપુત્રોના સરદારો પર હાથ ઉપાડ્યો
નહિ; ને તેઓએ દેવને જોયો, ને ખાધું તથા પીધું

૧૨ અને યહોવાહે મુસાને કહ્યું કે, તું પર્વત પર
મારી પાસે આવ, ને ત્યાં ઉભો રહે; ને શિલાપાટીઓ
તથા નિયમ તથા જે આજ્ઞા મેં લખી છે, તે હું તને
આપીશ, એ માટે કે તું તેઓને શિખવે. ૧૩ અને
મુસા તથા તેનો સેવક યહોશુઆ ઉઠયા; ને મુસા
દેવના પર્વત પર ગયો. ૧૪ અને તેણે વડીલોને કહ્યું,
અમે તમારી પાસે પાછા આવીએ, ત્યાં સુધી અહીં
રહીને અમારી રાહ જોજો; ને, જુઓ, હારૂન તથા
હુર તમારી સાથે છે; જે કોઇને કંઇ તકરાર હોય, તે
તેમની પાસે જાય. ૧૫ પછી મુસા પર્વત પર ચડયો,
ને મેઘે પર્વતને ઢાંકયો. ૧૬ અને યહોવાહનો મહિમા
સિનાય પર્વત પર થંભ્યો, ને છ દહાડા સુધી મેઘ તેને
ઢાંકયો; ને સાતમે દિવસે તેણે મેઘમાંથી હાંક મારીને
મુસાને બોલાવ્યો ૧૭ અને ઇસ્રાએલપુત્રોના દેખ-
તામાં યહોવાહના મહિમાનો દેખાવ પર્વતના શિખર
ઉપર ખાઇ જનાર અગ્નિ જેવો હતો ૧૮ અને મુસા
મેઘની અંદર પેસીને પર્વત પર ચઢયો; ને મુસા
ચાળીસ દહાડા તથા ચાળીસ રાત પર્વત પર રહ્યો.

૨૫ અને યહોવાહે મુસા સાથે બોલીને કહ્યું કે,
૨ ઇસ્રાએલપુત્રોને કહે કે, તેઓ મારે સારૂ
દાન ઉઘરાવે; પ્રત્યેક માણસ જેના મનમાં આપવાની
હોંસ હોય તેની પાસેથી મારૂં દાન ઉઘરાવજો ૩ તેઓ
પાસેથી જે દાન ઉઘરાવવું તે આ પ્રમાણે, સોનું તથા
રૂપું તથા પિત્તળ; ૪ ને નીલ તથા જાંબુઓ તથા
કીરમજી રંગો, ને શણ ને બકરાંના વાળ; ૫ ને ઘેટાંનાં
લાલ રંગેલા ચામડાં તથા સીલ [માછલી]ના ચામડાં
ને બાવળનું લાકડું; ૬ બત્તીને માટે તેલ, અભિષેકના
તેલ તથા સુવાસિક ધૂપને સારૂ સુગંધદ્રવ્ય; ૭ ગોમેદ
પાષાણો ને એફોદ તથા ઉરપત્રને માટે જડવાના
પાષાણો. ૮ અને તેઓ મારે સારૂ પવિત્રસ્થાન બનાવે,
કે હું તેઓ મધ્યે રહું. ૯ જે સર્વ હું તને દેખાડું છું,
એટલે મંડપનો નમુનો તથા તેના સર્વ સામાનનો
નમુનો, તેજ પ્રમાણે તમે તેને બનાવો

૧૦ અને તેઓ બાવળનો કોષ બનાવે; તેની લબાઇ
અઢી હાથ, ને તેની પહોળાઇ દોઢ હાથ, ને તેની
ઉંચાઇ દોઢ હાથની હોય ૧૧ અને તું તેને ચોખ્ખે
સોને મઢ, માંહે તથા બહાર તું તેને મઢ, ને તેને ફરતી
સોનાની કિનારી બનાવ. ૧૨ અને તેને સારૂ તું સોનાનાં
ચાર કડા ઢાળ, ને તેમને તેના ચાર પાયામાં જડ, ને
એક બાજુએ બે કડાં ને બીજી બાજુએ બે કડાં, એ
પ્રમાણે રાખ. ૧૩ અને તું બાવળના દાંડા બનાવી
તેમને સોનાએ મઢ. ૧૪ અને કોષ ઉચકવાને માટે તું
કોષની બાજુઓ પરનાં કડાંમાં દાંડા ઘાલ. ૧૫ કોષનાં
કડાંમાં દાંડા રહે, તેઓ તેમાથી લઇ લેવામાં ન આવે.
૧૬ અને હું જે સાક્ષ્યલેખ તને આપીશ, તે તું કોષમાં
મુકજે. ૧૭ વળી તું ચોખ્ખા સોનાનું દયાસન બનાવ,
તેની લંબાઇ અઢી હાથ, ને પહોળાઇ દોઢ હાથની
હોય. ૧૮ અને તું સોનાના બે કરૂબો બનાવ; તેઓ
દયાસનના બે છેડા પર, ઘડેલા કામના થાય ૧૯ અને
એક કરૂબ એક છેડા પર ને બીજો બીજા છેડા પર
બનાવ, દયાસનને બે છેડે તેની સાથે સલંગ, એ પ્રમાણે
તું કરૂબો બનાવ. ૨૦ અને કરૂબો પાંખો ઉંચી પસા-
રીને ને મુખો સામસામાં રાખીને દયાસન પર પોતાની
પાંખોથી આચ્છાદન કરે; કરૂબોનાં મ્હો દયાસન
ભણી રહે. ૨૧ અને કોષ ઉપર તું દયાસન મુક; ને હું
તને જે સાક્ષ્યલેખ આપીશ, તે તું કોષની અંદર મુક
૨૨ અને ત્યાં હું તને મળીશ, ને ઇસ્રાએલપુત્રોને સારૂ
જે સર્વે આજ્ઞાઓ હું તને આપીશ, તે વિષે, સાક્ષ્યલે-
ખના કોષ પરના દયાસન ઉપરથી, બે કરૂબોની
વચમાંથી, હું તારી સાથે વાત કરીશ.

૨૩ વળી તું બાવળની મેજ બનાવ; તે બે હાથ
લાંબી, એક હાથ પહોળી તથા દોઢ હાથ ઉંચી હોય
૨૪ અને તું તેને ચોખ્ખે સોને મઢ, ને તેને ફરતી
સોનાની કિનારી બનાવ. ૨૫ અને તેને ફરતી તું ચાર
આંગળની કોર બનાવ, ને કોરની આસપાસ સોનાની
કિનારી બનાવ. ૨૬ અને તેને માટે સોનાનાં ચાર કડાં

એક પાટિયા નીચે બે કુળીઓ ને બીજા પાટિયા નીચે
બે કુળીઓ, એ પ્રમાણે. ૨૨ અને પશ્ચિમ તરફ મંડ-
પના પાછલા ભાગને માટે તું છ પાટિયાં બનાવ
૨૩ અને મંડપના પાછલા ભાગના બે ખુણાને માટે તું
બે પાટિયાં બનાવ. ૨૪ અને તેઓ નીચે બેવડાં હોય,
ને તેમજ તેઓ ટોચ સુધી એક કડા લગી સલંગ
હોય; એ પ્રમાણે તે બન્નેનું થાય; તેઓ બે ખુણાને
સારૂ થાય ૨૫ અને આઠ પાટિયાં ને તેમની રૂપાની
સોળ કુળીઓ બનાવવી, એક પાટિયા નીચે બે
કુળીઓ ને બીજા પાટિયા નીચે બે કુળીઓ, એ
પ્રમાણે. ૨૬ વળી તું બાવળની ભુંગળો બનાવ; મંડ-
પની એક બાજુનાં પાટિયાને માટે પાંચ, ૨૭ ને
મંડપની બીજી બાજુનાં પાટિયાંને માટે પાંચ ભુંગળો,
ને મંડપના પશ્ચિમ તરફના પાછલા ભાગનાં પાટિયાને
માટે પાચ ભુંગળો. ૨૮ અને વચલી ભુંગળ પાટિયાની
વચ્ચોવચ એક છેડાથી તે બીજા છેડા સુધી આવી
રહે. ૨૯ અને તું પાટિયાંને સોનાથી મઢ, ને ભુંગળોને
રહેવા સારૂ તું, તેમને માટે સોનાનાં કડા બનાવ, ને
ભુંગળોને તું સોનાથી મઢ. ૩૦ અને પર્વત પર મંડપનો
જે નમુનો તને દેખાડવામાં આવ્યો છે, તે પ્રમાણે તું
મંડપ ઉભો કર.

૩૧ વળી તું નીલ તથા જાંબુઆ તથા કીરમજી રંગનો
તથા ઝીણા કાતેલા શણનો પડદો બનાવ; તેને નિપુણ
વણકરની કારીગરીના કરૂબોવાળો બનાવવો. ૩૨ અને
તું તેને સોનાથી મઢેલા બાવળના ચાર થાંભલા પર
ટાંગ, તેઓના આંકડા સોનાના, ને તેઓની કુળીઓ
રૂપાની હોય. ૩૩ અને તું ચાપડા નીચે પડદો ટાંગ,
ને સાક્ષ્યકોશને ત્યાં એટલે પડદાની માંહેલી બાજુએ
લાવ, ને પડદો તમારે સારૂ પવિત્રસ્થાનથી પરમ-
પવિત્રસ્થાનને જુદું કરે. ૩૪ અને પરમપવિત્રસ્થાનમા
તું સાક્ષ્યકોશ પર દયાસન મુક ૩૫ અને તું પડદાની
બહારની બાજુએ મેજ, ને મંડપની દક્ષિણ બાજુએ
મેજની સામે દીપવૃક્ષ રાખ, ને ઉત્તર બાજુએ તું મેજ
મુક ૩૬ અને મંડપના બારણાને સારૂ નીલ તથા
જાંબુઆ તથા કીરમજી રંગનો તથા ઝીણા કાતેલા
શણનો બુટ્ટીદાર પડદો તું બનાવ. ૩૭ અને પડદાને
સારૂ બાવળના પાંચ થાંભલા બનાવીને તું તેમને
સોનાથી મઢ; તેઓના આંકડા સોનાના હોય, ને
તેઓને સારૂ તું પિત્તળની પાંચ કુળી ઢાળ.

૨૭ અને પાંચ હાથ લાંબી તથા પાંચ હાથ
પહોળી, એવી બાવળની વેદી બનાવ;
વેદી સમચોરસ ને ત્રણ હાથ ઉચી હોય. ૨ અને તેના
ચાર ખુણા પર તું તેનાં શિંગ બનાવ; તેનાં શિંગ તેની
સાથે સલગ હોય, ને તું તેને પિત્તળથી મઢ. ૩ અને
તેનાં ભસ્મપાત્રો તથા પાવડીઓ તથા તપેલાં તથા
ત્રિશુળો તથા સગડીઓ તું બનાવ; તેનાં સઘળાં પાત્રો
તું પિત્તળના બનાવ ૪ અને તેને માટે તું પિત્તળની
જાળી બનાવ; ને જાળીના ચાર ખુણામા તું પિત્તળનાં
ચાર કડાં બનાવ ૫ અને તું તેને વેદીની કોરની નીચે
રાખ, એવી રીતે કે જાળી વેદીની ઉંચાઇની અધવચ
પહોચે. ૬ અને વેદીને માટે દાંડા એટલે બાવળના
દાંડા બનાવીને તું તેમને પિત્તળથી મઢ. ૭ અને તેના
દાંડા કડાંમાં ઘલાય, ને વેદીને ઉંચકતાં દાંડાં વેદીની
બન્ને બાજુએ રહે. ૮ તું તેને પાટિયાનું ખોખુ બના-
વજે; જેમ પર્વત પર તને દેખાડવામા આવ્યુ, તેમ
તેઓ તેને બનાવે.

૯ અને તું મંડપનું આંગણું બનાવ; એક બાજુએ,
એટલે દક્ષિણ બાજુએ આંગણાને સારૂ સો હાથ
લાંબી, એવી ઝીણા કાતેલા શણની કનાત હોય;
૧૦ અને તેના વીસ થાંભલા હોય તથા એઓની વીસ
કુળીઓ પિત્તળની હોય; થાંભલાના આંકડા તથા
તેઓના સળીઆ રૂપાના હોય. ૧૧ અને તેમજ ઉત્તર
બાજુને માટે સો હાથ લાંબી એક કનાત, ને તેના
વીસ થાંભલા તથા તેમની વીસ કુળીઓ પિત્તળનાં
હોય; થાંભલાના આંકડા તથા તેઓના સળીઆ
રૂપાના હોય. ૧૨ અને પશ્ચિમ બાજુએ આંગણાની
પહોળાઇને માટે પચાસ હાથની કનાત હોય; તેના
થાંભલા દસ તથા તેમની કુળીઓ દસ હોય. ૧૩ અને
પૂર્વ તરફ ઉગમણી બાજુએ આંગણાની પહોળાઇ
પચાસ હાથ હોય. ૧૪ એક બાજુની કનાત પંદર
હાથની હોય, તેના થાંભલા ત્રણ ને તેમની કુળીઓ
ત્રણ હોય ૧૫ વળી બીજી બાજુને માટે કનાત પંદર
હાથની હોય; તેના થાંભલા ત્રણ, ને તેમની કુળીઓ
ત્રણ હોય. ૧૬ અને આંગણાના ઝાંપાને માટે નીલ
તથા જાંબુઆ તથા કીરમજી રંગનો તથા ઝીણા કાતેલા
શણનો બનેલો વીસ હાથ લાંબો બુટ્ટીદાર પડદો હોય,
તેના થાંભલા ચાર ને એઓની કુળીઓ ચાર હોય
૧૭ આંગણાની આસપાસના સર્વ થાંભલાને રૂપાના
સળીઆ લગાડવામાં આવે, તેમના આંકડા રૂપાના,
ને તેમની કુળીઓ પિત્તળની હોય ૧૮ આંગણું સો
હાથ લાંબું ને બધે પચાસ હાથ પહોળું, ને પાંચ

હાથ ઉંચું, ને ઝીણા કાંતેલા શણનું હોય, ને [થાંભ-
લાની] કુંભીઓ પિત્તળની હોય; ૧૯ મંડપનાં બધાં
કામમાં વાપરવાનાં સર્વ સાહિત્યો પિત્તળનાં હોય,
વળી તેની સઘળી મેખો તથા આંગણાની સઘળી
મેખો પિત્તળની હોય.

૨૦ વળી બત્તીને નિરંતર સળગેલી રાખવા માટે તું
ઇસ્રાએલપુત્રોને હિવાને માટે જૈત ફળનું પીલી કાઢેલું
ચોખ્ખું તેલ લાવવાની આજ્ઞા કર ૨૧ મુલાકાત
મંડપમાં સાક્ષ્યકોશ આગળના પડદાની બહારની
બાજુએ હારૂન તથા તેના દીકરાઓ સાંજથી તે સવાર
સુધી યહોવાહ આગળ તેની વ્યવસ્થા કરે; ઇસ્રાએ-
લપુત્રોને માટે પેઢી દર પેઢી તે સદાનો વિધિ થાય

૨૮ વળી તું તારા ભાઇ હારૂનને તથા તેની સાથે
તેના દીકરાઓને મારી આગળ યાજકપદ
બજાવવાને માટે ઇસ્રાએલપુત્રોમાંથી તારી પાસે
તેડાવ; એટલે હારૂનને તથા તેના દીકરાઓ નાદાબ,
અબીહૂ, એલઆઝાર તથા ઇથામારને તેડાવ. ૨ અને
તારા ભાઇ હારૂનને માટે ગૌરવ તથા શોભાને અર્થે તું
પવિત્ર વસ્ત્રો બનાવ. ૩ અને જે સઘળા બુદ્ધિવંતો છે,
એટલે જેઓને મેં બુદ્ધિના આત્માથી ભરપુર કર્યા છે,
તેઓને તું કહે કે હારૂનની પ્રતિષ્ઠા કરવાને સારૂ તેનાં
વસ્ત્રો તેઓ બનાવે, એ માટે કે તે મારી આગળ
યાજકપદ બજાવે. ૪ અને તેઓએ જે વસ્ત્ર બનાવવાં
તે આ; ઉરપત્ર તથા એફોદ તથા જામો, તથા ચોક-
ડીનાળો ડગલો, પાઘડી તથા કમરબંધ; આવાં પવિત્ર
વસ્ત્રો તેઓ તારા ભાઇ હારૂનને માટે તથા તેના દીક-
રાઓને માટે બનાવે, એ સારૂ કે તે મારી આગળ
યાજકપદ બજાવે. ૫ અને [તેને માટે] તેઓ સોનુ
તથા નીલ તથા જાંબુઆ તથા કીરમજી રંગનું તથા
ઝીણા શણનું લુગડું લે

૬ અને તેઓ સોના તથા નીલ તથા જાંબુઆ તથા
કીરમજી રંગનું તથા ઝીણા કાંતેલા શણનું તથા નિપુણ
વણકરની કારીગરીનું એફોદ બનાવે. ૭ બે છેડે જોડેલી
બે સ્કંધપટી તેને હોય, એ માટે કે તે જોડાય ૮ અને
એફોદને બાંધવાને માટે તેની ઉપરનો કારીગરીથી
વણેલો પટો એનીજ બનાવટનો, ને એની સાથે સળંગ
જોડેલો હોય; તે સોનાનો તથા નીલ તથા જાંબુઆ
તથા કીરમજી રંગના તથા ઝીણા કાંતેલા શણનો બને
૯ અને બે ગોમેદ પાષાણો લઇને તું તેમના પર
ઇસ્રાએલના પુત્રોનાં નામ કોતર; ૧૦ એક પાષાણ પર
તેઓમાંના છનાં નામો, ને બીજા પાષાણ પર બાકી
રહેલાં છનાં નામો, તેમના જન્મકાળ પ્રમાણે અનુક્રમે
કોતરવામાં આવે ૧૧ પાષાણ કોતરનારના કામથી,
મુદ્રાની કોતરણી પ્રમાણે, તું બન્ને પાષાણ પર ઇસ્રા-
એલના પુત્રોના નામ કોતર; તું તેમને સોનાનાં ચોક-
ઠાંમાં બેસડાવ ૧૨ ઇસ્રાએલપુત્રોને માટે સ્મરણાર્થે
પાષાણો થવા સારૂ તું એફોદની સ્કંધપટીઓ ઉપર
બન્ને પાષાણો જડ, ને હારૂન તેના બન્ને ખભા પર
તેઓના નામ યહોવાહની આગળ સ્મરણાર્થે રાખે.

૧૩ અને તું સોનાનાં ચોકઠાં બનાવ. ૧૪ વળી
ચોખ્ખા સોનાની દોરાના આકારની ગુંથેલા કામની
બે સાંકળીઓ બનાવ; ને તે ગુંથેલી સાંકળીઓ તું
ચોકઠાને લગાડ. ૧૫ અને તું નિપુણ વણકરની કારી-
ગરીનું ન્યાયકરણનું ઉરપત્ર બનાવ; તું તેને એફોદની
બનાવટ પ્રમાણે બનાવ; સોનાનું તથા નીલ તથા
જાંબુઆ તથા કીરમજી રંગનું તથા ઝીણા કાંતેલા
શણનું તું તેને બનાવ. ૧૬ તે સમચોરસ તથા બેવડું
હોય, તે એક વેંત લાંબુ તથા એક વેંત પહોળું હોય.
૧૭ અને તું પાષાણની ચાર હારોના જડાવ તેમાં
જડ માણેક, પોખરાજ, તથા લાલની હાર, તે
પહેલી હાર થાય; ૧૮ અને બીજી હાર લિલમ, નીલમ
તથા હીરાની; ૧૯ ને ત્રીજી હાર, શનિ, અકીક તથા
યાકુતની; ૨૦ અને ચોથી હાર, પિરોજ તથા ગોમેદ
તથા યાસપિસની; એમને સોનાના જડાવમાં જડા-
વવા. ૨૧ અને ઇસ્રાએલના પુત્રોના નામ પ્રમાણે;
એટલે તેઓનાં નામ પ્રમાણે, પાષાણો બાર હોય.
તેઓ બાર કુળને માટે થાય, એટલે પ્રત્યેક પર મુદ્રા
કોતરવાની રીત પ્રમાણે અમુક કુળનું નામ કોતરેલું
હોય. ૨૨ અને ઉરપત્ર પર તું ગુંથેલા કામની દોરીના
આકારની સાંકળીઓ ચોખ્ખા સોનાની બનાવ.
૨૩ અને તું ઉરપત્ર પર સોનાની બે કડીઓ બનાવીને
તેમને ઉરપત્રના બે છેડા પર લગાડ. ૨૪ અને ઉર-
પત્રના છેડાઓ પરની કડીઓમાં તું તે બે ગુંથેલી
સોનાની સાંકળીઓ ઘાલ. ૨૫ અને બે ગુંથેલી સાંક-
ળીઓના બીજા બે છેડા તું બે ચોકઠાંને લગાડ, ને
તેઓને એફોદની સ્કંધપટીઓ ઉપર તેના આગલા
ભાગમાં બેસાડ. ૨૬ અને તું સોનાની બે કડીઓ
બનાવીને ઉરપત્રના બે છેડાએ એફોદની બાજુની અંદલી
કોર પર લગાડ. ૨૭ અને સોનાની બે કડીઓ બના-
વીને એફોદની બે સ્કંધપટીઓના નીચલા ભાગમાં,

૨૭ તથા તેનાં સઘળાં પાત્રો સુદ્ધાં મેજને, તથા તેનાં
સઘળાં પાત્રો સુદ્ધાં દીપવૃક્ષને, તથા ધૂપવેદીને,
૨૮ તથા તેનાં સઘળાં પાત્રો સુદ્ધાં યજ્ઞવેદીને, તથા
હોજને તથા તેના તળિયાને અભિષિક્ત કર ૨૯ અને
તું તેઓને પવિત્ર કર કે તેઓ પરમ પવિત્ર થાય;
જે કંઇ તેઓને અડકે તે પવિત્ર હોય. ૩૦ અને તું
હારૂનને તથા તેના દીકરાઓને અભિષિક્ત કરી પવિત્ર
કર, એ માટે કે તેઓ મારી આગળ યાજકપદ બજાવે.
૩૧ અને તું ઇસ્રાએલપુત્રોને કહે કે, તમારી પેઢી દર
પેઢી આ મારે સારૂ પવિત્ર અભિષેકનું તેલ થાય. ૩૨ તે
માનવના દેહ પર ન રેડાય, ને તેના જેવી મેળવણીનું
તમે કંઇ બનાવશો મા; તે પવિત્ર છે, ને તે તમને
પવિત્ર હોય. ૩૩ જે કોઇ તેના સરખું કંઇ બનાવે
અથવા જે કોઇ તેમાંનું પારકા માણસ પર રેડે, તે
તેના લોકમાંથી કાપી નંખાય.

૩૪ અને યહોવાહે મુસાને કહ્યું કે, તું તારી પાસે
સુગન્ધિદાર કરિયાણું લે, એટલે નાટાફ તથા શહેલેથ
તથા હેલ્બનાહ, એ સુગન્ધિદાર કરિયાણું ચોખ્ખા
લોબાન સુદ્ધાં લે, દરેકનું સરખું તોલ હોય. ૩૫ અને
તેનું તું ધૂપ એટલે સુગન્ધિ બનાવનારના હુન્નર મુજબ
સુગન્ધિ બનાવ; તે મીઠાનો પટ દીધેલું નિર્મળ તથા
પવિત્ર હોય. ૩૬ અને તેમાંથી કેટલુંક ઝીણું ખાંડીને
તું તેને મુલાકાતમંડપમાં, સાક્ષ્યકોશની આગળ, જ્યાં
હું તને મળીશ, ત્યાં મુક; તે તમને પરમ પવિત્ર હોય.
૩૭ અને જે ધૂપ તું બનાવે, તેના જેવી બનાવટનું તમે
પોતાને વાસ્તે બનાવશો મા; તે તને યહોવાહને સારૂ
પવિત્ર હોય. ૩૮ તેના જેવું જે કોઇ સુંઘવાને માટે
બનાવે, તે તેના લોકમાંથી કાપી નંખાય.

૩૧ અને યહોવાહે મુસાને કહ્યું કે, ૨ જુઓ,
યહુદાહના કુળના હુરના દીકરા ઉરીના
દીકરા બસાલએલને મેં નામ લઇને બોલાવ્યો છે.
૩ અને બુદ્ધિ તથા સમજણ તથા જ્ઞાન તથા સર્વ પ્રકા-
રની કારીગરીની બાબતે મેં તેને ઇશ્વરના આત્માથી
ભરપુર કીધો છે, ૪ એ માટે કે તે હોશિયારીથી નમુના
પાડે, ને સોનામાં તથા રૂપામાં તથા પિત્તળમાં, ૫ તથા
જડવાને માટે પાષાણ કોતરવામાં, તથા લાકડામાં
નકશી કોતરવામાં, તથા સર્વ પ્રકારની કારીગરીમાં તે
કામ કરે. ૬ અને જુઓ, મેં જ દાનના કુળના અહી-
સામાખના દીકરા આહલીઆબને તેની સાથે ઠરાવ્યો
છે; ને જે સર્વ બુદ્ધિવંતો છે, તેઓનાં હૃદયોમાં મેં
બુદ્ધિ મુકી છે, એ માટે કે મેં જે સર્વની તને આજ્ઞા
આપી છે તે તેઓ બનાવે. ૭ એટલે મુલાકાતમંડપ
તથા સાક્ષ્યકોશ તથા તે પરનું દયાસન તથા મંડપનો
સરસામાન; ૮ તથા મેજ ને તેનાં સાહિત્યો, તથા
તેનાં સાહિત્યો સુદ્ધાં શુદ્ધ દીપવૃક્ષ, તથા ધૂપવેદી;
૯ તથા તેનાં સર્વ સાહિત્યો સુદ્ધાં યજ્ઞવેદી તથા હોજ
ને તેનું તળિયું; ૧૦ તથા ઝીણાં વણેલાં લુગડાં તથા
યાજકપદ બજાવવાને માટે હારૂન યાજકને સારૂ પવિત્ર
વસ્ત્ર તથા તેના દીકરાઓનાં વસ્ત્ર; ૧૧ તથા અભિષેકનું
તેલ તથા પવિત્રસ્થાનને સારૂ સુગન્ધિદાર ધૂપ, તે
સર્વ સબંધી મેં જે તને આજ્ઞા આપી છે તે પ્રમાણે
તેઓ કરે.

૧૨ અને યહોવાહે મુસાને કહ્યું કે, ૧૩ વળી તું
ઇસ્રાએલપુત્રોને કહે કે, તમે જરૂર મારા વિશ્રામવારો
પાળો; કેમકે તે તમારી પેઢી દર પેઢી મારી ને તારી
વચ્ચે ચિન્હ છે; એ માટે કે તમે જાણો કે તમને
પવિત્ર કરનાર હું યહોવાહ છું. ૧૪ માટે તમે વિશ્રામ-
વાર પાળો; કેમકે તે તમારે સારૂ પવિત્ર છે; જે સર્વ
તેને અપવિત્ર કરે તેઓ જરૂર મારી નંખાય; કેમકે
તેમાં જે કોઇ કંઇ પણ કામ કરે, તે માણસ પોતાના
લોકમાંથી કાપી નંખાય ૧૫ છ દિવસ સુધી કામ
કરવામાં આવે; પણ સાતમે દિવસે યહોવાહને સારૂ
પવિત્ર એવો વિશ્રામનો સાબ્બાથ છે; જે કોઇ વિશ્રા-
મવારે કંઇ પણ કામ કરે, તે જરૂર મારી નંખાય.
૧૬ માટે સદાના કરાર તરીકે પેઢી દર પેઢી વિશ્રામ
કરવાને માટે ઇસ્રાએલપુત્રો વિશ્રામવાર પાળે. ૧૭ તે
હમેશને માટે મારી તથા ઇસ્રાએલપુત્રોની વચ્ચે
ચિન્હ છે; કેમકે યહોવાહે છ દિવસમાં આકાશ તથા
પૃથ્વી બનાવ્યાં, ને સાતમે દિવસે તેણે સ્વસ્થ રહીને
વિસામો લીધો.

૧૮ અને તેણે સિનાય પર્વત ઉપર મુસા સાથે વાત-
ચિત પુરી કરીને તેને બે સાક્ષ્યપાટી, એટલે દેવની
આંગળીથી લખેલી બે શિલાપાટીઓ આપી.

૩૨ અને લોકોએ જોયું કે મુસાએ પર્વત પરથી
ઉતરવાં વિલંબ કીધો ત્યારે તેઓ હારૂનની
પાસે એકઠા થયા, ને તેને કહ્યું, ઉઠ, અમારી આગળ
ચાલવા સારૂ અમારે કાજે દેવ બનાવ, કેમકે જે માણસ
અમને મિસર દેશમાંથી કહાડી લાવ્યો તે મુસાને શું થયું,
તે અમે જાણતા નથી. ૨ અને હારૂને તેઓને કહ્યું,
તમારી સ્ત્રીઓના તથા તમારા દીકરાઓના તથા તમારી

દીકરીઓના કાનોમા જે સોનાનાં કુડળો છે, તે કાઢીને
મારી પાસે લાવો ૩ અને સર્વ લોકો પોતાના કાનોમા
જે સોનાના કુડળો હતા તેઓને કાઢીને હારૂન પાસે
લાવ્યા ૪ અને તેણે તેઓના હાથમાથી તે લીધુ, ને
કોતરણીથી ઘાટ બનાવીને ઢાળેલુ વાછરડું બનાવ્યુ,
ને તેઓએ કહ્યુ, હે ઇસ્રાએલ, મિસર દેશમાથી તને
કાઢી લાવનાર દેવ તે આ છે ૫ અને હારૂને તે જોયુ
ત્યારે તેણે તેની આગળ વેદી બાધી, ને હારૂને ઢંઢેરો
પિટાવ્યો કે કાલે યહોવાહને સારૂ પર્વ પાળવામા
આવશે ૬ અને તેઓએ સવારે વહેલા ઉઠીને દહનીયાર્પણ કીધા, ને શાત્યર્પણો રજુ કીધા, ને લોકો
ખાવા પીવા બેઠા ને રમવા ઉઠયા

૭ અને યહોવાહે મુસાને કહ્યું, જા, નીચે ઉતર,
કેમકે તારા જે લોકોને તું મિસર દેશમાથી કાઢી લાવ્યો,
તેઓ ભ્રષ્ટ થયા છે, ૮ જે માર્ગ મેં તેઓને ફરમાવ્યો
હતો, તેમાંથી તેઓ વહેલા ભટકી ગયા છે, તેઓએ
પોતાને સારૂ ઢાળેલુ વાછરડું બનાવ્યુ છે, ને તેની પૂજા
કરી છે, ને તેને અર્પણ ચઢાવ્યુ છે, ને કહ્યુ છે કે, હે
ઇસ્રાએલ, તને મિસર દેશમાથી કાઢી લાવનાર દેવ
તે આ છે ૯ અને યહોવાહે મુસાને કહ્યુ મેં આ
લોકને જોયા છે, ને જો, તે હઠીલા લોક છે ૧૦ મારો
ક્રોધ તેઓ પર તપે, ને હુ તેઓનો સહાર કરૂં, માટે
મને અટકાવીશ મા, ને હુ તને મોટી દેશજાતિ કરીશ.
૧૧ અને મુસાએ પોતાના દેવ યહોવાહની વિનંતી
કરીને કહ્યુ, હે યહોવાહ, તારા જે લોકોને તું મોટા
પરાક્રમવડે તથા બળવાન હાથે મિસર દેશમાથી કાઢી
લાવ્યો છે, તેઓ વિરૂદ્ધ તારો ક્રોધ કેમ તપે છે?
૧૨ મિસરીઓ કેમ આ પ્રમાણે બોલે કે, તે તેઓને
હાનિને માટે, એટલે પર્વતોમા મારી નાખવાને તથા
પૃથ્વીની પીઠ પરથી તેઓનો સહાર કરવાને કાઢી
લાવ્યો? તારા બળતા ક્રોધથી ફર, ને તારા લોક પર
આફત લાવવાનો ઇરાદો ફેરવ ૧૩ તારા સેવકો ઇબ્રા
હીમ, ઇસ્હાક તથા ઇસ્રાએલનું સ્મરણ કર, જેઓની
આગળ તેં પોતાના સમ ખાઇને કહ્યુ કે આકાશના
તારાઓના જેવું હુ તમારૂં બીજ વધારીશ, ને આ જે
સર્વ દેશ વિષે મેં કહ્યુ છે, તે હુ તમારા બીજને આપીશ,
ને તેઓ સદાને માટે તેનુ વતન પામશે ૧૪ અને જે
આફત પોતાના લોક પર લાવવાનુ યહોવાહે કહ્યુ હતું
તે વિષે તેણે મન ફેરવ્યુ

૧૫ અને મુસા ફરીને પર્વત પરથી ઉતર્યો, ને બે
સાક્ષ્યપાટી તેના હાથમાં હતી, તે પાટીઓની બેઉ
બાજુએ લેખ લખેલો હતો, એક બાજુએ તથા બીજી
બાજુએ તે લખેલો હતો ૧૬ અને તે પાટીઓ દેવનું
કામ હતી, ને લેખ તે દેવનો લેખ, પાટી પર કોરેલો,
એવો હતો. ૧૭ અને લોકો ઘોઘાટ કરતા હતા, તેમનો
અવાજ યહોશુઆએ સાભળ્યો ત્યારે તેણે મુસાને
કહ્યુ, છાવણીમા લડાઇનો ઘોઘાટ થાય છે ૧૮ અને
તેણે કહ્યુ, એ તો જીતને લીધે હોકારા કરનારાઓનો
સાદ નથી, તેમ હાર્યાને લીધે પોકાર કરનારાઓનો
સાદ પણ નથી, પણ ગાયન કરનારાઓનો હુ સાદ
સાભળુ છું ૧૯ અને એમ થયુ કે તે છાવણીએ પહો
ચ્યો ત્યારે તેણે વાછરડું તથા નાચ જોયા, ત્યારે
મુસાનો ક્રોધ તપ્યો, ને તેણે પોતાના હાથમાથી
પાટીઓ ફેંકી દીધી, ને તેથી તેઓ પર્વતની હેઠળ
ભાગી ગઇ ૨૦ અને તેઓએ જે વાછરડું બનાવ્યુ હતું
તે લઇને તેણે અગ્નિમા બાળી નાખ્યુ, ને તેને કુટીને
ભુકો કીધો, ને પાણી પર ભભરાવીને ઇસ્રાએલ
લોકોને તે પાણી પાયુ ૨૧ અને મુસાએ હારૂનને
કહ્યુ, આ લોકોએ તને શું કીધુ કે તું તેઓના પર આવુ
મોટુ પાપ લાવ્યો છે? ૨૨ ને હારૂને કહ્યુ, મારા
ધણીનો કોપ ન સળગે, તું લોકોને જાણે છે, કે તેઓનું
વલણ ભુંડાઇ તરફ છે ૨૩ વળી તેઓએ મને કહ્યુ,
અમારી આગળ ચાલનાર દેવ અમારે કાજે બનાવ,
કેમકે આ જે માણસ અમને મિસર દેશમાથી કાઢી
લાવ્યો, તે મુસાને શું થયુ છે, તે અમે જાણતા નથી
૨૪ અને મેં તેઓને કહ્યુ, જેની પાસે કઇ સોનુ હોય
તે તે ભાગી નાખે, ને તેઓએ તે મને આપ્યુ, ને મેં
તેને અગ્નિમા નાખ્યુ, એટલે તેમાથી આ વાછરડુ
નિકળી આવ્યુ ૨૫ અને મુસાએ જોયુ કે લોકો છકી
ગયા છે, કેમકે હારૂને તેઓને છકી જવા દઇને
તેઓના શત્રુઓ મધ્યે નિંદાપાત્ર થવા દીધા હતા,
૨૬ ત્યારે મુસાએ છાવણીની ભાગળમા ઉભા રહીને
કહ્યુ, યહોવાહના પક્ષનો હોય, તે મારી પાસે આવે।
ને લેવીના સર્વ પુત્રો તેની પાસે એકઠા થયા ૨૭ અને
તેણે તેઓને કહ્યુ, ઇસ્રાએલનો દેવ યહોવાહ એમ
કહે છે, પ્રત્યેક માણસ પોતાની કમરે તરવાર બાધે,
ને છાવણીમા ભાગળે ભાગળે ફરે, ને પ્રત્યેક માણસ
પોતાના ભાઇને તથા પ્રત્યેક માણસ પોતાના મિત્રને
તથા પ્રત્યેક માણસ પોતાના પડોશીને મારી નાખે
૨૮ અને લેવીના પુત્રોએ મુસાની વાત પ્રમાણે કીધુ,

ને તે દિવસે લોકોમાંથી આસરે ત્રણ હજાર માણસ
પડ્યા ૨૯ અને મુસાએ કહ્યું, આજ પ્રત્યેક માણસ
પોતાના દીકરા વિરૂદ્ધ, તથા પોતાના ભાઇ વિરૂદ્ધ
હતો, માટે યહોવાહની આગળ અર્પિત થાઓ, કે તે
આજ તમને આશીર્વાદ આપે. ૩૦ અને બીજે દહાડે
એમ થયું કે મુસાએ લોકોને કહ્યું, તમે મોટું પાપ કર્યું
છે, ને હવે હું ઉપર ચઢીને યહોવાહની પાસે જઇશ,
કદાચ તમારા પાપને લીધે મારાથી પ્રાયશ્ચિત્ત કરાય
૩૧ અને મુસાએ યહોવાહની પાસે પાછા જઇને કહ્યું,
અરે, એ લોકોએ મોટું પાપ કર્યું છે, ને પોતાને કાજે
સોનાનો દેવ બનાવ્યો છે ૩૨ તો પણ હું તેઓના
પાપની ક્ષમા કરે [તો સારૂં], નહિ તો હું તારા
લખેલા પુસ્તકમાંથી મારૂં નામ ભુસી નાખ ૩૩ અને
યહોવાહે મુસાને કહ્યું, જેણે મારી વિરૂદ્ધ પાપ કીધું
હશે, તેનું નામ હું મારા પુસ્તકમાંથી ભુસી નાખીશ
૩૪ અને હવે ચાલ, જે જગ્યા વિષે મેં તને કહ્યું છે,
ત્યાં લોકોને દોરી જા, જો, મારો દૂત તારી આગળ
ચાલશે, પરંતુ જે દિવસે હું ખબર લઇશ, તે દિવસે હું
તેઓના પાપને લીધે તેઓની ખબર લઇશ ૩૫ અને
જે વાછરડું હારૂને બનાવ્યું હતું, તે બનાવવાને લીધે
યહોવાહે લોકો પર માર આણ્યો

૩૩ અને યહોવાહે મુસાને કહ્યું, ચાલ, ને જે
લોકોને તું મિસર દેશમાંથી કાઢી લાવ્યો,
તેઓને લઇને જે દેશ વિષે મેં ઇબ્રાહીમને, ઇસ્હાકને
તથા યાકૂબને સમ ખાઇને કહ્યું, તારા બીજને હું તે
આપીશ, તે દેશમાં જા ૨ અને તારી આગળ હું દૂતને
મોકલીશ, ને કનાની તથા અમોરી તથા હિત્તી તથા
પરીઝી તથા હિવ્વી તથા યબૂસીને હું હાંકી કાઢીશ,
૩ એટલે દૂધ તથા મધની રેલછેલવાળા દેશમાં જા, તું
હઠીલી પ્રજા છે, માટે હું તારી મધ્યે નહિ ચાલીશ,
રખેને હું રસ્તામાં તારો સંહાર કરૂં ૪ અને લોકોએ
આ માઠી ખબર સાંભળીને વિલાપ કીધો, ને કોઇએ
પોતાના ઘરેણાં પહેર્યાં નહિ ૫ અને યહોવાહે મુસાને
કહ્યું, ઇસ્રાએલપુત્રોને કહે, તમે હઠીલી પ્રજા છો, જો
હું એક પળ વાર તારી મધ્યે આવું તો હું તારો સંહાર
કરૂં તો હવે તારાં ઘરેણાં ઉતાર, કે તને શું કરવું, તે
હું જાણું ૬ અને હોરેબ પર્વતથી માંડીને ઇસ્રાએલ-
પુત્રોએ પોતાનાં ઘરેણાં ઉતારી મુક્યાં.

૭ હવે મુસા મંડપ લઇને છાવણી બહાર છેટે તેને
નાખતો હતો, ને તેણે તેનું [નામ] મુલાકાતમંડપ
પાડ્યું હતું અને એમ થયું કે યહોવાહને શોધનાર
પ્રત્યેક માણસ નિકળીને છાવણી બહારના મુલાકાત
મંડપમાં જતો ૮ અને એમ થયું કે મુસા નિકળીને
મંડપે જતો ત્યારે સઘળા લોક ઉઠીને પોતપોતાના
તંબુના બારણામાં ઉભા રહેતા, ને મંડપમાં મુસાના
પેસતા સુધી તેની પાછળ જોઇ રહેતા ૯ અને એમ
થયું કે મુસા મંડપમાં પેસતો એટલે મેઘસ્તંભ ઉતરતો
ને મંડપના દ્વાર પાસે થોભતો, ને [યહોવાહ] મુસા
સાથે વાત કરતો. ૧૦ અને સર્વ લોકો મેઘસ્તંભને મંડ-
પના દ્વાર પાસે ઉભો રહેલો દેખતા, ને સર્વ લોકો
ઉઠીને પોતપોતાના તંબુના બારણાં આગળ ભજન
કરતા ૧૧ અને જેમ માણસ પોતાના મિત્રની સાથે
બોલે તેમ યહોવાહ મુસા સાથે મોઢામોઢ બોલતો
પછી તે છાવણીમાં પાછો જતો, પણ તેનો સેવક
નૂનનો દીકરો યહોશુઆ, જે જુવાન માણસ હતો, તે
મંડપમાંથી જતો ન હતો

૧૨ અને મુસાએ યહોવાહને કહ્યું, જો, તું મને કહે
છે, આ લોકોને દોરી લઇ જા, પણ મારી સાથે તું
કોને મોકલશે તે તેં મને જણાવ્યું નથી. પરંતુ તેં કહ્યું
છે, હું તને નામે ઓળખું છું, વળી મારી દૃષ્ટિમાં તું
કૃપા પામ્યો છે ૧૩ તો હવે તારી દૃષ્ટિમાં હું કૃપા
પામ્યો હોઉં, તો કૃપા કરી મને તારા માર્ગ જણાવજે
કે હું તને ઓળખું, એ માટે કે હું તારી દૃષ્ટિમાં કૃપા
પામું, ને વિચાર કર કે આ પ્રજા તારા લોક છે
૧૪ અને તેણે કહ્યું, મારી સમક્ષતા તારી સાથે આવશે,
ને હું તને વિસામો આપીશ ૧૫ અને તેણે તેને કહ્યું,
જો તારી સમક્ષતા સાથે ન આવે તો અમને અહીંથી
લઇ ન જા ૧૬ કેમકે હવે કેમ જણાય કે હું તથા તારા
લોક તારી દૃષ્ટિમાં કૃપા પામ્યા છીએ? શું, એથી
નહિ, કે તું અમારી સાથે આવે છે, એવી રીતે કે હું
તથા તારા લોક પૃથ્વીની પીઠ પરના સર્વ લોકથી જુદા
મનાયા છીએ?

૧૭ અને યહોવાહે મુસાને કહ્યું, જે વાત તું બોલ્યો
છે, તે પણ હું કરીશ, કેમકે તું મારી દૃષ્ટિમાં કૃપા
પામ્યો છે, ને હું તને નામે ઓળખું છું ૧૮ અને તેણે
કહ્યું, કૃપા કરી તારૂં ગૌરવ મને દેખાડ ૧૯ અને તેણે
કહ્યું, હું મારો સર્વ સરવગુણ તારી આગળ ચલાવીશ,
ને તારી આગળ હું યહોવાહનું નામ પ્રગટ કરીશ, ને
જેના પર હું કૃપા કરવા ચાહું તેના પર કૃપા કરીશ,
ને જેના પર રહેમ કરવા ચાહું તેના પર રહેમ કરીશ.

૨૦ અને તેણે કહ્યું, તું મારૂ મુખ જોઇ શકતો નથી,
કેમકે કોઇ માણસ મને જોઇને જીવતો રહી શકે નહિ
૨૧ અને યહોવાહે કહ્યું, જો, મારી પાસે એક જગ્યા
છે, ને તું ખડક પર ઉભો રહે, ૨૨ ને એમ થશે કે
મારૂ ગૌરવ ત્યા થઇને જશે તે વખતે હુ તને ખડકની
ફાટમા રાખીશ, ને હુ ત્યા થઇને જઇ રહુ ત્યા સુધી
હુ મારા હાથથી તને ઢાકી રાખીશ, ૨૩ પછી હુ મારો
હાથ લઇ લઇશ, ને તું મારી પીઠ જોશે, પણ મારૂ
મુખ જોવાશે નહિ.

૩૪ અને યહોવાહે મુસાને કહ્યું, બે શિલાપા-
ટીઓ પહેલીના જેવી તારે વાસ્તે ઘડ, ને
તારાથી ભાગી ગએલી પાટીઓ પર જે શબ્દો હતા,
તે હુ આ પાટીઓ પર લખીશ. ૨ અને સવાર સુધીમા
તૈયાર થઇને સવારમા સિનાય પર્વત ઉપર આવ, ને
ત્યા પર્વતના શિખર પર મારી આગળ હાજર થા
૩ અને તારી સાથે કોઇ ઉપર ન આવે, તેમજ કોઇ
માણસ આખા પર્વત પર દેખાવ ન દે, તેમ બકરા કે
ઢોર પર્વતની તળેટીમા ન ચરે ૪ અને તેણે પહેલીના
જેવી બે શિલાપાટીઓ ઘડી, ને મુસા યહોવાહની
આજ્ઞા પ્રમાણે મોટી સવારે ઉઠયો ને હાથમા તે બે
શિલાપાટીઓ લઇને સિનાય પર્વત પર ગયો ૫ અને
યહોવાહ મેઘમા ઉતર્યો, ને તેની સાથે ત્યા ઉભો રહ્યો,
ને યહોવાહનું નામ પ્રગટ કર્યું ૬ અને યહોવાહ તેની
આગળ થઇને ગયો, અને એવુ જાહેર કીધુ કે, યહો-
વાહ, યહોવાહ, દયાળુ તથા કૃપાળુ દેવ, મહરોબી,
અને અનુગ્રહ તથા સત્યથી ભરપુર, ૭ હજારો પર
કૃપા રાખનાર, અન્યાય તથા ઉલ્લઘન તથા પાપની
ક્ષમા કરનાર, ને દોષિતને નિર્દોષી ઠરાવનાર નહિજ,
બાપના અન્યાયને લીધે છોકરાને અને છોકરાના
છોકરાને, ત્રીજી ચોથી પેઢી સુધી બદલો આપનાર
૮ અને મુસાએ જલદીથી જમીન સુધી માથુ નમાવીને
ભજન કીધુ ૯ અને તેણે કહ્યુ હે પ્રભુ જો હુ તારી
દૃષ્ટિમા કૃપા પામ્યો હોઉં, તો કૃપા કરી પ્રભુ અમારી
મધ્યે ચાલે, કેમકે આ તો હઠીલા લોક છે, ને
અમારા અન્યાય તથા અમારા પાપ માફ કર, ને
અમોને તારો વારસો કરી લે ૧૦ અને તેણે કહ્યું, જો,
હુ કરાર કરૂ છું, આખી પૃથ્વી પર તથા કોઇ પણ
પ્રજામાં કદી કરાયા ન હોય, એવા આશ્ચર્યકૃત્યો તારા
સર્વ લોકની આગળ હુ કરીશ, ને જે લોકોમા તું રહે
છે, તેઓ સઘળા યહોવાહનું કામ જોશે, કેમકે તારા
સબધી જે કામ હુ કરનાર છું, તે ભયકર છે. ૧૧ હુ
આજે તને જે આજ્ઞા આપુ છું, તે તું પાળ, જો, હુ
અમોરીઓને તથા કનાનીઓને તથા હિત્તીઓને તથા
પરીઝીઓને તથા હિવ્વીઓને તથા યબૂસીઓને તારી
આગળથી હાકી કાઢુ છુ ૧૨ જ્યા તું જાય છે તે દેશના
રહેવાસીઓ સાથે કરાર કરવાથી તું પોતાને સભાળ,
રખે તારી મધ્યે તે ફાદારૂપ થાય, ૧૩ પણ તમારે
તેઓની વેદીઓને પાડી નાખવી, ને તેમના સ્તભોને
ભાગી નાખવા, ને તેમની અશેરા [મૂર્તિઓ] ને કાપી
નાખવી, ૧૪ કેમકે તારે કોઇ બીજા દેવની પૂજા કરવી
નહિ, કેમકે યહોવાહ, જેનુ નામ આસ્થાધારી છે, તે
આસ્થાધારી દેવ છે, ૧૫ રખેને તું દેશના રહેવાસીઓ
સાથે કરાર કરે, ને તેઓ પોતાના દેવોની પાછળ
ભટકી જઇને પોતાના દેવોને યજ્ઞ ચઢાવે, અને કોઇના
નોતર્યાથી તુ તેના યજ્ઞમાથી ખાય, ૧૬ ને તું તેઓની
દીકરીઓ સાથે તારા દીકરાઓને પરણાવે, ને તેમની
દીકરીઓ પોતાના દેવોની પાછળ ભટકી જઇને તારા
દીકરાઓને તેઓના દેવોની પાછળ ભટકાવે ૧૭ તું
પોતાને સારૂ કોઇ દેવની ઢાળેલી મૂર્તિ ન બનાવ
૧૮ તું બેખમીર રોટલીનુ પર્વ પાળ મારી આજ્ઞા
પ્રમાણે આબીબ માસમા ઠરાવેલી વેળાએ સાત દિવસ
સુધી તું બેખમીર રોટલી ખા, કેમકે આબીબ માસમા
તું મિસર દેશમાથી નિકળી આવ્યો હતો ૧૯ સર્વ
પ્રથમ જનિત મારા છે, ને તારા સર્વ નર પશુઓ,
એટલે ઢોર તથા બકરાના પહેલા બચ્ચા. ૨૦ અને
ગધેડાના પહેલા વછેરાને તું હલવાનવડે ખડી લે, ને
જો તેને ખડી લેવો ન હોય તો તેનુ ડોકુ ભાગી નાખ.
તારા સઘળા પ્રથમજનિત દીકરાઓને તું ખડી લે
અને કોઇ મારી આગળ ખાલી હાથે હાજર ન થાય
૨૧ છ દિવસ તારે ઉદ્યોગ કરવો પણ સાતમે દિવસે
આરામ લેવો, ખેડવાની વખતે ને કાપણીની વખતે
પણ તારે આરામ લેવો ૨૨ અને તું સપ્તાહોનુ પર્વ,
એટલે ઘઉંની કાપણીના પ્રથમ ફળનુ, તથા વર્ષને
આખરે સંગ્રહનુ પર્વ પાળ ૨૩ દર વર્ષે તારા સઘળા
પુરૂષો પ્રભુ યહોવાહ ઇસ્રાએલના દેવની આગળ,
ત્રણ વખત હાજર થાય ૨૪ કેમકે હુ તારી આગળથી
દેશજાતિઓને કાઢી મુકીશ, ને તારી સીમાઓ વધા
રીશ, ને તું દર વર્ષે ત્રણ વખત યહોવાહ તારા દેવની
આગળ હાજર થવાને જશે, ત્યારે કોઇ પણ માણસ
તારી જમીનનો લોભ કરશે નહિ ૨૫ ખમીર સાથે તું

મારા યજ્ઞનું રક્ત ન ચઢાવીસ, તેમજ પાસ્ખા પર્વનો
યજ્ઞ સવાર સુધી પડ્યો ન રહે ²⁶ તારી જમીનનું
પહેલું પ્રથમ ફળ તું યહોવાહ તારા દેવના ઘરમા લાવ
પોતાની માના દૂધમા બકરાનું બચ્ચું તું બાફીસ મા
²⁷ અને યહોવાહે મુસાને કહ્યું, તું આ વચનો લખ,
કેમકે આ વચનો પ્રમાણે મેં તારી સાથે તથા ઇસ્રાએલ
સાથે કરાર કીધો છે ²⁸ અને તે ત્યા યહોવાહની
સાથે ચાળીસ દહાડા તથા ચાળીસ રાત હતો, તેણે
રોટલી ખાધી ન હતી તેમજ પાણી પીધું ન હતું
અને તેણે પાટીઓ ઉપર કરારના શબ્દો, એટલે દસ
આજ્ઞાઓ, લખી.

²⁹ અને એમ થયું કે મુસા પર્વતપરથી ઉતર્યો,
એટલે બે સાક્ષ્યપાટી હાથમા લઇને મુસા સિનાય
પર્વતપરથી ઉતર્યો ત્યારે મુસા જાણતો ન હતો કે
પોતાનો ચેહેરો તેની સાથે વાત કર્યાને લીધે પ્રકાશિત
હતો. ³⁰ અને જ્યારે હારૂન અને સર્વ ઇસ્રાએલપુ-
ત્રોએ મુસાને જોયો ત્યારે જુઓ, તેનો ચેહેરો પ્રકા
શતો હતો, અને તેઓ તેની પાસે આવતા બીધા
³¹ અને મુસાએ તેમને હાક મારી, અને હારૂન તથા
સભાના સર્વ અધિકારીઓ ફરીને તેની પાસે આવ્યા,
અને મુસાએ તેમની સાથે વાત કીધી. ³² ત્યાર પછી
સર્વ ઇસ્રાએલપુત્રો પાસે આવ્યા; ને સિનાય પર્વત
પર યહોવાહ જે સર્વ તેની સાથે બોલ્યો હતો તે તેણે
તેઓને આજ્ઞારૂપે ફરમાવ્યું ³³ અને જ્યારે મુસા
તેમની સાથે બોલી રહ્યા ત્યારે તેણે પોતાના મો ઉપર
ઘુંઘટ નાખ્યો. ³⁴ પણ જ્યારે મુસા યહોવાહની સાથે
વાત કરવા સારૂ તેની સન્મુખ ગયો ત્યારે તે બહાર
આવ્યા ત્યા સુધી તેણે ઘુંઘટ કાઢી નાખ્યો, પછી
તે બહાર આવ્યા ને જે આજ્ઞા તેને મળી હતી તે
તેણે ઇસ્રાએલપુત્રોને કહી સંભળાવી, ³⁵ અને ઇસ્રા
એલપુત્રોએ મુસાનું મુખ જોયું તો મુસાનો ચેહેરો
પ્રકાશતો હતો, ને મુસા તેની સાથે બોલવાને માટે
માહે ગયો ત્યા સુધી તેણે પોતાના મુખ ઉપર ફરીથી
ઘુંઘટ રાખ્યો.

કંઇ કામ કરે તે મારી નખાય ³ તમારા વાસોમા
વિશ્રામવારે કંઇ આગ સળગાવવી નહિ

⁴ અને મુસાએ ઇસ્રાએલપુત્રોની આખી જમાતને
કહ્યું કે, જે આજ્ઞા યહોવાહે આપી તે આ પ્રમાણે છે,
⁵ યહોવાહને સારૂ તમારામાથી અર્પણ લો, જે કોઇના
મનમા આપવાની ઇચ્છા હોય તે યહોવાહને સારૂ
અર્પણ લાવે, એટલે સોનું તથા રૂપું તથા પિત્તળ,
⁶ ને નીલ તથા જાંબુઆ તથા કીરમજી રંગનું તથા
ઝીણું શણ તથા બકરાના રૂઆ, ⁷ ને મેંઢાના રાતા
રંગેલા ચામડા, તથા સીલ [માછલા] ના ચામડા તથા
બાવળના લાકડા, ⁸ અને દીવાને સારૂ તેલ, તથા
અભિષેકના તેલને માટે તથા સુગન્ધિદાર ધૂપને સારૂ
સુગન્ધિઓ, ⁹ ને ગોમેદ પાષાણો તથા એફોદમા
તથા ઉરપત્રમા જડવાના પાષાણો ¹⁰ અને તમારા-
માના સર્વ બુદ્ધિવાન માણસો આવે, ને જે સર્વ
યહોવાહે ફરમાવ્યું છે, તે બનાવે, ¹¹ એટલે મંડપ,
તેનો તંબુ, તથા તેનું આચ્છાદન, તેના ચાપડા, તથા
તેના પાટિયા, તેની ભુંગળો, તેના સ્તંભો, તથા તેની
કુંભીઓ, ¹² કોષ, તથા તેના દાંડા, દયાસન તથા
ઓથાનો પડદો, ¹³ મેજ તથા તેના દાંડા તથા તેના
સર્વ પાત્રો, તથા અર્પેલી રોટલી, ¹⁴ વળી દીપવૃક્ષ
તથા તેના પાત્રો, તથા તેની બત્તીઓ તથા દીવાને
માટે તેલ, ¹⁵ ને ધૂપવેદી તથા તેના દાંડા, તથા
અભિષેકનું તેલ, તથા સુગન્ધિદાર ધૂપ, તથા મંડપના
દરવાજા આગળનો પડદો, ¹⁶ અને યજ્ઞવેદી, તથા
તેની પિત્તળની જાળી, તેના દાંડા, તથા તેના સર્વ
પાત્રો, હોજ તથા તેનું તળિયું, ¹⁷ આંગણાની
કનાતો, તેના સ્તંભો તથા તેઓની કુંભીઓ, તથા
આંગણાના બારણાને વાસ્તે પડદો, ¹⁸ મંડપની
મેખો તથા આંગણાની મેખો તથા તેઓની દોરીઓ,
¹⁹ પવિત્ર સ્થાનમા સેવા કરવાને માટે ઝીણા વણેલા
લુગડા, એટલે યાજકપદ બજાવવાને વાસ્તે હારૂન
યાજકના પવિત્ર વસ્ત્રો ને તેના દીકરાઓના વસ્ત્રો

તથા મુદ્રિકાઓ તથા બંગડીઓ, એ સર્વ સોનાનાં
ઘરેણાં* લઇને આવ્યાં; એટલે યહોવાહને સોનાનું
અર્પણ ચઢાવનાર પ્રત્યેક માણસે એમ કર્યું [૨૩] અને
પ્રત્યેક માણસ જેની પાસે નીલ તથા જાંબુઆ તથા
કીરમજી રંગનું તથા ઝીણું સણ તથા બકરાંનાં રૂઆં
તથા મેંઢાંનાં રાતાં રંગેલાં ચામડાં તથા સીલ [માછલા]
નાં ચામડાં મળી આવ્યાં, તે તે લાવ્યો [૨૪] જે પ્રત્યેક
રૂપા તથા પિત્તળનું અર્પણ ચઢાવ્યું તે યહોવાહને
સારૂ અર્પણ લાવ્યો; ને પ્રત્યેક માણસ જેની પાસે
સેવાના કોઇ પણ કામને સારૂ બાવળનું લાકડું મળી
આવ્યું તે તે લાવ્યો. [૨૫] અને સર્વ બુદ્ધિવંતી સ્ત્રીઓ
પોતાને હાથે કાંતીને પોતાનું કાંતેલું, એટલે નીલ તથા
જાંબુઆ તથા કીરમજી રંગનું તથા ઝીણું સણ, લાવી
[૨૬] અને જે સર્વ સ્ત્રીઓનાં મનમાં બુદ્ધિની પ્રેરણા
થઇ, તેઓએ બકરાંનાં રૂઆં કાંત્યાં, [૨૭] અને અધિ-
કારીઓ ગોમેદ પાષાણ, તથા એફોદ તથા ઉરપત્રમાં
જડવા સારૂ પાષાણો લાવ્યા; [૨૮] અને દીવા, તથા
અભિષેકના તેલ, તથા સુગન્ધિદાર ધૂપને સારૂ સુગ-
ન્ધિ તથા તેલ લાવ્યા. [૨૯] ઇસ્રાએલપુત્રો પોતાની
રાજીખુશીથી યહોવાહને સારૂ અર્પણ લાવ્યા, એટલે
જે સર્વ કામ મુસાની હસ્તક કરવાની આજ્ઞા યહોવાહે
કરી હતી તેને માટે લાવવાની ઇચ્છા જે પ્રત્યેક પુરૂષ
તથા સ્ત્રીના મનમાં હતી તેણે એ પ્રમાણે કર્યું

[૩૦] અને મુસાએ ઇસ્રાએલપુત્રોને કહ્યું કે, જુઓ,
યહુદાહના કુળના હુરના દીકરા, ઉરીના દીકરા બઝા-
લએલને યહોવાહે નામ લઇને બોલાવ્યો છે; [૩૧] અને
બુદ્ધિ તથા સમજણ તથા જ્ઞાન તથા સર્વ પ્રકારનાં
કળાકૌશલ્ય બાબત તેણે તેને ઇશ્વરના આત્માથી
ભરપુર કીધો છે, [૩૨] એ માટે કે તે હોશિયારીથી નમુના
યોજે, ને સોનામાં તથા રૂપામાં તથા પિત્તળમાં,
[૩૩] તથા જડાવાને માટે પાષાણ કોતરવામાં, તથા
લાકડામાં નકશી કોતરવામાં, તથા સર્વ પ્રકારની ઉત્તમ
કારીગરીમાં તે કામ કરે. [૩૪] અને તેને તથા દાનના
કુળંના અહીસામાખના દીકરા ઓહલીઆબને તેણે
શીખવવાનું મન આપ્યું છે [૩૫] તેઓનાં હૃદયમાં તેણે
જ્ઞાન ભર્યું છે કે તેઓ કોતરનારની, તથા નિપુણ
કારીગરની, અને નીલ તથા જાંબુઆ, કીરમજી તથા
ઝીણા સણમાં ભરત ભરનારની, અને વણકરની સર્વ
પ્રકારની કારીગરી, એટલે કોઇ પણ પ્રકારની કારી-
ગરી કરનારની તથા નિપુણ કામો યોજનારાઓની
[કારીગરી] કરે.

૩૬ અને બઝાલએલ તથા ઓહલીઆબ તથા
જે બુદ્ધિવાન માણસોના મનમાં યહોવાહે
પવિત્રસ્થાનની સેવાનું સઘળું કામ કરવાની બુદ્ધિ
તથા અક્કલ મુકેલી છે, તેઓ સર્વ યહોવાહે આપેલી
સર્વ આજ્ઞા પ્રમાણે કામ કરશે.

[૨] અને બઝાલએલ તથા ઓહલીઆબ તથા જે
બુદ્ધિવાન માણસોના મનમાં યહોવાહે અક્કલ મુકી
હતી તે સર્વને એટલે પ્રત્યેક માણસ જેનું હૃદય તેને
એવી પ્રેરણા કરતું હતું કે, કામમાં દાખલ થઇને તે
કરવું, તેઓને મુસાએ બોલાવ્યા [૩] અને જે સઘળું
અર્પણ ઇસ્રાએલપુત્રો પવિત્રસ્થાનની સેવાના કામને
સારૂ તેના સાધન તરીકે લાવ્યા હતા તે મુસાએ તેમને
સ્વાધીન કીધું. અને હજી પણ લોકો દર સવારે
રાજીખુશીથી અર્પણ લાવતા હતા. [૪] અને સર્વ બુદ્ધિ-
વાન માણસો જે પવિત્રસ્થાનનું સઘળું કામ કરતા
હતા તેઓમાંનો પ્રત્યેક માણસ પોતે જે કામ કરતો
હતો.ત્યાંથી આવ્યો; [૫] અને તેઓએ મુસાની સાથે
વાત કરીને કહ્યું કે, જે કામ કરવાની આજ્ઞા યહોવાહે
કીધી છે તેની સેવાને વાસ્તે બસ થાય એ કરતાં ઘણું
વધારે લોકો લાવે છે. [૬] અને મુસાએ આજ્ઞા કીધી,
ને તેઓએ આખી છાવણીમાં એવો ઢંઢેરો પિટાવ્યો
કે પવિત્રસ્થાનના અર્પણને સારૂ કોઇ પુરૂષે કે કોઇ
સ્ત્રીએ હવે કંઇ કામ ન કરવું તેથી લોકો લાવતા
અટક્યા. [૭] કેમકે તેમની પાસે જે સામાન હતો તે
સઘળું કામ કરવાને વાસ્તે બસ હતો, બલકે જોઇએ
તે કરતાં વધારે હતો.

[૮] અને તેઓમાંનો પ્રત્યેક બુદ્ધિવાન માણસ જે તે
કામ કરતો હતો તેણે નીલ તથા જાંબુઆ તથા કીર-
મજી રંગના તથા ઝીણા કાંતેલા સણના, તથા નિપુણ
કારીગરની કારીગરીના કરૂબોવાળા દસ પાટનો મંડપ
બનાવ્યો. [૯] દરેક પાટની લંબાઇ અઠ્ઠાવીસ હાથ,
તથા દરેક પાટનો પનો ચાર હાથ હતો; સર્વે પાટ
એકજ માપના હતા [૧૦] અને તેણે પાંચ પાટ એક
બીજાની સાથે જોડ્યા; ને બાકીના પાંચ પાટ એક
બીજાની સાથે જોડ્યા. [૧૧] અને પહેલા સમૂહના છેલ્લા
પાટની કોરે તેણે નીલરંગી નાકાં બનાવ્યાં; ને બીજા
સમૂહના છેલ્લા પાટની કોરે પણ તેણે એજ પ્રમાણે
કીધું [૧૨] એક પાટમાં તેણે પચાસ નાકાં બનાવ્યાં,

ને બીજા સમૂહના પાટની કોરે તેણે પચાસ નાકાં
બનાવ્યાં, નાકાં એક બીજાની સામાં હતાં ૧૩ અને
તેણે સોનાના પચાસ ચાપડા બનાવ્યા, ને તે ચાપ-
ડાવડે પાટને એક બીજા સાથે જોડી દીધાથી આખો
મંડપ બન્યો ૧૪ અને મંડપ ઉપર તંબુ બનાવવાને
સારૂ તેણે બકરાના રૂંઆના પાટ બનાવ્યા, એવા તેણે
અગિયાર પાટ બનાવ્યા ૧૫ દરેક પાટની લંબાઇ
ત્રીસ હાથ તથા દરેક પાટની પોહોળાઇ ચાર હાથ હતી,
તે અગિયારે પાટ એકજ માપના હતા ૧૬ અને તેણે
પાંચ પાટ સાથે જોડ્યા, ને [બાકીના] છ પાટ સાથે
જોડ્યા ૧૭ અને પહેલા સમૂહના છેલ્લા પાટની કોરે
તેણે પચાસ નાકાં બનાવ્યાં, અને બીજા સમૂહના છેલ્લા
પાટની કોરે તેણે પચાસ નાકાં બનાવ્યાં ૧૮ અને
તેમને જોડી દઇને આખો તંબુ બનાવવાને સારૂ તેણે
પિત્તળના પચાસ ચાપડા બનાવ્યા ૧૯ અને મેંઢાના
રાતા રંગેલા ચામડાનું આચ્છાદન તેણે તંબુને સારૂ
બનાવ્યું, ને તે ઉપર સીલ [માછલાં]ના ચામડાનું
આચ્છાદન બનાવ્યું

૨૦ અને તેણે મંડપને સારૂ બાવળના લાકડાના ઉભા
પાટિયા બનાવ્યા ૨૧ દરેક પાટિયાની લંબાઇ દસ
હાથ હતી, ને દરેક પાટિયાની પોહોળાઇ દોઢ હાથ
હતી ૨૨ દરેક પાટિયાને એક બીજા સાથે જોડાએલા
બે સાલ હતા, મંડપના સર્વ પાટિયાને તેણે એજ
પ્રમાણે કીધું ૨૩ અને તેણે મંડપને સારૂ પાટિયા
બનાવ્યા [તેની વિગત], દક્ષિણ તરફ દક્ષિણ બાજુને
સારૂ વીસ પાટિયા ૨૪ અને તેણે તે વીસ પાટિયાની
નીચે રૂપાની ચાળીસ કુંભીઓ બનાવી, એક પાટિયા
નીચે તેના બે સાલને સારૂ બે કુંભીઓ, ને બીજા
પાટિયા નીચે તેના બે સાલને સારૂ બે કુંભીઓ [એ
પ્રમાણે] ૨૫ અને ઉત્તર તરફ મંડપની બીજી બાજુને
સારૂ તેણે વીસ પાટિયા, ૨૬ તથા તેઓની રૂપાની
ચાળીસ કુંભીઓ બનાવી, એક પાટિયા નીચે બે
કુંભીઓ, ને બીજા પાટિયા નીચે બે કુંભીઓ [એ
પ્રમાણે] ૨૭ અને પશ્ચિમ તરફ મંડપની પછીતને
સારૂ તેણે છ પાટિયા બનાવ્યા ૨૮ અને મંડપની
પછીતના ખુણાઓને સારૂ તેણે બે પાટિયા બનાવ્યા
૨૯ અને તેઓ નીચે જોડેલા હતા, અને એજ પ્રમાણે
ઠેઠ ટોચ સુધી જઇને તેઓ એક કડામાં જોડાએલા
હતા, તેણે બે ખુણામાં બન્નેને તેજ પ્રમાણે કર્યું.
૩૦ અને આઠ પાટિયાં હતાં, ને તેઓની રૂપાની
કુંભીઓ સોળ; એટલે દરેક પાટિયા નીચે બબ્બે
કુંભીઓ ૩૧ અને તેણે બાવળના લાકડાની ભુંગળો
બનાવી; મંડપની એક બાજુના પાટિયાને સારૂ
પાંચ, ૩૨ ને મંડપની બીજી બાજુના પાટિયાને સારૂ
પાંચ ભુંગળો, ને પશ્ચિમ તરફ મંડપની પછીતના
પાટિયાને સારૂ પાંચ ભુંગળો ૩૩ અને તેણે વચલી
ભુંગળ પાટિયાને મધ્ય ભાગે એક છેડાથી તે બીજા
છેડા સુધી ઘોસી ૩૪ અને તેણે પાટિયા સોનાથી
મઢ્યા, ને ભુંગળો રહેવાની જગ્યાને સારૂ સોનાના
કડા તેણે બનાવ્યા, ને ભુંગળોને સોનાથી મઢી

૩૫ અને તેણે નીલ તથા જાબુંઆ તથા કીરમજી
રંગનો તથા ઝીણા કાંતેલા સણનો પડદો બનાવ્યો,
નિપુણ કારીગરે કરૂબોવાળો તે બનાવ્યો ૩૬ અને
તેણે તેને સારૂ બાવળના લાકડાના ચાર સ્તંભ બનાવ્યા
ને તેઓને સોનાથી મઢ્યા, તેઓના આંકડા સોનાના
હતા, ને તેણે તેઓને સારૂ રૂપાની ચાર કુંભીઓ
ઢાળી ૩૭ અને તેણે નીલ તથા જાબુંઆ તથા કીરમજી
રંગનો તથા ઝીણા કાંતેલા સણનો તથા ભરતકામ કર-
નારે બનાવેલો પડદો મંડપના દ્વારને સારૂ બનાવ્યો,
૩૮ તથા તેના પાંચ સ્તંભ તેઓના આંકડા સુદ્ધાં, ને
તેણે તેઓના મથાળાં તથા ચીપો સોનાથી મઢ્યા,
ને તેઓની પાંચ કુંભીઓ પિત્તળની હતી

૩૭ અને બસાલેલે બાવળના લાકડાનો કોશ
બનાવ્યો, તેની લંબાઇ અઢી હાથ, તથા
તેની પોહોળાઇ દોઢ હાથ, તથા તેની ઉંચાઇ દોઢ
હાથની હતી ૨ અને તેણે તેને અંદરથી તથા બહારથી
ચોખ્ખા સોનાથી મઢ્યો, તથા તેની આસપાસ
સોનાની કિનારી બનાવી ૩ અને તેણે તેને ચાર
પાયાએ સોનાના ચાર કડા ઢાળ્યા, એટલે તેની એક
બાજુએ બે કડાં તથા તેની બીજી બાજુએ બે કડાં.
૪ અને તેણે બાવળના લાકડાના દાંડા બનાવ્યા તથા
તેઓને સોને મઢ્યા ૫ અને તેણે કોશને ઉંચકવા
સારૂ તેની બાજુ પરના કડામાં તે દાંડા ઘાલ્યા
૬ અને તેણે ચોખ્ખા સોનાનું દયાસન બનાવ્યું; તેની
લંબાઇ અઢી હાથ, તથા તેની પોહોળાઇ દોઢ હાથ
હતી ૭ અને તેણે સોનાના બે કરૂબો બનાવ્યા;
તેમને દયાસનને બે છેડે ઘડતર કામના તેણે બનાવ્યા;
૮ એક છેડે એક કરૂબ, ને બીજે છેડે એક કરૂબ, તેના
બે છેડા પરના કરૂબો તેણે દયાસનની સાથે સલંગ
બનાવ્યા ૯ અને કરૂબોએ પોતાની પાંખો ઉંચે રેલા-

વીને પોતાની પાંખોવડે દયાસન પર આચ્છાદન કીધું,
ને તેઓનાં મુખ સામસામાં હતાં; દયાસનની તરફ
કરૂબોનાં મુખ હતાં.

૧૦ અને તેણે બાવળના લાકડાની મેજ બનાવી;
તેની લંબાઇ બે હાથ, તથા તેની પહોળાઇ એક હાથ,
તથા તેની ઉંચાઇ દોઢ હાથ હતી ૧૧ અને તેણે તેને
ચોખ્ખા સોનાથી મઢી, ને તેની આસપાસ સોનાની
પાળ બનાવી ૧૨ અને તેણે તેની આસપાસ સોનાની
ચાર આંગળ પહોળી કિનારી બનાવી; ને તેની કિના-
રીની આસપાસ સોનાની પાળ બનાવી ૧૩ અને તેણે
તેને સારૂ સોનાનાં ચાર કડાં ઢાળ્યાં; ને તેના ચાર
પાયામાંના ચાર ખુણામાં તે કડાં ઘાલ્યાં; ૧૪ મેજ
ઉચકવાના દાંડાની જગ્યાઓ, એટલે કડાં એ કિનારી
નજીક હતાં. ૧૫ અને તેણે મેજ ઉચકવા સારૂ બાવળના
લાકડાના દાંડા બનાવ્યા ને તેઓને સોનાથી મઢયા.
૧૬ અને તેણે મેજ પરનાં સાહિત્યો, એટલે તેની
થાળીઓ, તથા તેની કડછીઓ તથા તેના વાટકા તથા
રેડવા સારૂ પ્યાલા તેણે ચોખ્ખા સોનાનાં બનાવ્યાં.

૧૭ અને તેણે ચોખ્ખા સોનાનું એક દીપવૃક્ષ
બનાવ્યું; ઘડતર કામનું દીપવૃક્ષ તેણે બનાવ્યું, એટલે
તેની બેસણી તથા તેનો દાંડો; તેનાં ચાડાં, તેની
કળીઓ તથા તેનાં ફૂલ તે તેની સાથે સળંગ હતાં.
૧૮ અને તેની બાજુઓમાંથી છ શાખાઓ નિકળેલી
હતી; એટલે દીપવૃક્ષની ત્રણ શાખાઓ તેની એક
બાજુએથી, તથા દીપવૃક્ષની [બીજી] ત્રણ શાખાઓ
તેની બીજી બાજુએથી. ૧૯ એક શાખામાં બદામ-
ફૂલના આકારનાં બનાવેલાં ત્રણ ચાડાં, એક કળી તથા
એક ફૂલ; ને બીજી શાખામાં બદામફૂલના આકારનાં
બનાવેલાં ત્રણ ચાડાં, એક કળી તથા એક ફૂલ; દીપ-
વૃક્ષમાંથી નિકળતી છએ શાખાઓને એ પ્રમાણે હતું.
૨૦ અને દીપવૃક્ષમાં બદામફૂલના આકારનાં બનાવેલાં
ચાર ચાડાં, તેઓની કળીઓ તથા તેઓનાં ફૂલ.
૨૧ અને તેમાંથી નિકળતી છ શાખાઓમાંની એક
જોડની નીચે તેની સાથે સળંગ જોડેલી એક કળી, તથા
બીજી જોડની નીચે તેની સાથે સળંગ જોડેલી એક
કળી, તથા ત્રીજી જોડની નીચે તેની સાથે સળંગ જોડેલી
એક કળી હતી ૨૨ તેમની કળીઓ તથા શાખાઓ
તેની સાથે સળંગ હતી; તે સઘળું મળી ચોખ્ખા
સોનાનું ઘડતર કામનું હતું ૨૩ અને તેણે તેના સાત
દીવા, તથા તેના ચીપિયા તથા તેનાં મોગરાપાત્રો
ચોખ્ખા સોનાનાં બનાવ્યાં. ૨૪ તેણે તે તથા તેનાં
સર્વ પાત્રો એક તાલંત ચોખ્ખા સોનાનાં બનાવ્યાં.

૨૫ અને તેણે ધૂપવેદી બાવળના લાકડાની બનાવી;
તે ચોરસ હતી, એટલે તેની લંબાઇ એક હાથ તથા
તેની પહોળાઇ એક હાથ હતી; અને તેની ઉંચાઇ
બે હાથ હતી; તેનાં શિંગ તેની સાથે સળંગ હતાં.
૨૬ અને તેણે તેને ચોખ્ખા સોનાથી મઢી, એટલે તેનું
મથાળું તથા તેની આસપાસની બાજુઓ, તથા તેનાં
શિંગ; ને તેની આસપાસ તેણે સોનાની પાળ બનાવી.
૨૭ અને તેની બે બાજુએ તેની બે ધારો પર તેની
પાળ નીચે તેને ઉચકવાના દાંડા રહેવાને માટે બે
સોનાનાં કડાં બનાવ્યાં ૨૮ અને તેણે બાવળના લાક-
ડાના દાંડા બનાવ્યા, ને તે સોનાથી મઢયા. ૨૯ અને
તેણે ગાંધીના હુન્નર પ્રમાણે અભિષેક કરવાનું પવિત્ર
તેલ, તથા ખુશબોદાર સુગન્ધિઓનો ચોખ્ખો ધૂપ
બનાવ્યાં

૩૮ અને તેણે યજ્ઞવેદી બાવળના લાકડાની
બનાવી; તેની લંબાઇ પાંચ હાથ તથા
તેની પહોળાઇ પાંચ હાથ, એટલે તે ચોરસ હતી;
ને તેની ઉંચાઇ ત્રણ હાથ હતી ૨ અને તેનાં શિંગ
તેણે તેના ચાર ખુણા પર બનાવ્યાં; તેનાં શિંગ તેની
સાથે સળંગ હતાં. અને તેણે તેને પિત્તળથી મઢી.
૩ અને તેણે તે વેદીનાં સર્વ પાત્રો, એટલે ભસ્મપાત્રો
તથા પાવડીઓ તથા તપેલાં તથા ત્રિશૂળ તથા સગ-
ડીઓ બનાવ્યાં; તેનાં બધાં પાત્રો તેણે પિત્તળનાં
બનાવ્યાં. ૪ અને તેણે વેદીને વાસ્તે તેની ધારની
નીચે તેની આસપાસ પિત્તળની ગુંથેલી જાળી તેની
અડધી ઉંચાઇએ પહોંચતાં સુધી બનાવી. ૫ અને તેણે
પિત્તળની જાળીના ચાર છેડાને સારૂ ચાર કડાં દાંડા
રહેવાને માટે ઢાળ્યાં. ૬ અને તેણે બાવળના લાકડાના
દાંડા બનાવ્યા, ને તેમને પિત્તળથી મઢયા ૭ અને
તેણે વેદી ઉચકવા સારૂ તેની બાજુઓ પરનાં કડાંમાં
તે દાંડા ઘાલ્યા; તેણે તે [વેદી] પાટિયાથી પોલી
બનાવી.

૮ અને મુલાકાતમડપના દ્વાર આગળ સેવા કરનારી
સ્ત્રીઓની આરસીઓનો તેણે પિત્તળનો હોજ તથા
તેનું પિત્તળનું તળિયું બનાવ્યું

૯ અને તેણે આગણું બનાવ્યું; દક્ષિણ તરફ દક્ષિણ
બાજુએ આગણાની કનાતો ઝીણા કાંતેલા સણની એક
સો હાથની હતી ૧૦ તેમના સ્તંભ વીસ તથા એમની

તે તેની સાથે સલંગ હતો, તથા તેવીજ બનાવટનો
હતો; એટલે સોનાનો, નીલ તથા જાબુઆ તથા
કીરમજી રગનો, તથા ઝીણા કાંતેલા સણનો હતો;
જેમ યહોવાહે મુસાને આજ્ઞા કીધી હતી તેમ.

૬ અને તેઓએ ગોમેદ પાષાણો તૈયાર કરીને,
તેમના પર ઇસ્રાએલપુત્રોનાં નામ મુદ્રાની કોતરણીથી
કોતરીને, તેમને સોનાનાં ચોકઠાંમાં બેસાડ્યા ૭ અને
યહોવાહે મુસાને આજ્ઞા આપી હતી તે પ્રમાણે તેણે
તેઓને ઇસ્રાએલપુત્રોને સારૂ સ્મરણપાષાણો થવા
સારૂ એફોદની સ્કધપટીઓ પર લગાડ્યા

૮ અને તેણે એફોદના જેવી બનાવટનું તથા નિપુણ
કારીગરની કારીગરીનું ઉરપત્ર બનાવ્યુ; એટલે
સોનાનું, નીલ તથા જાબુઆ તથા કીરમજી તથા ઝીણા
કાંતેલા સણનું [બનાવ્યુ]. ૯ તે ચોરસ હતું; તેઓએ
ઉરપત્રને બેવડું બનાવ્યું; બેવડાની લબાઇ એક વેંત
તથા પહોળાઇ એક વેંત હતી. ૧૦ અને તેઓએ તેમાં
પાષાણની ચાર હારો જડી; માણેક, પોખરાજ, તથા
લાલની હાર, તે પહેલી હાર હતી; ૧૧ અને બીજી
હાર લિલમ, નીલમ તથા હીરાની; ૧૨ ને ત્રીજી હાર,
શનિ, અકીક તથા યાકુતની; ૧૩ ને ચોથી હાર,
પિરોજ તથા ગોમેદ તથા યાસપિસની; તેઓને
તેઓનાં ઘરોમાં બેસાડીને ચોકઠામાં જડ્યા હતા
૧૪ અને પાષાણો તેઓનાં નામ પ્રમાણે, એટલે ઇસ્રા-
એલપુત્રોનાં નામ પ્રમાણે બાર હતા બારે કુળોમાંના
પ્રત્યેકનું નામ એકેક પાષાણ પર મુદ્રાના જેવી કોત-
રણીથી કોતરેલું હતું. ૧૫ અને તેઓએ ઉરપત્ર પર
ચોખ્ખા સોનાની ગુંથેલી દોરી જેવી સાંકળીઓ
બનાવી ૧૬ અને તેઓએ સોનાનાં બે ચોકઠાં તથા
સોનાની બે કડીઓ બનાવી; ને તે બે કડીઓ ઉર-
પત્રના બે છેડા પર લગાડી. ૧૭ અને તેઓએ તે બે
સોનાની ગુંથેલી સાંકળીઓ ઉરપત્રના છેડા આગળની
બે કડીઓને લગાડી. ૧૮ અને તે બે ગુંથેલી સાંકળી-
ઓના બાકીના બે છેડાને બે ચોકઠાંમાં જડીને તેઓએ
તેમને એફોદના આગલા ભાગમાં તેની સ્કધપટીઓ
પર લગાડ્યા ૧૯ અને તેઓએ સોનાની બે કડીઓ
બનાવીને, તેઓને ઉરપત્રના બે છેડા પર, એટલે
માંહેલી બાજુએ એફોદ તરફની કોર પર લગાડી.
૨૦ અને તેઓએ સોનાની બીજી બે કડીઓ બનાવીને,
એફોદની સ્કધપટીઓની નીચલી બાજુએ, તેના
આગલા ભાગમાં તેના સાંધાની નજીક, એફોદના
નિપુણ કારીગરીના પટકાથી ઉપલી બાજુએ તેઓને
લગાડી. ૨૧ અને તેઓએ નીલરગી ફીતથી ઉરપત્રને
તેની કડીઓ વડે એફોદની કડીઓ સાથે લગાડ્યુ, કે
તે એફોદના નિપુણ કારીગરીના પટકા ઉપર રહે, ને
ઉરપત્ર એફોદથી છુટું ન પડી જાય; જેમ યહોવાહે
મુસાને આજ્ઞા આપી હતી તેમ

૨૨ અને તેણે એફોદનો જામો તમામ નીલ રગનો
વણેલો બનાવ્યો ૨૩ અને જામાની વચ્ચે તેનો છેદ
કોવચના છેદ જેવો હતો; ને તે ફાટી ન જાય માટે
તે આસપાસથી ઓટી લીધો હતો ૨૪ અને તેઓએ
જામાના ઘેર પર નીલ તથા જાંબુઆ તથા કીરમજી
રગના તથા કાંતેલા સણના દાડેમ બનાવ્યા ૨૫ અને
તેઓએ ચોખ્ખા સોનાની ઘુઘરીઓ બનાવી, અને તે
ઘુઘરીઓ જામાના ઘેરને ફરતી દાડેમોની વચ્ચે વચ્ચે
મુકી; ૨૬ એટલે પહેરીને સેવા કરવા સારૂ, જામાના
ઘેરને ફરતી એક ઘુઘરી ને એક દાડમ, એક ઘુઘરી
ને એક દાડમ, એમ મુક્યાં; જેમ યહોવાહે મુસાને
આજ્ઞા આપી હતી તેમ.

૨૭ અને તેઓએ હારૂનને સારૂ તથા તેના દીકરા-
ઓને સારૂ, ઝીણા વણેલા સણના અંગરખા, ૨૮ તથા
ઝીણા સણની પાઘડી, તથા ઝીણા સણનાં સુશોભિત
ફાળિયાં, તથા ઝીણા કાંતેલા સણની ઇજારો, ૨૯ તથા
ઝીણા કાંતેલા સણનો, તથા નીલ, તથા જાંબુઆ તથા
કીરમજી રગનો ભરત ભરનારની કારીગરીનો કમર-
પટો બનાવ્યાં; જેમ યહોવાહે મુસાને આજ્ઞા આપી
હતી તેમ

૩૦ અને તેઓએ પવિત્ર મુગટનું પત્રું ચોખ્ખા
સોનાનું બનાવ્યુ, ને તેના પર, **યહોવાહને સારૂ
પવિત્ર**, એવો લેખ, મુદ્રાના જેવી કોતરણીથી
કોતર્યો. ૩૧ અને તેને પાઘડીની ટોચે બાંધવાને સારૂ
તેઓએ તેને નીલ રંગની ફીત બાંધી; જેમ યહોવાહે
મુસાને આજ્ઞા કીધી હતી તેમ

૩૨ મુલાકાતમંડપના માંડવાનું સઘળું કામ એ
પ્રમાણે પુરૂં થયું; ને યહોવાહે મુસાને આપેલી સર્વ
આજ્ઞા પ્રમાણે ઇસ્રાએલપુત્રોએ કીધુ.

૩૩ અને તેઓ મંડપને મુસા પાસે લાવ્યા, એટલે
મડપ તથા તેનો સર્વ સામાન, તેના ચાપડા, તેનાં
પાટિયાં, તેની ભુંગળો, તથા તેના સ્તભો, તથા તેની
કુભીઓ; ૩૪ તથા મેંઢાનાં રાતાં રંગેલાં ચામડાંનું
આચ્છાદન, તથા સીલ [ માછલા ] નાં ચામડાંનું

૨ અને જ્યારે કોઇ જન યહોવાહને ખાદ્યાર્પણ
ચઢાવે ત્યારે તેનું અર્પણ મેદાનું હોય; ને તે
તેના પર તેલ રેડે ને તે પર લોબાન મુકે. ૨ અને
તે હારૂનના પુત્રોની પાસે, એટલે યાજકોની પાસે
તે લાવે; ને તે તેમાંથી એક મુઠ્ઠીભર મેદો તથા તેલ
ને તે પરનો સઘળો લોબાન લે, ને યાજક યાદગીરીને
માટે યહોવાહને સારૂ સુવાસિક હોમયજ્ઞ તરીકે વેદી
પર તેનું દહન કરે. ૩ અને ખાદ્યાર્પણમાંથી જે બાકી
રહે તે હારૂનનું તથા તેના પુત્રોનું થાય; તે યહોવા-
હના હોમયજ્ઞોમાં પરમપવિત્ર વસ્તુ છે

૪ અને જો તું ભઠ્ઠીમાં પકાવેલું ખાદ્યાર્પણ લાવે તો
તે તેલથી મોહેલા મેદાની બેખમીર પોળીઓ અથવા
તેલ ચોપડેલા બેખમીર ખાખરા હોય. ૫ અને જો
તારૂં અર્પણ તવામાં પકાવેલું ખાદ્યાર્પણ હોય તો તે
તેલ મોહેલા બેખમીર મેદાનું હોય ૬ ત્યારે તેને
ભાંગવું, ને તેના કકડા કરીને તે પર તેલ રેડવું; તે
ખાદ્યાર્પણ છે. ૭ અને જો તારૂં ખાદ્યાર્પણ કઢાઇમાં
પકાવેલું હોય, તો તે મેદાનું તેલમાં [તળીને] બનાવવું
૮ અને એવી વસ્તુઓનું બનેલું ખાદ્યાર્પણ તારે યહો-
વાહની આગળ લાવવું, ને તે યાજક આગળ રજુ
કરવું, ને તે તેને વેદી પાસે લાવે. ૯ અને યાજક તે

નાખવું, ને તે પર લોબાન મુકવો; તે ખાદ્યાર્પણ છે.
૧૬ અને યાજક યાદગીરીમાં તે પોંકમાંથી થોડો તથા
તે તેલમાંથી થોડું તથા તે સઘળો લોબાન લઇને દહન
કરે; તે યહોવાહને સારૂ હોમયજ્ઞ છે.

૩ અને જો તેનું અર્પણ શાંત્યર્પણનો યજ્ઞ હોય
તો, જો તે ઢોર ચઢાવે, પછી તે નર કે નારી
જાતિનું હોય, તો યહોવાહ પ્રત્યે તે એબરહિત ચઢાવે.
૨ અને તે પોતાના અર્પણના માથા પર પોતાનો હાથ
મુકે, ને મુલાકાતમંડપના દ્વાર પાસે તેને કાપે; ને
યાજકો, એટલે હારૂનના પુત્રો, વેદી પર ચોમેર તેનું
રક્ત છાંટે; ૩ ને તે શાંત્યર્પણના યજ્ઞમાંથી યહોવાહ
પ્રત્યે હોમયજ્ઞ ચઢાવે; આંતરડાંની આસપાસની
ચરબી, તથા આંતરડાં પરની સઘળી ચરબી, ૪ તથા
બન્ને ગુર્દા તથા તેઓ પરની ચરબી જે જાંગો પાસે
હોય છે તે, તથા ગુર્દા સાથે કલેજા પરનું અંતરપડ,
તે કાઢી લે. ૫ અને હારૂનના પુત્રો વેદી પરના અગ્નિ
પરનાં લાકડાં ઉપરના દહનીયાર્પણ પર તેનું દહન
કરે; તે યહોવાહને સારૂ સુવાસિક હોમયજ્ઞ છે.

૬ અને જો યહોવાહની આગળ શાંત્યર્પણના યજ્ઞને
સારૂ તેનું અર્પણ ઘેટાંબકરાંનું હોય, પછી તે નર કે
નારી જાતિનું હોય, તોપણ તે એબરહિત ચઢાવે.

તથા આતરડા પરની સઘળી ચરબી, ૧૫ તથા બન્ને
ગુર્દા તથા તેઓ પરની ચરબી જે જાગો પાસે હોય
છે તે, તથા ગુર્દા સાથે કલેજા પરનું અંતરપડ તે કાઢી
લે. ૧૬ અને યાજક વેદી પર તેમનું દહન કરે, તે
સુવાસને સારૂ હોમયજ્ઞરૂપ વસ્તુ છે, સઘળી ચરબી
યહોવાહની છે ૧૭ તમારી વંશપરંપરા તમારા સઘળા
રહેઠાણોમા એ તમારો હમેશને માટે વિધિ થાય કે,
ચરબી કે રક્ત તમારે ખાવુંજ નહિ

૪ અને યહોવાહે મુસાને કહ્યું કે, ૨ ઇસ્રાએલ
પુત્રોને એમ કહે કે, જે કૃત્યો કરવાની યહોવાહે
મના કરી છે, તેઓમાના કોઇ વિષે અજાણે પાપમા
પડીને કોઇ જન તેઓમાનુ કોઇ કૃત્ય કરે [તે વિષે
આ નિયમ છે], ૩ જો અભિષિક્ત યાજક પાપ કરીને
લોકો પર દોષ આણે, તો જે પાપ તેણે કીધું હોય
તેને લીધે પાપાર્થાર્પણને સારૂ તે યહોવાહ પ્રત્યે એક
એબરહિત જુવાન વાછરડો ચઢાવે ૪ અને તે તે
વાછરડાને મુલાકાતમંડપના દ્વાર પાસે યહોવાહની
આગળ લાવે, ને વાછરડાના માથા પર તે પોતાનો
હાથ મુકે, ને યહોવાહની આગળ તે વાછરડાને કાપે
૫ અને તે અભિષિક્ત યાજક તે વાછરડાના રક્તમાથી
કેટલુક લઇને મુલાકાતમંડપમા લાવે, ૬ ને યાજક
પોતાની આગળી તે રક્તમા બોળીને તે રક્તમાથી
યહોવાહની આગળ પવિત્રસ્થાનના પડદાની સામે
સાત વાર છાંટે ૭ અને સુવાસિક ધૂપની વેદી જે
મુલાકાતમંડપમા યહોવાહની આગળ છે તેના શિંગ
પર યાજક તે રક્તમાથી ચોપડે, ને જે યજ્ઞવેદી
મુલાકાતમંડપના દ્વાર પાસે છે તેના થડમા વાછરડાનુ
સઘળુ રક્ત તે ઢોળી દે ૮ અને પાપાર્થાર્પણના વાછ-
રડાની બધી ચરબી તે તેમાથી કાઢી લે, આતરડાની
આસપાસની ચરબી, ને આતરડા પરની સઘળી ચરબી,
૯ ને બન્ને ગુર્દા, તથા તેઓ પરની ચરબી જે જાગોની
પાસે હોય છે તે, ને કલેજા પરનું અંતરપડ ગુર્દા સુદ્ધા
તે કાઢી લે, ૧૦ જેમ તે શાત્યર્પણના યજ્ઞના વાછરડા
માથી કાઢી લેવાય છે તેમ, ને યાજક યજ્ઞવેદી પર
તેઓનુ દહન કરે ૧૧ અને વાછરડાનું ચામડું તથા
તેનું સર્વ માસ, તથા તેની મુડી તથા તેના પાયો તથા
તેના આતરડા તથા તેનું છાણ, ૧૨ એટલે, બળદનું
આખુ ખોળિયુ છાવણી બહાર કોઇ સ્વચ્છ જગ્યાએ
જ્યા રાખ ઢાલવી નખાય છે ત્યા તે લઇ જાય, ને
ત્યા લાકડા સળગાવીને તેને બાળી નાખે, જ્યા રાખ
ઢાલવી નખાય છે ત્યા તે બાળી નાખવામા આવે
૧૩ અને જો ઇસ્રાએલની આખી જમાત ચુક કરે,
ને તે વાત મંડળીની નજરથી ગુપ્ત રહેલી હોય ને જે
કૃત્યો કરવાની યહોવાહે મના કીધેલી છે તેમાનું કોઇ
કૃત્ય કરીને તેઓ દોષિત થયા હોય, ૧૪ તો જે પાપ
તેઓએ કીધુ હોય તેની જાણ પડે ત્યારે મંડળી
પાપાર્થાર્પણને માટે એક જુવાન વાછરડો ચઢાવે, ને
તેને મુલાકાતમંડપની આગળ લાવે ૧૫ અને જમા
તના વડીલો યહોવાહની આગળ તે વાછરડાના માથા
પર પોતાના હાથ મુકે, ને યહોવાહની આગળ તે
વાછરડો કપાય, ૧૬ અને અભિષિક્ત યાજક તે વાછ
રડાના રક્તમાનું લઇને મુલાકાતમંડપમા આવે, ૧૭ ને
યાજક પોતાની આગળી તે રક્તમા બોળીને સાતવાર
યહોવાહની આગળ પડદાની સામે તે છાંટે ૧૮ અને
જે વેદી યહોવાહની આગળ મુલાકાતમંડપમા છે તેના
શિંગો પર તે રક્તમાથી તે લગાડે, ને જે યજ્ઞવેદી
મુલાકાતમંડપના દ્વાર પાસે છે તેના થડમા તે સઘળુ
રક્ત તે ઢોળી દે ૧૯ અને તેમાથી તેની બધી ચરબી
કાઢી લઇને વેદી પર તેનુ દહન તે કરે ૨૦ એ વાછર
ડાને તે એ પ્રમાણે કરે, જેમ તેણે પાપાર્થાર્પણના
વાછરડાનું કીધુ તેમ તે એનુ પણ કરે, ને યાજક
તેઓને સારૂ પ્રાયશ્ચિત્ત કરે, ને તેઓને ક્ષમા કરવામા
આવશે ૨૧ અને તે વાછરડાને છાવણી બહાર લઇ
જાય ને જેમ પહેલા વાછરડાને તેણે બાળી નાખ્યો
હતો તેમ તેને પણ બાળી દે, તે જમાતને સારૂ
પાપાર્થાર્પણ છે

૨૨ જ્યારે કોઇ અધિકારી પાપ કરીને જે બધા
કૃત્યો કરવાની તેના દેવ યહોવાહે મના કરી છે તેમાનુ
કોઇ અજાણે કરીને દોષિત થાય, ૨૩ ત્યારે જો જે
પાપ વિષે તે દોષિત થયો હોય તે તેને જાણ પાડવામા
આવે તો તે એક બકરાનુ એટલે એબરહિત એક નરનુ
અર્પણ લાવે, ૨૪ ને બકરાના માથા પર તે પોતાનો
હાથ મુકે, ને જ્યા યહોવાહની આગળ દહનીયાર્પણ
કપાય છે તે જગ્યાએ તેને કાપે, તે પાપાર્થાર્પણ છે
૨૫ અને યાજક પોતાની આગળી વડે પાપાર્થાર્પણના
રક્તમાનું લે, ને યજ્ઞવેદીના શિંગ પર તે ચોપડે, ને
યજ્ઞવેદીના થડમા તેનુ રક્ત ઢોળી દે ૨૬ અને શાત્ય
ર્પણના યજ્ઞની ચરબીની પેઠે તેની સર્વ ચરબીનુ વેદી
પર દહન કરે, ને તેના પાપને લીધે યાજક તેને સારૂ
પ્રાયશ્ચિત્ત કરે, ને તેને ક્ષમા કરવામા આવશે

૨ અને જ્યારે કોઇ જન યહોવાહને ખાવાર્પણ
ચઢાવે ત્યારે તેનું અર્પણ મેંદાનુ હોય, ને તે
તેના પર તેલ રેડે ને તે પર લોબાન મુકે ૨ અને
તે હારૂનના પુત્રોની પાસે, એટલે યાજકોની પાસે
તે લાવે, ને તે તેમાથી એક મુઠ્ઠીભર મેંદો તથા તેલ
ને તે પરનો સઘળો લોબાન લે, ને યાજક યાદગીરીને
માટે યહોવાહને સારૂ સુવાસિક હોમયજ્ઞ તરીકે વેદી
પર તેનું દહન કરે ૩ અને ખાવાર્પણમાથી જે બાકી
રહે તે હારૂનનુ તથા તેના પુત્રોનુ થાય, તે યહોવા
હના હોમયજ્ઞોમા પરમપવિત્ર વસ્તુ છે

૪ અને જો તું ભઠ્ઠીમા પકાવેલું ખાવાર્પણ લાવે તો
તે તેલથી મોહેલા મેંદાની બેખમીર પોળીઓ અથવા
તેલ ચોપડેલા બેખમીર ખાખરા હોય ૫ અને જો
તારૂ અર્પણ તવામા પકાવેલુ ખાદ્યાપણ હોય તો તે
તેલે મોહેલા બેખમીર મેંદાનુ હોય ૬ તારે તેને
ભાગવુ, ને તેના કકડા કરીને તે પર તેલ રેડવુ, તે
ખાવાર્પણ છે ૭ અને જો તારૂ ખાવાપણ કઢાઇમા
પકાવેલુ હોય, તો તે મેંદાનુ તેલમા [તળીને] બનાવવુ
૮ અને એવી વસ્તુઓનુ બનેલુ ખાવાર્પણ તારે યહો
વાહની આગળ લાવવુ, ને તે યાજક આગળ રજુ
કરવુ, ને તે તેને વેદી પાસે લાવે. ૯ અને યાજક તે
ખાવાર્પણમાથી કેટલુક યાદગીરી દાખલ કાઢી લઇને
વેદી પર તેનુ દહન કરે, તે યહોવાહને સારૂ સુવાસિક
હોમયજ્ઞ છે ૧૦ અને ખાવાર્પણમાથી જે બાકી રહે
તે હારૂનનુ તથા તેના પુત્રોનુ થાય, તે યહોવાહના
હોમયજ્ઞોમા પરમપવિત્ર વસ્તુ છે ૧૧ જે ખાવાર્પણ
તમે યહોવાહ પ્રત્યે ચઢાવો તેઓમાંનુ કોઇ પણ
ખમીરસહિત બનાવેલુ ન હોય, કેમકે તમારે યહો-
વાહના હોમયજ્ઞ તરીકે કંઇ પણ ખમીરનુ અથવા કંઇ
પણ મધનુ દહન કરવુ નહિ. ૧૨ પ્રથમ ફળના અર્પણ
તરીકે તેઓને તમારે યહોવાહ પ્રત્યે ચઢાવવા, પણ
સુવાસને સારૂ વેદી પર તેઓ ચઢે નહિ. ૧૩ અને
તારા ખાવાપણના પ્રત્યેક અર્પણને મીઠાથી સલુણુ
કરવુ, ને તારા ખાવાપણમાં તારા દેવના કરારના
મીઠાની ખામી [illegible]

નાખવુ, ને તે પર લોબાન મુકવો, તે ખાદ્યાર્પણ છે
૧૬ અને યાજક યાદગીરીમા તે પોકમાથી થોડો તથા
તે તેલમાથી થોડું તથા તે સઘળો લોબાન લઇને દહન
કરે, તે યહોવાહને સારૂ હોમયજ્ઞ છે

૩ અને જો તેનુ અર્પણ શાંત્યર્પણનો યજ્ઞ હોય
તો, જો તે ઢોર ચઢાવે, પછી તે નર કે નારી
જાતિનુ હોય, તો યહોવાહ પ્રત્યે તે એબરહિત ચઢાવે
૨ અને તે પોતાના અર્પણના માથા પર પોતાનો હાથ
મુકે, ને મુલાકાતમંડપના દ્વાર પાસે તેને કાપે, ને
યાજકો, એટલે હારૂનના પુત્રો, વેદી પર ચોમેર તેનું
રક્ત છાંટે, ૩ ને તે શાંત્યર્પણના યજ્ઞમાથી યહોવાહ
પ્રત્યે હોમયજ્ઞ ચઢાવે, આંતરડાની આસપાસની
ચરબી, તથા આંતરડા પરની સઘળી ચરબી, ૪ તથા
બન્ને ગુર્દા તથા તેઓ પરની ચરબી જે જાંગો પાસે
હોય છે તે, તથા ગુર્દા સાથે કલેજા પરનુ અંતરપડ,
તે કાઢી લે ૫ અને હારૂનના પુત્રો વેદી પરના અગ્નિ
પરના લાકડા ઉપરના દહનીયાર્પણ પર તેનુ દહન
કરે, તે યહોવાહને સારૂ સુવાસિક હોમયજ્ઞ છે

૬ અને જો યહોવાહની આગળ શાંત્યર્પણના યજ્ઞને
સારૂ તેનુ અર્પણ ઘેટાબકરાનુ હોય, પછી તે નર કે
નારી જાતિનું હોય, તોપણ તે એબરહિત ચઢાવે
૭ જો તે હલવાનનુ અર્પણ ચઢાવે તો તે તેને યહો-
વાહની આગળ ચઢાવે, ૮ ને તે પોતાના અર્પણના
માથા પર પોતાનો હાથ મુકે, ને મુલાકાતમંડપની
આગળ તેને કાપે, ને હારૂનના પુત્રો તેનુ રક્ત વેદી
પર ચોમેર છાંટે ૯ અને શાંત્યર્પણોના યજ્ઞમાથી તે
યહોવાહને સારૂ હોમયજ્ઞ ચઢાવે, તેની ચરબી તથા
તેની પુષ્ટ પુછડી આખી ને આખી કરોડના હાડકાની
લગોલગથી કાપી લે, તથા આંતરડાની આસપાસની
ચરબી તથા આંતરડા પરની સઘળી ચરબી, ૧૦ તથા
બન્ને ગુર્દા તથા તેઓ પરની ચરબી જે જાંગો પાસે
હોય છે તે તથા ગુર્દા સાથે કલેજા પરનુ અંતરપડ તે
કાઢી લે. ૧૧ અને યાજક વેદી પર તેનું દહન કરે, તે
યહોવાહને સારૂ હોમયજ્ઞરૂપ વસ્તુ છે

તથા આંતરડાં પરની સઘળી ચરબી, ૧૫ તથા બન્ને
ગુર્દા તથા તેઓ પરની ચરબી જે જાગો પાસે હોય
છે તે, તથા ગુર્દા સાથે કલેજા પરનું અંતરપડ તે કાઢી
લે. ૧૬ અને યાજક વેદી પર તેમનું દહન કરે; તે
સુવાસને સારૂ હોમયજ્ઞરૂપ વસ્તુ છે; સઘળી ચરબી
યહોવાહની છે. ૧૭ તમારી વંશપરંપરા તમારા સઘળાં
રહેઠાણોમાં એ તમારો હમેશને માટે વિધિ થાય કે,
ચરબી કે રક્ત તમારે ખાવુંજ નહિ.

૪ અને યહોવાહે મુસાને કહ્યું કે, ૨ ઇસ્રાએલ-
પુત્રોને એમ કહે કે, જે કૃત્યો કરવાની યહોવાહે
મના કરી છે, તેઓમાંના કોઇ વિષે અજાણે પાપમાં
પડીને કોઇ જન તેઓમાંનુ કોઇ કૃત્ય કરે [તે વિષે
આ નિયમ છે]; ૩ જો અભિષિક્ત યાજક પાપ કરીને
લોકો પર દોષ આણે, તો જે પાપ તેણે કીધુ હોય
તેને લીધે પાપાર્થાર્પણને સારૂ તે યહોવાહ પ્રત્યે એક
ખોડરહિત જુવાન વાછરડો ચઢાવે ૪ અને તે તે
વાછરડાને મુલાકાતમંડપના દ્વાર પાસે યહોવાહની
આગળ લાવે; ને વાછરડાના માથા પર તે પોતાનો
હાથ મુકે, ને યહોવાહની આગળ તે વાછરડાને કાપે.
૫ અને તે અભિષિક્ત યાજક તે વાછરડાના રક્તમાથી
કેટલુંક લઇને મુલાકાતમંડપમાં લાવે; ૬ ને યાજક
પોતાની આંગળી તે રક્તમાં બોળીને તે રક્તમાથી
યહોવાહની આગળ પવિત્રસ્થાનના પડદાની સામે
સાત વાર છાંટે. ૭ અને સુવાસિક ધૂપની વેદી જે
મુલાકાતમંડપમાં યહોવાહની આગળ છે તેનાં શિંગ
પર યાજક તે રક્તમાથી ચોપડે; ને જે યજ્ઞવેદી
મુલાકાતમંડપના દ્વાર પાસે છે તેના થડમાં વાછરડાનું
સઘળુ રક્ત તે ઢોળી દે. ૮ અને પાપાર્થાર્પણના વાછ-
રડાની બધી ચરબી તે તેમાંથી કાઢી લે; આંતરડાંની
આસપાસની ચરબી, ને આંતરડા પરની સઘળી ચરબી,
૯ ને બન્ને ગુર્દા, તથા તેઓ પરની ચરબી જે જાગોની
પાસે હોય છે તે, ને કલેજા પરનું અંતરપડ ગુર્દા સુદ્ધાં
તે કાઢી લે, ૧૦ જેમ તે શાંત્યર્પણના યજ્ઞના વાછરડા-
માંથી કાઢી લેવાય છે તેમ; ને યાજક યજ્ઞવેદી પર
તેઓનું દહન કરે ૧૧ અને વાછરડાનું ચામડું તથા
તેનું સર્વ માસ, તથા તેની મુંડી તથા તેના પાયો તથા
તેનાં આંતરડા તથા તેનું છાણ, ૧૨ એટલે, બળદનું
આખુ ખોળિયુ* છાવણી બહાર કોઇ સ્વચ્છ જગ્યાએ
જ્યાં રાખ ઠાલવી નંખાય છે ત્યાં તે લઇ જાય; ને
ત્યા લાકડાં સળગાવીને તેને બાળી નાખે; જ્યાં રાખ
ઠાલવી નખાય છે ત્યાં તે બાળી નાખવામાં આવે

૧૩ અને જો ઇસ્રાએલની આખી જમાત ચુક કરે,
ને તે વાત મંડળીની નજરથી ગુપ્ત રહેલી હોય ને જે
કૃત્યો કરવાની યહોવાહે મના કીધેલી છે તેમાંનું કોઇ
કૃત્ય કરીને તેઓ દોષિત થયા હોય; ૧૪ તો જે પાપ
તેઓએ કીધું હોય તેની જાણ પડે ત્યારે મંડળી
પાપાર્થાર્પણને માટે એક જુવાન વાછરડો ચઢાવે, ને
તેને મુલાકાતમંડપની આગળ લાવે ૧૫ અને જમા-
તના વડીલો યહોવાહની આગળ તે વાછરડાના માથા
પર પોતાના હાથ મુકે, ને યહોવાહની આગળ તે
વાછરડો કપાય, ૧૬ અને અભિષિક્ત યાજક તે વાછ-
રડાના રક્તમાનું લઇને મુલાકાતમંડપમા આવે; ૧૭ ને
યાજક પોતાની આંગળી તે રક્તમાં બોળીને સાતવાર
યહોવાહની આગળ પડદાની સામે તે છાંટે. ૧૮ અને
જે વેદી યહોવાહની આગળ મુલાકાતમંડપમાં છે તેનાં
શિંગો પર તે રક્તમાથી તે લગાડે; ને જે યજ્ઞવેદી
મુલાકાતમંડપના દ્વાર પાસે છે તેના થડમાં તે સઘળું
રક્ત તે ઢોળી દે. ૧૯ અને તેમાથી તેની બધી ચરબી
કાઢી લઇને વેદી પર તેનુ દહન તે કરે ૨૦ એ વાછર-
ડાને તે એ પ્રમાણે કરે, જેમ તેણે પાપાર્થાર્પણના
વાછરડાનું કીધુ તેમ તે એનુ પણ કરે; ને યાજક
તેઓને સારૂ પ્રાયશ્ચિત્ત કરે, ને તેઓને ક્ષમા કરવામાં
આવશે ૨૧ અને તે વાછરડાને છાવણી બહાર લઇ
જાય ને જેમ પહેલા વાછરડાને તેણે બાળી નાખ્યો
હતો તેમ તેને પણ બાળી દે; તે જમાતને સારૂ
પાપાર્થાર્પણ છે

૨૨ જ્યારે કોઇ અધિકારી પાપ કરીને જે બધા
કૃત્યો કરવાની તેના દેવ યહોવાહે મના કરી છે તેમાંનું
કોઇ અજાણે કરીને દોષિત થાય; ૨૩ ત્યારે જો જે
પાપ વિષે તે દોષિત થયો હોય તે તેને જાણ પાડવામાં
આવે તો તે એક બકરાનું એટલે ખોડરહિત એક નરનું
અર્પણ લાવે, ૨૪ ને બકરાના માથા પર તે પોતાનો
હાથ મુકે; ને જ્યા યહોવાહની આગળ દહનીયાર્પણ
કપાય છે તે જગ્યાએ તેને કાપે; તે પાપાર્થાર્પણ છે.
૨૫ અને યાજક પોતાની આંગળી વડે પાપાર્થાર્પણના
રક્તમાંનું લે, ને યજ્ઞવેદીનાં શિંગ પર તે ચોપડે, ને
યજ્ઞવેદીના થડમાં તેનુ રક્ત ઢોળી દે. ૨૬ અને શાંત્ય-
ર્પણના યજ્ઞની ચરબીની પેઠે તેની સર્વ ચરબીનું વેદી
પર દહન કરે; ને તેના પાપને લીધે યાજક તેને સારૂ
પ્રાયશ્ચિત્ત કરે; ને તેને ક્ષમા કરવામાં આવશે.

૨૭ અને જે કૃત્યો કરવાની યહોવાહે મના કરી છે
તેમાંનું કોઇ પણ કરીને કોઇ સાધારણ માણસ અજાણે
પાપ કરે ને દોષમા પડે, ૨૮ ત્યારે જો જે પાપ વિષે
તે દોષિત થયો હોય તે તેને જાણ પાડવામા આવે
તો તે એક એબરહિત બકરીનું અર્પણ લાવે, જે પાપ
વિષે તે દોષિત થયો હોય તેને લીધે તે લાવે. ૨૯ અને
તે પોતાનો હાથ પાપાર્થાર્પણના માથા પર મુકે, ને
દહનીયાર્પણની જગ્યામા પાપાર્થાર્પણ કાપે ૩૦ અને
યાજક પોતાની આંગળી વડે તેના રક્તમાંનું લઇને
યજ્ઞવેદીના શિંગ પર તે ચોપડે, ને તેનુ સઘળુ રક્ત
વેદીના થડમા ઢોળી દે ૩૧ અને જેમ શાંત્યર્પણના
યજ્ઞની ચરબી કાઢી લેવામા આવે છે તેમ તેની સઘળી
ચરબી તે કાઢી લે, ને યાજક યહોવાહ પ્રત્યે સુવાસને
કાજે તેનું દહન વેદી પર કરે, ને યાજક તેને સારૂ
પ્રાયશ્ચિત્ત કરે, ને તેને ક્ષમા કરવામા આવશે

૩૨ અને જો તે પાપાર્થાર્પણને સારૂ હલવાનનું
અર્પણ લાવે તો તે એબરહિત નારી લાવે ૩૩ અને તે
પોતાનો હાથ પાપાર્થાર્પણના માથા પર મુકે, ને જ્યા
દહનીયાર્પણ કપાય છે તે જગ્યાએ પાપાર્થાર્પણને
સારૂ તેને કાપે ૩૪ અને યાજક પોતાની આંગળી વડે
પાપાર્થાર્પણના રક્તમાંનુ લઇને યજ્ઞવેદીના શિંગ પર
તે ચોપડે, ને તેનું સઘળુ રક્ત વેદીના થડમા ઢોળી
દે, ૩૫ ને જેમ શાંત્યર્પણના યજ્ઞમાથી હલવાનની
ચરબી કાઢી લેવામા આવે છે તેમ તેની સઘળી ચરબી
તે કાઢી લે, ને યાજક યહોવાહના હોમયજ્ઞોની રીત
પ્રમાણે વેદી પર તેઓનું દહન કરે, ને જે પાપ વિષે
તે દોષિત થયો હોય તેને લીધે યાજક તેને સારૂ
પ્રાયશ્ચિત્ત કરે, ને તેને ક્ષમા કરવામા આવશે.

૫ અને જો કોઇ જન સાક્ષી છતા તેને શપથ
દેવામા આવે ત્યારે તેણે જે દીઠુ હોય કે જાણતો
હોય, તે જાહેર ન કરીને પાપમા પડે તો તેનો અન્યાય
તેને માથે છે, ૨ અથવા જો કોઇ માણસ કોઇ અશુદ્ધ
વસ્તુનો, એટલે અશુદ્ધ પશુના મુડદાનો કે અશુદ્ધ
ઢોરના મુડદાનો કે અશુદ્ધ સરપટીઆના મુડદાનો
સ્પર્શ કરે, ને તે તેના જાણવામા ન આવતા તે અશુદ્ધ
થયો હોય તો તે દોષિત ગણાય, ૩ અથવા હરકોઇ
અશુદ્ધતાથી કોઇ માણસ અશુદ્ધ થયો હોય, તેની
અશુદ્ધતાનો જો કોઇ સ્પર્શ કરે, ને તે તેના જાણવામા
આવેલુ ન હોય તો જ્યારે તે તેના જાણવામા આવે
ત્યારે તે દોષિત ગણાય, ૪ અથવા જો કોઇ માણસ
ભુંડુ કરવાના કે ભલુ કરવાના સોગન વગર વિચારે
પોતાના હોઠોથી ખાય, કે વગર વિચારે સોગન ખાઇને
ગમે તે કહે, ને જો તે તેના જાણવામા આવ્યુ ન હોય,
તો જ્યારે તે તેના જાણવામા આવે ત્યારે તે એઓ-
માથી એક વિષે દોષિત થાય. ૫ અને જ્યારે તે એઓ-
માથી એક વિષે દોષિત થાય ત્યારે એમ થાય કે જે
વિષે તેણે પાપ કીધુ હોય તે તે કબૂલ કરે; ૬ ને જે
પાપ તેણે કીધુ હોય તેને લીધે પોતાનુ દોષાર્થાર્પણ
યહોવાહને સારૂ તે લાવે એટલે પાપાર્થાર્પણને સારૂ
ટોળામાથી નારી જાતિનું એક હલવાન કે બકરી, ને
યાજક તેના પાપને લીધે તેને સારૂ પ્રાયશ્ચિત્ત કરે
૭ અને જો હલવાન લાવવુ એ તેના ગજા ઉપરાંત હોય
તો જે પાપ તેણે કીધુ હોય તેને લીધે દોષાર્થાર્પણને
માટે તે યહોવાહને સારૂ બે હોલા કે કબુતરના બે
બચ્ચા લાવે, એક પાપાર્થાર્પણને સારૂ, ને બીજુ
દહનીયાર્પણને સારૂ ૮ અને તે તેઓને યાજક પાસે
લાવે, ને પાપાર્થાર્પણને માટે જે હોય તેને તે પ્રથમ
ચઢાવે, ને તે તેની ગરદનથી તેની મુંડી મરડી નાખે,
પણ તેના બે ભાગ ન પાડે, ૯ ને તે પાપાર્થાર્પણના
રક્તમાંનુ વેદીની બાજુ પર છાંટે ને બાકીનું રક્ત
વેદીના થડમા નિગળી જવા દે, તે પાપાર્થાર્પણ છે
૧૦ અને બીજાનુ પણ તે વિધિ પ્રમાણે દહનીયાર્પણ
ચઢાવે, ને તેણે જે પાપ કીધુ હોય તેને લીધે યાજક
તેને સારૂ પ્રાયશ્ચિત્ત કરે, ને તેને ક્ષમા કરવામા આવશે

૧૧ અને જો બે હોલા કે કબુતરના બે બચ્ચાં મેળ-
વવા એ તેના ગજા ઉપરાંત હોય તો પોતે જે પાપ
કીધુ હોય તેને લીધે પાપાર્થાર્પણને માટે એક દશાંશ
એફાહ મેંદાનું તે પોતાને માટે અર્પણ લાવે, તે પર
તે કંઇ તેલ ન રેડે, ને તે પર કંઇ લોબાન તે ન મુકે,
કેમકે તે તો પાપાર્થાર્પણ છે ૧૨ અને તે તેને યાજક
પાસે લાવે, ને યાજક યાદગીરી દાખલ તેમાથી
ખોબાભર લઇને વેદી પર યહોવાહના હોમયજ્ઞો ઉપર
તેનું દહન કરે, તે પાપાર્થાર્પણ છે ૧૩ અને આ
કૃત્યોમાથી કોઇ પણ વિષે તેણે પાપ કીધુ હોય તેને
લીધે યાજક તેને સારૂ પ્રાયશ્ચિત્ત કરે, ને તેને ક્ષમા
કરવામા આવશે, ને [બાકીનુ] ખાદ્યાર્પણની પેઠે
યાજકનુ થાય

૧૪ અને યહોવાહે મુસાને કહ્યુ કે, ૧૫ જો કોઇ
માણસ ઉલ્લંઘન કરીને યહોવાહની પવિત્ર વસ્તુએ
વિષે અજાણે પાપ કરે તો તે યહોવાહ પ્રત્યે પોતાનુ

દોષાર્થાર્પણ લાવે, એટલે તું ઠરાવે એટલા શેકેલ રૂપું
પવિત્રસ્થાનના શેકેલ પ્રમાણે દોષાર્થાર્પણને માટે
લાવે; ૧૬ ને જે પવિત્ર વસ્તુ વિષે તેણે પાપ કીધું
હોય તેનો બદલો તે ભરી આપે, ને વળી તેનો એક
પંચમાંશ તેમાં ઉમેરીને યાજકને તે આપે; ને યાજક
તેને સારૂ દોષાર્થાર્પણના ઘેટા વડે પ્રાયશ્ચિત્ત કરે, ને
તેને ક્ષમા કરવામાં આવશે

૧૭ અને જો કોઇ માણસ પાપ કરીને જે કામો
કરવાની યહોવાહે મના કરેલી છે તેઓમાંનું કોઇ પણ
કરે, તો જો કે તે અજાણ્યો હોય તો પણ તે દોષિત
છે, ને તેનો અન્યાય તેને માથે. ૧૮ તે દોષાર્થાર્પણને
સારૂ ટોળામાનો તારા ઠરાવ પ્રમાણેનો એબરહિત
ઘેટો યાજક પાસે લાવે; ને જે ચુક તેણે અજાણતાં
એટલે વગર જાણે કીધી તે વિષે તેને સારૂ યાજક
પ્રાયશ્ચિત્ત કરે, ને તેને ક્ષમા કરવામાં આવશે ૧૯ તે
દોષાર્થાર્પણ છે; તે નિશ્ચે યહોવાહ આગળ દોષિત છે.

૬ અને યહોવાહે મુસાને કહ્યું કે, ૨ જો કોઇ જન
પાપ કરે, ને યહોવાહ વિરૂદ્ધ અપરાધ કરીને
અનામતની કે ગીરોની કે લૂટફાટની બાબતમાં પોતાના
પડોસીને દગો દે, કે પોતાના પડોસીપર જુલમ
ગુજાર્યો હોય; ૩ અથવા કોઇ ખોવાએલી વસ્તુ તેને
જડી હોય તે વિષે દગો કરે, ને જુઠા સોગન ખાય;
જો કોઇ માણસ આ સઘળાંમાંથી હરકોઇ કરીને પાપ
કરે; ૪ જો તે પાપ કરીને દોષિત થયો હોય, તો એમ
થાય કે, જે તેણે પડાવી લીધું હોય, અથવા જે વસ્તુ
તેણે જુલમથી મેળવી હોય, અથવા જે અનામત તેને
સોંપાએલી હોય, અથવા જે ખોવાએલી વસ્તુ તેને
જડી હોય, ૫ અથવા જે કોઇ ચીજ વિષે તેણે જુઠા
સોગન ખાધા હોય, તે તે પાછાં આપે; તે ભરીપુરીને
પાછું આપે એટલુંજ નહિ, પણ તેમાં એક પંચમાંશ
ઉમેરે; તે દોષિત ઠરે તેજ દિવસે તેણે જેનું તે હોય
તેને તે આપવું. ૬ અને તે યહોવાહ આગળ પોતાનું
દોષાર્થાર્પણ, એટલે ટોળામાનો તારા ઠરાવ પ્રમાણેનો
એબરહિત ઘેટો, યાજક પાસે દોષાર્થાર્પણને માટે
લાવે, ૭ ને યાજક યહોવાહની સમ્મુખ તેને સારૂ
પ્રાયશ્ચિત્ત કરે; ને જે કોઇ કૃત્યથી તે દોષિત થયો
હશે, તે વિષે તેને ક્ષમા કરવામા આવશે.

૮ અને યહોવાહે મુસાને કહ્યું કે, ૯ હારૂનને તથા
તેના પુત્રોને એમ ફરમાવ કે દહનીયાર્પણનો નિયમ
આ છે; દહનીયાર્પણ આખી રાત સવાર સુધી વેદી
પરના બળતણ ઉપર રહે; ને વેદીના અગ્નિને તેની
ઉપર બળતો રાખવો ૧૦ અને યાજક પોતાનું સણનું
વસ્ત્ર પહેરે, ને પોતાના દેહ પર પોતાની સણની ઇજાર
પહેરે; અને અગ્નિએ ભસ્મ કીધેલા વેદીપરના દહની-
યાર્પણની રાખને તે ઉઠાવી લઇને વેદી પાસે મુકે
૧૧ અને તે પોતાનાં વસ્ત્ર ઉતારે, ને બીજાં વસ્ત્ર પહે-
રીને તે રાખને છાવણી બહાર સ્વચ્છ જગ્યાએ લઇ
જાય. ૧૨ અને વેદી પરના અગ્નિને તે પર બળતો
રાખવો, ને તેને હોલવાવા ન દેવો; ને દર સવારે
યાજક તે પર લાકડાં બાળે ને તે તેના ઉપર દહની-
યાર્પણ ગોઠવે; ને તેના ઉપર શાંત્યર્પણની ચરબીનું
દહન કરે. ૧૩ અગ્નિને વેદી પર અખંડ બળતો રાખવો,
તેને હોલવાવા ન દેવો.

૧૪ અને ખાદ્યાર્પણનો નિયમ આ છે; હારૂનના
પુત્રો તેને યહોવાહની સમ્મુખ વેદી સામે ચઢાવે
૧૫ અને તે એમાંથી પોતાના એક ખોબાભર ખાદ્યા-
ર્પણનો મેંદો તથા તેનું તેલ, અને ખાદ્યાર્પણનો સઘળો
લોબાન લઇને યાદગીરી દાખલ, યહોવાહને સારૂ
સુવાસને અર્થે તેનું વેદી ઉપર દહન કરે ૧૬ અને
તેમાથી જે બાકી રહે તે હારૂન તથા તેના પુત્રો
ખાય; તેને પવિત્ર જગ્યામાં ખમીર વગર ખાવું;
મુલાકાતમંડપના આંગણામા તેઓ તે ખાય. ૧૭ તેને
ખમીરસહિત ન પકાવવું; મેં મારા હોમયજ્ઞોમાંથી તે
તેઓને તેઓના હિસ્સા દાખલ આપ્યું છે; પાપા-
ર્થાર્પણની પેઠે તથા દોષાર્થાર્પણની પેઠે તે પરમપવિત્ર
છે ૧૮ હારૂનપુત્રોમાનો પ્રત્યેક પુરૂષ યહોવાહના
હોમયજ્ઞોમાથી તેમના જથ્થાના તથા વંશપરંપરાના
હક તરીકે તે ખાય; જે કોઇ તેઓનો સ્પર્શ કરે તે
શુદ્ધ હોય

૧૯ અને યહોવાહે મુસાને કહ્યું કે, ૨૦ હારૂનનો
અભિષેક થાય તે દિવસે તેણે તથા તેના પુત્રોએ
યહોવાહને આ અર્પણ કરવું; એટલે, ખાદ્યાર્પણને
સારૂ જથ્થુ એક દશાંશ એફાહ મેંદો, તેમાંથી અડધો
સવારે, ને અડધો સાંજે ૨૧ તેને તવામાં તેલથી
તળવો; જ્યારે તે તળાય ત્યારે તેને અંદર આણવો;
તળેલાના ચોસલાં પાડીને યહોવાહ પ્રત્યે સુવાસને
અર્થે તારે ખાદ્યાર્પણ ચઢાવવું. ૨૨ અને તેના પુત્રો-
માનો જે અભિષિક્ત યાજક તેની પદ્દીએ આવે તે તે
ચઢાવે; જથ્થાના વિધિથી તેનું યહોવાહને સારૂ પુરેપુરૂં

દહન કરાય ૨૩ અને યાજકના પ્રત્યેક ખાદ્યાર્પણનુ
પુરેપુરૂં દહન કરવુ, તે ખાવુ નહિ
૨૪ અને યહોવાહે મુસાને કહ્યું કે, ૨૫ હારૂનને તથા
તેના પુત્રોને એમ કહે કે, પાપાર્થાર્પણનો નિયમ આ
છે, જ્યા દહનીયાર્પણ કપાય છે, ત્યા યહોવાહની
આગળ પાપાર્થાર્પણ કપાય, તે પરમપવિત્ર છે
૨૬ જે યાજક તેવડે પાપાર્થાર્પણ કરે, તે તે ખાય,
પવિત્ર જગ્યામા, એટલે મુલાકાતમંડપના આંગણામા
તે ખવાય ૨૭ જે કઇ તેના માંસનો સ્પર્શ કરે તે
શુદ્ધ ગણાય, ને જ્યારે તેના રક્તમાનુ કોઇ વસ્ત્ર પર
છંટાય, ત્યારે જે પર તે છંટાએલુ હોય, તેને તારે
પવિત્ર જગ્યામા ધોવુ ૨૮ પણ જે હાંલ્લામા તેને
બાફ્યુ હોય, તે હાંલ્લાને ભાંગી નાખવુ, ને જો તેને
પિત્તળના વાસણમા બાફ્યુ હોય, તો તેને માંજીને
પાણીએ વિછળવુ ૨૯ યાજકોમાનો દરેક પુરૂષ તે
ખાય, તે પરમપવિત્ર છે ૩૦ અને જેના રક્તમાનુ
પવિત્રસ્થાનમા પ્રાયશ્ચિત્ત કરવા સારૂ મુલાકાતમંડ-
પમા કાંઇ આણવામા આવ્યુ હોય, તેનુ કોઇ પાપા
ર્થાર્પણ ખવાય નહિ, તેને અગ્નિમા બાળી નાખવુ

૭ અને દોષાર્થાર્પણનો નિયમ આ છે, તે પરમ
પવિત્ર છે ૨ જે જગ્યાએ દહનીયાર્પણ કપાય
છે, ત્યા તેઓ દોષાર્થાર્પણ કાપે, ને તેનું રક્ત વેદી
પર ચોગરદમ છાંટે ૩ અને તેમાથી તેની બધી ચરબી,
પુષ્ટ પુંછડી તથા આંતરડા ઉપરની ચરબી, ૪ તથા
બન્ને ગુર્દા તથા તેઓ ઉપરની ચરબી જે જાંગોની
પાસે હોય છે તે, તથા કલેજા પરનુ અંતરપડ ગુર્દા
સુદ્ધા કાઢી લેવા ૫ અને યાજક યહોવાહ પ્રત્યે
હોમયજ્ઞને સારૂ વેદી પર તેમનુ દહન કરે, તે દોષા
ર્થાર્પણ છે ૬ યાજકોમાનો દરેક પુરૂષ તે ખાય, તે
પવિત્ર જગ્યામા ખવાય, તે પરમપવિત્ર છે ૭ જેવુ
પાપાર્થાર્પણ તેવુજ દોષાર્થાર્પણ છે, તેઓને માટે
એકજ નિયમ છે, જે યાજક તે વડે પ્રાયશ્ચિત્ત કરે,
તેને તે મળે ૮ અને જે યાજક કોઇ માણસનુ
દહનીયાર્પણ ચઢાવે તેજ યાજક પોતે ચઢાવેલા દહ
નીયાર્પણનું ચામડું પોતાને સારૂ લે ૯ અને ભઠ્ઠીમા
પકાવેલુ, તથા કડાઇમા ને તવામા તળેલુ સર્વ
ખાદ્યાર્પણ તે ચઢાવનાર યાજકનુ થાય ૧૦ અને સર્વ
તેલવાળુ કે કોરૂ ખાદ્યાર્પણ હારૂનના સર્વ પુત્રો લે,
જેમ એક તેમજ બીજો [લે]

૧૧ અને શાત્યર્પણોનો યજ્ઞ કોઇ યહોવાહ પ્રત્યે
ચઢાવે, તેનો નિયમ આ છે, ૧૨ જો તે ઉપકારસ્તુતિને
અર્થે ચઢાવે, તો તે ઉપકારાર્થાર્પણની સાથે તેલે
મોહેલી ખમીર વગરની પોળીઓ, તથા તેલ ચોપડેલા
ખમીર વગરના ખાખરા, તથા [ તેલમાં ] બોળેલા
મેદાની તેલે મોહેલી પોળીઓ ચઢાવે ૧૩ ઉપકાર
સ્તુતિને અર્થે પોતાના શાત્યર્પણોના યજ્ઞ સાથે ખમીરી
રોટલીની પોળીઓનુ અર્પણ તે ચઢાવે, ૧૪ અને
તેમાના પ્રત્યેક અર્પણમાથી એકેક [વસ્તુ] યહોવાહને
સારૂ ઉચ્છાલીયાર્પણ તરીકે તે ચઢાવે, શાત્યર્પણનુ
રક્ત છાંટનાર યાજકનેજ તે મળે ૧૫ અને ઉપકાર-
સ્તુતિને માટેના શાત્યર્પણોના યજ્ઞનુ માંસ અર્પણને
દિવસેજ તે ખાય, તે તેમાથી કઇ પણ સવાર સુધી
ન રહેવા દે ૧૬ પણ જો તેનુ યજ્ઞાર્પણ એ કોઇ
માનતા કે ઐચ્છિકાર્પણ હોય, તો જે દિવસે તે પોતાનુ
અર્પણ ચઢાવે, તે દિવસે તે તેને ખાય, ને તેમાનુ
બાકી રહેલુ બીજે દિવસે ખાય ૧૭ પણ તે યજ્ઞના
માંસમાનું જે કઇ ત્રીજે દિવસે રહે તેને અગ્નિમા
બાળી નાખવુ ૧૮ અને જો તેના શાત્યર્પણોના યજ્ઞના
માંસમાનું કઇ પણ ત્રીજે દિવસે ખાવામા આવે, તો
તે માન્ય નહિ થશે, ને અર્પણ કરનારના લાભમા
તે નહિ ગણાશે, તે અમંગળ ગણાશે, ને જે માણસ
તેમાનું ખાશે તેનો દોષ તેને માથે ૧૯ અને જે માંસને
કોઇ અશુદ્ધ વસ્તુનો સ્પર્શ થાય, તે ખાવુ નહિ,
તેને અગ્નિમા બાળી નાખવુ અને તે માંસ પ્રત્યેક
જે શુદ્ધ હોય, તે ખાય, ૨૦ પણ જે જન પોતાનુ
અંગ અશુદ્ધ છતા યહોવાહને માટેના શાત્યર્પણના
યજ્ઞનું માંસ ખાય, તે માણસ પોતાના લોકોમાથી કાપી
નખાય ૨૧ અને જે માણસ કોઇ અશુદ્ધ વસ્તુનો,
એટલે મનુષ્યના અશુદ્ધપણાનો, કે અશુદ્ધ પશુનો,
કે હરકોઇ અશુદ્ધ અમંગળ વસ્તુનો સ્પર્શ કરે, ને
યહોવાહને માટેના શાત્યર્પણોના યજ્ઞનું માંસ ખાય,
તે જન પોતાના લોકોમાથી કાપી નખાય

૨૨ અને યહોવાહે મુસાને કહ્યું કે, ૨૩ ઇસ્રાએલ-
પુત્રોને એમ કહે કે, બળદની કે ઘેટાની, કે બકરાની
કઇ પણ ચરબી તમે ન ખાઓ ૨૪ અને મુડદાલની
ચરબી તથા જાનવરોએ ફાડી નાખેલાની ચરબી બીજા
કોઇ કામમા વપરાય, પણ તમારે તે કદી ન ખાવી
૨૫ કેમકે જે પશુનો માણસ યહોવાહ પ્રત્યે હોમયજ્ઞ
ચઢાવે છે, તેની ચરબી જે કોઇ ખાય, તે ખાનાર

માણુસ પોતાના લોકો મધ્યેથી કાપી નંખાય. ૨૬અને
તમે કંઇ પણ પ્રકારનું પક્ષીનું કે પશુનું રક્ત તમારા
કોઇ પણ રહેઠાણુમાં ન ખાઓ ૨૭હર કોઇ માણુસ
કંઇ પણ રક્ત ખાય તો તે માણુસ પોતાના લોકો
મધ્યેથી કાપી નંખાય

૨૮અને યહોવાહે મુસાને કહ્યું કે, ૨૯ઇસ્રાએલપુ-
ત્રોને એમ કહે કે, જે કોઇ પોતાનાં શાંત્યર્પણોનો યજ્ઞ
યહોવાહ પ્રત્યે ચઢાવે, તે પોતાનાં શાંત્યર્પણોના
યજ્ઞમાંથી યહોવાહ પાસે અર્પણ લાવે; ૩૦તે પોતાના
હાથે યહોવાહના હોમયજ્ઞો લાવે, એટલે ચરબી સહિત
સીનો લાવે, એ માટે કે તે સીનાની, આરત્યર્પણને
સારૂ યહોવાહની સમ્મુખ આરતી કરાય ૩૧અને
ચરબીનું યાજક વેદી પર દહન કરે, પણ સીનો હારૂન
તથા તેના પુત્રો લે, ૩૨અને તમારાં શાંત્યર્પણોના
યજ્ઞમાંથી જમણું બાહુડું ઉચ્છાલીયાર્પણને સારૂ તમારે
યાજકને આપવું. ૩૩એ જમણું બાહુડું, હારૂનના
પુત્રોમાંનો જે શાંત્યર્પણોનું રક્ત તથા ચરબી ચઢાવે,
તેના ભાગનું થાય ૩૪કેમકે આરતિક્ત સીનો તથા
ઉચ્છાલિત બાહુડુ ઇસ્રાએલપુત્રો પાસેથી તેઓનાં
શાંત્યર્પણોના યજ્ઞોમાંથી મેં લીધાં છે, ને મેં તે હારૂન
યાજકને તથા તેના પુત્રોને ઇસ્રાએલપુત્રો પાસેથી
તેઓના નિત્યના દાપા તરીકે આપ્યાં છે

૩૫હારૂનને તથા તેના પુત્રોને યાજક તરીકે યહો-
વાહની સેવા કરવાને તેણે રજુ કીધા તે દિવસે યહો-
વાહના હોમયજ્ઞોમાંથી તેનો અભિષેક હિસ્સો તથા
તેના પુત્રોનો અભિષેક હિસ્સો આ છે; ૩૬એ વિષે
યહોવાહે જે દિવસે તેઓનો અભિષેક થયો તે દિવસે
એવી આજ્ઞા કીધી કે, ઇસ્રાએલપુત્રો તેઓને તે
આપે; તે વંશપરંપરા તેઓનું સદાનું દાપું છે ૩૭દહ-
નીયાર્પણનો, ખાદ્યાર્પણનો, તથા પાપાર્થાર્પણનો
તથા દોષાર્થાર્પણનો તથા પ્રતિષ્ઠાક્રિયાનો, તથા શાંત્ય-
ર્પણોના યજ્ઞનો નિયમ એજ છે. ૩૮સીનાયના અર-
ણ્યમાં યહોવાહને સારૂ અર્પણ ચઢાવવાની ઇસ્રાએલ-
પુત્રોને આજ્ઞા કીધી, તે દિવસે યહોવાહે સીનાય
પર્વતમાં મુસાને એ આજ્ઞા આપી.

૮ અને યહોવાહે મુસાને કહ્યું કે, ૨હારૂન તથા
તેની સાથે તેના પુત્રો તથા વસ્ત્રો તથા અભિ-
ષેકનું તેલ તથા પાપાર્થાર્પણનો બળદ તથા બે ઘેટા
તથા બેખમીર રોટલીઓની ટોપલી, એઓને લઇને
૩મુલાકાતમંડપના બારણા આગળ સઘળી જમાતને
ભેગી કર. ૪અને યહોવાહે તેને આપેલી આજ્ઞા
પ્રમાણે મુસાએ કીધું; ને મુલાકાતમંડપના બારણા
આગળ જમાતની સભા ટોળે મળી ૫અને મુસાએ
સભાને કહ્યું કે, યહોવાહે જે ક્રિયા કરવાની આજ્ઞા
કીધી છે તે આ છે. ૬અને મુસાએ હારૂનને તથા તેના
પુત્રોને લાવીને તેઓને પાણીથી સ્નાન કરાવ્યું. ૭અને
તેણે હારૂનને અંગરખો પહેરાવ્યો, ને તેની કમરે
કમરબંધ બાંધ્યો, ને તેને જામો પહેરાવ્યો, ને તેને
એફોદ પહેરાવ્યો, ને તેણે એફોદનો કારીગરીથી
વણેલો પટકો તેની કમરે બાંધ્યો અને એ વડે તેણે
તે પોતાના શરીર સાથે બાંધ્યો. ૮અને તેણે તેને
ઉરપત્ર પહેરાવ્યું; ને ઉરપત્રમાં તેણે ઉરીમ તથા
તુમીમ જડ્યા. ૯અને તેણે તેને માથે પાઘડી પહે-
રાવી; ને પાઘડીને મોખરે તેણે સોનાનું પત્રુ એટલે
પવિત્ર મુગટ ચોઢ્યો, જેમ યહોવાહે મુસાને આજ્ઞા
કીધી હતી તેમ. ૧૦અને મુસાએ અભિષેકનુ તેલ
લઇને મંડપનો તથા તેમાનાં સઘળાનો અભિષેક કીધો,
ને તેઓને પાવન કીધાં. ૧૧અને તેમાનું તેણે વેદી
પર સાત વાર છાંટ્યુ, ને વેદીને તથા તેના સર્વ પાસ-
ણોને, અને હોજને તથા તેના તળિયાને પાવન કરવા
સારૂ તેઓનો અભિષેક કીધો. ૧૨અને અભિષેકના
તેલમાંનું તેણે હારૂનના માથા પર રેડીને તેને પાવન
કરવા સારૂ તેનો અભિષેક કીધો ૧૩અને મુસાએ
હારૂનના પુત્રોને હાજર કરીને તેઓને અંગરખા પહે-
રાવ્યા, ને તેઓની કમરે પટકા બાંધ્યા; ને તેઓને
માથે ફાળિયાં બાંધ્યા; જેમ યહોવાહે મુસાને આજ્ઞા
કીધી હતી તેમ ૧૪અને તે પાપાર્થાર્પણના બળદને
લાવ્યો; ને હારૂને તથા તેના પુત્રોએ પાપાર્થાર્પણના
બળદના માથા પર પોતાના હાથ મુકયા; ૧૫ને તેણે
તેને કાપ્યો; ને મુસાએ તે રક્ત લઇને પોતાની આંગ-
ળીથી વેદીનાં શિંગની આસપાસ ચોપડ્યું, ને વેદીને
શુદ્ધ કીધી, ને રક્ત વેદીના થડમાં તેને માટે પ્રાયશ્ચિત્ત
કરવાને રેડ્યુ, ને તેને પાવન કીધી. ૧૬અને મુસાએ
આંતરડાં પરની સઘળી ચરબી, તથા કલેજા પરનો
પડદો, તથા બન્ને ગુર્દા તથા તેઓની ચરબી લઇને
વેદી પર તેનું દહન કીધું. ૧૭પણ બળદ[નું બાકીનું
ખોળિયુ] તથા તેનું ચામડું તથા તેનું માંસ તથા તેનું
છાણ તેણે છાવણી બહાર અગ્નિથી બાળી નાખ્યા;
જેમ યહોવાહે મુસાને આજ્ઞા કીધી હતી તેમ. ૧૮અને
તેણે દહનીયાર્પણનો ઘેટો રજુ કીધો; ને હારૂને તથા

દના હોમયજ્ઞોમાનુ બાકી રહેલુ ખાદ્યાર્પણ લો, ને તે
વેદી પાસે ખમીર વિના ખાઓ, કેમકે તે પરમપવિત્ર
છે, ૧૩ને તે તમારે પવિત્ર જગ્યામા ખાવુ, કેમકે
યહોવાહના હોમયજ્ઞોમાથી તે તારુ દાપુ તથા તારા
પુત્રોનુ દાપુ છે, કેમકે મને એ પ્રમાણે આજ્ઞા મળેલી
છે ૧૪અને આરતિનો સીનો તથા ઉચ્છાલિત બાહુ
તમારે સ્વચ્છ જગ્યામા ખાવા, એટલે તારે તથા
તારી સાથે તારા પુત્રપુત્રીઓએ [ખાવા], કેમકે ઇસ્રા
એલપુત્રોના શાંત્યર્પણના યજ્ઞોમાથી એઓ તારા દાપા
તરીકે તથા તારા પુત્રોના દાપા તરીકે અપાયલા છે,
૧૫ઉચ્છાલિત બાહુ તથા આરતિનો સીનો, ચરબીના
હોમયજ્ઞો સુદ્ધા, યહોવાહની સમ્મુખ આરતી કરીને
આરત્યર્પણ કરવાને તેઓ લાવે, તે પણ તારુ તથા
તારી સાથે તારા પુત્રોનુ સદાનુ દાપુ થાય, કેમકે
યહોવાહે એવી આજ્ઞા આપી છે

તેની ખરી ફાટેલી નથી, તે તમને અશુદ્ધ છે ૫અને
શાફાન સસલુ, કેમકે તે વાગોળે છે પણ તેની ખરી
ફાટેલી નથી, તે તમને અશુદ્ધ છે ૬અને સસલુ કેમકે
તે વાગોળે છે, પણ તેની ખરી ફાટેલી નથી, તે તમને
અશુદ્ધ છે ૭અને ડુક્કર, કેમકે તેની ખરી ફાટેલી
છે, ને તેના પગ ફાટેલા છે, પણ તે વાગોળતું નથી,
તે તમને અશુદ્ધ છે ૮તેઓનુ માંસ ન ખાવુ, તથા
તેઓના મુડદાનો સ્પર્શ ન કરવો, તેઓ તમને
અશુદ્ધ છે

૯સઘળા જળચર [પ્રાણીઓ]માથી આ તમારે
ખાવા, એટલે પાણીમા જે સઘળાને પર તથા ભિંગડા
હોય છે, તેઓને તમારે ખાવા, પછી તે સમુદ્રોમાના
હોય કે નદીઓમાના હોય ૧૦અને સમુદ્રોમાના તથા
નદીઓમાના જે સઘળા પાણીમા તરે છે તેમાના, તથા

૨૫ અને જે કોઇ તેઓનાં મુડદાંનો [કોઇ ભાગ] ઉચકે,
તે પોતાનાં વસ્ત્ર ધોએ, ને સાંજ સુધી અશુદ્ધ ગણાય.
૨૬ જે કોઇ પશુની ખરી ફાટેલી હોય પણ પગ ચીરા-
એલા ન હોય તથા વાગોળતું ન હોય તે તમને અશુદ્ધ
છે. જે કોઇ તેનો સ્પર્શ કરે તે અશુદ્ધ છે. ૨૭ અને
ચોપગાં જાનવરોમાંનાં જે જે પંજા વડે ચાલતાં હોય
તે તમને અશુદ્ધ છે; જે કોઇ તેઓનાં મુડદાંનો સ્પર્શ
કરે, તે સાંજ સુધી અશુદ્ધ ગણાય ૨૮ અને જે કોઇ
તેમનું મુડદું ઉચકે, તે પોતાનાં વસ્ત્રો ધોએ, ને સાંજ
સુધી અશુદ્ધ ગણાય; તેઓ તમને અશુદ્ધ છે.

૨૯ અને જમીન પર પેટે ચાલનાર સર્પટીઆંમાંથી
આ તમને અશુદ્ધ હોય; નોળિયો તથા ઉંદર તથા
મોટી ધીલોડી તેની જાત પ્રમાણે; ૩૦ તથા ચંદન ઘો,
તથા પાટલા ઘો તથા ઘરોળી, તથા સરડો તથા
કાંકીડો. ૩૧ સર્વ સર્પટનારાંમાંથી એઓ તમને અશુદ્ધ
છે. તેઓ મુઆ પછી જે કોઇ તેમનો સ્પર્શ કરે,
તે સાંજ સુધી અશુદ્ધ ગણાય. ૩૨ અને તેઓમાંનાં
કોઇનું મુડદું જે કંઇ ઉપર પડે તે અશુદ્ધ ગણાય;
એટલે તે લાકડાનું વાસણ, કે લુગડું કે ચામડું કે ટાટ,
એટલે કોઇ પણ કામમાં આવતું હર કોઇ વાસણ હોય,
તો તેને પાણીમાં નાખવું, ને તે સાંજ સુધી અશુદ્ધ
ગણાય; ત્યાર પછી તે શુદ્ધ ગણાય. ૩૩ અને જો કોઇ
પણ માટલામાં તેઓમાંનું કંઇએ પડે, તો તેમાં જે
કાંઇ ભરેલું હોય, તે અશુદ્ધ ગણાય; ને તેને તમારે
ભાંગી નાખવું. ૩૪ [એમાંની] સઘળી ખાવાની વસ્તુ-
ઓમાંથી જેમાં પાણી પડે, તે અશુદ્ધ ગણાય; અને
જે પીવાની વસ્તુ એવા પ્રત્યેક વાસણમાં હોય, તે
અશુદ્ધ ગણાય. ૩૫ અને પ્રત્યેક વસ્તુ જે પર તેઓનાં
મુડદાંનો [કોઇ ભાગ] પડે, તે અશુદ્ધ ગણાય; તે
ભઠ્ઠી હોય, કે વાસણોને માટે છાજલી હોય, પણ તેને
ભાંગી નાખવું; તેઓ અશુદ્ધ છે, ને તમારે માટે
અશુદ્ધ ગણાય. ૩૬ પણ ઝરો કે કુવો જેમાં પાણીનો
પુષ્કળ જથો છે, તે શુદ્ધ ગણાય; પણ જે તેનાં મુડ-
દાંનો સ્પર્શ કરે તે અશુદ્ધ ગણાય

૩૭ અને જો તેઓનાં મુડદાંનો [કોઇ ભાગ] હર
કોઇ વાવવાના બીયાવા પર પડે, તો તે શુદ્ધ છે.
૩૮ પણ જો તે બીયાવા પર પાણી છાંટેલું હોય, ને
તેમનાં મુડદાંનો [કોઇ ભાગ] તે પર પડે, તો તે
તમને અશુદ્ધ છે.

૩૯ અને જે પશુઓ ખાવાની તમને છુટ છે, તેઓ-
માંનું કોઇ મરી જાય, તો જે કોઇ તેના મુડદાનો
સ્પર્શ કરે, તે સાંજ સુધી અશુદ્ધ ગણાય. ૪૦ અને જે
કોઇ તેનું મુડદું ખાય, તે પોતાનાં વસ્ત્ર ધોએ, ને
સાંજ સુધી અશુદ્ધ ગણાય; તેનું મુડદું ઉંચકનાર પણ
પોતાનાં વસ્ત્ર ધોએ, ને સાંજ સુધી અશુદ્ધ ગણાય.

૪૧ અને જમીન પર પેટે ચાલનાર પ્રત્યેક સર્પટીયું
અમંગળ છે; તેને ખાવું નહિ ૪૨ જે પેટે ચાલનારૂં
કે પગે ચાલનારૂં હોય, કે જે બહુપગી હોય તેમને,
એટલે જમીન પર સર્વ પેટે ચાલનારાને તમારે ખાવાં
નહિ; કેમકે તેઓ અમંગળ છે ૪૩ કોઇ પણ પેટે
ચાલનાર સર્પટીઆથી તમે પોતાને અમંગળ ના કરો,
ને તેઓથી પોતાને અશુદ્ધ કરીને અભડાઓ નહિ.
૪૪ કેમકે હુ યહોવાહ તમારો દેવ છું; એ માટે તમે
પોતાને શુદ્ધ કરો, ને તમે પવિત્ર થાઓ; કેમકે હું
પવિત્ર છું; ને જમીન પર પેટે ચાલનાર કોઇ પણ
પ્રાણીથી પોતાને અશુદ્ધ ન કરો. ૪૫ કેમકે તમારો
દેવ થવા સારૂ મિસર દેશમાંથી તમને બહાર કાઢી
લાવનાર હુ યહોવાહ છું; માટે તમે પવિત્ર થાઓ,
કેમકે હુ પવિત્ર છું

૪૬ પશુઓ વિષે તથા પક્ષીઓ વિષે તથા જળચર
પ્રાણીમાત્ર વિષે, તથા જમીન પર પેટે ચાલનાર
પ્રાણીમાત્ર વિષે એ નિયમ છે; ૪૭ એ માટે કે શુદ્ધ
તથા અશુદ્ધ વચ્ચે, અને ખાવાનાં પ્રાણી તથા ન
ખાવાનાં પ્રાણી વચ્ચે ભેદ ગણાય

૧૨ અને યહોવાહે મુસાને કહ્યું કે, ૨ ઇસ્રાએ-
લપુત્રોને એમ કહે કે, કોઇ સ્ત્રીને હમેલ
રહીને તેને પુત્ર અવતરે, ત્યારે તે સાત દિવસ અશુદ્ધ
ગણાય; તેના ઋતુ સમયે થાય છે, તેમ તે અશુદ્ધ
ગણાય. ૩ અને આઠમે દિવસે તે [પુત્રની] સુનત
કરવી ૪ અને તે સ્ત્રીનું શુદ્ધિકરણ થતાં સુધી તેત્રીસ
દિવસ સુવાવડી ગણાય; તેના શુદ્ધ થવાના દિવસ
પુરા થાય ત્યાં સુધી તે કોઇ શુદ્ધ વસ્તુનો સ્પર્શ ન
કરે, ને પવિત્રસ્થાનમાં ન આવે ૫ પણ જો તેને પુત્રી
થાય તો બે અઠવાડિયાં સુધી, તેના ઋતુ સમયે થાય
છે તેમ, તે અશુદ્ધ ગણાય; ને તે તેનું શુદ્ધિકરણ
થતાં સુધી છાસઠ દિવસ સુવાવડી ગણાય ૬ અને
જ્યારે પુત્રને લીધે કે પુત્રીને લીધે તેના શુદ્ધ થવાના
દિવસ પુરા થાય, ત્યારે તે દહનીયાર્પણને સારૂ પહેલા
વર્ષનું એક હલવાન, તથા પાપાર્થાર્પણને સારૂ કબુત-
રનું એક બચ્ચું અથવા એક હોલો મુલાકાતમંડપના

બારણા આગળ યાજકની પાસે લાવે; ૭ને તે યહો-
વાહ આગળ તેને ચઢાવે, ને તેને સારૂ પ્રાયશ્ચિત્ત
કરે; ને તે પોતાના રક્તસ્રાવમાંથી શુદ્ધ થશે. જેને
પુત્રનો કે પુત્રીનો પ્રસવ થાય, તેને માટે એ નિયમ
છે. ૮અને હલવાન લાવવું એ તેના ગજા ઉપરાંત
હોય, તો તે બે હોલા અથવા કબુતરનાં બે બચ્ચાં લે;
એક, દહનીયાર્પણને સારૂ, ને બીજું પાપાર્થાર્પણને
સારૂ; ને યાજક તેને સારૂ પ્રાયશ્ચિત્ત કરે, ને તે
શુદ્ધ થશે.

૧૩ અને યહોવાહે મુસાને તથા હારૂનને કહ્યું કે,
૨જો કોઈ માણસની ત્વચામાં ઢીમું કે ચાંદુ
કે ચળકતું ચાઠું થાય, ને જો તેના શરીરની ત્વચામાં
કોઢનો રોગ થયો હોય, તો તેને હારૂન યાજકની પાસે
કે તેના પુત્રો જે યાજકો તેઓ પાસે આણવો.
૩અને યાજક તે શરીરની ત્વચાના રોગને જુએ;
અને જો તે રોગની જગ્યા ઉપરના વાળ ધોળા થઈ
ગયા હોય, અને તે મરજ ત્વચા કરતાં ઉંડો ઉતરેલો
દીસતો હોય, તો તે કોઢનો રોગ છે; ને યાજક તેને
તપાસીને તેને અશુદ્ધ ઠરાવે. ૪જો તેના શરીરની
ત્વચામાં ચળકતું બિન્દુ ધોળું હોય, ને ત્વચા કરતાં
ઉંડું ન દેખાતું હોય, ને તેની ઉપરના વાળ ધોળા ન
થયા હોય તો યાજક તે રોગીને સાત દિવસ પરેજ

છે, ને યાજક તેને અશુદ્ધ ઠરાવે; તે તેને પરેજ ન
રાખે; કેમકે તે અશુદ્ધ છે. ૧૨અને જો કોઢ ફુટી
નિકળીને ચામડીમાં પસરે, ને જો રોગીના માથાથી પગ
સુધી, જ્યાં જ્યાં યાજક જુએ ત્યાં ત્યાં આખી ત્વચામાં
કોઢ પસરી ગયો હોય, ૧૩તો યાજક તપાસી જુએ,
ને જુઓ, જો કોઢથી તેનું આખું શરીર ઢંકાઈ ગયું
હોય, તો રોગીને તે શુદ્ધ ઠરાવે; તે સઘળું ધોળું થઈ
ગયું છે; તે શુદ્ધ છે. ૧૪પણ જ્યારે જ્યારે તેમાં
દુખાતું માંસ દેખાય, ત્યારે તે અશુદ્ધ ગણાય. ૧૫અને
યાજક તે દુખાતા માંસને જોઈને તેને અશુદ્ધ ઠરાવે;
એ દુખાતું માંસ અશુદ્ધ છે; તે કોઢ છે. ૧૬અથવા
જો દુખાતું માંસ બદલાઈને ફરીથી ધોળું થઈ જાય, તો
તે યાજક પાસે આવે, ને યાજક તેને તપાસે; ૧૭ને
જુઓ, રોગ ધોળો થઈ ગયો હોય, તો રોગીને યાજક
શુદ્ધ ઠરાવે; તે શુદ્ધ છે.

૧૮અને શરીરની ત્વચામાં ગુમડું થઈને તે મટી
ગયું હોય, ૧૯ને ગુમડાની જગ્યાએ ધોળું ઢીમું, કે
ચળકતું ધોળું રતાશવાળું ચાઠું હોય, તો તે યાજકને
દેખાડવું; ૨૦ને યાજક તેને તપાસે, ને જુઓ, તે
ત્વચા કરતાં ઉંડું જણાતું હોય, ને તે પરના વાળ
ધોળા થઈ ગયા હોય, તો યાજક તેને અશુદ્ધ ઠરાવે;
તે કોઢનો રોગ છે. તે ગુમડામાં ફુટી નિકળ્યો છે.

રાખે; ૨૭ને સાતમે દિવસે યાજક તેને તપાસે; ને
જો તે ત્વચામાં પસરતું હોય, તો યાજક તેને અશુદ્ધ
ઠરાવે; એ કોઢનો રોગ છે. ૨૮અને જો ચળકતું ચાંદું
તે ને તેજ જગ્યામાં ઠરી રહે, ને ત્વચામાં પસર્યું ન
હોય, પણ ઝાંખું થઇ ગયું હોય; તો તે દાઝ્યાનું
ઢીમું છે, ને યાજક તેને શુદ્ધ ઠરાવે; કેમકે તે
દાઝ્યાનું ચાઠું છે

૨૯અને જો કોઇ પુરૂષ કે સ્ત્રીને માથે કે દાઢીએ
રોગ હોય, ૩૦તો યાજક તે રોગને તપાસે, ને જુઓ,
તે ત્વચા કરતાં ઉંડો દેખાતો હોય, ને તે ઉપર પીળા
બારીક વાળ હોય, તો યાજક તેને અશુદ્ધ ઠરાવે; એ
ઉદરી, એટલે માથાનો કે દાઢીનો કોઢ છે ૩૧અને
જો યાજક એ ઉદરીના દરદને તપાસે, ને જો તે
ત્વચાથી ઉંડુ દેખાતું ન હોય, ને તેમાં કાળા વાળ ન
હોય, તો યાજક એ ઉદરીના દરદીને સાત દિવસ
પરેજ રાખે; ૩૨ને સાતમે દિવસે યાજક તે રોગ
તપાસે; ને જુઓ, તે ઉદરી પસરી ન હોય, ને તેમાં
પીળા વાળ ન હોય, ને તે ઉદરી ત્વચાથી ઉંડી ન
જણાતી હોય, ૩૩તો તેને મુંડાવવો, પણ ઉદરી
[વાળી જગ્યાને] તે ન મુંડાવે; ને યાજક તે ઉદરી-
વાળાને બીજા સાત દિવસ પરેજ રાખે; ૩૪ને સાતમે
દિવસે યાજક તે ઉદરીને તપાસે; ને જુઓ, તે ઉદરી
ત્વચામાં પસરી ન હોય, ને ત્વચાથી ઉંડી દેખાતી ન
હોય, તો યાજક તેને શુદ્ધ ઠરાવે; ને તે પોતાનાં વસ્ત્ર
ધોઇને શુદ્ધ થાય. ૩૫પણ જો તેના શુદ્ધ થયા પછી
તે ઉદરી વધીને ત્વચામાં બહુ પસરે, ૩૬તો યાજક
તેને તપાસે; ને જુઓ, જો તે ઉદરી ત્વચામાં પસ-
રેલી હોય, તો યાજક તેમાં પીળા વાળ શોધવા ન
રહે; એ તો અશુદ્ધ જન છે ૩૭પણ જો ઉદરી ત્યાં
ને ત્યાંજ ઠરી રહેલી તેને દેખાય, ને તેમાં કાળા વાળ
ઉગ્યા હોય, તો ઉદરી મટી ગઇ છે; તે જન શુદ્ધ છે,
ને યાજક તેને શુદ્ધ ઠરાવે

૩૮અને જો કોઇ પુરૂષ કે સ્ત્રીના શરીરની ત્વચામાં
ચળકતાં ચાંદાં, એટલે ધોળાં ચળકતાં ચાંદાં હોય,
૩૯તો યાજક તપાસ કરે; ને જુઓ, તેઓના શરી-
રની ત્વચામાંનાં ચળકતાં ટપકાં ફીકા રંગનાં હોય તો
તે કરોળિયા છે. તે ત્વચામાં ફુટી નિકળ્યા છે; તે
જન શુદ્ધ છે.

૪૦અને જો કોઇ માણસના વાળ તેને માથેથી ખરી
પડેલા હોય, તો તે તાલિયો છે; તે શુદ્ધ છે. ૪૧અને
જો તેના માથાના આગલા ભાગ પરથી તેના વાળ
ખરી પડ્યા હોય તો તે કપાળતાલિયો છે; તે શુદ્ધ
છે. ૪૨પણ જો તાલિયા માથામા કે તાલિયા કપાળમાં
રતાશવાળો ધોળો રોગ હોય, તો તેના તાલિયા
માથામાં કે તાલિયા કપાળમા કોઢ નિકળે છે. ૪૩[એમ
હોય] તો યાજક તેને તપાસે; ને જુઓ, તેના
તાલિયા માથામાંનું કે તાલિયા કપાળમાંનુ રોગનું
ઢીમું રતાશવાળુ ધોળુ હોય, એટલે શરીરની ત્વચામાં
કોઢ જેવું દેખાતું હોય; ૪૪તો તે કોઢી માણસ છે,
તે અશુદ્ધ છે; યાજક તેને નિશ્ચે અશુદ્ધ ઠરાવે;
તેના માથામાં રોગ છે.

૪૫અને કોઢના દરદીનાં વસ્ત્ર ફાડી નખાય, ને તે
ઉઘાડે માથે ફરે; ને તે પોતાના ઉપલા હોઠ પર
ઢુમતી બાંધે, ને એવી બૂમ પાડે કે, અશુદ્ધ, અશુદ્ધ.
૪૬જેટલા દિવસ તેનો રોગ રહે, તેટલા દિવસ તે
અશુદ્ધ ગણાય, તે અશુદ્ધ છે; તે એકલો રહે;
છાવણી બહાર તેનું રહેઠાણ થાય.

૪૭અને જે વસ્ત્ર કોઢના રોગના ચેપવાળું હોય,
પછી તે વસ્ત્ર ઉનનું હોય કે શણનું હોય, ૪૮તે શણના
કે ઉનના તાણામાં કે વાણામાં હોય; તે ચામડામાં
હોય કે ચામડાની બનાવેલી કોઇ વસ્તુમા હોય;
૪૯અને તે વસ્ત્રમાં, અથવા ચામડામાં, અથવા
તાણામાં અથવા વાણામાં, અથવા ચામડાની બનેલી
હરકોઇ વસ્તુમાં તે રોગનો ચેપ લીલાશ કે રતાશવાળો
હોય, તો તે કોઢનો રોગ છે, ને તેને યાજકને દેખા-
ડવો; ૫૦ને યાજક તે રોગને તપાસે, ને રોગવાળી
વસ્તુને સાત દિવસ બંધ કરી રાખે; ૫૧ને તે રોગને
સાતમે દિવસે તપાસે; જો તે રોગ તે વસ્ત્રમાં, એટલે
તાણામાં કે વાણામાં, કે ગમે તે કામને વાસ્તે ચામડું
વાપર્યું હોય તે ચામડામાં પસર્યો હોય; તો તે રોગ
ફેલાવતો કોઢ છે; તે અશુદ્ધ છે ૫૨અને તે તે
રોગવાળા વસ્ત્રને બાળી નાખે, પછી તે [ચેપ] તાણાને,
કે વાણાને, શણનાને કે ઉનનાને, કે ચામડાની કોઇ
વસ્તુને લાગેલો હોય તો પણ; કેમકે તે કોઢવાડતો
કોઢ છે; તેને આગમાં બાળી નાખવું. ૫૩અને જો
યાજક તપાસે, ને જુઓ, તે વસ્ત્રમાં, એટલે તાણામાં
કે વાણામાં અથવા ચામડાની કોઇ વસ્તુમાં, તે રોગ
પસર્યો ન હોય; ૫૪તો યાજક એવી આજ્ઞા કરે કે,
તેઓ રોગવાળી વસ્તુ ધોએ; ને બીજા સાત દિવસ
તે તેને બંધ કરી રાખે; ૫૫અને ધોયા પછી યાજક

તે રોગને તપાસે; ને જુઓ, જો કે તે રોગ પસર્યો
ન હોય, તો પણ તે રોગનો રંગ બદલાયો ન હોય,
તો તે અશુદ્ધ છે; તારે તેને આગમાં બાળી નાખવું;
ચાંદું અંદર હોય, કે બહાર હોય, પણ તે કોહવાડતો
[કોઢ] છે ૫૬ અને જો યાજક તપાસે, ને જુઓ,
ધોયા પછી તે રોગ ઝાંખો થયો હોય, તો તે વસ્ત્ર-
માંથી કે ચામડામાથી, કે તાણામાથી કે વાણામાંથી
તે ફાડીને કાઢી નાખે; ૫૭ ને જો તે હજી પણ તે
વસ્ત્રમાં, એટલે વાણામા કે તાણામા, અથવા ચામ-
ડાની કોઇ વસ્તુમાં દેખાય, તો તે પસરવા લાગ્યો
છે; રોગવાળી વસ્તુને તારે આગમાં બાળી નાખવી.
૫૮ અને જે વસ્ત્ર, એટલે તાણો કે વાણો અથવા
ચામડાની બનેલી હરકોઇ વસ્તુને તું ધોએ, ત્યાર
પછી, તેઓમાથી જો રોગ જતો રહ્યો હોય, તો તેને
બીજી વાર ધોવું, એટલે તે શુદ્ધ થશે ૫૯ ઉનના કે
શણના વસ્ત્રના તાણામાના કે વાણામાના, કે ચામડાની
કોઇ વસ્તુમાના રોગની બાબતમા, શુદ્ધ કે અશુદ્ધ
ઠરાવવા વિષેનો નિયમ એ છે.

૧૪ અને યહોવાહે મુસાને કહ્યું કે, ૨ કોઢિયાના
શુદ્ધિકરણને દિવસે તેના વિષે આ નિયમ
થાય; એટલે, તેને યાજક પાસે લાવવો; ૩ ને યાજક
છાવણીની બહાર જાય; ને યાજક તપાસે, ને જુઓ,
કોઢિયાના શરીરમાથી કોઢનો રોગ મટી ગયો હોય;
૪ તો યાજક એવી આજ્ઞા કરે કે, જેનુ શુદ્ધિકરણ
કરવાનું હોય તેને સારૂ બે જીવતા શુદ્ધ પક્ષીઓ, તથા
એરેજવૃક્ષનું લાકડું તથા કીરમજી રંગ તથા ઝુફો લેવાં;
૫ પછી યાજક એવી આજ્ઞા કરે કે, તેઓમાના એક
પક્ષીને વહેતા પાણી ઉપર એક માટલીમાં કાપવું;
૬ ને જીવતા રહેલા પક્ષીને, તથા એરેજવૃક્ષના લાક-
ડાને, તથા કીરમજી રંગને, તથા ઝુફાને લઇને તે તેમને
તથા જીવતા પક્ષીને વહેતા પાણી ઉપર કાપેલા
પક્ષીના રક્તમાં બોળે; ૭ ને કોઢથી જેનું શુદ્ધિકરણ
કરવાનું હોય તેની ઉપર [તે રક્ત] તે સાત વાર
છાંટે, ને તેને શુદ્ધ ઠરાવે, ને પેલા જીવતા પક્ષીને ખુલ્લા
મેદાનમાં છોડી દે. ૮ અને જેનું શુદ્ધિકરણ કરવાનુ
હોય, તે પોતાનાં વસ્ત્ર ધોએ, ને પોતાના સર્વ વાળ
મુંડાવે, ને પાણીમાં સ્નાન કરે, ને તે શુદ્ધ થશે; ને
ત્યાર પછી તે છાવણીમા આવે, પણ તે સાત દિવસ
સુધી પોતાના તંબુની બહાર રહે ૯ અને સાતમે
દિવસે એમ થાય કે, તે પોતાના માથાના સઘળા વાળ
તથા પોતાની દાઢી તથા પોતાનાં ભમર મુંડાવે, એટલે
પોતાના સઘળા વાળ તે મુંડાવી નાખે; ને તે પોતાનાં
વસ્ત્ર ધોએ, ને તે પોતાનુ શરીર પાણીથી ધોએ, ને તે
શુદ્ધ થશે. ૧૦ અને આઠમે દિવસે બે ખોડરહિત નર
હલવાન તથા પહેલા વર્ષની એક ખોડરહિત ઘેટી,
તથા ખાદ્યાર્પણને માટે ત્રણ દશાંશ એફાહ મેંદો તેલે
મોહેલો, તથા એક માપ તેલ તે લે. ૧૧ અને તે
માણસને શુદ્ધ કરનાર યાજક, જેનુ શુદ્ધિકરણ કરવાનું
હોય તેને તથા પેલી વસ્તુઓને મુલાકાતમંડપના
બારણા પાસે યહોવાહની સમ્મુખ ઉભાં કરે; ૧૨ ને
તે યાજક પેલા નર હલવાનોમાંથી એકને લઇને દોષા-
ર્થાર્પણને સારૂ તેને તથા પેલા માપ તેલને ચઢાવે; ને
યહોવાહની આગળ તેઓની આરતી કરીને આર-
ત્યર્પણ કરે; ૧૩ ને પવિત્રસ્થાનની જે જગ્યાએ
પાપાર્થાર્પણ તથા દહનીયાર્પણ કપાય છે, તે જગ્યાએ
તે હલવાનને તે કાપે; કેમકે જેમ પાપાર્થાર્પણ તેમજ
દોષાર્થાર્પણ પણ યાજકનુ છે; તે પરમપવિત્ર છે;
૧૪ અને તે યાજક દોષાર્થાર્પણના રક્તમાંથી લઇને,
જેનું શુદ્ધિકરણ કરવાનુ હોય, તેના જમણા કાનની
ટીશી પર, તથા તેના જમણા હાથના અગુઠા પર,
તથા તેના જમણા પગના અગુઠા પર ચોપડે;
૧૫ અને યાજક પેલા માપ તેલમાથી લઇને પોતાની
ડાબી હથેલીમાં રેડે; ૧૬ ને યાજક પોતાની ડાબી
હથેલીમાના તેલમાં પોતાની જમણી આગળી બોળીને,
પોતાની આંગળીવડે તે તેલમાથી સાત વાર યહોવા
હની સમ્મુખ છાંટે, ૧૭ ને પોતાની હથેલીમાં જે તેલ
બાકી રહે તેમાથી યાજક જેનું શુદ્ધિકરણ કરવાનું હોય
તેના જમણા કાનની ટીશી પર, તથા તેના જમણા
હાથના અગુઠા પર, તથા તેના જમણા પગના અંગુઠા
પર, તથા દોષાર્થાર્પણના રક્ત પર ચોપડે; ૧૮ ને
યાજકની હથેલીમાં હજી બાકી રહેલુ તેલ જેનું
શુદ્ધિકરણ કરવાનું હોય તેના માથા પર તે ચોપડે;
ને યાજક તેને સારૂ યહોવાહની સમ્મુખ પ્રાયશ્ચિત્ત
કરે ૧૯ અને યાજક પાપાર્થાર્પણ ચઢાવીને જે પોતાની
અશુદ્ધતામાથી શુદ્ધ કરાવાનો હોય, તેને સારૂ પ્રાય-
શ્ચિત્ત કરે; ને ત્યાર પછી તે દહનીયાર્પણ કાપે.
૨૦ અને યાજક વેદી પર તે દહનીયાર્પણ તથા ખાદ્યા-
ર્પણ ચઢાવે, ને યાજક તેને સારૂ પ્રાયશ્ચિત્ત કરે,
એટલે તે શુદ્ધ થશે

૨૧ અને જો તે ગરીબ હોય, અને એટલું મેળવવું

એ તેના ગજા ઉપરાંત હોય, તો પોતાને માટે
પ્રાયશ્ચિત્ત કરવાને દોષાર્થાર્પણને સારૂ આરતી કરવા
માટે તે એક નર હલવાન લે, ને ખાદ્યાર્પણને સારૂ
એક દશાંશ એફાહ મેંદો તેલે મોહેલો, તથા એક
માપ તેલ; ૨૨ તથા બે હોલા અથવા કબુતરનાં બે
બચ્ચાં, પોતાની શક્તિ પ્રમાણે લાવે; ને એઓમાંનું
પાપાર્થાર્પણને ને બીજું દહનીયાર્પણને અર્થે થાય
૨૩ અને આઠમે દિવસે તે પોતાના શુદ્ધિકરણને સારૂ
તેમને યાજકની પાસે મુલાકાતમંડપના બારણા
આગળ યહોવાહની સમ્મુખ લાવે ૨૪ અને યાજક
દોષાર્થાર્પણનો હલવાન તથા પેલું માપ તેલ લઇને
યહોવાહની સમ્મુખ તેમની આરતી કરીને આરત્યર્પણ
કરે; ૨૫ ને દોષાર્થાર્પણના હલવાનને તે કાપે, ને
યાજક તે દોષાર્થાર્પણના રક્તમાથી લઇને જેનું શુદ્ધિ-
કરણ કરવાનુ હોય તેના જમણા કાનની ટીશી પર,
તથા તેના જમણા હાથના અંગુઠા પર, તથા તેના
જમણા પગના અગુઠા પર તે ચોપડે; ૨૬ અને યાજક
તે તેલમાથી પોતાની ડાબી હથેલીમાં રેડે; ૨૭ ને
યાજક પોતાની ડાબી હથેલીમાંના તેલમાંથી કેટલુક
પોતાની જમણી આંગળી વડે યહોવાહની સમ્મુખ
સાત વાર છાંટે ૨૮ અને યાજક પોતાની હથેલીમાંના
તેલમાંથી જેનું શુદ્ધિકરણ કરવાનું હોય તેના જમણા
કાનની ટીશી પર, તથા તેના જમણા હાથના અગુઠા
પર, તથા તેના જમણા પગના અગુઠા પર, દોષાર્થા-
ર્પણના રક્તની જગ્યા પર ચોપડે; ૨૯ અને યાજકની
હથેલીમાં બાકી રહેલું તેલ જેનું શુદ્ધિકરણ કરવાનું
હોય તેના માથા પર તે ચોપડે, એ માટે કે તેને સારૂ
યહોવાહની આગળ પ્રાયશ્ચિત્ત કરાય ૩૦ અને તે
મેળવી શકે એ હોલાઓમાથી કે કબુતરનાં બચ્ચાંમાથી
એકને તે ચઢાવે; ૩૧ એટલે, જેવુ તે મેળવી શકે એવું,
એક પાપાર્થાર્પણને સારૂ, તથા બીજું ખાદ્યાર્પણ સાથે
દહનીયાર્પણને સારૂ; ને જેનું શુદ્ધિકરણ કરવાનું હોય
તેને સારૂ યાજક યહોવાહની આગળ પ્રાયશ્ચિત્ત કરે
૩૨ જે કોઢિયો પોતાના શુદ્ધિકરણને વાસ્તે જરૂરની
વસ્તુઓ મેળવવા અશક્ત હોય, તેને માટે એ નિયમ છે.

૩૩ અને યહોવાહે મુસાને તથા હારૂનને કહ્યું કે,
૩૪ કનાન દેશ કે જે હુ તમને વતન તરીકે આપું છુ
તેમાં તમે આવશો, ત્યાર પછી તમારા વતનના દેશના
કોઇ ઘરમાં હુ કોઢનો રોગ દાખલ કરૂં; ૩૫ તો તે
ઘરના ધણીએ આવીને યાજકને ખબર આપતાં કહેવું
કે, [મારા] ઘરમાં જાણે કે રોગ હોય એવું મને ભાસે
છે; ૩૬ ત્યારે યાજક રોગની તપાસ કરવા સારૂ અંદર
જાય, તે અગાઉ તે ઘર ખાલી કરવાની તે આજ્ઞા કરે,
એ સારૂ કે ઘરમાંની બધી [વસ્તુઓ] અશુદ્ધ ન થાય;
ને ત્યાર પછી યાજક ઘરને તપાસવા સારૂ અંદર પ્રવેશ
કરે; ૩૭ અને તે રોગની તપાસ કરે, ને જુઓ, તે
રોગ ઘરની દિવાલોમાં હોવાથી કોઇ લીલી કે રાતી
તરડો પડી હોય, ને તેઓ દિવાલ[ની સપાટી]થી ઉંડી
દેખાતી હોય; ૩૮ તો યાજક ઘરમાંથી બહાર નિક-
ળીને ઘરના બારણા આગળ આવે, ને સાત દિવસ
સુધી ઘરને બંધ કરી રાખે; ૩૯ ને યાજક ફરીથી
સાતમે દિવસે આવીને તપાસે; ને જુઓ, જો તે રોગ
ઘરની દિવાલોમા પસર્યો હોય, ૪૦ તો યાજક રોગ-
વાળા પત્થરોને કાઢી નાખવાની તથા તેમને નગર
બહાર ગંદકીની જગ્યાએ ફેંકી દેવાની આજ્ઞા તેઓને
આપે; ૪૧ ને યાજક તે ઘરને અંદરની બાજુએ
ચોતરફ ખરપાવી નાખે, અને ખોતરી કાઢેલા ચુનાનો
ભૂકાને તેઓ નગરની બહાર ગંદકીની જગ્યાએ ફેંકી
દે; ૪૨ ને તેઓ બીજા પત્થરો લઇને પેલા પત્થરોની
જગ્યાએ બેસાડે; ને તે બીજી છો લઇને ઘરને સાગોળ
દેવડાવે ૪૩ અને જો પત્થર કાઢી નખાવ્યા પછી તથા
ઘર ખરપાવ્યા પછી તથા સાગોળ દીધા પછી રોગ
ફરી પાછો આવીને ઘરમાં ફુટી નિકળે, ૪૪ તો યાજક
આવીને તપાસ કરે, ને જુઓ, તે રોગ ઘરમાં પસર્યો
હોય, તો [જાણવું] કે કોહવાડતો કોઢ ઘરમાં છે; તે
અશુદ્ધ છે ૪૫ અને તે તે ઘરને તેના પત્થરો તથા
તેના કાટ તથા તેના સઘળા ચુના સુદ્ધાં તોડી પાડે;
ને તે તેમને નગર બહાર ગંદકીની જગ્યાએ લઇ જાય.
૪૬ અને જ્યા સુધી ઘર બંધ રહે, ત્યાં સુધી તેમાં જે
જાય, તે સાંજ સુધી અશુદ્ધ ગણાય. ૪૭ અને જે તે
ઘરમા સુએ તે પોતાનાં વસ્ત્ર ધોએ; ને જે તે ઘરમાં
જમે તે પોતાનાં વસ્ત્ર ધોએ. ૪૮ અને જો યાજક
અંદર જઇને તેને તપાસે, ને જુઓ, ઘરને છો દીધા
પછી તે ઘરમાં રોગ પસર્યો ન હોય, તો યાજક ઘરને
શુદ્ધ ઠરાવે, કેમકે રોગનું નિવારણ થયું છે ૪૯ અને
ઘરના શુદ્ધિકરણને સારૂ તે બે પક્ષીઓ તથા એરેજ-
વૃક્ષનું લાકડુ તથા કીરમજી રંગ તથા ઝુફો લે; ૫૦ ને
પક્ષીઓમાંના એકને તે વહેતા પાણી ઉપર એક
માટલીમાં કાપે; ૫૧ ને તે એરેજવૃક્ષનું લાકડુ તથા
ઝુફો તથા કીરમજી રંગ તથા જીવતું રહેલું પક્ષી, એમને

લઇને કાપેલા પક્ષીના રક્તમા તથા વહેતા પાણીમા
બોળીને તે ઘરને સાત વાર છાંટે, ૫૨ ને તે ઘરને તે
પક્ષીના રક્તથી તથા વહેતા પાણીથી તથા જીવતા
રહેલા પક્ષીથી તથા એરેજવૃક્ષના લાકડાથી તથા
ઝુફાથી તથા કીરમજી રગથી શુદ્ધ કરે, ૫૩ પણ
જીવતા રહેલા પક્ષીને નગર બહાર ખુલ્લા મેદાનમા તે
ઉડાડી દે, એવી રીતે ઘરને સારૂ તે પ્રાયશ્ચિત્ત કરે
ને તે શુદ્ધ થશે

૫૪ સઘળા કોઢના રોગ તથા ઉદરીને માટે, ૫૫ ને
વસ્ત્રના તથા ઘરના કોઢને માટે, ૫૬ ને ઢીમાને તથા
ચાઠાને તથા ચળકતા ટપકાને માટે એ નિયમ છે,
૫૭ કોઢની બાબતમા કોઇ અશુદ્ધ ક્યારે કહેવાય, ને
શુદ્ધ ક્યારે કહેવાય, તે શિખવનારો નિયમ એ છે

૧૫ અને યહોવાહે મુસાને તથા હારૂનને કહ્યુ
કે, ૨ ઇસ્રાએલપુત્રોને એમ કહો કે કોઇ
પુરૂષના અગમા સ્રાવનો રોગ હોય તો તેના સ્રાવના
કારણથી તે અશુદ્ધ છે ૩ અને તેના સ્રાવમા તેની
અશુદ્ધતા આ પ્રમાણે ગણાય, તેના સ્રાવ સાથે તેનુ
માસ વહેતુ હોય કે તેના સ્રાવમાથી તેનુ માસ વહેતુ
બધ પડે, પણ તેથી તે અશુદ્ધ થાય છે ૪ જે કોઇ
બિછાના ઉપર સ્રાવવાળો સુએ, તે અશુદ્ધ ગણાય,
ને જે કોઇ વસ્તુ પર તે બેસે તે અશુદ્ધ ગણાય
૫ અને જે કોઇ તેના બિછાનાનો સ્પર્શ કરે તે પોતાના
વસ્ત્ર ધોએ, ને પાણીમા સ્નાન કરે ને સાજ સુધી
અશુદ્ધ ગણાય ૬ અને જે વસ્તુ પર સ્રાવવાળો બેઠો
હોય, તે પર જે કોઇ બેસે તે પોતાના વસ્ત્ર ધોએ,
ને પાણીમા સ્નાન કરે ને સાજ સુધી અશુદ્ધ ગણાય
૭ અને સ્રાવવાળાના શરીરનો જે કોઇ સ્પર્શ કરે, તે
પોતાના વસ્ત્ર ધોએ, ને પાણીમા સ્નાન કરે ને સાજ
સુધી અશુદ્ધ ગણાય ૮ અને જો સ્રાવવાળો કોઇ
સ્વચ્છ માણસ પર થુકે તો તે પોતાના વસ્ત્ર ધોએ,
ને પાણીમા સ્નાન કરે, ને સાજ સુધી અશુદ્ધ ગણાય.
૯ અને જે પલાણ પર સ્રાવવાળો સવારી કરે તે
અશુદ્ધ ગણાય ૧૦ અને જે કાઇ તેની તળે આવેલુ
હોય તેનો સ્પર્શ કરનાર પ્રત્યેક જન સાજ સુધી
અશુદ્ધ ગણાય; અને જે કોઇ એવી વસ્તુઓને
ઉપાડે, તે પોતાના વસ્ત્ર ધોએ, ને પાણીમા સ્નાન
કરે, ને સાજ સુધી અશુદ્ધ ગણાય ૧૧ અને જે કોઇને
સ્રાવવાળો પાણીથી હાથ ધોયા વગર અડકે, તે
પોતાના વસ્ત્ર ધોએ, ને પાણીમા સ્નાન કરે, ને સાજ
સુધી અશુદ્ધ ગણાય ૧૨ અને જે માટીના વાસણને
સ્રાવવાળો અડકે, તેને ભાગી નાખવુ, ને લાકડાના
પ્રત્યેક પાત્રને પાણીમા વિછળવુ ૧૩ અને જ્યારે
સ્રાવવાળો પોતાના સ્રાવથી શુદ્ધ થાય, ત્યારે તે
પોતાના શુદ્ધિકરણને વાસ્તે પોતાને સારૂ સાત દિવસ
ગણે ને પોતાના વસ્ત્ર ધોએ, ને તે વહેતા પાણીમા
પોતાનુ અગ ધોઇને શુદ્ધ થાય ૧૪ અને આઠમે
દિવસે તે પોતાને સારૂ બે હોલા અથવા કબુતરના બે
બચ્ચા લે, ને મુલાકાતમડપના બારણા પાસે યહો-
વાહની સન્મુખ આવીને તેમને યાજકને આપે, ૧૫ ને
યાજક તેઓમાના એકને પાપાર્થાર્પણને સારૂ, ને
બીજાને દહનીયાર્પણને સારૂ ચઢાવે, ને યાજક તેના
સ્રાવને લીધે તેને સારૂ યહોવાહ આગળ પ્રાયશ્ચિત્ત કરે

૧૬ અને જો કોઇ પુરૂષમાથી વીર્ય ઝરે તો તે
પોતાના આખા શરીરને પાણીથી ધોએ, ને સાજ
સુધી અશુદ્ધ ગણાય ૧૭ અને જે પ્રત્યેક વસ્ત્ર પર કે
ચર્મ પર વીર્ય પડ્યુ હોય, તેને પાણીમા ધોવુ, ને
તે સાજ સુધી અશુદ્ધ ગણાય ૧૮ વળી સ્ત્રીપુરૂષનો
સયોગ થાય, તો બન્ને પાણીમા સ્નાન કરે, ને સાજ
સુધી અશુદ્ધ ગણાય

૧૯ અને જો કોઇ સ્ત્રીને સ્રાવ હોય, ને તેના અગ
મ નો સ્રાવ રક્તનો હોય, તો તે સાત દિવસ અલગ
રહે, ને જે કોઇ તેને અડકે તે સાજ સુધી અશુદ્ધ
ગણાય ૨૦ અને અલગ રહેલી હોય તે વેળાએ જે
કાઇ ઉપર તે સુએ તે અશુદ્ધ ગણાય, વળી જે કશા
ઉપર તે બેસે તે પણ અશુદ્ધ ગણાય ૨૧ અને જે
કોઇ તેના બિછાનાને અડકે તે પોતાના વસ્ત્ર ધોએ,
ને પાણીમા સ્નાન કરે, ને સાજ સુધી અશુદ્ધ ગણાય
૨૨ અને જે કોઇ વસ્તુ ઉપર તે બેઠી હોય, તેને જે
કોઇ અડકે, તે પોતાના વસ્ત્ર ધોએ, ને પાણીમા
સ્નાન કરે, ને સાજ સુધી અશુદ્ધ ગણાય. ૨૩ અને
જો તે [વીર્ય] તેના બિછાના પર, અથવા જે પર તે
બેઠેલી હોય એવી કોઇ વસ્તુ પર હોય, તો જ્યારે તે
તેને અડકે ત્યારે તે સાજ સુધી અશુદ્ધ ગણાય
૨૪ અને જો કોઇ પુરૂષ તેણીની સાથે સુએ, ને તેણીની
અશુદ્ધતા તેને લાગે તો તે સાત દિવસ અશુદ્ધ ગણાય,
ને જે કોઇ બિછાના પર તે સુએ તે અશુદ્ધ ગણાય

૨૫ અને કોઇ સ્ત્રીને ઋતુનો સમય ન છતા ઘણા
દિવસથી રક્તસ્રાવ થયો હોય, અથવા તેણીના ઋતુના
સમય ઉપરાત તેને સ્રાવ ચાલુ રહ્યો હોય, તો તેના

સ્રાવની અશુદ્ધતાના સર્વ દિવસો ભર, તેના ઋતુના
સમયુની પેઠે તે રહે, તે અશુદ્ધ છે ૨૬ તેના સ્રાવના
સઘળા દિવસો સુધી જે પ્રત્યેક બિછાના પર તે સુએ,
તેને તે પોતાના ઋતુના બિછાના જેવુ ગણે, ને જે
પ્રત્યેક વસ્તુ ઉપર તે બેસે તે તેના ઋતુની અશુદ્ધતા
જેવુ અશુદ્ધ ગણાય ૨૭ અને જે કોઇ તે વસ્તુઓનો
સ્પર્શ કરે, તે અશુદ્ધ ગણાય, ને તે પોતાના વસ્ત્ર
ધોએ, ને પાણીમા સ્નાન કરે, ને સાં ઝ સુધી અશુદ્ધ
ગણાય ૨૮ પણ જો તે પોતાના સ્રાવથી શુદ્ધ થાય,
તો તે પોતાને સારૂ સાત દિવસ ગણે, ને ત્યાર પછી
તે શુદ્ધ ગણાય ૨૯ અને આઠમે દિવસે તે પોતાને
સારૂ બે હોલા કે ખબુતરના બે બચ્ચા લે, ને તેઓને
મુલાકાતમડપના દ્વાર આગળ યાજક પાસે લાવે
૩૦ અને યાજક તેમાથી એકને પાપાર્થાર્પણને સારૂ,
ને બીજાને દહનીયાર્પણને સારૂ ચઢાવે, ને યાજક
તેણીના સ્રાવની અશુદ્ધતાને લીધે તેણીને સારૂ યહો-
વાહની આગળ પ્રાયશ્ચિત્ત કરે

૩૧ એમ ઇસ્રાએલપુત્રોને તેઓની અશુદ્ધતાથી
અળગા કરો, રખે મારો જે મંડપ તેઓની મધ્યે
છે, તેને અશુદ્ધ કરીને તેઓ માર્યા જાય

૩૨ સ્રાવવાળાને વાસ્તે, તથા જે પોતાનું વીર્ય ઝર-
વાથી અશુદ્ધ થયો હોય તેને માટે, ૩૩ અને જે
પોતાના ઋતુથી માદી હોય, તેને માટે તથા જે પુરૂ
ષને વીર્યપાત થતો હોય તેને માટે, એટલે પુરુષને
તથા સ્ત્રીને માટે તથા રજસ્વલાની સાથે સુનારને
માટે આ નિયમ છે

૧૬ અને હારૂનના બે દીકરા યહોવાહની હજુ-
રમા આવીને માર્યા ગયા, ત્યાર પછી
યહોવાહ મુસાની સાથે બોલ્યો, ૨ ને યહોવાહે મુસાને
કહ્યુ કે, તારા ભાઇ હારૂનને કહે કે, તે પવિત્રસ્થાનમા
પડદાની અદરની બાજુએ કોપ પરના દયાસન આગળ
સર્વ પ્રસગે ન આવે, રખે તે મરે, કેમકે હુ દયાસન
પર મેઘમા દર્શન દઇશ ૩ હારૂન આ વસ્તુઓ લઇને
પવિત્રસ્થાનમા આવે, એટલે પાપાર્થાર્પણને સારૂ
એક વાછરડો, તથા દહનીયાર્પણને સારૂ એક ઘેટો
લઇને આવે ૪ તે સણનો પવિત્ર અગરખો પહેરે,
ને તે પોતાને અંગે સણની ઇજાર પહેરે, ને સણના
કમરબધથી કમ્મર બાધે, ને સણની પાઘડી પહેરે,
એ પવિત્ર વસ્ત્રો છે, ને તે પાણીમા સ્નાન કરીને
તેમને પહેરે ૫ અને ઇસ્રાએલપુત્રોની જમાત તરફથી
પાપાર્થાર્પણને સારૂ બે બકરા, ને દહનીયાર્પણને સારૂ
એક ઘેટો લે. ૬ અને હારૂન પોતાને વાસ્તે પાપાર્થા-
ર્પણનો જે વાછરડો હોય, તેને રજુ કરે, ને પોતાને
માટે તથા પોતાના ઘરનાને માટે પ્રાયશ્ચિત્ત કરે
૭ અને બે બકરા તે લે, ને તેઓને મુલાકાતમડપના
દ્વાર આગળ યહોવાહની સમ્મુખ ઉભા કરે ૮ અને
હારૂન એ બે બકરા ઉપર ચિઠ્ઠીઓ નાખે, એટલે, એક
ચિઠ્ઠી યહોવાહને સારૂ ને બીજી ચિઠ્ઠી અઝાઝેલને સારૂ
૯ અને જે બકરા પર યહોવાહના નામની ચિઠ્ઠી પડે,
તેને હારૂન રજુ કરીને પાપાર્થાર્પણને સારૂ ચઢાવે
૧૦ પણ જે બકરા પર અઝાઝેલના નામની ચિઠ્ઠી પડે,
તેને અઝાઝેલને માટે અરણ્યમા મોકલી દેવા સારૂ
તેને માટે પ્રાયશ્ચિત્ત કરવાને, યહોવાહની સમ્મુખ
તેને જીવતો રજુ કરવો. ૧૧ અને હારૂન, પાપાર્થાર્પ-
ણનો જે વાછરડો પોતાને સારૂ હોય, તેને રજુ કરે,
ને પોતાને સારૂ તથા પોતાના ઘરનાને સારૂ પ્રાયશ્ચિત્ત
કરે, ને પાપાર્થાર્પણનો જે વાછરડો પોતાને સારૂ હોય
તેને તે કાપે, ૧૨ ને તે યહોવાહની સમ્મુખની વેદી
ઉપરથી એક ધૂપદાની ભરીને અગ્નિના અગારા, તથા
પોતાના [બને] ખોબા ભરીને બારીક કુટેલુ સુવાસિક
ધૂપ લઇને પડદાની માહેની બાજુએ તે લાવે, ૧૩ ને
તે ધૂપને યહોવાહની સમ્મુખ પેલા અગ્નિ પર તે
નાખે, ને તેથી સાક્ષ્યકોષ ઉપરના દયાસનને ધુમાડો
ઢાકી નાખે, એ માટે કે તે માર્યો ન જાય, ૧૪ ને
વાછરડાના રક્તમાનુ લઇને પોતાની આગળી વડે પૂર્વ
ભણ દયાસન પર તે છાંટે, ને તે રક્તમાનું સાત વાર
પોતાની આગળીવડે દયાસનની સામે તે છાંટે ૧૫ અને
ત્યાર પછી લોકોને માટે પાપાર્થાર્પણનો જે બકરો
તેને તે કાપે, ને તેનુ રક્ત પડદાની અદરની બાજુએ
લાવે, ને જેમ તેણે બળદના રક્તથી કીધુ તેમ તે
રક્તથી પણ કરે, એટલે તેને દયાસન પર તથા દયા-
સનની સામે છાટે, ૧૬ ને ઇસ્રાએલપુત્રોની અશુદ્ધ-
તાના કારણથી તથા તેઓના ઉલ્લઘનોના એટલે તેઓના
સર્વ પાપના કારણથી પવિત્રસ્થાનને સારૂ તે પ્રાય-
શ્ચિત્ત કરે, ને મુલાકાતમડપ જે તેઓની અશુદ્ધતા
મધ્યે તેઓની સાથે રહે છે, તેને માટે પણ તેમજ
કરે ૧૭ અને પવિત્રસ્થાનમા પ્રાયશ્ચિત્ત કરવાને તે
અંદર જાય, ત્યારે જ્યા સુધી તે પોતાને સારૂ તથા
પોતાના ઘરનાને સારૂ તથા ઇસ્રાએલની સઘળી જમા-
તને સારૂ પ્રાયશ્ચિત્ત કરીને બહાર નહિ નિકળે, ત્યા

લઇને કાપેલા પક્ષીના રક્તમાં તથા વહેતા પાણીમાં
બોળીને તે ઘરને સાત વાર છાંટે; ૫૨ને તે ઘરને તે
પક્ષીના રક્તથી તથા વહેતા પાણીથી તથા જીવતા
રહેલા પક્ષીથી તથા એરેજવૃક્ષના લાકડાથી તથા
ઝુફાથી તથા કીરમજી રંગથી શુદ્ધ કરે, ૫૩પણ
જીવતા રહેલા પક્ષીને નગર બહાર ખુલ્લા મેદાનમા તે
છોડી દે; એવી રીતે ઘરને સારૂ તે પ્રાયશ્ચિત્ત કરે;
ને તે શુદ્ધ થશે.

૫૪સઘળા કોઢના રોગ તથા ઉદરીને માટે, ૫૫ને
વસ્ત્રના તથા ઘરના કોઢને માટે, ૫૬ને ઢીમાને તથા
ચાઠાને તથા ચળકતા ટપકાને માટે એ નિયમ છે;
૫૭કોઢની બાબતમાં કોઇ અશુદ્ધ ક્યારે કહેવાય, ને
શુદ્ધ ક્યારે કહેવાય, તે શિખવનારો નિયમ એ છે.

૧૫ અને યહોવાહે મુસાને તથા હારૂનને કહ્યું
કે, ૨ઇસ્રાએલપુત્રોને એમ કહો કે, કોઇ
પુરૂષના અંગમાં સ્રાવનો રોગ હોય, તો તેના સ્રાવના
કારણથી તે અશુદ્ધ છે ૩અને તેના સ્રાવમાં તેની
અશુદ્ધતા આ પ્રમાણે ગણાય; તેના સ્રાવ સાથે તેનું
માંસ વહેતું હોય, કે તેના સ્રાવમાથી તેનું માંસ વહેતું
બધ પડે, પણ તેથી તે અશુદ્ધ થાય છે. ૪જે કોઇ
બિછાના ઉપર સ્રાવવાળો સુએ, તે અશુદ્ધ ગણાય;
ને જે કોઇ વસ્તુ પર તે બેસે તે અશુદ્ધ ગણાય
૫અને જે કોઇ તેના બિછાનાનો સ્પર્શ કરે, તે પોતાનાં
વસ્ત્ર ધોએ, ને પાણીમા સ્નાન કરે, ને સાંજ સુધી
અશુદ્ધ ગણાય. ૬અને જે વસ્તુ પર સ્રાવવાળો બેઠો
હોય, તે પર જે કોઇ બેસે, તે પોતાના વસ્ત્ર ધોએ,
ને પાણીમાં સ્નાન કરે, ને સાંજ સુધી અશુદ્ધ ગણાય
૭અને સ્રાવવાળાના શરીરનો જે કોઇ સ્પર્શ કરે, તે
પોતાનાં વસ્ત્ર ધોએ, ને પાણીમાં સ્નાન કરે, ને સાંજ
સુધી અશુદ્ધ ગણાય. ૮અને જો સ્રાવવાળો કોઇ
સ્વચ્છ માણસ પર થુંકે, તો તે પોતાના વસ્ત્ર ધોએ,
ને પાણીમાં સ્નાન કરે, ને સાંજ સુધી અશુદ્ધ ગણાય.
૯અને જે વાહન પર સ્રાવવાળો સ્વારી કરે, તે
અશુદ્ધ ગણાય. ૧૦અને જે કાંઇ તેની તળે આવેલું
હોય, તેનો સ્પર્શ કરનાર પ્રત્યેક જન સાંજ સુધી
અશુદ્ધ ગણાય; અને જે કોઇ એવી વસ્તુઓને
ઉપાડે, તે પોતાનાં વસ્ત્ર ધોએ, ને પાણીમાં સ્નાન
કરે, ને સાંજ સુધી અશુદ્ધ ગણાય ૧૧અને જે કોઇને
સ્રાવવાળો પાણીથી હાથ ધોયા વગર અડકે, તે
પોતાનાં વસ્ત્ર ધોએ, ને પાણીમાં સ્નાન કરે, ને સાંજ
સુધી અશુદ્ધ ગણાય. ૧૨અને જે માટીના વાસણને
સ્રાવવાળો અડકે, તેને ભાંગી નાખવું; ને લાકડાના
પ્રત્યેક પાત્રને પાણીમાં વિછળવું ૧૩અને જ્યારે
સ્રાવવાળો પોતાના સ્રાવથી શુદ્ધ થાય, ત્યારે તે
પોતાના શુદ્ધિકરણને વાસ્તે પોતાને સારૂ સાત દિવસ
ગણે, ને પોતાનાં વસ્ત્ર ધોએ; ને તે વહેતા પાણીમાં
પોતાનું અગ ધોઇને શુદ્ધ થાય ૧૪અને આઠમે
દિવસે તે પોતાને સારૂ બે હોલા અથવા કબુતરનાં બે
બચ્ચાં લે, ને મુલાકાતમંડપના બારણા પાસે યહો-
વાહની સન્મુખ આવીને તેમને યાજકને આપે; ૧૫ને
યાજક તેઓમાંના એકને પાપાર્થાર્પણને સારૂ, ને
બીજાને દહનીયાર્પણને સારૂ ચઢાવે; ને યાજક તેના
સ્રાવને લીધે તેને સારૂ યહોવાહ આગળ પ્રાયશ્ચિત્ત કરે

૧૬અને જો કોઇ પુરૂષમાંથી વીર્ય ઝરે, તો તે
પોતાના આખા શરીરને પાણીથી ધોએ, ને સાંજ
સુધી અશુદ્ધ ગણાય. ૧૭અને જે પ્રત્યેક વસ્ત્ર પર કે
ચર્મ પર વીર્ય પડ્યું હોય, તેને પાણીમાં ધોવું, ને
તે સાંજ સુધી અશુદ્ધ ગણાય ૧૮વળી સ્ત્રીપુરૂષનો
સયોગ થાય, તો બન્ને પાણીમાં સ્નાન કરે, ને સાંજ
સુધી અશુદ્ધ ગણાય.

૧૯અને જો કોઇ સ્ત્રીને સ્રાવ હોય, ને તેના અંગ-
માંનો સ્રાવ રક્તનો હોય, તો તે સાત દિવસ અલગ
રહે; ને જે કોઇ તેને અડકે તે સાંજ સુધી અશુદ્ધ
ગણાય. ૨૦અને અલગ રહેલી હોય તે વેળાએ જે
કાંઇ ઉપર તે સુએ, તે અશુદ્ધ ગણાય; વળી જે કશા
ઉપર તે બેસે તે પણ અશુદ્ધ ગણાય. ૨૧અને જે
કોઇ તેના બિછાનાને અડકે, તે પોતાનાં વસ્ત્ર ધોએ,
ને પાણીમા સ્નાન કરે, ને સાંજ સુધી અશુદ્ધ ગણાય.
૨૨અને જે કોઇ વસ્તુ ઉપર તે બેઠી હોય, તેને જે
કોઇ અડકે, તે પોતાનાં વસ્ત્ર ધોએ, ને પાણીમાં
સ્નાન કરે, ને સાંજ સુધી અશુદ્ધ ગણાય ૨૩અને
જો તે [સ્ત્રી] તેના બિછાના પર, અથવા જે પર તે
બેઠેલી હોય એવી કોઇ વસ્તુ પર હોય, તો જ્યારે તે
તેને અડકે ત્યારે તે સાંજ સુધી અશુદ્ધ ગણાય.
૨૪અને જો કોઇ પુરૂષ તેણીની સાથે સુએ, ને તેણીની
અશુદ્ધતા તેને લાગે, તો તે સાત દિવસ અશુદ્ધ ગણાય;
ને જે કોઇ બિછાના પર તે સુએ તે અશુદ્ધ ગણાય.

૨૫અને કોઇ સ્ત્રીને ઋતુનો સમય ન છતાં ઘણા
દિવસથી રક્તસ્રાવ થયો હોય, અથવા તે તેના ઋતુના
સમય ઉપરાંત તેને સ્રાવ ચાલુ રહ્યો હોય; તો તેના

સ્રાવની અશુદ્ધતાના સર્વ દિવસો ભર, તેના ઋતુના
સમયુની પેઠે તે રહે; તે અશુદ્ધ છે. ૨૬ તેના સ્રાવના
સઘળા દિવસો સુધી જે પ્રત્યેક બિછાના પર તે સુએ,
તેને તે પોતાના ઋતુના બિછાના જેવું ગણે; ને જે
પ્રત્યેક વસ્તુ ઉપર તે બેસે તે તેના ઋતુની અશુદ્ધતા
જેવું અશુદ્ધ ગણાય. ૨૭ અને જે કોઇ તે વસ્તુઓનો
સ્પર્શ કરે, તે અશુદ્ધ ગણાય, ને તે પોતાનાં વસ્ત્ર
ધોએ, ને પાણીમાં સ્નાન કરે, ને સાંજ સુધી અશુદ્ધ
ગણાય. ૨૮ પણ જો તે પોતાના સ્રાવથી શુદ્ધ થાય,
તો તે પોતાને સારૂ સાત દિવસ ગણે, ને ત્યાર પછી
તે શુદ્ધ ગણાય. ૨૯ અને આઠમે દિવસે તે પોતાને
સારૂ બે હોલા કે ખબુતરનાં બે બચ્ચાં લે, ને તેઓને
મુલાકાતમંડપના દ્વાર આગળ યાજક પાસે લાવે.
૩૦ અને યાજક તેમાંથી એકને પાપાર્થાર્પણને સારૂ,
ને બીજાને દહનીયાર્પણને સારૂ ચઢાવે; ને યાજક
તેણીના સ્રાવની અશુદ્ધતાને લીધે તેણીને સારૂ યહો-
વાહની આગળ પ્રાયશ્ચિત્ત કરે.

૩૧ એમ ઇસ્રાએલપુત્રોને તેઓની અશુદ્ધતાથી
અળગા કરો; રખે મારો જે મંડપ તેઓની મધ્યે
છે, તેને અશુદ્ધ કરીને તેઓ માર્યા જાય

૩૨ સ્રાવવાળાને વાસ્તે, તથા જે પોતાનું વીર્ય ઝર-
વાથી અશુદ્ધ થયો હોય તેને માટે; ૩૩ અને જે
પોતાના ઋતુથી માંદી હોય, તેને માટે તથા જે પુરૂ-
ષને વીર્યપાત થતો હોય તેને માટે, એટલે પુરૂષને
તથા સ્ત્રીને માટે તથા રજસ્વલાની સાથે સુનારને
માટે આ નિયમ છે.

૧૬ અને હારૂનના બે દીકરા યહોવાહની હજુ-
રમાં આવીને માર્યા ગયા, ત્યાર પછી
યહોવાહ મુસાની સાથે બોલ્યો; ૨ ને યહોવાહે મુસાને
કહ્યું કે, તારા ભાઇ હારૂનને કહે કે, તે પવિત્રસ્થાનમાં
પડદાની અંદરની બાજુએ કોપ પરના દયાસન આગળ
સર્વ પ્રસંગે ન આવે, રખે તે મરે; કેમકે હું દયાસન
પર મેઘમાં દર્શન દઇશ ૩ હારૂન આ વસ્તુઓ લઇને
પવિત્રસ્થાનમાં આવે; એટલે પાપાર્થાર્પણને સારૂ
એક વાછરડો, તથા દહનીયાર્પણને સારૂ એક ઘેટો
લઇને આવે. ૪ તે સણનો પવિત્ર અંગરખો પહેરે,
ને તે પોતાને અંગે સણની ઇજાર પહેરે, ને સણના
કમરબંધથી કમ્મર બાંધે, ને સણની પાઘડી પહેરે;
એ પવિત્ર વસ્ત્રો છે; ને તે પાણીમાં સ્નાન કરીને
તેમને પહેરે. ૫ અને ઇસ્રાએલપુત્રોની જમાત તરફથી
પાપાર્થાર્પણને સારૂ બે બકરા, ને દહનીયાર્પણને સારૂ
એક ઘેટો લે. ૬ અને હારૂન પોતાને વાસ્તે પાપાર્થા-
ર્પણનો જે વાછરડો હોય, તેને રજુ કરે, ને પોતાને
માટે તથા પોતાના ઘરનાંને માટે પ્રાયશ્ચિત્ત કરે
૭ અને બે બકરા તે લે, ને તેઓને મુલાકાતમંડપના
દ્વાર આગળ યહોવાહની સમ્મુખ ઉભા કરે ૮ અને
હારૂન એ બે બકરા ઉપર ચિઠ્ઠીઓ નાખે, એટલે, એક
ચિઠ્ઠી યહોવાહને સારૂ ને બીજી ચિઠ્ઠી અઝાઝેલને સારૂ.
૯ અને જે બકરા પર યહોવાહના નામની ચિઠ્ઠી પડે,
તેને હારૂન રજુ કરીને પાપાર્થાર્પણને સારૂ ચઢાવે.
૧૦ પણ જે બકરા પર અઝાઝેલના નામની ચિઠ્ઠી પડે,
તેને અઝાઝેલને માટે અરણ્યમા મોકલી દેવા સારૂ
તેને માટે પ્રાયશ્ચિત્ત કરવાને, યહોવાહની સમ્મુખ
તેને જીવતો રજુ કરવો. ૧૧ અને હારૂન, પાપાર્થાર્પ-
ણનો જે વાછરડો પોતાને સારૂ હોય, તેને રજુ કરે,
ને પોતાને સારૂ તથા પોતાના ઘરનાંને સારૂ પ્રાયશ્ચિત્ત
કરે, ને પાપાર્થાર્પણનો જે વાછરડો પોતાને સારૂ હોય
તેને તે કાપે, ૧૨ ને તે યહોવાહની સમ્મુખની વેદી
ઉપરથી એક ધૂપદાની ભરીને અગ્નિના અંગારા, તથા
પોતાના [બન્ને] ખોબા ભરીને બારીક કુટેલું સુવાસિક
ધૂપ લઇને પડદાની માહેની બાજુએ તે લાવે; ૧૩ ને
તે ધૂપને યહોવાહની સમ્મુખ પેલા અગ્નિ પર તે
નાખે, ને તેથી સાક્ષ્યકોપ ઉપરના દયાસનને ધુમાડો
ઢાંકી નાખે, એ માટે કે તે માર્યો ન જાય; ૧૪ ને
વાછરડાના રક્તમાંનું લઇને પોતાની આંગળી વડે પૂર્વ
સમ દયાસન પર તે છાંટે; ને તે રક્તમાંનું સાત વાર
પોતાની આંગળીવડે દયાસનની સામે તે છાંટે. ૧૫ અને
ત્યાર પછી લોકોને માટે પાપાર્થાર્પણનો જે બકરો
તેને તે કાપે, ને તેનું રક્ત પડદાની અંદરની બાજુએ
લાવે, ને જેમ તેણે બળદના રક્તથી કીધું તેમ તે
રક્તથી પણ કરે, એટલે તેને દયાસન પર તથા દયા-
સનની સામે છાંટે; ૧૬ ને ઇસ્રાએલપુત્રોની અશુદ્ધ-
તાના કારણથી તથા તેઓનાં ઉલ્લંઘનોના એટલે તેઓનાં
સર્વ પાપના કારણથી પવિત્રસ્થાનને સારૂ તે પ્રાય-
શ્ચિત્ત કરે; ને મુલાકાતમંડપ જે તેઓની અશુદ્ધતા
મધ્યે તેઓની સાથે રહે છે, તેને માટે પણ તેમજ
કરે. ૧૭ અને પવિત્રસ્થાનમાં પ્રાયશ્ચિત્ત કરવાને તે
અંદર જાય, ત્યારે જ્યાં સુધી તે પોતાને સારૂ તથા
પોતાના ઘરનાંને સારૂ તથા ઇસ્રાએલની સઘળી જમા-
તને સારૂ પ્રાયશ્ચિત્ત કરીને બહાર નહિ નિકળે, ત્યાં

સુધી મુલાકાતમંડપમાં કોઇ માણસ ન રહે ૧૮અને
યહોવાહની સન્મુખની વેદી પાસે બહાર આવીને તેને
સારૂ તે પ્રાયશ્ચિત્ત કરે, ને તે બળદના રક્તમાંનું તથા
બકરાના રક્તમાંનું લઇને વેદીના શિંગોની આસપાસ
ચોપડે ૧૯અને તે એ રક્તમાંથી પોતાની આંગળી
વડે તેના ઉપર સાત વાર છાંટીને તેને શુદ્ધ કરે, ને
ઇસ્રાએલપુત્રોની અશુદ્ધતામાંથી તેને પવિત્ર કરે
૨૦અને જ્યારે તે પવિત્રસ્થાનને તથા મુલાકાતમંડપને
તથા વેદીને માટે પ્રાયશ્ચિત્ત કરી રહે, ત્યારે તે જીવતા
બકરાને હાજર કરે, ૨૧ને હારૂન જીવતા બકરાના
માથા ઉપર પોતાના બન્ને હાથ મુકે, ને તેના ઉપર
ઇસ્રાએલપુત્રોના સઘળા અન્યાય તથા તેઓના સર્વ
ઉલ્લંઘનો એટલે તેઓના સર્વ પાપો માનીને તેઓને
બકરાને શિર મુકે, ને ઠરાવેલા માણસની હસ્તક તેને
પાપથી યહોવાહની આગળ શુદ્ધ થશો ૩૧તે તમારે
સારૂ પવિત્ર વિશ્રામનો સાબ્બાથ છે, ને તમારે આત્મ
કષ્ટ કરવું, તે સદાને માટે વિધિ છે ૩૨અને જે
યાજક અભિષિક્ત થઇને પોતાના બાપની જગ્યાએ
યાજકપદ ધારણ કરવા સારૂ પ્રતિષ્ઠિત કરાશે, તે
પ્રાયશ્ચિત્ત કરે, ને શણનાં વસ્ત્ર એટલે પવિત્ર વસ્ત્ર
પહેરે, ૩૩ને તે પવિત્રસ્થાનને સારૂ પ્રાયશ્ચિત્ત કરે,
ને તે મુલાકાતમંડપને સારૂ તથા વેદીને સારૂ પ્રાયશ્ચિત્ત
કરે, ને તે યાજકોને સારૂ તથા મંડળીના સર્વ લોકોને
સારૂ પ્રાયશ્ચિત્ત કરે ૩૪અને ઇસ્રાએલપુત્રોના બધા
પાપને લીધે તેઓને સારૂ વર્ષમાં એક વાર પ્રાયશ્ચિત્ત
કરવું, એ તમારે માટે સદાનો વિધિ થાય અને જેમ
યહોવાહે મુસાને આજ્ઞા કીધી તેમ તેણે કીધું

૧૭ ૧ અને યહોવાહે મુસાને કહ્યું કે ૨ હારૂનને

પ્રવાસ કરનાર પરદેશીઓમાંનો જે કોઇ માણસ હર
કોઇ જાતનું રક્ત ખાય તે રક્ત ખાનાર માણસની
વિરૂદ્ધ હું મારૂં મુખ રાખીશ, ને તે તેના લોકો મધ્યેથી
કાપી નંખાય ૧૧ કેમકે શરીરનો જીવ રક્તમાં છે;
ને વેદી પર [બળીદાન થઈને] તે તમારા આત્માને
વાસ્તે પ્રાયશ્ચિત્ત કરે, એ માટે મેં તમને તે આપ્યું
છે; કેમકે રક્તથીજ પ્રાયશ્ચિત્ત થાય છે, કારણ કે
તેમાં જીવ છે ૧૨એ માટે મેં ઇસ્રાએલપુત્રોને કહ્યું
કે, તમારામાંનો કોઇ જણ રક્ત ન ખાય, ને તમારી
મધ્યે પ્રવાસ કરતો કોઇ પરદેશી પણ રક્ત ન ખાય
૧૩અને ઇસ્રાએલપુત્રોમાથી અથવા તમારી મધ્યે
પ્રવાસ કરતા પરદેશીઓમાથી જે કોઇ માણસ ખવાય
એવા પશુની કે પક્ષીની પાછળ લાગીને તેને પકડે,
તેણે તેનું રક્ત પાડીને તેને ધૂળથી ઢાંકી દેવું ૧૪કેમકે
સર્વ દેહધારીઓના જીવ વિષે એમ જાણવું કે તેઓનું
રક્ત તેજ તેઓનો જીવ છે; એ માટે મેં ઇસ્રાએલ-
પુત્રોને કહ્યું કે, કોઇ પણ પ્રકારના દેહધારીનું રક્ત
તમારે ન ખાવું; કેમકે સર્વ દેહધારીઓનું રક્ત તેજ
તેઓનો જીવ છે; જે કોઇ તે ખાય, તે કાપી નખાય
૧૫અને જે કોઇ જણ મુડદાલ અથવા જાનવરોએ
ફાડી નાખેલાનું [માંસ] ખાય, તે એતદ્દેશી હોય કે
પરદેશી હોય, પણ તે પોતાનાં વસ્ત્ર ધોએ, ને પાણીમા
સ્નાન કરે, ને સાંજ સુધી અશુદ્ધ ગણાય; ત્યાર
પછી તે શુદ્ધ ગણાય. ૧૬ પણ જો તે તેમને ન ધોએ,
ને સ્નાન ન કરે, તો તેનો અન્યાય તેને માથે રહે

૧૮ અને યહોવાહે મુસાને કહ્યું કે, ૨ઇસ્રાએ-
લપુત્રોને એમ કહે કે, હું યહોવાહ તમારો
દેવ છું ૩મિસર દેશ જેમા તમે રહેતા હતા, તેનાં
કૃત્યોનુ અનુકરણ તમે ન કરો; ને કનાન દેશ જેમા
હું તમને લઇ જાઉં છું, તેનાં કૃત્યોનું અનુકરણ પણ
તમે ન કરો; ને તેઓના વિધિઓ પ્રમાણે તમે ન
ચાલો. ૪મારા હુકમો અમલમા આણો, ને મારા
વિધિઓ પ્રમાણે ચાલીને તેમને પાળો; હુ યહોવાહ
તમારો દેવ છુ ૫માટે તમારે મારા વિધિઓ તથા
હુકમો પાળવા; કેમકે જો કોઇ મનુષ્ય તેમને પાળે,
તો તે તેઓવડે જીવન પામે; હુ યહોવાહ છુ
૬તમારામાંનો કોઇ પણ પોતાની નજીકની સગીની
આબરૂ લેવા તેની પાસે ન જાય, હુ યહોવાહ છુ.
૭તારા બાપની એટલે તારી માની લજ્જા ન લે; એ
તારી મા છે; તું તેની આબરૂ ન લે ૮તારા બાપની
વહુની આબરૂ તું ન લે; તે તારા બાપની આબરૂ છે
૯તારી બહેનની, એટલે તારા બાપની દીકરીની કે
તારી માની દીકરીની આબરૂ તું ન લે, પછી તે ઘરમા
જન્મેલી હોય કે બહાર જન્મેલી હોય ૧૦તારા
દીકરાની દીકરીની, કે તારી દીકરીની દીકરીની આબરૂ
તું ન લે; કેમકે તેઓની આબરૂ એ તારીજ [આબરૂ]
છે ૧૧તારા બાપની વહુની દીકરી, એટલે તારા
બાપના પેટની દીકરી, એ તારી બહેન છે, તેની
આબરૂ તું ન લે ૧૨તારા બાપની બહેનની આબરૂ
તું ન લે; તે તો તારા બાપની નજીકની સગી છે
૧૩તારી માની બહેનની આબરૂ તું ન લે; કેમકે તે
તારી માની નજીકની સગી છે ૧૪તારા કાકાની સ્ત્રીની
આબરૂ લેવા તેની પાસે ન જા; એ તો તારી કાકી
છે ૧૫તારી પુત્રવધુની આબરૂ તું ન લે; તે તારા
દીકરાની વહુ છે; તું તેની આબરૂ ન લે ૧૬તારી
ભોજાઇની આબરૂ તું ન લે; તે તો તારા ભાઇની
આબરૂ છે ૧૭કોઇ સ્ત્રી તથા તેની દીકરી એ બન્નેની
આબરૂ તું ન લે; તે સ્ત્રીના દીકરાની દીકરીને કે તેની
દીકરીની દીકરીને લઇને તેની આબરૂ ન લે; તેઓ
નજીકની સગી છે; એ તો દુષ્ટતા છે ૧૮એક સ્ત્રીના
જીવતા તેની બહેનને તેની શોક તરીકે પરણીને તેની
આબરૂ ન લે ૧૯અને જ્યાં સુધી કોઇ સ્ત્રી ઋતુના
કારણથી અલગ રહેલી હોય, ત્યા સુધી તેની પાસે
જઇને તેની આબરૂ ન લે ૨૦અને તારા પડોસીની
સ્ત્રીની સાથે વ્યભિચાર કરીને પોતાને નવટાળ. ૨૧તું
તારા કોઇ પણ સંતાનને અગ્નિમા ચલાવીને મોલેકને
સ્વાધીન ન કર, ને તારા દેવનું નામ ન વટાળ; હુ
યહોવાહ છું ૨૨સ્ત્રીની પઠે પુરૂષની સાથે કુકર્મ ન
કર, એ અમંગળ છે ૨૩અને કોઇ પશુની સાથે કુકર્મ
કરીને તું પોતાને અશુદ્ધ ન કર; કોઇ સ્ત્રી પણ જાન-
વરની સાથે કુકર્મ કરવાને તેની સામે ઉભી ન રહે;
તે અસ્વભાવિક પાતક છે
૨૪એવા કોઇ પણ કૃત્યથી તમે પોતાને અશુદ્ધ ન
કરો; કેમકે જે દેશજાતિઓને હુ તમારી સામેથી કાઢી
મુકવાનો છુ, તેઓ એ સર્વ વાતે અશુદ્ધ થયા છે; ને
દેશ અશુદ્ધ થયો છે; ૨૫એ માટે હુ તેના પર તેના
અન્યાયની શિક્ષા લાવું છુ, ને દેશ પોતાના રહેવાસી-
ઓને ઓકી કાઢે છે ૨૬માટે તમે મારા વિધિઓ
તથા મારા હુકમો પાળો, ને એ અમગળ કર્મામાથી
કોઇ પણ ન કરો; એતદ્દેશી નહિ તેમજ તમારી

ને તેણીએ પોતાનો રક્તકૂપ ઉઘાડો મુકયો છે, ને
તે બન્ને પોતાના લોકો મધ્યેથી નાબુદ કરાય ૧૯ અને
તું તારી માસીની તેમજ તારી ફોઇની આબરૂ ન લે,
કેમકે એ તો પોતાની નજીકની સગીની આબરૂ લીધી
કહેવાય, તેમનો અન્યાય તેમને માથે ૨૦ અને જો
કોઇ પુરૂષ પોતાની કાકી સાથે કુકર્મ કરે, તો તેણે
પોતાના કાકાની લાજ લીધી કહેવાય, તેઓનુ પાપ
તેઓને માથે, તેઓ અસતાન મરશે ૨૧ અને જો
કોઇ પુરૂષ પોતાની ભોજાઇને રાખે, તો એ ભ્રષ્ટાચાર
છે, તેણે પોતાના ભાઇની લાજ લીધી છે, તેઓ
અસતાન રહેશે

૨૨ એ માટે તમે મારા સર્વ વિધિઓ તથા મારા
સર્વ હુકમો પાળો, ને તેઓને અમલમા આણો, રખે
જ્યા હુ તમને વસવા લઇ જાઉ છું, તે દેશ તમને ઓકી
કાઢે ૨૩ અને જે દેશજાતિને હુ તમારી આગળથી
કાઢી મુકુ છું, તેના રિવાજો પ્રમાણે તમારે ન ચાલવું,
કેમકે તેઓ એ સર્વ કૃત્યો કરતા હતા, ને તે માટે મેં
તેમને કંટાળ્યા ૨૪ પણ મેં તમને કહ્યુ છે કે, તમે
તેઓના દેશનુ વતન પામશો, ને હુ તમને તે દૂધ
મધની રેલછેલવાળો દેશ આપીને તેનું વતન પમા
ડીશ, તમને વિદેશીઓથી અલગ કરનાર તમારો દેવ
યહોવાહ હુ છું ૨૫ એ માટે તમે શુદ્ધ તથા અશુદ્ધ
પશુઓની વચ્ચે, ને અશુદ્ધ તથા શુદ્ધ પક્ષીઓની
વચ્ચે ભેદ કરો, અને જે પશુ કે પક્ષી અથવા જેથી
ભૂમિ ભરપૂર છે એવામાનું કોઇ પણ પ્રાણી, કે જે મે
અશુદ્ધ ઠરાવીને તમારાથી અલગ કીધા છે, તે વડે
તમે તમારા આત્માઓને અમગળ ન કરો ૨૬ અને
તમે મારા પવિત્ર [લોક] થાઓ, કેમકે હુ યહોવાહ
પવિત્ર છું, ને મે તમને વિદેશીઓથી અલગ કીધા છે,
એ માટે કે તમે મારા થાઓ

૨૭ વળી જે પુરૂપ અથવા સ્ત્રી ભૂતવૈદ હોય કે
જાદુગર હોય, તે નિશ્ચે માર્યા જાય, તેઓને પત્થરે
મારવા, તેમનું લોહી તેમને માથે

૨૧ અને યહોવાહે મુસાને કહ્યુ કે, યાજકોને
એટલે હારૂનના પુત્રોને એમ કહે કે, પોતાની
જ્ઞાતના લોકોમાથી દરકોઇ મરી જાય, તો તેને લીધે
કોઇ અભડાય નહિ, ૨ પણ પોતાના નજીકના સગાને
લીધે, એટલે, પોતાની માને લીધે, તથા પોતાના
બાપને લીધે, તથા પોતાના દીકરાને લીધે, તથા
પોતાની દીકરીને લીધે, તથા પોતાના ભાઇને લીધે
[અભડાય]; ૩ અને પોતાની સગી બહેન કુવારી,
એટલે, પરણ્યા વગરની હોય, તેને લીધે તે અભડાય
૪ જે માણસ પોતાના લોકો મધ્યે મુખ્ય [હોય], તે
પોતાને અભડાવીને અશુદ્ધ થાય નહિ ૫ તેઓ
પોતાનુ માથુ બોડું ન કરાવે, ને તેઓ પોતાની દાઢીના
ખુણા ન મુડાવે, ને પોતાના શરીરમા કોઇ ઘા ન
પાડે ૬ તેઓ પોતાના દેવના પવિત્ર [લોક] થાય,
ને પોતાના દેવનું નામ ન વટાળે; કેમકે તેઓ યહો-
વાહના હોમયજ્ઞો, એટલે, પોતાના દેવની રોટલી,
ચઢાવે છે, એ માટે તેઓ પવિત્ર થાય. ૭ તેઓ
વેશ્યાને કે ભ્રષ્ટ સ્ત્રીને ન રાખે, ધણીએ કાઢી મુકેલી
સ્ત્રીને તેઓ ન પરણે, કેમકે તે પોતાના દેવને માટે
શુદ્ધ છે ૮ માટે તું તેને શુદ્ધ કર, કેમકે તે તારા
દેવની રોટલી ચઢાવે છે, તે તારે માટે શુદ્ધ હોય,
કેમકે તમને શુદ્ધ કરનાર હુ યહોવાહ પવિત્ર છું
૯ અને જો કોઇ યાજકની દીકરી વેશ્યાનો ધંધો કરીને
પોતાને વટાળે, તો તે પોતાના બાપને વટાળે છે,
તેને આગથી બાળી નાખવી

૧૦ અને જે પોતાના ભાઇઓ મધ્યે પ્રમુખ્ય યાજક
હોય, ને જેના ઉપર અભિષેકનું તેલ રેડાએલુ હોય,
ને તે પોષાક પહેરવા સારૂ જેનુ શુદ્ધિકરણ કરાયુ
હોય, તે પોતાના વાળ છોડી ન નાખે, ને પોતાનો
પોષાક ફાડે નહિ, ૧૧ ને તે કોઇ મુડદા પાસે ન
જાય, ને પોતાના બાપને લીધે કે પોતાની માને લીધે
તે ન અભડાય, ૧૨ ને તે પવિત્રસ્થાનની બહાર ન
જાય, ને પોતાના દેવના પવિત્રસ્થાનને ન અભડાવે,
કેમકે તેને માથે પોતાના દેવના અભિષેકના તેલનો
મુગટ છે, હુ યહોવાહ છુ ૧૩ અને તે કુવારી સ્ત્રી
સાથે પરણે ૧૪ પણ વિધવા અથવા છેડાછુટકો
પામેલી સ્ત્રી, અથવા ભ્રષ્ટ થએલી સ્ત્રી, એટલે વેશ્યા,
એવીઓને તે ન પરણે, પણ પોતાના લોકમાંની એક
કુવારી તે પરણે, ૧૫ અને તે પોતાના લોકો મધ્યે
પોતાના સતાનને ન વટાળે, કેમકે તેને શુદ્ધ કરનાર
હુ યહોવાહ છું

૧૬ અને યહોવાહે મુસાને કહ્યુ કે, ૧૭ હારૂનને એમ
કહે કે, વંશપરંપરા તારા સતાનમા જે ખોડખાપણ-
વાળો હોય તે પોતાના દેવની રોટલી ચઢાવવા [વેદી]
પાસે ન આવે. ૧૮ કેમકે જે કોઇ પુરૂપને ખોડખાપણ
હોય, તે [વેદી] પાસે ન આવે, એટલે આધળો કે
લગડો માણસ, કે બેસી ગએલા નાકવાળો, કે અધિ-

કાંણો, ૧૯ કે ખોડો માણસ, કે ઠુંઠો ૨૦ કે ખુંધો કે
ઠીંગણો કે નેત્રદોષી કે ખરજવાવાળો, કે ખુજલીવાળો,
કે અવડભંજિત; ૨૧ હારૂન યાજકના સંતાનમાં એવી
ખાંપણવાળો કોઇ પણ પુરૂષ યહોવાહના હોમયજ્ઞ
ચઢાવવા પાસે ન આવે. તેને ખોડખાંપણ છે; તે
પોતાના દેવની રોટલી ચઢાવવા પાસે ન આવે ૨૨ તે
પોતાના દેવની રોટલી ખાય, એટલે પરમપવિત્રમાંથી
તેમજ પવિત્રમાંથી. ૨૩ પણ કેવળ પડદાની પેલી
પાર તે ન જાય, ને વેદી નજીક ન આવે, કેમકે તેને
ખાંપણ છે; રખે તે મારા પવિત્રસ્થાનને વટાળે;
કેમકે તેઓને શુદ્ધ કરનાર હું યહોવાહ છુ ૨૪ અને
મુસાએ હારૂનને તથા તેના પુત્રોને તથા સર્વ ઇસ્રા-
એલપુત્રોને એ પ્રમાણે કહી સમજાવ્યું.

૨૨ અને યહોવાહે મુસાને કહ્યું કે, ૨ હારૂનને
તથા તેના પુત્રોને કહે કે, ઇસ્રાએલપુત્રોની
જે પવિત્ર વસ્તુઓને તેઓ મારે સારૂ અલગ કરે છે
તેઓથી તેઓ દૂર રહે, ને મારા પવિત્ર નામને ન
વટાળે; હુ યહોવાહ છું ૩ તેઓને કહે કે, તમારી
વંશપરંપરા તમારા વંશજોમાંનો જે પુરૂષ અભડાએલો
છતાં, જે પવિત્ર વસ્તુઓ ઇસ્રાએલપુત્રો યહોવાહને
સારૂ અલગ કરે છે તેઓની પાસે જાય, તે જણ મારી
સન્મુખથી નાબુદ કરાશે; હું યહોવાહ છું ૪ હારૂનના
સંતાનમાં જે પુરૂષ કોઢી કે સ્રાવી હોય, તે પાછો શુદ્ધ
થતાં લગી પવિત્ર વસ્તુઓમાંનું ન ખાય અને જે
કોઇ મુડદાથી અભડાએલી કોઇ વસ્તુને, કે જે પુરૂષને
ધાત જતી હોય તેને, અડકે; ૫ અથવા જે કોઇ જેથી
અભડાવાય એવા સર્પટીઆને, અથવા જે માણસથી
અભડાવાય, પછી તેની અશુદ્ધતા ગમે તેવી હોય,
પણ તેવાને અડકે; ૬ એટલે જે જણ એવા કશાને
અડકે તે સાંજ સુધી અભડાએલો ગણાય, અને
પાણીથી સ્નાન કીધા શિવાય પવિત્ર વસ્તુઓ તે ન
ખાય. ૭ અને સૂર્ય અસ્ત પામે ત્યારે તે સ્વચ્છ થાય;
ને ત્યાર પછી પવિત્ર વસ્તુઓ તે ખાય, કેમકે એ તેની
ખોરાકી છે. ૮ મુડદાલને કે પશુએ ફાડી નાખેલાને તે
ખાય નહિ, રખે તે વટલાય; હું યહોવાહ છુ. ૯ માટે
તેઓ મારી ફરમાસ માને, રખે તેને લીધે તેઓને
માથે પાપ બેસે, ને તેને વટાળીને તેમાં મરે; હુ યહો-
વાહ તેઓને શુદ્ધ કરનાર છું. ૧૦ કોઇ પારકો તે
પવિત્ર વસ્તુમાંથી ન ખાય; યાજકનો પારકો મહેમાન
કે મજુર પવિત્ર વસ્તુમાંથી ન ખાય. ૧૧ પણ જો
યાજક કોઇને પોતાના પૈસાથી વેચાતો લે, તો તે
તેમાંથી ખાય, ને તેના ઘરમાં જે જન્મેલાં તેઓ તેની
ખોરાકીમાંથી ખાય. ૧૨ અને જો યાજકની દીકરી કોઇ
બહારના માણસ સાથે પરણી હોય, તો તે પવિત્ર
વસ્તુઓના ઉચ્છાલીયાર્પણમાંથી ન ખાય. ૧૩ પણ જો
કોઇ યાજકની દીકરી વિધવા હોય, કે છેડાછુટકો
પામેલી હોય, ને તેને ફરજંત ન હોય, ને પોતાના
બાપના ઘરમાં પાછી આવી હોય, તો જેમ જુવાનીમાં
ખાતી હતી તેમ તે પોતાના બાપની ખોરાકીમાંથી
ખાય; પણ કોઇ પારકો તેમાંથી ન ખાય ૧૪ અને
જો કોઇ માણસ ભૂલચૂકથી પવિત્ર વસ્તુમાંથી ખાય,
તો તેમાં તેનો એક પંચમાંશ ઉમેરીને તે પવિત્ર વસ્તુ
યાજકને તે આપે ૧૫ અને ઇસ્રાએલપુત્રોની પવિત્ર
વસ્તુઓ કે જે તેઓ યહોવાહને અર્પણ કરે છે, તેમને
તેઓ ન વટાળે; ૧૬ ને એમ તેઓ તેમની પવિત્ર
વસ્તુઓ ખાઇને પોતાને માથે દુષ્ટાઇનો ગુન્હો ન
લાવે; કેમકે હુ યહોવાહ તેઓને શુદ્ધ કરનાર છુ

૧૭ અને યહોવાહે મુસાને કહ્યું કે, ૧૮ હારૂનને તથા
તેના પુત્રોને તથા સર્વ ઇસ્રાએલપુત્રોને એમ કહે કે,
ઇસ્રાએલના ઘરનો અથવા ઇસ્રાએલ મધ્યે વસતા
પરદેશીઓમાંનો જે કોઇ પોતાનું અર્પણ ચઢાવે, પછી
તે તેમની કોઇ માનતાને લીધે હોય કે તેમના કોઇ
ઐચ્છિકાર્પણને લીધે હોય, પણ તેઓ તેને યહોવાહની
આગળ દહનીયાર્પણ તરીકે ચઢાવે; ૧૯ તો ગોપશુ-
ઓમાંથી કે ઘેટાંમાંથી કે બકરાંમાંથી ખોડરહિત નર
[ચઢાવવો], એ માટે કે તમે માન્ય થાઓ ૨૦ પણ
ખોડખાંપણવાળું કશુએ તમારે ચઢાવવું નહિ; કેમકે
તમારા લાભમાં તે માન્ય નહિ થાય. ૨૧ અને જો કોઇ
માનતા ઉતારવા સારૂ અથવા ઐચ્છિકાર્પણ તરીકે
યહોવાહ પ્રત્યે શાંત્યર્પણોનો યજ્ઞ ચઢાવે, એટલે બળદ
કે ઘેટો [ચઢાવે], તો તે ખોડરહિત હશે તોજ માન્ય
થશે; તેમાં કોઇ પણ ખાંપણ ન હોય. ૨૨ આંધળું કે
નન્દવાયલુ કે લુલું કે ઢીમાંવાળું કે ખરજવાવાળું કે
ખુજલીવાળું, એવાં તમારે યહોવાહને ન ચઢાવવાં, ને
યહોવાહને સારૂ વેદી પર તેમનો હોમયજ્ઞ પણ ન
કરવો. ૨૩ જે બળદને કે હલવાનને અધિકાંગ કે કમાંગ
હોય, તેવાને ઐચ્છિકાર્પણ તરીકે ચઢાવવાની તને છૂટ
છે; પણ માનતાને સારૂ તે માન્ય નહિ કરાશે.
૨૪ જેનો કઠોટો ઘાયલ કીધેલો કે છુંદેલો કે ફુટેલો કે
ખસી કરેલો હોય, તે યહોવાહને ન ચઢાવો; ને

કાણી, ૧૯ કે ખોડો માણસ, કે ઠુઠો ૨૦ કે ખુંધો કે
ઠિંગણો કે નેત્રદોષી કે ખરજવાવાળો, કે ખુજળીવાળો,
કે અણ્ડભંગિત; ૨૧ હારૂન યાજકના સતાનમા એવી
ખાપણવાળો કોઇ પણ પુરૂષ યહોવાહના હોમયજ્ઞ
ચઢાવવા પાસે ન આવે તેને ખોડખાપણ છે, તે
પોતાના દેવની રોટલી ચઢાવવા પાસે ન આવે ૨૨ તે
પોતાના દેવની રોટલી ખાય, એટલે પરમપવિત્રમાથી
તેમજ પવિત્રમાથી ૨૩ પણ કેવળ પડદાની પેલી
પાર તે ન જાય, ને વેદી નજીક ન આવે, કેમકે તેને
ખાપણ છે, રખે તે મારા પવિત્રસ્થાનને વટાળે,
કેમકે તેઓને શુદ્ધ કરનાર હુ યહોવાહ છુ ૨૪ અને
મુસાએ હારૂનને તથા તેના પુત્રોને તથા સર્વ ઇસ્રા-
એલપુત્રોને એ પ્રમાણે કહી સભળાવ્યુ.

૨૨ અને યહોવાહે મુસાને કહ્યુ કે, ૨ હારૂનને
તથા તેના પુત્રોને કહે કે, ઇસ્રાએલપુત્રોની
જે પવિત્ર વસ્તુઓને તેઓ મારે સારૂ અલગ કરે છે
તેઓથી તેઓ દૂર રહે, ને મારા પવિત્ર નામને ન
વટાળે, હુ યહોવાહ છું ૩ તેઓને કહે કે, તમારી
છે ૨૯ કેમકે જગ વંશજોમાનો જે પુરૂષ અભડાએલો
કરે, તે પોતાના લોકો મધ્યેથી એલપુત્રો યહોવાહને
જે જણ તેજ દિવસે કોઇ જાતનું [સંસારી] કામ સારી
તેનો હુ તેના લોકો મધ્યેથી નાશ કરીશ ૩૧ તમે કોઇ
પ્રકારનું [સંસારી] કામ કરશો મા, તમારા રહેઠા-
ણોમા વંશપરંપરા એ તમારો સદાનો વિધિ થાય
૩૨ તે તમારે માટે પવિત્ર વિશ્રામનો સાબ્બાથ થાય,
ને તમારે આત્મકષ્ટ કરવુ, એ માસને નવમે દિવસે
સાંજથી તે બીજી સાંજ સુધી તમારે તમારો સાબ્બાથ
પાળવો

૩૩ અને યહોવાહે મુસાને કહ્યુ કે, ૩૪ ઇસ્રાએલ-
પુત્રોને એમ કહે કે, એ સાતમા માસને પંદરમે દિવસે
યહોવાહને સારૂ સાત દિવસ સુધી માંડવા પર્વ છે,
૩૫ પહેલે દિવસે પવિત્ર મેળાવડો થાય, તમે કોઇ
સંસારી કામ કરશો મા. ૩૬ સાત દિવસ તમારે યહો-
વાહને હોમયજ્ઞ ચઢાવવો, આઠમે દિવસે તમા
પવિત્ર મેળાવડો કરવો, ને તમારે યહોવાહને હોમ
યજ્ઞ ચઢાવવો, એ પર્વનો છેલ્લો દિવસ છે, તમા
કંઇ સંસારી કામ કરવુ નહિ

૩૭ એ યહોવાહના મુકરર પર્વો છે, એઓ વિ
તમારે એવો ઢંઢેરો પિટાવવો કે, તેઓ પવિત્ર મેળા
વડા છે કે જેમા તેઓ યહોવાહને સારૂ હોમયજ્ઞ

યાજક કોઇને પોતાના પૈસાથી વેચાતો લે, તો તે
તેમાથી ખાય, ને તેના ઘરમા જે જન્મેલા તેઓ તેની
ખોરાકીમાથી ખાય ૧૨ અને જો યાજકની દીકરી કોઇ
બહારના માણસ સાથે પરણી હોય, તો તે પવિત્ર
વસ્તુઓના ઉચ્છાલીયાર્પણમાથી ન ખાય ૧૩ પણ જો
કોઇ યાજકની દીકરી વિધવા હોય, કે છૂટાછુટકો
પામેલી હોય, ને તેને ફરજન ન હોય, ને પોતાના
બાપના ઘરમા પાછી આવી હોય, તો જેમ જુવાનીમા
ખાતી હતી તેમ તે પોતાના બાપની ખોરાકીમાથી
ખાય, પણ કોઇ પારકો તેમાથી ન ખાય ૧૪ અને
જો કોઇ માણસ ભૂલચૂકથી પવિત્ર વસ્તુમાથી ખાય,
તો તેમા તેનો એક પંચમાશ ઉમેરીને તે પવિત્ર વસ્તુ
યાજકને તે આપે ૧૫ અને ઇસ્રાએલપુત્રોની પવિત્ર
વસ્તુઓ કે જે તેઓ યહોવાહને અર્પણ કરે છે, તેમને
તેઓ ન વટાળે, ૧૬ ને એમ તેઓ તેમની પવિત્ર
વસ્તુઓ ખાઇને પોતાને માથે દુષ્ટાઇનો ગુન્હો ન
લાવે, કેમકે હુ યહોવાહ તેઓને શુદ્ધ કરનાર છુ

૧૭ અને યહોવાહે મુસાને કહ્યુ કે, ૧૮ હારૂનને તથા
તેના પુત્રોને તથા સર્વ ઇસ્રાએલપુત્રોને એમ કહે કે,
ઇસ્રાએલના ઘરનો અથવા ઇસ્રાએલ મધ્યે વસતા
પરદેશીઓમાનો જે કોઇ પોતાનુ અર્પણ ચઢાવે, પછી
તે તેમની કોઇ માનતાને લીધે હોય કે તેમના કોઇ
મુસાએ જાતે લીધે હોય, પણ તેઓ તેને યહોવાહની
વર્ણન કરી બતાવ્યુ ગ્નિ ચઢાવે, ૧૯ તો ગોપશુ-

૨૪ અને યહોવાહે મુસાને કહ્યુ ખોડરહિત નર
લપુત્રોને આજ્ઞા કર કે, બસ્તિને ૨૦ પણ
બળતી રાખવા માટે પ્રકાશને સારૂ કુટીને કાઢેલુ જૈતે
તેલ તેઓ લાવે. ૩ સાક્ષ્યના પડદાની બહારની ગમ
મુલાકાતમંડપમા યહોવાહની સમ્મુખ સાંજથી સવાર
સુધી હારૂન જાતુ તેની વ્યવસ્થા રાખે, તે વંશપરંપરા
સદાને માટે તમારો વિધિ થાય ૪ તે યહોવાહની
સમ્મુખ નિર્મળ દીપવૃક્ષ પરના દીવાઓની વ્યવસ્થા
જાતુ રાખે

સંમુખ તેની વ્યવસ્થા રાખે; એ ઇસ્રાએલપુત્રો
તરફથી સદાને માટે કરાર છે; ૯અને તે હારૂનની
તથા તેના પુત્રોની થાય; ને તેઓ પવિત્ર જગ્યાએ
તે ખાય; કેમકે સદાના વિધિ પ્રમાણે તે તેને માટે
યહોવાહના હોમયજ્ઞોમાં પરમપવિત્ર છે

૧૦અને એક ઇસ્રાએલી સ્ત્રીનો દીકરો જેનો બાપ
મિસરી હતો, તે ઇસ્રાએલપુત્રો મધ્યે ફરવા નિકળ્યો;
ને તે ઇસ્રાએલી સ્ત્રીના દીકરાને તથા એક ઇસ્રાએલી
પુરૂષને છાવણીમાં એક બીજા સાથે ટંટો થયો; ૧૧અને
ઇસ્રાએલી સ્ત્રીના દીકરાએ નામનું દુર્ભાષણ કરીને
શાપ દીધો; ને લોકો તેને મુસા પાસે લાવ્યા. અને
તેની માનું નામ શલોમીથ હતું, તે દિબ્રીની દીકરી
દાનના કુળની હતી ૧૨અને તેઓએ તેને પરહેજ
કીધો, એ સારૂ કે [તેને શું કરવું] તે યહોવાહના
મુખથી તેમને જાહેર કરવામાં આવે

૧૩અને યહોવાહે મુસાને કહ્યું કે, ૧૪શાપ દેનારને
છાવણી બહાર કાઢી લાવ; ને જેઓએ તેનું બોલેલું
સાંભળ્યું હોય, તે સર્વે પોતાના હાથ તેના માથા પર
મુકે, ને આખી જમાત તેને પત્થરે મારે. ૧૫અને તું
ઇસ્રાએલપુત્રોને એમ કહે કે, જે કોઇ પોતાના દેવને
શાપ દે, તેનું પાપ તેને માથે રહે ૧૬અને જે જણ
યહોવાહના નામનું દુર્ભાષણ કરે, તે નિશ્ચે માર્યો જાય;
આખી જમાત તેને નિશ્ચે પત્થરે મારે; જ્યારે તે
[યહોવાહના] નામનું દુર્ભાષણ કરે ત્યારે તે માર્યો
જાય, પછી તે પરદેશી હોય કે એતદ્દેશી હોય. ૧૭અને
જે જણ કોઇ મનુષ્યને પ્રાણઘાતક માર મારે, તે નિશ્ચે
માર્યો જાય, ૧૮ને જે જણ પશુને એવું મારે કે તે
મરી જાય, તે તેનો બદલો ભરી આપે; જીવને બદલે
જીવ. ૧૯અને જો કોઇ માણસ પોતાના પડોશીને
[શરીરે] ખોડ આણે, તો જેમ તેણે કીધું હોય, તેમજ
તેને કરવામાં આવે; ૨૦ભાગવાને બદલે ભાગવું,
આંખને બદલે આંખ, દાંતને બદલે દાંત; જેવી ખાંપણ
તેણે કોઇ માણસના [શરીર]માં આણી હોય, તેવીજ
બદલામાં તેને લગાડવી. ૨૧અને જે કોઇ પશુને મારે, તે
તેનો બદલો ભરી આપે; ને જે કોઇ મનુષ્યઘાત કરે
તે માર્યો જાય. ૨૨જેમ એતદ્દેશીને સારૂ તેમજ પર-
દેશીને સારૂ એકજ પ્રકારનો કાયદો તમારે રાખવો;
કેમકે હું યહોવાહ તમારો દેવ છું ૨૩અને મુસાએ
ઇસ્રાએલપુત્રોને કહેવાથી તેઓએ શાપ દેનારને
છાવણી બહાર કાઢી આણીને તેને પત્થરે માર્યો
અને જેમ યહોવાહે મુસાને આજ્ઞા કીધી, તેમ
ઇસ્રાએલપુત્રોએ કીધું

૨૫ અને યહોવાહે સિનાય પર્વત પર મુસાને
કહ્યું કે, ૨ઇસ્રાએલપુત્રોને એમ કહે કે, જે
દેશ હું તમને આપવાનો છું તેમાં તમે આવો ત્યારે તે
દેશ યહોવાહનો વિશ્રામ પાળે. ૩છ વર્ષ તારે તારાં
ખેતર વાવવાં, ને છ વર્ષ તારે તારી દ્રાક્ષવાડીમાં કાપ-
કૂપ કરવી, ને તેની ઉપજનો સંગ્રહ કરવો; ૪પણ
સાતમે વર્ષે દેશને માટે પવિત્ર વિશ્રામનો સાબ્બાથ
એટલે યહોવાહનો સાબ્બાથ થાય; તારે તારા ખેત-
રમાં વાવણી કરવી નહિ, ને તારી દ્રાક્ષવાડીમાં કાપ-
કૂપ કરવી નહિ ૫તારી ફસલમાં જે પોતાની મેળે
ઉગ્યું હોય, તે તારે કાપવું નહિ, ને તારા કેળવ્યા
વગરના દ્રાક્ષવેલાની દ્રાક્ષો તારે વિણવી નહિ; એ
વર્ષ દેશને માટે પવિત્ર વિશ્રામનું થાય. ૬અને દેશના
વિશ્રામથી તો તારે માટે ખોરાક નિપજશે; તેની સર્વે
ઉપજ તારે સારૂ, તથા તારા દાસને સારૂ તથા તારી
દાસીને સારૂ તથા તારા મજુરને સારૂ તથા તારી સાથે
પ્રવાસ કરતા તારા પરદેશીને સારૂ; ૭તથા તારાં
ઢોરઢાંકને સારૂ તથા તારા દેશનાં જાનવરોને સારૂ
ખોરાકને અર્થે થશે

૮અને તારે પોતાને સારૂ વર્ષોના સાત સાબ્બાથ
એટલે સાતગણાં સાત વર્ષ ગણવાં; ને વર્ષોના સાત
સાબ્બાથની મુદત એટલે ઓગણપચાસ વર્ષ થશે.
૯તે વખતે સાતમા માસને દસમે દિવસે તારે સઘળે
મોટે સાદે રણશિંગડું વગડાવવું; પ્રાયશ્ચિત્તને દિવસે
તમારા આખા દેશમાં રણશિંગડું વગડાવવું. ૧૦અને
પચાસમું વર્ષ તમારે પવિત્ર પાળવું, ને આખા દેશમાં
તેના સર્વે રહેવાસીઓને માટે છુટકાનો ઢંઢેરો પિટા-
વવો; તે તમારી જુબીલી થાય, ને તમ પ્રત્યેક માણસે
પોતપોતાના વતનમાં પાછા આવવું, ને તમ પ્રત્યેક
માણસે પોતપોતાના કુટુંબમાં પાછા આવવું. ૧૧તે
પચાસમું વર્ષ તમારે સારૂ જુબીલી થાય; તમારે
વાવણી કરવી નહિ, વળી પોતાની મેળે ઉગ્યું હોય તે
કાપવું નહિ, ને તારા કેળવ્યા વગરના દ્રાક્ષવેલા પરથી
વિણવું નહિ ૧૨કેમકે એ જુબીલી છે; તેને તમારે
પવિત્ર જાણવી; તેને લીધે વધારે ઉપજ તને ખેતર-
માંથી ખાઓ. ૧૩આ જુબીલીના વર્ષમાં તમો સર્વ
માણસો પોતપોતાના વતનમાં પાછા આવો. ૧૪અને
જો તું તારા પડોશીને કંઇ વેચે, અથવા તારા પડો-

શીની પાસેથી કંઇ ખરીદે, તો તમારે એક બીજાનું
નુકસાન કરવું નહિ; ૧૫ જુબીલી પછી [વીતેલાં]
વર્ષોની ગણત્રી પ્રમાણે તારે તારા પડોશી પાસેથી
ખરીદી કરવી, ને પાકનાં વર્ષોની ગણત્રી પ્રમાણે તે
તમને વેચાતું આપે. ૧૬ તે વર્ષોની સંખ્યાના પ્રમા-
ણમાં તારે વસ્તુની કિંમત વધારવી, ને તે વર્ષોની
સંખ્યા જેમ થોડી હોય તેમ તેના પ્રમાણમાં તારે
તેની કિંમત ઓછી કરવી; કેમકે ફસલોની સંખ્યાને
ધોરણે તે તને વેચાતું આપે છે. ૧૭ અને તમારે એક
બીજાનું નુકસાન કરવું નહિ; પણ તારે તારા દેવનો
ડર રાખવો; કેમકે હું યહોવાહ તમારો દેવ છું.
૧૮ માટે તમે મારા વિધિઓ પાળો, ને મારા હુકમો
પાળીને તેમનો અમલ કરો; ને તમે દેશમાં ક્ષેમકુશળ
રહેશો. ૧૯ અને ભૂમિ પોતાની ઉપજ આપશે ને તમે
ધરાતાં સુધી ખાશો, ને તેમાં ક્ષેમકુશળ રહેશો.
૨૦ અને જો તમે કહો કે, જો, સાતમે વર્ષે અમે વાવીએ
નહિ ને અમારી ઉપજનો સંગ્રહ કરીએ નહિ, ત્યારે
અમે [તે વર્ષે] ખાઇએ શું? ૨૧ તો હું, છઠે વર્ષે તમારા
ઉપર મારો આશીર્વાદ આવે, એવું ફરમાવીશ, ને તે
[વર્ષે] ત્રણ વર્ષ ચાલે એટલી પેદાશ થશે. ૨૨ અને
તમે આઠમે વર્ષે વાવશો, ને જુની પેદાશના સંગ્રહ-
માંથી ખાશો; નવમા વર્ષની પેદાશ ઘેર આવે ત્યાં
સુધી તમે જુના સંગ્રહમાંથી ખાશો. ૨૩ અને જમીન
સદાને માટે વેચાય નહિ; કેમકે જમીન મારી છે;
કેમકે મારે તો તમે પરદેશી તથા પ્રવાસી છો. ૨૪ અને
તમારા વતનના આખા દેશમાં જમીનને છોડાવવાની
તમારે છૂટ આપવી.

૨૫ જો તારો ભાઇ કંગાલાવસ્થામાં આવી ગયો
હોય, ને તે પોતાના વતનમાંથી કેટલુંક વેચે, તો તેનો
નજીકનો સગો આવીને તેના ભાઇએ જે વેચ્યું હોય,
તેને [મૂલ્ય આપીને] છોડાવે. ૨૬ અને જો તે માણ-
સનું કોઇ તેને છોડાવનાર ન હોય, ને તે પોતે
દ્રવ્યવાન થયો હોય, ને તેને છોડાવવાને જોઇએ
તેટલું નાણું તેને મળી શકતું હોય; ૨૭ તો તે તેને
વેચ્યાનાં વર્ષો ગણે, ને જે વધે તે, જે માણસને ત્યાં
તેણે એ વેચ્યું હોય, તેને પાછું આપે; ને તે પોતાના
વતનમાં પાછો આવે. ૨૮ પણ જો તેને પાછું લેવા
માટે તે અશક્ત હોય, તો તેણે જે વેચ્યું હોય તે,
જેણે તે ખરીદ્યું હોય તેની પાસે, જુબીલીના વર્ષ
સુધી રહે; ને જુબીલીમાં તે છુટે, ને તે પોતાના
વતનમાં પાછો આવે.

૨૯ અને જો કોઇ માણસ કોટવાળા નગરમાં રહેવાનું
ઘર વેચે, તો તેને વેચ્યા પછી એક વર્ષની અંદર તે
તેને છોડાવી શકે; એક વર્ષની આખર સુધી તેને
છોડાવવાનો હક હોય. ૩૦ અને જો એક આખા વર્ષની
મુદતમાં તેને ન છોડાવે, તો તે કોટવાળા નગરમાંનું
ઘર ખરીદનારની માલિકીમાં વંશપરંપરા કાયમ રહે;
તે જુબીલીમાં છુટે નહિ ૩૧ પણ કોટ વગરનાં
ગામડાંનાં ઘરો સીમનાં ખેતરોની પંક્તિમાં ગણાય;
તેમને છોડાવી શકાય, ને તેઓ જુબીલીમાં છુટે
૩૨ તો પણ લેવીઓનાં નગરોને તથા તેઓના વતનનાં
નગરોનાં ઘરોને લેવીઓ હરકોઇ વખતે છોડાવી શકે.
૩૩ અને જો લેવીઓમાંનો કોઇ પુરૂષ છોડાવનાર હોય,
તો વેચાએલું ઘર તથા વતનનું નગર જુબીલીને વર્ષે
છુટે; કેમકે લેવીઓનાં નગરોનાં ઘર એ તો ઇસ્રા-
એલપુત્રો મધ્યે તેમનું વતન છે ૩૪ પણ તેમનાં
નગરોના પાદરનાં ખેતરો વેચાય નહિ; કેમકે તે
તેઓનું નિત્યનું વતન છે.

૩૫ અને જો તારો ભાઇ કંગાલાવસ્થામાં આવી ગયો
હોય, ને તે પોતાની ફરજ તારા પ્રત્યે અદા કરવાને
અશક્ત હોય; તો તારે તેને નિભાવી લેવો; તે
પરદેશી તથા પ્રવાશી તરીકે તારી સાથે રહે ૩૬ તું
તેની પાસેથી કાંઇ વ્યાજ કે નફો ન લે; પણ તારા
દેવનો ડર રાખ; એ સારૂ કે તારો ભાઇ તારી સાથે
જીંદગી ગાળે. ૩૭ તું તારા પૈસા તેને વ્યાજે ન આપ,
તેમજ નફો લેવા સારૂ તું તારૂં અન્ન તેને ન આપ.
૩૮ તમારો દેવ થવા સારૂ [તથા] તમને કનાન દેશ
આપવા સારૂ તમને મિસર દેશમાંથી કાઢી લાવનાર
હું યહોવાહ તમારો દેવ છું

૩૯ અને જો તારો સાથીભાઇ કંગાલાવસ્થામાં આવી
ગયાથી પોતે તારે ત્યાં વેચાયો હોય, તો તું તેની
પાસે ગુલામી ન કરાવ; ૪૦ ચાકર તરીકે ને પ્રવાસી
તરીકે તે તારી સાથે રહે; જુબીલીના વર્ષ સુધી તે
તારે ત્યાં ચાકર રહે; ૪૧ પછી તે તેનાં છોકરાં સુદ્ધાં
તારી પાસેથી છુટીને તેના પોતાના કુટુંબમાં પાછો
જાય, ને પોતાના પિતૃઓના વતનમાં તે પાછો જાય.
૪૨ કેમકે તેઓ મારા સેવકો છે, કે જેમને હું મિસર
દેશમાંથી કાઢી લાવ્યો; તેઓ ગુલામ તરીકે ન વેચાય.
૪૩ તું સખતાઇથી તેના પર ધણીપણું ન ચલાવ;

પણ તારા દેવનો ડર રાખ ૪૪અને જે ગુલામો તથા
ગુલામડીઓ તું રાખે, તે ગુલામો તથા ગુલામડીઓ
તો તારી આસપાસની દેશજાતિઓમાંથી તારે રાખવાં
૪૫વળી તમારા મધ્યે પ્રવાસ કરતા પરદેશીઓનાં
સંતાન, તથા તમારી સાથે વસતાં તેઓનાં કુટુંબો જે
તેઓથી તમારા દેશમાં નિપજ્યાં છે, તેઓમાંથી પણ
તમારે ખરીદવાં; ને તેઓ તમારી મિલકત થાય
૪૬અને તમે તેઓને તમારા પછી તમારાં છોકરાંને
માટે વારસો તથા મિલકત થવા સારૂ લો; ને તેઓ-
માંથી તમારે હમેશાં ગુલામો રાખવા; ને તમારા
ભાઇ ઇસ્રાએલપુત્રો પર તમે પરસ્પર સખતાઇથી
ધણીપણું ન કરો

૪૭અને જો પરદેશી કે પ્રવાસી તારી પાસે દ્રવ્ય-
વાન થયો હોય, ને તેની પાસે તારો ભાઇ દરિદ્રી
થયો હોય, ને તે પોતાને તારી પાસેના પરદેશીને કે
પ્રવાસીને, કે પરદેશીના કુટુંબના કુળને વેચે; ૪૮તો
તે વેચાયા પછી તે ખરી લેવાય; એનો કોઇ ભાઇ
એને ખંડી લે; ૪૯અથવા તેનો કાકો, કે પિત્રાઇ
ભાઇ તેને ખંડી લે, અથવા તેના કુટુંબમાનો જે તેનો
સગો હોય, તે તેને ખડી લે; અથવા જો તે દ્રવ્યવાન
થયો હોય, તો તે પોતાને ખડી લે. ૫૦અને જેણે તેને
ખરીદ્યો હોય, એની સાથે જે વર્ષે તે વેચાયો ત્યાંથી
તે જુબીલીના વર્ષ સુધી ગણના કરે, ને વર્ષોની સંખ્યા
પ્રમાણે તેના વેચાણનું મૂલ્ય થાય; ચાકરના દિવસો
પ્રમાણે તે તેની સાથે રહે. ૫૧જો ઘણાં વર્ષ બાકી
હોય તો તેમના પ્રમાણમાં, જે નાણાથી તે ખરીદા-
એલો હોય તેમાંથી તે પોતાની ખંડણીનું મૂલ્ય પાછું
આપે. ૫૨અને જો જુબીલીના વર્ષને થોડાંજ વર્ષ
બાકી રહેલાં હોય, તો તે એની સાથે ગણના કરે, ને
તેનાં વર્ષોના પ્રમાણમાં તે પોતાની ખંડણીનું મૂલ્ય
એને પાછું આપે. ૫૩વર્ષ વર્ષની મજૂરી કરીને રાખેલા
ચાકરની પેઠે તે એની સાથે રહે; ને એ તેના ઉપર
તારી દૃષ્ટિમાં સખતાઇથી ધણીપણું ન કરે. ૫૪અને
જો તે આવી રીતે ખંડી ન લેવાય તો તે તથા તેની
સાથે તેનાં છોકરાં જુબીલીના વર્ષમાં છુટી જાય
૫૫કેમકે ઇસ્રાએલપુત્રો મારા દાસ છે; જે મારા
દાસોને મિસર દેશમાંથી હું કાઢી લાવ્યો તે; હું
યહોવાહ તમારો દેવ છું

૨૬ તમે પોતાને સારૂ કોઇ મૂર્તિઓ ન કરો, ને
પોતાને સારૂ કોઇ કોતરેલું પુતળું કે સ્તંભ
ઉભો ન કરો, ને પોતાને સારૂ તમારા દેશમાં આકૃ-
તિઓ કોતરી કાઢેલો કોઇ પત્થર તેની આગળ નમવા
સારૂ તમે ઉભો કરશો નહિ; કેમકે હું યહોવાહ તમારો
દેવ છું ૨તમે મારા સાબ્બાથો પાળો, ને મારા
પવિત્રસ્થાનની મર્યાદા રાખો; હું યહોવાહ છું.

૩જો તમે મારા વિધિઓમાં ચાલો, ને મારી
આજ્ઞાઓ પાળીને તે પ્રમાણે વર્તો; ૪તો હું તમને
તેની ઋતુએ વરસાદ આપીશ; ને ભૂમિ પોતાની
ઉપજ આપશે; ને ખેતરમાંનાં વૃક્ષો પોતાનાં ફળ
આપશે ૫અને તમારા પાર દ્રાક્ષોની તોડણી સુધી
પહોંચશે; ને દ્રાક્ષોની તોડણી વાવવાના વખત સુધી
પહોંચશે; ને ધરાતાં સુધી તમે તમારી રોટલી ખાશો,
ને તમારા દેશમાં સહીસલામત વસશો. ૬અને હું
દેશમાં શાંતિ આપીશ; ને તમે સુઇ જશો, ને કોઇ
તમને બીવડાવશે નહિ; ને હું દેશમાંથી દુષ્ટ શ્વાપદોનો
લોપ કરીશ; ને તરવાર તમારા દેશમાં ચાલશે નહિ.
૭અને તમે તમારા શત્રુઓને નસાડશો; ને તેઓ
તમારી આગળ તરવારથી પડશે. ૮અને તમારામાંના
પાંચ તે સોને નસાડશે; ને તમારામાંના સો તે દસ
હજારને નસાડશે; ને તમારા શત્રુઓ તમારી આગળ
તરવારથી પડશે. ૯અને હું તમારા પર કૃપાદૃષ્ટિ
રાખીશ, ને તમને સફળ કરીશ, ને તમને વધારીશ,
ને તમારી સાથે મારો કરાર સ્થાપિત કરીશ. ૧૦અને
તમે જુનું તથા ઘણા વખતથી સંગ્રહ કરી રાખેલું અન્ન
ખાશો; ને નવું [અન્ન] આવ્યાના કારણથી તમે
જુનું બહાર કાઢશો ૧૧અને હું તમારા મધ્યે મારો
મંડપ ઉભો કરીશ; ને મારો જીવ તમને કંટાળશે
નહિ ૧૨અને હું તમારા મધ્યે ચાલીશ, ને તમારો
દેવ થઇશ; ને તમે મારા લોક થશો. ૧૩હું યહોવાહ
તમારો દેવ છું, કે જે તમને મિસર દેશમાંથી કાઢી
લાવ્યો, એ માટે કે તમે તેઓના ગુલામ ન થાઓ;
ને મેં તમારી ઝુસરીનાં બંધન તોડ્યાં, ને તમને ટટાર
ચાલતા કીધા છે

૧૪પણ જો તમે મારૂં નહિ સાંભળો, ને આ સર્વ
આજ્ઞાઓ નહિ પાળો; ૧૫ને જો તમે મારા વિધિ-
ઓને તુચ્છ કરશો, ને જો તમારા જીવ મારાં ન્યાય-
 કૃત્યોને કંટાળશે, કે જેથી કરીને મારી સર્વ આજ્ઞાઓને
તમે નહિ પાળો, પણ મારો કરાર તોડશો; ૧૬તો
હું પણ તમને આમ કરીશ; હું તમારા ઉપર ધાસ્તી
લાવીશ, એટલે ક્ષય તથા તાવ કે જેથી તમારી આંખો

ક્ષીણ થશે, ને તમારાં હૃદય ઝુરશે; ને તમે તમારાં
બી વૃથા વાવશો, કેમકે તમારા શત્રુઓ તેની [ઉપજ]
ખાઇ જશે. ૧૭અને હું તમારી વિરૂદ્ધ મારૂં મુખ
રાખીશ, ને તમે તમારા શત્રુઓની આગળ માર્યા
જશો; જેઓ તમારો દ્વેષ કરે છે, તેઓ તમારા ઉપર
રાજ્ય કરશે; ને કોઇ તમારી પછવાડે લાગેલો ન
છતાં તમે નાસશો. ૧૮અને એ બધું છતાં જો તમે
મારૂં નહિ સાંભળો, તો હું તમને તમારાં પાપને લીધે
સાતગણી વધારે શિક્ષા કરીશ. ૧૯અને હું તમારા
સામર્થ્યનો ગર્વ તોડીશ; ને હું તમારા આકાશને
લોઢાના જેવું, ને તમારી ભૂમિને પિત્તળના જેવી
કરીશ. ૨૦અને તમારી શક્તિ વ્યર્થ વપરાશે; કેમકે
તમારી ભૂમિ પોતાની ઉપજ નહિ આપશે, ને દેશનાં
વૃક્ષો પોતાનાં ફળ નહિ આપશે ૨૧અને જો તમે
મારી વિરૂદ્ધ ચાલશો, ને મારૂં સાંભળવાને નહિ ચાહો,
તો હું તમારાં પાપ પ્રમાણે સાતગણાં પીડાપાત તમારા
પર લાવીશ. ૨૨અને હું તમારા મધ્યે જંગલી શ્વાપદો
મોકલીશ, કે જે તમારી પાસેથી તમારાં છોકરાંને
છીનવી લેશે, ને તમારાં ઢોરઢાંકને મારી નાખશે, ને
તમને ઓછા કરી નાખશે; ને તમારા રાજ્યમાર્ગો
ઉજડ થશે. ૨૩અને જો એવી શિક્ષાથી તમે સુધરીને
મારી તરફ નહિ વળો, પણ મારી વિરૂદ્ધ ચાલશો,
૨૪તો હું પણ તમારી વિરૂદ્ધ ચાલીશ, ને હું, હા હું,
પાપને લીધે સાતગણી શિક્ષા તમને કરીશ. ૨૫અને
હું તમારા ઉપર તરવાર લાવીશ, કે જે [તોડેલા]
કરારનો બદલો લેશે; ને તમે પોતાનાં નગરોમાં એકઠા
થશો, ત્યારે હું તમારામાં મરકી મોકલીશ; ને તમે
શત્રુઓના હાથમાં સોંપાઇ જશો. ૨૬જ્યારે હું તમારી
ઉપજીવિકાનું ખંડન કરીશ ત્યારે દસ સ્ત્રીઓ એક
તંદુરમાં તમારી રોટલી શેકશે, ને તેઓ તમારી રોટલી
તોળીને પાછી તમને આપશે; ને તમે તે ખાશો,
પણ ધરાશો નહિ.

૨૭અને જો તમે આટલું બધું છતાં મારૂં નહિ
સાંભળો, પણ મારી વિરૂદ્ધ ચાલશો; ૨૮તો હું કોપે
કરીને તમારી વિરૂદ્ધ ચાલીશ; ને હું તમારાં પાપને
લીધે સાતગણી શિક્ષા તમને કરીશ. ૨૯અને તમે
પોતાના દીકરાઓનું માંસ ખાશો, ને પોતાની દીકરી-
ઓનું માંસ ખાશો. ૩૦અને હું તમારા પર્વત પરનાં
દેવસ્થાનો પાડી નાખીશ, ને તમારી સૂર્યમૂર્તિઓને
કાપી નાખીશ, ને તમારી પુતળીઓનાં મુડદાં પર
તમારાં મુડદાં નાખીશ; ને મારો જીવ તમને કંટાળશે
૩૧અને હું તમારાં નગરોને વેરાન કરીશ, ને તમારાં
પવિત્રસ્થાન ઉજડ કરીશ; ને તમારી સુગંધિ વસ્તુ-
ઓનો સુવાસ હું નહિ સુંઘીશ. ૩૨અને હું દેશને
ઉજડ કરીશ, અને તમારા શત્રુઓ જે તેમાં રહેશે
તેઓ એ જોઇને વિસ્મિત થશે. ૩૩અને હું તમને
વિદેશીઓમાં વિખેરી નાખીશ, ને તમારી પછવાડે
તરવાર તાણીશ; ને તમારો દેશ ઉજડ થશે, ને તમારાં
નગરો વેરાન થશે. ૩૪અને જ્યાં સુધી તમારો દેશ
ઉજડ રહેશે, ને તમે પોતાના શત્રુઓના દેશમાં રહેશો
ત્યાં સુધી તમારો દેશ પોતાના સાબ્બાથો ભોગવશે,
હા, ત્યાં સુધી દેશ વિશ્રામ લેશે ને પોતાના સાબ્બાથો
ભોગવશે ૩૫જ્યાં સુધી તે ઉજડ રહેશે ત્યાં સુધી
તે વિશ્રામ લેશે, એટલે તમે તેમા રહેતા હતા, ત્યારે
જે વિશ્રામ તે પામતો ન હતો તે વિશ્રામ તે લેશે.
૩૬અને તમારામાંના જે બાકી રહ્યા હશે તેઓનાં
હૃદયમાં હું શત્રુઓના દેશો મધ્યે ભય ઘાલીશ; ને
હાલતા પાંદડાનો અવાજ તેઓને નસાડશે, ને જેમ
તરવાર આગળથી કોઇ નાસે, તેમ તેઓ નાસશે;
ને કોઇ પછવાડે લાગેલો ન છતાં તેઓ પડી જશે
૩૭અને કોઇ પાછળ લાગેલો ન છતાં જાણે તરવાર
પાછળ આવતી હોય તેમ તેઓ એક બીજા ઉપર પડી
જશે; ને તમારા શત્રુઓની સામે તમારાથી ઉભા રહી
શકાશે નહિ. ૩૮અને વિદેશીઓ મધ્યે તમે વિનાશ
પામશો, ને તમારા શત્રુઓનો દેશ તમને ખાઇ જશે.
૩૯અને તમારામાંના જેટલા બાકી રહેશે તેટલા તમારા
શત્રુઓના દેશ મધ્યે પોતાના અન્યાયમાં ઝુરી ઝુરીને
મરશે; ને વળી પોતાના પિતૃઓના અન્યાયમાં પણ
તેઓ તેઓની સાથે ઝુરી ઝુરીને મરશે ૪૦અને
મારી વિરૂદ્ધ જે ઉલ્લંઘન તેઓએ કીધું અને તેમનો
અન્યાય તથા તેમના પિતૃઓનો અન્યાય તેઓ કબુલ
કરશે, ને એ પણ કબુલ કરશે કે તેઓ મારાથી ઉલટા
ચાલ્યા, ૪૧તેથી હું પણ તેઓથી ઉલટો ચાલ્યો, ને
તેમના શત્રુઓના દેશમાં તેઓને લાવ્યો; જો તે
વખતે તેઓનું સુનત વગરનું હૃદય નમ્ર થયલું હશે,
અને તેઓ પોતાના અન્યાયની શિક્ષા કબુલ કરશે;
૪૨તો હું યાકૂબની સાથેના મારા કરારનું સ્મરણ
કરીશ, અને વળી ઇસ્હાકની સાથેના મારા કરારનું
તથા ઇબ્રાહીમની સાથેના મારા કરારનું સ્મરણ કરીશ;
ને હું દેશનું સ્મરણ કરીશ. ૪૩અને દેશ તેઓને

છાડેલો પડશે, ને જ્યા સુધી દેશ તેઓ વિના ઉજડ
પડયો રહેશે ત્યાં સુધી તે પોતાના સાબ્બાથો ભોગ
વશે, ને તેઓ પોતાના અન્યાયની શિક્ષા માન્ય
કરશે, તે આ કારણથી કે તેઓએ મારા હુકમો તુચ્છ
કીધા, ને તેઓના જીવે મારા વિધિઓને કંટાળ્યા
૪૪ અને એટલુ બધુ છતા પણ જ્યારે તેઓ પોતાના
શત્રુઓના દેશમા હશે, ત્યારે હું તેઓને નહિ તજીશ,
ને તેઓનો નાશ તદન કરવાને ને તેઓની સાથે મારા
કરારને તોડવાને હુ તેઓને નહિ કંટાળીશ, કેમકે હુ
યહોવાહ તેઓનો દેવ છું ૪૫ અને તેઓના બાપદા-
દાઓ કે જેઓને વિદેશીઓની નજર આગળ મિસર
દેશમાથી હુ કાઢી લાવ્યો એ માટે કે હુ તેઓનો દેવ
થાઉ, તેઓની સાથેના મારા કરારનુ સ્મરણ હુ તેમની
ખાતર કરીશ, હુ યહોવાહ છું

૪૬ જે વિધિઓ તથા હુકમો તથા નિયમો યહોવાહે,
પોતાની તથા ઇસ્રાએલપુત્રોની વચમા, સિનાય પર્વત
પર મુસાની હસ્તક આપ્યા તેઓ એ છે

૨૭ અને યહોવાહે મુસાને કહ્યુ કે, ૨ ઇસ્રાએ-
લપુત્રોને એમ કહે કે, જો કોઇ માણસ
માનતા માને તો તારા ઠરાવેલા મૂલ્ય પ્રમાણે લોકો
યહોવાહને સારૂ થશે ૩ અને તારૂં ઠરાવેલુ મૂલ્ય નીચે
પ્રમાણે થાય, વીસથી તે સાઠ વર્ષ સુધીની ઉમરના
નરને માટે તારૂં ઠરાવેલુ મૂલ્ય, પવિત્રસ્થાનના શેકેલ
પ્રમાણે, પચાસ શેકેલ રૂપું થાય, ૪ ને જો તે નારી
હોય તો તેનું મૂલ્ય ત્રીસ શેકેલ થાય ૫ અને જો તે
પાંચથી તે વીસ વર્ષ સુધીની ઉમરનું હોય તો નરનું
મૂલ્ય વીસ શેકેલ ને નારીનું દસ શેકેલ તારે ઠરાવવુ
૬ અને જો તે એક માસથી તે પાચ વર્ષ સુધીની
ઉમરનુ હોય તો નરનું મૂલ્ય પાચ શેકેલ રૂપું, ને
નારીનુ મૂલ્ય ત્રણ શેકેલ રૂપુ તારે ઠરાવવુ ૭ અને તે
સાઠ વર્ષની ઉમરનુ કે તેથી વધારે ઉમરનું હોય, તો
પુરૂષ હોય તો તેનું મૂલ્ય પંદર શેકેલ ને નારીનુ દસ
શેકેલ તારે ઠરાવવું. ૮ પણ જો તારા ઠરાવેલા મૂલ્ય
કરતા તે વધારે ગરીબ હાલતમા હોય તો તેને યાજક
આગળ રજુ કરવો, અને યાજક તેનું મૂલ્ય ઠરાવે,
માનતા લેનારની શક્તિ પ્રમાણે યાજક તેનુ મૂલ્ય
ઠરાવે

૯ અને જે પશુનું અર્પણ યહોવાહને કરવામા આવે
છે [તે વિષે જો માનતા હોય] તો તેમાનુ જે કંઇ
કોઇ માણસ યહોવાહને અર્પે તે બધું પવિત્ર ગણાય.
૧૦ તેમા તેણે ફેરફાર કરવો નહિ તથા સારાને બદલે
નરસુ કે નરસાને બદલે સારૂં બદલવુ નહિ; અને જો
તે એક પશુને ઠેકાણે બીજુ બદલે તો તે તથા તેના
બદલામા આપેલુ તે બન્ને પવિત્ર ગણાય ૧૧ અને
જો તે અશુદ્ધ પશુ હોય કે જેનું અર્પણ લોકો યહોવા-
હની સેવામા ચઢાવતા નથી, તો તે પશુને યાજકની
આગળ તે ઉભું કરે, ૧૨ ને યાજક તેનુ મૂલ્ય ઠરાવે
પછી તે સારૂં હોય કે નરસું હોય, હે યાજક, જેટલુ
તું તેનું મૂલ્ય ઠરાવે, તેટલુ થાય ૧૩ પણ જો નિશ્ચય
તેને ખરી લેવાની તેની મરજી હોય તો તારા ઠરાવેલા
મૂલ્યનો પચમાશ તે તેમા ઉમેરે

૧૪ અને જ્યારે કોઇ માણસ પોતાનું ઘર યહોવાહને
સારૂ પવિત્ર થવાને માટે અર્પણ કરે, ત્યારે યાજક
તેનું મૂલ્ય ઠરાવે, પછી ઘર સારૂં હોય કે નરસુ હોય,
જેટલુ યાજક તેનુ મૂલ્ય ઠરાવે તેટલુ કાયમ રહે
૧૫ અને જેણે તે ઘર અર્પણ કીધુ હોય તે જો તેને
ખરી લેવા ચાહે તો તારા ઠરાવેલા મૂલ્યનો પચમાશ
ઉમેરીને આપે, એટલે તે તેનું થાય

૧૬ અને જો કોઇ માણસ પોતાના વતનના ખેતરનો
ભાગ યહોવાહને અર્પણ કરે, તો તેની વાવણી પ્રમાણે
તેનું મૂલ્ય તારે ઠરાવવુ, એટલે જેટલામા એક હોમર
જવ વવાય તેટલાનું મૂલ્ય પચાસ શેકેલ રૂપુ ગણાય
૧૭ જો તે પોતાનું ખેતર જુબીલીના વર્ષથી અર્પણ
કરે તો તેનુ મૂલ્ય તારા ઠરાવ્યા પ્રમાણે થાય ૧૮ પણ
જો તે પોતાનુ ખેતર જુબીલી પછી અર્પણ કરે તો તે
પછીની જુબીલીને આવતા જેટલા વર્ષ બાકી હોય
તેટલાના પ્રમાણમા યાજક તેને વાસ્તે નાણુ ગણે,
અને તારા ઠરાવેલા મૂલ્યમા ઘટાડો કરવામા આવે
૧૯ અને જેણે તે ખેતર અર્પણ કીધું હોય તે જો તેને
ખરી લેવા ચાહે, તો તે તારા ઠરાવેલા મૂલ્યનો પંચ
માંશ ઉમેરીને આપે ત્યારે તે તેનુ થાય ૨૦ અને જો
તે ખેતર ખરી નહિ લે, અથવા જો તેણે ખેતર બીજાને
વેચી દીધુ હોય, તો તે ફરીથી કદી ખરી લેવાય નહિ
૨૧ પણ જ્યારે તે ખેતર જુબીલીમા છુટે, ત્યારે
સમર્પિત ખેતર"તરીકે તે યહોવાહને સારૂ પવિત્ર થશે,
તે યાજકના કબજામાં રહે ૨૨ અને પોતાના વતન-
માનું નહિ પણ પોતે ખરીદેલુ એવુ ખેતર જો કોઇ
યહોવાહને અર્પણ કરે, ૨૩ ત્યારે જુબીલીના વર્ષ
સુધીની તેની જે કિમ્મત તારા ઠરાવેલા મૂલ્ય પ્રમાણે
થાય તે યાજક તેને સારૂ ગણે. ને તારૂ ઠરાવેલુ મૂલ્ય

તેજ દિવસે એક પવિત્ર વસ્તુ તરીકે તે યહોવાહને
અર્પે• ૨૪ તે ખેતર જેની પાસેથી ખરીદાએલુ હતું,
એટલે જેના વતનનુ તે હતું, તેને તે જુબીલીના
વર્ષમા પાછુ મળે ૨૫ અને જે મૂલ્ય તું ઠરાવે તે બધુ
પવિત્રસ્થાનના શેકેલ પ્રમાણે ઠરાવવુ, એક શેકેલના
વીસ ગેરાહ ગણવા
૨૬ પણ પશુઓનું પ્રથમ જનિત, કે જે યહોવાહને
સારૂ પ્રથમ જનિત તરીકે ગણાએલુ છે, તેનું કોઇ
માણસ અર્પણ ન કરે, તે યહોવાહનુ છે, પછી તે
બળદ હોય કે ઘેટું હોય ૨૭ અને જો તે અશુદ્ધ
પશુનું હોય તો પચમાશ ઉમેરી તે તારૂ ઠરાવેલુ મૂલ્ય
આપીને તેને ખડી લે, અથવા જો તે ખડી લેવાય
નહિ તો તારા ઠરાવેલા મૂલ્ય પ્રમાણે તેને વેચી દે
૨૮ પરંતુ કોઇ માણસ, પોતાની પાસે જે હોય
તેમાથી, કંઇ યહોવાહને સમર્પણ કરે તો તે સમર્પિત
વસ્તુ તે માણસ કે પશુ કે પોતાના વતનનુ ખેતર
હોય, પણ તેને વેચવી કે ખડી લેવી નહિ, પ્રત્યેક
સમર્પિત વસ્તુ યહોવાહને સારૂ પરમપવિત્ર છે ૨૯ જે
કોઇ સમર્પિત થએલો, જેનું સમર્પણ માણસોમાથી
થએલુ તે ખડી લેવાશે નહિ, તેને જરૂર મારી નાખવો
૩૦ અને ભૂમિની સઘળી ઉપજ, પછી તે ભૂમિનુ
બીજ હોય કે ઝાડનું ફળ હોય, પણ તેનો દશાશ
યહોવાહનો છે, તે યહોવાહને સારૂ પવિત્ર છે
૩૧ અને જો કોઇ માણસને પોતાના દશાશમાથી કંઇ
ખડી લેવુ હોય, તો તેમા તે તેનો પચમાશ ઉમેરે
૩૨ અને ઢોર તથા ઘેટા બકરાનો દશાશ, એટલે જે
કોઇ લાકડી તળે જાય છે, તેનો દશાશ યહોવાહને
સારૂ પવિત્ર ગણાય ૩૩ તે સારૂ હશે કે નરસુ હશે,
તેની તપાસ તે ન કરે, તથા તેને ન બદલે, અને
જો તે કોઇ રીતે બદલે, તો તે તથા તેની બદલીનુ
[જનાવર] પવિત્ર ગણાય, તેની ખડણી ન કરાય
૩૪ જે આજ્ઞાઓ યહોવાહે ઇસ્રાએલપુત્રોને સારૂ
સિનાય પર્વત પર મુસાને ફરમાવી તે એ છે

# ગણના

## એટલે મુસાનું ચોથુ પુસ્તક

૧ અને ઇસ્રાએલપુત્રો મિસર દેશમાથી નિકળ્યા
ત્યાર પછી બીજા વર્ષના બીજા માસને પહેલે
દહાડે સિનાયના અરણ્યમા મુલાકાતમડપમા યહો-
વાહે મુસાને કહ્યું કે, ૨ ઇસ્રાએલપુત્રોની આખી
જમાતના કુળો પ્રમાણે તથા તેમના બાપદાદાના
કુટુબો પ્રમાણે તથા તેઓના નામની સંખ્યા પ્રમાણે,
પ્રત્યેક પુરૂષની માથાદીઠ ગણત્રી કર, ૩ વીસ વર્ષના
ને તેથી વધારે ઉમરના જે બધા ઇસ્રાએલમાના લડા
ઇમા જવાને શક્તિમાન છે, તેમની ગણના, તેમના
સૈન્યો પ્રમાણે, તું તથા હારૂન કરો ૪ અને પ્રત્યેક
કુળમાનો એક પુરૂષ, જે તેના બાપોના ઘરનો મુખ્ય
હોય, તે તમારી સાથે રહે ૫ અને જે માણસો તમારી
સાથે ઉભા રહેશે તેઓના નામ આ છે, રેઉબેન-
માનો શદેઉરનો દીકરો અલીસૂર ૬ શિમઓનમાનો
સૂરીશાદ્દાયનો દીકરો શલુમીએલ ૭ યહુદાહમાંનો
આમ્મીનાદાબનો દીકરો નાહશોન ૮ ઇસ્સાખાર
માનો સૂઆરનો દીકરો નથાનએલ ૯ ઝબુલૂનમાનો
હેલોનનો દીકરો અલીઆબ ૧૦ યુસફના દીકરાઓ-
માના એફ્રાઇમમાનો, આમ્મીહૂદનો દીકરો એલી
શામા મનાશ્શેહમાનો પદાહસૂરનો દીકરો ગામ
લીએલ ૧૧ બિન્યામીનમાનો ગિદઓનીનો દીકરો
અબીદાન ૧૨ દાનમાનો આમ્મીશાદ્દાયનો દીકરો
અહીએઝેર ૧૩ આશેરમાનો ઓક્રાનનો દીકરો પાગ
ઇએલ ૧૪ ગાદમાનો દેઉએલનો દીકરો એલ્યાસાફ
૧૫ નાફતાલીમાનો એનાનનો દીકરો અહીરા
૧૬ પોતાના બાપોના કુળોના જે અધિપતિઓ, એટલે
ઇસ્રાએલના હજારોના મુખ્યો, જમાતે પસદ કીધેલા
હતા તેઓ એ હતા ૧૭ અને જે માણસોના નામ
અહીં આપેલા છે તેઓને મુસાએ તથા હારૂને લીધા,
૧૮ ને બીજા માસને પહેલે દિવસે તેઓએ આખી

ઇસ્રાએલના અધિપતિ બાર પુરૂષોએ કરી તેઓ
એ છે; તેઓ પોતપોતાના બાપના ઘરની વતી
હતા. ૪૫ અને ઇસ્રાએલપુત્રોમાંના જે સર્વની ગણના
તેઓના બાપોનાં ઘરો પ્રમાણે થઇ, એટલે વીસ તથા
તેથી વધારે વર્ષની ઉમરના જે બધા લડાઇમાં જવાને
શક્તિમાન હતા, ૪૬ તેઓની ગણના છ લાખ ત્રણ
હજાર પાંચસેં ને પચાસની થઇ.

૪૭ પણ તેઓ મધ્યે લેવીઓની પોતાના બાપોના
કુળ પ્રમાણે ગણના ન કરાઇ. ૪૮ કેમકે યહોવાહે
મુસાને કહ્યું, ૪૯ કેવળ લેવીના કુળની ગણના તું ન
કર, ને ઇસ્રાએલપુત્રોમાં તેઓની કુલ સખ્યા તું ન
કાઢ; ૫૦ પણ તું લેવીઓને સાક્ષ્યના મંડપ પર તથા
તેના સઘળા સરસામાન પર, તથા તેને લગતી સર્વ
બાબતો પર ઠરાવ; તેઓ મડપને તથા તેના સર્વ
સરસામાનને ઉચકી લે; ને તેની સભાળ કરે; ને
મડપની આસપાસ તેઓ છાવણી કરે. ૫૧ અને મડ-
પને આગળ ચાલવાનો વખત થાય ત્યારે લેવીઓ
તેને પાડે; ને મંડપ ચોઢવાનો હોય ત્યારે લેવીઓ
તેને ઉભો કરે; ને જે પારકો પાસે આવે તે માર્યો
જાય. ૫૨ અને ઇસ્રાએલપુત્રો, પ્રત્યેક માણસ પોત-
પોતાની છાવણીની પાસે, ને પ્રત્યેક પોતપોતાની
ધ્વજાની પાસે, પોતાનાં સૈન્યો પ્રમાણે, પોતપોતાનો
તંબુ મારે. ૫૩ પણ લેવીઓ સાક્ષ્યના મડપની આસ-
પાસ છાવણી કરે, કે ઇસ્રાએલપુત્રોની જમાત પર
કઇ ક્રોધ ન આવે; ને લેવીઓ સાક્ષ્યના મંડપની
સભાળ કરે. ૫૪ ઇસ્રાએલપુત્રોએ એ પ્રમાણે કીધું;
યહોવાહે જે સઘળી આજ્ઞા મુસાને આપી હતી, તે
પ્રમાણે તેઓએ કીધું.

૨ અને યહોવાહે મુસાને તથા હારૂનને કહ્યું,
૨ ઇસ્રાએલપુત્રોમાનો પ્રત્યેક પુરૂષ પોતાના
બાપના ઘરના નિશાણ સાથે પોતાની ધ્વજાની પાસે
છાવણી કરે; મુલાકાતમડપની સામે ચારેગમ તેઓ
છાવણી કરે. ૩ અને પૂર્વની બાજુએ, સૂર્યોદય ભણી
યહુદાહની છાવણીની ધ્વજાવાળા પોતાનાં સૈન્યો
પ્રમાણે છાવણી કરે; ને આમ્મીનાદાબનો દીકરો
નાહશોન તે યહુદાહના પુત્રોનો અધિપતિ થાય.
૪ અને તેનુ સૈન્ય, એટલે તેમાંના જેઓની ગણના
થઇ તેઓ ચુમ્મોતેર હજાર ને છસેં હતા. ૫ અને તેની
પાસે યિસ્સાખારનું કુળ છાવણી કરે; ને સુઆરનો
દીકરો નથાનએલ તે યિસ્સાખારના પુત્રોનો અધિપતિ
થાય; ૬ ને તેનું સૈન્ય, એટલે તેમાંના જેઓની ગણના
થઇ તેઓ ચોપન હજાર ને ચારસેં હતા. ૭ અને
ઝબુલૂનનું કુળ; ને હેલોનનો દીકરો અલીઆબ તે
ઝબુલૂનના પુત્રોનો અધિપતિ થાય; ૮ ને તેનું સૈન્ય,
એટલે તેમાના જેઓની ગણના થઇ તેઓ સત્તાવન
હજાર ને ચારસેં હતા. ૯ યહુદાહની છાવણીમા જે
સર્વની ગણના થઇ તેઓ, પોતાનાં સૈન્યો પ્રમાણે,
એક લાખ છયાસી હજાર ને ચારસેં હતા. એઓ
પ્રથમ ચાલી નિકળે

૧૦ રેઉબેનની છાવણીની ધ્વજા પોતાના સૈન્યો
પ્રમાણે દક્ષિણની બાજુએ રહે; ને શદેઉરનો દીકરો
એલીસૂર તે રેઉબેનના પુત્રોનો અધિપતિ થાય;
૧૧ ને તેનુ સૈન્ય, એટલે તેમાંના જેઓની ગણના
થઇ તેઓ છેંતાળીસ હજાર ને પાંચસેં હતા ૧૨ અને
તેની પાસે શિમઓનનું કુળ છાવણી કરે; ને સૂરિ-
શાદ્દાયનો દીકરો શલુમીએલ તે શિમઓનના પુત્રોનો
અધિપતિ થાય; ૧૩ ને તેનુ સૈન્ય, એટલે તેઓમાંના
જેઓની ગણના થઇ તેઓ ઓનણસાઠ હજાર ને
ત્રણસેં હતા. ૧૪ અને ગાદનું કુળ; ને રેઉએલનો
દીકરો એલ્યાસાફ તે ગાદના પુત્રોનો અધિપતિ થાય;
૧૫ ને તેનું સૈન્ય, એટલે તેઓમાના જેઓની ગણના
થઇ તેઓ પિસ્તાળીસ હજાર, છસે ને પચાસ હતા.
૧૬ રેઉબેનની છાવણીમાં જે સર્વની ગણના થઇ તેઓ,
પોતાનાં સૈન્યો પ્રમાણે, એક લાખ એકાવન હજાર
ચારસેં ને પચાસ હતા, એઓ [ અનુક્રમે ] બીજા
ચાલી નિકળે

૧૭ પછી છાવણીઓની વચમાંની લેવીઓની
છાવણી સાથે મુલાકાતમંડપ નિકળે; જેમ તેઓ
છાવણીમાં રહે છે તેમ તેઓ પોતપોતાની જગ્યાએ
પોતાની ધ્વજા પાસે રહીને ચાલી નિકળે

૧૮ એફ્રાઇમની છાવણીની ધ્વજા પોતાનાં સૈન્યો
પ્રમાણે પશ્ચિમ બાજુએ રહે; ને આમ્મીહૂદનો દીકરો
એલીશામા તે એફ્રાઇમના પુત્રોનો અધિપતિ થાય.
૧૯ અને તેનું સૈન્ય, એટલે તેઓમાંના જેઓની ગણના
થઇ તેઓ ચાળીસ હજાર ને પાંચસેં હતા. ૨૦ અને
તેની પાસે મનાશ્શેહનું કુળ રહે; ને પદાહસૂરનો
દીકરો ગામલીએલ તે મનાશ્શેહના પુત્રોનો અધિપતિ
થાય ૨૧ અને તેનુ સૈન્ય, એટલે તેઓમાના જેઓની
ગણના થઇ તેઓ બત્રીસ હજાર ને બસેં હતા. ૨૨ પછી
બિન્યામીનનું કુળ; ને ગિદઓનીનો દીકરો અબીદાન

તે બિન્યામીનના પુત્રોનો અધિપતિ થાય, ૨૩ અને
તેનું સૈન્ય, એટલે તેઓમાના જેઓની ગણના થઇ
તેઓ પાત્રીસ હજાર ને ચારસેં હતા ૨૪ એફ્રાઇમની
છાવણીમાના જે સર્વની ગણના થઇ તેઓ, પોતાના
સૈન્યો પ્રમાણે, એક લાખ, આઠ હજાર ને એકસો
હતા અને એઓ [ અનુક્રમે ] ત્રીજા ચાલી નિકળે

૨૫ દાનની છાવણીની ધ્વજા પોતાના સૈન્યો પ્રમાણે
ઉત્તર બાજુએ રહે, અને આમ્મીશાદાયનો દીકરો
અહીએઝેર તે દાનના પુત્રોનો અધિપતિ થાય.
૨૬ અને તેનુ સૈન્ય, એટલે તેઓમાના જેઓની ગણના
થઇ તેઓ બાસઠ હજાર ને સાતસેં હતા ૨૭ અને તેની
પાસે આશેરના કુળના છાવણી કરે ; ને ઓક્રાનનો
દીકરો પાગીએલ તે આશેરના પુત્રોનો અધિપતિ
થાય, ૨૮ ને તેનુ સૈન્ય, એટલે તેઓમાના જેઓની
ગણના થઇ તેઓ એકતાળીસ હજાર ને પાચસેં હતા
૨૯ પછી નાફતાલીનુ કુળ, ને એનાનનો દીકરો અહીરા
તે નાફતાલીના પુત્રોનો અધિપતિ થાય ૩૦ અને તેનુ
સૈન્ય, એટલે તેઓમાના જેઓની ગણના થઇ તેઓ
ત્રેપન હજાર ને ચારસેં હતા ૩૧ દાનની છાવણીમા જે
સર્વની ગણના થઇ તેઓ એક લાખ સત્તાવન હજાર
ને છસેં હતા તેઓ પોતાની ધ્વજાઓ સુદ્ધા સૌથી
પાછળ ચાલી નિકળે

૩૨ ઇસ્રાએલપુત્રોમાના જેઓની પોતાના બાપોના
ઘરો પ્રમાણે ગણના થઇ, તેઓ એ છે, છાવણીઓમા
જે સર્વની, પોતપોતાના સૈન્યો પ્રમાણે, ગણના થઇ,
તેઓ છ લાખ ત્રણ હજાર પાચસેં ને પચાસ હતા
૩૩ પણ ઇસ્રાએલપુત્રોમા લેવીઓની ગણના ન કરાય;
એમ યહોવાહે મુસાને આજ્ઞા આપી હતી ૩૪ અને
જે સર્વ આજ્ઞા યહોવાહે મુસાને આપી હતી તે
પ્રમાણે ઇસ્રાએલપુત્રોએ કીધું, તેજ પ્રમાણે તેઓએ
પોતાની ધ્વજાઓની પાસે છાવણી કીધી, ને તેજ
પ્રમાણે તેઓ પ્રત્યેક પોતાના કુટુંબ સાથે પોતાના
બાપોના ઘરો પ્રમાણે ચાલી નિકળ્યા.

૩ હવે યહોવાહ સિનાય પર્વતમા મુસાની સાથે
બોલ્યા, તે દિવસે હારૂન તથા મુસાની વંશા-
વળી આ પ્રમાણેની હતી ૨ અને હારૂનના પુત્રોના
નામ આ હતા; નાદાબ જ્યેષ્ઠ પુત્ર, તથા અબીહૂ,
એલઆસાર તથા ઇથામાર ૩ હારૂનના પુત્રો, જેઓ
યાજક તરીકે અભિષિક્ત થયા, તથા જેઓને તેણે
યાજકની પદવીમાં સેવા કરવાને જુદા કર્યા, તેઓના
નામ એ હતા ૪ અને નાદાબ તથા અબીહૂ, યહોવા-
હની આગળ સિનાયના અરણ્યમા પારકો અગ્નિ
ચઢાવીને યહોવાહની આગળ મરી ગયા હતા, ને
તેઓ અસન્તાન હતા, ને એલઆસાર તથા ઇથામાર
પોતાના બાપ હારૂનની હજુરમા યાજકપદમા સેવા
બજાવતા હતા

૫ અને યહોવાહે મુસાને કહ્યું, ૬ લેવીના કુળને
પાસે લાવ, ને હારૂન યાજકની આગળ તેઓને ઉભા
કર, કે તેઓ તેની સેવા કરે ૭ અને તેઓ તેની
સભાળ તથા મુલાકાતમડપની આગળની આખી
જમાતની સભાળ રાખીને મડપની સેવા કરે ૮ અને
તેઓ મુલાકાતમડપના સરસામાનની સભાળ તથા
ઇસ્રાએલપુત્રોની સભાળ રાખીને મડપને લગતી સેવા
બજાવે ૯ અને તુ હારૂનને તથા તેના દીકરાઓને
તાબે લેવીઓને સોંપી દે, ઇસ્રાએલપુત્રો વતી તેઓ
તેને તદ્દન અપાએલા છે ૧૦ અને તું હારૂનને તથા
તેના દીકરાઓને ઠરાવ, ને તેઓ પોતાના યાજકપદ
સાચવે, ને જે પારકો માણસ પાસે આવે તે માર્યો
જાય.

૧૧ અને યહોવાહે મુસાને કહ્યુ, ૧૨ ઇસ્રાએલપુ
ત્રોમા ગર્ભસ્થાન ઉઘાડનાર સઘળા પ્રથમ જન્મેલાને
બદલે ઇસ્રાએલપુત્રોમાથી મેં, જુઓ, મેં લેવીઓને
લીધા છે, ને લેવીઓ મારા થશે, ૧૩ કેમકે સર્વ
પ્રથમ જન્મેલા મારાં છે, મિસર દેશમાં મેં પ્રથમ
જન્મેલાંને માર્યા તે દિવસે, ઇસ્રાએલમા મેં સર્વ
પ્રથમ જન્મેલા માણસોને તેમજ પશુઓને મારે સારૂ
પવિત્ર કર્યા, તેઓ મારા થશે, હુ યહોવાહ છુ

૧૪ અને સિનાયના અરણ્યમા યહોવાહે મુસાને
કહ્યું, ૧૫ લેવીના દીકરાઓની, તેઓના બાપોના ઘરો
પ્રમાણે, તથા તેઓના કુટુંબો પ્રમાણે, ગણના કર,
એક માસના તથા તેથી ઉપરના દરેક નરની ગણના
તું કર. ૧૬ અને યહોવાહના કહેવા મુજબ એટલે જેમ
મુસાને આજ્ઞા આપવામા આવી હતી તેમ તેઓની
ગણના તેણે કીધી. ૧૭ અને લેવીના દીકરા તેમના
નામ પ્રમાણે આ છે, એટલે ગેર્શોન, કહાથ તથા
મરારી ૧૮ અને ગેર્શોનના દીકરાઓના નામ, તેમના
કુટુંબો પ્રમાણે, લિબ્ની તથા શિમઇ છે ૧૯ અને
કહાથના દીકરા, તેઓના કુટુંબો પ્રમાણે, આમ્રામ
તથા યિસ્હાર, હેબ્રોન તથા ઉઝ્ઝીએલ છે ૨૦ અને
મરારીના દીકરા, તેમના કુટુંબો પ્રમાણે, માહલી તથા

મૂશી છે; લેવીઓનાં કુટુંબો, તેઓનાં બાપોનાં ઘરો પ્રમાણે, એ છે.

૨૧ ગેર્શોનથી લિબ્નીઓનું કુટુંબ તથા શિમઇઓનું કુટુંબ થયાં; એ ગેર્શોનીઓનાં કુટુંબો છે. ૨૨ તેઓમાંના જેઓની ગણના થઇ, એટલે તેઓમાંના એક માસના ને તેથી ઉપરના જે સઘળા નરોની ગણના થઇ, તેઓની સંખ્યા સાત હજાર પાંચસેંની હતી ૨૩ મંડપની પછવાડે પશ્ચિમ બાજુએ ગેર્શોનીઓનાં કુટુંબો છાવણી કરે. ૨૪ અને લાએલનો દીકરો એલ્યાસાફ તે ગેર્શોનીઓનાં બાપોનાં ઘરનો અધિપતિ થાય. ૨૫ અને મુલાકાતમંડપમાં મંડપ, તથા તંબુ, તથા તેનું આચ્છાદન, તથા મુલાકાતમંડપના દ્વારનો પડદો, ૨૬ અને આંગણાના પડદા, તથા મંડપની પાસે ને વેદીની આસપાસના આંગણાના દ્વારનો પડદો, ને તેના સઘળા કામને વાસ્તે તેની દોરીઓ, [ તે બધું ] ગેર્શોનના દીકરાઓના હવાલામાં રહે

૨૭ અને કહાથથી આમ્રામીઓનું કુટુંબ તથા ઇસ્હારીઓનું કુટુંબ તથા હેબ્રોનીઓનું કુટુંબ તથા ઉઝ્ઝીએલીઓનું કુટુંબ થયાં; કહાથીઓનાં કુટુંબો એ હતાં. ૨૮ એક માસના તથા તેથી ઉપરના સર્વ નરોની સંખ્યા આઠ હજાર છસેંની હતી, ને તેઓ પવિત્રસ્થાનની સંભાળ લેનારા હતા. ૨૯ કહાથના દીકરાઓનાં કુટુંબો મંડપની પાસે દક્ષિણ બાજુએ છાવણી કરે. ૩૦ અને ઉઝ્ઝીએલનો દીકરો અલીસાફાન તે કહાથીઓનાં કુટુંબોના બાપોના ઘરનો અધિપતિ થાય. ૩૧ અને કોશ, તથા મેજ, તથા દીપવૃક્ષ, તથા વેદીઓ, પવિત્રસ્થાનનાં સેવા કરવાનાં સાહિત્યો, તથા પડદો, તથા તેને લગતું સર્વ કામ તેઓના હવાલામાં રહે ૩૨ અને હારૂન યાજકનો દીકરો એલઆસાર લેવીઓના અધિપતિઓનો અધિપતિ થાય; અને પવિત્રસ્થાનની સંભાળ રાખનારાઓની દેખરેખ તે રાખે.

૩૩ મરારીથી માહલીઓનું કુટુંબ તથા મૂશીઓનું કુટુંબ થયાં; મરારીનાં કુટુંબો એ છે. ૩૪ અને તેઓમાંના એક માસના તથા તેથી ઉપરના જે સઘળા નરોની ગણના થઇ તેઓની સંખ્યા છ હજાર બસેંની હતી. ૩૫ અને અબીહાઇલનો દીકરો સૂરીએલ તે મરારીનાં કુટુંબોના બાપોના ઘરનો અધિપતિ હતો; એઓ ઉત્તર બાજુએ મંડપની પાસે છાવણી કરે. ૩૬ અને મંડપનાં પાટિયાં, તથા તેની ભુગળો, તથા તેના સ્તંભો, તથા તેઓની કુંભીઓ, તથા તેનાં સર્વ ઓજારો, તથા તેને લગતું સર્વ કામ; ૩૭ તથા આંગણાની આસપાસના સ્તંભો, તથા તેઓની કુંભીઓ, તથા મેખો, તથા દોરીઓ એ [ સઘળું ] મરારીના દીકરાઓના હવાલામાં રહે એવું ઠરાવ્યું ૩૮ અને મુસા તથા હારૂન, તથા તેના દીકરા મંડપની સામે પૂર્વની બાજુએ, મુલાકાતમંડપની સામે ઉગમણી બાજુએ છાવણી કરે; ને તેઓ પવિત્રસ્થાનની સંભાળ રાખે, એટલે ઇસ્રાએલપુત્રોની સંભાળ રાખે; ને જે પારકો પાસે આવે તે માર્યો જાય. ૩૯ લેવીઓમાંના જે સર્વની ગણના થઇ, જેઓને મુસાએ તથા હારૂને યહોવાહની આજ્ઞા પ્રમાણે ગણ્યા તેઓ, એટલે એક માસના તથા તેથી ઉપરના સર્વ નરો, પોતાનાં કુટુંબો પ્રમાણે, બાવીસ હજાર હતા

૪૦ અને યહોવાહે મુસાને કહ્યું, ઇસ્રાએલપુત્રોના એક માસના તથા તેથી ઉપરના સર્વ પ્રથમજનિત નરોની ગણના કર, ને એઓના નામોની સંખ્યા ગણ. ૪૧ અને ઇસ્રાએલપુત્રોમાં સર્વ પ્રથમ જન્મેલાઓને બદલે તું મારે સારૂ લેવીઓને લે; (હું યહોવાહ છુ); ને ઇસ્રાએલપુત્રોના ઢોરઢાંક મધ્યે સર્વ પ્રથમ જન્મેલાને બદલે લેવીઓના ઢોરઢાંક લે ૪૨ અને જેમ યહોવાહે તેને આજ્ઞા આપી હતી તેમ મુસાએ ઇસ્રાએલપુત્રોમા સર્વ પ્રથમ જન્મેલાંની ગણના કીધી ૪૩ અને સર્વ પ્રથમ જન્મેલા નરોની ગણના, એક માસના તથા તેથી ઉપરનાનાં નામોની સંખ્યા પ્રમાણે ગણતાં, બાવીસ હજાર બસેં ને તોત્તેરની થઇ.

૪૪ અને યહોવાહે મુસાને કહ્યું, ૪૫ ઇસ્રાએલપુત્રોમાં સર્વ પ્રથમ જન્મેલાઓને બદલે લેવીઓને લે, ને તેઓનાં ઢોરઢાંકને બદલે લેવીઓનાં ઢોરઢાંક લે; ને લેવીઓ મારા થશે, હું યહોવાહ છુ. ૪૬ અને ઇસ્રાએલપુત્રોમાં, લેવીઓ ઉપરાંત, જે બસેં ને તોત્તેર પ્રથમજનિતો ખંડી લેવાના છે, ૪૭ તે પ્રત્યેકને વાસ્તે, માથાદીઠ, પાંચ શેકેલ લે; પવિત્રસ્થાનનો શેકેલ (એટલે વીસ ગેરાહનો શેકેલ), તે પ્રમાણે તું લે; ૪૮ અને તે ઉપરાંતનાની સંખ્યાની ખંડણીના જે પૈસા આવે તે હારૂન તથા તેના દીકરાને તું આપ. ૪૯ અને જેઓ લેવીઓને બદલે ખંડી લેવાયા હતા તેઓ ઉપરાંતનાની ખંડણીના પૈસા મુસાએ તેઓની પાસેથી લીધા; ૫૦ ઇસ્રાએલપુત્રોના પ્રથમજનિતોની પાસેથી તેણે તે પૈસા લીધા; એટલે પવિત્રસ્થાનના શેકેલ

પ્રમાણે એક હજાર ત્રણસેં ને પાંસઠ શેકેલ; ૫૧ અને
મુસાએ યહોવાહના કહ્યા પ્રમાણે તથા યહોવાહે તેને
આજ્ઞા આપી હતી તે પ્રમાણે ખંડણીના મૂલ્યના પૈસા
હારૂનને તથા તેના પુત્રોને આપ્યા

૪ અને યહોવાહે મુસાને તથા હારૂનને કહ્યું કે,
૨ લેવીઓના દીકરાઓમાંથી કહાથના પુત્રોની
ગણના તેઓનાં કુટુંબો પ્રમાણે તથા તેઓના બાપોનાં
ઘરો પ્રમાણે કરો, ૩ એટલે ત્રીસ વર્ષથી પચાસ વર્ષ
સુધીની ઉમરના જે સઘળા મુલાકાતમંડપનું કામ
કરવાને સેવકપદમાં દાખલ થાય છે તેવા બધાની
[ગણના કરો] ૪ મુલાકાતમંડપમાં પરમપવિત્ર
વસ્તુઓના સબંધમાં કહાથના પુત્રોનું કામ આ છે.
૫ અને છાવણી ઉપડતી વેળાએ હારૂન તથા તેના
દીકરા અંદર જઈને ઓથાનો પડદો ઉતારે, ને તેને
સાક્ષ્યકોશ ઉપર ઓઢાડે; ૬ ને તે પર સીલ [માછ-
લા]ના ચામડાનો ઓઢો નાખે, ને તેના પર એક
તદન નીલ રંગનું કપડું પાથરે, ને તેના દાંડા તેમાં
ઘાલે. ૭ અને અર્પેલી રોટલીની મેજ પર નીલ રંગનું
કપડું પાથરે, ને તેના ઉપર થાળીઓ તથા ચમચા તથા
પ્યાલાં તથા તર્પણને માટે વાટકા મુકે; ને નિત્યની
રોટલી તેના ઉપર રહે; ૮ ને તેઓના ઉપર તેઓ
કીરમજી કપડું પાથરે, ને સીલના ચામડાના ઓઢાથી
તેને ઢાંકી દઈને તેના દાંડા તેમાં ઘાલે ૯ અને તેઓ
નીલ રંગનું કપડું લઈને રોશનીના દીપવૃક્ષ તથા તેના
દીવા તથા ચિમટા, તથા કબનીઓ તથા તેને લગતું
કામ કરવાના તેલપાત્રોને ઢાંકે ૧૦ અને તેઓ તે
તથા તેનાં સર્વ સાહિત્યો સીલના ચામડાના ઓઢામાં
ઘાલીને જુગળ ઉપર મુકે ૧૧ અને સોનાની વેદી પર
તેઓ નીલ રંગનું કપડું પાથરે ને સીલના ચામડાના
ઓઢાથી તેને ઢાંકી દઈને તેના દાંડા તેમાં ઘાલે.
૧૨ અને તેઓ સેવાનાં સર્વ સાહિત્યો જે વડે તેઓ
પવિત્રસ્થાનમાં સેવા કરે છે તેઓને લે, ને નીલ
રંગના કપડામાં તેઓને મુકે, ને સીલના ચામડાના
ઓઢાથી તેઓને ઢાંકી દઈને જુગળ પર તેઓને મુકે.
૧૩ અને તેઓ વેદી પરથી રાખ કાઢી નાખીને તેના
ઉપર જાંબુડા રંગનું કપડું પાથરે ૧૪ અને તેના
ઉપર તેઓ તેને લગતું કામ કરવાનાં સર્વ સાહિત્યો,
એટલે સગડીઓ, તથા ત્રિશૂળો, તથા પાવડા, તથા
તબેલીઓ, એટલે વેદીનાં સર્વ પાત્રો મુકે; ને તેના
ઉપર તેઓ સીલના ચામડાનો ઓઢો નાખે, ને તેના
દાંડા તેમાં ઘાલે. ૧૫ અને છાવણી ઉપડવાની હોય
ત્યારે હારૂન તથા તેના પુત્રો પવિત્રસ્થાનને તથા
પવિત્રસ્થાનના સર્વ સરસામાનને ઢાંકી રહે, ત્યારપછી
કહાથના પુત્રો તેને ઉચકવાને આવે, પણ તેઓ કોઈ
પવિત્ર વસ્તુનો સ્પર્શ ન કરે, રખે તેઓ માર્યા જાય.
મુલાકાતમંડપના સબંધમાં કહાથના દીકરાઓને ઉચ-
કવાનો ભાર એ છે. ૧૬ અને હારૂન યાજકના પુત્ર
એલઆઝારનું કામ આ છે, એટલે રોશનીને વાસ્તે
તેલ, તથા સુવાસિક સુગંધિ, તથા નિત્યનું ખાદ્યાર્પણ,
તથા અભિષેકને વાસ્તે તેલ, ને મંડપ તથા તેમાંનું
સઘળું, પવિત્રસ્થાન તથા તેનો સરસામાન સભાળ-
વાનું હોય.

૧૭ અને યહોવાહે મુસાને તથા હારૂનને કહ્યું,
૧૮ લેવીઓમાંથી કહાથીઓના કુટુંબોના કુળને બાતલ
ન કર; ૧૯ પણ તેઓ પરમપવિત્ર વસ્તુઓની પાસે
જઈને માર્યા ન જાય પણ જીવતા રહે, માટે તમે એમ
કરો કે, હારૂન તથા તેના દીકરા અંદર પ્રવેશ કરીને
તે સર્વને પોતપોતાનું કામ તથા બોજે ઠરાવી આપે
૨૦ પણ તેઓ પવિત્ર વસ્તુઓને જોવાને એક પળ
પણ અંદર ન જાય, રખે તેઓ માર્યા જાય.

૨૧ અને યહોવાહે મુસાને કહ્યું, ૨૨ ગેર્શોનના દીક-
રાના બાપોનાં ઘરો પ્રમાણે, તેઓનાં કુટુંબો પ્રમાણે,
તેઓની કુલ સંખ્યા પણ કાઢ; ૨૩ ત્રીસ વર્ષથી
પચાસ વર્ષ સુધીની ઉમરના જે સઘળા અંદર જઈને
મુલાકાતમંડપમાં કામ કરવાને સેવામાં હાજર રહે
છે તેઓની ગણના કર. ૨૪ સેવા કરવામાં તથા ભાર
ઉચકવામાં ગેર્શોનીઓનાં કુટુંબોનું કામ આ છે,
૨૫ એટલે તેઓ મંડપના પડદા તથા મુલાકાતમંડપ,
તેનો ઓઢો તથા તેના ઉપરનો સીલના ચામડાનો
ઓઢો, તથા મુલાકાતમંડપના દ્વારનો પડદો; ૨૬ તથા
આંગણાના પડદા, તથા મંડપની પાસેના તથા વેદીની
આસપાસના આંગણાના દરવાજાના બારણાનો પડદો,
તથા તેઓની દોરીઓ, તથા તેઓના કામને લગતાં
સર્વ ઓજારો, તથા જે સર્વ તેઓ વડે બને, તે
તેઓ ઉચકે, ને એના સબંધમાં તેઓ સેવા કરે
૨૭ ગેર્શોનીઓના પુત્રોનું ભાર ઉચકવાનું તથા સર્વ
સેવાનું સઘળું કામ હારૂન તથા તેના પુત્રોની આજ્ઞા
પ્રમાણે થાય. અને તમે તેઓને ઉચકવાના સઘળા
ભાર ઠરાવીને તેમને સોંપો ૨૮ મુલાકાતમંડપમાં

ગેર્શોનના પુત્રોના કુટુંબોની સેવા આ છે, ને હારૂન
યાજકના દીકરા ઇથામારના હાથ તળે તેમનું કામ રહે
૨૯ અને મરારીના દીકરાઓની, તેઓના બાપોના
ઘરો પ્રમાણે, તેઓના કુટુંબો પ્રમાણે, તુ ગણુના કર
૩૦ ત્રીસ વર્ષથી પચાસ વર્ષ સુધીની ઉમરના જે સઘળા
અંદર જઇને મુલાકાતમડપમા કામ કરવાને સેવામા
હાજર રહે છે તેઓની ગણુના તું કર ૩૧ અને મુલા
કાતમડપમા તેઓની સર્વ સેવાના સબધમા તેઓને
સોપેલુ ભાર ઉચકવાનું કામ આ છે, એટલે મડપના
પાટિયા તથા તેની ભુગગો, તથા તેના સ્તભો, તથા
તેમની કુભીઓ, ૩૨ તથા આગણુાની આસપાસના
સ્તભો, તથા તેઓની કુભીઓ તથા તેઓની મેખો,
તથા તેઓની દોરીઓ, તેઓના સર્વ ઓજારો સુદ્ધા,
તથા તેઓને લગતી બધી સામગ્રી સુદ્ધા, અને તમે
તેઓને સોપેલા ભારના ઓજારોના નામ દઇને તથા
ગણીને સોપો ૩૩ મરારીના પુત્રોના કુટુંબોનું કામ,
એટલે તેમની સઘળી સેવા પ્રમાણે, મુલાકાતમડપમા,
હારૂન યાજકના પુત્ર ઇથામારના હાથ નીચે જે કામ
તે એ છે

૩૪ અને મુસાએ તથા હારૂને તથા જમાતના અધિ
પતિઓએ કહાથના દીકરાઓની ગણુના તેઓના
કુટુંબો પ્રમાણે તથા તેઓના બાપોના ઘરો પ્રમાણે
કીધી, ૩૫ એટલે ત્રીસ વર્ષથી પચાસ વર્ષ સુધીની
ઉમરના જે પ્રત્યેક મુલાકાતમડપમા કામ કરવાને
સેવકપદમા દાખલ થયા હતા, ૩૬ તેઓની ગણુના
તેઓના કુટુંબો પ્રમાણે બે હજાર સાતસેં ને પચાસની
થઇ ૩૭ કહાથીઓના કુટુંબોમાના જેઓની ગણુના
થઇ, એટલે જે સર્વ મુલાકાતમડપમા સેવા કરતા
હતા, તથા જેઓની ગણુના મુસાની હસ્તક અપાએલી
યહોવાહની આજ્ઞા પ્રમાણે, મુસાએ તથા હારૂને કીધી,
તેઓ એ છે

૩૮ અને ગેર્શોનના પુત્રોમાના જેઓની ગણુના
તેઓના કુટુંબો પ્રમાણે, તેઓના બાપોના ઘરો
પ્રમાણે થઇ, ૩૯ એટલે ત્રીસ વર્ષથી પચાસ વર્ષ
સુધીની ઉમરના જે પ્રત્યેક મુલાકાતમડપમા કામ
કરવાને સેવકપદમા દાખલ થયા હતા, ૪૦ તેઓની
ગણુના, તેઓના કુટુંબો પ્રમાણે, તેઓના બાપોના
ઘરો પ્રમાણે, બે હજાર છસેં ને ત્રીસની થઇ ૪૧ ગેર્શો
નના દીકરાઓના કુટુંબોમાના જેઓની ગણુના થઇ,
એટલે જે સઘળા મુલાકાતમડપમા સેવા કરતા હતા,
તથા જેઓની ગણુના મુસાએ તથા હારૂને યહોવાહની
આજ્ઞા પ્રમાણે કીધી, તેઓ એ છે

૪૨ અને મરારીના પુત્રોના કુટુંબોમાના જેઓની
ગણુના તેઓના કુટુંબો પ્રમાણે, તેઓના બાપોના
ઘરો પ્રમાણે થઇ, ૪૩ એટલે ત્રીસ વર્ષથી પચાસ વર્ષ
સુધીની ઉમરના જે પ્રત્યેક મુલાકાતમડપમા કામ
કરવાને સેવકપદમા દાખલ થયા હતા, ૪૪ તેઓની
ગણુના, તેઓના કુટુંબો પ્રમાણે, ત્રણ હજાર ને બસેંની
થઇ ૪૫ મરારીના પુત્રોના કુટુંબોમાના જેઓની
ગણુના થઇ, એટલે જેઓની ગણુના મુસાની હસ્તક
અપાએલી યહોવાહની આજ્ઞા પ્રમાણે મુસાએ તથા
હારૂને કીધી, તેઓ એ છે

૪૬ લેવીઓમાના જે સઘળાની ગણુના મુસાએ તથા
હારૂને તથા ઇસ્રાએલના અધિપતિઓએ તેઓના
કુટુંબો પ્રમાણે, તેઓના બાપોના ઘરો પ્રમાણે કીધી,
૪૭ એટલે ત્રીસ વર્ષથી પચાસ વર્ષ સુધીની ઉમરના
જે પ્રત્યેક મુલાકાતમડપમા સેવાનું કામ તથા બોજો
ઉચકવાનુ કામ કરવા સારૂ દાખલ થયા હતા,
૪૮ તેઓની ગણુના આઠ હજાર પાચસેં ને એંસીની
થઇ ૪૯ તેઓમાના પ્રત્યેકની ગણુના તેના કામ
પ્રમાણે તથા તેના ઉચકવાના બોજા પ્રમાણે મુસાની
હસ્તક, યહોવાહની આજ્ઞા પ્રમાણે, થઇ, જેમ યહો-
વાહે મુસાને આજ્ઞા આપી હતી તેમ તેણે તેઓની
ગણુના કીધી

૫ અને યહોવાહે મુસાને કહ્યું, ૨ ઇસ્રાએલપુત્રોને
આજ્ઞા કર, કે તેઓ પ્રત્યેક કોઢીને તથા પ્રત્યેક
સ્રાવના મરજવાળાને તથા હરકોઇ મુડદાથી અભડા
એલાને છાવણીની બહાર કાઢે, ૩ નર તથા નારી
બન્નેને તમે બહાર કાઢો, છાવણી બહાર તેઓને
રાખો, એ સારૂ કે તેઓની છાવણી, કે જે મધ્યે
હુ વસુ છુ તે તેવાઓથી અશુદ્ધ ન થાય ૪ અને
ઇસ્રાએલપુત્રોએ એમ કીધું, ને તેવાને છાવણીથી
બહાર કાઢયા, જેમ યહોવાહે મુસાને કહ્યું તેમ
ઇસ્રાએલપુત્રોએ કીધુ

૫ અને યહોવાહે મુસાને કહ્યું, ૬ ઇસ્રાએલપુત્રોને
કહે કે, માણસો જે પાપ કરે છે તેમાનું હરકોઇ
પાપ જો કોઇ પુરૂષ કે સ્ત્રી કરીને યહોવાહની વિરૂદ્ધ
ઉલ્લંઘન કરે, ને એમ તે જણ ગુન્હેગાર થાય, ૭ ત્યારે
તેઓનું કરેલુ પાપ તેઓ કબુલ કરે, ને તે પોતાના
ગુન્હાને માટે પુરો બદલો ભરી આપે, અને તેમા

તેનો પચમાશ ઉમેરીને, જેના સબધમા તેણે ગુન્હો
કીધો હોય તેને તે આપે ૮ પણ જેને ગુન્હાને માટે
બદલો આપવો ઘટે એવો તેનો એકે સગો ન હોય
તો ગુન્હાને માટે જે બદલો યહોવાહને અપાય છે તે
યાજકને મળે, વળી પ્રાયશ્ચિત્તનો ઘેટો, કે જેથી તેને
સારૂ પ્રાયશ્ચિત્ત કરવામા આવશે તે પણ [યાજકને
મળે] ૯ અને ઇસ્રાએલપુત્રોની સર્વે પવિત્ર વસ્તુ-
ઓનુ પ્રત્યેક ઉચ્છાલીયાર્પણ કે જે તેઓ યાજકની
પાસે લાવે તે તેનું થાય. ૧૦ અને પ્રત્યેક પુરૂષની
અર્પિત વસ્તુઓ તેની થાય, દરકોઇ પુરૂષ જે કઇ
યાજકને આપે તે તેનુ થાય
૧૧ અને યહોવાહે મુસાને કહ્યુ, ૧૨ ઇસ્રાએલપુ
ત્રોની સાથે વાત કરીને કહે કે, જો કોઇ પુરૂષની સ્ત્રી
જો તું તારૂ પતિવ્રત ભંગ કરીને અશુદ્ધ થઇ હોય, ને
તારા ભરતાર શિવાય કોઇ બીજાએ તારી સાથે કુકર્મ
કર્યું હોય; ૨૧ ત્યારે યાજક તે સ્ત્રીને શ્રાપના સોગન
ખવડાવે, ને યાજક સ્ત્રીને કહે, તારી જાગ સડાવી
નાખીને તથા તારૂં પેટ સુજાવીને યહોવાહ તને તારા
લોકોમા શ્રાપ તથા સોગનરૂપ કરે; ૨૨ ને આ શ્રાપ-
કારક પાણી તારા આનરડામા જઇને તારા પેટને
સુજાવે, ને તારી જાગને સડાવી નાખે, ને તે સ્ત્રી કહે,
આમેન, આમેન ૨૩ અને યાજક એક પુસ્તકમા એ
શ્રાપો લખે, ને કડવા પાણીમા તે [શબ્દો]ને ધોઇ
લે, ૨૪ ને તે પેલી સ્ત્રીને તે શ્રાપકારક પાણી પાય,
ને શ્રાપકારક પાણી તેણીના અંગમા પ્રવેશ કરીને
કડવું થશે ૨૫ અને યાજક તે સ્ત્રીના હાથમાથી સરા

દિવસ સુધી દ્રાક્ષવેલાથી નિપજેલું, તેનાં બીથી તે
છોતરાં સુધી, કંઇ તે ન ખાય. ૫ તેના વૈરાગ [વ્રત]ના
સઘળા દિવસો સુધી તેના માથા પર અસ્ત્રો ન ફરે;
જે મુદતને માટે તેણે યહોવાહની સેવામાં વૈરાગ
લીધો હોય તે પુરી થયા સુધી તે શુદ્ધ રહે, તે પોતાના
માથાના કેશ વધવા દે, ૬ યહોવાહની સેવામાં તે
વૈરાગી થાય, ને સઘળા દિવસો સુધી મુએલા પ્રાણીની
પાસે તે ન જાય. ૭ પોતાના બાપના, કે પોતાની
માના, પોતાના ભાઇના, કે પોતાની બહેનના મરણ
પર તે પોતાને અભડાવે નહિ; કેમકે તેના દેવનું
વૈરાગ [વ્રત] તેને શિર છે ૮ તેના વૈરાગ [વ્રત]ના
સઘળા દિવસો પર્યંત તે યહોવાહને સારૂ શુદ્ધ છે.
૯ અને જો કોઇ તેની પડખે એકાએક મરે, ને તેથી
તે વૈરાગીનું માથું અભડાય, તો તે પોતાના શુદ્ધિકર-
ણને દિવસે પોતાનું માથું મુંડાવે, સાતમે દિવસે
મુંડાવે. ૧૦ અને આઠમે દિવસે તે બે હોલા, અથવા
કબુતરનાં બે બચ્ચાં યાજકની પાસે મુલાકાતમંડપના
દ્વારની પાસે લાવે; ૧૧ ને યાજક એકને પાપાર્થાર્પણ
તરીકે તથા બીજાને દહનીયાર્પણ તરીકે ચઢાવે, ને
મુએલાના કારણથી થએલા તેના પાપને લીધે તેને
સારૂ પ્રાયશ્ચિત્ત કરે, ને તેજ દિવસે તે પોતાના
માથાનું શુદ્ધિકરણ કરે. ૧૨ અને તે યહોવાહની
સેવાને સારૂ પોતાના વૈરાગના દિવસો અર્પણ કરે,
ને દોષાર્થાર્પણને સારૂ પહેલા વર્ષનો નર હલવાન
લાવે; ને આગલા દિવસો રદ જાય, કેમકે તેના
વૈરાગ [વ્રત]નો ભંગ થયો હતો.

૧૩ અને જ્યારે તેના વૈરાગવ્રતના દિવસ પુરા થાય,
ત્યારે નાજીરીને માટે નિયમ આ છે; તે મુલાકાતમંડ-
પના દ્વારની પાસે લવાય; ૧૪ ને તે યહોવાહને
પોતાનું અર્પણ ચઢાવે, એટલે પહેલા વર્ષનો ખોડ
વિનાનો એક નર હલવાન દહનીયાર્પણને સારૂ, ને
પહેલા વર્ષની ખોડ વિનાની એક ઘેટડી પાપાર્થાર્પણને
સારૂ, ને એક ખોડ વિનાનો ઘેટો શાંત્યર્પણોને સારૂ,
૧૫ ને બેખમીર રોટલીની એક ટોપલી, તેલે મોહેલા
મેદાંની પોળીઓ, ને તેલ ચોપડેલા બેખમીર
ખાખરા, તથા તેઓનું ખાદ્યાર્પણ, તથા તેઓનાં
પેયાર્પણ. ૧૬ અને યાજક તેઓને યહોવાહની આગળ
રજુ કરે, ને તેનું પાપાર્થાર્પણ તથા તેનું દહનીયાર્પણ
ચઢાવે; ૧૭ અને યહોવાહ પ્રત્યે શાંત્યર્પણોના યજ્ઞને
સારૂ, બેખમીર રોટલીની ટોપલી સુદ્ધાં, ઘેટાને તે
ચઢાવે; ને યાજક તેનું ખાદ્યાર્પણ તથા તેનું પેયાર્પણ
પણ ચઢાવે. ૧૮ અને નાજીરી મુલાકાતમંડપના દ્વારની
પાસે પોતાનું વૈરાગી માથું મુંડાવે; ને પોતાના
વૈરાગી માથાના વાળ લઇને શાંત્યર્પણોના યજ્ઞની
તળેના અગ્નિ પર તે મુકે ૧૯ અને યાજક તે ઘેટાનું
બાફેલું બાહુડું તથા ટોપલીમાંથી એક બેખમીર પોળી
તથા એકેક બેખમીર ખાખરો લે, ને નાજીરી પોતાનું
વૈરાગી માથું મુંડાવે ત્યાર પછી તે ચીજો તેના હાથો
ઉપર મુકે. ૨૦ અને યાજક યહોવાહ આગળ તેમની
આરતી કરીને આરત્યર્પણ કરે; આ, તેમજ આર-
તીનો સીનો, તથા ઉચ્છાલીયાર્પણનું બાહુડું યાજકને
વાસ્તે શુદ્ધ છે; ને ત્યાર પછી નાજીરીને દ્રાક્ષરસ
પીવાની છૂટ છે. ૨૧ વ્રત રાખનાર નાજીરીનો તથા
તેના વૈરાગવ્રતને લીધે યહોવાહ પ્રત્યે જે અર્પણ તેણે
ચઢાવવું તેનો, તથા તે શિવાય બીજું કંઇ તેને મળી
શકે તેનો નિયમ આ છે; જે વ્રત તેણે લીધું હોય તે
પ્રમાણે તે તેના વૈરાગવ્રતના નિયમને અનુસરીને વર્ત્તે

૨૨ અને યહોવાહે મુસાને કહ્યું કે, ૨૩ હારૂનને તથા
તેના દીકરાઓને એમ કહે કે, તમે આ પ્રમાણે
ઇસ્રાએલપુત્રોને આશીર્વાદ આપો; તેઓને તમે
એમ કહો કે,

૨૪ યહોવાહ તને આશીર્વાદ આપો, ને તારૂં રક્ષણ
કરો;
૨૫ યહોવાહ પોતાના મુખનો પ્રકાશ તારા પર
પાડો, ને તારા પર કૃપા કરો;
૨૬ યહોવાહ પોતાનું મુખ તારા પર ઉઠાવો, ને તને
શાંતિ આપો.

૨૭ એમ તેઓ ઇસ્રાએલપુત્રોને મારૂં નામ આપે;
ને હું તેઓને આશીર્વાદ આપીશ.

૭ અને મુસા મંડપને પુરો ઉભો કરી રહ્યો, ને
તેણે તેનો તથા તેના સર્વ સામાનનો, અને વેદી
તથા તેનાં સર્વ પાત્રોનો અભિષેક કીધો, તથા એઓને
પાવન કીધાં, તે દિવસે એમ થયું કે, ૨ ઇસ્રાએલના
અધિપતિઓએ, એટલે તેઓના બાપોનાં ઘરોના
ઉપરીઓએ, અર્પણ કીધું; એઓ કુળોના અધિપ-
તિઓ, અને જેઓની ગણના થઇ હતી તેઓના
ઉપરીઓ હતા; ૩ ને તેઓ યહોવાહની સમ્મુખ
પોતાનાં અર્પણ લાવ્યા, એટલે છત્તરવાળાં છ ગાડાં
તથા બાર બળદ; બબ્બે અધિપતિઓને સારૂ એકેક
ગાડું; ને એકેકને સારૂ એકેક બળદ; ને તેઓએ

એઓને મંડપની આગળ રજુ કીધાં. ૪ અને યહોવા-
વાહે મુસાને કહ્યું, ૫ તે તેઓ પાસેથી લે, કે તેઓ
મુલાકાતમંડપની સેવા કરવાના કામમાં આવે; ને
તેમને તું લેવીઓને આપ, એટલે દરેકને તેની સેવા
પ્રમાણે [આપ] ૬ અને મુસાએ એ ગાડાં તથા
બળદો લઇને લેવીઓને આપ્યાં. ૭ બે ગાડા તથા
ચાર બળદ તેણે ગેર્શોનના દીકરાઓને તેઓની સેવા
પ્રમાણે આપ્યા; ૮ ને ચાર ગાડાં તથા આઠ બળદ
તેણે મરારીના દીકરાઓને તેઓની સેવા પ્રમાણે
હારૂન યાજકના દીકરા ઇથામારના હાથ તળે આપ્યાં
૯ પણ કહાથના દીકરાઓને તેણે કંઇ ન આપ્યું. કેમકે
તેમનું કામ પવિત્રસ્થાનના સંબંધમાં હતું, ને તેઓ
તેને પોતાને ખભે ઉચકી લેતા. ૧૦ અને વેદીનો અભિ-
ષેક થયો તે દિવસે વેદીની પ્રતિષ્ઠા કરવાને અધિપ
તિઓએ અર્પણ કીધું, એટલે અધિપતિઓએ વેદીની
આગળ પોતાનું અર્પણ ચઢાવ્યું. ૧૧ અને યહોવાહે
મુસાને કહ્યું કે, દરેક અધિપતિઓ પોતપોતાને દિવસે
વેદીની પ્રતિષ્ઠા કરવા સારૂ પોતાનું અર્પણ ચઢાવે

૧૨ અને પહેલે દિવસે પોતાનું અર્પણ ચઢાવનાર,
તે યહુદાહના કુળના આમ્મીનાદાબનો દીકરો નાહ-
શોન હતો ૧૩ અને તેનું અર્પણ રૂપાની એક કથરોટ
કે જેનું વજન એકસો ત્રીસ [શેકેલ] હતું; પવિત્ર-
સ્થાનના શેકેલ પ્રમાણે સિત્તેર શેકેલ રૂપાનો એક
વાટકો; બન્ને પાત્રો ખાદ્યાર્પણને સારૂ તેલમિશ્રિત
મેંદાથી ભરેલા હતા; ૧૪ દસ [શેકેલ] સોનાનું એક
ધૂપપાત્ર ધૂપથી ભરેલું; ૧૫ દહનીયાર્પણને સારૂ એક
વાછરડો, એક ઘેટો, પહેલા વર્ષનો એક હલવાન;
૧૬ પાપાર્થાર્પણને સારૂ બકરાંમાંથી એક નર; ૧૭ ને
શાંત્યર્પણોના યજ્ઞને સારૂ બે ગોધા, પાંચ ઘેટા, પાંચ
બકરા, પહેલા વર્ષના પાંચ હલવાન; આમ્મીનાદા-
બના દીકરા નાહશોનનું અર્પણ એ હતું

૧૮ બીજે દિવસે સુઆરના દીકરા નથાનએલે, એટલે
ઇસ્સાખારના અધિપતિએ, અર્પણ કીધું; ૧૯ તેણે
આ અર્પણ ચઢાવ્યું, એટલે રૂપાની એક કથરોટ, કે
જેનું વજન એકસો ને ત્રીસ [શેકેલ] હતું; ને પવિત્ર-
સ્થાનના શેકેલ પ્રમાણે સિત્તેર શેકેલ રૂપાનો એક
વાટકો; બન્ને પાત્રો ખાદ્યાર્પણને સારૂ તેલે મોહેલા
મેંદાથી ભરેલાં હતાં; ૨૦ દસ [શેકેલ] સોનાનું એક
ધૂપપાત્ર ધૂપથી ભરેલું; ૨૧ દહનીયાર્પણને સારૂ એક
વાછરડો, એક ઘેટો, પહેલા વર્ષનો એક હલવાન;
૨૨ પાપાર્થાર્પણને સારૂ બકરામાંથી એક નર; ૨૩ ને
શાંત્યર્પણોના યજ્ઞને સારૂ બે ગોધા, પાંચ ઘેટા, પાંચ
બકરા, પહેલા વર્ષના પાંચ હલવાન; સુઆરના
દીકરા નથાનએલનું અર્પણ એ હતું.

૨૪ ત્રીજે દિવસે હેલોનનો દીકરો અલીઆબ,
ઝબુલૂનના પુત્રોનો અધિપતિ, ૨૫ તેનું અર્પણ આ
હતું; રૂપાની એક કથરોટ, કે જેનું વજન એકસો ને
ત્રીસ [શેકેલ] હતું; ને પવિત્રસ્થાનના શેકેલ પ્રમાણે
સિત્તેર શેકેલ રૂપાનો એક વાટકો; બન્ને પાત્રો
ખાદ્યાર્પણને સારૂ તેલે મોહેલા મેંદાથી ભરેલાં હતાં;
૨૬ દસ [શેકેલ] સોનાનું એક ધૂપપાત્ર ધૂપથી ભરેલું;
૨૭ દહનીયાર્પણને સારૂ એક વાછરડો, એક ઘેટો,
પહેલા વર્ષનો એક હલવાન; ૨૮ પાપાર્થાર્પણને સારૂ
બકરામાંથી એક નર; ૨૯ ને શાંત્યર્પણોના યજ્ઞને
સારૂ બે ગોધા, પાંચ ઘેટા, પાંચ બકરા, પહેલા
વર્ષના પાંચ હલવાન; હેલોનના દીકરા અલીઆબનું
અર્પણ એ હતું

૩૦ ચોથે દિવસે શદેઉરનો દીકરો અલીસૂર, રેઉબે-
નના પુત્રોનો અધિપતિ, ૩૧ તેનું અર્પણ આ હતું;
રૂપાની એક કથરોટ, કે જેનું વજન એકસો ને ત્રીસ
[શેકેલ] હતું; ને પવિત્રસ્થાનના શેકેલ પ્રમાણે સિત્તેર
શેકેલ રૂપાનો એક વાટકો; બન્ને પાત્રો ખાદ્યાર્પણને
સારૂ તેલે મોહેલા મેંદાથી ભરેલાં હતાં; ૩૨ દસ [શેકેલ]
સોનાનું એક ધૂપપાત્ર ધૂપથી ભરેલું, ૩૩ દહનીયા-
ર્પણને સારૂ એક વાછરડો, એક ઘેટો, પહેલા વર્ષનો
એક હલવાન; ૩૪ પાપાર્થાર્પણને સારૂ બકરામાંથી
એક નર; ૩૫ ને શાંત્યર્પણોના યજ્ઞને સારૂ બે ગોધા,
પાંચ ઘેટા, પાંચ બકરા, પહેલા વર્ષના પાંચ હલવાન;
શદેઉરના દીકરા અલીસૂરનું અર્પણ એ હતું.

૩૬ પાંચમે દિવસે સુરીશાદ્દાયનો દીકરો શલુમી
એલ, શિમઓનના પુત્રોનો અધિપતિ, ૩૭ તેનું અર્પણ
આ હતું, રૂપાની એક કથરોટ, કે જેનું વજન એકસો
ને ત્રીસ [શેકેલ] હતું; ને પવિત્રસ્થાનના શેકેલ પ્રમાણે
સિત્તેર શેકેલ રૂપાનો એક વાટકો; બન્ને પાત્રો
ખાદ્યાર્પણને સારૂ તેલે મોહેલા મેંદાથી ભરેલાં હતાં
૩૮ દસ [ [illegible]
૩૯ દહની [illegible]
પહેલા વ [illegible]
બકરાંમાંથી એક નર; ૪૧ ને શાંત્યર્પણોના યજ્ઞ
સારૂ બે ગોધા, પાંચ ઘેટા, પાંચ બકરા, પહેલા વર્ષ

પાંચ હલવાન; સૂરીશાદ્દાયના દીકરા શલુમીએલનું
અર્પણ એ હતું.
૪૨ છઠ્ઠે દિવસે દેઉએલનો દીકરો એલ્યાસાફ,
ગાદના પુત્રોનો અધિપતિ, ૪૩ તેનું અર્પણ આ હતું;
રૂપાની એક કથરોટ, કે જેનું વજન એકસો ને ત્રીસ
[શેકેલ] હતું; પવિત્રસ્થાનના શેકેલ પ્રમાણે સિત્તેર
શેકેલ રૂપાનો એક વાટકો; બન્ને પાત્રો ખાદ્યાર્પણને
સારૂ તેલે મોહેલા મેંદાથી ભરેલાં હતાં; ૪૪ દસ [શેકેલ]
સોનાનું એક ધૂપપાત્ર ધૂપથી ભરેલું; ૪૫ દહનીયા-
ર્પણને સારૂ એક વાછરડો, એક ઘેટો, પહેલા વર્ષનો
એક હલવાન; ૪૬ પાપાર્થાર્પણને સારૂ બકરાંમાંથી
એક નર; ૪૭ ને શાંત્યર્પણોના યજ્ઞને સારૂ બે ગોધા,
પાંચ ઘેટા, પાંચ બકરા, પહેલા વર્ષના પાંચ હલવાન;
દેઉએલના દીકરા એલ્યાસાફનું અર્પણ એ હતું.

૪૮ સાતમે દિવસે આમ્મીહુદનો દીકરો અલીશામા,
એફ્રાઇમના પુત્રોનો અધિપતિ, ૪૯ તેનું અર્પણ આ
હતું; રૂપાની એક કથરોટ, કે જેનું વજન એકસો ને
ત્રીસ [શેકેલ] હતું; ને પવિત્રસ્થાનના શેકેલ પ્રમાણે
સિત્તેર શેકેલ રૂપાનો એક વાટકો; બન્ને પાત્રો
ખાદ્યાર્પણને સારૂ તેલે મોહેલા મેંદાથી ભરેલાં હતાં;
૫૦ દસ [શેકેલ] સોનાનું એક ધૂપપાત્ર ધૂપથી ભરેલું;
૫૧ દહનીયાર્પણને સારૂ એક વાછરડો, એક ઘેટો,
પહેલા વર્ષનો એક હલવાન; ૫૨ પાપાર્થાર્પણને સારૂ
બકરાંમાંથી એક નર; ૫૩ ને શાંત્યર્પણોના યજ્ઞને
સારૂ બે ગોધા, પાંચ ઘેટા, પાંચ બકરા, પહેલા વર્ષના
પાચ હલવાન; આમ્મીહુદના દીકરા અલીશામાનું
અર્પણ એ હતું.
૫૪ આઠમે દિવસે પદાહસૂરનો દીકરો ગામલીએલ,
મનાશ્શેહના પુત્રોનો અધિપતિ, ૫૫ તેનું અર્પણ આ
હતું; રૂપાની એક કથરોટ, કે જેનું વજન એકસો ને
ત્રીસ [શેકેલ] હતું; ને પવિત્રસ્થાનના શેકેલ પ્રમાણે
સિત્તેર શેકેલ રૂપાનો એક વાટકો; બન્ને પાત્રો
ખાદ્યાર્પણને સારૂ તેલે મોહેલા મેંદાથી ભરેલાં હતાં;
૫૬ દસ [શેકેલ] સોનાનું એક ધૂપપાત્ર ધૂપથી ભરેલું;
૫૭ દહનીયાર્પણને સારૂ એક વાછરડો, એક ઘેટો,
પહેલા વર્ષનો એક હલવાન; ૫૮ પાપાર્થાર્પણને સારૂ
બકરાંમાંથી એક નર; ૫૯ ને શાંત્યર્પણોના યજ્ઞને
સારૂ બે ગોધા, પાંચ ઘેટા, પાંચ બકરા, પહેલા વર્ષના
પાચ હલવાન; પદાહસૂરના દીકરા ગામલીએલનું
અર્પણ એ હતું.

૬૦ નવમે દિવસે ગિદઓનીનો દીકરો અબીદાન,
બિન્યામીનના પુત્રોનો અધિપતિ, ૬૧ તેનું અર્પણ
આ હતું; રૂપાની એક કથરોટ, કે જેનું વજન એકસો
ને ત્રીસ [શેકેલ] હતું; ને પવિત્રસ્થાનના શેકેલ
પ્રમાણે સિત્તેર શેકેલ રૂપાનો એક વાટકો, બન્ને પાત્રો
ખાદ્યાર્પણને સારૂ તેલે મોહેલા મેંદાથી ભરેલાં હતાં;
૬૨ દસ [શેકેલ] સોનાનું એક ધૂપપાત્ર ધૂપથી ભરેલું;
૬૩ દહનીયાર્પણને સારૂ એક વાછરડો, એક ઘેટો,
પહેલા વર્ષનો એક હલવાન; ૬૪ પાપાર્થાર્પણને સારૂ
બકરાંમાંથી એક નર; ૬૫ ને શાંત્યર્પણોના યજ્ઞને
સારૂ બે ગોધા, પાચ ઘેટા, પાચ બકરા, પહેલા
વર્ષના પાંચ હલવાન; ગિદઓનીના દીકરા અબીદા-
નનું અર્પણ એ હતું.

૬૬ દસમે દિવસે આમ્મીશાદ્દાયનો દીકરો અહીએ-
ઝેર, દાનના પુત્રોનો અધિપતિ, ૬૭ તેનું અર્પણ આ
હતું; રૂપાની એક કથરોટ, કે જેનું વજન એકસો ને
ત્રીસ [શેકેલ] હતું; ને પવિત્રસ્થાનના શેકેલ પ્રમાણે
સિત્તેર શેકેલ રૂપાનો એક વાટકો; બન્ને પાત્રો
ખાદ્યાર્પણને સારૂ તેલે મોહેલા મેંદાથી ભરેલાં હતાં;
૬૮ દસ [શેકેલ] સોનાનું એક ધૂપપાત્ર ધૂપથી ભરેલું;
૬૯ દહનીયાર્પણને સારૂ એક વાછરડો, એક ઘેટો,
પહેલા વર્ષનો એક હલવાન; ૭૦ પાપાર્થાર્પણને સારૂ
બકરાંમાંથી એક નર; ૭૧ ને શાંત્યર્પણોના યજ્ઞને
સારૂ બે ગોધા, પાચ ઘેટા, પાંચ બકરા, પહેલા વર્ષના
પાચ હલવાન; આમ્મીશાદ્દાયના દીકરા અહીએઝેરનું
અર્પણ એ હતું.
૭૨ અગિયારમે દિવસે ઓક્રાનનો દીકરો પાગીએ-
એલ, આશેરના પુત્રોનો અધિપતિ, ૭૩ તેનું અર્પણ આ
હતું; રૂપાની એક કથરોટ, કે જેનું વજન એકસો ને
ત્રીસ [શેકેલ] હતું; ને પવિત્રસ્થાનના શેકેલ પ્રમાણે
સિત્તેર શેકેલ રૂપાનો એક વાટકો; બન્ને પાત્રો
ખાદ્યાર્પણને સારૂ તેલે મોહેલા મેંદાથી ભરેલા હતાં;
૭૪ દસ [શેકેલ] સોનાનું એક ધૂપપાત્ર ધૂપથી ભરેલું;
૭૫ દહનીયાર્પણને સારૂ એક વાછરડો, એક ઘેટો,
પહેલા વર્ષનો એક હલવાન; ૭૬ પાપાર્થાર્પણને સારૂ
બકરાંમાંથી એક નર; ૭૭ ને શાંત્યર્પણોના યજ્ઞને
સારૂ બે ગોધા, પાંચ ઘેટા, પાચ બકરા, પહેલા
વર્ષના પાચ હલવાન; ઓક્રાનના દીકરા પાગીએલનું
અર્પણ એ હતું.
૭૮ બારમે દિવસે એનાનનો દીકરો અહીરા, નાફ-

તાલીના પુત્રોનો અધિપતિ, ૭૯ તેનું અર્પણ આ
હતું; રૂપાની એક કથરોટ, કે જેનું વજન એકસો ને
ત્રીસ [શેકેલ] હતું; ને પવિત્રસ્થાનના શેકેલ પ્રમાણે
સિત્તેર શેકેલ રૂપાનો એક વાટકો; બન્ને પાત્રો
ખાદ્યાર્પણને સારૂ તેલે મોહેલા મેંદાથી ભરેલા હતાં;
૮૦ દસ [શેકેલ] સોનાનું એક ધૂપપાત્ર ધૂપથી ભરેલું;
૮૧ દહનીયાર્પણને સારૂ એક વાછરડો, એક ઘેટો,
પહેલા વર્ષનો એક હલવાન, ૮૨ પાપાર્થાર્પણને સારૂ
બકરામાંથી એક નર; ૮૩ ને શાંત્યર્પણોના યજ્ઞને સારૂ
બે ગોધા, પાંચ ઘેટા, પાંચ બકરા, પહેલા વર્ષના પાંચ
હલવાન; એનાનના દીકરા અહીરાનું અર્પણ એ હતું

૮૪ જે દિવસે વેદીનો અભિષેક થયો તે દિવસે
ઇસ્રાએલના અધિપતિઓએ તેનું પ્રતિષ્ઠાર્પણ કીધું,
તે આ હતું, એટલે રૂપાની બાર કથરોટો, રૂપાના
બાર વાટકા, સોનાના બાર ધૂપપાત્ર; ૮૫ રૂપાની
દરેક કથરોટનું [વજન] એક સો ને ત્રીસ [શેકેલ] હતું,
ને દરેક ધૂપપાત્રનું સિત્તેર શેકેલ હતું; સઘળા રૂપાના
પાત્રોનું કુલ [વજન], પવિત્રસ્થાનના શેકેલ પ્રમાણે,
બે હજાર ને ચારસેં શેકેલ હતું ૮૬ સોનાના ધૂપપાત્રો
બાર, ધૂપથી ભરેલા; પ્રત્યેકનું [વજન] પવિત્રસ્થાનના
શેકેલ પ્રમાણે દસ [શેકેલ] હતું, ધૂપપાત્રોનું સોનું
સઘળું મળી એક સો ને વીસ [શેકેલ] હતું ૮૭ દહની-
યાર્પણને સારૂ સઘળા મળી બાર ગોધા, બાર ઘેટા,
પહેલા વર્ષના બાર હલવાન, તેઓના ખાદ્યાર્પણ

નમુનો યહોવાહે મુસાને બતાવ્યો હતો, તે પ્રમાણે
તેણે દીપવૃક્ષ બનાવ્યું
૫ અને યહોવાહે મુસાને કહ્યું કે, ૬ ઇસ્રાએલપુત્રો-
માંથી લેવીઓને લઇને તેઓને શુદ્ધ કર ૭ અને
તેઓને શુદ્ધ કરવા સારૂ તું તેઓને આ પ્રમાણે કર;
શુદ્ધિકરણનું પાણી તેઓના ઉપર છાંટ, ને તેઓ
પોતાનું આખું શરીર મુંડાવે, ને પોતાનાં વસ્ત્ર ધોએ,
ને પોતાને સ્વચ્છ કરે ૮ અને તેઓ એક વાછરડો
તથા તેનું ખાદ્યાર્પણ, એટલે તેલે મોહેલો મેંદો લે;
ને પાપાર્થાર્પણને સારૂ તું બીજો એક વાછરડો લે.
૯ અને મુલાકાતમંડપની સામે તું લેવીઓને રજુ કર;
ને ઇસ્રાએલપુત્રોની આખી જમાત તું એકઠી કર;
૧૦ ને યહોવાહની સન્મુખ તું લેવીઓને રજુ કર;
ને લેવીઓ પર ઇસ્રાએલપુત્રો પોતાના હાથ મુકે.
૧૧ અને ઇસ્રાએલપુત્રો તરફથી યહોવાહની સેવા
કરવાના કામમાં લેવીઓ આવે માટે હારૂન યહોવા-
હની આગળ આરત્યર્પણ તરીકે લેવીઓને અર્પણ
કરે. ૧૨ અને લેવીઓ પોતાના હાથ વાછરડાઓનાં
માથા પર મુકે; ને લેવીઓનું પ્રાયશ્ચિત્ત કરવા માટે
એકને પાપાર્થાર્પણને સારૂ તથા બીજાને દહનીયાર્પ-
ણને સારૂ યહોવાહની આગળ તું ચઢાવ ૧૩ અને
હારૂનની સામે તથા તેના દીકરાઓની સામે તું લેવી-
ઓને ઉભા કર; ને યહોવાહની આગળ આરત્યર્પણ
તરીકે તું તેઓને અર્પણ કર. ૧૪ એમ તું ઇસ્રાએલ-

તાબામાં સોપ્યા છે; કે ઇસ્રાએલપુત્રો પવિત્રસ્થા-
નની પાસે આવે, ત્યારે ઇસ્રાએલપુત્રો મધ્યે મરકી
ન થાય ૨૦ મુસાએ તથા હારૂને તથા ઇસ્રાએલપુ-
ત્રોની આખી જમાતે લેવીઓને એ પ્રમાણે કીધું;
લેવીઓ વિષે જે સઘળી આજ્ઞા યહોવાહે મુસાને
આપી હતી તે પ્રમાણે ઇસ્રાએલપુત્રોએ તેઓને કીધું
૨૧ અને લેવીઓએ પોતાને પાપથી શુદ્ધ કર્યા, ને
તેઓએ પોતાનાં વસ્ત્ર ધોયાં; ને હારૂને યહોવાહની
આગળ આરત્યર્પણ તરીકે તેઓને અર્પણ કર્યાં; ને
હારૂને તેઓને શુદ્ધ કરવાને તેઓને સારૂ પ્રાયશ્ચિત્ત
કીધું. ૨૨ અને ત્યાર પછી લેવીઓ હારૂનની નજર
તળે તથા તેના દીકરાઓની નજર તળે સેવા કરવા
મુલાકાતમંડપમાં ગયા; જેમ યહોવાહે લેવીઓ વિષે
મુસાને આજ્ઞા આપી હતી તેમ તેઓએ તેઓને કીધું.

૨૩ અને યહોવાહે મુસાને કહ્યું, ૨૪ લેવીઓની ફરજ
આ છે; પચ્ચીસ વર્ષના તથા તેથી ઉપરના જનો
અંદર જઇને મુલાકાતમંડપના કામની ખિજમતમાં
હાજર રહે; ૨૫ ને પચાસ વર્ષની ઉમરથી તેઓ
તે કામમાં હાજર રહેવાનું બંધ કરે, ને ત્યાર પછી
ખિજમત ન કરે; ૨૬ પણ સભાળ રાખવામાં તેઓ
મુલાકાતમંડપમાં પોતાના ભાઇઓની સાથે સેવા કરે,
ને ખિજમત ન કરે તેઓને સોંપેલી સેવા વિષે
તું લેવીઓને એમ કર.

૯ અને તેઓ મિસર દેશમાંથી આવ્યા પછી બીજા
વર્ષના પહેલા માસમાં સિનાયના અરણ્યમાં,
યહોવાહે મુસાને કહ્યું કે, ૨ વળી ઇસ્રાએલપુત્રો તેને
માટે ઠરાવેલે સમયે પાસ્ખાપર્વ પાળે ૩ આ માસને
ચૌદમે દિવસે સાંજે તેને માટે ઠરાવેલે સમયે તે
પાળો; તેના સર્વ વિધિ પ્રમાણે, ને તેના સર્વ નિયમો
પ્રમાણે, તે પાળો ૪ અને ઇસ્રાએલપુત્રોને મુસાએ
કહ્યું કે, તમારે પાસ્ખાપર્વ પાળવું. ૫ અને પહેલા
માસને ચૌદમે દિવસે સાંજે સિનાયના અરણ્યમાં
તેઓએ પાસ્ખાપર્વ પાળ્યું; જે સર્વ આજ્ઞા યહોવાહે
મુસાને આપી હતી, તે પ્રમાણે ઇસ્રાએલપુત્રોએ
કીધું ૬ અને કેટલાએક માણસો, માણસના મુડદાથી
અભડાએલા હતા, તેથી તેઓ તે દિવસે પાસ્ખાપર્વ
પાળી ન શક્યા; ને તેઓ તે દિવસે મુસાની તથા
હારૂનની રૂબરૂ આવ્યા; ૭ ને તે માણસોએ તેને કહ્યું,
અમે માણસના મુડદાથી અભડાએલા છીએ; ઇસ્રા-
એલપુત્રો મધ્યે તેને માટે ઠરાવેલા સમયે યહોવાહનું
અર્પણ ચઢાવતાં અમને કેમ અટકાવ્યા છે? ૮ ને
મુસાએ તેઓને કહ્યું, ઉભા રહો, કે યહોવાહ તમારા
વિષે શી આજ્ઞા આપે છે તે હુ સાભળું

૯ અને યહોવાહે મુસાને કહ્યું, ૧૦ ઇસ્રાએલપુત્રોને
એમ કહે, જો તમારામાંનો કે તમારા સતાનમાનો કોઇ
માણસ કોઇ મુડદાના કારણથી અભડાય, કે દૂર દેશમાં
મુસાફરી કરતો હોય, તો પણ તે યહોવાહનું પાસ્ખા-
પર્વ પાળે. ૧૧ બીજા માસને ચૌદમે દિવસે સાંજે
તેઓ તે પાળે, ને ખમીર રોટલીની તથા કડવી
ભાજીની સાથે તે ખાય ૧૨ તેઓ તેમાનું કઇ સવાર
સુધી ન રહેવા દે; ને તેનું એકે હાડકું ન ભાંગે;
પાસ્ખાપર્વના સર્વ વિધિ પ્રમાણે તેઓ તે પાળે
૧૩ પણ જે માણસ શુદ્ધ છતાં, ને મુસાફરીમાં ન છતાં
પાસ્ખાપર્વ પાળવાનું ચુકે, તે પોતાના લોકોમાથી
કાપી નંખાય; કેમકે તેણે યહોવાહનું અર્પણ તેને
માટે ઠરાવેલે સમયે ન કીધું; તે માણસનું પાપ તેને
માથે. ૧૪ અને જો કોઇ પરદેશી તમારા મધ્યે પ્રવાસ
કરતો હોય, ને તે યહોવાહને સારૂ પાસ્ખાપર્વ
પાળવા ચાહે તો પાસ્ખાપર્વના વિધિ તથા તેના
નિયમો પ્રમાણે તે કરે; પરદેશી તથા એનદેશી બન્નેને
સારૂ એકજ વિધિ થાય.

૧૫ અને મંડપ ઉભો કરવામાં આવ્યો, તે દિવસે
મેઘે મંડપ પર, એટલે સાક્ષ્યમંડપ પર, આચ્છાદન
કીધું; ને સાંજથી તે સવાર સુધી મડપ ઉપર તે જાણે
કે અગ્નિરૂપે આવી રહેતો ૧૬ એવું સદા રહેતું; મેઘ
તે પર આચ્છાદન કરતો; ને રાત્રે તેનો દેખાવ
અગ્નિનો હતો ૧૭ અને જ્યારે મડપ ઉપરથી મેઘ
ઉપડી જતો, ત્યારે ઇસ્રાએલપુત્રો ચાલતા; ને જે
જગ્યામાં મેઘ થંભતો, તે જગ્યામા ઇસ્રાએલપુત્રો
છાવણી કરતા ૧૮ યહોવાહની આજ્ઞા પ્રમાણે ઇસ્રા-
એલપુત્રો ચાલતા, ને યહોવાહની આજ્ઞા પ્રમાણે
તેઓ છાવણી કરતા; મંડપ પર મેઘ થભતો ત્યાં
સુધી તેઓ છાવણીમાં રહેતા ૧૯ અને જ્યારે મેઘ
ઘણા દિવસ મંડપ પર ઠરી રહેતો, ત્યારે ઇસ્રાએલ-
પુત્રો યહોવાહની સોપેલી સેવા કરતા ને આગળ
ચાલતા નહિ. ૨૦ અને કોઇ કોઇ વખત મેઘ થોડા
દિવસ મડપ પર રહેતો, ત્યારે પ્રભુની આજ્ઞા પ્રમાણે
તેઓ છાવણીમાં રહેતા; ને યહોવાહની આજ્ઞા પ્રમાણે
તેઓ ચાલતા. ૨૧ અને કોઇ કોઇ વખત મેઘ સાંજથી
તે સવાર સુધી રહેતો, ને જ્યારે મેઘ સવારમાં ઉપડી

જતો, ત્યારે તેઓ ચાલતા, દહાડે ને રાત્રે મેઘ
ઉપડતો ત્યારે તેઓ ચાલતા. ૨૨ જમે તો બે દહાડા,
કે એક માસ, કે એક વર્ષ પર્યંત મેઘ મંડપ પર થભીને
રહેતો, તો પણ ઇસ્રાએલપુત્રો છાવણીમા રહેતા, ને
આગળ ચાલતા નહિ ને જ્યારે તે ઉપડતો, ત્યારે
તેઓ ચાલતા ૨૩ યહોવાહની આજ્ઞા પ્રમાણે તેઓ
છાવણી કરતા, ને યહોવાહની આજ્ઞા પ્રમાણે તેઓ
ચાલતા, મુસાની દસ્તક અપાએલી યહોવાહની
આજ્ઞા પ્રમાણે તેઓ યહોવાહની સોપેલી સેવા કરતા.

૧૦ અને યહોવાહે મુસાને કહ્યું કે, ૨ તુ પોતાને
સારૂ રૂપાના બે રણશિંગડા બનાવ, તે
ઘડતર કામના બનાવ, ને જમાતને બોલાવવાના તથા
છાવણીઓને ચાલી નિકળવાના કામમા તુ તેઓને
લાવ ૩ અને તેઓ તેમને વગાડે ત્યારે આખી જમાત
તારી પાસે મુલાકાતમંડપના દ્વારની પાસે ભેગી થાય
૪ અને જો તેઓ એકજ વગાડે, તો અધિપતિઓ
એટલે ઇસ્રાએલના હજારોના મુખ્યો, તારી પાસે
ભેગા થાય ૫ અને તમે ભયસૂચક [ રણશિંગડું ]
વગાડો, ત્યારે પૂર્વ બાજુએ પડેલી છાવણીઓ નિકળે
૬ અને તમે બીજી વાર ભયસૂચક [ રણશિંગડું ]
વગાડો, ત્યારે દક્ષિણ બાજુએ પડેલી છાવણીઓ
ચાલી નિકળે, છાવણીઓને ચાલી નિકળવાને વાસ્તે
તેઓ ભયસૂચક [ રણશિંગડું ] વગાડે ૭ પણ સભા
ભેગી કરવાની હોય ત્યારે તમારે વગાડવુ પણ ભય-
સૂચક [ રણશિંગડું ] ન વગાડવુ ૮ અને હારૂનના

૧૨ અને ઇસ્રાએલપુત્રો સિનાયના અરણ્યમાથી
પોતાની મજલો પર ચાલી નિકળ્યા, ને પારાનના
અરણ્યમા મેઘ થંભ્યો. ૧૩ અને તેઓએ પ્રથમ
પોતાની કૂચ મુસાની દસ્તક અપાએલી યહોવાહની
આજ્ઞા પ્રમાણે કીધી ૧૪ અને પહેલી યહુદાહના
પુત્રોની છાવણીની ધ્વજા પોતાના સૈન્યો પ્રમાણે
ચાલી નિકળી, ને તેના સૈન્યનો ઉપરી આમ્મીના
દાબનો દીકરો નાહશોન હતો ૧૫ અને યિસ્સાખારના
પુત્રોના કુળના સૈન્યનો ઉપરી સૂઆરનો દીકરો
નથાનએલ હતો ૧૬ અને ઝબુલૂનના પુત્રોના કુળના
સૈન્યનો ઉપરી હેલોનનો દીકરો અલીઆબ હતો
૧૭ અને મંડપ પાડવામા આવ્યો ત્યારે ગેર્શોનના
પુત્રો તથા મરારીના પુત્રો મંડપ ઉચકીને ચાલી
નિકળ્યા. ૧૮ પછી રેઉબેનની છાવણીની ધ્વજા પોતાના
સૈન્યો પ્રમાણે ચાલી નિકળી, ને તેના સૈન્યનો ઉપરી
શદેઉરનો દીકરો અલીસૂર હતો ૧૯ અને શિમઓનના
પુત્રોના કુળના સૈન્યનો ઉપરી સૂરીશાદ્દાયનો દીકરો
શલુમીએલ હતો ૨૦ અને ગાદના પુત્રોના કુળના
સૈન્યનો ઉપરી દેઉએલનો દીકરો એલ્યાસાફ હતો
૨૧ પછી કહાથીઓ પવિત્રસ્થાનને ઉચકીને ચાલ્યા,
ને તેઓ આવી પહોચે તે પહેલા [પેલા બીજાઓએ]
મંડપને ઉભો કીધો ૨૨ પછી એફ્રાઇમના પુત્રોની
છાવણીની ધ્વજા પોતાના સૈન્યો પ્રમાણે ચાલી
નિકળી, ને તેના સૈન્ય પર આમ્મીહૂદનો દીકરો
અલીશામા હતો ૨૩ અને મનાશ્શેહના પુત્રોના કુળના

અમે-કૂચ કરીએ છીએ; તું અમારી સાથે આવ, ને
અમે તારૂં ભલું કરીશું; કેમકે યહોવાહે ઇસ્રાએલનું
ભલું [કરવાનું] કહ્યું છે. ૩૦અને તેણે તેને કહ્યું, હું
નહિ આવું; પણ મારા પોતાના દેશમાં ને પોતાના
સગાંની પાસે જઇશ ૩૧અને તેણે કહ્યું, કૃપા કરી
અમને મુકી ન જા; કેમકે અરણ્યમાં અમારે કઇ
રીતે છાવણી કરવી એ તું જાણે છે, ને તું અમને
આંખોની ગરજ સારશે ૩૨અને જો તું અમારી સાથે
આવીશ, તો એમ થશે, હા, એમ થશે, કે યહોવાહ
અમારૂં જે કંઇ ભલું કરશે તેજ અમે તારૂં કરીશું

૩૩અને તેઓ યહોવાહના પર્વતથી ત્રણ મજલ
ચાલ્યા; ને એ ત્રણ મજલોમાં યહોવાહનો કરારકોશ
તેઓને વાસ્તે વિશ્રામસ્થાન શોધવા સારૂ તેઓની
અગાડી ચાલ્યો ૩૪અને દહાડે તેઓ છાવણીમાંથી
ચાલી નિકળતા, ત્યારે યહોવાહનો મેઘ તેઓ
ઉપર રહેતો

૩૫અને કોશ ચાલી નિકળતો, ત્યારે એમ થતું કે
મુસા કહેતો, હે યહોવાહ, ઉઠ, ને તારા શત્રુઓને
વિખેરી નાખ; ને તારા દ્વેષકો તારી આગળથી
નાસી જાય ૩૬અને જ્યારે તે થંભતો ત્યારે તે કહેતો,
હે યહોવાહ, ઇસ્રાએલના કરોડો પાસે તું પાછો આવ

૧૧ અને લોકો યહોવાહના કાનમાં ભુંડી કચકચ
કરનારા જેવા થયા; ને યહોવાહે તે
સાંભળ્યું, ત્યારે તેનો કોપ સળગી ઉઠયો; ને
યહોવાહનો અગ્નિ તેઓ મધ્યે પ્રગટયો; ને તેણે
છાવણીના સૌથી દૂરના છેડા સુધી બાળી ભસમ કીધું
૨અને લોકોએ મુસાની પાસે પોકાર કીધો; ને
જ્યારે મુસાએ યહોવાહની પ્રાર્થના કીધી ત્યારે અગ્નિ
હોલવાઇ ગયો. ૩અને તેણે તે જગ્યાનું નામ તાબ-
એરાહ પાડ્યું; કેમકે તેઓ મધ્યે પ્રભુનો અગ્નિ
પ્રગટયો

૪અને તેઓની સાથેનો મિશ્રિત લોકનો જથો
અયોગ્ય ઇચ્છા કરવા લાગ્યો; ને ઇસ્રાએલપુત્રોએ
પણ ફરીથી રડીને કહ્યું, અમને ખાવાને માંસ કોણ
આપશે? ૫જે માછલી અમે મિસરમાં મફત ખાતા
હતા તે અમને યાદ આવે છે; વળી કાકડી, તથા
તડબુચાં, તથા ડુગળી, તથા પ્યાજ તથા લસણ પણ
૬પણ હાલ તો અમારો જીવ સુકાઇ ગયો છે; અહીં
કંઇજ નથી, આ માન્ના શિવાય બીજું કંઇ અમારી
નજરે પડતું નથી. ૭માન્ના તો કોથમીરના દાણા
જેવું હતું; ને તેનો રંગ ગુગળના રંગ જેવો હતો.
૮લોકો અહીં તહીં ફરીને તેને એકઠું કરતા, ને તેને
ઘંટીઓમાં દળીને અથવા ખાંડણીઆમાં ખાંડીને તથા
તવામાં શેકીને તેની પોળીઓ બનાવતા; ને તેનો
સ્વાદ તાજા તેલના સ્વાદ જેવો હતો. ૯અને રાત્રે
છાવણીમાં ઝાકળ પડતું, ત્યારે તે સાથે માન્ના પડતું
૧૦અને મુસાએ લોકોને પોતપોતાનાં કુટુંબોમાં, એટલે
પ્રત્યેક માણસને પોતાના તંબુના બારણામાં, રડતા
સાંભળ્યા; ને યહોવાહનો કોપ બહુ સળગી ઉઠયો;
ને મુસાને પણ ખોટું લાગ્યું. ૧૧અને મુસાએ યહો-
વાહને કહ્યું, તેં પોતાના સેવકને કેમ દુઃખ દીધું છે?
ને હું તારી દૃષ્ટિમાં કેમ કૃપા ન પામ્યો, કે તું એ સર્વ
લોકનો ભાર મારા પર નાખે છે? ૧૨શું એ સર્વ
લોકો મારા પેટમાં નિપજ્યા? શું મેં તેઓને જન્મ
આપ્યો છે? તું મને કેમ કહે છે, કે જેમ પાલક
બાપ પોતાની ગોદમાં ધાવણાં બાળકને રાખે છે,
તેમ જે દેશ સબંધી મેં તેઓના પિતૃઓ પ્રત્યે સમ
ખાધા, તેમાં તેઓને ઉંચકી લઇ જા. ૧૩એ સર્વ
લોકોને આપવાને હું માંસ ક્યાંથી લાવું? કેમકે
તેઓ મારી આગળ રડીને કહે છે, અમને માંસ આપ,
કે અમે ખાઇએ. ૧૪હું એકલો એ સર્વ લોકોને ઉંચકી
શકતો નથી; કેમકે તે બોજ મારા ગજા ઉપરાંત છે.
૧૫અને જો તું મારી સાથે એ પ્રમાણે વર્તે, ત્યારે તો,
જો હું તારી દૃષ્ટિમાં કૃપા પામ્યો હોઉં તો મને મારી
નાખ, કે મને મારૂં દુઃખ જોવું ન પડે.

૧૬અને યહોવાહે મુસાને કહ્યું, ઇસ્રાએલના વડી-
લોમાંના સિત્તેર માણસ કે જેઓને તું લોકોના વડીલો
તથા તેઓના ઉપરીઓ તરીકે ઓળખે છે તેઓને
મારી રૂબરૂ એકઠા કર, ને મુલાકાતમંડપની પાસે
તેઓને લાવ, કે તેઓ ત્યાં તારી સાથે ઉભા રહે.
૧૭અને હું ઉતરી આવીશ, ને ત્યાં તારી સાથે વાત
કરીશ; ને મારો જે આત્મા તારા પર છે, તેમાંનો
લઇને હું તેઓના પર મુકીશ; ને તેઓ તારી સાથે
લોકોનો ભાર ઉંચકે, કે તારે એકલાને તે ઉંચકવો ન
પડે ૧૮અને લોકોને તું કહે કે, તમે કાલને સારૂ
પોતાને શુદ્ધ કરો, ને તમે માંસ ખાશો; કેમકે તમે
યહોવાહના કાનોમાં રડીને કહ્યું કે, અમને ખાવાને
માંસ કોણ આપશે? કેમકે મિસરમાં અમારે વાસ્તે
ઠીક હતું; એ માટે યહોવાહ તમને માંસ આપશે;
ને તમે ખાશો ૧૯એક દિવસ, કે બે દિવસ, કે પાંચ

દિવસ, કે દસ દિવસ, કે વીસ દિવસ સુધી તો નહિ,
૨૦ પણ એક આખા માસ સુધી તમે ખાશો, એટલા
સુધી કે તે તમારા નસકોરામાંથી [ પાછું ] નિકળશે,
ને તમે તેથી કંટાળી જશો, કેમકે યહોવાહ જે
તમારા મધ્યે છે, તેનો તમે નકાર કીધો છે, ને તેની
આગળ રડીને કહ્યું છે કે, અમે મિસરમાંથી કેમ
નિકળી આવ્યા? ૨૧ ને મુસાએ કહ્યું જે લોક મધ્યે
હું છું તેઓ છ લાખ પાયદળ છે, ને તેં કહ્યું છે કે,
હું તેઓને એટલું માંસ આપીશ કે તેઓ એક આખા
માસ સુધી તે ખાય. ૨૨ શું તેઓને બસ થાય તે
સારૂ ઘેટાબકરા તથા ઢોરઢાંકના ટોળા કાપવામાં
આવશે? કે શું તેઓને બસ થાય તે સારૂ સમુદ્રના
સઘળા માછલા એકઠા કરવામાં આવશે?

૨૩ અને યહોવાહે મુસાને કહ્યું શું યહોવાહનો
હાથ ટુંકો પડ્યો છે? મારૂં વચન તારા પ્રત્યે પુરૂં થશે
કે નહિ, એ તું હવે જોઈશ. ૨૪ અને મુસાએ નિકળી
જઈને યહોવાહના વચન લોકોને કહ્યા, ને લોકોના
વડીલોમાંના સિત્તેર માણસ તેણે એકઠા કર્યા, ને
મંડપની આસપાસ તેઓને ઉભા કીધા. ૨૫ અને
યહોવાહ મેઘમાં ઉતર્યો, ને તેની સાથે બોલ્યો,
ને જે આત્મા મુસા પર હતો તેમાંનો લઈને સિત્તેર
વડીલો ઉપર મુક્યો ને એમ થયું કે, આત્મા
તેઓના ઉપર રહ્યો, ત્યાં સુધી તેઓએ ભવિષ્યવાદ
કહ્યો, પણ ત્યાર પછી તેઓએ એમ કીધું નહિ.
૨૬ પણ છાવણીમાં બે પુરૂષ રહી ગયા હતા, એકનું

નિકળ્યો, ને તે લાવરીઓને સમુદ્ર તરફથી લાવ્યો,
ને છાવણીની પાસે આ બાજુએ એક દિવસની મજલ
સુધી તથા બીજી બાજુએ એક દિવસની મજલ સુધી
તેઓને છાવણીની આસપાસ નાખી, ને જમીનથી
આસરે બે હાથ ઉંચી તેઓ ઉડતી. ૩૨ અને લોકો તે
આખો દિવસ ને આખી રાત ને બીજે આખો દિવસ
ઉભા રહ્યા, ને લાવરીઓને એકઠી કીધી, ઓછામાં
ઓછી એકઠી કરનારે દસ હોમેર એકઠી કરી, ને
તેઓએ પોતાને સારૂ છાવણીની આસપાસ સર્વ ઠેકાણે
તે પાથરી દીધી. ૩૩ તે માંસ હજી તો તેઓના
દાંતોમાં હતું, ને તે ચાવ્યું પણ ન હતું, એટલામાં તે
લોકો પર યહોવાહનો કોપ સળગી ઉઠ્યો, ને લોકોને
યહોવાહે ઘણી મોટી મરકીથી માર્યા. ૩૪ અને તેણે
તે જગ્યાનું નામ કિબ્રોથ હાત્તાવાહ પાડ્યું, કેમકે
જે લોકોએ અયોગ્ય ઇચ્છા કીધી હતી તેઓને
તેઓએ ત્યાં દાટ્યા. ૩૫ અને લોકો કિબ્રોથ હાત્તા-
વાહથી નિકળીને હસેરોથ ગયા, ને હસેરોથમાં રહ્યા.

૧૨ અને મુસા એક કુશી સ્ત્રી સાથે પરણ્યો
હતો, તેને લીધે મરિયમ તથા હારૂન તેની
વિરૂદ્ધ બોલ્યા, કેમકે તે કુશી સ્ત્રી સાથે પરણ્યો
હતો. ૨ અને તેઓએ કહ્યું, શું યહોવાહ માત્ર મુસાની
મારફતેજ બોલ્યો છે, ને અમારી મારફતે પણ
બોલ્યો નથી શું? ને યહોવાહે તે સાંભળ્યું. ૩ હવે
તે માણસ મુસા પૃથ્વીની પીઠ પરના સર્વ લોક
કરતાં નમ્ર હતો. ૪ અને મુસાને તથા હારૂનને તથા

ગયો; ને જુઓ, મરિયમ કોઢથી બરફ જેવી શ્વેત
થઇ ગઇ; ને હારૂને મરિયમ તરફ જોયું, ને જુઓ,
તે કોઢી હતી. ૧૧ અને હારૂને મુસાને કહ્યું કે, હે
મારા ધણી, અમારા પર પાપ ન મુક, કેમકે અમે
મૂર્ખાઇ કીધી છે ને અમે પાપ કીધું છે ૧૨ પોતાની
માના પેટમાંથી નિકળતી વખતે જેનું શરીર અડધું
ગળી ગયું હોય, તેવા મુએલાના જેવી તે ન થાય
૧૩ અને મુસાએ યહોવાહની વિનંતી કરીને કહ્યું કે,
ઓ ઇશ્વર, હું તારા કાલાવાલા કરૂં છું કે તેને સમી
કર ૧૪ અને યહોવાહે મુસાને કહ્યું, જો તેનો બાપ
તેના મુખ પર ફક્ત થુંક્યો હોત, તો શું સાત દિવસ
તે ન લાજત? સાત દિવસ તે છાવણીની બહાર
રખાય, ને પછી પાછી આવે ૧૫ અને મરિયમ
સાત દિવસ છાવણીની બહાર રખાઇ, ને મરિયમને
પાછી અંદર આણી ત્યાં સુધી લોકો ચાલ્યા નહિ.
૧૬ અને પછી લોકોએ હસેરોથથી નિકળીને પારાનના
અરણ્યમાં છાવણી કીધી

૧૩ અને યહોવાહે મુસાને કહ્યું કે, ૨ કનાન
દેશ, જે હું ઇસ્રાએલપુત્રોને આપું છું તેની
જાસુસી કરવાને તું માણસોને મોકલ; તેઓના
બાપોનાં સર્વે કુળોમાંથી એકેક પુરૂષને મોકલ, પ્રત્યેક
તેઓ મધ્યે ઉપરી હોય ૩ અને યહોવાહની આજ્ઞા
પ્રમાણે મુસાએ પારાન અરણ્યથી તેઓને મોકલ્યા,
એ સર્વે પુરૂષો ઇસ્રાએલપુત્રોના મુખ્ય હતા. ૪ અને
તેઓનાં નામ આ હતાં; રેઉબેનના કુળમાંથી ઝાક્કુ-
રનો દીકરો શામ્મૂઆ ૫ શિમઓનના કુળમાંથી
હોરીનો દીકરો શાફાટ. ૬ યહુદાહના કુળમાંથી યફુ-
ન્નેહનો દીકરો કાલેબ ૭ યિસ્સાખારના કુળમાંથી
યુસફનો દીકરો યિગઆલ. ૮ એફ્રાઇમના કુળમાંથી
નૂનનો દીકરો હોશીઆ. ૯ બિન્યામીનના કુળમાંથી
રાફૂનો દીકરો પાલ્ટી. ૧૦ ઝબુલૂનના કુળમાંથી સોદીનો
દીકરો ગાદીએલ ૧૧ યુસફના કુળમાંથી, એટલે મના-
શ્શેહના કુળમાંથી સૂસીનો દીકરો ગાદી. ૧૨ દાનના
કુળમાંથી ગમાલ્લીનો દીકરો આમ્મીએલ ૧૩ આશે-
રના કુળમાંથી મિખાએલનો દીકરો સથૂર ૧૪ નાફ્-
તાલીના કુળમાંથી વોફ્સીનો દીકરો નાહબી.
૧૫ ગાદના કુળમાંથી માખીનો દીકરો ગેઉએલ. ૧૬ જે
પુરૂષોને મુસાએ દેશની જાસુસી કરવાને મોકલ્યા
તેઓના નામ એ હતા. અને મુસાએ નૂનના દીકરા
હોશીઆનું નામ યહોશુઆ પાડ્યું. ૧૭ અને મુસાએ
તેઓને કનાન દેશની જાસુસી કરવાને મોકલ્યા, ને
તેઓને કહ્યું, તમે નેગેબ થઇને જાઓ, ને પર્વતો પર
ચઢીને, ૧૮ દેશ કેવો છે તે જુઓ; ને તેમાં વસનારા
લોક બળવંત છે કે અબળ, થોડા છે કે ઘણા; ૧૯ ને
જે દેશમાં તેઓ વસે છે તે કેવો છે, સારો છે કે
માઠો, ને તેઓ કેવા નગરોમાં વસે છે, છાવણીઓમાં
કે કિલ્લાઓમાં; ૨૦ ને જમીન કેવી છે, તે કસવાળી
છે કે કસ વગરની, તેમાં વૃક્ષો છે કે નહિ; ને તમે
હિમ્મત પકડો, ને તે દેશનું કેઇ ફળ લાવજો હવે
તે વખત તો પહેલી દ્રાક્ષો પાકવાનો વખત હતો.
૨૧ અને તેઓ ઉપર ગયા, ને સીનના અરણ્યથી
રહોબ લગી એટલે હમાથના બારા સુધી દેશની
જાસુસી કીધી. ૨૨ અને તેઓ નેગેબ થઇને ગયા ને
હેબ્રોન પાસે પહોચ્યા; ત્યાં અનાકપુત્રો અહીમાન,
શેશાય તથા તાલ્માય હતા (હેબ્રોન તો મિસરમાંના
સોઆનથી સાત વર્ષ અગાઉ બાંધેલું હતું) ૨૩ અને
તેઓ એશ્કોલના નીચાણમાં પહોચ્યા, ને ત્યાંથી
દ્રાક્ષોની એક લૂમવાળી એક ડાળી કાપી, ને બે
માણસની વચમાં દાડા ઉપર [લટકાવીને] તેને ઉચકી
લીધી; ને કેટલાંક દાડેમો તથા અંજીરો પણ
[લાવ્યા]. ૨૪ જે લૂમ ઇસ્રાએલપુત્રોએ ત્યાથી કાપી
તે પરથી તે નીચાણનું નામ એશ્કોલ પડ્યું.
૨૫ અને તેઓ દેશની જાસુસી કરીને ચાળીસ દિવસ
પછી પાછા આવ્યા ૨૬ અને તેઓ ચાલીને મુસા
તથા હારૂનની પાસે, તથા ઇસ્રાએલપુત્રોની આખી
જમાત પાસે પારાનના અરણ્યમા, કાદેશમાં આવ્યા;
ને તેઓને તથા આખી જમાતને તેઓએ ખબર
આપી; ને દેશનાં ફળ તેઓને દેખાડ્યાં ૨૭ અને
તેઓએ તેને હકીકત આપતાં કહ્યું કે, તેં અમને
મોકલ્યા તે દેશમાં અમે ગયા; ને તે ખરેખર દૂધ-
મધની રેલછેલવાળો દેશ છે; ને આ તેનું ફળ છે.
૨૮ તો પણ જે લોક તે દેશમા રહે છે તેઓ જોરાવર
છે, ને નગરોની આસપાસ કોટ છે, ને તેઓ બહુ
મોટાં છે; ને વળી અમે ત્યાં અનાકપુત્રોને પણ જોયા
૨૯ નેગેબ પ્રાંતમાં અમાલેકીઓ રહે છે; ને પર્વતોમાં
હિત્તીઓ તથા યબૂસીઓ, તથા અમોરીઓ રહે છે;
ને સમુદ્રની પાસે તથા યરદનને કાંઠે કનાનીઓ રહે
છે. ૩૦ અને કાલેબે મુસાની આગળ લોકોને શાંત
પાડ્યા, ને કહ્યું, ચાલો, આપણે એકદમ ઉપર જઇને
તેને કબજે કરીએ, કેમકે આપણે તેને હરાવવાને

પુરા સમર્થ છીએ. ૩૧ પણ જે માણસો તેની સાથે
ગયા હતા તેઓએ કહ્યું કે એ લોકો સામા આપણે
ચઢાઇ કરી શકતા નથી, કેમકે તેઓ આપણા કરતા
બળવંત છે ૩૨ અને જે દેશની જાસુસી તેઓએ કીધી
હતી, તે વિષે ઇસ્રાએલપુત્રોની પાસે તેઓ ખોટો
સદેશો લાવ્યા, ને એમ કહ્યું કે, જે દેશમા તેની
જાસુસી કરવા સારૂ અમે ફરી આવ્યા છીએ, તે
પોતાની વસ્તીને ખાઇ જનાર દેશ છે, ને જે સર્વ
લોકને અમે તેમા જોયા તેઓ મોટા કદના માણસ
છે ૩૩ અને ત્યા રાક્ષસોથી જન્મેલા રાક્ષસોને, એટલે
અનાકના પુત્રોને અમે જોયા, ને અમે પોતાની
દૃષ્ટિમા તીડોના સરખા હતા ને તેઓની દૃષ્ટિમા
પણ અમે એવાજ હતા

૧૪ અને આખી જમાતે મોટા ઘાંટા કાઢીને
પોક મુકી, ને લોક તે રાત્રે રડ્યા ૨ અને
સર્વ ઇસ્રાએલપુત્રોએ મુસા વિરૂદ્ધ તથા હારૂન વિરૂદ્ધ
કચકચ કીધી, ને આખી જમાતે તેઓને કહ્યું, અમે
મિસર દેશમા મરી ગયા હોત તો સારૂ! અથવા આ
અરણ્યમા મરી ગયા હોત તો સારૂ! ૩ અને તરવા
રથી મરી જઇએ માટે યહોવાહ અમને આ દેશમા
કેમ લાવ્યો છે? ને અમારા બૈરા છોકરા લુટરૂપ
થશે, મિસરમા પાછું જવુ એ શુ અમારે સારૂ વધારે
સારૂં ન હોય? ૪ અને તેઓએ એક બીજાને કહ્યું,
આપણે સરદાર ઠરાવીને મિસરમા પાછા જઇએ
૫ ત્યારે ઇસ્રાએલપુત્રોની જમાતની આખી સભાની
આગળ મુસા તથા હારૂન ઉંધા પડ્યા ૬ અને નૂનનો
દીકરો યહોશુઆ તથા યફુન્નહનો દીકરો કાલેબ
જેઓ દેશની જાસુસી કરનારાઓમાના હતા તેઓએ
પોતાના વસ્ત્ર ફાડ્યા, ૭ ને તેઓએ ઇસ્રાએલપુત્રોની
આખી જમાતને કહ્યું કે જે દેશની જાસુસી કરવાને
અમે જઇ આવ્યા તે અત્યુત્તમ દેશ છે ૮ જો યહો
વાહ આપણા ઉપર પ્રસન્ન હશે, તો તે આપણને
તે દેશમા લાવશે, ને તે આપણને આપશે, તે તો
દૂધ મધની રેલછેલવાળો દેશ છે ૯ ફક્ત યહોવાહની
વિરૂદ્ધ તમે ફીતુર ન કરો, ને દેશના લોકોથી તમે ન
બીહો, કેમકે તેઓ આપણું ભક્ષ છે, તેઓનો
આશ્રય તેઓની પાસેથી જતો રહ્યો છે, ને યહોવાહ
આપણી સાથે છે, તેઓથી ન બીહો. ૧૦ અને આખી
જમાતે કહ્યું, તેઓને પથરે મારો, ને મુલાકાતમડપમા
સર્વ ઇસ્રાએલપુત્રોને યહોવાહનું ગૌરવ પ્રદર્શિત થયું

૧૧ અને યહોવાહે મુસાને કહ્યું, આ લોક મને ક્યા
સુધી તુચ્છ કરશે? ને તેઓ મધ્યે જે સર્વ ચિન્હો મે
કીધા છે તે છતા, તેઓ ક્યા સુધી મારા પર વિશ્વાસ
નહિ રાખશે? હુ તેઓને મરકીથી મારીશ, ને તેઓને
બીનવારસ કરીશ, ને તેઓના કરતા મોટી તથા બળવત
દેશજાતિ તારાથી ઉત્પન્ન કરીશ. ૧૩ અને મુસાએ
યહોવાહને કહ્યું, ત્યારે તો મિસરીઓ તે વાત સાંભ
ળશે, કેમકે તુ પોતાના પરાક્રમથી તેઓ મધ્યેથી આ
લોકને કાઢી લાવ્યો, ૧૪ ને તેઓ આ દેશના રહેવા-
સીઓને તે કહેશે, તેઓએ સાંભળ્યુ છે કે તુ યહો
વાહ આ લોક મધ્યે છે, કેમકે તું યહોવાહ મ્હોડેમ્હોડ
દેખાય છે, ને તારો મેઘ તેઓના ઉપર થભે છે, ને
દહાડે મેઘસ્તભમા તથા રાત્રે અગ્નિસ્તભમા તેઓની
આગળ તુ ચાલે છે ૧૫ હવે જો તુ આ લોકને એક
માણસની પેઠે મારી નાખીશ, તો જે દેશજાતિઓએ
તારી કીર્ત્તિ સાંભળી છે, તેઓ કહેશે કે, ૧૬ યહોવાહે
જે દેશ આપવાના આ લોક પ્રત્યે સમ ખાધા, તેમા
તેઓને તે લાવી ન શક્યો, માટે તેણે તેઓને અર
ણ્યમા મારી નાખ્યા ૧૭ અને હવે હુ તારી વિનતી
કરૂ છુ કે, પ્રભુનુ સામર્થ્ય મોટું થાઓ, જેમ તેં બોલીને
કહ્યું છે કે, ૧૮ યહોવાહ મહક્રોધ તથા પુષ્કળ દયાળુ,
અન્યાય તથા ઉલ્લઘનની ક્ષમા કરનાર, તથા [દોષિ-
તને] નિર્દોષ કોઇ પણ પ્રકારે નહિ ઠરાવનાર, બાપોના
અન્યાયનો બદલો ત્રીજી તથા ચોથી પેઢીના છોકરા
પાસેથી લેનાર છે ૧૯ હુ તારી વિનતી કરૂ છું, કે તારી
દયાના મહાત્મ્ય પ્રમાણે ને જેમ તેં મિસરથી માંડીને
હાલ સુધી આ લોકને માફી બક્ષી છે, તે પ્રમાણે
તેઓને ક્ષમા કર ૨૦ અને યહોવાહે કહ્યું, તારા કહેવા
પ્રમાણે મેં ક્ષમા કીધી છે ૨૧ પણ હુ જીવતો છું અને
આખી પૃથ્વી યહોવાહના ગૌરવથી ભરપૂર થશે [ તે
જેટલુ નક્કી છે ] તેટલાજ નક્કીપણાથી, ૨૨ જે બધા
માણસોએ મારૂ ગૌરવ ને મિસરમા તથા અરણ્યમા
મારા ચમત્કારો જોયા છતા, દસ વખત મારી પરીક્ષા
લીધી છે, ને મારી વાણી સાંભળી નથી, ૨૩ તેઓ જે
દેશ આપવાના મેં તેઓના બાપદાદા પ્રત્યે સમ
ખાધા છે તેને નહિજ દેખશે તેમજ જેઓએ મને
તુચ્છ કીધો તેઓમાનો કોઇ તે નહિ દેખશે ૨૪ પણ
મારો સેવક કાલેબ તેને જુદો આત્મા હતો, ને તે
મારા માર્ગમા સપૂર્ણ રીતે ચાલ્યો છે, તે માટે જે
દેશમા તે ગયો તેમા હુ તેને પહોંચાડીશ, ને તેના

સંતાન તેનું વતન પામશે ૨૫ અમાલેકીઓ તથા
કનાનીઓ તો મેદાનમા રહે છે કાલે તમે પાછા ફરો,
ને સુફ સમુદ્રને માર્ગે અરણ્યમા જાઓ

૨૬ અને યહોવાહે મુસાને તથા હારૂનને કહ્યુ,
૨૭ આ દુષ્ટ જમાત જે મારી વિરૂદ્ધ કચકચ કરે છે
તેને કયા સુધી હુ સહન કરૂ? ઇસ્રાએલપુત્રોની કચ
કચ કે જે તેઓ મારી વિરૂદ્ધ કરે છે તે મે સાભળી
છે ૨૮ તેઓને કહે કે, યહોવાહ કહે છે, હુ જીવતો
હુ, તો જેમ તમે મારા કાનોમા બોલ્યા છો તેમ હુ
તમને નક્કી કરીશ ૨૯ આ અરણ્યમા તમારી લાસો
પડશે, અને તમારામાના જેઓની ગણના થઇ હતી
તે બધા, એટલે વીસ વર્ષની ઉમરના તથા તેથી ઉપ
રના જેઓએ મારી વિરૂદ્ધ કચકચ કીધી છે તે તમારી
આખી સખ્યામાનો કોઇ, ૩૦ જે દેશમા તમને વસા
વવાને મે મારો હાથ ઉચો કીધો છે તેમા જવા
નહિજ પામશે, કેવળ યફુન્નેહનો દીકરો કાલેબ તથા
નૂનનો દીકરો યહોશુઆ જવા પામશે ૩૧ પણ
તમારા છોકરા જે વિષે તમે કહ્યુ કે, તેઓ લૂટરૂપ થઇ
જશે, તેઓને હુ અદર લાવીશ, ને જે દેશને તમે
તુચ્છ કીધો છે તેનો તેઓ અનુભવ કરશે ૩૨ પણ
તમારી લાસો તો આ અરણ્યમા પડશે ૩૩ અને
તમારા છોકરા ચાળીસ વર્ષ અરણ્યમા ભટકતા ફરશે,
ને તમારા વ્યભિચારનુ [ફળ] ખાશે, જ્યા સુધી કે
અરણ્યમા તમારી લાસો ગળી જશે ૩૪ જેટલા દિવ
સોમા તમે તે દેશની જાસુસી કરી રહ્યા, એટલે
ચાળીસ દિવસ, તેઓની સખ્યા પ્રમાણે એકેક દિવ
સને બદલે એકેક વર્ષ લેખે, ચાળીસ વર્ષ તમે તમારા
અન્યાય[નુ ફળ] ખાશો, ને મારા વિયોગનો અનુભવ
કરશો ૩૫ મે યહોવાહે કહ્યુ છે કે, નિશ્ચય આ દુષ્ટ
જમાત જે મારી સામે એકઠી થએલી છે તેઓના ઉપર
હુ તે વિતાડીશ, આ અરણ્યમા તેઓનો ક્ષય થશે,
ને ત્યા તેઓ મરશે ૩૬ અને જે માણસોને મુસાએ
દેશની જાસુસી કરવા માટે મોકલ્યા હતા, જે પાછા
આવ્યા, ને દેશ વિષે માઠો સદેશો લાવીને આખી
જમાતની પાસે તેની વિરૂદ્ધ કચકચ કરાવી, ૩૭ એટલે
જે માણસો દેશ વિષે માઠો સદેશો લાવ્યા તેઓ
યહોવાહની આગળ મરકીથી માર્યા ગયા ૩૮ પણ
જેઓ દેશની જાસુસી કરવાને માટે ગયા હતા તેઓ
માથી નૂનનો દીકરો યહોશુઆ તથા યફુન્નેહનો દીકરો
કાલેબ જીવતા રહ્યા ૩૯ અને મુસાએ સર્વ ઇસ્રાએ
લપુત્રોને એ વાતો કહી, ને લોકોએ બહુ શોક કીધો
૪૦ અને તેઓ મોટી સવારે ઉઠયા, ને પર્વતના શિખર
પર જઇને કહ્યું, જુઓ, આપણે અહીં આવ્યા છીએ,
ને જે જગ્યાનુ યહોવાહે વચન આપ્યુ છે ત્યા આપણે
જઇએ, કેમકે આપણે પાપ કીધુ છે ૪૧ અને
મુસાએ કહ્યું, તમે યહોવાહની આજ્ઞાનુ કેમ ઉલ્લઘન
કરો છો? એ તો સફળ નહિ થશે ૪૨ યહોવાહ
તમારી મધ્યે નથી, માટે આગળ ન જાઓ રખે
તમારા શત્રુઓ તમને મારે ૪૩ કેમકે અમાલેકીઓ
તથા કનાનીઓ ત્યા તમારી અગાડી છે ને તમે તર
વારથી પડશો, તમે યહોવાહને અનુસરવાથી પાછા
ફરી ગયા છો એ માટે યહોવાહ તમારી સાથે નહિ
આવશે ૪૪ પણ તેઓ અભિમાન કરીને પર્વતના
શિખર પર ચઢી ગયા, પરંતુ યહોવાહનો કરારકોશ
તથા મુસા છાવણીમાથી બહાર ન ગયા ૪૫ અને
અમાલેકીઓ તથા કનાનીઓ જેઓ તે પર્વતમા
રહેતા હતા તેઓ ઉતરી આવ્યા, ને તેઓને માર્યા ને
હોર્માહ સુધી તેઓને નસાડ્યા

૧૫ અને યહોવાહે મુસાને કહ્યુ, ૨ ઇસ્રાએલ
પુત્રોને કહે કે, તમારા રહેઠાણનો જે દેશ
હુ તમને આપુ છુ તેમા જ્યારે તમે આવીને, ૩ માનતા
પુરી કરવાને, અથવા ઐચ્છિકાર્પણ તરીકે, અથવા
તમારા મુકરર પર્વોમા, યહોવાહને સારૂ સુવાસ કરવા
માટે ઢોરઢાકનો કે ઘેટાબકરાનો હોમયજ્ઞ દહનીયા
ર્પણ, અથવા યજ્ઞ ચઢાવો, ૪ ત્યારે જે પોતાનુ અર્પણ
ચઢાવે, તે પા હીન તેલથી મોહેલા એક દશાશ એફાહ
મેદાનુ ખાદ્યાર્પણ યહોવાહને ચઢાવે ૫ અને પ્રત્યેક
હલવાનને સારૂ, દહનીયાર્પણની સાથે કે યજ્ઞની સાથે,
પા હીન દ્રાક્ષરસનુ પેયાર્પણ તુ તૈયાર કર ૬ અથવા
એક ઘેટાને સારૂ એક તૃતીયાશ હીન તેલથી મોહેલા
બે દશાશ એફાહ મેદાનુ ખાદ્યાર્પણ તું તૈયાર કર
૭ અને એક તૃતીયાશ હીન દ્રાક્ષરસનુ સુવાસિક પેયા
ર્પણ યહોવાહને સારૂ ચઢાવ ૮ અને જ્યારે તું દહ
નીયાર્પણને સારૂ, અથવા માનતા ઉતારવાના યજ્ઞને
સારૂ, અથવા યહોવાહને સારૂ શાત્યર્પણોને અર્થે
ગોધો તૈયાર કરે, ૯ ત્યારે તે ગોધાની સાથે અડધા
હીન તેલથી મોહેલા ત્રણ દશાશ એફાહ મેદાનુ
ખાદ્યાર્પણ ચઢાવે. ૧૦ અને યહોવાહને સારૂ સુવાસિક
પેયાર્પણને અર્થે અડધુ હીન દ્રાક્ષરસ, હોમયજ્ઞ તરીકે
ચઢાવ ૧૧ પ્રત્યેક ગોધા વિષે, કે પ્રત્યેક ઘેટા વિષે,

કે પ્રત્યેક નર હલવાન વિષે, કે પ્રત્યેક બકરીના બચ્ચા
વિષ, એ પ્રમાણે કરવુ ૧૨ તમે જેટલા તૈયાર કરો
તેઓની સંખ્યા પ્રમાણે, એટલે તેઓની ગણત્રી
પ્રમાણે પ્રત્યેકના સબંધમા એ મુજબ તમે કરો
૧૩ યહોવાહ પ્રત્યે સુવાસિક હોમયજ્ઞ ચઢાવવામા જે
સર્વ એતદ્દેશી છે તેઓ એ કાર્યો એ રીતે કરે ૧૪ અને
જો કોઇ પરદેશી તમારી મધ્યે પ્રવાસી હોય, અથવા
તમારી પેઢી દર પેઢી તમારામા હરકોઇ રહેતો હોય,
ને તે જો યહોવાહને સારૂ સુવાસિક હોમયજ્ઞ ચઢાવવા
ઇચ્છે તો જેમ તમે કરો છો તેમ તે કરે ૧૫ તમો
મડળીનાઓને સારૂ તથા પ્રવાસી પરદેશીને સારૂ
એકજ વિધિ તમારી પેઢી દર પેઢી સદાને માટે થાય,
યહોવાહની આગળ જેમ તમે છો તેમ પરદેશી પણ
હોય ૧૬ તમારે સારૂ તથા તમારી સાથે પ્રવાસ કરતા
પરદેશીને સારૂ એકજ નિયમ તથા એકજ વિધિ હોય

૧૭ અને યહોવાહે મુસાને કહ્યુ ૧૮ ઇસ્રાએલપુત્રોને
એમ કહે કે, જે દેશમા હુ તમને લઇ જાઉં છું તેમા
જ્યારે તમે આવો, ૧૯ ત્યારે એમ થાય, કે જ્યારે તમે
દેશની રોટલી ખાઓ, ત્યારે તમારે યહોવાહને
ઉચ્છાલીયાર્પણ ચઢાવવુ ૨૦ ઉચ્છાલીયાર્પણને સારૂ
તમારા પ્રથમ લોદાની એક પોળી ચઢાવવી, જેમ
ખળીનુ ઉચ્છાલીયાર્પણ કરો છો, તેમ તમારે તેને
ઉછાળવી ૨૧ તમારા પ્રથમ લોદાનુ પેઢી દર પેઢી
યહોવાહ પ્રત્યે તમારે ઉચ્છાલીયાર્પણ કરવુ

૨૨ અને જ્યારે તમે ચૂક કરીને આ બધી આજ્ઞાઓ
જે યહોવાહે મુસાને કહી સમળાવી છે, તે, ૨૩ એટલે
જે બધી આજ્ઞા યહોવાહે મુસાની દસ્તક તમને
ફરમાવી છે તે યહોવાહે જે દિવસે આજ્ઞા આપી
ત્યારથી માંડીને આગળ જતા પેઢી દર પેઢી નહિ
પાળો, ૨૪ ત્યારે, એ અજાણ્યથી તથા જમાતના જાણ્યા
વિના તે થયુ હોય, તો આખી જમાત યહોવાહને
સુવાસને માટે દહનીયાર્પણ તરીકે એક વાછરડો તેના
ખાદ્યાર્પણ તથા પેયાર્પણ સુદ્ધા વિધિ પ્રમાણે ચઢાવે,
ને પાપાર્થાર્પણ તરીકે એક બકરો પણ ૨૫ અને
યાજક ઇસ્રાએલપુત્રોની આખી જમાતને સારૂ પ્રાય-
શ્ચિત્ત કરે, ને તેઓને માફ કરવામા આવશે, કેમકે
તે ચૂક હતી, ને તેઓ પોતાનુ અર્પણ એટલે યહોવા
હને સારૂ હોમયજ્ઞ, તથા પોતાની ચૂકને લીધે યહો
વાહની આગળ પોતાનુ પાપાર્થાર્પણ લાવ્યા છે
૨૬ અને ઇસ્રાએલપુત્રોની આખી જમાતને તથા
તેઓ મધ્યે પ્રવાસ કરનાર પરદેશીઓને માફ કરવામા
આવશે, કેમકે સઘળા લોકોથી તે અજાણે થયુ હતુ
૨૭ અને જો કોઇ એક માણસ અજાણ્યથી પાપ કરે,
તો પાપાર્થાર્પણ તરીકે તે પહેલા વર્ષની એક બકરી
ચઢાવે ૨૮ અને ચૂક કરનાર માણસ જ્યારે અજાણ્યથી
યહોવાહની આગળ પાપ કરે, ત્યારે તેને સારૂ
પ્રાયશ્ચિત્ત કરવા માટે યાજક પ્રાયશ્ચિત્ત કરે, ને તેને
માફ કરવામા આવશે ૨૯ અજાણ્યથી કાઇ કરનારને
માટે, એટલે ઇસ્રાએલપુત્રો મધ્યે એતદ્દેશીને માટે
તથા તેઓ મધ્યે પ્રવાસ કરનાર પરદેશીને માટે તમારે
એકજ નિયમ રાખવો ૩૦ પણ એતદ્દેશીઓમાનો કે
પરદેશીઓમાનો જે માણસ મદોન્મત્તપણાથી કંઇ કરે
તે યહોવાહની વિરૂદ્ધ દુર્ભાષણ કરે છે, અને તે
માણસ પોતાના લોકમાથી નાબુદ કરાય ૩૧ તેણે
યહોવાહનુ વચન તુચ્છ કીધુ છે ને તેની આજ્ઞા તોડી
છે, માટે તે માણસ તદન નાબુદ કરાય, તેનો
અન્યાય તેને માથે

૩૨ અને ઇસ્રાએલપુત્રો અરણ્યમા હતા, તે દર
મિયાન તેઓએ એક માણસને વિશ્રામવારે લાકડા
વિણતો જોયો ૩૩ અને જેઓએ તેને લાકડા વિણતો
જોયો તેઓ તેને મુસા તથા હારૂનની પાસે તથા
સઘળી જમાતની પાસે લાવ્યા ૩૪ અને તેઓએ તેને
ચોકીમા રાખ્યા, કેમકે તેને શુ કરવુ, તે જાહેર
કરવામા આવ્યુ નહોતુ ૩૫ અને યહોવાહે મુસાને
કહ્યુ, તે માણસ નિશ્ચય માર્યો જાય, સઘળી જમાત
છાવણીની બહાર તેને પત્થરે મારે ૩૬ અને સઘળી
જમાતે તેને છાવણીની બહાર લાવીને તેને પત્થરે
માર્યો, ને તે મરી ગયો, જેમ યહોવાહે મુસાને આજ્ઞા
આપી હતી તેમ

૩૭ અને યહોવાહે મુસાને કહ્યુ, ૩૮ ઇસ્રાએલપુત્રોને
એ પ્રમાણે ફરમાવ, કે તેઓ વંશપરપરા પોતાના
વસ્ત્રોની કોરોને કિનારી લગાડે, ને દરેક કોરની
કિનારી પર નીલવર્ણી રીત લગાડે ૩૯ અને તે કિનારી
તમને એ કામમા આવે કે, તે જોઇને તમને યહોવા
હની સર્વ આજ્ઞાઓ યાદ આવે, ને તમે તેઓને
પાળો, ને તમારૂ અંત કરણ તથા તમારી પોતાની
આખો કે જેઓની પાછળ વહી જવાની તમને ટેવ
છે, તેમની પાછળ શોધન ન કરો, ૪૦ એ સારૂ કે
તમે યાદ રાખીને મારી સર્વ આજ્ઞા પાળો, ને પોતાના
દેવના પવિત્રો થાઓ, ૪૧ યહોવાહ તમારો દેવ કે

જે તમારો દેવ થવાને તમને મિસર દેશમાંથી કાઢી
લાવ્યો તે હું છું; હું યહોવાહ તમારો દેવ છું

૧૬ અને લેવીના દીકરા કહાથના દીકરા
યિસ્હારનો દીકરો કોરાહ તથા અલીઆ-
બના દીકરા દાથાન તથા અબીરામ તથા પેલેથનો
દીકરો ઓન, એ રેઉબેનના પુત્રોએ કેટલાક માણ-
સોને એકઠા કીધા. ૨ અને તેઓ, ઇસ્રાએલપુત્રો-
માંના કેટલાએક, એટલે જમાતમાંના અઢીસેં અધિ-
પતિઓ કે જેઓ સભામાં તેડાએલા નામાંકિત
માણસો હતા, તેમને લઇને મુસાની સન્મુખ ઉભા
થયા. ૩ અને મુસા તથા હારૂનની સામે તેઓએ
એકઠા થઇને તેઓને કહ્યું કે, આખી જમાતમાંના
સઘળા પવિત્ર છે, ને યહોવાહ તેઓ મધ્યે છે, તે
જોતાં તમે વિશેષ સત્તા ધારણ કરો છો; તો તમે
યહોવાહની મંડળી પર પોતાને મોટા કેમ મનાવો
છો? ૪ ને મુસાએ એવું સાંભળ્યું ત્યારે તે ઉધો
પડ્યો. ૫ અને તેણે કોરાહને તથા તેની સઘળી ટોળીને
કહ્યું કે, કોણ તેના છે, ને કોણ પવિત્ર છે, ને કોણને
તે પોતાની રૂબરૂ બોલાવશે, તે યહોવાહ કાલે દેખા-
ડશે; જેને તે પસંદ કરશે તેને તે પોતાની રૂબરૂ
બોલાવશે ૬ તમે આમ કરો; કોરાહ તથા તેની
આખી ટોળી ધૂપપાત્ર લો; ૭ ને તેઓમાં અગ્નિ
નાખો, ને કાલે યહોવાહની સન્મુખ તેઓ પર ધૂપ
નાખો, ને એમ થાય, કે જે માણસને યહોવાહ
પસંદ કરે તે પવિત્ર ઠરે. હે લેવીના દીકરાઓ, તમે
વિશેષ સત્તા ધારણ કરો છો. ૮ અને મુસાએ કોરાહને
કહ્યું, હે લેવીના દીકરાઓ, તમે સાંભળો ૯ એ શું
તમને જૂજ લાગે છે કે ઇસ્રાએલના દેવે તમને પોતાની
નજીક લાવવા સારૂ, યહોવાહના મંડપની સેવા કરવા
સારૂ, ને જમાતની સામે ઉભા રહીને તેઓની સેવા
કરવા સારૂ તમને ઇસ્રાએલની જમાતથી અલગ કીધા
છે; ૧૦ ને તે તને તથા તારી સાથે તારા સર્વ ભાઇઓ
એટલે લેવીના દીકરાઓને, નજીક લાવ્યો છે? ને શું
તમે યાજકપદ પણ માગો છો? ૧૧ એ કારણ માટે
તું તથા તારી આખી ટોળી યહોવાહની વિરૂદ્ધ એકઠા
થયા છો; ને હારૂન તે કોણ કે તમે તેની સામા
કચકચ કરો છો? ૧૨ અને મુસાએ માણસ મોકલીને
અલીઆબના દીકરા દાથાન તથા અબીરામને તેડાવ્યા;
ને તેઓએ કહ્યું, અમે ત્યાં નહિ આવીએ. ૧૩ તું અમને
અરણ્યમાં મારી નાખવા સારૂ દૂધ મધની રેલછેલ-
વાળા દેશથી અહિં કાઢી લાવ્યો છે, એ કંઇ થોડું છે
કે વળી તું અમારા પર સરદારી કરે? ૧૪ વળી તું
અમને દૂધ મધની રેલછેલવાળા દેશમાં નથી લાવ્યો;
ને અમને ખેતરોનો તથા દ્રાક્ષવાડીઓનો વારસો તેં
નથી આપ્યો; શું તું આ માણસોની આંખો ફોડીશ?
અમે ત્યાં આવનાર નથી. ૧૫ અને મુસાને ઘણો ક્રોધ
ચઢ્યો, ને તેણે યહોવાહને કહ્યું, તું તેઓના અર્પણને
ન ગણકાર; મેં તેઓની પાસેથી એક ગધેડું પણ
લીધું નથી, ને તેઓમાંના એકને મેં ઉપદ્રવ કીધો
નથી ૧૬ અને મુસાએ કોરાહને કહ્યું, તું તથા તારી
આખી ટોળી, એટલે તું તથા તેઓ તથા હારૂન કાલે
યહોવાહની આગળ હાજર થાઓ. ૧૭ અને તમારા-
માંનો દરેક માણસ પોતાનું ધૂપપાત્ર લે, ને તેઓ
પર ધૂપ નાખે, ને તમારામાંનો દરેક માણસ પોતાનું
ધૂપપાત્ર, એટલે બસેં પચાસ ધૂપપાત્રો, યહોવાહની
સન્મુખ લાવે, ને તું તથા હારૂન પણ પોતપોતાનુ
ધૂપપાત્ર [લાવો]. ૧૮ અને પ્રત્યેક માણસે પોતાનું
ધૂપપાત્ર લીધું, ને તેઓમા અગ્નિ લીધો, ને તે પર
ધૂપ નાખ્યો; ને મુસા તથા હારૂનસહિત તેઓ
મુલાકાતમંડપના દ્વારમાં ઉભા રહ્યા ૧૯ અને કોરાહે
તેઓની વિરૂદ્ધ આખી જમાતને મુલાકાતમંડપના
દ્વારની પાસે એકઠી કરી; ને આખી જમાતને યહો-
વાહના ગૌરવનાં દર્શન થયાં.

૨૦ અને યહોવાહે મુસા તથા હારૂનને કહ્યું, ૨૧ આ
જમાતમાથી જુદા નિકળો, કે એક પળમાં હુ તેઓનો
સંહાર કરૂ. ૨૨ અને તેઓએ ઉંધા પડીને કહ્યું, હે દેવ,
સર્વ દેહના આત્માઓના દેવ, શું એક માણસ પાપ
કરે, તેથી તું આખી જમાત પર ક્રોધાયમાન થશે?
૨૩ અને યહોવાહે મુસાને કહ્યું, ૨૪ જમાતને કહે,
કોરાહ, દાથાન તથા અબીરામના તંબુની આસપાસથી
ઉઠી જાઓ ૨૫ અને મુસા ઉઠીને દાથાન તથા અબી-
રામની પાસે ગયો; ને ઇસ્રાએલના વડીલો તેની
પાછળ ગયા ૨૬ અને તેણે જમાતને કહ્યું કે, કૃપા
કરીને આ દુષ્ટ માણસોના તંબુઓ પાસેથી દૂર જતા
રહો, ને તેઓની કંઇ ચીજનો સ્પર્શ ન કરો, રખે
તેઓનાં સર્વ પાપોમાં તમારો સંહાર થાય. ૨૭ અને
તેઓ ચારેગમથી કોરાહ, દાથાન તથા અબીરામના
તંબુઓ પાસેથી ઉઠી ગયા; ને દાથાન તથા અબીરામ
બહાર નિકળીને, તેઓની સ્ત્રીઓ તથા તેઓના દીકરા
તથા તેઓનાં નાનાં બાળકો સુદ્ધાં, પોતાના તંબુઓના

સિક હોમયજ્ઞ તરીકે તેઓની ચરબીનું દહન કર.
૧૮ અને તેઓનું માંસ તારું થાય, આરતીના સીનાની
પેઠે તથા જમણા બાહુડાની પેઠે તે તારું થાય
૧૯ ઇસ્રાએલપુત્રો જે પવિત્ર વસ્તુઓ યહોવાહ પ્રત્યે
ચઢાવે છે તેઓના સર્વે ઉચ્છાલીયાર્પણ મેં તને તથા
તારી સાથે તારા દીકરાઓને તથા તારી દીકરીઓને
સદાના હક તરીકે આપ્યા છે, તે સદાને માટે યહો
વાહની સન્મુખ તારે સારૂ તથા તારી સાથે તારા
સંતાનને સારૂ લુણનો કરાર છે ૨૦ અને યહોવાહે
હારૂનને કહ્યું કે, તેઓના દેશમાં તારે કંઇ વતન ન
હોય, ને તેઓ મધ્યે તારે કંઇ ભાગ પણ ના હોય,
ઇસ્રાએલપુત્રો મધ્યે તારો ભાગ તથા તારૂં વતન હું છું
૨૧ વળી લેવીના દીકરાઓ જે સેવા કરે છે, એટલે
મુલાકાતમંડપની સેવા, તેને બદલે જુઓ મેં તેઓને
ઇસ્રાએલમાં સઘળા દશાંશનો વારસો આપ્યો છે
૨૨ અને હવેથી ઇસ્રાએલપુત્રો મુલાકાતમંડપની પાસે
ન આવે, રખે તેમને માથે દોષ બેસે ને તેઓ મર્યા
જાય ૨૩ પણ લેવીઓ મુલાકાતમંડપની સેવા કરે
ને તેઓનો અન્યાય તેમને માથે રહે, તમારી પેઢી દર
પેઢી તે સદાને માટે વિધિ થાય ને ઇસ્રાએલપુત્રોમાં
તેઓને વતન ન મળે ૨૪ અને ઇસ્રાએલપુત્રોનો
દશાંશ જે તેઓ ઉચ્છાલીયાર્પણરૂપે યહોવાહને ચઢાવે,
તે મેં વતન તરીકે લેવીઓને આપ્યો છે, એ માટે મેં
તેઓને કહ્યું છે કે, ઇસ્રાએલપુત્રોમાં તેઓને વતન
ન મળે.

૨૫ અને યહોવાહે મુસાને કહ્યું ૨૬ વળી લેવીઓને
તું એમ કહે કે, જે દશાંશ મેં તમારા વારસા તરીકે
ઇસ્રાએલપુત્રોની પાસેથી તમને અપાવ્યા છે, તે
જ્યારે તમે તેઓની પાસેથી લો, ત્યારે યહોવાહને
દશાંશોના દશાંશનું ઉચ્છાલીયાર્પણ તમારે ચઢાવવું
૨૭ અને જાણે કે ખળીનું ધાન્ય હોય, તથા દ્રાક્ષકુંડનું
ભરપુરપણું હોય તેમ તમારૂં ઉચ્છાલીયાર્પણ તમારા
દાનમાં ગણાશે ૨૮ એમ જ તમારા સર્વે દશાંશ
જે તમે ઇસ્રાએલપુત્રો પાસેથી લો છો, તેઓનું તમે
યહોવાહની સન્મુખ ઉચ્છાલીયાર્પણ ચઢાવો, ને
તેમાંથી તમે હારૂન યાજકને યહોવાહનું ઉચ્છાલીયા-
ર્પણ આપો. ૨૯ તમારા સર્વે દાનોમાંથી, તેમના સર્વે
ઉત્તમ તથા અર્પણ કરેલા ભાગમાંથી યહોવાહનું દરેક
ઉચ્છાલીયાર્પણ ચઢાવો ૩૦ અને તું તેઓને કહે,
તેમાંથી તેના ઉત્તમ [ભાગ]નું જ્યારે તમે ઉચ્છાલી-
યાર્પણ કરશો, ત્યારે ખળીની ઉપજ તથા દ્રાક્ષકુંડની
ઉપજ[ના અર્પણ] જેટલું તે લેવીઓના લાભમાં
ગણાશે ૩૧ અને તમે તથા તમારા કુટુંબો હરકોઇ
જગ્યામાં તે ખાઓ, કેમકે તે મુલાકાતમંડપમાં
તમારી સેવાનો બદલો છે ૩૨ અને જ્યારે તમે તેમાંથી
તેના ઉત્તમ ભાગનું ઉચ્છાલીયાર્પણ કરશો, ત્યાર પછી
તેના કારણથી તમને દોષ લાગશે નહિ, ને તમે
ઇસ્રાએલપુત્રોની પવિત્ર વસ્તુઓને ન વટાળો રખે
તમે મરો

૧૯ અને યહોવાહે મુસાને તથા હારૂનને કહ્યું,
૨ જે નિયમ યહોવાહે ફરમાવ્યો છે, તેનો
વિધિ એ છે કે, ઇસ્રાએલપુત્રોને કહે કે, એક નિર્દોષ
લાલ વાછરડી, જેને કંઇ ખોડ ન હોય, ને જેના પર
ધુસરી કદી આવી ન હોય, એવીને તેઓ તારી પાસે
લાવે ૩ અને તમે એલઆઝાર યાજકને તે આપો, ને
તે તેને છાવણી બહાર લાવે, ને તેની નજર આગળ
કોઇ તેને કાપે, ૪ ને એલઆઝાર યાજક પોતાની
આંગળીથી તેના રક્તમાંનું લઇને મુલાકાતમંડપની
આગળ સાત વાર તેના રક્તમાંનું છાંટે, ૫ ને તેના
દેખતાં વાછરડીનું દહન કોઇ કરે, તેના ચામડાનું,
તથા તેના માંસનું, તથા તેના રક્તનું, તેના છાણ સુદ્ધાં,
તે દહન કરે ૬ અને યાજક એરેજવૃક્ષનું લાકડું તથા
ઝુફો તથા કીરમજ લઇને વાછરડીના દહનની મધ્યે
નાખે ૭ અને યાજક પોતાનાં વસ્ત્ર ધોએ, ને પાણીમાં
સ્નાન કરે, ને પછી છાવણીમાં આવે, ને યાજક સાંજ
સુધી અશુદ્ધ ગણાય. ૮ અને જે તેનું દહન કરે તે
પાણીમાં પોતાનાં વસ્ત્ર ધોએ, ને પાણીમાં સ્નાન
કરે, ને સાંજ સુધી અશુદ્ધ ગણાય. ૯ અને એક શુદ્ધ
માણસ તે વાછરડીની રાખ એકઠી કરે, ને છાવણી
બહાર કોઇ સ્વચ્છ જગ્યાએ તેનો ઢગલો કરે, ને
ઇસ્રાએલપુત્રોની જમાતને સારૂ વિયોગના પાણી
તરીકે તે રાખી મુકાય, તે પાપાર્થાપર્ણ છે ૧૦ અને
વાછરડીની રાખ એકઠી કરનાર પોતાનાં વસ્ત્ર ધોએ,
ને સાંજ સુધી અશુદ્ધ ગણાય, ને ઇસ્રાએલપુત્રોને
સારૂ, તથા તેઓ મધ્યે પ્રવાસ કરતા પરદેશીને સારૂ
તે હમેશનો વિધિ થાય. ૧૧ જે જન કોઇ માણસના
મુડદાનો સ્પર્શ કરે તે સાત દિવસ સુધી અશુદ્ધ
ગણાય; ૧૨ તે ત્રીજે દિવસે તેથી પોતાનું શુદ્ધિકરણ
કરે, ને સાતમે દિવસે તે શુદ્ધ થશે, ને જો તે ત્રીજે
દિવસે પોતાનું શુદ્ધિકરણ ન કરે, તો સાતમે દિવસે

તે શુદ્ધ નહિ થશે ૧૩ મુએલા માણસના મુડદાનો જે
કોઇ સ્પર્શ કરે, તે છતાં તે પોતાને શુદ્ધ ના કરે, તો
તે યહોવાહના મંડપને વટાળે છે, ને તે માણસ
ઇસ્રાએલમાંથી નાબુદ કરાય; કેમકે તેના પર વિજો-
ગનું પાણી છંટાયું નહોતું, તે અશુદ્ધ ગણાય, હજી તેના
પર પોતાનું અશુદ્ધપણુ છે ૧૪ જ્યારે કોઇ માણસ
તંબુમાં મરે ત્યારે તેનો નિયમ આ છે, જે કોઇ એ
તંબુમા આવે, અથવા જે કોઇ એ તંબુમાં હોય, તે
સાત દિવસ સુધી અશુદ્ધ ગણાય ૧૫ અને પ્રત્યેક
ઉઘાડું પાત્ર, જેના મ્હો પર ઢાકણું બાધેલું ન હોય,
તે અશુદ્ધ છે. ૧૬ અને ખુલ્લા મેદાનમા જે કોઇ તરવારે
મારી નખાયલાનો, કે મુડદાનો, કે માણસના હાડ-
કાનો, કે કબરનો સ્પર્શ કરે તે સાત દિવસ લગી
અશુદ્ધ ગણાય ૧૭ અને તે અશુદ્ધ માણસને સારૂ
તેઓ પાપાર્થાર્પણના દહનની રાખ લે, ને એક વાસ-
ણમા ઝરાનું પાણી તેની સાથે મેળવે; ૧૮ ને કોઇ
શુદ્ધ માણસ ઝુફો લે, ને તેને પાણીમાં બોળીને
તંબુ પર, ને સર્વ પાત્રો ઉપર, ને જે લોકો ત્યાં હોય
તેઓના ઉપર, ને જેણે હાડકાનો કે મારી નખાએ-
લાનો, કે મુએલાનો, કે કબરનો સ્પર્શ કીધો હોય,
તેના ઉપર તે છાટે ૧૯ અને પેલો શુદ્ધ માણસ તે
અશુદ્ધ માણસ પર ત્રીજે દિવસે તથા સાતમે દિવસે
છાટે; ને સાતમે દિવસે તે તેનું શુદ્ધિકરણ કરે; ને
તે પોતાના વસ્ત્રો ધોએ, ને પાણીમા સ્નાન કરે, ને
સાંજે શુદ્ધ થશે. ૨૦ અને જે માણસ અશુદ્ધ થયા
છતા પોતાને શુદ્ધ ના કરે, તે માણસ મંડળીમાથી
નાબુદ કરાય, કેમકે તેણે યહોવાહના પવિત્રસ્થાનને
વટાળ્યુ છે; તેના પર વિજોગનું પાણી છંટાયું નથી;
તે અશુદ્ધ છે. ૨૧ અને તેઓને સારૂ તે સદાનો વિધિ
થાય; ને જે વિજોગનું પાણી છાંટે તે પોતાના વસ્ત્ર
ધોએ; ને જે વિજોગના પાણીનો સ્પર્શ કરે તે સાંજ
સુધી અશુદ્ધ ગણાય. ૨૨ અને તે અશુદ્ધ માણસ જે
સઘળાંનો સ્પર્શ કરે તે અશુદ્ધ થાય; ને જે માણસ
તેવી વસ્તુનો સ્પર્શ કરે તે સાંજ સુધી અશુદ્ધ ગણાય.

૨૦ અને ઇસ્રાએલપુત્રોની આખી જમાત પહેલે
માસે સીનના અરણ્યમાં આવી;—ને લોકો
કાદેશમાં રહ્યા; ને ત્યા મરિયમ મરી ગઇ, ને ત્યા
દટાઇ ૨ અને ત્યાં લોકોને સારૂ પાણી નહોતું; ને
મુસાની તથા હારૂનની વિરૂદ્ધ તેઓ એકઠા થયા.
૩ અને લોકોએ મુસાની સાથે તકરાર કીધી, ને
એમ બોલ્યા કે, જ્યારે અમારા ભાઇઓ યહોવાહની
આગળ મરી ગયા, ત્યારે જો અમે મરી ગયા હોત તો
કેવું સારૂ! ૪ ને તમે યહોવાહની મંડળીને આ અર-
ણ્યમા કેમ લાવ્યા છો, કે અમે તથા અમારાં ઢોર
અહીં મરીએ? ૫ ને આ નઠારી જગ્યામા અમને
લાવવાને તેં અમને મિસરમાથી કેમ કાઢી આણ્યા છે?
આ કંઇ દાણાની કે અંજીરોની કે દ્રાક્ષની કે દાડમોની
જગ્યા નથી; ને પીવાનુ પાણી પણ બીલકુલ નથી
૬ અને મુસા તથા હારૂન સભાની આગળથી નિકળીને
મુલાકાતમંડપના દ્વારની પાસે ગયા, અને ઉંધા પડ્યા,
અને યહોવાહના ગૌરવે તેઓને દર્શન દીધુ ૭ અને
યહોવાહે મુસાને કહ્યું, ૮ લાકડી લે, ને તું તથા તારો
ભાઇ હારૂન, લોકોને એકઠા કરીને તેઓના દેખતા
ખડકને કહો, કે તે પોતાનુ પાણી આપે, ને તું ખડ-
કમાથી તેઓને સારૂ પાણી વહેતું કર; એમ તું જમા-
તને તથા ઢોરોને પા. ૯ અને જેમ યહોવાહે મુસાને
આજ્ઞા કરી હતી તેમ તેણે તેની સમ્મુખથી લાકડી
લીધી ૧૦ અને મુસાએ તથા હારૂને ખડકની આગળ
મંડળી એકઠી કરી, ને તેણે તેઓને કહ્યું, હવે, હે
દગાખોરો, સાંભળો; શું અમે તમારે સારૂ આ ખડ-
કમાથી પાણી કાઢીએ? ૧૧ અને મુસાએ પોતાનો
હાથ ઉપાડીને ખડકને બે વાર પોતાની લાકડી મારી;
ને પાણી પુષ્કળ ફુટી નિકળ્યું, ને લોકોએ તથા
તેઓના ઢોરે પણ પીધું ૧૨ અને યહોવાહે મુસાને
તથા હારૂનને કહ્યું, તમે મારા પર વિશ્વાસ ન કરતા
ઇસ્રાએલપુત્રોની દૃષ્ટિમા મને પવિત્ર ન મનાવ્યો,
માટે જે દેશ મેં આ મંડળીને આપ્યો છે, તેમા તમે
તેઓને નહિ પહોંચાડશો ૧૩ એ મરીબાહના પાણી
છે; કેમકે ઇસ્રાએલપુત્રોએ યહોવાહની સાથે તકરાર
કીધી, અને તેણે પોતાને તેઓ મધ્યે પવિત્ર મનાવ્યો

૧૪ અને મુસાએ કાદેશથી અદોમના રાજાની પાસે
સંદેશાઆ મોકલીને [કહેવાડયું] કે, તારો ભાઇ ઇસ્રા-
એલ એમ કહે છે, જે સર્વ કષ્ટ અમને પડયુ છે તે તું
જાણે છે; ૧૫ એટલે કે અમારા પિતૃઓ મિસરમાં
ગયા, ને અમે મિસરમાં લાંબી મુદત સુધી રહ્યા; ને
મિસરીઓએ અમને તથા અમારા પિતૃઓને દુ:ખ
દીધું ૧૬ અને અમે યહોવાહને હાંક મારી, ત્યારે
તેણે અમારી વાણી સાંભળી, ને એક દૂતને મોકલીને
અમને મિસરમાથી કાઢી લાવ્યો; ને, જો, અમે તારી
સરહદના છેડા પરના કાદેશ નગરમા છીએ. ૧૭ કૃપા

કરીને અમને તારા દેશમા થઇને જવા દે, ખેતરોમાં
અથવા દ્રાક્ષવાડીઓમા થઇને અમે નહિ ચાલીશું, ને
કુવાઓનુ પાણી પણ નહિ પીશું, અમે રાજમાર્ગે
ચાલીશું અને તારી સરહદ્દ ઓળગતા સુધી અમે
જમણી કે ડાબી બાજુએ ફરીશું નહિ ૧૮અને
અદોમે તેને કહ્યુ, મારામા થઇને ના જતો, રખે હુ
તરવાર લઇને તારી સામે નિકળી પડુ ૧૯અને
ઇસ્રાએલપુત્રોએ તેને કહ્યું, અમે સડકે સડકે જઇશું,
ને જો અમે, એટલે હુ અથવા મારા ઢોર તારૂ પાણી
પીએ, તો તેનુ મૂલ આપીશું, બીજુ કઇ નહિ તો
મને પગે ચાલીને પેલી બાજુએ જવા દેજે ૨૦અને
તેણે કહ્યું, તું પાર જવા નહિજ પામશે, ને અદોમ
ઘણા લોકો તથા બળવાન હાથસહિત તેની સામે
આવ્યો ૨૧એ રીતે અદોમે ઇસ્રાએલને પોતાની
સીમમા થઇને જવા દેવાની ના પાડી, માટે ઇસ્રા-
એલ તેની પાસેથી બીજી તરફ વળ્યા

૨૨અને ઇસ્રાએલપુત્રો, એટલે આખી જમાત,
કાદેશથી નિકળીને હોર પર્વત પાસે આવ્યા, ૨૩અને
હોર પર્વતમા અદોમ દેશની સરહદ્દ પાસે યહોવાહે
મુસાને તથા હારૂનને કહ્યું, ૨૪હારૂન પોતાના લોકમા
મળી જશે, કેમકે જે દેશ મે ઇસ્રાએલપુત્રોને આપ્યો
છે, તેમા તે જશે નહિ, કેમકે તમે મરીબાહના
પાણીની પાસે મારા વચન વિરૂદ્ધ દંગો કીધો
૨૫હારૂનને તથા તેના દીકરા એલઆઝારને લઇને
તેઓને હોર પર્વત ઉપર લાવ ૨૬અને હારૂનના વસ્ત્ર
ઉતારીને તેના દીકરા એલઆઝારને તે પહેરાવ, ને
હારૂન ત્યા મરી જશે, ને [પોતાના લોકમા] મળી
જશે. ૨૭અને જેમ યહોવાહે આજ્ઞા કરી હતી, તેમ
મુસાએ કીધું, ને સર્વ જમાતના દેખતા તેઓ હોર
પર્વત પર ચડ્યા ૨૮અને મુસાએ હારૂનના વસ્ત્ર
ઉતારીને તેના પુત્ર એલઆઝારને પહેરાવ્યા; ને ત્યા
પર્વતના શિખર પર હારૂન મરી ગયો, ને મુસા તથા
એલઆઝાર પર્વત પરથી ઉતર્યા ૨૯અને બધી
જમાતે જોયુ કે હારૂન મરી ગયા, ત્યારે તેઓએ,
એટલે ઇસ્રાએલના આખા ઘરનાએ, હારૂનને સારૂ
ત્રીસ દિવસ સુધી શોક પાળ્યો

૨૧ અને કનાની રાજા અરાદ જે નેગેબમા
રહેતો હતો તેણે એવી ખબર સાંભળી કે
ઇસ્રાએલ અથારીમને માર્ગે આવે છે, ને તેણે ઇસ્રા-
એલ વિરૂદ્ધ લડાઇ કરી, ને તેઓમાના કેટલાએકને
પકડી લીધા ૨અને ઇસ્રાએલે યહોવાહ પ્રત્યે
માનતા માનીને કહ્યું, જો તું આ લોકોને મારા હાથમા
ખચિત સોપશે, તો હુ તેઓના નગરોનો પુરો નાશ
કરીશ ૩અને યહોવાહે ઇસ્રાએલની વાણી સાભ-
ળીને કનાનીઓને સોપી દીધા, ને તેઓએ તેઓનો
તથા તેઓના નગરોનો પૂરો નાશ કીધો; ને તે
જગ્યાનુ નામ હોર્માહ કહેવાયુ

૪અને તેઓ હોર પર્વતથી સૂફ સમુદ્રને માર્ગે,
અદોમ દેશનો ચક્કર ખાવા ચાલ્યા, ને રસ્તા[ની
લબાઇ]ના કારણથી લોકોનો જીવ બહુ અધીરો થયો
૫અને લોકો દેવની તથા મુસાની વિરૂદ્ધ બોલ્યા કે,
તમે અમને અરણ્યમા માર્યા જવાને માટે મિસરમાથી
કેમ કાઢી લાવ્યા છો? કેમકે અન્ન નથી, ને પાણી
નથી, ને અમારા જીવ આ હલકા અન્નને કટાળે છે
૬અને યહોવાહે લોકોમા આગિયા સર્પ મોકલ્યા, ને
તેઓ લોકોને કરડયા, ને ઇસ્રાએલી ઘણા લોકો
મરી ગયા ૭અને લોકે મુસાની પાસે આવીને કહ્યું,
અમે પાપ કીધું છે, કેમકે અમે યહોવાહની તથા
તારી વિરૂદ્ધ બોલ્યા છીએ, યહોવાહની પ્રાર્થના કર,
કે તે અમારાથી સર્પોને દૂર કરે અને મુસાએ
લોકોને સારૂ પ્રાર્થના કીધી ૮અને યહોવાહે મુસાને
કહ્યું, તું એક આગિયો સર્પ બનાવ, ને એક ગુડા પર
તે મુક, ને એમ થશે કે જે કોઇ ડખાયલુ હોય, તે
તેને જોશે ત્યારે જીવતું રહેશે ૯અને મુસાએ પિત્ત
ળનો સર્પ બનાવીને તેને ગુડા પર મુકયો, ને એમ
થયુ કે જો સર્પ કોઇ માણસને કરડ્યો હોય તો ત્યારે
તે પિત્તળના સર્પને જોતો ત્યારે તે જીવતો ૧૦અને
ઇસ્રાએલપુત્રો ચાલ્યા, ને ઓબોથમા તેઓએ છાવણી
કીધી ૧૧અને ઓબોથથી ચાલીને તેઓએ ઇયે-
અબારીમમા છાવણી કીધી, તે અરણ્યમા મોઆ-
બની સામે ઉગમણી બાજુએ છે ૧૨ત્યાથી તેઓ
ચાલ્યા ને ઝેરેદના નીચાણમા છાવણી કીધી
૧૩ત્યાથી તેઓ ચાલ્યા, ને આર્નોનની બીજી બાજુએ
છાવણી કીધી, અમોરીઓની સરહદ્દથી શરૂ થનારા
અરણ્યમા તે છે આર્નોન તો મોઆબની સરહદ્દમા
મોઆબ તથા અમોરીઓની વચ્ચે છે ૧૪એ માટે
યહોવાહના યુદ્ધગ્રથમા આ [શબ્દો] કહેલા છે;
"સૂફાહમા વાહેબ, તથા આર્નોનની ખીણો, ૧૫અને
આરની વસ્તી તરફ ઢળતો તથા મોઆબની સરહદ્દ
પર અટકતો ખીણોનો ઢોળાવ" ૧૬અને ત્યાથી

બએરની પાસે [તેઓ આવ્યા], એટલે જે કુવા
સુબધી યહોવાહે મુસાને કહ્યું કે, લોકોને એકઠા કરો
ને હુ તેઓને પાણી આપીશ, તે તે છે
૧૭ત્યારે ઇસ્રાએલે આ ગીત ગાયુ, "હે કુવા,
તારા ઝરણ ફોડ; તેને તમે ગાયન કરો, ૧૮જે કુવો
અધિપતિઓએ ખોદ્યો, જે નિયમસ્થાપકની આજ્ઞાથી
લોકના આગેવાનોએ પોતાની લાકડીઓથી ખોદ્યો,
તેનો [ગાયન કરો]' ૧૯અને અરણ્યથી માત્તાનાહ
[ગયા], ને માત્તાનાહથી નાહલીએલ, ને નાહલી-
એલથી બામોથ; ૨૦ને બામોથથી તેઓ મોઆબની
સીમમાની ખીણમા, પિસ્ગાહ, જે યસીમોન સામે
છે, તેની ટોચે ગયા
૨૧અને ઇસ્રાએલે અમોરીઓના રાજા સીહોનની
પાસે સંદેશિયા મોકલીને કહેવાડ્યુ, ૨૨અમને તારા
દેશમા થઇને જવા દે, અમે ખરડાઇને ખેતરોમા કે
દ્રાક્ષવાડીઓમા નહિ જઇએ, અમે કુવાઓનુ પાણી
નહિ પીઇએ, અમે તારી સરહદ ઓળગીએ, ત્યા
સુધી રાજમાર્ગે ચાલીશુ ૨૩અને સીહોને ઇસ્રાએ
લને પોતાની હદમા થઇને જવા ન દીધા, ને સીહોન
પોતાના સર્વ લોકોને એકઠા કરીને અરણ્યમા ઇસ્રા
એલની સામે ગયો, ને તે યાહાસ સુધી આવ્યો, ને
ઇસ્રાએલની સામે લડયો ૨૪અને ઇસ્રાએલે તરવા
રની ધારથી તેને માર્યો, અને આર્નોનથી યાબ્બોક
સુધી, એટલે આમ્મોનપુત્રો સુધી, તેનો દેશને કબજે
લીધો, કેમકે આમ્મોનપુત્રોનો પ્રાત બળવાન હતો
૨૫અને ઇસ્રાએલે એ સર્વ નગર લીધા, ને ઇસ્રાએલે
અમોરીઓના સર્વ નગરોમા, એટલે હેશ્બોનમા તથા
તેના સર્વ ગામોમા, વાસો કીધો. ૨૬કેમકે અમોરી-
ઓનો સીહોન રાજા જેણે મોઆબના આગલા રાજા
વિરુદ્ધ લડાઇ કીધી હતી, ને આર્નોન સુધી તેનો
આખો દેશ તેના હાથમાથી લઇ લીધો હતો, તેનુ
નગર હેશ્બોન હતુ ૨૭એ માટે દૃષ્ટાતો કહેનારાઓ
કહે છે કે, "તમે હેશ્બોન આવો, સીહોનનુ નગર
બધાય તથા સ્થપાય, ૨૮કેમકે હેશ્બોનમાથી અગ્નિ,
એટલે સીહોનના નગરમાથી ભડકો, નિકળ્યો છે,
તેણે મોઆબના આરને, આર્નોનના ઉચસ્થાનના
ધણીઓને બાળી ભસ્મ કીધા છે ૨૯રે મોઆબ,
તને અફસોસ! હે કમોશની પ્રજા, તારુ સત્યાનાશ
થયુ છે, પોતાના દીકરાઓને શરણે જતા રહેલા
તરીકે, તથા પોતાની દીકરીઓને ગુલામડીઓ તરીકે,
તેણે અમોરીઓના રાજા સીહોનને સોપી દીધા છે
૩૦અમે તેઓને [તીર ચોળા] માર્યા છે, છેક દીબોન
સુધી હેશ્બોનનો નાશ થયો છે, મેદબા પાસેના
નોફાહ સુધી અમે ઉજડ કીધુ છે' ૩૧એ રીતે
ઇસ્રાએલીઓ અમોરીઓના દેશમા વસ્યા ૩૨અને
મુસાએ યાઝેરની જાસુસી કરવા [માણસો] મોકલ્યા,
ને તેઓએ તેના નગરો લઇ લીધા, ને જે અમોરીઓ
ત્યા હતા તેઓને કાઢી મુક્યા ૩૩અને તેઓ વળીને
બાશાનને માર્ગે ગયા, ને બાશાનનો રાજા ઓગ પોતે
તથા તેના સર્વ લોક એડ્રેઇની પાસે યુદ્ધ કરવા સારૂ
તેઓની સામા નિકળ્યા. ૩૪અને યહોવાહે મુસાને
કહ્યું તેથી ના બિહી, કેમકે તેને તથા તેના સર્વ
લોકને તથા તેના દેશને મેં તારા હાથમા સોપ્યા છે;
ને તેં હેશ્બોનમા રહેનાર અમોરીઓના રાજા સીહો
નને કીધુ, તેમ તુ તેને કર ૩૫તેથી તેઓએ તેને
તથા તેના દીકરાઓને તથા તેના સર્વ લોકોને એટલે
સુધી માર્યા કે તેનુ કોઇ પણ બચ્યુ નહિ, ને તેઓએ
તેનો દેશ કબજે કર્યો.

૨૨ અને ઇસ્રાએલપુત્રો ચાલ્યા, ને તેઓએ
મોઆબના મેદાનમા યરદનને પેલે પાર
યરેખોની પાસે છાવણી કીધી ૨અને ઇસ્રાએલે
અમોરીઓને જે કીધું હતુ તે સર્વ સિપ્પોરના દીકરા
બાલાકે જોયુ ૩અને મોઆબ તે લોકોથી બહુ બીધો,
કેમકે તેઓ ઘણા હતા, ને ઇસ્રાએલપુત્રોના કાર-
ણથી મોઆબ ત્રાસ પામ્યો ૪અને મોઆબે મિદ્યા-
નના વડીલોને કહ્યું, જેમ બળદ ખેતરના ઘાસને ચાટી
લે છે, તેમ આ મડળી તો આપણી આસપાસ સર્વને
ચાટી લેશે અને તે સમયે સિપ્પોરનો દીકરો
બાલાક મોઆબનો રાજા હતો ૫અને તેણે બેઓ
રના દીકરા બલઆમને બોલાવવા સારૂ પથોર કે જે
નદી પર છે, ત્યા એટલે તેના લોકના પુત્રોના દેશમા,
સદેશીઆ મોકલીને કહેવાડ્યુ, જુઓ, મિસરમાથી
એક દેશજાતિ આવી છે, જુઓ, તેઓએ પૃથ્વીની
પીઠને ઢાકી દીધી છે, ને તેઓએ મારી સામા પડાવ
કર્યો છે ૬તો હવે કૃપા કરીને આવ, આ લોકને મારે
સારૂ શ્રાપ દે, કેમકે તેઓ મારા કરતા બળવંત છે,
કદાચિત હુ તેઓને હરાવવાને તેઓને એવી રીતે મારૂ
કે તેઓને દેશમાથી હુ હાકી કાઢી શકુ, કેમકે હુ
જાણુ છુ કે જેને તુ આશીર્વાદ દે છે તે આશીર્વાદિત
છે, ને જેને તુ શ્રાપ દે છે તે શ્રાપિત છે ૭અને

મોઆબના વડીલો તથા મિદ્યાનના વડીલો પોતાના
હાથમાં શુકનને માટે ભેટ લઈને ચાલી નિકળ્યા; ને
બલઆમની પાસે આવ્યા, ને બાલાકની માગણી
તેને કહી સંભળાવી ૮ અને તેણે તેઓને કહ્યું, આ
રાત અહીં ઉતારો કરો, ને જેવું યહોવાહ મને કહેશે,
તેવી હું તમને ખબર આપીશ; ને મોઆબના સર-
દારો બલઆમની સાથે રહ્યા. ૯ અને દેવે બલઆમની
પાસે આવીને કહ્યું, જે માણસો તારી સાથે છે તેઓ
કોણ છે? ૧૦ ને બલઆમે દેવને કહ્યું, સિપ્પોરના
દીકરા બાલાક મોઆબના રાજાએ મારી પાસે એવા
સંદેશો મોકલ્યો છે કે, ૧૧ જો, જે પ્રજા મિસરમાંથી
નિકળી આવી છે, તેણે પૃથ્વીની પીઠને ઢાંકી દીધી છે;
હવે આવીને મારે સારૂ તેઓને શાપ દે, કદાચિત હું
તેઓની સાથે યુદ્ધ કરીને તેઓને હાંકી કાઢી શકું.
૧૨ અને દેવે બલઆમને કહ્યું, તું તેઓની સાથે ન જા;
તું તે લોકોને શાપ ન દે; કેમકે તેઓ આશીર્વાદિત
છે ૧૩ અને બલઆમે સવારે ઉઠીને બાલાકના સર-
દારોને કહ્યું તમારા દેશમાં જાઓ, કેમકે મને તમારી
સાથે જવા દેવાને યહોવાહ ના કહે છે. ૧૪ અને
મોઆબના સરદારો ઉઠયા, ને તેઓએ બાલાકની
પાસે જઈને કહ્યું, બલઆમ અમારી સાથે આવવાની
ના પાડે છે. ૧૫ અને ફરીથી બાલાકે તેઓના કરતાં
વધારે, તથા વિશેષ માનીતા સરદાર મોકલ્યા.
૧૬ અને તેઓએ બલઆમની પાસે આવીને તેને કહ્યું
કે, સિપ્પોરનો દીકરો બાલાક એમ કહે છે, કૃપા
કરીને મારી પાસે આવતા તું કશાથી ન રોકા;
૧૭ કેમકે ખચિત હું તને માનવંતા હોદ્દા પર ચઢાવીશ,
ને જે કંઈ તું મને કહેશે તે હું કરીશ; માટે કૃપા
કરીને આવ, મારે સારૂ આ લોકને શાપ દે ૧૮ અને
બલઆમે ઉત્તર આપીને બાલાકના સેવકોને કહ્યું,
જો બાલાક પોતાનુ ઘર ભરીને સોનું રૂપું મને આપે
તો પણ યહોવાહ મારા દેવની વાણીનું ઉલ્લંઘન કરીને
હું તેથી વધતું ઓછું કરી શકતો નથી. ૧૯ માટે હવે
કૃપા કરી આ રાત પણ અત્રે રહી જાઓ કે યહોવાહ
મને બીજું શું કહે છે તે હું જાણું. ૨૦ અને રાત્રે દેવે
બલઆમની પાસે આવીને તેને કહ્યું, જો તે માણસો
તને બોલાવવાને આવ્યા હોય, તો ઉઠીને તેઓની
સાથે જા; તો પણ જે વાત હું તને કહું તેજ તારે
કરવી. ૨૧ અને બલઆમે સવારે ઉઠીને ગધેડીને જીન
બાંધ્યું, ને મોઆબના સરદારોની સાથે ગયો. ૨૨ અને
તે ગયો, માટે દેવનો કોપ સળગ્યો; ને તેની સામે
થવાને માટે યહોવાહનો દૂત રસ્તામાં ઉભો રહ્યો.
તે તો પોતાની ગધેડી પર બેઠેલો હતો, ને તેની સાથે
તેના બે ચાકર હતા. ૨૩ અને ગધેડીએ યહોવાહના
દૂતને પોતાના હાથમાં પોતાની ઉઘાડી તરવાર લઈને
ઉભેલો જોયો; ને ગધેડી માર્ગમાંથી મરડાઈને ખેત-
રમાં ગઈ; ને બલઆમે ગધેડીને પાછી વાળીને
રસ્તામાં લાવવાને તેને મારી. ૨૪ અને યહોવાહનો
દૂત દ્રાક્ષવાડીઓની વચમાંના ઉંડા રસ્તામાં ઉભો
રહ્યો, આ તરફ ભીંત તેમ તે તરફ પણ ભીંત હતી.
૨૫ અને ગધેડીએ યહોવાહના દૂતને જોયો, ને ભીંત
સાથે દબાઈ, ને ભીંત સાથે બલઆમના પગને
ઘસડ્યો; ને તેણે ફરીથી તેને મારી. ૨૬ અને યહો-
વાહનો દૂત આગળ ગયો, ને જેમાં જમણે કે ડાબે
હાથે મરડાવાનો માર્ગ ન હતો એવી સાંકડી જગ્યામાં
ઉભો રહ્યો. ૨૭ અને ગધેડીએ યહોવાહના દૂતને
જોયો, ને બલઆમને લઈને તે બેસી ગઈ; ને બલ-
આમને રોષ ચઢ્યો, ને તેણે ગધેડીને પોતાની લાકડી
મારી ૨૮ અને યહોવાહે ગધેડીની વાચા ખોલી, ને
તેણે બલઆમને કહ્યું, મેં તને શું કીધું છે કે તેં આ
ત્રણ વાર મને મારી છે? ૨૯ ને બલઆમે ગધેડીને
કહ્યું, તેં મારી મશ્કરી જેવું કીધું છે માટે; જો મારા
હાથમાં તરવાર હોત તો સારૂ, કેમકે હું તને હમણાં
મારી નાખત. ૩૦ અને ગધેડીએ બલઆમને કહ્યું, શું હું
તારી ગધેડી નથી, જેના પર તારા આખા જન્મારામાં
આજ સુધી તેં સ્વારી કીધી છે? તને એમ કરવાની
શું કોઈ દહાડે મને ટેવ હતી? ને તેણે કહ્યું, ના
૩૧ ત્યારે યહોવાહે બલઆમની આંખો ઉઘાડી, ને
તેણે યહોવાહના દૂતને પોતાના હાથમાં પોતાની
ઉઘાડી તરવાર લઈને માર્ગમાં ઉભેલો જોયો, ને તેણે
માથું નમાવીને દંડવત કીધા ૩૨ અને યહોવાહના
દૂતે તેને કહ્યું, તેં પોતાની ગધેડીને આ ત્રણ વાર
કેમ મારી છે? જો, હું તારી સામો થવાને નિકળી
આવ્યો છું, કેમકે મારી આગળ તારો માર્ગ વિપરીત
છે; ૩૩ અને ગધેડીએ મને જોયો, ને આ ત્રણે વાર
મારી સામેથી મરડાઈ ગઈ; જો તે મારી સામેથી
મરડાઈ ગઈ ન હોત, તો અત્યાર પહેલાં મેં તને મારી
નાખ્યો હોત, ને તેને જીવતી બચાવી હોત. ૩૪ અને
બલઆમે યહોવાહના દૂતને કહ્યું, મેં પાપ કીધું છે;
કેમકે તું મને અટકાવવાને રસ્તામાં ઉભો હતો તે હું

જાણુતો નહોતો; ને હુવે જો તે તને ખોટું લાગે છે
તો હું પાછો જઇશ. ૩૫ અને યહોવાહના દૂતે બલ-
આમને કહ્યું, એ માણસોની સાથે જા, પણ કેવળ જે
વાત હું તને કહું તેજ તારે કહેવી. અને બલઆમ
બાલાકના સરદારો સાથે ચાલ્યો ગયો ૩૬ અને
બલઆમ આવ્યો છે, એ બાલાકે સાંભળ્યું, ત્યારે
મોઆબનું નગર જે આર્નોનની સરહદ પર છે, એટલે
તે સીમનો સૌથી છેવાડો ભાગ છે, ત્યાં સુધી તે તેને
મળવાને સામો ગયો. ૩૭ અને બાલાકે બલઆમને
કહ્યું, શું મેં તને હુકેઠથી તેડાવ્યો નહોતો? તો તું
મારી પાસે કેમ ના આવ્યો? શું હું નિઃસંશય તને
માનવંતે હોદ્દે ચઢાવી શકતો નથી? ૩૮ ને બલઆમે
બાલાકને કહ્યું, જો, હું તારી પાસે આવ્યો છું; શું હવે
હરકોઇ બોલવાની મને કંઇજ સત્તા છે? જે વાત દેવ
મારા મુખમાં મુકે, તેજ હું બોલીશ ૩૯ અને બલ-
આમ બાલાકની સાથે ગયો, ને તેઓ કિર્યાથ-હુસોથ
આવ્યા. ૪૦ અને બાલાકે ગોધાઓ તથા ઘેટાંનો યજ્ઞ
કીધો, ને બલઆમ તથા જે સરદારો તેની સાથે હતા
તેઓની પાસે માણસ મોકલ્યા. ૪૧ અને સવારે
એમ થયું, કે બાલાક બલઆમને લઇને બઆલનાં
ઉચસ્થાનોમાં તેને લાવ્યો, ને ત્યાંથી લોકનો સૌથી
છેવાડો ભાગ પણ તે દેખતો હતો

૨૩ અને બલઆમે બાલાકને કહ્યું, અહીં મારે
સારૂ સાત વેદી બાંધ, ને અહીં સાત ગોધા
તથા સાત ઘેટા મારે સારૂ તૈયાર કર ૨ અને જેમ
બલઆમે કહ્યું હતું, તેમ બાલાકે કીધું; ને બાલાકે
તથા બલઆમે પ્રત્યેક વેદી પર એક ગોધો તથા એક
ઘેટો ચઢાવ્યા. ૩ અને બલઆમે બાલાકને કહ્યું, તારા
દહનીયાર્પણુની પાસે ઉભો રહે, ને હું જાઉં; કદાચિત
યહોવાહ મને મળવા આવશે; ને જે વાત તે મને
દેખાડશે તે હું તને કહીશ. અને તે ઉજડ ટેકરી પર
ગયો. ૪ અને દેવ બલઆમ સાથે મળ્યો; ને એણે
તેને કહ્યું, મેં સાત વેદીઓ તૈયાર કીધી છે, ને પ્રત્યેક
વેદી પર એક ગોધો તથા એક ઘેટો ચઢાવ્યા છે.
૫ અને યહોવાહે બલઆમના મુખમાં એક વાત મુકીને
કહ્યું, બાલાકની પાસે પાછો જઇને એમ કહે. ૬ અને
તેની પાસે તે પાછો આવ્યો, ને જુઓ, તે તથા
મોઆબનાં સર્વ સરદારો પોતાના દહનીયાર્પણુની
પાસે ઉભેલા હતા. ૭ અને તેણે દૃષ્ટાંતરૂપે કહ્યું,
મોઆબનો રાજા, બાલાક, અરામથી પૂર્વના પર્વતોથી
મને લાવ્યો છે; આવ, મારે સારૂ યાકૂબને શ્રાપ દે,
ને આવ, ઇસ્રાએલને તુચ્છકાર. ૮ જેને દેવે શ્રાપ
દીધો નથી તેને હું શ્રાપ કેમ દઉં? ને જેને યહોવાહે
તુચ્છકાર્યો નથી તેને હું કેમ તુચ્છકારૂં? ૯ કેમકે ખડ-
કોના શિખરથી હું તેને જોઉં છું, ને ડુંગરોથી તેને દેખું
છું; જુઓ, તેઓ અલાહિદા રહેનારા લોક છે, ને
દેશજાતિઓ ભેગા તેઓ નહિ ગણાશે ૧૦ યાકૂબની
ધૂળને કોણ ગણી શકે? અથવા ઇસ્રાએલના ચતુર્થાં-
શની ગણત્રી કોણ કરી શકે? મારો પ્રાણ ન્યાયીને
મોતે મરે; ને તેના જેવો મારો અંત આવો ૧૧ ને
બાલાકે બલઆમને કહ્યું, તેં મને શું કીધું છે? મારા
શત્રુઓને શ્રાપ દેવાને હું તને લઇ ગયો ને, જુઓ, તેં
તેઓને નર્યો આશીર્વાદજ દીધો છે. ૧૨ અને તેણે
ઉત્તર આપીને કહ્યું, યહોવાહ મારા મુખમાં જે મુકે
છે તે બોલવાને શું મારે સભાળ ન રાખવી? ૧૩ ને
બાલાકે તેને કહ્યું, કૃપા કરીને મારી સાથે બીજે ઠેકાણે
આવ, કે જ્યાંથી તું તેઓને જોઇ શકે; તું કેવળ
તેઓના સૌથી છેવાડા ભાગનેજ દેખીશ, ને તેઓ
સર્વેને તું નહિ દેખે; ને ત્યાંથી મારે સારૂ તેઓને શ્રાપ
દેજે. ૧૪ અને તેણે તેને સોફીમની સીમમાં પિસ્ગા-
હના શિખર પર લાવીને સાત વેદીઓ બાંધી, ને
પ્રત્યેક વેદી પર એક ગોધો તથા એક ઘેટો ચઢાવ્યા.
૧૫ અને તેણે બાલાકને કહ્યું, અહીં તારા દહનીયાર્પ-
ણની પાસે ઉભો રહે. ને હું ત્યાં જઇને [યહોવાહને]
મળુ ૧૬ અને યહોવાહ બલઆમને મળ્યો, ને તેના
મુખમા એક વાત મુકીને કહ્યું, બાલાકની પાસે પાછો
જઇને એમ કહે ૧૭ અને તે તેની પાસે આવ્યો, ને
જુઓ, તે પોતાના દહનીયાર્પણની પાસે ઉભો રહેલો
હતો, ને તેની સાથે મોઆબના સરદારો હતા. અને
બાલાકે તેને કહ્યું, યહોવાહ શું બોલ્યો છે? ૧૮ ને તેણે
દૃષ્ટાંતરૂપે કહ્યું, બાલાક, ઉઠ, ને સાંભળ; હે સિપ્પો-
રના દીકરા, મારી વાતને કાન ધર; ૧૯ દેવ માણસ
નથી, કે તે જુઠું બોલે, કે માણસનો પુત્ર નથી કે તે
વિચાર બદલે; શું પોતાનું કહેલું તે નહિ કરે? અથવા
પોતાનું બોલવુ તે પુરૂ નહિ કરે? ૨૦ જુઓ, આશી-
ર્વાદ આપવાની [આજ્ઞા] મને મળી છે; ને તેણે
આશીર્વાદ દીધો છે, ને હું તે ઉલટાવી નાખી શકતો
નથી. ૨૧ તેણે યાકૂબમાં અન્યાય જોયો નથી, ને
ઇસ્રાએલમાં આડાપણું જોયું નથી; યહોવાહ તેનો
દેવ તેની સાથે છે; ને તેઓ મધ્યે રાજાનો જયજય-

કારછે. ૨૨ દેવ મિસરમાંથી તેઓને કાઢી લાવ્યો; તેને
જાણે કે જંગલી ગોધાના જેટલું બળ છે. ૨૩ યાકૂબ
પર નિશ્ચે કંઇ મંત્ર ન ચાલે, ને ઇસ્રાએલ પર શકુન
કંઇ ચાલે નહિ; હવે યાકૂબ તથા ઇસ્રાએલ વિષે
કહેવાશે કે, દેવે કેવું કર્યું છે! ૨૪ જુઓ, લોક સિંહે-
ણની પેઠે ઉઠે છે, ને સિંહની પેઠે ઉંચા થાય છે; તે
શિકાર ખાય, ને મારીને રક્ત પીએ ત્યાર લગી તે સુઇ
નહિ જશે ૨૫ અને બાલાકે બલઆમને કહ્યું, તેમને
બિલકુલ શ્રાપ ના દે, ને તેમને બિલકુલ આશીર્વાદ
પણ ના દે. ૨૬ પણ બલઆમે ઉત્તર આપી બાલાકને
કહ્યું, શું મેં તને નહોતું કહ્યું કે, યહોવાહ જે બધું બોલે
તેજ મારે કરવું પડશે? ૨૭ અને બાલાકે બલઆમને
કહ્યું કે, ચાલ ત્યારે, હુ તને બીજે ઠેકાણે લઇ જઇશ;
કદાચિત દેવ એવી કૃપા કરે કે ત્યાંથી તું મારે સારૂ
તેઓને શ્રાપ દે ૨૮ અને બાલાક બલઆમને યશી-
મોનની સામેના પેઓરના શિખર પર લાવ્યો ૨૯ અને
બલઆમે બાલાકને કહ્યું, અહીં મારે સારૂ સાત વેદી
બાંધ, ને અહીં મારે સારૂ સાત ગોધા તથા સાત ઘેટા
તૈયાર કર ૩૦ અને જેમ બલઆમે કહ્યું હતું તેમ
બાલાકે કરીને પ્રત્યેક વેદી પર એક ગોધો તથા એક
ઘેટો ચઢાવ્યા.

૨૪ અને બલઆમે જોયું કે ઇસ્રાએલને આશી-
ર્વાદ આપવો, એ યહોવાહને સારૂ લાગ્યું,
ત્યારે તે આગળની પેઠે શકુન જોવા ના ગયો, પણ
અરણ્યની ગમ પોતાનું મુખ રાખ્યું ૨ અને બલ-
આમે પોતાની નજર ઉંચી કરીને ઇસ્રાએલને તેમનાં
કુળો પ્રમાણે રહેતા જોયા; ને તેના પર દેવનો
આત્મા આવ્યો ૩ અને તેણે દૃષ્ટાંતરૂપે કહ્યું, બેઓ-
રનો દીકરો બલઆમ કહે છે, ને જેની આંખો બંધ
હતી તે કહે છે; ૪ જે દેવની વાત સાંભળે છે, ને જે
પોતાની આંખો ઉઘાડી છતાં ઉંધો પડીને સર્વ સમર્થનું
દર્શન પામે છે, તે કહે છે, ૫ હે યાકૂબ, તારા તંબુઓ,
હે ઇસ્રાએલ, તારા માંડવા કેવા સારા છે! ૬ ખીણોની
પેઠે તેઓ પથરાયલા છે; તેઓ નદીકાંઠાની વાડી-
ઓના જેવા, યહોવાહે રોપેલા કુવાર છોડવાઓના
જેવા, ને પાણી પાસેના એરેજવૃક્ષના જેવા છે
૭ તેની ડોલમાંથી પાણી વહેશે, ને ઘણાં પાણીઓમાં
તેનું બીજ રહેશે; ને અગાગ કરતાં તેનો રાજા મોટો
થશે, અને તેનું રાજ પ્રતાપી થશે. ૮ દેવ તેને મિસ-
રમાંથી કાઢી લાવે છે; તેને જાણે કે જંગલી ગોધાનું
બળ છે; પોતાની વિરૂદ્ધ જે દેશજાતિઓ છે તેઓને
તે ખાઇ નાખશે, ને તેઓનાં હાડકાં ભાંગીને, ચૂરા
કરશે; અને પોતાનાં તીરોથી તેઓને વિંધી નાખશે.
૯ તે સિંહની માફક તથા સિંહેણની માફક દબાઇને
સુતો; તેને કોણ ઉઠાડશે? જે તને આશીર્વાદ આપે,
તે સર્વ આશીર્વાદિત થાઓ; ને જે તને શ્રાપ દે, તે
શ્રાપિત થાઓ.

૧૦ અને બલઆમ પર બાલાકને ક્રોધ ચઢયો, ને
તેણે પોતાના હાથ ઘસ્યા; ને બાલાકે બલઆમને
કહ્યું, મેં મારા શત્રુઓને શ્રાપ દેવાને તને તેડ્યો હતો;
ને, જો, તેં આ ત્રણ વાર તેઓને નર્યો આશીર્વાદજ
દીધો છે ૧૧ તો હવે તું તારે પોતાને ઠેકાણે નાસી
જા; મેં તને મોટી માનની પદ્વિએ ચઢાવવાનું ધાર્યું
હતું; પણ, જો, યહોવાહે માન [પામવા]થી તને
પાછો રાખ્યો છે ૧૨ અને બલઆમે બાલાકને કહ્યું,
શું તારા સદેશીઆ જે તેં મારી પાસે મોકલ્યા હતા
તેઓને પણ મેં એમ નહોતું કહ્યું, ૧૩ કે જો બાલાક
પોતાનું ઘર ભરીને સોનું તથા રૂપું મને આપે, તો
પણ મારી પોતાની મરજી પ્રમાણે ભલું કે ભુંડું કરવાને
હું યહોવાહની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકતો નથી;
યહોવાહ જે બોલે તેજ હું બોલીશ? ૧૪ ને હવે, જો,
હું પોતાના લોકની પાસે જાઉં છું; ચાલ, આ લોક
પાછલા કાળમાં તારા લોકને શું કરશે, તે હું તને
જણાવું. ૧૫ અને તેણે દૃષ્ટાંતરૂપે કહ્યું, બેઓરનો
દીકરો બલઆમ કહે છે, ને જેની આંખ બંધ હતી,
તે કહે છે; ૧૬ જે દેવની વાત સાંભળે છે, ને જે
પરાત્પરનું જ્ઞાન જાણે છે, ને જે પોતાની આંખો
ઉઘાડી રાખતાં ઉંધો પડીને સર્વસમર્થનું દર્શન પામે
છે, તે કહે છે; ૧૭ હું તેને જોઉં છું, પણ હમણાં
નહિ; હું તેને દેખું છું, પણ સન્નિધ નહિ; ને યાકૂ-
બમાંથી તારો ઝળકી નિકળશે, ને ઇસ્રાએલમાંથી
રાજદંડ ઉભો થશે, ને મોઆબના ખુણાઓને વિંધી
નાખશે, ને શેથના સર્વ દીકરાઓનો નાશ કરશે.
૧૮ અને અદોમ [તેનું] વતન થશે, ને સેઇર પણ
[તેનું] વતન થશે; [તે બન્ને દેશ] તેના શત્રુ હતાં.
અને ઇસ્રાએલ પરાક્રમ કરનાર થશે. ૧૯ અને યાકૂ-
બમાંથી એક પુરૂષ અધિકાર ધારણ કરશે, ને નગર-
માંથી બાકીનાનો નાશ કરશે. ૨૦ વળી તેણે અમાલેકને
જોઇને દૃષ્ટાંતરૂપે કહ્યું, અમાલેક દેશજાતિઓમાં પહેલો
હતો; પણ છેવટે તેનો વિનાશ થશે. ૨૧ અને તેણે

કેનીઓને જોઇને દૃષ્ટાંતરૂપે કહ્યું, તારૂં રહેઠાણ મજ-
બુત છે, ને તારો માળો ખડકમાં બાંધેલો છે ૨૨ તો
પણ કાઇન વેરાન કરાશે, તે ત્યાં સુધી કે આશ્શૂર
તને કેદ કરીને લઇ જાય. ૨૩ અને તેણે દૃષ્ટાંતરૂપે
કહ્યું, અરે, જ્યારે દેવ એવું કરશે ત્યારે કોણ બચશે?
૨૪ પણ કિત્તીમના કિનારાથી વહાણો [આવશે], ને
આશ્શૂરને દુઃખ દેશે, ને એબેરને દુ.ખ દેશે, ને તે
પણ નાશ પામશે. ૨૫ અને બલઆમ ઉઠીને ચાલ્યો
ગયો, ને પોતાને ઠેકાણે પાછો ગયો; ને બાલાક
પણ પોતાને રસ્તે પડ્યો.

૨૫ અને ઇસ્રાએલ શિટ્ટીમમાં રહેતા હતા, ને
મોઆબની દીકરીઓની સાથે લોક વ્ય-
ભિચાર કરવા લાગ્યા ૨ અને તેઓ પોતાના દેવોના
યજ્ઞોને પ્રસગે લોકોને નહોતરતા. અને લોકો ખાતા,
ને તેઓના દેવોનું ભજન કરતા. ૩ અને ઇસ્રાએલ
બઆલ-પેઓર[ના પંથ]માં ભળ્યા; ને ઇસ્રાએલ પર
યહોવાહનો કોપ સળગ્યો. ૪ અને યહોવાહે મુસાને
કહ્યું. લોકોના સર્વ મુખ્યોને લે, ને યહોવાહને સારૂ
સૂર્યની સામા તેઓને ફાંસી દે, કે યહોવાહનો સખત
કોપ ઇસ્રાએલ પરથી દૂર થાય ૫ અને મુસાએ ઇસ્રા-
એલના ન્યાયાધીશોને કહ્યું, તમે પ્રત્યેક પોતપોતાના
જે માણસો બઆલ-પેઓર[ના પંથ]માં ભળ્યા હોય,
તેઓને મારી નાંખો, ૬ અને, જુઓ, ઇસ્રાએલપુ-
ત્રોમાનો એક માણુસ આવ્યો, ને મુસાની સમક્ષ, તથા
ઇસ્રાએલપુત્રોની આખી જમાત જે મુલાકાતમંડપના
દ્વારની પાસે રડતી હતી તેની સમક્ષ, પોતાના
ભાઇઓની પાસે એક મિદ્યાની સ્ત્રીને લાવ્યો; ૭ અને
હારૂન યાજકના દીકરા એલઆઝારના દીકરા ફીનહાસે
તે જોયું ત્યારે તે મંડળીની મધ્યેથી ઉઠ્યો, ને પોતાના
હાથમાં ભાલો લીધો; ૮ ને પેલા ઇસ્રાએલી પુરૂષની
પાછળ તે ઓરડીમાં ગયો, ને ઇસ્રાએલી પુરૂષનું
તથા પેલી સ્ત્રીનું પેટ વિંધી નાખ્યાં; એમ ઇસ્રાએ-
લપુત્રોમાંથી મરકી બંધ થઇ. ૯ અને જેઓ મરકીથી
મરી ગયા તેઓ ચોવીસ હજાર હતા.

૧૦ અને યહોવાહે મુસાને કહ્યું, ૧૧ હારૂન યાજ-
કના દીકરા એલઆઝારના દીકરા ફીનહાસે તેઓ
મધ્યે મારી આસ્થાથી આસ્થાવાન થઇને ઇસ્રાએલ-
પુત્રો પરથી મારો કોપ પાછો વાળ્યો છે, ને તેથી મેં
પોતાની આસ્થામાં ઇસ્રાએલપુત્રોનો નાશ ના કીધો
૧૨ એ માટે કહે કે, જુઓ, હું તેને મારો શાંતિનો
કરાર આપું છું; ૧૩ ને તે તેના લાભમાં તથા તેના
પછી તેના વંશજોના લાભમા સદાના યાજકપદનો
કરાર થશે. એટલા માટે કે તેણે પોતાના દેવને સારૂ
આસ્થાવાન થઇને ઇસ્રાએલપુત્રોને સારૂ પ્રાયશ્ચિત્ત
કીધું. ૧૪ અને જે ઇસ્રાએલી માણસ મરાયો એટલે
જે મિદ્યાની સ્ત્રી સાથે મરાયો, તેનું નામ ઝિમ્રી હતું,
તે શિમઓનીઓ મધ્યે બાપોના ઘરના અધિપતિ
સાલૂનો દીકરો હતો ૧૫ અને જે મિદ્યાની સ્ત્રી
મરાઇ તેનુ નામ કોઝબી હતું, તે સૂરની દીકરી હતી
એ મિદ્યાનમાં બાપોના ઘરના લોકોનો મુખ્ય હતો

૧૬ અને યહોવાહે મુસાને કહ્યું, ૧૭ મિદ્યાનીઓને
હેરાન કરો, ને તેઓને મારો; ૧૮ કેમકે તેઓ તેમની
યુક્તિઓથી તમને હેરાન કરે છે; એમ કરીને
તેઓએ પેઓરની બાબતમાં તથા પોતાની બહેન,
એટલે મિદ્યાનના અધિપતિની દીકરી કોઝબી, કે જે
પેઓરની બાબતની મરકીને દિવસે મારી ગઇ, તેની
બાબતમાં તમને ફસાવ્યા

૨૬ અને મરકી પછી એમ થયું, કે યહોવાહે
મુસાને તથા હારૂન યાજકના દીકરા એલ-
આઝારને કહ્યું કે, ૨ ઇસ્રાએલપુત્રોની જમાતના વીસ
તથા તેથી વધારે વર્ષની ઉમરના જે સર્વ ઇસ્રાએલ
મધ્યેથી યુદ્ધમા જવાને શક્તિમાન છે તેઓની કુલ
સંખ્યા તેઓના બાપોનાં ઘરો પ્રમાણે કાઢો ૩ અને
મુસાએ તથા એલઆઝાર યાજકે મોઆબના અર-
ણ્યમા યરદનને કાંઠે યરેખોની પાસે તેઓને એમ
કહ્યું કે, ૪ વીસ તથા તેથી વધારે વર્ષની ઉમરનાંની
[ગણત્રી કરો], જેમ યહોવાહે મુસાને તથા જે ઇસ્રા-
એલપુત્રો મિસર દેશમાથી નિકળ્યા હતા તેઓને
આજ્ઞા આપી હતી તેમ

૫ ઇસ્રાએલનો જ્યેષ્ઠપુત્ર રેઉબેન; રેઉબેનના
દીકરા; હનોખ[થી] હનોખીઓનું કુટુંબ; પાલ્લુથી
પાલ્લૂઇઓનું કુટુંબ; ૬ હેસ્રોનથી હેસ્રોનીઓનું કુટુંબ;
કાર્મીથી કાર્મીઓનું કુટુંબ ૭ રેઉબેનીઓનાં કુટુંબો
એ છે; ને તેઓમાંના જેઓની ગણના થઇ, તેઓ
તેતાળીસ હજાર સાતસેં ને ત્રીસ હતા. ૮ અને પાલ્લૂના
દીકરા અલીઆબ ૯ અને અલીઆબના દીકરા, નમૂ-
એલ તથા દાથાન તથા અબીરામ; જે દાથાન તથા
અબીરામ જમાતથી પસંદ કરાયલા હતા, તથા જેઓએ
કોરાહની સભામાં મુસાની તથા હારૂનની સામે ટક્કર
લઇને યહોવાહની વિરૂદ્ધ ટક્કર લીધી તેજ; ૧૦ અને

તે ટોળું મરી ગયું તે સમયે પૃથ્વી પોતાનું મ્હો ઉઘા-
ડીને તેઓને કોરાહ સુદ્ધાં ગળી ગઇ; તે સમયે અગ્નિ
અઢીસેં માણસોને સ્વાહા કરી ગયો, ને તેઓ ચિન્હ-
રૂપ થયા. ૧૧ તો પણ કોરાહના દીકરા મુઆ નહિ.

૧૨ શિમઓનના દીકરા તેઓનાં કુટુંબો પ્રમાણે;
નમૂએલથી નમૂએલીઓનું કુટુંબ; યામીનથી યામી-
નીઓનું કુટુંબ; યાખીનથી યાખીનીઓનું કુટુંબ;
૧૩ ઝેરાહથી ઝેરાહીઓનું કુટુંબ; શાઉલથી શાઉલી-
ઓનું કુટુંબ. ૧૪ શિમઓનીઓનાં કુટુંબ એ છે; તેઓ
બાવીસ હજાર ને બસેં હતા.

૧૫ ગાદના દીકરાઓ તેઓનાં કુટુંબો પ્રમાણે;
સફોનથી સફોનીઓનું કુટુંબ; હાગ્ગીથી હાગ્ગી-
ઓનું કુટુંબ; શૂનીથી શૂનીઓનું કુટુંબ; ઓઝનીથી
ઓઝનીઓનું કુટુંબ; ૧૬ એરીથી એરીઓનું કુટુંબ;
૧૭ અરોદથી અરોદીઓનું કુટુંબ; આરએલીથી આર
એલીઓનું કુટુંબ. ૧૮ ગાદના દીકરાઓનાં કુટુંબ એ
છે; તેઓમાંના જેઓની ગણના થઇ તેઓ ચાળીસ
હજાર ને પાંચસેં હતા.

૧૯ યહુદાહના દીકરા, એર તથા ઓનાન; ને એર
તથા ઓનાન કનાન દેશમાં મરી ગયા; ૨૦ ને યહુ-
દાહના દીકરા તેઓનાં કુટુંબો પ્રમાણે આ હતા;
શેલાહથી શેલાનીઓનું કુટુંબ; પેરેસથી પેરેસીઓનું
કુટુંબ; ઝેરાહથી ઝેરાહીઓનું કુટુંબ; ૨૧ ને પેરેસના
દીકરા આ હતા; હેસ્રોનથી હેસ્રોનીઓનું કુટુંબ;
હામૂલથી હામૂલીઓનું કુટુંબ. ૨૨ યહુદાહનાં કુટુંબો
એ છે; તેઓમાંના જેઓની ગણના થઇ તેઓ
છોંતેર હજાર ને પાંચસેં હતા.

૨૩ ઇસ્સાખારના દીકરા તેઓનાં કુટુંબો પ્રમાણે;
તોલાથી તોલાઇઓનું કુટુંબ; પૂઆહથી પૂનીઓનું
કુટુંબ; ૨૪ યાશૂબથી યાશૂબીઓનું કુટુંબ; શિમ્રો-
નથી શિમ્રોનીઓનું કુટુંબ. ૨૫ ઇસ્સાખારનાં કુટુંબો
એ છે; તેઓમાંના જેઓની ગણના થઇ તેઓ
ચોસઠ હજાર ને ત્રણસેં હતા.

૨૬ ઝબુલૂનના દીકરા તેઓનાં કુટુંબો પ્રમાણે;
સેરેદથી સેરેદીઓનું કુટુંબ; એલોનથી એલોનીઓનું
કુટુંબ; યાહલએલથી યાહલએલીઓનું કુટુંબ. ૨૭ ઝબુ-
લૂનીઓનાં કુટુંબો એ છે; તેઓમાંના જેઓની
ગણના થઇ તેઓ સાઠ હજાર ને પાંચસેં હતા.

૨૮ યુસફના દીકરા તેઓનાં કુટુંબો પ્રમાણે;
મનાશ્શેહ તથા એફ્રાઇમ. ૨૯ મનાશ્શેહના દીકરા;
માખીરથી માખીરીઓનું કુટુંબ; ને માખીરને પેટે
ગિલઆદ થયો; ને ગિલઆદથી ગિલઆદીઓનું
કુટુંબ. ૩૦ ગિલઆદના દીકરા આ છે; ઇએઝેરથી
ઇએઝેરીઓનું કુટુંબ; હેલેકથી હેલેકીઓનું કુટુંબ;
૩૧ ને આસ્રીએલથી આસ્રીએલીઓનું કુટુંબ; ને
શખેમથી શખેમીઓનું કુટુંબ; ૩૨ ને શમીદાથી
શમીદાઇઓનું કુટુંબ; ને હેફેરથી હેફેરીઓનું કુટુંબ.
૩૩ અને હેફેરના દીકરા સલોફહાદને દીકરા ન હતા,
પણ દીકરીઓ હતી; ને સલોફહાદની દીકરીઓનાં
નામ માહલાહ તથા નોઆહ, હોગ્લાહ, મિલ્કાહ
તથા તિર્સાહ હતાં. ૩૪ મનાશ્શેહનાં કુટુંબો એ છે;
તથા તેઓમાંના જેઓની ગણના થઇ તેઓ બાવન
હજાર ને સાતસેં હતા.

૩૫ એફ્રાઇમના દીકરા તેઓનાં કુટુંબો પ્રમાણે આ
છે, શૂથેલાહથી શૂથેલાહીઓનું કુટુંબ; બેખેરથી
બેખેરીઓનું કુટુંબ; તાહાનથી તાહાનીઓનું કુટુંબ.
૩૬ અને શૂથેલાહના દીકરા આ છે; એરાનથી એરા-
નીઓનું કુટુંબ. ૩૭ એફ્રાઇમના દીકરાઓનાં કુટુંબો
એ છે; તેઓમાંના જેઓની ગણના થઇ તેઓ
બત્રીસ હજાર ને પાંચસેં હતા. યુસફના દીકરા
તેઓનાં કુટુંબો પ્રમાણે એ છે.

૩૮ બિન્યામીનના દીકરા તેઓનાં કુટુંબો પ્રમાણે;
બેલાથી બેલાઇઓનું કુટુંબ; આશ્બેલથી આશ્બેલી-
ઓનું કુટુંબ; અહીરામથી અહીરામીઓનું કુટુંબ;
૩૯ શૂફામથી શૂફામીઓનું કુટુંબ; હૂફામથી હૂફા-
મીઓનું કુટુંબ. ૪૦ અને બેલાના દીકરા આર્દ તથા
નાઆમાન હતા; આર્દથી આર્દીઓનું કુટુંબ; નાઅ-
માનથી નાઅમીઓનું કુટુંબ. ૪૧ બિન્યામીનના દીકરા
તેઓનાં કુટુંબો પ્રમાણે એ છે; ને તેઓમાંના
જેઓની ગણના થઇ તેઓ પિસ્તાળીસ હજાર ને
છસેં હતા.

૪૨ દાનના દીકરા તેઓનાં કુટુંબો પ્રમાણે આ છે;
શૂહામથી શૂહામીઓનું કુટુંબ. દાનનાં કુટુંબો તેઓનાં
કુટુંબો પ્રમાણે આ છે; ૪૩ શૂહામીઓનાં સર્વ કુટું-
બોમાંના જેઓની ગણના થઇ તેઓ ચોસઠ હજાર ને
ચારસેં હતા.

૪૪ આશેરના દીકરા તેઓનાં કુટુંબો પ્રમાણે;
યિમ્નાહથી યિમ્નીઓનું કુટુંબ; યિશ્વીથી યિશ્વીઓનું
કુટુંબ; બરીઆહથી બરીઆઇઓનું કુટુંબ. ૪૫ બરી-
આહના દીકરાઓથી; હેબેરથી હેબેરીઓનું કુટુંબ;

માલ્કીએલથી માલ્કીએલીઓનું કુટુંબ. ૪૬અને
આશેરની દીકરીનું નામ સેરાહ હતું. ૪૭આશેરના
દીકરાઓનાં કુટુંબો એ છે; તેઓમાંના જેઓની
ગણના થઇ તેઓ ત્રેપન હજાર ને ચારસેં હતા.

૪૮નાફતાલીના દીકરા તેઓનાં કુટુંબો પ્રમાણે;
યાહસએલથી યાહસએલીઓનું કુટુંબ; ગૂનીથી
ગૂનીઓનું કુટુંબ; ૪૯યેસેરથી યેસેરીઓનું કુટુંબ;
શિલ્લેમથી શિલ્લેમીઓનુ કુટુંબ ૫૦નાફતાલીઓનાં
કુટુંબો તેઓનાં કુટુંબો પ્રમાણે એ છે; ને તેઓમાંના
જેઓની ગણના થઇ તેઓ પિસ્તાળીસ હજાર ને
ચારસેં હતા

૫૧ઇસ્રાએલપુત્રોમાંના જેઓની ગણના થઇ
તેઓ એ છે, ને તેઓ છ લાખ, એક હજાર, સાતસેં
ને ત્રીસ હતા.

૫૨અને યહોવાહે મુસાને કહ્યું, ૫૩એઓને
નામોની સંખ્યાના પ્રમાણમાં દેશનો વારસો વહેચી
આપવો. ૫૪જે ઘણા તેઓને તે પ્રમાણમાં વધતો
વારસો તું આપ, ને જે થોડા તેઓને તે પ્રમાણમાં
તું ઓછો વારસો આપ; પ્રત્યેકને તેના લોકોની
ગણનાના પ્રમાણમાં વારસો અપાય ૫૫તથાપિ
દેવમતિથી દેશની વહેંચણ કરવી; તેઓને પોતાના
બાપોનાં કુળોનાં નામો પ્રમાણે વારસો મળે
૫૬ઘણા તથા થોડાની વચમાં વારસાની વહેંચણ
દેવમતિવડે થાય

૫૭અને લેવીઓમાંના જેઓની પોતાનાં કુટુંબો
પ્રમાણે ગણના થઇ તેઓ આ છે; ગેર્શોનથી ગેર્શો-
નીઓનું કુટુંમ; કહાથથી કહાથીઓનું કુટુંબ; મરા-
રીથી મરારીઓનું કુટુંબ ૫૮લેવીઓના કુટુંબો આ
છે; લીબ્નીઓનું કુટુંબ, હેબ્રોનીઓનું કુટુંમ, માહ-
લીઓનું કુટુંબ, મૂશીઓનું કુટુંબ, કોરાહીઓનું કુટુંબ.
અને કહાથને પેટે આમ્રામ થયો. ૫૯અને આમ્રામની
સ્ત્રીનું નામ યોખેબેદ હતું, તે લેવીની દીકરી હતી કે
જે મિસરમાં લેવીને પેટે થઇ હતી; ને તેને આમ્રા-
મના પેટનાં હારૂન તથા મુસા તથા તેઓની બહેન
મરિયમ થયાં ૬૦અને હારૂનને પેટે નાદાબ તથા
અબીહૂ, એલઆઝાર તથા ઇથામાર થયા. ૬૧અને
નાદાબ તથા અબીહૂ યહોવાહની સમ્મુખ પારકો
અગ્નિ ચઢાવતાં માર્યા ગયા. ૬૨અને તેઓમાંના
જેઓની ગણના થઇ તેઓ, એટલે એક માસના
તથા તેથી વધારે વયના, સર્વ નરો ત્રેવીસ હજાર
હતા, કેમકે ઇસ્રાએલપુત્રો મધ્યે તેઓની ગણના
નહોતી થઇ, શાથી કે ઇસ્રાએલપુત્રોમા તેઓને
વારસો અપાયલો ન હતો

૬૩મુસાથી તથા એલઆઝાર યાજકથી જેઓની
ગણના થઇ તેઓ એ છે; તેઓએ મોઆબના અર-
ણ્યમાં યરદનને કાંઠે યરેખોની પાસે ઇસ્રાએલ
પુત્રોની ગણના કીધી ૬૪પણ મુસાએ તથા હારૂન
યાજકે જ્યારે સિનાયના અરણ્યમા ઇસ્રાએલપુત્રોની
ગણના કીધી હતી ત્યારે જેઓની ગણના થઇ હતી
તેઓમાનું એક માણસ એઓમા રહ્યું નહોતું.
૬૫કેમકે યહોવાહે તેઓ વિષે કહ્યું હતું, કે એઓ
અરણ્યમા નિશ્ચે મરશે; ને યફૂન્નેહના દીકરા કાલેબ
તથા નૂનના દીકરા યહોશુઆ વિના એઓમાનો એક
પણ રહ્યો નહોતો

૨૭ અને યુસફના દીકરા મનાશ્શેહના કુટુંબો-
માંથી, મનાશ્શેહના દીકરા માખીરના
દીકરા ગિલઆદના દીકરા હેફેરના દીકરા સલોફહાદની
દીકરીઓ પાસે આવી; અને એની એ દીકરીઓનાં
નામ આ હતા, એટલે માહલાહ, નોઆહ તથા
હોગ્લાહ તથા મિલ્કાહ તથા તિર્સાહ. ૨અને મુસાની
રૂબરૂ તથા એલઆઝાર યાજકની રૂબરૂ તથા અધિ-
પતિઓ તથા સર્વ સભાની રૂબરૂ, મુલાકાતમંડપનાં
દ્વારની પાસે તેઓએ ઉભી રહીને કહ્યું, ૩અમારો
બાપ અરણ્યમા મરી ગયો, ને જેઓ કોરાહની સાથે
યહોવાહની વિરૂદ્ધ એકઠા થયા હતા તેઓની ટોળી-
માનો તે ન હતો; પણ તે પોતાના પાપમા મરી
ગયો; ને તેને દીકરા ન હતા ૪તેને દીકરો ન હતો
માટે અમારા બાપનું નામ પોતાના કુળમાથી કેમ
લોપ થાય? અમારા બાપના ભાઇઓ મધ્યે અમને
વારસો આપ. ૫અને મુસા તેઓનો દાવો યહોવા-
હની સમ્મુખ લાવ્યો. ૬અને યહોવાહે મુસાને કહ્યું,
૭સલોફહાદની દીકરીઓ વાજબી બોલે છે; તું નિશ્ચે
એઓના બાપના ભાઇઓ મધ્યે તેઓને વારસાનું
વતન આપ; ને તેઓને પોતાના બાપનો વારસો તું
અપાવ ૮અને ઇસ્રાએલપુત્રોને એમ કહે, જો માણસ
મરે ને તેને દીકરો ન હોય, તો તમે તેની દીકરીને
તેનો વારસો અપાવો ૯અને જો તેને દીકરી ન
હોય, તો તમે તેના ભાઇઓને તેનો વારસો આપો
૧૦અને જો તેને ભાઇઓ ના હોય, તો તેના બાપના
ભાઇઓને તેનો વારસો આપો ૧૧અને જો તેના

બાપને ભાઈઓ ન હોય, તો તેના કુટુંબમાં જે તેનો
નજદિકનો સગો હોય તેને તેનો વારસો આપો, ને
તે તેનો માલિક થાય; ને યહોવાહે મુસાને આજ્ઞા
કરી તે પ્રમાણે ઇસ્રાએલપુત્રોને સારૂ તે ન્યાયકરણનો
કાનૂન થાય

૧૨ અને યહોવાહે મુસાને કહ્યું, આ અબારીમ
પર્વત પર ચઢ, ને જે દેશ મેં ઇસ્રાએલપુત્રોને આપ્યો
છે તે જો ૧૩ અને તેને જોઇને તું પણ પોતાના
લોકોમાં મળી જઇશ, જેમ હારૂન તારો ભાઈ મળી
ગયો, તેમ. ૧૪ કેમકે સીનના અરણ્યમાં જમાતના
ઝગડામાં, પાણીની પાસે, તેઓની આગળ મને
પવિત્ર માનવા વિષે મારી આજ્ઞાની વિરૂદ્ધ તમે ફિતૂર
કીધું (એટલે સીનના અરણ્યમાંના કાદેશમાં મરી-
બાહના પાણી પાસે) ૧૫ અને મુસાએ યહોવાહને
કહ્યું, ૧૬ યહોવાહ, જે સર્વ દેહધારીઓના આત્મા-
ઓનો દેવ, તે લોકો ઉપર એક માણસને ઠરાવે,
૧૭ જે તેઓની મોખરે રહીને બહાર જાય ને તેઓની
મોખરે રહીને માંહે આવે, ને જે તેઓને બહાર
લઇ જાય ને તેઓને માંહે લાવે, કે યહોવાહના લોક
પાળક વગરના ઘેટાના જેવા ન થાય ૧૮ અને યહો-
વાહે મુસાને કહ્યું, નૂનનો દીકરો યહોશુઆ, કે જે
માણસમાં આત્મા છે, તેને તારી પાસે લઇને તેના
પર તારો હાથ મુક; ૧૯ એલઆઝાર યાજક તથા
આખી જમાતની આગળ તેને ઉભો કર; ને તેઓના
દેખતાં તેને દીક્ષા આપ. ૨૦ અને તારૂં કેટલુંક માન
તું તેને આપ, કે ઇસ્રાએલપુત્રોની આખી જમાત
તેની આજ્ઞા માને ૨૧ અને તે એલઆઝાર યાજકની
પાસે ઉભો રહે; ને તે યહોવાહની સન્મુખ ઉરી-
મના ઠરાવવડે તેને સારૂ ખબર પુછે; તેના કહે-
વાથી તેઓ, એટલે તે તથા તેની સાથે બધા ઇસ્રા-
એલપુત્રોની આખી જમાત, બહાર જાય, ને તેના કહે-
વાથી તેઓ માંહે આવે ૨૨ અને યહોવાહે જેમ
મુસાને આજ્ઞા કરી હતી તેમ તેણે કીધું, ને તેણે
યહોશુઆને લઇને એલઆઝાર યાજકની આગળ
તથા આખી જમાતની આગળ ઉભો કીધો. ૨૩ અને
તેના પર પોતાના હાથ મુકીને, જેમ યહોવાહે
મુસાની હસ્તક કહ્યું હતું તેમ તેણે તેને સોંપણી કરી.

૨૮ અને યહોવાહે મુસાને કહ્યું, ૨ ઇસ્રાએલ-
પુત્રોને આજ્ઞા કરીને તેઓને કહે કે, મારૂં
અર્પણ, એટલે મારે સારૂ સુવાસિક હોમયજ્ઞને સારૂ
મારૂં અન્ન તમે સંભાળીને તેમને યોગ્ય સમયે મને
ચઢાવો ૩ અને તું તેઓને કહે, જે હોમયજ્ઞ તમારે
યહોવાહને ચઢાવવો તે આ છે; હમેશના દહનીયાર-
પણને સારૂ દિનપ્રતિદિન પહેલા વર્ષના બે એબરહિત
નર હલવાન. ૪ તેમાંનો એક હલવાન તારે સવારમાં
ચઢાવવો, ને બીજો હલવાન તારે સાંજે ચઢાવવો.
૫ અને ખાદ્યાર્પણને સારૂ એક દશાંશ એફાહ મેંદો,
પા હીન કુટીને કાઢેલા તેલથી મોહેલો. ૬ તે નિત્યનું
દહનીયાર્પણ છે કે જે સુવાસને સારૂ યહોવાહના
હોમયજ્ઞ તરીકે સીનાય પર્વતમાં ઠરાવાયો હતો.
૭ અને તેનું પેયાર્પણ એક હલવાનને સારૂ પા હીન
[દ્રાક્ષરસનું] હોય, તું યહોવાહને સારૂ પવિત્રસ્થાનમાં
મદ્યનું પેયાર્પણ રેડાવ. ૮ અને સાંજે તું બીજું હલ-
વાન ચઢાવ, સવારના ખાદ્યાર્પણની પેઠે તથા તેના
પેયાર્પણની પેઠે તું ચઢાવ તે યહોવાહને સારૂ
સુવાસિક હોમયજ્ઞ છે

૯ અને વિશ્રામવારે પહેલા વર્ષના બે એબરહિત
નર હલવાન, ને ખાદ્યાર્પણને સારૂ તેલે મોહેલો બે
દશાંશ [એફાહ] મેંદો, તથા તેનું પેયાર્પણ. ૧૦ દરેક
સાબ્બાથનું દહનીયાર્પણ, નિત્યના દહનીયાર્પણ તથા
પેયાર્પણ ઉપરાંત, એ છે

૧૧ અને તમારા માસોની શરૂઆતમાં તમે યહો-
વાહને દહનીયાર્પણ ચઢાવો; એટલે બે વાછરડા,
તથા એક ઘેટો, પહેલા વર્ષના સાત એબરહિત નર
હલવાન; ૧૨ તથા દરેક વાછરડા સાથે ખાદ્યાર્પણને
સારૂ ત્રણ દશાંશ [એફાહ] મેંદો તેલથી મોહેલો;
ને ખાદ્યાર્પણને સારૂ એક ઘેટાની સાથે બે દશાંશ
[એફાહ] મેંદો તેલથી મોહેલો ૧૩ અને ખાદ્યાર્પણને
સારૂ, દરેક હલવાન સાથે એક દશાંશ [એફાહ]
મેંદો તેલથી મોહેલો તે સુવાસિક દહનીયાર્પણ,
એટલે યહોવાહને સારૂ હોમયજ્ઞને માટે છે ૧૪ અને
તેઓના પેયાર્પણ દરેક વાછરડાની સાથે અરધું હીન,
ને ઘેટા સાથે એક તૃતીયાંશ હીન, ને દર હલવાનની
સાથે એક ચતુર્થાંશ હીન દ્રાક્ષરસ હોય; વર્ષના
માસોમાંના દરેક માસનું દહનીયાર્પણ એ છે ૧૫ અને
યહોવાહને પાપાર્થાર્પણને સારૂ એક બકરો, નિત્યના
દહનીયાર્પણ ને તેના પેયાર્પણ ઉપરાંત, તમારે
ચઢાવવો.

૧૬ અને પહેલા માસને ચાદમે દિવસે યહોવાહનું
પાસ્ખાપર્વ છે. ૧૭ અને આ માસને પંદરમે દિવસે

પર્વ રાખવું; સાત દિવસ સુધી બેખમીર રોટલી
ખાવી. ૧૮ પહેલે દિવસે પવિત્ર મેળાવડો કરવો;
તમારે કંઇ સંસારી કામ ન કરવું ૧૯ પણ તમારે
યહોવાહને દહનીયાર્પણ, એટલે હોમયજ્ઞ, ચઢાવવું;
બે વાછરડા તથા એક ઘેટો તથા પહેલા વર્ષના સાત
નર હલવાન; તેઓ તમારે સારૂ એબરહિત હોય
૨૦ અને તેઓનું ખાદ્યાર્પણ તેલથી મોહેલા મેંદાનું
થાય, દરેક વાછરડા સાથે ત્રણ દશાંશ [એફાહ], તથા
તે ઘેટાની સાથે બે દશાંશ તમારે ચઢાવવું ૨૧ પેલા
સાત હલવાનોમાના દરેક હલવાન દીઠ એકેક દશાંશ
[ એફાહ ] તારે ચઢાવવું ૨૨ અને તમારે સારૂ
પ્રાયશ્ચિત્ત કરવાને પાપાર્થાર્પણ તરીકે એક બકરો
[ ચઢાવવો ]. ૨૩ સવારનું દહનીયાર્પણ કે જે જાયુનું
દહનીયાર્પણ છે તે ઉપરાત તમે એ ચઢાવો ૨૪ એ
રીતે સાત દિવસ સુધી દરરોજ યહોવાહને સુવાસિક
હોમયજ્ઞનું અન્ન તમે ચઢાવો, જાયુના દહનીયાર્પણ
તથા તેના પેયાર્પણ ઉપરાત તે ચઢાવવામાં આવે
૨૫ અને સાતમે દિવસે તમે પવિત્ર મેળાવડો કરો;
તમે કંઇ સંસારી કામ ના કરો

૨૬ અને પ્રથમફળનો દિવસ કે જ્યારે તમારા
સપ્તાહના [ પર્વમા ] તમે યહોવાહને નવુ ખાદ્યાર્પણ
ચઢાવો છો, ત્યારે તમે પવિત્ર મેળાવડો કરો; તમે
કંઇ સંસારી કામ ના કરો; ૨૭ પણ તમે યહોવાહને
સુવાસને સારૂ દહનીયાર્પણ કરો; બે વાછરડા, એક
ઘેટો તથા પહેલા વર્ષના સાત નર હલવાન; ૨૮ ને
તેઓનું ખાદ્યાર્પણ, તેલથી મોહેલા મેંદાના ત્રણ
દશાંશ [ એફાહ ] દરેક વાછરડાને સારૂ, બે દશાંશ
[એફાહ] એક ઘેટાને સારૂ, ૨૯ એકેક દશાંશ [એફાહ]
સાત હલવાનોમાના દરેકને સારૂ ૩૦ તમારે સારૂ
પ્રાયશ્ચિત્ત કરવાને એક બકરો [ ચઢાવો ] ૩૧ જાયુના
દહનીયાર્પણ તથા તેના ખાદ્યાર્પણ ઉપરાંત, તમારે
એઓ તથા તેઓના પેયાર્પણ ચઢાવવાં, ( તેઓ
તમારે સારૂ એબરહિત હોય ).

૨૯ અને સાતમે માસે, તે માસને પહેલે
દિવસે, તમે પવિત્ર મેળાવડો કરો, કંઇ
સંસારી કામ ના કરો; તે તમારે સારૂ શિંગ વગાડ-
વાનો દિવસ છે ૨ અને તમે યહોવાહને સુવાસને
સારૂ દહનીયાર્પણ ચઢાવો; એટલે એક વાછરડો,
એક ઘેટો ને પહેલા વર્ષના સાત એબરહિત નર
હલવાન; ૩ ને તેઓનું ખાદ્યાર્પણ તેલથી મોહેલા
મેંદાનું ત્રણ દશાંશ [ એફાહ ] વાછરડાની સાથે, ને
બે દશાંશ [ એફાહ ] ઘેટાની સાથે, ૪ અને એકેક
દશાંશ [ એફાહ ] એ સાત હલવાનોમાંના દરેક
હલવાનની સાથે; ૫ અને તમારે સારૂ પ્રાયશ્ચિત્ત
કરવાને પાપાર્થાર્પણ તરીકે એક બકરો [ ચઢાવો ].
૬ અમાવાસ્યાનુ દહનીયાર્પણ તથા તેનું ખાદ્યાર્પણ,
તથા જાયુનું દહનીયાર્પણ તથા તેનુ ખાદ્યાર્પણ, તથા
તેઓના પેયાર્પણો, કે જે તેઓના વિધિ પ્રમાણે
સુવાસને અર્થે યહોવાહને હોમયજ્ઞ તરીકે [ ચઢાવાય
છે ] તેઓ ઉપરાત એ [ ચઢાવવા ]

૭ અને એજ સાતમા માસને દસમે દિવસે તમે
પવિત્ર મેળાવડો કરો; ને તમે આત્મકષ્ટ કરો; કંઇ
જાતનુ કામ ના કરો ૮ પણ તમે યહોવાહને સુવાસને
સારૂ દહનીયાર્પણ ચઢાવો; એટલે એક વાછરડો, એક
ઘેટો, પહેલા વર્ષના સાત નર હલવાન, તેઓ તમને
એબરહિત હોય; ૯ ને તેઓનું ખાદ્યાર્પણ તેલથી
મોહેલા મેંદાનુ ત્રણ દશાંશ [ એફાહ ] વાછરડાની
સાથે, ને બે દશાંશ [ એફાહ ] એક ઘેટાની સાથે,
૧૦ અને એકેક દશાંશ [ એફાહ ] એ સાત હલવાનો-
માંના દરેક હલવાનની સાથે; ૧૧ પાપાર્થાર્પણને
સારૂ એક બકરો; પ્રાયશ્ચિત્તના પાપાર્થાર્પણ, તથા
જાયુના દહનીયાર્પણ તથા તેના ખાદ્યાર્પણ તથા
તેઓના પેયાર્પણો ઉપરાત [ ચઢાવો ]

૧૨ અને સાતમા માસને પદરમે દિવસે તમે પવિત્ર
મેળાવડો કરો; કંઇ સંસારી કામ ના કરો, ને સાત
દિવસ સુધી યહોવાહને સારૂ પર્વ પાળો ૧૩ અને
તમે દહનીયાર્પણ, એટલે યહોવાહને સારૂ સુવાસિક
હોમયજ્ઞ ચઢાવો; એટલે તેર વાછરડા, બે ઘેટા,
પહેલા વર્ષના ચૌદ નર હલવાન; તેઓ એબરહિત
હોય. ૧૪ અને તેઓનું ખાદ્યાર્પણ તેલથી મોહેલા ત્રણ
દશાંશ [ એફાહ ] મેંદાનું, એ તેર વાછરડાઓમાના
દરેક વાછરડાની સાથે, ને બે દશાંશ [ એફાહ ] એ
બે ઘેટાઓમાના દરેકની સાથે, ૧૫ એકેક દશાંશ
[ એફાહ ] પેલા ચૌદ હલવાનોમાંના દરેક હલવાનની
સાથે; ૧૬ ને જાયુના દહનીયાર્પણ તથા તેના ખાદ્યા-
ર્પણ તથા તેના પેયાર્પણ સિવાય, પાપાર્થાર્પણને સારૂ
એક બકરો [ ચઢાવો ]

૧૭ અને બીજે દિવસે બાર વાછરડા, બે ઘેટા,
પહેલા વર્ષના ચૌદ એબરહિત નર હલવાન [ચઢાવો].
૧૮ અને તેઓનાં ખાદ્યાર્પણ તથા પેયાર્પણો વાછરડા-

ઓને સારુ, ઘેટાઓને સારુ, તથા હલવાનોને સારુ,
તેઓની ગણના પ્રમાણે તથા વિધિ મુજબ [ચઢાવો].
૧૯ અને નિત્યના દહનીયાર્પણ તથા તેના ખાદ્યાર્પણ
તથા તેઓના પેયાર્પણો ઉપરાંત પાપાર્થાર્પણને સારુ
એક બકરો [ચઢાવો]

૨૦ અને ત્રીજે દિવસે અગિયાર ગોધા, બે ઘેટા,
તથા પહેલા વર્ષના ચૌદ ખોડરહિત નર હલવાન;
૨૧ ને તેઓનું ખાદ્યાર્પણ તથા તેઓના પેયાર્પણો,
ગોધાઓને સારુ, ઘેટાઓને સારુ, તથા હલવાનોને
સારુ, તેમની ગણના પ્રમાણે તથા વિધિ મુજબ
[ચઢાવો] ૨૨ અને નિત્યના દહનીયાર્પણ તથા તેના
ખાદ્યાર્પણ તથા તેના પેયાર્પણ ઉપરાંત, પાપાર્થાર્પણને
સારુ એક બકરો [ચઢાવો]

૨૩ અને ચોથે દિવસે દસ ગોધા, બે ઘેટા, ને પહેલા
વર્ષના ચૌદ ખોડરહિત નર હલવાન, ૨૪ તેઓનું
ખાદ્યાર્પણ, તથા તેઓના પેયાર્પણો, ગોધાઓને સારુ,
ઘેટાઓને સારુ, તથા હલવાનોને સારુ, તેમની ગણના
પ્રમાણે તથા વિધિ મુજબ [ચઢાવો], ૨૫ ને નિત્યના
દહનીયાર્પણ તેના ખાદ્યાર્પણ તથા તેના પેયાર્પણ
ઉપરાંત, પાપાર્થાર્પણને સારુ એક બકરો [ચઢાવો]

૨૬ અને પાંચમે દિવસે નવ ગોધા, બે ઘેટા, ને
પહેલા વર્ષના ચૌદ ખોડરહિત નર હલવાન; ૨૭ ને
તેઓનું ખાદ્યાર્પણ, તથા તેઓના પેયાર્પણો, ગોધા-
ઓને સારુ, ઘેટાઓને સારુ, તથા હલવાનોને સારુ,
તેમની ગણના પ્રમાણે તથા વિધિ મુજબ [ચઢાવો]
૨૮ અને નિત્યના દહનીયાર્પણ તથા તેના ખાદ્યાર્પણ
તથા તેના પેયાર્પણ ઉપરાંત, પાપાર્થાર્પણને સારુ એક
બકરો [ચઢાવો]

૨૯ અને છઠ્ઠે દિવસે આઠ ગોધા, બે ઘેટા, ને
પહેલા વર્ષના ચૌદ ખોડરહિત નર હલવાન; ૩૦ ને
તેઓનું ખાદ્યાર્પણ તથા તેઓના પેયાર્પણો, ગોધા-
ઓને સારુ, ઘેટાઓને સારુ, તથા હલવાનોને સારુ,
તેમની ગણના પ્રમાણે તથા વિધિ મુજબ [ચઢાવો];
૩૧ ને નિત્યના દહનીયાર્પણ તથા તેના ખાદ્યાર્પણ તથા
તેના પેયાર્પણ ઉપરાંત, પાપાર્થાર્પણને સારુ એક
બકરો [ચઢાવો]

૩૨ અને સાતમે દિવસે સાત ગોધા, બે ઘેટા, ને
પહેલા વર્ષના ચૌદ ખોડરહિત નર હલવાન; ૩૩ ને
તેઓનું ખાદ્યાર્પણ તથા તેઓના પેયાર્પણો, ગોધા-
ઓને સારુ, ઘેટાઓને સારુ, તથા હલવાનોને સારુ,
તેમની ગણના પ્રમાણે તથા વિધિ મુજબ [ચઢાવો];
૩૪ ને નિત્યના દહનીયાર્પણ તેના ખાદ્યાર્પણ, તથા
તેના પેયાર્પણ ઉપરાંત, પાપાર્થાર્પણને સારુ એક
બકરો [ચઢાવો]

૩૫ આઠમે દિવસે તમે આખરની સભા કરો; કંઇ
સંસારી કામ ના કરો ૩૬ પણ યહોવાહને દહનીયા-
ર્પણ, એટલે સુવાસિક હોમયજ્ઞ, ચઢાવો, એટલે એક
ગોધો, એક ઘેટો, ને પહેલા વર્ષના સાત ખોડરહિત
નર હલવાન; ૩૭ તેઓનું ખાદ્યાર્પણ તથા તેઓના
પેયાર્પણો, ગોધાને સારુ, ઘેટાને સારુ, તથા હલવા-
નોને સારુ, તેમની ગણના પ્રમાણે તથા વિધિ મુજબ
[ચઢાવો] ૩૮ અને નિત્યના દહનીયાર્પણ તથા તેના
ખાદ્યાર્પણ તથા તેના પેયાર્પણ ઉપરાંત, પાપાર્થાર્પણને
સારુ એક બકરો [ચઢાવો]

૩૯ તમારા દહનીયાર્પણોને માટે, તથા તમારા
ખાદ્યાર્પણોને માટે તથા તમારા પેયાર્પણોને માટે તથા
તમારા શાંત્યર્પણોને માટે, તમારા [ચઢાવેલા] માન-
તાઓ તથા ઐચ્છિકાર્પણો ઉપરાંત, તમારે તમારા
મુકરર પર્વોમાં યહોવાહને એ ચઢાવવા ૪૦ અને જે
સર્વે આજ્ઞા યહોવાહે મુસાને આપી હતી તે પ્રમાણે
મુસાએ ઇસ્રાએલપુત્રોને કહી બતાવ્યું

૩૦ અને મુસાએ ઇસ્રાએલપુત્રોના કુળોના
મુખ્યોને કહ્યું, જે આજ્ઞા યહોવાહે આપી
છે તે આ છે, ૨ જો કોઇ પુરુષ યહોવાહ પ્રત્યે માનતા
માને, અથવા બંધનથી પોતાના જીવને બાંધવાને સમ
ખાય, તો તે પોતાનું વચન ના તોડે; જે સર્વ તેના
મુખમાંથી નિકળ્યું હોય તે પ્રમાણે તે કરે ૩ અને જો
કોઇ સ્ત્રી યહોવાહ પ્રત્યે માનતા માને, ને પોતાના
બાપના ઘરમાં હતાં, પોતાની જુવાનીમાં બંધનથી
પોતાને બાંધે; ૪ ને તેના બાપે તેની માનતા ને જે
બંધનથી તેણીએ પોતાને બાંધી હોય તે સાંભળ્યા
હોય, ને તેમ છતાં તેનો બાપ તેની સામે બોલ્યો ન
હોય, તો તેની સર્વ માનતાઓ કાયમ થાય, તથા જે
પ્રત્યેક બંધનથી તેણીએ પોતાના જીવને બાંધ્યો હોય,
તે કાયમ રહે. ૫ પણ તેનો બાપ સાંભળે તે દિવસે
જો તે તેને મના કરે, તો તેની માનતાઓ, અથવા જે
બંધનોથી તેણીએ પોતાના જીવને બાંધ્યો હોય,
તેઓમાંનું એકે કાયમ રહેશે નહિ, ને યહોવાહ તેને
ક્ષમા કરશે, કેમકે તેના બાપે તેને મના કરી છે
૬ અને જો તેણીની માનતા, અથવા જે અવિચારી

શબ્દો તેણીએ પોતાના હોઠોથી બોલીને તેઓવડે
પોતાનુ જીવને બાંધ્યો છે, [ તે બંધન ] તેણીને શિર
હોય તેવામા તે ભરથાર કરે; ૭ને જો તેનો ભરથાર
તે વિષે સાભળે, ને તે દિવસે તે તે વિષે છાનો રહે,
તો તેની માનતા કાયમ રહે, ને તેના જે બધનથી
તેણીએ પોતાના જીવને બાંધ્યો હોય તે કાયમ રહે
૮પણ તેનો ભરથાર સાભળે તે દિવસે જો તે તેને
મના કરે, તો જે માનતા તેણીને શિર હોય, ને પોતાના
હોઠોના જે અવિચારી શબ્દોથી તેણીએ પોતાના
જીવને બાંધ્યો હોય, તે તે રદ કરશે, ને યહોવાહ
તેને ક્ષમા કરશે ૯પણ વિધવાની કે ફારગતી પામે-
લીની માનતા, બલકે જે કોઇ ફરજથી તેણીએ પોતાના
જીવને બાંધ્યો હશે, તે બધુ તેને શિર કાયમ રહે
૧૦અને જો તેણીએ પોતાના ભરથારના ઘરમા માનતા
માની હોય, કે સમથી પોતાના જીવને બાંધ્યો હોય,
૧૧ને તેનો ભરથાર તે સાભળીને છાનો રહ્યો હોય,
ને તેને મના ના કીધી હોય, તો તેની સર્વ માનતા
કાયમ રહે, અને જે પ્રત્યેક બધનથી તેણીએ પોતાના
જીવને બાંધ્યો હશે તે પણ કાયમ રહે ૧૨પણ તેના
ભરથારે સાભળ્યુ તે દિવસે જો તેણે તેઓને રદબાતલ
કરી હોય, તો તેની માનતા વિષે કે તેના પ્રાણના
બધન વિષે જે કંઇ તેના હોઠોમાથી નિકળ્યુ હોય, તે
કાયમ ના રહે, તેના ભરથારે તે રદ કીધા છે, ને
યહોવાહ તેને ક્ષમા કરશે ૧૩સર્વ માનતાને તથા
આત્મકષ્ટ કરવા વિષેના પ્રત્યેક બધનકારક સોગનને
તેનો ભરથાર સ્થાપી શકે, કે તેનો ભરથાર રદ કરી
શકે ૧૪પણ જો તેનો ભરથાર તે વિષે દિનપ્રતિદિન
તેણીને કંઇજ ન કહે, તો તેની સર્વ માનતાઓ, અથવા
તેના સર્વ બધનો જે તેને માથે છે તેઓને કાયમ તે
કરે છે, તેણે તે કાયમ કીધા છે, કેમકે તેણે સાભળ્યુ
તે દિવસે તે તેની સામે બોલ્યો નહિ ૧૫પણ
સાભળ્યા પછી જો તે તેઓને રદબાતલ કરે તો તેણીનો
અન્યાય તેને માથે રહે ૧૬પુરૂષ તથા તેની સ્ત્રીની
વચ્ચે, બાપ તથા નાનપણમા તેને ઘેર રહેતી તેની
દીકરીની વચ્ચે જે વિધિઓ યહોવાહે મુસાને ફર-
માવ્યા તેઓ એ છે

૩૧ અને યહોવાહે મુસાને કહ્યુ, ૨ઇસ્રાએલ-
પુત્રોનો બદલો મિદ્યાનીઓની પાસેથી લે,
પછી તુ પોતાના લોકોમા મળી જઇશ ૩અને મુસાએ
લોકોને કહ્યુ, પોતામાથી માણસોને યુદ્ધને સારૂ શસ્ત્ર-
સજ્જિત કરો, કે યહોવાહ તરફથી તેઓ મિદ્યાનીઓ
પાસેથી બદલો લેવા સારૂ મિદ્યાન વિરૂદ્ધ જાય
૪ઇસ્રાએલના સર્વ કુળોમાના પ્રત્યેક કુળમાથી એક
હજારને યુદ્ધમા મોકલો ૫અને ઇસ્રાએલના હજારો-
માથી, પ્રત્યેક કુળથી એક હજાર, એટલે બાર હજાર
પુરૂષો યુદ્ધને સારૂ હથિયારબધ થએલા સોપવામા
આવ્યા ૬અને મુસાએ તેઓને, એટલે પ્રત્યેક કુળ-
માથી એક હજારને યુદ્ધમા મોકલ્યા, ને તેઓની સાથે
એલઆઝાર યાજકના દીકરા ફીનહાસને, પવિત્રસ્થા-
નના પાત્રો તથા ભયસૂચનાના રણશિંગડા હાથમા
લઇને, યુદ્ધમા મોકલ્યો ૭અને જેમ યહોવાહે મુસાને
આજ્ઞા કરી હતી તેમ તેઓએ મિદ્યાનીઓની સામે
લડાઇ કરી, ને તેઓએ સર્વ પુરૂષને મારી નાખ્યા
૮અને બીજા મારી નાખ્યા તે ઉપરાન તેઓએ મિદ્યા-
નના રાજાઓને, એટલે અવી તથા રેકેમ તથા સૂર
તથા હૂર તથા રેબા, એ પાચ મિદ્યાની રાજાઓને
મારી નાખ્યા, અને વળી તેઓએ બેઓરના દીકરા
બલઆમને તરવારથી મારી નાખ્યો ૯અને ઇસ્રા-
એલપુત્રોએ મિદ્યાનની સ્ત્રીઓને તથા તેઓના છોક-
રાઓને પકડી લીધા, ને તેઓના સર્વ ઢોર, ને
તેઓના સર્વ ઘેટાબકરા ને તેઓની બધી માલમિલકત
તેઓએ લુટી લીધા ૧૦અને જે નગરોમા તેઓ
રહેતા હતા તે તથા તેઓની સર્વ છાવણીઓ તેઓએ
અગ્નિથી બાળી નાખ્યા ૧૧અને માણસ તથા પશુ એ
બન્નેની સઘળી લૂટફાટ તેઓએ લીધી ૧૨અને તેઓ
બદીવાનોને તથા લૂટફાટને મુસાની તથા એલઆઝાર
યાજકની પાસે તથા ઇસ્રાએલપુત્રોની જમાત પાસે,
યરદનને કાઠે યરેખો આગળ, મોઆબના મેદાનમાની
તેમની છાવણીમા લાવ્યા

૧૩અને મુસા તથા એલઆઝાર યાજક તથા
જમાતના સર્વ અધિપતિઓ છાવણીની બહાર તેઓને
મળવાને ગયા ૧૪અને સૈન્યના અધિકારીઓ, એટલે
હજાર હજારના સરદારો, તથા સો સોના સરદારો,
જે યુદ્ધમાથી આવ્યા હતા એઓ પર મુસાને રોષ
ચઢ્યો ૧૫અને મુસાએ તેઓને કહ્યુ, શું તમે સર્વ
સ્ત્રીઓને જીવતી રાખી છે? ૧૬જુઓ, તેઓએ બલ-
આમની સલાહથી ઇસ્રાએલપુત્રોની પાસે પેઓરની
બાબતમા યહોવાહની વિરૂદ્ધ પાપ કરાવ્યુ, ને તેથી
યહોવાહની જમાતમા મરકી આવી ૧૭તો હવે
છોકરામાથી પ્રત્યેક નરને મારી નાખો, અને જે જે

સ્ત્રીએ પુરૂષની સાથે સૂઇને તેનો અનુભવ કીધો હોય
તેને મારી નાખો ૧૮જે નાની છોડીઓએ પુરૂષની
સાથે સૂઇને તેનો અનુભવ કીધો ન હોય, તે સર્વેને
તમે પોતાને સારૂ જીવતી રાખો ૧૯અને તમે સાત
દિવસ સુધી છાવણી બહાર રહો, તમારામાના જે
કોઇએ કોઇ માણસને મારી નાખ્યુ હોય, ને જે કોઇએ
મારી નખાએલાનો સ્પર્શ કર્યો હોય, તે ત્રીજે દિવસે
તથા સાતમે દિવસે પોતાને તથા પોતાના બંદીવાનોને
શુદ્ધ કરે ૨૦અને સર્વ વસ્ત્ર ને ચામડાની બનાવેલી
સર્વ ચીજ તથા બકરાના રૂઆની સર્વ વસ્તુઓ, તથા
લાકડાની બનાવેલી સર્વ ચીજો વિષે તમે પોતાને શુદ્ધ
કરો ૨૧અને સૈન્યના જે માણસો લડાઇમા ગયા
હતા, તેઓને એલઆઝાર યાજકે કહ્યું, જે નિયમ
યહોવાહે મુસાને આપ્યો છે તેનો વિધિ એ છે,
૨૨પરંતુ સોનુ તથા રૂપુ, પિત્તળ લોહુ, કલાઇ તથા
સીસું, ૨૩જે કોઇ વસ્તુ અગ્નિમા ટકી શકે તે તમે
અગ્નિમા નાખો, એટલે તે શુદ્ધ થશે, તો પણ વિટે-
ળના પાણીથી તે શુદ્ધ કરાશે, ને જે કંઇ અગ્નિમા ન
ટકી શકે તે તમે પાણીમા નાખો ૨૪અને સાતમે
દિવસે તમે તમારા વસ્ત્ર ધુઓ, એટલે તમે શુદ્ધ થશો,
ને ત્યાર પછી તમે છાવણીમા આવો

૨૫અને યહોવાહે મુસાને કહ્યું, ૨૬તું તથા એલ
આઝાર યાજક તથા જમાતના બાપોના [ઘરોના]
મુખ્યો, માણસ તથા પશુઓની જે લૂટ કરવામા
આવી તેનો સરવાળો કાઢો, ૨૭અને એ લૂટના બે
ભાગ પાડીને જે યુદ્ધકુશળ લોકો લડાઇમા ગયા હતા
તેમને તથા આખી જમાતને [એકેક ભાગ] આપો
૨૮અને જે લડવૈયા પુરૂષો લડાઇમા ગયા હતા તેઓ
પાસેથી યહોવાહને સારૂ કર લો, દર પાચસેમાથી
એક પ્રાણી, એટલે માણસોમાથી, તથા ગોપશુઓ
માથી, તથા ગધેડાઓમાથી, તથા ઘેટાબકરામાથી,
૨૯તેઓના અર્ધામાથી તે લો, ને યહોવાહના ઉચ્છા
લીયાર્પણને સારૂ એલઆઝાર યાજકને તે આપો
૩૦અને ઇસ્રાએલપુત્રોના અર્ધામાથી, દર પચાસ
માથી દૈવમતિથી એક લો, એટલે માણસોમાથી,
ગોપશુઓમાથી, ગધેડામાથી, તથા ઘેટાબકરામાથી,
એટલે સર્વ જાતના ઢોરઢાકમાથી [લો], ને લેવીઓ
જે યહોવાહના મંડપની સંભાળ કરે છે તેઓને તે
આપો ૩૧અને જેમ યહોવાહે મુસાને આજ્ઞા કરી
હતી તેમ મુસાએ તથા એલઆઝાર યાજકે કીધું
૩૨હવે લડવૈયા માણસોએ જે લૂટ લીધી હતી તે
શિવાય જે લૂટ હતી તે આ પ્રમાણે હતી, એટલે છ
લાખ અને પંચોતેર હજાર ઘેટા, ૩૩ને બોતેર હજાર
ગોપશુઓ, ૩૪ને એકસઠ હજાર ગધેડા, ૩૫ને મનુષ્ય
જાતમા બધી મળી બત્રીસ હજાર સ્ત્રીઓ કે જેમણે
પુરૂષની સાથે સૂઇને તેનો અનુભવ કીધો નહોતો.
૩૬અને જે અડધો ભાગ લડાઇમા જનારાઓને
મળ્યો હતો તેમા ત્રણ લાખ, સાડત્રીસ હજાર ને
પાચસે ઘેટા હતા ૩૭અને ઘેટાઓમાથી યહોવાહનો
કર છસે ને પંચોતેરનો હતો ૩૮અને ઢોર છત્રીસ
હજાર હતા, ને તેમાથી યહોવાહનો કર બોતેરનો
હતો ૩૯અને ગધેડા ત્રીસ હજાર ને પાચસે હતા, ને
તેમાથી યહોવાહનો કર એકસઠનો હતો ૪૦અને
માણસો સોળ હજાર હતા, ને તેમાથી યહોવાહનો કર
બત્રીસ માણસનો હતો ૪૧અને યહોવાહે મુસાને
આજ્ઞા કરી હતી તેમ મુસાએ એ કર, એટલે યહો
વાહનુ ઉચ્છાલીયાર્પણ, એલઆઝાર યાજકને આપ્યો
૪૨અને ઇસ્રાએલપુત્રોનો અડધો ભાગ, જે મુસાએ
લડાઇ કરનાર માણસો પાસેથી લીધો હતો, ૪૩(હવે
જમાતના અડધા ભાગમા ત્રણ લાખ, સાડત્રીસ
હજાર ને પાચસે ઘેટા, ૪૪ને છત્રીસ હજાર ગોપ
શુઓ, ૪૫ને ત્રીસ હજાર પાચસે ગધેડા, ૪૬ને સોળ
હજાર માણસો હતા), ૪૭ઇસ્રાએલપુત્રોના તે અડધા
ભાગના દર પચાસ માણસમાથી તથા પશુઓમાથી
એક, દૈવમતિથી લઇને, મુસાએ યહોવાહના મંડપની
સંભાળ કરનાર લેવીઓને આપ્યા, જેમ યહોવાહે
મુસાને આજ્ઞા કરી હતી તેમ ૪૮અને સૈન્યના હજા-
રોના ઉપરી અમલદારો, એટલે હજાર હજારના
સરદારો, તથા સો સોના સરદારો, મુસાની પાસે
આવ્યા, ૪૯ને તેઓએ મુસાને કહ્યું, સૈન્યના જે
માણસો અમારા તાબામા છે તેઓની ગણના તારા
દાસોએ કરી છે, ને અમારામાનું એકે માણસ ખૂટતું
નથી ૫૦અને અમારા પ્રાણોને લીધે યહોવાહની
સમ્મુખ પ્રાયશ્ચિત્ત કરવાને માટે અમ પ્રત્યેકને જે
મળ્યું તે અમે યહોવાહને સારૂ અર્પણ લાવ્યા છીએ,
એટલે સોનાના ઘરેણા, સાંકળા, તથા બંગડીઓ,
વીંટીઓ, વાળીઓ તથા માદળીઆ [લાવ્યા છીએ]
૫૧અને મુસાએ તથા એલઆઝાર યાજકે તેઓનુ
સોનુ એટલે સર્વ ઘડેલા ઘરેણા લીધા. ૫૨અને જે
ઉચ્છાલીયાર્પણનુ સોનુ હજાર હજારના સરદારે તથા

સો સોના સરદારો પાસેથી તેઓએ યહોવાહને
ચઢાવ્યુ તે બધુ મળીને સોળ હજાર સાતસેં ને પચાસ
શેકેલ* હતુ ૫૩(કેમકે લડનાર માણસોએ પોત
પોતાને સારૂ લૂટ લીધી હતી) ૫૪અને મુસા તથા
એલઆઝાર યાજક હજાર હજારના તથા સો સોના
સરદારોનુ સોનુ લઇને તેને યહોવાહની સમ્મુખ ઇસ્રા
એલપુત્રોના સ્મરણને અર્થે મુલાકાતમડપમા લાવ્યા

૩૨ હવે રેઉબેનના પુત્રો તથા ગાદના પુત્રોની
પાસે ઢોરઢાકનો મોટો જથો હતો, ને
તેઓએ યાઝેરનો દેશ તથા ગિલઆદનો દેશ જોયો કે,
જો, તે જગ્યા ઢોરને માટે અનુકૂળ જગ્યા છે, ૨ત્યારે
ગાદના પુત્રોએ તથા રેઉબેનના પુત્રોએ આવીને
મુસાને તથા એલઆઝાર યાજકને તથા મડળીના
અધિપતિઓને કહ્યુ કે ૩અટારોથ, તથા દીબોન,
તથા યાઝેર તથા નિમ્રાહ તથા હેશ્બોન તથા એલ
આલેહ, તથા સબામ, તથા નબો, તથા બેઓન,
૪એટલે જે દેશ યહોવાહે ઇસ્રાએલની જમાતની
સામે માર્યો, તે દેશ ઢોરને સારૂ અનુકૂળ છે, ને તારા
દાસોની પાસે ઢોર છે ૫અને તેઓએ કહ્યુ, જો
તારી દૃષ્ટિમા અમને કૃપા પ્રાપ્ત થઇ હોય તો આ
દેશ વતન તરીકે તારા દાસોને અપાય, યરદનને
પેલે પાર અમને ન લઇ જા ૬અને મુસાએ ગાદના
પુત્રોને તથા રેઉબેનના પુત્રોને કહ્યુ, શુ તમારા
ભાઇઓ લડાઇમા જશે ને તમે અહીં બેસી રહેશો?
૭ને ઇસ્રાએલપુત્રોને જે દેશ યહોવાહે આપ્યો છે
તેમા પેસવા વિષે તમે તેઓના મનોને કેમ નિરાશ
કરો છો? ૮મે કાદેશબાર્નેઆથી તમારા પિતૃઓને
દેશ જોવાને મોકલ્યા, ત્યારે તેઓએ એવુજ કીધુ
૯કેમકે જ્યારે તેઓએ એશ્કોલના નીચાણમા જઇને
તે દેશને જોયો ત્યારે તેઓએ ઇસ્રાએલપુત્રોના
મનોને નિરાશ કર્યા, એ માટે કે જે દેશ યહોવાહે
તેમને આપ્યો હતો તેમા તેઓ ના જાય ૧૦અને
તે દહાડે યહોવાહનો કોપ સળગ્યો, ને તેણે સમ
ખાઇને કહ્યુ, ૧૧વીસ વર્ષના ને તે કરતા વધારે
ઉમરના જે માણસો મિસર દેશમાથી નિકળી આવ્યા
તેઓમાનો કોઇ જે દેશ વિષે મેં ઇબ્રાહીમ, ઇસ્હાક
ને યાકૂબ પ્રત્યે સમ ખાધા, તેને જોવા પામશે નહિ,
કેમકે એઓ* મારી પાછળ બરાબર ચાલ્યા નથી
૧૨ફકત કનિઝ્ઝી યફૂન્નેહનો દીકરો કાલેબ તથા
નૂનનો દીકરો યહોશુઆ [દેશને જોશે], કેમકે તેઓ
યહોવાહની પાછળ બરાબર ચાલ્યા છે ૧૩અને
ઇસ્રાએલ ઉપર યહોવાહનો કોપ સળગી ઉઠયો, ને
તેણે ચાળીસ વર્ષ સુધી, એટલે જે પેઢીએ યહોવાહની
દૃષ્ટિમા ભુડુ કીધુ હતુ તે બધાનો નાશ થયો ત્યા
સુધી તેઓને અરણ્યમા અહીં તહીં અથડાવ્યા
૧૪અને જુઓ, તમારા બાપોને ઠેકાણે તમે વળી
બીજા ભુડા માણસો ઉભા થઇને ઇસ્રાએલ પર યહો
વાહનો કોપ હજી પણ વધારો છો ૧૫કેમકે જો તમે
તેની પાછળથી ફરી જશો તો તે ફરી પણ તેઓને
અરણ્યમા મુકી દેશે, ને તમારાથી આ સર્વ લોકોનો
નાશ થઇ જશે ૧૬અને તેઓએ પાસે આવીને
કહ્યુ, અમે અહીં અમારા ટોળાઓને સારૂ વાડા
ને અમારા છોકરાને સારૂ નગરો બાધીએ ૧૭પણ
અમે પોતે તો સજ્જ થઇને ઇસ્રાએલપુત્રોને તેમની
જગ્યાએ પહોચાડતા સુધી તેમની આગળ ચાલીશુ,
ને અમારા બાળકો દેશના રહેવાસીઓને લીધે કિલ્લા-
વાળા નગરોમા રહેશે ૧૮અને ઇસ્રાએલપુત્રોમાનો,
દરેક પુરૂષ પોતાનો વારસો પામે ત્યા સુધી અમે
પોતાને ઘેર પાછા નહિ આવીએ ૧૯કેમકે અમે
તેઓની સાથે યરદનની પેલી બાજુએ વારસો નહિ
લઇશુ, કેમકે અમારો વારસો યરદનની આ પૂર્વની
બાજુએ અમને મળ્યો છે ૨૦અને મુસાએ તેઓને
કહ્યુ, જો તમે આ કામ કરશો, એટલે જો શસ્ત્રસજ્જીત
થઇને યહોવાહની સમ્મુખ લડાઇમા જશો, ૨૧ને
તમારામાના સર્વ શસ્ત્રસજ્જિત માણસો યહોવાહની
સમ્મુખ યરદન પાર જશો, ત્યા સુધી કે, તેઓ
પોતાની આગળથી પોતાના શત્રુઓને હાકી કાઢે,
૨૨ને દેશ યહોવાહની આગળ વશ થઇ જાય પછી
તમે પાછા આવશો, અને યહોવાહ તથા ઇસ્રાએલ
વિષે નિરપરાધી થશો, ને યહોવાહની આગળ આ
દેશ તમારૂ વતન થશે ૨૩પણ જો એમ નહિ કરશો
તો જુઓ, યહોવાહની વિરૂદ્ધ તમે પાપ કીધુ છે,
ને નિશ્ચે જાણો કે તમારૂ પાપ તમને પકડી પાડશે
૨૪તમે તમારા બાળકોને સારૂ નગરો તથા તમારા
ઘેટાને સારૂ વાડા બાધો, ને તમારા બોલેલા વચનો
પુરા પાડો ૨૫અને ગાદના પુત્રોએ તથા રેઉબેનના
પુત્રોએ મુસાને કહ્યુ, અમારા ધણીના ફરમાવ્યા
પ્રમાણે તારા દાસો કરશે ૨૬અમારા બાળકો,
અમારી બૈરીઓ, અમારા ઘેટાબકરા તથા અમારા
સર્વ ઢોરઢાક ત્યા ગિલઆદના નગરોમા રહેશે,

૨૭ પણ યુદ્ધને માટે શસ્ત્રસજ્જિત થએલો તારો પ્રત્યેક
દાસ મારા ધણીના કહેવા મુજબ યહોવાહની સમ્મુખ
લડાઇ કરવાને પેલે પાર જશે
૨૮ અને એઓ વિષે મુસાએ એલઆઝાર યાજકને
તથા નૂનના દીકરા યહોશુઆને તથા ઇસ્રાએલપુત્રોના
કુળોના મુખ્ય બાપોને ભાળવણ કરી ૨૯ અને મુસાએ
તેઓને કહ્યું, જો ગાદના પુત્રોમાનો તથા રેઉબેનના
પુત્રોમાનો યુદ્ધને સારૂ શસ્ત્રસજ્જિત થએલો પ્રત્યેક
માણસ યહોવાહની સમ્મુખ તમારી સાથે યરદનને
પેલે પાર જાય, ને તમારી આગળ દેશ વશ થાય, તો
તમે વતનને સારૂ ગિલઆદ દેશ તેઓને આપજો,
૩૦ પણ જો તેઓ શસ્ત્રસજ્જિત થઇને તમારી સાથે પેલે
પાર ન જાય, તો તેઓ કનાન દેશમા તમારી મધ્યે
વતનો પામે ૩૧ અને ગાદના પુત્રોએ તથા રેઉબેનના
પુત્રોએ ઉત્તર આપતા કહ્યું, જેમ યહોવાહે તારા
દાસોને કહ્યુ છે તેમ અમે કરીશું ૩૨ અમે યહોવાહની
આગળ શસ્ત્રસજ્જિત થઇને પેલે પાર કનાન દેશમા
જઇશું, ને યરદનની આ બાજુ અમારા વારસાનુ
વતન અમારે સારૂ [રહેશે] ૩૩ અને મુસાએ તેઓને,
એટલે ગાદના પુત્રોને તથા રેઉબેનના પુત્રોને તથા
યુસફના દીકરા મનાશ્શેહના અર્ધા કુળને, અમોરી
ઓના રાજા સીહોનનુ રાજ્ય તથા બાશાનના રાજા
ઓગનું રાજ્ય, એટલે એ દેશ તેના નગરો તથા
તેઓની સીમો સુદ્ધા, હા, તે દેશના ચોમેરના સર્વ
નગરો સુદ્ધા આપ્યા. ૩૪ અને ગાદના પુત્રોએ દીબોન
તથા અટારોથ તથા અરોએર, ૩૫ આટ્રોથ શોફાન,
તથા યાઝેર, તથા યોગ્બહાહ, ૩૬ તથા બેથ નિમ્રાહ,
તથા બેથ હારાન, [એ] કિલ્લાવાળા નગરો બાંધ્યા
તથા [તે ઉપરાન્ત] ઘેટાઓને સારૂ વાડા [બાંધ્યા]
૩૭ અને રેઉબેનના પુત્રોએ હેશ્બોન, તથા એલઆલેહ,
તથા કિર્યાથાઇમ, ૩૮ તથા નબો, તથા બઆલ મે
ઓન (એઓના નામ બદલીને), તથા સિબ્માહ
બાંધ્યા, ને જે નગરો તેઓએ બાંધ્યા તેઓને
તેઓએ બીજાં નામ આપ્યા. ૩૯ અને મનાશ્શેહના
દીકરા માખીરના દીકરાઓ ગિલઆદ ગયા, ને તેઓએ
તેને જીતી લીધું, ને જે અમોરીઓ તેમા હતા તેઓને
કાઢી મૂક્યા. ૪૦ અને મુસાએ મનાશ્શેહના દીકરા
માખીરને ગિલઆદ આપ્યુ ને તે તેમા રહ્યો ૪૧ અને
મનાશ્શેહના દીકરા યાઇરે ત્યા જઇને તેનાં ગહેરો
જીતી લીધા અને તેઓને હાવ્વોથ યાઇર એ નામ
આપ્યુ ૪૨ અને નોબાહે જઇને કનાથ તથા તેના
ગામોને જીતી લીધા, અને પોતાના નામ પરથી તેનુ
નામ નોબાહ પાડ્યુ

૩૩ ઇસ્રાએલપુત્રો પોતાના સૈન્યો સુદ્ધા મુસા
તથા હારૂનની હસ્તક મિસર દેશમાથી
નિકળ્યા ત્યારે તેઓની મજલો આ છે ૨ અને મુસાએ
યહોવાહની આજ્ઞાથી તેઓની મજલો પ્રમાણે તેઓની
કૂચની નોંધ રાખી, ને તેઓની મજલો પ્રમાણે
તેઓની કૂચો આ છે ૩ અને તેઓ પહેલે માસે,
પહેલા માસને પંદરમે દિવસે રામસેસથી ચાલ્યા,
પાસ્ખાપર્વ પછીની સવારે ઇસ્રાએલપુત્રો સર્વ મિસ
રીઓના દેખતા ગર્વથી નિકળ્યા ૪ જે સર્વ પ્રથમ-
જનિતોને યહોવાહે માર્યા હતા તેઓને દાટવામા
મિસરીઓ તે વેળાએ ગુથાયલા હતા, તેઓના દેવો
પર પણ યહોવાહે ન્યાયકૃત્યો કીધા ૫ અને ઇસ્રાએલ-
પુત્રો રામસેસથી ચાલ્યા, ને સુક્કોથમા છાવણી કીધી
૬ અને તેઓ સુક્કોથથી ચાલ્યા, ને એથામ જે અર
ણ્યની કોરમાજ છે તેમા છાવણી કીધી ૭ અને તેઓ
એથામથી ચાલ્યા, ને પાછા ફરીને પી હાહીરોથ
આવ્યા, કે જે બઆલ સફોનની સામે છે, ને તેઓએ
મિગ્દોલની સામે છાવણી કીધી ૮ અને તેઓ હાહી
રોથ આગળથી ચાલ્યા ને સમુદ્રની મધ્યે થઇને
અરણ્યમા ગયા, ને એથામના અરણ્યમા ત્રણ દિવ
સની મજલ કરી, ને મારાહમા છાવણી કીધી ૯ અને
તેઓ મારાહથી ચાલ્યા ને એલિમ આવ્યા, ને
એલિમમા પાણીના બાર ઝરા, ને સિત્તેર ખજુરીઓ
હતી, ને ત્યા તેઓએ છાવણી કીધી ૧૦ અને તેઓ
એલિમથી ચાલ્યા, ને સૂફ સમુદ્રને કિનારે છાવણી
કીધી ૧૧ અને તેઓ સૂફ સમુદ્રથી ચાલ્યા, ને સીનના
અરણ્યમા છાવણી કીધી ૧૨ અને તેઓ સીનના
અરણ્યથી ચાલ્યા, ને દોફકાહમા છાવણી કીધી
૧૩ અને તેઓ દોફકાહથી ચાલ્યા, ને આલૂશમા
છાવણી કીધી ૧૪ અને તેઓ આલૂશથી ચાલ્યા, ને
રફીદીમમા છાવણી કીધી, ને ત્યા લોકોને પીવાને સારૂ
પાણી ન હતું ૧૫ અને તેઓ રફીદીમથી ચાલ્યા, ને
સિનાયના અરણ્યમા છાવણી કીધી ૧૬ અને તેઓ
સિનાયના અરણ્યથી ચાલ્યા, ને કિબ્રોથ હાત્તાવાહમા
છાવણી કીધી ૧૭ અને તેઓ કિબ્રોથ હાત્તાવાહથી
ચાલ્યા, ને હસેરોથમા છાવણી કીધી ૧૮ અને તેઓ
હસેરોથથી ચાલ્યા, ને રિથ્માહમા છાવણી કીધી

૧૯ અને તેઓ રિથ્માહથી ચાલ્યા, ને રિમ્મોન-પેરે-
સમા છાવણી કીધી. ૨૦ અને તેઓ રિમ્મોન-પેરેસથી
ચાલ્યા, ને લિબ્નાહમાં છાવણી કીધી. ૨૧ અને તેઓ
લિબ્નાહથી ચાલ્યા, ને રિસ્સાહમા છાવણી કીધી.
૨૨ અને તેઓ રિસ્સાહથી ચાલ્યા, ને કહેલાથાહમાં
છાવણી કીધી ૨૩ અને તેઓ કહેલાથાહથી ચાલ્યા,
ને શેફેર પર્વતમા છાવણી કીધી ૨૪ અને તેઓ શેફેર
પર્વતથી ચાલ્યા, ને હરાદાહમાં છાવણી કીધી.
૨૫ અને તેઓ હરાદાહથી ચાલ્યા, ને માકહેલોથમા
છાવણી કીધી ૨૬ અને તેઓ માકહેલોથથી ચાલ્યા,
ને તાહાથમાં છાવણી કીધી. ૨૭ અને તેઓ તાહાથથી
ચાલ્યા, ને તેરાહમાં છાવણી કીધી. ૨૮ અને તેઓ
તેરાહથી ચાલ્યા, ને મિથ્કાહમાં છાવણી કીધી.
૨૯ અને તેઓ મિથ્કાહથી ચાલ્યા, ને હાશ્મોનાહમાં
છાવણી કીધી. ૩૦ અને તેઓ હાશ્મોનાહથી ચાલ્યા,
ને મોસેરોથમાં છાવણી કીધી ૩૧ અને તેઓ મોસે-
રોથથી ચાલ્યા, ને બની-યાઅકાનમાં છાવણી કીધી.
૩૨ અને તેઓ બની-યાઅકાનથી ચાલ્યા, ને હોર-
હાગિદગાદમા છાવણી કીધી. ૩૩ અને તેઓ હોર-
હાગિદગાદથી ચાલ્યા, ને યોટબાથાહમાં છાવણી કીધી
૩૪ અને તેઓ યોટબાથાહથી ચાલ્યા, ને આબ્રોનાહમાં
છાવણી કીધી. ૩૫ અને તેઓ આબ્રોનાહથી ચાલ્યા,
ને એસ્યોન-ગેબેરમા છાવણી કીધી ૩૬ અને તેઓ
એસ્યોન-ગેબેરથી ચાલ્યા, ને સીનના અરણ્યમાં
છાવણી કીધી (એજ કાદેશ છે) ૩૭ અને તેઓ
કાદેશથી ચાલ્યા, ને અદોમ દેશની કોરમાં હોર
પર્વતમાં છાવણી કીધી ૩૮ અને યહોવાહની આજ્ઞા
પ્રમાણે હારૂન યાજક હોર પર્વત પર ચઢયો, ને
ઇસ્રાએલપુત્રો મિસર દેશમાથી નિકળ્યા ત્યાર પછી
ચાળીસમા વર્ષના પાચમા માસને પહેલે દિવસે તે
ત્યાં મરણ પામ્યો. ૩૯ અને હારૂન હોર પર્વત પર
મરણ પામ્યો ત્યારે તે એક સો ને ત્રેવીસ વર્ષનો
હતો. ૪૦ કનાન દેશના નેગેબમાં રહેનાર અરાદના
કનાની રાજાએ ઇસ્રાએલપુત્રોના આવવા વિષે
સાંભળ્યું. ૪૧ અને તેઓ હોર પર્વતથી ચાલ્યા, ને
સાલ્મોનાહમાં છાવણી કીધી. ૪૨ અને તેઓ સાલ્મો-
નાહથી ચાલ્યા, ને પૂનોનમાં છાવણી કીધી. ૪૩ અને
તેઓ પૂનોનથી ચાલ્યા, ને ઓબોથમાં છાવણી કીધી
૪૪ અને તેઓ ઓબોથથી ચાલ્યા, ને મોઆબની
સરહદમાં ઇયે-અબારીમમાં છાવણી કીધી. ૪૫ અને
તેઓ ઇયીમથી ચાલ્યા, ને દીબોન-ગાદમાં છાવણી
કીધી. ૪૬ અને તેઓ દીબોન-ગાદથી ચાલ્યા, ને
આલ્મોન-દિબ્લાથાઇમમાં છાવણી કીધી. ૪૭ અને
તેઓ આલ્મોન-દિબ્લાથાઇમથી ચાલ્યા, ને અબા-
રીમ પર્વતોમા નબોની સામા છાવણી કીધી ૪૮ અને
તેઓ અબારીમ પર્વતોથી ચાલ્યા, ને મોઆબના
મેદાનમાં યરદનને કાંઠે યરેખોની આગળ છાવણી
કીધી. ૪૯ અને તેઓએ યરદનને કાંઠે, બેથ-યશીમો-
થથી આબેલશિટ્ટીમ સુધી મોઆબના મેદાનમા
છાવણી કીધી

૫૦ અને યહોવાહે મોઆબના મેદાનમા યરદનને
કાંઠે યરેખોની પાસે મુસાને કહ્યું, ૫૧ ઇસ્રાએલપુત્રોને
એમ કહે કે, જ્યારે તમે યરદન નદી ઉતરીને કનાન
દેશમાં જાઓ, ૫૨ ત્યારે તમે પોતાની આગળથી દેશના
સર્વ રહેવાસીઓને હાંકી કાઢો, ને તેઓના સર્વ
આકૃતિઓ કોતરેલા પત્થરોનો નાશ કરો, ને તેઓની
સર્વ ગાળેલી [ધાતુની] મૂર્તિઓનો નાશ કરો; ને
તેઓનાં સર્વ દેવસ્થાનોને પાડી નાખો, ૫૩ અને
દેશને કબજે કરીને તેમા વસો; કેમકે વતનને સારૂ
મેં તે દેશ તમને આપ્યો છે ૫૪ અને તમે દેવમતિથી
તમારાં કુટુંબો પ્રમાણે દેશનો વારસો વહેંચી લેજો;
જે [કુળમા] વિશેષ લોક, તેને તે પ્રમાણમાં વિશેષ
વારસો તમારે આપવો, ને જેમાં થોડા લોક, તેને
તારે થોડો વારસો આપવો; દેવમતિથી જ્યા જેનો
ભાગ આવે, ત્યાંજ તેને મળે; તમારા પિતૃઓનાં
કુળો પ્રમાણે તમને વારસો મળે. ૫૫ પણ જો તમે
પોતાની સામેથી દેશના રહેવાસીઓને હાંકી નહિ
કાઢશો તો તેઓમાના જેઓને તમે રહેવા દેશો,
તેઓ તમારી આંખોમા અણીઓરૂપ ને તમારી
કૂખોમા કાંટારૂપ થશે, ને જે દેશમાં તમે વસશો,
તેમાં તેઓ તમને હેરાન કરશે. ૫૬ અને એમ થશે
કે જે કઇ તેઓ પર વિતાડવાનું હુ ધારતો હતો, તે
તમારા પર વિતાડીશ.

૩૪ અને યહોવાહે મુસાને કહ્યું કે, ૨ ઇસ્રાએ-
લપુત્રોને આજ્ઞા કરીને કહે કે, જ્યારે તમે
કનાન દેશમાં પહોચો, (એટલે એ કનાન દેશ કે
જેનો વારસો તેની સીમાઓ સુધી તમને મળવાનો
છે), ૩ ત્યારે તમારો દક્ષિણ ભાગ સીનના અરણ્યથી
માંડીને આગળ અદોમની સીમાની લગોલગ થાય,
ને તમારી દક્ષિણ સીમા ખારા સમુદ્રના પૂર્વના છેડાથી

શરૂ થાય, ૪ ને એ તમારી સીમા વળીને આક્રાબ્બીમના ઢોળાવ તરફ આવે ને આગળ ચાલીને સીન
સુધી પહોચે ને તેનો છેડો કાદેશ-બાર્નેઆની દક્ષિણે
આવે, ને ત્યાથી આગળ ચાલીને હસારઆદ્દાર સુધી
જાય ને આગળ આસ્મોન સુધી જાય, ૫ ને તે સીમા
આસ્મોનથી વળીને મિસરની નદી સુધી જાય, ને
તેનો છેડો સમુદ્ર સુધી પહોચે ૬ અને મોટો સમુદ્ર
તથા તેનો કાઠો એ તમારી પશ્ચિમ સીમા થાય
૭ અને તમારી ઉત્તર સીમા આ પ્રમાણે થાય, એ
સીમા તમારે મોટા સમુદ્રથી માડીને હોર પર્વત સુધી
આકવી, ૮ અને એ સીમા હોર પર્વતથી માડીને
હમાથના નાકા સુધી તમારે આકવી, ને તે સીમાનો
છેડો સદાદ સુધી જાય, ૯ ને ત્યાથી આગળ ચાલીને
તે સીમા ઝિફ્રોન સુધી પહોચે, ને તેનો છેડો હસાર
એનાન સુધી પહોચે, એ તમારી ઉત્તરની સીમા
થાય. ૧૦ અને તમારી પૂર્વ સીમા હસાર એનાનથી તે
શફામ સુધી તમારે આકવી ૧૧ અને તે સીમા શફામથી નીચલી તરફ વળીને રિબ્લાહ સુધી આયિનની
પૂર્વ દિશાએ જાય, ને તે સીમા ત્યાથી નીચલી તરફ
ચાલીને કિન્નેરેથના સમુદ્ર સુધી પૂર્વ તરફ પહોચે
૧૨ અને તે સીમા ત્યાથી ઉતરીને યર્દન સુધી જાય,
ને તેનો છેડો ખારા સમુદ્ર આગળ આવે, એ દેશ
તેની ચારે તરફની સીમાઓ સુધી તમારો થશે
૧૩ અને મુસાએ ઇસ્રાએલપુત્રોને આજ્ઞા આપતા
કહ્યુ કે, જે દેશનો વારસો તમે દેવચિઠ્ઠિ વડે [વહેંચી]
લેશો, ને જે નવ કુળોને તથા અડધા કુળને આપવાની
યહોવાહે આજ્ઞા આપી છે, તે આ છે, ૧૪ કેમકે
રેઉબેનપુત્રોના કુળને તેઓના પિતૃઓના ઘરો
પ્રમાણે, તથા ગાદપુત્રોના કુળને તેઓના પિતૃઓના
ઘરો પ્રમાણે તેઓનો વારસો મળ્યો છે, ને મનાશ્શેહના અડધા કુળને પણ મળ્યો છે, ૧૫ [આ] બે
કુળોને તથા અડધા કુળને તેઓનો વારસો યર્દન
પાર યરેખો આગળ પૂર્વ તરફ, એટલે ઉગમણી તરફ
મળ્યો છે

૧૬ અને યહોવાહે મુસાને કહ્યુ કે, ૧૭ જે માણસો
તમને દેશનો વારસો વહેંચી આપશે તેઓના નામ
આ છે, એટલે એલઆઝાર યાજક તથા નૂનનો
દીકરો યહોશુઆ ૧૮ અને દેશનો વારસો વહેંચી
આપવા માટે તમારે પ્રત્યેક કુળમાથી એકેક અધિપતિ
લેવો. ૧૯ અને તે માણસોના નામો નીચે મુજબ
છે, યહુદાહના કુળમાથી યફૂન્નેહનો દીકરો કાલેબ
૨૦ શિમઓનપુત્રોના કુળમાથી આમ્મીહૂદનો દીકરો
શમૂએલ ૨૧ બિન્યામીનના કુળમાથી કિસ્લોનનો
દીકરો અલીદાદ ૨૨ અને દાનના પુત્રોના કુળનો
અધિપતિ યોગ્લીનો દીકરો બુક્કી ૨૩ યુસફના
પુત્રોના, મનાશ્શેહના પુત્રોના કુળનો અધિપતિ
એફોદનો દીકરો હાન્નીએલ ૨૪ અને એફ્રાઇમપુત્રોના
કુળનો અધિપતિ શિફટાનનો દીકરો કમૂએલ ૨૫ અને
ઝબુલૂનપુત્રોના કુળનો અધિપતિ પાર્નાખનો દીકરો
અલીસાફાન ૨૬ અને યિસ્સાખારપુત્રોના કુળનો
અધિપતિ અઝ્ઝાનનો દીકરો પાલ્ટીએલ ૨૭ અને
આશેરપુત્રોના કુળનો અધિપતિ શલોમીનો દીકરો
અહીહૂદ ૨૮ અને નાફતાલીપુત્રોના કુળનો અધિપતિ
આમ્મીહૂદનો દીકરો પદાહએલ ૨૯ ઇસ્રાએલપુત્રોને
કનાન દેશમા વારસો વહેંચી આપવાની આજ્ઞા
જેઓને યહોવાહે આપી તેઓ એ છે

૩૫ અને યહોવાહે મોઆબના મેદાનમા યરદનને કાઠે યરેખોની આગળ મુસાને કહ્યુ
કે, ૨ ઇસ્રાએલપુત્રોને આજ્ઞા કર કે તેઓ પોતાના
વતનના વારસામાથી લેવીઓને રહેવા સારૂ નગરો
આપે, ને તે નગરોના ઉપયોગને માટે તેઓની
આસપાસના પાદરો પણ તમારે લેવીઓને આપવા.
૩ અને નગરો તો તેઓને રહેવા માટે મળે, ને
તેઓના પાદરો તો તેમના ઢોરને વાસ્તે તથા તેઓની
સંપત્તિને વાસ્તે તથા તેઓના સઘળા જાનવરોને
વાસ્તે થાય. ૪ અને તે નગરોના જે પાદરો તમે
લેવીઓને આપો તેઓ નગરના કોટથી માડીને બહાર
ચોગરદમ હજાર હજાર હાથ હોય ૫ અને તમારે
નગરની બહાર પૂર્વ તરફ બે હજાર હાથ, ને દક્ષિણ
તરફ બે હજાર હાથ, ને પશ્ચિમ તરફ બે હજાર હાથ,
ને ઉત્તર તરફ બે હજાર હાથ માપવુ, ને નગર વચમા
રહે તેઓના નગરોના પાદરો એ પ્રમાણે હોય
૬ અને જે નગરો તમે લેવીઓને આપો તેઓ [મધ્યે]
છ આશ્રયનગરો હોય, મનુષ્યઘાતક ત્યા નાસી જાય
માટે તમારે તે આપવા, અને એઓ ઉપરાંત
તમારે બેંતાળીસ નગરો આપવા ૭ તમારે લેવીઓને
સઘળા મળી અડતાળીસ નગરો તેઓના પાદરોસહિત
આપવા. ૮ અને ઇસ્રાએલપુત્રોના વતનમાથી જે
નગરો તમે આપો, તેઓ વિષે [આ નિયમ છે]
ઘણામાથી તમારે ઘણાં લેવા, ને થોડામાથી તમા

ઘોડાં લેવાં; પ્રત્યેકને જે વારસો મળે, તેના પ્રમાણમાં
તે પોતાનાં નગરોમાંથી લેવીઓને આપે
૯ અને યહોવાહે મુસાને કહ્યું કે, ૧૦ ઇસ્રાએલ-
પુત્રોને એમ કહે કે, જ્યારે તમે યરદન ઉતરીને કનાન
દેશમાં જાઓ, ૧૧ ત્યારે તમે પોતાને સારૂ આશ્રય-
નગરો તરીકે અમુક નગરો ઠરાવજો; એ સારૂ કે
અજાણતાં કોઇનું મોત નિપજાવનાર મનુષ્યઘાતક ત્યાં
નાસી જાય. ૧૨ અને તે નગરો તમારે માટે વેર લેના-
રના હાથમાંથી રક્ષણાર્થે થાય; એ સારૂ કે મનુષ્યઘા-
તક ઇનસાફને સારૂ જમાતની આગળ ખડો કરવામાં
નહિ આવે ત્યાં સુધી તે મરે નહિ. ૧૩ અને જે નગરો
તમે આપશો તેઓ[માંનાં] છ નગરો તમારે માટે
આશ્રયનગરો થશે. ૧૪ તમારે ત્રણ નગરો યરદન પાર
આપવાં, તથા ત્રણ નગરો તમારે કનાન દેશમાં
આપવાં; તેઓ આશ્રયનગરો થાય. ૧૫ આ છ નગરો
ઇસ્રાએલપુત્રોને તથા તેઓ મધ્યેના પરદેશી તથા
પ્રવાસીઓને રક્ષણાર્થે થાય; એ સારૂ કે કોઇ માણ-
સનું અજાણે મોત નિપજાવનાર પ્રત્યેક મનુષ્યઘાતક
ત્યાં નાસી જાય. ૧૬ પણ જો તે તેને લોઢાના ઓજા-
રથી મારે ને તેથી તેનું મોત નિપજે, તો તે ખુની છે;
ખુનીને તો નિશ્ચે દેહાંતદંડ કરવો. ૧૭ અને જો તે
હાથમાં એવો પત્થર લઇને તેને મારે, કે જેથી મોત
નિપજવાનો સંભવ હોય, ને તેથી જો પેલાનું મોત
નિપજે, તો તે ખુની છે; ખુનીને તો નિશ્ચે દેહાંતદંડ
કરવો ૧૮ અથવા જો તે લાકડાનું એવું ઓજાર
હાથમાં લઇને તેને મારે કે જેથી મોત નિપજવાનો
સંભવ હોય, ને તેથી જો પેલાનું મોત નિપજે, તો તે
ખુની છે; ખુનીને તો નિશ્ચે દેહાંતદંડ કરવો
૧૯ લોહીનું વેર વાળનાર પોતેજ ખુનીને મારી નાખે;
જ્યારે તે તેને મળે, ત્યારે તે તેને મારી નાખે
૨૦ અને જો તેણે તેને દ્વેષથી ધક્કો માર્યો હોય,
અથવા લાગ તાકીને સતાઇ રહીને તેના પર કાંઇ
ફેંક્યું હોય, ને તેથી તેનું મોત નિપજ્યું હોય;
૨૧ અથવા તો વેરથી મુક્કી મારીને તેનું મોત નિપ-
જાવ્યું હોય; તો તેને મારનારને નિશ્ચે દેહાંતદંડ
કરવો; તે ખુની છે; લોહીનું વેર વાળનાર જ્યારે
તેને મળે ત્યારે ખુનીને મારી નાખે. ૨૨ પણ જો
તેણે વેર વગર એકાએક તેને ધક્કો માર્યો હોય,
અથવા લાગ તાકીને સતાઇ રહ્યા વગર તેના ઉપર
કાંઇ ફેંક્યું હોય, ૨૩ અથવા જેથી માણસનું મોત
નિપજે એવો પત્થર તેને ન દેખતાં તેના ઉપર ફેંક્યો
હોય, ને તેથી તેનું મોત નિપજ્યું હોય, પરન્તુ તે તેનો
વેરી ન હતો, તેમજ તેનું નુકસાન કરવાની પણ તેને
મતલબ ન હતી; ૨૪ તો મારનાર તથા લોહીનું વેર
લેનારની વચ્ચે જમાત આ કાનૂનો પ્રમાણે ન્યાય કરે;
૨૫ ને જમાત મનુષ્યઘાતકને લોહીનું વેર લેનારના
હાથમાંથી છોડાવે, ને જમાત જે આશ્રયનગરમાં તે
નાસી ગયો હતો તેમાં તેને પાછો પહોંચાડે; ને
પવિત્ર તેલથી અભિષિક્ત થએલા પ્રમુખયાજકના
મરણ સુધી તે તેમાં રહે ૨૬ પણ જો કોઇ વેળા
મનુષ્યઘાતક જે આશ્રયનગરમાં પોતે નાસી ગયો હોય
તેની સરહદની બહાર જાય; ૨૭ ને લોહીનું વેર લેનાર
તેને તેના આશ્રયનગરની સરહદની બહાર જોઇને જો
તે લોહીનું વેર લેનાર તે મનુષ્યઘાતકને મારી નાખે,
તો તેને લીધે ખૂનનો દોષ ન બેસે, ૨૮ કેમકે પ્રમુખ્ય-
યાજકના મરણ સુધી તેણે પોતાના આશ્રયનગરમાં
રહેવું જોઇતું હતું, પણ પ્રમુખયાજકના મરણ પછી
મનુષ્યઘાતક પોતાના વતનની ભૂમિમાં પાછો આવે
૨૯ અને આ કાનૂનો તમારી વંશપરંપરા તમારાં સર્વ
રહેઠાણોમાં તમારો ઇનસાફ કરવાનો કાયદો થાય
૩૦ જે કોઇ માણસનું ખૂન કરે, તે ખુની સાક્ષીઓની
જુબાનીને આધારે દેહાંતદંડ ભોગવે; પણ કોઇને
દેહાંતદંડ કરવા સારૂ એક સાહેદની સાક્ષી બસ નથી.
૩૧ વળી જે મનુષ્યઘાતકને ખૂનનો દોષ લાગ્યો હોય
તેનો જીવ તમારે કઇ પણ મૂલ્ય લઇને ઉગારવો નહિ;
પણ તેને નિશ્ચે દેહાંતદંડ કરવો. ૩૨ અને આશ્રય-
નગરમાં નાસી ગએલાની પાસેથી મૂલ્ય લઇને યાજક
જીવતો છતાં તેને દેશમાં પાછા આવી રહેવાની
પરવાનગી ન આપવી ૩૩ એ રીતે જે દેશમાં તમે
છો તે ભ્રષ્ટ નહિ થશે; કેમકે લોહી એ તો દેશને ભ્રષ્ટ
કરે છે; કેમકે દેશમાં વહેવડાવેલા લોહીનું પ્રાયશ્ચિત્ત
તે લોહી વહેવડાવનારના લોહી શિવાય થઇ શકતું
નથી. ૩૪ જે દેશમાં તમે વસો છો ને જેની મધ્યે હું
રહું છું, તેને તમે ન વટાળો કેમકે હું યહોવાહ
ઇસ્રાએલપુત્રોની મધ્યે રહું છું

૩૬ અને યુસફના પુત્રોના કુટુંબોમાંના મના-
શ્શેહના પુત્ર માખીરના પુત્ર ગિલઆદના
પુત્રોના કુટુંબના પિતૃઓનાં [ઘરોના] મુખ્યોએ પાસે
આવીને મુસાની આગળ તથા ઇસ્રાએલપુત્રોના
પિતૃઓનાં [ઘરોના] મુખ્યો, એટલે અધિપતિઓની

આગળ, અરજ કીધી, ૨ અને તેઓએ કહ્યું કે, યહો-
વાહે મારા ધણીને એવી આજ્ઞા કીધી છે કે, ચિઠ્ઠીઓ
નાખીને દેશ ઇસ્રાએલપુત્રોને વારસાને માટે વહેંચી
આપવો; ને આપ મારા ધણીને યહોવાહ તરફથી
એવી આજ્ઞા મળી કે અમારા ભાઇ સલોફહાદનો
વારસો તેની દીકરીઓને આપવો ૩ અને જો તેઓ
ઇસ્રાએલપુત્રોના [બીજાં] કુળોના હરકોઇ વંશજોને
પરણે, તો તેઓનો વારસો અમારા પિતૃઓના
વારસામાથી જુદો પડી જાય અને જે કુળની તેઓ
થાય તેના વારસામા તે જોડાઇ જાય, એવી રીતે તે
અમારા વારસાના હિસ્સામાથી જતો રહે ૪ અને
જ્યારે ઇસ્રાએલપુત્રોની જુબીલી આવશે, ત્યારે
તેઓનો વારસો જે કુળની તેઓ થઇ હશે તેના વારસા
સાથે જોડાશે; એવી રીતે તેઓનો વારસો અમારા
પિતૃઓના કુળના વારસામાથી જતો રહેશે ૫ અને
મુસાએ યહોવાહના વચન પ્રમાણે ઇસ્રાએલપુત્રોને
એવી આજ્ઞા કીધી કે, યુસફના પુત્રોના કુળનુ કહેવું
વાજબી છે. ૬ સલોફહાદની દીકરીઓ વિષે યહોવાહ
એવી આજ્ઞા કરે છે કે, તેમને ગમે તેની સાથે તેઓ
પરણે; પણ ફક્ત તેઓના બાપના કુળના કુટુંબમાંજ
તેઓ પરણે ૭ એવી રીતે ઇસ્રાએલપુત્રોનો કોઇ પણ
વારસો એક કુળમાંથી બીજા કુળમાં જવા નહિ પામે,
કેમકે સર્વ ઇસ્રાએલપુત્રો પોતપોતાના બાપનાં કુળના
વારસાને વળગી રહેશે ૮ અને ઇસ્રાએલપુત્રોના હર-
કોઇ કુળમા વારસો પામેલી પ્રત્યેક દીકરી પોતાના
બાપના કુળના કુટુંબમાંના કોઇની સાથે પરણે, કે
ઇસ્રાએલપુત્રોમાનો પ્રત્યેક જન પોતપોતાના બાપ-
દાદાઓનો વારસો ભોગવે ૯ એવી રીતે કોઇ પણ
વારસો એક કુળમાથી બીજા કુળમા જવા નહિ પામે;
કેમકે ઇસ્રાએલપુત્રોના કુળોમાનો પ્રત્યેક પોતાના
વારસાને વળગી રહેશે. ૧૦ જેમ યહોવાહે મુસાને
આજ્ઞા કીધી હતી તેમજ સલોફહાદની દીકરીઓએ
કીધું; ૧૧ કેમકે સલોફહાદની દીકરીઓ માહલાહ,
તિર્સાહ તથા હોગ્લાહ તથા મિલ્હાહ તથા નોઆહ
તેઓ પોતાના કાકાના દીકરાઓ સાથે પરણી.
૧૨ તેઓ યુસફના દીકરા મનાશ્શેહના પુત્રોનાં કુટું-
બોમા પરણી, ને તેઓનો વારસો તેઓના બાપના
કુટુંબના કુળમા રહ્યો

૧૩ જે આજ્ઞાઓ તથા કાનૂનો યહોવાહે મુસાની
હસ્તક મોઆબના મેદાનમાં યરદનને કાંઠે યરેખો
આગળ ઇસ્રાએલપુત્રોને ઠરાવી આપ્યાં તે એ છે.

---

# પુનર્નિયમ

## એટલે મુસાનું પાંચમું પુસ્તક.

૧ જે વચનો મુસાએ યરદન પાર અરણ્યમાં,
સૂફની સામેના અરાબાહમાં, પારાન તથા
તોફેલ તથા લાબાન તથા હસેરોથ તથા દીઝાહાબ
તેઓની વચમાં સર્વ ઇસ્રાએલપુત્રોને કહી સંભળાવ્યાં
તે નીચે મુજબ છે. ૨ સેઇર પર્વતને માર્ગે હોરેબથી
કાદેશ-બાર્નેઆ સુધીનું અંતર અગિયાર દિવસ[ની
મજલ] જેટલું છે ૩ અને ચાળીસમા વર્ષના અગિ-
યારમા માસમાં તે માસને પહેલે દિવસે એમ થયું
કે, જે સર્વ આજ્ઞાઓ યહોવાહે ઇસ્રાએલપુત્રોને સારૂ
તેને આપી હતી, તે મુસાએ તેઓ આગળ કહી
સંભળાવી; ૪ એટલે અમોરીઓનો રાજા સીહોન જે
હેશ્બોનમા રહેતો હતો, ને બાશાનનો રાજા ઓગ
જે આશ્તારોથમા એડ્રેઇ પાસે રહેતો હતો, તેઓને
તેણે મારી નાખ્યા ત્યાર પછી, ૫ યરદન પાર
મોઆબ દેશમાં મુસાએ આ નિયમ પ્રગટ કરવાનો
આરંભ કરીને કહ્યું કે, ૬ યહોવાહ આપણા દેવે
હોરેબ પર આપણને કહ્યું કે, તમને આ પર્વત પર
રહેતા ઘણોજ વખત વિતી ગયો છે; ૭ તો તમે ફરો
ને કૂચ કરીને અમોરીઓના પહાડી મુલકમાં, તથ
તેની નજીકની સર્વ જગ્યાઓમા એટલે અરાબાહમા
પહાડી પ્રદેશમાં, ને નીચલા પ્રદેશમાં, તથા નેગેબમાં
તથા સમુદ્રકાંઠે, કનાનીઓના દેશમાં તથા લબાનો

નમાં એટલે મહાનદ ફ્રાત નદી સુધી જાઓ. ૮ જુઓ,
દેશ મેં તમારી આગળ મુકયો છે; તો તેમાં પ્રવેશ
કરો, ને જે વિષે યહોવાહે તમારા પિતૃઓ આગળ,
એટલે ઇબ્રાહીમ, ઇસ્હાક તથા યાકૂબ આગળ, સોગન
ખાધા કે હું તે તમને તથા તમારી પાછળ તમારા
વંશજોને આપીશ, તેનું વતન સપાદન કરો. ૯ અને
તે સમયે મેં તમને એમ કહ્યું હતું કે, હું પોતે એકલો
તમારો બોજ ઉપાડવાને અશકત છું; ૧૦ યહોવાહ
તમારા દેવે તમારો વિસ્તાર વધાર્યો છે, ને જુઓ,
આજે તમારી સંખ્યા આકાશના તારાઓના જેટલી
છે. ૧૧ યહોવાહ તમારા પિતૃઓનો દેવ, પોતે તમને
આપેલા વચન પ્રમાણે, તમે છો તે કરતાં હજારગણા
તમને વધારો! ૧૨ હુ પંડે એકલો તમારો જુલ્મો ને
તમારો બોજ તથા તમારા કજિયા શી રીતે ઉપાડી
શકું? ૧૩ માટે તમે પોતપોતાનાં કુળોમાંથી જ્ઞાની તથા
બુદ્ધિવંત તથા નામીચા પુરૂષોને પસંદ કરો, ને હુ
તેઓને તમારા અધિકારીઓ ઠરાવીશ ૧૪ અને તમે
મને ઉત્તર આપીને કહ્યુ કે, જે વાત તેં કહી છે તે
પ્રમાણે કરવું તે સારૂ છે. ૧૫ તેથી મેં તમારા કુળોના
મુખ્યો જેઓ બુદ્ધિવંત તથા નામીચા પુરૂષો હતા
તેઓને લઇને તેઓને તમારા અધિકારીઓ ઠરાવ્યા,
એટલે જેવા તમારાં કુળો તે પ્રમાણે હજાર હજારના
સરદારો, તથા સો સોના સરદારો, તથા દસ દસના
સરદારો, તથા અમલદારો [ઠરાવ્યા] ૧૬ અને તે
વખતે મેં તમારા ન્યાયાધીશોને એવી ફરમાસ કીધી
કે, તમારા ભાઇઓ વચ્ચે [નો વાધો] સાંભળીને ભાઇ
ભાઇની વચ્ચે, તથા [ભાઇ અને] તેની સાથેના પર-
દેશી વચ્ચે અદલ ન્યાય તમારે કરવો. ૧૭ ન્યાય
કરતાં તમારે આંખની શરમ રાખવી નહિ; નાના તથા
મોટાનું સરખી રીતે સાંભળવું; માણસના મુખથી
તમારે બીવું નહિ; કેમકે ન્યાય કરવો એ દેવનું [કામ]
છે; ને જે મુકરદમો તમને અઘરો પડે તે તમારે મારી
પાસે લાવવો, અને તે હુ સાંભળીશ. ૧૮ અને તમારે શું
શું કરવુ તે સર્વ વિષે મેં તમને તે વખતે આજ્ઞા કીધી

૧૯ અને આપણે હોરેબથી ઉપડ્યા, ને જે સઘળું
વિશાળ તથા ભયંકર અરણ્ય તમે જોયુ તે, યહો-
વાહ આપણા દેવે, આપણને દીધેલી આજ્ઞા પ્રમાણે
અમોરીઓના પહાડી મુલકને રસ્તે ચાલતાં, આપણે
ઓળગ્યું; ને આપણે કાદેશ-બાર્નેઆમાં આવી
પહોચ્યા. ૨૦ અને મેં તમને કહ્યુ કે, અમોરીઓનો
જે પહાડી મુલક યહોવાહ આપણો દેવ આપણને
આપવાનો છે તેમા તમે પહોંચ્યા છો ૨૧ જુઓ,
યહોવાહ તારા દેવે તે દેશ તારી આગળ મુકયો છે;
[માટે] યહોવાહ તારા પિતૃઓના દેવે તને કહ્યુ છે, તે
મુજબ આગળ વધીને સર કર; બીશ નહિ ને ગભરા-
ઇશ પણ નહિ ૨૨ અને તમારામાંના પ્રત્યેકે મારી
પાસે આવીને કહ્યુ કે, આપણે માણસો મોકલીએ, એ
સારૂ કે તેઓ આપણે વાસ્તે દેશની બાતમી કાઢે, અને
આપણે કયે રસ્તે આગળ જવું અને કયા કયા નગરો
આપણા રસ્તામા આવશે તે વિષે તેઓ પાછા
આવીને આપણને ખબર કહે ૨૩ અને એ સુચના
મને ઘણી સારી લાગી; અને મેં દરેક કુળમાથી એકેક
એટલે તમારામાથી બાર માણસો લીધા; ૨૪ અને
તેઓ ફરીને પર્વતપર ચઢ્યા, ને એશ્કોલની ખીણમાં
આવીને તેની જાસુસી કીધી ૨૫ અને તેઓ તે દેશનાં
ફળ પોતાની સાથે લઇને આપણી પાસે લાવ્યા, અને
આપણી પાસે એવી ખબર આણી કે, જે દેશ યહો-
વાહ આપણો દેવ આપણને આપવાનો છે તે સારો
છે ૨૬ તો પણ તમે ત્યા જવા નહિ ચાહતા યહોવાહ
તમારા દેવની આજ્ઞા વિરૂદ્ધ બંડ કીધું; ૨૭ ને તમારા
તંબુઓમાં બડબડ કરીને તમે કહ્યુ કે, યહોવાહને
અમારા પર વેર હતું તે માટે અમોરીઓના હાથમાં
અમને સોંપીને અમારો નાશ કરવા સારૂ તે અમને
મિસર દેશમાથી કાઢી લાવ્યો છે ૨૮ અમે આગળ
ક્યાં જઇએ? તે લોકો આપણા કરતા કદાવર તથા
ઉંચા છે; તે નગરો મોટાં છે ને તેમના કોટ ગગનમા
પહોચ્યે છે; ને વળી ત્યાં અનાકપુત્રો પણ અમારા
જોવામા આવ્યા છે; એમ કહીને અમારા ભાઇઓએ
અમારા ગાત્ર શિથળ કરી નાખ્યા છે. ૨૯ ત્યારે મેં
તમને કહ્યું કે, ડરો મા, ને તેઓથી બીહી ન જાઓ
૩૦ યહોવાહ તમારો દેવ જે તમારી આગળ ચાલે છે,
તે તમારે સારૂ યુદ્ધ કરશે; મિસરમાં જે સઘળા કૃત્યો
તેણે તમારી આંખો આગળ કીધા તે પ્રમાણે; ૩૧ તથા
જે પ્રમાણે તેં જોયુ કે અરણ્યમા તમે આ જગ્યાએ
આવ્યા ત્યાં સુધી જે આખે રસ્તે તમે ચાલ્યા તેમા
જેમ પિતા પોતાના પુત્રને કેડે તેડે તેમ યહોવાહ
તારા દેવે તને કેડે તેડ્યો, તે પ્રમાણે. ૩૨ તો પણ
આટલુ બધું છતાં તમે યહોવાહ તમારા દેવનો ભરોસો
કીધો નહિ; ૩૩ જે કે રસ્તે તમારે વાસ્તે તંબુઓ
તાણવાની જગ્યા શોધી કાઢવાને, [તથા] તમારે કયે

આગળ, અરજ કીધી, ૨ અને તેઓએ કહ્યું કે, યહો-
વાહે મારા ધણીને એવી આજ્ઞા કીધી છે કે, ચિઠ્ઠીઓ
નાખીને દેશ ઇસ્રાએલપુત્રોને વારસાને માટે વહેંચી
આપવો; ને આપ મારા ધણીને યહોવાહ તરફથી
એવી આજ્ઞા મળી કે અમારા ભાઇ સલોફહાદનો
વારસો તેની દીકરીઓને આપવો ૩ અને જો તેઓ
ઇસ્રાએલપુત્રોના [બીજાં] કુળોના હરકોઇ વરાજેને
પરણે, તો તેઓનો વારસો અમારા પિતૃઓના
વારસામાંથી જુદો પડી જાય અને જે કુળની તેઓ
થાય તેના વારસામા તે જોડાઇ જાય, એવી રીતે તે
અમારા વારસાના હિસ્સામાંથી જતો રહે ૪ અને
જ્યારે ઇસ્રાએલપુત્રોની જુબીલી આવશે, ત્યારે
તેઓનો વારસો જે કુળની તેઓ થઇ હશે તેના વારસા
સાથે જોડાશે; એવી રીતે તેઓનો વારસો અમારા
પિતૃઓના કુળના વારસામાંથી જતો રહેશે ૫ અને
મુસાએ યહોવાહના વચન પ્રમાણે ઇસ્રાએલપુત્રોને
એવી આજ્ઞા કીધી કે, યુસફના પુત્રોના કુળનું કહેવું
વાજબી છે ૬ સલોફહાદની દીકરીઓ વિષે યહોવાહ
એવી આજ્ઞા કરે છે કે, તેમને ગમે તેની સાથે તેઓ
પરણે; પણ ફક્ત તેઓના બાપના કુળના કુટુંબમાંજ
તેઓ પરણે ૭ એવી રીતે ઇસ્રાએલપુત્રોનો કોઇ પણ
વારસો એક કુળમાંથી બીજા કુળમાં જવા નહિ પામે,
કેમકે સર્વ ઇસ્રાએલપુત્રો પોતપોતાના બાપનાં કુળના
વારસાને વળગી રહેશે ૮ અને ઇસ્રાએલપુત્રોના હર-
કોઇ કુળમાં વારસો પામેલી પ્રત્યેક દીકરી પોતાના
બાપના કુળના કુટુંબમાંના કોઇની સાથે પરણે, કે
ઇસ્રાએલપુત્રોમાનો પ્રત્યેક જન પોતપોતાના બાપ-
દાદાઓનો વારસો ભોગવે ૯ એવી રીતે કોઇ પણ
વારસો એક કુળમાંથી બીજા કુળમા જવા નહિ પામે;
કેમકે ઇસ્રાએલપુત્રોનાં કુળોમાનો પ્રત્યેક પોતાના
વારસાને વળગી રહેશે ૧૦ જેમ યહોવાહે મુસાને
આજ્ઞા કીધી હતી તેમજ સલોફહાદની દીકરીઓએ
કીધું; ૧૧ કેમકે સલોફહાદની દીકરીઓ માહલાહ,
તિર્સાહ તથા હોગ્લાહ તથા મિલ્કાહ તથા નોઆહ
તેઓ પોતાના કાકાના દીકરાઓ સાથે પરણી
૧૨ તેઓ યુસફના દીકરા મનાશ્શેહના પુત્રોનાં કુટું-
બોમા પરણી, ને તેઓનો વારસો તેઓના બાપના
કુટુંબના કુળમા રહ્યો

૧૩ જે આજ્ઞાઓ તથા કાનૂનો યહોવાહે મુસાની
હસ્તક મોઆબના મેદાનમાં યરદનને કાંઠે યરેખો
આગળ ઇસ્રાએલપુત્રોને ઠરાવી આપ્યાં તે એ છે.

# પુનર્નિયમ

## એટલે મુસાનું પાંચમું પુસ્તક.

૧ જે વચનો મુસાએ યરદન પાર અરણ્યમાં,
સૂફની સામેના અરાબાહમાં, પારાન તથા
તોફેલ તથા લાબાન તથા હસેરોથ તથા દીઝાહાબ
તેઓની વચમા સર્વ ઇસ્રાએલપુત્રોને કહી સંભળાવ્યા
તે નીચે મુજબ છે. ૨ સેઇર પર્વતને માર્ગે હોરેબથી
કાદેશ-બાર્નેઆ સુધીનું અંતર અગિયાર દિવસની
મજલ] જેટલું છે ૩ અને ચાળીસમા વર્ષના અગિ-
યારમા માસમાં તે માસને પહેલે દિવસે એમ થયું
કે. જે સર્વ આજ્ઞાઓ યહોવાહે ઇસ્રાએલપુત્રોને સારૂ
તેને આપી હતી, તે મુસાએ તેઓ આગળ કહી
સંભળાવી; ૪ એટલે અમોરીઓનો રાજા સીહોન જે
હેશ્બોનમાં રહેતો હતો, ને બાશાનનો રાજા ઓગ
જે આશ્તારોથમા એડ્રેઇ પાસે રહેતો હતો, તેઓને
તેણે મારી નાખ્યા ત્યાર પછી, ૫ યરદન પાર
મોઆબ દેશમા મુસાએ આ નિયમ પ્રગટ કરવાનો
આરંભ કરીને કહ્યું કે, ૬ યહોવાહ આપણા દેવે
હોરેબ પર આપણને કહ્યું કે, તમને આ પર્વત પર
રહેતાં ઘણોજ વખત વિતી ગયો છે; ૭ તો તમે ફરો,
ને કૂચ કરીને અમોરીઓના પહાડી મુલકમાં, તથા
તેની નજીકની સર્વ જગ્યાઓમા એટલે અરાબાહમાં,
પહાડી પ્રદેશમા, ને નીચલા પ્રદેશમાં, તથા નેગેબમાં,
તથા સમુદ્રકાંઠે, કનાનીઓના દેશમા તથા લબાનો-

ઝેરેદ નાળું ઉતર્યા-ત્યાં સુધીમાં આડત્રીસ વર્ષની
મુદત વિતી; એ મુદતમાં લડવૈયા પુરુષોની આખી
પેઢી, યહોવાહે તેઓને સોગન ખાઇને કહ્યું હતું તે
મુજબ, છાવણી મધ્યેથી નાશ પામી હતી. ૧૫ વળી
તેઓ નષ્ટ થાય ત્યાં સુધી છાવણી મધ્યેથી તેઓનો
નાશ કરવા સારૂ યહોવાહનો હાથ તેઓની વિરૂદ્ધ
હતો.

૧૬ હવે સર્વ લડવૈયા પુરુષો લોકો મધ્યેથી નષ્ટ
થયા તથા મરી ખૂટયા, ત્યાર પછી એમ બન્યું કે,
૧૭ યહોવાહે મને કહ્યું કે, ૧૮ તું આજે આર, એટલે
મોઆબની સરહદ ઓળગવાનો છે; ૧૯ અને જ્યારે
તું આમ્મોનપુત્રોની સામે નજીક આવે, ત્યારે તેમને
સતાવીશ મા, તથા તેમની સાથે લડીશ મા; કેમકે હું
તને આમ્મોનપુત્રોના દેશમાંથી વતન નહિ આપીશ;
કેમકે તે મેં લોટપુત્રોને વતન તરીકે આપ્યું છે. ૨૦ (તે
પણ-રફાઇઓનો દેશ ગણાય છે; રફાઇઓ તેમાં
અગાઉ રહેતા હતા; પણ આમ્મોનીઓ તેઓને
ઝામઝુમ્મીઓ એવું નામ આપે છે; ૨૧ તે લોક
અનાકીઓની પેઠે કદાવર, ઘણા, તથા ઉંચા હતા;
પણ યહોવાહે એમની આગળથી તેમનો વિનાશ
કીધો; ને એઓ તેમના વતનમાં દાખલ થઇને
તેમની જગ્યાએ રહ્યા; ૨૨ જેમ સેઇરવાસી એસાવ-
પુત્રોની આગળથી હોરીઓનો વિનાશ કરીને તેણે
તેઓના લાભમાં કીધું હતું તેમજ; ને તેઓએ તેમનું
વતન લીધું, ને તેમની જગ્યાએ છેક આજ સુધી
વસ્યા; ૨૩ અને આવ્વીઓ જેઓ ગાઝાહ સુધીનાં
ગામડાંમાં રહેતા હતા તેઓનો કાફતોરીઓએ કાફ-
તોરમાંથી ધસી આવીને વિનાશ કીધો, ને તેમની
જગ્યાએ રહ્યા). ૨૪ તમે ઉઠો, આગળ ચાલો, ને
આર્નોનની ખીણ ઓળંગો; જુઓ, મેં અમોરી
સીહોનને એટલે હેશબોનના રાજાને તથા તેના દેશને
તારે સ્વાધીન કીધા છે; તેનું વતન પ્રાપ્ત કરવું શરૂ
કર, ને તેની સાથે યુદ્ધ મચાવ ૨૫ હું આજે આકાશ
તળેની સર્વ પ્રજાઓ ઉપર તારો ડર તથા તારો ધાક
બેસાડવા માંડીશ, કે તેઓ તારૂં નામ સાંભળીને
ધ્રુજશે ને તારાથી ત્રાહે ત્રાહે પોકારશે.

૨૬ અને કદેમોથના અરણ્યમાંથી મેં હેશબોનના
રાજા સીહોન પાસે સંદેશિયા મોકલ્યા, કે તેઓ
સલાહનો સંદેશો લઇને કહે કે, ૨૭ મને તારા દેશમાં
થઇને જવા દે, હું રસ્તે રસ્તેજ ચાલીશ, હું ડાબે હાથે
કે જમણે હાથે વળીશ નહિ. ૨૮ ખાવાનું અન્ન તું પૈસા
લઇને મને વેચાતું આપજે, ને પીવાનું પાણી તું પૈસા
લઇને મને આપજે; ફક્ત તારા દેશમાં થઇને મને
પાળો જવા દે; ૨૯ જેમ સેઇરવાસી એસાવપુત્રોએ
તથા આરવાસી મોઆબીઓએ મને કીધું તેમ [કર];
જ્યાં સુધી કે હું યરદન ઉતરીને જે દેશ યહોવાહ
અમારો દેવ અમને આપવાનો છે તેમાં જાઉં ૩૦ પણ
હેશબોનના રાજા સીહોને પોતાના [દેશ]માં થઇને
આપણને જવા દેવાની ના પાડી; કેમકે યહોવાહ
તારા દેવે તેનું મન કઠણ કીધું, ને તેનું હૃદય હઠીલું
કીધું; કે તે તેને તારા હાથમાં સોંપે, જેમ આજ છે
તેમ. ૩૧ અને યહોવાહે મને કહ્યું કે, જો, સીહોનને
તથા તેના દેશને તારી આગળ સ્વાધીન કરી દેવાનો
આરંભ મેં કીધો છે; વતન પ્રાપ્ત કરવા માંડ, કે તું
તેના દેશનો વારસો પામે. ૩૨ ત્યારે સીહોન પોતે
તથા તેના સર્વ લોકો યાહાસ આગળ યુદ્ધ કરવા સારૂ,
આપણી સામે નિકળી આવ્યા ૩૩ અને યહોવાહ
આપણા દેવે તેને આપણી આગળ સ્વાધીન કરી
દીધો, અને આપણે તેનો તથા તેના પુત્રોનો તથા
તેના સર્વ લોકોનો પરાજય કીધો. ૩૪ અને તે સમયે
આપણે તેનાં સર્વ નગરો લીધાં, ને સઘળાં વસ્તીવાળાં
નગરોનો, તેમની સ્ત્રીઓ તથા બાળકો સુદ્ધાં, છેક
વિનાશ કીધો; આપણે કોઇને પણ જીવતું રહેવા
દીધું નહિ; ૩૫ ફક્ત જે નગરો આપણે લીધાં હતાં
તેમની લૂટ સાથે આપણે પોતાને સારૂ ઢોર લીધાં.
૩૬ આર્નોનની ખીણની કોરપરના અરોએરથી તથા
ખીણની અંદરના નગરથી માંડીને ગિલઆદ સુધી એકે
નગર એવું મજબૂત ન હતું કે જે આપણાથી જીતાય
નહિ, યહોવાહ આપણા દેવે સઘળું આપણી આગળ
સ્વાધીન કીધું; ૩૭ ફક્ત આમ્મોનપુત્રોના દેશની
નજીક, [તથા] યાબ્બોક નદીનો સઘળો કાંઠો, તથા
પહાડી મુલકનાં નગરો, તથા જે જે જગ્યા વિષે
યહોવાહ આપણા દેવે આપણને મના કીધી, તેમની
નજીક તું આવ્યો નહિ.

૩ ત્યાર પછી આપણે વળીને બાશાનને રસ્તે
આગળ ચાલ્યા; ને બાશાનનો રાજા ઓગ
પોતે તથા તેના સર્વ લોક એડ્રેઇ આગળ યુદ્ધ કરવા
સારૂ આપણી સામે નિકળી આવ્યા. ૨ અને યહોવાહે
મને કહ્યું કે, તેનાથી તું ડરીશ મા; કેમકે મેં તેને
તથા તેના સર્વ લોકને તથા તેના દેશને તારા હાથમાં

રસ્તે જવું તે બતાવવાને, રાત્રે અગ્નિરૂપે ને દિવસે
મેઘરૂપે તે તમારી આગળ ચાલતો હતો તો પણ
૩૪ અને યહોવાહ તમારા બોલવાનો સાદ સાંભળીને
ક્રોધાયમાન થયો, ને સોગન ખાઇને કહ્યું કે, ૩૫ નિશ્ચે
આ દુષ્ટ પેઢીના આ માણસોમાંથી એકે જે સારો દેશ
તમારા પિતૃઓને આપવાને મેં સોગન ખાધા છે, તે
નહિ જોશે. ૩૬ ફક્ત યફૂન્નેહનો પુત્ર કાલેબ તેને
જોશે; અને જે ભૂમિ ઉપર તેના પગ ફર્યા છે તે હું
તેને તથા તેના વંશજોને આપીશ; કેમકે તે સપૂર્ણ
રીતે યહોવાહની આજ્ઞાનુસાર વર્ત્યો છે. ૩૭ વળી
તમારે લીધે મારા પર પણ યહોવાહે કોપાયમાન
થઇને કહ્યું કે, તું પણ ત્યાં પ્રવેશ નહિ કરશે;
૩૮ નૂનનો પુત્ર યહોશુઆ જે તારી હજુરમાં ખડો
રહે છે તે ત્યાં પ્રવેશ કરશે; તું તેને હિમ્મત આપ;
કેમકે તે ઇસ્રાએલને તેનો વારસો અપાવશે. ૩૯ વળી
તમારાં બાળકો, જેઓ વિષે તમે કહ્યું કે, તેઓ ભક્ષ
થઇ પડશે, તથા તમારાં છોકરાં જેઓને આજે ભલા
ભુંડાનું ભાન નથી, તેઓ તેમાં પ્રવેશ કરશે, અને
તેઓને હું તે આપીશ, ને તેઓ તેનું વતન પામશે.
૪૦ પણ તમે તો પાછા ફરો, ને અરણ્યમાં સૂફ સમુ-
દ્રને રસ્તેથી ચાલો. ૪૧ ત્યારે તમે મને એવો ઉત્તર
આપ્યો કે, અમે યહોવાહની વિરૂદ્ધ પાપ કીધું છે,
અમે ઉપર ચઢીને યહોવાહ આપણા દેવે આપણને
આપેલી સર્વ આજ્ઞા પ્રમાણે યુદ્ધ કરીશું. અને તમ
સર્વે માણસો પોતપોતાના યુદ્ધશસ્ત્ર સજીને પર્વત
ઉપર જવાને અધીરા થયા હતા ૪૨ અને યહોવાહે
મને કહ્યું કે, તેઓને કહે કે, ઉપર જશો મા, તેમ યુદ્ધ
પણ કરશો મા, રખે તમે તમારા શત્રુઓની સામે
હાર ખાઓ; કેમકે હું તમારી મધ્યે નથી. ૪૩ એમ
મેં તમને કહ્યું, પણ તમે સાંભળ્યું નહિ; ને તમે યહો-
વાહની આજ્ઞા વિરૂદ્ધ ફિતૂર કીધું, ને મદોન્મત્ત થઇને
તે પહાડી મુલકમાં ગયા. ૪૪ અને તે પહાડી મુલકમાં
રહેનાર અમોરીઓ તમારી વિરૂદ્ધ નિકળી આવ્યા, ને
માખીઓની પેઠે તમારી પૂઠે લાગ્યા, ને સેઇરમાં છેક
હોર્માહ સુધી તમને મારીને હાર ખવડાવી ૪૫ અને
તમે પાછા આવીને યહોવાહની હજુરમાં વિલાપ
કીધો; પણ યહોવાહે તમારી વાણી સાંભળી નહિ,
ને તમને કાન દીધો નહિ ૪૬ માટે જેટલા દિવસ તમે
કાદેશમાં રહ્યા, તે પ્રમાણે તમે ત્યાં ઘણા દિવસ રહ્યા.

૨ ત્યાર પછી યહોવાહે મને કહ્યું હતું તે મુજબ
આપણે પાછા ફરીને સૂફ સમુદ્રને રસ્તેથી
અરણ્યમાં ચાલ્યા; ને આપણે ઘણા દિવસ સેઇર
પર્વતની આસપાસ ફર્યા. ૨ અને યહોવાહે મને એમ
કહ્યું કે, ૩ આ પર્વતની આસપાસ તમે પુરતી મુદત
સુધી ફર્યા કીધું છે; હવે ઉત્તર તરફ વળો. ૪ અને તું
લોકોને એવી આજ્ઞા કર કે, તમે સેઇરમાં રહેનારા
તમારા ભાઇ એસાવપુત્રોની સીમમાં થઇને જવાના
છો, ને તેઓ તમારાથી બીશે, માટે પોતા વિષે બરા-
બર ખબરદાર રહેજો; ૫ તેઓની સાથે લડશો મા,
કેમકે તેમના દેશમાંથી હું તમને કંઇ નહિ આપીશ,
ના, પગનું તળિયું મુકાય એટલું પણ નહિ આપીશ;
કેમકે સેઇર પર્વત તો મેં એસાવને વતનને સારૂ
આપ્યો છે. ૬ ખાવા સારૂ ખોરાક તમે પૈસા આપીને
તેમની પાસેથી ખરીદો, ને પીવા સારૂ પાણી પણ
પૈસા આપીને તેમની પાસેથી ખરીદો. ૭ કેમકે યહો-
વાહ તારા દેવે તારા હાથના સઘળાં કામ પર આશી-
ર્વાદ દીધો છે; આ મોટા અરણ્યમાં તારૂં ચાલવું તેણે
જાણ્યું છે; આ ચાળીસ વર્ષ યહોવાહ તારો દેવ તારી
સાથે રહ્યો છે; તને કશાની ખોટ પડી નથી ૮ તેથી
સેઇરવાસી આપણા ભાઇ એસાવપુત્રોને છોડી વગર
આપણે તેમના [પ્રાંત]માં થઇને અરાબાહને રસ્તે
એલાથ તથા એસ્યોન-ગેબેરથી ગયા.

અને અમે વળીને મોઆબના અરણ્યને રસ્તે
ચાલ્યા ૯ અને યહોવાહે મને કહ્યું કે, મોઆબને
સતાવશો મા, તથા તેમની સામે યુદ્ધ કરી લડશો
મા; કેમકે હું તેના દેશમાંથી તને વતન નહિ આપીશ;
કેમકે આર તો મેં લોટપુત્રોને વતન તરીકે આપ્યું છે.
૧૦ (અગાઉ તેમાં એમીઓ વસતા હતા; તે લોક
અનાકીઓના જેવા કદાવર તથા ઘણા, તથા ઉંચા
હતા; ૧૧ અનાકીઓની પેઠે એઓ પણ રફાઇઓ
ગણાય છે; પણ મોઆબીઓ તેઓને એમીઓ એવું
નામ આપે છે. ૧૨ અગાઉ હોરીઓ પણ સેઇરમાં
રહેતા હતા; પણ તેઓની પાછળ એસાવપુત્રો
તેમની જગ્યાએ આવ્યા; અને તેઓ પોતાની આગ-
ળથી તેમનો નાશ કરીને તેમની જગ્યાએ વસ્યા;
જેમ ઇસ્રાએલે જે દેશ યહોવાહે તેઓને વતનને સારૂ
આપ્યો તેને કીધું તેમજ). ૧૩ હવે ઉઠો, ને ઝેરેદ નાળું
ઉતરો. અને આપણે ઝેરેદ નાળું ઉતર્યા. ૧૪ અને
આપણે કાદેશ-બાર્નેઆથી નિકળ્યા ત્યારથી તે આપણે

ઝેરેદ નાળું ઉતર્યા ત્યાં સુધીમાં આડત્રીસ વર્ષની
મુદ્દત વિતી; એ મુદ્દતમાં લડવૈયા પુરૂષોની આખી
પેઢી, યહોવાહે તેઓને સોગન ખાઇને કહ્યું હતું તે
મુજબ, છાવણી મધ્યેથી નાશ પામી હતી ૧૫ વળી
તેઓ નષ્ટ થાય ત્યાં સુધી છાવણી મધ્યેથી તેઓનો
નાશ કરવા સારૂ યહોવાહનો હાથ તેઓની વિરૂદ્ધ
હતો.

૧૬ હવે સર્વ લડવૈયા પુરૂષો લોકો મધ્યેથી નષ્ટ
થયા તથા મરી ફીટયા, ત્યાર પછી એમ બન્યું કે,
૧૭ યહોવાહે મને કહ્યું કે, ૧૮ તું આજે આર, એટલે
મોઆબની સરહદ ઓળગવાનો છે; ૧૯ અને જ્યારે
તું આમ્મોનપુત્રોની સામે નજીક આવે, ત્યારે તેમને
સતાવીશ મા, તથા તેમની સાથે લડીશ મા; કેમકે હું
તને આમ્મોનપુત્રોના દેશમાથી વતન નહિ આપીશ;
કેમકે તે મેં લોટપુત્રોને વતન તરીકે આપ્યું છે. ૨૦ (તે
પણ રફાઇઓનો દેશ ગણાય છે; રફાઇઓ તેમાં
અગાઉ રહેતા હતા; પણ આમ્મોનીઓ તેઓને
ઝામઝુમ્મીઓ એવું નામ આપે છે; ૨૧ તે લોક
અનાકીઓની પેઠે કદાવર, ઘણા, તથા ઉંચા હતા;
પણ યહોવાહે એમની આગળથી તેમનો વિનાશ
કીધો; ને એઓ તેમના વતનમાં દાખલ થઇને
તેમની જગ્યાએ રહ્યા; ૨૨ જેમ સેઇરવાસી એસાવ-
પુત્રોની આગળથી હોરીઓનો વિનાશ કરીને તેણે
તેઓના લાભમાં કીધું હતું તેમજ; ને તેઓએ તેમનું
વતન લીધું, ને તેમની જગ્યાએ છેક આજ સુધી
વસ્યા; ૨૩ અને આવ્વીઓ જેઓ ગાઝાહ સુધીનાં
ગામડાંમાં રહેતા હતા તેઓનો કાફતોરીઓએ કાફ-
તોરમાંથી ધસી આવીને વિનાશ કીધો, ને તેમની
જગ્યાએ રહ્યા). ૨૪ તમે ઉઠો, આગળ ચાલો, ને
આર્નોનની ખીણ ઓળંગો; જુઓ, મેં અમોરી
સીહોનને એટલે હેશ્બોનના રાજાને તથા તેના દેશને
તારે સ્વાધીન કીધા છે; તેનું વતન પ્રાપ્ત કરવું શરૂ
કર, ને તેની સાથે યુદ્ધ મચાવ ૨૫ હું આજે આકાશ
તળેની સર્વ પ્રજાઓ ઉપર તારો ડર તથા તારો ધાક
એવો બેસાડવા માંડીશ, કે તેઓ તારૂ નામ સાંભળીને
ધ્રુજશે ને તારાથી ત્રાહે ત્રાહે પોકારશે.

૨૬ અને કદેમોથના અરણ્યમાંથી મેં હેશ્બોનના
રાજા સીહોન પાસે સદેશિયા મોકલ્યા, કે તેઓ
સલાહનો સંદેશો લઇને કહે કે, ૨૭ મને તારા દેશમાં
થઇને જવા દે, હું રસ્તે રસ્તેજ ચાલીશ, હું ડાબે હાથે
કે જમણે હાથે વળીશ નહિ. ૨૮ ખાવાનું અન્ન તું પૈસા
લઇને મને વેચાતું આપજે, ને પીવાનું પાણી તું પૈસા
લઇને મને આપજે; ફકત તારા દેશમાં થઇને મને
પાળો જવા દે; ૨૯ જેમ સેઇરવાસી એસાવપુત્રોએ
તથા આરવાસી મોઆબીઓએ મને કીધું તેમ [કર];
જ્યાં સુધી કે હુ યરદન ઉતરીને જે દેશ યહોવાહ
અમારો દેવ અમને આપવાનો છે તેમાં જાઉં. ૩૦ પણ
હેશ્બોનના રાજા સીહોને પોતાના [દેશ]માં થઇને
આપણને જવા દેવાની ના પાડી; કેમકે યહોવાહ
તારા દેવે તેનું મન કઠણ કીધું, ને તેનું હૃદય હઠીલું
કીધું; કે તે તેને તારા હાથમાં સોંપે, જેમ આજ છે
તેમ. ૩૧ અને યહોવાહે મને કહ્યું કે, જો, સીહોનને
તથા તેના દેશને તારી આગળ સ્વાધીન કરી દેવાનો
આરંભ મેં કીધો છે; વતન પ્રાપ્ત કરવા માંડ, કે તું
તેના દેશનો વારસો પામે. ૩૨ ત્યારે સીહોન પોતે
તથા તેના સર્વ લોકો યાહાસ આગળ યુદ્ધ કરવા સારૂ
આપણી સામે નિકળી આવ્યા ૩૩ અને યહોવાહ
આપણા દેવે તેને આપણી આગળ સ્વાધીન કરી
દીધો, અને આપણે તેનો તથા તેના પુત્રોનો તથા
તેના સર્વ લોકોનો પરાજય કીધો. ૩૪ અને તે સમયે
આપણે તેનાં સર્વ નગરો લીધાં, ને સઘળાં વસ્તીવાળાં
નગરોનો, તેમની સ્ત્રીઓ તથા બાળકો સુદ્ધાં, છેક
વિનાશ કીધો; આપણે કોઇને પણ જીવતું રહેવા
દીધું નહિ; ૩૫ ફક્ત જે નગરો આપણે લીધાં હતાં
તેમની લૂટ સાથે આપણે પોતાને સારૂ ઢોર લીધાં.
૩૬ આર્નોનની ખીણની કોરપરના અરોએરથી તથા
ખીણની અંદરના નગરથી માંડીને ગિલઆદ સુધી એકે
નગર એવું મજબૂત ન હતું કે જે આપણાથી જીતાય
નહિ, યહોવાહ આપણા દેવે સઘળું આપણી આગળ
સ્વાધીન કીધું; ૩૭ ફકત આમ્મોનપુત્રોના દેશની
નજીક, [તથા] યાબ્બોક નદીનો સઘળો કાંઠો, તથા
પહાડી મુલકનાં નગરો, તથા જે જે જગ્યા વિષે
યહોવાહ આપણા દેવે આપણને મના કીધી, તેમની
નજીક તું આવ્યો નહિ.

૩ ત્યાર પછી આપણે વળીને બાશાનને રસ્તે
આગળ ચાલ્યા; ને બાશાનનો રાજા ઓગ
પોતે તથા તેના સર્વ લોક એડ્રેઇ આગળ યુદ્ધ કરવા
સારૂ આપણી સામે નિકળી આવ્યા. ૨ અને યહોવાહે
મને કહ્યું કે, તેનાથી તું ડરીશ મા; કેમકે મેં તેને
તથા તેના સર્વ લોકને તથા તેના દેશને તારા હાથમાં

સોપ્યા છે; અને અમોરીઓનો રાજા સીહોન જે
હેશ્બોનમાં રહેતો હતો તેને તેં કીધું, તેમજ એને
કરજે ૩ એમ યહોવાહ આપણા દેવે બાશાનના રાજા
ઓગને પણ તથા તેના સર્વ લોકને આપણા હાથમાં
સોંપી દીધા; અને તેનું કોઇ પણ જીવતું રહ્યું નહિ
ત્યા સુધી આપણે તેનો પરાજય કીધો ૪ અને તે
સમયે આપણે તેના સર્વ નગરો લીધા; આપણે
તેઓની પાસેથી લઇ ન લીધું હોય એવું એકે નગર
ન હતું; સાઠ નગરો, [તથા] આર્ગોબનો આખો
પ્રાંત, [એટલે] બાશાનમા ઓગનું રાજ્ય [લીધું].
૫ આ બધાં નગરો ઉંચા કોટ, દરવાજા તથા ભુગળોથી
રક્ષાયલાં હતા; ને તે શિવાય બીજા કોટ વગરના
ગામો અતિ ઘણા હતા ૬ અને જેમ આપણે હેશ્બો-
નના રાજા સીહોનને કીધું તેમ, આપણે તેમનો છેક
વિનાશ કીધો, ને સઘળા વસ્તીવાળાં નગરનો, તેમની
સ્ત્રીઓ તથા બાળકો સુદ્ધાં, છેક વિનાશ કીધો ૭ પણ
સઘળાં ઢોર તથા નગરોની લુટ આપણે પોતાને સારૂ
લુટી લીધાં ૮ અને તે વખતે યરદન પાર અમોરી-
ઓના બે રાજાઓના હાથમાથી આર્નોનની ખીણથી
તે હેર્મોન પર્વત સુધીનો દેશ આપણે જીતી લીધો;
(૯ સીદોનીઓ હેર્મોનને સીર્યોન એ નામ આપે છે,
ને અમોરીઓ તેને સનીર કહે છે;) ૧૦ સપાટ પ્રદે-
શનાં સર્વે નગરો, તથા આખુ ગિલઆદ, તથા આખું
બાશાન, તે છેક બાશાનમા ઓગના રાજ્યનાં સાલ-
ખાહ તથા એદ્રેઇ નગરો સુધી [જીતી લીધાં]
(૧૧ કેમકે રફાઇઓમાંના બચેલામાંથી બાશાનનો
રાજા ઓગ એકલોજ રહ્યો હતો; જુઓ, તેનો પલંગ
લોઢાનો પલંગ હતો; શું તે આમ્મોનપુત્રોના રાબ્બા-
હમાં નથી? મનુષ્યના હાથના માપ પ્રમાણે તેની
લંબાઇ નવ હાથ તથા તેની પહોળાઇ ચાર હાથ
હતી). ૧૨ અને તે વખતે જે દેશનુ વતન આપણે
લીધું તે નીચે મુજબ; આર્નોનની ખીણ પાસેના
અરોએરથી માંડીને ગિલઆદના પહાડી મુલકનો અર્ધો
ભાગ તથા તેનાં નગરો મેં રેઉબેનીઓને તથા ગાદી-
ઓને આપ્યાં; ૧૩ ને બાકીનું ગિલઆદ તથા ઓગનુ
રાજ્ય, એટલે આખું બાશાન, મેં મનાશ્શેહના અર્ધ-
કુળને આપ્યુ; આર્ગોબનો આખો પ્રાંત, એટલે આખું
બાશાન [મેં તમને આપ્યાં]. (તે રફાઇઓનો દેશ
કહેવાય છે ૧૪ મનાશ્શેહના પુત્ર યાઇરે ગશૂ-
રીઓ તથા માઆખાથીઓની સરહદ સુધીનો આખો
આર્ગોબ પ્રાંત લીધો; ને તેણે પોતાના નામ ઉપરથી
તેમને, એટલે બાશાનને, હાવ્વોથ-યાઇર એ નામ
આપ્યું, તે [નામ] આજ સુધી ચાલે છે). ૧૫ અને મેં
ગિલઆદ માખીરને આપ્યુ. ૧૬ અને રેઉબેનીઓને
તથા ગાદીઓને મેં ગિલઆદથી તે આર્નોનની ખીણ
સુધીનો પ્રદેશ કે જેની સરહદ તે ખીણની મધ્ય સુધી
આવેલી હતી તે આપ્યો; એટલે યાબ્બોક નદી કે
જે આમ્મોનપુત્રોની સરહદ છે ત્યાં સુધીનો; ૧૭ વળી
અરાબાહ તથા યરદન તથા તેની સીમા પણ,
કિન્નેરેથથી તે અરાબાહના સમુદ્ર, એટલે ખારા
સમુદ્રની પૂર્વ બાજુ જે પિસ્ગાહના ઢોળાવ તળે
આવેલી છે, ત્યા સુધીનો.

૧૮ અને મેં તે સમયે તમને એવી આજ્ઞા કીધી કે,
યહોવાહ તમારા દેવે તમને આ દેશ વતન કરી લેવા
સારૂ આપ્યો છે; તમ સર્વ શૂરવીર પુરૂષો શસ્ત્રસજ્જિત
થઇને તમારા ભાઇઓની એટલે [બાકીના] ઇસ્રાએલ-
પુત્રોની અગાડી પેલે પાર જાઓ. ૧૯ પણ તમારી
સ્ત્રીઓ તથા તમારાં બાળકો તથા તમારાં ઢોર, (હું
જાણું છું કે તમારી પાસે ઘણાં ઢોર છે), જે નગરો
મેં તમને આપ્યાં છે તેમા રહે; ૨૦ જ્યાં સુધી કે,
જેમ તમને તેમ તમારા ભાઇઓને યહોવાહ આરામ
આપે, અને જે દેશ યહોવાહ તમારો દેવ તેઓને
યરદનને પેલે પાર આપવાનો છે તેનું વતન તેઓ
પણ પામે ત્યાં સુધી; ત્યાર પછી તમ બધા પોત-
પોતાના વતન જે મેં તમને આપ્યાં છે તેમાં આવજો.
૨૧ અને તે સમયે મેં યહોશુઆને એવી આજ્ઞા આપી
કે, જે સઘળું યહોવાહ તમારા દેવે આ બે રાજાઓને
કીધું છે તે તારી નજરે તેં જોયુ છે, તેજ પ્રમાણે જે
સઘળાં રાજ્યોમાં તું [યરદન] ઉતરીને જાય છે તેઓને
યહોવાહ કરશે ૨૨ તમે તેઓથી ડરશો મા; કેમકે
યહોવાહ તમારો દેવ પંડે તમારી પક્ષે યુદ્ધ કરે છે.

૨૩ અને તે સમયે મેં યહોવાહને એવી આજીજી
કીધી કે, ૨૪ હે પ્રભુ યહોવાહ, તેં તારા સેવકને તારૂ
મહાત્મ્ય તથા તારો બળવાન હાથ દેખાડવા માંડ્યો
છે; કેમકે આકાશમાં અથવા પૃથ્વીમાં એવો કયો
દેવ છે કે જે તારાં જેવાં કામો તથા તારાં જેવાં મહાન
કૃત્યો કરી શકે? ૨૫ કૃપા કરીને મને પાર જવા દે,
ને યરદનને પેલે પારનો ઉત્તમ દેશ, એટલે તે ઉત્તમ
ઉંચ પ્રદેશ તથા લબાનોન જોવા દે. ૨૬ પણ યહોવાહ
તમારે લીધે મારા પર કોપાયમાન હોવાથી તેણે મારી

વિનંતી સાંભળી નહિ; ને યહોવાહે મને કહ્યું કે, તું
આટલામાંજ સંતોષ માન; આ બાબત વિષે હવે
પછી કદી મારી આગળ બોલીશ મા. ૨૭ પિસ્ગાહના
શિખર ઉપર ચઢ, ને તારી દૃષ્ટિ પશ્ચિમ તરફ તથા
ઉત્તર તરફ તથા દક્ષિણ તરફ તથા પૂર્વ તરફ ફેરવીને
તારી આંખોથી જો; કેમકે તું આ યરદનની પાર જવા
પામશે નહિ. ૨૮ પણ યહોશુઆને આજ્ઞા કર, ને તેને
હિમ્મત તથા બળ આપ; કેમકે આ લોકોની આગળ
રહીને તે પેલે પાર જશે, ને જે દેશ તું જોવાનો છે
તેનો વારસો તે તેઓને પ્રાપ્ત કરાવશે. ૨૯ એમ
આપણે બેથ-પેઓરની સામે ખીણમાં પડાવ નાખ્યો.

૪ અને હવે, હે ઇસ્રાએલ, જે વિધિઓ તથા કાનૂનો
હું તમને શિખવું છું તેમને લક્ષ દઇને તેમનો
અમલ કરો; એ સારૂ કે તમે જીવતા રહો, ને જે દેશ
યહોવાહ તમારા પિતૃઓનો દેવ તમને આપે છે તેમા
પ્રવેશ કરીને તેનું વતન પામો. ૨ જે વચન હું તમને
ફરમાવું છું તેમાં તમારે ઉમેરો કરવો નહિ, તેમજ
તેમાં તમારે ઘટાડો કરવો નહિ, એ માટે કે યહોવાહ
તમારા દેવની જે આજ્ઞાઓ હું તમને ફરમાવું છુ તે
તમે પાળો. ૩ બઆલ-પેઓરને લીધે યહોવાહે જે
કીધુ તે તમારી નજરે તમે જોયું છે; કેમકે જે માણસો
બઆલ-પેઓરના ઉપાસકો હતા તે સર્વેનો યહોવાહ
તારા દેવે તારી મધ્યેથી વિનાશ કીધો છે. ૪ પણ તમે
જેઓ યહોવાહ તમારા દેવને વળગી રહ્યા તે તમે
સર્વે આજે જીવતા છો. ૫ જુઓ, મેં તમને યહોવાહ
મારા દેવના ફરમાન પ્રમાણે વિધિઓ તથા કાયદા
શિખવ્યા છે, એ સારૂ કે જે દેશનું વતન પ્રાપ્ત કરવા
સારૂ તમે તેમાં પ્રવેશ કરો છો તે મધ્યે તમે એ
પ્રમાણે વર્તો. ૬ માટે તેમને પાળો ને અમલમાં
આણો; કેમકે એથી દેશજાતિઓની નજરમાં તમે
જ્ઞાની તથા બુદ્ધિવાન ગણાશો, કેમકે તેઓ એ સર્વ
વિધિઓ સાંભળીને કહેશે કે, નિશ્ચે આ મહાન
દેશજાતિ જ્ઞાની તથા બુદ્ધિવાન પ્રજા છે. ૭ કેમકે કઇ
મોટી દેશજાતિ છે કે જેની સાથે કોઇ દેવ એટલો
નિકટનો સંબંધ રાખે છે કે જેટલો યહોવાહ આપણો
દેવ આપણે તેની વિનંતી કરીએ છીએ ત્યારે આપણી
સાથે રાખે છે? ૮ અને કઇ મોટી દેશજાતિ છે કે જેને
આ સઘળા નિયમ જે હું આજે તમારી આગળ પ્રગટ
કરૂં છું તેના જેવા અદલ વિધિઓ તથા કાયદા હોય?
૯ કેવળ પોતા વિષે સાવધાન રહે, ને ખંતથી તારા
આત્માની સંભાળ રાખ, રખેને તારી નજરે જોએલાં
કૃત્યો તું ભુલી જાય, ને રખે તારા આયુષ્યના સર્વ
દિવસો ભર તારા અંતઃકરણમાથી તે જતાં રહે; પણ
તારાં છોકરાંને તથા તારાં છોકરાંના છોકરાંને એ
[બિનાઓ] જણાવજે; ૧૦ તું હોરેબમાં યહોવાહ
તારા દેવની સમક્ષ ઉભો રહ્યો તે દિવસે યહોવાહે
મને કહ્યું કે, લોકોને મારે કાજે ભેગા કર, ને હું
તેઓને મારાં વચન સંભળાવીશ, એ માટે કે જે સર્વ
દિવસો તેઓ પૃથ્વી પર રહે તેમાં તેઓ મારો ડર
રાખવાનું શિખે, ને પોતાનાં ફરજનોને શિખવે
૧૧ અને તમે પાસે આવીને પર્વતની તળેટીમાં ઉભા
રહ્યા; ને પર્વત બળતો હતો ને તેના ભડકા ગગન
મધ્યે પહોંચતા હતા, ને અધકાર તથા વાદળ તથા
ઘોર અંધકાર [વ્યાપ્યા હતાં] ૧૨ અને યહોવાહ
ભડકાની મધ્યેથી તમારી સાથે બોલ્યો; તમે શબ્દોનો
ઉચ્ચાર સાંભળ્યો પણ કાંઇ આકૃતિ તમારા જોવામાં
આવી નહિ; તમે ફકત સાદ [સાંભળ્યો] ૧૩ અને
તેણે પોતાનો કરાર તમને જાહેર કીધો, ને તે, એટલે
દસ હુકમો, પાળવાની તેણે તમને આજ્ઞા કીધી;
ને તેણે બે શિલાપાટીઓ પર તે લખ્યા ૧૪ અને
યહોવાહે તે સમયે તમને વિધિઓ તથા કાયદા
શિખવવાનું મને ફરમાવ્યું, એ સારૂ કે પેલે પાર
જે દેશમા તમે વતન પ્રાપ્ત કરવા જાઓ છો તેમાં
તમે તે પાળો. ૧૫ માટે પોતા વિષે ઘણી સંભાળ
રાખો; કેમકે હોરેબમાં યહોવાહ ભડકા મધ્યેથી
તમારી સાથે બોલ્યો તે દિવસે તમે કોઇ પણ પ્રકારનો
આકાર જોયો નહિ; ૧૬ રખે તમે ભ્રષ્ટ થઇને કોઇ
આકૃતિના આકારની કોતરેલી મૂર્તિ બનાવો, એટલે
નર કે નારીની પ્રતિમા, ૧૭ અથવા પૃથ્વી પરના કોઇ
પશુની પ્રતિમા, કે વાયુમાં ઉડનાર કોઇ પક્ષીની
પ્રતિમા, ૧૮ કે જમીન પર પેટે ચાલનાર કોઇ પ્રાણીની
પ્રતિમા, અથવા પૃથ્વી તળેના પાણીમાંની કોઇ માછ-
લીની પ્રતિમા [રખે તમે બનાવો]; ૧૯ અને રખેને
વ્યોમ ભણી તારી નજર ઉંચી કરીને સૂર્ય તથા ચંદ્ર
તથા તારા, એટલે આખું ગગનમંડળ, કે જેઓને
યહોવાહ તારા દેવે આખા આકાશ તળેના સર્વ
લોકોને વહેંચી આપ્યાં છે, તેઓને જોઇને તું લલચાઇ
જાય ને તેઓની પૂજા કરે. ૨૦ પણ યહોવાહે તમને
લઇને મિસરની લોઢાની ભઠ્ઠીમાંથી તમને કાઢી
આણ્યા છે, એ સારૂ કે જેમ આજ છો તેમ તમે તેના

વારસાના લોક થાઓ ૨૧ વળી યહોવાહ તમારે લીધે
મારા પર કોપ્યો, ને તેણે એવા સોગન ખાધા કે, તું
યરદનને પેલે પાર જવા નહિ પામશે ને તેમા તું
પ્રવેશ નહિ કરશે, એટલે જે ઉત્તમ દેશનો યહોવાહ
તારો દેવ તને વારસો આપે છે તેમા. ૨૨ પણ હુ તો
અવશ્ય આ દેશમાજ મરવાનો હુ યરદન ઉતરવા
પામવાનોજ નથી, પણ તમે તો પેલે પાર જશો
ને એ ઉત્તમ દેશનુ વતન પ્રાપ્ત કરશો ૨૩ તો તમે
સભાળજો, રખે જે કરાર યહોવાહ તમારા દેવે તમારી
સાથે કર્યો છે તે તમે વિસરી જાઓ, ને કોઇ પણ
વસ્તુના આકારની કોતરેલી મૂર્તિ જે વિષે યહોવાહ
તારા દેવે તને મના કીધી છે તે તમે પોતાને કાજે
બનાવો ૨૪ કેમકે યહોવાહ તારો દેવ ભસ્મકારક
અગ્નિ [તથા] આસ્થાવાન દેવ છે

૨૫ તને છોકરા ને છોકરાના છોકરા થયા પછી, ને
તમે તે દેશમા લાબી મુદત સુધી રહ્યા પછી, જો તમે
ભ્રષ્ટ થઇને કોઇ વસ્તુના આકારની કોતરેલી મૂર્તિ
કરશો, ને જે કામ યહોવાહ તારા દેવની નજરમા
દુષ્ટ છે તે કરીને તેને કોપાયમાન કરશો, ૨૬ તો
હુ આજે આકાશ તથા પૃથ્વીને તમારી સામે સાક્ષી
રાખીને કહુ છુ કે, તમે યરદન ઉતરીને જે દેશનુ વતન
પ્રાપ્ત કરવાને જાઓ છો, તેમાથી જલદી તમારો
સપુર્ણ વિનાશ થશે, તેમા તમે દીર્ઘાયુષ્ય નહિ
ભોગવશો, પણ વપૂર્ણ નાશ પામશો ૨૭ અને યહો
વાહ તમને દેશજાતિઓ મધ્યે વિખેરી નાખશે ને જે
દેશજાતિઓ મધ્યે યહોવાહ તમને લઇ જશે તેઓ
મધ્યે તમે થોડાજ બચી રહેશો. ૨૮ અને ત્યા
માણસના હાથના કરેલા લાકડાના તથા પથરના
દેવદેવીઓની, એટલે દેખી ન શકે કે સાભળી ન શકે
કે ખાઇ ન શકે કે સુઘી ન શકે એવા દેવદેવીઓની,
તમે સેવા કરશો ૨૯ પણ જો ત્યાથી તમે યહોવાહ
તમારા દેવનું શોધન કરશો, ને જો તું તારા પુરા
અત કરણથી તથા તારા પુરા જીવથી તેને ખોજ
કરશે, તો તે તને મળશે ૩૦ જ્યારે તું સકટમા હોશે
ને આ સર્વ વિપત્તિઓ તારા પર આવી પડી હશે,
ત્યારે આખરે તું યહોવાહ તારા દેવની તરફ પાછો
ફરશે, ને તેનુ કહેવુ સાભળશે, ૩૧ કેમકે યહોવાહ
તારો દેવ દયાળુ દેવ છે, તે તારો ત્યાગ નહિ કરશે,
ને તારો નાશ નહિ કરશે, ને જે કરાર તેણે સોગન
ખાઇને તારા પિતૃઓ સાથે કીધો તેને તે વિસરી
નહિ જશે ૩૨ કેમકે દેવે મનુષ્યને પૃથ્વી પર ઉત્પન્ન
કીધુ તે દિવસથી માડીને તારી અગાઉનો જે વખત
વિતી ગયો છે, તેને તથા પૃથ્વીના એક છેડાથી તે
બીજા છેડા સુધી પુછી જો, વારુ, કે આ મહાભારત
કૃત્ય જેવુ કોઇ થયુ છે, અથવા તેના જેવુ કોઇ
સાભળવામા આવ્યુ છે? ૩૩ જેમ તેં સાભળી છે તેમ
કદી કોઇ લોક દેવની વાણી અગ્નિ મધ્યેથી બોલતી
સાભળીને જીવતા રહ્યા છે શું? ૩૪ અથવા જે બધુ
યહોવાહ તમારા દેવે મિસરમા તમારે વાસ્તે તમારી
નજર આગળ કીધુ, તેમ કરીને એટલે પરીક્ષણો,
ચિન્હો તથા ચમત્કારો તથા યુદ્ધ તથા પરાક્રમી હાથ
તથા લબાવેલા ભુજ તથા મોટા ત્રાસદાયક કૃત્યોવડે
બીજી દેશજાતિમાથી પોતાને વાસ્તે દેશજાતિ પ્રાપ્ત
કરવાનુ શું દેવે યત્ન કીધુ છે? ૩૫ એ બધુ તને
દર્શાવવામા આવ્યુ એ માટે કે તું જાણે કે યહોવાહ
તેજ દેવ છે, તે વિના બીજો કોઇ નથી ૩૬ તેણે
આકાશમાથી પોતાની વાણી તને સભળાવી એ સારુ
કે તે તને બોધ દે, ને પૃથ્વી પર તેણે તને મોટી
આગ દેખાડી, ને તેં તેના શબ્દો અગ્નિ મધ્યેથી
સાભળ્યા ૩૭ અને તારા પિતૃઓ ઉપર તેની પ્રીતિ
હતી તે માટે તેણે તેમની પાછળ તેમના વંશજોને
પસદ કીધા, ને પોતે હાજર થઇને પોતાના મોટા
સામર્થ્યે વડે તને મિસરમાથી બહાર કાઢી આણ્યો,
૩૮ એ માટે કે તે તારા કરતા મોટી તથા સમર્થ
દેશજાતિઓને તારી આગળથી હાકી કાઢે, ને તને
તેઓના દેશમા પ્રવેશ કરાવીને તે તને વારસામા
આપે, જેમ આજ છે તેમ ૩૯ માટે આજ તું જાણ
તથા તારા અંત કરણમા ઠસાવ કે, યહોવાહ તેજ
ઉપર આકાશમા તથા નીચે પૃથ્વીમા દેવ છે, તેના
સિવાય બીજો કોઇ નથી ૪૦ અને જે તેના વિધીઓ
તથા તેના હુકમો હુ તને આજ ફરમાવુ છું તે તારે
પાળવા, કે તારુ તથા તારી પાછળ તારા છોકરાનુ
ભલુ થાય, ને જે દેશ યહોવાહ તારો દેવ તને સદાને
માટે આપે છે તેમા તારુ આયુષ્ય દીર્ઘ થાય

૪૧ ત્યાર પછી મુસાએ યરદન પાર ઉગમણી
દિશાએ ત્રણ નગરો અલગ પાડ્યા, ૪૨ તે એ સારુ
કે જે મનુષ્યઘાતકે, પોતાના પરોસી સાથે, તેને અગા
ઉથી વેર ન છતા, અજાણે તેને મારી નાખ્યો હોય, તે
ત્યા નાસી જાય, ને એ નગરોમાના એકમા નાસી
જઇને તે બચી જાય, ૪૩ [તે નગરો આ], અરણ્યમા

સપાટ પ્રદેશમા બેસેર, એ રેઉબેનીઓને સારૂ; ને ગિલઆદમા રામોથ, એ ગાદીઓને સારૂ, ને બાશાનમાં ગોલાન, એ મનાશ્શીઓને સારૂ

૪૪ અને જે નિયમ મુસાએ ઇસ્રાએલપુત્રો આગળ મુકયો તે આ છે, ૪૫ ઇસ્રાએલપુત્રો મિસરમાથી નિકળ્યા ત્યારે મુસાએ તેઓને જે સાક્ષ્યો તથા વિધિઓ તથા કાનૂનો કહી સભળાવ્યા તે આ છે; ૪૬ અમોરીઓનો રાજા સીહોન જે હેશ્બોનમા રહેતો હતો, ને જેને મુસાએ તથા ઇસ્રાએલપુત્રોએ મિસરમાથી નિકળ્યા પછી પરાજિત કીધો હતો તેના દેશમા યરદન પાર બેથ પેઓરની સામેની ખીણમા તે [કહી સભળાવ્યા] ૪૭ અને તેઓએ તેના દેશને તથા બાશાનના રાજા ઓગના દેશને પોતાનુ વતન કરી લીધું, એઓ યરદન પાર ઉગમણી દિશાએ વસનાર અમોરીઓના બે રાજાઓ હતા, ૪૮ એટલે આર્નોનની ખીણની કોર પર આવેલા અરોએરથી તે સિયોન પર્વત (એટલે હેર્મોન) સુધી [નો દેશ], તથા યરદન પાર પૂર્વ ગમ આખો અરાબાહ, તે છેક પિસ્ગાહના ઢોળાવને હેઠાણે આવેલા અરાબાહના સમુદ્ર સુધી

૫ અને મુસાએ સર્વ ઇસ્રાએલને બોલાવીને તેઓને કહ્યુ, હે ઇસ્રાએલ, જે વિધિઓ તથા કાનૂનો હુ આજે તમારા સાભળતા કહી બતાવું છુ તે સાભળો કે તમે તેમને શિખો તથા તે પાળીને તેમનો અમલ કરો. ૨ યહોવાહ આપણા દેવે હોરેબમા આપણી સાથે કરાર કીધો ૩ યહોવાહે એ કરાર આપણા પિતૃઓ સાથે તો નહિ, પણ આપણી સાથે, હા, આપણ સર્વે, જેઓ આજે અહીં જીવતા છીએ તેમની, સાથે કીધો ૪ યહોવાહે પર્વત પર અગ્નિજ્વાળા મધ્યેથી મોઢે મોઢ તમારી સાથે વાત કીધી ૫ (તે સમયે યહોવાહની વાણી તમને કહી સભળાવવાને હુ યહોવાહની તથા તમારી વચ્ચમા ઉભો રહ્યો હતો; કેમકે તમે અગ્નિથી બીહી જઇને પર્વત ઉપર ચઢયા નહિ); તે એમ બોલ્યો કે,

૬ મિસર દેશમાથી એટલે ગુલામીના ઘરમાથી તને કાઢી લાવનાર તારો દેવ યહોવાહ હુ છુ

૭ મારી સન્મુખ તારે કોઇ અન્ય દેવો ન હોય

૮ તું પોતાને સારૂ કોરેલી મૂર્તિ ન કર, ઉપર આકાશમાની કે નીચે ભૂમિમાની કે ભૂમિની તળેના પાણીમાની કોઇ પણ ચીજની [પ્રતિમા] ન કર; ૯ તું તેઓની આગળ ન નમ, ને તેઓની સેવા ન કર; કેમકે હુ તારો દેવ યહોવાહ આસ્થાવાન દેવ છું, જેઓ મારો દ્વેષ કરે છે, તેઓની ત્રીજી ચોથી પેઢી સુધી, બાપોના અન્યાયની શિક્ષા છોકરા પર લાવનાર, ૧૦ ને મારા પર જે પ્રીતિ કરે છે, ને મારી આજ્ઞાઓ પાળે છે તેઓની હજારો પેઢી પર દયા દર્શાવનાર છુ

૧૧ તારા દેવ યહોવાહનુ નામ તું વૃથા ન લે, કેમકે જે તેનું નામ વૃથા લે છે તેને યહોવાહ નિર્દોષ નહિ ગણશે

૧૨ તારા દેવ યહોવાહે તને આજ્ઞા આપી તે મુજબ સાબ્બાથ દિવસને પવિત્ર પાળવાને તું તેની સભાળ રાખ ૧૩ છ દિવસ તુ ઉદ્યોગ કર ને તારૂ સઘળુ કામ કર, ૧૪ પણ સાતમો દિવસ તારા દેવ યહોવાહનો સાબ્બાથ છે, તેમા તું કઇ કામ ન કર, તું કે તારો દીકરો કે તારી દીકરી કે તારો દાસ કે તારી દાસી, કે તારો બળદ કે તારૂ ગધેડું કે તારૂ કોઇ પણ ઢોર, કે તારા દરવાજાની અદર વસનાર પરદેશી, એ સારૂ કે જેમ તને તેમજ તારા દાસને તથા તારી દાસીને વિશ્રામ મળે ૧૫ અને તું યાદ રાખ કે તું મિસર દેશમા દાસ હતો, ને તારો દેવ યહોવાહ તને ત્યાથી પરાક્રમી હાથ વડે તથા લબાવેલા ભુજવડે કાઢી લાવ્યો, તે માટે તારા દેવ યહોવાહે તને સાબ્બાથ દિવસ પાળવાની આજ્ઞા આપી

૧૬ તારા દેવ યહોવાહે તને આજ્ઞા આપી તે મુજબ તારા બાપનુ તથા તારી માનુ તું સન્માન રાખ, કે તારો દેવ યહોવાહ જે દેશ તને આપે છે તેમા તારૂ આયુષ્ય દીર્ઘ થાય ને તારૂ ભલુ થાય

૧૭ તું ખૂન ન કર

૧૮ તું વ્યભિચાર ન કર

૧૯ તું ચોરી ન કર

૨૦ તું તારા પડોસી વિરૂદ્ધ જુઠી સાક્ષી ન પુર

૨૧ તું તારા પડોસીની વહુ પર લોભ ન રાખ, ને તું તારા પડોસીનુ ઘર, તેનુ ખેતર, કે તેનો દાસ, કે તેની દાસી, તેનો બળદ, કે તેનુ ગધેડું, કે તારા પડોસીનુ જે કઇ હોય તે પર લોભ ન રાખ

૨૨ આ વચનો યહોવાહ પર્વત ઉપર અગ્નિજ્વાળા તથા વાદળ તથા ઘોર અધકારની મધ્યેથી મોટે સાદે તમારી સઘળી સભાને બોલ્યો, ને તેમા તેણે વધારો કર્યો નહિ અને તેણે બે શિલાપાટીઓ ઉપર તે

લખીને મને આપી. ૨૩ અને પર્વત બળીને ભડકા
નિકળતા હતા, ને તેની સાથે અંધકારની મધ્યેથી
[નિકળતી] વાણી તમે સાંભળી, ત્યારે એમ થયું કે,
તમે, એટલે તમારાં કુળોના સર્વ મુખ્યો તથા તમારા
વડીલો, મારી પાસે આવ્યા; ૨૪ ને તમે કહ્યું કે, જો,
યહોવાહ આપણા દેવે આપણને પોતાનું ગૌરવ તથા
પોતાનું મહાત્મ્ય દેખાડ્યાં છે, ને અગ્નિજ્વાળા મધ્યેથી
તેની વાણી આપણે સાંભળી છે; આપણે આજે જોયું
છે કે દેવ મનુષ્ય સાથે બોલે છેજ, ને તેમ છતાં એ
જીવતો રહે છે. ૨૫ તો હવે અમે શા માટે માર્યા
જઈએ? કેમકે આ મોટો અગ્નિ તો અમને ભસ્મ
કરી નાખશે; જો યહોવાહ અમારા દેવની વાણી હવે
કંઈ પણ વધારે સાંભળીશું તો અમે માર્યા જઈશું
૨૬ કેમકે સર્વ દેહધારીઓમાં એવો કોણ છે કે જે,
*જીવતા દેવની વાણી અમે સાંભળી છે તેમ અગ્નિજ્વાળા*
મધ્યેથી બોલતી સાંભળીને, જીવતો રહ્યો હોય? ૨૭ તું
પાસે જા, ને યહોવાહ આપણો દેવ જે બોલે તે સઘળું
સાંભળ; ને યહોવાહ આપણો દેવ જે તને કહે તે
સઘળું તું અમને કહેજે; ને અમે તે સાંભળીને તેનો
અમલ કરીશું. ૨૮ અને તમે મારી સાથે વાત કરતા
હતા, ત્યારે યહોવાહે તમારા શબ્દોનો સાદ સાંભળ્યો;
ને યહોવાહે મને કહ્યું કે, આ લોકોએ જે શબ્દો તને
કહ્યા છે તેનો સાદ મેં સાંભળ્યો છે; જે બધું તેઓ
બોલ્યા છે તે તેમનું કહેવું ઠીક છે. ૨૯ અરે જો આ

૬ હવે જે આજ્ઞા, વિધિઓ તથા કાનૂનો યહો-
વાહ તમારા દેવે તમને શિખવવાની આજ્ઞા
કીધી છે એ માટે કે, જે દેશનું વતન પામવા સારૂ
તમે [યરદન] ઉતરીને પ્રવેશ કરો છો, તેમાં તું તેમને
પાળે, તે આ છે; ૨ એ સારૂ કે તું તથા તારો દીકરો
તથા તારા દીકરાનો દીકરો તારા આખા આયુષ્યભર
યહોવાહ તારા દેવનો ડર રાખીને તેના સર્વ વિધિઓ
તથા આજ્ઞાઓ જે હું તમને ફરમાવું છું તે પાળો; ને
તારી આવરદા લાંબી થાય ૩ માટે, હે ઇસ્રાએલ,
કાળજી રાખીને તે પાળ; એ સારૂ કે જેમ યહોવાહ
તારા પિતૃઓના દેવે તને વચન આપ્યું છે તેમ દૂધ
મધની રેલછેલવાળા દેશમાં તારૂં ભલું થાય ને તમે
બહુજ વૃદ્ધિ પામો.

૪ હે ઇસ્રાએલ, સાંભળ; યહોવાહ આપણો દેવ
તે એકલોજ યહોવાહ છે; ૫ ને યહોવાહ તારા દેવ
પર તું પુરા અંતઃકરણથી તથા પુરા મનથી તથા પુરા
બળથી પ્રીતિ કર. ૬ અને આ વચનો જે હું આજે તને
ફરમાવું છું તે તારા અંતઃકરણમાં [ઠસી] રહે; ૭ ને
તે તું ખંતથી તારાં છોકરાને શિખવ, ને જ્યારે તું
ઘરમાં બેઠો હોય, ને જ્યારે તું રસ્તે ચાલતો હોય,
ને જ્યારે તું સુએ ને જ્યારે તું ઉઠે ત્યારે તે વિષે વાત
કર. ૮ અને તું તેને નિશાણી તરીકે તારે હાથે બાંધ,
ને તારી આંખોની વચ્ચે તેમને કપાળભૂષણ તરીકે
રાખ. ૯ અને તું તેમને તારા ઘરની બારસાખો ઉપર
તથા દરવાજા ઉપર લખ

રહેનાર યહોવાહ તમારો દેવ આસ્થાવાન દેવ છે,
રખેને યહોવાહ તારા દેવનો કોપ તારી વિરૂદ્ધ સળગી
ઉઠે, ને તે પૃથ્વીની પીઠ ઉપરથી તારો સંહાર કરે

૧૬ જેમ તમે માસ્સાહમા તેની પરીક્ષા કીધી
તેમ તમે યહોવાહ તમારા દેવની પરીક્ષા ન કરો
૧૭ યહોવાહ તમારા દેવની આજ્ઞાઓ તથા તેના
સાક્ષ્યો તથા તેના વિધિઓ કે જે તેણે તને ફરમાવ્યા
છે તેમને તમે ખંતથી પાળો ૧૮ અને યહોવાહની
નજરમા જે યથાર્થ તથા સારૂ હોય તે તમે કરો, એ
સારૂ કે તારૂ ભલુ થાય, ને જે ઉત્તમ દેશ તમારા
પિતૃઓને [આપવાના] યહોવાહે સોગન ખાધા છે
તેમા પ્રવેશ કરીને તમે તેનુ વતન પામો, ૧૯ અને
તારા બધા શત્રુઓને તારી આગળથી તે હાંકી કાઢે,
જેમ યહોવાહે કહ્યુ છે તેમ

૨૦ ભવિષ્યકાળમા તારો દીકરો તને એવુ પુછે કે, જે
સાક્ષ્યો તથા વિધિઓ તથા કાનૂનો યહોવાહ આપણા
દેવે તમને ફરમાવ્યા છે તેમનો અર્થ શો છે? ૨૧ ત્યારે
તું તારા દીકરાને કહેજે કે, અમે મિસરમા ફારૂનના
ગુલામ હતા, અને યહોવાહ પરાક્રમી હાથવડે અમને
મિસરમાથી કાઢી લાવ્યો, ૨૨ અને યહોવાહે અમારા
દેખતા મિસર પર, ફારૂન પર તથા તેના સઘળા
ઘર પર મોટા તથા દુ ખદ ચિન્હો તથા ચમત્કારો
દર્શાવ્યા, ૨૩ અને તે અમને ત્યાથી કાઢી લાવ્યો એ
સારૂ કે જે દેશ તેણે આપણા પિતૃઓને [આપવાના]
સોગન ખાધા હતા તે અમને આપવા સારૂ તે અમને
તેમા લઇ જાય ૨૪ અને આપણા હમેશના હિતને
માટે આ બધા વિધિઓ પાળવાની તથા યહોવાહ
આપણા દેવનો ડર રાખવાની યહોવાહે અમને આજ્ઞા
આપી, કે જેમ આજ છીએ તેમ, તે આપણને જીવતા
બચાવી રાખે. ૨૫ અને યહોવાહ આપણા દેવે આપ
ણને ફરમાવ્યુ છે તે મુજબ જો આપણે આ સઘળી
આજ્ઞા તેની પ્રત્યે કાળજીથી પાળીએ તો તે આપણા
લાભમા ન્યાયીપણુ ગણાશે

૭ જે દેશનુ વતન લેવા સારૂ તુ જાય છે તેમા
જ્યારે યહોવાહ તારો દેવ તને લાવશે, ને ઘણી
દેશજાતિઓને તારી આગળથી હાંકી કાઢશે, એટલે
હિત્તીઓ તથા ગિર્ગાશીઓ તથા અમોરીઓ તથા
કનાનીઓ તથા પરીઝીઓ તથા હિવ્વીઓ તથા
યબૂસીઓ, એ તારા કરતા મોટી તથા બળવાન સાત
દેશજાતિઓને [હાંકી કાઢશે], ૨ અને જ્યારે યહોવાહ
તારો દેવ તેઓને તારે સ્વાધીન કરી દેશે, ને તું
તેમનો પરાજય કરશે, ત્યારે તારે તેઓનો સંપૂર્ણ
વિનાશ કરવો, તારે તેઓની સાથે કઇ કરાર કરવો
નહિ, ને તેમને દયા દેખાડવી નહિ, ૩ ને તારે તેમની
સાથે લગ્નવ્યવહાર કરવો નહિ, તારી દીકરી તારે તેના
દીકરાને ન આપવી, તેમજ તેની દીકરી તારા દીકરા
સાથે ન પરણાવવી, ૪ કેમકે તે તારા દીકરાને મારા
શિષ્યપણામાથી ભટકાવી દેશે, એ માટે કે તેઓ બીજા
દેવદેવીઓની સેવા કરે, ને તેથી યહોવાહ તમારા
પર કોપાયમાન થાય, ને તે જલદી તમારો નાશ કરે
૫ પણ તમારે તેઓ પ્રત્યે આ પ્રમાણે વર્તવુ, તેમની
વેદીઓ તમારે તોડી પાડવી, ને તેઓના સ્તંભોને
પછાડીને ચુરા કરવા, ને તેમની આશેરીમ [મૂર્તિઓ]ને
કાપી નાખવી, ને તેમની કોતરેલી મૂર્તિઓને આગથી
બાળી નાખવી ૬ કેમકે તુ યહોવાહ તમારા દેવની
પવિત્ર પ્રજા છે, યહોવાહ તારા દેવે તને પૃથ્વીની
સપાટી પરની સર્વ પ્રજાઓમાથી પોતાની ખાસ પ્રજા
થવા સારૂ પસંદ કીધો છે ૭ યહોવાહે તમારા પર
પ્રીતિ કીધી તથા તમને પસંદ કીધા એનુ કારણ તો
એ ન હતું કે તમે બીજી કોઇ પ્રજા કરતા સંખ્યામા
વિશેષ હતા, કેમકે તમે તો બીજી બધી પ્રજાઓ કરતા
થોડા હતા, ૮ પણ કારણ તો એ હતુ કે યહોવાહ
તમને ચાહે છે, ને જે સોગન તેણે તમારા પિતૃઓ
પ્રત્યે ખાધા તે પાળવા તે ઇચ્છે છે, ને તેથીજ યહો
વાહ સમર્થ હાથવડે તમને કાઢી લાવ્યો છે, ને તમને
બંદીખાનામાથી, એટલે મિસરના રાજા ફારૂનના હાથ-
માથી, છોડાવ્યા છે ૯ એ માટે જાણ, કે યહોવાહ
તારો દેવ, તેજ દેવ છે, તેજ વિશ્વાસુ દેવ છે, કે જે
તેના ઉપર પ્રીતિ કરનારાઓ પર તથા તેની આજ્ઞાઓ
પાળનારાઓ પર હજારો પેઢીઓ સુધી કરાર તથા
દયા રાખે છે, ૧૦ ને તેના પર વેર રાખનારનો સામી
છાતીએ બદલો લઇને તેનો નાશ કરે છે તેના પર
વેર રાખનાર પ્રત્યે તે ઢીલ નહિ કરશે, તે સામી
છાતીએ બદલો વાળશે ૧૧ માટે જે આજ્ઞા તથા
વિધિઓ તથા કાનૂનો હુ આજે તને ફરમાવુ છુ તે
તું પાળીને અમલમા આણ

૧૨ અને જો આ હુકમોને લક્ષ દઇને તમે તેમને
પાળશો ને અમલમા આણશો તો એમ થશે કે, જે
કરાર તથા દયા વિષે યહોવાહ તમારા દેવે તમારા
પિતૃઓ પ્રત્યે સોગન ખાધા છે, તે તારી પ્રત્યે તે

અદા કરશે ૧૩અને તે તારા પર પ્રીતિ રાખશે, ને
તને આશીર્વાદ દેશે, ને તારો વિસ્તાર વધારશે, વળી
જે દેશ તને આપવાના તેણે તારા પિતૃઓ આગળ
સોગન ખાધા છે તેમા તે તારા પેટના ફળને તથા
તારી ભૂમિના ફળને, તારા ધાન્યને તથા તારા દ્રાક્ષ
રસને તથા તારા તેલને, તારી ગાયોની નિપજને તથા
તારા ઘેટાબકરાના બચ્ચાને વરદાન દેશે ૧૪સર્વ
લોકો કરતા તું આશીર્વાદિત થશે, તમારા મધ્યે
અથવા તમારા ઢોર મધ્યે નર કે નારી વાંઝિયા રહેશે
નહિ ૧૫અને યહોવાહ તમારા મધ્યેથી સર્વ બિમારી
દૂર કરશે, અને મિસરના ખરાબ રોગો જેમનો તને
અનુભવ છે તેઓમાનો કોઇ તે તારા પર લાવશે
નહિ, પણ તારા સર્વ વેરીઓ ઉપર તે આણશે.
૧૬અને જે સર્વ પ્રજાઓ યહોવાહ તારો દેવ તારે
સ્વાધીન કરશે તેઓનો તારે સંહાર કરવો, તારી
આખ તેઓ ઉપર દયા ન આણે, ને તારે તેઓના
દેવદેવીઓની સેવા પણ ન કરવી, કેમકે એ તને
ફાંદારૂપ થઇ પડશે ૧૭જો તુ તારા મનમા એમ કહે
કે, આ પ્રજાઓ અમારા કરતા મોટી છે, હુ કેમ
કરીને તેઓનુ વતન તેમની પાસેથી છિનવી લઇ
શકુ? ૧૮તો પણ તું તેઓથી બીશ મા યહોવાહ
તારા દેવે ફારૂન પર તથા આખા મિસર પર જે
વિતાડ્યુ તે તારે બરાબર યાદ રાખવુ, ૧૯એટલે જે
મોટા પરીક્ષણો તેં તારી નજરે જોયા તે, તથા ચિન્હો
તથા ચમત્કારો તથા પરાક્રમી હાથ, તથા લંબાવેલો
ભુજ કે જેઓવડે યહોવાહ તારો દેવ તને કાઢી
લાવ્યો [તેઓને યાદ રાખવા], જે બધી પ્રજાઓથી
તુ બીહે છે તેઓને યહોવાહ તારો દેવ એમજ પ્રમાણે
કરશે. ૨૦વળી યહોવાહ તારો દેવ તેઓ મધ્યે ડાંસ
મોકલીને જેઓ બચી રહ્યા હશે ને તારાથી સંતાઇ
રહ્યા હશે તેઓનો તારી આગળથી નાશ કરાવશે
૨૧તુ તેઓને દેખી ગભરાઇશ મા, કેમકે યહોવાહ
તારો દેવ તારી મધ્યે છે, તે મહાન તથા ભયંકર દેવ
[છે] ૨૨અને યહોવાહ તારો દેવ તે પ્રજાઓને
તારી આગળથી રફતે રફતે હાકી કાઢશે, તું એકદમ
તેઓનો સંહાર કરીશ નહિ, રખેને વનપશુઓ વધી
જઇને તમને હેરાન કરે ૨૩પણ યહોવાહ તારો દેવ
તેઓને તારે સ્વાધીન કરીને મોટા પરાજયથી
તેઓનો પરાજય કરશે, જ્યા સુધી કે તેઓનો
વિનાશ થાય ૨૪અને તે તેઓના રાજાઓને તારા
હાથમા સોંપી દેશે, ને તું તેઓનુ નામ આકાશ
તળેથી નાબુદ કરશે; ને તું તેઓનો વિનાશ કરી
રહેશે ત્યા સુધી કોઇ માણસ તારી આગળ ટકી
શકશે નહિ ૨૫તેઓના દેવદેવીઓની કોતરેલી
મૂર્તિઓ તમારે આગથી બાળી નાખવી, તેઓના અંગ
પરના રૂપા પર કે સોના પર તું લોભાતો નહિ, તેમજ
તેને પોતાને માટે લેતો નહિ, રખેને તું તેમા ફસાઇ
પડે, કેમકે એ યહોવાહ તારા દેવની નજરમા અમં-
ગળ છે, ૨૬અને તું કોઇ અમંગળ [વસ્તુ] તારા
ઘરમા લાવીને તેની પેઠે તું પણ તદન વિનાશપાત્ર
થઇશ મા, તારે તેને છેક ધિક્કારવુ, ને તારે તેને છેક
કંટાળવુ, કેમકે તે તદન વિનાશપાત્ર છે

૮ જે સઘળી આજ્ઞા હુ આજે તમને ફરમાવુ છું
તે તમે કાળજી રાખીને પાળો, કે તમે જીવતા
રહો, ને વૃદ્ધિ પામો, ને જે દેશ [આપવાના] યહો-
વાહે તમારા પિતૃઓ પ્રત્યે સોગન ખાધા તેમા જઇને
તેનુ વતન પામો ૨અને તને નમાવવાને તથા તેની
આજ્ઞાઓ પાળવાની ઇચ્છા તારા મનમા છે કે નહિ તે
જાણવા સારૂ તારૂં પારખુ કરવાને, યહોવાહ તારા દેવે
આ ચાળીસ વર્ષ સુધી જે આખે રસ્તે તને ચલાવ્યો
છે તે તું યાદ રાખ ૩અને તેણે તને નમાવ્યો, ને
તને ભૂખ્યો રહેવા દીધો, ને તું નહોતો જાણતો તેમજ
તારા પિતૃઓએ પણ નહોતું જાણ્યુ એવા માન્નાથી
તને પોષ્યો, એ સારૂ કે તે તને જણાવે કે માણસ
ફક્ત રોટલીથીજ જીવતું નથી, પણ યહોવાહના મુખ-
માથી નિકળતા પ્રત્યેક વચનથી માણસ જીવે છે
૪આ ચાળીસ વર્ષો પર્યંત તારા અંગ પરના તારા વસ્ત્ર
જીર્ણ થયા નહિ, તેમ તારા પગ પણ સુજ્યા નહિ
૫અને તારે તારા મનમા એમ સમજવુ કે, જેમ
માણસ પોતાના દીકરાને શિક્ષા કરે છે, તેમ યહોવાહ
તારો દેવ તને શિક્ષા કરે છે ૬અને તારે યહોવાહ
તારા દેવના માર્ગોમા ચાલીને ને તેનો ડર રાખીને
તેની આજ્ઞાઓ પાળવી. ૭કેમકે યહોવાહ તારો દેવ
તને એક ઉત્તમ દેશમા લઇ જાય છે, એટલે પાણીના
વહેળાઓવાળા, તથા ખીણોમા ને ઉચ્ચ પ્રદેશમા ફુટી
નિકળતા ઝરાઓ તથા જળનિધિઓવાળા દેશમા,
૮ઘઉં તથા જવ, અને દ્રાક્ષો તથા અંજીરીઓ તથા
દાડમોના દેશમા, જૈત તેલ તથા મધના દેશમા,
૯જ્યા તું અછત વગરનુ અન્ન ખાશે, ને તને કશાની
ખોટ પડશે નહિ એવા દેશમા, જેના પત્થર લોઢાના

છે, ને જેના ડુંગરોમાથી તું પિત્તળ ખણી શકે એવા
દેશમા [લઇ જાય છે] ૧૦ અને તું ખાઇને તૃપ્ત થશે,
ને એ ઉત્તમ દેશ યહોવાહ તારા દેવે તને આપ્યો છે
તેને લીધે તું તેની સ્તુતિ કરશે ૧૧ ખબરદાર રહે,
રખે જે તેની આજ્ઞાઓ તથા તેના કાનૂનો તથા તેના
વિધિઓ હુ આજે તને ફરમાવુ છું તે ન પાળતા તું
યહોવાહ તારા દેવને ભુ‍ની જાય, ૧૨ રખેને તું ખાઇને
તૃપ્ત થાય ને સારા સારા ઘરો બાધીને તેમા રહે,
૧૩ ને તારા ઢોરનો તથા તારા ઘેટાબકરાંનો વિસ્તાર
વધી જાય, ને તારૂ રૂપુ તથા તારૂ સોનુ વધી જાય, ને
તારૂ સર્વસ્વ બહુ ઘણુ થાય, ૧૪ ત્યારે તારૂ મન ગર્વિષ્ઠ
થાય, ને તું યહોવાહ તારા દેવને ભુલી જાય, કે જે
તને મિસર દેશમાથી, બંદીખાનામાથી કાઢી લાવ્યો,
૧૫ જેણે તને આગિયા સર્પ તથા વીંછીઓવાળા તથા
પાણી વગરની સૂકી જમીનવાળા વિશાળ તથા ભયકર
અરણ્યમા [સભાળીને] ચલાવ્યો, જેણે તારે વાસ્તે
ચકમકના ખડકમાથી પાણી વહેવડાવ્યુ, ૧૬ જેણે
અરણ્યમા માન્ના કે જે તારા પિતૃઓએ કદી નહોતું
જોયુ તેથી તારૂ પોષણ કીધુ, એ સારૂ કે તે તને
નમાવે ને આખરે તારૂ ભલુ કરવા સારૂ તે તારૂ પારખુ
કરે, ૧૭ ને તું મનમા એમ ન ધારે કે મારી શક્તિથી
ને મારા હાથના સામર્થ્યથી મેં આ સપત્તિ મેળવી
છે ૧૮ પણ તું યહોવાહ તારા દેવનુ સ્મરણ રાખ,
કેમકે સંપત્તિ મેળવવા સારૂ તને શક્તિ આપનાર
તે જ છે, એ સારૂ કે જે તેના કરાર વિષે તેણે તારા
પિતૃઓ પ્રત્યે સોગન ખાધા તે તે સ્થાપિત કરે,
જેમ આજ છે તેમ ૧૯ અને એમ થશે કે, જો તું
યહોવાહ તારા દેવને ભુ‍ની જઇને બીજા દેવદેવીઓની
પાછળ ચાલશે, ને તેમની સેવા કરશે, ને તેમની
ભક્તિ કરશે, તો હુ આજે તમારી વિરૂદ્ધ સાક્ષી આપુ
છુ કે, તમે નિશ્ચે નાશ પામશો ૨૦ જે પ્રજાઓનો
યહોવાહ તમારી આગળથી નાશ કરે છે, તેમની પેઠે
તમે નાશ પામશો, કેમકે યહોવાહ તમારા દેવની
વાણી તમે સાભળવા ન ચાહ્યુ

૯ હે ઇસ્રાએલ, સાભળ, તારા કરતા મોટી ને
બળવાન દેશજાતિઓનુ તથા મોટા તથા
આસમાનમા પહોંચેલા કોટવાળા નગરોનુ વતન પ્રાપ્ત
કરવા સારૂ તું આજે યરદન પાર ઉતરવાનો છે, ૨ તે
લોક કદાવર તથા ઉંચા છે, તે અનાકીઓના ફરજનો
છે, તેઓને તું જાણે છે, ને તેઓ વિષેની અફવા પણ
તેં સાભળી છે, કે અનાકપુત્રો સામે કોણ ટકી શકે ?
૩ માટે આજે જાણ કે, ખાઇ નાખનાર અગ્નિની પેઠે
તારી આગળ પેલે પર જનાર તે યહોવાહ તારો દેવ
છે, તે તેઓનો નાશ કરશે, ને તે તેઓને તારી
આગળ નીચે પાડશે ને તેથી જેમ યહોવાહે તને
કહ્યુ છે તેમ તું તેમને હાકી કાઢશે, ને જલદી તેઓનો
નાશ કરશે ૪ યહોવાહ તારો દેવ તેઓને તારી
આગળથી કેની કાઢે, ત્યાર પછી તું તારા મનમા એમ
ન ધારતો કે મારા ન્યાયીપણાને લીધે યહોવાહે મને
અહીં આણીને આ દેશનો વારસો મને પમાડ્યો છે,
એમ નહિ, પણ એ દેશજાતિઓની દુષ્ટાઇને લીધે
યહોવાહ તેઓને તારી આગળથી હાકી કાઢે છે
૫ તારા ન્યાયીપણાને લીધે, કે તારા અત કરણના
પ્રમાણિકપણાને લીધે તું તેઓના દેશનુ વતન પામવા
જાય છે એમ તો નહિ, પણ એ પ્રજાઓની દુષ્ટાઇને
લીધે, તથા જે વચન યહોવાહે સોગન ખાઇને તારા,
પિતૃઓને, એટલે ઇબ્રાહીમને, ઇસ્હાકને તથા યાકૂબને
આપ્યુ હતું તે સ્થાપિત કરવા સારૂ યહોવાહ તારો
દેવ તેઓને તારી આગળથી હાકી કાઢે છે ૬ એ
માટે જાણ, કે તારા ન્યાયીપણાને લીધે યહોવાહ
તારો દેવ આ ઉત્તમ દેશ તને વતન કરી લેવા સારૂ
નથી આપતો, કેમકે તું તો હઠીલી પ્રજા છે ૭ તેં
અરણ્યમા કેવી રીતે યહોવાહ તારા દેવને કોપ
ચઢાવ્યો, તે તું યાદ રાખ, ભુલીશ મા, મિસર
દેશમાથી તું નિકળ્યો તે દિવસથી, તે તમે આ
જગાએ આવ્યા ત્યા સુધી, તમે યહોવાહ વિરૂદ્ધ
દગો કર્યા કીધો છે ૮ હોરેબમા પણ તમે યહોવાહને
કોપાવ્યા, ને યહોવાહ તમારા પર એવો કોપાયમાન
થયો કે તેણે તમારો નાશ કીધો હોત ૯ જ્યારે હુ
શિલાપાટીઓ, એટલે જે કરાર યહોવાહે તમારી સાથે
કીધો તેની પાટીઓ, લેવા સારૂ પર્વત પર ચઢયો,
ત્યારે હુ ચાળીસ દિવસ ને ચાળીસ રાત્રી તે પર્વત
પર રહ્યો, ને મેં અન્ન ખાધુ નહિ, ને પાણી પણ
પીધુ નહિ ૧૦ અને યહોવાહે મને દેવની આગળીથી
લખેલી બે શિલાપાટીઓ સોંપી, ને તેમા જે સર્વે
વચનો યહોવાહ સભાને દિવસે પર્વત પર અગ્નિ-
જ્વાળા મધ્યેથી બોલ્યો હતો તેનો [લેખ હતો]
૧૧ અને ચાળીસ દિવસ ને ચાળીસ રાત વિત્યા ત્યારે
એમ થયુ કે યહોવાહે મને બે શિલાપાટીઓ, એટલે
કરારની પાટીઓ, આપી ૧૨ અને યહોવાહે મને

કહ્યું કે ઉઠ, અહીંથી જલદી ઉતરી જા, કેમકે જે તારા
લોકોને તું મિસરમાંથી કાઢી લાવ્યો છે તેઓ પોતે
ભ્રષ્ટ થયા છે, જે માર્ગ મેં તને ફરમાવ્યો હતો
તેમાંથી તેઓ જલદી ભટકી ગયા છે, તેઓએ
પોતાને વાસ્તે ઢાળેલું પુતળું બનાવ્યું છે ૧૩ વળી
યહોવાહે મને કહ્યું કે, મેં આ પ્રજાને જોઇ લીધી છે,
ને જો, એ તો હઠીલી પ્રજા છે, ૧૪ મારે આવીશ
મા, મને તેઓનો નાશ કરવા દે, ને આકાશ તળેથી
તેઓનું નામ ભુસી નાખવા દે, ને હું તારામાથી
તેઓના કરતા સમર્થ તથા મોટી દેશજાતિ ઉત્પન્ન
કરીશ ૧૫ ત્યારે હું પાછો ફરીને પર્વત પરથી ઉતર્યો,
ને પર્વત ભડકે બળતો હતો, ને કરારની બે પાટીઓ
મારા બે હાથમા હતી ૧૬ અને મે જોયું ને જુઓ,
તમે યહોવાહ તમારા દેવ વિરૂદ્ધ પાપ કીધું હતું,
તમે પોતાને માટે ઢાળેલું વાછરડું બનાવ્યું હતું, જે
માર્ગ યહોવાહે તમને ફરમાવ્યો હતો તેમાથી તમે
જલદી ભટકી ગયા હતા ૧૭ અને મેં તે બે પાટીઓ
લઇને મારા બન્ને હાથમાથી ફેંકી દીધી, ને તે તમારી
નજર આગળ ભાગી ગઇ ૧૮ અને યહોવાહની નજ
રમા ભુડું કરવાથી જે બધા પાપ કરીને તમે તેને
કોપાયમાન કીધો તેઓને લીધે હું યહોવાહની સન્મુખ
અગાઉની પેઠે ચાળીસ રાતદિવસ [ઉંધો] પડી રહ્યા,
અને મેં અન્ન ન ખાધું ને પાણી પણ ન પીધું
૧૯ કેમકે યહોવાહ તમારો વિનાશ કરે એવો કોપા
યમાન તથા સખત નારાજ તમારા પર થયાથી હું
બીધો પણ તે વખતે પણ યહોવાહે મારૂં સાંભળ્યું
૨૦ અને યહોવાહ હારૂન પર એટલો બધો કોપ્યો
કે તેણે તેનો નાશ કીધો હોત, ને તેજ વખતે મેં
હારૂનને કાજે પણ પ્રાર્થના કીધી ૨૧ અને મેં તમારા
પાપને, એટલે જે વાછરડું તમે બનાવ્યું હતું તેને,
લઇને તેને આગથી બાળ્યું, ને તેને કુટ્યું, ને દળીને
તેનો રેતી જેવો બારીક ભુકો કીધો, ને મેં તેનો ભુકો
પર્વતમાથી નિકળીને નીચાણ તરફ વહેતા વહેળીઆમા
નાખ્યો ૨૨ અને તાબએરાહ તથા માસ્સાહ તથા
કિબ્રોથ-હાત્તાવાહ આગળ પણ તમે યહોવાહને
કોપાયમાન કીધો ૨૩ અને જ્યારે યહોવાહે તમને
એવું કહીને કાદેશ-બાર્નેઆથી મોકલ્યા કે ત્યા જાઓ
ને જે દેશ મેં તમને આપ્યો છે તેનું વતન પ્રાપ્ત કરો,
ત્યારે પણ તમે યહોવાહ તમારા દેવની આજ્ઞા વિરૂદ્ધ
ફિતુર કીધું, ને તમે તેના પર વિશ્વાસ ન કીધો, તેમ
તેની વાણી પણ તમે ન સાંભળી ૨૪ જ્યારથી મારે
તમારી સાથે ઓળખાણ થઇ તે દિવસથી તમે યહો
વાહ સામે બંડખોર છો ૨૫ એ માટે હું [અગાઉ]
ઉંધો પડી રહ્યો હતો તેટલા [દિવસ, એટલે] ચાળીસ
રાતદિવસ યહોવાહ આગળ ઉંધો પડી રહ્યો, કેમકે
યહોવાહે કહ્યું હતું કે હું તેઓનો નાશ કરીશ ૨૬ તે
માટે મેં યહોવાહની પ્રાર્થના કરતા કહ્યું કે, હે યહોવાહ
દેવ, તારા લોક તથા તારો વારસો જેઓને તેં તારા
મહત્વવડે છોડાવ્યા છે, જેઓને તું પરાક્રમી હાથવડે
મિસરમાથી કાઢી લાવ્યો છે, તેઓનો નાશ ન કર
૨૭ તારા સેવકો ઇબ્રાહીમ, ઇસ્હાક તથા યાકૂબનું
સ્મરણ કર, આ લોકોની હઠીલાઇ તરફ, તથા તેઓની
દુષ્ટાઇ તરફ તથા તેઓના પાપ તરફ ન જો,
૨૮ રખેને જે દેશમાથી તું અમને કાઢી લાવ્યો તે કહે
કે, જે દેશ આપવાનું વચન યહોવાહે તેમને આપ્યું
હતું તેમા તે તેઓને લઇ જઇ શકતો નથી, ને તેને
તેઓના ઉપર વેર છે, તે કારણથી તેઓને અરણ્યમા
મારી નાખવા સારૂ તે તેઓને લાવ્યો છે ૨૯ તો પણ
તેઓ તારા લોક તથા તારો વારસો છે, કે જેઓને
તું તારા મહાન સામર્થ્યવડે તથા લંબાવેલા ભુજવડે
કાઢી લાવ્યો છે

૧૦ તે સમયે યહોવાહે મને કહ્યું કે, તું પહેલીના
જેવી બે શિલાપાટીઓ ઘડીને પર્વત પર
મારી હજુરમા ચઢી આવ, ને લાકડાનો એક કોષ
બનાવ ૨ અને પહેલી પાટીઓ જે તારાથી તુટી ગઇ
તેઓ ઉપર જે વચનો હતા તે હું એ પાટીઓ ઉપર
લખીશ, ને તું તેઓને તે કરારકોષમા રાખી મુકજે
૩ તેથી મેં બાવળના લાકડાનો એક કોષ બનાવ્યો,
ને પહેલીના જેવી બે શીલાપાટીઓ ઘડી, ને એ બે
શિલાપાટીઓ હાથમા લઇને હું પહાડ પર ચઢ્યો
૪ અને જે દસ હુકમો યહોવાહે સભાને દિવસે પર્વત
ઉપર અગ્નિજ્વાળા મધ્યે તમને કહ્યા, તે તેણે તે
પાટીઓ પર પહેલા લેખ પ્રમાણે લખ્યા, ને યહો
વાહે તે મને આપી ૫ અને હું પાછો ફરીને પર્વત
પરથી ઉતર્યો, ને જે કોષ મેં બનાવ્યો હતો તેમા તે
પાટીઓ મેં મુકી, ને યહોવાહે મને આજ્ઞા આપી
તે મુજબ તેઓ ત્યાંજ રહે છે ૬ (અને ઇસ્રાએલ
પુત્રો બએરોથ બેની-યાઆકાનથી ઉપડીને મોસેરાહ
આવ્યા, ત્યાં હારૂન મરણ પામ્યો, ને ત્યાં તે દટાયો,
ને તેની જગ્યાએ તેના પુત્ર એલઆઝારે યાજકપદમા

સેવા બજાવી. ૭ ત્યાંથી તેઓ ગુદગોદાહમાં ગયા; ને
ગુદગોદાહથી યોટબાથાહ કે જે પાણીનાં નાળાંવાળો
પ્રદેશ છે તેમાં આવ્યા. ૮ તે સમયે યહોવાહે લેવીના
કુળને યહોવાહનો કરારકોશ ઉંચકવા સારૂ, યહોવા-
હની હજુરમા ઉભા રહીને તેની સેવા કરવા સારૂ,
તથા તેને નામે આશીર્વાદ દેવા સારૂ જુદું પાડયું.
તેમજ આજ સુધી છે ૯ તે માટે લેવીને પોતાના
ભાઇઓની સાથે કોઇ ભાગ કે વારસો નથી; જેમ
યહોવાહ તારા દેવે તેને કહ્યુ તેમ યહોવાહ તેનો
વારસો છે ), ૧૦ અને પહેલાંની પેઠે હુ ચાળીસ
રાતદિવસ પર્વત પર રહ્યો; ને યહોવાહે તે સમયે
પણ મારૂ સાંભળીને તારો નાશ ન કીધો ૧૧ અને
યહોવાહે મને કહ્યુ કે, ઉઠ, લોકોની આગળ ચાલ;
એટલે જે દેશ તેઓને આપવાના સોગન મેં તેઓના
પિતૃઓ પ્રત્યે ખાધા છે તેમાં તેઓ પ્રવેશ કરીને
તેનું વતન પ્રાપ્ત કરશે

૧૨ અને હવે, હે ઇસ્રાએલ, તું યહોવાહ તારા
દેવનો ડર રાખે, તેના સર્વ માર્ગોમાં ચાલે, ને તેના
પર પ્રીતિ કરે ને તારા પુરા અતઃકરણથી તથા પુરા
જીવથી યહોવાહ તારા દેવની સેવા બજાવે, ૧૩ યહો-
વાહની આજ્ઞાઓ તથા તેના વિધિઓ, જે હુ તારા
હિતાર્થે આજે તને ફરમાવું છું તેઓને તું પાળે તે
શિવાય યહોવાહ તારો દેવ તારી પાસેથી શું માગે
છે? ૧૪ જો, આકાશ તથા આકાશોનું આકાશ, પૃથ્વી
તથા તેમાંનું સર્વ, યહોવાહ તારા દેવનું છે ૧૫ ફકત
એટલુંજ જાણવું કે તારા પિતૃઓ પર પ્રીતિ રાખવાનું
યહોવાહને સારૂ લાગ્યુ, ને તેણે તેમની પાછળ તેમના
સતાનને એટલે તમને સર્વ લોકો કરતાં પસદ કીધા,
જેમ આજ છે તેમ. ૧૬ માટે તમારાં હૃદયોની સુંનત
કરો, અને આજથી હઠીલાપણું છોડી દો. ૧૭ કેમકે
યહોવાહ તમારો દેવ તે તો દેવોનો દેવ, તથા
ધણીઓનો ધણી, મોટો, પરાક્રમી તથા ભયકારક
પરમેશ્વર છે, તે કોઇની આખની શરમ રાખતો
નથી તેમ લાચ લેતો નથી ૧૮ તે અનાથનો તથા
વિધવાનો ન્યાય કરે છે, ને પરદેશીને અન્ન તથા વસ્ત્ર
આપીને તેના પર પ્રીતિ રાખે છે. ૧૯ માટે તમારે
પરદેશી પર પ્રીતિ રાખવી, કેમકે તમે મિસર દેશમાં
પરદેશી હતા. ૨૦ તું યહોવાહ તારા દેવનો ડર રાખ;
તેનીજ સેવા તું કર; ને તેને તું વળગી રહે, ને તેનેજ
નામે તું સોગન ખા. ૨૧ તે તારૂ સ્તોત્ર છે, ને તે
તારો દેવ છે, કે જેણે તારે સારૂ આ મહાન ને ભયંકર
કૃત્યો તારા દેખતાં કીધાં છે. ૨૨ તારા પિતૃઓ સિત્તેર
મનુષ્યો સહિત મિસરમાં ગયા હતા; ને હાલ યહોવાહ
તારા દેવે તારી સખ્યા આકાશના તારાઓના જેટલી
વધારી દીધી છે.

૧૧ એ માટે તું યહોવાહ તારા દેવ પર પ્રીતિ
રાખ, ને તેનુ ફરમાન તથા તેના વિધિઓ
તથા તેના હુકમો તથા તેની આજ્ઞાઓ સર્વદા પાળ
૨ અને આજે તમે સમજો; કેમકે યહોવાહ તમારા
દેવની શિક્ષા, તેનું મહત્વ, તેનો પરાક્રમી હાથ, તથા
તેનો લંબાવેલો ભુજ, ૩ તથા તેનાં ચિન્હો તથા તેનાં
કૃત્યો, જે તેણે મિસર મધ્યે મિસરના રાજા ફારૂન
પ્રત્યે તથા તેના આખા દેશ પ્રત્યે કીધાં; ૪ તથા જે
તેણે મિસરના સૈન્યને, તેઓના ઘોડાઓને તથા
તેઓના રથોને કીધું; એટલે કે તેઓ તમારી પુઠે
ધસતા હતા તેવામા તેણે સૂફ સમુદ્રનું પાણી તેમની
ઉપર ફેરવી વાળ્યુ, ને યહોવાહે તેમનો આજ સુધીનો
નાશ કીધો છે; ૫ ને તમે આ જગ્યાએ આવી
પહોંચ્યા ત્યા સુધી તેણે અરણ્યમા તમને શું શું કીધું;
૬ ને રેઉબેનના દીકરા અલીઆબના દીકરા દાથાન તથા
અબીરામને તેણે શું કીધુ, એટલે કે પૃથ્વી પોતાનું
મુખ ઉઘાડીને તેમને તથા તેમનાં કુટુંબોને તથા તેમના
તંબુઓને તથા ઇસ્રાએલની મધ્યે તેમની માલિકીનાં
સર્વ જાનવરોને ગળી ગઇ; તે બધુ જેઓએ જાણ્યું
નથી તથા જોયું નથી તેમની સાથે, એટલે તમારાં
છોકરાંની સાથે, નહિ [પણ તમારી સાથે બોલુ છું];
૭ યહોવાહના કીધેલાં સર્વ મહાન કૃત્યો તમે નજરે
જોયાં છે. ૮ માટે જે સઘળી આજ્ઞા હુ આજે તને
ફરમાવું છું તે તું પાળ, એ સારૂ કે તમે બળવાન
થાઓ, ને જે દેશનું વતન લેવાને તમે [ યરદન ]
ઉતરીને જાઓ છો તેમાં પ્રવેશ કરીને તેનું વતન તમે
સપાદન કરો; ૯ ને જે દૂધમધની રેલછેલવાળા દેશ
વિષે યહોવાહે તમારા પિતૃઓ પ્રત્યે એવા સોગન
ખાધા કે, હુ તે તમને તથા તમારા વંશજોને આપીશ,
તેમાં તમારી આવરદા દીર્ઘ થાય. ૧૦ કેમકે જે દેશનુ
વતન પામવાને તમે પ્રવેશ કરવાના છો, તે તો જે
મિસર દેશમાથી તમે નિકળી આવ્યા તેના જેવો
નથી, કે જ્યાં તું બી વાવીને તેને, બકાલાની વાડીની
પેઠે, પોતાના પગથી પાણી પાતો; ૧૧ પણ જે
દેશનો વારસો પામવાને તું પેલે પાર જાય છે તે

ડુંગરોનો તથા ખીણોનો દેશ છે, ને આકાશના વરસાદનું પાણી પીએ છે,
૧૨ તે દેશ વિષે યહોવાહ
તારો દેવ કાળજી રાખે છે, વર્ષના આરંભથી તે
વર્ષના અંત સુધી યહોવાહ તારા દેવની નજર હમેશા
તે પર રહે છે

૧૩ અને જે મારી આજ્ઞાઓ હું આજે તમને ફરમાવું
છું તેઓને જો તમે ખંતથી સાંભળીને યહોવાહ તમારા
દેવ પર પ્રીતિ રાખશો, ને તમારા પુરા મનથી ને
પુરા જીવથી તેની સેવા કરશો, તો એમ થશે કે
૧૪ હું તમારા દેશનો વરસાદ એટલે આગલો વરસાદ
તથા પાછલો વરસાદ તેની ઋતુએ મોકલીશ, એ સારૂ
કે તું તારૂં ધાન્ય તથા તારો દ્રાક્ષરસ તથા તારૂં તેલ
સંગ્રહ કરી શકે
૧૫ અને હું તારા ઢોરોને સારૂ તારા
ખેતરોમા ઘાસ આપીશ ને તું ખાઇને તૃપ્ત થશે
૧૬ સાવચેત રહો, રખે તમારા અંતઃકરણ ઠગાઇ જાય,
ને તમે ભટકી જઇને બીજા દેવદેવીઓની સેવા કરો
ને તેમને ભજો,
૧૭ ને યહોવાહનો કોપ તમારા પર
સળગે ને તે આકાશ બંધ કરે કે વરસાદ ન થાય
અને કે જમીન પોતાની ઉપજ ન આપે, ને જે ઉત્તમ
દેશ યહોવાહ તમને આપે છે તેમાથી જલદી તમારો
નાશ થાય
૧૮ માટે આ મારા વચનો તમે તમારા
હૃદયોમા તથા તમારા મનમા સંઘરી રાખો, ને તમે
તેમને નિશાણી તરીકે તમારા હાથ પર બાંધો, ને
તમે તમારી આંખોની વચ્ચે તેઓને કપાળભૂષણ
તરીકે રાખો
૧૯ અને તું ઘરમા બેઠો હોય ત્યારે,
ને રસ્તે ચાલતી વેળાએ ને સુતી વેળાએ ને ઉઠતી
વેળાએ તેઓ વિષે વાતચિત કરીને તમે તમારા
છોકરાંને તે શિખવો
૨૦ અને તું તેઓને તારા ઘરની
બારસાખો પર તથા તારા દરવાજા પર લખ,
૨૧ એ
માટે કે જે દેશ તમારા પિતૃઓને આપવાના સોગન
યહોવાહે ખાધા તેમા તમારા દિવસો તથા તમારા
વંશના દિવસો પૃથ્વી ઉપરના આકાશના દિવસોની
પેઠે વૃદ્ધિ પામે
૨૨ કેમકે જો આ સઘળી આજ્ઞા જે
હું તમને ફરમાવું છું, તે તમે ખંતથી પાળીને તેને
અમલમા આણશો, ને યહોવાહ તમારા દેવ પર
પ્રીતિ રાખીને તેના સર્વ માર્ગોમા ચાલશો ને તેને
વળગી રહેશો,
૨૩ ત્યારે તો યહોવાહ આ બધી
દેશજાતિઓને તમારી આગળથી હાંકી કાઢશે, ને તમે
તમારા કરતા મોટી તથા સમર્થ દેશજાતિઓના વતન
પામશો
૨૪ જે જે જગ્યા તમારા પગના તળિયા તળે
દબાશે તે સર્વ તમારી થશે, અરણ્યથી તથા લબા-
નોનથી, નદીથી, એટલે ફ્રાત નદીથી તે છેક પશ્ચિમ
સમુદ્ર સુધી તમારી સરહદ થશે
૨૫ તમારી આગળ
કોઇ માણસ ટકી શકશે નહિ, જે સઘળી ભૂમિ પર
તમારો પગ ફરશે તે પર યહોવાહ તમારો દેવ તમારો
ડર તથા ધાક બેસાડશે, જેમ તેણે તમને કહ્યું છે તેમ

૨૬ જુઓ, હું આજે તમારી આગળ આશીર્વાદ
તથા શાપ મુકું છું,
૨૭ યહોવાહ તમારા દેવની જે
આજ્ઞાઓ હું આજે તમને ફરમાવું છું તે તમે સાંભળ
જશો, તો આશીર્વાદ,
૨૮ ને જો તમે યહોવાહ
તમારા દેવની આજ્ઞાઓ નહિ સાંભળતા જે માર્ગ હું
આજે તમને ફરમાવું છું તે મુકી દઇને જેઓ વિષે
તમને અનુભવ નથી એવા દેવદેવીઓની પાછળ ભટકી
જશો તો શાપ

૨૯ અને જે દેશનું વતન પ્રાપ્ત કરવાને તું જાય છે
તેમા જ્યારે યહોવાહ તારો દેવ તને લઇ જશે ત્યારે
એમ થાય કે આશીર્વાદને તું ગરીઝીમ પર્વત પર, ને
શાપને એબાલ પર્વત પર રાખજે
૩૦ શું તેઓ યર
દનની પેલી પાર આથમણી દિશાના રસ્તાની પાછળ,
ગિલ્ગાલની સામેના અરાબાહમા રહેનારા કનાની
ઓના દેશમા મોરેહના આલોન વૃક્ષની પાસે નથી?
૩૧ કેમકે જે દેશ યહોવાહ તમારો દેવ તમને આપે છે
તેનું વતન લેવા સારૂ તેમા પ્રવેશ કરવા તમે યરદન
ઉતરવાના છો, ને તમે તેનું વતન પામીને તેમા વસશો
૩૨ અને જે સર્વ વિધિઓ તથા કાનૂનો હું આજે
તમારી આગળ મુકું છું તે તમે સંભાળીને પાળો

૧૨ આ વિધિઓ તથા કાનૂનો તમારો જે દેશ
યહોવાહ તારા પિતૃઓના દેવે તને વતનને
માટે આપ્યો છે તેમા પૃથ્વી પરના તમારા આખા
આયુષ્ય પર્યંત પાળવા
૨ જે દેશજાતિઓનું વતન તમે
પામશો તેઓ જે ઉંચા પર્વતો પર તથા ઉંચા ડુંગરો
પર તથા સર્વ લીલા વૃક્ષ તળે જે જે જગ્યાઓમા
તેઓના દેવોની પૂજા કરતા હતા તે સર્વનો તમારે
નિશ્ચે નાશ કરવો,
૩ ને તમારે તેઓની વેદીઓ તોડી
પાડવી ને તેઓના સ્તંભો તોડીને ટુકડા કરવા, ને
તેઓની આશેરીમ [મૂર્તિઓ] આગથી બાળી નાખવી,
ને તમારે તેઓના દેવોની કોતરેલી મૂર્તિઓ કાપી
નાખવી, ને તેઓના નામ તમારે તે જગ્યામાથી
નાબુદ કરવા
૪ યહોવાહ તમારા દેવ વિષે તમારે એ
પ્રમાણે ન કરવું
૫ પણ જે જગ્યા યહોવાહ તમારો

દેવ પોતાનું નામ ત્યાં રાખવા સારૂ તમારાં સર્વ કુળો-
માંથી પસંદ કરશે તે જગ્યા તરફ એટલે તેના રહેઠાણ
તરફ તમારે આકર્ષાવું, ને ત્યાં તારે આવવું; ૬ ને ત્યાં
તમારે તમારાં દહનીયાર્પણ તથા તમારા યજ્ઞો, તથા
તમારા દશાંશ, તથા તમારા હાથનાં ઉચ્છાલીયાર્પણો,
તથા તમારી માનતાઓ, તથા તમારાં ઐચ્છિકાર્પણો
તથા તમારાં ઢોરઢાંકનાં તથા તમારાં ઘેટાંબકરાંનાં
પહેલાં બચ્ચાં લાવવાં; ૭ ને ત્યાં તમારે યહોવાહ
તમારા દેવ આગળ જમવું, ને તમારા હાથમાં લીધેલાં
સઘળાં [કામો] જેમાં યહોવાહ તારા દેવે તને આશી-
ર્વાદ દીધો હોય તેમાં તમારે તથા તમારાં કુટુંબોએ
ઉત્સવ કરવો. ૮ જે સઘળું આજે અહીં આપણે
કરીએ છીએ એટલે કે પ્રત્યેક માણસ પોતાને જે ઠીક
લાગે છે તે [કરે છે], તે પ્રમાણે તમારે કરવું નહિ;
૯ કેમકે જે વિશ્રામ તથા વારસો યહોવાહ તારો દેવ
તને આપવાનો છે તેમાં તમે હજી સુધી પહોંચ્યા
નથી. ૧૦ પણ જ્યારે તમે યરદનની પાર જઇને જે
દેશનો વારસો યહોવાહ તમારો દેવ તમને આપવાનો
છે તેમાં વસો, ને તે તમને ચોમેર તમારા સર્વ
શત્રુઓથી એવી નિરાંત આપે કે તમે સહીસલામત
રહો; ૧૧ ત્યારે એમ થાય કે જે જગ્યા યહોવાહ
તમારો દેવ પોતાનું નામ તેમાં વસાવવા સારૂ પસંદ
કરે ત્યાં, જે સઘળા વિષે હું તમને આજ્ઞા કરૂં છું તે
તમારે લાવવું; એટલે તમારાં દહનીયાર્પણો, તથા
તમારા યજ્ઞો, તમારા દશાંશો, તથા તમારા હાથનાં
ઉચ્છાલીયાર્પણો, અને જે બધી શ્રેષ્ઠ માનતાઓ તમે
યહોવાહ પ્રત્યે માનો તે લાવવાં; ૧૨ ને તમે તથા
તમારા દીકરાઓએ તથા તમારી દીકરીઓએ, તથા
તમારા દાસોએ તથા તમારી દાસીઓએ તથા જે લેવી
તારી સાથે હિસ્સો કે વારસો ન હોવાથી તારા દર-
વાજાની અંદર રહેતો હોય તેણે યહોવાહ તમારા
દેવની સમ્મુખ હર્ષ કરવો. ૧૩ ખબરદાર રહેજે, જે
દરેક જગ્યા તું દેખે ત્યાં તારાં દહનીયાર્પણો તારે
ચઢાવવાં નહિ; ૧૪ પણ જે જગ્યા યહોવાહ તારો
દેવ તારાં કુળોમાંથી એકમાં પસંદ કરશે ત્યાં તારે
તારાં દહનીયાર્પણો ચઢાવવાં, ને ત્યાં મારૂં ફરમા-
વેલું સઘળું તારે કરવું. ૧૫ તો પણ યહોવાહ તારા દેવે
તને આશીર્વાદ દીધો હોય તે પ્રમાણે તારા મનની
સંપૂર્ણ ઇચ્છા પ્રમાણે તારા સઘળા ઝાંપાઓની માંહે
મારવાની ને માંસ ખાવાની તને છૂટ છે અશુદ્ધ તથા
શુદ્ધ જન તે ખાય, જેમ હરણનું ને જેમ સાબરનું
[માંસ] ખવાય છે તેમ. ૧૬ કેવળ તમારે રક્ત ખાવું
નહિ. તારે તેને પાણીની પેઠે જમીન પર ઢોળી
દેવું. ૧૭ તારા ધાન્યનો કે તારા દ્રાક્ષરસનો કે તારા
તેલનો દશાંશ અથવા તારાં ઢોરઢાંક કે ઘેટાંબકરાંનાં
પ્રથમજનિત અથવા તારી માનેલી કોઇ પણ માનતા,
અથવા તારાં ઐચ્છિકાર્પણો, અથવા તારા હાથનાં
ઉચ્છાલીયાર્પણો એઓ તારા ઝાંપાની અંદર ખાવાની
તને રજા નથી ૧૮ પણ તારે ને તારા દીકરાએ ને તારી
દીકરીએ ને તારા દાસે ને તારી દાસીએ ને તારા
દરવાજા અંદરના લેવીએ જે જગ્યા યહોવાહ તારો
દેવ પસંદ કરે તેમાં યહોવાહ તારા દેવની સમ્મુખ
ખાવાં; ને જે સર્વને તું તારો હાથ લગાડે છે તેમાં
તારે યહોવાહ તારા દેવની સમ્મુખ હર્ષ કરવો.
૧૯ પોતા વિષે સભાળ, કે જ્યાં સુધી તુ તારી ભુમિપર
રહે ત્યાં સુધી લેવીનો તારે ત્યાગ કરવો નહિ

૨૦ યહોવાહ તારા દેવે તને આપેલાં વચન પ્રમાણે
જ્યારે તે તારી સરહદ વિસ્તારશે, ને તું કહેશે કે, હું
માસ ખાઇશ, (કેમકે માંસ ખાવાનું તને મન થયુ છે),
ત્યારે તારા મનની સંપૂર્ણ ઇચ્છા પ્રમાણે માસ ખાવાની
તને રજા છે. ૨૧ જે જગ્યા યહોવાહ તારો દેવ પોતાનું
નામ ત્યાં રાખવા સારૂ પસંદ કરશે, તે જો તારાથી
ઘણી દૂર હોય તો જેમ મેં તને આજ્ઞા આપી છે તેમ
તારાં ઢોરઢાંક તથા તારાં ઘેટાંબકરાં જે યહોવાહે તને
આપ્યાં હોય, તેમાંથી તારે કાપવા ને તારા મનની
સંપૂર્ણ ઇચ્છા પ્રમાણે તારા દરવાજાની અદર તારે
ખાવું ૨૨ જેમ હરણ ને જેમ સાબર ખવાય છે તેમ
તારે તે ખાવું; શુદ્ધ તેમજ અશુદ્ધ જન તે ખાય.
૨૩ ફક્ત એટલું નક્કી જાણવું કે તેનું રક્ત તારે ખાવું
નહિ; કેમકે રક્ત એ તો જીવ છે, ને માંસ સાથે તેનો
જીવ તારે ખાવો નહિ. ૨૪ તારે તે ખાવું નહિ, તારે
તેને પાણીની પેઠે જમીન પર રેડી દેવું. ૨૫ તારે તે
ખાવું નહિ, એ માટે કે યહોવાહ તારા દેવની નજરમાં
જે યથાર્થ છે તે કર્યાથી તારૂં તથા તારી પાછળ તારાં
છોકરાંનું ભલું થાય. ૨૬ ફક્ત તારી પાસેની તારી
અર્પિત વસ્તુઓ, તથા તારી માનતાઓ, તારે લઇને
યહોવાહ જે જગ્યા પસદ કરશે ત્યાં જવું; ૨૭ અને
યહોવાહ તારા દેવની વેદીપર તારે તારાં દહનીયા-
ર્પણો, એટલે માંસ તથા રક્ત, ચઢાવવાં; ને તારા
યજ્ઞોનું રક્ત યહોવાહ તારા દેવની વેદીપર રેડવું,

ને તે માંસ તારે ખાવું. ૨૮ આ બધાં વચનો જે હું
તને ફરમાવું છું, તેને લક્ષ દઇને સાંભળ, એ સારૂ કે
યહોવાહ તારા દેવની નજરમાં જે સારૂં ને યથાર્થ
તે કીધાથી તારૂં ને તારી પાછળ તારાં છોકરાંનું સદા
ભલું થાય.

૨૯ જે દેશજાતિઓનું વતન પ્રાપ્ત કરવા સારૂ તું
જાય છે તેઓને જ્યારે યહોવાહ તારો દેવ તારી
આગળથી નાબુદ કરશે, ને તું તેઓનું વતન પામીને
તેઓના દેશમાં રહેશે, ૩૦ ત્યારે સાવધાન રહેજે,
તેઓનો તારી આગળથી નાશ થયા પછી તું તેઓનું
અનુકરણ કરીને ફાંદામાં પડીશ મા; અને તું તેઓનાં
દેવદેવીઓની પૂછપરછ કરતાં એમ કહેતો નહિ કે,
આ પ્રજાઓ કેવી રીતે પોતાના દેવદેવીઓની સેવા
કરે છે? હું પણ તે પ્રમાણે કરીશ. ૩૧ યહોવાહ
તારા દેવ વિષે તું એમ કરીશ મા; કેમકે જે સર્વ
અમંગળ કર્મો યહોવાહને ધિક્કાર ઉપજાવે છે, તે
તેઓએ પોતાનાં દેવદેવીઓની સેવામા કીધાં છે;
કેમકે તેઓનાં દીકરાદીકરીઓને પણ તેઓ પોતાનાં
દેવદેવીઓ આગળ આગમા બાળી નાખે છે.

૩૨ જે જે વિષે હું તમને આજ્ઞા આપું છું તે તે
તમારે કાળજી રાખીને કરવું; તારે તેમાં વધારવું
નહિ, અથવા તેમાંથી ઘટાડવું નહિ.

૧૩ જો તારી મધ્યે કોઇ ભવિષ્યવાદી અથવા
સ્વપ્નખોર ઉભો થાય, ૨ ને તું ન જાણતો
હોય એવાં અન્ય દેવદેવીઓ વિષે તે એમ કહે કે,
ચાલો, આપણે તેઓના શિષ્યો થઇએ, ને આપણે
તેઓની સેવા કરીએ, ને [તેના ટેકામાં] તે તને કોઇ
ચિન્હ કે ચમત્કાર સુચવે, ને તેણે સુચવેલું ચિન્હ
કે ચમત્કાર થાય; ૩ તો પણ તું તે ભવિષ્યવાદીના
શબ્દોને કે તે સ્વપ્નખોરને ગણકારતો નહિ; કેમકે
યહોવાહ તમારો દેવ તમારી પરીક્ષા કરે છે, એ માટે
કે તમે તમારા પુરા અંતઃકરણથી ને પુરા જીવથી
યહોવાહ તમારા દેવ પર પ્રીતિ કરો છો કે નહિ તે
જણાય. ૪ તમે યહોવાહ તમારા દેવની પાછળ ચાલો,
ને તેનો ડર રાખો, ને તેની આજ્ઞાઓ પાળો, ને તેનું
કહ્યું કરો, ને તમે તેની સેવા કરો, ને તેને વળગી
રહો. ૫ અને તે ભવિષ્યવાદી અથવા તે સ્વપ્નખોર
માર્યો જાય; કેમકે, યહોવાહ તમારો દેવ જે મિસર
દેશમાંથી તમને કાઢી લાવ્યો, ને બંદીખાનામાંથી તને
છોડાવ્યો, તેની વિરૂદ્ધ ફિતૂરી વાત તે બોલ્યો છે,
એ સારૂ કે જે માર્ગમાં ચાલવાની યહોવાહ તારા દેવે
તને આજ્ઞા કીધી છે તેમાંથી તે તમને ભમાવી દે.
એ રીતે તું પોતા મધ્યેથી દુષ્ટાઇ દૂર કર.

૬ જો તારો ભાઇ, તારી માનો દીકરો, અથવા તારો
દીકરો, અથવા તારી દીકરી, અથવા તારી હિલોજન
સ્ત્રી, અથવા તારો પ્રાણસમાન મિત્ર તને છાની રીતે
લલચાવતાં એમ કહે કે, ચાલો, જે અન્ય દેવદેવીઓને
તું જાણતો નથી તેમ તારા પિતૃઓ પણ જાણતા ન
હતા, તેઓની આપણે સેવા કરીએ; ૭ એટલે જે
દેશજાતિઓ તમારી ચોતરફ, તમારી નજીક કે તમા-
રાથી દૂર, પૃથ્વીના એક છેડાથી તે પૃથ્વીના બીજા
છેડા સુધી છે તેઓનાં દેવદેવીઓમાંનાની [સેવા
કરીએ]; ૮ તો તારે તેને હા પાડવી નહિ, ને તેનું
સાંભળવું નહિ; ને તારી આંખ તેના પર દયા ન
આણે, ને તારે તેને જવા દેવો નહિ, ને તારે તેને
સંતાડવો પણ નહિ; ૯ પણ તારે તેને જરૂર મારી
નાખવો; તેને મારી નાખવા સારૂ પહેલો તારો હાથ
તેના પર પડે, ને ત્યાર પછી [બીજા] બધા લોકના
હાથ. ૧૦ અને તારે તેને પત્થરે મારી તેને પુરો
કરવો; કેમકે યહોવાહ તારો દેવ, જે તને મિસર
દેશમાંથી બંદીખાનામાંથી કાઢી લાવ્યો, તેની પાસેથી
તને દૂર ખેંચી લેવાને તેણે યત્ન કીધો છે. ૧૧ અને
સર્વ ઇસ્રાએલ સાંભળીને બીશે, ને ત્યાર પછી એવી
દુષ્ટાઇ કોઇ પણ તારી મધ્યે કરશે નહિ

૧૨ જે નગરો યહોવાહ તારો દેવ તને ત્યાં વસવા
માટે આપે છે તેઓમાંના કોઇ વિષે તું એવી વાત
સાંભળે કે, ૧૩ કેટલાક હલકા માણસોએ તારા
મધ્યેથી નિકળી જઇને પોતાનાં નગરોના રહેવાસી-
ઓને એમ કહીને ખેંચી લીધા છે કે, ચાલો, આપણે
જઇને બીજાં દેવદેવીઓ, કે જેઓને તમે ઓળખતા
નથી, તેઓની સેવા કરીએ; ૧૪ તો તારે તપાસ
કરવી ને શોધ કરીને ખંતથી પૂછપરછ કરવી; ને, જો,
એ વાત ખરી ને નક્કી હોય કે એ અમંગળ કર્મ તારા
મધ્યે કરવામાં આવેલું છે; ૧૫ તો તારે નિશ્ચે એ
નગરના રહેવાસીઓનો તરવારની ધારથી સંહાર
કરવો, ને તેનો તથા તેમાંના સર્વનો તથા તેનાં ઢોર-
ઢાંકનો તરવારની ધારથી વિનાશ કરવો. ૧૬ અને
તેમાંની સર્વ લૂટ તેના ચહુટાની વચ્ચમાં એકઠી કરીને,
યહોવાહ તારા દેવ પ્રત્યે તે નગરને તથા તેની સર્વ
લૂટને અગ્નિથી છેક બાળી નાખવાં; ને તેનો સદાને

માટે ઢગલો થઇ જાય; તે ફરીથી બંધાય નહિ
૧૭ અને એ શ્રાપિત વસ્તુમાંનુ કાંઇ પણ તારા હાથને
વળગી ન રહે, એ સારૂ કે યહોવાહ પોતાના કોપનો
જુસ્સો પાછો ખેંચી લે, ને તારા પર દયા કરે, ને
તારા પર કરૂણા રાખે, ને જેમ તેણે તારા પિતૃઓ
આગળ સોગન ખાધા છે તેમ તારો વિસ્તાર વધારે;
૧૮ એટલે જ્યારે યહોવાહ તારા દેવની વાણી સાંભ-
ળીને તેની જે સર્વ આજ્ઞાઓ હું આજે તને ફરમાવુ
છુ તે તું પાળશે, ને યહોવાહ તારા દેવની નજરમા
જે યથાર્થ છે તે કરશે, ત્યારે

૧૪ તમે યહોવાહ તમારા દેવના છોકરા છો;
તમે મુએલાઓને લીધે પોતાના અંગ પર
ઘા ન પાડો, ને તમારી આંખોની વચ્ચે ન મુંડાવો,
૨ કેમકે તું યહોવાહ તારા દેવની પવિત્ર પ્રજા છે, ને
પૃથ્વીની પીઠ પરની સર્વ દેશજાતિઓમાથી તને યહો-
વાહે પોતાની ખાસ પ્રજા થવા સારૂ પસંદ કીધો છે

૩ તું કોઇ અમંગળ વસ્તુ ન ખા ૪ આ પશુઓ
ખાવાની તમને છૂટ છે; એટલે ગોપશુ, ઘેટું તથા
બકરૂ, ૫ સાબર તથા હરણ તથા કનિયાર તથા રાની
બકરૂ તથા ઢીશોન પશુ તથા છિકારૂ, તથા પહાડી
બકરૂ ૬ અને જે પ્રત્યેક પશુને ફાટેલી ખરી, તથા
ચીરાઇને બે ભાગ થઇ ગએલી ખરી હોય, ને વાગો-
ળતું હોય, તેને ખાવાની તમને છૂટ છે. ૭ તો પણ
વાગોળનારામાથી, અથવા ફાટેલી ખરીવાળામાથી
પણ આ [નીચેના] તમારે ન ખાવા—એટલે ઉંટ,
તથા સસલુ, તથા શાફાન, કેમકે તેઓ વાગોળે છે
પણ તેમની ખરી ફાટેલી નથી, તેઓ તમને અશુદ્ધ
છે, ૮ વળી ડુક્કર પણ, કેમકે તેની ખરી ફાટેલી છે
પણ તે વાગોળતુ નથી, તે તમને અશુદ્ધ છે, તેઓનુ
માંસ તમારે ન ખાવુ, ને તેઓના મુડદાને તમારે
ન અડકવુ.

૯ સઘળા જળચર પ્રાણીઓમાથી તમારે જે ખાવા
તે આ; જેમને ભીંગડાં તથા પર હોય તે સર્વને તમે
ખાઓ; ૧૦ ને પર તથા ભિંગડાંવગરનુ એકે પણ
તમે ન ખાઓ; તે તમને અશુદ્ધ છે.

૧૧ સર્વ શુદ્ધ પક્ષીઓ ખાવાની તમને છૂટ છે
૧૨ પણ જે તમારે ન ખાવા તે આ છે; એટલે ગરૂડ
તથા ફરસ તથા અજના; ૧૩ તથા સમડી તથા બાજ
તથા કરીલ તેની [જૂદી જૂદી] જાત પ્રમાણે; ૧૪ તથા
પ્રત્યેક કાગડો તેની [જૂદી જૂદી] જાત પ્રમાણે;
૧૫ તથા શાહામૃગ તથા રાતશકરી તથા શાખાફ તથા
શકરો તેની [જૂદી જૂદી] જાત પ્રમાણે; ૧૬ ચીબરી
તથા ઘુવડ તથા રાજહંસ; ૧૭ તથા ઢીંચ તથા ગીધ
તથા કરઢોક, ૧૮ તથા બગલુ, તથા હંસલો તેની
[જૂદી જૂદી] જાત પ્રમાણે, તથા ભોયખોદ તથા
વાગોળ ૧૯ અને સર્વ પાંખવાળા સર્પેટિયા તમને
અશુદ્ધ છે, તેમને ન ખાવા ૨૦ સર્વ શુદ્ધ પક્ષીઓ
ખાવાની તમને છૂટ છે

૨૧ તમારે કોઇ પણ પ્રાણીનુ મુડદાલ ખાવું નહિ;
તારા ઝાંપાની માંહેલી ગમ રહેનાર પરદેશીને તે
ખાવાને માટે તું આપે તો આપે, અથવા તે તુ કોઇ
વિદેશીને વેચે તો વેચે; કેમકે તું યહોવાહ તારા
દેવની પવિત્ર પ્રજા છે બકરીના બચ્ચાને તેની
માના દૂધમા તું ન બાફ

૨૨ તારા બીયાવાની સઘળી પેદાશનો, એટલે ખેત-
રમાથી દર વર્ષે થતી ઉપજનો, દશાંશ તારે [જુદો]
કાઢવો ૨૩ અને જે જગ્યા યહોવાહ તારો દેવ
પોતાનુ નામ તેમા રાખવા સારૂ પસંદ કરે ત્યા તેની
હજુરમા તારા અનાજનો, તારા દ્રાક્ષરસનો તથા
તારા તેલનો દશાંશ, તથા તારા ઢોરઢાંકના તથા તારા
ઘેટાંબકરાંના પહેલા બચ્ચા તારે ખાવા; એ માટે
કે તું સદા યહોવાહ તારા દેવનો ડર રાખવા શિખે.
૨૪ અને જો તારે માટે રસ્તો એટલો લાંબો હોય કે તું
તે લઇ જઇ શકે નહિ, એટલે જ્યારે યહોવાહ તારો
દેવ તને આશીર્વાદ દેશે, ત્યારે યહોવાહ તારો દેવ જે
જગ્યા પોતાનુ નામ ત્યા રાખવા સારૂ પસંદ કરશે તે
તારા [રહેઠાણ]થી અતિશય દૂર હોય; ૨૫ તો તારે
તેના પૈસા ઉપજાવવા, ને તે નાણાંની પોટલી તારા
હાથમા લઇને જે જગ્યા યહોવાહ તારો દેવ પસંદ
કરશે ત્યા જવુ; ૨૬ ને તારૂ દિલ ચાહે તે [ખરીદવા]
માટે તારે તે નાણાં ખરચવા, એટલે વાછરડાઓને
સારૂ, કે ઘેટાંને સારૂ, કે દ્રાક્ષરસને સારૂ, કે મદ્યને સારૂ,
કે જે કંઇ તારૂ દિલ ચાહે તેને સારૂ; ને ત્યા યહોવાહ
તારા દેવ આગળ તારે ને તારા કુટુંબે ખાવુ ને આનંદ
કરવો, ૨૭ ને તારાં દરવાજા માંહે રહેનાર લેવીને તારે
પડતો ન મુકવો; કેમકે તેને તારી સાથે ભાગ કે
વારસો મળેલો નથી

૨૮ દર ત્રણ વર્ષને અંતે, એજ [ત્રીજે] વર્ષે તારે
તારી સઘળી ઉપજનો દશાંશ કાઢી લાવીને તારા
દરવાજાની અંદર સંગ્રહ કરી રાખવો, ૨૯ ને તારા

દરવાજાની અંદર રહેનાર લેવી કે જેને તારી સાથે ભાગ
કે વારસો નથી, તે તથા પરદેશી, તથા અનાથ, તથા
વિધવા આવે, ને ખાઇને તૃપ્ત થાય; એ સારૂ કે તારા
હાથનાં જે બધાં કામો તું કરે છે તેમાં યહોવાહ તારો
દેવ તને આશીર્વાદ દે.

૧૫ દર સાત વર્ષને અંતે તું છુટકો કર ૨ અને
છુટકો કરવાની રીત આ છે કે, પ્રત્યેક લેણ-
દાર પોતાના પડોસીને પોતે જે ધીર્યું હોય તે છોડી
દે; તે પોતાના પડોસી પાસેથી તથા પોતાના ભાઇ
પાસેથી જોરાવરીએ લે નહિ; કેમકે યહોવાહના છુટ-
કાનો ઢંઢેરો પિટાયો છે ૩ વિદેશીની પાસેથી તો
તે જોરાવરીએ વસુલ કરવાની તને પરવાનગી છે; પણ
તારૂં જે કંઇ [લેણું] તારા ભાઇ પાસે હોય તે તારો
હાથ છોડી દે. ૪ તો પણ તારી મધ્યે કોઇ દરિદ્રી
નહિ હોય; (કેમકે યહોવાહ તારો દેવ તને જે દેશના
વતનનો વારસો આપે છે, તેમા યહોવાહ તને નિશ્ચે
આશીર્વાદ દેશે); ૫ ફક્ત એટલુંજ કે તું યહોવાહ
તારા દેવની વાણી ખતથી સાંભળીને, આ સઘળી
આજ્ઞા જે હું આજે તને ફરમાવું છું તે કાળજીસહિત
પાળશે તો. ૬ કેમકે યહોવાહ તારો દેવ, પોતે તને
આપેલા વચન પ્રમાણે, તને આશીર્વાદ દેશે; ને તું
ઘણી દેશજાતિઓનો લેણદાર થશે, પણ તું દેણદાર
થશે નહિ; ને તું ઘણી દેશજાતિઓ પર હકુમત ચલા-
વશે, પણ તેઓ તારા પર હકુમત ચલાવશે નહિ

૭ જે દેશ યહોવાહ તારો દેવ તને આપે છે, તેમાં
તારા કોઇ પણ દરવાજાની અંદર રહેતો તારો કોઇ
સાથીભાઇ તે દરિદ્રી માણસ હોય, તો તું તારૂં હૃદય
કઠણ ન કર, ને તારા દરિદ્રી ભાઇ પ્રત્યે તારો હાથ
બંધ ન કર; ૮ પણ જરૂર તે પ્રત્યે તારો હાથ ખુલ્લો
મુક, ને તેની અછતને લીધે તેને જેટલાની જરૂર હોય
તેટલું તેને જરૂર ધીર ૯ સાવચેત રહે, રખેને તારા
મનમા એવો નીચ વિચાર આવે કે સાતમું વર્ષ એટલે
છુટકાનું વર્ષ પાસે છે; ને તારી આંખ તારા દરિદ્રી
ભાઇની વિરૂદ્ધ બગડે ને તું તેને કંઇ નહિ આપે; ને
તે તારી વિરૂદ્ધ યહોવાહ આગળ પોકાર ઉઠાવે, ને
તને પાપ લાગે ૧૦ તું તેને જરૂર આપ, ને તેને
આપતા તારૂં અંતઃકરણ દુખાય નહિ; કેમકે એ
કૃત્યને લીધે યહોવાહ તારો દેવ તારાં સઘળા કામમા,
ને જે સઘળાં [કામ]ને તું તારો હાથ લગાડે છે, તેમા
તને આશીર્વાદ દેશે ૧૧ કેમકે દરિદ્રીઓનો અંત
દેશમાંથી કદી આવશે નહિ; એ માટે હું તને એવી
આજ્ઞા આપુ છું કે, તારે તારા દેશમાં તારા ભાઇ
પ્રત્યે, તારા કંગાલ પ્રત્યે, તથા તારા દરિદ્રી પ્રત્યે
જરૂર હાથ ખુલ્લો રાખવો.

૧૨ જો તારો ભાઇ, એટલે કોઇ હેબ્રી પુરૂષ અથવા
હેબ્રી સ્ત્રી, તારે ત્યા વેચાયો હોય, ને છ વર્ષ તારી
ચાકરી કરે, તો સાતમે વર્ષે તારે તેને તારા તાબામાંથી
છોડી મુકવો ૧૩ અને જ્યારે તું તેને તારે તાબેથી
છોડી દે, ત્યારે તારે તેને ખાલી હાથે જવા દેવો નહિ;
૧૪ તારે તારાં ઘેટાબકરામાથી, ને તારા ખળામાંથી,
ને તારા દ્રાક્ષકુંડમાથી તેને પુષ્કળ સખાવત કરવી;
યહોવાહ તારા દેવે તને દીધેલા આશીર્વાદના પ્રમા-
ણમા તારે તેને આપવું. ૧૫ અને તારે યાદ રાખવું કે
તું મિસર દેશમા દાસ હતો, ને યહોવાહ તારા દેવે
તને છોડાવ્યો; એ માટે આ આજ્ઞા હુ આજે તને
આપુ છુ ૧૬ અને એમ થાય કે, જો તે તને કહે કે,
મારે તારી પાસેથી છુટી જવુ નથી; ને તે એ માટે
કે તેને તારી સાથે ને તારા ઘરનાંની સાથે પ્રીતિ
લાગેલી છે, ને તારે ત્યાં તે સુખચેનમાં છે; ૧૭ તો
એક આરી લઇને તેના કાનને બારણા સાથે રાખીને
તારે વિંધવો, એટલે તે સદાને માટે તારો દાસ થશે
અને તારી દાસી વિષે પણ તારે એમજ પ્રમાણે કરવું.
૧૮ જ્યારે તું તેને તારા તાબામાંથી છોડી દે, ત્યારે
એમ કરવું એ તને કઠણ ન દિસે, કેમકે મજૂરના
પગાર કરતાં બમણી કિમ્મતની તારી સેવા તેણે છ
વર્ષ કીધી છે; ને તારાં બધાં કામમાં યહોવાહ તારો
દેવ તને આશીર્વાદ દેશે

૧૯ તારાં ઢોરઢાંકનાં તથા ઘેટાબકરાંનાં પ્રથમ
જન્મેલાં સર્વ નર બચ્ચાં તું યહોવાહ તારા દેવને સારૂ
અર્પિત કર; પ્રથમ જન્મેલા તારા વાછરડાથી કાંઇ
કામ ન લે, ને તારાં ઘેટાબકરાંના પહેલે વેતરે જન્મેલાં
બચ્ચાંને તું ન કાતર ૨૦ તું તથા તારૂં કુટુંબ એવાને
વર્ષોવર્ષ યહોવાહ તારા દેવની સમ્મુખ, જે જગ્યા
યહોવાહ પસંદ કરશે ત્યાં, ખાઓ. ૨૧ અને જો તેમાં
કંઇ ખોડખાપણ હોય, એટલે તે લંગડું કે આંધળું
અથવા હરકોઇ નઠારી એબવાળું હોય, તો તું યહો-
વાહ તારા દેવ પ્રત્યે તેનો યજ્ઞ ન કર. ૨૨ તું તે તારા
દરવાજાની માંહેલી બાજુએ ખા; જેમ હરણને તથા
સાબરને, તેમ તેને પણ શુદ્ધ તેમજ અશુદ્ધ જન

ખાય. ૨૩ કેવળ તું તેનું રક્ત ન ખા; તું તેને પાણીની
પેઠે જમીન પર રેડી દે.

૧૬ આબીબ માસને ધ્યાનમાં રાખીને યહોવાહ
તારા દેવની પ્રત્યે પાસ્ખા પાળ; કેમકે
આબીબ માસમાં યહોવાહ તારો દેવ તને રાત્રે મિસ-
રમાંથી કાઢી લાવ્યો. ૨ અને જે જગ્યા યહોવાહ
પોતાનું નામ ત્યાં રાખવા સારૂ પસંદ કરે ત્યાં ઘેટાંબ-
કરાંનો કે ઢોરઢાંકનો પાસ્ખાયજ્ઞ તું યહોવાહ તારા
દેવ પ્રત્યે કર ૩ તું તેની સાથે કંઇ પણ ખમીરી
રોટલી ન ખા; સાત દિવસ તું તેની સાથે બેખમીર
રોટલી, એટલે દુઃખની રોટલી, ખા; કેમકે તું મિસર
દેશમાંથી ઉતાવળે નિકળ્યો; એ માટે કે તું મિસર
દેશમાંથી નિકળ્યો તે દિવસ તારા આખા આયુષ્યભર
તારા સ્મરણમાં રહે. ૪ અને સાત દિવસ સુધી તારી
સર્વ સીમાઓમાં કંઇ પણ ખમીર તારી પાસે જોવામાં
આવે નહિ; ને પહેલા દિવસની સાંજના યજ્ઞનું કંઇ
પણ માંસ આખી રાત સવાર સુધી ન રહે. ૫ જે
દરવાજા યહોવાહ તારો દેવ તને આપે તેમાંના કોઇની
અંદર તું પાસ્ખાયજ્ઞ ન કર; ૬ પણ જે જગ્યા યહો-
વાહ તારો દેવ પોતાનું નામ ત્યાં રાખવા સારૂ પસંદ
કરે ત્યાં સાંજે સૂર્યાસ્ત થતી વેળાએ, તું મિસરમાંથી
નિકળ્યો તે સમયે, પાસ્ખાયજ્ઞ કર. ૭ અને જે જગ્યા
યહોવાહ તારો દેવ પસંદ કરશે ત્યાં તું તે રાંધીને
ખા; ને સવારમાં પાછો વળીને તું તારા તંબુઓએ
જા ૮ છ દિવસ તું બેખમીર રોટલી ખા; ને સાતમે
દિવસે યહોવાહ તારા દેવના માનમાં પવિત્ર સભા
થાય; તું [ તે દરમિયાન ] કંઇ કામ ન કર

૯ તું પોતાને માટે સાત અઠવાડીઆં ગણ, એટલે
તું ઉભા અનાજને દાતરડું લગાડવું શરૂ કરે ત્યારથી
માંડીને તું સાત અઠવાડીઆં ગણ. ૧૦ અને તું યહો-
વાહ તારા દેવ પ્રત્યે અઠવાડીઆંનું પર્વ પાળ; ને
યહોવાહ તારા દેવે તને દીધેલા આશીર્વાદના-પ્રમા-
ણમાં તારા હાથના ઐચ્છિકાર્પણની ભેટ તું તેને આપ.
૧૧ અને જે જગ્યા યહોવાહ તારો દેવ પોતાનું નામ
ત્યાં રાખવા સારૂ પસંદ કરે ત્યાં, યહોવાહ તારા
દેવની સમ્મુખ, તું તથા તારો દીકરો તથા તારી
દીકરી તથા તારો દાસ તથા તારી દાસી તથા તારા
દરવાજાની અંદર રહેનાર લેવી તથા તારા મધ્યે રહેનાર
પરદેશી તથા અનાથ તથા વિધવા આનંદ કરો.
૧૨ અને તું મિસરમાં દાસ હતો એ યાદ રાખ, ને તું
આ વિધિઓને પાળ તથા અમલમાં આણ.

૧૩ તારા ખળામાંથી તથા તારા દ્રાક્ષકુંડમાંથી
[ ધાન્ય તથા દ્રાક્ષરસ ] ઘરમા સગ્રહ કીધા પછી તું
સાત દિવસ સુધી માંડવાપર્વ પાળ; ૧૪ ને તું તથા
તારો દીકરો તથા તારી દીકરી તથા તારો દાસ તથા
તારી દાસી તથા તારા દરવાજાની અંદર રહેનાર લેવી
તથા પરદેશી તથા અનાથ તથા વિધવા તારા પર્વમાં
આનંદ કરો ૧૫ યહોવાહ જે જગ્યા પસંદ કરશે ત્યાં
યહોવાહ તારા દેવના માનમા તું સાત દિવસ સુધી
પર્વ પાળજે; કેમકે યહોવાહ તારો દેવ તને તારી
સઘળી ઉપજ વિષે, તથા તારા હાથોના સઘળા કામ
વિષે આશીર્વાદ દેશે, ને તું પુરો આનંદ કરશે.
૧૬ વર્ષમાં ત્રણ વાર તારા બધા પુરૂષો જે જગ્યા
યહોવાહ તારો દેવ પસંદ કરશે ત્યાં તેની હજુરમાં
રજુ થાય; એટલે બેખમીર રોટલીના પર્વમાં, તથા
અઠવાડીઆના પર્વમાં, તથા માંડવાપર્વમા; ને તેઓ
ખાલી હાથે યહોવાહની હજુરમાં હાજર ન થાય;
૧૭ પ્રત્યેક પુરૂષ પોતાની શક્તિ મુજબ, એટલે જે
આશીર્વાદ યહોવાહ તારા દેવે તને દીધો હોય, તેના
પ્રમાણમાં આપે.

૧૮ જે સર્વ ભાગળો યહોવાહ તારો દેવ તને આપે
છે તેમની અંદર તું પોતાને વાસ્તે તારાં કુળો પ્રમાણે
ન્યાયાધીશો તથા અમલદારો ઠરાવ; ને તેઓ અદલ
ન્યાયીપણાથી લોકોનો ન્યાય ચુકાવે ૧૯ તું ન્યાય ન
મરડ; આંખની શરમ ન રાખ; તેમજ લાચ ન લે;
કેમકે લાંચ જ્ઞાનીની આંખોને અંધાપો લગાડે છે,
ને નેક જનોનાં વચનોને વિપરીત કરી નાખે છે.
૨૦ સંપૂર્ણ ન્યાયનું અનુસરણ કર, એ સારૂ કે તું
જીવતો રહે, ને જે દેશ યહોવાહ તારો દેવ તને આપે
છે તેનો વારસો પામે.

૨૧ યહોવાહ તારા દેવની જે વેદી તું પોતાને સારૂ
બનાવે તેની પાસે તું પોતાને સારૂ કોઇ પણ વૃક્ષરૂપી
આશેરાહ [મૂર્તિ] ન બેસાડ. તેમજ તું પોતાને સારૂ
કોઇ પણ સ્તમ્ભ ઉભો ન કર; કેમકે યહોવાહ તારો
દેવ તેને ધિક્કારે છે

૧૭ જે ગોપશુ અથવા ઘેટુંબકરૂ કોઇ ખોડખાં-
પણવાળું કે કુબડું હોય તેનો તું યહોવાહ
તારા દેવને યજ્ઞ ન ચઢાવ; કેમકે તે યહોવાહ તારા
દેવને અમંગળ લાગે છે.

૬ અને કોઇ લેવી સઘળા ઇસ્રાએલમા તારી કોઇ
પણ ભાગળોમા વસેલો હોય, ને તે ત્યાથી પોતાના
મનની પુરી ઇચ્છાથી યહોવાહ જે જગ્યા પસંદ કર
વાનો છે ત્યા આવે, ૭ તો ત્યા યહોવાહની હજુરમા
ઉભા રહેનાર તેના સર્વ લેવી ભાઇઓ જેમ કરે છે તેમ
તે પણ યહોવાહ તેના દેવને નામે સેવા કરે ૮ તેની
વડીલોપાર્જિત મિલકતના વેચાણથી જે તેને મળે તે
ઉપરાત તેને બીજાઓના સરખો હિસ્સો ખાવાને
સારૂ મળે

૯ જે દેશ યહોવાહ તારો દેવ તને આપે છે તેમા
તુ જાય ત્યારે તે દેશજાતિઓના અમગળ કૃત્યોનું
અનુકરણ કરવાનું તુ ન શિખ ૧૦ તારા મધ્યે એવો
કોઇ જન ન મળે કે જે પોતાના દીકરાને કે દીકરીને
અગ્નિમા ચલાવતો હોય, જે જોષક્રિયા કરતો હોય,
જે શુકન જોતો હોય, કે ધન્તરમન્ત્ર કરનાર, કે જાદુગર,
૧૧ કે મોહિની લગાડનાર, કે ભૂતપ્રશ્નક, કે ઇલમી કે
ભૂતવિદ્યાજ્ઞ હોય ૧૨ કેમકે જે કોઇ એવા કામો કરે
છે, તે યહોવાહને કટાળો ઉપજાવે છે, અને આ
અમગળ કામોને લીધે તો યહોવાહ તારો દેવ તેઓને
તારી આગળથી હાકી કાઢે છે ૧૩ તુ યહોવાહ તારા
દેવની પ્રત્યે સંપૂર્ણ થા ૧૪ કેમકે આ જે દેશજાતિઓનુ
તુ વતન પામવાનો છે તેઓ શુકન જોનારાઓનુ તથા
જોષક્રિયા કરનારાઓનુ સાભળે છે, પણ તને તો
યહોવાહ તારા દેવે એમ કરવા દીધું નથી ૧૫ યહો
વાહ તારો દેવ તારે સારૂ તારી મધ્યેથી, તારા ભાઇ
ઓમાથી મારા જેવો એક ભવિષ્યવાદી ઉભો કરશે,
તેનુ તમારે સાભળવુ ૧૬ હોરેબમા સભાને દિવસે
જે સર્વ તેં યહોવાહ તારા દેવ પાસેથી ઇચ્છતા માગ્યુ
કે, હવે પછી યહોવાહ મારા દેવની વાણી મારા
સાભળવામા ન આવે, તેમજ આ મોટી આગ હવે
પછી મારા જોવામા ન આવે, રખેને હુ માર્યો જાઉં,
તે પ્રમાણે ૧૭ અને યહોવાહે મને કહ્યુ કે, તેઓએ
જે કહ્યુ છે તે ઠીક કહ્યુ છે ૧૮ હુ તેમને સારૂ તેમના
ભાઇઓમાથી તારા જેવો એક ભવિષ્યવાદી ઉભો
કરીશ, ને હુ મારા વચનો તેના મુખમા મુકીશ, ને જે
સર્વ હુ તેને ફરમાવીશ તે તે તેઓને કહેશે ૧૯ અને
એમ થશે કે, જે મારા વચનો તે મારે નામે બોલશે,
તે જે કોઇ નહિ સાભળે તેની પાસેથી હુ જવાબ
લઇશ ૨૦ પણ જે ભવિષ્યવાદી ગર્વ કરીને મારે નામે,
જે વાત બોલવાની મેં તેને આજ્ઞા નથી આપી, તે
બોલશે, અથવા અન્ય દેવોને નામે જે બોલશે, તેજ
ભવિષ્યવાદી મરશે ૨૧ અને જો તુ તારા હૃદયમા કહે
કે, યહોવાહ જે વાત બોલ્યો નથી તે અમે શી રીતે
જાણીએ? ૨૨ જ્યારે ભવિષ્યવાદી યહોવાહને નામે
બોલે, અને જો તે વાત પ્રમાણે ન થાય, અથવા તે
પુરી કરવામા ન આવે તો તેજ વાત યહોવાહ
બોલ્યો નથી, ભવિષ્યવાદી તે ગર્વથી બોલ્યો છે,
તેનાથી તુ બીશ નહિ

૧૯ જે દેશજાતિઓનો દેશ યહોવાહ તારો દેવ
તને આપે છે તેઓને જ્યારે યહોવાહ
તારો દેવ નાબુદ કરે, ને તુ તેઓનુ વતન પામે, અને
તેઓના નગરોમા તથા તેઓના ઘરોમા તુ વસે,
૨ ત્યારે જે દેશ યહોવાહ તારો દેવ તેનુ વતન પામવા
માટે તને આપે છે તે મધ્યે તુ પોતાને માટે ત્રણ
નગરો જુદા કરજે ૩ તુ પોતાને સારૂ માર્ગ તૈયાર
કરજે, અને યહોવાહ તારો દેવ જે તારા દેશનો તને,
વારસો પમાડે છે તેની સીમોના ત્રણ ભાગ કરજે,
એ માટેકે હરેક મનુષ્યઘાતક ત્યા નાસી જાય ૪ અને
જે મનુષ્યઘાતક ત્યા નાસી જઇને બચી જાય તેના
વિષે વાત આ પ્રમાણે છે, [એટલે] જે કોઇ પોતાના
પડોશી ઉપર અગાઉ દ્વેષ રાખતો ન છતા અજાણે
તેને મારી નાખે તે, ૫ જેમકે, કોઇ માણસ પોતાના
પડોશીની સાથે વનમા લાકડા કાપવા જાય, ને ઝાડ
કાપવા માટે તેને હાથે કુહાડાનો ટચકો મારતા કુહાડો
હાથમાથી નિકળી જઇને તેના પડોશીની ઉપર
પડ્યાથી તેનો જીવ જાય, તો તેવો [માણસ] એ
નગરોમાના કોઇએકમા નાસી જઇને બચે, ૬ રખેને
ખૂનનો બદલો લેનારનો મિજાજ તપેલો હોય તેટલામા
તે મનુષ્યઘાતકની પછવાડે લાગીને રસ્તો લાબો
હોવાના કારણથી તેને પકડી પાડીને તેને મરણતોલ
મારે; જો કે અગાઉથી તે [મનુષ્યઘાતક] તેના પર
દ્વેષ કરતો ન હોવાને લીધે મરણયોગ્ય ન હતો તો
પણ ૭ એ માટે હુ તને આજ્ઞા આપીને કહું છુ કે,
તારે પોતાને માટે ત્રણ નગરો નોખા કરવા ૮ અને
જો યહોવાહ તારો દેવ જેમ તેણે તારા પિતૃઓની
આગળ સમ ખાધા છે તેમ તારી સીમો વધારે, અને
જે દેશ આપવાનુ તેણે તારા પિતૃઓને વચન આપ્યુ
હતુ તે સર્વ તને આપે, ૯ જો યહોવાહ તારા દેવ પર
પ્રેમ રાખવાની, ને તેના માર્ગોમા હમેશ ચાલવાની
જે આજ્ઞા હુ આજે તને આપું છુ તે સઘળી અમલમા

આપીને તેને જયેષ્ઠ તરીકે કબુલ રાખે, કેમકે તે તેના
પુરૂષત્વનું પ્રથમફળ છે, જયેષ્ઠપુત્રનો હક તેનો છે
૧૮જો કોઇ માણસને હઠીલો તથા ફિતુરી દીકરો
હોય, ને તે પોતાના બાપનુ કહેલુ તથા પોતાની માનુ
કહેલુ માથે ચઢાવતો ન હોય, અને તેઓ તેને શિક્ષા
કરે તો પણ તેમને લેખવતો ન હોય, ૧૯ તો તેના
માબાપ તેને પકડીને પોતાના નગરના વડીલોની પાસે
ને પોતાના રહેઠાણના દ્વાર આગળ તેને બહાર લાવે,
૨૦અને તેઓ તે નગરના વડીલોને કહે કે, આ
અમારો દીકરો હઠીલો તથા ફિતુરી છે, તે અમારૂ
કહેલુ માનતો નથી, તે મોજશોખમા રહેનાર તથા
છાકટો છે ૨૧એટલે તેના નગરના સઘળા પુરૂષો
તેને પત્થરે મારીને મારી નાખે, ને એમ તારે પોતા
મધ્યેથી દુષ્ટાઇ દૂર કરવી, અને સર્વે ઇસ્રાએલી
લોકો સાભળીને બીશે

૨૨અને જો કોઇ માણસે મરણયોગ્ય પાપ કીધુ
હોય, ને તેને દેહાંતદંડની શિક્ષા કરવામા આવ્યાથી
તું તેને ઝાડ પર ટાંગી દે, ૨૩તો તેની લાસ આખી
રાત ઝાડ પર ન રહે પણ તેજ દહાડે તારે તેને જરૂર
દાટવી, કેમકે ટંગાએલો પુરૂષ દેવથી શાપિત છે,
એ માટે કે તારો જે દેશ યહોવાહ તારો દેવ તને
વારસા તરીકે આપે છે તે તારાથી અશુદ્ધ ન થાય

૨૨ તારા ભાઇના બળદને કે તેના ઘેટાને ભુલા
પડેલા જોઇને તેઓથી તારે ન સતાવુ,
તારે તેમને તારા ભાઇની પાસે જરૂર પાછા લાવવા
૨અને જો તારો ભાઇ તારી પડોસમા ન હોય, અથવા
તું તેને ઓળખતો ન હોય તો તારે તેને પોતાના
ઘરમા લાવવુ, ને તેને તારી પાસે રાખવુ, ને તારો
ભાઇ તેનો શોધ કરે ત્યારે તારે તેને તે પાછુ આપવુ
૩અને એજ રીતે તારે તેના ગધેડા વિષે કરવુ, ને
એજ રીતે તારે તેના વસ્ત્ર વિષે કરવુ, ને તારા
ભાઇની ખોવાએલી વસ્તુ તને જડી હોય તે સર્વે વિષે
તારે એમજ કરવુ, તારે સતાવુ નહિ.
૪તું તારા ભાઇના ગધેડાને કે તેના બળદને રસ્તાની
કોરે પડી ગએલો જોઇને તેઓથી ન સતાતો, તારે
તેમને પાછા ઉઠાડવાને જરૂર તેને મદદ કરવી
૫સ્ત્રીએ પુરૂષનો વેશ ન ધરવો, ને પુરૂષે સ્ત્રીનુ
વસ્ત્ર ન પહેરવું, કેમકે જે કોઇ આવા કૃત્યો કરે છે
તેઓ યહોવાહ તારા દેવને અમંગળ લાગે છે
૬જો રસ્તે ચાલતા તું કોઇ પક્ષીનો માળો કોઇ
ઝાડ પર કે જમીન પર જુએ, ને તેની માહે જો
બચ્ચા કે ઇંડા હોય, ને ઇંડા પર કે બચ્ચા પર માદા
બેઠેલી હોય, તો તારે માદાને બચ્ચા સાથે પકડવી
નહિ ૭તારે માદાને જરૂર છોડવી પણ બચ્ચાને તું
પોતાને સારૂ લે તો લે, જેથી તારૂ ભલુ થાય, ને
તારી જીંદગી વધે
૮જ્યારે તું નવુ ઘર બાંધે ત્યારે તારા ધાબાને
ફરતી તારે પાળ કરવી, કે કોઇ માણસ તે પરથી
પડ્યાના કારણથી તું તારા ઘર પર ખૂન[નો દોષ] ન
આણે ૯તું પોતાની દ્રાક્ષવાડીમા બે જાતના બી ન
વાવ, રખેને તેની બધી ઉપજ, એટલે તારૂ વાવેલુ
બી તથા દ્રાક્ષવાડીની બધી ઉપજ, ડૂલ થાય
૧૦તું બળદની સાથે ગધેડાને જોડીને ખેડ ન કર
૧૧ઉન તથા સણ મિશ્રિત લુગડા તારે ન પહેરવા
૧૨જે લુગડુ તું ઓઢે છે તેની ચારે બાજુએ તારે
પોતાને વાસ્તે ઝાલર મુકવી
૧૩જો કોઇ પુરૂષ વહુ પરણી લાવે, ને તેની પાસે
જાય ને તેના પર ખફા થાય, ૧૪ને તેના પર શરમ-
ભરેલા બટ્ટા મુકે, ને તેનુ નામ વગોવીને કહે કે, હુ
આ સ્ત્રીને પરણીને તેની પાસે ગયો ત્યારે તેણીના
કુંવારાપણાના ચિન્હ મને માલમ પડ્યા નહિ
૧૫ત્યારે તે કન્યાના માબાપ તે કન્યાના કુંવારાપ-
ણાના ચિન્હ લઇને તેમને નગરના વડીલો પાસે
ભાગળે લાવે ૧૬અને કન્યાનો બાપ વડીલોને કહે
કે, મે મારી દીકરી આ પુરૂષને પરણાવી ને તે તેને
ધિક્કારે છે, ૧૭ને જુઓ, તે તે પર બટ્ટા મુકીને
કહે છે કે, તારી દીકરીમા મને કુંવારાપણાના ચિન્હ
માલમ પડ્યા નહિ, પણ મારી દીકરીના કુંવારાપ
ણાના ચિન્હ આ રહ્યા. અને તેઓ નગરના વડીલો
આગળ તે લુગડું પાથરે ૧૮અને નગરના વડીલો
તે પુરૂષને પકડીને તેને શિક્ષા કરે, ૧૯અને તેઓ
તેને સો [શેકેલ] રૂપુ દંડ કરીને તે કન્યાના બાપને
આપે, કારણ કે તેણે ઇસ્રાએલની એક કન્યાને વગોવી
છે, ને તે તેની સ્ત્રી કાયમ રહે, તેના આખા
આયુષ્યભર તેનાથી તેનો ત્યાગ ન થાય ૨૦પણ તે
કન્યામા કુંવારાપણાના ચિન્હ ના મળ્યા, એ વાત
સાચી પડે, ૨૧તો તેઓ તે કન્યાને તેના બાપના
ઘરના બારણા આગળ લાવે, અને તેણીના નગરના
પુરૂષો તેને પત્થરે મારીને મારી નાખે, કેમકે તેણે
પોતાના બાપના ઘરમા વ્યભિચાર કરીને ઇસ્રાએલમા

મૂર્ખપણુ કીધુ છે, એ રીતે તુ ભુડાઇને તારા મધ્યેથી
દૂર કર
૨૨ જો કોઇ પુરૂષ કોઇ પરણેલી સ્ત્રી સાથે કુકર્મ
કરતો માલમ પડે, તો તેઓ બન્ને, એટલે સ્ત્રી સાથે
કુકર્મ કરનાર પુરૂષ તથા સ્ત્રી, માર્યા જાય, એ રીતે
તુ ઇસ્રાએલમાથી ભુડાઇ દૂર કર
૨૩ જો કોઇ કુવારી કન્યાની કોઇ પુરૂષ સાથે સગાઇ
કરેલી હોય અને કોઇ બીજો પુરૂષ તેને નગરમા
મળીને તેની સાથે કુકર્મ કરે, ૨૪ તો તમે તે બન્નેને
તે નગરના દરવાજા પાસે લાવીને તેઓને પત્થરે
મારી મારી નાખો, કન્યાને એ વાસ્તે કે નગરમા
છતા પણ તેણીએ બૂમ પાડી નહિ, ને પુરૂષને એ
વાસ્તે કે તેણે પોતાના પડોસીની સ્ત્રીની આબરૂ
લીધી છે, એ રીતે તુ ભુડાઇને તારા મધ્યેથી દૂર કર

૨૫ પણ જો પુરૂષ સગાઇ કરેલી કન્યાને ખેતરમા
મળે, અને તે પુરૂષ તેના પર બળાત્કાર કરીને તેની
સાથે કુકર્મ કરે, તો કુકર્મ કરનાર પુરૂષ એકલો
માર્યો જાય, ૨૬ પણ તે કન્યાને તુ કાઇ ન કરતો,
કન્યામા મરણયોગ્ય કઇ પાપ નથી, કેમકે જેમ કોઇ
માણસ પોતાના પડોસીની સામો ઉઠીને તેને મારી
નાખે તેજ પ્રમાણે આ વાત છે, ૨૭ કેમકે તે તેણીને
ખેતરમા મળ્યો, સગાઇ કરેલી કન્યાએ બૂમ પાડી,
પણ ત્યા તેને છોડાવનાર કોઇ નહોતુ
૨૮ જો કોઇ પુરૂષ કુવારી કન્યા કે જેની સગાઇ
કરી નથી એવીને પકડીને તેની સાથે કુકર્મ કરતા
પકડાય, ૨૯ તો તે કન્યાની સાથે કુકર્મ કરનાર
માણસ તે કન્યાના બાપને પચાસ [ શેકેલ ] રૂપુ
આપે, ને તે તેની સ્ત્રી થાય, કેમકે તેણે તેની આબરૂ
લીધી છે, પોતાના આખા જીવનભર તે તેનો ત્યાગ
ન કરે
૩૦ કોઇ પુરૂષે પોતાના બાપની સ્ત્રી ન લેવી, ને
પોતાના બાપની નગ્નતા ન ઉઘાડવી

૨૩ જેના વૃષણ ઘાયલ થયા હોય, અથવા જેનું
ગુહ્યેંદ્રિય કાપી નાખેલુ હોય તે યહોવાહની
મંડળીમા પ્રવેશ ન કરે
૨ વ્યભિચારથી જન્મેલો યહોવાહની મંડળીમા ન
પેસે, છેક દસમી પેઢી સુધી તેનુ કોઇ પણ યહોવા-
હની મંડળીમા ન પેસે
૩ આમ્મોની કે મોઆબી યહોવાહની મંડળીમા
પ્રવેશ ન કરે, છેક દસમી પેઢી સુધી તેમનું કોઇ પણ
યહોવાહની મંડળીમા કદી પ્રવેશ ન કરે, ૪ કારણ
કે જ્યારે તમે મિસરમાથી નિકળ્યા, ત્યારે તેઓ
મા [મા રોટલી તથા પાણી લઇને તમને ન મળ્યા,
અને એને લીધે કે તેઓએ અરામ-નાહરાઇમના
પથોરથી બેઓરના દીકરા બલઆમની સાથે પૈસા
કરીને તને શાપ દેવાને વાસ્તે તેને બોલાવ્યો ૫ તો
પણ યહોવાહ તારા દેવે બલઆમનુ સાભળવાને ચાહ્યુ
નહિ, પણ યહોવાહ તારા દેવે તારે માટે શાપને
બદલીને આશીર્વાદ કીધો, કેમકે યહોવાહ તારો દેવ
તારા પર પ્રીતિ રાખતો હતો ૬ તુ તારા આખા
આયુષ્યભર કદી તેઓની શાતિ કે આબાદી ન શોધ
૭ તુ કોઇ અદોમીનો તિરસ્કાર ન કર, કેમકે તે
તારો ભાઇ છે, તુ કોઇ મિસરીનો તિરસ્કાર ન કર,
કેમકે તુ તેના દેશમા પ્રવાસી હતો ૮ તેઓના
ત્રીજી પેઢીએ જન્મેલા છોકરા યહોવાહની મંડળીમા
પ્રવેશ પામે

૯ જ્યારે તુ તારા શત્રુઓની સામે છાવણીમા જાય
ત્યારે તારે પોતાને સર્વ દુષ્ટતાથી અલગ રાખવો
૧૦ જો તારામા કોઇ માણસ રાતના અચાનક બનાવથી
અશુદ્ધ હોય તો તે છાવણીથી બહાર જાય, છાવણી
બહાર તે ન આવે ૧૧ પરંતુ એમ થાય કે સાજ પડતા
તે પાણીમા નાહે, અને જ્યારે સૂર્ય અસ્ત પામે
ત્યારે તે છાવણીમા આવે ૧૨ વળી બહાર જવાને
માટે છાવણીની બહાર તારે એક જગ્યા રાખવી ને
ત્યા તારે બહાર જવુ ૧૩ તારા હથિયારોમા તારી
પાસે પાવડો રહે, ને જ્યારે તુ બહાર જવા બેસે
ત્યારે એમ થાય કે તેથી તારે ખોદવુ, ને પાછા ફરીને
તારામાથી નિકળેલો [મેલ] ઢાકવો ૧૪ કેમકે યહો
વાહ તારો દેવ, તને ઉગારવાને ને તારી સામે તારા
શત્રુઓને તારા હાથમા સોપવાને, તારી છાવણી મધ્યે
ચાલે છે, એ માટે તારી છાવણી શુદ્ધ રહે, કે તે
તારામા કોઇ અશુદ્ધ વસ્તુ દેખીને તારાથી દૂર ન થાય

૧૫ જે દાસ પોતાના ધણી પાસેથી તારી પાસે
નાસી આવ્યો હોય તેને તુ તેના ધણીને ન સોપ,
૧૬ તે તારી મધ્યે, તારી પાસે તારી કોઇ પણ ભાગ-
ળોમાની જે જગ્યા તે પસદ કરે, એટલે જ્યા તેને
સારૂ લાગે ત્યા રહે, તુ તે પર જુલમ ન કર
૧૭ ઇસ્રાએલની દીકરીઓમા કોઇ દેવદાસી ન
હોય, અને ઇસ્રાએલપુત્રોમા કોઇ પુમૈથુની ન હોય
૧૮ વેશ્યાની કમાઇ ને કુતરાનુ મૂલ્ય કોઇ માનતાને

શ્વાન ચહોવાહ તારા દેવના ઘરમાં તારે ન લાવવું;
કેમકે આ બન્ને યહોવાહ તારા દેવને અમગળ લાગે છે.
૧૯ તું પોતાના ભાઇને વ્યાજે ન ધીર; નાણાંનું
વ્યાજ, અનાજનું વ્યાજ તથા વ્યાજે ધીરાતી કોઇ
વસ્તુનું વ્યાજ ન લે; ૨૦ પરદેશીને વ્યાજે આપવાની
તને છૂટ છે; પણ તારા ભાઇને વ્યાજે ન ધીર, એ
માટે કે જે દેશનું તું વતન પામવા જાય છે તેમા જે
કંઇને તું હાથ લગાડે તેમા યહોવાહ તારો દેવ તને
આશીર્વાદ દે.

૨૧ જો તું યહોવાહ તારા દેવ પ્રત્યે માનતા માને
તો તેને પુરી કરવાને વિલંબ ન કર; કેમકે યહોવાહ
તારો દેવ નિશ્ચય તેનો જવાબ તારી પાસેથી લેશે;
ને તેથી તને પાપ લાગે ૨૨ પણ જો તું કોઇ માનતા
નહિ માને તો તેથી તને પાપ નહિ લાગશે ૨૩ જે
કંઇ તારા મ્હોમાથી નિકળ્યુ હોય તે તું પાળ ને
અમલમાં આણ; યહોવાહ તારા દેવની પ્રત્યે જે
માનતા તેં લીધી હોય, એટલે જે ઐચ્છિકાર્પણનુ
વચન તેં તારા મુખથી આપ્યુ હોય, તે પ્રમાણે કર

૨૪ તું તારા પડોસીની દ્રાક્ષવાડીમા જાય ત્યારે
તારી પોતાની મરજી પ્રમાણે ધરાતાં સુધી દ્રાક્ષો ખા;
પણ પોતાના વાસણમા એક પણ ન ઘાલ

૨૫ તું તારા પડોસીના ઉભા મોલમાં પેસે ત્યારે
તને પોતાને હાથે કણસલા તોડવાની છૂટ છે; પણ
તારા પડોસીના ઉભા મોલને દાતરડુ ન લગાડ.

૨૪ જ્યારે કોઇ પુરૂષ વહુ પરણી લાવે ત્યારે
એમ થાય કે જો તેને તેણીમાં કંઇ નાલા-
યક વાત માલમ પડ્યાથી તેણી તેની નજરમા કૃપા
ન પામે તો તે તેણીને માટે ફારગતી લખીને તેણીના
હાથમાં આપે, ને તેણીને પોતાના ઘરમાથી કાઢી
મુકે ૨ અને જ્યારે તેણી તેના ઘરમાથી નિકળી જાય
ત્યારે બીજા પુરૂષને જવાની તેને છૂટ છે ૩ અને જો
તેના બીજા ધણીની તેના પર ઇતરાજી થાય, અને તે
પણ ફારગતી લખીને તેણીના હાથમા આપે ને
તેણીને પોતાના ઘરમાથી કાઢી મુકે; અથવા જો બીજો
ધણી, જેણે તેણીને પોતાની સ્ત્રી કરી લીધી હતી, તે
મરણ પામે, ૪ તો તેણીનો પહેલો ધણી જેણે તેણીને
કાઢી મુકી હોય તે તેણીને અશુદ્ધ થયા પછી ફરીથી
પોતાની સ્ત્રી કરી ન લે, કેમકે યહોવાહની આગળ તે
અમગળપણુ છે; ને જે દેશ યહોવાહ તારો દેવ તને
વારસા તરીકે આપે છે તેની પાસે તું પાપ ન કરાવ

૫ જ્યારે કોઇ પુરૂષ નવી સ્ત્રી પરણે ત્યારે તે
લશ્કરમાં ન જાય, અથવા તેને કાઇ કામ સોંપવામાં
ન આવે; તે એક વર્ષ સુધી ઘરમાં છૂટો રહે ને જે સ્ત્રી
તે પરણ્યો છે તેને ખુશી કરે. ૬ કોઇ માણસ ઘંટી કે
ઘંટીનું ઉપલુ પડ ઘરેણે ન લે, કેમકે તે માણસની
ઉપજીવિકા ઘરેણે લે છે.

૭ જો કોઇ માણસ ઇસ્રાએલનાં સંતાનમાંથી પોતાના
કોઇ ભાઇને ચોરી લેતો માલમ પડે, ને તેની પાસે
દાસપણુ કરાવે, અથવા તેને વેચે તો તે ચોર માર્યો
જાય; એમ તું તારા મધ્યેથી ભુંડાઇ દૂર કર.

૮ કોઢ રોગ વિષે તું સાવચેત થઇને જે સર્વ લેવી
યાજકો તને શિખવે તે ખંતથી પાળીને બજાવ; જેમ
મેં તેમને આજ્ઞા કીધી તેમ તમે સભાળીને કરો.
૯ મિસરમાંથી તમારા નિકળતાં માર્ગમાં યહોવાહ
તારા દેવે મરિયમને જે કીધુ તે યાદ રાખ

૧૦ જ્યારે તું પોતાના પડોસીને કોઇ પ્રકારની ધીર
કરે, ત્યારે તું તેની હડપ લેવાને તેના ઘરમા ન પેસ
૧૧ તું બહાર ઉભો રહે, ને જે માણસને તું ધીરે છે તે
તારી પાસે હડપ બહાર લાવે ૧૨ અને જો તે ગરીબ
માણસ હોય તો તેની હડપ રાખીને તુ સુઇ જઇશ
નહિ; ૧૩ સૂર્ય આથમતાં તારે તે હડપ તેને જરૂર
પાછી આપવી કે તે પોતાનુ વસ્ત્ર પહેરીને સુએ ને
તને આશીર્વાદ દે; ને યહોવાહ તારા દેવની નજરમાં
તે તારા લાભમાં ન્યાયીપણારૂપ ગણાશે

૧૪ તારા ભાઇઓમાના અથવા તારા દેશમાં તારી
ભાગળોમા રહેનાર પ્રવાસીઓમાંના કોઇ ગરીબ તથા
દરિદ્રી મજુર પર તું જુલમ ન કર; ૧૫ તું તેજ
દિવસે તેની મજુરી તેને આપ, સૂર્ય તે પર ન
આથમે; કેમકે તે ગરીબ છે ને તેનું મન તેમા લાગેલુ
છે; રખે તે યહોવાહ આગળ તારી વિરૂદ્ધ પોકાર
કરે ને તેથી તને પાપ લાગે.

૧૬ છોકરાને લીધે બાપો માર્યા ન જાય, ને બાપોને
લીધે છોકરાં માર્યા ન જાય; દરેક માણસ પોતપોતાનાં
પાપને લીધે માર્યો જાય.

૧૭ પરદેશીનો કે નબાપાનો ન્યાય તું ન મરડ;
તથા વિધવાનું વસ્ત્ર ઘરેણે ન લે ૧૮ પણ સંભાર કે
મિસરમા તું દાસ હતો ને યહોવાહ તારા દેવે તને
ત્યાંથી ઉદ્ધાર્યો; એ માટે હુ તને આ આજ્ઞા પાળ-
વાનુ ફરમાવું છું

૧૯ જ્યારે તું તારા ખેતરમાં તારી ફસલ કાપે ને

ખેતરમાં એક પુળો ભુલી ગયો હોય, ત્યારે તેને
લાવવાને પાછો ન જા; તે પરદેશીને સારૂ તથા
અનાથને સારૂ તથા વિધવાને સારૂ થાય; એ માટે
કે યહોવાહ તારો દેવ તારા હાથના સર્વ કામમાં
તને આશીર્વાદ દે.

૨૦ જ્યારે તું તારૂ જૈતવૃક્ષ ઝુડી લે ત્યારે ફરીથી
તેની ડાળીઓ પર ન ફર; [બાકીનુ ફળ] તે પરદે-
શીને સારૂ, અનાથને સારૂ, તથા વિધવાને સારૂ થાય
૨૧ જ્યારે તુ તારી દ્રાક્ષવાડીની [દ્રાક્ષો] વીણે ત્યારે
ફરીથી તુ તેનો સલો ન કર; તે પરદેશીને સારૂ તથા
અનાથને સારૂ તથા વિધવાને સારૂ થાય ૨૨ અને
સભાર કે મિસરમા તું દાસ હતો; એ માટે હુ તને
આ આજ્ઞા પાળવાનું ફરમાવું છુ

૨૫ જો માણસોની વચ્ચે તકરાર હોય ને તેઓ
ન્યાય કરાવવા આવે, ને [ન્યાયાધીશ]
તેમનો ન્યાય કરે; તો ન્યાયીને ન્યાયી ઠરાવવો, ને
દુષ્ટને ગુન્હેગાર ઠરાવવો; ૨ અને જો દુષ્ટ માણસ
ફટકા યોગ્ય હોય તો એમ થવું જોઇએ કે, ન્યાયાધીશ
તેને સુવડાવીને, તેના ગુન્હા પ્રમાણે ગણીને તેને
પોતાના દેખતાં ફટકા મરાવે. ૩ તે ચાળીસ ફટકા
સુધી તેને મારે, પણ તે ઉપરાંત નહિ; રખે જો તે
તેથી ઉપર વધારીને આ કરતાં વધારે ફટકા તેને
મારે, તો તારો ભાઇ તારી દૃષ્ટિમાં હલકો દેખાય.

૪ પારે ફરતા બળદના મ્હો પર તું શીંકી ન બાંધ.

૫ ભાઇઓ ભેગા રહેતા હોય, ને તેઓમાનો એક
મરી જાય ને તેને દીકરો ન હોય, તો મરનારની સ્ત્રી
બહારના કોઇ પારકા પુરૂષને ન પરણે; તેના ધણીનો
ભાઇ તેની પાસે જાય, ને તે તેણીને પરણે, ને તેણીની
પ્રત્યે ધણીના ભાઇની ફરજ બજાવે ૬ અને એમ થાય
કે જે પહેલો દીકરો તે જણે તે તેના મર્હૂમ ભાઇનું
નામ ધારણ કરે, કે તેનું નામ ઇસ્રાએલમાંથી ન
ભુસાઇ જાય. ૭ અને જો તે માણસ પોતાના ભાઇની
સ્ત્રીને લેવા ન ચાહે, તો તેના ભાઇની સ્ત્રી ભાગળે
વડીલોની પાસે જાય ને કહે કે, મારા ધણીનો ભાઇ
ઇસ્રાએલમાં પોતાના ભાઇનું નામ કાયમ કરવાને ના
કહે છે, તે ધણીના ભાઇની ફરજ મારા પ્રત્યે બજાવવા
ઇચ્છતો નથી. ૮ ત્યારે તેના નગરના વડીલો તેને
બોલાવીને તેની સાથે વાત કરે, પછી જો તે ઉભો રહીને
કહે કે, હું તેને લેવા ચાહતો નથી; ૯ ત્યારે તેના
ભાઇની સ્ત્રી વડીલોની હજુરમાં તેની પાસે આવીને
તેના પગમાથી જોડો કાઢીને તેના મુખ પર થુંકે; ને
ઉત્તર દઇને કહે કે, જે પોતાના ભાઇનુ ઘર ન બાંધે
તેની એજ વલે થાઓ. ૧૦ અને ઇસ્રાએલમાં તેને
એવું નામ પાડવામા આવે કે, કઢાએલા જોડાવાળાનું
ઘરબાર

૧૧ જો માણસો એક બીજા સાથે ઝગડો કરતા હોય
ને તેઓમાના એકની સ્ત્રી પોતાના ધણીને મારનારના
હાથમાથી છોડાવવાને પાસે આવે, ને પોતાનો હાથ
લાંબો કરીને તેના ગુહ્યાંગને પકડે; ૧૨ તો તું તેનો
હાથ કાપી નાખ, તારી આખમા દયા ન આવે

૧૩ તું પોતાની કોથળીમા જુદી જુદી તરેહનાં
કાટલા, એક મોટું ને એક નાનુ, ન રાખ ૧૪ તું તારા
ઘરમા અનેક તરેહના માપ, એક મોટુ ને એક નાનું,
ન રાખ ૧૫ પુરેપુરૂ તથા અદલ કાટલુ તું રાખ;
પુરેપુરૂ તથા અદલ માપ રાખ; એ માટે કે જે દેશ
યહોવાહ તારો દેવ તને આપે છે તેમા તારૂ આયુષ્ય
દીર્ઘ થાય ૧૬ કેમકે જેઓ આવા કામ કરે છે, એટલે
જેઓ અન્યાય કરે છે, તેઓ યહોવાહ તારા દેવને
અમગળ લાગે છે

૧૭ મિસરમાથી નિકળી આવતાં તને માર્ગમા અમા-
લેકે જે કીધુ તે તું સભાર ૧૮ તું બેહોશ તથા થાકેલો
હતો ત્યારે તે માર્ગમાં તને મળ્યો ને તારા પાછળના
ભાગને, એટલે તારી પાછળ રહેલા જે સર્વ અબળ
તેઓને માર્યા, ને તે પરમેશ્વરથી બીધો નહિ. ૧૯ માટે
જ્યારે યહોવાહ તારો દેવ જે દેશ તને તારો વારસો
તથા વતન કરી લેવાને આપે છે, તેમાં તારી આસ-
પાસના તારા સર્વ શત્રુઓથી તે તને આરામ આપે,
ત્યારે એમ થાય કે તું આકાશ તળેથી અમાલેકની
યાદગિરી ભુસી નાખજે; તું ભુલીશ મા

૨૬ અને યહોવાહ તારો દેવ જે દેશ તને વત-
નને સારૂ આપે છે તેમાં તું આવે ને તેનો
વારસો લઇને તેમા વસે ત્યારે એમ થાય કે, ૨ જે દેશ
યહોવાહ તારો દેવ તને આપે છે તેની ભૂમિની સર્વ
પેદાશ તું ઘેર લાવે તેના પ્રથમ ફળમાથી લઇને, તેને
ટોપલીમાં ભરીને જે જગ્યા યહોવાહ તારો દેવ
પોતાનું નામ ત્યાં રહેવા સારૂ પસંદ કરે તેમાં તારે
જવું ૩ અને જે યાજક તે દિવસોમાં હોય તેની પાસે
તારે આવીને તેને કહેવું, આજ હું યહોવાહ તારા
દેવની આગળ જાહેર કરૂ છું કે, જે દેશ આપણને
આપવાને યહોવાહે આપણા પિતૃઓની પાસે સમ

ખાધા તેમાં હુ આવ્યો છું ૪ અને યાજક તારા હાથ-
માંથી ટોપલી લે ને તેને યહોવાહ તારા દેવની વેદી
આગળ નીચે મુકે. ૫ અને તારે યહોવાહ તારા દેવની
આગળ ઉત્તર આપીને કહેવું કે, મારો બાપ મરવાની
તૈયારીમાં આવેલો એક અરામી હતો, ને તે મિસરમાં
ગયો ને ત્યાં તેણે પ્રવાસ કીધો, ને તેના [લોકની]
સંખ્યા થોડી હતી; ને ત્યાં તેની એક મોટી, બળવાન
તથા વિસ્તીર્ણ પ્રજા થઇ ગઇ ૬ અને મિસરીઓએ
અમારા પર જુલમ કીધો, ને અમને બહુ પીડા
દીધી, ને અમારે માથે સખત વેઠ બેસાડી; ૭ ને અમે
અમારા પિતૃઓના દેવ યહોવાહને હાક મારી, ને
યહોવાહે અમારી હાક સાંભળી, ને અમારી વિપત્તિ
તથા અમારા પરિશ્રમ તથા અમારા પર ગુજરેલો
જુલમ તે તરફ દૃષ્ટિ કીધી, ૮ અને યહોવાહ બળવાન
હાથે, ને લાંબા કરેલા ભુજવડે, ને બહુ ભયંકર રીતે,
ને ચિહ્નોથી, તથા ચમત્કારોથી અમને મિસરમાંથી
કાઢી લાવ્યો; ૯ ને તે અમને આ સ્થળે લાવ્યો છે ને
આ દેશ, એટલે દૂધ મધની રેલછેલવાળો દેશ, તેણે
અમને આપ્યો છે ૧૦ અને હવે હે યહોવાહ

એટલે આકાશમાંથી, નીચે જોઇને તારા ઇસ્રાએલી
લોકોને, તથા અમારા પિતૃઓ પ્રત્યે તેં સમ ખાધા તે
પ્રમાણે જે જમીન તેં અમને આપી છે, એટલે દૂધ
મધની રેલછેલવાળો દેશ, તેને તું આશીર્વાદ દે.

૧૬ આ વિધિઓ તથા હુકમો પાળવાની આજ્ઞા
યહોવાહ તારો દેવ તને આજ આપે છે; માટે તું
તારા પુરા હૃદયથી તથા તારા પુરા જીવથી તેઓને
પાળ ને અમલમાં આણ. ૧૭ આજ તેં યહોવાહની
આગળ કબુલાત આપી છે કે તે તારો દેવ છે, તથા તું
તેના માર્ગોમાં ચાલશે, તથા તેના વિધિઓ તથા તેની
આજ્ઞાઓ તથા તેના હુકમો પાળશે, ને તેની વાણી
સાંભળશે; ૧૮ અને તને આપેલા પોતાના વચન
પ્રમાણે યહોવાહે આજ કબુલ કીધું છે કે તું તેની
ખાસ પ્રજા છે; અને તેની સર્વ આજ્ઞાઓ તારે
પાળવી; ૧૯ ને જે સર્વ દેવજાતિઓને તેણે ઉત્પન્ન
કીધી છે તે કરતાં તને કીર્તિમાં તથા નામમાં તથા
સન્માનમાં તે વધારશે; ને તું તેના કહ્યા પ્રમાણે
યહોવાહ તારા દેવની શુદ્ધ પ્રજા થશે

નિયમના સર્વ શબ્દો બહુ સ્પષ્ટ રીતે તે પત્થરો
પર લખવા
૯ અને મુસાએ તથા લેવી યાજકોએ સર્વ ઇસ્રા-
એલને કહ્યું કે, હે ઇસ્રાએલ, ચુપચુપ રહીને સાભળ;
આજે તું યહોવાહ તારા દેવની પ્રજા થયો છે ૧૦ એ
માટે તારે યહોવાહ તારા દેવની વાણી માનવી, ને
તેની આજ્ઞાઓ તથા તેના વિધિઓ, જે આજ હુ
તને ફરમાવુ છુ, તેઓનો અમલ કરવો
૧૧ અને તેજ દિવસે મુસાએ લોકોને આજ્ઞા
આપીને કહ્યું કે, ૧૨ તમે જ્યારે યરદનને પાર નિકળી
રહો; ત્યારે લોકોને આશીર્વાદ દેવા સારૂ શિમઓન
તથા લેવી તથા યહુદાહ તથા ઇસ્સાખાર તથા યુસફ
તથા બિન્યામીન એઓ ગરીઝીમ પર્વત પર ઉભા
રહે, ૧૩ ને રેઉબેન, ગાદ તથા આશેર તથા ઝબુલૂન,
દાન તથા નાફતાલી એઓ શાપ [દેવા] માટે
એબાલ પર્વત ઉપર ઉભા રહે ૧૪ અને લેવીઓ
ઉત્તર આપતા ઇસ્રાએલના સર્વ માણસોને મોટા
ઘાંટો પાડીને કહે કે,
૧૫ જે માણસ કોતરેલી કે ગાળેલી [ધાતુની]
એટલે કારીગરના હાથે બનેલી મૂર્તિ, જે યહોવાહને
અમગળ લાગે છે, તે બનાવીને તેને ગુપ્તમા ઉભી
કરે તે શ્રાપિત હો ત્યારે સર્વ લોકો ઉત્તર આપતા
કહે, આમેન
૧૬ જે પોતાના બાપને કે પોતાની માને તુચ્છ કરે
તે શ્રાપિત હો ત્યારે સર્વ લોકો કહે, આમેન
૧૭ જે પોતાના પડોશીની જમીનનું ખાણુ ખસેડે
તે શ્રાપિત હો ત્યારે સર્વ લોકો કહે, આમેન
૧૮ જે આંધળાને માર્ગથી ભટકાવે તે શ્રાપિત હો
ત્યારે સર્વ લોકો કહે, આમેન
૧૯ જે પરદેશીનો, અનાથનો, તથા વિધવાનો
ન્યાય મરડે તે શ્રાપિત હો ત્યારે સર્વ લોકો કહે,
આમેન
૨૦ જે પોતાના બાપની સ્ત્રી સાથે કુકર્મ કરે તે
શ્રાપિત હો, કેમકે તેણે પોતાના બાપની નગ્નતા
ઉઘાડી કીધી છે ત્યારે સર્વ લોકો કહે, આમેન
૨૧ જે કોઇ પણ જાતના જાનવરની સાથે કુકર્મ કરે
તે શ્રાપિત હો ત્યારે સર્વ લોકો કહે, આમેન.
૨૨ જે પોતાની બહેન સાથે, એટલે પોતાના
બાપની દીકરી કે પોતાની માની દીકરી સાથે, કુકર્મ
કરે તે શ્રાપિત હો। ત્યારે સર્વ લોકો કહે, આમેન
૨૩ જે પોતાની સાસુની સાથે કુકર્મ કરે તે શ્રાપિત
હો ત્યારે સર્વ લોકો કહે, આમેન
૨૪ જે પોતાના પડોસીને ગુપ્ત રીતે મારે તે
શ્રાપિત હો ત્યારે સર્વ લોકો કહે, આમેન
૨૫ જે નિરપરાધીની હત્યા કરવાને લાંચ લે તે
શ્રાપિત હો. ત્યારે સર્વ લોકો કહે, આમેન
૨૬ જે આ નિયમના શબ્દોને પાળીને તેમને મજુર
ન કરે તે શ્રાપિત હો ત્યારે સર્વ લોકો કહે, આમેન

૨૮ અને જો તું યહોવાહ તારા દેવની વાણી
ખતથી સાભળીને, જે તેની આજ્ઞાઓ હુ
આજ તને આપુ છુ, તે સર્વ પાળીને તેમને અમલમા
આણશે, તો એમ થશે કે યહોવાહ તારો દેવ પૃથ્વીની
સર્વ દેશજાતિઓ કરતા તને શ્રેષ્ઠ કરશે, ૨ અને જો
તું યહોવાહ તારા દેવની વાણી સાભળશે તો આ
સર્વ આશીર્વાદ તારા પર આવશે ને તને પ્રાપ્ત થશે
૩ નગરમા તું આશીર્વાદિત થશે, ને ખેતરમા તું
આશીર્વાદિત થશે ૪ તારા પેટનુ ફળ, તથા તારી
ભૂમિનુ ફળ તથા તારા ઢોરનુ ફળ, એટલે તારી
ગાયોનો વિસ્તાર તથા તારા ઘેટાબકરાના બચ્ચા,
આશીર્વાદિત થશે ૫ તારી ટોપલી તથા તારી કથરોટ
આશીર્વાદિત થશે ૬ તું અંદર આવતા આશીર્વાદિત
થશે ને બહાર જતાં આશીર્વાદિત થશે ૭ તારા
શત્રુઓ, જેઓ તારી સામા ચઢી આવે છે તેઓને,
યહોવાહ તારી આગળથી માર ખવડાવશે; તેઓ
તારી સામે એક માર્ગે ચઢી આવશે ને તારી સામેથી
સાત માર્ગે નાસી જશે ૮ યહોવાહ તારી વખારોમાં
ને જે સર્વમા તું તારો હાથ ઘાલે છે તેમા તારા પર
આશીર્વાદ ફરમાવશે; ને જે દેશ યહોવાહ તારો
દેવ તને આપે છે તેમા તે તને આશીર્વાદ દેશે. ૯ જો
તું યહોવાહ તારા દેવની આજ્ઞાઓ પાળીને તેના
માર્ગોમા ચાલશે, તો, જેમ યહોવાહે તારી આગળ
સમ ખાધા છે તેમ, તે તને પોતાની પવિત્ર પ્રજા
તરીકે સ્થાપશે ૧૦ અને પૃથ્વીના સર્વ લોક જોશે કે,
યહોવાહના નામપરથી તારૂ નામ પડેલુ છે; ને તેઓ
તારાથી બીશે ૧૧ અને જે દેશ તને આપવાને યહો-
વાહે તારા પિતૃઓ આગળ સમ ખાધા, તેમા તારા
પેટના ફળ વિષે, તથા તારા ઢોરના ફળ વિષે, તથા
તારી ભૂમીના ફળ વિષે યહોવાહ તારૂ પુષ્કળ હિત
કરશે. ૧૨ તારા દેશપર તેની મોસમમા વરસાદ
મોકલવા સારૂ, અને તારા હાથના સર્વ કામોને

આશીર્વાદ આપવા સારૂ, યહોવાહ તારે સારૂ પોતાનો
સારો ભંડાર, એટલે આકાશ, ઉઘાડશે, ને તું ઘણી
દેશજાતિઓને ઉછીનું આપશે પણ તું ઉછીનું લેશે
નહિ ૧૩ અને યહોવાહ તને શિર બનાવશે, પણ
પુચ્છ નહિ, ને તું માત્ર ઉપર રહેશે ને તળે નહિ
રહેશે, જો યહોવાહ તારા દેવની આજ્ઞાઓ જે આજ
હું તને ફરમાવું છું તેઓને તું લક્ષ દઇને પાળશે તથા
અમલમા આણશે, ૧૪ ને જે વચનો આજ હું તને
ફરમાવું છું, તેઓમાના કોઇથી જો તું જમણે કે ડાબે
ફરી જઇને અન્ય દેવોની સેવા કરવા તેઓની પાછળ
જઇશ નહિ, તો [એમ થશે]
૧૫ પણ જો યહોવાહ તારા દેવની વાણી ન સાંભ
ળતા જે સર્વ તેની આજ્ઞાઓ તથા તેના વિધિઓ હું
આજ તને આપું છું, તેઓને તું પાળીને અમલમા નહિ
આણશે, તો એમ થશે કે, આ સર્વ શ્રાપ તારા પર
આવશે ને તને પ્રાપ્ત થશે ૧૬ તું નગરમા શ્રાપિત
થશે ને તું ખેતરમા શ્રાપિત થશે ૧૭ તારી ટોપલી
તથા તારી કથરોટ શ્રાપિત થશે ૧૮ તારા પેટનું ફળ
તથા તારી ભૂમિનું ફળ, તારી ગાયોનો વિસ્તાર તથા
તારા ઘેટાંબકરાના બચ્ચા શ્રાપિત થશે ૧૯ તું અંદર
આવતા શ્રાપિત થશે ને તું બહાર જતા શ્રાપિત થશે
૨૦ અને જે સર્વ કામ કરવામા તું હાથ ઘાલશે, તેમા
યહોવાહ તારા પર શ્રાપ તથા હાર તથા ધમકી મોક-
લશે, જ્યા સુધી કે જે ભુંડા કામથી તેં મારો ત્યાગ
કીધો છે તેથી તારો સંહાર થાય, ને તું જલદી નાશ
પામે. ૨૧ જે દેશમા તું તેનું વતન પામવા સારૂ જાય
છે તેમાંથી યહોવાહ તારો નાશ કરે, ત્યા સુધી તે
તારા પર મરકી લાગુ કરી રાખશે. ૨૨ યહોવાહ તને
ક્ષય રોગથી તથા તાવથી તથા સોજાથી તથા ઉષ્ણ
તાપથી તથા તરવારથી તથા લૂથી તથા ફૂગથી મારશે,
ને તારો નાશ થતા સુધી તેઓ તારી પાછળ લાગશે
૨૩ અને તારા માથા ઉપરનું આકાશ પિત્તળ જેવું
થશે, ને તારી તળેની જે ભૂમિ તે લોઢા જેવી થશે
૨૪ યહોવાહ તારા દેશના વરસાદને બદલે ભૂકો તથા
ધૂળ વર્ષાવશે, તું નાશ પામે ત્યા સુધી તે આકાશથી
તારા પર વરસશે ૨૫ યહોવાહ તારા શત્રુઓની સામે
તને માર ખવડાવશે, તું એક માર્ગે તેઓની સામે
ચઢી જઇશ ને સાત માર્ગોએ તેઓની સામેથી નાસી
જઇશ, ને પૃથ્વીના સર્વ રાજ્યોમા તું અહીંથી તહીં
ફેંકાફેંક કરાશે. ૨૬ અને તારી લાસ સર્વ ખેચર પક્ષી
ઓનો તથા પૃથ્વીના સર્વ પશુઓનો ખોરાક થશે, ને
તેઓને હાંકી મેલનાર કોઇ નહિ હશે ૨૭ યહોવાહ
તને મિસરના ગુમડાથી તથા ગાંઠિયા રોગથી તથા
રક્તપિત્તથી તથા ખસથી મારશે, ને તેઓમાથી તું
સાજો થઇ શકશે નહિ ૨૮ યહોવાહ તને ઘેલાપણાથી
તથા અંધાપાથી તથા મનના ગભરાટથી મારશે,
૨૯ અને જેમ આંધળો અંધારામા ફાંફાં મારે છે, તેમ
તું ખરે બપોરે ફાંફાં મારશે, ને તારા માર્ગોમા તું
સફળ નહિ થશે, ને તું કેવળ જુલમને તથા લૂંટને
સ્વાધીન થશે, ને તને બચાવનાર કોઇ નહિ હોય
૩૦ તું બાયડીની સાથે સગાઇ કરશે ને બીજો પુરૂષ
તેનો ઉપભોગ કરશે, તું ઘર બાંધશે પણ તું તેમાં
રહેશે નહિ, તું દ્રાક્ષવાડી રોપશે પણ તેનું ફળ તારા
કામમા આવશે નહિ ૩૧ તારી નજર આગળ તારો
બળદ કાપી નખાશે ને તેનું [માંસ] તું નહિ ખાશે,
તારો ગધેડો તારી આગળથી બળાત્કારે લઇ જવામા
આવશે ને તે તને પાછો નહિ અપાશે, તારૂં ઘેટું તારા
શત્રુઓને આપવામા આવશે, ને તને બચાવવાને કોઇ
નહિ હશે ૩૨ તારા દીકરા ને તારી દીકરીઓ બીજા
લોકોને અપાશે, ને તારી આંખો જોશે, ને તેઓને
સારૂ આખો દિવસ ઝુરીઝુરીને તારી આંખો ઝાંખી
થઇ જશે, ને તારા હાથનું બળ છેક લોપ થશે.
૩૩ તારી ભૂમિનું ફળ તથા તારી સર્વ મહેનતનું ફળ, જે
દેશજાતિને તું ઓળખતો નથી તે ખાઇ જશે, ને તું
સર્વદા કેવળ જુલમ વેઠશે તથા કચરી નખાશે, ૩૪ ને
જે દેખાવ તારી આંખો દેખશે તેને લીધે તું ઘેલો
બની જશે ૩૫ તારા પગના વળિયાથી તે તારા
માથાના તાલકા સુધી પીડાકારક તથા અસાધ્ય ગુમ-
ડાથી યહોવાહ તને ઘુટણોમા તથા ટાંટિયામા મારશે
૩૬ યહોવાહ તને તથા જે રાજા તું તારા પર ઠરાવીશ
તેને, જે દેશજાતિને તું તેમજ તારા પિતૃઓ ઓળખતા
નથી, તેની પાસે લાવશે, ને ત્યા તું લાકડા તથા
પથ્થરના અન્ય દેવોની સેવા કરશે ૩૭ અને જે સર્વ
પ્રજાઓમા યહોવાહ તને લઇ જશે તેઓ મધ્યે તું
અચંબા તથા કહેવત તથા કહાણીરૂપ થશે, ૩૮ તું
ખેતરમા ઘણું બી લઇ જશે ને થોડી ફસલ ઘેર લાવશે,
કેમકે તીડ તેને ખાઇ જશે ૩૯ તું દ્રાક્ષવાડીઓને
રોપશે ને તેને કેળવશે પણ તું તેનો દ્રાક્ષરસ પીશે
નહિ અથવા [દ્રાક્ષો] વીણશે નહિ, કેમકે કાતરા તેને
ખાઇ જશે ૪૦ તારી સર્વ સીમોમા તારા જૈતવૃક્ષ હશે

પણ તું તેનું તેલ પોતાને શરીરે ચોળવા નહિ પામશે,
કેમકે તારા જૈતવૃક્ષનાં ફળ ખરી પડશે ૪૧ તારે પેટે
દીકરા દીકરીઓ થશે પણ તેઓ તારા નહિ થશે,
કેમકે તેઓ ગુલામીમા જશે ૪૨ તારા સર્વ ઝાડ ને
તારી જમીનનું ફળ તીડોનું [ભક્ષ] થશે ૪૩ તારી
મધ્યેનો પરદેશી તારા કરતા વધારે ને વધારે ઉંચો
થતો જશે, પણ તું વધારે ને વધારે નીચો થતો જશે
૪૪ તે તને ધીરશે પણ તું તેને ધીરશે નહિ; તે શિર
થશે ને તું પુછડી થશે ૪૫ અને તારો નાશ થતાં લગી
આ સર્વે શ્રાપો તારા પર આવશે ને તારી પાછળ
લાગશે ને તને પકડી પાડશે; કેમકે તેં યહોવાહ તારા
દેવની વાણી ન સાંભળી ને તેની આજ્ઞાઓ તથા તેના
વિધિઓ, જે તેણે તને ફરમાવ્યા, તેઓને તેં ન
પાળ્યાં, ૪૬ અને તેઓ તારા પર તથા તારા વંશ પર
સદા ચિન્હ તથા ચમત્કારરૂપ થશે; ૪૭ કેમકે સર્વે
વસ્તુઓની પુષ્કળતાને માટે આનંદથી ને હૃદયના
ઉલ્લાસથી તેં યહોવાહ તારા દેવની સેવા કીધી નહિ
૪૮ માટે ભૂખમાં તથા તરસમાં તથા નગ્નતામા તથા
સંપૂર્ણ દરિદ્રતામા તું તારા શત્રુઓ, જેઓને યહોવાહ
તારી વિરૂદ્ધ મોકલશે, તેઓની સેવા કરશે, ને તારો
નાશ કરતા સુધી તે તારી ખાંધ પર લોઢાની ઝુસરી
મુકશે. ૪૯ યહોવાહ આઘેથી, એટલે પૃથ્વીના છેડાથી,
એક દેશજાતિ જેની ભાષા તું સમજશે નહિ તેને ઉડતા
ગરૂડની પેઠે તારી વિરૂદ્ધ લાવશે; ૫૦ એટલે ઘરડા-
ઓને ગણકારશે નહિ ને તારા જુવાનો પર દયા
રાખશે નહિ એવી વિકાળ ચેહેરાવાળી દેશજાતિ
૫૧ અને તે તારા ઢોરઢાંકનુ ફળ તથા તારી ભૂમિનું ફળ
ખાઇને તારૂ સત્યાનાશ વાળશે; વળી તારો વિનાશ
કરતાં સુધી તે તારી પાસે ધાન્ય, દ્રાક્ષરસ, અથવા
તેલ, તારાં ગોપશુઓનો વિસ્તાર, કે તારા ઘેટા
બકરાનાં બચ્ચા રહેવા નહિ દેશે. ૫૨ અને તારા
આખા દેશમાના તારા જે ઉંચા ને કિલ્લાવાળા કોટ, જે
પર તું ભરોસો રાખતો હતો, તેઓ પડી જતા સુધી
તે તારી સર્વ ભાગળોમા તારી આસપાસ ઘેરો
ઘાલશે; ને તારો આખો દેશ, જે યહોવાહ તારા દેવે
તને આપ્યો છે, તેમાં તારી સર્વ ભાગળોમા તે તારી
આસપાસ ઘેરો ઘાલશે. ૫૩ અને જે ઘેરાથી તથા સક-
ડાસથી તારા શત્રુઓ તને સકડાવશે, તેમા તું પોતા-
નાજ પેટનું ફળ, એટલે તારા દીકરા તથા દીકરીઓ
જેઓને યહોવાહ તારા દેવે તને આપ્યા છે, તેઓનું
માંસ ખાશે ૫૪ તમારામાનો જે કોમળ તથા બહુ
નાજુક પુરૂષ છે તેની આંખ પોતાના ભાઇની ભણી,
ને પોતાની પ્રાણપ્રિય સ્ત્રી ભણી, ને પોતાનાં બાકી
રહેલા છોકરાં ભણી, ભુંડી થશે; ૫૫ એવી કે જે
પોતાના છોકરાને તે ખાતો હશે તેમનું માંસ તેઓ-
માના કોઇને તે નહિ આપશે, કેમકે જે ઘેરાથી તથા
સકડાસથી તારી સર્વ ભાગળોમા તારા શત્રુઓ તને
સકડાવશે, તેમા તેની પાસે પોતાને માટે કાંઇ રહ્યું
નહિ હશે. ૫૬ તમારામાની કોમળ તથા નાજુક સ્ત્રી,
કે જે કોમળતાને તથા નાજુકપણાને લીધે પોતાના
પગની પાની જમીન પર મુકવાની હિમ્મત ચલાવી
શકતી નહિ હોય, તેની આંખ પોતાના દિલોજાન
ધણીની ભણી, તથા પોતાના દીકરાની ભણી, તથા
પોતાની દીકરીની ભણી; ૫૭ તથા પોતે જણેલા નાના
બાળકની ભણી, તથા પોતે જણવાની હોય તે છોકરાં
ભણી, ભુંડી થશે, કેમકે જે ઘેરાથી તથા સકડાસથી
તારા શત્રુઓ તારી ભાગળોમા તને સકડાવશે, તેમા
સર્વ વસ્તુની અછતને લીધે તે ગુપ્ત રીતે તેઓને
ખાશે ૫૮ જો આ નિયમના સર્વ શબ્દો જે આ
પુસ્તકમા એ માટે લખેલા છે કે, **યહોવાહ તારો
દેવ**, એ ગૌરવી તથા ભયંકર નામથી તું બીએ, તે તું
પાળીને અમલમા નહિ આણે, ૫૯ તો યહોવાહ તારી
મરકીઓને તથા તારા વંશની મરકીઓને, ચમત્કારી,
એટલે મોટી તથા લાંબા વખતની મરકીઓ, તથા
ભારે તથા ઘણા ટકાઉ રોગ કરશે. ૬૦ અને તે મિસ-
રના સર્વ રોગ, જેથી તું ડરતો હતો, તે તારા પર
ફરીથી લાવશે, ને તેઓ તને વળગી રહેશે ૬૧ વળી
હરેક રોગ તથા હરેક મરકી, જે આ નિયમના પુસ્ત-
કમા લખેલા નથી, તેઓને તું નાશ પામે ત્યાં સુધી
યહોવાહ તારા પર લાવશે ૬૨ અને તમે ગણત્રીમાં
આકાશના તારા જેટલા બધા હતા તેને ઠેકાણે તમે
થોડાજ બાકી રહેવા પામશો; કેમકે તેં યહોવાહ
તારા દેવની વાણી ન સાંભળી ૬૩ અને એમ થશે કે
જેમ યહોવાહ તમારૂ ભલુ કરવામા ને તમારી વૃદ્ધિ
કરવામા તમારા પર હરખાતો હતો, તેમ યહોવાહ
તમારો નાશ કરવામા તથા તમારો સંહાર કરવામા
તમારા પર હરખાશે, ને જે દેશમા વતન પામવા
તું જાય છે તેમાંથી તે તમને ઉખેડી નાખશે. ૬૪ અને
યહોવાહ તને પૃથ્વીના એક છેડાથી તે છેક બીજા છેડા
સુધી સર્વ લોકોમા વિખેરી નાખશે, ને ત્યાં પત્થર

તથા લાકડાના અન્ય દેવો, જેઓનો તેં કે તારા
પિતૃઓએ અનુભવ કીધો નથી, તેઓની સેવા તું
કરશે ૬૫અને એ દેશજાતિઓમા તને કાઇ ચૈન
નહિ પડશે, ને તારા પગના તળિયાને કાઇ આરામ
નહિ મળશે, પણ યહોવાહ તને ત્યા કંપિત હૃદય
તથા ધુંધળી આંખો તથા ઝુરતું મન આપશે, ૬૬અને
તારો જીવ તારી આગળ દહેશતમા લટક્યા કરશે,
ને તું રાત દહાડો બીતો રહેશે, ને તારા જીવનો તને
કંઇ ભરોસો નહિ રહેશે, ૬૭તારા મનમા જે બીક
લાગશે તેને લીધે, ને તારી આંખોથી જે દેખાવ તું
જોશે તેને લીધે, સવારમા તું કહેશે કે, ઇશ્વર કરે ને
સાંજ પડે! ને સાંજે તું કહેશે કે, ઇશ્વર કરે ને સવાર
થાય! ૬૮અને જે માર્ગ વિષે મેં તને કહ્યુ હતું કે,
તારે તેને ફરીથી કદી ન જોવો, તે માર્ગે વહાણોવડે
યહોવાહ તને ફરીથી મિસરમા આણશે, અને ત્યા
તમે દાસો તથા દાસીઓ થવા સારૂ તમારા શત્રુઓને
ત્યા પોતાને વેચશો, ને તમને કોઇ ખરીદશે નહિ

૨૯ હોરેબમા જે કરાર યહોવાહે ઇસ્રાએલપુ
ત્રોની સાથે કીધો, તે શિવાય મોઆબ
દેશમા તેઓની સાથે જે કરાર કરવાની આજ્ઞા તેણે
મુસાને આપી, તેના શબ્દો આ છે

૨ અને મુસાએ સર્વ ઇસ્રાએલને બોલાવીને તેઓને
કહ્યુ, યહોવાહે તમારી નજર આગળ મિસર દેશમા
ફારૂન પર તથા તેના સર્વ સેવકો પર તથા તેના
આખા દેશ પર જે સર્વ કીધુ તે તમે દીઠુ છે, ૩એટલે
તારી આંખોએ જોએલા મોટા પરીક્ષણો, ચિન્હો,
તથા તે મોટા ચમત્કારો ૪પણ યહોવાહે તને સમ
જાક હૃદય, તથા દેખતી આંખો, તથા સાંભળતા કાનો,
આજદીન સુધી આપ્યા નથી ૫અને મેં તમને ચાળીસ
વર્ષ અરણ્યમા દોર્યા, તમારા અંગપરના વસ્ત્રો જૂના
થયા નથી, ને તારા પગમાનો જોડો જૂનો થયો નથી
૬તમે રોટલી ખાધી નથી ને તમે દ્રાક્ષરસ કે મદ્ય
પીધા નથી, એ માટે કે તમે જાણો કે, હુ યહોવાહ
તમારો દેવ છુ ૭અને જ્યારે તમે આ ઠેકાણે આવ્યા
ત્યારે હેશ્બોનનો રાજા સીહોન તથા બાશાનનો રાજા
ઓગ આપણી સામા લડાઇ કરવા નિકળી આવ્યા,
ને આપણે તેઓને માર્યા. ૮અને આપણે તેઓનો
દેશ લઇ લીધો ને તે રેઉબેનીઓને, તથા ગાદીઓને,
તથા મનાશ્શેહના અર્ધા કુળને વતનને સારૂ આપ્યો.
૯માટે આ કરારના શબ્દો પાળો ને અમલમા આણો,
એ માટે કે તમે જે સર્વ કરો છો તેમા સફળ થાઓ

૧૦આજ તમે સર્વ યહોવાહ તમારા દેવ આગળ
ઉભા છો, તમારા મુખ્યો, તમારા કુળો, તમારા
વડીલો, તથા તમારા સરદારો, એટલે સર્વ ઇસ્રાએલી
માણસો, ૧૧તમારા બાળકો, તમારી સ્ત્રીઓ, તથા
તારી છાવણીઓ મધ્યેનો પરદેશી, તારા લાકડા
કાપનારથી માંડીને પાણી ભરનાર સુધી, તમે સર્વ
ઉભા છો ૧૨એ માટે કે યહોવાહ તારા દેવનો કરાર,
તથા તેની જે પ્રતિજ્ઞા યહોવાહ તારો દેવ આજ તારી
આગળ કરે છે, તે તું માથે લે, ૧૩કે તે આજે પોતાની
પ્રજા તરીકે તને સ્થાપે, ને જેમ તેણે તને કહ્યું હતું,
તથા જેમ તેણે તારા પિતૃઓની સાથે, એટલે ઇબ્રા
હિમની સાથે, ઇસ્હાકની સાથે, તથા યાકૂબની સાથે
સમ ખાધા હતા, તેમ તે તમારો દેવ થાય ૧૪અને
હુ એકલા તમારીજ સાથે આ કરાર કરતો તથા આ
સમ ખાતો નથી, ૧૫પરંતુ જે આજે આપણી સાથે
યહોવાહ આપણા દેવની આગળ ઉભો રહેલો હશે
તેની સાથે, તેમજ જે આજ અહીં આપણી સાથે
નહિ હોય તેની સાથે પણ, ૧૬(કેમકે આપણે
મિસર દેશમા કેવી રીતે રહેતા હતા, ને જે દેશજાતિ-
ઓમા થઇને તમે પસાર થયા તેઓની મધ્યે થઇને
આપણે કેવી રીતે આવ્યા એ તમે જાણો છો,
૧૭અને તમે તેઓના અમંગળ કર્મોને, તથા તેઓની
લાકડાની તથા પત્થરની, રૂપાની તથા સોનાની
મૂર્તિઓ જે તેઓમા હતી, તેઓને તમે જોયા છે),
૧૮[એ કરાર તથા પ્રતિજ્ઞા કરૂ છુ] રખે તમારામા
કોઇ પુરૂષ કે સ્ત્રી કે કુટુંબ કે કુળ એવુ હોય, કે
જેના હૃદય આજે યહોવાહ તમારા દેવ તરફથી ફરી
જઇને એ દેશજાતિઓના દેવોની સેવા કરવાને જાય,
રખે પિત્ત તથા કડવાશરૂપી જડ તમારામાં હોય,
૧૯ અને જ્યારે તે આ શ્રાપની વાતો સાંભળે ત્યારે,
રખેને એમ થાય કે તે પોતાના હૃદયમા પોતાને
મુબારકબાદી આપીને કહે, હુ મારા હૃદયના હઠીલા-
પણામા ચાલુ, ને સુકા સાથે લીલાનો નાશ કરૂ તો
પણ મને શાંતિ થશે ૨૦યહોવાહ તેને માફ નહિ
કરે, પણ યહોવાહનો કોપ તથા તેનો જુસ્સો તે
માણસ પર બળી ઉઠશે, અને આ પુસ્તકમા જે સર્વ
શ્રાપ લખેલા છે તે તેના પર આવી પડશે, ને
યહોવાહ તેનું નામ આકાશ તળેથી ભુંસી નાખશે

૨૧અને નિયમના આ પુસ્તકમાં લખેલા કરારના
સર્વ શ્રાપો પ્રમાણે યહોવાહ તેને ઇસ્રાએલનાં સર્વ
કુળમાંથી અકલ્યાણને સારૂ જુદો કરશે. ૨૨અને
તમારી પાછળ થનાર તમારાં છોકરાંની આવતી પેઢી,
તથા દૂર દેશથી આવનાર પરદેશી આ દેશની મર-
કીઓ તથા યહોવાહે તેને લાગુ પાડેલા રોગો જોશે,
૨૩ને [જાણશે] કે સદોમ તથા ગમોરાહ, આદમાહ
તથા સબોઇમ, જેઓનો સંહાર યહોવાહે પોતાના
કોપથી તથા પોતાના ક્રોધથી કીધો, તેના નાશની
પેઠે આખો દેશ ગંધક તથા ખારરૂપ તથા બળતો
થયો છે, તે વવાતો નથી તથા તેમાં કાંઇ ઉપજતું
નથી, તથા તેમાં કાંઇ ઘાસ ઉગતું નથી. ૨૪ત્યારે
સર્વ દેશજાતિઓ પુછશે કે, યહોવાહે આ દેશ પર
આમ કેમ કીધું હશે? આ મહા કોપના ઉત્તાપનું
શું કારણ છે? ૨૫ત્યારે લોકો કહેશે, એનું કારણ
એ છે કે તેઓના પિતૃઓનો દેવ યહોવાહ તેઓને
મિસર દેશમાંથી કાઢી લાવ્યો, ત્યારે તેનો જે કરાર
તેણે તેઓની સાથે કીધો હતો, તેનો તેઓએ ત્યાગ
કીધો; ૨૬ને બીજા દેવો કે જેઓને તે જાણતા
નહોતા તથા જેઓને તેણે તેઓને આપ્યા નહોતા,
તેઓની સેવા તથા તેઓનું ભજન તેઓએ કીધું
૨૭માટે યહોવાહનો કોપ આ દેશ પર સળગીને તે
આ પુસ્તકમાં લખેલા સર્વ શ્રાપો આ દેશ-પર લાવ્યો
છે ૨૮અને યહોવાહે પોતાના કોપમાં તથા ક્રોધમાં
તથા ઘણા રોષમાં તેઓને તેઓના દેશમાંથી ઉખેડી
નાખ્યા, ને બીજા દેશમાં કાઢી મુકયા, જેમ આજ છે
તેમ. ૨૯મર્મો યહોવાહ આપણા દેવનાં છે, પણ પ્રગટ
કરેલી વાતો સદા આપણી તથા આપણાં સંતાનોની
છે, કે આપણે આ નિયમનાં સર્વ વચનો પાળીએ.

૩૦ અને એમ થશે કે, જ્યારે આ સર્વ વાતો,
એટલે જે આશીર્વાદ તથા શ્રાપ મેં તારી
આગળ ધર્યા છે, તેઓ તારા પર આવશે, ને જે સર્વ
દેશોમાં યહોવાહ તારા દેવે તને હાંકી મુકયો હશે
તેઓમાં તું તે [વાતોને] સંભારીને, ૨યહોવાહ તારા
દેવની પાસે તું પાછો આવશે, ને જે સર્વ આજ્ઞાઓ
હું આજ તને આપું છું, તે પ્રમાણે તું તથા તારાં
છોકરાં તારા પુરા હૃદયથી તથા તારા પુરા જીવથી
તેની વાણી સાંભળશો; ૩તો યહોવાહ તારો દેવ
તારી ગુલામી ફેરવી નાખશે, ને તારા પર દયા કરશે,
ને પાછો આવીને જે સર્વ લોકોમાં યહોવાહે તને વેરી
નાખ્યો હશે તેઓમાંથી તને એકઠો કરશે. ૪જો
તારામાંના દેશ બહાર કરાએલામાંનો કોઇ આકા-
શના છેડા સુધી હશે, તો ત્યાંથી યહોવાહ તારો દેવ
તને એકઠો કરીને તને ત્યાંથી લાવશે; ૫ને જે દેશના
માલિક તારા પિતૃઓ હતા તેમાં યહોવાહ તારો દેવ
તને લાવશે, ને તું તેનો માલિક થશે, ને તે તારૂં ભલું
કરશે, ને તારા પિતૃઓ કરતાં તને વધારશે. ૬વળી
હૃદયની તથા તારાં સંતાનનાં હૃદયની યહોવાહ તારો
દેવ સુનત કરશે એ માટે કે તું યહોવાહ તારા દેવ પર
તારા પુરા હૃદયથી તથા તારા પુરા જીવથી પ્રેમ કરે,
ને એમ તું જીવે. ૭અને યહોવાહ તારો દેવ આ સર્વ
શ્રાપો તારા શત્રુઓ તથા તારા દ્વેષકો કે જેઓએ
તને સતાવ્યો, તેઓના પર મુકશે ૮અને તું પાછો
આવીને યહોવાહની વાણી સાંભળશે ને તેની જે સર્વ
આજ્ઞાઓ હું આજ તને ફરમાવું છું તે તું પાળશે.
૯અને યહોવાહ તારો દેવ તારા હાથનાં સર્વ કામમાં,
તારા પેટના ફળમાં, ને તારાં પશુઓના ફળમાં, ને
તારી ભૂમિના ફળમાં, હિતાર્થે તને પુષ્કળતા આપશે;
કેમકે જેમ યહોવાહ તારા પિતૃઓ પર પ્રસન્ન હતો
તેમ તે ફરી તારા પર ભલાને માટે પ્રસન્ન થશે.
૧૦એટલે તું યહોવાહ તારા દેવની વાણી સાંભળીને
તેની જે આજ્ઞાઓ, તથા તેના જે વિધિઓ, આ
નિયમશાસ્ત્રના પુસ્તકમાં લખેલા છે, તેઓને પાળશે,
ને તું તારા પુરા હૃદયથી તથા તારા પુરા જીવથી
યહોવાહ તારા દેવની ભણી ફરશે તો [એમ થશે].

૧૧કેમકે એ આજ્ઞા જે આજે હું તને ફરમાવું છું,
તે તારી શક્તિ ઉપરાંત અઘરી નથી, ને તારાથી ઘણી
વેગળી નથી. ૧૨તે આકાશમાં નથી કે તું કહે, કોણ
અમારે માટે આકાશ ઉપર ચઢીને તે અમારી પાસે
લાવીને અમને સંભળાવે કે અમે તે પાળીએ? ૧૩વળી
તે સમુદ્રને પેલે પાર નથી કે તું કહે, કોણ અમારે
સારૂ સમુદ્રને પાર જઇને તે અમારી પાસે લાવીને
અમને તે સંભળાવે કે અમે તે પાળીએ? ૧૪પણ તે
વચન તારી પાસે જ, એટલે તારા મુખમાં તથા તારા
હૃદયમાં છે, કે તું તે પાળે.

૧૫જો, મેં આજ તારી આગળ જીવન તથા ભલું,
ને મરણ તથા ભુંડું ધર્યાં છે. ૧૬તે એ કે આજ હું
તને યહોવાહ તારા દેવ પર પ્રેમ રાખવાની, તેના
માર્ગોમાં ચાલવાની, ને તેની આજ્ઞાઓ તથા તેના
વિધિઓ તથા તેના ઠરાવો પાળવાની આજ્ઞા આપું

છુ, કે તું જીવે ને વધે, ને જે દેશનુ વતન પામવા તું
અંદર જાય છે, તેમા યહોવાહ તારો દેવ તને આશી
ર્વાદ આપે ૧૭ પણ જો તારૂ હૃદય ભટકી જશે, ને તું
નહિ સાંભળે, ને અવળો આકર્ષાઇને અન્ય દેવોનુ
ભજન તથા તેઓની સેવા કરશે, ૧૮ તો હુ આજ
તને જાહેર કરૂ છુ કે, તમે જરૂર મરશો, ને જે દેશનુ
વતન પામવાને તું યરદન ઉતરીને જાય છે, તેમા તમે
ઘણા દિવસ નહિ કાઢશો ૧૯ હુ આજ આકાશને
તથા પૃથ્વીને તમારી સામે સાક્ષી રાખુ છું, કે મે આજે
તારી આગળ જીવન તથા મરણ, આશીર્વાદ તથા શાપ
મુકયા છે, માટે જીવન પસંદ કર કે તું તથા તારા
સંતાન જીવો ૨૦ યહોવાહ તારા દેવ પર પ્રીતિ રાખ
વાનુ, તેની વાણી સાંભળવાનુ, ને તેને વળગી રહેવાનુ
[પસંદ કર] કેમકે તે તારૂ જીવન તથા તારા આયુ
ષ્યની વૃદ્ધિ છે, કે જે દેશ તારા પિતૃઓને, એટલે
ઇબ્રાહીમને, ઇસ્હાકને તથા યાકૂબને આપવાને યહો-
વાહે તેઓની પાસે સમ ખાધા, તેમા તું વાસો કરે

૩૧ અને મુસાએ જઇને સર્વ ઇસ્રાએલને આ
વચનો કહ્યા. ૨ અને તેણે તેઓને કહ્યુ કે,
હુ આજે એકસો વીસ વર્ષની ઉમરનો થયો છુ, હુ
હવે પછી બહાર માંહે જાઆવ કરી શકતો નથી,
ને યહોવાહે મને કહ્યું છે કે, તું આ યરદનને પાર
જવા પામશે નહિ. ૩ યહોવાહ તારો દેવ તે તારી
આગળ પાર જશે, તે તારી સામેથી આ દેશજાતિ
ઓનો નાશ કરશે, ને તું તેઓનુ વતન પામશે, જેમ
યહોવાહે કહ્યું છે તેમ યહોશુઆ તારી આગળ પેલે
પાર જશે. ૪ અને યહોવાહ અમોરીઓના રાજા
સીહોન તથા ઓગ, તથા તેઓનો દેશ કે જેમનો
તેણે નાશ કીધો, તેમના જેવો તેઓને કરશે. ૫ અને
યહોવાહ તમારી આગળ તેઓને તમારા હાથમા
સોપશે, કે જે સર્વ આજ્ઞા મે તમને ફરમાવી છે તે
પ્રમાણે તમે તેઓને કરો ૬ બળવંત તથા હિમ્મતવાન
થાઓ, બીહો મા, ને તેઓથી ભયભીત ન થાઓ,
કેમકે જે તારી સાથે જાય છે તે યહોવાહ તારો દેવ
છે, તને તે છોડશે નહિ ને તને તજશે નહિ ૭ અને
મુસાએ યહોશુઆને બોલાવીને સર્વ ઇસ્રાએલના
દેખતા તેને કહ્યું કે, તું બળવાન તથા હિમ્મતવાન
થા, કેમકે જે દેશ આ લોકોને આપવાને યહોવાહે
તેઓના પિતૃઓની આગળ સમ ખાધા છે, તેમા તું
તેઓની સાથે જશે, ને તું તેઓને તે દેશનો વારસો
અપાવશે ૮ અને જે તારી આગળ જાય છે તે તો
યહોવાહ છે, તે તારી સાથે રહેશે, તે તને છોડશે
નહિ, તથા તને તજી દેશે નહિ, બીતા મા ને હબકી
જઇશ મા

૯ અને મુસાએ આ નિયમ લખીને યહોવાહનો
કરારકોશ ઉચકનારા લેવીપુત્રો જે યાજકો, તેઓને
તથા ઇસ્રાએલના સર્વ વડીલોને તે આપ્યો ૧૦ અને
મુસાએ તેઓને આજ્ઞા આપીને કહ્યુ કે, [દર] સાત
વર્ષને અંતે છૂટકારાના વર્ષને ઠરાવેલે વખતે, માંડવાના
પર્વમા, ૧૧ જ્યારે સર્વ ઇસ્રાએલ યહોવાહ તારા
દેવની આગળ, જે જગ્યાને તે પસંદ કરશે તેમા રજુ
થવા આવે, ત્યારે સર્વ ઇસ્રાએલની આગળ તેઓના
સાંભળતા તું આ નિયમ વાચજે ૧૨ લોકોને, એટલે
પુરૂષોને તથા સ્ત્રીઓને તથા બાળકોને, તથા તારી
ભાગળોમાનો તારો જે પરદેશી, એઓને એકઠા
કરજે, એ માટે કે તેઓ સાંભળે તથા શિખે, તથા
યહોવાહ તારા દેવથી બીએ ને આ નિયમના સર્વ
વચનો પાળે તથા અમલમા આણે, ૧૩ અને તેઓના
છોકરા જેઓ જાણતા નથી તેઓ સાંભળીને, જે દેશનુ
વતન પામવાને તમે યરદન ઉતરીને ત્યા જાઓ છો,
તેમા, જ્યા સુધી તમે જીવો ત્યા સુધી, યહોવાહ
તારા દેવથી બીવા શિખે

૧૪ અને યહોવાહે મુસાને કહ્યુ કે, જો તારા મર
ણના દિવસ પાસે આવ્યા છે, યહોશુઆને બોલાવ,
ને મુલાકાતમંડપમા તમે હાજર થાઓ, કે હુ તેને
સોપણી કરૂ અને મુસા તથા યહોશુઆ જઇને
મુલાકાતમંડપમા હાજર થયા ૧૫ અને યહોવાહ
તંબુની અંદર મેઘસ્તંભમા દેખાયો, ને તે મેઘસ્તંભ
તંબુદ્વાર પર ઉભો રહ્યો ૧૬ અને યહોવાહે મુસાને
કહ્યુ કે, જો, તું તારા પિતૃઓની સાથે ઉંઘી જશે,
અને આ લોકો ઉઠશે, ને જે દેશમા તેઓ વસવા જાય
છે તેમાના પારકા દેવોની પાછળ વડી જઇને મારો
ત્યાગ કરશે, ને મારો કરાર જે મે તેઓની સાથે કર્યો
છે તે તોડશે ૧૭ પછી તે દિવસે મારો કોપ તેઓ
વિરૂદ્ધ સળગશે, ને હુ તેઓનો ત્યાગ કરીને મારૂ
મુખ તેઓથી સતાડીશ, ને તેઓ ભક્ષ થઇ પડશે,
ને ઘણા દુખ તથા સંકટ તેઓ પર આવશે તેથી તે
દિવસે તેઓ કહેશે કે, આપણો દેવ આપણી મધ્યે
ન હોવાને લીધે આ દુખો આપણા પર આવ્યા નથી
શું? ૧૮ ને તેઓએ અન્ય દેવોની પાછળ ફરી જઇને

જે સર્વ ભુંડુ કીધુ હશે, તેને લીધે હુ જરૂર તે દિવસે
મારૂમુખ તેઓથી સતાડીશ. ૧ તો હવે તમે આ
ગીત પોતાને સારૂ લખો, ને હું તે ઇસ્રાએનપુત્રોને
શિખવ, ને તેઓને મ્હોડે ચઢાવ કે આ ગીત ઇસ્રા
એલપુત્રોની વિરૂદ્ધ મારે સારૂ સાક્ષી થાય ૨૦ કેમકે
જે દૂધ મધની રેલછેલવાળા દેશ વિષે મેં તેઓના
પિતૃઓ આગળ સમ ખાધા તેમા હુ તેઓને લાવીશ
ને તેઓ ખાઇને તથા ધરાઇને પુષ્ટ થશે, ત્યારે તેઓ
અન્ય દેવોની ભણી ફરીને તેઓની સેવા કરશે, ને
મને ધિક્કારશે, ને મારો કરાર તોડશે ૨૧ અને જ્યારે
ઘણા દુ ખ તથા સકટ તેઓ પર આવી પડશે, ત્યારે
એમ થશે કે, આ ગીત સાક્ષીરૂપે તેઓ આગળ શાહેદી
પુરશે, કેમકે તે તેઓના વંશના મુખમાથી ભુલી
જવાશે નહિ કેમકે હાલ પણ, એટલે જે દેશ વિષે
મેં સમ ખાધા તેમા હુ તેઓને લાવુ તે પહેલા, તેઓ
જે કલ્પના કરે છે તે હુ જાણુ છું ૨૨ અને મુસાએ
તેજ દિવસે આ ગીત લખ્યુ ને ઇસ્રાએલપુત્રોને તે
શિખવ્યુ ૨૩ અને તેણે નૂનના દીકરા યહોશુઆને
સોંપણી કરીને કહ્યુ કે, બ ળવાન તથા હિમ્મતવાન થા,
કેમકે ઇસ્રાએલપુત્રોને જે દેશ વિષે મેં તેમની સાથે
સમ ખાધા તેમા તું લાવશે, ને હુ તારી સાથે રહીશ

૨૪ અને જ્યારે મુસા આ નિયમના વચનો અથથી
ઇતિ સુધી પુસ્તકમા લખી રહ્યો, ત્યારે એમ થયુ કે,
૨૫ મુસાએ યહોવાહનો કરારકોષ ઉંચકનારા લેવીઓને
આજ્ઞા આપીને કહ્યુ કે, ૨૬ આ નિયમનુ પુસ્તક લો,
ને યહોવાહ તમારા દેવના કરારકોષની બાજુમા મુકો,
કે તે તારી વિરૂદ્ધ સાક્ષી તરીકે ત્યા રહે ૨૭ કેમકે હુ
તારો દગો તથા તારી હઠીલાઇ જાણુ છુ, જુઓ, હુ
આજે હજી તો જીવતો તથા તમારી સાથે છું, તેમ
છતા તમે યહોવાહની સામે દગાખોર થયા છો, તો
મારા મરણ પછી કેટલા વિશેષ થશો! ૨૮ તમારા
કુળોના સર્વ વડીલોને તથા તમારા અમલદારોને મારી
પાસે એકઠા કરો કે હુ તેઓના સાભળતા આ વચનો
કહુ, ને આકાશ તથા પૃથ્વીને તેઓ વિરૂદ્ધ સાક્ષી
રાખુ ૨૯ કેમકે હુ જાણુ છું કે, મારા મરણ પછી તમે
તદન બગડી જશો, ને જે માર્ગે ચાલવાનુ મેં તમને
ફરમાવ્યુ છે તેથી ભટકી જશો, ને પાછળના દિવસોમા
તમારા પર દુ ખ આવી પડશે, કેમકે યહોવાહની
દૃષ્ટિમા જે ભુડુ તે કરીને તમારા હાથના કામથી તમે
તેને રોષ ચઢાવશો

૩૦ અને મુસાએ ઇસ્રાએલની સર્વ મડળીના સાભ
ળતા આ ગીતના વચનો અથથી ઇતિ સુધી કહી
સંભળાવ્યા

૩૨ ઓ આકાશો, કાન ધરો ને હુ બોલીશ,
ને ઓ પૃથ્વી, મારા મુખની વાતો સાભળ
૨ મારો બોધ વરસાદની પેઠે ટપકશે,
મારી વાતો ઝાકળની પેઠે નિગળશે,
કુમળા ઘાસ પર વરસાદના ઝરમરની પેઠે,
ને વનસ્પતિ પર ઝાપટાની પેઠે [તે પડશે],
૩ કેમકે હુ યહોવાહનુ નામ પ્રગટ કરીશ,
આપણા દેવને તમે મહાત્મ્ય આપો
૪ તે ખડક, તેનુ કામ સપૂર્ણ છે,
કેમકે તેના સર્વ માર્ગો ન્યાયરૂપ છે,
વિશ્વાસુ તથા અન્યાય રહિતનો દેવ,
તે ન્યાયી તથા ખરો છે

૫ તેઓએ પોતાને ભ્રષ્ટ કીધા છે,
તેઓ તેના છોકરા નથી, આ તેઓની એબ છે,
[તેઓ] વિપરીત તથા વાકી પેઢી છે
૬ ઓ મૂર્ખ તથા નિર્બુદ્ધ લોકો
શું તમે યહોવાહને એવો બદલો આપો છો?
શું તે તને ખરીદનાર તારો બાપ નથી?
તેણે તને બનાવ્યો છે તથા તને સ્થિર કીધો છે
૭ પૂર્વકાળના દિવસો સભાર,
ઘણી પેઢીઓના વર્ષોનો વિચાર કર,
તારા બાપને પૂછ ને તે તને બતાવશે,
તારા વડીલોને [પૂછ] ને તેઓ તને કહેશે,
૮ કે જ્યારે પરાત્પરે દેશજાતિઓને તેઓનો વારસો
આપ્યો,
જ્યારે તેણે માનવપુત્રોને જુદા કીધા,
ત્યારે તેણે ઇસ્રાએલના છોકરાની ગણત્રી પ્રમાણે
લોકોની સીમાઓ ઠરાવી
૯ કેમકે યહોવાહનો હિસ્સો તે તેના લોક છે,
યાકૂબ એના વારસાનો ભાગ છે
૧૦ તે તેને ઉજડ દેશમા તથા વેરાન ને ભયાનક
રાનમા મળ્યો,
તે તેની આસપાસ [કોટરૂપ] રહ્યો, તેણે તેને
સભાળ્યો,
પોતાની આખની કીકીની પેઠે તેણે તેનુ રક્ષણ કીધુ
૧૧ જેમ ગરૂડ પોતાના માળાને હલાવે છે,
ને પોતાના બચ્ચાની ઉપર પાખો ફફડાવે છે,

તેમ તેણે પોતાની પાંખો ફેલાવીને,
તેઓને લઇને પોતાની પાંખો ઉપર ઉચક્યા,
૧૨ એકલા યહોવાહે તેને ચલાવ્યો,
ને તેની સાથે કોઇ પારકો દેવ નહોતો
૧૩ તેણે તેને પૃથ્વીના ઉચસ્થાનો પર બેસાડ્યો,
ને ખેતરની ઉપજ તેણે ખાધી,
ને તેણે તેને ખડકમાથી મધ,
તથા ચકમકના ખડકમાથી તેલ ચુસાવ્યુ,
૧૪ ગાયોનુ માખણ ને ઘેટીનુ દૂધ,
ને હલવાનની ચરબી ને બાશાનની ઓલાદના ઘેટા,
તથા બકરા,
તથા ઘઉંના તાદળાનુ સત્ત્વ,
ને દ્રાક્ષના લાલચોળ રસનો દ્રાક્ષરસ તેં પીધો
૧૫ પણ યશુરૂને પુષ્ટ થઇને લાત મારી,
તું પુષ્ટ થયો છે, તું જાડો થયો છે, તું લીસો થયો છે,
ત્યારે યહોવાહ જેણે તેને બનાવ્યો તેનો તેણે
ત્યાગ કીધો,
ને પોતાના તારણના ખડકને તુચ્છ કીધો
૧૬ તેઓએ અન્ય [દેવોથી] તેને રોષિત કીધો
અમંગળ કર્મોથી તેઓએ તેને રોષ ચઢાવ્યો
૧૭ તેઓએ ભૂતો કે જેઓ દેવ નહોતા તેઓને,
જે દેવોને તેઓ ઓળખતા નહોતા તેઓને,
ટુંક મુદતથી પ્રસિદ્ધ થએલા નવા દેવો કે જેઓથી
તમારા પિતૃઓ બીતા નહોતા,
તેઓને યજ્ઞ ચઢાવ્યા
૧૮ જેણે તને પેદા કીધો તે ખડક વિષે તને ભાન નથી,
તને જન્મ આપનાર દેવને તું ભુલી ગયો છે
૧૯ એ જોઇને યહોવાહને કંટાળો ઉપજ્યો
કેમકે તેના દીકરા તથા તેની દીકરીઓએ તેને
ખિજવ્યો
૨૦ અને તેણે કહ્યુ, તેઓથી હુ મારૂ મુખ સતાડીશ,
તેઓનો અંત શો થશે તે હુ જોઇશ,
કેમકે તેઓ ઘણી કુજાતખોર પેઢી
તથા વિશ્વાસહીન છોકરા છે
૨૧ જે દેવ નથી તેવડે તેઓએ મને રોષિત કીધો છે,
ને પોતાની વ્યર્થતાથી તેઓએ મને ચિડવ્યો છે,
જેઓ પ્રજા નથી તેઓવડે હુ તેઓને રોષિત કરીશ,
મૂર્ખ દેશજાતિવડે હુ તેઓને ક્રોધ ચઢાવીશ.
૨૨ કેમકે મારો કોપ ભડકે બળે છે,
ને શેઓલના તળિયા સુધી તે બળે છે,
ને પૃથ્વીને તેની પેદાશ સુદ્ધા ખાઇ નાખે છે,
ને પર્વતોના પાયાને સળગાવે છે
૨૩ હુ તેઓના પર નુકસાનનો અંબાર કરીશ,
હુ તેઓ પર મારા તીર ખપાવી દઇશ
૨૪ તેઓ ભૂખથી સુકાઇ જશે, ને ઉગ્ર તાપથી તથા
દારૂણ વિનાશથી ખવાઇ જશે,
હુ તેઓ પર પશુઓના દાંત,
ને ધૂળમા પેટે ચાલનાર જાનવરોનુ ઝેર મોકલીશ.
૨૫ બહાર તરવાર, ને કોટડીઓમા ત્રાસ નાશ કરશે,
તે જુવાનોનો તથા કુવારીઓનો,
ધાવણાંનો તેમજ પાકા કેશી માણસનો [તે નાશ
કરશે]
૨૬ મેં કહ્યુ, હુ તેઓને દૂર વિખેરી નાખત,
હુ તેઓનુ સ્મરણ માણસોમાથી નષ્ટ કરત,
૨૭ પણ હુ શત્રુની ખિજવણીથી બીહુ છું,
કે રખે તેઓના દુષ્મનો ખોટું સમજે,
ને તેઓ કહે, અમારો હાથ પ્રબળ થયો છે,
ને યહોવાહે આ સર્વ કીધું નથી
૨૮ કેમકે તેઓ બોધહીન દેશજાતિ છે,
ને તેઓમા કાઇ સમજણ નથી
૨૯ અરે, તેઓ ડાહ્યા થયા હોત, ને તેઓ આને સમ
જનારા હોત,
ને તેઓ પોતાના અંતકાળનો વિચાર કરત તો
કેવુ સારૂ!
૩૦ જો તેઓના ખડકે તેઓને વેચ્યા ન હોત,
ને યહોવાહે તેમને સોંપી દીધા ન હોત,
તો એક કેમ હજારની પુઠે ધાય ને બે દસ હજારને
નસાડી મુકે?
૩૧ કેમકે ખુદ આપણા શત્રુઓની ધારણા પ્રમાણે પણ,
તેઓનો ખડક આપણા ખડક જેવો નથી
૩૨ કેમકે તેઓનો દ્રાક્ષવેલો સદોમના દ્રાક્ષવેલામાનો
તથા ગમોરાહના ખેતરોનો છે,
તેઓની દ્રાક્ષો પિત્તની દ્રાક્ષો છે,
ને તેઓની લૂમો કડવી છે,
૩૩ તેઓનો દ્રાક્ષરસ અજગરોનુ ઝેર તથા ઝેરી સર્પોનું
પ્રાણઘાતક વિષ છે
૩૪ શું આ મારા ખજાનાઓની ભેગુ
મુદ્રિત કરાઇને મારી પાસે સંઘરી રાખેલુ નથી?
૩૫ તેઓનો પગ લપસી જશે,
તે કાળે વેર વાળવુ તથા બદલો લેવો એ મારૂ છે,

કેમકે તેઓની વિપત્તિનો દિવસ પાસે છે,
ને તેઓ પર જે આવી પડવાનું છે તે ઉતાવળ કરશે
૩૬ કેમકે યહોવાહ પોતાના લોકનો ઇનસાફ કરશે,
ને જ્યારે તે જોશે કે તેઓ નિર્બળ થઇ ગયા છે,
ને બંદીવાન કે છૂટો કોઇ બાકી રહ્યો નથી,
ત્યારે તેના સેવકોને સારૂ તે ખેદ પામશે.
૩૭ અને તે કહેશે કે, તેઓના દેવો,
એટલે જે ખડક પર તેઓ ભરોસો રાખતા હતા,
૩૮ જેઓએ તેઓના યજ્ઞની ચરબી ખાધી
ને તેઓના પેયાર્પણનો દ્રાક્ષરસ પીધો તેઓ ક્યાં છે?
તેઓ ઉઠીને તમને મદદ કરે,
ને તેઓ તમારો આશ્રો થાય!
૩૯ હવે જુઓ, એ તો હું, હા, હુંજ તે છું,
ને મારા વગર કોઇ દેવ નથી,
હુ મારૂં છું ને હું જીવતાં કરૂં છું,
મેં ઘાયલ કર્યાં છે ને હું સાજા કરૂં છું;
ને મારા હાથમાંથી છોડાવી શકે એવો કોઇ નથી
૪૦ કેમકે હું મારો હાથ આકાશની ગમ ઉઠાવીને
મારી સનાતન હયાતીના સમ ખાઇને કહું છું કે,
૪૧ જો હું મારી ચળકતી તરવાર ઘસીશ,
ને મારો હાથ ન્યાયકરણ ધારણ કરશે,
તો મારા શત્રુઓ પર હું વેર વાળીશ,
ને મારા દ્વેષકોનો બદલો લઇશ.
૪૨ કાપી નખાએલાના તથા કેદ પકડાએલાના લોહીથી
ને શત્રુના અગ્રેસરોના માથાના લોહીથી,
હું મારાં બાણોને લોહી પાઇને મસ્ત કરીશ,
ને મારી તરવાર માંસ ખાશે.
૪૩ ઓ દેશજાતિઓ, તેના લોકો[ની સાથે] હરખાઓ,
કેમકે તે પોતાના સેવકોના લોહીનો બદલો લેશે,
ને પોતાના શત્રુઓ પર વેર વાળશે,
ને પોતાના લોકનું તથા પોતાના દેશનું પ્રાયશ્ચિત્ત કરશે.

૪૪ અને મુસા આવ્યો, અને તે તથા નૂનનો દીકરો
હોશીઆ લોકોના સાંભળતાં આ ગીતનાં સર્વ વચનો
બોલ્યા ૪૫ અને મુસા સર્વ ઇસ્રાએલને આ સર્વ
વચનો કહી રહ્યો, ૪૬ ત્યારે તેણે તેમને કહ્યું કે, જે સર્વ
વાતોની હું આજ તમારી આગળ સાક્ષી પુરૂં છું તેઓ
પર તમારૂં ચિત્ત લગાડો ને એ વિષે તમારાં છોકરાંને
આજ્ઞા કરો કે, આ નિયમનાં સર્વ વચનો તેઓ પાળે
તથા અમલમાં આણે; ૪૭ કેમકે તે તમારે માટે
નકામી વાત નથી; કેમકે તેમાં તમારૂં જીવન છે, ને
જે દેશનો કબજો લેવાને તમે યરદનને પાર જાઓ છો
તેમાં રહીને એ વાતથી તમે પોતાનું આયુષ્ય વધારશો

૪૮ અને તે ને તેજ દિવસે યહોવાહે મુસાને કહ્યું કે,
૪૯ આ અબારીમ પર્વતમા નબો પહાડ જે મોઆબ
દેશમાં યરેખોની સામે છે, તે પર તું ચઢ, ને જે કનાન
દેશ હું ઇસ્રાએલપુત્રોને વતનને સારૂ આપું છું તે જો;
૫૦ ને જે પર્વત ઉપર તું ચઢે છે ત્યાં મરી જા, ને તારા
લોકમાં મળી જા; જેમ તારો ભાઇ હારૂન હોર પર્વ-
તમાં મરી ગયો ને તેના લોકમાં મળી ગયો, તેમ.
૫૧ કેમકે કાદેશના મરીબાહના પાણી પાસે સીન
અરણ્યમાં તમે ઇસ્રાએલપુત્રો મધ્યે મારો અપરાધ
કીધો; કેમકે તમે ઇસ્રાએલપુત્રો મધ્યે મને પવિત્ર
ન માન્યો ૫૨ કેમકે તું પોતાની આગળ દેશને જોશે,
પણ જે દેશ હું ઇસ્રાએલપુત્રોને આપું છું તેમાં તું
જવા પામશે નહિ

૩૩ અને ઇશ્વરભક્ત મુસાએ પોતાના મરણ
અગાઉ ઇસ્રાએલપુત્રોને જે આશીર્વાદ
આપ્યો તે આ છે ૨ અને તેણે કહ્યું,
યહોવાહ સિનાયથી આવ્યો,
ને સેઇરથી તેઓ પર ઉગ્યો;
પારાન પહાડથી તે પ્રકાશ્યો,
ને દસ હજાર પવિત્રો પાસેથી તે આવ્યો,
તેના જમણા હાથે તેઓને સારૂ અગ્નિમય નિયમ હતો
૩ હા, તે લોકોને ચાહે છે;
તેના સર્વ પવિત્રો તારા હાથમાં છે;
ને તેઓ તારા ચરણ આગળ બેઠા;
[પ્રત્યેક] તારાં વચનો અંગીકારશે
૪ મુસાએ અમને, યાકૂબના સમુદાયને,
વારસા તરીકે નિયમશાસ્ત્ર આપ્યું,
૫ અને જ્યારે લોકોના મુખ્યો
ને ઇસ્રાએલનાં સર્વ કુળો એકઠાં કરાયાં હતાં,
ત્યારે તે યશુરૂનમાં રાજા હતો.
૬ રેઉબેન જીવો ને ન મરો,
તો પણ તેનાં માણસ થોડાં હો.
૭ અને યહુદાહને માટે [આશીર્વાદ] આ છે;
તેણે કહ્યું,
હે યહોવાહ, યહુદાહની વાણી સાંભળ,

ને તેને તેના લોકમા લાવ,
તેણે પોતાને હાથે પોતાને સારૂ મહેનત કીધી,
ને તેના શત્રુઓની વિરૂદ્ધ તું તેને સહાય થશે
૮ અને લેવી વિષે તેણે કહ્યું કે,
તારા તુમ્મીમ તથા તારા ઉરીમ તારો પવિત્ર પુરૂષ,
જેની તેં માસ્સાહમા પરીક્ષા કીધી,
જેની સાથે તેં મરીબાહના પાણી પાસે વાદ કીધો,
તેની સાથે છે,
૯ તેણે પોતાના બાપ વિષે તથા પોતાની મા વિષે
કહ્યું કે, મે તેને જોયો નથી,
ને તેણે પોતાના ભાઇઓને પણ સ્વીકાર્યા નહિ,
ને તેણે પોતાના છોકરાને પણ ઓળખ્યા નહિ,
કેમકે તેઓ તારા વચનો પ્રમાણે ચાલ્યા છે
ને તારો કરાર પાળે છે
૧૦ તેઓ યાકૂબને તારા હુકમો,
તથા ઇસ્રાએલને તારો નિયમ શિખવશે,
તેઓ તારી આગળ ધૂપ મુકશે,
ને તારી વેદી પર આખા દહનીયાર્પણ ચઢાવશે.
૧૧ હે યહોવાહ, તેની સંપત્તિને આશીર્વાદ દે,
ને તેના હાથના કામ સ્વીકાર,
જેઓ તેની વિરૂદ્ધ ઉઠે છે, ને જેઓ તેનો દ્વેષ કરે છે,
તેઓની કમર વિંધ કે તેઓ ફરી ન ઉઠે
૧૨ બિન્યામીન વિષે તેણે કહ્યું,
યહોવાહનો વહાલો તેની પાસે સહીસલામત રહેશે,
તે આખો દિવસ તેનું આચ્છાદન કરે છે,
ને તે તેના ખાંધો વચ્ચે રહે છે
૧૩ અને યુસફ વિષે તેણે કહ્યું,
તેની ભૂમિ યહોવાહથી આશીર્વાદિત થાઓ,
આકાશની ઉત્તમ વસ્તુને વાસ્તે, ઝાકળને વાસ્તે,
ને નીચે પડેલા ઉંડાણને વાસ્તે,
૧૪ ને સૂર્યની ઉપજની ઉત્તમ વસ્તુઓને વાસ્તે,
ને ચંદ્રની પેદાશની ઉત્તમ વસ્તુઓને વાસ્તે,
૧૫ ને પ્રાચીન પહાડોની મુખ્ય વસ્તુઓને વાસ્તે,
ને સર્વકાલિક પર્વતોની ઉત્તમ વસ્તુઓને વાસ્તે,
૧૬ ને પૃથ્વી તથા તેના ભરપુરપણાની ઉત્તમ વસ્તુઓને વાસ્તે,
ને ઝાડમા જે રહ્યા તેની દિનેચ્છાને વાસ્તે,
યુસફના માથા પર, એટલે જે પોતાના ભાઇઓથી
જુદો હતો,
તેના માથાના તાલકા પર આશીર્વાદ આવો.
૧૭ તેનો પ્રથમ જન્મેલો બળદ, તે તો ગૌરવવાન છે,
ને તેના શિંગડા રાની બળદના શિંગડા છે,
તેઓવડે પૃથ્વીની સીમ સુધીના સર્વ લોકોને તે
ઠેલશે,
ને તેઓ એફ્રાઇમના દસ હજારો,
ને મનાશ્શેહના હજારો છે
૧૮ અને ઝબુલુન વિષે તેણે કહ્યું,
હે ઝબુલુન, તારા બહાર જવામા,
ને હે યિસ્સાખાર, તારા તંબુઓમા, હરખાઓ
૧૯ તેઓ લોકોને પર્વત પર બોલાવશે,
ત્યા તેઓ ન્યાયીપણાના યજ્ઞો ચઢાવશે,
કેમકે તેઓ સમુદ્રોમાની પુષ્કળતાને,
તથા રેતીમાના ગુપ્ત ભંડારોને ચુસશે.
૨૦ અને ગાદ વિષે તેણે કહ્યું,
ગાદને વૃદ્ધિ પમાડનાર પુરૂષ આશીર્વાદિત થાઓ,
તે સિંહણની માફક રહે છે,
ને ભુજને, હા, માથાના તાલકાને ફાડે છે
૨૧ અને પ્રથમ ભાગ તેણે પોતાને માટે મેળવ્યો,
કેમકે નિયમસ્થાપકનો ભાગ ત્યા રાખી મુકેલો
હતો,
ને તે લોકોના મુખ્યો સાથે આવ્યો,
ને યહોવાહના ન્યાયનો તથા ઇસ્રાએલ વિષે તેના
હુકમોનો તેણે અમલ કર્યો.
૨૨ અને દાન વિષે તેણે કહ્યું,
દાન બાશાનથી કુદી નિકળતો સિંહનો બચ્ચો છે
૨૩ અને નાફતાલી વિષે તેણે કહ્યું,
હે અનુગ્રહથી તૃપ્ત,
ને યહોવાહના આશીર્વાદથી ભરપૂર નાફતાલી ;
તું પશ્ચિમનું તથા દક્ષિણનું વતન પામ
૨૪ અને આશેર વિષે તેણે કહ્યું,
આશેર સંતાનથી આશીર્વાદિત થાઓ,
તે પોતાના ભાઇઓને મનગમતો થાઓ,
ને તે પોતાનો પગ તેલમા બોળો
૨૫ તારી ભુંગળો પિત્તળ તથા લોઢાની થશે,
ને જેવા તારા દિવસો તેવુ તારૂ બળ થશે
૨૬ ઓ યશુરૂન, દેવના જેવો કોઇ નથી,
કે જે તારી મદદને સારૂ આકાશ પર,
ને તેના ગૌરવમા અંતરિક્ષ પર સ્વારી કરે છે
૨૭ સનાતન દેવ તે તારૂ રહેઠાણ છે,
ને તારી નીચે અનંત ભુજો છે ;

ને તેણે તારી આગળથી શત્રુને હડસેલી કાઢીને
કહ્યું કે, નાશ કર.
૨૮ અને ઇસ્રાએલ સલામતીમાં રહે છે,
યાકૂબનો ઝરો એકલો,
ધાન્ય તથા દ્રાક્ષરસના દેશમાં રહે છે;
હા, તેના આકાશોથી ઝાકળ પડે છે
૨૯ હે ઇસ્રાએલ, તને ધન્ય છે;
યહોવાહ જે તારી સાહ્યની ઢાલ તથા તારી ઉત્તમ-
તાની તરવાર,
તેનાથી તારણ પામેલી તારા જેવી પ્રજા કઇ છે!
અને તારા શત્રુઓ તારે શરણે થશે;
ને તું તેઓનાં ઉંચસ્થાનો ખુંદશે

૩૪ અને મુસા મોઆબના નીચાણથી નબો
પર્વતનું પિસ્ગાહ શિખર, જે યરેખોની
સામે છે, તે પર ગયો. અને યહોવાહે તેને દાન
સુધી આખો ગિલઆદ દેશ, ૨ તથા આખો નાફતાલી,
તથા એફ્રાઇમ તથા મનાશ્શેહનો દેશ, પાછલા સમુદ્ર
સુધી આખો યહુદાહ દેશ, ૩ તથા નેગેબ તથા ખજુ-
રીઓના નગર યરેખોના નીચાણની સપાટી, સોઆર
સુધી, દેખાડ્યાં. ૪ અને યહોવાહે તેને કહ્યું કે, જે
દેશ વિષે મેં ઇબ્રાહીમ તથા ઇસ્હાક તથા યાકૂબને
સમ ખાઇને કહ્યું કે, તારા સંતાનને હું આપીશ, તે
આ છે; મેં તારી આંખોએ તે તને દેખાડ્યો છે;
પણ તું ત્યાં પેલે પાર જવા પામીશ નહિ. ૫ અને
યહોવાહનો સેવક મુસા ત્યાં મોઆબ દેશમાં,
યહોવાહના વચન પ્રમાણે, મરી ગયો. ૬ અને તેણે
મોઆબ દેશના નીચાણમાં બેથ પેઓરની સામે તેને
દાટ્યો; પણ આજ સુધી કોઇ માણસ તેની કબર
વિષે જાણતું નથી. ૭ અને મુસા મુઓ ત્યારે તે એક
સો ને વીસ વર્ષનો હતો; તેની આંખ ઝાંખી પડી
નહોતી, ને તેના અંગનું કૌવત ઘટ્યું નહોતું ૮ અને
ઇસ્રાએલપુત્રોએ મોઆબના નીચાણમાં ત્રીસ દિવસ
મુસાને સારૂ વિલાપ કીધો; ને મુસાને લીધે રૂદનના
તથા શોકના દિવસો પુરા થયા ૯ અને નૂનનો દીકરો
યહોશુઆ જ્ઞાનના આત્માથી ભરપૂર હતો; કેમકે
મુસાએ પોતાના હાથ તેના પર મુક્યા હતા; ને
ઇસ્રાએલપુત્રોએ તેનું માન્યું, ને જેમ યહોવાહે
મુસાને આજ્ઞા આપી હતી તેમ કીધું ૧૦ અને મુસા
કે જેને યહોવાહ મ્હોડે મ્હોડ ઓળખતો હતો તેના
જેવો ભવિષ્યવાદી હજી સુધી ઇસ્રાએલમાં ઉઠયો
નથી; ૧૧ એટલે મિસર દેશમાં, ફારૂન પર તથા તેના
સર્વ ચાકરો પર, તથા તેના સર્વ દેશ પર, જે સર્વ
ચિન્હો તથા ચમત્કારો કરવાને યહોવાહે તેને મોકલ્યો
તેઓમાં, ૧૨ તથા સર્વ બળવાન હાથમાં, તથા જે
સર્વ ભયંકર કૃત્યો મુસાએ સર્વ ઇસ્રાએલની દૃષ્ટિમાં
દેખાડ્યાં, તેઓમાં [તેના જેવો કોઇ ઉઠયો નથી].

# યહોશુઆનું પુસ્તક.

૧ હવે યહોવાહના સેવક મુસાના મરણ પછી
એમ થયું કે, નૂનના દીકરા, એટલે મુસાના
સહાયકારી, યહોશુઆને યહોવાહે કહ્યું કે, ૨ મારો
સેવક મુસા મરી ગયો છે; માટે હવે તું તથા આ
સર્વ લોક ઉઠીને જે દેશ હું તેઓને, એટલે ઇસ્રાએલ-
પુત્રોને, આપું છું, તેમાં આ યરદન ઉતરીને જાઓ
૩ મેં મુસાને કહ્યું, તેમ જે જે ઠેકાણાં તમારા પગનાં
તળિયાં નીચે આવશે તે તે મેં તમને આપ્યાં છે.
૪ અરણ્ય તથા આ લબાનોનથી તે મોટી નદી, એટલે
ફ્રાત નદી સુધી હિત્તીઓનો સઘળો દેશ, અને
આથમણી દિશાએ મોટા સમુદ્ર સુધી તમારી સરહદ
થશે. ૫ તારા આયુષ્યના સર્વ દિવસ સુધી કોઇ માણસ
તારી આગળ ટકી શકશે નહિ. હું જેમ મુસા સાથે
હતો તેમ તારી સાથે હોઇશ; હું તને તજીશ નહિ, ને
તને મુકી દઇશ નહિ. ૬ બળવાન તથા હિમ્મતવાન
થા, કેમકે આ લોકોને જે દેશ આપવાને મેં તેઓના
પૂર્વજો પ્રત્યે સમ ખાધા, તેનું વતન તું તેઓને પ્રાપ્ત
કરાવશે. ૭ પણ મારા સેવક મુસાએ જે સઘળો
નિયમ તને ફરમાવ્યો, તે પ્રમાણે સંભાળીને કરવા
સારૂ બળવાન તથા બહુ હિમ્મતવાન થા; તેથી

જમણી કે ડાબી તરફ ફરતો ના, એ માટે કે જ્યાં કંઇ
તું જાય ત્યાં તું સારી ફતેહ પામે ૮ એ નિયમશાસ્ત્ર
તારા મ્હોંમાંથી જાય નહિ, પણ દિવસે તથા રાત્રે
તેનું મનન કર, કે તેમાં જે બધું લખેલું છે તે પ્રમાણે
તું કાળજીથી પાળે, કારણ કે ત્યારે તારો માર્ગ
આબાદ થશે, અને ત્યારે તું સારી ફતેહ પામશે
૯ શું મેં તને આજ્ઞા આપી નથી? બળવાન તથા
ખૂબ હિંમતવાન થા, ભયભીત ન થા, ને ગભરા
મા, કારણ કે જ્યાં કંઇ તું જાય છે, ત્યાં તારો દેવ
યહોવાહ તારી સાથે છે
૧૦ અને યહોશુઆએ લોકોના અધિકારીઓને
એવી આજ્ઞા આપી કે, ૧૧ તમે છાવણીમાં ફરો, અને
લોકોને એવી આજ્ઞા આપો કે તમે પોતાને સારૂ
સીધાં તૈયાર કરો, કેમકે જે દેશ તમારો દેવ યહોવાહ
તમને વતનને સારૂ આપે છે, તેનું વતન પ્રાપ્ત કરવાને
તમારે ત્રણ દિવસની અંદર આ યરદન ઉતરીને ત્યાં
જવાનું છે
૧૨ અને રેઉબેનીઓને, તથા ગાદીઓને તથા
મનાશ્શેહના અર્ધકુળને યહોશુઆએ એમ કહ્યું કે,
૧૩ યહોવાહના સેવક મુસાએ તમને જે વાત કહી
હતી કે, તમારો દેવ યહોવાહ તમને વિસામો આપે
છે અને તમને આ દેશ આપશે, તે યાદ રાખો
૧૪ યરદન પાર જે દેશ મુસાએ તમને આપ્યો તેમાં
તમારી સ્ત્રીઓ, તમારાં બાળકો, તથા તમારાં ઢોરઢાંક
રહે, પણ તમ સર્વે બળવંત તથા બહાદુર પુરૂષોએ
શસ્ત્ર સજીને તમારા ભાઇઓ આગળ પેલી તરફ
જઇને, તેઓને સહાય કરવી, ૧૫ યહોવાહે જેમ
તમને વિસામો આપ્યો, તેમ તે તમારા ભાઇઓને
આપે, અને જે દેશ તમારો દેવ યહોવાહ તેઓને
આપે છે, તેનું વતન તેઓ પ્રાપ્ત કરે ત્યાં સુધી
[સહાય કરવી], અને ત્યાર પછી, પોતાના વતનના
દેશમાં તમે પાછા જજો, ને યહોવાહના સેવક મુસાએ
યરદન પાર ઉગમણી દિશાએ જે દેશ તમને આપ્યો
તેનો કબજો લેજો ૧૬ અને તેઓએ યહોશુઆને
ઉત્તર આપ્યો કે, જે સઘળી આજ્ઞા તેં અમને આપી
છે તે અમે પાળીશું, અને જ્યાં જ્યાં તું અમને
મોકલશે, ત્યાં ત્યાં અમે જઇશું ૧૭ અને મુસાનું
અમે જેમ માનતા હતા, તેમ સર્વે પ્રકારે અમે તારૂં માનશું,
કેવળ યહોવાહ તારો દેવ મુસાની સાથે હતો, તેમ
તારી સાથે હો ૧૮ જે તારી આજ્ઞાની વિરૂદ્ધ વર્તશે,
તથા જે સઘળી આજ્ઞા તું તેને આપે તે પ્રત્યે તારાં
વચનોને લક્ષ નહિ દે, તે ગમે તે હોય, તો પણ
માર્યો જાય, ફક્ત એટલુંજ કે તું બળવાન તથા ખૂબ
હિંમતવાન થા

૨ અને નૂનના પુત્ર યહોશુઆએ શિટ્ટીમમાંથી બે
માણસોને, જાસુસો તરીકે, છુપી રીતે એમ
કહીને મોકલ્યા કે, તમે જઇને દેશની તથા યરેખોની
તપાસ કરો. અને તેઓ જઇને રાહાબ નામે એક
કસબેણને ઘેર ઉતર્યા, ને ત્યાં સુતા ૨ અને યરેખોના
રાજાને એવી ખબર થઇ, કે જુઓ, દેશની તપાસ
કરવાને ઇસ્રાએલપુત્રોમાંના માણસો આજ રાત્રે
અહીં આવ્યા છે ૩ અને યરેખોના રાજાએ રાહાબને
કહેવડાવી મોકલ્યું કે, જે માણસો તારે ત્યાં આવીને
તારા ઘરમાં પેઠેલા છે તેઓને બહાર કાઢ, કારણ કે
તેઓ આખા દેશની બાતમી કાઢવાને આવ્યા છે
૪ અને તે બાયડીએ તે બે માણસોને લઇને સંતાડ્યા,
ને તેણીએ કહ્યું કે, એ માણસો મારે ત્યાં આવ્યા
હતા ખરા, પણ તેઓ ક્યાંના છે, તે મને ખબર
નથી; ૫ ને એમ થયું કે અંધારૂં થયું ત્યારે સુમારે
દરવાજો બંધ કરવાની વેળાએ તે માણસો બહાર
નિકળ્યા, તે માણસો ક્યાં ગયા તે હું જાણતી નથી,
તેઓની પાછળ વહેલા જાઓ, કેમકે તેઓને તમે
પકડી પાડશો ૬ પણ તેણીએ તેઓને ધાબા ઉપર
લાવીને, પોતાની શણની સાંઠીઓ જે ધાબા ઉપર
સિંચેલી હતી, તેમાં તેઓને સંતાડ્યા હતા ૭ અને
યરદન જવાને રસ્તે ઉતરવાના આરા સુધી માણસો
તેઓની પાછળ દોડ્યા, ને તેઓની પાછળ લાગનારા
બહાર નિકળતાંજ લોકોએ દરવાજો બંધ કીધો
૮ અને તેઓના સુતા પહેલાં ધાબા પર તે તેઓની
પાસે આવી, ૯ ને તેણીએ તે માણસોને કહ્યું, યહો
વાહે આ દેશ તમને આપ્યો છે, ને તમારૂં ભય
અમારા પર પડ્યું છે, ને દેશના સર્વ રહેવાસીઓ
તમારી આગળ લોપ થઇ જાય છે, એ હું જાણું છું
૧૦ કેમકે તમે મિસરમાંથી નિકળ્યા ત્યારે યહોવાહે
તમારી આગળ સૂફ સમુદ્રનું પાણી કેમ સુકવી નાખ્યું,
ને અમોરીઓના બે રાજા, સીહોન તથા ઓગ, જે
યરદન પાર હતા, જેઓનો તમે સંપૂર્ણ નાશ કીધો,
તેઓની તમે શી વલે કરી તે અમે સાંભળ્યું છે
૧૧ અને એ સાંભળતાંજ અમારાં મન શિથિળ થઇ
ગયાં, અને તમારે લીધે કોઇમાં કાંઇ હિંમત રહી

નહિ, કેમકે યહોવાહ તમારો દેવ તેજ ઉપર આકા
શમા ને નીચે પૃથ્વી પર દેવ છે ૧૨ માટે હવે હુ
તમારી વિનતી કરૂ છું કે, મારી પાસે યહોવાહના
સમ ખાઓ, કે મેં તમારા પર દયા કરી છે માટે તમે
પણ મારા બાપના ઘર ઉપર દયા કરીને મને ખરૂ
ચિન્હ આપશો, ૧૩ અને તમે મારા બાપને ને મારી
માને, ને મારા ભાઇઓને ને મારી બહેનોને, ને
તેઓના સર્વસ્વને જીવતા રહેવા દેશો, ને અમારા
જીવ મરણથી ઉગારશો ૧૪ અને તે માણસોએ તેને
કહ્યું, જો તમે અમારી આ વાત નહિ કહી દો તો
તમારા જીવને બદલે અમારા જીવ જાઓ, ને યહો-
વાહ આ દેશ અમને આપશે ત્યારે એવુ થશે કે અમે
તારી પ્રત્યે દયાથી અને સત્યતાથી વર્તીશું ૧૫ ત્યારે
તેણીએ તેઓને બારીમાથી દોરડાવડે ઉતાર્યા, કારણ
કે તેનુ ઘર નગરકોટની ઉપર હતું, ને કોટ ઉપર તે
રહેતી હતી. ૧૬ અને તેણીએ તેઓને કહ્યું કે, તમે
પર્વતે જતા રહો, રખેને પાછળ લાગનારાઓના
હાથમા તમે આવી પડો, અને પાછળ લાગનારા
પાછા આવે ત્યા સુધી ત્રણ દિવસ તમે ત્યા સતાઇ
રહો, અને ત્યાર પછી તમને તમારે માર્ગે જવાની
અડચણ નથી ૧૭ અને તે માણસોએ તેને કહ્યું કે,
જે સમ તેં અમને ખવડાવ્યા છે, તેમાથી અમે આ
પ્રમાણે નિર્દોષ થઇશું કે, ૧૮ જો, અમે દેશમા
આવીએ ત્યારે જે બારીમાથી તેં અમને ઉતાર્યા તે
પર તું આ કીરમજી રંગની દોરડી બાધજે, ને પોતાના
બાપને, ને પોતાની માને, ને પોતાના ભાઇઓને, ને
પોતાના બાપના સર્વ ઘરનાને, પોતાની પાસે ઘરમા
એકઠા કરી રાખજે ૧ અને એમ થશે કે જે કોઇ
તારા ઘરના બારણાની બહાર નિકળીને રસ્તામા
જશે, તેનુ રક્ત તેને માથે, અમે તો નિર્દોષ રહીશું,
ને જે કોઇ તારી પાસે ઘરમા હશે, તે પર કોઇનો
હાથ પડે, તો તેનુ રક્ત અમારે માથે ૨૦ પણ જો
તું અમારી આ વાત કહી દેશે, તો જે સમ અમને તેં
ખવાડ્યા છે તે વિષે અમે નિર્દોષ થઇશું ૨૧ ત્યારે
તેણીએ કહ્યું, તમારા વચન પ્રમાણે થાઓ અને
તેણીએ તેઓને વિદાય કીધા, ને તેઓ ચાલ્યા ગયા,
અને તેણીએ તે કીરમજી દોરડી બારીએ બાધી
૨૨ અને તેઓ ચાલતા થઇને પર્વતે પહોચ્યા, અને
પાછળ લાગનારા પાછા ગયા ત્યા સુધી ત્રણ દિવસ
તેઓ ત્યા રહ્યા, ને પાછળ લાગનારાઓએ આખે
રસ્તે તેઓનો શોધ કીધો, પણ તેઓને તેઓ મળ્યા
નહિ. ૨૩ અને તે બે માણસ પાછા ફરીને પર્વત
ઉપરથી ઉતર્યા, ને [નદી] ઓળગીને નૂનના દીકરા
યહોશુઆની પાસે આવ્યા, અને તેઓને જે વીત્યુ
હતું તે સર્વ તેઓએ તેને કહ્યું ૨૪ અને તેઓએ
યહોશુઆને એમ કહ્યું કે, નિશ્ચય યહોવાહે આખો દેશ
આપણા હાથમા આપ્યો છે, ને વળી દેશના સઘળા
રહેવાસીઓ આપણી આગળ લોપ થઇ જાય છે

૩ અને યહોશુઆ મોટી સવારે ઉઠયો, ને તે તથા
સર્વ ઇસ્રાએલપુત્રો શિટ્ટીમમાથી નિકળ્યા ને
યરદન પર આવ્યા, ને પેલે પાર ઉતર્યા પહેલા
તેઓએ ત્યા છાવણી કીધી ૨ અને ત્રણ દિવસ પછી
એમ થયુ કે સરદારો છાવણી મધ્યે ફર્યા, ૩ ને તેઓએ
લોકોને એવી આજ્ઞા કરી કે, લેવી યાજકોને તમારા
દેવ યહોવાહનો કરારકોષ ઉંચકી લઇ જતા તમે જુઓ,
ત્યારે તમે પોતાનુ ઠેકાણુ છોડીને તેની પાછળ જજો
૪ તો પણ તમારી અને તેની વચ્ચે સુમારે બે હજાર
હાથનુ અતર રહે, તેની પાસે ન જશો, એટલે જે
માર્ગે તમારે ચાલવુ તે તમને જણાશે, કેમકે અગાઉ
એ માર્ગે તમે ગયા નથી ૫ અને યહોશુઆએ લોકોને
કહ્યું કે, તમે પોતાને શુદ્ધ કરો, કેમકે કાલે યહોવાહ
તમારા મધ્યે આશ્ચર્યકૃત્યો કરશે. ૬ ત્યાર પછી યહો-
શુઆએ યાજકોને ફરમાવ્યુ કે, કરારકોષ ઉંચકીને
લોકોની આગળ પેલે પાર જાઓ. અને તેઓ કરાર-
કોષ ઉંચકી લોકોની આગળ ચાલ્યા ૭ અને યહો-
વાહે યહોશુઆને કહ્યું, આજ હુ તને ઇસ્રાએલની
નજરમા મોટો મનાવવાનો આરંભ કરીશ, એ સારૂ
કે તેઓ જાણે કે જેમ હુ મુસા સાથે હતો તેમ તારી
સાથે પણ હોઇશ ૮ અને જે યાજકો કરારકોષ ઉચકે
છે તેઓને એવી આજ્ઞા કર, કે યરદનના પાણીને
કિનારે આવો ત્યારે યરદનમા સ્થિર ઉભા રહેજો.
• ૯ અને યહોશુઆએ ઇસ્રાએલપુત્રોને કહ્યું, અહીં
આવીને પોતાના દેવ યહોવાહના વચનો સાભળો
૧૦ અને યહોશુઆએ કહ્યું, આ ઉપરથી તમે જાણશો
કે જીવતો દેવ તમારી મધ્યે છે, ને કનાનીઓ તથા
હિત્તીઓ તથા હિવ્વીઓ તથા પરીઝીઓ તથા
ગિર્ગાશીઓ તથા અમોરીઓ તથા યબૂસીઓને તે
નિશ્ચય તમારી આગળથી નસાડશે ૧૧ જુઓ, આખી
પૃથ્વીના પ્રભુનો કરારકોષ તમારી આગળ યરદન
ઉતરે છે ૧૨ માટે હવે તમે પોતાને સારૂ પ્રત્યેક કુળ-

શિંગનાં સાત રણશિંગડાં લઇને ચાલે; ને સાતમે
દિવસે સાત વાર નગરની પ્રદક્ષિણા કરો, ને યાજકો
રણશિંગડાં વગાડે. ૫ અને જ્યારે તેઓ મેંઢાના શિંગ
લાંબે સાદે વગાડે, ત્યારે એમ થાય કે, સઘળા લોકો
મોટે સાદે હોકારો કરે; પછી નગરનો કોટ સમૂળગો
ઢળી પડશે, ત્યારે લોકોમાંથી પ્રત્યેક માણસે સીધા
આગળ ધસી જવું. ૬ અને નૂનના દીકરા યહોશુઆએ
યાજકોને બોલાવીને કહ્યું, કરારકોશ ઉચકો, અને સાત
યાજકો યહોવાહના કોશ આગળ મેંઢાનાં શિંગના સાત
રણશિંગડાં લઇને ચાલે. ૭ અને તેઓએ લોકોને કહ્યું,
આગળ ચાલો, નગરની પ્રદક્ષિણા કરો, અને હથિયાર-
બંધ પુરૂષો યહોવાહના કોશ આગળ ચાલે. ૮ અને
એમ થયું કે, જ્યારે યહોશુઆ લોકોને કહી રહ્યો,
ત્યારે સાત યાજકો યહોવાહની આગળ મેંઢાનાં
શિંગનાં રણશિંગડાં લઇને વગાડતા વગાડતાં આગળ
ચાલ્યા; અને યહોવાહનો કરારકોશ તેઓની પાછળ
પાછળ ચાલ્યો. ૯ અને હથિયારબંધ પુરૂષો રણ-
શિંગડાં વગાડનારા યાજકોની આગળ ચાલ્યા, અને
પાછળની ટુકડી કોશની પાછળ ચાલી, અને યાજકો
ચાલતા ચાલતા રણશિંગડાં વગાડતા હતા. ૧૦ અને
યહોશુઆએ લોકોને એવી આજ્ઞા કરી કે, હું તમને
હોકારો કરવાનું કહું તે દિવસ સુધી તમે હોકારો કરશો
મા, ને પોતાની વાણી સસળાવા દેશો મા, ને તમારા
મ્હોડામાંથી કાંઇ શબ્દ નિકળે નહિ; [હું કહું] ત્યારેજ
તમે હોકારો કરજો. ૧૧ એ પ્રમાણે તેણે યહોવાહના
કોશને નગરની આસપાસ ફેરવીને તેની પ્રદક્ષિણા
કરાવી, ને તેઓ છાવણીમાં આવ્યા ને છાવણીમાં રહ્યા.

૧૨ અને સવારે યહોશુઆ વહેલો ઉઠયો, અને યાજ-
કોએ યહોવાહનો કોશ ઉચકી લીધો. ૧૩ અને સાત
યાજકો યહોવાહના કોશ આગળ મેંઢાનાં શિંગનાં સાત
રણશિંગડાં લઇને વગાડતાં વગાડતાં ચાલ્યા; અને
હથિયારબંધ માણસો તેઓની આગળ ચાલ્યા, અને
પાછળની ટુકડી યહોવાહના કોશની પાછળ ચાલી,
અને યાજકો ચાલતા ચાલતા રણશિંગડાં વગાડતા
હતા. ૧૪ અને બીજે દિવસે તેઓ નગરની એક વાર
પ્રદક્ષિણા કરીને પાછા છાવણીમાં આવ્યા; એ રીતે
તેઓએ ૭ દિવસ કીધું. ૧૫ અને સાતમે દિવસે એમ
થયું કે, પ્રભાત થતાંજ તેઓએ વહેલા ઉઠીને તેજ
રીત પ્રમાણે નગરની સાત વાર પ્રદક્ષિણા કીધી;
ફક્ત તેજ દિવસે તેઓએ નગરની સાત વાર પ્રદક્ષિણા
કીધી. ૧૬ અને સાતમી વારે એમ થયું કે, યાજકો
રણશિંગડાં વગાડતા હતા ત્યારે યહોશુઆએ લોકોને
કહ્યું, હોકારો કરો; કેમકે યહોવાહે નગર તમને
આપ્યું છે. ૧૭ અને નગર તથા તેમાંનું સર્વ યહોવાહ
પ્રત્યે સમર્પિત થશે; કેવળ રાહાબ કસબેણ અને
તેની સાથે ઘરમાં જે હોય તે સર્વ જીવતાં રહે; કારણ
કે જે જાસુસ આપણે મોકલ્યા હતા તેઓને તેણીએ
સંતાડ્યા. ૧૮ અને શ્રાપિત વસ્તુથી પોતાને સર્વ પ્રકારે
અલગ રાખો; રખેને તમે તેને શ્રાપિત કર્યા પછી પોતે
શ્રાપિત વસ્તુને લો, અને એમ કરીને ઇસ્રાએલની
છાવણીને શ્રાપિત કરો, ને તેને હેરાન કરો. ૧૯ પણ
સર્વ રૂપું તથા સોનું, ને પિત્તળનાં તથા લોઢાનાં પાત્ર
યહોવાહને સારૂ પવિત્ર છે; તેઓ યહોવાહના ભંડા-
રમાં જાય. ૨૦ ત્યારે લોકોએ હોકારો કર્યો અને
[યાજકોએ] રણશિંગડાં વગાડ્યાં; અને એવું થયું કે,
લોકોએ રણશિંગડાંનો સાદ સાંભળતાંજ ઘાંટો કાઢીને
મોટો હોકારો કીધો; ત્યારે કોટ ત્યાં ને ત્યાંજ નીચે
પડ્યો, એટલે લોકોમાંનો પ્રત્યેક પુરૂષ સીધો નગરમાં
ધસી ગયો, અને તેઓએ નગર લીધું. ૨૧ અને નગ-
રમાં જે સઘળું હતું તેનો, એટલે પુરૂષ ને સ્ત્રી, જુવાન
ને વૃદ્ધ, ને ઢોર ને ઘેટાં ને ગધેડાં, તેઓનો તરવારની
ધારથી વિનાશ કીધો. ૨૨ અને જે બે માણસોએ
દેશની જાસુસી કીધી હતી તેઓને યહોશુઆએ કહ્યું
કે, કસબેણને ઘેર જઇને તેની સાથે તમે સમ ખાધા
હતા, તે પ્રમાણે તેને ને તેના સર્વસ્વને ત્યાંથી કાઢ
લાવો. ૨૩ અને જુવાન જાસુસોએ માંહે જઇને રાહા
બને ને તેના બાપને, ને તેની માને, ને તેના ભાઇ
ઓને, ને તેના સર્વસ્વને કાઢી આણ્યાં, વળી તેન
સઘળાં સગાંને પણ તેઓએ કાઢી આણ્યાં; ને તેઓ
ઇસ્રાએલની છાવણી બહાર મુક્યાં. ૨૪ અને તેઓએ
નગરને, અને જે સર્વ તેમાં હતું તેને, અગ્નિથી બાળ
નાખ્યાં; કેવળ રૂપું ને સોનું, ને પિત્તળનાં ને લોઢા
પાત્રો તેઓએ યહોવાહના ઘરના ભંડારમાં મુક્ય
૨૫ પણ રાહાબ કસબેણને, અને તેના બાપના કુ
ટુંબિઓને, અને તેના સર્વસ્વને યહોશુઆએ જીવ
રાખ્યાં; તે આજ સુધી ઇસ્રાએલમાં રહે છે; કાર
કે યરેખોની જાસુસી કરવાને યહોશુઆએ જે જાસુ
મોકલ્યા હતા તેઓને તેણીએ સંતાડ્યા હતા. ૨૬ અ
તે વખતે યહોશુઆએ તેઓને એવા સમ ખાવ્યા
જે કોઇ ઉઠીને યરેખો નગર બાંધે તે યહોવાહ

આગળ શ્રાપિત થાય, તેનો પાયો તે પોતાના
જ્યેષ્ઠપુત્રના જીવને સાટે નાખે, ને પોતાના સૌથી
નાના પુત્રના જીવને સાટે તેની ભાગળો ઉભી કરે
૨૭ એ પ્રમાણે યહોવાહ યહોશુઆ સાથે હતો, ને તે
આખા દેશમા તેની કીર્ત્તિ ફેલાઇ ગઇ

૭ પણ ઇસ્રાએલપુત્રોએ શ્રાપિત વસ્તુ વિષે અપ
રાધ કીધો કેમકે યહુદાહના વશમાના ઝેરાહના
પુત્ર ઝાબ્દીના પુત્ર કાર્મીના પુત્ર આખાને તે શ્રાપિત
વસ્તુમાથી કઇ લીધુ, અને યહોવાહનો કોપ ઇસ્રા
એલપુત્રો પૂર સળગ્યો

૨ બેથ આવેન પાસે, બેથેલની પૂર્વ ગમ આય છે,
ત્યા યહોશુઆએ યરેખોથી માણસોને મોકલ્યા, અને
તેઓને એમ કહ્યું કે, જઇને તે દેશની જાસુસી કરી
આવો, ને તે માણસોએ જઇને આયની જાસુસી
કીધી ૩ અને તેઓ યહોશુઆ પાસે પાછા આવ્યા,
ને તેને કહ્યું કે, સર્વ લોકોએ જવુ નહિ, પણ સુમારે
બે કે ત્રણ હજાર પુરૂષોએ જઇને આયને મારવુ,
સઘળા લોકોને ત્યા જવાનો પરિશ્રમ આપશો મા,
કેમકે તે લોકો માત્ર થોડા છે ૪ અને લોકોમાથી
સુમારે ત્રણ હજાર પુરૂષો ત્યા ગયા, પણ આયના
માણસોએ તેઓને નસાડ્યા ૫ અને આયના માણ
સોએ તેઓમાથી સુમારે છત્રીસ માણસ માર્યા, ને
ભાગળ આગળથી શબારીમ સુધી તેઓની પાછળ
દોડીને ઉતરવાની જગ્યા આગળ તેઓને માર્યા, એ
માટે લોકોના હૃદય પિગળીને પાણી જેવા થયા ૬ અને
યહોશુઆએ પોતાના વસ્ત્ર ફાડ્યા ને પોતે ઇસ્રાએ
લના વડીલો સુદ્ધા યહોવાહના કોશ આગળ ભૂમિ
ઉપર સાજ સુધી ઉધો પડી રહ્યો, ને તેઓએ પોતાના
માથા પર ધૂળ નાખી ૭ ત્યારે યહોશુઆ બોલ્યો,
અરેરે! ઓ પ્રભુ યહોવાહ અમને અમોરીઓના
હાથમા સોપીને અમારો નાશ કરવા સારૂ તેં આ
લોકને યરદન પાર કેમ આણ્યા? અમે સંતુષ્ટ થઇને
યરદનની પેલે પાર રહ્યા હોત તો કેવુ સારૂ! ૮ હે
પ્રભુ, ઇસ્રાએલીઓએ પોતાના શત્રુઓ સામે પીઠ
ફેરવી છે તો હવે હુ શુ બોલુ? ૯ હવે કનાની અને
દેશના સર્વ રહેવાસીઓ તે વિષે સાભળશે, અને
અમને ચારોગમથી ઘેરીને અમારૂ નામ પૃથ્વીમાથી
નષ્ટ કરશે, પછી તું તારા મોટા નામ વિષે શુ કરશે?
૧૦ ત્યારે યહોવાહે યહોશુઆને કહ્યું કે, ઉઠ, એમ ઉધો
કેમ પડ્યો છે? ૧૧ ઇસ્રાએલે પાપ કીધુ છે, હા,
તેઓએ તો જે કરાર મેં તેઓને ફરમાવ્યો હતો તેનુ
ઉલ્લઘન કીધુ છે, હા, તેઓએ તો શ્રાપિત વસ્તુમાથી
કઇ લીધુ છે, ને ચોરી ને જૂઠાઇ પણ કીધી છે; ને
વળી તે પોતાના સામાન મધ્યે રાખ્યુ છે ૧૨ એ
કારણથી ઇસ્રાએલપુત્રો પોતાના શત્રુઓ આગળ ટકી
શકતા નથી, પણ પોતાના શત્રુઓ સામે પીઠ ફેરવે છે,
કારણ કે તેઓ શ્રાપિત થયા છે, તમે તમારામાથી
શ્રાપિત વસ્તુનો નાશ નહિ કરશો તો હુ તમારી સાથે
કદી રહેનાર નથી ૧૩ ઉઠ, લોકોને શુદ્ધ કર, ને કહે,
કાલને સારૂ તમે પોતાને શુદ્ધ કરો કારણ કે ઇસ્રાએ
લનો દેવ યહોવાહ એમ કહે છે કે, હે ઇસ્રાએલ, તારા
મધ્યે શ્રાપિત વસ્તુ છે, તમે તમારામાથી શ્રાપિત
વસ્તુ કાઢી નહિ નાખશો, ત્યા સુધી તમે તમારા શત્રુ
આગળ ઉભા રહી શકનાર નથી ૧૪ એ માટે સવારે
પોતપોતાના કુળ પ્રમાણે તમને રજુ કરવામા આવશે,
પછી એમ થશે કે જે કુળને યહોવાહ પકડશે, તે
કુટુંબવાર આગળ આવે, ને જે કુટુંબને યહોવાહ
પકડશે, તે ઘરવાર આગળ આવે, પછી જે ઘરનાને
યહોવાહ પકડશે તે પુરૂષવાર આગળ આવે ૧૫ અને
એમ થાય કે જેની પાસે શ્રાપિત વસ્તુ મળશે તે પોતે
ને તેનુ સર્વસ્વ અગ્નિથી બાળી નાખવામા આવે,
કારણ કે તેણે યહોવાહના કરારને ઉલ્લઘ્યો છે, ને
ઇસ્રાએલમા મૂર્ખાઇ કીધી છે

૧૬ અને યહોશુઆએ સવારે વહેલા ઉઠીને ઇસ્રા
એલને, તેઓના કુળ પ્રમાણે, રજુ કીધા, ત્યારે
યહુદાહનું કુળ પકડાયુ, ૧૭ ને તેણે યહુદાહના કુટુંબ
આગળ આણ્યા, ત્યારે તેણે ઝેરાહીઓનુ કુટુંબ પક-
ડ્યુ, ને તેણે ઝેરાહીઓના કુટુંબના પુરૂષો એક પછી
એક રજુ કર્યા, ત્યારે ઝાબ્દી પકડાયો, ૧૮ ને તેના
ઘરના પુરૂષો એક પછી એક રજુ કર્યા, ત્યારે યહુદા
હના કુળના ઝેરાહના પુત્ર ઝાબ્દીના પુત્ર કાર્મીનો
પુત્ર આખાન પકડાયો ૧૯ ત્યારે યહોશુઆએ આખા
નને કહ્યુ, મારા દીકરા, ઇસ્રાએલના દેવ યહોવાહને
મહિમા આપ, ને તેની આગળ કબુલ કર, ને તેં શું
કીધુ છે તે હવે મને કહે, મારાથી ગુપ્ત રાખીશ મા
૨૦ અને આખાને યહોશુઆને ઉત્તર આપીને કહ્યુ,
ખરેખર, ઇસ્રાએલના દેવ યહોવાહની વિરૂદ્ધ મેં પાપ
કીધુ છે, ને ફલાણું ફલાણુ મેં કીધુ છે ૨૧ લૂટ મધ્યે
એક સારો શિનઆરી જામો ને બસેં શેકેલ રૂપુ, ને
સોનાનુ એક પાનુ પચાસ શેકેલ વજનનુ એ જોઇને

શિંગનાં સાત રણશિંગડાં લઇને ચાલે; ને સાતમે
દિવસે સાત વાર નગરની પ્રદક્ષિણા કરો, ને યાજકો
રણશિંગડા વગાડે. ૫ અને જ્યારે તેઓ મેંઢાના શિંગ
લાંબે સાદે વગાડે, ત્યારે એમ થાય કે, સઘળા લોકો
મોટે સાદે હોકારો કરે; પછી નગરનો કોટ સમૂળગો
ઢળી પડશે, ત્યારે લોકોમાંથી પ્રત્યેક માણસે સીધા
આગળ ધસી જવું. ૬ અને નૂનના દીકરા યહોશુઆએ
યાજકોને બોલાવીને કહ્યું, કરારકોશ ઉચકો, અને સાત
યાજકો યહોવાહના કોશ આગળ મેંઢાનાં શિંગના સાત
રણશિંગડાં લઇને ચાલે. ૭ અને તેઓએ લોકોને કહ્યું,
આગળ ચાલો, નગરની પ્રદક્ષિણા કરો, અને હથિયાર-
બંધ પુરૂષો યહોવાહના કોશ આગળ ચાલે. ૮ અને
એમ થયું કે, જ્યારે યહોશુઆ લોકોને કહી રહ્યો,
ત્યારે સાત યાજકો યહોવાહની આગળ મેંઢાનાં
શિંગનાં રણશિંગડા લઇને વગાડતાં વગાડતાં આગળ
ચાલ્યા; અને યહોવાહનો કરારકોશ તેઓની પાછળ
પાછળ ચાલ્યો. ૯ અને હથિયારબંધ પુરૂષો રણ-
શિંગડાં વગાડનારા યાજકોની આગળ ચાલ્યા, અને
પાછળની ટુકડી કોશની પાછળ ચાલી, અને યાજકો
ચાલતા ચાલતા રણશિંગડાં વગાડતા હતા. ૧૦ અને
યહોશુઆએ લોકોને એવી આજ્ઞા કરી કે, હું તમને
હોકારો કરવાનું કહું તે દિવસ સુધી તમે હોકારો કરશો
મા, ને પોતાની વાણી સંભળાવા દેશો મા, ને તમારા
મ્હોડામાંથી કોઇ શબ્દ નિકળે નહિ; [હું કહું] ત્યારેજ
તમે હોકારો કરજો. ૧૧ એ પ્રમાણે તેણે યહોવાહના
કોશને નગરની આસપાસ ફેરવીને તેની પ્રદક્ષિણા
કરાવી, ને તેઓ છાવણીમાં આવ્યા ને છાવણીમાં રહ્યા.

૧૨ અને સવારે યહોશુઆ વહેલો ઉઠયો, અને યાજ-
કોએ યહોવાહનો કોશ ઉચકી લીધો. ૧૩ અને સાત
યાજકો યહોવાહના કોશ આગળ મેંઢાનાં શિંગનાં સાત
રણશિંગડાં લઇને વગાડતા વગાડતાં ચાલ્યા; અને
હથિયારબંધ માણસો તેઓની આગળ ચાલ્યા, અને
પાછળની ટુકડી યહોવાહના કોશની પાછળ ચાલી,
અને યાજકો ચાલતા ચાલતા રણશિંગડાં વગાડતા
હતા. ૧૪ અને બીજે દિવસે તેઓ નગરની એક વાર
પ્રદક્ષિણા કરીને પાછા છાવણીમાં આવ્યા; એ રીતે
તેઓએ ૭ દિવસ કીધું. ૧૫ અને સાતમે દિવસે એમ
થયું કે, પ્રભાત થતાંજ તેઓએ વહેલા ઉઠીને તેજ
રીત પ્રમાણે નગરની સાત વાર પ્રદક્ષિણા કીધી;
ફક્ત તેજ દિવસે તેઓએ નગરની સાત વાર પ્રદક્ષિણા
કીધી. ૧૬ અને સાતમી વારે એમ થયું કે, યાજકો
રણશિંગડાં વગાડતા હતા ત્યારે યહોશુઆએ લોકોને
કહ્યું, હોકારો કરો; કેમકે યહોવાહે નગર તમને
આપ્યું છે. ૧૭ અને નગર તથા તેમાંનું સર્વ યહોવાહ
પ્રત્યે સમર્પિત થશે; કેવળ રાહાબ કસબેણ અને
તેની સાથે ઘરમાં જે હોય તે સર્વ જીવતાં રહે; કારણ
કે જે જાસુસ આપણે મોકલ્યા હતા તેઓને તેણીએ
સંતાડ્યા. ૧૮ અને શાપિત વસ્તુથી પોતાને સર્વ પ્રકારે
અલગ રાખો; રખેને તમે તેને શાપિત કર્યા પછી પોતે
શાપિત વસ્તુને લો, અને એમ કરીને ઇસ્રાએલની
છાવણીને શાપિત કરો, ને તેને હેરાન કરો. ૧૯ પણ
સર્વ રૂપું તથા સોનું, ને પિત્તળનાં તથા લોઢાનાં પાત્ર
યહોવાહને સારૂ પવિત્ર છે; તેઓ યહોવાહના ભંડા-
રમાં જાય. ૨૦ ત્યારે લોકોએ હોકારો કર્યો અને
[યાજકોએ] રણશિંગડાં વગાડ્યાં; અને એવું થયું કે,
લોકોએ રણશિંગડાનો સાદ સાંભળતાંજ ઘાંટો કાઢીને
મોટો હોકારો કીધો; ત્યારે કોટ ત્યાં ને ત્યાંજ નીચે
પડ્યો, એટલે લોકોમાંનો પ્રત્યેક પુરૂષ સીધો નગરમાં
ધસી ગયો, અને તેઓએ નગર લીધું. ૨૧ અને નગ
રમાં જે સઘળું હતું તેનો, એટલે પુરૂષ ને સ્ત્રી, જુવાન
ને વૃદ્ધ, ને ઢોર ને ઘેટાં ને ગધેડાં, તેઓનો તરવારની
ધારથી વિનાશ કીધો. ૨૨ અને જે બે માણસોએ
દેશની જાસુસી કીધી હતી તેઓને યહોશુઆએ કહ
કે, કસબેણને ઘેર જઇને તેની સાથે તમે સમ ખાધ
હતા, તે પ્રમાણે તેને ને તેના સર્વસ્વને ત્યાંથી કાઢ
લાવો. ૨૩ અને જુવાન જાસુસોએ માંહે જઇને રાહા
બને ને તેના બાપને, ને તેની માને, ને તેના ભાઇ
ઓને, ને તેના સર્વસ્વને કાઢી આણ્યાં, વળી તે
સઘળાં સગાંને પણ તેઓએ કાઢી આણ્યાં; ને તેઓ
ઇસ્રાએલની છાવણી બહાર મુક્યાં. ૨૪ અને તેઓ
નગરને, અને જે સર્વે તેમાં હતું તેને, અગ્નિથી બાળ
નાખ્યાં; કેવળ રૂપું ને સોનું, ને પિત્તળનાં ને લોઢા
પાત્રો તેઓએ યહોવાહના ઘરના ભંડારમાં મુક્
૨૫ પણ રાહાબ કસબેણને, અને તેના બાપના કુ
ટુંબને, અને તેના સર્વસ્વને યહોશુઆએ જીવ
રાખ્યાં; તે આજ સુધી ઇસ્રાએલમાં રહે છે; કાર
કે યરેખોની જાસુસી કરવાને યહોશુઆએ જે જાસુ
મોકલ્યા હતા તેઓને તેણીએ સંતાડ્યા હતા. ૨૬
તે વખતે યહોશુઆએ તેઓને એવા સમ ખાધ્યા
જે કોઇ ઉઠીને યરેખો નગર બાંધે તે યહોવાહ

આગળ શ્રાપિત થાય, તેનો પાયો તે પોતાના
જ્યેષ્ઠપુત્રના જીવને સાટે નાખે, ને પોતાના સૌથી
નાના પુત્રના જીવને સાટે તેની ભાગળો ઉભી કરે
૨૭ એ પ્રમાણે યહોવાહ યહોશુઆ સાથે હતો, ને તે
આખા દેશમા તેની કીર્ત્તિ ફેલાઇ ગઇ

૭ પણ ઇસ્રાએલપુત્રોએ શ્રાપિત વસ્તુ વિષે અપ
રાધ કીધો, કેમકે યહુદાહના વશમાના ઝેરાહના
પુત્ર ઝાબ્દીના પુત્ર કાર્મીના પુત્ર આખાને તે શ્રાપિત
વસ્તુમાથી કઇ લીધું, અને યહોવાહનો કોપ ઇસ્રા
એલપુત્રો પર સળગ્યો

૨ બેથ આવેન પાસે, બેથેલની પૂર્વ ગમ આય છે,
ત્યાં યહોશુઆએ યરેખોથી માણસોને મોકલ્યા, અને
તેઓને એમ કહ્યું કે, જઇને તે દેશની જાસુસી કરી
આવો, ને તે માણસોએ જઇને આયની જાસુસી
કીધી ૩ અને તેઓ યહોશુઆ પાસે પાછા આવ્યા,
ને તેને કહ્યું કે, સર્વ લોકોએ જવુ નહિ, પણ સુમારે
બે કે ત્રણ હજાર પુરૂષોએ જઇને આયને મારવુ,
સઘળા લોકોને ત્યા જવાનો પરિશ્રમ આપશો મા,
કેમકે તે લોકો માત્ર થોડા છે ૪ અને લોકોમાથી
સુમારે ત્રણ હજાર પુરૂષો ત્યા ગયા, પણ આયના
માણસોએ તેઓને નસાડ્યા ૫ અને આયના માણ
સોએ તેઓમાથી સુમારે છત્રીસ માણસ માર્યા, ને
ભાગળ આગળથી શબારીમ સુધી તેઓની પાછળ
દોડીને ઉતરવાની જગ્યા આગળ તેઓને માર્યા, એ
માટે લોકોના હૃદય પિગળીને પાણી જેવા થયા ૬ અને
યહોશુઆએ પોતાના વસ્ત્ર ફાડ્યા, ને પોતે ઇસ્રાએ-
લના વડીલો સુદ્ધા યહોવાહના કોષ આગળ ભૂમિ
ઉપર સાજ સુધી ઉંધો પડી રહ્યો, ને તેઓએ પોતાના
માથા પર ધુળ નાખી ૭ ત્યારે યહોશુઆ બોલ્યો,
અરેરે! ઓ પ્રભુ યહોવાહ, અમને અમોરીઓના
હાથમા સોપીને અમારો નાશ કરવા સારૂ તે આ
લોકને યરદન પાર કેમ આણ્યા? અમે સતુષ્ટ થઇને
યરદનની પેલે પાર રહ્યા હોત તો કેવુ સારૂ! ૮ હે
પ્રભુ, ઇસ્રાએલીઓએ પોતાના શત્રુઓ સામે પીઠ
ફેરવી છે તો હવે હુ શું બોલુ? ૯ હવે કનાની અને
દેશના સર્વ રહેવાસીઓ તે વિષે સાભળશે, અને
અમને ચારેગમથી ઘેરીને અમારૂ નામ પૃથ્વીમાથી
નષ્ટ કરશે, પછી તું તારા મોટા નામ વિષે શું કરશે?
૧૦ ત્યારે યહોવાહે યહોશુઆને કહ્યુ કે, ઉઠ, એમ ઉંધો
કેમ પડ્યો છે? ૧૧ ઇસ્રાએલે પાપ કીધુ છે, હા,
તેઓએ તો જે કરાર મે તેઓને ફરમાવ્યો હતો તેનુ
ઉલ્લઘન કીધુ છે, હા, તેઓએ તો શ્રાપિત વસ્તુમાથી
કઇ લીધુ છે, ને ચોરી ને જૂઠાઇ પણ કીધી છે; ને
વળી તે પોતાના સામાન મધ્યે રાખ્યુ છે ૧૨ એ
કારણથી ઇસ્રાએલપુત્રો પોતાના શત્રુઓ આગળ ટકી
શકતા નથી, પણ પોતાના શત્રુઓ સામે પીઠ ફેરવે છે,
કારણ કે તેઓ શ્રાપિત થયા છે, તમે તમારામાથી
શ્રાપિત વસ્તુનો નાશ નહિ કરશો તો હુ તમારી સાથે
કદી રહેનાર નથી ૧૩ ઉઠ, લોકોને શુદ્ધ કર, ને કહે,
કાલને સારૂ તમે પોતાને શુદ્ધ કરો, કારણ કે ઇસ્રાએ-
લનો દેવ યહોવાહ એમ કહે છે કે, હે ઇસ્રાએલ, તારા
મધ્યે શ્રાપિત વસ્તુ છે, તમે તમારામાથી શ્રાપિત
વસ્તુ કાઢી નહિ નાખશો, ત્યા સુધી તમે તમારા શત્રુ
આગળ ઉભા રહી શકનાર નથી ૧૪ એ માટે સવારે
પોતપોતાના કુળ પ્રમાણે તમને રજુ કરવામા આવશે,
પછી એમ થશે કે જે કુળને યહોવાહ પકડશે, તે
કુટુંબવાર આગળ આવે, ને જે કુટુંબને યહોવાહ
પકડશે, તે ઘરવાર આગળ આવે, પછી જે ઘરનાને
યહોવાહ પકડશે તે પુરૂષવાર આગળ આવે ૧૫ અને
એમ થાય કે જેની પાસે શ્રાપિત વસ્તુ મળશે તે પોતે
ને તેનુ સર્વસ્વ અગ્નિથી બાળી નાખવામા આવે,
કારણ કે તેણે યહોવાહના કરારને ઉલ્લઘ્યો છે, ને
ઇસ્રાએલમા મૂર્ખાઇ કીધી છે

૧૬ અને યહોશુઆએ સવારે વહેલા ઉઠીને ઇસ્રા
એલને, તેઓના કુળ પ્રમાણે, રજુ કીધા, ત્યારે
યહુદાહનું કુળ પકડાયુ, ૧૭ ને તેણે યહુદાહના કુટુંબ
આગળ આણ્યા, ત્યારે તેણે ઝેરાહીઓનુ કુટુબ પક-
ડ્યુ, ને તેણે ઝેરાહીઓના કુટુંબના પુરૂષો એક પછી
એક રજુ કર્યા, ત્યારે ઝાબ્દી પકડાયો, ૧૮ ને તેના
ઘરના પુરૂષો એક પછી એક રજુ કર્યા, ત્યારે યહુદા
હના કુળના ઝેરાહના પુત્ર ઝાબ્દીના પુત્ર કાર્મીનો
પુત્ર આખાન પકડાયો ૧૯ ત્યારે યહોશુઆએ આખા-
નને કહ્યું, મારા દીકરા, ઇસ્રાએલના દેવ યહોવાહને
મહિમા આપ, ને તેની આગળ કબૂલ કર, ને તેં શું
કીધુ છે તે હવે મને કહે, મારાથી ગુપ્ત રાખીશ મા
૨૦ અને આખાને યહોશુઆને ઉત્તર આપીને કહ્યું,
ખરેખર, ઇસ્રાએલના દેવ યહોવાહની વિરૂદ્ધ મે પાપ
કીધુ છે, ને ફલાણુ ફલાણુ મે કીધુ છે ૨૧ લૂટ મધ્યે
એક સારો શિનઆરી જામો ને બસેં શેકેલ રૂપ
સોનાનુ એક પાનુ પચાસ શેકેલ વજનનુ, એ

તેઓનો લોભ મને લાગ્યો, ને મેં તે લીધાં; ને જુઓ,
તેઓ મારા તંબુ મધ્યે ભૂમિમાં સંતાડેલાં છે, ને રૂપું
તેની નીચે છે. ૨૨ માટે યહોશુઆએ ખેપિયા મોકલ્યા,
ને તેઓ તંબુએ દોડી ગયા; અને જુઓ, તે તંબુમાં
સંતાડેલું હતું, ને રૂપું તેની નીચે હતું. ૨૩ અને
તેઓએ તંબુમાંથી તે લઇને યહોશુઆની પાસે તથા
સર્વ ઇસ્રાએલપુત્રોની પાસે આણ્યાં; ને તેઓને
યહોવાહ આગળ મુક્યાં ૨૪ અને યહોશુઆએ ને
તેની સાથે સર્વ ઇસ્રાએલે ઝેરાહનો પુત્ર આખાન,
ને રૂપું, ને જામો, ને સોનાનુ પાનું, ને તેના દીકરા,
ને તેની દીકરીઓ, ને તેના બળદો, ને તેનાં ગધેડાં,
ને તેનાં ઘેટાં, ને તેનો તંબુ, ને તેનું સર્વસ્વ, તેઓને
લીધાં, ને તેઓને તેઓ આખોરની ખીણમા લઇ
ગયા ૨૫ અને યહોશુઆએ કહ્યું, તેં અમને હેરાન કેમ
કીધા છે? આજે યહોવાહ તને હેરાન કરશે. અને સર્વ
ઇસ્રાએલે તેને પત્થરે માર્યો; ને તેઓએ તેઓને
અગ્નિથી બાળ્યાં અને પત્થરથી માર્યા ૨૬ અને
તેઓએ તેના પર પથરાનો મોટો ઢગલો કીધો, તે
આજ સુધી છે; ત્યારે યહોવાહ પોતાના ક્રોધના
જુસ્સાથી ફર્યો. તે માટે તે ઠેકાણાનું નામ આજ
સુધી આખોરની ખીણ, એવું પડ્યું.

૮ અને યહોવાહે યહોશુઆને કહ્યું કે, બીહ મા,
ને ગભરાઇશ મા; તારી સાથે સર્વ લડવૈયા
લોક લે, ને ઉઠીને આય જા; જો, આયનો રાજા, ને
તેના લોક, ને તેનું નગર, ને તેનો દેશ, મેં તારા
હાથમાં સ્વાધીન કીધાં છે; ૨ ને તેં યરેખોને ને તેના
રાજાને કર્યું, તેમ આયને ને તેના રાજાને તું કરજે;
પણ તેનો માલ ને તેના ઢોર તમે પોતાને સારૂ લૂટી
લેજો; નગરની પાછળ માણસોને સંતાડી રાખજે.
૩ એ માટે આય ઉપર ચઢાઇ કરવાને યહોશુઆ સર્વ
લડવૈયા લોક સુદ્ધાં ઉઠ્યો, ને યહોશુઆએ ત્રીસ
હજાર શૂરવીર પુરૂષોને ચુંટી કાઢીને તેઓને રાત્રે
મોકલ્યા. ૪ અને તેણે તેઓને એવી આજ્ઞા આપી
કે, જુઓ, નગર લેવા સારૂ તમે તેની પાછળ સંતાઇ
રહેજો, નગરથી ઘણે દૂર જશો મા, પણ સર્વે તૈયાર
રહેજો; ૫ ને હું ને મારી સાથેના સર્વ લોક નગર
પાસે આવીશું; અને તેઓ પહેલાંની પેઠે અમારી
સામા બહાર ધસી આવશે, ત્યારે એમ થશે કે, અમે
તેઓની આગળથી નાસીશું; ૬ અને અમારી પાછળ
લાગવાને તેઓ બહાર આવશે, અને પછી અમે
તેમને નગરથી દૂર ખેંચી જઇશું; કેમકે તેઓ કહેશે
કે એઓ પહેલાંની પેઠે અમારી આગળથી નાસે છે;
માટે અમે તેઓની આગળથી નાસીશું; ૭ અને તમે
સંતાવાની જગ્યાએથી ઉઠીને નગરને કબજે કરજો;
કેમકે તમારો દેવ યહોવાહ તમારા હાથમાં તે
આપશે ૮ અને એમ થાય કે, નગર કબજે કર્યા
પછી તમારે નગરને આગ લગાડવી, યહોવાહના કહ્યા
પ્રમાણે તમારે કરવું; જુઓ, મેં તમને આજ્ઞા આપી
છે. ૯ અને યહોશુઆએ તેઓને મોકલ્યા; અને
તેઓ સંતાઇ રહેવા સારૂ બેથેલ ને આયની વચ્ચે,
આયની પશ્ચિમ ગમ, જઇને રહ્યા; પણ યહોશુઆ
લોકો મધ્યે તે રાત રહ્યો

૧૦ અને સવારે વહેલા ઉઠીને યહોશુઆએ લોકોની
હાજરી લીધી, ને તે ઇસ્રાએલના વડીલો સુદ્ધાં
લોકોને મોખરે આય ગયો. ૧૧ અને તેની સાથે જે
લડવૈયા લોક હતા, તેઓ પણ સર્વ ચઢ્યા, ને પાસે
જઇને નગર આગળ આવ્યા, અને તેઓએ આયની
ઉત્તર બાજુએ છાવણી કીધી; હવે તેની ને આયની
વચ્ચે ખીણ હતી. ૧૨ અને તેણે આસરે પાંચ હજાર
માણસોને લીધા, અને બેથેલ ને આયની વચ્ચે
આયની પશ્ચિમ બાજુએ તેઓને સંતાડ્યા. ૧૩ નગ-
રની ઉત્તરે જે આખું સૈન્ય હતું તે, તથા તેઓમાંના
સંતાઇ રહેનારા જે નગરની પશ્ચિમે હતા તે લોકોને
તેઓએ એ પ્રમાણે ગોઠવ્યા; અને યહોશુઆ તે
રાતે તે ખીણની મધ્યે ગયો. ૧૪ અને આયના રાજાએ
તે જોયું, ત્યારે એવું થયું કે, નગરના માણસો ઉતાવળ
કરીને વહેલા ઉઠ્યા, ને તે તથા તેના સર્વ લોકો
ઇસ્રાએલ સાથે લડવાને નિમેલે વખતે અરાબાહ
આગળ બહાર નિકળી આવ્યા; પણ નગરની પાછળ
પોતાની વિરૂદ્ધ સંતાઇ રહેલા માણસો છે, એ તે
જાણતો નહોતો. ૧૫ અને યહોશુઆ તથા સર્વ ઇસ્રા
એલ એઓની આગળ પરાજિત થવાનું ડોળ દેખા
ડીને, રાનને માર્ગે નાઠા. ૧૬ અને તેઓની પાછળ
લાગવા સારૂ નગરના સર્વ લોકને બોલાવી ભેગા કીધા
ને યહોશુઆની પાછળ લાગતાં તેઓ નગરથી દૂ
ખેંચાયા ૧૭ એ માટે ઇસ્રાએલની પાછળ લાગ્ય
વગરનો એકે પુરૂષ આયમાં કે બેથેલમાં રહ્યો નહિ
ને નગર નિરાશ્રિત મુકીને તેઓ ઇસ્રાએલની પાછ
લાગ્યા ૧૮ અને યહોવાહે યહોશુઆને કહ્યું, તા
હાથમાનો ભાલો આય તરફ લાંબો કર; કેમકે

તેને તારા હાથમા આપીશ અને યહોશુઆએ
પોતાના હાથમાનો ભાલો નગર તરફ લાંબો કીધો
૧૯ અને તેણે પોતાનો હાથ લાંબો કીધો કે તરતજ
સતાઇ રહેલા માણસો ઉતાવળથી પોતાની જગ્યાએથી
ઉઠીને દોડ્યા, ને તેઓએ નગરમા જઇને તે લીધુ,
ને જલદીથી તેઓએ નગરને આગ લગાડી ૨૦ અને
આયના માણસોએ પોતાની પાછળ જોયુ, તો જુઓ,
નગરનો ધુમાડો ગગનમા ચઢતો હતો, ને આમ કે
તેમ નાસવાને તેઓમા શક્તિ રહી નહિ, એટલામા
રાનની ગમ જે લોકો નાસતા હતા, તેઓ પાછા વળીને
પોતાની પાછળ લાગનારાઓ પર ધસ્યા ૨૧ અને
સતાએલાઓએ નગર લીધુ છે, ને નગરનો ધુમાડો
ચઢેલો છે, એવુ યહોશુઆએ ને સર્વ ઇસ્રાએલે જોયુ,
ત્યારે તેઓએ પાછા ફરીને આયના માણસોને કતલ
કીધા. ૨૨ અને બીજાઓ તેઓની સામે નગરમાથી
ધસી આવ્યા, અને તેઓ ઇસ્રાએલની વચ્ચે સપ-
ડાયા, કેટલાએક આણી ગમ ને કેટલાએક તેણી ગમ
હતા, અને તેઓએ તેઓને એવા માર્યા કે તેમાથી
તેઓએ એકેને બચી જવા કે નાસી જવા દીધો
નહિ ૨૩ અને તેઓએ આયના રાજાને જીવતો પક-
ડીને યહોશુઆ પાસે આણ્યો ૨૪ અને રણક્ષેત્રમા,
એટલે જે અરણ્યમા તેઓ એઓની પૂઠે લાગીને
ગયા હતા, તેમા આયના સર્વ રહેવાસીઓનો સહાર
કરવાનુ કામ ઇસ્રાએલે પુરૂ કર્યુ, અને તરવારની
ધારથી કપાઇને તેઓનો ક્ષય થયો, ત્યારે એમ થયુ
કે, સઘળા ઇસ્રાએલ આયમા પાછા આવ્યા, અને
તેને તરવારની ધારથી માર્યુ ૨૫ અને તે દિવસે પુરૂષો
ને સ્ત્રીઓ સર્વે મળીને બાર હજાર, એટલે આયના
સર્વ માણસો, પડ્યા ૨૬ કેમકે યહોશુઆએ આયના
સર્વ રહેવાસીઓનો વિનાશ કીધો ત્યા સુધી, જે
હાથે તે ભાલો લાંબો કરી રહ્યો હતો, તે હાથ પાછો
ખેંચી લીધો નહિ ૨૭ કેવળ જે આજ્ઞા યહોવાહે
યહોશુઆને ફરમાવી હતી, તે મુજબ નગરના ઢોર ને
માલ ઇસ્રાએલે પોતાને વાસ્તે લુટી લીધા ૨૮ અને
યહોશુઆએ આયને બાળી નાખીને તેનો સદાને માટે
ઢગલો કરી દીધો, એટલે આજ સુધીનુ વેરાન
[કીધુ] ૨૯ અને તેણે આયના રાજાને સાંજ સુધી
ઝાડે ટાંગ્યો; ને સૂર્યાસ્ત થયો ત્યારે યહોશુઆની
આજ્ઞા પ્રમાણે તેઓએ તેની લોથ ઝાડ ઉપરથી
ઉતારીને નગરના દરવાજાના નાકામા નાખી, ને તેના
પર પત્થરનો મોટો ઢગલો કીધો, તે આજ સુધી છે

૩૦ ત્યારે યહોશુઆએ એબાલ પર્વત ઉપર ઇસ્રા-
એલના દેવ યહોવાહને સારૂ વેદી બાંધી; ૩૧ યહોવા-
હના સેવક મુસાએ ઇસ્રાએલપુત્રોને જે આજ્ઞા આપી
હતી, અને મુસાના નિયમશાસ્ત્રના પુસ્તકમા જેમ
લખેલુ છે, તે પ્રમાણે તે વેદી અખંડિત પત્થર, જેના
પર કોઇ માણસે લોઢુ કદી ઉગામ્યુ નહોતુ, એવાની
હતી, ને તેઓએ તેના પર યહોવાહને સારૂ દહની-
યાર્પણ કીધા, ને શાંત્યર્પણના યજ્ઞ કીધા ૩૨ અને
ત્યા તેણે તે પત્થરો ઉપર મુસાના નિયમશાસ્ત્રની
પ્રત લખી, ને ઇસ્રાએલપુત્રોની સમક્ષ તેણે તે લખી
૩૩ અને સર્વ ઇસ્રાએલ, ને તેઓના વડીલો તથા
અધિકારીઓ, ને તેઓના ન્યાયાધીશો, એતદ્દેશી
તેમજ પરદેશી પણ, યહોવાહના કરારકોષને ઉંચક-
નારા લેવી યાજકોની આગળ, કોષની આણી ગમ
ને પેલી ગમ ઉભા રહ્યા, તેઓમાના અર્ધા ગરીઝીમ
પર્વતની સામે અને અર્ધા એબાલ પર્વતની સામે,
યહોવાહના સેવક મુસાએ પહેલવહેલા ઇસ્રાએલ
લોકોને આશીર્વાદ આપવા વિષે તેઓને આજ્ઞા આપી
હતી તે પ્રમાણે, ઉભા રહ્યા ૩૪ અને ત્યાર પછી
તેણે નિયમશાસ્ત્રના સર્વ વચનો, એટલે આશીર્વાદ
અને શ્રાપવચન, નિયમશાસ્ત્રના પુસ્તકમા લખેલા
છે, તે પ્રમાણે સઘળા વાચી સભળાવ્યા ૩૫ મુસાએ
જે સઘળી આજ્ઞા આપી હતી તે યહોશુઆએ ઇસ્રા-
એલની આખી સભા આગળ, તથા સ્ત્રીઓ તથા
બાળકો તથા જે પરદેશીઓ તેઓની સાથે વ્યવહાર
રાખતા હતા તેઓની આગળ, એક પણ શબ્દ બાકી
રાખ્યા વિના વાચી સભળાવી

૯ અને યરદન પારના સઘળા રાજાઓ, જે પહાડી
મુલકમા, તથા નીચપ્રદેશમા, તથા મહાસમુદ્રના
લબાનોનની સામેના આખા કાંઠા ઉપર રહેતા હતા,
એટલે હિત્તીઓએ તથા અમોરીઓએ તથા કનાની-
ઓએ તથા પરીઝ્ઝીઓએ, તથા હિવ્વીઓએ તથા
યબૂસીઓએ જ્યારે તે સાંભળ્યુ, ત્યારે એમ થયુ કે,
૨ તેઓ એકસપે યહોશુઆ સામે ને ઇસ્રાએલીઓ
સામે યુદ્ધ કરવાને ભેગા થયા

૩ પણ યહોશુઆએ યરેખોને તથા આયને જે કીધુ
હતુ, તે ગિબઓનના રહેવાસીઓએ સાંભળ્યુ, ૪ ત્યારે
તેઓએ પણ કપટ કીધુ, ને તેઓએ એલચીઓનો
વેશ ધરીને પોતાના ગધેડાપર જુની ગુણપાટો, ને
દ્રાક્ષારસની જુની ને ફાટેલી ને થિગડા મારેલી મશકો;

૫ ને પોતાના પગોમાં જુનાં ને થિગડા મારેલાં
ખાસડા, ને પોતાના અંગપર જુના વસ્ત્રો લીધા; ને
તેઓના ભાથાની બધી રોટલી સુકાઇને ફુગાઇ ગએલી
હતી ૬ અને તેઓ ગિલ્ગાલ આગળની છાવણીમા
યહોશુઆ પાસે ગયા, ને તેઓએ તેને તથા ઇસ્રા-
એલના માણસોને કહ્યું કે, અમે એક દૂર દેશથી
આવ્યા છીએ, એ માટે હવે તમે અમારી સાથે કોલ-
કરાર કરો ૭ અને ઇસ્રાએલના માણસોએ હિવ્વી-
ઓને કહ્યું, કદાપિ તમે અમારામા રહેતા હશો, તો
અમે તમારી સાથે કોલકરાર શી રીતે કરીએ? ૮ ને
તેઓએ યહોશુઆને કહ્યું, અમે તારા દાસ છીએ
અને યહોશુઆએ તેઓને કહ્યું, તમે કોણ છો ને
ક્યાથી આવ્યા છો? ૯ ને તેઓએ તેને કહ્યું, તારા દેવ
યહોવાહના નામને સારૂ અમે તારા દાસો એક ઘણા
દૂર દેશથી આવ્યા છીએ; કેમકે તેની કીર્તિ, ને તેણે
મિસરમાં જે સર્વ કીધું, તે અમે સાભળ્યું છે ૧૦ અને
યરદન પારના અમોરીઓના બે રાજા, એટલે હેશ્બો-
નનો રાજા સીહોન, ને આશ્તારોથમા રહેનાર બાશા-
નનો રાજા ઓગ, તેઓને તેણે જે સર્વ કીધું [તે પણ
અમે સાભળ્યું છે] ૧૧ એ માટે અમારા વડીલો તથા
અમારા દેશના સર્વ રહેવાસીઓએ અમને એમ કહ્યું
કે, વાટને સારૂ ખાવાનુ તમારા હાથમા લઇને, તેઓને
મળવાને જાઓ, ને તેઓને કહો, અમે તમારા દાસ
છીએ, ને હવે તમે અમારી સાથે કોલકરાર કરો
૧૨ અમે તમારી પાસે આવવાને નિકળ્યા તે દિવસે
આ અમારી રોટલી અમારા ભાથાને સારૂ અમે
અમારા ઘરમાથી ઉન્હી લીધી હતી, પણ જુઓ,
હવે તે સુકાઇને ફુગાઇ ગઇ છે; ૧૩ ને દ્રાક્ષરસની
આ મસકો અમે ભરી હતી તેઓ નવી હતી, પણ
જુઓ, હવે તેઓ ફાટી ગઇ છે, ને આ અમારા
વસ્ત્રો, ને અમારા ખાસડા ઘણી લાબી મુસાફરીથી
જુના થયા છે ૧૪ અને [ઇસ્રાએલી] માણસોએ
તેઓના ભાથામાથી લીધું, ને યહોવાહના મુખથી
સલાહ લીધી નહિ ૧૫ અને યહોશુઆએ તેઓની
સાથે સલાહ કીધી, ને તેઓને જીવતા રહેવા દેવાનો
કરાર તેઓની સાથે કીધો; ને જમાતના આગેવા-
નોએ પણ એઓની આગળ સમ ખાધા ૧૬ અને
તેઓની સાથે તેઓએ કરાર કીધો ત્યાર પછી ત્રણ
દિવસને અંતે એમ થયુ કે, તેઓ અમારા પડોશી,
ને અમારી મધ્યે રહેનારા છે, એવુ તેઓએ સાભળ્યુ
૧૭ અને ઇસ્રાએલપુત્રો ચાલી નિકળીને ત્રીજે દિવસે
તેઓના નગરોમાં પહોચ્યા; હવે તેઓના નગરો તો
ગિબઓન ને કફીરાહ ને બએરોથ ને કિર્યાથ-યઆરીમ
હતા ૧૮ અને ઇસ્રાએલપુત્રોએ તેઓને માર્યા નહિ;
કેમકે જમાતના આગેવાનોએ ઇસ્રાએલના દેવ યહો-
વાહના સમ તેઓની આગળ ખાધા હતા; અને
આખી જમાતે આગેવાનોની વિરૂદ્ધ કચકચ કીધી.
૧૯ અને સર્વ આગેવાનોએ આખી જમાતને કહ્યું,
અમે ઇસ્રાએલના દેવ યહોવાહના સમ તેઓની
આગળ ખાધા છે, માટે અમારાથી તો તેઓને ન
અડકાય ૨૦ તેઓને આ પ્રમાણે કરીને અમે જીવવા
દઇશું, નહિ તો જે સમ તેઓની આગળ અમે ખાધા
તેના કારણથી અમારા ઉપર કોપ આવે ૨૧ અને
આગેવાનોએ તેઓને કહ્યું, તેઓને જીવવા દો, પણ
એ સરતે કે, તેઓ આખી જમાતને સારૂ લાકડાં
કાપનારા ને પાણી ભરનારા થાય, જેમ આગેવા-
નોએ તેઓને કહ્યુ હતું, તેમ ૨૨ અને યહોશુઆએ
તેઓને બોલાવીને એમ કહ્યુ કે, તમે અમારામા રહો
છો તે છતા તમે અમને એમ કહીને કેમ ઠગ્યા, કે
અમે તમારાથી ઘણે દૂરના છીએ? ૨૩ તો હવે તમે
શાપિત થયા છો, ને તમારામાનો કોઇ દાસ થયા
વગર, એટલે મારા દેવના ઘરમા લાકડા કાપનાર
તેમજ પાણી ભરનાર થયા વગર, રહેશે નહિ.
૨૪ અને તેઓએ યહોશુઆને ઉત્તર આપીને કહ્યું,
અમે અમારા જીવ વિષે તમારાથી ઘણા ભયભીત
થઇને આ કામ કર્યું છે; કેમકે સઘળો દેશ તમને
આપવાની તથા તમારી આગળથી દેશના સર્વ રહે-
વાસીઓનો વિનાશ કરવાની જે આજ્ઞા તમારા દેવ
યહોવાહે પોતાના સેવક મુસાને આપી હતી, તે
ખચિત તારા દાસોના સાભળવામાં આવી હતી
૨૫ અને હવે, જો, અમે તારા હાથમા છીએ; જે
કરવાનુ તને સારૂ તથા વાજબી લાગે તે અમને કર.
૨૬ તેથી તેઓને તેજ પ્રમાણે કરીને તેણે તેઓને
ઇસ્રાએલપુત્રોના હાથમાથી છોડાવ્યા, ને તેઓએ
તેઓને માર્યા નહિ ૨૭ અને યહોશુઆએ તેઓને,
તે દિવસે, જમાતને સારૂ તથા જે જગ્યા તે પસંદ
કરે ત્યા, યહોવાહની વેદીને સારૂ લાકડા ફાડનારા
તથા પાણી ભરનારા ઠરાવ્યા; તે આજ સુધી
[તેમજ છે]

૧૦ હવે એમ થયુ કે, યરૂશાલેમના રાજા
અદોની-સેદેક સાભળ્યુ કે, યહોશુઆએ

આય લઇને તેનો વિનાશ કીધો છે; અને જેમ તેણે
યરેખોને ને તેના રાજાને કીધું હતું, તેમ આયને ને
તેના રાજાને કીધું છે; ને ગિબઓનના રહેવાસીઓએ
ઇસ્રાએલની સાથે સલાહ કીધી છે, ને તેઓ તેઓ
મધ્યે છે; [2]ત્યારે તેઓ ઘણા બીધા, કેમકે ગિબઓન
રાજકીય નગર જેવું મોટું નગર હતું; ને આય કરતાં
મોટું હતું, ને તેના સર્વ માણસો બળવંત હતા [3]અને
યરૂશાલેમના રાજા અદોની-સેદેકે હેબ્રોનના રાજા
હોહામને, તથા યાર્મૂથના રાજા પિરઆમને, તથા
લાખીશના રાજા યાફીઆને, તથા એગ્લોનના રાજા
દબીરને એવો સદેશો મોકલ્યો કે, [4]મારી પાસે
આવો, ને મને સહાય કરો, અને આપણે ગિબ-
ઓનને મારીએ; કેમકે તેણે યહોશુઆ સાથે ને
ઇસ્રાએલપુત્રોની સાથે સલાહ કીધી છે [5]માટે
યરૂશાલેમનો રાજા, હેબ્રોનનો રાજા, યાર્મૂથનો રાજા,
લાખીશનો રાજા, ને એગ્લોનનો રાજા, એ અમોરી-
ઓના પાચ રાજા એકઠા મળ્યા ને પોતાના સર્વ
સૈન્ય સાથે ચઢાઇ કરીને તેઓએ ગિબઓનની સામે
છાવણી કીધી, ને તેની સાથે લડાઇ કીધી [6]અને
ગિબઓનના માણસોએ ગિલ્ગાલની છાવણીમા યહો-
શુઆને એવો સદેશો મોકલ્યો કે, તું પોતાના દાસોને
મદદ કરવામાં તારા હાથ ઢીલા કરીશ નહિ; અમારી
પાસે વહેલો આવ, ને અમને બચાવ, ને અમારી
સહાય કર; કેમકે પહાડી મુલકમા રહેનારા અમોરી-
ઓના સર્વ રાજા એકઠા થઇને અમારા પર ચઢી
આવ્યા છે [7]તેથી યહોશુઆ પોતાની સાથે સર્વ
લડવૈયા તથા સર્વ શૂરવીર પુરૂષોને લઇને ગિલ્ગાલ-
માથી ચઢી ગયો [8]અને યહોવાહે યહોશુઆને કહ્યું,
તેઓથી બીશ મા, કેમકે મેં તેઓને તારા હાથમાં
આપ્યા છે; તેઓમાનો કોઇ પુરૂષ તારી આગળ
ટકનાર નથી. [9]માટે યહોશુઆ ગિલ્ગાલથી આખી
રાત ચાલીને ઓચિંતો તેઓ પર આવી પડ્યો
[10]અને યહોવાહે ઇસ્રાએલની આગળ તેઓને
હરાવ્યા, ને તેણે તેઓને ગિબઓન આગળ મારીને
તેઓનો મોટો સહાર કીધો, ને બેથ હોરોન ઘાટના
રસ્તામા તેઓએ તેઓની પાછળ લાગીને અઝેકાહ
સુધી ને માક્કેદાહ સુધી તેઓને માર્યા [11]અને
તેઓ ઇસ્રાએલની આગળથી નાસતા બેથ-હોરોનના
ઢોળાવ પર આવ્યા, ત્યારે એમ થયુ કે, અઝેકાહ
સુધી યહોવાહે તેઓ ઉપર આકાશમાથી મોટા
પત્થર ફેંક્યા, ને તેઓ માર્યા ગયા; જેઓને ઇસ્રા-
એલપુત્રોએ તરવારથી મારેલા હતા, તેમના કરતાં
જેઓ કરાથી માર્યા ગયા તેઓ વધારે હતા

[12]તે સમયે, એટલે યહોવાહે અમોરીઓને ઇસ્રા-
એલપુત્રોની આગળ સ્વાધીન કીધા તે દિવસે, યહો-
શુઆ યહોવાહ આગળ બોલ્યો; ને ઇસ્રાએલના
દેખતા તે બોલ્યો કે, સૂર્ય, ગિબઓન ઉપર તું સ્થિર
રહે; ચંદ્ર, આયાલોનની ખીણ ઉપર તું સ્થિર રહે.
[13]અને લોકોએ પોતાના શત્રુ ઉપર વેર વાળ્યુ ત્યા
સુધી સૂર્ય સ્થિર રહ્યો ને ચંદ્ર થભ્યો એ યાશારના
પુસ્તકમા લખ્યુ નથી શું? ને આકાશની મધ્યે સૂર્ય
થોભ્યો અને આસરે એક આખા દિવસ સુધી તેણે
આથમવાની ઉતાવળ ન કીધી [14]તે દિવસના જેવો
એક પણ દિવસ તેની પાછળ કે તેની આગળ થયો
નથી, કે [જે દિવસે] યહોવાહે માણસની વાણી
સાભળી હોય, કેમકે ઇસ્રાએલને સારૂ યહોવાહ લડ્યો.

[15]અને યહોશુઆ ને તેની સાથે સર્વ ઇસ્રાએલ
ગિલ્ગાલની છાવણીમા પાછા આવ્યા

[16]અને તે પાચ રાજાઓ નાસીને માક્કેદાહની
ગુફામા સતાયા [17]અને યહોશુઆને કોઇએ કહ્યું કે,
તે પાચ રાજાઓ માક્કેદાહની ગુફામા સતાએલા
મળ્યા છે [18]અને યહોશુઆએ કહ્યું, ગુફાના મ્હો
પર મોટા પત્થરો ગબડાવીને નાખો, ને એની પાસે
તેઓની ચોકી કરવાને માણસોને રાખો; [19]પણ
તમે થોભશો મા, પોતાના શત્રુઓની પાછળ લાગીને
તેઓમાના સૌથી પાછળનાઓને મારો, તેઓના
નગરોમા તેઓને પેસવા દેશો મા, કેમકે તમારા દેવ
યહોવાહે તેઓને તમારા હાથમા આપ્યા છે [20]અને
જ્યારે યહોશુઆ તથા ઇસ્રાએલપુત્રો તેઓનો વિનાશ
થયો ત્યા સુધી મોટી કતલથી તેઓનો સહાર કરી
રહ્યા, અને તેઓમાના બાકીના બચી ગએલા કોટ-
વાળા નગરોમા પેસી ગયા, ત્યારે એમ થયુ કે,
[21]સર્વ લોક માક્કેદાહની છાવણીમાં યહોશુઆ પાસે
સહીસલામત પાછા આવ્યા, ઇસ્રાએલપુત્રોમાના
કોઇની વિરૂદ્ધ કોઇએ પોતાની જીભ હલાવી નહિ.
[22]ત્યારે યહોશુઆએ કહ્યું, ગુફાનુ મ્હો ઉઘાડીને તે
પાચ રાજાને ગુફામાથી મારી પાસે કાઢી લાવો.
[23]અને તેઓએ તેમ કીધું, ને યરૂશાલેમના રાજાને,
હેબ્રોનના રાજાને, યાર્મૂથના રાજાને, લાખીશના
રાજાને, એગ્લોનના રાજાને, એ પાચ રાજાઓને તેઓ

ગુફામાથી તેની પાસે કાઢી લાવ્યા ૨૪અને તે રાજા-
ઓને યહોશુઆ પાસે તેઓ લાવ્યા, ત્યારે એમ
થયુ કે, યહોશુઆએ ઇસ્રાએલના સર્વ માણસોને
બોલાવ્યા, અને લડવૈયા માણસોના સરદારો જેઓ
તેની સાથે ગયા હતા, તેઓને કહ્યું કે, પાસે આવીને
તમારા પગ આ રાજાઓની ગરદનો પર મુકો, ને
તેઓએ પાસે આવીને પોતાના પગ તેઓની ગરદનો
પર મુક્યા ૨૫અને યહોશુઆએ તેઓને કહ્યું, બીહો
મા, તથા ગભરાઓ મા; બળવાન થાઓ ને હિમ્મત
રાખો, કેમકે તમારા જે શત્રુઓ સાથે તમે લડશો તે
સર્વેને યહોવાહ એમજ કરશે ૨૬અને ત્યાર પછી
યહોશુઆએ તેઓને મારીને ઠાર કર્યા, ને તેઓને
પાચ ઝાડ પર ટાગ્યા, ને સાજ સુધી તેઓ ઝાડ પર
ટગાએલા રહ્યા ૨૭અને સૂર્યાસ્ત થવાને સમયે એમ
થયુ કે, યહોશુઆએ આજ્ઞા આપી, તે મુજબ તેઓએ
તેઓને ઝાડ ઉપરથી ઉતારીને, જે ગુફામા તેઓ
સતાયા હતા, તેમા તેઓને નાખ્યા, ને ગુફાના મ્હો
પર મોટા પત્થરો મુક્યા, તે આજ સુધી છે

૨૮અને તે દિવસે યહોશુઆએ માક્કેદાહ લીધુ, ને
તેને તથા તેના રાજાને તરવારની ધારથી માર્યો, તેણે
તેઓનો તથા તેમાના સર્વ પ્રાણીઓનો પુરો વિનાશ
કીધો, તેણે એકેને જીવતું મુક્યુ નહિ, ને જેમ તેણે
યરેખોના રાજાને કીધુ હતું, તેમ તેણે માક્કેદાહના
રાજાને કીધુ

૨૯અને યહોશુઆ તથા તેની સાથે સર્વ ઇસ્રાએલ
માક્કેદાહથી લિબ્નાહમા ગયા, ને લિબ્નાહની સામે
લડાઇ કીધી; ૩૦ને યહોવાહે તેને ને તેના રાજાને
પણ ઇસ્રાએલના હાથમા આપ્યા, ને તેણે તેને ને
તેમાંના સર્વ પ્રાણીઓને તરવારની ધારથી માર્યો,
તેમાના એકેને તેણે જીવતું મુક્યુ નહિ, અને જેમ
તેણે યરેખોના રાજાને કીધુ હતું, તેમ તેણે તેના
રાજાને કીધુ

૩૧અને યહોશુઆ ને તેની સાથે સર્વ ઇસ્રાએલ
લિબ્નાહથી લાખીશમા ગયા, ને તેની સામે છાવણી
કરીને તેની સામે લડાઇ કીધી, ૩૨ને યહોવાહે
લાખીશ ઇસ્રાએલના હાથમા સોપ્યુ, ને બીજે દિવસે
તેણે તે લીધુ, ને જે બધુ તેણે લિબ્નાહને કીધુ હતું,
તે પ્રમાણે તેણે તેને તથા તેમાના સર્વ પ્રાણીઓને
તરવારની ધારથી માર્યો.

૩૩ત્યારે ગેઝેરનો રાજા હોરામ લાખીશની સહાય
કરવાને ચઢી આવ્યો; ને યહોશુઆએ તેને ને તેના
લોકોને એટલે સુધી માર્યા, કે તેના કોઇને તેણે જીવતું
મુક્યુ નહિ

૩૪અને યહોશુઆ ને તેની સાથે સર્વ ઇસ્રાએ-
લીઓ લાખીશથી એગ્લોન ગયા, ને તેઓએ તેની
સામે છાવણી કરીને તેની સામે લડાઇ કીધી; ૩૫ને
તેજ દિવસે તેઓએ તે લીધુ, ને તેને તરવારની
ધારથી માર્યું, ને તેણે લાખીશને કીધુ હતુ, તે પ્રમાણે
તેમાના સર્વ પ્રાણીનો તેજ દિવસે તેણે વિનાશ કીધો.

૩૬અને યહોશુઆ ને તેની સાથે સર્વ ઇસ્રાએલ
એગ્લોન છોડીને હેબ્રોનમા આવ્યા; ને તેઓએ તેની
સામે લડાઇ કીધી; ૩૭ને તેઓએ તે લીધુ, ને તેને
તથા તેના રાજાને તથા તેના સર્વે નગરોને તથા
તેમાના સર્વ પ્રાણીઓને તરવારની ધારથી માર્યો;
જે સઘળુ તેણે એગ્લોનને કીધુ હતું તે પ્રમાણે તેણે
કોઇને જીવતું રહેવા દીધુ નહિ, પણ તેણે તેનો તથા
તેમાના સર્વ પ્રાણીનો પુરો નાશ કીવો

૩૮અને યહોશુઆ તથા તેની સાથે સર્વ ઇસ્રાએલ
પાછા વળીને દબીરમા આવ્યા, ને તેની સામે લડાઇ
કીધી, ૩૯ને તેણે તેને, ને તેના રાજાને, ને તેના સર્વ
નગરોને લીધા, ને તેઓએ તેઓને તરવારની ધારથી
માર્યા, ને તેમાના સર્વ પ્રાણીનો પુરો નાશ કીધો,
તેણે કોઇને જીવતું મુક્યુ નહિ; જેમ હેબ્રોનને તેણે
કીધું હતું, વળી જેમ તેણે લિબ્નાહને ને તેના રાજાને
કીધુ હતું, તેમ તેણે દબીરને ને તેના રાજાને કીધુ

૪૦એમ યહોશુઆએ સઘળા દેશને, એટલે પહાડી
મુલકને, તથા નેગેબને, તથા નીચ પ્રદેશને, તથા
ઢોળાવને, તથા તેઓના સર્વ રાજાઓને માર્યા,
તેણે કોઇને જીવતું રહેવા દીધુ નહિ, પણ જેમ ઇસ્રા
એલના દેવ યહોવાહે આજ્ઞા આપી હતી, તેમ સર્વ
શ્વાસોચ્છવાસ લેનારનો પુરો વિનાશ કીધો ૪૧અને
કાદેશ બાર્નેઆથી ગાઝ્ઝાહ સુધી તેઓને, તથા
ગિબઓન સુધી ગોશેનના આખા દેશને, યહોશુઆએ
માર્યા ૪૨અને એ સર્વ રાજાઓને, ને એઓના દેશને
યહોશુઆએ એકજ વેળાએ કબજે કીધા, કેમકે ઇસ્રા-
એલનો દેવ યહોવાહ ઇસ્રાએલ સારૂ લડતો હતો
૪૩અને યહોશુઆ ને તેની સાથે સર્વ ઇસ્રાએલ
ગિલ્ગાલની છાવણીમા પાછા આવ્યા.

૧૧ અને હાસોરના રાજા યાબીને એ વિષે
સાંભળ્યુ, ત્યારે એમ થયુ કે, તેણે માદો-

નના રાજા યોબાબને, તથા શિમ્રોનના રાજાને, તથા
આખ્શાફના રાજાને, ૨ અને ઉત્તરમાં પહાડી મુલ-
કમાં, તથા કિન્નેરોથની દક્ષિણે અરાબાહમાં, તથા
નીચ પ્રદેશમાં, અને પશ્ચિમે દોરના પર્વતોમાં, જે
રાજાઓ હતા તેઓને, ૩ અને પૂર્વ તથા પશ્ચિમના
કનાનીઓને, તથા અમોરીઓને, તથા હિત્તીઓને,
તથા પરીઝીઓને, તથા પહાડી મુલકમાંના યબુસી-
ઓને, તથા મિસ્પાહના પ્રાંતમાં હેર્મોનની તળેટીના
હિવ્વીઓને કહેવાડી મોકલ્યું. ૪ અને તેઓ તથા
તેઓની સાથે તેઓનું સર્વ સૈન્ય, એટલે સંખ્યામાં
જાણે કે સમુદ્ર કાંઠા પરની રેતીની માફક ઘણા લોક,
બહુ ઘોડા ને રથો સહિત નિકળ્યા. ૫ અને એ સર્વ
રાજાઓ એકઠા થયા, ને તેઓએ આવીને ઇસ્રાએલ
સામે લડવાને મેરોમ સરોવર પાસે એકત્ર છાવણી
કીધી ૬ અને યહોવાહે યહોશુઆને કહ્યું, તેઓથી
બી મા, કેમકે કાલે આ વખતે હું ઇસ્રાએલની આગળ
તેઓ સર્વને મુએલા સોંપીશ; ત્યારે તેઓના ઘોડા-
ઓની જાંગની નસો કાપવી, ને તેઓના રથ અગ્નિથી
બાળવા ૭ તેથી યહોશુઆ ને તેની સાથે સર્વ યુદ્ધ
કરનારા લોક મેરોમ સરોવર પાસે તેઓ પર ઓચિંતા
આવીને તુટી પડ્યા ૮ અને યહોવાહે તેઓને ઇસ્રા-
એલના હાથમાં આપ્યા, ને તેઓએ તેઓને માર્યા;
ને મોટા સીદોન સુધી ને મિસ્રફોથમાઇમ સુધી, ને
પૂર્વગમ મિસ્પેહની ખીણ સુધી તેઓને નસાડ્યા, ને
તેઓએ તેઓને એટલે સુધી માર્યા કે તેઓમાંના
એકને પણ જીવતો રહેવા દીધો નહિ ૯ અને યહો-
વાહે યહોશુઆને કહ્યું હતું, તેમ તેણે તેઓને કીધું;
તેણે તેઓના ઘોડાઓની જાંગની નસો કાપી, ને
તેઓના રથ અગ્નિથી બાળ્યા

૧૦ અને તે વેળાએ યહોશુઆએ પાછા વળીને
હાસોર લીધું ને તેના રાજાને તરવારથી માર્યો; કેમકે
અગાઉ હાસોર તે સર્વ રાજ્યોનું મુખ્ય હતું ૧૧ અને
તેઓએ તેમાંના સર્વ પ્રાણીઓને તરવારની ધારથી
માર્યા, અને તેઓનો સંપૂર્ણ વિનાશ કીધો; કોઇ
પ્રાણીને જીવતું મુક્યું નહિ; ને તેણે હાસોર અગ્નિથી
બાળ્યું. ૧૨ અને યહોશુઆએ તે રાજાઓનાં સર્વ
નગરોને તથા તેઓના સર્વ રાજાઓને કબજે કીધાં,
ને જેમ યહોવાહના સેવક મુસાએ આજ્ઞા આપી હતી
તેમ તેણે તેઓને તરવારની ધારથી મારીને તેઓનો
વિનાશ કીધો; ૧૩ પણ જે નગરો તેઓની ટેકરી
ઉપર હતાં, તેઓમાંથી હાસોર શિવાય એકે ઇસ્રા-
એલે બાળ્યું નહિ, પણ હાસોરને યહોશુઆએ બાળી
નાખ્યું. ૧૪ અને તે નગરોમાંની સર્વ માલમિલકત ને
ઢોરઢાક ઇસ્રાએલપુત્રોએ પોતાને વાસ્તે લુટી લીધાં;
પણ તેઓએ સર્વ માણસોનો નાશ થતાં સુધી
તેઓને તરવારની ધારથી માર્યા, અને તેઓએ કોઇ
શ્વાસોચ્છવાસ લેનાર માણસને જીવતું રહેવા દીધું
નહિ. ૧૫ જેમ યહોવાહે પોતાના સેવક મુસાને આજ્ઞા
આપી હતી, તેમ મુસાએ યહોશુઆને આજ્ઞા આપી
હતી; ને તે પ્રમાણે યહોશુઆએ કીધું; યહોવાહે
મુસાને જે આજ્ઞા આપી હતી, તે સઘળીમાંની તેણે
એક પણ અમલમાં આણ્યા વગર રહેવા દીધી નહિ

૧૬ એ પ્રમાણે યહોશુઆએ તે સર્વ દેશ લીધો,
એટલે પહાડી મુલક, ને આખો નેગેબ, ને આખો
ગોશેન દેશ, ને નીચ પ્રદેશ, ને અરાબાહ, ને ઇસ્રા-
એલનો પહાડી મુલક, ને તેના જ તાબાનો નીચ પ્રદેશ
૧૭ એટલે સેઇર પાસેના હાલાક પર્વતથી તે હેર્મોન
પર્વતની તળેટીમાંના લબાનોનની ખીણમાં આવેલા
બઆલ ગાદ સુધીનો [દેશ લીધો]; ને તેઓના સર્વ
રાજાઓને પકડીને તેઓને માર્યા, ને તેઓના પ્રાણ
લીધા ૧૮ તે સર્વ રાજાઓ સાથે યહોશુઆએ ઘણા
વખત સુધી લડાઇ કીધી. ૧૯ ગિબઓનમાં રહેનારા
હિવ્વીઓ શિવાય જેણે ઇસ્રાએલપુત્રો સાથે સલાહ
કીધી તેવું એક પણ નગર ન હતું; બીજાં સઘળાં
તેઓએ લડાઇમાં લીધાં. ૨૦ કેમકે યહોવાહે તેઓના
મન હઠીલા કીધા હતા એ સારૂ કે તેઓ ઇસ્રાએલની
સાથે લડવાને આવે, કે તે તેઓનો પુરો વિનાશ
કરાવે, ને તેઓ કંઇ કૃપા ન પામે, પણ જેમ યહોવાહે
મુસાને આજ્ઞા આપી હતી તેમ તે તેઓનો વિનાશ કરે

૨૧ અને તે વેળાએ યહોશુઆએ જઇને પહાડી
મુલકમાંના, હેબ્રોનમાંના, દબીરમાંના, અનાબમાંના,
ને યહુદાહના આખા પહાડી મુલકમાંના, ને ઇસ્રા-
એલના આખા પહાડી મુલકમાંના અનાકીઓનો
સંહાર કીધો; યહોશુઆએ તેઓનો તથા તેઓનાં
નગરોનો પુરો વિનાશ કીધો ૨૨ ઇસ્રાએલપુત્રોના
દેશમાં એકે અનાકીને રહેવા દીધો નહિ; માત્ર
ગાઝાહ, ગાથ ને આશ્દોદમાંજ કેટલાક રહ્યા
૨૩ યહોવાહે મુસાને જે સર્વ કહ્યું હતું તે પ્રમાણે
યહોશુઆએ આખો દેશ લીધો; ને યહોશુઆએ તે
દેશ ઇસ્રાએલને તેઓનાં કુળો પ્રમાણે હિસ્સા પાડીને

વતનને સારૂ વહેંચી આપ્યો અને દેશને લડાઇ-
માથી આરામ મળ્યો

૧૨ હવે દેશના જે રાજાને ઇસ્રાએલપુત્રોએ
મારીને તેઓનો દેશ, એટલે યરદનની પેલે
પાર, સૂર્યોદય તરફ, આર્નોનની ખીણથી હેર્મોન પર્વત
સુધીનો [દેશ] તથા પૂર્વ તરફનો સઘળો અરાબાહ,
લઇ લીધો, તેઓ આ હતા, ૨ એટલે અમોરીઓનો
રાજા સીહોન કે જે હેશ્બોનમા રહેતો હતો, અને
જેનો અમલ આર્નોન ખીણની કોર પર આવેલા અરો-
એરથી, તથા ખીણની મધ્યેના શહેર તથા અર્ધા
ગિલઆદથી માંડીને, તે આમ્મોનપુત્રોની સરહદ
ઉપરની યાબ્બોક નદી સુધી, ૩ અને પૂર્વ ગમ કિન્ને-
રોથ સમુદ્ર સુધી, અરાબાહ પ્રદેશ, તથા પૂર્વ તરફ
અરાબાહના સમુદ્ર સુધી, એટલે ખારા સમુદ્ર સુધી,
બેથ-યશીમોથને રસ્તે, અને દક્ષિણે પિસ્ગાહના
ઢોળાવની તળેટી સુધી હતો, ૪ ને રફાઇઓના કુળ-
માના બાકી રહેલામાનો બાશાનનો રાજા ઓગ, કે જે
આશ્તારોથ તથા એદ્રેઇમા રહેતો હતો, ૫ ને હેર્મોન
પર્વત ઉપર ને સાલખાહ ઉપર ને આખા બાશાન
ઉપર, એટલે ગશૂરીઓની તથા માઅખાથીઓની હદ
સુધી તથા અર્ધા ગિલઆદ ઉપર, એટલે હેશ્બોનના
રાજા સીહોનની હદ સુધી રાજ્ય કરતો હતો તેની
સરહદ સુધી [દેશ કબજે પડ્યો] ૬ યહોવાહના સેવક
મુસાએ ને ઇસ્રાએલપુત્રોએ તેઓને માર્યા, ને
યહોવાહના સેવક મુસાએ રેઉબેનીઓને ને ગાદીઓને
ને મનાશ્શેહના અર્ધકુળને તે દેશ વતનમા આપ્યો

૭ અને યહોશુઆએ તથા ઇસ્રાએલપુત્રોએ દેશના
જે રાજાઓને માર્યા તેઓ આ હતા [તેઓનો
દેશ] યરદન પાર, પશ્ચિમ તરફ, લબાનોનની ખીણ-
માના બઆલ-ગાદથી માંડીને સેઇર પાસે હાલાક
પર્વત સુધી હતો, ને યહોશુઆએ તે ઇસ્રાએલના
કુળોને તેઓના હિસ્સા પ્રમાણે વતનમા આપ્યો,
૮ એટલે પહાડી મુલકમા, ને નીચ પ્રદેશમા, અરા-
બાહમા, ને ઢોળાવના પ્રદેશમા, ને અરણ્યમા, ને
નેગેબમા; હિત્તીઓ, અમોરીઓ, ને કનાનીઓ,
પરીઝીઓ, હિવ્વીઓ, ને યબૂસીઓ, ૯ યરેખોનો
રાજા એક, બેથેલની પાસેના આયનો રાજા એક,
૧૦ યરૂશાલેમનો રાજા એક, હેબ્રોનનો રાજા એક,
૧૧ યાર્મૂથનો રાજા એક, લાખીશનો રાજા એક,
૧૨ એગ્લોનનો રાજા એક, ગેઝેરનો રાજા એક;
૧૩ દબીરનો રાજા એક, ગેદેરનો રાજા એક,
૧૪ હોર્માહનો રાજા એક, અરાદનો રાજા એક;
૧૫ લિબ્નાહનો રાજા એક, અદુલ્લામનો રાજા એક,
૧૬ માક્કેદાહનો રાજા એક; બેથેલનો રાજા એક;
૧૭ તાપ્પૂઆહનો રાજા એક; હેફેરનો રાજા એક,
૧૮ અફેકનો રાજા એક, લાશ્શારોનનો રાજા એક,
૧૯ માદોનનો રાજા એક, હાસોરનો રાજા એક;
૨૦ શિમ્રોન મરોનનો રાજા એક, આખ્શાફનો રાજા
એક, ૨૧ તાઅનાખનો રાજા એક, મગિદ્દોનો રાજા
એક, ૨૨ કેદેશનો રાજા એક; કાર્મેલમાના યોકનઆ-
મનો રાજા એક, ૨૩ દોરના પર્વત ઉપરનો દોરનો
રાજા એક, ગિલ્ગાલમાના ગોઇમનો રાજા એક,
૨૪ તિર્સાહનો રાજા એક, સર્વ મળીને એકત્રીસ
રાજા હતા

૧૩ અને યહોશુઆ ઘરડો ને વર્ષે વૃદ્ધ થયો,
ને યહોવાહે તેને કહ્યું કે, તું ઘરડો ને વર્ષે
વૃદ્ધ થયો છે, તો પણ વતન કરી લેવાની ભૂમિ હજી
બહુ રહી છે ૨ જે ભૂમિ હજી રહી છે, તે આ છે,
એટલે પલિસ્તીઓનો સર્વ પ્રદેશ, ને સર્વ ગશૂરી,
૩ મિસરની પૂર્વ ગમ શીહોરથી તે ઉત્તરમા એક્રોનની
હદ સુધી [જે ભૂમિ] કનાનીઓની ગણેલી છે તે,
પલિસ્તીઓના પાચ ઉમરાવ, એટલે ગાઝીઓ, તથા
આશ્દોદીઓ, તથા આશ્કલોનીઓ, તથા ગિત્તીઓ,
તથા એક્રોનીઓ, ૪ વળી દક્ષિણે આવ્વીઓ પણ;
કનાનીઓનો સર્વ દેશ ને સીદોનીઓનુ મઆરાહ,
અને અફેક સુધી, એટલે અમોરીઓની સીમ સુધીનો
દેશ, ૫ ને ગબાલીઓનો દેશ, ને ઉગમણી તરફ
સઘળો લબાનોન, એટલે હેર્મોન પર્વતની તળેટીમાના
બઆલ-ગાદથી તે હમાથના નાકા સુધી, ૬ અને
લબાનોનથી તે મિસ્રફોથ માઇમ સુધીના પહાડી
મુલકના સઘળા રહેવાસીઓ, એટલે બધા સીદો-
નીઓ, એઓને હું ઇસ્રાએલપુત્રોની આગળથી હાકી
કાઢીશ, પણ જેમ મેં તને આજ્ઞા આપી છે તેમ
ઇસ્રાએલપુત્રોને તે દેશ તું હિસ્સા પાડીને વહેંચી
આપ ૭ તો હવે નવ કુળોને તથા મનાશ્શેહના અર્ધ
કુળને વતન થવા સારૂ આ દેશની વહેંચણ કર ૮ તેની
સાથે રેઉબેનીઓને તથા ગાદીઓને પોતાનુ વતન
મળ્યુ, અને તે મુસાએ યરદન પાર, પૂર્વમા, તેઓને
આપ્યુ, એટલે યહોવાહના સેવક મુસાએ જેમ તેઓને
આપ્યુ હતુ તેમ; એટલે આર્નોનની ખીણની કોર

પરના અરોએરથી, ને જે નગર ખીણુની મધ્યે છે
ત્યાંથી, તથા મેદબાનો સઘળો સપાટ પ્રદેશ, દીબોન
સુધી; ૧૦ ને અમોરીઓનો રાજા સીહોન જે હેશ્બો-
નમાં રાજ્ય કરતો હતો તેનાં સઘળા નગરો આમ્મો-
નપુત્રોની સરહદ સુધી; ૧૧ ને ગિલઆદ ને ગશૂરી
તથા માઅખાથીઓની હદ, ને સઘળો હેર્મોન પર્વત,
ને સાલખાહ સુધી સર્વ બાશાન; ૧૨ વળી બાશાનના
ઓગનું સર્વ રાજ્ય [તેઓને] આપ્યું; તે આશ્તારોથ
ને એડ્રેઇમાં રાજ્ય કરતો હતો; (રફાઇઓમાંના જે
બચી રહેલા તેઓમાંથી તે બચ્યો હતો); કેમકે
તેઓને મુસાએ મારીને હાંકી મુકયા હતા. ૧૩ તો
પણ ઇસ્રાએલપુત્રોએ ગશૂરીઓને તથા માઅખાથી-
ઓને વતનમાંથી કાઢી મુક્યા નહિ; પરંતુ ગશૂરીઓ
ને માઅખાથીઓ આજ સુધી ઇસ્રાએલ મધ્યે રહે
છે. ૧૪ માત્ર લેવીના કુળને તેણે વતન આપ્યુ નહિ;
ઇસ્રાએલના દેવ યહોવાહનાં અર્પણો, જે અગ્નિ વડે
અર્પાય, એજ તેઓનું વતન છે; જેમ તેણે તેને કહ્યું
હતું તેમ.

૧૫ અને મુસાએ રેઉબેનના પુત્રોના કુળને તેઓનાં
કુટુંબો પ્રમાણે વતન આપ્યું. ૧૬ અને તેઓની હદ
આ પ્રમાણે હતી, એટલે આર્નોનની ખીણુની કોર
પરનું અરોએર તથા જે શહેર તે ખીણુની મધ્યે છે,
ત્યાંથી માંડીને મેદબા પાસેનો સઘળો સપાટ પ્રદેશ;
૧૭ હેશ્બોન, તથા સપાટ પ્રદેશમાંનાં તેનાં સર્વ નગરો,
એટલે દીબોન તથા બામોથ-બઆલ, તથા બેથ-
બઆલ-મેઓન; ૧૮ તથા યાહાસ, તથા કદેમોથ,
તથા મેફાઆથ; ૧૯ તથા કિર્યાથાઇમ, તથા સિબ્માહ,
તથા ખીણુના પર્વત પરનું સેરેથ-શાહાર; ૨૦ તથા
બેથ પેઓર તથા પિસ્ગાહના ઢોળાવ, તથા બેથ-
યશીમોથ; ૨૧ તથા સપાટ પ્રદેશનાં સર્વ નગરો, ને
અમોરીઓના રાજા સીહોનનું સઘળું રાજ્ય; તે
હેશ્બોનમાં રાજ્ય કરતો હતો, અને તેને મુસાએ
માર્યો અને તેની સાથે તે દેશમાં રહેનારા સીહોનના
સરદારોને, એટલે મિદ્યાન, તથા અવી, તથા રેકેમ,
તથા સૂર, તથા હૂર, તથા રેબાના નાયકોને માર્યા.
૨૨ જેઓને ઇસ્રાએલપુત્રોએ માર્યા, તેઓમાં બેઓ-
રના દીકરા બલઆમ શકુન કહેનારને પણ તેઓએ
તરવારથી મારી નાખ્યો. ૨૩ અને યરદન તથા તેનો
કાંઠો એ રેઉબેનપુત્રોની સીમા હતી; રેઉબેનપુત્રોના
વતનનાં નગરો તથા ગામો તેઓના કુટુંબો પ્રમાણે
એ હતાં.

૨૪ અને મુસાએ ગાદના કુળને, એટલે ગાદપુત્રોને
તેઓનાં કુટુંબો પ્રમાણે, વતન આપ્યું. ૨૫ અને
તેઓની સરહદ આ હતી, એટલે યાઝેર તથા ગિલ-
આદનાં સર્વ નગરો, તથા રાબ્બાહની સામેના
અરોએર સુધીનો આમ્મોનપુત્રોનો અડધો દેશ;
૨૬ ને હેશ્બોનથી તે રામાથ-મિસ્પેહ ને બટોનીમ
સુધી, ને માહનાઇમથી તે દબીરની સરહદ સુધી;
૨૭ ને ખીણુમાં બેથ-હારામ, તથા બેથ-નિમ્રાહ, તથા
સુક્કોથ, તથા સાફોન, એટલે સીહોન હેશ્બોનના
રાજાના રાજ્યનો રહેલો શેષ, યરદન તથા તેનો કાંઠો,
યરદનપાર પૂર્વમાં કિન્નેરેથ સમુદ્રના છેડા સુધી.
૨૮ ગાદપુત્રોના વતનનાં નગરો તથા ગામો તેઓનાં
કુટુંબો પ્રમાણે આ છે.

૨૯ અને મનાશ્શેહના અર્ધ કુળને મુસાએ [વતન]
આપ્યું; અને તે મનાશ્શેહના પુત્રોના અર્ધ કુળને
વાસ્તે તેઓનાં કુટુંબો પ્રમાણે હતું ૩૦ અને તેઓની
સરહદ માહનાઇમથી હતી, એટલે સઘળું બાશાન,
બાશાનના રાજા ઓગનું સર્વ રાજ્ય, ને બાશાનમાં
યાઇરના સર્વ કસબાઓ, એટલે સાઠ નગરો; ૩૧ ને
અડધો ગિલઆદ, તથા આશ્તારોથ, તથા એડ્રેઇ,
બાશાનના ઓગના રાજ્યનાં નગરો, એ મનાશ્શેહના
દીકરા માખીરના પુત્રોને માટે, એટલે તેઓનાં કુટુંબો
પ્રમાણે, માખીરપુત્રોના અર્ધ ભાગને માટે હતાં.

૩૨ આ દેશો મુસાએ મોઆબના સપાટ પ્રદેશમાં
યરદનપાર યરેખોની પૂર્વમાં વતનને સારૂ વહેંચી
આપ્યા. ૩૩ પણ લેવીના કુળને મુસાએ કંઇ વતન
ન આપ્યુ; ઇસ્રાએલનો દેવ યહોવાહ તેઓનું વતન
છે, જેમ તેણે તેઓને કહ્યું, તેમ.

૧૪ અને કનાન દેશમાં ઇસ્રાએલપુત્રોએ જે
વારસા લીધા તે આ છે, અને તે એલઆ-
ઝાર યાજકે તથા નૂનના દીકરા યહોશુઆએ તથા
ઇસ્રાએલપુત્રોનાં કુળના પિતૃઓનાં [ઘરના] વડી-
લોએ તેઓને વહેંચી આપ્યા; ૨ યહોવાહે મુસાની
હસ્તક નવ કુળો વિષે ને અડધા કુળ વિષે જેમ આજ્ઞા
આપી હતી, તેમ તેઓના વારસાના હિસ્સા પ્રમાણે
તેઓને વહેંચી આપ્યા. ૩ કેમકે મુસાએ બે કુળને
તથા અડધા કુળને યરદનપાર વતન આપ્યું હતું; પણ
તેઓમાં લેવીઓને તેણે કંઇ વતન આપ્યું નહોતું
૪ કેમકે યુસફપુત્રોનાં બે કુળ હતાં, એટલે મનાશ્શેહ
તથા એફ્રાઇમ; ને વસવાને સારૂ નગરો તથા તેઓન

વતનને સારૂ વહેંચી આપ્યો અને દેશને લડાઇ-
માંથી આરામ મળ્યો.

૧૨ હવે દેશના જે રાજાને ઇસ્રાએલપુત્રોએ
મારીને તેઓનો દેશ, એટલે યરદનની પેલે
પાર, સૂર્યોદય તરફ, આર્નોનની ખીણથી હેર્મોન પર્વત
સુધીનો [દેશ] તથા પૂર્વ તરફનો સઘળો અરાબાહ,
લઇ લીધો, તેઓ આ હતા; ૨ એટલે અમોરીઓનો
રાજા સીહોન કે જે હેશ્બોનમાં રહેતો હતો, અને
જેનો અમલ આર્નોન ખીણની કોર પર આવેલા અરો-
એરથી, તથા ખીણની મધ્યેના શહેર તથા અર્ધા
ગિલઆદથી માંડીને, તે આમ્મોનપુત્રોની સરહદ
ઉપરની યાબ્બોક નદી સુધી; ૩ અને પૂર્વ ગમ કિન્ને-
રોથ સમુદ્ર સુધી, અરાબાહ પ્રદેશ, તથા પૂર્વ તરફ
અરાબાહના સમુદ્ર સુધી, એટલે ખારા સમુદ્ર સુધી,
બેથ-યશીમોથને રસ્તે, અને દક્ષિણે પિસ્ગાહના

૧૩ દબીરનો રાજા એક; ગેદેરનો રાજા એક;
૧૪ હોર્માહનો રાજા એક; અરાદનો રાજા એક;
૧૫ લિબ્નાહનો રાજા એક; અદુલ્લામનો રાજા એક;
૧૬ માક્કેદાહનો રાજા એક; બેથેલનો રાજા એક;
૧૭ તાપ્પૂઆહનો રાજા એક; હેફેરનો રાજા એક;
૧૮ અફેકનો રાજા એક; લાશ્શારોનનો રાજા એક;
૧૯ માદોનનો રાજા એક; હાસોરનો રાજા એક;
૨૦ શિમ્રોન-મરોનનો રાજા એક; આખ્શાફનો રાજા
એક; ૨૧ તાઅનાખનો રાજા એક; મગિદ્દોનો રાજા
એક; ૨૨ કેદેશનો રાજા એક; કાર્મેલમાંના યોકનઆ-
મનો રાજા એક; ૨૩ દોરના પર્વત ઉપરનો દોરનો
રાજા એક; ગિલ્ગાલમાંના ગોઇમનો રાજા એક;
૨૪ તિર્સાહનો રાજા એક; સર્વ મળીને એકત્રીસ
રાજા હતા

પરના અરોએરથી, ને જે નગર ખીણની મધ્યે છે
ત્યાંથી, તથા મેદબાનો સઘળો સપાટ પ્રદેશ, દીબોન
સુધી; ૧૦ ને અમોરીઓનો રાજા સીહોન જે હેશ્બો
નમાં રાજ્ય કરતો હતો તેના સઘળા નગરો આમ્મો-
નપુત્રોની સરહદ સુધી; ૧૧ ને ગિલઆદ ને ગશૂરી
તથા માઅખાથીઓની હદ, ને સઘળો હેર્મોન પર્વત,
ને સાલખાહ સુધી સર્વ બાશાન; ૧૨ વળી બાશાનના
ઓગનું સર્વ રાજ્ય [તેઓને] આપ્યું; તે આસ્તારોથ
ને એડ્રેઇમાં રાજ્ય કરતો હતો; (રફાઇઓમાંના જે
બચી રહેલા તેઓમાંથી તે બચ્યો હતો); કેમકે
તેઓને મુસાએ મારીને હાંકી મુક્યા હતા ૧૩ તો
પણ ઇસ્રાએલપુત્રોએ ગશૂરીઓને તથા માઅખાથી-
ઓને વતનમાંથી કાઢી મુક્યા નહિ; પરંતુ ગશૂરીઓ
ને માઅખાથીઓ આજ સુધી ઇસ્રાએલ મધ્યે રહે
છે ૧૪ માત્ર લેવીના કુળને તેણે વતન આપ્યું નહિ;
ઇસ્રાએલના દેવ યહોવાહનાં અર્પણો, જે અગ્નિ વડે
અર્પાય, એજ તેઓનું વતન છે; જેમ તેણે તેને કહ્યું
હતું તેમ.

૧૫ અને મુસાએ રેઉબેનના પુત્રોના કુળને તેઓનાં
કુટુંબો પ્રમાણે વતન આપ્યું. ૧૬ અને તેઓની હદ
આ પ્રમાણે હતી, એટલે આર્નોનની ખીણની કોર
પરનું અરોએર તથા જે શહેર તે ખીણની મધ્યે છે,
ત્યાથી માંડીને મેદબા પાસેનો સઘળો સપાટ પ્રદેશ;
૧૭ હેશ્બોન, તથા સપાટ પ્રદેશમાંનાં તેનાં સર્વ નગરો,
એટલે દીબોન તથા બામોથ-બઆલ, તથા બેથ-
બઆલ-મેઓન; ૧૮ તથા યાહાસ, તથા કદેમોથ,
તથા મેફાઆથ; ૧૯ તથા કિર્યાથાઇમ, તથા સિબ્માહ,
તથા ખીણના પર્વત પરનું સેરેથ શાહાર; ૨૦ તથા
બેથ પેઓર તથા પિસ્ગાહના ઢોળાવ, તથા બેથ-
યશીમોથ; ૨૧ તથા સપાટ પ્રદેશનાં સર્વ નગરો, ને
અમોરીઓના રાજા સીહોનનું સઘળું રાજ્ય; તે
હેશ્બોનમાં રાજ્ય કરતો હતો, અને તેને મુસાએ
માર્યો અને તેની સાથે તે દેશમાં રહેનારા સીહોનના
સરદારોને, એટલે મિદ્યાન, તથા અવી, તથા રેકેમ,
તથા સૂર, તથા હૂર, તથા રેબાના નાયકોને માર્યા.
૨૨ જેઓને ઇસ્રાએલપુત્રોએ માર્યા, તેઓમાં બેઓ-
રના દીકરા બલઆમ શકુન કહેનારને પણ તેઓએ
તરવારથી મારી નાખ્યો. ૨૩ અને યરદન તથા તેનો
કાંઠો એ રેઉબેનપુત્રોની સીમા હતી; રેઉબેનપુત્રોના
વતનનાં નગરો તથા ગામો તેઓનાં કુટુંબો પ્રમાણે
એ હતાં

૨૪ અને મુસાએ ગાદના કુળને, એટલે ગાદપુત્રોને
તેઓનાં કુટુંબો પ્રમાણે, વતન આપ્યું. ૨૫ અને
તેઓની સરહદ આ હતી, એટલે યાઝેર તથા ગિલ-
આદનાં સર્વ નગરો, તથા રાબ્બાહની સામેના
અરોએર સુધીનો આમ્મોનપુત્રોનો અડધો દેશ;
૨૬ ને હેશ્બોનથી તે રામાથ-મિસ્પેહ ને બટોનીમ
સુધી, ને માહનાઇમથી તે દબીરની સરહદ સુધી;
૨૭ ને ખીણમાં બેથ-હારામ, તથા બેથ-નિમ્રાહ, તથા
સુક્કોથ, તથા સાફોન, એટલે સીહોન હેશ્બોનના
રાજાના રાજ્યનો રહેલો શેષ, યરદન તથા તેનો કાંઠો,
યરદનપાર પૂર્વમાં કિન્નેરેથ સમુદ્રના છેડા સુધી.
૨૮ ગાદપુત્રોના વતનના નગરો તથા ગામો તેઓનાં
કુટુંબો પ્રમાણે આ છે.

૨૯ અને મનાશ્શેહના અર્ધ કુળને મુસાએ [વતન]
આપ્યું; અને તે મનાશ્શેહના પુત્રોના અર્ધ કુળને
વાસ્તે તેઓના કુટુંબો પ્રમાણે હતું ૩૦ અને તેઓની
સરહદ માહનાઇમથી હતી, એટલે સઘળું બાશાન,
બાશાનના રાજા ઓગનુ સર્વ રાજ્ય, ને બાશાનમાં
યાઇરના સર્વ કસબાઓ, એટલે સાઠ નગરો; ૩૧ ને
અડધો ગિલઆદ, તથા આસ્તારોથ, તથા એડ્રેઇ,
બાશાનના ઓગના રાજ્યનાં નગરો, એ મનાશ્શેહના
દીકરા માખીરના પુત્રોને માટે, એટલે તેઓનાં કુટુંબો
પ્રમાણ, માખીરપુત્રોના અર્ધ ભાગને માટે હતાં.

૩૨ આ દેશો મુસાએ મોઆબના સપાટ પ્રદેશમાં
યરદનપાર યરેખોની પૂર્વમાં વતનને સારૂ વહેંચી
આપ્યા. ૩૩ પણ લેવીના કુળને મુસાએ કંઇ વતન
ન આપ્યું; ઇસ્રાએલનો દેવ યહોવાહ તેઓનું વતન
છે, જેમ તેણે તેઓને કહ્યું, તેમ.

૧૪ અને કનાન દેશમાં ઇસ્રાએલપુત્રોએ જે
વારસા લીધા તે આ છે, અને તે એલઆ-
ઝાર યાજક તથા નૂનના દીકરા યહોશુઆએ તથા
ઇસ્રાએલપુત્રોનાં કુળના પિતૃઓનાં [ઘરના] વડી-
લોએ તેઓને વહેંચી આપ્યા; ૨ યહોવાહે મુસાની
હસ્તક નવ કુળો વિષે ને અડધા કુળ વિષે જેમ આજ્ઞા
આપી હતી, તેમ તેઓના વારસાના હિસ્સા પ્રમાણે
તેઓને વહેંચી આપ્યા. ૩ કેમકે મુસાએ બે કુળને
તથા અડધા કુળને યરદનપાર વતન આપ્યું હતું; પણ
તેઓમાં લેવીઓને તેણે કાંઇ વતન આપ્યું નહોતું.
૪ કેમકે યુસફપુત્રોનાં બે કુળ હતાં, એટલે મનાશ્શેહ
તથા એફ્રાઇમ; ને વસવાને સારૂ નગરો તથા તેઓનાં

ઢોર તથા માલમિલકતને સારૂ પરા, તે શિવાય તેઓએ
દેશમા લેવીઓને કંઇ ભાગ આપ્યો નહિ ૫ જેમ
યહોવાહે મુસાને આજ્ઞા આપી હતી તેમ ઇસ્રાએલ-
પુત્રોએ કીધું, ને દેશ વહેંચ્યો

૬ અને યહુદાહપુત્રો યહોશુઆ પાસે ગિલ્ગાલમા
આવ્યા; ને કનિઝ્ઝી યફુન્નેહના દીકરા કાલેબે તેને
કહ્યું, કાદેશ-બાર્નેઆમા યહોવાહે ઇશ્વરભક્ત મુસાને
તારા ને મારા વિષે જે કહ્યું હતું તે તું જાણે છે.
૭ જ્યારે યહોવાહના સેવક મુસાએ દેશની જાસુસી
કરવા સારૂ, કાદેશ બાર્નેઆથી મને મોકલ્યો, ત્યારે હું
ચાળીસ વર્ષનો હતો, ને મારા હૃદયમા જે [ખાતરી]
હતી, તે પ્રમાણે હું તેની પાસે ખબર પાછી લાવ્યો
૮ પણ મારા ભાઇઓ જેઓ મારી સાથે આવ્યા હતા,
તેઓએ લોકોનાં મન શિથળ કરી નાખ્યા; પણ
હું પુરેપુરો યહોવાહની આજ્ઞાનુસાર વર્ત્યો ૯ અને
મુસાએ તે દહાડે સમ ખાધા, કે જે ભૂમિ પર તારા
પગ ફર્યા છે તે ખચિત તારૂં ને તારા વંશજોનું વતન
સદાકાળ થશે, કેમકે તું પુરેપુરો મારા દેવ યહોવાહની
આજ્ઞાનુસાર વર્ત્યો છે ૧૦ અને હવે, જો, યહોવાહે
પોતાના કહેવા મુજબ મને આ પિસ્તાળીસ વર્ષ
જીવતો રાખ્યો છે, એટલે ઇસ્રાએલ અરણ્યમા ચાલતા
હતા, ત્યારે યહોવાહે એ વચન મુસાને આપ્યું હતું
ત્યારથી; ને હવે, જો, આજ હું પંચ્યાસી વર્ષનો થયો
છું ૧૧ મુસાએ મને મોકલ્યો હતો તે દિવસે જેવો

૧૫ યહુદાહપુત્રોના કુળનો ભાગ, તેઓનાં
કુટુંબો પ્રમાણે, અદોમની સરહદ સુધી
હતો; એટલે દક્ષિણ ગમ સીનનું અરણ્ય, જે તેઓનો
દક્ષિણ [ગમની સીમાનો] છેડો હતો ત્યા સુધી
૨ અને તેઓની દક્ષિણ ગમની સીમા ખારા સમુદ્રના
છેડાથી, એટલે દક્ષિણ ગમની ખાડીથી [શરૂ થતી]
હતી, ૩ ને ત્યાથી તે [સીમા] આક્રાબ્બીમના ઘાટની
દક્ષિણે આવી લાગી, ને આગળ વધીને સીનને લાગી,
ને કાદેશ બાર્નેઆની દક્ષિણે થઇને ઉપર ગઇ, ને
હેસ્રોનની પાસે રહીને આગળ ચાલી, ને આદ્દાર
સુધી ચાલી ગઇ, ને ચક્કર ખાઇને કાર્કાને લાગી; ૪ ને
ત્યાથી આગળ ચાલીને આસ્મોન સુધી ગઇ, ને
ત્યાથી નિકળીને મિસરના નાળા આગળ ગઇ; ને તે
સીમાનો છેડો સમુદ્ર આગળ આવ્યો, તમારી દક્ષિણ
ગમની સીમા એ પ્રમાણે થશે ૫ અને પૂર્વની સીમા
ખારો સમુદ્ર હતો, એટલે યરદનના છેડા સુધી અને
ઉત્તર ભાગની સીમા યરદનને છેડે સમુદ્રની જે ખાડી
છે ત્યાથી [શરૂ થતી] હતી; ૬ ને તે સીમા બેથ-
હોગ્લાહ સુધી ઉંચી ચઢી, ને બેથ-અરાબાહની ઉત્તર
ગમ થઇને આગળ ચાલી ગઇ; ને તે સીમા રેઉબે-
નના દીકરા બોહાનની શિલા સુધી ઉંચી ગઇ; ૭ ને
તે સીમા આખોરની ખીણથી દબીર સુધી ઉંચી ગઇ,
ને તેજ પ્રમાણે ઉત્તર ગમ ગિલ્ગાલ, જે નદીની
દક્ષિણ બાજુ પરના અદુમ્મીમના ઘાટની સામે છે,
તેની સામે ગઇ; ને તે સીમા આગળ ચાલીને

ચાલી; ૧૧ ને તે સીમા ઉત્તર ગમ એક્રોનની બાજુએ
ગઇ; ને શિક્રોન સુધી તે સીમા દોરેલી હતી, ને
આગળ ચાલીને બાઅલાહ પર્વત સુધી તે ગઇ, ને
યાબ્નએલ સુધી પહોચી, ને તે સીમાનો છેડો
સમુદ્ર આગળ આવ્યો ૧૨ અને પશ્ચિમ સીમા મોટા
સમુદ્ર તથા તેના કાંઠા સુધી હતી યહુદાહપુત્રોની
ચોગરદમ સીમા તેમના કુટુંબો પ્રમાણે એ હતી

૧૩ અને, યહોશુઆને [આપેલી] યહોવાહની આજ્ઞા
પ્રમાણે, યહુદાહપુત્રોમા યફુન્નેહના દીકરા કાલેબને
તેણે એક ભાગ આપ્યો, એટલે કિર્યાથ-આર્બા (જે
હેબ્રોન છે તે) આપ્યુ, [આર્બા તો] અનાકનો બાપ
હતો ૧૪ અને કાલેબે અનાકના ત્રણ દીકરા શેશાય
તથા અહીમાન તથા તાલ્માયને, એટલે અનાકપુત્રોને,
ત્યાથી હાકી કાઢ્યા ૧૫ અને તેણે ત્યાથી દબીરના
રહેવાસીઓ પર ચઢાઇ કીધી; દબીરનુ નામ તો પૂર્વે
કિર્યાથ સેફેર હતુ ૧૬ અને કાલેબે કહ્યુ, જે કોઇ
કિર્યાથ-સેફેરને મારીને સર કરશે, તેને હુ મારી
દીકરી, આખ્સાહ, પરણાવીશ ૧૭ અને કાલેબના
ભાઇ કનાઝના દીકરા ઓથ્નીએલે તે લીધું; ને તેણે
પોતાની દીકરી આખ્સાહને એની સાથે પરણાવી
૧૮ અને જ્યારે તે તેની પાસે આવી, ત્યારે એમ થયુ
કે, તેણીએ તેને સૂચના કીધી કે, મારા બાપ પાસેથી
એક ખેતર માગ; ને તે પોતાના ગધેડા પરથી ઉતરી;
ને કાલેબે તેને કહ્યુ કે, તારે શુ જોઇએ છે? ૧૯ તેણીએ
ઉત્તર આપ્યો, મને આશીર્વાદ આપ; તેં મને નેગે-
બમા જમીન આપી છે, માટે પાણીના ઝરા પણ મને
આપ ને તેણે તેને ઉપલાણના ઝરા, ને નીચાણના
ઝરા આપ્યા

૨૦ યહુદાહપુત્રોના કુળનુ વતન, તેઓના કુટુંબો
પ્રમાણે, આ છે.

૨૧ અને નેગેબમા અદોમની સરહદની ગમ યહુદા-
હપુત્રોના કુળનાં છેવાડા નગરો કાબ્સએલ, તથા
એદેર, તથા યાગૂર; ૨૨ તથા કીનાહ, તથા દીમોનાહ,
તથા આદઆદાહ; ૨૩ તથા કેદેશ, તથા હાસોર,
તથા યિથ્નાન; ૨૪ ઝીફ, તથા ટેલેમ, તથા બેઆલોથ;
૨૫ તથા હાસોર હદાત્તાહ, તથા કરીયોથ-હેસ્રોન
[એટલે હાસોર], ૨૬ અમામ, તથા શમા, તથા
મોલાદાહ; ૨૭ તથા હસાર ગાદ્દાહ, તથા હેશ્મોન,
તથા બેથ-પેલેટ; ૨૮ તથા હસાર શૂઆલ, તથા બેર-
શેબા, તથા બિઝયોથ્યાહ; ૨૯ બાઅલાહ, તથા
ઇયીમ, તથા એસેમ; ૩૦ તથા એલ્તોલાદ, તથા
કસીલ, તથા હોરમાહ, ૩૧ તથા સિકલાગ, તથા
માદમાન્નાહ, તથા સાન્સાન્નાહ, ૩૨ તથા લબાઓથ,
તથા શિલ્હીમ, તથા આયિન, તથા રિમ્મોન; સઘળા
મળી ઓગણત્રીસ નગરો, તેઓના તાબાના ગામો
સહિત હતા

૩૩ નીચ પ્રદેશમા એશ્તાઓલ તથા સોરાહ તથા
આશ્નાહ; ૩૪ તથા ઝાનોઆહ, તથા એન-ગાન્નીમ,
તાપ્પૂઆહ, તથા એનામ, ૩૫ યાર્મુથ, તથા અદુલ્લામ,
સોખોહ, તથા અઝેકાહ; ૩૬ તથા શાઅરાઇમ, તથા
અદીથાઇમ, તથા ગદેરાહ, તથા ગદેરોથાઇમ; ચૌદ
નગરો તેઓના ગામો સુદ્ધા

૩૭ સનાન, તથા હદાશાહ, તથા મિગ્દાલ-ગાદ;
૩૮ તથા દિલઆન, તથા મિસ્પેહ, તથા યોક્તએલ,
૩૯ લાખીશ, તથા બોસ્કાથ, તથા એગ્લોન; ૪૦ તથા
કાબ્બોન, તથા લાહમામ, તથા કિથ્લીશ; ૪૧ તથા
ગદેરોથ, બેથ-દાગોન, તથા નાઅમાહ, તથા માક્કે-
દાહ, સોળ નગરો તેઓના ગામો સુદ્ધા

૪૨ લિબ્નાહ, તથા એથેર, તથા આશાન; ૪૩ તથા
યિફ્તાહ, તથા આશ્નાહ, તથા નસીબ; ૪૪ તથા
કઇલાહ, તથા આખ્ઝીબ, તથા મારેશાહ; નવ નગરો
તેઓના ગામો સુદ્ધા

૪૫ એક્રોન, તેના નગરો તથા ગામો સુદ્ધાં;
૪૬ એટલે એક્રોનથી તે સમુદ્ર સુધી, આશ્દોદની
પડખે જે સઘળા નગરો હતા તે, તેઓના ગામો સુદ્ધાં.

૪૭ આશ્દોદ, તેના નગરો તથા તેના ગામો;
ગાઝ્ઝાહ, તેના નગરો તથા તેના ગામો; મિસરનુ
નાળુ તથા મહા સમુદ્ર તથા તેનો કિનારો, ત્યા
સુધીના

૪૮ અને પહાડી મુલકમા શામીર, તથા યાત્તીર,
તથા સોખોહ; ૪૯ તથા દાન્નાહ, તથા કિર્યાથ-
સાન્નાહ (એટલે દબીર); ૫૦ તથા અનાબ, તથા
એશ્તમોહ, તથા આનીમ; ૫૧ તથા ગોશેન, તથા
હોલોન, તથા ગીલોહ; અગિયાર નગરો, તેઓના
ગામો સુદ્ધા.

૫૨ અરાબ, તથા દૂમાહ, તથા એશઆન; ૫૩ તથા
યાનીમ, તથા બેથ-તાપ્પૂઆહ, તથા અફેકાહ; ૫૪ તથા
હુમ્ટાહ, તથા કિર્યાથ-આર્બા (એટલે હેબ્રોન), તથા
સીઓર; નવ નગરો, તેઓના ગામો સુદ્ધા

૫૫ માઓન, કાર્મેલ, તથા ઝીફ, તથા યૂટ્ટાહ;

૫૬ તથા યિઝ્રએલ, તથા યોક્દઆમ, તથા ઝાનોઆહ;
૫૭ કાઇન, ગિબઆહ, તથા તિમ્નાહ; દસ નગરો,
તેઓના ગામો સુદ્ધા.

૫૮ હાલ્હુલ, બેથ-સુર, તથા ગદોર; ૫૯ તથા માઅ-
રાથ, તથા બેથ-અનોથ, તથા એલ્તકોન; છ નગરો,
તેઓના ગામો સુદ્ધા

૬૦ કિર્યાથ-બઆલ (એટલે કિર્યાથ-યઆરીમ),
તથા રાબ્બાહ, બે નગરો, તેઓનાં ગામો સુદ્ધા

૬૧ અરણ્યમા બેથ-અરાબાહ, મિદ્દીન, તથા સખા-
ખાહ; ૬૨ તથા નિબ્શાન, તથા મીઠાનું નગર, તથા
એન-ગેદી; છ નગરો, તેઓના ગામો સુદ્ધા.

૬૩ અને યરૂશાલેમના રહેવાસી યબૂસીઓને તો
યહુદાહપુત્રો હાંકી કાઢી ન શક્યા; પણ યબૂસીઓ
યહુદાહપુત્રો સાથે યરૂશાલેમમા આજ સુધી રહે છે

૧૬ અને યુસફપુત્રોનો ભાગ યરદનથી શરૂ
થયો, એટલે યરેખો આગળથી, પૂર્વ તરફ
યરેખોના પાણી આગળથી, એટલે અરણ્યથી [શરૂ
થયો], ને યરેખોથી નિકળીને ઉપલી તરફ પહાડી
મુલકમા થઇને બેથેલ સુધી ગયો, ૨ ને તે બેથેલથી
લૂઝ સુધી ગયો, ને આગળ ચાલીને આર્કીઓની
સરહદ ઉપર થઇને અટારોથ સુધી ગયો ૩ અને
પશ્ચિમ તરફ યાફલેટીઓની સીમા સુધી, નીચલા
બેથહોરોનની સીમા છેક ગેઝેર સુધી ઉતરી; અને
તેનો છેડો સમુદ્ર આગળ આવ્યો ૪ અને યુસફપુત્રો
મનાશ્શેહ ને એફ્રાઇમે પોતાનું વતન લીધું ૫ અને
એફ્રાઇમપુત્રોની સીમા તેના કુટુંબો પ્રમાણે [આ
મુજબ] હતી, એટલે પૂર્વ તરફ તેઓના ભાગની
સીમા આટ્રોથ-આદ્દાર, ઉપરના બેથ હોરોન સુધી
હતી; ૬ ને સરહદ મિખ્મથાથની ઉત્તરે પશ્ચિમ તરફ
ગઇ; ને તે સીમા ત્યાંથી પૂર્વ ગમ વળીને તાઅનાથ-
શીલોહ સુધી ગઇ, ને ત્યાંથી યાનોઆહની પૂર્વ તરફ
થઇને ગઇ; ૭ ને યાનોઆહથી ઉતરીને અટારોથ તથા
નાઅરાથ સુધી, ને યરેખોને અડકીને યરદન
પાસે તેનો છેડો આવ્યો ૮ અને તે સીમા તાપ્પૂઆ-
હથી પશ્ચિમ તરફ ચાલીને કાનાહ નદી સુધી ગઇ; ને
તેનો છેડો સમુદ્ર આગળ આવ્યો; એફ્રાઇમપુત્રોનાં
કુળનાં કુટુંબો પ્રમાણે તેઓનું વતન આ છે; ૯ ને તે
સાથે મનાશ્શેહપુત્રોના વતન મધ્યે જે નગરો એફ્રા-
ઇમપુત્રોને સારૂ જુદાં પાડેલાં હતાં, એ સર્વ
નગરો તેઓના ગામો સુદ્ધા [તેમને મળ્યાં] ૧૦ અને
ગેઝેરના રહેવાસી કનાનીઓને તેઓએ કાઢી મુક્યા
નહિ; પણ કનાનીઓ એફ્રાઇમ મધ્યે આજ સુધી
રહ્યા, ને વેઠ કરનારા દાસો થયા

૧૭ અને મનાશ્શેહ જે યુસફનો પ્રથમ પુત્ર
હતો, તેના કુળને સારૂ આ ભાગ હતો.
મનાશ્શેહનો પ્રથમ પુત્ર માખીર, ગિલઆદનો બાપ,
લડવૈયો હતો, એ માટે તેને તો ગિલઆદ તથા
બાશાન મળ્યા. ૨ મનાશ્શેહના બાકીના પુત્રોને પણ
તેઓના કુટુંબ પ્રમાણે [ભાગ] હતો; એટલે અબી-
એઝેરના પુત્રોને, અને હેલેકના પુત્રોને, ને આસ્રી-
એલના પુત્રોને, ને શેખેમના પુત્રોને, ને હેફેરના
પુત્રોને, ને શમીદાના પુત્રોને; યુસફના દીકરા
મનાશ્શેહના દીકરાઓ તેઓના કુટુંબો પ્રમાણે આ
હતા ૩ પણ મનાશ્શેહના પુત્ર માખીરના પુત્ર ગિલ-
આદના પુત્ર હેફેરના પુત્ર સલોફહાદને તો દીકરા ન
હતા, પણ દીકરીઓજ હતી; ને તેની દીકરીઓના
નામ આ છે, માહલાહ, ને નોઆહ, હોગ્લાહ,
મિલ્કાહ, ને તિર્સાહ ૪ અને તેઓ એલઆઝાર
યાજકની, ને નૂનના પુત્ર યહોશુઆની, ને સરદારોની
આગળ આવીને કહેવા લાગી કે, યહોવાહે મુસાને
આજ્ઞા આપી હતી કે, અમને અમારા ભાઇઓ મધ્યે
વતન આપવું; એ માટે યહોવાહની આજ્ઞા પ્રમાણે
તેણે તેઓને તેઓના બાપના ભાઇઓ મધ્યે વતન
આપ્યું ૫ અને યરદનને પેલે પારના ગિલઆદ ને
બાશાન પ્રાંત શિવાય મનાશ્શેહના દસ ભાગ નિકળ્યા;
૬ કેમકે મનાશ્શેહની દીકરીઓને તેના દીકરાઓ મધ્યે
વતન મળ્યું; ને મનાશ્શેહના બાકીના દીકરાઓને
ગિલઆદ પ્રાંત મળ્યો. ૭ અને મનાશ્શેહની સીમા
આશેરથી શખેમ સામેના મિખ્મથાથ સુધી ગઇ, ને
તે સીમા આગળ ચાલીને જમણે હાથે એન-તાપ્પૂ-
આહના રહેવાસીઓ સુધી ગઇ. ૮ તાપ્પૂઆહનો
પ્રાંત મનાશ્શેહનો હતો; પણ મનાશ્શેહની સરહદ
ઉપરનું તાપ્પૂઆહ એફ્રાઇમપુત્રોનું હતું ૯ અને તે
સીમા ત્યાંથી ઉતરીને કાનાહ નદી સુધી એટલે નદીની
દક્ષિણે ગઇ; એફ્રાઇમના આ નગરો મનાશ્શેહના
નગરો મધ્યે આવ્યાં; ને મનાશ્શેહની સીમા નદીની
ઉત્તર બાજુએ હતી, ને તેનો છેડો સમુદ્ર આગળ
આવ્યો; ૧૦ દક્ષિણ ભાગ એફ્રાઇમનો, ને ઉત્તર
ભાગ મનાશ્શેહનો હતો, ને સમુદ્ર તેની સરહદ પર
આવ્યો; ને તે [ભાગ] ઉત્તરે આશેર સુધી તથા

પૂર્વે યિસ્સાખાર સુધી પહોચ્યા હતા. ૧૧ અને
યિસ્સાખાર તથા આશેરના ભાગમા બેથ શેઆન ને
તેના ગામો, ને યિબ્લઆમ ને તેના ગામો, ને દોરના
તથા તેના ગામોના રહેવાસીઓ, ને એન દોરના
તથા તેના ગામોના રહેવાસીઓ, ને તાઅનાખના
તથા તેના ગામોના રહેવાસીઓ, ને મગિદ્દોના તથા
તેના ગામોના રહેવાસીઓ, એટલે ત્રણ ઉચા પ્રદેશ
મનાશ્શેહને મળ્યા ૧૨ પણ મનાશ્શેહપુત્રો તે નગ
રો[ના રહેવાસીઓ]ને કાઢી મુકી ન શક્યા, પણ
કનાનીઓ તો તે પ્રાતમા રહ્યા ૧૩ અને ઇસ્રાએલ
પુત્રો બળવંત થયા ત્યારે એમ થયુ કે તેઓએ કના
નીઓને માથે વેઠ નાખી, ને તેઓને છેક કાઢી ન મુક્યા.

૧૪ અને યુસફપુત્રોએ યહોશુઆને એમ કહ્યુ કે,
આજ લગી યહોવાહે મને આશિષ દીધી છે, તેથી હુ
એક મોટી પ્રજા થયો છુ, તો તે મને વતન સારૂ એકજ
હિસ્સો તથા એકજ વાંટો કેમ આપ્યો છે? ૧૫ અને
યહોશુઆએ તેઓને કહ્યુ કે, જો તું એક મોટી પ્રજા
થયો હોય, ને એફ્રાઇમના પહાડી મુલકમા તને
સંકોચ પડતો હોય તો કાષ્ટવનમા ચઢી જા, ને ત્યા
પરીઝ્ઝીઓની તથા રફાઇઓની ભૂમિમા પોતાને
સારૂ ઝાડ કાપી [જગા કર] ૧૬ અને યુસફપુત્રોએ
કહ્યુ, પહાડી મુલક અમને બસ થતો નથી, ને સર્વ
કનાનીઓ જેઓ મેદાનની ભૂમિમા રહે છે, તેઓની
પાસે, એટલે બેથ શેઆન ને તેના ગામડાઓમા ને
યિઝ્રએલના મેદાનમા રહેનારાઓની પાસે, લોઢાના
રથો છે ૧૭ અને યહોશુઆએ યુસફના ઘરનાઓને,
એટલે એફ્રાઇમને તથા મનાશ્શેહને કહ્યુ કે, તું એક
મોટી પ્રજા છે, ને તું ઘણો બળવાન છે, તને માત્ર
એકજ ભાગ નહિ મળશે, ૧૮ પણ પહાડી પ્રદેશ
તારો થશે, કેમકે તે કાષ્ટવન છે, તો પણ તું તેને
કાપી નાખશે, ને તેની સરહદો તારી થશે, ને
કનાનીઓને જો કે લોઢાના રથો છે, ને તેઓ બળવંત
છે, તો પણ તું તેઓને હાંકી કાઢશે

૧૮ અને શીલોહ મધ્યે ઇસ્રાએલપુત્રોની
આખી જમાત એકત્ર મળી, ને ત્યા તેઓએ
મુલાકાતમંડપ ઉભો કીધો, ને તેઓની સામે દેશ
વશ થયો ૨ અને ઇસ્રાએલપુત્રોમા વતન પામ્યા
વગર હજી સાત કુળ રહ્યા હતા ૩ અને યહોશુઆએ
ઇસ્રાએલપુત્રોને કહ્યુ જે દેશ તમારા પિતૃઓના દેવ
યહોવાહે તમને આપ્યો છે, તેનો કબજો લેવા જવાને
તમે ક્યા સુધી ઢીલ કરશો? ૪ તમારા પ્રત્યેક કુળ
માથી ત્રણ ત્રણ માણસો ઠરાવો, ને હુ તેઓને
મોકલીશ, ને તેઓ ઉઠીને દેશમા બધે ફરીને તેઓના
વતન પ્રમાણે તેનુ વર્ણન કરે, ને તેઓ મારી પાસે
પાછા આવે ૫ અને તેઓ તેના સાત વિભાગ કરે,
યહુદાહ દક્ષિણમા પોતાની સરહદની અંદર રહે, ને
યુસફના ઘરનાઓ ઉત્તરમા પોતાની સરહદની અંદર
રહે ૬ અને સાત ભાગોમા તમે દેશનુ વર્ણન કરો,
ને [તે વર્ણન] અહીં મારી પાસે આણો, કે આપણા
દેવ યહોવાહની આગળ હુ અહીં તમારે સારૂ ચિઠ્ઠીઓ
નાખીને [ભાગ પાડુ] ૭ કેમકે લેવીઓને તમારા
મધ્યે ભાગ નથી, કેમકે યહોવાહનુ યાજકપદ તેઓનુ
વતન છે, ને ગાદને તથા રઊબેનને તથા મનાશ્શેહના
અર્ધકુળને યરદનની પેલી ગમ પૂર્વમા જે વતન યહો
વાહના સેવક મુસાએ તેઓને આપ્યુ, તે તેઓને
મળ્યુ છે ૮ અને તે માણસો ઉઠીને ગયા, અને
જેઓ દેશનુ વર્ણન કરવાને જતા હતા, તેઓને યહો
શુઆએ એવી આજ્ઞા આપી કે, જઇને દેશમા સર્વત્ર
ફરીને તેનુ વર્ણન કરો, ને મારી પાસે પાછા આવો,
એ સારૂ કે હુ અહીં શીલોહમા યહોવાહ આગળ
તમારે સારૂ ચિઠ્ઠીઓ નાખીને [ભાગ પાડુ] ૯ અને
તે માણસો જઇને દેશમા બધે ફર્યા, ને નગરો પ્રમાણે
સાત ભાગે એક નોધપત્રમા તેઓનુ વર્ણન કીધુ,
ને તેઓ શીલોહમા યહોશુઆ આગળ છાવણીમા
આવ્યા ૧૦ અને યહોશુઆએ તેઓને સારૂ શીલો
હમા યહોવાહની આગળ ચિઠ્ઠીઓ નાખી, ને ત્યા
યહોશુઆએ ઇસ્રાએલપુત્રોને, તેઓના હિસ્સા
પ્રમાણે, દેશ વહેંચી આપ્યો

૧૧ અને બિન્યામીનપુત્રોના કુળનો ભાગ, તેઓના
કુટુંબો પ્રમાણે આ નિકળ્યો, એટલે તેઓના ભાગની
સીમા યહુદાહપુત્રો ને યસફપુત્રોની વચમા નિકળી
૧૨ અને ઉત્તર બાજુએ તેઓની સીમા યરદનથી
હતી, ને તે સીમા ઉચે ચઢીને યરેખોની ઉત્તર
બાજુએ ગઇ, પછી પશ્ચિમ તરફ પહાડી મુલકમા
થઇને ગઇ, ને તેનો છેડો બેથ આવેનના અરણ્યમા
આવ્યો ૧૩ અને ત્યાથી આગળ ચાલીને લૂઝ ગમ,
લૂઝ (એટલે બેથેલ)ની દક્ષિણ બાજુએ સીમા ગઇ,
ને નીચેના બેથ હોરોનની દક્ષિણમા જે પર્વત છે તેની
પાસે થઇને આટ્રોથ આદ્દાર સુધી ઉતરી ૧૪ અને
જે પર્વત બેથ હોરોનની સામે દક્ષિણ બાજુએ

આવેલો છે ત્યાંથી તે સીમા દક્ષિણ ગમ લંબાઇને
પશ્ચિમ ભાગ પર વળી; ને યહુદાહપુત્રોનું નગર
કિર્યાથ-બઆલ (એટલે કિર્યાથ-યઆરીમ) તેની પાસે
તેનો છેડો આવ્યો; એ પશ્ચિમ ભાગ હતો. ૧૫ અને
દક્ષિણ ભાગ કિર્યાથ યઆરીમના છેડા આગળ શરૂ
થયો, ને તેની સરહદ પશ્ચિમ ગમ ચાલીને, નેફતો-
આહના પાણીના ઝરા સુધી ગઇ; ૧૬ ને તે સરહદ
હિન્નોમના દીકરાની ખીણ સામેનો પર્વત જે રફાઇ-
ઓની ખીણમા ઉત્તર તરફ છે તેના છેડા સુધી ઉતરી;
ને યબૂસીના દક્ષિણ ભાગમા હિન્નોમની ખીણમાં
ઉતરીને, એન-રોગેલ સુધી ઉતરી; ૧૭ ને તે ઉત્તર-
માથી લબાઇને એન-શેમેશે ગઇ, ને ગલીલોથ જે
અદુમ્મીમના ઘાટની સામે છે, તેની ગમ ચાલી ગઇ;
ને રેઉબેનના પુત્ર બોહાનના પથ્થર સુધી તે ઉતરી.
૧૮ અને ઉત્તર ગમ અરાબાહની સામે બાજુ પર
થઇને અરાબાહ સુધી ઉતરી ગઇ; ૧૯ ને ઉત્તરમાં
આગળ ચાલીને તે સીમા બેથ હોગ્લાહની બાજુએ
ગઇ; ને તે સરહદનો છેડો ખારા સમુદ્રની ઉત્તર
ખાડી આગળ, એટલે યરદનને દક્ષિણ છેડે આવ્યો;
એ દક્ષિણ સીમા હતી ૨૦ અને પૂર્વ બાજુએ તેની
સરહદ યરદન હતી, ને બિન્યામીનપુત્રોના કુટુંબો
પ્રમાણે તેઓના વતનની ચારેગમની સીમા આ હતી.
૨૧ હવે બિન્યામીનપુત્રોના કુળના નગરો તેઓનાં
કુટુંબો પ્રમાણે આ હતા; એટલે યરેખો, તથા બેથ-
હોગ્લાહ, તથા એમેકકસીસ; ૨૨ તથા બેથ-અરાબાહ,
તથા સમારાઇમ, તથા બેથેલ; ૨૩ તથા આવ્વીમ, તથા
પારાહ, તથા ઓફ્રાહ; ૨૪ તથા કફાર-આમ્મોની,
તથા ઓફ્ની, તથા ગેબા; બાર નગરો, તેઓના
ગામો સુદ્ધાં; ૨૫ ગિબઓન, તથા રામાહ, તથા
બએરોથ; ૨૬ તથા મિસ્પેહ, તથા કફીરાહ, તથા
મોસાહ; ૨૭ તથા રેકેમ, તથા યિર્પેએલ, તથા
તારઅલાહ; ૨૮ તથા સેલાહ, એલેફ, તથા યબૂસી
(એટલે યરૂશાલેમ), ગિબ-આથ, કિર્યાથ; ચૌદ નગરો,
તેઓના ગામો સુદ્ધાં. બિન્યામીનપુત્રોના કુટુંબો
પ્રમાણે તેઓનું વતન એ છે.

૧૯ અને બીજો ભાગ શિમઓનને, એટલે
શિમઓનપુત્રોના કુળને સારૂ, તેઓના
કુટુંબ પ્રમાણે નિકળ્યો; ને તેઓનું વતન યહુદાહ-
પુત્રોના વતન મધ્યે હતું ૨ અને તેઓને [નીચેનાં
નગરોનું] વતન મળ્યું, બેરશેબા અથવા શેબા, તથા
માલાદાહ; ૩ તથા હસારશૂઆલ, તથા બાલાહ, તથા
એસેમ; ૪ તથા એલ્તોલાદ, તથા બથૂલ, તથા હોર્માહ;
૫ તથા સિકલાગ તથા બેથ-માર્કાબોથ, તથા હસાર-
સૂસાહ; ૬ તથા બેથ લબાઓથ, તથા શારૂહેન; તેર
નગરો, તેઓનાં ગામો સુદ્ધાં; ૭ આયિન, રિમ્મોન,
તથા એથેર, તથા આશાન; ચાર નગરો, તેઓનાં
ગામો સુદ્ધાં; ૮ ને આ નગરોની ચારેગમ જે સર્વ
ગામો, બાઅલાથ-બએર, એટલે દક્ષિણના રામાહ,
સુધી હતા તે શિમઓનપુત્રોના કુળનું વતન, તેઓનાં
કુટુંબો પ્રમાણે, એ છે ૯ શિમઓનપુત્રોનું વતન
યહુદાહપુત્રોના વિભાગમાંથી મળ્યું; કેમકે યહુદાહ-
પુત્રોનો વિભાગ તેઓને સારૂ જોઇએ તે કરતાં વધારે
હતો; માટે તેઓના વતન મધ્યે શિમઓનપુત્રોને
વતન મળ્યું

૧૦ અને ત્રીજો ભાગ ઝબુલૂનપુત્રોને સારૂ, તેઓના
કુટુંબ પ્રમાણે, નિકળ્યો; ને તેઓના વતનની સરહદ
સારીદ પાસે હતી; ૧૧ ને તેઓની સીમા પશ્ચિમ
તરફ એટલે મારઅલાહ સુધી ગઇ, ને પછી દાબ્બેશેથ
સુધી પહોચી; ને યોકનઆમ સામેની નદી સુધી
પહોચી; ૧૨ ને સારીદથી પૂર્વગમ વળીને સૂર્યોદય
તરફ કિસ્લોથ તાબોરની સરહદ સુધી ગઇ; ને ત્યાંથી
નિકળીને દાબરાથ આગળ આવીને યાફીઆ સુધી
ઉપર ગઇ; ૧૩ ને ત્યાંથી આગળ ચાલીને ગાથ હેફે-
રની પૂર્વગમ એથ-કાસીન સુધી ઉપર ગઇ; ને ત્યાંથી
નિકળીને તે રિમ્મોન સુધી ગઇ, કે જે નેઆહ સુધી
લંબાય છે, ૧૪ ને એ સીમા તેને ચક્કર મારીને,
ઉત્તરગમ હાન્નાથોન સુધી ગઇ; ને તેનો છેડો
યિફ્તાહ-એલ ખીણ આગળ આવ્યો; ૧૫ ને કાટ્ટાથ,
તથા નાહલાલ, તથા શિમ્રોન, તથા યિદઅલાહ, તથા
બેથલેહેમ; બાર નગરો, તેઓના ગામો સુદ્ધાં.
૧૬ ઝબુલૂનપુત્રોના કુટુંબો પ્રમાણે તેઓનું એ વતન
છે, એટલે એ નગરો અને તેઓના ગામો

૧૭ ચોથો ભાગ યિસ્સાખારને સારૂ, એટલે યિસ્સા-
ખારપુત્રોને સારૂ, તેઓના કુટુંબો પ્રમાણે, નિકળ્યો.
૧૮ અને તેઓની સીમા [આ નગરો] સુધી આવેલી
છે, એટલે, યિઝ્રએલ, તથા કસુલ્લોથ, તથા શુનેમ;
૧૯ તથા હફારાઇમ, તથા શીઓન, તથા અનાહરાથ;
૨૦ તથા રાબ્બીથ, તથા કિશ્યોન, તથા એબેસ;
૨૧ તથા રેમેથ, તથા એન-ગાન્નીમ, તથા એન હાદ્દાહ,
તથા બેથ-પાસ્સેસ; ૨૨ ને તે સીમા તાબોર, ને

શાહસુમાહ, ને બેથ-શેમેશ સુધી પહોચી; ને
તેઓની સીમાનો છેડો યરદનની પાસે હતો; સોળ
નગરો તેઓનાં ગામો સુદ્ધાં ૨૩ યિસ્સાખારપુત્રોના
કુળનું વતન, તેઓનાં કુટુંબ પ્રમાણે, એ છે, એટલે
એ નગરો ને તેઓનાં ગામો

૨૪ અને પાચમો ભાગ આશેરપુત્રોના કુળને સારૂ,
તેઓના કુટુંબ પ્રમાણે, નિકળ્યો ૨૫ અને તેઓની
સરહદ આ પ્રમાણે હતી, એટલે હેલ્કાથ, તથા હલી,
તથા બેટેન, તથા આખ્શાફ; ૨૬ તથા આલ્લામ્મેલેખ,
તથા આમઆદ, તથા મિશઆલ; અને તે સીમા
પશ્ચિમમાં કાર્મેલ, તથા શીહોર-લિબ્નાથ સુધી
પહોંચી; ૨૭ ને સૂર્યોદય તરફ બેથ-દાગોન ગમ
વળીને, તે ઝબુલૂન સુધી, ને યિફ્તાહ-એલની ખીણની
ઉત્તરે બેથ-એમેક તથા નેઇએલ સુધી પહોંચી, ને
ત્યાંથી નિકળીને ડાબે હાથે કાબૂલમાં ગઇ; ૨૮ ને
એબ્રોન, ને રહોબ, ને હામ્મોન, ને કાનાહ, એટલે
મોટા સીદોન સુધી ગઇ; ૨૯ ને તે સીમા વળીને
રામાહ, ને સોરના કોટવાળા નગર સુધી ગઇ; ને
તે સીમા ફરીને હોસાહમાં ગઇ; ને તેનો છેડો
આખ્ઝીબના પ્રદેશની પાસે, સમુદ્ર આગળ આવ્યો;
૩૦ ને ઉમ્માહ, તથા અફેક, તથા રહોબ; બાવીસ
નગરો, તેઓના ગામો સુદ્ધાં. ૩૧ આશેરપુત્રોના
કુળનું વતન, તેઓનાં કુટુંબો પ્રમાણે, એ છે, એટલે
એ નગરો ને તેઓનાં ગામો.

૩૨ છઠ્ઠો ભાગ નાફતાલીપુત્રોને સારૂ, એટલે નાફ-
તાલીપુત્રોને સારૂ તેઓના કુટુંબો પ્રમાણે નિકળ્યો.
૩૩ અને તેઓની સીમા હેલેફ, તથા સાઅનાન્નીમમાનું
આલોન ઝાડ, તથા અદામી-નેકેબ, તથા યાબ્નએલ,
ત્યાં થઇને લાક્કુમ સુધી ગઇ; ને તેનો છેડો યરદન
પાસે હતો; ૩૪ તે સીમા પશ્ચિમ તરફ વળીને
આઝનોથ-તાબોર સુધી ગઇ; ને ત્યાથી આગળ ચાલી
હુક્કોક ગઇ; ને દક્ષિણમા ઝબુલૂન સુધી પહોચી, ને
પશ્ચિમમાં આશેર સુધી પહોચી, ને સૂર્યોદય તરફ
યરદન પાસે યહુદાહને પહોચી ૩૫ અને [ તેમાં ]
કોટવાળા નગરો આ હતાં; સિદ્દીમ, સેર, તથા
હમ્માથ, રાક્કાથ, તથા કિન્નેરેથ; ૩૬ તથા અદામાહ,
તથા રામાહ, તથા હાસોર; ૩૭ તથા કેદેશ, તથા
એડ્રેઇ, તથા એન-હાસોર; ૩૮ તથા યિરઓન, તથા
મિગ્દાલએલ, હોરેમ, તથા બેથ-અનાથ, તથા બેથ-
શેમેશ; ઓગણીસ નગરો, તેઓના ગામો સુદ્ધા
૩૯ નાફતાલીપુત્રોના કુળનું વતન, તેઓના કુટુંબો
પ્રમાણે, એ છે, એટલે એ નગરો ને તેઓનાં ગામો

૪૦ અને સાતમો ભાગ દાનપુત્રોના કુળને સારૂ,
તેઓનાં કુટુંબો પ્રમાણે, નિકળ્યો. ૪૧ અને તેઓના
વતનની સરહદમા સોરાહ તથા એશ્તાઓલ, તથા
ઇર-શેમેશ; ૪૨ તથા શાઅલાબ્બીન, તથા આયાલોન,
તથા યિથ્લાહ; ૪૩ તથા એલોન, તથા તિમ્નાહ, તથા
એક્રોન; ૪૪ તથા એલ્તકેહ, તથા ગિબ્બથોન, તથા
બાઅલાથ; ૪૫ તથા યહુદ, તથા બની-બરાક, તથા
ગાથ-રિમ્મોન; ૪૬ તથા મે-યાર્કોન તથા રાક્કોન,
યાફો સામેની સીમા સુદ્ધા. ૪૭ અને દાનપુત્રોની
સરહદ તેઓની પેલી બાજુએ નિકળી; કેમકે દાનપુ-
ત્રોએ લેશેમની સામે યુદ્ધ કરવાને ચઢાઇ કીધી, ને
તે જીતી લીધુ, ને તરવારની ધારથી તેને માર્યું, ને
તેને વતન કરી લઇને તેમાં વાસ કીધો, ને પોતાના
પિતૃ દાનના નામ પ્રમાણે લેશેમનું નામ દાન પાડ્યું.
૪૮ દાનપુત્રોના કુળનું વતન, તેઓના કુટુંબો પ્રમાણે,
એ હતું, એટલે એ નગરો ને તેઓનાં ગામો

૪૯ એ પ્રમાણે તેઓ દેશનું વતન સીમાવાર વહેંચી
રહ્યા; પછી ઇસ્રાએલપુત્રોએ નૂનના દીકરા યહોશુ-
આને પોતા મધ્યે વતન આપ્યું; ૫૦ એફ્રાઇમના
પહાડી મુલકનુ તિમ્નાથ-સેરાહ નગર, જે તેણે માગ્યું,
તે યહોવાહના કહેવા પ્રમાણે તેઓએ તેને આપ્યુ;
ને તે નગર બાધીને તે તેમાં રહ્યો.

૫૧ એલઆઝાર યાજકે ને નૂનના પુત્ર યહોશુઆએ
ને ઇસ્રાએલપુત્રોનાં કુળોના બાપોનાં [ ઘરોના ]
મુખ્યોએ શીલોહ મધ્યે મુલાકાતમંડપને બારણે,
યહોવાહની આગળ ચિઠ્ઠીઓ નાખીને, જે વતનો
વહેંચી આપ્યા તે એજ છે; એમ તેઓએ દેશ
વહેંચવાનું કામ સમાપ્ત કીધું

૨૦ અને યહોવાહે યહોશુઆને કહ્યું, ૨ ઇસ્રા-
એલપુત્રોને કહે કે, તેઓ પોતાને સારૂ
આશ્રયનગરો નીમે, કે જેઓ વિષે મેં મુસાની હસ્તક
તમને કહ્યું હતું; ૩ એ માટે કે જો કોઇ જણ ચૂકથી
તથા અજાણે મનુષ્યઘાત કરે, તો તે મનુષ્યઘાતક તેમાં
નાસી જાય; ને તે [ નગરો ] ખૂનનું વેર લેનારથી
તમારા રક્ષણને અર્થે થશે ૪ અને તેમાંના એક નગરે
નાસી ગયા પછી, તે નગરના દરવાજાના નાકા આગળ
ઉભો રહીને, તે પોતાના દાવાની હકીકત નગરના
વડીલોને કાને નાખે; ને તેઓ તેને નગરમા પોતાની

પાસે લઇને પોતા મધ્યે રહેવાની જગ્યા આપે
૫ અને જો ખૂનનું વેર લેનાર તેની પાછળ લાગેલો
હોય, તો તેઓ તે મનુષ્યઘાતકને તેના હાથમાં
સ્વાધીન ન કરે ; કેમકે અગાઉથી તેને પોતાના
પડોશીની સાથે વેર ન છતાં તેણે અજાણે તેને માર્યો.
૬ અને તે ફેસલાને સારૂ સભા આગળ ઉભો રહે ત્યાં
સુધી, અથવા જે મુખ્ય યાજક તે દિવસમાં હોય
તેના મરણ સુધી, તે નગરમાં તે રહે ; ત્યાર પછી
મનુષ્યઘાતક પોતાના નગરમા, એટલે જે નગરમાંથી
તે નાસી ગયો હોય તેમાં, પોતાને ઘેર પાછો જાય
૭ અને તેઓએ ગાલીલમાં નાફતાલીના પહાડી મુલ-
કમાંનું કેદેશ, ને એફ્રાઇમના પહાડી મુલકમાંનું શખેમ,
ને યહુદાહના પહાડી મુલકમાનુ કિર્યાથ આર્બા (એટલે
હેબ્રોન), એમને અલાહિદાં કીધા ૮ અને પૂર્વમાં
યરેખો પાસે યરદનને પેલે પાર તેઓએ રેઉબેનના
કુળમાંથી સપાટ પ્રદેશમાના અરણ્યમાંનુ બેસેર, ને
ગાદ કુળમાંથી ગિલઆદમાનું રામોથ, ને મનાશ્શેહના
કુળમાંથી બાશાનમાંનું ગોલાન નીમ્યા. ૯ એ નગરો
સર્વ ઇસ્રાએલપુત્રોને સારૂ, ને તેઓ મધ્યે પ્રવાસ
કરનારા પરદેશીને સારૂ એ માટે નીમેલા હતાં કે, જે
કોઇ જણ ચૂકથી કોઇ મનુષ્યનો ઘાત કરે, તે ત્યાં
નાસી જઇને જમાતની આગળ ખડો થાય, ત્યાં
સુધી ખૂનનું વેર લેનારના હાથથી તે માર્યો ન જાય

૨૧ ત્યારે એલઆઝાર યાજક ને નૂનનો પુત્ર
યહોશુઆ ને ઇસ્રાએલપુત્રોનાં કુળોના
બાપોનાં [ઘરોના] મુખ્યો, એઓની પાસે લેવી-
ઓના બાપોનાં [ઘરોના] મુખ્યો આવ્યા; ૨ અને
એઓએ કનાન દેશના શીલોહ આગળ તેઓને કહ્યુ
કે, યહોવાહે મુસાની હસ્તક એ પ્રમાણે આજ્ઞા આપી
છે, કે અમને રહેવા સારૂ નગરો, ને અમારાં ઢોરોને
સારૂ તેઓનાં પાદરો આપવાં. ૩ અને ઇસ્રાએલ-
પુત્રોએ યહોવાહના કહ્યા પ્રમાણે, પોતાના વતનમાંથી
આ નગરો અને એઓનાં પાદરો લેવીઓને આપ્યાં.

૪ અને કહાથીઓનાં કુટુંબોને સારૂ ભાગ નિકળ્યો;
અને લેવીઓમાંના હારૂન યાજકના દીકરાઓને ભાગ
યહુદાહના કુળમાંથી, ને શિમઓનના કુળમાંથી, ને
બિન્યામીનના કુળમાંથી તેર નગરો આવ્યાં

૫ અને કહાથના બાકીના પુત્રોને ભાગ એફ્રાઇમના
કુળનાં કુટુંબોમાંથી, ને દાનના કુળમાંથી, ને મના-
શ્શેહના અર્ધ કુળમાંથી દસ નગરો આવ્યાં.

૬ અને ગેર્શોનપુત્રોને ભાગ યિસ્સાખાર કુળનાં
કુટુંબોમાંથી, ને આશેરના કુળમાથી, ને નાફતાલીના
કુળમાથી ને બાશાનમા મનાશ્શેહના અર્ધ કુળમાંથી
તેર નગરો આવ્યાં.

૭ મરારીના પુત્રોને ભાગ તેઓનાં કુટુંબો પ્રમાણે,
રેઉબેનના કુળમાથી, ને ગાદના કુળમાંથી, ને ઝબુલૂ-
નના કુળમાંથી બાર નગરો આવ્યાં.

૮ અને યહોવાહે મુસાની હસ્તક આજ્ઞા આપી
હતી, તેમ ઇસ્રાએલપુત્રોએ ચિઠ્ઠીઓ નાખીને આ
નગરો ને એઓનાં પાદરો લેવીઓને આપ્યાં. ૯ અને
તેઓએ યહુદાહપુત્રોના કુળમાથી, ને શિમઓનપુ-
ત્રોના કુળમાથી, આ નગરો જેઓનાં નામો કહેલાં છે,
તે આપ્યાં; ૧૦ અને લેવીપુત્રોમાંના, કહાથીઓના
કુટુંબોમાંના, હારૂનના દીકરાઓને વાસ્તે તે હતાં;
કેમકે પહેલો ભાગ તેઓનો હતો ૧૧ અને તેઓએ
તેઓને યહુદાહના પહાડી મુલકમાંનું કિર્યાથ-આર્બા,
એટલે અનાકના બાપ[નું નગર], (એટલે હેબ્રોન)
તથા તેની ચોતરફનાં પાદરો આપ્યાં ૧૨ પણ નગ-
રની સીમ ને તેનાં ગામો યફુન્નેહના પુત્ર કાલેબને
તેઓએ વતન તરીકે આપ્યાં હતાં

૧૩ અને તેઓએ હારૂન યાજકના પુત્રોને, મનુષ્ય-
ઘાતકનું આશ્રયનગર, હેબ્રોન ને તેના પાદરો, તથા
લિબ્નાહ ને તેનાં પાદરો; ૧૪ ને યાત્તીર ને તેનાં
પાદરો, તથા એશ્તમોઆ ને તેનાં પાદરો; ૧૫ ને
હોલોન ને તેનાં પાદરો, તથા દબીર ને તેનાં પાદરો;
૧૬ ને આયિન ને તેનાં પાદરો, તથા યૂટ્ટાહ ને તેનાં
પાદરો, બેથ-શેમેશ ને તેનાં પાદરો; એ પ્રમાણે તે
બે કુળમાથી નવ નગરો આપ્યાં. ૧૭ અને બિન્યામી-
નના કુળમાંથી ગિબઓન ને તેનાં પાદરો, ગેબા ને
તેનાં પાદરો; ૧૮ અનાથોથ ને તેનાં પાદરો, તથા
આલ્મોન ને તેનાં પાદરો; ચાર નગરો; ૧૯ હારૂન-
પુત્રો, જે યાજક હતા, તેઓનાં સર્વ નગરો મળી તેર
નગર ને તેઓનાં પાદરો હતાં.

૨૦ અને કહાથપુત્રોનાં કુટુંબો, એટલે કહાથના
બાકીના પુત્રો, એ લેવીઓને તો એઓના ભાગનાં
નગરો એફ્રાઇમ કુળમાંથી મળ્યાં. ૨૧ અને તેઓએ
એફ્રાઇમના પહાડી મુલકમાંનું મનુષ્યઘાતકના આશ્ર-
યનું નગર શખેમ ને તેનાં પાદરો, તથા ગેઝેર ને તેનાં
પાદરો, ૨૨ ને કિબ્સાઇમ ને તેના પાદરો, તથા
બેથ-હોરોન ને તેનાં પાદરો; એ ચાર નગરો તેઓને

આપ્યા. ૨૩ અને દાનના કુળમાથી એલ્તકે ને તેના
પાદરો, ગિબ્બથોન ને તેના પાદરો, ૨૪ આયાલોન
ને તેના પાદરો, ગાથ રિમ્મોન ને તેના પા રો, એ
ચાર નગરો પણ ૨૫ અને મનાશ્શેહના અર્ધકુળમાથી
તાઅનાખ ને તેના પાદરો, તથા ગાથ રિમ્મોન ને
તેના પાદરો, એ બે નગરો ૨૬ કહાથના બાકીના
પુત્રોના કુટુંબોના સર્વ મળીને દસ નગરો ને તેઓના
પાદરો હતા

૨૭ અને લેવીઓના કુટુંબોમાના ગેર્શોનના પુત્રોને
મનાશ્શેહના અધ કુળમાથી મનુષ્યઘાતકનુ આશ્રય
નગર બાશાનમાનુ ગોલાન ને તેના પાદરો, તથા
બએશ્તરાહ ને તેના પાદરો, એ બે નગરો, ૨૮ ને
યિસ્સાખારના કુળમાથી કિશ્યોન ને તેના પાદરો,
દાબરાથ ને તેના પાદરો, ૨૯ યાર્મુથ ને તેના પાદરો,
એન-ગાન્નીમ ને તેના પાદરો, એ ચાર નગરો
૩૦ અને આશેરના કુળમાથી મિશઆલ ને તેના
પાદરો, આબ્દોન ને તેના પાદરો, ૩૧ હેલ્કાથ ને
તેના પાદરો, તથા રહોબ ને તેના પાદરો, એ ચાર
નગરો ૩૨ અને નાફતાલીના કુળમાથી ગાલીલમાનુ
મનુષ્યઘાતકનુ આશ્રયનગર કેદેશ ને તેના પાદરો,
તથા હામ્મોથ દોર ને તેના પાદરો, તથા કાર્તાન ને
તેના પાદરો, એ ત્રણ નગરો આપ્યા ૩૩ ગેર્શોની
ઓના કુટુંબો પ્રમાણે, તેઓના સર્વ મળીને તેર
નગરો ને તેઓના પાદરો હતા

૩૪ અને બાકી રહેલા લેવીઓને, એટલે મરારીના
પુત્રોના કુટુંબોને, ઝબુલૂનના કુળમાથી યોક્નઆમ
ને તેના પાદરો, તથા કાર્તાહ ને તેના પાદરો
૩૫ દિમ્નાહ ને તેના પાદરો, નાહલાલ ને તેના
પાદરો, એ ચાર નગરો. ૩૬ અને રેઉબેનના કુળ
માથી બેસેર ને તેના પાદરો, તથા યાહાસ ને તેના
પાદરો, ૩૭ કદેમોથ ને તેના પાદરો, તથા મેફાઆથ
ને તેના પાદરો, એ ચાર નગરો ૩૮ અને ગાદના
કુળમાથી મનુષ્યઘાતકનુ આશ્રયનગર, એટલે ગિલઆ
દમાનુ રામોથ ને તેના પાદરો, તથા માહનાઇમ ને
તેના પાદરો, ૩૯ હેશ્બોન ને તેના પાદરો, યાઝેર ને
તેના પાદરો, સર્વ મળી ચાર નગરો ૪૦ આ બધા
નગરો, મરારીપુત્રોના કુટુબો પ્રમાણે એટલે લેવી
ઓના બાકી રહેલા કુટુંબો પ્રમાણે તેઓના હતા,
અને તેઓને ભાગ બાર નગર આવ્યા

૪૧ ઇસ્રાએલપુત્રોના વતન મધ્યે લેવીના સર્વ નગરો
તેઓના પાદરો સહિત ઉડતાળીસ હતા ૪૨ આ
નગરોમાના પ્રત્યેક નગરની આસપાસ તેના પાદરો
આવેલા હતા, એજ પ્રમાણે એ સર્વ નગરોને હતું

૪૩ એ રીતે યહોવાહે ઇસ્રાએલને તે સઘળો દેશ
આપ્યો, કે જે તેમના પિતૃઓને આપવાના તેણે સમ
ખાધા હતા, ને તેઓ તેનુ વતન પ્રાપ્ત કરીને તેમા
રહ્યા. ૪૪ અને યહોવાહે તેઓના પૂર્વજો સાથે સમ
ખાધા હતા તે સર્વ પ્રમાણે તેઓને ચારેગમ વિસામો
આપ્યો, ને તેઓના સર્વ શત્રુમાનો કોઇ તેઓની
આગળ ટક્યો નહિ, યહોવાહે તેઓના સર્વ શત્રુઓને
તેઓના હાથમા આપ્યા ૪૫ યહોવાહે ઇસ્રાએલના
ઘરનાઓને જે કંઇ સારા વચનો આપ્યા હતા તેમાથી
એકે નિષ્ફળ થયુ નહિ, સર્વ પુરા થયા

૨૨ ત્યારે યહોશુઆએ રેઉબેનીઓને તથા
ગાદીઓને તથા મનાશ્શેહના અધ કુળને
બોલાવ્યા, ૨ ને તેઓને કહ્યું, યહોવાહના સેવક
મુસાએ જે આજ્ઞા તમને આપી હતી, તે સર્વ તમે
પાળી છે, ને જે સર્વ આજ્ઞા મેં તમને આપી, તેમા
મારી વાણી તમે સાભળી છે, ૩ ઘણા દિવસથી આજ
સુધી તમે પોતાના ભાઇઓને તજ્યા નથી, પણ
પોતાના દેવ યહોવાહની આજ્ઞાથી સોપાએલી ફરજ
તમે સાચવી છે ૪ અને હવે તમારા દેવ યહોવાહે
તમારા ભાઇઓને કહ્યુ હતું તેમ, હમણા તેણે તેઓને
વિશ્રામ આપ્યો છે, એ માટે તમે પાછા વળીને તમારા
તબુંઓમા તથા તમારા વતનની ભૂમિ જે યહોવાહના
સેવક મુસાએ તમને યરદનની પેલી ગમ આપી, તેમા
જાઓ ૫ ફક્ત જે આજ્ઞા તથા નિયમ યહોવાહના
સેવક મુસાએ તમને ફરમાવ્યા, એટલે કે પોતાના દેવ
યહોવાહ ઉપર પ્રીતિ કરવી, ને તેના સર્વ માર્ગોમા
ચાલવુ, ને તેની આજ્ઞાઓ પાળવી, ને તેને વળગી
રહેવુ, ને પોતાના સપૂર્ણ હૃદયથી, ને પોતાના સપૂર્ણ
જીવથી તેની સેવા કરવી, તે સર્વ તમે ઘણી સાવચે
તીથી પાળજો ૬ અને યહોશુઆએ તેઓને આશી
ર્વાદ આપીને વિદાય કીધા, ને તેઓ પોતાના
તબુંઓમા ગયા

૭ હવે મનાશ્શેહના અધ કુળને મુસાએ બાશાનમા
[ વતન ] આપ્યુ હતું, પણ તેના બીજા અર્ધ ભાગને
યહોશુઆએ તેઓના ભાઇઓ સાથે પશ્ચિમમા યરદન
પાર [ વતન ] આપ્યુ, વળી જ્યારે યહોશુઆએ
તેઓને તેઓના તબુંમા મોકલી દીધા, ત્યારે તેણે

તેઓને આશીર્વાદ દીધો ૮ અને તેણે તેઓને કહ્યું
કે, ઘણું દ્રવ્ય, ને બહુઘણા ઢોર, રૂપું, સોનું, ત્રાંબું,
ને લોહું ને અતિઘણાં વસ્ત્રો લઈને પોતપોતાના
તંબુઓમા પાછા જાઓ, પોતાના ભાઈઓ સાથે
પોતાના શત્રુઓની લૂટ વહેંચી લો

૯ અને રેઉબેનપુત્રો ને ગાદપુત્રો ને મનાશ્શેહનું
અર્ધ કુળ કનાન દેશમાના શીલોહમાથી ઇસ્રાએલપુત્રો
મધ્યેથી નિકળીને પોતાના વતનનો ગિલઆદ પ્રાંત,
જે મુસાની હસ્તક અપાએલી યહોવાહની આજ્ઞા
પ્રમાણે તેઓને મળ્યો હતો, તેમા જવાને પાછા ફર્યા
૧૦ અને યરદનની પાસેનો પ્રદેશ જે કનાન દેશમા
છે, ત્યા રેઉબેનપુત્રો ને ગાદપુત્રો ને મનાશ્શેહનું અર્ધ
કુળ આવ્યા, ત્યારે ત્યા યરદન પાસે તેઓએ વેદી,
એટલે [ દૂરથી ] દેખાય, એવી મોટી વેદી, બાધી
૧૧ અને ઇસ્રાએલપુત્રોએ એવી વાર્તા સાભળી કે,
જુઓ, રેઉબેનપુત્રોએ ને ગાદપુત્રોએ ને મનાશ્શેહના
અર્ધ કુળે કનાન દેશના મોખરામા, યરદન પાસેના
પ્રદેશમા, તથા ઇસ્રાએલપુત્રોની [ભૂમિની] બાજુએ,
એક વેદી બાધી છે ૧૨ અને ઇસ્રાએલપુત્રોએ તે સાભ
ળ્યું, ત્યારે ઇસ્રાએલપુત્રોની આખી જમાત તેઓની
સામે યુદ્ધ કરવા સારૂ શીલોહ મધ્યે એકત્ર થઈ

૧૩ અને ઇસ્રાએલપુત્રોએ ગિલઆદ દેશમા રેઉ-
બેનપુત્રો, ને ગાદપુત્રો, ને મનાશ્શેહનું અર્ધ કુળ,
એઓની પાસે એલઆઝાર યાજકના પુત્ર ફીનહાસને
મોકલ્યો, ૧૪ ને તેની સાથે ઇસ્રાએલના સર્વ કુળો
માથી પ્રત્યેક મુખ્ય ઘરનો એક એક આગેવાન, એવા
દસ અધિપતિઓ મોકલ્યા, અને તેઓમાના બધા
ઇસ્રાએલના કુટુંબો મધ્યે પોતપોતાના પિતૃઓના
ઘરોના મુખ્ય હતા ૧૫ અને તેઓએ ગિલઆદ
પ્રાંતમા રેઉબેનપુત્રોની ને ગાદપુત્રોની ને મનાશ્શેહના
અર્ધ કુળની પાસે જઈને તેઓને કહ્યું, ૧૬ યહોવાહની
આખી જમાત એમ કહે છે કે, તમે ઇસ્રાએલના દેવની
વિરૂદ્ધ આ શો અપરાધ કીધો કે, આજ તમે યહો-
વાહના અનુસરણથી ફરી જઈને, પોતાને સારૂ વેદી
બાધીને આજ તમે યહોવાહની વિરૂદ્ધ ફિતૂર કીધું
છે? ૧૭ પેઓરનો અન્યાય, કે જેને લીધે યહોવાહની
જમાત ઉપર મરકી આવી હતી તો પણ તેમાથી
આજ સુધી આપણે પોતાને શુદ્ધ કીધા નથી, તે
આપણે સારૂ નાનો છે કે શું, ૧૮ કે તમે યહોવાહના
અનુસરણથી આજ ફરી જાઓ છો? અને એમ થશે
કે, તમે આજ યહોવાહ વિરૂદ્ધ ફિતૂર કરો છો, માટે
કાલે ઇસ્રાએલની આખી જમાત ઉપર તે કોપાયમાન
થશે ૧૯ તથાપિ જો તમારા વતનની ભૂમિ અશુદ્ધ
હોય, તો યહોવાહે વતનને સારૂ આપેલી ભૂમિ, જ્યા
યહોવાહનો મડપ રહે છે, ત્યા [ નદી ] ઉતરીને
આવો, ને અમારા મધ્યે વતન લો, પણ આપણા
દેવ યહોવાહની વેદી શિવાય બીજી વેદી બાધીને
યહોવાહ વિરૂદ્ધ ફિતૂર કરશો મા, ને અમારી વિરૂદ્ધ
ફિતૂર કરશો મા ૨૦ ઝેરાહના દીકરા આખાને
શ્રાપપાત્ર વસ્તુ વિષે ઉલ્લંઘન કીધું, ને તેથી ઇસ્રા-
એલની આખી જમાત પર કોપ આવ્યો કે નહિ?
ને તે માણસ પોતાના અન્યાયમા એકલોજ નાશ
પામ્યો નહિ

૨૧ ત્યારે રેઉબેનપુત્રોએ, ને ગાદપુત્રોએ, ને મના-
શ્શેહના અર્ધ કુળે ઇસ્રાએલના હજારોના મુખ્યોને
ઉત્તર આપતા કહ્યું કે, ૨૨ દેવોનો દેવ યહોવાહ,
દેવોનો દેવ યહોવાહ, તે જાણે છે, ને ઇસ્રાએલ
જાણશે કે, જો યહોવાહની વિરૂદ્ધ ફિતૂરથી અથવા
ઉલ્લંઘનથી, (આજે તું અમારો બચાવ કરીશ મા),
૨૩ અમે યહોવાહના અનુસરણથી ફરી જવા સારૂ
વેદી બાધી હોય, કે તે પર દહનીયાર્પણ, કે ખાદ્યા-
ર્પણ કે શાંત્યર્પણના યજ્ઞો કરવા સારૂ [બાધી હોય],
તો યહોવાહ પોતેજ તેનો જવાબ લો, ૨૪ કેમકે
અમે વિચાર કરીને એ હેતુથી તે કીધું છે કે રખેને
આવતા કાળમા તમારા દીકરાઓ અમારા દીકરાઓને
એમ કહે, કે ઇસ્રાએલના દેવ યહોવાહની સાથે
તમારો શો લાગભાગ છે? ૨૫ કેમકે હે રેઉબેનપુત્રો
અને ગાદપુત્રો, તમારી અને અમારી વચ્ચે, યહોવાહે
યરદનને સરહદ કીધેલી છે, અને રખેને તમને યહો-
વાહમા કંઈ લાગભાગ નથી, એમ [કહીને] તમારા
દીકરાઓ અમારા દીકરાઓને યહોવાહનું ભય રાખતા
અટકાવે ૨૬ એ માટે અમે કહ્યું કે, હવે આપણે
પોતાને સારૂ વેદી બાધવાની તૈયારી કરીએ, દહની-
યાર્પણને સારૂ નહિ, કે યજ્ઞને સારૂ નહિ, ૨૭ પણ
અમારા ને તમારા મધ્યે, ને અમારી પાછળ આપણી
પેઢીઓ મધ્યે એ સાક્ષીરૂપ થશે, કે અમને યહોવાહ
આગળ અમારા દહનીયાર્પણથી, ને અમારા યજ્ઞથી,
ને અમારા શાંત્યર્પણથી તેની સેવા કરવાનો હક છે,
એ માટે કે આવતા કાળમા તમારા વંશજો અમારા
વંશજોને એવું ન કહે કે, તમને યહોવાહમા લાગભાગ

નથી. ૨૮ માટે અમે કહ્યુ કે, તેઓ આવતા કાળમા,
અમને કે અમારી પેઢીને એમ કહેશે, ત્યારે એમ
થશે કે, અમે એવુ કહીશુ, કે યહોવાહની વેદીનો
નમુનો જુઓ, એ અમારા પિતૃઓએ કીધેલી છે,
દહનીયાર્પણને સારૂ નહિ, ને યજ્ઞને સારૂ નહિ, પણ
એ તો અમારા ને તમારા મધ્યે સાક્ષીરૂપ છે
૨૯ અમારા દેવ યહોવાહના મંડપની સામે જે તેની
વેદી છે, તે શિવાય અમે દહનીયાર્પણને સારૂ, ખાદ્યા-
ર્પણને સારૂ, કે યજ્ઞને સારૂ, બીજી વેદી બાંધીને
યહોવાહની વિરૂદ્ધ ફિતૂર કરીએ, તથા યહોવાહના
અનુસરણથી આજ ફરી જઇએ, એવુ કદી ન થાઓ
૩૦ અને રેઉબેનપુત્રોએ ને ગાદપુત્રોએ ને મના-
શ્શેહપુત્રોએ જે વચન કહ્યા, તે ફીનહાસ યાજકે અને
તેની સાથે જે જમાતના અધિપતિઓ એટલે ઇસ્રા-
એલના હજારોના મુખ્યો હતા તેઓએ સાભળ્યા,
ત્યારે તેઓને બહુ સારૂ લાગ્યુ ૩૧ અને એલઆઝાર
યાજકના દીકરા ફીનહાસે રેઉબેનપુત્રોને, ને ગાદપુ-
ત્રોને, ને મનાશ્શેહપુત્રોને કહ્યું, આજ અમે જાણીએ
છીએ કે, યહોવાહ આપણી મધ્યે છે, કેમકે તમે
યહોવાહ વિરૂદ્ધ આ ઉલ્લંઘન કીધુ નથી; હવે તો તમે
ઇસ્રાએલપુત્રોને યહોવાહના હાથમાથી છોડાવ્યા છે
૩૨ અને એલઆઝાર યાજકના પુત્ર ફીનહાસે ને તે
અધિપતિઓએ રેઉબેનપુત્રો પાસેથી ને ગાદપુત્રો
પાસેથી, ગિલઆદ પ્રાંતમાથી, કનાન દેશમા ઇસ્રા-
એલપુત્રો પાસે પાછા આવીને, તેઓને ખબર આપી
૩૩ અને તે ખબરથી ઇસ્રાએલપુત્રો ખુશી થયા, ને
ઇસ્રાએલપુત્રોએ દેવની સ્તુતિ કીધી; ને જે દેશમા
રેઉબેનપુત્રો ને ગાદપુત્રો રહેતા હતા, તેનો નાશ
કરવાને તેઓ વિરૂદ્ધ ચઢાઇ કરવાની વાત ત્યાર પછી
કદી કાઢી નહિ. ૩૪ અને રેઉબેનપુત્રોએ ને ગાદપુ
ત્રોએ તે વેદીનું નામ [એદ] પાડયુ, કેમકે [તેઓએ
કહ્યું] કે, તે આપણી વચ્ચે સાક્ષીરૂપ છે કે યહોવાહ
એજ દેવ છે

૨૩ અને યહોવાહે ઇસ્રાએલપુત્રોને તેઓના
ચારેગમના સર્વ શત્રુ વિષે વિશ્રામ આપ્યા
પછી, ઘણે દિવસે, એટલે યહોશુઆ ઘણો વૃદ્ધ થયો
હતો ત્યારે એમ થયુ કે, ૨ યહોશુઆએ સર્વ ઇસ્રા-
એલને ને તેઓના વડીલોને ને તેઓના મુખ્ય પુરૂ
ષોને, ને તેઓના ન્યાયાધીશોને, ને તેઓ પરના
અધિકારીઓને બોલાવીને તેઓને કહ્યું, હુ ઘણો વૃદ્ધ
થયો છુ; ૩ ને તમારા દેવ યહોવાહે આ સર્વ દેશજા-
તિઓને તમારે લીધે જે કીધું, તે સર્વે તમે જોયુ છે;
કેમકે તમારા દેવ યહોવાહે પોતે તમારે સારૂ યુદ્ધ
કીધુ છે ૪ જુઓ, બાકી રહેલી દેશજાતિઓનો ને જે
દેશજાતિઓ મેં કાપી નાખી તે સર્વેનો દેશ, યરદનથી
માંડીને છેક આથમણી તરફ મોટા સમુદ્ર સુધી, મેં
તમને તમારા કુળોને વાસ્તે વતનને સારૂ વહેંચી
આપ્યો છે ૫ અને યહોવાહ તમારો દેવ પોતે તેઓને
તમારી આગળથી હેલી કાઢશે, ને તમારી દૃષ્ટિ
આગળથી કાઢી મુકશે, ને તમારા દેવ યહોવાહે
તમને વચન આપ્યુ હતું તેમ, તમે તેઓનો દેશ
વતનમા લેશો ૬ એ માટે મુસાના નિયમશાસ્ત્રના
પુસ્તકમા જે લખ્યુ છે, તે સઘળુ પાળીને અમલમા
આણવાને ઘણા હિમ્મતવાન થાઓ, ને તેથી જમણે
કે ડાબે હાથે તમે ફરો નહિ, ૭ ને તમારી મધ્યે આ
જે દેશજાતિઓ રહે છે, તેઓ મધ્યે ન જાઓ; ને
તેઓના દેવોના નામનુ ઉચ્ચારણ ન કરો, ને તેઓના
સોગન ન દો, ને તેઓની સેવા પણ ન કરો, ને
તેઓને પગે ન લાગો, ૮ પણ આજ સુધી તમે કરતા
આવ્યા તેમ, પોતાના દેવ યહોવાહને વળગી રહો
૯ કેમકે યહોવાહે તમારી આગળથી મોટી અને પરા-
ક્રમી દેશજાતિઓ હાંકી કાઢી છે, પણ તમારી આગળ
તો આજ સુધી કોઇ ટકયો નથી ૧૦ તમારામાંનો
એક માણસ હજારને નસાડશે, કેમકે તમારા દેવ
યહોવાહે તમને કહ્યું તેમ, તે પોતે તમારે સારૂ યુદ્ધ
કરે છે ૧૧ તો પોતાના દેવ યહોવાહ પર પ્રીતિ કર-
વાની ઘણી કાળજી રાખો ૧૨ કેમકે જો તમે કોઇ પણ
પ્રકારે પાછા હઠશો, ને તમારી પાસે રહેલી આ
દેશજાતિઓને, એટલે જે બાકી રહેલી છે, તેઓને
વળગી રહેશો, ને તેઓ સાથે વગ્નવ્યવહાર કરીને
તેઓ મધ્યે જશો, ને તેઓ તમારા મધ્યે આવશે;
૧૩ તો ખચિત જાણજો કે તમારો દેવ યહોવાહ હવે
પછી આ દેશજાતિઓને તમારી નજર આગળથી હાંકી
કાઢનાર નથી, ને આ સારી ભૂમિ જે તમારા દેવ
યહોવાહે તમને આપી છે, તે ઉપરથી તમે નષ્ટ થઇ
જશો ત્યા સુધી તેઓ તમને ફાંદા તથા ફાંસારૂપ, ને
તમારી કૂખોમા ફટકારૂપ, અને તમારી આંખોમાં
કાંટારૂપ થશે ૧૪ અને જુઓ, આજ હુ જગતના સર્વ
લોકને સારૂ ઠરાવેલે માર્ગે જાઉં છું; તમારા સર્વ
અંત કરણમા ને આત્મામા તમે જાણો છો કે, જે સારા

વચનો તમારા દેવ યહોવાહે તમારા વિષે કહ્યા તે
સઘળામાનુ એકે નિષ્ફળ ગયુ નથી, સર્વ તમારા પ્રત્યે
પુરા થયા છે, તેમાનુ એકે નિષ્ફળ ગયુ નથી ૧૫ અને
એવુ થશે કે, જેમ તમારા દેવ યહોવાહે તમને આપેલા
સર્વ સારા વચન તમારા પ્રત્યે પુરા થયા, તેમજ, જે
આ સારી ભૂમિ તમારા દેવ યહોવાહે તમને આપી
છે, તે ઉપરથી તમારો નાશ થતા સુધી યહોવાહ
તમારા પર સર્વ [કહેલી] વિપત્તિઓ પણ લાવશે
૧૬ તમારા દેવ યહોવાહે જે કરાર તમને ફરમાવ્યો,
તેનું જ્યારે તમે ઉલ્લંઘન કરશો, ને બીજા દેવોની સેવા
કરશો, ને તેઓને પગે લાગશો, ત્યારે યહોવાહનો
કોપ તમારા ઉપર સળગશે ને જે સારો દેશ તેણે
તમને આપ્યો છે, તે ઉપરથી તમારો વહેલો નાશ થશે

૨૪ અને યહોશુઆએ ઇસ્રાએલના સર્વ કુળો
શખેમમા એકઠા કરીને ઇસ્રાએલના વડી
લોને ને તેઓના મુખ્ય પુરૂષોને ને તેઓના ન્યાયા
ધીશોને ને તેઓના અધિકારીઓને બોલાવ્યા ને
તેઓ દેવ આગળ રજુ થયા ૨ અને યહોશુઆએ
સર્વ લોકોને કહ્યુ ઇસ્રાએલના દેવ યહોવાહ એમ
કહે છે કે, પૂર્વકાળે તમારા પૂર્વજ, એટલે ઇબ્રાહીમનો
બાપ, ને નાહોરનો બાપ તેરાહ નદીની પેલી ગમ
રહેતા હતા, અને તેઓ અન્ય દેવોની સેવા કરતા
હતા ૩ અને મે તમારો પિતૃ ઇબ્રાહીમને નદીની પેલી
ગમથી આણ્યો, ને તેને તમામ કનાન દેશમા ફેરવ્યો,
ને તેના સંતાન વધાર્યો ને તેને ઇસ્હાક આપ્યો, ૪ ને
મે ઇસ્હાકને યાકૂબ તથા એસાવ આપ્યા, ને વતનમા
એસાવને સેઇર પર્વત આપ્યો, અને યાકૂબ અને
તેના દીકરાઓ મિસરમા ઉતરી ગયા ૫ અને મે
મુસાને તથ હારૂનને મોકલ્યા, ને મિસરની મધ્યે મે
જે કીધુ તે પ્રમાણે તે પર અનર્થ આણ્યા, ને ત્યાર
પછી હુ તમને [ત્યાંથી] કાઢી લાવ્યો ૬ અને મે
તમારા પિતૃઓને મિસરમાથી કાઢી આણ્યા, ને તમે
સમુદ્ર સુધી આવ્યા, ને મિસરીઓ રથો તથા સવારો
લઇને સૂફ સમુદ્ર સુધી તમારા પિતૃઓની પાછળ
લાગ્યા. ૭ અને તેઓએ યહોવાહ પ્રત્યે પોકાર કીધો,
ત્યારે તેણે તમારી તથા મિસરીઓની મધ્યે અંધકાર
મુકયો. ને સમુદ્રને તેઓ પર આણીને તેઓને
ડુબાવી દીધા, ને મે મિસરમા જે કીધુ તે તો તમારી
આખોએ જોયુ. ને તમે અરણ્યમા ઘણા દિવસ રહ્યા
૮ અને જે અમોરીઓ યરદનની પેલી ગમ રહેતા હતા,
તેઓના દેશમા મે તમને આણ્યા, ને તેઓએ તમારી
સાથે યુદ્ધ કીધુ, ને મેં તેઓને તમારા હાથમાં
આપ્યા, ને તમે તેઓનો દેશ વતન કરી લીધો, અને
મે તમારી આગળથી તેઓનો નાશ કર્યો ૯ પછી
મોઆબના રાજા સિપ્પોરના દીકરા બાલાકે ઉઠીને
ઇસ્રાએલ સાથે યુદ્ધ કીધુ, ને તેણે બેઓરના દીકરા
બલઆમને તમને શાપ દેવા સારૂ બોલાવી મગાવ્યો,
૧૦ પણ બલઆમનુ મે સાંભળ્યુ નહિ, માટે તેણે
તમને આશીર્વાદજ આપ્યો, એમ મે તમને તેના
હાથમાથી છોડાવ્યા ૧૧ અને તમે યરદન ઉતરીને
યરેખો પાસે આવ્યા, ને યરેખોના માણસો, અમો
રીઓ, ને પરીઝીઓ, ને કનાનીઓ, ને હિત્તિઓ,
ને ગિર્ગાશીઓ, હિવ્વીઓ, ને યબૂસીઓ, એઓએ
તમારી સાથે યુદ્ધ કીધુ, અને મે તેઓને તમારા
હાથમા આપ્યા ૧૨ અને મે તમારી આગળ ડાંસ
મોકલ્યા, ને તેઓએ તેઓને, એટલે અમોરીઓના
બે રાજાઓને, તમારી આગળથી હાકી કાઢયા, તારી
તરવારથી ને તારા ધનુષ્યથી [એ થયુ] નહોતું
૧૩ અને જે દેશ વિષે તમે શ્રમ કીધો નહોતો, ને જે
નગરો તમે બાંધ્યા નહોતા, તે મે તમને આપ્યા, ને
તમે તેમા રહો છો, ને દ્રાક્ષવાડીઓ તથા જૈતવાડીઓ
જે તમે રોપી નહોતી, તેઓના [ફળ] તમે ખાઓ
છો ૧૪ તો હવે યહોવાહનુ ભય રાખો, ને પ્રમાણિક-
પણાથી ને સત્યતાથી તેની સેવા કરો, ને નદીની
પેલી ગમ, ને મિસરમા, તમારા પિતૃઓ જે દેવોની
સેવા કરતા હતા, તે દેવોને દૂર કરીને યહોવાહની
સેવા કરો ૧૫ અને જો યહોવાહની સેવા કરવી, એ
તમને માઠુ દિસતુ હોય, તો આજજ પસંદ કરો કે
કોની સેવા તમે કરશો, એટલે નદીની પેલી ગમ
તમારા પિતૃઓ જે દેવોની સેવા કરતા હતા તેઓની,
અથવા જે અમોરીઓના દેશમા તમે રહો છો, તેઓના
દેવોની, પણ હુ ને મારા ઘરના તો યહોવાહની
સેવા કરીશું ૧૬ અને લોકોએ ઉત્તર આપીને કહ્યુ કે,
દેવ એવુ ન કરો કે યહોવાહને મુકીને બીજા દેવોની
સેવા અમે કરીએ ૧૭ કેમકે જેણે અમને ને અમારા
પિતૃઓને મિસર દેશમાથી, દાસપણાના ઘરમાથી,
કાઢી આણ્યા, ને જેણે અમારા દેખતા તે મોટા
ચમત્કાર કર્યા, ને અમે જે સર્વ રસ્તે ચાલ્યા તેમા,
ને જે સર્વ લોકો મધ્યે થઇને અમે ચાલ્યા તેઓ
મધ્યે, અમારૂ રક્ષણ કીધુ, તેજ યહોવાહ અમારો

દેવ છે; ૧૮ને સર્વ લોકોને એટલે દેશમા રહેનારા
અમોરીઓને યહોવાહે અમારી આગળથી કાઢી મુક્યા
છે, તે માટે અમે પણ યહોવાહની સેવા કરીશું,
કેમકે તે અમારો દેવ છે ૧૯ અને યહોશુઆએ લોકોને
કહ્યું, તમારાથી યહોવાહની સેવા કરાશે નહિ, કેમકે
તે પવિત્ર દેવ છે, તે આસ્થાધારી દેવ છે, તે તમારા
ઉલ્લંઘનની ને તમારા પાપોની ક્ષમા નહિ કરશે. ૨૦જો
તમે યહોવાહને છોડીને અન્ય દેવોની સેવા કરશો, તો
તે, તમારૂ સારૂ કીધા પછી, ઉલટો થઇને તમારૂ માઠુ
કરશે, ને તમારો ક્ષય પણ કરશે ૨૧અને લોકોએ
યહોશુઆને કહ્યું, એમ તો નહિ, પણ અમે યહોવા-
હની સેવા કરીશું ૨૨અને યહોશુઆએ લોકોને કહ્યું,
તમે પોતાની સામે સાક્ષી છો, કે તમે યહોવાહની
સેવા કરવાને તેને પોતાને સારૂ પસંદ કીધો છે
અને તેઓએ કહ્યું, અમે સાક્ષી છીએ ૨૩[તેણે કહ્યું],
તો હવે તમારા મધ્યે જે અન્ય દેવો છે, તેમને દૂર
કરો, ને પોતાનુ હૃદય ઇસ્રાએલના દેવ યહોવા-
હનીગમ વાળો. ૨૪અને લોકોએ યહોશુઆને કહ્યું,
આપણા દેવ યહોવાહની સેવા અમે કરીશું, ને તેની
વાણી સાંભળીશું ૨૫માટે તે દિવસે યહોશુઆએ
લોકો સાથે કરાર કીધો, ને શખેમમા તેઓને વાસ્તે
વિધિ ને નિયમ સ્થાપ્યા

૨૬અને યહોશુઆએ આ વાતો દેવના નિયમશા-
સ્ત્રના પુસ્તકમા લખી, ને મોટો પત્થર લઇને ત્યા
યહોવાહના પવિત્રસ્થાનમા જે આલોન વૃક્ષ છે તેની
નીચે તે ઉભો કીધો ૨૭અને યહોશુઆએ સર્વ
લોકોને કહ્યું, જુઓ, આ પત્થર આપણી વિરૂદ્ધ સાક્ષી
થશે, કેમકે યહોવાહે પોતાની જે વાતો આપણી
આગળ કહી તે સર્વ એણે સાંભળી છે, તો એ તમારી
વિરૂદ્ધ સાક્ષી થશે, રખે તમે પોતાના દેવનો નકાર
કરો ૨૮પછી યહોશુઆએ લોકોને, એટલે પ્રત્યેક
માણસને પોતપોતાના વતન ભણી રવાના કીધા

૨૯અને એમ થયુ કે, આ બિનાઓ બન્યા પછી,
નૂનનો પુત્ર, યહોવાહનો સેવક યહોશુઆ, એકસો
દસ વર્ષનો થઇને, મરણ પામ્યો ૩૦અને તેઓએ
તેના વતનની હદમા એફ્રાઇમના પહાડી મુલકમા, જે
તિમ્નાથ સેરાહ છે તેમા, ગાઆશ ડુંગરની ઉત્તરમા,
તેને દાટ્યો ૩૧અને યહોશુઆના સર્વ દિવસોમા,
ને જે વડીલો યહોશુઆની પાછળ જીવતા રહ્યા, અને
જેઓએ, યહોવાહે પોતાના જે સર્વ કામ ઇસ્રાએલ
સારૂ કીધા હતા, તે જાણ્યા હતા, તેઓના સર્વ દિવ-
સોમા ઇસ્રાએલે યહોવાહની સેવા કીધી ૩૨અને
શખેમમા જે ભૂમિનો વિભાગ યાકૂબે શખેમના બાપ
હમોરના દીકરા પાસેથી સો રૂપીએ વેચાતો લીધો
હતો, ને જે યુસફના વતનનો થયો, તેમા યુસફના
હાડકા, જે ઇસ્રાએલપુત્રોએ મિસરમાથી આણ્યા
હતા, તે દાટ્યા ૩૩અને હારૂનનો પુત્ર એલઆઝાર
મરણ પામ્યો, ને તેના પુત્ર ફીનહાસની ટેકરી, જે
એફ્રાઇમના પહાડી મુલકમા એને આપેલી હતી, તેના
પર તેઓએ તેને દાટ્યા

---

# ન્યાયાધીશોનું પુસ્તક.

---

૧ અને યહોશુઆના મરણ પછી એમ થયુ કે,
ઇસ્રાએલપુત્રોએ યહોવાહને પુછ્યુ કે, કનાની-
ઓની સામે લડવાને તેઓ પર અમારી તરફથી
પહેલો કોણ ચઢાઇ કરશે? ૨ને યહોવાહે કહ્યુ કે,
યહુદાહ ચઢાઇ કરશે, જુઓ, મેં તેના હાથમા દેશ
સોપ્યો છે ૩અને યહુદાહે પોતાના ભાઇ શિમઓનને
કહ્યુ કે, આપણે કનાનીઓની સામે લડીએ, એ સારૂ
મારી સાથે મારા ભાગમા આવ, તેથી હુ પણ તારી
સાથે તારા ભાગમા આવીશ. અને શિમઓન તેની
સાથે ગયો ૪અને યહુદાહે ચઢાઇ કરી, ને યહોવાહે
કનાનીઓને તથા પરીઝ્ઝીઓને તેઓના હાથમા
સોપ્યા, ને તેઓએ બેઝેકમા તેઓમાના દસ હજાર
માણસોનો સંહાર કીધો ૫અને બેઝેકમા તેઓને
અદોની બેઝેક મળ્યો, ને તેઓ તેની સામે લડ્યા, ને
તેઓએ કનાની તથા પરીઝ્ઝીઓનો સંહાર કીધો
૬પણ અદોની બેઝેક નાઠો, ને તેઓએ તેની પઠ-
વાડે લાગીને તેને પકડ્યો, ને તેના હાથના તથા તેના
પગના અંગુઠા કાપી નાખ્યા ૭અને અદોની-બેઝેકે

કહ્યું કે, હાથ તથા પગના અંગુઠા કાપેલા સિત્તેર
રાજાઓ મારી મેજ તળેથી [ટુકડા] વીણી ખાતા
હતા, મે જેવુ કર્યું છે, તેવોજ બદલો દેવે મને આપ્યો
છે અને તેઓ તેને યરૂશાલેમમા લાવ્યા, ને તે
ત્યા મરી ગયો

૮ અને યહુદાહપુત્રોએ યરૂશાલેમની સામે લડાઇ
કરીને તે જીતી લીધું ને તેને તરવારની ધારથી માર્યું
ને તે નગરને અગ્નિથી બાળ્યુ ૯ અને ત્યાર પછી
યહુદાહપુત્રો પહાડી મુલકમા, તથા નેગેબમા, તથા
નીચલા પ્રદેશમા રહેનારા કનાનીઓની સામે લડવાને
ઉતરી પડ્યા ૧૦ અને યહુદાહ હેબ્રોનવાસી કનાનીઓ
સામે ગયો, (પૂર્વે હેબ્રોનનુ નામ તો કિર્યાથ-આર્બા
હતું), ને તેઓએ શેશાયનો તથા અહીમાનનો,
તથા તાલ્માયનો સંહાર કીધો ૧૧ અને ત્યાથી તે
દબીરના રહેવાસીઓની સામે ગયો (અગાઉ તો
દબીરનુ નામ કિર્યાથ સેફેર હતું) ૧૨ અને કાલેબે
કહ્યું કે જે કોઇ કિર્યાથ સેફેરને મારીને તેને જીતી
લેશે, તેની સાથે હુ મારી દીકરી આખ્સાહ પરણાવીશ. ૧૩ અને કાલેબના નાના ભાઇ કનાઝના દીકરા
ઓથ્નીએલે તે લીધુ, ને તેણે પોતાની દીકરી
આખ્સાહ તેની સાથે પરણાવી ૧૪ અને એમ થયુ
કે, તે [તેની પાસે] ગઇ, ત્યારે તેણીએ પોતાના
બાપની પાસે ખેતર માગવાને તેને ઉશ્કેર્યો, ને તે
પોતાના ગધેડા પરથી ઉતરી, ને કાલેબે તેને કહ્યુ
કે, તુ શું ઇચ્છે છે? ૧૫ ને તેણીએ તેને કહ્યુ કે, મને
આશીર્વાદ આપ, મને તેં નેગેબની ભૂમિ આપી છે,
માટે પાણીના ઝરા પણ મને આપ. અને કાલેબે
તેને ઉપરના ઝરા તથા નીચેના ઝરા આપ્યા.

૧૬ અને મુસાના સાળા કેનીના પુત્રો, યહુદાહપુત્રો
સાથે ખજુરીઓના નગરમાથી આવેલા અરાદની
દક્ષિણ ગમ યહુદાહના અરણ્યમા ગયા, ને તેઓ
તે લોકોની સાથે રહ્યા. ૧૭ અને યહુદાહ પોતાના
ભાઇ શિમઓનની સાથે ગયા ને તેઓએ સફાથમા
રહેનારા કનાનીઓને માર્યા, ને તેનો પુરો સંહાર
કીધો. અને તે નગરનુ નામ હોરમાહ કહેવાયું હતું
૧૮ અને યહુદાહે ગાઝઝાહ તેની સીમ સુદ્ધા, તથા
આશ્કલોન તેની સીમ સુદ્ધા, તથા એક્રોન તેની સીમ
સુદ્ધા જીતી લીધા. ૧૯ અને યહોવાહ યહુદાહની સાથે
હતો; ને તેણે પહાડી મુલકના [રહેવાસીઓને]
હાંકી કાઢ્યા, પણ નીચાણની વસ્તીને તે હાંકી
કાઢી શક્યો નહિ, કેમકે તેઓની પાસે લોઢાના
રથ હતા ૨૦ અને મુસાના કહેવા પ્રમાણે તેઓએ
કાલેબને હેબ્રોન આપ્યુ, ને તેણે અનાકના ત્રણ
દીકરાઓને ત્યાથી હાંકી કાઢ્યા ૨૧ અને બિન્યા
મીનપુત્રોએ યરૂશાલેમવાસી યબૂસીઓને કાઢી મુક્યા
નહિ, પણ આજ સુધી યબૂસીઓ બિન્યામીનપુ
ત્રોની સાથે યરૂશાલેમમા રહેતા આવ્યા છે

૨૨ અને યુસફના ઘરનાઓએ પણ બેથેલની સામે
ચઢાઇ કીધી, ને યહોવાહ તેઓની સાથે હતો
૨૩ અને યુસફના ઘરનાઓએ બેથેલની જાસુસી કરવા
[માણસો] મોકલ્યા (અગાઉ તો તે નગરનુ નામ
લૂઝ હતું) ૨૪ અને જાસુસોએ એક માણસને તે
નગરમાથી આવતો જોયો, ને તેઓએ તેને કહ્યુ કે,
કૃપા કરી અમને નગરમા પેસવાનો માર્ગ દેખાડ, ને
અમે તારા પર કૃપા કરીશું ૨૫ અને તેણે તેઓને
નગરમા જવાનો માર્ગ બતાવ્યો, ને તેઓએ તરવારની
ધારથી તે નગર માર્યું, પણ તે માણસને તથા તેના
સર્વ કુટુબને જવા દીધા ૨૬ અને તે માણસે હિત્તી
ઓના દેશમા જઇને નગર બાધ્યુ, ને તેનુ નામ લૂઝ
પાડ્યુ, અને આજ લગી તેનુ નામ તેજ છે

૨૭ અને મનાશ્શેહે બેથ-શેઆનના તથા તેના
કસબાઓના રહેવાસીઓને ને તાઆનાખના તથા
તેના કસબાઓના રહેવાસીઓને, દોરના તથા તેના
કસબાઓના રહેવાસીઓને, યિબ્લઆમના તથા તેના
કસબાઓના રહેવાસીઓને, ને મગિદ્દોના તથા તેના
કસબાઓના રહેવાસીઓને કાઢી મુક્યા નહિ, પણ
કનાનીઓએ તે દેશમા રહેવા ચાહ્યુ ૨૮ અને એમ
થયુ કે, ઇસ્રાએલીઓ બળવત થયા, ત્યારે તેઓએ
કનાનીઓ પર વેઠ નાખી, ને તેઓને છેક કાઢી
મુક્યા નહિ.

૨૯ અને એફ્રાઇમે ગેઝેરવાસી કનાનીઓને કાઢી
મુક્યા નહિ, પણ ગેઝેરમા કનાનીઓ તેઓની
સાથે રહ્યા.

૩૦ ઝબુલૂને કિટ્રોનના રહેવાસીઓને, તથા નાહલોલના રહેવાસીઓને કાઢી મુક્યા નહિ, પણ
કનાનીઓ તેઓની સાથે રહ્યા, ને ખંડિયા થયા

૩૧ આશેરે આક્કોના રહેવાસીઓને, તથા સીદોનના રહેવાસીઓને, તથા અહલાબના, તથા આખ્ઝીબના, તથા હેલ્બાહના, તથા અફીકના, તથા રહોબના
રહેવાસીઓને કાઢી મુક્યા નહિ, ૩૨ પણ દેશમા

રહેનારા કનાનીઓની સાથે આશેરીઓ રહ્યા, કેમકે
તેઓએ તેઓને કાઢી મુક્યા નહિ

૩૩ નાફતાલીએ બેથ શેમેશના રહેવાસીઓને, તથા
બેથ-અનાથના રહેવાસીઓને કાઢી મુક્યા નહિ, પણ
તે દેશમા રહેનારા કનાનીઓની સાથે રહ્યા, તો
પણ બેથ શેમેશના તથા બેથ-અનાથના રહેવાસીઓ
તેઓના ખંડિયા થયા

૩૪ અને અમોરીઓએ દાનના પુત્રોને પહાડી
મુલકમા જબરાઇથી કાઢી મુક્યા, કેમકે તેઓએ
તેઓને સપાટ પ્રદેશમા આવવા દીધા નહિ, ૩૫ પણ
અમોરીઓ હેરેસ પહાડમા, તથા આયાલોનમા,
તથા શાઆલ્બીમમા રહેવા ચાહતા હતા, તો પણ
યુસફના ઘરનાઓનો હાથ પ્રબળ થયો, માટે
તેઓ ખંડિયા થયા ૩૬ અને અમોરીઓની સરહદ
આક્રાબ્બીમના ઘાટથી તથા ખડકથી માંડીને ઉપર
તરફ ચાલતી

૨ અને યહોવાહનો દૂત ગિલ્ગાલથી બોખીમમા
આવ્યો અને તેણે કહ્યું કે, હુ મિસરથી તમને
કાઢી લાવ્યો, ને જે દેશ વિષે તમારા બાપદાદાઓના
પ્રત્યે મેં સમ ખાધા હતા તે દેશમા તમને લાવ્યો
છું, ને મેં કહ્યું હતું કે, તમારી સાથેનો મારો કરાર
હુ કદી રદ કરીશ નહિ, ૨ ને તમે આ દેશના રહેવા
સીઓની સાથે કઇ કરાર ન કરો, તેઓની વેદીઓ
તોડી નાખો, પણ મારી વાણી તમે સાભળી નથી,
તમે એમ કેમ કીધુ છે? ૩ માટે મેં પણ કહ્યું કે, હુ
તમારી સામેથી તેઓને હાકી નહિ કાઢીશ, પણ
તેઓ તમારી કૂખોમા [કાટારૂપ] થશે, અને તેઓના
દેવો તમને ફાદારૂપ થશે ૪ અને યહોવાહના દૂતે
સર્વ ઇસ્રાએલપુત્રોને એ વાતો કહી, ત્યારે એમ
થયુ કે, લોક પોક મુકીને રડ્યા ૫ અને તેઓએ તે
જગ્યાનું નામ બોખીમ પાડ્યુ, ને ત્યા યહોવાહને
સારૂ તેઓએ યજ્ઞ કર્યો

૬ હવે યહોશુઆએ લોકોને વિદાય કર્યા પછી,
દેશનો વારસો લેવાને ઇસ્રાએલપુત્રોના સર્વ માણસ
પોતપોતાના વતનમા ગયા ૭ અને યહોશુઆના સર્વ
દિવસો પર્યંત, તથા યહોશુઆના મરણ પછી જે
વડીલો જીવતા રહ્યા હતા, અને જેઓએ ઇસ્રાએલને
સારૂ જે સર્વ મોટાં કામ યહોવાહે કર્યા હતા તે દીઠા
હતા, તેઓના સર્વ દિવસો પર્યંત લોકોએ યહોવાહની
સેવા કરી ૮ અને નૂનનો દીકરો યહોશુઆ, યહો
વાહનો સેવક, એક સો દસ વર્ષનો થઇને મરી ગયો
૯ અને ગાઆશ પર્વતની ઉત્તર બાજુએ, એફ્રાઇમના
પહાડી મુલકમાના તેના વતનની સરહદની અંદર,
એટલે તિમ્નાથ હેરેસમા તેઓએ તેને દાટ્યો
૧૦ અને તે પેઢીના બધા માણસો પણ પોતાના
બાપદાદાઓની સાથે મળી ગયા, ને એવી પેઢી
તેઓની પછી ઉત્પન્ન થઇ કે જે યહોવાહને, તથા
ઇસ્રાએલને સારૂ તેણે જે કામ કર્યા હતા તે પણ,
જાણતી નહોતી

૧૧ અને ઇસ્રાએલપુત્રોએ યહોવાહની દૃષ્ટિમા જે
ભુડુ તે કીધું, ને બઆલીમની સેવા કરી ૧૨ અને
યહોવાહ, તેઓના બાપદાદાઓનો દેવ, જે તેઓને
મિસર દેશમાથી કાઢી લાવ્યો હતો, તેનો ત્યાગ
તેઓએ કીધો, ને અન્ય દેવોની એટલે તેઓની
ચારેગમના લોકોના દેવોની ઉપાસના કરીને તેમનુ
વંદન કીધુ, ને તેઓએ યહોવાહને રોષ ચઢાવ્યો.
૧૩ અને યહોવાહને તજીને તેઓએ બઆલ તથા
આશ્તારોથની સેવા કરી ૧૪ અને યહોવાહનો કોપ
ઇસ્રાએલ પર સળગ્યો, ને તેણે તેઓને પાયમાલ
કરનારાઓના હાથમા સોપ્યા, અને તેઓએ તેમને
પાયમાલ કીધા, અને તેણે તેઓને તેઓની ચારે
ગમના શત્રુઓના હાથમા એવા તો વેચ્યા કે, તેઓ
ત્યાર પછી તેઓના શત્રુઓની સામે કદી ટકી શકયા
નહિ ૧૫ જ્યા કઇ તેઓ ગયા ત્યા, જેમ યહોવાહે
તેઓને કહ્યું હતું, ને જેમ યહોવાહે તેઓ પ્રત્યે સમ
ખાધા હતા તેમ હાનિને સારૂ યહોવાહનો હાથ
તેઓની વિરૂદ્ધ હતો, અને તેઓ બહુ સંકટમા આવી
પડ્યા ૧૬ અને યહોવાહે ન્યાયાધીશો ઉભા કીધા, કે
જેઓએ તેઓને પાયમાલ કરનારાઓના હાથમાથી
છોડાવ્યા ૧૭ તો પણ તેઓએ પોતાના ન્યાયાધી-
શોનુ સાભળ્યુ નહિ, કેમકે તેઓએ અન્ય દેવોની
પાછળ વડી જઇને તેમનુ વંદન કીધું, તેઓના
બાપદાદાઓ યહોવાહની આજ્ઞા પાળીને જે માર્ગમા
ચાલતા હતા, તેમાથી તેઓ જલદી ભટકી ગયા,
એમણે તેઓની પેઠે કર્યુ નહિ ૧૮ અને જ્યારે યહો
વાહ તેઓને સારૂ ન્યાયાધીશો ઉભા કરતો હતો,
ત્યારે યહોવાહ તે ન્યાયાધીશની સાથે રહેતો હતો,
ને તે ન્યાયાધીશના સર્વ દિવસો સુધી તેઓના
શત્રુઓના હાથમાથી તેઓને બચાવતો હતો, કેમકે
જેઓ તેમના ઉપર જુલમ કરતા હતા ને તેમને દુ:ખ

તેની પાસેથી બહાર ગયા ૨૦ અને એહૂદ તેની પાસે
ગયો, અને તે પોતાની શીતળ ઓરડીમા પોતાની
મેળે એકલો બેઠો હતો, અને એહૂદે કહ્યુ હુ દેવ તર
ફથી તારે વાસ્તે સદેશો લાવ્યો છુ ને તે પોતાના
આસન પરથી ઉઠયો ૨૧ અને એહૂદે પોતાનો ડાબો
હાથ લાંબો કરીને, પોતાની જમણી કમરેથી કટારી
લઇને, તેના પેટમા ભોકી, ૨૨ ને ફળ સાથે હાથો પણ
અદર પેસી ગયો, ને ફળની આસપાસ ચરબી ઠરી
રહી, કેમકે તેણે તેના પેટમાથી કટારી ખેંચી કાઢી
નહિ, ને તે પછવાડે ફુટી નિકળી ૨૩ ત્યાર પછી
એહૂદ દેવડીમા ગયો, ને તેણે દિવાનખાનાના બારણા
પાછા બધ કર્યા, ને તેને કળ દીધી ૨૪ હવે તેના
બહાર ગયા પછી, તેના ચાકરો આવ્યા, ને તેઓએ
જોયુ, ને, જુઓ, દિવાનખાનાના બારણાની કળ
વાસેલી હતી, અને તેઓએ કહ્યુ કે, તે બેશક શીતળ
ઓરડીમા પોતાના પગ ઢાકતો હશે ૨૫ અને તેઓએ
એટલે સુધી વિલબ કર્યો કે તેઓને શરમ લાગી, ને
જુઓ, તે ઓરડીનું બારણુ તેણે ઉઘાડ્યુ નહિ, એ
માટે તેઓએ કુચી લઇને ઉઘાડ્યુ, ને, જુઓ,
તેઓનો ધણી ભૂમિ પર મુએલો પડ્યો હતો ૨૬ અને
તેઓને વિલબ લાગ્યો એટલામા એહૂદ નાસીને
ખાણોની પેલી ગમ પહોચી ગયો, ને સેઇરાહ સુધી
નાસી ગયો ૨૭ અને એમ થયુ કે, ત્યા આવીને તેણે
એફ્રાઇમના પહાડી મુલકમા રણશિગડુ વગાડ્યુ, ને
ઇસ્રાએલપુત્રો તેની સાથે પહાડી મુલકમાથી ઉતર્યા,
ને તે તેઓની આગળ [ચાલતો હતો] ૨૮ અને તેણે
તેઓને કહ્યુ, મારી પાછળ આવો, કેમકે યહોવાહે
તમારા વેરી મોઆબીઓને તમારા હાથમા આપ્યા છે
અને તેઓએ તેની સાથે જઇને મોઆબ દેશ તરફના
યરદનના આરા કબજે કીધા, ને કોઇને પણ પાર
ઉતરવા ન દીધો ૨૯ અને તેઓએ તે વેળાએ મોઆ
બના આસરે દસ હજાર પુરૂષોને માર્યા, એટલે સર્વ
મસ્તાન તથા સર્વ શૂરવીર પુરૂષોને, ને એક પણ
પુરૂષ બચ્યો નહિ ૩૦ અને તે દહાડે મોઆબ ઇસ્રા
એલના હાથ તળે વશ થયો, ને એંસી વર્ષ સુધી
દેશ શાતિમા રહ્યો.

૩૧ અને તે પછી અનાથનો દીકરો શામ્ગાર થયો,
તેણે બળદ હાકવાની પરાણીથી છસેં પલિસ્તીઓને
મારી નાખ્યા, ને તેણે પણ ઇસ્રાએલનો બચાવ કીધો

૪ અને એહૂદના મરણ પછી, ઇસ્રાએલપુત્રોએ
ફરી યહોવાહની દૃષ્ટિમા જે ભુડુ તે કર્યું ૨ અને
હાસોરમા રાજ્ય કરનાર કનાનના રાજા યાબીનના
હાથમા યહોવાહે તેઓને વેચ્યા, એનો સેનાપતિ
વિદેશીઓના હરોશેથનો રહેવાસી સીસરા હતો
૩ અને ઇસ્રાએલપુત્રોએ યહોવાહની આગળ પોકાર
કર્યો, કેમકે તેની પાસે લોઢાના નવસેં રથ હતા,
ને તેણે વીસ વર્ષ બળાત્કારથી ઇસ્રાએલપુત્રો પર
જુલમ કીધો

૪ હવે તે સમયે લાપીદોથની વહુ, દબોરાહ ભવિ
ષ્યવાદેણ, ઇસ્રાએલનો ન્યાય કરતી હતી ૫ અને તે
એફ્રાઇમના પહાડી મુલકમાના રામાહ તથા બેથેલની
વચમા દબોરાહની ખજુરીની હેઠળ રહેતી હતી, ને
ન્યાય કરાવવાને વાસ્તે ઇસ્રાએલપુત્રો તેની પાસે
આવતા હતા ૬ અને તેણે કેદેશ નાફતાલીથી અબી
નોઆમના દીકરા બારાકને બોલાવી મગાવીને તેને
કહ્યુ કે, ઇસ્રાએલના દેવ યહોવાહે શુ એવી આજ્ઞા
નથી આપી કે તુ તાબોર પર્વતની પાસે ચાલ્યો જા,
ને નાફતાલીપુત્રોમાથી તથા ઝબુલૂનપુત્રોમાથી દસ
હજાર પુરૂષ તારી સાથે લે? ૭ ને યાબીનની ફોજના
સેનાપતિ સીસરાને તેના રથો તથા સૈન્ય સુદ્ધા હુ
તારી પાસે કીશોન નદીને કાઠે લાવીશ, ને હુ તેને
તારા હાથમા સોપીશ ૮ અને બારાકે તેને કહ્યુ, જો
તુ મારી સાથે આવે, તો હુ જાઉં, પણ જો તુ મારી
સાથે આવે નહિ, તો હુ નહિ જાઉં ૯ અને તેણીએ
કહ્યુ, હુ તારી સાથે ખચિત આવીશ, પણ તુ જે કૃચ
કરવાનો છે તેમા તને જશ મળશે નહિ, કેમકે
યહોવાહ એક સ્ત્રીના હાથમા સીસરાને વેચશે અને
દબોરાહ ઉઠીને બારાકની સાથે કેદેશ ગઇ ૧૦ અને
બારાકે ઝબુલૂનને તથા નાફતાલીને કેદેશમા બોલા-
વ્યા, અને તેની સરદારી નીચે દસ હજાર માણસો
તેની સાથે ગયા, ને દબોરાહ તેની સાથે ગઇ ૧૧ હવે
હેબેર કેનીએ કેનીઓથી, એટલે મુસાના સાળા હોબા
બના વંશજોથી, જુદો થઇને, પોતાનો તબુ, કેદેશ
પાસેના સાઅનાન્નીમમાના આલોન વૃક્ષ જેટલે દૂર,
ચોઢયો હતો ૧૨ અને સીસરાને કોઇએ ખબર આપી
કે, અબીનોઆમનો દીકરો બારાક તાબોર પર્વત પર
ગયો છે ૧૩ અને સીસરાએ પોતાના સર્વ રથ, એટલે
લોઢાના નવસેં રથ, ને વિદેશીઓના હરોશેથથી તે
કીશોન નદી લગી જે સહુ લોક તેની સાથે હતા

પણ જેઓ તેના ઉપર પ્રીતિ કરે છે તેઓ, જેમ
સૂર્ય પોતાના બળમા ધસી નિકળે છે, તેના
જેવા થાઓ
અને ચ ળીસ વર્ષ પર્યંત દેશમા શાતિ હતી

૬ અને ઇસ્રાએલપુત્રોએ [ફરી] યહોવાહની
દૃષ્ટિમા જે ભુડુ તે કર્યું, ને સાત વર્ષ લગી
યહોવાહે તેઓને મિદ્યાનના હાથમા સોપ્યા ૨ અને
મિદ્યાનનો હાથ ઇસ્રાએલ વિરૂદ્ધ પ્રબળ થયો, ને
મિદ્યાનીઓના કારણથી ઇસ્રાએલપુત્રોએ, પર્વતોમા
જે કોતરો, તથા ગુફાઓ, તથા ગઢો છે, તે પોતાને
સારૂ બનાવ્યા ૩ અને જ્યારે ઇસ્રાએલીઓ વાવણી
કરતા, ત્યારે એમ થતું કે મિદ્યાનીઓ તથા અમા
લેકીઓ તથા પૂર્વ દિશાના લોકો ચઢી આવતા,
એટલે તેઓની સામે ચઢી આવતા ૪ ને તેઓ
તેઓની સામે છાવણી કરીને ઠેઠ ગાઝઝાહ સુધી
જમીનની ઉપજનો નાશ કરતા ને ઘેટા, બળદ, કે
ગધેડારૂપી કંઇ પણ ઉપજીવિકા ઇસ્રાએલમા રહેવા
દેતા નહિ ૫ કેમકે તેઓ પોતાના ઢોર તથા તંબુઓ
લઇને ચઢી આવતા, ને તેઓ તીડની માફક સંખ્યા
બધ આવતા, તેઓ તથા તેઓના ઉંટો અગણિત
હતા, ને દેશનો વિનાશ કરવાને તેઓ તેમા પેસતા
૬ અને મિદ્યાનીઓના કારણથી ઇસ્રાએલ બહુ કંગાલ
અવસ્થામા આવી પડ્યા, ને ઇસ્રાએલપુત્રોએ યહો-
વાહ આગળ પોકાર કીધો

૭ અને ઇસ્રાએલપુત્રોએ મિદ્યાનીઓના કારણથી
યહોવાહ આગળ પોકાર કીધો, ત્યારે એમ થયુ કે,
૮ યહોવાહે ઇસ્રાએલપુત્રોની પાસે એક ભવિષ્યવાદી
મોકલ્યો, ને તેણે તેઓને કહ્યું ઇસ્રાએલનો દેવ
યહોવાહ એમ કહે છે કે, હુ તમને મિસરમાથી કાઢી
લાવ્યો, ને બદીખાનામાથી તમને બહાર લાવ્યો,
૯ ને મિસરીઓના હાથમાથી, તથા તમારા પર સર્વ
જુલમ કરનારાઓના હાથમાથી મે તમને છોડાવ્યા
ને તમારી સામેથી તેઓને હાકી કાઢ્યા, ને તેઓનો
દેશ તમને આપ્યો, ૧૦ ને મે તમને કહ્યુ કે, હુ તમારો
દેવ યહોવાહ છું, જે અમોરીઓના દેશમા તમે રહો
છો, તેઓના દેવોથી તમે ન બીહો, પણ તમે મારી
વાણી સાભળી નથી

૧૧ અને યહોવાહનો દૂત આવ્યો, ને અબીએઝરી
યોઆશનુ આલોન વૃક્ષ જે ઓફ્રાહમા હતું તેની તળે
બેઠો, ને તેનો દીકરો ગિદઓન મિદ્યાનીઓની
નજરે ન પડે માટે દ્રાક્ષકુંડની અંદર ઘઉં ઝુડતો હતો
૧૨ અને યહોવાહના દૂતે તેને દર્શન દીધુ, ને તેણે
કહ્યુ, પરાક્રમી શૂરવીર, યહોવાહ તારી સાથે છે
૧૩ અને ગિદઓને તેને કહ્યુ, મારા ધણી, જો યહોવાહ
અમારી સાથે હોય, તો આ સઘળુ કેમ અમારે માથે
આવી પડ્યુ છે? અને, યહોવાહ અમને મિસરમાથી
કાઢી નથી લાવ્યો શું, એવુ કહીને અમારા પિતૃઓ
જે સર્વ ચમત્કારો વિષે અમને કહેતા હતા તે ક્યા છે?
પણ યહોવાહે અમને તો તજી દીધા છે, ને અમને
મિદ્યાનીઓના હાથમા સોંપી દીધા છે ૧૪ અને
યહોવાહે તેના પર દૃષ્ટિ કરીને કહ્યુ, આ તારા બળમા
જા, ને મિદ્યાનીઓના હાથમાથી ઇસ્રાએલને બચાવ,
મે તને મોકલ્યો નથી શુ? ૧૫ ને તેણે તેને કહ્યુ, હે
પ્રભુ, ઇસ્રાએલને હુ શા વડે બચાવુ? જો, મનાશ્શે-
હમા મારૂ કુટુબ સૌથી ગરીબ છે, ને મારા બાપના
ઘરમા હુ સૌથી નાનો છુ ૧૬ અને યહોવાહે તેને
કહ્યુ, નિશ્ચય હુ તારી સાથે હોઇશ, ને તું એક માણસને
માર તેમ મિદ્યાનીઓને મારશે ૧૭ અને તેણે તેને
કહ્યુ કે, જો હુ હવે તારી દૃષ્ટિમા કૃપા પામ્યો હોઉં,
તો તુંજ મારી સાથે વાત કરે છે તેનુ મને ચિન્હ
દેખાડ ૧૮ હુ તારી પાસે આવુ ને અર્પણ લાવીને
તારી આગળ મુકુ, ત્યા સુધી કૃપા કરીને તું હાથી
જઇશ નહિ અને તેણે કહ્યુ, તું પાછો આવશે ત્યા
લગી હુ થાભીશ ૧ અને ગિદઓને ઘરમા જઇને
એક હલવાન, તથા એક એફાહ લોટની બેખમીર
રોટલી તૈયાર કરી, ને ટોપલીમા માસ લઇને, તથા
એક વાટકામા શેરવો લઇને, એલોમા આલોન વૃક્ષની
તળે તેની પાસે તે લાવીને તેણે અર્પણ કર્યું ૨૦ અને
દેવના દૂતે તેને કહ્યુ, એ માસ તથા બેખમીર રોટલી
લઇને આ ખડક ઉપર મુક, ને શેરવો રેડી દે, ને
તેણે તેમ કર્યું ૨૧ ત્યારે યહોવાહના દૂતે પોતાના
હાથમાની છડીનો છેડો લબાવીને તે માસ તથા
બેખમીર રોટલીને અડકાડ્યા, ને ખડકમાથી અગ્નિ
નિકળ્યો, ને તે માસ તથા બેખમીર રોટલીને ભસ્મ
કીધા, ને યહોવાહનો દૂત તેની દૃષ્ટિ આગળથી લોપ
થયો ૨૨ અને ગિદઓને જોયુ કે, તે યહોવાહનો દૂત
હતો, ત્યારે ગિદઓને કહ્યુ, હે પ્રભુ યહોવાહ, મને
અફસોસ! કેમકે મે મ્હોડેમ્હોડ યહોવાહના દૂતને
દીઠો છે ૨૩ અને યહોવાહે તેને કહ્યુ, તને શાતિ
થાઓ, બી મા, તું મરશે નહિ ૨૪ ત્યારે ત્યા ગિદ
આને યહોવાહને સારૂ વેદી બાધી, ને તેનુ નામ

યહોવાહ-શાલોમ પાડ્યુ, તે હજી આજ સુધી
આબીએઝરીઓના ઓફ્રાહમા છે
૨૫ અને તેજ રાત્રે એમ થયુ કે, યહોવાહે તેને
કહ્યું, તારા બાપનો બળદ, ને સાત વર્ષનો બીજો બળદ
લે, ને બઆલની જે યજ્ઞવેદી તારા બાપની છે, તે
તોડી પાડ, ને તેની પાસેની અશેરાહ [મૂર્તિ]
કાપી નાખ, ૨૬ ને આ ગઢના શિખર પર, ઠરાવેલી
રીત પ્રમાણે, યહોવાહ તારા દેવને સારૂ યજ્ઞવેદી
બાંધ, ને જે અશેરાહ [મૂર્તિ] તુ કાપી નાખશે તેના
લાકડાથી, પેલો બીજો બળદ લઇને, તેનુ દહનીયાર્પણ
કર ૨૭ ત્યારે ગિદઓને પોતાના દાસોમાના દસ
જણને લઇને, જેમ યહોવાહે તેને કહ્યું હતું તેમ કર્યું,
ને એમ થયુ કે, તે પોતાના બાપના ઘરનાથી તથા
નગરના લોકોથી બીધો, એ માટે દિવસે તેમ ન કરી
શકયો, તેથી રાત્રે તેણે તેમ કર્યું ૨૮ અને નગરના
માણસ મોટી સવારે ઉઠયા ત્યારે, જુઓ, બઆલની
યજ્ઞવેદી તોડી પાડેલી હતી, ને તેની પાસેની અશે
રાહ [મૂર્તિ] કાપી નાખેલી હતી, ને બાંધેલી યજ્ઞવેદી
પર પેલા બીજા બળદનો યજ્ઞ કરેલો હતો ૨૯ અને
તેઓએ એક બીજાને કહ્યું, એ કામ કોણે કર્યું છે? ને
પૂછપરછ કરીને તેઓએ કહ્યું, યોઆશના દીકરા ગિદ-
ઓને એ કીધુ છે ૩૦ ત્યારે નગરના લોકોએ યોઆ
શને કહ્યું, તારા દીકરાને બહાર કાઢ, કે તે માર્યો
જાય, કેમકે તેણે બઆલની યજ્ઞવેદી તોડી પાડી છે,
ને તેની પાસેની અશેરાહ [મૂર્તિ] કાપી નાખી છે
૩૧ અને યોઆશે તેની સામે ઉભા રહેલા સર્વ લોકોને
કહ્યું, શુ તમે બઆલના પક્ષમા વિવાદ કરશો?
અથવા શું તમે તેને બચાવશો? જે માણસ તેના
પક્ષમા વિવાદ કરે તે આ સવાર વિત્યા પહેલા માર્યો
જાય, તે જો દેવ હોય તો તે પોતે પોતાને સારૂ
વિવાદ કરે, કેમકે કોઇએક તેની વેદી ભાગી નાખી
છે ૩૨ તે માટે તે દિવસે તેણે તે [દીકરા]નું નામ
યરૂબ્બઆલ પાડીને કહ્યું, બઆલ તેની સામે વિવાદ
કરો, કેમકે તેણે તેની વેદી તોડી પાડી છે
૩૩ ત્યારે સર્વ મિદ્યાનીઓ, તથા અમાલેકીઓ,
તથા પૂર્વ તરફના લોકો એકઠા થયા, ને પેલે પાર
જઇને યિઝ્રએલની ખીણમા છાવણી કરી ૩૪ પણ
યહોવાહનો આત્મા ગિદઓન પર આવ્યો, ને તેણે
એક રણશિંગડુ વગાડ્યુ, ને અબીએઝેર [ના માણસો]
તેની પાછળ એકઠા થયા. ૩૫ અને તેણે મનાશ્શેહમા
સર્વત્ર સદેશીઆ મોકલ્યા, અને તેઓ પણ તેની
પાછળ એકઠા થયા, ને તેણે આશેરમા, તથા ઝબુ
લૂનમા, તથા નાફતાલીમા સદેશીઆ મોકલ્યા, ને
તેઓ તેઓને મળવા સામા ગયા ૩૬ અને ગિદઓને
દેવને કહ્યું, જો તું તારા કહેવા મુજબ, મારે હાથે
ઇસ્રાએલને ઉગારનારો હોય, ૩૭ તો, જો, હુ ખળીમા
એક ઘેટાનુ ઉન મુકીશ, ને જો એકલા ઉન પર
ઝાકળ પડે ને સર્વ ભૂમિ સુકી રહે, તો હુ જાણીશ કે
તું, તારા કહેવા મુજબ, મારે હાથે ઇસ્રાએલને ઉગા
રશે ૩૮ અને તેમજ થયુ, કેમકે બીજે દહાડે મોટી
સવારે તે ઉઠયો, ને ઉન દબાવ્યુ, ત્યારે ઉનમાથી
નિચોવતા ઝાકળનુ પાણી એક વાટકો ભરીને નિકળ્યુ
૩૯ અને ગિદઓને દેવને કહ્યું, તારો કોપ મારા પર
ન સળગે, ને હુ માત્ર આ વખતજ બોલીશ, કૃપા
કરીને આ એકજ વખત મને ઉનથી સાબિતી કરવા
દે, હવે એકલુ ઉન કોરૂ રહે, ને સર્વ ભુમિ પર ઝાકળ
પડે ૪૦ અને દેવે તે રાત્રે તેમ કર્યું, કેમકે એકલુ
ઉન કોરૂ હતું, ને સર્વ ભૂમિ પર ઝાકળ હતું

૭ ત્યારે યરૂબ્બઆલ, એટલે ગિદઓન, તથા
તેની સાથેના સર્વ લોકોએ મોટી સવારે ઉઠીને,
હારોદના ઝરાની પાસે છાવણી કરી, ને મિદ્યાની
ઓની છાવણી મોરેહ પર્વતની પાસે તેઓની ઉત્તર
ગમની ખીણમા હતી
૨ અને યહોવાહે ગિદઓનને કહ્યું, તારી સાથેના
લોકો એટલા બધા છે તેથી હુ મિદ્યાનીઓને તેઓના
હાથમા સોપવા ઇચ્છતો નથી, રખે ઇસ્રાએલ મારી
આગળ ફુલાસ મારીને કહે કે, મારા પોતાને હાથે
મને ઉગાર્યો છે ૩ માટે હવે તું જા, અને લોકોને
જાહેર કરતા કહે કે, જે કોઇ ભયભીત તથા ધ્રુજતા
હોય, તેઓ ગિલઆદ પર્વત આગળથી પાછા વળીને
ચાલ્યા જાય, ને લોકોમાથી બાવીસ હજાર પાછા
ગયા, ને દસ હજાર રહ્યા
૪ અને યહોવાહે ગિદઓનને કહ્યું, લોક હજી પણ
વધારે છે, તેઓને પાણીની પાસે લાવ, ને હુ તારે
સારૂ ત્યા તેઓની પરીક્ષા કરીશ, ને એમ થશે કે,
જેના સબધી હુ તને કહુ, ફલાણો તારી સાથે જશે,
તેજ તારી સાથે જાય, ને જેના સબધી હુ તને કહુ,
ફલાણો તારી સાથે નહિ જશે, તેજ ન જાય ૫ એ
માટે લોકોને તે પાણીની પાસે લાવ્યા, ને યહોવાહે
ગિદઓનને કહ્યું, પ્રત્યેક જણ જે કુતરાની માફક

જીભથી લખલખાવીને પાણી પીએ, તેને જૂદો કાઢ,
ને પ્રત્યેક જણ જે પાણી પીવા સારૂ ઘુંટણીએ પડીને
ઉબડો વળે તેને પણ તેમજ કર ૬ અને જે લોકોએ
મ્હોડે હાથ લગાડીને પાણી લખલખાવ્યું, તેઓની
ગણત્રી ત્રણસેંની હતી, પણ બીજા સર્વ લોકો પાણી
પીવાને ઘુંટણીએ પડીને ઉબડા વળ્યા હતા ૭ અને
યહોવાહે ગિદઓનને કહ્યું, જે ત્રણસેં માણસે પાણી
લખલખાવીને પીધું છે, તેઓની હસ્તક હું તમને
ઉગારીશ, ને મિદ્યાનીઓને તારા હાથમા આપીશ,
ને બીજા સર્વ માણસ પોતપોતાની જગ્યાએ જાય ૮ તે
માટે લોકોએ પોતાનુ ભાથુ તથા પોતાના રણશિંગડા
પોતાના હાથમા લીધા, ને તેણે સર્વ ઇસ્રાએલીઓને,
પોતપોતાના તંબુએ મોકલી દીધા પણ તે ત્રણસેં
માણસોને પોતાની પાસે રાખ્યા, ને મિદ્યાનની
છાવણી તેની નીચેના મેદાનમા હતી

૯ અને તેજ રાત્રે એમ થયું કે, યહોવાહે તેને કહ્યું
કે, ઉઠ, છાવણીમા ઉતરી પડ, કેમકે તારા હાથમા
મે તે સોપી છે ૧૦ પણ જો તું જતા બીતો હોય, તો
તું તથા તારો દાસ પુરાહ છાવણી આગળ ઉતરી પડો,
૧૧ ને તેઓ જે કહે તે સાભળ, ને પછી છાવણીમા
ઉતરી પડવાને તારા હાથ બળવંત થશે ત્યારે તે
તથા તેનો દાસ પુરાહ સૈન્યની સૌથી છેવાડી શસ્ત્ર
ધારીઓની ટુકડી નજીક આવ્યા ૧૨ અને મિદ્યાનીઓ
તથા અમાલેકીઓ તથા સર્વ પૂર્વ દિશાના લોકો મેદા
નની અંદર સખ્યામા તીડની માફક પડેલા હતા, ને
તેઓના ઉંટ સખ્યામા સમુદ્રના કાંઠાની રેતીની પેઠે
અગણિત હતા ૧૩ અને ગિદઓન ત્યા આવ્યા,
ત્યારે જુઓ, ત્યા આગળ એક માણસ પોતાના
મિત્રને એક સ્વપ્ન કહી સમજાવતો હતો, ને કહેતો
હતો કે, જો, મને એક સ્વપ્ન આવ્યું, ને, જો, જવની
એક રોટલી મિદ્યાનની છાવણી ઉપર ધસી પડી, ને
એક તંબુની પાસે આવીને, તેણે તેને એવો માર્યો કે
તે પડ્યો, ને તેને એવો ઉથલાવી નાખ્યો કે તે તંબુ
જમીનદોસ્ત થયો. ૧૪ અને તેના સાથીએ ઉત્તર
આપીને કહ્યું, ઇસ્રાએલના માણસ યોઆશના દીકરા
ગિદઓનની તરવાર વગર એ બીજું કંઇ નથી, મિદ્યા
નને તથા તેના સર્વ સૈન્યને દેવે તેના હાથમા સોંપ્યા છે

૧૫ અને જ્યારે ગિદઓને એ સ્વપ્નનુ કથન તથા
તેનો અર્થ સાભળ્યા, ત્યારે એમ થયું કે, તેણે આરા
ધના કીધી, ને ઇસ્રાએલની છાવણીમા પાછા આવીને
તેણે કહ્યું, ઉઠો, કેમકે યહોવાહે મિદ્યાનના સૈન્યને
તમારા હાથમા સોપ્યું છે ૧૬ અને તે ત્રણસેં માણ
સોની તેણે ત્રણ ટુકડીઓ કરી, ને તેઓ સઘળાના
હાથમા રણશિંગડા, તથા ખાલી ઘડા, તથા ઘડામા
દીવા આપ્યા ૧૭ અને તેણે તેઓને કહ્યું, તમે મારી
તરફ નજર રાખીને, હું કરૂ તેમ કરજો, અને, જુઓ,
જ્યારે હું છાવણીના સૌથી છેવાડા ભાગ આગળ
પહોચુ ત્યારે એમ થાય કે, જેવુ હું કરૂ તેવુ તમે પણ
કરજો ૧૮ હું તથા મારી સાથેના સર્વ લોક જ્યારે
રણશિંગડું વગાડીએ ત્યારે આખી છાવણીની આસ-
પાસ તમે પણ રણશિંગડા વગાડીને કહેજો, યહોવા-
હની તથા ગિદઓનની જે!

૧૯ એમ ગિદઓન તથા તેની સાથેના સો માણસ
વચના પહોરના આરંભમા, છાવણીના સૌથી છેવાડા
ભાગ આગળ આવ્યા, તે વખતે માત્ર થોડીજ વાર
ઉપર નવો પહેરો મુકયો હતો, ને તેઓએ રણશિં
ગડા વગાડીને પોતાના હાથમાના ઘડા ફોડ્યા ૨૦ અને
ત્રણે ટુકડીઓએ રણશિંગડા વગાડ્યા, તથા ઘડા
ફોડ્યા, ને ડાબે હાથે દીવા પકડ્યા, ને જમણા હાથમાં
વગાડવાના રણશિંગડા લઇને તેઓએ એવો લલકાર
કીધો કે, યહોવાહની તથા ગિદઓનની તરવારની જે!
૨૧ ને સર્વ માણસો પોતપોતાની જગ્યાએ છાવણીની
ચારોગમ ઉભા રહ્યા, ને સર્વ સૈન્ય નાઠું, ને તેઓએ
હોકારો પાડીને [તેમને] નસાડી મુકયા. ૨૨ અને
તેઓએ તે ત્રણસેં રણશિંગડા વગાડ્યા, અને યહોવાહે
પ્રત્યેક માણસની તરવાર પોતાના સાથીની સામે,
તથા આખા સૈન્યની સામે લાગુ કરી, અને સૈન્ય
સરેરાહ તરફ બેથ શિટ્ટાહ સુધી, તથા ટાબ્બાથ
પાસેના આબેલ મહોલાહની સરહદ સુધી નાઠું
૨૩ અને નાફતાલી તથા આશેર તથા આખા મના
શ્શેહમાથી ઇસ્રાએલના માણસો એકત્ર થઇને મિદ્યા
નીઓની પછવાડે લાગ્યા ૨૪ અને ગિદઓને એ
વાત કહેવાને એફ્રાઇમના આખા પહાડી મુલકમા
સંદેશીઆ મોકલીને કહેવડાવ્યું કે, તમે મિદ્યાનીઓ
પર ધસી આવો, ને તેઓથી અગાઉ બેથ-બારાહ
લગી [જઇને] યરદનના પાણી આતરો માટે એફ્રા
ઇમના સર્વ માણસોએ એકઠા થઇને, યરદનના પાણી
બેથબારાહ લગી આતર્યા. ૨૫ અને ઓરેબ તથા
ઝએબ નામે મિદ્યાનના બે સરદારોને તેઓએ પકડ્યા,
ને તેઓએ ઓરેબ ખડક આગળ ઓરેબને મારી

નાખ્યો, ને ઝએબના દ્રાક્ષકુંડની પાસે ઝએબને મારી
નાખ્યો, ને તેઓ મિદ્યાનની પછવાડે લાગ્યા; ને
તેઓ ઓરેબ તથા ઝએબનાં માથાં યરદનને પેલે
પાર ગિદઓનની પાસે લાવ્યા

૮ અને એફ્રાઇમના લોકોએ તેને કહ્યું, તું અમારી
સાથે એવી રીતે કેમ વર્ત્યો, કે જ્યારે તું મિદ્યા-
નીઓની સાથે લડવા ગયો ત્યારે તેં અમને બોલાવ્યા
નહિ? અને તેઓએ તેને સખત ઠપકો દીધો ૨ અને
તેણે તેઓને કહ્યું, તમે જે કર્યું છે તેની સરખામણીમા
મેં તો શું કર્યું છે? એફ્રાઇમની દ્રાક્ષોનો સલો તે
અબીએઝેરની દ્રાક્ષોના આખા ફાલ કરતા શું સારો
નથી? ૩ હવે મિદ્યાનના ઓરેબ તથા ઝએબ સરદા-
રોને તમારા હાથમાં સોંપ્યા છે; ને તમારી સાથે
સરખામણીમા હુ શું કરી શક્યો છું? ને તેણે એ વાત
કહી, ત્યારે તેઓનો ક્રોધ તેના ઉપરથી ટાઢો પડ્યો.
૪ અને ગિદઓન યરદન આગળ આવ્યો, [ને] તે
તથા તેની સાથેના ત્રણસેં માણસો તેની પાર ઉતર્યા;
તેઓ થાકેલા છતાં પાછળ લાગેલા હતા ૫ અને તેણે
સુક્કોથના લોકોને કહ્યું, કૃપા કરીને મારા હાથ નીચેના
આ લોકોને રોટલી આપો; કેમકે તેઓ થાકેલા છે,
ને હું મિદ્યાનના ઝેબાહ તથા સાલ્મુન્ના રાજાઓની
પછવાડે લાગેલો છું ૬ અને સુક્કોથના સરદારોએ
કહ્યું, ઝેબાહ તથા સાલ્મુન્નાના હાથ હાલ શું તારા
હાથમાં છે, કે અમે તારા સૈન્યને રોટલી આપીએં?
૭ ને ગિદઓને કહ્યું, એટલા માટે જ્યારે યહોવાહ
ઝેબાહ તથા સાલ્મુન્નાને મારા હાથમાં આપશે ત્યારે
જંગલના કાંટાથી તથા ચણી બોરડીથી હુ તમારાં
શરીર ઉઝરડીશ. ૮ અને તે ત્યાંથી પનૂએલ ગયો, ને
તેઓને તેજ રીતે કહ્યું; ને સુક્કોથના લોકોએ જેવો
ઉત્તર આપ્યો હતો, તેવો ઉત્તર પનૂએલના લોકોએ
તેને આપ્યો ૯ અને તેણે પનૂએલના લોકોને પણ
કહ્યું, જ્યારે હું નિરાતે પાછો આવીશ, ત્યારે આ
કિલ્લો તોડી પાડીશ.

૧૦ હવે ઝેબાહ તથા સાલ્મુન્ના કાર્કોરમાં હતા, ને
તેઓનું સૈન્ય, એટલે પૂર્વ દિશાના આખા સૈન્યમાંથી
બચી રહેલા સુમારે પંદર હજાર માણસ, તેઓની
સાથે હતા; કેમકે તરવાર તાણનારા એક લાખ ને
વીસ હજાર માણસ*પડ્યા હતા. ૧૧ અને ગિદઓને
નોબાહની તથા યોગ્બહાહની પૂર્વ બાજુએ તંબુમાં
રહેનાર લોકોને માર્ગે જઇને સૈન્યને માર્યું; કેમકે તે
સૈન્ય નિર્ભય હતું. ૧૨ અને ઝેબાહ તથા સાલ્મુન્ના
નાઠા; ત્યારે તે તેઓની પછવાડે લાગ્યો; ને મિદ્યા-
નના ઝેબાહ તથા સાલ્મુન્ના, એ બે રાજાઓને પક-
ડીને, તેણે સર્વ સૈન્યનો પરાભવ કર્યો. ૧૩ અને હેરેસ
ઘાટથી યોઆશનો દીકરો ગિદઓન લડાઇમાંથી પાછો
ફર્યો ૧૪ અને તેણે સુક્કોથના માણસોમાંથી એક
જુવાનને પકડીને તેને પુછ્યુ, ત્યારે તેણે સુક્કોથના
સરદારો તથા તેઓના વડીલો જે સિત્તોતેર હતા
તેઓનું તેની આગળ વર્ણન કર્યું ૧૫ અને તેણે
સુક્કોથના લોકોની પાસે આવીને કહ્યું, ઝેબાહ
તથા સાલ્મુન્નાને જુઓ, જેઓ સંબધી તમે એમ
કહીને મને મહેણું માર્યું હતું કે, શું ઝેબાહ તથા
સાલ્મુન્નાના હાથ તારા હાથમા છે, કે અમે તારા
થાકેલા માણસોને રોટલી આપીએ? ૧૬ ને તેણે
નગરના વડીલોને લીધા, અને જંગલના કાંટા તથા
ચણી બોરડી લઇને તેથી સુક્કોથના લોકોને શિક્ષા
કીધી ૧૭ વળી તેણે પનૂએલનો કિલ્લો તોડી પાડ્યો,
અને તે નગરના માણસોનો સંહાર કીધો ૧૮ ત્યારે
તેણે ઝેબાહ તથા સાલ્મુન્નાને કહ્યું, તાબોરમાં જે
લોકોને તમે કતલ કીધા, તે કેવા માણસો હતા?
અને તેઓએ ઉત્તર આપ્યો કે, જેવો તું છે તેવા તેઓ
હતા, પ્રત્યેક જણ રાજપુત્રના જેવો હતો ૧૯ અને
તેણે કહ્યું, તેઓ મારા ભાઇ, એટલે મારી માના
દીકરા હતા; હું જીવતા યહોવાહના સમ ખાઉં છું કે,
જો તેઓના જીવ તમે બચાવ્યા હોત, તો હું તમને
મારી નાખત નહિ ૨૦ અને તેણે પોતાના વડા દીકરા
યેથેરને કહ્યું, ઉઠ, તેઓને મારી નાખ. પણ તે
જુવાન માણસે પોતાની તરવાર તાણી નહિ; કેમકે
તે હજી જુવાન હતો, માટે બીધો. ૨૧ ત્યારે ઝેબાહે
તથા સાલ્મુન્નાએ કહ્યું, તું ઉઠીને અમને મારી નાખ;
કેમકે જેવું માણસ તેવું તેનુ બળ અને ગિદઓને
ઉઠીને ઝેબાહ તથા સાલ્મુન્નાને મારી નાખ્યા, ને
તેઓનાં ઉંટોનાં ગળામાની કલગીઓ લીધી.

૨૨ ત્યારે ઇસ્રાએલના માણસોએ ગિદઓનને કહ્યું,
તું અમારા પર રાજ્ય કર, તું તથા તારો દીકરો તથા
તારા દીકરાનો દીકરો પણ; કેમકે મિદ્યાનના હાથ-
માથી અમને તેં ઉગાર્યા છે ૨૩ અને ગિદઓને તેઓને
કહ્યું, તમારા પર હું રાજ્ય નહિ કરૂ, ને મારો દીકરો
પણ તમારા પર રાજ્ય નહિ કરે; યહોવાહ તમારા
પર રાજ્ય કરશે. ૨૪ અને ગિદઓને તેઓને કહ્યું, હું

તમને એક વિનતી કરવા ચાહુ છું કે, જે સર્વ કુંડળ
તને લૂટ્યા છે તે બધા તમે મને આપો; (કેમકે
તેઓ ઇશ્માએલીઓ હતા, માટે તેઓના કુંડળ
સોનાના હતા) ૨૫ અને તેઓએ જવાબ આપ્યો
કે, અમે ખુશીથી તે આપીશું અને એક લુગડું
પાથરીને તેઓમાના પ્રત્યેક માણસે પોતાની લૂટના
કુંડળ તેમા નાખ્યા. ૨૬ અને તેણે જે કુંડળો માગી
લીધા, તેનુ સોનુ એક હજાર ને સાતસેં [ શેકેલ ]
હતું; એ ઉપરાંત કલગીઓ, તથા લોલકો, તથા
મિદ્યાનના રાજાઓના અંગપરના જાંબુઆ વસ્ત્ર, ને તે
ઉપરાંત તેઓના ઉંટોના ગળામાના સાકળા હતા
૨૭ અને ગિદઓને તેનું એક એફોદ બનાવ્યુ, ને
પોતાના નગરમા, એટલે ઓફ્રાહમા, તે મુક્યુ, ને
ત્યા સર્વ ઇસ્રાએલ તેની પાછળ વ્યભિચારી થયા; ને તે
ગિદઓનને તથા તેના કુટુંબને ફાંદારૂપ થઇ પડ્યુ
૨૮ એ રીતે મિદ્યાન ઇસ્રાએલપુત્રોની આગળ હાર્યો,
ને તેઓએ ફરી પોતાના માથા ઉંચા કર્યો નહિ, ને
ગિદઓનના દિવસોમા ચાળીસ વર્ષ પર્યંત દેશમા

શખેમના સર્વ માણસોના કાનોમાં આ વાત કહો કે,
યરૂબ્બઆલના સઘળા દીકરા, એટલે સિત્તેર જણા
તમારા પર રાજ્ય કરે, કે એક જણ તમારા પર રાજ્ય
કરે, એ બેમાંથી કયું તમારે વાસ્તે વધારે સારૂ છે?
વળી એ યાદ રાખો કે, હું તમારા હાડકાનો તથા
તમારા માંસનો છું. ૩ અને તેના મામાઓએ શખે-
મના સર્વ માણસોના કાનોમા તેના સબંધી એ સર્વ
વાતો કહી, ને તેઓના હૃદયનું વલણ અબીમેલેખનુ
અનુગમન કરવા તરફ થયું; કેમકે તેઓએ કહ્યું કે,
તે આપણો ભાઇ છે ૪ અને તેઓએ બઆલ બરી-
થના મંદિરમાથી તેને સિત્તેર રૂપીઆ આપ્યા, ને
અબીમેલેખે તે વડે પોતાની સરદારી નીચે રહેવા
સારૂ હલકા તથા હુચ્ચા લોકોને નોકરીમા રાખ્યા
૫ અને ઓફ્રાહમાં પોતાના બાપને ઘેર તે ગયો, ને
યરૂબ્બઆલના દીકરાઓને, એટલે પોતાના ભાઇ જે
સિત્તેર જણ હતા તેમને, એક પત્થર પર મારી
નાખ્યા, પણ યરૂબ્બઆલનો સૌથી નાનો દીકરો
યોથામ બચી ગયો; કેમકે તે સંતાઇ ગયો હતો

ઝાખરાને કહ્યું, તું આવીને અમારા પર રાજ્ય કર.
૧૫ અને ઝાખરાએ વૃક્ષોને કહ્યું, જો તમારે ખરેખર
પોતાના પર મને રાજા તરીકે અભિષિક્ત કરવો હોય,
તો આવો, અને મારી છાયા પર ભરોસો રાખો,
પણ જો એમ નહિ, તો ઝાખરામાથી અગ્નિ નિકળીને
લબાનોનના એરજવૃક્ષોને ખાઇ નાખો ૧૬ માટે હવે
જો અબીમેલેખને રાજા કરવામા તમે વાસ્તવિક રીતે
તથા પ્રમાણિકપણે વર્ત્યા હો, ને જો તમે યરૂબ્બઆલ
તથા તેના ઘરનાની સાથે સારી રીતે વર્ત્યા હો, ને
તેના હાથની લાયકી પ્રમાણે તેની પ્રત્યે તમે કીધું
હોય, ૧૭ (કેમકે મારા બાપે તમારે સારૂ લડાઇ કરી,
ને પોતાનો પ્રાણ જોખમમા નાખીને તમને મિદ્યાનના
હાથમાથી છોડાવ્યા, ૧૮ ને આજ તમે મારા બાપના
ઘરની વિરૂદ્ધ બળવો કરીને, તેના સિત્તેર દીકરાને
એક પત્થર પર મારી નાખ્યા છે, ને તેની દાસીના
દીકરા અબીમેલેખને શખેમના માણસો પર રાજા
કર્યો છે, કેમકે તે તમારો ભાઇ છે), ૧ ત્યારે જો
આજ તમે યરૂબ્બઆલની તથા તેના ઘરનાની સાથે
વાસ્તવિક રીતે તથા પ્રમાણિકપણે વર્ત્યા હો, તો
તમે અબીમેલેખમા આનદ કરો, ને તે પણ તમારામા
આનદ કરે, ૨૦ પણ જો [ એમ વર્ત્યા ] ન હો, તો
અબીમેલેખમાથી અગ્નિ નિકળો, ને શખેમના માણ
સોનો તથા મિલ્લોના ઘરનાનો વિનાશ કરો, ને
શખેમના માણસોમાથી તથા મિલ્લોના ઘરમાથી
અગ્નિ નિકળો, ને અબીમેલેખનો વિનાશ કરો
૨૧ અને યાથામ પોતાના ભાઇ અબીમેલેખના ભયથી
નાસી ગયો, અને બએરમા જઇને ત્યા રહ્યો

૨૨ અને અબીમેલેખે ઇસ્રાએલ પર ત્રણ વર્ષ
રાજ્ય કર્યું ૨૩ અને દેવે અબીમેલેખ તથા શખેમના
માણસોની વચ્ચે [ વેર કરનારો ] દુષ્ટ આત્મા
મોકલ્યો, ને શખેમના માણસોએ અબીમેલેખ પ્રત્યે
વિશ્વાસઘાત કર્યો, ૨૪ એ સારૂ કે યરૂબ્બઆલના
સિત્તેર દીકરા પર જે જુલમ ગુજર્યો હતો તેનો
બદલો લેવાય, ને તેઓના ખૂનનો દોષ તેઓના ભાઇ
અબીમેલેખ પર મુકાય, કેમકે તેણે તેઓને મારી
નાખ્યા હતા, ને શખેમના માણસો પર પણ [ દોષ
મુકાય ], કેમકે તેઓએ તેના ભાઇઓના ખૂનમા
તેને સહાય કરી હતી ૨૫ અને શખેમના માણસોએ
પર્વતના શિખર પર તેનો લાગ તાકીને સતાઇ રહેના-
રાઓને બેસાક્યા, ને જે સર્વ તેઓની પાસે થઇને તે
માર્ગે જતા હતા, તે સર્વને તેઓ લુટી લેતા હતા,
ને એ વાત અબીમેલેખને કોઇએ કહી

૨૬ અને એબેદનો દીકરો ગાઆલ પોતાના ભાઇ-
ઓની સાથે આવીને શખેમમા ગયો, ને શખેમના
માણસોએ તેના પર ભરોસો રાખ્યો ૨૭ અને તેઓ
સીમમા ગયા, ને પોતાની દ્રાક્ષવાડીઓ વેડી, ને તેને
નિચોવીને મિજબાની કીધી, ને પોતાના દેવના મદિ-
રમા જઇને, ખાઇ પીને, અબીમેલેખને શાપ દીધો
૨૮ અને એબેદના દીકરા ગાઆલે કહ્યુ, અબીમેલેખ
કોણ છે, ને શખેમ કોણ છે, કે આપણે તેની તાબેદારી
કરીએ? તે શુ યરૂબ્બઆલનો દીકરો નથી? ને
ઝબુલ શું તેનો સેનાપતિ નથી? શખેમના બાપ
હમોરના લોકોની તાબેદારી કરો, પણ તેની તાબે-
દારી આપણે શા વાસ્તે કરીએ? ૨૯ અને પરમેશ્વર
કરે ને આ લોક મારા હાથ તળે આવે! તો હુ
અબીમેલેખને કાઢુ અને તેણે અબીમેલેખને કહ્યુ,
તું પોતાના સૈન્યને વધારીને બહાર આવ ૩૦ અને
નગરના સરદાર ઝબુલે એબેદના દીકરા ગાઆલના
વચનો સાભળ્યા, ત્યારે તેને રોષ ચઢયો. ૩૧ અને
તેણે અબીમેલેખની પાસે પક્કાઇથી સદેશીઆ મોક-
લીને કહેવડાવ્યુ, જો, એબેદનો દીકરો ગાઆલ તથા
તેના ભાઇઓ શખેમમા આવ્યા છે, ને, જો, જોરા-
વરીએ નગરને તારી વિરૂદ્ધ [ ઉસકેરે છે ] ૩૨ માટે
હવે રાત્રે તું તથા તારી સાથેના લોકો ઉઠો, ને
મેદાનમા સતાઇ રહો, ૩૩ ને એમ થાય કે, સવારે
સૂર્ય ઉગતા, તું વહેલો ઉઠીને નગર પર હુમલો કર,
ને, જો, જ્યારે તે તથા તેની સાથેના લોક તારી સામે
બહાર ધસી આવે, ત્યારે જેવા પ્રસગ તને મળે તે
પ્રમાણે તેમને કરજે

૩૪ અને અબીમેલેખ તથા તેની સાથેના સર્વ લોક
રાત્રે ઉઠીને, ચાર ટોળીઓ થઇને, શખેમની સામે
સતાઇ રહ્યા ૩૫ અને એબેદનો દીકરો ગાઆલ બહાર
જઇને નગરના દરવાજાના નાકામાં ઉભો રહ્યો, ને
અબીમેલેખ તથા તેની સાથેના લોક સતાઇ રહ્યા હતા
ત્યાથી ઉઠયા ૩૬ અને ગાઆલે તે લોકોને જોઇને
ઝબુલને કહ્યુ, જો, લોક પર્વતોના શિખર ઉપરથી
ઉતરી આવે છે અને ઝબુલે તેને કહ્યુ, પર્વતોના
ઓળા તને માણસોના સરખા દેખાય છે ૩૭ ત્યારે
ગાઆલે ફરી તેને કહ્યુ, જો, લોક દેશની મધ્યમા
થઇને ઉતરી આવે છે, ને બીજુ એક ટોળુ મેઓનની

મના આલોન વૃક્ષની વાટે આવે છે. ૩૮ ત્યારે ઝબુલે
તેને કહ્યું, તું કયા મ્હોથી બોલતો હતો કે, અબીમેલેખ
કોણ છે, કે અમે તેનું દાસપણું કરીએ? જે લોકોને
તેં ધિક્કાર્યા છે તે શું એ નથી? મહેરબાની કરીને
બહાર જઇને તેઓની સાથે લડ. ૩૯ અને ગાઆલ
શખેમના માણસોને લઇને બહાર ગયો, અને અબી-
મેલેખની સાથે લડ્યો ૪૦ અને અબીમેલેખે તેને
નસાડયો, ને તે તેની આગળથી નાઠો, ને નગરના
દરવાજામાં પેસતાં સુધી ઘણા ઘાયલ થઇને પડ્યા.
૪૧ અને અબીમેલેખ અરૂમાહમાં રહ્યો; ને ઝબુલે
ગાઆલ તથા તેના ભાઇઓને શખેમમાંથી કાઢી
મુક્યા, કે ત્યાં તેઓ ન રહે ૪૨ અને એમ થયું કે,
બીજે દિવસે લોક મેદાનમાં ગયા; ને અબીમેલેખને
તેઓએ સમાચાર કહ્યા ૪૩ અને તે લોકોને લઇને
તેઓની ત્રણ ટોળીઓ કરીને મેદાનમાં સંતાઇ રહ્યો;
ને તેણે જોયું, ને જુઓ, લોકો નગરમાંથી બહાર
આવતા હતા ને તેણે તેઓ પર હલ્લો કરીને તેઓને
માર્યા ૪૪ અને અબીમેલેખ તથા તેની સાથેની
ટોળીઓ આગળ ધસીને, નગરના દરવાજાના નાકામાં
ઉભા રહ્યા; ને પેલી બે ટોળીઓએ જે લોકો મેદાનમાં
હતા તે સર્વ ઉપર ધસી પડીને તેઓને મારી નાખ્યા
૪૫ અને તે આખો દિવસ અબીમેલેખ નગરની સામે
લડ્યો; ને તેણે નગર લીધું, ને તેમાં જે લોક હતા
તેઓને મારી નાખ્યા; ને નગર તોડી પાડ્યું, ને
તેમાં મીઠું વેર્યું.

૪૬ અને શખેમના કિલ્લાના સર્વ માણસો એ
સાંભળીને એલ-બરીથના ઘરના કિલ્લામાં પેઠા
૪૭ અને અબીમેલેખને ખબર મળી કે, શખેમના
કિલ્લાના સર્વ માણસો એકઠા થયા છે ૪૮ અને
અબીમેલેખ તથા તેની સાથેના સર્વ લોક સાલ્મોન
પર્વત પર ચઢ્યા; ને અબીમેલેખે એક કુહાડી પોતાના
હાથમાં લઇને વૃક્ષની એક ડાળ કાપી, ને તે લઇને
પોતાને ખભે મુકી; ને પોતાની સાથેના લોકોને કહ્યું,
મને જે કરતા તમે જોયો છે, તે પ્રમાણે જલદીથી
કરો. ૪૯ અને સર્વ લોકો પણ પોતપોતાને કાજે ડાળ
કાપીને અબીમેલેખની પાછળ ચાલ્યા, ને તે ડાળો
કિલ્લાને લગાડીને, તે વડે કિલ્લાને સળગાવી દીધો;
ને તેથી શખેમના કિલ્લાના સર્વ માણસ પણ, એટલે
હજારેક પુરૂષ તથા સ્ત્રી, મરી ગયાં.

૫૦ પછી અબીમેલેખ તેબેસ ગયો, ને તેબેસની
સામે છાવણી નાખીને તે લીધું ૫૧ પણ તે નગરમાં
એક મજબૂત કિલ્લો હતો, ને તેમાં નગરનાં સર્વ
પુરૂષ તથા સ્ત્રીઓ તથા નગરના સઘળા લોક નાસી
ગયા, ને માંહેથી કિલ્લાનું બારણું બંધ કરીને તેના
ધાબા પર ચઢી ગયાં. ૫૨ અને અબીમેલેખ કિલ્લા
આગળ આવીને તેની સામે લડ્યો; ને તેને આગ
લગાડવા સારૂ કિલ્લાના બારણાની છેક નજીક આવ્યો
૫૩ અને એક સ્ત્રીએ ઘંટીનું ઉપલું પડ અબીમેલેખના
માથા પર ફેંકીને તેની ખોપરી ફોડી નાખી ૫૪ અને
તેણે એક જુવાનને, એટલે પોતાના શસ્ત્રધારકને,
ઉતાવળથી બોલાવીને કહ્યું, તારી તરવાર કાઢીને મને
મારી નાખ, કે લોક મારા વિષે એમ ન કહે કે, એક
સ્ત્રીએ તેને મારી નાખ્યો અને તેના જુવાને તેની
આરપાર [તરવાર] ભોંકી દીધી, ને તે મરી ગયો.
૫૫ અને ઇસ્રાએલના માણસોએ જોયું કે, અબીમેલેખ
મરી ગયો, ત્યારે પ્રત્યેક માણસ પોતાની જગ્યાએ
જતો રહ્યો ૫૬ આ પ્રમાણે જે ઘાતકીપણું અબીમે-
લેખે પોતાના સિત્તેર ભાઇઓની હત્યા કરીને પોતાના
બાપ પ્રત્યે કીધું હતું, તે સર્વનો બદલો દેવે વાળ્યો;
૫૭ ને શખેમના લોકની સઘળી દુષ્ટાઇનો બદલો દેવે
તેમનાજ માથા પર વાળ્યો; ને યરૂબ્બઆલના
દીકરા યોથામનો શાપ તેઓને લાગ્યો.

૧૦ અને અબીમેલેખ પછી ઇસ્રાએલને ઉગારવા
સારૂ યિસ્સાખારના કુળના દોદોના દીકરા
પૂઆહનો દીકરો તોલા ઉઠ્યો; ને તે એફ્રાઇમના
પહાડી મુલકમાંના શામીરમાં રહેતો હતો. ૨ અને
તેણે ત્રેવીસ વર્ષ ઇસ્રાએલનો ન્યાય કીધો; પછી તે
મરણ પામ્યો, ને શામીરમાં દટાયો

૩ અને તે પછી ગિલઆદી યાઇર ઉઠ્યો; ને તેણે
બાવીસ વર્ષ ઇસ્રાએલનો ન્યાય કીધો ૪ અને તેને
ત્રીસ દીકરા હતા, તેઓ ત્રીસ ગધેડાના વછેરા પર
સ્વારી કરતા હતા, ને તેમને ત્રીસ નગર હતાં, કે જે
આજ સુધી હાવ્વોથ-યાઇર કહેવાય છે, અને ગિલ-
આદ દેશમાં છે. ૫ અને યાઇર મરણ પામ્યો, ને
કામોનમાં દટાયો.

૬ અને ઇસ્રાએલપુત્રોએ ફરી યહોવાહની દૃષ્ટિમાં
ભુંડું કીધું, ને બઆલીમ તથા આશ્તારોથ, તથા
અરામના તથા સીદોનના તથા મોઆબના તથા
આમ્મોનપુત્રોના તથા પલિસ્તીઓના દેવોની તેઓએ
સેવા કરી; ને યહોવાહનો ત્યાગ કરીને તેઓએ તેની

સેવા ન કરી ૭અને યહોવાહનો કોપ ઇસ્રાએલ
પર સળગ્યો, ને તેણે તેઓને પલિસ્તીઓના તથા
આમ્મોનપુત્રોના હાથમાં વેચ્યા ૮અને તેઓએ તે
વર્ષે ઇસ્રાએલપુત્રોને હેરાન કીધા તથા તેઓ પર
જુલમ કીધો; યરદનને પેલે પાર અમોરીઓનો જે
દેશ ગિલઆદમાં છે, ત્યાના સર્વ ઇસ્રાએલપુત્રો પર
અઢાર વર્ષ [તેઓએ જુલમ કીધો] ૯અને યહુદા
હની તથા બિન્યામીનની તથા એફ્રાઇમના કુળની
સામે પણ લડવા સારૂ, આમ્મોનપુત્રો યરદન ઉતર્યો,
તેથી ઇસ્રાએલ બહુ દુઃખી થયા ૧૦અને ઇસ્રાએલ-
પુત્રોએ યહોવાહની આગળ પોકાર કરીને કહ્યું, અમે
પોતાના દેવને તજીને બઆલીમની સેવા કર્યાથી તારી
વિરૂદ્ધ પાપ કર્યું છે ૧૧અને યહોવાહે ઇસ્રાએલપુ-
ત્રોને કહ્યું, મિસરીઓથી તથા અમોરીઓથી તથા
આમ્મોનપુત્રોથી તથા પલિસ્તીઓથી, શું તમને [મેં
ઉગાર્યા નહોતા]? ૧૨વળી સીદોનીઓએ તથા અમા-
લેકીઓએ તથા માઓનીઓએ તમારા પર જુલમ
કીધો; ને તમે મારી આગળ પોકાર કીધો, ને મેં
તમને તેઓના હાથમાંથી ઉગાર્યા. ૧૩તો પણ તમે
મારો ત્યાગ કીધો છે, ને બીજા દેવોની સેવા કીધી છે;
એ માટે હું તમને હવે પછી નહિ ઉગારીશ ૧૪તમે
જે દેવોને પસંદ કર્યા છે તેઓની પાસે જઇને પોકાર
કરો; તેઓ ભલે તમારા દુઃખની વેળાએ તમને
બચાવે. ૧૫અને ઇસ્રાએલપુત્રોએ યહોવાહને કહ્યું,
અમે પાપ કર્યું છે; તને જે સારૂં લાગે તે તું અમને કર;
પણ કૃપા કરીને આજેજ અમને છોડાવ ૧૬અને
તેઓએ પોતા મધ્યેથી પારકા દેવોને દૂર કરીને
યહોવાહની સેવા કરી; ને ઇસ્રાએલનાં દુઃખને લીધે
તેનો આત્મા ઉદાસ થયો.

૧૭અને આમ્મોનપુત્રોએ એકઠા થઇને ગિલઆ-
દમા છાવણી કરી અને ઇસ્રાએલપુત્રોએ એકઠા
થઇને મિસ્પાહમાં છાવણી કરી ૧૮અને ગિલઆદના
લોકોએ, એટલે સરદારોએ, એક બીજાને કહ્યું,
આમ્મોનપુત્રોની સામે યુદ્ધ કોણ શરૂ કરશે? તે
માણસ ગિલઆદમાં રહેનારા સર્વનો ઉપરી થશે

૧૧ હવે ગિલઆદી યિફતાહ [નામનો] એક
પરાક્રમી યોદ્ધો હતો, ને તે વેશ્યાનો દીકરો
હતો; ને ગિલઆદને પેટે યિફતાહ થયો હતો
૨અને ગિલઆદની સ્ત્રીને પેટે તેને દીકરા થયા; ને
તેની સ્ત્રીના દીકરા મોટા થયા ત્યારે તેઓએ યિફતા-
હને કાઢી મુકતાં તેને કહ્યું, અમારા બાપના ઘરમાં
તને કંઇ વતન મળશે નહિ; કેમકે તું બીજી સ્ત્રીનો
દીકરો છે. ૩ત્યારે યિફતાહ પોતાના ભાઇઓ પાસેથી
નાસી જઇને ટોબ દેશમાં રહ્યો; ને કેટલાએક હલકા
લોક યિફતાહની પાસે ભેગા થઇને તેની સાથે
નિકળી ગયા

૪અને કેટલાક વખત પછી એમ થયું કે, આમ્મો-
નપુત્રોએ ઇસ્રાએલની સામે યુદ્ધ કીધું ૫અને એમ
થયુ કે, આમ્મોનપુત્રો ઇસ્રાએલની સામે યુદ્ધ કરતા
હતા ત્યારે ગિલઆદના વડીલો યિફતાહને ટોબ દેશથી
તેડી લાવવા સારૂ ગયા ૬અને તેઓએ યિફતાહને
કહ્યું કે, આવીને અમારો સેનાપતિ થા, કે અમે
આમ્મોનપુત્રોની સામે લડીએ. ૭અને યિફતાહે ગિલ-
આદના વડીલોને કહ્યું કે, તમે શું મને ધિક્કાર્યો ન
હતો? ને મારા બાપના ઘરમાંથી શું મને કાઢી મુકયો
ન હતો? ને હવે સંકટમા તમે આવી પડ્યા ત્યારે
કેમ મારી પાસે આવ્યા છો? ૮અને ગિલઆદના
વડીલોએ યિફતાહને કહ્યું, હાલ એ માટે અમે તારી
પાસે પાછા આવ્યા છીએ, કે તું અમારી સાથે આવે,
ને આમ્મોનપુત્રોની સામે લડે, તો તું ગિલઆદના
સર્વ રહેનારા પર અમારો સરદાર થશે. ૯અને યિફ-
તાહે ગિલઆદના વડીલોને કહ્યું, જો આમ્મોનપુત્રોની
સામે યુદ્ધ કરવાને તમે મને સ્વદેશ લઇ જાઓ, ને જો
યહોવાહ તેઓને મારી આગળથી હરાવે, તો શું હું
તમારો સરદાર થાઉં? ૧૦ને ગિલઆદના વડીલોએ
યિફતાહને કહ્યુ કે, યહોવાહ આપણી વચમાં સાક્ષી
થાઓ કે ખચિત તારા કહેવા પ્રમાણેજ અમે કરીશું.
૧૧અને યિફતાહ ગિલઆદના વડીલોની સાથે ગયો,
ને લોકોએ તેને પોતાનો સરદાર તથા સેનાપતિ
ઠરાવ્યો; ને યિફતાહે પોતાની સર્વ વાતો મિસ્પાહમાં
યહોવાહની આગળ કહી

૧૨અને યિફતાહે આમ્મોનપુત્રોના રાજાની પાસે
સદેશીઆ મોકલીને કહેવડાવ્યુ કે, મારે ને તારે શું છે
કે મારા દેશની વિરૂદ્ધ લડવાને તું મારી પાસે આવ્યો
છે? ૧૩ને આમ્મોનપુત્રોના રાજાએ યિફતાહના સદે-
શીઆઓને ઉત્તર આપ્યો કે, જ્યારે ઇસ્રાએલ મિસ-
રમાંથી આવતા હતા, ત્યારે આર્નોનથી યાબ્બોક તથા
યરદન સુધી તેઓએ મારો દેશ લઇ લીધો હતો; એ
માટે હવે શાંતિથી તે પાછો આપ. ૧૪અને યિફ-
તાહે આમ્મોનપુત્રોના રાજાની પાસે ફરી સદેશીઆ

મોકલ્યા, ૧૫ અને તેણે તેને કહેવડાવ્યુ કે, યિફતાહ
એમ કહે છે કે, મોઆબનો દેશ તથા આમ્મોનપુત્રોનો
દેશ ઇસ્રાએલે લઇ લીધો નહોતો, ૧૬ પણ જ્યારે
ઇસ્રાએલ મિસરમાથી આવ્યા, ને લાલ સમુદ્ર લગી
અરણ્યની એક બાજુથી બીજી બાજુ સુધી ફરીને કાદે-
શમા પહોચ્યા, ૧૭ ત્યારે ઇસ્રાએલે અદોમના રાજા
પાસે સદેશીઆ મોકલીને કહેવડાવ્યુ કે, કૃપા કરીને
તારા દેશમા થઇને મને જવા દે, પણ અદોમના
રાજાએ તેનુ સાભળ્યુ નહિ અને તેજ પ્રમાણે તેણે
મોઆબના રાજાને કહેવડાવ્યુ, પણ તે પણ એમ
કરવા ચાહતો નહોતો, ને ઇસ્રાએલ કાદેશમા રહ્યા
૧૮ ત્યાર પછી અરણ્યમા થઇને ચાલ્યા, ને અદોમ
દેશ તથા મોઆબ દેશની સરહદ ઉપર ચકરાવો
ખાઇને, મોઆબ દેશની પૂર્વ બાજુએ ફરી આવીને,
આર્નોનને પેલે પાર તેઓએ છાવણી કરી, પણ
મોઆબની સરહદની અંદર આવ્યા નહોતા, કેમકે
મોઆબની સરહદ આર્નોન હતી ૧૯ અને ઇસ્રાએલે
અમોરીઓના રાજા સીહોનની, એટલે હેશ્બોનના
રાજાની પાસે સદેશીઆ મોકલ્યા, ને ઇસ્રાએલે તેને
કહેવડાવ્યુ કે, અમે તારી વિનતી કરીએ છીએ કે તારા
દેશમા થઇને અમને અમારી જગ્યાએ જવા દે
૨૦ પણ પોતાની સરહદમા થઇને તેમને જવા દે
એટલો સીહોનને ઇસ્રાએલનો ભરોસો નહોતો, પણ
સીહોને પોતાના સર્વ લોકોને એકઠા કરીને યાહાસમા
છાવણી કરી, ને ઇસ્રાએલની સામે યુદ્ધ કર્યું ૨૧ અને
ઇસ્રાએલના દેવ યહોવાહે સીહોનને તથા તેના સર્વ
લોકોને ઇસ્રાએલના હાથમા સોપ્યા, ને તેઓએ
તેઓનો સહાર કીધો, એમ ઇસ્રાએલે તે દેશના
રહેનારા અમોરીઓના સર્વ દેશનુ વતન પ્રાપ્ત કીધુ
૨૨ અને આર્નોનથી તે યાબ્બોક સુધી, તથા અરણ્યથી
તે યરદન સુધી, અમોરીઓની સર્વ સીમનુ તેઓએ
વતન પ્રાપ્ત કીધુ ૨૩ એમ ઇસ્રાએલના દેવ યહોવાહે
પોતાના લોક ઇસ્રાએલની આગળથી અમોરીઓને
વતનહીન કીધા છે, ને શુ તુ તેઓનુ વતન લઇશ?
૨૪ તારો દેવ કમોશ તને જે વતન આપે છે, તે વતન
શુ તુ નહિ લેશે? તેમ અમારા દેવ યહોવાહે જેઓને
અમારી આગળથી વતનહીન કીધા છે, તેઓનુ વતન
અમે લઇશુ ૨૫ અને હવે શુ, તુ સિપ્પોરના દીકરા
મોઆબના રાજા બાલાક કરતા શ્રેષ્ઠ છે? શુ તેણે
ઇસ્રાએલની સામે કદી ટક્કર લીધી? કે તેઓની
સામે તેણે કદી યુદ્ધ કીધુ? ૨૬ ઇસ્રાએલ હેશ્બોનમા
તથા તેના ગામોમા, ને અરોએરમા તથા તેના
ગામોમા, તથા આર્નોનના કાઠા ઉપરનાં સઘળા
નગરોમા, ત્રણસેં વર્ષ લગી રહેતા હતા, તો તે દર-
મિયાનમા તમે કેમ તે પાછા ન લીધા? ૨૭ માટે મેં
તારો અપરાધ કીધો નથી, પણ તુ મારી સામે યુદ્ધ
કરવાથી મારો અન્યાય કરે છે, ઇસ્રાએલપુત્રો તથા
આમ્મોનપુત્રોની વચ્ચે આજ ન્યાયાધીશ યહોવાહ
ન્યાય કરો ૨૮ તો પણ યિફતાહે જે સદેશો આમ્મો-
નપુત્રોના રાજાને કહેવડાવ્યો હતો તે તેણે કાન પર
લીધો નહિ

૨૯ ત્યારે યહોવાહનો આત્મા યિફતાહ પર આવ્યો,
ને તે ગિલઆદ તથા મનાશ્શેહમા થઇને ગયો, ને તે
ગિલઆદના મિસ્પેહમા થઇને ગયો, ને ગિલઆદના
મિસ્પેહમાથી આમ્મોનપુત્રોની પાસે ગયો ૩૦ અને
યિફતાહે યહોવાહની આગળ માનતા માનીને કહ્યુ, જો
તુ આમ્મોનપુત્રોને મારા હાથમા જરૂર સોપશે,
૩૧ તો એમ થશે કે, હુ સલાહ કરીને આમ્મોનપુત્રો
પાસેથી જ્યારે શાતિએ પાછો આવીશ, ત્યારે મને
મળવા સારૂ જે કોઇ મારા ઘરના બારણામાથી બહાર
નિકળે તે યહોવાહનુ થશે, અને હુ તેનું દહનીયાર્પણ
કરીશ. ૩૨ એમ આમ્મોનપુત્રોની સામે યુદ્ધ કરવા
સારૂ યિફતાહ તેઓની પાસે ગયો, ને યહોવાહે
તેઓને તેના હાથમા સોપ્યા ૩૩ અને તેણે અરોએ-
રથી મિન્નીથ સુધીનાઓનો, એટલે વીસ નગરોનો,
તથા આબેલ કરામીમ સુધીનાઓનો, મોટો સહાર
કીધો એમ ઇસ્રાએલપુત્રોની આગળ આમ્મોન-
પુત્રો હાર્યા

૩૪ અને યિફતાહ પોતાને ઘેર મિસ્પાહમા આવ્યો,
ને, જુઓ, તેની દીકરી ડફ તથા નૃત્ય સહિત તેને
મળવા સારૂ બહાર આવી, ને તે તેની એકનીએક
દીકરી હતી, તે વિના તેને દીકરો કે દીકરી કાઇ ન
હતુ ૩૫ અને તેણે તેને દીઠી, ત્યારે એમ થયુ કે, તેણે
પોતાના વસ્ત્ર ફાડ્યા, ને કહ્યુ, હાય, મારી દીકરી! તેં
મને બહુ નમાવ્યો છે, ને મને દુઃખ દેનારામાની એક
તુ છે, કેમકે યહોવાહની આગળ મેં મારૂ મુખ ઉઘાડ્યુ
છે, ને મારાથી પાછુ ફરાય નહિ ૩૬ અને તેણીએ તેને
કહ્યુ, મારા બાપ, તેં યહોવાહની આગળ મુખ ઉઘાડ્યુ
છે, તો તારા મુખમાથી જે નિકળ્યુ હોય તે પ્રમાણે
મને કર, કેમકે યહોવાહે તારૂ વેર તારા વેરીઓ પર,
એટલે આમ્મોનપુત્રો પર, વાળ્યુ છે. ૩૭ અને તેણીએ

પોતાના બાપને કહ્યું, મારે સારૂ આટલુ થવા દે, કે
મને બે મહિના સુધી રહેવા દે, કે હુ પોતાની સહિ-
યરો સાથે પર્વતો પર જઇને ફરૂ, ને પોતાના કુવારા-
પણાનો શોક કરૂં. ૩૮ અને તેણે કહ્યું, જા. અને બે
મહિના સુધી તેણે તેને વિદાય કીધી. ને તેણીએ
પોતાની સહિયરો સાથે જઇને પર્વતો ઉપર પોતાના
કુંવારાપણાનો શોક કર્યો. ૩૯ અને બે મહિના ગયા
પછી એમ થયુ કે, તે પોતાના બાપની પાસે પાછી
આવી, ને તેણે પોતાની માનેલી માનતા પ્રમાણે તેને
કર્યું; ને તેણીએ પુરૂષનો અનુભવ કીધો ન હતો
અને ઇસ્રાએલમાં એવો રિવાજ પડ્યો કે, ૪૦ વર્ષમાં
ચાર દિવસ સુધી ગિલઆદી યિફતાહની દીકરીનો શોક
પાળવાને સારૂ ઇસ્રાએલપુત્રીઓ દર વર્ષે જતી હતી.

૧૨ અને એફ્રાઇમના માણસો એકઠા થઇને
ઉત્તર ગન ગયા; ને તેઓએ યિફતાહને
કહ્યું, તારી સાથે જવા સારૂ અમને બોલાવ્યા વગર,
તું કેમ આમ્મોનપુત્રોની સામે લડવા ગયો? અમે
તારૂં ઘર તને [અંદર] પુરીને આગથી બાળીશું.
૨ અને યિફતાહે તેઓને કહ્યું, મારે તથા મારા લોકોને
આમ્મોનપુત્રોની સાથે ઘણી તકરાર ચાલતી હતી;
ને મેં તમને બોલાવ્યા ત્યારે તમે તેઓના હાથમાથી
મને બચાવ્યો નહિ. ૩ અને મેં જોયુ કે તમે મને
ઉગાર્યો નહિ, ત્યારે હું પોતાનો જીવ હાથમાં લઇને
આમ્મોનપુત્રોની સામે ગયો, ને યહોવાહે તેઓને
મારા હાથમાં સોપ્યા; ત્યારે તમે આજ મારી સામે
લડવાને કેમ મારી પાસે આવ્યા છો? ૪ ત્યારે
યિફતાહ ગિલઆદના સર્વ માણસોને એકઠા કરીને
એફ્રાઇમની સાથે લડયો; ને ગિલઆદના માણસોએ
એફ્રાઇમને માર્યો, કેમકે તેઓએ કહ્યું હતું કે, હે
એફ્રાઇમ તથા મનાશ્શેહ મધ્યે રહેનારા ગિલઆદીઓ,
તમે એફ્રાઇમના નાસી ગએલા છો. ૫ અને ગિલઆ-
દીઓએ એફ્રાઇમીઓની સામે યરદનના આરા કબજે
કર્યા; ને એમ થયુ કે, કોઇ નાસી જતો એફ્રાઇમી
કહેતો કે, મને ઉતરી જવા દે, ત્યારે ગિલઆદના
માણસો તેને પૂછતા, શું તું એફ્રાઇમી છે? ને જો તે
કહેતો કે, ના; ૬ ત્યારે તેઓ તેને કહેતા કે, ત્યારે
શિબ્બોલેથ બોલ; અને તે એમ બોલતો કે, સિબ્બો-
લેથ; કેમકે તેનો ખરો ઉચ્ચાર તે કરી શકતો નહિ;
ત્યારે તેઓ તેને પકડીને યરદનના આરા આગળ
મારી નાખતા; ને તે વેળા એફ્રાઇમીઓના બેતાળીસ
હજાર માણસ પડ્યા.

૭ અને યિફતાહે છ વર્ષ લગી ઇસ્રાએલનો ન્યાય
કીધો. પછી ગિલઆદી યિફતાહ મરણ પામ્યો; ને
ગિલઆદના [એક] નગરમા દટાયો

૮ અને તે પછી બેથલેહેમના ઇબ્સાને ઇસ્રાએલનો
ન્યાય કીધો. ૯ અને તેને ત્રીસ દીકરા હતા, ને તેણે
પોતાની ત્રીસ કન્યાઓને બહાર દીધી, ને પોતાના
દીકરાઓને સારૂ બહારથી ત્રીસ કન્યાઓ લાવ્યો
અને તેણે સાત વર્ષ ઇસ્રાએલનો ન્યાય કીધો ૧૦ અને
ઇબ્સાન મરી ગયો, ને બેથલેહેમમાં દટાયો.

૧૧ અને તે પછી ઝબુલૂની એલોને ઇસ્રાએલનો
ન્યાય કીધો; ને તેણે દસ વર્ષ ઇસ્રાએલનો ન્યાય
કીધો ૧૨ અને ઝબુલૂની એલોન મરી ગયો,
ઝબુલૂન દેશના આયાલોનમાં દટાયો

૧૩ અને તે પછી હિલ્લેલ પિરઆથોનીના દીક
આબ્દોને ઇસ્રાએલનો ન્યાય કીધો. ૧૪ અને તે
ચાળીસ દીકરા ને ત્રીસ દીકરાના દીકરા હતા, તે
ગધેડીઓના સિત્તેર વછેરા પર સ્વારી કરતા હતા
ને તેણે આઠ વર્ષ ઇસ્રાએલનો ન્યાય કીધો. ૧૫ અ
હિલ્લેલ પિરઆથોનીનો દીકરો આબ્દોન મરી ગયે
ને અમાલેકીઓના પહાડી મુલકમાં એફ્રાઇમ દેશન
પિરઆથોનમાં દટાયો.

૧૩ અને ઇસ્રાએલપુત્રોએ ફરી યહોવાહન
દૃષ્ટિમાં ભુંડું કીધુ; ને ચાળીસ વર્ષ સુધ
યહોવાહે તેઓને પલિસ્તીઓના હાથમા સોપ્યા
૨ અને દાનના કુળનો સોરાહનો રહેવાસી માનો
આહ નામે એક માણસ હતો; ને તેની સ્ત્રી વાંઝણ
હતી, ને તેને પેટ ફરજન થતા નહોતા. ૩ અને યહો
વાહના દૂતે તે સ્ત્રીને દર્શન દઇને તેને કહ્યું, જો, તું તે
વાંઝણી છે, ને તને ફરજન થતાં નથી; પણ હવે તં
હમેલ રહેશે, ને પુત્રોનો પ્રસવ થશે. ૪ માટે કૃપ
કરીને તું સાવધાન રહેજે, દ્રાક્ષરસ કે મધ પીશ નહિ
ને કેઇ અશુદ્ધ વસ્તુ ખાઇશ નહિ; ૫ કેમકે, જો, તં
હમેલ રહેશે, ને પુત્રનો પ્રસવ થશે; ને અસ્ત્રો તેન
માથા પર કદી ન ફરે; કેમકે તે છોકરો ગર્ભસ્થાન
માંથી દેવને સારૂ નાઝીરી થશે; ને તે પલિસ્તીઓન
હાથમાથી ઇસ્રાએલને ઉગારવા માંડશે. ૬ પછી
સ્ત્રીએ આવીને પોતાના ભરતારને કહ્યુ કે, દેવનો એ
માણસ મારી પાસે આવ્યો હતો, ને તેનું મુખ દેવન
દૂતના મુખ જેવું, ઘણું ભયકર, હતું; ને તે ક્યાંથ
આવ્યો એ મેં પૂછ્યું નહિ, ને તેણે પણ પોતાનું ના

મને કહ્યું નહિ; ૭ પણ તેણે મને કહ્યું, જો, તને હમેલ
રહેશે, ને પુત્રનો પ્રસવ થશે; ને હવે તું દ્રાક્ષરસ કે
મદ્ય પીશ મા, ને કંઇ અશુદ્ધ વસ્તુ ખાઇશ મા; કેમકે
તે છોકરો ગર્ભસ્થાનમાંથી માંડીને તેના મરણના
દિવસ સુધી દેવને સારૂ નાઝીરી થશે. ૮ ત્યારે માનો-
આહે યહોવાહની વિનતી કરીને કહ્યું, હે પ્રભુ, કૃપા
કરીને, દેવના જે માણસને તેં મોકલ્યો હતો તે ફરી
અમારી પાસે આવે, ને જે છોકરો જન્મશે તેને
અમારે શું કરવું તે અમને શિખવે. ૯ અને દેવે માનો-
આહની વિનતી સાંભળી; ને તે સ્ત્રી ખેતરમાં બેઠી
હતી, ત્યારે દેવનો દૂત ફરી તેની પાસે આવ્યો; પણ
તેનો ભરતાર માનોઆહ તેની સાથે ન હતો. ૧૦ અને
તે સ્ત્રીએ ઉતાવળે દોડી જઇને પોતાના ભરતારને
ખબર આપતાં કહ્યું કે, જો, જે માણસ તે દિવસે મારી
પાસે આવ્યો હતો, તેણે [પાછું] મને દર્શન દીધું છે.
૧૧ અને માનોઆહ ઉઠયો, ને પોતાની સ્ત્રીની પાછળ
ચાલ્યો, અને તે માણસની પાસે આવીને, તેણે તેને

અગ્નિની જ્વાળા વેદી પરથી આકાશની ગમ ચઢી,
ત્યારે એમ થયું કે, યહોવાહનો દૂત વેદીની જ્વાળામાં
ચઢી ગયો; ને માનોઆહ તથા તેની સ્ત્રી તે જોઇ
રહ્યા; ને તેઓ ભૂમિ પર ઉંધાં પડ્યાં ૨૧ પણ
યહોવાહના દૂતે માનોઆહને તથા તેની સ્ત્રીને ફરી
દર્શન દીધું નહિ ત્યારે માનોઆહે જાણ્યું, કે તે
યહોવાહનો દૂત હતો ૨૨ અને માનોઆહે પોતાની
સ્ત્રીને કહ્યું, આપણે દેવને દીઠો છે, માટે આપણે
નિશ્ચય મરી જઇશું ૨૩ પણ તેની સ્ત્રીએ તેને કહ્યું,
જો યહોવાહ આપણને મારી નાખવા ચાહતો હોત,
તો આપણા હાથથી દહનીયાર્પણ તથા ખાદ્યાર્પણ ન
લેત, ને તે આપણને આ સઘળી બાબતો ન જણાવત,
ને આ વખતે આના જેવી વાતો આપણને ન કહેત.
૨૪ અને તે સ્ત્રીને દીકરો સાંપડયો, ને તેણીએ તેનું
નામ શામશૂન પાડ્યું; ને તે છોકરો મોટો થયો;
ને યહોવાહે તેને આશીર્વાદ આપ્યો. ૨૫ અને સોરાહ
તથા એશતાઓલની વચ્ચે, માહનેહ-દાનમાં, યહોવા-

તેણે પોતાના માબાપને ખબર ન આપી ૭અને
તેણે જઇને તે સ્ત્રી સાથે વાતચિત કીધી; ને શામ-
શૂનને તે બહુ ગમી. ૮અને કેટલીક મુદ્દત પછી તે
પેલી સ્ત્રીને લેવા પાછો ગયો, ને સિંહનું મુડદું જોવા
રસ્તેથી ફંટાયો, ને, જુઓ, તે સિંહના ખોળિયામાં
મધમાખીઓનું એક ટોળું તથા મધ હતું ૯અને તે
હાથમાં લઇને ખાતો ખાતો ચાલ્યો, ને પોતાના
માબાપની પાસે આવીને તેણે તેઓને તે આપ્યું,
ને તેઓએ ખાધું, પણ તેણે સિંહના ખોળિયામાંથી
મધ લીધું હતું, એ તેણે તેઓને કહ્યું નહિ. ૧૦અને
તેનો બાપ તે સ્ત્રીને ઘેર ગયો, ને શામશૂને ત્યાં
ઉજાણી કીધી, કેમકે જુવાનોનો એવો રિવાજ હતો
૧૧અને એમ થયું કે, જ્યારે તેઓએ તેને દીઠો,
ત્યારે તેની સાથે રહેવા સારૂ તેઓ ત્રીસ સોબતીઓ
લાવ્યા. ૧૨અને શામશૂને તેઓને કહ્યું, હવે હું તમારી
આગળ ઉખાણો કહું, ને ઉજાણીના સાત દિવસોમાં
જો તેનો અર્થ ખોળી કાઢીને તમે મને કહેશો, તો હું
સણના ત્રીસ બદન તથા ત્રીસ જોડ વસ્ત્ર તમને
આપીશ. ૧૩પણ જો તેનો અર્થ તમે મને કહી નહિ
શકો, તો તમે મને સણના ત્રીસ બદન તથા ત્રીસ
જોડ વસ્ત્ર આપજો અને તેઓએ તેને કહ્યું કે, તારો
ઉખાણો અમને કહે કે તે અમે સાંભળીએ ૧૪અને
તેણે તેઓને કહ્યું, ખાનારમાંથી ખોરાક નિકળ્યો, અને
બળવંતમાંથી મિઠાસ નિકળી અને ત્રણ દિવસમાં
તેઓથી તે ઉખાણાનો અર્થ કહેવાયો નહિ ૧૫અને
સાતમે દહાડે એમ થયું કે, તેઓએ શામશૂનની સ્ત્રીને
કહ્યું, તારા ભરતારને ફુસલાવીને ઉખાણાનો અર્થ
અમારી આગળ કહેવડાવ, નહિ તો અમે તને તથા
તારા બાપના ઘરનાને અગ્નિથી બાળીશું, તમે અમને
લુટી લેવાને બોલાવ્યા છે, ખરૂ કે નહિ? ૧૬ને
શામશૂનની સ્ત્રી તેની આગળ રડી, ને તેણીએ તેને
કહ્યું કે, તું કેવળ મને ધિક્કારે છે, ને મારા પર કંઇ
પ્રેમ રાખતો નથી, મારા લોકોના પુત્રોને એક
ઉખાણો તેં કહ્યો છે, પણ મને તે કહ્યો નથી. અને
તેણે તેને કહ્યું, જો, મેં પોતાના માબાપને તેનો અર્થ
કહ્યો નથી, ને શું તને કહું? ૧૭ને ઉજાણીના સાત
દિવસો સુધી તે તેની આગળ રડી, ને સાતમે દિવસે
એમ થયું કે, તેણે તેને કહી દીધું, કેમકે તેણીએ તેને
બહુ આગ્રહ કર્યો હતો, ને તેણીએ પોતાના લોકોના
પુત્રોને ઉખાણાનો અર્થ કહ્યો ૧૮અને સાતમે દિવસે
સૂર્યાસ્ત થયા અગાઉ તે નગરના માણસોએ તેને
કહ્યું, મધથી મીઠું શું છે? અને સિંહથી બળવાન શું
છે? ને તેણે તેઓને કહ્યું, જો મારી વાછરડીથી તમે
ખેડયું ન હોત, તો મારા ઉખાણાનો પત્તો તમને
નહિ લાગત

૧૯અને યહોવાહનો આત્મા તેના પર પરાક્રમ
સહિત આવ્યો, ને તેણે આશ્કલોનમાં જઇને તેઓ
માંથી ત્રીસ જણને માર્યા, ને તેઓના વસ્ત્ર લુટી લઇને
જે માણસોએ તે ઉખાણાનો અર્થ કહ્યો હતો તેઓને
[વસ્ત્રની] જોડો આપી અને તેને ક્રોધ ચઢયો, ને તે
પોતાના બાપને ઘેર ગયો ૨૦પણ શામશૂનનો સાથી
જેણે તેની પ્રત્યે મિત્રનો હક બજાવ્યો હતો તેને તેની
વહુ [અપાઇ]

૧૫ અને કેટલાક વખત પછી એવું થયું કે,
ઘઉંની કાપણીના દિવસોમાં, શામશૂન
બકરીનું એક બચ્ચું લઇને, પોતાની સ્ત્રીની મુલાકાતે
ગયો, ને તેણે કહ્યું, હું ઓરડીમાં મારી સ્ત્રીની પાસે
જઇશ, પણ તેણીના બાપે તેને અંદર જવા ન દીધો
૨અને તેણીના બાપે કહ્યું, મને નિશ્ચય એમ લાગ્યું કે
તું તેને તદન ધિક્કારે છે, એ માટે મેં તેને તારા
સાથીને આપી દીધી, તેની નાની બહેન શું તે કરતાં
સુંદર નથી? કૃપા કરીને તેને બદલે એને લે ૩અને
શામશૂને તેઓને કહ્યું, હવે, જો, હું પલિસ્તીઓને
કંઇ ઉપદ્રવ કરૂં, તો તેઓ વિષે હું નિંદાપી ઠરીશ
૪અને શામશૂને જઇને ત્રણસેં શિયાળ પકડ્યા, ને
મશાલો લઇને બબ્બે પૂછડીઓ ભેગી કરી ને એક એક
મશાલ બબ્બે પૂછડીઓ વચ્ચે બાંધી ૫અને મશાલો
સળગાવીને તેઓને પલિસ્તીઓના ઉભા અનાજમાં
છોડી મુકયા, અને પુળા તથા ઉભું અનાજ તથા
ખેતવાડીઓ પણ બાળી મુકી ૬ત્યારે પલિસ્તીઓએ
કહ્યું, એ કોણે કર્યું છે? ને તેઓએ કહ્યું કે, તિમ્નીના
જમાઇ શામશૂને, કેમકે તેણે તેની સ્ત્રીને લઇને તેના
સાથીને આપી દીધી છે અને પલિસ્તીઓએ આવીને
તેણીને તથા તેણીના બાપને આગથી બાળી દીધાં
૭અને શામશૂને તેઓને કહ્યું, જો તમે આમ કરો છો,
તો નિશ્ચય તમારા પર વેર વાળ્યા શિવાય હું જંપવાનો
નથી ૮અને તેણે તેઓને મારીને તેઓનો પુરો
સંહાર કર્યો, ને જઇને તે એટામ ખડકની ખોમાં રહ્યો

૯અને પલિસ્તીઓએ જઇને યહુદાહમાં છાવણી
કરી, ને લહીમાં પસરી ગયા ૧૦અને યહુદાહના

માણસોએ કહ્યું, તમે અમારા પર કેમ ચઢી આવ્યા
છો? ને તેઓએ ઉત્તર આપ્યો, શામશૂને જેમ અમને
કર્યું છે, તેમ તેને કરવા સારૂ અમે તેને બાંધવા
આવ્યા છીએ ૧૧ ત્યારે યહુદાહના ત્રણ હજાર માણ-
સોએ એટામ ખડકની બોમાં જઇને શામશૂનને કહ્યું,
શું તું જાણતો નથી કે પલિસ્તીઓ અમારા રાજ્યકર્તા
છે? ત્યારે તેં અમારા ઉપર આ શું કર્યું છે? ને તેણે
તેઓને કહ્યું, તેઓએ જેવું મને કર્યું છે તેવું મેં તેઓને
કર્યું છે ૧૨ અને તેઓએ તેને કહ્યું, તને પલિસ્તી
ઓના હાથમાં સોંપવાને અમ તને બાંધવા આવ્યા
છીએ. અને શામશૂને તેઓને કહ્યું, મારી આગળ તમે
સમ ખાઓ, કે તમે પોતે મારા પર તુટી નહિ પડો
૧૩ અને તેઓએ તેને કહ્યું, એમ નહિ, પણ અમે
તને વજ્જડ બાંધીને તેઓના હાથમાં સોંપીશું, પણ
અમે તારી હત્યા નહિજ કરીશું અને તેઓ તેને નવા
બે દોરડાથી બાંધીને તે ખડક પરથી લઈ ગયા
૧૪ અને તે લહીમાં પહોંચ્યો ત્યારે પલિસ્તીઓએ
તેને જોઇને પોકાર કીધો, ને યહોવાહનો આત્મા
તેના પર પરાક્રમસહિત આવ્યો, ને તેને હાથે જે
દોરડાં હતાં તે અગ્નિથી બળેલા તણના જેવા થઇને
તેના હાથ પરથી તેનાં બંધ ખરી પડ્યા ૧૫ અને
અહીં આવ્યો છે અને તેઓએ તેને ઘેર્યો, ને તેને
સારૂ નગરના દરવાજામાં તેઓ આખી રાત સતાઇ
રહ્યા, ને આખી રાત ચુપચૂપ રહ્યા, ને કહ્યું, સવારે
દિવસ ઉગતાં આપણે તેને મારી નાખીશું ૩ અને
અડધી રાત લગી શામશૂન સુઇ રહ્યો, ને અડધી રાતે
ઉઠીને તેણે નગરના દરવાજાના કમાડ તથા બન્ને
બારસાખો પકડીને ભુંગળસમેત ખેંચી કાઢયા, ને
તેમને ખાંધ પર મુકીને હેબ્રોનની સામેના એક
પર્વતના શિખર પર લઇ ગયો

૪ અને તે પછી એમ થયું કે, તેને સોરેકની ખીણ-
માંની દલીલાહ નામની એક સ્ત્રી સાથે પ્રીતિ લાગી
૫ અને પલિસ્તીઓના સરદારોએ તેની પાસે આવીને
તેને કહ્યું તું તેને ફુસલાવીને આટલું શોધી કાઢ કે,
તેનું મહાબળ શામાં રહેલું છે, તથા શા ઉપાય વડે
તેના પર પ્રબળ થઇને અમે તેને બાંધીને દુ:ખ દઇએ,
અને અમારામાંનો પ્રત્યેક જણ તને અગિયારસેં
રૂપીઆ આપશે ૬ અને દલીલાહે શામશૂનને કહ્યું,
કૃપા કરીને તું મને આટલું કહે કે, તારૂં મહાબળ
શામાં રહેલું છે, તથા તું શાથી બંધાય કે જેથી તને
દુ:ખ દઇ શકાય? ૭ ને શામશૂને તેને કહ્યું, કદી

[ બધ ] પોતાના હાથ પરથી તોડી નાખ્યા ૧૩ અને
દેલીલાહે શામશૂનને કહ્યું, તેં અત્યાર સુધી મારી
મશ્કરી કરી છે, ને મને જૂઠીજ વાતો કહી છે,
શા વડે તું બધાઇ શકે તે મને કહે અને તેણે તેને
કહ્યું, જો તું મારા માથાની સાત લટો થાનની સાથે
વણે તો ૧૪ અને તેણીએ [ સાળના ] ખીલા સાથે
તે બાધીને તેને કહ્યું, શામશૂન, પલિસ્તીઓ તારા
પર આવી પડ્યા છે અને તેણે પોતાની ઉંઘમાથી
જાગીને સાળનો ખીલો તથા થાન ખેંચી કાઢ્યા
૧૫ અને તેણીએ તેને કહ્યું, તારૂં દિલ મારા પર નથી,
ત્યારે તું એમ કેમ કહી શકે કે હુ તારા પર હેત રાખું
છું? આ ત્રણ વાર તેં મારી મશ્કરી કરી છે, ને તારૂં
મહાબળ શામા રહેલુ છે તે તેં મને કહ્યુ નથી ૧૬ અને
તેણીએ પોતાના વચનો વડે તેને દરરોજ આગ્રહ
કીધો, તથા હઠ કીધી, ત્યારે એમ થયુ કે, તેનો
જીવ મરણતુલ્ય અકળાયો ૧૭ ત્યારે તેણે પોતાનુ
દિલ તેની આગળ પુરેપુરૂ ખોલીને તેને કહ્યું, મારા
માથા પર [ કદી ] અસ્ત્રો આવ્યો નથી, કેમકે મારી
માના પેટથી હુ દેવને સારૂ નાઝીરી છું, હુ જો મુંડાઉં,
તો મારૂ બળ મારામાથી જતું રહેશે, ને હુ નિર્બળ
થઇને હરકોઇ બીજા માણસના સરખો થઇ જઇશ
૧૮ અને જ્યારે દલીલાહે જોયુ કે, તેણે પોતાનુ દિલ
મારી આગળ પુરેપુરૂ ખોલ્યુ છે, ત્યારે તેણીએ એમ
કહીને પલિસ્તીઓના સરદારોને તેડી મગાવ્યા કે,
તમે આ એક વાર આવો, કેમકે તેણે પોતાનુ દિલ
મારી આગળ પુરેપુરૂ ખોલી દીધુ છે ત્યારે પલિ
સ્તીઓના સરદારો હાથમા પૈસા લઇને તેની પાસે
આવ્યા ૧૯ અને તેણીએ તેને પોતાના ખોળામા
સુવાડ્યો, ને એક માણસને બોલાવીને તેના માથાની
સાતે લટો બોડાવી, ને તે તેને હેરાન કરવા લાગી,
ને તેનામાથી તેનુ બળ જતુ રહ્યું હતું ૨૦ અને
તેણીએ કહ્યું, શામશૂન, પલિસ્તીઓ તારા પર આવી
પડ્યા છે અને પોતાની ઉંઘમાથી જાગીને તેણે કહ્યું,
હુ બીજા સમયની પેઠે નિકળી જઇને મારૂ શરીર
ખંખેરીશ પણ તે જાણતો નહોતો કે યહોવાહ
તેની પાસેથી જતો રહ્યો છે ૨૧ અને પલિસ્તીઓએ
તેને પકડીને, તેની આંખો ફોડી નાખી, ને તેને
ગાઝ્ઝાહમા લાવીને પિત્તળની બેડીઓ પહેરાવી, ને
તે બંદીખાનામા દળતો હતો ૨૨ તથાપિ મુંડાયા
પછી તેના માથાના વાળ પાછા વધવા લાગ્યા

૨૩ અને પલિસ્તીઓના સરદારો પોતાના દેવ
દાગોન આગળ મોટો યજ્ઞ તથા આનંદ કરવાને એકઠા
થયા, કેમકે તેઓએ કહ્યું, અમારા દેવે અમારા વેરી
શામશૂનને અમારા હાથમા સોંપ્યો છે ૨૪ અને
લોકોએ તેને જોયો, ત્યારે તેઓએ પોતાના દેવની
સ્તુતિ કીધી, કેમકે તેઓએ કહ્યું, અમારો શત્રુ તથા
અમારા દેશનો નાશ કરનાર, જેણે અમારામાથી
ઘણાને મારી નાખ્યા છે, તેને અમારા દેવે અમારા
હાથમા સોંપ્યો છે ૨૫ અને તેઓના દિલ ખુશ હતા,
ત્યારે એમ થયુ કે તેઓએ કહ્યું, શામશૂનને બોલાવો
કે, તે આપણી આગળ તમાશો કરે અને તેઓ
શામશૂનને કેદખાનામાથી બોલાવી લાવ્યા, ને તેણે
તેઓની આગળ તમાશો કર્યો, ને તેઓએ તેને
થાભલાઓની વચ્ચે રાખ્યો ૨૬ અને જે જુવાને
તેનો હાથ પકડ્યો હતો તેને શામશૂને કહ્યું, જે થાભ
લાઓ પર ઘરનો આધાર રહેલો છે તે મને ટટોળી
કાઢવા દે કે હુ તેઓને અઢેલુ ૨૭ હવે તે ઘર તો
પુરૂષોથી તથા સ્ત્રીઓથી ભરપુર હતુ, ને પલિસ્તી-
ઓના સર્વ સરદારો ત્યા હતા, ને શામશૂન તમાશો
કરતો હતો, ત્યારે અગાસી ઉપર પણ તેને જોનારા,
પુરૂષ તથા સ્ત્રીઓ મળીને, આસરે ત્રણ હજાર માણસો
હતા ૨૮ અને શામશૂને યહોવાહની પ્રાર્થના કરીને
કહ્યું ઓ પ્રભુ યહોવાહ, કૃપા કરીને મને યાદ કર, ને
હે દેવ, કૃપા કરીને મને આટલી આ વાર બળવાન કર,
કે હુ મારી બન્ને આંખો [લીધા]નો સામટો બદલો
પલિસ્તીઓ પર વાળી શકું ૨૯ અને વચ્ચેના બન્ને
થાભલા જેના પર ઘરનો આધાર રહેલો હતો, તેમને
શામશૂને પકડ્યા, એટલે એકને જમણા હાથથી ને
એકને ડાબા હાથથી, ને તેમને અઢેલીને તે ઉભો થયો
૩૦ અને શામશૂને કહ્યું, હુ પલિસ્તીઓની સાથે ભલે
મરૂં અને પોતાના આખા બળથી તે વાંકો વળ્યો,
ને સરદારો પર તથા તેની અંદરના સર્વ માણસો પર
ઘર ધસી પડયુ એમ મરતી વખતે જેઓને તેણે
માર્યા તેઓની સખ્યા પોતાની હયાતીમા તેણે મારેલા
તેઓના કરતા વધારે હતી ૩૧ ત્યારે તેના ભાઇ તથા
તેના બાપના ઘરના સર્વ ત્યા આવીને તેને લઇ ગયા,
ને સોરાહ તથા એશ્તાઓલની વચમા તેના બાપ
માનોઆહના કબરસ્તાનમા તેઓએ તેને દાટ્યો
અને તેણે વીસ વર્ષ ઇસ્રાએલનો ન્યાય કર્યા હતો

૧૭ અને એફ્રાઇમના પહાડી મુલકનો મીખાહ
નામે એક પુરૂષ હતો ૨ અને તેણે પોતાની
માને કહ્યું, જે અગિયારસેં રૂપીઆ તારી પાસેથી
છીનવી લેવાયા હતા, ને જે વિષે તેં શ્રાપ દીધો હતો,
ને વળી મને પણ કહી સંભળાવ્યું હતું, જો, તે રૂપીઆ
મારી પાસે છે, મેં તે લીધા હતા અને તેની માએ
કહ્યું, મારો દીકરો યહોવાહથી આશીર્વાદિત થાઓ
૩ અને જ્યારે તેણે તે અગિયારસેં રૂપીઆ પોતાની
માને પાછા આપ્યા, ત્યારે તેની માએ કહ્યું કે, કોરેલી
મૂર્તિ તથા ગાળેલી મૂર્તિ બનાવવાને મેં પોતાના
હાથથી મારા દીકરાને સારૂ તે રૂપીઆ યહોવાહને
અર્પણ કર્યા હતા, માટે હવે હું તને તે પાછા આપીશ.
૪ અને તેણે પોતાની માને તે રૂપીઆ પાછા આપ્યા,
ત્યારે તેની માએ બસેં રૂપીઆ લઇને સોનીને આપ્યા,
ને તેણે તેની કોરેલી તથા ગાળેલી મૂર્તિ બનાવી, ને
તે મીખાહના ઘરમા રહી. ૫ અને તે મીખાહને એક
દેવસ્થાન હતું, ને તેણે એફોદ તથા તરાફીમ બનાવ્યા,
ને પોતાના એક દીકરાની પ્રતિષ્ઠા કરીને તેને તેનો
યાજક બનાવ્યો ૬ તે દિવસોમા ઇસ્રાએલમા રાજા
નહોતો, પ્રત્યેક માણસ પોતાની દૃષ્ટિમા જે સારૂ
લાગતું તે કરતો

૭ અને યહુદાહના કુટુંબનો બેથલેહેમ યહુદાહમાનો
એક જુવાન પુરૂષ હતો, તે લેવી હતો, ને ત્યા આવી
વસેલો હતો ૮ તે માણસ જ્યા [જગ્યા] મળે, ત્યા
વસવા સારૂ બેથલેહેમ યહુદાહ નગરમાથી ચાલી
નિકળ્યો, ને મુસાફરી કરતો કરતો તે એફ્રાઇમના
પહાડી મુલકમા મીખાહને ઘેર આવી પહોચ્યો
૯ અને મીખાહે તેને કહ્યું, તું ક્યાથી આવે છે? ને
તેણે તેને કહ્યું કે, હું બેથલેહેમ યહુદાહનો લેવી છું, ને
જ્યા મને [જગ્યા] મળે ત્યા રહેવા સારૂ જાઉં છું
૧૦ અને મીખાહે તેને કહ્યું, મારી સાથે રહે, ને મારો
બાપ તથા યાજક થા, હું તને દર વર્ષે દસ રૂપીઆ,
તથા એક જોડ લુગડા, તથા ખાવાનું આપીશ તેથી
તે લેવી અંદર ગયો ૧૧ અને લેવી તે માણસની સાથે
રહેવાને રાજી હતો, ને તે જુવાનને પોતાના એક
દીકરા સરખો તે ગણતો હતો ૧૨ અને મીખાહે તે
લેવીની પ્રતિષ્ઠા કીધી, ને તે જુવાન તેનો યાજક
થયો, ને મીખાહના ઘરમા રહ્યો ૧૩ ત્યારે મીખાહે
કહ્યું કે, હવે હું જાણું છું કે, એક લેવી મારો યાજક છે
એ માટે યહોવાહ મારૂ ભલુ કરશે

૧૮ તે દિવસોમા ઇસ્રાએલમા કોઇ રાજા
નહોતો, ને તે દિવસોમા દાનીઓનું કુળ
પોતાને વસવાને કાજે વતન શોધતું હતું, કેમકે તે
દિવસ લગી ઇસ્રાએલના કુળોની મધ્યે તેઓને વત-
નનો હિસ્સો મળ્યો નહોતો ૨ અને દાનપુત્રોએ
પોતાના કુટુંબના સઘળા માણસોમાથી પાચ શૂરવીર
પુરૂષોને સોરાહ તથા એશતાઓલથી, દેશની જાસુસી
કરવા, તથા તપાસ કરવા સારૂ, મોકલ્યા, અને
તેઓએ તેઓને કહ્યું કે, જઇને દેશની તપાસ કરો,
અને તેઓએ એફ્રાઇમના પહાડી મુલકમા મીખાહને
ઘેર આવીને ત્યા ઉતારો કીધો ૩ જ્યારે તેઓ મીખા-
હના ઘરની નજીક આવ્યા, ત્યારે તેઓએ પેલા
જુવાન લેવીનો સાદ ઓળખ્યો, અને તેઓ વળીને
ત્યા ગયા, અને તેને કહ્યું કે, તને અહીં કોણ લઇ
આવ્યું? ને અહી તું શું કરે છે? અને અહીં તને
શું મળે છે? ૪ અને તેણે તેઓને કહ્યું કે, મીખાહે
મારે વાસ્તે ફલાણું ફલાણું કર્યું છે, અને તેણે મને
પગાર પઠીને રાખ્યો છે, અને હું તેનો યાજક થયો
છું ૫ અને તેઓએ તેને કહ્યું કે, કૃપા કરીને દેવની
સલાહ પુછ, એ માટે કે અમે જાણીએ કે જે રસ્તે
અમે જઇએ છીએ તે આબાદ નિવડશે કે નહિ
૬ અને યાજકે તેઓને કહ્યું કે, શાંતિએ ચાલ્યા જાઓ,
જે રસ્તે તમે જાઓ છો તે યહોવાહની સન્મુખ છે

૭ ત્યારે તે પાચ માણસ વિદાય થયા, ને લાઇશ
આવ્યા, ને ત્યાના લોકોને જોયા, કે તેઓ બીક વગર
રહેતા હતા, તથા સીદોનીઓની પેઠે શાંત તથા
નિર્ભય હતા, કેમકે કશામા તેઓને શરમાવે એવો
કોઇ હાકેમ તે દેશમા નહોતો, ને તેઓ સીદો
નીઓથી વેગળા હતા, ને કોઇ સાથે તેઓને કંઇ
વ્યવહાર નહોતો ૮ અને તેઓ સોરાહ તથા એશતા
ઓલમા પોતાના ભાઇઓની પાસે આવ્યા, ને
તેઓના ભાઇઓએ તેઓને કહ્યું, તમે શું [કહો છો]?
૯ ને તેઓએ કહ્યું, ઉઠો, ને આપણે તેમના ઉપર
ચઢાઇ કરીએ, કેમકે અમે તે દેશ જોયો છે, ને,
જુઓ, તે ઘણો સારો છે, તેમ છતા તમે ચુપચાપ
[બેસી કેમ રહ્યા છો]? જઇને દેશમા પ્રવેશ કરીને
તેનો કબજો લેવામા આળસ ન કરો ૧૦ તમે જશો,
ત્યારે નિર્ભય લોક મધ્યે તમે આવશો, ને તે દેશ
વિશાળ છે, કેમકે દેવે તે તમારા હાથમા આપ્યો

છે; પૃથ્વીમાં જે જે વસ્તુઓ છે તેઓમાંથી કશાની
ખોટ વગરની જગ્યા તે છે.

૧૧ અને સોરાહ તથા એશ્તાઓલમાંથી દાનના
કુટુંબના છસેં માણસ યુદ્ધશસ્ત્ર સજીને ત્યાંથી ચાલી
નિકળ્યા. ૧૨ અને તેઓ ગયા, ને યહુદાહમાંના
કિર્યાથ-યઆરીમમાં તેઓએ છાવણી કરી; એ માટે
આજ સુધી તેઓએ તે જગ્યાનું નામ માહનેહ દાન
પાડયું; જુઓ, તે કિર્યાથ-યઆરીમની પાછળ છે.
૧૩ અને તેઓ ત્યાંથી એફ્રાઇમના પહાડી મુલકમાં
ગયા, અને મીખાહને ઘેર આવ્યા, ૧૪ અને જે પાંચ
માણસ લાઇશના દેશની જાસુસી કરવાને ગયા હતા,
તેઓએ ઉત્તર આપીને પોતાના ભાઇઓને કહ્યું, શું
તમે જાણો છો કે, આ ઘરોમાં એફોદ તથા તરાફીમ
તથા કોરેલી મૂર્તિ તથા ગાળેલી મૂર્તિ છે? માટે હવે
તમારે શું કરવું તેનો વિચાર કરો. ૧૫ અને તેઓ
તેણી ગમ વળીને તે જુવાન લેવીના ઘરમાં ગયા,
એટલે મીખાહને ઘેર આવ્યા, ને તેઓએ તેને ક્ષેમ-
કુશળ પુછયા. ૧૬ અને દાનપુત્રોમાંના છસેં માણસો
જે યુદ્ધશસ્ત્ર સજેલા હતા, તેઓ દરવાજાના નાકામાં
ઉભા રહ્યા. ૧૭ અને જે પાંચ માણસ દેશની જાસુસી
કરવાને ગયા હતા, તેઓએ જઇને ત્યાં પેસીને, તે
કોરેલી મૂર્તિ તથા એફોદ તથા તરાફીમ તથા ગાળેલી
મૂર્તિ લીધાં; ને યુદ્ધશસ્ત્ર સજેલા પેલા છસેં માણ-
સોની સાથે દરવાજાના નાકા પાસે યાજક ઉભો
રહેલો હતો. ૧૮ અને એઓ મીખાહના ઘરમાં ગયા,
ને કોરેલી મૂર્તિ, એફોદ, તથા તરાફીમ, તથા ગાળેલી
મૂર્તિ લઇ આવ્યા, ત્યારે યાજકે તેઓને કહ્યું, તમે
શું કરો છો? ૧૯ અને તેઓએ તેને કહ્યું, ચુપ રહે,
તારા મુખ પર તારો હાથ મુક, ને અમારી સાથે
આવીને અમારો બાપ તથા યાજક થા; એક માણ-
સના ઘરનો યાજક થવું તે, કે ઇસ્રાએલના એક
કુળનો તથા કુટુંબનો યાજક થવું તે, તારે માટે વધારે
સારૂં છે? ૨૦ ને યાજકનું દિલ ખુશ થયું, ને એફોદ
તથા તરાફીમ તથા કોરેલી મૂર્તિ લઇને તે તે લોકો
મધ્યે ગયો. ૨૧ એમ તેઓ પાછા ફર્યા ને ચાલ્યા
ગયા, ને છોકરાં તથા ઢોર તથા માલમિલકતને પોતાની
આગળ રાખ્યાં. ૨૨ તેઓ મીખાહના ઘરથી ઘણે દૂર
પહોંચ્યા, ત્યારે મીખાહના ઘરની પાસેનાં ઘરોના
માણસોએ એકઠા થઇને દાનપુત્રોને પકડી પાડ્યા.
૨૩ અને તેઓએ દાનપુત્રોને હાંક મારી. અને
તેઓએ મુખ ફેરવીને મીખાહને કહ્યું, તને શી ઇજા
થઇ છે, કે તું આવી ટોળી લઇને આવે છે? ૨૪ અને
તેણે કહ્યું, તમે મારા પોતાના બનાવેલા દેવોને તથા
યાજકને લઇને આવતા રહ્યા છો, ને મારી પાસે બીજું
શું રહ્યું છે? એમ છતાં તમે મને કેમ કહો છો કે,
તને શી ઇજા થઇ છે? ૨૫ અને દાનપુત્રોએ તેને કહ્યું,
તારો સાદ અમારામાં સંભળાવા ન દે, રખે બળી
રહેલા મનવાળા માણસો તારા પર તુટી પડે, ને તું
પોતાનો જીવ તથા તારા ઘરનાંના જીવ ખોય. ૨૬ અને
દાનપુત્રોએ પોતાનો રસ્તો પકડયો; ને મીખાહે
જોયું કે તેઓ તેના ગાંજ્યા જાય એવા નથી, ત્યારે
તે પાછો વળીને પોતાને ઘેર ગયો. ૨૭ અને તેઓએ
મીખાહની બનાવેલી વસ્તુઓ તથા તેના યાજકને
લઇને લાઇશમાં શાંત તથા નિર્ભય લોકોની પાસે
આવીને, તેઓને તરવારની ધારથી માર્યા; ને નગરને
અગ્નિથી બાળ્યું ૨૮ અને તેની વાહારે ચઢનાર કોઇ
નહોતું, કેમકે સીદોનથી તે આઘું હતું, ને તેઓને
કોઇની સાથે કંઇ વ્યવહાર ન હતો; ને બેથ રહોબની
પાસેના મેદાનમાં એ હતું. અને તેઓ નગર
બાંધીને ત્યાં વસ્યા ૨૯ અને ઇસ્રાએલને પેટે જન્મેલા
પોતાના પૂર્વજ દાનના નામ પ્રમાણે, તેઓએ તેનું
નામ દાન પાડયું; પણ પહેલાં તે નગરનું નામ
લાઇશ હતું. ૩૦ અને દાનપુત્રોએ પોતાને વાસ્તે તે
કોરેલી મૂર્તિની પ્રતિષ્ઠા કીધી; ને દેશની ગુલામગિ-
રીના દિવસ સુધી મુસાના દીકરા ગેર્શોમનો દીકરો
યોનાથાન તથા તેના પુત્રો દાન કુળના યાજક હતા.
૩૧ અને જ્યાં સુધી દેવનું ઘર શીલોહમાં રહ્યું તે
બધા વખત સુધી તેઓએ મીખાહની બનાવેલી
કોરેલી મૂર્તિને પોતાને સારૂ સ્થાપિત કરી રાખી.

૧૯ અને ઇસ્રાએલમા કોઇ રાજા નહોતો, ત્યારે
તે દિવસોમાં એમ થયું કે, એફ્રાઇમના
પહાડી મુલકની સામેની બાજુએ કોઇ એક લેવી
આવી વસેલો હતો, ને તેણે બેથલેહેમ-યહુદાહની
એક સ્ત્રીને પોતાની ઉપપત્ની તરીકે રાખી હતી.
૨ અને તેની ઉપપત્નીએ પતિવ્રત ભંગ કરીને વ્યભિ-
ચાર કીધો, ને તેની પાસેથી બેથલેહેમ-યહુદાહમાં
પોતાના બાપને ઘેર ગઇ, ને ત્યા ચાર મહિનાની
મુદત સુધી રહી. ૩ અને તેની સાથે પ્રીતિથી વાત
કરવા સારૂ, ને તેને પાછી લાવવા સારૂ, તેનો ભરતાર
ઉઠીને, ને પોતાના ચાકરને તથા બે ગધેડાંને સાથે

લઇને, તેની પાછળ ગયો; ને તેણી પોતાના બાપના
ઘરમાં તેને લઇ ગઇ; ને તે યુવતીના બાપે તેને
જોયો, ત્યારે તે તેની મુલાકાતથી ખુશ થયો. ૪ અને
તેના સસરાએ, એટલે યુવતીના બાપે, તેને રાખ્યો;
ને તે તેની સાથે ત્રણ દિવસ રહ્યો; ને તેઓએ ખાધું
પીધું, ને ત્યાં ઉતારો કીધો. ૫ અને ચોથે દિવસે એમ
થયું કે, તેઓ મોટી સવારે ઉઠયાં, ને તે ત્યાંથી
વિદાય થવા સારૂ ઉભો થયો; ને યુવતીના બાપે
પોતાના જમાઇને કહ્યું, કોળિયો અન્ન ખાઇને પોતાના
દિલને તાજું કર, ને ત્યાર પછી તમે તમારે રસ્તે
પડજો. ૬ એવી રીતે તે બન્નેએ એકઠા બેસીને ખાધું
પીધું; ને તે યુવતીના બાપે તે માણસને કહ્યું કે, કૃપા
કરીને રાજી થઇને આખી રાત રહે, ને તારા દિલને
ખુશ કર. ૭ અને તે માણસ વિદાયગિરી લેવા સારૂ
ઉઠ્યો; પણ તેના સસરાએ તેને આગ્રહ કીધાથી
તેણે પાછો ત્યાં ઉતારો કીધો. ૮ અને તે પાંચમે
દિવસે વિદાયગિરી લેવા સારૂ મોટી સવારે ઉઠયો;
ને તે યુવતીના બાપે કહ્યું, કૃપા કરી મન શાંત પાડીને
દિવસ નમતા સુધી તમે રહો; ને તે બન્ને જમ્યા.
૯ અને જ્યારે તે પોતાની ઉપપત્ની તથા પોતાના
ચાકર સાથે વિદાયગિરી લેવા સારૂ ઉઠ્યો થયો, ત્યારે
તેના સસરાએ, એટલે તે યુવતીના બાપે, તેને કહ્યું
કે, જો, હવે દિવસ અસ્ત થવા આવ્યો છે, કૃપા કરી
રાત રહી જાઓ; જો, દિવસ આખર થવા આવ્યો
છે, અહીં ઉતારો કરીને તારા હૃદયને ખુશ કર, ને
તારે ઘેર જવા સારૂ કાલે વહેલાં [ ઉઠીને ] તમારે
રસ્તે પડજો. ૧૦ પણ તે માણસ તે રાત ત્યાં રહી
જવા રાજી નહોતો, તેથી તે ઉઠીને વિદાય થયો, ને
યબૂસ ( એટલે યરૂશાલેમ ) પાસે આવી પહોંચ્યો.
હવે તેની સાથે જીન બાંધેલાં બે ગધેડાં હતાં; તેની
ઉપપત્ની પણ તેની સાથે હતી. ૧૧ જ્યારે તેઓ
યબૂસ પાસે પહોચ્યાં ત્યારે દિવસ ઘણો નમી ગયો
હતો; ને ચાકરે પોતાના શેઠને કહ્યું, કૃપા કરી ચાલો,
આપણે વળીને આ યબૂસીઓના નગરમાં જઇને તેમાં
ઉતારો કરીએ. ૧૨ અને તેના શેઠે તેને કહ્યું કે, એ
પરદેશીનું નગર કે જેમાં કોઇ પણ ઇસ્રાએલપુત્રો
નથી તેમાં આપણે વળીને નહિ જઇશું; પણ આપણે
આગળ ચાલીને ગિબઆહ સુધી જઇશું. ૧૩ અને
તેણે પોતાના ચાકરને કહ્યું કે, ચાલો, આપણે આ
જગ્યાઓમાંની એકની નજીક જઇ પહોંચીએ; ને
આપણે ગિબઆહમાં કે રામાહમાં ઉતારો કરીશું.
૧૪ તેથી તેઓએ આગળ ચાલવું જારી રાખ્યું; ને
બિન્યામીનના ગિબઆહ પાસે તેઓ પહોંચ્યા ત્યારે
સૂર્ય અસ્ત પામ્યો. ૧૫ અને ગિબઆહમાં જઇને
ત્યાં ઉતારો કરવા સારૂ તેઓ તે તરફ વળ્યાં; ને તે
અંદર દાખલ થઇને તે નગરના રસ્તામાં બેઠો; કેમકે
કોઇ માણસ પોતાને ઘેર તેઓને ઉતારો કરવા સારૂ
લઇ ગયો નહિ. ૧૬ અને, જુઓ, એક વૃદ્ધ માણસ
સાંજે ખેતરમાંથી કામ કરીને આવતો હતો; હવે તે
માણસ એફ્રાઇમના પહાડી મુલકનો હતો; ને તે
ગિબઆહમાં આવી વસેલો હતો; પણ આ જગ્યાના
લોક બિન્યામીનીઓ હતા. ૧૭ અને તેણે પોતાની
દૃષ્ટિ ઉંચી કરીને તે વટેમાર્ગુને નગરના રસ્તામાં દીઠો;
ને તે વૃદ્ધ માણસે કહ્યું, તું કયાં જાય છે; ને તું કયાંથી
આવ્યો છે? ૧૮ ને તેણે એને કહ્યું, અમે બેથલેહેમ-
યહુદાહમાંથી એફ્રાઇમના પહાડી મુલકને પેલે છેડેથી
જઇએ છીએ; હું ત્યાંનો છું, ને હું બેથલેહેમ-યહુદા-
હમાં ગયો હતો; ને હું યહોવાહના ઘરમાં જાઉં છું;
૧૯ ને જો કે અમારાં ગધેડાંને કાજે ચંદી તથા ચારો
બન્ને છે, ને મારે કાજે તથા મારી દાસીને કાજે તથા
તારા સેવકો સાથેના જુવાનને કાજે પણ રોટલી તથા
દ્રાક્ષારસ છે, અમને કશાની કંઇ પણ ખોટ નથી, તો
પણ કોઇ માણસ મને પોતાના ઘરમાં આવકાર
આપતો નથી. ૨૦ અને વૃદ્ધ માણસે કહ્યું, તને શાંતિ
થાઓ, પણ તારે જે જે જોઇએ તેનો ભાર મારે માથે
રહેવા દે; ફક્ત એટલુંજ કે રસ્તામાં ઉતારો ન કર.
૨૧ એવી રીતે તેને તે પોતાને ઘેર લાવ્યો, ને તેનાં
ગધેડાંને ઘાસ ચારો નીર્યાં; ને તેઓએ પોતાના
પગ ધોઇને ખાધું પીધું. ૨૨ તેઓ મોજ કરતાં હતાં
એટલામાં, જુઓ, કેટલાક બલીયઆલપુત્રો ઘરની
આસપાસ વિંટળાઇ વળીને બારણું ઠોકવા લાગ્યા;
ને તેઓએ ઘરધણીની, એટલે તે વૃદ્ધ માણસની
સાથે વાત કરતાં કહ્યું કે, જે માણસ તારા ઘરમાં
આવ્યો છે તેને બહાર લાવ, કે અમે તેની આબરૂ
લઇએ. ૨૩ અને તે ઘરધણીએ તેઓની પાસે બહાર
આવીને તેઓને કહ્યું કે, મારા ભાઇઓ, એમ નહિ,
કૃપા કરી એવું દુષ્ટ કૃત્ય ન કરો; એ માણસ મારા
ઘરમાં આવ્યો છે તે ધ્યાનમાં લઇને એ મૂર્ખાઇ ન કરો.
૨૪ જુઓ, મારી કુંવારી પુત્રી તથા તે [ માણસ ]ની
ઉપપત્ની અહીં છે; તેઓને હું હમણાં બહાર લાવું,
ને તમે તેમની આબરૂ લો, તથા તમને જેમ સારૂં
લાગે તેમ તેમને કરો; પણ એ માણસ ઉપર એવું

મૂર્ખાઇ ભરેલુ કૃત્ય ન કરો ૨૫ પણ તે માણસો તેનુ
સાભળવા ચાહતા નહોતા, તેથી તે માણસ તેની
ઉપપત્નીને પકડીને તેને તેઓની પાસે બહાર
લાવ્યો, ને તેઓએ તેણીની આબરૂ લીધી, ને
આખી રાત સવાર સુધી તેને દુ ખ દીધુ, ને પોહ
ફાટવા લાગ્યો ત્યારે તેઓએ તેને છોડી ૨૬ ત્યારે
પોહ ફાટતા તે સ્ત્રી આવીને જે માણસના ઘરમા
તેનો પતિ હતો તેના [ ઘરના ] બારણા આગળ
અજવાળુ થતા સુધી પડી રહી ૨૭ અને તેનો પતિ
સવારે ઉઠયો ને ઘરના બારણા ઉઘાડ્યા, ને રસ્તે
પડવા સારૂ બહાર નિકળ્યો, તો, જુઓ, તે સ્ત્રી,
એટલે તેની ઉપપત્ની, ઘરના બારણા પાસે પડેલી
હતી ને તેના હાથ ઉબરા ઉપર પડેલા હતા ૨૮ અને
તેણે તેણીને કહ્યુ, ઉઠ, આપણે ચાલ્યા જઇએ, પણ
કાઇએ ઉત્તર આપ્યો નહિ, પછી તેણે તેને ઉચકીને
ગવેડા પર નાખી, ને તે માણસ ઉઠીને પોતાને
મુકામે જઇ પહોચ્યો ૨ અને પોતાને ઘેર આવીને
તેણે એક છરી લીધી, ને પોતાની ઉપપત્નીને લઇને
તેને સાધે સાધેથી કાપી, ને તેના બાર ટુકડા કરીને
ઇસ્રાએલની સર્વ સીમાઓમા મોકલ્યા ૩૦ અને એમ
થયુ કે, જે સવએ તે જોયુ તેઓએ કહ્યુ કે, ઇસ્રાએ
લપુત્રો મિસર દેશમાથી નિકળ્યા તે દિવસથી તે
આજ સુધી આવુ કૃત્ય કરવામા કે જોવામા આવ્યુ
નથી, એ વિષે વિચાર કરો, સલાહ લો, ને બોલો

૨૦ ત્યારે સર્વ ઇસ્રાએલપુત્રો દાનથી તે છેક
બેરશેબા સુધીર્થા તથા ગિલઆદ દેશમાથી
નિકળી આવીને આખી જમાત મિસ્પાહમા યહો
વાહની આગળ એકમતે ટોળે મળી ૨ અને સર્વ
લોકોના, એટલે ઇસ્રાએલના સર્વ કુળોના મુખ્યો,
ચાર લાખ તરવાર તાણનારા પેદળ પુરૂષો, દેવના
લોકોની સભામા હાજર થયા ૩ (બિન્યામીનપુત્રોએ
તો સાભળ્યુ હતુ કે ઇસ્રાએલપુત્રો મિસ્પાહમા ગયા
છે) અને ઇસ્રાએલપુત્રોએ કહ્યુ, આ દુષ્ટ કૃત્ય કેવી
રીતે બન્યુ તે અમને કહો ૪ ત્યારે જે સ્ત્રીનુ ખૂન
થયુ હતુ તેના પતિ લેવીએ ઉત્તર આપ્યા કે, હુ તથા
મારી ઉપપત્ની [ રાત ] રહેવા સારૂ બિન્યામીનના
ગિબઆહમા ગયા હતા ૫ અને ગિબઆહના માણ
સોએ મારી સામે ધાધળ મચાવીને જે ઘરમા હુ
હતો તેને રાતે ચોગર્દમ ઘેરી લીધુ, મને તો તેઓએ
મારી નાખવાનો વિચાર કીધો, ને મારી ઉપપત્ની
ઉપર તેઓએ બળાત્કાર ગુજારીને તેનો પ્રાણ લીધો
૬ અને મે મારી ઉપપત્નીને લઇને તેને કાપી, ને તેના
ટુકડા કરીને ઇસ્રાએલના વારસાના આખા દેશમા
તે મોકલી દીધા, કેમકે તેઓએ ઇસ્રાએલ મધ્યે
લપટપણુ તથા મૂર્ખાઇ કીધા છે ૭ જુઓ, હે સર્વ
ઇસ્રાએલપુત્રો, અત્રે તમારી સલાહ તથા મત આપો
૮ અને સર્વ લોકોએ એકમતે ઉભા થઇને કહ્યુ કે,
અમારામાનો કોઇ પોતાના તબુએ નહિ જશે, ને
અમારામાનો કોઇ વળીને પોતાને ઘેર નહિ જશે
૯ પણ ગિબઆહને તો આપણે આ પ્રમાણે કરીશુ,
દેવમતિ પ્રમાણે આપણે તે ઉપર ચઢાઇ કરીશુ
૧૦ અને આપણે ઇસ્રાએલના સર્વ કુળોમાથી દર સો
માણસોમાથી દસ દસ, તથા દર હજાર માણસોમાથી
સો સો, તથા દર દસ હજારમાથી હજાર હજાર
માણસો લોકોને કાજે ખોરાક લાવવા સારૂ લઇશુ,
એ સારૂ કે તેઓ બિન્યામીનના ગિબઆહમા પહો
ચીને જે સઘળી મૂર્ખાઇ તેઓએ ઇસ્રાએલમા કીધી
છે તે પ્રમાણે તેમની વલે કરે ૧૧ એવી રીતે
ઇસ્રાએલના સર્વ માણસો એકમતે તે નગરની સામે
ટોળે મળ્યા

૧૨ અને ઇસ્રાએલના કુળોએ બિન્યામીનના સઘળા
કુળમાં માણસો મોકલીને કહાવ્યુ કે, આ કેવુ દુષ્ટ કર્મ
તમારામા બન્યુ છે? ૧૩ તો હવે એ બલીયઆલના
પુત્રો કે જે ગિબઆહમા છે તેઓને [ અમારે ]
સ્વાધીન કરો, કે અમે તેઓને મારી નાખીને
ઇસ્રાએલમાથી ભ્રષ્ટાચાર દૂર કરીએ પણ બિન્યા-
મીનપુત્રોએ પોતાના ભાઇઓ ઇસ્રાએલપુત્રોનુ કહેવુ
સાભળ્યુ નહિ ૧૪ અને બિન્યામીનપુત્રો ઇસ્રાએલ-
પુત્રો સામે યુદ્ધ કરવાને ધસી જવા સારૂ જૂદા જૂદા
નગરોમાથી ગિબઆહમા ભેગા થયા ૧૫ અને તે
દિવસે બિન્યામીનપુત્રોની ગણત્રી આટલી થઇ, એટલે
ગિબઆહના ચુંટી કાઢેલા રહેવાસીઓની ગણત્રીના
સાતસેં પુરૂષો તથા તે ઉપરાત જૂદા જૂદા નગરોમાથી
આવેલા છવીસ હજાર તરવારીઆ પુરૂષો થયા
૧૬ આ સર્વ લોકોમા ચુંટી કાઢેલા સાતસેં ડાબોડિયા
પુરૂષો હતા, તેઓમાનો પ્રત્યેક ગોફણથી એવો
ગોળો મારી શકતો કે એક વાળ પણ ચુકતો નહિ.

૧૭ અને બિન્યામીનીઓ શિવાય ઇસ્રાએલીઓની
ગણત્રી ચાર લાખ તરવારીઆ પુરૂષોની થઇ, એ
સર્વ લડવૈયા પુરૂષો હતા ૧૮ અને ઇસ્રાએલપુત્રો

ઉઠીને બેથેલ ગયા, ને ઇશ્વરની સલાહ પુછતા તેઓએ
કહ્યું કે, બિન્યામીનપુત્રોની સામે યુદ્ધ કરવા સારૂ
અમારી તરફથી પહેલો કોણ ચઢાઇ કરે? અને
યહોવાહે કહ્યું કે, યહુદાહ પહેલો [જાય] ૧૯ અને
ઇસ્રાએલપુત્રોએ સવારે ઉઠીને ગિબઆહની સામે
છાવણી કીધી ૨૦ અને ઇસ્રાએલીઓ બિન્યામીનીઓ
સામે યુદ્ધ કરવાને ચાલી નિકળ્યા, ને ઇસ્રાએલીઓએ
ગિબઆહ પાસે તેમની વિરૂદ્ધ યુદ્ધવ્યૂહ રચ્યો
૨૧ અને બિન્યામીનપુત્રોએ ગિબઆહમાથી ધસારો
કરીને તે દિવસે બાવીસ હજાર ઇસ્રાએલીઓનો
નાશ કરીને જમીનદોસ્ત કીધા ૨૨ અને લોકોએ
એટલે ઇસ્રાએલીઓએ હિમ્મત પકડીને જે જગ્યાએ
તેઓએ પહેલે દિવસે વ્યૂહ રચ્યો હતો ત્યાજ ફરીથી
યુદ્ધવ્યૂહ રચ્યો ૨૩ (અને ઇસ્રાએલપુત્રો યહોવાહની
હજુરમા જઇને સાજ સુધી રડ્યા, ને તેઓએ યહો
વાહની સલાહ પુછતા કહ્યું કે, શું હુ મારા ભાઇ
બિન્યામીનના વંશજો સામે યુદ્ધ કરવા ફરીથી જાઉં?
અને યહોવાહે કહ્યું કે, તેની સામે ચઢાઇ કર)

૨૪ અને ઇસ્રાએલપુત્રો બીજે દિવસે બિન્યામીન
પુત્રોની સામે ચઢાઇ કરીને નજીક ગયા ૨૫ અને
બિન્યામીનીઓ બીજે દિવસે ગિબઆહમાથી તેમની
સામે ધસી નિકળ્યા અને ફરીથી ઇસ્રાએલપુત્રોમાના
અઢાર હજાર પુરૂષોનો સંહાર કરીને તેમને જમીન-
દોસ્ત કીધા, એ સઘળા તરવારીઆ હતા ૨૬ ત્યારે
સર્વ ઇસ્રાએલપુત્રો તથા સઘળા લોકો ચાલી નિકળીને
બેથેલમા જઇને રડ્યા, ને ત્યા યહોવાહની હજુરમા
બેઠા, ને તે દિવસે સાજ સુધી તેઓએ ઉપવાસ
કીધો, ને તેઓએ યહોવાહ પ્રત્યે દહનીયાર્પણો તથા
શાંત્યર્પણો ચઢાવ્યા ૨૭ અને ઇસ્રાએલપુત્રોએ યહો-
વાહની સલાહ પુછી, (કેમકે તે દિવસોમા દેવનો
કરારકોશ ત્યા હતો, ૨૮ ને હારૂનના દીકરા એલઆ
ઝારનો દીકરો ફીનહાસ તે દિવસોમા તેની સન્મુખ
ઉભો રહેતો હતો,) અને કહ્યું, શું હુ હજીએ ફરીથી
મારા ભાઇ બિન્યામીનના વંશજો સામે યુદ્ધ કરવાને
જાઉં, કે પાછો રહું? અને યહોવાહે કહ્યું કે, જા,
કેમકે કાલે હુ તેને તારા હાથમા સોંપી દઇશ
૨૯ અને ઇસ્રાએલીઓએ ગિબઆહની ચોમેર સતાઇ
રહેનારાઓને મુક્યા

૩૦ અને ત્રીજે દિવસે ઇસ્રાએલપુત્રોએ બિન્યામી-
નપુત્રોની સામે ચઢાઇ કરીને ગિબઆહની સામે
અગાઉની પેઠે યુદ્ધવ્યૂહ રચ્યો ૩૧ અને બિન્યામી-
નપુત્રો એ લોકોની સામે ધસી નિકળ્યા, ને [તેઓની
પાછળ પાછળ] નગરથી દૂર સુધી ખેંચાયા, અને
તેઓએ શરૂઆતમા અગાઉની પેઠે ધોરી રસ્તાઓ
પર સુમારે ત્રીસ ઇસ્રાએલી માણસોને ખુલ્લા મેદા-
નમા મારીને કાપી નાખ્યા, તે [રસ્તા]ઓમાનો એક
બેથેલમા જાય છે, ને બીજો ગિબઆહમા જાય છે
૩૨ અને બિન્યામીનપુત્રોએ કહ્યું કે, એઓ પહેલાની
પેઠે આપણી સામે માર્યા જાય છે પણ ઇસ્રાએલ-
પુત્રોએ કહ્યું કે, આપણે નાસીને તેઓને નગરમાથી
ધોરી રસ્તાઓ ઉપર આકર્ષી લાવીએ ૩૩ અને સર્વ
ઇસ્રાએલીઓ પોતાની જગ્યાએથી ઉઠયા, ને તેઓએ
બઆલ તામર આગળ યુદ્ધવ્યૂહ રચ્યો, અને ઇસ્રા
એલના સતાઇ રહેનાર માણસો તેમની જગ્યામાથી
એટલે માઅરેહ ગેબામાથી નિકળી આવ્યા ૩૪ અને
સર્વ ઇસ્રાએલમાથી ચુંટી કાઢેલા દસ હજાર માણસોએ
ગિબઆહ ઉપર હલ્લો કીધો ને દારૂણ યુદ્ધ મચ્યું,
પણ તેઓ જાણતા નહોતા કે અમારૂ તો આવી બન્યું
છે ૩૫ અને યહોવાહે ઇસ્રાએલની સામે બિન્યામી
નનો પરાજય કીધો, ને ઇસ્રાએલપુત્રોએ તે દિવસે
બિન્યામીનના પચીસ હજાર ને એકસો માણસોનો
સંહાર કીધો, એ બધા તરવારીઆ હતા

૩૬ હવે બિન્યામીનપુત્રોએ જોયું કે અમે હાર
ખાધી છે, કેમકે ઇસ્રાએલીઓ બિન્યામીનીઓની
આગળથી હઠી ગયા, કેમકે જેઓને તેઓએ ગિબ-
આહની સામે છુપાવી રાખ્યા હતા તેઓ ઉપર
તેમનો ભરોસો હતો ૩૭ અને છુપાઇ રહેનારાઓએ
એકદમ ગિબઆહ ઉપર ધસારો કીધો, અને છુપાઇ
રહેનારાઓએ બધે પસરી જઇને આખા નગરનો
તરવારની ધારથી સંહાર કીધો ૩૮ હવે ઇસ્રાએલી-
ઓની તથા સતાઇ રહેનારાઓની વચ્ચે ઠરાવેલું ચિન્હ
આ હતું, કે તેઓએ નગરમાથી ધુમાડાના ગોટેગોટા
ચઢાવવા ૩૯ અને ઇસ્રાએલીઓએ યુદ્ધમા પૂઠ
ફેરવી, ને બિન્યામીનીઓએ શરૂઆતમા ઇસ્રાએલી-
ઓના સુમારે ત્રીસેક પુરૂષોને ઘાયલ કરીને મારી
નાખ્યા, કેમકે તેઓએ કહ્યું કે, જેમ પહેલા યુદ્ધમા
થયું હતું તેમ નિશ્ચે તેઓ આપણી સામે માર્યા જાય
છે ૪૦ પણ જ્યારે નગરમાથી ધુમાડાના સ્તંભરૂપે
ગોટેગોટા ચઢવા લાગ્યા ત્યારે બિન્યામીનીઓએ
પાછળ જોયું, તો જુઓ, આખું નગર [ધુમાડારૂપે]

ગગનમા ચઢતું હતું ૪૧અને ઇસ્રાએલીઓ પાછા
ફર્યા ને બિન્યામીનીઓ સ્તબ્ધ થઇ ગયા, કેમકે
તેઓએ જોયુ કે અમારૂ આવી બન્યુ છે ૪૨ માટે
તેઓ ઇસ્રાએલીઓ સામે પૂઠ ફેરવીને અરણ્યને માર્ગે
દોડ્યા, પણ યુદ્ધ તેઓની પાછળ ને પાછળ લાગુ
રહ્યુ, ને જેઓ નગરોમાથી આવ્યા હતા તેઓએ
તેની મધ્યે તેઓનો સહાર કીધો ૪૩ તેઓ બિન્યા-
મીનીઓને ચોતરફથી ઘેરીને ઉગમણી દિશાએ
ગિબઆહની સામે સુધી તેઓની પુઠે લાગ્યા, ને
તેમની આરામ લેવાની જગ્યાએ તેઓને ખુદી
નાખ્યા ૪૪અને બિન્યામીનના અરાઢ હજાર માણુસો
પડ્યા, એ સર્વ શૂરવીર પુરૂષો હતા ૪૫ અને તેઓ
પાછા ફરીને અરણ્ય તરફ નાઠા, ને રિમ્મોન ગઢમા
જતા રહ્યા, ને તેઓએ રાજમાર્ગોમા વેરાએલા પાચ
હજાર માણુસોને કતલ કીધા, ને ગિદઓન સુધી
તેમનો કેડો પકડીને તેઓના બે હજાર માણુસોનો
સહાર કીધો ૪૬ એમ તે દિવસે સર્વ મળી બિન્યા
મીનના પચ્ચીસ હજાર તરવારીઆ પડ્યા, ને એઓ
સર્વ શૂરવીર પુરૂષો [ હતા ] ૪૭ પણ છસેં માણુસો
પાછા ફરીને અરણ્ય તરફ નાઠા, ને રિમ્મોન ગઢમા
જતા રહ્યા, ને રિમ્મોન ગઢમા ચાર માસ સુધી રહ્યા
૪૮ અને ઇસ્રાએલીઓએ પાછા ફરીને ફરીથી બિન્યા
મીનપુત્રો ઉપર હલ્લો કીધો, ને આખા નગરની
વસ્તીનો, તેમજ ઢોરઢાકનો તથા જે સર્વ તેમની
નજરે પડ્યા તેમનો, તેઓએ તરવારની ધારથી નાશ
કીધો, વળી જે નગરો તેઓના જોવામા આવ્યા તે
સર્વને તેઓએ બાળી દીવા

૨૧ હવે ઇસ્રાએલીઓએ મિસ્પાહમા એવા
સોગન ખાવા હતા કે, અમારામાનો કોઇ
પોતાની દીકરીને બિન્યામીન સાથે નહિ પરણાવે
૨ અને લોકો બેથેલમા આવ્યા, ને ત્યા યહોવાહની
હજુરમા સાજ સુધી બેઠા, ને પોક મુકીને બહુ રડ્યા
૩ અને તેઓએ કહ્યુ, હે યહોવાહ, ઇસ્રાએલના દેવ,
આજે ઇસ્રાએલમા એક કુળ ખુટી પડે એવુ ઇસ્રા
એલમા કેમ બન્યુ છે? ૪ અને બીજે દિવસે એમ થયુ
કે, લોકોએ પરોઢીએ ઉઠીને ત્યા એક વેદી બાધી,
ને દહનીયાર્પણો તથા શાન્યપણો ચઢાવ્યા ૫ અને
ઇસ્રાએલપુત્રોએ કહ્યુ કે, ઇસ્રાએલના સર્વ કુળો મધ્યે
એવો કોણ છે કે જે સભા સાથે યહોવાહની હજુરમા
આવ્યો ન હોય? કેમકે જે જન મિસ્પાહમા યહોના-
હની હજુરમા ન આવે તે વિષે તેઓએ એવા ભારે
સોગન ખાધા હતા કે તેને જરૂર મારી નાખવો
૬ અને ઇસ્રાએલપુત્રોએ તેઓના ભાઇ બિન્યામીન
વિષે પશ્ચાત્તાપ કરીને કહ્યુ કે, આજે ઇસ્રાએલમાથી
એક કુળ નાબુદ થયુ છે ૭ જેઓ બચેલા છે તેઓને
પરણાવવા વિષે આપણે કેમ કરીશું? કેમકે આપણે
તો યહોવાહના સોગન ખાધા છે કે, આપણે તેઓને
આપણી દીકરીઓ પરણાવીશુ નહિ ૮ અને તેઓએ
કહ્યુ કે, ઇસ્રાએલના કુળોમાનો એવો કોણ છે કે જે
મિસ્પાહમા યહોવાહની હજુરમા આવ્યો ન હોય?
અને, જુઓ, છાવણીમાની સભામા યાબેશ ગિલઆ-
દથી કોઇ પણ આવ્યા નહોતો. ૯ કેમકે જ્યારે
લોકોની ગણત્રી કરવામા આવી ત્યારે યાબેશ ગિલ-
આદના રહેવાસીઓમાના કોઇ ત્યા હતા નહિ
૧૦ અને જમાતે પુરા શૂરવીર દસ હજાર પુરૂષોને
એવી આજ્ઞા આપીને ત્યા મોકલ્યા કે, જઇને યાબેશ
ગિલઆદના રહેવાસીઓને તેઓની સ્ત્રીઓ તથા
બાળકો સુદ્ધા તરવારની ધારથી સહારો ૧૧ અને
તમારે આ પ્રમાણે કરવુ કે, પ્રત્યેક નરનો તથા જે
સર્વ સ્ત્રીઓએ પુરૂષનો અનુભવ કીધેલો હોય તેઓનો
તમારે છેક વિનાશ કરવો ૧૨ અને યાબેશ ગિલઆ
દના રહેવાસીઓમાથી તેઓને ચારસેં જુવાન કુવા
રિકાઓ મળી આવી, કે જેઓએ પુરૂષ સાથે સુવાનો
અનુભવ કીધેલો નહોતો, ને તેઓ તેમને કનાન
દેશના શીલોહ પાસે છાવણીમા લાવ્યા

૧૩ અને આખી જમાતે રિમ્મોન ગઢમાના બિન્યા
મીનપુત્રોને સદેશો મોકલીને તેઓ પ્રત્યે સલાહનો
ઢઢેરો પિટાવ્યો ૧૪ અને તે વખતે બિન્યામીનીઓ
પાછા આવ્યા, ને યાબેશ ગિલઆદની જે સ્ત્રીઓને
તેઓએ જીવતી રાખી હતી તે તેઓએ તેમને દીધી,
તો પણ તેઓ તેમને માટે બસ થઇ નહિ ૧૫ અને
લોકોએ બિન્યામીન વિષે પશ્ચાત્તાપ કીધો, કેમકે
યહોવાહે ઇસ્રાએલના કુળોમા તુટ પાડી હતી

૧૬ ત્યારે જમાતના વડીલોએ કહ્યુ કે, બાકી
રહેલાઓને માટે વહુઓ વિષે આપણે કેમ કરીએ,
કેમક બિન્યામીનમાથી તો સ્ત્રીઓનો નાશ થયો છે?
૧૭ અને તેઓએ કહ્યુ કે, બિન્યામીનમાના જેઓ
બચી ગયા છે તેઓને માટે વારસો જોઇએ, એ સારૂ
કે ઇસ્રાએલમાથી એક કુળ નાબુદ ન થાય ૧૮ પરંતુ
આપણી કન્યાઓ આપણે તેઓને દઇ શકતા નથી,

કેમકે ઇસ્રાએલપુત્રોએ એવા સોગન ખાધા છે કે, જે
બિન્યામીનને કન્યાદાન દે તે શાપિત થાઓ ૧૯અને
તેઓએ કહ્યું કે, જુઓ, બેથેલની ઉત્તરે [તથા]
બેથેલથી શખેમ જવાના રાજમાર્ગની પૂર્વ બાજુએ
તથા લબોનાહની દક્ષિણે આવેલા શીલોહમા વર્ષોવર્ષ
યહોવાહનુ પર્વ પાળવામા આવે છે ૨૦અને તેઓએ
બિન્યામીનપુત્રોને એવી આજ્ઞા કીધી કે, જઇને દ્રાક્ષ
વાડીઓમા સંતાઇ રહો, ૨૧અને જોતા રહેજો, ને,
જુઓ, શીલોહની દીકરીઓ નાચમા નૃત્ય કરવાને
બહાર આવે, તો તમે દ્રાક્ષવાડીઓમાથી નિકળી
આવીને સર્વ શીલોહની દીકરીઓમાથી પોતપોતાને
માટે વહુઓ પકડી લઇને બિન્યામીનના પ્રાંતમા જતા
રહેજો ૨૨અને તેમના બાપો કે ભાઇઓ આવીને
અમારી આગળ ફરિયાદ કરશે, તો અમે તેઓને
કહીશું કે, મહેરબાની કરીને [ધારો કે] તે [કન્યાઓ]
અમનેજ દીધી, કેમકે આપણે યુદ્ધમા તેઓમાના
પ્રત્યેકને વાસ્તે સ્ત્રી લીધી નથી, તેમજ તમે પણ
તેમને સ્ત્રીદાન દીધુ નથી, નહિ તો તમે દોષિત થાત
૨૩અને બિન્યામીનપુત્રોએ એ પ્રમાણે કીધુ, ને પોતે
જેટલા હતા તેટલી સ્ત્રીઓને નૃત્ય કરનારીઓમાથી
હરી જઇને પોતે રાખી, અને તેઓ પાછા પોતાના
વતનમા ચાલ્યા ગયા, ને નગરોને સમારીને તેમા
રહ્યા ૨૪અને ઇસ્રાએલપુત્રો તે સમયે ત્યાથી વિદાય
થઇને સર્વ પોતપોતાના કુળમા તથા પોતપોતાના
કુટુંબમા ગયા, ને ત્યાથી નિકળીને તેઓ પોતપોતાના
વતનમા ગયા ૨૫તે દિવસોમા ઇસ્રાએલમાં રાજા
નહોતો, દરેક માણસની નજરમા જે ઠીક લાગતું
તે તે કરતો

# રૂથનું પુસ્તક.

૧ અને ન્યાયાધીશો ન્યાય કરતા હતા તે દિવ
સોમા એવુ બન્યુ કે, દેશમા દુકાળ પડ્યા
અને બેથલેહેમ યહુદાહનો એક અમુક માણસ પોતાની
સ્ત્રી તથા પોતાના બે પુત્રોને લઇને મોઆબ દેશમા
જઇ વસ્યો. ૨અને તે માણસનુ નામ અલીમેલેખ,
ને તેની સ્ત્રીનું નામ નાઓમી, ને તેના બે પુત્રોના
નામ માહલોન તથા કિલ્યોન હતા, [ને] તેઓ
બેથલેહેમ યહુદાહના એફ્રાથીઓ [હતા] અને તેઓ
મોઆબ દેશમા જઇને ત્યા રહેતા હતા. ૩અને
નાઓમીનો ભરતાર અલીમેલેખ તે બાઇને તથા તેના
બે પુત્રોને મુકીને મરી ગયો ૪અને તે [પુત્રો]
મોઆબી સ્ત્રીઓ સાથે પરણ્યા, તેમાની એકનુ નામ
ઓર્પાહ, ને બીજીનુ નામ રૂથ હતું, ને તેઓ ત્યા
સુમારે દશ વર્ષ રહ્યા. ૫પછી માહલોન તથા કિલ્યોન
બન્ને મરણ પામ્યા, એમ પેલી બાઇને તેના બે પુત્રો
તથા તેનો ભરતાર [એકલી] મુકી ગયા ૬ત્યારે તે
પોતાની પુત્રવધૂઓની સાથે મોઆબ દેશમાથી પાછી
જવા સારૂ તૈયાર થઇ, કેમકે તેણીએ મોઆબ દેશમા
સાંભળ્યુ હતું કે, યહોવાહે પોતાના લોકોની ખબર
લીધી છે, એટલે કે તેઓને અન્ન આપ્યુ છે ૭અને
તે જે જગ્યાએ રહેતી હતી ત્યાથી પોતાની બે પુત્ર-
વધૂઓની સાથે ચાલી નિકળી, ને તેઓ યહુદાહ
દેશમા પાછી જવા સારૂ રસ્તે પડી. ૮અને નાઓ
મીએ પોતાની બે પુત્રવધૂઓને કહ્યુ, જાઓ, તમે
પોતપોતાની માને ઘેર જાઓ, જેમ તમે મરનારાઓ
ઉપર તથા મારા ઉપર દયા રાખી છે, તેમ યહોવાહ
તમારા પર દયા રાખો ૯યહોવાહ કરે ને તમે પોત
પોતાના ધણીના ઘરમા એશઆરામ પામો પછી
તેણીએ તેમને ચુમન કીધુ, ને તેઓ પોક મુકીને
રડી ૧૦અને તેઓએ તેને કહ્યુ, એમ નહિ, અમે તો
તારી સાથે તારા લોકો મધ્યે પાછી આવીશું ૧૧ત્યારે
નાઓમીએ કહ્યું, મારી પુત્રીઓ, પાછી વળો, તમે
મારી સાથે આવવા કેમ માગો છો, શું હજી મારા
પેટમા પુત્રો છે, કે તેઓ તમારા ભરતાર થાય?
૧૨મારી પુત્રીઓ, પાછી વળીને ચાલી જાઓ, કેમકે
હુ એટલી વૃદ્ધ છું કે મારાથી હવે ધણી કરાય નહિ
જો હુ કહુ કે, મને આશા છે, જો હુ આજ રાતેજ ધણી
કરૂ, ને વળી મારે પેટ પુત્રનો પ્રસવ થાય, ૧૩તો
પણ શું તેઓ પુખ્ત ઉમરના થાય ત્યા સુધી તમે
રાહ જોઇ રહેશો? શું તેને લીધે તમે ધણી કર્યા

વગર રહેશો? ના, મારી પુત્રીઓ, કેમકે તમારી
ખાતુર મને ઘણુ દુખ લાગે છે, કેમકે યહોવાહનો
હાથ મારી વિરૂદ્ધ પ્રગટ્યો છે ૧૪ અને તેઓ ફરીથી
પોક મુકીને રડી, ને ઓર્પાહે પોતાની સાસુને ચુબન
કીધુ, પણ રૂથ તેને વળગી રહી ૧૫ ત્યારે તેણે કહ્યુ,
જો, તારી દેરાણી પોતાના લોકો પાસે તથા પોતાના
દેવતા પાસે પાછી ગઇ છ, તુ પણ તારી દેરાણી
પાછળ પાછી જા ૧૬ ત્યારે રૂથે કહ્યુ, તને મુકીને તારી
પાછળથી પાછી જવાની આજીજી મને ન કર, કેમકે
જ્યા તું જાય છે ત્યાજ હુ જવાની, ને જ્યા તુ રહેશે
ત્યાજ હુ રહેવાની, તારા લોક તે મારા લોક ને તારો
દેવ તે મારો દેવ થશે, ૧૭ જ્યા તું મરશે ત્યાજ હુ
મરીશ, ને ત્યાજ હુ દટાઇશ, જો મોત શિવાય બીજુ
કઇ મને તારાથી જૂદી પાડે, તો યહોવાહ મને એવુ
ને એથી પણ વધારે કરો ૧૮ અને જ્યારે તેણીએ
જોયુ કે, મારી સાથે આવવાનો તેનો દ્દઢ નિશ્ચય છે,
ત્યારે તેણીએ તેને કહેવુ મુકી દીધું ૧ અને તેઓ
બન્ને મુસાફરી કરતા કરતા બેથલેહેમ પહોચ્યા અને
તેઓ બેથલેહેમ આવ્યા ત્યારે એમ બન્યુ કે, આખા
નગરનાને દિલસોજી ઉત્પન્ન થઇ, અને [ત્યાની
સ્ત્રીઓએ] પુછ્યુ કે, શુ આ નાઓમી છે? ૨૦ ત્યારે
તે[ણી]એ તેઓને કહ્યુ, મને નાઓમી કહીને ન બોલાવો,
મને તો મારા કહીને બોલાવો, કેમકે સર્વસમર્થે મારા
પર ઘણી સખ્તાઇ ગુજારી છે ૨૧ અહીથી નિકળી
ત્યારે હુ ભરપૂર હતી, પણ યહોવાહ મને ખાલી હાથે
સ્વદેશમા પાછો લાવ્યો છે, યહોવાહે મારી વિરૂદ્ધ
સાક્ષી પુરી છે, ને સર્વસમર્થે મને વિપત્તિમા આણી
છે, તો તમે મને નાઓમી કહીને કેમ બોલાવો છો?
૨૨ એમ નાઓમી તથા તેની સાથે મોઆબ દેશમાથી
પાછી આવેલી તેની પુત્રવધૂ રૂથ મોઆબેણ પાછા
આવ્યા, ને તેઓ જવની કાપણીની શરૂઆતમા
બેથલેહેમમા આવ્યા

૨ અને નાઓમીને પોતાના ધણીનો એક સગો
હતો, તે અલીમેલેખના કુટુંબનો એક મહા
ધનાઢ્ય પુરૂષ હતો, ને તેનુ નામ બોઆઝ હતુ
૨ અને રૂથ મોઆબેણે નાઓમીને કહ્યુ, મને તો
ખેતરમા જવા દે, એ સારૂ કે જેની દૃષ્ટિમા હુ કૃપા
પામુ તેની પાછળ અનાજના ડુડાનો હુ સલો કરૂ
ત્યારે તેણીએ તેને કહ્યુ, મારી દીકરી, જા ૩ અને તે
ગઇ ને ખેતરમા આવીને કાપનારાઓની પાછળ સલો
વિણવા લાગી, અને સુભાગ્યે તે અલીમેલેખના કુટુ-
બના બોઆઝના ભાગના ખેતરમા આવી લાગી
૪ અને જુઓ, બોઆઝ બેથલેહેમથી આવ્યો, અને
કાપનારાઓને કહ્યુ, યહોવાહ તમારી સાથે હો અને
તેઓએ ઉત્તર દીવો કે, યહોવાહ તને આશીર્વાદ દો
૫ પછી બોઆઝે પોતાનો ચાકર કે જેને તેણે કાપના-
રાઓ પર મુકાદમ ઠરાવ્યો હતો તેને કહ્યુ કે, આ
કોણની યુવતિ છે? ૬ ત્યારે જે ચાકરને કાપનારાઓનો
મુકાદમ ઠરાવ્યો હતો, તેણે ઉત્તર આપતા કહ્યુ કે, એ
તો મોઆબ દેશમાથી નાઓમી સાથે પાછી આવેલી
મોઆબી યુવતિ છે, ૭ અને તેણીએ કહ્યુ, કૃપા કરીને
કાપનારાઓની પાછળ પુળીઓ મધ્યથી મને સલો
વિણી ભેગો કરવા દે, એવી રીતે તે આવીને સવારથી
તે સાજ સુધી લાગુ રહી છે, ફક્ત થોડી વાર તેણીએ
ઘરમા આરામ લીધો હતા ૮ ત્યારે બોઆઝે રૂથને
કહ્યુ, મારી દીકરી, શું તુ સાભળતી નથી? બીજા
કોઇ ખેતરમા સલો વિણવા જઇશ મા, અને અહીંથી
પણ જઇશ મા, પણ અહીં મારી યુવતિઓની પાસે
ને પાસે રહે ૯ જે ખેતર તેઓ કાપે છે તેના ઉપર
તારી નજર રાખીને તુ તેઓની પાછળ ફર, શું, મે
જુવાનોને એવી આજ્ઞા નથી કીધી કે, તેઓ તને
અડકે નહિ? ને જ્યારે તું તરશી થાય ત્યારે માટલા
પાસે જઇને જુવાનોએ ભરી રાખેલુ [પાણી] પીજે
૧૦ ત્યારે તેણીએ ઉધી પડીને જમીન સુધી નમસ્કાર
કરીને તેને કહ્યુ, હુ એક પરદેશી છતા શા માટે તારી
દૃષ્ટિમા એટલી કૃપા પામી છુ, કે તુ મ રી દરકાર
કરે? ૧૧ અને બોઆઝે ઉત્તર આપતા તેને કહ્યુ, તારા
ધણીના મરણ પછી જે જે વર્તણુક તેં તારી સાસુ
સાથે ચલાવી છે તે સઘળાની, તથા તારા માબાપને
તથા તારી જન્મભૂમિને છોડીને જે લોકોને તુ અત્યાપી
સુધી જાણતી નહોતી, તેઓ મધ્યે તું કેવી રીતે
આવી છે, તે સઘળાની મને સપૂર્ણ માહિતી મળી છે
૧૨ યહોવાહ તારા કામનુ ફળ આપો, ને ઇસ્રાએલનો
દેવ યહોવાહ જેની પાખો તળે આશ્રય લેવા તુ આવી
છે તે તને પુરો બદલો આપો ૧૩ ત્યારે તેણીએ કહ્યુ,
હે મારા સાહેબ, મારા પર કૃપાદૃષ્ટિ રાખો, કેમકે
તમે મને દિલાસો દીધો છે, અને હુ તમારી દાસીઓ-
માની એકના જેવી ન છતા તમે તમારી દાસી સાથે
માયાળુપણે બોલ્યા છો. ૧૪ અને જમવાની વેળાએ
બોઆઝે તેને કહ્યુ, અહીં આવીને રોટલી ખા, ને તારો

કોળિયો સીરકામા બોળ. ત્યારે તે કાપનારાઓની
એક બાજુએ બેઠી, અને તેઓએ તેને પોક આપ્યો,
ને તે ખાઇને તૃપ્ત થઇ ને તેમાથી વધ્યો ૧૫ અને
જ્યારે તે સરો વિણવાને ઉઠી, ત્યારે બોઆઝે પોતાના
જુવાનોને આજ્ઞા કીધી કે, એને પુળીઓ મધ્યેથી
પણ સરો કરવા દો, ને તેને ધમકાવતા નહિ ૧૬ અને
વળી તેને માટે પુળીઓમાથી કેટલુક ખેંચી કાઢીને
પડતુ મુકો, ને તેને સરો કરવા દો, ને તેને ધમકાવશો
મા ૧૭ એવી રીતે તેણીએ સાજ સુધી ખેતરમા
સરો કીરો, અને તેણીએ પોતાનો વિણેલો સરો
મસળ્યો, ને તેમાથી આસરે એક એફાહ જવ નિકળ્યા
૧૮ અને તે લઇને તે નગરમા ગઇ, અને તેની સાસુએ
તેનો વિણેલો સરો જોયા, અને પોતે તૃપ્ત થયા
પછી જે બાકી રહ્યુ હતુ તે પણ કાઢીને તેણીએ તેને
આપ્યુ ૧૯ ત્યારે તેની સાસુએ તેને કહ્યુ, આજ તેં
સરો કયા કીધો ને તેં કયા કામ કીધુ? જેણે તારા
સમાચાર લીધા તે આશીર્વાદિત હો અને જેની
સાથે તેણીએ કામ કીધુ હતુ તે વિષે પોતાની સાસુને
વિદિત કરતા તેણીએ કહ્યુ કે જે માણસની સાથે મેં
આજ કામ કીધુ તેનુ નામ બોઆઝ છે ૨૦ અને
નાઓમીએ પોતાની પુત્રવધૂને કહ્યુ કે, જેણે જીવતા
તથા મુએલા ઉપરની દયા છોડી દીધી નથી તે યહો
વાહથી આશીર્વાદિત થાઓ ત્યારે નાઓમીએ તેને
કહ્યુ, એ માણસને આપણી સાથે નિકટની સગાઇ છે,
એટલે તે આપણો નજીકનો સગો છે ૨૧ ત્યારે રૂથ
મોઆબેણે કહ્યુ, વળી તેણે મને કહ્યુ કે, મારા જુવાનો
મારી સઘળી કાપણી સમાપ્ત કરે ત્યા સુધી તારે
મારા જુવાનોની પાસે ને પાસે રહેવુ ૨૨ ત્યારે
નાઓમીએ પોતાની પુત્રવધૂ રૂથને કહ્યુ, મારી દીકરી,
તું તેની યુવતિઓ સાથે જાય ને તેઓ તને બીજા
કોઇ ખેતરમા ન મળે એ ઠીક છે ૨૩ તે માટે જવની
તથા ઘઉંની કાપણીના અંત સુધી તે સરો વિણવાને
બોઆઝની યુવતિઓ પાસે ને પાસે રહી, અને તે
પોતાની સાસુની સાથે રહેતી હતી

૩ અને તેની સાસુ નાઓમીએ તેને કહ્યુ, મારી
પુત્રી, તારૂ ભલુ થવા માટે, શું, હુ તારે વાસ્તે
એશઆરામ ન શોધુ? ૨ તો હવે આપણો સગો
બોઆઝ કે જેની યુવતિઓ સાથે તું હતી, તે નથી
શું? જો, તે આજ રાત્રે ખળીમા જવ ઉપણે છે
૩ માટે તું નાહી ધોઇને પોતાને અત્તર ચોળીને વસ્ત્રા-
લકાર ધારણ કરીને ખળીમા જા, પણ તે માણસ
ખાઇ પી રહે ત્યા સુધી તું તેની આગળ જાહેર થઇશ
મા ૪ અને તે સુઇ જાય, ત્યારે એમ થાય કે, જે
જગ્યાએ તે સુએ તે ધ્યાનમા રાખજે, ને [બિછા-
નાની] અંદર જઇને, ને તેના પગ ઉઘાડા કરીને સુઇ
જજે, એટલે તારે શું કરવુ તે તને તે કહેશે ૫ ત્યારે
તેણે તેને કહ્યુ, જે સર્વ તું કહે છે તે હુ કરીશ ૬ અને
તે ખળીએ ગઇ, ને તેની સાસુએ તેને જે ફરમાવ્યુ
હતુ તે સર્વ મુજબ તેણે કીધુ ૭ અને બોઆઝ ખાઇ
પી રહ્યો, ને તેનુ મન મગ્ન થયુ, એટલે અનાજના
ઢગલાની કિનારીએ જઇને તે સુતો, ત્યારે તે ધીમેથી
આવીને તેના પગ ઉઘાડા કરીને સુઇ ગઇ ૮ અને
મધ્ય રાત્રે એમ બન્યુ કે, તે માણસ ચમકી ઉઠ્યો,
ને પાસુ ફેરવ્યુ તો, જુઓ, તેના પગ આગળ એક
સ્ત્રી સુતેલી [તેણે જોઇ] ૯ અને તેણે કહ્યુ, તું કોણ
છે? ત્યારે તેણીએ ઉત્તર દીધો કે, હુ તારી દાસી રૂથ
છું, માટે તારો છેડો લબાવીને તારી દાસી પર
ઓઢાડ, કેમકે તું હકદાર સગો છે ૧૦ ત્યારે તેણે
કહ્યુ, મારી દીકરી, તું યહોવાહથી આશીર્વાદિત હો,
પ્રથમના કરતા છેવટે તેં અધિક માયાળુપણુ દર્શાવ્યુ
છે, કેમકે ગરીબ કે તવંગર જુવાનીઆઓની પાછળ
તું ગઇ નહિ ૧૧ તો હવે, મારી દીકરી, બી મા, તું
કહે છે તે સઘળુ તારા પ્રત્યે કરીશ, કેમકે મારા
લોકોનુ આખુ નગર જાણે છે કે, તુ સદ્ગુણી સ્ત્રી છે
૧૨ અને હુ નજીકનો સગો છું તે તો ખરૂ છે, તથાપિ
મારા કરતા વધારે નજીકનો સગો એક છે ૧૩ આજની
રાત્રી સબૂર કર, ને સવારમા એમ થશે કે, જો તે
સગા તરીકેની પોતાની ફરજ તારા પ્રત્યે અદા કરવા
ઇચ્છતો હશે તો ઠીક, સગા તરીકેની પોતાની ફરજ
તે ભલે બજાવે, પણ જો તારા પ્રત્યે તે સગા તરીકેની
પોતાની ફરજ બજાવવા નહિ ઇચ્છતો હોય, તો હુ
જીવતા યહોવાહના સોગન ખાઉં છું કે, તારા પ્રત્યે
સગા તરીકેની ફરજ હુ બજાવીશ, સવાર સુધી સુઇ
રહે ૧૪ અને તે સવાર સુધી તેના પગ આગળ સુઇ
રહી, અને મ્હોડે મ્હોડુ સુઝી શકે [તેવુ અજવાળુ
થતા] પહેલા તે ઉઠી. કેમકે તેણે કહ્યુ કે, એ સ્ત્રી
ખળીમા આવી હતી, તેની જાણ ન પડે. ૧૫ અને
તેણે કહ્યુ, તારા અંગપરનું ઓઢણુ હિંયા ધર, ત્યારે
તેણીએ તે ધર્યુ, એટલે તેણે છ માપ જવ [તેમા
બાંધીને] તેને માથે ચઢાવ્યા, પછી તે નગરમા ગઇ

૧૬ અને તે પોતાની સાસુ પાસે આવી ત્યારે તેણીએ
કહ્યુ, મારી પુત્રી, તું કોણ છે? ત્યારે પેલા માણસે તેને
જે સઘળુ કીધું હતુ તે તેણીએ તેને કહ્યુ ૧૭ અને
તેણીએ કહ્યુ કે, તેણે આ છ [માપ] જવ મને આપ્યા,
કેમકે તેણે કહ્યુ કે, તારી સાસુ પાસે ખાલી હાથે ન
જા ૧૮ ત્યારે તેણીએ કહ્યુ, મારી પુત્રી, આ બાબતનુ
પરિણામ શુ આવે છે તે જાણતા સુધી તુ છાનીમાની
બેસી રહે, કેમકે એ કામ આજે પુરૂ કર્યા વિના તે
માણસ જંપવાનો નથી

૪ હવે બોઆઝ દરવાજે જઇને ત્યા બેઠો, ને,
જુઓ, જે નજીકના સગા વિષે બોઆઝ બોલ્યો
હતો, તે ત્યા આવી પહોચ્યો, અને તેણે તેને કહ્યુ
કે, અરે ફલાણા! આ બાજુએ વળીને અહી બેસ
એટલે તે વળીને ત્યા આવીને બેઠો ૨ અને તેણે નગ
રના વડીલોમાથી દસ માણસો લઇને તેઓને કહ્યુ,
અહીં બેસો, અને તેઓ બેઠા ૩ ત્યારે તેણે પેલા
નજીકના સગાને કહ્યુ કે, નાઓમી, જે મોઆબ દેશ
માથી પાછી આવી છે, તે આપણા ભાઇ અલીમેલે
ખવાળી જમીનનો ભાગ વેચે છે, ૪ અને મને એવો
વિચાર આવ્યો કે, એ વાત તને જાહેર કરીને કહેવુ કે,
જે અહીં બેઠેલા છે તેઓની સમક્ષ તથા મારા લોકના
વડીલોની સમક્ષ, તું તે ખરીદ જો તેને છોડાવવાની
તારી મરજી હોય તો છોડાવ, પણ જો તેને છોડાવ
વાની તારી મરજી ન હોય તો મને કહે, કે હુ જાણુ,
કેમકે તેને છોડાવવાને તારા વગર બીજો કોઇ નથી,
ને તારા પછી હુ છુ ત્યારે તેણે કહ્યુ કે, હુ તેને છોડા
વીશ ૫ ત્યારે બોઆઝે કહ્યુ કે, તું નાઓમીની પાસેથી
એ ખેતર ખરીદે, તેજ દિવસે તારે મરનારની વિધવા
રૂથ મોઆબેણ પાસેથી એ પણ ખરીદવુ પડશે કે
મરનારના વતન ઉપર તેનુ નામ તું ઉભું કરે ૬ ત્યારે
તે નજીકના સગાએ કહ્યુ કે, હુ પોતાને માટે તે છોડાવી
શકતો નથી, રખેને હુ મારા પોતાના વતનને ખરાબ
પહોચાડુ, મારો છોડાવવાનો હક તું ધારણ કર,
કેમકે હુ તે છોડાવી શકતો નથી ૭ હવે પ્રાચીન
કાળમા ઇસ્રાએલમા છુટકારો કરવાનુ તથા વેચવા
સાટવાનું પ્રત્યેક કાર્ય સાર્થક કરવાને માટે એ [રિવાજ]
હતો, કે માણસ પોતાનુ ખાસડું પગમાથી કાઢીને
પોતાના પડોસીને આપતો, અને ઇસ્રાએલમા મતુ
કરવાની રીત આ હતી ૮ માટે પેલા નજીકના સગાએ
બોઆઝને કહ્યુ, તારે પોતાને માટે તું તે ખરીદ અને
તેણે પોતાનો જોડો કાઢયો ૯ અને બોઆઝે વડીલોને
તથા સર્વ લોકને કહ્યુ કે અલીમેલેખનુ અને કિલ્યોનનુ
તથા માહલોનનુ જે સર્વ હતું તે મેં નાઓમી પાસેથી
ખરીદ્યુ છે, તે બાબતના તમે આજે સાક્ષીઓ છો.
૧૦ વળી મરનારના વતન ઉપર તેનુ નામ ઉભુ કરવા
સારૂ મેં માહલોનની પત્નીને, એટલે રૂથ મોઆબેણને,
મારી પત્ની થવા સારૂ ખરીદી છે, એ સારૂ કે મરના-
રનુ નામ તેના ભાઇઓમાથી, તથા તેના મકાનના
દરવાજાઓમાથી, નષ્ટ ન થાય, તમે આજે સાક્ષીઓ
છો ૧૧ અને ભાગળમાના સર્વ લોકોએ તથા વડીલોએ
કહ્યુ કે, અમે સાક્ષીઓ છીએ યહોવાહ કરે ને જે સ્ત્રી
તારા ઘરમા આવી છે તે, રાહેલ તથા લેઆહ કે જે
બેથી ઇસ્રાએલનુ ઘર રચાયુ, તેઓના જેવી થાય ને
તું એફ્રાથાહમા પુજ્ય થા, ને બેથલેહેમમા નામાંકિત
થા, ૧૨ અને જે ફરજન યહોવાહ તને આ જુવાન
સ્ત્રીથી આપશે, તેથી તારૂ ઘર, યહુદાહનો તામારને
પેટે થએલો પેરેસ તેના ઘર જેવુ થઓ ૧૩ એમ
બોઆઝ રૂથને પરણ્યો ને તે તેની ધણિઆણી થઇ,
અને તે તેની પાસે ગયો ને યહોવાહના વરદાનથી
તેને દહાડા રહ્યા, ને તેને પુત્રનો પ્રસવ થયો ૧૪ અને
સ્ત્રીઓએ નાઓમીને કહ્યું, યહોવાહને ધન્ય હો, કે
તેણે આજે તને નજીકના સગા વગરની રહેવા દીધી
નથી, ને તેનુ નામ ઇસ્રાએલમા વિખ્યાત થાઓ
૧૫ અને તે તારા જીવને તાજો કરનાર, તથા તારા
વૃદ્ધપણામા તારૂ જતન કરનાર થશે, કેમકે તારા
પુત્રની વહુ જે તારા પર પ્રીતિ રાખે છે, જે તારા
હકમા સાત દીકરાઓ કરતા પણ સારી છે, તેણીએ
તેને જન્મ દીધો છે ૧૬ અને નાઓમીએ તે બાળક
લઇને પોતાની ગોદમા મુક્યુ, ને તેની સભાળનારી
થઇ ૧૭ અને નાઓમીને છોકરો અવતર્યો છે એમ
કહીને તેની પડોસણોએ તેનુ નામ પાડ્યુ, અને
તેઓએ તેનુ નામ ઓબેદ પાડ્યુ, તે દાઉદના બાપ
યશાઇનો બાપ થયો

૧૮ હવે પેરેસની વંશાવળી નીચે મુજબ છે, પેરે-
સથી હેસ્રોન થયો, ૧૯ ને હેસ્રોનથી રામ થયો, ને
રામથી આમ્મીનાદાબ થયો, ૨૦ અને આમ્મીનાદા
બથી નાહશોન થયો, ને નાહશોનથી સાલ્મોન થયો,
૨૧ અને સાલ્મોનથી બોઆઝ થયો, ને બોઆઝથી
ઓબેદ થયો, ૨૨ અને ઓબેદથી યશાઇ થયો, ને
યશાઇથી દાઉદ થયો

# શમૂએલનું પહેલું પુસ્તક.

૧ હવે એફ્રાઇમના પહાડી મુલકના રામાથાઇમ-
સોફીમનો એક માણસ હતો, ને તેનું નામ
એલ્કાનાહ હતું, તે એફ્રાઇમી સૂફના દીકરા તોહૂના
દીકરા અલીહૂના દીકરા યરોહામનો દીકરો હતો
૨ અને તેને બે પત્નીઓ હતી, એકનું નામ હાન્નાહ,
ને બીજીનું નામ પનિન્નાહ; ને પનિન્નાહને છોકરા હતા,
પણ હાન્નાહને છોકરા ન હતા ૩ અને આ માણસ
વર્ષોવર્ષ પોતાના નગરમાંથી શીલોહમાં સૈન્યના યહો-
વાહનું ભજન કરવા સારૂ તથા યજ્ઞ કરવા સારૂ જતો
હતો; ને એલીના બે દીકરા હોફની તથા ફીનહાસ
યહોવાહના યાજક ત્યાં હતા ૪ અને એલ્કાનાહને
યજ્ઞ કરવાનો દિવસ આવ્યો, ત્યારે તેણે પોતાની પત્ની
પનિન્નાહને તથા તેણીના સર્વે દીકરા દીકરીઓને ભાગ
વહેંચી આપ્યા; ૫ પણ હાન્નાહને તેણે બમણો ભાગ
આપ્યો, કેમકે તે હાન્નાહ પર પ્રીતિ રાખતો હતો,
પણ યહોવાહે તેનું ગર્ભસ્થાન બંધ કર્યું હતું. ૬ અને
યહોવાહે તેનું ગર્ભસ્થાન બંધ કર્યું હતું. માટે તેને
ખિજવવા સારૂ તેની શોક તેને બહુ ચિડવતી હતી.
૭ અને જ્યારે તે યહોવાહના ઘરમાં જતી, ત્યારે વર્ષો-
વર્ષ તે [નો ધણી] તેમ કરતો, માટે તે તેને ચિડવતી
હતી; તેથી તે રડતી ને ખાતી નહિ ૮ અને તેના પતિ
એલ્કાનાહે તેને કહ્યું, હાન્નાહ, તું કેમ રડે છે? ને કેમ
ખાતી નથી? ને તારૂં હૃદય કેમ ઉદાસ છે? તારે સારૂ
દશ દીકરા કરતાં હું અધિક નથી શું? ૯ અને શીલો-
હમાં તેઓ ખાઇ પી રહ્યા પછી હાન્નાહ ઉઠી. હવે
એલી યાજક યહોવાહના મંદિરની બારસાખ પાસે
પોતાના આસન પર બેઠેલો હતો. ૧૦ અને તેણીનું
દિલ બહુ દુખાતું હતું, ને તે યહોવાહની વિનંતી કરીને
બહુ રડી. ૧૧ અને માનતા લઇને તેણે કહ્યું, હે સૈન્યોના
યહોવાહ, જો તું નિશ્ચય તારી દાસીના દુઃખ સામું
જોઇશ, ને મને સંભારીશ, ને તારી દાસીને વીસરીશ
નહિ. પણ તારી દાસીને દીકરો આપીશ, તો હું તેને
તેના આયુષ્યના સર્વ દિવસોસર યહોવાહને આપીશ,
ને અસ્રો તેના માથા પર કદી આવશે નહિ. ૧૨ અને
એમ થયું કે, યહોવાહ આગળ તે પ્રાર્થના કરવામાં
રોકાએલી હતી, ત્યારે એલીએ તેના મ્હો તરફ તાકીને
જોયું. ૧૩ હવે હાન્નાહ પોતાના હૃદયમાં બોલતી હતી,
તેના હોઠ માત્ર હાલતા હતા, પણ તેની વાણી સંભ-
ળાતી ન હતી; માટે એલીને એવું લાગ્યું કે તે પિધેલી
છે. ૧૪ અને એલીએ તેને કહ્યું કે, તું ક્યાં સુધી છાકટી
રહીશ? તારો દ્રાક્ષરસ તારાથી દૂર કર. ૧૫ અને
હાન્નાહે ઉત્તર આપ્યો કે, ના, મારા મુરબ્બી, હું દુઃખી
મનની સ્ત્રી છું, દ્રાક્ષરસ કે દારૂ મેં પીધો નથી, પણ
યહોવાહ આગળ હું મારો આત્મા રેડતી હતી. ૧૬ તારી
દાસીને બલીયઆલપુત્રી તરીકે ગણ મા, કેમકે મારા
દુઃખ તથા ક્લેશની પુષ્કળતાથી હું અત્યાર સુધી બોલી
છું ૧૭ ત્યારે એલીએ ઉત્તર આપ્યો કે, શાંતિએ જા,
ને જે વિનતી તેં ઇસ્રાએલના દેવની આગળ ગુજારી છે,
તે તે સાર્થક કરે. ૧૮ અને તેણીએ કહ્યું, તારી દાસી
ઉપર તારી કૃપાદૃષ્ટિ થાઓ. એમ તે સ્ત્રી પોતાને
માર્ગે ચાલી ગઇ, ને તેણે ખાધું, ને તેનું મુખ ત્યાર
પછી શોકાતુર રહ્યું નહિ ૧૯ અને મોટે પરોઢીએ
ઉઠીને તેઓએ યહોવાહનું ભજન કર્યું, ને પાછાં ફરીને
તેઓ રામાહ મધ્યે પોતાને ઘેર આવ્યાં, ને એલ્કા-
નાહે પોતાની સ્ત્રી હાન્નાહનો અનુભવ કીધો; ને યહો-
વાહે તેનું સ્મરણ કીધું. ૨૦ અને એમ થયું કે, વખત
થયો ત્યારે હાન્નાહને ગર્ભ રહ્યો ને તેને પુત્રનો પ્રસવ
થયો. ને તેનું નામ તેણે શમૂએલ પાડ્યું, કેમકે
[તેણે કહ્યું] મેં એને યહોવાહ પાસેથી માગી લીધો
છે ૨૧ અને તે માણસ એલ્કાનાહ પોતાના આખા
ઘર સુદ્ધાં યહોવાહની આગળ વાર્ષિક યજ્ઞ તથા
પોતાની માનતા ચઢાવવાને ગયો. ૨૨ પણ હાન્નાહ
ગઇ નહિ, કેમકે તેણે પોતાના વરને કહ્યું કે, છોકરાને
ધાવણ મુકાવ્યા પછી હું તેને લઇ જઇશ, કે યહોવા-
હની હજુરમાં તે હાજર થઇને ત્યાં સદા રહે. ૨૩ અને
તેના વર એલ્કાનાહે તેને કહ્યું, તને જે સારૂ લાગે તે
કર, તું તેને ધાવણ છોડાવે ત્યાં સુધી રહે; કેવળ
યહોવાહ પોતાનું વચન સ્થાપિત કરો. માટે તે સ્ત્રી

રહી ને પોતાના દીકરાનું ધાવણ છોડાવ્યું ત્યાં સુધી
તેને ધવડાવ્યો. ૨૪ અને તેણીએ તેનું ધાવણ મુકાવ્યા
પછી તેને પોતાની સાથે લીધો, ને ત્રણ વર્ષનો ગોધો,
ને એક એફાહ આટો, ને એક કુડી દ્રાક્ષરસ પણ
લીધાં, ને શીલોહ મધ્યે યહોવાહના ઘરમા તેને
આણ્યો; ને છોકરો નાનો હતો ૨૫ અને તેઓએ
ગોધો કાપ્યો, ને છોકરાને એલી પાસે આણ્યો.
૨૬ અને તેણીએ કહ્યું, ઓ મારા મુરબ્બી, તારા
જીવના સમ, જે સ્ત્રી યહોવાહની પ્રાર્થના કરતી અહીં
તારી પાસે ઉભી હતી તે હું છું ૨૭ આ છોકરા સારૂ
હું પ્રાર્થના કરતી હતી; ને યહોવાહ આગળ જે
વિનંતી મેં કીધી તે તેણે ફળિભૂત કીધી છે. ૨૮ માટે
મેં પણ એને યહોવાહને આપ્યો છે, તે જીવે ત્યાં
સુધી યહોવાહને અર્પેલો છે; ને તે ત્યાં યહોવાહનું
ભજન કરતો રહ્યો.

૨ અને હાનાહે પ્રાર્થના કરતાં કહ્યું કે,
મારૂં અંતઃકરણ યહોવાહમાં ઉત્સાહ કરે છે,
મારૂં શિંગ યહોવાહમાં ઉંચું કરાયું છે;
મારૂં મુખ મારા શત્રુઓ સામે છૂટું થયું છે;
કેમકે હું તારા તારણમાં હર્ષ કરૂં છું
૨ યહોવાહ જેવો પવિત્ર કોઇ નથી;
કેમકે તારા સિવાય બીજો કોઇ નથી;
વળી અમારા ઇશ્વર જેવો ખડક કોઇ નથી.
૩ હવે પછી એમ અતિશય ગર્વથી વાત કરશો નહિ,
તમારા મુખમાંથી મહોન્મત્તપણું ન નિકળે;
કેમકે યહોવાહ તો જ્ઞાનનો દેવ છે,
ને તેનાથી કૃત્યોની તુલના થાય છે.
૪ પરાક્રમી પુરૂષોના ધનુષ્યો ભાગી નંખાયા છે;
ને જે લથડીઆં ખાતા તેઓ બળથી વેષ્ટિત કરાયા છે.
૫ જે તૃપ્ત હતા તેઓ રોટલી સારૂ મજુરીએ રહ્યા છે;
ને જે ભૂખ્યા હતા તેઓ એશઆરામ ભોગવે છે;
હા, વાંઝણીએ સાતને જન્મ આપ્યો છે,
ને જેણીને ઘણાં છોકરાં છે તે ઝુરે છે.
૬ યહોવાહ મારે છે, ને જીવતાં કરે છે;
તે શેઓલ સુધી નમાવે છે, ને [તેમાંથી] બહાર
કાઢે છે.
૭ યહોવાહ દરિદ્રી કરે છે, ને દ્રવ્યવાન પણ કરે છે;
તે પાડે છે, ને તેજ ઉઠાડે છે
૮ દરિદ્રીઓને ધૂળમાંથી તે ઉઠાડે છે,
તે ભિખારીઓને ઉકરડા ઉપરથી ઉભા કરીને
તેઓને સરદારો સાથે બેસાડે છે,
ને ગૌરવના રાજ્યાસનનો વારસો તેઓને પમાડે છે;
કેમકે પૃથ્વીના સ્તંભો યહોવાહના છે,
ને તેમના પર તેણે જગત સ્થાપ્યું છે
૯ તે પોતાના ભક્તોના પગ સંભાળી રાખશે,
પણ દુષ્ટો અંધકારમાં ચૂપ રખાશે;
કેમકે બળથી કોઇ માણસ જય પામશે નહિ
૧૦ યહોવાહની સાથે ટક્કર લેનારાઓના ટુકડે ટુકડા
કરાશે;
આકાશમાંથી તેમની સામે તે ગર્જના કરશે;
યહોવાહ પૃથ્વીના છેડાઓ સુધી ન્યાય કરશે;
ને તે પોતાના રાજાને બળ આપશે,
ને પોતાના અભિષિક્તનું શિંગ ઉંચું કરશે
૧૧ પછી એલ્કાનાહ રામાહમાં પોતાને ઘેર ગયો;
ને છોકરો એલી યાજકની આગળ યહોવાહની સેવા
કરતો હતો.

૧૨ હવે એલીના દીકરા બલીયઆલપુત્રો હતા;
તેઓ યહોવાહને ઓળખતા નહોતા ૧૩ અને લોકો
સાથે યાજકોનો રિવાજ એવો હતો, કે જ્યારે કોઇ
માણસ યજ્ઞાર્પણ કરતો, ત્યારે માંસ બફાતી વેળાએ
યાજકનો ચાકર હાથમાં ત્રિશૂળ લઇને આવતો;
૧૪ ને તે કઢાઇમાં કે દેગમાં કે તાવડામાં કે હાંલ્લામાં
ભોકતો, ત્રિશૂળ સાથે જેટલું બહાર આવતું તે બધું
યાજક પોતાને સારૂ લેતો જે સર્વ ઇસ્રાએલીઓ
શીલોહ મધ્યે ત્યાં આવતા તેઓને એ પ્રમાણે તેઓ
કરતા. ૧૫ વળી તેઓ ચરબીનું દહન કરતા તે અગાઉ
યાજકનો ચાકર આવતો, ને યજ્ઞ કરનાર માણસને
કહેતો કે, યાજકને કાજે ભુંજવાને માંસ આપ; કેમકે
તે તારી પાસેથી સિજવેલું નહિ લેશે, પણ કાચું માંસ
લેશે. ૧૬ અને જો તે માણસ તેને એમ કહેતો કે
તેઓ જરૂર હમણાંજ ચરબીનું દહન કરી નાખશે,
અને પછી તારૂં દિલ ચાહે એટલું લઇ જજે; તો તે
કહેતો કે, ના, તું મને હમણાંજ આપ, નહિ તો
હું જોરાવરીએ લઇશ ૧૭ અને એ જુવાનોનું પાપ
યહોવાહ આગળ ઘણું મોટું હતું, કેમકે માણસોને
યહોવાહના અર્પણ પર કંટાળો ઉપજતો હતો.

૧૮ પણ શમૂએલ બાલ્યાવસ્થામાં શણનો એફોદ
પહેરીને યહોવાહની હજુરમાં સેવા કરતો હતો.
૧૯ વળી તેની મા તેને સારૂ નાનો અંગરખો બનાવીને

પોતાના વરની સાથે વાર્ષિક યજ્ઞ ચઢાવવાને આવતી
ત્યારે, દર વર્ષે તેની પાસે લાવતી. ૨૦ અને એલ્કા
નાહને તથા તેની સ્ત્રીને એલીએ આશીર્વાદ દેતાં કહ્યું
કે, જે દાન યહોવાહને તેં દીધું છે, તેને બદલે યહો
વાહ આ બાઇને પેટે તને સંતાન આપો. અને તેઓ
પોતાને ઘેર ગયા. ૨૧ અને યહોવાહે હાન્નાહ પર એવી
કૃપા કીધી કે, તેને ગર્ભ રહ્યો. ને તેને પેટે ત્રણ દીકરા,
ને બે દીકરીઓ થયાં, ને શમૂએલ બાળક યહોવાહની
હજુરમાં રહીને મોટો થયો.

૨૨ હવે એલી ઘણો વૃદ્ધ હતો, ને તેના દીકરા
સર્વ ઇસ્રાએલ સાથે જે સઘળી વર્તણૂક ચલાવતા ને
મુલાકાતમંડપના દ્વાર આગળ કામ કરનારી સ્ત્રીઓ
સાથે કેવી રીતે કુકર્મ કરતા એ વિષે તેણે સાંભળ્યું.
૨૩ અને તેણે તેઓને કહ્યું કે તમે આવાં કૃત્યો કેમ
કરો છો? કેમકે આ સઘળા લોકો પાસેથી તમારાં
કુકર્મ વિષે હું સાંભળું છું. ૨૪ ના, મારા દીકરાઓ,
કેમકે જે વર્તમાન હું સાંભળું છું તે સારું નથી, તમે
યહોવાહના લોકો પાસે ઉલ્લંઘન કરાવો છો. ૨૫ જો
કોઇ માણસ બીજા માણસની વિરુદ્ધ પાપ કરે તો દેવ
તેનો ન્યાય કરશે, પણ જો કોઇ માણસ યહોવાહની
વિરુદ્ધ પાપ કરે તો તેને માટે કોણ વિનંતી કરશે?
પણ તેઓએ પોતાના બાપની વાણી સાંભળી નહિ,
કેમકે યહોવાહે તેઓનો નાશ નિર્માણ કર્યો હતો.
૨૬ અને શમૂએલ છોકરો મોટો થતો ગયો, ને યહો-
વાહની તથા માણસોની કૃપા તેના પર હતી.

૨૭ અને દેવના એક ભક્તે એલી પાસે આવીને
તેને કહ્યું, યહોવાહ એમ કહે છે કે, જ્યારે તારા
પિતૃનું કુળ મિસરમાં ફારૂનના કુળની [ગુલામીમાં]
હતું ત્યારે મેં તેઓને દર્શન દીધું કે નહિ? ૨૮ અને
મારો યાજક થવા, મારી વેદી પર યજ્ઞ કરવા, ધૂપ
બાળવા, [ને] મારી આગળ એફોદ પહેરવા માટે મેં
તેને ઇસ્રાએલનાં સઘળાં કુળોમાંથી નિવડી કાઢ્યો
હતો કે નહિ? ને તારા બાપના કુળને ઇસ્રાએલપુ-
ત્રોનાં સર્વે હોમવડે મેં આપ્યાં હતાં કે નહિ?
૨૯ મારા યજ્ઞ ને મારાં અર્પણ જે [મારા] રહેઠાણમાં
[કરવાની] મેં આજ્ઞા કીધી છે, તેઓને તમે લાત કેમ
મારો છો? ને મારા ઇસ્રાએલ લોકનાં સર્વ ઉત્તમ
અર્પણોથી પુષ્ટ બનીને મારા કરતાં પોતાના દીક
રાઓનું માન વધારે કેમ રાખો છો? ૩૦ એ માટે
ઇસ્રાએલનો દેવ યહોવાહ કહે છે, તારું કુળ, ને તારા
બાપનું કુળ સદા મારી સામે ચાલશે, એમ મેં કહ્યું
હતું તો ખરું, પણ હવે યહોવાહ કહે છે કે એ
મારાથી દૂર હો, કેમકે જેઓ મને માન આપે છે,
તેઓને હું પણ માન આપીશ, ને જેઓ મને તુચ્છ
કરે છે, તેઓ હલકા ગણાશે. ૩૧ જો, એવા દિવસો
આવે છે, કે જેમાં હું તારો ભુજ, ને તારા બાપના
કુળનો ભુજ કાપી નાખીશ, કે જેથી કરીને તારા
ઘરમાં ઘરડો માણસ થાય નહિ. ૩૨ અને ઇસ્રાએલ-
પુત્રોને જે સર્વ દ્રવ્ય [દેવ] આપશે તે મધ્યે મારા
રહેઠાણની વિપત્તિ તું જોશે, ને સદા તારા ઘરમાં
ઘરડો માણસ કોઇ થશે નહિ. ૩૩ અને તારા માણસને
મારી વેદી પાસેથી હું કાપી નાખીશ નહિ, તે તારી
આંખોનો ક્ષય કરવાને ને તારું દિલ દુખાવવાને માત્ર
રહેશે, ને તારા કુળની સઘળી વૃદ્ધિ તેઓની જુવાની
વયમાં મરી જશે. ૩૪ અને તને આ ચિન્હ મળશે,
જે તારા બે દીકરાઓ હોફની તથા ફીનહાસ પર
આવશે, એટલે તેઓ બેઉ એક દિવસે મરણ પામશે.
૩૫ અને મારા અંતઃકરણ તથા મારા મનમાં છે તે
પ્રમાણે કરશે એવો એક વિશ્વાસુ યાજક હું મારે
વાસ્તે ઉભો કરીશ, ને હું તેને કાજે એક સ્થિર ઘર
બાંધીશ, ને મારા અભિષિક્તની સન્મુખ તે સદા
ચાલશે. ૩૬ અને એમ થશે કે, તારા કુળના જે કોઇ
બચી ગયા હશે તે સર્વ આવીને એક રૂપીઆને સારૂ
ને રોટલીના એક કકડા સારૂ તેને પગે પડશે, ને
કહેશે કે, યાજકપદ્ધિઓમાંથી એક મને અપાવ, કે હું
કકડો રોટલી ખાવા પામું.

૩ અને શમૂએલ છોકરો યહોવાહની સેવા એલી
પાસે રહીને કરતો હતો, ને તે દિવસોમાં
યહોવાહની વાણી દુર્લભ હતી, પ્રગટ સદર્શન થતાં
નહોતાં. ૨ અને એક વેળાએ એલી પોતાની જગાએ
સુતો હતો, (હવે તેની આંખો ઝાંખી થવા લાગવાથી
તે દેખી શકતો નહોતો,) ૩ ને દેવનો દીવો હોલવાયા
અગાઉ યહોવાહના મંદિરમાં જે ઠેકાણે દેવનો કોશ
હતો ત્યાં શમૂએલ સુતેલો હતો, તે વેળાએ એવું
થયું કે, ૪ યહોવાહે શમૂએલને હાંક મારી, એટલે
તેણે ઉત્તર આપ્યો કે, હું આ રહ્યો. ૫ અને તેણે
એલીની પાસે દોડી જઇને કહ્યું, હું આ રહ્યો, કેમકે
તેં મને બોલાવ્યો. અને તેણે કહ્યું, મેં બોલાવ્યો
નથી, પાછો સુઇ જા. અને તે જઇને સુતો. ૬ અને
યહોવાહે હજુ બીજી વાર હાંક મારી કે, શમૂએલ

અને શમૂએલ ઉઠીને એલી પાસે ગયો, ને કહ્યું, હું
આ રહ્યો; કેમકે તેં મને બોલાવ્યો. અને તેણે ઉત્તર
આપ્યો, મેં બોલાવ્યો નથી, મારા દીકરા; પાછો
સુઇ જા. ૭ હવે શમૂએલને હજી સુધી યહોવાહની
ઓળખ થઇ ન હતી; ને યહોવાહનું વચન પણ હજી
સુધી તેને પ્રગટ કરાયું ન હતું. ૮ અને યહોવાહે
ફરીથી, ત્રીજી વેળા, શમૂએલને હાંક મારી. અને તે
ઉઠીને એલીની પાસે ગયો, ને કહ્યું, હું આ રહ્યો;
કેમકે તેં મને બોલાવ્યો. અને એલીએ જોયું કે યહો-
વાહે છોકરાને હાંક મારી છે. ૯ એ માટે એલીએ
શમૂએલને કહ્યું કે, જઇને સુઇ જા; ને જો તે તને
બોલાવે તો એમ થાય કે તું કહેજે કે, બોલ, યહોવાહ,
કેમકે તારો સેવક સાંભળે છે. ત્યારે શમૂએલ જઇને
પોતાને ઠેકાણે સુતો. ૧૦ અને યહોવાહ આવીને ઉભો
રહ્યો, ને પહેલાંની પેઠે હાંક મારી કે, શમૂએલ,
શમૂએલ ત્યારે શમૂએલે ઉત્તર આપ્યો કે, બોલ,
કેમકે તારો સેવક સાંભળે છે. ૧૧ ત્યારે યહોવાહે
શમૂએલને કહ્યું, જો, ઇસ્રાએલ મધ્યે હું એક એવું કાર્ય
કરનાર છું કે તે વિષે જે સાંભળશે તેના બન્ને કાનો
ભણભણશે. ૧૨ તે દિવસે એલીની વિરૂદ્ધ તેના ઘર
સંબંધી જે સઘળું મેં કહ્યું છે તે, આરંભથી તે અંત
સુધી, હું પુરૂં કરીશ. ૧૩ કેમકે મેં તેને કહ્યું છે કે, જે
દુષ્ટપણું તેને માલૂમ છે તેને લીધે હું તેના ઘરનો
ન્યાય સદાને માટે કરીશ, કારણ કે તેના દીકરાઓ
પોતા પર શ્રાપ લાવ્યા, ને તેણે તેઓને અટકાવ્યા
નહિ. ૧૪ અને એ કારણ માટે એલીના ઘર વિષે મેં
એવા સમ ખાધા છે કે, એલીના ઘરની દુષ્ટાઇનું
પ્રાયશ્ચિત્ત યજ્ઞથી કે અર્પણથી કદાપિ થશે નહિ.
૧૫ અને સવાર સુધી શમૂએલ સુઇ રહ્યો, ને પછી
યહોવાહના ઘરનાં બારણાં ઉઘાડ્યાં; ને એ સદર્શન
એલીને કહેતાં શમૂએલ બીધો. ૧૬ ત્યારે એલીએ
શમૂએલને હાંક મારતાં કહ્યું, મારા દીકરા, શમૂએલ
અને તેણે કહ્યું, હું આ રહ્યો. ૧૭ અને તેણે કહ્યું,
[યહોવાહે] જે વાત તને કહી છે તે શી છે? કૃપા
કરીને તે મારાથી છાની ન રાખીશ; તેણે જે બધી
વાતો તને કહી તેમાંથી કોઇ પણ જો તું મારાથી
છુપાવે તો દેવ એવું ને એ કરતાં પણ વધતું તને
કરો. ૧૮ અને શમૂએલે તે સર્વ વાત તેને કહી, ને
તેનાથી કંઇ છુપાવ્યું નહિ; ને તેણે કહ્યું, તે યહોવાહ
છે, તેની નજરમાં જે સારૂં લાગે તે તે કરો. ૧૯ અને
શમૂએલ મોટો થયો, ને યહોવાહ તેની સાથે હતો,
ને તેનું એકે વચન નિષ્ફળ જવા દેતો નહિ ૨૦ અને
દાનથી તે છેક બેરશેબા સુધીના સર્વ ઇસ્રાએલીઓએ
જાણ્યું કે, શમૂએલ યહોવાહથી સ્થપાએલો ભવિષ્ય-
વાદી છે. ૨૧ અને શીલોહ મધ્યે યહોવાહે ફરીથી
દર્શન દીધું; કેમકે યહોવાહ શમૂએલને શીલોહ મધ્યે
યહોવાહની વાણીરૂપે પ્રગટ થતો હતો.

૪ અને શમૂએલનું વચન સર્વ ઇસ્રાએલ પાસે
આવતું હતું.

હવે ઇસ્રાએલ પલિસ્તીઓ સામે યુદ્ધ કરવાને
ગયા, ને એબેન-એઝેર પાસે તેઓએ છાવણી કીધી;
ને પલિસ્તીઓએ અફેકમાં છાવણી કીધી ૨ અને
પલિસ્તીઓએ ઇસ્રાએલ સામે યુદ્ધવ્યૂહ રચ્યો; ને
લડાઇ થવા લાગી, ત્યારે પલિસ્તીઓની સામે ઇસ્રા-
એલે હાર ખાધી; ને તેઓએ રણક્ષેત્રમાં સૈન્યના
આસરે ચાર હજાર માણસ માર્યા. ૩ અને લોક છાવ-
ણીમાં આવ્યા, ત્યારે ઇસ્રાએલના વડીલોએ કહ્યું,
આજે યહોવાહે પલિસ્તીઓની સામે આપણને કેમ
માર ખવડાવ્યો છે? શીલોહ મધ્યેથી યહોવાહના
કરારનો કોશ આપણે પોતાની પાસે લાવીએ કે તે
આપણા મધ્યે આવીને આપણને આપણા શત્રુઓના
હાથમાંથી બચાવે ૪ અને લોકોએ શીલોહમાં માણસ
મોકલ્યા, ને તેઓ સૈન્યનો યહોવાહ, જે કરૂબીમની
વચ્ચે બિરાજમાન છે, તેના કરારનો કોશ ત્યાંથી
લાવ્યા; ને એલીના બે દીકરા હોફની તથા ફીનહાસ
દેવના કરારના કોશ સાથે ત્યાં આવ્યા હતા. ૫ અને
યહોવાહના કરારનો કોશ છાવણીમાં આવ્યો, ત્યારે
સર્વ ઇસ્રાએલીઓએ એવો મોટો હોકારો કીધો કે,
પૃથ્વીમાંથી પડઘા પડ્યા ૬ અને પલિસ્તીઓએ
હોકારાનો અવાજ સાંભળ્યો, ત્યારે તેઓએ કહ્યું કે,
હેબ્રીઓની છાવણીમાં આ મોટો હોકારો કેમ થાય
છે? ને તેઓ સમજ્યા કે, યહોવાહનો કોશ છાવણીમાં
આવ્યો છે. ૭ અને પલિસ્તીઓ ભયભીત થયા, કેમકે
તેઓએ કહ્યું કે, દેવ છાવણી મધ્યે આવ્યો છે અને
તેઓએ કહ્યું, આપણને અફસોસ! કેમકે આજ
સુધી આવું કદી થયું નથી ૮ આપણને અફસોસ!
આ પરાક્રમી દેવોના હાથમાંથી આપણને કોણ
છોડાવશે? જે દેવોએ મિસરીઓને રાનમાં સર્વ
પ્રકારના મરાઓથી માર્યા હતા તે એ છે ૯ ઓ
પલિસ્તીઓ, તમે બળવંત થાઓ, ને હિમ્મત રાખો,

કે જેમ હેબ્રીઓ તમારા દાસ થયા હતા, તેમ તમે
તેઓના દાસ ન થાઓ, હિમ્મત રાખીને લડો
૧૦ અને પલિસ્તીઓ લડ્યા, ને ઇસ્રાએલીઓએ માર
ખાધો, ને તેઓમાંનો પ્રત્યેક પોતપોતાના તંબુમાં
નાસી ગયો ને ઘણી મોટી કતલ થઇ, કેમકે ઇસ્રા-
એલના પાયદળમાંથી ત્રીસ હજાર પડ્યા ૧૧ અને
દેવનો કોષ [શત્રુના] હાથમાં પડ્યો, ને એલીના બે
દીકરા, હોફની તથા ફીનહાસ, માર્યા ગયા ૧૨ અને
બિન્યામીનનો એક પુરુષ સૈન્યમાંથી દોડ્યો, ને તેના
વસ્ત્ર ફાટી ગએલા તથા તેના માથામાં ધૂળ ભરાએલી,
એવી સ્થિતિમાં તે તેજ દિવસે શીલોહ મધ્યે આવી
પહોંચ્યો ૧૩ અને તે આવ્યો ત્યારે, જુઓ, એલી
રસ્તાની કોરે પોતાના આસન ઉપર બેસીને વાટ
જોતો હતો, કેમકે તેનું હૃદય દેવના કોષ વિષે થર
થરતું હતું અને જ્યારે તે માણસે નગરમાં આવીને
તે ખબર કહી, ત્યારે આખું નગર પોક મૂકીને રડ્યું
૧૪ અને એલીએ તે પોકનો અવાજ સાંભળ્યો, ત્યારે
તેણે કહ્યું, ખળભળાટ તથા શોરબકોર કેમ થાય છે?
ને તે માણસે ઉતાવળથી આવીને એલીને કહ્યું
૧૫ એલી તો અઠ્ઠાણું વર્ષની વયનો હતો, ને તેની
આંખો એટલી ઝાંખી પડી ગઇ હતી કે તે દેખી શકતો
નહોતો ૧૬ અને તે માણસે એલીને કહ્યું, સૈન્યમાંથી
જે આવ્યો તે હું છું, ને સૈન્યમાંથી આજજ હું દોડતો
આવ્યો છું અને તેણે કહ્યું, મારા દીકરા, ત્યાં શું
થયું? ૧૭ ને સંદેશો લાવનારે ઉત્તર આપીને કહ્યું,
ઇસ્રાએલ પલિસ્તીઓ આગળથી નાઠા છે, ને વળી
લોકોમાં મોટી કતલ થઇ છે, ને તારા બન્ને દીકરા,
હોફની તથા ફીનહાસ, પણ મરણ પામ્યા છે, ને
દેવનો કોષ [શત્રુના] હાથમાં પડ્યા છે ૧૮ અને
તેણે દેવના કોષ વિષે કહ્યું ત્યારે એમ થયું કે, [એલી]
દરવાજાની બાજુ પાસેના આસન ઉપરથી ચત્તોપાટ
પડી ગયા, ને તેની ગરદન ભાંગી ગઇ, ને તે મરણ
પામ્યા, કેમકે તે માણસ વૃદ્ધ તથા શરીરે ભારે હતો
અને તેણે ઇસ્રાએલીઓનો ન્યાય ચાળીસ વર્ષ કર્યો
હતો ૧૯ અને તેની પુત્રવધૂ, એટલે ફીનહાસની
પત્ની ગર્ભવતી હતી તથા તેનો પ્રસૂતિનો વખત નજીક
હતો, ને તેણીએ જ્યારે એવી ખબર સાંભળી કે,
દેવના કોષનું હરણ થયું છે, ને તેનો સસરો તથા તેનો
વર મરણ પામ્યા છે, ત્યારે તે વાંકી વળીને જણી,
કેમકે તેને વેણ આવતી હતી ૨૦ અને તેના મરણની
વખતે જે સ્ત્રીઓ તેની પાસે ઉભેલી હતી તેઓએ
કહ્યું કે, બી મા, કેમકે તને દીકરો જનમ્યો છે, પણ
તેણીએ ઉત્તર આપ્યો નહિ, ને પરવા પણ કંઇ કીધી
નહિ. ૨૧ અને તેણીએ છોકરાનું નામ ઇખાબોદ
પાડીને કહ્યું કે, ઇસ્રાએલમધ્યેથી ગૌરવ ગયું છે,
કારણ કે દેવનો કોષ લઇ જવાયો હતો, ને તેના
સસરાનું તથા વરનું [મોત થયું હતું] ૨૨ અને તેણીએ
કહ્યું, ઇસ્રાએલ મધ્યેથી ગૌરવ ગયું છે, કેમકે દેવના
કોષનું હરણ થયું છે

૫ હવે દેવનો કોષ પલિસ્તીઓના હાથમાં
આવ્યો હતો તેને તેઓ એબેન એઝેરમાંથી
આશ્દોદમાં લાવ્યા ૨ અને પલિસ્તીઓ દેવનો કોષ
લઇને દાગોનના ઘરમાં લાવ્યા, ને તેઓએ દાગોનની
પાસે મુક્યો ૩ અને બીજે દિવસે આશ્દોદીઓ મોટી
સવારે ઉઠ્યા, ત્યારે, જુઓ, યહોવાહના કોષ આગળ
દાગોન ભૂમિ પર ઉંધો પડેલો હતો અને તેઓએ
દાગોનને લઇને તેની જગ્યામાં પાછો બેસાડ્યો ૪ અને
તેઓ બીજે દિવસે મોટી સવારે ઉઠ્યા, ત્યારે, જુઓ,
યહોવાહના કોષ આગળ દાગોન ભૂમિ પર ઉંધો
પડેલો હતો, ને દાગોનનું શિર તથા તેની બન્ને
હથેળીઓ ઉંબરા ઉપર ભાંગી પડેલા હતા, કેવળ
દાગોનનું ધડ તેને રહ્યું હતું ૫ એ માટે દાગોનના
યાજક, તથા જે કોઇ દાગોનના ઘરમાં આવે છે, તેઓ
આજ સુધી આશ્દોદમાં દાગોનના ઉંબરા ઉપર પગ
મુકતા નથી

૬ પણ યહોવાહનો હાથ આશ્દોદીઓ ઉપર ભારે
હતો, ને તેણે તેઓનો નાશ કીધો, ને તેઓને, એટલે
આશ્દોદ તથા તેની સરહદમાં રહેનારાઓને, ગાંઠિયા
રોગથી માર્યા ૭ અને આશ્દોદના માણસોએ જોયું
કે આમ થયું છે, ત્યારે તેઓએ કહ્યું કે, ઇસ્રાએલના
દેવનો કોષ આપણી વચ્ચે રખાય નહિ, કેમકે તેનો
હાથ આપણા ઉપર ને આપણા દેવ દાગોન ઉપર
સખ્ત છે ૮ માટે તેઓએ માણસ મોકલીને પલિ-
સ્તીઓના સર્વ સરદારોને પોતાની પાસે એકઠા કીધા,
ને તેઓને કહ્યું, ઇસ્રાએલના દેવના કોષનું અમોએ
કેમ કરવું? ત્યારે તેઓએ ઉત્તર આપ્યો કે, ઇસ્રાએ-
લના દેવનો કોષ અહીંથી ગાથમાં લઇ જાઓ. અને
તેઓ ઇસ્રાએલના દેવનો કોષ ત્યાં લઇ ગયા ૯ અને
એમ થયું કે, તેઓ તેને ત્યાં લઇ ગયા પછી યહોવા-
હના હાથે તે નગરની વિરુદ્ધ થઇને તેમાં મોટો સંહાર

કીધો; ને તેણે તે નગરનાં નાનાં મોટાં માણસો પર
માર આણ્યો, ને તેઓનાં અંગ પર ગાંઠો ફુટી નિકળી.
૧૦ તેથી તેઓએ દેવના કોશને એક્રોનમાં મોકલ્યો.
અને દેવનો કોશ એક્રોનમાં આવ્યો, ત્યારે એમ થયું કે,
એક્રોનીઓએ બૂમ પાડીને કહ્યું કે, તેઓ અમારો તથા
અમારા લોકનો સંહાર કરવાને ઇસ્રાએલના દેવનો
કોશ અમારી પાસે લાવ્યા છે. ૧૧ માટે તેઓએ
માણસ મોકલીને પલિસ્તીઓના સર્વે સરદારોને
એકઠા કીધા, ને તેઓએ કહ્યું, ઇસ્રાએલના દેવનો
કોશ મોકલી દો, ને તેને પોતાને ઠેકાણે પાછો જવા
દો, કે તે અમારો તથા અમારા લોકનો સંહાર ન કરે;
કેમકે સર્વે નગરમાં ભયંકર ઘાણ વળ્યો હતો, દેવનો
હાથ ત્યાં ઘણો આકરો હતો. ૧૨ અને જે માણસો
મુઆ નહિ તેઓને ગાંઠો ફુટી નિકળી; ને તે નગરનો
પોકાર આકાશ સુધી પહોંચ્યો

૬ અને યહોવાહનો કોશ પલિસ્તીઓના દેશમાં
સાત મહિના રહ્યો ૨ અને પલિસ્તીઓએ
યાજકોને તથા શુકન કહેનારાઓને બોલાવીને તેઓને
કહ્યું કે, યહોવાહના કોશનું અમે કેમ કરીએ? અમે
તેને તેની જગ્યાએ કેવી રીતે મોકલીએ એ અમને
કહો. ૩ અને તેઓએ કહ્યું, જો તમે ઇસ્રાએલના દેવનો
કોશ પાછો મોકલો તો તે ખાલી મોકલશો મા, પણ
તેની સાથે ગમે તેમ કરીને દોષાર્થાર્પણ મોકલજો;
ત્યારે તમે સમા થશો, ને તેનો હાથ તમારા ઉપરથી
નિવારણ થતો નથી એનું કારણ તમને જણાશે. ૪ ત્યારે
તેઓએ કહ્યું, અમે કેવું દોષાર્થાર્પણ તેની પ્રત્યે મોક-
લીએ? ને તેઓએ કહ્યું, પલિસ્તીઓના સરદારોની
ગણના પ્રમાણે સોનાની પાંચ ગાંઠો ને સોનાનાં
પાંચ ઉંદરો; કેમકે તમ સર્વેને તથા તમારા સરદારોને
એકજ [જાતનો] રોગ લાગ્યો છે. ૫ માટે તમારી
ગાંઠોની પ્રતિમા બનાવો, ને તમારા ઉંદરો જે દેશમાં
રંજાડ કરે છે તેઓની પણ પ્રતિમા તમે બનાવો; ને
ઇસ્રાએલના દેવનું ગૌરવ તમે કરો; કદાચ તે પોતાનો
હાથ તમારા ઉપરથી, ને તમારા દેવો ઉપરથી, ને
તમારા દેશ ઉપરથી, હલકો કરશે. ૬ તો જેમ મિસ-
રીઓએ તથા ફારૂને પોતાનાં અંતકરણ કઠણ કીધાં,
તેમ તમે તમારાં અંતઃકરણો કેમ કઠણ કરો છો?
તેણે તેઓ મધ્યે અદ્ભૂત કૃત્યો કીધાં, ત્યાર પછી,
શું, એમ ન થયું કે, તેઓએ લોકને જવા દીધા, ને
તેઓ ગયા? ૭ તો હવે એક નવું ગાડું લઇને તૈયાર
કરો, ને બે દુઝણી ગાયો જેઓ ઉપર કદી ઝુંસરી
આવી ન હોય તેવી લો; ને તે ગાયોને તે ગાડે જોડો,
ને તેઓના વાછરડા તેઓની પાસેથી ઘેર લાવો.
૮ અને યહોવાહનો કોશ લઇને તે ગાડા ઉપર મુકો,
ને જે સોનાના દાગીના તમે દોષાર્થાર્પણ તરીકે તેની
પ્રત્યે મોકલો છો, તેઓને તેની બાજુએ એક ડબ્બામાં
મુકો, ને તેને વિદાય કરો કે તે જાય. ૯ અને, જુઓ,
જો તે તેની પોતાની સીમને માર્ગે બેથ-શેમેશ તરફ
જાય, તો તેજ આપણા પર આ મોટી આફત લાવ્યો
છે; પણ જો તેમ તે જાય નહિ, તો આપણે જાણીશું,
કે તેના હાથે આપણને માર્યા નથી, પણ દૈવયોગે એ
આપણા ઉપર વિત્યું હતું. ૧૦ અને તે માણસોએ
તેમ કીધું, એટલે તેઓએ બે દુઝણી ગાયો લઇને ગાડે
જોડી ને તેઓના વાછરડા ઘરમાં બંધ કરી રાખ્યા.
૧૧ અને તેઓએ યહોવાહના કોશને, ને સોનાના
ઉંદરો તથા ગાંઠોની પ્રતિમા ડબ્બામાં રાખીને એમને
પણ ગાડામાં મુક્યાં ૧૨ અને ગાયોએ સીધો બેથ-
શેમેશનો રસ્તો પકડ્યો; રાજમાર્ગે ચાલતી ચાલતી તે
બરાડતી હતી, ને જમણી કે ડાબી ગમ વળીજ નહિ;
ને પલિસ્તીઓના સરદારો તેઓની પાછળ બેથ-
શેમેશની સીમ સુધી ગયા ૧૩ અને બેથ-શેમેશના
માણસો નીચાણમાં ઘઉં કાપતા હતા; ને તેઓએ
પોતાની આંખો ઉંચી કરીને કોશ દીઠો, ને તે જોઇને
તેઓ આનંદ પામ્યા. ૧૪ અને તે ગાડું યહોશુઆ
બેથ-શેમેશીના ખેતરમાં આવ્યું, ને એક મોટો પત્થર
હતો ત્યાં થોભ્યું, ને તેઓએ ગાડાનાં લાકડાં ચીરીને
યહોવાહ આગળ તે ગાયોનું દહનીયાર્પણ કીધું.
૧૫ અને લેવીઓએ યહોવાહના કોશને તથા તેની
સાથેના સોનાના દાગીનાવાળા ડબ્બાને ઉતારીને તે
મોટા પત્થર પર મુક્યાં, ને બેથ-શેમેશના માણસોએ
તેજ દિવસે યહોવાહને દહનીયાર્પણો તથા યજ્ઞો કીધાં.
૧૬ અને પલિસ્તીઓના પાંચ સરદારો તે જોઇને તેજ
દિવસે એક્રોનમાં પાછા આવ્યા.

૧૭ અને યહોવાહને સારૂ દોષાર્થાર્પણ તરીકે સોનાની
જે ગાંઠો પલિસ્તીઓએ મોકલી હતી તે આ પ્રમાણે;
આશ્દોદને સારૂ એક, ગાઝ્ઝાહને સારૂ એક, આશ્કલો-
નને સારૂ એક, ગાથને સારૂ એક, ને એક્રોનને સારૂ
એક; ૧૮ ને જે મોટા પત્થર ઉપર તેઓએ યહોવાહનો
કોશ મુક્યો હતો, જે પત્થર આજ સુધી યહોશુઆ
બેથ-શેમેશીના ખેતરમાં છે, ત્યાં સુધી આવેલાં પલિ-

સ્તીઓનાં સર્વે નગરો, એટલે કોટવાળાં નગરો તથા
સીમનાં ગામડાં, જે એ પાંચ સરદારોનાં હતાં, તે
નગરોની સંખ્યા મુજબ સોનાના ઉંદરો હતા ૧૯અને
તેણે બેથ-શેમેશના માણસોને, એટલે તે લોકોમાંના
પચાસ હજાર ને સિત્તેરને માર્યા, કેમકે તેઓએ યહો-
વાહના કોશમાં જોયું, ને લોકોએ વિલાપ કીધો, કેમકે
યહોવાહે તેમને મારીને મોટો ઘાણ વાળ્યો હતો.
૨૦અને બેથ-શેમેશના માણસોએ કહ્યું કે, આ પવિત્ર
દેવ યહોવાહની આગળ કોણ ઉભું રહી શકે? ને
અમારી પાસેથી કોને ત્યાં તે જાય? ૨૧અને તેઓએ
કિર્યાથ યઆરીમના લોકો પાસે સદેશીઆ મોકલીને
કહેવડાવ્યું કે, પલિસ્તીઓ યહોવાહનો કોશ પાછો
લાવ્યા છે, તમે નીચે આવીને તે તમારે ત્યાં લઇ જાઓ

૭ અને કિર્યાથ યઆરીમના માણસો આવ્યા, ને
યહોવાહનો કોશ લઇને પર્વત ઉપર અબીના-
દાબના ઘરમાં લાવ્યા, ને તેઓએ તેના દીકરા એલ-
આઝારને યહોવાહનો કોશ રાખનાને પ્રતિષ્ઠિત કીધો.
૨અને એમ થયું કે, જે દિવસથી કોશ કિર્યાથ-
યઆરીમમાં રહેવા લાગ્યો ત્યારથી લાંબો કાળ વિતી
ગયો; કેમકે તેને વીસ વર્ષ થઇ ગયાં, ને ઇસ્રાએલના
ઘરનાં સઘળાએ યહોવાહ વિષે વિલાપ કર્યો ૩અને
શમૂએલે ઇસ્રાએલના ઘરના સર્વેને કહ્યું કે, જો તમે
પોતાના પુરા હૃદયથી યહોવાહની ગમ ફરો છો, તો
તમારા મધ્યેથી અન્ય દેવો તથા આશ્તારોથ દૂર કરો,
ને પોતાના અંતઃકરણો યહોવાહની પ્રત્યે લગાડો, ને
કેવળ તેની સેવા કરો, એટલે તે તમને પલિસ્તીઓના
હાથમાંથી છોડાવશે. ૪ત્યારે ઇસ્રાએલપુત્રોએ બઆ-
લીમ તથા આશ્તારોથને દૂર કરીને કેવળ યહોવાહની
સેવા કીધી

૫અને શમૂએલે કહ્યું, સર્વ ઇસ્રાએલીઓને મિસ્પાહ
મધ્યે એકઠા કરો, પછી હું તમારે સારૂ યહોવાહની
વિનંતી કરીશ. ૬અને તેઓ મિસ્પાહ મધ્યે એકઠા
થયા, ને તેઓએ પાણી કાઢીને યહોવાહ આગળ
રેડ્યું, ને તે દિવસે ઉપવાસ કીધો, ને ત્યાં કહ્યું કે,
અમે યહોવાહ વિરૂદ્ધ પાપ કીધું છે. અને શમૂએલે
મિસ્પાહ મધ્યે ઇસ્રાએલપુત્રોનો ન્યાય કીધો. ૭અને
પલિસ્તીઓએ સાંભળ્યું કે, ઇસ્રાએલપુત્રો મિસ્પાહ
મધ્યે એકઠા થયા છે, ત્યારે પલીસ્તીઓના સરદાર
ઇસ્રાએલીઓ ઉપર ચઢી આવ્યા; ને ઇસ્રાએલપુ-
ત્રોએ એ સાંભળ્યું, ત્યારે તેઓ પલિસ્તીઓથી બીધા.
૮અને ઇસ્રાએલપુત્રોએ શમૂએલને કહ્યું કે, આપણા
દેવ યહોવાહની આગળ આપણે સારૂ વિનતી કરવાનું
જારી રાખ, કે તે આપણને પલિસ્તીઓના હાથમાંથી
છોડાવે ૯અને શમૂએલે ધાવણું હલવાન લઇને તેનું
સકળ દહનીયાર્પણ યહોવાહને કીધું; ને શમૂએલે
ઇસ્રાએલીઓને સારૂ યહોવાહની આગળ પોકાર
કીધો, ને યહોવાહે તેને ઉત્તર દીધો. ૧૦અને શમૂએલ
દહનીયાર્પણ કરતો હતો એટલામાં પલિસ્તીઓ
ઇસ્રાએલ સામે લડાઇ કરવાને પાસે આવ્યા; પણ
તે દિવસે યહોવાહે પલિસ્તીઓ ઉપર મોટા ધડાકા
સાથે ગર્જના કરીને તેઓનો પરાજય કીધો; ને તેઓ
ઇસ્રાએલીઓ સામે માર્યા ગયા ૧૧અને ઇસ્રાએલના
માણસો મિસ્પાહમાંથી નિકળ્યા, ને પલિસ્તીઓની
પાછળ લાગીને બેથ કારની તળેટી સુધી તેઓને
મારતા ગયા ૧૨ત્યારે શમૂએલે પત્થર લઇને મિસ્પાહ
તથા શેનની વચ્ચે ઉભો કીધો, ને તેનું નામ એબેન-
એઝેર પાડીને કહ્યું કે, અત્યાર સુધી યહોવાહે આપણી
સહાય કીધી છે. ૧૩એમ પલિસ્તીઓ પરાજિત થઇને
ફરીથી ઇસ્રાએલની સીમમાં આવ્યા નહિ; ને શમૂ-
એલના સર્વે દિવસોમાં યહોવાહનો હાથ પલિસ્તીઓ
વિરૂદ્ધ હતો. ૧૪અને એક્રોનથી ઠેઠ ગાથ સુધી જે
નગરો પલિસ્તીઓએ ઇસ્રાએલ પાસેથી લીધાં
હતાં, તેઓ ઇસ્રાએલના હાથમાં પાછાં આવ્યાં, ને
તેઓની સીમાઓ ઇસ્રાએલે પલિસ્તીઓના હાથ-
માંથી છોડાવી. અને ઇસ્રાએલીઓ તથા અમોરીઓ
વચ્ચે સલાહ હતી ૧૫અને શમૂએલે પોતાના આયુ-
ષ્યના સર્વે દિવસ ઇસ્રએલનો ન્યાય કીધો ૧૬અને
વર્ષોવર્ષ બેથેલ તથા ગિલ્ગાલ તથા મિસ્પાહમાં તે
અનુક્રમે જતો હતો; ને તે સઘળે ઠેકાણે ઇસ્રાએલનો
ન્યાય કરતો હતો. ૧૭અને રામાહમાં તે પાછો
આવતો હતો કેમકે ત્યાં તેનું ઘર હતું; ને ત્યાં તે
ઇસ્રાએલનો ન્યાય કરતો હતો, ને ત્યાં તેણે યહોવા-
હને સારૂ વેદી બાંધી

૮ અને એમ થયું કે, શમૂએલ વૃદ્ધ થયો ત્યારે
તેણે પોતાના દીકરાઓને ઇસ્રાએલ ઉપર
ન્યાયાધીશ કીધા. ૨હવે તેના જ્યેષ્ઠ દીકરાનું નામ
યોએલ હતું; ને બીજાનું નામ અબીયાહ હતું; બેર-
શેબામાં તેઓ ન્યાયાધીશ હતા. ૩અને તેના માર્ગોમાં
તેના દીકરા ચાલ્યા નહિ; પણ દ્રવ્યલોભ તરફ ભટકી
ગયા, ને તેઓએ લાંચ લઇને ન્યાયને ઉંધો વાળ્યો.

૪ ત્યારે ઇસ્રાએલના સર્વ વડીલો એકઠા થયા, ને
શમૂએલ પાસે રામાહ મધ્યે આવ્યા; ૫ ને તેઓએ
તેને કહ્યું, જો, તું વૃદ્ધ થયો છે, ને તારા દીકરા તારા
માર્ગોમાં ચાલતા નથી; માટે સર્વ દેશજાતિઓની પેઠે
અમારો ન્યાય કરવા સારૂ અમને રાજા ઠરાવી આપ.
૬ પણ જ્યારે તેઓએ કહ્યું કે, અમારો ન્યાય કરવા
સારૂ અમને રાજા ઠરાવી આપ, ત્યારે એ વાતથી
શમૂએલને માઠું લાગ્યું અને શમૂએલે યહોવાહની
પ્રાર્થના કીધી. ૭ અને યહોવાહે શમૂએલને કહ્યું, લોકો
જે સર્વ તને કહે છે તેમાં તેમનું કહેવું તું સાંભળ;
કેમકે તેઓએ તને નકાર્યો નથી, પણ મને નકાર્યો છે
કે હું તેઓ પર રાજ્ય ન કરૂં. ૮ હું તેઓને મિસરમાથી
કાઢી લાવ્યો, તે દિવસથી આજ સુધી જે સર્વ કામ
તેઓએ કીધાં છે, એટલે મને છોડીને અન્ય દેવોની
સેવા કીધી છે, તે પ્રમાણે તેઓ તારી સાથે કરે છે.
૯ તો હવે તેઓનું કહેવું સાભળ, તથાપિ ગભીર રીતે
તેમની આગળ વાંધો કાઢજે, અને તેઓ પર કેવા
પ્રકારનો રાજા રાજ્ય કરશે તે તેમને બતાવજે.

૧૦ અને શમૂએલે, જે લોકો રાજા માગતા હતા,
તેઓને યહોવાહનાં સર્વ વચનો કહ્યાં. ૧૧ અને તેણે
કહ્યું, જે રાજા તમારા ઉપર રાજ્ય કરશે તે આવો થશે;
તે તમારા દીકરાઓને લઇને તેઓને પોતાના રથોને
સારૂ, ને પોતાના સવારો થવા સારૂ રાખશે, ને તેઓ
તેના રથ આગળ દોડશે. ૧૨ અને તે પોતાને વાસ્તે
તેઓને હજાર હજારના સુબેદારો, ને પચાસ પચાસના
સુબેદારો બનાવશે; ને તે પોતાનાં ખેતરો ખેડવાને,
ને પોતાની ફસલ કાપવાને, ને પોતાના યુદ્ધશસ્ત્રો, ને
પોતાના રથોનો સામાન બનાવવાને કામે લગાડશે.
૧૩ અને તે કંદોયણો, ને રસોઇઅણો, ને ભઠિયારણો
થવા સારૂ તમારી દીકરીઓ લેશે. ૧૪ અને તમારાં
ખેતરો, ને તમારી દ્રાક્ષવાડીઓ, ને તમારી જૈતવા-
ડીઓ, એટલે તેઓમાંથી જે ઉત્તમ તે લઇને પોતાના
ચાકરોને આપશે. ૧૫ અને તમારા દાણા ને તમારી
દ્રાક્ષવાડીઓનો દસમો ભાગ લઇને પોતાના કારભા-
રીઓને તથા પોતાના ચાકરોને આપશે. ૧૬ અને તે
તમારા દાસો, ને તમારી દાસીઓ, ને તમારા જુવા-
નોમાં જે ઉત્તમ, ને તમારાં ગધેડાં, એઓને લઇને
પોતાના કામમાં લગાડશે. ૧૭ તમારાં ઘેટાંનો દશમાંશ
તે લેશે; ને તમે તેના દાસો થશો. ૧૮ અને જે રાજા
તમે તમારે સારૂ પસંદ કર્યો હશે તેના કારણથી તે
દિવસે તમે બૂમ પાડશો, ને યહોવાહ તે દિવસે તમને
ઉત્તર આપશે નહિ ૧૯ અને લોકોએ શમૂએલની
વાણી માનવાને ના પાડી; ને તેઓએ કહ્યું, એમ
નહિ; પણ અમારે અમારા ઉપર રાજા જોઇએજ;
૨૦ કે અમે પણ સર્વ દેશજાતિઓના જેવા થઇએ, અને
અમારો રાજા અમારો ન્યાય કરે, ને અમારી આગળ
ચાલે, ને અમારી લડાઇઓ લડે. ૨૧ અને શમૂએલે
લોકોના સર્વે શબ્દ સાંભળ્યા, ને તેણે તે યહોવાહના
કાનમાં કહી સંભળાવ્યા. ૨૨ અને યહોવાહે શમૂએલને
કહ્યું, તેઓની વાણી સાંભળ, ને તેઓને સારૂ રાજા
ઠરાવી આપ અને શમૂએલે ઇસ્રાએલી માણસોને
કહ્યું, તમે પોતપોતાના નગરમાં જાઓ.

૯ હવે બિન્યામીન [ કુળ ] નો એક માણસ હતો,
ને તેનું નામ કીશ હતું; તે શૂરવીર માણસ,
બિન્યામીનીના દીકરા અફીઆહના દીકરા બખોરા-
થના દીકરા સરોરના દીકરા અબીએલનો દીકરો,
હતો ૨ અને તેને શાઉલ નામનો એક દીકરો હતો,
તે જુવાન અને સુંદર પુરૂષ હતો; ને ઇસ્રાએલપુત્રોમાં
તે કરતાં કોઇ સુંદર નહોતો; તેના ખભાથી ઉપરનો
ભાગ સર્વ લોકોથી તરતો હતો. ૩ અને શાઉલના
બાપ કીશનાં ગધેડાં ખોવાયાં હતાં; ને કીશે પોતાના
દીકરા શાઉલને કહ્યું, હવે તું તારી સાથે ચાકરોમાંથી
એકને લઇને નિકળ, ને જઇને ગધેડાંનો શોધ કર.
૪ અને તેણે એફ્રાઇમના પહાડી મુલક ઓળંગ્યા, તથા
શાલીશાહ દેશ ઓળંગ્યો, પણ તેઓને તે મળ્યાં
નહિ; પછી તેઓએ શાઅલીમ દેશ ઓળગ્યો, પણ
તે ત્યાં ન હતાં; પછી તેઓએ બિન્યામીનીઓનો
દેશ ઓળંગ્યો, પણ તેઓને તે જડ્યાં નહિ. ૫ અને
તેઓ સૂફ દેશમાં આવ્યા, ત્યારે શાઉલે પોતાની
સાથે પોતાનો જે ચાકર હતો તેને કહ્યું, ચાલ, આપણે
પાછા જઇએ; નહિ તો મારો બાપ ગધેડાંની કાળજી
છોડી દઇને આપણી ચિંતા કરવા લાગશે. ૬ અને
તેણે તેને કહ્યું, હવે, જો, આ નગરમાં દેવનો એક
ભક્ત છે, ને તે આબરૂદાર માણસ છે; જે સર્વ તે કહે
છે, તે ખચિત પુરૂં થાય છે; તો આપણે ત્યાં જઇએ;
કદાપિ તે આપણને કહી શકશે કે કયે માર્ગે આપણે
જવું ૭ ત્યારે શાઉલે પોતાના ચાકરને કહ્યું, પણ જો
આપણે જઇએ તો તે માણસને વાસ્તે આપણે શું
લઇ જઇશું? કેમકે આપણાં પાત્રોમાં રોટલી થઇ
રહી છે, ને દેવના માણસને ભેટ આપવા સારૂ કંઇ

નથી, આપણી પાસે શું છે? ૮ને તે ચાકર શાઉલને
પ્રત્યુત્તર આપીને બોલ્યો કે, જો, મારી પાસે પા
શેકેલ રૂપું છે, તે હું એ ઇશ્વરભક્તને આપીશ, કે
આપણો માર્ગ તે આપણને કહે. ૯ (પૂર્વે ઇસ્રાએલમા
કોઇ દેવની સલાહ લેવાને જતો, ત્યારે તે કહેતો કે,
આવો, આપણે ભવિષ્યદર્શક પાસે જઇએ, કેમકે
જેને હમણા ભવિષ્યવાદી કહે છે તેને પૂર્વે ભવિષ્યદર્શક
કહેતા હતા) ૧૦ અને શાઉલે પોતાના ચાકરને કહ્યું,
તેં ઠીક કહ્યું, ચાલ આપણે જઇએ, ત્યારે જે નગરમા
તે ઇશ્વરભક્ત હતો, ત્યા તેઓ ગયા ૧૧ અને તેઓ
નગરમા જવા સારૂ ઘાટ ઉપર ચડતા હતા, એટલામા
કન્યાઓ પાણી ભરવાને બહાર આવતી તેઓને
મળી, ને તેઓએ તેઓને પુછ્યુ શું ભવિષ્યદર્શક
અહીં છે? ૧૨ ને તેઓએ તેઓને ઉત્તર આપ્યો કે,
હા, તે છે, જુઓ, તે તમારી આગળ છે, હવે વહેલા
જાઓ, કેમકે આજ તે નગરમા આવ્યા છે, કારણ કે
આજ ઉચ્ચસ્થાને લોક યજ્ઞ કરવાના છે ૧૩ તમે નગ-
રમા પેસશો કે તરત, એટલે જમવા સારૂ ઉચ્ચસ્થાને
ગયા પહેલા, તે તમને મળશે, કેમકે તે આવીને યજ્ઞને
આશીર્વાદ દે, ત્યા સુધી લોક ખાશે નહિ, ત્યાર પછી
જેઓને નહોતરેલા છે તેઓ ખાશે તો હવે તમે
ઉપર જાઓ, કેમકે આ વખતે તમને મળશે ૧૪ અને
તેઓ ઉપર ચડીને નગરમા ગયા, અને તેઓ નગરમા
પેસતા હતા ત્યારે, જુઓ, શમૂએલ ઉચ્ચસ્થાને જતા
તેઓને મળ્યા.

૧૫ હવે શાઉલના આવ્યાના એક દિવસ અગાઉ,
યહોવાહે શમૂએલને જણાવ્યુ હતું કે, ૧૬ કાલ, આસરે
આ વેળાએ, બિન્યામીનના દેશમાથી એક માણસને હું
તારી પાસે મોકલીશ, ને મારા લોક ઇસ્રાએલના સર
દાર થવા સારૂ તેનો અભિષેક તું કર, અને તે પલિ-
સ્તીઓના હાથમાથી મારા લોકને છોડાવશે, કેમકે
મારા લોકોનો પોકાર મારી પાસ આવ્યા છે, માટે
મે તેમના પર નજર કરી છે ૧૭ અને શમૂએલ શાઉ-
લને જોયા ત્યારે યહોવાહે તેને કહ્યું, જે માણસ વિષે
મે તને કહ્યું હતું તેને જો, એજ મારા લોક પર અધિ
કાર કરશે ૧૮ અને શાઉલે શમૂએલ પાસે દરવાજામા
આવીને કહ્યું, ભવિષ્યદર્શકનુ ઘર ક્યા છે, એ કૃપા
કરીને મને કહે ૧૯ અને શમૂએલ શાઉલને ઉત્તર
આપીને કહ્યું, હુંજ ભવિષ્યદર્શક છુ, મારી આગળ
ઉચ્ચસ્થાને ચડી જાઓ, કેમકે આજ મારી સાથે તમે
જમશો, ને આવતી કાલે હુ તને જવા દઇશ, ને તારા
હૃદયમા જે સર્વ છે તે હુ તને કહી દેખાડીશ. ૨૦ અને
તારા ગધેડા જે ત્રણ દિવસ ઉપર ખોવાઇ ગયા હતા
તેની કાળજી કરીશ મા, કેમકે તે મળ્યા છે અને
ઇસ્રાએલની સઘળી ઇચ્છા કોણના પર છે? શું તારા
પર ને તારા બાપના સર્વ ઘરનાના પર નથી? ૨૧ ને
શાઉલે ઉત્તર આપીને કહ્યું, શું, હુ બિન્યામીની, તથા
ઇસ્રાએલના કુળોમા સૌથી નાના કુળનો નથી? ને
મારૂ કુટુબ બિન્યામીન કુળના કુટુંબોમા સૌથી નાનુ
નથી શું? તો તું મારી સાથે એવા રીતે કેમ વાત કરે
છે? ૨૨ ને શમૂએલ શાઉલ તથા તેના ચાકરને દિવા
નખાનામા લઇ આવ્યો, ને જે નહોતરાએલા હતા
તેઓ મધ્યે તેઓને સૌથી ઉચે ઠેકાણે બેસાડ્યા, ને
તેઓ આસરે ત્રીસ માણસ હતા ૨૩ અને શમૂએલે
રસોઇઆને કહ્યું કે, જે વિભાગ મેં તને આપ્યા હતો,
ને જે વિષે મે તને કહ્યું હતું કે, તારી પાસે રાખી મુક,
તે લાવ ૨૪ અને રસોઇઆએ જાંગ તેના પરના માસ
સુદ્ધા લઇને શાઉલ આગળ મુકી અને [શમૂએલે]
કહ્યું કે, જે રાખી મેલ્યુ છે તે જો, તારી આગળ મુકીને
ખા, કેમકે મે ઠરાવેલા અવસરને માટે તારે સારૂ તે
રાખી મુક્યુ છે, એમ કહીને કે, મે લોકોને નહોતર્યા
છે એમ તે દિવસે શાઉલ શમૂએલ સાથે જમ્યો
૨૫ અને તેઓ ઉચ્ચસ્થાનેથી ઉતરીને નગરમા આવ્યા,
ત્યારે ઘરના ધાબા ઉપર [શમૂએલે] શાઉલ સાથે
સભાષણ કીધુ ૨૬ અને તેઓ પરોઢીએ ઉઠ્યા, ને
સુમારે સૂર્યોદયને સમય એમ થયુ કે, શમૂએલે શાઉ
લને ઘરના ધાબા ઉપર બોલાવીને કહ્યું, ઉઠ, એ સારૂ
કે હુ તને વિદાય કરૂ અને શાઉલ ઉઠ્યો, ને તે તથા
શમૂએલ બન્ને બહાર ચાલી નિકળ્યા ૨૭ અને નગ
રના છેડા આગળ તેઓ ઉતરતા હતા, ત્યારે શમૂએલે
શાઉલને કહ્યું કે, ચાકરને કહે કે, તે આપણી આગળ
ચાલ્યા જાય, (ને તે ચાલ્યો ગયો,) પણ તું હમણા
ઉભો રહે, કે હુ તને દેવનુ વચન કહી સભળાવુ

૧૦ પછી શમૂએલે તેલની કુપ્પી લઇને શાઉલના
માથા ઉપર રેડી, ને તેને ચુંબન કરીને કહ્યું
કે, શું, યહોવાહે પોતના વતન ઉપર સરદાર થવા
સારૂ તને અભિષિક્ત કીધો નથી? ૨ આજ મારી
પાસેથી તું ગયા પછી બિન્યામીનની સીમમા સેલ્સાહ
પાસે રાહેલની કબર નજીક તને બે માણસ મળશે, ને
તેઓ તને કહેશે કે, જે ગધેડાનો શોધ કરવા તું ગયો

હતો તે મળ્યાં છે; ને જો, તારો બાપ ગધેડાંની
કાળજી છોડીને તારા વિષે ચિંતા કરતાં કહે છે કે, મારા
દીકરા સંબંધી હું શું કરૂં? ૩ પછી તું ત્યાંથી આગળ
ચાલતાં તાબોરના આલોન વૃક્ષ આગળ આવશે, ને
ત્યાં એક જણ બકરાંનાં ત્રણ બચ્ચાં ઉંચકી જતો, ને
એક જણ ત્રણ રોટલી ઉંચકી જતો, ને એક જણ
દ્રાક્ષારસની કુપી ઉંચકી જતો, એવા ત્રણ માણસો દેવ
પાસે બેથેલમાં જતા તને મળશે. ૪ અને તેઓ તને
પ્રણામ કરીને તને બે રોટલી આપશે, ને તું તેઓના
હાથમાંથી લેશે. ૫ ત્યાર પછી દેવનો પર્વત જ્યાં
પલિસ્તીઓનું થાણું છે, ત્યાં તું આવશે; અને એમ
થશે કે, તું ત્યાં નગર પાસે પહોંચશે, ત્યારે ભવિષ્ય-
વાદીઓની એક ટોળી, તેની આગળ સિતાર, ને ડફ,
ને વાંસળી, ને વીણા વગાડનારા સહિત, ઉચ્ચસ્થાનથી
ઉતરતી તને મળશે, ને તેઓ ભવિષ્ય કહેતા માલમ
પડશે. ૬ અને યહોવાહનો આત્મા પરાક્રમ સહિત
તારા ઉપર આવશે, ને તેઓની સાથે તું ભવિષ્ય
કહેશે, ને તું બદલાઇને જુદો જ માણસ થઇ જશે
૭ અને જ્યારે આ ચિન્હ તને મળે ત્યારે એમ થાય
કે, તારે પ્રસંગાનુસાર વર્તવું; કેમકે દેવ તારી સાથે
છે. ૮ અને તું મારી અગાઉ ગિલ્ગાલમાં જજે; ને
જો, દહનીયાર્પણો તથા શાંત્યર્પણો કરવાને હું ત્યાં
તારી પાસે આવીશ; હું તારી પાસે આવીને તારે શું
કરવું તે બતાવું ત્યાં સુધી, એટલે સાત દિવસ સુધી,
ત્યાં થોભજે. ૯ અને એમ થયું કે, શમૂએલ પાસેથી
જવાને તેણે પીઠ ફેરવી કે દેવે તેને જુદું હૃદય આપ્યું;
ને તેજ દિવસે તે સર્વ ચિન્હો પુરાં થયાં

૧૦ અને જ્યારે તેઓ ત્યાં પર્વત પાસે આવ્યા,
ત્યારે, જુઓ, ભવિષ્યવાદીઓની ટોળી તેને મળી, ને
દેવનો આત્મા તેના પર પરાક્રમસહિત આવ્યો, ને
તેણે તેઓની સાથે ભવિષ્ય કહ્યું ૧૧ અને એમ થયું
કે, જે સર્વ તેને પૂર્વે ઓળખતા હતા તેઓએ જ્યારે
જોયું કે, જુઓ, ભવિષ્યવાદીઓની સાથે તે ભવિષ્ય
કહે છે, ત્યારે તે લોકોએ એકમેકને એમ કહ્યું કે,
કીશના દીકરાને શું થયું છે? શાઉલ પણ ભવિષ્યવા-
દીઓ મધ્યે છે કે શું? ૧૨ અને તેજ જગ્યાના એક
જણે ઉત્તર આપીને કહ્યું કે, તેઓનો બાપ કોણ છે?
એ ઉપરથી એવી કહેવત ઉત્પન્ન થઇ કે, શાઉલ પણ
ભવિષ્યવાદીઓ મધ્યે છે કે શું? ૧૩ અને ભવિષ્ય
કહેવાનું સમાપ્ત કર્યા પછી તે ઉચ્ચસ્થાને આવ્યો.

૧૪ અને શાઉલના કાકાએ તેને તથા તેના ચાકરને
કહ્યું કે, તમે ક્યાં ગયા હતા? અને તેણે કહ્યું કે, ગધે-
ડાંનો શોધ કરવાને; ને તે મળ્યાં નહિ, એ જોઇને
અમે શમૂએલ પાસે ગયા હતા ૧૫ અને શાઉલના
કાકાએ કહ્યું, શમૂએલે તમને શું કહ્યું, એ મને કૃપા
કરી કહે. ૧૬ અને શાઉલે પોતાના કાકાને કહ્યું કે,
ગધેડાં મળ્યાં છે, એમ તેણે અમને સ્પષ્ટ કહ્યું.
પણ રાજ્યની વાત જે વિષે શમૂએલ બોલ્યો હતો તે
સંબંધી તેણે તેને કહ્યું નહિ

૧૭ અને મિસ્પાહ મધ્યે યહોવાહ પાસે શમૂએલે
લોકોને બોલાવી ભેગા કીધા. ૧૮ અને ઇસ્રાએલપુ-
ત્રોને તેણે કહ્યું, ઇસ્રાએલનો દેવ યહોવાહ એમ કહે
છે કે, હું મિસરમાંથી ઇસ્રાએલને કાઢી લાવ્યો, ને
મિસરીઓના હાથમાંથી, ને તમારા પર જુલમ કર-
નારાં સર્વ રાજ્યોના હાથમાંથી મેં તમને છોડાવ્યા.
૧૯ પણ તમારો દેવ જે પોતે તમારી સર્વ વિપત્તિ-
ઓથી તથા તમારા સંકટોથી તમને છોડાવે છે તેને
આજ તમે નકાર્યો છે, ને તમે તેને કહ્યું છે કે, અમાર
ઉપર તો રાજા ઠરાવી આપ; તો હવે તમારા કુળો
પ્રમાણે, ને તમારા હજારો પ્રમાણે યહોવાહ આગળ
હાજર થાઓ. ૨૦ અને શમૂએલ ઇસ્રાએલનાં સર્વ
કુળોને પાસે લાવ્યો, ત્યારે બિન્યામીનનું કુળ માન્ય
થયું. ૨૧ અને બિન્યામીનના કુળને તેના કુટુંબો
પ્રમાણે તે પાસે લાવ્યો, ત્યારે માટ્રીનું કુટુંબ માન્ય
થયું અને કીશનો દીકરો શાઉલ માન્ય કરાયો, પણ
તેઓએ તેને શોધ્યો ત્યારે તે મળ્યો નહિ ૨૨ એ
માટે તેઓએ યહોવાહને વળી પુછ્યું કે, તે માણસ
હજી અહીં આવ્યો છે કે નહિ? ત્યારે યહોવાહે ઉત્તર
આપ્યો કે, જુઓ, તે સામાન મધ્યે સંતાએલો છે
૨૩ અને તેઓ દોડતા ગયા, ને તેને ત્યાંથી લાવ્યા
ને લોકો મધ્યે તે ઉભો રહ્યો, ત્યારે તેના ખભાથી
*ઉપરનો ભાગ સર્વ લોકો કરતાં ઉંચો હતો* ૨૪ અને
શમૂએલે સર્વ લોકોને કહ્યું કે, શું, યહોવાહના પસંદ
કીધેલાને તમે જુઓ છો કે સર્વ લોકોમાં તેના જેવો
કોઇ નથી? ને સર્વ લોકોએ પોકાર પાડીને કહ્યું કે
રાજાનો જયજયકાર થાઓ.

૨૫ અને શમૂએલે રાજ્યની રીતી લોકોને કહી, ને
પુસ્તકમાં લખી, ને યહોવાહ આગળ તે રાખી મુક્યું;
ને શમૂએલે સર્વ લોકોને પોતપોતાને ઘેર વિદાય કીધા.
૨૬ અને શાઉલ પણ પોતાને ઘેર ગિબઆહમાં ગયો,

નથી, આપણી પાસે શું છે? ૮ને તે ચાકર શાઉલને
પ્રત્યુત્તર આપીને બોલ્યો કે, જો, મારી પાસે પા
શેકલ રૂપુ છે, તે હુ એ ઇશ્વરભક્તને આપીશ, કે
આપણો માર્ગ તે આપણને કહે ૯ (પૂર્વે ઇસ્રાએલમા
કોઇ દેવની સલાહ લેવાને જતો, ત્યારે તે કહેતો કે,
આવો, આપણે ભવિષ્યદર્શક પાસે જઇએ, કેમકે
જેને હમણા ભવિષ્યવાદી કહે છે તેને પૂર્વે ભવિષ્યદર્શક
કહેતા હતા) ૧૦અને શાઉલે પોતાના ચાકરને કહ્યું,
તેં ઠીક કહ્યું, ચાલ આપણે જઇએ, ત્યારે જે નગરમા
તે ઇશ્વરભક્ત હતો, ત્યા તેઓ ગયા ૧૧અને તેઓ
નગરમા જવા સારૂ ઘાટ ઉપર ચઢતા હતા, એટલામા
કન્યાઓ પાણી ભરવાને બહાર આવતી તેઓને
મળી, ને તેઓએ તેઓને પુછ્યુ, શું ભવિષ્યદર્શક
અહીં છે? ૧૨ને તેઓએ તેઓને ઉત્તર આપ્યો કે,
હા, તે છે, જુઓ, તે તમારી આગળ છે, હવે વહેલા
જાઓ, કેમકે આજ તે નગરમા આવ્યો છે, કારણ કે
આજ ઉચસ્થાને લોકો યજ્ઞ કરવાના છે ૧૩તમે નગ
રમા પેસશો કે તરત, એટલે જમવા સારૂ ઉચસ્થાને
ગયા પહેલા, તે તમને મળશે, કેમકે તે આવીને યજ્ઞને
આશીર્વાદ દે, ત્યા સુધી લોકો ખાશે નહિ, ત્યાર પછી
જેઓને નહોતરેલા છે તેઓ ખાશે તો હવે તમે
ઉપર જાઓ, કેમકે આ વખતે તમને મળશે ૧૪અને
તેઓ ઉપર ચઢીને નગરમા ગયા, અને તેઓ નગરમા
પેસતા હતા ત્યારે, જુઓ, શમૂએલ ઉચસ્થાને જતા
તેઓને મળ્યો

૧૫હવે શાઉલના આવ્યાના એક દિવસ અગાઉ,
યહોવાહે શમૂએલને જણાવ્યુ હતું કે, ૧૬કાલે, આસરે
આ વેળાએ, બિન્યામીનના દેશમાથી એક માણસને હુ
તારી પાસે મોકલીશ, ને મારા લોક ઇસ્રાએલનો સર
દાર થવા સારૂ તેનો અભિષેક તું કર, અને તે પલિ
સ્તીઓના હાથમાથી મારા લોકોને છોડાવશે, કેમકે
મારા લોકોનો પોકાર મારી પાસે આવ્યો છે, માટે
મેં તેમના પર નજર કરી છે ૧૭અને શમૂએલે શાઉ-
લને જોયો, ત્યારે યહોવાહે તેને કહ્યું, જે માણસ વિષે
મે તને કહ્યું હતું તેને જો, એજ મારા લોક પર અધિ
કાર કરશે ૧૮અને શાઉલે શમૂએલ પાસે દરવાજામા
આવીને કહ્યું, ભવિષ્યદર્શકનુ ઘર ક્યા છે, એ કૃપા
કરીને મને કહે ૧૯અને શમૂએલે શાઉલને ઉત્તર
આપીને કહ્યુ, હુજ ભવિષ્યદર્શક છુ, મારી આગળ
ઉચસ્થાને ચઢી જાઓ, કેમકે આજ મારી સાથે તમે
જમશો, ને આવતી કાલે હુ તને જવા દઇશ, ને તારા
હૃદયમા જે સર્વ છે તે હુ તને કહી દેખાડીશ. ૨૦અને
તારા ગધેડા જે ત્રણ દિવસ ઉપર ખોવાઇ ગયાં હતા
તેની કાળજી કરીશ મા, કેમકે તે મળ્યા છે અને
ઇસ્રાએલની સઘળી ઇચ્છા કોણના પર છે? શું તારા
પર ને તારા બાપના સર્વ ઘરનાના પર નથી? ૨૧ને
શાઉલે ઉત્તર આપીને કહ્યુ, શુ, હુ બિન્યામીની, તથા
ઇસ્રાએલના કુળોમા સૌથી નાના કુળનો નથી? ને
મારૂ કુટુંબ બિન્યામીન કુળના કુટુંબોમા સૌથી નાનુ
નથી શુ? તો તું મારી સાથે એવી રીતે કેમ વાત કરે
છે? ૨૨ને શમૂએલ શાઉલ તથા તેના ચાકરને દિવા
નખાનામા લઇ આવ્યો, ને જે નહોતરાએલા હતા
તેઓ મધ્યે તેઓને સૌથી ઉચે ઠેકાણે બેસાડ્યા, ને
તેઓ આસરે ત્રીસ માણસ હતા ૨૩અને શમૂએલે
રસોઇઆને કહ્યુ કે, જે વિભાગ મેં તને આપ્યો હતો,
ને જે વિષે મેં તને કહ્યું હતું કે, તારી પાસે રાખી મુક,
તે લાવ ૨૪અને રસોઇઆએ જાંગ તેના પરના માંસ
સુદ્ધા લઇને શાઉલ આગળ મુકી અને [શમૂએલે]
કહ્યું કે, જે રાખી મુકેલુ છે તે જો, તારી આગળ મુકીને
ખા, કેમકે મે ઠરાવેલા અવસરને માટે તારે સારૂ તે
રાખી મુક્યુ છે, એમ કહીને કે, મે લોકોને નહોતર્યા
છે એમ તે દિવસે શાઉલ શમૂએલ સાથે જમ્યો
૨૫અને તેઓ ઉચસ્થાનેથી ઉતરીને નગરમા આવ્યા,
ત્યારે ઘરના ધાબા ઉપર [શમૂએલે] શાઉલ સાથે
સભાપણ કીધુ ૨૬અને તેઓ પરોઢીએ ઉઠ્યા, ને
સુમારે સૂર્યોદયને સમયે એમ થયુ કે, શમૂએલે શાઉ
લને ઘરના ધાબા ઉપર બોલાવીને કહ્યું, ઉઠ, એ સારૂ
કે હુ તને વિદાય કરૂ અને શાઉલ ઉઠ્યો, ને તે તથા
શમૂએલ બન્ને બહાર ચાલી નિકળ્યા ૨૭અને નગ
રના છેડા આગળ તેઓ ઉતરતા હતા, ત્યારે શમૂએલે
શાઉલને કહ્યું કે ચાકરને કહે કે, તે આપણી આગળ
ચાલ્યો જાય, (ને તે ચાલ્યો ગયો,) પણ તું હમણા
ઉભો રહે, કે હુ તને દેવનુ વચન કહી સભળાવુ

૧૦ પછી શમૂએલે તેલની કુપ્પી લઇને શાઉલના
માથા ઉપર રેડી, ને તેને ચુંબન કરીને કહ્યુ
કે, શુ, યહોવાહે પોતાના વતન ઉપર સરદાર થવા
સારૂ તને અભિષિક્ત કીધો નથી? ૨આજ મારી
પાસેથી તું ગયા પછી બિન્યામીનની સીમમા સેલ્સાહ
પાસે રાહેલની કબર નજીક તને બે માણસ મળશે, ને
તેઓ તને કહેશે કે, જે ગધેડાનો શોધ કરવા તું ગયો

હતો તે મળ્યાં છે; ને જો, તારો બાપ ગધેડાંની
કાળજી છોડીને તારા વિષે ચિંતા કરતાં કહે છે કે, મારા
દીકરા સંબંધી હું શું કરૂં? ૩ પછી તું ત્યાંથી આગળ
ચાલતાં તાબોરના આલોન વૃક્ષ આગળ આવશે, ને
ત્યાં એક જણ બકરનાં ત્રણ બચ્ચાં ઉચકી જતો, ને
એક જણ ત્રણ રોટલી ઉચકી જતો, ને એક જણ
દ્રાક્ષરસની કુંડી ઉચકી જતો, એવા ત્રણ માણસો દેવ
પાસે બેથેલમાં જતા તને મળશે. ૪ અને તેઓ તને
પ્રણામ કરીને તને બે રોટલી આપશે, ને તું તેઓના
હાથમાંથી લેશે. ૫ ત્યાર પછી દેવનો પર્વત જ્યાં
પલિસ્તીઓનું થાણું છે, ત્યાં તું આવશે; અને એમ
થશે કે, તું ત્યાં નગર પાસે પહોંચશે, ત્યારે ભવિષ્ય-
વાદીઓની એક ટોળી, તેની આગળ સિતાર, ને ડફ,
ને વાંસળી, ને વીણા વગાડનારા સહિત, ઉચસ્થાનથી
ઉતરતી તને મળશે, ને તેઓ ભવિષ્ય કહેતા માલુમ
પડશે. ૬ અને યહોવાહનો આત્મા પરાક્રમ સહિત
તારા ઉપર આવશે, ને તેઓની સાથે તું ભવિષ્ય
કહેશે, ને તું બદલાઇને જુદોજ માણસ થઇ જશે.
૭ અને જ્યારે આ ચિન્હ તને મળે ત્યારે એમ થાય
કે, તારે પ્રસંગાનુસાર વર્તવું; કેમકે દેવ તારી સાથે
છે. ૮ અને તું મારી અગાઉ ગિલ્ગાલમાં જજે; ને
જો, દહનીયાર્પણો તથા શાંત્યર્પણો કરવાને હું ત્યાં
તારી પાસે આવીશ; હું તારી પાસે આવીને તારે શું
કરવું તે બતાવું ત્યાં સુધી, એટલે સાત દિવસ સુધી,
ત્યાં થોભજે. ૯ અને એમ થયું કે, શમૂએલ પાસેથી
જવાને તેણે પીઠ ફેરવી કે દેવે તેને જુદું હૃદય આપ્યું;
ને તેજ દિવસે તે સર્વ ચિન્હો પૂરાં થયાં.

૧૪ અને શાઉલના કાકાએ તેને તથા તેના ચાકરને
કહ્યું કે, તમે ક્યાં ગયા હતા? અને તેણે કહ્યું કે, ગધે-
ડાંનો શોધ કરવાને; ને તે મળ્યા નહિ, એ જોઇને
અમે શમૂએલ પાસે ગયા હતા. ૧૫ અને શાઉલના
કાકાએ કહ્યું, શમૂએલે તમને શું કહ્યું, એ મને કૃપા
કરી કહે. ૧૬ અને શાઉલે પોતાના કાકાને કહ્યું કે,
ગધેડાં મળ્યાં છે, એમ તેણે અમને સ્પષ્ટ કહ્યું.
પણ રાજ્યની વાત જે વિષે શમૂએલ બોલ્યો હતો તે
સંબંધી તેણે તેને કહ્યું નહિ.

૧૭ અને મિસ્પાહમધ્યે યહોવાહ પાસે શમૂએલે
લોકોને બોલાવી એકઠા કીધા. ૧૮ અને ઇસ્રાએલપુ-
ત્રોને તેણે કહ્યું, ઇસ્રાએલનો દેવ યહોવાહ એમ કહે
છે કે, હું મિસરમાંથી ઇસ્રાએલને કાઢી લાવ્યો, ને
મિસરીઓના હાથમાંથી, ને તમારા પર જુલમ કર-
નારા સર્વ રાજાઓના હાથમાંથી મેં તમને છોડાવ્યા.
૧૯ પણ તમારો દેવ જે પોતે તમારી સર્વ વિપત્તિ-
ઓથી તથા તમારા સંકટોથી તમને છોડાવે છે તેને
આજ તમે નકાર્યો છે, ને તમે તેને કહ્યું છે કે, અમારા
ઉપર તો રાજા ઠરાવી આપ; તો હવે તમારા કુળો
પ્રમાણે, ને તમારા હજારો પ્રમાણે યહોવાહ આગળ
હાજર થાઓ. ૨૦ અને શમૂએલ ઇસ્રાએલનાં સર્વ
કુળોને પાસે લાવ્યો, ત્યારે બિન્યામીનનું કુળ માન્ય
થયું. ૨૧ અને બિન્યામીનના કુળને તેના કુટુંબો
પ્રમાણે તે પાસે લાવ્યો, ત્યારે માટ્રીનું કુટુંબ માન્ય
થયું, અને કીશનો દીકરો શાઉલ માન્ય કરાયો, પણ
તેઓએ તેને શોધ્યો ત્યારે તે મળ્યો નહિ. ૨૨ એ
માટે તેઓએ યહોવાહને વળી પૂછ્યું કે, ને આગળ

ને તેની સાથે જે શૂરવીરોનાં હૃદય પર દેવે અસર
કીધી હતી તેઓ ગયા ૨૭ પણ કેટલાએક બલીય-
આલપુત્રોએ કહ્યું, આ માણસ કેમ કરીને અમારો
બચાવ કરશે? ને તેઓએ તેને તુચ્છ કીધો, ને તેની
પાસે કંઇ ભેટ લાવ્યા નહિ, તો પણ તે છાનો રહ્યો.

૧૧ ત્યાર પછી નાહાશ આમ્મોની ચઢી આવ્યો,
ને તેણે યાબેશ-ગિલઆદની સામે છાવણી
કીધી; ને યાબેશના સર્વ માણસોએ નાહાશને કહ્યું,
અમારી સાથે કરાર કર, ને અમે તારા તાબેદાર
થઇશું. ૨ અને નાહાશ આમ્મોનીએ તેઓને કહ્યું કે,
હુ તમારી સાથે કરાર આ સરતે કરૂં કે, હુ તમ
બધાઓની જમણી આંખો ફોડી નાખીને તેથી સર્વ
ઇસ્રાએલને બટ્ટો લગાડું ૩ અને યાબેશના વડીલોએ
તેને કહ્યું, અમને સાત દિવસની મુદત આપ, કે ઇસ્રા-
એલની સર્વ સીમોમાં અમે ખેપીઆ મોકલીએ, ને
પછી, જો અમારો બચાવ કરનાર કોઇ નહિ હોય, તો
અમે તારી પાસે બહાર આવીશું ૪ પછી ખેપીઆ
શાઉલના ગિબઆહ મધ્યે આવ્યા, ને લોકોને એ
વચનો કહી સમ્ભળાવ્યા, ને સર્વ લોકો બૂમ પાડીને
રડવા લાગ્યા. ૫ અને, જુઓ, બળદોની પાછળ પાછળ
શાઉલ ખેતરમાથી આવ્યો, ને શાઉલે કહ્યું, લોકોને
શું થયું છે કે તેઓ રડે છે? ને તેઓએ તેને યાબે-
શના માણસોનાં વચનો કહી સમ્ભળાવ્યાં. ૬ અને
શાઉલે એ વચનો સાંભળ્યાં, ત્યારે તેના પર દેવનો
આત્મા પરાક્રમ સહિત આવ્યો, ને તે ઘણો ક્રોધા-
યમાન થયો. ૭ અને તેણે બળદની એક જોડ લઇને
તેના કાપીને ટુકડા કીધા, ને તેમને ખેપીઆઓની
મારફતે ઇસ્રાએલની સર્વ સીમોમાં મોકલીને કહેવ-
ડાવ્યુ કે, જે કોઇ શાઉલ તથા શમૂએલની પાછળ
આવશે નહિ તેના બળદોને એમ કરવામા આવશે
અને યહોવાહનો ભય લોકોને લાગ્યો, ને એકમતે
તેઓ નિકળી આવ્યા. ૮ અને તેણે બેઝેકમાં તેઓની
ગણત્રી કીધી, ત્યારે ઇસ્રાએલપુત્રો ત્રણ લાખ, ને
યહૂદાહના માણસો ત્રીસ હજાર થયા. ૯ અને જે
ખેપીઆ આવ્યા હતા તેઓને તેઓએ કહ્યું કે, તમે
યાબેશ-ગિલઆદના માણસોને એવુ કહેજો કે, કાલે
સૂર્યનો તડકો ચઢ્યાં સુધીમાં તમને સહાય મળશે,
ને ખેપીઆઓએ જઇને યાબેશના માણસોને તેમ
કહ્યું; ને તેઓ આનંદ પામ્યા. ૧૦ માટે યાબેશના
માણસોએ કહ્યું કે, કાલે અમે તમારી પાસે બહાર
આવીશું, ને તમારી દૃષ્ટિમાં જે સારૂં દેખાય તે સર્વ
તમે અમને કરજો. ૧૧ અને સવારે એમ થયું કે, શાઉલે
લોકોની ત્રણ ટુકડીઓ કીધી, ને સવારના પહોરમાં
તેઓએ છાવણીની મધ્યે પેસી જઇને આમ્મોનીઓને
તડકો ચઢતાં સુધી માર્યા, ને એમ થયું કે, જેઓ રહ્યા
તેઓ એવા વિખેરાઇ ગયા કે કોઇ ઠેકાણે બે જણ
ભેગા મળે નહિ ૧૨ અને લોકોએ શમૂએલને કહ્યું કે,
એવું કોણે કહ્યું હતું કે, શું, શાઉલ અમારા ઉપર સર-
દાર થાય? તે માણસોને રજુ કર, કે અમે તેમને
જીવથી મારીએ. ૧૩ અને શાઉલે કહ્યું, આજ કોઇ
પણ માણસને મારી નાખવું નહિ; કેમકે આજે યહો-
વાહે ઇસ્રાએલ મધ્યે ઉદ્ધાર કીધો છે.
૧૪ પછી શમૂએલે લોકોને કહ્યું, ચાલો, આપણે
ગિલ્ગાલમાં જઇએ, ને ત્યાં રાજ્ય ફરીથી સ્થાપીએ.
૧૫ પછી સર્વ લોક ગિલ્ગાલમાં ગયા, ને ગિલ્ગાલમાં
યહોવાહ આગળ તેઓએ શાઉલને રાજા નિમ્યો; ને
ત્યા યહોવાહ આગળ તેઓએ શાંત્યર્પણોના યજ્ઞ
કીધા; ને ત્યા શાઉલે તથા ઇસ્રાએલના સર્વ માણ-
સોએ ઘણો આનંદ કર્યો

૧૨ અને શમૂએલે સર્વ ઇસ્રાએલીઓને કહ્યું,
જુઓ. જે સર્વ વિનતી તમે મારી આગળ
કરી તે મેં સાંભળી છે; ને તમારા પર એક રાજા
નિમ્યો છે. ૨ તો હવે, જુઓ, તે રાજા તમારી આગળ
ચાલે છે, ને હુ વૃદ્ધ થયો છું, તથા માથામાં પળિયાં
આવ્યા છે; ને જુઓ, મારા દીકરા તમારી પાસે
છે; ને હુ મારી યુવાવસ્થાથી આજ સુધી તમારી
આગળ ચાલ્યો છું ૩ હુ આ રહ્યો; જો મેં કોઇનો
બળદ લીધો હોય, કે કોઇનું ગધેડું લીધુ હોય, કે
કોઇને મેં ઠગ્યો હોય, કે કોઇ પર મેં જુલમ કીધો
હોય, કે મારી આંખે પાટા બાધવા સારૂ કોઇના
હાથથી મેં લાચ લીધી હોય, તો યહોવાહ આગળ
તથા તેના અભિષિક્ત આગળ મારી વિરૂદ્ધ સાક્ષી
આપો, ને તે હુ તમને પાછુ આપીશ. ૪ અને તેઓએ
કહ્યું, તેં અમને ઠગ્યા નથી, કે અમારા પર જુલમ
કીધો નથી, કે કોઇ માણસના હાથનું કંઇ લીધુ નથી.
૫ અને તેણે તેઓને કહ્યું કે, આજ યહોવાહ તમારી
સામે સાક્ષી છે, ને તેનો અભિષિક્ત સાક્ષી છે, કે
મારા હાથમાથી તમને કંઇ જડ્યું નથી. ત્યારે તેઓએ
કહ્યું, તે સાક્ષી છે. ૬ અને શમૂએલે લોકોને કહ્યું કે,
મુસા તથા હારૂનને ઠરાવનાર, તથા તમારા પિતૃઓને

મિસરમાંથી કાઢી લાવનાર તે તો યહોવાહ છે ૭ તો
હવે તમે છાનામાના ઉભા રહો, કે યહોવાહે જે સર્વે
યથાયોગ્ય કામો તમારી પ્રત્યે, ને તમારા પિતૃઓ પ્રત્યે
કીધાં, તે વિષે યહોવાહ આગળ હું તમને બોધ કરૂં
૮ યાકૂબ મિસરમાં ગયો ત્યાર પછી, જ્યારે તમારા
પિતૃઓએ યહોવાહની આગળ પોકાર કીધો, ત્યારે
યહોવાહે મુસા તથા હારૂનને મોકલ્યા, ને તેઓ
તમારા પિતૃઓને મિસરમાંથી કાઢી લાવ્યા, ને આ
જગ્યાએ વસાવ્યા ૯ પણ તેઓ પોતાના યહોવાહ
દેવને વિસરી ગયા, ત્યારે તેણે હાસોરના સૈન્યના
સેનાપતિ સીસરાના હાથમાં, ને પલિસ્તીઓના
હાથમાં, ને મોઆબના રાજાના હાથમાં તેઓને
વેચ્યા, ને એઓ તેઓની સામે લડ્યા ૧૦ અને
તેઓએ યહોવાહ આગળ બૂમ પાડીને કહ્યું કે, અમે
પાપ કીધું છે, કેમકે અમે યહોવાહને તજી દીધો
છે, ને બઆલીમ તથા આશ્તારોથની સેવા કીધી
છે, પણ હવે અમારા શત્રુઓના હાથમાંથી અમને
છોડાવ, ને અમે તારી સેવા કરીશું ૧૧ અને યહોવાહે
યરૂબ્બઆલ, ને બદાન, ને યિફતાહ, ને શમૂએલને
મોકલીને ચારેગમના તમારા શત્રુઓના હાથમાંથી
તમને છોડાવ્યા, ને તમે સલામતીમાં વસ્યા ૧૨ અને
આમ્મોનપુત્રોનો રાજા નાહાશ તમારી વિરૂદ્ધ આવ્યો
એવું તમે જોયું ત્યારે યહોવાહ તમારો દેવ તમારો
રાજા હતો તે છતાં તમે મને કહ્યું કે, એમ નહિ પણ
અમારા પર એક રાજા અધિકાર ચલાવે ૧૩ તો હવે
જે રાજાને તમે પસંદ કીધો છે તથા જેને તમે માગી
લીધો છે તેને જુઓ, ને જુઓ, યહોવાહે તમારા
પર રાજા ઠરાવ્યો છે ૧૪ જો તમે યહોવાહનો ભય
રાખશો ને તેની સેવા કરશો, ને તેની વાણી સાંભ
ળશો, ને યહોવાહની આજ્ઞાઓની વિરૂદ્ધ ફિતૂર નહિ
કરશો, અને તમે તથા જે રાજા તમારા ઉપર રાજ્ય
કરતો હોય તે પણ, તમારા દેવ યહોવાહની પછવાડે
ચાલતા રહેશો તો સારૂં ૧૫ પણ જો તમે યહોવાહની
વાણી નહિ સાંભળશો, પણ યહોવાહની આજ્ઞાઓ
વિરૂદ્ધ ફિતૂર કરશો, તો યહોવાહનો હાથ જેમ
તમારા પિતૃઓની વિરૂદ્ધ હતો તેમ તમારી વિરૂદ્ધ
થશે ૧૬ તો હવે ઉભા રહો, ને જે મહાભારત કૃત્યો
તમારી દૃષ્ટિ*આગળ યહોવાહ કરશે તે જુઓ
૧૭ આજ ઘઉંની કાપણી નથી શું? હું યહોવાહની
વિનંતી કરીશ કે તે ગર્જના તથા વરસાદ મોકલે, કે
તમે જાણો તથા જુઓ કે તમારે સારૂ રાજા માગવાથી
જે ભુંડાઇ તમે યહોવાહની નજરમાં કીધી છે તે કેટલી
મોટી છે ૧૮ અને શમૂએલે યહોવાહની વિનતી કીધી,
ને તે દિવસે યહોવાહે ગર્જના તથા વરસાદ મોકલ્યા,
ને સર્વે લોકો યહોવાહથી તથા શમૂએલથી ઘણા બીધા
૧૯ અને સઘળા લોકોએ શમૂએલને કહ્યું કે, તારા
સેવકોને સારૂ તારા દેવ યહોવાહની વિનતી કર કે,
અમે માર્યા ન જઇએ, કેમકે અમે અમારે સારૂ રાજા
માગ્યો તેથી અમારા સઘળા પાપોમાં આ ભુંડાઇનો
ઉમેરો કીધો છે ૨૦ અને શમૂએલે લોકોને કહ્યું, બીહો
મા, એ સર્વ ભુંડું તમે કીધું છે તો ખરૂ, પરંતુ યહો
વાહની પાછળ ચાલવાથી આડા અવળા ન ફરતાં
તમારા આખા હૃદયથી તમે યહોવાહની સેવા કરો
૨૧ અને તમે આડા અવળા ફરી ન જશો, કેમકે એમ
કરવાથી તો વ્યર્થ વસ્તુઓ કે જે વ્યર્થ હોવાથી ફાયદો
કે બચાવ કરી શકતી નથી તેઓનું અનુકરણ તમા
રાથી થાય ૨૨ કેમકે યહોવાહ પોતાના મોટા નામને
સારૂ પોતાના લોકને તજી દેશે નહિ, કારણ કે તમને
પોતાના ખાસ લોક કરવા એ યહોવાહને સારૂ લાગ્યું
છે ૨૩ વળી મારા વિષે [પુછો તો,] એવું ન થાય કે,
તમારે વાસ્તે પ્રાર્થના કરવાનું મુકી દેવાનું પાપ યહો
વાહની વિરૂદ્ધ હું કરૂં, પણ સારા તથા ખરા રસ્તામાં
હું તમને કેળવીશ ૨૪ કેવળ યહોવાહની બીક રાખો,
ને સત્યતાએ તમારા પુરા હૃદયથી તેની સેવા કરો,
કેમકે જે મહાભારત કૃત્યો તમારે સારૂ તેણે કીધાં છે
તેનો તમે વિચાર કરો ૨૫ પણ જો હજી તમે ભુંડું
કરશો, તો તમે તમારા રાજા સુદ્ધાં નાશ પામશો

૧૩ શાઉલે રાજ્ય કરવા માંડ્યું ત્યારે તે [ત્રીસ]
વર્ષની વયનો હતો, અને તેણે બે વર્ષ
ઇસ્રાએલ ઉપર રાજ્ય કીધું ૨ અને શાઉલે પોતાને
સારૂ ઇસ્રાએલમાંથી ત્રણ હજાર માણસોને ચુંટી
કાઢ્યા, તેમાંના બે હજાર શાઉલ સાથે મિખ્માશમાં
તથા બેથેલ પર્વતમાં હતા, ને એક હજાર યોનાથાન
સાથે બિન્યામીનના ગિબઆહમાં હતા, ને બાકીના
લોકોને તેણે પોતપોતાના તંબુએ મોકલ્યા ૩ અને
યોનાથાને પલિસ્તીઓનું જે થાણું ગેબામાં હતું તે
માર્યું, ને પલિસ્તીઓએ તે વિષે સાંભળ્યું અને
શાઉલે આખા દેશમાં રણશિંગડું વગડાવીને કહાવ્યું
કે, હેબ્રીઓ, સાંભળો ૪ અને શાઉલે પલિસ્તીઓનું
થાણું માર્યું છે, ને પલિસ્તીઓ ઇસ્રાએલને પણ ધિક્કા

રમાત્ર ગણે છે, એવું સર્વ ઇસ્રાએલીઓએ સાંભળ્યું,
ને લોકો શાઉલ પાછળ ગિલ્ગાલમાં એકઠા થયા
૫ અને ત્રીસ હજાર રથો, ને છ હજાર સ્વારો, ને
સંખ્યામાં સમુદ્રની રેતી પ્રમાણે લોકોને લઈને પલિ
સ્તીઓ ઇસ્રાએલ સામે લડવાને એકઠા થયા; ને
તેઓએ આવીને બેથ આવેનની પૂર્વ ગમ મિખ્માશમાં
છાવણી કીધી ૬ અને ઇસ્રાએલી માણસોએ જોયું
કે, અમે સંકટમાં આવી પડ્યા છીએ, (કેમકે લોકો
દુખિત હતા,) ત્યારે ગુફાઓમાં, ને ઝાડીઓમાં, ને
ખડકોમાં, ને કોતરોમાં, ને ખાડાઓમાં તે લોકો
સંતાઈ ગયા ૭ હવે કેટલાએક હેબ્રીઓ યરદન ઉતરીને
ગાદ તથા ગિલઆદ દેશમાં ગયા હતા, પણ શાઉલ
હજી સુધી ગિલ્ગાલમાં હતો, ને સર્વ લોક તેની
પાછળ કાંપતા કાંપતા ચાલતા હતા
૮ અને શમૂએલના ઠરાવેલા વાયદા પ્રમાણે તેણે સાત
દિવસ વાટ જોઈ, પણ શમૂએલ ગિલ્ગાલમાં આવ્યા
નહિ, ને લોકો તેની પાસેથી વિખેરાઈ જતા હતા
૯ અને શાઉલે કહ્યું કે, દહનીયાર્પણો તથા શાંત્યર્પણો
અહીં મારી પાસે લાવો અને તેણે દહનીયાર્પણ
ચઢાવ્યું ૧૦ અને એમ થયું કે, તે દહનીયાર્પણ કરી
રહ્યો, કે તુરત, જુઓ, શમૂએલ આવ્યો, ને શાઉલ
તેને મળીને સલામ કરવા સારૂ સામો ગયો ૧૧ અને
શમૂએલે કહ્યું, તેં શું કીધું છે? ને શાઉલે કહ્યું કે, મેં
જોયું કે, લોકો મારી પાસેથી વિખેરાઈ ગયા છે, ને
ઠરાવેલી મુદતની અંદર તું આવ્યો નહિ, ને પલિ
સ્તીઓ મિખ્માશ પાસે એકઠા થયા છે, ૧૨ તે માટે
મેં કહ્યું કે હવે પલિસ્તીઓ મારા પર ગિલ્ગાલમાં
ધસી આવશે, ને મેં યહોવાહની કૃપા વિનંતી નથી,
તેથી મારૂં મન દુખાયાને મેં દહનીયાર્પણ કીધું છે
૧૩ અને શમૂએલે શાઉલને કહ્યું, તેં મૂર્ખાઈ કીધી છે,
તારા દેવ યહોવાહે જે આજ્ઞા તને આપી, તે તેં માની
નથી, નહિ તો હમણાં યહોવાહે ઇસ્રાએલ ઉપર તારૂં
રાજ્ય સદા સ્થાપ્યું હોત ૧૪ પણ હવે તારૂં રાજ્ય
ખરી રહેશે નહિ; યહોવાહે પોતાને મનગમતો એક
માણસ શોધી કાઢ્યો છે, ને યહોવાહે પોતાના લોક
પર રાજા તરીકે તેની નિમણૂક કીધી છે, કેમકે યહો-
વાહે જે આજ્ઞા તને આપી તે તેં પાળી નથી
૧૫ અને શમૂએલ ઉઠ્યો, ને ગિલ્ગાલથી બિન્યા-
મીનના ગિબઆહમાં ગયો, ને શાઉલે પોતાની સાથે
જે લોક હતા તેઓની ગણતી કીધી, તેઓ આસરે
છસેં માણસો હતા ૧૬ અને શાઉલ તથા તેનો દીકરો
યોનાથાન તથા તેઓની સાથે જે લોક હાજર હતા,
તેઓ બિન્યામીનના ગેબામાં રહ્યા, પણ પલિસ્તી-
ઓએ મિખ્માશમાં છાવણી કીધી ૧૭ અને પલિ-
સ્તીઓની છાવણીમાંથી લુટારાની ત્રણ ટોળીઓ
બહાર નિકળી, એક ટોળી ઓફ્રાહને માર્ગે શૂઆલ
દેશ તરફ વળી, ૧૮ ને બીજી ટોળી બેથ હોરોનના માર્ગ
ઉપર વળી, ને બીજી એક ટોળી, જે સીમા સબોઇમના
નીચાણની સામે અરણ્ય તરફ છે, તેને માર્ગે વળી
૧૯ હવે ઇસ્રાએલના આખા દેશમાં કોઈ લુહાર
મળતો નહોતો, કેમકે પલિસ્તીઓએ કહ્યું હતું કે,
રખે હેબ્રીઓ પોતાને માટે તરવાર કે ભાલા બનાવે
૨૦ પણ સર્વ ઇસ્રાએલ પોતાની કોશો, ને પોતાના
કોળદાતા ને પોતાની કુહાડીઓ, ને પોતાની કોદા
ળીઓ ટીપાવવાને પલિસ્તીઓ પાસે જતા ૨૧ તો
પણ કોદાળીઓ, ને કોળદાતા, ને સેંતલા ને કુહાડી
ઓને વાસ્તે તથા આર બેસાડવાને વાસ્તે તેઓની
પાસે કાનસ હતી ૨૨ તેથી લડાઈને દિવસે એમ થયું
કે જે સર્વ લોક શાઉલ તથા યોનાથાનના સાથે હતા,
તેઓના હાથમાં તરવાર કે ભાલા દેખાતા નહોતા,
પણ શાઉલ તથા તેના દીકરા યોનાથાનના હાથમાં
હતા ૨૩ અને પલિસ્તીઓનું લશ્કર બહાર નિકળીને
મિખ્માશના ઘાટ આગળ ગયું

૧૪ હવે એક દિવસે એમ થયું કે, શાઉલના
દીકરા યોનાથાને પોતાના શસ્ત્રધાર જુવા
નને કહ્યું કે, ચાલ, આપણે પલિસ્તીઓનું લશ્કર જે
પેલીગમ છે તેમાં જઈએ પણ પોતાના બાપને
તેણે એ કહ્યું નહિ ૨ અને શાઉલે ગિબઆહના છેક
છેવાડા ભાગમાં મિગ્રોનમાં દાડમના એક ઝાડ નીચે
ઉતારો કીધો હતો, ને તેની સાથેના લોક આસરે
છસેં હતા ૩ અને શીલોહમાં યહોવાહનો યાજક
એલીના દીકરા ફીનહાસના દીકરા ઇખાબોદના ભાઈ
અહીટૂબનો દીકરો અહીયાહ એફોદ પહેરેલો હતો,
ને લોકો જાણતા નહોતા કે યોનાથાન ગયો છે ૪ અને
પલિસ્તીઓના લશ્કર પાસે યોનાથાન જે રસ્તે થઈને
જવાનું શોધતો હતો, તેની એક બાજુએ ખડકની
કડણ હતી, ને બીજી બાજુએ ખડકની કડણ હતી,
ને એકનું નામ બોસેસ, ને બીજાનું નામ સેનેહ હતું.
૫ એક કડણ ઉત્તર ગમ મિખ્માશ સામે, ને બીજી
કડણ દક્ષિણ ગમ ગેબા સામે આવેલી હતી ૬ અને

યોનાથાને પોતાના શસ્ત્રધાર જુવાનને કહ્યું કે, ચાલ,
આપણે એ બેસુનતી લોકની છાવણીમાં જઇએ,
કદાપિ યહોવાહ આપણી સહાય કરશે; કેમકે થોડાની
મારફતે કે ઘણાની મારફતે બચાવવાને યહોવાહને
કંઇ અડચણ નથી. ૭ અને તેના શસ્ત્રધારે તેને કહ્યું
કે, જે સર્વે તારા મનમાં છે તે કર; વળીને [ત્યાં
ચાલ], હું તારી ઇચ્છા પ્રમાણે તારી સાથે છું ૮ ત્યારે
યોનાથાને કહ્યું, જો, આપણે તે માણસોની પાસે
જઇએ, ને તેઓને દેખા દઇએ ૯ જો તેઓ આપણને
એમ કહેશે કે, અમે તમારી પાસે આવીએ ત્યાં સુધી
સબૂર કરો, તો આપણે પોતાને ઠેકાણે ઉભા રહીશું. ને
તેઓની પાસે નહિ જઇએ ૧૦ પણ જો તેઓ કહેશે
કે, અમારી પાસે ઉપર આવો, તો આપણે ઉપર
જઇશું; કેમકે યહોવાહે તેઓને આપણા હાથમાં
સોંપી દીધા છે; ને એ આપણે સારૂ ચિન્હ થશે
૧૧ અને તે બન્નેએ પલિસ્તીઓના લશ્કરને દેખા
દીધી, ને પલિસ્તીઓએ કહ્યું, જુઓ, જે ખાડાઓમાં
હેબ્રીઓ સંતાઇ રહ્યા હતા, તેઓમાંથી તેઓ નિકળે
છે ૧૨ અને લશ્કરના માણસોએ યોનાથાનને તથા
તેના શસ્ત્રધારને ઉત્તર આપીને કહ્યું કે, ઉપર અમારી
પાસે આવો, એટલે અમે તમને કંઇક દેખાડીએ; ને
યોનાથાને પોતાના શસ્ત્રધારને કહ્યું કે, મારી પાછળ
ઉપર આવ, કેમકે યહોવાહે તેઓને ઇસ્રાએલના
હાથમાં સોંપી દીધા છે. ૧૩ અને યોનાથાન ઘુંટણીએ
પડીને ચડ્યો, ને તેનો શસ્ત્રધાર તેની પાછળ પાછળ
[ચડ્યો]; ને યોનાથાન આગળ તેઓ માર્યા ગયા,
ને તેના શસ્ત્રધારે તેની પાછળ તેઓને માર્યા. ૧૪ અને
જે પહેલી કતલ યોનાથાને તથા તેના શસ્ત્રધારે કીધી
તે આસરે વીસ માણસની હતી, એટલે જાણે કે એક
એકર જમીનમાં અરધા ચાસની લંબાઇ જેટલામાં.
૧૫ અને છાવણીમાં તથા રણક્ષેત્રમાં તથા સર્વ લોકમાં
કંપારો વછૂટ્યો; ને લશ્કર તથા લુટનારા પણ કંપ્યા, ને
ભૂમિ કંપી, ને એમ ઘણો મોટો કંપારો થયો. ૧૬ અને
શાઉલના પેહેરેગીરો જે બિન્યામીનના ગિબઆહમાં
હતા તેઓએ જોયું, તો જુઓ, સમુદાય ઓછો થતો
જતો હતો, ને તેઓ અહીં તહીં દોડતા હતા.

૧૭ અને શાઉલે પોતાની સાથે જે લોક હતા તેઓને
કહ્યું કે, ગણતી કરીને જુઓ, કે આપણામાંથી કોણ
ગયો છે અને તેઓએ ગણત્રી કીધી, ત્યારે જુઓ,
યોનાથાન તથા તેનો શસ્ત્રધાર ત્યાં નહોતા. ૧૮ અને
શાઉલે અહીયાહને કહ્યું કે, દેવનો કોષ અહીં લાવ;
કેમકે તે વખતે દેવનો કોષ ઇસ્રાએલપુત્રો મધ્યે હતો
૧૯ અને શાઉલ યાજકની સાથે વાત કરતો હતો તે
દરમ્યાન એમ થયું કે, પલિસ્તીઓની છાવણીમાં જે
હુનામો થતો હતો તે વધતો ને વધતો થતો ગયો;
ને શાઉલે યાજકને કહ્યું, તારો હાથ પાછો ખેંચી લે.
૨૦ અને શાઉલ તથા તેની સાથે જે સઘળા લોક હતા,
તેઓ એકઠા થયા, ને લડવાને આવ્યા; ને જુઓ,
પ્રત્યેક માણસની તરવાર પોતાના સોબતી વિરૂદ્ધ હતી,
ને મોટો ઘાણ વળી ગયો હતો. ૨૧ હવે જે હેબ્રીઓ
અગાઉની પેઠે પલિસ્તીઓ સાથે હતા, જેઓ ચારો-
ગમના પ્રદેશમાંથી તેઓની સાથે છાવણીમાં ગયા
હતા, તેઓ પણ ફરી જઇને શાઉલ તથા યોનાથાનની
સાથેના ઇસ્રાએલીઓની સાથે મળી ગયા ૨૨ તેમજ
જે સર્વે ઇસ્રાએલના માણસો એફ્રાઇમના પહાડી
દેશમાં સંતાઇ ગયા હતા તેઓ પણ, પલિસ્તીઓ
નાસે છે એવું સાંભળીને, લડાઇમાં તેઓની પૂઠે
લગોલગ લાગ્યા. ૨૩ એમ યહોવાહે તે દિવસે ઇસ્રા-
એલનો બચાવ કીધો; ને લડાઇ બેથ આવેનની પાસે
થઇને આગળ ચાલી ૨૪ અને તે દિવસે ઇસ્રાએલના
માણસો હેરાન થયા; પણ શાઉલે લોકોને સોગન
દઇને કહ્યું હતું કે, સાંજ પડે ત્યાં સુધી તથા મારા
શત્રુઓ પર મારૂં વેર વળે ત્યાં સુધી જે કોઇ માણસ
કંઇ પણ ખોરાક ખાય તે શાપિત થાઓ; માટે
લોકોમાંથી કોઇએ કંઇ પણ ખાવાનું ચાખ્યું નહિ.
૨૫ અને સઘળા લોક વનમાં આવ્યા, ને ત્યાં ભૂમિ
ઉપર મધ હતું. ૨૬ અને વન મધ્યે લોકો આવ્યા
ત્યારે, જુઓ, મધ ટપકતું હતું; પણ કોઇએ પોતાનો
હાથ પોતાને મ્હોડે લગાડ્યો નહિ; કેમકે લોકો પેલા
સમથી બીતા હતા. ૨૭ પણ તેના બાપે લોકોને સોગન
દીધા ત્યારે યોનાથાને સાંભળ્યું ન હતું, માટે તેણે
પોતાના હાથમાં જે લાકડી હતી તે લાંબી કરીને તેનો
છેડો મધપુડામાં બોળીને પોતાનો હાથ પોતાને મ્હોડે
લગાડ્યો; ત્યારે તેની આંખોમાં તેજ આવ્યું. ૨૮ અને
લોકોમાંથી એક જણે ઉત્તર દેતાં કહ્યું, તારા બાપે
લોકોને સોગન દઇને સખત રીતે હુકમ કર્યો છે, કે
જે માણસ આજ કંઇ અન્ન ખાય તે શાપિત થાય.
અને લોકો નિર્ગત થઇ ગયા હતા ૨૯ ત્યારે યોનાથાને
કહ્યું કે, મારા બાપે દેશને હેરાન કીધો છે; કૃપા
કરીને જો, મેં થોડુંક મધ ચાખ્યું છે, તેથી મારી

આખોમા કેવુ તેજ આવ્યુ છે! ૩૦ને જો સુભાગ્યે
આજે લોકોએ પોતાના શત્રુઓની પાસેથી મેળવેલી
લૂટમાથી મનમાન્યુ ખાધુ હોત તો કેટલો વધારે
ફાયદો થાત! કેમકે હાલ પલિસ્તીઓમા આ કરતા
ઘણી મોટી કતલ થઇ હોત ૩૧અને તે દિવસે
મિખ્માશથી આયાલોન સુધી તેઓ પલિસ્તીઓને
મારતા ગયા, ને લોકો ઘણા નિ ાંત થઇ ગયા હતા
૩૨અને લોકો લૂટ પર ધસી પડ્યા ને ઘેટા તથા
બળદો તથા વાછરડા લઇને ભૂમિ ઉપર તેઓનો વધ
કરીને રક્ત સુદ્ધા તેઓને ખાવા લાગ્યા ૩૩ત્યારે
તેઓએ શાઉલને કહ્યુ કે, જો લોકો રક્ત સુદ્ધા ખાઇને
દેવ વિરૂદ્ધ પાપ કરે છે ત્યારે તેણે કહ્યુ તમે ઠગાઇ
કરી છે, આજે એક મોટો પત્થર ગગડાવીને મારી
પાસે લાવો ૩૪અને શાઉલે કહ્યુ તમે લોકો મધ્યે
વિખેરાઇ જઇને તેઓને કહો કે પ્રત્યેક માણસ
પોતાનો બળદ, તથા પોતાનુ ઘેટુ અહી મારી પાસે
લાવે ને અહીં તેઓને કાપીને ખાય, પણ તમે રક્ત
સુદ્ધા ખાઇને યહોવાહ વિરૂદ્ધ પાપ કરશો મા અને
તે રાત્રે સર્વ લોકોએ પોતપોતાનો બળદ સાથે લાવીને
તેઓને ત્યા કાપ્યા ૩૫અને શાઉલે યહોવાહને સારૂ
વેદી બાધી, જે પહેલી વેદી તેણે યહોવાહને સારૂ
બાધી તે એજ હતી

૩૬અને શાઉલે કહ્યુ આપણે રાતની વેળાએ
પલિસ્તીઓની પાછળ ઉતરી પડીએ, ને સવારના
અજવાળા સુધી તેઓને લૂટીએ ને તેઓમાનો એક
માણસ રહેવા ન દઇએ અને તેઓએ કહ્યુ, જે કઇ
તને સારૂ લાગે તે કર, ત્યારે યાજકે કહ્યુ કે આપણે
અહીં દેવની હજુરમા એકઠા થઇએ ૩૭અને શાઉલે
દેવની સલાહ પુછી કે, હુ પલિસ્તીઓની પાછળ
ઉતરી પડુ? શુ તુ તેઓને ઇસ્રાએલના હાથમા
આપશે? પણ તેણે તે દિવસે કઇ ઉત્તર આપ્યો
નહિ ૩૮અને શાઉલે કહ્યુ લોકોના સર્વ આગેવાનો
તમે અહીં આવો, અને આજ આ પાપ શાથી થયુ
છે એ તપાસ કરી શોધી કાઢો ૩૯કેમકે ઇસ્રાએલનો
ઉદ્ધાર કરનાર યહોવાહના સોગન ખાઇને [હુ કહુ છુ
કે], જો તે મારો દીકરો યોનાથાન હશે તો તે પણ
નિશ્ચય માર્યો જશે પણ સર્વ લોકોમાથી કોઇએ
પણ ઉત્તર આપ્યો નહિ ૪૦ત્યારે તેણે સર્વ ઇસ્રા
એલને કહ્યુ કે, તમે એક બાજુએ રહો, ને હુ તથા
મારો દીકરો યોનાથાન બીજી બાજુએ રહીએ, ને
લોકોએ શાઉલને કહ્યુ જે તને સારૂ લાગે તે કર
૪૧માટે શાઉલે ઇસ્રાએલના યહોવાહ દેવને કહ્યુ કે,
સત્ય વાત જણાવ અને યોનાથાન તથા શાઉલ
[ચિઠ્ઠીથી] પકડાયા, પણ લોક બચી ગયા ૪૨અને
શાઉલે કહ્યુ મારી ને મારા દીકરા યોનાથાન વચ્ચે
[ચિઠ્ઠીઓ] નાખો અને યોનાથાન પકડાયો ૪૩ત્યારે
શાઉલે યોનાથાનને કહ્યુ, તેં શુ કીધુ છે તે મને કહે
ત્યારે યોનાથાને તેને કહ્યુ કે, મારા હાથમા લાકડી
હતી તેના છેડાથી મેં કેવળ થોડુ મધ ચાખ્યુ છે, ને
જો, મારે મરવુ પડે છે ૪૪અને શાઉલે કહ્યુ, એવુ
ને એથી વધારે પણ દેવ કરો, કેમકે યોનાથાન તુ
નિશ્ચય મરશે ૪૫અને લોકોએ શાઉલને કહ્યુ શુ,
યોનાથાન જેણે ઇસ્રાએલ મધ્યે આ મોટો ઉદ્ધાર
કીધો છે તે મરશે? એવુ ન થાઓ, જીવતા યહોવા
હના સમ, કે તેના માથાનો એક પણ વાળ ભૂમિ
પર પડનાર નથી કેમકે તેણે આજે દેવની સહાયથી
કામ કીધુ છે એમ લોકોએ યોનાથાનને મોતથી
ઉગાર્યો ૪૬અને શાઉલ પલિસ્તીઓનો કેડો છોડીને
ચાલ્યો ગયો, ને પલિસ્તીઓ પોતાને ઠેકાણે ગયા

૪૭હવે ઇસ્રાએલ પર રાજ્યપદ ધારણ કીધા
પછી શાઉલ તેની ચારેગમના સર્વ શત્રુઓની સામે,
એટલે મોઆબની સામે, તથા આમ્મોનપુત્રોની સામે,
તથા અદોમની સામે તથા સોબાહના રાજાઓ સામે
તથા પલિસ્તીઓ સામે લડ્યા, ને જ્યા જ્યા તે
ફર્યો ત્યા ત્યા તેણે તેઓને ત્રાસ પમાડ્યો ૪૮અને
તેણે બહાદુરી કરીને અમાલેકીઓને માર્યા, ને ઇસ્રા
એલને તેઓના લૂટારાઓના હાથમાથી મુક્ત કીધા

૪૯હવે શાઉલના દીકરા યોનાથાન, ને યિશ્વી, ને
માલ્કીશૂઆ હતા, અને તેની બે દીકરીઓના નામ
આ હતા, એટલે જ્યેષ્ઠનુ નામ મેરાબ, ને કનિષ્ઠનુ
નામ મીખાલ હતુ ૫૦અને શાઉલની પત્નીનુ નામ
અહીનોઆમ હતુ તે અહીમાઆસની દીકરી હતી,
ને સેનાપતિનુ નામ આબ્નેર હતુ, તે શાઉલના કાકા
નેરનો દીકરો હતો ૫૧અને કીશ શાઉલનો બાપ
હતો, ને આબ્નેરનો બાપ નેર એ અબીએલના
દીકરો હતો

૫૨અને શાઉલના સર્વ દિવસોમા પલિસ્તીઓ
સાથે સખત યુદ્ધ ચાલતુ હતુ, ને શાઉલ કોઇ પરા-
ક્રમી માણસને કે કોઇ શૂરા માણસને જોતો, તો તે
તેને પોતાની પાસે રાખતો

૧૫ અને શમૂએલે શાઉલને કહ્યું કે, યહોવાહે
પોતાના લોક એટલે ઇસ્રાએલ ઉપર રાજા
થવા સારૂ તને અભિષિક્ત કરવાને મને મોકલ્યો હતો,
એ માટે હવે યહોવાહનાં વચનોની વાણી સાંભળ.
૨ સૈન્યનો યહોવાહ એમ કહે છે કે, અમાલેકે ઇસ્રા-
એલને મિસરમાંથી નિકળીને જતા જે કીધું, એટલે
કેવી રીતે માર્ગમાં તેની સામે થયો, તે મેં ધ્યાનમાં
લીધું છે ૩ તો હવે તું જઇને અમાલેકને માર, ને
તેઓનું જે કંઇ હોય તેનો પુરો વિનાશ કર; તેમના
પર દયા આણીશ નહિ; પણ પુરૂષ તથા સ્ત્રી, ને
બાળકો તથા ધાવણાં, બળદ તથા ઘેટાં, ઉંટ તથા
ગધેડાં, એ સર્વેને મારી નાખ

૪ અને શાઉલે લોકોને બોલાવીને ટલાઇમમાં તેઓની
ગણત્રી કીધી, તો પાયદળ બે લાખ, ને યહુદાહના
માણસો દસ હજાર થયા. ૫ અને શાઉલ અમાલેકના
નગર પાસે જઇને નીચાણમાં સંતાઇ રહ્યો ૬ અને
શાઉલે કેનીઓને કહ્યું કે, અમાલેકીઓની સાથે તમારો
નાશ હું ન કરૂં માટે તેઓમાંથી નિકળીને તમે જતા
રહો; કેમકે ઇસ્રાએલપુત્રો મિસરમાંથી આવ્યા ત્યારે
તે સર્વેની સાથે તમે માયાળુપણે વર્ત્યા હતા, તેથી
કેનીઓ અમાલેકીઓમાંથી નિકળી ગયા ૭ અને
શાઉલે હવીલાહથી તે મિસર સામેના શૂર સુધી
અમાલેકીઓને માર્યા ૮ અને અમાલેકીઓના રાજા
અગાગને તેણે જીવતો પકડ્યો, ને સર્વ લોકનો તેણે
તરવારની ધારથી પુરો વિનાશ કર્યો. ૯ પણ શાઉલે
તથા લોકોએ અગાગને, તથા ઘેટાં, તથા બળદો, તથા
પુષ્ટ જનાવરો, એઓમાંથી ઉત્તમ ઉત્તમને, તથા
હલવાનોને, તથા સારી સારી બધી વસ્તુઓને બચાવી,
ને તેઓનો વિનાશ કીધો નહિ; પણ પ્રત્યેક જે
નકામી તથા નાખી દેવાની ચીજ, તેનો પુરો વિનાશ
તેઓએ કીધો

૧૦ ત્યારે યહોવાહનું વચન શમુએલની પાસે એ
પ્રમાણે આવ્યું કે, ૧૧ મેં શાઉલને રાજા ઠરાવ્યો છે
એ વિષે મને અનુતાપ થાય છે; કેમકે મારી પાછળ
ચાલવું મુકી દઇને તે પાછો ફરી ગયો છે, ને મારી
આજ્ઞાઓ તેણે પાળી નથી અને શમૂએલને ગુસ્સો
ચઢ્યો; ને તેણે આખી રાત યહોવાહની વિનતી
કીધી. ૧૨ અને સવારે શાઉલને મળવાને શમૂએલ
પરોઢીએ ઉઠ્યો; અને શમૂએલને એવી ખબર મળી
કે, શાઉલ કાર્મેલમાં આવ્યો છે, ને જુઓ, તેણે
પોતાને સારૂ કીર્તિસ્તંભ ઉભો કીધો છે, ને ત્યાંથી
પાછો વળીને આગળ ચાલીને ગિલ્ગાલમાં ઉતરી પડ્યો
છે. ૧૩ અને શમૂએલ શાઉલ પાસે આવ્યો; ને શાઉલે
તેને કહ્યું, યહોવાહ તને આશિષ દે; મેં યહોવાહની
આજ્ઞા પુરી કીધી છે. ૧૪ અને શમૂએલે કહ્યું, ત્યારે
ઘેટાંઓની બેંબેં કરવી જે મારે કાને પડે છે, ને બળ-
દોનું બરાડવું જે હું સાંભળું છું, તેનો અર્થ શો છે?
૧૫ ને શાઉલે કહ્યું કે, તેઓને તેઓ અમાલેકીઓ
પાસેથી લાવ્યા છે; કેમકે લોકોએ ઉત્તમ ઉત્તમ ઘેટાં
તથા બળદો તારા દેવ યહોવાહ આગળ યજ્ઞ કરવા
સારૂ બચાવ્યાં, ને બાકીનાઓનો અમે પુરો વિનાશ
કીધો છે ૧૬ ત્યારે શમૂએલે શાઉલને કહ્યું કે, ઉભો
રહે, ને આજ રાત્રે યહોવાહે મને જે કહ્યું છે તે હું
તને કહું; ને તેણે તેને કહ્યું, કહે ૧૭ અને શમૂએલે
કહ્યું, તું પોતાની દૃષ્ટિમાં જુજ જેવો હતો તો પણ
તને ઇસ્રાએલનાં કુળો પર મુખ્ય બનાવ્યો નહોતો શું?
ને યહોવાહે તને ઇસ્રાએલના રાજા તરીકે અભિષિક્ત
કીધો; ૧૮ ને યહોવાહે તને સ્વારીએ મોકલીને કહ્યું
કે, જા, ને તે પાપિષ્ટ અમાલેકીઓનો પુરેપુરો વિનાશ
કર; ને તેઓનો નાશ થાય ત્યાં સુધી તેઓની સાથે
લડાઇ કર ૧૯ તો યહોવાહની વાણી તેં કેમ માની
નહિ, પણ લુટ પર ધસી ગયો, ને યહોવાહની
દૃષ્ટિમાં ભુંડુ કર્યું? ૨૦ ને શાઉલે શમૂએલને કહ્યું, મેં
યહોવાહની વાણી માની છે, ને જે માર્ગે યહોવાહે
મને મોકલ્યો હતો તે [ માર્ગે ] હું ગયો છું; ને
અમાલેકીઓનો પુરો વિનાશ કરીને તેઓના રાજા
અગાગને લાવ્યો છું ૨૧ પણ સમર્પિત વસ્તુઓમાંથી
લુટને સારૂ ઉત્તમ ઘેટાં, તથા બળદો લોકોએ તારા
દેવ યહોવાહની આગળ ગિલ્ગાલમાં યજ્ઞ કરવા સારૂ
લીધાં. ૨૨ અને શમૂએલે કહ્યું કે, પોતાની વાણી
માનવામાં આવ્યાથી જેટલો રાજી યહોવાહ થાય છે,
તેટલો દહનીયાર્પણો તથા યજ્ઞથી થાય છે શું? જો,
યજ્ઞ કરતાં આજ્ઞાપાલન સારૂ છે; ને ઘેટાંના મેદ કરતાં
સાંભળવું સારૂ છે. ૨૩ કેમકે દગો એ જાદુગિરીના પાપ
જેવો છે, ને હઠીલાઇ દુષ્ટપણા તથા મૂર્તિપૂજા જેવું
છે; તેં યહોવાહનો શબ્દ નકાર્યો છે, માટે તેણે પણ
તને રાજા હોવાથી નકાર્યો છે. ૨૪ અને શાઉલે શમૂ-
એલને કહ્યું, મેં પાપ કીધું છે, કેમકે મેં યહોવાહની
આજ્ઞાનું તથા તારી વાતોનું ઉલ્લંઘન કીધું છે; કારણ
કે મેં લોકોથી બીને તેઓની વાણી સાંભળી. ૨૫ તો

કૃપા કરી મારા પાપની ક્ષમા કર, ને પાછો ફરીને
મારી સાથે ચાલ, કે હું યહોવાહનું ભજન કરૂં. ૨૬ અને
શમુએલે શાઉલને કહ્યું કે, હું પાછો ફરીને તારી સાથે
નહિ આવું, કેમકે તેં યહોવાહનો શબ્દ નકાર્યો છે, ને
યહોવાહે તને ઇસ્રાએલ ઉપર રાજા હોવાથી નકાર્યો
છે. ૨૭ અને શમુએલે જવાને પીઠ ફેરવી, ત્યારે તેણે
તેના ઝભાની કોર પકડી, ને તે ફાટી. ૨૮ અને શમુ-
એલે તેને કહ્યું કે, યહોવાહે આજ ઇસ્રાએલનું રાજ્ય
તારી પાસેથી ફાડી લીધું છે, ને તારો પડોસી જે
તારા કરતાં સારો છે તેને આપ્યું છે. ૨૯ અને વળી
ઇસ્રાએલનું સામર્થ્ય તે જૂઠું બોલશેજ નહિ, ને અનુ-
તાપ કરશેજ નહિ; કેમકે તે માણસ નથી કે અનુતાપ
કરે. ૩૦ ત્યારે તેણે કહ્યું કે, મેં પાપ કીધું છે; તો
પણ કૃપા કરી હાલ મારા લોકોના વડીલોની આગળ,
તથા ઇસ્રાએલ આગળ મારૂં માન રાખ, ને તારા દેવ
યહોવાહનું ભજન હું કરૂં, માટે પાછો ફરીને મારી
સાથે આવ. ૩૧ તેથી શમૂએલ ફરીને શાઉલની પાછળ
પાછો ગયો, ને શાઉલે યહોવાહનું ભજન કીધું.

૩૧ ત્યારે શમુએલે કહ્યું, અમાલેકીઓના રાજા
અગાગને અહીં મારી પાસે લાવો, ને અગાગ તેની
પાસે ખુશીથી આવ્યો. અને અગાગે કહ્યું કે, નિશ્ચે
મરણની વેદના[ની બીક] વિતી ગઇ છે. ૩૩ અને
શમુએલે કહ્યું, જેમ તારી તરવારે સ્ત્રીઓને પુત્રહીન
કીધી છે, તેમ તારી મા સ્ત્રીઓ મધ્યે પુત્રહીન થશે.
અને શમૂએલે ગિલ્ગાલમાં યહોવાહ આગળ અગાગને
કાપીને ટુકડા કીધા.

૩૪ ત્યારે શમૂએલ રામાહમાં ગયો, ને શાઉલ
પોતાને ઘેર શાઉલના ગિબઆહમાં ગયો. ૩૫ અને
શમૂએલ પોતાના મરણના દિવસ સુધી શાઉલને
ફરીથી મળવા ગયો નહિ, તો પણ શમૂએલ શાઉલને
સારૂ શોક કરતો હતો, ને શાઉલને ઇસ્રાએલ ઉપર
રાજા ઠરાવ્યાને લીધે યહોવાહને અનુતાપ થયો.

૧૬ અને યહોવાહે શમૂએલને કહ્યું કે, શાઉલને
ઇસ્રાએલ ઉપર રાજા હોવાથી મેં નકાર્યો
છે, તેમ છતાં તું ક્યાં સુધી તેને સારૂ શોક કરશે?
તારૂં શિંગ તેલથી ભરીને જા, યિશાઇ બેથલેહેમી પાસે
હું તને મોકલીશ, કેમકે મેં તેના દીકરાઓ મધ્યે મારે
સારૂ રાજા નિર્માણ કરી રાખ્યો છે. ૨ અને શમૂએલે
કહ્યું, મારાથી કેમ કરીને જવાય? જો શાઉલ સાંભ-
ળશે તો મને મારી નાખશે. અને યહોવાહે કહ્યું,
તારી સાથે એક વાછરડી લે, ને યહોવાહને યજ્ઞ ચઢા-
વવા સારૂ આવ્યો છું એમ કહેજે. ૩ અને તે યજ્ઞમાં
યિશાઇને બોલાવજે, ને તારે શું કરવું તે હું તને
બતાવીશ, ને હું જેનું નામ તને કહીશ તેનો મારે
સારૂ અભિષેક કરજે. ૪ અને યહોવાહે જે કહ્યું હતું
તે કરીને શમૂએલ બેથલેહેમ આવ્યો; ને નગરના
વડીલો તેને મળવા ધ્રુજતા ધ્રુજતા આવ્યા, ને કહ્યું,
શું તું સલાહશાંતિસહિત આવ્યો છે? ને તેણે કહ્યું
કે, સલાહશાંતિસહિત; હું યહોવાહને યજ્ઞાર્પણ ચઢા-
વવાને આવ્યો છું; તમે પોતાને શુદ્ધ કરીને મારી
સાથે યજ્ઞકાર્યમાં આવો. અને તેણે યિશાઇ તથા
તેના દીકરાઓને પાવન કરીને તેઓને યજ્ઞકાર્યમાં
બોલાવ્યા. ૬ અને તેઓ આવ્યા એટલે એમ થયું કે,
અલીઆબને જોઇને તેણે કહ્યું, નિશ્ચે યહોવાહનો
અભિષિક્ત તેની સન્મુખ છે. ૭ પણ યહોવાહે શમૂ-
એલને કહ્યું કે, તેના મ્હોં તરફ તથા તેના શરીરની
ઉંચાઇ તરફ ન જો; કેમકે મેં એને નાપસંદ કીધો
છે; કારણ કે જેમ માણસ જુએ છે, તેમ [યહોવાહ]
જોતો નથી; કેમકે માણસ બહારના દેખાવ તરફ
જુએ છે, પણ યહોવાહ હૃદય તરફ જુએ છે. ૮ પછી
યિશાઇએ અબીનાદાબને બોલાવ્યો, ને તેને શમૂએલ
આગળ થઇને ચલાવ્યો; ને તેણે કહ્યું કે, યહોવાહે
એને પણ પસંદ કીધો નથી. ૯ તે પછી યિશાઇએ
શામ્માહને ત્યાં આગળ થઇને ચલાવ્યો; ને તેણે કહ્યું
કે, યહોવાહે એને પણ પસંદ કીધો નથી. ૧૦ અને
યિશાઇએ પોતાના દીકરાઓમાંના સાતને શમૂએલ
આગળ થઇને ચલાવ્યા. અને શમૂએલે યિશાઇને
કહ્યું, એઓને યહોવાહે પસંદ કીધા નથી. ૧૧ અને
શમૂએલે યિશાઇને કહ્યું, તારા સર્વ દીકરાઓ શું અહીં
છે? ને તેણે કહ્યું, નાનો હજી બાકી રહ્યો છે, ને જો,
તે ઘેટાં સંભાળે છે. અને શમૂએલે યિશાઇને કહ્યું,
માણસ મોકલીને તેને બોલાવી મંગાવ, કેમકે તે અહીં
આવશે ત્યાં સુધી અમે નીચે નહિ બેસીએ. ૧૨ અને
તેણે માણસ મોકલીને તેને તેડી મંગાવ્યો. હવે તે
લાલચોળ તથા સુંદર ચહેરાનો તથા દેખાવમાં રૂપાળો
હતો. અને યહોવાહે કહ્યું કે, ઉઠીને એનો અભિષેક
કર, કેમકે એજ તે છે. ૧૩ ત્યારે શમૂએલે તેલનું શિંગ
લઇને તેના ભાઇઓની વચમાં તેનો અભિષેક કીધો;
ને તે દિવસથી માંડીને યહોવાહનો આત્મા દાઉદ
પર પરાક્રમસહિત આવ્યો. અને શમૂએલ ઉઠીને
રામાહમાં ગયો.

૧૪ હવે યહોવાહનો આત્મા શાઉલ પાસેથી જતો
રહ્યો હતો, ને યહોવાહની તરફથી એક દુષ્ટ આત્મા
તેને હેરાન કરતો હતો ૧૫ અને શાઉલના દાસોએ
તેને કહ્યુ કે, હવે, જો, દેવ તરફથી એક દુષ્ટ આત્મા
તને હેરાન કરે છે ૧૬ અમારા સ્વામીએ પોતાની
હજુરમાના પોતાના દાસોને એવી આજ્ઞા કરવી કે,
વીણા વગાડનાર એક પ્રવીણ માણસને શોધી કાઢો,
ને જ્યારે દુષ્ટ આત્મા દેવ તરફથી તારા ઉપર આવશે
ત્યારે એમ થશે કે, તે પોતાના હાથથી વગાડશે, ને
તું સારો થશે ૧૭ અને શાઉલે પોતાના દાસોને કહ્યુ
કે, એક સારો બજવૈયો મારે સારૂ ઉભો કરીને તેને
મારી પાસે લાવો ૧૮ ત્યારે જુવાનોમાથી એકે એવો
ઉત્તર આપ્યો કે, જો, બેથલેહેમીનો દીકરો મે
જોયો છે, કે જે વગાડવામા કુશળ, ને પરાક્રમી યોદ્ધા
તથા લડવૈયો, તથા બોલવે ગાણો, તથા ફુટડો છે,
ને યહોવાહ તેની સાથે છે ૧ અને શાઉલે યિશાઇ
પાસે સંદેશીઆ મોકલીને કહેવડાવ્યુ કે, તારો દીકરો
દાઉદ જે ઘેટાની સાથે છે તેને મારી પાસે મોકલ
૨૦ અને યિશાઇએ રોટલી, તથા દ્રાક્ષરસની એક કુપી,
તથા બકરાનુ એક બચ્ચુ, એક ગધેડા પર [ લાદીને ]
પોતાના દીકરા દાઉદની મારફતે શાઉલને સારૂ મોક
લાવ્યા ૨૧ અને દાઉદ શાઉલ પાસે આવ્યો, ને તેની
સમ્મુખ ઉભો રહ્યો, ને તેને તેના પર ઘણી પ્રીતિ
ઉપજી, ને તે તેનો શસ્ત્રધાર થયો ૨૨ અને શાઉલે
યિશાઇ પાસે માણસ મોકલીને કહેવડાવ્યુ કે, દાઉદને
મારી હજુરમા ઉભો રહેનાર થવા દે, કેમકે મારી
દૃષ્ટિમા તે કૃપા પામ્યો છે ૨૩ અને દેવ તરફથી દુષ્ટ
આત્મા શાઉલ પર આવતો, ત્યારે એમ થતું કે, દાઉદ
વીણા લઇને પોતાના હાથથી વગાડતો, તેથી શાઉલ
સાજો તાજો થઇ જતો, ને તે દુષ્ટ આત્મા તેની પાસેથી
જતો રહેતો

૧૭ પછી પલિસ્તીઓએ પોતાના સૈન્યો યુદ્ધને
સારૂ એકઠા કીધા અને સોખોહ જે
યહુદાહનુ છે તેમા તેઓ એકઠા થયા, ને એફેસદા
સ્મીમમા, સોખોહ તથા અઝેકાહની વચ્ચે, છાવણી
કીધી ૨ અને શાઉલ તથા ઇસ્રાએલના માણસો
એકઠા થયા, ને તેઓએ એલાહની ખીણમા છાવણી
કરીને પલિસ્તીઓ સામે યુદ્ધવ્યૂહ રચ્યા ૩ અને
પલિસ્તીઓ એક બાજુએ પર્વત ઉપર ઉભા રહ્યા, ને
ઇસ્રાએલ બીજી બાજુએ પર્વત ઉપર ઉભા રહ્યા
અને તેઓની વચ્ચે ખીણ હતી. ૪ અને ગોલ્યાથ
નામે ગાથનો એક યોદ્ધો પલિસ્તીઓની છાવણીમાથી
બહાર નિકળી આવ્યો, તેની ઉંચાઇ છ હાથ અને એક
વેંત હતી ૫ અને તેના માથા ઉપર પિત્તળનો એક
ટોપ હતો, ને તેણે બખતર પહેરેલુ હતું, ને તે બખ-
તરનુ વજન પિત્તળના પાચ હજાર શેકેલનુ હતું ૬ અને
તેને પગે પિત્તળના ખોભળા હતા, ને તેના ખભા
વચ્ચે પિત્તળનો ભાલો હતો ૭ અને તેની બરછીનો
દાંડો વણકરની તોરના સરખો હતો, ને તેની બર-
છીના ફળનુ વજન લોઢાના છસેં શેકેલનુ હતું, ને તેની
ઢાલ ઉંચકનાર તેની આગળ ચાલતો હતો ૮ અને
તેણે ઉભા રહીને ઇસ્રાએલના સૈન્યને હાક મારી, ને
તેઓને કહ્યુ કે, તમે યુદ્ધવ્યૂહ રચવાને કેમ નિકળ્યા
છો? શું, હુ પલિસ્તી, ને તમે શાઉલના ચાકર નથી?
તમે પોતાને સારૂ એક માણસ ચુંટી કાઢો, ને તે મારી
પાસે ઉતરી આવે ૯ જો મારી સાથે લડીને તે મને
મારી નાખી શકે, તો અમે તમારા તાબેદાર થઇશુ,
પણ હુ તેના પર જીત પામીને તેને મારી નાખુ, તો
તમારે અમારા દાસ થઇને અમારા તાબેદાર થવુ
૧૦ અને તે પલિસ્તીએ કહ્યુ કે, હુ આજ ઇસ્રાએલના
સૈન્યનો તુચ્છકાર કરૂ છું, મને એક માણસ આપો, કે
અમે દ્વંદ્વ યુદ્ધ કરીએ ૧૧ અને જ્યારે શાઉલે તથા
સર્વ ઇસ્રાએલે તે પલિસ્તીના એ શબ્દ સાભળ્યા,
ત્યારે તેઓ ગાભરા બની જઇને ઘણા બીધા

૧૨ હવે દાઉદ બેથલેહેમ-યહુદાહના યિશાઇ નામના
એક એફ્રાથી માણસનો દીકરો હતો, ને તેને આઠ
દીકરા હતા, ને તે માણસ શાઉલના દિવસોમા વૃદ્ધ
તથા પાકી ઉમરનો લોકોમા ગણાતો હતો ૧૩ અને
યિશાઇના ત્રણ વડા દીકરાઓ શાઉલની સરદારી
તળે લડાઇમા ગયા હતા, ને તેના જે ત્રણ દીકરા
લડાઇમા ગયા હતા તેઓમાના જ્યેષ્ઠનુ નામ અલી-
આબ, ને બીજાનુ અબીનાદાબ, અને ત્રીજાનુ શામ્માહ
હતું ૧૪ અને દાઉદ સૌથી નાનો હતો, ને ત્રણ વડા
શાઉલની સરદારી તળે હતા ૧૫ હવે દાઉદ પોતાના
બાપના ઘેટા ચરાવવાને શાઉલ પાસેથી બેથલેહેમ
આવ જા કરતો હતો ૧૬ અને તે પલિસ્તી સવારે
તથા સાંજે પાસે આવીને ચાળીસ દિવસ લગી સામો
ઉભો રહેતો

૧૭ અને યિશાઇએ પોતાના દીકરા દાઉદને કહ્યુ કે,
તારા ભાઇઓને સારૂ આ એક એફા પોંક, ને આ દસ

રોટલી લઈને છાવણીમા તારા ભાઈઓ પાસે દોડતો
જા ૧૮ અને આ દસ પનીર તેઓના સહસ્રાધિપતિની
પાસે લઈ જઈને તેને આપજે, ને તારા ભાઈઓની
હાલત કેવી છે તે જોજે, ને તેઓની નિશાણી લેજે
૧૯ હવે શાઉલ તથા તેઓ તથા ઇસ્રાએલના સર્વ
માણસો એલાહના નીચાણમા પલિસ્તીઓ સાથે
લડતા હતા ૨૦ અને દાઊદ સવારે વહેલો ઉઠયો ને
એક રખેવાળને સ્વાધીન ઘેટા મુકીને યિશાઈએ તેને
કીધેલી આજ્ઞા પ્રમાણે લઈને ગયો, ને રણભૂમિમા
જવા માટે ચાલી નિકળેલા સૈન્યે યુદ્ધને સારૂ લલકાર
કીધો તે સમયે તે ગાડાની વાડ આગળ આવી
પહોચ્યો ૨૧ અને ઇસ્રાએલે તથા પલિસ્તીઓએ
પોતાના સૈન્યોનો યુદ્ધવ્યૂહ સામસામે રચ્યો હતો
૨૨ અને દાઊદ સાચવનારના હાથમા પોતાનો સામાન
સોપીને સૈન્ય તરફ દોડ્યો, ને ત્યા પહોચીને તેણે
પોતાના ભાઈઓને સલામ કીધી ૨૩ અને તે તેઓની
સાથે બોલતો હતો, એટલામા જુઓ, ગોલ્યાથ નામે
ગાથનો પલિસ્તી યોદ્ધો પલિસ્તીઓના સૈન્યમાથી
નિકળીને આગળના જેવા શબ્દો બોલવા લાગ્યો ને
દાઊદે તે સાભળ્યા ૨૪ અને ઇસ્રાએલના સર્વ માણસો
તે માણસને જોઈને તેની આગળથી નાઠા ને ઘણા
બીધા ૨૫ અને ઇસ્રાએલના માણસોએ કહ્યું કે, આ
જે માણસ આગળ આવે છે તેને તમે જોયો છે?
ઇસ્રાએલને તુચ્છકારવાને તે નિશ્ચય આગળ આવ્યો
છે, ને એમ થશે કે જે માણસ એને મારશે તેને
રાજા ઘણા દ્રવ્યથી દ્રવ્યવાન કરશે, ને પોતાની દીકરી
તેને દેશે, ને તેના બાપના ઘરને ઇસ્રાએલ મધ્યે
સ્વતંત્ર કરશે ૨૬ અને દાઊદે પાસે ઉભેલા માણસોને
કહ્યું કે, જે માણસ આ પલિસ્તીને મારીને ઇસ્રાએ
લથી મહેણુ દૂર કરશે તેને શું મળશે? કેમકે આ
બેસુનત પલિસ્તી કોણ છે કે જીવતા દેવના સૈન્યનો
તે તુચ્છકાર કરે? ૨૭ અને લોકોએ તેને એ પ્રમાણે
ઉત્તર આપ્યા કે, જે માણસ એને મારશે તેના હકમા
ફલાણું ફલાણુ કરવામા આવશે ૨૮ અને તેના વડા
ભાઈ અલીઆબે તેને તે માણસો સાથે બોલતા
સાભળ્યો, ને અલીઆબે દાઊદ ઉપર ગુસ્સે થઈને
કહ્યું કે, તુ અહી કેમ આવ્યો છે? ને પેલા થોડાએક
ઘેટા તે કોની પાસે રાનમા મુક્યા છે? તારો ગર્વ
ને તારા અંતઃકરણની દુષ્ટતા હુ જાણુ છુ, કેમકે લડાઈ
જોવા માટે તુ આવ્યો છે ૨ અને દાઊદે કહ્યું કે, મે
હમણા શું કીધુ છે? કંઈ કારણ નથી કે શું? ૩૦ અને
તે તેની પાસેથી મુખ ફેરવીને બીજાની પાસે ગયો,
ને તેજ પ્રમાણે બોલ્યો, ને લોકોએ ફરીથી તેને
આગલા પ્રમાણે ઉત્તર આપ્યો ૩૧ અને જે શબ્દો
દાઊદ બોલ્યો તે તેઓએ સાભળીને શાઉલની આગળ
ફરી સંભળાવ્યા, ને તેણે તેને તેડાવ્યો ૩૨ અને
દાઊદે શાઉલને કહ્યું કે, કોઈ પણ માણસનુ હૃદય તેને
લીધે ઉદાસી ન થાઓ, તારો સેવક જઈને તે પલિ
સ્તીની સાથે લડશે ૩૩ અને શાઉલે દાઊદને કહ્યું કે,
તે પલિસ્તીની સામે જઈને તેની સાથે લડવાને તું
શક્તિમાન નથી, કેમકે તું તો કેવળ જુવાન છે, પણ
ને પોતાની જુવાનીથી લડવૈયો છે ૩૪ અને દાઊદે
શાઉલને કહ્યું કે, તારો સેવક પોતાના બાપના ઘેટા
સાચવતો હતો, ને એક સિંહે તથા એક રીંછે આવીને
ટોળામાથી એક હલવાન લીધું, ૩૫ ને મે તેની પછ
વાડે લાગીને તેને માર્યા, ને એને તેના મુખમાથી
છોડાવ્યુ, ને તેણે મારા પર હુમલો કીધો ત્યારે મે
તેની દાઢી પકડીને તેને ઠેર માર્યો ૩૬ તારા સેવકે
સિંહ તથા રીંછ એ બન્નેને માર્યા, ને આ બેસુનત
પલિસ્તીના હાલ એ બેમાના એકના જેવા થશે, કેમકે
એણે જીવતા દેવના સૈન્યનો ધિક્કાર કીધો છે ૩૭ અને
દાઊદે કહ્યું કે, જે યહોવાહે તે સિંહના પંજાથી ને
રીંછના પંજાથી મને બચાવ્યા હતો, તે આ પલિ
સ્તીના હાથમાથી મને બચાવશે. અને શાઉલે દાઊ
દને કહ્યું, જા, ને યહોવાહ તારી સાથે હોજો ૩૮ અને
શાઉલે પોતાનુ કવચ દાઊદને પહેરાવ્યુ ને તેના માથા
પર પિત્તળનો ટોપ મુક્યો, ને તેને બખતર પહેરાવ્યુ
૩૯ અને દાઊદે પોતાની તરવાર પોતાના કવચ ઉપર
બાધી ને તેણે ચાલી જોયુ, કેમકે તેણે તેનો અનુભવ
કરી જોયો ન હતો અને દાઊદે શાઉલને કહ્યું કે,
આ પહેરીને હુ જઈ શકતો નથી કેમકે મે એઓનો
અનુભવ કરી જોયો નથી અને દાઊદે પોતાના અંગ
ઉપરથી તે કાઢી મુક્યુ ૪૦ અને તેણે પોતાની લાકડી
પોતાના હાથમા લીધી, ને નાળામાથી પાચ સુંવાળા
પથરા પોતાને સારૂ વિણી લીધા, ને તેણે પોતાની
પાસે ભરવાડની જે થેલી, એટલે ઝોળી હતી તેમા
તે મુક્યા, ને તેની ગોફણ તેના હાથમા હતી, ને
પલિસ્તી ભણી તે ચાલતો ગયો ૪૧ અને તે પલિસ્તી
ચાલતો ચાલતો દાઊદ પાસે આવ્યો ને જે માણસ
ઢાલ ઉચકતો હતો તે તેની આગળ ચાલતો હતો

૪૨ અને તે પલિસ્તીએ આમ તેમ જોઈને દાઊદને
દીઠો, ત્યારે તેણે તેને તુચ્છકાર્યો; કેમકે તે જુવાન
હતો, ને લાલચોળ તથા સુંદર ચહેરાનો હતો. ૪૩ અને
તે પલિસ્તીએ દાઊદને કહ્યું કે, શું હું કૂતરો છું, કે તું
લાકડીઓ લઈને મારી પાસે આવે છે? ને તે પલિ
સ્તીએ પોતાના દેવોને નામે દાઊદને શાપ દીધા.
૪૪ અને તે પલિસ્તીએ દાઊદને કહ્યું કે, મારી પાસે
આવ, એટલે હું તારું માંસ વાયુચર પક્ષીઓને તથા
વનચર પશુઓને આપું. ૪૫ ત્યારે દાઊદે તે પલિ-
સ્તીને કહ્યું કે, તું તરવાર ને ભાલો ને બરછી લઈને
મારી પાસે આવે છે, પણ હું સૈન્યોના યહોવાહ,
ઈસ્રાએલનાં સૈન્યોના દેવ, જેનો તેં તુચ્છકાર કીધો છે
તેને નામે તારી પાસે આવું છું. ૪૬ યહોવાહ આજે
સ્ત્રીઓની પાછળ લાગવાથી પાછા ફરીને તેમની
છાવણી લૂટી. ૫૪ અને દાઊદે પેલા પલિસ્તીનું માથું
લઈને યરૂશાલેમમાં આણ્યું. પણ તેનું બખ્તર તેણે
પોતાના તંબુમાં મૂક્યું.

૫૫ અને શાઊલે દાઊદને એ પલિસ્તી સામે લડવા
જતાં જોયો, ત્યારે તેણે સેનાપતિ આબ્નેરને પૂછ્યું
કે, આબ્નેર, આ જુવાન કોનો દીકરો છે? ને
આબ્નેરે કહ્યું કે, રાજા, તારા જીવના સમ, હું જાણતો
નથી. ૫૬ અને રાજાએ કહ્યું કે, તે જુવાન કોનો દીકરો
છે તેની તપાસ તું કર. ૫૭ અને તે પલિસ્તીનો સંહાર
કર્યા પછી દાઊદ પાછો આવ્યો, ત્યારે આબ્નેર તેને
શાઊલ પાસે લાવ્યો, ને તે પલિસ્તીનું માથું તેના
હાથમાં હતું. ૫૮ અને શાઊલે તેને પૂછ્યું કે, જુવાન,

કહ્યું કે, તેઓએ દાઉદને દસ સહસ્રનુ માન આપ્યુ
છે, ને મને તો તેઓએ માત્ર સહસ્રનુજ માન આપ્યુ
છે, રાજ્ય વિના તેને બીજા શાની કમી રહી છે? ૯ ને
તે દિવસથી શાઉલે દાઉદને નજરમા રાખવા માડયો
૧૦ અને તેને બીજે દિવસે એમ થયુ કે દેવ તર
ફથી એક દુષ્ટાત્મા શાઉલ પર જોસભેર આવ્યો, ને
તે ઘરમા બકવાટ કરવા લાગ્યો ને દાઉદ પોતાના
નિત્યના વહિવટ મુજબ પોતાના હાથથી વાજીત્ર વગા
ડતો હતો, ને શાઉલના હાથમા ભાલો હતો ૧૧ અને
શાઉલે તે ભાલો ફેંકયો, કેમકે તેણે કહ્યુ કે, હુ દાઉદને
મારીને ભીંત સાથે ચોટાડીશ અને દાઉદ તેની આગ
ળથી બે વખત બચી ગયા ૧૨ અને શાઉલ દાઉદથી
બીતો હતો કેમકે યહોવાહ તેની સાથે હતો, પણ
શાઉલની પાસેથી તે દૂર થયો હતો ૧૩ માટે શાઉલે
તેને પોતાની હજુરમાથી ખસેડીને તેને પોતાના
[લશ્કરમા] સહસ્રાધિપતિ બનાવ્યો, ને તે લોકોની
અદર જવા આવવાનો વહિવટ રાખવા લાગ્યો
૧૪ અને દાઉદ પોતાના સર્વ માર્ગોમા ડાહ્યપણથી
વર્ત્તતો હતો, ને યહોવાહ તેની સાથે હતો ૧૫ અને
તે ઘણા ડાહ્યપણથી વર્ત્તે છે એ જોઇને શાઉલને
તેની બીક લાગતી હતી ૧૬ પણ સર્વ ઇસ્રાએલ તથા
યહુદાહ દાઉદ ઉપર પ્રીતિ રાખતા હતા, કેમકે તે
તેઓની અદર આવવા જવાનો વહેવાર રાખતો હતો

૧૭ અને શાઉલે દાઉદને કહ્યું જો, મારી જ્યેષ્ઠપુત્રી
મેરાબ [છે], તેને હુ તારી સાથે પરણાવીશ, ફકત
એટલુજ કે મારે સારૂ બળવાન થા, ને યહોવાહની
લડાઇઓ લડ કેમકે શાઉલે કહ્યુ કે, મારો હાથ એના
પર ન આવે, પણ પલિસ્તીઓનો હાથ એના પર
આવે ૧૮ અને દાઉદે શાઉલને કહ્યુ કે હુ કોણ છુ, તથા
મારા સગાવહાલા તથા ઇસ્રાએલમા મારા બાપનુ
કુટુબ કોણ છે, કે હુ રાજાનો જમાઇ થાઉં? ૧૯ પણ
જ્યારે શાઉલની દીકરી મેરાબ દાઉદને આપવી જોઇતી
હતી, ત્યારે એમ થયુ કે તેને આદ્રીએલ મહોલાથીની
સાથે પરણાવી દીધી ૨૦ અને શાઉલની દીકરી મીખા
લને દાઉદ સાથે પ્રીતિ લાગી હતી, ને તેઓએ શાઉ
લને કહ્યુ ને તે વાત તેને સારી લાગી ૨૧ અને
શાઉલે કહ્યુ હુ તેણીને તેને આપીશ, કે તે તેને
ફાદારૂપ થાય, ને પલિસ્તીઓનો હાથ તેની વિરૂદ્ધ
થાય તે માટે શાઉલે દાઉદને કહ્યુ કે, આજે તુ
બીજી વાર મારો જમાઇ થશે ૨૨ અને શાઉલે પોતાના
ચાકરોને આજ્ઞા કીધી કે, તમારે દાઉદ સાથે ગુપ્ત
રીતે વાતચિત કરીને કહેવુ કે, જો, રાજા તારા ઉપર
બહુ પ્રસન્ન છે ને તેના સર્વ ચાકરો તને ચાહે છે,
માટે હવે રાજાનો જમાઇ થા ૨૩ અને શાઉલના
ચાકરોએ એ શબ્દો દાઉદના કાનમા કહ્યા, ને દાઉદે
કહ્યુ કે, હુ કગાલ તથા અલ્પ આબરૂવાન માણસ છતા
રાજાનો જમાઇ થાઉં, એ વાત તમને જૂજ લાગે છે
કે શું? ૨૪ ને શાઉલના ચાકરોએ તેને ખબર આપીને
કહ્યુ કે, દાઉદ આમ બોલ્યો ૨૫ અને શાઉલે કહ્યુ કે,
તમારે દાઉદને એમ કહેવુ કે, રાજાને કંઇ પણ પલ્લુ
જોઇતુ નથી, પણ રાજાના શત્રુઓ પર વેર વાળવા
સારૂ પલિસ્તીઓના એકસો અગ્રચર્મ [જોઇએ છે]
હવે શાઉલનો ઇરાદો એવો હતો કે દાઉદ પલિસ્તી-
ઓના હાથથી માર્યો જાય ૨૬ અને તેના ચાકરોએ
એ વાતો દાઉદને કહી, ત્યારે દાઉદને રાજાનો જમાઇ
થવાનુ બહુ સારૂ લાગ્યુ અને દિવસો પુરા થયા
નહોતા, ૨૭ એટલામા દાઉદ ઉઠયો, ને તેણે પોતાના
માણસો સુદ્ધા જઇને બસેં પલિસ્તીઓને મારી
નાખ્યા, ને દાઉદ તેઓના અગ્રચર્મો લાવ્યા, ને તે
રાજાનો જમાઇ થાય, તે માટે તેઓએ રાજાને પુરે
પુરા ગણી આપ્યા અને શાઉલે પોતાની દીકરી
મીખાલને તેની સાથે પરણાવી ૨૮ અને શાઉલે જોયુ
ને જાણ્યુ કે, યહોવાહ દાઉદની સાથે છે, ને શાઉલની
દીકરી મીખાલને તેની સાથે પ્રીતિ લાગી હતી
૨૯ અને શાઉલ દાઉદથી અગાઉ કરતા પણ વધારે
બીવા લાગ્યો, ને શાઉલ નિત્યુ દાઉદનો વેરી રહ્યા

૩૦ ત્યાર પછી પલિસ્તીઓના સરદારો સ્વારીએ
નિકળવા લાગ્યા, ને તેઓ જેટલા વખત સ્વારીએ
નિકળતા તેટલા વખત એમ થતુ કે, દાઉદ શાઉલના
સર્વ ચાકરો કરતા ચતુરાઇથી વર્ત્તતો, તેથી તેનુ નામ
ઘણુંજ લોકપ્રિય થયુ

૧૯ અને શાઉલે પોતાના દીકરા યોનાથાનને
તથા પોતાના સર્વ ચાકરોને કહ્યુ કે તમારે
દાઉદને મારી નાખવો ૨ પણ શાઉલનો દીકરો યોના
થાન તેના ઉપર ફિદા હતો અને યોનાથાને દાઉદને
ખબર આપતા કહ્યુ કે, મારો બાપ શાઉલ તને મારી
નાખવા શોધે છે, માટે હવે કૃપા કરીને સવારમા
પોતા વિષે સાવચેત થઇને કોઇ ગુપ્ત જગ્યામા સતાઇ
રહેજે, ૩ ને હુ ફરવા નિકળીને જે ખેતરમા તુ હશે
ત્યા મારા બાપ પાસે ઉભો રહીશ, ને મારા બાપની

સાથે તારા વિષે વાતચિત કરીશ, ને જો હુ કઇ જોઇશ
તો હુ તને ખબર આપીશ ૪ અને યોનાથાને પોતાના
બાપ શાઉલ આગળ દાઉદની પ્રશંસા કરતા તેને કહ્યુ
કે, રાજાથી પોતાના ચાકર દાઉદનો અપરાધ ન
થાઓ, કેમકે તેણે તારો અપરાધ કીધો નથી, ને
તેના કામ તારી પ્રત્યે ઘણા સારા થતા આવ્યા છે,
૫ કેમકે તેણે પોતાનો જીવ પોતાના હાથમા લઇને
પલિસ્તીને માર્યો, ને યહોવાહે સર્વ ઇસ્રાએલને સારૂ
મોટી ફતેહ મેળવી, તે જોઇને તને હર્ષ થયો, ત્યારે
કારણ વગર દાઉદને મારી નાખીને નિર્દોષ લોહીની
વિરૂદ્ધ શા સારૂ તારે અપરાધ કરવો? ૬ ને શાઉલે
યોનાથાનનુ કહેલુ સાભળ્યુ, ને શાઉલે જીવતા યહો-
વાહના સોગન ખાઇને કહ્યુ કે, તે માર્યો નહિજ જશે
૭ અને યોનાથાને દાઉદને બોલાવ્યો, ને યોનાથાને
તેને એ સર્વ બાબતો વિષે વાકેફગાર કીધો અને
યોનાથાન દાઉદને શાઉલ પાસે લાવ્યો, ને તે આગ
ળની માફક તેની હજુરમા રહ્યો

૮ અને ફરીથી વિગ્રહ થયો, ને દાઉદ સામો જઇને
પલિસ્તીઓની સાથે લડ્યો, ને મારીને તેઓનો મોટો
સહાર કીધો, ને તેઓ તેની આગળથી નાઠા ૯ અને
શાઉલ પોતાનો ભાલો પોતાના હાથમા લઇને પોતાના
ઘરમા બેઠો હતો, તે અરસામા તેના ઉપર યહોવાહ
તરફથી દુષ્ટાત્મા આવ્યો, ને દાઉદ પોતાના હાથથી
[વાજીંત્ર] વગાડતો હતો ૧૦ અને શાઉલે દાઉદને
ભાલો મારીને તેને ભીંતે ચોટાડી દેવાનો પ્રયત્ન
કીધો, પણ તે શાઉલની હજુરમાથી સટકી ગયો,
ને તેનો મારેલો ભાલો ભીંતમા ચોંટ્યો, ને દાઉદ
નાસીને તે રાતે બચી ગયો ૧૧ અને દાઉદની ઉપર
ચોકી રાખીને તેને સવારે મારી નાખવા સારૂ શાઉલે
તેને ઘેર હલકારા મોકલ્યા, ને દાઉદની સ્ત્રી મીખાલે
તેને ખબર આપીને કહ્યુ કે, જો તુ આજ રાતે તારા
જીવને બચાવશે નહિ, તો કાલે તુ માર્યો જશે
૧૨ તેથી મીખાલે દાઉદને બારીએથી ઉતારી મુક્યો,
ને તે નાસી જઇને બચ્યો ૧૩ અને મીખાલે તરાફીમ
લઇને પલંગ પર સુવાડ્યા, ને તેને ઓશીકે બકરાના
વાળનો તકિયો મુક્યો, ને તેના પર લુગડા ઓઢાડ્યા
૧૪ અને શાઉલે દાઉદને પકડવાને હલકારા મોકલ્યા,
ત્યારે તેણીએ કહ્યુ કે, તે માદો છે ૧૫ અને શાઉલે
દાઉદને જોવા સારૂ હલકારા મોકલ્યા, એમ કહીને કે,
તેને પલંગમા મારી પાસે ઉચકી લાવો, કે હુ તેને
મારી નાખુ ૧૬ અને હલકારા અદર આવ્યા ત્યારે,
જુઓ પલંગ પર તો તરાફીમ હતા, તથા તેને
ઓશીકે બકરાના વાળનો તકિયો હતો ૧૭ અને
શાઉલે મીખાલને કહ્યુ કે, તેં કેમ મને આ પ્રમાણે
છેતરીને મારા શત્રુને જવા દીધો, કે જેથી તે બચી
ગયો છે? ને મીખાલે શાઉલને ઉત્તર આપ્યો કે,
તેણે મને કહ્યુ કે, મને જવા દે, મારી પાસે તારૂ ખૂન
શા માટે કરાવે છે?

૧૮ હવે દાઉદ નાસી છૂટ્યો, ને રામાહમા શમૂએલ
પાસે આવીને જે સઘળુ શાઉલે તેના પર વિતાડ્યુ
હતુ તેની ખબર તેને કહી અને તે તથા શમૂએલ
જઇને નાયોથમા રહ્યા ૧૯ અને શાઉલને એવા સમા
ચાર મળ્યા કે, જો દાઉદ રામાહના નાયોથમા છે
૨૦ અને શાઉલે દાઉદને પકડવાને હલકારા મોકલ્યા,
અને જ્યારે તેઓએ ભવિષ્યવાદીની ટોળીને ભવિષ્ય
વાણી બોલતી, તથા શમૂએલને તેઓના ઉપરી તરીકે
તેઓ મધ્યે ઉભો રહેલો જોયો, ત્યારે શાઉલના હલ
કારા ઉપર દેવનો આત્મા આવ્યો, ને તેઓ પણ
ભવિષ્યવાણીઓ બોલવા લાગ્યા ૨૧ અને શાઉલને તે
સમાચાર મળ્યા, ત્યારે તેણે બીજા હલકારા મોકલ્યા,
ને તેઓ પણ ભવિષ્યવાણી વદવા લાગ્યા અને
શાઉલે ફરીથી ત્રીજીવાર હલકારા મોકલ્યા, ને તેઓ
પણ ભવિષ્યવાણી વદવા લાગ્યા ૨૨ પછી તે પણ
રામાહમા ગયો, ને સેખુમાના મોટા કુવા પાસે
આવ્યો, ને તેણે પુછ્યુ કે, શમૂએલ તથા દાઉદ
કયા છે? ને કોઇએક કહ્યુ કે, જો, તેઓ રામાહના
નાયોથમા છે ૨૩ અને તે રામાહના નાયોથમા જવા
નિકળ્યો, ને દેવનો આત્મા તેના પર પણ આવ્યો,
ને તેણે રસ્તે ચાલતા ચાલતા રામાહના નાયોથમા
પહોચ્યો ત્યા સુધી ભવિષ્યવાણી વદ્યા કરી ૨૪ અને
તેણે પોતાના અગવસ્ત્ર પણ ઉતાર્યા, ને તે પણ શમૂ
એલની આગળ ભવિષ્યવાણી વદવા લાગ્યો, ને તે
આખો દિવસ તથા રાત નગ્નાવસ્થામા પડી રહ્યો
એ ઉપરથી લોકોમા કહેવત ચાલે છે કે શુ શાઉલ
પણ ભવિષ્યવાદીઓમા છે?

૨૦ અને દાઉદે રામાહના નાયોથમાથી નાસીને
યોનાથાન પાસે આવીને કહ્યુ કે, મેં શુ
કીધુ છે? મારો અન્યાય શો છે? ને તારા બાપ
પ્રત્યે મારો શો અપરાધ છે કે તે મારો જીવ શોધે
છે? ૨ ને તેણે તેને કહ્યુ, એ [તારાથી] દૂર થાઓ,

નહિ. ૭ હવે તે દિવસે શાઉલના ચાકરોમાંનો એક
અમુક માણસ ત્યાં યહોવાહની આગળ રોકેલો હતો,
ને તેનું નામ દોએગ અદોમી હતું, તે શાઉલના ગોવા-
ળિયાઓમાં મુખ્ય હતો. ૮ અને દાઉદે અહીમેલેખને
કહ્યું કે, શું તારા હવાલામાં અહીં ભાલો કે તરવાર
નથી? રાજાનું કામ ઉતાવળનું હતું માટે હું મારી
તરવાર કે મારાં શસ્ત્રો મારી સાથે લાવ્યો નથી ૯ અને
યાજકે કહ્યું કે, જો, પલિસ્તી ગોલ્યાથ જેને તેં એલા-
હની ખીણમાં મારી નાખ્યો હતો, તેની તરવાર અહીં
લુગડે વિંટાળીને એફોદની પાછળ [ મુકેલી ] છે; જો
તે તારે લેવાની ઇચ્છા હોય, તો લે; કેમકે તે સિવાય
બીજી એકે અહીં નથી. અને દાઉદે કહ્યું કે, એના
જેવી એકે નથી, એ મને આપ.

૧૦ અને દાઉદ તે દિવસે ઉઠીને શાઉલની બીકથી
ગાથના રાજા આખીશ પાસે નાસી ગયો ૧૧ અને
આખીશના ચાકરોએ તેને કહ્યું કે, શું આ તે દેશનો
રાજા દાઉદ નથી? શું તેઓએ નાચતાં નાચતાં સામા-
સામી આ પ્રમાણે ગાયું નથી? કે, શાઉલે પોતાના
સહસ્રોને માર્યા છે, ને દાઉદે તો પોતાના દસ સહ-
સ્રોને માર્યા છે ૧૨ અને દાઉદે એ શબ્દો મનમાં
રાખ્યા, ને ગાથના રાજા આખીશથી તે ઘણો બીતો
હતો. ૧૩ અને તેણે તેઓની આગળ પોતાની વર્તણૂક
બદલી, ને તેઓના હાથમાં [ હતો ત્યારે ] ઘેલાઇનું
ઢોંગ ધારણ કર્યું, ને દરવાજાના કમાડો ઉપર લીટા
પાડ્યા, ને પોતાનું થુંક પોતાની દાઢી ઉપર પડવા
દીધું ૧૪ ત્યારે આખીશે પોતાના ચાકરોને કહ્યું કે,
જુઓ, તમે જુઓ છો કે એ માણસ ગાંડો છે, તો
શા વાસ્તે તમે તેને મારી પાસે લાવ્યા છો? ૧૫ શું
મને ઘેલા માણસની ખોટ છે કે તમે આ માણસને
મારી હજુરમાં ઘેલાઇ કરવાને આણ્યો છે? શું આ
માણસને મારા ઘરમાં દાખલ કરાય?

૨૨ માટે દાઉદ ત્યાંથી ચાલી નિકળીને અદુ-
લ્લામની ગુફામાં નાસી ગયો, ને તેના
ભાઇઓ તથા તેના બાપનું આખું ઘર તે સાંભળીને
ત્યાં તેની પાસે ગયા. ૨ અને જે સર્વ સંકટમાં હતા,
તથા જે સર્વ દેવાદાર હતા, તથા જે સર્વ અસંતોષી
હતા, તેઓ તેની પાસે એકઠા થયા; ને તે તેઓનો
સરદાર બન્યો; ને ત્યાં તેની સાથે આસરે ચારસે
માણસો હતા.

૩ અને દાઉદ ત્યાંથી મોઆબના મિસ્પેહમાં ગયો;
ને તેણે મોઆબના રાજાને કહ્યું કે, દેવ મારા હકમાં
શું કરવાનો છે એ મારા જાણવામાં આવે, ત્યાં સુધી
કૃપા કરીને મારા બાપને તથા મારી માને અહીં
આવીને તારી પાસે રહેવા દે. ૪ અને તે તેઓને
મોઆબના રાજાની હજુરમાં લાવ્યો; ને દાઉદ ગઢમાં
રહેતો હતો તેટલો બધો વખત તેઓ તેની સાથે રહ્યાં.
૫ અને ગાદ ભવિષ્યવાદીએ દાઉદને કહ્યું કે, ગઢમાં
ન રહેતો; અહીંથી નિકળીને યહુદાહના દેશમાં જા.
ત્યારે દાઉદ ત્યાંથી નિકળીને હેરેથના વનમાં આવ્યો.

૬ અને શાઉલે સાંભળ્યું કે દાઉદ તથા તેની સાથેના
માણસો છતા થયા છે; આ વેળાએ શાઉલ તો
ગિબઆહમાં, રામાહમાંના આમલીના ઝાડ તળે,
પોતાના હાથમાં ભાલો રાખીને બેઠો હતો, ને તેના
સર્વ ચાકરો તેની આસપાસ ઉભા હતા. ૭ અને
શાઉલે પોતાની આસપાસ ઉભેલા પોતાના ચાક-
રોને કહ્યું કે, હે બિન્યામીનીઓ, તમે સાંભળો; શું
યિશાઇનો દીકરો તમ પ્રત્યેકને ખેતરો તથા દ્રાક્ષવા-
ડીઓ આપશે, શું તે તમ સર્વેને સહસ્રાધિપતિઓ
તથા શતાધિપતિઓ બનાવશે; ૮ કે તમ સર્વેએ મારી
વિરૂદ્ધ ફિસાદ રચ્યો છે, ને મારો દીકરો યિશાઇના
દીકરા સાથે કોલકરાર કરે છે ત્યારે મને ખબર આપ-
નાર કોઇ નથી, ને મારે લીધે દલગીર થનાર કોઇ
નથી, અથવા મારા દીકરાએ મારા ચાકરને મારી
વિરૂદ્ધ આજની પેઠે સતાઇ રહેવાને ઉસકેર્યો છે તેની
મને ખબર આપનાર તમારામાંનો કોઇ નથી? ૯ ત્યારે
દોએગ અદોમી જે શાઉલના ચાકરો પાસે ઉભો
હતો, તેણે ઉત્તર આપીને કહ્યું કે, મેં યિશાઇના દીક-
રાને નોબમાં અહીટૂબના દીકરા અહીમેલેખ પાસે
આવતો જોયો હતો. ૧૦ અને એણે તેને સારૂ યહો-
વાહની સલાહ પુછી, ને તેને ભાથું આપ્યું, ને તેને
ગોલ્યાથ પલિસ્તીની તરવાર આપી. ૧૧ ત્યારે રાજાએ
અહીટૂબના દીકરા અહીમેલેખ યાજકને, તથા તેના
બાપના આખા ઘરના યાજકો જે નોબમાં હતા,
તેઓને તેડાવ્યા; ને તે સર્વે રાજા પાસે આવ્યા.
૧૨ અને શાઉલે કહ્યું, હે અહીટૂબના દીકરા, હમણાં
સાંભળ. અને તેણે ઉત્તર આપ્યો, હે મારા મુરબ્બી,
હું હાજર છું. ૧૩ અને શાઉલે તેને કહ્યું કે, યિશાઇનો
દીકરો મારી વિરૂદ્ધ બળવો ઉઠાવીને આજની માફક
મારે સારૂ સતાઇ રહે, તે માટે તેં તેને રોટલી તથા
તરવાર આપીને, તથા તેને સારૂ દેવની સલાહ પુછીને,

તમે, એટલે તેં તથા તેણે, મારી વિરૂદ્ધ ફિતૂર કેમ
રચ્યું છે? ૧૪ત્યારે અહીમેલેખે રાજાને ઉત્તર આપ્યો
કે, દાઉદ કે જે રાજાનો જમાઈ છે, ને તારી રાજસભા-
માં દાખલ કરાએલો છે, ને તારા ઘરમાં માનવંતો
છે, તેના જેવો વિશ્વાસુ તારા બધા ચાકરોમાં કોણ
છે વારૂ? ૧૫શું મેં આજજ તેને સારૂ દેવની સલાહ
પુછવાનું શરૂ કીધું છે? એ મારાથી દૂર થાઓ,
રાજાએ પોતાના ચાકરને માથે કે મારા બાપના ઘરના
કોઈને માથે એ અપરાધ મુકવો નહિ, કેમકે એ સર્વ
બાબતો વિષે તારો ચાકર કંઈ પણ વત્તું કે ઓછું
જાણતો નથી ૧૬ત્યારે રાજાએ કહ્યું કે, હે અહીમેલેખ,
તું તારા બાપના આખા ઘર સુદ્ધાં ખચિત માર્યો જશે,
૧૭અને રાજાએ પોતાની આસપાસ ઉભા રહેલા
અંગરક્ષકોને કહ્યું કે, ફરીને યહોવાહના યાજકોને
મારી નાખો, કેમકે તેઓનો હાથ પણ દાઉદ સાથે
છે, ને તે નાસી જાય છે એમ તેઓ જાણતા હતા તેમ
છતાં, તેઓએ મને તેની ખબર ન આપી પણ
રાજાના ચાકરો યહોવાહના યાજકો ઉપર તુટી પડવા
સારૂ પોતાના હાથ લાંબા કરવાને રાજી નહોતા
૧૮ત્યારે રાજાએ દોએગને કહ્યું કે તું પાછો ફરીને
યાજકો ઉપર તુટી પડ અને દોએગ અદોમી
પાછો ફર્યો, ને યાજકો ઉપર તુટી પડીને તે દિવસે
તેણે સણનો એફોદ પહેરેલા પચાશી પુરૂષોને મારી
નાખ્યા ૧૯અને યાજકોના નગર નોબને પણ તેણે
તરવારની ધારથી કતલ કર્યું, એટલે પુરૂષો તથા
સ્ત્રીઓનો, બાળકો તથા ધાવણાનો, અને બળદો તથા
ગધેડા તથા ઘેટાનો તેણે તરવારની ધારથી [સંહાર
કીધો] ૨૦અને અહીટૂબના દીકરા અહીમેલેખનો
અબ્યાથાર નામનો એક દીકરો બચી ગયો, ને દાઉદ
પાછળ નાસી ગયો ૨૧અને અબ્યાથારે દાઉદને
ખબર આપી કે, શાઉલે યહોવાહના યાજકોને મારી
નાખ્યા છે ૨૨અને દાઉદે અબ્યાથારને કહ્યું કે તે
દિવસે દોએગ અદોમી ત્યાં હતો, ત્યારથીજ હું
જાણતો હતો કે તે શાઉલને જરૂર કહી દેશે તારા
બાપના ઘરના સર્વ માણસોના મોતનું કારણ હું જ
થયો છું ૨૩તું મારી સાથે રહે, બીશ નહિ, કેમકે
જે તારો જીવ [લેવા] શોધે છે તે મારો જીવ [લેવા]
શોધે છે; કેમકે મારી સાથે તું સહીસલામતીમાં રહશે

૨૩ અને તેઓએ દાઉદને ખબર આપીને કહ્યું
કે, જો, પલિસ્તીઓ કઈલાહ વિરૂદ્ધ લડે
છે, ને ખળીઓ લૂંટે છે ૨તે માટે દાઉદે યહોવાહની
સલાહ પુછી કે, હું જઈને એ પલિસ્તીઓને મારૂં?
ને યહોવાહે દાઉદને કહ્યું કે, જા, ને પલિસ્તીઓને
મારીને કઈલાહને બચાવ ૩અને દાઉદના માણસોએ
તેને કહ્યું કે, જો, અમને અહીં યહુદાહમાં ડર લાગે
છે, તો કઈલાહમાં પલિસ્તીઓના લશ્કરો વિરૂદ્ધ
જતાં કેટલો વિશેષ ડર લાગશે! ૪ત્યારે દાઉદે બીજી
વાર પણ યહોવાહની સલાહ લીધી, ને યહોવાહે તેને
ઉત્તર આપીને કહ્યું કે, ઉઠીને કઈલાહ પર ચઢાઈ કર,
કેમકે હું પલિસ્તીઓને તારા હાથમાં સોંપી દઈશ
૫અને દાઉદ તથા તેના માણસો કઈલાહમાં ગયા,
ને પલિસ્તીઓ સાથે યુદ્ધ કરીને તેઓના ઢોર હરણ
કરી ગયા, ને તેમને કતલ કરીને તેમનો મોટો સંહાર
કીધો એમ દાઉદે કઈલાહવાસીઓને બચાવ્યા

૬અને એમ થયું કે, અહીમેલેખનો દીકરો અબ્યા-
થાર દાઉદ પાસે કઈલાહમાં નાસી આવ્યો ત્યારે તે
પોતાના હાથમાં એક એફોદ લેતો આવ્યો હતો
૭અને શાઉલને સમાચાર મળ્યા કે દાઉદ કઈલાહમાં
આવ્યો છે અને શાઉલે કહ્યું કે, દેવે તેને મારા
હાથમાં સોંપી દીધો છે, કેમકે દરવાજા તથા ભુંગળો-
વાળા નગરમાં પેઠાથી તે અંદર ગોંધાઈ ગયો છે
૮અને કઈલાહ ઉપર ચઢાઈ કરીને દાઉદ તથા તેના
માણસોને ઘેરી લેવા સારૂ શાઉલે સર્વ લોકોને યુદ્ધમાં
બોલાવ્યા ૯અને દાઉદ જાણતો હતો કે શાઉલ મને
ઉપદ્રવ કરવાની યુક્તિઓ રચે છે, ને તેણે અબ્યાથાર
યાજકને કહ્યું કે, એફોદ અહીં લાવ ૧૦પછી દાઉદે
કહ્યું કે, હે ઇસ્રાએલના દેવ યહોવાહ તારા સેવકે
નક્કી સાંભળ્યું છે કે, મારે લીધે નગરનો નાશ કરવાને
શાઉલ કઈલાહે આવવાનો લાગ શોધે છે ૧૧કઈલા-
હના માણસો શું મને તેના હાથમાં સોંપી દેશે?
તારા ચાકરના સાંભળ્યા મુજબ શું શાઉલ અહીં
આવશે? હે ઇસ્રાએલના દેવ યહોવાહ, હું તારી
આજીજી કરૂં છું કે, તારા સેવકને કહે અને યહોવાહે
કહ્યું કે, તે આવશે ૧૨ત્યારે દાઉદે કહ્યું, શું કઈલાહના
માણસો મને તથા મારા માણસોને શાઉલના હાથમાં
સોંપી દેશે? ને યહોવાહે કહ્યું, તેઓ તને સોંપી
દેશે ૧૩ત્યારે દાઉદ તથા તેના માણસો, જે આસરે
છસેં હતા, તેઓ ઉઠીને કઈલાહમાંથી નિકળી ગયા,
ને જ્યાં જવાય ત્યાં ગયા અને શાઉલને સમાચાર

મળ્યા કે દાઉદ કઇલાહમાંથી નાસી ગયો છે; ને
તેણે ત્યાં જવાનું માંડી વાળ્યું

૧૪ અને દાઉદ રાનમાં મજબુત ગઢોમાં વસ્યો;
ને ઝીફના રાનમાં પહાડી મુલકમાં રહ્યો. અને
શાઉલ તેને દરરોજ શોધતો હતો, પણ દેવે તેને
તેના હાથમાં સોપ્યો નહિ. ૧૫ અને દાઉદે જોયું કે
શાઉલ મારો જીવ લેવા સારૂ બહાર નિકળેલો છે;
ને દાઉદ ઝીફના રાનની એક ઝાડીમાં હતો ૧૬ અને
શાઉલનો દીકરો યોનાથાન ઉઠીને ઝાડીમાં દાઉદ
પાસે ગયો, ને તેના હાથ દેવમા મજબુત કીધા.
૧૭ અને તેણે તેને કહ્યું કે, બીશ મા; કેમકે મારા
બાપ શાઉલનો હાથ તને ખોળી કાઢી શકશે નહિ;
અને તું ઇસ્રાએલ પર રાજા થશે, ને હું તારાથી બીજે
દરજ્જે હોઇશ; ને મારો બાપ શાઉલ પણ એ તો
જાણે છે ૧૮ અને તે બન્નેએ યહોવાહની આગળ કરાર
કીધો; ને દાઉદ ઝાડીમાં રહ્યો ને યોનાથાન પોતાને
ઘેર ગયો ૧૯ ત્યારે ઝીફીઓએ ગિબઆહમાં શાઉલ
પાસે આવીને કહ્યું કે, અરણ્યની દક્ષિણે હખીલાહ
ડુંગરની ઝાડીમા મજબુત ગઢોમા અમારી મધ્યે શું
દાઉદ સતાઇ રહ્યો નથી? ૨૦ માટે હવે, ઓ રાજા,
તારા મનની ત્યા આવવાની સઘળી ઇચ્છા પ્રમાણે
ત્યા આવ; ને તેને રાજાના હાથમાં સોપી દેવો એ
અમારૂં કામ. ૨૧ અને શાઉલે કહ્યું કે, યહોવાહ તમને
આશિષ દો; કેમકે તમે મારા પર દયા કરી છે.
૨૨ કૃપા કરીને જઇને તે વિષે હજી વધારે નક્કી કરો,
ને તેના પગફેરની જગ્યા, તથા ત્યાં તેને કોણે જોયો
છે, તે જાણો ને જુઓ; કેમકે મને ખબર મળી છે કે
તે ઘણી પક્કાઇથી વર્ત્તે છે ૨૩ માટે જુઓ, ને તેની
સતાઇ રહેવાની સર્વે જગ્યાઓ જાણી લઇને, જરૂર
ફરીથી મારી પાસે આવજો, એટલે હું તમારી સાથે
આવીશ; ને જો તે દેશમાં હશે તો એમ થશે કે, હું
તેને યહુદાહના હજારોમાથી શોધી કાઢીશ. ૨૪ અને
તેઓ ઉઠીને શાઉલની અગાઉ ઝીફમાં ગયા; પણ
દાઉદ ને તેના માણસો માઓન રાનમાં, અરણ્યની
દક્ષિણે અરાબાહમાં હતા. ૨૫ અને શાઉલ તથા તેના
માણસો તેને શોધવા ગયા. અને લોકોએ દાઉદને
ખબર આપી; માટે તે ઉતરીને ખડક પાસે આવીને
માઓન રાનમા રહ્યો. અને તે સાંભળીને શાઉલ
માઓન રાનમાં દાઉદની શોધમાં ગયો. ૨૬ અને
શાઉલ પર્વતની આ બાજુએ ગયો, ને દાઉદ તથા
તેના માણસો પર્વતની પેલી બાજુએ ગયા; ને દાઉદે
શાઉલની બીકને લીધે છટકી જવાને ઉતાવળ કીધી;
કેમકે શાઉલે તથા તેના માણસોએ દાઉદને તથા તેના
માણસોને પકડવા સારૂ તેઓને ઘેરી લીધા હતા.
૨૭ પણ એક હલકારાએ શાઉલ પાસે આવીને કહ્યું
કે, જલદી ચાલ; કેમકે પલિસ્તીઓએ દેશમા ધાડ
પાડી છે ૨૮ એમ શાઉલ દાઉદની પુઠે લાગવાથી
પાછો ફરીને પલિસ્તીઓની સામે ગયો; એ માટે તે
જગ્યાનું નામ તેઓએ સેલા-હામ્માહલકોથ પાડયું
૨૯ અને દાઉદ ત્યાંથી નિકળી જઇને એન-ગેદીના
મજબુત ગઢોમા રહ્યો.

૨૪ અને શાઉલ પલિસ્તીઓની પુઠે લાગવાથી
પાછો આવ્યો, ત્યારે એમ બન્યું કે, તેને
એવા સમાચાર મળ્યા કે, જો, દાઉદ એન-ગેદીના
રાનમા છે ૨ તે પરથી શાઉલ સર્વ ઇસ્રાએલમાથી
ત્રણ હજાર ચુંટી કાઢેલા માણસો લઇને દાઉદની તથા
તેના માણસોની શોધમા રાની બકરાંઓના ખડકો
પર ગયો ૩ અને તે માર્ગે મેંઢવાડાઓ પાસે આવ્યો
કે જ્યા એક ગુફા હતી; ને શાઉલ પોતાના પગ
ઢાંકવાને તેમાં ગયો. હવે દાઉદ તથા તેના માણસો
ગુફાના સૌથી માંહેલા ભાગમાં બેઠેલા હતા ૪ અને
દાઉદના માણસોએ તેને કહ્યું કે, જો, જે દિવસ વિષે
યહોવાહે તને કહ્યું હતું કે, જો, હું તારા શત્રુને તારા
હાથમાં સોપીશ. ને તને જેમ સારૂ લાગે તેમ તું તેને
કરજે, તે દિવસ [આવ્યો] છે ત્યારે દાઉદે ઉઠીને
ગુપ્ત રીતે શાઉલના જભ્ભાની કોર કાપી લીધી. ૫ અને
પછીથી એમ થયું કે, તેણે શાઉલ[ના જભ્ભા]ની
કોર કાપી લીધી હતી તેને લીધે દાઉદના મને તેને
માર્યો. ૬ અને તેણે પોતાના માણસોને કહ્યું કે, યહો-
વાહ એવું ન થવા દો, કે મારો હાથ તેની વિરૂદ્ધ
લંબાવીને મારા મુરબ્બી, તથા યહોવાહના અભિષિક્ત
પ્રત્યે હું એવું કામ કરૂં, કેમકે તે યહોવાહનો અભિ
ષિક્ત છે. ૭ એમ દાઉદે આ શબ્દો બોલીને પોતાના
માણસોને વાર્યા, ને તેમને શાઉલની સામે ઉઠવા
દીધા નહિ. અને શાઉલ ગુફામાંથી ઉઠીને પોતાને
માર્ગે પડ્યો ૮ દાઉદ પણ પછીથી ઉઠયો, ને ગુફાની
બહાર નિકળીને શાઉલની પાછળ હાંક મારીને કહ્યું
કે, હે મારા મુરબ્બી રાજા; ને જ્યારે શાઉલે પોતાની
પાછળ જોયું, ત્યારે દાઉદે સાષ્ટાંગ દંડવત પ્રણામ
કીધાં. ૯ અને દાઉદે શાઉલને કહ્યું કે, જો, દાઉદ તારૂં

નુકસાન શોધે છે, એવુ બોલનારાઓના વચન તું શા
માટે સાભળે છે? ૧૦ જો, આજ તેં તારી નજરે જોયુ
છે કે આજે ગુફામા કેવી રીતે યહોવાહે તને મારા
હાથમા સોપ્યો હતો, કેટલાક તને મારી નાખવાનું
મને કહ્યુ, પણ મેં તને જીવતદાન દીધુ, ને મેં કહ્યુ કે,
હુ મારો હાથ મારા મુરબ્બીની વિરૂદ્ધ નહિ લબાવુ,
કેમકે તે યહોવાહનો અભિષિક્ત છે ૧૧ વળી, મારા
બાપ, જો, હા, મારા હાથમા તારા જભ્ભાની કોર
જો, મેં તારા જભ્ભાની કોર કાપી લીધી તે છતા તને
મારી નાખ્યો નહિ, તે ઉપરથી જાણ ને સમજ કે
મારા હાથમા ઉપદ્રવ કે ઉલ્લઘન નથી, ને જો કે તું
મારો જીવ લેવા સારૂ મારી પુઠે લાગ્યો છે, તો પણ
મેં તારો અપરાધ કીધો નથી ૧૨ યહોવાહ મારી
તથા તારી વચ્ચે ન્યાય કરો, ને યહોવાહ મારૂ વેર
તારી પાસેથી લો, પણ મારો હાથ તારા પર નહિજ
આવે ૧૩ પ્રાચીન લોકોની કહેવત શિખવે છે તેમ,
દુષ્ટાઇ તો દુષ્ટોમાથી નિકળે છે; પણ મારો હાથ
તારા પર આવશેજ નહિ ૧૪ ઇસ્રાએલનો રાજા
કોણની પાછળ નિકળ્યો છે? તું કોણની પાછળ
લાગેલો છે? એક મુએલા કુતરા પાછળ, એક ચાચડ
પાછળ ૧૫ યહોવાહ ન્યાયાધીશ થઇને મારી ને તારી
વચ્ચે ચુકાદો આપે, ને જોઇને મારા પક્ષની હિમાયતી
કરે, ને મને તારા હાથથી છોડાવે ૧૬ અને દાઉદ એ
શબ્દો શાઉલને કહી રહ્યો, એટલે એમ થયુ કે, શાઉલે
કહ્યુ કે, મારા દીકરા દાઉદ, શુ એ તારો સાદ છે? ને
શાઉલ પોક મુકીને રડ્યો ૧૭ અને તેણે દાઉદને કહ્યુ
કે, મારા કરતા તું વધારે ન્યાયી છે, કેમકે તેં મને
સારો બદલો દીધો છે, પણ મેં તને માઠો બદલો
આપ્યો છે ૧૮ અને તેં આજ જાહેર કીધુ છે કે, તું
મારી સાથે કેવી સારી રીતે વર્ત્યો છે, કેમકે જ્યારે
યહોવાહે મને તારા હાથમા સોપ્યો હતો, ત્યારે તેં
મને મારી નાખ્યો નહિ ૧૯ કેમકે જો કોઇ માણસને
તેનો શત્રુ મળે, તો તે તેને સહીસલામત જવા દેશે
શું? એ માટે તેં જે આજ મારી પ્રત્યે કીધુ છે તેનો
સારો બદલો યહોવાહ તને આપો ૨૦ અને હવે, જો,
હુ જાણુ છુ કે તું નક્કી રાજા થશે, ને ઇસ્રાએલનુ
રાજ્ય તારા હાથમા સ્થાપિત થશે ૨૧ એ માટે હવે
યહોવાહના સોગન મારી આગળ ખા, કે તું મારી
પાછળના મારા સંતાનને નાબૂદ નહિ કરે, ને તું મારૂ
નામ મારા બાપના ઘરમાથી નષ્ટ નહિ કરે ૨૨ અને
દાઉદે શાઉલ આગળ સોગન ખાધા, ને શાઉલ
પોતાને ઘેર ગયો, પણ દાઉદ તથા તેના માણસો
ઉપર ચઢીને ગઢમા ગયા

૨૫ અને શમૂએલ મરણ પામ્યો, ને સર્વ
ઇસ્રાએલે એકઠા થઇને તેને સારૂ શોક
કીધો, ને તેને રામાહમા તેના ઘરમા દાટયો અને
દાઉદ ઉઠીને પારાનના રાનમા ગયો

૨ અને માઓનમા એક માણસ હતો, ને તેની
મિલકત કાર્મેલમા હતી, ને તે માણસ ઘણો મોટો
હતો, ને તેની પાસે ત્રણ હજાર ઘેટા તથા એક હજાર
બકરા હતા, ને તે [હમણા] પોતાના ઘેટા કાર્મેલમા
કાતરતો હતો ૩ હવે તે માણસનું નામ નાબાલ હતું,
ને તેની સ્ત્રીનુ નામ અબીગાઇલ, ને તે સ્ત્રી ઘણી
બુદ્ધિવંત તથા સુદર ચેહેરાની હતી, પણ તે માણસ
અસભ્ય તથા પોતાના વ્યવહારમા દુષ્ટ હતો, ને
તે કાલેબના કુટુંબનો હતો ૪ અને દાઉદે રાનમા
સાભળ્યુ કે નાબાલ પોતાના ઘેટા કાતરે છે ૫ અને
દાઉદે દસ જુવાન પુરૂષોને મોકલ્યા, ને દાઉદે તે
જુવાન પુરૂષોને કહ્યુ કે, તમે કાર્મેલ પર ચઢીને નાબાલ
પાસે જઇને તેને મારી સલામ કહેજો, ૬ ને તે
ભાગ્યશાળી માણસને આ પ્રમાણે કહેજો કે, તારૂ
કલ્યાણ તથા તારા ઘરનુ કલ્યાણ તથા તારા સર્વસ્વનુ
કલ્યાણ થાઓ ૭ અને હાલ મેં સાભળ્યુ છે કે તારે
ત્યા કાતરનારાઓ આવેલા છે, તારા ઘેટાપાળકો તો
અમારી સાથે હતા, ને હમે તેમને કઇ ઇજા કીધી
નહિ, તેમજ જેટલો બધો વખત તેઓ કાર્મેલમા હતા
તે દરમિયાન તેમનુ કઇ ખોવાયુ પણ નથી ૮ તારા
જુવાનોને પુછ, એટલે તેઓ તને કહેશે, માટે આ
જુવાનો તારી દૃષ્ટિમા કૃપા પામે, કેમકે અમે
ખુશાલીને દિવસે આવ્યા છીએ, જે તારે હાથ લાગે
તે કૃપા કરી તારા દાસોને તથા તારા દીકરા દાઉદને
આપ ૯ અને દાઉદના જુવાનોએ ત્યા પહોચ્યા
પછી, એ સર્વ શબ્દોની મતલબ દાઉદને નામે નાબા-
લને કહી ને પછી છાના રહ્યા ૧૦ અને નાબાલે
દાઉદના ચાકરોને ઉત્તર આપીને કહ્યુ કે, દાઉદ કોણ
છે? ને યિશાઇનો દીકરો કોણ છે? પોતપોતાના
ધણીઓ પાસેથી નાસી જનારા ચાકરો હાલના સમ-
યમા ઘણા છે ૧૧ તો શું, હુ મારી રોટલી, તથા મારૂ
પાણી, તથા મારૂ માસ જે મેં મારા કાતરનારાઓને
સારૂ કાપ્યુ છે, તે લઇને, જે માણસો કયાથી આવેલા

છે એ હું જાણતો નથી, તેઓને આપું? ૧૨ તેથી
દાઉદના જુવાનો પાછા વળીને પોતાને રસ્તે પડ્યા,
ને પાછા આવીને એ સર્વ શબ્દોનું તાત્પર્ય તેઓએ
તેને કહ્યું ૧૩ અને દાઉદે પોતાના માણસોને કહ્યું કે,
તમે સર્વ પોતપોતાની તરવાર કમરે બાંધો અને
પ્રત્યેક માણસે પોતાની તરવાર કમરે બાંધી ને
દાઉદે પણ પોતાની તરવાર કમરે બાંધી, ને દાઉદની
પાછળ આસરે ચારસેં માણસો ગયા, ને બસેં ઉચાળા
પાસે રહ્યા ૧૪ પણ જુવાનોમાંના એકે નાબાલની
સ્ત્રી અબીગાઇલને કહ્યું કે, જો, દાઉદે અમારા શેઠને
સલામ કહેવા સારૂ રાનમાંથી હલકારા મોકલ્યા હતા
પણ એ તેમની ઉપર ઉતરી પડ્યા ૧૫ પણ તે
માણસો અમારી સાથે ઘણી સારી રીતે વર્ત્યા હતા,
ને જ્યારે અમે સીમમાં રહેતા હતા ત્યારે જ્યાં સુધી
અમે તેઓની સાથે વ્યવહાર કીધો ત્યાં સુધી અમને
કંઇ ઇજા થઇ નહોતી, તેમ અમારૂં કંઇ ખોવાયું પણ
નહોતું, ૧૬ ઘેટાં સાચવતાં જેટલો બધો વખત અમે
તેઓની સાથે રહ્યા તે દરમિયાન રાત્રે તેમજ દિવસે
તેઓ અમારા હકમાં કિલ્લારૂપ હતા ૧૭ તો હવે
તારે શું કરવું તે જાણ તથા વિચાર, કેમકે અમારા
શેઠની વિરૂદ્ધ તથા તેના આખા ઘરની વિરૂદ્ધ ખરા
બૂરાનો નિશ્ચય કરવામાં આવ્યો છે, કેમકે તે એવો
બલીયઆલપુત્ર છે કે તેની સાથે કોઇ વાત કરી શકે
નહિ ૧૮ ત્યારે અબીગાઇલે જલદીથી બસેં રોટલી
તથા દ્રાક્ષરસની બે મશકો તથા રાંધીને તૈયાર કીધેલાં
પાંચ ઘેટાં તથા પાંચ માપ પોંક, તથા દ્રાક્ષની સો
લૂમ, તથા અંજીરના બસેં ચકતાં લઇને ગધેડાં પર
લાદ્યાં. ૧૯ અને તેણીએ પોતાના જુવાન ચાકરોને કહ્યું
કે, તમે મારી આગળ જાઓ, જુઓ, હું તમારી પાછળ
આવું છું, પણ તેણીએ પોતાના વર નાબાલને કંઇ
કહ્યું નહિ ૨૦ અને એમ થયું કે, તે પોતાના ગધેડા
પર સ્વારી કરીને પર્વતની ઓથે ઓથે ચાલતી હતી,
તે સમયે જુઓ, દાઉદ તથા તેના માણસો તેની
સામે આવતા હતા, ને તેણીને તેમની ભેટ થઇ
૨૧ હવે દાઉદે કહ્યું હતું કે, આ માણસની રાનમાંની
સર્વ મિલકત મેં એવી રીતે સંભાળી કે તેના સર્વસ્વ
માંથી કાંઇ પણ ખોવાયું નથી, એ ખચિત ફોકટ ગયું
છે, ને તેણે મને સારાનો બદલો બુરો આપ્યો છે
૨૨ જે સર્વ તેનું છે તેમાંથી સવારનું અજવાળું થતાં
સુધીમાં જો એક નર બાળક સરખુંએ હું રહેવા દઉં, તો
એવું ને એથી પણ વધારે દેવ દાઉદના શત્રુઓને કરો
૨૩ અને અબીગાઇલે દાઉદને જોયો ત્યારે તે જલદીથી
પોતાના ગધેડા પરથી ઉતરી પડી, ને તેણીએ દાઉ
દની આગળ સાષ્ટાંગ દંડવત કરીને તથા જમીન સુધી
વાંકી વળીને પ્રણામ કીધા ૨૪ અને તેણીએ તેને પગે
પડીને કહ્યું કે, હે મારા મુરબ્બી, મારે શિરે, હા, મારે
શિરે આ અન્યાય ગણાય, ને કૃપા કરી તારી સેવ-
કીને તારા સાંભળતાં બોલવા દે, ને તારી સેવકીનાં
વચનો સાંભળ ૨૫ કૃપા કરી મારા મુરબ્બીએ એ
બલીયઆલના માણસ નાબાલને ગણકારવો નહિ;
કેમકે જેવું તેનું નામ છે, તેવો તે છે, તેનું નામ
નાબાલ છે, ને તેની પાસે મૂર્ખાઇ છે, પણ મારા
મુરબ્બીના ચાકરો જેઓને તેં મોકલ્યા હતા તેઓને
મેં તારી દાસીએ દીઠા નહોતા ૨૬ માટે હવે, હે મારા
મુરબ્બી, હું જીવતા યહોવાહના તથા તારા જીવના
સમ ખાઇને કહું છું કે, યહોવાહે તને ખૂનના દોષથી,
તથા તારે હાથે તારૂં વેર લેવાથી પાછો રાખ્યો છે,
માટે હવે તારા શત્રુઓ, તથા મારા મુરબ્બીનું ભુંડું
તાકનારાઓ નાબાલ જેવા થાઓ ૨૭ અને હવે આ
ભેટ જે તારી સેવકી મારા મુરબ્બીને સારૂ લાવી છે,
તે જે જુવાન પુરૂષો મારા મુરબ્બીની તેહેનાતમાં છે
તેઓને આપવામાં આવે ૨૮ કૃપા કરી તારી દાસીનો
અપરાધ માફ કર, કેમકે નિશ્ચય યહોવાહ મારા
મુરબ્બીને સારૂ અવિચળ ઘર બનાવશે, કેમકે મારો
મુરબ્બી યહોવાહની લડાઇઓ લડે છે, ને તારા સર્વ
દિવસોમાં તારામાં બુરાઇ માલમ પડશે નહિ ૨૯ અને
જો કે તારી પાછળ લાગવાને, તથા તારો જીવ શોધ
વાને માણસ ઉઠયા હશે, તો પણ મારા મુરબ્બીનો
જીવ યહોવાહ તારા દેવની પાસેના જીવનના ભંડારમાં
બાંધી રખાશે, પણ તારા શત્રુઓના જીવને તો જેમ
ગોફણના ચાડામાંથી ફેંકી દે તેમ તે ફેંકી દેશે
૩૦ અને જે સર્વ હિતવચનો યહોવાહ તારા વિષે
બોલ્યો છે, તે પ્રમાણે જ્યારે તેણે મારા મુરબ્બીને
કર્યું હશે, ને તને ઇસ્રાએલ ઉપર અધિકારી ઠરાવ્યો
હશે, ત્યારે એમ થશે કે, ૩૧ કારણ વગર લોહી
વહેવડાવવાનો કે મારા મુરબ્બીએ પોતાનું વેર વાળ
વાનો તને ખેદ કે તારા મનને સંતાપ લાગશે નહિ,
ને જ્યારે યહોવાહ મારા મુરબ્બીનું ભલું કરે ત્યારે
તારી સેવકીને યાદ કરજે ૩૨ અને દાઉદે અબીગા
ઇલને કહ્યું કે, ઇસ્રાએલના દેવ યહોવાહને ધન્ય હો,

કે તેણે તને આજ મને મળવાને મોકલી; ૩૩અને
તારી ચતુરાઇને તથા તને પણ ધન્ય હો, કે તેં મને
આજ ખૂનના દોષથી તથા પોતાને હાથે પોતાનું વેર
વાળવાથી અટકાવ્યો છે. ૩૪કેમકે ઇસ્રાએલનો જીવતો
દેવ યહોવાહ, જેણે તને નુકસાન કરવાથી મને પાછો
રાખ્યો છે, તેના સમ ખાઇને કહુ છુ કે, જો તું ઉતા-
વળથી આવીને મને મળી નહિ હોત, તો નિશ્ચય
સવારનું અજવાળુ થતાં સુધીમાં નાબાલનું એક નર
બાળક સરખુંએ રહેવા દેવામાં આવત નહિ. ૩૫પછી,
જે તેણી તેને સારૂ લાવી હતી તે દાઉદે તેણીના
હાથમાંથી લીધુ, ને તેણે તેણીને કહુ કે, શાંતિએ તારે
ઘેર જા, જો, મેં તારી વાણી સાંભળી છે, ને તારા
મોંડની ખાતર તે કબૂલમંજૂર છે. ૩૬અને અબીગાઇલ
નાબાલ પાસે આવી; ને જુઓ, તેણે પોતાને ઘેર
બાદશાહી જમણ જેવું જમણ કીધું હતું, ને નાબાલનુ
દિલ ઘણુંજ ખુશ હતું, કેમકે તે ઘણો પિધેલ હતો;
માટે સવારના અજવાળા સુધી તેણીએ તેને કઇ
વધારે કે ઓછુ કહ્યુ નહિ. ૩૭અને સવારે એમ થયુ
કે, નાબાલને દ્રાક્ષરસ ઉતર્યો ત્યારે તેની સ્ત્રીએ એ
વાતો તેને કહી, ને તેના હોશકોશ ઉડી ગયા, ને તે
પત્થર જેવો થઇ ગયો. ૩૮અને આસર દસ દિવસ
પછી એમ થયુ કે, યહોવાહે નાબાલને એવો માર્યો કે
તે મરી ગયો. ૩૯અને દાઉદે સાભળ્યુ કે, નાબાલ
મરણ પામ્યો છે, ત્યારે તેણે કહ્યુ કે, યહોવાહ જેણે
નાબાલની પાસેથી મને મહેણાં મારવાનું વેર લીધું
છે, ને જેણે પોતાના સેવકને અન્યાયથી અટકાવ્યો છે
તેને ધન્ય હોજો; ને યહોવાહે નાબાલનું દુષ્ટ કર્મ
પાછું વાળીને તેનાજ માથા પર નાખ્યુ છે. અને
દાઉદે અબીગાઇલની સાથે લગ્ન કરવા સારૂ તેની પાસે
[માણસ] મોકલીને તે સંબધી કહેવડાવ્યુ ૪૦અને
દાઉદના ચાકરોએ કાર્મેલમાં અબીગાઇલ પાસે આવીને
તેને કહ્યુ કે, તને દાઉદની સાથે લગ્ન કરાવવા સારૂ
તેડી જવાને અમે આવ્યા છીએ. ૪૧અને તે ઉઠી, ને
ભૂમિ સુધી વાંકી વળીને નમસ્કાર કીધા, ને કહ્યુ કે,
જો, તારી દાસી મારા મુરબ્બીના ચાકરોના પગ
ધોનારી ચાકરડી તુલ્ય છે. ૪૨અને અબીગાઇલે ઉતા-
વળથી ઉઠીને ગધેડા પર સ્વારી કરી, ને તેની પાંચ
દાસીઓ પણ તેની પાછળ ચાલી; ને તે દાઉદના
હલકારાઓની સાથે ગઇ, ને તેની સ્ત્રી થઇ. ૪૩દાઉદ
યિઝ્રએલી અહીનોઆમને પણ પરણ્યો, ને તે બન્ને
તેની સ્ત્રીઓ થઇ. ૪૪હવે શાઉલે પોતાની દીકરી,
એટલે દાઉદની વહુ મીખાલને, ગાલ્લીમવાળા લાઇશના
દીકરા પાલ્ટીને દીધી હતી.

૨૬ અને ઝીફીઓએ ગિબઆહમાં શાઉલ પાસે
આવીને કહ્યુ કે, શું દાઉદ અરણ્ય સામેના
હખીલાહ પર્વતમા સતાઇ રહ્યો નથી? ૨ને શાઉલ
ઉઠયો, ને ઇસ્રાએલના ત્રણ હજાર ચુંટી કાઢેલા માણ-
સોને પોતાની સાથે લઇને, ઝીફના રાનમા દાઉદની
શોધ કરવાને, ઝીફના રાનમાં ઉતરી પડ્યા ૩અને
શાઉલે અરણ્ય સામેના હખીલાહ પર્વત ઉપર માર્ગની
પાસે છાવણી કીધી. પણ દાઉદે રાનમાં પડાવ
નાખેલો હતો, ને તેણે જાણ્યુ કે શાઉલ મારી પાછળ
રાનમાં આવ્યો છે. ૪માટે દાઉદે જાસુસો મોકલીને
જાણી લીધું કે શાઉલ નિશ્ચે આવ્યો છે ૫અને દાઉદ
ઉઠીને જ્યા શાઉલે છાવણી કીધી હતી તે ઠેકાણે
આવ્યો; ને શાઉલ તથા તેનો સેનાપતિ નેરનો
દીકરો આબ્નેર સુતા હતા તે જગ્યાર દાઉદે જોઇ; ને
શાઉલ ગાડાંના કોટને ઓથે સુતો હતો, ને લોકો
તેની આસપાસ છાવણી નાખી પડેલા હતા. ૬ત્યારે
દાઉદે ઉત્તર આપીને અહીમેલેખ હિત્તીને, અને યોઆ-
બના ભાઇ તથા સરૂયાહના દીકરા અબીશાયને કહ્યુ
કે, મારી સાથે છાવણીમાં શાઉલ પાસે કોણ નીચે
ઉતરશે? ને અબીશાયે કહ્યુ કે, હુ તારી સાથે નીચે
ઉતરીશ. ૭અને દાઉદ તથા અબીશાય રાતે લોકો
પાસે આવ્યા. ને જુઓ, શાઉલ ગાડાના બનાવેલા
કોટની અંદર સુતેલો હતો, ને તેનો ભાલો તેના
માથા આગળ ભોંયમાં ચોઢેલો હતો; ને આબ્નેર
તથા લોકો તેની આસપાસ સુતેલા હતા. ૮ત્યારે
અબીશાયે દાઉદને કહ્યુ કે, દેવે આજ તારા શત્રુને
તારા હાથમાં સોપ્યો છે; તો હવે કૃપા કરી મને
ભાલાના એક ઘાથી તેને જમીન સાથે ચોંટાડવા દે, ને
હું તેને બીજી વાર મારીશ નહિ; ૯ને દાઉદે અબી-
શાયને કહ્યુ કે, તેનો નાશ ન કર; કેમકે યહોવાહના
અભિષિક્તની વિરૂદ્ધ પોતાનો હાથ લાંબો કરીને
કોણ નિર્દોષ રહી શકે? ૧૦અને દાઉદે જીવતા યહો-
વાહના સમ ખાઇને કહ્યુ કે, યહોવાહ તેને મારશે;
અથવા તો તેના મોતનો દિવસ આવી પહોંચશે;
અથવા તો તે યુદ્ધમાં ઉતરી પડશે, ને નાશ પામશે.
૧૧યહોવાહ એવું ન થવા દે, કે હું મારો હાથ
યહોવાહના અભિષિક્તની વિરૂદ્ધ લાંબો કરૂ; પણ

હાલ તો કૃપા કરી તેના માથા પાસેનો ભાલો તથા
પાણીનો ચંબુ લે, ને પછી આપણે જઈએ. ૧૨ અને
દાઉદે ભાલો તથા પાણીનો ચંબુ શાઉલના માથા
આગળથી લીધા, ને તેઓ ત્યાંથી જતા રહ્યા, પણ
કોઈએ તે જોયું નહિ કે જાણ્યું નહિ, ને કોઈ જાગ્યો
નહિ; કેમકે તે સઘળા ઊંઘતા હતા; કેમકે યહોવાહે
તેમના પર ઘોર નિદ્રા મોકલી હતી. ૧૩ પછી દાઉદ
સામેની બાજુએ જઈને પર્વતના શિખર ઉપર આઘે
ઊભો; ને તેઓની વચમાં ઘણું અંતર હતું; ૧૪ ને
દાઉદે લોકોને તથા નેરના પુત્ર આબ્નેરને હાંક મારીને
કહ્યું કે, આબ્નેર, તું ઉત્તર નથી આપતો કે? ત્યારે
આબ્નેરે ઉત્તર આપ્યો કે, રાજાને હાંક મારનાર તું
કોણ છે? ૧૫ ને દાઉદે આબ્નેરને કહ્યું કે, શું તું શૂર-
વીર માણસ નથી? ને ઇસ્રાએલમાં તારા સરખો
કોણ છે? તો શા માટે તેં રાજાનો જાપતો રાખ્યો
નથી? કેમકે તારા મુરબ્બી રાજાનો નાશ કરવાને
લોકોમાંથી કોઈ એક અંદર આવ્યો હતો. ૧૬ આ જે
તેં કર્યું છે તે ઠીક નથી. જીવતા યહોવાહના સમ, તમે
મરવા યોગ્ય છો, કેમકે તમે તમારા મુરબ્બીનો,
એટલે યહોવાહના અભિષિક્તનો, જાપતો રાખ્યો
નથી. અને હવે, રાજાનો ભાલો તથા તેના માથા
પાસેનો પાણીનો ચંબુ ક્યાં છે, તે જુઓ. ૧૭ અને
શાઉલે દાઉદનો સાદ ઓળખીને કહ્યું કે, હે મારા
દીકરા દાઉદ, શું આ તારો સાદ છે? અને દાઉદે
કહ્યું કે, હે મારા મુરબ્બી રાજા, એ મારો સાદ છે
૧૮ અને તેણે કહ્યું કે, મારો મુરબ્બી પોતાના દાસની
પૂઠે કેમ લાગેલો છે? કેમકે મેં શું કીધું છે? કે મારા
હાથમાં શી દુષ્ટાઈ છે? ૧૯ તો હવે, મારા મુરબ્બી
રાજાએ કૃપા કરીને પોતાના દાસનાં વચન સાંભળવાં.
જો યહોવાહે તને મારી વિરુદ્ધ ઉશ્કેર્યો હોય, તો તે
એક અર્પણ અંગીકારો; પણ જો તે કામ મનુષ્યપુ-
ત્રોનું હોય, તો તેઓ યહોવાહની આગળ શ્રાપિત
થાઓ; કેમકે, જો, અન્ય દેવોની સેવા કર, એવું
કહીને તેઓએ મને આજે હાંકી કાઢીને યહોવાહના
વતનથી વિયોગી કીધો છે. ૨૦ તો હવે મારૂં લોહી
યહોવાહની હજુરથી દૂર ભૂમિ પર ન પડો; કેમકે
જેમ કોઈ પર્વત પર તિતરનો શિકાર કરતો હોય,
તેમ ઇસ્રાએલનો રાજા એક ચાંચડને શોધવાને નિકળી
આવ્યો છે. ૨૧ ત્યારે શાઉલે કહ્યું કે, મેં પાપ કીધું છે;
મારા દીકરા દાઉદ, પાછો આવ; કેમકે હવે પછી હું
તને ઇજા નહિ કરીશ, કેમકે આજ મારો જીવ તારી
દૃષ્ટિમાં મૂલ્યવાન હતો; જો, મેં મૂર્ખાઈ કીધી છે, ને
ઘણીજ ભૂલ કીધી છે. ૨૨ અને દાઉદે ઉત્તર આપ્યો
કે, ઓ રાજા, જો, તારો ભાલો; તો જુવાન પુરૂષો-
માંથી એક અહીં આવીને તે લઈ જાય. ૨૩ અને
યહોવાહ પ્રત્યેક માણસને તેના ન્યાયીપણાનું તથા
તેના વિશ્વાસુપણાનું ફળ આપશે; કેમકે યહોવાહે
તને આજ મારા હાથમાં સોંપ્યો હતો, તેમ છતાં મેં
યહોવાહના અભિષિક્તની વિરુદ્ધ પોતાનો હાથ લાંબો
કરવાની ઇચ્છા કીધી નહિ. ૨૪ અને જો, જેમ તારો
જીવ આજ મારી દૃષ્ટિમાં ઘણો મૂલ્યવાન હતો, તેમ
મારો જીવ યહોવાહની દૃષ્ટિમાં ઘણો મૂલ્યવાન થાઓ,
ને તે મને સર્વ સંકટોમાંથી ઉગારો. ૨૫ ત્યારે શાઉલે
દાઉદને કહ્યું કે, મારા દીકરા દાઉદ, તને ધન્ય હો; તું
પરાક્રમી કૃત્યો કરશે, ને નિશ્ચય ફતેહ પામશે.
એમ દાઉદ પોતાને રસ્તે પડ્યો, ને શાઉલ પોતાની
જગ્યાએ પાછો ગયો.

૨૭ અને દાઉદે પોતાના મનમાં કહ્યું કે, હવે તો
એક દિવસ હું શાઉલના હાથથી માર્યો
જઈશ; પલિસ્તીઓના દેશમાં નાસી જવું તે કરતાં
સારૂં બીજું કાંઈ મને સુઝતું નથી; ને શાઉલ મારા
વિષે નિરાશ થઈને ઇસ્રાએલની સર્વ સીમાઓમાં
મારી શોધ કરવાનું છોડી દેશે; એમ તેના હાથમાંથી
હું બચી જઈશ. ૨ અને દાઉદ ઉઠ્યો, ને તે તથા તેની
સાથેના છસેં માણસો માઓખના દીકરા તથા ગાથના
રાજા આખીશની પાસે જતા રહ્યા. ૩ અને દાઉદ તથા
તેના માણસો ગાથમાં આખીશ સાથે રહ્યા, એટલે
પ્રત્યેક માણસ પોતાના કુટુંબકબીલા સાથે, અને
દાઉદ પણ પોતાની બે સ્ત્રીઓ, એટલે યિઝ્રએલી
અહીનોઆમ તથા નાબાલની સ્ત્રી કાર્મેલી અબીગાઇલ,
તેઓની સાથે રહ્યો. ૪ અને શાઉલને સમાચાર મળ્યા
કે દાઉદ ગાથમાં નાસી ગયો છે; ને તેણે ત્યાર પછી
ફરી તેની શોધ કીધી નહિ.

૫ અને દાઉદે આખીશને કહ્યું કે, જો હવે હું તારી
દૃષ્ટિમાં કૃપા પામ્યો હોઉં તો મારે રહેવાને વાસ્તે
દેશના કોઈએક નગરમાં મને જગ્યા મળવી જોઈએ;
કેમકે તારો ચાકર રાજધાનીમાં તારી સાથે શા માટે
રહે? ૬ ત્યારે આખીશે તેને તે દિવસે સિક્લાગ
આપ્યું; એ માટે સિક્લાગ આજ સુધી યહુદાહના
રાજાઓની માલીકીનું છે.

૭અને જેટલા દિવસો દાઉદ પલિસ્તીઓના દેશમાં
રહ્યો તેટલાની સખ્યા એક આખુ વર્ષ તથા ચાર
માસ જેટલી હતી ૮અને દાઉદ તથા તેના માણુસોએ
ચઢાઇ કરીને ગશુરીઓ, ગિર્ઝીઓ તથા અમાલેકીઓ
ઉપર હલ્લો કીધો, કેમકે પ્રાચીન કાળથી તે લોકો
તે દેશમા શૂરને માર્ગે મિસર દેશ સુધી વસેલા હતા.
૯અને દાઉદે તે દેશ ઉપર મારો ચલાવીને કોઇ પણ
પુરૂષને કે સ્ત્રીને જીવતા મુકયા નહિ, ને ઘેટા તથા
બળદો તથા ગધેડા તથા ઉંટો તથા વસ્ત્રો હરી લઇને
તે આખીશ પાસે પાછો આવ્યો ૧૦અને આખીશે
કહ્યુ કે, આજ તમારી સ્વારી કયા હલ્લો કરી આવી?
અને દાઉદે કહ્યુ કે, યહુદાહના દક્ષિણ પર, તથા યરા-
હ્મએલીઓના દક્ષિણ પર, તથા કેનીઓના દક્ષિણ
પર ૧૧અને દાઉદે પુરૂષને કે સ્ત્રીને ગાથમા લાવવા
સારૂ પણ જીવતા રાખ્યા નહિ, કેમકે તેણે કહ્યુ કે,
રખેને તેઓ અમારી વિરૂદ્ધ સાક્ષી પુરે કે, દાઉદે
ફલાણુ કીધું, ને જ્યા સુધી તે પલિસ્તીઓના દેશમા
રહ્યો તેટલો બધો વખત તે એવીજ વર્ત્તણુક ચલાવતો
આવ્યો છે ૧૨અને આખીશે દાઉદનુ માન્યુ, ને કહ્યુ
કે, તેણે પોતાના ઇસ્રાએલ લોકનો સપૂર્ણ ધિક્કાર
સમ્પાદન કીધો છે, એ માટે તે સદા મારો દાસ થશે

૨૮ અને તે દિવસોમા એમ બન્યુ કે, પલિ
સ્તીઓએ પોતાના સૈન્યો ઇસ્રાએલ સાથે
લડવાને એકઠા કીધા અને આખીશે દાઉદને કહ્યુ
કે, તારે ખચિત જાણવુ કે, તારે તથા તારા માણસોએ
મારી સાથે સૈન્યમા આવવુ પડશે ૨અને દાઉદે
આખીશને કહ્યુ કે, તેથી તુ જાણશે કે તારો સેવક શું
[પરાક્રમ] કરવાનો છે અને આખીશે દાઉદને
કહ્યુ કે, એમ હોય તો હુ તને હમેશાને માટે મારો
શિરરક્ષક બનાવીશ

૩હવે શમૂએલ મરણ પામ્યો હતો, ને સર્વ ઇસ્રા-
એલે તેને સારૂ શોક કરીને તેને રામાહમા એટલે
તેના પોતાનાજ નગરમા દાટયો હતો અને શાઉલે
ભૂતવૈદો તથા જાદુગરોને દેશમાથી કાઢી મુકયા હતા
૪અને પલિસ્તીઓ એકઠા થયા, ને આવીને શૂને-
મમા છાવણી કીધી, ને શાઉલે સર્વ ઇસ્રાએલને
ભેગા કીધા, ને તેઓએ ગિલ્બોઆમા છાવણી કીધી
૫અને શાઉલે પલિસ્તીઓનુ સૈન્ય જોઇને બીધો, ને
તેનુ હૈયુ બહુ થરથરવા લાગ્યુ ૬અને શાઉલે યહો-
વાહની સલાહ પુછી, ત્યારે યહોવાહે તેને સ્વપ્નથી, કે
ઉરીમથી, કે ભવિષ્યવાદીઓથી કંઇ ઉત્તર આપ્યો
નહિ ૭ત્યારે શાઉલે પોતાના ચાકરોને કહ્યુ કે, એક
ભૂતવૈદ સ્ત્રીને મારે સારૂ શોધી કાઢો, કે હુ તેની પાસે
જઇને તેને પુછી જોઉં અને તેના ચાકરોએ તેને
કહ્યુ કે, જો, એક ભૂતવૈદ સ્ત્રી એન દોરમા છે. ૮અને
શાઉલે વેષ ધારણ કરીને જુદા વસ્ત્રો પહેર્યાં, ને તે
તથા તેની સાથે બે માણસો ચાલીને રાત્રે તે સ્ત્રી પાસે
ગયા, ને તેણે કહ્યુ કે, કૃપા કરી, તારા સાધેલા ભૂતની
મદદથી મારે સારૂ ભવિષ્ય જો, ને જેનુ નામ હુ તને
કહુ તેને મારે સારૂ હાજર કર. ૯અને તે સ્ત્રીએ તેને
કહ્યુ કે, જો, શાઉલે શું કીધુ છે તે તું જાણે છે, એટલે
કે તેણે ભૂતવૈદોને તથા જાદુગરોને દેશમાથી નાબુદ
કીધા છે, તો તુ મને મારી નખાવવા સારૂ મારા
જીવને કાજે ફાદો કેમ માડે છે? ૧૦અને શાઉલે
યહોવાહના સોગન તેની આગળ ખાઇને કહ્યુ કે,
જીવતા યહોવાહના સોગન, કે આ કૃત્યને લીધે તને
કંઇ નુકસાન થશે નહિ ૧૧ત્યારે તે સ્ત્રીએ કહ્યુ કે,
હુ કોને તારી પાસે ઉઠાડી લાવુ? ને તેણે કહ્યુ કે,
મારી પાસે શમૂએલને ઉઠાડી લાવ ૧૨અને તે સ્ત્રીએ
શમૂએલને જોઇને મોટી બૂમ પાડી, ને તે સ્ત્રીએ શાઉ
લને કહ્યુ કે, તેં મને ઠગી છે? કેમકે તું શાઉલ છે.
૧૩અને રાજાએ તેને કહ્યુ કે, બી મા, તું શું દેખે છે?
ને તે સ્ત્રીએ શાઉલને કહ્યુ કે, હુ એક દેવને ભૂમિમાથી
ઉપર આવતો દેખુ છુ ૧૪અને તેણે તેણીને કહ્યુ કે,
તેનો ઘાટ કેવો છે? ને તેણીએ કહ્યુ કે, એક વૃદ્ધ
પુરૂપ ઉપર આવે છે, ને તેણે જામો પહેરેલો છે અને
શાઉલે જાણ્યુ કે એ શમૂએલ છે, ને તેણે પોતાનુ મુખ
ભૂમિ સુધી નમાવીને પ્રણામ કીધા ૧૫અને શમૂએલે
શાઉલને કહ્યુ કે, તેં શા માટે મને ઉઠાડી આણીને
તસ્દી આપી છે? ને શાઉલે કહ્યુ કે, હુ ઘણા સકટમા
આવી પડ્યો છું, કેમકે પલિસ્તીઓ મારી વિરૂદ્ધ યુદ્ધ
કરે છે, ને દેવે મને ત્યાગી દીધો છે, ને તે ભવિષ્યવા-
દીઓવડે કે સ્વપ્નવડે મને ઉત્તર દેતો નથી, એ કાર-
ણથી મેં તને બોલાવ્યો છે, એ માટે કે, મારે શું કરવુ
એ તુ મને કહે ૧૬અને શમૂએલે કહ્યુ કે, યહોવાહે
તને તજી દીધો છે તથા તારો શત્રુ થયો છે, તેમ છતા
તુ શા માટે મને પુછે છે? ૧૭ને જેમ યહોવાહ મારી
મારફતે બોલ્યો હતો તેમ તેણે તને કીધું છે, કેમકે
યહોવાહે તારા હાથમાથી રાજ્ય ખુચવી લઇને તે
તારા પડોસીને, એટલે દાઉદને, આપ્યુ છે ૧૮કેમકે
તેં યહોવાહનુ કહ્યું ન માનીને તેના સખત ક્રોધનો

અમલ અમાલેક ઉપર કીધો નહિ, એ માટે યહોવાહે
આજ તને આ પ્રમાણે કીધું છે ૧ વળી યહોવાહ
ઇસ્રાએલને પણ તારી સાથે પલિસ્તીઓના હાથમા
સોપશે, ને કાલે તું તથા તારા દીકરાઓ મારી સાથે
હશો, યહોવાહ ઇસ્રાએલના સૈન્યને પણ પલિસ્તી
ઓના હાથમા સોપશે ૨૦ત્યારે શાઉલ તરત ભૂમિ
પર ઉધો પડી ગયો, ને શમૂએલના વચનોથી બહુ
ભયભીત થયો, ને તેનામા કઇ શક્તિ રહી નહોતી,
કેમકે તેણે આખો દિવસ તથા આખી રાત કંઇ અન્ન
ખાધું ન હતું ૨૧અને તે સ્ત્રી શાઉલ પાસે આવી,
ને તેને ઘણો ગભરાયલો જોઇને તેણીએ તેને કહ્યુ કે,
જો, તારી દાસીએ તારી વાણી સાભળી છે, ને મારો
જીવ મારા હાથમા લઇને, જે વચનો તેં મને કહ્યા તે
મે સાભળ્યા છે ૨૨તો હવે કૃપા કરી તું પણ તારી
દાસીની વાણી સાભળીને મને અન્નનો એક કોળિયો
તારી આગળ મુકવા દે, ને જમ, કે રસ્તે ચાલવાની
શક્તિ તને આવે ૨૩પણ તેણે ઇનકાર કરીને કહ્યુ કે,
હુ નહિજ જમુ પણ તેના ચાકરોએ તથા તે સ્ત્રીએ
મળીને તેને આગ્રહ કીધો, ને તેણે તેઓનુ કહેવુ
માન્યુ, તેથી તે જમીન ઉપરથી ઉઠીને પલગ પર
બેઠો ૨૪અને તે સ્ત્રીને ત્યા એક માતેલુ વાછરડું
હતું, તે તેણીએ ઉતાવળે કાપ્યુ, ને તેણીએ આટો
લઇને મસળ્યો, ને તેની બેખમીરી રોટલી શેકી,
૨૫ને તેણે તે શાઉલની આગળ તથા તેના ચાકરોની
આગળ મુકી, ને તેઓ જમ્યા પછી તેઓ ઉઠીને
તે રાતે વિદાય થયા

૨૯ હવે પલિસ્તીઓએ પોતાના સર્વ સૈન્યોનો
અફેક આગળ જમાવ કીધો, ને ઇસ્રાએ
લીઓએ યિઝ્રએલમા જે ઝરો છે તેની પાસે છાવણી
કીધી. ૨અને પલિસ્તીઓના સરદારો સો સોની
તથા હજાર હજારની ટોળીઓબધ ચાલી નિકળ્યા, ને
દાઉદ તથા તેના માણસો આખીશ સાથે સૈન્યને
પાછલે ભાગે ચાલતા હતા ૩ત્યારે પલિસ્તીઓના
સરદારોએ કહ્યુ કે, આ હેબ્રીઓનુ અહીં શું [કામ]
છે? ને આખીશે પલિસ્તીઓના સરદારોને કહ્યુ કે,
શું એ ઇસ્રાએલના રાજા શાઉલનો ચાકર દાઉદ નથી?
તે તો મારી સાથે કેટલાક દિવસ કે કેટલાક વર્ષ થયા
રહે છે, તો પણ જે દિવસે તે [મારી તરફ] આવતો
રહ્યો તે દિવસથી તે આજ સુધી મને એનામા કાઇ
વાંક માલમ પડ્યો નથી. ૪પણ પલિસ્તીઓના સર-
દારો તેના પર ગુસ્સે થયા, એટલે પલિસ્તીઓના
સરદારોએ તેને કહ્યુ કે, આ માણસને પાછો મોકલ,
કે જે જગ્યા તેં તેને ઠરાવી આપી છે ત્યા તે જાય, ને
એને આપણી સાથે લડાઇમા આવવા ન દેતો, રખેને
યુદ્ધમા તે આપણો સામાવાળો થઇ પડે, કેમકે
પોતાના શેઠની પ્રીતિ પાછી મેળવવા સારૂ તે શું મૂલ્ય
નહિ આપે? શું આ માણસોના માથા નહિ [આપે]?
૫શું એ દાઉદ નથી કે જેના વિષે તેઓએ નાચતા
નાચતા સામસામે ગાયુ કે, શાઉલે પોતાના સહસ્રોને
ને દાઉદે પોતાના દસ સહસ્રોને માર્યા છે? ૬ત્યારે
આખીશે દાઉદને બોલાવીને તેને કહ્યુ કે, જીવતા
યહોવાહના સમ, તું પ્રમાણિકપણાથી વર્ત્યો છે, ને
સૈન્યમા મારી સાથે તારી આવજા મારી દૃષ્ટિમા શુભ
છે, કેમકે તું મારી પાસે આવ્યો તે દિવસથી તે
આજ સુધી તારામા મને કંઇજ દુષ્ટપણુ માલમ પડ્યુ
નથી, પરંતુ સરદારોની મહેરબાની તારા પર નથી
૭માટે હવે તું પાછો વળ, ને પલિસ્તીઓના સરદારો
તારાથી નારાજી ન થાય તેને લીધે શાતિએ જા ૮અને
દાઉદે આખીશને કહ્યું, પણ મે શુ કીધું છે? ને જ્યા
સુધી હુ તારી હજુરમા હતો ત્યા સુધી, એટલે આજ
સુધી, તેં પોતાના દાસમા એવુ શું જોયુ, કે મને જઇને
મારા મુરબ્બી રાજાના શત્રુઓની સાથે લડવાની પર
વાનગી ન મળે? ૯ને આખીશે ઉત્તર આપીને દાઉદને
કહ્યુ કે, હુ જાણુ છું કે મારી દૃષ્ટિમા તું સારો, દેવના
દૂત જેવો છે, પરંતુ પલિસ્તીઓના સરદારોએ કહ્યુ
છે કે, તે અમારી સાથે યુદ્ધમા ન આવે ૧૦તે માટે
હવે તારા ધણીના જે ચાકરો તારી સાથે આવેલા છે,
તેઓની સાથે તું પરોઢીએ ઉઠજે, ને પરોઢીએ ઉઠયા
પછી સૂર્યોદય થયે તમે વિદાય થજો ૧૧તેથી દાઉદ
તથા તેના માણસો સવારમા ચાલી નિકળીને પલિ-
સ્તીઓના દેશમા પાછા જવા સારૂ પરોઢીએ ઉઠયા,
અને પલિસ્તીઓએ યિઝ્રએલ તરફ કૂચ કરી

૩૦ અને દાઉદ તથા તેના માણસો ત્રીજે દિવસે
સિકલાગમા પહોચ્યા, ત્યારે એમ બન્યુ કે,
અમાલેકીઓએ નેગેબ ઉપર તથા સિક્લાગ ઉપર
હલ્લો કરીને, સિક્લાગ પર મારો ચલાવીને તેને
આગથી બાળી દીધુ હતું, ૨ને તેમાથી સ્ત્રીઓને તથા
નાના મોટા [સર્વ]ને કેદ પકડ્યા હતા, તેઓએ
કોઇને મારી નાખ્યુ ન હતું, પણ તેઓનુ હરણ કરીને
પોતાને રસ્તે ચાલ્યા ગયા હતા ૩અને દાઉદ તથા

તેના માણસો નગરમાં આવ્યા, ત્યારે જો, તે આગથી
બાળી નાખેલું હતું; ને તેઓની સ્ત્રીઓને, તથા
તેઓના દીકરાઓને, તથા તેઓની દીકરીઓને પકડી
લઇ ગયા હતા. ૪ તેથી દાઉદ તથા તેની સાથેના
માણસોની રડવાની શક્તિ ખુટી ગઇ ત્યાં સુધી તેઓ
પોક મુકીને રડ્યા ૫ અને દાઉદની બે સ્ત્રીઓને,
એટલે અહીનોઆમ યિઝ્રએલીને, તથા અબીગાઇલ,
નાબાલ કાર્મેલીની સ્ત્રીને, તેઓ હરી ગયા હતા. ૬ અને
દાઉદને ઘણો ખેદ થયો, કેમકે લોકો તેને પથરે
મારવાની વાત કરવા લાગ્યા; કેમકે સર્વ લોક પોત-
પોતાના દીકરાઓને લીધે તથા પોતપોતાની દીકરી-
ઓને લીધે મનમાં દુઃખિત હતા; પણ દાઉદ પોતાના
દેવ યહોવાહમાં હિમ્મતવાન થયો.

૭ અને દાઉદે અહીમેલેખના પુત્ર અબ્યાથાર યાજ-
કને કહ્યું કે, એફોદ અહીં મારી પાસે લાવ; ને
અબ્યાથાર એફોદ દાઉદ પાસે લઇ આવ્યો. ૮ અને
દાઉદે યહોવાહની સલાહ પુછી કે, હુ એ ટુકડીની
પાછળ લાગુ, તો શું, હુ તેને પકડી પાડી શકીશ? ને
તેણે તેને ઉત્તર આપ્યો કે, પાછળ લાગ, કેમકે નિશ્ચે
તું તેઓને પકડી પાડીશ, ને બેશક [બધુ] પાછુ
મેળવીશ ૯ તેથી દાઉદ તથા તેની સાથેના છસેં
માણસો ગયા, ને બસોરના નાળા આગળ પહોંચ્યા,
જ્યા પાછળ પડી ગએલાઓ થોભ્યા. ૧૦ પણ દાઉદ
તથા ચારસેં માણસો લાગુ રહ્યા; કેમકે [બાકીના]
બસેં માણસો એટલા નિર્ગત થઇ ગયા હતા કે તેઓ
બસોરનું નાળું ઉતરવાને અશક્ત હતા, તેથી તેઓ
પાછળ રહી ગયા. ૧૧ અને તેઓને એક મિસરી પુરૂષ
ખેતરમાં મળી આવ્યો, ને તેઓ તેને દાઉદની પાસે
લાવ્યા, ને તેને રોટલી આપી, ને તેણે ખાધી; ને
તેઓએ તેને પાણી પીવાને આપ્યું; ૧૨ ને તેઓએ
અંજીરનાં ચક્તામાથી એક ટુકડો તથા સુકી દ્રાક્ષની
બે લૂમો તેને આપી, ને તેણે ખાધું એટલે તેને પાછો
હોશ આવ્યો, કેમકે ત્રણ દિવસ તથા ત્રણ રાત તેણે
રોટલી ખાધી ન હતી, ને પાણી પણ પીધું ન હતું
૧૩ અને દાઉદે તેને કહ્યું કે, તું કોણના તાબાનો છે, ને
ક્યાથી આવ્યો છે? ને તેણે કહ્યું કે, હુ મિસરનો
એક જુવાન છુ, તથા એક અમાલેકીનો ચાકર છુ; ને
મારા ધણીએ મને મુકી દીધો, કેમકે ત્રણ દિવસ
અગાઉ હુ માંદો પડ્યો ૧૪ અમે કરેથીઓના દક્ષિણ
ભાગ ઉપર, તથા યહુદાહના દેશ ઉપર, તથા કાલેબના
દક્ષિણ ભાગ ઉપર સ્વારી કરીને, સિક્લાગને આગથી
બાળી નાખ્યુ ૧૫ અને દાઉદે તેને કહ્યું કે, તું મને તે
ટુકડી પાસે લઇ જઇશ? ને તેણે કહ્યું કે, જો તું
દેવના સોગન ખાય કે તું મને મારી નહિ નાખે,
અથવા મારા ધણીના હાથમા નહિ સોંપી દે, તો તને
તે ટુકડી પાસે લઇ જાઉં ૧૬ અને જ્યારે તે તેને ત્યાં
લઇ ગયો ત્યારે, જુઓ, તે લોક સઘળા મેદાન ઉપર
પસરેલા હતા, ને ખાતા તથા પીતા તથા મિજબાની
કરતા હતા, કેમકે તેઓએ પુષ્કળ લૂટ પલિસ્તીઓના
દેશમાંથી તથા યહુદાહના દેશમાથી લીધી હતી
૧૭ અને દાઉદે તેઓને પ્રાતઃકાળથી તે બીજા દિવ-
સની સાંજ સુધી માર્યા; ને જે ચારસેં જુવાનો ઉંટ
ઉપર બેસીને નાસી ગયા તે શિવાય તેઓમાનો એકે
બચ્યો નહિ ૧૮ અને જે સઘળું અમાલેકીઓ લઇ
ગયા હતા, તે દાઉદે પાછુ મેળવ્યુ, ને દાઉદે પોતાની
બે સ્ત્રીઓને છોડાવી ૧૯ અને નાનું કે મોટું, પુત્રો કે
પુત્રીઓ, કે લૂટ, કે જે કંઇ તેઓ હરી લઇ ગયા હતા,
તે સઘળાંમાથી કાંઇ પણ તેમને પાછુ મળ્યા વગર
રહ્યું નહિ; દાઉદ સઘળું પાછું લાવ્યો. ૨૦ અને દાઉદે
સઘળા ઘેટાં તથા ઢોરઢાંક લીધાં; ને [તેમને બીજાં]
ઢોરોની આગળ હાંકીને તેઓએ કહ્યું કે, આ દાઉદની
લૂટ છે. ૨૧ અને જે બસેં માણસો એટલા થાકી ગયા
હતા કે તેઓ દાઉદની સાથે જઇ શક્યા ન હતા, તથા
જેમને તેમણે બસોરના નાળા આગળ રાખ્યા હતા,
તેઓની નજીક દાઉદ આવી પહોંચ્યો; ત્યારે તેઓ
દાઉદને મળવાને તથા તેની સાથેના માણસોને મળ
વાને સામા ગયા; ને જ્યારે દાઉદ તે લોકોની પાસે
આવ્યો ત્યારે તેણે તેઓને ક્ષેમકુશળ કહ્યા. ૨૨ ત્યારે
જે માણસો દાઉદ સાથે ગયા હતા તેમાંના સર્વે દુષ્ટ
પુરૂષો તથા બલીયઆલપુત્રોએ ઉત્તર આપ્યો કે,
તેઓ આપણી સાથે આવ્યા ન હતા, માટે જે લૂટ
આપણે પાછી પડાવી છે તેમાથી કંઇ આપણે તેઓને
આપવીજ નહિ, માત્ર પ્રત્યેકને તેની સ્ત્રી તથા તેનાં
બાળકો આપવા, કે તેમને લઇને તેઓ વિદાય થાય
૨૩ ત્યારે દાઉદે કહ્યુ કે, મારા ભાઇઓ, યહોવાહ કે
જેણે આપણને બચાવી રાખ્યા છે, તથા આપણી
વિરૂદ્ધ આવેલી ટોળીને આપણા હાથમા સોંપી દીધી
છે, તેણે આપણને જે આપ્યુ છે, તે વિષે તમારે એમ
ન કરવું ૨૪ અને એ બાબતમાં તમારૂં કોણ સાંભળશે?
લડાઇમાં જનારને જેવો ભાગ તેવોજ ભાગ ઉચાળા

અમલ અમાલેક ઉપર કીધો નહિ, એ માટે યહોવાહે
આજ તને આ પ્રમાણે કીધું છે. ૧૯ વળી યહોવાહ
ઇસ્રાએલને પણ તારી સાથે પલિસ્તીઓના હાથમાં
સોંપશે; ને કાલે તું તથા તારા દીકરાઓ મારી સાથે
હશો, યહોવાહ ઇસ્રાએલના સૈન્યને પણ પલિસ્તી-
ઓના હાથમાં સોંપશે. ૨૦ ત્યારે શાઉલ તરત ભૂમિ
પર ઉંધો પડી ગયો; ને શમૂએલના વચનોથી બહુ
ભયભીત થયો; ને તેનામાં કંઇ શક્તિ રહી નહોતી;
કેમકે તેણે આખો દિવસ તથા આખી રાત કંઇ અન્ન
ખાધું ન હતું. ૨૧ અને તે સ્ત્રી શાઉલ પાસે આવી,
ને તેને ઘણો ગભરાયલો જોઇને તેણીએ તેને કહ્યું કે,
જો, તારી દાસીએ તારી વાણી સાંભળી છે, ને મારો
જીવ મારા હાથમાં લઇને, જે વચનો તેં મને કહ્યા તે
મેં સાંભળ્યાં છે. ૨૨ તો હવે કૃપા કરી તું પણ તારી
દાસીની વાણી સાંભળીને મને અન્નનો એક કોળિયો
તારી આગળ મુકવા દે, ને જમ, કે રસ્તે ચાલવાની
શક્તિ તને આવે. ૨૩ પણ તેણે ઇનકાર કરીને કહ્યું કે,
હું નહિજ જમું, પણ તેના ચાકરોએ તથા તે સ્ત્રીએ
મળીને તેને આગ્રહ કીધો, ને તેણે તેઓનું કહેવું
માન્યું; તેથી તે જમીન ઉપરથી ઉઠીને પલંગ પર
બેઠો. ૨૪ અને તે સ્ત્રીને ત્યાં એક માતેલું વાછરડું
હતું, તે તેણીએ ઉતાવળે કાપ્યું, ને તેણીએ આટો
લઇને મસળ્યો, ને તેની બેખમીરી રોટલી શેકી,
૨૫ ને તેણે તે શાઉલની આગળ તથા તેના ચાકરોની
આગળ મુકી; ને તેઓ જમ્યા. પછી તેઓ ઉઠીને
તે રાતે વિદાય થયા.

૨૯ હવે પલિસ્તીઓએ પોતાનાં સર્વ સૈન્યોનો
એકઠો આગળ જમાવ કીધો, ને ઇસ્રાએ-
લીઓએ યિઝ્રએલમાં જે ઝરો છે તેની પાસે છાવણી
કીધી. ૨ અને પલિસ્તીઓના સરદારો સો સોની
તથા હજાર હજારની ટોળીઓબંધ ચાલી નિકળ્યા, ને
દાઉદ તથા તેના માણસો આખીશ સાથે સૈન્યને
પાછલે ભાગે ચાલતા હતા. ૩ ત્યારે પલિસ્તીઓના
સરદારોએ કહ્યું કે, આ હેબ્રીઓનું અહીં શું [કામ]
છે? ને આખીશે પલિસ્તીઓના સરદારોને કહ્યું કે,
શું એ ઇસ્રાએલના રાજા શાઉલનો ચાકર દાઉદ નથી?
તે તો મારી સાથે કેટલાક દિવસ કે કેટલાક વર્ષ થયાં
રહે છે, તો પણ જે દિવસે તે [મારી તરફ] આવતો
રહ્યો તે દિવસથી તે આજ સુધી મને એનામાં કાંઇ
વાંક માલમ પડ્યો નથી. ૪ પણ પલિસ્તીઓના સર-
દારો તેના પર ગુસ્સે થયા; એટલે પલિસ્તીઓના
સરદારોએ તેને કહ્યું કે, આ માણસને પાછો મોકલ,
કે જે જગ્યા તેં તેને ઠરાવી આપી છે ત્યાં તે જાય, ને
એને આપણી સાથે લડાઇમાં આવવા ન દેતો, રખેને
યુદ્ધમાં તે આપણો સામાવાળો થઇ પડે; કેમકે
પોતાના શેઠની પ્રીતિ પાછી મેળવવા સારૂ તે શું મૂલ્ય
નહિ આપે? શું આ માણસોનાં માથાં નહિ [આપે]?
૫ શું એ દાઉદ નથી કે જેના વિષે તેઓએ નાચતાં
નાચતાં સામસામે ગાયું કે, શાઉલે પોતાના સહસ્રોને
ને દાઉદે પોતાના દસ સહસ્રોને માર્યા છે? ૬ ત્યારે
આખીશે દાઉદને બોલાવીને તેને કહ્યું કે, જીવતા
યહોવાહના સમ, તું પ્રમાણિકપણાથી વર્ત્યો છે, ને
સૈન્યમાં મારી સાથે તારી આવજા મારી દૃષ્ટિમાં શુભ
છે, કેમકે તું મારી પાસે આવ્યો તે દિવસથી તે
આજ સુધી તારામાં મને કંઇજ દુષ્ટપણું માલમ પડ્યું
નથી, પરંતુ સરદારોની મહેરબાની તારા પર નથી.
૭ માટે હવે તું પાછો વળ, ને પલિસ્તીઓના સરદારો
તારાથી નારાજી ન થાય તેને લીધે શાંતિએ જા. ૮ અને
દાઉદે આખીશને કહ્યું, પણ મેં શું કીધું છે? ને જ્યાં
સુધી હું તારી હજુરમાં હતો ત્યાં સુધી, એટલે આજ
સુધી, તેં પોતાના દાસમાં એવું શું જોયું, કે મને જઇને
મારા મુરબ્બી રાજાના શત્રુઓની સાથે લડવાની પર-
વાનગી ન મળે? ૯ ને આખીશે ઉત્તર આપીને દાઉદને
કહ્યું કે, હું જાણું છું કે મારી દૃષ્ટિમાં તું સારો, દેવના
દૂત જેવો છે; પરંતુ પલિસ્તીઓના સરદારોએ કહ્યું
છે કે, તે અમારી સાથે યુદ્ધમાં ન આવે. ૧૦ તે માટે
હવે તારા ધણીના જે ચાકરો તારી સાથે આવેલા છે,
તેઓની સાથે તું પરોઢીએ ઉઠજે; ને પરોઢીએ ઉઠયા
પછી સૂર્યોદય થયે તમે વિદાય થજો. ૧૧ તેથી દાઉદ
તથા તેના માણસો સવારમાં ચાલી નિકળીને પલિ-
સ્તીઓના દેશમાં પાછા જવા સારૂ પરોઢીએ ઉઠયા.
અને પલિસ્તીઓએ યિઝ્રએલ તરફ કૂચ કરી.

૩૦ અને દાઉદ તથા તેના માણસો ત્રીજે દિવસે
સિકલાગમાં પહોંચ્યા, ત્યારે એમ બન્યું કે,
અમાલેકીઓએ નેગેબ ઉપર તથા સિકલાગ ઉપર
હલ્લો કરીને, સિકલાગ પર મારો ચલાવીને તેને
આગથી બાળી દીધું હતું; ૨ ને તેમાંથી સ્ત્રીઓને તથા
નાના મોટાં [સર્વ]ને કેદ પકડ્યાં હતાં; તેઓએ
કોઇને મારી નાખ્યું ન હતું, પણ તેઓનું હરણ કરીને
પોતાને રસ્તે ચાલ્યા ગયા હતા. ૩ અને દાઉદ તથા

તેના માણસો નગરમા આવ્યા, ત્યારે જો, તે આગથી
બાળી નાખેલુ હતું, ને તેઓની સ્ત્રીઓને, તથા
તેઓના દીકરાઓને, તથા તેઓની દીકરીઓને પકડી
લઇ ગયા હતા ૪ તેથી દાઉદ તથા તેની સાથેના
માણસોની રડવાની શક્તિ ખુટી ગઇ ત્યા સુધી તેઓ
પોક મુકીને રડ્યા ૫ અને દાઉદની બે સ્ત્રીઓને,
એટલે અહીનોઆમ યિઝ્રએલીને, તથા અબીગાઇલ
નાબાલ કાર્મેલીની સ્ત્રીને, તેઓ હરી ગયા હતા ૬ અને
દાઉદને ઘણો ખેદ થયો કેમકે લોકો તેને પત્થરે
મારવાની વાત કરવા લાગ્યા, કેમકે સર્વ લોક પોત
પોતાના દીકરાઓને લીધે તથા પોતપોતાની દીકરી
ઓને લીધે મનમા દુ ખિત હતા, પણ દાઉદ પોતાનો
દેવ યહોવાહમા હિમ્મતવાન થયો

૭ અને દાઉદે અહીમેલેખના પુત્ર અબ્યાથાર યાજ
કને કહ્યું કે, એફોદ અહીં મારી પાસે લાવ, ને
અબ્યાથાર એફોદ દાઉદ પાસે લઇ આવ્યો ૮ અને
દાઉદે યહોવાહની સલાહ પુછી કે, હુ એ ટુકડીની
પાછળ લાગુ, તો શુ, હુ તેને પકડી પાડી શકીશ? ને
તેણે તેને ઉત્તર આપ્યો કે, પાછળ લાગ, કેમકે નિશ્ચ
તું તેઓને પકડી પાડીશ, ને બેશક [બધુ] પાછુ
મેળવીશ. ૯ તેથી દાઉદ તથા તેની સાથેના છસેં
માણસો ગયા, ને બસોરના નાળા આગળ પહોચ્યા,
જ્યા પાછળ પડી ગએલાઓ થોભ્યા ૧૦ પણ દાઉદ
તથા ચારસેં માણસો લાગુ રહ્યા, કેમકે [બાકીના]
બસેં માણસો એટલા નિર્ગત થઇ ગયા હતા કે તેઓ
બસોરનુ નાળુ ઉતરવાને અશક્ત હતા, તેથી તેઓ
પાછળ રહી ગયા ૧૧ અને તેઓને એક મિસરી પુરૂષ
ખેતરમા મળી આવ્યો, ને તેઓ તેને દાઉદની પાસે
લાવ્યા, ને તેને રોટલી આપી, ને તેણે ખાધી, ને
તેઓએ તેને પાણી પીવાને આપ્યુ, ૧૨ ને તેઓએ
અંજીરના ચક્તામાથી એક ટુકડો તથા સુકી દ્રાક્ષની
બે લૂમો તેને આપી, ને તેણે ખાધું એટલે તેને પાછો
હોશ આવ્યો, કેમકે ત્રણ દિવસ તથા ત્રણ રાત તેણે
રોટલી ખાધી ન હતી, ને પાણી પણ પીધું ન હતું
૧૩ અને દાઉદે તેને કહ્યું કે, તું કોણના તાબાનો છે, ને
ક્યાથી આવ્યો છે? ને તેણે કહ્યું કે, હુ મિસરનો
એક જુવાન છુ, તથા એક અમાલેકીનો ચાકર છુ, ને
મારા ધણીએ મને મુકી દીધો, કેમકે ત્રણ દિવસ
અગાઉ હુ માંદો પડ્યો ૧૪ અમે કરેથીઓના દક્ષિણ
ભાગ ઉપર, તથા યહુદાહના દેશ ઉપર, તથા કાલેબના
દક્ષિણ ભાગ ઉપર સ્વારી કરીને, સિક્લાગને આગથી
બાળી નાખ્યુ ૧૫ અને દાઉદે તેને કહ્યું કે, તું મને તે
ટુકડી પાસે લઇ જઇશ? ને તેણે કહ્યું કે, જો તું
દેવના સોગન ખાય કે તું મને મારી નહિ નાખે,
અથવા મારા ધણીના હાથમા નહિ સોપી દે, તો તને
તે ટુકડી પાસે લઇ જાઉં ૧૬ અને જ્યારે તે તેને ત્યા
લઇ ગયો ત્યારે, જુઓ, તે લોક સઘળા મેદાન ઉપર
પસરેલા હતા, ને ખાતા તથા પીતા તથા મિજબાની
કરતા હતા, કેમકે તેઓએ પુષ્કળ લૂટ પલિસ્તીઓના
દેશમાથી તથા યહુદાહના દેશમાથી લીધી હતી
૧૭ અને દાઉદે તેઓને પ્રાત કાળથી તે બીજા દિવ
સની સાંજ સુધી માર્યા, ને જે ચારસેં જુવાનો ઉંટ
ઉપર બેસીને નાસી ગયા તે શિવાય તેઓમાનો એક
બચ્યો નહિ ૧૮ અને જે સઘળુ અમાલેકીઓ લઇ
ગયા હતા, તે દાઉદે પાછુ મેળવ્યુ, ને દાઉદે પોતાની
બે સ્ત્રીઓને છોડાવી ૧ અને નાનુ કે મોટું, પુત્રો કે
પુત્રીઓ, કે લૂટ, કે જે કઇ તેઓ હરી લઇ ગયા હતા,
તે સઘળામાથી કાઇ પણ તેમને પાછુ મળ્યા વગર
રહ્યું નહિ, દાઉદ સઘળુ પાછુ લાવ્યો ૨૦ અને દાઉદે
સઘળા ઘેટા તથા ઢોરઢાક લીધા, ને [તેમને બીજા]
ઢોરોની આગળ હાકીને તેઓએ કહ્યું કે, આ દાઉદની
લૂટ છે ૨૧ અને જે બસેં માણસો એટલા થાકી ગયા
હતા કે તેઓ દાઉદની સાથે જઇ શક્યા ન હતા તથા
જેમને તેમણે બસોરના નાળા આગળ રાખ્યા હતા,
તેઓની નજીક દાઉદ આવી પહોચ્યો, ત્યારે તેઓ
દાઉદને મળવાને તથા તેની સાથેના માણસોને મળ
વાને સામા ગયા, ને જ્યારે દાઉદ તે લોકોની પાસે
આવ્યો ત્યારે તેણે તેઓને ક્ષેમકુશળ કહ્યા ૨૨ ત્યારે
જે માણસો દાઉદ સાથે ગયા હતા તેમાના સર્વ દુષ્ટ
પુરૂષો તથા બલીયઆલપુત્રોએ ઉત્તર આપ્યો કે,
તેઓ આપણી સાથે આવ્યા ન હતા, માટે જે લૂટ
આપણે પાછી પડાવી છે તેમાથી કઇ આપણે તેઓને
આપવીજ નહિ, માત્ર પ્રત્યેકને તેની સ્ત્રી તથા તેના
બાળકો આપવા, કે તેમને લઇને તેઓ વિદાય થાય
૨૩ ત્યારે દાઉદે કહ્યું કે, મારા ભાઇઓ, યહોવાહ કે
જેણે આપણને બચાવી રાખ્યા છે, તથા આપણી
વિરૂદ્ધ આવેલી ટોળીને આપણા હાથમા સોંપી દીધી
છે, તેણે આપણને જે આપ્યુ છે, તે વિષે તમારે એમ
ન કરવુ ૨૪ અને એ બાબતમા તમારૂ કોણ સાંભળશે?
લડાઇમા જનારને જેવો ભાગ તેવોજ ભાગ ઉચાળા

પાસે રહેનારને મળશે, તેઓને સરખો ભાગ મળશે
૨૫ અને તેણે તે દિવસથી માંડીને આજ સુધીને વાસ્તે
એજ નિયમ તથા વિધિ ઇસ્રાએલને સારૂ બાંધ્યા
૨૬ અને દાઉદ સિક્લાગમા આવ્યો, ત્યારે તેણે
લૂટમાથી કેટલીક યહુદાહના વડીલોને ત્યા, એટલે
પોતાના મિત્રોને ત્યા, મોકલાવીને કહાવ્યુ કે, જુઓ,
યહોવાહના શત્રુઓ પાસેથી લીધેલી લૂટમાથી આ
ભેટ તમારે વાસ્તે, ૨૭ તથા બેથેલવાસીઓને ત્યા,
તથા દક્ષિણના રામોથવાસીઓને ત્યા, યાત્તીરવાસી-
ઓને ત્યા, ૨૮ ને અરોએરવાસીઓને ત્યા, તથા
સિફમોથવાસીઓને ત્યા, તથા એશ્તમોઆવાસીઓને
ત્યા, ૨૯ ને રાખાલવાસીઓને ત્યા, તથા યરાહમએ-
લીઓના નગરોના રહેવાસીઓને ત્યા, તથા કેની-
ઓના નગરોના રહેવાસીઓને ત્યા, ૩૦ ને હોર્માહ
વાસીઓને ત્યા તથા કોર આશાનવાસીઓને ત્યા
તથા અથાખવાસીઓને ત્યા, ૩૧ ને હેબ્રોનવાસી-
ઓને ત્યા, તથા જે સઘળા ઠેકાણામા દાઉદ તથા તેના
માણસો જતા આવતા હતા, ત્યા [મોકલાવી]

૩૧ હવે પલિસ્તીઓએ ઇસ્રાએલ વિરૂદ્ધ યુદ્ધ
કીધુ, ને ઇસ્રાએલના માણસો પલિસ્તી-
ઓની સામેથી નાઠા, ને ગિલ્બોઆ પર્વત ઉપર કતલ
થઇ પડ્યા ૨ અને પલિસ્તીઓએ શાઉલનો તથા
તેના દીકરાઓનો લગોલગ કેડો પકડ્યો, ને પલિ
સ્તીઓએ શાઉલના દીકરાઓ યોનાથાન, તથા અબી-
નાદાબ, તથા માલ્કીશૂઆને મારી નાખ્યા ૩ અને
યુદ્ધ શાઉલની વિરૂદ્ધ સખ્ત મચ્યુ, ને ધનુર્ધારીઓએ
તેને પકડી પાડ્યો, ને તે ધનુર્ધારીઓને લીધે ઘણી
સાંકડી પટીમા આવી પડ્યો ૪ ત્યારે શાઉલે પોતાના
શસ્ત્રધારને કહ્યુ કે, તારી તરવાર તાણીને તેથી મને
વિંધી નાખ; નહિ તો આ બેસુનતીઓ આવીને મને
વિંધી નાખીને મારૂ અપમાન કરશે પણ તેના
શસ્ત્રધારે એમ કરવાની ના પાડી, કેમકે તે ઘણો
બીધો, માટે શાઉલ પોતાની તરવાર લઇને તેની
ઉપર પડ્યો ૫ અને શાઉલને મુએલો દેખીને તેનો
શસ્ત્રધાર પણ પોતાની તરવાર ઉપર પડીને તેની
સાથે મુઓ ૬ એ રીતે શાઉલ તથા તેના ત્રણ દીકરા,
તથા તેનો શસ્ત્રધાર, તથા તેના સર્વે માણસો તેજ
દિવસે સાથે મરણ પામ્યા ૭ અને જ્યારે તે નીચા-
ણની સામી બાજુના ઇસ્રાએલી માણસોએ તથા
યરદનની પેલી પારના લોકોએ જોયુ કે ઇસ્રાએલના
માણસો નાસે છે, ને શાઉલ તથા તેના દીકરાઓ
મરણ પામ્યા છે, ત્યારે તેઓ નગરો તજી દઇને નાસી
ગયા, ને પલિસ્તીઓ આવીને તેમા વસ્યા

૮ અને બીજે દિવસે એમ થયુ કે, પલિસ્તીઓ
મુએલાઓના વસ્ત્રાદિ ઉતારી લેવાને આવ્યા, ત્યારે
શાઉલ તથા તેના ત્રણ દીકરાઓ ગિલ્બોઆ પર્વત
પર પડેલા તેઓને મળ્યા. ૯ અને તેઓએ તેનુ માથુ
કાપી લીધુ, તથા તેના શસ્ત્રો ઉતારી લઇને તે સમાચાર
પોતાના મૂર્તિગ્રહોમા તથા લોકોમા પ્રગટ કરવા સારૂ
પલિસ્તીઓના દેશમા સર્વ ઠેકાણે તેઓએ હલકારા
મોકલ્યા. ૧૦ અને તેઓએ તેના શસ્ત્રો આશતારોથના
ઘરમા મુક્યા, ને તેની લાસ બેથશાનને કોટે ચોટાડી.
૧૧ અને પલિસ્તીઓએ શાઉલને જે કીધુ હતુ તે વિષે
જ્યારે યાબેશ ગિલઆદના રહેવાસીઓએ સાંભળ્યુ,
૧૨ ત્યારે સઘળા બહાદૂર પુરૂષો ઉઠીને આખી રાત
ચાલ્યા, ને બેથશાનના કોટ પરથી શાઉલની લાસને
તથા તેના દીકરાઓની લાસોને તેઓ યાબેશમા લઇ
આવ્યા, ને ત્યા તેઓએ તે બાળી ૧૩ અને તેઓએ
તેના હાડકા લઇને યાબેશમાના એશેલ વૃક્ષની તળે
દાટ્યા, ને સાત દિવસ ઉપવાસ કીધો

# શમૂએલનું બીજું પુસ્તક.

૧ અને શાઉલના મરણ પછી એમ થયુ કે, દાઉદ
અમાલેકીઓને કતલ કરવાના કામ પરથી
પાછો આવીને સિક્લાગમા બે દિવસ રહ્યો, ત્યાર
પછી, ૨ એટલે ત્રીજે દિવસે, એમ થયુ કે, જુઓ,
છાવણીમાથી એક માણસ શાઉલ પાસેથી આવ્યો,
તેના વસ્ત્રો ફાટેલા, તથા તેના માથા પર ધૂળ હતી,
ને તે દાઉદ પાસે આવ્યો ત્યારે એમ થયુ કે, તેણે
સાષ્ટાંગ દંડવત પ્રણામ કીધા ૩ અને દાઉદે તેને કહ્યુ

કે, તું ક્યાંથી આવે છે? ને તેણે કહ્યું કે, હું ઇસ્રાએ-
લની છાવણીમાંથી નાસી આવ્યો છું. ૪અને દાઉદે
તેને કહ્યું કે, કૃપા કરી મને કહે, ત્યાં કેમ થયું? ને
તેણે ઉત્તર આપ્યો કે, લોકો લડાઇમાંથી નાઠા છે, ને
ઘણાક લોકો પડીને મરણ પણ પામ્યા છે; ને શાઉલ
તથા તેનો દીકરો યોનાથાન પણ મુઆ છે. ૫અને
તેને ખબર આપનાર જુવાનને દાઉદે કહ્યું કે, તેં કેમ
જાણ્યું કે શાઉલ તથા તેનો દીકરો યોનાથાન મુઆ
છે? ૬ને તેને ખબર કહેનાર જુવાને તેને કહ્યું કે, હું
અનાયાસે ગિલ્બોઆ પર્વત ઉપર હતો, ત્યારે, જો,
શાઉલ પોતાના ભાલા ઉપર ટેકીને ઉભો હતો; ને
જો, રથો તથા સ્વારો તેની પાછળ લગોલગ લાગેલા
હતા. ૭અને તેણે પોતાની પછવાડે નજર કરી, એટલે
મને જોઇને હાંક મારી; ને મેં કહ્યું કે, હું આ રહ્યો.
૮અને તેણે મને કહ્યું કે, તું કોણ છે? ત્યારે મેં તેને
કહ્યું કે, હું એક અમાલેકી છું. ૯અને તેણે મને કહ્યું કે,
કૃપા કરી મારી પડખે ઉભો રહીને મને મારી નાખ,
કેમકે મને ભારે વેદના થાય છે; કેમકે હજી સુધી
મારો જીવ મારા ખોળીઆમાં સાબુદ છે. ૧૦માટે મેં
તેની પાસે ઉભો રહીને તેને મારી નાખ્યો, કેમકે હું
નિશ્ચે જાણતો હતો કે પડી ગયા પછી તે જીવવાનોજ
નથી; ને તેના માથા પરનો મુગટ, તથા તેના હાથ
પરનાં કડાં લઇને તેમને હું અહીં મારા ધણી પાસે
લાવ્યો છું. ૧૧અને દાઉદે પોતાનાં વસ્ત્ર પકડીને
ફાડ્યાં; ને તેની સાથેના સઘળા માણસોએ પણ
તેમજ કીધું; ૧૨ને તેઓએ શાઉલને લીધે, તથા તેના
દીકરા યોનાથાનને લીધે, તથા યહોવાહના લોકને
લીધે, તથા ઇસ્રાએલના ઘરને લીધે શોક તથા વિલાપ
કીધો, તથા સાંજ સુધી ઉપવાસ કીધો; કેમકે તેઓ
તરવારથી માર્યા ગયા હતા ૧૩અને તેને ખબર
આપનાર જુવાનને દાઉદે કહ્યું કે, તું ક્યાનો છે? ને
તેણે જવાબ આપ્યો કે, હું એક પરદેશીનો દીકરો,
એટલે અમાલેકી છું. ૧૪અને દાઉદે તેને કહ્યું કે,
યહોવાહના અભિષિક્તને મારી નાખવા સારૂ પોતાનો
હાથ લાંબો કરતાં તું કેમ ડર્યો નહિ? ૧૫ને દાઉદે
જુવાનોમાંથી એકને બોલાવીને તેને કહ્યું કે, પાસે
જઇને તેનાપર ધસી પડ; ને તેણે તેને ઠાર માર્યો
૧૬અને દાઉદે તેને કહ્યું કે, તારૂં લોહી તારે માથે,
કેમકે તારા મુખે તારી વિરૂદ્ધ સાક્ષી પુરી છે કે,
યહોવાહના અભિષિક્તને મેં મારી નાખ્યો છે.

૧૭અને દાઉદે શાઉલ તથા તેના દીકરા યોનાથાનને
સારૂ નીચે પ્રમાણે શોક કીધો. ૧૮અને તેણે યહુદાહ-
પુત્રોને ધનુષ્ય [ગીત] શિખવવાનો તેઓને હુકમ
કીધો; જો, તે યાશારના પુસ્તકમા લખેલુ છે.
૧૯હે ઇસ્રાએલ, તારૂં ગૌરવ તારા પર્વતો પર કતલ
થયુ છે!
યોદ્ધાઓ કેવા માર્યા ગયા છે!
૨૦ગાથમાં એ કહેશો મા,
આશ્કલોનની શેરીઓમાં એ પ્રગટ કરશો મા;
રખે પલિસ્તીઓની દીકરીઓ [illegible]

૨૧ [illegible]
તમારા પર ઝાકળ, કે વરસાદ, કે અર્પણનાં ખેતરો
ન હોય;
કેમકે ત્યાં યોદ્ધાઓની ઢાલ, એટલે શાઉલની ઢાલ,
જાણે કે તે તેલાભિષિક્ત ના હોય એવી રીતે
અશુદ્ધ કરાઇ.
૨૨માર્યા જનારાઓનુ લોહી [વહેવડાવવાથી], બળ-
વંતોનો મેદ [વિંધવાથી] યોનાથાનનું ધનુષ્ય
પાછું પડતું નહિ;
ને શાઉલની તરવાર ખાલી પાછી ફરતી નહિ.
૨૩શાઉલ તથા યોનાથાન જીવતાં પ્રિય તથા ખુશ-
કારક હતા,
ને તેઓના મૃત્યુકાળે તેઓ જુદા ન પડ્યા.
તેઓ ગરૂડ કરતાં જલદ હતા;
તેઓ સિંહો કરતાં બળવાન હતા.
૨૪અરે ઇસ્રાએલની દીકરીઓ, શાઉલને સારૂ વિલાપ
કરો,
કે જેણે તમને કીમંજી વસ્ત્રો પહેરાવીને મોજ કરાવી,
જેણે કંચનાભૂષણોથી તમારાં વસ્ત્રો શણગાર્યાં.
૨૫કેવી રીતે યોદ્ધાઓ માર્યા ગયા છે!
હે યોનાથાન, તું તારા પર્વતો પર કતલ કરાયો છે.
૨૬હે મારા બંધવ યોનાથાન, તારે લીધે મને ખેદ
થાય છે;
તું મને બહુ પ્રિય હતો;
મારા પર તારો પ્યાર આશ્ચર્યકારક હતો,
સ્ત્રીઓના પ્યારથી વિશેષ હતો.
૨૭યોદ્ધાઓ કેવા માર્યા ગયા છે!
ને યુદ્ધશસ્ત્રોનો કેવો વિનાશ થયો છે!

૨ અને ત્યાર પછી એમ થયું કે, દાઉદે યહોવા-
હની સલાહ પુછી કે, શું હું યહુદાહના કોઇ

નગરમા જાઉ? ને યહોવાહે તેને કહ્યુ કે, જા અને
દાઉદે કહ્યુ કે, હુ ક્યા જાઉ? અને તેણે કહ્યુ કે, હેબ્રો-
નમા. ૨ તેથી દાઉદ પોતાની બે સ્ત્રીઓને, એટલે
યિઝ્રએલી અહીનોઆમને તથા નાબાલ કાર્મેલીની
વિધવા અબીગાઇલને, લઇને ત્યા ગયો ૩ અને તેની
સાથેના માણસોને પણ પોતપોતાના કુટુબ પરિવાર
સુદ્ધા દાઉદ લઇ ગયો, ને તેઓ હેબ્રોનના નગરોમા
રહ્યા ૪ અને યહુદાહના માણસો આવ્યા, ને ત્યા
તેઓએ દાઉદને યહુદાહના કુળ પર રાજા તરીકે
અભિષિક્ત કીધો

અને તેઓએ દાઉદને એવા સમાચાર આપ્યા કે,
શાઉલને દાટનારાઓ તે યાબેશ ગિલઆદના માણસો
હતા ૫ અને દાઉદે યાબેશ ગિલઆદના માણસો પાસે
હલકારા મોકલીને તેઓને કહાવ્યુ કે, યહોવાહ તમને
આશિષ દો, કેમકે તમે તમારા ધણી શાઉલ ઉપર કૃપા
કરીને તેને દાટયો ૬ અને હવે યહોવાહ તમારા
પ્રત્યે કૃપા તથા સત્યતા દેખાડો, ને તમે એ કૃત્ય કર્યુ
છે, માટે હુ પણ તમારી કૃપાનો બદલો આપીશ.
૭ માટે હવે તમારા હાથ બળવાન થાઓ, ને તમે
શૂરવીર થાઓ, કેમકે તમારો ધણી શાઉલ મરણ
પામ્યો છે, ને વળી યહુદાહના કુળે પોતા પર રાજા
તરીકે મને અભિષિક્ત કીધો છે

૮ હવે શાઉલનો સેનાપતિ, નેરનો દીકરો આબ્નેર,
શાઉલના દીકરા ઇશ-બોશેથને લઇ માહનાઇમમા
જતો રહ્યો હતો, ૯ અને તેણે તેને ગિલઆદ પર,
તથા અશૂરીઓ પર, તથા યિઝ્રએલ પર, તથા એફ્રા
ઇમ પર, તથા બિન્યામીન પર, તથા સર્વ ઇસ્રાએલ
પર રાજા કીધો ૧૦ (શાઉલનો દીકરો ઇશ-બોશેથ
ઇસ્રાએલ પર રાજ્ય કરવા લાગ્યો ત્યારે તે ચાળીસ
વર્ષનો હતો, ને તેણે બે વર્ષ રાજ્ય કીધુ ) પણ
યહુદાહનુ કુળ દાઉદના અધિકાર તળે રહ્યુ ૧૧ અને
દાઉદે સાત વર્ષ ને છ માસની મુદત સુધી હેબ્રોનમા
યહુદાહના કુળ ઉપર રાજ્ય કીધુ

૧૨ અને નેરનો દીકરો આબ્નેર, તથા શાઉલના
દીકરા ઇશ-બોશેથના ચાકરો, માહનાઇમથી નિક-
ળીને ગિબઓનમા ગયા ૧૩ અને સરૂયાહનો દીકરો
યોઆબ, તથા દાઉદના ચાકરો ચાલી નિકળીને ગિબ-
ઓનના તળાવ પાસે તેઓને મળ્યા, ને તેઓની
એક ટુકડી તળાવની આ પારે, ને બીજી ટુકડી તળા
વની પેલી પારે બેઠી. ૧૪ અને આબ્નેરે યોઆબને
કહ્યુ કે, કૃપા કરીને જુવાનોને ઉઠીને આપણી આગળ
રમત કરવા દે, ને યોઆબે કહ્યુ કે, તેઓ ઉઠે ઉઠે
૧૫ ત્યારે તેઓ [સરખી] સખ્યામા ઉઠીને સામી
બાજુએ ગયા, એટલે બિન્યામીન તથા શાઉલના
દીકરા ઇશ-બોશેથ તરફથી બાર, અને દાઉદના ચાક-
રોમાથી બાર ૧૬ અને તેઓમાના પ્રત્યેક માણસે
પોતાના સાથીનુ માથુ પકડીને પોતાની તરવાર પોતાના
સાથીની કૂખમા ભોકી દીધી, ને તે બધા સાથે નીચે
ઢળી પડ્યા, માટે તે જગ્યાનુ નામ હેલકાથ હાસ્સુ
રીમ પાડ્યુ, ને તે ગિબઓનમા છે ૧૭ અને તે
દિવસે યુદ્ધ ઘણુ ઉગ્ર મચ્યુ, ને આબ્નેર તથા ઇસ્રા-
એલના માણસો દાઉદના ચાકરો આગળ પરાજિત
થયા. ૧૮ અને સરૂયાહના ત્રણ દીકરાઓ, યોઆબ
તથા અબીશાય તથા અસાહેલ ત્યા હતા, ને અસાહેલ
રાની હરણ જેવો પગનો ચપળ હતો ૧૯ અને
અસાહેલ આબ્નેરની પાછળ લાગ્યો, ને આબ્નેરની
પૂઠે દોડવાથી જમણે કે ડાબે વળ્યો નહિ ૨૦ ત્યારે
આબ્નેરે પાછળ નજર કરીને કહ્યુ કે, અસાહેલ, એ
શુ તુ છે? ને તેણે ઉત્તર આપ્યો કે, હા, હુ છુ
૨૧ અને આબ્નેરે તેને કહ્યુ કે, તારી જમણી કે ડાબી
બાજુએ વળી જા, ને જુવાનોમાથી એકને પકડીને
તેના શસ્ત્ર લે, પણ અસાહેલ તેની પૂઠેથી મરડાયો
નહિ ૨૨ અને આબ્નેરે અસાહેલને ફરીથી કહ્યુ કે,
મારી પૂઠે લાગવાથી તુ આડો અવળો ફરી જા, તુ
શા સારૂ મારે હાથે મરવા માગે છે? ને એમ થાય તો
મારૂ મ્હો હુ તારા ભાઇ યોઆબને શી રીતે દેખાડુ?
૨૩ પણ તેણે બાજુ પર વળી જવાનુ માન્યુજ નહિ,
માટે આબ્નેરે ભાલાના દાંડાનો ગોદો તેના પેટમા
એવો માર્યો કે, ભાલો તેની પૂઠ પાછળ ફૂટયો, ને તે
ત્યાજ પડીને મુઓ અને એમ થયુ કે, અસાહેલ
પડીને મુઓ હતો તે જગ્યાએ જેટલા માણસો
આવ્યા, તેઓ ત્યાજ ઉભા રહ્યા ૨૪ પણ યોઆબ
તથા અબીશાય આબ્નેરની પછવાડે લાગ્યા, ને તેઓ
આમ્માહ પર્વત, જે ગિબઓનના રાનના માર્ગ ઉપર
ગીઆહ આગળ છે, ત્યા પહોચ્યા, ત્યારે સૂર્ય અસ્ત
થયો ૨૫ અને બિન્યામીનપુત્રો આબ્નેરની પાછળ
એકઠા થયા, ને એક ટોળી બનીને તેઓ એક પર્વ-
તના શિખર ઉપર ઉભા રહ્યા. ૨૬ ત્યારે આબ્નેરે
યોઆબને હાક મારીને કહ્યુ કે, શુ તરવાર સદા સદાર
કરશે? શુ તુ જાણતો નથી કે એનો પરિણામ તો

કડવાશરૂપ થશે? ત્યારે લોકોને પોતાના ભાઇઓની
પૂઠે લાગવાથી પાછા ફરવાનો હુકમ કરવાને તું ક્યાં
સુધી વિલંબ કરીશ? ૨૭ને યોઆબે કહ્યું કે, જીવતા
દેવના સમ, જો તું બોલ્યો ન હોત તો નિશ્ચય સવારે
લોકો ચાલ્યા ગયા હોત ને પ્રત્યેક માણસ પોતાના
ભાઇની પાછળ લાગત નહિ. ૨૮પછી યોઆબે રણ-
શિંગડું વગાડ્યું, ને સર્વ લોક ઉભા રહ્યા, ને ઇસ્રાએ-
લની પાછળ લાગવાથી અટક્યા, ને તેઓએ લડવું
બંધ કર્યું. ૨૯અને આબ્નેર તથા તેના માણસો આખી
રાત અરાબાહમાં ચાલ્યા, ને યરદન ઉતરીને, આખું
બિથ્રોન ઓળંગીને, માહનાઇમમાં પહોંચ્યા. ૩૦અને
યોઆબ આબ્નેરની પૂઠે લાગવાથી પાછો ફર્યો, ને
તેણે સર્વ લોકોને એકઠા કર્યા, ત્યારે અસાહેલ ઉપરાંત
ઓગણીસ માણસ ઓછા માલૂમ પડ્યા. ૩૧પણ
દાઉદના ચાકરોએ બિન્યામીનના તથા આબ્નેરના
માણસોને એવા માર્યા હતા કે ત્રણસેં ને સાઠ માણસો
મરી ગયા. ૩૨અને તેઓએ અસાહેલને ઉંચકી જઇને
તેને બેથલેહેમ મધ્યે તેના બાપની કબરમાં દાટ્યો.
અને યોઆબ તથા તેના માણસો આખી રાત ચાલીને
સૂર્યોદય થતાં હેબ્રોનમાં પહોંચ્યા.

૩ હવે શાઉલના ઘર તથા દાઉદના ઘરની વચ્ચે
લાંબી મુદત સુધી વિગ્રહ ચાલ્યો; ને દાઉદ
અધિકાધિક બળવાન થતો ગયો, પણ શાઉલનું ઘર
વધારે વધારે નબળું થવા લાગ્યું.

૨અને દાઉદને હેબ્રોનમાં પુત્રો થયા; ને તેનો
પ્રથમજનિત આમ્નોન, તે અહીનોઆમ યિઝ્રએલીના
પેટનો હતો; ૩ને તેનો બીજો કિલઆબ, તે નાબાલ
કાર્મેલીની વિધવાના પેટનો હતો; ને ત્રીજો આબ્શા-
લોમ, તે ગશૂરના રાજા તાલ્માયની દીકરી માઅખા-
હનો દીકરો હતો; ૪ને ચોથો, તે હાગ્ગીથનો દીકરો
અદોનીયાહ હતો; ને પાંચમો, તે અબીટાલનો
દીકરો શફાટયાહ હતો; ૫ને છઠ્ઠો, તે દાઉદની વહુ
એગ્લાહનો દીકરો યિથ્રઆમ હતો. હેબ્રોનમાં દાઉદને
એ [પુત્રો] થયા.

૬અને દાઉદના ઘર તથા શાઉલના ઘરની વચ્ચે
વિગ્રહ ચાલતો હતો, તે દરમિયાન એમ બન્યું કે
આબ્નેરે શાઉલના ઘરને વાસ્તે જોર માર્યું. ૭હવે
શાઉલની રિસ્પાહ નામની એક ઉપપત્ની હતી તે
આયાહની દીકરી હતી; ને [ઇશ-બોશેથે] આબ્નેરને
કહ્યું કે, મારા બાપની ઉપપત્નીની પાસે તું કેમ ગયો?
૮ત્યારે આબ્નેર ઇશ-બોશેથનાં વચનોથી ઘણો ગુસ્સે
થયો, ને કહ્યું કે, શું હું યહુદાહના કૂતરાનું માથું છું?
હું આજ તારા બાપ શાઉલના ઘર પર, તેના ભાઇઓ
પર, તથા તેના મિત્રો પર કૃપા કરૂં છું, ને તને દાઉ-
દના હાથમાં મેં સોંપી દીધો નથી, તો પણ આજ
આ સ્ત્રી વિષે તું મારા ઉપર દોષ મુકે છે? ૯જો,
જેમ યહોવાહે દાઉદની આગળ સમ ખાધા છે તેમ હું
તેને ન કરૂં, તો દેવ આબ્નેરને તેવું, ને તે કરતાં પણ
વધારે કરો; ૧૦એટલે શાઉલને ઘેરથી રાજ્ય લઇ
લઇને, દાઉદનું રાજ્યાસન ઇસ્રાએલ પર તથા યહુદાહ
પર દાનથી તે બેરશેબા સુધી સ્થાપું નહિ તો.
૧૧અને તે આબ્નેરને બીજો એક શબ્દ પણ ઉત્તરમાં
કહી શક્યો નહિ, કેમકે તેને તેનો ડર લાગ્યો.

૧૨અને આબ્નેરે પોતા તરફથી દાઉદ પાસે હલ-
કારા મોકલીને કહાવ્યું કે, દેશ કોણનો છે? ને એ
પણ કહાવ્યું કે, મારી સાથે સલાહ કર, ને જો, મારો
હાથ સર્વ ઇસ્રાએલને તારી તરફ ફેરવી લાવવાને તારી
કુમકે આવશે. ૧૩અને તેણે કહ્યું કે, સારૂં; હું તારી
સાથે સલાહ કરીશ; પણ હું તારી સાથે એક સરત
કરવા માગું છું, તે એ કે મારૂં મ્હો જોવાને તું આવે,
ત્યારે શાઉલની દીકરી મીખાલને પહેલી લાવ્યા વિના
તું મારૂં મ્હો જોવા પામશે નહિ. ૧૪અને દાઉદે
શાઉલના દીકરા ઇશ-બોશેથ પાસે હલકારા મોકલીને
કહાવ્યું કે, મારી વહુ મીખાલ, કે જેની જોડે પલિ-
સ્તીઓનાં એકસો અગ્રચર્મ આપીને મેં વિવાહ કીધો
હતો, તે મને સોંપ. ૧૫અને ઇશ-બોશેથે માણસ
મોકલીને તેના વર પાસેથી, એટલે લાઇશના દીકરા
પાલટીએલ પાસેથી તેને મગાવી લીધી. ૧૬અને
તેનો વર બાહુરીમ સુધી રડતો રડતો તેની પાછળ
ગયો. ત્યારે આબ્નેરે તેને કહ્યું કે, ચાલ, પાછો જા;
ને તે પાછો ગયો.

૧૭અને આબ્નેરે ઇસ્રાએલના વડીલો સાથે વાત-
ચિત કરીને કહ્યું કે, ગતકાળમાં તમારો રાજા થવા
સારૂ તમે દાઉદને શોધતા હતા. ૧૮તો હવે તે કામ
કરો, કેમકે યહોવાહે દાઉદ વિષે બોલીને કહ્યું છે કે,
હું મારા ઇસ્રાએલ લોકને મારા સેવક દાઉદની હસ્તક
પલિસ્તીઓના હાથમાંથી, તથા તેઓના સર્વ શત્રુ-
ઓના હાથમાંથી છોડાવીશ. ૧૯અને આબ્નેરે બિન્યા-
મીનીઓના કાનમાં પણ વાત કરી; ને વળી ઇસ્રા-
એલને તથા બિન્યામીનના આખા કુળને જે સારૂં

લાગ્યુ તે સઘળુ દાઉદના કાનમા કહેવા સારૂ આબ્નેર
હેબ્રોનમા ગયો ૨૦અને આબ્નેર પોતાની સાથે વીસ
માણસો લઇને દાઉદ પાસે હેબ્રોનમા આવ્યો, ને
દાઉદે આબ્નેરને સારૂ તથા તેની સાથેના માણસોને
સારૂ જમણ કીધુ ૨૧અને આબ્નેરે દાઉદને કહ્યું કે,
હુ ઉઠીને વિદાયગિરી લઇશ ને સર્વ ઇસ્રાએલને મારા
મુરબ્બી રાજાની પાસે એકઠા કરીશ કે તેઓ તારી
સાથે કરાર કરે ને તું તારા મનની ઇચ્છા હોય એટલા
બધા પર રાજ્ય કરે અને દાઉદે આબ્નેરને વિદાય
કીધો, ને તે શાંતિએ ગયો ૨૨અને જુઓ, દાઉદના
સેવકો તથા યોઆબ એક સ્વારીએથી પાછા આવ્યા,
ને પોતાની સાથે ઘણી લૂટ લેતા આવ્યા, પણ
આબ્નેર દાઉદ સાથે હેબ્રોનમા ન હતો, કેમકે તેણે
તેને વિદાય કીધો હતો ને તે શાંતિએ ચાલ્યો ગયો
હતો ૨૩યોઆબ તથા તેની સાથેનું સર્વ સૈન્ય
આવ્યા પછી, યોઆબને ખબર મળી કે, નેરનો દીકરો
આબ્નેર રાજા પાસે આવ્યો હતો, પણ તેણે તેને
વિદાય કીધો, ને તે શાંતિએ ગયો છે ૨૪અને
યોઆબે રાજા પાસે આવીને કહ્યું કે, તેં શું કર્યુ છે?
જો, આબ્નેર તારી પાસે આવ્યો, ત્યારે તેં તેને કેમ
વિદાય કીધો? તે તો તદન જતો રહ્યો છે ૨૫નેરના
દીકરા આબ્નેરને તું ઓળખે છે, કે તને છેતરવાને,
તથા તારી આવજા જાણી જવા સારૂ, તથા તું જે કરે છે
તે સઘળાથી માહિતગાર થવા સારૂ તે આવ્યો હતો
૨૬અને યોઆબ દાઉદ પાસેથી બહાર નિકળ્યો,
એટલે તેણે આબ્નેર પાછળ હલકારા મોકલ્યા ને
તેઓ તેને સીરાહના હોજ પાસેથી પાછો લાવ્યા,
પણ દાઉદ એ જાણતો નહોતો ૨૭અને આબ્નેર
પાછો હેબ્રોનમા આવ્યો, એટલે યોઆબ તેની સાથે
એકાંતે વાત કરવા સારૂ તેને એક બાજુએ દરવાજાની
મધ્યે લઇ ગયો, ને તેણે ત્યા પોતાના ભાઇ અસા
હેલના ખૂનને સારૂ, તેના પેટમા [ખંજર] ભોકીને
મારી નાખ્યો ૨૮અને પછી દાઉદે એ સાંભળ્યુ ત્યારે
તેણે કહ્યું કે, નેરના દીકરા આબ્નેરના ખૂન વિષે હુ
તથા મારૂ રાજ્ય યહોવાહ આગળ સદાકાળ સુધી
નિર્દોષી છીએ, ૨૯તે યોઆબને શિર તથા તેના
બાપના સઘળા ઘરને શિર થાઓ, ને આવી, કે
કોઢીઓ, કે લાકડીએ ટેકનાર, કે તરવારથી પડનાર,
કે રોટલીની ન્યૂનતાવાળો, યોઆબના ઘરમાથી કદી
ખૂટશો નહિ. ૩૦એમ યોઆબે તથા તેના ભાઇ અબી
શાયે આબ્નેરને મારી નાખ્યો, કેમકે તેણે તેઓના
ભાઇ અસાહેલને ગિબઓન પાસે લડાઇમા મારી
નાખ્યા હતો

૩૧અને દાઉદે યોઆબને તથા તેની સાથેના સર્વે
લોકને કહ્યું કે, તમે પોતાના વસ્ત્રો ફાડો, ને તમારી
કમરોએ તાટ વિટાગો, ને આબ્નેરની આગળ વિલાપ
કરો અને દાઉદ રાજા ઠાઠડી પાછળ ચાલ્યો, ૩૨અને
તેઓએ આબ્નેરને હેબ્રોનમા દાટયો, ને રાજા આબ્ને-
રની કબર પાસે પોક મુકીને રડ્યો, ને સર્વે લોક
રડ્યા ૩૩અને રાજાએ આબ્નેરને લીધે શોક કરીને
કહ્યું કે, જેમ મૂર્ખ મરે છે તેમ શું આબ્નેર મર્યો
જાય? ૩૪તારા હાથ બંધાયા ન હતા, ને તારા પગમા
બેડીઓ ઘલાઇ ન હતી, દુષ્ટ માણસો આગળ કોઇ
મર્યો જાય તેની પેઠે તું મુઓ અને સર્વે લોકોએ
ફરીથી તેની [કબર] ઉપર શોક કીધો ૩૫અને
દાઉદને દિવસ છતા અન્ન ખવડાવવા સારૂ સર્વે લોકો
તેની પાસે આવ્યા, પણ દાઉદે સમ ખાઇને કહ્યું કે,
સૂર્યાસ્ત થયા પહેલા જો હુ રોટલી કે બીજું કંઇ પણ
ચાખુ તો ઇશ્વર મને તેવુ, ને તેથી પણ વધારે કરો
૩૬અને સર્વે લોકોએ એ ધ્યાનમા લીધુ, ને તેથી
તેઓ ખુશી થયા, કેમકે રાજાએ જે સર્વે કીધુ તેથી
સઘળા લોકો ખુશ થયા ૩૭તે ઉપરથી તે દિવસે
સર્વે લોકોએ તથા સર્વે ઇસ્રાએલે જાણ્યુ કે, નેરના
દીકરા આબ્નેરના મોતમા રાજાનો હાથ ન હતો
૩૮અને રાજાએ પોતાના ચાકરોને કહ્યું કે, શું તમે
નથી જાણતા કે, આજ ઇસ્રાએલમા એક સરદાર તથા
મહાન પુરૂષ મરાયો છે? ૩૯ને જો કે હુ એક અભિ-
ષિક્ત રાજા છું, તથાપિ હુ આજ અશક્ત છુ, ને આ
માણસો, સરૂયહના દીકરાઓને, વશ કરવાને હુ
અશક્ત છું, યહોવાહ દુષ્ટાઇ કરનારને તેના દુષ્ટ
કર્મ પ્રમાણે ફળ આપો

૪ અને શાઉલના દીકરા [ઇશ બોશેથે] સાંભળ્યુ
કે, આબ્નેર હેબ્રોનમા મરણ પામ્યો છે, ત્યારે
તેના હાથ અશક્ત થયા, ને સર્વે ઇસ્રાએલીઓ ગભ
રાયા ૨અને શાઉલના દીકરા પાસે બે માણસ હતા,
તેઓ ટોળીઓના નાયક હતા, એકનુ નામ બાઆનાહ,
તથા બીજાનુ નામ રેખાબ હતું, તેઓ બિન્યામીન
પુત્રોમાના રિમ્મોન બએરોથીના દીકરા હતા, (કેમકે
બએરોથ પણ બિન્યામીનનુ ગણાતું હતું, ૩ને બએ-

બેરોથીઓ ગિત્તાઇમમા નાસી ગયા, ને આજ સુધી
ત્યા આવી વસેલા છે)
૪હવે શાઉલના દીકરા યોનાથાનને એક દીકરો
હતો, તે પગે લગડો હતો જ્યારે શાઉલ તથા
યોનાથાનની ખબર યિઝ્રએલથી આવી, ત્યારે તે પાચ
વર્ષનો હતો, ને તેની સભાળનારી તેને લઇને નાઠી,
ને એમ થયુ કે તે ઉતાવળી દોડતી હતી, તેથી તે પડી
ગયો, ને લગડો થયો અને તેનુ નામ મફીબોશેથ હતુ
૫અને રિમ્મોન બએરોથીના દીકરા રેખાબ તથા
બાઆનાહ ચાલી નિકળ્યા, ને દિવસના મધ્યાન્હે
ઇશ-બોશેથને ઘેર પહોચ્યા, ને તે બપોરની વખતે
પલગ પર સુતેલો હતો ૬અને તેઓ ઘઉં લેવાને
બ્હાને ઘરમા ઘુસ્યા, ને તેઓએ તેના પેટમા [ખંજર]
ભોકી દીધુ, ને રેખાબ તથા તેનો ભાઇ બાઆનાહ
નાસી ગયા ૭હવે તે શયનગૃહમા પલગ પર સુતો
હતો તે વેળાએ તેઓએ ઘરમા ઘુસીને તેને મારી
નાખ્યો, ને તેનુ માથુ કાપી નાખ્યુ, ને તેનુ માથુ
લઇને તેઓ અરાબાહને માર્ગે આખી રાત ચાલ્યા
૮અને તેઓએ ઇશ-બોશેથનુ માથુ હેબ્રોનમા દાઉદ
પાસે લાવીને રાજાને કહ્યુ કે, તારો શત્રુ શાઉલ જે
તારો જીવ લેવાને શોધતો હતો તેના પુત્ર ઇશ બોશે
થનુ માથુ જો, ને આજ યહોવાહે મારા મુરબ્બી
રાજાનુ વેર શાઉલ પર તથા તેના વશ પર વાળ્યુ છે
૯અને દાઉદે રિમ્મોન બએરોથીના દીકરા રેખાબ
તથા તેના ભાઇ બાઆનાહને ઉત્તર આપીને કહ્યુ કે,
જીવતો યહોવાહ જેણે મારા જીવને સર્વ વિપત્તિમાથી
બચાવ્યો છે, તેના સોગન, ૧૦કે પોતે આણેલા
સમાચાર સારા છે, એમ ધારીને કોઇએક મને એવા
સમાચાર કહ્યા કે, શાઉલ મરણ પામ્યો છે, ત્યારે મે
તેને પકડીને સિકલાગમા મારી નાખ્યો, એ ઇનામ
મે તેને તેની વધામણીના બદલામા આપ્યુ ૧૧તો
જ્યારે દુષ્ટ માણસોએ એક ન્યાયી માણસને તેના
પોતાના ઘરમા તેના પલંગ પર માર્યા છે, ત્યારે હવે
વિશેષ કરીને તેના ખૂનનો બદલો તમારી પાસેથી શા
માટે ન ભરી લઉં, તથા પૃથ્વી પરથી તમારો સહાર
શા માટે ન કરૂ? ૧૨ને દાઉદે પોતાના જુવાન
પુરૂષોને આજ્ઞા કીધી, ને તેઓએ તેમને મારી
નાખ્યા, ને તેઓના હાથ પગ કાપી નાખીને તેઓને
હેબ્રોનના તળાવની તેડ ઉચે લટકાવ્યા, પણ તેઓએ
ઇશ બોશેથનુ માથુ લઇને હેબ્રોનમા આબ્નેરની કબ
રમા દાટ્યુ

૫ ત્યાર પછી ઇસ્રાએલના સર્વ કુળો દાઉદ પાસે
હેબ્રોનમા આવ્યા, ને તેઓએ કહ્યુ કે, જો,
અમે તારા હાડકાના તથા તારા માસના છીએ ૨ગત
કાળમા, જ્યારે શાઉલ અમારા પર રાજ્ય કરતો હતો,
ત્યારે પણ ઇસ્રાએલને બહાર લઇ જનાર તથા માહે
લાવનાર તે તુજ હતો, ને યહોવાહે તને કહ્યુ હતુ કે,
તુ મારા લોક ઇસ્રાએલને પાળશે, ને તુ ઇસ્રાએલ
પર અધિપતિ થશે ૩તેથી ઇસ્રાએલના સર્વ વડીલો
રાજા પાસે હેબ્રોનમા આવ્યા, ને દાઉદ રાજાએ યહો-
વાહની આગળ હેબ્રોનમા તેઓની સાથે કોલકરાર
કર્યા, ને તેઓએ દાઉદને ઇસ્રાએલના રાજા તરીકે
અભિષિક્ત કીધો

૪દાઉદ રાજ્ય કરવા લાગ્યો ત્યારે તે ત્રીસ વર્ષની
વયનો હતો, ને તેણે ચાળીસ વર્ષ રાજ્ય કર્યુ
૫હેબ્રોનમા તેણે યહુદાહ પર સાત વર્ષ ને છ માસ
રાજ્ય કર્યુ, ને યરૂશાલેમમા તેણે સર્વ ઇસ્રાએલ પર,
તથા યહુદાહ પર તેત્રીસ વર્ષ રાજ્ય કર્યુ ૬અને રાજા
તથા તેના માણસોએ તે દેશના રહેનાસી યબૂસીઓની
સામે યરૂશાલેમ પર ચઢાઇ કરી અને દાઉદ અહીં
પેસી શકવાનો નથી એમ ધારીને તેઓએ દાઉદને
કહ્યુ કે, તુ અહીં પેસી શકવાનો નથી, કેમકે આધળા
તથા લગડાઓ પણ તને હાકી કાઢશે ૭તો પણ
દાઉદે સિયોનનો કિલ્લો લીધો, તેજ દાઉદનુ નગર છે
૮અને તે દિવસે દાઉદે કહ્યુ કે, જે કોઇ યબૂસીઓને
મારે, તે પાણીના નાળાએ થઇને ઉપર ચઢી જાય,
ને આ આધળા તથા લગડા કે જેઓનો દ્વેષ દાઉદનુ
અત કરણ કરે છે, તેઓને મારે માટે કહેવત ચાલે
છે કે, ત્યા આધળા તથા લગડા છે, માટે તે ઘરમા
પેસી શકતો નથી ૯અને દાઉદ તે કિલ્લામા રહ્યો,
ને તેણે તેનુ નામ દાઉદનુ નગર પાડ્યુ અને દાઉદે
મિલ્લોથી માડીને અદરની તમામ જગ્યામા ઇમારતો
ઉઠાવી ૧૦અને દાઉદ અધિકાધિક મોટો થતો ગયો,
કેમકે સૈન્યોનો દેવ યહોવાહ તેની સાથે હતો

૧૧અને તૂરના રાજા હીરામે હલકારાઓ સાથે
એરેજવૃક્ષો તથા સુથારો તથા સલાટો દાઉદની પાસે
મોકલ્યા, ને તેઓએ દાઉદને સારૂ ઘર બાધ્યુ
૧૨અને દાઉદે જાણ્યુ કે યહોવાહે મને ઇસ્રાએલ પર
રાજા તરીકે સ્થાપિત કીધો છે, ને તેણે મારૂ રાજ્ય
પોતાના લોક ઇસ્રાએલને સારૂ કીર્તિવાન કીધુ છે
૧૩અને દાઉદે હેબ્રોનથી આવ્યા પછી બીજી ઉપ-

યરૂશાલેમમા જે થયા તેઓના નામ, શામ્મૂઆ, તથા
શોબાબ તથા નાથાન, તથા સુલેમાન, ૧૫તથા
યિબ્હાર, તથા અલીશૂઆ, ને નેફેગ તથા યાફીઆ,
૧૬ને અલીશામા, તથા એલ્યાદા, તથા અલીફેલેટ,
એ હતા

૧૭અને પલિસ્તીઓએ સાભળ્યુ કે, તેઓએ
દાઉદને ઇસ્રાએલના રાજા તરીકે અભિષિક્ત કીધો છે,
ત્યારે સર્વે પલિસ્તીઓ દાઉદની શોધ કરવા સારૂ
ચઢી આવ્યા, ને દાઉદ એ સાભળીને કિલ્લામા ઉતરી
પડ્યો ૧૮હવે પલિસ્તીઓ આવીને રફાઇમના નીચા
ણમા પસર્યા હતા ૧૯અને દાઉદે યહોવાહની સલાહ
પુછતા કહ્યુ કે, શું હુ પલિસ્તીઓ ઉપર ચઢાઇ કરૂ?
શુ તું તેઓને મારા હાથમા સોપશે? ને યહોવાહે
દાઉદને કહ્યુ કે, ચઢાઇ કર, કેમકે હુ નિશ્ચે પલિસ્તી
ઓને તારા હાથમા સોપીશ. ૨૦અને દાઉદ બઆલ
પરાસીમમા આવ્યો, ને ત્યા દાઉદે તેઓને પરાજિત
કીધા, ને તેણે કહ્યુ કે, જેમ પાણી ધસી નિકળે તેમ
યહોવાહ મારી આગળ મારા શત્રુઓ પર ધસી પડ્યો
છે એ માટે તેણે તે ઠેકાણાનુ નામ બઆલ પરાસીમ
પાડ્યુ ૨૧અને તેઓએ પોતાની મૂર્તિઓ ત્યા પડતી
મુકી, ને દાઉદ તથા તેના માણસો તેઓને લઇ ગયા

૨૨અને પલિસ્તીઓ ફરીથી પાછા આવ્યા, ને
રફાઇમના નીચાણમા પસર્યા. ૨૩અને દાઉદે યહો
વાહની સલાહ પુછી, ત્યારે તેણે કહ્યુ કે, તું ચઢાઇ
કરીશ મા, પણ ચક્કર ખાઇને તેમની પૂઠ પાછળ
જઇને સેતુરવૃક્ષોની સામેથી તેઓ પર હુમલો કર
૨૪અને જ્યારે સેતુરવૃક્ષોની ટોચોમા કૂચ કરવાનો
ખડખડાટ સમળાય ત્યારે એમ થાય કે, તમારે પગ
ચલાવવા, કેમકે ત્યારે યહોવાહ પલિસ્તીઓનુ સૈન્ય
મારવાને તારી આગળ ચાલતો થયો છે ૨૫અને
જેમ યહોવાહે તેને આજ્ઞા કીધી હતી, તેમ દાઉદે કીધુ,
ને તેણે ગેબાથી ગેઝેર સુધી પલિસ્તીઓને માર્યા.

૬ અને દાઉદે ઇસ્રાએલમાથી ચુટી કાઢેલા સર્વે
માણસોને ફરીથી એકઠા કીધા, તેઓ ત્રીસ
હજાર હતા ૨અને દાઉદ ઉઠયો, ને પોતાની સાથેના
સર્વે લોકોને લઇને દેવનો કોશ, એટલે કરૂબો ઉપર
બિરાજનાર સૈન્યોના યહોવાહના નામનો કોશ ત્યાથી
લાવવા સારૂ બાઅલેયહૂદાહથી નિકળ્યો ૩અને
ક નવા ગાડામા ઘાલીને
ગિબઆહમા હતું, ત્યાથી
લાવતા હતા, ને અબીનાદાબના દીકરા ઉઝઝાહ તથા
આહયો તે નવુ ગાડું હાકતા હતા. ૪અને અબીના-
દાબનુ ઘર જે ગિબઆહમા હતું, ત્યાથી તેઓ તેને
દેવના કોશ સહિત લાવતા હતા, ને આહયો કોશ
આગળ ચાલતો હતો ૫અને દાઉદ તથા ઇસ્રાએલના
આખા ઘરના [લોકો] દેવદારના લાકડાના સર્વે
પ્રકારના [વાજ઼્ત્રો], તથા વીણા, તથા સતાર, તથા
ડફ, તથા કરતાલ તથા ઝાઝ યહોવાહ આગળ વગાડતા
હતા ૬અને તેઓ નાખોનના ખળા પાસે આવ્યા,
ત્યારે ઉઝઝાહે પોતાનો હાથ દેવના કોશ તરફ લાંબો
કરીને તેને પકડ્યો, કેમકે બળદોએ ઠોકર ખાધી
૭અને યહોવાહનો ક્રોધ ઉઝઝાહ ઉપર સળગ્યો, ને
દેવે તેને તેના અપરાધને લીધે ત્યા માર્યા, ને ત્યા
દેવના કોશ આગળ તે મરણ પામ્યો ૮અને યહોવાહ
ઉઝઝાહ ઉપર તુટી પડ્યો હતો, તેથી દાઉદને માઠુ
લાગ્યુ, ને તેણે તે જગ્યાનુ નામ પેરેસ ઉઝઝાહ
પાડ્યુ, તે [નામ] આજ સુધી છે ૯અને દાઉદને
તે દિવસે યહોવાહનો ડર લાગ્યો, ને તેણે કહ્યુ કે,
યહોવાહનો કોશ મારી પાસે કેમ કરી આવી શકે?
૧૦એમ દાઉદ યહોવાહનો કોશ પોતાની પાસે
દાઉદના નગરમા લઇ જવા ઇચ્છતો નહોતો, પણ
દાઉદ તેને બીજી જગ્યાએ, એટલે ઓબેદ અદોમ
ગિત્તીના ઘરમા, લઇ ગયો ૧૧અને યહોવાહનો કોશ
ઓબેદ અદોમ ગિત્તીના ઘરમા ત્રણ માસ રહ્યો, ને
યહોવાહે ઓબેદ અદોમને તથા તેના ઘરના સર્વેને
આશીર્વાદ દીધો ૧૨અને દાઉદ રાજાને કોઇએ એવા
સમાચાર કહ્યા કે, યહોવાહે દેવના કોશને લીધે ઓબેદ
અદોમના ઘરનાને તથા તેના સર્વસ્વને આશીર્વાદ
દીધો છે અને દાઉદ જઇને દેવના કોશને ઓબેદ-
અદોમના ઘરમાથી દાઉદના નગરમા ઉત્સવ સાથે લઇ
આવ્યો ૧૩અને એમ થયુ કે, દેવનો કોશ ઉચકનારા
છ ડગલા ચાલ્યા, એટલે તેણે એક બળદ તથા એક
પુષ્ટ પશુનો યજ્ઞ કીધો ૧૪અને દાઉદ યહોવાહની
આગળ પોતાના સઘળા બળથી નાચતો હતો, ને દાઉદે
સણનો એફોદ અગે વિટાળેલો હતો ૧૫એ પ્રમાણે
દાઉદ તથા ઇસ્રાએલના ઘરના સર્વે [લોક]-જય જયનો
પોકાર કરતા તથા રણશિંગડા વગાડતા, દેવનો કોશ
લઇને આવતા હતા ૧૬અને યહોવાહનો કોશ દાઉ

દના નગરમા પેસતો હતો તે વેળાએ એમ બન્યુ કે,
શાઉલની દીકરી મીખાલે, બારીમાથી નજર કરીને,
દાઉદ રાજાને યહોવાહ આગળ કૂદતો તથા નૃત્ય કરતો
દીઠો, ને તેણીએ તેને પોતાના અત કરણમા તુચ્છ
કીધો ૧૭ અને તેઓએ યહોવાહનો કોષ માહે લઇ
જઇને, જે મડપ દાઉદે તેને સારૂ સિદ્ધ કીધો હતો,
તે મધ્યે તેને તેની જગ્યાએ મુકયો, ને દાઉદે યહો
વાહની આગળ દહનીયાપણો તથા શાત્યપણો કીધા
૧૮ અને દહનીયાપણો તથા શાત્યપણો કરી રહ્યા પછી,
દાઉદે સૈન્યના યહોવાહને નામે લોકોને આશીર્વાદ
દીધો ૧ અને તેણે સર્વ લોકને, એટલે ઇસ્રાએલના
આખા સમુદાયને, જેમ પુરૂષને તેમજ સ્ત્રીને, એક
એક રોટલી, તથા કટકુક [માસ] તથા સુકી દ્રાક્ષની
એકેક બાગી વહચી આપ્યા, ને સર્વ લોક પોતપોતાને
ઘેર વિદાય થયા ૨૦ પછી દાઉદ પોતાના ઘરનાને
આશીર્વાદ દેવાને પાછો આવ્યો, ને શાઉલની દીકરી
મીખાલે દાઉદને મળવાને બહાર આવીને કહ્યું કે
આજ ઇસ્રાએલનો રાજા કેટલો મહિમાવાન દેખાતો
હતો! કેમકે જેમ કોઇ હલકો માણસ નિર્લજ્જતાથી
નગ્ન થાય, તેમ તે પોતાના ચાકરોની દાસીઓના
દેખતા આજ નવસ્ત્રો થયો ૨૧ અને દાઉદે મીખાલને
કહ્યું કે, એ તો યહોવાહની આગળ [મે કર્યું] કેમકે
મને યહોવાહના લોક ઇસ્રાએલ પર અધિકારી ઠરાવવા
સારૂ, તારા બાપ કરતા તથા તેના ઘરના સર્વ કરતા
તેણે મને પસદ કર્યો છે માટે હુ યહોવાહ આગળ
ઉત્સાહ કરીશ. ૨૨ અને તે કરતા પણ હુ હલકો થઇશ,
ને મારી પોતાની દૃષ્ટિમા નીચ થઇશ, પણ જે
દાસીઓ વિષે તું બોલી છે, તેઓથી હુ સન્માન
પામીશ. ૨૩ અને શાઉલની દીકરી મીખાલને તેણીના
મરણના દિવસ સુધી કઇ છોકરૂ થયુ નહિ

૭ અને રાજા પોતાના ઘરમા રહેતો હતો, ને યહો
વાહે તેની ચોતરફના શત્રુઓથી તેને નિરાત
આપી હતી તેવામા એવુ બન્યુ કે ૨ રાજાએ નાથાન
ભવિષ્યવાદીને કહ્યું કે, જો, હુ એરેજવૃક્ષના લાકડાની
ઇમારતમા રહુ છુ પણ યહોવાહનો કોષ કનાતોમા
રહે છે ૩ અને નાથાને રાજાને કહ્યું કે, જઇને જે સઘળુ
તારા મનમા છે તે કર, કેમકે યહોવાહ તારી સાથે
છે ૪ અને તેજ રાતે એમ થયુ કે, યહોવાહના શબ્દે
નાથાન પાસે આવીને કહ્યું કે, ૫ જઇને મારા સેવક
દાઉદને કહે કે યહોવાહ એમ કહે છે કે, શું તું મારે
રહેવા સારૂ ઘર બાધશે? ૬ કેમકે હુ ઇસ્રાએલપુત્રોને
મિસરમાથી કાઢી લાવ્યા તે દિવસથી તે આજ સુધી
હુ ઘરમા રહ્યો નથી પણ તબુમા તથા મડપમા રહીને
ચાલ્યા છુ ૭ જે જે ઠેકાણે સર્વ ઇસ્રાએલપુત્રો સાથે
હુ ફર્યો છુ, ત્યા ઇસ્રાએલના કુળોમા[ના જે જનોને]
મારા ઇસ્રાએલ લોકનુ પાળણુ કરવાની આજ્ઞા મે
આપી છે, તેઓમાના કોઇને શું મે એક શબ્દ પણ
કહ્યા કે, મારે સારૂ એરેજવૃક્ષના લાકડાનુ ઘર કેમ
નથી બાધતા? ૮ તો હવે મારા સેવક દાઉદને એમ
કહે કે, સૈન્યનો યહોવાહ એમ કહે છે કે, મારા લોક
ઇસ્રાએલ પર અધિકારી થવા સારૂ મે તને મઢવાડા
માથી તથા ઘેટા પાછળ ભટકવા પરથી બોલાવી લીધા
છે ૯ અને જ્યા જ્યા તું ગયો, ત્યા ત્યા હુ તારી
સાથે હતો, ને મેં તારા સર્વ શત્રુઓને તારી આગળથી
નાબુદ કીધા છે, ને પૃથ્વી પરના મહાન પુરૂષોના
નામ જેવુ તારૂ નામ હુ મોટુ કરીશ ૧૦ અને હુ મારા
ઇસ્રાએલ લોકને સારૂ જગ્યા ઠરાવી આપીને તેઓને
ત્યા રોપીશ, કે તેઓ પોતાનીજ જગ્યાએ રહે ને
ફરીથી ખસેડાય નહિ, ૧૧ એટલે પહેલાની પેઠે તથા
જે દિવસે મારા ઇસ્રાએલ લોક ઉપર ન્યાયાધીશો
થવાની આજ્ઞા મે કીધી ત્યાર પછીની પેઠે, તેઓને
દુષ્ટાઇના પુત્રો હવે પછી દુખ દેશે નહિ, ને હુ તને
તારા સર્વ શત્રુઆથી વિસામો પમાડીશ, વળી યહો
વાહ તને કહે છે કે યહોવાહ તારૂ ઘર સ્થાપિત કરશે
૧૨ જ્યારે તારા દિવસો પુરા થશે, ને તું તારા પિતૃ-
ઓની સાથે ઉંઘી જશે, ત્યારે તારી પછી હુ તારા
પેટના તારા સતાનને ઉભો કરીશ ને તેનુ રાજ્ય
સ્થાપીશ. ૧૩ તે મારા નામને સારૂ એક ઘર બાધશે,
ને તેનું રાજ્યાસન હુ સદાને માટે સ્થાપિત કરીશ
૧૪ હુ તેનો બાપ થઇશ, ને તે મારો પુત્ર થશે, જો
તે ભુડાઇ કરશે, તો હુ મનુષ્યની સોટીથી તથા મનુ
ષ્યપુત્રોના સાટકાથી તેને શિક્ષા કરીશ ૧૫ પણ જેમ
મે શાઉલને તારી આગળથી દૂર કરીને તેની પાસેથી
મારી કૃપા લઇ લીધી, તેવી રીતે તેની પાસેથી તે
લઇ લેવાશે નહિ ૧૬ અને તારૂ ઘર તથા તારૂ રાજ્ય
સદા તારી આગળ અવિચળ થશે, તારૂ રાજ્યાસન
સદાને માટે સ્થાપિત થશે ૧૭ આ સર્વ શબ્દો પ્રમાણે
તથા આ સઘળા દર્શન પ્રમાણે નાથાન દાઉદની
આગળ બોલ્યો

૧૮ ત્યારે દાઉદ રાજા અદર જઇને યહોવાહની
સન્મુખ બેઠો, ને તેણે કહ્યું કે, હે પ્રભુ યહોવાહ,
હુ કોણ, તથા મારૂ ઘર શું, કે આટલે સુધી તું મને

લાવ્યો છે? ૧૯ ને, હે પ્રભુ યહોવાહ, તારી દૃષ્ટિમાં
હજી એ તો જૂજ વાત લાગી હોય તેમ વળી તેં લાંબા
કાળને માટે તારા સેવકના ઘર વિષે વચન આપ્યું છે,
ને હે પ્રભુ યહોવાહ, એ વળી માણસની રીતે! ૨૦ ને
દાઉદ તને બીજું શું કહી શકે? કેમકે હે પ્રભુ યહો-
વાહ, તું તારા સેવકને ઓળખે છે ૨૧ તારા વચનની
ખાતર, તથા તારા પોતાના સ્વભાવ પ્રમાણે, આ સર્વ
મોટાં કૃત્યો તેં કીધાં છે, એ માટે કે તારો સેવક તે
જાણે. ૨૨ માટે, હે યહોવાહ દેવ, તું મોટો છે; કેમકે
જે સઘળું અમે અમારે કાને સાંભળ્યું છે, તે પ્રમાણે
તારા જેવો કોઇ નથી, ને તારા સિવાય કોઇ દેવ નથી.
૨૩ અને તારા ઇસ્રાએલ લોક જેવા પૃથ્વી પર કયા
લોક છે કે જેઓને પોતાના લોક કરવા સારૂ છોડાવ-
વાને, તથા પોતાનું નામ કરવાને, તથા જે પોતાના
લોકને તેં પોતાને સારૂ મિસરમાંથી તથા દેશજાતિઓ-
માંથી તથા તેઓના દેવદેવીઓ પાસેથી છોડાવ્યા છે,
તેઓના દેખતા તારે વાસ્તે મહાન કૃત્યો તથા તારા
દેશને વાસ્તે ભયંકર કૃત્યો કરવાને તું દેવ સિધાવ્યો?
૨૪ ને તારા ઇસ્રાએલ લોક સર્વકાળ તારા લોક થાય,
માટે તેં તેઓને તારે સારૂ સ્થાપિત કીધા, ને તું યહો-
વાહ તેઓનો દેવ થયો છે ૨૫ અને હવે, હે યહોવાહ
દેવ, જે વચન તેં તારા સેવક વિષે તથા તેના ઘર વિષે
ઉચ્ચાર્યું છે, તે સદાને માટે કાયમ કર, ને તારા બોલ્યા
પ્રમાણે કર. ૨૬ અને તારૂં નામ સર્વકાળને સારૂ મોટું
મનાઓ, ને એમ કહેવાય કે, સૈન્યોનો યહોવાહ ઇસ્રા-
એલનો દેવ છે; ને તારા સેવક દાઉદનું ઘર તારી
આગળ સ્થાપિત થશે. ૨૭ કેમકે, હે સૈન્યોના યહોવાહ,
ઇસ્રાએલના દેવ, તેં તારા સેવકને એવું જાહેર કીધું છે
કે, હું તારૂં ઘર બાંધીશ; એ માટે તારા સેવકે તારી
આગળ આ પ્રાર્થના કરવાની હિમ્મત પોતાના હૃદયમાં
ધરી છે. ૨૮ અને હવે, હે પ્રભુ યહોવાહ, તું દેવ છે,
ને તારાં વચનો સત્ય છે, ને આ ઉત્તમ વરદાન વિષે
તેં તારા સેવકને વચન આપ્યું છે. ૨૯ તો હવે તારા
સેવકનું ઘર તારી આગળ સર્વકાળ ટકે, તે સારૂ હવે
કૃપા કરીને તેને આશીર્વાદ દેજે, કેમકે, હે પ્રભુ
યહોવાહ, તું તે બોલ્યો છે; ને તારા આશીર્વાદથી
તારા સેવકનું ઘર સદા આશીર્વાદિત હોજો.

૮ અને ત્યાર પછી એમ થયું કે, દાઉદે પલિસ્તી-
ઓને મારીને વશ કીધા; ને દાઉદે મેથેગ-
આમ્માહ પલિસ્તીઓના હાથમાંથી લીધું ૨ અને
તેણે મોઆબીઓને હરાવ્યા, ને તેઓને ભૂમિ પર
આડા પાડીને દોરીથી માપ્યા; ને તેણે મારી નાખવા
સારૂ બે દોરીઓ જેટલા માપ્યા, તથા જીવાડવા સારૂ
એક આખી દોરી જેટલા માપ્યા અને મોઆબીઓ
દાઉદના તાબેદાર થઇને ખંડણી આપતા થયા. ૩ વળી
રેહોબનો દિકરો તથા સોબાહનો રાજા હદાદએઝેર
ફ્રાત નદી પાસે પોતાનું રાજ્ય પાછું મેળવવા સારૂ
પાછો જતો હતો, ત્યારે દાઉદે તેને પણ હરાવ્યો
૪ અને દાઉદે તેની પાસેથી એક હજાર ને સાતસેં
સ્વારો તથા વીસ હજાર પાયદળ લીધાં; ને દાઉદે
રથના સર્વ ઘોડાઓના પાછલા પગની નસો કાપી
નાખી, પણ એકસો રથને સારૂ તેઓમાંથી જીવતા
રાખ્યા. ૫ અને દમસ્કના અરામીઓ સોબાહના રાજા
હદાદએઝેરને સાહ્ય કરવા સારૂ આવ્યા, ત્યારે દાઉદે
તે અરામીઓમાંના બાવીસ હજાર માણસોને માર્યા.
૬ પછી દાઉદે દમસ્કના અરામમાં થાણાં બેસાડ્યાં, ને
અરામીઓ દાઉદના તાબેદાર થયા, ને ખંડણી આપવા
લાગ્યા; ને દાઉદ જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં યહોવાહે
તેને ફતેહ પમાડી ૭ અને દાઉદ હદાદએઝેરના
ચાકરોએ સજેલી સોનાની ઢાલો લઇને યરૂશાલેમમાં
લાવ્યો. ૮ અને હદાદએઝેરનાં બેટાહ તથા બેરોથાય
નગરોમાંથી દાઉદ રાજાએ પુષ્કળ પિત્તળ લીધું
૯ અને હમાથના રાજા ટોઇએ સાંભળ્યું કે દાઉદે
હદાદએઝેરના સઘળા સૈન્યનો પરાજય કીધો છે,
૧૦ ત્યારે દાઉદ રાજાએ હદાદએઝેરની વિરૂદ્ધ યુદ્ધ
કરીને તેનો પરાજય કીધો હતો તેને લીધે, તેને
મુબારકબાદી તથા ધન્યવાદ આપવા સારૂ ટોઇએ
પોતાના દીકરા યોરામને મોકલ્યો, કેમકે હદાદએઝેરને
ટોઇની સાથે વિગ્રહ ચાલતો હતો; ને [યોરામ]
પોતાની સાથે રૂપાનાં તથા સોનાનાં તથા પિત્તળનાં
પાત્રો લઇ આવ્યો હતો; ૧૧ એઓને પણ દાઉદ
રાજાએ યહોવાહ પ્રત્યે અર્પણ કીધાં, ને તેમની સાથે
જે સર્વ પ્રજાઓને તેણે તાબે કરી હતી તેઓનું સોનું
તથા રૂપું તેણે અર્પણ કીધું; ૧૨ એટલે અરામનું,
તથા મોઆબનું, તથા આમ્મોનપુત્રોનું, તથા પલિ-
સ્તીઓનું, તથા અમાલેકનું, તથા સોબાહના રાજા
રેહોબના દીકરા હદાદએઝેરનું [સોનું રૂપું]. ૧૩ અને
દાઉદ મીઠાના નીચાણમાં અરાઢ હજાર અરામીઓને
મારીને પાછો આવ્યો, ત્યારે તેનું નામ વિખ્યાત
થયું ૧૪ અને તેણે અદોમમાં થાણાં મુક્યાં; આખા

અદોમમા તેણે થાણા બેસાડ્યા, ને સર્વ અદોમીઓ
દાઉદના તાબેદાર થયા, ને દાઉદ જ્યા જ્યા ગયો
ત્યા ત્યા યહોવાહે તેને ફતેહ પમાડી

૧૫ અને દાઉદનુ રાજ્ય સર્વ ઇસ્રાએલ પર હતું,
ને દાઉદ પોતાના સર્વ લોકોના ફેસલા તથા ન્યાય
કરતો હતો ૧૬ અને સરૂયાહનો દીકરો યોઆબ
સેનાપતિ હતો, તથા અહીલૂદનો દીકરો યહોશાફાટ
ઇતિહાસક હતો, ૧૭ અને અહીટૂબનો દીકરો સાદોક
તથા અબ્યાથારનો દીકરો અહીમેલેખ યાજક હતા, ને
સરૂયાહ ચિટણીસ હતો, ૧૮ ને યહોયાદાનો દીકરો
બનાયાહ કરેથીઓ તથા પલેથીઓ ઉપર હતો, ને
દાઉદના દીકરાઓ મુખ્ય કારભારીઓ હતા

૯ અને દાઉદે કહ્યું કે, શું શાઉલના ઘરનું હજી
કોઇ જીવતું છે, કે હુ તેના પર યોનાથાનને
લીધે કૃપા દેખાડુ? ૨ ને શાઉલના ઘરનો સીબા નામે
એક ચાકર હતો, ને તેઓ તેને દાઉદ પાસે બોલાવી
લાવ્યા, ને રાજાએ તેને કહ્યું કે, શુ તું સીબા છે?
ને તેણે કહ્યું કે, તારો દાસ હુ તેજ છુ ૩ અને રાજાએ
કહ્યું કે, શાઉલના ઘરનુ હજી કોઇ નથી રહ્યું કે હુ તેને
દેવની કૃપા દેખાડુ? ને સીબાએ રાજાને કહ્યું કે,
યોનાથાનનો એક દીકરો હજી છે, તે પગે લગડો છે
૪ અને રાજાએ તેને કહ્યું કે, તે કયા છે? ને સીબાએ
રાજાને કહ્યું કે, જો, લો દબારમા આમ્મીએલના
દીકરા માખીરના ઘરમા તે છે ૫ ત્યારે દાઉદ રાજાએ
તેને લો દબારથી આમ્મીએલના દીકરા માખીરને
ઘેરથી તેડી મગાવ્યો ૬ અને શાઉલના દીકરા યોના
થાનના દીકરા મરીબોશેથે દાઉદ પાસે આવીને સાષ્ટાંગ
દંડવત પ્રણામ કીધા અને દાઉદે કહ્યું, મરીબોશેથ
અને તેણે ઉત્તર આપ્યો કે, જો તારો ચાકર [ હાજર
છે] ૭ અને દાઉદે તેને કહ્યું કે, બી મા, કેમકે તારા
બાપ યોનાથાનની ખાતર હુ નિશ્ચે તારા પર કૃપા
રાખીશ, ને તારા દાદા શાઉલની સઘળી જાગીર હુ
તને પાછી આપીશ, ને તું હમેશા મારી મેજ પર
ભોજન કરજે ૮ અને તેણે નમસ્કાર કરીને કહ્યું કે,
તારો દાસ કોણ છે, કે મારા સરખા મુએલા કુતરા
ઉપર તું નજર રાખે? ૯ પછી રાજાએ શાઉલના ચાકર
સીબાને બોલાવીને તેને કહ્યું કે, શાઉલનુ તથા તેના
આખા ઘરનુ જે કઈં હતું, તે સઘળુ મેં તારા ધણીના
દીકરાને આપ્યુ છે ૧૦ અને તારે તથા તારા દીકરા
ઓએ તથા તારા ચાકરોએ તેની તરફથી તે જાગીર
ખેડવી, ને તેની ઉપજ તારે લાવવી, કે તારા ધણીના
દીકરને ખોરાકી મળે, પણ તારા ધણીનો દીકરો
મરીબોશેથ તો હમેશા મારી મેજ પર ભોજન કરશે
અને સીબાને પદર દીકરા તથા વીસ ચાકર હતા
૧૧ ત્યાર સીબાએ રાજાને કહ્યું કે, મારા ધણી રાજાએ
પોતાના દાસને જે સઘળી આજ્ઞા કીધી છે, તે પ્રમાણે
તારો દાસ વર્ત્તશે [ રાજાએ કહ્યું કે] મરીબોશેથ તો
રાજાના એક દીકરાની પઠે મારી મેજ પર જમશે
૧૨ અને મરીબોશેથને મીખા નામે એક નાનો દીકરો
હતો, ને સીબાના ઘરમા જે રહેતા હતા તે સઘળા
મરીબોશેથના ચાકર હતા ૧૩ એમ મરીબોશેથ યરૂ
શાલેમમા રહ્યા, કેમકે તે હમેશા રાજાની મેજ પર
જમતો હતો, ને તે બન્ને પગે લગડો હતો

૧૦ અને ત્યાર પછી એમ થયુ કે, આમ્મોનપુ-
ત્રોનો રાજા મરણ પામ્યો, ને તેની જગ્યાએ
તેનો દીકરો હાનૂન રાજા થયો ૨ અને દાઉદે કહ્યું
કે નાહાશના દીકરા હાનૂન ઉપર હુ માયા રાખીશ,
જેમ એનો બાપ મારા પર માયા રાખતો હતો તેમ,
તેથી દાઉદે તેના બાપ વિષે તેને દિલાસો દેવા સારૂ
પોતાના ચાકરોની મારફતે સદેશો મોકલ્યો, ને
દાઉદના ચાકરો આમ્મોનપુત્રોના દેશમા પહોચ્યા
૩ પણ આમ્મોનપુત્રોના સરદારોએ પોતાના મુરબ્બી
હાનૂનને કહ્યું કે, દાઉદે તારી પાસે દિલાસો દેનારા
ઓને મોકલ્યા છે, તેથી શું તું એવુ ધારે છે કે તે તારા
બાપનુ સન્માન કરે છે? શુ તેણે પોતાના ચાકરોને
નગરની તપાસ કરવાને તથા તેની બાતમી કાઢવાને
તથા તેને પાયમાલ કરવાને સારૂ તારી પાસે મોકલ્યા
નથી? ૪ તેથી હાનૂને દાઉદના ચાકરોને પકડાવીને
તેઓની અડધી અડધી દાઢીઓ મુડાવી નાખી, ને
તેઓના વસ્ત્રો વચ્ચોવચમાથી ઢગરા સુધી કાપી
નાખીને તેઓને મોકલી દીધા ૫ દાઉદને એ ખબર મળી
ત્યારે તેણે તેઓને મળવા સારૂ [ માણસ ] મોકલ્યા,
કેમકે તે માણસો ઘણા શરમાતા હતા, ને રાજાએ
કહ્યું કે, તમારી દાઢી પાછી વધે ત્યા સુધી તમે યરે
ખોમા રહો, ને પછીથી પાછા આવજો ૬ અને આ
મ્મોનપુત્રોએ જોયુ કે અમે દાઉદની નજરમા ધિક્કા
રપાત્ર થયા છીએ, ત્યારે આમ્મોનપુત્રોએ માણસો
મોકલીને બેથ રહોબના અરામીઓ તથા સોબાહના
અરામીઓમાથી વીસ હજાર પાયદળને, તથા એક
હજાર માણસો સહિત માઅખાહના રાજાને, તથા

ટોબના બાર હજાર માણસોને પગાર પટીને રાખ્યા
૭ અને દાઊદે એ વિષે સાંભળ્યું ત્યારે તેણે યોઆબને
યોદ્ધાઓના સઘળા સૈન્ય સહિત મોકલ્યો ૮ અને
આમ્મોનપુત્રોએ બહાર નિકળીને દરવાજાના નાકા
આગળ યુદ્ધવ્યૂહ રચ્યો, ને સોબાહના તથા રહો
બના અરામીઓ તથા ટોબના તથા માઅખાહના
માણસો મેદાનમા અળગા ઉભા હતા ૯ હવે યોઆબે
જોયું કે પોતાની આગળ તેમજ પાછળ યુદ્ધવ્યૂહ
રચેલો છે, ત્યારે તેણે ઇસ્રાએલના સર્વ ચુંટી કાઢેલા
લોકોમાથી ચુંગી કાઢીને, તેઓને અરામીઓ સામે
યુદ્ધવ્યૂહમા ગોઠવ્યા, ૧૦ ને બાકીના લોકોને તેણે
પોતાના ભાઇ અબીશાયના હાથ નીચે સોંપ્યા, ને
તેણે તેઓને આમ્મોનપુત્રોની સામે યુદ્ધવ્યૂહમા
ગોઠવ્યા ૧૧ અને તેણે કહ્યું કે, જો અરામીઓ અમને
પાછા હઠાવે, તો તું મને સાહ્ય કરજે, પણ જો આમ્મો
નપુત્રો તને પાછો હઠાવશે, તો હું તારી મદદે આવીશ
૧૨ હિમ્મત ધરજે, ને આપણે પોતાના લોકને સારૂ
તથા પોતાના દેવના નગરોને સારૂ મરદાઇ કરીએ, ને
યહોવાહ પોતાને જે સારૂ લાગે તે કરો ૧૩ પછી
યોઆબ તથા તેની સાથેના લોક અરામીઓ સામે
યુદ્ધ કરવાને પાસે આવ્યા, ને તેની આગળથી તેઓ
નાઠા ૧૪ અને આમ્મોનપુત્રોએ જોયું કે અરામીઓ
નાઠા છે, ત્યારે અબીશાયની આગળથી તેઓ પણ
નાઠા, ને નગરમા પેસી ગયા પછી યોઆબ આમ્મોન
પુત્રોની પાછળથી પાછો વળીને યરૂશાલેમ આવ્યો
૧૫ અને અરામીઓએ જોયું કે અમે ઇસ્રાએલ આગળ
હારી ગયા છીએ, ત્યારે તેઓ એકઠા થયા ૧૬ અને
હદારએઝેરે માણસ મોકલીને નદીની પેલી ગમ રહે-
નાર અરામીઓને તેડાવ્યા, ને તેઓ હદારએઝેરના
સેનાપતિ શોબાખની સરદારી નીચે હેલામમા આવ્યા.
૧૭ અને એ સમાચાર દાઊદને મળ્યા, એટલે તેણે સર્વ
ઇસ્રાએલને એકઠા કીધા, ને તે યરદન ઉતરીને હેલામ
આગળ આવ્યો, ને અરામીઓએ દાઊદની સામે
યુદ્ધવ્યૂહ રચ્યો, ને તેઓ તેની સાથે લડ્યા ૧૮ અને
અરામીઓ ઇસ્રાએલ આગળથી નાઠા, ને દાઊદે અરા
મીઓના સાતસેં રથો[માના માણસોને], તથા ચાળીસ
હજાર સ્વારોને માર્યા, તથા તેઓના સેનાપતિ શોબા
ખને મારીને ઠાર કીધો. ૧૯ અને જે સઘળા રાજાઓ
હદારએઝેરના તાબેદાર હતા, તેઓએ જ્યારે જોયું કે
તેઓએ ઇસ્રાએલ આગળ હાર ખાધી છે, ત્યારે
તેઓએ ઇસ્રાએલ સાથે સલાહ કરી, ને તેઓના
તાબેદાર થયા તેથી અરામીઓ આમ્મોનપુત્રોને
ત્યાર પછી સાહ્ય કરતા બીતા હતા

૧૧ અને નવું વર્ષ બેસતા જ્યારે રાજાઓ યુદ્ધને
સારૂ નિકળે છે, ત્યારે એમ થયું કે, દાઊદે
યોઆબને તથા તેની સાથે તેના ચાકરોને તથા સર્વ
ઇસ્રાએલને મોકલ્યા, ને તેઓએ આમ્મોનપુત્રોનો
નાશ કીધો, ને રાબ્બાહ નગરને ઘેરો ઘાલ્યો પણ
દાઊદ યરૂશાલેમમા રહ્યો

૨ અને એક સાંજે એમ થયું કે, દાઊદ પોતાના
પલંગ ઉપરથી ઉઠીને રાજમેહેલના ધાબા ઉપર ફરતો
હતો, ત્યારે તેણે ધાબા ઉપરથી એક સ્ત્રીને સ્નાન
કરતા દીઠી, ને તે સ્ત્રી દેખાવમા ઘણી ફુટડી હતી
૩ અને દાઊદે માણસ મોકલીને તે સ્ત્રી વિષે પુછપરછ
કરાવી તો કોઇએકે કહ્યું કે, શું એ એલીઆમની
દીકરી તથા ઉરીયાહ હિત્તીની સ્ત્રી બાથશેબા નથી?
૪ ને દાઊદે હલકારા મોકલીને તેને પકડી મગાવી, ને
તેણી તેની પાસે મેહેલમા આવી, ને તેણે તેણીની
સાથે વ્યભિચાર કીધો (કેમકે તે પોતાની અશુદ્ધતા
માથી નાહી ધોઇને શુદ્ધ થઇ હતી,) પછી તે પોતાને
ઘેર પાછી ગઇ ૫ અને તે સ્ત્રીને હમેલ રહ્યા, ને તેણીએ
માણસ મોકલીને દાઊદને સમાચાર કહાવ્યા કે, મને
દહાડા રહ્યા છે ૬ અને દાઊદે યોઆબની પાસે
માણસ મોકલીને કહાવ્યું કે, ઉરીયાહ હિત્તીને મારી
પાસે મોકલ, ને યોઆબે ઉરીયાહને દાઊદ પાસે
મોકલ્યો ૭ અને ઉરીયાહ તેની પાસે આવ્યો, ત્યારે
દાઊદે તેને પુછ્યું કે, યોઆબ કેમ છે, તથા લોકની
ખબર કેવી છે, તથા લડાઇના શા હાલ છે? ૮ ને
દાઊદે ઉરીયાહને કહ્યું કે, તારે ઘેર જઇને તારા પગ
ધો અને ઉરીયાહ રાજાને ઘેરથી વિદાય થયો, ને
રાજા તરફથી તેની પાછળ કઇ જમણ મોકલવામા
આવ્યું ૯ પણ ઉરીયાહ રાજાના ઘરના દરવાજા પાસે
પોતાના ઉપરીના સર્વ ચાકરોની સાથે સુતો ને પોતાને
ઘેર ગયો નહિ. ૧૦ અને દાઊદને ખબર મળી કે ઉરી-
યાહ પોતાને ઘેર ગયો નથી, ત્યારે દાઊદે ઉરીયાહને
કહ્યું કે, શું તું મુસાફરીએથી આવ્યો નથી? તો તું
કેમ તારે ઘેર ગયો નહિ? ૧૧ ને ઉરીયાહે દાઊદને કહ્યું
કે, કોશ, તથા ઇસ્રાએલ, તથા યહુદાહ રાવટીઓમા
રહે છે, ને મારો મુરબ્બી યોઆબ તથા મારા મુર
બ્બીના ચાકરો ખુલ્લા મેદાનમા છાવણી કરી રહે છે,

તો શું હું ખાવા, તથા પીવા, તથા મારી સ્ત્રી સાથે સુવા
મારે ઘેર જાઉં? તારા તથા તારા જીવના સમ, હું એ
કૃત્ય કરનાર નહિ. ૧૨ અને દાઉદે ઉરીયાહને કહ્યું કે,
આજ પણ અહીં રહેજે, ને કાલે હું તને વિદાય કરીશ.
એમ ઉરીયાહ તે દિવસે તથા તેને બીજે દિવસે યરૂ-
શાલેમમાં રહ્યો. ૧૩ અને દાઉદે તેને બોલાવ્યો ત્યારે
તેની આગળ તેણે ખાધું તથા પીધું; ને તેણે તેને
મસ્ત બનાવ્યો; ને સાંજે તે પોતાના ખાટલા ઉપર
પોતાના મુરબ્બીના ચાકરો સાથે સુવાને ગયો, પણ
પોતાને ઘેર ગયો નહિ. ૧૪ અને સવારે એમ થયું કે,
દાઉદે યોઆબ ઉપર પત્ર લખીને ઉરીયાહની મારફતે
તે મોકલ્યો. ૧૫ અને તેણે પત્રમાં એમ લખ્યું કે,
તમો ઉરીયાહને દારૂણ યુદ્ધને મોખરે રાખજો, ને તેની
પાસેથી તમો દૂર ખસી જજો, એ માટે કે તે જીવથી
માર્યો જાય. ૧૬ અને એમ થયું કે, યોઆબ નગરનું
અવલોકન કરતો હતો, ત્યારે તેણે ઉરીયાહને એવી
જગ્યા સોંપી, કે જે વિષે તે જાણતો હતો કે ત્યાં
શૂરવીર માણસો છે. ૧૭ અને નગરના માણસો બહાર
નિકળીને યોઆબ સાથે લડ્યા; ને દાઉદના ચાકરોમાથી
કેટલાએક લોક પડ્યા, ને ઉરીયાહ હિત્તી પણ માર્યો
ગયો. ૧૮ ત્યારે યોઆબે લડાઇનો સર્વે હેવાલ દાઉદને
કહાવી મોકલ્યો. ૧૯ અને તેણે હલકારાને ફરમાવ્યું કે
લડાઇનો આ સર્વે હેવાલ રાજાને તું કહી રહે, ૨૦ ત્યાર
પછી જો એવું બને કે રાજા ક્રોધે ભરાઇને તને એમ કહે
કે, લડવા સારૂ એટલા બધા નગરની નજીક તમે કેમ
ગયા? શું તમે નહોતા જાણતા, કે તેઓ કોટ ઉપરથી
બાણો મારશે? ૨૧ યરૂબ્બેશેથના દીકરા અબીમેલેખને
કોણે માર્યો? એક સ્ત્રીએ કોટ ઉપરથી ઘંટીનું ઉપલું
પડ નાખ્યાથી તે તેબેસમાં મરણ પામ્યો કે નહિ?
તમે કોટની નજીક એટલા બધા કેમ ગયા? ત્યારે તું
કહેજે કે, તારો દાસ ઉરીયાહ હિત્તી પણ માર્યો ગયો
છે. ૨૨ પછી હલકારો વિદાય થયો, ને ત્યાં પહોંચીને,
જે સમાચાર લઇને યોઆબે તેને મોકલ્યો હતો, તે
સર્વે સમાચાર તેણે દાઉદને કહ્યા. ૨૩ અને હલકારાએ
દાઉદને કહ્યું કે, તે માણસો અમને પાછા હઠાવીને
અમારી પાસે મેદાનમાં બહાર આવ્યા, એટલે દરવા-
જામાં પેસતાં લગી અમે તેમની ઉપર ધસારો કર્યો.
૨૪ અને ધનુર્ધારીઓએ કોટ ઉપરથી તારા ચાકરો
ઉપર બાણ ફેંક્યાં, ને રાજાના ચાકરોમાંથી કેટલાએક
મરણ પામ્યા; તારો દાસ ઉરીયાહ હિત્તી પણ મુઓ
૨૫ ત્યારે દાઉદે હલકારાને કહ્યું કે, યોઆબને એમ
કહેજે કે, એથી તું દુઃખી ન થતો, કેમકે તરવાર તો
જેમ એકને તેમજ બીજાને ખાઇ જાય છે; નગર વિરૂદ્ધ
વધારે સખ્ત યુદ્ધ મચાવીને તેનો પરાજય કર; ને તું
તેને હિમ્મત આપજે ૨૬ અને ઉરીયાહની સ્ત્રીએ
સાંભળ્યું કે, તેનો વર ઉરીયાહ મરણ પામ્યો છે, ત્યારે
તેણીએ પોતાના પતિને લીધે શોક કીધો. ૨૭ અને
શોક પુરો થયા પછી દાઉદે માણસ મોકલીને તેને
પોતાને ઘેર તેડાવી; ને તે તેની સ્ત્રી થઇ, ને તેને
તેના પેટનો પુત્ર થયો; પણ દાઉદે જે કૃત્ય કીધું હતું
તે યહોવાહની દૃષ્ટિમાં ખોટું લાગ્યું.

૧૨ અને યહોવાહે નાથાનને દાઉદ પાસે
મોકલ્યો અને તેણે તેની પાસે આવીને
તેને કહ્યું કે, એક નગરમાં બે માણસ હતા; એક દ્રવ્ય-
વાન, ને બીજો દરિદ્રી. ૨ દ્રવ્યવાન માણસ પાસે પુષ્કળ
ઘેટાં તથા ઢોર હતાં; ૩ પણ દરિદ્રી પાસે એક નાની ઘેટી
શિવાય બીજું કંઇ નહોતું; તેણે તે વેચાતી લઇને
પાળી હતી, ને તે તેની સાથે ને તેના છોકરાં સાથે
ઉછરી હતી; ને તેના પોતાના કોળિયામાંથી તે ખાતી,
ને તેના પોતાના પ્યાલામાંથી તે પીતી હતી, ને તેની
ગોદમાં તે સુતી હતી, ને તે તેને દીકરી જેવી ગણતો
હતો ૪ અને તે દ્રવ્યવાન માણસને ત્યાં એક વટેમાર્ગુ
આવ્યો, ને તેને ત્યા આવેલા વટેમાર્ગુને સારૂ રાંધવા
માટે તેણે પોતાનાં ઘેટાં તથા ઢોરમાંથી કંઇ લીધું નહિ,
પણ પેલા દરિદ્રી માણસની ઘેટી લીધી, ને તેને ત્યા
આવેલા માણસને સારૂ તે રાંધી. ૫ અને તે માણસ
ઉપર દાઉદનો ક્રોધ બહુ સળગ્યો; ને તેણે નાથાનને
કહ્યું કે, જીવતા યહોવાહના સમ, જે માણસે એ કૃત્ય
કર્યું છે, તે માણસ મરણ યોગ્ય છે; ૬ ને તેને ઘેટીને
બદલે ચોગણું પાછું આપવું પડશે, કેમકે તેણે એવું
કૃત્ય કીધું, ને તેને કંઇ દયા આવી નહિ
૭ અને નાથાને દાઉદને કહ્યું કે, તુંજ તે માણસ છે;
ઇસ્રાએલનો દેવ યહોવાહ એમ કહે છે કે, મેં તને
ઇસ્રાએલ પર રાજા તરીકે અભિષિક્ત કર્યો, ને મેં તને
શાઉલના હાથમાંથી છોડાવ્યો; ૮ ને મેં તારા ધણીનું
ઘર તને આપ્યું, ને તારા ધણીની પત્નીઓ તારી
ગોદમાં આપી, ને તને ઇસ્રાએલનું તથા યહુદાહનું ઘર
આપ્યું; ને એ જો કમતી પડત તો હું તને ફલાણાં
ફલાણાં વાનાં પણ આપત ૯ તેં શા માટે યહોવાહનું
વચન તુચ્છ કરીને તેની દૃષ્ટિમાં ભુંડું કર્યું છે? ઉરીયાહ
હિત્તીને તેં તરવારથી મરાવ્યો છે, ને તેને આમ્મો-

નપુત્રોની તરવારથી મારી નંખાવીને તેની પત્નીને
તેં તારી પત્ની કરી લીધી છે ૧૦ તો હવે તરવાર તારા
ઘરમાંથી કદી દૂર થશે નહિ, કેમકે તેં મને તુચ્છ કીધો
છે, ને ઉરીયાહ હિત્તીની પત્નીને લઇને પોતાની પત્ની
કરી લીધી છે ૧૧ યહોવાહ એમ કહે છે કે, જો, હું
તારા પોતાના ઘરમાંથી તારી વિરૂદ્ધ ખટપટ ઉભું કરીશ,
ને તારી નજર આગળ તારી સ્ત્રીઓને લઇને તારા
પડોસીને આપીશ, ને આ સૂર્યના દેખતા તે તારી
સ્ત્રીઓની આબરૂ લેશે ૧૨ કેમકે તેં એ છાનું કર્યું,
પણ હું આ કામ સર્વ ઇસ્રાએલના દેખતા, તથા
સૂર્યના દેખતા કરીશ. ૧૩ અને દાઉદે નાથાનને કહ્યું
કે, મેં યહોવાહની વિરૂદ્ધ પાપ કીધું છે, ને નાથાને
દાઉદને કહ્યું કે, યહોવાહે પણ તારૂં પાપ દૂર કીધું છે,
તું મરીશ નહિ. ૧૪ તો પણ આ કૃત્યથી તેં યહોવાહના
શત્રુઓને તેની નિંદા કરવાનો મોટો પ્રસંગ આપ્યો
છે, માટે જે દીકરો તારે ત્યાં જન્મશે, તે નિશ્ચે મરી
જશે. ૧૫ અને નાથાન પોતાને ઘેર ગયો
અને દાઉદનું જે બાળક ઉરીયાહની સ્ત્રીને પેટ થયું,
તેને યહોવાહે મરજ લાગુ કીધો, ને તે બહુ માંદુ થયું
૧૬ માટે દાઉદે તે બાળકને સારૂ દેવની આગળ કાલા
વાલા કર્યા, ને દાઉદે ઉપવાસ કીધો, ને અંદર જઇને
આખી રાત ભોંય ઉપર તે પડી રહ્યો. ૧૭ અને તેને
જમીન પરથી ઉઠાડવા સારૂ તેના ઘરના વડીલો ઉઠીને
તેની પાસે [ઉભા રહ્યા], પણ તે ઉઠયો નહિ, તેમ
તેઓની સાથે તેણે રોટલી પણ ખાધી નહિ ૧૮ અને
સાતમે દિવસે એમ થયું કે, તે બાળક મરણ પામ્યું
અને બાળક મરી ગયું છે, એ ખબર તેને કહેતા દાઉ-
દના ચાકરો બીના, કેમકે તેઓએ કહ્યું કે, જો, બાળક
જીવતું હતું અને તેની સાથે બોલતા તો તે અમારૂં
કહેવું માનતો નહિ, ત્યારે જો અમે તેને કહીએ કે,
બાળક મરી ગયું છે, તો તે કેટલો દુખી થશે! ૧૯ પણ
દાઉદે જોયું કે તેના ચાકરો અંદરોઅંદર કાનમાં વાતો
કરે છે, ત્યારે દાઉદ સમજ્યો કે બાળક મરી ગયું છે, ને
દાઉદે પોતાના ચાકરોને પુછ્યું કે, શું બાળક મરી ગયું?
ને તેઓએ કહ્યું કે, તે મરી ગયું છે. ૨૦ ત્યારે દાઉદ
જમીન પરથી ઉઠયો, ને સ્નાન કરીને પોતાને અંગે
અત્તર ચોળ્યું, ને પોતાના વસ્ત્રો બદલ્યા, ને યહોવા
હના ઘરમાં જઇને તેણે ભજન કર્યું, પછી તે પોતાને
ઘેર આવ્યો, ને તેણે માગ્યું ત્યારે તેઓએ તેની
આગળ અન્ન પિરસ્યું, ને તેણે ખાધું ૨૧ ત્યારે તેના
ચાકરોએ તેને કહ્યું કે, તેં એમ કેમ કર્યું? બાળકના
જીવતા તું ઉપવાસ તથા વિલાપ કરતો હતો, પણ
બાળક મુઆ પછી તેં ઉઠીને અન્ન ખાધું ૨૨ અને તેણે
કહ્યું, બાળકના જીવતા હું ઉપવાસ તથા વિલાપ કરતો
હતો, કેમકે મેં કહ્યું કે, કોણ જાણે છે કે, યહોવાહ મારા
પર કૃપા કરીને બાળકને જીવતું નહિ રાખે? ૨૩ પણ
હવે તે મરણ પામ્યું છે, તો શા માટે મારે ઉપવાસ
કરવો? શું હું તેને પાછો લાવી શકું? હું તેની પાસે
જઇશ, પણ તે મારી પાસે નહિજ આવશે ૨૪ અને
દાઉદે પોતાની સ્ત્રી બાથશેબાને દિલાસો દીધો, ને તે
તેણીની પાસે જઇને તેની સાથે સુતો, ને તેણીને
પુત્રનો પ્રસવ થયો, ને તેનું નામ તેણે સુલેમાન પાડયું,
ને તેના પર યહોવાહની પ્રીતિ હતી, ૨૫ ને તેણે
નાથાન ભવિષ્યવાદીની મારફતે સદેશો મોકલીને યહો-
વાહની ખાતર તેનું નામ યદીદયાહ પાડયું

૨૬ હવે યોઆબે આમ્મોનપુત્રોના રાબ્બાહ ઉપર
હલ્લો કરીને રાજધાનીનું નગર સર કર્યું ૨૭ અને
યોઆબે દાઉદ પાસે હલકારા મોકલીને કહાવ્યું કે,
મેં રાબ્બાહ ઉપર હલ્લો કીધો છે, હા, મેં પાણીનું
નગર લીધું છે ૨૮ તો હવે બાકીના લોકને એકઠા કર,
ને નગરની સામે છાવણી કરીને તેને સર કર, નહિ
તો તે નગર હું લઇ લઇશ, ને તે મારા નામથી ઓળ-
ખાશે ૨૯ અને દાઉદ સર્વ લોકને એકઠા કરીને
રાબ્બાહ ગયો, ને તેના પર હલ્લો કરીને તેને સર
કર્યું ૩૦ અને તેણે તેઓના રાજાનો મુગટ તેને માથેથી
ઉતારી લીધો, ને તે વજનમાં એક તાલંત સોનાનો
હતો, ને મૂલ્યવાન રત્નો [તેમાં જડેલા હતા], ને તે
દાઉદને માથે પહેરાવ્યો, ને તે નગરની પુષ્કળ લૂટ
તે બહાર લાવ્યા ૩૧ અને તેમાંના લોકોને બહાર
લાવીને તેણે તેઓના પર કરવતો તથા લોઢાની પંજે-
ટીઓ તથા લોઢાની કુહાડીઓ ચલાવી, ને તેઓને
ઈંટની ભઠ્ઠીઓમાં થઇને ચલાવ્યા, ને એજ પ્રમાણે
તેણે આમ્મોનપુત્રોના સઘળા નગરોને કર્યું અને
દાઉદ તથા સર્વ લોક યરૂશાલેમમાં પાછા આવ્યા

૧૩ ત્યાર પછી એમ થયું કે, દાઉદના દીકરા
આબ્શાલોમને તામાર નામે એક સુંદર
બહેન હતી, ને દાઉદના દીકરા આમ્નોનને તેનો મોહ
લાગ્યો હતો. ૨ અને આમ્નોન પોતાની બહેન તામાર
વિશે એટલો બધો વ્યાકુળ થયો, કે તે માંદો પડયો;
કેમકે તે કુંવારી હતી, ને તેને કંઇ કરવું એ આમ્નો-
નને મુશ્કેલ લાગ્યું. ૩ પણ દાઉદના ભાઇ શિમઆહનો

દીકરો નામે યોનાદાબ તે આમ્નોનનો મિત્ર હતો;
ને યોનાદાબ ઘણો પક્કો માણસ હતો. ૪ અને તેણે
તેને કહ્યું, હે રાજપુત્ર, તું રોજ રોજ સુકાતો કેમ
જાય છે? શું તું મને નહિ કહે? ને આમ્નોને તેને
કહ્યું, મારા ભાઇ આબ્શાલોમની બહેન તામારનો
મને મોહ લાગ્યો છે. ૫ અને યોનાદાબે તેને કહ્યું કે,
તારા પલંગ ઉપર સુઇ જઇને મંદવાડનો ઢોંગ કર, ને
તારો બાપ તને જોવા આવે ત્યારે તેને કહેજે કે, કૃપા
કરીને એમ કરો કે મારી બહેન તામાર મારી પાસે
આવીને મને ખાવાને અન્ન આપે, ને મારા દેખતાં
રસોઇ બનાવે, કે હું તે જોઉં ને તેના હાથથી ખાઉં.
૬ માટે આમ્નોન સુઇ ગયો, ને મંદવાડનો ઢોંગ કર્યો,
ને રાજા તેને જોવા આવ્યો, ત્યારે આમ્નોને રાજાને
કહ્યું કે, કૃપા કરી મારી બહેન તામારને મોકલો, કે
મારા દેખતાં તે મારે વાસ્તે બે પોળીઓ બનાવે, ને હું
તેના હાથે ખાઉં ૭ ત્યારે દાઉદે તામારને ઘેર માણસ
મોકલીને કહાવ્યું કે, તારા ભાઇ આમ્નોનને ઘેર હમણાં
જઇને તેને સારૂ રસોઇ બનાવ ૮ તેથી તામાર પોતાના
ભાઇ આમ્નોનને ઘેર ગઇ; ને તે સુતેલો હતો. અને
તેણીએ આટો લઇને મસળ્યો, ને તેના દેખતાં
પોળીઓ બનાવીને તે પોળીઓ શેકી. ૯ પછી તેણીએ
તવો લઇને તેમાંથી પોળીઓ તેની આગળ ઠાલવી;
પણ તેણે ખાવાની ના પાડી અને આમ્નોને કહ્યું કે,
સર્વ માણસોને મારી પાસેથી બહાર મોકલી દે. અને
સર્વ માણસો તેની પાસેથી બહાર ગયા. ૧૦ અને
આમ્નોને તામારને કહ્યું કે, ખાવાનું શયનગૃહમાં લાવ,
કે હું તારે હાથે તે ખાઉં; ને પોતે જે પોળીઓ બનાવી
હતી તે લઇને તામાર પોતાના ભાઇ આમ્નોન પાસે
શયનગૃહમાં લાવી. ૧૧ અને તે તેની પાસે ખાવાનું
લાવી, ત્યારે તેણે તેને પકડીને કહ્યું, આવ, મારી
બહેન, મારી સાથે સુઇ જા. ૧૨ અને તેણીએ તેને
ઉત્તર આપ્યો કે, નહિ, મારા ભાઇ, મારા પર બળા-
ત્કાર કરીશ નહિ;. કેમકે એવું કૃત્ય ઇસ્રાએલમાં થવું
ન જોઇએ; એવી મૂર્ખાઇ ન કર ૧૩ અને હું મારી
ફજેતી લઇને ક્યાં જાઉં? ને તું તો ઇસ્રાએલમાં એક
મૂર્ખ જેવો બનીશ, તો હવે તું રાજાને કહે; કેમકે તે
મને તારાથી પાછી રાખશે નહિ ૧૪ પણ તેણે તેનું
કહેવું સાંભળ્યું નહિ; પણ તે તેણીના કરતા બળવાન
હોવાથી તેણે બળાત્કારે તેની આબરૂ લીધી ૧૫ ત્યાર
પછી આમ્નોનને તેના પર અતિશય ધિક્કાર ઉપજ્યો,
તે એવો કે જેટલો તે તેના પર મોહિત હતો તે કરતાં
વધારે તે તેને ધિક્કારવા લાગ્યો અને આમ્નોને
તેને કહ્યું, ઉઠ, જતી રહે. ૧૬ ત્યારે તેણીએ તેને કહ્યું
કે, એમ નહિ, કેમકે જે કુકર્મ તેં મારી સાથે કર્યું છે,
તે કરતા મને કાઢી મુકવી એ વધતું ભુડું છે પણ
તેણે તેનું કહેવું સાંભળ્યું નહિ. ૧૭ પછી તેણે પોતાની
સારવાર કરનાર જુવાનને બોલાવીને કહ્યું કે, આ સ્ત્રીને
હમણા મારી પાસેથી બહાર કાઢી મુકીને તેની પાછળ
બારણું બંધ કર. ૧૮ અને તેણીએ નવરંગી વસ્ત્ર પહે-
રેલાં હતાં, કેમકે રાજાની કુંવારી દીકરીઓ એવા જામા
પહેરતી હતી અને તેના ચાકરે તેણીને બહાર કાઢી
મુકીને તેની પાછળ બારણું બંધ કર્યું. ૧૯ અને તામારે
પોતાના માથા પર રાખ નાખી, ને પોતે પહેરેલું નવ-
રંગી વસ્ત્ર તેણીએ ફાડ્યું, ને પોતાના હાથ પોતાના
માથા પર મુકીને રડતી રડતી ચાલી ૨૦ અને તેના ભાઇ
આબ્શાલોમે તેને કહ્યું કે, શું તારો ભાઇ આમ્નોન
તારી સાથે હતો? પણ હવે મારી બહેન, છાની રહે,
તે તારો ભાઇ છે; એ વાત મનમાં ન લાવીશ. અને
તામાર પોતાના ભાઇ આબ્શાલોમને ઘેર લાચાર
સ્થિતિમા રહી. ૨૧ પણ દાઉદ રાજાએ એ સર્વ વાતો
સાંભળી, ત્યારે તેને ઘણો ક્રોધ ચઢ્યો. ૨૨ અને
આબ્શાલોમે પોતાના ભાઇ આમ્નોનને સારૂ કે નરસું
કાંઇ કહ્યું નહિ, કેમકે આબ્શાલોમને આમ્નોન ઉપર
ક્રોધ ચઢ્યો હતો, કારણ કે તેણે તેની બહેન તામાર
ઉપર બળાત્કાર કર્યો હતો।

૨૩ અને પુરાં બે વર્ષ પછી એમ થયું કે, એફ્રાઇમ
પાસેના બઆલ હાસોરમા આબ્શાલોમે કાતરનારા-
ઓને બોલાવેલા હતા, ને આબ્શાલોમે રાજાના સર્વ
પુત્રોને નોતર્યા. ૨૪ અને આબ્શાલોમે રાજા પાસે
આવીને કહ્યું કે, જો, તારા દાસને ત્યાં કાતરનારાઓ
આવેલા છે, તો કૃપા કરી રાજાએ તથા તેના ચાકરોએ
આપના સેવકની સાથે આવવું ૨૫ અને રાજાએ
આબ્શાલોમને કહ્યું કે, એમ નહિ, મારા દીકરા, અમે
સર્વે તો નહિ આવીએ, રખેને અમે તને ભારે પડીએ.
અને તેણે તેને આગ્રહ કીધો, પરંતુ તે ગયો નહિ
પણ તેણે તેને આશીર્વાદ દીધો. ૨૬ પછી આબ્શાલોમે
કહ્યું કે, જો એમ નહિ, તો કૃપા કરી મારા ભાઇ
આમ્નોનને અમારી સાથે આવવા દે અને રાજાએ
તેને કહ્યું, તે તારી સાથે શા સારૂ આવે? ૨૭ પણ
આબ્શાલોમે તેને હઠ કરી, માટે તેણે આમ્નોનને
તથા રાજાના સર્વ પુત્રોને તેની સાથે જવા દીધા.
૨૮ અને આબ્શાલોમે પોતાના ચાકરોને આજ્ઞા કરીને

કહું કે, આમ્નોનનું મન દ્રાક્ષારસથી મગ્ન થાય, ત્યારે
તે ધ્યાનમાં લેજો; ને જ્યારે હું તમને કહું કે, આમ્નો-
નને મારો, ત્યારે તમે તેને મારી નાખજો, બીશો
નહિ; શું મેં તમને આજ્ઞા નથી આપી? તમે હિમ્મત-
વાન તથા શૂરવીર થજો ૨૯ અને જેમ આબ્શાલોમે
આજ્ઞા આપી હતી તેમ તેના ચાકરોએ આમ્નોનને
કર્યું. ત્યારે રાજાના સઘળા પુત્રો ઉઠયા, અને તેઓ
પોતપોતાના ખચ્ચર પર બેસીને નાસી ગયા. ૩૦ અને
એમ થયું કે, તેઓ માર્ગમાં હતા, એટલામાં દાઉદને
એવા સમાચાર મળ્યા કે, આબ્શાલોમે રાજાના સઘળા
પુત્રોને મારી નાખ્યા છે, ને તેઓમાંથી એક પણ
બચ્યો નથી ૩૧ ત્યારે રાજાએ ઉઠીને પોતાના વસ્ત્રો
ફાડ્યાં, ને તે જમીન પર આડો પડ્યો; ને તેના સર્વ
ચાકરો ફાટેલા વસ્ત્ર પહેરીને તેની પાસે ઉભા રહ્યા.
૩૨ અને દાઉદના ભાઇ શિમઆહના પુત્ર યોનાદાબે
ઉત્તર આપીને કહ્યું કે, મારા મુરબ્બીએ એવું ન
ધારવું કે તેઓએ રાજાના સર્વ જુવાન પુત્રોને મારી
નાખ્યા છે, કેમકે માત્ર આમ્નોન મુઓ છે; જે દિવસે
તેણે આબ્શાલોમની બેન તામાર ઉપર બળાત્કાર
ગુજાર્યો, ત્યારથી તેના કીધેલા ઠરાવ મુજબ એ થયું
છે. ૩૩ માટે હવે રાજાના સર્વ પુત્રો મરણ પામ્યા છે,
એમ ધારીને મારા મુરબ્બી રાજાએ પોતાના મનમાં
દુ:ખી થવું નહિ; કેમકે માત્ર આમ્નોન મુઓ છે.
૩૪ પણ આબ્શાલોમ નાઠો. અને જે જુવાન ચોકી
કરતો હતો, તેણે પોતાની આંખો ઉંચી કરીને જોયું
તો જુઓ, તેની પાછળના પર્વતની બાજુને માર્ગે
ઘણા લોક આવતા હતા. ૩૫ અને યોનાદાબે રાજાને
કહ્યું કે, જો, રાજાના પુત્રો આવ્યા છે; જેમ તારા
દાસે કહ્યું તેમજ છે. ૩૬ અને તે બોલી રહ્યો કે તરત
એમ થયું કે, જુઓ, રાજાના પુત્રો આવ્યા, ને પોક
મુકીને રડ્યા; ને રાજા સુદ્ધાં તેના સર્વ ચાકરો પણ
બહુ રડ્યા. ૩૭ પણ આબ્શાલોમ નાસીને ગશૂરના
રાજાની એટલે આમ્મીહૂરના દીકરા તાલ્માયની પાસે
જતો રહ્યો; ને [દાઉદે] પોતાના પુત્રને સારૂ દરરોજ
શોક કીધો.

૩૮ એમ આબ્શાલોમ નાસીને ગશૂર જતો રહ્યો,
ને ત્યાં ત્રણ વરસ રહ્યો. ૩૯ અને દાઉદ રાજા[નો જીવ]
આબ્શાલોમની પાસે જવા સારૂ તલપતો હતો; કેમકે
આમ્નોનના મરણ વિષે તેને દિલાસો મળ્યો હતો.

૧૪ હવે સરૂયાહનો દીકરો યોઆબ સમજી
ગયો કે રાજાનું મન આબ્શાલોમની તરફ
છે. ૨ અને યોઆબે તકોઆમાં માણસ મોકલીને
ત્યાંથી એક ચતુર સ્ત્રીને તેડાવીને તેને કહ્યું કે, કૃપા
કરીને તું શોક કરનારનો વેષ ધારણ કરીને, ને શોકનાં
વસ્ત્ર પહેરીને તારે અંગે તેલ ન લગાડતાં મરી ગએ-
લાને કાજે ઘણા દિવસથી શોક કરનાર સ્ત્રીના જેવી
તું થા; ૩ ને રાજા પાસે અંદર જઇને તેની સાથે આ
રીતે વાત કર; ને શી વાત કરવી તે યોઆબે તેના
મ્હોમાં મુકી. ૪ અને તકોઆની સ્ત્રીએ રાજાની સાથે
વાત કરતી વેળાએ સાષ્ટાંગ દંડવત પ્રણામ કરીને કહ્યું
કે, હે રાજા, સાહ્ય કર. ૫ અને રાજાએ તેને કહ્યું કે,
તને શું દુ:ખ છે? ને તેણીએ ઉત્તર આપ્યો કે, હું
ખરેખર એક વિધવા સ્ત્રી છું, ને મારો પતિ મરી ગયો
છે. ૬ અને તારી દાસીને બે દીકરા હતા, ને તે બન્ને
ખેતરમાં વઢી પડ્યા; ને તેઓને છૂટા પાડનાર કોઇ
નહોતું, તેથી એકે બીજાને મારીને ઠાર કર્યો ૭ અને
જો, આખું કુટુંબ તારી દાસી વિરૂદ્ધ ઉઠયું છે, ને
તેઓએ કહ્યું કે, જેણે પોતાના ભાઇને મારી નાખ્યો
છે, તેને અમારે સ્વાધીન કર, કે જે તેના ભાઇને તેણે
મારી નાખ્યો, તેના જીવને લીધે અમે તેને મારી
નાખીએ, ને એમ વારસનો નાશ કરીએ. એમ તેઓ
મારો બાકી રહેલો અગારો હોલવી નાખશે, ને મારા
વરનું નામ નિશાન ધરતી ઉપર રહેવા દેશે નહિ.
૮ અને રાજાએ તે સ્ત્રીને કહ્યું કે, તું તારે ઘેર જા, ને
તારા વિષે હું હુકમ આપીશ ૯ અને તકોઆની સ્ત્રીએ
રાજાને કહ્યું કે, હે મારા મુરબ્બી રાજા, આ અન્યાય
મારા પર તથા મારા બાપના ઘર પર હોજો; ને રાજા
તથા તેનું રાજ્યાસન નિર્દોષ રહેજો ૧૦ અને રાજાએ
કહ્યું. જે કોઇ તને કંઇ કહે, તેને મારી પાસે લાવજે,
ને તે ફરીથી તને અડકશે નહિ. ૧૧ ત્યારે તેણીએ કહ્યું
કે, રાજા કૃપા કરી પોતાના દેવ યહોવાહનું સ્મરણ
કરે, કે ખૂનનું વેર લેનારાઓ બીજો વધારે નાશ ન કરે,
નહિ તો તેઓ મારા દીકરાનો નાશ કરશે. અને
તેણે કહ્યું કે, જીવતા યહોવાહના સમ, તારા દીકરાનો
એક વાળ પણ ભૂમિ પર નહિજ પડશે ૧૨ ત્યારે તે
સ્ત્રીએ કહ્યું કે, કૃપા કરી તારી દાસીને એક વાત મારા
મુરબ્બી રાજા આગળ કહેવા દે. અને તેણે કહ્યું,
બોલી જા. ૧૩ અને તે સ્ત્રીએ કહ્યું, ત્યારે દેવના લોક
વિરૂદ્ધ એવી યુક્તિ તેં કેમ રચી છે? કેમકે એ વચન

ઉચ્ચારતા રાજા એક અપરાધી જેવા ઠરે છે, શા માટે
કે રાજા પોતાના દેશનિકાલ કીધેલા માણસને પાછો
ઘેર તેડાવતો નથી ૧૪ કેમકે આપણે મરવુ એ અવશ્ય
છે, ને જમીન ઉપર ઢળેલુ પાણી જે ફરીથી એકઠુ
કરી લેવાતું નથી, તેના જેવા છીએ, ને દેવ [કોઇનો]
જીવ લેતો નથી, પણ ઉપાયો યોજે છે, એ માટે કે જે
કાઢી મુકાએલો, તે તેનાથી વિયોગી ન રહે ૧૫ માટે
હવે મારા મુરબ્બીને એ વાત કહેવાને હુ આવી છું,
એનુ કારણ એ કે લોકોએ મને બીવડાવી છે, ને તારી
દાસીએ કહ્યુ કે, હવે હુ રાજા સાથે વાત કરીશ, કદાપિ
એમ બને કે રાજા પોતાની દાસીની વિનતી ફળિભૂત
કરે ૧૬ કેમકે રાજા સાભળીને, જે માણસ મને તથા
મારા દીકરાને દેવના વારસામાથી નષ્ટ કરવાને ઇચ્છે છે,
તેના હાથમાથી પોતાની દાસીને છોડાવશે ૧૭ પછી
તારી દાસીએ કહ્યુ કે, કૃપા કરીને, મારા મુરબ્બી
રાજાનુ વચન દિલાસારૂપ થાઓ, કેમકે મારો મુરબ્બી
રાજા સારા નરસાની પરીક્ષા કરવામા દેવના દૂત જેવો
છે, અને તારો દેવ યહોવાહ તારી સાથે થાઓ
૧૮ ત્યારે રાજાએ ઉત્તર આપીને તે સ્ત્રીને કહ્યુ કે, જે
કઇ વાત હુ તને પુછુ, તેમાનુ કઇ કૃપા કરી મારાથી
છુપાવીશ નહિ ત્યારે તે સ્ત્રીએ કહ્યુ કે, મારા મુરબ્બી
રાજા, બોલો ત્યારે ૧૯ અને રાજાએ કહ્યું, આ સર્વ
કામમા યોઆબનો હાથ તારી સાથે છે કે? ને તે
સ્ત્રીએ ઉત્તર આપ્યો કે, મારા મુરબ્બી રાજા, તારા
જીવના સમ, કે જે કઇ મારો મુરબ્બી રાજા બોલ્યો
છે, તેથી કોઇ જમણી કે ડાબી ગમ ફરી શકતું નથી,
કેમકે તારા ચાકર યોઆબે મને આજ્ઞા આપી, ને તેણે
આ સર્વ વાતો તારી દાસીના મ્હોમા મુકી, ૨૦ ને એ
વાતને જુદુ રૂપ આપવા માટે તારા ચાકર યોઆબે
એ કામ કીધુ છે, ને પૃથ્વી પર જે સર્વ છે તે જાણવામા
મારો મુરબ્બી દેવના દૂત જેવો જ્ઞાની છે ૨૧ અને
રાજાએ યોઆબને કહ્યુ કે, જો, મેં એમ તો કર્યું છે,
માટે જઇને જુવાન આબ્શાલોમને પાછો તેડી લાવ
૨૨ અને યોઆબે સાષ્ટાગ દડવત પ્રણામ કીધા, ને
રાજાને ધન્યવાદ આપ્યો, ને યોઆબે કહ્યુ કે, હે
મારા મુરબ્બી રાજા, આજ તારો ચાકર જાણે છે કે, હુ
તારી દૃષ્ટિમા કૃપા પામ્યો છું, કેમકે રાજાએ પોતાના
ચાકરની વિનતી સ્વીકારી છે ૨૩ અને યોઆબ ઉઠીને
ગશૂર જઇને આબ્શાલોમને યરૂશાલેમ તેડી લાવ્યો
૨૪ અને રાજાએ કહ્યુ કે, તે પાછો ફરીને પોતાને ઘેર
જાય, પણ મારૂ મ્હો ન જુએ, ને આબ્શાલોમ વળીને
પોતાને ઘેર ગયો, ને રાજાનુ મ્હો જોવા પામ્યો નહિ
૨૫ હવે સર્વ ઇસ્રાએલમા કોઇ પણ માણસ સૌદ-
ર્યની બાબતે આબ્શાલોમના જેવો પ્રશસાયોગ્ય
નહોતો, તેના પગને તળિએથી તે તેના માથાની તાલ
સુધી તેના અગમા કઇ એબ ન હતી ૨૬ અને જ્યારે
તે પોતાનુ માથુ મુંડાવતો, (હવે દર વર્ષને અંતે તે
તેને મુડાવતો હતો, વાળનો ભાર તેના પર થતો માટે
તે તે મુડાવતો હતો,) ત્યારે તે પોતાના માથાના
વાળ તોળતો, ને તેનુ વજન રાજાના તોલ પ્રમાણે બસેં
શેકેલ થતું ૨૭ અને આબ્શાલોમને ત્રણ દીકરા તથા
તામાર નામની એક દીકરી થયા હતા, તે સ્ત્રી
સુદરમુખી હતી

૨૮ અને આબ્શાલોમ યરૂશાલેમમા પુરા બે વર્ષ
રહ્યો, તેમ છતા તેણે રાજાનું મ્હો દીઠુ નહિ ૨૯ ત્યારે
આબ્શાલોમે યોઆબને રાજા પાસે મોકલવા સારૂ
તેડાવ્યો, પણ તે તેની પાસે આવવા ચાહતો નહોતો,
ને તેણે ફરીથી બીજીવાર માણસ મોકલ્યુ, પણ તે
આવ્યો નહિ ૩૦ માટે તેણે પોતાના ચાકરોને કહ્યું કે,
જુઓ, યોઆબનુ ખેતર મારા ખેતરની પાસે છે, ને
તેમા તેના જવ છે, તમે જઇને તેમા આગ મુકો
અને આબ્શાલોમના ચાકરોએ તે ખેતરમા આગ
મુકી ૩૧ ત્યારે યોઆબ ઉઠીને આબ્શાલોમ પાસે
તેને ઘેર ગયો, ને તેને કહ્યુ કે, તારા ચાકરોએ મારા
ખેતરમા આગ કેમ મુકી? ૩૨ ને આબ્શાલોમે યોઆ-
બને ઉત્તર આપ્યો કે, જો, મે તારી પાસે માણસ
મોકલીને કહાવ્યુ કે, અહીં આવ, એ માટે કે હુ તને
રાજા પાસે મોકલીને કહેવડાવુ કે, હુ ગશૂરથી શા
માટે આવ્યો છુ? હુ હજી ત્યાજ રહ્યો હોત તો મારૂ
વધારે હિત થાત, તો હવે મને રાજાનું મ્હો જોવા દે,
ને મારામા અન્યાય હોય, તો તે મને બેલાશક મારી
નાખે ૩૩ માટે યોઆબે રાજા પાસે જઇને તેને ખબર
આપી, ને તેણે આબ્શાલોમને બોલાવ્યો, ત્યારે તે
રાજા પાસે આવ્યો, ને રાજાની આગળ સાષ્ટાગ
દડવત કીધા, ને રાજાએ આબ્શાલોમને ચુબન કીધું

૧૫ ત્યાર પછી એમ થયુ કે, આબ્શાલોમે
પોતાને સારૂ રથો તથા ઘોડા તથા પોતાની
આગળ દોડવા સારૂ પચાસ માણસો તૈયાર કીધા
૨ અને આબ્શાલોમ મોટી સવારે ઉઠીને દરવાજાના
રસ્તાની બાજુએ ઉભો રહેતો, ને જ્યારે કોઇ માણ-

સને એવો દાવો હોય, કે તેના ચુકાદા વાસ્તે રાજા
પાસે જવું પડે, ત્યારે આબ્શાલોમ તેને બોલાવીને
કહેતો કે, તું કયા નગરનો છે? ત્યારે તે કહેતો કે,
તારો દાસ ઇસ્રાએલના ફલાણા કુળમાંનો છે ૩ અને
આબ્શાલોમ તેને કહેતો કે, જો, તારો દાવો ખરો
તથા વાજબી છે, પણ તારો દાવો સાંભળવા સારૂ
રાજા તરફથી કોઇ માણસ ઠરાવેલો નથી ૪ વળી
આબ્શાલોમ કહેતો કે, આ દેશમા મને ન્યાયાધીશ
ઠરાવે તો કેવું સારૂં! ત્યારે તો દાવા કે તકરારવાળો
પ્રત્યેક માણસ મારી પાસે આવે, ને હું તેનો ફેસલો
કરૂં ૫ અને એમ થતું કે, જ્યારે કોઇ માણસ તેને
નમસ્કાર કરવા સારૂ પાસે આવતો, ત્યારે તે પોતાના
હાથ લાંબા કરીને તેને ભેટીને તેને ચુંબન કરતો
૬ અને જે સર્વ ઇસ્રાએલના માણસો રાજા પાસે ન્યાય
માગવા આવતા, તેઓની સાથે આબ્શાલોમ એ
પ્રમાણે વર્તતો, એ પ્રમાણે આબ્શાલોમે ઇસ્રાએલના
માણસોના મન હરી લીધા

૭ અને ચાળીસ વર્ષ પછી એમ થયું કે, આબ્શા
લોમે રાજાને કહ્યું કે, જે માનતા મેં યહોવાહની
આગળ રાખી છે, તે હેબ્રોનમા ઉતારવા સારૂ કૃપા
કરીને મને જવા દે ૮ કેમકે જ્યારે તારો સેવક
અરામના ગશૂરમા રહેતો હતો, ત્યારે મેં એમ કહીને
માનતા રાખી હતી કે, જો યહોવાહ મને નિશ્ચે યરૂ
શાલેમમા પાછો લાવશે, તો હું યહોવાહની આરાધના
કરીશ. ૯ અને રાજાએ તેને કહ્યું કે, શાંતિએ જા
માટે તે ઉઠીને હેબ્રોન ગયો ૧૦ પણ આબ્શાલોમે
ઇસ્રાએલના સઘળા કુળોમા જાસુસો મોકલીને કહાવ્યું
કે, તમે રણશિંગડાનો અવાજ સાંભળો કે તુરત તમારે
કહેવું કે, હેબ્રોનમા આબ્શાલોમ રાજા છે ૧૧ અને
નોતરેલા બસેં માણસો યરૂશાલેમથી આબ્શાલોમ
સાથે ગયા હતા, તેઓ ભોળાપણામા ગયા હતા, ને
તેઓ કંઇ જાણતા ન હતા ૧૨ અને આબ્શાલોમ યજ્ઞ
કરતો હતો, તે દરમ્યાન તેણે દાઉદના મંત્રી અહીથો
ફેલ ગીલોનીને તેના ગીલોહ નગરથી તેડાવ્યો અને
ફિતુર જોરાવર થયું, કેમકે આબ્શાલોમની કુમકે
લોકો વધુ વધતા જતા હતા

૧૩ અને એક હલકારાએ દાઉદ પાસે આવીને કહ્યું
કે, ઇસ્રાએલના માણસોના મન આબ્શાલોમની તરફ
છે ૧૪ અને દાઉદે પોતાના જે સઘળા ચાકરો યરૂશા
લેમમા તેની સાથે હતા, તેઓને કહ્યું કે, ઉઠો, આપણે
નાસી જઇએ, કેમકે એમ નહિ [કરીએ], તો
આપણામાંનો કોઇ પણ આબ્શાલોમથી બચવાનો
નથી, ઉતાવળે નિકળો, રખે તે આપણને જલદી
પકડી પાડે, ને આપણા પર આફત લાવીને નગરને
તરવારની ધારથી સંહારે ૧૫ અને રાજાના ચાકરોએ
રાજાને કહ્યું કે, જો, અમારા મુરબ્બી રાજાને જે કંઇ
સારૂ લાગે તે કરવાને તારા ચાકરો તૈયાર છે ૧૬ અને
રાજા તથા તેની પાછળ તેનું સર્વ ઘર ચાલી નિકળ્યા,
ને ઘર સંભાળવા સારૂ રાજાએ દસ ઉપપત્નીઓને ત્યાં
રહેવા દીધી ૧૭ અને રાજા તથા તેની પાછળ સર્વ
લોક ચાલી નિકળ્યા, ને બેથ મેહાકમા રહ્યા ૧૮ અને
તેના સઘળા ચાકરો તેની પડખે ચાલતા હતા, ને
સઘળા કરેથીઓ, તથા સઘળા પલેથીઓ, તથા સઘળા
ગિત્તીઓ, એટલે ગાથથી તેની પાછળ આવેલા છસેં
માણસો રાજાની આગળ ચાલતા હતા ૧૯ ત્યારે
ઇત્તાય ગિત્તીને રાજાએ કહ્યું કે, અમારી સાથે તું પણ
કેમ આવે છે? પાછો જા, ને રાજા પાસે રહે, કેમકે
તું પરદેશી તથા સ્વદેશવિયોગી છે, તારી પોતાની
જગ્યાએ [પાછો જા] ૨૦ તું કાલેજ આવ્યો છે, તો
શું હું તને આજે મારી સાથે અહિં તહિં અથડાવું?
વળી હું તો મન ચાહે ત્યાં જાઉં છું, તું પાછો જા, ને
તારા ભાઇઓને પાછા લઇ જા, દયા તથા સત્યતા
તારી સાથે હોજો ૨૧ અને ઇત્તાયે રાજાને ઉત્તર
આપીને કહ્યું કે, જીવતા યહોવાહના તથા મારા મુરબ્બી
રાજાના જીવના સોગન કે, જ્યાં જ્યાં મારો મુરબ્બી
રાજા જશે, પછી ત્યાં મરવાનું હોય કે જીવવાનું હોય
તથાપિ ત્યાં તારો દાસ પણ નિશ્ચે રહેશે ૨૨ અને
દાઉદે ઇત્તાયને કહ્યું કે જા, પેલે પાર ઉતરી જા, ને
ઇત્તાય ગિત્તી તથા તેના સઘળા માણસો, તથા તેની
સાથેના સઘળા બાળકો, પેલે પાર ઉતરી ગયા.
૨૩ અને આખો દેશ પોક મુકીને રડ્યો, ને સઘળા
લોક પેલે પાર ગયા, ને રાજા પણ કિદ્રોન નાળું
ઉતર્યો, ને સઘળા લોક રાનના માર્ગ તરફ પેલે પાર
ગયા ૨૪ અને જુઓ, સાદોક પણ, તથા તેની સાથે
સર્વે લેવીઓ દેવના કરારનો કોષ ઉંચકીને [આવ્યા
હતા], ને તેઓએ દેવના કોષને નીચે મુકયો, ને સર્વે
લોક નગરમાંથી નિકળી રહ્યા ત્યાં સુધી અબ્યાથાર
ઉપર ગયો ૨૫ અને રાજાએ સાદોકને કહ્યું કે, દેવના
કોષને પાછો નગરમા લઇ જા, જો યહોવાહની કૃપા-
દૃષ્ટિ મારા પર થશે, તો તે મને પાછો લાવશે, ને એ
તથા તેનું રહેઠાણ બન્ને મને દેખાડશે, ૨૬ પણ જો તે
એમ કહે કે, હું તારા પર રાજી નથી, તો જો, હું આ

રહો, જેમ તેને સારૂં લાગે તેમ તે મને કરે ૨૭વળી
રાજાએ સાદોક યાજકને કહ્યું કે, શું તું ભવિષ્યદર્શક
નથી? તારા બે દીકરાઓને, એટલે તારા દીકરા અહી-
માઆસને તથા અબ્યાથારના દીકરા યોનાથાનને તારી
સાથે લઇને શાંતિએ નગરમાં પાછો જા. ૨૮જો, મને
ખાત્રી કરી આપવા સારૂ તમારી તરફથી મને ખબર
નહિ મળે, ત્યાં સુધી હુ રાન તરફના આરા આગળ
ગોભીશ. ૨૯માટે સાદોક તથા અબ્યાથાર દેવનો કોપ
પાછો યરૂશાલેમમાં લઇ ગયા; ને તેઓ ત્યાં રહ્યા

૩૦અને દાઉદ રડતો રડતો જૈતુન [પર્વતના]
ઢોળાવ પર ચઢયો; ને તેનું માથું ઢાંકેલું હતું. તથા તે
ઉઘાડે પગે ચાલતો હતો; ને તેની સાથેના સર્વ
લોકમાંનો પ્રત્યેક પોતાનું માથું ઢાંકીને રડતો રડતો
ઉપર ચઢયો. ૩૧અને કોઇએ દાઉદને કહ્યું કે, અહી-
ગોફેલ આબ્શાલોમની સાથેના ફિસાદી લોકોમાં છે;
ને દાઉદે કહ્યું કે, હે યહોવાહ, કૃપા કરીને, અહીગો-
ફેલની સલાહને મૂર્ખાઇરૂપ કરી નાખજે. ૩૨અને
એમ થયું કે, [પર્વતને] શિખરે, કે જ્યાં લોકો દેવનું
ભજન કરતા, ત્યાં દાઉદ આવ્યો, ત્યારે જુઓ, હુશાય
આર્કી તેને મળવા સારૂ આવ્યો, ને તેનો ડગલો
ફાટેલો, તથા તેના માથા પર ધૂળ હતી; ૩૩ને દાઉદે
તેને કહ્યું કે, જો તું મારી સાથે આવે, તો તું મને
ભારરૂપ થઇ પડે; ૩૪પણ જો તું નગરમાં પાછો
જઇને આબ્શાલોમને કહે કે, હે રાજા, હું તારો ચાકર
થઇશ; જેમ ગતકાળમાં હું તારા બાપનો ચાકર હતો,
તેમ હવે હું તારો ચાકર થઇશ; તો તું મારી ખાતર
અહીગોફેલની સલાહ નિષ્ફળ કરીશ. ૩૫અને શું
સાદોક તથા અબ્યાથાર યાજકો તારી સાથે ત્યાં નથી?
તેથી એમ થશે કે, જે જે વાતો રાજાના ઘરમાંથી
તારા સાંભળવામાં આવે, તો તું સાદોક તથા અબ્યા-
થાર યાજકોને કહેજે. ૩૬જો, ત્યાં તેઓના બે દીકરા,
એટલે સાદોકનો દીકરો અહીમાઆસ તથા અબ્યા-
થારનો દીકરો યોનાથાન, તેઓની સાથે છે; ને જે કંઇ
તમે સાંભળો, તે તમે તેઓની મારફતે કહાવી મોકલજો.
૩૭તેથી દાઉદનો મિત્ર હુશાય નગરમાં આવ્યો; ને
આબ્શાલોમ યરૂશાલેમમાં આવ્યો

૧૬ અને દાઉદ [પર્વતના] શિખરની પેલી મેર
થોડેક ગયો, એટલે જુઓ, મફીબોશેથનો
ચાકર સીબા તેને મળ્યો, ને તે જીન બાંધેલાં, તથા
બસેં રોટલી, તથા સુકી દ્રાક્ષોની એક સો લૂમો, તથા
ઉન્હાળાનાં એક સો ફળ, તથા દ્રાક્ષરસની એક કુડીથી
લાદેલાં બે ગધેડાં સાથે લાવ્યો હતો. ૨અને રાજાએ
સીબાને કહ્યું કે, આ સઘળા વાનાં તું શા માટે લાવ્યો
છે? ને સીબાએ કહ્યું કે, ગધેડાં રાજાના ઘરનાંને
સ્વારી કરવા સારૂ; ને રોટલી તથા ઉન્હાળાનાં ફળો
જુવાનોને ખાવા; તથા દ્રાક્ષરસ રાનમાં જે થાકે
તેઓને સારૂ છે ૩અને રાજાએ કહ્યું કે, તારા ધણીનો
દીકરો ક્યાં છે? ને સીબાએ કહ્યું કે, જો, તે યરૂશા-
લેમમાં રહેલો છે; કેમકે તે કહે છે કે, આજ ઇસ્રાએ-
લનું ઘર મારા બાપનું રાજ્ય મને પાછું સોંપશે.
૪ત્યારે રાજાએ સીબાને કહ્યું કે, જો, જે સઘળું મફી-
બોશેથનું હતું, તે તારૂં છે; ને સીબાએ કહ્યું કે, હું
નમસ્કાર કરૂં છું; હે મારા મુરબ્બી રાજા, હુ તારી
દૃષ્ટિમાં કૃપા પામું

૫અને દાઉદ રાજા બાહુરીમ પહોંચ્યો, ત્યારે જુઓ
શિમઇ નામનો એક માણસ, જે ગેરાનો દીકરો હતો
ને શાઉલનાં સગાંમાંનો હતો, તે અંદરથી બહાર
નિકળી આવ્યો; તે શાપ દેતો દેતો આવ્યો ૬અને
તેણે દાઉદ પર, તથા દાઉદ રાજાના સર્વ ચાકરો પર
પત્થર ફેંક્યા; ને સઘળા લોક તથા સઘળા યોદ્ધાએ
તેને જમણે હાથે તથા તેને ડાબે હાથે હતા. ૭અને
શિમઇએ શાપ દેતાં દેતાં કહ્યું કે, હે ખુની તથા બલી-
યઆલના માણસ, જતો રહે, જતો રહે; ૮શાઉલ
કે જેને ઠેકાણે તેં રાજ્ય કીધું છે, તેના ઘરના સઘળા
રક્તનો બદલો યહોવાહે તારી પાસેથી લીધો છે; ને
યહોવાહે રાજ્ય તારા દીકરા આબ્શાલોમના હાથમાં
સોપ્યું છે; ને તારી ભુંડાઇમાં તું પોતે સપડાયો છે;
કેમકે તું ખુની માણસ છે ૯ત્યારે રુરૂયાહના દીકર
અબીશાયે રાજાને કહ્યું કે, આ મુએલો કુતરો મારા
મુરબ્બી રાજાને શા માટે શાપ દે? કૃપા કરી મને
જવા દે કે હું તેનું માથું કાપી નાખું. ૧૦અને રાજાએ
કહ્યું કે, હે સરૂયાહના દીકરાઓ, મારે ને તમારે શું
લેવાદેવા છે? તે ભલે શાપ દેતો, કેમકે યહોવાહે તેને
કહ્યું છે કે દાઉદને શાપ દે, તો એવું કોણ કહી શકે કે,
તેં એમ કેમ કર્યું છે? ૧૧અને દાઉદે અબીશાયને તથા
પોતાના સઘળા ચાકરોને કહ્યું કે, જુઓ, મારા પેટનો
દીકરો મારો પ્રાણ લેવાને શોધે છે; તો હવે આ
બિન્યામીની એ પ્રમાણે કરે એ કેટલું વિશેષ સંભવિત
છે? તેને રહેવા દો; તે ભલે શાપ દે, કેમકે યહોવાહે
તેને ફરમાવ્યું છે. ૧૨કદાપિ યહોવાહ મારા પર
ગુજરેલા અન્યાય પર નજર કરશે, ને જે શાપ તે

આજ દે છે તેનો સારો બદલો યહોવાહ મને આપશે.
૧૩અને દાઉદ તથા તેના માણસો માર્ગે માર્ગે ચાલતા
હતા, ને શિમઈ સામેના પર્વતની બાજુ પર રહીને
તેમની પડખે પડખે ચાલતો હતો, ને તે ચાલતા
ચાલતાં શાપ દેતો હતો, ને તેની ઉપર પત્થર
ફેંકતો, તથા ધૂળ નાખતો હતો. ૧૪અને રાજા તથા
તેની સાથેના સર્વ લોક થાકી ગયા, ને તેણે ત્યાં
વિસામો લીધો.

૧૫અને આબ્શાલોમ તથા ઇસ્રાએલના સઘળા
લોકો યરૂશાલેમમા આવ્યા, ને અહીથોફેલ તેઓની
સાથે હતો. ૧૬અને એમ થયું કે, દાઉદનો મિત્ર
હૂશાય આર્કી આબ્શાલોમ પાસે આવ્યો, ત્યારે
હૂશાયે આબ્શાલોમને કહ્યું કે, રાજા [ઘણું] જીવો,
રાજા [ઘણું] જીવો. ૧૭અને આબ્શાલોમે હૂશાયને
કહ્યું કે, શું તું તારા મિત્ર પર આવી માયા રાખે છે?
તારા મિત્ર સાથે તું કેમ ન ગયો? ૧૮ને હૂશાયે આ-
બ્શાલોમને કહ્યું કે, એમ નહિ; પણ જેને યહોવાહે,
તથા આ લોકોએ, તથા ઇસ્રાએલના સર્વ માણસોએ
પસંદ કીધો છે, તેનોજ હું થઈશ, ને તેની કુમકે હું
રહીશ. ૧૯અને વળી મારે કોની ચાકરી કરવી જોઈએ?
શું મારે તેના દીકરાની હજુરમા સેવા કરવી ન
જોઈએ? જેમ મેં તારા બાપની હજુરમાં સેવા
કીધી છે, તેમ તારી હજુરમા પણ કરીશ. ૨૦ત્યારે
આબ્શાલોમે અહીથોફેલને કહ્યું કે, આપણે શું કરવું
જોઈએ, તે વિષે તારી સલાહ આપ. ૨૧અને અહી-
થોફેલે આબ્શાલોમને કહ્યું કે, તારા બાપની ઉપપ-
ત્નીઓ જેઓને ઘર સાચવવા સારૂ તેણે મૂકેલી છે
તેઓની પાસે જઈને, તેમની આબરૂ લે; ને સર્વ
ઇસ્રાએલ સાભળશે કે તને તારો બાપ ધિક્કારે છે;
એટલે જે સઘળા તારી સાથે છે, તેઓના હાથ મજ-
બૂત થશે ૨૨માટે તેઓએ આબ્શાલોમને સારૂ ઘરના
ધાબા પર તંબુ તાણ્યો; ને આબ્શાલોમ સર્વ ઇસ્રા-
એલના દેખતાં પોતાના બાપની ઉપપત્નીઓની આબરૂ
લેવાને ગયો. ૨૩અને તે દિવસોમાં અહીથોફેલ જે
સલાહ આપતો, તે દેવવાણી પાસે કોઈએ સલાહ
પુછી હોય, તેના જેવીજ [ગણાતી] હતી; દાઉદની
તેમજ આબ્શાલોમની નજરમા અહીથોફેલની સઘળી
સલાહ એવીજ હતી.

૧૭ વળી અહીથોફેલે આબ્શાલોમને કહ્યું કે,
મને હમણાં બાર હજાર માણસ ચુંટી કાઢવા
દે, એટલે હું ઉઠીને આજ રાત્રે દાઉદની પૂઠે લાગું;
૨ને તે થાકેલો તથા કમજોર હશે, તેવામાં હું તેના
ઉપર ધસી પડીને તેને ગભરાવી નાખીશ; ને તેની
સાથેના બધા લોક નાસી જશે; ને હું માત્ર રાજાનેજ
મારીશ; ૩ને હું સઘળા લોકને તારી પાસે પાછા
લાવીશ; જે માણસનો શોધ તું કરે છે, તે વિષે એમ
જાણવું કે જાણે સર્વે પાછા આવ્યા હોય; એમ સઘળા
લોકને શાંતિ થશે. ૪અને આ વાત આબ્શાલોમને
તથા ઇસ્રાએલના સર્વ વડીલોને પસંદ પડી.

૫ત્યારે આબ્શાલોમે કહ્યું કે, હવે હૂશાય આર્કીને
પણ બોલાવો, ને તે શું કહે છે, તે પણ આપણે
સાંભળીએ. ૬અને હૂશાય આબ્શાલોમ પાસે આવ્યો,
ત્યારે આબ્શાલોમે તેને કહ્યું કે, અહીથોફેલે આવું
આવું કહ્યું છે; તેના કહેવા પ્રમાણે આપણે કરવું કે
નહિ? જો નહિ, તો તું બોલ. ૭અને હૂશાયે આ-
બ્શાલોમને કહ્યું કે, આ વખતે અહીથોફેલે જે સલાહ
આપી છે, તે સારી નથી. ૮વળી હૂશાયે કહ્યું કે, તું
તારા બાપને તથા તેના માણસોને જાણે છે કે, તેઓ
યોદ્ધા છે, તથા તેઓનાં મન ખીજવાએલાં છે, વનમાં
બચ્ચું છીનવી લીધેલી રીંછણના જેવા [તેઓ છે]; ને
તારો બાપ લડવૈયો પુરૂષ છે, ને તે લોકો સાથે પડાવ
નાખશે નહિ. ૯જો, તે હમણાં કોઈ ખાડામાં કે
[બીજે] કોઈ ઠેકાણે સંતાએલો છે; ને જ્યારે પ્રથમ
તેઓમાંના કેટલાક પડશે, ત્યારે એમ થશે કે, જે
કોઈ તે સાભળશે, તે કહેશે કે, આબ્શાલોમના પક્ષના
લોકોનો ઘાણ વળ્યો છે. ૧૦ત્યારે જેઓ શૂરા,
જેઓનો મિજાજ સિંહના મિજાજ જેવો છે, તેઓના
પણ ગાત્ર શિથિલ થઈ જશે; કેમકે સર્વ ઇસ્રાએલ
જાણે છે કે તારો બાપ પરાક્રમી માણસ છે, ને તેની
સાથેના માણસો શૂરવીર છે. ૧૧પણ હું એ સલાહ
આપુ છું કે, દાનથી તે બેરશેબા સુધીના સર્વે ઇસ્રા-
એલ, સંખ્યામા સમુદ્રની રેતીના જેટલા, તારી પાસે
એકઠા કરવામાં આવે, અને કે તું પંડે લડાઈમાં જાય.
૧૨એમ જે કોઈ ઠેકાણે તે મળશે, ત્યા આપણે તેના
પર છાપો મારીશું, ને જેમ ઝાકળ ભૂમિ પર પડે છે,
તેમ આપણે તેના પર આવી પડીશું; ને તે તથા તેની
સાથેના સઘળા માણસો એઓમાથી એકને પણ
આપણે બચવા દઈશું નહિ. ૧૩વળી જો તે કોઈ નગ-
રનાં ભરાઈ બેઠો હશે, તો સઘળા ઇસ્રાએલ તે નગર
આગળ દોરડા લાવશે, ને આપણે તે નગરને એવી
રીતે ખેંચીને નદીમાં નાખીશું કે ત્યાં એક નાનો

સરખો પત્થર પણ મળશે નહિ. ૧૪ અને આબ્શાલોમે
તથા ઇસ્રાએલના સર્વ માણસોએ કહ્યું કે, હૂશાય
આર્કીની સલાહ અહીથોફેલની સલાહ કરતાં વિશેષ
સારી છે. ૧૪ કેમકે યહોવાહ આબ્શાલોમ ઉપર
આપત્તિ આણે એ સારૂ યહોવાહે અહીથોફેલની સારી
સલાહ નિષ્ફળ કરવાનો નિર્ણય કર્યો હતો

૧૫ ત્યારે હૂશાયે સાદોક તથા અબ્યાથાર યાજકોને
કહ્યું કે, અહીથોફેલે આબ્શાલોમને તથા ઇસ્રાએલના
વડીલોને ફલાણી ફલાણી સલાહ આપી ને મેં તો
ફલાણી ફલાણી સલાહ આપી છે ૧૬ તો હવે કોઇને
જલદી મોકલીને દાઉદને એવું કહાવ કે, આજ રાતે
રાન તરફના આરા પાસે પડાવ રાખીશ મા, પણ
ગમે તેમ કરીને પેલે પાર ઉતરી જા; રખે રાજા તથા
તેની સાથેના સઘળા લોક ભોગ થઇ પડે. ૧૭ હવે
યોનાથાન તથા અહીમાઆસ એન-રોગેલ પાસે રહેતા
હતા; ને એક દાસી જઇને તેઓને સમાચાર આપતી;
ને તેઓ જઇને દાઉદને તે કહેતા; કેમકે તેઓ નગ-
રમા આવતા દેખાવા ન જોઇએ ૧૮ પણ એક છોકરે
તેઓને જોઇને આબ્શાલોમને ખબર આપી; ને તે
બન્ને જલદીથી નિકળી ગયા, ને બાહુરીમમા એક માણ-
સના ઘરમાં આવ્યા; ને તેના આંગણામા કુવો હતો,
ને તેમાં તેઓ ઉતર્યા. ૧૯ અને ઘરધણિઆણીએ એક
ઢાંકણું લઇને કુવા પર ઢાક્યું, ને તે પર ખાડેલું
અનાજ પાથર્યું; ને કશાની જાણ પડી નહિ. ૨૦ અને
આબ્શાલોમના ચાકરોએ તે સ્ત્રી પાસે ઘરમાં આવીને
કહ્યું કે, અહીમાઆસ તથા યોનાથાન ક્યા છે? ને તે
સ્ત્રીએ તેઓને કહ્યું કે, તેઓ પાણીનો વહેળો ઉતરી
ગયા છે, ને તેઓએ તેમને શોધ્યા, પણ તેઓ જડ્યા
નહિ, ત્યારે તેઓ યરૂશાલેમમાં પાછા આવ્યા. ૨૧ અને
તેમના ગયા પછી એમ થયું કે, પેલાઓ કુવામાથી
બહાર નિકળ્યા, ને તેઓએ જઇને દાઉદ રાજાને
સમાચાર કહ્યા; ને તેઓએ દાઉદને કહ્યું કે, તું ઉઠીને
જલદી પાણીની પાર ઉતરી જા; કેમકે અહીથોફેલે
તારી વિરૂદ્ધ ફલાણી ફલાણી સલાહ આપી છે ૨૨ ત્યારે
દાઉદ તથા તેની સાથેના સઘળા લોક ઉઠીને યરદનની
પાર ઉતરી ગયા, ને સવાર થતાં સુધીમા, યરદનની
પાર ઉતર્યા વગર એક પણ રહી ગયો ન હતો ૨૩ અને
જ્યારે અહીથોફેલે જોયું કે, મારી સલાહ અમલમા
આણી નથી, ત્યારે તેણે પોતાના ગધેડા પર જીન
બાંધ્યું, ને ઉઠીને પોતાના નગરમાં પોતાને ઘેર આવ્યો,
ને પોતાના ઘરની વ્યવસ્થા કરીને પોતે ફાંસો ખાઇને
મરી ગયો, ને પોતાના બાપની કબરમા દટાયો.

૨૪ પછી દાઉદ માહનાઇમ આવ્યો અને આબ્શા-
લોમ તથા તેની સાથેના સઘળા ઇસ્રાએલી માણસો
યરદન ઉતર્યા. ૨૫ અને આબ્શાલોમે યોઆબની
જગ્યાએ અમાસાને સેનાપતિ ઠરાવ્યો; હવે યોઆ-
બની મા સરૂયાહની બહેન, નાહાશની દીકરી અબીગા-
લની સાથે યિથ્રા નામે ઇસ્રાએલીએ વ્યવહાર કીધાથી
થએલો તેનો દીકરો અમાસા હતો ૨૬ અને ઇસ્રાએલે
તથા આબ્શાલોમે ગિલઆદ દેશમાં છાવણી કરી.

૨૭ અને દાઉદ માહનાઇમમાં આવ્યો ત્યારે એમ
થયું કે, આમ્મોનપુત્રોના રાબ્બાહના નાહાશનો દીકરો
શોબી, તથા લોદબારના આમ્મીએલનો દીકરો
માખીર, તથા રોગલીમનો બાર્ઝિલ્લાય ગિલઆદી,
૨૮ એઓ ખાટલા તથા વાસણો, તથા હાંલ્લાં, તથા
ઘઉં, તથા જવ, તથા આટો, તથા પોંક, તથા પાપડી,
તથા ચોળા, તથા સેકેલા [ વટાણા ], ૨૯ તથા મધ,
તથા માખણ, તથા ઘેટાં, તથા ગાયનું પનીર, દાઉદને
તથા તેની સાથેના લોકને ખાવા સારૂ લાવ્યા, કેમકે
તેઓએ કહ્યું કે, આ લોક રાનમાં ભૂખ્યા, તથા થાકેલા,
તથા તરસ્યા છે

૧૮ અને દાઉદે પોતાની સાથેના લોકની ગણત્રી
કીધી, ને તેમના ઉપર સહસ્રાધિપતિઓ
તથા શતાધિપતિઓ નિમ્યા. ૨ અને દાઉદે ત્રીજા
ભાગના લોકને યોઆબની સરદારી તળે, તથા ત્રીજા
ભાગને યોઆબના ભાઇ એટલે સરૂયાહના દીકરા
અબીશાયના હાથ તળે, તથા ત્રીજા ભાગને ઇત્તાય
ગિત્તીની સરદારી તળે મોકલ્યા. અને રાજાએ લોકોને
કહ્યું કે, હું પડે પણ નિશ્ચે તમારી સાથે ચાલી નિકળીશ.
૩ પણ લોકોએ કહ્યું કે, તારે આવવું નહિ; કેમકે અમે
નાસીએ તોએ તેઓ અમારી પરવા નહિ રાખે;
તેમજ અમારામાથી અડધા મરી જાય, તો પણ
તેઓ દરકાર કરશે નહિ; પણ તું તો અમારામાના
દસ હજારની બરાબર છે; માટે તારે તો નગરમાં
રહીને અમારી સહાય કરવા તૈયાર રહેવું, એ વિશેષ
સારૂ છે. ૪ અને રાજાએ તેઓને કહ્યું કે, તમને જેમ
સારૂ લાગે તેમ હું કરીશ. અને રાજા દરવાજાની
બાજુએ ઉભો રહ્યો, ને સર્વ લોક સો સો ને હજાર
હજારની ટોળીઓબંધ બહાર નિકળ્યા. ૫ અને રાજાએ
યોઆબને તથા અબીશાયને તથા ઇત્તાયને આજ્ઞા

કરીને કહ્યું કે, તે જુવાન એટલે આબ્શાલોમની સાથે
મારી ખાતર નરમાશથી વર્તજો. અને જે સૂચના
રાજાએ સઘળા સરદારોને આબ્શાલોમ વિષે કરી,
તે સર્વ લોકોએ સાંભળી. ૬ એમ લોક ઇસ્રાએલની
વિરુદ્ધ રણક્ષેત્રમાં ગયા; ને એફ્રાઇમના વનમાં યુદ્ધ
મચ્યું. ૭ અને ત્યાં ઇસ્રાએલના લોકોએ દાઉદના
ચાકરોની સામે માર ખાધો; ને તે દિવસે ત્યાં વીસ
હજાર માણસોનો મોટો ઘાણ વળ્યો. ૮ કેમકે લડાઇ
તે આખા દેશ પર ફેલાઇ હતી; ને તે દિવસે જેટલા
લોકોનો ભક્ષ તરવારે કીધો, તેથી વધારે લોકનો ભક્ષ
વને કીધો. ૯ અને આબ્શાલોમને દૈવયોગે દાઉદના
ચાકરોની સાથે ભેટ થઇ ગઇ. અને આબ્શાલોમ
પોતાના ખચ્ચર ઉપર સ્વાર થએલો હતો, ને તે
ખચ્ચર એક મોટા આલોનવૃક્ષની ઘીચ ડાળીઓ તળે
ગયું, ને તેનું ડોકું આલોનવૃક્ષની અંદર સપડાઇ ગયું,
ને તે આકાશ તથા પૃથ્વી વચ્ચે લટક્યો, ને તેની તળે
જે ખચ્ચર હતું, તે ચાલ્યું ગયું. ૧૦ અને કોઇ માણસે
એ જોઇને યોઆબને ખબર આપીને કહ્યું કે, જો, મેં
આબ્શાલોમને એક આલોનવૃક્ષ પર લટકતો જોયો.
૧૧ અને યોઆબે પોતાને ખબર આપનાર માણસને
કહ્યું કે, મેં જો, તેં તે જોયું, તો તેં તેને ત્યાં મારીને
જમીન પર કેમ પાડ્યો નહિ? કેમકે હું તને દસ
રૂપીઆ તથા એક કમરબંધ આપત. ૧૨ અને તે
માણસે યોઆબને કહ્યું કે, જો મને મારા હાથમાં એક
હજાર રૂપીઆ મળે, તો પણ હું રાજાના દીકરા સામે
મારો હાથ લંબાવું નહિ; કેમકે અમારા સાંભળતાં
રાજાએ તને તથા અબીશાયને તથા ઇત્તાયને એવું ફર-
માવ્યું હતું કે, ખબરદાર, જુવાન આબ્શાલોમને તમે
કોઇ અડશો નહિ. ૧૩ એ નહિ [માનીને], જો મેં
તેના જીવની વિરુદ્ધ દગો કીધો હોત, (ને રાજાથી
કોઇ વાત છાની રહેતી નથી,) તો તું પોતે પણ મારી
વિરુદ્ધ થાત. ૧૪ ત્યારે યોઆબે કહ્યું કે, મારે તારી
સાથે એમ ખોટી થવું ન જોઇએ. અને તેણે ત્રણ
ભાલા પોતાના હાથમાં લીધા, ને આબ્શાલોમ જે હજી
આલોનવૃક્ષની અધવચ જીવતો હતો, તેના હૃદયમાં
તે ભોંકી દીધા. ૧૫ અને યોઆબના શસ્ત્રવાહી દસ
જુવાન માણસોએ ચોતરફ વિંટલાઇ વળીને આબ્શા-
લોમને મારીને તેને ઠાર કર્યો. ૧૬ અને યોઆબે રણ
શિંગડું વગાડ્યું, એટલે લોકો ઇસ્રાએલની પૂઠે લાગ-
વાથી પાછા ફર્યા; કેમકે યોઆબે લોકોને વાર્યા.
૧૭ અને તેઓએ આબ્શાલોમને લઇને તે વનના એક
મોટા ખાડામાં નાખ્યો, ને તેના પર પત્થરનો એક
બહુ મોટો ઢગલો કર્યો; ને સર્વ ઇસ્રાએલ પોતપોતાના
તંબુએ નાસી ગયા. ૧૮ હવે જ્યારે આબ્શાલોમ
જીવતો હતો, ત્યારે તેણે જે સ્મરણસ્તંભ રાજાની
ખીણમાં છે તે લઇને પોતાને સારૂ ઉભો કર્યો હતો;
કેમકે તેણે કહ્યું કે, મારા નામનું સ્મરણ કાયમ રાખવા
સારૂ મને એકે દીકરો નથી, ને તેણે તે સ્મરણસ્તંભને
પોતાનું નામ આપ્યું હતું; ને આજ લગી તેનું નામ,
આબ્શાલોમનો સ્મરણસ્તંભ, એવું છે.

૧૯ પછી સાદોકના દીકરા અહીમાઆસે કહ્યું કે,
હમણાં મને દોડીને રાજાની આગળ ખબર લઇ જવા
દે, કે કેવી રીતે યહોવાહે તેનું વેર તેના શત્રુઓ
પાસેથી લીધું છે. ૨૦ અને યોઆબે તેને કહ્યું કે, તું
આજ ખબર ના લઇ જઇશ; પણ તું કોઇ બીજે
દિવસે ખબર લઇ જજે; પણ આજ તારે ખબર લઇ
જવી નહિ, કેમકે રાજાનો દીકરો મરણ પામ્યો છે
૨૧ ત્યારે યોઆબે કૂશીને કહ્યું કે, જઇને તેં જે જોયું છે,
તેની ખબર રાજાને આપ અને કૂશી યોઆબને
પ્રણામ કરીને દોડ્યો. ૨૨ ત્યારે સાદોકના દીકરા
અહીમાઆસે યોઆબને ફરીથી કહ્યું કે, પણ ગમે તેમ
થાય, તોએ મને પણ કૂશીની પાછળ દોડવા દે અને
યોઆબે કહ્યું કે, મારા દીકરા, તું શા માટે દોડે?
કેમકે ખબરને માટે તને કંઇ મળવાનું નથી. ૨૩ પણ
[તેણે કહ્યું કે] ગમે તેમ હોય, પણ હું તો દોડવાનો.
અને તેણે કહ્યું કે, દોડ એટલે અહીમાઆસ મેદાનને
રસ્તે દોડ્યો, ને કૂશીને પાછળ મુકી દીધો.

૨૪ હવે દાઉદ બન્ને દરવાજાની વચમાં બેઠેલો હતો;
ને ચોકીદાર કોટના દરવાજા ઉપરના ધાબા પર
ચઢ્યો, ને પોતાની આંખો ઉંચી કરીને જોયું, તો, જો,
એક માણસ એકલો દોડતો આવે છે. ૨૫ અને ચોકી-
દારે ઘાંટો પાડીને રાજાને ખબર આપી; ને રાજાએ
કહ્યું કે, જો તે એકલો હોય, તો તેના મ્હોમાં સમાચાર
હશે અને તે જલદી જલદી દોડતો પાસે આવી
પહોંચ્યો. ૨૬ અને તે ચોકીદારે એક બીજા માણસને
દોડતો જોયો; ને તે ચોકીદારે દરવાનને હાંક મારીને
કહ્યું કે, જો, બીજો માણસ એકલો દોડતો આવે છે.
અને રાજાએ કહ્યું કે, તે પણ સમાચાર લાવે છે.
૨૭ અને ચોકીદારે કહ્યું કે, પહેલાની દોડ સાદોકના
દીકરા અહીમાઆસની દોડના જેવી મને લાગે છે.

અને રાજાએ કહ્યું કે, તે સારો માણસ છે, ને વધામણી
લઇને આવે છે. ૨૮ અને અહીમાઆસે હાક મારીને
રાજાને કહ્યું કે, બધું ઠીક છે. અને રાજા આગળ
સાષ્ટાંગ દંડવત પ્રણામ કરીને તેણે કહ્યું કે, તારા દેવ
યહોવાહને ધન્ય હોજો, કે જેણે મારા મુરબ્બી રાજાની
વિરૂદ્ધ હાથ ઉઠાવનાર માણસોને તારે સ્વાધીન કીધા
છે ૨૯ અને રાજાએ કહ્યું કે, જુવાન આબ્શાલોમ ક્ષેમ-
કુશળ છે કે નહિ? અને અહીમાઆસે ઉત્તર આપ્યા
કે, યોઆબે રાજાના ચાકરને, એટલે મને, તારા દાસને,
મોકલ્યો, ત્યારે મેં ઘણી ધાંધળ જોઇ, પણ શું થાય
છે, તેની ખબર મને પડી નહિ ૩૦ અને રાજાએ કહ્યું
કે, એક બાજુએ ફરીને અહીં ઉભો રહે અને તે
અતગો ફરીને ઉભો રહ્યો ૩૧ અને જુઓ, પેલો કૂશી
આવ્યો; ને કૂશીએ કહ્યું કે, મારા ધણી રાજા, તારે
સારૂ સમાચાર; કેમકે જે તારી વિરૂદ્ધ ઉઠયા હતા, તે
સર્વ પર યહોવાહે તારૂ વેર વાળ્યુ છે ૩૨ અને રાજાએ
કૂશીને કહ્યું, શું જુવાન આબ્શાલોમ ક્ષેમકુશળ છે?
એટલે કૂશીએ ઉત્તર આપ્યો કે, મારા મુરબ્બી રાજાના
શત્રુઓ, તથા તને હાનિ પહોંચાડવા સારૂ તારી વિરૂદ્ધ
જે સઘળા ઉઠે છે, તેઓ [ના હાલ] તે જુવાનના જેવા
થાઓ. ૩૩ અને રાજા ઘણો વ્યાકુળ થયો, ને દરવાજા
ઉપરની ઓરડીમા ચઢીને રડ્યો, ને જતા જતા તેણે
એમ કહ્યું કે, ઓ મારા દીકરા આબ્શાલોમ, મારા
દીકરા, મારા દીકરા આબ્શાલોમ, તારે બદલે હુ મુઓ
હોત, તો કેવું સારૂ થાત, ઓ આબ્શાલોમ મારા
દીકરા, મારા દીકરા!

૧૯ અને યોઆબને ખબર મળી કે, જો, રાજા
આબ્શાલોમને સારૂ રડે છે, તથા રૂદન કરે
છે. ૨ અને તે દિવસનો જય સર્વ લોકને શોકરૂપ થઇ
પડ્યો, કેમકે લોકોએ તે દિવસે એવી વાત સાંભળી
કે, રાજા પોતાના દીકરાને સારૂ શોક કરે છે ૩ અને
જેમ લડાઇમાથી નાઠેલા લોક લજ્જિત થઇને ચુપચુપ
સટકી જાય છે, તેમ તે દિવસે લોક ચુપકીથી નગરમા
દાખલ થયા. ૪ અને રાજાએ પોતાનુ મુખ ઢાંક્યુ, ને
રાજાએ મોટો ઘાંટો પાડીને વિલાપ કીધો કે, ઓ
મારા દીકરા આબ્શાલોમ, અરે આબ્શાલોમ, મારા
દીકરા, મારા દીકરા! ૫ ને યોઆબે ઘરમા રાજા પાસે
જઇને કહ્યું કે, જે તારા ચાકરોએ આજ તારો જીવ, તથા
તારા દીકરા દીકરીઓના જીવ, તથા તારી સ્ત્રીઓના
જીવ, તથા તારી ઉપપત્નીઓના જીવ બચાવ્યા છે, તે
સઘળાના મુખને તેં લજ્જિત કીધા છે, ૬ કેમકે તું તારા
પર દ્વેષ રાખનારાઓ ઉપર પ્રીતિ રાખે છે, ને તારા
પર પ્રીતિ રાખનારાઓ પર તું દ્વેષ રાખે છે; કેમકે
આજ તેં જાહેર કર્યું છે કે, સરદારો તથા ચાકરો તારી
નજરમા કઇજ નહિ જેવા છે, કેમકે આજ હુ જોઉં છું
કે, જો આબ્શાલોમ જીવ્યો હોત, ને અમ સઘળા
આજ મુઆ હોત, તો એ તને વધું સારૂ લાગત ૭ તો
હવે ઉઠીને બહાર નિકળ, ને તારા ચાકરોને દિલાસાના
વચનો બોલ, કેમકે હુ યહોવાહના સમ ખાઉં છું કે,
જો તું બહાર નહિ નિકળે, તો આજ રાત્રે એક પણ
માણસ તારી કુમકે રહેશે નહિ, ને જે સર્વ વિપત્તિઓ
તારી જુવાનીના વખતથી તે આજ સુધી તારા પર
પડી છે, તે કરતા એ તારા હકમા વધારે માઠું થશે.
૮ ત્યારે રાજા ઉઠીને દરવાજાના બેઠો અને સર્વ લોકને
ખબર મળી કે, જુઓ, રાજા દરવાજામા બેઠો છે; ને
સઘળા લોક રાજા આગળ આવ્યા.

હવે સર્વ ઇસ્રાએલીઓ પોતપોતાના તંબુમાં નાસી
ગયા હતા. ૯ અને ઇસ્રાએલના સઘળા કુળોમા સર્વ
લોકો તકરાર કરતા હતા, તથા કહેતા હતા કે, રાજાએ
આપણને આપણા શત્રુઓના હાથમાથી છોડાવ્યા, ને
તેણે પલિસ્તીઓના હાથમાથી આપણને બચાવ્યા;
ને હવે આબ્શાલોમની બીકથી તે દેશમાથી નાસી
ગયો છે. ૧૦ અને આબ્શાલોમ, કે જેને આપણે
અભિષેકથી પોતાનો અધિકારી નિમ્યો હતો, તે તો
લડાઇમા મરી ગયા છે. તો હવે રાજાને પાછો લાવવા
વિષે તમે એક શબ્દ પણ કેમ બોલતા નથી?

૧૧ અને દાઉદ રાજાએ સાદોક તથા અબ્યાથાર
યાજકો પાસે માણસ મોકલીને કહાવ્યુ કે, યહુદાહના
વડીલોને કહો કે, રાજાને તેને ઘેર પાછો લાવવા વિષે
તમે સૌથી પાછળ કેમ પડ્યા છો? કેમકે તેને પોતાને
ઘેર [લાવવો], એવુ સર્વ ઇસ્રાએલનુ બોલવુ રાજાને
કાને પડચું છે ૧૨ તમે મારા ભાઇઓ છો, તમે મારાં
હાડકા તથા મારૂ માંસ છો; તો રાજાને પાછો લાવ-
વામા તમે સૌથી પાછળ કેમ પડ્યા છો? ૧૩ ને તમે
અમાસાને કહો કે, તું મારા હાડકા તથા મારૂ માંસ
નથી શું? જો તું મારી હજુરમા યોઆબને બદલે
કાયમ સેનાપતિ ન થાય, તો દેવ એવું ને એ કરતાં
પણ વધારે મને કરો. ૧૪ અને તેણે યહુદાહના સર્વ
માણસોના મન એક માણસના મનની માફક મનાવી
દીધા; એ માટે તેઓએ રાજાને કહાવી મોકલ્યુ કે,

તું તથા તારા સર્વે ચાકરો પાછા આવો ૧૫ માટે રાજા
પાછો વળીને યરદન આગળ આવ્યો. અને રાજાને
જઈ મળવા સારૂ ને તેને યરદનની પાર ઉતારી લાવવા
સારૂ યહુદાહ ગિલ્ગાલમા આવ્યા

૧૬ અને બાહુરીમના ગેરાનો દીકરો, શિમઇ બિન્યા
મીની, ઉતાવળ કરીને યહુદાહના માણસો સાથે દાઉદ
રાજાને મળવા આવ્યો ૧૭ અને તેની સાથે એક
હજાર બિન્યામીની માણસો હતા, ને શાઉલના ઘરનો
ચાકર સીબા, તથા તેની સાથે તેના પંદર દીકરા તથા
તેના વીસ ચાકર હતા, ને તેઓ રાજાની નજર
આગળ યરદન ઉતર્યા ૧૮ અને રાજાના પરિવારને
ઉતારવા સારૂ તથા તેને જે સારૂ લાગે તે કરવા સારૂ,
એક હોડી પેલે પાર ગઇ અને રાજા યરદન ઉતરીને
આવ્યો, ત્યારે ગેરાનો દીકરો શિમઇ તેની આગળ પગે
પડ્યો ૧૯ અને તેણે રાજાને કહ્યું કે, મારા મુરબ્બીએ
મારો દોષ ન ગણવો, ને જે દિવસે મારો મુરબ્બી રાજા
યરૂશાલેમથી નિકળ્યો, ત્યારે જે દુષ્ટપણું તારા ચાકરે
કીધું, તેનુ સ્મરણ કરીને રાજાએ પોતાના મનમા ખોટું
ન લગાડવું ૨૦ કેમકે તારો દાસ નિશ્ચે જાણે છે કે મેં
પાપ કીધું છે, એ માટે, જો, યુસફના આખા ઘરમાથી
પહેલો હું મારા મુરબ્બી રાજાને મળવા સારૂ નીચે
આવ્યો છું ૨૧ પણ સરૂયાહના દીકરા અબીશાયે ઉત્તર
આપીને કહ્યું કે, શિમઇએ યહોવાહના અભિષિક્તને
શાપ દીધો, એ માટે શું તેને મારી નાખવો ન જોઇએ?
૨૨ અને દાઉદે કહ્યું કે, સરૂયાહના દીકરાઓ, મારે
તમારી સાથે શું લેવા દેવા છે, કે તમે આજ મારા
વેરીઓ થયા છો? શું આજ ઇસ્રાએલમા કોઇ માણસ
માર્યો જશે? કેમકે શું હું નથી જાણતો, કે હું આજ
ઇસ્રાએલનો રાજા છું? ૨૩ ને રાજાએ શિમઇને કહ્યું કે,
તું નહિ જ મરશે, ને રાજાએ તેની આગળ સમ ખાધા.

૨૪ અને શાઉલનો દીકરો મફીબોશેથ રાજાને મળવા
આવ્યો; ને રાજા નિકળી ગયો તે દિવસથી માંડીને,
તે શાંતિએ પાછો ઘેર આવ્યો તે દિવસ સુધી, તેણે
પોતાના પગ ધોયા ન હતા, તથા પોતાની દાઢી કાતરી
ન હતી, તથા પોતાના વસ્ત્ર ધોવા ન હતા. ૨૫ અને
તે યરૂશાલેમમા રાજાને મળવા આવ્યો, ત્યારે એમ
થયું કે, રાજાએ તેને કહ્યું કે, મફીબોશેથ, તું મારી
સાથે કેમ આવ્યો નહિ? ૨૬ અને તેણે ઉત્તર આપ્યો
કે, હે મારા મુરબ્બી રાજા, મારા ચાકરે મને ઠગ્યો,
કેમકે તારા ચાકરે કહ્યું કે, હું મારે પોતાને કાજે ગધેડા
પર જીન બાંધું, કે હું તે પર સ્વારી કરીને રાજા સાથે
જાઉં, કેમકે તારો ચાકર લગડો છે ૨૭ અને મારા
ધણી રાજા આગળ તેણે તારા ચાકરનું વગોણું કીધું
છે, પણ મારો ધણી રાજા દેવના દૂત જેવો છે, તો
તારી દૃષ્ટિમા જે સારૂ લાગે તે કર ૨૮ કેમકે મારા
બાપનું આખું ઘર મારા મુરબ્બી રાજાની આગળ કેવળ
મુએલા માણસ જેવું હતું, તો પણ તારી મેજ ઉપર
જે જમનારા હતા, તેઓની અંદર તેં તારા ચાકરને
મુક્યો, તો રાજા આગળ હજીએ વધારે વિનતી કર
વાનો મારે શો હક છે? ૨૯ અને રાજાએ તેને કહ્યું કે,
તું તારી બાબતો વિષે હવે વધારે શું કરવા બોલે છે?
હું કહું છું કે, તું ને સીબા જાગીર વહેંચી લો. ૩૦ અને
મફીબોશેથે રાજાને કહ્યું, હા, તેને બધુંએ લેવા દે, કેમકે
મારો મુરબ્બી રાજા પોતાને ઘેર શાંતિમા આવ્યો છે

૩૧ અને બાર્ઝિલ્લાય ગિલ્યાદી રોગલીમથી ઉતરીને
આવ્યો, ને રાજાને યરદનને પાર પહોંચાડવા સારૂ તે
તેની સાથે સાથે યરદન ઉતર્યો હતો ૩૨ હવે બાર્ઝિ
લ્લાય ઘણો વૃદ્ધ, એટલે એંશી વર્ષનો માણસ હતો,
ને રાજાનો પડાવ માહનાઇમમા હતો, તે દરમ્યાન
તેણે તેને ખોરાક પુરો પાડ્યો હતો, કેમકે તે ઘણો
મોટો માણસ હતો ૩૩ અને રાજાએ બાર્ઝિલ્લાયને
કહ્યું કે, તું મારી સાથે પેલે પાર આવ, ને હું યરૂશા-
લેમમા મારી ભેગું તારૂ પાલન કરીશ ૩૪ અને બાર્ઝિ-
લ્લાયે રાજાને કહ્યું કે, મારી જીંદગીના વર્ષના દિવસો
કેટલા [બાકી] રહ્યા છે, કે હું રાજાની સાથે યરૂશાલેમ
જાઉં? ૩૫ આજ હું એંશી વર્ષનો છું, શું હું સારાસારનો
ભેદ સમજી શકું છું? હું જે ખાઉં છું, કે જે પીઉં છું,
તેનો સ્વાદ શું તારા સેવકને લાગે છે? ગાનાર પુરૂષોનો
તથા ગાનાર સ્ત્રીઓનો સાદ શું હું હવે સાંભળી શકું
છું? તો શા માટે તારા સેવકે મારા મુરબ્બી રાજાને
હજી બોજારૂપ થવું જોઇએ? ૩૬ તારો સેવક રાજાની
સાથે ફક્ત યરદન ઉતરતા સુધી આવશે, ને રાજાએ
મને એનો આટલો બધો બદલો શા માટે આપવો
જોઇએ? ૩૭ કૃપા કરી તારા સેવકને પાછો જવા દે,
કે હું મારા પોતાના નગરમા મારા માતપિતાની કબર
પાસે મરૂં પણ, જો, આ તારો દાસ કિમ્હામ,
તે મારા મુરબ્બી રાજાની સાથે પેલે [નદી] ઉતરીને
આવે, ને તારી દૃષ્ટિમા જે સારૂ લાગે, તે તું તેને કરજે.
૩૮ અને રાજાએ ઉત્તર આપ્યો કે, કિમ્હામ મારી સાથે
[નદી] ઉતરીને આવે, ને તને જે સારૂં લાગે, તે હું

તેને કરીશ; ને તું જે કાંઇ મારી પાસે માગશે, તે હુ
*તારે સારૂ કરીશ. ૩૯ અને સઘળા લોક યરદન પાર
ઉતર્યા, પછી રાજા ઉતર્યો; ત્યારે રાજાએ બાર્ઝિલ્લાયને
ચુંબન કીધું, ને તેને આશીર્વાદ દીધો; ને તે પાછો
પોતાને ઠેકાણે ગયો.

૪૦ અને રાજા ઉતરીને ગિલ્ગાલ ગયો, ને કિમ્હામ
તેની સાથે [નદી] ઉતરીને ગયો; ને યહુદાહના સર્વ
લોક, ને ઇસ્રાએલના પણ અડધા લોક રાજાને પાર
ઉતારી લાવ્યા. ૪૧ અને જુઓ, ઇસ્રાએલના સર્વ
માણસો રાજા પાસે આવ્યા, ને રાજાને કહ્યું કે,
અમારા ભાઇઓએ, એટલે યહુદાહના માણસોએ,
તને કેમ ચોરી લીધો છે, ને રાજાને તથા તેના પરિવા-
રને, તથા દાઉદના સર્વ લોકને, તેની સાથે કેમ યરદન
પાર લઇ ગયા છે? ૪૨ ને યહુદાહના સર્વ માણસોએ
ઇસ્રાએલના માણસોને ઉત્તર આપ્યો કે, રાજા અમારો
નિકટનો સગો થાય છે તે માટે; તો આ વાત ઉપરથી
તમને રીસ કેમ ચઢે છે? શું અમે રાજાના પદરનું
કાંઇ ખાધું છે? અથવા શું તેણે અમને કાંઇ બક્ષિસ
આપી છે? ૪૩ ને ઇસ્રાએલના માણસોએ યહુદાહના
માણસોને ઉત્તર આપ્યો કે, રાજામા દસ ભાગ અમારા
છે, ને વળી દાઉદમાં તમારા કરતાં અમારો [હક] જાદે
છે; ત્યારે તમે અમને તુચ્છ માનીને અમારા રાજાને
પાછો લાવવામાં શા માટે અમારી સલાહ પહેલી પુછી
નહિ? ને યહુદાહના માણસોના શબ્દ ઇસ્રાએલના
માણસોના શબ્દ કરતા વધારે જુસ્સાદાર હતા.

૨૦ અને એમ થયું કે, બિન્યામીની બિખ્રીનો
દીકરો નામે શેબા, એક બલીયઆલનો
માણસ, ત્યાં હતો; ને તેણે રણશિંગડું વગાડીને
કહ્યું કે, આપણને દાઉદમાં ભાગ નથી, તેમ આપ-
ણને યિશાઇના દીકરામાં વારસો પણ નથી; ઓ
ઇસ્રાએલ, પ્રત્યેક પોતાને તંબુએ [જાઓ] ૨ તેથી
ઇસ્રાએલના સર્વ માણસો દાઉદની તેહેનાતમાંથી
બિખ્રીના દીકરા શેબાની તેહેનાતમાં ગયા; પણ
યેહુદાહના માણસો, યરદનથી તે યરૂશાલેમ સુધી,
પોતાના રાજાને વળગી રહ્યા.

૩ અને દાઉદ યરૂશાલેમમા પોતાને ઘેર આવ્યો; ને
રાજાએ પેલી દસ સ્ત્રીઓ, એટલે પોતાની ઉપપત્નીઓ,
જેમને તેણે ઘર સંભાળવા સારૂ મુકી હતી, તેમને
લઇને પરેજ કરી; ને તેઓનું ભરણપોષણ કીધું, પણ
તેઓની શૈય્યાએ ગયો નહિ; ને તેઓના મરણના
દિવસ સુધી તેઓ કેદમાં વિધવા સ્થિતિમાં રહી.

પછી રાજાએ અમાસાને કહ્યું કે, યહુદાહના માણ-
સોને ત્રણ દિવસની અંદર મારે સારૂ બોલાવી લાવ,
ને તું અહીં હાજર રહેજે. ૫ તેથી અમાસા યહુદાહને
એકઠા કરવાને ગયો; પણ જે અમુક મુદ્દત તેણે તેને
ઠરાવી આપી હતી, તે કરતાં તેને વધારે વિલંબ થયો.
૬ અને દાઉદે અબીશાયને કહ્યું કે, હવે બિખ્રીનો દીકરો
શેબા આપણને આબ્શાલોમના કરતા વધારે નુકસાન
કરશે; તું પોતાના ધણીના ચાકરોને લઇને તેની પુઠે
લાગ, નહિ તો તે પોતાને સારૂ કોટવાળા નગરો કબજે
કરશે, ને આપણી નજર બહાર જતો રહેશે. ૭ અને
યોઆબના માણસો, તથા કરેથીઓ, તથા પલેથીઓ,
તથા સર્વ યોદ્ધાઓ તેની પાછળ ગયા; ને તેઓ
બિખ્રીના દીકરા શેબાની પાછળ લાગવાને યરૂશાલે-
મથી બહાર નિકળ્યા. ૮ જ્યારે તેઓ ગિબઓનમાંના
મોટા ખડક પાસે પહોંચ્યા, ત્યારે અમાસા તેઓને*
મળવાને આવ્યો અને યોઆબે કવચ પહેરેલું હતું,
ને તે પર કમરપટો કમરે બાંધેલો હતો, ને તેમા
મ્યાન સમેત તરવાર હતી; ને તે ચાલતો હતો તે
દરમ્યાન તે નિકળી પડી હતી. ૯ અને યોઆબે
અમાસાને કહ્યું કે, હે મારા ભાઇ, તું ક્ષેમકુશળ છે?
ને યોઆબે અમાસાને ચુંબન કરવા સારૂ પોતાના
જમણા હાથથી તેની દાઢી પકડી. ૧૦ પણ અમાસાને
યોઆબના હાથમાં જે તરવાર હતી તેનું કાંઇ ધ્યાન
રહ્યું નહિ; ને એણે તે તેના પેટમાં મારીને તેનાં
આંતરડાં ભૂમિ પર પાડ્યાં; ને તેણે તેને બીજો ઘા
કર્યો નહિ; ને તે મરી ગયો. અને યોઆબ તથા
તેનો ભાઇ અબીશાય બિખ્રીના દીકરા શેબાની પુઠે
લાગ્યા. ૧૧ અને યોઆબના જુવાનોમાંથી એક તેની
પાસે ઉભા રહીને કહ્યું કે, જે યોઆબનો પક્ષ કરતો
હોય ને જે દાઉદની તરફનો હોય, તે યોઆબની
પાછળ જાય. ૧૨ અને અમાસા રાજમાર્ગની વચ્ચે
પોતાના લોહીની અંદર આળોટતો પડેલો હતો.
અને જ્યારે તે માણસે જોયું કે, સર્વ લોક ત્યાં ઉભા
રહે છે, ત્યારે તે અમાસાને રાજમાર્ગમાથી ખેતરમાં
લઇ ગયો, ને તેના પર વસ્ત્ર ઓઢાડ્યું, કેમકે તેણે
જોયું કે, જે સર્વ માણસ તેની પાસે આવતા તેઓ
ત્યાંજ ઉભા રહેતા. ૧૩ જ્યારે તેને રાજમાર્ગમાથી
લઇ ગયા, ત્યારે સર્વ લોક બિખ્રીના દીકરા શેબાની
પુઠે લાગવાને યોઆબની પાછળ ગયા. ૧૪ અને તે

ઇસ્રાએલના સઘળાં કુળોમાં થઇને આબેલમાં તથા
બેથ-માઅખાહમાં તથા સઘળા બેરીઓમાં ફર્યો, ને
તેઓ પણ ભેગા થઇને તેની પાછળ પડ્યા. ૧૫ અને
તેઓએ આવીને બેથ-માઅખાહના આબેલમાં તેને
ઘેર્યો, ને તેઓએ નગરની સામે માટીનો ટેકરો કીધો,
ને તે [નગરના] કોટની લગોલગ બાંધેલો હતો, ને
યોઆબ સાથે જે સઘળા લોક હતા, તેઓ આમકોટને
તોડી પાડવા સારૂ તેના પર ઠોક ચલાવવા લાગ્યા.
૧૬ ત્યારે એક શાણી સ્ત્રીએ નગરમાંથી બૂમ પાડી કે,
સાંભળો, સાંભળો; કૃપા કરી યોઆબને કહો કે, તું
અહીં આવ, ને હું તારી સાથે વાત કરૂં. ૧૭ અને તે
તેની પાસે આવ્યો; ત્યારે તે સ્ત્રીએ પુછ્યું કે, તું
યોઆબ છે? ને તેણે ઉત્તર આપ્યો કે હું તે છું
ત્યારે તેણીએ તેને કહ્યું કે, તારી દાસીના વચનો
સાંભળ. ત્યારે તેણે કહ્યું કે, હું સાંભળું છું ૧૮ ત્યારે
તેણીએ કહ્યું કે, પ્રાચીન કાળમાં લોક કહેતા હતા કે,
લોક આબેલમાં નિશ્ચે [સલાહ] પુછશે; ને એમ
કરીને તેઓ વાતનો નિર્ણય લાવતા. ૧૯ જેઓ ઇસ્રા-
એલમાં શાંતિકારક તથા વિશ્વાસુ છે તેઓમાંની હું

તથા અખ્યાથાર યાજકો હતા. ૨૬ અને ઇરા યાઇરી
પણ દાઉદનો મુખ્ય કારભારી હતો.

૨૧ અને દાઉદના દિવસોમાં લાગલાગટ ત્રણ
વર્ષ સુધી દુકાળ હતો; ને દાઉદે યહોવા-
હનું મુખ શોધ્યું; ને યહોવાહે કહ્યું કે, એ શાઉલ
તથા તેના ખુની ઘરને લીધે છે, કેમકે તેણે ગિબઓ-
નીઓને મારી નાખ્યા હતા. ૨ અને રાજાએ ગિબ-
ઓનીઓને બોલાવીને તેઓને કહ્યું, (ગિબઓનીઓ
તો ઇસ્રાએલપુત્રોમાંના નહિ, પણ અમોરીઓના
બાકી રહેલાઓમાંના હતા; ને ઇસ્રાએલપુત્રોએ
તેઓની સાથે સમ ખાધેલા હતા; ને શાઉલ ઇસ્રા-
એલપુત્રો તથા યહુદાહની તરફ પોતાના આવેશને
લીધે તેઓને મારી નાખવાની પેરવીમાં રહેતો;) ૩ ને
દાઉદે ગિબઓનીઓને કહ્યું કે, હું તમારે સારૂ શું કરૂં?
ને હું શાથી પ્રાયશ્ચિત્ત કરૂં કે તમે યહોવાહના વતનને
આશીર્વાદ દો? ૪ ને ગિબઓનીઓએ તેને કહ્યું કે,
અમારે શાઉલ કે તેના ઘરની સાથે સોના કે રૂપાનો
વાંધો નથી; તેમ અમારે ઇસ્રાએલમાંથી કોઇને મારી

૧૦ અને આયાહની દીકરી રિસ્પાહે તાટ લઇને, કાપ-
ણીના આરંભથી તે લોક ઉપર આકાશમાથી પાણી
પડયું ત્યા સુધી, પોતાને માટે ખડક ઉપર તે પાથર્યુ,
ને તેણીએ દિવસે વાયુચર પક્ષીઓને, તથા રાત્રે
વનચર પશુઓને તેમના પર ઉતરવા દીધા નહિ
૧૧ અને આયાહની દીકરી રિસ્પાહે એટલે શાઉલની
ઉપપત્નીએ, જે કર્યું હતું તેની ખબર દાઉદને
મળી ૧૨ અને દાઉદે જઇને શાઉલના હાડકા તથા
તેના દીકરા યોનાથાનના હાડકા યાબેશ ગિલઆદના
માણસો પાસેથી લીધા, તેઓ તેમને બેથશાનના
ચકલામાથી ચોરી લાવ્યા હતા, જે દિવસે પલિસ્તી
ઓએ ગિલ્બોઆમા શાઉલને મારી નાખ્યો, તે દિવસે
પલિસ્તીઓએ તેઓને ત્યા ટાગ્યા હતા ૧૩ અને
તેણે ત્યાથી શાઉલના હાડકા, તથા તેના દીકરા યોના
થાનના હાડકા મગાવી લીધા, ને ફાસીએ દીધેલા-
ઓના હાડકા તેઓએ એકઠા કીધા. ૧૪ અને તેઓએ
શાઉલના તથા તેના દીકરા યોનાથાનના હાડકા,
બિન્યામીન દેશના શેલાહ મધ્યે તેના બાપ કીશની
કબરમા દાટયા, ને રાજાની કીધેલી સઘળી આજ્ઞા
પ્રમાણે તેઓએ કીધુ, ને ત્યાર પછી દેવે દેશના
હકમા કરેલી પ્રાર્થના માન્ય કીધી

૧૫ અને પલિસ્તીઓએ ઇસ્રાએલ સાથે ફરીથી
વિગ્રહ કીધો, ને દાઉદ તથા તેની સાથે તેના ચાકરો
જઇને પલિસ્તીઓની સામે લડ્યા, ને દાઉદ નિર્ગત
થઇ ગયો ૧૬ અને વીરપુત્રોમાનો યિશ્બી બનોબ,
જેના ભાલાનુ વજન પિત્તળના ત્રણસેં શેકેલ હતું, ને
જેણે નવી [તરવાર] કમરે બાધી હતી, તેણે દાઉદને
મારવાનો વિચાર કીધો ૧૭ પણ સરૂયાહના દીકરા
અબીશાયે તેની વહારે ધાઇને પેલા પલિસ્તીને મારીને
ઠાર કર્યો, ત્યારે દાઉદના માણસોએ તેને સમ ખાઇને
કહ્યુ કે, તારે ફરીથી અમારી સાથે લડાઇમા ન નિકળી
આવવુ, રખેને તું ઇસ્રાએલનો દીવો હોલવી નાખે

૧૮ અને એ પછી એમ થયુ કે ગોબ પાસે પલિ
સ્તીઓ સાથે ફરીથી યુદ્ધ થયુ, ત્યારે હુશાથી સિબ્બ-
ખાંયે વીરપુત્રોમાના સાફને માર્યો ૧૯ અને ફરીથી
ગોબ પાસે પલિસ્તીઓની જોડે યુદ્ધ થયુ, ને બેથલે-
હેમી યાઅરે ઓરગીમના દીકરા એલ્હાનાને ગોલ્યાથ
ગિત્તીને માર્યો, તેના ભાલાનો દાડો વણકરની તોર
જેવા હતો ૨૦ અને ફરીથી ગાથ પાસે યુદ્ધ થયુ,
ત્યા એક મોટો કદાવર માણસ હતો, કે જેના દરેક
હાથને છ છ આગળા તથા જેના દરેક પગને છ છ
આગળા, એકંદર ચોવીસ આગળા હતા, તે પણ
વીરનો પુત્ર હતો ૨૧ અને તે ઇસ્રાએલનો તુચ્છકાર
કરતો હતો, એવામા દાઉદના ભાઇ શિમાયના દીકરા
યોનાથાને તેને માર્યો ૨૨ એ ચારે જણ ગાથમાના
વીરના પુત્રો હતા, ને તેઓ દાઉદના હાથથી તથા
તેના ચાકરોના હાથથી માર્યા ગયા

૨૨ અને દાઉદને યહોવાહે તેના સઘળા શત્રુ-
ઓના હાથથી તથા શાઉલના હાથથી
છોડાવ્યો, તે દિવસે તે આ ગીતના શબ્દો યહોવાહની
આગળ બોલ્યો, ૨ ને તેણે કહ્યુ કે,
યહોવાહ મારો ખડક, તથા મારો કિલ્લો, તથા
મારો બચાવનાર છે, હા, મારો છે,
૩ મારા ખડકનો દેવ, હુ તેના પર ભરોસો રાખીશ,
તે મારૂ બખ્તર તથા મારા તારણનું શિંગ, મારો
ઉચો બુરૂજ, તથા મારૂ આશ્રયસ્થાન છે,
હે મારા ત્રાતા, તું મને બળાત્કારથી બચાવે છે
૪ યહોવાહ જે સ્તુતિપાત્ર છે, તેને હુ હાક મારીશ,
એમ હુ મારા શત્રુઓથી બચી જઇશ
૫ કેમકે મૃત્યુના મોજાઓએ મને ઘેર્યા,
દુષ્ટપણાની રેલોએ મને બીવડાવ્યો
૬ શેઓલના બંધનોએ મને ઘેરો ઘાલ્યો,
મરણના પાસા મારા ઉપર આવી પડ્યા
૭ મારા સંકટમા મેં યહોવાહને વિનંતી કીધી,
હા, મારા દેવનુ મેં સંબોધન કીધું,
ને તેણે પોતાના પવિત્રસ્થાનમાથી મારો ઘાટો
સાભળ્યો,
ને મારી હાક તેને કાને [પહોચી]
૮ ત્યારે પૃથ્વી હાલી તથા કાપી,
આકાશોના પાયા ખસી ગયા, તથા હાલ્યા, કારણ
કે તે રોષિત હતો
૯ તેના નસ્કોરામાથી ધુમાડો ચઢયો,
ને તેના મુખમાથી ખાઇ જનાર અગ્નિ નિકળ્યો,
તેથી અગારા સળગી ઉઠયા
૧૦ વળી તે આકાશોને નમાવીને ઉતર્યો,
ને તેના પગ તળે ઘોર અંધકાર હતો
૧૧ અને તે કરૂબ ઉપર સ્વારી કરીને ઉડ્યો,
હા, વાયુની પાખો પર તે દેખાયો
૧૨ અને તેણે અંધકારને, પાણીના ઢગલાને, તથા
આકાશના ઘાડા મેઘોને

જે લોકોને હું ઓળખતો નથી તેઓ મારી તાબે-
દારી કરશે.
૪૫ પારકા લોક ઢોંગથી મારે શરણ થશે,
મારે વિષે સાંભળતાજ તેઓ મારૂં માનશે.
૪૬ પારકા લોકનો ક્ષય થશે,
ને તેઓ પોતાના કિલ્લાઓમાંથી ધ્રુજતા આવશે.
૪૭ યહોવાહ જીવે છે; ને મારા ખડકને ધન્ય હો;
ને મારા તારણરૂપી ખડકનો દેવ ઉત્તમ મનાઓ;
૪૮ એટલે જે દેવ મારૂં વૈર વાળે છે,
ને લોકોને મારા હાથ તળે તાબે કરે છે,
૪૯ અને મારા શત્રુઓની પાસેથી મને [છોડાવી]
લાવે છે;
હા, મારી સામે ઉઠનારા પર તું મને ઉંચો કરે છે;
તું બળાત્કાર કરનાર માણસથી મને બચાવે છે.
૫૦ એ માટે વિદેશીઓ મધ્યે, હે યહોવાહ, હું તારી
ઉપકારસ્તુતિ કરીશ,
ને હું તારા નામનાં સ્તોત્ર ગાઇશ.
૫૧ તે પોતાના રાજાને મોટું તારણ આપે છે,
ને પોતાના અભિષિક્ત પર, એટલે દાઉદ તથા તેના
સંતાન પર,
સદા સર્વકાળ સુધી મહેરબાની રાખે છે.

૨૩ હવે દાઉદનાં છેલ્લાં વચનો આ છે.
યિશાઇનો દીકરો દાઉદ કહે છે,
ને જે માણસ ઉંચી પદ્વીએ ચઢયો હતો તે,
એટલે યાકૂબના દેવનો અભિષિક્ત,
ઇસ્રાએલનો મધુર ગીતકર્તા કહે છે;
૨ યહોવાહનો આત્મા મારી મારફતે બોલ્યો,
ને તેનું વચન મારી જીભ પર હતું.
૩ ઇસ્રાએલના દેવે કહ્યું,
ઇસ્રાએલના ખડકે મને કહ્યું કે,
મનુષ્ય પર જે નેકીથી રાજ્ય કરે છે,
તથા જે યહોવાહનો ભય રાખીને રાજ્ય કરે છે,
૪ તે સવારના એટલે સૂર્યોદયના પ્રકાશ જેવો,
એટલે નિર્મેઘ સવારના [પ્રકાશ જેવો] થશે;
[કે જ્યારે] વૃષ્ટિ પછીના ખુલ્લા પ્રકાશથી, કુમળું
ઘાસ ભૂમિમાંથી [ઉગી નિકળે છે].
૫ ખચિત મારૂં ઘર દેવ પાસે એવું નથી;
તો પણ તેણે મારી સાથે સદાનો કરાર કીધો છે,
તે સર્વ પ્રકારે વ્યવસ્થિત તથા નક્કી છે;
કેમકે તે મારૂં સઘળું તારણ, તથા સઘળી ઇચ્છા છે,
તે તેને વધારતો નથી, તો પણ [એ પ્રમાણે છે].
૬ પરંતુ બલીયઆલપુત્રો તો સઘળા ઝારી કાઢવાના
કાંટા જેવા થશે;
કેમકે તેઓ હાથે પકડાય નહિ;
૭ પણ જે માણસ તેઓને અડકે,
તે લોઢાથી તથા ભાલાના દાંડાથી સજેલો હોવો
જોઇએ,
ને તેઓ જ્યાં હોય ત્યાંજ અગ્નિથી છેક બાળી
નાખવામા આવશે.

૮ દાઉદના શૂરવીરોના નામ આ છે; મુખ્ય સરદાર
તાહ્‌ખમોની યોશેબબાશ્શેબેથ; જે અસ્ની અદી-
નોએ એકી વેળાએ આઠસેંને માર્યા હતા તેજ એ હતો.
૯ અને તેની પછી અહોહીનો દીકરો દોદોનો દીકરો
એલઆઝાર હતો; જ્યારે પલિસ્તીઓ લડાઇને સારૂ
એકઠા થયા, અને ઇસ્રાએલના માણસો જતા રહ્યા,
ત્યારે દાઉદની સાથેના જે ત્રણ શુરા માણસોએ તેમને
તુચ્છ કીધા, તેઓમાંનો એક તે હતો; ૧૦ તે ઉઠયો
ને તેનો હાથ થાકી જઇને તરવાર સાથે વળગી રહ્યો,
ત્યાં સુધી તેણે પલિસ્તીઓને માર્યા, ને યહોવાહે તે
દિવસે મોટો જય કીધો; ને લોક તો તેની પાછળ
ફક્ત લૂટવાને ગયા. ૧૧ અને તેથી ઉતરતો આગે
હારારીનો દીકરો શામ્માહ હતો; [એક પ્રસંગે]
પલિસ્તીઓ ટોળીબંધ એક મશૂરના ખેતરમાં ભેગા
થયા હતા; ત્યારે લોક પલિસ્તીઓની સામેથી
નાઠા. ૧૨ પણ એ તો ખેતરની વચ્ચે ઉભો રહ્યો, ને
તેનું રક્ષણ કર્યું, ને પલિસ્તીઓને માર્યા; ને યહોવાહે
મોટો જય કીધો. ૧૩ અને ત્રીસ મુખ્ય માણસોમાંથી
ત્રણ જણ નિકળીને કાપણીની વેળાએ દાઉદની પાસે
અદુલ્લામની ગુફામાં આવ્યા; ને પલિસ્તીઓની
ટુકડીએ રફાઇમના નીચાણમાં છાવણી નાખેલી હતી.
૧૪ અને દાઉદ ગઢમાં હતો, ને તે વેળા પલિસ્તીઓનું
થાણું બેથલેહેમમાં હતું. ૧૫ અને દાઉદે [તરસથી]
તલપીને કહ્યું કે, બેથલેહેમના દરવાજા પાસેના કુવાનું
પાણી મને પીવાને કોઇ લાવી આપે તો કેવું સારૂં!
૧૬ ને તે ત્રણ યોદ્ધાઓ પલિસ્તીઓના સૈન્યમા થઇને
પસાર થયા, ને બેથલેહેમના દરવાજા પાસેના કુવા-
માંથી પાણી કાઢીને તેઓ દાઉદ પાસે લઇ આવ્યા;
તો પણ તેમાંથી પીવા ન ચાહતાં તેણે તે યહોવાહ
આગળ રેડી દીધું ૧૭ અને તેણે કહ્યું કે, હે યહોવાહ,
એ કરવું મારાથી દૂર રહો; જે માણસો પોતાના જીવ

જોખમમાં નાખીને ગયા, તેઓનું રક્ત શું [હુ પીઉ]?
માટે તે તેણે પીધું નહિ; એ કૃત્યો એ ત્રણ શૂરવી-
રોએ કર્યાં. ૧૮ અને સરૂયાહનો દીકરો યોઆબનો ભાઇ
અબીશાય તે ત્રણેમા મુખ્ય હતો; ને તેણે પોતાનો
ભાલો ત્રણસેં માણસો વિરુદ્ધ ઉઠાવીને તેઓને મારી
નાખીને ત્રણેમા તેણે નામના કરી. ૧૯ અને તે શું
ત્રણેમાં સૌથી વિશેષ નામીચો ન હતો? એ કારણ
માટે તેને તેઓનો નાયક ઠરાવ્યો હતો, તો પણ તે
પહેલા ત્રણની બરાબરી કરી શકે એવો ન હતો.
૨૦ અને કાબ્સએલના શૂરવીર તથા પરાક્રમી કૃત્યો
કરનાર માણસના દીકરા યહોયાદાના દીકરા બનાયાહે,
મોઆબના અરીએલના બે [દીકરાઓ]ને માર્યા;
વળી તેણે હીમના દિવસોમા ખાડામા ઉતરીને તેની
વચમાં સિંહને માર્યો. ૨૧ અને તેણે એક દેખાવડા
મિસરીને માર્યો; ને તે મિસરીના હાથમા ભાલો
હતો; પરંતુ ફક્ત લાકડી લઇને તે તેની પાસે ગયો,
ને તે મિસરીના હાથમાંથી ભાલો ખુચવી લઇને,
તેનાજ ભાલાથી તેનો પ્રાણ લીધો ૨૨ એ કૃત્યો
યહોયાદાના દીકરા બનાયાહે કરીને તે ત્રણ યોદ્ધા-
ઓમાં નામ મેળવ્યું ૨૩ પેલા ત્રીસ જણાઓ કરતાં
તે વધારે નામાંકિત હતો, પણ તે પહેલા ત્રણની
બરાબરી કરી શક્યો નહિ અને દાઉદે તેને પોતાની
અંગરક્ષક ટુકડી ઉપર નિમ્યો હતો.

ધારીઓ ૩૮ ઇરા યિથ્રી, ગારેબ યિથ્રી; ૩૯ ઉરીયાહ
હિત્તી; સઘળા મળીને સાડત્રીસ.

૨૪ અને યહોવાહનો કોપ ફરીથી ઇસ્રાએલ
ઉપર સળગ્યો; ને તેણે દાઉદને તેઓની
વિરુદ્ધ ઉશ્કેરીને કહ્યું કે, જા, ઇસ્રાએલ તથા યહુદાહની
ગણત્રી કર. ૨ અને રાજાએ પોતાની સાથે યોઆબ
સેનાપતિ હતો તેને કહ્યું કે, દાનથી તે બેરશેબા સુધી
ઇસ્રાએલના સઘળાં કુળોમા બધે ફરીને લોકોની
ગણના કર, કે હુ લોકોની કુલ સખ્યા જાણું. ૩ અને
યોઆબે રાજાને કહ્યું કે, લોક ગમે તેટલા હોય, તો
પણ તારો દેવ યહોવાહ તેઓને સોગણા વધારો, ને
મારો મુરબ્બી રાજા પોતાની આંખે તે જુઓ; પણ
મારો મુરબ્બી રાજા એ વાતમાં કેમ આનંદ માને છે?
૪ પણ રાજાનુ વચન યોઆબની તથા સૈન્યના સરદા-
રોની ઉપર પ્રબળ થયુ અને યોઆબ તથા સૈન્યના
સરદારો ઇસ્રાએલના લોકોની ગણના કરવાને રાજાની
હજુરમાથી ચાલ્યા ગયા. ૫ અને તેઓએ યરદન ઉત-
રીને યાઝેર પાસે ગાદની ખીણની મધ્યે જે નગર છે,
તેની જમણી બાજુએ અરોએરમાં છાવણી કરી. ૬ પછી
તેઓ ગિલ્આદ તથા તાહતીમ-હોદશીના દેશમાં
આવ્યા; પછી તેઓ દાનયાઆનમાં આવ્યા, ને ચકર
ખાઇને તેઓ સીદોનની ભણી ગયા; ૭ ને સૂરના
મજબૂત કિલ્લામાં, તથા હિવ્વીઓનાં તથા કનાની-

આપતા કહ્યું કે, તારા દેશમા સાત વર્ષ સુધી દુકાળ
આવે, અથવા તો તારા શત્રુઓ તારી પૂઠે લાગે ને તું
ત્રણ માસ સુધી તેઓની આગળ નાસે, અથવા તો
તારા દેશમા ત્રણ દિવસ સુધી મરકી ચાલે? હવે
વિચાર કર, ને જેણે મને મોકલ્યો છે તેને હુ શો ઉત્તર
આપુ તેનો ખ્યાલ કર ૧૪ અને દાઉદે ગાદને કહ્યું કે,
હુ ઘણી મુશ્કેલીમા છુ, આપણે યહોવાહના હાથમાજ
પડીએ, કેમકે તેની દયા ઘણી છે, ને મારે માણસના
હાથમા પડવુ ન થાય ૧૫ માટે યહોવાહે ઇસ્રાએલમા
સવારથી તે ઠરાવેના વખત સુધી મરકી મોકલી, ને
દાનથી તે બેરશેબા સુધીમા લોકોમાથી સિત્તેર હજાર
માણસો મરણ પામ્યા ૧૬ અને દૂતે યરૂશાલેમનો
નાશ કરવાને પોતાનો હાથ તેની વિરૂદ્ધ લબાવ્યો,
ત્યારે યહોવાહને એ અપાયને લીધે પશ્ચાત્તાપ થયો,
ને જે દૂત લોકોનો નાશ કરતો હતો, તેને તેણે કહ્યું કે,
હવે બસ છે, હવે તારો હાથ બધ રાખ અને યહો-
વાહનો દૂત અરાવ્નાહ યબૂસીની ખળી પાસે હતો
૧૭ અને જે દૂત લોકોને મારતો હતો તેને જોઇને દાઉદે
યહોવાહને કહ્યું કે, જો, મેં તો પાપ કીધું છે, તથા
દુષ્ટતા કીધી છે, પણ આ ઘેટાએ શું કીધું છે? કૃપા
કરી તારો હાથ મારી વિરૂદ્ધ તથા મારા બાપના
ઘરની વિરૂદ્ધ થાઓ

૧૮ અને તે દિવસે ગાદે દાઉદ પાસે આવીને તેને
કહ્યું કે, જઇને અરાવ્નાહ યબૂસીની ખળીમા યહોવા-
હને સારૂ વેદી બાધ ૧૯ અને ગાદના કહેવા પ્રમાણે,
એટલે યહોવાહે આજ્ઞા કીધી હતી તે મુજબ, દાઉદ
ગયો ૨૦ અને અરાવ્નાહે દૂર નજર કરી, એટલે
રાજાને તથા તેના ચાકરોને પોતાની તરફ આવતા
જોયા, ને અરાવ્નાહ સામો ગયો, ને રાજા આગળ
સાષ્ટાગ દડવત પ્રણામ કીધા ૨૧ અને અરાવ્નાહે
કહ્યું કે, મારો મુરબ્બી રાજા પોતાના સેવકની પાસે
કેમ આવ્યો છે? ને દાઉદે કહ્યું કે, લોકોમાથી મરકી
બધ થાય, માટે યહોવાહને સારૂ વેદી બાધવા માટે
તારી પાસેથી આ ખળી વેચાતી લેવાને હુ આવ્યો છું
૨૨ અને અરાવ્નાહે દાઉદને કહ્યું કે, મારા મુરબ્બી
રાજાને જે સારૂ લાગે તે લઇને અર્પણ કરે, જો, દહ-
નીયાર્પણને સારૂ બળદો છે, ને લાકડાને સારૂ ખળીના
ઓજાર તથા બળદોનો સામાન છે ૨૩ એ સઘળુ, હે
રાજા, અરાવ્નાહ રાજાને આપે છે, ને અરાવ્નાહે
રાજાને કહ્યું, તારો દેવ યહોવાહ તને માન્ય કરો
૨૪ અને રાજાએ અરાવ્નાહને કહ્યું કે એમ નહિ, પણ
હુ ખચિત મૂલ્ય આપીને તે તારી પાસેથી વેચાતું
લઇશ, ને મારા દેવ યહોવાહની આગળ મફત મળે
લાતું દહનીયાર્પણ હુ નહિજ કરીશ. માટે દાઉદે
ખળીને તથા બળદોને પચાસ શેકેલ રૂપાને માટે ખરીદ
કીધા ૨૫ અને દાઉદે ત્યા યહોવાહને સારૂ વેદી
બાધી, ને દહનીયાર્પણો તથા શાત્યર્પણો કીધા, એમ
યહોવાહે દેશના હકમા કરેલી પ્રાર્થના માન્ય કીધી,
ને ઇસ્રાએલમાથી મરકી બધ થઇ

# રાજાઓનું પહેલું પુસ્તક.

૧ હવે દાઉદ રાજા વૃદ્ધ તથા પાકી ઉમરનો થયો
હતો, ને તેઓએ તેને લુગડા ઓઢાડ્યા, પણ
તેને ગરમી આવી નહિ ૨ માટે તેના ચાકરોએ તેને
કહ્યું કે, મારા મુરબ્બી રાજાને સારૂ એક જુવાન કુમા-
રિકા શોધી કાઢીએ, ને તે રાજાના સામી ઉભી રહીને
તેની સારવાર કરે, ને તે તારી સોડમા સુએ, કે
મારા મુરબ્બી રાજાના અગમા ગરમી આવે ૩ માટે
તેઓએ ઇસ્રાએલની સર્વ સીમાઓમા એક સુદર
કન્યાનો શોધ કર્યો, ને શૂનામ્મી અબીશાગને ખોળી
કાઢીને તેઓ તેને રાજાની પાસે લાવ્યા ૪ અને તે
કુમારિકા ઘણી સુદર હતી, ને તે સ્ત્રીએ રાજાની સાર-
વાર કરીને તેની સેવા ચાકરી કરી, પણ રાજાએ
તેનો અનુભવ કીધો નહિ ૫ ત્યારે હાગ્ગીથના દીકરા
અદોનીયાહે મોટાઇ કરીને કહ્યું કે, હુ રાજા થઇશ,
ને તેણે પોતાને સારૂ રથો તથા સ્વારો, તથા પોતાની
આગળ દોડવા સારૂ પચાસ માણસો ઉભા કીધા

૬ અને તેં એમ કેમ કર્યું? એમ કહીને તેના બાપે
તેને કોઇ વેળા નારાજ કીધો નહોતો, ને વળી તે
ઘણો ફુટડો હતો, ને તે આબ્શાલોમની પછી જન્મ્યો
હતો. ૭ અને સરૂયાહના દીકરા યોઆબ તથા અબ્યા-
થાર યાજકની સાથે તેણે મસલત કીધી, ને તેઓએ
અદોનીયાહની તેનાતમા રહીને તેને સાહ્ય કીધી.
૮ પણ સાદોક યાજક, તથા યહોયાદાનો દીકરો બના
યાહ, તથા નાથાન ભવિષ્યવાદી, તથા શિમઇ, તથા
રેઇ, તથા દાઉદના યોદ્ધાઓ અદોનીયાહની કુમકે ગયા
નહિ. ૯ અને અદોનીયાહે એન રોગેલની પાસેના
ઝોહેલેથના પત્થરની બા જુએ ઘેટાનો, તથા બળદોનો,
તથા પુષ્ટ પશુઓનો વધ કરીને પોતાના સર્વ ભાઇ-
ઓને, એટલે રાજાના દીકરાઓને, તથા રાજાના ચાક-
રોને, એટલે યહુદાહના સર્વ માણસોને, નોતર્યા,
૧૦ પણ નાથાન ભવિષ્યવાદીને, તથા બનાયાહને, તથા
યોદ્ધાઓને, તથા પોતાના ભાઇ સુલેમાનને તેણે
નોતર્યા નહિ. ૧૧ ત્યારે નાથાને સુલેમાનની મા બાથ-
શેબાને કહ્યું કે, શું તેં નથી સાભળ્યુ કે, હાગ્ગીથનો
દીકરો અદોનીયાહ રાજા થઇ બેઠો છે, ને આપણો
મુરબ્બી દાઉદ એ જાણતો નથી? ૧૨ તો હવે કૃપા
કરી આવ, હુ તને સલાહ આપું, એ માટે કે તું તારો
પોતાનો જીવ તથા તારા દીકરા સુલેમાનનો જીવ ઉગારે
૧૩ તું ચાલ, ને દાઉદ રાજાની હજુરમા જા, ને તેને
કહે કે, હે મારા સ્વામી રાજા, તેં શું તારી દાસીની
આગળ એવા સમ નથી ખાધા કે, નિશ્ચે તારો દીકરો
સુલેમાન મારા પછી રાજા થશે, ને તે મારા રાજ્યાસન
પર બેસશે? ત્યારે અદોનીયાહ કેમ રાજા થયો છે?
૧૪ જો, હજી તો તું ત્યા રાજા સાથે વાત કરતી હશે,
એટલામા હુ પણ તારી પાછળ પ્રવેશ કરીને તારી
વાતને ટેકો આપીશ. ૧૫ અને બાથશેબા શયનગૃહમા
રાજા પાસે ગઇ, ને રાજા ઘણો વૃદ્ધ થયો હતો,
ને શૂનામ્મી અબીશાગ રાજાની સેવા કરતી હતી
૧૬ અને બાથશેબાએ નમીને રાજાને પ્રણામ કર્યા
અને રાજાએ કહ્યું કે, તારી શી અરજ છે? ૧૭ ને
તે સ્ત્રીએ તેને કહ્યું કે, મારા સ્વામી, તેં તારી દાસી
આગળ તારા દેવ યહોવાહના સમ ખાધા હતા કે,
તારો દીકરો સુલેમાન મારા પછી નિશ્ચે રાજા થશે, ને
તે મારા રાજ્યાસન પર બેસશે ૧૮ પણ, જો, રાજ્ય
તો અદોનીયાહ કરે છે, ને હે મારા સ્વામી રાજા,
તું એ જાણતો નથી; ૧૯ ને તેણે પુષ્કળ બળદોનો,
તથા પુષ્ટ પશુઓનો, તથા ઘેટાનો યજ્ઞ કર્યો છે, ને
રાજાના સર્વ દીકરાઓને, તથા અબ્યાથાર યાજકને,
તથા સેનાધિપતિ યોઆબને નોતર્યા છે, પણ તારા
દાસ સુલેમાનને તેણે નોતર્યો નથી ૨૦ અને હવે મારા
મુરબ્બી રાજા, સર્વ ઇસ્રાએલની નજર તારા પર છે,
કે તું તેઓને જાહેર કરે કે, મારા મુરબ્બી રાજાના
પછી તેના રાજ્યાસન પર કોણ બેસશે ૨૧ નહિ તો,
જ્યારે મારો મુરબ્બી રાજા પોતાના પિતૃઓની સાથે
ઉંઘી જશે, ત્યારે એમ થશે કે, હુ તથા મારો દીકરો
સુલેમાન અપરાધી ગણાઇશું ૨૨ અને જો, તે હજી
તો રાજા સાથે વાત કરતી હતી, એટલામા નાથાન
ભવિષ્યવાદી ત્યા આવ્યો ૨૩ અને [ચાકરોએ] રાજાને
ખબર આપીને કહ્યુ કે, જો, નાથાન ભવિષ્યવાદી
અને તે રાજાની હજુરમા આવ્યો ત્યારે તેણે સાષ્ટાગ
દંડવત પ્રણામ કીધા ૨૪ અને નાથાને કહ્યુ કે, હે
મારા મુરબ્બી રાજા, શું તેં એમ કહ્યુ છે કે, મારા પછી
અદોનીયાહ રાજા થશે, ને તે મારા રાજ્યાસન પર
બેસશે? ૨૫ કેમકે આજેજ તેણે જઇને પુષ્કળ બળ
દોનો, તથા પુષ્ટ પશુઓનો, તથા ઘેટાનો યજ્ઞ કીધો છે,
ને રાજાના સર્વ દીકરાઓને, તથા સેનાધિપતિઓને,
તથા અબ્યાથાર યાજકને નોતર્યા છે, ને જો, તેઓ
તેની આગળ ખાયપીએ છે, ને કહે છે કે, ઇશ્વર અદો-
નીયાહ રાજાની રક્ષા કરો ૨૬ પણ મને, હા, મને તારા
ચાકરને, તથા સાદોક યાજકને, તથા યહોયાદાના
દીકરા બનાયાહને, તથા તારા દાસ સુલેમાનને તેણે
નોતર્યા નથી ૨૭ શું એ કામ મારા મુરબ્બી રાજાએ
કરેલુ છે? અને તેં તારા દાસને તો નથી જણાવ્યુ
કે, મારા મુરબ્બી રાજાની પછી તેના રાજ્યાસન પર
કોણ બેસશે ૨૮ ત્યારે દાઉદ રાજાએ ઉત્તર આપીને
કહ્યુ કે, બાથશેબાને મારી પાસે બોલાવો એટલે
તે રાજાની હજુરમા આવીને તેની સન્મુખ ઉભી રહી
૨૯ અને રાજાએ સમ ખાઇને કહ્યુ કે, જીવતો યહોવાહ
કે જેણે મારો પ્રાણ વિપત્તિમાથી છોડાવ્યો છે, તેના
સમ, ૩૦ કે જેમ મેં તારી આગળ ઇસ્રાએલના દેવ
યહોવાહના સમ ખાધા છે કે, મારી પછી તારો દીકરો
સુલેમાન નિશ્ચે રાજા થશે, ને તે મારી જગ્યાએ મારા
રાજ્યાસન પર બેસશે, તેમજ હુ આજ નિશ્ચે કરીશ.
૩૧ ત્યારે બાથશેબાએ રાજાને સાષ્ટાગ દંડવત પ્રણામ
કરીને કહ્યું કે, મારો મુરબ્બી દાઉદ રાજા સદા જીવતો
રહે ૩૨ અને દાઉદ રાજાએ કહ્યુ કે, સાદોક યાજકને,

તથા નાથાન ભવિષ્યવાદીને, તથા યહોયાદાના દીકરા
બનાયાહને મારી પાસે બોલાવો. અને તેઓ રાજાની
હજુરમાં આવ્યા. ૩૩ અને રાજાએ તેઓને કહ્યું કે,
તમે તમારા ધણીના ચાકરોને તમારી સાથે લઇને મારા
દીકરા સુલેમાનને મારા પોતાના ખચ્ચર પર સ્વારી
કરાવીને તેને ગીહોન લઇ જાઓ; ૩૪ ને ત્યાં સાદોક
યાજક તથા નાથાન ભવિષ્યવાદી તેને ઇસ્રાએલ ઉપર
રાજા તરીકે અભિષિક્ત કરે; ને તમે રણશિંગડું વગાડીને
કહેજો કે, ઇશ્વર સુલેમાન રાજાની રક્ષા કરો. ૩૫ ત્યારે
તમે તેની પાછળ આવજો, ને તે આવીને મારા રાજ્યા-
સન પર બેસશે; કેમકે તે મારી જગ્યાએ રાજા થશે;
ને મેં તેને ઇસ્રાએલ પર તથા યહુદાહ પર અધિકારી
તરીકે ઠરાવ્યો છે. ૩૬ અને યહોયાદાના દીકરા બના-
યાહે રાજાને ઉત્તર આપીને કહ્યું કે, આમેન; મારા
મુરબ્બી રાજાનો દેવ યહોવાહ પણ એમજ કહો.
૩૭ જેમ યહોવાહ મારા મુરબ્બી રાજાની સાથે રહેતો
આવ્યો છે, તેમજ તે સુલેમાનની સાથે પણ રહો, ને
મારા મુરબ્બી દાઉદ રાજાના રાજ્યાસન કરતાં તેનું
રાજ્યાસન મોટું કરો. ૩૮ એમ સાદોક યાજક, તથા
નાથાન ભવિષ્યવાદી, તથા યહોયાદાનો દીકરો બના-
યાહ, તથા કરેથીઓ, તથા પલેથીઓ, એઓ જઇને
સુલેમાનને દાઉદ રાજાના ખચ્ચર પર સ્વારી કરાવીને
ગીહોનમાં લઇ આવ્યા. ૩૯ અને સાદોક યાજકે મંડ-
પમાંથી તેલનું શિંગડું લઇને સુલેમાનને અભિષિક્ત
કર્યો, ને તેઓએ રણશિંગડું વગાડયું; ને સર્વ લોકોએ
કહ્યું કે, ઇશ્વર સુલેમાન રાજાની રક્ષા કરો. ૪૦ અને સર્વ
લોક તેની પાછળ ચાલતા હતા, ને લોકો વાંસળીઓ
વગાડતા હતા, ને તેઓએ અતિ હર્ષથી એવો હર્ષનાદ
કર્યો કે તેઓના પોકારથી ભૂમિ ફાટી. ૪૧ અને અદો-
નીયાહ તથા તેની સાથેના સર્વ મેહેમાનો જમી રહ્યા,
તે વેળાએ તેઓએ તે સાંભળ્યો અને યોઆબે રણ-
શિંગડાનો અવાજ સાંભળીને કહ્યું કે, નગરમાં શોર-
બકોર થયાનો ઘોંઘાટ શા માટે થાય છે? ૪૨ હજી તો
તે બોલતો હતો એટલામાં, જુઓ, અબ્યાથાર યાજ-
કનો દીકરો યોનાથાન આવ્યો; ને અદોનીયાહે [તેને]
કહ્યું કે, અંદર આવ; કેમકે તું લાયક માણસ છે, ને
સારા સમાચાર લાવ્યો છે ૪૩ અને યોનાથાને ઉત્તર
આપીને અદોનીયાહને કહ્યું કે, ખચિત આપણા
મુરબ્બી દાઉદ રાજાએ સુલેમાનને રાજા કર્યો છે; ૪૪ ને
રાજાએ તેની સાથે સાદોક યાજકને, તથા નાથાન
ભવિષ્યવાદીને, તથા યહોયાદાના દીકરા બનાયાહને,
તથા કરેથીઓને તથા પલેથીઓને મોકલ્યા છે, ને
તેઓએ તેને રાજાના ખચ્ચર ઉપર સ્વારી કરાવી છે;
૪૫ ને સાદોક યાજકે તથા નાથાન ભવિષ્યવાદીએ તેને
ગીહોનમાં રાજા તરીકે અભિષિક્ત કર્યો છે; ને તેઓ
ત્યાંથી એવી રીતે ઉત્સવ કરતા પાછા આવ્યા છે કે
નગર ગાજી રહ્યું. તમે જે શોરબકોર સાંભળ્યો છે તે
એ હતો ૪૬ અને વળી સુલેમાન રાજ્યના રાજ્યાસન
પર બેઠો છે. ૪૭ અને વળી રાજાના ચાકરોએ આપણા
મુરબ્બી દાઉદ રાજાને આશિષ દેવા સારૂ આવીને કહ્યું
કે, તારો દેવ તારા નામ કરતાં સુલેમાનનુ નામ શ્રેષ્ઠ
કરો, ને તારા રાજ્યાસન કરતા તેનુ રાજ્યાસન મોટું
કરો; ને રાજાએ પલંગ પર બેઠા બેઠા પ્રણામ કર્યા.
૪૮ અને વળી રાજાએ એમ કહ્યું કે, ઇસ્રાએલનો દેવ
યહોવાહ જેણે આજ મારા દેખતાં મને મારા રાજ્યા-
સન પર બેસનાર માણસ આપ્યો છે તેને ધન્ય હોજો.
૪૯ અને અદોનીયાહના સર્વ મેહેમાન બીધા, ને તેઓ
ઉઠીને પોતપોતાને માર્ગે પડ્યા. ૫૦ અને અદોનીયાહ
સુલેમાનથી બીવો; ને તે ઉઠયો, ને જઇને તેણે
વેદીનાં શિંગ પકડ્યાં. ૫૧ અને સુલેમાનને કોઇએ
ખબર આપીને કહ્યું કે, જો, અદોનીયાહ સુલેમાન
રાજાથી બીહે છે; કેમકે જો, તે વેદીના શિંગ પકડીને
કહે છે કે, સુલેમાન રાજા આજ મારી સાથે સમ ખાય,
કે તે તરવારથી પોતાના દાસનો સહાર નહિ કરે.
૫૨ અને સુલેમાને કહ્યું કે, જો તે લાયક વર્ત્તણુક બતા-
વશે, તો તેનો એક નિમાળો પણ ભૂમિ પર પડશે
નહિ, પણ જો તેમાં દુષ્ટતા માલમ પડશે તો તે માર્યો
જશે. ૫૩ એમ સુલેમાન રાજાએ માણસ મોકલ્યા, ને
તેઓ તેને વેદી પાસેથી ઉતારી લાવ્યા અને તેણે
આવીને સુલેમાન રાજાને નમસ્કાર કર્યો; ને સુલેમાને
તેને કહ્યું કે, તું તારે ઘેર જા.

૨ હવે દાઉદને મરવાનો વખત પાસે આવ્યો; ને
તેણે પોતાના દીકરા સુલેમાનને શિખામણ
આપતાં કહ્યું કે, ૨ હું તો સઘળી દુનિયા જાય છે તે માર્ગે
જાઉં છું માટે બળવાન થા, ને પુરૂષાતન દેખાડ; ૩ ને
જેમ મુસાના નિયમશાસ્ત્રમાં લખ્યુ છે તેમ પોતાના
દેવ યહોવાહના માર્ગમા ચાલીને, તથા તેના વિધિઓ,
તથા તેની આજ્ઞાઓ, તથા તેના હુકમો, તથા તેનાં
સાક્ષ્યો પાળીને તેના ફરમાનનો અમલ કર; એ માટે
કે જે જે તું કરે તેમાં, તથા જ્યાં જ્યા તું જાય ત્યાં તું

આબાદ થાય; [4]એ સારૂ કે યહોવાહે જે પોતાનું
વચન મારા વિષે આપ્યું હતું તે તે સ્થાપિત કરે; તે
[વચન] એ કે, જો તારા વંશજો પોતાના માર્ગો વિષે
સંભાળ રાખીને પોતાના પુરા હૃદયથી, તથા પોતાના
પુરા જીવથી સત્ય રીતે મારી સન્મુખ ચાલશે, તો
(તેણે કહ્યું કે) ઇસ્રાએલના રાજ્યાસન પરથી તારા
માણસનો અંત આવશે નહિ. [5]વળી સરૂયાહના દીકરા
યોઆબે મને જે કર્યું, એટલે કે તેણે ઇસ્રાએલના
સૈન્યના બે અધિપતિઓને, એટલે નેરના દીકરા
આબ્નેરને, તથા યેથેરના દીકરા અમાસાને જે કર્યું તે
તું જાણે છે, એટલે કે તેણે તેઓને મારી નાખીને
શાંતિ મધ્યે યુદ્ધના જેવું રક્ત પાડીને તે યુદ્ધરક્ત
પોતાની કમરે બાંધેલા કમરબંધને તથા પોતાના પગ-
માંનાં પગરખાંને લગાડ્યું [6]માટે તારા ડહાપણ
પ્રમાણે કરીને તેનું પળિયાંવાળું માથું તું શાંતિએ
કબરમાં ઉતરવા ન દેતો. [7]પણ ગિલઆદી બાર્ઝિ-
લ્લાયના દીકરાઓ પર તું મહેરબાની રાખજે; ને
તેઓ તારી મેજ પર જમનારાઓ મધ્યે હોય; કેમકે
જ્યારે તારા ભાઈ આબ્શાલોમની આગળથી હું નાસતો

કે, બોલ. [15]અને તેણે કહ્યું કે, તું જાણે છે કે રાજ્ય
મારૂં હતું, ને સર્વ ઇસ્રાએલનું મન હું રાજા થાઉં એવું
હતું; પરંતુ રાજ્ય મારી પાસેથી જઇને મારા ભાઇનું
થયું છે; કેમકે યહોવાહથી તે તેને અપાએલું હતું.
[16]અને હવે હું તને એક અરજ કરૂં છું; મને ના પાડીશ
નહિ; ને તેણીએ તેને કહ્યું કે, બોલ. [17]અને તેણે કહ્યું
કે, કૃપા કરી તું સુલેમાન રાજાને કહે કે, તે શૂનામ્મી
અબીશાગને મારી સાથે પરણાવે, (કેમકે તે તને ના
નહિ કહે) [18]અને બાથ-શેબાએ કહ્યું, ઠીક; હું તારે
માટે રાજાને કહીશ. [19]માટે બાથ શેબા અદોનીયાહને
માટે તેને કહેવા સારૂ સુલેમાન રાજાની પાસે ગઇ.
અને રાજા તેને મળવા સારૂ ઉઠી ઉભો થયો, ને તેને
પ્રણામ કરીને પોતાના રાજ્યાસન પર બેઠો, ને રાજાની
માને સારૂ એક આસન મુકાવ્યું; ને તે તેને જમણે
હાથે બેઠી. [20]પછી તેણીએ કહ્યું કે, હું તારી આગળ
એક ન્હાની અરજ કરૂં છું; મને ના પાડીશ મા. અને
રાજાએ તેને કહ્યું કે, મારી મા, માગ; કેમકે હું તને ના
નહિ જ પાડું. [21]અને તેણીએ કહ્યું કે, શૂનામ્મી અબી-
શાગને તારા ભાઈ અદોનીયાહની સાથે પરણાવ.

૨૭ માટે સુલેમાને અબ્યાથારને યહોવાહના યાજક
પદમાંથી બરતરફ કર્યો, એ માટે કે યહોવાહ શીલો-
હમાં એલીના ઘર વિષે જે વચન બોલ્યો હતો તે તે પૂરૂ
કરે. ૨૮ અને યોઆબને એ સમાચાર મળ્યા, કેમકે જો
કે યોઆબ આબ્શાલોમની કુમકે ફરી ગયો ન હતો,
તો પણ તે અદોનીયાહની કુમકે ફરી ગયો હતો, ને
યોઆબે યહોવાહના મંડપમા નાસી જઇને વેદીના
શિંગ પકડ્યા ૨૯ અને સુલેમાન રાજાને ખબર મળી કે,
યોઆબ યહોવાહના મંડપમા નાસી ગયો છે, ને જો,
તે વેદી પાસે છે ત્યારે સુલેમાને યહોયાદાના દીકરા
બનાયાહને મોકલતા કહ્યું કે, જા, તેના પર તુટી પડ
૩૦ અને બનાયાહે યહોવાહના મંડપમા આવીને તેને
કહ્યું કે, રાજા એમ કહે છે કે, તું બહાર નિકળ. અને
તેણે કહ્યું કે, નહિ, હુ તો અહીં મરીશ. અને બના
યાહે રાજાની પાસે પાછા આવીને કહ્યું કે, યોઆબે
તો આમ કહ્યું ને તેણે મને આવો ઉત્તર આપ્યો
૩૧ અને રાજાએ તેને કહ્યું કે, જેમ તે બોલ્યો છે તેમ
તું કર, ને તેના પર તુટી પડ, ને તેને દાટ, એ
માટે કે યોઆબે કારણ વગર પાડેલુ રક્ત તું મારા
પરથી તથા મારા બાપના ઘર પરથી નિવારે ૩૨ અને
તેણે વહેવડાવેલુ રક્ત તેના પોતાના માથા પર યહો
વાહ પાછું વાળશે, કેમકે મારા પિતા દાઉદના ન
જાણતા, તેણે પોતાના કરતા ન્યાયી તથા સારા બે
માણસ ઉપર, એટલે નેરના દીકરા તથા ઇસ્રાએલના
સૈન્યાધિપતિ આબ્નેર પર, તથા યેથેરના દીકરા એટલે
યહુદાહના સૈન્યાધિપતિ અમાસા પર, તુટી પડીને
તેઓને તરવારથી કતલ કર્યો ૩૩ એમ તેઓનુ રક્ત
યોઆબના માથા પર તથા તેના સંતાનના માથા પર
સદાને માટે પાછુ વળશે, પણ દાઉદને, તથા તેના
સંતાનને, તથા તેના ઘરને, તથા તેના રાજ્યાસનને
યહોવાહ તરફથી સર્વકાળ સુધી શાંતિ થશે ૩૪ ત્યારે
યહોયાદાનો દીકરો બનાયાહ જઇને તેના પર તુટી
પડ્યો, ને તેને મારી નાખ્યો, ને તે અરણ્યમા તેના
પોતાના ઘરમા દટાયો ૩૫ અને તેની જગ્યાએ રાજાએ
યહોયાદાના દીકરા બનાયાહને સૈન્યોપરી ઠરાવ્યો,
ને અબ્યાથારની જગ્યાએ રાજાએ સાદોક યાજકને
નિમ્યો ૩૬ અને રાજાએ માણસ મોકલીને શિમઇને
તેડાવીને તેને કહ્યું કે, તુ પોતાને સારૂ યરૂશાલેમમા
ઘર બાંધીને ત્યા રહે, ને ત્યાથી કંઇ જતો નહિ
૩૭ કેમકે જો તું નિકળીને કિદ્રોન નાળાની પાર જશે,
તો જરૂર જાણજે કે તે દિવસે તું નિશ્ચે માર્યો જશે,
તારૂ રક્ત તારે પોતાને માથે આવશે ૩૮ અને શિમઇએ
રાજાને કહ્યું કે, ઠીક કહ્યું, મારો મુરબ્બી રાજા જેમ
બોલ્યો છે તેમ તારો દાસ કરશે અને શિમઇ યરૂ
શાલેમમા ઘણા દિવસ રહ્યો ૩૯ અને ત્રણ વર્ષ પછી
એમ થયુ કે, શિમઇના બે દાસ માઆખાહના દીકરા
ગાથના રાજા આખીશની પાસે નાસી ગયા, ને
લોકોએ શિમઇને ખબર આપીને કહ્યું કે, જો, તારા
દાસો ગાથમા છે ૪૦ અને શિમઇ ઉઠ્યો, ને પોતાના
ગધેડા પર જીન બાંધીને પોતાના દાસોને શોધવા સારૂ
ગાથમા આખીશની પાસે ગયો અને શિમઇ જઇને
પોતાના ચાકરોને ગાથથી લઇ આવ્યો ૪૧ અને સુલે
માનને ખબર મળી કે, શિમઇ યરૂશાલેમથી [ નિક
ળીને ] ગાથ જઇ આવ્યો છે ૪૨ અને રાજાએ માણસ
મોકલીને શિમઇને તેડાવીને તેને કહ્યું કે, શું મેં તને
યહોવાહના સોગન ખવડાવીને તને હઠેઠથી કહ્યું
નહોતું કે, જો તું નિકળીને કંઇ પણ જઇશ, તો જરૂર
જાણજે કે તે દિવસે તું નિશ્ચે માર્યો જશે? ને તેં
મને કહ્યું હતું કે, જે વાત મેં સાંભળી છે તે ઠીક છે
૪૩ તો યહોવાહના સમનો, તથા મેં જે આજ્ઞા તને
આપી છે, તેનો તેં શા માટે અમલ કીધો નથી?
૪૪ વળી રાજાએ શિમઇને કહ્યું કે, જે સર્વ દુષ્ટતા વિષે
તારૂ હૃદય માહિતગાર છે, ને જે તેં મારા બાપ દાઉદ
સાથે કરી છે તે તું જાણે છે, માટે યહોવાહ તારી દુષ્ટતા
તારે માથે પાછી વાળશે ૪૫ પણ સુલેમાન રાજા
આશીર્વાદિત થશે, તથા દાઉદનુ રાજ્યાસન યહોવાહની
સન્મુખ સદાને માટે સ્થિર થશે ૪૬ એમ રાજાએ
યહોયાદાના દીકરા બનાયાહને આજ્ઞા કરી, ને તેણે
બહાર નિકળીને તેના પર તુટી પડીને તેને મારી
નાખ્યો અને રાજ્ય સુલેમાનના હાથમા સ્થિર થયુ

૩ અને સુલેમાને મિસરના રાજા ફારૂનની સાથે
સગપણ બાંધીને ફારૂનની દીકરી લીધી, ને જ્યા
સુધી તે પોતાનુ ઘર તથા યહોવાહનુ ઘર તથા યરૂ-
શાલેમની આસપાસ કોટ બાંધી રહ્યો, ત્યા સુધી તેને
દાઉદના નગરમા આણી રાખી ૨ લોકો કેવળ ઉંચસ્થા
નોમા યજ્ઞ કરતા, કેમકે તે દિવસો સુધી યહોવાહના
નામને સારૂ ઘર બંધાયુ નહોતું ૩ અને સુલેમાન
પોતાના બાપ દાઉદના વિધિઓમા ચાલીને યહોવાહ
પર પ્રીતિ કરતો હતો, પરંતુ તે ઉંચસ્થાનોમા યજ્ઞ
કરતો હતો તથા ધૂપ બાળતો હતો

આબાદ થાય; ૪એ સારૂ કે યહોવાહે જે પોતાનું
વચન મારા વિષે આપ્યું હતું તે તે સ્થાપિત કરે; તે
[વચન] એ કે, જો તારા વંશજો પોતાના માર્ગો વિષે
સંભાળ રાખીને પોતાના પુરા હૃદયથી, તથા પોતાના
પુરા જીવથી સત્ય રીતે મારી સન્મુખ ચાલશે, તો
(તેણે કહ્યું કે) ઇસ્રાએલના રાજ્યાસન પરથી તારા
માણસનો અંત આવશે નહિ. ૫વળી સરૂયાહના દીકરા
યોઆબે મને જે કર્યું, એટલે કે તેણે ઇસ્રાએલના
સૈન્યના બે અધિપતિઓને, એટલે નેરના દીકરા
આબ્નેરને, તથા યેથેરના દીકરા અમાસાને જે કર્યું તે
તું જાણે છે, એટલે કે તેણે તેઓને મારી નાખીને
શાંતિ મધ્યે યુદ્ધના જેવું રક્ત પાડીને તે યુદ્ધરક્ત
પોતાની કમરે બાંધેલા કમરબંધને તથા પોતાના પગ-
માંનાં પગરખાંને લગાડ્યું ૬માટે તારા ડાહ્યપણ
પ્રમાણે કરીને તેનું પળિયાંવાળું માથું તું શાંતિએ
કબરમાં ઉતરવા ન દેતો. ૭પણ ગિલઆદી બાર્ઝિ-
લ્લાયના દીકરાઓ પર તું મહેરબાની રાખજે; ને
તેઓ તારી મેજ પર જમનારાઓ મધ્યે હોય; કેમકે
જ્યારે તારા ભાઇ આબ્શાલોમની આગળથી હું નાસતો
હતો ત્યારે તેઓ મારી પાસે એવી રીતે આવ્યા.
૮અને જો, બાહુરીમના બિન્યામીની ગેરાનો દીકરો

કે, બોલ. ૧૫અને તેણે કહ્યું કે, તું જાણે છે કે રાજ્ય
મારૂં હતું, ને સર્વ ઇસ્રાએલનું મન હું રાજા થાઉં એવું
હતું; પરંતુ રાજ્ય મારી પાસેથી જઇને મારા ભાઇનું
થયું છે; કેમકે યહોવાહથી તે તેને અપાએલું હતું.
૧૬અને હવે હું તને એક અરજ કરૂં છું; મને ના પાડીશ
નહિ; ને તેણીએ તેને કહ્યું કે, બોલ. ૧૭અને તેણે કહ્યું
કે, કૃપા કરી તું સુલેમાન રાજાને કહે કે, તે શૂનામ્મી
અબીશાગને મારી સાથે પરણાવે, (કેમકે તે તને ના
નહિ કહે) ૧૮અને બાથ-શેબાએ કહ્યું, ઠીક; હું તારે
માટે રાજાને કહીશ. ૧૯માટે બાથ શેબા અદોનીયાહને
માટે તેને કહેવા સારૂ સુલેમાન રાજાની પાસે ગઇ.
અને રાજા તેને મળવા સારૂ ઉઠી ઉભો થયો, ને તેને
પ્રણામ કરીને પોતાના રાજ્યાસન પર બેઠો, ને રાજાની
માને સારૂ એક આસન મુકાવ્યું; ને તે તેને જમણે
હાથે બેઠી. ૨૦પછી તેણીએ કહ્યું કે, હું તારી આગળ
એક ન્હાની અરજ કરૂં છું; મને ના પાડીશ મા. અને
રાજાએ તેને કહ્યું કે, મારી મા, માગ; કેમકે હું તને ના
નહિજ પાડું. ૨૧અને તેણીએ કહ્યું કે, શૂનામ્મી અબી-
શાગને તારા ભાઇ અદોનીયાહની સાથે પરણાવ.
૨૨અને સુલેમાન રાજાએ ઉત્તર આપીને પોતાની માને
કહ્યું કે, તું અદોનીયાહને સારૂ શૂનામ્મી અબીશાગને

૨૭ માટે સુલેમાને અબ્યાથારને યહોવાહના યાજક-
પદમાંથી બરતરફ કર્યો; એ માટે કે યહોવાહ શીલો-
હમાં એલીના ઘર વિષે જે વચન બોલ્યો હતો તે તે પૂરૂં
કરે. ૨૮ અને યોઆબને એ સમાચાર મળ્યા; કેમકે જો
કે યોઆબ આબ્શાલોમની કુમકે ફરી ગયો ન હતો,
તો પણ તે અદોનીયાહની કુમકે ફરી ગયો હતો, ને
યોઆબે યહોવાહના મંડપમાં નાસી જઇને વેદીનાં
શિંગ પકડ્યાં. ૨૯ અને સુલેમાન રાજાને ખબર મળી કે,
યોઆબ યહોવાહના મંડપમાં નાસી ગયો છે, ને જો,
તે વેદી પાસે છે. ત્યારે સુલેમાને યહોયાદાના દીકરા
બનાયાહને મોકલતાં કહ્યું કે, જા, તેના પર તુટી પડ.
૩૦ અને બનાયાહે યહોવાહના મંડપમા આવીને તેને
કહ્યું કે, રાજા એમ કહે છે કે, તું બહાર નિકળ. અને
તેણે કહ્યું કે, નહિ; હું તો અહીં મરીશ. અને બના
યાહે રાજાની પાસે પાછા આવીને કહ્યું કે, યોઆબે
તો આમ કહ્યું ને તેણે મને આવો ઉત્તર આપ્યો
૩૧ અને રાજાએ તેને કહ્યું કે, જેમ તે બોલ્યો છે તેમ
તું કર, ને તેના પર તુટી પડ, ને તેને દાટ; એ
માટે કે યોઆબે કારણ વગર પાડેલું રક્ત તું મારા
પરથી તથા મારા બાપના ઘર પરથી નિવારે. ૩૨ અને
તેણે વહેવડાવેલું રક્ત તેના પોતાના માથા પર યહો-
વાહ પાછું વાળશે; કેમકે મારા પિતા દાઉદના ન
જાણતાં, તેણે પોતાના કરતા ન્યાયી તથા સારા બે
માણસ ઉપર, એટલે નેરના દીકરા તથા ઇસ્રાએલના
સૈન્યાધિપતિ આબ્નેર પર, તથા યેથેરના દીકરા એટલે
યહુદાહના સૈન્યાધિપતિ અમાસા પર, તુટી પડીને
તેઓને તરવારથી કતલ કર્યા. ૩૩ એમ તેઓનુ રક્ત
યોઆબના માથા પર તથા તેના સંતાનના માથા પર
સદાને માટે પાછુ વળશે; પણ દાઉદને, તથા તેના
સતાનને, તથા તેના ઘરને, તથા તેના રાજ્યાસનને
યહોવાહ તરફથી સર્વકાળ સુધી શાંતિ થશે. ૩૪ ત્યારે
યહોયાદાનો દીકરો બનાયાહ જઇને તેના પર તુટી
પડ્યો, ને તેને મારી નાખ્યો; ને તે અરણ્યમાં તેના
પોતાના ઘરમાં દટાયો. ૩૫ અને તેની જગ્યાએ રાજાએ
યહોયાદાના દીકરા બનાયાહને સૈન્યોપરી ઠરાવ્યો,
ને અબ્યાથારની જગ્યાએ રાજાએ સાદોક યાજકને
નિમ્યો. ૩૬ અને રાજાએ માણસ મોકલીને શિમઇને
તેડાવીને તેને કહ્યું કે, તુ પોતાને સારૂ યરૂશાલેમમા
ઘર બાંધીને ત્યાં રહે; ને ત્યાંથી કઇ જતો નહિ
૩૭ કેમકે જો તું નિકળીને કિદ્રોન નાળાની પાર જશે,
તો જરૂર જાણજે કે તે દિવસે તું નિશ્ચે માર્યો જશે;
તારૂ રક્ત તારે પોતાને માથે આવશે. ૩૮ અને શિમઇએ
રાજાને કહ્યું કે, ઠીક કહ્યું, મારો મુરબ્બી રાજા જેમ
બોલ્યો છે તેમ તારો દાસ કરશે અને શિમઇ યરૂ-
શાલેમમાં ઘણા દિવસ રહ્યો ૩૯ અને ત્રણ વર્ષ પછી
એમ થયું કે, શિમઇના બે દાસ માઆખાહના દીકરા
ગાથના રાજા આખીશની પાસે નાસી ગયા; ને
લોકોએ શિમઇને ખબર આપીને કહ્યું કે, જો, તારા
દાસો ગાથમા છે ૪૦ અને શિમઇ ઉઠયો, ને પોતાના
ગધેડા પર જીન બાંધીને પોતાના દાસોને શોધવા સારૂ
ગાથમાં આખીશની પાસે ગયો. અને શિમઇ જઇને
પોતાના ચાકરોને ગાથથી લઇ આવ્યો ૪૧ અને સુલે-
માનને ખબર મળી કે, શિમઇ યરૂશાલેમથી [ નિક-
ળીને] ગાથ જઇ આવ્યો છે. ૪૨ અને રાજાએ માણસ
મોકલીને શિમઇને તેડાવીને તેને કહ્યું કે, શું મેં તને
યહોવાહના સોગન ખવડાવીને તને હઠેઠથી કહ્યુ
નહોતું કે, જો તું નિકળીને કઇ પણ જઇશ, તો જરૂર
જાણજે કે તે દિવસે તું નિશ્ચે માર્યો જશે? ને તેં
મને કહ્યુ હતું કે, જે વાત મેં સાંભળી છે તે ઠીક છે.
૪૩ તો યહોવાહના સમનો, તથા મેં જે આજ્ઞા તને
આપી છે, તેનો તેં શા માટે અમલ કીધો નથી?
૪૪ વળી રાજાએ શિમઇને કહ્યું કે, જે સર્વ દુષ્ટતા વિષે
તારૂ હૃદય માહિતગાર છે, ને જે તેં મારા બાપ દાઉદ
સાથે કરી છે તે તું જાણે છે; માટે યહોવાહ તારી દુષ્ટતા
તારે માથે પાછી વાળશે. ૪૫ પણ સુલેમાન રાજા
આશીર્વાદિત થશે, તથા દાઉદનું રાજ્યાસન યહોવાહની
સન્મુખ સદાને માટે સ્થિર થશે. ૪૬ એમ રાજાએ
યહોયાદાના દીકરા બનાયાહને આજ્ઞા કરી, ને તેણે
બહાર નિકળીને તેના પર તુટી પડીને તેને મારી
નાખ્યો અને રાજ્ય સુલેમાનના હાથમાં સ્થિર થયું.

૩ અને સુલેમાને મિસરના રાજા ફારૂનની સાથે
સગપણ બાંધીને ફારૂનની દીકરી લીધી, ને જ્યાં
સુધી તે પોતાનુ ઘર તથા યહોવાહનું ઘર તથા યરૂ-
શાલેમની આસપાસ કોટ બાંધી રહ્યો, ત્યાં સુધી તેને
દાઉદના નગરમા આણી રાખી. ૨ લોકો કેવળ ઉચ્ચસ્થા-
નોમાં યજ્ઞ કરતા, કેમકે તે દિવસો સુધી યહોવાહના
નામને સારૂ ઘર બંધાયુ નહોતું. ૩ અને સુલેમાન
પોતાના બાપ દાઉદના વિધિઓમા ચાલીને યહોવાહ
પર પ્રીતિ કરતો હતો; પરંતુ તે ઉચ્ચસ્થાનોમાં યજ્ઞ
કરતો હતો તથા ધૂપ બાળતો હતો.

૪ અને રાજા ગિબઓનમાં યજ્ઞ કરવા સારૂ ગયો ;
કેમકે તે મુખ્ય ઉચસ્થાન હતું; તે વેદી પર સુલેમાને
એક હજાર દહનીયાર્પણ ચઢાવ્યાં. ૫ ગિબઓનમાં
યહોવાહે રાત્રે સુલેમાનને સ્વપ્નમાં દર્શન દીધું; ને દેવે
કહ્યું કે, માગ, હું તને શું આપું? ૬ અને સુલેમાને કહ્યું
કે, તારો સેવક મારો પિતા દાઉદ જે પ્રમાણે તારી
[illegible]
બાની રાખી છે, એટલે કે, જેમ આજ છે તેમ, તેના
રાજ્યાસન પર બેસવા સારૂ તેને તેં દીકરો આપ્યો છે.
૭ અને હવે, હે યહોવાહ મારા દેવ, તેં પોતાના દાસને
મારા બાપ દાઉદને ઠેકાણે રાજા કર્યો છે; ને હું તો
કેવળ નાનું બાળક છું, કેવી રીતે બહાર જવું કે અંદર
આવવું તે હું જાણતો નથી. ૮ અને તારો સેવક, તારા
નિવડેલા લોક કે જે એવી મહાન દેશજાતિ છે, કે
જેમની ગણત્રી કે સંખ્યા પુષ્કળતાને લીધે કરાય નહિ,
તેઓ મધ્યે છે. ૯ માટે તારા લોકનો ન્યાય કરવા સારૂ
તારા સેવકને સમજૂક હૃદય આપ, કે સારા નરસાનો
ભેદ હું પારખી શકું; કેમકે આ તારી મહાન પ્રજાનો
ન્યાય કરવાને કોણ શક્તિમાન છે? ૧૦ અને સુલેમાને
એવી વિનતી કરી, તે કારણથી પ્રભુ પ્રસન્ન થયો.
૧૧ અને દેવે તેને કહ્યું કે, તેં એ વસ્તુ માગી છે, ને
પોતાને સારૂ દીર્ઘાયુષ્ય માગ્યું નથી; વળી પોતાને સારૂ
દ્રવ્ય માગ્યું નથી, તેમજ પોતાના શત્રુઓના જીવ
માગ્યા નથી; પણ ન્યાય પારખવાને પોતાને સારૂ
બુદ્ધિ માગી છે; ૧૨ તે માટે જો, મેં તારા કહેવા મુજબ
કર્યું છે; જો, મેં તને જ્ઞાની તથા બુદ્ધિવંત હૃદય આપ્યું
છે; એવું કે તારાથી અગાઉ કોઇ તારા સરખો થયો
નથી, ને તારા પછી કોઇ તારા સરખો ઉઠશે નહિ
૧૩ અને તેં જે નથી માગ્યું તે પણ, એટલે દ્રવ્ય તથા
પ્રતિષ્ઠા એ બન્ને મેં તને આપ્યાં છે, એવાં કે તારા સર્વ
દિવસો સુધીમાં રાજાઓ મધ્યે તારા સરખો કોઇ થશે
નહિ. ૧૪ અને જેમ તારો બાપ દાઉદ ચાલ્યો, તેમ
તું મારા વિધિઓ તથા મારી આજ્ઞાઓ પાળીને મારા
માર્ગોમાં ચાલશે, તો હું તારી આવરદા વધારીશ.
૧૫ અને સુલેમાન જાગ્યો, તો જુઓ, એ તો સ્વપ્ન હતું;
ને તે યરૂશાલેમમાં આવ્યો, ને તેણે યહોવાહના કરા
રના કોશ આગળ ઉભા રહીને દહનીયાર્પણ ચઢાવ્યાં,
તથા શાંત્યર્પણ કર્યાં, ને પોતાના સર્વ ચાકરોને સારૂ
ઉજાણી કરી.

૧૬ તે વેળાએ બે વેશ્યાઓ રાજા પાસે આવીને તેની
સન્મુખ ઉભી રહી. ૧૭ અને એક સ્ત્રીએ કહ્યું કે, હે
મારા મુરબ્બી, હું તથા આ સ્ત્રી એકજ ઘરમાં રહીએ
છીએ; ને જે ઘરમાં હું તેની સાથે રહેતી હતી તેમાં
મને બાળકનો પ્રસવ થયો. ૧૮ અને મારી પ્રસૂતિને
ત્રીજે દિવસે એમ થયું કે, આ સ્ત્રીને પણ બાળકનો
પ્રસવ થયો; ને અમે એકઠી હતી, અમારી સઘાતે
ઘરમાં કોઇ પારકું માણસ નહોતું, કેવળ અમે બેજ
ઘરમાં હતી. ૧૯ અને આ સ્ત્રીનો દીકરો રાતે મરી
ગયો; કેમકે [ઉંઘમાં] એણીએ પોતાની તળે તેને
ચગદી નાખ્યો. ૨૦ અને એણીએ મધ્યરાત્રે ઉઠીને
તારી દાસી ઉંઘતી હતી એટલામાં મારો દીકરો મારી
સોડમાંથી લઇ લઇને પોતાની સોડમાં સુવાડ્યો, ને
તેનો મરેલો દીકરો મારી સોડમાં સુવાડ્યો. ૨૧ અને
સવારે હું મારા દીકરાને ધવડાવવા સારૂ ઉઠી, ત્યારે
જો, તે મરેલો હતો; પણ મેં તેને સવારે ધ્યાન દઇને
જોયો, તો જો, તે મારે પેટ જન્મેલો મારો દીકરો
નહોતો. ૨૨ અને પેલી બીજી સ્ત્રીએ કહ્યું કે, એમ નહિ;
પણ મરેલો તારો દીકરો, ને જીવતો મારો દીકરો છે.
અને એણીએ કહ્યું કે, એમ નહિ; પણ મુએલો તારો
દીકરો છે ને જીવતો મારો દીકરો છે. એમ તેઓ રાજા
આગળ બોલી. ૨૩ ત્યારે રાજાએ કહ્યું કે, એક કહે છે
કે, આ જીવતો મારો દીકરો, ને મરેલો તારો દીકરો
છે, ને બીજી કહે છે કે, એમ નહિ; પણ મરેલો તારો
દીકરો, ને જીવતો મારો દીકરો છે ૨૪ અને રાજાએ
કહ્યું કે, મારે સારૂ એક તરવાર લઇ આવો; ને તેઓએ
રાજાની આગળ એક તરવાર આણી. ૨૫ અને રાજાએ
કહ્યું કે, જીવતા છોકરાને કાપીને બે ભાગ કરો; ને
એકને અડધો આપો, ને બીજીને અડધો આપો
૨૬ ત્યારે જે સ્ત્રીનો જીવતો દીકરો હતો, તેણીએ
રાજાને અરજ કરી, કેમકે તેના દીકરાને વાસ્તે તેની
આંતરડી કકળતી હતી, ને તેણીએ કહ્યું કે, હે મારા
મુરબ્બી, એને જીવતો છોકરો આપ, ને ગમે તેમ
હોય પણ તેને મારી નાખવો તો નહિજ. પણ પેલી
બીજીએ કહ્યું કે, તે મારો પણ ન થાય, તેમ તારો પણ
ન થાય; એને ચીરો. ૨૭ ત્યારે રાજાએ ઉત્તર આપતાં
કહ્યું કે, પેલીને જીવતો છોકરો આપો, ને એને મારી
નાખવો તો નહિજ; તેજ તેની મા છે. ૨૮ અને રાજાએ
જે ન્યાય કીધો હતો, તે વિષે સર્વ ઇસ્રાએલે સાંભળ્યું;
ને તેઓને રાજાનો ભય ઉત્પન્ન થયો; કેમકે તેઓએ
જોયું કે ન્યાય કરવા સારૂ દેવનું જ્ઞાન તેનામાં છે.

૪ અને સુલેમાન રાજા સર્વ ઇસ્રાએલ પર રાજા
હતો. ૨ અને તેના મુખ્ય અમલદારો આ હતા;
સાદોકનો દીકરો અઝાર્યાહ યાજક; ૩ શીશાના દીકરા
અલીહોરેફ તથા અહીયાહ ચિટણીસો; અહીલૂદનો
દીકરો યહોશાફાટ ઇતિહાસક; ૪ ને યહોયાદાનો
દીકરો બનાયાહ સૈન્યોપરી હતો; ને સાદોક તથા
અબ્યાથાર યાજકો હતા; ૫ ને નાથાનનો દીકરો
અઝાર્યાહ કારભારીઓ પર હતો; ને નાથાનનો દીકરો
ઝાબૂદ પ્રધાન તથા રાજાનો મિત્ર હતો; ૬ ને અહીશાર
ઘરકારભારી હતો; ને આબ્દાનો દીકરો અદોનીરામ
લશ્કરી વેઠ પર હતો ૭ અને સુલેમાનને સર્વ ઇસ્રા-
એલ પર બાર કારભારીઓ હતા; ને તેઓ રાજા તથા
તેના ઘરનો ખોરાક પૂરો પાડતા હતા; દરેકને માથે
વર્ષમાં એકેક માસની ખરચી પૂરી પાડવાની હતી
૮ અને તેઓનાં નામ આ છે; એફ્રાઇમના પહાડી મુલ-
કમાં, બેન-હૂર; ૯ માકાસમાં તથા શાઆલ્બીમમાં તથા
બેથ-શેમેશમાં તથા એલોન બેથ હાનાનમાં, બેન દેકેર;
૧૦ અરૂબ્બોથમાં, બેન-હેસેદ; સોખોહ તથા હેફેરનો
આખો દેશ તેને [તાબે હતો]. ૧૧ દોરના સર્વ પહાડી
મુલકમાં, બેન-અબીનાદાબ, સુલેમાનની દીકરી ટાફાથ
તેની સ્ત્રી હતી; ૧૨ તાઅનાખ તથા મગિદ્દો, સારથા-
નની પાસેનું તથા યિઝ્રએલની નીચેનું આખું બેથ-
શઆન, બેથ-શઆનથી આબેલ-મહોલાહ લગી, યોક-
મઆમની પેલીમેર લગી, તે [પ્રાંતો]માં અહીલૂદનો
દીકરો બાઅના; ૧૩ રામોથ-ગિલઆદમાં બેન-ગેબેર;
તેને તાબે મનાશ્શેહના દીકરા યાઇરના ગિલઆદમાંનાં
નગરો હતાં; એટલે તેને તાબે બાશાનમાંનો આર્ગોબ
પ્રાંત જેમાં કોટવાળાં તથા પિત્તળની ભુગળોવાળાં સાઠ
મોટાં નગરો હતાં, તે હતો; ૧૪ માહનાઇમમાં ઇદ્દોનો
દીકરો અહીનાદાબ; ૧૫ નાફતાલીમાં અહીમાઆસ,
તેણે પણ સુલેમાનની દીકરી બાસમાથની સાથે લગ્ન
કીધું હતું; ૧૬ આશેર તથા બઆલોથમાં હૂશાયનો
દીકરો બાઅના; ૧૭ યિસ્સાખારમાં પારૂઆહનો દીકરો
યહોશાફાટ; ૧૮ બિન્યામીનમાં એલાનો દીકરો શિમઇ;
૧૯ અમોરીઓના રાજા સીહોનના તથા બાશાનના
રાજા ઓગના ગિલઆદ દેશમાં ઉરીનો દીકરો ગેબેર;
આ દેશમાં તે એકલો અધિકારી હતો. ૨૦ યહુદાહ
તથા ઇસ્રાએલ સંખ્યામાં સમુદ્રકાંઠાની રેતી જેટલા
[ અગણિત ] હતા, ને તેઓ ખાતા, પીતા, ને આનંદ
કરતા હતા.

૨૧ અને સુલેમાન નદીથી તે પલિસ્તીઓના દેશ
સુધી, તથા મિસરની સીમા સુધીનાં સર્વ રાજ્યો ઉપર
હકુમત ચલાવતો હતો; તેઓ નજરાણાં લાવતા, ને
સુલેમાનની જીંદગીના સઘળા દિવસો પર્યંત તેની
તાબેદારી કરતા હતા. ૨૨ અને સુલેમાનની એક દિવ-
સની ખોરાકી ત્રીસ માપ મેંદો, તથા સાઠ માપ લોટ;
૨૩ દસ માતેલા ગોધા, બીડમાં ચરતા વીસ ગોધા,
તથા સો ઘેટાં, તે ઉપરાંત સાબર, તથા હરણ, તથા
કલિયાર, તથા ચરબીદાર પક્ષીઓ, એટલી હતી.
૨૪ કેમકે નદીની આ તરફના સર્વ [ પ્રદેશ ]માં; એટલે
તિફસાહથી તે ગાઝ્ઝાહ સુધી નદીની આ તરફના
સર્વ રાજાઓ તેને તાબે હતા, ને તેને તેની આસ-
પાસ ચારેગમ શાંતિ હતી. ૨૫ અને યહુદાહ તથા
ઇસ્રાએલ દાનથી તે બેરશેબા સુધી સુલેમાનના સર્વ
દિવસો પર્યંત પોતપોતાના દ્રાક્ષવેલાની તળે તથા
પોતપોતાની અંજીરી તળે અભય સ્થિતિમાં રહેતા
હતા. ૨૬ અને સુલેમાનને પોતાના રથોને સારૂ ચાળીસ
હજાર ઘોડાના તબેલા, તથા બાર હજાર સ્વાર હતા
૨૭ અને પેલા પ્રત્યેક કારભારી પોતપોતાને ભાગે
આવેલા માસમાં સુલેમાન રાજાને તથા સુલેમાનને
ત્યાં જમવા આવનાર સઘળાને ખોરાક પૂરો પાડતા
હતા; તેઓ કશાની ખોટ પડવા દેતા ન હતા
૨૮ અને તેઓ, પ્રત્યેક પોતપોતાને સોંપેલી ફરજ
પ્રમાણે, ઘોડાઓને સારૂ તથા જલદ ઘોડાઓને સારૂ
પોતાને મુકામે જવ તથા ખડ લાવતા હતા.

૨૯ અને દેવે સુલેમાનને અતિઘણું જ્ઞાન તથા સમ
જણ તથા સમુદ્રકાંઠાની રેતીની માફક મોટું મન
આપ્યાં. ૩૦ અને સુલેમાનનું જ્ઞાન પૂર્વ દેશોના સર્વ
લોકના જ્ઞાનથી તથા મિસરીઓના સર્વ જ્ઞાનથી અધિક
હતું. ૩૧ કેમકે તે સર્વ માણસો કરતાં જ્ઞાની હતો.
એથાન એઝ્રાહી કરતાં, ને માહોલના પુત્રો હેમાન તથા
કાલ્કોલ તથા દાર્દા કરતાં પણ; ને તેની કીર્તિ આસ
પાસની સર્વ દેશજાતિઓમાં હતી. ૩૨ અને તે ત્રણ
હજાર દૃષ્ટાંતવચનો બોલ્યો; ને તેનાં ગીત એક હજાર
ને પાંચ હતાં ૩૩ અને તેણે વનસ્પતિ વિષે વ્યાખ્યાન
કર્યું, એટલે લબાનોન પરના એરેજવૃક્ષથી તે ભીંતમાંથી
ઉગી નિકળનાર ઝુફા સુધીનું; વળી તેણે પશુઓનું
તથા પક્ષીઓનું, તથા પેટે ચાલનાર પ્રાણીઓનું, તથા
માછલીઓનું પણ વ્યાખ્યાન કીધું. ૩૪ અને જે સર્વ
લોકોએ, તથા પૃથ્વીના જે સર્વ રાજાઓએ તેના જ્ઞાન

વિષે સાંભળ્યું હતું, તેઓમાંથી [ઘણા] સુલેમાનનું
જ્ઞાન સાંભળવા સારૂ આવતા

૫ અને સૂરના રાજા હીરામે પોતાના ચાકરોને
સુલેમાનની પાસે મોકલ્યા, કેમકે તેણે સાંભળ્યું
હતું કે તેઓએ તેને તેના બાપ દાઉદને ઠેકાણે રાજા
તરીકે અભિષિક્ત કીધો છે, કેમકે હીરામ હમેશાં દાઉદ
ઉપર પ્રીતિ રાખતો હતો ૨ અને સુલેમાને હીરામની
પાસે માણસ મોકલીને કહાવ્યું કે, ૩ તું જાણે છે કે,
મારા પિતા દાઉદની ચારો ગમ જે સર્વે વિગ્રહ ચાલતા
હતા તેઓને જ્યાં સુધી યહોવાહે તેના પગના તળિયાં
નીચે નાખ્યા નહિ, ત્યાં સુધી તેમના કારણથી તે
પોતાના દેવ યહોવાહના નામને સારૂ ઘર બાંધી શક્યો
નહિ. ૪ પણ હવે મારા દેવ યહોવાહે મને ચારોગમ
આરામ આપ્યો છે, કોઇ શત્રુ નથી, કે કાંઇ આપત્તિ
નથી ૫ અને જો, જેમ યહોવાહે મારા બાપ દાઉદને
કહ્યું કે, તારો પુત્ર, જેને હું તારે ઠેકાણે તારા રાજ્યા
સન પર બેસાડીશ, તે મારા નામને સારૂ ઘર બાંધશે,
તેમ હું મારા દેવ યહોવાહના નામને સારૂ ઘર બાંધ
વાનો ઇરાદો રાખું છું ૬ માટે હવે મારે માટે લબા-
નોન પરથી એરેજવૃક્ષો કાપવાની આજ્ઞા આપ, ને
મારા ચાકરો તારા ચાકરો સાથે રહેશે, ને તું જે સર્વ
કહેશે, તે પ્રમાણે હું તને તારા ચાકરોનું વેતન આપીશ,
કેમકે તું જાણે છે કે, અમારામાં સીદોનીઓના જેવું
ચતુર લાકડાં કાપનાર કોઇ માણસ નથી ૭ અને એમ
થયું કે, હીરામે સુલેમાનની વાત સાંભળી, ત્યારે તે
ઘણો હરખાયો, ને તેણે કહ્યું કે, આજે યહોવાહને
ધન્ય હોજો કે તેણે આ મોટા લોક ઉપર [રાજ્ય
કરવા] દાઉદને જ્ઞાની દીકરો આપ્યો છે ૮ અને હીરામે
સુલેમાન પાસે માણસ મોકલીને કહાવ્યું કે, જે
[સદેશો] તેં મારા ઉપર મોકલ્યો છે, તે મેં સાંભળ્યા
છે, એરેજવૃક્ષના લાકડાંની બાબતમાં તથા દેવદારના
લાકડાંની બાબતમાં હું તારી સઘળી ઇચ્છા પ્રમાણે
અમલ કરીશ. ૯ મારા ચાકરો તેમને લબાનોન પરથી
સમુદ્રકાંઠે ઉતારી લાવશે, ને જે ઠેકાણું તું મને ઠરાવી
આપીશ, ત્યાં તેમને સમુદ્ર માર્ગે લઇ જવા સારૂ
તેમના તરાપા બાંધીશ, ને ત્યાં [લાવીને] તેમને વિખે
રાવીશ, ને તું તેમને ત્યાંથી લઇ જજે, ને મારા ઘર-
નાને ખોરાક આપવાની વાતમાં તું મારી ઇચ્છા પૂરી
કરજે ૧૦ અને એમ હીરામે સુલેમાનને તેની સઘળી
ઇચ્છા પ્રમાણે એરેજવૃક્ષના તથા દેવદારના લાકડાં
આપ્યાં ૧૧ અને સુલેમાને હીરામના ઘરનાંને ખોરાકી
બદલ વીસ હજાર માપ ઘઉં તથા વીસ માપ ચોખ્ખું
તેલ આપ્યાં, સુલેમાન વર્ષોવર્ષ હીરામને એ પ્રમાણે
આપતો હતો ૧૨ અને યહોવાહે જેમ સુલેમાનને
વચન આપ્યું હતું, તે પ્રમાણે તેણે તેને જ્ઞાન આપ્યું,
ને હીરામ તથા સુલેમાનની વચ્ચે સલાહ હતી, ને
તે બન્નેએ સંપ કીધો

૧૩ અને સુલેમાન રાજાએ સર્વ ઇસ્રાએલમાંથી લશ્કરી
વેઠનું ટોળું ઉભું કીધું, ને તે ટોળું ત્રીસ હજાર માણ
સનું હતું ૧૪ અને તે તેઓમાંથી વારા પ્રમાણે દર માસે
દસ હજારને લબાનોન મોકલતો હતો, તેઓ એક
માસ લબાનોનમાં, ને બે માસ ઘેર રહેતા, ને અદો-
નીરામ લશ્કરી વેઠ પર હતો ૧૫ અને સુલેમાનને
સિત્તેર હજાર વેતરા હતા, તથા એંસી હજાર જન
પર્વત પર કાપનારા હતા ૧૬ એ ઉપરાંત સુલેમાન
પાસે કામ પર દેખરેખ રાખનાર તથા કામ કરનાર
મજુરો પર અધિકાર ચલાવનાર ત્રણ હજાર ને ત્રણસેં
મુખ્ય મુકાદમો હતા ૧૭ અને રાજાએ આપેલી આજ્ઞા
પ્રમાણે તેઓ ઘરનો પાયો નાખવા સારૂ ઘડવાને
મોટા તથા મૂલ્યવાન પત્થરો કાઢતા હતા ૧૮ અને
સુલેમાનના સલાટો, તથા હીરામના સલાટો તથા
ગબાલીઓ તે ઘડતા હતા, ને ઘર બાંધવા સારૂ લાકડાં
તથા પત્થર તૈયાર કરતા હતા

૬ અને ઇસ્રાએલપુત્રો મિસર દેશમાંથી નિકળ્યા
ત્યાર પછી ચારસેં ને એંસીના સાલમાં, સુલેમાન
ઇસ્રાએલ પર રાજા થયો તેના ચોથા વર્ષના ઝીવ,
એટલે બીજા, માસમાં એમ થયું કે, તેણે યહોવાહનું
ઘર બાંધવું શરૂ કીધું ૨ અને જે ઘર સુલેમાન રાજાએ
યહોવાહને સારૂ બાંધ્યું તેની લંબાઇ સાઠ હાથ, તથા
તેની પહોળાઇ વીસ હાથ, તથા તેની ઉંચાઇ ત્રીસ
હાથ હતી ૩ અને ઘરના મંદિર આગળની પરસાળની
લંબાઇ ઘરની પહોળાઇ પ્રમાણે વીસ હાથ હતી, ને
તેની પહોળાઇ ઘરની આગળ દસ હાથ હતી ૪ અને
તેણે ઘરને માટે જડિત જાળીવાળી બારીઓ કરી
૫ અને તેણે ઘરની એટલે મંદિરની તેમજ દેવવાણી-
સ્થાનની ભીંતોને લગતા ચોગરદમ માળ બનાવ્યા,
ને તેની બાજૂએ ચોતરફ તેણે ઓરડીઓ બનાવી
૬ સૌથી નીચેનો માળ પાંચ હાથ પહોળો, ને
વચલો છ હાથ પહોળો, ને ત્રીજે સાત હાથ પહોળો
હતો. કેમકે બારોટિયાંને સારૂ ઘરની ભીંતમાં બાંકાં

ન પાડવા પડે માટે તેણે ઘરની ભીંતની બહારની
બાજૂએ ફરતી કાગરી મુકી હતી ૭ અને ઘર બંધાતી
વેળાએ ખાણમાંથી તૈયાર કરીને [આણેલા] પત્થ-
રોથી તે બંધાતું હતું, ને ઘર બંધાતી વેળાએ તેમાં
હથોડી કે કુહાડી કે લોઢાના કોઇ પણ હથિયાર[નો
અવાજ] સંભળાતો ન હતો ૮ બાજૂ પરની વચલી
ઓરડીનું બારણું ઘરના જમણા પાસામાં હતું, ને
લોકો ફેરવાળી સીડી વડે વચલી કોટડીઓમાં ને
વચલીમાંથી ત્રીજીઓમાં ચઢતા હતા ૯ એમ તેણે
ઘર બાંધીને પૂરૂં કર્યું, ને તેણે એરેજવૃક્ષના ભારોટિ
યાથી તથા પાટિયાથી ઘરનું છપ્પર કીધું ૧૦ અને તેણે
આખા ઘરને લગતા માળ બનાવ્યા, તે દરેકની ઉંચાઇ
પાંચ હાથ હતી તેઓનો આધાર એરેજવૃક્ષના લાકડા
વડે ઘર ઉપર રહેલો હતો

૧૧ અને યહોવાહનું વચન સુલેમાન રાજા પાસે
એવું આવ્યું કે, ૧૨ આ ઘર તું બાંધે છે, તે વિષે, જો
તું મારા સર્વ વિધિઓમાં ચાલશે, ને મારા હુકમો
અમલમાં લાવશે, ને મારી સર્વ આજ્ઞાઓ પાળીને
તેઓમાં ચાલશે, તો તારા બાપ દાઉદને જે મેં મારૂં
વચન આપ્યું છે, તે હું તારી સાથે સ્થાપિત કરીશ
૧૩ અને હું ઇસ્રાએલપુત્રો મધ્યે રહીશ, ને મારા લોક
ઇસ્રાએલને તજી નહિ દઇશ

૧૪ એવી રીતે સુલેમાને ઘર બાંધીને તેને પૂરૂં કીધું
૧૫ અને તેણે ઘરની દિવાલો અંદરની બાજૂએથી એરે-
જવૃક્ષના પાટિયાની બનાવી, ઘરને તળિયેથી તે છાની
ભીંત સુધી તેણે તેમને અંદરની બાજૂએ લાકડાનું
અસ્તર કીધું, ને ઘરતળિયાને તેણે દેવદારના પાટિયા
જડ્યા ૧૬ અને ઘરના પાછલા ભાગમાં તળિયાથી તે
પીઢો સુધી, એરેજવૃક્ષના પાટિયાની વીસ હાથ ભીંત
બનાવી, એટલે તેણે તે દેવવાણીસ્થાનને સારૂ, એટલે
પરમ પવિત્રસ્થાનને સારૂ, અંદરની બાજૂએ બાંધી
૧૭ અને ઘર, એટલે [વાણીસ્થાનની] આગળનું મંદિર,
[લંબાઇમાં] ચાળીસ હાથ હતું ૧૮ અને ઘર પર
માહેલી બાજૂએ એરેજકાષ્ટ હતું, ને તે પર કળીઓ
તથા ખિલેલા ફૂલ કોતરેલા હતા, તમામ એરેજકાષ્ટ
હતું, એકે પત્થર દેખાતો નહોતો ૧૯ અને તેણે યહો
વાહનો કરારકોશ મુકવા સારૂ ઘર મધ્યે માહેલી ગમ
દેવવાણીસ્થાન બનાવ્યું ૨૦ અને દેવવાણીસ્થાન અંદ-
રની બાજૂએ વીસ હાથ લાંબું, તથા વીસ હાથ પહોળું
તથા વીસ હાથ ઉંચું હતું, ને તેણે એ ચોખ્ખા સોનાથી
મઢ્યું; ને તેણે વેદીને એરેજકાષ્ટથી મઢી લીધી
૨૧ એમજ સુલેમાને ઘરને માહેલી બાજૂએથી ચોખ્ખા
સોનાથી મઢ્યું, ને તેણે દેવવાણીસ્થાનની આગળ
સોનાની સાંકળો વડે આડો આંતરો કીધો, ને તેણે
તેને સોનાથી મઢ્યું ૨૨ અને આખું ઘર પૂરૂં થતા સુધી
તેણે આખા ઘરને સોનાથી મઢ્યું, ને દેવવાણીસ્થા-
નની આખી વેદીને તેણે સોનાથી મઢી ૨૩ અને તેણે
દેવવાણીસ્થાનમાં જૈતકાષ્ટના બે કરૂબો બનાવ્યા, દરે-
કની ઉંચાઇ દસ હાથ હતી ૨૪ અને કરૂબની એક
પાંખ પાંચ હાથ, તથા કરૂબની બીજી પાંખ પાંચ હાથ
હતી, એક પાંખના છેડાથી તે બીજી પાંખના છેડા
સુધી દસ હાથનું અંતર હતું ૨૫ અને બીજો કરૂબ દસ
હાથનો હતો, બન્ને કરૂબો એક માપ તથા એક ઘાટના
હતા ૨૬ એક કરૂબની ઉંચાઇ દસ હાથ, ને બીજા
કરૂબની પણ એટલીજ હતી ૨૭ અને તેણે કરૂબોને
અંદરના ઘરની મધ્યે મુકયા, ને કરૂબોની પાંખો
ફેલાવેલી હતી, ને તેથી એકની પાંખ એક ભીંતે
અડતી હતી, ને બીજા કરૂબની પાંખ બીજી ભીંતે
અડતી હતી, ને તેમની પાંખો ઘરને મધ્ય ભાગે એક-
બીજાને અડતી હતી ૨૮ અને તેણે કરૂબોને સોનાથી
મઢ્યા ૨૯ અને તેણે ઘરની સર્વ ભીંતો પર ચારેગમ
માહેલી બાજૂએ તથા બહારની બાજૂએ કોતરેલા
કરૂબો તથા ખજૂરીઓ તથા ખિલેલા ફૂલોના આકાર
કોતરી કાઢ્યા હતા ૩૦ અને તેણે ઘરતળિયાને માહેલી
બાજૂએ તથા બહારની બાજૂએ સોનાથી મઢ્યું
૩૧ અને તેણે દેવવાણીસ્થાનમાં પેસવાના કમાડો જૈત-
કાષ્ટના કર્યાં, ઓતરંગ તથા બારશાખ [ભીંતના]
પાંચમા ભાગ જેટલા હતા ૩૨ એમ તેણે બે કમાડો
જૈતકાષ્ટના [બનાવ્યાં], ને તેમના પર તેણે કરૂબો,
તથા ખજૂરીઓ, તથા ખિલેલા ફૂલોની કોતરણી કોતરી,
ને તેમને સોનાથી મઢ્યા, ને કરૂબો પર તથા ખજૂ-
રીઓ પર સોનું ચઢાવ્યું ૩૩ અને એમજ તેણે મંદિ
રના દ્વારને સારૂ જૈતકાષ્ટની બારશાખો [ભીંતના]
ચોથા ભાગ જેટલી કરી ૩૪ અને દેવદારના લાકડાના
બે કમાડ [બનાવ્યાં], એક કમાડના બે કકડા બેવડા
વળી શકતા હતા, ને બીજા કમાડના બે કકડા પણ
બેવડા વળી શકતા હતા ૩૫ અને તેણે તેમના પર
કરૂબો તથા ખજૂરીઓ તથા ખિલેલા ફૂલો કોતર્યાં
હતા, ને કોતરેલા કામ પર બરાબર બંધબેસતું સોનું
મઢ્યું ૩૬ અને તેણે માહેલો ચોક ઘડેલા પત્થરની

ત્રણ હાર તથા એરેજકાષ્ટના પારોટિયાની એક હારનો
બનાવ્યો ૩૭ ચોથા વર્ષના ઝીવ માસમા યહોવાહના
ઘરનો પાયો નખાયો. ૩૮ અને અગિયારમા વર્ષના
બુલ માસમા, એટલે આઠમા માસમા, તેણે ઘર, તેના
બધા ભાગો સહિત તથા તેના સઘળું નમુના પ્રમાણે,
પુરૂ કીધું, માટે તેને એ બાંધતા સાત વર્ષ લાગ્યા

૭ અને સુલેમાનને પોતાનુ ઘર બાંધતા તેર વર્ષ
લાગ્યા ને તેણે પોતાનુ સઘળુ ઘર પુરૂ કર્યું
૨ કેમકે તેણે લબાનોનના અરણ્યનુ ઘર બાંધ્યુ, તેની
લંબાઇ સો હાથ, તથા તેની પહોળાઇ પચાસ હાથ,
તથા તેની ઉંચાઇ ત્રીસ હાથ હતી, તે એરેજકાષ્ટના
થાંભલાની ચાર હારો ઉપર બાંધેલુ હતું, ને થાંભલા
ઉપર એરેજકાષ્ટની પીઢો હતી, ૩ ને દર હારે પંદર
પ્રમાણે થાંભલા પરની પિસ્તાળીસ પીઢોની ઉપર
એરેજકાષ્ટથી ઢાંકણ કરેલું હતું ૪ અને બારીઓની
ત્રણ હારો હતી, અને સામસામા પ્રકાશના ત્રણ માળ
હતા. ૫ અને સર્વે કમાડો તથા બારસાખો ચોકઠામા
સમચોરસ હતા, ને સામસામા પ્રકાશના ત્રણ માળ
હતા. ૬ અને તેણે થાંભલાઓથી પરસાળ બનાવી,
તેની લંબાઇ પચાસ હાથ, ને તેની પહોળાઇ ત્રીસ
હાથ હતી, ને તેઓની સામે એક પરસાળ, તથા
તેઓની આગળ થાંભલા તથા જાડા પારોટિયા હતા
૭ અને તેણે ન્યાય કરવાને સારૂ ન્યાયાસનને માટે એક
પરસાળ, એટલે ન્યાયની પરસાળ બનાવી, ને તળિ-
યાથી તે મથાળા સુધી તેને એરેજકાષ્ટથી મઢી.
૮ અને તેને રહેવાનુ ઘર એટલે પરસાળની અંદરનુ
બીજુ આંગણુ, તે પણ તેવી જ કારીગરીનુ હતું વળી
ફારૂનની દીકરી (જેની સાથે સુલેમાને લગ્ન કર્યું હતું)
તેને સારૂ તેણે તે પરસાળના જેવુ ઘર બાંધ્યુ ૯ એ
બધાં અંદરથી તથા બહારથી, પાયાથી તે મથાળા
સુધી, ને એજ પ્રમાણે બહારની બાજૂએ મોટા
આંગણા સુધી, મુલ્યવાન પથ્થરો, એટલે માપ પ્રમાણે
ઘડેલા, તથા કરવતથી વહેરેલા પથ્થરના બાંધેલા
હતાં ૧૦ અને પાયો કિંમતી પથ્થરનો એટલે મોટા
દસ દસ હાથના તથા આઠ આઠ હાથના પથ્થરોનો
હતો ૧૧ અને ઉપર કિંમતી પથ્થરો એટલે માપ
પ્રમાણે ઘડેલા પથ્થરો તથા એરેજકાષ્ટ હતા ૧૨ અને
યહોવાહના ઘરના માંહેલા આંગણા તથા ઘરની પર
સાળની પેઠે, મોટા આંગણાની ચારેગમ ઘડેલા પથ્
થરની ત્રણ હારો, તથા એરેજકાષ્ટના પારોટિયાની
એક ઓળ હતી.

૧૩ અને સુલેમાન રાજાએ માણસ મોકલીને સૂર
માથી હીરામને તેડાવ્યો. ૧૪ તે નાફતાલી કુળની એક
વિધવા સ્ત્રીનો દીકરો હતો, ને તેનો બાપ સૂરનો
માણસ હતો, તે પિત્તળનો કારીગર હતો, ને તે
પિત્તળના સર્વે કામ કરવા સારૂ જ્ઞાનથી તથા અક્કલથી
તથા ચતુરાઇથી ભરપુર હતો, ને તેણે સુલેમાન રાજા
પાસે આવીને તેના સર્વ કામ કર્યાં, ૧૫ એટલે તેણે
અરાઢ અરાઢ હાથ ઉંચા એવા પિત્તળના બે થાંભલા
બનાવ્યા, ને દરેક થાંભલાની આસપાસ ફરી વળવા
સારૂ બાર હાથની દોરી જતી હતી ૧૬ અને થાંભ
લાની ટોચો ઉપર મુકવા સારૂ તેણે પિત્તળના બે
મથાળા ઢાળ્યા, એક મથાળાની ઉંચાઇ પાંચ હાથ, ને
બીજા મથાળાની ઉંચાઇ પાંચ હાથ હતી ૧૭ થાંભ
લાની ટોચો પરના મથાળાને સારૂ તરેહ તરેહની
કારીગરીની જાળીઓ તથા સાંકળી કામની ઝાલરો
હતી, એટલે એક મથાળાને સારૂ સાત, તથા બીજા
મથાળાને સારૂ સાત ૧૮ એજ પ્રમાણે તેણે થાંભલા
કર્યા, ને [દર] થાંભલાની ટોચ પરનુ મથાળુ ઢાંકવાની
જે એક જાળી, તે પર ચારેગમ બે હારો, ને બીજા
મથાળાને સારૂ પણ તેણે એમજ કીધુ ૧૯ અને પર
સાળમાના થાંભલાની ટોચો પરના મથાળા તે કમળના
કોતરકામના, [તથા] ચાર હાથ લાંબા હતા ૨૦ અને
એ બે થાંભલાની ટોચો પર પણ, એટલે જાળીની છેક
પાસેના ફુલેલા ભાગ પાસે મથાળા હતા, ને બીજા
મથાળા ઉપર ચોગરદમ બસેં દાડમ હારબંધ પાડેલા
હતા. ૨૧ અને તેણે થાંભલા મંદિરની પરસાળ આગળ
ઉભા કર્યા, ને જમણો થાંભલો ઉભો કરીને તેણે એનુ
નામ યાખીન પાડ્યુ, ને ડાબો થાંભલો ઉભો કરીને
તેણે એનુ નામ બોઆઝ પાડ્યુ ૨૨ અને થાંભલાની
ટોચો પર કમળનુ કોતરકામ કરેલુ હતું એમ થાંભ
લાનુ કામ પુરૂ થયુ ૨૩ અને તેણે ભરતકામનો સમુદ્ર
બનાવ્યો, તેનો વિસ્તાર આ કાનેથી તે સામા કાના
સુધી દસ હાથ હતો, તેનો ઘેરાવ ગોળ હતો, ને તેની
ઉંચાઇ પાંચ હાથ હતી, ને તેની આસપાસ ત્રીસ
હાથની દોરી ફરી વળતી હતી, ૨૪ ને તેના કાનાની
નીચે તેની ચોમેર ફરતી કળીઓ પાડેલી હતી, દર
હાથે દસ [કળીઓ] એ પ્રમાણે સમુદ્રની આસપાસ
[પાડેલી] હતી, તેને ભરતકામથી બનાવ્યો તેજ
વેળા કળીઓની બે હારો પણ તેની સાથેજ ઢાળી
હતી. ૨૫ તે બાર ગોધાઓ ઉપર મુકેલો હતો, ત્રણના

મુખ ઉત્તર તરફ, ને ત્રણનાં મુખ પશ્ચિમ તરફ, ને
ત્રણનાં મુખ દક્ષિણ તરફ, ને ત્રણનાં મુખ પૂર્વ તરફ
હતાં; ને સમુદ્ર તેમના પર મુકેલો હતો; ને તે
બધાની પુઠો અંદરની બાજુએ હતી ૨૬અને તેની
જાડાઇ ચાર આંગળ એટલી હતી; ને તેના કાનાની
બનાવટ વાટકાના કાનાની બનાવટની પેઠે કમળના
ફૂલના જેવી હતી; તેમાં બે હજાર બાથ માતાં હતા
૨૭અને તેણે પિત્તળના દસ ચોતરા બનાવ્યા; [દર]
એક ચોતરાની લંબાઇ ચાર હાથ, તથા તેની પહોળાઇ
ચાર હાથ, તથા તેની ઉંચાઇ ત્રણ હાથ હતી. ૨૮અને
તે ચોતરાઓની બનાવટ આ પ્રમાણેની હતી; તેઓને
તખતીઓ હતી; એટલે તખતીઓ ચોકઠાની વચ્ચે
હતી; ૨૯ને ચોકઠાની વચ્ચેની તખતીઓ પર સિંહો,
ગોધા તથા કરૂબો [પાડેલા] હતા; ને ઉપલી કિના-
રીઓથી ઉપર બેસણી હતી; ને સિંહો તથા ગોધા-
ઓની નીચે લટકતા કામની ઝાલરો હતી ૩૦અને
દરેક ચોતરાને પિત્તળનાં ચાર પૈડાં તથા પિત્તળની
ધરીઓ હતા; ને તેના ચાર પગને ટેકા હતા; એ
ટેકા કુંડાની તળે ભરતરકામથી બનાવેલા હતા, ને
દરેકની બાજુએ ઝાલરો હતી. ૩૧અને મથાળાનું
ખામણું અંદરથી ઉપર સુધી એક હાથનું હતું; અને
તેનું ખામણું બેસણીની બનાવટ પ્રમાણે ગોળ, [તથા
ઘેરાવમાં] દોઢ હાથ હતું; ને વળી તેના કાના ઉપર
કોતરકામ હતું, ને તેમની તખતીઓ ગોળ નહિ પણ
ચોખડી હતી. ૩૨અને ચાર પૈડાં તખતીઓની નીચે
હતાં; ને પૈડાની ધરીઓ ચોતરામાં [જડેલી] હતી;
ને દર પૈડાંની ઉંચાઇ દોઢ હાથ હતી. ૩૩અને પૈડાની
બનાવટ રથનાં પૈડાંની બનાવટના જેવી હતી; તેમની
ધરીઓ તથા તેમની વાટો તથા તેમના આરા તથા
તેમનાં નાભિચક્રો, એ બધાં ઢાળેલાં હતા. ૩૪અને
દરેક ચોતરાને ચાર ખુણે ચારટેકા હતા; તેના ટેકા
ચોતરાની સાથેજ લાગટ હતા. ૩૫અને ચોતરાને
મથાળે અડધો હાથ ઉંચો ઘૂમટ હતો; ને ચોતરાને
મથાળે તેના ટેકા ને તેની તખતીઓ તેની સાથે
સલંગ હતાં ૩૬અને તેના ટેકાનાં પતરાં પર તથા
તેની તખતીઓ પર તેણે કરૂબો, સિંહો તથા ખજુ-
રીઓ દરેકના કદના પ્રમાણમાં કોતર્યા હતાં, ને
તેમની આસપાસ ઝાલરો હતી ૩૭એવી રીતે તેણે
દસ ચોતરા બનાવ્યા; એ સર્વે એકજ ઢાળકીના,
એકજ માપના તથા એકજ ઘાટના હતા. ૩૮અને તેણે
પિત્તળનાં દસ કુંડાં બનાવ્યાં; દરેક કુંડામાં ચાળીસ
બાથ માતાં હતાં; ને પ્રત્યેક કુંડુ ચાર હાથનું હતું; ને
પેલા દસમાંના દરેક ચોતરા પર એકેક કુંડુ [મુક્યું].
૩૯અને તેણે પાંચ ચોતરા ઘરની જમણી બાજૂએ, ને
પાંચ ઘરની ડાબી બાજૂએ ગોઠવ્યા; અને તેણે સમુ-
દ્રને ઘરની જમણી દિશાએ પૂર્વ તરફ દક્ષિણ સામે
ગોઠવ્યો. ૪૦અને હીરામે કુંડાં, તથા પાવડા તથા
તપેલાં બનાવ્યાં એમ હીરામે યહોવાહના ઘરને
લગતું જે સર્વ કામ સુલેમાન રાજાને સારૂ કર્યું તે સર્વ
તેણે પુરૂ કીધું; ૪૧એટલે બે થાંભલા, તથા તે થાંભ-
લાની ટોચો પરના મથાળાંના ઘૂમટ, તથા થાંભ-
લાની ટોચ પરનાં મથાળાના બે ઘૂમટ ઢાંકવાને સારૂ
જાળીઓ; ૪૨અને એ બે જાળીઓને માટે ચારસેં
દાડેમ; એટલે થાંભલાની ટોચ પરનાં મથાળાંના બન્ને
ઘૂમટ ઢાકવાની દરેક જાળીને વાસ્તે દાડમની બબે
હારો; ૪૩અને દસ ચોતરા, તથા ચોતરા પરનાં દસ
કુંડાં; ૪૪અને એક સમુદ્ર તથા સમુદ્રની નીચેના બાર
ગોધા; ૪૫તથા દેગડા તથા પાવડા તથા તપેલાં; આ
બધા વાસણો જે હીરામે યહોવાહના ઘરના સબંધમાં
સુલેમાન રાજાને સારૂ બનાવ્યાં, તે ઓપ ચઢાવેલા
પિત્તળનાં હતાં ૪૬યરદનના સપાટ પ્રદેશમાં સુક્કોથ
તથા સારથાનની વચ્ચેની ચીકણી માટીની જમીનમાં
રાજાએ તે ઢાળ્યાં ૪૭અને, સુલેમાને એ સર્વ વાસણો
[અણતોલ્યાં] રહેવા દીધાં કેમકે તેઓ અતિઘણાં
હતાં; એ પિત્તળનું વજન અકળિત હતું. ૪૮અને
સુલેમાને યહોવાહના ઘરમાંનાં સર્વ પાત્રો બનાવ્યાં;
એટલે સોનાની વેદી, અને જેના પર અર્પિત રોટલી
રહેતી તે સોનાની મેજ; ૪૯તથા દેવવાણીસ્થાનની
સામેનાં ચોખ્ખા સોનાનાં દીપવૃક્ષ, પાંચ જમણી તથા
પાંચ ડાબી બાજુએ; તથા તેમનાં ફૂલો તથા દીવીઓ
તથા ચિમટા, [એ સર્વ] સોનાનાં; ૫૦અને ચોખ્ખા
સોનાનાં પ્યાલાં, તથા કાતરો, તથા તપેલાં તથા
પળીઓ તથા ધૂપદાનીઓ; અને માહેના ઘરનાં,
એટલે પરમ પવિત્રસ્થાનનાં, કમાડને સારૂ, તેમજ
ઘરનાં, એટલે મદિરનાં, કમાડને સારૂ સોનાનાં મિજા-
ગરા. ૫૧યહોવાહના ઘરનું જે સર્વ કામ સુલેમાન
રાજાએ કર્યું તે એ રીતે પુરૂ થયું જે સર્વ વાનાં તેના
પિતા દાઉદે અર્પિત કીધાં હતાં તે, એટલે રૂપું તથા
સોનું તથા પાત્રો, સુલેમાને અંદર લઇ જઇને યહોવા-
હના ઘરના ભંડારોમા મુક્યાં.

ત્રણ હાર તથા એરેજકાષ્ટના ભારોટિયાની એક હારનો
બનાવ્યો ૩૭ ચોથા વર્ષના ઝીવ માસમાં યહોવાહના
ઘરનો પાયો નખાયો. ૩૮અને અગિયારમા વર્ષના
બુલ માસમા, એટલે આઠમા માસમાં, તેણે ઘર, તેના
બધા ભાગો સહિત તથા તેના સપૂર્ણ નમુના પ્રમાણે,
પુરૂં કીધું, માટે તેને એ બાંધતાં સાત વર્ષ લાગ્યાં

૭ અને સુલેમાનને પોતાનુ ઘર બાંધતા તેર વર્ષ
લાગ્યા, ને તેણે પોતાનું સઘળુ ઘર પુરૂ કર્યું.
૨ કેમકે તેણે લબાનોનના અરણ્યનું ઘર બાંધ્યુ; તેની
લબાઇ સો હાથ, તથા તેની પહોળાઇ પચાસ હાથ,
તથા તેની ઉંચાઇ ત્રીસ હાથ હતી, તે એરેજકાષ્ટના
થાંભલાની ચાર હારો ઉપર બાંધેલુ હતું, ને થાભલા
ઉપર એરેજકાષ્ટની પીઢો હતી; ૩ને દર હારે પંદર
પ્રમાણે થાભલા પરની પિસ્તાળીસ પીઢોની ઉપર
એરેજકાષ્ટથી ઢાંકણ કર્યું હતું ૪અને બારીઓની
ત્રણ હારો હતી, અને સામસામા પ્રકાશના ત્રણ માળ
હતા ૫અને સર્વે કમાડો તથા બારશાખો ચોકઠામા
સમચોરસ હતા, ને સામસામા પ્રકાશના ત્રણ માળ
હતા. ૬અને તેણે થાભલાઓથી પરસાળ બનાવી,
તેની લંબાઇ પચાસ હાથ, ને તેની પહોળાઇ ત્રીસ
હાથ હતી, ને તેઓની સામે એક પરસાળ, તથા
તેઓની આગળ થાભલા તથા જાડા ભારોટિયા હતા.
૭અને તેણે ન્યાય કરવાને સારૂ ન્યાયાસનને માટે એક
પરસાળ, એટલે ન્યાયની પરસાળ બનાવી, ને તળિ-
યાથી તે મથાળા સુધી તેને એરેજકાષ્ટથી મઢી
૮અને તેને રહેવાનુ ઘર એટલે પરસાળની અંદરનું
બીજું આંગણું, તે પણ તેવીજ કારીગરીનુ હતું. વળી
ફારૂનની દીકરી (જેની સાથે સુલેમાને લગ્ન કર્યું હતું)
તેને સારૂ તેણે તે પરસાળના જેવું ઘર બાંધ્યુ ૯એ
બધાં અંદરથી તથા બહારથી, પાયાથી તે મથાળા
સુધી, ને એજ પ્રમાણે બહારની બાજૂએ મોટા
આંગણા સુધી, મૂલ્યવાન પત્થરો, એટલે માપ પ્રમાણે
ઘડેલા, તથા કરવતથી વહેરેલા પત્થરનાં બાંધેલાં
હતાં. ૧૦અને પાયો કિમતી પત્થરનો એટલે મોટા
દસ દસ હાથના તથા આઠ આઠ હાથના પત્થરોનો
હતો. ૧૧અને ઉપર કિમતી પત્થરો એટલે માપ
પ્રમાણે ઘડેલા પત્થરો તથા એરેજકાષ્ટ હતાં ૧૨અને
યહોવાહના ઘરના માંહેલા આંગણા તથા ઘરની પર-
સાળની પેઠે, મોટા આંગણાની ચારેગમ ઘડેલા પત્થ-
રની ત્રણ હારો, તથા એરેજકાષ્ટના ભારોટિયાની
એક ઓળ હતી.

૧૩અને સુલેમાન રાજાએ માણસ મોકલીને તૂર-
માથી હીરામને તેડાવ્યો. ૧૪તે નાફતાલી કુળની એક
વિધવા સ્ત્રીનો દીકરો હતો; ને તેનો બાપ તૂરનો
માણસ હતો, તે પિત્તળનો કારીગર હતો; ને તે
પિત્તળનાં સર્વ કામ કરવા સારૂ જ્ઞાનથી તથા અક્કલથી
તથા ચતુરાઇથી ભરપુર હતો; ને તેણે સુલેમાન રાજા
પાસે આવીને તેનાં સર્વ કામ કર્યાં; ૧૫એટલે તેણે
અરાઢ અરાઢ હાથ ઉંચા એવા પિત્તળના બે થાંભલા
બનાવ્યા; ને દરેક થાંભલાની આસપાસ ફરી વળવા
સારૂ બાર હાથની દોરી જતી હતી. ૧૬અને થાંભ-
લાની ટોચો ઉપર મુકવા સારૂ તેણે પિત્તળનાં બે
મથાળાં ઢાળ્યાં; એક મથાળાની ઉંચાઇ પાચ હાથ, ને
બીજા મથાળાની ઉંચાઇ પાંચ હાથ હતી. ૧૭થાંભ-
લાની ટોચો પરના મથાળાંને સારૂ તરેહ તરેહની
કારીગરીની જાળીઓ તથા સાંકળી કામની ઝાલરો
હતી; એટલે એક મથાળાને સારૂ સાત, તથા બીજા
મથાળાને સારૂ સાત ૧૮એજ પ્રમાણે તેણે થાંભલા
કર્યા; ને [દર] થાભલાની ટોચ પરનું મથાળું ઢાંકવાની
જે એક જાળી, તે પર ચારેગમ બે હારો; ને બીજા
મથાળાને સારૂ પણ તેણે એમજ કીધું ૧૯અને પર-
સાળમાના થાભલાની ટોચો પરનાં મથાળાં તે કમળના
કોતરકામના, [તથા] ચાર હાથ લાબાં હતાં. ૨૦અને
એ બે થાભલાની ટોચો પર પણ, એટલે જાળીની છેક
પાસેના ફુલેલા ભાગ પાસે મથાળાં હતાં, ને બીજા
મથાળા ઉપર ચોગરદમ બસેં દાડમ હારબંધ પાડેલાં
હતા. ૨૧અને તેણે થાભલા મદિરની પરસાળ આગળ
ઉભા કર્યા; ને જમણો થાભલો ઉભો કરીને તેણે એનું
નામ યાખીન પાડ્યુ, ને ડાબો થાંભલો ઉભો કરીને
તેણે એનું નામ બોઆઝ પાડ્યુ. ૨૨ અને થાંભલાની
ટોચો પર કમળનું કોતરકામ કરેલું હતું. એમ થાંભ-
લાનું કામ પુરૂ થયુ ૨૩અને તેણે ભરતકામનો સમુદ્ર
બનાવ્યો; તેનો વિસ્તાર આ કાનેથી તે સામા કાના
સુધી દસ હાથ હતો; તેનો ઘેરાવ ગોળ હતો, ને તેની
ઉંચાઇ પાંચ હાથ હતી; ને તેની આસપાસ ત્રીસ
હાથની દોરી ફરી વળતી હતી; ૨૪ને તેના કાનાની
નીચે તેની ચોમેર ફરતી કળીઓ પાડેલી હતી, દર
હાથે દસ [કળીઓ] એ પ્રમાણે સમુદ્રની આસપાસ
[પાડેલી] હતી; તેને ભરતકામથી બનાવ્યો તેજ
વેળા કળીઓની બે હારો પણ તેની સાથેજ ઢાળી
હતી. ૨૫તે બાર ગોધાઓ ઉપર મુકેલો હતો; ત્રણનાં

મુખ ઉત્તર તરફ, ને ત્રણનાં મુખ પશ્ચિમ તરફ, ને
ત્રણનાં મુખ દક્ષિણ તરફ, ને ત્રણનાં મુખ પૂર્વ તરફ
હતાં; ને સમુદ્ર તેમના પર મુકેલો હતો; ને તે
બધાની પુઠો અંદરની બાજુએ હતી ૨૬અને તેની
જાડાઇ ચાર આંગળ જેટલી હતી; ને તેના કાનાની
બનાવટ વાટકાના કાનાની બનાવટની પેઠે કમળના
ફૂલના જેવી હતી; તેમાં બે હજાર બાથ માતાં હતાં.
૨૭અને તેણે પિત્તળના દસ ચોતરા બનાવ્યા; [દર]
એક ચોતરાની લંબાઇ ચાર હાથ, તથા તેની પહોળાઇ
ચાર હાથ, તથા તેની ઉંચાઇ ત્રણ હાથ હતી. ૨૮અને
તે ચોતરાઓની બનાવટ આ પ્રમાણેની હતી; તેઓને
તખતીઓ હતી; એટલે તખતીઓ ચોકઠાંની વચ્ચે
હતી; ૨૯ને ચોકઠાંની વચ્ચેની તખતીઓ પર સિંહો,
ગોધા તથા કરૂબો [પાડેલા] હતા; ને ઉપલી કિના-
રીઓથી ઉપર બેસણી હતી; ને સિંહો તથા ગોધા-
ઓની નીચે લટકતા કામની ઝાલરો હતી ૩૦અને
દરેક ચોતરાને પિત્તળનાં ચાર પૈડાં તથા પિત્તળની
ધરીઓ હતાં; ને તેના ચાર પગને ટેકા હતા; એ
ટેકા કુંડાની તળે ભરતરકામથી બનાવેલા હતા, ને
દરેકની બાજુએ ઝાલરો હતી. ૩૧અને મથાળાનું
ખામણું અંદરથી ઉપર સુધી એક હાથનું હતું; અને
તેનું ખામણું બેસણીની બનાવટ પ્રમાણે ગોળ, [તથા
ઘેરાવમાં] દોઢ હાથ હતું; ને વળી તેના કાના ઉપર
કોતરકામ હતું, ને તેમની તખતીઓ ગોળ નહિ પણ
ચોખંડી હતી. ૩૨ અને ચાર પૈડાં તખતીઓની નીચે
હતાં; ને પૈડાંની ધરીઓ ચોતરામાં [જડેલી] હતી;
ને દર પૈડાંની ઉંચાઇ દોઢ હાથ હતી. ૩૩અને પૈડાંની
બનાવટ રથનાં પૈડાંની બનાવટના જેવી હતી; તેમની
ધરીઓ તથા તેમની વાટો તથા તેમના આરા તથા
તેમનાં નાભિચક્રો, એ બધાં ઢાળેલાં હતા. ૩૪અને
દરેક ચોતરાને ચાર ખુણે ચારટેકા હતા; તેના ટેકા
ચોતરાની સાથેજ લાગટ હતા. ૩૫અને ચોતરાને
મથાળે અડધો હાથ ઉંચો ઘૂમટ હતો; ને ચોતરાને
મથાળે તેના ટેકા ને તેની તખતીઓ તેની સાથે
સલંગ હતાં. ૩૬ અને તેના ટેકાનાં પતરાં પર તથા
તેની તખતીઓ પર તેણે કરૂબો, સિંહો તથા ખજુ-
રીઓ દરેકના કદના પ્રમાણમાં કોતર્યાં હતાં, ને
તેમની આસપાસ ઝાલરો હતી. ૩૭એવી રીતે તેણે
દસ ચોતરા બનાવ્યા; એ સર્વ એકજ ઢાળકીના,
એકજ માપના તથા એકજ ઘાટના હતા. ૩૮અને તેણે
પિત્તળનાં દસ કુંડાં બનાવ્યાં; દરેક કુંડામાં ચાળીસ
બાથ માતાં હતાં; ને પ્રત્યેક કુંડું ચાર હાથનું હતું; ને
પેલા દસમાંના દરેક ચોતરા પર એકેક કુંડું [મુક્યું].
૩૯અને તેણે પાંચ ચોતરા ઘરની જમણી બાજૂએ, ને
પાંચ ઘરની ડાબી બાજૂએ ગોઠવ્યા; અને તેણે સમુ-
દ્રને ઘરની જમણી દિશાએ પૂર્વ તરફ દક્ષિણ સામે
ગોઠવ્યો. ૪૦અને હીરામે કુંડાં, તથા પાવડા તથા
તપેલાં બનાવ્યાં. એમ હીરામે યહોવાહના ઘરને
લગતું જે સર્વ કામ સુલેમાન રાજાને સારૂ કર્યું તે સર્વ
તેણે પુરૂં કીધું; ૪૧એટલે બે થાંભલા, તથા તે થાંભ-
લાની ટોચો પરનાં મથાળાંના ઘૂમટ, તથા થાંભ-
લાની ટોચ પરનાં મથાળાના બે ઘૂમટ ઢાંકવાને સારૂ
જાળીઓ; ૪૨અને એ બે જાળીઓને માટે ચારસેં
દાડેમ; એટલે થાંભલાની ટોચ પરનાં મથાળાંના બન્ને
ઘૂમટ ઢાકવાની દરેક જાળીને વાસ્તે દાડમની બબે
હારો; ૪૩અને દસ ચોતરા, તથા ચોતરા પરનાં દસ
કુંડાં; ૪૪અને એક સમુદ્ર તથા સમુદ્રની નીચેના બાર
ગોધા; ૪૫તથા દેગડા તથા પાવડા તથા તપેલાં; આ
બધાં વાસણો જે હીરામે યહોવાહના ઘરના સંબધમાં
સુલેમાન રાજાને સારૂ બનાવ્યાં, તે ઓપ ચઢાવેલા
પિત્તળનાં હતાં ૪૬યરદનના સપાટ પ્રદેશમાં સુક્કોથ
તથા સારથાનની વચ્ચેની ચીકણી માટીની જમીનમાં
રાજાએ તે ઢાળ્યાં ૪૭અને, સુલેમાને એ સર્વ વાસણો
[અણતોલ્યાં] રહેવા દીધાં કેમકે તેઓ અતિઘણાં
હતાં; એ પિત્તળનું વજન અકળિત હતું. ૪૮અને
સુલેમાને યહોવાહના ઘરમાંનાં સર્વ પાત્રો બનાવ્યાં;
એટલે સોનાની વેદી, અને જેના પર અર્પિત રોટલી
રહેતી તે સોનાની મેજ; ૪૯તથા દેવવાણીસ્થાનની
સામેનાં ચોખ્ખા સોનાનાં દીપવૃક્ષ, પાંચ જમણી તથા
પાંચ ડાબી બાજુએ; તથા તેમનાં ફૂલો તથા દીવીઓ
તથા ચિમઠા, [એ સર્વ] સોનાનાં; ૫૦અને ચોખ્ખા
સોનાનાં પ્યાલાં, તથા કાતરો, તથા તપેલાં તથા
પળીઓ તથા ધૂપદાનીઓ; અને માંહેના ઘરનાં,
એટલે પરમ પવિત્રસ્થાનનાં, કમાડને સારૂ, તેમજ
ઘરનાં, એટલે મંદિરનાં, કમાડને સારૂ સોનાનાં મિજા-
ગરાં. ૫૧યહોવાહના ઘરનું જે સર્વ કામ સુલેમાન
રાજાએ કર્યું તે એ રીતે પુરૂં થયું. જે સર્વ વાનાં તેના
પિતા દાઉદે અર્પિત કીધાં હતાં તે, એટલે રૂપું તથા
સોનું તથા પાત્રો, સુલેમાને અંદર લઇ જઇને યહોવા-
હના ઘરના ભંડારોમાં મુક્યાં.

૮ પછી સુલેમાને ઇસ્રાએલના વડીલોને તથા
કુળોના સર્વ મુખ્યોને, એટલે ઇસ્રાએલપુત્રોના
પિતૃઓના ઘરના આગેવાનોને, યરૂશાલેમમા સુલે
માન રાજાની પાસે એકઠા કર્યા, એ માટે કે તેઓ
દાઉદના સીયોન નગરમાથી યહોવાહનો કરારકોષ
લઇ આવે ૨અને એથાનીમ માસ, એટલે સાતમા
માસમા, ઇસ્રાએલના સર્વ માણુસો પર્વને વખતે
સુલેમાન રાજાની પાસે એકઠા થયા ૩અને ઇસ્રાએ
લના સર્વે વડીલો આવ્યા, ને યાજકોએ કોષ ઉપાડ્યો
૪અને તેઓ યહોવાહનો કોષ, તથા મુલાકાતમડપ,
તથા તમુમાના સઘળા પવિત્ર પાત્રો લઇ આવ્યા,
એટલે યાજકો તથા લેવીઓ તે લઇ આવ્યા ૫અને
સુલેમાન રાજા તથા તેની પાસે ટોળે મળેલી ઇસ્રા-
એલની સઘળી જમાત, ગણાય નહિ એટલા અસખ્ય
ઘેટા તથા બળદોનો યજ્ઞ કરતી, તેની સાથે કોષની
આગળ ઉભી હતી ૬અને યાજકો યહોવાહના કરા
રકોષને તેની જગ્યાએ, એટલે ઘરના દેવવાણીસ્થા
નમાં, પરમ પવિત્રસ્થાનમા, કરૂબોની પાખો તળે
લાવ્યા ૭કેમકે કરૂબોએ બે પાખો કોષની જગ્યાની
ઉપર ફેલાવી હતી, ને કરૂબોએ કોષ ઉપર તથા તેના
દાડા ઉપર આચ્છાદન કીધેલુ હતુ ૮અને દાડા એટલા
લાબા હતા કે દાડાના છેડા દેવવાણીસ્થાનની આગ
ળના પવિત્રસ્થાનમાથી દેખાતા હતા, પણ તેઓ
બહાર દેખાતા નહોતા, ને તેઓ આજ સુધી ત્યાજ
છે ૯ઇસ્રાએલપુત્રો મિસર દેશમાથી નિકળ્યા ત્યારે
યહોવાહે તેઓની સાથે કરાર કીધો, ત્યારે હોરેબમા
મુસાએ જે બે પત્થરપાટીઓ કોષમા મુકી હતી, તે
સિવાય બીજુ કાઇ તેમા નહોતુ ૧૦અને યાજકો
પવિત્રસ્થાનમાથી નિકળ્યા ત્યારે એમ થયુ કે, મેઘથી
યહોવાહનું ઘર એવુ ભરાઇ ગયુ, ૧૧કે યાજકો મેઘના
કારણથી સેવા કરવાને ઉભા રહી ન શકયા, કેમકે
યહોવાહના ગૌરવથી યહોવાહનુ ઘર ભરાઇ ગયુ

૧૨ત્યારે સુલેમાને કહ્યુ કે, યહોવાહે કહ્યુ છે કે, હુ
ગાઢ અધકારમા રહીશ. ૧૩મે તારે સારૂ રહેવાનું ઘર,
સર્વકાળ સુધી તારે વસવા સારૂ ઠેકાણું નિશ્ચે બાધ્યું
છે ૧૪અને રાજાએ પોતાનું મુખ ફેરવીને ઇસ્રાએલની
સઘળી જમાતને આશીર્વાદ દીધો, ને ઇસ્રાએલની
આખી સભા ઉભી રહી હતી ૧૫અને તેણે કહ્યું, ઇસ્રા-
એલનો દેવ યહોવાહ સ્તુત્ય થાઓ, કે જે પોતાના
મુખથી મારા બાપ દાઉદની સાથે બોલ્યો, ને જેણે
તે પોતાને હાથે પુરૂ કીધુ છે, ૧૬તે એ કે, મે મારા
લોકને મિસરમાથી કાઢયા, તે દિવસથી માડીને ઇસ્રા-
એલના સર્વ કુળોમાથી મે કોઇ નગર તેમા ઘર બાધવા
સારૂ, પસદ કીધુ નહિ, કે મારૂ નામ તેમા રહે, પણ
મે દાઉદને મારા લોક ઇસ્રાએલનો અધિકારી થવા
સારૂ પસદ કીધો છે ૧૭હવે મારા પિતા દાઉદના
હૃદયમા ઇસ્રાએલના દેવ યહોવાહના નામને સારૂ
ઘર બાધવાનુ હતુ ૧૮પણ યહોવાહે મારા પિતા
દાઉદને કહ્યુ કે, તારા હૃદયમા મારા નામને સારૂ ઘર
બાધવાનું હતું, એ તો તેં સારૂ કીધુ કે તે તારા હૃદયમા
હતુ ૧૯પણ તુ તે ઘર બાધીશ નહિ, પણ તારી
કમરમાથી નિકળનાર તારો દીકરો મારા નામને સારૂ
ઘર બાધશે ૨૦અને યહોવાહે પોતાનુ બોલેલુ વચન
સ્થાપિત કીધુ છે, કેમકે હુ મારા બાપ દાઉદને ઠેકાણે
ઉભો થયો છુ, ને યહોવાહે આપેલા વચન પ્રમાણે
ઇસ્રાએલના રાજ્યાસન પર બેઠો છું, ને મે ઇસ્રાએ-
લના દેવ યહોવાહના નામને સારૂ ઘર બાધ્યુ છે
૨૧અને ત્યા મે કોષને સારૂ જગ્યા ઠરાવી છે, કે જે
[કોષ]મા યહોવાહનો કરાર છે, જે તેણે આપણા
પિતૃઓને મિસર દેશમાથી કાઢી લાવતી વેળાએ
તેઓની સાથે કર્યો હતો

૨૨અને સુલેમાન યહોવાહની વેદીની આગળ
ઇસ્રાએલની આખી જમાતની સમક્ષ ઉભો રહ્યો, ને
પોતાના હાથ આકાશની ગમ પસારીને, ૨૩તેણે કહ્યુ
કે, હે ઇસ્રાએલના દેવ યહોવાહ, ઉપર આકાશમા કે
નીચે પૃથ્વીમા તારા જેવો કોઇ દેવ નથી, જે તારા
સેવકો પોતાના સપૂર્ણ હૃદયથી તારી આગળ ચાલે છે
તેઓની સાથે તુ કરાર તથા દયા રાખે છે, ૨૪તેં
તારા સેવક મારા પિતા દાઉદને જે વચન આપ્યુ હતુ,
તે તેની પ્રત્યે તેં પાળ્યુ છે, હા, તુ પોતાને મોઢે
બોલ્યો, ને તે તેં પોતાને હાથે પુરૂ કર્યું છે, જેમ આજ
છે તેમ ૨૫માટે હવે, હે ઇસ્રાએલના દેવ યહોવાહ,
તારા સેવક મારા પિતા દાઉદને જે વચન તેં આપ્યુ છે,
તે તેની પ્રત્યે પાળ, તે એ કે, તારે સારૂ મારી સન્મુ-
ખથી ઇસ્રાએલના રાજ્યાસન પર બેસનાર માણસનો
અત આવશે નહિ, જો કેવળ તારા દીકરા પોતાના
માર્ગ વિષે સાવચેત રહીને, જેમ તુ મારી સન્મુખ
ચાલ્યો, તેમ મારી સન્મુખ ચાલશે તો ૨૬માટે હવે,
હે ઇસ્રાએલના દેવ, તારા સેવક મારા બાપ દાઉદને
આપેલુ તારૂ વચન કૃપા કરીને સાચુ પાડ ૨૭પણ

શું દેવ ખરેખર પૃથ્વી પર વસશે? જો, આકાશ તથા
આકાશોના આકાશમાં તો તારો સમાવેશ થઇ શકતો
નથી, તો આ મારા બાંધેલા ઘરમાં થવો કેટલો વિશેષ
અશક્ય છે! ૨૮તો પણ, હે મારા દેવ યહોવાહ,
તારા સેવકની પ્રાર્થના પર તથા તેની વિનંતી પર લક્ષ
લગાડીને, આજ તારો સેવક જે પોકાર તથા પ્રાર્થના
તારી આગળ કરે છે, તે તું સાંભળ; ૨૯કે રાત દિવસ
આ ઘર પર, એટલે જે જગ્યા વિષે તેં કહ્યું છે કે, ત્યાં
મારૂં નામ રહેશે, તે પર તારી આંખ ઉઘાડી રહે, કે
તારો સેવક આ જગ્યા તરફ જે પ્રાર્થના કરે તે તું
સાંભળે ૩૦અને જ્યારે તારો સેવક તથા તારા ઇસ્રા-
એલ લોક આ જગ્યા તરફ પ્રાર્થના કરે, ત્યારે તું
તેઓની યાચના સાંભળજે; હા, આકાશમાં, એટલે
તારે વસવાની જગ્યામાં, તું સાંભળજે; ને સાંભળીને
ક્ષમા કરજે ૩૧જો કોઇ માણસ પોતાના પડોસી
વિરૂદ્ધ અપરાધ કરે, ને તેને સમ ખવડાવવા સારૂ
તેને સોગન દે, ને જો તે આવીને આ ઘરમાં તારી
વેદીની સન્મુખ સોગન ખાય, ૩૨તો તું આકાશમાં
સાંભળજે, ને [તે પ્રમાણે] કરીને તારા સેવકોનો
ન્યાય કરીને દુષ્ટને દોષિત ઠરાવીને, તેનો માર્ગ તેને
પોતાને માથે આણજે, ને ન્યાયીને ન્યાયી ઠરાવીને
તેના ન્યાયીપણા પ્રમાણે તેને આપજે. ૩૩જ્યારે
તારા ઇસ્રાએલ લોક તારી વિરૂદ્ધ પાપ કર્યાને લીધે
શત્રુની આગળ માર્યા જાય; ને જો તેઓ તારી ભણી
પાછા ફરીને તારૂં નામ કબૂલ કરે, ને આ ઘરમાં તારી
પ્રાર્થના તથા યાચના કરે, ૩૪તો તું આકાશમાં સાંભ-
ળીને તારા લોક ઇસ્રાએલના પાપની ક્ષમા કરજે, ને
જે દેશ તેં તેઓના પિતૃઓને આપ્યો તેમાં તેઓને
પાછા લાવજે. ૩૫તેઓએ તારી વિરૂદ્ધ કીધેલા અપ-
રાધને લીધે જ્યારે આકાશ બંધ થઇ જાય, ને વરસાદ
ન આવે; ત્યારે જો તેઓ આ જગ્યા ભણી પ્રાર્થના
કરે, ને તારૂં નામ કબૂલ કરે, ને તેઓ પર તેં વિપત્તિ
મોકલી તેથી તેઓ પોતાના પાપથી ફરે; ૩૬તો તું
આકાશમાં સાંભળીને તારા સેવકોનાં તથા તારા લોક
ઇસ્રાએલનાં પાપની ક્ષમા કરજે, કેમકે જે સુમાર્ગે
તેઓએ ચાલવું જોઇએ, તે તેઓને તું શિખવે છે; ને
તારો જે દેશ તેં તારા લોકોને વારસા તરીકે આપ્યો
છે, તેમાં વરસાદ મોકલજે. ૩૭જો દેશમાં દુકાળ હોય,
જો મરકી હોય, જો લુ કે મસી, કે તીડ કે કાતરા
હોય; જો તેઓના શત્રુ તેઓનાં નગરોના દેશમાં
તેઓને ઘેરે; ગમે તે મરકી, ગમે તે રોગ હોય;
૩૮અને જો કોઇ માણસ કે તારા બધા ઇસ્રાએલ લોક
પોતપોતાના હૃદયનો રોગ જાણીને જે કંઇ પ્રાર્થના કે
યાચના કરે, ને પોતાના હાથ આ ઘરની ભણી પસારે;
૩૯ત્યારે તું આકાશમાં, એટલે તારા રહેઠાણમાં,
સાંભળીને ક્ષમા આપીને [તે પ્રમાણે] કરજે; અને
દરેક માણસનું હૃદય તું જાણે છે માટે તેને તેનાં સર્વ
કૃત્યો પ્રમાણે ફળ આપજે; (કેમકે તું, કેવળ તુંજ સર્વ
મનુષ્યપુત્રોનાં હૃદયો જાણે છે;) ૪૦એ માટે કે જે દેશ
તેં અમારા પિતૃઓને આપ્યો છે તેમાં જ્યાં સુધી
તેઓ જીવે તે સઘળા દિવસોમાં તેઓ તારી બિહીક
રાખે ૪૧વળી પરદેશીઓ જે તારા ઇસ્રાએલ લોક-
માંના નથી તેઓ જ્યારે તારા નામની ખાતર દૂર
દેશથી આવે, ૪૨(કેમકે તેઓ તારા મોટા નામ,
તથા તારા પરાક્રમી હાથ, તથા તારા લંબાવેલા ભુજ
વિષે સાંભળશે;) જ્યારે તે આવીને આ ઘર ભણી
પ્રાર્થના કરે; ૪૩ત્યારે તું આકાશમાં, એટલે તારા
રહેઠાણમાં, સાંભળીને જે સઘળા વિષે તે પરદેશી તારી
પ્રાર્થના કરે, તે પ્રમાણે તું કરજે; એ માટે કે પૃથ્વીના
સર્વ લોક તારૂં નામ જાણે, ને તારા ઇસ્રાએલ લોકોની
પેઠે તેઓ તારી બીક રાખે, ને તેઓ જાણે કે આ
મારૂં બાંધેલું ઘર તારા નામથી ઓળખાય છે. ૪૪અને
જે રસ્તે તું તારા લોકને મોકલે તે રસ્તે થઇને જો
તેઓ પોતાના શત્રુની સામે યુદ્ધ કરવાને જાય, ને જે
નગર તેં નિવેડયું છે, તથા જે ઘર તારા નામને સારૂ મેં
બાંધ્યું છે, તેમની ભણી જો તેઓ યહોવાહની પ્રાર્થના
કરે; ૪૫તો આકાશમાં તેઓની પ્રાર્થના તથા તેઓની
યાચના સાંભળીને તેઓનો પક્ષ ધર. ૪૬જો તેઓ
તારી વિરૂદ્ધ પાપ કરે, (કેમકે પાપ ન કરે એવું
માણસ કોઇ નથી,) ને તું તેઓ પર કોપાયમાન થઇને
તેઓને શત્રુઓના હાથમાં એવી રીતે સોંપે, કે એઓ
તેઓને બંદીવાન કરીને દૂર કે નજીક શત્રુના દેશમાં
લઇ જાય, ૪૭તો પણ જે દેશમાં તેઓ બંદીવાન તરીકે
લઇ જવાયા હોય, તેમાં જો તેઓ વિચાર કરીને ફરે,
ને તેઓ પોતાને બંદીવાન કરીને લઇ જનારના દેશમાં
તારી આગળ યાચના કરતાં કહે કે, અમે પાપ કીધું
છે, ને કુછંદી રીતે વર્ત્યા છીએ; અમે ભૂંડું કીધું છે;
૪૮ને તેઓને બંદીવાન કરીને લઇ જનાર તેઓના
શત્રુઓના દેશમાં જો તેઓ પોતાના સંપૂર્ણ હૃદયથી
તથા પોતાના સંપૂર્ણ જીવથી તારી ભણી પાછા ફરીને

તેઓનો જે દેશ તેઓના પિતૃઓને તેં આપ્યો, જે
નગર તેં નિવેડયું છે, તથા જે ઘર તારા નામને સારૂ મેં
બાધ્યુ છે, તેમની ભણી તારી પ્રાર્થના કરે, ૪૯ તો
આકાશમા, એટલે તારા રહેઠાણમા તેઓની પ્રાર્થના
તથા તેઓની યાચના સાંભળીને તેઓનો પક્ષ ધર,
૫૦ ને તારા લોકે તારી વિરૂદ્ધ જે પાપ કરેલુ, તથા
તારી વિરૂદ્ધ જે સર્વ ઉલ્લંઘન તેઓએ કરેલા, તેની
તેઓને ક્ષમા આપ, ને તેઓને બંદીવાન કરીને લઇ
જનારાઓના મનમા તેઓ પ્રત્યે દયા ઉપજાવ કે
એઓ તેઓ પર દયા રાખે, ૫૧ કેમકે તેઓ તારા
લોક તથા તારો વારસો છે, જેને તેં મિસરમાથી લોઢાની
ભઠ્ઠીની મધ્યેથી કાઢ્યા, ૫૨ કે તારા સેવકની યાચના
પર તથા તારા ઇસ્રાએલ લોકની યાચના પર તારી
આખો ઉઘાડી રહે, કે જ્યારે તેઓ તારી વિનંતી કરે
ત્યારે તું તેઓનું સાભળે ૫૩ કેમકે, હે પ્રભુ યહોવાહ,
જેમ તું અમારા પિતૃઓને મિસરમાથી કાઢી લાવતી
વેળાએ તારા સેવક મુસાની હસ્તક બોલ્યો, તેમ તેં
તેઓને તારો વારસો થવા સારૂ પૃથ્વીના સર્વ લોકોથી
જુદા કર્યા

૫૪ અને એમ થયુ કે, સુલેમાન આ સઘળી પ્રાર્થના
તથા યાચના યહોવાહની આગળ કરી રહ્યો, ત્યારે તે
યહોવાહની વેદીની સામેથી ઉઠયો, કે જ્યા તે પોતાના
હાથ આકાશની ગમ પસારીને ઘુંટણીએ પડેલો હતો
૫૫ અને તેણે ઉભા થઇને મોટે સાદે ઇસ્રાએલની
આખી સભાને આશીર્વાદ દીધો ૫૬ ને કહ્યું કે, યહો
વાહને ધન્ય હોજો, કે જેણે પોતાના આપેલા સર્વ
વચનો પ્રમાણે પોતાના ઇસ્રાએલ લોકને આરામ
આપ્યો છે, જે સર્વ સારા વચનો તેણે પોતાના સેવક
મુસાની હસ્તક આપ્યા હતા તેમાનો એક શબ્દ પણ
વ્યર્થ ગયો નથી ૫૭ જેમ આપણો દેવ યહોવાહ
આપણા પિતૃઓની સાથે હતો, તેમ તે આપણી
સાથે રહો, તે આપણને ન તજે, ને આપણને ન
મુકે, ૫૮ કે તેના સર્વ માર્ગોમા ચાલવા સારૂ, તથા
તેની આજ્ઞા, તથા તેના વિધિઓ, તથા તેના હુકમો
જે તેણે આપણા પિતૃઓને ફરમાવ્યા હતા, તે
પાળવા સારૂ તે આપણા હૃદયો પોતાની તરફ વાળે
૫૯ અને આ મારા શબ્દો જે વડે મેં યહોવાહની
આગળ યાચના કીધી છે, તે રાત દિવસ આપણા દેવ
યહોવાહની હજુરમા રહે, કે તે રોજની અગત્ય
પ્રમાણે પોતાના સેવકનો પક્ષ, તથા પોતાના ઇસ્રાએલ
લોકનો પક્ષ લે; ૬૦ એ માટે કે પૃથ્વીની સર્વ પ્રજાઓ
જાણે કે યહોવાહ તેજ દેવ છે, બીજો કોઇ નથી
૬૧ માટે આપણા દેવ યહોવાહના વિધિમા ચાલવા
સારૂ તથા તેની આજ્ઞા પાળવા સારૂ તમારા હૃદયો
તેની પ્રત્યે આજની માફક સંપૂર્ણ થાઓ ૬૨ અને
રાજાએ તથા તેની સઘાતે સર્વ ઇસ્રાએલે યહોવાહની
આગળ યજ્ઞ ચઢાવ્યા ૬૩ અને જે શાત્યર્પણનો યજ્ઞ
સુલેમાને યહોવાહની આગળ ચઢાવ્યો, તે બાવીસ
હજાર ગોધા તથા એક લાખ ને વીસ હજાર ઘેટાનો
હતો એ પ્રમાણે રાજાએ તથા સર્વ ઇસ્રાએલપુત્રોએ
યહોવાહના ઘરની પ્રતિષ્ઠા કીધી ૬૪ તેજ દિવસે
રાજાએ યહોવાહના ઘરની આગળના આગણાના
મધ્ય ભાગને પાવન કીધો, કેમકે ત્યા તેણે દહની-
યાર્પણ, તથા ખાદ્યાર્પણ, તથા શાત્યર્પણનો મેદ
ચઢાવ્યા, કેમકે યહોવાહની સન્મુખ જે પિત્તળની
વેદી હતી, તે એટલી મોટી ન હતી કે તે પર દહની-
યાર્પણ, તથા ખાદ્યાર્પણ, તથા શાત્યર્પણનો મેદ માઇ
શકે ૬૫ એમ તે સમયે આપણા દેવ યહોવાહની
આગળ સાત ને સાત એટલે ચૌદ દિવસ સુધી સુલેમાને
તથા તેની સાથે સર્વ ઇસ્રાએલે, એટલે હમાથના
નાકાથી તે મિસરના વેહેળા સુધીના [લોકોની] મોટી
સભાએ પર્વ પાળ્યુ ૬૬ આઠમે દિવસે તેણે લોકોને
વિદાય કીધા, ને તેઓએ રાજાને આશીર્વાદ દીધો, ને
જે સર્વ ભલમનસાઇ યહોવાહે પોતાના સેવક દાઉદને
તથા પોતાના ઇસ્રાએલ લોકને દર્શાવી હતી તેને લીધે
મનમા હરખાતા તથા આનંદ કરતા તેઓ પોતાના
તંબુઓએ ગયા

૯ અને સુલેમાન યહોવાહનુ ઘર બાધવાનું તથા
રાજાનુ ઘર તથા જે સઘળુ કરવાની સુલેમાનને
ઇચ્છા હતી તે પુરૂ કરી રહ્યો ત્યારે એમ થયુ કે,
૨ જેમ યહોવાહે તેને ગિબઓનમા દર્શન દીધું હતું,
તેમ તેણે બીજી વાર સુલેમાનને દર્શન દીધુ ૩ અને
યહોવાહે તેને કહ્યું કે, મારી આગળ કરેલી તારી
પ્રાર્થના તથા તારી યાચના મેં સાંભળી છે, આ તારા
બાધેલા ઘરને, મારૂ નામ તેમા સદાને માટે રાખવા
સારૂ, મેં પવિત્ર કીધુ છે, ને મારી આખો તથા મારૂ
હૃદય નિરંતર ત્યા રહેશે ૪ ને તારો પિતા દાઉદ જેમ
ચાલ્યો તેમ જો તું મેં જે સઘળી આજ્ઞા તને આપી છે
તે પ્રમાણે કરીને મારી આગળ હૃદયની સંપૂર્ણતાથી
તથા પ્રમાણિકપણાથી ચાલશે, ને મારા વિધિઓ તથા

હુકમો પાળશો; ૫તો જેમ મેં તારા પિતા દાઉદને
વચન આપીને કહ્યું હતું કે, ઇસ્રાએલના રાજ્યાસન
પર તારા માણસની ખોટ પડશે નહિ, તે મુજબ હું
તારૂં રાજ્યાસન ઇસ્રાએલ પર સર્વકાળ સુધી સ્થાપિત
રાખીશ. ૬પણ જો તમે, અથવા તમારા દીકરાઓ, મારી
પાછળ ચાલવાથી ફરી જશોજ, ને મારી આજ્ઞાઓ
તથા મારા વિધિઓ જે મેં તમારી આગળ મુક્યાં છે
તે નહિ પાળતાં, જઇને અન્ય દેવોની સેવા કરશો
તથા તેઓને ભજશો; ૭તો મેં ઇસ્રાએલને જે દેશ
આપ્યો છે તેમાંથી તેઓને હું નષ્ટ કરીશ; ને આ જે
ઘરને મેં મારા નામને સારૂ પવિત્ર કીધું છે, તેને હું
મારી દૃષ્ટિ આગળથી દૂર કરીશ, ને ઇસ્રાએલ સર્વ
લોકો મધ્યે દૃષ્ટાંતરૂપ તથા કહાણીરૂપ થશે ૮અને
જો કે આ ઘર ઘણું ઉંચું છે તો પણ તેની પાસે થઇને
જનાર સઘળા અચંબો પામશે, ને છટ છટ કરશે, ને
તેઓ કહેશે કે, "શા માટે યહોવાહે આ દેશના તથા
આ ઘરના એવા હાલ કીધા હશે? ૯ને તેઓ ઉત્તર
આપશે કે, તેઓના પિતૃઓને મિસરમાંથી કાઢી
લાવનાર તેઓના દેવ યહોવાહને મુકીને તેઓએ
અન્ય દેવોને સ્વીકાર્યા, ને એમને ભજીને એમની
સેવા કીધી તે માટે; એજ માટે યહોવાહ આ સઘળી
હાની તેમના પર લાવ્યો છે.

૧૦અને સુલેમાન વીસ વર્ષમાં બન્ને ઘરો, એટલે
યહોવાહનું ઘર, તથા રાજાનું ઘર બાંધી રહ્યો, ત્યાર
પછી એમ થયું કે, ૧૧સુલેમાન રાજાએ હીરામને
ગાલીલ પ્રાંતમાં વીસ નગરો આપ્યાં. (હવે સૂરના
રાજા હીરામે સુલેમાનને જેટલાની ઇચ્છા હતી તેટલાં
બધાં એરેજવૃક્ષનાં લાકડાં, તથા દેવદારનાં લાકડાં
તથા સોનું પુરાં પાડ્યાં હતાં,) ૧૨અને સુલેમાને તેને
જે નગરો આપ્યાં હતાં તે જોવા સારૂ હીરામ સૂરમાંથી
આવ્યો; પણ તેઓ તેને ગમ્યાં નહિ. ૧૩અને તેણે
કહ્યું, મારા ભાઇ, આ કેવાં નગરો તેં મને આપ્યાં છે?
ને તેણે તેઓનું નાંમ કાબૂલ દેશ પાડયું, તે આજ
સુધી છે. ૧૪અને હીરામે રાજાને ત્યાં એક સો ને
વીસ તાલંત સોનું મોકલ્યું.

૧૫અને યહોવાહનું ઘર, તથા પોતાનું ઘર, તથા
મિલ્લો, તથા યરૂશાલેમનો કોટ તથા હાસોર, તથા
મગિદ્દો તથા ગેઝેર બાંધવા સારૂ સુલેમાન રાજાએ જે
જમાબંદી કરી તેની વિગત આ પ્રમાણે હતી ૧૬મિસ-
રના રાજા ફારૂને ચઢાઇ કરીને ગેઝેરને સર કરીને તેને
આગથી બાળી નાખ્યું હતું, ને તે નગરના રહેવાસી
કનાનીઓને મારી નાખીને તે પોતાની પુત્રી, એટલે
સુલેમાનની સ્ત્રીને, પલ્લામાં આપ્યું હતું. ૧૭અને
સુલેમાને દેશમાં ગેઝેર તથા નીચલું બેથ-હોરોન,
૧૮તથા બાઅલાથ, તથા અરણ્યમાં તાદમોર, ૧૯તથા
સુલેમાનના ભંડારનાં સર્વ નગરો, તથા તેના રથોને
સારૂ નગરો, તથા તેના સ્વારોને સારૂ નગરો, તથા
પોતાના શોખને માટે યરૂશાલેમમાં તથા લબાનોનમાં
તથા પોતાના અધિકાર તળેના સર્વ દેશમા જે બાંધ-
કામ કરવાની સુલેમાનને ઇચ્છા થઇ, તે બાંધ્યાં.
૨૦અમોરીઓ, હિત્તીઓ, પરીઝ્ઝીઓ, હિવ્વીઓ,
તથા યબૂસીઓ, જેઓ ઇસ્રાએલપુત્રોમાંના ન હતા;
૨૧તેઓમાંથી બચી રહેલા સર્વ લોકના વંશજો જે
તેમની પછી દેશમાં બચી રહેલા, જેમનો તદન નાશ
ઇસ્રાએલપુત્રો કરી નહિ શકેલા તેમના પર વેઠનો
વારો સુલેમાને આજ દિન સુધી નાખ્યો ૨૨પણ
ઇસ્રાએલપુત્રોમાથી કોઇની ઉપર સુલેમાને વેઠ ઠરાવી
નહિ, પણ તેઓ તો યુદ્ધના સીપાઇઓ, તથા તેના
ચાકરો, તથા અધિપતિઓ, તથા સરદારો, તથા
રથોના તથા સ્વારોના અમલદારો હતા. ૨૩સુલેમા-
નના કામ પર જે મુખ્ય કારભારીઓ તે આ હતા,
એટલે એ કામના મજુરો ઉપર મુકાદમી કરનારા
પાંચસેં ને પચાસ હતા. ૨૪પણ ફારૂનની પુત્રી દાઉ-
દના નગરમાંથી નિકળીને તેને કાજે [સુલેમાને] જે
ઘર બાંધ્યું હતું તેમાં આવી; તે વખતે તેણે મિલ્લો
બાંધ્યું. ૨૫અને સુલેમાને યહોવાહને સારૂ જે વેદી
બાંધી હતી, તેની ઉપર તે દર વર્ષે ત્રણ વખત દહની-
યાર્પણ તથા શાંત્યર્પણ ચઢાવતો હતો, ને તે સાથે
યહોવાહની સામેની [વેદી પર] ધૂપ બાળતો હતો.
એમ તેણે ઘર પુરૂ કીધું.

૨૬અને સુલેમાન રાજાએ અદોમ દેશમાં સૂફ સમુ-
દ્રના કાંઠા પરના એલોથ પાસેના એસ્યોન-ગેબેરમાં
વહાણોનો કાફલો બનાવ્યો. ૨૭અને હીરામે પોતાના
સમુદ્રના ભોમિયા ખલાસીઓને વહાણોમાં સુલેમા-
નના ચાકરોની સાથે મોકલ્યા. ૨૮અને તેઓ ઓફીર
જઇને ત્યાંથી ચારસેં ને વીસ તાલંત સોનું લઇને
સુલેમાન રાજાની પાસે લાવ્યા.

૧૦ અને યહોવાહના નામ સંબંધી સુલેમાનની
કીર્તિ સાંભળીને શેબાની રાણી મુશ્કેલ પ્રશ્નો
વડે તેની પરીક્ષા કરવા સારૂ આવી. ૨અને તે ઘણા

મોટા રસાલા સાથે, તથા સુગધીઓ, અતિઘણુ સોનુ
તથા મૂલ્યવાન હીરામાણેક લાદેલા ઉંટો સહિત યરૂ-
શાલેમમા આવી, ને સુલેમાન પાસે આવીને જે સઘળુ
પોતાના મનમા હતું, તે સબધી તેણીએ તેની સાથે
વાત કરી ૩ અને સુલેમાને તેના સર્વે પ્રશ્નોના ઉત્તર
આપ્યા, જેનો જવાબ તેણે તેને ન આપ્યો હોય,
એવી એકે બાબતથી રાજા અજાણ્યો ન હતો ૪ અને
જ્યારે શેબાની રાણીએ સુલેમાનનું સઘળુ જ્ઞાન, તથા
તેનુ બાંધેલુ ઘર, ૫ તથા તેની મેજ પરની રસોઇ,
તથા તેના સેવકોનુ બેસવુ તથા તેના કારભારીઓનુ
ઉભુ રહેવુ, તથા તેઓના વસ્ત્રો, તથા તેના પાત્રવા
હકો, તથા યહોવાહના ઘરમા જે દહનીયાર્પણો તે
ચઢાવતો હતો, તે જોયા ત્યારે તેના હોશ ઉડી ગયા
૬ અને તેણીએ રાજાને કહ્યુ કે, તારા કૃત્યો વિષે, તથા
તારા જ્ઞાન વિષે જે વાત થતી મે મારા દેશમા સાભળી
હતી તે ખરી હતી ૭ પણ મે આવીને મારી નજરે તે
જોયુ, ત્યા સુધી હુ તે વાત માનતી ન હતી, ને જો,
મને અરધું પણ કહેવામા આવ્યુ ન હતું, જે કીર્ત્તિ મે
સાભળી હતી તે કરતા તારૂ જ્ઞાન તથા ભાગ્યોદય
વિશેષ છે ૮ ભાગ્યશાળી છે તારા લોક! ભાગ્યશાળી
છે આ તારા ચાકરો કે તેઓ નિત્ય તારી સન્મુખ
ઉભા રહીને તારૂ જ્ઞાન સાભળે છે! ૯ તારા દેવ યહો-
વાહે તારા પર પ્રસન્ન થઇને તને ઇસ્રાએલના રાજ્યા
સન પર બેસાડ્યો, તેને ધન્ય હોજો, કેમકે યહોવાહે
ઇસ્રાએલ પર પોતાના સદાના પ્રેમને લીધે, તને, ન્યાય
તથા ઇનસાફ કરવા સારૂ, રાજા ઠરાવ્યો ૧૦ અને
તેણીએ રાજાને એકસો ને વીસ તાલત સોનું, તથા
અતિપુષ્કળ સુગધીઓ, તથા મૂલ્યવાન હીરામાણેક
આપ્યા. અને આ જે સુગધીઓ શેબાની રાણીએ
સુલેમાન રાજાને આપી તેટલી પુષ્કળ કોઇ દિવસે
ફરીથી આવી નહિ ૧૧ અને હીરામના વહાણો કે જે
ઓફીરથી સોનું લાવ્યા હતા, તેઓ અતિપુષ્કળ
આલ્મુગનુ લકડ તથા મૂલ્યવાન પાષાણો ઓફીરથી
લાવ્યા. ૧૨ અને તે આલ્મુગના લાકડાના રાજાએ
યહોવાહના ઘરને સારૂ તથા રાજાના ઘરને સારૂ થાંભલા,
તથા ગવૈયાઓને વાસ્તે વીણા તથા તબુરા બનાવ્યા,
એવા મૂલ્યવાન આલ્મુગના લાકડા આજ દિન સુધી
કદી આવ્યા કે દેખાયા ન હતા. ૧૩ અને શેબાની
રાણીએ જે કંઇ માગ્યુ તે તેણીની સઘળી ઇચ્છા પ્રમાણે
સુલેમાન રાજાએ તેને આપ્યુ, ને તે ઉપરાંત સુલેમાને
પોતાની પાદશાહી સખાવતથી તેને આપ્યુ તે જૂદુ
એમ તે પાછી ફરીને તેના ચાકરો સાથે પોતાના દેશમાં
ચાલી ગઇ

૧૪ હવે દરેક વર્ષે સુલેમાનને ત્યા જે સોનુ આવતું
તેનુ વજન છસેં ને છાસેઠ તાલત હતું, ૧૫ ને મુસાફર
લોકો લાવતા હતા તે, તથા વ્યાપારીઓના વ્યાપારથી
તથા મિશ્ર લોકના સર્વ રાજાઓ તરફથી, તથા દેશના
સુબાઓ તરફથી જે મળતું તે જૂદુ ૧૬ અને સુલેમાન
રાજાએ ઘડેલા સોનાની બસેં ઢાલો બનાવી, દરેક
ઢાલમા છસેં શેકેલ સોનુ જતું ૧૭ અને તેણે ઘડેલા
સોનાની [બીજી] ત્રણસેં ઢાલો કરી, આ દરેક ઢાલમા
ત્રણ રતલ સોનું જતું, ને રાજાએ તેમને લબાનોનના
અરણ્યના ઘરમા મુકી ૧૮ તે ઉપરાંત રાજાએ હાથી-
દાતનુ એક મોટું રાજ્યાસન બનાવ્યુ, ને તેના ઉપર
અતિ ચોખ્ખુ સોનુ મઢ્યુ ૧૯ આસનને છ પગથિયા
હતા, ને આસનનો ઉપલો ભાગ તે પાછળથી ગોળ
હતો, ને બેઠકની પાસે બન્ને બાજૂએ હાથ હતા, ને
તે હાથોની બાજૂએ બે સિહ ઉભા હતા ૨૦ અને છ
પગથિયા પર આ બાજૂએ તથા પેલી બાજૂએ બાર
સિહો ઉભેલા હતા, આના જેવુ કોઇ રાજ્યમા કરવામા
આવ્યુ ન હતું ૨૧ અને સુલેમાન રાજાના પીવાના સર્વે
પાત્રો સોનાના હતા, તથા લબાનોનના અરણ્યના
ઘરના સર્વે પાત્રો ચોખ્ખા સોનાના હતા, રૂપાનો
કોઇ ન હતા, સુલેમાનના દિવસોમા એની કંઇ વિસાત
ગણાતી નહિ ૨૨ કેમકે રાજાનો તાર્શીશી વહાણનો
એક કાફલો હીરામના કાફલા સાથે સમુદ્ર પર ફરતો
હતો, દર ત્રણ વર્ષે એક વાર તાર્શીશનો કાફલો સોનું
તથા રૂપુ, હાથીદાત તથા વાનરો તથા મોર લઇને
આવતો હતો ૨૩ એમ સુલેમાન રાજા પૃથ્વીના સર્વ
રાજાઓ કરતા દ્રવ્ય વિષે તથા જ્ઞાન વિષે અધિક હતો
૨૪ અને દેવે તેના હૃદયમા જે જ્ઞાન મુક્યુ હતું તે
સાભળવા સારૂ પૃથ્વીના સર્વે સુલેમાનની હજુરમા
આવતા ૨૫ અને તે પ્રત્યેક પોતપોતાની ભેટો, એટલે
રૂપાના પાત્રો, તથા સોનાના પાત્રો, તથા વસ્ત્રો, તથા
વસ્ત્રો, તથા સુગધીઓ, ઘોડા તથા ખચ્ચરો વાર્ષિક
ખંડણી તરીકે લાવતા હતા ૨૬ અને સુલેમાને રથો
તથા સ્વારોનો જમાવ કીધો, ને તેની પાસે એક હજા-
ને ચારસેં રથો તથા બાર હજાર સ્વારો થયા, ને તેણે
તેઓને રથોના નગરોમા તથા યરૂશાલેમમા રાજાની
પાસે રાખ્યા ૨૭ અને રાજાએ રૂપું યરૂશાલેમમા

એટલું બધું વધારી દીધું કે તે પત્થરના પાડનું થઇ
પડયું; તથા એરેજવૃક્ષોને વધારીને નીચ પ્રદેશના
ગુલરના પાડનાં કરી નાખ્યા. ૨૮ અને સુલેમાનના
ઘોડા મિસરમાંથી આણેલા હતા; ને રાજાના વેપા-
રીઓ તેમને જથાબંધ, એટલે દરેક જથાની અમુક
કિમ્મત આપીને, રાખતા હતા ૨૯ અને એક રથ છસેં
શેકેલ રૂપાને માટે, તથા ઘોડા એક સો ને પચાસને
માટે મિસરમાંથી લાવવામાં આવતા; ને એજ પ્રમાણે
હિત્તીઓના સર્વે રાજાઓને માટે તથા અરામના
રાજાઓને માટે તે [વેપારી]ઓની મારફતે તેઓ
લાવી આપતા.

૧૧ હવે સુલેમાન રાજાને ફારૂનની દીકરી શિવાય
બીજી ઘણી પરદેશી સ્ત્રીઓ સાથે પ્રીત
લાગેલી હતી, એટલે મોઆબી, આમ્મોની, અદોમી,
સીદોની તથા હિત્તી સ્ત્રીઓ સાથે; ૨ એટલે જે દેશ-
જાતિઓ વિષે યહોવાહે ઇસ્રાએલપુત્રોને કહ્યું હતું કે,
તમારે તેઓની અંદર જવું નહિ, ને તેઓએ તમારી
અંદર આવવું નહિ, કેમકે નિશ્ચે તેઓ તમારાં હૃદયોને
પોતાના દેવોની પાછળ ફેરવી નાખશે, તે [દેશજાતિ-
ઓમાં]ની; એવીઓને સુલેમાન પ્યારના કારણથી
વળગી રહ્યો. ૩ અને તેને રાજકુંવારીઓમાંની સાતસેં
સ્ત્રીઓ, તથા ત્રણસેં ઉપપત્નીઓ હતી; ને તેની
સ્ત્રીઓએ તેનું હૃદય ફેરવી નાખ્યું. ૪ કેમકે સુલેમાનના
વૃદ્ધપણામાં એમ થયું કે, તેની સ્ત્રીઓએ તેનું હૃદય
અન્ય દેવો પાછળ ફેરવી નાખ્યું; ને તેનું હૃદય તેના
બાપ દાઉદના હૃદયની પેઠે યહોવાહ પ્રત્યે સપૂર્ણ ન
હતું. ૫ કેમકે સુલેમાન સીદોનીઓની દેવી આશ્તો-
રેથનો, તથા આમ્મોનીઓનું અમંગળપણુ, એટલે
મિલ્કોમ, તેનો ઉપાસક થયો. ૬ અને સુલેમાને યહો-
વાહની દૃષ્ટિમાં ભુંડું કર્યું, ને પોતાના બાપ દાઉદની
પેઠે યહોવાહના માર્ગમાં સંપૂર્ણ રીતે ચાલ્યો નહિ.
૭ ત્યારે સુલેમાને યરૂશાલેમની સામેના પર્વત પર
મોઆબના અમંગળપણાને, એટલે કમોશને સારૂ,
તથા આમ્મોનપુત્રોના અમગળપણાને, એટલે મોલે-
ખને સારૂ, ઉચ્ચસ્થાન બાંધ્યાં. ૮ અને તેણે પોતાની
સર્વે પરદેશી સ્ત્રીઓ સારૂ એમજ કર્યું, ને તેઓ પોતાના
દેવો આગળ ધૂપ બાળતી તથા યજ્ઞો ચઢાવતી હતી.

૯ અને યહોવાહ સુલેમાન પર ઘણો ગુસ્સે થયો,
કેમકે ઇસ્રાએલનો દેવ યહોવાહ જેણે તેને બે વાર
દર્શન દીધું હતું, ૧૦ ને જેણે તેને એ બાબત વિષે
આજ્ઞા આપી હતી કે, તારે અન્ય દેવોની ઉપાસના
કરવી નહિ, તેની તરફથી તેનું મન ભટકી ગયું હતું;
અને તેણે યહોવાહની આજ્ઞા પાળી નહિ. ૧૧ માટે
યહોવાહે સુલેમાનને કહ્યું કે, તેં આ કૃત્ય કીધું છે,
તથા મારો કરાર તથા મારા વિધિઓ જે મેં તને ફર-
માવ્યા છે તે તેં પાળ્યા નથી, એ માટે જરૂર હું રાજ્યને
તારી પાસેથી ખુંચવી લઇને તારા ચાકરને તે આપીશ.
૧૨ તથાપિ તારા પિતા દાઉદની ખાતર હું તારા દિવ-
સોમાં એમ નહિ કરીશ; પણ તારા પુત્રના હાથમાંથી
હું તેને ખુંચવી લઇશ. ૧૩ તો પણ હું આખું રાજ્ય
છિનવી નહિ લઉં, પણ મારા સેવક દાઉદની ખાતર,
તથા યરૂશાલેમ જેને મેં પસંદ કીધું છે તેની ખાતર, હું
તારા પુત્રને એક કુળ આપીશ.

૧૪ અને યહોવાહે અદોમી હદાદને સુલેમાનના શત્રુ
તરીકે ઉભો કીધો; તે અદોમના રાજવંશનો હતો.
૧૫ કેમકે દાઉદ જ્યારે અદોમમાં હતો, ને યોઆબ
સેનાપતિ મુએલાંઓને દાટવા સારૂ ત્યાં ગયો હતો, ને
તેણે અદોમના પ્રત્યેક પુરૂષને માર્યો હતો; ૧૬ (કેમકે
યોઆબ તથા સર્વે ઇસ્રાએલ ત્યાં છ માસ રહ્યા હતા,
જ્યાં સુધી કે તેણે અદોમના પ્રત્યેક પુરૂષનો નાશ
કર્યો): તે વખતે એમ થયું હતું કે, હદાદ તથા તેની
સાથે તેના બાપના ચાકરોમાંથી કેટલાક અદોમી
માણસો મિસરમાં નાસી ગયા; હદાદ તો હજી નાનો
છોકરો હતો. ૧૮ અને મિદ્યાનમાંથી ઉઠીને તેઓ
પારાનમાં આવ્યા; ને પારાનમાંથી પોતાની સાથે
માણસ લઇને તેઓ મિસરમાં મિસરના રાજા ફારૂનની
પાસે આવ્યા; ને તેણે એને ઘર આપ્યું, તથા તેને
માટે ખોરાકી ઠરાવી આપી, તથા એને જમીન આપી.
૧૯ અને હદાદ ફારૂનની દૃષ્ટિમાં એટલી બધી કૃપા
પામ્યો, કે તેણે એને પોતાની સ્ત્રીની બહેન, એટલે
તાહપનેસ રાણીની બહેન, પરણાવી. ૨૦ અને તાહ-
પનેસની બહેને તેના પેટના દીકરા નામે ગનુબાથને
જન્મ આપ્યો; ને તાહપનેસે તેને ફારૂનના ઘરમાં
ધાવણ મુકાવ્યું; ને ગનુબાથ ફારૂનના ઘરમાં ફારૂનના
દીકરાઓ મધ્યે રહેતો. ૨૧ અને હદાદે મિસરમાં
સાંભળ્યું કે દાઉદ પોતાના પિતૃઓની સાથે ઉંઘી ગયો
છે, ને યોઆબ સેનાપતિ મરણ પામ્યો છે, ત્યારે
હદાદે ફારૂનને કહ્યું કે, મને વિદાય કર કે હું મારા
દેશમાં ચાલ્યો જાઉં. ૨૨ ત્યારે ફારૂને તેને કહ્યું કે,
મારી સાથે તને શાની ખોટ પડી છે, કે, જો, તું તારા

દેશમાં જવા માગે છે? ને તેણે ઉત્તર આપ્યો કે, કશાની
નહિ, પણ ગમે તેમ હોય તો પણ મને તો જવા દે

૨૩ અને દેવે તેની વિરૂદ્ધ [બીજો શત્રુ], એટલે
એલ્યાદાનો દીકરો રઝોન, જે પોતાના ધણી સોબા-
હના રાજા હદાદએઝેરની પાસેથી નાઠો હતો, તેને
ઉભો કર્યો, ૨૪ ને દાઉદ [સોબાહના] લોકોને મારી
નાખતો હતો ત્યારે રઝોને પોતાની સાથે માણસ
એકઠા કર્યા, ને તે ટોળીનો પોતે નાયક થયો, ને
દમસ્ક જઇને તેઓ તેમા વસ્યા, ને દમસ્કમા રાજ્ય
કીધું ૨૫ તે સુલેમાનના સર્વ દિવસોપર્યંત ઇસ્રાએલનો
શત્રુ હતો, ને હદાદે જે નુકશાન કીધું તે જુદુ, ને તે
ઇસ્રાએલથી કંટાળતો હતો, ને અરામ ઉપર રાજ્ય
કરતો હતો

૨૬ અને સરેદાહના એફ્રાઇમી નબાટનો દીકરો
યરોબઆમ સુલેમાનનો એક ચાકર હતો, કે જેની મા
સરૂઆહ નામની વિધવા સ્ત્રી હતી, તેણે પણ પોતાનો
હાથ રાજાની વિરૂદ્ધ ઉઠાવ્યો ૨૭ અને તેણે પોતાનો
હાથ રાજાની વિરૂદ્ધ ઉઠાવ્યો તેનુ કારણ આ હતું,
એટલે સુલેમાન મિલ્લો બાંધતો હતો, તથા પોતાના
પિતા દાઉદના નગરની તુટફાટ સમરાવતો હતો
૨૮ અને યરોબઆમ પરાક્રમી શૂરવીર યોદ્ધો હતો, ને
સુલેમાને તે જુવાનને જોયો કે તે ઉદ્યાગી છે, ને તેણે
એને યુસફના ઘરના સઘળા કામ પર મુકાદમ ઠરાવ્યો
૨૯ અને યરોબઆમ યરૂશાલેમમાથી નિકળ્યો, તે
વેળાએ એમ થયુ કે, તેને મા મિા શીલોની અહીયાહ
ભવિષ્યવાદી મળ્યો, હવે [અહીયાહે] નવુ વસ્ત્ર પહે-
રેલુ હતું, ને તેઓ બન્ને એકલા ખેતરમા હતા, ૩૦ ને
અહીયાહે પોતે પહેરેલુ નવું વસ્ત્ર પકડીને તેને ફાડીને
બાર કકડા કર્યા ૩૧ અને તેણે યરોબઆમને કહ્યુ કે,
તું પોતાને સારૂ દસ કકડા લે, કેમકે ઇસ્રાએલનો દેવ
યહોવાહ એમ કહે છે કે, જુઓ, હું સુલેમાનના હાથ-
માથી રાજ્ય ખુચવી લઇને તને દસ કુળો આપીશ
૩૨ (પણ મારા સેવક દાઉદની ખાતર, તથા યરૂશાલેમ
નગર કે જેને મેં ઇસ્રાએલના સર્વકુળોમાથી પસંદ કર્યું
છે તેની ખાતર, તેને એક કુળ મળશે), ૩૩ કારણ કે
તેઓએ મને ત્યાગીને સીદોનીઓની દેવી આશ્તોરે-
થને, તથા મોઆબીઓના દેવ કમોશને, તથા આમ્મો-
નપુત્રોના દેવ મિલ્કોમને ભજ્યા છે, ને તેના પિતા
દાઉદની પેઠે મારી દૃષ્ટિમા જે સારૂ તે કરીને, તથા
મારા વિધિ તથા મારા હુકમો [પાળીને] મારા માર્ગોમા
ચાલ્યા નથી ૩૪ પરંતુ હુ તેના હાથમાથી સઘળુ
રાજ્ય લઇ નહિ લઇશ, પણ મારો સેવક દાઉદ જેને
મેં પસંદ કીધો, જેણે મારી આજ્ઞા તથા મારા વિધિઓ
પાળ્યા તેની ખાતર તેને તો તેના આયુષ્યના સર્વ
દિવસ સુધી હુ અધિકારી રહેવા દઇશ, ૩૫ પણ હુ
તેના દીકરાના હાથમાથી રાજ્ય લઇ લઇને તે, એટલે
દસ કુળો, તને આપીશ ૩૬ અને તેના દીકરાને હું
એક કુળ આપીશ, એ સારૂ કે યરૂશાલેમ નગર કે જેને
મેં મારૂ નામ ત્યા મુકવા સારૂ પસંદ કીધુ છે તેમા
મારા સેવક દાઉદનો દીવો મારી સન્મુખ હમેશા રહે
૩૭ અને હુ તારો અંગીકાર કરીશ, ને તું તારા જીવની
સઘળી ઇચ્છાનુસાર રાજ્ય કરશે, ને ઇસ્રાએલ પર
રાજા થશે ૩૮ અને જે સર્વ આજ્ઞા હુ તને આપીશ
તેને કાન દઇને જો તું મારા માર્ગોમા ચાલશે, ને મારી
દૃષ્ટિમા જે સારૂ તે કરીને જેમ મારા સેવક દાઉદે કર્યું
તેમ મારા વિધિઓ તથા મારી આજ્ઞાઓ પાળશે, તો
એમ થશે કે, હુ તારી સાથે રહીશ, ને જેમ મેં દાઉદને
સારૂ બાંધ્યુ તેમ, તારે સારૂ અવિચળ ઘર બાંધીશ, ને
ઇસ્રાએલને તારે સ્વાધીન કરીશ. ૩૯ અને આને લીધે
હુ દાઉદના સંતાન પર આપત્તિ મોકલીશ, તો પણ
સદાને માટે નહિ ૪૦ એને લીધે સુલેમાને યરોબઆ-
મને મારી નાખવાનો યત્ન શોધ્યો, પણ યરોબઆમ
ઉઠીને મિસરમા મિસરના રાજા શીશાકની પાસે નાસી
ગયો, ને સુલેમાનના મરણ સુધી મિસરમા રહ્યો

૪૧ હવે સુલેમાનના બાકીના કૃત્યો, તથા તેણે જે
સઘળુ કર્યું, તથા તેનું જ્ઞાન, એ સુલેમાનના કૃત્યોના
પુસ્તકમા વર્ણવેલા નથી શું? ૪૨ ને સુલેમાને યરૂશા-
લેમમા સર્વ ઇસ્રાએલ પર ચાળીસ વર્ષની મુદત સુધી
રાજ્ય કર્યું ૪૩ અને સુલેમાન પોતાના પિતૃઓની સાથે
ઉંઘી ગયો, ને પોતાના પિતા દાઉદના નગરમા દટાયો,
ને તેની જગ્યાએ તેનો પુત્ર રહાબઆમ રાજા થયો.

૧૨ અને રહાબઆમ શખેમ ગયો, કેમકે સર્વ
ઇસ્રાએલ તેને રાજા કરવા સારૂ શખેમ
આવ્યા હતા ૨ અને જ્યારે નબાટના દીકરા યરોબ-
આમે એ સાંભળ્યુ (કેમકે તે હજી સુધી મિસરમા
હતો, ત્યાં તે સુલેમાન રાજાની પાસેથી નાસી ગયો
હતો, ને યરોબઆમ મિસરમા રહેતો હતો; ૩ અને
તેઓએ માણસ મોકલીને તેને તેડાવ્યો,) ત્યારે એમ
થયુ કે, યરોબઆમે તથા ઇસ્રાએલની સઘળી જમાતે
આવીને રહાબઆમને કહ્યુ કે, ૪ તારા બાપે અમારા

પરની ઝુંસરી ભારે કરી હતી, તો હવે તારા બાપની
સખત ચાકરી તથા અમારા પર મુકેલી તેની ભારે
ઝુંસરી તું હલકી કર, ને અમે તારે તાબે રહીશું. ૫અને
તેણે તેઓને કહ્યું કે, તમે હજી ત્રણ દિવસને માટે
અહિંથી જાઓ; ને ત્યાર પછી મારી પાસે પાછા
આવજો; એટલે લોકો ગયા. ૬અને પોતાના બાપ
સુલેમાનની હયાતીમા, તેની હજુરમાં જે વડીલો ખડા
રહેતા હતા તેઓની સલાહ લેતાં રહાબઆમ રાજાએ
પુછયું કે, આ લોકોને ઉત્તર આપવા વિષે તમે શી
સલાહ આપો છો? ૭ને તેઓએ તેને કહ્યું કે, જો તું
આજે આ લોકોનો ચાકર થઇશ, ને તેઓની સેવા
કરીશ, ને તેઓને ઉત્તર આપીશ, ને તેઓને સારા
વચનો કહીશ, તો તેઓ સદા તારા ચાકર થઇ રહેશે
૮પણ વડીલોએ તેને આપેલી સલાહનો તેણે ત્યાગ
કીધો; ને જે જુવાનિયા તેની સાથે મોટા થયા હતા,
તથા જે તેની હજુરમાં ઉભા રહેતા હતા, તેઓની
સલાહ તેણે લીધી. ૯અને તેણે તેઓને કહ્યું કે, આ
જે લોકોએ મને કહ્યું છે કે, તારા બાપે અમારા પર
મૂકેલી ઝુંસરીને તું હલકી કર, તેઓને આપણે ઉત્તર
આપીએ એ માટે તમે શી સલાહ આપો છો? ૧૦ને જે
જુવાનિયાઓ તેની સાથે મોટા થયલા હતા, તેઓએ
તેને કહ્યું કે, આ જે લોકે તને એમ કહ્યું કે, તારા બાપે
અમારા પરની ઝુંસરી ભારે કરી હતી, પણ તું તેને
અમારા પરથી હલકી કર, તેઓને તારે એમ કહેવું
કે, મારી ટચલી આંગળી મારા બાપની કમર કરતાં
જાડી છે, એમ તારે તેઓને કહેવું; ૧૧ને હવે મારા
બાપે તમારા પર ભારે ઝુંસરી લાદી, તો હું તમારા
પરની ઝુંસરી વધારીશ; મારા બાપે તમને ચાબખાથી
શિક્ષા કરી, પણ હુ તમને વીંછુઓથી શિક્ષા કરીશ.
૧૨અને જેમ રાજાએ ફરમાવ્યુ હતું, કે મારી પાસે
ત્રીજે દિવસે પાછા આવજો, તેમ યરોબઆમ તથા
સર્વ લોકો રહાબઆમ પાસે ત્રીજે દિવસે આવ્યા.
૧૩અને રાજાએ લોકોને સખ્તાઇથી ઉત્તર આપ્યો,
ને જે સલાહ વડીલોએ તેને આપી હતી, તેનો ત્યાગ
કીધો; ૧૪ને પેલા જુવાનિયાઓની સલાહ પ્રમાણે
તેઓને કહ્યું કે, મારા બાપે તમારી ઝુંસરી ભારે કરી,
પણ હું તમારી ઝુંસરી વધારીશ; મારા બાપે તમને
ચાબખાથી શિક્ષા કરી, પણ હુ તમને વીછુઓથી
શિક્ષા કરીશ. ૧૫એમ રાજાએ લોકોનું કહેવું સાંભળ્યુ
નહિ; કેમકે એ બનાવ યહોવાહ તરફથી બન્યો, એ
માટે કે યહોવાહે પોતાનું જે વચન શીલોની અહીયા-
હની હસ્તક નબાટના દીકરા યરોબઆમને આપ્યું
હતું, તે તે સ્થાપિત કરે. ૧૬અને સર્વ ઇસ્રાએલે જોયું
કે રાજા અમારૂં સાંભળતો નથી, ત્યારે લોકોએ રાજાને
ઉત્તર આપતા કહ્યું કે, દાઉદમાં અમારે શો ભાગ છે?
ને યિશાઇના પુત્રમાં અમારો વારસો નથી; હે ઇસ્રા-
એલ, તમારા તંબુઓએ જાઓ; હવે, હે દાઉદ, તારૂં
ઘર તું સભાળજે. એમ ઇસ્રાએલ પોતાના તંબુઓએ
ગયા. ૧૭પણ યહુદાહનાં નગરોમાં રહેનાર ઇસ્રાએ-
લપુત્રો પર તો રહાબઆમની હકુમત રહી. ૧૮ત્યાર
પછી અદોરામ જે લશ્કરી વેઠ પર હતો, તેને રહાબ-
આમ રાજાએ મોકલ્યો; ને સર્વ ઇસ્રાએલે તેને પત્થરે
મારીને તેનો પ્રાણ લીધો. અને રહાબઆમ રાજા
યરૂશાલેમ નાસી જવા સારૂ ઉતાવળથી પોતાના રથ
પર ચઢી બેઠો. ૧૯એમ ઇસ્રાએલે દાઉદના ઘરની
વિરૂધ્ધ આજ સુધી દંગો કરેલો છે. ૨૦અને જ્યારે
સર્વ ઇસ્રાએલે સાંભળ્યુ કે યરોબઆમ પાછો આવ્યો,
ત્યારે એમ થયું કે, તેઓએ માણસ મોકલીને તેને
સભામાં બોલાવ્યો, ને તેને સર્વ ઇસ્રાએલ પર રાજા
કર્યો; એકલા યહુદાહના કુળ શિવાય, દાઉદના ઘરની
કુમકે કોઇ ન રહ્યું.

૨૧અને રહાબઆમ યરૂશાલેમ આવ્યો ત્યારે તેણે
યહુદાહના આખા ઘરના, તથા બિન્યામીનના કુળના
એક લાખ તથા એંશી હજાર ચુંટી કાઢેલા લડવૈયા
માણસો ટોળે કીધા; એ માટે કે સુલેમાનના દીકરા
રહાબઆમને રાજ્ય પાછું અપાવવા સારૂ ઇસ્રાએ-
લના ઘરની વિરૂધ્ધ તે યુધ્ધ કરે ૨૨પણ દેવની વાણી
ઇશ્વરભક્ત શમાયાહની પાસે એ પ્રમાણે આવી કે,
૨૩યહુદાહના રાજા સુલેમાનના દીકરા રહાબઆમને,
તથા યહુદાહ તથા બિન્યામીનના આખા ઘરનાંને તથા
બાકીના લોકને કહે કે, ૨૪યહોવાહ એવું કહે છે કે,
ચઢાઇ ન કરશો, તેમજ તમારા ભાઇ ઇસ્રાએલપુત્રોની
સામે યુધ્ધ ન કરશો; સર્વ માણસો પોતપોતાને ઘેર
પાછા જાઓ; કેમકે એ કામ મારી તરફથી બન્યું છે.
માટે તેઓ યહોવાહની વાત સાંભળીને યહોવાહના
કહેવા પ્રમાણે પાછા ફરીને પોતાને માર્ગે પડ્યા.

૨૫પછી યરોબઆમે એફ્રાઇમના પહાડી મુલકમાં
શખેમ બાંધ્યું, ને તેમાં વસ્યો; ને ત્યાંથી નિકળીને
તેણે પનૂએલ બાંધ્યુ. ૨૬અને યરોબઆમે પોતાના
મનમાં કહ્યું કે, હવે રાજ્ય દાઉદના ઘરને પાછું મળશે;
૨૭જો આ લોક યરૂશાલેમમાં યહોવાહના ઘરમાં યજ્ઞ

કરવા સારૂ જશે, તો આ લોકનું મન તેઓના ધણી
યહુદાહના રાજા રહાબઆમની ગમ પાછું ફરશે; ને
તેઓ મને મારી નાખીને યહુદાહના રાજા રહાબઆ-
મની પાસે પાછા જશે. ૨૮ તે ઉપરથી રાજાએ સલાહ
લઇને સોનાના બે વાછરડા બનાવ્યા, ને લોકોને કહ્યું
કે, યરૂશાલેમમાં જવું તમને ઘણું [મુશ્કેલ] થઇ પડે
છે; હે ઇસ્રાએલ, જુઓ, તમારા જે દેવો મિસરમાંથી
તમને કહાડી લાવ્યા [તે આ રહ્યા]. ૨૯ અને એકને
તેણે બેથેલમાં ઉભો કર્યો, ને બીજાને તેણે દાનમાં
મૂક્યો ૩૦ અને આ વાત પાપરૂપ થઇ પડી; કેમકે
લોકો એકની [પૂજા કરવા સારૂ] દાન લગી જતા હતા.
૩૧ અને તેણે ઉચસ્થાનોનાં ઘર બનાવ્યાં, ને લેવીપુત્રો
સિવાયના બીજા સર્વ લોકોમાથી તેણે યાજક ઠરાવ્યા.
૩૨ અને યરોબઆમે આઠમા માસમાં, માસને પંદરમે
દિવસે, જે પર્વ યહુદાહમાં છે તેના જેવું પર્વ ઠરાવ્યું,
ને તેણે વેદી પર અર્પણ ચઢાવ્યા; તેજ પ્રમાણે તેણે
બેથેલમાં કર્યું, ને પોતાના બનાવેલા વાછરડાઓને
યજ્ઞ ચઢાવ્યા; ને ઉચ્ચસ્થાનોના જે યાજકો તેણે
ઠરાવ્યા હતા, તેઓને તેણે બેથેલમાં રાખ્યા ૩૩ અને
જે વેદી તેણે બેથેલમાં કરી હતી તેની પાસે આઠમા,
એટલે પોતાના મનકલ્પિત માસમાં, તે માસને પંદરમે
દિવસે તે ગયો; ને તેણે ઇસ્રાએલપુત્રોને સારૂ પર્વ
ઠરાવ્યું, ને ધૂપ બાળવા સારૂ વેદી પાસે ગયો.

૧૩ અને જુઓ, યહોવાહના વચનથી એક
ઇશ્વરભક્ત યહુદાહમાથી બેથેલમાં આવ્યો;
ને યરોબઆમ ધૂપ બાળવા સારૂ વેદીની પાસે ઉભેલો
હતો. ૨ અને યહોવાહના વચનથી તેણે વેદી સામે
પોકારીને કહ્યું, હે, વેદી! વેદી! યહોવાહ એમ કહે છે
કે, જો, દાઉદના ઘરમાં યોશીયાહ નામે એક પુત્ર
જન્મશે; ને તે તારા પર ધૂપ બાળનાર ઉચ્ચસ્થાનના
યાજકોનો યજ્ઞ તારીજ ઉપર કરશે, ને લોકો તારા
પર માણસનાં હાડકાં બાળશે ૩ અને તેજ દિવસે
તેણે ચિન્હ આપીને કહ્યું કે, યહોવાહે જે ચિન્હ કહ્યું
છે તે આ છે કે, જુઓ, વેદી ફાટી નખાશે, ને તે પરની
રાખ વેરાઇ જશે. ૪ અને ઇશ્વરભક્તે બેથેલમાંની
વેદીની સામે પોકારેલી વાણી જ્યારે રાજાએ સાંભળી
ત્યારે એમ થયું કે, યરોબઆમે પોતાનો હાથ વેદી
પરથી લાંબો કરીને કહ્યું કે, એને પકડો; ને તેનો જે
હાથ તેણે એની તરફ લાંબો કર્યો તે સુકાઇ ગયો, ને
તેથી તે તેને પોતા વરફ તાણી લઇ શક્યો નહિ. ૫ જે
ચિન્હ ઇશ્વરભક્તે યહોવાહના વચનથી આપ્યું હતું તે
પ્રમાણે વેદી ફાટી ગઇ, ને રાખ વેદી પરથી ઢળી પડી:
૬ અને રાજાએ ઉત્તર આપીને ઇશ્વરભક્તને કહ્યું કે,
તારા દેવ યહોવાહની કૃપાને માટે આજીજી કરીને
મારે માટે પ્રાર્થના કર, કે મારો હાથ ફરીથી સાજો
થાય. અને ઇશ્વરભક્તે યહોવાહની આજીજી કીધી,
એટલે રાજાનો હાથ સાજો થઇને અગાઉ હતો તેવો
થયો. ૭ અને રાજાએ તે ઇશ્વરભક્તને કહ્યું કે, મારી
સાથે મારે ઘેર આવીને હાજરી કર ને હું તને ઇનામ
આપીશ ૮ અને ઇશ્વરભક્તે રાજાને કહ્યું કે, જો તું મને
તારૂ અડધું ઘર આપે, તો પણ હું તારી સાથે નહિ
આવું, ને આ જગ્યાએ રોટલી પણ નહિ ખાઉં તેમ
પાણી પણ નહિ પીઉં; ૯ કેમકે મને યહોવાહના વચને
એવી આજ્ઞા આપી છે કે કંઇ પણ રોટલી ખાઇશ મા
ને પાણી પીશ મા, ને જે માર્ગે તું ગયો હોય તેણે
પાછો આવીશ મા. ૧૦ માટે તે બીજે માર્ગે ચાલ્યો
ગયો, ને જે માર્ગે તે બેથેલ આવ્યો હતો તે માર્ગે
પાછો ગયો નહિ.

૧૧ હવે બેથેલમાં એક વૃદ્ધ ભવિષ્યવાદી રહેતો
હતો; ને તેના એક દીકરાએ આવીને તે ઇશ્વરભક્તે
જે સર્વ કૃત્યો તેજ દિવસે બેથેલમાં કર્યાં હતાં તે તેને
કહી સંભળાવ્યાં; જે શબ્દો તેણે રાજાને કહ્યા હતા
તે પણ તેઓએ પોતાના બાપને કહી સંભળાવ્યા.
૧૨ અને તેઓના બાપે તેઓને કહ્યું કે, તે કયે માર્ગે
ગયો? હવે યહુદાહમાંથી આવેલો ઇશ્વરભક્ત જે માર્ગે
ગયો હતો, તે તેના દીકરાઓએ જોયો હતો. ૧૩ અને
તેણે પોતાના દીકરાઓને કહ્યું કે, મારે સારૂ ગધેડા
પર જીન બાંધો, તેથી તેઓએ તેને સારૂ ગધેડા પર
જીન બાંધ્યું; ને તેણે એના પર સ્વારી કરી. ૧૪ અને
તે ઇશ્વરભક્તની પાછળ ગયો, ને એ તેને આલોનવૃ-
ક્ષની તળે બેઠેલો મળ્યો, ને તેણે એને કહ્યું કે, શું
યહુદાહમાંથી આવેલો ઇશ્વરભક્ત તે તું છે? ને એણે
કહ્યું કે, હું તે છું. ૧૫ ત્યારે તેણે એને કહ્યું કે, મારી
સાથે ઘેર ચાલ ને રોટલી ખા. ૧૬ અને એણે કહ્યું કે,
હું તારી સાથે પાછો નહિ આવું, ને તારા ઘરમાં નહિ
જાઉં, ને હું આ જગ્યામાં તારી સાથે રોટલી પણ
નહિ ખાઉં, ને પાણી પણ નહિ પીઉં; ૧૭ કેમકે યહો-
વાહના વચને મને એવું કહ્યું છે કે, ત્યાં તારે રોટલી
ખાવી નહિ ને પાણી પીવું નહિ; ને જે માર્ગે તું ગયો
હોય તે પર પાછો વળતાં તારે ચાલવું નહિ. ૧૮ અને

તેણે એને કહ્યુ કે, હુ પણ તારી માફક ભવિષ્યવાદી છુ,
ને યહોવાહના કહેવાથી એક દૂતે મને કહ્યુ કે, એને
તારી સાથે તારા ઘરમા પાછો તેડી લાવ કે તે રોટલી
ખાય ને પાણી પીએ, પણ તે એને જૂઠુ કહેતો હતો
૧૯ માટે એણે તેની સાથે પાછા જઇને તેના ઘરમા
રોટલી ખાધી ને પાણી પીધુ ૨૦ અને તેઓ ભાણા
ઉપર બેઠેલા હતા એટલામા એમ થયુ કે, એને પાછો
લઇ આવનાર ભવિષ્યવાદીની પાસે યહોવાહનુ વચન
આવ્યુ ૨૧ અને તેણે યહુદાહમાથી આવેલા ઇશ્વરભ-
ક્તને પોકારીને કહ્યુ કે, યહોવાહ એમ કહે છે કે,
યહોવાહના મુખને તુ અણકહ્યાગરો થયો છે, ને તારા
દેવ યહોવાહે જે આજ્ઞા તને ફરમાવી, તે તેં પાળી
નથી ૨૨ પણ પાછો આવીને, જે જગ્યા વિષે યહો
વાહે તેને કહ્યુ કે, રોટલી ન ખાતો, તેમ પાણી ન
પીતો, તેમા તેં રોટલી ખાધી છે ને પાણી પીધુ છે,
એ માટે તારી લાસ તારા પિતૃઓની કબરમા જવા
પામશે નહિ ૨૩ અને એણે ખાધુ પીધુ ત્યાર પછી
એમ થયુ કે, તેણે એને માટે, એટલે જે ભવિષ્યવાદીને
તે પાછો વાળી લાવ્યો હતો, તેને માટે ગધેડા પર
જીન બાધ્યુ ૨૪ અને એ વિદાય થયો, ત્યાર પછી
માર્ગમા એને સિહ મળ્યો ને એને મારી નાખ્યો, ને
એની લાસ માર્ગમા પડી હતી, ને તેની પાસે ગધેડો
ઉભો હતો, ને સિહ પણ લાસની પાસે ઉભો હતો
૨૫ અને જુઓ, ત્યા થઇને જતા માણસોએ લાસને
માર્ગમા પડેલી તથા સિહને લાસની પાસે ઉભેલો
જોયો, ને તેઓએ આવીને નગરમા જ્યા વૃદ્ધ ભવિ
ષ્યવાદી રહેતો હતો ત્યા તેની ખબર કહી ૨૬ અને
જે ભવિષ્યવાદીએ એને માર્ગેથી પાછો વાળી આણ્યો
હતો, તેણે તે સાભળ્યુ, ત્યારે તેણે કહ્યુ કે, તે ઇશ્વર
ભક્ત છે, અને તે યહોવાહના મુખને અણકહ્યાગરો
થયો, માટે યહોવાહે તેને સિહને સોપ્યો છે, ને યહો
વાહે તેને પોતાનુ જે વેણ કહ્યુ હતુ તે પ્રમાણે એણે
તેને ફાડીને મારી નાખ્યો છે ૨૭ અને તેણે પોતાના
દીકરાઓને કહ્યુ કે, મારે સારૂ ગધેડા પર જીન બાધો,
ને તેઓએ જીન બાધ્યુ ૨૮ અને તે ગયો, ને તેણે
પેલાની લાસ માર્ગમા પડેલી, તથા લાસની પાસે
ગધેડો તથા સિહ ઉભેલા જોયા, સિહે લાસ ખાધી
ન હતી, ને ગધેડાને પણ ફાડી નાખ્યો નહોતો
૨૯ અને તે ભવિષ્યવાદી ઇશ્વરભક્તની લાસ ઉપાડીને
તેને ગધેડા પર મૂકીને તેને પાછી લાવ્યો, ને શોક
કરવા સારૂ તથા તેને દાટવા સારૂ તે વૃદ્ધ ભવિષ્યવા-
દીના નગરમા આવ્યો ૩૦ અને તેણે લાસને પોતાની
કબરમા મૂકી, ને તેઓએ તેને માટે શોક કરતા કહ્યુ
કે, હાય! અમારા ભાઇ! ૩૧ અને તેણે તેને દાટયો
ત્યાર પછી એમ થયુ કે, તેણે પોતાના દીકરાઓની
સાથે વાત કરીને કહ્યુ કે, જ્યારે હુ મરી જાઉં, ત્યારે
જે કબરમા એ ઇશ્વરભક્ત દટાયો છે તેમા મને દાટજો,
મારા હાડકા તેના હાડકાની બાજૂએ મૂકજો ૩૨ કેમકે
જે વાણી તેણે યહોવાહના વચનથી બેથેલમાની વેદીની
સામે તથા સમરૂનના નગરોના ઉચ્ચસ્થાનોના સર્વ
ઘરોની સામે પોકારી છે તે નિશ્ચે પૂરી થશે

૩૩ આ બિના પછી યરોબઆમ પોતાના કુમાર્ગથી
પાછો ફર્યો નહિ, પણ ફરીથી તેણે સર્વ લોકોમાથી
ઉચ્ચસ્થાનોના યાજકો ઠરાવ્યા, ચાહે તેની તે પ્રતિષ્ઠા
કરતો, એ માટે કે ઉચ્ચસ્થાનોને માટે યાજકો થાય
૩૪ અને યરોબઆમના ઘરને નાબુદ કરવા તથા
પૃથ્વીની પીઠ પરથી તેનો નાશ કરવા સારૂ એ વાત
તેને પાપરૂપ થઇ પડી

૧૪ તે વેળાએ યરોબઆમનો દીકરો અબીયાહ
માદો પડ્યો ૨ અને યરોબઆમે પોતાની
સ્ત્રીને કહ્યુ કે, કૃપા કરીને ઉઠ, ને તારો વેષ બદલ, એ
માટે કે તુ યરોબઆમની સ્ત્રી છે એમ જાણવામા ન
આવે, ને શીલોહમા જા, જો, અહીયાહ ભવિષ્યવાદી
ત્યા છે, કે જેણે મારા વિષે કહ્યુ હતુ કે, તુ આ લોક
પર રાજા થશે ૩ અને તારી સાથે દસ રોટલી, તથા
ખાખરા તથા મધની કુઢી લઇને તેની પાસે જા,
છોકરાને શું થવાનુ, તેની ખબર તે તને આપશે
૪ અને યરોબઆમની સ્ત્રીએ તેમ કીધુ, ને તે ઉઠીને
શીલોહમા જઇને અહીયાહને ઘેર આવી હવે અહી
યાહ દેખી શકતો નહોતો, કેમકે તેની વૃદ્ધાવસ્થાને
લીધે તેની આખોમા ઝાખ પડી હતી ૫ અને યહો
વાહે અહીયાહને કહ્યુ કે, જો, યરોબઆમની સ્ત્રી
પોતાના દીકરા વિષે પુછવા તારી પાસે આવે છે,
કેમકે તે માદો છે, તુ તેને ફલાણી ફલાણી રીતે
કહેજે, કેમકે જ્યારે તે અદર આવશે ત્યારે એમ થશે
કે, હુ બીજી કોઇ છુ એવો ઢોગ તે કરશે. ૬ અને એમ
થયુ કે, તેના બારણામા પેસતાજ અહીયાહે તેના
પગનો અવાજ સાભળીને કહ્યુ કે, યરોબઆમની સ્ત્રી,
તુ અદર આવ, તુ શા માટે એવુ ડોળ ધરાવે છે કે
હુ બીજી કોઇ છુ? કેમકે હુ દુ ખદાયક ખબર કહેવા
માટે તારી પાસે મોકલાયો છુ ૭ જા, યરોબઆમને

કહે કે, ઇસ્રાએલનો દેવ યહોવાહ એમ કહે છે કે,
મેં તને [સાધારણ] લોકોની પંક્તિમાંથી ઉચ પદ્દીએ
ચઢાવીને મારા ઇસ્રાએલ લોકને શિર હાકેમ ઠરાવ્યો,
૮ને મેં દાઉદના ઘરનાંની પાસેથી રાજ્યને વિભાગી
લઇને તને તે આપ્યું; તે છતાં તું મારા સેવક દાઉદના
જેવો થયો નથી, કે જેણે મારી આજ્ઞાઓ પાળી, ને
મારી દૃષ્ટિમાં જે સારૂં, કેવળ તેજ કરીને પોતાના
સંપૂર્ણ હૃદયથી મારી ઉપાસના કીધી; ૯પણ તેં તારી
અગાઉ જે થઇ ગયા, તે સઘળાઓ કરતાં વધારે દુષ્ટતા
કરી છે, ને તેં જઇને પોતાને સારૂ અન્ય દેવો તથા
ઢાળેલી મુર્તિઓ કરીને મને કોપ ચઢાવ્યો છે, ને મને
તારી પીઠ પાછળ નાખ્યો છે. ૧૦એ માટે, જુઓ, હું
યરોબઆમના ઘર પર આપત્તિ લાવીશ, ને યરોબ-
આમનો પ્રત્યેક નર બાળક જે ઇસ્રાએલમાં બંદીવાન
છે તથા જે છટો રહેલો છે. તેને હું નષ્ટ કરીશ ને

હતો તે પ્રમાણે સર્વ ઇસ્રાએલે તેને દાટયો, ને તેને
સારૂ શોક કીધો. ૧૯ અને યરોબઆમનાં બાકીનાં
કૃત્યો, એટલે તેણે કેવી રીતે યુદ્ધ કર્યું, તથા કેવી રીને
રાજ્ય ચલાવ્યું, એ, જુઓ, ઇસ્રાએલના રાજાઓનાં
કાળવૃત્તાંતના પુસ્તકમાં લખેલાં છે. ૨૦અને યરોબ-
આમે બાવીસ વર્ષની મુદત સુધી રાજ્ય કર્યું; ને તે
તેના પિતૃઓની સાથે ઉંઘી ગયો, ને તેના દીકરા
નાદાબે તેની જગ્યાએ રાજ્ય કીધું.
૨૧અને સુલેમાનનો દીકરો રહાબઆમ યહુદાહમાં
રાજ્ય કરતો હતો; રહાબઆમ રાજ્ય કરવા લાગ્યો
ત્યારે તે એકતાળીસ વર્ષનો હતો; ને યરૂશાલેમ નગર
કે જેને ઇસ્રાએલના સર્વે કુળોમાંથી યહોવાહે ત્યાં
પોતાનું નામ રાખવા સારૂ પસંદ કીધું હતું, તેમાં તેણે
સત્તર વર્ષ રાજ્ય કર્યું; ને તેની માનું નામ નાઅમાહ
હતું. તે આમ્મોનેણ હતી. ૨૨ અને યહુદાહે યહોવા-

નાઅમાહ હતું, તે આમ્મોનેણ હતી; ને તેના દીકરા
અબીયામે તેની જગ્યાએ રાજ્ય કીધું

૧૫ હવે નબાટના દીકરા યરોબઆમ રાજાને
અરાઢમે વર્ષે અબીયામ યહુદાહ પર રાજ્ય
કરવા લાગ્યો. ૨ તેણે યરૂશાલેમમા ત્રણ વર્ષ રાજ્ય
કર્યું; ને તેની માનું નામ માઅખાહ હતું, એ અબી-
શાલોમની દીકરી હતી ૩ અને તેની અગાઉ તેના
બાપે જે સર્વ પાપ કીધા હતાં, તે સર્વમાં તે ચાલ્યો,
ને તેનું હૃદય તેના પિતૃ દાઉદના હૃદયની પેઠે તેના
દેવ યહોવાહની સાથે સપૂર્ણ ન હતું. ૪ તો પણ
દાઉદની ખાતર તેના દેવ યહોવાહે તેને યરૂશાલેમમાં
દીવો આપ્યો, એટલે કે તેની પાછળ તેના દીકરાને
ઉભો કર્યો, તથા યરૂશાલેમને સ્થાપિત કર્યું; ૫ કેમકે
દાઉદે યહોવાહની દૃષ્ટિમાં સારૂ કર્યું હતું, ને ઉરીયાહ
હિત્તીની બાબત શિવાય જે કંઇ આજ્ઞા તેણે તેના
આયુષ્યના સર્વ દિવસોમા તેને આપી તેથી આડો
અવળો ફર્યો નહોતો. ૬ હવે તેના આયુષ્યના સર્વ
દિવસો પર્યંત રહાબઆમ તથા યરોબઆમની વચમાં
વિગ્રહ ચાલતો હતો. ૭ અને અબીયામના બાકીનાં
કૃત્યો તથા તેણે જે સર્વ કર્યું, તે યહુદાહના રાજાઓનાં
કાળવૃત્તાંતના પુસ્તકમાં લખેલાં નથી શું? અને અબી-
યામ તથા યરોબઆમની વચ્ચે વિગ્રહ ચાલતો હતો.
૮ અને અબીયામ પોતાના પિતૃઓની સાથે ઉંઘી ગયો;
ને તેઓએ તેને દાઉદના નગરમાં દાટયો; ને તેના
દીકરા આસાએ તેની જગ્યાએ રાજ્ય કીધું.

૯ અને ઇસ્રાએલના રાજા યરોબઆમને વીસમે
વર્ષે આસા યહુદાહ પર રાજ્ય કરવા લાગ્યો. ૧૦ અને
તેણે એકતાળીસ વર્ષ યરૂશાલેમમાં રાજ્ય કીધું; ને
તેની માનુંનામ માઅખાહ હતું, તે અબીશાલોમની
દીકરી હતી ૧૧ અને આસાએ યહોવાહની દૃષ્ટિમા
સારૂ કીધું, જેમ તેના પિતા દાઉદે કીધું હતું તેમ
૧૨ અને તેણે દેશમાથી પુમૈથુનીઓને કહાડી મૂકયા,
તથા તેના પિતૃઓએ કરેલી સર્વ મૂર્ત્તિઓ દૂર કરી.
૧૩ અને પોતાની મા માઅખાહને પણ તેણે રાજમા-
તાની પદ્વી પરથી બરતરફ કરી, કેમકે તેણીએ અશે-
રાહ [દેવી]ને સારૂ અમગળ મૂર્ત્તિ બનાવી હતી; ને
આસાએ તેણીની મૂર્ત્તિ કાપી નાખી, ને તેને કિદ્રોન
નાળા પાસે બાળી નાખી. ૧૪ પણ ઉચ્ચસ્થાનો દૂર
કરવામાં આવ્યાં નહિ; તો પણ આસાના સર્વ
દિવસો પર્યંત તેનું હૃદય યહોવાહ પ્રત્યે સપૂર્ણ હતું
૧૫ અને તે તેના બાપની અર્પણ કીધેલી વસ્તુઓ
તથા પોતે અર્પણ કીધેલી વસ્તુઓ એટલે સોનું તથા
રૂપુ તથા વાસણો યહોવાહના ઘરમાં લાવ્યો ૧૬ અને
આસા તથા ઇસ્રાએલના રાજા બાઅશાની વચ્ચે
તેમના સર્વ દિવસો પર્યંત વિગ્રહ ચાલતો હતો.
૧૭ અને ઇસ્રાએલના રાજા બાઅશાએ યહુદાહની
સામે ચઢાઇ કરીને રામાહ બાંધ્યું, એ માટે કે યહુદા-
હના રાજા આસાની તરફ તે કોઇને આવ જા કરવા
ન દે. ૧૮ પછી યહોવાહના ઘરના ભંડારમાં તથા
રાજાના ઘરના ભંડારમાં રહી ગયલું સઘળું રૂપુ તથા
સોનું આસાએ લીધું; ને તે પોતાના ચાકરોના હાથમાં
આપીને આસા રાજાએ તેમને દમસ્કમાં રહેનાર
અરામના રાજાની, એટલે હેઝયોનના દીકરા ટાબ્રિ-
મ્મોનના દીકરા બેન-હદાદની, પાસે મોકલીને કહાવ્યું
કે, ૧૯ તારી તથા મારી વચ્ચે, ને તારા બાપની તથા
મારા બાપની વચ્ચે કરાર થયલો છે; જો, મેં તારે
સારૂ રૂપુ તથા સોનું ભેટ દાખલ મોકલ્યાં છે; ચાલ,
ઇસ્રાએલના રાજા બાઅશાની સાથેનો તારો સંપ
તોડ, કે એ મારી પાસેથી દૂર જાય. ૨૦ અને બેન-
હદાદે આસા રાજાનું સાંભળીને પોતાના સૈન્યોના
સરદારોને ઇસ્રાએલના નગરોની સામે મોકલીને
ઇયોન તથા દાન તથા આબેલ-બેથ-માઅખાહ તથા
આખું કિન્નેરોથ તથા આખો નાફતાલી દેશ માર્યાં.
૨૧ અને બાઅશાએ એ સાંભળ્યું ત્યારે એમ થયું કે,
રામાહ બાંધવું મૂકી દઇને તે તિર્સાહમાં રહ્યો. ૨૨ પછી
આસા રાજાએ સઘળા યહુદાહમાં ઢંઢેરો પિટાવ્યો;
કોઇને છૂટ આપી નહિ; ને તેઓ રામાહના પત્થર
તથા લાકડા કે જે વડે બાઅશાએ તે બાંધ્યું હતું, તે
ઉઠાવી લાવ્યા, ને તેઓ વડે આસાએ બિન્યામીનનું
ગેબા, તથા મિસ્પાહ બાંધ્યા ૨૩ હવે આસાનાં
બાકીનાં સર્વ કૃત્યો, તથા તેના સર્વ પરાક્રમો, તથા
તેણે જે સઘળું કર્યું, તથા તેણે જે નગરો બાંધ્યાં, તે
યહુદાહના રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્તકમાં લખેલાં
નથી શું? પણ તેની વૃદ્ધાવસ્થામાં તેને પગનું દરદ
થયુ. ૨૪ અને આસા પોતાના પિતૃઓની સાથે ઉંઘી
ગયો, ને પોતાના પિતા દાઉદના નગરમાં પોતાના
પિતૃઓની સાથે દટાયો; ને તેની જગ્યાએ તેના
દીકરા યહોશાફાટે રાજ્ય કીધું.

૨૫ અને યહુદાહના રાજા આસાને બીજે વર્ષે યરો-
બઆમનો દીકરો નાદાબ ઇસ્રાએલ પર રાજ્ય કરવા

લાગ્યો; ને તેણે બે વર્ષ ઇસ્રાએલ પર રાજ્ય કીધું.
૨૬ અને તેણે યહોવાહની દૃષ્ટિમાં ભુંડું કર્યું; ને
પોતાના બાપના માર્ગમા તથા એનાં જે પાપ વડે
તેણે ઇસ્રાએલ પાસે પાપ કરાવ્યુ હતું તેમા તે
ચાલ્યો. ૨૭ અને યિસ્સાખારના ઘરના અહીયાહના
દીકરા બાઅશાએ તેની વિરૂદ્ધ દંગો કીધો; ને બાઅ-
શાએ તેને પલિસ્તીઓના ગિબ્બથોનની પાસે માર્યો;
કેમકે નાદાબ તથા સર્વ ઇસ્રાએલ ગિબ્બથોનને ઘેરો
ઘાલતા હતા. ૨૮ એટલે યહુદાહના રાજા આસાને ત્રીજે
વર્ષે બાઅશાએ તેને મારીને તેની જગ્યાએ રાજ્ય
કીધું. ૨૯ અને તે રાજા થયો, કે તુરત એમ થયું કે
તેણે યરોબઆમના ઘરનાં સર્વને માર્યાં; જે વાણી
યહોવાહ પોતાના સેવક શીલોની અહીયાહની હસ્તક
બોલ્યો હતો, તે પ્રમાણે યરોબઆમનો વિનાશ કર્યો
ત્યાં સુધી તેના એકે પ્રાણીને તેણે જીવતો રહેવા દીધો
નહિ. ૩૦ જે પાપ યરોબઆમે કર્યાં હતાં તથા જેથી
તેણે ઇસ્રાએલ પાસે પાપ કરાવ્યા હતાં તેને લીધે,
તથા જે રોષ તેણે ઇસ્રાએલના દેવ યહોવાહને
ચઢાવ્યો હતો તે રોષને લીધે [ એમ થયું ] ૩૧ હવે
નાદાબનાં બાકીનાં કૃત્યો તથા તેણે જે સર્વ કર્યું,
તે ઇસ્રાએલના રાજાઓના કાળવૃત્તાંતના પુસ્તકમા
લખેલાં નથી શું? ૩૨ અને આસા તથા ઇસ્રાએલના
રાજા બાઅશાની વચ્ચે તેઓના સર્વ દિવસો પર્યંત
વિગ્રહ ચાલતો હતો.

૩૩ યહુદાહના રાજા આસાને ત્રીજે વર્ષે અહીયા-
હનો દીકરો બાઅશા તિર્સાહમા સર્વ ઇસ્રાએલ ઉપર
રાજ્ય કરવા લાગ્યો, ને ચોવીસ વર્ષ સુધી [ તેણે
રાજ્ય કર્યું ]. ૩૪ અને તેણે યહોવાહની દૃષ્ટિમા ભુંડુ
કીધું, ને તે યરોબઆમના માર્ગમાં તથા એના જે
પાપ વડે તેણે ઇસ્રાએલ પાસે પાપ કરાવ્યુ હતું,
તેમાં ચાલ્યો

૧૬ અને બાઅશા વિરૂદ્ધ યહોવાહનું વચન
હનાનીના દીકરા યેહૂની પાસે એવું આવ્યું
કે, ૨ મેં તને ધૂળમાંથી ઉંચ પદીએ ચઢાવીને મારા
ઇસ્રાએલ લોક પર અધિકારી બનાવ્યો; ને તું યરો-
બઆમને માર્ગે ચાલ્યો છે, ને તેં મારા ઇસ્રાએલ
લોક પાસે પાપ કરાવીને તેમના પાપથી મને રોષ
ચઢાવ્યો છે; ૩ એ માટે, જો, હું બાઅશાને તથા
તેના ઘરને છેક ઝટકી કહાડીશ, ને તારા ઘરના હાલ
નબાટના દીકરા યરોબઆમના ઘરના જેવા કરીશ;
૪ બાઅશાનો જે જણ નગરમાં મરશે તેને કુતરાં
ખાશે; ને તેનો જે ખેતરમાં મરશે તેને વાયુચર
પક્ષીઓ ખાશે. ૫ હવે બાઅશાનાં બાકીનાં કૃત્યો,
તથા તેણે જે કર્યું, તથા તેનુ પરાક્રમ, એ ઇસ્રાએલના
રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્તકમાં લખેલાં નથી શું?
૬ અને બાઅશા પોતાના પિતૃઓની સાથે ઉંઘી ગયો,
ને તિર્સાહમાં દટાયો; ને તેના દીકરા એલાહે તેની
જગ્યાએ રાજ્ય કીધું. ૭ અને વળી બાઅશાએ જે
સઘળી દુષ્ટાઇ યહોવાહની દૃષ્ટિમાં કરીને, યરોબ-
આમના ઘરના જેવો થઇને, પોતાના હાથોના કામથી
તેને રોષ ચઢાવ્યો તેને લીધે, તથા તેણે પેલાને માર્યો
તેને લીધે, તેની વિરૂદ્ધ તથા તેના ઘરની વિરૂદ્ધ
યહોવાહનું વચન હનાનીના દીકરા યેહૂ ભવિષ્યવા-
દીની હસ્તક આવ્યું

૮ યહુદાહના રાજા આસાને છવ્વીસમે વર્ષે બાઅ-
શાનો દીકરો એલાહ તિર્સાહમા ઇસ્રાએલ પર રાજ્ય
કરવા લાગ્યો; તેણે બે વર્ષ [ રાજ્ય કીધું ]. ૯ અને
તેનો ચાકર ઝિમ્રી જે અર્ધભાગના રથો ઉપર નાયક
હતો, તેણે તેની વિરૂદ્ધ દંગો કીધો; હવે તે તો
તિર્સાહમા હતો, ને તિર્સાહમાંના તેના ઘરનો કાર-
ભારી આર્સા નામનો હતો, તેના ઘરમાં પીને તે
મસ્ત થતો હતો. ૧૦ અને ઝિમ્રીએ અંદર જઇને તેને
મારીને યહુદાહના રાજા આસાને સત્તાવીસમે વર્ષે
તેનો પ્રાણ લીધો, ને તેની જગ્યાએ તેણે રાજ્ય કીધું.
૧૧ અને તે રાજા થઇને પોતાના રાજ્યાસન પર બેઠો
કે તુરત એમ થયું કે, તેણે બાઅશાના ઘરનાં સર્વને
મારી નાખ્યાં; તેણે તેનો કે તેના સગાઓનો, કે
તેના મિત્રોનો એકે પુત્ર રહેવા દીધો નહિ. ૧૨ એમ
બાઅશાના સઘળાં પાપો, તથા તેના દીકરા એલાહનાં
પાપો, જે તેઓએ કરીને તથા જે વડે તેઓએ
ઇસ્રાએલ પાસે પાપ કરાવીને, પોતાની વ્યર્થતાથી
ઇસ્રાએલના દેવ યહોવાહને રોષ ચઢાવ્યો, ૧૩ તેને
લીધે યહોવાહ પોતાનુ જે વચન યેહૂ ભવિષ્યવાદીની
હસ્તક બાઅશાની વિરૂદ્ધ તે બોલ્યો હતો, તે
પ્રમાણે ઝિમ્રીએ બાઅશાના આખા ઘરનો નાશ કર્યો.
૧૪ હવે એલાહનાં બાકીનાં કૃત્યો, તથા તેણે જે સર્વ
કર્યું, તે ઇસ્રાએલના રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્ત-
કમા લખેલાં નથી શું?

૧૫ યહુદાહના રાજા આસાને સત્તાવીસમે વર્ષે
ઝિમ્રીએ તિર્સાહમાં સાત દિવસ રાજ્ય કર્યું હવે
લોકોએ પલિસ્તીઓના ગિબ્બથોનની સામે છાવણી

કરી હતી ૧૬ અને છાવણીમાંના લોકોએ સાંભળ્યું કે,
ઝિમ્રીએ દગો કીધો છે, ને તેણે રાજાને પણ મારી
નાખ્યો છે; માટે સર્વ ઇસ્રાએલે તેજ દિવસે છાવ-
ણીમાં સેનાપતિ ઓમ્રીને ઇસ્રાએલ પર રાજા ઠરાવ્યો
૧૭ અને ઓમ્રીએ તથા તેની સાથે સર્વ ઇસ્રાએલે
ગિબ્બથોન આગળથી ઉપડી જઇને તિર્સાહને ઘેરો
ઘાલ્યો. ૧૮ અને ઝિમ્રીએ જોયું કે નગર સર કર્યું છે,
ત્યારે એમ થયું કે રાજાના ઘરના કિલ્લામાં ભરાઇને
રાજાના ઘરને આગથી સળગાવી મૂકીને પોતે અંદર
બળી મુઓ ૧૯ અને યરોબઆમના માર્ગમાં તથા
એણે ઇસ્રાએલની પાસે પાપ કરાવીને જે પાપ કર્યું,
તેમાં ચાલવાથી યહોવાહની દૃષ્ટિમા ભુડું કરીને તેણે
જે પાપ કર્યાં હતા, તેને લીધે તે મુઓ ૨૦ હવે
ઝિમ્રીનાં બાકીના કૃત્યો, તથા તેનો કરેલો રાજ્યદ્રોહ
તે ઇસ્રાએલના રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્તકમા
લખેલાં નથી શું ?

૨૧ તે વેળાએ ઇસ્રાએલ લોકનાં બે તડ પડ્યાં;
અર્ધા ભાગના લોક ગીનાથના દીકરા તિબ્નીને રાજ
કરવા સારૂ તેની કુમકે ગયા; ને અર્ધા ભાગના ઓમ્રીની
કુમકે ગયા. ૨૨ પણ ઓમ્રીના પક્ષના લોકે ગીનાથના
દીકરા તિબ્નીના પક્ષના લોકો ઉપર જીત મેળવી;
તેથી તિબ્ની મુઓ, ને ઓમ્રીએ રાજ્ય કીધું. ૨૩ યહુ-
દાહના રાજા આસાને એકત્રીસમે વર્ષે ઓમ્રી ઇસ્રા-
એલ ઉપર રાજ્ય કરવા લાગ્યો; બાર વર્ષ [ તેણે
રાજ્ય કર્યું ]; તિર્સાહમાં તેણે છ વર્ષ રાજ્ય કીધું
૨૪ અને તેણે શેમેર પાસેથી સમરૂન પર્વત બે તાલત
રૂપાને માટે ખરીદ કીધો; ને તે પર્વત ઉપર [નગર]
બાંધ્યું; ને પોતે બાંધેલા નગરનું નામ તેણે તે પર્વતના
માલીક શેમેરના નામ ઉપરથી સમરૂન પાડ્યું ૨૫ અને
ઓમ્રીએ યહોવાહની દૃષ્ટિમાં ભુંડું કર્યું, ને તેની
અગાઉના સઘળાઓ કરતાં તે દુષ્ટ રીતે વર્ત્યો.
૨૬ કેમકે નબાટના દીકરા યરોબઆમના સર્વ માર્ગમાં,
તથા એનાં જે પાપ એણે ઇસ્રાએલ પાસે કરાવીને
તેઓની વ્યર્થતાથી ઇસ્રાએલના દેવ યહોવાહને રોષ
ચઢાવ્યો, તેમાં તે ચાલ્યો ૨૭ હવે ઓમ્રીના કરેલાં
બાકીનાં કૃત્યો, તથા તેણે જે પરાક્રમ બતાવ્યું, તે
ઇસ્રાએલના રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્તકમાં
લખેલાં નથી શું ? ૨૮ ને ઓમ્રી પોતાના પિતૃઓ સાથે
ઉંઘી ગયો; ને તે સમરૂનમા દટાયો; ને તેના દીકરા
આહાબે તેને ઠેકાણે રાજ્ય કીધું.

૨૯ અને યહુદાહના રાજા આસાને આડત્રીસમે વર્ષે
ઓમ્રીનો દીકરો આહાબ ઇસ્રાએલ પર રાજ્ય કરવા
લાગ્યો; ને ઓમ્રીના દીકરા આહાબે સમરૂનમાં ઇસ્રા-
એલ પર બાવીસ વર્ષ રાજ્ય કીધું. ૩૦ અને ઓમ્રીના
દીકરા આહાબે તેનાથી અગાઉના સઘળાઓ કરતાં
યહોવાહની દૃષ્ટિમાં અધિક ભુડું કીધું. ૩૧ અને એમ
થયુ કે, જાણે નબાટના દીકરા યરોબઆમનાં પાપમાં
ચાલવું એ તો તેને જૂજ જેવી વાત લાગતી હોય તેમ,
તે સીદોનીઓના રાજા એથબઆલની દીકરી ઇઝેબેલ
સાથે પરણ્યો, ને તેણે જઇને બઆલની સેવા કરીને
તેનું ભજન કીધું ૩૨ અને બઆલનું ઘર જે તેણે સમ-
રૂનમા બાંધ્યું હતું, તેમાં તેણે બઆલને માટે વેદી
ઉભી કરી. ૩૩ અને આહાબે અશેરાહ બનાવી; ને
આહાબે તેની અગાઉના ઇસ્રાએલના સર્વ રાજાઓ
કરતાં ઇસ્રાએલના દેવ યહોવાહને રોષ ચઢે એવું હજી
પણ વધારે કર્યું. ૩૪ તેના દિવસોમા બેથેલી હીએલે
યરેખો બાંધ્યું; તેણે પોતાના જ્યેષ્ઠ પુત્ર અબીરામનો
ભોગ આપીને તેનો પાયો નાખ્યો; ને પોતાના
નાનામા નાના પુત્ર સગૂબનો ભોગ આપીને તેના
દરવાજા ઉભા કીધા; યહોવાહ પોતાનું જે વચન
નૂનના દીકરા યહોશુઆની હસ્તક બોલ્યો હતો, તે
પ્રમાણે [થયું].

૧૭ અને ગિલઆદમાં આવી વસેલાઓમાંના
તિશ્બી એલીયાહે આહાબને કહ્યું કે, ઇસ્રા-
એલનો દેવ યહોવાહ, જેની સન્મુખ હું ઉભો રહું છું,
તેના જીવના સમ કે, આ વરસોમાં ઓસ તથા વરસાદ
કેવળ મારા કહેવા પ્રમાણેજ પડશે. ૨ અને યહોવાહનું
એવું વચન તેની પાસે આવ્યું કે, ૩ તું અહિંથી જા, ને
પૂર્વ તરફ વળીને યરદન સામેના કરીથ નાળા પાસે
સતાઇ રહે. ૪ અને એમ થશે કે, તું નાળામાંથી
[પાણી] પીશે; ને ત્યાં તારૂ પોષણ કરવાની આજ્ઞા
મેં કાગડાઓને આપી છે. ૫ માટે તે ગયો, ને યહો-
વાહના કહેવા મુજબ તેણે કર્યું; કેમકે તે જઇને યરદન
સામેના કરીથ નાળા પાસે રહ્યો. ૬ અને તેને માટે
કાગડા સવારે રોટલી તથા માંસ, અને સાંજે રોટલી
તથા માંસ લાવતા; ને નાળામાંથી તે [પાણી] પીતો.
૭ અને કેટલીક મુદત પછી એમ થયું કે, તે નાળુ સુકાઇ
ગયુ, કેમકે દેશમાં વરસાદ થયો ન હતો.

૮ અને તેની પાસે યહોવાહની એવી વાણી આવી
કે, ૯ તું ઉઠ, ને સીદોનના સારફાથમાં જઇને ત્યાં

રહે; જો, મેં ત્યાંની એક વિધવા સ્ત્રીને તારૂં પોષણ
કરવાની આજ્ઞા કીધી છે. ૧૦ તેથી તે ઉઠીને સારફા-
થમાં ગયો; ને તે નગરના દરવાજા આગળ આવ્યો
ત્યારે, જુઓ, ત્યાં એક વિધવા સ્ત્રી લાકડાં વિણતી
હતી; ને તેણે એને હાંક મારીને કહ્યું કે, કૃપા કરીને
મારે પીવા સારૂ વાસણમાં થોડું પાણી લઇ આવ.
૧૧ અને એ લઇ આવવા સારૂ તે જતી હતી, ત્યારે
તેણે એને હાંક મારીને કહ્યું કે, કૃપા કરીને મારે સારૂ
તારા હાથમાં ટુકડો રોટલી લેતી આવજે. ૧૨ ત્યારે
તેણીએ કહ્યું કે, તારા દેવ યહોવાહના જીવના સમ કે
મારી પાસે એક રોટલી નથી, માત્ર માટલીમાં એક
મુઠી મેંદો, તથા કુપીમાં થોડું તેલ છે; ને જો, હું બે
લાકડાં વિણું છું, કે ઘેર જઇને હું મારે સારૂ તથા
મારા દીકરાને સારૂ તે પકાવું, એ માટે કે અમે તે
ખાઇને પછીથી મરી જઇએ. ૧૩ અને એલીયાહે તેને
કહ્યું કે, બિહી મા; જઇને તારા કહેવા મુજબ કર; તો
પણ પહેલાં મારે વાસ્તે તેમાંથી એક નાની રોટલી
કરીને મારી પાસે અહિં લઇ આવ, ને પછી તારે
સારૂ તથા તારા દીકરાને સારૂ કરજે. ૧૪ કેમકે ઇસ્રા-
એલનો દેવ યહોવાહ એમ કહે છે કે, જે દિવસે યહો-
વાહ ધરતી પર વરસાદ મોકલશે, ત્યાં સુધી માટલી-
માંનો મેંદો થઇ રહેશે નહિ, ને કુપીમાંનું તેલ ખુટી
જશે નહિ. ૧૫ અને તેણીએ જઇને એલીયાહના કહેવા
મુજબ કર્યું; ને તેણીએ, તથા તેણે, તથા તેણીના
ઘરનાએ [ઘણા] દિવસો સુધી ખાધું. ૧૬ યહોવાહ
પોતાનું જે વચન એલીયાહની હસ્તક બોલ્યો તે
પ્રમાણે માટલીમાંનો મેંદો થઇ રહ્યો નહિ, ને કુપીમાંનું
તેલ ખુટી ગયું નહિ. ૧૭ અને એ બીનાઓ પછી એમ
થયું કે, તે સ્ત્રીનો, એટલે તે ઘરની ધણિઆણીનો,
દીકરો માંદો પડ્યો; ને તેનો મંદવાડ એટલો સખત
હતો કે, તેનો દમ નિકળી ગયો. ૧૮ અને તેણીએ
એલીયાહને કહ્યું કે, હે ઇશ્વરભક્ત, મારે ને તારે શું
છે? શું તું મારા અપરાધનું સ્મરણ કરાવવા તથા
મારા દીકરાને મારી નાખવા સારૂ મારી પાસે આવ્યો
છે? ૧૯ ને તેણે તેણીને કહ્યું કે, તારો દીકરો મને
આપ. અને તેણે તેને તેણીની ગોદમાંથી લીધો, ને
જે ઓરડીમાં પોતે રહેતો હતો ત્યાં તેને [માળ]
ઉપર લઇ જઇને પોતાના પલંગ પર સુવાડ્યો. ૨૦ અને
તેણે યહોવાહને વિનંતી કરતાં કહ્યું કે, હે મારા દેવ
યહોવાહ, જે વિધવાને ત્યાં હું ઉતરેલો છું, તેના દીક-
રાને મારી નાખીને તેના પર પણ તેં આપત્તિ આણી
છે? ૨૧ ને છોકરા ઉપર ત્રણ વાર લાંબો થઇને તેણે
યહોવાહને વિનંતી કરતાં કહ્યું કે, હે મારા દેવ યહોવાહ,
આ છોકરાનો જીવ એમાં પાછો આવે ૨૨ અને યહો-
વાહે એલીયાહનો સાદ સાંભળ્યો, ને છોકરાનો જીવ
તેમાં પાછો આવ્યો, ને તે જીવતો થયો. ૨૩ અને
એલીયાહ છોકરાને લઇને [માળ પરની] ઓરડીમાંથી
નીચે ઘરમાં લાવ્યો, ને એને એની માને સોંપીને
એલીયાહે કહ્યું કે, જો, તારો છોકરો જીવતો છે
૨૪ અને તે સ્ત્રીએ એલીયાહને કહ્યું કે, હવે હું જાણું
છું કે, તું ઇશ્વરભક્ત છે, ને તારા મુખમાં જે યહોવા-
હની વાત છે તે સત્ય છે.

૧૮ અને ઘણા દિવસ પછી એમ થયું કે, ત્રીજે
વર્ષે એલીયાહની પાસે યહોવાહની એવી
વાણી આવી કે, તું જઇને આહાબને દેખા દે; ને હું
પૃથ્વી પર વરસાદ મોકલીશ. ૨ અને એલીયાહ
આહાબને દેખા દેવા સારૂ ગયો. અને સમરૂનમાં
દુકાળ સખત હતો. ૩ અને આહાબે પોતાના ઘરના
કારભારી ઓબાદ્યાહને બોલાવ્યો (ઓબાદ્યાહ તો
યહોવાહથી ઘણો બિહીતો હતો; ૪ કેમકે જ્યારે
ઇઝેબેલ યહોવાહના ભવિષ્યવાદીઓને મારી નાખતી
હતી, ત્યારે એમ થયુ કે, ઓબાદ્યાહે સો ભવિષ્યવા-
દીઓને લઇને તેઓને પચાસ પચાસની ટોળીઓ
કરીને ગુફામાં સંતાડ્યા, ને રોટલી તથા પાણીથી તેમનું
પોષણ કીધું). ૫ અને આહાબે ઓબાદ્યાહને કહ્યું કે,
આખા દેશમાં ફરીને પાણીના સર્વ ઝરા આગળ તથા
સર્વ નાળાં આગળ જા; કદાપિ આપણને ઘાસ મળી
આવે, ને આપણે આપણા ઘોડા તથા ખચ્ચરના જીવ
બચાવી શકીએ, કે આપણે બધાં જાનવર ખોઇ ન
બેસીએ. ૬ માટે આખા દેશમા ફરી વળવા સારૂ
તેઓએ તેના ભાગ માહોમાંહે વહેંચી લીધા; આહાબ
એક તરફ એકલો ગયો; ને ઓબાદ્યાહ બીજી તરફ
એકલો ગયો. ૭ અને ઓબાદ્યાહ માર્ગમાં હતો ત્યારે,
જુઓ, એલીયાહ તેને મળ્યો; ને તેણે એને ઓળ-
ખીને સાષ્ટાંગ દંડવત કરીને કહ્યું કે, હે મારા મુરબ્બી
એલીયાહ, એ શું તું છે? ૮ ને એણે તેને ઉત્તર આપ્યો
કે, એ હું છું; જઇને તારા ધણીને કહે કે, જો, એલી-
યાહ [આવ્યો છે]. ૯ અને તેણે કહ્યું કે, મેં શો અપ-
રાધ કીધો છે કે તું તારા સેવકને આહાબના હાથમાં
મારી નાશ કરવા સારૂ સોંપવા ઇચ્છે છે? ૧૦ તારા

દેવ યહોવાહના જીવના સમ કે, એવી દેશજાતિ કે
રાજ્ય એકે નથી, કે જ્યાં તારી શોધ કરવા સારૂ મારા
ધણીએં માણસ નથી મોકલ્યા અને જ્યારે તેઓએ
એમ કહ્યું કે, તે અહિં નથી, ત્યારે તું તેઓને ન
મળ્યો, એ બાબતના સમ તેણે તે રાજ્ય તથા દેશ-
જાતિને ખવડાવ્યા. ૧૧ અને હમણાં તું કહે છે કે,
જઇને તારા ધણીને કહે કે, જો, એલીયાહ [ આવ્યો
છે] ૧૨ અને હું તારી પાસેથી જઇશ, કે તરત એમ
થશે કે, યહોવાહનો આત્મા હું ન જાણું ત્યાં તને લઇ
જશે; ને હું જઇને આહાબને ખબર આપું, ને તું
તેને ન મળે તો તે મને મારી નાખે; પણ હું તારો
સેવક મારા નાનપણથી યહોવાહથી બિહીતો આવેલો
છું. ૧૩ ઇઝેબેલ યહોવાહના ભવિષ્યવાદીઓને મારી
નાખતી હતી ત્યારે મેં જે કર્યું, એટલે મેં યહોવાહના
ભવિષ્યવાદીઓમાંથી સો માણસોને પચાસ પચાસની
ટોળીઓ કરીને ગુફામાં સતાડ્યા, ને રોટલી તથા
પાણીથી તેઓનું પોષણ કર્યું, તેની ખબર મારા સુર-
બ્બીને નથી મળી શું? ૧૪ ને હમણાં તું કહે છે કે,
જઇને તારા ધણીને કહે કે, જો, એલીયાહ [ આવ્યો
છે]; ને તે મને મારી નાખશે. ૧૫ અને એલીયાહે કહ્યું
કે, સૈન્યનો યહોવાહ કે જેની આગળ હું ઉભો રહું છું,
તેના જીવના સમ કે હું નિશ્ચે આજ તેને દેખા દઇશ.
૧૬ માટે ઓબાદ્યાહ જઇને આહાબને મળ્યો, ને એને
ખબર આપી; ને આહાબ એલીયાહને મળવાને ગયો.
૧૭ અને આહાબે એલીયાહને જોયો ત્યારે એમ થયું
કે આહાબે તેને કહ્યું કે, હે ઇસ્રાએલને દુઃખ દેનાર,
એ શું તું છે? ૧૮ ને તેણે ઉત્તર આપ્યો કે, મેં ઇસ્રા-
એલને દુ:ખ દીધું નથી; પણ તેં તથા તારા બાપના
ઘરે [તો દીધું છે], કેમકે તમે યહોવાહની આજ્ઞાઓનો
ત્યાગ કીધો છે, અને તેં બઆલીમની ઉપાસના કીધી
છે. ૧૯ તો હવે માણસ મોકલીને સર્વ ઇસ્રાએલને તથા
બઆલના ચારસેં ને પચાસ ભવિષ્યવાદીઓને તથા
ઇઝેબેલની મેજ પર જમનારા અશેરાહ [ દેવી ] ના
ચારસેં ભવિષ્યવાદીઓને, કાર્મેલ પર્વત પર મારી પાસે
એકઠા કર ૨૦ માટે આહાબે સર્વ ઇસ્રાએલપુત્રો મધ્યે
માણસો મોકલીને ભવિષ્યવાદીઓને કાર્મેલ પર્વત
પર ભેગા કર્યા. ૨૧ અને એલીયાહે સર્વ લોકની નજીક
આવીને કહ્યું કે, તમે ક્યાં સુધી બે મતની વચ્ચે ઢચુ-
પચુ કરશો? જો યહોવાહ દેવ હોય, તો એની પાછળ
ચાલો; ને જો બઆલ [દેવ હોય], તો એની પાછળ
ચાલો. અને લોકો ઉત્તરમાં એક શબ્દ પણ બોલ્યા
નહિ. ૨૨ પછી એલીયાહે લોકને કહ્યું કે, હું, હા,
એકલો હજી, યહોવાહનો ભવિષ્યવાદી બાકી રહ્યો છું,
પણ બઆલના ભવિષ્યવાદીઓ ચારસેં ને પચાસ
માણસો છે. ૨૩ તો અમને બે ગોધા અપાય; ને
તેઓ પોતાને સારૂ એક ગોધો પસંદ કરીને એના
કાપીને ટુકડા કરે, ને એને લાકડાં ઉપર મૂકે, ને તેની
તળે આગ ન મૂકે; ને હું બીજા ગોધાને તૈયાર કરીને
તેને લાકડાં ઉપર મૂકીશ, ને આગ નહિ મૂકું ૨૪ અને
તમે તમારા દેવને નામે વિનંતી કરજો, ને હું યહોવાહને
નામે વિનતી કરીશ; ને જે દેવ આગદ્વારાએ ઉત્તર
આપે તેનેજ દેવ માનવો; ને સર્વે લોકોએ ઉત્તર
આપીને કહ્યું કે, એ વાત તો ઠીક છે ૨૫ અને એલી-
યાહે બઆલના ભવિષ્યવાદીઓને કહ્યું, તમે પ્રથમ
પોતાને સારૂ એક ગોધો પસંદ કરીને તેને તૈયાર
કરો; કેમકે તમે ઘણા છો; ને તમારા દેવને નામે
વિનતી કરો, પણ તળે કંઇ પણ અગ્નિ મૂકતા નહિ
૨૬ અને જે બળદ તેમને અપાયો તે તેઓએ લઇ
તેને તૈયાર કીધો; ને બઆલને નામે સવારથી તે છે
બપોર સુધી વિનતી કીધી કે, હે બઆલ, અમ
ઉત્તર આપ; પણ કાંઇ વાણી થઇ નહિ, ને કોઇ ઉત્
આપનાર ન હતો; ને જે વેદી કરી હતી તેની આસ
પાસ તેઓએ કુદાકુદ કીધી. ૨૭ અને બપોરે એ
થયું કે, એલીયાહે તેઓના ઠઠ્ઠા કરીને કહ્યું કે, મોટે
પોકારો, કેમકે તે દેવ છે; તે તો વિચારમાં ગુંથાએલો
હશે, કે એકાંતે હશે, કે મુસાફરીમાં હશે, કે કદાપિ
ઉંઘતો હશે, માટે તેને જગાડવો જોઇએ. ૨૮ અને
તેઓએ મોટેથી પોકાર કીધો, ને પોતાની રીત પ્રમાણે
પોતાને તરવારથી તથા ભાલાથી એટલે સુધી ઘાયલ
કીધા કે તેમના પર લોહીની ધારાઓ વહેવા લાગી
૨૯ અને બપોર થઇ ગયા પછી એમ થયું કે, [સાંજનું]
અર્પણ ચઢાવવાની વેળા સુધી તેઓએ ભવિષ્ય
બોલ્યા કીધું, પણ કંઇ વાણી થઇ નહિ, તેમજ ઉત્તર
આપનાર, કે ગણકારનાર કોઇ ન હતું. ૩૦ અને એલી-
યાહે સર્વ લોકોને કહ્યું કે, મારી પાસે નજીક આવો;
ને સર્વ લોક તેની પાસે નજીક ગયા અને યહોવા-
હની વેદી કે જે પડી ગએલી હતી, તેને તેણે સમારી
૩૧ અને યાકૂબ જેની પાસે યહોવાહનું એવું વચન
આવ્યું હતું કે, તારૂં નામ ઇસ્રાએલ થશે, તેના દીકરા-
ઓના કુળોની સંખ્યા પ્રમાણે એલીયાહે બાર પત્થર

લીધા ૩૨ અને તે પત્થરની તેણે યહોવાહને નામે
વેદી બાંધી, ને બે માપ બી માય એવડી ખાઇ તેણે
વેદીની આસપાસ બનાવી ૩૩ અને તેણે લાકડા
સિચ્યા, ને ગોધાને કાપીને ટુકડા કરીને તેને લાકડા
પર મૂક્યા અને તેણે કહ્યું કે, ચાર માટલા પાણીના
ભરો, ને તે દહનીયાપણ તથા લાકડા પર રેડો
૩૪ અને તેણે કહ્યું કે, બીજી વાર એમ કરો, ને તેઓએ
બીજી વાર એમ કર્યુ અને તેણે કહ્યું, ત્રીજી વાર એમ
કરો, ને તેઓએ ત્રીજી વાર એમ કર્યું ૩૫ અને પાણી
વેદીની આસપાસ વહ્યું, ને તેણે ખાઇ પણ પાણીથી
ભરી. ૩૬ અને [સાંજનુ] અર્પણ ચઢાવવાની વેળાએ
એમ થયુ કે, એલીયાહ ભવિષ્યવાદી પાસે આવ્યા,
ને તેણે કહ્યું કે, હે ઇબ્રાહીમ તથા ઇસ્હાક તથા ઇસ્રા
એલના દેવ યહોવાહ આજ જણાવ, કે તુજ ઇસ્રા
એલ મધ્યે દેવ છે, ને હુ તારો સેવક છુ, ને મેં તારા
કહેવાથી આ સઘળુ કાર્ય કર્યુ છે ૩૭ માટે મારૂ સાભળ,
હે યહોવાહ, મારૂ સાભળ, કે આ લોક જાણે કે તુ,
હે યહોવાહ, દેવ છે, અને કે તેં તેઓના હૃદય પાછા
ફેરવ્યા છે ૩૮ ત્યારે યહોવાહના અગ્નિએ પડીને દહ
નીયાપણ તથા લાકડા તથા પત્થર તથા ધૂળ ભસ્મ
કીધા, ને ખાઇમા જે પાણી હતું તે ચાટી લીધુ
૩૯ અને જ્યારે સર્વ લોકોએ તે જોયુ ત્યારે તેઓએ

ઉતરી પડ, કે વરસાદ તને અટકાવે નહિ ૪૫ અને
થોડી વારમા એમ થયુ કે, આકાશ મેઘથી તથા વાયુથી
અંધરાયુ, ને બહુ વરસાદ વરસ્યો, ને આહાબ [રથમા]
બેસીને યિઝ્રએલ ગયો ૪૬ અને યહોવાહનો હાથ
એલીયાહ પર હતો, ને તે પોતાની કમર બાંધીને
આહાબની આગળ આગળ યિઝ્રએલની ભાગળ
સુધી દોડ્યો

૧૯ અને એલીયાહે જે સર્વ કીધુ હતું તે, તથા
તેણે કેવી રીતે સઘળા ભવિષ્યવાદીઓને
તરવારથી મારી નાખ્યા હતા, તે પણ આહાબે ઇઝે
બેલને કહ્યું ૨ ત્યારે ઇઝેબેલે એલીયાહની પાસે
એલચી મોકલીને કહાવ્યુ કે, કાલે આસરે આ વેળા
સુધીમા જો હુ તારા જીવને તેઓમાના એકના જીવની
માફક ન કરૂ, તો દેવતાઓ મને એવુ ને એથી પણ
વધારે કરો ૩ અને તેણે તે જોયુ, ત્યારે ઉઠીને પોતાનો
જીવ લઇને જતો રહ્યો, ને યહુદાહના બેરશેબામા
પહોચ્યો, ત્યારે ત્યા તેણે પોતાના ચાકરને મૂક્યો
૪ પણ પોતે એક દિવસની મજલ જેટલે દૂર અરણ્યમા
ગયો, ને જઇને તે એક રોતેમવૃક્ષ તળે બેઠો, ને તેણે
મોત માગ્યુ ને કહ્યું કે, હવે તો બસ થયુ છે, હવે
તો, હે યહોવાહ મારો જીવ લઇ લે, કેમકે હુ મારા
પિતાઓ કરતા સારો નથી. ૫ અને તે એક રોતેમવૃક્ષ

કે, બહાર નિકળીને પર્વત પર યહોવાહની સન્મુખ
ઉભો રહે, ને જુઓ, યહોવાહ ત્યા થઇને જતો
હતો, ને ભારે તથા જોરાવર વાયુ પર્વતો ફાડતો, તથા
યહોવાહની સન્મુખ ખડકોના ટુકડા કરતો હતો,
પણ એ વાયુમા યહોવાહ નહતો, ને વાયુ પછી
ધરતીકંપ [થયો], પણ એ ધરતીકંપમા યહોવાહ ન
હતો, ૧૨ અને ધરતીકંપ પછી અગ્નિ [આવ્યા],
પણ તે અગ્નિમા યહોવાહ ન હતો, ને અગ્નિ પછી
એક કોમળ ઝીણો સાદ [સભળાયો] ૧૩ અને એવી
યાહે એ સાભળ્યા ત્યારે એમ થયુ કે, પોતાનુ મુખ
પોતાના ઝભ્ભાથી ઢાકીને તે બહાર નિકળ્યા, ને
ગુફાના મ્હોમા ઉભો રહ્યો, ને જુઓ, તેની પાસે
એવો એક સાદ આવ્યો કે, એલીયાહ, તું હિયા શુ
કરે છે? ૧૪ અને તેણે કહ્યુ કે, મને સૈન્યના દેવ યહો-
વાહને સારૂ ઘણી આસ્થા ચઢી છે, કેમકે ઇસ્રાએ
લપુત્રોએ તારા કરારનો ત્યાગ કીધો છે, તારી વેદી
ઓને પાડી નાખી છે, ને તારા ભવિષ્યવાદીઓને
તરવારથી મારી નાખ્યા છે, ને હુ, હા, એકલો હજ
બચી રહ્યો છુ, ને તેઓ મારો જીવ લેવા શોધે છે
૧૫ અને યહોવાહે તેને કહ્યુ કે, અરણ્યને માર્ગે થઇને
પાછો દમસ્ક જા, ને તું ત્યા પહોચે, ત્યારે હઝાએ-
લનો અભિષેક કરીને તેને અરામનો રાજા ઠરાવજે;
૧૬ ને નિમ્શીના દીકરા યેહૂનો અભિષેક કરીને તેને
ઇસ્રાએલનો રાજા ઠરાવજે, ને આબેલ મહોલાહ
વાસી શાફાટના દીકરા એલીશાને અભિષેક કરીને
તેને તારી જગ્યાએ ભવિષ્યવાદી ઠરાવજે ૧૭ અને
એમ થશે કે, હઝાએલની તરવારથી જે બચી જશે
તેને યેહૂ મારી નાખશે, ને યેહૂની તરવારથી જે બચી
જશે તેને એલીશા મારી નાખશે ૧૮ તો પણ હુ
મારે માટે ઇસ્રાએલ મધ્યે એવા સાત હજારને બચાવી
રાખીશ કે જે સર્વેના ઘુટણ બઆલ આગળ નમ્યા
નથી, ને જેઓમાથી એકેના મુખે તેનુ ચુબન કીધુ
નથી ૧૯ માટે તે ત્યાથી વિદાય થયો, ને શાફાટનો
દીકરો એલીશા તેને હળ ખેડતો મળ્યો, ને એની
આગળ બાર જોડ [બળદ] હતા, ને પોતે બારમાની
સાથે હતો અને એલીયાહે તેની પાસે જઇને
પોતાનો ઝભ્ભો તેના પર નાખ્યો. ૨૦ અને તે બળદો
મૂકીને એલીયાહની પાછળ દોડ્યો, ને કહ્યુ કે, કૃપા
કરીને મને મારા માબાપને ચુબન આપવાને [જવા]
દે, એટલે પછી હુ તારી પાછળ આવીશ અને તેણે
તેને કહ્યુ કે, વળીને પાછો જા, કેમકે મેં તને શું કર્યું
છે? ૨૧ ને તે એની પાછળથી પાછો આવ્યો, ને તેણે
બળદની એક જોડ લઇને તેમનો વધ કીધો, ને
બળદના સામાનથી તેમનુ માસ બાફીને લોકોને
પિરસ્યુ, ને તેઓએ ખાધુ પછી તે ઉઠીને એલી-
યાહની પાછળ ગયો, ને એની સેવાચાકરી કીધી

૨૦ અને અરામના રાજા બેન હદાદે પોતાનું
સઘળુ સૈન્ય એકઠુ કીધું, ને તેની સાથે
બત્રીસ રાજા તથા ઘોડા તથા રથો હતા, ને તેણે
ચઢાઇ કરીને સમરૂનને ઘેરો ઘાલ્યો, ને તેની સામે
યુદ્ધ કીધું ૨ અને તેણે નગરમા ઇસ્રાએલના રાજા
આહાબની પાસે ખેપિયા મોકલીને તેને કહાવ્યુ કે,
બેન હદાદ એમ કહે છે કે, ૩ તારૂ રૂપુ તથા તારૂ સોનુ
મારા છે, વળી તારી સ્ત્રીઓ તથા તારા છોકરા, અટલે
સૌથી શ્રેષ્ઠ હશે, તે પણ મારા છે ૪ અને ઇસ્રાએ-
લના રાજાએ ઉત્તર આપતા કહ્યું કે, હે મારા મુરબ્બી
રાજા, તારા કહેવા પ્રમાણે છે, હુ તથા મારૂ સર્વસ્વ
તારા છીએ ૫ અને ખેપિયાઓએ ફરીથી આવીને
કહ્યુ કે બેન હદાદ આ પ્રમાણે કહે છે કે, મે તો તારી
પાસે માણસ મોકલીને કહાવ્યુ હતું કે, તારૂ રૂપુ,
તથા તારૂ સોનુ, તથા તારી સ્ત્રીઓ, તથા તારા છોકરા
મારે સ્વાધીન કર, ૬ પણ કાલે આસરે આ વેળાએ
હુ મારા ચાકરોને તારી પાસે મોકલીશ, ને તેઓ
તારા ઘરની તથા તારા ચાકરોના ઘરોની ઝડતી લેશે,
ને એમ થશે કે, જે સઘળુ તને પ્રિય લાગતું હશે, તે
તેઓ પોતાના હાથમા મૂકીને લઇ જશે ૭ ત્યારે
ઇસ્રાએલના રાજાએ દેશના સર્વ વડીલોને બોલાવીને
કહ્યું કે, કૃપા કરીને ધ્યાનમા લો, ને જુઓ, કે એ
માણસ કેવી રીતે નુકસાન કરવાનુ શોધે છે, કેમકે
તેણે મારી પાસે માણસ મોકલીને મારી સ્ત્રીઓ તથા
મારા છોકરા, તથા મારૂ રૂપુ તથા મારૂ સોનુ માગ્યા,
ને મેં તેને ના પાડી નહિ. ૮ અને સર્વ વડીલોએ તથા
સર્વ લોકોએ તેને કહ્યુ કે, તારે તેનુ સાભળવુ નહિ,
તથા કબૂલ કરવુ નહિ ૯ માટે તેણે બેન હદાદના
ખેપિયાઓને કહ્યુ કે, મારા મુરબ્બી રાજાને કહો કે,
જે સઘળા વિષે તેં તારા ચાકરને કહાવ્યુ હતું, તે હુ
કરીશ, પણ આ વાત તો હુ કરી શકતો નથી. અને
ખેપિયા વિદાય થઇને તેની પાસે પ્રત્યુત્તર લાવ્યા.
૧૦ અને બેન હદાદે એની પાસે માણસ મોકલીને
કહાવ્યુ કે, જો મારી સાથે આવેલા સઘળા લોકને
ભાગે સમરૂનની મટોડી મુઠ્ઠી મુઠ્ઠી આવે, તો દેવ-

લીધા ૩૨ અને તે પત્થરની તેણે યહોવાહને નામે
વેદી બાંધી, ને બે માપ બી માય એવડી ખાઇ તેણે
વેદીની આસપાસ બનાવી ૩૩ અને તેણે લાકડા
સિચ્યા ને ગોધાને કાપીને ટુકડા કરીને તેને લાકડા
પર મૂક્યા. અને તેણે કહ્યું કે, ચાર માટલા પાણીના
ભરો, ને તે દહનીયાપણુ તથા લાકડા પર રેડો
૩૪ અને તેણે કહ્યું કે, બીજી વાર એમ કરો, ને તેઓએ
બીજી વાર એમ કર્યુ અને તેણે કહ્યું, ત્રીજી વાર એમ
કરો, ને તેઓએ ત્રીજી વાર એમ કર્યું ૩૫ અને પાણી
વેદીની આસપાસ વહ્યું, ને તેણે ખાઇ પણ પાણીથી
ભરી. ૩૬ અને [સાંજનુ] અર્પણ ચઢાવવાની વેળાએ
એમ થયુ કે, એલીયાહ ભવિષ્યવાદી પાસે આવ્યો,
ને તેણે કહ્યું કે, હે ઇબ્રાહીમ તથા ઇસ્હાક તથા ઇસ્રા
એલના દેવ યહોવાહ આજ જણાવ, કે તુંજ ઇસ્રા
એલ મધ્યે દેવ છે, ને હુ તારો સેવક છું, ને મેં તારા
કહેવાથી આ સઘળુ કાર્ય કર્યુ છે ૩૭ માટે મારૂ સાંભળ,
હે યહોવાહ, મારૂ સાંભળ, કે આ લોક જાણે કે તું,
હે યહોવાહ, દેવ છે, અને કે તે તેઓના હૃદય પાછા
ફેરવ્યા છે ૩૮ ત્યાર યહોવાહના અગ્નિએ પડીને દહ
નીયાપણુ તથા લાકડા તથા પત્થર તથા ધૂળ ભસ્મ

ઉતરી પડ, કે વરસાદ તને અટકાવે નહિ ૪૫ અને
થોડી વારમા એમ થયુ કે, આકાશ મેઘથી તથા વાયુથી
અધરાયુ ને બહુ વરસાદ વરસ્યો, ને આહાબ [રથમા]
બેસીને યિઝ્રએલ ગયો ૪૬ અને યહોવાહનો હાથ
એલીયાહ પર હતો, ને તે પોતાની કમર બાંધીને
આહાબની આગળ આગળ યિઝ્રએલની ભાગળ
સુધી દોડ્યો

૧૯ અને એલીયાહે જે સર્વ કીધુ હતું તે, તથા
તેણે કેવી રીતે સઘળા ભવિષ્યવાદીઓને
તરવારથી મારી નાખ્યા હતા, તે પણ આહાબે ઇઝે-
બેલને કહ્યુ ૨ ત્યારે ઇઝેબેલે એલીયાહની પાસે
ખેપિયો મોકલીને કહાવ્યુ કે, કાલે આસરે આ વેળા
સુધીમા જો હુ તારા જીવને તેઓમાના એકના જીવની
માફક ન કરૂ, તો દેવતાઓ મને એવુ ને એથી પણ
વધારે કરો ૩ અને તેણે તે જોયુ, ત્યારે ઉઠીને પોતાનો
જીવ લઇને જતો રહ્યો, ને યહુદાહના બેરશેબામા
પહોંચ્યા ત્યારે ત્યા તેણે પોતાના ચાકરને મૂક્યો
૪ પણ પોતે એક દિવસની મજલ જેટલે દૂર અરણ્યમા
ગયો, ને જઇને તે એક રોતેમવૃક્ષ તળે બેઠો, ને તેણે
મોત માગ્યુ ને કહ્યું કે બસ છે, હવે

કે, બહાર નિકળીને પર્વત પર યહોવાહની સન્મુખ
ઉભો રહે, ને જુઓ, યહોવાહ ત્યાં થઇને જતો
હતો; ને ભારે તથા જોરાવર વાયુ પર્વતો ફાડતો, તથા
યહોવાહની સન્મુખ ખડકોના ટુકડા કરતો હતો;
પણ એ વાયુમા યહોવાહ નહતો; ને વાયુ પછી
ધરતીકંપ [થયો]; પણ એ ધરતીકંપમા યહોવાહ ન
હતો; ૧૨ અને ધરતીકંપ પછી અગ્નિ [આવ્યા],
પણ તે અગ્નિમા યહોવાહ ન હતો; ને અગ્નિ પછી
એક કોમળ ઝીણો સાદ [સભળાયો] ૧૩ અને એલી-
યાહે એ સાભળ્યા ત્યાર એમ થયુ કે, પોતાનું મુખ
પોતાના ઝભ્ભાથી ઢાંકીને તે બહાર નિકળ્યા, ને
ગુફાના મ્હોમા ઉભો રહ્યો; ને જુઓ, તેની પાસે
એવો એક સાદ આવ્યો કે, એલીયાહ, તું હિયા શુ
કરે છે? ૧૪ અને તેણે કહ્યું કે, મને સૈન્યના દેવ યહો-
વાહને સારૂ ઘણી આસ્થા ચઢી છે; કેમકે ઇસ્રાએ-
લપુત્રોએ તારા કરારનો ત્યાગ કીધો છે, તારી વેદી-
ઓને પાડી નાખી છે, ને તારા ભવિષ્યવાદીઓને
તરવારથી મારી નાખ્યા છે, ને હુ, હા, એકલો હુજ
બચી રહ્યો છુ, ને તેઓ મારો જીવ લેવા શોધે છે.
૧૫ અને યહોવાહે તેને કહ્યું કે, અરણ્યને માર્ગે થઇને
પાછો દમસ્ક જા, ને તું ત્યા પહોચે, ત્યારે હઝાએ-
લનો અભિષેક કરીને તેને અરામનો રાજા ઠરાવજે;
૧૬ ને નિમ્શીના દીકરા યેહૂનો અભિષેક કરીને તેને
ઇસ્રાએલનો રાજા ઠરાવજે; ને આબેલ-મહોલાહ-
વાસી શાફાટના દીકરા એલીશાને અભિષેક કરીને
તેને તારી જગ્યાએ ભવિષ્યવાદી ઠરાવજે. ૧૭ અને
એમ થશે કે, હઝાએલની તરવારથી જે બચી જશે
તેને યેહૂ મારી નાખશે, ને યેહૂની તરવારથી જે બચી
જશે તેને એલીશા મારી નાખશે. ૧૮ તો પણ હુ
મારે માટે ઇસ્રાએલ મધ્યે એવા સાત હજારને બચાવી
રાખીશ કે જે સર્વેના ઘુટણ બઆલ આગળ નમ્યા
નથી, ને જેઓમાથી એકેના મુખે તેનું ચુબન કીધુ
નથી. ૧૯ માટે તે ત્યાંથી વિદાય થયો, ને શાફાટનો
દીકરો એલીશા તેને હળ ખેડતો મળ્યો, ને એની
આગળ બાર જોડ [બળદ] હતા, ને પોતે બારમાની
સાથે હતો. અને એલીયાહે તેની પાસે જઇને
પોતાનો ઝભ્ભો તેના પર નાખ્યો. ૨૦ અને તે બળદો
મૂકીને એલીયાહની પાછળ દોડ્યો, ને કહ્યું કે, કૃપા
કરીને મને મારાં મીબાપને ચુબન આપવાને [જવા]
દે, એટલે પછી હુ તારી પાછળ આવીશ. અને તેણે
તેને કહ્યું કે, વળીને પાછો જા; કેમકે મેં તને શું કર્યું
છે? ૨૧ ને તે એની પાછળથી પાછો આવ્યો, ને તેણે
બળદની એક જોડ લઇને તેમનો વધ કીધો; ને
બળદના સામાનથી તેમનું માંસ બાફીને લોકોને
પિરસ્યુ, ને તેઓએ ખાધું. પછી તે ઉઠીને એલી-
યાહની પાછળ ગયો, ને એની સેવાચાકરી કીધી.

૨૦ અને અરામના રાજા બેન-હદાદે પોતાનું
સઘળુ સૈન્ય એકઠુ કીધું; ને તેની સાથે
બત્રીસ રાજા તથા ઘોડા તથા રથો હતા; ને તેણે
ચઢાઇ કરીને સમરૂનને ઘેરો ઘાલ્યો, ને તેની સામે
યુદ્ધ કીધું ૨ અને તેણે નગરમા ઇસ્રાએલના રાજા
આહાબની પાસે ખેપિયા મોકલીને તેને કહાવ્યુ કે,
બેન-હદાદ એમ કહે છે કે, ૩ તારૂ રૂપુ તથા તારૂ સોનું
મારા છે, વળી તારી સ્ત્રીઓ તથા તારા છોકરા, એટલે
સોથી શ્રેષ્ઠ હશે, તે પણ મારા છે. ૪ અને ઇસ્રાએ-
લના રાજાએ ઉત્તર આપતા કહ્યું કે, હે મારા મુરબ્બી
રાજા, તારા કહેવા પ્રમાણે છે; હુ તથા મારૂ સર્વસ્વ
તારા છીએ ૫ અને ખેપિયાઓએ ફરીથી આવીને
કહ્યું કે, બેન-હદાદ આ પ્રમાણે કહે છે કે, મે તો તારી
પાસે માણસ મોકલીને કહાવ્યુ હતું કે, તારૂ રૂપુ,
તથા તારૂ સોનું, તથા તારી સ્ત્રીઓ, તથા તારાં છોકરાં
મારે સ્વાધીન કર; ૬ પણ કાલે આસરે આ વેળાએ
હુ મારા ચાકરોને તારી પાસે મોકલીશ; ને તેઓ
તારા ઘરની તથા તારા ચાકરોના ઘરોની ઝડતી લેશે;
ને એમ થશે કે, જે સઘળુ તને પ્રિય લાગતું હશે, તે
તેઓ પોતાના હાથમા મૂકીને લઇ જશે. ૭ ત્યારે
ઇસ્રાએલના રાજાએ દેશના સર્વ વડીલોને બોલાવીને
કહ્યું કે, કૃપા કરીને ધ્યાનમા લો, ને જુઓ, કે એ
માણસ કેવી રીતે નુકસાન કરવાનું શોધે છે; કેમકે
તેણે મારી પાસે માણસ મોકલીને મારી સ્ત્રીઓ તથા
મારા છોકરાં, તથા મારૂ રૂપુ તથા મારૂ સોનુ માગ્યાં;
ને મેં તેને ના પાડી નહિ. ૮ અને સર્વ વડીલોએ તથા
સર્વ લોકોએ તેને કહ્યું કે, તારે તેનું સાભળવુ નહિ,
તથા કબૂલ કરવું નહિ. ૯ માટે તેણે બેન હદાદના
ખેપિયાઓને કહ્યું કે, મારા મુરબ્બી રાજાને કહો કે,
જે સઘળાં વિષે તેં તારા ચાકરને કહાવ્યુ હતું, તે હું
કરીશ; પણ આ વાત તો હુ કરી શકતો નથી. અને
ખેપિયા વિદાય થઇને તેની પાસે પ્રત્યુત્તર લાવ્યા.
૧૦ અને બેન-હદાદે એની પાસે માણસ મોકલીને
કહાવ્યુ કે, જો મારી સાથે આવેલા સઘળા લોકને
ભાગે સમરૂનની મટોડી મુઠ્ઠી મુઠ્ઠી આવે, તો દેવ-

વાઓ મને એવું ને એથી પણ વધારે કરો ૧૧અને
ઇસ્રાએલના રાજાએ ઉત્તર આપીને કહ્યું કે, તેને કહો
કે, જે જણ [વસ્ત્ર] ધારણ કરે તેણે, [વસ્ત્ર] અંગ
પરથી ઉતારનારની પેઠે, ફુલાશ મારવી નહિ ૧૨અને
એમ થયું કે, [બેન હદાદ] તથા રાજાઓ તંબુઓમા
પીતા હતા, એ દરમ્યાન તેણે આ સંદેશો સાભળીને
પોતાના ચાકરોને કહ્યુ કે, યુદ્ધવ્યૂહ રચો, એટલે
તેઓએ નગરની સામે યુદ્ધવ્યૂહ રચ્યો ૧૩અને
જુઓ, એક ભવિષ્યવાદીએ ઇસ્રાએલના રાજા આહા-
બની પાસે આવીને કહ્યું કે, યહોવાહ એમ કહે છે કે,
આ સઘળી મોટી ઠઠ તેં જોઇ? જો હુ આજ તેને
તારા હાથમા સોપી દઇશ, ને તું જાણશે કે હુ યહો
વાહ છું. ૧૪અને આહાબે કહ્યું કે, કોની મારફતે? ને
એણે કહ્યું કે, પ્રાંતોના સુબાઓના જુવાનોની માર
ફતે. ત્યારે તેણે કહ્યું કે, યુદ્ધ કોણ શરૂ કરશે? ને
એણે ઉત્તર આપ્યો કે, તું ૧૫પછી તેણે પ્રાંતોના
સુબાઓના જુવાનોને ભેગા કીધા, એટલે તેઓ બસેં
ને બત્રીસ થયા, ને તેમની પછી તેણે સર્વ લોકને,
એટલે સર્વ ઇસ્રાએલપુત્રોને ભેગા કીધા, તેઓ સાત
હજાર થયા ૧૬અને તેઓ બપોરે ચાલી નિકળ્યા
પણ બેન-હદાદ પોતે, તથા રાજાઓ, એટલે તેના
સાહ્ય કરનાર બત્રીસ રાજાઓ, તંબુઓમા પીને મસ્ત

૨૩અને અરામના રાજાના ચાકરોએ તેને કહ્યુ કે,
તેમનો દેવ તે પર્વતોનો દેવ છે, તે માટે તેઓ
આપણા કરતા બળવાન હતા, પણ આપણે તેમની
સામે મેદાનમા યુદ્ધ કરીએ, તો નિ:સંશય આપણે
તેઓ કરતા બળવાન થઇશુ ૨૪અને આટલું કર, કે
પ્રત્યેક રાજાને તેની જગ્યાએથી દૂર કરીને તેઓની
જગ્યાએ સરદારોને રાખ, ૨૫ને જે સેના તું ખોઇ
બેઠો છે તેના જેટલીજ, એટલે તેમા ઘોડા હતા તેટલા
ઘોડા, તથા તેમા રથ હતા તેટલા રથની સેના તું ઉભી
કર, ને આપણે મેદાનમા તેમની સાથે યુદ્ધ કરીશું
તો નિશ્ચે આપણે તેઓ કરતા બળવાન થઇશું અને
તેણે તેઓની સુચના સાભળીને તે પ્રમાણે કર્યું
૨૬અને એમ થયુ કે, નવુ વર્ષ બેસતા બેન હદાદ
અરામીઓને ભેગા કરીને ઇસ્રાએલની સામા યુદ્ધ
કરવા સારૂ અફેક સુધી સ્વારી લાવ્યો ૨૭અને
ઇસ્રાએલપુત્રો ભેગા થઇને ભથ્થુ લઇને તેઓની સામે
ગયા, ને ઇસ્રાએલપુત્રોએ તેઓની આગળ લવારાની
બે નાની ટોળીઓની માફક છાવણી કીધી, પણ
અરામીઓથી તો તે આખો પ્રદેશ ભરાઇ ગયો હતો
૨૮અને એક ઇશ્વરભક્તે પાસે આવીને ઇસ્રાએલના
રાજાને કહ્યુ કે, યહોવાહ એમ કહે છે કે, અરામીઓએ
કહ્યું છે કે, યહોવાહ પર્વતોનો દેવ છે, પણ તે નીચા-

છો તે મારો ભાઇ છે. ૩૩ હવે પેલા માણસો તો
આતુરતાથી તાકી રહ્યા હતા, તેથી તેઓએ તેના
બોલવાની મતલબ ઝટ પકડી લીધી; ને તેઓએ કહ્યુ
કે, તારો ભાઇ બેન-હદાદ [હયાત છે]. ત્યારે તેણે કહ્યુ
કે, તમે જઇને તેને તેડી લાવો. ત્યારે બેન-હદાદ
તેની પાસે બહાર આવ્યો; ને તેણે એને [પોતાની
સાથે] રથમાં બેસાડ્યો. ૩૪ અને [બેન-હદાદે] તેને
કહ્યુ કે, જે નગરો મારા બાપે તારા બાપ પાસેથી
લીધાં હતાં, તે હુ પાછાં આપીશ; ને જેમ મારા બાપે
સમરૂનમાં ચોકચોટાં બનાવ્યાં હતાં તેમ તું પોતાને
સારૂ દમસ્કમાં બનાવજે. અને [આહાબે કહ્યુ] હુ
આ શરતે તને જવા દઇશ. એમ તેણે તેની સાથે
કરાર કરીને તેને જવા દીધો

૩૫ અને ભવિષ્યવાદીઓના પુત્રોમાંના એક માણસે
યહોવાહના વચનથી પોતાના સાથીને કહ્યુ કે, કૃપા
કરીને મને માર; ને તે માણસે એને મારવાની ના
પાડી. ૩૬ ત્યારે એણે તેને કહ્યુ કે, તેં યહોવાહની
વાણી પાળી નથી માટે, જો, તું મારી પાસેથી વિદાય
થઇશ, કે તરત એક સિંહ તને મારી નાખશે અને
એની પાસેથી તે વિદાય થયો કે તરત તેને એક સિંહે
પકડીને મારી નાખ્યો. ૩૭ પછી પેલાને બીજો માણસ
મળ્યો, ને તેણે એને કહ્યુ કે, કૃપા કરીને મને માર; ને
એ માણસે તેને માર મારીને ઘાયલ કીધો. ૩૮ એવી
સ્થિતિમા ભવિષ્યવાદી જઇને રાજાની વાટ જોતો
માર્ગમાં ઉભો રહ્યો, ને પોતાનો પટકો પોતાની
આંખો પર વિંટીને પોતાનો વેષ બદલ્યો. ૩૯ અને
રાજા તેની પડખે થઇને જતો હતો, ત્યારે તેણે
રાજાને હાંક મારીને કહ્યુ કે, તારો દાસ યુદ્ધમાં ગયો
હતો, ને જો, એક માણસે એક બાજૂએ વળીને મારી
પાસે એક માણસને લાવીને મને કહ્યુ કે, આ માણ-
સને પકડી રાખ, જો કોઇ પણ રીતે તે જતો રહેશે,
તો તેના જીવને બદલે તારો જીવ જશે, અથવા તો
તારે એક તાલંત રૂપું આપવું પડશે. ૪૦ અને તારો
દાસ અહિં તહિં કામમાં ગુથાયલો હતો, એટલામાં
પેલો જતો રહ્યો. અને ઇસ્રાએલના રાજાએ તેને
કહ્યુ કે, તારો ન્યાય એજ પ્રમાણે થશે; તેં પોતે તે
કામનો ન્યાય ચુકવ્યો છે. ૪૧ અને તેણે ઉતાવળથી
પોતાની આંખ પરથી પટકો કહાડી નાખ્યો; ને
ઇસ્રાએલના રાજાએ તેને ઓળખ્યો, કે તે ભવિષ્ય-
વાદીઓમાંનો છે. ૪૨ અને તેણે એને કહ્યુ કે, યહોવાહ
એમ કહે છે કે, મેં જે માણસને મરણ યોગ્ય ઠરાવેલો
તેને તેં તારા હાથમાંથી જવા દીધો છે, માટે તેના
જીવને બદલે તારો જીવ જશે, ને તેના લોકને બદલે
તારા લોક [માર્યા જશે] ૪૩ અને ઇસ્રાએલનો રાજા
ઉદાસ તથા નાખુશ થઇને પોતાને ઘેર ગયો, ને
સમરૂનમાં આવ્યો

૨૧ અને એ બીનાઓ પછી એમ થયું કે યિઝ્ર-
એલી નાબોથને એક દ્રાક્ષવાડી હતી, ને તે
યિઝ્રએલમાં સમરૂનના રાજા આહાબના મહેલ પાસે
હતી. ૨ અને આહાબે નાબોથની પાસે એવી માગણી
કરી કે, મારે સારૂ શાકવાડી બનાવવા સારૂ તારી
દ્રાક્ષવાડી મને આપ, કેમકે તે મારા ઘરની પાસે છે;
ને તેને બદલે હુ તને તેના કરતા સારી દ્રાક્ષવાડી
આપીશ; અથવા જો તને એમ સારૂ લાગે તો હુ તેના
મૂલ્યના પૈસા તને આપીશ. ૩ અને નાબોથે આહાબને
કહ્યુ કે, યહોવાહ એવું ન થવા દો, કે હુ મારા પિતૃ-
ઓનું વતન તને આપુ ૪ અને યિઝ્રએલી નાબોથે જે
વચનો આહાબ રાજાને કહ્યાં હતાં, તેને લીધે તે ઉદાસ
તથા નારાજ થઇને પોતાને ઘેર આવ્યો; કેમકે તેણે
કહ્યુ હતું કે, હુ મારા પિતૃઓનું વતન તને નહિ આપું.
અને એણે પોતાના પલંગ પર સુઇને પોતાનું મુખ
અવળું ફેરવ્યુ, ને રોટલી ન ખાવાની હઠ લીધી. ૫ પણ
તેની સ્ત્રી ઇઝેબેલે તેની પાસે આવીને તેને કહ્યુ કે,
તારો આત્મા એટલો ઉદાસ કેમ છે, કે તું રોટલી
ખાતો નથી? ૬ ને તેણે તેણીને કહ્યુ કે, એનું કારણ
એ છે કે, મેં યિઝ્રએલી નાબોથને કહ્યુ કે, પૈસા લઇને
તારી દ્રાક્ષવાડી તું મને આપ; અથવા જો તારી ઇચ્છા
હોય તો હુ તને તેને બદલે [બીજી] દ્રાક્ષવાડી આપું;
અને તેણે કહ્યુ, હુ તને મારી દ્રાક્ષવાડી નહિ આપું.
૭ અને તેની સ્ત્રી ઇઝેબેલે તેને કહ્યુ કે, તું હાલ ઇસ્રા-
એલ પર રાજ્ય કરે છે કે નહિ? ઉઠીને રોટલી ખા,
ને મનમાં મગ્ન થા; હુ તને યિઝ્રએલી નાબોથની
દ્રાક્ષવાડી આપીશ. ૮ માટે તેણીએ આહાબને નામે
પત્ર લખ્યા, ને તેની મુદ્રાથી તેમના પર મુદ્રા કીધી,
ને નાબોથના નગરમા જે વડીલો તથા આગેવાનો
તેની સાથે રહેતા હતા, તેમના પર તે પત્રો મોકલ્યા.
૯ અને તેણીએ પત્રોમાં એવું લખ્યું હતું કે, ઉપવા-
સનો ઢંઢેરો પિટાવીને નાબોથને લોકોના મુખ્યાસને
બેસાડજો. ૧૦ અને બલીયઆલના બે માણસોને તેની
આગળ બેસાડજો, ને તેઓ તેની વિરુદ્ધ એવી સાહેદી

પૂરે કે, તેણે દેવને તથા રાજાને શાપ દીધો, ને પછી
તેને બહાર લઇ જઇને પત્થરે મારીને મારી નાખજો
૧૧ અને તેના નગરના માણસોએ, એટલે જે વડીલો
તથા આગેવાનો તેના નગરમા રહેતા હતા, તેઓએ
જેમ ઇઝેબેલે તેઓને સદેશો મોકલ્યો હતો, એટલે
તેણીએ તેઓને પત્રોમા લખી મોકલ્યુ હતું, તે પ્રમાણે
કીધું ૧૨ તેઓએ ઉપવાસનો ઢંઢેરો પિટાવીને નાબો
થને લોકોના મુખ્યાસને બેસાડ્યો ૧૩ અને પેલા બે
બલીયઆલના માણસો અદર આવીને તેની આગળ
બેઠા, ને તે બલીયઆલના માણસોએ તેની વિરૂદ્ધ,
એટલે નાબોથની વિરૂદ્ધ લોકની સમક્ષ એવી સાહેદી
પૂરી કે, નાબોથે દેવને તથા રાજાને શાપ દીવો પછી
તેને નગરની બહાર લઇ જઇને તેઓએ તેને પત્થરે
મારીને મારી નાખ્યો ૧૪ પછી તેઓએ ઇઝેબેલને
કહાવી મોકલ્યુ કે, નાબોથને પત્થરે માર્યો છે ને તે
મરી ગયો છે ૧૫ અને ઇઝેબેલે સાભળ્યુ કે નાબોથને
પત્થરા મારીને મારી નાખ્યા છે, ત્યારે એમ થયુ કે,
ઇઝેબેલે આહાબને કહ્યુ કે, ઉઠ, ને યિઝ્રએલી નાબો
થની દ્રાક્ષવાડી જે તે પૈસા સાટે આપવાની ના
પાડતો હતો, તેનો કબજો લે, કેમકે નાબોથ જીવતો
નથી, પણ મરણ પામ્યો છે ૧૬ અને આહાબે સાભળ્યુ
કે નાબોથ મરણ પામ્યો છે, ત્યારે એમ થયુ કે,
આહાબ યિઝ્રએલી નાબોથની દ્રાક્ષવાડીનો કબજો લેવા
સારૂ ત્યા જવાને ઉઠયો

૨૨ અને તેં મને કોપ ચઢાવ્યો તે કોપને લીધે, તથા
તેં ઇસ્રાએલ પાસે પાપ કરાવ્યુ તેને લીધે હુ તારા
ઘરને નબાટના દીકરા યરોબઆમના ઘરની માફક,
તથા અહીયાહના દીકરા બાઅશાના ઘરની માફક કરી
નાખીશ. ૨૩ અને યહોવાહે ઇઝેબેલ વિષે પણ એમ
કહ્યુ કે, યિઝ્રએલના કોટ પાસે કુતરા ઇઝેબેલને ખાશે
૨૪ આહાબનું જે કોઇ નગરમા મરશે તેને, કુતરા
ખાશે, ને જે કોઇ ખેતરમા મરશે તેને વાયુચર
પક્ષીઓ ખાશે ૨૫ (પણ એકે માણસ એવો ન હતો
કે જેણે યહોવાહની દૃષ્ટિમા ભુડુ કરવા સારૂ આહા
બની માફક પોતાને વેચ્યો હોય, ને તેની સ્ત્રી ઇઝેબેલ
તેને ઉશ્કેરતી હતી ૨૬ અને અમોરીઓ કે જેઓને
યહોવાહે ઇસ્રાએલપુત્રોની આગળથી હાકી કાઢયા
હતા, તેઓના સઘળા કૃત્યો પ્રમાણે તેણે મૂર્ત્તિઓની
ઉપાસના કરીને ઘણુજ ધિક્કારવા યોગ્ય આચરણ
કીધું) ૨૭ અને આહાબે એ વચનો સાભળ્યા, ત્યારે
એમ થયુ કે, તેણે પોતાના વસ્ત્ર ફાડીને પોતાના અગ
પર તાટ પહેરીને ઉપવાસ કીધો, ને તાટ ઓઢીને
સૂતો તથા મદગતિથી ચાલવા લાગ્યો ૨૮ અને યહો
વાહનુ વચન તિશ્બી એલીયાહની પાસે એવુ આવ્યુ
કે, ૨૯ આહાબ મારી આગળ દીન થઇ ગયો છે, તે
તું જુએ છે શું? તે મારી આગળ દીન થઇ ગયો છે,
માટે તેના દિવસોમા એ આપત્તિ હુ નહિ લાવુ,
પણ તેના દીકરાના દિવસોમા તેના ઘર પર હુ એ
આપત્તિ લાવીશ

ભેગા કરીને તેમને કહ્યું કે, હું યુદ્ધ કરવા સારૂ રામોથ-
ગિલઆદ જાઉં કે પાછો રહું? ને તેઓએ કહ્યું કે, ચઢાઇ
કર, કેમકે યહોવાહ તેને રાજાના હાથમાં સોંપશે.
૭પણ યહોશાફાટે કહ્યું કે, શું એઓ શિવાય યહોવા-
હનો કોઇ ભવિષ્યવાદી અત્રે નથી, કે આપણે તેની
સલાહ પૂછીએ? ૮ને ઇસ્રાએલના રાજાએ યહોશા-
ફાટને કહ્યું કે, હજી એક માણસ છે કે જેની મારફતે
આપણે યહોવાહની સલાહ પૂછીએ, એટલે યિમ્લા-
હનો દીકરો મીખાયાહ; પણ હું તેને ધિક્કારૂં છું;
કેમકે તે મારે વિષે શુભ નહિ પણ અશુભ ભવિષ્ય
કહે છે. અને યહોશાફાટે કહ્યું કે, રાજાએ એમ ન
બોલવું જોઇએ. ૯પછી ઇસ્રાએલના રાજાએ એક
ખવાસને બોલાવીને કહ્યું કે, યિમ્લાહના દીકરા મીખા-
યાહને ઝટપટ તેડી લાવ. ૧૦હવે ઇસ્રાએલનો રાજા
તથા યહુદાહનો રાજા યહોશાફાટ સમરૂનના દરવાજાના
મ્હો આગળ ખુલ્લા મેદાનમાં રાજ્ય પોષાક સજીને
પોતપોતાના રાજ્યાસન પર બેઠેલા હતા; ને સર્વે
ભવિષ્યવાદીઓ તેમની આગળ ભવિષ્ય કહેતા હતા.
૧૧અને કનાઅનાહના દીકરા સિદકીયાહે પોતાને સારૂ
લોઢાનાં શિંગ બનાવીને કહ્યું કે, યહોવાહ એમ કહે
છે કે, અરામીઓનો ક્ષય થતાં સુધી તું આ વડે તેમને
હડસેલા મારશે ૧૨અને સર્વે ભવિષ્યવાદીઓએ
એવુંજ ભવિષ્ય કહ્યું કે, રામોથ ગિલઆદ પર ચઢાઇ
કરીને ફતેહ પામ, કેમકે યહોવાહ તેને રાજાના હાથમાં
આપશે ૧૩અને જે બેપિયો મીખાયાહને તેડવા
ગયો હતો, તેણે તેને એમ કહ્યું કે, ભવિષ્યવાદીઓની
વાણી સર્વાનુમતે રાજાને માટે સારૂં [ભવિષ્ય કહે છે];
તો કૃપા કરીને તારાં વચનો પણ તેઓમાંના એકના
વચનોના જેવાં હોય, ને તું હિત ઉચરજે. ૧૪અને
મીખાયાહે કહ્યું કે, જીવતા યહોવાહના સમ કે યહો-
વાહ મને જે કહેશે, તેજ હું બોલીશ ૧૫અને તે
રાજાની પાસે આવ્યો, ત્યારે રાજાએ તેને કહ્યું કે,
મીખાયાહ, શું અમે યુદ્ધ કરવા સારૂ રામોથ-ગિલઆદ
જઇએ, કે પાછા રહીએ? ને તેણે તેને ઉત્તર આપ્યો
કે, ચઢાઇ કરીને ફતેહ પામ; ને યહોવાહ તેને રાજાના
હાથમાં સોંપશે. ૧૬અને રાજાએ તેને કહ્યું કે, હું
કેટલી વાર તને સોગન દઉં, કે મને તારે યહોવાહને
નામે સત્ય વગર બીજું કંઇ ન કહેવું? ૧૭ને તેણે કહ્યું
કે, મેં સર્વ ઇસ્રાએલને પાળક વગરનાં ઘેટાંની પેઠે
પર્વતો ઉપર વિખેરાઇ ગએલા જોયા; ને યહોવાહે
કહ્યું કે, એમને ધણી નથી, તેઓ પોતપોતાને ઘેર
શાંતિએ પાછા જાય. ૧૮અને ઇસ્રાએલના રાજાએ
યહોશાફાટને કહ્યું કે, શું, મેં તને નહોતું કહ્યું કે, એ
મારા વિષે સારૂં નહિ પણ માઠું ભવિષ્ય કહેશે? ૧૯ને
તેણે કહ્યું કે, એ માટે તું યહોવાહની વાત સાંભળ;
મેં યહોવાહને પોતાના રાજ્યાસન પર બેઠેલો જોયો,
તથા આકાશનું સઘળું સૈન્ય તેની પાસે તેને જમણે
તથા ડાબે હાથે ઉભેલું હતું ૨૦અને યહોવાહે કહ્યું કે,
કોણ આહાબને ફુસલાવીને રામોથ-ગિલઆદમાં લઇ
જાય, કે ત્યાં તે માર્યો જાય? ને એકે આમ કહ્યું, ને
બીજે તેમ કહ્યું. ૨૧અને એક આત્માએ આગળ નિકળી
આવીને યહોવાહની સન્મુખ ઉભા રહીને કહ્યું કે, હું
તેને ફુસલાવીશ ૨૨અને યહોવાહે એને કહ્યું કે, શાથી?
ને એણે કહ્યું કે, હું ત્યાંથી જઇને તેના સર્વ ભવિ-
ષ્યવાદીઓનાં મુખમાં રહીને જૂઠું બોલનાર આત્મા
થઇશ. અને તેણે કહ્યું કે, તું તેને ફુસલાવી શકશે,
ને વળી ફતેહ પણ પામશે; ચાલ્યો જા, ને એમ કર.
૨૩માટે હવે, જો, યહોવાહે આ તારા સર્વ ભવિષ્ય-
વાદીઓના મુખમાં જૂઠું બોલનાર આત્મા મૂક્યો છે;
ને યહોવાહ તારૂં અહિત ઉચર્યો છે ૨૪ત્યારે કનાઅ-
નાહના દીકરા સિદકીયાહે પાસે આવીને મીખાયાહને
ગાલ પર [તમાચો] મારીને કહ્યું કે, યહોવાહનો
આત્મા તારી સાથે બોલવા સારૂ મારી પાસેથી કયે
માર્ગે થઇને ગયો? ૨૫ને મીખાયાહે કહ્યું કે, જો, તું
સંતાવા સારૂ અંદરની ઓરડીમાં ભરાઇ જશે, તે
દિવસે તું જોશે. ૨૬અને ઇસ્રાએલના રાજાએ કહ્યું કે,
મીખાયાહને પકડીને તેને નગરના સુબા આમોનની,
તથા રાજાના પુત્ર યોઆશની પાસે પાછો લઇ જાઓ;
૨૭ને કહો કે, રાજા એમ કહે છે કે, આને બંદીખાને
નાખો, ને હું શાંતિમાં [પાછો] આવું, ત્યાં સુધી
દુ:ખની રોટલીથી તથા દુ:ખના પાણીથી એનો નિર્વાહ
કરજો ૨૮અને મીખાયાહે કહ્યું કે, જો તું કદી પણ
શાંતિમાં પાછો ફરવા પામે, તો યહોવાહ મારી માર-
ફતે બોલ્યો નથી; ને તેણે કહ્યું કે, હે લોકો, તમે
સર્વે સાંભળો.

૨૯એમ ઇસ્રાએલના રાજા તથા યહુદાહના રાજા
યહોશાફાટે રામોથ-ગિલઆદ પર ચઢાઇ કીધી.
૩૦અને ઇસ્રાએલના રાજાએ યહોશાફાટને કહ્યું કે, હું
પોતાનો વેષ બદલીને યુદ્ધમાં જઇશ; પણ તું તારો
પોશાક પહેર; ને ઇસ્રાએલનો રાજા પોતાનો વેષ

પૂરે કે, તેણે દેવને તથા રાજાને શાપ દીધો, ને પછી
તેને બહાર લઇ જઇને પત્થરે મારીને મારી નાખજો
૧૧અને તેના નગરના માણસોએ, એટલે જે વડીલો
તથા આગેવાનો તેના નગરમા રહેતા હતા, તેઓએ
જેમ ઇઝેબેલે તેઓને સદેશો મોકલ્યો હતો, એટલે
તે ચીઠીએ તેઓને પત્રોમા લખી મોકલ્યુ હતું તે પ્રમાણે
કીધું ૧૨તેઓએ ઉપવાસનો ઢંઢેરો પિટાવીને નાબો
થને લોકોના મુખ્યાસને બેસાડ્યા ૧૩અને પેલા બે
બલીયઆલના માણસો અંદર આવીને તેની આગળ
બેઠા, ને તે બલીયઆલના માણસોએ તેની વિરૂદ્ધ,
એટલે નાબોથની વિરૂદ્ધ લોકની સમક્ષ એવી સાહેદી
પૂરી કે, નાબોથે દેવને તથા રાજાને શાપ દીધો પછી
તેને નગરની બહાર લઇ જઇને તેઓએ તેને પત્થરે
મારીને મારી નાખ્યો ૧૪પછી તેઓએ ઇઝેબેલને
કહાવી મોકલ્યુ કે, નાબોથને પત્થરે માર્યો છે ને તે
મરી ગયો છે ૧૫અને ઇઝેબેલે સાભળ્યુ કે નાબોથને
પત્થરો મારીને મારી નાખ્યા છે, ત્યારે એમ થયુ કે,
ઇઝેબેલે આહાબને કહ્યું કે, ઉઠ ને યિઝ્રએલી નાબો
થની દ્રાક્ષવાડી જે તે પૈસા સાટે આપવાની ના
પાડતો હતો, તેનો કબજો લે, કેમકે નાબોથ જીવતો
નથી, પણ મરણ પામ્યો છે ૧૬અને આહાબે સાભળ્યુ
કે નાબોથ મરણ પામ્યો છે, ત્યારે એમ થયુ કે,
આહાબ યિઝ્રએલી નાબોથની દ્રાક્ષવાડીનો કબજો લેવા
સારૂ ત્યા જવાને ઉઠયો

૨૨અને તેં મને કોપ ચઢાવ્યો તે કોપને લીધે, તથા
તેં ઇસ્રાએલ પાસે પાપ કરાવ્યુ તેને લીધે હું તારા
ઘરને નબાટના દીકરા યરોબઆમના ઘરની માફક,
તથા અહીયાહના દીકરા બાઅશાના ઘરની માફક કરી
નાખીશ. ૨૩અને યહોવાહે ઇઝેબેલ વિષે પણ એમ
કહ્યું કે, યિઝ્રએલના કોટ પાસે કુતરા ઇઝેબેલને ખાશે
૨૪આહાબનુ જે કોઇ નગરમા મરશે તેને કુતરા
ખાશે, ને જે કોઇ ખેતરમા મરશે તેને વાયુચર
પક્ષીઓ ખાશે ૨૫(પણ એક માણસ એવો ન હતો
કે જેણે યહોવાહની દૃષ્ટિમા ભુડુ કરવા સારૂ આહા
બની માફક પોતાને વેચ્યો હોય, ને તેની સ્ત્રી ઇઝેબેલ
તેને ઉશ્કેરતી હતી ૨૬અને અમોરીઓ કે જેઓને
યહોવાહે ઇસ્રાએલપુત્રોની આગળથી હાકી કાઢયા
હતા, તેઓના સઘળા કૃત્યો પ્રમાણે તેણે મૂર્ત્તિઓની
ઉપાસના કરીને ઘણુંજ ધિક્કારવા યોગ્ય આચરણ
કીધું) ૨૭અને આહાબે એ વચનો સાભળ્યા, ત્યારે
એમ થયુ કે, તેણે પોતાના વસ્ત્ર ફાડીને પોતાના અંગ
પર તાટ પહેરીને ઉપવાસ કીધો, ને તાટ ઓઢીને
સૂતો તથા મદગતિથી ચાલવા લાગ્યો ૨૮અને યહો
વાહનુ વચન તિશ્બી એલીયાહની પાસે એવુ આવ્યુ
કે, ૨૯આહાબ મારી આગળ દીન થઇ ગયો છે, તે
તું જુએ છે શું? તે મારી આગળ દીન થઇ ગયો છે,
માટે તેના દિવસોમા એ આપત્તિ હું નહિ લાવ

ભેગા કરીને તેમને કહ્યું કે, હુ યુદ્ધ કરવા સારૂ રામોથ-
ગિલઆદ જાઉં કે પાછો રહુ? ને તેઓએ કહ્યું કે, ચઢાઇ
કર, કેમકે યહોવાહ તેને રાજાના હાથમા સોપશે
૭ પણ યહોશાફાટે કહ્યું કે, શું એઓ શિવાય યહોવા-
હનો કોઇ ભવિષ્યવાદી અત્રે નથી, કે આપણે તેની
સલાહ પૂછીએ? ૮ ને ઇસ્રાએલના રાજાએ યહોશા-
ફાટને કહ્યું કે, હજી એક માણસ છે કે જેની મારફતે
આપણે યહોવાહની સલાહ પૂછીએ, એટલે યિમ્લા-
હનો દીકરો મીખાયાહ, પણ હુ તેને ધિક્કારૂ છું,
કેમકે તે મારે વિષે શુભ નહિ પણ અશુભ ભવિષ્ય
કહે છે અને યહોશાફાટે કહ્યું કે, રાજાએ એમ ન
બોલવુ જોઇએ. ૯ પછી ઇસ્રાએલના રાજાએ એક
ખવાસને બોલાવીને કહ્યું કે, યિમ્લાહના દીકરા મીખા-
યાહને ઝટપટ તેડી લાવ ૧૦ હવે ઇસ્રાએલનો રાજા
તથા યહુદાહનો રાજા યહોશાફાટ સમરૂનના દરવાજાના
મ્હો આગળ ખુલ્લા મેદાનમા રાજ્ય પોષાક સજીને
પોતપોતાના રાજ્યાસન પર બેઠેલા હતા; ને સર્વે
ભવિષ્યવાદીઓ તેમની આગળ ભવિષ્ય કહેતા હતા
૧૧ અને કનાઅનાહના દીકરા સિદકીયાહે પોતાને સારૂ
લોઢાના શિંગ બનાવીને કહ્યું કે, યહોવાહ એમ કહે
છે કે, અરામીઓનો ક્ષય થતા સુધી તું આ વડે તેમને
હડસેલા મારશે ૧૨ અને સર્વ ભવિષ્યવાદીઓએ
એવુજ ભવિષ્ય કહ્યું કે, રામોથ ગિલઆદ પર ચઢાઇ
કરીને ફતેહ પામ, કેમકે યહોવાહ તેને રાજાના હાથમા
આપશે ૧૩ અને જે એપિયો મીખાયાહને તેડવા
ગયો હતો, તેણે તેને એમ કહ્યું કે, ભવિષ્યવાદીઓની
વાણી સર્વાનુમતે રાજાને માટે સારૂ [ભવિષ્ય કહે છે],
તો કૃપા કરીને તારા વચનો પણ તેઓમાના એકના
વચનોના જેવા હોય, ને તું હિત ઉચરજે ૧૪ અને
મીખાયાહે કહ્યું કે, જીવતા યહોવાહના સમ કે યહો-
વાહ મને જે કહેશે, તેજ હુ બોલીશ ૧૫ અને તે
રાજાની પાસે આવ્યો, ત્યારે રાજાએ તેને કહ્યું કે,
મીખાયાહ, શું અમે યુદ્ધ કરવા સારૂ રામોથ ગિલઆદ
જઇએ, કે પાછા રહીએ? ને તેણે તેને ઉત્તર આપ્યો
કે, ચઢાઇ કરીને ફતેહ પામ, ને યહોવાહ તેને રાજાના
હાથમા સોપશે ૧૬ અને રાજાએ તેને કહ્યું કે, હુ
કેટલી વાર તને સોગન દઉં, કે મને તારે યહોવાહને
નામે સત્ય વગર બીજુ કઇ ન કહેવુ? ૧૭ ને તેણે કહ્યું
કે, મે સર્વ ઇસ્રાએલને પાળક વગરના ઘેટાની પેઠે
પર્વતો ઉપર વિખેરાઇ ગએલા જોયા, ને યહોવાહે
કહ્યું કે, એમને ધણી નથી, તેઓ પોતપોતાને ઘેર
શાતિએ પાછા જાય ૧૮ અને ઇસ્રાએલના રાજાએ
યહોશાફાટને કહ્યું કે, શું, મે તને નહોતુ કહ્યું કે, એ
મારા વિષે સારૂ નહિ પણ માઠુ ભવિષ્ય કહેશે? ૧૯ ને
તેણે કહ્યું કે, એ માટે તું યહોવાહની વાત સાભળ;
મે યહોવાહને પોતાના રાજ્યાસન પર બેઠેલો જોયો,
તથા આકાશનુ સઘળુ સૈન્ય તેની પાસે તેને જમણે
તથા ડાબે હાથે ઉભેલુ હતુ ૨૦ અને યહોવાહે કહ્યું કે,
કોણ આહાબને ફુસલાવીને રામોથ ગિલઆદમા લઇ
જાય, કે ત્યા તે માર્યો જાય? ને એકે આમ કહ્યું, ને
બીજે તેમ કહ્યું ૨૧ અને એક આત્માએ આગળ નિકળી
આવીને યહોવાહની સન્મુખ ઉભા રહીને કહ્યું કે, હુ
તેને ફુસલાવીશ ૨૨ અને યહોવાહે એને કહ્યું કે, શાથી?
ને એણે કહ્યું કે, હુ ત્યાથી જઇને તેના સર્વ ભવિ
ષ્યવાદીઓના મુખમા રહીને જુઠુ બોલનાર આત્મા
થઇશ અને તેણે કહ્યું કે, તું તેને ફુસલાવી શકશે,
ને વળી ફતેહ પણ પામશે, ચાલ્યો જા, ને એમ કર.
૨૩ માટે હવે, જો, યહોવાહે આ તારા સર્વ ભવિષ્ય-
વાદીઓના મુખમા જુઠુ બોલનાર આત્મા મૂક્યો છે;
ને યહોવાહ તારૂ અહિત ઉચર્યો છે ૨૪ ત્યારે કનાઅ-
નાહના દીકરા સિદકીયાહે પાસે આવીને મીખાયાહને
ગાલ પર [તમાચો] મારીને કહ્યું કે, યહોવાહનો
આત્મા તારી સાથે બોલવા સારૂ મારી પાસેથી કયે
માર્ગે થઇને ગયો? ૨૫ ને મીખાયાહે કહ્યું કે, જો, તું
સંતાવા સારૂ અંદરની ઓરડીમા ભરાઇ જશે, તે
દિવસે તું જોશે ૨૬ અને ઇસ્રાએલના રાજાએ કહ્યું કે,
મીખાયાહને પકડીને તેને નગરના સુબા આમોનની,
તથા રાજાના પુત્ર યોઆશની પાસે પાછો લઇ જાઓ,
૨૭ ને કહો કે, રાજા એમ કહે છે કે, આને બંદીખાને
નાખો, ને હુ શાતિમા [પાછો] આવુ, ત્યા સુધી
દુખની રોટલીથી તથા દુખના પાણીથી એનો નિર્વાહ
કરજો ૨૮ અને મીખાયાહે કહ્યું કે, જો તું કદી પણ
શાતિમા પાછો ફરવા પામે, તો યહોવાહ મારી માર-
ફતે બોલ્યો નથી, ને તેણે કહ્યું કે, હે લોકો, તમે
સર્વે સાભળો.

૨૯ એમ ઇસ્રાએલના રાજા તથા યહુદાહના રાજા
યહોશાફાટે રામોથ ગિલઆદ પર ચઢાઇ કીધી
૩૦ અને ઇસ્રાએલના રાજાએ યહોશાફાટને કહ્યું કે, હુ
પોતાનો વેષ બદલીને યુદ્ધમા જઇશ, પણ તું તારો
પોશાક પહેર, ને ઇસ્રાએલનો રાજા પોતાનો વેષ-

બદલીને યુદ્ધમાં ગયો ૩૧હવે અરામના રાજાએ
પોતાના બત્રીસ રથાધિપતિઓને એવી આજ્ઞા કીધી
હતી કે, માત્ર ઇસ્રાએલના રાજા સિવાય કોઇ પણ
નાના કે મોટાની સાથે લડશો મા ૩૨અને રથાધિ-
પતિઓએ યહોશાફાટને જેયો, ત્યારે એમ થયું કે
તેઓએ કહ્યું કે, નિશ્ચે એ ઇસ્રાએલનો રાજા છે; ને
એની સાથે યુદ્ધ કરવા સારૂ તેઓ વળ્યા; એટલે યહો-
શાફાટે બૂમ પાડી. ૩૩અને રથાધિપતિઓએ જોયું કે
એ તો ઇસ્રાએલનો રાજા નથી, ત્યારે એમ થયું કે,
એની પાછળ લાગવાથી તેઓ પાછા ફર્યા. ૩૪અને
એક માણસે અનાયાસે ધનુષ્ય તાણીને ઇસ્રાએલના
રાજાને કવચના સાધાની વચમાથી બાણ માર્યું; માટે
એણે પોતાના સારથીને કહ્યું કે, તારો હાથ ફેરવીને
સૈન્યમાથી બહાર લઇ જા, કેમકે મને સખત ઘા મને
લાગ્યો છે. ૩૫અને તે દિવસે દારૂણ યુદ્ધ મચ્યું, ને
રાજાને ટેકો આપીને રથમાં અરામીઓની સામો
ટટાર બેસાડી રાખ્યો હતો, ને સાંજે તે મરણ પામ્યો;
ને તેના ઘામાંથી રક્ત વહીને રથને તળિયે ગયું
૩૬અને આસરે સૂર્યાસ્તની વેળાએ આખા સૈન્યમાં
એવો પોકાર થયો કે, પ્રત્યેક માણસે પોતાના નગ-
રમાં તથા પ્રત્યેક માણસે પોતાના દેશમાં [નાસી
જવું]. ૩૭એવી રીતે રાજા મરણ પામ્યો, ને તેઓ
તેને સમરૂનમા લાવ્યા; ને તેઓએ રાજાને સમરૂનમાં
દાટયો. ૩૮અને તેઓએ સમરૂનના તળાવને તીરે
પેલો રથ ધોયો, ને યહોવાહ જે વચન બોલ્યો હતો,
તે પ્રમાણે કુતરાએ તેનુ લોહી ચાટયું, (હવે ત્યાં તો
વેશ્યાઓ સ્નાન કરતી). ૩૯હવે આહાબનાં બાકીનાં
કૃત્યો, તથા તેણે જે સઘળું કર્યું, તથા જે હાથીદાતનું
ઘર તેણે બાંધ્યું, તથા જે સર્વે નગરો તેણે બાંધ્યા,
તે ઇસ્રાએલના રાજાઓના કાળવૃત્તાંતના પુસ્તકમાં
લખેલા નથી શું? ૪૦ને આહાબ પોતાના પિતૃઓની
સાથે ઉંઘી ગયો; ને તેના દીકરા અહાઝયાહે તેને
ઠેકાણે રાજ્ય કીધું

૪૧અને આસાનો દીકરો યહોશાફાટ ઇસ્રાએલના
રાજા આહાબને ચોથે વર્ષે યહુદાહ પર રાજ્ય કરવા
લાગ્યો. ૪૨યહોશાફાટ રાજા થયો, ત્યારે તે પાત્રીસ
વર્ષની વયનો હતો; ને તેણે પચ્ચીસ વર્ષ યરૂશાલે-
મમાં રાજ્ય કીધું. અને તેની માનું નામ અઝુબાહ
હતું, કે જે શિલ્હીની દીકરી હતી. ૪૩અને તે પોતાના
પિતા આસાને આખે માર્ગ ચાલ્યો; તેથી આડો કે
અવળો ન ફરતા તેણે યહોવાહની દૃષ્ટિમાં જે સારૂં તે
કર્યું; તો પણ ઉચ્ચસ્થાનો કાઢી નાખવામાં આવ્યા
નહિ; હજી સુધી લોકો ઉચ્ચસ્થાનોમાં યજ્ઞ કરતા
તથા ધૂપ બાળતા હતા. ૪૪અને યહોશાફાટે ઇસ્રા-
એલના રાજાની સાથે સલાહ કીધી. ૪૫હવે યહો-
શાફાટના બાકીનાં કૃત્યો, તથા તેણે જે પરાક્રમ
બતાવ્યું તે, તથા તેણે કેવી રીતે યુદ્ધ કીધું, એ યહુદા-
હના રાજાઓના કાળવૃત્તાંતના પુસ્તકમાં લખેલાં નથી
શું? ૪૬ને જે પુમૈથુનીઓ તેના પિતા આસાના
દિવસોમાં બાકી રહ્યા હતા, તેઓને તેણે દેશનિકાલ
કીધા. ૪૭અને અદોમમાં કોઇ રાજા ન હતો; એક
સુબો રાજ્ય ચલાવતો હતો. ૪૮યહોશાફાટે સોનું
લાવવા માટે ઓફીર મોકલવા સારૂ તાર્શીશી વહાણ
બનાવ્યા; પણ તે ત્યાં ગયાં નહિ; કેમકે વહાણો
એસ્યોન ગેબેર પાસે ભાગી ગયાં ૪૯ત્યારે આહા-
બના દીકરા અહાઝયાહે યહોશાફાટને કહ્યું કે, મારા
ચાકરોને તારા ચાકરો સાથે વહાણોમાં જવા દે. પણ
યહોશાફાટે ના પાડી ૫૦અને યહોશાફાટ પોતાના
પિતૃઓની સાથે ઉંઘી ગયો; ને પોતાના પિતા દાઉ-
દના નગરમાં પોતાના પિતૃઓની સાથે દટાયો; ને
તેની જગ્યાએ તેના દીકરા યહોરામે રાજ્ય કીધું.

૫૧યહુદાહના રાજા યહોશાફાટને સત્તરમે વર્ષે
આહાબનો દીકરો અહાઝયાહ સમરૂનમા ઇસ્રાએલ
પર રાજ્ય કરવા લાગ્યો; ને તેણે બે વર્ષ ઇસ્રાએલ
પર રાજ્ય કીધું ૫૨અને તેણે યહોવાહની દૃષ્ટિમાં
ભુડું કીધું; ને પોતાના બાપના માર્ગમાં તથા પોતાની
માના માર્ગમાં, તથા નબાટનો દીકરો યરોબઆમ, કે
જેણે ઇસ્રાએલ પાસે પાપ કરાવ્યું હતું, તેના માર્ગમાં
તે ચાલ્યો. ૫૩અને તેણે બઆલની સેવા કરીને તથા
તેની ભક્તિ કરીને તેના બાપનાં સર્વે કૃત્યો પ્રમાણે
ઇસ્રાએલના દેવ યહોવાહને કોપાવ્યો.

# રાજાઓનું બીજું પુસ્તક.

1 અને આહાબના મરણ પછી મોઆબે ઇસ્રા-
એલની વિરૂદ્ધ દંગો કીધો [2] અને અહાઝયાહ
સમરૂનમા પોતાના માળ પરની ઓરડીની જાળીમાથી
પડી જવાથી માદો થયો હતો, ને તેણે ખેપિયા
ઓને એમ કહીને મોકલ્યા કે, તમે જઇને એક્રોનના
દેવ બઆલઝબૂબને પૂછો, કે આ માદગીમાથી હુ
સાજો થઇશ કે નહિ [3] પણ યહોવાહના દૂતે તિશ્બી
એલીયાહને કહ્યું કે, ઉઠ, સમરૂનના રાજાના ખેપિયા-
ઓને મળવા સામો જા, ને તેમને કહે કે, શું ઇસ્રા-
એલમા દેવ નથી કે તમે એક્રોનના દેવ બઆલ-ઝબૂ-
બને પૂછવા જાઓ છો? [4] માટે હવે યહોવાહ એમ
કહે છે કે, જે પલગ પર તું ચઢયો છે, તે પરથી તું
નહિ ઉતરશે, પણ નિશ્ચે મરણ પામશે પછી એલી-
યાહ ગયો [5] અને ખેપિયા તેની પાસે પાછા આવ્યા,
ને તેણે તેઓને કહ્યું કે, તમે પાછા કેમ આવ્યા?
[6] ને તેઓએ તેને કહ્યું કે, એક માણસ અમને મળવાને
અમારી સામો આવ્યો, ને તેણે અમને કહ્યું કે, જે
રાજાએ તમને મોકલ્યા છે, તેની પાસે પાછા જઇને
તેને કહો કે, યહોવાહ એમ કહે છે કે, શું ઇસ્રાએ
લમા દેવ નથી, કે તું એક્રોનના દેવ બઆલ-ઝબૂબને
પૂછવા સારૂ મોકલે છે? એ માટે જે પલગ પર તું
ચઢયો છે, તે પરથી તું નહિ ઉતરશે, પણ તું નિશ્ચે
મરણ પામશે [7] અને તેણે તેઓને કહ્યું, જે માણસ
તમને મળવા સારૂ સામો આવ્યો, ને જેણે તમને એ
વચન કહ્યા, તે કેવા પ્રકારનો માણસ હતો? [8] ને
તેઓએ તેને ઉત્તર આપ્યો કે, તે કેશી પુરૂષ હતો,
ને તેની કમરે ચામડાનો કમરબંધ બાધેલો હતો, ને
તેણે કહ્યું કે, તે તિશ્બી એલીયાહ છે [9] પછી [રાજાએ]
પચાસના જમાદારને તેના પચાસ [સિપાઇઓ] સાથે
તેની પાસે મોકલ્યો, ને તે એની પાસે ગયો, ને
જુઓ, એ પહાડના શિખર ઉપર બેઠેલો હતો, ને
તેણે એને કહ્યું કે, હે ઇશ્વરભક્ત, રાજાએ કહ્યું છે કે,
તું નીચે ઉતર [10] અને એલીયાહે ઉત્તર આપીને તે
પચાસ [સિપાઇ]ના જમાદારને કહ્યું કે, જો હુ ઇશ્વર-
ભક્ત હોઉં, તો આકાશથી અગ્નિ ઉતરીને તને તથા
તારા પચાસ [ સિપાઇઓ ]ને ભસ્મ કરી નાખે
અને દેવના અગ્નિએ ઉતરીને તેને તથા તેના પચાસ
[સિપાઇઓ]ને ભસ્મ કીધા [11] અને તેણે ફરીથી
બીજા પચાસ [ સિપાઇઓ ]ના જમાદારને તેના
પચાસ [સિપાઇઓ] સાથે તેની પાસે મોકલ્યો,
અને તેણે ઉત્તર આપીને તેને કહ્યું કે, હે ઇશ્વરભક્ત,
રાજાએ એમ કહાવ્યુ છે કે ઝટપટ નીચે ઉતર
[12] અને એલીયાહે ઉત્તર આપીને તેઓને કહ્યું કે, જો
હુ ઇશ્વરભક્ત હોઉં, તો આકાશથી અગ્નિ ઉતરીને તને
તથા તારા પચાસ [ સિપાઇઓ ]ને ભસ્મ કરી નાખે;
ને દેવના અગ્નિએ આકાશથી ઉતરીને તેને તથા તેના
પચાસ [સિપાઇઓ]ને ભસ્મ કીધા [13] અને ફરીથી
તેણે ત્રીજા પચાસ [ સિપાઇઓ ]ના જમાદારને તેના
પચાસ [સિપાઇઓ] સાથે તેની પાસે મોકલ્યો;
ને ત્રીજો પચાસ [ સિપાઇઓ ]નો જમાદાર ઉપર
ચઢયો, ને જઇને એલીયાહની આગળ ઘુટણીએ
પડીને તેના કાલાવાલા કરીને તેને કહ્યું કે, હે ઇશ્વર-
ભક્ત, કૃપા કરીને મારો જીવ તથા તારા આ પચાસ
દાસોના જીવ તારી દૃષ્ટિમા મૂલ્યવાન ગણાય. [14] જો,
અગ્નિએ આકાશથી ઉતરીને પહેલા પચાસ પચાસના
બે જમાદારોને તેઓના પચાસ પચાસ [સિપાઇઓ]
સહિત ભસ્મ કીધા છે, પણ હવે મારો જીવ તારી
દૃષ્ટિમા મૂલ્યવાન ગણાય [15] અને યહોવાહના દૂતે
એલીયાહને કહ્યું કે, એની સાથે નીચે ઉતર, એનાથી
બિહીતો નહિ અને તે ઉઠીને એની સાથે નીચે
ઉતરીને રાજા પાસે ગયો [16] અને તેણે એને કહ્યું કે,
યહોવાહ એમ કહે છે કે, શું દેવવાણી મારફતે સલાહ
પુછાય, તે સારૂ ઇસ્રાએલમા દેવ નથી કે તેં એક્રોનના
દેવ બઆલઝબૂબને પુછવા સારૂ ખેપિયા મોકલ્યા
છે? એ માટે જે પલગ પર તું ચઢેલો છે, તે પરથી
તું નહિ ઉતરશે, પણ તું નિશ્ચે મરશે [17] એમ યહો-
વાહનું વચન જે એલીયાહ બોલ્યો હતો, તે પ્રમાણે
તે મરણ પામ્યો, ને એની જગ્યાએ, યહુદાહના રાજા

યહોશાફાટના દીકરા યહોરામને બીજે વર્ષે, યહોરામ
રાજ્ય કરવા લાગ્યો; કેમકે તેને દીકરો ન હતો
૧૮ હવે અહાઝયાહે કીધેલાં બાકીના કૃત્યો ઇસ્રાએલના
રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્તકમાં લખેલા નથી શું?

૨ અને યહોવાહ એલીયાહને વંટોળિયાથી આકા-
શમાં લઇ લેવાનો હતો, તે અરસામા એમ
થયું કે, એલીયાહ એલીશાને લઇને ગિલ્ગાલમાંથી
ચાલી નિકળ્યો ૨ અને એલીયાહે એલીશાને કહ્યું કે,
કૃપા કરીને હિયાં રોભ; કેમકે યહોવાહે મને બેથેલ
સુધી મોકલ્યો છે, ને એલીશાએ કહ્યું કે, જીવતા યહો-
વાહના સમ, તથા તારા જીવના સમ, કે હું તને નહિજ
છોડીશ. એમ તેઓ બેથેલ ગયા ૩ અને બેથેલમા જે
ભવિષ્યવાદીઓ હતા તેઓના પુત્રોએ એલીશાની
પાસે બહાર આવીને તેને કહ્યું કે, યહોવાહ તારા
ગુરૂને તારે શિરથી આજ લઇ લેશે, એ શું તું જાણે છે?
ને તેણે કહ્યું કે, હા, હું જાણું છું; તમે ચૂપ રહો
૪ અને એલીયાહે તેને કહ્યું કે, એલીશા, કૃપા કરીને
હિયાં રોભ; કેમકે યહોવાહે મને યરેખો મોકલ્યો છે
અને તેણે કહ્યું કે, જીવતા યહોવાહના સમ તથા તારા
જીવના સમ, કે હું તને નહિજ છોડીશ; માટે તેઓ
યરેખો આવ્યા. ૫ અને જે ભવિષ્યવાદીઓ યરેખોમાં
રહેતા હતા, તેઓના પુત્રોએ એલીશાની પાસે આવીને
તેને કહ્યું કે, યહોવાહ આજ તારા ગુરૂને તારે શિરથી
લઇ લેશે, એ શું તું જાણે છે? ને તેણે કહ્યું કે, હા, હું
તે જાણું છું, તમે ચૂપ રહો ૬ અને એલીયાહે તેને
કહ્યું કે, કૃપા કરીને હિયાં રોભ; કેમકે યહોવાહે મને
યરદન સુધી મોકલ્યો છે અને તેણે કહ્યું કે, જીવતા
યહોવાહના સમ, તથા તારા જીવના સમ, કે હું તને
નહિજ છોડીશ; ને તેઓ બન્ને આગળ ચાલ્યા. ૭ અને
ભવિષ્યવાદીઓના પુત્રોમાંના પચાસ માણસો આવીને
તેમની સામે દૂર ઉભા રહ્યા; ને તે બેઉ યરદનને તીરે
ઉભા રહ્યા. ૮ અને એલીયાહે પોતાનો ઝભ્ભો લઇને
તેને બેગો વિંટાળીને તે પાણી પર માર્યો, ને એવી
રીતે તેના આમ તેમ બે ભાગ થઇ ગયા, કે તેઓ
કોરી જમીન પર ચાલીને પાર ઉતર્યા. ૯ અને તેઓ
પાર ઉતર્યા પછી એમ થયું કે એલીયાહે એલીશાને
કહ્યું કે, તારી પાસેથી હું લઇ લેવાઉં તે પહેલાં તું
માગ કે હું તારે માટે શું કરૂં અને એલીશાએ કહ્યું
કે, કૃપા કરીને તારા આત્માનો બમણો હિસ્સો મારા
પર આવે. ૧૦ અને તેણે કહ્યું કે, તેં જે માગણી કરી
છે તે ભારી છે; તો પણ જો મને તારી પાસેથી લઇ
લેવાતો તું જોશે, તો તને એ પ્રમાણે થશે, પણ જો
નહિ [જોશે], તો એમ નહિ થશે. ૧૧ અને તેઓ
વાત કરતા કરતા હજીએ આગળ ચાલ્યા જતા હતા,
એટલામાં એમ થયું કે, જુઓ, અગ્નિરથ તથા અગ્નિ-
ઘોડા [દેખાયા], ને તેઓએ તે બેને જુદા પાડી
દીધા; ને એલીયાહ વંટોળિયાવડે આકાશમાં ચઢી
ગયો. ૧૨ અને એલીશાએ તે જોઇને બૂમ પાડી કે,
મારા બાપ રે, મારા બાપ રે; ઇસ્રાએલના રથો,
તથા તેમના સ્વારો! ને ત્યાર પછી તેણે તેને જોયો
નહિ અને તેણે પોતાના વસ્ત્ર પકડીને તેમને ફાડીને
બે ટુકડા કર્યા ૧૩ વળી એલીયાહનો જે ઝભ્ભો એની
પાસેથી પડી ગયો હતો, તે પણ તેણે ઉઠાવી લીધો,
ને પાછો જઇને યરદનને કિનારે ઉભો રહ્યો ૧૪ અને
એલીયાહનો ઝભ્ભો જે એની પાસેથી પડી ગયો હતો,
તે લઇને તેણે પાણી પર મારીને કહ્યું કે, એલીયાહનો
દેવ યહોવાહ ક્યાં છે? ને જ્યારે એણે પણ પાણી
પર માર્યું, ત્યારે તેના આમ તેમ બે ભાગ થઇ ગયા,
ને એલીશા પેલે પાર ગયો ૧૫ અને ભવિષ્યવાદી-
ઓના પુત્રો જે યરેખો આગળ તેની સામા ઉભેલા
હતા, તેઓએ તેને જોયો, ત્યારે તેઓએ કહ્યું કે,
એલીયાહનો આત્મા એલીશા પર રહેલો છે અને
તેઓ તેને મળવા આવ્યા, ને તેની આગળ જમીન
સુધી નમીને તેઓએ પ્રણામ કીધા ૧૬ અને તેઓએ
તેને કહ્યું કે, હવે જો, તારા દાસોની સાથે પચાસ
મજબૂત માણસો છે, કૃપા કરી તેઓને જઇને તારા
ગુરૂની ખોળ કરવા દે; રખે કદાપિ યહોવાહના
આત્માએ એને ઉઠાવીને કોઇ પર્વત પર કે કોઇ
ખીણમાં નાખ્યો હોય અને તેણે કહ્યું કે, તમે મોક-
લશો મા. ૧૭ અને જ્યારે તેઓએ તેને એટલે સુધી
આગ્રહ કીધો કે તે શરમાઇ ગયો, ત્યારે તેણે કહ્યું કે,
મોકલો; તેથી તેઓએ પચાસ માણસ મોકલ્યા; ને
તેઓએ ત્રણ દિવસ સુધી ખોળ કીધી, પણ તે મળ્યો
નહિ ૧૮ અને તે યરેખોમા રોકાયો હતો. તે દરમ્યાન
તેઓ તેની પાસે પાછા આવ્યા; ને તેણે તેઓને
કહ્યું કે, શું મેં તમને નહોતું કહ્યું કે, જશો નહિ?

૧૯ અને તે નગરના માણસોએ એલીશાને કહ્યું કે,
કૃપા કરીને, જો, જેમ અમારો મુરબ્બી જુએ છે તેમ
આ નગરનું સ્થળ તો મનોરંજક છે, પણ પાણી નઠારૂં
છે ને દેશના ફળ ખરી પડે છે. ૨૦ અને તેણે કહ્યું,

કે, મને એક નવું કોડિયું લાવી આપો, ને તેમાં મીઠું
નાખો. અને તેઓએ તેને એ લાવી આપ્યું. ૨૧અને
તેણે પાણીના ઝરા પાસે જઇને તેમા મીઠું નાખીને
કહ્યું કે, યહોવાહ એમ કહે છે કે, આ પાણી મે
નિરોગી કર્યાં છે; હવે પછી તેથી કાંઇ મરણ થશે
નહિ કે ફળ ખરી પડશે નહિ. ૨૨એમ એલીશા જે
વચન બોલ્યો, તે પ્રમાણે આજ દિવસ સુધી તે પાણી
નિરોગી થયાં છે.

૨૩અને તે ત્યાંથી બેથેલ જવા નિકળ્યો; ને તે
માર્ગે ચાલતો હતો તેવામાં નાનાં છોકરાંએ નગરમાંથી
બહાર નિકળીને તેની મશ્કરી કરતાં તેને કહ્યું કે, હે
તાલવાળા, આગળ ચાલ, હે તાલવાળા, આગળ ચાલ
૨૪અને પોતાની પાછળ નજર ફેરવીને તેણે તેમને
જોયાં, ને યહોવાહને નામે તેઓને શાપ દીધો; ને બે
રીંછડીઓએ વનમાંથી આવીને તેઓમાંથી બેતાળીસ
છોકરાંને ફાડી નાખ્યાં. ૨૫અને ત્યાંથી તે કાર્મેલ પર્વત
ગયો; ને ત્યાંથી તે સમરૂન પાછો આવ્યો.

૩ હવે યહુદાહના રાજા યહોશાફાટને અઢારમે વર્ષે
આહાબનો દીકરો યહોરામ સમરૂનમાં ઇસ્રા-
એલ પર રાજ્ય કરવા લાગ્યો; ને તેણે બાર વર્ષ
રાજ્ય કીધું. ૨અને તેણે યહોવાહની દૃષ્ટિમાં ભુંડું
કર્યું; તો પણ પોતાના બાપની પેઠે તથા પોતાની
માની પેઠે નહિ; કેમકે તેણે તેના બાપે કરેલા બઆ
લના સ્તંભને કહાડી નાખ્યો. ૩તો પણ નબાટના
દીકરા યરોબઆમનાં પાપો કે જેઓથી તેણે ઇસ્રાએલ
પાસે પાપ કરાવ્યું, તે [પાપો]ને તે વળગી રહ્યો;
એઓમાંથી તે ફર્યો નહિ.

૪હવે મોઆબનો રાજા મેશા ઘેટાંનો માલિક હતો;
ને તે ઇસ્રાએલના રાજાને એક લાખ હલવાનનું તથા
એક લાખ ઘેટાંનું ઉન ખંડણી દાખલ આપતો હતો.
૫પણ આહાબ મરણ પામ્યો ત્યારે એમ થયું કે,
મોઆબના રાજાએ ઇસ્રાએલના રાજાની વિરૂદ્ધ દગો
કીધો. ૬અને તે વખતે યહોરામ રાજાએ સમરૂનમાંથી
નિકળીને બધા ઇસ્રાએલને ભેગા કીધા. ૭અને જઇને
તેણે યહુદાહના રાજા યહોશાફાટ પાસે માણસ મોક-
લીને કહાવ્યું કે, મોઆબના રાજાએ મારી વિરૂદ્ધ
દગો કીધો છે; તું મારી સાથે મોઆબની સામે યુદ્ધ
કરવાને આવશે? ને તેણે કહ્યું કે, હું આવીશ; હું તે
જાણે તુંજ, મારા લોક તે જાણે તારાજ લોક તથા
મારા ઘોડા તે જાણે તારાજ ઘોડા છે, [એમ જાણજે].
૮અને તેણે કહ્યું કે, આપણે કયે માર્ગે ચઢાઇ કરીશું?
ને એણે ઉત્તર આપ્યો કે, અદોમના અરણ્યને માર્ગે.
૯એમ ઇસ્રાએલનો રાજા તથા યહુદાહનો રાજા તથા
અદોમનો રાજા ચાલી નિકળ્યા; ને તેઓએ ફેરો
ખાઇને સાત દિવસની મજલ કીધી; ને સૈન્યને સારૂ
તથા તેમની સાથેનાં પશુઓને સારૂ પાણી ન હતું
૧૦અને ઇસ્રાએલના રાજાએ કહ્યું કે, અફસોસ! કેમકે
આ ત્રણ રાજાઓને મોઆબના હાથમાં સોંપી દેવા
સારૂ યહોવાહે તેમને એકઠા બોલાવ્યા છે ૧૧પણ
યહોશાફાટે કહ્યું કે, શું અહિં યહોવાહનો ભવિષ્યવાદી
કોઇ નથી, કે આપણે તેની મારફતે યહોવાહની
સલાહ લઇએ? ને ઇસ્રાએલના રાજાના ચાકરોમાંના
એકે ઉત્તર આપીને કહ્યું કે, શાફાટનો દીકરો એલીશા,
કે જે એલીયાહના હાથ પર પાણી રેડનારો હતો, તે
અહિં છે. ૧૨અને યહોશાફાટે કહ્યું કે, એની પાસે
યહોવાહનું વચન છે. તે પરથી ઇસ્રાએલનો રાજા
તથા યહોશાફટ તથા અદોમનો રાજા એની પાસે
ગયા. ૧૩અને એલીશાએ ઇસ્રાએલના રાજાને કહ્યું કે
મારે ને તારે શું છે? તારા બાપના ભવિષ્યવાદીએ
પાસે તથા તારી માના ભવિષ્યવાદીઓ પાસે જા
અને ઇસ્રાએલના રાજાએ કહ્યું કે, એમ નહિ; કેમ
આ ત્રણ રાજાઓને મોઆબના હાથમાં સોંપી દેવ
સારૂ યહોવાહે તેમને એકઠા બોલાવ્યા છે. ૧૪અને
એલીશાએ કહ્યું કે, સૈન્યનો દેવ યહોવાહ, જેની
આગળ હું ઉભો રહું છું તેના જીવના સમ, કે જો
યહુદાહના રાજા યહોશાફાટના મ્હોની શરમ મને ન
પડતી હોત, તો હું તારી તરફ નજર પણ ન કરત, ને
તને જોત પણ નહિ. ૧૫પણ હવે મારી પાસે એક
બજવૈયાને લાવો; ને તે બજવૈયાએ વાજીંત્ર વગાડયું
ત્યારે એમ થયું કે તેના પર યહોવાહનો હાથ આવ્યો
૧૬અને તેણે કહ્યું કે, યહોવાહ એમ કહે છે કે આ
ખીણમાં બધે ખાઇઓ કરો ૧૭કેમકે યહોવાહ એમ
કહે છે કે, તમે પવન જોશો નહિ, તેમ તમે વરસાદ
પણ જોશો નહિ, તો પણ એ ખીણ પાણીથી ભરાશે;
ને તમે, એટલે તમે તેમજ તમારાં ઢોર તથા તમારાં
જાનવરો પણ પીશો. ૧૮અને એ તો યહોવાહની
દૃષ્ટિમાં ફક્ત જૂજ જેવું છે; તે મોઆબીઓને પણ
તમારા હાથમાં સોંપી દેશે. ૧૯અને તમે પ્રત્યેક
કોટવાળા નગરને તથા દિલપસંદ નગરને મારશો; ને
પ્રત્યેક સારા ઝાડને કાપી નાખશો; ને પાણીના

પ્રત્યેક ઝરાને પૂરી દેશો, ને જમીનના પ્રત્યેક સારા
ટુકડાને પથરેથી બગાડી નાખશો. ૨૦ અને સવારે
સુમારે અર્પણ ચઢાવવાની વેળાએ એમ થયું કે,
જુઓ, અદોમ તરફથી પાણી આવ્યું, ને દેશ પાણીથી
ભરપૂર થયો. ૨૧ હવે સર્વ મોઆબીઓએ સાંભળ્યું કે
રાજાઓ અમારી સામે યુદ્ધ કરવા સારૂ ચઢી આવ્યા
છે, ત્યારે શસ્ત્ર સજી શકે એવા તથા તેથી વધારે
[વયના] સર્વ એકઠા થઈને સરહદ પર ઉભા રહ્યા.
૨૨ અને તેઓ મોટી સવારે ઉઠયા, પછી સૂર્યનો
પ્રકાશ પાણી પર પડવા લાગ્યો, ને મોઆબીઓને
તેમની સામેનું પાણી રક્ત જેવું લાલ દેખાયું; ૨૩ ને
તેઓએ કહ્યું કે, એ તો રક્ત છે; નિશ્ચે રાજાઓ
નાશ પામ્યા છે; ને તે સઘળાએ પોતપોતાના સાથી
ઓને મારી નાખ્યા છે; માટે હવે, મોઆબીઓ,
લુટવા મારો. ૨૪ અને તેઓ ઇસ્રાએલની છાવણી
પાસે આવ્યા ત્યારે ઇસ્રાએલીઓએ ઉઠીને મોઆ-
બીઓને એવા માર્યા કે, તેઓ તેમની આગળથી
નાઠા, ને તેઓ મોઆબીઓને મારતા મારતા દેશમા
દૂર સુધી ગયા. ૨૫ અને તેઓએ નગરો પાડી નાખ્યા,
ને પ્રત્યેક માણસે જમીનના પ્રત્યેક સારા ટુકડા પર
પોતાના પથર નાખીને તેમને ભરી કહાડ્યા; ને
તેઓએ પાણીના સર્વે ઝરા પૂરી નાખ્યા, ને સર્વે સારા
ઝાડ કાપી નાખ્યા; એટલે સુધી કે ફક્ત કીર હરેસે-
થનાજ પથરો તેઓએ તેમા રહેવા દીધા; તો પણ
ગોફણ મારનારા એની આસપાસ ફરીને એની ઉપર
માર ચલાવતા હતા. ૨૬ અને મોઆબના રાજાએ જોયું
કે યુદ્ધ તેને માટે ઘણું ભારી પડ્યું, ત્યારે તેણે
[શત્રુઓની] અંદર થઈને અદોમના રાજા પાસે ધસી
જવા સારૂ પોતાની સાથે તરવાર તાણનાર સાતસેં
માણસોને લીધા; પણ તેઓ [જઈ] શક્યા નહિ.
૨૭ પછી તેણે પોતાનો વડો દીકરો, જે તેને ઠેકાણે
રાજા થવાનો હતો, તેને લઈને કોટ પર તેનું બળિદાન
આપ્યું. અને ઇસ્રાએલ પર મહા ક્રોધ ચઢ્યો, ને
તેની પાસેથી ચાલી નિકળીને તેઓ પોતાના દેશમા
પાછા આવ્યા.

૪ હવે ભવિષ્યવાદીઓના પુત્રોની બૈરીઓમાંની
એક સ્ત્રીએ એલીશાને પોકારીને કહ્યું કે, તારો
સેવક મારો ભરતાર મરણ પામ્યો છે; ને તું જાણે છે
કે તારો સેવક યહોવાહનો ડર રાખનાર માણસ હતો;
ને લેણદાર મારા બે છોકરાને પોતાના ગુલામ કરવા
સારૂ લઈ જવાને આવ્યો છે. ૨ અને એલીશાએ તેને
કહ્યું કે, હું તારે સારૂ શું કરૂં? તે મને કહે; તારી પાસે
ઘરમા શું છે? ને તેણીએ કહ્યું કે, તારી દાસી પાસે
ઘરમા એક તામડી તેલ શિવાય બીજું કાંઈ નથી.
૩ ત્યારે તેણે કહ્યું કે, જઈને તું પોતાને સારૂ બહારથી
તારા સર્વ પડોશીઓ પાસેથી વાસણો, એટલે ખાલી
વાસણો, માગી લાવ; થોડા માગતી નહિ. ૪ અને તું,
તારા દીકરાઓ સુદ્ધાં, ઘરમાં પેસીને બારણું બંધ
કરીને પેલા સર્વે વાસણોમા રેડ, ને જે જે ભરાય તે
તે એક બાજૂએ મૂકતી જા. ૫ માટે તે તેની પાસેથી
ગઈ, ને તેણે તથા તેના દીકરાઓએ [ઘર] માંહે
પેસીને બારણું બંધ કીધું; તેઓ તેની પસે [વાસણો]
લાવતા, ને તે રેડતી. ૬ અને વાસણો ભરાઈ રહ્યાં,
ત્યારે એમ થયું કે, તેણીએ પોતાના દીકરાને કહ્યું કે,
મારી પાસે હજી બીજું વાસણ લાવ, ને તેણે તેણીને
કહ્યું કે, બીજું એકે વાસણ નથી; એટલે તેલ બંધ
પડ્યું. ૭ પછી તેણીએ આવીને તે ઇશ્વરભક્તને ખબર
આપી, ને તેણે કહ્યું, તું જઈને તેલ વેચીને તારૂં દેવું
વાળ; ને જે બાકી રહે, તે વડે તારૂ તથા તારા દીક-
રાઓનું ગુજરાન ચલાવ.

૮ અને એક દિવસે એવું બન્યું કે, એલીશા શૂનેમ
ગયો કે ત્યાં એક નામદાર સ્ત્રી રહેતી હતી; ને
એણીએ આગ્રહ કરીને તેને રોટલી ખવડાવી; ને
એમ થયું કે તે જેટલી વાર ત્યાં થઈને જતો હતો,
તેટલી વાર તે વળીને રોટલો ખાવા સારૂ ત્યાં જતો.
૯ અને તેણીએ પોતાના પતિને કહ્યું કે, જો, મને લાગે
છે કે આ જે હમેશા આપણી પાસે થઈને જાય છે,
તે એક પવિત્ર ઇશ્વરભક્ત છે. ૧૦ કૃપા કરી ચાલો,
આપણે ભીંત પર એક નાની ઓરડી બનાવીએ; ને
ત્યા તેને સારૂ એક પલંગ તથા મેજ તથા બાજઠ તથા
દીવી મૂકીએ. અને તે આપણી પાસે આવશે, ત્યારે
એમ થશે કે તે તેમાં જઈને રહેશે. ૧૧ અને એક
દિવસે એવું બન્યું કે તે ત્યા આવ્યો, ને તે વળીને
ઓરડીમા જઈને ત્યાં સુતો. ૧૨ અને તેણે પોતાના
ચાકર ગેહઝીને કહ્યું કે, એ શૂનામ્મીને બોલાવ; ને
તેણે એને બોલાવી, ત્યારે તે [આવીને] તેની આગળ
ઉભી રહી. ૧૩ અને તેણે તેને કહ્યું કે, હવે તેણીને કહે
કે, જો, તેં અમારે સારૂ આ બધી કાળજી તથા ચિંતા
રાખી છે; તારે માટે શું કરવું જોઈએ? શું તારી એવી
ઇચ્છા છે કે રાજાને કે સેનાપતિને તારે સારૂ ભલામણ

કરવામા આવે? ને તેણીએ કહ્યું કે, હુ મારા પોતાના
લોક મધ્યે વસુ છુ ૧૪ અને તેણે કહ્યું કે ત્યારે એને
સારૂ શું કરવુ? ને ગેહઝીએ ઉત્તર આપ્યો કે, ખરેખર
તેને પુત્ર નથી ને તેનો પતિ વૃદ્ધ છે ૧૫ અને તેણે
કહ્યું કે, તેણીને બોલાવ અને તેણે એને બોલાવી,
એટલે તે [આવીને] બારણામા ઉભી રહી ૧૬ અને
તેણે કહ્યું કે, આ સમયે વખત આવે તું છોકરાને
આલિગન કરશે, ને એણીએ કહ્યું કે, ના, હે મારા
મુરબ્બી ઇશ્વરભક્ત, તારી દાસીને જૂઠુ કહીશ મા
૧૭ અને તે સ્ત્રીને હમેલ રહ્યા, ને એલીશાએ તેણીને
કહ્યું હતું તેમ, તે સમયે વખત આવે તેણીને પુત્રનો
પ્રસવ થયો ૧૮ અને છોકરો મોટો થયો, ત્યારે એક
દિવસ એમ બન્યુ કે તે [ઘરથી] નિકળીને લણનારા
હતા ત્યા તેના બાપ પાસે ગયો ૧ અને તેણે
પોતાના બાપને કહ્યું, મારૂ માથુ, મારૂ માથુ અને
તેણે પોતાના ચાકરને કહ્યું કે એને ઉચકીને એની મા
પાસે લઇ જા ૨૦ અને તે તેને ઉચકીને તેની મા
પાસે લાવ્યો, ત્યારે તે તેણીના ખોળામા બપોર
સુધી બેસીને પછી મરણ પામ્યો ૨૧ અને ઉપર
જઇને તેણીએ તેને ઇશ્વરભક્તના પલગ પર સુવાડ્યો,
ને તેને અંદર રહેવા દઇને [બારણુ] બંધ કરીને
બહાર ગઇ ૨૨ અને તેણીએ પોતાના પતિને બોલા
વીને કહ્યું કે, કૃપા કરી મારી પાસે એક ચાકર તથા
એક ગધેડુ મોકલ, કે હુ ઇશ્વરભક્તની પાસે દોડાવતી
જઇને પાછી આવુ ૨૩ અને તેણે કહ્યું કે, તું આજ
શા માટે તેની પાસે જાય છે? આજ અમાવાસ્યા
નથી, તેમ સાબ્બાથ પણ નથી, ને એણીએ કહ્યું કે,
ઠીક થશે ૨૪ પછી એણીએ ગધેડા પર જીન બાધ્યુ,
ને પોતાના ચાકરને કહ્યું કે, હાકીને આગળ ચાલ, ને
હુ તને આજ્ઞા કરૂ તે શિવાય મારે માટે સ્વારી ધીમી
પાડતો નહિ ૨૫ એમ તે ગઇ ને કાર્મેલ પર્વત પર
ઇશ્વરભક્તની પાસે આવી પહોચી અને ઇશ્વરભક્તે
એને દૂરથી જોઇ, ત્યારે એમ થયુ કે તેણે પોતાના
ચાકર ગેહઝીને કહ્યું કે જો, પેલી તો શૂનામ્મી છે,
૨૬ કૃપા કરીને હમણા દોડીને તેની મુલાકાત લે, ને
એને કહે કે, તું ક્ષેમકુશળ છે? તારો ધણી ક્ષેમકુશળ
છે? છોકરો ક્ષેમકુશળ છે? ને તેણીએ કહ્યું કે, ક્ષેમ
કુશળ છે ૨૭ અને તેણીએ પર્વત પર ઇશ્વરભક્ત
પાસે આવીને તેના ચરણ પકડ્યા, ને ગેહઝી એને
હડસેલી કહાડવા સારૂ પાસે આવ્યો, પણ ઇશ્વર-
ભક્તે કહ્યું કે, એને રહેવા દે, કેમકે એનું મન એની
માહે દુ ખિત છે, ને યહોવાહે તે મારાથી છુપાવીને
મને તે કહ્યું નથી ૨૮ પછી તેણીએ કહ્યું કે, શું મેં
મારા મુરબ્બી પાસેથી પુત્ર માગ્યો હતો? શું મેં તને
નહોતું કહ્યું કે, મને ભરમાવીશ મા? ૨૯ ત્યારે તેણે
ગેહઝીને કહ્યું કે, તારી કમર બાધીને તથા મારી
લાકડી તારા હાથમા લઇને રસ્તો પકડ, કોઇ માણસ
તને મળે તો તેને સલામ કરતો નહિ, ને કોઇ તને
સલામ કરે તો તેને સામી સલામ કરતો નહિ, ને
છોકરાના મ્હો પર મારી લાકડી મૂકજે ૩૦ અને છોક-
રાની માએ કહ્યું કે, યહોવાહના જીવના તથા તારા
જીવના સમ કે હુ તને મૂકવાની નથી, ને તે ઉઠીને
એની પાછળ ગયો ૩૧ અને ગેહઝી તેમની આગળ
ચાલ્યો ગયો, ને છોકરાના મ્હો પર લાકડી મૂકી,
પણ કંઇ શબ્દ થયો નહિ તેમ લક્ષ દીધુ નહિ, માટે
તેને મળવા પાછો આવીને તેણે તેને એવી ખબર
આપી કે, છોકરો જાગૃત થયો નથી ૩૨ અને એલીશા
ઘરમા આવ્યો, ત્યારે, જુઓ, છોકરો મરેલો તથા
તેના પલગ પર સુવાડેલો હતો ૩૩ માટે તે અદર
ગયો, ને બે જણ અદર છતા તેણે બારણુ બંધ કીધુ,
ને યહોવાહની પ્રાર્થના કીધી ૩૪ અને [પલગ] ઉપર
ચઢીને તે છોકરા પર સૂતો, ને એના મ્હોપર પોતાનુ
મ્હો, તથા એની આખો પર પોતાની આખો, તથા
એના હાથ પર પોતાના હાથ રાખ્યા, ને પોતે છોકરા
પર લાબો થઇને [સૂતો], ને છોકરાનું માસ ગરમ
થયુ ૩૫ પછી તે પાછો ઉતર્યો, ને ઘરમા એક ફેરો
આમ ને એક ફેરો તેમ ખાધો, પછી ઉપર ચઢીને
તે તેના પર લાબો થઇને સૂતો, ને છોકરાએ સાત
વાર છીંક ખાઇને પોતાની આખો ઉઘાડી ૩૬ અને
તેણે ગેહઝીને બોલાવીને કહ્યું કે, એ શૂનામ્મીને
બોલાવ, એટલે તેણે એને બોલાવી, ને એ તેની પાસે
આવી, ત્યારે તેણે કહ્યું કે, તારા દીકરાને ઉઠાવી લે
૩૭ ત્યારે એ અદર જઇને ભૂમિ સુધી નમીને તેને પગે
લાગી ને પોતાના દિકરાને ઉચકી લઇને બહાર ગઇ

૩૮ અને એલીશા ફરી ગિલ્ગાલ આવ્યો, ને દેશમા
મોઘવારી હતી, ને ભવિષ્યવાદીઓના પુત્રો તેની
આગળ બેઠેલા હતા, ને તેણે પોતાના ચાકરને કહ્યુ
કે, મોટુ તપેલુ ચઢાવીને ભવિષ્યવાદીઓના પુત્રોને
સારૂ સેરવાવાળુ શાક રાધ ૩૯ અને એક જણ ભાજી-
પાલો વિણવા સારૂ સીમમા ગયો, ને તેને એક જગલી

વેલો મળ્યો, ને તેના ઉપરથી તેણે ખોળો ભરીને
જંગલી ઇંદ્રવારણાં વિણ્યાં; ને તેણે આવીને તે
શાકના તપેલામાં મોળી નાખ્યાં; કેમકે તેઓ તેને
ઓળખતા ન હતા. ૪૦ માટે તેઓએ માણસોને ખાવા
સારૂ પિરસ્યું, ને તે શાકમાથી તેઓ ખાતા હતા
ત્યારે એમ થયુ કે, તેઓએ બૂમ પાડીને કહ્યું કે, રે
ઇશ્વરભક્ત, તપેલામાં મોત છે; ને તેઓ તે ખાઇ ન
શક્યા. ૪૧ પણ તેણે કહ્યું કે, ત્યારે આટો લાવો; ને
તેણે તે તપેલામાં નાખ્યો; ને તેણે કહ્યું કે, લોકને
પિરસો કે તેઓ ખાય; ને તપેલામા નુકસાનકારક
કંઇ ન રહ્યું

૪૨ અને બઆલ-શાલીશાહુથી એક માણસ આવ્યો;
ને તે ઇશ્વરભક્તને સારૂ પ્રથમફળનું અન્ન, એટલે
જવની વીસ રોટલી, તથા અનાજનાં તાજા કણસલાં
પોતાની ઝોળીમાં લાવ્યો; ને તેણે કહ્યું કે, લોકોને
આપ કે તેઓ ખાય; ૪૩ ને તેના ચાકરે કહ્યું કે, શું
આ હું સો માણસોની આગળ મૂકું? પણ તેણે કહ્યું
કે, લોકોને આપ કે તેઓ ખાય; કેમકે યહોવાહ
એવું કહે છે કે, તેઓ ખાઇ રહેશે તોએ તેમાથી પડયુ
રહેશે ૪૪ માટે તેણે તે તેઓની આગળ મૂક્યું, ને
યહોવાહના વચન પ્રમાણે, તેઓએ ખાધું તેમ છતાં
તેમાથી પડી રહ્યું.

૫ હવે અરામના રાજાનો સેનાપતિ નાઅમાન
પોતાના ધણી આગળ મોટો માણસ તથા
માનવંતો ગણાતો હતો; કેમકે તેની મારફતે યહો-
વાહે અરામને જીત પમાડી હતી. વળી એ પરાક્રમી
શૂરવીર પુરૂષ હતો, પણ તે કોઢિયો હતો. ૨ અને
અરામીઓનાં ધાડાં નિકળી પડ્યાં હતાં, ને તેઓ
ઇસ્રાએલ દેશમાથી પાછા આવતાં એક નાની છોડીને
પકડી લાવ્યા હતા. અને તે નાઅમાનની સ્ત્રીની
દાસી થઇ હતી ૩ અને તેણીએ પોતાની શેઠાણીને
કહ્યું કે, ઇશ્વર કરે ને આપણો શેઠ સમરૂનમાના
ભવિષ્યવાદીની પાસે જાય તો કેવું સારૂ! કેમકે
ત્યારે તો તે તેનો કોઢ મટાડે. ૪ અને તેણે અંદર
જઇને પોતાના ધણીને ખબર આપતાં કહ્યું કે, ઇસ્રા-
એલ દેશની છોડીએ આમઆમ કહ્યું. ૫ અને અરા-
મના રાજાએ કહ્યું કે, જા, ચાલ્યો જા, ને હું ઇસ્રાએ-
લના રાજા પર પત્ર મોકલીશ. અને તે પોતાની સાથે
દસ તાલંત રૂપું, તથા સોનાની છ હજાર [મોહોરો]
તથા દસ જોડ વસ્રો લઇને ચાલી નિકળ્યો. ૬ અને તે
એ પત્ર ઇસ્રાએલના રાજા પાસે લાવ્યો, [ને તેમાં
એમ લખ્યું હતું] કે, હવે આ પત્ર તને પહોંચે, ત્યારે
જાણજે કે મેં મારા ચાકર નાઅમાનને તારી પાસે
મોકલ્યો છે, એ સારૂ કે તું તેનો કોઢ મટાડે. ૭ અને
ઇસ્રાએલનો રાજા એ પત્ર વાંચી રહ્યો ત્યારે એમ થયું
કે તેણે પોતાના વસ્ત્ર ફાડીને કહ્યું કે, શું, મારવાને તથા
જીવાડવાને હુ દેવ છું, કે આ માણસનો કોઢ મટાડવા
સારૂ તેણે એને મારી પાસે મોકલ્યો છે? પણ કૃપા
કરી તમે વિચાર કરો તથા જુઓ કે કેવી રીતે તે
મારી વિરૂદ્ધ નિમિત્ત શોધે છે ૮ અને ઇશ્વરભક્ત
એલીશાએ સાંભળ્યું કે ઇસ્રાએલના રાજાએ પોતાનાં
વસ્રો ફાડ્યાં છે, ત્યારે એમ થયું કે તેણે રાજાની પાસે
માણસ મોકલીને કહાવ્યું કે, તેં શા માટે પોતાનાં વસ્ત્ર
ફાડ્યા છે? તેને હમણાં મારી પાસે મોકલ, ને તે
જાણશે કે ઇસ્રાએલમાં ભવિષ્યવાદી છે. ૯ એમ નાઅ-
માન પોતાના ઘોડા તથા પોતાના રથો સહિત આવીને
એલીશાના ઘરના બારણા આગળ ઉભો રહ્યો. ૧૦ અને
એલીશાએ તેની પાસે સંદેશિયો મોકલીને કહાવ્યુ
કે, જઇને યરદનમાં સાત વાર સ્નાન કર; ને તને નવું
માંસ આવશે, ને તું શુદ્ધ થશે. ૧૧ પણ નાઅમાન
ક્રોધાયમાન થઇને ચાલ્યો ગયો, ને કહ્યું કે, જુઓ, હુ
ધારતો હતો કે નિશ્ચે તે મારી પાસે બહાર આવશે,
ને ઉભો રહીને પોતાના દેવ યહોવાહને નામે વિનંતી
કરશે, ને તે જગ્યા પર પોતાનો હાથ ફેરવીને કોઢિ-
આને સાજો કરશે. ૧૨ શું દમસ્કની નદીઓ અબા-
નાહ તથા ફાર્પાર ઇસ્રાએલના સર્વ જળાશયો કરતાં
સારી નથી? શું એઓમાં સ્નાન કરીને હુ શુદ્ધ નહિ
થાઉં? માટે તે પાછો વળીને ક્રોધમાં ચાલ્યો ગયો.
૧૩ અને તેના ચાકરોએ તેની પાસે આવીને કહ્યું કે,
મારા બાપ, જો ભવિષ્યવાદીએ કંઇ મોટું કાર્ય કરવાની
તને આજ્ઞા આપી હોત, તો શું તું તે ન કરત? તો
જ્યારે તે તને કહે છે કે, સ્નાન કરીને શુદ્ધ થા, તો
કેટલું વિશેષે કરીને [તે કરવું જોઇએ]? ૧૪ ત્યારે તે
ગયો, ને ઇશ્વરભક્તના કહ્યા પ્રમાણે યરદનમા સાત
વાર ડુબકી મારી. અને તેનું માંસ બદલાઇને નાના
છોકરાના માંસ જેવુ થઇ ગયું, ને તે શુદ્ધ થયો. ૧૫ અને
તે પોતાના સઘળા રસાલા સહિત ઇશ્વરભક્ત પાસે
પાછો આવ્યો, ને આવીને તેની આગળ ઉભો રહ્યો;
ને તેણે કહ્યું કે, હવે, જો, હું જાણું છું કે, કેવળ ઇસ્રા-
એલમાંજ દેવ છે, તે સિવાય આખી પૃથ્વીમાં નથી;

તો હવે કૃપા કરી તારા સેવક પાસેથી બક્ષીસ લે.
૧૬ પણ એણે કહ્યું કે, યહોવાહ જેની સામે હું ઉભો
રહું છું, તેના જીવના સમ કે હું કંઇ પણ નહિ લઇશ.
અને તેણે એને આગ્રહ કીધો કે તે લે, પણ એણે ના
માન્યુ. ૧૭ અને નાઅમાને કહ્યું કે, જો ન [લે], તો
પણ કૃપા કરી તારા સેવકને બે ખચ્ચરોના બોજ
જેટલી મટોડી અપાવ, કેમકે તારો સેવક હવે પછી
યહોવાહ સિવાય બીજા કોઇ દેવોને દહનીયાર્પણ
તથા યજ્ઞ ચઢાવશે નહિ. ૧૮ આ બાબતમા યહોવાહ
તારા સેવકને ક્ષમા કરો, એટલે કે જ્યારે મારો ધણી
મારા હાથ પર ટેકીને રિમ્મોનના ઘરમા પૂજા કરવા
સારૂ જાય છે, ત્યારે હું રિમ્મોનના ઘરમા નમુ છું,
તે રિમ્મોનના ઘરમા મારા નમવાની બાબતમા યહો-
વાહ તારા સેવકને ક્ષમા કરો. ૧૯ અને એણે તેને કહ્યું
કે, શાંતિએ જા માટે તે એની પાસેથી થોડેક ગયા.
૨૦ પણ ઇશ્વરભક્ત એલીશાના ચાકર ગેહઝીએ કહ્યું
કે, જો, એ અરામી નાઅમાન જે લાવ્યો હતો, તે
તેની પાસેથી લીધા વગર મારા શેઠે એને જવા દીધો
છે, માટે યહોવાહના જીવના સમ કે હું એની પાછળ
દોડીને એની પાસેથી કેટલુક લઇશ. ૨૧ માટે ગેહઝી
નાઅમાનની પાછળ ગયો; ને નાઅમાને કોઇને
પોતાની પાછળ દોડતો જોયો ત્યારે તે તેને મળવાને
પોતાના રથમાથી ઉતર્યો, ને કહ્યું કે, સર્વ ક્ષેમકુશળ
છે? ૨૨ ને તેણે કહ્યું કે, સર્વ ક્ષેમકુશળ છે મારા શેઠે
મને મોકલીને કહાવ્યુ છે કે, જો, હમણાજ એફ્રાઇ-
મના પહાડી મુલકમાથી ભવિષ્યવાદીઓના પુત્રોમાના
બે જુવાન મારી પાસે આવ્યા છે, કૃપા કરી તેમને
માટે એક તાલંત રૂપુ તથા બે જોડ વસ્ત્રો આપ.
૨૩ અને નાઅમાને કહ્યું કે, રાજી થઇને બે તાલંત લે;
ને એણે તેને આગ્રહ કીધો, ને બે તાલંત રૂપુ તથા બે
જોડ વસ્ત્રો બે થેલીઓમા બાધીને, પોતાના બે ચાક-
રોને માથે તે ચઢાવી, ને તેઓ તે ઉચકીને તેની
આગળ ચાલ્યા. ૨૪ અને જ્યારે તે ઓફેલ પહોચ્યા,
ત્યારે તેણે તે તેઓના હાથમાથી લઇને ઘરમા મૂકી,
ને તે માણસોને રજા આપી, ને તેઓ વિદાય થયા.
૨૫ પણ પોતે અંદર જઇને પોતાના શેઠની આગળ
ઉભો રહ્યો. અને એલીશાએ તેને કહ્યું કે, ગેહઝી, તું
ક્યાથી આવે છે? ને એણે કહ્યું કે, તારો સેવક કંઇ
પણ ગયો નહોતો. ૨૬ અને તેણે એને કહ્યું કે, તે
માણસ પોતાના રથમાથી ઉતરીને તને મળવા સારૂ
પાછો આવ્યો, ત્યારે મારૂ હૃદય શું તારી સાથે ગયુ
નહોતું? આ શું રૂપુ લેવાનો, તથા વસ્ત્ર, તથા જૈત-
વાડીઓ, તથા દ્રાક્ષવાડીઓ, તથા ઘેટા, તથા બળદ,
તથા દાસો, તથા દાસીઓ લેવાનો વખત છે? ૨૭ માટે
નાઅમાનનો કોઢ તને તથા તારા સંતાનને સદા વળગી
રહેશે. અને તે હિમ જેવો કોઢિયો થઇને તેની
આગળથી નિકળી ગયો

૬ અને ભવિષ્યવાદીઓના પુત્રોએ એલીશાને કહ્યું
કે, જે જગ્યામા અમે તારી આગળ રહીએ
છીએ, તે અમને સાકડી પડે છે ૨ કૃપા કરી અમને
યરદન આગળ જવા, તથા ત્યાથી અમને દરેક જણને
એકેક ભારોટિયો લેવા દઇને ત્યા અમારે માટે રહેવાની
જગ્યા કરવા દે. અને તેણે ઉત્તર આપ્યો કે જાઓ.
૩ અને કોઇએકે કહ્યું, કૃપા કરીને રાજી થઇને તારા
દાસોની સાથે ચાલ. અને તેણે ઉત્તર આપ્યો કે, હું
આવીશ ૪ એમ તે તેમની સાથે ગયા. અને તેઓએ
યરદન પહોચીને લાકડા કાપવા માડ્યા. ૫ પણ એક
જણ ભારોટિયા કાપતો હતો તેવામા તેની કુહાડી
પાણીમા પડી ગઇ; ને તેણે બૂમ પાડીને કહ્યું કે, હે
મારા ગુરૂજી, અફસોસ! કેમકે એ તો માગી આણેલી
હતી ૬ ત્યારે ઇશ્વરભક્તે કહ્યું કે, તે ક્યા પડી? ને
તેણે તેને તે જગ્યા બતાવી. અને તેણે એક લાકડુ
કાપીને ત્યા [પાણી] મા નાખ્યુ, ને તે લોઢુ તરી
આવ્યુ. ૭ અને તેણે કહ્યું કે, તારી પાસે તેને ઉચકી
લે; એટલે તેણે પોતાનો હાથ લબાવીને તે લઇ લીધું.

૮ હવે અરામના રાજાએ ઇસ્રાએલની સામે યુદ્ધ
કીધું, ને પોતાના ચાકરોની સલાહ લઇને તેણે કહ્યું કે,
મારી છાવણી ફલાણી ફલાણી જગ્યાએ થશે ૯ અને
ઇશ્વરભક્તે ઇસ્રાએલના રાજા પાસે માણસ મોકલીને
કહાવ્યુ કે, ખબરદાર, ફલાણી જગ્યાએ થઇને જતો
ના; કેમકે ત્યા અરામીઓ આવવાના છે. ૧૦ અને
જે ઠેકાણા વિષે ઇશ્વરભક્તે ઇસ્રાએલના રાજાને કહા-
વીને ચેતવણી આપી હતી, ત્યાં માણસ મોકલીને તે
બચાવ પામ્યો; એક બે વારજ [પામ્યો] એમ નહિ.
૧૧ અને અરામના રાજાનુ મન એ વાતને લીધે બહુ
ગભરાયુ, ને તેણે પોતાના ચાકરાને બોલાવીને તેમને
પુછ્યુ કે, આપણામાથી કોણ ઇસ્રાએલના રાજાના
પક્ષનો છે, એ તમે મને નહિ બતાવો? ૧૨ ને તેના
ચાકરોમાના એકે કહ્યું કે, હે મારા મુરબ્બી રાજા,
એમ નથી; પણ જે વચનો તું પોતાના શયનગૃહમા
બોલે છે તે, ઇસ્રાએલમાનો ભવિષ્યવાદી એલીશા

ઇસ્રાએલના રાજાને જાહેર કરે છે ૧૩ અને તેણે કહ્યું
કે, જઇને જુઓ, કે તે ક્યા છે, કે હુ માણસ મોકલીને
તેને મગાવું અને તેને એવી ખબર મળી કે, જો, તે
દોથાનમા છે ૧૪ માટે તેણે ઘોડા તથા રથો તથા મોટું
સૈન્ય ત્યા મોકલ્યુ, ને તેઓએ ત્યા રાત્રે જઇને નગ
રની આસપાસ ઘેરો ઘાલ્યો ૧૫ અને ઇશ્વરભક્તનો
ચાકર વહેલો ઉઠીને બહાર ગયો, ત્યારે જુઓ, સેનાએ
ઘોડા તથા રથો સહિત નગરને ઘેરી લીધેલુ હતું, ને
તેના ચાકરે તેને કહ્યુ કે, હાય હાય, મારા શેઠ, આપણે
શું કરીશું? ૧૬ અને તેણે ઉત્તર આપ્યો કે, બિહીતો
નહિ, કેમકે જેઓ આપણી સાથે છે તેઓ તેમની
સાથે જેઓ છે તેઓના કરતા વિશેષ છે ૧૭ અને
એલીશાએ પ્રાર્થના કરીને કહ્યું કે, હે યહોવાહ, કૃપા
કરી એની આખો ઉઘાડ કે એ જુએ, ને યહોવાહે
તે જુવાનની આખો ઉઘાડી, ને તેણે જોયુ, ને જુઓ,
એલીશાની આસપાસ અગ્નિઘોડાઓથી, તથા અગ્નિ-
રથોથી પર્વત ભરાઇ ગયો હતો ૧૮ અને તેઓ તેની
પાસે આવ્યા, ત્યારે એલીશાએ યહોવાહની પ્રાર્થના
કરીને કહ્યુ કે, કૃપા કરીને આ લોકને આધળા કરી
નાખ, ને તેણે એલીશાના કહેવા પ્રમાણે તેમને
આધળા કરી નાખ્યા ૧૯ અને એલીશાએ તેમને કહ્યુ
કે, તે માર્ગ આ નહિ, ને તે નગર પણ આ નહિ,
મારી પાછળ ચાલો, ને તમે જે માણસને શોધો છો,
તેની પાસે હુ તમને લઇ જઇશ, ને તે તેમને સમરૂન
લઇ ગયો ૨૦ અને તેઓ સમરૂનમા પહોચ્યા ત્યારે
એમ થયુ કે એલીશાએ કહ્યુ કે, હે યહોવાહ, આ
માણસોની આખો ઉઘાડ, કે તેઓ જુએ અને
યહોવાહે તેઓની આખો ઉઘાડી, ને તેઓએ જોયુ,
ને જુઓ, તેઓ સમરૂનની મધ્યે હતા ૨૧ અને ઇસ્રા-
એલના રાજાએ તેમને જોઇને એલીશાને કહ્યુ કે, હે
મારા પિતાજી, હુ તેમને મારૂ? હુ તેમને મારૂ? ૨૨ ને
તેણે ઉત્તર આપ્યો કે, તારે તેમને મારવા નહિ જેમને
તેં તારી તરવારથી તથા તારા ધનુષ્યથી કબજે કીધા
છે, તેમને શું તું મારશે? તેમની આગળ રોટલી તથા
પાણી મૂક, કે તેઓ ખાઇ પીને પોતાના ધણી પાસે
જાય. ૨૩ અને તેણે તેમને સારૂ મોટું ખાણુ તૈયાર
કીધુ, ને તેઓ ખાઇ પી રહ્યા ત્યારે તેણે તેઓને
વિદાય કર્યા, ને તેઓ પોતાના ધણીની પાસે ગયા,
ને ત્યાર પછી અરામની ટોળીઓ ઇસ્રાએલ દેશમા
આવી નહિ.

૨૪ અને ત્યાર પછી એમ થયુ કે, અરામના રાજા
બેન હદાદે પોતાનુ સઘળુ સૈન્ય એકત્ર કીધુ, ને ચઢી
આવીને સમરૂનને ઘેરો ઘાલ્યો ૨૫ અને સમરૂનમા
ભારે દુકાળ પડ્યો, ને જુઓ, ગધેડાની મુડી એંસી
રૂપિયે, તથા પા માપ ખબુતરની અઘાર પાચ રૂપિયે
વેચાવા લાગી, ત્યા સુધી તેઓ તેને ઘેરો ઘાલી રહ્યા
૨૬ અને ઇસ્રાએલનો રાજા કોટ પર ચાલ્યો જતો
હતો, ત્યારે કોઇએક સ્ત્રીએ હાક મારીને તેને કહ્યું કે,
હે મારા મુરબ્બી રાજા, સાહ્ય કર ૨૭ અને તેણે કહ્યું
કે, જો યહોવાહ તને સાહ્ય ન કરે, તો હુ ક્યાથી તને
સાહ્ય કરૂ? શું ખળીમાથી? અથવા શું દ્રાક્ષકુંડમાથી?
૨૮ ને રાજાએ તેને કહ્યુ કે, તને શું દુ ખ છે? ને તેણીએ
ઉત્તર આપ્યો કે, આ સ્ત્રીએ મને કહ્યુ કે, તારો દીકરો
આપ, કે આપણે આજ તેને ખાઇએ, ને કાલે આપણે
મારો દીકરો ખાઇશું ૨૯ માટે અમે મારો દીકરો
રાધીને ખાધો, ને બીજે દિવસે મેં તેને કહ્યુ કે, તારો
દીકરો આપ, કે આપણે તેને ખાઇએ, ને તેણીએ
પોતાના દીકરાને સતાડી દીધો છે ૩૦ અને રાજાએ તે
સ્ત્રીના શબ્દો સાભળ્યા, ત્યારે એમ થયુ કે તેણે
પોતાના વસ્ત્ર ફાડ્યા, (હવે તે કોટ પર ચાલ્યો જતો
હતો,) ને લોકોએ જોયુ તો, જુઓ, અદરની બાજુએ
તેના અંગ પર તેણે તાટ પહેરેલુ હતું ૩૧ ત્યારે તેણે
કહ્યું કે, જો શાફાટના દીકરા એલીશાનુ માથુ તેના
[ધડ] પર આજ ઉભું રહે, તો યહોવાહ મને એવુ ને
એ કરતા પણ વધારે કરો ૩૨ પણ એલીશા પોતાના
ઘરમા બેઠો હતો, ને તેની પાસે વડીલો બેઠા હતા, ને
[રાજાએ] પોતાની હજુરમાથી એક માણસ મોકલ્યો,
પણ હજી તે ખેપિયો તેની પાસે આવી પહોચ્યો તે
પહેલા તો તેણે વડીલોને કહ્યુ કે, એ ખુનીના દીકરાએ
મારૂ માથુ કપાવી નાખવા સારૂ માણસ મોકલ્યો છે,
તે તમે જુઓ છો શું? જુઓ, તે ખેપિયો આવે,
ત્યારે કમાડ વાસી દઇને તેને બહાર રાખીને કમાડ
મજબૂતાઇથી વાસી રાખજો, શું તેના ધણીના પગનો
અવાજ તેની પાછળ નથી [સભળાતો]? ૩૩ ને તે
હજી તો તેમની સાથે વાત કરતો હતો એટલામા,
જુઓ, ખેપિયો તેની પાસે આવી પહોચ્યો, ને તેણે
કહ્યું કે, જુઓ, આ આપત્તિ યહોવાહ તરફથી છે,
યહોવાહની વાટ હુ હવે પછી શા માટ જોઉં?

૭ અને એલીશાએ કહ્યું કે, તમે યહોવાહનુ વચન
સાભળો, યહોવાહ એવું કહે છે કે, કાલે સુમારે

આ વેળાએ સમરૂનની ભાગળમાં એક માપ મેંદો એક
શેકેલે, ને બે માપ જવ એક શેકેલે [વેચાશે]. ૨ ત્યારે
જે સરદારના હાથ પર રાજા ટેકતો, તેણે તે ઇશ્વર-
ભક્તને ઉત્તર આપતાં કહ્યું કે, જો, યહોવાહ આકાશમાં
બારીઓ કરે તો પણ એ વાત બની શકે શું? ને તેણે
કહ્યું કે, જો, તું તે નજરે જોશે, પણ તેમાંથી ખાવા
પામશે નહિ.

૩ હવે દરવાજાના નાકા આગળ ચાર કોઢિઆ
માણસો હતા; ને તેઓએ એકબીજાને કહ્યું કે, શા
માટે આપણે અહિં બેસી રહીને મરી જઇએ? ૪ જો
આપણે કહીએ કે, આપણે નગરમાં પેસીએ, તો નગ-
રમાં તો દુકાળ છે, ને ત્યાં આપણે મરી જઇએ; ને
જો છાનામાના અહિં બેસી રહીએ, તો પણ મરી
જઇએ, માટે હવે ચાલો, આપણે અરામીઓની છાવ-
ણીમાં જઇને પડીએ; જો તેઓ આપણને જીવતા
રહેવા દેશે તો આપણે જીવતા રહીશું; ને જો તેઓ
આપણને મારી નાખશે તો વળી મરવાનું તો છેજ.
૫ અને તેઓ ઝળઝળિયાંની વખતે અરામીઓની
છાવણીમાં જવા સારૂ ઉઠયા; ને તેઓ અરામીઓની
છાવણીની સરહદ પર પહોંચ્યા, ત્યારે જુઓ, ત્યાં
કોઇ માણસ ન હતો. ૬ કેમકે પ્રભુએ અરામીઓના
સૈન્યને રથોનો અવાજ તથા ઘોડાઓનો અવાજ,
એટલે મોટા સૈન્યનો અવાજ સંભળાવ્યો હતો; ને
તેઓએ એકબીજાને કહ્યું હતું કે, જુઓ, ઇસ્રાએલના
રાજાએ હિત્તીઓના રાજાઓને, તથા મિસરીઓના
રાજાઓને નાણાં આપીને આપણી વિરૂદ્ધ ચઢાઇ
કરવા સારૂ મોકલ્યા છે. ૭ માટે ઝળઝળિયું થતાં
ઉઠીને તેઓ નાસી ગયા હતા; ને તેઓના તંબુઓને,
તથા તેઓના ઘોડાઓને, તથા તેઓનાં ગધેડાંને,
એટલે છાવણીને જેમ હતી તેમની તેમ મૂકીને તેઓ
જીવ લઇને નાસી ગયા હતા. ૮ અને પેલા કોઢિઆઓ
છાવણીની સરહદ પર આવ્યા, ત્યારે એક તંબુમાં
પેસીને તેઓએ ખાધું પીધું, ને ત્યાંથી રૂપું તથા સોનું
તથા વસ્ત્રો લઇ લીધાં, અને જઇને તે સંતાડ્યાં; ને
પાછા આવીને તેઓ બીજા તંબુમાં પેઠા, ને ત્યાંથી
પણ લઇ લીધું, ને જઇને તે સંતાડ્યું. ૯ પછી તેઓએ
એકબીજાને કહ્યું કે, આપણે ઠીક નથી કરતા; આ
દિવસ વધામણીનો દિવસ છે, ને આપણે ચૂપ રહા
છીએ; જો સવારના અજવાળા સુધી આપણે ઘોભીશું
તો આપણા પર શિક્ષા આવી પડશે; તો હવે ચાલો,
આપણે જઇને રાજાના ઘરનાંને ખબર આપીએ.
૧૦ માટે તેઓએ આવીને નગરના દરવાનને હાંક
મારી; ને તેઓએ તેમને એમ કહ્યું કે, અમે અરામી-
ઓની છાવણીમાં ગયા હતા, ને જુઓ, ત્યાં કોઇ
માણસ ન હતો, ને કોઇ માણસનો સાદ પણ [સંભ-
ળાતો] ન હતો, પણ ઘોડા બાંધી મૂકેલા તથા ગધેડાં
બાંધી મૂકેલાં, તથા તંબુ જેમ હતા તેમના તેમ હતા.
૧૧ અને તેણે દરવાનોને હાંક મારી, ને તેઓએ
અંતઃપુરમાં રાજાના ઘરનાંને ખબર આપી. ૧૨ અને
રાજાએ રાત્રે ઉઠીને પોતાના ચાકરોને કહ્યું કે, અરા-
મીઓએ આપણને શું કીધું છે તે તો હું તમને સમજા-
વીશ; તેઓ જાણે છે કે આપણે ભૂખ્યા છીએ, માટે
એઓ નગરમાંથી નિકળશે એટલે આપણે એઓને
જીવતા પકડી લઇને નગરમાં પેસી જઇશું, એમ કહીને
તેઓ છાવણીમાથી નિકળીને સીમમાં સતાઇ રહ્યા છે.
૧૩ અને તેના ચાકરોમાંના એકે ઉત્તર આપતાં કહ્યું કે,
કૃપા કરીને અમને બાકી રહેલા ઘોડા કે જે નગરમાં
જીવતા રહ્યા છે તેમાંથી પાંચને લઇને કોઇને તપાસ
કરવા સારૂ મોકલવા દે; (જુઓ, તેઓ ઇસ્રાએલનો
સઘળો સમુદાય જે અત્રે બચી રહેલો છે તેના જેવા
છે; જુઓ, ઇસ્રાએલનો સઘળો સમુદાય જેનો નાશ
થયો છે તેના જેવા તેઓ છે); ૧૪ માટે તેઓએ
ઘોડા જોડેલા બે રથ લીધા; ને જઇને તપાસ કરો,
એમ કહીને રાજાએ તેમને અરામીઓના સૈન્યની
પાછળ મોકલ્યા. ૧૫ અને તેઓ તેમની પાછળ યર-
દન સુધી ગયા; ને જુઓ, જે વસ્ત્રો તથા પાત્રો
અરામીઓએ ઉતાવળના કારણથી ફેંકી દીધાં હતાં,
તેઓથી આખો માર્ગ ભરપૂર હતો; ને સંદેશિયાઓએ
પાછા આવીને રાજાને ખબર કહી. ૧૬ અને લોકોએ
બહાર નિકળી આવીને અરામીઓની છાવણી લૂટી,
એમ યહોવાહના વચન પ્રમાણે મેંદાનું એક માપ એક
શેકેલે તથા જવના બે માપ એક શેકેલે વેચાયાં.
૧૭ અને જે સરદારના હાથ પર રાજા ટેકતો, તેને
એણે દરવાજાની સંભાળ રાખવાનું સોંપ્યું; ને જેમ
ઇશ્વરભક્તે કહ્યું હતું તેમ, એટલે રાજા ઉતરીને તેની
પાસે આવ્યો હતો ત્યારે તેણે કહ્યું હતું તેમ, તે
દરવાજામાં લોકોના પગો તળે છુંદાઇને મરણ પામ્યો.
૧૮ અને ઇશ્વરભક્તે રાજાને બોલાવીને જેમ કહ્યું હતું
કે, કાલે સુમારે આ વેળાએ સમરૂનની ભાગળમાં બે
માપ જવ એક શેકેલે, તથા એક માપ મેંદો, એક

શેકલે વેચાશે, તેમ થયું, ૧૯ ને તે સરદારે ઇશ્વરભ-
ક્તને ઉત્તર આપતાં કહ્યું હતું કે, હવે, જો, યહોવાહ
આકાશમા બારીઓ કરે, તો પણ શું એ વાત બની
શકે? ને એણે કહ્યું હતું કે, જો, તું તે તારી આંખે
જોશે, પણ તેમાથી ખાવા પામશે નહિ ૨૦ તેને તેજ
પ્રમાણે થયું; કેમકે તે દરવાજામા લોકોના પગ તળે
છુંદાઇને મરણ પામ્યો

૮ હવે જે સ્ત્રીના છોકરાને પોતે જીવતો કર્યો હતો,
તેને એલીશાએ એમ કહ્યું હતું કે, ઉઠ, તારા
ઘરનાંને લઇને જા, ને જ્યા તારાથી પ્રવાસ કરાય ત્યા
પ્રવાસ કર, કેમકે યહોવાહે દુકાળનો હુકમ કર્યો છે;
ને વળી તે સાત વર્ષ દેશ પર આવશે ૨ અને તે
સ્ત્રીએ ઉઠીને તે ઇશ્વરભક્તના કહેવા મુજબ કર્યું; ને
તે પોતાના ઘરનાને લઇને ચાલી ગઇ, ને તેણે પલિ-
સ્તીઓના દેશમા સાત વર્ષ સુધી પ્રવાસ કર્યો ૩ અને
સાત વર્ષને અતે એમ થયુ કે તે સ્ત્રી પલિસ્તીઓના
દેશમાથી પાછી આવી, ને તે પોતાના ઘરને માટે
તથા પોતાની જમીનને માટે રાજાની પાસે અરજ
કરવા ગઇ ૪ હવે રાજા ઇશ્વરભક્તના ચાકર ગેહઝીની
સાથે એવી વાત કરતો હતો કે, કૃપા કરીને એલી-
શાએ જે સઘળા મોટા કૃત્યો કર્યાં છે તે મને કહે.
૫ અને એમ થયુ કે, તેણે મુએલાને કેવી રીતે સજી-
વન કીધો હતો, એ તે રાજાને કહી દેખાડતો હતો,
તે દરમ્યાન, જુઓ, જે સ્ત્રીનો દીકરો તેણે સજીવન
કીધો હતો, તેણીએ [આવીને] રાજા આગળ પોતાના
ઘરને સારૂ તથા પોતાની જમીનને સારૂ અરજ કરી
અને ગેહઝીએ કહ્યું, હે મારા મુરબ્બી રાજા, આ તેજ
સ્ત્રી છે, ને આ તેનોજ દીકરો છે, કે જેને એલીશાએ
સજીવન કર્યો. ૬ અને રાજાએ તે સ્ત્રીને પૂછ્યુ, ત્યારે
તેણીએ તેને કહ્યું; માટે રાજાએ તેણીને સારૂ એક
અમુક ખવાસ ઠરાવી આપીને એને કહ્યુ કે, તેણીનું
જે સઘળુ હતું તે, તથા તેણીએ દેશ છોડ્યો તે દિવ-
સથી તે આજ સુધીની તેણીના ખેતરની સઘળી
ઉપજ તેણીને પાછી અપાવ.

૭ અને એલીશા દમસ્ક આવ્યો, ને અરામનો
રાજા બેન હદાદ માંદો હતો; ને તેને એવી ખબર
મળી કે ઇશ્વરભક્ત અત્રે આવ્યો છે ૮ અને રાજાએ
હઝાએલને કહ્યું કે, તારા હાથમા ભેટ લઇને ઇશ્વર
ભક્તને મળવા જા, ને તેની મારફતે યહોવાહને એવુ
પુછાવ કે, શું હુ આ મદવાડમાથી સાજો થઇશ?
૯ માટે હઝાએલ તેને મળવા ગયો, ને પોતાની સાથે
દમસ્કમાની સઘળી સારી વસ્તુઓ ચાળીસ ઉંટ પર
લાદીને ભેટ દાખલ લઇને આવી પહોચ્યો, ને તેની
આગળ ઉભા રહીને કહ્યું કે, તારા દીકરા અરામના
રાજા બેન-હદાદે મને તારી પાસે એમ પૂછવા મોકલ્યો
છે કે, શું હુ આ મદવાડમાથી સાજો થઇશ? ૧૦ ને
એલીશાએ તેને કહ્યું કે, જઇને તેને કહે કે, તું નિશ્ચે
સારો થશે, પરંતુ યહોવાહે તો મને એમ બતાવ્યુ છે
કે તે નિશ્ચે મરી જશે ૧૧ અને એ સ્થિર મ્હો કરીને
એકી નજરે [તેની] સામુ જોઇ રહ્યો, એટલે સુધી
કે તે શરમાઇ ગયો, ને ઇશ્વરભક્ત રડી પડ્યો.
૧૨ અને હઝાએલે કહ્યું કે, મારો મુરબ્બી શા માટે
રડે છે? ને એણે ઉત્તર આપ્યો કે, એ માટે કે ઇસ્રા-
એલપુત્રો પર તુ જે વિપત્તિ લાવવાનો છે તે હુ જાણુ
છુ, તેઓના કિલ્લાઓને તું આગ લગાડી મૂકીશ, તથા
તેમના જુવાનોને તું તરવારથી કતલ કરીશ, તથા
તેમના બાળકોને તું પછાડીને ટુકડા કરીશ; તથા
તેમની ગર્ભવતી સ્ત્રીઓને તું ચીરી નાખીશ. ૧૩ પણ
હઝાએલે કહ્યું કે, તારો સેવક, કે જે ફક્ત એક કુતરા
તુલ્ય છે, તે કોણ છે કે એવુ મહાન કાર્ય તે કરે? ને
એલીશાએ ઉત્તર આપ્યો કે, યહોવાહે મને જણાવ્યુ
છે કે તું અરામ ઉપર રાજા થશે. ૧૪ પછી તે એલી-
શાની પાસેથી વિદાય થઇને પોતાના ધણીની પાસે
આવ્યો; ને એણે તેને પૂછ્યુ કે, એલીશાએ તને શું
કહ્યુ? ને તેણે ઉત્તર આપ્યો કે, તેણે મને કહ્યુ કે,
તું નિશ્ચે સાજો થશે ૧૫ અને બીજે દિવસે એમ થયુ
કે, તેણે ચાદર લઇને તેને પાણીમા બોળીને એના
મુખ ઉપર ઓઢાડી, ને તેથી એ મરણ પામ્યો; ને
તેની જગ્યાએ હઝાએલે રાજ્ય કીધુ.

૧૬ અને ઇસ્રાએલના રાજા આહાબના દીકરા યોરા-
મને પાચમે વર્ષે યહુદાહનો રાજા યહોશાફાટ છતા,
યહુદાહના રાજા યહોશાફાટનો દીકરો યહોરામ રાજ્ય
કરવા લાગ્યો ૧૭ તે રાજા થયો ત્યારે બત્રીસ વર્ષનો
વયનો હતો; ને યરૂશાલેમમાં તેણે આઠ વર્ષ રાજ્ય
કર્યું. ૧૮ અને આહાબના ઘરનાની પેઠે તે ઇસ્રાએલના
રાજાઓના માર્ગમા ચાલ્યો, કેમકે તે આહાબની
દીકરી સાથે પરણ્યો હતો, ને તેણે યહોવાહની દૃષ્ટિમાં
ભુડું કર્યું ૧૯ તો પણ પોતાના સેવક દાઉદને લીધે
યહોવાહ યહુદાહનો નાશ કરવાનુ ચાહતો નહોતો,
જેમ તેણે તેને તેના સતાનોને માટે સદા દીવો આપ-

વાનુ વચન આપ્યુ હતું તેમ ૨૦ તેના દિવસોમા
અદોમે યહુદાહના હાથ નીચેથી દગો કરીને પોતાને
શિરે એક રાજા ઠરાવ્યો ૨૧ ત્યારે યોરામ તેના સર્વ
રથો સુદ્ધા સાઇરમા ગયો, ને તેણે રાત્રે ઉઠીને પોતાની
આસપાસના અદોમીઓને તથા રથાધિપતિઓને
માર્યા, ને લોક પોતાના તંબુઓએ નાસી ગયા ૨૨ એમ
અદોમે આજ દિવસ સુધી યહુદાહના હાથ નીચેથી
દગો કીધેલો છે, પછી તેજ વેળાએ લિબ્નાહે પણ
દગો કીધો ૨૩ અને યોરામના બાકીના કૃત્યો, ને તેણે
જે સર્વ કર્યું, તે યહુદાહના રાજાઓના કાળવૃત્તાંતના
પુસ્તકમા લખેલા નથી શું? ૨૪ ને યોરામ પોતાના
પિતૃઓની સાથે ઉંઘી ગયો, ને પોતાના પિતૃઓની
સાથે દાઉદના નગરમા દટાયો, ને તેની જગ્યાએ
તેના દીકરા અહાઝયાહે રાજ્ય કીધું

૨૫ ઇસ્રાએલના રાજા આહાબના દીકરા યોરામને
બારમે વર્ષે યહુદાહના રાજા યહોરામનો દીકરો અહા
ઝયાહ રાજ્ય કરવા લાગ્યો ૨૬ અહાઝયાહ રાજ્ય
કરવા લાગ્યો ત્યારે તે બાવીસ વર્ષનો હતો, ને તેણે
યરૂશાલેમમા એક વર્ષ રાજ્ય કર્યું, ને તેની માનુ નામ
અથાલ્યાહ હતું, એ ઇસ્રાએલના રાજા ઓમ્રીની
દીકરી હતી ૨૭ અને તે આહાબના ઘરનાના માર્ગમા
ચાલ્યો, ને આહાબના ઘરનાની પેઠે તેણે યહોવા-
હની દૃષ્ટિમા ભુંડું કર્યું, કેમકે તે આહાબના ઘરનાનો
જમાઇ હતો. ૨૮ અને તે આહાબના દીકરા યોરામની
સાથે અરામના રાજા હઝાએલની સામે રામોથ ગિલ-
આદ આગળ યુદ્ધ કરવા ગયો, ને અરામીઓએ
યોરામને ઘાયલ કીધો ૨૯ અને તે અરામના રાજા
હઝાએલની સામે યુદ્ધ કરતો હતો, ત્યારે અરામી
ઓએ તેને જે ઘા રામાહ આગળ માર્યા હતા, તે
મટાડવા સારૂ યોરામ રાજા પાછો યિઝ્રએલમા
આવ્યો, ને યહુદાહના રાજા યહોરામનો દીકરો અહા-
ઝયાહ યિઝ્રએલમા આહાબના દીકરા યોરામને જોવા
ગયો, કારણ કે એ માંદો હતો

૯ અને એલીશા ભવિષ્યવાદીએ ભવિષ્યવાદીઓના
પુત્રોમાના એકને બોલાવીને તેને કહ્યું કે, તારી
કમર બાંધ, ને તારા હાથમા આ તેલની સીસી લઇને
રામોથ ગિલઆદ જા ૨ અને ત્યા પહોચીને નિમ્શીના
દીકરા યહોશાફાટના દીકરા યેહૂને શોધી કહાડીને
અંદર જઇને તેને તેના ભાઇઓમાથી ઉઠાડીને તેને
અંદરની ઓરડીમા લઇ જજે ૩ પછી તેલની સીસી
લઇને તેના માથા પર રેડજે, ને કહેજે કે, યહોવાહ
એમ કહે છે કે, મેં તને ઇસ્રાએલને શિર રાજા તરીકે
અભિષિક્ત કીધો છે, પછી બારણું ઉઘાડીને નાસી
આવજે, વિલંબ કરીશ મા ૪ માટે તે જુવાન, એટલે
એ જુવાન ભવિષ્યવાદી, રામોથ ગિલઆદમા ગયો.
૫ અને તે પહોચ્યો ત્યારે જુઓ, સૈન્યના સરદારો
બેઠેલા હતા, ને તેણે કહ્યું કે, સરદાર, હું તારે સારૂ
સંદેશો લાવ્યો છું અને યેહૂએ કહ્યું કે, અમારા સર્વ-
માથી કોને માટે? ને તેણે કહ્યું કે, હે સરદાર, તારે
માટે ૬ અને એ ઉઠીને ઘરમા ગયો, ને તેણે એના
માથા પર તેલ રેડીને એને કહ્યું કે, ઇસ્રાએલનો દેવ
યહોવાહ એવું કહે છે કે, મેં તને યહોવાહના લોક
ઉપર, એટલે ઇસ્રાએલ પર, રાજા તરીકે અભિષિક્ત
કીધો છે ૭ અને તું તારા ધણી આહાબના ઘરનાને
મારશે, એ માટે કે હું મારા સેવક ભવિષ્યવાદીઓના
ખૂનનુ તથા યહોવાહના સર્વ સેવકોના ખૂનનુ વેર
ઇઝેબેલની પાસેથી વાળી લઉં ૮ કેમકે આહાબનુ
આખુ ઘર વિનાશ પામશે, ને હું આહાબની પાસેથી
પ્રત્યેક નર બાળકને, તથા ઇસ્રાએલમા જે બંદીવાન
તેમજ છૂટા, તેઓને નાબૂદ કરીશ ૯ અને આહા-
બના ઘરને હું નબાટના દીકરા યરોબઆમના ઘરની
માફક, તથા અહીયાહના દીકરા બાઅશાના ઘરની
માફક કરી નાખીશ ૧૦ અને કુતરા ઇઝેબેલને યિઝ્ર
એલના વાટામા ખાશે, ને એને દાટનાર કોઇ નહિ
હોય અને તે દ્વાર ઉઘાડીને નાસી ગયો ૧૧ પછી
યેહૂ પોતાના ધણીના ચાકરોની પાસે બહાર આવ્યો,
ને કોઇએ તેને કહ્યું કે, બધું ઠીક છે કે નહિ? એ
ગાંડો માણસ તારી પાસે શા માટે આવ્યો હતો? ને
તેણે તેમને કહ્યું કે, તમે એ માણસને ઓળખો છો,
તથા તેણે શી વાત કરી, તે તમે જાણો છો ૧૨ અને
તેઓએ કહ્યું કે, એ તો ખોટી વાત છે, હવે અમને
કહે અને તેણે કહ્યું કે, એણે મને ફલાણું ફલાણું કહ્યું,
એટલે કે યહોવાહ એમ કહે છે કે, મેં તને ઇસ્રાએલ
પર રાજા તરીકે અભિષિક્ત કીધો છે ૧૩ ત્યારે તે
પ્રત્યેકે ઝટપટ પોતાના વસ્ત્ર લઇને સીડીને મથાળે
તેની તળે બિછાવીને, રણશિંગડું વગાડીને કહ્યું કે, યેહૂ
રાજા છે ૧૪ એમ નિમ્શીના દીકરા યહોશાફાટના
દીકરા યેહૂએ યોરામની સામે દગો કીધો (હવે
યોરામ તથા સર્વ ઇસ્રાએલ, અરામના રાજા હઝાએ-
લના કારણથી, રામોથ-ગિલઆદને સાચવી રાખતા

હતા ૧૫ પણ યોરામ રાજા અરામના રાજા હઝાએ-
લની સામે યુદ્ધ કરતો હતો, ત્યારે અરામીઓએ
તેને જે ઘા માર્યા હતા, તેથી સાજો થવા સારૂ તે
યિઝ્રએલમા પાછો આવ્યો હતો ) અને યેહૂએ કહ્યુ
કે, જો તમારૂ મન એવુ હોય, તો યિઝ્રૂએલમા ખબર
આપવા જવા સારૂ કોઇને નાસીને નગરમાથી નિક
ળવા દેશો નહિ ૧૬ માટે યેહૂ રથમા બેસીને યિઝ્રૂએલ
ગયો, કેમકે યોરામ ત્યા પડેલો હતો અને યહુદા-
હનો રાજા અહાઝયાહ યોરામને જોવા સારૂ આવ્યો
હતો ૧૭ હવે પહેરેગીર યિઝ્રૂએલના બુરૂજ પર ઉભો
હતો, ને તેણે યેહૂની ટોળી આવતી જોઇને કહ્યુ, મારા
જોવામા તો એક ટોળી આવે છે, ને યોરામે કહ્યુ કે,
એક સ્વાર લઇને તેને તેમની સામો મોકલીને એવુ
પુછાવ કે, શું, સલાહશાતિ છે? ૧૮ માટે એક ઘોડ-
સ્વાર તેની સામો ગયો, ને તેણે કહ્યુ કે, રાજા એવુ
૮ કહાવે છે કે, શું, સલાહશાતિ છે? ને યેહૂએ કહ્યુ કે,
તારે સલાહશાતિનુ શું કામ છે? તું વળીને મારી પાછળ
ચાલ અને પહેરેગીરે ખબર આપતા કહ્યુ કે, સદે
શિયો તેમની પાસે પહોચ્યો તો ખરો, પણ પાછો
આવતો નથી. ૧૯ પછી તેણે બીજો ઘોડેસ્વાર મોકલ્યા,
ને એણે તેમની પાસે પહોચીને કહ્યુ કે, રાજા એમ
કહાવે છે કે, શું, સલાહશાતિ છે? ને યેહૂએ ઉત્તર
આપ્યો કે, તારે સલાહશાતિનુ શું કામ છે? તું પાછો
વળીને મારી પાછળ ચાલ ૨૦ અને પહેરેગીરે ખબર
આપતા કહ્યુ કે, તેમની પાસે તે પણ પહોચ્યો છે,
પણ પાછો આવતો નથી, ને સ્વારી કરવાની રીત
તો નિમ્શીના દીકરા યેહૂની સ્વારીના જેવી છે, કેમકે
તે અતિ જોસભેર સ્વારી કરે છે ૨૧ અને યોરામે કહ્યુ
કે, તૈયારી કરો, ને તેઓએ તેનો રથ તૈયાર કીધો,
ને ઇસ્રાએલનો રાજા યોરામ તથા યહુદાહનો રાજા
અહાઝયાહ પોતપોતાના રથમા બેસીને નિકળ્યા, ને
તેઓ યેહૂની સામા ગયા; ને તે તેઓને યિઝ્રૂએલી
નાબોથના વાડામા મળ્યો. ૨૨ અને જ્યારે યોરામે
યેહૂને જોયો ત્યારે એમ થયુ કે તેણે કહ્યુ કે, યેહૂ, શું,
સલાહશાતિ છે? ને તેણે ઉત્તર આપ્યો કે, જ્યા સુધી
તારી મા ઇઝેબેલના વ્યભિચાર તથા એના જાદુકર્મ
પુષ્કળ છે, ત્યા સુધી શી શાતિ હોય? ૨૩ ને યોરામ
પોતાનો હાથ,પાછો ફેરવીને નાઠો, ને અહાઝયાહને
કહ્યુ કે, અહાઝયાહ, દગો છે ૨૪ અને યેહૂએ પોતાના
સઘળા બળથી ધનુષ્ય ખેંચીને યોરામને ખભાઓની
વચમા માર્યો, ને બાણ તેના હૃદયમા થઇને પાર
ફૂટ્યુ, ને તે રથમા ઢળી પડ્યો. ૨૫ પછી [યેહૂએ]
પોતાના સરદાર બિદકારને કહ્યુ કે, તેને ઉઠાવીને
યિઝ્રૂએલી નાબોથના ખેતરના વાડામા નાખ; કેમકે
યાદ કર કે જ્યારે હું તથા તું સાથે સાથે તેના બાપ
આહાબની પાછળ સ્વારી કરતા હતા, ત્યારે યહોવાહે
એ બોજ તેને શિર મૂક્યા હતો; ૨૬ કે યહોવાહ કહે
છે કે, નિશ્ચે મેં કાલે નાબોથનુ રક્ત, તથા તેના દીક-
રાઓનુ રક્ત જોયુ છે; ને યહોવાહ કહે છે કે, એ
વાડામા હું તારી પાસેથી બદલો લઇશ, તો હવે
યહોવાહના વચન પ્રમાણે એને ઉઠાવીને તે વાડામા
નાખ ૨૭ પણ યહુદાહનો રાજા અહાઝયાહ એ જોઇને
બગીચાવાળા ઘરને માર્ગે નાઠો, ને યેહૂએ તેની પાછળ
લાગીને કહ્યુ કે, તેને પણ રથમા મારો, ને યિબ્લ-
આમ પાસેના ગૂરના ઘાટ આગળ તેઓએ તેને માર્યો
અને તે મગિદ્દોમા નાસી ગયો, ને ત્યા મરણ પામ્યો
૨૮ અને તેના ચાકરો તેને એક રથમા ઘાલીને યરૂશા-
લેમ લઇ ગયા, ને તેઓએ તેને દાઉદના નગરમા તેના
પિતૃઓની સાથે તેની કબરમા દાટયો

૨૯ અને આહાબના દીકરા યોરામને અગિયારમે
વર્ષે અહાઝયાહ યહુદાહ પર રાજ્ય કરવા લાગ્યો

૩૦ અને યેહૂ યિઝ્રૂએલ આવ્યો, ત્યારે ઇઝેબેલે એ
સાભળ્યુ, ને તેણીએ પોતાની આખોમા અંજન ઘાલીને
તથા પોતાનુ માથુ ઓળીને બારીમાથી ડોકિયુ કર્યુ
૩૧ અને યેહૂ દરવાજામા પેઠો, ત્યારે તેણીએ કહ્યુ કે,
હે પોતાના ધણીનુ ખૂન કરનાર, ઝિમ્રી, શું શાતિ છે?
૩૨ અને તેણે પોતાનુ મ્હોં બારી તરફ ઉંચુ કરીને કહ્યુ
કે, મારા પક્ષનો કોણ છે? કોણ છે? ને બે ત્રણ
ખોજાઓએ તેની તરફ બહાર ડોકિયુ કર્યુ ૩૩ અને
તેણે કહ્યુ કે, તેને નીચે નાખી દો, માટે તેઓએ તેને
નીચે નાખી દીધી, ને તેના રક્તમાનુ કેટલુક ભીંત
પર તથા ઘોડાઓ પર છંટાયુ, ને તેણે તેને પગ તળે
ખુદી. ૩૪ અને અંદર જઇને તેણે ખાધુ પીધુ; ને તેણે
કહ્યુ કે, હવે પેલી શાપિત સ્ત્રીને સભાળીને દાટો,
કેમકે તે રાજપુત્રી છે ૩૫ અને તેઓ તેને દાટવાં
સારૂ ગયા, પણ ખોપરી તથા પગ તથા હાથોની હથે-
ળીઓ શિવાય તેણીનુ બીજું કંઇ તેમને મળ્યુ નહિ
૩૬ માટે તેઓએ પાછા આવીને તેને ખબર આપી
અને તેણે કહ્યુ કે, એ યહોવાહનુ વચન છે, જે તેણે
પોતાના સેવક તિશ્બી એલીયાહની હસ્તક બોલીને

કહ્યું હતું કે, ઇઝેબેલનું માંસ યિઝ્રએલના વાંટામાં
કૂતરાં ખાશે; ૩૭ ને ઇઝેબેલની લાસ યિઝ્રએલના
વાંટાના ખેતરમાં ખાતરરૂપ થશે; એવી કે, લોકો
એમ નહિ કહે કે, આ ઇઝેબેલ છે.

૧૦ હવે આહાબના સિત્તેર દીકરા સમરૂનમાં
હતા; ને યેહૂએ પત્રો લખીને તેમને સમ-
રૂનમાં યિઝ્રએલના અમલદારો, એટલે વડીલો પ્રત્યે
તથા આહાબ[ના પુત્રો]ની રક્ષા કરનારાઓ પ્રત્યે
મોકલીને કહાવ્યું કે, ૨ હવે તમારા ધણીના દીકરા
તમારી પાસે છે, તથા તમારી પાસે રથો, તથા ઘોડા,
તથા કોટવાળું નગર તથા શસ્ત્રો પણ છે, ૩ માટે આ
પત્ર તમને પહોંચતાંની વારમાંજ, તમારા ધણીના
દીકરાઓમાંથી શ્રેષ્ઠને તથા સૌથી યોગ્યને શોધી
કહાડીને તેને તેના બાપના રાજ્યાસન પર બેસાડીને
તમારા ધણીના ઘરને માટે યુદ્ધ કરજો. ૪ પણ તેઓએ
અતિશય ભયભિત થઇને કહ્યું કે, જુઓ, બે રાજાઓ
તેની સામે ટકી ન શક્યા, તો આપણે કેમ કરી ટકી
શકીશું? ૫ ને [રાજાના] ઘરકારભારીએ તથા નગરો-
પરીએ તથા વડીલોએ તથા [પુત્ર]રક્ષકોએ યેહૂની
પાસે માણસો મોકલીને કહાવ્યું કે, અમે તારા દાસો
છીએ, ને જે સર્વ તું અમને કહેશે તે અમે કરીશું;
અમે કોઇ માણસને રાજા નહિ ઠરાવીએ; તારી દૃષ્ટિમાં
જે સારૂં લાગે તે કર. ૬ પછી તેણે તેમના ઉપર બીજો
પત્ર લખીને કહ્યું કે, જો તમે મારી કુમકે હો, ને મારી
વાણી સાંભળવા ઇચ્છતા હો, તો તે માણસોનાં,
એટલે તમારા ધણીના દીકરાઓના, માથાં લઇને કાલે
સુમારે આ વેળા સુધીમાં મારી પાસે યિઝ્રએલ
આવજો. હવે તે સિત્તેર રાજપુત્રો પોતાના ઉછેરના-
રાઓની, એટલે નગરના મુખ્ય પુરૂષોની, પાસે હતા.
૭ અને તેઓને પત્ર પહોંચ્યો, ત્યારે એમ થયું કે
તેઓએ તે રાજપુત્રોને પકડીને તેઓને, એટલે સિત્તેર
પુરૂષોને, મારી નાખ્યા, ને તેમનાં માથાં ટોપલીઓમાં
ઘાલીને તે તેની પાસે યિઝ્રએલમાં મોકલ્યાં. ૮ અને
એક સંદેશિયાએ આવીને તેને ખબર આપતાં કહ્યું કે,
તેઓ રાજપુત્રોનાં માથાં લાવ્યા છે; ને તેણે કહ્યું કે,
દરવાજાના નાકા આગળ તેમના બે ઢગલા સવાર
સુધી કરી મૂકો. ૯ અને સવારમાં એમ થયું કે તે
બહાર નિકળ્યો, ને ઉભા રહીને બધા લોકને તેણે કહ્યું
કે, તમે ન્યાયી છો; જુઓ, મેં તો પોતાના ધણીની
સામે દગો કરીને તેને મારી નાખ્યો; પણ આ સર્વેને
કોણે મારી નાખ્યા? ૧૦ માટે હવે તમારે જાણવું કે,
યહોવાહ આહાબના ઘર વિષે જે બોલ્યો, તે યહોવા-
હના વચનમાંથી કંઇ પણ નિરર્થક થનાર નથી; કેમકે
યહોવાહ પોતાના સેવક એલીયાહની હસ્તક જે
બોલ્યો હતો, તે તેણે પૂરૂં કીધું છે. ૧૧ અને યેહૂએ
યિઝ્રએલમાં આહાબના ઘરના સર્વ બાકી રહેલાઓને,
તથા તેના સર્વ મુખ્ય પુરૂષોને, તથા તેના સર્વ મિત્રોને,
તથા તેના યાજકોને મારી નાખ્યા, એટલે સુધી કે
તેનો એકે માણસ બાકી રહ્યો નહિ ૧૨ અને તે
ઉઠીને ચાલ્યો ગયો, ને સમરૂનમાં આવ્યો અને તે
માર્ગમાં ભરવાડોના કાતરણીના ઘર આગળ પહોંચ્યો,
૧૩ ત્યારે યેહૂને યહુદાહના રાજા અહાઝયાહના ભાઇ-
ઓની ભેટ થઇ, ને તેણે કહ્યું કે, તમે કોણ છો? ને
તેઓએ ઉત્તર આપ્યો કે, અમે અહાઝયાહના ભાઇઓ
છીએ; ને અમે રાજાના પુત્રોને તથા રાણીના પુત્રોને
સલામ કરવા સારૂ જઇએ છીએ. ૧૪ અને તેણે કહ્યું
કે, તેમને જીવતા પકડો; ને તેઓએ તેમને જીવતા
પકડી લીધા, ને તે બેંતાળીસ માણસોને કાતરણીના
ઘરના ટાંકા આગળ મારી નાખ્યા; ને તેણે તેમાંથી
કોઇને જીવતો મૂકયો નહિ.

૧૫ અને ત્યાંથી વિદાય થયા પછી રેખાબનો દીકરો
યહોનાદાબ તેની સામો આવતો અચાનક તેને મળ્યો.
અને તેણે તેને સલામ કરીને કહ્યું કે, જેમ મારૂં હૃદય
તારા હૃદય પ્રત્યે યથાસ્થિત છે, તેમ શું તારૂં હૃદય છે?
ને યહોનાદાબે ઉત્તર દીધો કે, છે જો એમ હોય તો
મને તારો હાથ આપ. અને તેણે પોતાનો હાથ
તેને આપ્યો; ને તેણે તેને પોતાની પાસે રથમાં
ઉચકી લીધો. ૧૬ અને તેણે કહ્યું કે, મારી સાથે ચાલ,
ને યહોવાહ વિષેની મારી આસ્થા જો. એમ તેઓએ
તેને તેના રથમાં બેસાડ્યો. ૧૭ અને સમરૂનમાં આવીને
તેણે સમરૂનમાં આહાબના સઘળા બાકી રહેલાઓને
મારી નાખ્યા, જ્યાં સુધી કે જે વચન યહોવાહે એલી-
યાહને કહ્યું હતું, તે પ્રમાણે તેણે તેનો વિનાશ કર્યો.
૧૮ અને યેહૂએ સર્વ લોકને એકઠા કરીને તેમને કહ્યું
કે, આહાબે તો બઆલની સેવા થોડી કરી હતી, પણ
યેહૂ તો તેની સેવા વધારે કરશે. ૧૯ માટે હવે મારી
પાસે બઆલના સર્વ ભવિષ્યવાદીઓને, તેના સર્વ
સેવકોને તથા તેના સર્વ યાજકોને બોલાવો; કોઇ
બાકી ન રહે; કેમકે મારે બઆલને માટે મોટો યજ્ઞ
[કરવાનો] છે, જે કોઇ રહી જશે, તે જીવતો રહેવા

પામશે નહિ, પણ એ તો બઆલના સેવકોનો નાશ
કરવાની મતલબથી યેહૂએ પક્કાઇથી કર્યુ હતું ૨૦અને
યેહૂએ કહ્યું કે, બઆલને સારૂ એક પવિત્ર મેળો
ઠરાવો, ને તેઓએ તેનો ઢંઢેરો પિટાવ્યો ૨૧અને
યેહૂએ સર્વ ઇસ્રાએલમા સંદેશિયા મોકલ્યા, ને
બઆલના સર્વ સેવકો આવ્યા, એટલે સુધી કે કોઇ
પણ આવ્યા વગર રહ્યા નહિ અને તેઓ બઆલના
ઘરમા આવ્યા, ને બઆલનુ ઘર એક છેડાથી બીજા
છેડા સુધી ભરાઇ ગયુ ૨૨અને વસ્ત્રની ઓરડીની
સભાળ રાખનારને તેણે કહ્યું કે, બઆલના સર્વ સેવ
કોને સારૂ વસ્ત્રો કહાડી લાવ, ને તે તેઓને સારૂ વસ્ત્રો
કહાડી લાવ્યો ૨૩અને યેહૂ તથા રેખાબનો દીકરો
યહોનાનાદાબ બઆલના ઘરમા ગયા, ને તેણે બઆ
લના સેવકોને કહ્યું કે, શોધ કરીને તપાસી જુઓ કે
અંહે તમારી સાથે યહોવાહના સેવકોમાનો કોઇ ન
હોય, પણ કેવળ બઆલનાજ સેવકો હોય ૨૪અને
તેઓ યજ્ઞો તથા દહનીયાર્પણો ચઢાવવા સારૂ અંદર
ગયા હવે યેહૂએ પોતા તરફથી એંસી માણસો બાહાર
મૂકેલા હતા, ને કહ્યું હતું કે, જે માણસોને હુ તમારા
હાથમા લાવી આપુ, તેઓમાનો જો કોઇએ નાસી
જશે, તો તે [જવા દેનાર]નો જીવ તેના જીવને બદલે
જશે. ૨૫અને તે દહનીયાર્પણ ચઢાવી રહ્યો કે તરત
એમ થયુ કે, યેહૂએ રક્ષકોને તથા સરદારોને કહ્યું કે,
અંદર જઇને તેઓને મારી નાખો, કોઇને બાહાર
નિકળવા દેશો નહિ. અને તેઓએ તેમને તરવારની
ધારથી માર્યા, ને રક્ષકો તથા સરદારો તેમને બાહાર
ફેંકી દઇને બઆલના ઘરના નગરમા ગયા ૨૬અને
તેઓએ બઆલના ઘરમાના સ્તંભોને બાહાર કહાડીને
બાળી નાખ્યા. ૨૭અને તેઓએ બઆલના સ્તંભને
તોડી પાડ્યો, ને બઆલનુ ઘર પાડી નાખ્યુ ને તેને
સંડાસનુ ઘર બનાવી દીધુ તે આજ સુધી તેમ છે
૨૮એમ યેહૂએ ઇસ્રાએલમાથી બઆલનો વિનાશ
કર્યો. ૨૯તો પણ નબાટના દીકરા યરોબઆમના
પાપો જેઓથી તે ઇસ્રાએલ પાસે પાપ કરાવતો
હતો, તેનુ અનુકરણ કરવાથી, એટલે બેથેલમાના
તથા દાનમાના સોનાના વાછરડાની [પૂજાથી] યેહૂ
ફર્યો નહિ ૩૦અને યહોવાહે યેહૂને કહ્યું કે, મારી
દૃષ્ટિમા જે સારૂં તે કરીને [તથા] જે સઘળુ મારા
અંતઃકરણમા હતું તે પ્રમાણે આહાબના ઘરને કરીને
તે સારૂ કીધું છે તે માટે તારી ચોથી પેઢી સુધીના
તારા પુત્રો ઇસ્રાએલની ગાદીએ બેસશે. ૩૧પણ
યેહૂએ ઇસ્રાએલના દેવ યહોવાહના નિયમમા પોતાના
આખા હૃદયથી ચાલવાની બિલકુલ કાળજી રાખી
નહિ, ને યરોબઆમે પોતાના જે પાપોવડે ઇસ્રા
એલની પાસે પાપ કરાવ્યુ હતુ તેમાથી તે ફર્યો નહિ.

૩૨તે દિવસોમા યહોવાહે ઇસ્રાએલનો નાશ કરવા
માંડ્યો, ને હઝાએલે તેઓને ઇસ્રાએલની સઘળી
સીમાઓમા માર્યા, ૩૩એટલે યરદનથી પૂર્વ તરફ
આર્નોનની ખીણ પાસેના અરોએરથી માંડીને ગિલ-
આદ તથા બાશાન સુધી સઘળા ગિલઆદ દેશને,
ગાદીઓને, તથા રેઉબેનીઓને તથા મનાશ્શેહીઓને
માર્યા ૩૪હવે યેહૂના બાકીના કૃત્યો, તથા તેણે જે
સઘળુ કર્યું, તથા તેનુ સઘળુ પરાક્રમ, તે ઇસ્રાએ-
લના રાજાઓના કાળવૃત્તાંતના પુસ્તકમા લખેલા નથી
શું? ૩૫ને યેહૂ પોતાના પિતૃઓની સાથે ઉંઘી ગયો,
ને તેઓએ તેને સમરૂનમા દાટ્યો, ને તેના દીકરા
યહોઆહાઝે તેની જગ્યાએ રાજ્ય કીધુ ૩૬અને
યેહૂએ સમરૂનમા અઠ્ઠાવીસ વર્ષની મુદત સુધી ઇસ્રા-
એલ પર રાજ્ય કીધુ

૧૧ હવે અહાઝયાહની મા અથાલ્યાહે જ્યારે
જોયુ કે પોતાનો દીકરો મરણ પામ્યો છે,
ત્યારે તેણીએ ઉઠીને સર્વ રાજવંશનો વિનાશ કર્યો
૨પણ યોરામ રાજાની દીકરી તથા અહાઝયાહની
બહેન યહોશેબાએ અહાઝયાહના દીકરા યોઆશને,
રાજાના જે પુત્રો માર્યા ગયા હતા, તેઓની અંદરથી
ચોરી લઇને તેને તથા તેની દાસીને શયનગૃહમા
[મૂકયા], ને તેઓએ તેને અથાલ્યાહથી છુપાવ્યો,
ને તેથી તે માર્યો ગયો નહિ ૩અને તે તેની [દાસીની]
સાથે છ વર્ષ સુધી યહોવાહના ઘરમા સંતાઇ રહ્યો,
ને અથાલ્યાહ દેશમા રાજ્ય કરતી હતી

૪અને સાતમે વર્ષે યહોયાદાએ માણસો મોકલીને
કારીઓના તથા રક્ષક ટુકડીના સિપાઇઓના શતાધિ
પતિઓને તેડાવીને તેમને યહોવાહના ઘરમા પોતાની
પાસે આણ્યા, ને તેણે તેઓની સાથે કોલકરાર કીધા,
ને યહોવાહના ઘરમા તેમને સોગન ખવડાવીને
રાજાનો દીકરો તેમને દેખાડ્યો ૫અને તેણે તેમને
આજ્ઞા કરતા કહ્યું કે, જે કામ તમારે કરવુ તે આ છે,
એટલે કે, જે તમે સાબ્બાથે અંદર આવો, તેમાથી
ત્રીજા ભાગના રાજાના ઘરની ચોકી કરે, ૬ને ત્રીજો
ભાગ સૂરને દરવાજે રહે, ને ત્રીજો ભાગ રક્ષક સિપા
ઇઓની પાછળ દરવાજે રહે, એમ તમે આડખીલરૂપ

થઈને ઘરની ચોકી કરજો. ૭ અને સાબ્બાથે બહાર
જનાર તમ સર્વની બે ટુકડીઓ રાજાની આસપાસ
યહોવાહના ઘરની ચોકી કરે ૮ અને પ્રત્યેક માણસ
પોતાનાં હથિયાર પોતાના હાથમાં રાખીને રાજાની
આસપાસ ઘેરાઈને ઉભા રહે; ને જે કોઈ તમારી
હારની અંદર દાખલ થાય તેને મારી નાખજો; ને
રાજા બહાર જાય ત્યારે, ને અંદર આવે ત્યારે તમારે
તેની સાથે જ રહેવું. ૯ અને યહોયાદા યાજકે જે સઘળી
આજ્ઞા કીધી તે પ્રમાણે શતાધિપતિઓએ કરીને તેઓ
પ્રત્યેક સાબ્બાથે અંદર આવનારા તથા સાબ્બાથે
બહાર જનારા પોતાના તાબાના માણસોને લઈને
યહોયાદા યાજક પાસે આવ્યા. ૧૦ અને દાઉદના જે
ભાલા તથા ઢાલો યહોવાહના ઘરમાં હતાં તે યાજકે
શતાધિપતિઓને આપ્યાં. ૧૧ અને રક્ષક સિપાઈઓ
પોતપોતાનાં શસ્ત્રો પોતાના હાથમાં લઈને ઘરની
જમણી બાજુથી તે ઘરની ડાબી બાજુ સુધી, વેદી
તથા ઘરની આગળ રાજાની આસપાસ નજીક ખડા
રહ્યા. ૧૨ પછી તેણે રાજાના પુત્રને બહાર લાવીને તેને
માથે મુગટ મૂક્યો તથા સાક્ષ્યશાસ્ત્ર [તેને આપ્યું].
ને તેઓએ તેને રાજા ઠરાવીને તેને અભિષિક્ત કીધો;
ને તાળીઓ પાડીને તેઓએ કહ્યું કે, ઈશ્વર રાજાની
રક્ષા કરો. ૧૩ અને અથાલ્યાએ સિપાઈઓનો તથા
લોકોનો ઘોંઘાટ સાંભળ્યો, ત્યારે તે લોકો પાસે યહો-
વાહના ઘરમાં આવી. ૧૪ અને તેણીએ જોયું, ને
જુઓ, રીતિ પ્રમાણે રાજા થાંભલા ઉપર ઉભો હતો,
ને સરદારો તથા રણશિંગડાં [વગાડનારા] રાજાની
પાસે ઉભા હતા, ને દેશના સર્વ લોક ઉત્સવ કરતા
હતા, ને રણશિંગડાં વગાડતા હતા. ત્યારે અથાલ્યાએ
પોતાનાં વસ્ત્ર ફાડીને બૂમ પાડી કે, ફિતૂર! ફિતૂર!
૧૫ ને યહોયાદા યાજકે સૈન્યના ઉપરી શતાધિપતિ-
ઓને એવી આજ્ઞા કીધી કે, તેને બહાર કહાડીને
સિપાઈઓની હારોની વચ્ચે લાવો; ને જે તેની પાછળ
આવે તેને તરવારથી મારી નાખો; કેમકે યાજકે કહ્યું
કે, તેને યહોવાહના ઘરમાં મારી નાખવી નહિ.
૧૬ માટે તેઓએ તેને સારૂ માર્ગ મૂક્યો, ને ઘોડાને
અંદર આવવાને રસ્તે થઈને તે રાજાના ઘર આગળ
ગઈ; ને ત્યાં તેને મારી નાખી

૧૭ અને યહોયાદાએ યહોવાહની અને રાજા તથા
લોકની વચમાં કરાર કર્યો, કે તેઓએ યહોવાહના લોક
થવું; વળી રાજા તથા લોકની વચમાં પણ [કર્યો].
૧૮ અને દેશના સર્વ લોક બઆલના ઘરમાં ગયા, ને
તેને ભાંગી નાખ્યું. તેની વેદીઓના તથા તેની મૂર્તિ-
ઓના છેક ચૂરેચૂરા કરી નાખ્યા; ને બઆલના યાજક
માત્તાનને વેદીઓની આગળ મારી નાખ્યો. અને
યાજકે યહોવાહના ઘર પર કારભારીઓ નિમ્યા.
૧૯ અને તેણે શતાધિપતિઓને, તથા કારીઓને, તથા
રક્ષક સિપાઈઓને, તથા દેશના સર્વ લોકને સાથે
લીધા; ને તેઓ રાજાને યહોવાહના ઘરમાંથી લઈ
આવ્યા, ને પહેરાના દરવાજાને માર્ગે તેઓ રાજાના
ઘરમાં આવ્યા; ને તે રાજાઓના આસન પર બેઠો
૨૦ માટે દેશના સર્વ લોક હરખાયા, ને નગરમાં શાંતિ
થઈ; ને તેઓએ અથાલ્યાહને રાજાના ઘરની પાસે
તરવારથી મારી નાખી. ૨૧ યહોઆશ રાજ્ય કરવા
લાગ્યો ત્યારે તે સાત વર્ષનો હતો

૧૨ યેહૂને સાતમે વર્ષે યહોઆશ રાજ્ય કર
લાગ્યો; ને તેણે યરૂશાલેમમાં ચાળીસ વ
રાજ્ય કીધું; ને તેની માનું નામ સિબ્યાહ હતું.
બેરશેબાની હતી. ૨ અને યહોયાદા યાજક તેને બો
કરતો હતો તે સર્વ દિવસોમાં યહોઆશે યહોવાહ
દૃષ્ટિમાં સારૂં કીધું ૩ તો પણ ઉચ્ચસ્થાનો કહા
નાખવામાં આવ્યાં નહિ; લોકો હજી ઉચ્ચસ્થાનો
યજ્ઞ કરતા તથા ધૂપ બાળતા.

૪ અને યહોઆશે યાજકોને કહ્યું કે, અર્પણ કરે
વસ્તુઓના સર્વ પૈસા, જે ચાલતાં નાણાંરૂપે યહોવ
હના ઘરમાં લવાય છે તે, તથા પ્રત્યેક માણસ
જીવની ખંડણીના ઠરાવેલા પૈસા, તથા જે પૈ
યહોવાહના ઘરમાં લાવવાનું દરકોઈને મન થાય
સઘળા [પૈસા], ૫ તે યાજકો પોતપોતાના ઓળખિ
તાઓ પાસેથી લઈને જ્યાં કંઈ ઘરની ભાંગતૂટ દેખા
ત્યાં તે ભાંગતૂટ સમારે. ૬ પણ એમ થયું કે યહોઆ-
શને તેત્રીસમે વર્ષે યાજકોએ ઘરની ભાંગતૂટ સમારી
નહોતી. ૭ ત્યારે યહોઆશ રાજાએ યહોયાદા યાજ-
કને તથા [બીજા] યાજકોને બોલાવીને તેમને કહ્યું કે
તમે કેમ ઘરની ભાંગતૂટને સમારતા નથી? તો [હવે
પછી] પોતાના ઓળખિતાઓની પાસેથી કંઈ પૈસા
લેશો નહિ, પણ તે ઘરની ભાંગતૂટને માટે સોંપી દો
૮ અને યાજકોએ કબૂલ કીધું કે, [હવે પછી] અમે
લોકો પાસેથી પૈસા નહિ લઈએ, તેમ ઘરની ભાંગતૂટ
પણ નહિ સમારીએ. ૯ પણ યહોયાદા યાજકે એક
પેટી લઈને તેના ઢાંકણામાં છેદ પાડીને તેને યહોવા-

હના ઘરમાં પેસતાં જમણી બાજૂએ વેદીની પાસે
મૂકી, ને દરવાજાની ચોકી કરનાર યાજકો, જે સર્વ
પૈસા યહોવાહના ઘરમા લવાતા, તે તેમાં નાખતા.
૧૦અને જ્યારે તેઓને માલમ પડયુ કે, પેટીમાં ઘણા
પૈસા થયા છે, ત્યારે એમ થયું કે રાજાના ચિટણીસે
તથા મુખ્યયાજકે ત્યાં આવીને જે પૈસા યહોવાહના
ઘરમાં મળી આવ્યા તેની થેલીઓ બાંધીને ગણત્રી
કીધી ૧૧અને તે તોળેલા પૈસા તેઓએ કામ કરાવ-
નારાઓના હાથમાં, એટલે યહોવાહના ઘર પર દેખ-
રેખ રાખનારાઓના હાથમા આપ્યા; ને તેઓએ તે
યહોવાહના ઘરમા [સમારવાનું] કામ કરનાર સુતા-
રોને, તથા કડિયાઓને, ૧૨તથા સલાટોને, તથા
પથ્થર ટાંકનારાઓને આપ્યા, તથા યહોવાહના ઘરની
ભાંગતૂટ સમારવા સારૂ લાકડા તથા ટાંકેલા પથ્થર
ખરીદ કરવા સારૂ, તથા ઘરની સમરામણી પર જે
સઘળો ખરચ થયો હોય તેને સારૂ નાણી આપ્યા
૧૩પણ યહોવાહના ઘરમા આણેલા પૈસાથી યહોવા-
હના ઘરને સારૂ રૂપાના પ્યાલા, કાતરો, વાસણો,
રણશિંગડા, સોનાનાં કોઇ પણ પાત્રો, કે રૂપાનાં કોઇ
પણ પાત્રો, બનાવ્યા ન હતા; ૧૪કેમકે તેઓ તે
[પૈસા] તો કામ કરનારાઓને આપીને તે વડે યહો-
વાહનું ઘર સમારતા. ૧૫વળી જેમના હાથમાં તેઓ
કામ કરનારાઓને આપવા સારૂ પૈસા સોંપતા તેમની
પાસેથી તેઓ હિસાબ લેતા નહિ; કેમકે તેઓ
વિશ્વાસુપણાથી વર્તતા હતા. ૧૬દોષાર્પણના પૈસા
તથા પાપાર્પણના પૈસા યહોવાહના ઘરમા લવાતા
નહિ; તે તો યાજકોના હતા.

૨૦ને તેના ચાકરોએ ઉઠીને દગો કીધો, ને યોઆશને
સિલ્લાના રસ્તા પર મિલ્લોના ઘરમાં મારી નાખ્યો.
૨૧કેમકે શિમઆથના દીકરા યોઝાખારે, તથા શોમે-
રના દીકરા યહોઝાબાદે, એટલે તેના ચાકરોએ તેને
માર્યો, ને તે મરણ પામ્યો; ને તેઓએ તેને તેના
પિતૃઓની સાથે દાઉદના નગરમાં દાટયો; ને તેના
દીકરા અમાસ્યાહે તેની જગ્યાએ રાજ્ય કીધું.

૧૩ યહુદાહના રાજા અહાઝયાહના દીકરા
યોઆશને તેવીસમે વર્ષે યેહૂનો દીકરો
યહોઆહાઝ સમરૂનમાં ઇસ્રાએલ પર રાજ્ય કરવા
લાગ્યો, ને તેણે સત્તર વર્ષ [રાજ્ય કીધું] ૨અને
તેણે યહોવાહની દૃષ્ટિમાં ભુડું કર્યું, ને નબાટનો
દીકરો યરોબઆમ કે જેણે ઇસ્રાએલ પાસે પાપ
કરાવ્યું હતું, તેનાં પાપોનું અનુસરણ તેણે કીધું;
તેઓથી તે દૂર રહ્યો નહિ. ૩અને ઇસ્રાએલ પર
યહોવાહનો કોપ પ્રગટયો; ને તેણે તેમને અરામના
રાજા હઝાએલના હાથમાં, તથા હઝાએલના દીકરા
બેન હદાદના હાથમાં વારેવાર સોંપ્યા. ૪અને યહો-
આહાઝે યહોવાહની વિનંતી કીધી, ને યહોવાહે તેનું
સાંભળ્યું; કેમકે અરામનો રાજા તેમના પર કેવો
જુલમ કરતો હતો, તે ઇસ્રાએલ પરનો જુલમ તેણે
જોયો. ૫(અને યહોવાહે ઇસ્રાએલને એક છોડાવનાર
આપ્યો, માટે તેઓ અરામીઓના હાથ તળેથી છુટી
ગયા, ને ઇસ્રાએલના પુત્રો અગાઉની પેઠે પોતાના
તંબુઓમાં વસવા લાગ્યા. ૬તો પણ યરોબઆમના
ઘરનાં પાપ કે જેથી તેણે ઇસ્રાએલની પાસે પાપ

યહોઆહાઝનો દીકરો યહોઆશ સમરૂનમા ઇસ્રાએલ
પર રાજ્ય કરવા લાગ્યો, ને તેણે સોળ વર્ષ [ રાજ્ય
કર્યું] ૧૧ અને તેણે યહોવાહની દૃષ્ટિમા ભુડું કર્યું,
નબાટના દીકરા યરોબઆમના સઘળા પાપો જેથી
તેણે ઇસ્રાએલ પાસે પાપ કરાવ્યુ હતું, તેમાથી તે
ફર્યો નહિ, પણ તે તેમા ચાલ્યા ૧૨ હવે યોઆશના
બાકીના કૃત્યો, તથા તેણે જે સઘળુ કીધુ, તથા
પોતાના જે પરાક્રમ વડે તેણે યહુદાહના રાજા અમા-
સ્યાહ સામે યુદ્ધ કીધુ, તે ઇસ્રાએલના રાજાઓના
કાળવૃત્તાતના પુસ્તકમા લખેલા નથી શું? ૧૩ ને
યોઆશ પોતાના પિતૃઓની સાથે ઉંઘી ગયો, ને
તેના રાજ્યાસન પર યરોબઆમ બેઠો, ને યોઆશ
સમરૂનમા ઇસ્રાએલના રાજાઓની સાથે દટાયો
૧૪ હવે એલીશા મરણની માદગીને ખાટલે પડેલો
હતો, ને ઇસ્રાએલનો રાજા યોઆશ તેની પાસે
આવ્યો, ને તેના ઉપર વિલાપ કરીને કહ્યુ કે, મારા
બાપ, મારા બાપ, ઇસ્રાએલના રથો તથા તેઓના
ઘોડેસ્વારો ૧૫ અને એલીશાએ તેને કહ્યું કે, ધનુષ્ય
તથા બાણો લે, ને તેણે ધનુષ્ય તથા બાણો પોતાના
હાથમા લીધા ૧૬ અને તેણે ઇસ્રાએલના રાજાને કહ્યુ
કે, તારો હાથ ધનુષ્ય પર મૂક, ને એણે પોતાનો
હાથ ધનુષ્ય પર મૂકયો અને એલીશાએ પોતાના
હાથ રાજાના હાથ પર મૂક્યા ૧૭ અને તેણે કહ્યું કે,
પૂર્વ તરફની બારી ઉઘાડ, ને એણે તે ઉઘાડી, એટલે
એલીશાએ કહ્યું કે, બાણ છોડ, ને તેણે બાણ છોડયુ
અને તેણે કહ્યું કે, યહોવાહનુ જયનુ બાણ, એટલે
અરામ ઉપર જયનુ બાણ, *મકે તું અફેકમા અરા
મીઓને મારીને તેમને નષ્ટ કરશે ૧૮ અને તેણે કહ્યુ
કે, બાણો લે, ને એણે તે લીધા, ને તેણે ઇસ્રાએ
લના રાજાને કહ્યું કે, જમીન પર માર, ને એ ત્રણ
વાર મારીને અટકયો ૧૯ અને ઇશ્વરભક્તે તેના પર
રીસાઇને કહ્યું કે, તારે પાચ કે છ ફેરા તે મારવા
જોઇતા હતા, ત્યારે તો તેનો વિનાશ થતા સુધી તું
અરામને મારત, પણ હવે તો તું ત્રણજ વાર
*અરામને મારશે
૨૦ અને એલીશા મરણ પામ્યો, ને તેઓએ તેને
દાટયો હવે વર્ષ બેસતા મોઆબીઓની ટોળીઓએ
દેશ પર હુમલો કીધો ૨૧ અને તેઓ કોઇએક માણ
સને દાટતા હતા, ત્યારે એમ થયુ કે, જુઓ, ટોળીને
જોઇને તેઓએ તે માણસને એલીશાની કબરમા
નાખ્યો, ને તે માણસ એલીશાના હાડકાને અડકયો
કે તુરત તે જીવતો થયો ને ઉઠીને ઉભો થયો
૨૨ અને અરામના રાજા હઝાએલે યહોઆહાઝના
સર્વ દિવસો પર્યંત ઇસ્રાએલ પર જુલમ કર્યો ૨૩ પણ
યહોવાહે ઇબ્રાહીમ, ઇસ્હાક, તથા યાકૂબની સાથેના
પોતાના કરારને લીધે તેઓ પર કૃપા કરી, તથા તેઓ
પર દયા રાખી, ને તેઓનો પક્ષ ધર્યો, ને તેઓનો
નાશ કરવાનુ ચાહ્યું નહિ, તથા તેણે તેમને હજી સુધી
પોતાની હજુરમાથી દૂર કર્યા નહિ ૨૪ અને અરામનો
રાજા હઝાએલ મરણ પામ્યો, ને તેના દીકરા બેન
હદાદે તેની જગ્યાએ રાજ્ય કીધુ ૨૫ અને યહોઆ
હાઝના દીકરા યહોઆશે, જે નગરો હઝાએલના દીકરા
બેન હદાદે તેના બાપ યહોઆહાઝના હાથમાથી યુદ્ધ
કરીને લઇ લીધા હતા, તે તેના હાથમાથી પાછા લઇ
લીધા. યોઆશે તેને ત્રણ વાર મારીને ઇસ્રાએલના
નગરો પાછા લઇ લીધા

૧૪ ઇસ્રાએલના રાજા યોઆહાઝના દીકરા
યોઆશને બીજે વર્ષે યહુદાહના રાજા
યોઆશનો દીકરો અમાસ્યાહ રાજ્ય કરવા લાગ્યો
૨ તે રાજ્ય કરવા લાગ્યો, ત્યારે તે પચ્ચીસ વર્ષની
વયનો હતો, ને તેણે યરૂશાલેમમા ઓગણત્રીસ વર્ષ
રાજ્ય કર્યુ, ને તેની માનુ નામ યહોઆદ્દીન હતું, એ
યરૂશાલેમની હતી ૩ અને તેણે યહોવાહની દૃષ્ટિમા
સારૂ કર્યું તો પણ પોતાના પિતા દાઉદની પેઠે નહિ,
પોતાના બાપ યોઆશના સઘળા કૃત્યો પ્રમાણે તેણે
કીધુ ૪ તો પણ ઉચ્ચસ્થાનો કહાડી નાખવામા
આવ્યા નહિ, હજી સુધી લોક ઉચ્ચસ્થાનોમા યજ્ઞ
કરતા તથા ધૂપ બાળતા ૫ અને એમ થયુ કે રાજ્ય
તેના હાથમા સ્થિર થયુ કે તુરત તેણે પોતાના બાપ
રાજાને મારી નાખનાર પોતાના ચાકરોને મારી
નાખ્યા, ૬ પણ મુસાના નિયમશાસ્ત્રના પુસ્તકમા
લખ્યા પ્રમાણે, મારી નાખનારાઓના દીકરાઓને
તેણે મારી નાખ્યા નહિ તે [ પુસ્તક ]મા યહોવાહે
એવી આજ્ઞા આપી હતી કે, છોકરાને લીધે બાપો
માર્યા ન જાય, ને બાપોને લીધે છોકરા માર્યા ન
જાય, પણ પ્રત્યેક જણ પોતાનાજ પાપને લીધે
માર્યા જાય ૭ તેણે દસ હજાર અદોમીઓને મીઠાની
ખીણમા માર્યા અને યુદ્ધમા સેલા સર કરીને તેનુ
નામ તેણે યોક્તાએલ પાડયુ, તે આજ દિવસ સુધી છે
૮ તે વેળાએ અમાસ્યાહે ઇસ્રાએલના રાજા યહુના

હના ઘરમા પેસતા જમણી બાજૂએ વેદીની પાસે
મૂકી, ને દરવાજાની ચોકી કરનાર યાજકો, જે સર્વ
પૈસા યહોવાહના ઘરમા લવાતા, તે તેમા નાખતા
૧૦અને જ્યારે તેઓને માલમ પડયુ કે, પેટીમા ઘણા
પૈસા થયા છ, ત્યારે એમ થયુ કે રાજાના ચિટણીસે
તથા મુખ્યયાજકે ત્યા આવીને જે પૈસા યહોવાહના
ઘરમા મળી આવ્યા તેની થેલીઓ બાધીને ગણત્રી
કીધી ૧૧અને તે તોળેલા પૈસા તેઓએ કામ કરાવ
નારાઓના હાથમા, એટલે યહોવાહના ઘર પર દેખ
રેખ રાખનારાઓના હાથમા આપ્યા, ને તેઓએ તે
યહોવાહના ઘરમા [ સમારવાનુ ] કામ કરનાર સુતા
રોને, તથા કડિયાઓને, ૧૨તથા સલાટોને, તથા
પત્થર ટાંકનારાઓને આપ્યા તથા યહોવાહના ઘરની
ભાંગતૂટ સમારવા સારૂ લાકડા તથા ટાંકેલા પત્થર
ખરીદ કરવા સારૂ તથા ઘરની સમરામ ની પર જે
સઘળો ખરચ થયો હોય તેને સારૂ ગણી આપ્યા
૧૩પણ યહોવાહના ઘરમા આણેલા પૈસાથી યહોવા
હના ઘરને સારૂ રૂપાના પ્યાલા, કાતરો, વાસણો,
રણશિંગડા, સોનાના કોઇ પણ પાત્રો, કે રૂપાના કોઇ
પણ પાત્રો, બનાવ્યા ન હતા, ૧૪કેમકે તેઓ તે
[ પૈસા ] તો કામ કરનારાઓને આપીને તે વડે યહો
વાહનુ ઘર સમારતા ૧૫વળી જેમના હાથમા તેઓ
કામ કરનારાઓને આપવા સારૂ પૈસા સોપતા તેમની
પાસેથી તેઓ હિસાબ લેતા નહિ, કેમકે તેઓ
વિશ્વાસુપણાથી વર્તતા હતા ૧૬દોષાર્થાર્પણના પૈસા
તથા પાપાર્થાર્પણના પૈસા યહોવાહના ઘરમા લવાતા
નહિ, તે તો યાજકોના હતા

૧૭તે વેળાએ અરામના રાજા હઝાએલે ચઢાઇ
કરીને ગાથની સામે યુદ્ધ કરીને તેને સર કર્યું, ને
હઝાએલે યરૂશાલેમ પર ચઢાઇ કરવા સારૂ પોતાનુ
મુખ ફેરવ્યુ ૧૮અને યહુદાહના રાજા યહોઆશે, જે
સર્વ પવિત્ર વસ્તુ તેના પિતૃઓએ, એટલે યહુદા
હના રાજાઓ યહોશાફાટે તથા યહોરામે, તથા અહા
ઝ્યાહે અર્પણ કરી હતી તે, તથા પોતાની અર્પણ
કરેલી વસ્તુઓ, તથા યહોવાહના ઘરના તથા રાજાના
ઘરના ભંડારમાથી જે સઘળુ સોનુ મળી આવ્યુ તે
લઇને અરામના રાજા હઝાએલની પાસે મોકલ્યા,
ને તે યરૂશાલેમથી ઉપડી ગયા ૧૯હવે યોઆશના
બાકીના કૃત્યો, તથા તેણે જે સઘળુ કર્યુ તે યહુદાહના
રાજાઓના કાળવૃત્તાંતના પુસ્તકમા લખેલા નથી શું?
૨૦ને તેના ચાકરોએ ઉઠીને દગો કીધો, ને યોઆશને
સિલ્લાના રસ્તા પર મિલ્લોના ઘરમા મારી નાખ્યો
૨૧કેમકે શિમઆથના દીકરા યોઝાખારે, તથા શોમે-
રના દીકરા યહોઝાબાદે, એટલે તેના ચાકરોએ તેને
માર્યો, ને તે મરણ પામ્યો, ને તેઓએ તેને તેના
પિતૃઓની સાથે દાઉદના નગરમા દાટયો, ને તેના
દીકરા અમાસ્યાહે તેની જગ્યાએ રાજ્ય કીધું

૧૩ યહુદાહના રાજા અહાઝ્યાહના દીકરા
યોઆશને તેવીસમે વર્ષે યેહૂનો દીકરો
યહોઆહાઝ સમરૂનમા ઇસ્રાએલ પર રાજ્ય કરવા
લાગ્યો, ને તેણે સત્તર વર્ષ [રાજ્ય કીધું] ૨અને
તેણે યહોવાહની દૃષ્ટિમા ભૂંડુ કર્યું, ને નબાટનો
દીકરો યરોબઆમ કે જેણે ઇસ્રાએલ પાસે પાપ
કરાવ્યુ હતું, તેના પાપોનું અનુસરણ તેણે કીધું,
તેઓથી તે દૂર રહ્યો નહિ. ૩અને ઇસ્રાએલ પર
યહોવાહનો કોપ પ્રગટયો, ને તેણે તેમને અરામના
રાજા હઝાએલના હાથમા, તથા હઝાએલના દીકરા
બેન હદાદના હાથમા વારંવાર સોપ્યા. ૪અને યહો
આહાઝે યહોવાહની વિનંતી કીધી, ને યહોવાહે તેનુ
સાભળ્યુ, કેમકે અરામનો રાજા તેમના પર કેવો
જુલમ કરતો હતો, તે ઇસ્રાએલ પરનો જુલમ તેણે
જોયો ૫(અને યહોવાહે ઇસ્રાએલને એક છોડાવનાર
આપ્યો, માટે તેઓ અરામીઓના હાથ તળેથી છુટી
ગયા, ને ઇસ્રાએલના પુત્રો અગાઉની પેઠે પોતાના
તંબુઓમા વસવા લાગ્યા ૬તો પણ યરોબઆમના
ઘરના પાપ કે જેથી તેણે ઇસ્રાએલની પાસે પાપ
કરાવ્યુ હતું, તેમાથી તેઓ ફર્યા નહિ, પણ તેમા
ચાલ્યા, ને અશેરાહ [મૂર્ત્તિ] પણ સમરૂનમા રહી)
૭કેમકે તેણે તો પચાસ સ્વારો, તથા દસ રથો, તથા
દસ હજાર પાયદળ સિવાય યહોઆહાઝની પાસે
બીજા કોઇ લોક રહેવા દીધા નહિ, કેમકે અરામના
રાજાએ તેમનો નાશ કરીને તેમને ખળીની ધૂળ જેવા
કરી નાખ્યા હતા ૮હવે યહોઆહાઝના બાકીના
કૃત્યો, તથા તેણે જે સર્વ કીધુ, તથા તેનું પરાક્રમ,
તે ઇસ્રાએલના રાજાઓના કાળવૃત્તાંતના પુસ્તકમા
લખેલા નથી શું? ૯ને યહોઆહાઝ પોતાના પિતૃ-
ઓની સાથે ઉઘી ગયો, ને તેઓએ તેને સમરૂનમા
દાટયો, ને તેના દીકરા યોઆશે તેની જગ્યાએ
રાજ્ય કીધુ

૧૦યહુદાહના રાજા યોઆશને સાડત્રીસમે વર્ષે

યહોઆહાઝનો દીકરો યહોઆશ સમરૂનમાં ઇસ્રાએલ
પર રાજ્ય કરવા લાગ્યો, ને તેણે સોળ વર્ષ [ રાજ્ય
કર્યું]. ૧૧ અને તેણે યહોવાહની દૃષ્ટિમાં ભુંડું કર્યું;
નબાટના દીકરા યરોબઆમનાં સઘળાં પાપો જેથી
તેણે ઇસ્રાએલ પાસે પાપ કરાવ્યું હતું, તેમાંથી તે
ફર્યો નહિ; પણ તે તેમાં ચાલ્યો. ૧૨ હવે યોઆશનાં
બાકીનાં કૃત્યો, તથા તેણે જે સઘળું કીધું, તથા
પોતાના જે પરાક્રમ વડે તેણે યહુદાહના રાજા અમા-
સ્યાહ સામે યુદ્ધ કીધું, તે ઇસ્રાએલના રાજાઓનાં
કાળવૃત્તાંતના પુસ્તકમાં લખેલાં નથી શું? ૧૩ ને
યોઆશ પોતાના પિતૃઓની સાથે ઉંઘી ગયો, ને
તેના રાજ્યાસન પર યરોબઆમ બેઠો; ને યોઆશ
સમરૂનમાં ઇસ્રાએલના રાજાઓની સાથે દટાયો.

૧૪ હવે એલીશા મરણની માંદગીને ખાટલે પડેલો
હતો; ને ઇસ્રાએલનો રાજા યોઆશ તેની પાસે
આવ્યો; ને તેના ઉપર વિલાપ કરીને કહ્યું કે, મારા
બાપ, મારા બાપ, ઇસ્રાએલના રથો તથા તેઓના
ઘોડેસ્વારો. ૧૫ અને એલીશાએ તેને કહ્યું કે, ધનુષ્ય
તથા બાણો લે; ને તેણે ધનુષ્ય તથા બાણો પોતાના
હાથમાં લીધાં. ૧૬ અને તેણે ઇસ્રાએલના રાજાને કહ્યું
કે, તારો હાથ ધનુષ્ય પર મૂક; ને એણે પોતાનો
હાથ ધનુષ્ય પર મૂક્યો. અને એલીશાએ પોતાના
હાથ રાજાના હાથ પર મૂક્યા. ૧૭ અને તેણે કહ્યું કે,
પૂર્વ તરફની બારી ઉઘાડ, ને એણે તે ઉઘાડી; એટલે
એલીશાએ કહ્યું કે, બાણ છોડ, ને તેણે બાણ છોડયું.
અને તેણે કહ્યું કે, યહોવાહનું જયનું બાણ, એટલે
અરામ ઉપર જયનું બાણ; કેમકે તું અફેકમાં અરા-
મીઓને મારીને તેમને નષ્ટ કરશે ૧૮ અને તેણે કહ્યું
કે, બાણો લે, ને એણે તે લીધાં; ને તેણે ઇસ્રાએ-
લના રાજાને કહ્યું કે, જમીન પર માર; ને એ ત્રણ
વાર મારીને અટકયો. ૧૯ અને ઇશ્વરભક્તે તેના પર
રીસાઇને કહ્યું કે, તારે પાંચ કે છ ફેરા તે મારવાં
જોઇતાં હતાં; ત્યારે તો તેનો વિનાશ થતાં સુધી તું
અરામને મારત, પણ હવે તો તું ત્રણજ વાર
અરામને મારશે.

૨૦ અને એલીશા મરણ પામ્યો, ને તેઓએ તેને
દાટયો. હવે વર્ષ બેસતાં મોઆબીઓની ટોળીઓએ
દેશ પર હુમલો કીધો ૨૧ અને તેઓ કોઇએક માણ-
સને દાટતા હતા, ત્યારે એમ થયું કે, જુઓ, ટોળીને
જોઇને તેઓએ તે માણસને એલીશાની કબરમાં
નાખ્યો, ને તે માણસ એલીશાનાં હાડકાંને અડકયો
કે તુરત તે જીવતો થયો ને ઊઠીને ઊભો થયો.

૨૨ અને અરામના રાજા હઝાએલે યહોઆહાઝના
સર્વ દિવસો પર્યંત ઇસ્રાએલ પર જુલમ કર્યો. ૨૩ પણ
યહોવાહે ઇબ્રાહીમ, ઇસ્હાક, તથા યાકૂબની સાથેના
પોતાના કરારને લીધે તેઓ પર કૃપા કરી, તથા તેઓ
પર દયા રાખી, ને તેઓનો પક્ષ ધર્યો, ને તેઓનો
નાશ કરવાનું ચાહ્યું નહિ, તથા તેણે તેમને હજી સુધી
પોતાની હજુરમાંથી દૂર કર્યા નહિ. ૨૪ અને અરામનો
રાજા હઝાએલ મરણ પામ્યો, ને તેના દીકરા બેન-
હદાદે તેની જગ્યાએ રાજ્ય કીધું ૨૫ અને યહોઆ
હાઝના દીકરા યહોઆશે, જે નગરો હઝાએલના દીકરા
બેન હદાદે તેના બાપ યહોઆહાઝના હાથમાંથી યુદ્ધ
કરીને લઇ લીધાં હતાં, તે તેના હાથમાંથી પાછાં લઇ
લીધાં. યોઆશે તેને ત્રણ વાર મારીને ઇસ્રાએલનાં
નગરો પાછાં લઇ લીધાં.

૧૪ ઇસ્રાએલના રાજા યોઆહાઝના દીકરા
યોઆશને બીજે વર્ષે યહુદાહના રાજા
યોઆશનો દીકરો અમાસ્યાહ રાજ્ય કરવા લાગ્યો.
૨ તે રાજ્ય કરવા લાગ્યો, ત્યારે તે પચીસ વર્ષની
વયનો હતો; ને તેણે યરૂશાલેમમાં ઓગણત્રીસ વર્ષ
રાજ્ય કર્યું, ને તેની માનું નામ યહોઆદ્દીન હતું; એ
યરૂશાલેમની હતી. ૩ અને તેણે યહોવાહની દૃષ્ટિમાં
સારૂં કર્યું તો પણ પોતાના પિતા દાઉદની પેઠે નહિ;
પોતાના બાપ યોઆશનાં સઘળાં કૃત્યો પ્રમાણે તેણે
કીધું ૪ તો પણ ઉચ્ચસ્થાનો કહાડી નાખવામાં
આવ્યાં નહિ; હજી સુધી લોક ઉચ્ચસ્થાનોમાં યજ્ઞ
કરતા તથા ધૂપ બાળતા. ૫ અને એમ થયું કે રાજ્ય
તેના હાથમાં સ્થિર થયું કે તુરત તેણે પોતાના બાપ
રાજાને મારી નાખનાર પોતાના ચાકરોને મારી
નાખ્યા; ૬ પણ મુસાના નિયમશાસ્ત્રના પુસ્તકમાં
લખ્યા પ્રમાણે, મારી નાખનારાઓના દીકરાઓને
તેણે મારી નાખ્યા નહિ. તે [ પુસ્તક ]માં યહોવાહે
એવી આજ્ઞા આપી હતી કે, છોકરાને લીધે બાપો
માર્યા ન જાય; ને બાપોને લીધે છોકરાં માર્યાં ન
જાય; પણ પ્રત્યેક જણ પોતાનાંજ પાપને લીધે
માર્યો જાય. ૭ તેણે દસ હજાર અદોમીઓને મીઠાની
ખીણમાં માર્યા. અને યુદ્ધમાં સેલા સર કરીને તેનું
નામ તેણે યોક્તએલ પાડયું, તે આજ દિવસ સુધી છે.
૮ તે વેળાએ અમાસ્યાહે ઇસ્રાએલના રાજા યેહૂના

દીકરા યહોઆહાઝના દીકરા યહોઆશની પાસે સંદે-
શિયા મોકલીને કહાવ્યું કે, આવ, આપણે સામી
નજરે એકબીજાનું મુખ જોઇએ. ૯ અને ઇસ્રાએલના
રાજા યહોઆશે યહુદાહના રાજા અમાસ્યાહની પાસે
માણસ મોકલીને કહાવ્યું કે, લબાનોન પર ઉટકટાએ
લબાનોન પરના એરેજવૃક્ષની પાસે સંદેશો મોકલીને
કહાવ્યું કે, તારી દીકરીને મારા દીકરાની સાથે પર-
ણાવ; ને લબાનોન પરનું એક જંગલી જનાવર ત્યાં
થઇને જતું હતું, તેણે ઉટકટાને ખુંદી નાખ્યો. ૧૦ તેં
અદોમને માર્યો છે એ તો ખરૂં, ને તેથી તું તારા
મનમાં ફૂલાઇ ગયો છે; તેની ફુલાસ મારીને તારે
ઘેરજ રહે; તું શા માટે વચમાં ઘુસીને પોતા પર
નુકશાન લાવે, ને તું તથા તારી સાથે યહુદાહ પણ
શા માટે નાશ પામો? ૧૧ પણ અમાસ્યાહે માન્યું
નહિ. માટે ઇસ્રાએલનો રાજા યહોઆશ ત્યાં ગયો;
ને તે તથા યહુદાહનો રાજા અમાસ્યાહ યહુદાહના
બેથ-શેમેશમાં સામે મ્હોંડે એકબીજાને મળ્યા. ૧૨ અને
યહુદાહ ઇસ્રાએલની સામેથી હારી ગયા, ને તેઓ
પોતપોતાના તંબુએ નાસી ગયા. ૧૩ અને ઇસ્રાએલના
રાજા યહોઆશે બેથ-શેમેશમાં અહાઝ્યાહના દીકરા
યહોઆશના દીકરા યહુદાહના રાજા અમાસ્યાહને
પકડ્યો, ને તે યરૂશાલેમમાં આવ્યો, ને યરૂશાલેમનો
કોટ એફ્રાઇમના દરવાજાથી તે ખુણાના દરવાજા સુધી
ચારસેં હાથ જેટલો તેણે તોડી પાડ્યો. ૧૪ અને સઘળું
સોનું તથા રૂપું, તથા યહોવાહના ઘરમાંથી ને રાજાના
ઘરના ભંડારમાંથી જે સર્વ પાત્રો મળી આવ્યાં. તેમને
પાછળ લાખીશ મોકલીને તેને ત્યાં મારી નાખ્યો.
૨૦ અને તેઓ તેને ઘોડા પર નાખીને લાવ્યા; ને તે
યરૂશાલેમમાં દાઉદના નગરમાં પોતાના પિતૃઓની
સાથે દટાયો. ૨૧ અને અઝાર્યાહ કે જે સોળ વર્ષનો
હતો તેને લઇને યહુદાહના સર્વ લોકોએ તેના બાપ
અમાસ્યાહની જગ્યાએ રાજા કર્યો. ૨૨ તેણે, રાજા
પોતાના પિતૃઓની સાથે ઉંઘી ગયો ત્યાર પછી,
એલાથ બાંધીને તેને ફરી યહુદાહને સ્વાધીન કર્યું.

૨૩ યહુદાહના રાજા યોઆશના દીકરા અમાસ્યાહને
પંદરમે વર્ષે ઇસ્રાએલના રાજા યોઆશનો દીકરો
યરોબઆમ સમરૂનમાં રાજ્ય કરવા લાગ્યો, ને તેણે
એકતાળીસ વર્ષ [રાજ્ય કીધું]. ૨૪ અને તેણે યહો-
વાહની દૃષ્ટિમાં ભૂંડું કર્યું; નબાટના દીકરા યરોબઆ-
મનાં સર્વ પાપો જેથી તેણે ઇસ્રાએલ પાસે પાપ
કરાવ્યું હતું, તેથી તે દૂર થયો નહિ. ૨૫ ઇસ્રાએલનો
દેવ યહોવાહ પોતાના સેવક ગાથ-હેફેરના અમિત્તા-
યના દીકરા યોનાહ ભવિષ્યવાદીની હસ્તક જે વચન
બોલ્યો હતો, તે પ્રમાણે તેણે ઇસ્રાએલની સીમા
હમાથના નાકાથી તે અરાબાહના સમુદ્ર સુધી પાછી
સ્વાધીન કરી લીધી. ૨૬ કેમકે યહોવાહે ઇસ્રાએલનું
દુઃખ જોયું કે, તે અતિઘણું છે; કેમકે બંદીવાન તેમ
છૂટો કોઇ નહોતો, ને ઇસ્રાએલને સાહ્ય કરનાર કોઇ
નહોતો. ૨૭ અને યહોવાહે એમ ન કહ્યું કે, હું ઇસ્રા-
એલનું નામ આકાશ તળેથી ભુંસી નાખીશ; પણ
તેણે તેઓને યોઆશના દીકરા યરોબઆમની હસ્તક

સ્યાહે જે સર્વ કીધું હતું, તે પ્રમાણે તેણે યહોવાહની
દૃષ્ટિમા સારૂ કર્યું ૪ તો પણ ઉચ્ચસ્થાનો કહાડી
નાખવામા આવ્યા નહિ, હજી લોક ઉચ્ચસ્થાનોમા
યજ્ઞ કરતા તથા ધૂપ બાળતા હતા ૫ અને યહોવાહે
રાજા પર માર આણ્યો, ને તેથી તે પોતાના મરણના
દિવસ સુધી કોઢિયો રહ્યો, ને અલાયદા ઘરમા તે
રહેતો હતો અને રાજાનો દીકરો યોથામ ઘરનો
ઉપરી થઈને દેશના લોકોનો ન્યાય કરતો હતો ૬ હવે
અઝાર્યાહના બાકીના કૃત્યો, તથા તેણે જે સઘળુ કર્યું
તે યહુદાહના રાજાઓના કાળવૃત્તાંતના પુસ્તકમા
લખેલા નથી શું? ૭ ને અઝાર્યાહ પોતાના પિતૃઓની
સાથે ઉંઘી ગયો, ને તેઓએ તેને તેના પિતૃઓની
સાથે દાઉદના નગરમા દાટયો, ને તેના દીકરા યોથામે
તેની જગ્યાએ રાજ્ય કીધું

૮ યહુદાહના રાજા અઝાર્યાહને આડત્રીસમે વર્ષે
યરોબઆમના દીકરા ઝખાર્યાહે સમરૂનમા ઇસ્રાએલ
પર છ માસ રાજ્ય કીધું ૯ અને જેમ તેના પિતૃઓએ
કીધું હતું, તેમ તેણે યહોવાહની દૃષ્ટિમા ભુંડુ કીધું
નબાટના દીકરા યરોબઆમના પાપ જેથી તેણે ઇસ્રા
એલની પાસે પાપ કરાવ્યું હતું, તેથી તે દૂર રહ્યો
નહિ ૧૦ અને યાબેશના દીકરા શાલ્લુમે તેની વિરૂદ્ધ
દગો કીધો, ને તેને લોકોની સમક્ષ મારીને મારી
નાખ્યો, ને તેની જગ્યાએ પોતે રાજ્ય કીધું ૧૧ હવે
ઝખાર્યાહના બાકીના કૃત્યો, જુઓ, તે ઇસ્રાએ
લના રાજાઓના કાળવૃત્તાંતના પુસ્તકમા લખેલા છે
૧૨ યહોવાહે એજ વચન યેહૂને કહ્યું હતું કે, તારી ચાર
પેઢી સુધી તારા પુત્રો ઇસ્રાએલના રાજ્યાસન પર
બેસશે, ને તેજ પ્રમાણે થયુ
૧૩ યાબેશનો દીકરો શાલ્લુમ યહુદાહના રાજા
ઉઝ્ઝીયાહને ઓગણચાળીસમે વર્ષે રાજ્ય કરવા
લાગ્યો, ને તેણે સમરૂનમા એક મહિનાની મુદત સુધી
રાજ્ય કર્યું ૧૪ અને ગાદીનો દીકરો મનાહેમ તિર્સા
હથી ચઢી આવીને સમરૂન આવ્યો ને યાબેશના દીકરા
શાલ્લુમને સમરૂનમા મારીને તેને મારી નાખ્યો, ને
તેની જગ્યાએ પોતે રાજ્ય કીધું ૧૫ અને શાલ્લુમના
બાકીના કૃત્યો, તથા તેણે જે દગો કીધો, તે જુઓ
ઇસ્રાએલના રાજાઓના કાળવૃત્તાંતના પુસ્તકમા
લખેલા છે ૧૬ ને વેળાએ મનાહેમે તિફસાહ તથા
તેના સર્વ રહેવાસીઓને, તથા તિર્સાહથી માંડીને તેની
સઘળી સીમાઓને માર્યા, તેઓએ તેને માટે દરવાજો
ન ઉઘાડ્યો, એ માટે તેણે એને માર્યું, ને તેમાની
સર્વ ગર્ભવતીઓને ચીરી નાખી

૧૭ યહુદાહના રાજા અઝાર્યાહને ઓગણચાળીસમે
વર્ષે ગાદીનો દીકરો મનાહેમ ઇસ્રાએલ પર રાજ્ય
કરવા લાગ્યો, ને તેણે સમરૂનમા દસ વર્ષ [રાજ્ય
કીધું] ૧૮ અને તેણે યહોવાહની દૃષ્ટિમા ભુંડુ કર્યું,
નબાટના દીકરા યરોબઆમના પાપો જેથી તેણે
ઇસ્રાએલ પાસે પાપ કરાવ્યું હતું, તેથી પોતાના સર્વ
દિવસો સુધી તે દૂર રહ્યો નહિ ૧૯ દેશની વિરૂદ્ધ
આશ્શૂરનો રાજા પૂલ ચઢી આવ્યો, ને મનાહેમે
પોતના હાથમા રાજ્ય સ્થિર કરવા સારૂ પૂલનો હાથ
પોતાની મદદમા રાખવા સારૂ તેને એક હજાર તાલંત
રૂપું આપ્યું ૨૦ અને મનાહેમે આશ્શૂરના રાજાને
આપવા સારૂ પૈસા ઇસ્રાએલ પાસેથી, એટલે સર્વ
ધનાઢ્ય માણસોમાના પ્રત્યેક માણસ પાસેથી પચાસ
પચાસ શેકેલ રૂપું જુલમથી કઢાવ્યું, માટે આશ્શૂરનો
રાજા પાછો ફર્યો, ને ત્યા દેશમા થોભ્યો નહિ
૨૧ હવે મનાહેમના બાકીના કૃત્યો, તથા તેણે જે સર્વ
કર્યું, તે ઇસ્રાએલના રાજાઓના કાળવૃત્તાંતના પુસ્ત
કમા લખેલા નથી શું? ૨૨ ને મનાહેમ પોતાના પિતૃ
ઓની સાથે ઉંઘી ગયો, ને તેના દીકરા પકાહ્યાહે
તેની જગ્યાએ રાજ્ય કીધું

૨૩ યહુદાહના રાજા અઝાર્યાહને પચાસમે વર્ષે મના
હેમનો દીકરો પકાહ્યાહ સમરૂનમા ઇસ્રાએલ પર
રાજ્ય કરવા લાગ્યો, ને તેણે બે વર્ષ [રાજ્ય કીધું]
૨૪ અને તેણે યહોવાહની દૃષ્ટિમા ભુંડુ કર્યું, નબાટના
દીકરા યરોબઆમના પાપ જેથી તેણે ઇસ્રાએલ પાસે
પાપ કરાવ્યું હતું, તેથી તે દૂર રહ્યો નહિ. ૨૫ અને
તેના સરદાર રમાલ્યાહના દીકરા પેકાહે તેની સામે
દગો કીધો, ને તેને સમરૂનમા રાજાના ઘરના કિલ્લામા
આર્ગોબ તથા આર્યેહ સુદ્ધા માર્યો, ને તેની સાથે
ગિલઆદીઓમાથી પચાસ માણસ હતા, ને તેણે તેને
મારી નાખીને તેની જગ્યાએ રાજ્ય કીધું ૨૬ હવે
પકાહ્યાહના બાકીના કૃત્યો, તથા તેણે જે સઘળુ કીધું,
તે, જુઓ, ઇસ્રાએલના રાજાઓના કાળવૃત્તાંતના
પુસ્તકમા લખેલા છે

૨૭ યહુદાહના રાજા અઝાર્યાહને બાવનમે વર્ષે
રમાલ્યાહનો દીકરો પેકાહ સમરૂનમા ઇસ્રાએલ પર
રાજ્ય કરવા લાગ્યો, તેણે વીસ વર્ષ [રાજ્ય કર્યું]
૨૮ અને તેણે યહોવાહની દૃષ્ટિમા ભુંડુ કર્યું, નબાટના

દીકરા યરોબઆમના પાપ જેથી તેણે ઇસ્રાએલની
પાસે પાપ કરાવ્યું હતું તેથી તે દૂર રહ્યો નહિ.
૨૯ ઇસ્રાએલના રાજા પેકાહના દિવસોમા આશ્શૂરનો
રાજા તિગ્લાથ પિલેસેર આવ્યો, ને ઇયોન તથા
આબેલ-બેથ માઆખાહ, તથા યાનોઆહ, તથા કેદેશ,
તથા હાસોર, તથા ગિલઆદ, તથા ગાલીલ, એટલે
નાફતાલીનો આખો દેશ તેણે લીધો, ને ત્યાના
[રહેવાસી]ઓને પકડીને આશ્શૂર લઇ ગયો. ૩૦ અને
ઉઝ્ઝીયાહના દીકરા યોથામને વીસમે વર્ષે એલાહના
દીકરા હોશીઆએ રમાલ્યાહના દીકરા પેકાહની સામે
દ્રોહ કીધો, ને તેને મારીને મારી નાખ્યો, ને પોતે
તેને ઠેકાણે રાજ્ય કીધું ૩૧ હવે પેકાહના બાકીના
કૃત્યો, તથા તેણે જે સર્વ કીધું, તે, જુઓ ઇસ્રાએ
લના રાજાઓના કાળવૃત્તાન્તના પુસ્તકમા લખેલા છે

૩૨ ઇસ્રાએલના રાજા રમાલ્યાહના દીકરા પેકાહને
બીજે વર્ષે યહુદાહના રાજા ઉઝ્ઝીયાહનો દીકરો યોથામ
રાજ્ય કરવા લાગ્યો ૩૩ તે રાજા થયો ત્યારે પચ્ચીસ
વર્ષનો વયનો હતો, ને તેણે યરૂશાલેમમા સોળ વર્ષ
રાજ્ય કીધું, ને તેની માનું નામ યરૂશા હતું, તે સાદો
કની દીકરી હતી ૩૪ અને તેણે યહોવાહની દૃષ્ટિમા
સારૂ કર્યું, તેના બાપ ઉઝ્ઝીયાહે જે સઘળું કીધું હતું
તે પ્રમાણે તેણે કર્યું ૩૫ તો પણ ઉચ્ચસ્થાનો કહાડી
નાખવામા આવ્યા નહિ, હજુ લોક ઉચ્ચસ્થાનોમા
યજ્ઞ કરતા તથા ધૂપ બાળતા હતા. યહોવાહના ઘરનો
ઉપરો દરવાજો તેણે બાંધ્યો. ૩૬ હવે યોથામના
બાકીના કૃત્યો, તથા તેણે જે સર્વ કીધું, તે યહુદાહના
રાજાઓના કાળવૃત્તાન્તના પુસ્તકમા લખેલા નથી શું?
૩૭ તે દિવસોમા યહોવાહે યહુદાહ પર અરામના
રાજા રસીનને તથા રમાલ્યાહના દીકરા પેકાહને મોક-
લવા માંડ્યા. ૩૮ અને યોથામ પોતાના પિતૃઓના
સાથે ઊંઘી ગયો, ને પોતાના પિતા દાઉદના નગરમા
પોતાના પિતૃઓની સાથે દટાયો, ને તેના દીકરા
આહાઝે તેની જગ્યાએ રાજ્ય કીધું

૧૬ રમાલ્યાહના દીકરા પેકાહને સત્તરમે વર્ષે
યહુદાહના રાજા યોથામનો દીકરો આહાઝ
રાજ્ય કરવા લાગ્યો. ૨ આહાઝ રાજ્ય કરવા લાગ્યો
ત્યારે તે વિસ વર્ષની વયનો હતો, ને તેણે યરૂશાલે-
મમા સોળ વર્ષ રાજ્ય [illegible]
[illegible] પોતાના દેવ [illegible]
તેને [illegible]
માર્ગમા ચાલ્યો, ને જે દેશજાતિઓને યહોવાહે ઇસ્રા
એલની સામેથી હાંકી કહાડી હતી તેમના કંટાળવા-
યોગ્ય કૃત્યો પ્રમાણે તેણે પણ પોતાના દીકરાને
અગ્નિમા થઇને ચલાવ્યો ૪ અને તે સર્વ ઉચ્ચસ્થા-
નોમા, તથા પર્વતો પર, તથા સર્વ લીલા વૃક્ષની તળે
યજ્ઞ કરતો તથા ધૂપ બાળતો ૫ તે વેળાએ અરામનો
રાજા રસીન તથા ઇસ્રાએલના રાજા રમાલ્યાહનો
દીકરો પેકાહ યરૂશાલેમ પર યુદ્ધ કરવા સારૂ ચઢી
આવ્યા, ને તેઓએ આહાઝને ઘેરી લીધો, પણ તેને
જીતી શક્યા નહિ ૬ તેજ વેળાએ અરામના રાજા
રસીને એલાથને પાછું અરામના કબજામા લીધું, ને
તેણે એલાથમાથી યહુદીઓને હાંકી કહાડ્યા, ને અરા
મીઓ એલાથમા આવીને આજ દિવસ સુધી ત્યા
વસ્યા છે ૭ માટે આહાઝે આશ્શૂરના રાજા તિગ્લાથ
પિલેસેરની પાસે સદેશિયા મોકલીને કહાવ્યું કે, હું
તારો ચાકર તથા તારો દીકરો છું, અહિં આવીને
મારી વિરૂદ્ધ ઉઠેલા અરામના રાજાના હાથમાથી તથા
ઇસ્રાએલના રાજાના હાથમાથી મને બચાવ ૮ અને
આહાઝે યહોવાહના ઘરમા તથા રાજાના ઘરના ભંડા-
રોમા જે સોનું તથા રૂપું મળી આવ્યું તે લઇને આશ્શૂ-
રના રાજાને ભેટ દાખલ મોકલ્યું ૯ અને આશ્શૂરના
રાજાએ તેનું સાંભળ્યું, ને આશ્શૂરના રાજાએ દમસ્ક
પર ચઢાઇ કરીને તે સર કર્યું, ને તે[ના લોકો]ને પક-
ડીને કિર લઇ ગયો, ને રસીનને મારી નાખ્યો
૧૦ અને આહાઝ રાજા આશ્શૂરના રાજા તિગ્લાથ
પિલેસેરને મળવા સારૂ દમસ્ક ગયો, ને તેણે દમ-
સ્કમાની વેદી જોઇ, ને આહાઝ રાજાએ તે વેદીનો
ઘાટ તથા તેનો નમુનો તેની સઘળી કારીગરી પ્રમાણે
[ઉતારીને] ઉરીયાહ યાજક ઉપર મોકલ્યા ૧૧ અને
આહાઝ રાજાએ જે સઘળું દમસ્કમાથી મોકલ્યું હતું,
તે પ્રમાણે ઉરીયાહ યાજકે વેદી બાંધી, દમસ્કથી
આહાઝ રાજા આવે ત્યા સુધીમા પૂરૂ થાય એવી રીતે
ઉરીયાહ યાજકે તે કામ કર્યું ૧૨ અને રાજા દમસ્કથી
આવ્યા, ત્યારે રાજાએ તે વેદી જોઇ, ને વેદીની પાસે
આવીને રાજાએ તે પર [અર્પણ] ચઢાવ્યા ૧૩ અને
તેણે વેદીપર પોતાના દહનીયાર્પણનું તથા પોતાના
ખાદ્યાર્પણનું દહન કીધું, ને પોતાનું પેયાર્પણ રેડ્યું, ને
પોતાના શાંત્યર્પણનું રક્ત છાંટ્યું ૧૪ અને યહોવાહની
[illegible]ી વેદી હતી, તેને ઘરને મોખરેથી,
[illegible]ીની તથા યહોવાહના ઘરની
પોતાની વેદીની ઉત્તર બાજૂએ

મુકી. ૧૫અને આહાઝ રાજાએ ઉરીયાહ યાજકને
આજ્ઞા કરીને કહ્યું કે, મોટી વેદી પર સવારના દહની-
યાર્પણનું તથા સાંજના ખાદ્યાર્પણનું, તથા રાજાના
દહનીયાર્પણનું તથા તેના ખાદ્યાર્પણનું, દેશના સર્વ
લોકનાં દહનીયાર્પણ તથા તેમનાં ખાદ્યાર્પણ, તથા
તેમનાં પેયાર્પણ સહિત દહન કરવું; ને દહનીયાર્પ-
ણનું સઘળુ રક્ત, તથા યજ્ઞનું સઘળું રક્ત તેના પર
છાંટવું; પણ પિત્તળની વેદી તો મારે સલાહ પૂછવાનું
સાધન થશે. ૧૬અને આહાઝ રાજાએ જે સર્વ આજ્ઞા
આપી હતી તે પ્રમાણે ઉરીયાહ યાજકે કર્યું ૧૭અને
આહાઝ રાજાએ ચોતરાઓની તખતીઓ કાપી નાખી,
ને તેમની ઉપરથી કુંડા લઇ લીધા, ને સમુદ્રને એની
તળે પિત્તળના જે ગોધા હતા તેમના પરથી ઉતારીને
પત્થરના ઓટલા પર મૂક્યો. ૧૮અને સાબ્બાથને
સારૂ જે ઢંકાયલો રસ્તો ઘરની અંદર તેઓએ બાંધેલો
હતો તેને, તથા રાજાને પ્રવેશ કરવાનો જે માર્ગ બહા-
રની ગમ હતો તેને, તેણે આશ્શૂરના રાજાના કારણથી
ફેરવીને યહોવાહના ઘરમા વાળ્યો. ૧૯હવે આહાઝના
કરેલાં બાકીનાં કૃત્યો, તે યહુદાહના રાજાઓનાં કાળ-
વૃત્તાતના પુસ્તકમાં લખેલાં નથી શું? ૨૦ને આહાઝ
પોતાના પિતૃઓની સાથે ઉંઘી ગયો, ને દાઉદના
નગરમાં પોતાના પિતૃઓની સાથે દટાયો; ને તેના
દીકરા હિઝકીયાહે તેની જગ્યાએ રાજ્ય કીધું.

૧૭ યહુદાહના રાજા આહાઝને બારમે વર્ષે
એલાહનો દીકરો હોશીઆ સમરૂનમાં ઇસ્રા-
એલ પર રાજ્ય કરવા લાગ્યો, ને તેણે નવ વર્ષ [રાજ્ય
કર્યું]. ૨અને તેણે યહોવાહની દૃષ્ટિમા ભુડું કર્યું, તો
પણ તેનાથી અગાઉ ઇસ્રાએલના જે રાજાઓ થઇ
ગયા, તેઓની પેઠે નહિ ૩તેની સામે આશ્શૂરનો
રાજા શાલ્માનેસેર ચઢી આવ્યો, ને હોશીઆ તેનો
તાબેદાર થઇને તેને ખંડણી આપવા લાગ્યો. ૪અને
આશ્શૂરના રાજાને હોશીઆમાં દંગો માલૂમ પડ્યો;
કેમકે એણે મિસરના સો [નામના] રાજાની પાસે
સંદેશિયા મોકલ્યા હતા, ને વર્ષો વર્ષની પેઠે તેણે
આશ્શૂરના રાજાને ખંડણી ભરી નહોતી; તેથી
આશ્શૂરના રાજાએ તેને કેદ કરીને તેને બંદીખાનામાં
બાંધી રાખ્યો. ૫પછી આશ્શૂરનો રાજા આખા દેશ-
પર ચઢી આવ્યો, ને સમરૂન સુધી આવીને તેણે તેને
ત્રણ વર્ષ સુધી ઘેરો ઘાલ્યો. ૬હોશીઆને નવમે વર્ષે
આશ્શૂરના રાજાએ સમરૂન લીધું, ને ઇસ્રાએલને
આશ્શૂરમાં પકડી લઇ જઇને તેમને હલાહમાં, તથા
ગોઝાન નદી પર આવેલા હાબોરમાં, તથા માદી-
ઓનાં નગરોમાં રાખ્યા. ૭અને એ એ'માટે થયું કે,
ઇસ્રાએલપુત્રોનો દેવ યહોવાહ," કે જે તેમને મિસર
દેશમાંથી મિસરના રાજા ફારૂનના હાથ તળેથી કહાડી
લાવ્યો હતો, તેની સામે તેઓએ પાપ કર્યું હતું, ને
તેઓ અન્ય દેવોનો ભય રાખતા હતા, ૮ને જે દેશ-
જાતિઓને યહોવાહે ઇસ્રાએલની આગળથી હાંકી
કહાડી હતી, તેઓના વિધિઓમાં તથા ઇસ્રાએલના
રાજાઓએ કરેલા [વિધિઓ]મા તેઓ ચાલતા હતા.
૯અને ઇસ્રાએલપુત્રોએ જે કામ સારાં નહિ તે પોતાના
દેવ યહોવાહની વિરૂદ્ધ ગુપ્તમા કર્યાં હતાં; ને પોતાનાં
સર્વ નગરોમાં, ચોકીદારોના કિલ્લાથી તે કોટવાળા
નગર સુધી, તેઓએ પોતાને સારૂ ઉચ્ચસ્થાનો બાંધ્યા
હતા ૧૦અને તેઓએ પોતાને સારૂ પ્રત્યેક ઉંચા પર્વ
પર તથા પ્રત્યેક લીલા ઝાડ નીચે સ્તંભો તથા અશે
રીમ [મૂર્તિઓ] ઉભા કીધા હતા; ૧૧ને યહોવાં
જે દેશજાતિઓને તેમની આગળથી હાંકી કહાડી હતી
તેઓની પેઠે ત્યાં તેઓ સર્વ ઉચ્ચસ્થાનોમાં ધૂ
બાળતા હતા, તથા દુષ્ટ કૃત્યો કરીને યહોવાહને રોષ
ચઢાવતા હતા; ૧૨ને તેઓ મૂર્ત્તિઓની સેવા કરતા
હતા, કે જે વિષે યહોવાહે તેમને કહ્યું હતું કે, તમારે
એ કર્મ કરવું નહિ. ૧૩તેમ છતાં યહોવાહે પ્રત્યેક
ભવિષ્યવાદીની, તથા પ્રત્યેક ભવિષ્યદર્શકની હસ્તક
ઇસ્રાએલને તથા યહુદાહને સાક્ષી આપીને કહ્યું હતું
કે, તમે તમારા દુષ્ટ માર્ગોથી પાછા ફરો, ને જે સર્વ
નિયમશાસ્ત્ર મેં તમારા પિતૃઓને ફરમાવ્યુ હતું, ને
જે મેં મારા સેવક ભવિષ્યવાદીઓની હસ્તક તમારી
પાસે મોકલ્યું હતું, તે પ્રમાણે મારી આજ્ઞાઓ તથા
મારા વિધિઓ તમે પાળો ૧૪તો પણ તેઓએ
સાંભળ્યુ નહિ, પણ તેઓના પિતૃઓ કે જેઓ પોતાના
દેવ યહોવાહ પર વિશ્વાસ નહોતા રાખતા, તેઓની
ગરદનની માફક તેઓએ પોતાની ગરદનો અક્કડ કરી
હતી. ૧૫અને તેના વિધિઓનો તથા તેમના પિતૃ-
ઓની સાથે તેણે કીધેલા કરારનો, તથા તેણે તેમને
આપેલાં સાક્ષ્યનો ત્યાગ તેઓએ કીવો હતો; ને
વ્યર્થતાની પાછળ ચાલીને તેઓ નકામા થઇ ગયા
હતા; ને તેઓની આસપાસ રહેનારી દેશજાતિઓ,
કે જેમના વિષે યહોવાહે તેમને આજ્ઞા આપી હતી કે,
તેઓની પેઠે તમારે કરવું નહિ, તેઓનું અનુકરણ

તેઓએ કીધું હતું ૧૬અને પોતાના દેવ યહોવાહની
સર્વ આજ્ઞાઓ ત્યાગીને તેઓએ પોતાને સારૂ ઢાળેલી
મૂર્તિઓ એટલે બે વાછરડા બનાવ્યા હતા, ને અશે
રાહ [મૂર્ત્તિ] કરી હતી, ને આકાશના સર્વ સૈન્યોની
ભક્તિ કરી હતી, ને બઆલની સેવા કરી હતી
૧૭અને તેમના દીકરાઓને તથા તેમની દીકરીઓને
તેઓએ અગ્નિમા થઇને ચલાવ્યા હતા, ને શકુનવિદ્યા
તથા જાદુક્રિયાનો ઉપયોગ તેઓ કરતા હતા, ને યહો-
વાહની દૃષ્ટિમા ભુડું કરવા સારૂ પોતાને વેચીને તેને
રોષ ચઢાવ્યો હતો ૧૮માટે યહોવાહે ઇસ્રાએલ પર
અતિ કોપાયમાન થઇને તેમને પોતાની હજુરમાથી
દૂર કર્યા, કેવળ યહુદાહના કુળ શિવાય બીજા કોઇ
રહેવા પામ્યા નહિ ૧૯યહુદાહે પણ પોતાના દેવ
યહોવાહની આજ્ઞાઓ પાળી નહિ, પણ ઇસ્રાએલના
કીધેલા વિધિઓમા તેઓ ચાલ્યા ૨૦અને યહોવાહે
ઇસ્રાએલના સર્વ સતાનોનો ત્યાગ કીધો, ને તેમની
ઉપર વિપત્તિ આણી, ને તેમને લૂટારાઓના હાથમા
સોપ્યા, જ્યા સુધી કે તેણે તેઓને પોતાની નજર
આગળથી દૂર કીધા ૨૧કેમકે તેણે ઇસ્રાએલને દાઉ
દના ઘરનાની પાસેથી ખુચવી લઇને જૂદા કહાડ્યા,
ને તેઓએ નબાટના દીકરા યરોબઆમને રાજા
ઠરાવ્યો, ને યરોબઆમે ઇસ્રાએલને યહોવાહની
પાછળથી હાકી કહાડીને તેઓની પાસે મોટું પાપ
કરાવ્યુ ૨૨અને ઇસ્રાએલપુત્રો યરોબઆમે કરેલા
સર્વ પાપોમા ચાલ્યા, તેમાથી તેઓ દૂર રહ્યા નહિ,
૨૩ત્યા સુધી કે જેમ યહોવાહ પોતાના સેવક સર્વ
ભવિષ્યવાદીઓની હસ્તક બોલ્યો હતો, તેમ તેણે
ઇસ્રાએલને પોતાની નજર આગળથી દૂર કર્યા, એમ
ઇસ્રાએલ પોતાના દેશમાથી આશ્શૂરમાં લઇ જવાયા,
ને તેઓ આજ સુધી ત્યાજ છે

૨૪અને આશ્શૂરના રાજાએ બાબેલમાથી, તથા
કૂથાહમાથી, તથા આવ્વામાથી તથા હમાથમાથી,
તથા સફાર્વાઇમમાથી માણસોને લાવીને તેમને ઇસ્રા-
એલપુત્રોને બદલે સમરૂનના નગરોમા વસાવ્યા, ને
સમરૂનને પોતાનુ વતન કરી લઇને તેઓ તેના નગ-
રોમા રહ્યા ૨૫અને તેઓ ત્યા વસ્યા તેની શરૂઆતમા
એમ થયુ કે, તેઓએ યહોવાહની બિહીક રાખી નહિ,
તે માટે યહોવાહે તેમની અદર સિંહો મોકલ્યા, કે
જેઓએ તેમનામાના કેટલાએકને મારી નાખ્યા
૨૬માટે તેઓએ આશ્શૂરના રાજાને એમ કહાવ્યુ કે,
જે દેશજાતિઓને લઇ જઇને તેં સમરૂનના નગરોમાં
વસાવી છે, તેઓ તે દેશના દેવની રીત જાણતા નથી,
માટે તેણે તેમનામા સિંહો મોકલ્યા છે, ને જુઓ,
એઓ તેમને મારી નાખે છે, કેમકે તેઓ તે દેશના
દેવની રીત જાણતા નથી ૨૭ત્યારે આશ્શૂરના રાજાએ
એવી આજ્ઞા કીધી કે, જે યાજકોને તમે ત્યાથી લાવ્યા
હતા, તેઓમાથી એકને ત્યા લઇ જાઓ, ને તેઓ
જઇને ત્યા વસે, ને તે તેમને તે દેશના દેવની રીત
શિખવે ૨૮માટે જે યાજકોને તેઓ સમરૂનમાથી
લઇ ગયા હતા, તેઓમાથી એક આવીને બેથેલમા
રહ્યો, ને તેઓએ કેવી રીતે યહોવાહની બિહીક
રાખવી જોઇએ, એ તેમને શિખવવા લાગ્યો ૨૯તો
પણ પ્રત્યેક દેશજાતિએ પોતપોતાના દેવો બનાવીને
જે નગરોમા તે પ્રત્યેક દેશજાતિ રહેતી હતી તેઓની
અદર, સમરૂનીઓએ બનાવેલા ઉચ્ચસ્થાનોના ઘરોમા
તેમને મૂક્યા ૩૦અને બાબિલના માણસોએ સુક્કોથ
બનોથ [મૂર્ત્તિ] બનાવી, ને કૂથના માણસોએ નેર્ગાલ
[મૂર્ત્તિ] બનાવી, ને હમાથના માણસોએ અશીમા
[મૂર્ત્તિ] બનાવી, ૩૧ને આવ્વીઓએ નિભ્હાઝ તથા
તાર્ત્તાક [મૂર્ત્તિઓ] બનાવી, ને સફાર્વીઓએ પોતાના
બાળકોનુ સફાર્વાઇમના દેવો આદ્રામ્મેલેખ તથા
અનામ્મેલેખની આગળ દહનીયાર્પણ કર્યું ૩૨આવી
રીતે તેઓ યહોવાહનો ડર રાખતા હતા, ને તેઓ
પોતાને માટે ઉચ્ચસ્થાનોના યાજક પોતાની મધ્યે
થીજ બનાવતા, ને એઓ તેમને સારૂ ઉચ્ચસ્થાનોના
ઘરોમા યજ્ઞ કરતા ૩૩તેઓ યહોવાહથી ડરીને, જે
દેશજાતિઓમાથી તેમને પકડી આણ્યા હતા, તેઓની
રીત પ્રમાણે પોતાના દેવોની સેવા કરતા હતા ૩૪આજ
દિવસ સુધી તેઓ આગળની રીત પ્રમાણે કરે છે,
તેઓ યહોવાહની બિહીક રાખતા નથી, ને પોતાના
વિધિઓ પ્રમાણે તથા પોતાની રીતિ પ્રમાણે, તથા
જે નિયમ ને આજ્ઞા યહોવાહે યાકૂબ, જેનુ નામ તેણે
ઇસ્રાએલ પાડ્યુ, તેના પુત્રોને ફરમાવ્યા હતા, તે
પ્રમાણે તેઓ વર્ત્તતા નથી ૩૫એ [ઇસ્રાએલપુત્રો]ની
સાથે યહોવાહે કરાર કર્યો હતો, ને એઓને આજ્ઞા
આપીને કહ્યું હતું કે, તમારે અન્ય દેવોનો ડર રાખવો
નહિ, ને તેઓનુ વંદન કરવુ નહિ, ને તેઓની સેવા
કરવી નહિ, ને તેઓની આગળ યજ્ઞ કરવા નહિ,
૩૬પણ યહોવાહ કે જે તમને મોટા પરાક્રમથી તથા
લબાવેલા હાથથી મિસર દેશમાથી કહાડી લાવ્યો,

તેનીજ તમારે બિહીક રાખવી, ને તેનુંજ વંદન કરવું,
ને તેનેજ યજ્ઞ ચઢાવવા. ૩૭અને તેણે જે વિધિઓ
તથા કાનૂનો, તથા નિયમ તથા આજ્ઞા તમારે સારૂ
લખ્યાં, તેમને પાળીને સર્વકાળ તેનો અમલ તમારે
કરવો; ને તમારે અન્ય દેવોની બિહીક રાખવી નહિ
૩૮અને મેં જે કરાર તમારી સાથે કર્યો છે, તેને તમારે
વિસરી જવો નહિ; ને અન્ય દેવોની બિહીક તમારે
રાખવી નહિ. ૩૯પણ તમારા દેવ યહોવાહનીજ
બિહીક તમારે રાખવી; ને તે તમને તમારા સર્વ શત્રુ-
ઓના હાથમાંથી છોડાવશે. ૪૦તો પણ તેઓએ
સાંભળ્યું નહિ, પણ પોતાની આગલી રીતિ પ્રમાણે
તેઓએ કર્યા કીધું. ૪૧એવી રીતે તે દેશજાતિઓ
યહોવાહનો ડર રાખતી હતી, ને પોતાની કોતરેલી
મૂર્ત્તિઓની સેવા કરતી હતી; તેમનાં છોકરાં, તથા
તેમનાં છોકરાંનાં છોકરાં પણ, જેમ તેઓના પિતૃઓ
કરતા હતા તેમ, આજ દિવસ સુધી કરે છે.

૧૮ હવે ઇસ્રાએલના રાજા એલાહના દીકરા
હોશીઆને ત્રીજે વર્ષે એમ થયું કે યહુદા-
હના રાજા આહાઝનો દીકરો હિઝકીયાહ રાજ્ય કરવા
લાગ્યો. ૨તે રાજ્ય કરવા લાગ્યો ત્યારે તે પચ્ચીસ
વર્ષની વયનો હતો, ને તેણે યરૂશાલેમમાં ઓગણત્રીસ
વર્ષ રાજ્ય કીધું, ને તેની માનું નામ અબી હતું. તે
ઝખાર્યાહની દીકરી હતી. ૩અને પોતાના પિતા દાઉદે
જે સઘળું કીધું હતું તે પ્રમાણે તેણે યહોવાહની દૃષ્ટિમાં
સારૂં કર્યું. ૪તેણે ઉચ્ચસ્થાનો કહાડી નાખ્યા, ને
સ્તંભોને ભાંગી નાખ્યા, ને અશેરાહ [મૂર્ત્તિને] કાપી
નાખી, ને મુસાએ બનાવેલા પિત્તળના સાપના ટુકડે
ટુકડા કરી નાખ્યા; કેમકે તે દિવસો સુધી ઇસ્રાએ-
લપુત્રો તેની આગળ ધૂપ બાળતા હતા; ને તેણે તેનું
નામ નહુશ્તાન પાડ્યું. ૫તે ઇસ્રાએલના દેવ યહોવાહ
પર ભરોસો રાખતો હતો, તે એટલે સુધી કે યહુદા-
હના જે સર્વ રાજાઓ તેની પાછળ કે તેની અગાઉ
થયા તેઓમાં કોઇએ તેના જેવો ન હતો. ૬કેમકે તે
યહોવાહને વળગી રહ્યો, ને તેનું અનુકરણ કરવાથી
તે ખસ્યો નહિ; પણ યહોવાહે જે આજ્ઞા મુસાને
ફરમાવી હતી, તે તેણે પાળી. ૭અને યહોવાહ તેની
સાથે હતો; જ્યાં જ્યાં તે ગયો, ત્યાં ત્યાં તે સફળ
થયો; ને તેણે આશ્શૂરના રાજાની સામે ઉઠીને તેની
સેવા ન કીધી. ૮તેણે ગાઝ્ઝાહ તથા તેની સરહદ
સુધી, ચોકીદારોના કિલ્લાથી તે કોટવાળા નગર સુધી,
પલિસ્તીઓને માર્યા.

૯અને હિઝકીયાહ રાજાને ચોથે વર્ષે, એટલે ઇસ્રા-
એલના રાજા એલાહના દીકરા હોશીઆને સાતમે વર્ષે
એમ થયું કે, આશ્શૂરના રાજા શાલ્માનેસેરે સમરૂન
ઉપર ચઢાઇ કરીને તેને ઘેરો ઘાલ્યો. ૧૦અને ત્રણ
વર્ષને અંતે તેઓએ તે સર કર્યું; હિઝકીયાહને છઠ્ઠે
વર્ષે, એટલે ઇસ્રાએલના રાજા હોશીઆને નવમે વર્ષે,
સમરૂન સર કરવામાં આવ્યું. ૧૧અને આશ્શૂરનો
રાજા ઇસ્રાએલને પકડીને આશ્શૂરમાં લઇ ગયો, ને
હલાહમાં, તથા ગોઝાન નદી [પર આવેલા] હાબો-
રમાં, તથા માદીઓનાં નગરોમાં તેઓને રાખ્યા;
૧૨કારણ કે તેઓએ પોતાના દેવ યહોવાહની વાણી
સાંભળી નહિ, ને તેના કરારનું, એટલે યહોવાહના
સેવક મુસાએ જે સર્વ આજ્ઞા આપી હતી, તેનું
ઉલ્લંઘન કીધું, ને તેને કાન દીધો નહિ, તથા તે
પ્રમાણે કીધું નહિ.

૧૩હવે હિઝકીયાહ રાજાને ચૌદમે વર્ષે આશ્શૂરના
રાજા સાન્હેરીબે યહુદાહનાં સર્વ કોટવાળાં નગરો પ
સ્વારી કરીને તેઓને સર કર્યાં. ૧૪અને યહુદાહન
રાજા હિઝકીયાહે લાખીશમાં આશ્શૂરના રાજાન
પાસે સંદેશિયા મોકલીને કહાવ્યું કે, મેં અપરાધ કીધે
છે, મારી પાસેથી પાછો જા, મારા પર તું જે [શરતો
મૂકીશ, તે હું માથે ચઢાવીશ. અને આશ્શૂરન
રાજાએ યહુદાહના રાજા હિઝકીયાહને માથે ત્રણસેં
તાલંત રૂપું તથા ત્રીસ તાલંત સોનું [એટલી ખંડણી]
ઠરાવી. ૧૫અને જે સઘળું રૂપું યહોવાહના ઘરમાં
તથા રાજાના ઘરના ભંડારમાંથી મળ્યું, તે હિઝકીયાહે
[તેને] આપ્યું. ૧૬તે વેળાએ હિઝકીયાહે યહોવાહના
મંદિરનાં કમાડો [પરથી], તથા હિઝકીયાહ રાજાએ
મઢેલા સ્તંભો [ઉપરથી સોનું] ઉખેડી લઇને આશ્શૂ-
રના રાજાને આપ્યું. ૧૭અને આશ્શૂરના રાજાએ
લાખીશથી તાર્તાન તથા રાબસારીસ તથા રાબશાકેહને
મોટા સૈન્ય સાથે યરૂશાલેમમાં હિઝકીયાહ રાજાની
પાસે મોકલ્યા, ને તેઓ યરૂશાલેમ આવ્યા; ને ત્યાં
પહોંચીને તેઓ ધોબીના ખેતરની સડક પર જે ઉપરનું
તળાવ છે તેના નળ પાસે આવીને ઉભા રહ્યા.
૧૮અને તેઓએ રાજાને હાંક મારી, ત્યારે હિલ્કીયા-
હનો દીકરો એલ્યાકીમ, જે ઘરનો કારભારી હતો
તે, તથા શેબ્નાહ ચિટનીસ, તથા આસાફનો દીકરો
યોઆહ ઇતિહાસક તેમની પાસે નિકળી આવ્યા.
૧૯અને રાબશાકેહે તેમને કહ્યું કે, હવે તમે હિઝકી-

યાહને કહો કે, આશ્શૂરનો રાજાધિરાજ એમ કહે છે
કે, આ જે ભરોસો તું કરે છે, તે કેવો ભરોસો છે?
૨૦ તું કહે છે કે, યુદ્ધને સારૂ બુદ્ધિ તથા પરાક્રમ
[અમારામા છે], પણ એ કહેવુ નકામુ છે હવે કોના
ઉપર ભરોસો રાખીને તેં મારી સામે બંડ મચાવ્યુ છે?
૨૧ હવે જો, તું આ છુંદાઇ ગએલા બરૂની લાકડી પર
એટલે મિસર પર, ભરોસો રાખે છે; કે જેના ઉપર
કોઇ ટેકે, તો તે તેની હથેલીમા પેસીને તેને વિંધી
નાખશે; મિસરનો રાજા ફારૂન તેના પર ભરોસો
રાખનાર સઘળાની પ્રત્યે એવોજ છે ૨૨ પણ જો તમે
મને કહો કે, અમે અમારા દેવ યહોવાહ ઉપર ભરોસો
રાખીએ છીએ, તો શું, તે એજ નથી કે જેના ઉચ્ચ-
સ્થાનો તથા જેની વેદીઓ હિઝકીયાહે કહાડી નાખ્યા
છે, ને યહુદાહને તથા યરૂશાલેમને કહ્યુ છે કે, તમારે
યરૂશાલેમમા આ વેદીની આગળ ભજન કરવુ? ૨૩ તો
હવે કૃપા કરી મારા ધણી આશ્શૂરના રાજાને હામી
આપ, એટલે હુ તને બે હજાર ઘોડા આપીશ, જો તું
તારા તરફથી તેઓ પર સ્વારી કરનારા પૂરા પાડી
શકે તો ૨૪ ત્યારે તું મારા ધણીના નાનામા નાના
ચાકરોમાના એક સરદારનુ મ્હો પાછુ કેમ ફેરવી શકે,
ને રથોને સારૂ તથા સ્વારોને સારૂ મિસર પર ભરોસો
કેમ કરી શકે? ૨૫ હવે શું યહોવાહ વિના હુ આ
જગ્યાનો નાશ કરવા સારૂ તેની સામે ચઢી આવ્યો
છું? યહોવાહે મને કહ્યુ કે, આ દેશ પર સ્વારી
કરીને એનો નાશ કર ૨૬ ત્યારે હિલ્કીયાહના દીકરા
એલ્યાકીમે તથા શેબ્નાહે તથા યોઆહે રાબશાકેહને
કહ્યુ કે, કૃપા કરી, તારા ચાકરોની સાથે અરામી
ભાષામા બોલ, કેમકે અમે તે સમજીએ છીએ, ને
કોટપર જે લોકો છે તેઓના સાંભળતા અમારી સાથે
યહુદી ભાષામા બોલીશ મા ૨૭ પણ રાબશાકેહે
તેઓને કહ્યુ કે, શું મારા ધણીએ એ વચનો કહેવાને
મને તારા ધણી પાસે ને તારી પાસે મોકલ્યો છે?
જે માણસો કોટ ઉપર બેઠેલા છે, તેઓની પાસે શું
[તેણે મને મોકલ્યો] નથી, એ માટે કે તેઓ તમારી
સાથે પોતાની વિષ્ટા ખાય ને પોતાનુ મૂતર પીએ
૨૮ પછી રાબશાકેહે ઉભા રહીને મોટે સાદે યહુદી
ભાષામા પોકારીને કહ્યુ કે, આશ્શૂરના રાજાધિરાજનુ
વચન સાંભળો ૨૯ રાજા એવુ કહે છે કે, હિઝકીયા-
હથી તમે ઠગાતા નહિ, કેમકે તે તમને એના હાથ-
માથી છોડાવી શકશે નહિ. ૩૦ વળી યહોવાહ આપ-
ણને નિશ્ચે છોડાવશે, ને આ નગર આશ્શૂરના રાજાના
હાથમા નહિ અપાશે, એમ કહીને હિઝકીયાહ તમારી.
પાસે યહોવાહપર ભરોસો ન કરાવે ૩૧ તમારે
હિઝકીયાહનુ સાંભળવુ નહિ, કેમકે આશ્શૂરનો રાજા
એમ કહે છે કે, મારી સાથે સલાહ કરીને મારી પાસે
નિકળી આવો, ને તમારામાનો પ્રત્યેક પોતાના દ્રાક્ષ-
વેલાનું, ને પ્રત્યેક પોતાની અંજીરીનું [ફળ] ખાઓ,
ને પ્રત્યેક પોતાના ટાંકામાથી પાણી પીઓ ૩૨ જ્યા
સુધી કે હુ આવીને જે દેશ તમારા પોતાના દેશના
જેવો ધાન્ય તથા દ્રાક્ષરસનો દેશ, રોટલી તથા દ્રાક્ષ-
વાડીઓનો દેશ, જૈત તેલનો તથા મધનો દેશ છે,
તેમા તમને લઇ જાઉં; કે તમે જીવતા રહો ને માર્યા ન
જાઓ અને જ્યારે હિઝકીયાહ તમને સમજાવીને કહે
કે, યહોવાહ આપણને છોડાવશે, ત્યારે તમે તેનુ
સાંભળશો મા ૩૩ શું દેશજાતિઓના દેવોમાના કોઇએ
કદી પણ પોતાના દેશને આશ્શૂરના રાજાના હાથમાથી
છોડાવ્યો છે? ૩૪ હમાથ તથા આર્પાદના દેવો ક્યા
છે? સફાર્વાઇમ, હેના, તથા ઇવ્વાહના દેવો ક્યા છે?
શું તેઓએ સમરૂનને મારા હાથમાથી છોડાવ્યુ છે?
૩૫ દેશોના સર્વ દેવોમાથી એવો કોણ છે કે જેમણે
પોતાના દેશોને મારા હાથમાથી છોડાવ્યા છે, કે યહો-
વાહ યરૂશાલેમને મારા હાથમાથી છોડાવશે? ૩૬ પણ
લોક ચૂપ રહ્યા, ને તેને એક શબ્દ પણ ઉત્તરમા
કહ્યો નહિ, કેમકે રાજાનો હુકમ એવો હતો કે, તેને
ઉત્તર આપશો નહિ ૩૭ પછી હિલ્કીયાહનો દીકરો
એલ્યાકીમ જે ઘરનો કારભારી હતો તે, તથા શેબ્ના
ચિટણીસ, તથા આસાફનો દીકરો યોઆહ ઇતિહા-
સક, તેઓ પોતાના વસ્ત્ર ફાડીને હિઝકીયાહ પાસે
આવ્યા, ને તેને રાબશાકેહના વચનો કહી સંભળાવ્યા

૧૯ અને હિઝકીયાહ રાજાએ એ સાંભળ્યુ ત્યારે
એમ થયુ કે તેણે પોતાના વસ્ત્ર ફાડ્યા, ને
પોતાના અંગપર તાટ ઓઢીને તે યહોવાહના ઘરમા
ગયો ૨ અને તેણે ઘરકારભારી એલ્યાકીમને તથા
શેબ્ના ચિટણીસને, તથા યાજકોના વડીલોને, તાટ
ઓઢાડીને, આમોસના દીકરા યશાયાહ ભવિષ્યવાદી
પાસે મોકલ્યા ૩ અને તેઓએ તેને કહ્યુ કે, હિઝકી-
યાહ એમ કહે છે કે, આ દિવસ સંકટનો, તથા ઠપ-
કાનો, તથા નિંદાનો દિવસ છે, કેમકે છોકરાને જનમ-
વાનો વખત આવ્યો છે ને જણવાની શક્તિ નથી
૪ રાબશાકેહ કે જેને એના ધણી આશ્શૂરના રાજાએ
જીવતા દેવની નિંદા કરવા સારૂ મોકલ્યો છે, એના

સર્વ વચનો તારો દેવ યહોવાહ કદાપિ સાંભળે, ને તે
વચનો સાંભળીને તારો દેવ યહોવાહ તેઓને ધમકાવે;
માટે બચી રહેલાઓને સારૂ તું તારી પ્રાર્થના ચઢાવ
૫ માટે હિઝકીયાહ રાજાના ચાકરો યશાયાહની પાસે
આવ્યા. ૬ અને યશાયાહે તેમને કહ્યું કે, તમારા
ધણીને એવું કહેજો કે, યહોવાહ એમ કહે છે કે, જે
વચનો તેં સાંભળ્યાં છે, ને જેવડે આશ્શૂરના રાજાના
ચાકરોએ મારી વિરૂદ્ધ દુર્ભાષણ કર્યું છે, તેથી તારે
બિહીવું નહિ. ૭ જો, હુ તેનામાં એક આત્મા મૂકીશ,
ને તે એક અફવા સાભળીને પોતાના દેશમાં પાછો
જશે; ને હું તેને તેના પોતાના દેશમાં તરવારથી
મારી નંખાવીશ.

૮ માટે રાબશાકેહ પાછો ગયો, ને તેને માલમ
પડ્યું કે આશ્શૂરનો રાજા લિબ્નાહની વિરૂદ્ધ યુદ્ધ
કરવામાં ગુંથાએલો છે; કેમકે તેણે સાંભળ્યું હતું કે
તે લાખીશથી ગયો છે. ૯ અને જ્યારે તેણે કૂશના
રાજા તિર્હાકાહ વિષે સાંભળ્યું કે, જો, તે તારી સામે
યુદ્ધ કરવા ચઢી આવ્યો છે; ત્યારે તેણે ફરીથી હિઝકી-
યાહ પાસે સદેશિયા મોકલીને કહાવ્યુ કે, ૧૦ યહૂદા-
હના રાજા હિઝકીયાહને એવું કહેજો કે, જે તારા દેવ
પર તું ભરોસો રાખે છે તે તને એવું કહીને ન ફસાવે
કે, યરૂશાલેમ આશ્શૂરના રાજાના હાથમાં નહિ અપાય
૧૧ જો, આશ્શૂરના રાજાઓએ સર્વ દેશોનો નાશ
કરીને તેઓના કેવા હાલ કર્યા છે તે તેં સાંભળ્યું છે;
ને શું તારો બચાવ થશે? ૧૨ જે દેશજાતિઓનો, એટલે
ગોઝાન, તથા હારાન, તથા રેસેફ, તથા તલાસ્સારમાં
રહેનાર એદેનપુત્રોનો મારા પિતૃઓએ વિનાશ કર્યો
છે, તેઓના દેવોએ તેઓને બચાવ્યા છે શું? ૧૩ હમા-
થનો રાજા, તથા આર્પાદનો રાજા, તથા સફાર્વાઇમ
નગરનો રાજા, તથા હેનાનો તથા ઇવ્વાહનો [રાજા]
ક્યાં છે? ૧૪ અને હિઝકીયાહે સદેશિયાઓના હાથ-
માથી પત્ર લઇને તે વાંચ્યો; ને યહોવાહના ઘરમાં
ચઢી જઇને હિઝકીયાહે તે યહોવાહની આગળ ખુલ્લો
કર્યો. ૧૫ અને હિઝકીયાહે યહોવાહની આગળ પ્રાર્થના
કરીને કહ્યુ કે, હે ઇસ્રાએલના દેવ યહોવાહ, કરૂબો
ઉપર બિરાજમાન, પૃથ્વીનાં સર્વ રાજ્યોનો તું, એકલો
તુંજ, દેવ છે; તેં આકાશ તથા પૃથ્વી ઉત્પન્ન કીધાં
છે. ૧૬ હે યહોવાહ, કાન દે ને સાંભળ; હે યહોવાહ,
આંખ ઉઘાડ ને જો; ને સાન્હેરીબનાં વચનો, કે જે
વડે જીવતા દેવની નિંદા કરવા સારૂ તેણે એને મોકલ્યો
છે, તે વચનો તું સાંભળ ૧૭ હે યહોવાહ, ખરેખર
આશ્શૂરના રાજાઓએ દેશજાતિઓનો તથા તેમના
દેશોનો નાશ કીધો છે, ૧૮ ને તેઓના દેવોને અગ્નિમાં
નાખ્યા છે; કેમકે તેઓ દેવો નહોતા, પણ માણ-
સોના હાથોનું કામ, એટલે લાકડાં તથા પત્થરના
હતા; એ માટે તેઓએ તેમનો નાશ કર્યો છે ૧૯ માટે
હવે, હે અમારા દેવ યહોવાહ, હુ તારા કાલાવાલા કરૂ
છુ કે, અમને તેના હાથમાંથી બચાવ કે પૃથ્વીનાં સર્વ
રાજ્યો જાણે કે, તું, હે યહોવાહ, તું એકલોજ, દેવ છે.

૨૦ ત્યારે આમોસના દીકરા યશાયાહે હિઝકીયા-
હની પાસે માણસ મોકલીને કહાવ્યું કે, ઇસ્રાએલનો
દેવ યહોવાહ એમ કહે છે કે, તેં આશ્શૂરના રાજા
સાન્હેરીબની વિરૂદ્ધ મારી આગળ પ્રાર્થના કરી છે,
માટે મેં તે સાંભળી છે ૨૧ તેના વિષે જે વચન યહો-
વાહ બોલ્યો છે તે આ છે કે, સિયોનની કુંઆરી
દીકરીએ તને તુચ્છ કાધો છે, ને તિરસ્કારસહિત તારી
હાંસી કરી છે; યરૂશાલેમની દીકરીએ તારી તરફ
પોતાનું ડોકુ ધુણાવ્યુ છે. ૨૨ તેં કોણની નિંદા તથા
દુર્ભાષણ કર્યાં છે? ને કોણની વિરૂદ્ધ તેં તારો સાદ
ઉઠાવ્યો છે, ને તારી આંખો ઉચી કરી છે? ઇસ્રાએ-
લના પવિત્રની વિરૂદ્ધજ. ૨૩ તારા સદેશિયાઓની
હસ્તક તેં પ્રભુની નિંદા કીધી છે, ને કહ્યુ છે કે, મારા
રથોના જૂથ વડે હુ પર્વતોના શિખર પર, તથા લબા-
નોનના સૌથી અંદરના ભાગોમાં ચઢી આવ્યો છુ; ને
તેનાં ઉચા એરેજવૃક્ષોને તથા ઉત્તમ દેવદારવૃક્ષોને હુ
કાપી નાખીશ; ને હુ તેના સૌથી છેવાડા રહેઠાણમાં,
તથા તેના ફળદ્રુપ ખેતરના વનમાં પ્રવેશ કરીશ.
૨૪ મેં ખોદીને પરદેશનાં પાણી પીધાં છે, ને મારા
પગનાં તળિયાંથી હુ મિસરની સઘળી નદીઓ સુકવી
નાખીશ. ૨૫ શું તેં નથી સાંભળ્યુ કે, મેં ઘણા કાળ
અગાઉ તે [ઠરાવ] કીધો છે, ને પ્રાચીનકાળથી તે
ઘાટ ઘડ્યો છે? હવે, કોટવાળાં નગરોને વેરાન કરી
નાખીને તેમને ખંડેરના ઢગલા કરવા સારૂ મેં તને
ઉભો કીધો છે. ૨૬ તે કારણથીજ તેમના રહેવાસીઓ
અશક્ત થઇ ગયા, તેઓ ગભરાઇને ઝીલા પડી ગયા;
તેઓ ખેતરના ઘાસ તથા લિલોતરી તથા ધાબા પરના
ઘાસ તથા પુખ્ત થયા પહેલા ચિમળાયલા કરસણના
જેવા થયા. ૨૭ પણ તારૂં નીચે બેસવું તથા તારૂ બહાર
જવું તથા તારૂ અંદર આવવું તથા મારા પર તારૂ
ક્રોધાયમાન થવું એ હુ જાણુ છું. ૨૮ મારા પર તારા

૧૮ અને મનાશ્શેહ પોતાના પિતૃઓની સાથે ઉંઘી
ગયો, ને તે પોતાના ઘરની વાડીમા એટલે ઉઝ્ઝાની
વાડીમા દટાયો, ને તેના દીકરા આમોને તેની જગ્યાએ
રાજ્ય કીધુ

૧૯ આમોન રાજ્ય કરવા લાગ્યો ત્યારે તે બાવીસ
વર્ષનો હતો, ને તેણે બે વર્ષ યરૂશાલેમમા રાજ્ય કર્યું,
ને તેની માનુ નામ મશુલ્લેમેથ હતું, એ યોટબાહના
હારૂસની દીકરી હતી ૨૦ અને જેમ તેના બાપ મના
શ્શેહે કર્યું હતું, તેમ તેણે યહોવાહની દૃષ્ટિમા ભુડુ
કીધુ ૨૧ અને જે માર્ગે તેનો બાપ ચાલ્યો હતો તે
સર્વમા તે ચાલ્યો ને જે મૂર્તિઓ ની પૂજા તેનો બાપ
કરતો હતો, તેઓની પૂજા તેણે કીધી, ને તેઓની
ભક્તિ કીધી. ૨૨ અને તેણે પોતાના પિતૃઓના દેવ
યહોવાહનો ત્યાગ કીરો, ને તે યહોવાહના માર્ગમા
ચાલ્યો નહિ ૨૩ અને આમોનના ચાકરોએ તેની
સામે દગો કર્યો, ને રાજાને તેના ઘરમા મારી નાખ્યો
૨૪ પણ દેશના લોકોએ આમોન રાજાની વિરૂદ્ધ દગો-
કરનાર સર્વેને મારી નાખ્યા, ને દેશના લોકોએ તેની
જગ્યાએ તેના દીકરા યોશીયાહને રાજા ઠરાવ્યો
૨૫ હવે આમોનના બાકીના કૃત્યો જે તેણે કર્યા, તેઓ
યહુદાહના રાજાઓના કાળવૃત્તાતના પુસ્તકમા લખેલા
નથી શું? ૨૬ ને તે ઉઝ્ઝાની વાડીમા પોતાની કબરમા
દટાયો, ને તેના દીકરા યોશીયાહે તેની જગ્યાએ
રાજ્ય કીધુ

૨૨ યોશીયાહ રાજ્ય કરવા લાગ્યો ત્યારે તે
આઠ વર્ષની વયનો હતો, ને તેણે યરૂશા-
લેમમા એકત્રીસ વર્ષ રાજ્ય કીધુ, ને તેની માનુ નામ
યદીદાહ હતું તે બોસ્કાથના અદાયાહની દીકરી હતી
૨ અને તેણે યહોવાહની દૃષ્ટિમા સારૂ કીધુ, ને તે
પોતાના પિતા દાઉદના સઘળા માર્ગમા ચાલ્યો, ને
તે ડાબે કે જમણે હાથે ફર્યો નહિ

૩ અને યોશીયાહ રાજાને અરાડમે વર્ષે એમ થયુ
કે રાજાએ મશુલ્લામના દીકરા અસાલ્યાહના દીકરા
શાફાન ચિટણીસને એમ કહીને યહોવાહના ઘરમા
મોકલ્યો કે, ૪ મુખ્ય યાજક હિલ્કીયાહની પાસે જા,
કે જે પૈસા યહોવાહના ઘરમા આણેલા છે તથા દ્વાર-
રક્ષકોએ લોકોની પાસેથી ભેગા કીધા છે, તેનો તે
કુલ સરવાળો કહાડે; ૫ ને તેઓ યહોવાહના ઘરની
દેખરેખ રાખનાર કામદારોના હાથમા તે સોપે, ને
એઓ તે [પૈસા] યહોવાહના ઘરમા જે કારીગરો,
ઘરની ભાગતૂટ સમારવા સારૂ છે તેમને આપે;
૬ એટલે સુતારોને, તથા કડિયાઓને, તથા સલાટોને,
અને ઘરને સમારવાને લાકડા તથા ટાકેલા પત્થરો
ખરીદવા સારૂ તે આપે. ૭ તો પણ જે પૈસા તેમના
હાથમા આપવામા આવતા, તેનો હિસાબ તેમની
પાસેથી લેવામા આવતો નહિ, કેમકે તેઓ વિશ્વાસુ
પણાથી વર્તતા હતા. ૮ અને મુખ્ય યાજક હિલ્કીયાહે
શાફાન ચિટણીસને કહ્યુ કે, મને યહોવાહના ઘરમાથી
નિયમશાસ્ત્રનું પુસ્તક મળી આવ્યુ છે, ને હિલ્કીયાહે
તે પુસ્તક શાફાનને આપ્યુ, ને એણે તે વાચ્યુ ૯ અને
શાફાન ચિટણીસ રાજાની પાસે ગયો, ને રાજાની
પાસે પાછી ખબર લાવીને કહ્યુ કે, જે પૈસા ઘરમાથી
મળ્યા, તે કહાડીને તારા સેવકોએ યહોવાહના ઘર
પર દેખરેખ રાખનાર કામદારોના હાથમા સોપ્યા છે.
૧૦ અને શાફાન ચિટણીસે રાજાને એવી ખબર આપી
કે, હિલ્કીયાહ યાજકે મને એક પુસ્તક આપ્યુ છે,
ને શાફાને તે રાજાની આગળ વાચ્યુ ૧૧ અને રાજાએ
નિયમશાસ્ત્રના પુસ્તકના વચનો સાભળ્યા ત્યારે એમ
થયુ કે, તેણે પોતાના વસ્ત્ર ફાડ્યા. ૧૨ અને રાજાએ
હિલ્કીયાહ યાજકને, તથા શાફાનના દીકરા અહીકા-
મને, તથા મીખાયાહના દીકરા આખ્બોરને, તથા
શાફાન ચિટણીસને, તથા રાજાના ચાકર અસાયાહને
આજ્ઞા કરીને કહ્યુ કે, ૧૩ તમે જઇને આ જડેલા
પુસ્તકમાના વચનો વિષે મારે માટે તથા લોકોને માટે
તથા સર્વ યહુદાહને માટે યહોવાહને પૂછો, કેમકે
આપણા વિષે જે સઘળુ લખેલુ છે તે પ્રમાણે કરવા
સારૂ, આ પુસ્તકની વાતોને આપણા પિતૃઓએ
કાન દીધો નથી, તે કારણથી યહોવાહનો કોપ જે
આપણા પર સળગ્યો છે, તે ભારે છે. ૧૪ માટે હિલ્કી-
યાહ યાજક, તથા અહીકામ, તથા આખ્બોર, તથા
શાફાન, તથા અસાયાહ, પોષાકખાતાના ઉપરી હાર્હા-
સના દીકરા તિકવાહના દીકરા શાલ્લુમની સ્ત્રી હુલ્દાહ
ભવિષ્યવાદિણીની પાસે ગયા, (હવે તે યરૂશાલેમમા
બીજા મોહલ્લામા રહેતી હતી), ને તેઓએ તેની
સાથે વાત કીધી ૧૫ અને તેણીએ તેમને કહ્યુ કે,
ઇસ્રાએલનો દેવ યહોવાહ એમ કહે છે કે, જે પુરૂષે
તમને મારી પાસે મોકલ્યા છે તેને કહો કે, ૧૬ યહો-
વાહ એમ કહે છે કે, જો, યહુદાહના રાજાએ જે પુસ્તક
વાચ્યુ છે, તેના સર્વ વચનો પ્રમાણે હુ આ જગ્યા પર
તથા તેના રહેવાસીઓ ઉપર વિપત્તિ લાવીશ, ૧૭ તે
એ માટે કે, પોતાના હાથના સર્વે કામોથી મને રોષ

ચઢાવવા માટે તેઓએ મારો ત્યાગ કરીને અન્ય
દેવોની આગળ ધૂપ બાળ્યો છે, માટે આ જગ્યા પર
મારો કોપ પ્રગટશે, ને તે હોલવાશે નહિ ૧૮ પણ
યહુદાહનો રાજા જેણે તમને યહોવાહને પુછવા સારૂ
મોકલ્યા તેને તમે એવુ કહેજો કે, ઇસ્રાએલનો દેવ
યહોવાહ એવુ કહે છે કે, જે વાતો તેં સાભળી છે, તે
વિષે યહોવાહ કહે છે કે, ૧૯ હુ આ જગ્યા વિષે તથા
તેમાના સઘળા રહેવાસીઓ વિષે જે બોલ્યો કે તેઓ
પાયમાલ તથા શાપરૂપ થશે તે સાભળીને તારૂ હૃદય
નમ્ર થયુ, ને યહોવાહની આગળ તું લીન થઇ ગયો,
ને તારા વસ્ત્ર ફાડીને મારી આગળ રડ્યા, માટે મેં
પણ તારૂ સાભળ્યુ છે ૨૦ એ માટે, જો, હુ તને તારા
પિતૃઓની ભેગો મેળવી દઇશ, ને તુ શાતિમા પોતાની
કબરમા મૂકાશે, ને જે સઘળી વિપત્તિ હુ આ જગ્યા
ઉપર લાવીશ, તે તારી આખો નહિ જોશે અને
તેઓએ પાછા આવીને રાજાને ખબર આપી

૨૩ અને રાજાએ [સદેશિયા] મોકલ્યા, ને
તેઓએ યહુદાહના તથા યરૂશાલેમના સર્વ
વડીલોને તેની પાસે એકઠા કર્યા ૨ અને રાજા તથા
તેની સાથે યહુદાહના સર્વ માણસો તથા યરૂશાલેમના
સર્વ રહેવાસીઓ, તથા યાજકો તથા ભવિષ્યવાદીઓ
તથા નાના મોટા સર્વ લોક યહોવાહના ઘરમા ચઢી
ગયા, ને કરારનુ જે પુસ્તક યહોવાહના ઘરમાથી
મળ્યુ હતું, તેના સર્વ વચનો તેણે તેમના સાભળતા
વાચ્યા, ૩ ને રાજા થાભલાની પાસે ઉભો રહ્યો, ને
આ કરારના જે સર્વ વચનો આ પુસ્તકમા લખેલા છે,
તે અમલમા લાવવા સારૂ, સપૂર્ણ મનથી તથા સપૂર્ણ
ભાવથી યહોવાહની પાછળ ચાલવાનો, તથા તેની
આજ્ઞાઓ તથા તેના સાક્ષ્ય તથા તેના વિધિઓ
પાળવાનો તેણે યહોવાહની આગળ કરાર કર્યો, ને
સર્વ લોક કરારમા સામેલ થયા ૪ અને રાજાએ મુખ્ય
યાજક હિલ્કીયાહને તથા બીજા વર્ગના યાજકોને તથા
દ્વારરક્ષકોને આજ્ઞા કરી કે, જે સર્વ પાત્રો બઆલને
સારૂ તથા અશેરાહને સારૂ તથા આકાશના સર્વ
સૈન્યોને સારૂ બનાવેલા છે તેમને યહોવાહના મદિર
માથી બહાર કહાડી લાવો, ને તેણે તેમને યરૂશાલેમ
બહાર કિદ્રોનના ખેતરોમા બાળી નાખ્યા, ને તેમની
રાખ તે બેથેલ લઇ ગયો ૫ અને યહુદાહના નગરોમા
તથા યરૂશાલેમની આસપાસના ઉચ્ચસ્થાનોમા ધૂપ
બાળવા માટે જે મૂર્ત્તિપૂજક યાજકો યહુદાહના રાજા-
ઓએ ઠરાવ્યા હતા તેઓને, તથા બઆલને સારૂ, તથા
સૂર્યને સારૂ, તથા ચદ્રને સારૂ, તથા ગ્રહોને સારૂ, તથા
આકાશના સર્વ સૈન્યને સારૂ ધૂપ બાળનારાઓને તેણે
દૂર કીધા ૬ અને તેણે અશેરાહને યહોવાહના ઘર
માથી કહાડીને યરૂશાલેમની બહાર કિદ્રોન નાળા
પાસે આણી, ને તેને કિદ્રોન નાળા પાસે બાળી નાખી,
ને તેને કુટીને ભૂકો કરીને તે ભૂકો સાધારણ લોકોની
કબરો પર નાખ્યો ૭ અને યહોવાહના ઘરમા આવેલા
પુમૈથુનીઓના ઘરો જેઓની અદર સ્ત્રીઓ અશેરા
હને સારૂ પડદા વણતી હતી, તેઓને તેણે તોડી
પાડ્યા ૮ અને તેણે યહુદાહના નગરોમાથી સર્વ યાજ
કોને બહાર કહાડીને, ગેબાથી તે બેરશેબા સુધી જે
ઉચ્ચસ્થાનોમા તે યાજકોએ ધૂપ બાળ્યા હતા,
તેઓને અશુદ્ધ કર્યા અને જે દરવાજાના ઉચ્ચસ્થાનો
નગરના સુબા યહોશુઆના દરવાજાના નાકા આગળ,
એટલે નગરના દરવાજામા પેસતા ડાબી બાજૂએ હતા,
તેઓને તેણે તોડી પાડ્યા ૯ તો પણ ઉચ્ચસ્થાનોના
યાજકો યરૂશાલેમમા યહોવાહની વેદી પાસે આવતા
નહિ, પણ તેઓ પોતાના ભાઇઓ સાથે બેખમીર
રોટલી ખાતા ૧૦ અને હિન્નોમપુત્રોની ખીણમાના
તોફેથને તેણે અશુદ્ધ કીધું, એ માટે કે કોઇ માણસ
પોતાના દીકરાને કે પોતાની દીકરીને મોલેખને સારૂ
અગ્નિમા ચલાવે નહિ ૧૧ અને યહોવાહના ઘરની
ભાગળ આગળ, પડોસના આવેલી મુખ્ય ખવાસ
નાથાન મેલેખની ઓરડી પાસે, જે ઘોડા યહુદાહના
રાજાઓએ સૂર્યને અર્પણ કરેલા હતા, તેઓને તેણે
દૂર કીધા, ને સૂર્યના રથોને તેણે અગ્નિથી બાળી
નાખ્યા ૧૨ અને આહાઝની માળપરની ઓરડીના
ધાબા પરની વેદીઓ જે યહુદાહના રાજાઓએ કરી
હતી, તથા જે વેદીઓ મનાશ્શેહે યહોવાહના ઘરના
બે આગણામા કરી હતી, તેઓને રાજાએ તોડી પાડી,
ને [ તેમને ] ત્યાથી તોડી પાડીને તેમનો ભૂકો કિદ્રોન
નાળામા ફેંકી દીધો ૧૩ અને જે ઉચ્ચસ્થાનો ઇસ્રા-
એલના રાજા સુલેમાને સિદોનીઓના કટાળવાયોગ્ય
આસ્તોરેથને માટે, તથા મોઆબીઓના કટાળવા-
યોગ્ય કમોશને માટે, તથા આમ્મોનપુત્રોના કટાળવા
યોગ્ય મિલ્કોમને માટે યરૂશાલેમની સામે બિગાડના
પર્વતની જમણી બાજૂએ બાધેલા હતા, તેઓને
રાજાએ અશુદ્ધ કીધા. ૧૪ અને તેણે સ્તભોને ભાગીને
ટુકડે ટુકડા કર્યા, ને અશેરીમનુ ખડન કર્યું, ને તેમની
જગ્યાઓમા માણસના હાડકા ભર્યા. ૧૫ વળી બેથે-

લમા જે વેદી હતી તેને તથા નબાટનો દીકરો યરો-
બઆમ, જેણે ઇસ્રાએલ પાસે પાપ કરાવ્યુ હતું,
તેના બનાવેલા ઉચ્ચસ્થાનને, એટલે તે વેદીને તથા
ઉચ્ચસ્થાનને પણ તેણે તોડી પાડ્યા, ને તેણે તે
ઉચ્ચસ્થાનને બાળી નાખીને તેનો કુટીને ભૂકો કર્યો,
ને અશેરાહને બાળી નાખી ૧૬અને યોશીયાહ બીજી
તરફ ફર્યો ત્યારે તેણે ત્યા પર્વત ઉપરની કબરો દીઠી,
ને તેણે માણસ મોકલીને તે કબરોમાથી હાડકા
બહાર કઢાવ્યા, ને આ વાતો પ્રગટ કરનાર ઇશ્વરભક્તે
યહોવાહનુ જે વચન પોકાર્યું હતું તે પ્રમાણે, તેમને
વેદી પર બાળીને તેને અશુદ્ધ કીધી ૧૭પછી તેણે
કહ્યુ કે, પેલો સ્મરણસ્તંભ જે હુ જોઉ છુ તે શાનો છે?
ત્યારે તે નગરના માણસોએ તેને કહ્યુ કે, જે ઇશ્વર
ભક્તે યહુદાહમાથી આવીને આ કૃત્યો જે તેં બેથેલની
વેદી વિરૂદ્ધ કર્યા છે, તે પોકાર્યા હતા, તેની કબર એ
છે ૧૮અને તેણે કહ્યુ કે, એને રહેવા દો, કોઇએ
એના હાડકાને ખસેડવા નહિ માટે તેઓએ તેના
હાડકા, તથા જે ભવિષ્યવાદી સમરૂનમાથી આવ્યો
હતો તેના હાડકા પણ રહેવા દીધા ૧૯અને વળી
સમરૂનના નગરોમાના ઉચ્ચસ્થાનોના સઘળા ઘરો,
જે ઇસ્રાએલના રાજાઓએ બનાવીને [યહોવાહને]
રોષ ચઢાવ્યો હતો, તે યોશીયાહે કાઢી નાખ્યા, ને
જે સઘળા કૃત્યો તેણે બેથેલમા કર્યા હતા, તે પ્રમાણે
તેણે તેઓને કર્યું ૨૦અને તેણે ત્યાના ઉચ્ચસ્થાનોના
સર્વ યાજકોને વેદીઓ ઉપર મારી નાખ્યા, ને તેઓ
પર માણસના હાડકા બાળ્યા, ને તે યરૂશાલેમમા
પાછો આવ્યો

૨૧અને રાજાએ સર્વ લોકોને આજ્ઞા કરીને કહ્યુ કે,
આ કરારના પુસ્તકમા લખ્યા પ્રમાણે પોતાના દેવ
યહોવાહને સારૂ પાસ્ખાપર્વ પાળો ૨૨ઇસ્રાએલનો
ન્યાય કરનાર ન્યાયાધીશોના દિવસોથી [તે અત્યાર
સુધી], હા, ને ઇસ્રાએલના રાજાઓના તથા યહુદા-
હના રાજાઓના સર્વ દિવસોમા પણ એવુ પાસ્ખાપર્વ
પાળવામા આવ્યુંજ નહોતું, ૨૩પણ યોશીયાહ રાજાને
અઢારમે વર્ષે આ પાસ્ખાપર્વ યહોવાહને સારૂ યરૂશા-
લેમમા પાળવામા આવ્યુ ૨૪વળી ભૂવાઓ, તથા
જાદૂગરો, તથા તરાફીમ, તથા મૂર્તિઓ, તથા જે
સઘળી કંટાળવાયોગ્ય વસ્તુઓ યહુદાહ દેશમા તથા
યરૂશાલેમમા જોવામા આવી, તેઓને યોશીયાહે દૂર
કીધી, એ માટે કે યહોવાહના ઘરમાથી હિલ્કીયાહ
યાજકને મળેલા પુસ્તકમા લખાયલા નિયમશાસ્ત્રનાં
વચનોને તે અમલમા લાવે ૨૫અને તેનાથી અગાઉ
તેના જેવો કોઇ રાજા થયો નહોતો, કે જે પોતાના
સપૂર્ણ મનથી તથા પોતાના સપૂર્ણ ભાવથી તથા
પોતાના સપૂર્ણ બળથી મુસાના સઘળા નિયમશાસ્ત્ર
પ્રમાણે યહોવાહની ગમ ફર્યા હોય, ને તેના પછી
પણ કોઇ તેના જેવો ઉઠયો નથી ૨૬તો પણ જે
બધા ક્રોધજનક કૃત્યોથી મનાશ્શેહે તેને રોષ ચઢાવ્યો
હતો તેને લીધે તેનો જે કોપ યહુદાહવિરૂદ્ધ સળગ્યો
હતો, તે પોતાના મોટા કોપના જુસ્સાથી યહોવાહ
ફર્યો નહિ ૨૭અને યહોવાહે કહ્યુ કે, જેમ મેં ઇસ્રા-
એલને દૂર કીધો છે, તેમ હુ યહુદાહને પણ *મારી
નજર આગળથી દૂર કરીશ, ને આ નગર, એટલે
યરૂશાલેમ, કે જેને મેં પસંદ કીધુ છે, ને જે ઘર વિષે
મેં કહ્યુ કે, ત્યા મારૂ નામ રહેશે, તેઓને હુ તજી
દઇશ. ૨૮હવે યોશીયાહના બાકીના કૃત્યો, તથા
તેણે જે સર્વ કીધું, તે યહુદાહના રાજાઓના કાળવૃ-
ત્તાંતના પુસ્તકમા લખેલા નથી શું? ૨૯તેના દિવ-
સોમા મિસરનો રાજા ફારૂન નકોહ અશુરના રાજા
સામે ફ્રાત નદી સુધી સ્વારી લાવ્યો અને યોશી-
યાહ રાજા તેની સામે ગયો, ને જ્યારે તેણે એને
દીઠો, ત્યારે તેણે એને મગિદ્દોમા મારી નાખ્યા
૩૦અને એના ચાકરો તેની લાસને રથમા ઘાલીને
મગિદ્દોથી યરૂશાલેમ લાવ્યા, ને તેને તેની પોતાની
કબરમા દાટયો, ને દેશના લોકોએ યોશીયાહના
દીકરા યહોઆહાઝને લઇને તથા તેનો અભિષેક કરીને
તેને તેના બાપની જગ્યાએ રાજા ઠરાવ્યો

૩૧યહોઆહાઝે રાજ્ય કરવા માડયુ, ત્યારે તે
ત્રેવીસ વર્ષની વયનો હતો, ને તેણે યરૂશાલેમમા ત્રણ
માસ રાજ્ય કીધું, ને તેની માનુ નામ હમૂટાલ હતું તે
લિબ્નાહના યિર્મેયાહની દીકરી હતી ૩૨અને તેના
પિતૃઓએ જે સર્વ કીધુ હતું, તે પ્રમાણે તેણે યહો-
વાહની દૃષ્ટિમા ભુડું કર્યું ૩૩અને તે યરૂશાલેમમા
રાજ્ય કરતો હતો તેવામા ફારૂન નકોહે તેને હમાથ
દેશ મધ્યે રિબ્લાહમા કેદ કર્યો; ને તેના દેશ પર
એકસો તાલંત રૂપાની, તથા એક તાલંત સોનાની
ખંડણી નાખી ૩૪અને ફારૂન-નકોહે યોશીયાહના
દીકરા એલ્યાકીમને તેના બાપ યોશીયાહની જગ્યાએ
રાજા કર્યો, ને તેનુ નામ ફેરવીને યહોયાકીમ પાડયુ;
પણ તે યહોઆહાઝને લઇ ગયો, ને એ મિસરમા

આવીને મરણ પામ્યો ૩૫ અને યહોયાકીમ ફારૂનને
પેહ રૂપુ તથા સોનુ આપતો, પણ તે પૈસા આપવા
સારૂ ફારૂનના હુકમ પ્રમાણે તેણે દેશ પર કર નાખ્યો,
ફારૂન-નકોહને આપવા સારૂ રૂપુ તથા સોનુ દેશના
લોક પાસેથી, એટલે પ્રત્યેક માણસ પાસેથી તેના
પર ઠરાવેલા કર પ્રમાણે, તે જુલમથી લેતો હતો

૩૬ યહોયાકીમે રાજ્ય કરવા માડયુ ત્યારે તે
પચ્ચીસ વર્ષની વયનો હતો, ને તેણે યરૂશાલેમમા
અગિયાર વર્ષ રાજ્ય કર્યું, ને તેની માનુ નામ ઝબી-
દાહ હતું, તે રૂમાહના પેદાયાહની દીકરી હતી
૩૭ અને તેના પિતૃઓએ જે સર્વ કર્યું હતું, તે પ્રમાણે
તેણે યહોવાહની દૃષ્ટિમા ભુડું કીધુ

૨૪ તેના દિવસોમા બાબિલનો રાજા નબૂખાદ
નેસ્સાર ચઢી આવ્યો, ને યહોયાકીમ ત્રણ
વર્ષ સુધી તેનો તાબેદાર થયો, પછી તેણે ફરી જઇને
તેની વિરૂદ્ધ બંડ કીધુ ૨ અને યહોવાહ જે પોતાનુ
વચન પોતાના સેવક ભવિષ્યવાદીઓની હસ્તક બોલ્યો
હતો, તે પ્રમાણે યહોવાહે તેની વિરૂદ્ધ કાસ્દીઓની
ટોળીઓ, તથા અરામીઓની ટોળીઓ, તથા મોઆ
બીઓની ટોળીઓ, તથા આમોનપુત્રોની ટોળીઓ
મોકલી, ને તેણે તેમને યહુદાહની વિરૂદ્ધ તેનો નાશ
કરવા સારૂ મોકલી ૩ માત્ર યહોવાહના હુકમથીજ
યહુદાહ ઉપર એ આ ાા નડયુ, એ માટે કે મનાશ્શેહે
પોતાના સઘળા કૃત્યોવડે જે પાપો કીધા હતા તેને
લીધે તે તેઓને પોતાની નજર આગળથી દૂર કરે,
૪ ને જે નિર્દોષ રક્ત તેણે વહેવડાવ્યુ હતું તેને લીધે
પણ, કેમકે નિર્દોષ રક્તથી તેણે યરૂશાલેમને ભરી
દીધુ હતું, ને યહોવાહ ક્ષમા કરવા રાજી ન હતો
૫ હવે યહોયાકીમના બાકીના કૃત્યો, તથા તેણે જે
સર્વ કર્યું તે યહુદાહના રાજાઓના કાળવૃત્તાતના પુસ્ત
કમા લખેલા નથી શુ? ૬ એમ યહોયાકીમ પોતાના
પિતૃઓની સાથે ઉંઘી ગયા, ને તેના દીકરા યહોયા
ખીને તેની જગ્યાએ રાજ્ય કીધુ ૭ અને મિસરનો
રાજા ત્યાર પછી કોઇ વેળા પોતાના દેશમાથી નિકળી
આવ્યો નહિ, કેમકે બાબેલના રાજાએ મિસરની
નદીથી તે ફ્રાત નદી સુધી જે સઘળુ મિસરના રાજાને
તાબે હતુ તે લઇ લીધુ હતું

૮ યહોયાખીન રાજ્ય કરવા માડયુ ત્યારે તે અરાઢ
વર્ષની વયનો હતો, ને તેણે યરૂશાલેમમા ત્રણ માસ
રાજ્ય કીધું, ને તેની માનુ નામ નહુશ્તા હતું, તે યરૂ-
શાલેમના એલ્નાથાનની દીકરી હતી ૯ અને તેણે
પોતાના બાપના સર્વ કૃત્યો પ્રમાણે યહોવાહની દૃષ્ટિમા
ભુડું કર્યું ૧૦ તે વેળાએ બાબેલના રાજા નબૂખાદને-
સ્સારના ચાકરો યરૂશાલેમ પર ચઢી આવ્યા, ને
નગરને ઘેરો ઘાલ્યો ૧૧ અને પોતાના ચાકરોએ એને
ઘેરો ઘાલેલો હતો, તે દરમ્યાન બાબેલનો રાજા નબૂ
ખાદનેસ્સાર નગર આગળ આવ્યો ૧૨ અને યહુદા
હનો રાજા યહોયાખીન તથા તેની મા તથા તેના
ચાકરો તથા તેના અમલદારો તથા તેના કારભારીઓ
બાબેલના રાજા પાસે નિકળી આવ્યા, ને બાબેલના
રાજાએ પોતાની કારકીર્દીને આઠમે વર્ષે તેને પકડ્યો
૧૩ અને યહોવાહે કહ્યું હતું તે પ્રમાણે, યહોવાહના
ઘરનો સઘળો ભંડાર, તથા રાજાના ઘરનો ભડાર તે
ત્યાથી હરી ગયો, ને જે સઘળા સોનાના પાત્રો
ઇસ્રાએલના રાજા સુલેમાને યહોવાહના મંદિરમા
બનાવ્યા હતા, તેના તેણે કાપીને ટુકડા કર્યા ૧૪ અને
તે સઘળા યરૂશાલેમવાસીઓને તથા સઘળા અમલ
દારોને તથા સઘળા પરાક્રમી યોદ્ધાઓને, એટલે દસ
હજાર બદીવાનોને, તથા સઘળા કારીગરોને તથા
કસબી લોકોને પકડી ગયો, દેશના સૌથી દરિદ્રી
પક્તિના લોક શિવાય કોઇ રહેવા પામ્યા નહિ
૧૫ અને તે યહોયાખીનને બાબેલમા લઇ ગયો, ને
રાજાની માને તથા રાજાની સ્ત્રીઓને તથા તેના કાર
ભારીઓને તથા દેશના મુખ્ય માણસોને પકડીને
યરૂશાલેમથી બાબેલમા ગુલામગિરીમા લઇ ગયો
૧૬ અને સઘળા બળવાન માણસો એટલે સાત હજાર,
અને એક હજાર કારીગરો તથા કસબી માણસો, જે
સઘળા મજબૂત તથા યુદ્ધને માટે લાયક માણસો
હતા, તેઓને બાબેલનો રાજા બદીવાન કરીને બાબે
લમા લઇ ગયો ૧૭ અને બાબેલના રાજાએ તેની
જગ્યાએ તેના કાકા માત્તાન્યાહને રાજા ઠરાવ્યો, ને
તેનુ નામ ફેરવીને સિદકીયાહ પાડયુ

૧૮ સિદકીયાહ રાજ્ય કરવા લાગ્યો, ત્યારે તે
એકવીસ વર્ષની વયનો હતો, ને તેણે યરૂશાલેમમા
અગિયાર વર્ષ રાજ્ય કીધું, ને તેની માનુ નામ હમૂ
ટાલ હતું, તે લિબ્નાહના યિર્મેયાહની દીકરી હતી
૧ અને યહોયાકીમે જે સઘળુ કીધુ હતું તે પ્રમાણે
તેણે યહોવાહની દૃષ્ટિમા ભુડુ કીધુ ૨૦ કેમકે યરૂશા
લેમમા તથા યહુદાહમા એ જે થયુ તે યહોવાહના
કોપને લીધે થયુ, જ્યા સુધી કે તેણે તેઓને પોતાની

નજર આગળથી દૂર કર્યા; ને સિદકીયાએ બાબેલના
રાજા વિરૂદ્ધ બંડ કીધું

૨૫ અને તેની કારકીર્દિને નવમે વર્ષે, તેના
દસમા માસમાં, માસને દસમે દિવસે એમ
થયું કે, બાબેલનો રાજા નબૂખાદનેસ્સાર પોતાનું
સઘળું સૈન્ય લઇને યરૂશાલેમ વિરૂદ્ધ આવ્યો, ને તેની
સામે છાવણી કરી; ને તેઓએ તેની સામે ચોતરફ
કિલ્લા બાંધ્યા ૨ એમ સિદકીયાહ રાજાના અગિયા-
રમા વર્ષ સુધી નગરની વિરૂદ્ધ ઘેરો રહ્યો. ૩ અને
[ચોથા] માસને નવમે દિવસે નગરમાં એવો સખત
દુકાળ હતો, કે દેશના લોકને સારૂ બિલકુલ ખોરાક
ન હતો. ૪ નગરના કોટમાં ગાબડું પડ્યું, ત્યારે
બધા લડવૈયા માણસો રાત્રે રાજાની વાડી પાસેની બે
ભીંતો વચ્ચે આવેલા દરવાજાને માર્ગે થઇને [નાઠા];
(હવે કાસ્દીઓ નગરની આસપાસ હતા), ને [રાજા]
અરાબાહને માર્ગે ગયો. ૫ પણ કાસ્દીઓનું સૈન્ય
રાજાની પૂઠે લાગ્યું, ને તેઓએ તેને યરેખોના મેદા-
નમાં પકડી પાડ્યો; ને તેનું સઘળું સૈન્ય તેની પાસેથી
વિખેરાઇ ગયું ૬ પછી તેઓએ રાજાને પકડીને તેને
બાબેલના રાજા પાસે રિબ્લાહમાં આણ્યો, ને તેઓએ
તેની વિરૂદ્ધ દંડાજ્ઞા ફરમાવી ૭ અને તેઓએ સિદકી-
યાહના દીકરાઓને તેની નજર આગળ મારી નાખ્યા,
ને સિદકીયાહની આંખો ફોડી નાખી, ને તેને બેડીઓ
પહેરાવીને બાબેલ લઇ ગયા.

૮ હવે પાંચમા માસમાં, તે માસને સાતમે દિવસે,
એટલે બાબેલના રાજા નબૂખાદનેસ્સારને ઓગણીસમે
વર્ષે, બાબેલના રાજાનો ચાકર, એટલે રક્ષક ટુકડીનો
સરદાર નબૂઝારઅદાન યરૂશાલેમ આવ્યો; ૯ ને તેણે
યહોવાહનું ઘર, તથા રાજાનું ઘર, તથા યરૂશાલેમનાં
સર્વ ઘરો બાળી નાખ્યાં, એટલે પ્રત્યેક મોટું ઘર
આગથી બાળી નાખ્યું. ૧૦ અને રક્ષક ટુકડીના સરદા-
રની સાથે આવેલા કાસ્દીઓના સઘળા સૈન્યે યરૂશાલે-
મના કોટ ચોતરફથી તોડી પાડ્યા. ૧૧ અને બાકીના
લોક કે જેઓને નગરમાં પડતા મૂક્યા હતા તેઓને,
તથા જેઓ ફરી જઇને બાબેલના રાજાના પક્ષમાં
જતા રહ્યા હતા તેઓને, તથા બાકીના સમુદાયને
રક્ષક ટુકડીનો સરદાર નબૂઝારઅદાન બંદીવાન કરીને
લઇ ગયો. ૧૨ પણ રક્ષક ટુકડીના સરદારે દેશના
ગરીબ લોકોને દ્રાક્ષાવાડીઓના માળીઓ તથા
ખેડૂતો થવા સારૂ રહેવા દીધા. ૧૩ અને યહોવાહના
ઘરમાંના પિત્તળના થાંભલા, તથા ચોતરા તથા પિત્ત-
ળનો સમુદ્ર, જે યહોવાહના ઘરમાં હતાં, તેઓના
ટુકડા કરીને કાસ્દીઓ તેમનું પિત્તળ બાબેલ લઇ
ગયા. ૧૪ અને તપેલાં, તથા તવેથા, તથા કાતરો, તથા
ચમચા, તથા પિત્તળનાં જે સર્વ પાત્રોવડે તેઓ સેવા
કરતા હતા, તે તેઓ લઇ ગયા. ૧૫ અને રક્ષક ટુક-
ડીનો સરદાર સગડીઓ, તથા કુંડીઓ, સોનાના હોય
તે સોનાના, ને રૂપાના હોય તે રૂપાનાં લઇ ગયો
૧૬ યહોવાહના ઘરને વાસ્તે સુલેમાનના બનાવેલા બે
થાંભલા, એક સમુદ્ર, તથા ચોતરા; આ સઘળા પાત્રોનું
પિત્તળ અણતોલ હતું ૧૭ એક થાંભલાની ઉંચાઇ
અઢાર હાથ હતી, ને તેની ઉપર પિત્તળનું મથાળું
હતું; દર મથાળાની ઉંચાઇ ત્રણ હાથ હતી; ને
મથાળાની ઉપર ચોગરદમ જાળી તથા દાડમો પાડેલાં
હતા, તે તમામ પિત્તળનાં હતાં; ને બીજા થાંભલાને
પણ તેમની પેઠે જાળીદાર નકશી [પાડેલી.] હતી
૧૮ અને રક્ષક ટુકડીના સરદારે મુખ્ય યાજક સરાયાહને
તથા બીજા યાજક સફાન્યાહને તથા ત્રણ દ્વારરક્ષકોને
લીધા. ૧૯ અને નગરમાંથી તેણે લશ્કરી સિપાઇઓના
ઉપરી અમલદારને, તથા રાજાની હજુરમાં રહેનારા-
ઓમાંથી પાંચ માણસો જેઓ નગરમાં મળ્યા તેઓને;
તથા સેનાપતિનો ચિટણીસ જે દેશના લોકોની હાજરી
લેતો તેને; તથા દેશના લોકોમાંથી નગરમાં મળેલા
સાઠ માણસોને લીધા. ૨૦ અને રક્ષકટુકડીના સરદાર
નબૂઝારઅદાને તેઓને લઇને રિબ્લાહમાં બાબેલના
રાજાની પાસે આણ્યા. ૨૧ અને બાબેલના રાજાએ
તેઓને મારીને હમાથ દેશમાંના રિબ્લાહમાં મારી
નાખ્યા. એમ યહૂદાહ પોતાના દેશમાંથી બંદીવાન
કરાઇને લઇ જવામાં આવ્યો. ૨૨ અને જે લોકોને
દેશમાં રહેવા દીધા, જેઓને બાબેલના રાજા નબૂખા-
દનેસ્સારે રહેવા દીધા, તેઓ ઉપર તેણે શાફાનના
દીકરા અહીકામના દીકરા ગદાલ્યાહને સૂબો ઠરાવ્યો.
૨૩ હવે જ્યારે સૈન્યના સર્વ સરદારોએ તથા
તેઓના માણસોએ સાંભળ્યું કે બાબેલના રાજાએ
ગદાલ્યાહને સૂબો ઠરાવ્યો છે, ત્યારે તેઓ, એટલે
નથાન્યાહનો દીકરો ઇશ્માએલ તથા કારેઆહનો દીકરો
યોહાનાન, તથા નટોફાથી તાન્હુમેથનો દીકરો સરા-
યાહ, તથા માઅખાથીનો દીકરો યાઅઝાન્યાહ, એઓ
પોતાના માણસો સુદ્ધાં ગદાલ્યાહની પાસે મિસ્પા-
હમાં આવ્યા. ૨૪ અને ગદાલ્યાહે તેઓની આગળ
તથા તેઓના માણસોની આગળ સમ ખાઇને તેઓને

કહ્યું કે, કાસ્દીઓના ચાકરોને લીધે બિહીશો નહિ,
દેશમાં વસો, ને બાબેલના રાજાને તાબે રહો, ને
તમારૂં હિત થશે ૨૫ પણ સાતમા માસમાં એમ થયું
કે, અલીશામાના દીકરા નથાન્યાહનો દીકરો ઇશ્મા
એલ જે રાજવંશી હતો તે પોતાની સાથે દસ માણસો
લઇને આવ્યો, ને ગદાલ્યાહને એવો માર્યો કે તે મરી
ગયો, ને જે યહૂદીઓ તથા કાસ્દીઓ મિસ્પાહમાં
તેની સાથે હતા તેઓને [પણ] મારી નાખ્યા ૨૬ અને
નાના મોટા સર્વ લોક તથા સૈન્યના સરદારો ઉઠીને
મિસરમાં ગયા, કેમકે તેઓ કાસ્દીઓથી બિહીધા
૨૭ અને યહૂદાહના રાજા યહોયાખીનના બંદીવાન
પણાને સાડત્રીસમે વર્ષે, તેના બારમા માસમાં, માસને
સત્તાવીસમે દિવસે એમ થયું કે, બાબેલના રાજા
એવીલ-મરોદાખે, પોતે રાજા થયો તે વર્ષે, યહૂદાહના
રાજા યહોયાખીનને બંદીખાનામાંથી કહાડીને તેને
ઉંચ પદવી આપી. ૨૮ અને તેણે તેની સાથે માયાળુ
પણાથી વાત કીધી, ને પોતાની હજુરમાં બાબેલમાં
જે રાજાઓ હતા, તેઓના આસનો કરતાં તેનું આસન
તેણે ઉંચી જગ્યાએ મૂક્યું ૨૯ અને તેનો બંદીવાનનો
પોશાક તેણે બદલાવ્યો, ને તેના આયુષ્યના સર્વ
દિવસો સુધી તેણે હમેશા તેની હજુરમાં રોટલી
ખાધી ૩૦ અને તેની ખર્ચીને વાસ્તે તેના આયુષ્યના
સર્વ દિવસો સુધી રાજા તરફથી તેને હમેશા દરરોજનું
ભથ્થું મળતું હતું

---

# કાળવૃત્તાંતનું પહેલું પુસ્તક

---

૧ આદમ, શેથ, અનોશ, ૨ કેનાન, માહલાલ
એલ, યારેદ, ૩ હનોખ, મથૂશેલાહ, લામેખ,
૪ નુહ, શેમ, હામ તથા યાફેથ
૫ યાફેથના પુત્રો, ગોમેર તથા માગોગ તથા માદાય
તથા યાવાન તથા તુબાલ તથા મેશેખ તથા તીરાસ
૬ અને ગોમેરના પુત્રો, આશ્કનાજ, તથા દીફાથ તથા
તોગાર્માહ ૭ અને યાવાનના પુત્રો, એલીશાહ તથા
તાર્શીશ, કિત્તીમ તથા રોદાનીમ
૮ હામના પુત્રો, કૂશ તથા મિસરાઇમ, પૂટ તથા
કનાન ૯ અને કૂશના પુત્રો, સબા તથા હવીલાહ
તથા સાબ્તાહ તથા રાઅમા તથા સાબ્તેકા, ને રાઅ
માહના પુત્રો, શબા તથા દદાન ૧૦ અને કૂશથી
નિમરોદ થયો, તે પૃથ્વી પર પરાક્રમી થવા લાગ્યો
૧૧ અને મિસરાઇમથી લૂદીમ તથા અનામીમ, તથા
લહાબીમ, તથા નાફતુહીમ, ૧૨ તથા પાથ્રુસીમ, તથા
(પલિસ્તીઓના પૂર્વજ) કાસ્લુહીમ, તથા કાફતોરીમ
થયા ૧૩ અને કનાનથી તેનો જ્યેષ્ઠપુત્ર સીદોન તથા
હેથ, ૧૪ તથા યબૂસી, તથા અમોરી તથા ગિર્ગાશી,
૧૫ તથા હિવ્વી તથા આર્કી તથા સીની, ૧૬ તથા
આર્વાદી તથા સમારી તથા હમાથી થયા
૧૭ શેમના પુત્રો, એલામ તથા આશ્શૂર તથા
આર્પાકશાદ તથા લૂદ તથા અરામ, તથા ઉસ તથા
હૂલ તથા ગેથેર તથા મેશેખ. ૧૮ અને આર્પાકશાદથી
શેલાહ થયો, ને શેલાહથી એબેર થયો ૧૯ અને
એબેરને બે પુત્ર થયા, એકનું નામ પેલેગ હતું, કેમકે
તેના દિવસોમાં પૃથ્વીની વહેંચણ થઇ, ને તેના ભાઇનું
નામ યોક્ટાન હતું ૨૦ અને યોક્ટાનથી આલ્મોદાદ
તથા શેલેફ તથા હસાર્માવેથ તથા યેરાહ, ૨૧ તથા
હદોરામ તથા ઉઝાલ તથા દિક્લાહ, ૨૨ તથા એબાલ
તથા અબીમાએલ તથા શબા, ૨૩ તથા ઓફીર તથા
હવીલાહ તથા યોબાબ થયા એ સર્વે યોક્ટાનના
પુત્રો હતા.
૨૪ શેમ, આર્પાકશાદ, શેલાહ, ૨૫ એબેર, પેલેગ,
રેઉ, ૨૬ સરૂગ, નાહોર, તેરાહ, ૨૭ ઇબ્રામ (એટલે
ઇબ્રાહીમ) ૨૮ ઇબ્રાહીમના પુત્રો, ઇસહાક તથા
ઇશ્માએલ
૨૯ તેઓની વંશાવળી આ છે, ઇશ્માએલનો જ્યેષ્ઠ-
પુત્ર નબાયોથ, પછી કેદાર તથા આદબએલ તથા
મિબ્સામ, ૩૦ મિશ્મા, તથા દૂમાહ, માસ્સા, હદાદ
તથા તેમા, ૩૧ યટૂર, નાફીશ તથા કેદમાહ એ
ઇશ્માએલના પુત્રો છે
૩૨ અને ઇબ્રાહીમની ઉપપત્ની કટૂરાહના પુત્રો,

તેને તેણીને પેટે ઝિમ્રાન તથા યોકશાન તથા મદાન
તથા મિદ્યાન તથા યિશ્બાક તથા શૂઆહ થયા અને
યોકશાનના પુત્રો, શબા તથા દદાન ૩૩ અને
મિદ્યાનના પુત્રો, એફાહ તથા એફેર તથા હનોખ
તથા અબીદા તથા એલ્દાઆહ એ સર્વે કટૂરાહના
પુત્રો હતા

૩૪ અને ઇબ્રાહીમથી ઇસ્હાક થયો ઇસ્હાકના
પુત્રો, એશાવ તથા ઇસ્રાએલ

૩૫ એશાવના પુત્રો, અલીફાઝ, રેઉએલ, તથા
યેઉશ તથા યાલામ તથા કોરાહ ૩૬ અલીફાઝના
પુત્રો, તેમાન તથા ઓમાર, સફી તથા ગાતામ,
કનાજ તથા તિમ્ના તથા અમાલેક ૩૭ રેઉએલના
પુત્રો, નાહાથ, ઝેરાહ શામ્માહ તથા મિઝ્ઝાહ
૩૮ અને સેઇરના પુત્રો, લોટાન તથા શોબાલ તથા
સિબઓન તથા અનાહ તથા દીશોન તથા એસેર
તથા દીશાન. ૩૯ અને લોટાનના પુત્રો, હોરી તથા
હોમામ, ને લોટાનની બહેન તિમ્ના હતી ૪૦ શોબા-
લના પુત્રો, આલ્વાન તથા માનાહાથ તથા એબાલ
શફી તથા ઓનામ સિબઓનના પુત્રો, આયાહ
તથા અનાહ ૪૧ અને અનાહના પુત્રો, દિશોન અને
દિશોનના પુત્રો, હામ્રાન તથા એશ્બાન તથા યિથ્રાન
તથા કરાન ૪૨ એસેરના પુત્રો, બિલ્હાન તથા ઝાઅ
વાન યાઅકાન દીશાનના પુત્રો, ઉસ તથા આરાન
૪૩ હવે ઇસ્રાએલપુત્રો પર કોઇ રાજાએ રાજ્ય કીધા
પહેલાં અદોમ દેશમાં જે રાજાઓ રાજ્ય કરતા હતા
તેઓ આ છે, એટલે બયોરનો પુત્ર બેલા, ને તેના
નગરનું નામ દીનહાબાહ હતું ૪૪ અને બેલા મરી
ગયો, ને તેની જગ્યાએ બોસ્રાહના ઝેરાહના પુત્ર
યોબાબે રાજ્ય કીધું ૪૫ અને યોબાબ મરણ પામ્યા,
ને તેની જગ્યાએ તેમાનીઓના દેશના હૂશામે રાજ્ય
કીધું ૪૬ અને હૂશામ મરણ પામ્યો, ને તેની જગ્યાએ
બદાદના પુત્ર હદાદે રાજ્ય કીધું, તેણે મોઆબના
મેદાનમાં મિદ્યાનને માર્યો, ને તેના નગરનું નામ
અવીથ હતું ૪૭ અને હદાદ મરણ પામ્યો, ને તેની
જગ્યાએ માસ્રેકાહના સામ્લાહે રાજ્ય કીધું ૪૮ અને
સામ્લાહ મરણ પામ્યો, ને તેની જગ્યાએ નદી
પાસેના રહોબોથના શાઉલે રાજ્ય કીધું ૪૯ અને
શાઉલ મરણ પામ્યો ને તેની જગ્યાએ આખ્બોરના
પુત્ર બઆલ હાનાને રાજ્ય કીધું ૫૦ અને બઆલ
હાનાન મરણ પામ્યા, ને તેની જગ્યાએ હદાદે રાજ્ય
કીધું, ને તેના નગરનું નામ પાઇ હતું, ને તેની સ્ત્રીનું
નામ મહેટાબએલ હતું, ને તે મેઝાહાબની પુત્રી
માટ્રેદની પુત્રી હતી ૫૧ અને હદાદ મરણ પામ્યો
અને અદોમના સરદાર આ હતા; તિમ્ના સરદાર,
આલ્યાહ સરદાર, યથેથ સરદાર, ૫૨ ઓહલીબામાહ
સરદાર, એલાહ સરદાર, પીનોન સરદાર, ૫૩ કનાઝ
સરદાર, તેમાન સરદાર, મિબ્સાર સરદાર, ૫૪ માગ્દી-
એલ સરદાર, ઇરામ સરદાર એઓ અદોમના સર
દાર હતા

૨ ઇસ્રાએલના પુત્રો આ છે, રેઉબેન, શિમઓન,
લેવી તથા યહુદાહ યિસ્સાખાર તથા ઝબુલૂન,
૨ દાન, યુસફ તથા બિન્યામીન, નાફતાલી, ગાદ
તથા આશેર

૩ યહુદાહના પુત્રો, એર તથા ઓનાન તથા શેલાહ,
એ ત્રણ તેને કનાની બાથશુઆને પેટે થયા હતા
અને યહુદાહનો જ્યેષ્ઠ પુત્ર એર યહોવાહની દૃષ્ટિમાં
ભુડો હતો, ને એણે તેને મારી નાખ્યો ૪ અને તેને
પોતાની પુત્રવધુ તામારને પેટે પેરેસ તથા ઝેરાહ થયા,
યહુદાહને સઘળા મળી પાંચ પુત્રો હતા ૫ પેરેસના
પુત્રો, હેસ્રોન તથા હામૂલ ૬ અને ઝેરાહના પુત્રો,
ઝિમ્રી તથા એથાન તથા હેમાન તથા કાલ્કોલ તથા
દારા, એ સઘળા મળી પાંચ હતા ૭ અને કાર્મીના
પુત્રો, સમર્પિત વસ્તુ બાબત ઉલ્લંઘન કરીને ઇસ્રાએલ
પર સંકટ લાવનાર આખાર ૮ અને એથાનના પુત્રો,
અઝાર્યાહ ૯ અને હેસ્રોનને જે પુત્રો થયા તે, યરા
હ્મએલ તથા રામ તથા કલૂબાય. ૧૦ અને રામથી
આમ્મીનાદાબ થયો, ને આમ્મીનાદાબથી નાહશોન,
કે જે યહુદાહના પુત્રોનો અધિપતિ હતો, તે થયો
૧૧ અને નાહશોનથી સાલ્મ થયો, ને સાલ્માથી
બોઆઝ થયો ૧૨ અને બોઆઝથી ઓબેદ થયો, ને
ઓબેદથી યિશાઇ થયો, ૧૩ ને યિશાઇથી તેનો જ્યે-
ષ્ઠપુત્ર અલીઆબ તથા બીજો અબીનાદાબ તથા ત્રીજો
શિમઆ, ૧૪ ચોથો નથાનએલ, પાંચમો રાદ્દાય,
૧૫ છઠ્ઠો ઓસેમ, સાતમો દાઉદ, એઓ થયા, ૧૬ ને
એમની બહેનો સરૂયાહ તથા અબીગાઇલ હતી અને
સરૂયાહના પુત્રો, આબ્શાય તથા યોઆબ તથા
અસાહેલ, એ ત્રણ ૧૭ અને અબીગાઇલને પેટે
અમાસા થયો, ને અમાસાનો બાપ ઇશ્માએલી યેથેર
હતો ૧૮ અને હેસ્રોનના પુત્ર કાલેબને તેની વહુ
અઝૂબાહને પેટે તથા યરીઓથને પેટે [સંતાન] થયાં.

અને તેના પુત્રો આ હતા; યેશેર તથા શોબાબ તથા
આર્દોન. ૧૯ અને અઝૂબાહ મરણ પામી, ને કાલેબે
એફ્રાથ સાથે લગ્ન કીધું, ને તેને તેણીને પેટે હૂર થયો.
૨૦ અને હૂરથી ઉરી થયો, ને ઉરીથી બસાલએલ
થયો. ૨૧ અને ત્યાર પછી હેસ્રોન, ગિલઆદના બાપ
માખીરની પુત્રી, કે જેની સાથે તેણે સાઠ વર્ષની ઉમરે
લગ્ન કીધું, તેની પાસે ગયો, ને તેને તેણીને પેટે
સગૂબ થયો. ૨૨ અને સગૂબથી યાઇર થયો, કે જેને
ગિલઆદ દેશમાં ત્રેવીસ નગરો હતાં ૨૩ અને ગશૂર
તથા અરામે યાઇરના કસબાઓ, તથા કનાથ તથા
તેનાં ગામો મળી સાઠ નગરો તેમની પાસેથી લીધાં.
એ સઘળા ગિલઆદના બાપ માખીરના પુત્રો હતા.
૨૪ અને ત્યાર પછી હેસ્રોન કાલેબ-એફ્રાથાહમાં મરણ
પામ્યો, તે અરસામાં હેસ્રોનને તેની સ્ત્રી અબીયાહને
પેટે તકોઆનો બાપ આશહૂર થયો ૨૫ અને હેસ્રો-
નના જ્યેષ્ઠ પુત્ર યરાહમએલના પુત્રો આ હતા;
એટલે જ્યેષ્ઠ પુત્ર રામ, તથા બૂનાહ તથા ઓરેન
તથા ઓસેમ, અહીયાહ. ૨૬ અને યરાહમએલને બીજી
સ્ત્રી હતી, જેનું નામ અટારાહ હતું; તે ઓનામની
મા હતી. ૨૭ અને યરાહમએલના જ્યેષ્ઠ પુત્ર રામના
પુત્રો માઆસ તથા યામીન તથા એકેર હતા. ૨૮ અને
ઓનામના પુત્રો શામ્માય તથા યાદા હતા; ને શામ્મા-
યના પુત્રો નાદાબ તથા અબીશૂર હતા ૨૯ અને
અબીશૂરની સ્ત્રીનું નામ અબીહાઇલ હતું; ને તેને
તેણીને પેટે આહબાન તથા મોલીદ થયા. ૩૦ અને
નાદાબના પુત્રો સેલેદ તથા આપ્પાઇમ હતા; પણ
સેલેદ અસતાન મરી ગયો. ૩૧ અને આપ્પાઇમના
પુત્રો; યિશઇ. અને યિશઇના પુત્રો; શેશાન અને
શેશાનના પુત્રો; આહલાય ૩૨ અને શામ્માયના
ભાઇ યાદાના પુત્રો; યેથેર તથા યોનાથાન; ને યેથેર
અસતાન મરી ગયો. ૩૩ અને યોનાથાનના પુત્રો;
પેલેથ તથા ઝાઝા એ યરાહમએલના પુત્રો હતા.
૩૪ હવે શેશાનને પુત્રો ન હતા, પણ પુત્રીઓ હતી.
અને શેશાનને એક મિસરી ચાકર હતો, ને તેનું નામ
યાર્હા હતું. ૩૫ અને શેશાને પોતાની પુત્રીને પોતાના
ચાકર યાર્હા સાથે પરણાવી, ને તેણીને પેટે તેને
આત્તાય થયા. ૩૬ અને આત્તાયથી નાથાન થયો; ને
નાથાનથી ઝાબાદ થયો. ૩૭ અને ઝાબાદથી એફલાલ
થયો; ને એફલાલથી ઓબેદ થયો; ૩૮ ને ઓબેદથી
યેહૂ થયો, ને યેહૂથી અઝાર્યાહ થયો ૩૯ અને અઝા-
ર્યાહથી હેલેસ થયો, ને હેલેસથી એલઆસાહ થયો;
૪૦ ને એલઆસાહથી સિસ્માય થયો, ને સિસ્માયથી
શાલ્લૂમ થયો; ૪૧ ને શાલ્લૂમથી યકામ્યાહ થયો, ને
યકામ્યાહથી અલીશામા થયો. ૪૨ અને યરાહમએ-
લના ભાઇ કાલેબના પુત્રો આ હતા, એટલે તેનો
જ્યેષ્ઠ પુત્ર મેશા, જે ઝીફનો બાપ હતો; ને હેબ્રો-
નના બાપ મારેશાહના પુત્રો ૪૩ અને હેબ્રોનના
પુત્રો; કોરાહ તથા તાપ્પુઆહ તથા રેકેમ તથા શેમા.
૪૪ અને શેમાથી યોર્કઆમનો બાપ રાહામ થયો; ને
રેકેમથી શામ્માય થયો. ૪૫ અને શામ્માયનો પુત્ર
માઓન હતો; ને માઓન બેથ-સૂરનો બાપ હતો
૪૬ અને કાલેબની ઉપપત્ની એફાહને પેટે હારાન
તથા મોસા તથા ગાઝેઝ થયા; ને હારાનથી ગાઝેઝ
થયો. ૪૭ અને યહદાયના પુત્રો; રેગેમ તથા યોથામ
તથા ગેશાન તથા પેલેટ તથા એફાહ તથા શાઆફ.
૪૮ કાલેબની ઉપપત્ની માઅખાહને પેટે શેબેર તથા
તિર્હનાહ થયા ૪૯ વળી તેને પેટે માદમાન્નાહનો બાપ
શાઆફ, માખ્બેનાનો બાપ શવા, તથા ગિબઆનો
બાપ થયા; ને કાલેબની પુત્રી આખ્સાહ હતી.
૫૦ અને કાલેબના પુત્રો આ હતા; એટલે-એફ્રાથાહના
જ્યેષ્ઠપુત્ર હૂરનો પુત્ર, કિર્યાથ યઆરીમનો બાપ
શોબાલ, ૫૧ બેથલેહેમનો બાપ સાલ્મા, બેથ ગાદે-
રનો બાપ હારેફ. ૫૨ અને કિર્યાથ-યઆરીમના બાપ
શોબાલને આ પુત્રો હતા; એટલે હારોએહ, મનુહો-
થનો અર્ધો ભાગ ૫૩ અને કિર્યાથ-યઆરીમનાં કુટુંબો;
યિથ્રીઓ તથા પૂથીઓ તથા શુમાથીઓ તથા મિશ્રા-
ઇઓ; તેઓથી સોરઆથીઓ તથા એશ્તાઓલીઓ
થયા. ૫૪ સાલ્માના પુત્રો બેથલેહેમ તથા નટોફા-
થીઓ, આટ્રોથ-બેથ-યોઆબ, તથા માનાહાથીઓનો
અર્ધો ભાગ, એટલે સોરઇઓ. ૫૫ અને યાબ્બેસવાસી
લહિયાઓનાં કુટુંબો; તિરઆથીઓ શિમઆથીઓ,
સૂખાથીઓ રેખાબના ઘરના બાપ હામ્માથથી
થયલા કેનીઓ તે એ છે.

૩ હવે દાઉદને હેબ્રોનમાં જે પુત્રો થયા તેઓ
આ છે; એટલે યિઝ્રએલી અહીનોઆમના
પેટનો આમ્નોન જ્યેષ્ઠ પુત્ર; બીજો કાર્મેલી અબી-
ગાઇલના પેટનો દાનીયેલ; ૨ ત્રીજો ગશૂરના રાજા
તાલ્માયની પુત્રી માઅખાહનો પુત્ર આબ્શાલોમ;
ચોથો, હાગ્ગીથનો પુત્ર અદોનીયાહ; ૩ પાંચમો,
અબીટાલના પેટનો શફાટયાહ; છઠ્ઠો, તેની સ્ત્રી

એગ્લાહના પેટનો યિથ્રઆમ ૪ હેબ્રોનમાં તેને એ છ
થયા; ને ત્યાં તેણે સાડાસાત વર્ષ રાજ્ય કીધું; ને
યરૂશાલેમમા તેણે તેત્રીસ વર્ષ રાજ્ય કર્યું. ૫ અને તેને
યરૂશાલેમમાં જે [દીકરા] થયા તે આ છે; એટલે
શિમઆ, તથા શોબાબ, તથા નાથાન, તથા સુલેમાન,
એ ચાર, આમ્મીએલની પુત્રી બાથ શૂઆના પેટના;
૬ ને યિબ્હાર, તથા અલીશામા, તથા અલીફેલેટ;
૭ તથા નોગાહ, તથા નેફેગ, તથા યાફીઆ, ૮ તથા
અલીશામા, તથા એલ્યાદા, તથા એલીફેલેટ, એ નવ
૯ ઉપપત્નીઓના પુત્રો ઉપરાંત એ સઘળા દાઉદના
પુત્રો, ને તામાર તેઓની બહેન હતી. ૧૦ અને સુલે-
માનનો પુત્ર રહાબઆમ, તેનો પુત્ર અબીયાહ, તેનો
પુત્ર આસા, તેનો પુત્ર યહોશાફાટ; ૧૧ તેનો પુત્ર
યોરામ, તેનો પુત્ર અહાઝયાહ, તેનો પુત્ર યોઆશ,
૧૨ તેનો પુત્ર અમાસ્યાહ, તેનોપુત્ર અઝાર્યાહ, તેનો
પુત્ર યોથામ; ૧૩ તેનો પુત્ર આહાઝ, તેનો પુત્ર
હિઝકીયાહ, તેનો પુત્ર મનાશ્શેહ; ૧૪ તેનો પુત્ર
આમોન, તેનો પુત્ર યોશીયાહ હતો; ૧૫ અને યોશી-
યાહના પુત્રો, જ્યેષ્ઠ પુત્ર યોહાનાન, બીજો યહોયા-
કીમ, ત્રીજો સિદકીયાહ, ચોથો શાલ્લૂમ. ૧૬ અને
યહોયાકીમના પુત્રો, તેનો પુત્ર યખોન્યાહ, તેનો
પુત્ર સિદકીયાહ ૧૭ અને બંદીવાન યખોન્યાહના
પુત્રો; તેનો પુત્ર શઆલ્તીએલ, ૧૮ તથા માલ્કી-
રામ, તથા પદાયાહ, તથા શેનઆસ્સાર, યકામ્યાહ,
હોશામા, તથા નદાબ્યાહ. ૧૯ અને પદાયાહના પુત્રો;
ઝરૂબ્બાબેલ, તથા શિમઇ; ને ઝરૂબ્બાબેલના પુત્રો;
મશુલ્લામ, તથા હનાન્યાહ; અને તેઓની બહેન શલો-
મીથ હતી; ૨૦ અને હશુબાહ, તથા ઓહેલ, તથા
બેરેખ્યાહ, તથા હસાદ્યાહ, યૂશાબ-હેસેદ, એ પાંચ
૨૧ અને હનાન્યાહના પુત્રો; પલાટયાહ તથા યશા-
યાહ; રફાયાહના પુત્રો, આર્નાનના પુત્રો, ઓબાદ-
યાહના પુત્રો, શખાન્યાહના પુત્રો. ૨૨ અને શખા-
ન્યાહના પુત્રો, શમાયાહ; ને શમાયાહના પુત્રો,
હાટ્ટુશ, તથા યિગઆલ, તથા બારીઆહ, તથા
નઆર્યાહ, તથા શાફાટ, એ છ ૨૩ અને નઆર્યાહના
પુત્રો, એલ્યોએનાય, તથા હિઝકીયાહ, તથા આઝ્રી-
કામ, એ ત્રણ ૨૪ અને એલ્યોએનાયના પુત્રો;
હોદાવ્યાહ, તથા એલ્યાશીબ, તથા પલાયાહ, તથા
આક્કૂબ, તથા યોહાનાન, તથા દલાયાહ, તથા અનાની,
એ સાત.

૪ યહુદાહના પુત્રો; પેરેસ, હેસ્રોન, તથા કાર્મી,
તથા હૂર, તથા શોબાલ ૨ અને શોબાલના
પુત્ર રઆયાહથી યાહાથ થયો; ને યાહાથથી આહુ-
માય, તથા લાહાદ થયા. આ સોરાથીઓના કુટુંબો
છે ૩ અને એટામના બાપ [ના પુત્રો] આ હતા;
એટલે યિઝ્રએલ, તથા યિશ્મા, તથા યિદબાશ; ને
તેઓની બહેનનું નામ હાસ્સલ-એલ્પોની હતું; ૪ ને
ગદોરનો બાપ પનૂએલ, તથા હૂશાહનો બાપ એઝેર.
એઓ બેથલેહેમના બાપ એફ્રાથાહના જ્યેષ્ઠ પુત્ર
હૂરના પુત્રો છે. ૫ અને તકોઆના બાપ આશ્હૂરને બે
સ્ત્રીઓ હતી, એટલે હેલઆહ, તથા નાઅરાહ ૬ અને
તેને નાઅરાહને પેટે અહુઝ્ઝામ, તથા હેફેર, તથા
તેમની, તથા હાઅહાશ્તારી થયા; એઓ નાઅરાહના
પુત્રો હતા. ૭ અને હેલઆહના પુત્રો સેરેથ, તથા
યિસ્હાર, તથા એથ્નાન હતા. ૮ અને હાક્કોસથી
આનૂબ, તથા સોબેબાહ, તથા હારૂમના પુત્ર અહા-
ર્હેલના કુટુંબો થયા ૯ અને યાબેસ પોતાના ભાઇઓ
કરતા વધારે નામજાદો હતો; ને તેની માએ તેનું
નામ યાબેસ પાડયુ એમ કહીને કે, હું દુઃખથી તેને
જણી માટે ૧૦ અને યાબેસે ઇસ્રાએલના દેવની
વિનતી કરતાં કહ્યું કે, જો તું મને ખચિતજ આશીર્વાદ
આપે, ને મારી સીમા વિસ્તારે, ને તારો હાથ મારી
સાથે રહે, ને તું મને આપત્તિથી એવી રીતે બચાવે
કે, મારે માથે દુ ખ આવી ન પડે, [તો હું કેવો
ભાગ્યવાન]! ને તેણે જે માગ્યું તે દેવે તેને આપ્યું.
૧૧ અને શૂહાહના ભાઇ કલૂબથી મહીર થયો, તે
એશ્તોનનો બાપ હતો. ૧૨ અને એશ્તોનથી બેથ-
રાફા તથા પાસેઆહ તથા ઇરનાહાશનો બાપ તહિ-
ન્નાહ થયા એઓ રેખાહના માણસો છે. ૧૩ અને
કનાઝના પુત્રો; ઓથ્નીએલ તથા સરાયાહ; ને
ઓથ્નીએલના દીકરા; હથાથ ૧૪ અને મેઓનો-
થાયથી ઓફ્રાહ થયો; ને સરાયાહથી ગેહરાશીમનો
બાપ યોઆબ થયો; તેઓ તો કારીગર હતા. ૧૫ અને
યફુન્નેહના પુત્ર કાલેબના પુત્રો; ઇરૂ, એલાહ તથા
નાઆમ; ને એલાહના પુત્રો; ને કનાઝ. ૧૬ અને
યહાલ્લેલએલના પુત્રો; ઝીફ તથા ઝીફાહ, તીર્યા
તથા અસારએલ ૧૭ અને એઝ્રાહના પુત્રો; યેથેર
તથા મેરેદ તથા એફેર તથા યાલોન; ને તેણીને પેટ
મરિયમ તથા શામ્માય તથા એશ્તમોઆનો બાપ
યિશ્બાહ થયાં. ૧૮ અને તેની યહુદી સ્ત્રીને પેટ ગદો-

રૂનો બાપ યેરેદ, તથા સોખોનો બાપ હેબેર તથા
ઝાનોઆહનો બાપ યકૂથીએલ થયા અને ફારૂનની
પુત્રી બિથ્યાહ જેને મેરેદ પરણ્યો હતો તેના પુત્રો
એ છે ૧૯ અને નાહામની બહેનના, એટલે હોદીયા-
હની સ્ત્રીના, દીકરા તે ગાર્મી કઇલાહનો તથા માઅ-
ખાથી એસ્તમોઆનો બાપ હતો ૨૦ અને શીમોનના
પુત્રો; આમ્નોન તથા રિન્નાહ, બેન-હાનાન તથા
તીલોન. અને યિશઇના પુત્રો; ઝોહેથ તથા બેનઝોહેથ.
૨૧ યહુદાહના પુત્ર શેલાહના પુત્રો; લેખાહનો બાપ
એર, તથા મારેશાહનો બાપ લાઅડાહ, તથા આશ્બે-
આના ઘરનાં, એટલે સણનાં ઝીણાં વસ્ત્ર વણનારના
ઘરનાં, કુટુંબો; ૨૨ ને યોકીમ તથા કોઝેબાના માણસો
તથા યોઆશ તથા સારાફ, જેઓ મોઆબમા તથા
યાશુબીલેહેમમાં રાજ્ય કરતા હતા અને એ લેખો
તો પુરાતન છે. ૨૩ તેઓ કુંભાર હતા, ને તેઓ નટા-
ઇમ તથા ગદેરાહના રહેવાશીઓ હતા; એઓ રાજાની
સાથે તેના કામને સારૂ ત્યાં રહેતા હતા.

૨૪ શિમઓનના દીકરા; નમૂએલ તથા યામીન,
યારીબ, ઝેરાહ, શાઉલ; ૨૫ તેનો પુત્ર શાલ્લુમ, ને
તેનો પુત્ર મિબ્સામ, ને તેનો પુત્ર મિશ્મા. ૨૬ અને
મિશ્માના પુત્રો; તેનો પુત્ર હામ્મૂએલ, ને તેનો પુત્ર
ઝાક્કૂર, ને તેનો પુત્ર શિમઇ. ૨૭ અને શિમઇને
સોળ પુત્રો તથા છ પુત્રીઓ હતી; પણ તેના ભાઇ-
ઓને ઘણાં સંતાન નહોતાં, ને તેઓનું આખું કુટુંબ
યહુદાહના વંશજોની પેઠે વૃદ્ધિ પામ્યું નહિ ૨૮ અને
તેઓ બેરશેબામાં તથા મોલાદાહમાં તથા હસાર-
શૂઆલમાં; ૨૯ તથા બિલ્હાહમાં તથા એસેમમાં
તથા તોલાદમાં; ૩૦ તથા બથૂએલમાં તથા હોર્માહમાં
તથા સિક્લાગમાં; ૩૧ તથા બેથ-માર્કાબોથમાં તથા
હસાર-સૂસીમમાં તથા બેથ-બીરઇમા તથા શાઅરાઇ-
મમાં રહેતા હતા. દાઉદના રાજ્ય લગી એ તેઓનાં
નગર હતાં. ૩૨ અને તેઓનાં ગામ, એટામ તથા
આઇન, રિમ્મોન તથા તોખેન તથા આશાન, એ પાંચ
નગર હતાં; ૩૩ ને બઆલ સુધી તેજ નગરોની ચારો-
ગમના તેઓનાં સર્વ ગામો એ તેઓનાં રહેઠાણ
હતાં, અને તેઓએ પોતાની વંશાવળી રાખેલી છે.
૩૪ અને મશોબાબ તથા યામ્લેખ, તથા અમાસ્યાહનો
પુત્ર યોશાહ; ૩૫ અને યોએલ, તથા અસીએલના
પુત્ર સરાયાહના પુત્ર યોશિબ્યાહનો પુત્ર યેહૂ; ૩૬ ને
એલ્યોએનાય તથા યાઅકોબાહ તથા યશોહાયાહ
તથા અસાયાહ તથા અદીએલ તથા યસીમીએલ તથા
બનાયાહ; ૩૭ ને શમાયાહના પુત્ર શિમ્રીના પુત્ર યદા-
યાહના પુત્ર આલ્લોનના પુત્ર શિફઇનો પુત્ર ઝીઝા.
૩૮ એ નામના પુરૂષો પોતાનાં કુટુંબોમાં અધિકારીઓ
હતા; ને તેઓના બાપોના ઘરો ઘણો વિસ્તાર પામ્યાં.
૩૯ અને તેઓ પોતાના ટોળાંને સારૂ ચારો શોધવાને
ગદોરની ભાગળ એટલે નીચાણની પૂર્વ બાજૂ લગી
ગયા ૪૦ અને તેઓને પૌષ્ટિક તથા સારો ચારો
મળ્યો, ને દેશ વિશાળ તથા શાંત તથા સુલેહ ભરેલો
હતો. કેમકે અગાઉ ત્યાના રહેવાસીઓ હામના
વંશજો હતા. ૪૧ અને આ નામવાર નોંધેલા પુરૂષોએ
યહુદાહના રાજા હિઝકીયાહના દિવસોમાં આવીને
તેઓના તંબુઓ પર, તથા જે મેઉનીમ ત્યાં મળી
આવ્યા તેઓ પર માર ચલાવ્યો, ને આજ લગી
તેઓનો પૂરો વિનાશ કર્યો, ને તેઓની જગ્યાએ
પોતે રહ્યા; કેમકે ત્યાં તેઓનાં ટોળાંને સારૂ ચારો
હતો ૪૨ અને તેઓમાંના કેટલાક, એટલે શિમઓ-
નના પુત્રોમાંના પાંચસેં પુરૂષો યિશઇના દીકરા પલા-
ટયાહ તથા નઆર્યાહ તથા રફાયાહ તથા ઉઝ્ઝીએ-
લની સરદારી નીચે સેઇર પર્વત તરફ ગયા; ૪૩ ને
બાકીના બચેલા અમાલેકીઓને તેઓએ માર્યા, ને
ત્યાં આજ લગી વસ્યા.

૫ અને ઇસ્રાએલના જ્યેષ્ઠ પુત્ર રેઉબેનના પુત્રો,
(કેમકે તે જ્યેષ્ઠ હતો; પરંતુ તેણે પોતાના
બાપનો પલગ અશુદ્ધ કર્યાને લીધે તેનો જ્યેષ્ઠપણાનો
હક ઇસ્રાએલના પુત્ર યુસફના પુત્રોને અપાયો; ને
વંશાવળી જ્યેષ્ઠપણાના હક પ્રમાણે ગણવાની નથી.
૨ કેમકે યહુદાહ પોતાના ભાઇઓ કરતાં પરાક્રમી
થયો, ને તેના વંશમાં અધિકારી પ્રગટ થયો; પણ
જ્યેષ્ઠપણાનો હક યુસફને મળ્યો હતો); ૩ ઇસ્રાએ-
લના જ્યેષ્ઠપુત્ર રેઉબેનના પુત્રો; હનોખ તથા પાલ્લુ,
હેસ્રોન તથા કાર્મી. ૪ યોએલના પુત્રો; તેનો પુત્ર
શમાયાહ, તેનો પુત્ર ગોગ, તેનો પુત્ર શિમઇ; ૫ તેનો
પુત્ર મીખાહ, તેનો પુત્ર રઆયાહ, તેનો પુત્ર બઆલ;
૬ તેનો પુત્ર બએરાહ, જેને આશ્શૂરનો રાજા તિલ્ગાથ-
પિલ્નેસેર બંદીવાન કરીને લઇ ગયો, તે રેઉબેની-
ઓનો અધિકારી હતો ૭ અને તેઓની પેઢીઓની
વંશાવળી ગણાઇ, ત્યારે તેઓનાં કુટુંબો પ્રમાણે તેના
ભાઇઓ આ હતા; એટલે યેઇએલ મુખ્ય, તથા
ઝખાર્યાહ, ૮ ને યોએલના પુત્ર શેમાના પુત્ર આઝા-

ઝનો પુત્ર બેલા, જેઓ અરોએરમાં ઠેઠ નબો તથા
બઆલ મેઓન લગી રહેતા હતા. ૯ ને પૂર્વ ગમ ફ્રાત
નદીથી અરણ્યની સરહદ લગી તેમની વસ્તી હતી,
કેમકે ગિલઆદ દેશમા તેઓના પશુનો વિસ્તાર
વધ્યો હતો ૧૦ અને શાઉલના દિવસોમા તેઓએ
હાગ્રીઓની સાથે વિગ્રહ કીવો, કે જેઓ તેઓના
હાથથી માર્યા ગયા, ને તેઓ ગિલઆદની પૂર્વ બાજુના
સઘળા [પ્રદેશ]મા પોતાના તંબુઓમા વસ્યા

૧૧ અને ગાદના પુત્રો બાશાન દેશમાં તેઓની સામી
બાજૂએ સાલખાહ લગી વસતા હતા; ૧૨ યોએલ
મુખ્ય, તથા બીજો શાફામ, તથા યાનાઇ તથા શાફાટ
બાશાનમાં [વસતા હતા]; ૧૩ ને તેઓના બાપોના
ઘરોના તેઓના ભાઇઓ મીખાએલ તથા મશુલ્લામ
તથા શેબા તથા યોરાય તથા યાકાન તથા ઝીઆ તથા
એબેર, એ સાત હતા ૧૪ એઓ બૂઝના પુત્ર યાહ-
દોના પુત્ર યશીશાયના પુત્ર મીખાએલના પુત્ર ગિલ
આદના પુત્ર યારોઆહના પુત્ર હૂરીના પુત્ર અબીહા
ઇલના પુત્રો હતા; ૧૫ ગૂનીના પુત્ર આબ્દીએલનો પુત્ર
અહી, તેઓના બાપોના ઘરના મુખ્યો હતા ૧૬ અને
તેઓ બાશાનમાના ગિલઆદમા, તથા તેના કસ્બા-
ઓમા, તથા શારોનના સઘળા પાદરોમા તેઓની
સરહદ સુધી વસતા હતા ૧૭ યહુદાહના રાજા યોથા-
મના દિવસોમા તથા ઇસ્રાએલના રાજા યરોબઆમના
દિવસોમા એઓ સર્વ વંશાવળી પ્રમાણે ગણાયા હતા.

૧૮ રેઉબેનના પુત્રો, તથા ગાદીઓ, તથા મનાશ્શે-
હનુ અર્ધું કુળ, તેઓમાં ઢાલ તથા તરવાર બાંધી શકે
એવા તથા ધનુર્વિદ્યા જાણનારા તથા યુદ્ધકુશળ શૂર
પુરૂષો જે યુદ્ધે ચઢી શકે એવા હતા તેઓ ચુમ્માળીસ
હજાર સાતસેં ને સાઠ હતા ૧૯ અને તેઓએ હાગ્રી-
ઓની, યટૂરની તથા નાફીશની તથા નોદાબની સાથે
યુદ્ધ કીધું ૨૦ અને એઓની વિરૂદ્ધ તેઓને સાહ્ય
મળી, ને હાગ્રીઓ તથા જે સર્વ તેઓની સાથે હતા
તેઓ તેઓના હાથમા અપાયા, કેમકે તેઓએ યુદ્ધમા
દેવની વિનતી કીધી, ને તેણે તેઓની વિનતી માન્ય
કરી, કારણ કે તેઓ તેના પર ભરોસો રાખતા હતા
૨૧ અને તેઓ એઓનાં ઢોર, એટલે પચાસ હજાર
ઉંટ તથા બે લાખ ને પચાસ હજાર ઘેટાં તથા બે
હજાર ગધેડા, એક લાખ માણસો સુદ્ધાં લઇ ગયા.
૨૨ કેમકે ત્યાં ઘણા કતલ થઇ પડ્યા, કેમકે તે યુદ્ધ
ઇશ્વરનું હતું, ને તેઓ એઓની જગ્યાએ ગુલામ-
ગીરી [આવતા] લગી વસ્યા.

૨૩ અને મનાશ્શેહના અર્ધા કુળના વંશજો દેશમાં
રહ્યા; તેઓ બાશાનથી વધીને બઆલ હેર્મોન તથા
સનીર તથા હેર્મોન પર્વત લગી પહોચ્યા. ૨૪ અને
પોતાના બાપોનાં ઘરોના મુખ્યો આ હતા, એટલે
એફેર તથા યિશઇ તથા અલીએલ તથા આઝ્રીએલ
તથા યિર્મેયાહ તથા હોદાવ્યાહ તથા યાહદીએલ, એ
પરાક્રમી શૂરવીરો તથા નામાંકિત પુરૂષો પોતાના
બાપોનાં ઘરના મુખ્યો હતા.

૨૫ અને તેઓએ પોતાના બાપોના દેવની વિરૂદ્ધ
ઉલ્લંઘન કીધું, ને તેઓની આગળથી દેશના જે
લોકોનો વિનાશ દેવે કર્યો હતો તેઓના દેવોની
પાછળ તેઓ વંઠી ગયા. ૨૬ અને ઇસ્રાએલના દેવે
આશ્શૂરના રાજા પૂલનું મન તથા આશ્શૂરના રાજા
તિલ્ગાથ પિલ્નેસેરનું મન ઉસકેર્યું, ને તે તેઓને,
એટલે રેઉબેનીઓને તથા ગાદીઓને તથા મનાશ્શે-
હના અર્ધા કુળને, પકડી લઇ ગયો, ને તેઓને હલાહ
તથા હાબોર તથા હારામા તથા ગોઝાન નદીને કાંઠે
લાવી આજ લગી [વસાવ્યા].

૬ લેવીના પુત્રો; ગેર્શોન, કહાથ, તથા મરારી.
૨ અને કહાથના પુત્રો; આમ્રામ, યિસ્હાર
તથા હેબ્રોન તથા ઉઝ્ઝીએલ. ૩ અને આમ્રામના પુત્રો;
હારૂન તથા મુસા તથા મરિયમ. અને હારૂનના પુત્રો;
નાદાબ તથા અબીહૂ, એલઆઝાર તથા ઇથામાર
૪ એલઆઝારથી ફીનહાસ થયો, ફીનહાસથી આબી-
શૂઆ થયો; ૫ ને આબીશૂઆથી બુક્કી થયો, ને
બુક્કીથી ઉઝ્ઝી થયો, ૬ ને ઉઝ્ઝીથી ઝરાહ્યાહ થયો,
ને ઝરાહ્યાહથી મરાયોથ થયો; ૭ મરાયોથથી
અમાર્યાહ થયો, ને અમાર્યાહથી અહીટૂબ થયો; ૮ ને
અહીટૂબથી સાદોક થયો, ને સાદોકથી અહીમાઆસ
થયો, ૯ ને અહીમાઆસથી અઝાર્યાહ થયો, ને અઝા-
ર્યાહથી યોહાનાન થયા; ૧૦ ને યોહાનાનથી અઝાર્યાહ
થયો, (એટલે સુલેમાને યરૂશાલેમમાં જે ઘર બાંધ્યુ
તેમાં જે યાજકપદ બજાવતો હતો તે એ છે), ૧૧ ને
અઝાર્યાહથી અમાર્યાહ થયો, ને અમાર્યાહથી અહીટૂબ
થયો, ૧૨ ને અહીટૂબથી સાદોક થયો, ને સાદોકથી
શાલ્લૂમ થયો; ૧૩ ને શાલ્લૂમથી હિલ્કીયાહ થયો,
ને હિલ્કીયાહથી અઝાર્યાહ થયો; ૧૪ ને અઝાર્યાહથી
સરાયાહ થયો, ને સરાયાહથી યહોસાદાક થયો;
૧૫ ને જ્યારે યહોવાહે નબૂખાદનેસ્સારની હસ્તક

યહુદાહ તથા યરૂશાલેમ[ના લોક]નું હરણ કરાવ્યું,
ત્યારે યહોસાદાક [ગુલામગીરીમાં] ગયો.

૧૬ લેવીના પુત્રો; ગેર્શોમ, કહાથ તથા મરારી.
૧૭ અને ગેર્શોમના પુત્રોનાં નામ આ છે; લિબ્ની
તથા શિમઇ. ૧૮ અને કહાથના પુત્રો આમ્રામ તથા
યિસ્હાર તથા હેબ્રોન તથા ઉઝ્ઝીએલ હતાં. ૧૯ મરા-
રીના પુત્રો; માહલી તથા મૂશી. અને લેવીઓનાં
કુટુંબો તેઓના બાપોના [ઘરો] પ્રમાણે આ છે.
૨૦ ગેર્શોમના [પુત્રો]; તેનો પુત્ર લિબ્ની, એનો પુત્ર
યાહાથ, એનો પુત્ર ઝિમ્માહ; ૨૧ એનો પુત્ર યોઆહ,
એનો પુત્ર ઇદ્દો, એનો પુત્ર ઝેરાહ, એનો પુત્ર
યેઆથરાય. ૨૨ કહાથના પુત્રો; તેનો પુત્ર આમ્મી-
નાદાબ, એનો પુત્ર કોરાહ. એનો પુત્ર આસ્સીર;
૨૩ એનો પુત્ર એલ્કાનાહ, એનો પુત્ર એબ્યાસાફ,
એનો પુત્ર આસ્સીર; ૨૪ એનો પુત્ર તાહાથ, એનો
પુત્ર ઉરીએલ, એનો પુત્ર ઉઝ્ઝીયાહ, એનો પુત્ર
શાઉલ. ૨૫ અને એલ્કાનાહના પુત્રો; અમાસાય
તથા અહીમોથ ૨૬ એલ્કાનાહની [વંશાવળી] બાબત;
એલ્કાનાહના પુત્રો; તેનો પુત્ર સોફાય, ને એનો
પુત્ર નાહાથ; ૨૭ એનો પુત્ર અલીઆબ, એનો પુત્ર
યરોહામ, એનો પુત્ર એલ્કાનાહ ૨૮ અને શમૂઅલના
પુત્રો; જ્યેષ્ઠ પુત્ર [યોએલ] તથા બીજો અબીયાહ
૨૯ મરારીના પુત્રો; માહલી, એનો પુત્ર લિબ્ની, એનો
પુત્ર શિમઇ, એનો પુત્ર ઉઝ્ઝાહ; ૩૦ એનો પુત્ર
શિમઆ, એનો પુત્ર હાગ્ગીયાહ, એનો પુત્ર અસાયાહ.

એ સફાન્યાહનો પુત્ર; ૩૭ ને એ તાહાથનો પુત્ર, ને
એ આસ્સીરનો પુત્ર, ને એ એબ્યાસાફનો પુત્ર, ને
એ કોરાહનો પુત્ર; ૩૮ ને એ યિસ્હારનો પુત્ર, ને એ
કહાથનો પુત્ર, ને એ લેવીનો પુત્ર, ને એ ઇસ્રાએ-
લનો પુત્ર ૩૯ અને તેને જમણે હાથે ઉભો રહેનાર
તેનો ભાઇ આસાફ; એ આસાફ બેરેખ્યાહનો પુત્ર,
ને એ શિમઆનો પુત્ર. ૪૦ અને એ મીખાએલનો
પુત્ર, ને એ બાઅસેયાહનો પુત્ર, ને એ માલ્કીયાહનો
પુત્ર; ૪૧ ને એ એથ્નીનો પુત્ર, ને એ ઝેરાહનો પુત્ર,
ન એ અદાયાહનો પુત્ર; ૪૨ ને એ એથાનનો પુત્ર,
ને એ ઝિમ્માહનો પુત્ર, ને એ શિમઇનો પુત્ર; ૪૩ ને
એ યાહાથનો પુત્ર, ને એ ગેર્શોમનો પુત્ર, ને એ
લેવીનો પુત્ર. ૪૪ અને ડાબે હાથે તેઓના ભાઇઓ,
એટલે મરારીના પુત્રો [રહેતા]; એથાન કીશીનો
પુત્ર, ને એ આબ્દીનો પુત્ર, ને એ માલ્લૂખનો પુત્ર;
૪૫ ને એ હશાબ્યાહનો પુત્ર, ને એ અમાસ્યાહનો
પુત્ર, ને એ હિલ્કીયાહનો પુત્ર; ૪૬ ને એ આમ્સીનો
પુત્ર, ને એ બાનીનો પુત્ર, ને એ શેમેરનો પુત્ર;
૪૭ ને એ માહલીનો પુત્ર, ને એ મૂશીનો પુત્ર, ને
એ મરારીનો પુત્ર, ને એ લેવીનો પુત્ર. ૪૮ અને તેમના
ભાઇ લેવીઓ દેવના ઘરના મંડપની સર્વ સેવાને સારૂ
નિમાયલા હતા

૫૭અને હારૂનના પુત્રોને તેઓએ આશ્રયનગરો એટલે
હેબ્રોન આપ્યું; તથા લિબ્નાહ પણ તેનાં પાદરો
સુદ્ધાં, તથા યાત્તીર, તથા એશ્તમોઆ તેના પાદરો
સુદ્ધાં; ૫૮તથા હીલેન તેનાં પાદરો સુદ્ધાં, દબીર
તેનાં પાદરો સુદ્ધાં; ૫૯તથા આશાન તેનાં પાદરો
સુદ્ધાં, તથા બેથ-શેમેશ તેના પાદરો સુદ્ધાં; ૬૦અને
બિન્યામીનના કુળમાથી; ગેબા તેના પાદરો સુદ્ધાં,
તથા આલ્લેમેથ તેના પાદરો સુદ્ધાં, તથા અનાથોથ
તેનાં પાદરો સુદ્ધાં. તેઓના સર્વ કુટુંબોનાં સઘળાં
નગરો મળી તેર નગરો હતાં. ૬૧અને કહાથના
બાકીના પુત્રોને ભાગ ચિઠ્ઠીઓ નાખવાથી તે કુળના
કુટુંબમાથી, એટલે અર્ધ કુળમાથી, એટલે મનાશ્શેહના
અર્ધ કુળમાંથી, દસ નગરો [આવ્યાં]. ૬૨અને ગેર્શો-
મના પુત્રોને તેઓનાં કુટુંબો પ્રમાણે યિસ્સાખારના
કુળમાંથી, તથા આશેરના કુળમાથી, તથા નાફતાલીના
કુળમાથી, તથા બાશાનમા મનાશ્શેહના કુળમાથી,
તેર નગરો [મળ્યાં] ૬૩મરારીના પુત્રોને, તેઓના
કુટુંબો પ્રમાણે, રેઉબેનના કુળમાથી, તથા ગાદના કુળ-
માંથી, તથા ઝબુલૂનના કુળમાથી, ચિઠ્ઠીઓ નાખવાથી
બાર નગરો [મળ્યાં] ૬૪અને ઇસ્રાએલપુત્રોએ
લેવીઓને નગરો તેઓનાં પાદરો સુદ્ધાં આપ્યાં.
૬૫અને તેઓએ યહૂદાહના પુત્રોના કુળમાંથી, તથા
શિમઓનના પુત્રોના કુળમાથી, તથા બિન્યામીનના
પુત્રોના કુળમાંથી, આ નગરો જેઓનાં નામ આપેલાં
છે તે, ચિઠ્ઠીઓ નાખીને આપ્યાં ૬૬અને કહાથના
પુત્રોનાં કુટુંબોમાંથી કેટલાએકને પોતાની
નગરો એફ્રાઇમના કુળમાંથી મળ્યાં હતાં
તેઓએ તેઓને આશ્રયનગર, એટલે એફ્રાઇમના
પહાડી મુલકમાં શખેમ તેના પાદરો સુદ્ધાં આપ્યું;
તથા ગેઝેર તેનાં પાદરો સુદ્ધાં; ૬૮તથા યોકમઆમ
તેનાં પાદરો સુદ્ધાં, તથા બેથ-હોરોન તેનાં પાદરો
સુદ્ધાં; ૬૯તથા આયાલોન તેના પાદરો સુદ્ધાં, તથા
ગાથ-રિમ્મોન તેનાં પાદરો સુદ્ધાં; ૭૦અને મનાશ્શે-
હના અર્ધા કુળમાંથી; આનેર તેનાં પાદરો સુદ્ધાં,
તથા બિલઆમ તેનાં પાદરો સુદ્ધાં, કહાથના પુત્રોના
કુટુંબના બાકી રહેલાઓને આપ્યાં ૭૧ગેર્શોમના
પુત્રોને મનાશ્શેહના અર્ધ કુળના કુટુંબમાંથી બાશાન-
માનું ગોલાન તેનાં પાદરો સુદ્ધાં, તથા આશ્તારોથ
તેના પાદરો સુદ્ધાં [મળ્યાં]; ૭૨અને યિસ્સાખારના
કુળમાંથી; કેદેશ તેનાં પાદરો સુદ્ધાં, દાબરાથ તેનાં
પાદરો સુદ્ધાં; ૭૩તથા રામોથ તેનાં પાદરો સુદ્ધાં,
તથા આનેમ તેનાં પાદરો સુદ્ધાં; ૭૪અને આશેરના
કુળમાથી; માશાલ તેનાં પાદરો સુદ્ધાં, તથા આબ્દોન
તેનાં પાદરો સુદ્ધાં; ૭૫તથા હૂકોક તેનાં પાદરો
સુદ્ધાં, તથા રહોબ તેનાં પાદરો સુદ્ધાં; ૭૬અને
નાફ્તાલીના કુળમાંથી; ગાલીલમાંનું કેદેશ તેના પાદરો
સુદ્ધાં, તથા હામ્મોન તેનાં પાદરો સુદ્ધાં, તથા કિર્યા-
થાઇમ તેનાં પાદરો સુદ્ધાં. ૭૭બાકીના [લેવીઓને]
એટલે મરારીના પુત્રોને ઝબુલૂનના કુળમાંથી રિમ્મોનો
તેનાં પાદરો સુદ્ધાં, તાબોર તેનાં પાદરો સુદ્ધાં; અને
યરેખોની પાસે યરદનને પેલે પાર, એટલે યરદનની
પૂર્વગમ, રેઉબેનના કુળમાંથી, અરણ્યમાંનું બેસેર તેનાં
પાદરો સુદ્ધાં, તથા યાહસાહ તેનાં પાદરો સુદ્ધાં,
૭૯તથા કદેમોથ તેનાં પાદરો સુદ્ધાં, તથા મેફાઆથ
તેના પાદરો સુદ્ધાં, ૮૦અને ગાદના કુળમાંથી ગિલ-
આદમાનુ રામોથ તેનાં પાદરો સુદ્ધાં, તથા માહનાઇમ
તેના પાદરો સુદ્ધાં; ૮૧તથા હેશ્બોન તેનાં પાદરો
સુદ્ધાં, તથા યાઝેર તેનાં પાદરો સુદ્ધાં મળ્યાં.

૭ અને યિસ્સાખારના પુત્રોનાં; તોલા તથા
પૂઆહ, યાશૂબ તથા શિમ્રોન એ ચાર. ૨અને
તોલાના પુત્રો નીચે પ્રમાણે; ઉઝ્ઝી તથા રફાયાહ
તથા યરીએલ તથા યાહમાય તથા યિબ્સામ તથા શમૂ-
એલ, એ પોતાના બાપોનાં ઘરોના, એટલે તોલાના
[ઘરોના] મુખ્ય; તેઓ પોતાના જમાનાઓમાં પરા-
ક્રમી શૂરવીરો હતા; દાઉદના દિવસોમાં તેઓની
૩અને ઉઝ્ઝીના
... પુત્રો; મીખા-
એલ તથા ઓબાદ્યાહ તથા યોએલ, યિશ્શીયાહ એ
પાંચ; એઓ સર્વ મુખ્ય પુરૂષો હતા ૪અને તેઓની
પાસે તેઓની પેઢીઓ પ્રમાણે, તેઓના બાપોનાં
ઘરો પ્રમાણે લડાઇને માટે લશ્કરની ટુકડીઓ છત્રીસ
હજારની હતી; કેમકે તેઓને ઘણી સ્ત્રીઓ તથા પુત્રો,
હતા. ૫અને યિસ્સાખારનાં સર્વ કુટુંબોમાં તેઓના
ભાઇઓ કે જેઓ પરાક્રમી શૂર પુરૂષો હતા, તેઓની
વંશાવળી પ્રમાણે તેમની સઘળી સંખ્યા કહાડતાં,
તેઓ સત્યાસી હજાર હતા.

૬બિન્યામીન[ના પુત્રો]; બેલા તથા બેખેર તથા
યદીઅએલ, એ ત્રણ. ૭અને બેલાના પુત્રો; એસ્બોન
તથા ઉઝ્ઝી તથા ઉઝ્ઝીએલ તથા યરીમોથ તથા ઇરી,
એ પાંચ; એઓ પિતૃઓનાં ઘરોના મુખ્યો, પરાક્રમી
શૂર પુરૂષો; ને તેઓની વંશાવળી પ્રમાણે તેઓની

ગણુત્રી કરતાં તેઓ બાવીસ હજાર ને ચોત્રીસ થયા.
૮અને બેખેરના પુત્રો; ઝમીરાહ તથા યોઆશ તથા
અલીએઝેર તથા એલ્યોએનાય તથા ઓમ્રી તથા
યરેમોથ તથા અબીયાહ તથા અનાથોથ તથા આલેમેથ.
એ સર્વ બેખેરના પુત્રો. ૯અને તેઓની વંશાવળી
પ્રમાણે તથા પેઢીઓ પ્રમાણે તેમની ગણુત્રી કરતાં
તેઓ વીસ હજાર ને બસેં પરાક્રમી શૂર પુરૂષો,
પોતાના પિતૃઓના ઘરોના મુખ્યો હતા. ૧૦અને
યદીઅએલના પુત્રો; બિલ્હાન. અને બિલ્હાનના
પુત્રો; યેઉશ તથા બિન્યામીન તથા એહૂદ તથા કના-
અનાહ તથા ઝેથાન તથા તાર્શીશ તથા અહીશાહાર.
૧૧એ સર્વ યદીઅએલના પુત્રો હતા. તેઓના પિતૃ-
ઓનાં [ઘરોના] મુખ્યો પ્રમાણે, સત્તર હજાર ને
બસેં પરાક્રમી શૂર પુરૂષો હતા, કે જે યુદ્ધને માટે
સૈન્યમાં જવાને શક્તિવાન હતા. ૧૨અને ઇરના પુત્રો,
શુપ્પીમ તથા હુપ્પીમ; આહેરના પુત્રો, હુશીમ.

૧૩નાફતાલીના પુત્રો; યાહસીએલ તથા ગુની
તથા યેસેર તથા શાલ્લૂમ, એ બિલ્હાહના પુત્રો.

૧૪મનાશ્શેહના પુત્રો; આસ્રીએલ જે [તેની સ્ત્રીને
પેટે] અવતર્યો; (તેની અરામી ઉપપત્નિને પેટે
ગિલઆદનો બાપ માખીર થયો; ૧૫ને માખીર
હુપ્પીમ તથા શુપ્પીમને સારૂ વહુ લાવ્યો, જેની બહે-
નનું નામ માઅખાહ હતું); ને બીજાનું નામ સલોફ-
હાદ હતું; ને સલોફહાદને પુત્રીઓજ હતી. ૧૬અને
માખીરની સ્ત્રી માઅખાહને પુત્ર થયો; ને તેણીએ
તેનું નામ પેરેશ પાડયું; ને તેના ભાઇનું નામ શેરેશ
હતું; ને તેના પુત્રો ઉલામ તથા રેકેમ હતા. ૧૭અને
ઉલામના પુત્રો; બદાન એઓ મનાશ્શેહના પુત્ર
માખીરના પુત્ર ગિલઆદના પુત્રો હતા. ૧૮અને તેની
બહેન હામ્મોલેખેથને પેટે ઇશહોદ તથા અબીએઝેર
તથા માહલાહ થયા ૧૯અને શમીદાના પુત્રો આહ્યાન
તથા શેખેમ તથા લિકહી તથા અનીઆમ હતા.

૨૦અને એફ્રાઇમના પુત્રો; શૂથેલાહ, તથા એનો
પુત્ર બેરેદ, તથા એનો પુત્ર તાહાથ, તથા એનો પુત્ર
એલઆદાહ, તથા એનો પુત્ર તાહાથ, ૨૧તથા એનો
પુત્ર ઝાબાદ, તથા એનો પુત્ર શૂથેલાહ, તથા એસેર,
તથા એલઆદ, જેઓને દેશમાં જન્મેલા ગાથના પુરૂ-
ષોએ મારી નાખ્યા, કેમકે તેઓ એઓનાં ઢોરોને
હરી લઇ જવા સારૂ ઉતરી આવ્યા હતા. ૨૨અને
તેઓના બાપ એફ્રાઇમે ઘણા દિવસો લગી શોક
કર્યો, ને તેના ભાઇઓ તેને દિલાસો દેવા આવ્યા.
૨૩અને તે પોતાની સ્ત્રી પાસે ગયો, ને તેને દહાડા
રહ્યા, ને તેણીને પુત્રનો પ્રસવ થયો, ને તેણે તેનું
નામ બરીઆહ પાડયુ, કેમકે તેના ઘરની દુર્દશા થઇ
હતી. ૨૪અને તેની પુત્રી શેઅરાહ હતી, જેણે નીચેનું
તથા ઉપરનું બેથ-હોરોન, તથા ઉઝ્ઝેન-શેઅરાહ
બાંધ્યાં. ૨૫અને રેફાહ તેનો પુત્ર હતો, તથા રેશેફ,
તથા એનો પુત્ર તેલાહ, તથા એનો પુત્ર તાહાન;
૨૬એનો પુત્ર લાઅદાન, એનો પુત્ર આમ્મીહૂદ,
એનો પુત્ર અલીશામા; ૨૭એનો પુત્ર નૂન, ને એનો
પુત્ર યહોશુઆ. ૨૮અને તેઓનાં વતન તથા તેઓનાં
રહેઠાણ બેથેલ તથા તેના કસ્બાઓ હતાં, ને પૂર્વ
તરફ નાઅરાન, તથા પશ્ચિમ તરફ ગેઝેર તથા તેના
કસ્બાઓ; વળી શખેમ ને તેના કસ્બાઓ, અઝ્ઝાહ
તથા તેના કસ્બાઓ સુધી; ૨૯ને મનાશ્શેહના વંશ-
જોની સીમા પાસે બેથ-શઆન તથા તેના કસ્બાઓ,
તાઅનાખ તથા તેના કસ્બાઓ, મગિદ્દો તથા તેના
કસ્બાઓ, દોર તથા તેના કસ્બાઓ. એઓમા ઇસ્રા-
એલના પુત્ર યુસફના વંશજો રહેતા હતા.

૩૦આશેરના પુત્રો; યિમ્નાહ તથા યિશ્વાહ તથા
યિશ્વી તથા બરીઆહ તથા તેઓની બહેન સેરાહ.
૩૧અને બરીઆહના પુત્રો; હેબેર, તથા માલ્કીએલ
કે જે બિર્ઝાઇથનો બાપ હતો. ૩૨અને હેબેરથી
યાફલેટ તથા શોમેર તથા હોથામ તથા તેઓની
બહેન શૂઆ થયાં. ૩૩અને યાફલેટના પુત્રો; પાસાખ
તથા બિમ્હાલ તથા આશ્વાથ. એ યાફલેટનાં ફરજનો
છે. ૩૪અને શોમેરના પુત્રો; અહી તથા રોહગાહ,
યહુબ્બાહ તથા અરામ. ૩૫અને તેના ભાઇ હેલેમના
પુત્રો; સોફાહ તથા યિમ્ના તથા શેલેશ તથા આમાલ
૩૬સોફાહના પુત્રો; સૂઆહ તથા હાર્નેફેર તથા
શૂઆલ તથા બેરી તથા યિમ્રાહ; ૩૭બેસેર તથા હોદ
તથા શામ્મા તથા શિલ્શાહ તથા યિથ્રાન તથા બએરા.
૩૮અને યેથેરના પુત્રો; યફુન્નેહ તથા પિસ્પાહ તથા
અરા ૩૯અને ઉલ્લાના પુત્રો; આરાહ તથા હાન્નીએલ
તથા રિસ્યા. ૪૦એ સર્વે આશેરના પુત્રો હતા; તેઓ
પોતાના પિતૃઓના ઘરોના મુખ્યો, ચુંટી કાઢેલા તથા
પરાક્રમી શૂર પુરૂષો, મુખ્ય અધિકારીઓ હતા. અને
વંશાવળી પ્રમાણે તેઓની ગણના યુદ્ધના કામને વાસ્તે
કરતાં તેઓની સંખ્યા છવ્વીસ હજાર પુરૂષની હતી.

૮ અને બિન્યામીનથી તેનો જ્યેષ્ઠ પુત્ર બેલા,
બીજો આશ્બેલ, ને ત્રીજો આહરાહ; ૨ચોથો

નોહાહ ને પાચમો રાફા થયા ૩ અને બેલાને આ
પુત્રો હતા, એટલે આદ્દાર તથા ગેરા તથા અબીહૂદ,
૪ તથા અબીશૂઆ તથા નાઅમાન તથા અહોઆહ
૫ તથા ગેરા તથા શફૂફાન તથા હૂરામ ૬ અને આ
એહૂદના પુત્રો છે, એ ગેબાના રહેવાસીઓના પિતૃ
ઓના ઘરોના મુખ્યો ને તેઓ તેઓને કેદ કરી
માનાહાથમા લઇ ગયા, ૭ ને નાઅમાન તથા અહીયાહ
તથા ગેરા એઓને તે કેદ પકડી ગયો અને તેનાથી
ઉઝઝા તથા અહીહૂદ થયા ૮ અને તેણે તેઓને મોકલી
દીધા પછી શાહરાઇમને મોઆબના પ્રદેશમા સંતાન
થયા, તેની સ્ત્રીઓ હુશીમ તથા બાઅરા હતી ૯ અને
તેને પોતાની સ્ત્રી હોદેશને પેટે યોબાબ તથા સિબ્યા
તથા મેશા તથા માલ્કામ, ૧૦ તથા યેઉસ તથા શાખ્યાહ
તથા મિરમાહ થયા એ તેના પુત્રો પિતૃઓના
[ઘરોના] મુખ્યો હતા ૧૧ અને હુશીમને પેટે તેને
અબીટૂબ તથા એલ્પાઆલ થયા ૧૨ અને એલ્પા
આલના પુત્રો, એબેર તથા મિશઆમ તથા શેમેદ
જેણે ઓનો તથા લોદ તેમના કસબાઓ સુદ્ધા બાંધ્યા,
૧૩ ને બરીઆહ તથા શેમા જે આયાલોનના રહેવાસી
ઓના પિતૃઓના [ઘરોના] મુખ્યો હતા. તેઓએ

બઆલ તથા નાદાબ, ૩૧ તથા ગદોર તથા આહ્યો
તથા ઝેખેર હતા, ને મિક્લોથથી શિમઆહ થયો.
૩૨ અને એઓ પણ પોતાના ભાઈઓની સામે યરૂ
શાલેમમા પોતાના ભાઈઓની સાથે રહેતા હતા.
૩૩ અને નેરથી કીશ થયો ને કીશથી શાઉલ થયો;
ને શાઉલથી યોનાથાન તથા માલ્કીશૂઆ તથા અબી
નાદાબ તથા એશ્બઆલ થયા ૩૪ અને યોનાથાનનો
પુત્ર મરીબ-બઆલ હતો, ને મરીબ બઆલથી
મીખાહ થયો ૩૫ અને મીખાહના પુત્રો, પીથોન
તથા મેલેખ તથા તારેઆ તથા આહાઝ ૩૬ અને
આહાઝથી યહોઆદ્દાહ થયો ને યહોઆદ્દાહથી આલે
મેથ તથા આઝમાવેથ તથા ઝિમ્રી થયા, ને ઝિમ્રીથી
મોસા થયો, ૩૭ ને મોસાથી બિનઆ થયા, તેનો
પુત્ર રાફાહ હતો એનો પુત્ર એલઆસાહ, એનો
પુત્ર આસેલ ૩૮ ને આસેલને ૬ પુત્રો હતા, ને
તેઓના નામો આ છે, આઝ્રીકામ, બોખરૂ તથા
ઇશ્માએલ તથા નઆર્યાહ તથા ઓબાદ્યાહ તથા
હાનાન. એ સર્વ આસેલના પુત્રો હતા. ૩૯ અને
તેના ભાઈ એશેકના પુત્રો, તેનો જ્યેષ્ઠ પુત્ર ઉલામ,
બીજો યેઉશ તથા ત્રીજો અલીફેલેટ. ૪૦ અને ઉલા

પુત્ર ઉઝ્ઝીનો પુત્ર એનાહ, ને યિબ્નીયાહના પુત્ર
રેઉએલના પુત્ર શફાટયાહનો પુત્ર મશુલ્લામ, ૯ ને
તેઓની વંશાવળીઓ પ્રમાણે તેઓના ભાઇઓ નવસેં
ને છપ્પન એ સર્વ પુરૂષો પોતાના પિતૃઓના ઘરો
પ્રમાણે પિતૃઓના [ ઘરોના ] મુખ્યો હતા

૧૦ અને યાજકોમાના, યદાયાહ તથા યહોયારીબ
તથા યાખીન, ૧૧ ને અહીટૂબના પુત્ર મરાયોથના પુત્ર
સાદોકના પુત્ર મશુલ્લામના પુત્ર હિલ્કીયાહનો પુત્ર
અઝાર્યાહ દેવના ઘરનો કારભારી, ૧૨ ને માલ્કીયા
હના પુત્ર પાશ્હૂરના પુત્ર યરોહામનો પુત્ર અદાયાહ,
ને ઇમ્મેરના પુત્ર મશિલ્લેમીથના પુત્ર મશુલ્લામના
પુત્ર યાહઝેરાહના પુત્ર અદીએલનો પુત્ર માઅસાય,
૧૩ ને તેઓના ભાઇઓ, પોતાના પિતૃઓના ઘરના
મુખ્યો, એક હજાર સાતસે ને સાઠ હતા, તેઓના
દેવના ઘરની સેવાના કામ સારૂ ઘણા કુશળ પુરૂષો
[ હતા ] ૧૪ અને લેવીઓમાના, [ એટલે ] મરારીના
પુત્રોમાના, હશાબ્યાહના પુત્ર અઝ્રીકામના પુત્ર
હાશ્શૂબના પુત્ર શમાયાહ, ૧૫ ને બાકબાક્કાર, હેરેશ
તથા ગાલાલ, ને આસાફના પુત્ર ઝિખ્રીના પુત્ર
મીખાનો પુત્ર માત્તાન્યાહ, ૧૬ ને યદૂથૂનના પુત્ર
ગાલાલના પુત્ર શમાયાહનો પુત્ર ઓબાદ્યાહ ને
એલ્કાનાહના પુત્ર આસાનો પુત્ર બેરેખ્યાહ, તેઓ
નટોફાથીઓના ગામોના રહેવાસીઓ હતા ૧૭ અને
દ્વારપાળો, શાલ્લુમ તથા આક્કૂબ તથા ટાલ્મોન
તથા અહીમાન તથા તેઓના ભાઇઓ, શાલ્લુમ
મુખ્ય હતો, ૧૮ તે ત્યા લગી રાજાના પૂર્વ દિશાના
દરવાજાનો [ રક્ષક ] હતો, તેઓ લેવીના પુત્રોની
છાવણીને માટે દ્વારપાળો હતા ૧૯ અને કોરાહના
પુત્ર એબ્યાસાફના પુત્ર કોરેનો પુત્ર શાલ્લુમ, ને
તેના બાપના ઘરના તેના ભાઇઓ, એટલે કોરાહીઓ,
સેવાના કામ પર હતા, મંડપના દ્વારપાળો હતા, ને
તેઓના પિતૃઓ યહોવાહની છાવણીનુ નાકુ સભાળ
નારા હતા, ૨૦ ને ગતકાળમા એલઆઝારનો પુત્ર
ફીનહાસ તેઓનો ઉપરી હતો, ને યહોવાહ તેની
સાથે હતો ૨૧ મશેલેમ્યાહનો પુત્ર ઝખાર્યાહ મુલા
કાતમંડપનો દ્વારપાળ હતો ૨૨ એ સર્વ જે દરવાજા
ઉપર દ્વારપાળ તરીકે પસંદ કરાએલા હતા તેઓ
બસે ને બાર હતા એ પોતાના ગામોમા પોતાની
વંશાવળી પ્રમાણે ગણાયા હતા, તેઓને દાઉદે તથા
શમૂએલ ભવિષ્યદર્શકે તેઓના મુકરર કીધેલા કામ
પર નિમ્યા ૨૩ એમ તેઓનુ તથા તેઓના પુત્રોનું
કામ યહોવાહના ઘરના દ્વારોની, એટલે મંડપના
ઘરની, જિલ્લાવાર ચોકી કરીને સભાળ રાખવાનું હતું
૨૪ ચારે બાજૂએ દ્વારપાળો હતા, એટલે પૂર્વ, પશ્ચિમ,
ઉત્તર, તથા દક્ષિણ ૨૫ અને તેઓના જે ભાઇઓ
તેઓના ગામોમા હતા, તેઓને સાત સાત દિવસને
આતરે વારાફરતી તેઓની સાથે સામેલ થવા સારૂ
આવવાનુ હતું, ૨૬ કેમકે ચાર મુખ્ય દ્વારપાળો જે
લેવીઓ હતા, તેઓ અમુક કામ પર હતા, અને
દેવના ઘરની ઓરડીઓ પર તથા ભડારો પર નિમેલા
હતા ૨૭ અને તેઓ દેવના ઘરની આસપાસ રહેતા
હતા, કેમકે તે તેમના હવાલામા હતું ને દર સવારે
તેને ઉઘાડવાનુ કામ તેઓનુ હતું ૨૮ અને તેઓમાના
કેટલાએકના હવાલામા સેવાના પાત્રો હતા, કેમકે
તેઓને ગણીને બહાર લઇ જતા, ને ગણીને તેઓને
માહે લાવતા ૨૯ વળી તેઓમાના કેટલાક રાચરચીલા
પર તથા પવિત્રસ્થાનના સર્વ પાત્રો પર તથા મેંદા
પર તથા દ્રાક્ષરસ તથા તેલ તથા લોબાન તથા સુગ
ધીઓ પર નિમાયલા હતા ૩૦ અને યાજકના પુત્રો
માના કેટલાએક સુગધીઓની મેળવણી તૈયાર કરનારા
હતા ૩૧ અને શાલ્લુમ કોરાહીનો જ્યેષ્ઠ પુત્ર માત્તિ-
થ્યાહ જે એક લેવી હતો, તેનુ મુકરર કીધેલુ કામ
તવાઓપર શેકાતી ચીજો [ સભાળી રાખવાનું ] હતું
૩૨ અને કહાથીઓના પુત્રોમાના, તેઓના કેટલાક
ભાઇઓ, અર્પેલી રોટલી દર વિશ્રામવારે તૈયાર કર
વાના કામ પર હતા ૩૩ અને આ ગવૈયાઓ હતા,
તેઓ લેવીઓના પિતૃઓના ઘરોના મુખ્યો [ હતા ],
ને તેઓ ઓરડાઓમા રહેતા હતા, ને [ તેઓ બીજા
કામથી ] મુક્ત [ હતા ], કેમકે તેઓ રાત દહાડો તેમના
કામમા ગુથાયલા રહેતા હતા ૩૪ એ લેવીઓના
પિતૃઓના [ ઘરોના ] મુખ્યો હતા, એટલે પોતાની
સર્વ પેઢીઓમા મુખ્ય પુરૂષો હતા, એ યરૂશાલેમમા
રહેતા હતા

૩૫ અને ગિબઓનનો બાપ યેઇએલ ગિબઓનમા
રહેતો હતો, ને તેની સ્ત્રીનુ નામ માઅખાહ હતું
૩૬ આબ્દોન તેનો જ્યેષ્ઠ પુત્ર, તથા સૂર, તથા કીશ
તથા બઆલ તથા નેર તથા નાદાબ, ૩૭ તથા ગદોર
તથા આહ્યો તથા ઝખાર્યાહ તથા મિકલોથ હતા
૩૮ અને મિકલોથથી શિમઆમ થયા, ને તેઓ પણ
પોતાના ભાઇઓની સાથે, પોતાના ભાઇઓની સામે,

યરૂશાલેમમાં રહેતા હતા. ૩૯ અને નેરથી કીશ થયો;
ને કીશથી શાઉલ થયો; ને શાઉલથી યોનાથાન તથા
માલ્કી-શુઆ તથા અબીનાદાબ તથા એશ્બઆલ થયા.
૪૦ અને યોનાથાનનો પુત્ર મરીબ બઆલ હતો; ને
મરીબ-બઆલથી મિખાહ થયો. ૪૧ અને મિખાહના
પુત્રો; પીથોન તથા મેલેખ તથા તાહરેઆ [તથા
આહાઝ]. ૪૨ અને આહાઝથી યારાહ થયો; ને યારા-
હથી આલેમેથ તથા આઝમાવેથ તથા ઝિમ્રી થયા; ને
ઝિમ્રીથી મોસા થયો; ૪૩ ને મોસાથી બિનઆ થયો;
ને તેનો પુત્ર રફાયાહ, તેનો પુત્ર એલઆસાહ, તેનો
પુત્ર આસેલ; ૪૪ ને આસેલને છ પુત્રો હતા, ને
તેઓના નામ આ છે; આઝ્રીકામ, બોખરૂ, તથા
ઇશ્માએલ તથા શઆર્યાહ તથા ઓબાદ્યાહ તથા
હાનાન; એ આસેલના પુત્રો હતા.

૧૦ હવે પલિસ્તીઓએ ઇસ્રાએલની સામે યુદ્ધ
કીધું; ને ઇસ્રાએલના પુરૂષો પલિસ્તીઓની
આગળથી નાઠા, ને ગિલ્બોઆ પર્વત પર કાપી
નંખાયા. ૨ અને પલિસ્તીઓ શાઉલની તથા તેના
પુત્રોની પાછળ લગોલગ લાગ્યા, ને પલિસ્તીઓએ
શાઉલના પુત્ર યોનાથાનને તથા અબીનાદાબને તથા
માલ્કી શૂઆને માર્યો. ૩ અને શાઉલની સામે યુદ્ધ
દારૂણ મચ્યું, ને ધનુર્ધારીઓએ તેને પકડી પાડ્યો,
ને ધનુર્ધારીઓએ તેને ઘાએલ કીધો. ૪ ત્યારે શાઉલે
પોતાના શસ્ત્રધારને કહ્યું કે, તારી તરવાર તાણીને મને
વીંધી નાખ, રખે એ બેસુન્નતીઓ આવીને મારૂં
અપમાન કરે. પણ તેના શસ્ત્રધારે ના પાડી; કેમકે
તે ઘણો બિહીધો. માટે શાઉલ તેની તરવાર લઇને
તે પર પડ્યો. ૫ અને તેના શસ્ત્રધારે જોયું કે શાઉલ
મરણ પામ્યો છે, ત્યારે તે પણ પોતાની તરવાર પર
પડીને મરી ગયો. ૬ એમ શાઉલ તથા તેના ત્રણ
પુત્રો મરણ પામ્યા; ને તેનું આખું ઘર સાથે મરણ
પામ્યું. ૭ અને મેદાનમાં જે ઇસ્રાએલના માણસો
હતા તે સર્વેએ જોયું કે તેઓ નાઠા છે, ને શાઉલ
તથા તેના પુત્રો માર્યા ગયા છે, ત્યારે તેઓ પોતાનાં
નગરો તજી દઇને નાસી ગયા; ને પલિસ્તીઓ
આવીને તેઓમાં રહ્યા

૮ અને તેને બીજે દિવસે એમ થયું, કે પલિસ્તીઓ
મરાએલાઓને લૂટવા સારૂ આવ્યા, ત્યારે શાઉલ
તથા તેના પુત્રો ગિલ્બોઆ પર્વત પર પડેલા તેઓને
જડ્યા. ૯ અને તેઓએ તેની ઉપરથી સઘળું ઉતારી
લીધું, ને તેનું માથું તથા તેનું કવચ લીધાં, ને તેઓએ
પોતાની મૂર્ત્તિઓને તથા લોકોને વધામણી આપવા
સારૂ ચારેગમ પલિસ્તીઓના દેશમાં સદેશિયા
મોકલ્યા ૧૦ અને તેઓએ તેનું કવચ પોતાના દેવોના
ઘરમાં મૂક્યું, ને દાગોનના ઘરમાં તેનું માથું ટાંગ્યું.
૧૧ અને પલિસ્તીઓએ જે સર્વ શાઉલને કર્યું હતું તે
યાબેશ ગિલઆદના સઘળાઓએ સાંભળ્યું, ૧૨ ત્યારે
સર્વ શૂરવીર પુરૂષોએ ઉઠીને શાઉલની લાસ તથા
તેના પુત્રોની લાસો લીધી, ને તેમને યાબેશમાં આણી,
ને યાબેશના આલોન ઝાડ તળે તેઓનાં હાડકાં
દાટ્યાં, ને સાત દિવસ સુધી ઉપવાસ કર્યો. ૧૩ એમ
શાઉલે યહોવાહનુ વચન ન પાળવાથી જે ઉલ્લંઘન તેણે
યહોવાહ વિરૂદ્ધ કર્યું હતું, ને વળી ખબર મેળવવા
માટે યહોવાહને ન પૂછતાં ભૂતવૈદની સલાહ લીધી
હતી, તેને લીધે તે મરણ પામ્યો; ૧૪ તે માટે એણે
તેને મારી નાખ્યો, ને રાજ્યને ફેરવીને યીશાઇના
દીકરા દાઉદના હાથમાં આપ્યુ

૧૧ અને સર્વ ઇસ્રાએલે હેબ્રોનમાં દાઉદની
પાસે એકઠા થઇને કહ્યું કે, જો, અમે તારાં
હાડકાં તથા તારૂ માંસ છીએ. ૨ ગતકાળમા શાઉલ
રાજા હતો ત્યાર પણ ઇસ્રાએલને બહાર લઇ જનાર
તથા અંદર લાવનાર તુંજ હતો; ને તારા દેવ યહોવાહે
તને કહ્યું હતું કે, તું મારા ઇસ્રાએલ લોકનુ પાળણ
કરશે, ને તુંજ મારા ઇસ્રાએલ લોકો પર અધિકારી
થશે. ૩ એમ ઇસ્રાએલના સર્વ વડીલો હેબ્રોનમાં રાજા
પાસે આવ્યા; ને દાઉદે હેબ્રોનમાં યહોવાહની સમક્ષ
તેઓની સાથે કરાર કીધો; ને શમૂએલની હસ્તક
અપાયલા યહોવાહના વચન પ્રમાણે તેઓએ દાઉદને
ઇસ્રાએલ પર રાજા તરીકે અભિષિક્ત કીધો ૪ અને
દાઉદ તથા સર્વ ઇસ્રાએલ યરૂશાલેમમાં (એટલે યબૂ-
સમા) ગયા; ને દેશના રહેવાસી યબૂસીઓ ત્યાં
હતા. ૫ અને યબૂસના રહેવાસીઓએ દાઉદને કહ્યું કે,
તારે અહિં આવવુ નહિ. તો પણ દાઉદે સિયોનનો
કિલ્લો લીધો; તેજ દાઉદનું નગર છે. ૬ અને દાઉદે
કહ્યું કે, જે કોઇ યબૂસીઓને પ્રથમ મારશે, તે મુખ્ય
તથા સેનાપતિ થશે અને સરૂયાહનો પુત્ર યોઆબ
પ્રથમ ચઢી ગયો, ને મુખ્ય ઠર્યો. ૭ અને દાઉદ
કિલ્લામાં રહ્યો; એ માટે તેઓએ તેનું નામ દાઉદનું
નગર એવું પાડ્યું. ૮ અને તેણે ચોતરફ નગર બાંધ્યું,
મિલ્લોથી માંડીને ચોતરફ; ને યોઆબે બાકીના નગ-

રને સમાર્યું ૯ અને દાઉદ વધારે ને વધારે મોટો થતો
ગયો, કેમકે સૈન્યનો યહોવાહ તેની સાથે હતો

૧૦ હવે આ દાઉદના મુખ્ય યોદ્ધાઓ છે, કે જેઓ,
ઇસ્રાએલ વિષે યહોવાહના વચન પ્રમાણે તેને રાજા
કરવા માટે સઘળા ઇસ્રાએલની સાથે મક્કમપણે તેના
રાજ્યમા તેની કુમકે રહ્યા ૧૧ અને દાઉદના યોદ્ધા
ઓની ગણત્રી આ છે, એટલે હાખ્મોનીનો પુત્ર
યાશોબઆમ, એ ત્રીસનો મુખ્ય, તેણે પોતાની
બરછી ત્રણસેંની વિરૂદ્ધ ઉઠાવીને તેઓને એકી વખતે
મારી નાખ્યા ૧૨ અને તેથી ઉતરતો આહોહી દોદોનો
પુત્ર એલઆઝાર હતો, ને તે ત્રણ યોદ્ધાઓમાનો
એક હતો, ૧૩ તે પાસ દામ્મીમમા દાઉદની સાથે
હતો, ને ત્યા જવના ખેતરમા પલિસ્તીઓ લડાઇને
સારૂ એકઠા થયા હતા, ને લોક પલિસ્તીઓની આગ
ળથી નાસતા હતા ૧૪ અને તેઓએ તે ખેતરની
મધ્યે ઉભા રહીને તેનો બચાવ કીવો, ને પલિસ્તી
ઓને મારી નાખ્યા, ને યહોવાહે મોટા જયથી
તેઓનો બચાવ કીધો ૧૫ અને ત્રીસ મુખ્યોમાના
ત્રણ દાઉદની પાસે અદુલ્લામની ગુફામા ગઢ આગળ
જઇ પહોચ્યા, ને પલિસ્તીઓના સૈન્યે રફાઇમના
મેદાનમા છાવણી કરેલી હતી ૧૬ અને દાઉદ તે વેળા
ગઢમા હતો, ને પલિસ્તીઓનું થાણું બેથલેહેમમા
હતું ૧૭ અને દાઉદે તલપ તલપ થઇને કહ્યું કે, કોઇ
મને બેથલેહેમના દરવાજા પાસેના કુવાનુ પાણી પાય
તો કેવુ સારૂ! ૧૮ ને પલિસ્તીઓની છાવણીમા પેસીને
ત્રણે ધસી જઇને તે દરવાજા પાસેના બેથલેહેમના
કુવામાથી પાણી કાઢ્યુ, ને તે દાઉદની પાસે લઇ
આવ્યા, પણ દાઉદ તે પીવા ઇચ્છતો નહોતો, પણ
યહોવાહની આગળ તે રેડીને, ૧ તેણે કહ્યું કે, મારો
દેવ મને એવુ કરવા ન દો, આ પુરૂષો જેઓએ
પોતાના જીવ જોખમમા નાખ્યા છે તેઓનુ લોહી શું
હુ પીઉં? કેમકે તેઓ તો પોતાના જીવોને [જોખમે]
તે લાવ્યા છે, એ માટે તે પીવાને તે રાજી ન હતો
એ ત્રણ યોદ્ધાઓએ એ કાર્ય કીધા. ૨૦ અને યોઆ
બનો ભાઇ આબ્શાય તે ત્રણમાનો મુખ્ય હતો, કેમકે
તેણે પોતાની બરછી ત્રણસેં વિરૂદ્ધ ઉઠાવીને તેઓને
માર્યા, ને ત્રણમા નામ મેળવ્યુ ૨૧ એ ત્રણેમા
બાકીના બેઉથી તે વધારે નામીચો હતો, ને તે
તેઓનો ઉપરી થયો, તો પણ તે પહેલા ત્રણની
બરોબરી કરી શકયો નહિ ૨૨ કાબ્સએલના પરાક્રમી
કૃત્યો કરનાર શૂર પુરૂષના પુત્ર યહોયાદાનો પુત્ર
બનાયાહ, એણે મોઆબી અરીએલના બે પુત્રોને
મારી નાખ્યા, વળી એણે જઇને હીમની રૂતુમા
ગુફાની મધ્યે એક સિહને મારી નાખ્યો, ૨૩ ને એણે
એક મોટા કદાવર પાચ હાથના મિસરી પુરૂષને મારી
નાખ્યો, ને તે મિસરીના હાથમા વણકરની તોરના
જેવી એક બરછી હતી, ને એ લાકડી લઇને તેની
પાસે જઇ પહોચ્યો, ને બરછી મિસરીના હાથમાથી
છિનવી લઇને તેનીજ બરછીથી તેને મારી નાખ્યો
૨૪ યહોયાદાના પુત્ર બનાયાહે એ કાર્ય કીધા, ને એ
ત્રણ યોદ્ધાઓમા તે નામાકિત થયા ૨૫ જુઓ, તે
ત્રીસ કરતા વધારે નામીચો હતો, પણ તે પહેલા
ત્રણની બરોબરી કરી શકયો નહિ, અને દાઉદે તેને
પોતાની રક્ષકટોળીનો ઉપરી ઠરાવ્યો

૨૬ વળી સૈન્યના યોદ્ધાઓ પણ હતા, એટલે
યોઆબનો ભાઇ અસાહેલ, બેથલેહેમના દોદોનો
પુત્ર એલ્હાનાન, ૨૭ શામ્મોથ હરોરી, હેલેસ પલોની,
૨૮ તકોઇ ઇક્કેશનો પુત્ર ઇરા, અબીએઝેર આનથોથી,
૨૯ સિબ્બખાય હુશાથી, ઇલાય અહોહી, ૩૦ માહ
રાય નટોફાથી, નટોફાથી બાઅનાહનો પુત્ર હેલેદ,
૩૧ બિન્યામીનપુત્રોના ગિબઆહના રીબાયનો પુત્ર
ઇથાય, બનાયાહ પિરઆથોની, ૩૨ ગાઆશના નાળા-
વાળો હુરાય, અબીએલ આર્બાથી, ૩૩ આઝમાવેથ
બાહરૂમી, એલ્યાહબા શાઆલ્બોની, ૩૪ ગીઝોની
હાશેમના પુત્રો, હારારી શાગેનો પુત્ર યોનાથાન,
૩૫ હારારી સાખારનો પુત્ર અહીઆમ, ઉરનો પુત્ર
અલીફાલ, ૩૬ હેફેર મખેરાથી, અહીયાહ પલોની,
૩૭ હેસ્રો કાર્મેલી, એઝબાયનો પુત્ર નાઅરાય,
૩૮ નાથાનનો ભાઇ યોએલ, હાગ્રીનો પુત્ર મિબ્હાર,
૩૯ સેલેક આમ્મોની, સરૂયાહના પુત્ર યોઆબનો
શસ્ત્રધાર નાહરાય બેરોથી, ૪૦ ઇરા યિથ્રી, ગારેબ
યિથ્રી, ૪૧ ઉરીયાહ હિત્તી, આહલાયનો પુત્ર ઝાબાદ,
૪૨ રેઉબેની શીઝાનો પુત્ર અદીના, રેઉબેનીઓનો
મુખ્ય, ને તેની સાથે ત્રીસ હતા ૪૩ માઅખાહનો
પુત્ર હાનાન, ને યોશાફાટ મિથ્ની, ૪૪ ઉઝ્ઝીયા
આશ્તારાથી, અરોએરી હોથામના પુત્ર શામા તથા
યેઇએલ, ૪૫ શિમ્રીનો પુત્ર યદીઅએલ, ને તેનો
ભાઇ યોહા તીસી, ૪૬ અલીએલ માહવી, ને એલ્ના
આમના પુત્ર યરીબાય તથા યોશાવ્યાહ, ને યિથ્માહ
મોઆબી, ૪૭ અલીએલ, તથા ઓબેદ, તથા યાઅ-
સીએલ મસોબાયી

૧૨ હવે દાઊદ કીશના પુત્ર શાઊલને લીધે હજી
સંતાતો રહેતો હતો તેવામાં તેની પાસે
જેઓ સિકલાગ આવ્યા તેઓ આ છે, ને તેઓ તેને
યુદ્ધમાં સાહ્ય કરનાર શૂરવીરોમાંના હતા ૨ તેઓ
ધનુર્ધારીઓ હતા ને જમણે તથા ડાબે બન્ને હાથે
[ગોફણથી] પથ્થર ફેંકી શકતા હતા, તથા ધનુષ્યથી
બાણ મારી શકતા હતા, તેઓ બિન્યામીની શાઊ
લના ભાઇઓમાંના હતા ૩ મુખ્ય અહીએઝેર, પછી
યોઆશ, એઓ ગિબઆથી શમાઆહના દીકરા હતા,
ને આઝમાવેથના પુત્રો યઝીએલ તથા પેલેટ, ને બરા
ખાહ, તથા યહૂ અનાથોથી, ૪ ને ત્રીસમાં પરાક્રમી
તથા ત્રીસનો ઉપરી યિશમાયાહ ગિબઓની, ને યિર્મે-
યાહ, તથા યાહઝીએલ, તથા યોહાનાન તથા યાઝા
બાદ ગદેરાથી, ૫ એલઉઝાય, તથા યરીમોથ, તથા
બઆલ્યાહ, તથા શમાર્યાહ તથા શફાટયાહ હરૂફી,
૬ એલ્કાનાહ, તથા યિશ્શીયાહ, તથા અઝારએલ,
તથા યોએઝેર, તથા યાશોબઆમ, એ કોરાહીઓ,
૭ ને ગદોરના યરોહામના પુત્રો યોએલાહ તથા ઝબા-
દાહ. ૮ અને ગાદીઓમાંથી શૂરવીર તથા યુદ્ધને સારૂ
કેળવાયલા, ને ઢાલ તથા ભાલા વાપરી જાણે એવા, ને
સિંહના મ્હો જેવા મુખવાળા, ને પર્વત પરના હરણો
જેવા ચપળ પુરૂષો જૂદા પડીને અરણ્યના ગઢમાં
દાઊદ પાસે ગયા, ૯ [તેઓમાં] મુખ્ય એઝેર, બીજો
ઓબાદ્યાહ, ત્રીજો અલીઆબ, ૧૦ ચોથો મિશ્માન્નાહ,
પાંચમો યિર્મેયાહ, ૧૧ છઠ્ઠો આત્તાય, સાતમો અલી-
એલ, ૧૨ આઠમો યોહાનાન, નવમો એલ્ઝાબાદ,
૧૩ દસમો યિર્મેયાહ, અગિયારમો માખ્બાન્નાય
૧૪ ગાદના પુત્રોમાંના એઓ સૈન્યના સરદારો હતા,
જે સૌથી નાનો તે સોની બરાબર હતો, ને સૌથી
મોટો તે હજારની બરાબર હતો ૧૫ પહેલા માસમાં
યરદન પોતાના સઘળા કાંઠા પર છલી ગઇ હતી તે
વખતે જે તેની પાર ગયા તે એ છે, ને તેઓએ
પૂર્વના તથા પશ્ચિમના નીચ પ્રદેશમાંના સર્વેને નસાડી
મૂક્યા ૧૬ અને બિન્યામીનના તથા યહુદાહના પુત્રો-
માંના [કેટલાક] ગઢમાં દાઊદની પાસે આવ્યા.
૧૭ અને દાઊદ નિકળીને તેઓની સામે ગયો, ને
તેઓને ઉત્તર આપીને કહ્યું કે, જો તમે મને સહાય
કરવા સારૂ સલાહ શાંતિથી મારી પાસે આવ્યા હો,
તો મારૂં હૃદય તમારી સાથે એક ગાંઠ થશે, પણ મારા
હાથમાં કંઇ અન્યાય ન છતાં, જો તમે મને મારા વૈરી
ઓને સ્વાધીન કરવા સારૂ [આવ્યા હો], તો
આપણા પિતૃઓનો દેવ તે જોઇને તેને માટે શિક્ષા
કરો ૧૮ ત્યારે ત્રીસના મુખ્ય અમાસાય પર આત્મા
આવ્યો, [ને તેણે કહ્યું કે], યીશાયના પુત્ર દાઊદ,
અમે તારા, તથા તારી કુમકે છીએ, તને શાંતિ,
શાંતિ થાઓ, તથા તારા સહાયકારીઓને શાંતિ
થાઓ, કેમકે તારો દેવ તારો સહાયકારી છે ત્યારે
દાઊદે તેઓનો અંગીકાર કીધો, ને તેઓને ટોળીઓના
સરદારો ઠરાવ્યા ૧૯ વળી જ્યારે તે પલિસ્તીઓની
સાથે શાઊલની સામે યુદ્ધમાં આવ્યો ત્યારે મનાશ્શે
હમાંના પણ કેટલાએક દાઊદની તરફ ફુટી આવ્યા,
પણ તેઓએ તેમને સહાય કીધી નહિ, કેમકે પલિ
સ્તીઓના સરદારાએ માંહોમાંહે સલાહ લીધા પછી
એમ કહીને તેને વિદાય કીધો, કે તે પોતાના ધણી
શાઊલની તરફ ફરી જઇને અમારા શિર જોખમમાં
નાખશે ૨૦ તે સિકલાગમાં જતો હતો, ત્યારે મના
શ્શેહમાંનો આદ્નાહ તથા યાઝાબાદ તથા યદી
અએલ તથા મીખાએલ તથા યોઝાબાદ તથા અલીહૂ
તથા સિલ્લથાય, એ મનાશ્શેહના સહસ્ત્રાધિપતિઓ
તેની તરફ ફુટી આવ્યા ૨૧ અને તેઓએ ભટકતા
ધાડાં વિરૂદ્ધ દાઊદને સહાય કરી, કેમકે તેઓ સર્વે
શૂરવીરો તથા સૈન્યના સરદારો હતા ૨૨ કેમકે તે
સમય રોજ રોજ દાઊદને સહાય કરવા માટે લોકો
તેની પાસે આવતા, જ્યાં સુધી કે તે સૈન્ય દેવના
સૈન્ય જેવું મોટું થયું

૨૩ અને સૈન્યને સારૂ સજ્જ થયલા જે [લોકો]
યહોવાહના વચન પ્રમાણે શાઊલનું રાજ્ય દાઊદની તરફ
ફેરવી નાખવા સારૂ તેની પાસે હેબ્રોનમાં આવ્યા,
તેઓના ઉપરીઓની સંખ્યા આ છે, ૨૪ એટલે, યહુ-
દાહના પુત્રો, ઢાલ તથા બરછી ધારણ કરીને, સૈન્યને
માટે સજ્જ થયલા, છ હજાર ને આઠસે હતા ૨૫ શિમ-
યોનના પુત્રોમાંથી યુદ્ધને માટે શૂરવીર પુરૂષો સાત
હજાર ને એકસો. ૨૬ લેવીના પુત્રોમાંથી ચાર હજાર
ને છસેં ૨૭ અને હારૂન[ના ઘર]નો આગેવાન યહો
યાદા હતો, ને તેની સાથે ત્રણ હજાર ને સાતસેં
હતા, ૨૮ ને સાદોક એક જુવાન તથા શૂરવીર પુરૂષ,
તથા તેના બાપના ઘરના બાવીસ સરદાર. ૨૯ અને
બિન્યામીનના પુત્રોમાંથી શાઊલના ભાઇઓ ત્રણ
હજાર, કેમકે હજી સુધી તેઓનો વિશેષ ભાગ શાઊ
લના ઘર પ્રત્યે વફાદાર રહેલો હતો ૩૦ અને એફ્રાઇ

મના પુત્રોમાંથી વીસ હજાર ને આઠસેં, એઓ પોતાના
બાપના ઘરમાં નામીચા શૂરવીર પુરુષો [હતા]
૩૧ અને મનાશ્શેહના અર્ધ કુળમાંથી અઢાર હજાર, કે
જેઓ દાઉદને રાજા કરવા સારૂ આવવાને નામવાર
નોંધાયલા હતા ૩૨ અને યિસ્સાખારના પુત્રોમાંથી,
તે સમયે ઇસ્રાએલે શું કરવું તેવા સમજનારા માણસો
તેઓના મુખ્યો બસેં હતા, ને તેઓના સર્વ ભાઇઓ
તેઓની આજ્ઞાને આધીન હતા. ૩૩ ઝબુલૂનમાંથી
સૈન્યમાં જઇ શકે એવા તથા સર્વ પ્રકારનાં યુદ્ધશસ્રો
સહિત યુદ્ધવ્યૂહ રચી શકે એવા પચાસ હજાર, ને
તેઓ [યુદ્ધવ્યૂહમા] વ્યવસ્થા કરી શકે એવા તથા
બે મનવાળા નહિ, એવા [હતા]. ૩૪ અને નાફતાલી-
માંથી એક હજાર સરદાર, ને તેઓની સાથે ઢાલ બર-
છીવાળા સાડત્રીસ હજાર હતા ૩૫ અને દાનીઓમાથી
યુદ્ધવ્યૂહ રચી શકે એવા અઠ્ઠાવીસ હજાર ને છસેં હતા
૩૬ અને આશેરમાથી સૈન્યમાં જઇ શકે એવા તથા
યુદ્ધવ્યૂહ રચી શકે એવા ચાળીસ હજાર હતા ૩૭ અને
યરદનને પેલે પાર રેઉબેનીઓમાથી તથા ગાદીઓ-
માંથી તથા મનાશ્શેહના અર્ધ કુળમાંથી યુદ્ધને માટે
સૈન્યનાં સર્વ પ્રકારનાં શસ્ત્ર સહિત, એક લાખ ને વીસ
હજાર હતા ૩૮ એ સર્વ લડવૈયા તથા યુદ્ધવ્યૂહ રચી
શકે એવા પુરુષો, દાઉદને સર્વ ઇસ્રાએલ ઉપર રાજા
કરવા સારૂ, સંપૂર્ણ અંતઃકરણથી હેબ્રોનમાં આવ્યા;
ને દાઉદને રાજા કરવા સારૂ બાકીના સર્વ ઇસ્રાએલ
પણ એક મનના હતા ૩૯ અને તેઓ ખાતા તથા
પીતા ત્રણ દિવસ સુધી ત્યાં દાઉદની સાથે રહ્યા, કેમકે
તેઓના ભાઇઓએ તેઓને સારૂ તૈયારી કરેલી હતી.
૪૦ અને વળી જેઓ તેઓની પાસેના હતા, એટલે
યિસ્સાખાર તથા ઝબુલૂન તથા નાફતાલી સુધીના
હતા, તેઓ ગધેડાં પર, તથા ઉંટો પર, તથા ખચ્ચરો
પર, તથા બળદો પર, રોટલી, એટલે મેંદાનો ખોરાક,
અંજીરનાં ચકતાં, તથા દ્રાક્ષની લૂમો, તથા દ્રાક્ષારસ,
તથા તેલ, તથા ગોધાઓ, તથા પુષ્કળ ઘેટા લાવ્યા
હતા; કેમકે ઇસ્રાએલમા આનંદોત્સવ હતો.

૧૩ અને દાઉદે સહસ્રાધિપતિઓની તથા શતા
ધિપતિઓની એટલે દરેક ઉપરીની સલાહ
લીધી. ૨ અને દાઉદે ઇસ્રાએલની સર્વ સભાને કહ્યું
કે, જો તમને સારૂ લાગે ને જો એ આપણા દેવ યહો-
વાહથી હોય, તો આપણા જે ભાઇઓ ઇસ્રાએલના
આખા દેશમાં બાકી રહ્યા છે, તથા તેઓની સાથે જે
યાજકો તથા લેવીઓ પોતાનાં પાદરોવાળાં નગરોમાં
છે, તેઓની પાસે સર્વત્ર માણસો મોકલીએ, કે તેઓ
આપણી પાસે એકઠા થાય; ૩ ને આપણે પોતાની
પાસે આપણા દેવનો કોશ ફરીથી લાવીએ; કેમકે
શાઉલના દિવસોમા આપણે તેની પાસે [પૂછવા]
જતા નહોતા. ૪ અને આખી સભાએ કહ્યું કે, આપણે
એમ કરીશું; કેમકે તે વાત સર્વ લોકની દૃષ્ટિમાં ઠીક
લાગી. ૫ માટે દેવનો કોશ કિર્યાથ-યઆરીમથી લાવવા
સારૂ દાઉદે મિસરના શીહોરથી તે હમાથના નાકા
લગીના સર્વ ઇસ્રાએલને એકઠા કીધા. ૬ અને કરૂબો
પર બિરાજમાન યહોવાહ, જે નામથી ઓળખાય
છે, તે દેવનો કોશ ત્યાંથી લઇ આવવા સારૂ દાઉદ
તથા સર્વ ઇસ્રાએલ બાઅલાહમાં, એટલે યહુદાહના
કિર્યાથ-યઆરીમમા, સ્વારી ચઢાવીને ગયા ૭ અને
તેઓએ દેવનો કોશ અબીનાદાબના ઘરમાથી [કાઢી
લાવીને] એક નવા ગાડામાં મૂક્યો; ને ઉઝ્ઝા તથા
આહ્યો ગાડું હાંકતા હતા ૮ અને દાઉદ તથા સર્વ
ઇસ્રાએલ પોતાના સઘળા બળથી, એટલે ગાયનોથી
તથા વીણાઓથી તથા સતારોથી તથા ડફોથી તથા
ઝાંઝોથી તથા રણશિંગડાંથી દેવની આગળ ઉત્સવ
કરતા હતા ૯ અને તેઓ કીદોનની ખળી પાસે
આવ્યા, ત્યારે ઉઝ્ઝાએ કોશને પકડવા સારૂ પોતાનો
હાથ લાંબો કર્યો; કેમકે બળદોએ ઠોકર ખાધી.
૧૦ અને યહોવાહનો કોપ ઉઝ્ઝા પર પ્રગટ્યો, ને
તેણે એને શિક્ષા કીધી, કેમકે એ પોતાનો હાથ લાંબો
કરીને કોશને [અડક્યો], ને તે ત્યાં ઇશ્વર આગળ
મરણ પામ્યો ૧૧ અને યહોવાહે ઉઝ્ઝા પર ધસારો
કર્યો, તેથી દાઉદને ખોટું લાગ્યુ; ને આજ લગી તે
જગ્યાનું નામ તેણે પેરેસ-ઉઝ્ઝા પાડ્યું ૧૨ અને તે
દિવસે દાઉદે દેવથી બિહીને કહ્યું કે, હુ મારે ઘેર દેવનો
કોશ કેમ કરીને લાવું? ૧૩ માટે દાઉદે કોશને દાઉદના
નગરમા પોતાને ત્યા આણ્યો નહિ, પણ તેને બીજી
તરફ, એટલે ગિત્તી ઓબેદ અદોમના ઘરમાં, લઇ
ગયો ૧૪ અને દેવનો કોશ ઓબેદ-અદોમના ઘરમાં
તેના કુટુંબની સાથે ત્રણ માસ રહ્યો; ને યહોવાહે
ઓબેદ-અદોમના ઘરને તથા તેના સર્વસ્વને આશી-
ર્વાદ દીધો.

૧૪ અને સૂરના રાજા હીરામે દાઉદને સારૂ એક
ઘર બાંધવાને તેની પાસે સદેશિયા સાથે
એરેજ કાષ્ટ તથા કડિયા તથા સુતારો મોકલ્યા.

૨ અને દાઉદે જાણ્યું કે યહોવાહે મને ઇસ્રાએલ પર
રાજા સ્થાપિત કીધો છે, કેમકે તેના ઇસ્રાએલ લોકોની
ખાતર તેનું રાજ્ય ઘણું મહિમાવાન કરાયું હતું.

૩ અને દાઉદ યરૂશાલેમમાં વળી બીજી સ્ત્રીઓ
પરણ્યો; ને દાઉદને બીજા પુત્રો તથા પુત્રીઓ થયાં.
૪ અને યરૂશાલેમમાં તેને થયલાં તેનાં છોકરાનાં નામ
આ છે; શામ્મુઆ તથા શોબાબ, નાથાન તથા સુલે-
માન, ૫ તથા યિબ્હાર તથા અલીશૂઆ તથા એલ્પેલેટ,
૬ તથા નોગાહ તથા નેફેગ તથા યારીઆ, ૭ તથા
અલીશામા તથા બએલ્યાદા તથા અલીફેલેટ.

૮ અને પલિસ્તીઓએ સાંભળ્યું કે દાઉદ સર્વ ઇસ્રા-
એલ પર રાજા તરીકે અભિષિક્ત થયો છે, ત્યારે સર્વ
પલિસ્તીઓ દાઉદની શોધ કરવા ચઢી આવ્યા; ને
દાઉદ તે સાંભળીને તેઓની સામે બહાર નિકળ્યો.
૯ હવે પલિસ્તીઓએ રફાઇમનાનીચા પ્રદેશમાં ધાડ
પાડી. ૧૦ અને દાઉદે દેવની સલાહ પૂછતાં કહ્યું કે,
શું હું પલિસ્તીઓની વિરૂદ્ધ ચઢાઇ કરૂં? ને શું, તું
તેઓને મારા હાથમાં સોંપશે? ને યહોવાહે તેને કહ્યું
કે, ચઢાઇ કર; કેમકે હું તેઓને તારા હાથમાં આપીશ.
૧૧ એમ તેઓની સ્વારી બઆલ-પરાસીમ આવી,
એટલે ત્યાં દાઉદે તેઓને માર્યા; ને દાઉદે કહ્યું કે,
પાણીના શપાટાની પેઠે ઇશ્વરેમારા શત્રુઓને મારી
દસ્તક વડે ભંગ કીધા છે; એ માટે તેઓએ તે જગ્યાનું
નામ બઆલ-પરાસીમ પાડ્યું. ૧૨ અને તેઓએ
પોતાના દેવોને ત્યાં પડતા મેલ્યા; ને દાઉદે હુકમ
કીધો, ને તેઓ અગ્નિથી બાળી નાખવામાં આવ્યા.
૧૩ અને પલિસ્તીઓએ ફરી બીજીવાર નીચા પ્રદેશમાં
ધાડ પાડી. ૧૪ અને દાઉદે ફરી દેવની સલાહ પૂછી;
ને દેવે તેને કહ્યું કે, તેઓની પાછળ જતો ના, તેઓની
પાછળથી ફરી જઇને સેતુરનાં ઝાડવાંની સામેથી તેઓ
પર આવી પડ. ૧૫ અને સેતુરનાં ઝાડવાંની ટોચો
પર કૂચ કરવાનો અવાજ તું સાંભળે, ત્યારે એમ થાય
કે તું નિકળી આવીને યુદ્ધ કરજે; કેમકે પલિસ્તી-
ઓનું સૈન્ય મારવા સારૂ દેવ તારી આગળ ગયો છે.
૧૬ અને દેવે તેને જે આજ્ઞા કરી હતી તેમ દાઉદે
કર્યું; ને તેઓએ ગિબઓનથી તે ગેઝેર સુધી પલિ-
સ્તીઓના સૈન્યને માર્યું. ૧૭ અને દાઉદની કીર્તિ સર્વ
દેશમાં ફેલાઇ; ને યહોવાહે સર્વ દેશજાતિઓ પર
તેનો ડર બેસાડ્યો.

૧૫ ૧ અને દાઉદનાં નગરમાં [દાઉદે] પોતાને
માટે ઘરો બનાવ્યાં; ને તેણે દેવના કોશને
સારૂ જગ્યા તૈયાર કીધી, ને તેને સારૂ મંડપ ચોઢ્યો.
૨ ત્યારે દાઉદે કહ્યું કે, લેવીઓ શિવાય કોઇએ દેવનો
કોશ ઉચકવો નહિ; કેમકે દેવનો કોશ ઉચકવા સારૂ
તથા સદા તેની સેવા કરવા સારૂ યહોવાહે તેઓનેજ
પસંદ કીધા છે. ૩ અને દાઉદે યહોવાહના કોશને સારૂ
જે જગ્યા તૈયાર કીધી હતી, ત્યાં તેને લઇ જવા સારૂ
તેણે યરૂશાલેમમાં સર્વ ઇસ્રાએલને ભેગા કર્યા. ૪ અને
દાઉદે હારૂનના પુત્રોને તથા લેવીઓને એકઠા કર્યા;
૫ કહાથના પુત્રોમાંના; ઉરીએલ મુખ્ય, તથા તેના
ભાઇઓ, એક સો ને વીસ; ૬ મરારીના પુત્રોમાંના;
અસાયાહ મુખ્ય, તથા તેના ભાઇઓ બસેં ને વીસ;
૭ ગેર્શોમના પુત્રોમાંના; યોએલ મુખ્ય, તથા તેના
ભાઇઓ એક સો ને ત્રીસ; ૮ અલીસાફાનના પુત્રો-
માંના; શમાયાહ મુખ્ય, તથા તેના ભાઇઓ બસેં;
૯ હેબ્રોનના પુત્રોમાંના; અલીએલ મુખ્ય, તથા તેના
ભાઇઓ એંસી; ૧૦ ઉઝ્ઝીએલના પુત્રોમાંના; આમ્મી-
નાદાબ મુખ્ય, તથા તેના ભાઇઓ એક સો ને બાર.
૧૧ અને દાઉદે સાદોક તથા અબ્યાથાર યાજકોને
તથા ઉરીએલ, અસાયાહ, તથા યોએલ, શમાયાહ,
તથા અલીએલ તથા આમ્મીનાદાબ, એ લેવીઓને
બોલાવ્યા, ૧૨ ને તેઓને કહ્યું કે, તમે લેવીના બાપોનાં
[ઘરોના] મુખ્યો છો; તમે તથા તમારા ભાઇઓ બન્ને
પોતાને શુદ્ધ કરો, એ માટે કે જે [જગ્યા] મેં ઇસ્રા-
એલના દેવ યહોવાહના કોશને સારૂ તૈયાર કરી છે
ત્યાં તેને લઇ આવો. ૧૩ તમે પહેલે વખતે તેને ન
[ઉચક્યો], માટે આપણા દેવ યહોવાહે આપણામાં
ભંગાણ પાડ્યું, કેમકે આપણે નિયમ પ્રમાણે તેની
દસ્તુરમાં ગયા નહિ. ૧૪ એ માટે યાજકોએ તથા
લેવીઓએ ઇસ્રાએલના દેવ યહોવાહનો કોશ લઇ
આવવા સારૂ પોતાને શુદ્ધ કર્યા. ૧૫ અને યહોવાહના
વચન પ્રમાણે મૂસાએ જેમ આજ્ઞા આપી હતી, તેમ
લેવીના પુત્રોએ પોતાની ખાંધ પર દેવનો કોશ તેની
અંદરના દાંડાવડે ઉપાડ્યો. ૧૬ અને દાઉદે લેવીઓના
મુખ્યોને કહ્યું કે, વાજીંત્રો, સતાર તથા વીણાઓ
તથા ઝાંઝરી, મોટો અવાજ કરવા સારૂ તથા ઉત્સા-
હથી મોટી વાણી કાઢવા સારૂ, પોતાના ગવૈયા ભાઇ-
ઓને નિમવા. ૧૭ માટે લેવીઓએ યોએલના પુત્ર
હેમાનને; તથા તેના ભાઇઓમાંના બેરેખ્યાહના પુત્ર

આસાફને; તથા તેમના ભાઇઓના એટલે મરારીના
પુત્રોમાના કૂશાયાહના પુત્ર એથાનને; ૧૮ને તેઓની
સાથે *તેઓના બીજી પાયરીના ભાઇઓને, એટલે
ઝખાર્યાહ, બેન તથા યઅઝીએલ તથા શમીરામોથ તથા
યહીએલ તથા ઉન્ની, અલીઆબ તથા બનાયાહ તથા
માઅસેયાહ તથા માત્તિથ્યાહ તથા અલીફલેહૂ તથા
મિકનેયાહ તથા ઓબેદ-અદોમ તથા યેઇએલ, એઓને
દ્વારપાળો નિમ્યા ૧૯એમ હેમાન, આસાફ તથા
એથાન, એ ગવૈયા પિત્તળની ઝાંઝ મોટેથી વગાડવા
સારૂ [નિમાયા]; ૨૦ને અલામોથ રાગે ચઢાવેલા
સતારો સહિત ઝખાર્યાહ તથા અઝીએલ તથા શમી-
રામોથ તથા યહીએલ તથા ઉન્ની તથા અલીઆબ તથા
માઅસેયાહ તથા બનાયાહને; ૨૧અને શમીનીથ
રાગે ચઢાવેલા વીણાઓ સહિત રાગ કાઢવા સારૂ
માત્તિથ્યાહ તથા અલીફલેહૂ તથા મિકનેયાહ તથા
ઓબેદ-અદોમ તથા યેઇએલ તથા અઝાઝયાહને
[નિમ્યા]. ૨૨અને લેવીઓનો મુખ્ય કનાન્યાહ ગાય
નનો ઉપરી હતો; તે પ્રવિણ હતો, એ માટે તે ગાયન
વિષે શિખવતો. ૨૩અને બેરેખ્યાહ તથા એલ્કાનાહ
કોપને માટે દ્વારપાળો હતા. ૨૪અને શબાન્યાહ તથા
યોશાફાટ તથા નથાનએલ તથા અમાસાય તથા ઝખા-
ર્યાહ તથા બનાયાહ તથા અલીએઝેર યાજકો દેવના
કોપની આગળ રણશિંગડા વગાડનારા હતા; ને
ઓબેદ અદોમ તથા યહીયાહ કોપને માટે દ્વારપાળો
હતા ૨૫માટે દાઉદ તથા ઇસ્રાએલના વડીલો તથા
સહસ્રાધિપતિઓ આનંદથી ઓબેદ-અદોમના ઘર-
માંથી યહોવાહનો કરારકોપ લઇ આવવા સારૂ ગયા;
૨૬ને જ્યારે દેવે યહોવાહનો કરાર કોપ ઉંચકનારા લેવી-
ઓને સહાય કરી, ત્યારે એમ થયુ કે તેઓએ સાત
બળદો તથા સાત ઘેટાઓનો યજ્ઞ કીધો. ૨૭અને દાઉદે
તથા કોપ ઉંચકનાર સર્વ લેવીઓએ તથા ગવૈયાઓએ
તથા ગવૈયાઓના ગાયનના ઉપરી કનાન્યાહે ઝીણા
શણના ઝભ્ભા પહેરેલા હતા; ને દાઉદે શણનો એફોદ
પહેરેલો હતો ૨૮એમ સર્વ ઇસ્રાએલ યહોવાહના
કરારકોપને હર્ષનાદ સહિત તથા સરણાઇના અવાજ
સહિત તથા રણશિંગડા સહિત તથા ઝાંઝ સહિત,
સતાર, તથા વીણાથી મોટો અવાજ કરતા લઇ આવ્યા
૨૯અને યહોવાહનો કરારકોપ દાઉદના નગરમા
આવ્યો, ત્યારે એમ થયુ કે શાઉલની પુત્રી મીખાલે
બારીમાંથી ડોકિયુ કરીને દાઉદ રાજાને કુદતો તથા
ઉત્સવ કરતો જોયો; ને તેણીએ પોતાના મનમાં તેને
તુચ્છકાર્યો

૧૬ અને તેઓ દેવના કોષને અંદર લાવ્યા, ને
તેને સારૂ જે મડપ દાઉદે ચોઢયો હતો,
તેની વચમાં તેઓએ તેને મૂકયો; ને તેઓએ દેવની
આગળ દહનીયાર્પણો તથા શાંત્યર્પણો ચઢાવ્યાં.
૨અને દાઉદ દહનીયાર્પણો તથા શાંત્યર્પણો ચઢાવી
રહ્યો, ત્યારે તેણે યહોવાહને નામે લોકોને આશીર્વાદ
દીધો ૩અને તેણે ઇસ્રાએલના પ્રત્યેક માણસને,
પુરૂષને તથા સ્ત્રીને, પ્રત્યેકને રોટલીની ચપાતી તથા
[માંસનો] કટકો તથા દ્રાક્ષની બાટી આપ્યાં.

૪અને યહોવાહના કોપની આગળ સેવા કરવા
સારૂ, તથા ઇસ્રાએલના દેવ યહોવાહની પ્રતિષ્ઠા કરવા
તથા આભાર માનવા તથા સ્તુતિ કરવા સારૂ, કેટલા-
એક લેવીઓને તેણે નીચે પ્રમાણે ઠરાવ્યા; ૫એટલે
આસાફ મુખ્ય, તથા તેથી ઉતરતે દરજ્જે ઝખાર્યાહ,
યેઇએલ તથા શમીરામોથ તથા યહીએલ તથા માત્તિ-
થ્યાહ તથા અલીઆબ તથા બનાયાહ તથા ઓબેદ-
અદોમ તથા યેઇએલ. સતાર તથા વીણા સહિત; તથા
આસાફ એ ઝાંઝ લઇને મોટેથી વગાડતો હતો; ૬તથા
રણશિંગડાં લઇને દેવના કરારકોપની આગળ નિત્ય
[રહેવા સારૂ] બનાયાહ તથા યાહઝીએલ યાજકો.

૭પછી યહોવાહનું સ્તવન કરવાનો વિધિ તે દિવસે
દાઉદે પહેલવહેલાં આસાફ તથા તેના ભાઇઓની
હસ્તક સ્થાપ્યો.

૮યહોવાહનો આભાર માનો; તેના નામની વિનંતી
કરો;
લોકોમા તેનાં કૃત્યો જણાવો
૯તેની પ્રત્યે ગાયન કરો; તેની સ્તુતિનાં ગીત ગાઓ,
તેનાં સર્વ આશ્ચર્યકારક કામોનું તમે મનન કરો
૧૦તમે તેના પવિત્ર નામમાં અભિમાન કરો,
યહોવાહને શોધનારાનાં હૃદયો આનંદ કરો.
૧૧યહોવાહને તથા તેના સામર્થ્યને તમે શોધો,
સદા સર્વદા તેના મુખને શોધો.
૧૨જે આશ્ચર્યકારક કામ તેણે કર્યાં છે તેમને યાદ
રાખો;
તેના ચમત્કારો તથા તેના મુખનાં ન્યાયવચનો
[યાદ રાખો].
૧૩હે તેના સેવક ઇસ્રાએલના સંતાન,

૧૭ અને દાઉદ પોતાના ઘરમાં રહેવા લાગ્યો,
ત્યારે એમ થયું કે, દાઉદે નાથાન ભવિષ્ય-
વાદીને કહ્યું કે, જો, હુ એરેજકાષ્ટના ઘરમાં રહું છું,
પણ યહોવાહના કરારનો કોષ પડદા તળે રહે છે.
૨ અને નાથાને દાઉદને કહ્યું કે, તારા અંતઃકરણમાં છે
તે સર્વ કર, કેમકે દેવ તારી સાથે છે. ૩ અને તેજ રાત્રે
એમ થયુ કે, દેવની વાણી નાથાનની પાસે એવી
આવી કે, ૪ જઇને મારા સેવક દાઉદને કહે, યહોવાહ
એમ કહે છે કે, તારે મારે માટે રહેવાનું ઘર બાધવું
નહિ; ૫ કેમકે હુ ઇસ્રાએલને કાઢી લાવ્યો તે દિવસથી
તે આજ સુધી હુ ઘરમાં વસ્યો નથી, પણ એક તબુથી
બીજે તબુએ તથા [ એક ] મડપથી [ બીજે મડપે ]
ફર્યો છું. ૬ જે બધી જગ્યાઓમાં હુ સર્વ ઇસ્રાએલ-
પુત્રો સાથે ચાલ્યો છુ, ત્યાં, ઇસ્રાએલના ન્યાયાધીશો
જેઓને મેં મારા લોકનું પોષણ કરવાની આજ્ઞા આપી
હતી, તેઓમાંના કોઇને શું મેં એકે શબ્દ પણ કહ્યો
કે, મારે સારૂ તમે એરેજકાષ્ટનું ઘર કેમ બાધ્યુ નથી?
૭ માટે હવે તું મારા સેવક દાઉદને એમ કહે કે,
સૈન્યોનો યહોવાહ એમ કહે છે કે, મેં તને મારા ઇસ્રા-
એલ લોક ઉપર અધિકારી થવાને મેંઢાવાડામાથી,
ઘેટાંની પાછળ રખડવામાથી લીધો. ૮ અને તુ જ્યાં
કંઇ ગયો, ત્યાં હું તારી સાથે રહ્યો છુ, ને તારી આગ-
ળથી તારા સર્વ શત્રુઓને મેં કાપી નાખ્યા છે; ને
પૃથ્વીમાં જેઓ મોટા છે તેઓના નામ જેવું તારૂ નામ
હુ કરીશ. ૯ અને હુ મારા ઇસ્રાએલ લોકને સારૂ
જગ્યા ઠરાવીને તેઓને રોપીશ, કે તેઓ પોતાના
સ્થળમા રહે, ને ફરીથી કદી ખસેડાય નહિ; ૧૦ પહે-
લાંની પેઠે તથા જે દિવસે મેં ન્યાયાધીશોને મારા
ઇસ્રાએલ લોકોનુ ઉપરીપણું કરવાનો હુકમ કીધો
ત્યારથી [ થતું આવ્યુ છે તેમ ], હવે પછી દુષ્ટાઇના
પુત્રો તેમનો ક્ષય કરશે નહિ; ને હુ તારા સર્વ શત્રુઓને
વશ કરીશ. વળી હુ તને કહુ છું કે, યહોવાહ તારે
સારૂ ઘર બાંધશે. ૧૧ અને તારા દિવસો પૂરા થતાં
તને તારા પિતૃઓની પાસે જવુ પડશે, ત્યારે એમ
થશે કે હુ તારા પછી તારા સંતાનને સ્થાપિત કરીશ, કે
જે તારા પુત્રોમાનો હશે; ને તેનું રાજ્ય હું સ્થાપીશ.
૧૨ તે મારે સારૂ ઘર બાધશે, ને હું સદાને માટે તેનું
રાજ્યાસન સ્થાપીશ. ૧૩ હુ તેનો પિતા થઇશ, ને તે
મારો પુત્ર થશે; ને જે તારી અગાઉ હતો તેની
પાસેથી મારી કૃપા જેમ મેં પાછી ખેંચી લીધી, તેમ
તેની ઉપરથી હું તે ખેંચી નહિ લઇશ; ૧૪ પણ હુ
તેને મારા ઘરમા તથા મારા રાજ્યમાં સદા સ્થાપીશ;
ને તેનું રાજ્યાસન સદાને માટે સ્થપાશે ૧૫ આ સર્વ
વચનો પ્રમાણે તથા આ સર્વ દર્શન પ્રમાણે નાથાને
દાઉદને કહ્યું.

૧૬ ત્યારે દાઉદ રાજા અદર આવીને યહોવાહની
સન્મુખ બેઠો; ને તેણે કહ્યુ કે, હે યહોવાહ દેવ, હું
કોણ છું, ને મારૂ ઘર શું છે, કે તું મને આટલે સુધી
લાવ્યો છે? ૧૭ ને હે દેવ, એ પણ તારી દૃષ્ટિમા ભૂજ
જેવું લાગ્યું, પણ તારા સેવકના ઘર સબધી લાબા
ભવિષ્યકાળ વિષે તું બોલ્યો છે, ને હે યહોવાહ દેવ,
ઉંચી પદવીના માણસની પંક્તિમાં તેં મને ગણ્યો છે
૧૮ તારા સેવકને આપેલા માન વિષે દાઉદ તને હજી
વધારે શું કહી શકે, કેમકે તું તારા સેવકને જાણે છે.
૧૯ હે યહોવાહ, તારા સેવકની ખાતર, ને તારા પોતાના
અંતઃકરણ પ્રમાણે આ સર્વ મહાભારત કાર્યો પ્રગટ
કરવા સારૂ, આ સર્વ મહાભારત [ કૃત્યો ] તેં કીધાં છે.
૨૦ હે યહોવાહ, અમે અમારા કાનોથી જે સર્વ સાંભળ્યું
છે તે પ્રમાણે તારા જેવો કોઇ નથી, ને તારા શિવાય
બીજો કોઇ દેવ નથી. ૨૧ અને તારા ઇસ્રાએલ લોકના
જેવી પૃથ્વીમાં એકે દેશજાતિ કયી છે, કે જેને પોતાને
માટે દેશજાતિ [ કરવા ] સારૂ ખડી લેવાને દેવ ગયો
હોય, એ માટે કે તારા લોક જેઓને તું મિસરમાંથી
ખડી લાવ્યો તેઓની આગળથી દેશજાતિઓને હાંકી
કહાડીને, મહાન તથા ભયકર કૃત્યોવડે તું પોતાનું નામ
[ મહિમાવાન ] કરે? ૨૨ કેમકે તેં તારા ઇસ્રાએલ
લોકને સદાને માટે પોતાના લોક કર્યા છે; ને તું યહો-
વાહ તેઓનો દેવ થયો ૨૩ અને હવે હે યહોવાહ, જે
વચન તું તારા સેવક સબધી તથા તેના ઘર સબધી
બોલ્યો છે તે સર્વકાળ સ્થાપિત થાઓ, ને તું બોલ્યો
છે તે પૂરૂ કર ૨૪ અને તારૂં નામ સર્વકાળ સ્થાપિત
થાઓ તથા મોટું મનાઓ, એટલે [ લોકો ] એમ કહે
કે, સૈન્યોનો યહોવાહ ઇસ્રાએલનો દેવ, હા, ઇસ્રા-
એલના હકમાં દેવ છે; ને તારા સેવક દાઉદનું ઘર
તારી આગળ સ્થાપિત થયું છે. ૨૫ કેમકે હે મારા દેવ,
તેં તારા સેવકને પ્રગટ કીધું છે કે, હું તેને માટે ઘર
બાંધશે, એ સારૂ તારી આગળ પ્રાર્થના કરવાનું તારા
સેવકને મન થયુ. ૨૬ અને હવે, હે યહોવાહ, તું દેવ
છે, ને તારા સેવકને આ શુભ વચન આપ્યું છે. ૨૭ અને
હવે તારા સેવકનું ઘર તારી આગળ સર્વકાળ સુધી

ટકે, તે માટે તેને આશીર્વાદ દેવાનું તને સારૂ લાગ્યુ,
કેમકે તેં, હે યહોવાહ, આશીર્વાદ દીધો છે, ને તે
સદાને માટે આશીર્વાદિત થયુ છે

૧૮ અને એ પછી એમ થયુ કે દાઉદે પલિસ્તી-
ઓને મારીને તેઓને વશ કર્યા, ને પલિ-
સ્તીઓના હાથમાથી ગાથ તથા તેના કસ્બાઓ લઇ
લીધા. ૨ અને તેણે મોઆબને માર્યો; ને મોઆબીઓ
દાઉદના તાબેદાર થઇને ખંડણી ભરવા લાગ્યા. ૩ અને
સોબાહનો રાજા હદારએઝેર ફ્રાત નદી ઉપર પોતાનું
રાજ્ય સ્થાપવા સારૂ જતો હતો, ત્યારે તેને દાઉદે
હમાથ લગી માર્યો. ૪ અને દાઉદે તેની પાસેથી એક
હજાર રથો તથા સાત હજાર સ્વારો તથા વીસ હજાર
પાયદળ સિપાઇઓ લીધા; ને દાઉદે રથોના સર્વ
ઘોડાઓની નસો કાપી નાખી, પણ તેઓમાથી એકસો
રથોને માટે રાખ્યા. ૫ અને દમસ્કના અરામીઓ
સોબાહના રાજા હદારએઝેરને સહાય કરવા આવ્યા,
ત્યારે દાઉદે અરામના બાવીસ હજાર પુરૂષોને માર્યા.
૬ પછી દાઉદે દમસ્કના અરામમા [થાણા] મુકયા, ને
અરામીઓ દાઉદના તાબેદાર થયા, ને ભેટો આણી
આપી. અને જ્યા કાઇ દાઉદ ગયો ત્યા યહોવાહે
તેને જીત પમાડી. ૭ અને હદારએઝેરના સેવકોએ
સોનાની ઢાલો સજેલી હતી, તે લઇને દાઉદે યરૂશા-
લેમમા આણી ૮ અને હદારએઝેરનાં ટિબ્હાથ તથા
કૂન નગરોમાથી દાઉદે પુષ્કળ પિત્તળ લીધુ, ને તેવડે
સુલેમાને પિત્તળનો હોજ તથા સ્તંભો તથા પિત્તળનાં
વાસણો બનાવ્યાં. ૯ અને હમાથના રાજા તોઉએ
સાભળ્યું કે દાઉદે સોબાહના રાજા હદારએઝેરનું
સઘળુ સૈન્ય માર્યું છે, ૧૦ ત્યારે તેણે પોતાના પુત્ર
હદોરામને સોના, રૂપા, તથા પિત્તળના સર્વે જાતનાં
વાસણો લઇને દાઉદ રાજાની પાસે તેને પ્રણામ કરવા
તથા તેને ધન્યવાદ આપવા એ સારૂ મોકલ્યો, કે તેણે
હદારએઝેરની સાથે યુદ્ધ કરીને તેને માર્યો હતો, કાંજે
હદારએઝેરને તોઉની સાથે વિગ્રહ ચાલતો હતો
૧૧ વળી જે રૂપું તથા સોનું સર્વ દેશજાતિઓ પાસેથી,
અદોમ પાસેથી તથા મોઆબ પાસેથી તથા આમ્મો-
નપુત્રો પાસેથી તથા પલિસ્તીઓ પાસેથી તથા અમા-
લેક પાસેથી તે હરી લાવ્યો હતો, તેની સાથે એ પણ
દાઉદ રાજાએ યહોવાહને અર્પણ કીધાં. ૧૨ વળી સરૂ-
યાહના પુત્ર આબશાયે મીઠાના નીચાણમાં અઢાર
હજાર અદોમીઓને માર્યા. ૧૩ અને તેણે અદોમમાં
થાણાં મૂકયાં; ને સર્વ અદોમીઓ દાઉદના તાબેદાર
થયા, ને જ્યા જ્યાં દાઉદ ગયો ત્યાં ત્યાં યહોવાહે
તેને જીત પમાડી

૧૪ અને દાઉદ સર્વ ઇસ્રાએલ ઉપર રાજ્ય કરતો
હતો; ને તે પોતાના સર્વ લોકનો ન્યાય તથા ઇનસાફ
કરતો હતો ૧૫ અને સરૂયાહનો પુત્ર યોઆબ સૈન્યો-
પરી હતો; ને અહીલૂદનો પુત્ર યહોશાફાટ ઇતિહાસક
હતો. ૧૬ અને અહીટૂબનો પુત્ર સાદોક તથા અબ્યા-
થારનો પુત્ર અબીમેલેખ યાજકો હતા, ને શાવ્શા ચિટ-
ણીસ હતો; ૧૭ ને યહોયાદાનો પુત્ર બનાયાહ કરેથી
તથા પલેથીઓનો ઉપરી હતો; ને દાઉદના દીકરાઓ
રાજાની હજુરમાં મુખ્ય [અમલદારો] હતા.

૧૯ અને એ પછી એમ થયુ કે આમ્મોનપુ-
ત્રોનો રાજા નાહાશ મરણ પામ્યો, ને તેની
જગ્યાએ તેના પુત્રે રાજ્ય કીધું ૨ અને દાઉદે કહ્યું કે,
હુ નાહાશના પુત્ર હાનૂન પર કૃપા રાખીશ, કેમકે
તેના બાપે મારા પર કૃપા રાખી હતી, માટે દાઉદે
તેના બાપ સબંધી તેને દિલાસો દેવા સારૂ કાસદો
મોકલ્યા; ને દાઉદના સેવકો હાનૂનને દિલાસો દેવા
સારૂ આમ્મોનપુત્રોના દેશમાં તેની પાસે આવ્યા
૩ પણ આમ્મોનપુત્રોના આગેવાનોએ હાનૂનને કહ્યું
કે, શું તું એમ ધારે છે કે, તારા બાપના સન્માનાર્થે
દાઉદે તારી પાસે દિલાસો દેનારાઓને મોકલ્યા છે?
શું તેના ચાકરો દેશની તપાસ કરવા તથા તેને પાય-
માલ કરવા તથા બાતમી કાઢવા સારૂ તારી પાસે નથી
આવ્યા? ૪ માટે હાનૂને દાઉદના સેવકોને પકડીને
તેઓને બોડાવ્યા, ને તેઓના જામા વચમાથી, એટલે
કુલા સુધી કાપી નાખીને તેઓને મોકલી દીધા.
૫ પછી કોઇએ જઇને, તે પુરૂષોના કેવા હાલ કર્યા છે,
તેની ખબર દાઉદને કરી, ને તેણે તેઓની સામા
[માણસો] મોકલ્યા; કેમકે તે પુરૂષોને ઘણી લાજ
લાગતી હતી. અને રાજાએ કહ્યું કે, તમારી દાઢી
વધતા લગી તમારે યરેખોમાં રહેવુ, ને પછીથી પાછા
આવવુ. ૬ અને આમ્મોનપુત્રોએ જોયુ કે પોતે પોતાને
દાઉદની નજરમાં ધિક્કારપાત્ર કર્યા છે, ત્યારે હાનૂન
તથા આમ્મોનપુત્રોએ પોતાને સારૂ અરામ-નાહરાઇમ-
માથી તથા અરામ માઆખાહમાથી તથા સોબાહ-
માથી રથો તથા સ્વારો ભાડે રાખવા સારૂ એક હજાર
તાલંત રૂપુ મોકલ્યું. ૭ માટે તેઓએ પોતાને સારૂ
બત્રીસ હજાર રથો તથા માઆખાહના રાજાને તથા

તેના લોકોને પૈસા પકડીને રાખ્યા, ને તેઓએ આવીને
મેદબા આગળ છાવણી કરી, ને આમ્મોનપુત્રો પોતાના
નગરોમાંથી એકત્ર થઇને યુદ્ધને માટે આવ્યા ૮ અને
દાઉદે એ સાંભળ્યું ત્યારે તેણે યોઆબને બળવાનોના
સઘળા સૈન્યો સહિત મોકલ્યો ૯ અને આમ્મોન-
પુત્રોએ બહાર નિકળીને નગરના દરવાજાની પાસે
યુદ્ધવ્યૂહ રચ્યો, ને જે રાજાઓ આવ્યા હતા તેઓ
રણક્ષેત્રમાં અલાયદા હતા ૧૦ હવે યોઆબે જોયું કે,
પોતાની સામે આગળ તથા પૂઠે યુદ્ધવ્યૂહ રચાયો છે,
ત્યારે તેણે ઇસ્રાએલના સર્વ પસંદ કીધેલાઓમાંથી
કેટલાકને ચુંટી કાઢીને અરામની સામે યુદ્ધવ્યૂહ રચ્યો
૧૧ અને બાકીના લોકોને તેણે પોતાના ભાઇ આબ્શા-
યના તાબામાં સોંપ્યા, ને તેઓએ આમ્મોનપુત્રોની
સામે યુદ્ધવ્યૂહ રચ્યો ૧૨ અને તેણે કહ્યું કે, જો મને
અરામ હરાવે તો તું મને સહાય કરજે; પણ જો તું
આમ્મોનપુત્રોથી હારે તો હું તને સહાય કરીશ
૧૩ હિમ્મત રાખજે, ને આપણા લોકને માટે તથા
આપણા દેવના નગરોને માટે આપણે મર્દાઇ કરવી
જોઇએ ને યહોવાહને જેમ સારૂં લાગે તેમ તે કરો
૧૪ એમ યોઆબ તથા તેની સાથેના લોકો લડવા
સારૂ અરામીઓની સામે નજીક ગયા; ને તેઓ તેની
આગળથી નાઠા; ૧૫ અને આમ્મોનપુત્રોએ જોયું કે,
અરામીઓ નાઠા છે, ત્યારે તેઓ પણ તેના ભાઇ
આબ્શાયની આગળથી નાઠા, ને નગરમાં પેસી ગયા
પછી યોઆબ યરૂશાલેમમાં આવ્યો. ૧૬ અને અરા-
મીઓએ જોયું કે ઇસ્રાએલની આગળ હાર પામ્યા
છીએ, ત્યારે તેઓએ કાસદો મોકલીને નદીને પેલેપાર
જે અરામીઓ હતા, તેઓને હદારએઝેરના સૈન્યના
સરદાર શોફાખની સરદારી નીચે તેડાવ્યા. ૧૭ અને
દાઉદને એની ખબર મળી; ને તે સર્વ ઇસ્રાએલને
એકઠા કરીને યરદન ઉતર્યો, ને તેઓ હતા ત્યાં જઇ
પહોંચીને તેણે તેઓની સામે યુદ્ધવ્યૂહ રચ્યો એમ
દાઉદ અરામીઓની સામે યુદ્ધવ્યૂહ રચી રહ્યો એટલે
તેઓએ તેની સામે યુદ્ધ કીધું ૧૮ અને ઇસ્રાએલે
અરામીઓને નસાડ્યા, ને દાઉદે અરામના સાત હજાર
રથ[માંના યોદ્ધાઓને] તથા ચાળીસ હજાર પાયદળ
સિપાઇઓને મારી નાખ્યા, ને સૈન્યાધિપતિ શોફા-
ખને મારી નાખ્યો ૧૯ અને હદારએઝેરના ચાકરોએ
જોયું કે, પોતે ઇસ્રાએલની આગળ હાર ખાધી છે,
ત્યારે તેઓએ દાઉદની સાથે સલાહ કરી, ને તેના
તાબેદાર થયા; ને ફરીથી કદી અરામે આમ્મોન-
પુત્રોને સહાય કરવાની ઇચ્છા કરી નહિ

૨૦ અને નવું વર્ષ બેસવાની વેળાએ, રાજાઓને
[યુદ્ધ] નિકળવાને વખતે એમ થયું કે,
યોઆબ સૈન્યબળ લઇને નિકળ્યો, ને આમ્મોન-
પુત્રોના દેશને મેદાન કરી મુકીને રાબ્બાહ જઇને તેણે
તેને ઘેરો ઘાલ્યો પણ દાઉદ યરૂશાલેમમાં રોકાયો,
ને યોઆબે રાબ્બાહને મારીને તેને પાયમાલ કીધું
૨ અને દાઉદે તેઓના રાજાનો મુગટ તેના માથા પરથી
લીધો, ને તેનું વજન તેને એક તાલંત સોનાનું માલમ
પડ્યું, ને તેમાં હીરામાણેક હતા; ને તે દાઉદને માથે
મૂકાયો; ને તે નગરમાંથી અતિ પુષ્કળ લૂટ બહાર
લાવ્યો. ૩ અને તેની અંદરના લોકોને બહાર લાવીને
તેઓને તેણે કરવતોવડે તથા લોઢાની પંજેટીઓવડે
તથા કુહાડીઓવડે રેંસી નાખ્યા અને આમ્મોન-
પુત્રોનાં સર્વ નગરોને દાઉદે એ પ્રમાણે કર્યું; ને દાઉદ
તથા સર્વ લોક યરૂશાલેમમાં પાછા આવ્યા

૪ અને એ પછી એમ થયું કે, પલિસ્તીઓની સાથે
ગેઝેરમાં વિગ્રહ જાગ્યો; તે પ્રસંગે સિબ્બખાય હુશા-
થીએ વીરપુત્રોમાંના સિપ્પાયને માર્યો; ને તેઓ વશ
થયા ૫ અને પલિસ્તીઓની સાથે ફરીથી વિગ્રહ
મચ્યો; ને યાઇરના પુત્ર એલ્હાનાને ગિત્તી ગોલ્યા-
થના ભાઇ લાહ્મીને માર્યો, જેના ભાલાનો દાંડો વણ-
કરની તોર જેવો હતો ૬ અને ગાથમાં ફરીથી વિગ્રહ
થયો, ત્યાં એક મોટો કદાવર પુરૂષ હતો, ને તેને
[દરેક હાથે ને દરેક પગે] છ છ, એટલે ચોવીસ
આંગળાં હતાં, ને તે પણ વીરના પેટનો હતો ૭ અને
તે ઇસ્રાએલને તુચ્છકારતો હતો, ત્યારે દાઉદના ભાઇ
શિમઆના પુત્ર યોનાથાને તેને માર્યો. ૮ એઓ ગાથમાં
વીરથી નિપજેલા હતા, ને તેઓ દાઉદને હાથે તથા
તેના સેવકોને હાથે માર્યા ગયા

૨૧ અને ઇસ્રાએલની વિરૂદ્ધ શેતાન ઉભો થયો,
ને તેણે દાઉદને ઇસ્રાએલની ગણત્રી કરવાને
ઉશ્કેર્યો. ૨ અને દાઉદે યોઆબને તથા લોકોના આગે-
વાનોને કહ્યું કે, જાઓ, બેરશેબાથી તે ઠેઠ દાન લગી
ઇસ્રાએલની ગણત્રી કરો; ને ખબર લઇને મારી પાસે
આવજો કે તેઓની કુલ સંખ્યા હું જાણું ૩ અને
યોઆબે કહ્યું કે, યહોવાહ પોતાના લોક જેટલા છે
તેના કરતાં તેઓને સોગણા વધારો; પણ હે મારા
ધણી રાજા, તેઓ સર્વ મારા ધણીના સેવકો નથી શું?

મારો ધણી આ કામ કરાવવા કેમ માગે છે? તે
ઇસ્રાએલને અપરાધનુ કારણ થવા શા માટે ઇચ્છે
છે? ૪તો પણ રાજાનુ વેણ યોઆબને માથે ચઢાવવુ
પડ્યુ   માટે યોઆબ ચાલી નિકળ્યો, ને સર્વ ઇસ્રા
એલમા ફર્યો, ને યરૂશાલેમ આવ્યો ૫અને યોઆબે
દાઊદને લોકની ગણત્રીનો કુલ આકડો આપ્યો, ને
ઇસ્રાએલમા સઘળા મળી અગિયાર લાખ તરવારિયા
પુરૂષો હતા, ને યહુદાહમા તરવારિયા માણસો ચાર
લાખ ને સિત્તર હજાર હતા ૬પણ તેણે તેઓ મધ્યે
લેવી તથા બિન્યામીનને ગણ્યા નહોતા, કેમકે રાજાનો
હુકમ યોઆબને ધિક્કારપાત્ર લાગતો હતો ૭અને
આ કામથી દેવ અપ્રસન્ન થયો, માટે તેણે ઇસ્રાએલ
પર માર આણ્યો ૮અને દાઊદે દેવને કહ્યુ, આ જે
કૃત્ય મેં કીધું છે તેમા મેં મહા પાપ કર્યું છે, પણ
હવે કૃપા કરી તારા સેવકનો અન્યાય નિવાર, કેમકે
મેં બહુ મૂર્ખાઇ કીધી છે ૯અને યહોવાહે દાઊદના
ભવિષ્યદર્શક ગાદને એમ કહ્યું કે, ૧૦જા, ને દાઊદને
એ પ્રમાણે કહે કે, યહોવાહ એમ કહે છે કે, હુ તારી
આગળ ત્રણ વાત મૂકુ છું, તેઓમાની એક તું પોતાને
માટે પસદ કર, કે હુ તે તારા પર લાવુ ૧૧માટે
ગાદ દાઊદની પાસે આવ્યો, ને તેને કહ્યુ યહોવાહ
એમ કહે છે કે, [ત્રણમાથી] તારી મરજીમા આવે
તે તારે માથે લે, ૧૨ત્રણ વર્ષ દુકાળ, અથવા તારા
શત્રુઓની તરવાર તારા પર આવી પડવાથી તારા
શત્રુઓની આગળથી ત્રણ મહિના સુધી ક્ષય પામવો,
અથવા તો ત્રણ દિવસ સુધી યહોવાહની તરવાર,
એટલે દેશમા મરકી, તથા ઇસ્રાએલની સર્વે સીમા
ઓમા વિનાશ કરતો યહોવાહનો દૂત   માટે હવે મારા
મોકલનારને મારે શો જવાબ વાળવો તે વિષે વિચાર
કર   ૧૩અને દાઊદે ગાદને કહ્યું, હુ ઘણી મુશ્કેલીમા
આવ્યો છું, મારે તો યહોવાહનાજ હાથમા પડવુ,
કેમકે તેની કૃપા અત્યત છે, ને મારે માણસના
હાથમા પડવુ ન જોઇએ. ૧૪માટે યહોવાહે ઇસ્રાએલ
ઉપર મરકી મોકલી, ને ઇસ્રાએલના સિત્તેર હજાર
માણસો માર્યા ગયા ૧૫અને દેવે યરૂશાલેમનો નાશ
કરવા સારૂ તેમા એક દૂત મોકલ્યો, ને તે નાશ
કરવાની અણી પર હતો એવામા યહોવાહે નજર
કરી, ને એ વિપત્તિ સબધી તેને પશ્ચાત્તાપ થયો, ને
તેણે નાશ કરનાર દૂતને કહ્યું કે, બસ છે, હવે તારો
હાથ બંધ રાખ   અને યહોવાહનો દૂત ઓર્નાન યબૂ
સીની ખળી પાસે ઉભો રહ્યો ૧૬અને દાઊદે પોતાની
આંખો ઉચી કરી તો પૃથ્વી તથા આકાશની વચમા
યહોવાહના દૂતને ઉભેલો જોયો, ને યરૂશાલેમઉ પર
લબાવેલા તેના હાથમા નાગી તરવાર હતી. ત્યારે
દાઊદ તથા વડીલો ટાટ પહેરીને ઉધા પડ્યા ૧૭અને
દાઊદે દેવને કહ્યુ કે, લોકની ગણત્રી કરવાની આજ્ઞા
કરનાર તે શું હુ નથી? હા, પાપ કરનાર તથા મહા
દુષ્ટતા કરનાર તે હુજ છું, પણ આ ઘેટા, એઓએ
શું કીધુ છે? હે મારા દેવ યહોવાહ, કૃપા કરી તારો
હાથ મારી વિરૂદ્ધ તથા મારા બાપના ઘર વિરૂદ્ધ
થાઓ, પણ તે તારા લોકની વિરૂદ્ધ થઇને તેઓને ન
પીડે ૧૮ત્યારે યહોવાહના દૂતે ગાદને આજ્ઞા કરી
કે દાઊદને કહે કે, તે જઇને યબૂસી ઓર્નાનની ખળીમા
યહોવાહને સારૂ વેદી બાધે ૧૯અને જે વચન ગાદે
યહોવાહને નામે કહ્યું તે પ્રમાણે દાઊદ ત્યા ગયો
૨૦અને ઓર્નાને પાછા ફરીને દૂતને જોયો, ને તેના
ચાર પુત્રો જે તેની સાથે હતા તેઓ સતાઇ ગયા
ઓર્નાન તો ઘઉ મસળતો હતો ૨૧અને દાઊદ
ઓર્નાનની નજીક આવતો હતો, તેવામા ઓર્નાને
નજર કરી તો દાઊદને જોયો, ને તેણે ખળીમાથી બહાર
આવીને દાઊદને સાષ્ટાગ દડવત પ્રણામ કીધા
૨૨ત્યારે દાઊદે ઓર્નાનને કહ્યુ કે, આ ખળીની જગ્યા
મને આપ, કે હુ તે પર યહોવાહને સારૂ વેદી બાધું,
પૂરેપૂરી કિમ્મત લઇને તું મને તે આપ, કે લોક
ઉપરથી મરકી બધ પડે ૨૩અને ઓર્નાને દાઊદને
કહ્યું કે, તુ તે પોતાને કબજે લે, ને મારો ધણી રાજા
પોતાની દૃષ્ટિમા જેમ સારૂ લાગે તેમ કરે, જો, દહ
નીયાર્પણને સારૂ બળદો, તથા લાકડાને સારૂ ટપેરવાના
રાચ, તથા ખાદ્યાર્પણને સારૂ ઘઉ હુ તને આપુ છું, હુ
તે સર્વ આપુ છું ૨૪અને દાઊદ રાજાએ ઓર્નાનને
કહ્યુ કે, ના પણ હુ ખચિત પૂરેપૂરી કિમ્મત આપી-
નેજ તે લઇશ, કેમકે જે તારૂ છે તે હુ યહોવાહને માટે
નહિ લઉ, તેમજ ખર્ચ વગરનુ દહનીયાર્પણ નહિ
ચઢાવુ ૨૫માટે દાઊદે ઓર્નાનને તે જગ્યાની કિમ્મત
બદલ તોળીને છસેં શેકેલ સોનુ આપ્યુ ૨૬અને દાઊદે
ત્યા યહોવાહને માટે વેદી બાધી, ને દહનીયાર્પણો
તથા શાત્યર્પણો ચઢાવ્યા, ને યહોવાહને વિનતી કીધી,
ને તેણે દહનીયાર્પણની વેદી ઉપર આકાશમાથી
અગ્નિ મોકલીને તેને ઉત્તર આપ્યો ૨૭અને યહો
વાહે દૂતને આજ્ઞા કીધી, ને એણે પોતાની તરવાર
તેના મ્યાનમા પાછી ઘાલી

૨૮ તે સમયે જ્યારે દાઊદે જોયુ કે યહોવાહે મને
ઓર્નાન યબૂસીની ખળીમા ઉત્તર આપ્યો છે, ત્યારે
તેણે ત્યા યજ્ઞ કર્યો ૨૯ કેમકે મુસાએ અરણ્યમા બના
વેલો યહોવાહનો મંડપ તથા દહનીયાર્પણની વેદી તે
સમયે ગિબઓનમાના ઉચ્ચસ્થાનમા હતા ૩૦ પણ
દેવને પૂછવા સારૂ તેની આગળ દાઊદ જઇ શકયા
નહિ, કેમકે યહોવાહના દૂતની તરવારથી તે બિહીતો
હતો

૨૨ પછી દાઊદે કહ્યું કે, આ યહોવાહ દેવનુ
ઘર છે, ને આ ઇસ્રાએલને સારૂ દહનીયા
ર્પણની વેદી છે
૨ અને ઇસ્રાએલના દેશમા જે પરદેશીઓ હતા
તેઓને એકઠા કરવાને દાઊદે આજ્ઞા કીધી, ને દેવનુ
ઘર બાધવાને પત્થર ઘડવા સારૂ સલાટોને તેણે કામે
લગાડ્યા ૩ અને દરવાજાના કમાડોને માટે તથા
સાધાઓને માટે ખીલાઓને સારૂ દાઊદે પુષ્કળ લોઢુ,
ને તોલાય નહિ એટલુ પુષ્કળ પિત્તળ, ૪ ને અસંખ્ય
એરેજવૃક્ષો તૈયાર કર્યો, કેમકે સીદોનીઓ તથા
સૂરીઓ દાઊદની પાસે પુષ્કળ એરેજવૃક્ષો લાવ્યા
૫ અને દાઊદે કહ્યું કે, મારો પુત્ર સુલેમાન જુવાન
તથા કોમળ છે, ને યહોવાહને સારૂ જે ઘર બધાવાનુ
છે, તે સર્વ દેશોમા કીર્ત્તિમા તથા જાહોજલાલીમા
અતિ મોટું થવુ જોઇએ, માટે હુ તેને સારૂ તૈયારી
કરીશ એ માટે દાઊદે પોતાના મરણ અગાઉ પુષ્કળ
તૈયારી કીધી

૬ પછી તેણે પોતાના પુત્ર સુલેમાનને તેડાવ્યો, ને
ઇસ્રાએલના દેવ યહોવાહને સારૂ ઘર બાધવાની તેને
સોપણ કરી ૭ અને દાઊદે સુલેમાનને કહ્યું, હે મારા
પુત્ર, મારા દેવ યહોવાહના નામને સારૂ ઘર બાધ-
વાનુ મારા મનમા હતું તો ખરૂ ૮ પણ મારી પાસે
યહોવાહની એવી વાણી આવી કે, તેં પુષ્કળ લોહી
વહેવડાવ્યુ છે, ને મોટા યુદ્ધો કીધા છે, તારે મારા
નામને સારૂ ઘર બાધવુ નહિ, કેમકે મારી નજર
આગળ તેં પૃથ્વી ઉપર બહુ લોહી વહેવડાવ્યુ છે,
૯ જો, તને પુત્ર થશે, તે શાતિશીલ પુરૂષ થશે, ને
તેની ચારેગમના સર્વ શત્રુઓથી હુ તેને વિશ્રાતિ
આપીશ, કેમકે તેનુ નામ સુલેમાન થશે, ને હુ તેના
દિવસોમા ઇસ્રાએલને સુલેહ તથા શાતિ આપીશ,
૧૦ તે મારા નામને સારૂ ઘર બાધશે, ને તે મારો
પુત્ર થશે, ને હુ તેનો પિતા થઇશ, ને ઇસ્રાએલ પર
તેના રાજ્યનું આસન હુ સર્વકાળ સ્થાપિત કરીશ
૧૧ હવે મારા પુત્ર, યહોવાહ તારી સાથે હો, ને તું
આબાદ થા, ને તેણે તારા સબધી કહ્યું છે, તેમ તું
તારા દેવ યહોવાહનુ ઘર બાધ ૧૨ કેવળ યહોવાહ
તને વિવેકબુદ્ધિ તથા સમજણ આપો, ને ઇસ્રાએલ
વિષે તને શિખામણ આપો, કે એમ તું યહોવાહ તારા
દેવના નિયમ પાળે ૧૩ જે વિધિઓ તથા હુકમો યહો-
વાહે ઇસ્રાએલ સબધી મુસાને ફરમાવ્યા, તે જો તું
પાળીને અમલમા આણશે તોજ તું સફળ થશે,
બળવાન તથા ખૂબ હિમ્મતવાન થા, બિહીશ નહિ,
ને ગભરાઇશ પણ નહિ ૧૪ હવે, જો, સકટમા છતા
મે યહોવાહના ઘરને સારૂ એક લાખ તાલત સોનુ તથા
દસ લાખ તાલત રૂપુ, તૈયાર કર્યા છે, ને અણતોલ
પિત્તળ તથા લોઢુ પણ, કેમકે તે પુષ્કળ છે, ને લાકડા
તથા પત્થર પણ મેં તૈયાર કર્યા છે, ને તું ચાહે તો
તેમા ઉમેરો કરી શકે ૧૫ વળી તારી પાસે પુષ્કળ
કારીગરો, એટલે પત્થર તથા લાકડા ઘડનારા તથા
કોઇ પણ પ્રકારના કામમા નિપુણ એવા સઘળા પુરૂષો
છે ૧૬ સોના રૂપાની તથા પિત્તળની તથા લોઢાની
તો ગણત્રીજ નથી, ઉઠીને કામે લાગ, ને યહોવાહ
તારી સાથે હો ૧૭ વળી દાઊદે પોતાના પુત્ર સુલે-
માનને સહાય આપવાની આજ્ઞા ઇસ્રાએલના સર્વ
સરદારોને આપી[ને કહ્યું], ૧૮ તમારો દેવ યહોવાહ
તમારી સાથે નથી શું? ને તેણે તમને ચોતરફ શાતિ
આપી નથી શું? કેમકે તેણે દેશના રહેવાસીઓને
મારા હાથમા સોપ્યા છે, ને યહોવાહની આગળ તથા
તેના લોકની આગળ દેશ વશ થયો છે ૧૯ તો હવે
તમારા દેવ યહોવાહની શોધમા તમારૂ અંતઃકરણ
તથા તમારો જીવ લગાડો, માટે યહોવાહના નામને
સારૂ જે ઘર બધાવાનુ છે, તેમા યહોવાહનો કરારકોષ
તથા દેવના પવિત્ર પાત્રો લાવવા સારૂ, તમે ઉઠીને
યહોવાહ દેવનુ પવિત્રસ્થાન બાધો

૨૩ હવે દાઊદ વૃદ્ધ તથા પાકી ઉમરે પહોચ્યો
હતો, ને તેણે પોતાના પુત્ર સુલેમાનને
ઇસ્રાએલ ઉપર રાજા ઠરાવ્યો ૨ અને તેણે ઇસ્રાએ
લના સર્વ સરદારોને તથા યાજકોને તથા લેવીઓને
એકઠા કર્યા ૩ અને ત્રીસ તથા તેથી વધારે વર્ષની
વયના લેવીઓની ગણત્રી કરવામા આવી, ને માથા-
દીઠ ગણત્રી કરતા તેઓ આડત્રીસ હજાર પુરૂષો થયા
૪ તેઓમાના ચોવીસ હજારને યહોવાહના ઘરના કામ

પર દેખરેખ રાખવાની હતી, ને ૭ હજાર અમલ
દારો તથા ન્યાયાધીશો હતા, ૫અને ચાર હજાર
દ્વારપાળો હતા; ને ચાર હજાર, મેં [દાઉદે] જે
વાજીંત્રો સ્તુતિ કરવાના બનાવ્યા હતા, તેવડે યહો-
વાહની સ્તુતિ કરતા હતા ૬અને દાઉદે તેમની
લેવીના પુત્રો પ્રમાણે એટલે, ગેર્શોન, કહાથ તથા
મરારી પ્રમાણે, વારાટોળીઓ પાડી ૭ગેર્શોનીઓ
માના, લાઅદાન તથા શિમઇ ૮લાઅદાનના પુત્રો,
યહીએલ એ મુખ્ય, તથા ઝેથામ તથા યોએલ, એ
ત્રણ ૯શિમઇના પુત્રો, શલોમોથ તથા હઝીએલ
તથા હારાન, એ ત્રણ એઓ લાઅદાનના બાપોના
[ઘરોના] મુખ્યો હતા ૧૦અને શિમઇના પુત્રો,
યાહાથ, ઝીના તથા યેઉશ તથા બરીઆહ, એ ચાર
શિમઇના પુત્રો હતા ૧૧અને યાહાથ મુખ્ય હતો
ને ઝીઝાહ એ બીજો, પણ યેઉશને તથા બરીઆહને
ઘણા પુત્રો ન હતા, માટે તેઓ એક ગણત્રીમા
બાપના એક ઘરને ઠેકાણે ગણાયા ૧૨કહાથના પુત્રો,
આમ્રામ, યિસ્હાર, હેબ્રોન, તથા ઉઝ્ઝીએલ, એ ચાર
૧૩આમ્રામના પુત્રો, હારૂન તથા મુસા હતા, ને
હારૂન એ માટે જૂદો કરાયો હતો કે તે તથા તેના
પુત્રો સદા પરમપવિત્ર વસ્તુઓ અર્પે, સદા યહોવા
હની આગળ ધૂપ બાળે, તેની સેવા કરે, તથા તેને
નામે આશીર્વાદ દે ૧૪પણ ઇશ્વરભક્ત મુસાના પુત્રો
તો લેવીના કુળમા ગણાયા ૧૫મુસાના પુત્રો, ગેર્શોમ
તથા અલીએઝેર ૧૬ગેર્શોમના પુત્રો, શબૂએલ એ
મુખ્ય ૧૭અને અલીએઝેરના પુત્રો, રહાબ્યાહ
મુખ્ય હતો અને અલીએઝેરને બીજા પુત્રો ન હતા,
પણ રહાબ્યાહના પુત્રો અતિ ઘણા હતા ૧૮યિસ્હા
રના પુત્રો, શલોમીથ એ મુખ્ય ૧૯હેબ્રોનના
પુત્રો, યરીયાહ એ મુખ્ય, અમાર્યાહ એ બીજો,
યાહઝીએલ એ ત્રીજો, તથા યકામઆમ એ ચોથો
૨૦ઉઝ્ઝીએલના પુત્રો, મીખાહ એ મુખ્ય તથા
યિશ્શીયાહ એ બીજો ૨૧મરારીના પુત્રો, માહલી
તથા મૂશી માહલીના પુત્રો, એલઆઝાર તથા કીશ
૨૨ [illegible]
[illegible]
[illegible]
પુત્રો, માહલી તથા એદેર તથા યરેમોથ, એ ત્રણ
૨૪એઓ પોતાના બાપોના ઘરો પ્રમાણે લેવીના પુત્રો
હતા, એટલે તેઓમાના જેઓ માથાદીઠ નામોની
ગણત્રીમા ગણાયા હતા, એટલે વીસ વર્ષના તથા તેથી
વધારે વયના જેઓ યહોવાહના ઘરની સેવાનું કામ
કરનાર હતા તેઓના બાપોના [ઘરોના] મુખ્યો
હતા ૨૫કેમકે દાઉદે કહ્યું કે, ઇસ્રાએલના દેવ યહો-
વાહે પોતાના લોકને આરામ આપ્યો છે, ને તે સર્વ
કાળ યરૂશાલેમમા વસે છે, ૨૬ને લેવીઓને પણ હવે
પછી મંડપ તથા તેની સેવાને સારૂ તેના સર્વ પાત્રો
ઉચકીને ફરવાની જરૂર નહિ પડે ૨૭કેમકે દાઉદની
છેલ્લી આજ્ઞાથી વીસ તથા તેથી વધારે વર્ષની વયના
લેવીપુત્રોની ગણત્રી કરાઇ હતી ૨૮કેમકે તેઓનુ કામ
એ હતું કે, યહોવાહના ઘરની સેવાને સારૂ હારૂનના
પુત્રોની ખિજમતમા હાજર રહેવુ, એટલે આગણા
ઓમા તથા ઓરડાઓમા તથા સર્વ પવિત્ર વસ્તુઓના
શુદ્ધિકરણમા, એટલે દેવના ઘરની સેવાના કામમા
[હાજર રહેવુ], ૨૯અર્પણ કરેલી રોટલીને સારૂ,
તથા બેખમીર રોટલીના કે તવામા શેકાયલાના કે
તળેલાના ખાદ્યાર્પણના મેંદાને સારૂ, તથા સર્વ જાતના
માપ તથા પરિમાણને સારૂ પણ [હાજર રહેવુ],
૩૦ને દર સવારે તથા એમજ સાંજરે યહોવાહનો
ઉપકાર માનવા તથા સ્તુતિ કરવા ઉભા રહેવુ, ૩૧તથા
યહોવાહની આગળ જથ્થે તેઓ વિષેના ઠરાવેલા
કાનૂન પ્રમાણે ગણીને, સાબ્બાથોમા, અમાવાસ્યા-
ઓમા તથા મુકરર પર્વોમા, યહોવાહને સર્વ દહની-
યાર્પણો ચઢાવવા ૩૨અને યહોવાહના ઘરની સેવાને
સારૂ મુલાકાતમંડપની સંભાળ, તથા પવિત્રસ્થાનની
સંભાળ, તથા પોતાના ભાઇઓ હારૂનના પુત્રોની
સંભાળ રાખવી

૨૪ અને હારૂનના પુત્રોની વારાટોળીઓ [આ
પ્રમાણે હતી] હારૂનના પુત્રો, નાદાબ
તથા અબીહૂ, એલઆઝાર તથા ઇથામાર ૨પણ
નાદાબ તથા અબીહૂ પોતાના બાપની અગાઉ મરી
ગયા હતા, ને તેઓને ફરજન્દ ન હતા, માટે એલઆ
ઝાર તથા ઇથામાર યાજકપદ બજાવતા હતા ૩અને
દાઉદે તથા એલઆઝારના પુત્રોમાના સાદોકે તથા
ઇથામારના પુત્રોમાના અહીમેલેખે તેઓની સેવામા
તેઓની ગોઠવણ પ્રમાણે તેઓની ટોળીઓ પાડી
૪અને ઇથામારના પુત્રોમા [મળ્યા] તે કરતા એલ
આઝારના પુત્રોમા મુખ્ય પુરૂષો વધારે મળી આવ્યા,
ને તેઓની ટોળીઓ આ પ્રમાણે પાડી, એલઆઝા-
રના પુત્રોમાના સોળ હતા, એઓ બાપોના ઘરોના

મુખ્યો [ હતા ], ને ઇથામારના પુત્રોમાના, તેઓના
બાપોના ઘરો પ્રમાણે, આઠ હતા ૫ તે બન્ને ટોળી-
ઓના વર્ગો ચિઠ્ઠી નાખીને આ પ્રમાણે પાડ્યા, કેમકે
એલઆઝારના પુત્રોમાના તેમજ ઇથામારના પુત્રો-
માના પવિત્રસ્થાનના કારભારીઓ તથા દેવના કાર-
ભારીઓ હતા ૬ અને નથાનએલનો પુત્ર શમાયાહ
ચિટનીસ, જે લેવીઓમાનો હતો, તેણે રાજાની તથા
સરદારોની તથા સાદોક યાજકની તથા અબ્યાથારના
પુત્ર અહીમેલેખની તથા યાજકોના તથા લેવીઓના
બાપોના [ઘરોના] મુખ્યોની સમક્ષ તેઓની નોંધ
કરી, એલઆઝારના સબધમા બાપોનુ એક ઘર
ગણાયુ, ને ઇથામારના સબધમા એક ગણાયુ ૭ હવે
પહેલી ચિઠ્ઠી યહોયારીબની નિકળી, બીજી યદાયાહની,
૮ ત્રીજી હારીમની, ચોથી સેઆરીમની, ૯ પાચમી
માલ્કીયાહની, છઠ્ઠી મીયામીનની, ૧૦ સાતમી હાક્કો
સની, આઠમી અબીયાહની, ૧૧ નવમી યેશૂઆની,
દસમી શખાન્યાહની, ૧૨ અગિયારમી એલ્યાશીબની,
બારમી યાકીમની, ૧૩ તેરમી હુપ્પાહની, ચૌદમી
યેશેબ આબની, ૧૪ પદરમી બિલ્ગાહની, સોળમી
ઇમ્મેરની, ૧૫ સત્તરમી હેઝીરની, અરાઢમી હાપ્પિ-
સ્સેસની, ૧૬ ઓગણીસમી પથાહ્યાહની, વીસમી
યહેઝકેલની, ૧૭ એકવીસમી યાખીનની, બાવીસમી
ગામૂલની, ૧૮ ત્રેવીસમી દલાયાહની, ચોવીસમી
માઆઝયાહની ૧૯ ઇસ્રાએલના દેવ યહોવાહે તેઓના
પિતા હારૂનને આપેલી આજ્ઞા પ્રમાણે તેની હસ્તક
અપાયલા હુકમ મુજબ યહોવાહના ઘરમા આવવા માટે
તેઓની સેવામા તેઓનો અનુક્રમ એ પ્રમાણે હતો
૨૦ અને લેવીના બાકીના પુત્રો વિષે, આમ્રામના
પુત્રોમાનો, શૂબાએલ, શૂબાએલના પુત્રોમાનો, યેહ-
દયાહ ૨૧ રહાબ્યાહ વિષે, રહાબ્યાહના પુત્રોમાનો,
યિશ્શીયાહ એ મુખ્ય ૨૨ યિસ્હારીઓમાનો, શલો
મોથ, શલોમોથના પુત્રોમાનો, યાહાથ ૨૩ અને
[હેબ્રોનના] પુત્રો, યરીયાહ [ એ મુખ્ય ], બીજો
અમાર્યાહ, ત્રીજો યાહઝીએલ, ચોથો યકામઆમ
૨૪ ઉઝ્ઝીએલના પુત્રો, મીખાહ, મીખાહના પુત્રો
માનો, શામીર ૨૫ મીખાહનો ભાઇ, યિશ્શીયાહ,
યિશ્શીયાહના પુત્રોમાનો, ઝખાર્યાહ ૨૬ મરારીના
પુત્રો; માહલી તથા મૂશી, યાઅઝીયાહના પુત્રો,
બનો ૨૭ મરારીના પુત્રો, યાઅઝીયાહના, બનો તથા
શોહામ તથા ઝાક્કૂર તથા ઇબ્રી ૨૮ માહલીનો, એલ
આઝાર, જે અપુત્ર હતો ૨૯ કીશ વિષે, કીશના પુત્રો,
યરાહમએલ ૩૦ અને મૂશીના પુત્રો, માહલી તથા
એદેર તથા યરીમોથ એઓ પોતાના બાપોના ઘરો
પ્રમાણે લેવીઓના પુત્રો હતા ૩૧ અને તેઓએ પણ
પોતાના ભાઇ હારૂનપુત્રોની પેઠે, દાઉદ રાજાની તથા
સાદોકની તથા અહીમેલેખની તથા યાજકોના તથા
લેવીઓના બાપોના [ ઘરોના ] મુખ્યોની સમક્ષ
ચિઠ્ઠીઓ નાખી, એટલે મુખ્ય માણસોના બાપોના
[ ઘરોએ ] પોતાના નાના ભાઇના [ બાપોના ઘરો ]ની
પેઠેજ [ ચિઠ્ઠીઓ નાખી ]

૨૫ વળી દાઉદે તથા સૈન્યોના સરદારોએ,
સેવાને સારૂ, આસાફના તથા હેમાનના તથા
યદૂથૂનના પુત્રોમાથી કેટલાએકને, વીણાવડે તથા સતા
રવડે તથા ઝાંઝોવડે સ્તોત્ર ગાવા સારૂ જૂદા કર્યા,
ને પોતાને સોંપેલી સેવા પ્રમાણે કામ કરનારાઓની
ગણત્રી નીચે મુજબ હતી, ૨ એટલે આસાફના પુત્રો-
માના, ઝાક્કૂર તથા યુસફ તથા નથાન્યાહ તથા અશા
રએલાહ, એ આસાફના પુત્રો, એઓ આસાફ કે જે
રાજાના હુકમ પ્રમાણે બોધકનુ કામ કરતો હતો તેના
હાથ નીચે હતા ૩ યદૂથૂન વિષે, યદૂથૂનના પુત્રો,
ગદાલ્યાહ તથા સરી તથા યશાયાહ, હશાબ્યાહ તથા
માત્તિથ્યાહ એ છ, તેઓ પોતાનો બાપ યદૂથૂન, કે
જે વીણાવડે આભાર માનવામા તથા યહોવાહની
સ્તુતિ કરવામા બોધકનુ કામ કરતો હતો, તેના હાથ
નીચે હતા, ૪ હેમાન વિષે, હેમાનના પુત્રો, બુક્કી-
યાહ, માત્તાન્યાહ, ઉઝ્ઝીએલ, શબૂએલ, તથા યરી-
મોથ, હનાન્યાહ, હનાની, અલીઆથાહ, ગિદ્દાલ્તી
તથા રોમામ્તી એઝેર, યોશ્બકાશાહ, માલ્લોથી,
હોથીર, માહઝીઓથ, ૫ એ સઘળા, દેવના વચનોમા
રાજાનો જે ભવિષ્યદર્શક હેમાન, તેના પુત્રો હતા,
એઓ શિંગ વગાડનારા હતા, ને દેવે હેમાનને ચૌદ
પુત્રો તથા ત્રણ પુત્રીઓ આપ્યા હતા ૬ એઓ સર્વ
દેવના ઘરની સેવાને સારૂ, ઝાંઝોવડે, સતારવડે તથા
વીણાવડે યહોવાહના ઘરનુ ગાયન [કરવા] કાજે
પોતાના બાપના હાથ નીચે હતા, આસાફ, યદૂથૂન
તથા હેમાન રાજાના હુકમ તળે હતા ૭ અને તેઓના
ભાઇઓ કે જેઓ યહોવાહ આગળ ગાયન કરવામા
કેળવાયલા હતા, એટલે જેઓ બાહોશ હતા, તેઓના
સુદ્ધા તેઓની સખ્યા બસેં ને અઠયાસી હતી. ૮ અને
તેઓએ સરખી રીતે, જેમ નાનાએ તેમ મોટાએ, જેમ
ગુરૂએ તેમ શિષ્યે પોતાના કામને માટે ચિઠ્ઠીઓ

નાખી. ૯ હવે પહેલી ચિઠ્ઠી આસાફને સારૂ યુસફની
નિકળી, બીજી ગદાલ્યાહની, તે તથા તેના ભાઇઓ
તથા પુત્રો મળી બાર હતા ૧૦ ત્રીજી ઝાક્કૂરની, તેના
પુત્રો તથા તેના ભાઇઓ મળી બાર હતા, ૧૧ ચોથી
યિસ્રીની, તેના પુત્રો તથા તેના ભાઇઓ મળી બાર
હતા ૧૨ પાંચમી નથાન્યાહની, તેના પુત્રો તથા તેના
ભાઇઓ મળી બાર હતા ૧૩ છઠ્ઠી બુક્કીયાહની, તેના
પુત્રો તથા તેના ભાઇઓ મળી બાર હતા, ૧૪ સાતમી
યશારએલાહની, તેના પુત્રો તથા તેના ભાઇઓ મળી
બાર હતા, ૧૫ આઠમી યશાયાહની, તેના પુત્રો તથા
તેના ભાઇઓ મળી બાર હતા, ૧૬ નવમી માત્તાન્યા
હની, તેના પુત્રો તથા તેના ભાઇઓ મળી બાર હતા,
૧૭ દસમી શિમઇની, તેના પુત્રો તથા તેના ભાઇઓ
મળી બાર હતા, ૧૮ અગિયારમી અઝારએલની, તેના
પુત્રો તથા તેના ભાઇઓ મળી બાર હતા, ૧૯ બારમી
હશાબ્યાહની, તેના પુત્રો તથા તેના ભાઇઓ મળી
બાર હતા, ૨૦ તેરમી શુબાએલની, તેના પુત્રો તથા
તેના ભાઇઓ મળી બાર હતા, ૨૧ ચાદમી માત્તિથ્યા
હની તેના પુત્રો તથા તેના ભાઇઓ મળી બાર હતા
૨૨ પનરમી યરેમોથની તેના પુત્રો તથા તેના ભાઇઓ
મળી બાર હતા ૨૩ સોળમી હનાન્યાહની તેના પુત્રો
તથા તેના ભાઇઓ મળી બાર હતા. ૨૪ સત્તરમી
યોશ્બકાશાહની, તેના પુત્રો તથા તેના ભાઇઓ મળી
બાર હતા, ૨૫ અરાઢમી હનાનીની, તેના પુત્રો તથા
તેના ભાઇઓ મળી બાર હતા ૨૬ ઓગણીસમી
માલ્લોથીની તેના પુત્રો તથા તેના ભાઇઓ મળી
બાર હતા, ૨૭ વીસમી અલીયાથાહની, તેના પુત્રો
તથા તેના ભાઇઓ મળી બાર હતા, ૨૮ એકવીસમી
હોથીરની, તેના પુત્રો તથા તેના ભાઇઓ મળી બાર
હતા. ૨૯ બાવીસમી ગિદ્દાલ્તીની, તેના પુત્રો તથા તેના
ભાઇઓ મળી બાર હતા, ૩૦ ત્રેવીસમી માહઝીઓ
થની, તેના પુત્રો તથા તેના ભાઇઓ મળી બાર હતા,
૩૧ ચાવીસમી રોમામ્તી એઝેરની, તેના પુત્રો તથા
તેના ભાઇઓ મળી બાર હતા.

૨૬ દ્વારપાળોની વારાટીઓ વિષે, કોરા
હીઓ વિષે, આસાફના પુત્રોમાંના કોરેનો
પુત્ર મશેલેમ્યાહ ૨ અને મશેલેમ્યાહના પુત્રો આ
હતા, એટલે જ્યેષ્ઠપુત્ર ઝખાર્યાહ, બીજે યદીઅએલ,
ત્રીજે ઝબાદ્યાહ ચોથો યાથ્નીએલ, ૩ પાંચમો એલામ,
છઠ્ઠો યહોહાનાન, સાતમો એલ્યહોએનાય. ૪ અને
ઓબેદ અદોમના પુત્રો આ હતા, એટલે જ્યેષ્ઠપુત્ર
શમાયાહ બીજે યહોઝાબાદ, ત્રીજે યોઆહ તથા
ચોથો શાખાર તથા પાંચમો નથાનએલ, ૫ છઠ્ઠો
આમ્મીએલ, સાતમો યિસ્સાખાર, આઠમો પેઉલ્લ
થાય, કેમકે દેવે તેને આશીર્વાદ દીધો હતો ૬ અને
તેના પુત્ર શમાયાહને પુત્રો થયા હતા, જેઓ પોતાના
બાપના ઘર પર અધિકારીઓ હતા, કેમકે તેઓ
શૂરવીર હતા ૭ શમાયાહના પુત્રો, ઓથ્ની તથા રફા-
એલ તથા ઓબેદ એલ્ઝાબાદ, જેના ભાઇઓ અલીહૂ
તથા સમાખ્યાહ શૂર પુરૂષો હતા ૮ એઓ સર્વ
ઓબેદ-અદોમના પુત્રો હતા, તેઓ તથા તેઓના
પુત્રો તથા તેઓના ભાઇઓ જેઓ સેવાને સારૂ બળ
વાન તથા શક્તિવાન પુરૂષો હતા, તેઓ ઓબેદ અદો
મના બાસઠ હતા ૯ અને મશેલેમ્યાહને પુત્રો તથા
ભાઇઓ મળી અરાઢ શૂરવીર પુરૂષો હતા ૧૦ વળી
મરારીના પુત્રોમાંના હોસાહને પુત્રો હતા, એટલે
મુખ્ય શિમ્રી, (કેમકે જો કે તે જ્યેષ્ઠ ન હતો, તો
પણ તેના બાપે તેને મુખ્ય ઠરાવ્યો હતો), ૧૧ બીજે
હિલ્કીયાહ, ત્રીજે ટબાલ્યાહ, ચોથો ઝખાર્યાહ.
હોસાહના પુત્રો તથા ભાઇઓ સઘળા મળીને તેર હતા
૧૨ એઓમાંથી, એટલે મુખ્ય માણસોમાંથી, દ્વારપા
ળોની વારાગીઓ પાડી હતી, અને તેઓને તેઓના
ભાઇઓની પેઠે યહોવાહના ઘરમાં સેવા કરવાનું કામ
સોંપાયું ૧૩ અને તેઓએ એટલે નાનાએ તેમજ
મોટાએ, તેઓના બાપોના ઘરો પ્રમાણે પ્રત્યેક દરવા
જાને માટે ચિઠ્ઠીઓ નાખી ૧૪ અને પૂર્વ ગમની ચિઠ્ઠી
શેલેમ્યાહને આવી, ત્યાર પછી તેનો પુત્ર ઝખાર્યાહ
કે જે બુદ્ધિવંત મંત્રી હતો તેને વાસ્તે તેઓએ ચિઠ્ઠીઓ
નાખી, ને તેની ચિઠ્ઠી ઉત્તર ગમની આવી ૧૫ ઓબેદ
અદોમને દક્ષિણ તરફની, ને તેના પુત્રોને ભંડારની
૧૬ શુપ્પીમ તથા હોસાહને પશ્ચિમ ગમની, એટલે
ચઢવા ઢોળાવની સડક ઉપર, શાલ્લેખેથ દરવાજા
પાસેની (જગ્યાની) એટલે સામાસામી બીજી
ચાકીની આવી ૧૭ પૂર્વ બાજુ છ લેવીઓ હતા, ઉત્તર
બાજુ દરરોજ ચાર, દક્ષિણ બાજુ દરરોજ ચાર, ને
ભંડારને માટે બબે ૧૮ પશ્ચિમ બાજુ પાર્બારને સારૂ,
સડક પાસે ચાર, ને પાર્બાર પાસે બે ૧૯ કોરાહીઓના
પુત્રોની તથા મરારીના પુત્રોની દ્વારપાળોની વારાટી
ઓ એ હતી

૨૦ અને લેવીઓમાંના, અહીયાહ દેવના ઘરના
ભંડારો તથા અર્પિત વસ્તુઓના ભંડાર પર હતો.

૨૧ લાઅદાનના પુત્રો, એટલે લાઅદાનના ગેર્શોનીના
પુત્રો, લાઅદાન ગેર્શોનીના બાપોના [ ઘરોના ]
મુખ્ય, યહીએલી ૨૨ યહીએલીના પુત્રો, ઝેથામ તથા
તેનો ભાઇ યોએલ યહોવાહના ઘરના ભંડારો પર
૨૩ આમ્રામીઓ વિષે, યિસ્હારીઓ વિષે, હેબ્રોનીઓ
વિષે, ઉઝ્ઝીએલીઓ વિષે, ૨૪ ને મુસાના પુત્ર
ગેર્શોમનો પુત્ર શબૂએલ ભંડારો પર કારભારી હતો
૨૫ અને તેના ભાઇઓ, અલીએઝેરથી તેનો પુત્ર
રહાબ્યાહ થયો, તથા તેનો પુત્ર યશાયાહ, તથા તેનો
પુત્ર યોરામ, તથા તેનો પુત્ર ઝિખ્રી, તથા તેનો પુત્ર
શલોમોથ. ૨૬ આ શલોમોથ તથા તેના ભાઇઓ,
પવિત્ર વસ્તુઓના સર્વ ભંડારો કે જે દાઉદ રાજાએ,
તથા બાપોના [ ઘરોના ] મુખ્યોએ, સહસ્રાધિપતિ
ઓએ, તથા શતાધિપતિઓએ, તથા સૈન્યોના સરદા
રોએ અર્પણ કર્યા હતા, તેઓના ઉપર હતા ૨૭ યહો
વાહનુ ઘર સમારવા સારૂ તેઓએ યુદ્ધમા મેળવેલી
લૂટમાથી અર્પણ કર્યા હતા ૨૮ અને જે સઘળુ શમૂએલ
ભવિષ્યદર્શકે તથા કીશના પુત્ર શાઉલે તથા નેરના પુત્ર
આબ્નેરે તથા સરૂયાહના પુત્ર યાઆબે અર્પણ કર્યું
હતું, અથવા જે કઇ હરકોઇએ અર્પણ કર્યું હતું તે
શલોમોથ તથા તેના ભાઇઓના હવાલામા હતું
૨૯ યિસ્હારીઓમાનો કનાન્યાહ તથા તેના પુત્રો
બહારના કામને માટે ઇસ્રાએલ ઉપર અધિકારીઓ
તથા ન્યાયાધીશો હતા ૩૦ હેબ્રોનીઓમાનો હસા
બ્યાહ તથા તેના ભાઇઓ એક હજાર ને સાતસે શૂર-
વીર પુરૂષો હતા, તેઓ યહોવાહના સર્વ કામને સારૂ
તથા રાજાની સેવાને માટે, યરદન પાર પશ્ચિમ ગમના
ઇસ્રાએલના અધિકારીઓ હતા ૩૧ હેબ્રોનીઓ
માનો, એટલે બાપોના [ ઘરોની ] વશાવળી પ્રમાણે
હેબ્રોનીઓમાનો, મુખ્ય યરીયાહ હતો દાઉદના
રાજ્યના ચાળીસમા વર્ષમા તેઓની શોધ થઇ, ને
તેઓ મધ્યે શૂરવીર પુરૂષો ગિલઆદના યાઝેરમા મળી
આવ્યા ૩૨ અને તેના ભાઇઓમા શૂર પુરૂષો તથા
બાપોના [ ઘરોના ] મુખ્યો બે હજાર ને સાતસે હતા,
જેમને દાઉદ રાજાએ દેવ સબધીની પ્રત્યેક બાબતને
માટે તથા રાજાના કામોને માટે, રેઉબેનીઓ તથા
ગાદીઓ તથા મનાશ્શેહના અધા કુળ ઉપર મુકાદમ
ઠરાવ્યા

૨૭ હવે ઇસ્રાએલપુત્રોની સખ્યા, એટલે
બાપોના [ ઘરોના ] મુખ્યો તથા સહસ્રા-
ધિપતિઓ તથા શતાધિપતિઓ તથા તેઓના અધિ-
કારીઓ, જેઓ વારાની જે ટોળીઓ વર્ષના સઘળા
મહિનાઓમા મહિને મહિને દાખલ થતી તથા વિદાય
થતી, તેમની હરકોઇ બાબતમા રાજાની સેવા કરતા
હતા, તેઓની સખ્યા પ્રત્યેક વારાટોળીમા ચોવીસ
હજારની હતી ૨ પહેલા મહિનાને વાસ્તે પહેલી
વારાટોળીનો ઉપરી ઝાબ્દીએલનો પુત્ર યાશોબઆમ
હતો, ને તેની વારાટોળીમા ચોવીસ હજાર હતા
૩ [તે] પેરેસના પુત્રોમાનો [હતો], ને તે પહેલા
મહિનાની ટોળીના સર્વ સરદારોનો ઉપરી હતો
૪ અને બીજા મહિનાની વારાટોળીનો ઉપરી દોદાય
અહોહી હતો, ને તેની વારાટોળી[નો] નાયક
મિકલોથ, ને તેની વારાટોળીમા ચોવીસ હજાર હતા
૫ ત્રીજા મહિનાની વારાટોળીનો ત્રીજો સરદાર એ
યહોયાદા યાજકનો પુત્ર બનાયાહ એ મુખ્ય હતો,
ને તેની વારાટોળીમા ચોવીસ હજાર હતા ૬ આ બના-
યાહ એ હતો, કે જે ત્રીસમાનો પરાક્રમી તથા ત્રીસનો
ઉપરી હતો, ને તેની ટોળીમા તેનો પુત્ર આમીઝાબાદ
હતો ૭ ચોથા મહિનાને સારૂ ચોથો [સરદાર] યોઆ
બનો ભાઇ અસાહેલ, ને તેની પછી તેનો પુત્ર ઝબા
ધાહ હતો, ને તેની વારાટોળીમા ચોવીસ હજાર હતા
૮ પાચમા મહિનાને સારૂ પાચમો સરદાર શામ્હૂથ
યિઝ્રાહી હતો, ને તેની વારાટોળીમા ચોવીસ હજાર
હતા ૯ છઠ્ઠા મહિનાને સારૂ છઠ્ઠો [સરદાર] તકોઇ
ઇક્કેશનો પુત્ર ઇરા હતો, ને તેની વારાટોળીમા ચોવીસ
હજાર હતા ૧૦ સાતમા મહિનાને સારૂ સાતમો [ સર
દાર ] એફ્રાઇમપુત્રોમાનો હેલેસ પલોની હતો, ને
તેની વારાટોળીમા ચોવીસ હજાર હતા ૧૧ આઠમા
મહિનાને સારૂ આઠમો [ સરદાર ] ઝેરાહીઓમાનો
સિબ્બખાય હુશાથી હતો, ને તેની વારાટોળીમા
ચોવીસ હજાર હતા ૧૨ નવમા મહિનાને સારૂ નવમો
[સરદાર] બિન્યામીનીઓમાનો અબીએઝેર આનથોથી
હતો, ને તેની વારાટોળીમા ચોવીસ હજાર હતા
૧૩ દસમા મહિનાને સારૂ દસમો [ સરદાર ] ઝેરાહી-
ઓમાનો માહરાય નટોફાથી હતો, ને તેની વારાટો-
ળીમા ચોવીસ હજાર હતા ૧૪ અગિયારમા મહિનાને
સારૂ અગિયારમો [ સરદાર ] એફ્રાઇમ પુત્રોમાનો
બનાયાહ પિરઆથોની હતો, ને તેની વારાટોળીમા
ચોવીસ હજાર હતા ૧૫ બારમા મહિનાને સારૂ બારમો

[સરદાર] ઓથ્નીએલનો હેલ્દાય નટોફાથી હતો,
ને તેની વારાટોળીમા ચોવીસ હજાર હતા

૧૬ તે ઉપરાંત ઇસ્રાએલના કુળો ઉપર [નીચે પ્રમાણે
અમલદાર હતા], રૂબેનીઓનો અમલદાર, ઝિખ્રીનો
પુત્ર અલીએઝેર હતો; શિમઓનીઓનો, માખ્ખા-
હનો પુત્ર શફાટયાહ ૧૭ લેવીનો, કમૂએલનો પુત્ર
હશાબ્યાહ, હારૂનનો, સાદોક, ૧૮ યહુદાહનો,
અલીહૂ, એ દાઉદના ભાઇઓમાનો એક, યિસ્સા-
ખારનો, મીખાએલનો પુત્ર ઓમ્રી, ૧૯ ઝબુલૂનનો,
ઓબાદ્યાહનો પુત્ર યિશ્માયાહ, નાફતાલીનો, આઝ્રી-
એલનો પુત્ર યરેમોથ, ૨૦ એફ્રાઇમપુત્રોનો, અઝા
ઝ્યાહનો પુત્ર હોશીઆ, મનાશ્શેહના અર્ધકુળનો,
પદાયાહનો પુત્ર યોએલ, ૨૧ ગિલઆદમા, મનાશ્શે-
હના અર્ધ[કુળ]નો, ઝખાર્યાહનો પુત્ર યિદ્દો, બિન્યા-
મીનનો, આબ્નેરનો પુત્ર યાઅસીએલ, ૨૨ દાનનો,
યરોહામનો પુત્ર અઝારએલ એઓ ઇસ્રાએલના
કુળોના સરદારો હતા ૨૩ પણ વીસ વર્ષના તથા તેથી
ઓછી વયનાઓની ગણત્રી દાઉદે કીધી નહિ, કેમકે
યહોવાહે આકાશના તારાઓની પેઠે ઇસ્રાએલને વધા-
રવાને વચન આપ્યુ હતુ ૨૪ સરૂયાહના પુત્ર યોઆબે
ગણત્રી કરવા માડી પણ પૂરી કરી નહિ, ને તેને લીધે
ઇસ્રાએલ ઉપર કોપ આવ્યો, ને દાઉદ રાજાના
કાળવૃત્તાંતની તવારિખમા એ ગણત્રી નોધવામા
આવી નહિ

૨૫ અને રાજાના ભડારો ઉપર અદીએલનો પુત્ર
આઝમાવેથ હતો, ને સીમમાના, નગરોમાના તથા
ગામોમાના તથા કિલ્લાઓમાના ભડારો ઉપર ઉઝ્ઝી
યાહનો પુત્ર યહોનાથાન હતો, ૨૬ ને જમીનના ખેડાણ
માટે ખેતરનુ કામ કરનારાઓ ઉપર કલૂબનો પુત્ર
એઝ્રી હતો, ૨૭ ને દ્રાક્ષવાડીઓ ઉપર શિમઇ રામાથી
હતો; ને દ્રાક્ષરસના કોઠારોને માટે દ્રાક્ષવાડીઓની
જે પેદાશ તે ઉપર ઝાબ્દી શિફ્મી હતો, ૨૮ ને જૈત
વૃક્ષો તથા ગુલરવૃક્ષો જે નીચ પ્રદેશમા હતા, તેઓ
ઉપર બઆલ હાનાન ગદેરી હતો, ને તેલના ભડારો
ઉપર યોઆશ હતો; ૨૯ ને શારોનમા ચરનારા
[ઢોરોના] ટોળા ઉપર શિટ્રાય શારોની હતો, ને
નીચાણમા જે હતા, તે [ઢોરોના] ટોળા ઉપર આદ-
લાયનો પુત્ર શાફાટ હતો, ૩૦ ને ઉટો ઉપર ઓબીલ
ઇશ્માએલી હતો, ને ગધેડા ઉપર યેહદયાહ મેરોનોથી
હતો, ૩૧ ને ઘેટાબકરા ઉપર યાઝીઝ હાગ્રી હતો
એ સઘળાઓ દાઉદ રાજાની જે મિલકત હતી, તે
ઉપર અમલદારો હતા

૩૨ વળી દાઉદનો કાકો યોનાથાન એક મંત્રી હતો,
તે સમજુક પુરૂષ હતો, ને ચિટણીસ હતો, ને હાખ્મો-
નીનો પુત્ર યહીએલ રાજાના પુત્રોની સાથે હતો;
૩૩ ને અહીથોફેલ રાજાનો મંત્રી હતો, ને હૂશાય આર્કી
રાજાનો મિત્ર હતો ૩૪ અનેઅહીથોફેલથી ઉતરતે
દરજ્જે બનાયાહનો પુત્ર યહોયાદા તથા અબ્યાથાર
હતા, ને રાજાનો સેનાપતિ યોઆબ હતો

૨૮ અને દાઉદે ઇસ્રાએલના સર્વ સરદારોને
તથા કુળોના સરદારોને, તથા રાજાની સેવા
કરનાર વારાટોળીઓના ઉપરીઓને, તથા સહસ્રાધિ-
પતિઓને, તથા શતાધિપતિઓને, તથા રાજાના તથા
તેના પુત્રોના સઘળા દ્રવ્ય તથા સંપત્તિ ઉપરના
કારભારીઓને, તથા અમલદારો તથા પરાક્રમી પુરૂ-
ષોને, એટલે સઘળા શૂરવીરોને, યરૂશાલેમમા એકઠા
કીધા ૨ પછી દાઉદ રાજા પોતાને પગે ઉભો થયો,
ને તેણે કહ્યુ કે, મારા ભાઇઓ તથા મારા લોક, તમે
મારૂ સાભળો, યહોવાહના કરારકોષને માટે તથા
આપણા દેવના પાયાસનને માટે આરામનુ ઘર બાધ-
વાનુ મારા મનમા હતુ ખરૂ, ને તે ઇમારતને માટે મે
તૈયારી કીધી હતી ૩ પણ દેવે મને કહ્યુ, તારે મારા
નામને સારૂ ઘર બાધવુ નહિ, કેમકે તુ લડવૈયો પુરૂષ
છે, ને તેં લોહી વહેવડાવ્યુ છે ૪ તો પણ ઇસ્રાએલના
દેવ યહોવાહે મારા બાપના આખા ઘરમાથી મને
ઇસ્રાએલ ઉપર સર્વકાળ રાજા થવા સારૂ પસંદ કર્યો,
કેમકે તેણે યહુદાહને અધિકારી થવા સારૂ પસંદ કીધો
છે, ને યહુદાહના ઘરમાથી મારા બાપના ઘરને [પસંદ
કીધુ છે], ને મારા બાપના પુત્રોમાથી મારા પર પ્રસન્ન
થઇને સર્વ ઇસ્રાએલ ઉપર મને રાજા કીધો ૫ અને
ઇસ્રાએલ ઉપર યહોવાહનુ જે રાજ્ય તેના આસન
પર બેસવાને મારા સર્વ પુત્રોમાથી (કેમકે યહોવાહે
મને ઘણા પુત્રો આપ્યા છે,) મારા પુત્ર સુલેમાનનેજ
તેણે પસંદ કર્યો છે ૬ અને તેણે મને કહ્યુ, તારો પુત્ર
સુલેમાન મારૂ ઘર તથા મારા આગણા બાધશે, કેમકે
મારો પુત્ર થવા સારૂ મેં તેને પસંદ કીધો છે, ને હુ તેનો
પિતા થઇશ. ૭ અને જો આજની પેઠે, મારી આજ્ઞાઓ
તથા મારા હુકમો પાળવામા તે દૃઢ રહેશે, તો હુ તેનુ
રાજ્ય સદાને માટે સ્થાપીશ. ૮ માટે હવે યહોવાહની
જમાતના, એટલે સર્વ ઇસ્રાએલના, દેખતા તથા

આપણા દેવના સાંભળતાં, તમે પોતાના દેવ યહોવા-
હની સર્વ આજ્ઞાઓ પાળો તથા શોધો; કે તમે આ
સારા દેશનું વતન ભોગવો, ને તમારા પછી તમારા
છોકરાઓને સારૂ સદાને માટે તેનો વારસો મૂકી
જાઓ. ૯ અને મારા પુત્ર સુલેમાન, તું તારા પિતાના
દેવને જાણ, ને સંપૂર્ણ અંતઃકરણથી તથા રાજી મનથી
તેની સેવા કર; કેમકે યહોવાહ સર્વ અંતઃકરણોને
તપાસે છે, ને વિચારોની સર્વ કલ્પના તે સમજે છે;
જો તું તેને શોધશે તો તે તને જડશે; પણ જો તું
તેનો ત્યાગ કરશે તો તે તને સદા તજી દેશે. ૧૦ હવે
કાળજી રાખ, કેમકે પવિત્રસ્થાનને સારૂ ઘર બાંધવાને
યહોવાહે તને પસંદ કર્યો છે; બળ પકડ ને તે
[કામ] કર

૧૧ પછી દાઉદે પોતાના પુત્ર સુલેમાનને [મંદિરની]
ઓસરીનો તથા તેનાં ઘરોનો તથા તેના ભંડારોનો
તથા તેની માળ પરની ઓરડીઓનો તથા તેના અંદરના
ઓરડાઓનો તથા દયાસનની જગ્યાનો નકશો આપ્યો.
૧૨ અને યહોવાહના ઘરનાં આંગણાંને માટે, તથા
ચારેગમના સર્વ ઓરડાઓને માટે, દેવના ઘરના
ભંડારોને માટે, તથા અર્પિત વસ્તુઓના ભંડારોને માટે
જે સર્વની સુચના આત્માથી તેને મળી હતી તેનો
નકશો [આપ્યો]; ૧૩ ને યાજકો તથા લેવીઓની
વારાટોળીઓને સારૂ, તથા યહોવાહના ઘરની સેવાના
સર્વ કામને સારૂ, તથા યહોવાહના ઘરની સેવાનાં સર્વ
પાત્રોને સારૂ; ૧૪ સર્વ પ્રકારની સેવાનાં સર્વ પાત્રોને
સારૂ જોઇતા સોનાને માટે તોળીને સોનું, પ્રત્યેક જાતની
સેવાનાં સર્વ પાત્રોને સારૂ એટલે રૂપાનાં સર્વ પાત્રોને
સારૂ તોળીને રૂપું [આપ્યું]; ૧૫ વળી સોનાનાં દીપ-
વૃક્ષોને માટે તથા તેની સોનાની દિવીઓને માટે,
એટલે પ્રત્યેક દીપવૃક્ષને માટે તથા તેની દિવીઓને
માટે તોળીને સોનું; ને રૂપાનાં દીપવૃક્ષને માટે તોળીને
રૂપુ, એટલે પ્રત્યેક દીપવૃક્ષને માટે તથા તેની દિવી-
ઓને માટે, પ્રત્યેક દીપવૃક્ષના ઉપયોગ પ્રમાણે
[આપ્યુ]; ૧૬ ને અર્પિત રોટલીની મેજોને માટે, એટલે
પ્રત્યેક મેજને માટે તોળીને સોનું; ને રૂપાની મેજોને
સારૂ રૂપું; ૧૭ ને ત્રિશૂળો તથા થાળીઓ તથા વાટ-
કાઓ ચોખ્ખા સોનાના; ને સોનાના પ્યાલાંને સારૂ
એટલે પ્રત્યેક પ્યાલાંને સારૂ તોળીને; ને રૂપાનાં
પ્યાલાંઓને સારૂ એટલે પ્રત્યેક પ્યાલાને સારૂ તોળીને;
૧૮ ને ધૂપવેદીને સારૂ ગાળેલું સોનું તોળીને; ને રથના,
એટલે યહોવાહના કરારકોશ ઉપર [પાંખો] પ્રસારીને
તેનું આચ્છાદન કરનાર કરૂબોના નમુનાને સારૂ સોનું.
૧૯ [દાઉદે કહ્યું કે,] એ સર્વ વિષે, એટલે એ નમુનાના
સર્વ કામની, યહોવાહ તરફના લેખથી મને સમજણ
પાડવામાં આવી છે ૨૦ અને દાઉદે પોતાના પુત્ર સુલે-
માનને કહ્યું કે, બળ તથા ખૂબ હિમ્મત પકડીને એ
[કામ] કર; બિહીશ નહિ, ને ગભરાઇશ પણ નહિ,
કેમકે યહોવાહ દેવ, હા, મારો દેવ તારી સાથે છે;
યહોવાહના ઘરની સર્વ સેવાનું કામ સંપૂર્ણ થતાં લગી
તે તારી સહાય કર્યા વગર રહેશે નહિ, ને તને તજશે
નહિ; ૨૧ ને જો, દેવના ઘરની સર્વ સેવાને સારૂ યાજ-
કોની તથા લેવીઓની વારાટોળીઓ છે, ને પ્રત્યેક
જાતના કામમાં નિપુણ એવા માણસો રાજીખુશીથી
સર્વ પ્રકારના કામમા તારી સાથે રહેશે; વળી સઘળા
સરદારો તથા સઘળા લોકો પૂરી રીતે તારી આજ્ઞાને
આધીન રહેશે.

૨૯ અને દાઉદ રાજાએ સઘળી જમાતને કહ્યું,
મારો પુત્ર સુલેમાન, જેને એકલાને દેવે
પસંદ કર્યો છે, તે હજી તરૂણ તથા કોમળ છે, ને કામ
મહાભારત છે; કેમકે એ મેહેલ માણસને સારૂ નહિ,
પણ યહોવાહ દેવને સારૂ છે. ૨ હવે મેં મારા સર્વ
બળથી મારા દેવના ઘરને કાજે, સોના[ની વસ્તુઓ]
ને સારૂ સોનું, તથા રૂપા[ની વસ્તુઓ]ને સારૂ રૂપુ,
તથા પિત્તળ[ની વસ્તુઓ]ને સારૂ પિત્તળ, લોઢા[ની
વસ્તુઓ]ને સારૂ લોઢું, તથા લાકડાં[ની વસ્તુઓ]ને
સારૂ લક્કડ, શોહામ પાષાણો તથા જડાવને સારૂ
[પાષાણો], તથા ચિત્રવિચિત્ર કામને સારૂ પાષાણો,
તથા તરેહ તરેહના રંગના, તથા સર્વ પ્રકારના મૂલ્ય-
વાન પાષાણો, તથા સંગેમરમરના પુષ્કળ પાષાણો
તૈયાર કર્યાં છે. ૩ વળી તે પવિત્ર ઘરને માટે જે બધું
મેં તૈયાર કીધું છે તે ઉપરાંત, મારા દેવના ઘર પર
મારી પ્રીતિ લાગેલી છે તેથી, મારી પાસે પોતાના
સોના તથા રૂપાના ભંડાર છે તે ધ્યાનમાં લઇને, હુ તે
મારા દેવના ઘરને માટે આપુ છું, ૪ એટલે ઘરોની
ભીંતોને મઢવા સારૂ, ઓફીરના સોનામાંથી ત્રણ
હજાર તાલંત સોનું, તથા સાત હજાર તાલંત ચોખ્ખું
રૂપું; ૫ એટલે સોના[ની ચીજો]ને સારૂ સોનું, તથા
રૂપા[ની ચીજો]ને સારૂ રૂપું, તથા કારીગરોની હસ્તક
[કરવાના] સર્વ પ્રકારના કામને સારૂ. તો આજે
યહોવાહને અર્પણ થવાને કોણ રાજીખુશીથી આગળ

પડે છે? [6]ત્યારે બાપોના [ઘરોના] સરદારોએ, તથા
ઇસ્રાએલના કુળોના સરદારોએ, તથા સહસ્રાધિપ
તિઓએ, તથા શતાધિપતિઓએ, તથા રાજાના કામ
પરના મુકાદમોએ રાજીખુશીથી અર્પણ કીધાં, [7]ને
તેઓએ દેવના ઘરની સેવાને સારૂ પાંચ હજાર તાલંત
સોનું તથા દસ હજાર 'દારેક' [સોનું], તથા દસ
હજાર તાલંત રૂપું તથા અરાઢ હજાર તાલંત પિત્તળ,
તથા એક લાખ તાલંત લોઢું આપ્યાં. [8]અને જેઓની
પાસે કિંમતી હીરામાનેક જડી આવ્યા, તેઓએ
યહીએલ ગેર્શોનીની હસ્તક યહોવાહના ઘરના ભંડા
રમાં આપ્યા. [9]ત્યારે તેઓએ રાજીખુશીથી તે અર્પ્યું.
તે માટે લોકો હરખાયા, કેમકે પૂરા મનથી તથા
રાજીખુશીથી તેઓએ યહોવાહને અર્પણ કીધાં, ને
દાઊદ રાજા પણ મોટા હર્ષથી હરખાયા. [10]માટે સર્વ
જમાતના દેખતાં દાઊદે યહોવાહની સ્તુતિ કીધી. ને

ખુશીથી અર્પ્યું છે, ને હવે તારા લોક જેઓ આ હાજર
છે, તેઓને તારે સારૂ રાજીખુશીથી અર્પણ કરતા
જોઇને મને આનંદ થયો છે. [18]હે અમારા પિતૃઓ
ઇબ્રાહિમ, ઇસ્હાક તથા ઇસ્રાએલના દેવ યહોવાહ,
તારા લોકના અંતઃકરણના વિચારોની કલ્પનામાં એ
સર્વકાળ રાખ, ને તારી તરફ તેઓનાં અંતઃકરણ સિદ્ધ
કર, [19]ને મારા પુત્ર સુલેમાનને તારી આજ્ઞાઓ તારાં
સાક્ષ્ય તથા તારા વિધિઓ પાળવાને તથા આ બધું
કરવાને, અને જેને વાસ્તે મેં તૈયારી કરી છે તે મેહેલ
બાંધવાને સંપૂર્ણ અંતઃકરણ આપ. [20]અને દાઊદે સર્વ
જમાતને કહ્યું, યહોવાહ તમારા દેવને સ્તુત્ય માનો.
અને સર્વ જમાતે પોતાના પિતૃઓના દેવ યહોવાહને
સ્તુત્ય માન્યા, ને પોતાનાં માથાં નમાવીને તેઓએ
યહોવાહનું તથા રાજાનું સન્માન કીધું. [21]અને તેને
બીજે દિવસે તેઓએ યહોવાહને યજ્ઞો ચઢાવ્યા, ને

શમૂએલ ભવિષ્યદર્શકના ઇતિહાસમાં, તથા નાથાન
ભવિષ્યવાદીના ઇતિહાસમાં તથા ગાદ ભવિષ્યદર્શકના
ઇતિહાસમાં નોંધેલાં છે; ૩૦ તેનું સર્વ રાજ્ય તથા તેનું
પરાક્રમ તથા તેના ઉપર તથા ઇસ્રાએલ ઉપર તથા
દેશોનાં સર્વ રાજ્યો ઉપર જે કાલો ગુજર્યા, તે પણ
[નોંધેલાં છે].

# કાળવૃત્તાંતનું બીજું પુસ્તક.

૧ અને દાઉદનો પુત્ર સુલેમાન પોતાના રાજ્યમાં
બલવત્તર થયો, ને તેના દેવ યહોવાહે તેની
સાથે રહીને તેને અતિ મોટો કીધો ૨ અને સુલેમાને
સર્વ ઇસ્રાએલને, સહસ્રાધિપતિઓને તથા શતાધિ-
પતિઓને તથા ન્યાયાધીશોને તથા સર્વ ઇસ્રાએલ-
માંના સર્વ મુખ્યોને, એટલે બાપોનાં ઘરોના વડીલોને,
કહ્યું. ૩ તેથી સુલેમાન પોતાની સાથે સઘળી જમાત
લઇને ગિબઓનના ઉચ્ચસ્થાને ગયો, કેમકે દેવનો
જે મુલાકાતમંડપ યહોવાહના સેવક મુસાએ અર-
ણ્યમાં બનાવ્યો હતો તે ત્યાં હતો. ૪ પણ દાઉદે
દેવના કોશને સારૂ [જે જગ્યા] તૈયાર કરી હતી ત્યાં
દાઉદે તેને કિર્યાથ-યઆરીમથી આણ્યો હતો, કેમકે
તેણે તેને સારૂ યરૂશાલેમમાં તંબુ માર્યો હતો ૫ વળી
હૂરના પુત્ર ઉરીના પુત્ર બસાલએલે જે પિત્તળની વેદી
બનાવી હતી તે ત્યા યહોવાહના મંડપની સામે હતી;
ને સુલેમાન તથા જમાત તેની આગળ જતા. ૬ અને
મુલાકાતમંડપ આગળની પિત્તળની વેદી જે યહોવા
હની સન્મુખ હતી તેની પાસે સુલેમાન ગયો, ને
તેના પર એક હજાર દહનીયાર્પણ ચઢાવ્યાં.
૭ તેજ રાત્રે દેવે સુલેમાનને દર્શન દઇને તેને કહ્યું,
માગ, હું તને શું આપું? ૮ ને સુલેમાને દેવને કહ્યું,
મારા બાપ દાઉદ ઉપર તેં મોટી કૃપા કીધી છે ને
તેની જગ્યાએ મને રાજા કર્યો છે. ૯ હવે, હે યહોવાહ
દેવ, મારા બાપ દાઉદને આપેલુ તારૂ વચન ફળિભૂત
થાઓ; કેમકે પૃથ્વીની ધૂળની પેઠે અસખ્ય લોક પર
તેં મને રાજા કીધો છે. ૧૦ હવે મને જ્ઞાન તથા સમ-
જણ આપ, કે આ લોકની આગળ હું બહાર જાઉં ને
અંદર આવું, કેમકે તારી આ મહાન પ્રજાનો ન્યાય
કોણ કરી શકે? ૧૧ ને દેવે સુલેમાનને કહ્યુ કે, તારા
અંતઃકરણમાં આ હતું, ને તેં ધન, સપત્તિ કે ગૌરવ કે
તારો દ્વેષ કરનારાઓના જીવ માગ્યા નથી, તેમજ
દીર્ઘાયુષ્ય પણ માગ્યુ નથી, પરંતુ પોતાને સારૂ જ્ઞાન
તથા સમજણ માગ્યા છે, એ માટે કે જે મારા લોક
ઉપર તને મેં રાજા કર્યો છે, તેઓનો ન્યાય તું કરી
શકે; ૧૨ તે માટે સમજણ તથા જ્ઞાન તને બક્ષ્યાં છે,
ને હું તને એટલુ ધન તથા સંપત્તિ તથા ગૌરવ
આપીશ કે જેટલું તારી અગાઉ થઇ ગયલા કોઇ રાજા-
ઓને ન હતું, ને તારી પાછળના કોઇને એ પ્રમાણે હશે
નહિ ૧૩ એમ સુલેમાન ગિબઓનમાંના ઉચ્ચસ્થા-
નની મુસાફરીથી, એટલે મુલાકાતમંડપની આગળથી,
યરૂશાલેમમાં આવ્યો, ને તેણે ઇસ્રાએલ ઉપર રાજ્ય
કીધું
૧૪ અને સુલેમાને રથો તથા સ્વારો એકઠા કીધા;
ને તેની પાસે એક હજાર ને ચારસેં રથો તથા બાર
હજાર સ્વારો હતા, ને તેણે તેઓને રથનાં નગરોમાં
તથા યરૂશાલેમમાં રાજાની પાસે રાખ્યા ૧૫ અને
રાજાએ યરૂશાલેમમાં રૂપુ તથા સોનું એટલું પુષ્કળ
વધાર્યું કે તે પત્થરના પાડનું થઇ પડ્યું, ને એરેજ-
વૃક્ષોને એટલાં વધાર્યાં કે નીચ પ્રદેશમાંના ગુલરોના
પાડનાં કરી નાખ્યાં. ૧૬ અને જે ઘોડા સુલેમાનના
હતા તે મિસરમાંથી આણ્યા હતા; રાજાના વેપારીઓ
તેમને ટોળાંબધ, એટલે દરેક ટોળાની અમુક કિમ્મત
આપીને, રાખતા હતા. ૧૭ અને ત્યાં જઇને તેઓ
મિસરમાંથી દરેક રથ રૂપાના છસેં શેકેલ અને દરેક
ઘોડો દોઢસો શેકેલ આપીને લઇ આવતા; ને એજ
પ્રમાણે હિત્તીઓના સર્વ રાજાઓને સારૂ તથા અરા-
મના રાજાઓને સારૂ તે [વેપારી]ઓની મારફતે
તેઓ લઇ આવતા

૨ હવે સુલેમાને યહોવાહના નામને સારૂ ઘર
તથા પોતાના રાજ્યને સારૂ ઘર બાંધવાનો

ઠરાવ કીધો ૨અને સુલેમાને સિત્તેર હજાર માણ
સોને ભાર ઉંચકવા સારૂ તથા એંસી હજાર માણસોને
પર્વતોમા [ પત્થર ] ખોદવા સારૂ, તથા ત્રણ હજાર
ને છસેને તેઓના પર મુકાદમી કરવાને ગણીને
ઠરાવ્યા ૩અને સુલેમાને સૂરના રાજા હુરામની પાસે
સંદેશો મોકલીને કહાવ્યુ કે, તું મારા બાપ દાઉદની
સાથે જેમ વર્ત્યો, ને તેને સારૂ રહેવાનુ ઘર બાંધવા
સારૂ તેની પાસે એરેજવૃક્ષો મોકલ્યા, [તેમજ તું મારી
સાથે વર્તજે] ૪જો, મારા દેવ યહોવાહને અર્પણ કર
વાને, તથા તેની આગળ ખુશબોદાર સુગંધીઓનો
ધૂપ બાળવાને, તથા નિત્યની અર્પિત રોટલીને સારૂ,
ને સાબ્બાથોએ તથા અમાવાસ્યાઓએ તથા આપણા
દેવ યહોવાહના મુકરર પર્વોએ, સવાર તથા સાંજના
દહનીયાર્પણોને સારૂ, તેના નામને કાજે હું ઘર બાંધું
છું એ સર્વકાળને માટે ઇસ્રાએલને શિર [વિધિ] છે,
અને જે ઘર હું બાંધું છું તે મોટું છે, કેમકે સર્વ દેવો
કરતા અમારો દેવ મોટો છે ૬પણ તેને સારૂ ઘર
બાંધવાને કોણ સમર્થ છે? કેમકે આકાશ ને આકા
શોના આકાશમા તેનો સમાવેશ થઇ શકે નહિ, તો
હું કોણ છું કે તેને સારૂ ઘર બાંધું? એ તો કેવળ તેની
આગળ ધૂપ બાળવાને માટેજ [બાંધું છું] ૭તો હવે
સોનાના, તથા રૂપાના, તથા પિત્તળના, તથા લોઢાના
તથા કિરમજી તથા લાલ તથા આસમાનીના કામમા
બાહોશ તથા [ દરેક પ્રકારની ] કોતરણી કોતરવામા
નિપુણ એવા પુરૂષને મારી પાસે મોકલ, એ માટે કે
તે યહુદાહ તથા યરૂશાલેમમા મારી સાથે જે સૂજ્ઞ
પુરૂષો છે, કે જેઓને મારા પિતા દાઉદે તૈયાર કીધા
હતા, તેઓની સાથે સામેલ થાય ૮વળી લબાનોન
માંથી મારી પાસે એરેજવૃક્ષો, દેવદારો, તથા આલ્ગુ
મવૃક્ષો મોકલ, કેમકે હું જાણું છું કે તારા ચાકરો
લબાનોનમા લાકડા કાપવામા કારીગર છે, ને, જો,
મારા ચાકરો તારા ચાકરો ભેગા રહેશે, ૯એટલે મારે
સારૂ પુષ્કળ લાકડા તૈયાર કરવા માટે, કેમકે જે ઘર
હું બાંધવાનો છું તે મહા મોટું થશે, ૧૦ને, જો, હું
તારા ચાકરોને, એટલે લાકડા કાપનાર કરાડીઓને,
વિસ હજાર માપ ઝુડેલા ઘઉ, તથા વીસ હજાર માપ
જવ, તથા વિસ હજાર બાથ દ્રાક્ષારસ, તથા વીસ હજાર
બાથ તેલ આપીશ. ૧૧ત્યારે સૂરના રાજા હુરામે સુલે
માન પર જવાબ લખી મોકલ્યો કે, પોતાના લોક પર
યહોવાહની પ્રીતિ છે એ માટે તેણે તેઓના ઉપર તને
રાજા કર્યો છે ૧૨વળી હુરામે કહ્યું કે, ઇસ્રાએલનો દેવ
યહોવાહ જેણે આકાશો તથા પૃથ્વી બનાવ્યા તેને
ધન્ય હો કે તેણે દાઉદ રાજાને જ્ઞાની ને વિવેકબુદ્ધિ
તથા સમજણથી ભરપૂર એવો દીકરો આપ્યો છે, કે જે
યહોવાહને સારૂ ઘર, તથા પોતાના રાજ્યને સારૂ ઘર
બાંધે ૧૩અને હવે મેં મારા પિતા હુરામના એક
નિપુણ તથા બુદ્ધિવાન પુરૂષને મોકલ્યો છે, ૧૪તે
દાનની પુત્રીઓમાની સ્રીનો દીકરો છે, ને તેનો બાપ
સૂરનો માણસ હતો તે સોનાની તથા રૂપાની,
પિત્તળની, લોઢાની, પત્થરની, તથા લાકડાની, જાંબુ-
આની, નીલાની તથા ઝીણા સણની, તથા કિરમજની
કારીગરીમા, તથા સર્વ પ્રકારનુ કોતર કામ કરવામા,
તથા હરકોઇ નમુનાની યોજના કરવામા નિપુણ છે,
એ માટે કે તારા કારીગરોની તથા મારા મુરબ્બી તારા
પિતા દાઉદના કારીગરોની સાથે તેની નિમણુક થાય.
૧૫માટે હવે જે ઘઉ તથા જવ, તેલ તથા દ્રાક્ષારસ
વિષે મારા મુરબ્બીએ કહ્યું છે, તે પોતાના ચાકરોની
પાસે તે મોકલાવે, ૧૬ને તને જોઇએ તેટલા લાકડા
અમે લબાનોનમાંથી કાપીશું ને તેના તરાપા બાંધીને
અમે તે સમુદ્ર વાટે જોપ્પામા તારી પાસે લાવીશું, ને
તું તે યરૂશાલેમમા લઇ જજે ૧૭અને જે સર્વ પરદે
શીઓ ઇસ્રાએલના દેશમા હતા તેઓને સુલેમાને,
પોતાના બાપ દાઉદે તેમની ગણત્રી કીધી હતી તે
ગણત્રી પ્રમાણે, ગણ્યા, ને તેઓ દોઢ લાખ ત્રણ
હજાર ને છસેં થયા ૧૮અને તેણે તેઓમાના સિત્તેર
હજારને ભાર ઉંચકવા સારૂ, તથા એંસી હજારને પર્વ-
તમા ઘડવા સારૂ, તથા ત્રણ હજાર ને છસેંને લોકોને
કામે લગાડવા સારૂ મુકાદમ તરીકે નિમ્યા

૩ ત્યારે સુલેમાન યરૂશાલેમમા મોરીયાહ પર્વત,
કે જ્યા [ યહોવાહે ] તેના પિતા દાઉદને દર્શન
દીધું હતું તેમા જે જગ્યા દાઉદે યબૂસી ઓર્નાનની
ખળીમા તૈયાર કરી હતી, તેમા યહોવાહનુ ઘર બાંધવા
લાગ્યો ૨અને તેણે પોતાના રાજ્યના ચોથા વર્ષમા
બીજા મહિનાની બીજી [તારીખે] બાંધવાનું કામ શરૂ
કર્યું ૩હવે દેવનું ઘર બાંધવા માટે સુલેમાને આ
પાયા નાખ્યા, પહેલા માપ પ્રમાણે હાથના માપથી
લંબાઇ સાઠ હાથ, તથા પહોળાઇ વીસ હાથ હતી
૪અને જે ઓસરી [ઘર] ની આગળ હતી તેની લંબાઇ
ઘરની પહોળાઇ પ્રમાણે વીસ હાથ ને ઉંચાઇ એકસો
વીસ [હાથ] હતી, ને તેણે તેને માહેલે ભાગે ચોખ્ખા

સોનાથી મઢી ૫અને તેણે મોટા ઘરને દેવદારના
લાકડાની છત બનાવી જેને તેણે ચોખ્ખા સોનાથી
મઢી,અને તેના ઉપર ખજુરીઓ તથા સાંકળીઓ પાડી
૬અને તેણે શોભાને સારૂ ઘરને મૂલ્યવાન પાષાણોથી
સણગાર્યું, ને એ સોનુ પાર્વાઇમનુ સોનુ હતું ૭વળી
તેણે ઘરને, ભારોટિયાઓને ઉમરાઓને તથા તેની
ભીંતોને, તથા તેના બારણાને સોનાથી મઢયા, ને
ભીંતો ઉપર કરૂબો કોતર્યા ૮અને તેણે પરમપવિત્ર
ઘર બનાવ્યુ, તેની લબાઇ ઘરની પોહોળાઇ પ્રમાણે
વીસ હાથ, ને તેની પોહોળાઇ વીસ હાથ હતી, ને
તેણે તેને છસેં તાલત ચોખ્ખા સોનાથી મઢયુ ૯અને
ખીલાઓનુ વજન પચાસ શેકેલ સોનાનુ હતું અને
તેણે ઉપલા ઓરડા સોનાથી મઢયા ૧૦અને તેણે
પરમપવિત્ર ઘરમા પુતળાની કારીગરીના બે કરૂબો
બનાવ્યા, ને તેઓએ તેઓને ચોખ્ખા સોનાથી
મઢયા ૧૧અને કરૂબોની પાખો વીસ હાથ લાબી
હતી, એક [કરૂબ]ની પાખ પાચ હાથ હતી, ને તે
ઘરની ભીંત સુધી પહોચેલી હતી, ને બીજી પાખ
પણ પાચ હાથ હતી, ને તે બીજા કરૂબની પાખને
અડકી હતી ૧૨અને બીજા કરૂબની પાખ પાચ હાથ
હતી, ને તે ઘરની ભીંતને અડકતી હતી, ને બીજી
પાખ પણ પાચ હાથ હતી, ને તે બીજા કરૂબની
પાખને મળી જતી હતી ૧૩આ કરૂબોની પાખો
વીસ હાથ ફેલાયલી હતી, ને તેઓ પોતાના પગોએ
ઉભા રહેલા હતા ને તેઓના મુખ અંદરની બાજુએ
હતા ૧૪અને તેણે નીલા તથા જાબુઆ તથા કિરમજી
તથા ઝીણા સણનો પડદો બનાવ્યો, ને તેના ઉપર
તેણે કરૂબો પાડ્યા ૧૫વળી તેણે ઘરની આગળ
પાત્રીસ હાથ ઉંચા બે સ્તભ બનાવ્યા, ને દરેકની ટોચે
જે મથાળુ હતું તે પાચ હાથનુ હતું ૧૬અને તેણે
દેવવાણિસ્થાનમા સાકળો બનાવી ને તે સ્તભોના
મથાળા પર લગાડી, ને તેણે સો દાડમો બનાવ્યા,
ને તેમને સાકળો પર લગાડ્યા ૧૭અને તેણે તે સ્તભો
મદિરની આગળ ઉભા કીધા એટલે એક જમણે હાથે
ને બીજો ડાબે, ને તેણે જમણા હાથનાનુ નામ યાખીન
ને ડાબા હાથનાનુ નામ બોઆઝ પાડ્યુ

૪ વળી તેણે પિત્તળની એક વેદી બનાવી તેની
લબાઇ વીસ હાથ તથા તેની પોહોળાઇ વીસ
હાથ તથા તેની ઉચાઇ દસ હાથ હતી ૨વળી તેણે
ઢાળકીનો સમુદ્ર બનાવ્યો તે આ કોરથી તે સામી
કોર સુધી દસ હાથ ને ઘેરાવમા ગોળ હતો, ને તેની
ઉચાઇ પાચ હાથ હતી, ને ત્રીસ હાથની દોરી તેની
આસપાસ ફરી વળતી ૩અને તેની નીચે બળદની
આકૃતિઓ તેની આસપાસ ફરતી મુકેલી હતી, એટલે
દરેક હાથે દસ આકૃતિઓ, એ પ્રમાણે સમુદ્રની આસ-
પાસ ચોમેર હતી, બળદની બે હારો હતી, ને તે
તેની સાથેજ ઢાળવામા આવ્યા હતા ૪તે બાર
બળદ ઉપર ગોઠવેલો હતો, ત્રણના મુખ ઉત્તર તરફ
ને ત્રણના મુખ પશ્ચીમ તરફ ને ત્રણના મુખ દક્ષિણ
તરફ અને ત્રણના મુખ પૂર્વ તરફ હતા, ને સમુદ્ર
તેમના ઉપર ગોઠવેલો હતો ને તેમની સર્વ પૂઠો અદ
રની બાજુએ હતી ૫અને તેની જાડાઇ ચાર આગળ
હતી, ને તેના કાનાની બનાવટ વાટકાના કાનાની
પેઠે કમળના ફૂલના જેવી હતી, તેમા ત્રણ હજાર
બાથ માતા તથા સમાઇ શકતા ૬વળી તેણે દસ કુડા
બનાવ્યા, ને તેમા ધોવા સારૂ પાચ જમણે તથા પાચ
ડાબે મૂકયા, તેઓમા દહનીયાર્પણને લગતા પદાર્થો
ધોતા હતા, પણ સમુદ્ર યાજકોને નાવા ધોવા કાજે
હતો ૭અને તેણે તેમના વિષેના વિધિ પ્રમાણે
સોનાના દસ દીપવૃક્ષ બનાવ્યા, અને તેણે તેમને
મદીરમા પાચ જમણી બાજૂએ તથા પાચ ડાબી
બાજૂએ મૂકયા ૮વળી તેણે દસ મેજ બનાવી, ને
તેમને મદિરમા પાચ જમણે તથા પાચ ડાબે મૂકી
અને તેણે સોનાના એકસો તપેલા બનાવ્યા ૯તે
ઉપરાત તેણે યાજકોનુ આગણુ તથા મોટું આગણુ
તથા આગણાને સારૂ કમાડો બનાવ્યા ને તેમના
કમાડોને તેણે પિત્તળથી મઢયા ૧૦અને તેણે સમુદ્રને
દક્ષિણ તરફ [ઘરની] જમણી બાજૂએ પૂર્વ તરફ
મૂકયા ૧૧અને હૂરામે દેગડા તથા કળશિયો તથા
તપેલા બનાવ્યા એમ જે કામ દેવના ઘરમા સુલે
માન રાજાને માટે હૂરામ કરતો હતો તે તેણે પૂરૂ
કર્યું ૧૨એટલે બે થાભલા તથાવાટકા તથા થાભલા
ઓની ટોચો ઉપરના બે મથાળા, તથા થાભલાની
ટોચો ઉપરના મથાળાના બે વાટકાનુ આચ્છાદન કરવા
સારૂ બે જાળીઓ, ૧૩ને બે જાળીને સારૂ ચારસેં
દાડમ એટલે થાભલા ઉપરના મથાળાના બે વાટકાનુ
આચ્છાદન કરનાર દરેક જાળીને માટે દાડમની બબે
હારો ૧૪વળી તેણે ચોતરા બનાવ્યા, ને તેણે ચોત
રાઓ ઉપરના કુડા બનાવ્યા, ૧૫એક સમુદ્ર તથા
તેની તળેના બાર બળદ ૧૬વળી તપેલા તથા કળ-

ત્રિરો તથા ત્રિશૂળો તથા તેને લગતાં સર્વ પાત્રો
યહોવાહના ઘરને સારૂ સુલેમાન રાજાને માટે, તેના
બાપ હુરામે ચકચકીત પિત્તળનાં બનાવ્યાં ૧૭ રાજાએ
તેમને યરદનના સપાટ પ્રદેશમાં સુક્કોથ તથા સરેદા-
હની વચ્ચેની ચિકણી માટીની જમીનમાં ઢાળ્યાં.
૧૮ એમ સુલેમાને આ સર્વ પાત્રો પુષ્કળ બનાવ્યાં,
કેમકે પિત્તળનું વજન અણતોલ હતું. ૧૯ અને સુલે-
માને દેવના ઘરનાં સર્વ પાત્રો તથા સોનાની વેદી
તથા અર્પિત રોટલીની મેજો બનાવી. ૨૦ અને વિધિ
પ્રમાણે દેવવાણિસ્થાનની આગળ બાળવા સારૂ
ચોખ્ખા સોનાના દીપવૃક્ષો તથા તેમની દિવીઓ;
૨૧ ને ફૂલો તથા દિવીઓ તથા ચિપિયા સોનાનાં,
એટલે નરદમ સોનાનાં, હતાં; ૨૨ ને કાતરો તથા
તપેલાં તથા ચમચા તથા સિગડીઓ ચોખ્ખા સોનાનાં;
ને ઘરમાં પ્રવેશને માટે, પરમપવિત્રસ્થાનને સારૂ
તેનાં માંહેલાં કમાડો તથા ઘરનાં એટલે મંદિરનાં
કમાડો સોનાનાં હતાં

૫ એ પ્રમાણે સુલેમાને જે સર્વ કામ યહોવાહના
ઘરને સારૂ કર્યું તે સમાપ્ત થયું. અને સુલે-
માને તેના પિતા દાઉદની અર્પણ કરેલી વસ્તુઓ
અંદર આણી; એટલે રૂપુ તથા સોનું તથા સર્વ પાત્રો;
ને તેણે તેમને દેવના ઘરના ભંડારોમાં મૂક્યાં

૨ ત્યારે સુલેમાને ઇસ્રાએલના વડીલોને તથા કુળોના
સર્વ આગેવાનોને, એટલે ઇસ્રાએલપુત્રોના બાપોનાં
[ઘરોના] મુખ્યોને, દાઉદના નગર સિયોનમાંથી
યહોવાહનો કરારકોશ લઇ આવવા સારૂ યરૂશાલેમમાં
એકઠા કીધા. ૩ અને ઇસ્રાએલના સર્વ પુરૂષો સાતમા
માસના પર્વમાં રાજાની પાસે એકઠા થયા ૪ અને
ઇસ્રાએલના સર્વ વડીલો આવ્યા ને લેવીઓએ કોશ
ઉપાડ્યો. ૫ અને તેઓ કોશને તથા મુલાકાતમંડપને
તથા તંબુની અંદરના સર્વ પાત્રોને લઇ આવ્યા; એ
લેવી યાજકો લઇ આવ્યા ૬ અને સુલેમાન રાજા
તથા તેની પાસે ટોળે મળેલી ઇસ્રાએલની સર્વ
જમાત કોશની આગળ, જેમની ગણત્રી કે સંખ્યા
થઇ શકે નહિ એટલાં પુષ્કળ ઘેટાં તથા બળદોનો યજ્ઞ
કરતા હતા. ૭ અને યાજકો યહોવાહના કરારકોશને
તેની જગ્યામાં, ઘરના દેવવાણિસ્થાનમાં, પરમપ-
વિત્રસ્થાનમાં, કરૂબોની પાંખો તળે અંદર લાવ્યા.
૮ કેમકે કરૂબોએ કોશની જગ્યા ઉપર પોતાની પાંખો
ફેલાવેલી હતી તેથી કરૂબોએ ઉપરથી કોશ તથા તેના
દાંડાઓ પર આચ્છાદન કીધું ૯ અને દાંડા એટલા
લાંબા હતા કે દાંડાના છેડા દેવવાણિસ્થાનની આગ-
ળના કોશ પાસેથી દેખાતા હતા; પણ તે બહારથી
દેખાતા ન હતા; ને તે ત્યાં આજ સુધી છે. ૧૦ ઇસ્રા-
એલપુત્રો મિસરમાંથી નિકળ્યા ત્યારે હોરેબમાં જ્યાં
યહોવાહે તેઓની સાથે કરાર કીધો ત્યાં મુસાએ જે
બે પાટીઓ કોશમાં મુકી હતી તે શિવાય બીજું કંઇ
એમાં ન હતું. ૧૧ અને પવિત્રસ્થાનમાંથી યાજકો
નિકળ્યા ત્યારે એમ થયું કે, (કેમકે જે સર્વ યાજકો
હાજર હતા તેઓએ પોતાને પવિત્ર કીધા હતા, ને
પોતાના વારાનું કામ કરતા નહોતા; ૧૨ વળી સર્વ
ગાનારા લેવીઓ એટલે આસાફ, હેમાન, યદૂથૂન, તથા
તેઓના પુત્રો તથા તેઓના ભાઇઓ બારીક શણનાં
વસ્ત્ર પહેરીને ઝાંઝો તથા સતાર તથા વીણા લઇને
વેદીને પૂર્વ છેડે ઉભા હતા, તથા તેઓની સાથે એકસો
ને વીસ યાજકો પણ રણશિંગડાં વગાડતા હતા);
૧૩ જ્યારે રણશિંગડાંવાળા તથા ગાનારા યહોવાહની
સ્તુતિ કરવા તથા આભાર માનવા માટે એક સ્વરથી
અવાજ કરવામાં એક સરખા થયા; ને જ્યારે તેઓએ
રણશિંગડાંથી તથા ઝાંઝોથી તથા વાજીંત્રોથી મોટો
નાદ કહાડ્યો, ને યહોવાહની સ્તુતિ કરતાં કહ્યું કે, તે
સારો છે, કેમકે તેની કૃપા સર્વકાળ [ટકે] છે; તે
વખતે એમ થયું કે, યહોવાહનું ઘર મેઘથી ભરાઇ
ગયું; ૧૪ તેથી યાજકો મેઘના કારણથી સેવા કરવાને
ઉભા રહી શક્યા નહિ, કેમકે યહોવાહના ગૌરવે દેવનું
ઘર ભરાઇ ગયું.

૬ ત્યારે સુલેમાને કહ્યું કે, યહોવાહે કહ્યું છે કે, હું
ગાઢ અંધકારમાં રહીશ ૨ પણ મેં તારે સારૂ
વસવાનું ઘર તથા તારે તેમાં સર્વકાળ રહેવાનું ઠામ
બાંધ્યું છે. ૩ અને રાજાએ પોતાનું મુખ ફેરવીને ઇસ્રા-
એલની આખી જમાતને આશીર્વાદ દીધો, ને ઇસ્રા-
એલની આખી જમાત ઉભી રહી હતી ૪ અને તેણે
કહ્યું કે, ઇસ્રાએલના દેવ યહોવાહને ધન્ય થાઓ, કે
જેણે પોતાના મુખે મારા બાપ દાઉદને કહ્યું, ને
પોતાને હાથે તે પૂરૂં કર્યું છે, તે એ કે, ૫ મેં મારા
લોકોને મિસર દેશમાંથી કહાડ્યા, તે દિવસથી મેં,
મારૂં નામ ત્યાં રહે તે માટે ઘર બાંધવા સારૂ, ઇસ્રા-
એલના સર્વ કુળોમાંથી કોઇ નગરને પસંદ કીધું નહિ;
તેમજ મારા ઇસ્રાએલ લોક ઉપર અધિકારી થવા
સારૂ મેં કોઇ પુરૂષને પસંદ કીધો નહિ; ૬ પણ મારૂં

નામ ત્યાં રહે માટે યરૂશાલેમને મેં પસંદ કીધું છે; ને
મારા ઇસ્રાએલ લોકનો ઉપરી થવા સારૂ દાઉદને મેં
પસંદ કીધો છે. ૭હવે ઇસ્રાએલના દેવ યહોવાહના
નામને સારૂ ઘર બાંધવાનું મારા બાપ દાઉદના અંતઃ-
કરણમાં હતું ૮પણ મારા બાપ દાઉદને યહોવાહે
કહ્યું કે, મારા નામને સારૂ ઘર બાંધવાનું તારા અંતઃક-
રણમાં હતું એ તેં ઠીક કર્યું, કે તે તારા અંતઃકરણમાં
હતું; ૯પરંતુ તારે તે ઘર બાંધવું નહિ; પણ તારો
પુત્ર જે તારી કમરમાંથી નિકળશે તે મારા નામને સારૂ
ઘર બાંધશે. ૧૦અને પોતાનું જે વચન યહોવાહ
બોલ્યો તે તેણે પૂરૂં કર્યું છે; કેમકે હું મારા પિતા
દાઉદને ઠેકાણે ઉભો થયો છું, ને યહોવાહના વચન
પ્રમાણે ઇસ્રાએલના રાજ્યાસન પર બેઠો છું, ને મેં
ઇસ્રાએલના દેવ યહોવાહના નામને સારૂ ઘર બાંધ્યું
છે. ૧૧અને ત્યાં મેં કોષ મૂક્યો છે, કે જેમાં યહોવા-
હનો કરાર જે તેણે ઇસ્રાએલપુત્રો સાથે કર્યો તે છે.

૧૨અને યહોવાહની વેદીની સન્મુખ ઇસ્રાએલની
સર્વ જમાતની આગળ તે ઉભો રહ્યો, ને તેણે પોતાના
હાથ પ્રસાર્યા; ૧૩(કેમકે સુલેમાને પિત્તળનો પાંચ
હાથ લાંબો, તથા પાંચ હાથ પહોળો, તથા ત્રણ હાથ
ઉંચો બાજટ બનાવીને આંગણાની વચ્ચે મૂક્યો હતો;
ને તેના ઉપર તે ઉભો રહ્યો, ને ઇસ્રાએલની સર્વ જમા
તની આગળ તેણે ઘૂંટણ ટેકવ્યાં, ને આકાશ તરફ
પોતાના હાથ પ્રસાર્યા;) ૧૪અને તેણે કહ્યું, હે યહો-
વાહ, ઇસ્રાએલના દેવ, આકાશમાં તથા પૃથ્વીમાં તારા
જેવો કોઇ દેવ નથી; તું તારા જે સેવકો પોતાના
પૂરા અંતઃકરણથી તારી આગળ ચાલે છે તેઓની સાથે
કરાર તથા કૃપા રાખે છે; ૧૫તારા સેવક મારા પિતા
દાઉદને જે વચન તેં આપ્યું, તે તેની પ્રત્યે તેં પાળ્યું
છે; હા, તું પોતાને મુખે બોલ્યો, ને પોતાને હાથે તે
પૂરૂં કીધું છે, જેમ આજ છે તેમ. ૧૬તો હવે, હે યહો-
વાહ, ઇસ્રાએલના દેવ, તારા સેવક મારા બાપ દાઉ-
દને તેં જે વચન આપ્યું છે તે તેના પ્રત્યે પાળ, તે એ
કે, જો માત્ર તારા વંશજો, જેમ તું મારી આગળ ચાલ્યો
છે તેમ પોતાના માર્ગ સંભાળીને મારા નિયમમાં
ચાલશે, તો મારી નજર આગળથી ઇસ્રાએલના
રાજ્યાસન પર બેસનાર પુરૂષની ખોટ તને પડશે
નહિ. ૧૭માટે હવે, હે યહોવાહ, ઇસ્રાએલના દેવ,
તું જે તારૂં વચન તારા સેવક દાઉદને બોલ્યો છે તે
સત્ય ઠરો. ૧૮પણ શું દેવ ખરેખર માણસની સાથે
પૃથ્વી ઉપર વસશે? જો, આકાશ તથા આકાશોના
આકાશમાં તું સમાઇ શકતો નથી, ત્યારે આ જે ઘર
મેં બાંધ્યું છે તેમાં [સમાવેશ થવો] કેટલો વિશેષ
અશક્ય છે! ૧૯તો પણ, હે યહોવાહ મારા દેવ, તારા
સેવકની પ્રાર્થના તથા તેની યાચના પર નજર રાખીને
તારો સેવક તારી આગળ જે પોકાર તથા પ્રાર્થના કરે
છે તે તું સાંભળ; ૨૦કે રાત દિવસ આ ઘર તરફ,
એટલે જે ઠેકાણા વિષે તેં કહ્યું છે કે મારૂં નામ હું ત્યાં
મૂકીશ, તે તરફ તારી આંખ ઉઘાડી રહે, કે તારો
સેવક આ જગ્યા તરફ [મુખ કરીને] જે પ્રાર્થના કરે
તે તું સાંભળે. ૨૧અને તારો સેવક તથા તારા ઇસ્રા-
એલ લોક આ ઠેકાણા તરફ [ફરીને] પ્રાર્થના કરે ત્યારે
તેઓની યાચનાઓ તું સાંભળજે, હા, તારા રહેઠાણ-
માંથી, એટલે આકાશમાંથી, તું સાંભળજે; ને સાંભ-
ળીને ક્ષમા કરજે. ૨૨જો કોઇ માણસ પોતાના પડોસી
વિરૂદ્ધ અપરાધ કરે, ને તેને સોગન દેવા સારૂ તેને
સમ ખવડાવવામાં આવે, ને તે આવીને આ ઘરમાં
તારી વેદીની સન્મુખ સમ ખાય; ૨૩તો આકાશમાંથી
સાંભળીને [તે પ્રમાણે] કરજે, ને દુષ્ટનો માર્ગ તેના
પોતાના માથા પર લાવીને તેને બદલો આપીને તારા
સેવકોનો ન્યાય કરજે; ને નેકીવાનને ન્યાયી ઠરાવીને
તેની નેકી પ્રમાણે તેને ફળ આપજે. ૨૪અને જો તારા
ઇસ્રાએલ લોક તારી વિરૂદ્ધ પાપ કર્યાને લીધે શત્રુ
આગળ માર ખાય; ને જો ફરીને તારૂં નામ કબૂલ કરે
ને આ ઘરમાં તારી આગળ પ્રાર્થના કરીને યાચના
કરે; ૨૫તો તું આકાશમાંથી સાંભળીને તારા ઇસ્રા-
એલ લોકનાં પાપ ક્ષમા કરજે, ને જે દેશ તેં તેઓને
તથા તેઓના પિતૃઓને આપ્યો તેમાં તેઓને પાછા
લાવજે ૨૬જ્યારે આકાશ બંધ કરાયું હોય ને તેઓએ
તારી વિરૂદ્ધ પાપ કર્યાને લીધે વરસાદ ન થયો હોય,
ને જો તેઓ આ જગ્યા તરફ [ફરીને] પ્રાર્થના કરે ને
તારૂં નામ માન્ય કરે, ને જ્યારે તું તેઓને પીડે ત્યારે
તેઓ પોતાના પાપથી ફરે; ૨૭તો આકાશમાં તું
સાંભળીને તારા સેવકોનાં તથા તારા ઇસ્રાએલ લોકનાં
પાપ ક્ષમા કરજે, કેમકે જે રૂડે માર્ગે તેઓએ ચાલવું
જોઇએ તે તું તેઓને શિખવે છે; ને તારો દેશ જે
તારા લોકને તેં વતનને માટે આપ્યો છે તે પર વરસાદ
મોકલજે. ૨૮જો દેશમાં દુકાળ પડે, જો મરકી આવે,
જો લુક કે મસી, તીડ કે કાતરા પડે; જો તેઓના
દેશનાં નગરોમાં તેઓના શત્રુ તેઓને ઘેરો ઘાલે;

ગમે તે મરકી કે મદવાડ આવ્યો હોય, ૨૯ ત્યારે ગમે
તે પ્રાર્થના કે યાચના, હરકોઇ માણસ તથા તારા સર્વ
ઇસ્રાએલ લોક, પોતપોતાની પીડા ને પોતપોતાનું
દુ:ખ જાણીને પોતાના હાથો આ ઘર તરફ પ્રસારીને,
કરે, ૩૦ તો તારૂં રહેઠાણું જે આકાશ તેમાથી તું
સાંભળીને ક્ષમા કરજે ને પ્રત્યેક માણસ જેનું અંતઃક
રણ તું જાણે છે તેને તેની સર્વ કરણી પ્રમાણે બદલો
આપજે, (કેમકે મનુષ્યપુત્રોના અંતઃકરણ તું, હા, તું
એકલોજ જાણે છે), ૩૧ એ માટે કે જે દેશ તેં અમારા
પિતૃઓને આપ્યો છે તેમા તેઓ રહે ત્યાં સુધી તેઓ
તારાથી બિહીને તારા માર્ગોમા ચાલે ૩૨ વળી પરદેશી
કે જે તારા ઇસ્રાએલ લોકમાના નથી તે જ્યારે તારા
મોટા નામ તથા તારા પરાક્રમી હાથ તથા તારા લાંબા
કરેલા ભુજની ખાતર દૂર દેશથી આવે, ને આવીને
તેઓ આ ઘર તરફ પ્રાર્થના કરે, ૩૩ ત્યારે તું આકાશ
તારા રહેઠાણુમાથી સાંભળજે ને પરદેશી જે બધા
વિષે તારી વિનંતી કરે તે પ્રમાણે તું કરજે, કે પૃથ્વીના
બધા લોક તારૂં નામ જાણીને તારા ઇસ્રાએલ લોકની
પેઠે તારી બિહીક રાખે, ને તેઓ જાણે કે આ ઘર જે
મેં બાંધ્યું છે તે તારા નામથી ઓળખાય છે ૩૪ જો
તારા લોક જે કોઇ માર્ગે તું તેઓને મોકલે તે માર્ગે
પોતાના શત્રુઓની વિરૂદ્ધ યુદ્ધને માટે જાય, ને આ
નગર જે તેં પસંદ કીધું છે ને જે ઘર મેં તારા નામને
સારૂ બાંધ્યું છે, તેની ભણી તેઓ તારી પ્રાર્થના કરે,
૩૫ તો તેઓની પ્રાર્થના તથા તેઓની યાચના આકા
શમાથી સાંભળીને તું તેઓનો પક્ષ લેજે ૩૬ જો
તેઓ તારી વિરૂદ્ધ પાપ કરે, (કેમકે પાપ ન કરે એવું
કોઇ માણસ નથી), ને તું તેઓ પર કોપીને તેઓને
શત્રુના હાથમા સોંપે ને તેથી તેઓ આઘેના કે
પાસેના દેશમા બંદીવાન કરાઇને લઇ જવાય, ૩૭ તો
પણ જે દેશમા તેઓ બંદીવાન તરીકે લઇ જવાયા
હોય ત્યા જો તેઓ વિચાર કરે ને તેઓની ગુલામગી
રીના દેશમા પાછા ફરીને તારી યાચના કરીને કહે કે,
અમે પાપ કર્યું છે, અમે વિપરીત રીતે વર્ત્યા છીએ,
ને દુષ્ટતા કીધી છે, ૩૮ ને તેઓની ગુલામગીરીનો દેશ
કે જ્યા તેઓ તેમને બંદીવાન કરી લઇ ગયા છે, ત્યા
જો તેઓ પોતાના પૂરા અંતઃકરણથી તથા પોતાના
પૂરા જીવથી તારી તરફ ફરીને, તેઓનો જે દેશ તેં
તેઓના પિતૃઓને આપ્યો છે ને જે નગર તેં પસંદ
કીધું છે તથા જે ઘર તારા નામને સારૂ મેં બાંધ્યું છે,
તેઓની ભણી [મુખ ફેરવીને] તેઓ પ્રાર્થના કરે,
૩૯ તો તું આકાશમાથી એટલે તારા રહેઠાણુમાથી,
તેઓની પ્રાર્થના તથા તેઓની યાચના સાંભળીને
તેઓનો પક્ષ લેજે, ને તારા લોક જેઓએ તારી
વિરૂદ્ધ પાપ કીધું છે તેઓને ક્ષમા કરજે ૪૦ હવે, હે
મારા દેવ, હું તારી આજીજી કરૂં છું કે, આ ઠેકાણામા
કરેલી પ્રાર્થના પર તારી આંખો ખુલ્લી રહે તથા તારા
કાનો તત્પર રહે ૪૧ તો હવે, હે દેવ યહોવાહ, તારા
વિશ્રામસ્થાનમા ઉઠી આવ, તું તથા તારા સામર્થ્યનો
કોશ, હે યહોવાહ દેવ, તારા યાજકો તારણથી વેષ્ટિત
થાય, ને તારા ભક્તો ભલાઇમા આનંદ માને ૪૨ હે
યહોવાહ દેવ, તારા અભિષિક્તનું મુખ પાછું ન ફેરવ,
તારા સેવક દાઉદ પરની કૃપાનું સ્મરણ કર

૭ હવે સુલેમાન પ્રાર્થના કરી રહ્યા ત્યારે આકા
શથી અગ્નિએ ઉતરીને દહનીયાર્પણ તથા યજ્ઞો
ભસ્મ કીધા, ને યહોવાહના ગૌરવથી ઘર ભરાઇ ગયું
૨ અને યાજકો યહોવાહના ઘરમા પ્રવેશ કરી ન
શક્યા, કેમકે યહોવાહના ગૌરવથી યહોવાહનું ઘર
ભરાઇ ગએલું હતું ૩ અને અગ્નિ ઉતર્યો ને ઘર ઉપર
યહોવાહનું ગૌરવ આવ્યું તે વખતે સર્વ ઇસ્રાએલ-
પુત્રો જોઇ રહ્યા હતા, ને તેઓએ ફરસબંદી પર
પોતાના મુખ ભૂમિ સુધી નમાવીને ભજન કીધું, ને
યહોવાહની ઉપકારસ્તુતિ કીધી [એમ કહેતા] કે,
તે મહેરબાન છે, કેમકે તેની કૃપા અનંતકાળ છે
૪ પછી રાજા તથા સર્વ લોકે યહોવાહની આગળ યજ્ઞો
ચઢાવ્યા. ૫ અને સુલેમાન રાજાએ બાવીસ હજાર
બળદો તથા એક લાખ ને વીસ હજાર ઘેટાનો યજ્ઞ
કીધો એમ રાજાએ તથા સર્વ લોકોએ દેવના ઘરની
પ્રતિષ્ઠા કીધી ૬ અને યાજકો તેઓના કામો પ્રમાણે
ઉભા રહ્યા, ને દાઉદ રાજાએ લેવીઓની સેવાથી
યહોવાહની સ્તુતિ કીધી ત્યારે, યહોવાહની કૃપા
અનંતકાળ છે માટે, જે વાજીત્રો ઉપકારસ્તુતિ કરવાને
સારૂ દાઉદે બનાવ્યા હતા, તે લઇને લેવીઓ પણ
[ઉભા રહ્યા], અને યાજકો તેમની આગળ રણશિં-
ગડા વગાડતા હતા, અને સર્વ ઇસ્રાએલ ઉભા રહ્યા
હતા ૭ વળી સુલેમાને યહોવાહના ઘરની આગળના
આંગણાના મધ્ય ભાગને પાવન કીધો, કેમકે ત્યા
તેણે દહનીયાર્પણો, તથા શાંત્યર્પણોનો મેદ ચઢાવ્યા;
કેમકે જે પિત્તળની વેદી સુલેમાને બનાવી હતી તેમા
દહનીયાર્પણ તથા ખાદ્યાર્પણ તથા મેદ માઇ શકે એમ

ન હતું. ૮ એમ તે સમયે સુલેમાને તથા તેની સાથે
હમાથના નાકાથી તે મિસરના નાળા સુધીના સર્વ
ઇસ્રાએલે મળી એક બહુ મોટી સભાએ સાત દિવસ
પર્વ પાળ્યું. ૯ અને તેઓએ આઠમે દહાડે એક
આખરની સભા કીધી; કેમકે તેઓએ સાત દિવસ
સુધી વેદીની પ્રતિષ્ઠા કીધી, તથા સાત દિવસ સુધી
પર્વ પાળ્યું. ૧૦ અને જે મેહેર યહોવાહે દાઉદને તથા
સુલેમાનને તથા તેના ઇસ્રાએલ લોકને બતાવી હતી,
તેને લીધે આનંદ કરતા તથા મનમાં હરખાતા લોકોને
પોતાના તબુઓમાં સાતમા માસને ત્રેવીસમે દિવસે
તેણે મોકલી દીધા.

૧૧ એમ સુલેમાને દેવનું ઘર તથા રાજાનું ઘર પૂરાં
કર્યાં, ને યહોવાહના ઘરમાં તથા પોતાના ઘરમાં જે
સઘળું કરવાનું સુલેમાનના અંતઃકરણમાં આવ્યું, તે
તેણે ફતેહમંદ રીતે પૂરૂં કીધું. ૧૨ અને યહોવાહે સુલે-
માનને રાત્રે દર્શન આપીને તેને કહ્યું કે, મેં તારી
પ્રાર્થના સાંભળી છે, ને મેં આ સ્થાનને પોતાને માટે
યજ્ઞના ઘરને સારૂ પસંદ કીધું છે. ૧૩ જો હું આકાશ
એવું બંધ કરૂં કે બિલકુલ વરસાદ આવે નહિ, અથવા
જો દેશને ખાઇ નાખવાની આજ્ઞા હું તીડોને કરૂં,
અથવા જો હું મારા લોક મધ્યે મરકી મોકલું; ૧૪ જો
મારા લોક, જેઓ મારા નામથી ઓળખાય છે, તેઓ
નમશે ને પ્રાર્થના કરીને મારૂં મુખ શોધશે ને પોતાના
દુષ્ટ માર્ગોથી ફરશે, તો હું આકાશમાંથી સાંભળીને
તેઓનાં પાપ માફ કરીશ, ને તેઓના દેશને સાજો
કરીશ. ૧૫ હવે આ જગ્યાએ કરેલી પ્રાર્થના તરફ
મારી આંખો ઉઘાડી રહેશે ને મારા કાન તત્પર રહેશે
૧૬ કેમકે હવે મેં આ ઘરને પસંદ કરીને પવિત્ર કર્યું છે
કે મારૂં નામ ત્યાં સદાને માટે રહે; ને મારી આંખો
તથા મારૂં અંતઃકરણ ત્યાં જાગૃત રહેશે. ૧૭ અને તું જો
તારો પિતા દાઉદ જેમ ચાલ્યો તેમ મારી આગળ
ચાલશે, ને જે સર્વ આજ્ઞા મેં તને આપી છે તે પ્રમાણે
કરશે અને મારા વિધિઓ તથા હુકમો પાળશે, ૧૮ તો
જેમ મેં તારા પિતા દાઉદની સાથે કરાર કરીને કહ્યું કે,
ઇસ્રાએલમાં અધિકારી થવા માટે તારા માણસની
ખોટ પડશે નહિ, તે પ્રમાણે હું તારા રાજ્યનું આસન
સ્થાપીશ. ૧૯ પણ જો તમે ફરી જઇને મારા વિધિઓ
તથા મારી આજ્ઞાઓ જે મેં તમારી આગળ મૂક્યાં
છે તેઓનો ત્યાગ કરશો, ને જઇને અન્ય દેવોની
સેવા કરશો ને તેઓને ભજશો; ૨૦ તો મારો જે
દેશ મેં તેઓને આપ્યો છે તેમાંથી હું તેઓને ઉખેડી
નાખીશ; ને આ ઘર જે મેં મારા નામને સારૂ પવિત્ર
કીધું છે તેને હું મારી દૃષ્ટિ આગળથી દૂર કરીને તેને
હું સર્વ લોકોમાં કહેવતરૂપ તથા મેણારૂપ કરીશ.
૨૧ અને આ ઘર જે ઘણું ઉંચું છે તેની પાસે થઇને
સઘળા જનાર અચંબો પામશે ને કહેશે કે, યહોવાહે
આ દેશને તથા આ ઘરને એમ શા માટે કર્યું હશે?
૨૨ ને તેઓ ઉત્તર આપશે કે, પોતાના પિતૃઓનો
દેવ યહોવાહ જે તેઓને મિસર દેશમાંથી કહાડી
લાવ્યો તેનો તેઓએ ત્યાગ કરીને અન્ય દેવોને ધારણ
કીધા ને તેઓને ભજ્યા તથા તેઓની સેવા કીધી,
તે માટે; તેજ માટે તેણે એ સઘળી હાની તેઓ
ઉપર આણી છે.

૮ અને જે વીસ વર્ષમાં સુલેમાન યહોવાહનું ઘર
તથા પોતાનું ઘર બાંધી રહ્યો, તેને અંતે એમ
થયું કે, ૨ હૂરામે જે નગરો સુલેમાનને આપ્યાં હતાં
તેમને સુલેમાને બાંધીને ત્યાં ઇસ્રાએલપુત્રોને વસાવ્યા.

૩ અને સુલેમાન હમાથ-સોબાહે ગયો ને તેની ઉપર
જીત પામ્યો. ૪ અને તેણે અરણ્યમાં તાદમોર બાંધ્યું,
ને હમાથમાં ભંડારનાં જે સર્વ નગરો તે તેણે બાંધ્યાં.
૫ વળી તેણે ઉપરનું બેથ-હોરોન તથા નીચેનું બેથ-
હોરોન બાંધ્યા, તેઓ કોટ, દરવાજા તથા ભુંગળોથી
રક્ષાયલાં નગરો હતાં. ૬ અને બાઅલાથ તથા ભંડા-
રનાં સર્વ નગરો જે સુલેમાનનાં હતાં તે, તથા તેના
રથોનાં સર્વ નગરો, તથા તેના સ્વારોનાં નગરો, તથા
જે સુલેમાને પોતાની મોજને માટે યરૂશાલેમમાં તથા
લબાનોનમાં તથા પોતાની હકુમતના સર્વ દેશમાં
બાંધવા ચાહ્યાં તે સર્વ બાંધ્યાં. ૭ અને હિત્તીઓ તથા
અમોરીઓ તથા પરિઝીઓ તથા હિવ્વીઓ તથા
યબૂસીઓમાંના જે બધા લોક બાકી રહ્યા હતા જેઓ
ઇસ્રાએલના નહોતા, ૮ તેઓનાં છોકરામાંના કેટલાં-
એક તેઓની પાછળ દેશમાં બચી રહ્યાં હતાં, જેઓનો
ઇસ્રાએલપુત્રોએ નાશ કર્યો નહોતો, તેઓને માથે
સુલેમાને આજ દિન સુધી વેઠ નાખી. ૯ પણ ઇસ્રા-
એલપુત્રોમાંથી સુલેમાને પોતાના કામને સારૂ વેઠિયા
કર્યા નહિ; પણ તેઓ તો લડવૈયા તથા તેના મુખ્ય
સરદારો તથા તેના રથોના તથા સ્વારોના ઉપરી હતા
૧૦ અને સુલેમાન રાજાના મુખ્ય અમલદારો, એટલે
લોકો ઉપર અધિકાર કરનાર, એ અઢીસે હતા.
૧૧ અને સુલેમાન ફારૂનની પુત્રીને દાઉદના નગરમાંથી

તેને સારૂ પોતે જે ઘર બંધાવ્યું હતું તેમાં લાવ્યો;
કેમકે તેણે કહ્યું કે, મારી સ્ત્રી ઇસ્રાએલના રાજા દાઉ-
દના ઘરમા રહેશે નહિ, કારણ કે જે જગ્યામા યહો-
વાહનો કોષ આવ્યો છે તે પવિત્ર છે.

૧૨ ત્યારે સુલેમાને પરસાળની સામે યહોવાહની
જે વેદી તેણે બાંધી હતી તે ઉપર યહોવાહને સારૂ
દહનીયાર્પણો ચઢાવ્યાં, ૧૩ એટલે દરરોજના કામની
અગત્ય પ્રમાણે, સાબ્બાથોએ, તથા અમાવાસ્યા-
ઓએ, તથા મુકરર પર્વોએ, એટલે વર્ષમા ત્રણવાર,
બેખમીર રોટલીના પર્વમા, તથા સપ્તાહોના પર્વમા,
તથા મંડપોના પર્વમા, મુસાની આજ્ઞા પ્રમાણે તે
અર્પણ કરતો. ૧૪ અને તેણે પ્રત્યેક દિવસના કામની
અગત્ય પ્રમાણે પોતાના પિતા દાઉદના વિધિ પ્રમાણે
યાજકોના કામ પર તેઓની વારાટોળીઓને, તથા
લેવીઓને, પોતાના કામ ઉપર, એટલે યાજકોની
આગળ સ્તુતિ તથા સેવા કરવા સારૂ, ઠરાવ્યા; વળી
પ્રત્યેક દ્વારે દ્વારપાળો વારા ઠરાવીને [નિમ્યા];
કેમકે ઇશ્વરભક્ત દાઉદે એવી આજ્ઞા કરી હતી ૧૫ અને
કોઇ પણ કામ સબંધી અથવા ભંડારો સબંધી યાજકો
તથા લેવીઓને રાજાએ જે આજ્ઞા આપેલી તેથી તેઓ
[આડાઅવળા] ફર્યા નહિ ૧૬ હવે યહોવાહના ઘરના
પાયાના દિવસ સુધીનું તથા તે પુરૂ થયું ત્યાં સુધીનું
સુલેમાનનું સર્વ કામ તૈયાર થએલું હતું એમ યહો-
વાહનું ઘર પુરૂ થયુ

૧૭ પછી સુલેમાન અદોમ દેશમાં સમુદ્ર કાંઠાના
એસ્યોન-ગેબેર તથા એલોથમાં ગયો ૧૮ અને હુરામે
પોતાના ચાકરોની હસ્તક વહાણો તથા સમુદ્રના
ભોમિયા ચાકરો તેની પાસે મોકલ્યા, ને તેઓ સુલે-
માનના સેવકોની સાથે ઓફીરમાં ગયા, ને ત્યાંથી સાડી
ચારસેં તાલંત સોનું લાવીને સુલેમાન રાજાને આપ્યુ.

૯ અને શેબાની રાણીએ સુલેમાનની કીર્ત્તિ વિષે
સાંભળ્યુ, ત્યારે તેણી મુશ્કેલ પ્રશ્નો વડે સુલેમા-
નની પરીક્ષા કરવા સારૂ અતિ મોટા રસાલા સાથે તથા
સુગંધીઓ તથા પુષ્કળ સોનું તથા મુલ્યવાન હીરા-
માણેક લાદેલાં ઉંટો લઇને યરૂશાલેમમાં આવી; ને
સુલેમાનની પાસે આવીને પોતાના અંતઃકરણમા જે
સર્વ હતું તે સબંધી તેણીએ તેની સાથે વાત કીધી.
૨ અને સુલેમાને તેને તેના સર્વ પ્રશ્નોના ઉત્તર આપ્યા,
ને જેનો જવાબ તેણે તેને ન આપ્યો હોય, એવી
એકે બાબતથી સુલેમાન અજાણ્યો ન હતો. ૩ અને
સુલેમાનનું જ્ઞાન તથા તેણે જે ઘર બાંધ્યું હતું તે;
૪ તથા તેની મેજપરનું ખાવાનું, તથા તેના સેવકોનું
બેસવું, તથા તેના પ્રધાનોનું હાજર રહેવું તથા તેઓનાં
વસ્ત્ર, તથા તેના પાત્રવાહકો તથા તેઓનાં વસ્ત્ર, તથા
તેની જે સીડી વડે તે યહોવાહના ઘરમાં ચઢતો, તે
શેબાની રાણીએ જોયાં ત્યારે તેના હોશ ઉડી ગયા.
૫ અને તેણીએ રાજાને કહ્યું કે, તારાં કૃત્યો વિષે તથા
તારા જ્ઞાન વિષે જે વાત મેં મારા દેશમાં સાંભળી હતી
તે ખરી હતી; ૬ પરંતુ મેં આવીને મારી આંખોએ
એ જોયુ ત્યાં લગી તેઓની વાતો હું માનતી નહોતી;
ને જો, તારા જ્ઞાનના મહત્વ વિષે અડધું પણ મને કહે-
વામાં આવ્યું નહોતું; મેં જે કીર્ત્તિ સાંભળી તે કરતાં
તું વિશેષ છે. ૭ ધન્ય છે તારા માણસોને, ને ધન્ય છે
તારા આ સેવકોને! કેમકે તેઓ નિત્ય તારી સન્મુખ
ઉભા રહીને તારૂ જ્ઞાન સાંભળે છે. ૮ તારો દેવ યહોવાહ
સ્તુતિવાન થાઓ, કે જેણે તારા ઉપર પ્રસન્ન થઇને
તારા દેવ યહોવાહને સારૂ રાજા થવા માટે તને પોતાના
રાજ્યાસન ઉપર બેસાડ્યો છે, કેમકે ઇસ્રાએલને સદા
સ્થાપિત કરવા સારૂ તેઓ પર તારા દેવનો પ્રેમ હતો,
તે માટે ઇનસાફ તથા ન્યાય કરવાને તેણે તેઓના ઉપર
તને રાજા ઠરાવ્યો છે ૯ અને તેણીએ રાજાને એકસો
ને વીસ તાલંત સોનું તથા અતિ પુષ્કળ સુગંધીઓ તથા
મુલ્યવાન હીરામાણેક આપ્યાં; ને એ જે સુગંધીઓ
શેબાની રાણીએ સુલેમાન રાજાને આપી તેના જેવી
બીજી એકે નહોતી ૧૦ અને હુરામના સેવકો તથા
સુલેમાનના સેવકો જેઓ ઓફીરથી સોનું લાવ્યા હતા
તેઓ આલ્ગુમ કાષ્ટ, તથા મુલ્યવાન પાષાણો પણ
લાવ્યા હતા ૧૧ અને રાજાએ એ આલ્ગુમ કાષ્ટના
યહોવાહના ઘરને તથા રાજાના ઘરને સારૂ અગાસીઓ,
તથા ગવૈયાઓને સારૂ વીણા તથા સિતાર બનાવ્યાં,
ને યહુદાહના દેશમા આગળ એવાં બિલકુલ જોવામાં
આવ્યાં નહોતાં. ૧૨ અને સુલેમાન રાજાએ શેબાની
રાણીને, જે તે રાજાને સારૂ લાવી હતી તે સિવાય, જે
કંઇ તેણીએ માગ્યું તે આપીને તેણીની સર્વ ઇચ્છા
[તૃપ્ત કીધી], એમ તેણી પાછી ફરીને તે તથા તેણીના
સેવકો પોતાના દેશમાં ગયાં.

૧૩ હવે જે સોનુ એક વર્ષમાં સુલેમાનની પાસે
આવ્યું તેનું તોલ છસેં ને છાસેઠ તાલંત સોનું હતું;
૧૪ જે દલાલો તથા વેપારીઓ લાવ્યા હતા તે જુદું;
ને અરબસ્તાનના સર્વ રાજાઓ તથા દેશના સૂબાઓ

સુલેમાનની પાસે સોનું તથા રૂપું લાવ્યા. ૧૫ અને
સુલેમાન રાજાએ ઘડેલા સોનાની બસેં ઢાલો બનાવી,
છસેં [શેકેલ] ઘડેલું સોનું પ્રત્યેક ઢાલમાં ગયું. ૧૬ અને
તેણે ઘડેલા સોનાની ત્રણસેં ઢાલડીઓ બનાવી, ત્રણસેં
[શેકેલ] સોનુ પ્રત્યેક ઢાલડીમા ગયું; ને રાજાએ
તેઓને લબાનોનના વનના ઘરમા મુકી ૧૭ વળી
રાજાએ હાથીદાંતનું મોટું રાજ્યાસન બનાવ્યુ, ને તેને
ચોખ્ખા સોનાથી મઢયુ ૧૮ અને રાજ્યાસનને છ
પગથિયાં તથા સોનાનું પાયાસન હતાં, તે રાજ્યા-
સનને જડેલાં હતાં, ને બેસવાની જગ્યા પાસે બન્ને
બાજુએ ટેકા હતા, ને ટેકાઓની બાજુએ બે સિંહો
ઉભા હતા. ૧૯ અને ત્યાં છ પગથિયાં પર, આ
બાજુએ ને પેલી બાજુએ, બાર સિંહો ઉભા હતા;
તેવું કોઇ રાજ્યમાં કરવામાં આવ્યુ ન હતું. ૨૦ અને
સુલેમાન રાજાના પીવાનાં સર્વ પાત્રો સોનાના હતા,
ને લબાનોનના અરણ્યના ઘરના સર્વ પાત્ર ચોખ્ખા
સોનાનાં હતાં, સુલેમાનના દિવસોમા રૂપાની કઇ
વિસાત ગણાતી નહોતી ૨૧ કેમકે રાજાના વહાણો
હૂરામના ચાકરોની સાથે તાર્શીશ જતા; વહાણો દર
ત્રણ વર્ષે એકવાર તાર્શીશથી સોનું તથા રૂપું, હાથીદાંત
તથા વાંદરાં તથા મોર લઇને આવતાં. ૨૨ એમ દ્રવ્ય
તથા જ્ઞાનમાં પૃથ્વીના સર્વ રાજાઓ કરતાં સુલેમાન
રાજા વિશેષ હતો. ૨૩ અને દેવે સુલેમાનના અંતઃક-
રણમાં જે જ્ઞાન મૂક્યું હતું તે સાંભળવાને પૃથ્વીના સર્વ
રાજાઓ સુલેમાનની હજુરમાં આવતા. ૨૪ અને તેઓ
પોતપોતાની ભેટ, એટલે રૂપાનાં પાત્રો તથા સોનાનાં
પાત્રો તથા વસ્ત્રો, શસ્ત્રો તથા સુગંધીઓ, ઘોડા તથા
ખચ્ચરો, દર વરસે ખંડણીરૂપે લાવતા હતા. ૨૫ અને
સુલેમાનની પાસે ઘોડાઓને તથા રથોને સારૂ ચાર
હજાર તબેલા, તથા બાર હજાર સ્વારો હતા, ને તેણે
[તેમને] રથોના નગરોમાં તથા રાજાની સાથે યરૂશા-
લેમમા રાખ્યાં હતાં. ૨૬ અને નદીથી તે ઠેઠ પલિસ્તી-
ઓના દેશ લગી, તથા મિસરની સરહદ લગી સર્વ
રાજાઓ ઉપર તેની હકુમત હતી. ૨૭ અને રાજાએ
યરૂશાલેમમાં રૂપુ એટલુ વધારી દીધું, કે તે પત્થરના
પાડનું થઇ ગયુ, તથા એરેજવૃક્ષોને એટલાં વધારી દીધાં
કે તે નીચ પ્રદેશના ગુલરોના પાડનાં થઇ ગયા ૨૮ અને
તેઓ મિસરમાંથી તથા સર્વ દેશોમાંથી સુલેમાનને
સારૂ ઘોડા લાવતા
૨૯ હવે સુલેમાનનાં બાકીનાં કૃત્યો પહેલેથી તે
છેલ્લે સુધી નાથાન ભવિષ્યવાદીની તવારીખમા, તથા
શીલોની અહીયાહના ભવિષ્યવાદમાં, તથા નબાટના
પુત્ર યરોબઆમ સબંધીનાં ઇદ્દો ભવિષ્યદર્શકના દર્શ-
નોમાં લખેલાં નથી શું? ૩૦ ને સુલેમાને યરૂશાલેમમાં
સર્વ ઇસ્રાએલ ઉપર ચાળીસ વર્ષ રાજ્ય કીધું. ૩૧ અને
સુલેમાન પોતાના પિતૃઓની સાથે ઉંઘી ગયો, ને તેને
તેના પિતા દાઉદના નગરમા દાટયો, ને તેની જગ્યાએ
તેના પુત્ર રેહાબઆમે રાજ્ય કર્યુ.

૧૦ અને રેહાબઆમ શખેમમાં ગયો, કેમકે
સર્વ ઇસ્રાએલ તેને રાજા કરવા સારૂ શખે-
મમાં આવ્યા હતા. ૨ અને નબાટના પુત્ર યરોબઆમે
એ વિષે સાભળ્યુ, (કેમકે તે મિસરમા હતો, ત્યા તે
સુલેમાન રાજાની સન્મુખથી નાસી ગયો હતો),
ત્યારે એમ થયુ કે યરોબઆમ મિસરમાથી પાછો
આવ્યો. ૩ અને તેઓએ [માણસ] મોકલીને તેને
તેડાવ્યો, ને યરોબઆમે તથા સર્વ ઇસ્રાએલે આવીને
રેહાબઆમની સાથે વાત કરીને કહ્યું કે, ૪ તારા
પિતાએ અમારી ઝુસરી ભારે કરી હતી, માટે હવે
તારા પિતાની મુશ્કેલ સેવા તથા તેની ભારે ઝુસરી
જે તેણે અમારા પર મૂકી હતી તેને કઇ હલકી કર,
ને અમે તારે તાબે રહીશું. ૫ અને તેણે તેઓને કહ્યું
કે, ત્રણ દહાડા પછી તમે મારી પાસે પાછા આવજો;
એટલે લોક ત્યાથી વિદાય થયા. ૬ અને રેહાબઆમ
રાજાએ, તેના પિતા સુલેમાનના જીવતા એની હજુ-
રમાં જે વડીલો ઉભા રહેતા હતા, તેઓની સલાહ
લેતા પુછ્યુ કે, આ લોકને ઉત્તર આપવાને તમે મને
શી સલાહ આપો છો? ૭ ને તેઓએ તેને કહ્યુ કે, જો
તું આ લોકને માયા દેખાડશે, ને તેઓને રાજી કરશે,
ને તેઓને સારા વચનો કહેશે, તો તેઓ સર્વકાળ
તારે તાબે રહેશે. ૮ પણ વડીલોએ જે સલાહ એને
આપી હતી, તેનો એણે ત્યાગ કીધો, ને એની સાથે
મોટા થયલા જુવાનો જે એની ખિજમતમા રહેતા
હતા તેઓની એણે સલાહ લીધી ૯ અને એણે
તેઓને કહ્યુ કે, આ જે લોકે મને કહ્યુ છે કે, તારા
પિતાએ અમારા ઉપર જે ઝુસરી મૂકી હતી તે કઇક
હલકી કર, તે લોકને જવાબ આપવા વિષે તમે શી
સલાહ આપો છો? ૧૦ અને જે જુવાનો તેની સાથે
મોટા થયા હતા, તેઓએ તેને કહ્યુ કે, જે લોકે તને
કહ્યુ કે, તારા પિતાએ અમારી ઝુસરી ભારે કરી, પણ
તું તે અમારા પ્રત્યે હલકી કર, તેઓને તું એમ કહે
કે, મારી ટચલી આંગળી મારા બાપની કમર કરતાં

જાડી છે ૧૧અને હવે મારા પિતાએ તમારા ઉપર
ભારે ઝુસરી લાદી, તો હુ તમારી ઝુસરીમા ઉમેરો
કરીશ. મારા પિતાએ તમને ચાબકોથી શિક્ષા કરી,
તો હુ વિંછુઓથી તમને [શિક્ષા કરીશ] ૧૨ તેથી
જેમ રાજાએ ફરમાવતા કહ્યું હતું કે, ત્રીજે દહાડે મારી
પાસે પાછા આવો, તેમ ત્રીજે દહાડે યરોબઆમ
તથા સર્વ લોકો રહાબઆમની પાસે આવ્યા. ૧૩ અને
રાજાએ તેઓને સખ્તાઇથી ઉત્તર આપ્યો, ને રહાબ
આમ રાજાએ વડીલોની સલાહનો ત્યાગ કીધા, ૧૪ ને
જુવાનોની સલાહ પ્રમાણે તેઓને કહ્યું કે, મારા
પિતાએ તમારી ઝુસરી ભારે કરી, પણ હુ તેમા ઉમેરો
કરીશ, મારા પિતાએ તમને ચાબકોથી શિક્ષા કરી
પણ હુ તમને વિંછુઓથી [શિક્ષા કરીશ] ૧૫ એમ
રાજાએ લોકનુ કહેલુ સાભળ્યુ નહિ, કેમકે એ દેવથી
થયુ હતુ એ માટે કે યહોવાહ પોતાનુ જે વેણ શીલોની
અહીયાહની હસ્તક નબાટના પુત્ર યરોબઆમને
બોલ્યોહતો તે તે પૂરૂ કરે ૧૬ અને સર્વ ઇસ્રાએલે
જોયુ કે રાજા અમારૂ સાભળતો નથી, ત્યારે લોકોએ
રાજાને ઉત્તર આપીને કહ્યુ કે, દાઉદમા અમારો શો
ભાગ છે? ને યિશાઇના પુત્રમા અમારૂ વતન નથી,
હે ઇસ્રાએલ, તમ પ્રત્યેક પોતાના તબુઓએ જાઓ,
હવે, હે દાઉદ, તારૂ પોતાનુ ઘર સભાળ, એમ સર્વ
ઇસ્રાએલ પોતાના તબુઓમા જતા રહ્યા ૧૭ પણ
યહુદાહના નગરોમા રહેનાર ઇસ્રાએલપુત્રો પર તો
રહાબઆમનુ રાજ્ય રહ્યું ૧૮ પછી હદોરામ જે વઠુ
લાવ પર હતો તેને રહાબઆમ રાજાએ મોકલ્યો,
ને ઇસ્રાએલપુત્રોએ તેને પત્થરે મારીને મારી નાખ્યો,
ને રહાબઆમ રાજા યરૂશાલેમ નાસી જવા સારૂ ઉતા
વળે પોતાના રથ પર ચઢી ગયો. ૧૯ એમ ઇસ્રાએલે
દાઉદના ઘર વિરૂદ્ધ બળવો કીધો, ને આજ સુધી
[તેમજ છે]

૧૧ અને રહાબઆમ યરૂશાલેમ આવ્યો ત્યારે
રહાબઆમની તરફ રાજ્ય પાછું લાવવા
સારૂ ઇસ્રાએલની સામે યુદ્ધ કરવાને તેણે યહુદાહના
તથા બિન્યામીનના ઘરના એક લાખ ને એંશી હજાર
વિણી કહાડેલા યોદ્ધાઓને એકઠા કર્યા ૨ પણ યહો
વાહનુ વચન ઇશ્વરભક્ત શમાયાહની પાસે એવુ
આવ્યુ કે, ૩ યહુદાહના રાજા સુલેમાનના પુત્ર રહાબ
આમને તથા યહુદાહ તથા બિન્યામીનમા રહેનારા
સર્વ ઇસ્રાએલને એમ કહે કે, ૪ યહોવાહ એમ કહે
છે કે, તમારે ચઢાઇ કરવી નહિ, ને તમારા ભાઇઓની
સામે યુદ્ધ કરવુ નહિ, તમ સર્વ માણસો પોતપોતાને
ઘેર પાછા જાઓ, કેમકે એ કામ મારાથી થયુ છે,
એમ તેઓ યહોવાહના વચન માનીને યરોબઆમની
સામે જવાથી પાછા ફર્યા ૫ અને રહાબઆમે યરૂશા
લેમમા રહીને યહુદાહમા રક્ષણને માટે નગરો બાધ્યા.
૬ તેણે વળી બેથલેહેમ તથા એટામ તથા તકોઆ,
૭ તથા બેથ-સૂર તથા સોખો તથા અદુલ્લામ, ૮ તથા
ગાથ તથા મારેશાહ તથા ઝીફ, ૯ તથા અદોરાઇમ
તથા લાખીશ તથા અઝેકાહ, ૧૦ તથા સોરાહ તથા
આયાલોન તથા હેબ્રોન બાધ્યા, એ યહુદાહમા તથા
બિન્યામીનમા કિલ્લાવાળા નગરો છે ૧૧ અને તેણે
કિલ્લાઓની આસપાસ કોટ કર્યા, ને તેઓમા સર
દારો અને અન્નના તથા તેલના તથા દ્રાક્ષરસના ભડારો
રાખ્યા ૧૨ અને પ્રત્યેક જૂદા જૂદા નગરમા તેણે
ઢાલો તથા બરછીઓ રાખ્યા, ને તેઓને બહુજ
મજબૂત કર્યા, ને યહુદાહ તથા બિન્યામીન તેને તાબે
હતા ૧૩ અને જે યાજકો તથા લેવીઓ સર્વ ઇસ્રાએ
લમા હતા તેઓ પોતાની સર્વ સીમોમાથી તેની કુમકે
આવ્યા ૧૪ કેમકે લેવીઓ પોતાના પાદરો તથા
પોતાના વતન મૂકીને યહુદાહ તથા યરૂશાલેમમા
આવ્યા, કેમકે યહોવાહ આગળ યાજકપદ બજાવ
વામાથી યરોબઆમે તથા તેના પુત્રોએ તેઓને બર
તરફ કર્યા હતા, ૧૫ ને તેણે પોતાને વાસ્તે ઉચ્ચ
સ્થાનોને માટે તથા વનદેવતાઓને માટે તથા પોતે
બનાવેલા વાછરડાઓને માટે યાજકો ઠરાવ્યા ૧૬ અને
તેઓની પાછળ ઇસ્રાએલના સર્વ કુળોમાથી જેઓએ
ઇસ્રાએલના દેવ યહોવાહને શોધવામા પોતાના અત
કરણ લગાડ્યા હતા, તેઓ પોતાના પિતૃઓના દેવ
યહોવાહને સારૂ યજ્ઞ કરવા યરૂશાલેમમા આવ્યા
હતા ૧૭ એમ તેઓએ યહુદાહનુ રાજ્ય બળવાન
કીધુ, ને તેઓએ ત્રણ વર્ષ સુધી સુલેમાનના પુત્ર
રહાબઆમને બળવાન કીધો, કેમકે તેઓ ત્રણ વર્ષ
સુધી દાઉદ તથા સુલેમાનના માર્ગમા ચાલ્યા. ૧૮ અને
રહાબઆમે, દાઉદના પુત્ર યરીમોથ તથા યિશાઇના
પુત્ર અલીઆબની પુત્રી અબીહાઇલ, એમની પુત્રી
માહલાથની સાથે લગ્ન કીધુ ૧૯ અને તેને તેણીને
પેટ યેઉશ તથા શમાર્યાહ તથા ઝાહામ, એ દીકરા
થયા ૨૦ અને તેણીના પછી તે આબ્શાલોમની પુત્રી
માઅખાહને પરણ્યો, ને તેને તેણીને પેટ અબીયાહ

તથા અત્તાય તથા ઝીઝા તથા શલોમીથ થયા ૨૧ અને
રહાબઆમ પોતાની સર્વ સ્ત્રીઓ તથા પોતાની ઉપ-
પત્નીઓ કરતા આબ્શાલોમની પુત્રી માઆખાહ પર
વધારે પ્રીતિ કરતો હતો, (તેણે તો અઢાર સ્ત્રીઓ
તથા સાઠ ઉપપત્નીઓ કરી હતી, ને તેને અઠ્ઠાવીસ
પુત્રો તથા સાઠ પુત્રીઓ થયા) ૨૨ અને રહાબઆમે
માઆખાહના પુત્ર અબીયાહને તેના ભાઇઓમા મુખ્ય
અધિકારી ઠરાવ્યો, કેમકે તે તેને રાજા બનાવવાને
ઇચ્છતો હતો ૨૩ અને તે ડાહપણથી વર્ત્યો ને તેણે
પોતાના સર્વ દીકરાઓને યહુદાહ તથા બિન્યામીનના
સઘળા પ્રાંતોમા કિલ્લાવાળા સર્વ નગરોમા જૂદા જૂદા
વેરી નાખ્યા, ને તેણે તેઓને પુષ્કળ ભથ્થું આપ્યુ,
ને તેણે તેઓને માટે ઘણી સ્ત્રીઓ મેળવી

૧૨ અને જ્યારે રહાબઆમનુ રાજ્ય સ્થાપિત
થયુ તથા પોતે બળવાન થયો, ત્યારે એમ
થયુ કે, તેણે તથા તેની સાથે સર્વ ઇસ્રાએલે યહોવાહના
નિયમનો ત્યાગ કીધો. ૨ અને તેઓએ યહોવાહ વિરૂદ્ધ
ઉલ્લંઘન કીધું માટે રહાબઆમ રાજાને પાચમે વર્ષે એમ
થયુ કે મિસરનો રાજા શીશાક યરૂશાલેમ વિરૂદ્ધ બારસેં
રથો તથા સાઠ હજાર સ્વારો સહિત ચઢી આવ્યો, ૩ ને
મિસરમાથી જે લોક એટલે લુબીઓ, સુક્કીઇઓ તથા
કૂશીઓ તેની સાથે આવ્યા હતા તેઓ અગણિત હતા
૪ અને યહુદાહના તાબાના કિલ્લાવાળા નગરો સર કરીને
તે યરૂશાલેમ આવ્યો ૫ હવે શમાયાહ ભવિષ્યવાદીએ
રહાબઆમ તથા યહુદાહના સરદારો, જેઓ શીશાકને
લીધે યરૂશાલેમમા એકઠા થયા હતા, તેઓની પાસે
આવીને તેઓને કહ્યું કે, યહોવાહ એમ કહે છે કે, તમે
મને તજી દીધો છે, માટે મેં પણ તમને શીશાકના
હાથમા મૂકી દીધા છે ૬ ત્યારે ઇસ્રાએલના સરદારોએ
તથા રાજાએ નમી જઇને કહ્યું કે, યહોવાહ ન્યાયી છે
૭ અને જ્યારે યહોવાહે જોયુ કે તેઓ નમી ગયા છે,
ત્યારે યહોવાહની વાણી શમાયાહની પાસે એવી આવી
કે, તેઓ નમી ગયા છે માટે હુ તેઓનો નાશ નહિ
કરીશ, પણ હુ તેઓનો કંઇક બચાવ કરીશ, ને શીશા
કની હસ્તક યરૂશાલેમ પર મારો ક્રોધ રેડાશે નહિ
૮ તો પણ તેઓ તેના તાબેદાર થશે, કે તેઓ મારી
સેવાનો તથા દેશોના રાજ્યોની સેવાનો અનુભવ કરે
૯ એમ મિસરનો રાજા શીશાક યરૂશાલેમ પર ચઢી
આવીને યહોવાહના ઘરના ભંડારો તથા રાજાના ઘરના
ભંડારો હરી ગયો, તે બધુ હરી ગયો, વળી સુલેમાને
સોનાની જે ઢાલો કરી હતી તે પણ તે હરી ગયો
૧૦ અને રહાબઆમ રાજાએ તેમને ઠેકાણે પિત્તળની
ઢાલો કરીને રાજાના ઘરનુ દ્વાર સાચવનાર ચોકીદા-
રોના અમલદારોના હાથમા સોપી ૧૧ અને એમ થયુ
કે રાજા યહોવાહના ઘરમા પેસતો તેટલીવાર સિપા-
ઇઓ આવીને તેઓને ધારણ કરતા, ને ચોકીદારોની
ઓરડીમા તેમને પાછી લાવતા ૧૨ અને તે નમી ગયો,
ત્યારે યહોવાહનો કોપ તેના પરથી પાછો ફર્યો, કેમકે
તે તેનો સપૂર્ણ નાશ કરવા ચાહતો નહોતો, ને યહુદા-
હમા પણ [કંઇક] સારી વાતો માલમ પડી ૧૩ એમ
રહોબઆમ રાજાએ યરૂશાલેમમા બળવાન થઇને રાજ્ય
કીધુ, કેમકે રહાબઆમ રાજ્ય કરવા લાગ્યો ત્યારે તે
એકતાળીસ વર્ષની વયનો હતો, ને તેણે યરૂશાલેમ
નગર, કે જેને યહોવાહે પોતાનુ નામ ત્યા રાખવા સારૂ
ઇસ્રાએલના સર્વ કુળોમાથી પસદ કીધુ હતું, ત્યા
સત્તર વર્ષ રાજ્ય કીધુ, ને તેની માનુ નામ નાઆમાહ
હતું, તે આમ્મોનેણ હતી ૧૪ અને તેણે દુષ્ટતા કીધી,
કમકે તેણે યહોવાહને શોધવામા પોતાનુ અત કરણ
લગાડયુ નહિ ૧૫ હવે રહાબઆમના કૃત્યો પહેલેથી
તે છેલ્લે સુધી શમાયાહ ભવિષ્યવાદીની તથા ઇદ્દો
ભવિષ્યદર્શકની તવારીખમા વંશાવળીની રીત પ્રમાણે
લખેલા નથી શું? ને રહાબઆમ તથા યરોબઆમની
વચ્ચે જાથુ વિગ્રહ ચાલતા હતા ૧૬ અને રહાબઆમ
પોતાના પિતૃઓની સાથે ઉંઘી ગયો, ને દાઉદના નગ-
રમા દટાયો, ને તેની જગ્યાએ તેના પુત્ર અબીયાહે
રાજ્ય કીધુ

૧૩ યરોબઆમ રાજાને અઢારમે વર્ષે અબીયાહ
યહુદાહ પર રાજ્ય કરવા લાગ્યો ૨ તેણે
ત્રણ વર્ષ યરૂશાલેમમા રાજ્ય કીધું, ને તેની માનુ નામ
મીખાયાહ હતું, તે ગિબઆહના ઉરીએલની પુત્રી
હતી અને અબીયાહ તથા યરોબઆમની વચ્ચે
વિગ્રહ મચ્યો ૩ અને અબીયાહે ચાર લાખ શૂરવીર
તથા વિણી કાઢેલા લડવૈયાઓના સૈન્ય સહિત યુદ્ધ
શરૂ કીધું, ને યરોબઆમે તેની સામે આઠ લાખ ચુટી
કાઢેલા તથા શૂરવીર લડવૈયાઓ વડે યુદ્ધવ્યૂહ રચ્યો.
૪ અને અબીયાહે સમારાઇમ પર્વત, જે એફ્રાઇમના
પહાડી મુલકમા છે, તના ઉપર ઉભા રહીને કહ્યું કે,
હે યરોબઆમ તથા સર્વ ઇસ્રાએલ, મારૂ સાભળો
૫ શુ તમારે જાણવુ ન જોઇએ કે, ઇસ્રાએલના દેવ
યહોવાહે દાઉદને, એટલે તેને તથા તેના પુત્રોને,

ઇસ્રાએલનું રાજ્ય મીઠાના કરારથી સદાને માટે આપ્યું
છે? ૬ તો પણ દાઉદના પુત્ર સુલેમાનના સેવક નબા-
ટના પુત્ર યરોબઆમે ઉઠીને પોતાના ધણીની સામે
બળવો કીધો ૭ અને હલકા પુરૂષો, એટલે બલીયઆ
લપુત્રો, તેની પાસે એકઠા થયા, ને જ્યારે રહાબ
આમ જુવાન તથા કોમળ અંત:કરણનો હતો ને તેમની
સામે થવાને અશક્ત હતો, ત્યારે સુલેમાનના દીકરા
રહાબઆમની સામે તેઓએ પોતાને બળવાન કીધા
૮ અને હવે, તમે યહોવાહનું રાજ્ય જે દાઉદના પુત્રોના
હાથમા છે, તેની સામે થવાનો ઇરાદો કરો છો, ને
તમે એક મોટો સમુદાય છો, ને જે સોનાના વાછરડા
યરોબઆમે તમારે સારૂ દેવ તરીકે બનાવ્યા હતા
તે તમારી પાસે છે ૯ શું, તમે યહોવાહના યાજકોને,
એટલે હારૂનપુત્રોને, તથા લેવીઓને કાઢી મૂકીને બીજા
દેશોના લોકોની રીત પ્રમાણે પોતાને સારૂ યાજકો કર્યા
નથી? એવી રીતે કે જે કોઇ એક જુવાન ગોધો તથા
સાત ઘેટા લઇને પોતાને પાવન કરવા સારૂ આવે તે,
જેઓ દેવ નથી, તેમનો યાજક થાય? ૧૦ પણ અમારો
દેવ તો યહોવાહ છે, ને અમે તેને તજ્યો નથી, ને
અમારે યહોવાહની સેવા કરનાર યાજકો છે, એટલે
હારૂનપુત્રો, તથા લેવીઓ પોતપોતાના કામમા છે
૧૧ અને તેઓ યહોવાહની આગળ દર સવારે તથા
દર સાંજે દહનીયાર્પણો તથા સુવાસિક ધૂપ બાળે છે,
અર્પિત રોટલી પણ શુદ્ધ મેજ પર [તેઓ ગોઠવે છે],
અને દર સાંજે બાળવા સારૂ સોનાનું દીપવૃક્ષ તેની
દિવીઓ સુદ્ધા [સિદ્ધ કરે છે]; કેમકે અમે તો
અમારા દેવ યહોવાહની આજ્ઞા પાળીએ છીએ,
પણ તમે તેને તજી દીધો છે ૧૨ અને, જુઓ, દેવ
અમારી સાથે તથા અમારો આગેવાન છે, અને રણવ-
ગીના રણશિંગડા લઇને તેના યાજકો તમારી વિરૂદ્ધ
રણવગીનો નાદ કરવા સારૂ [અમારી સાથે] છે, હે
ઇસ્રાએલપુત્રો, તમારા પિતૃઓના દેવ યહોવાહની
સામે ન લડો, કેમકે તમે ફતેહ નહિ પામશો ૧૩ પણ
યરોબઆમે તેઓની પછવાડે છૂપું સૈન્ય રાખ્યું, એમ
તેઓ યહુદાહની આગળ હતા, ને છૂપું સૈન્ય એઓની
પાછળ હતું ૧૪ અને યહુદાહે પાછળ જોયું તો, જુઓ,
પોતાની આગળ તથા પાછળ યુદ્ધ હતું; ને તેઓએ
યહોવાહને હાક મારી, ને યાજકોએ રણશિંગડા
વગાડ્યા ૧૫ તે વખતે યહુદાહના માણસોએ હોકારો
કીધો. ને યહુદાહના માણસોએ હોકારો કર્યો ત્યારે
એમ થયું કે, દેવે અબીયાહ તથા યહુદાહની આગળ
યરોબઆમને તથા સર્વ ઇસ્રાએલને માર્યા ૧૬ અને
યહુદાહની આગળથી ઇસ્રાએલપુત્રો નાઠા, ને દેવે
એઓને તેઓના હાથમા સોંપી દીધા ૧૭ અને અબી-
યાહે તથા તેના લોકે મોટા સંહારથી તેઓને કતલ
કીધા, ને તેથી ઇસ્રાએલમાના પાંચ લાખ વિણી
કાઢેલા પુરૂષો કપાઇ મુઆ ૧૮ એમ તે સમયે ઇસ્રા-
એલપુત્રો હાર્યા, ને યહુદાહપુત્રો જીત્યા, કેમકે તેઓએ
પોતાના પિતૃઓના દેવ યહોવાહ પર ભરોસો રાખ્યો
૧૯ અને અબીયાહે યરોબઆમની પછવાડે લાગીને
તેની પાસેથી નગરો, એટલે બેથેલ તથા તેના
કસબાઓ, ને યશાનાહ તથા તેના કસબાઓ, ને
એફ્રોન તથા તેના કસબાઓ લઇ લીધા ૨૦ અને
અબીયાહના દિવસોમા યરોબઆમને ફરીથી ઘવત
વળી નહિ, ને યહોવાહે તેના પર માર આણ્યો, ને
તે મરણ પામ્યો ૨૧ પણ અબીયાહ પરાક્રમી થયો,
ને તે ચૌદ સ્ત્રીઓ પરણ્યો, ને તેને બાવીસ દીકરા
તથા સોળ દીકરીઓ થયા ૨૨ અને અબીયાહના
બાકીના કૃત્યો તથા તેના માર્ગો તથા તેના વચનો
ઇદ્દો ભવિષ્યવાદીના ટીકાગ્રંથમા લખેલા છે

૧૪ એમ અબીયાહ પોતાના પિતૃઓની સાથે
ઉંઘી ગયો, ને તેઓએ તેને દાઉદના નગ-
રમા દાટ્યો, ને તેને ઠેકાણે તેનો પુત્ર આસા રાજા
થયો, તેના દિવસોમા દસ વર્ષ સુધી દેશમા શાંતિ
હતી ૨ અને આસાએ પોતાના દેવ યહોવાહની
દૃષ્ટિમા જે સારૂ તથા યથાર્થ હતું તે કર્યું ૩ કેમકે
તેણે પારકી વેદીઓ તથા ઉચ્ચસ્થાનો કાઢી નાખ્યા,
ને ભજનસ્તંભો ભાંગી નાખ્યા, ને અશેરીમ [મૂર્ત્તિઓ]
ને કાપી નાખી ૪ અને તેણે યહુદાહને તેઓના પિતૃ-
ઓના દેવ યહોવાહને શોધવાનો અને નિયમ તથા
આજ્ઞા પાળવાનો હુકમ આપ્યો ૫ વળી તેણે યહુદા-
હના સર્વ નગરોમાથી ઉચ્ચસ્થાનો તથા સૂર્યમૂર્ત્તિઓ
કાઢી નાખ્યા, ને રાજ્ય તેના હાથમા શાંત હતું
૬ અને તેણે યહુદાહમા કિલ્લાવાળા નગરો બાંધ્યા;
કેમકે દેશમા શાંતિ હતી, ને તે વર્ષોમા તેના [રાજ્ય]મા
કંઇ પણ યુદ્ધ ન હતું, કેમકે યહોવાહે તેને વિશ્રાંતિ
આપી હતી ૭ માટે તેણે યહુદાહને કહ્યું, આપણે આ
નગરો બાંધીએ, ને તેઓની આસપાસ કોટ તથા
બુરજો, દરવાજા તથા ભુંગળો કરીએ, હજી આપણી
આગળ દેશ છે, કેમકે આપણે આપણા દેવ યહોવા-

હની શોધ કીધી છે; આપણે તેની શોધ કીધી છે, ને
તેણે આપણને ચોતરફ વિશ્રાંતિ આપી છે; એમ
તેઓએ બાંધકામ કીધું, ને આબાદી પામ્યા. ૮ અને
આસાની પાસે યહુદાહમાંથી ઢાલો તથા ભાલા સજેલા
ત્રણ લાખ પુરુષોનું, તથા બિન્યામીનમાંથી ઢાલો તથા
ધનુષ્યો સજેલા બે લાખ ને એંસી હજાર પુરુષોનું
સૈન્ય હતું, એ સર્વ પરાક્રમી શૂરવીર પુરુષો હતા.
૯ અને ઝેરાહ કૂશી દસ લાખનું સૈન્ય તથા ત્રણસેં
રથો લઇને તેઓની સામે ચઢી આવ્યો, ને તે મારે-
શાહ આગળ આવી પહોંચ્યો. ૧૦ અને આસા તેની
સામે નિકળી પડ્યો, ને તેઓએ મારેશાહની પાસે
સફાથાહના મેદાનમાં યુદ્ધવ્યૂહ રચ્યો. ૧૧ અને
આસાએ પોતાના દેવ યહોવાહની વિનંતી કરીને કહ્યું
કે, હે યહોવાહ, બળવાનની વિરૂદ્ધ અબળને સહાય
કરનાર તારા શિવાય બીજો કોઇ નથી. હે યહોવાહ
અમારા દેવ, અમારી સહાય કર; કેમકે અમે તારા પર
ભરોસો રાખીએ છીએ, ને તારે નામે અમે આ સમુ-
દાયની સામે આવ્યા છીએ. હે યહોવાહ, તું અમારો
દેવ છે; તારી વિરૂદ્ધ માણસ ફાવી ન જાય. ૧૨ એમ
આસાની આગળ ને યહુદાહની આગળ યહોવાહે
કૂશીઓને હાર ખવાડી; ને કૂશીઓ નાઠા. ૧૩ અને
આસા તથા જે લોક તેની સાથે હતા તેઓ ગરાર
લગી તેઓની પાછળ લાગ્યા, ને કૂશીઓમાંથી એટલા
બધા માર્યા ગયા કે તેઓમાં ફરીથી હોશ આવ્યો
નહિ, કેમકે તેઓ યહોવાહની આગળ તથા તેના
સૈન્યની આગળ નાશ પામ્યા; ને તેઓ અતિઘણી
લૂટ લઇ ગયા. ૧૪ અને તેઓએ ગરારની આસપા-
સના સર્વ નગરે માર્યાં; કેમકે તેઓ પર યહોવાહનો
ભય આવ્યો; ને તેઓએ સર્વ નગરો લૂટયાં; કેમકે
એઓમાં ઘણી મિલ્કત હતી. ૧૫ વળી તેઓએ ઢોરના
માંડવાઓ ઉપર પણ હુમલો કીધો, ને પુષ્કળ ઘેટાં
તથા ઉંટો લઇને યરૂશાલેમ પાછા આવ્યા.

૧૫ અને દેવનો આત્મા ઓદેદના પુત્ર અઝા-
ર્યાહ પર આવ્યો. ૨ અને તે નિકળીને
આસાને મળવાને ગયો ને તેને કહ્યું, આસા, અને સર્વ
યહુદાહ તથા બિન્યામીન, મારૂં સાંભળો; જ્યાં સુધી
તમે યહોવાહ સાથે હશો ત્યાં સુધી તે તમારી સાથે
છે; ને જો તમે તેને શોધશો તો તે તમને મળશે;
પણ જો તમે તેને તજશો, તો તે તમને તજી દેશે.
૩ હવે લાંબી મુદત સુધી ઇસ્રાએલ ખરા દેવ વગરના
તથા શિખવનાર યાજક વગરના તથા નિયમ વગરના
રહ્યા છે; ૪ પણ જ્યારે તેઓએ પોતાના સંકટમાં
ઇસ્રાએલના દેવ યહોવાહની તરફ પાછા ફરીને તેની
શોધ કીધી ત્યારે તે તેઓને મળ્યો. ૫ અને તે સમ-
યોમાં બહાર જનારને કે અંદર આવનારને શાંતિ
નહોતી, પણ દેશના સર્વ રહેવાસીઓ ઉપર ઘણાં
સંકટ હતાં. ૬ એક દેશજાતિ બીજી દેશજાતિની સામે
તથા એક નગર બીજા નગરની સામે થઇને પાયમાલ
થતાં હતાં; કેમકે દેવ તેઓને સઘળી વિપત્તિથી
સતાપતો હતો. ૭ પણ તમે બળવાન થાઓ ને તમારા
હાથ ઢીલા પડવા ન દો, કેમકે તમારા કામનું ફળ
મળશે. ૮ અને જ્યારે આસાએ આ શબ્દો તથા ભવિ-
ષ્યવાદી ઓદેદનો ભવિષ્યવાદ સાંભળ્યો, ત્યારે તેણે
હિમ્મત પકડીને યહુદાહ તથા બિન્યામીનના આખા
દેશમાંથી તથા જે નગરો તેણે એફ્રાઇમના પહાડી
મુલકમાંથી લીધાં હતાં તેઓમાંથી અમંગળ વસ્તુઓ
કહાડી નાખી; ને તેણે યહોવાહની પરસાળ આગ-
ળની યહોવાહની વેદી સમરાવી. ૯ અને તેણે સર્વ
યહુદાહ તથા બિન્યામીનને, તથા એફ્રાઇમમાંથી તથા
મનાશ્શેહમાંથી તથા શિમઓનમાંથી તેઓ મધ્યે
આવી વસેલાઓને એકઠા કીધા; કેમકે જ્યારે તેઓએ
જોયું કે યહોવાહ તેનો દેવ તેની સાથે છે, ત્યારે
ઇસ્રાએલમાંથી તેની તરફ પુષ્કળ લોક ફુટી આવ્યા.
૧૦ એમ તેઓ આસાના રાજ્યના પંદરમા વર્ષના ત્રીજા
માસમાં યરૂશાલેમમાં ભેગા થયા. ૧૧ અને તેઓએ
તે દિવસે, પોતે જે લૂટ લાવ્યા હતા તેમાંથી યહો-
વાહને સાતસેં બળદો તથા સાત હજાર ઘેટાંનો યજ્ઞ
કીધો. ૧૨ અને તેઓએ એવો કરાર કીધો કે, પોતાના
પૂરા અંતઃકરણથી તથા પોતાના પૂરા જીવથી પોતાના
પિતૃઓના દેવ યહોવાહની શોધ કરવી, ૧૩ અને
નાનો કે મોટો, પુરૂષ કે સ્ત્રી, જે કોઇ ઇસ્રાએલના દેવ
યહોવાહની શોધ ન કરે તેને મારી નાખવો. ૧૪ અને
તેઓએ યહોવાહની આગળ મોટે સાદે તથા પોકાર
કરીને તથા રણશિંગડાં તથા તુરાઇઓ વગાડીને સોગન
ખાધા. ૧૫ અને સર્વ યહુદાહ તે સોગનથી હરખાયા;
કેમકે તેઓએ પોતાના પૂરા અંતઃકરણથી સોગન
ખાધા હતા, ને પોતાની પૂરી ઇચ્છાથી તેને શોધ્યો;
ને તે તેઓને મળ્યો, ને યહોવાહે તેઓને ચોતરફ
વિશ્રાંતિ આપી. ૧૬ અને આસા રાજાની મા માઅખા-
હને પણ તેણે રાજમાતાની પદવી પરથી દૂર કરી,

કેમકે તેણીએ અશેરાહને સારૂ ધિક્કારપાત્ર મૂર્તિ
બનાવી હતી, ને આસાએ તેની મૂર્તિ કાપી નાખી,
અને તેનો ભૂકો કરીને કિદ્રોન નાળા પાસે તેને બાળી
નાખી. ૧૭ પણ ઇસ્રાએલમાંથી ઉચ્ચસ્થાનો કહાડી
નંખાયાં નહિ, તો પણ આસાનું અંતઃકરણ તેના સર્વ
દિવસો પર્યંત સંપૂર્ણ હતું. ૧૮ અને તે પોતાના પિતાની
અર્પણ કરેલી વસ્તુઓ તથા પોતાની અર્પણ કરેલી
વસ્તુઓ, એટલે રૂપું તથા સોનું તથા પાત્રો, દેવના
ઘરમાં લાવ્યો. ૧૯ અને આસાના રાજ્યના પાંત્રીસમા
વર્ષ સુધી બીજી કોઇ લડાઇ થઇ નહિ.

૧૬ આસાના રાજ્યને છત્રીસમે વર્ષે ઇસ્રાએલના
રાજા બાઅશાએ યહુદાહ પર ચઢાઇ કરીને
રામાહ બાંધ્યું, એ માટે કે તે યહુદાહના રાજા આસાની
પાસે કોઇને આવ જા કરતાં અટકાવે. ૨ ત્યારે
આસા યહોવાહના ઘરના તથા રાજાના ઘરના ભંડારો
માંથી રૂપું તથા સોનું કહાડી લાવ્યો, ને દમસ્કમાં રહે
નાર અરામના રાજા બેન હદાદને કહાવી મોકલ્યું કે,
૩ જેમ મારા બાપ તથા તારા બાપની વચ્ચે સંપ હતો,
તેમ મારી તથા તારી વચ્ચે છે, જો, મેં તારે સારૂ રૂપું
તથા સોનું મોકલ્યાં છે, આવીને ઇસ્રાએલના રાજા
બાઅશાની સાથેનો તારો સંપ તોડ, એ માટે કે તે
મારી પાસેથી જતો રહે. ૪ અને બેન હદાદે આસા
રાજાનું [કહેવું] સાંભળીને પોતાના સેનાપતિઓને
ઇસ્રાએલના નગરો સામે મોકલ્યા, ને તેઓએ ઇયોન
તથા દાન તથા આબેલ માઇમ તથા નાફતાલીના સર્વ
ભંડારનગરો માર્યાં. ૫ અને બાઅશાએ તે વિષે
સાંભળ્યું, ત્યારે એમ થયું કે રામાહ બાંધવાનું મૂકી
દઇને તેણે પોતાનું કામ બંધ કીધું. ૬ ત્યારે આસા
રાજાએ સર્વ યહુદાહને સાથે લીધા, ને તેઓ રામાહના
પત્થરો તથા લાકડાં બાઅશાએ બાંધકામમાં વાપર્યાં
હતાં તે લઇ ગયા. ને તે વડે તેણે ગેબા તથા મિસ્પાહ
બાંધ્યાં. ૭ અને તે સમયે હનાની ભવિષ્યદર્શકે યહુદા
હના રાજા આસા પાસે આવીને તેને કહ્યું કે, અરામના
રાજા ઉપર તેં ભરોસો રાખ્યો છે ને તેં પોતાના દેવ
યહોવાહ પર ભરોસો રાખ્યો નથી, એ માટે અરામના
રાજાનું સૈન્ય તારા હાથમાંથી બચી ગયું છે. ૮ કૂશીઓ
તથા લુબીઓનું સૈન્ય શું મહાભારત નહોતું, તથા
તેમની સાથે અતિઘણા રથો તથા સ્વારો નહોતા, તો
પણ તેં યહોવાહ પર ભરોસો રાખ્યો હતો માટે તેણે
તેઓને તારા હાથમાં સોંપ્યા. ૯ કેમકે યહોવાહની
નજર આખી પૃથ્વીમાં દોડતી ફરે છે, એ માટે કે
જેઓનાં અંતઃકરણ તેની તરફ સંપૂર્ણ છે, તેઓની
તરફ તે બળવાન માલમ પડે, આમાં તેં મૂર્ખાઇ કીધી
છે, કેમકે હવેથી તારે યુદ્ધો કરવાં પડશે. ૧૦ ત્યારે
આસા તે ભવિષ્યદર્શક ઉપર ક્રોધાયમાન થયો ને
તેને બંદીખાનામાં નાખ્યો, કેમકે તે તેના પર એ
બાબતને લીધે કોપાયમાન થયો હતો. અને તેજ
સમયે આસાએ કેટલાએક લોકો પર જુલમ કર્યો.
૧૧ અને, જુઓ, આસાનાં કૃત્યો પહેલેથી તે છેલ્લે
સુધી, જુઓ, તેઓ યહુદાહ તથા ઇસ્રાએલના રાજા-
ઓના પુસ્તકમાં લખેલાં છે. ૧૨ અને આસાને પોતાના
રાજ્યના ઓગણચાળીસમા વર્ષમાં પગમાં રોગ થયો,
તેનો રોગ અતિ ભારે હતો, તો પણ પોતાના રોગમાં
તેણે યહોવાહને નહિ પણ વૈદોને શોધ્યા. ૧૩ અને
આસા પોતાના પિતૃઓની સાથે ઉંઘી ગયો, ને પોતાના
રાજ્યના એકતાળીસમા વર્ષમાં મરણ પામ્યો. ૧૪ અને
દાઉદના નગરમાં તેણે પોતાને વાસ્તે જે કબરો ખોદાવી
હતી તેમાં તેઓએ તેને દાટ્યો, ને તેની પથારીમાં
સુવાસિક સુગંધીઓ તથા ગાંધીના હુન્નર પ્રમાણે બના
વેલી ભિન્ન ભિન્ન પ્રકારની સુગંધીઓ ભરીને તેઓએ
તેને તેમાં સુવાડ્યો, ને તેઓએ તેને સારૂ બહુ મોટું
દહન કર્યું.

૧૭ અને તેને ઠેકાણે તેના પુત્ર યહોશાફાટે
રાજ્ય કીધું, ને તેણે પોતાને ઇસ્રાએલની
સામે બળવાન કીધો. ૨ અને તેણે યહુદાહના કિલ્લા
વાળાં સર્વ નગરોમાં પલટણો મૂકી, ને યહુદાહના
દેશમાં તથા એફ્રાઇમના જે નગરો, એના પિતા
આસાએ લીધાં હતાં, તેઓમાં થાણાં મૂક્યાં. ૩ અને
યહોવાહ યહોશાફાટની સાથે હતો. કેમકે એ પોતાના
પિતા દાઉદના પ્રથમ માર્ગોમાં ચાલ્યો, ને બઆલી-
મની શોધ કીધી નહિ, ૪ પણ પોતાના પિતૃઓના
દેવની શોધ કીધી ને તેની આજ્ઞાઓમાં ચાલ્યો, ને
ઇસ્રાએલના કામોનું અનુસરણ કીધું નહિ. ૫ એ માટે
યહોવાહે તેના હાથમાં રાજ્ય સ્થાપિત કીધું, ને સર્વ
યહુદાહ યહોશાફાટ પાસે ભેટો લાવતા, ને તેને
પુષ્કળ દ્રવ્ય તથા માન હતાં. ૬ અને યહોવાહના
માર્ગોમાં તેનું અંતઃકરણ ઉમદા થયું, ને તેણે વળી યહુ-
દાહમાંથી ઉચ્ચસ્થાનો તથા અશેરીમ [મૂર્તિઓ]
કહાડી નાખ્યાં. ૭ વળી તેના રાજ્યને ત્રીજે વર્ષે તેણે
યહુદાહના નગરોમાં [લોકોને] બોધ કરવાને પોતાના

મુખ્ય અમલદારોને, એટલે બેન હાયિલને તથા ઓબા-
દ્યાહને તથા ઝખાર્યાહને તથા નથાનએલને તથા મીખા
યાહને મોકલ્યા, ૮ ને તેઓની સાથે લેવીઓને, એટલે
શમાયાહ તથા નથાન્યાહ તથા ઝબાદ્યાહ તથા અસા
હેલ તથા શમીરામોથ તથા યહોનાથાન તથા અદો
નીયાહ તથા ટોબીયાહ તથા ટોબ અદોનીયાહ એ
લેવીઓને, ને તેઓની સાથે અલીશામા તથા યહો
રામ યાજકોને મોકલ્યા ૯ અને તેઓએ, યહોવા
હના નિયમનુ પુસ્તક પોતાની પાસે રાખીને, યહુદા
હમા બોધ કર્યો, ને તેઓએ યહુદાહના સર્વ નગરોમા
ફરીને લોકોને બોધ કર્યો ૧૦ અને યહુદાહની આસ
પાસના દેશોના સર્વ રાજ્યોમા યહોવાહનો ભય
એવો ઉત્પન્ન થયો, કે તેઓએ યહોશાફાટની વિરૂદ્ધ
યુદ્ધ કીધુ નહિ ૧૧ અને પલિસ્તીઓમાના કેટલાએક
યહોશાફાટની પાસે ભેટો તથા રૂપુ ખંડણી દાખલ
લાવ્યા, અરબો પણ તેને માટે ઘેટા બકરા, એટલે
સાત હજાર ને સાતસેં ઘેટા ને સાત હજાર ને સાતસે
બકરા લાવ્યા ૧૨ અને યહોશાફાટ અતિશય મોટો
થતો ગયો ને તેણે યહુદાહમા કિલ્લા તથા ભંડારના
નગરો બાંધ્યા. ૧૩ અને તેને યહુદાહના નગરોમા ઘણા
બાધકામ હતા, ને યરૂશાલેમમા પરાક્રમી શૂરવીર
યોદ્ધાઓ હતા ૧૪ અને તેઓના બાપોના ઘરો પ્રમાણે
તેઓની ગણત્રી આ હતી, એટલે યહુદાહમા સહસ્રા
ધિપતિઓ, આદનાહ સરદાર, ને તેની સાથે ત્રણ
લાખ પરાક્રમી શૂરવીર પુરૂષો ૧૫ અને તેથી ઉતરતા
દરજ્જાનો સરદાર યહોહાનાન, ને તેની સાથે બે લાખ
ને એંસી હજાર [લડવૈયા] હતા, ૧૬ ને તેથી ઉતરતો
ઝિખ્રીનો પુત્ર અમાસ્યાહ, તે રાજીખુશીથી યહોવા-
હને અર્પણ થયો હતો, ને તેની સાથે બે લાખ પરા
ક્રમી શૂરવીરો હતા ૧૭ અને બિન્યામીનમાના, પરા-
ક્રમી યોદ્ધો એલ્યાદા, ને તેની સાથે ધનુષ્ય તથા ઢાલ
સજેલા બે લાખ પુરૂષો ૧૮ અને તેથી ઉતરતો
યહોઝાબાદ હતો, ને તેની સાથે યુદ્ધને માટે સજીને
તૈયાર થયલા એક લાખ ને એંસી હજાર [પુરૂષો હતા]
૧૯ રાજાએ આખા યહુદાહમા કિલ્લાવાળા નગરોમા
જેઓને રાખ્યા હતા તેઓ ઉપરાત એઓ રાજાની
ખિજમતમા રહેનારા હતા

૧૮ હવે યહોશાફાટને પુષ્કળ દ્રવ્ય તથા માન
હતા, ને તેણે આહાબની સાથે સગપણ
કીધુ ૨ અને કેટલાએક વર્ષ પછી તે સમરૂનમા
આહાબ પાસે ગયો, ને આહાબે તેને સારૂ તથા તેની
સાથેના લોકને સારૂ પુષ્કળ ઘેટા તથા બળદો કાપ્યા,
ને [પોતાની સાથે] રામોથ ગિલઆદ ઉપર ચઢાઇ
કરવાને તેને સમજાવ્યો ૩ અને ઇસ્રાએલના રાજા
આહાબે યહુદાહના રાજા યહોશાફાટને કહ્યું કે, શું તું
મારી સાથે રામોથ ગિલઆદમા આવશે? ને તેણે
તેને ઉત્તર આપ્યો કે, હુ તે જાણે તુંજ, ને મારા લોક
તે જાણે તારાજ લોક છે [એમ ગણ], ને અમે તારી
સાથે યુદ્ધમા આવીશું ૪ અને યહોશાફાટે ઇસ્રાએ
લના રાજાને કહ્યું કે, કૃપા કરી આજ દેવવાણીથી
સલાહ પૂછ ૫ ત્યારે ઇસ્રાએલના રાજાએ ચારસેં ભવિ
ષ્યવાદી પુરૂષોને ભેગા કરીને તેઓને કહ્યું કે, શું અમે
રામોથ ગિલઆદમા યુદ્ધને માટે જઇએ, કે હુ પાછો
રહુ? ને તેઓએ કહ્યું, ચઢી જા, કેમકે દેવ તેને
રાજાના હાથમા સ્વાધીન કરશે ૬ પણ યહોશાફાટે
કહ્યું કે, અત્રે એમના વગર બીજો કોઇ યહોવાહનો
ભવિષ્યવાદી નથી, કે આપણે તેની મારફતે સલાહ
પૂછીએ? ૭ ને ઇસ્રાએલના રાજાએ યહોશાફાટને કહ્યું
કે, હજી પણ એક માણસ છે કે જેની મારફતે આપણે
યહોવાહની સલાહ પૂછી શકીએ, પણ હુ તેને ધિક્કારૂ
છુ, કેમકે તે મારા વિષે કદી સારો ભવિષ્યવાદ નહિ,
પણ હમેશાં માઠોજ કરે છે, તે યિમ્લાનો પુત્ર
મીખાયાહ છે અને યહોશાફાટે કહ્યું, રાજાએ એમ
ન બોલવુ ૮ ત્યારે ઇસ્રાએલના રાજાએ એક ખવાસને
બોલાવીને કહ્યું કે, યિમ્લાના પુત્ર મીખાયાહને જલદી
તેડી લાવ ૯ હવે ઇસ્રાએલનો રાજા તથા યહુદાહનો
રાજા યહોશાફાટ રાજ્યપોષાક પહેરીને પોતપોતાના
રાજ્યાસન પર બેઠા હતા, ને સમરૂનના દરવાજાના
નાકા પાસેના મેદાનમા તેઓ બેઠા હતા, ને તેઓની
આગળ સર્વ ભવિષ્યવાદીઓ ભવિષ્યવાદ કહેતા હતા
૧૦ અને કનાઅનાહના પુત્ર સિદકીયાહે પોતાને માટે
લોઢાના શિંગ બનાવ્યા, ને કહ્યું કે, યહોવાહ એમ
કહે છે કે, અરામનો ક્ષય થતા સુધી તું આમનાથી
તેઓને ધક્કા મારશે ૧૧ અને સર્વ ભવિષ્યવાદીઓએ
એવુંજ ભવિષ્ય ભાખીને કહ્યું કે રામોથ ગિલઆદ
ઉપર ચઢી જઇને સફળ થા, કેમકે યહોવાહ તેને
રાજાના હાથમા સોંપશે ૧૨ અને જે સદેશિયો મીખા
યાહને તેડવા ગયો હતો, તેણે તેને કહ્યું, જો, એક
મતે ભવિષ્યવાદીઓના વચન રાજાને માટે હિત દર્શાવે
છે, માટે કૃપા કરી તારૂ વચન તેઓમાના એકના જેવુ

થાય, ને તું હિતજ ઉચ્ચરજે ૧૩ અને મીખાયાહે કહ્યું
કે, જીવતા યહોવાહના સોગન કે જે મારો દેવ કહેશે
તેજ હું બોલીશ. ૧૪ અને તે રાજાની પાસે આવ્યો
ત્યારે રાજાએ તેને કહ્યું કે, મીખાયાહ, અમે રામોથ-
ગિલઆદમા યુદ્ધને માટે જઈએ, કે હું પાછો રહું? ને
તેણે કહ્યું, તમે ઉપર જઈને ફતેહ પામો, ને તેઓ
તમારા હાથમા સોંપાશે. ૧૫ અને રાજાએ તેને કહ્યું
કે, હું તને કેટલી વાર સોગન ઘાલું કે તું યહોવાહને
નામે સત્ય શિવાય બીજું કાંઈજ મારી આગળ ન
બોલે? ૧૬ ને તેણે કહ્યું કે, મેં સર્વ ઇસ્રાએલને પાળક
વગરના ઘેટાની પેઠે પર્વત પર વિખરાયલા જોયા, ને
યહોવાહે કહ્યું, એમને ધણી નથી, એ પ્રત્યેક પોતાને
ઘેર શાંતિએ પાછા જાઓ ૧૭ અને ઇસ્રાએલના રાજાએ
યહોશાફાટને કહ્યું કે, શું મે તને નહોતું કહ્યું કે, તે
મારા સબંધી સારૂં નહિ પણ ભુંડું ભવિષ્ય ભાખશે?
૧૮ ને તેણે કહ્યું કે, એ માટે તમે યહોવાહનું વચન
સાંભળો, મેં યહોવાહને તેના રાજ્યાસન પર બેઠેલો
તથા તેને જમણે તથા તેને ડાબે હાથે આકાશનું સર્વ
સૈન્ય ઉભેલું જોયા ૧૯ અને યહોવાહે કહ્યું કે, ઇસ્રા-
એલના રાજા આહાબને કોણ ફોસલાવશે કે તે રામોથ
ગિલઆદમા જઈને માર્યો જાય? ને એક બોલનારે
આમ, ને બીજા બોલનારે તેમ કહ્યું ૨૦ અને એક
આત્મા નિકળી આવીને યહોવાહની સન્મુખ ઉભો
રહ્યો ને તેણે કહ્યું કે, હું તેને ફોસલાવીશ, ને યહો-
વાહે તેને કહ્યું કે, શાથી? ૨૧ ને તેણે કહ્યું કે, હું ત્યા
જઈને તેના સર્વ ભવિષ્યવાદીઓના મુખમા જુઠું
બોલનાર આત્મા થઈશ. અને તેણે કહ્યું કે, તું તેને
ફોસલાવશે ને તું ફતેહ પણ પામશે, ચાલ્યો જા, ને
એમ કર. ૨૨ તો હવે, જો, યહોવાહે આ તારા ભવિ-
ષ્યવાદીઓના મુખોમા જુઠું બોલનાર આત્મા મૂક્યા
છે, ને યહોવાહ તારા સબંધી અશુભ બોલ્યા છે
૨૩ ત્યારે કનાઆનાહના પુત્ર સીદકીયાહે પાસે આવીને
મીખાયાહને તમાચો મારીને કહ્યું કે, યહોવાહનો
આત્મા તારી સાથે બોલવાને મારી પાસેથી કયે માર્ગે
ગયો? ૨૪ ને મીખાયાહે કહ્યું કે, જો, જ્યારે તું સંતા-
વાને ભિતરની ઓરડીમા જશે, તે દિવસે તું જોશે.
૨૫ અને ઇસ્રાએલના રાજાએ કહ્યું કે, મીખાયાહને
પકડીને તેને નગરના સૂબા આમોનની પાસે તથા
રાજાના પુત્ર યોઆશની પાસે પાછો લઈ જાઓ,
૨૬ ને કહો કે, રાજા એમ કહે છે કે, એને બંદીખાનામા
રાખજો, ને હું શાંતિએ પાછો આવું ત્યા સુધી દુ:ખની
રોટલીથી તથા દુ:ખના પાણીથી એનો નિર્વાહ કરજો
૨૭ અને મીખાયાહે કહ્યું કે, જો તું કદી પણ શાંતિએ
પાછો આવે તો યહોવાહ મારી મારફતે બોલ્યો
નથી, ને તેણે કહ્યું, હે લોકો, તમે સર્વે સાંભળો.

૨૮ એમ ઇસ્રાએલનો રાજા, તથા યહુદાહનો રાજા
યહોશાફાટ રામોથ ગિલઆદ પર ચઢી ગયા ૨૯ અને
ઇસ્રાએલના રાજાએ યહોશાફાટને કહ્યું કે, હું પોતે
વેષ ધરીને યુદ્ધમા જઈશ, પણ તું તારો રાજ્યપોષાક
પહેર માટે ઇસ્રાએલના રાજાએ વેષ ધારણ કીધો,
ને તેઓ યુદ્ધમા ગયા ૩૦ હવે અરામના રાજાએ
પોતાના રથાધિપતિઓને એવી આજ્ઞા આપી હતી
કે, એકલા ઇસ્રાએલના રાજા શિવાય નાના કે મોટાની
સાથે લડશો મા ૩૧ અને રથાધિપતિઓએ યહોશા-
ફાટને જોયો ત્યારે એમ થયું કે, તેઓએ કહ્યું કે, એ
ઇસ્રાએલનો રાજા છે માટે તેઓ એની સામે લડ-
વાને વળ્યા, પણ યહોશાફાટે બૂમ પાડી, ને યહોવાહે
તેની સહાય કીધી, ને દેવે તેની પાસેથી [જવા
રહેવાનું] તેઓના મનમા મૂક્યું ૩૨ અને રથાધિ-
પતિઓએ જોયું કે એ તો ઇસ્રાએલનો રાજા નથી,
ત્યારે એમ થયું કે, તેઓ તેની પૂઠે લાગવાથી પાછા
ફર્યા ૩૩ અને એક અમુક પુરૂષે સહજ ધનુષ્ય
તાણ્યું, ને ઇસ્રાએલના રાજાને કવચના સાંધાની
વચમાથી [બાણ] માર્યું, માટે એણે સારથીને કહ્યું
કે, તારો હાથ ફેરવીને મને સૈન્યમાથી બહાર લઈ જા,
કેમકે હું ઘણો ઘાયલ થયો છું ૩૪ અને તે દિવસે યુદ્ધ
દારૂણ થયું, તો પણ ઇસ્રાએલનો રાજા સાંજ સુધી
અરામીઓની સામે રથમા ટેકવીને ટટાર બેસી રહ્યા,
ને સુમારે સૂર્ય અસ્ત પામતી વેળાએ તે મરણ પામ્યા.

૧૯ અને યહુદાહનો રાજા યહોશાફાટ શાંતિએ
યરૂશાલેમમા પોતાને ઘેર પાછો આવ્યો
૨ અને ભવિષ્યદર્શક હનાનીના પુત્ર યેહૂએ એને
મળવા જઈને યહોશાફાટ રાજાને કહ્યું કે, શું તારે
ભુંડાને મદદ કરવી તથા યહોવાહના વેરીઓ પર પ્રીતિ
કરવી જોઈએ? એને લીધે યહોવાહની હજુરનો કોપ
તારા પર છે ૩ તો પણ તારામા [કંઈક] સારી વાતો
માલમ પડી છે, કેમકે તેં દેશમાથી અશેરાથ કાઢી નાખી
છે, ને દેવને શોધવામા તારૂં અંત:કરણ લગાડ્યું છે

૪ અને યહોશાફાટ યરૂશાલેમમા રહ્યો, ને ફરીથી
બેર-શેબાથી માંડીને એફ્રાઇમના પહાડી મુલક લગી

લોકોમા ફરીને તેણે તેઓના પિતૃઓના દેવ યહોવા-
હની ગમ તેઓને પાછા આણ્યા ૫ અને તેણે દેશમા,
એટલે યહુદાહના સર્વ કિલ્લાવાળા નગરોમાના પ્રત્યેક
નગરમા, ન્યાયાધીશો સ્થાપ્યા, ૬ ને તેણે ન્યાયા
ધીશોને કહ્યુ કે, તમે જે કરો તે વિચાર કરીને કરજો,
કેમકે તમે માણસને સારૂ નહિ, પણ યહોવાહને સારૂ
ન્યાય કરો છો, ને ઇનસાફ કરવામા તે તમારી સાથે
છે ૭ માટે હવે તમારા પર યહોવાહનો ડર રહે,
સભાળીને કામ કરજો, કેમકે આપણા દેવ યહોવાહ
પાસે અન્યાય કે આંખની શરમ કે લાચ લેવી એ
નથી ૮ વળી યરૂશાલેમમા પણ યહોશાફાટે યહોવા-
હના ન્યાયકરણને સારૂ તથા તકરારોને સારૂ લેવીઓ
માના તથા યાજકોમાના તથા ઇસ્રાએલના પિતૃઓના
[ઘરોના] મુખ્યોમાના કેટલાએકને નિમ્યા અને
તેઓ યરૂશાલેમમા પાછા આવ્યા ૯ અને તેણે
તેઓને દીક્ષા આપતા કહ્યુ કે, યહોવાહનો ભય
રાખીને, વિશ્વાસુપણાથી તથા સપૂર્ણ અત કરણથી
તમે આ પ્રમાણે કરજો ૧૦ એટલે જ્યારે પોતાના
નગરોમા રહેનાર તમારા ભાઇઓ તરફથી ખૂન તથા
ખુની[ના પ્રતિવાદી] વચ્ચે, નિયમ તથા આજ્ઞા વચ્ચે,
વિધિઓ તથા કાનૂનો વચ્ચેની તકરાર આવે, તો
તમારે તેઓને ચેતવવા કે તેઓ યહોવાહ પ્રત્યે દોષિત
ન થાય, રખેને તમારા પર તથા તમારા ભાઇઓ પર
કોપ આવે, એમ કરશો તો તમે દોષિત નહિ થશો
૧૧ અને જુઓ, મુખ્ય યાજક અમાર્યાહ યહોવાહની
સર્વ બાબતોમા તમારો ઉપરી છે, ને રાજાની સર્વ
બાબતોમા યહુદાહના ઘરનો અધિકારી ઇશ્માએલનો
પુત્ર ઝબાધાહ છે, ને લેવીઓ પણ તમારી હજુરમા
કારભારીઓ થશે, હિમ્મતથી વર્તો ને યહોવાહ
સારાની સાથે રહો

૨૦ અને એ પછી એમ થયુ કે, મોઆબપુત્રો
તથા આમ્મોનપુત્રો તથા તેમની સાથે કેટ-
લાક આમ્મોનીઓ યહોશાફાટ વિરૂદ્ધ યુદ્ધને માટે
આવ્યા ૨ ત્યારે કોઇએ આવીને યહોશાફાટને ખબર
આપતા કહ્યુ કે, સમુદ્રને પેલેપારથી એટલે અરામ-
માથી તારી વિરૂદ્ધ એક મોટી ફોજ આવે છે, ને જો,
તેઓ હાસસોન-તામારમા (એટલે એન ગેદીમા) છે
૩ અને યહોશાફાટ ભયભિત થઇને યહોવાહની શોધ
કરવા લાગ્યો ને તેણે આખા યહુદાહમા ઉપવાસ
કરવાનો ઢંઢેરો પિટાવ્યો. ૪ અને યહુદાહ યહોવાહની
સહાય માગવા સારૂ એકઠા થયા, એટલે યહુદાહના
સર્વ નગરોમાથી તેઓ યહોવાહની શોધ કરવા માટે
આવ્યા ૫ અને યહોશાફાટે યહોવાહના ઘરમા નવા
આગણા આગળ યહુદાહ તથા યરૂશાલેમની સભામા
ઉભા રહીને કહ્યુ કે, ૬ હે અમારા પિતૃઓના દેવ યહો-
વાહ, શું તું સ્વર્ગવાસી દેવ નથી? ને તુ વિદેશીઓના
સર્વ રાજ્યો પર અધિકારી નથી શું? અને તારા
હાથમા એટલુ બળ તથા પરાક્રમ છે કે કોઇ તારી
સામે ટકવાને શક્તિવાન નથી ૭ હે અમારા દેવ, શું
આ દેશના રહેવાસીઓને તારા ઇસ્રાએલ લોકની
સન્મુખથી હાકી કાઢીને તેં તે [દેશ] સદાને માટે તારા
મિત્ર ઇબ્રાહીમના વંશજોને આપ્યો નથી? ૮ ને તેઓ
તેમા રહ્યા, ને તેઓએ તેમા તારા નામને સારૂ તારૂ
પવિત્રસ્થાન એમ કહીને બાધ્યુ છે કે, ૯ જો આપત્તિ,
એટલે તરવાર, ન્યાયશાસન, કે મરકી કે દુકાળ
અમારા ઉપર આવ્યાથી અમે આ ઘરની આગળ
તથા તારી હજુરમા ઉભા રહીએ, (કેમકે આ ઘરમા
તારૂ નામ છે), ને અમારી વિપત્તિમા તને હાક
મારીએ, તો તું સાભળીને બચાવ કરજે ૧૦ અને
હવે, જો, આમ્મોન તથા મોઆબ તથા સેઇર પર્વતના
લોકો જેઓ ઉપર ઇસ્રાએલને મિસર દેશમાથી નિક-
ળતી વખતે તેં હલ્લો કરવા ન દીધો, પણ તેઓએ
એમનાથી બીજી ગમ વળી જઇને એઓનો નાશ ન
કર્યો, ૧૧ જો, તેઓ, જે તારા વતનનો વારસો તેં અમને
આપ્યો છે તેમાથી અમને કાઢી મૂકવાને આવીને
અમને કેવો બદલો આપે છે! ૧૨ હે અમારા દેવ, તું
તેઓનો ન્યાય નહિ કરશે શું? કેમકે આ મોટુ દળ
જે અમારી વિરૂદ્ધ આવે છે તેની સામે અમારામા
કાઇ શક્તિ નથી, ને અમારે શું કરવુ તે પણ અમે
જાણતા નથી, પણ અમારી નજર તારી તરફ છે
૧૩ અને સર્વ યહુદાહ, તેઓના બાળકો, તેઓની
સ્ત્રીઓ, તથા તેઓના છોકરા સુદ્ધાત યહોવાહની
આગળ ઉભા રહ્યા ૧૪ ત્યારે લેવી માત્તાન્યાહના
પુત્ર યેઇએલના પુત્ર બનાયાહના પુત્ર ઝખાર્યાહનો
પુત્ર યાહઝીએલ, જે આસાફના પુત્રોમાંનો હતો,
તેની ઉપર સભાની મધ્યે યહોવાહનો આત્મા આવ્યો
૧૫ અને તેણે કહ્યું, હે સર્વ યહુદાહ તથા હે સર્વ યરૂશા-
લેમના રહેવાસીઓ, તથા હે યહોશાફાટ રાજા, તમો
સાભળો, યહોવાહ તમને એમ કહે છે કે, આ મોટા
દળના કારણથી તમારે બિહીવુ નહિ તથા ગભરાવુ

થાય, ને તું હિતજ ઉચરજે. ૧૩ અને મીખાયાહે કહ્યું
કે, જીવતા યહોવાહના સોગન કે જે મારો દેવ કહેશે
તેજ હું બોલીશ. ૧૪ અને તે રાજાની પાસે આવ્યો
ત્યારે રાજાએ તેને કહ્યું કે, મીખાયાહ, અમે રામોથ-
ગિલઆદમાં યુદ્ધને માટે જઇએ, કે હું પાછો રહું? ને
તેણે કહ્યું, તમે ઉપર જઇને ફતેહ પામો, ને તેઓ
તમારા હાથમાં સોંપાશે. ૧૫ અને રાજાએ તેને કહ્યું
કે, હું તને કેટલી વાર સોગન ઘાલું કે તું યહોવાહને
નામે સત્ય સિવાય બીજું કાંઇજ મારી આગળ ન
બોલે? ૧૬ ને તેણે કહ્યું કે, મેં સર્વ ઇસ્રાએલને પાળક
વગરનાં ઘેટાંની પેઠે પર્વત પર વિખરાયલા જોયા; ને
યહોવાહે કહ્યું, એમને ધણી નથી, એ પ્રત્યેક પોતાને
ઘેર શાંતિએ પાછા જવું. ૧૭ અને ઇસ્રાએલના રાજાએ
યહોશાફાટને કહ્યું કે, શું મેં તને નહોતું કહ્યું કે, તે
મારા સંબંધી સારું નહિ પણ ભૂડું ભવિષ્ય ભાખશે?
૧૮ ને તેણે કહ્યું કે, એ માટે તમે યહોવાહનું વચન
સાંભળો; મેં યહોવાહને તેના રાજ્યાસન પર બેઠેલો
તથા તેને જમણે તથા તેને ડાબે હાથે આકાશનું સર્વ
સૈન્ય ઉભેલું જોયાં. ૧૯ અને યહોવાહે કહ્યું કે, ઇસ્રા-
એલના રાજા આહાબને કોણ ફોસલાવશે કે તે રામોથ
ગિલઆદમાં જઇને માર્યો જાય? ને એક બોલનારે
આમ, ને બીજા બોલનારે તેમ કહ્યું. ૨૦ અને એક
આત્મા નિકળી આવીને યહોવાહની સન્મુખ ઉભો
રહ્યો ને તેણે કહ્યું કે, હું તેને ફોસલાવીશ; ને યહો-
વાહે તેને કહ્યું કે, શાથી? ૨૧ ને તેણે કહ્યું કે, હું ત્યાં
જઇને તેના સર્વ ભવિષ્યવાદીઓના મુખમાં જુઠું
બોલનાર આત્મા થઇશ. અને તેણે કહ્યું કે, તું તેને
ફોસલાવશે ને તું ફતેહ પણ પામશે; ચાલ્યો જા, ને
એમ કર. ૨૨ તો હવે, જો, યહોવાહે આ તારા ભવિ-
ષ્યવાદીઓના મુખોમાં જુઠું બોલનાર આત્મા મુક્યો
છે, ને યહોવાહ તારા સંબંધી અશુભ બોલ્યો છે.
૨૩ ત્યારે કનાઆનાહના પુત્ર સીદકીયાહે પાસે આવીને
મીખાયાહને તમાચો મારીને કહ્યું કે, યહોવાહનો
આત્મા તારી સાથે બોલવાને મારી પાસેથી કયે માર્ગે
ગયો? ૨૪ ને મીખાયાહે કહ્યું કે, જો, જ્યારે તું સંતા-
વાને ભિતરની ઓરડીમાં જશે, તે દિવસે તું જોશે.
૨૫ અને ઇસ્રાએલના રાજાએ કહ્યું કે, મીખાયાહને
પકડીને તેને નગરના સુબા આમોનની પાસે તથા
રાજાના પુત્ર યોઆશની પાસે પાછો લઇ જાઓ;
૨૬ ને કહો કે, રાજા એમ કહે છે કે, એને બંદીખાનામાં
રાખજો, ને હું શાંતિએ પાછો આવું ત્યાં સુધી દુઃખની
રોટલીથી તથા દુઃખના પાણીથી એનો નિર્વાહ કરજો.
૨૭ અને મીખાયાહે કહ્યું કે, જો તું કદી પણ શાંતિએ
પાછો આવે તો યહોવાહ મારી મારફતે બોલ્યો
નથી; ને તેણે કહ્યું, હે લોકો, તમે સર્વે સાંભળો.

૨૮ એમ ઇસ્રાએલનો રાજા, તથા યહુદાહનો રાજા
યહોશાફાટ રામોથ-ગિલઆદ પર ચઢી ગયા. ૨૯ અને
ઇસ્રાએલના રાજાએ યહોશાફાટને કહ્યું કે, હું પોતે
વેષ ધરીને યુદ્ધમાં જઇશ, પણ તું તારો રાજ્યપોષાક
પહેર. માટે ઇસ્રાએલના રાજાએ વેષ ધારણ કીધો,
ને તેઓ યુદ્ધમાં ગયા. ૩૦ હવે અરામના રાજાએ
પોતાના રથાધિપતિઓને એવી આજ્ઞા આપી હતી
કે, એકલા ઇસ્રાએલના રાજા સિવાય નાના કે મોટાની
સાથે લડશો મા. ૩૧ અને રથાધિપતિઓએ યહોશા-
ફાટને જોયો ત્યારે એમ થયું કે, તેઓએ કહ્યું કે, એ
ઇસ્રાએલનો રાજા છે. માટે તેઓ એની સામે લડ-
વાને વળ્યા; પણ યહોશાફાટે બુમ પાડી, ને યહોવાહે
તેની સહાય કીધી, ને દેવે તેની પાસેથી [જતા
રહેવાનું] તેઓના મનમાં મુક્યું. ૩૨ અને રથાધિ-
પતિઓએ જોયું કે એ તો ઇસ્રાએલનો રાજા નથી,
ત્યારે એમ થયું કે, તેઓ તેની પુઠે લાગવાથી પાછા
ફર્યા. ૩૩ અને એક અમુક પુરૂષે સહજ ધનુષ્ય
તાણ્યું, ને ઇસ્રાએલના રાજાને કવચના સાંધાની
વચમાંથી [બાણ] માર્યું; માટે એણે સારથીને કહ્યું
કે, તારો હાથ ફેરવીને મને સૈન્યમાંથી બહાર લઇ જા,
કેમકે હું ઘણો ઘાયલ થયો છું. ૩૪ અને તે દિવસે યુદ્ધ
દારૂણ થયું; તો પણ ઇસ્રાએલનો રાજા સાંજ સુધી
અરામીઓની સામે રથમાં ટેકવીને ટટાર બેસી રહ્યો;
ને સુમારે સૂર્યે અસ્ત પામતી વેળાએ તે મરણ પામ્યો.

૧૯ અને યહુદાહનો રાજા યહોશાફાટ શાંતિએ
યરૂશાલેમમાં પોતાને ઘેર પાછો આવ્યો.
૨ અને ભવિષ્યદર્શક હનાનીના પુત્ર યેહૂએ એને
મળવા જઇને યહોશાફાટ રાજાને કહ્યું કે, શું તારે
દુષ્ટને મદદ કરવી તથા યહોવાહના વેરીઓ પર પ્રીતિ
કરવી જોઇએ? એને લીધે યહોવાહની હજુરનો કોપ
તારા પર છે. ૩ તો પણ તારામાં [કંઇક] સારી વાતો
માલમ પડી છે, કેમકે તેં દેશમાંથી અશેરોથ કાઢી નાખી
છે, ને દેવને શોધવામાં તારૂં અંતઃકરણ લગાડ્યું છે.

૪ અને યહોશાફાટ યરૂશાલેમમાં રહ્યો, ને ફરીથી
બેર-શેબાથી માંડીને એફ્રાઇમના પહાડી મુલક લગી

લોકોમા ફરીને તેણે તેઓના પિતૃઓના દેવ યહોવા-
હની ગમ તેઓને પાછા આણ્યા ૫ અને તેણે દેશમા,
એટલે યહુદાહના સર્વ કિલ્લાવાળા નગરોમાના પ્રત્યેક
નગરમા, ન્યાયાધીશો સ્થાપ્યા, ૬ ને તેણે ન્યાયા
ધીશોને કહ્યું કે, તમે જે કરો તે વિચાર કરીને કરજો,
કેમકે તમે માણસને સારૂ નહિ, પણ યહોવાહને સારૂ
ન્યાય કરો છો. ને ઇનસાફ કરવામા તે તમારી સાથે
છે ૭ માટે હવે તમારા પર યહોવાહનો ડર રહે,
સભાળીને કામ કરજો, કેમકે આપણા દેવ યહોવાહ
પાસે અન્યાય કે આખની શરમ કે લાચ લેવી એ
નથી. ૮ વળી યરૂશાલેમમા પણ યહોશાફાટે યહોવા
હના ન્યાયકરણને સારૂ તથા તકરારોને સારૂ લેવીઓ
માના તથા યાજકોમાના તથા ઇસ્રાએલના પિતૃઓના
[ઘરોના] મુખ્યોમાના કેટલાએકને નિમ્યા અને
તેઓ યરૂશાલેમમા પાછા આવ્યા ૯ અને તેણે
તેઓને દીક્ષા આપતા કહ્યું કે, યહોવાહનો ભય
રાખીને, વિશ્વાસુપણાથી તથા સપૂર્ણ અત કરણથી
તમે આ પ્રમાણે કરજો ૧૦ એટલે જ્યારે પોતાના
નગરોમા રહેનાર તમારા ભાઇઓ તરફથી ખૂન તથા
ખુની[ના પ્રતિવાદી] વચ્ચે, નિયમ તથા આજ્ઞા વચ્ચે,
વિધિઓ તથા કાનૂનો વચ્ચેની તકરાર આવે, તો
તમારે તેઓને ચેતવવા કે તેઓ યહોવાહ પ્રત્યે દોષિત
ન થાય, રખેને તમારા પર તથા તમારા ભાઇઓ પર
કોપ આવે, એમ કરશો તો તમે દોષિત નહિ ગશો
૧૧ અને જુઓ, મુખ્ય યાજક અમાર્યાહ યહોવાહની
સર્વ બાબતોમા તમારો ઉપરી છે, ને રાજાની સર્વ
બાબતોમા યહુદાહના ઘરનો અધિકારી ઇશ્માએલનો
પુત્ર ઝબાદ્યાહ છે, ને લેવીઓ પણ તમારી હજુરમા
કારભારીઓ થશે, હિમ્મતથી વર્ત્તો ને યહોવાહ
સારાની સાથે રહો

૨૦ અને એ પછી એમ થયુ કે, મોઆબપુત્રો
તથા આમ્મોનપુત્રો તથા તેમની સાથે કેટ
લાક આમ્મોનીઓ યહોશાફાટ વિરૂદ્ધ યુદ્ધને માટે
આવ્યા ૨ ત્યારે કોઇએ આવીને યહોશાફાટને ખબર
આપતા કહ્યું કે, સમુદ્રને પેલેપારથી એટલે અરામ-
માથી તારી વિરૂદ્ધ એક મોટી ફોજ આવે છે, ને જો,
તેઓ હાસસોન-તામારમા (એટલે એન ગેદીમા) છે
૩ અને યહોશાફાટ ભયભિત થઇને યહોવાહની શોધ
કરવા લાગ્યો ને તેણે આખા યહુદાહમા ઉપવાસ
કરવાનો ઢઢેરો પિટાવ્યો. ૪ અને યહુદાહ યહોવાહની
સહાય માગવા સારૂ એકઠા થયા, એટલે યહુદાહના
સર્વ નગરોમાથી તેઓ યહોવાહની શોધ કરવા માટે
આવ્યા ૫ અને યહોશાફાટે યહોવાહના ઘરમા નવા
આગણા આગળ યહુદાહ તથા યરૂશાલેમની સભામા
ઉભા રહીને કહ્યું કે, ૬ હે અમારા પિતૃઓના દેવ યહો
વાહ શું તું સ્વર્ગવાસી દેવ નથી? ને તુ વિદેશીઓના
સર્વ રાજ્યો પર અધિકારી નથી શું? અને તારા
હાથમા એટલુ બળ તથા પરાક્રમ છે કે કોઇ તારી
સામે ટકવાને શક્તિવાન નથી ૭ હે અમારા દેવ, શું
આ દેશના રહેવાસીઓને તારા ઇસ્રાએલ લોકની
સન્મુખથી હાકી કાઢીને તેં તે [દેશ] સદાને માટે તારા
મિત્ર ઇબ્રાહીમના વંશજોને આપ્યો નથી? ૮ ને તેઓ
તેમા રહ્યા, ને તેઓએ તેમા તારા નામને સારૂ તારૂ
પવિત્રસ્થાન એમ કહીને બાધ્યુ છે કે, ૯ જો આપત્તિ,
એટલે તરવાર, ન્યાયશાસન, કે મરકી કે દુકાળ
અમારા ઉપર આવ્યાથી અમે આ ઘરની આગળ
તથા તારી હજુરમા ઉભા રહીએ, (કેમકે આ ઘરમા
તારૂ નામ છે), ને અમારી વિપત્તિમા તને હાક
મારીએ, તો તું સાભળીને બચાવ કરજે ૧૦ અને
હવે, જો, આમ્મોન તથા મોઆબ તથા સેઇર પર્વતના
લોકો જેઓ ઉપર ઇસ્રાએલને મિસર દેશમાથી નિક
ળતી વખતે તેં હલ્લો કરવા ન દીધો, પણ તેઓએ
એમનાથી બીજી ગમ વળી જઇને એઓનો નાશ ન
કર્યો, ૧૧ જો, તેઓ જે તારા વતનનો વારસો તેં અમને
આપ્યો છે તેમાથી અમને કાઢી મૂકવાને આવીને
અમને કેવો બદલો આપે છે। ૧૨ હે અમારા દેવ, તું
તેઓનો ન્યાય નહિ કરશે શું? કેમકે આ મોટું દળ
જે અમારી વિરૂદ્ધ આવે છે તેની સામે અમારામા
કાઇ શક્તિ નથી, ને અમારે શું કરવુ તે પણ અમે
જાણતા નથી, પણ અમારી નજર તારી તરફ છે
૧૩ અને સર્વ યહુદાહ, તેઓના બાળકો, તેઓની
સ્ત્રીઓ તથા તેઓના છોકરા સુદ્ધાત યહોવાહની
આગળ ઉભા રહ્યા ૧૪ ત્યારે લેવી માત્તાન્યાહના
પુત્ર યેઇએલના પુત્ર બનાયાહના પુત્ર ઝખાર્યાહનો
પુત્ર યાહઝીએલ, જે આસાફના પુત્રોમાનો હતો,
તેની ઉપર સભાની મધ્યે યહોવાહનો આત્મા આવ્યો
૧૫ અને તેણે કહ્યું હે સર્વ યહુદાહ તથા હે સર્વ યરૂશા-
લેમના રહેવાસીઓ, તથા હે યહોશાફાટ રાજા, તમો
સાભળો, યહોવાહ તમને એમ કહે છે કે, આ મોટા
દળના કારણથી તમારે બિહીવુ નહિ તથા ગભરાવું

નહિ, કેમકે એ યુદ્ધ તમારૂ નથી પણ દેવનુ છે
૧૬ કાલે તમે તેઓની વિરૂદ્ધ નિકળી પડો, જુઓ
તેઓ સીસના ઘાટે થઇને ચઢી આવે છે ને તમને
તેઓ યરૂએલના અરણ્યની સામે ખીણને છેડે મળશે
૧૭ આ [લડાઇ]મા તમારે યુદ્ધ કરવુ નહિ પડે, હે
યહુદાહ અને યરૂશાલેમ, સ્થિર થઇને ઉભા રહો અને
તમારી પાસે યહોવાહનો બચાવ જુઓ, બિહીશો
નહિ તેમ ગભરાશો પણ નહિ, કાલે નિકળીને
તેઓની સામે જાઓ કેમકે યહોવાહ તમારી સાથે છે
૧૮ અને યહોશાફાટે ભૂમિ સુધી મુખ નમાવીને નમ
સ્કાર કીધા, ને સર્વે યહુદાહ તથા યરૂશાલેમના રહે
વાસીઓએ યહોવાહનુ ભજન કરતા યહોવાહની
આગળ સાષ્ટાંગ દંડવત કીધા ૧૯ અને કહાથી
ઓના વંશજોમાના તથા કોરાહીઓના વંશજોમાના
લેવીઓ અતિ મોટે સાદે ઇસ્રાએલના દેવ યહોવા
હની સ્તુતિ કરવા સારૂ ઉભા થયા ૨૦ અને તેઓ
સવારમા વહેલા ઉઠીને તકોઆના અરણ્યમા ગયા,
ને તેઓ ચાલતા હતા તે દરમ્યાન યહોશાફાટે ઉભા
રહીને કહ્યુ કે, હે યહુદાહ તથા યરૂશાલેમના રહેવા
સીઓ મારૂ સાભળો, તમારા દેવ યહોવાહ પર
વિશ્વાસ રાખો, તો તમે સ્થાપિત થશો, તેના ભવિ
ષ્યવાદીઓનુ માનો તો તમે આબાદાની પામશો
૨૧ અને તેણે લોકોની સલાહ લીધા પછી સૈન્યની
આગળ ચાલતા ચાલતા યહોવાહની આગળ ગાયન
કરનારાઓને, તથા પવિત્રાઇના સૌન્દર્યની સ્તુતિ કર
નારાઓને, તથા યહોવાહનો આભાર માનો કેમકે
તેની કૃપા સદાકાળ સુધી [ટકનારી] છે, એવુ કહે
નારાઓને ઠરાવ્યા ૨૨ અને જ્યારે તેઓએ ગાયનનો
તથા સ્તુતિ કરવાનો પ્રારંભ કર્યો, ત્યારે યહોવાહે
આમ્મોન તથા મોઆબ તથા સેઇર પર્વતના લોકો,
કે જેઓ યહુદાહ સામે આવ્યા હતા, તેઓની વિરૂદ્ધ
સંતાઇ રહેનારાઓને મૂક્યા, ને તેઓએ માર ખાધો
૨૩ કેમકે આમ્મોન તથા મોઆબના લોકોએ સેઇર
પર્વતના રહેવાસીઓની સામે ઉઠીને તેઓનો સંપૂર્ણ
સંહાર તથા વિનાશ કીધો, અને તેઓ સેઇરના રહે
વાસીઓને પૂરા કરી રહ્યા, એટલે એઓએ એક
બીજાનો નાશ કરવામા મદદ કરી ૨૪ અને યહુદાહ
અરણ્યના ચોકીના કિલ્લા પાસે પહોચ્યા, ત્યારે
તેઓએ તે સમુદાવ તરફ નજર કરી, તો, જુઓ,
તેઓની તો લાસો જમીન પર પડી હતી, ને બચી
ગયો હોય એવો એક પણ ન હતો ૨૫ અને યહો
શાફાટ તથા તેના લોકો તેઓની લૂટ લેવાને આવ્યા,
ત્યારે એઓને તેઓમા પુષ્કળ દ્રવ્ય તથા વસ્ત્ર તથા
કિમતી જવાહીર મળ્યા કે જે તેઓએ પોતાને
વાસ્તે એટલા બધા ઉતારી લીધા, કે તેઓ ઉચકી
જઇ શકે નહિ, ને લૂટ એટલી બધી હતી કે તે લેતા
તેમને ત્રણ દિવસ લાગ્યા ૨૬ અને ચોથે દિવસે
તેઓ બરાખાહની ખીણમા ટોળે મળ્યા, કેમકે ત્યા
તેઓએ યહોવાહની સ્તુતિ કીધી, તે માટે તે જગ્યાનુ
નામ આજ દિન લગી બરાખાહની ખીણ એવુ
પડ્યુ ૨૭ પછી યહુદાહ તથા યરૂશાલેમનો પ્રત્યેક
પુરૂષ આનંદથી યરૂશાલેમ પાછા જવા સારૂ પાછા
વળ્યા, ને યહોશાફાટ તેમને મોખરે [ચાલતો]
હતો, કેમકે યહોવાહે તેઓને તેઓના શત્રુઓ ઉપર
હર્ષ કરાવ્યો હતો ૨૮ અને તેઓ સિતાર તથા વીણા
તથા રણશિંગડા સહિત યરૂશાલેમમા યહોવાહના
ઘરમા આવ્યા ૨૯ અને જ્યારે દેશોના સર્વે રાજ્યોએ
સાભળ્યુ કે યહોવાહ ઇસ્રાએલના શત્રુઓ સામે લડ્યો,
ત્યારે તેઓ સર્વે પર દેવનો ધાક બેઠો ૩૦ એમ યહો
શાફાટના રાજ્યમા શાંતિ થઇ, કેમકે તેના દેવે
ચોતરફથી તેને આરામ આપ્યો

૩૧ અને યહોશાફાટ યહુદાહ પર રાજ્ય કરતો હતો,
જ્યારે તે રાજ્ય કરવા લાગ્યો ત્યારે તે પાત્રીસ
વર્ષની વયનો હતો, ને તેણે યરૂશાલેમમા પચ્ચીસ
વર્ષ રાજ્ય કર્યુ, ને તેની માનુ નામ અઝૂબાહ એ
શિલ્હીની દીકરી હતી ૩૨ અને તે પોતાના બાપ
આસાના માર્ગમા ચાલ્યો, ને તેથી આમ તેમ નહિ
ડગતા યહોવાહની દૃષ્ટિ જેમા સારૂ તે તેણે કીધુ
૩૩ પરંતુ ઉચ્ચસ્થાનો કહાડી નાખવામા આવ્યા નહિ,
તેમજ હજી લોકોએ પોતાના પિતૃઓના દેવ પર
પોતાના અંતઃકરણ લગાડ્યા ન હતા ૩૪ હવે યહો
શાફાટના બાકીના કૃત્યો પહેલેથી છેલ્લે સુધી જુઓ,
તેઓ હનાનીના પુત્ર યેહૂની તવારીખ કે જે ઇસ્રા
એલના રાજાઓના પુસ્તકમા દાખલ કીધેલી છે, તેમા
લખેલા છે

૩૫ અને એ પછી યહુદાહના રાજા યહોશાફાટે
ઇસ્રાએલના રાજા અહાઝયાહની સાથે સંપ કીધો, તે
તો ઘણો દુરાચારી હતો, ૩૬ ને તેણે તેની સાથે મળીને
તાર્શીશ જવા માટે વહાણો બનાવ્યા, ને તેઓએ તે
વહાણો એસ્યોન-ગેબેરમા બનાવ્યા ૩૭ ત્યારે મારે-

શાહના [રહીશ] દોદાવાહુના પુત્ર અલીએઝેરે યહો-
શાફાટ વિરુદ્ધ ભવિષ્ય બોલીને કહ્યું કે, તેં અહાઝ્યા-
હુની સાથે સપ કીધો છે, માટે યહોવાહે તારાં કામોનો
નાશ કીધો છે. અને વહાણો ભાંગી ગયાં ને તેથી
તેઓ તાર્શીશ જઇ શક્યાં નહિ

૨૧ અને યહોશાફાટ પોતાના પિતૃઓની સાથે
ઉંઘી ગયો, ને દાઉદના નગરમાં પોતાના
પિતૃઓની સાથે દટાયો; ને તેની જગ્યાએ તેના
પુત્ર યહોરામે રાજ્ય કીધું ૨ અને તેના ભાઇઓ,
યહોશાફાટના પુત્રો, અઝાર્યાહ તથા યહીએલ તથા
ઝખાર્યાહ તથા અઝાર્યાહ તથા મીખાએલ તથા શફા-
ટયાહ હતા; એ સર્વ ઇસ્રાએલના રાજા યહોશાફાટના
પુત્રો હતા. ૩ અને તેઓના પિતાએ તેઓને રૂપાની
તથા સોનાની તથા કિમતી વસ્તુઓની મોટી બક્ષીસો
તથા તે ઉપરાંત યહુદાહમાં કિલ્લાવાળાં નગરો આપ્યાં
હતાં; પણ રાજ્ય તો તેણે યહોરામને આપ્યું હતું,
કેમકે તે જ્યેષ્ઠપુત્ર હતો ૪ હવે યહોરામે પોતાના
પિતાના રાજ [આસન] પર આવીને તથા બળવાન
થઇને, પોતાના સર્વ ભાઇઓને તથા ઇસ્રાએલના
કેટલાક સરદારોને પણ તરવારથી મારી નાખ્યા.
૫ યહોરામ રાજ્ય કરવા લાગ્યો, ત્યારે તે બત્રીસ
વર્ષની વયનો હતો; ને તેણે યરૂશાલેમમાં આઠ વર્ષ
રાજ્ય કીધું ૬ અને જેમ આહાબના ઘરનાએ કર્યું તેમ
તે ઇસ્રાએલના રાજાઓના માર્ગમાં ચાલ્યો; કેમકે તે
આહાબની દીકરી સાથે પરણ્યો હતો; ને યહોવાહ-
ની દૃષ્ટિમાં જે ભુંડું હતું તે તેણે કીધું ૭ તો પણ
યહોવાહે દાઉદની સાથે જે કરાર કર્યો હતો તેને
લીધે, અને તેને તથા તેના વંશજોને હમેશાં દીવો
આપવાનું તેણે વચન આપ્યું હતું તેને લીધે, દાઉદના
ઘરનો નાશ કરવાને તે ચાહતો ન હતો. ૮ તેના
દિવસોમાં અદોમે યહુદાહને તાબેથી બળવો કરીને
પોતાના ઉપર એક રાજા ઠરાવ્યો. ૯ ત્યારે યહોરામ
પોતાના સરદારો તથા પોતાની સાથે સર્વ રથો લઇને
પેલે પાર ગયો; ને રાત્રે ઉઠીને પોતાની આસપાસ
ઘેરો ઘાલનાર અદોમીઓને તથા રથાધિપતિઓને
તેણે માર્યા ૧૦ એમ યહુદાહના તાબા નીચેથી અદોમે
બળવો કીધો, તે આજ સુધી છે; પછી તેજ વેળાએ
લિબ્નાહે પણ તેના તાબા તળેથી બળવો કીધો;
કેમકે તેણે પોતાના પિતૃઓના દેવ યહોવાહનો ત્યાગ
કીધો હતો. ૧૧ વળી તેણે યહુદાહના પર્વતોમાં ઉચ્ચ-
સ્થાનો પણ બનાવ્યાં, ને યરૂશાલેમના રહેવાસીઓને
વંઠાવી દીધા, ને યહુદાહને ખોટે રસ્તે દોર્યા. ૧૨ અને
એલીયાહ ભવિષ્યવાદીની તરફથી તેના ઉપર એક
એવું લખાણ આવ્યું કે, તારા પિતા દાઉદનો દેવ
યહોવાહ એમ કહે છે કે, તું તારા પિતા યહોશા-
ફાટના માર્ગોમાં કે યહુદાહના રાજા આસાના માર્ગોમાં
ન ચાલતાં, ૧૩ ઇસ્રાએલના રાજાઓનાં માર્ગમાં ચાલ્યો
છે, ને તેં યહુદાહને તથા યરૂશાલેમના રહેવાસીઓને
આહાબના ઘરનાંની પેઠે વંઠાવ્યા છે, ને તારા પિતાના
ઘરના તારા ભાઇઓ જે તારા કરતા ભલા હતા,
તેઓને પણ તેં મારી નાખ્યા છે ૧૪ તે માટે, જો,
યહોવાહ તારા લોકને તથા તારા વંશજોને તથા તારી
સ્ત્રીઓને તથા તારી સઘળી સંપત્તિને મોટી મરકીથી
મારશે; ૧૫ અને તારાં આંતરડાંના રોગથી તને ભારે
બિમારી લાગશે, જ્યાં સુધી કે તારા રોગના કારણથી
તારાં આંતરડાં દરરોજ ખરી પડશે ૧૬ અને યહોવાહે
પલિસ્તીઓના, તથા કૂશીઓની પાડોસમાં વસનાર
અરબોના મનને યહોરામની વિરુદ્ધ ઉશ્કેર્યું. ૧૭ અને
તેઓ યહુદાહ પર ચઢી આવીને તેની અંદર ઘુસી
ગયા, ને રાજાના ઘરમાં જે સર્વ સપત્તિ મળી તેને
તથા તેના દીકરાઓને પણ તથા તેની સ્ત્રીઓને તેઓ
હરણ કરી ગયા, ને તેથી તેના દીકરાઓમાનો સૌથી
નાનો યહોઆહાઝ તે શિવાય તેને એકે દીકરો રહ્યો
નહિ ૧૮ અને આ સઘળા પછી યહોવાહે તેનાં આંત-
રડાંમાં અસાધ્ય રોગ ઉત્પન્ન કીધો ૧૯ અને એમ
થયું કે, કેટલોક વખત જતાં, એટલે બે વર્ષને અંતે,
તેનાં આંતરડા તેના રોગના કારણથી ખરી પડ્યાં ને તે
દુઃખદાયક રોગથી મરણ પામ્યો. અને તેના લોકોએ
તેના પિતૃઓને માટેના દહન જેવું દહન તેને સારૂ ન
કીધું. ૨૦ તે રાજા થયો ત્યારે બત્રીસ વર્ષની વયનો
હતો, ને તેણે યરૂશાલેમમાં આઠ વર્ષ રાજ્ય કર્યું. અને
તે અળખામણો થઇને ગયો; ને તેઓએ તેને દાઉદના
નગરમાં દાટયો, પણ રાજાઓની કબરોમાં નહિ.

૨૨ અને યરૂશાલેમના રહેવાસીઓએ તેની
જગ્યાએ તેના સૌથી નાના પુત્ર અહાઝ્યા-
હને રાજા ઠરાવ્યો; કેમકે અરબોની સાથે છાવણીમાં
આવેલા માણસોની ટોળીએ સઘળા વડા [પુત્રો]ને
મારી નાખ્યા હતા. માટે યહુદાહના રાજા યહોરામનો
પુત્ર અહાઝ્યાહ રાજા થયો ૨ અહાઝ્યાહ રાજા થયો,
ત્યારે તે બેંતાળીસ વર્ષની વયનો હતો; ને તેણે યરૂ-

યરૂશાલેમમા એક વર્ષ રાજ્ય કીધું, ને તેની માનુ નામ
અથાલ્યાહ હતું તે ઓમ્રીની પુત્રી હતી ૩ તે પણ
આહાબના ઘરના માર્ગોમા ચાલ્યો, કેમકે દુષ્ટતા
કરવામા તેની મા તેની બોધક હતી ૪ અને તેણે
આહાબના ઘરનાની પેઠે યહોવાહની દૃષ્ટિમા ભુડુ
કીધું, કેમકે તેના પિતાના મરણ પછી તેઓએ તેને
શિખામણ આપનારા થઇને તેનો નાશ કર્યો ૫ વળી
તે તેઓની શિખામણ પ્રમાણે ચાલીને રામોથ ગિલ
આદ આગળ અરામના રાજા હઝાએલની સામે યુદ્ધ
કરવા ઇસ્રાએલના રાજા આહાબના પુત્ર યહોરામની
સાથે ગયો, ને અરામીઓએ યોરામને ઘાયલ કીધો
૬ અને અરામના રાજા હઝાએલની સામે તે યુદ્ધ
કરતો હતો ત્યારે રામાહ આગળ તેને જે ઘા પડ્યા
હતા તેમાથી સાજો થવાને તે યિઝ્રએલ પાછો આવ્યો
અને યહૂદાહના રાજા યહોરામનો પુત્ર અઝાર્યાહ યિઝ્ર
એલમા આહાબના પુત્ર યહોરામને જોવા ગયો, કેમકે
તે માંદો હતો ૭ હવે તે યોરામની પાસે ગયો તે
કારણથી અહાઝ્યાહનો વિનાશ દેવ તરફથી [નિર્માણ]
થયો હતો, કેમકે ત્યા ગયા પછી તે યહોરામની સાથે
નિમ્શીનો દીકરો યેહૂ જેને યહોવાહે આહાબના ઘરને
કાપી નાખવા માટે અભિષિક્ત કીધો હતો, તેની
સામે ગયો. ૮ અને જ્યારે યેહૂ આહાબના ઘર પર
ન્યાયશાસનનો અમલ કરતો હતો ત્યારે એમ થયુ, કે
યહૂદાહના સરદારો તથા અહાઝ્યાહના ભાઇઓના
પુત્રો અહાઝ્યાહની સારવાર કરતા તેને મળ્યા, ને
તેણે તેઓને મારી નાખ્યા ૯ અને તેણે અહાઝ્યાહને
શોધ્યો, ને તેઓએ તેને પકડ્યો (તે તો સમરૂનમા
સંતાઇ રહ્યા હતો), ને તેઓએ તેને યેહૂની પાસે
લાવીને તેને મારી નાખ્યો, ને તેઓએ તેને દાટ્યો,
કેમકે તેઓએ કહ્યું કે, યહોશાફાટ જે પોતાના સઘળા
અંતઃકરણથી યહોવાહની શોધ કરતો હતો તેનો પુત્ર
એ છે અને અહાઝ્યાહના ઘરનાને રાજ્ય ધારણ
કરવાની શક્તિ ન હતી
૧૦ હવે અહાઝ્યાહની મા અથાલ્યાહે જોયુ કે તેનો
પુત્ર મરણ પામ્યો છે, ત્યારે તેણીએ ઉઠીને યહૂદાહના
ઘરના સઘળા રાજ્યવંશનો નાશ કર્યો. ૧૧ પણ રાજાની
પુત્રી યહોશાબઆથ અહાઝ્યાહના પુત્ર યોઆશને
લીધો, ને રાજાના મારી નંખાયલા પુત્રો મધ્યેથી તેને
ચોરી જઇને તેણીએ તેને તથા તેની દાઇને શયન
ગૃહમા [સંતાડી] રાખ્યા. એમ યહોરામ રાજાની પુત્રી
યહોશાબઆથ જે યહોયાદા યાજકની સ્ત્રી (કેમકે તે
અહાઝ્યાહની બેન હતી) તેણીએ અથાલ્યાહથી તેને
સંતાડ્યો, તેથી એણીએ તેને મારી નાખ્યો નહિ
૧૨ અને તે તેમની સાથે છ વર્ષ દેવના ઘરમા સંતાઇ
રહ્યો, ને અથાલ્યાહ દેશ ઉપર રાજ્ય કરતી હતી

૨૩ અને સાતમે વર્ષે યહોયાદાએ બળવાન
થઇને યરોહામનો પુત્ર અઝાર્યાહ, તથા
યહોહાનાનનો પુત્ર ઇશ્માએલ, તથા ઓબેદનો પુત્ર
અઝાર્યાહ, તથા અદાયાહનો પુત્ર માઅસેયાહ, તથા
ઝિખ્રીનો પુત્ર અલીશાફાત, એ શતાધિપતિઓને
પોતાની સાથે કોલકરારમા લીધા ૨ અને તેઓએ
યહૂદાહમા ઠેકાણે ઠેકાણે ફરીને યહૂદાહના સર્વ નગ-
રોમાથી લેવીઓને તથા ઇસ્રાએલના પિતૃઓના
[ઘરોના] મુખ્યોને એકઠા કીધા, ને તેઓ યરૂશાલે-
મમા આવ્યા ૩ અને સઘળી જમાતે રાજાની સાથે
દેવના ઘરમા કોલકરાર કીધા, ને તેણે તેઓને કહ્યું કે,
જુઓ, જેમ યહોવાહ દાઉદના પુત્રો સબંધી બોલ્યો
છે, તેમ રાજાનો પુત્ર રાજ્ય કરશે ૪ જે કામ તમારે
કરવુ તે એ છે કે, સાબ્બાથે અંદર આવનાર તમ
યાજકોના તથા લેવીઓના ત્રીજા ભાગે ઉમરા આગળ
દ્વારપાળો તરીકે રહેવુ, ૫ ને ત્રીજા ભાગે રાજાના ઘર
આગળ રહેવુ, ને ત્રીજા ભાગે પાયાના દરવાજા
આગળ રહેવુ, ને સર્વ લોકે યહોવાહના ઘરના આંગ
ણામા રહેવુ ૬ પણ યાજકો તથા જે લેવીઓ સેવા
કરતા હોય તેઓ શિવાય કોઇએ યહોવાહના ઘરમા
ન પેસવુ તેઓએજ પેસવું, કેમકે તેઓ પવિત્ર છે,
પણ સર્વ લોકોએ યહોવાહના ચોકીદાર થવું ૭ અને
લેવીઓ પોતપોતાના શસ્ત્ર પોતાના હાથમા લઇને
રાજાની આસપાસ ઉભા રહે, ને જે કોઇ ઘરમા પેસે
તે માર્યો જાય, ને રાજા અંદર આવે તથા બહાર જાય
ત્યારે તમારે તેની સાથે રહેવુ ૮ એમ યહોયાદા
યાજકે જે સઘળા વિષે આજ્ઞા કીધી તે પ્રમાણે લેવી
ઓએ તથા સર્વ યહૂદાહે અમલ કીધો, ને તેઓએ
પોતપોતાના માણસોને એટલે સાબ્બાથે અંદર આવ
નાર હતા તેઓને તથા સાબ્બાથે બહાર જનાર હતા
તેઓને લીધા, કેમકે યહોયાદા યાજકે વારાટોળીઓને
મોકલી દીધી નહોતી. ૯ અને જે ભાલા, તથા ઢાલ-
ડીઓ તથા ઢાલો દાઉદ રાજાના હતા તથા જે દેવના
ઘરમા હતા તે યહોયાદા યાજકે શતાધિપતિઓને
આપ્યા ૧૦ અને તેણે ઘરની જમણી બાજુથી ઘરની
ડાબી બાજુ સુધી, વેદી આગળ તથા ઘર આગળ

રાજાની આસપાસ સર્વ લોકને પોતપોતાના હાથમાં
પોતપોતાની બરછી સહિત ગોઠવ્યા. ૧૧ પછી તેઓએ
રાજાના પુત્રને બહાર લાવીને તેને મુગટ પહેરાવ્યો,
તથા તેને સાક્ષ્યશાસ્ત્ર આપ્યું, ને તેને રાજા ઠરાવ્યો;
ને યહોયાદા તથા તેના પુત્રોએ તેને અભિષિક્ત
કીધો, ને તેઓએ કહ્યું કે, રાજા [ઘણું] જીવો. ૧૨ અને
જ્યારે અથાલ્યાહે દોડતા તથા રાજાની સ્તુતિ કરતા
લોકોનો ઘોંઘાટ સાંભળ્યો ત્યારે તે યહોવાહના ઘરમાં
લોકો પાસે આવી ૧૩ અને તેણીએ જોયું, તો જુઓ,
રાજા પોતાના સ્તંભ આગળ બારણામાં ઉભો હતો, ને
સરદારો તથા રણશિંગડાં [વગાડનારાઓ] રાજાની
પાસે હતા, ને દેશના સર્વ લોક ઉત્સાહ કરતા હતા
તથા રણશિંગડાં વગાડતા હતા; ગવૈયાઓ પણ ગાય-
નનાં વાજીંત્ર વગાડતા તથા સ્તુતિનાં ગાયનો ગવડાવતા
હતા ત્યારે અથાલ્યાહે પોતાનાં વસ્ત્ર ફાડીને કહ્યું કે,
ફિતૂર! ફિતૂર! ૧૪ અને યહોયાદા યાજકે સૈન્યના
ઉપરી શતાધિપતિઓને બહાર લાવીને તેઓને કહ્યું
કે, તેને હારો વચમાં થઈને બહાર કાઢો, ને જે જે
તેની પાછળ જાય તે તરવારથી માર્યો જાય; કેમકે
યાજકે કહ્યું કે, યહોવાહના ઘરમાં તેને મારી નાખવી
નહિ ૧૫ એમ તેઓએ તેને માટે માર્ગ મૂક્યો, ને તે
રાજાના ઘર પાસે ઘોડાના દરવાજાના નાકામાં આવી,
ને તેઓએ તેને ત્યાં મારી નાખી

૧૬ અને યહોયાદાએ પોતાની તથા સર્વ લોક તથા
રાજાની વચ્ચે એવા કોલકરાર કીધા કે, આપણે
યહોવાહના લોક થવું ૧૭ અને સર્વ લોકે બઆલને
ઘેર જઈને તેને તોડી પાડ્યું, ને તેની વેદીના તથા
તેની મૂર્તિઓના ભાંગીને ટુકડા કર્યા, ને બઆલના
યાજક માત્તાનને વેદીની આગળ મારી નાખ્યો. ૧૮ અને
જેમ મુસાના નિયમશાસ્ત્રમાં લખેલું છે તેમ યહોવા-
હનાં દહનીયાર્પણો ચઢાવવાને માટે, જે લેવી યાજકોને
દાઉદે યહોવાહના ઘરમાં જૂદે જૂદે ઠેકાણે નિમ્યા
હતા તેઓના હાથ નીચે યહોયાદાએ ઉત્સવ સહિત
તથા દાઉદના નિયમ પ્રમાણેના ગાયન સહિત યહોવા-
હના ઘરના કારભારો નિમી આપ્યા. ૧૯ અને તેણે
યહોવાહના ઘરના દરવાજાઓ આગળ દ્વારપાળો
મૂક્યા, કે કોઈ પણ બાબતમાં જે અશુદ્ધ હોય તે
અંદર ન પેસે. ૨૦ અને તેણે શતાધિપતિઓને તથા
કુલીન પુરૂષોને તથા લોકના અધિકારીઓને તથા
દેશના સર્વ લોકોને [સાથે] લીધા, ને તે યહોવાહના
ઘરમાંથી રાજાને નીચે લઈ આવ્યો; ને તેઓ ઉપલે
દરવાજે થઈને રાજાના ઘરમાં આવ્યા, ને રાજ્યના
આસન પર રાજાને બેસાડ્યો. ૨૧ એ માટે દેશના સર્વ
લોકે હર્ષ કર્યો, ને નગરમાં શાંતિ થઈ; ને તેઓએ
અથાલ્યાહને તરવારથી મારી નાખી

૨૪ યોઆશ રાજા થયો ત્યારે તે સાત વર્ષની
વયનો હતો; ને તેણે યરૂશાલેમમાં ચાળીસ
વર્ષ રાજ્ય કર્યું; ને તેની માનું નામ સિબ્યાહ હતું;
તે બેર શેબાની હતી ૨ અને યોઆશે યહોયાદા
યાજકના સર્વ દિવસો પર્યંત યહોવાહની દૃષ્ટિમાં જે
સારૂં તે કર્યું. ૩ અને યહોયાદાએ બે સ્ત્રીઓ તેને
પરણાવી; ને તેને પુત્રો તથા પુત્રીઓ થયા. ૪ અને
એ પછી એમ થયું કે, યહોવાહના ઘરને સમારવાનું
યોઆશના મનમાં આવ્યું. ૫ અને તેણે યાજકોને તથા
લેવીઓને ભેગા કરીને તેઓને કહ્યું કે, તમે યહુદાહનાં
નગરોમાં નિકળી જઈને તમારા દેવના ઘરને વર્ષોવર્ષ
સમારવા સારૂ સર્વ ઈસ્રાએલ પાસેથી પૈસા ઉઘરાવો,
ને કાળજી રાખીને તે કામ ઉતાવળે કરજો તો પણ
લેવીઓએ તે ઉતાવળથી કર્યું નહિ. ૬ અને રાજાએ
યહોયાદા જે મુખ્ય, તેને તેડાવીને તેને કહ્યું કે, સાક્ષ્ય-
મંડપને સારૂ યહોવાહના સેવક મુસાએ તથા ઈસ્રા-
એલની જમાતે ઠરાવેલો કર યહુદાહમાંથી તથા યરૂ-
શાલેમમાંથી લાવવાને લેવીઓને તેં કેમ ફરમાવ્યું
નથી? ૭ કેમકે પેલી દુષ્ટ સ્ત્રી અથાલ્યાહના પુત્રોએ
દેવનું ઘર ભાંગી નાખ્યું હતું; ને તેઓએ યહોવાહના
ઘરની સર્વ અર્પિત વસ્તુઓ પણ બઆલીમને સ્વાધીન
કીધી હતી. ૮ માટે રાજાએ આજ્ઞા કીધી, ને તેઓએ
એક પેટી બનાવીને તેને યહોવાહના ઘરના દરવાજા
આગળ બહાર મૂકી. ૯ અને દેવના સેવક મુસાએ
અરણ્યમાં ઈસ્રાએલ પર જે કર નાખેલો તે યહો-
વાહને વાસ્તે ભરી જવાને યહુદાહમાં તથા યરૂશાલે-
મમાં બધે તેઓએ ઢંઢેરો પિટાવ્યો. ૧૦ અને સર્વ
સરદારો તથા સર્વ લોકો હર્ષથી તે ત્યાં લાવતા, ને
પૂરૂં થતાં લગી તેઓ કોષમાં તે નાખતા. ૧૧ અને એમ
થયું કે જે સમયે લેવીઓની હસ્તક રાજાની કચેરીમાં
કોષ લવાતો ને જ્યારે તેઓ જોતા, કે તેમાં પૈસા
ઘણા છે, ત્યારે રાજાનો ચિટનીસ તથા મુખ્ય યાજ-
કનો કારભારી આવીને કોષને ખાલી કરતા, ને તેને
ઉપાડીને તેને ઠેકાણે પાછો લઈ જતા. રોજ રોજ
એ પ્રમાણે કરીને તેઓએ પુષ્કળ પૈસા એકઠા કર્યા.

૧૨ અને રાજાએ તથા યહોયાદાએ યહોવાહના ઘરની
સેવાનું કામ કરનારાઓને તે આપ્યા; ને યહોવાહના
ઘરને સમારવા સારૂ કડિયા તથા સુતારો તેઓએ
રોજે રાખ્યા; ને લોઢા તથા પિત્તળના કારીગરોને
પણ યહોવાહના ઘરને સમારવા સારૂ [તેઓએ
રાખ્યા] ૧૩ એમ કામ કરનારાઓ કામ કરતા, ને
તેઓના હાથથી કામ સંપૂર્ણ થયું, ને તેઓએ યહો-
વાહના ઘરને તેની અસલ સ્થિતિમા આણીને તેને
મજબૂત કર્યું ૧૪ અને તેઓ તે સમાપ્ત કરી રહ્યા,
ત્યારે તેઓ બાકીના પૈસા રાજા તથા યહોયાદાની
આગળ લાવ્યા, ને તેવડે યહોવાહના ઘરને સારૂ
પાત્રો, એટલે સેવાના તથા અર્પણના પાત્રો, તથા
ચમચાઓ તથા સોના તથા રૂપાના પાત્રો બનાવવામા
આવ્યા અને યહોયાદાના સર્વ દિવસો પર્યંત તેઓ
યહોવાહના ઘરમા નિત્ય દહનીયાર્પણો ચઢાવતા હતા.
૧૫ પણ યહોયાદા વૃદ્ધ થયો ને પૂર્ણ વયનો થઇને
મરી ગયો; મરતી વેળાએ તે એકસો ને ત્રીસ વર્ષનો
હતો. ૧૬ અને તેઓએ તેને રાજાઓની ભેગો દાઉદના
નગરમાં દાટયો, કેમકે તેણે ઇસ્રાએલમા ને દેવની
તથા તેના ઘરની પ્રત્યે પણ સારૂ કીધું હતું ૧૭ હવે
યહોયાદાના મરણ પછી યહુદાહના સરદારોએ આવીને
રાજાને નમસ્કાર કર્યા. ત્યારે રાજાએ તેઓનુ સાભળ્યું.
૧૮ અને તેઓએ પોતાના બાપોના દેવ યહોવાહના
ઘરને તજ્યું, ને તેઓએ અશેરીમ તથા મૂર્તિઓની
સેવા કરી; ને તેઓના એ અપરાધીપણાને લીધે
યહુદાહ તથા યરૂશાલેમ ઉપર કોપ આવ્યો ૧૯ તો
પણ તેઓને યહોવાહની ગમ ફેરવી લાવવાને એણે
તેઓની પાસે ભવિષ્યવાદીઓ મોકલ્યા, ને એઓએ
તેઓની વિરૂદ્ધ સાક્ષી આપી; પણ તેઓએ કાન દીધો
નહિ. ૨૦ અને યહોયાદા યાજકના પુત્ર ઝખાર્યાહ પર
દેવનો આત્મા આવ્યો; ને તેણે લોકની સામે ઉભા
રહીને તેઓને કહ્યું કે, દેવ એમ કહે છે કે, તમે યહો-
વાહની આજ્ઞાઓ ઉલ્લંઘીને શા માટે નિષ્ફળ થાઓ
છો? તમે યહોવાહને તજ્યો છે, માટે તેણે તમને
તજ્યા છે. ૨૧ અને તેઓએ તેની વિરૂદ્ધ ફિતૂર રચીને
રાજાની આજ્ઞાથી યહોવાહના ઘરના આગણામાં તેને
પત્થરે માર્યો. ૨૨ એમ યોઆશ રાજાએ જે કૃપા તેના
પિતા યહોયાદાએ તેના પર કરી હતી, તે ન સભા-
રતાં તેના પુત્રને મારી નાખ્યો; ને મરતી વેળાએ
એણે કહ્યું કે, યહોવાહ તે પર નજર કરીને તેનો
જવાબ લો. ૨૩ અને વર્ષને અંતે એમ થયુ કે અરામી-
ઓનુ સૈન્ય તેની સામે ચઢી આવ્યુ; ને તેઓએ
યહુદાહ તથા યરૂશાલેમમા આવીને લોકમાથી લોકના
સર્વ સરદારોનો નાશ કીધો, ને તેઓની સર્વ લૂટ
તેઓએ દમસ્કના રાજાની પાસે મોકલી. ૨૪ કેમકે
અરામીઓનુ સૈન્ય થોડા લોક લઇને આવ્યુ હતું, ને
યહોવાહે તેઓના હાથમાં બહુ મોટું સૈન્ય સોપી દીધું,
કેમકે તેઓએ પોતાના પિતૃઓના દેવ યહોવાહનો
ત્યાગ કીધો હતો, એમ તેઓએ યોઆશ પર દંડા-
જ્ઞાનો અમલ કીધો. ૨૫ અને જ્યારે તેઓ તેની
પાસેથી ગયા, (તેઓ તો તેને ઘણી બિમાર હાલતમા
મૂકી ગયા), ત્યારે તેના પોતાના સેવકોએ તેની
વિરૂદ્ધ યહોયાદા યાજકના પુત્રોના ખૂનને લીધે ફિતૂર
કરીને તેને તેના બિછાનામા મારી નાખ્યો; એમ તે
મરણ પામ્યો; ને તેઓએ તેને દાઉદના નગરમાં
દાટયો, પણ તેઓએ તેને રાજાઓના કબરસ્થાનમા
દાટયો નહિ ૨૬ અને તેની વિરૂદ્ધ બંડ કરનારા આ
હતા, એટલે, આમ્મોનેણ શિમઆથનો પુત્ર ઝાબાદ,
તથા મોઆબેણ શિમ્રીથનો પુત્ર યહોઝાબાદ હતા.
૨૭ હવે તેના પુત્રો, તથા તેની ઉપર મૂકાએલી મોટી
જવાબદારીઓ, તથા દેવના ઘરનું પુનઃસ્થાપન એ,
જુઓ, રાજાઓના પુસ્તકના ટીકાગ્રથમાં વર્ણવેલાં છે
અને તેના પુત્ર અમાસ્યાહે તેને ઠેકાણે રાજ્ય કીધું.

૨૫ અમાસ્યાહ રાજા થયો ત્યારે તે પચ્ચીસ
વર્ષની વયનો હતો; ને તેણે યરૂશાલેમમા
ઓગણત્રીસ વર્ષ રાજ્ય કર્યું; ને તેની માનું નામ
યહોઆદ્દાન હતું, તે યરૂશાલેમની હતી. ૨ અને તેણે
યહોવાહની દૃષ્ટિમા સારૂ કર્યું, પણ પૂરા અંત:કરણથી
નહિ. ૩ હવે જ્યારે રાજ્ય તેના હાથમાં દૃઢ થયું,
ત્યારે એમ થયુ કે, જે તેના ચાકરોએ તેના પિતા
રાજાને મારી નાખ્યો હતો તેઓને તેણે મારી નાખ્યા.
૪ પણ તેણે તેઓના છોકરાને મારી નાખ્યા નહિ;
પણ મુસાના નિયમશાસ્ત્રમાં જેમ લખ્યુ છે તેમ કીધું,
જેમા યહોવાહે એવી આજ્ઞા આપી હતી કે, છોકરાંને
લીધે બાપોને મારી નાખવા નહિ, તેમજ બાપોને
લીધે છોકરાને મારી નાખવાં નહિ, પણ પ્રત્યેક માણસ
પોતાનાજ પાપને લીધે મારી નંખાય ૫ વળી અમા-
સ્યાહે યહુદાહને એકઠા કર્યા, ને તેઓના બાપોનાં ઘરો
પ્રમાણે તેઓને, એટલે સર્વ યહુદાહ તથા બિન્યામી-
નને, સહસ્રાધિપતિઓ તથા શતાધિપતિઓના હાથ

નીચે નિમ્યા; ને તેણે તેઓની, એટલે વીસ વર્ષની
વયના તથા તેથી ઉપરનાઓની, ગણત્રી કીધી, ને
તેઓ ભાલા તથા ઢાલ વાપરી શકે એવા તથા યુદ્ધમાં
જઇ શકે એવા ચુંટી કાઢેલા ત્રણ લાખ માણસો
નિકળ્યા. [6]વળી તેણે એકસો તાલંત રૂપું પહોંને
ઇસ્રાએલમાંથી એક લાખ પરાક્રમી શૂરવીરોને રાખ્યા.
[7]પણ એક ઇશ્વરભક્તે તેની પાસે આવીને કહ્યું કે,
હે રાજા, ઇસ્રાએલના સૈન્યે તારી સાથે જવું નહિ;
કેમકે ઇસ્રાએલની સાથે, એટલે સર્વ એફ્રાઇમપુત્રોની
સાથે, યહોવાહ નથી. [8]પણ જો તું જવાનોજ હોય,
તો [મર્દાનગી] કર ને યુદ્ધને માટે બળ પકડ; દેવ
તને શત્રુની આગળ ઢાળી પાડશે, કેમકે સહાય કર-
વાને તથા પાડી નાખવાને દેવને સામર્થ્ય છે. [9]અને
અમાસ્યાહે ઇશ્વરભક્તને કહ્યું, પણ ઇસ્રાએલની
સેનાને જે સો તાલંત મેં આપ્યાં છે તેનું આપણે કેમ
કરવું? ને ઇશ્વરભક્તે ઉત્તર આપ્યો કે, તને એ કરતાં
ઘણું વિશેષ આપવાને યહોવાહ સમર્થ છે. [10]પછી
અમાસ્યાહે તેમને, એટલે પોતાની પાસે જે સૈન્ય
એફ્રાઇમમાંથી આવ્યું હતું તેને, પાછા ઘેર જવા સારૂ
જુદા પાડ્યા; માટે તેઓનો ક્રોધ યહુદાહ વિરૂદ્ધ
ઘણો સળગ્યો, ને તેઓ પોતાને ઘેર ઉગ્રક્રોધમાં પાછા
ગયા. [11]અને અમાસ્યાહે હિમ્મત પકડીને પોતાના
લોકને આગળ ચલાવ્યા, ને મીઠાના મેદાનમાં જઇને
સેઇરપુત્રોમાંથી દસ હજારને માર્યા. [12]અને યહુદા-
હપુત્રો બીજા દસ હજારને જીવતા પકડી ગયા, ને
ખડકની ટોચ ઉપર તેમને લાવ્યા, ને ખડકની ટોચ
ઉપરથી તેમને નીચે ફેંકી દીધા, તેથી તેઓ સર્વના
ટુકડેટુકડા થઇ ગયા. [13]પણ સૈન્યના જે માણસોને
અમાસ્યાહે એ માટે પાછા મોકલ્યા હતા કે તેઓ
તેની સાથે યુદ્ધમાં ન જાય, તેઓએ સમરૂનથી બેથ-
હોરોન લગી યહુદાહનાં નગરો પર તૂટી પડીને તેઓ-
માંના ત્રણ હજારને માર્યા, ને ઘણી લૂટ લીધી.

[14]હવે અમાસ્યાહ અદોમીઓને કતલ કરીને
પાછો આવ્યો, ત્યાર પછી એમ થયું કે તેણે સેઇર-
પુત્રોના દેવોને લાવીને પોતાના દેવો તરીકે તેઓને
સ્થાપ્યા, ને તેઓની આગળ નમસ્કાર કરીને તેઓને
માટે ધૂપ બાળ્યો. [15]માટે યહોવાહનો રોષ અમા-
સ્યાહ વિરૂદ્ધ સળગ્યો, ને તેણે તેની પાસે એક
ભવિષ્યવાદીને મોકલ્યો, ને એણે તેને કહ્યું કે, લોકના
જે દેવોએ પોતાના લોકોને તારા હાથમાંથી છોડાવ્યા
નથી તેઓની ઉપાસના તેં શા માટે કીધી છે? [16]ને
તે તેની સાથે વાત કરતો હતો તે દરમ્યાન એવું બન્યુ
કે [રાજાએ] તેને કહ્યું કે, શું અમે તને રાજાનો મંત્રી
બનાવ્યો છે? બસ કર, તું શા માટે માર્યો જાય? ત્યારે
ભવિષ્યવાદીએ કહ્યું કે, હું જાણું છું કે દેવે તારો નાશ
કરવાનો નિશ્ચય કીધો છે, કેમકે તેં આ કર્યું છે, ને
મારી શિખામણને કાન દીધો નથી, એમ બોલીને તે
છાનો રહ્યો.

[17]ત્યારે યહુદાહના રાજા અમાસ્યાહે સલાહ લઇને
ઇસ્રાએલના રાજા યેહૂના પુત્ર યહોઆહાઝના પુત્ર
યોઆશની પાસે સદેશો મોકલીને કહાવ્યુ કે, આવ,
આપણે સામે મ્હોડે એક બીજાને મળીએ. [18]અને
ઇસ્રાએલના રાજા યોઆશે યહુદાહના રાજા અમા-
સ્યાહની પાસે સદેશિયો મોકલીને કહાવ્યું કે, લબા-
નોનમાંના ઉટકટાએ લબાનોનમાના એરેજવૃક્ષની
પાસે સદેશો મોકલીને કહાવ્યુ કે, તારી દીકરી મારા
દીકરા સાથે પરણાવ; ને [એટલામાં] લબાનોનમાંનું
વનપશુ ત્યાં થઇને જતું હતું તેણે ઉટકટાને ખુંદી
નાખ્યો. [19]તું કહે છે કે, જો, મેં અદોમને માર્યો છે;
ને તારૂં અંતઃકરણ તને મોટાઇ મારવાને ચઢાવે છે;
હવે તારા ઘરમાં રહે; પંચાત કરીને તારે પોતાનું
નુકસાન શા માટે કરવું જોઇએ, અને એમ તું તથા
તારી સાથે યહુદાહ માર્યો જાય? [20]પણ અમાસ્યાહ
સાંભળવા ચાહતો નહોતો; કેમકે એ દેવ તરફથી
બન્યું હતું, એ માટે કે તે તેઓને તેઓના [શત્રુઓના]
હાથમાં સોંપી દે, કેમકે તેઓએ અદોમના દેવોની
ઉપાસના કીધી હતી. [21]એ માટે ઇસ્રાએલના રાજા
યોઆશે ચઢાઇ કરી; ને તે તથા યહુદાહનો રાજા
અમાસ્યાહ યહુદાહના બેથ-શેમેશમાં સામે મ્હોડે
એકબીજાને મળ્યા. [22]અને ઇસ્રાએલની આગળ યહુ-
દાહે હાર ખાધી; ને તે પ્રત્યેક પોતાના તંબુએ નાસી
ગયા. [23]અને ઇસ્રાએલના રાજા યોઆશે યહો-
આહાઝના પુત્ર યોઆશના પુત્ર યહુદાહના રાજા
અમાસ્યાહને બેથ-શેમેશમાં પકડીને તેને યરૂશાલે-
માં આણ્યો, ને એફ્રાઇમના દરવાજાથી તે ખુણાના
દરવાજા સુધી ચારસેં હાથ જેટલો યરૂશાલેમનો કોટ
તોડી પાડ્યો. [24]અને ઓબેદ-અદોમની પાસે દેવના
ઘરમાં જે સઘળું સોનું તથા રૂપું તથા જે સર્વ પાત્રો
મળી આવ્યાં તે, તથા રાજાના ઘરની દોલત, વળી
જામીનોને પણ લઇને સમરૂનમાં પાછો ગયો.

[25]અને ઇસ્રાએલના રાજા યહોઆહાઝના પુત્ર

યોઆશના મરણ પછી યહુદાહના રાજા યોઆશનો
પુત્ર અમાસ્યાહ પંદર વર્ષ જીવ્યો ૨૬ હવે અમા-
સ્યાહના બાકીનાં કૃત્યો પહેલેથી તે છેલ્લે સુધી,
જુઓ, તેઓ યહુદાહના તથા ઇસ્રાએલના રાજાઓના
પુસ્તકમા લખેલા નથી શું? ૨૭ હવે અમાસ્યાહ યહો-
વાહનુ અનુસરણ કરવામાંથી ભટકી ગયો, તે સમયથી
યરૂશાલેમમા તેની વિરૂદ્ધ લોકોએ બંડ મચાવ્યું; ને
તે લાખીશ નાસી ગયો; પણ તેઓએ તેની પછવાડે
લાખીશમા માણસ મોકલીને તેને ત્યાં મારી નખાવ્યો
૨૮ અને તેઓ તેને ઘોડા પર નાખીને લાવ્યા ને યહુ-
દાહના નગરમાં તેના પિતૃઓની સાથે તેને દાટયો.

૨૬ અને યહુદાહના સર્વ લોકે ઉઝ્ઝીયાહ, કે
જે સોળ વર્ષની વયનો હતો, તેને લઇને
તેના પિતા અમાસ્યાહની જગ્યાએ રાજા બનાવ્યો.
૨ પોતાના પિતૃઓની સાથે રાજા ઉંઘી ગયો ત્યાર
પછી તેણે એલોથ બાંધીને પાછું યહુદાહને સ્વાધીન
કીધું. ૩ ઉઝ્ઝીયાહ રાજા થયો ત્યારે તે સોળ વર્ષની
વયનો હતો; ને તેણે યરૂશાલેમમા બાવન વર્ષ રાજ્ય
કીધું, ને તેની માનુ નામ યખીલ્યાહ હતું, તે યરૂશા-
લેમની હતી. ૪ અને તેના પિતા અમાસ્યાહે જે સર્વ
કીધુ હતું, તે પ્રમાણે તેણે યહોવાહની દૃષ્ટિમાં સારૂ
કીધું. ૫ અને ઝખાર્યાહ જેને દેવના દર્શનોમાં સમજણ
હતી તેના દિવસોમા તે દેવનુ શોધન કરવા લાગ્યો;
ને તે યહોવાહનું શોધન કરતો હતો ત્યાં સુધી દેવે
તેને આબાદાની બક્ષી ૬ અને તેણે ચઢાઇ કરીને
પલિસ્તીઓની વિરૂદ્ધ વિગ્રહ મચાવ્યો, ને ગાથનો
કોટ તથા યાબ્નેહનો કોટ તથા આશ્દોદનો કોટ તોડી
પાડ્યા; ને તેણે આશ્દોદ [પ્રાંત]માં તથા પલિસ્તીઓ
મધ્યે નગરો બાંધ્યા. ૭ અને દેવે પલિસ્તીઓની
વિરૂદ્ધ, તથા જે અરબો ગૂર-બઆલમા વસતા હતા
તેઓની વિરૂદ્ધ, તથા મેઉનીઓની વિરૂદ્ધ તેને સહાય
કીધી. ૮ અને આમ્મોનીઓ ઉઝ્ઝીયાહને નજરાણા
આપતા હતા; ને તેની નામના મિસરની સરહદ
સુધી ફેલાઇ ગઇ; કેમકે તે અતિશય બળવાન થયો.
૯ વળી ઉઝ્ઝીયાહે યરૂશાલેમમાં ખુણાને દરવાજે તથા
ખીણને દરવાજે તથા [કોટના] ખુણાઓએ બુરૂજો
બાંધીને તેઓને મજબૂત કીધા ૧૦ અને તેણે અર-
ણ્યમા બુરૂજો બાંધ્યા, ને ઘણા કુવા ખોદાવ્યા, કેમકે
તેને ઘણા ઢોર હતાં, નીચ પ્રદેશમાં તથા મેદાનમાં
પણ; ને પર્વતોમાં તથા ફળદ્રુપ ખેતરોમાં તેણે
પોતાના ખેડુતો તથા દ્રાક્ષમાળીઓ [મૂકયા હતા],
કેમકે તેને ખેતીનો શોખ હતો. ૧૧ તે ઉપરાંત
ઉઝ્ઝીયાહને લડવૈયાઓનું એક સૈન્ય હતું, તે યેઇએલ
ચિટણીસ તથા માઅસેયાહ કારભારીએ કીધેલી ગણ-
ત્રીની સંખ્યા પ્રમાણે, રાજાના સરદારોમાંના એકના,
એટલે હનાન્યાહના હાથ નીચે ટોળીઓ પડીને લડવા
નિકળી જતા ૧૨ બાપોનાં [ઘરોના] મુખ્યોની, એટલે
પરાક્રમી શૂરવીરોની, સર્વ સંખ્યા બે હજાર ને છસેંની
હતી ૧૩ અને તેમના હાથ નીચે ત્રણ લાખ, સાત
હજાર ને પાંચસેં પુરૂષોનું કેળવાયલું સૈન્ય હતું, તેઓ
શત્રુ વિરૂદ્ધ રાજાને સહાય કરવામાં મહા પરાક્રમથી
લડતા હતા. ૧૪ અને ઉઝ્ઝીયાહે તેઓને માટે, એટલે
સર્વ સૈન્યને માટે ઢાલો તથા ભાલાઓ તથા ટોપ
તથા બખ્તરો તથા ધનુષ્યો તથા ગોફણના ગોળા
તૈયાર કીધા. ૧૫ અને તેણે યરૂશાલેમમાં બુરૂજો પર
તથા મોરચાઓ પર મૂકવા સારૂ બાણો તથા મોટા
પત્થરો ફેંકવા સારૂ બાહોશ કારીગરોએ યોજેલાં યન્ત્રો
બનાવ્યાં. અને તેની નામના ઘણે દૂર સુધી ફેલાઇ
ગઇ, કેમકે બળવાન થતાં લગી આશ્ચર્ય રીતે તેને
સહાય મળી.

૧૬ પણ જ્યારે તે બળવાન થયો, ત્યારે તેનું અંતઃક-
રણ ઉન્મત્ત થયુ, ને તેથી તેણે ભ્રષ્ટાચાર કીધો, ને
પોતાના દેવ યહોવાહની વિરૂદ્ધ ઉલ્લંઘન કીધું; કેમકે
તે ધૂપવેદી ઉપર ધૂપ બાળવાને યહોવાહના મંદિરમાં
ગયો ૧૭ અને અઝાર્યાહ યાજક તથા તેની સાથે
યહોવાહના એંસી શૂરવીર યાજકો તેની પછવાડે
અંદર ગયા; ૧૮ ને તેઓએ ઉઝ્ઝીયાહ રાજાની સામે
થઇને તેને કહ્યું, હે ઉઝ્ઝીયાહ, યહોવાહની આગળ
ધૂપ બાળવો એ તારૂ કામ નથી, પણ હારૂનના દીકરા,
જેઓ ધૂપ બાળવા સારૂ અલગા કરાએલા છે, તે
યાજકોનુ છે, પવિત્રસ્થાનમાથી બહાર નિકળ; કેમકે
તેં ઉલ્લંઘન કીધું છે; ને આમાં દેવ યહોવાહ તરફથી
તને માન મળશે નહિ. ૧૯ ત્યારે ઉઝ્ઝીયાહને ક્રોધ
ચઢ્યો, ને તેના હાથમાં ધૂપ બાળવાને ધૂપપાત્ર હતું;
ને યાજકો પર તે ક્રોધાયમાન હતો, એટલામાં ધૂપ-
વેદીની પાસે યહોવાહના ઘરમાં યાજકોની આગળ
તેના કપાળમા કોઢ ફુટી નિકળ્યો. ૨૦ અને અઝાર્યાહ
મુખ્ય યાજકે તથા સર્વ યાજકોએ, તેની તરફ જોયું,
તો જુઓ, તે પોતાના કપાળમાં કોઢી હતો, ને
તેઓએ તેને ત્યાંથી ઉતાવળે હડસેલી કાઢયો; હા,

તેણે પોતે પણ નિકળી જવાને ઉતાવળ કરી, કેમકે
યહોવાહે તેને રોગી કરી નાખ્યો હતો ૨૧અને
ઉઝ્ઝીયાહ રાજા પોતાના મરણના દિવસ સુધી કોઢિયો
રહ્યો, ને તે કોઢી હોવાથી એક અલાહિદા ઘરમા
રહેતો હતો કેમકે તે યહોવાહના ઘરમાથી બાતલ
કરાયો હતો, ને તેનો પુત્ર યોથામ રાજાના ઘરનો
ઉપરી થઇને દેશના લોકોનો ન્યાય કરતો હતો.
૨૨ હવે ઉઝ્ઝીયાહનાં બાકીનાં કૃત્યો પહેલેથી તે છેલ્લે
સુધી આમોસના પુત્ર યશાયાહ ભવિષ્યવાદીએ લખ્યાં
છે ૨૩પછી ઉઝ્ઝીયાહ પોતાના પિતૃઓની સાથે
ઉંઘી ગયો; ને તેઓએ તેને રાજાઓના કબરસ્થાનમા
તેના પિતૃઓની સાથે દાટયો, કેમકે તેઓએ કહ્યું કે
તે કોઢી છે; ને તેના પુત્ર યોથામે તેની જગ્યાએ
રાજ્ય કીધું.

૨૭ યોથામ રાજ્ય કરવા લાગ્યો ત્યારે તે
પચ્ચીસ વર્ષની વયનો હતો; ને તેણે યરૂ-
શાલેમમાં સોળ વર્ષ રાજ્ય કીધું; ને તેની માનું નામ
યરૂશાહ હતું, તે સાદોકની દીકરી હતી. ૨અને તેના
બાપ ઉઝ્ઝીયાહે જે સઘળું કીધું હતું તે પ્રમાણે તેણે
યહોવાહની દૃષ્ટિમા સારૂ કીધું, પરંતુ યહોવાહના
મંદિરમાં તે પેઠો નહિ. અને હજી લોક ભ્રષ્ટકર્મો
કરતા હતા ૩તેણે યહોવાહના ઘરનો ઉપલો દરવાજો
બાંધ્યો, ને ઓફેલના કોટ ઉપર તેણે પુષ્કળ બાંધ-
કામ કીધું. ૪તે ઉપરાંત તેણે યહુદાહના પહાડી મુલ-
કમાં નગરો બાંધ્યાં, ને વનો મધ્યે તેણે કિલ્લા તથા
બુરૂજો બાંધ્યા. ૫વળી તે આમ્મોનપુત્રોના રાજાની
સામે લડીને તેઓ ઉપર જય પામ્યો ને આમ્મોન-
પુત્રોએ તેજ વર્ષે તેને સો તાલંત રૂપુ તથા દસ હજાર
માપ ઘઉં તથા દસ હજાર [માપ] જવ આપ્યા
આમ્મોનપુત્રોએ તેને બીજા તથા ત્રીજા વર્ષેમા પણ
એટલી ખંડણી ભરી. ૬એમ યોથામ બળવાન થયો,
કેમકે તેણે પોતાના માર્ગો પોતાના દેવ યહોવાહની
આગળ યથાર્થ કીધા, ૭હવે યોથામનાં બાકીના
કૃત્યો તથા તેના સર્વ વિગ્રહો તથા તેના માર્ગો, જુઓ,
તેઓ ઇસ્રાએલ તથા યહુદાહના રાજાઓના પુસ્તકમા
લખેલા છે. ૮તે રાજ્ય કરવા લાગ્યો ત્યારે પચ્ચીસ
વર્ષનો હતો, ને તેણે યરૂશાલેમમા સોળ વર્ષ રાજ્ય
કીધું ૯અને યોથામ પોતાના પિતૃઓની સાથે ઉંઘી
ગયો, ને તેઓએ તેને દાઉદના નગરમાં દાટયો; ને
તેના પુત્ર આહાઝે તેને ઠેકાણે રાજ્ય કીધું.

૨૮ આહાઝ રાજા થયો ત્યારે તે વીસ વર્ષની
વયનો હતો; ને તેણે યરૂશાલેમમાં સોળ
વર્ષ રાજ્ય કીધું; ને તેણે પોતાના પિતા દાઉદે કીધું
તેમ યહોવાહની દૃષ્ટિમા જે સારૂ તે કીધું નહિ ૨પણ
તે ઇસ્રાએલના રાજાઓના માર્ગોમાં ચાલ્યો, ને બઆ-
લીમને સારૂ ગાળેલી મૂર્ત્તિઓ પણ બનાવી ૩વળી
જે વિદેશીઓને યહોવાહે ઇસ્રાએલપુત્રોની આગળથી
હાંકી કહાડ્યા હતા તેઓની અમંગળ વર્ત્તણૂક પ્રમાણે
તે હિન્નોમપુત્રની ખીણમા ધૂપ બાળતો ને પોતાનાં
છોકરાને અગ્નિમા બાળતો ૪અને તે ઉચ્ચસ્થાનોમા,
તથા પર્વતો પર, તથા પ્રત્યેક લીલા વૃક્ષ તળે યજ્ઞ
કરતો, ને ધૂપ બાળતો. ૫માટે તેના દેવ યહોવાહે
તેને અરામના રાજાના હાથમા સોંપી દીધો; ને તેઓ
તેને હરાવીને તેના [લોકોમાથી] એક મોટા સમુદા-
યને બંદીવાન કરીને દમસ્કમા લઇ ગયા અને ઇસ્રા-
એલના રાજાના હાથમા પણ તે સ્વાધીન કરાયો, ને
તેણે તેને મોટા સંહાર સાથે હરાવ્યો ૬કેમકે રમા-
લ્યાહના પુત્ર પેકાહે યહુદાહમાં એકજ દિવસે એક
લાખ ને વીસ હજાર પુરૂષો, જે સઘળા શૂરવીર હતા,
તેઓને મારી નાખ્યા, કેમકે તેઓએ પોતાના પિતૃ-
ઓના દેવ યહોવાહનો ત્યાગ કીધો હતો. ૭અને
એફ્રાઇમના એક પરાક્રમી પુરૂષ ઝિખ્રીએ રાજાના પુત્ર
માઅસેયાહને, તથા ઘરકારભારી આઝ્રીકામને, તથા
રાજાથી ઉતરતા હોદ્દાના એલ્કાનાને મારી નાખ્યા.
૮અને ઇસ્રાએલપુત્રો પોતાના ભાઇઓમાથી સ્ત્રીઓ,
દીકરા તથા દીકરીઓ મળી બે લાખને બંદીવાન કરી
લઇ ગયા, ને તેઓ પાસેથી ઘણી લૂટ હરી જઇને તે
લૂટ સમરૂનમા લાવ્યા. ૯પણ ત્યા યહોવાહનો એક
ભવિષ્યવાદી હતો, તેનું નામ ઓદેદ હતું; ને જે સૈન્ય
સમરૂનમા આવ્યું તેને મળવા જઇને તેણે તેઓને
કહ્યું, જુઓ, તમારા પિતૃઓનો દેવ યહોવાહ યહુદાહ
ઉપર રોષિત છે, એ માટે તેણે તેઓને તમારા હાથમા
સોંપ્યા છે, ને એટલા ક્રોધથી તમે તેઓને મારી
નાખ્યા છે કે તે આકાશ સુધી પહોચ્યો છે ૧૦અને
હવે યહુદાહ તથા યરૂશાલેમના છોકરાને તમે પોતાને
સારૂ ગુલામો તથા ગુલામડીઓ થવા માટે તાબેદાર
રાખવા ધારો છો, પણ તમારા દેવ યહોવાહની વિરૂદ્ધ
તમારા પોતાનાજ અપરાધો નથી શું? ૧૧માટે હવે
મારૂ સાંભળો, ને તમારા ભાઇઓમાથી જેઓને તમે
બંદીવાન કરી લીધા છે તે બંદીવાનોને પાછા મોકલો,

કેમકે યહોવાહનો સખત કોપ તમારા ઉપર છે
૧૨ ત્યારે એફ્રાઇમપુત્રોના મુખ્યોમાના કેટલાએક
પુરૂષો, એટલે યોહાનાનનો પુત્ર અઝાર્યાહ, મશિ
લ્લેમોથનો પુત્ર બેરેખ્યાહ, તથા શાલ્લુમનો પુત્ર
હિઝકીયાહ તથા હાદલાઇનો પુત્ર અમાસા યુદ્ધમાથી
આવેલાઓની સામે ઉભા રહ્યા, ૧૩ ને તેઓને કહ્યુ
કે, તમારે બંદીવાનોને હિયા અદર ન લાવવા, કેમકે
તમે એવુ કરવાનુ ધારો છો કે જે આપણા પર યહો
વાહની વિરૂદ્ધ ઉલ્લંઘન[નો દોષ] આપીને આપણા
પાપની તથા આપણા ઉલ્લંઘનની વૃદ્ધિ કરશે, કેમકે
આપણુ ઉલ્લંઘન મોટુ છે, ને ઇસ્રાએલ વિરૂદ્ધ સખત
કોપ છે ૧૪ માટે હથિયારબંધ પુરૂષોએ સરદારોની
તથા આખી સભાની આગળ બંદીવાનોને તથા લૂટને
મૂકી દીધા. ૧૫ અને જે પુરૂષોના નામો ઉપર આપેલા
છે, તેઓએ ઉઠીને બંદીવાનોને લઈને તેઓમાના જે
નાગા હતા તેઓને લૂટમાથી વસ્ત્ર પહેરાવ્યા,
ને તેઓને જોડા પહેરાવ્યા, ને
તેઓને ખાવાનુ તથા પીવાનુ આપ્યુ, ને તેઓને અગે
તેલ ચોળ્યુ, ને તેઓમાના સર્વ નબળાઓને ગધેડા ઉપર
બેસાડીને તેઓને તેઓના ભાઇઓની પાસે ખજુ
રીઓના નગર યરેખોમા લાવ્યા, તે પછી તેઓ
સમરૂનમા પાછા ગયા

૧૬ તે સમયે આહાઝ રાજાએ પોતાને સહાય મળે
તે માટે આશ્શૂરના રાજાઓની પાસે [સદેશો]
મોકલ્યા. ૧૭ કેમકે અદોમીઓ ફરીથી આવ્યા, ને
યહુદાહને મારીને કેટલાકને બંદીવાનો કરી લઇ ગયા
હતા. ૧૮ પલિસ્તીઓ પણ નીચાણના તથા યહુદા
હદક્ષિણના નગરો પર ચઢાઇ કરીને બેથ શેમેશ
આયાલોન તથા ગદેરોથ તથા સોખો તેના
ગામો સુદ્ધા, તથા તિમ્નાહ તેના કસબાઓ સુદ્ધા,
તથા ગિમ્ઝો પણ તેના કસબાઓ સુદ્ધા, સર કરીને
ત્યાજ વસ્યા ૧૯ કેમકે ઇસ્રાએલના રાજા આહાઝને
લીધે યહોવાહે યહુદાહને નમાવ્યુ, કેમકે તે યહુદાહમા
ઉદ્ધતાઇથી વર્ત્યો હતો, ને યહોવાહની વિરૂદ્ધ પણ
ઉલ્લંઘન કીધુ હતુ ૨૦ અને આશ્શૂરના રાજા તિલ્ગા
થ પિલ્નેસેરે તેની પાસે આવીને તેને હેરાન કીધો,
પણ તેને મદદ કીધી નહિ. ૨૧ કેમકે આહાઝે યહો
વાહના ઘરમાથી તથા રાજાના ઘરમાથી તથા સરદારો
પાસેથી એક હિસ્સો લઇને આશ્શૂરના રાજાને
આપ્યો; પણ એથી તેનુ કંઇ વળ્યુ નહિ. ૨૨ અને
તેના સંકટની વેળાએ તેણે, એટલે એજ આહાઝ
રાજાએ, યહોવાહની વિરૂદ્ધ એથી પણ વધારે ઉલ્લંઘન
કીધુ ૨૩ કેમકે દમસ્કના જે દેવોએ તેના પર માર
આણ્યો હતો તેઓ પ્રત્યે તેણે યજ્ઞ કીધા, ને તેણે કહ્યુ
કે, અરામના રાજાઓના દેવોએ એઓને સહાય કીધી
છે, તે માટે હુ તેઓની આગળ યજ્ઞ કરીશ, એ માટે
કે તેઓ મારી સહાય કરે, પણ તેઓથી તો તેનું તથા
સર્વ ઇસ્રાએલનુ સત્યાનાશ વળ્યુ ૨૪ અને આહાઝે
દેવના ઘરના પાત્રો એકઠા કર્યા, ને દેવના ઘરના
પાત્રોને કાપીને ટુકડા કર્યા ને યહોવાહના ઘરના
બારણા બધ કીધા, ને તેણે પોતાને સારૂ યરૂશાલેમને
પ્રત્યેક ખુણેખાંચરે વેદી બનાવી ૨૫ અને યહુદાહના
પ્રત્યેક નગર દીઠ અન્ય દેવોને સારૂ ધૂપ બાળવા માટે
તેણે ઉચ્ચસ્થાનો બનાવીને પોતાના પિતૃઓના દેવ
યહોવાહને રોષ ચઢાવ્યો ૨૬ હવે તેના બાકીના કૃત્યો
તથા તેના સર્વ માર્ગો પહેલેથી તે છેલ્લે સુધી, જુઓ
તે યહુદાહ તથા ઇસ્રાએલના રાજાઓના પુસ્તકમા
લખેલા છે ૨૭ અને આહાઝ પોતાના પિતૃઓની સાથે
ઉઘી ગયો, ને તેઓએ તેને યરૂશાલેમ નગરમા દાટયો,
કેમકે તેઓ તેને ઇસ્રાએલના રાજાઓના કબરસ્થા
નમા લાવ્યા નહિ, ને તેને ઠેકાણે તેના પુત્ર હિઝકી
યાહે રાજ્ય કીધુ

૨૯ હિઝકીયાહ પચ્ચીસ વર્ષનો થયો ત્યારે તે
રાજ્ય કરવા લાગ્યો, ને તેણે યરૂશાલેમમા
ઓગણત્રીસ વર્ષ રાજ્ય કીધુ, ને તેની માનુ નામ
અબીયાહ હતુ તે ઝખાર્યાહની પુત્રી હતી ૨ અને
તેના પિતા દાઉદે જે સર્વ કીધુ હતું તે પ્રમાણે તેણે
યહોવાહની દૃષ્ટિમા સારૂ કીધુ ૩ તેણે પોતાના રાજ્યના
પહેલા વર્ષના પહેલા માસમા યહોવાહના ઘરના
બારણા ઉઘાડીને તેમને સમાર્યા. ૪ અને તેણે યાજ
કોને તથા લેવીઓને માહે લાવીને પૂર્વ તરફના ખુલ્લા
ચોકમા તેઓને એકઠા કરીને કહ્યુ કે ૫ હે લેવીઓ,
તમે મારૂ સાભળો, હવે તમે શુદ્ધ થાઓ, ને તમારા
પિતૃઓના દેવ યહોવાહના ઘરને શુદ્ધ કરો, ને પવિત્ર
સ્થાનમાથી અશુદ્ધતા કાઢી નાખો ૬ કેમકે આપણા
પિતૃઓએ ઉલ્લંઘન કરીને આપણા દેવ યહોવાહની
દૃષ્ટિમા ભૂડુ કીધુ છે, ને તેનો ત્યાગ કીધો છે, ને
પોતાનું મુખ યહોવાહના રહેઠાણ તરફથી અવળુ
ફેરવ્યુ છે, ને તેમની પીઠ ફેરવી છે ૭ વળી તેઓએ
પરસાળના બારણા બધ કરી દીધા છે, ને દીવા હોલવી

નાખ્યા છે, ને ધૂપ બાળ્યો નથી, ને ઇસ્રાએલના દેવને
પવિત્રસ્થાનમા દહનીયાર્પણો ચઢાવ્યા નથી ૮માટે
યહોવાહનો કોપ યહુદાહ તથા યરૂશાલેમ પર આવ્યો,
ને જેમ તમે તમારી નજરે જુઓ છો તેમ તેણે તેઓને
આમતેમ હડસેલા ખાવાને અચબારૂપ તથા છિટ
કારરૂપ થવાને સારૂ, સોપી દીધા છે ૯કેમકે, જુઓ
આપણા પિતૃઓ તરવારથી પડ્યા છે, ને એને માટે
આપણા પુત્રો તથા આપણી પુત્રીઓ તથા આપણી
સ્ત્રીઓ ગુલામગીરીમા છે ૧૦હવે આપણા પરથી
દેવનો સખત કોપ પાછો ફરે તે માટે ઇસ્રાએલના
દેવ યહોવાહની સાથે કરાર કરવાનુ મારા હૃદયમા છે
૧૧હે મારા પુત્રો, હવે ગાફેલ ન રહો, કેમકે યહોવાહે
તમને તેની આગળ ઉભા રહીને તેની સેવા કરવા
સારૂ, તથા તેના સેવકો થઇને ધૂપ બાળવા સારૂ
પસદ કીધા છે

૧૨ત્યારે લેવીઓ ઉઠયા એટલે કહાથીઓના પુત્રો
માના, અમાસાયનો પુત્ર માહાથ તથા અઝાર્યાહનો
પુત્ર યોએલ, ને મરારીના પુત્રોમાના આબ્દીનો પુત્ર
કીશ તથા યહાલ્લેલએલનો પુત્ર અઝાર્યાહ, ને ગેર્શો
નીઓમાના, ઝિમ્માહનો પુત્ર યોઆહ તથા યોઆ
હનો પુત્ર એદેન, ૧૩અને અલીસાફાનના પુત્રોમાના,
શિમ્રી તથા યેઉએલ, ને આસાફના પુત્રોમાના,
ઝખાર્યાહ તથા માત્તાન્યાહ, ૧૪ને હેમાનના પુત્રો
માના, યહૂએલ તથા શિમઇ, ને યદૂથૂનના પુત્રોમાના,
શમાયાહ તથા ઉઝ્ઝીએલ ૧૫અને તેઓએ પોતાના
ભાઇઓને ભેગા કર્યા, ને પોતાને શુદ્ધ કરીને તેઓ,
યહોવાહના વચનથી રાજાની આજ્ઞા પ્રમાણે, યહો
વાહના ઘરને સ્વચ્છ કરવા સારૂ અંદર ગયા ૧૬અને
યાજકો યહોવાહના ઘરના અંદરના ભાગમા તેને
સાફસૂફ કરવા ગયા, ને જે સર્વ મેલ યહોવાહના
મંદિરમા તેઓને મળ્યો તેને તેઓ યહોવાહના ઘરના
આગણામા બહાર લાવ્યા અને લેવીઓ તે લઇને
બહાર કિદ્રોન નાળા આગળ લઇ ગયા ૧૭હવે
તેઓએ પહેલા માસને પહેલે દિવસે શુદ્ધ કરવાનુ
કામ શરૂ કીધુ, ને તે માસને આઠમે દિવસે તેઓ
યહોવાહની પરસાળમા આવ્યા, ને તેઓએ આઠ
દિવસમા યહોવાહના ઘરને શુદ્ધ કરીને પહેલા માસને
સોળમે દિવસે [કામ] સમાપ્ત કીધુ ૧૮પછી તેઓએ
મેહેલમા હિઝકીયાહ રાજાની હજુરમા જઇને કહ્યુ કે,
અમે યહોવાહનુ સઘળુ ઘર, તથા દહનીયાર્પણની
વેદી તેના સર્વ પાત્રો સુદ્ધા, તથા અર્પેલી રોટલીની
મેજ તથા તેના સર્વ પાત્રો સ્વચ્છ કીધા છે ૧૯વળી
જે સર્વ પાત્રો આહાઝ રાજાએ, પોતાના રાજ્યમા
પોતે ઉલ્લઘન કીધુ ત્યારે, કાઢી નાખ્યા હતા તેઓને
અમે તૈયાર કરીને શુદ્ધ કીધા છે, ને જુઓ, તેઓ
યહોવાહની વેદીની આગળ છે

૨૦ત્યારે હિઝકીયાહ રાજા વહેલો ઉઠીને, નગરના
સરદારોને એકઠા કરીને યહોવાહના ઘરમા ચઢી ગયો
૨૧અને તેઓ રાજ્યને સારૂ તથા પવિત્રસ્થાનને સારૂ
તથા યહુદાહને સારૂ પાપાર્થાર્પણને કાજે સાત ગોધા
તથા સાત ઘેટા તથા સાત હલવાન તથા સાત બકરા
લાવ્યા, ને યહોવાહની વેદી પર તેમનુ અર્પણ કરવાની
આજ્ઞા તેણે હારૂનના પુત્રોને, એટલે યાજકોને, આપી
૨૨માટે તેઓએ ગોધા કાપ્યા, ને યાજકોએ તે રક્ત
લઇને વેદી પર છાટ્યુ, ને તેઓએ ઘેટા કાપીને તે
લોહી વેદી ઉપર છાટ્યુ, તેઓએ હલવાનો પણ
કાપીને તે રક્ત વેદી પર છાટ્યુ, ૨૩ને રાજા તથા
જમાતની આગળ તેઓ પાપાર્થાર્પણના બકરાઓને
નજીક લાવ્યા, ને તેઓએ તેમના ઉપર પોતાના હાથ
મૂક્યા ૨૪અને યાજકોએ તેમને કાપીને તેઓના
રક્તવડે સર્વ ઇસ્રાએલને સારૂ પ્રાયશ્ચિત્ત કરવા માટે
વેદી ઉપર પાપાર્થાર્પણ કીધુ, કેમકે રાજાએ આજ્ઞા
કીધી હતી કે, દહનીયાર્પણ તથા પાપાર્થાર્પણ સર્વ
ઇસ્રાએલને સારૂ [કરવુ જોઇએ] ૨૫અને દાઉદની,
તથા રાજાના ભવિષ્યદર્શક ગાદની, તથા નાથાન ભવિ
ષ્યવાદીની આજ્ઞા પ્રમાણે તેણે લેવીઓને ઝાંઝોસહિત,
સિતારોસહિત, તથા વીણાઓસહિત યહોવાહના
ઘરમા મૂક્યા કેમકે તે આજ્ઞા યહોવાહે પોતાના
ભવિષ્યવાદીઓની હસ્તક [આપેલી] હતી ૨૬અને
લેવીઓ દાઉદના વાજીંત્રો લઇને તથા યાજકો રણશિં
ગડા લઇને ઉભા રહ્યા ૨૭અને હિઝકીયાહે વેદી પર
દહનીયાર્પણ ચઢાવવાની આજ્ઞા કીધી અને જ્યારે
દહનીયાપણ શરૂ થયુ ત્યારે યહોવાહનું ગીત તથા
રણશિંગડા પણ ઇસ્રાએલના રાજા દાઉદના વાજીંત્રો
સાથે શરૂ થયા ૨૮અને સર્વ સભાએ ભજન કર્યું ને
ગવૈયાઓએ ગાયન કીધુ ને રણશિંગડાવાળાઓએ
[રણશિંગડા] વગાડ્યા, એ બધું દહનીયાર્પણ પૂરૂ
થતા સુધી [જારી રહ્યુ] ૨ અને અર્પણ કરી રહ્યા
ત્યારે રાજાએ તથા તેની સાથે જે સર્વ હાજર હતા
તેઓએ નમસ્કાર કરીને ભજન કર્યું ૩૦વળી હિઝકી-

યાહુ રાજાએ તથા સરદારોએ લેવીઓને દાઊદના તથા
ભવિષ્યદર્શક આસાફના શબ્દો ગાઇને યહોવાહની
સ્તુતિ કરવાની આજ્ઞા કરી  અને તેઓએ આનદથી
સ્તુતિનુ ગાયન કીધુ, ને તેઓએ માથા નમાવીને
ભજન કીધુ ૩૧ તે વેળા હિઝકીયાહે ઉત્તર આપીને
કહ્યુ કે હવે તમે યહોવાહને સ્વાર્પણ થયા છો, માટે
પાસે આવીને યહોવાહના ઘરમા યજ્ઞો તથા ઉપકા
રાર્થાપણો લાવો  એટને જમાતે યજ્ઞો તથા ઉપકારા
ર્થાર્પણો આણ્યા, ને જેટલાઓના અત કરણ રાજી
હતા તેટલા દહનીયાર્પણો [લાવ્યા] ૩૨ અને જે
દહનીયાર્પણો જમાતે આણ્યા તેની સખ્યા સિત્તેર
ગોધા, સો ઘેટા ને બસેં હલવાન એટલી હતી, એ
સર્વ યહોવાહ પ્રત્યે દહનીયાપણને સારૂ હતા ૩૩ અને
અર્પિત વસ્તુઓ છસેં બળદ તથા ત્રણ હજાર ઘેટા,
એટલી હતી ૩૪ પણ યાજકો કમતી હતા, ને તેથી
તેઓ સર્વે દહનીયાર્પણો ઉતરડી શક્યા નહિ  માટે
તેઓના ભાઇ લેવીઓએ કામ પૂરૂ થતા સુધી તથા
યાજકોએ પોતાને શુદ્ધ કીવા ત્યા સુધી તેઓને મદદ
કીધી, કેમકે પોતાને શુદ્ધ કરવા વિષે યાજકો કરતા
લેવીઓ અત કરણમા વધારે પ્રમાણિક હતા ૩૫ અને
વળી દહનીયાર્પણો તથા દર દહનીયાપણને માટે
શાત્યર્પણોનો મેદ તથા પેયાપણો પણ પુષ્કળ હતા
એમ યહોવાહના ઘરની સેવાની વ્યવસ્થા કરવામા
આવી ૩૬ અને દેવે લોકોને માટે જે સિદ્ધ કર્યું હતુ
તેને માટે હિઝકીયાહે તથા સર્વ લોકોએ હર્ષ કીધો,
કેમકે એ કામ એકાએક થયુ હતુ

૩૦ અને હિઝકીયાહે સર્વ ઇસ્રાએલ તથા યહુ
દાહ પાસે સદેશિયા મોકલ્યા, ને એફ્રાઇમ
તથા મનાશ્શેહ ઉપર પણ પત્ર લખ્યા, કે તમારે
ઇસ્રાએલના દેવ યહોવાહનુ પાસ્ખાપર્વ પાળવા સારૂ
યરૂશાલેમમા, યહોવાહના ઘરમા આવવુ ૨ કેમકે
રાજાએ તથા તેના સરદારોએ તથા યરૂશાલેમની સર્વ
જમાતે બીજે માસે પાસ્ખાપર્વ પાળવાની મસલત
કીધી હતી ૩ કેમકે તે સમયે તેઓ તે પાળી શક્યા
નહોતા કારણ કે જોઇએ તેટલા યાજકોએ પોતાને
શુદ્ધ કર્યા નહોતા, તેમજ લોક પણ યરૂશાલેમમા
એકઠા થયા નહોતા ૪ અને એ કામ રાજાની દૃષ્ટિમા
તથા સર્વે જમાતની દૃષ્ટિમા યથાર્થ લાગ્યુ ૫ માટે
યરૂશાલેમમા ઇસ્રાએલના દેવ યહોવાહનુ પાસ્ખાપર્વ
પાળવાને આવવુ એવો ઢઢેરો બેર્‌શેબાથી દાન લગી
સર્વ ઇસ્રાએલમા પિટાવવાનો એક ઠરાવ તેઓએ
કર્યો, કેમકે તેઓએ લાબી મુદતથી, લખેલી રીત
પ્રમાણે તે પાળ્યુ નહોતુ ૬ માટે એપિયાઓ રાજા
તથા તેના સરદારોના પત્રો લઇને સર્વ ઇસ્રાએલ તથા
યહુદાહમા ફર્યા, ને રાજાની આજ્ઞા પ્રમાણે કહ્યુ કે, હે
ઇસ્રાએલપુત્રો, તમો ઇબ્રાહીમ, ઇસહાક તથા ઇસ્રા
એલના દેવ યહોવાહની ભણી પાછા ફરો, કે તમારા
માના બાકી રહેલા જેઓ આશ્શૂરના રાજાઓના
હાથમાથી બચી ગયા છે, તેઓની પાસે તે પાછો
આવે ૭ અને તમારા પિતૃઓ તથા તમારા ભાઇઓ,
કે જેઓએ પોતાના પિતૃઓના દેવ યહોવાહની વિરૂદ્ધ
ઉલ્લઘન કીધુ, ને તેથી જેમ તમે જુઓ છો તેમ તેણે
તેઓને વિનાશને સ્વાધીન કીધા, તેઓના જેવા તમે
ન થાઓ ૮ હવે તમારા પિતૃઓ હતા તેમ તમે હઠીલા
ન થાઓ, પણ યહોવાહને આધીન થાઓ, ને તેનુ
પવિત્રસ્થાન કે જે તેણે સદાને માટે પવિત્ર કીધુ છે,
તેમા પ્રવેશ કરીને તમારા દેવ યહોવાહની સેવા
કરો કે તેનો સખત કોપ તમારા પરથી દૂર થાય
૯ કેમકે જો તમે યહોવાહ ભણી પાછા ફરશો, તો
તમારા ભાઇઓ તથા તમારા છોકરા પોતાને પકડી
લઇ જનારાઓની નજરમા કૃપા પામશે, ને તેઓ
આ દેશમા પાછા આવશે, કેમકે તમારો દેવ યહો
વાહ કૃપાળુ તથા દયાળુ છે, ને તેની પાસે જો તમે
પાછા આવશો, તો તે પોતાનુ મુખ તમારી તરફથી
અવળુ નહિ ફેરવશે ૧૦ એમ ખેપિયા આખા એફ્રા
ઇમ તથા મનાશ્શેહ દેશમા છેક ઝબુલૂન લગી નગરે
નગર ફરી વળ્યા, પણ એઓએ તેઓની તિરસ્કાર
સહિત હાસી કીધી ને તેઓની મશ્કરી કીધી ૧૧ પરંતુ
આશેરમાથી તથા મનાશ્શેહમાથી તથા ઝબુલૂનમાથી
કેટલાક માણસો નમ્રતા ધારણ કરીને યરૂશાલેમમા
આવ્યા. ૧૨ વળી યહોવાહના વચનને આધારે રાજાની
તથા આગેવાનોની [આપેલી] આજ્ઞા પ્રમાણે કરવા
સારૂ તેઓને એક અત કરણ આપવા માટે દેવનો
હાથ યહુદાહમા હતો ૧૩ અને બીજે માસે બેખમીર
રોટલીનુ પર્વ પાળવાને યરૂશાલેમમા ઘણા લોકનો
મહા મોટો સમુદાય એકઠો થયો ૧૪ અને તેઓએ
ઉઠીને યરૂશાલેમમાની વેદીઓ કઢાડી નાખી, ને સર્વ
ધૂપવેદીઓને કઢાડી નાખીને તેઓએ કિદ્રોન નાળામા
નાખી દીધી ૧૫ પછી તેઓએ બીજા માસની ચૌદ
મીએ પાસ્ખા કાપ્યુ, ને યાજકો તથા લેવીઓને શરમ

લાગી, તેથી તેઓ પોતાને શુદ્ધ કરીને યહોવાહના
ઘરમાં દહનીયાર્પણો લાવ્યા. ૧૬અને તેઓ, ઇશ્વર-
ભક્ત મુસાના નિયમ પ્રમાણે, પોતાના વર્ગ પ્રમાણે
પોતપોતાની જગ્યાએ ઉભા રહ્યા; યાજકોએ લેવી-
ઓના હાથમાંથી [લઇને] રક્ત છાંટયું. ૧૭કેમકે
સમુદાયમાં એવા ઘણા હતા કે જેઓએ પોતાને શુદ્ધ
કર્યા ન હતા, માટે જે શુદ્ધ ન હતા તે સર્વને યહોવા-
હને સારૂ શુદ્ધ કરવા માટે પાસ્ખા કાપવાનું કામ
લેવીઓને સોપેલું હતું. ૧૮કેમકે ઘણાજ લોકો,
એટલે એફ્રાઇમ તથા મનાશ્શેહ, યિસ્સાખાર તથા
ઝબુલૂનમાંથી ઘણા શુદ્ધ થએલા ન હતા, તો પણ
તેઓએ લખેલા [હુકમથી] જૂદી રીતે પાસ્ખા ખાધું.
કેમકે હિઝકીયાહે તેઓને સારૂ પ્રાર્થના કરીને કહ્યું
હતું કે, ૧૯જેઓ દેવની, પોતાના પિતૃઓના દેવ
યહોવાહની શોધમાં પોતાનું અંતઃકરણ લગાડે છે,
[તેઓ] જો કે પવિત્રસ્થાનના શુદ્ધિકરણ પ્રમાણે
[શુદ્ધ થયા] નહિ [હોય] તો પણ તે સર્વને કૃપાળુ
યહોવાહ ક્ષમા કરો. ૨૦અને યહોવાહે હિઝકીયાહનું
સાંભળીને લોકોને સાજા કર્યા. ૨૧અને ઇસ્રાએલપુત્રો
જે યરૂશાલેમમાં હાજર હતા તેઓએ મોટી ખુશાલી
સહિત સાત દિવસ સુધી બેખમીર રોટલીનું પર્વ
પાળ્યું; ને યહોવાહની આગળ મોટા નાદનાં વાજીં-
ત્રોથી [ગાયન કરતાં] લેવીઓએ તથા યાજકોએ
રોજ રોજ યહોવાહની સ્તુતિ કીધી. ૨૨અને જે
સર્વ લેવીઓ યહોવાહની [સેવામાં] ઘણા પ્રવીણ
હતા તેઓને હિઝકીયાહે દિલાસાનાં વચનો કહ્યાં.
માટે તેઓએ શાંત્યર્પણોના યજ્ઞ ચઢાવતાં તથા
પોતાના પિતૃઓના દેવ યહોવાહની ઉપકારસ્તુતિ
કરતાં આખા પર્વમાં, એટલે સાતે દિવસો સુધી,
મિજબાની કીધી. ૨૩અને આખી જમાતે બીજા
સાત દિવસ પાળવાની મસલત કીધી; ને તેઓએ
ખુશાલી સહિત [બીજા] સાત દિવસ પાળ્યા. ૨૪કેમકે
યહુદાહના રાજા હિઝકીયાહે જમાતને એક હજાર
ગોધા તથા સાત હજાર ઘેટાં અર્પણોને માટે આપ્યાં;
ને સરદારોએ જમાતને એક હજાર ગોધા તથા દસ
હજાર ઘેટાં આપ્યાં; ને પુષ્કળ યાજકોએ પોતાને
શુદ્ધ કર્યા. ૨૫અને યહુદાહની સર્વ જમાતે, તથા
યાજકોએ, તથા લેવીઓએ, તથા ઇસ્રાએલમાંથી
આવેલી સઘળી જમાતે, તથા ઇસ્રાએલના દેશમાંથી
આવીને, યહુદાહમાં રહેનારા પરદેશીઓએ આનંદ
કર્યો. ૨૬એમ યરૂશાલેમમાં મોટો આનંદ થયો;
કેમકે ઇસ્રાએલના રાજા દાઉદના દીકરા સુલેમાનના
વખતથી યરૂશાલેમમાં એના જેવું થયું ન હતું. ૨૭પછી
યાજક લેવીઓએ ઉઠીને લોકને આશીર્વાદ દીધો;
ને તેઓની વાણી સંભળાઇ, ને તેઓની પ્રાર્થના તેના
પવિત્ર વાસમાં, એટલે આકાશમાં પહોચી.

૩૧ હવે એ સર્વ સમાપ્ત થયું ત્યારે જે સર્વ
ઇસ્રાએલ હાજર હતા તેઓ યહુદાહના
નગરોમાં નિકળી ગયા, ને તેઓએ ભજનસ્તંભોને
ભાંગીને ટુકડેટુકડા કીધા, તથાઅશેરીમ [મૂર્ત્તિઓ]ને
કાપી નાખી, અને સર્વ યહુદાહ તથા બિન્યામીનમાથી,
એફ્રાઇમ તથા મનાશ્શેહમાથી પણ, ઉચ્ચસ્થાનો તથા
વેદીઓ તોડી પાડીને તે સર્વનો વિનાશ કીધો. પછી
સર્વ ઇસ્રાએલપુત્રો પોતાના નગરોમા પોતપોતાના
વતનમાં પાછા ગયા. ૨અને હિઝકીયાહે યાજકોના
તથા લેવીઓના વારા પ્રમાણે પોતપોતાની સેવાને
અર્થે વર્ગો ઠરાવ્યા, એટલે યાજકો તથા લેવીઓ બન્નેને
દહનીયાર્પણોને માટે તથા શાંત્યર્પણોને માટે, સેવા
કરવા તથા આભાર માનવા તથા યહોવાહની છાવણી-
ઓની ભાગળોમાં સ્તુતિ કરવાને માટે [ઠરાવ્યા].
૩વળી રાજાની સંપત્તિનો એક ભાગ પણ દહનીયા-
ર્પણોને સારૂ, એટલે સવારનાં તથા સાંજનાં દહનીયા-
ર્પણોને સારૂ, તથા સાબ્બાથોનાં તથા અમાવાસ્યા-
ઓનાં તથા મુકરર પર્વોનાં દહનીયાર્પણોને સારૂ,
યહોવાહના નિયમશાસ્ત્રમા લખેલું છે તેમ [તેણે
ઠરાવ્યો]. ૪તે ઉપરાંત તેણે યરૂશાલેમમાં રહેનારા
લોકને યાજકોનો તથા લેવીઓનો ભાગ આપવાની
આજ્ઞા કીધી, એ માટે કે તેઓ યહોવાહના નિયમનેજ
અર્પાઇ જાય. ૫અને એ આજ્ઞા બહાર પડતાંજ
ઇસ્રાએલપુત્રોએ અનાજનો, દ્રાક્ષરસનો, તથા તેલનો,
તથા મધનો, તથા સીમની સર્વ ઉપજનો પ્રથમ પાક
પુષ્કળ આપ્યો; અને સર્વ વસ્તુઓનો દશાંશ તેઓ
પુષ્કળ લાવ્યા. ૬અને ઇસ્રાએલપુત્રો તથા યહુદાહ,
જે યહુદાહનાં નગરોમાં રહેતા હતા, તેઓ પણ બળદો
તથા ઘેટાંનો દશાંશ, તથા પોતાના દેવ યહોવાહને
અર્પણ કરાએલી અર્પિત વસ્તુઓનો-દશાંશ લઇને
આવ્યા, ને તેમના ઢગેઢગ વાળી દીધા. ૭ત્રીજા
માસમાં તેઓએ ઢગલાઓનો આરંભ કરવા માંડ્યો,
ને સાતમા માસમાં તેમને પૂરા કીધા. ૮અને હિઝકી-
યાહે તથા સરદારોએ આવીને એ ઢગલા જોયા, ત્યારે
તેઓએ યહોવાહને તથા તેના ઇસ્રાએલ લોકને ધન્ય-

વાદ આપ્યો ૯પછી હિઝકીયાહે એ ઢગલાઓ સંબધી
યાજકોને તથા લેવીઓને પૂછ્યુ ૧૦અને સાદોકના
ઘરના મુખ્ય યાજક અઝાર્યાહે તેને ઉત્તર આપતા
કહ્યું કે, [લોકો] યહોવાહના ઘરમા અર્પણો લાવવા
લાગ્યા ત્યારથી આપણે ધરાઇને ખાધું છે, ને વળી
પુષ્કળ વધી પડ્યુ છે, કેમકે યહોવાહે પોતાના લોકને
આશીર્વાદ દીધો છે, અને જે વધી પડેલુ છે તેનો
આ મોટો સંગ્રહ છે ૧૧ત્યારે હિઝકીયાહે યહોવાહના
ઘરમા ઓરડા તૈયાર કરવાની આજ્ઞા કીધી, ને
તેઓએ તે તૈયાર કીધા ૧૨અને લોકો અર્પણો તથા
દશાંશો તથા અર્પિત વસ્તુઓ વિશ્વાસુપણાથી અંદર
લાવતા, ને તેઓનો ઉપરી અમલદાર કોનાન્યાહ
લેવી હતો, તથા તેનો ભાઇ શિમઇ તેનાથી બીજે
દરજ્જે હતો. ૧૩અને યહીએલ તથા અઝાઝ્યાહ તથા
નાહાથ તથા અસાહેલ તથા યરીમોથ તથા યોઝાબાદ
તથા અલીએલ તથા યિસ્માખ્યાહ તથા માહાથ તથા
બનાયાહ એઓ રાજા હિઝકીયાહના તથા દેવના
ઘરના કારભારી અઝાર્યાહના ઠરાવથી કોનાન્યાહ તથા
તેના ભાઇ શિમઇના હાથ નીચે મુકાદમ હતા ૧૪અને
લેવી યિમ્નાહનો પુત્ર કોરે, પૂર્વ [દરવાજાનો] દ્વાર
પાળ યહોવાહના અર્પણો તથા પરમપવિત્ર વસ્તુઓ
વહેંચવા માટે, દેવના એચ્છિકાર્પણો પર [કારભારી]
હતો ૧૫અને તેના હાથ નીચે એદેન તથા મિનિયા
મીન તથા યેશૂઆ તથા શમાયાહ અમાર્યાહ તથા
સખાન્યાહ, યાજકોના નગરોમા પોતાના ભાઇઓને
એટલે જેમ મોટાને તેમ નાનાને, વર્ગો પ્રમાણે આપવા
માટે તેમની નિમેલી જગ્યા પર હતા, ૧૬એઓ
ઉપરાંત પુરૂષોની વંશાવળીથી ગણાયલા ત્રણ વર્ષના
તથા તેથી વધારે વયના પુરૂષો, જેઓ પોતાના વર્ગો
પ્રમાણે પોતાને સોંપાયલા કામોમા પોતાની સેવાને
સારૂ દરરોજની ફરજની જરૂરિયાત પ્રમાણે યહો
વાહના ઘરમા પેસતા તે સર્વને, ૧૭ને જે યાજકોની
વંશાવળીથી તેઓના પિતૃઓના ઘર પ્રમાણે ગણાયલા
તેઓને, તથા લેવીઓને, એટલે તેઓના વર્ગો પ્રમાણે
તેઓને સોંપાયલા કામમા રહેનાર વીસ વર્ષના તથા
તેથી વધારે વયનાઓને, ૧૮ને આખી જમાતમા
તેઓના સર્વ બાળકો, તેઓની સ્ત્રીઓ, તથા તેઓના
પુત્રો, તથા તેઓની પુત્રીઓ, એઓમાના સર્વ જે
વંશાવળી પ્રમાણે ગણાયલા હતા તેમને [આપવા
માટે], કેમકે તેઓએ પોતાની નિમેલી જગ્યામા
પોતાને પવિત્રાઇમા શુદ્ધ કીધા ૧૯વળી હારૂનપુત્રો,
એટલે યાજકો જે પોતાના નગરોના એટલે પ્રત્યેક
જૂદા જૂદા નગરના પાદરોના ખેતરોમા હતા, તેઓને
માટે નામવાર દર્શાવેલા માણસો હતા, એ માટે કે
તેઓ યાજકોમાના સર્વ પુરૂષોને તથા લેવીઓમા
જેઓ વંશાવળી પ્રમાણે ગણાયા હતા તેઓ સર્વને
હિસ્સા આપે ૨૦અને હિઝકીયાહે સર્વ યહુદાહમા
એજ પ્રમાણે કીધું, ને તેણે પોતાના દેવ યહોવાહની
નજરમા જે સારૂ તથા યથાર્થ તથા વિશ્વાસુ તે કીધું
૨૧અને દેવના ઘરની સેવા સબંધી તથા નિયમશાસ્ત્ર
સબંધી તથા આજ્ઞાઓ સબંધી જે સર્વ કામ પોતાના
દેવની શોધમા તે કરવા લાગ્યો, તે પોતાના આખા
અંતઃકરણથી કરીને તે આબાદાની પામ્યો

૩૨ આ બિનાઓ તથા આ વિશ્વાસુ વર્તણુક
પછી આશ્શૂરનો રાજા સાન્હેરીબ આવ્યો,
ને યહુદાહમા પેસીને કિલ્લાવાળા નગરોની સામણે
છાવણી કીધી, ને તેઓને પોતાને માટે જીતી લેવાનુ
ધારતો હતો ૨અને હિઝકીયાહે જોયું કે સાન્હેરીબ
આવ્યો છે, ને તેનો ઇરાદો યરૂશાલેમ વિરૂદ્ધ લડવાનો
છે, ૩ત્યારે જે ઝરાઓ નગરની બહાર હતા તેમનું
પાણી બંધ કરી દેવા વિષે તેણે પોતાના સરદારો તથા
પોતાના પરાક્રમી યોદ્ધાઓની સલાહ પૂછી, ને
તેઓએ તેને મદદ કીધી, ૪માટે ત્યા ઘણા લોક
એકઠા થયા, ને સર્વ ઝરાઓને તથા દેશમા થઇને
વહેતા નાળાને એમ કહીને પૂરી દીધા કે, આશ્શૂરના
રાજાઓ આવીને ઘણુ પાણી પામે, એવુ શા માટે
હોવુ જોઇએ? ૫ને તેણે હિમ્મત પકડીને જે બધો કોટ
ભાંગી ગએલો હતો તે બાંધ્યો, ને બુરૂજો લગી તેને
ઉંચા કીધો, ને બહારનો બીજો કોટ પણ [બાંધ્યો],
ને દાઉદના નગરમાના મિલ્લોને મજબૂત કીધું, ને
પુષ્કળ બરછીઓ તથા ઢાલો બનાવી ૬અને તેણે
લશ્કરી અમલદારોને લોકો ઉપર નિમીને તેઓને નગ
રના દરવાજા પાસેના ચોકમા પોતાની પાસે એકઠા
કીધા, ને તેઓને દિલાસાના વચન બોલીને કહ્યું કે,
૭બળ તથા હિમ્મત પકડો, આશ્શૂરના રાજાથી તથા
તેની સાથેના સર્વ સમુદાયથી ડરશો નહિ તેમ ગભ
રાશો પણ નહિ, કેમકે તેની સાથેનાના કરતા આપણી
સાથેનો વધારે મોટો છે ૮તેની સાથે માંસનો ભુજ
છે, પણ આપણી સાથે આપણુને સહાય કરવા તથા
આપણા યુદ્ધો લડવાને આપણો દેવ યહોવાહ છે

અને યહુદાહના રાજા હિઝ્કીયાહનાં વચનો પર
લોકોએ ભરોસો રાખ્યો.

૯ એ પછી આશ્શૂરના રાજા સાન્હેરીબે (તે તો
પોતાના સર્વ બળ[વાન સૈન્ય] સુદ્ધાં લાખીશની સામે
[પડેલો] હતો) પોતાના સેવકોને યરૂશાલેમમાં યહુ-
દાહના રાજા હિઝ્કીયાહની પાસે તથા યરૂશાલેમ-
માંના સર્વ યહુદાહની પાસે મોકલીને કહેવડાવ્યું કે,
૧૦ આશ્શૂરનો રાજા સાન્હેરીબ એમ કહે છે કે, શા
ઉપર ભરોસો રાખીને તમે યરૂશાલેમમાં ઘેરો વેઠી રહ્યા
છો? ૧૧ આપણો દેવ યહોવાહ આપણને આશ્શૂરના
રાજાના હાથમાંથી બચાવશે, એમ કહીને હિઝ્કીયાહ
તમને દુકાળથી તથા તરસથી મોતને સ્વાધીન કરવા
માટે સમજાવતો નથી શું? ૧૨ શું એજ હિઝ્કીયાહે
તેનાં ઉચ્ચસ્થાનો તથા તેની વેદીઓ કાઢી નાખીને
યહુદાહને તથા યરૂશાલેમને આજ્ઞા નથી કીધી કે,
તમારે એકજ વેદી આગળ ભજન કરવું તથા તેનાજ
ઉપર તમારે ધૂપ બાળવો? ૧૩ મેં તથા મારા પિતૃ-
ઓએ દેશોના સર્વ લોકના શા હાલ કર્યા છે, એ શું
તમે નથી જાણતા? શું દેશોના લોકોના દેવો પોતાના
દેશોને મારા હાથમાંથી કોઇ પણ રીતે છોડાવી શક્યા?
૧૪ જે દેશજાતિઓનો વિનાશ મારા પિતૃઓએ કીધો,
તેઓના સર્વ દેવોમાં એવો કોણ હતો કે જે મારા
હાથમાંથી પોતાના લોકોને છોડાવી શક્યો હોય, કે
તમારો દેવ તમને મારા હાથમાંથી છોડાવી શકશે?
૧૫ માટે હવે હિઝ્કીયાહથી તમે ન છેતરાઓ, તથા
તે તમને એ પ્રમાણે ન સમજાવે, ને તમારે પણ તેના
પર ભરોસો ન રાખવો; કેમકે કોઇ દેશજાતિ કે
રાજ્યનો દેવ પોતાના લોકને મારા હાથમાંથી તથા
મારા પિતૃઓના હાથમાંથી છોડાવી શક્યો નહિ;
તો મારા હાથમાંથી તમને છોડાવવાને તમારો દેવ
કેટલો વિશેષ અશક્ત નિવડશે? ૧૬ ને તેના સેવકો
દેવ યહોવાહની વિરૂદ્ધ તથા તેના સેવક હિઝ્કી-
યાહની વિરૂદ્ધ તેથી પણ વધારે બોલ્યા. ૧૭ વળી
તેણે ઇસ્રાએલના દેવ યહોવાહની નિંદા કરવાને તથા
તેની વિરૂદ્ધ બોલવાને એવા પત્રો લખ્યા કે, જેમ
દેશોના લોકોના દેવોએ પોતાના લોકને મારા હાથ-
માંથી છોડાવ્યા નથી, તેમ હિઝ્કીયાહનો દેવ પોતાના
લોકને મારા હાથમાંથી છોડાવશે નહિ. ૧૮ અને યરૂ-
શાલેમના લોક જે કોટ ઉપર હતા તેઓને બિહીવડા-
વવાને તથા તેઓને ગભરાવવાને તેઓની આગળ
યહુદી ભાષામાં તેઓએ મોટે સાદે પોકાર્યું; એ માટે
કે તેઓ નગર સર કરી શકે. ૧૯ અને જગતના લોકના
દેવો જે માણસના હાથનાં કામ છે તેઓ વિષે જેમ
[બોલે] તેમ યરૂશાલેમના દેવ વિષે તેઓ બોલ્યા.
૨૦ અને એને લીધે હિઝ્કીયાહ રાજાએ તથા આમો-
સના પુત્ર યશાયાહ ભવિષ્યવાદીએ પ્રાર્થના કરીને
આકાશ ભણી વિનંતી કીધી. ૨૧ અને યહોવાહે એક
દૂત મોકલ્યો, કે જેણે આશ્શૂરના રાજાની છાવણીમાં
સર્વ પરાક્રમી યોદ્ધાઓનો તથા સરદારોનો તથા
અમલદારોનો સંહાર કીધો; માટે તે વીલે મ્હોડે
પોતાના દેશમાં પાછો ગયો. અને તે પોતાના દેવના
ઘરમાં ગયો, ત્યારે જેઓએ તેનેજ પેટે અવતાર
ધરેલો તેઓએ તેને તરવારથી ત્યાંજ મારી નાખ્યો
૨૨ એમ યહોવાહે હિઝ્કીયાહને તથા યરૂશાલેમના
રહેવાસીઓને આશ્શૂરના રાજા સાન્હેરીબના હાથ-
માંથી તથા [બીજા] સર્વના હાથમાંથી ઉગાર્યા, ને
ચોગમ તેઓને દોરીને ચલાવ્યા. ૨૩ અને ઘણાઓ
યહોવાહને સારૂ યરૂશાલેમમાં અર્પણો, તથા યહુદાહના
રાજા હિઝ્કીયાહની પાસે ઉત્તમ વસ્તુઓ લાવ્યા;
એમ તે સમયથી માંડીને તે સર્વ દેશજાતિઓની
દૃષ્ટિમાં વિખ્યાતિ પામ્યો.

૨૪ એ દિવસોમાં હિઝ્કીયાહ મરણતોલ માંદો
પડ્યો; ને તેણે યહોવાહની પ્રાર્થના કીધી; ને એણે
તેની સાથે બોલીને તેને એક ચિન્હ આપ્યું. ૨૫ પણ
હિઝ્કીયાહે પોતા પર થએલા ઉપકાર પ્રમાણે બદલો
વાળ્યો નહિ; કેમકે તેનું અંતઃકરણ મગરૂર થયું હતું;
માટે તેના પર, ને યહુદાહ તથા યરૂશાલેમ પર કોપ
આવ્યો. ૨૬ પરંતુ હિઝ્કીયાહ પોતાના અંતઃકરણના
અભિમાન વિષે લીન થઇ ગયો, એટલે તે પોતે તથા
યરૂશાલેમના રહેવાસીઓ પણ, ને તેથી યહોવાહનો
કોપ હિઝ્કીયાહના દિવસોમાં તેઓ ઉપર આવ્યો
નહિ. ૨૭ અને હિઝ્કીયાહ અતિ ઘણો ધનવાન તથા
નામાંકિત હતો, ને તેણે પોતાને કાજે રૂપાને માટે
તથા સોનાને માટે તથા મૂલ્યવાન હીરામાણેકને માટે
તથા સુગંધીઓને માટે તથા ઢાલોને તથા સર્વ પ્રકારનાં
સુંદર પાત્રોને માટે ભંડારો બનાવ્યા; ૨૮ વળી અનાજ
તથા દ્રાક્ષરસ તથા તેલની પેદાશને માટે કોઠારો;
તથા સર્વ પ્રકારનાં પશુઓને સારૂ કોઢિયાં; તથા
[ઘેટાં બકરાંનાં] ટોળાને માટે વાડા [બનાવ્યા].
૨૯ વળી તેણે પોતાને સારૂ નગરો, તથા ઘેટાં બકરાંની

તથા ઢોરની સંપત્તિ પુષ્કળ પ્રાપ્ત કીધી, કેમકે દેવે
તેને અતિ ઘણું દ્રવ્ય આપ્યું હતું ૩૦એજ હિઝકી-
યાહે વળી ગીહોનના પાણીના ઉપલા ઝરાને બંધ
કરીને તેમને સીધા દાઊદના નગરની પશ્ચિમે વાળી
આણ્યા, ને હિઝકીયાહ પોતાના સર્વ કામોમા ફતેહ
પામ્યો ૩૧પરંતુ દેશમા જે ચમત્કાર કરવામા આવ્યો
હતો તે વિષે પૂછપરછ કરવા સારૂ જે એલચીઓને
બાબેલના સરદારોએ તેની પાસે મોકલ્યા હતા,
તેઓ[ની બાબત]મા દેવે તેને [સ્વતંત્ર] મૂક્યો, એ
માટે કે તેની કસોટી થાય, ને તેના અંતઃકરણમા જે
હતું તે સઘળું તે જાણે ૩૨હવે હિઝકીયાહના બાકીના
કામો, તથા તેના સુકૃત્યો, જુઓ, તેઓ યહુદાહ તથા
ઇસ્રાએલના રાજાઓના પુસ્તકમા, આમોસના પુત્ર
યશાયાહ ભવિષ્યવાદીના સંદર્શનમા લખેલા છે
૩૩અને હિઝકીયાહ પોતાના પિતૃઓની સાથે ઊંઘી
ગયા, ને દાઊદના પુત્રોના કબરસ્થાનના ઉપલા
ભાગમા તેઓએ તેને દાટ્યા, ને સર્વ યહુદાહે તથા
સર્વ યરૂશાલેમના રહેવાસીઓએ તેના મરણ સમયે
તેને માન આપ્યું, ને તેના પુત્ર મનાશ્શેહ તેની
જગાએ રાજ્ય કીધું

૩૩ મનાશ્શેહ રાજ્ય કરવા લાગ્યો ત્યારે તે
બાર વર્ષની વયનો હતો, ને તેણે પંચાવન
વર્ષ યરૂશાલેમમા રાજ્ય કર્યું ૨અને જે વિદેશીઓને
યહોવાહે ઇસ્રાએલપુત્રોની આગળથી હાંકી કહાડ્યા
હતા, તેઓના અમંગળ કૃત્યો પ્રમાણે તેણે યહોવાહની
દૃષ્ટિમા ભુંડું કીધું ૩કેમકે તેના પિતા હિઝકીયાહે
જે ઉચ્ચસ્થાનો તોડી પાડ્યા હતા, તે તેણે ફરીથી
બાંધ્યા, ને તેણે બઆલીમને સારૂ વેદીઓ ઉભી કરી,
ને અશેરોથ [મૂર્તિઓ] બનાવી, ને આકાશના સર્વ
સૈન્યને નમીને તેઓની સેવા કરી ૪અને તેણે યહો
વાહનું ઘર, કે જે વિષે યહોવાહે કહ્યું હતું કે, મારૂં
નામ યરૂશાલેમમા સદા રહેશે, તેમા વેદીઓ બાંધી
૫અને તેણે આકાશના સર્વ સૈન્યને માટે યહોવાહના
ઘરના બે આંગણામા વેદીઓ બાંધી ૬વળી તેણે
પોતાના છોકરાને હિન્નોમપુત્રની ખીણમા અગ્નિમા
ચલાવ્યા, ને શુકન જોવડાવ્યા, તથા મંત્રોનો ઉપયોગ
કીધો, ને જાદુ કીધા, ને ભૂતવૈદો તથા જાદુગરોની
સાથે વ્યવહાર રાખ્યા, યહોવાહની દૃષ્ટિમા ઘણુંજ
ભુંડું કરીને તેણે તેને કોપાયમાન કીધો. ૭અને તેણે
જે મૂર્ત્તિ બનાવી હતી તેની કોતરેલી પ્રતિમા તેણે
દેવના ઘરમા મૂકી, કે જે [ઘર] વિષે દેવે દાઊદને
તથા તેના પુત્ર સુલેમાનને કહ્યું હતું કે, આ ઘરમા
તથા યરૂશાલેમ જેને મેં ઇસ્રાએલના સર્વ કુળોમાંથી
પસંદ કીધું છે તેમા મારૂં નામ હું સદા રાખીશ, ૮જે
સર્વ આજ્ઞા મેં તેઓને આપી છે તે, એટલે, મુસાની
દસ્તક [આપેલા] સર્વ નિયમ તથા વિધિઓ તથા
કાનૂનો જો ફક્ત તેઓ પાળશે અને અમલમા આણશે,
તો જે દેશ મેં તમારા પિતૃઓને ઠરાવી આપ્યો છે,
તેમાથી ઇસ્રાએલના પગ હું ફરીથી કદી નહિ ખસેડીશ
૯અને મનાશ્શેહે યહુદાહને તથા યરૂશાલેમના રહેવા
સીઓને કુમાર્ગે ચલાવીને જે દેશજાતિઓનો યહોવાહે
ઇસ્રાએલપુત્રો આગળથી નાશ કીધો હતો તેઓના
કરતા તેમની પાસે વધારે દુષ્ટતા કરાવી ૧૦અને
યહોવાહે મનાશ્શેહને તથા તેના લોકને કહ્યું, પણ
તેઓએ બિલકુલ ગણકાર્યું નહિ ૧૧માટે યહોવાહે
તેઓની વિરૂદ્ધ આશ્શૂરના રાજાના સેનાપતિઓને
આણ્યા, ને તેઓ મનાશ્શેહને આંકડાઓથી [જકડી]
લઇને તથા બેડીઓ પહેરાવીને તેને બાબેલ લઇ ગયા
૧૨અને તે સંકટમા આવી પડ્યો, ત્યારે તેણે પોતાના
દેવ યહોવાહના કાલાવાલા કીધા, ને પોતાના પિતૃ
ઓના દેવની આગળ તે અતિશય દીન થઇ ગયા
૧૩અને તેણે એની પ્રાર્થના કીધી, ને એણે તેની
આજીજી માન્ય કરીને તેની વિનતી સાંભળી, ને તેને
યરૂશાલેમમા તેના રાજ્યમા પાછો આણ્યો ત્યારે
મનાશ્શેહે જાણ્યું કે યહોવાહ તેજ દેવ છે

૧૪હવે એ પછી તેણે દાઊદના નગરને બહારનો
કોટ, ગીહોનની પશ્ચિમ બાજુએ, ખીણમા છેક મચ્છી
ભાગળના નાકા સુધી બાંધ્યો, ને તેણે તેને ઓફેલની
આસપાસ લઇને તેને ઘણો ઉંચો ઉઠાવ્યો, ને તેણે
યહુદાહના સર્વ કિલ્લાવાળા નગરોમા શૂરા સરદારો
રાખ્યા ૧૫અને તેણે અન્યદેવોને તથા યહોવાહના
ઘરમાથી પેલી મૂર્ત્તિને, તથા જે સર્વ વેદીઓ યહો-
વાહના ઘરના પર્વત પર તથા યરૂશાલેમમા તેણે
બાંધી હતી, તેઓને કહાડીને નગર બહાર નાખી
દીધી ૧૬અને તેણે યહોવાહની વેદીને સમારીને તે
પર શાંત્યર્પણોના તથા ઉપકારાર્થાર્પણના યજ્ઞો કીધા,
ને યહુદાહને ઇસ્રાએલના દેવ યહોવાહની સેવા કર-
વાની આજ્ઞા કીધી ૧૭તેમ છતાં હજી પણ લોકો
ઉચ્ચસ્થાનોમા યજ્ઞ કરતા હતા, પણ તે ફક્ત તેમના
દેવ યહોવાહ પ્રત્યે ૧૮હવે મનાશ્શેહના બાકીના

કૃત્યો, તથા પોતાના દેવની આગળ [કરેલી] તેની
પ્રાર્થના, તથા જે ભવિષ્યદર્શકો ઇસ્રાએલના દેવ યહો-
વાહને નામે તેની આગળ બોલેલા તેમનાં વચનો,
જુઓ, તેઓ ઇસ્રાએલના રાજાઓના કૃત્યો મધ્યે
લખેલા છે. ૧૯ વળી તેની પ્રાર્થના, તથા કેવી રીતે
[દેવે] તેના કાલાવાલા માન્ય કીધા, તથા તેણે
દીનતા ધારણ કીધી તે અગાઉનું તેનું સર્વ પાપ, તથા
તેનું ઉલ્લંઘન, તથા જે જગ્યાઓમાં તેણે ઉચ્ચસ્થાનો
બાંધ્યાં ને અશેરીમ [મૂર્ત્તિઓ] તથા કોતરેલી મૂર્ત્તિઓ
બેસાડી તે, જુઓ, તેઓ હોઝાયની તવારીખમાં
લખેલાં છે. ૨૦ અને મનાશ્શેહ પોતાના પિતૃઓની
સાથે ઉંઘી ગયો, ને તેઓએ તેને તેના પોતાના ઘરમાં
દાટ્યો. અને તેના પુત્ર આમોને તેની જગ્યાએ
રાજ્ય કીધું.

૨૧ આમોન રાજા થયો ત્યારે તે બાવીસ વર્ષની
વયનો હતો; ને તેણે યરૂશાલેમમાં બે વર્ષ રાજ્ય
કીધું. ૨૨ અને જેમ તેના પિતા મનાશ્શેહે કર્યું હતું
તેમ તેણે યહોવાહની દૃષ્ટિમાં ભુંડું કર્યું; ને તેના
પિતા મનાશ્શેહે જે સર્વ કોતરેલી મૂર્ત્તિઓ બનાવી
હતી તેઓની આગળ આમોને યજ્ઞ કીધા ને તેઓની
સેવા કીધી. ૨૩ અને જેમ તેનો બાપ મનાશ્શેહ નમી
ગયો હતો તેમ તે યહોવાહની આગળ નમી ગયો
નહિ; પણ એજ આમોન અધિકાધિક અપરાધ
કરતો ગયો. ૨૪ અને તેના ચાકરોએ તેની વિરૂદ્ધ
ફિસાદ કરીને તેના પોતાનાજ ઘરમાં તેને મારી
નાખ્યો. ૨૫ પણ દેશના લોકોએ આમોન રાજાની
વિરૂદ્ધ ફિતૂર કરનાર સઘળાઓને મારી નાખ્યા; ને
દેશના લોકોએ તેના પુત્ર યોશીયાહને તેની જગ્યાએ
રાજા ઠરાવ્યો.

૩૪ યોશીયાહ રાજ્ય કરવા લાગ્યો ત્યારે તે
આઠ વર્ષની વયનો હતો; ને તેણે એકત્રીસ
વર્ષ યરૂશાલેમમાં રાજ્ય કીધું. ૨ અને તેણે યહોવાહની
દૃષ્ટિમાં યથાર્થ કીધું, ને પોતાના પિતા દાઉદના
માર્ગોમાં ચાલીને તેથી જમણે કે ડાબે ખસ્યો નહિ.
૩ કેમકે તેના રાજ્યને આઠમે વર્ષે, તે હજી તો જુવાન
હતો, એટલામાં તે પોતાના પિતા દાઉદના દેવની
ઉપાસના કરવા લાગ્યો; ને બારમે વર્ષે તે યહુદાહ
તથા યરૂશાલેમને ઉચ્ચસ્થાનો તથા અશેરીમ [મૂર્ત્તિઓ]
તથા કોતરેલી મૂર્ત્તિઓ તથા ઢાળેલી મૂર્ત્તિઓથી શુદ્ધ
કરવા લાગ્યો. ૪ અને તેઓએ તેની સમક્ષ બઆલી-
મની વેદીઓ તોડી પાડી; ને જે સૂર્યમૂર્ત્તિઓ તેઓના
ઉપર હતી તેઓને તેણે કાપી નાખી; ને અશેરીમ
[મૂર્ત્તિઓ] તથા કોતરેલી મૂર્ત્તિઓ તથા ઢાળેલી
મૂર્ત્તિઓનો તેણે ભાગીને ભૂકો કીધો, ને જેઓએ
તેઓની આગળ યજ્ઞો કીધા હતા [તેઓની] કબરો
પર તે વેર્યો. ૫ અને યાજકોનાં હાડકાં તેણે તેઓની
વેદીઓ ઉપર બાળ્યાં, ને યહુદાહને તથા યરૂશાલેમને
તેણે શુદ્ધ કીધાં. ૬ અને મનાશ્શેહ તથા એફ્રાઇમ
તથા શિમઓનના નગરોમાં, છેક નાફતાલી સુધી
તેઓની આસપાસના ખંડેરોમાં [તેણે એમજ કીધું].
૭ અને તેણે વેદીઓ તોડી પાડી, ને અશેરીમ [મૂર્ત્તિ-
ઓ]નો તથા કોતરેલી મૂર્ત્તિઓનો કુટીને ભૂકો કીધો,
ને ઇસ્રાએલના આખા દેશમાથી સર્વ સૂર્યમૂર્ત્તિઓને
કાપી નાખીને તે યરૂશાલેમમા પાછો આવ્યો.

૮ હવે તેના રાજ્યને અઢારમે વર્ષે, એટલે દેશને
તથા ઘરને શુદ્ધ કીધા પછી, તેણે અસાલ્યાહના પુત્ર
સાફાનને તથા નગરના સૂબા માઅસેયાહને તથા ઇતિ-
હાસક યોઆહાઝના પુત્ર યોઆહને તેના દેવ યહોવા-
હનું ઘર સમારવા સારૂ મોકલ્યા. ૯ અને તેઓએ
મુખ્ય યાજક હિલ્કીયાહની પાસે આવીને જે પૈસા
દેવના ઘરમાં લોકો લાવેલા હતા, કે જે દ્વારરક્ષક
લેવીઓએ મનાશ્શેહ તથા એફ્રાઇમ પાસેથી, તથા
ઇસ્રાએલના જે સર્વ બચી રહેલા હતા તેમની પાસેથી,
તથા સર્વ યહુદાહ તથા બિન્યામીન તથા યરૂશાલેમના
રહેવાસીઓ પાસેથી, ઉઘરાવેલા હતા તે તેઓએ
[તેને] સોંપ્યા. ૧૦ અને તેઓએ તે [પૈસા] યહો-
વાહના ઘર પર દેખરેખ રાખનાર કામદારોના હાથમાં
સોંપ્યા; ને યહોવાહના ઘરમાં કામ કરનાર કામદા-
રોએ ઘરની મરામત કરવા સારૂ તથા સમારવા સારૂ
તે આપ્યા; ૧૧ એટલે ઘડેલા પત્થરો તથા જોડવાને
સારૂ લાકડાં વેચાતા લેવા સારૂ, તથા જે ઘરોનો યહુ-
દાહના રાજાઓએ નાશ કીધો હતો તેઓને સારૂ
પાટડા કરવાને તેઓએ તે [પૈસા] સુતારોને તથા
મિસ્ત્રીઓને આપ્યા. ૧૨ અને તે માણસોએ વિશ્વા-
સુપણાથી તે કામ કીધું; ને મરારીના પુત્રોમાંના
લેવીઓ યાહાથ તથા ઓબાદ્યાહ તેઓના મુકાદમો
હતા; તથા કહાથીઓના પુત્રોમાના ઝખાર્યાહ તથા
મશુલ્લામ કામ ચલાવનાર [હતા]; તથા [બીજા]
લેવીઓ પણ [હતા], એટલે વાજીંત્રોની બાબતમાં
પ્રવીણ હતા, તે સર્વ. ૧૩ તેઓ ભાર ઉંચકનારાઓના
પણ ઉપરી હતા ને દરેક પ્રકારની સેવામાં કામ કર-

નાર માણસો ઉપર તેઓ મુકાદમી કરતા હતા; અને
કેટલાક લેવીઓ લહિયા તથા કારભારીઓ તથા દ્વાર-
પાળો હતા ૧૪ અને જે પૈસા લોકો યહોવાહના ઘરમાં
લાવ્યા હતા, તે તેઓ કહાડતા હતા તેવામાં મુસાની
હસ્તક [અપાયલા] યહોવાહના નિયમનું જે પુસ્તક
તે હિલ્કીયાહ યાજકને જડયું. ૧૫ અને હિલ્કીયાહે
ઉત્તર દેતાં શાફાન ચિટણીસને કહ્યું, મને યહોવાહના
ઘરમાં નિયમનું પુસ્તક જડયુ છે. અને હિલ્કીયાહે
તે પુસ્તક શાફાનને સોપ્યું ૧૬ અને શાફાન તે પુસ્તક
રાજાની પાસે લઇ ગયો, ને વળી રાજાની પાસે એવી
ખબર પણ લેતો આવ્યો કે, જે સર્વ તારા સેવકોને
સોંપવામા આવ્યુ હતું, તે તેઓ કરે છે ૧૭ અને જે
પૈસા યહોવાહના ઘરમા મળી આવ્યા તે ઠાલવી લઇને
તેઓએ મુકાદમોના હાથમાં તથા કામ કરનારાઓના
હાથમાં સોપ્યા છે ૧૮ અને શાફાન ચિટણીસે રાજાને
ખબર આપતાં કહ્યુ કે, હિલ્કીયાહ યાજકે મને એક
પુસ્તક આપ્યું છે અને શાફાને તેમાંથી રાજાની
આગળ વાચ્યું ૧૯ અને રાજાએ નિયમશાસ્ત્રનાં વચનો
સાંભળ્યાં ત્યારે એમ થયુ કે તેણે પોતાના વસ્ત્ર ફાડ્યાં
૨૦ અને રાજાએ હિલ્કીયાહને તથા શાફાનના પુત્ર
અહીકામને તથા મીખાહના પુત્ર આબ્દોનને તથા
શાફાન ચિટણીસને તથા રાજાના સેવક અસાયાહને
આજ્ઞા કરીને કહ્યુ કે, ૨૧ તમે જાઓ, મારી ખાતર
તથા ઇસ્રાએલમા તથા યહુદાહમાં બાકી રહેલાઓની
ખાતર, જડેલા પુસ્તકના વચનો સંબધી યહોવાહની
સલાહ પૂછો; કેમકે યહોવાહનો કોપ જે આપણા
ઉપર રેડાયો છે તે દારૂણ છે, કેમકે આ પુસ્તકમાં જે
સર્વ લખેલું છે તે મુજબ ન કરતાં આપણા પિતૃઓએ
યહોવાહનુ વેણ પાળ્યુ નથી ૨૨ માટે હિલ્કીયાહ તથા
જેઓને રાજાએ [આજ્ઞા કીધી હતી] તેઓ, પોષાક
ખાતાના ઉપરી હાસ્રાહના પુત્ર તોકહાથના પુત્ર
શાલ્લુમની સ્ત્રી હુલ્દાહ ભવિષ્યવાદિણીની પાસે ગયા;
(તે તો યરૂશાલેમ મધ્યે બીજા મહોલ્લામાં રહેતી
હતી); ને તેઓએ તેની સાથે ઉપરની મતલબની
વાત કરી. ૨૩ અને તેણીએ તેઓને કહ્યુ કે, ઇસ્રાએ-
લનો દેવ યહોવાહ કહે છે કે, જે માણસે તમને મારી
પાસે મોકલ્યા તેને એમ કહો કે, ૨૪ યહોવાહ એમ
કહે છે કે, જુઓ, આ જગ્યા પર તથા તેના રહેવા-
સીઓ પર આપત્તિ, એટલે યહુદાહના રાજા આગળ
તેઓએ જે પુસ્તક વાચ્યુ છે તેમાં લખેલા સર્વ શાપ,
હું લાવીશ; ૨૫ કેમકે તેઓએ મને તજીને અન્ય
દેવોની આગળ ધૂપ બાળ્યા, એ માટે કે પોતાના
હાથનાં સર્વ કામોથી તેઓ મને રોષ ચડાવે; તે માટે
મારો કોપ આ જગ્યા પર રેડાયો છે, ને તે હોલાશે
નહિ. ૨૬ પણ યહુદાહનો રાજા, જેણે તમને યહોવાહની
સલાહ લેવાને મોકલ્યા, તેને તમે એમ કહો કે, ઇસ્રા-
એલનો દેવ યહોવાહ એમ કહે છે કે, જે વાતો તેં
સાંભળી છે તે વિષે, ૨૭ જ્યારે આ જગ્યા વિરૂદ્ધ તથા
તેના રહેવાસીઓ વિરૂદ્ધ તારા દેવનાં વચનો તેં
સાંભળ્યા ત્યારે તારૂં અતઃકરણ કોમળ થયું, ને તું
તેની આગળ નમી ગયો, ને મારી આગળ નમી
જઇને તેં તારાં વસ્ત્ર ફાડ્યાં છે ને મારી આગળ રૂદન
કીધુ છે; એ માટે મેં પણ તારૂં સાંભળ્યું છે, એમ
યહોવાહ કહે છે. ૨૮ જુઓ, હુ તને તારા પિતૃઓની
ભેગો મેળવીશ, ને તું તારી કબરમાં શાતિએ મુકાશે,
ને આ જગ્યા ઉપર તથા તેના રહેવાસીઓ ઉપર જે
સઘળી હાની હુ લાવીશ તે તારી આંખો દેખશે નહિ.
અને તેઓ રાજાની પાસે ખબર પાછી લાવ્યા.

૨૯ ત્યારે રાજાએ [ખેપિયા] મોકલીને યહુદાહ
તથા યરૂશાલેમના સર્વ વડીલોને એકઠા કીધા. ૩૦ અને
રાજા તથા યહુદાહના સર્વ માણસો તથા યરૂશાલેમના
રહેવાસીઓ તથા યાજકો તથા લેવીઓ તથા મોટા
નાના સર્વ લોક યહોવાહના ઘરમાં ચઢી ગયા; ને
કરારનું જે પુસ્તક યહોવાહના ઘરમાંથી જડયું હતું
તેનાં સર્વ વચનો તેણે તેઓને વાંચી સભળાવ્યા.
૩૧ અને રાજા પોતાની જગ્યાએ ઉભો થયો, ને આ
પુસ્તકમા લખેલાં કરારના વચનો પ્રમાણે કરવાને
માટે, પોતાના સપૂર્ણ હૃદયથી તથા પોતાના સપૂર્ણ
જીવથી યહોવાહની પાછળ ચાલવાનો તથા તેની
આજ્ઞાઓ તથા તેનાં સાક્ષ્યો તથા તેના વિધિઓ
પાળવાનો તેણે યહોવાહની આગળ કરાર કીધો.
૩૨ અને યરૂશાલેમ તથા બિન્યામીનમાં જે સર્વ મળી
આવ્યા તેઓની તેણે તેમાં કબુલાત લીધી અને
યરૂશાલેમના રહેવાસીઓએ દેવના, એટલે પોતાના
પિતૃઓના દેવના, કરાર પ્રમાણે કીધુ. ૩૩ અને યોશી-
યાહે ઇસ્રાએલપુત્રોના તાબાના સર્વ દેશમાથી સર્વ
અમંગળ વાનાં દૂર કીધા, ને ઇસ્રાએલમાં જે સર્વ
મળી આવ્યા તેઓની પાસે તેણે સેવા કરાવી, એટલે
તેઓના દેવ યહોવાહની સેવા કરાવી. તેના સર્વ
દિવસો પર્યંતતેઓ પોતાના પિતૃઓના દેવ યહોવા-
હના અનુસરણમાંથી ખસ્યા નહિ.

૩૫ અને યોશીયાહે યરૂશાલેમમાં યહોવાહનું
પાસ્ખાપર્વ પાળ્યું; ને તેઓએ પહેલા
માસની ચૌદમીએ પાસ્ખા કાપ્યું ૨ અને તેણે યાજ-
કોને તેઓને સોંપેલાં કામ પર મૂક્યા, ને તેઓને
યહોવાહના ઘરની સેવાને સારૂ ઉત્તેજન આપ્યું.
૩ અને સર્વ ઇસ્રાએલને બોધ કરનાર લેવીઓ, જેઓ
યહોવાહ પ્રત્યે શુદ્ધ થએલા હતા, તેઓને તેણે કહ્યું
કે, ઇસ્રાએલના રાજા દાઉદના પુત્ર સુલેમાને બાંધેલા
ઘરમાં પવિત્ર કોશને મૂકો; હવે પછી તમારી ખાંધ
ઉપર [તેનો] ભાર [ઉચકવો] પડશે નહિ; હવે તો
તમારા દેવ યહોવાહની તથા તેના ઇસ્રાએલ લોકની
સેવા કરો ૪ અને ઇસ્રાએલના રાજા દાઉદના લેખ
મુજબ તથા તેના પુત્ર સુલેમાનના લેખ મુજબ,
તમારા પિતૃઓના ઘરો પ્રમાણે તમારા વર્ગો પ્રમાણે
તૈયાર થાઓ. ૫ અને તમારા ભાઇઓના, એટલે
લોકોના પિતૃઓનાં ઘરોના વિભાગો પ્રમાણે પવિત્ર-
સ્થાનમાં ઉભા રહો, ને [દરેકને] લેવીઓના પિતૃ-
ઓના એક ઘરનો હિસ્સો [મળે]. ૬ અને પાસ્ખા
કાપો, ને પોતાને શુદ્ધ કરો, ને મુસાની હસ્તક
[અપાયલા] યહોવાહના વચન પ્રમાણે કરવા સારૂ,
તમારા ભાઇઓને માટે તૈયારી કરો. ૭ અને યોશી-
યાહે લોકના પુત્રોમાંના જે સઘળા હાજર હતા
તેઓને ઘેટાં બકરાંના વર્ગમાંનાં સંખ્યામાં ત્રીસ હજાર
હલવાનો તથા લવારાં, તથા ત્રણ હજાર ગોધા, એ
સર્વ પાસ્ખાર્પણોને સારૂ આપ્યાં; એ રાજાની સંપ-
ત્તિમાંથી હતાં ૮ અને તેના સરદારોએ લોકને સારૂ
ઐચ્છિકાર્પણ તરીકે યાજકોને તથા લેવીઓને [નીચે
મુજબ] આપ્યું; એટલે દેવના ઘરના કારભારીઓ
હિલ્કીયાહ તથા ઝખાર્યાહ તથા યહીએલ એઓએ
યાજકોને પાસ્ખાર્પણોને માટે બે હજાર ને છસેં [ઘેટાં-
બકરાં], તથા ત્રણસેં ગોધા આપ્યાં. ૯ કોનાન્યાહે
પણ તથા તેના ભાઇઓ, શમાયાહ તથા નથાનએલે,
તથા હશાબ્યાહ તથા યેઇએલ તથા યોઝાબાદ એ
લેવીઓના મુખ્યોએ લેવીઓને પાસ્ખાર્પણોને માટે
પાંચ હજાર [ઘેટાંબકરાં], તથા પાંચસેં ગોધા આપ્યાં
૧૦ એમ સેવાની તૈયારી પૂરી થઇ, ને રાજાની આજ્ઞા
પ્રમાણે યાજકો પોતાની જગ્યા ઉપર તથા લેવીઓ
પોતાના વર્ગો પ્રમાણે ઉભા રહ્યા. ૧૧ અને તેઓએ
પાસ્ખા કાપ્યાં, ને યાજકોએ તેઓના હાથમાંથી [તે
લોહી લઇને] છાંટ્યું, ને લેવીઓએ તે [પશુઓની]
ચામડી ઉતારી ૧૨ અને જેમ મુસાના પુસ્તકમાં લખ્યું
છે તેમ, યહોવાહની આગળ ચઢાવવા સારૂ, લોકોના
પુત્રોના બાપોનાં ઘરોના વિભાગો પ્રમાણે તેઓને
આપવા માટે તેઓએ દહનીયાર્પણોને અલગ કર્યાં.
અને બળદોનું પણ તેઓએ એમજ કીધું ૧૩ અને
તેઓએ તે વિધિના કાનૂન પ્રમાણે પાસ્ખાને અગ્નિમાં
ભુંજ્યું ને તેઓ પવિત્ર અર્પણોને તપેલાંમાં તથા
દેગોમાં તથા કઢાઇઓમા બાફીને, તેમને જલદીથી
લોકના સર્વ પુત્રોની પાસે લઇ ગયા. ૧૪ અને ત્યાર
પછી તેઓએ પોતાને સારૂ તથા યાજકોને સારૂ તૈયાર
કીધું; કેમકે હારૂનના પુત્રો જે યાજકો તે રાત લગી
દહનીયાર્પણો તથા મેદાર્પણ કરવામાં [ગુંથાએલા
હતા], માટે લેવીઓએ પોતાને સારૂ તથા હારૂનના
પુત્રોને સારૂ, એટલે યાજકોને સારૂ, તૈયાર કીધું.
૧૫ અને દાઉદ તથા આસાફ તથા હેમાન તથા રાજાના
ભવિષ્યદર્શક યદુથૂનની આજ્ઞા પ્રમાણે આસાફના
પુત્રો, એટલે ગવૈયાઓ, પોતાની જગ્યાઓએ [ઉભા]
હતા; ને દ્વારપાળો પ્રત્યેક દરવાજે [ઉભા] હતા;
તેઓને પોતાની સેવા પરથી ખસવાની જરૂર નહોતી,
કેમકે તેઓના ભાઇ લેવીઓ તેઓને સારૂ તૈયાર કરતા
હતા ૧૬ એમ યોશીયાહ રાજાની આજ્ઞા પ્રમાણે,
પાસ્ખા પાળવાને લગતી તથા યહોવાહની વેદી ઉપર
દહનીયાર્પણો ચઢાવવાને લગતી યહોવાહની સર્વ
સેવા તેજ દહાડે તૈયાર થઇ ૧૭ અને જે ઇસ્રાએલ-
પુત્રો હાજર હતા તેઓએ તે સમયે પાસ્ખાપર્વ,
તથા બેખમીર રોટલીનું પર્વ સાત દિવસ પાળ્યું.
૧૮ અને શમૂએલ ભવિષ્યવાદીના દિવસોથી ઇસ્રા-
એલમા તેના જેવું પાસ્ખાપર્વ એકે પળાયું ન હતું;
તેમજ જેવું યોશીયાહે તથા યાજકોએ તથા લેવીઓએ
તથા જે સર્વ યહુદાહ તથા ઇસ્રાએલ હાજર હતા
તેઓએ તથા યરૂશાલેમના રહેવાસીઓએ પાળ્યું,
તેવું પાસ્ખાપર્વ ઇસ્રાએલના રાજાઓમાના પણ
કોઇએ પાળ્યું નહોતું. ૧૯ યોશીયાહના રાજ્યને અઢા-
રમે વર્ષે આ પાસ્ખાપર્વ પાળવામાં આવ્યું.

૨૦ એ સઘળા પછી, જ્યારે યોશીયાહ મંદિર તૈયાર
કરી રહ્યો ત્યારે, મિસરનો રાજા નખો, ફ્રાતના કાંઠા
પરના કાર્કમીશ વિરૂદ્ધ યુદ્ધ કરવા માટે ચઢી આવ્યો;
ને યોશીયાહ નિકળીને તેની સામે ગયો. ૨૧ પણ
તેણે એની પાસે એલચીઓ મોકલીને કહાવ્યું કે,
યહુદાહના રાજા, મારે ને તારે શું છે? આજે તારી

સામે નહિ પણ જે ઘરની સાથે મારે વિગ્રહ ચાલે છે
તેની સામે [હું આવ્યો છું]; ને દેવે મને ઉતાવળ
કરવાની આજ્ઞા કીધી છે; દેવ જે મારી સાથે છે તેની
[આડે આવવાથી] પાછો રહે, રખેને તે તારો નાશ
કરે. ૨૨ તો પણ યોશીયાહે પોતાનું મ્હો તેની તરફથી
ફેરવ્યું નહિ, પણ તેની સામે લડવાને ગુપ્તવેશ ધારણ
કીધો, ને દેવનાં મુખમાંથી [આવેલા] નખોના
શબ્દોને ન ગણકારતાં તે મગિદ્દોના મેદાનમાં લડવા
આવ્યો. ૨૩ અને ધનુર્ધારીઓએ યોશીયાહ રાજાને
બાણ માર્યાં, ને રાજાએ પોતાના ચાકરોને કહ્યું કે,
મને લઇ જાઓ; કેમકે મને કારી ઘા વાગેલા છે.
૨૪ માટે તેના ચાકરો તેને તે રથમાંથી કાઢીને તેની
પાસે જે બીજો રથ હતો, તેમાં ઘાલીને યરૂશાલેમમાં
લાવ્યા; ને તે મૃત્યુ પામ્યો, ને પોતાના પિતૃઓની
કબરોમાં દટાયો, ને સર્વ યહુદાહે તથા યરૂશાલેમે
યોશીયાહને માટે શોક કીધો. ૨૫ અને યિર્મેયાહે
યોશીયાહને માટે વિલાપ કીધો; ને સર્વ ગવૈયાઓ
તથા ગવૈયણો પોતાના વિલાપમાં યોશીયાહ સંબંધી
આજ સુધી ગાતાં આવ્યાં છે; ને તેઓએ [તે
સંબંધી] ઇસ્રાએલમાં નિયમ સ્થાપ્યો; ને, જુઓ, તે
વિલાપોમાં લખેલા છે. ૨૬ હવે યોશીયાહનાં બાકીનાં
કૃત્યો, તથા યહોવાહના નિયમશાસ્ત્રમાં જે લખેલું છે
તે પ્રમાણે [વર્ત્યાથી] તેનાં સુકૃત્યો, ૨૭ તથા તેનાં
કામો, તે, જુઓ, પહેલેથી તે છેલ્લે સુધી, ઇસ્રાએલ
તથા યહુદાહના રાજાઓના પુસ્તકમાં લખેલાં છે.

૩૬ પછી દેશના લોકોએ યોશીયાહના પુત્ર
યહોઆહાઝને લઇને તેને તેના પિતાની
જગ્યાએ યરૂશાલેમમાં રાજા ઠરાવ્યો. ૨ યહોઆહાઝ
રાજ્ય કરવા લાગ્યો ત્યારે તે તેવીસ વર્ષની વયનો
હતો; ને તેણે ત્રણ માસ યરૂશાલેમમાં રાજ્ય કર્યું.
૩ અને મિસરના રાજાએ તેને યરૂશાલેમમાં પદભ્રષ્ટ
કરીને દેશ ઉપર સો તાલંત રૂપા તથા એક તાલંત
સોનાનો કર નાખ્યો. ૪ અને મિસરના રાજાએ તેના
ભાઇ એલ્યાકીમને યહુદાહ તથા યરૂશાલેમ ઉપર
રાજા નિમ્યો, ને તેનું નામ ફેરવીને યહોયાકીમ પાડ્યું.
અને નખો તેના ભાઇ યહોઆહાઝને પકડીને મિસ-
રમાં લઇ ગયો.

૫ યહોયાકીમ રાજ્ય કરવા લાગ્યો ત્યારે તે પચ્ચીસ
વર્ષની વયનો હતો; ને તેણે અગિયાર વર્ષ યરૂશા-
લેમમાં રાજ્ય કર્યું; ને તેણે પોતાના દેવ યહોવાહની
દૃષ્ટિમાં ભૂંડું કીધું. ૬ તેની સામે બાબેલનો રાજા નબૂ-
ખાદનેસ્સાર ચઢી આવ્યો, ને તેને બાબેલમાં લઇ
જવા સારૂ બેડીઓ પહેરાવી. ૭ વળી નબૂખાદનેસ્સારે
યહોવાહના ઘરનાં કેટલાંક પાત્રો પણ બાબેલ લઇ
જઇને બાબેલમાં પોતાના મંદિરમાં તેમને મૂક્યાં.
૮ હવે યહોયાકીમનાં બાકીનાં કૃત્યો તથા તેણે કીધેલાં
અમંગળ કર્મો, તથા તેમાં જે [લક્ષણો] માલમ પડ્યાં,
તેઓ, જુઓ, ઇસ્રાએલ તથા યહુદાહના રાજાઓના
પુસ્તકમાં લખેલાં છે; ને તેના પુત્ર યહોયાખીને તેની
જગ્યાએ રાજ્ય કીધું.

૯ યહોયાખીન રાજ્ય કરવા લાગ્યો ત્યારે તે આઠ
વર્ષની વયનો હતો; ને તેણે ત્રણ માસ તથા દસ
દિવસ યરૂશાલેમમાં રાજ્ય કીધું; ને તેણે યહોવાહની
દૃષ્ટિમાં ભૂંડું કીધું. ૧૦ અને નવું વર્ષ બેસતાં નબૂખા-
દનેસ્સાર રાજાએ માણસો મોકલીને તેને યહોવાહના
ઘરનાં સુશોભિત પાત્રો સહિત બાબેલમાં પકડી
મંગાવ્યો, ને તેના ભાઇ સિદકીયાહને યહુદાહ તથા
યરૂશાલેમ ઉપર રાજા ઠરાવ્યો.

૧૧ સિદકીયાહ રાજ્ય કરવા લાગ્યો ત્યારે તે એક-
વીસ વર્ષની વયનો હતો; ને તેણે અગિયાર વર્ષ
યરૂશાલેમમાં રાજ્ય કીધું; ૧૨ ને તેણે પોતાના દેવ
યહોવાહની દૃષ્ટિમાં ભૂંડું કીધું; યહોવાહના મુખ-
માંથી [સાંભળીને બોલનાર] ભવિષ્યવાદી યિર્મેયાહની
આગળ તે નમી ગયો નહિ. ૧૩ અને વળી તેણે નબૂ-
ખાદનેસ્સાર રાજા, કે જેણે તેને દેવના સોગન ખવ-
ડાવ્યા હતા, તેની સામે પણ બળવો કીધો; પણ
તેણે પોતાની ગરદન અક્કડ કરીને ઇસ્રાએલના દેવ
યહોવાહ ભણી ફરવા વિરૂદ્ધ પોતાનું અંતઃકરણ કઠણ
કીધું. ૧૪ વળી યાજકોના સર્વ મુખ્યોએ તથા લોકોએ
પણ વિદેશીઓનાં સર્વ અમંગળ કૃત્યોને અનુસરીને
ઘણું મોટું ઉલ્લંઘન કીધું; ને યરૂશાલેમમાં યહોવાહે
પોતાનું જે ઘર પવિત્ર કીધું હતું તેને તેઓએ વટાળ્યું.
૧૫ અને તેઓના પિતૃઓના દેવ યહોવાહે પોતાના
સંદેશિયાઓની હસ્તક તેઓને કહેવડાવી મોકલ્યું,
જાણે કે વહેલા ઉઠીને મોકલ્યા; કેમકે તેને પોતાના
લોક ઉપર તથા પોતાના રહેઠાણ ઉપર દયા આવી;
૧૬ પણ તેઓએ દેવના સંદેશિયાઓને મશ્કરીમાં
ઉડાવ્યા, [તથા] તેનાં વચનોને તુચ્છકાર્યાં, તથા તેના
ભવિષ્યવાદીઓનો તિરસ્કાર કીધો, ત્યાં સુધી કે
યહોવાહને પોતાના લોક ઉપર એટલો ક્રોધ ચઢ્યો,

કે કંઇ ઉપાય રહ્યો નહિ. ૧૭માટે તેણે કાસ્દીઓના
રાજાને તેઓની વિરૂદ્ધ આણ્યો, ને એણે તેઓના
પવિત્રસ્થાનના ઘરમાં તરવારથી તેઓના જુવાનોને
મારી નાખ્યા, ને યુવાન કે યુવતી પર, ડોસા કે વૃદ્ધ
પર દયા રાખી નહિ; તેણે તે બધાને તેના હાથમાં
આપ્યાં ૧૮અને દેવના ઘરના સર્વ પાત્રો, મોટાં
તથા નાનાં, તથા યહોવાહના ઘરના ખજાના તથા
રાજાના તથા તેના સરદારોના ખજાના; એ બધાં તે
બાબેલ લઇ ગયો ૧૯અને તેઓએ દેવના ઘરને
બાળી નાખ્યું તથા યરૂશાલેમનો કોટ તોડી પાડ્યો, ને
તેમાંના સર્વ મેહેલો તેઓએ અગ્નિથી બાળી દીધા,
તથા તેઓમાના સર્વ સુશોભિત પાત્રોનો નાશ કીધો.
૨૦અને તરવારથી બચેલાઓને તે બાબેલ લઇ ગયો;
ને તેઓ ઇરાનના રાજ્યના અમલ સુધી તેના તથા
તેના વંશજોના ચાકરો થયા. ૨૧એટલે યિર્મેયાહના
મુખથી [બોલાયલું] યહોવાહનું વચન પૂરૂ થવા સારૂ
દેશ પોતાના સાબ્બાથો ભોગવે ત્યાં સુધી; કેમકે
જ્યાં સુધી તે ઉજડ રહ્યો ત્યા સુધી, એટલે સિત્તેર
વર્ષ પૂરા થાય ત્યા લગી, દેશે વિશ્રામ પાળ્યો
૨૨હવે ઇરાનના રાજા કોરેશને પહેલે વર્ષે, યિર્મ-
યાહના મુખથી [બોલાયલું] યહોવાહનું વચન પૂરૂ
થાય, માટે યહોવાહે ઇરાનના રાજા કોરેશના મનમાં
એવી પ્રેરણા કીધી કે તેણે પોતાના આખા રાજ્યમાં
એક એવો ઢંઢેરો પિટાવ્યો, ને તેનો લેખ પણ રાખ્યો
કે, ૨૩ઇરાનનો રાજા કોરેશ એમ કહે છે કે, આકા-
શના દેવ યહોવાહે મને પૃથ્વીના સર્વ રાજ્યો આપ્યાં
છે; ને યહુદાહમાંના યરૂશાલેમમાં તેને સારૂ એક ઘર
બાંધવાની તેણે મને આજ્ઞા કીધી છે તમારી મધ્યે
તેના સર્વ લોકમાંનો જે કોઇ હોય, તે ત્યાં જાય, ને
તેનો દેવ યહોવાહ તેની સાથે હો.

# એઝરા.

૧ હવે ઇરાનના રાજા કોરેશને પહેલે વર્ષે યહો-
વાહે, યિર્મેયાહના મુખથી [અપાયલું] યહો-
વાહનું વચન પૂરૂ થાય માટે, રાજા કોરેશના મન પર
એવી પ્રેરણા કીધી, કે તેણે પોતાના આખા રાજ્યમા
એવો ઢંઢેરો પિટાવ્યો ને તેનો લેખ પણ રાખ્યો,
૨કે ઇરાનનો રાજા કોરેશ એમ કહે છે કે, આકાશના
દેવ યહોવાહે મને પૃથ્વીનાં સર્વ રાજ્યો આપ્યાં છે,
ને યહુદાહમાના યરૂશાલેમમાં તેને સારૂ ઘર બાંધવાની
તેણે મને આજ્ઞા કીધી છે ૩તેના સર્વ લોકમાંનો જે
કોઇ તમારી મધ્યે હોય, તેનો દેવ તેની સાથે હો, ને
તે યહુદાહમાના યરૂશાલેમમા જઇને ઇસ્રાએલના દેવ
યહોવાહનું ઘર જે યરૂશાલેમમાં છે તે બાંધે, (તેજ
[ખરો] દેવ છે). ૪અને પોતાના પ્રવાસની કોઇ
પણ જગ્યામાં જે કોઇ બાકી રહેલો હોય, તેની
જગ્યાના લોક, યરૂશાલેમમાં દેવનું જે ઘર છે તેને
સારૂ ઐચ્છિકાર્પણ ઉપરાંત, રૂપાથી, ને સોનાથી, ને
દ્રવ્યથી, ને પશુઓથી, તેની સહાય કરે. ૫ત્યારે
યહુદાહના તથા બિન્યામીનના બાપોનાં [ઘરોના]
મુખ્યો, તથા યાજકો તથા લેવીઓ, એટલે, યરૂશાલે-
મમાં યહોવાહનું ઘર બાંધવાને જવા સારૂ જે સર્વના
મનમાં દેવે પ્રેરણા કીધી હતી, તેઓ ઉઠયા ૬અને
તેઓની આસપાસના જે સઘળા હતા, તેઓએ સર્વે
ઐચ્છિકાર્પણ ઉપરાત, રૂપાનાં પાત્રોથી તથા સોનાથી
તથા દ્રવ્યથી તથા પશુઓથી, તથા મુલ્યવાન પદા-
ર્થોથી, તેઓના હાથોને બળવાન કીધા. ૭વળી યહો-
વાહના ઘરનાં જે પાત્રો નબૂખાદનેસ્સારે યરૂશાલેમ-
માથી કાઢી લાવીને પોતાના દેવના ઘરમાં મૂક્યાં હતાં,
તે કોરેશ રાજાએ બહાર કાઢયાં; ૮એટલે ઇરાનના
રાજા કોરેશે મિથ્રદાથ ખજાનચીની હસ્તક તેઓને
બહાર કઢાવીને યહુદાહના અધિકારી શેશ્બાસ્સારને
ગણી અપાવ્યાં. ૯અને તેઓની સંખ્યા આ છે,
એટલે, સોનાની ત્રીસ તાસકો, રૂપાની એક હજાર
તાસકો, ઓગણત્રીસ છરીઓ, ૧૦સોનાના ત્રીસ
પ્યાલા, રૂપાના બીજા પ્રકારના પ્યાલા, એ ચારસેં ને
દસ, તથા બીજાં પાત્રો એક હજાર. ૧૧સોનાનાંતથા
રૂપાનાં સર્વ પાત્રો મળી પાંચ હજાર ને ચારસેં હતા.
જ્યારે ગુલામગીરીમાના લોક બાબેલથી યરૂશાલેમમાં
લવાયા, ત્યારે આ બધાં શેશ્બાસ્સાર ત્યાં લાવ્યો.

૨ હવે જેઓ લઇ જવાયા હતા, જેઓને બાબે-
લનો રાજા નબૂખાદનેસ્સાર બાબેલમાં લઇ
ગયો હતો, તેઓમાંથી પ્રાંતના જે માણસો ગુલામ-
ગીરીમાંથી [પાછા] આવ્યા, ને જેઓ યરૂશાલેમમાં
તથા યહુદાહમાં પોતપોતાના નગરમાં પાછા આવ્યા,
૨ જેઓ ઝરૂબ્બાબેલ, યેશૂઆ, નહેમ્યાહ, સરાયાહ,
રએલાયાહ, મોર્દખાય, બિલ્શાન, મિસ્પાર, બિગ્વાય,
રહૂમ, [તથા] બાઅનાહની સાથે આવ્યા તેઓ આ
છે. ઇસ્રાએલ લોકના મનુષ્યોની સંખ્યા; ૩ પારોશના
પુત્રો, બે હજાર એકસો ને બોત્તેર. ૪ શફાટયાહના
પુત્રો, ત્રણસેં ને બોત્તેર. ૫ આરાહના પુત્રો, સાતસેં
ને પંચોતેર. ૬ પાહાથ-મોઆબના પુત્રો, યેશૂઆ
તથા યોઆબના પુત્રોમાંના, બે હજાર આઠસેં ને
બાર. ૭ એલામના પુત્રો, એક હજાર બસેં ને ચોપન.
૮ ઝાત્તૂના પુત્રો, નવસેં ને પિસ્તાળીસ. ૯ ઝાક્કાયના
પુત્રો, સાતસેં ને સાઠ. ૧૦ બાનીના પુત્રો, છસેં ને
બેતાળીસ. ૧૧ બેબાયના પુત્રો, છસેં ને ત્રેવીસ.
૧૨ આઝગાદના પુત્રો, એક હજાર બસેં ને બાવીસ.
૧૩ અદોનીકામના પુત્રો, છસેં ને છાસેઠ. ૧૪ બિગ્વા-
યના પુત્રો, બે હજાર ને છપ્પન ૧૫ આદીનના પુત્રો,
ચારસેં ને ચોપન. ૧૬ હિઝકીયાહના આટેરના પુત્રો,
અઠ્ઠાણું. ૧૭ બેસાયના પુત્રો, ત્રણસેં ને ત્રેવીસ.
૧૮ યોરાહના પુત્રો, એકસો ને બાર. ૧૯ હાશુમના
પુત્રો, બસેં ને ત્રેવીસ. ૨૦ ગિબ્બારના પુત્રો, પંચાણું.
૨૧ બેથલેહેમના પુત્રો, એકસો ને ત્રેવીસ. ૨૨ નટો-
ફાહના મનુષ્યો, છપ્પન. ૨૩ અનાથોથના મનુષ્યો,
એક સો ને અઠ્ઠાવીસ. ૨૪ આઝમાવેથના પુત્રો,
બેતાળીસ. ૨૫ કિર્યાથ-આરીમના, કફીરાહના, ને બએ-
રોથના પુત્રો, સાતસેં ને તેંતાળીસ. ૨૬ રામાહ ને
ગેબાના પુત્રો, છસેં ને એકવીસ. ૨૭ મિખ્માસના
મનુષ્યો, એક સો ને બાવીસ ૨૮ બેથેલ ને આયના
મનુષ્યો, બસેં ને ત્રેવીસ ૨૯ નબોના પુત્રો બાવન.
૩૦ માગ્બીશના પુત્રો, એક સો ને છપ્પન. ૩૧ બીજા
એલામના પુત્રો, એક હજાર બસેં ને ચોપન. ૩૨ હારી-
મના પુત્રો, ત્રણસેં ને વીસ. ૩૩ લોદના, હાદીદના,
તથા ઓનોના પુત્રો, સાતસેં ને પચ્ચીસ. ૩૪ યરે-
ખોના પુત્રો, ત્રણસેં ને પિસ્તાળીસ. ૩૫ સનાઆહના
પુત્રો, ત્રણ હજાર છસેં ને ત્રીસ. ૩૬ યાજકો; યદા-
યાહના પુત્રો, યેશૂઆના ઘરના, નવસેં ને તોતેર.
૩૭ ઇમ્મેરના પુત્રો, એક હજાર ને બાવન. ૩૮ પાશ્હૂ-
રના પુત્રો, એક હજાર બસેં ને સુડતાળીસ. ૩૯ હારી-
મના પુત્રો, એક હજાર ને સત્તર. ૪૦ લેવીઓ; યેશૂઆ
ને કાદ્મીએલના પુત્રો, હોદાવ્યાહના પુત્રોમાંના,
ચુમ્મોતેર. ૪૧ ગવૈયાઓ; આસાફના પુત્રો, એક સો
ને અઠ્ઠાવીસ. ૪૨ દ્વારપાળોના પુત્રો; શાલ્લુમના
પુત્રો, આટેરના પુત્રો, ટાલ્મોનના પુત્રો, આક્કૂબના
પુત્રો, હટીટાના પુત્રો, શોબાયના પુત્રો, એ સર્વ
મળી એક સો ને ઓગણચાળીસ. ૪૩ નથીનીમ;
સીહાના પુત્રો, હસૂફાના પુત્રો, ટાબ્બાઓથના પુત્રો,
૪૪ કેરોસના પુત્રો, સીઅહાના પુત્રો, પાદોનના
પુત્રો, ૪૫ લબાનાહના પુત્રો, હગાબાહના પુત્રો,
આક્કૂબના પુત્રો, ૪૬ હાગાબના પુત્રો, શામ્લાયના
પુત્રો, હાનાનના પુત્રો, ૪૭ ગિદ્દેલના પુત્રો, ગાહારના
પુત્રો, રઆયાહના પુત્રો, ૪૮ રસીનના પુત્રો, નકોદાના
પુત્રો, ગાઝ્ઝામના પુત્રો, ૪૯ ઉઝ્ઝાના પુત્રો, પાસે-
આહના પુત્રો, બેસાયના પુત્રો, ૫૦ આસ્નાહના પુત્રો,
મેઉનીમના પુત્રો, નફીસીમના પુત્રો, ૫૧ બાકબૂકના
પુત્રો, હાકૂફાના પુત્રો, હાર્હૂરના પુત્રો, ૫૨ બાસ્લૂથના
પુત્રો, મહીદાના પુત્રો, હાર્શાના પુત્રો, ૫૩ બાર્કોસના
પુત્રો, સીસરાના પુત્રો, તેમાહના પુત્રો, ૫૪ નસીઆ-
હના પુત્રો, હટીફાના પુત્રો, ૫૫ સુલેમાનના સેવકોના
પુત્રો, સોટાયના પુત્રો, હાસ્સોફેરેથના પુત્રો, પરૂદાના
પુત્રો, ૫૬ યાઅલાહના પુત્રો, દાર્કોનના પુત્રો, ગિદ્દે-
લના પુત્રો, ૫૭ શફાટયાહના પુત્રો, હાટ્ટીલના પુત્રો,
પોખેરેથ હાસ્સબાઇમના પુત્રો, આમીના પુત્રો.
૫૮ સર્વ નથીનીમ તથા સુલેમાનના સેવકોના પુત્રો
મળી ત્રણસેં ને બાણું હતા. ૫૯ અને તેલ-મેલાહ,
તેલ-હાર્શા, કરૂબ, આદ્દાન, [તથા] ઇમ્મેર, એઓ-
માંથી જેઓ [પાછા] આવ્યા, પણ જેઓ ઇસ્રાએલ-
માંના હતા કે નહિ, એ વિષે પોતાના બાપનાં ઘરો
તથા પોતાની વંશાવળી દેખાડી શક્યા નહિ, તેઓ
આ છે; ૬૦ એટલે દલાયાહના પુત્રો, ટોબીયાહના
પુત્રો, નકોદાના પુત્રો, એ છસેં ને બાવન ૬૧ અને
યાજકોના પુત્રોમાંના; હબાયાહના પુત્રો, હાક્કોસના
પુત્રો, બાર્ઝિલ્લાયના પુત્રો, કે જે ગિલઆદી બાર્ઝિ-
લ્લાયની દીકરીઓમાંથી સ્ત્રી પરણી લાવ્યો ને જેનું
નામ તેઓના ઉપરથી પડ્યું. ૬૨ જેઓ વંશાવળી
પ્રમાણે ગણાયા હતા તેઓ મધ્યે એઓએ પોતાના
લેખ શોધ્યા, પણ તે ન મળ્યા; માટે તેઓ વટલેલા
ગણાઇને યાજકપદમાંથી ભ્રષ્ટ થયા. ૬૩ અને તિર્શાથાએ

તેઓને કહ્યું કે, ઉરીમ તથા તુમ્મીમ પહેરનાર એક
યાજક ઉભો થાય ત્યાં સુધી તમારે પરમપવિત્ર વસ્તુ-
ઓમાંથી ખાવું નહિ. ૬૪ સર્વ જમાત મળીને બેંતાળીસ
હજાર ત્રણસેં ને સાઠની હતી, ૬૫ તેઓ ઉપરાંત,
તેઓના દાસો તથા તેઓની દાસીઓ, સાત હજાર
ત્રણસેં ને સાડત્રીસ હતાં; ને તેઓમાં ગવૈયાઓ તથા
ગવૈયણો બસેં હતાં. ૬૬ તેઓના ઘોડા સાતસેં ને
છત્રીસ હતા; તેઓનાં ખચ્ચર બસેં ને પિસ્તાળીસ
હતાં. ૬૭ તેઓનાં ઉંટ ચારસે ને પાંત્રીસ; [ને] ગધેડાં
છ હજાર સાતસેં ને વીસ હતાં. ૬૮ અને યરૂશાલેમમાંના
યહોવાહના ઘરમાં જ્યારે બાપોનાં [ઘરોના] મુખ્યો-
માંના કેટલાએક આવ્યા, ત્યારે દેવના ઘરને તેની
જગ્યા ઉપર ઉભું કરવાને તેઓએ રાજીખુશીથી
અર્પણ આપ્યાં. ૬૯ તેઓએ પોતાની શક્તિ પ્રમાણે
કામના ભંડારમાં એકસોટ હજાર દારીક સોનું, તથા
પાંચ હજાર માનેહ રૂપું, તથા યાજકના સો પોષાક
આપ્યા. ૭૦ એમ યાજકો, તથા લેવીઓ, તથા લોકો-
માંના કેટલાએક, તથા ગવૈયાઓ, તથા દ્વારપાળો,
તથા નથીનીમ, પોતાનાં નગરોમાં, ને સર્વ ઇસ્રાએલ
પોતાનાં નગરોમાં, વસ્યા.

૩ અને ઇસ્રાએલપુત્રો પોતાનાં નગરોમાં છતાં,
સાતમો માસ આવ્યો ત્યારે લોકો એકમતે
યરૂશાલેમમાં એકઠા થયા. ૨ ત્યારે યોસાદાકનો પુત્ર
યેશૂઆ, તથા તેના યાજક ભાઇઓ, તથા શઆલ્તી-
એલનો પુત્ર ઝરૂબ્બાબેલ, તથા તેના ભાઇઓએ ઉઠીને
ઇસ્રાએલના દેવની વેદી બાંધી, એ માટે કે ઇશ્વરભક્ત
મુસાના નિયમશાસ્ત્રમાં જે લખેલું છે તે પ્રમાણે તે
પર તેઓ દહનીયાર્પણ કરે. ૩ અને તેઓએ તે વેદી
તેની જગ્યાએ ઉભી કરી; કેમકે દેશોના લોકોને લીધે
તેઓ ભયભિત હતા; ને તે પર તેઓએ દહનીયાર્પણો,
એટલે સવારે તથા સાંજે દહનીયાર્પણો, યહોવાહને
અર્પ્યાં. ૪ અને તેઓએ લેખ પ્રમાણે માંડવાઓનું પર્વ
પાળ્યું, ને પ્રતિદિનનાં દહનીયાર્પણો વિધિ પ્રમાણે
ગણીને પ્રતિદિનની ફરજની જરૂરિયાત પ્રમાણે
[અર્પ્યાં]. ૫ અને ત્યાર પછી નિત્યનું દહનીયાર્પણ,
ને અમાવાસ્યાઓનાં, તથા યહોવાહનાં સર્વ મુકરર
તથા પવિત્ર પર્વોનાં, તથા યહોવાહને સારૂ રાજીખુ-
શીથી સર્વ ઐચ્છિકાર્પણ કરનારનાં [અર્પણો કીધાં].
૬ સાતમા માસના પહેલા દિવસથી યહોવાહને સારૂ
તેઓ દહનીયાર્પણો ચઢાવવા લાગ્યા. પણ યહોવા-
હના મંદિરનો પાયો હજી નખાયો ન હતો. ૭ અને
તેઓએ સલાટોને તથા સુતારોને પૈસા આપ્યા; ને
સીદોનીઓને તથા સૂરીઓને ખાવાનું તથા પીવાનું
તથા તેલ આપ્યાં, કે ઇરાનના રાજા કોરેશથી જે પર-
વાનગી તેઓને મળી હતી તે પ્રમાણે તેઓ લબાનોનથી
સમુદ્રવાટે જોપ્પા સુધી એરેજકાષ્ટ લાવે.

૮ હવે યરૂશાલેમમાં દેવના ઘરમાં તેઓ આવ્યા
તેના બીજા વર્ષના બીજા માસમાં, શઆલ્તીએલનો પુત્ર
ઝરૂબ્બાબેલ, તથા યોસાદાકનો પુત્ર યેશૂઆ, તથા
બાકીના તેઓના યાજક તથા લેવી ભાઇઓ, તથા સર્વ
જેઓ ગુલામગીરીમાંથી યરૂશાલેમમાં આવ્યા હતા
તેઓએ આરંભ કીધો, ને યહોવાહના ઘરના કામની
દેખરેખ રાખવા સારૂ વીસ વર્ષના તથા તેથી ઉપરના
લેવીઓને નિમ્યા ૯ ત્યારે દેવના ઘરમાં કામ કરના-
રાઓ પર દેખરેખ રાખવા સારૂ યેશૂઆ, તેના પુત્રો
તથા તેના ભાઇઓ સુદ્ધાં, અને યહૂદાહના પુત્રો કાદ-
મીએલ તથા તેના પુત્રો, એકમતે ઉભા રહ્યા; હેનાદા-
દના પુત્રો પણ, તેઓના પુત્રો તથા તેઓના લેવી
ભાઇઓ સુદ્ધાં. ૧૦ અને બાંધનારાઓએ યહોવાહના
મંદિરનો પાયો નાખ્યો, ત્યારે, યહોવાહની સ્તુતિ
કરવા સારૂ, તેઓએ ઇસ્રાએલના રાજા દાઉદની
ગોઠવણ પ્રમાણે, યાજકોને એઓના પોષાક પહેરાવીને
તથા રણશિંગડાં લઇને, તથા આસાફના પુત્રો લેવી-
ઓને ઝાંઝો લઇને ઉભા રાખ્યા. ૧૧ અને તેઓએ
યહોવાહની સ્તુતિ કરતાં તથા તેનો ઉપકાર માનતાં
સામસામે ગાયું કે, કેમકે તે મહેરબાન છે, કેમકે
ઇસ્રાએલ પર તેની દયા સદાકાળ સુધી [ટકે છે].
અને યહોવાહના ઘરનો પાયો નંખાયો તે માટે સર્વ
લોક મોટો ઘાંટો કાઢીને યહોવાહની સ્તુતિ કીધી.
૧૨ પણ યાજકો તથા લેવીઓ તથા બાપોનાં [ઘરોના]
મુખ્યોમાંના ઘણા, એટલે જે વૃદ્ધ પુરૂષોએ પહેલું
ઘર જોયું હતું, તેઓની નજર આગળ જ્યારે આ
ઘરનો પાયો નંખાયો, ત્યારે તેઓ મોટી પોક મૂકીને
રોયા; ને ઘણાએ હર્ષને લીધે મોટો પોકાર કીધો;
૧૩ માટે લોકના હર્ષપોકારનો અવાજ છે કે વિલાપનો
અવાજ છે તે કળી શકાતું નહોતું; કેમકે લોકો મોટી
બૂમરાણ કરતા હતા, ને તે ઘોંઘાટ ઘણે દૂર સુધી
સંભળાતો હતો.

૪ હવે યહુદાહના તથા બિન્યામીનના શત્રુઓએ
સાંભળ્યું કે ગુલામગીરીના પુત્રો ઇસ્રાએલના

દેવ યહોવાહને સારૂ મંદિર બાંધે છે; ૨ ત્યારે તેઓએ
ઝરૂબ્બાબેલ તથા બાપોના [ઘરોના] મુખ્યો પાસે
આવીને તેઓને કહ્યું કે, અમને તમારી સાથે બાંધવાના
કામમાં સામેલ થવા દો; કેમકે તમારી પેઠે અમે પણ
તમારા દેવના ઉપાસક છીએ; ને આશ્શૂરનો રાજા
એસાર હાદ્દોન જે અમને અત્રે લઇ આવ્યો, તેના
દિવસોથી અમે એની આગળ યજ્ઞ કરતા આવ્યા
છીએ. ૩ પણ ઝરૂબ્બાબેલે તથા યેશૂઆએ તથા ઇસ્રા-
એલના બાપોના [ઘરોના] મુખ્યોમાંના બાકીનાઓએ
તેઓને કહ્યું કે, અમારા દેવને સારૂ ઘર બાંધવામાં
અમારી સાથે તમારે કાંઇ લાગભાગ નથી; પણ
કોરેશ રાજાએ, એટલે ઇરાનના રાજાએ, અમને આજ્ઞા
કીધી છે તેમ, અમે પોતેજ એકઠા થઇને ઇસ્રાએલના
દેવ યહોવાહને સારૂ બાંધકામ કરીશું ૪ ત્યારે દેશના
લોકોએ યહુદાહના લોકોના હાથ નરમ પાડ્યા, ને
બાંધકામમાં તેઓને હેરાન કીધા; ૫ ને તેઓની મત-
લબ નિષ્ફળ કરવા સારૂ, ઇરાનના રાજા કોરેશના સર્વ
દિવસો પર્યંત, એટલે ઇરાનના રાજા દાર્યાવેશના
રાજ્ય સુધી, પૈસા આપીને તેઓની વિરૂદ્ધ મસલતિયા
રાખ્યા ૬ અને અહાશ્વેરોશના રાજ્યમાં, તેના
રાજ્યના પ્રારંભમાં, તેઓએ યહુદાહ તથા યરૂશાલેમના
રહેવાસીઓ વિરૂદ્ધ એક તહોમતનામું લખ્યું

૭ અને આર્તાહશાસ્તાના દિવસોમાં, બિશ્લામે,
મિથ્રદાથે, તાબએલે, તથા તેના બાકીના સઘાતી-
ઓએ, ઇરાનના રાજા આર્તાહશાસ્તા ઉપર લખ્યું,
ને પત્રનું લખાણ અરામી લિપિમાં લખેલું હતું, ને
તેનો અર્થ અરામી ભાષામાં દર્શાવેલો હતો. ૮ ન્યાય-
ખાતાના વડા અમલદાર રહૂમે તથા ચિટણીસ શિમ્શાયે
યરૂશાલેમ વિરૂદ્ધ આર્તાહશાસ્તા રાજા ઉપર એવો
પત્ર લખ્યો; ૯ ન્યાયખાતાનો વડો અમલદાર રહૂમ,
તથા ચિટણીસ શિમ્શાય, તથા તેના બાકીના સઘા-
તીઓ; દીનાયેઓ, તથા અફાર્સાથ્ખાયેઓ, ટાર્પેલા-
યેઓ, અફાર્સાયેઓ, આર્કેવાયેઓ, બાબલાયેઓ,
શૂશાન્ખાયેઓ, દેહાયેઓ, એલામાયેઓ; ૧૦ ને
બાકીની દેશજાતિઓ, જેઓને મોટા તથા ખાનદાન
ઓસ્નાપ્પારે લાવીને સમરૂન નગરમાં, તથા નદી
પારના બાકીના [દેશમાં] વસાવ્યા હતા, તેઓ
વિગેરેએ તે પ્રસંગે લખાણ કર્યું ૧૧ તેઓએ આર્તાહ-
શાસ્તા રાજા ઉપર જે પત્ર મોકલ્યો તેની નકલ આ છે,
[એટલે] નદી પારના તારા સેવકો, વિગેરે. ૧૨ રાજાને
માલૂમ થાય કે, જે યહુદીઓ તારી પાસેથી આવ્યા
છે તેઓ અમારી પાસે યરૂશાલેમમાં આવ્યા છે;
તેઓ તો ફિતૂરી તથા દુષ્ટ નગર બાંધે છે, ને કોટ
પૂરા કીધા છે, ને પાયા સમાર્યા છે ૧૩ તો હવે રાજાને
માલૂમ થાય કે, જો એ નગર બંધાશે, ને એના કોટ
પૂરા થશે, તો ખંડણી, કર, કે જકાત તેઓ આપનાર
નહિ, ને તેથી આખરે રાજાઓને ખોટ લાગશે ૧૪ તો
હવે મહેલનું લૂણ અમે ખાઇએ છીએ, માટે રાજાનું
અપમાન જોવું એ અમને ઘટતું નથી; એ માટે અમે
[સંદેશો] મોકલીને રાજાને ખબર આપી છે; ૧૫ એ
માટે કે તારા પૂર્વજોના લેખોના પુસ્તકોમાં શોધ કર-
વામાં આવે; એમ તે લેખોના પુસ્તકોમાંથી તને
માલમ પડશે ને જણાશે કે એ નગર તો ફિતૂરી, તથા
રાજાઓને તથા દેશોને ઉપદ્રવ કરનારૂં નગર છે, ને
પુરાતન કાળથી એમાંજ તેઓ દંગો કરતા આવ્યા
છે; ને એ કારણને લીધે એ નગર પાયમાલ થયું હતું.
૧૬ અમે તો રાજાને જણાવીએ છીએ કે જો એ નગર
બંધાય, ને જો એના કોટ પૂરા કરાય, તો એ કારણને
લીધે નદી પાર તારો કંઇ પણ હક રહેશે નહિ
૧૭ [ત્યારે] રાજાએ ન્યાયખાતાના વડા અમલદાર
રહૂમને તથા ચિટણીસ શિમ્શાયને તથા બાકીના
તેઓના સઘાતીઓ જે સમરૂનમાં તથા નદી પારના
બાકી[ના દેશમાં] રહેતા હતા, તેઓને પ્રત્યુત્તર
મોકલ્યો કે, ક્ષેમકુશળ, વિગેરે. ૧૮ જે પત્ર તમોએ
અમારા પર મોકલ્યો, તે મારી સન્મુખ સ્પષ્ટ રીતે
વાચવામાં આવ્યો છે ૧૯ અને મારા હુકમથી ખોળ
કરવામાં આવી છે, ને એવું માલમ પડ્યું છે કે, એ
નગર તો પુરાતન કાળથી રાજાઓની વિરૂદ્ધ બંડ કરતું
આવ્યું છે, ને એની અંદર ફિતૂર તથા દંગો થતાં
આવ્યા છે ૨૦ વળી પરાક્રમી રાજાઓ પણ યરૂશાલે-
મમાં થઇ ગયા છે, કે જેઓએ નદી પારના સર્વ [દેશ]
પર હુકમત ચલાવી છે; ને ખંડણી, કર, તથા જકાત
તેઓને અપાતાં હતાં ૨૧ માટે હવે તમારે એવો હુકમ
કરવો કે, એ માણસોનું કામ બંધ કરવામાં આવે, ને
મારી આજ્ઞા મળતાં સુધી એ નગર ન બંધાય ૨૨ અને
સંભાળો, રખે તમો એમાં ગાફેલ રહો ઉપદ્રવ વધીને
રાજાઓને નુકસાન થાય, એવું શા માટે થવું જોઇએ?
૨૩ પછી જ્યારે રહૂમની તથા ચિટણીસ શિમ્શાયની
તથા તેઓના સઘાતીઓની આગળ આર્તાહશાસ્તા
રાજાના પત્રની નકલ વંચાઇ, ત્યારે તેઓ ઉતાવળે

યરૂશાલેમમાં યહુદીઓ પાસે આવ્યા ને તેઓને જોર-
જુલમથી અટકાવ્યા. ૨૪ એટલે યરૂશાલેમમાંનાં દેવના
ઘરનું કામ અટક્યું; ને ઇરાનના રાજા દાર્યાવેશના
રાજ્યના બીજા વર્ષ સુધી તે અટકી રહ્યું.

૫ હવે હાગ્ગાય ભવિષ્યવાદી, તથા ઇદ્દોનો પુત્ર
ઝખાર્યાહ, એ ભવિષ્યવાદીઓએ, જે યહુદીઓ
યહુદાહ તથા યરૂશાલેમમા હતા, તેઓને પ્રબોધ કર્યો;
ઇસ્રાએલના દેવને નામે તેઓને પ્રબોધ કર્યો. ૨ ત્યારે
શંઆલ્તીએલનો પુત્ર ઝરૂબ્બાબેલ તથા યોસાદાકનો
પુત્ર યેશૂઆ ઉઠયા; ને યરૂશાલેમમા દેવનું જે ઘર છે
તે બાંધવા લાગ્યા; ને તેઓની સાથે દેવના ભવિષ્ય-
વાદીઓ તેઓને મદદ કરતા હતા. ૩ તેજ સમયે નદી
પારનો સૂબો તાત્તનાય તથા શથાર-બોઝનાય તથા
તેઓના સવાતીઓ તેઓની પાસે આવ્યા, ને તેઓને
એમ કહ્યું કે, આ ઘર બાંધવાને તથા આ કોટ સપૂર્ણ
કરવાને તમને કોણે આજ્ઞા આપી? ૪ પછી અમે
તેઓને એમ કહ્યું કે, જે પુરૂષો એ ઇમારત બાંધે છે
તેઓના નામ શા છે? ૫ પણ યહુદીઓના વડીલો પર
તેઓના દેવની દૃષ્ટિ હતી, માટે તે બાબત દાર્યાવેશને
પહોચે ને પછી એ બાબતનો જવાબ પત્રવાટે પાછો
મળે ત્યાં સુધી તેઓએ એઓને અટકાવ્યા નહિ.

૬ નદી પારનો સૂબો તાત્તનાય, તથા શથાર બોઝ-
નાય, તથા તેના સવાતી અફાર્સાખાયેઓ, જેઓ નદી
પારના હતા, તેઓએ જે પત્ર દાર્યાવેશ રાજા પર
મોકલ્યો તેની નકલ; ૭ તેઓએ તેના પર જે પત્ર
મોકલ્યો તેમા આ પ્રમાણે લખ્યું હતું; દાર્યાવેશ
રાજાને પૂરી ક્ષેમકુશળતા. ૮ રાજાને માલૂમ થાય કે,
અમે યહુદાહના પ્રાંતમા મોટા દેવના ઘરમાં ગયા
હતા, તે તો મોટા પત્થરોથી બાંધેલું છે ને ભીંતોમાં
લક્કડ ઘાલેલુ છે, ને એ કામ ખંતથી ચાલે છે ને
તેઓના હાથમા આબાદ થતું જાય છે ૯ તે પ્રસગે તે
વડીલોને પૂછતાં અમે તેઓને એમ કહ્યું કે, આ ઘર
બાંધવાને તથા આ કોટ સપૂર્ણ કરવાને તમને કોણે
હુકમ આપ્યો? ૧૦ વળી તને જણાવવા સારૂ અમે
તેઓના નામ પૂછયાં, કે તેઓના આગેવાનોનાં નામ
અમે લખીએ. ૧૧ અને તેઓએ અમને આ પ્રમાણે
પ્રત્યુત્તર આપ્યો કે, અમે આકાશ તથા પૃથ્વીના
દેવના સેવકો છીએ; ને જે ઘર આજથી ઘણાં વર્ષો
અગાઉ બંધાયુ હતું, જે ઇસ્રાએલના એક મહાન
રાજાએ બાંધીને પૂરૂ કીધું હતું, તે અમે બાંધીએ છીએ.
૧૨ પણ અમારા પિતૃઓએ આકાશના દેવને કોપાય-
માન કીધાથી તેણે તેઓને બાબેલના રાજા કાસ્દી
નબૂખાદનેસ્સારના હાથમા સોપ્યા; ને તેણે આ
ઘરનો નાશ કીધો, ને લોકને તે બાબેલમાં લઇ ગયો.
૧૩ તોપણ બાબેલના રાજા કોરેશના પહેલા વર્ષમાં
કોરેશ રાજાએ દેવનુ એ ઘર બાંધવાનો હુકમ કીધો.
૧૪ અને વળી દેવના ઘરના સોનાનાં ને રૂપાના જે
પાત્રો નબૂખાદનેસ્સારે યરૂશાલેમના મંદિરમાથી કહાડી
લઇને બાબેલના મદિરમા આણ્યા હતા, તે કોરેશ
રાજાએ બાબેલના મદિરમાથી બહાર કહાડીને શેશ્બા-
સ્સાર નામનો એક, જેને તેણે સૂબો બનાવ્યો હતો,
તેને સોપ્યા; ૧૫ ને તેણે તેને કહ્યુ કે, આ પાત્રોને
લઇ જઇને એમને યરૂશાલેમના મદિરમા મૂક, ને
દેવનુ ઘર તેની જગ્યાએ બધાવ ૧૬ ત્યારે તેજ
શેશ્બાસ્સારે આવીને યરૂશાલેમમાના દેવના ઘરનો
પાયો નાખ્યો; ને ત્યારથી તે હાલ સુધી તેનુ બાંધ-
કામ જારી છે, તોપણ પૂરૂ થયુ નથી. ૧૭ તો હવે, જો
રાજાની દૃષ્ટિમાં ઠીક લાગે તો, યરૂશાલેમમા દેવનું
આ ઘર બાંધવાને કોરેશ રાજાએ હુકમ કીધો હતો કે
નહિ, એની શોધ, રાજાના ત્યાંના એટલે બાબેલમાના
ભંડારમા, કરવી, ને એ બાબતમા રાજાએ પોતાની
મરજી અમને કહેવડાવી મોકલવી.

૬ ત્યારે દાર્યાવેશ રાજાએ હુકમ કીધો, ને બાબે-
લમા જ્યા ભંડારો રાખેલા હતા, ત્યાંના દફતર-
ખાનામા શોધ કરાવી. ૨ અને આહમથામાં, માદાય
પ્રાતના મેહેલમા એક દફતર મળ્યુ, ને તેમા આ
પ્રમાણે લખેલો એક લેખ હતો; ૩ કોરેશ રાજાના
પહેલા વર્ષમા કોરેશ રાજાએ [નીચે મુજબ] એક
ઠરાવ કીધો; યરૂશાલેમમાના દેવના ઘર વિષે [હુકમ
કે] જે મકાનમા લોકો યજ્ઞાર્પણ કરે છે તે ઘર બાંધવુ,
ને તેના પાયા મજબૂત નાખવા; તેની ઉંચાઇ સાઠ
હાથ, ને તેની ચોડાઇ સાઠ હાથ; ૪ તેને મોટા પત્થ-
રની ત્રણ હારો, ને નવા લાકડાની એક હાર [હોય];
ને તેનો ખરચ રાજાના ઘરમાથી આપવો. ૫ અને
વળી દેવના ઘરના સોનાનાં ને રૂપાના જે પાત્રો નબૂ-
ખાદનેસ્સાર યરૂશાલેમના મદિરમાંથી કહાડી લઇને
બાબેલમા લાવ્યો હતો, તે પાછાં આપવા, ને યરૂ-
શાલેમના મદિરમા તેમને પોતપોતાની જગ્યાએ પાછાં
લઇ જવાં, ને તારે તેમને દેવના ઘરમા મૂકવા. ૬ તો
હવે, નદી પારના સૂબા તાત્તનાયે, શથાર-બોઝનાયે,

તથા નદીની પેલી પારના તમારા સથાતી અફાર્સખા-
યેઓએ, ત્યાથી દૂર રહેવુ, ૭ દેવના એ ઘરના કામને
તમારે છેડવુ નહિ, યહુદીઓનો સૂબો તથા યહુદી-
ઓના વડીલો એ ઘર તેની જગ્યાએ બાધે ૮ વળી,
દેવનુ એ ઘર બાધવા સારૂ યહુદીઓના વડીલોને તમારે
શી [મદદ] કરવી, તે વિષે હુ હુકમ કરૂ છુ કે, રાજાની
મિલકતમાથી, એટલે નદી પારની ખંડણીમાથી, એ
માણસોને બનતી તાકીદે ખરચ આપવો, કે તેઓને
અટકાવ ન થાય. ૯ અને તેઓને જે કંઈની જરૂર હોય
તે, એટલે, જુવાન ગોધા, તથા મેંઢા, તથા હલવાનો,
આકાશના દેવના દહનીયાર્પણોને સારૂ, તથા ઘઉં,
મીઠુ, દ્રાક્ષારસ, ને તેલ, એ યરૂશાલેમના યાજકોના
કહેવા મુજબ, તેઓને પ્રતિદિન અચૂક આપવુ, ૧૦ એ
માટે કે તેઓ આકાશના દેવની આગળ સુવાસિક
યજ્ઞો કરે, ને રાજાની તથા તેના પુત્રોની જીંદગીને
માટે પ્રાર્થના કરે ૧૧ વળી મેં એવો હુકમ કીધો છે
કે, જે કોઈ આ વચનને ફેરવે, તેના ઘરમાથી એક
બારોટિયો ખેંચી કાઢીને, તેને ઉચકીને તેના પર
જડવો, ને એને માટે તેના ઘરનો ઉકરડો કરી
નાખવો. ૧૨ અને દેવનુ આ જે ઘર યરૂશાલેમમા છે
તેમા ફેરફાર કરવાને તથા તેનો નાશ કરવાને જે સર્વે
રાજાઓ તથા પ્રજાઓ પોતાનો હાથ લાંબો કરે,
તેમનો નાશ, જે દેવે તેમા પોતાનું નામ વસાવ્યુ છે,
તે [દેવ] કરો મેં દાર્યાવેશે હુકમ કીધો છે, તેનો
બનતી તાકીદે અમલ કરવો.

૧૩ ત્યારે નદીની પેલી પારના સૂબા તાત્તનાયે,
શથાર-બોઝનાયે, તથા તેના સથાતીઓએ, દાર્યાવેશ
રાજાએ મોકલેલી આજ્ઞાના કારણથી, [ઉપરના હુકમ]
પ્રમાણે બનતી કોશિશથી અમલ કીધો ૧૪ અને
હાગ્ગાય ભવિષ્યવાદીના તથા ઇદ્દોના પુત્ર ઝખાર્યા
હના પ્રબોધના કારણથી યહુદીઓના વડીલો બાધતા
ગયા ને આબાદી પામતા ગયા, ને ઇસ્રાએલના દેવના
હુકમ પ્રમાણે, ને કોરેશ તથા દાર્યાવેશ તથા ઇરાનના
રાજા આર્તાહશાસ્તાના ઠરાવ પ્રમાણે, તેઓએ બાધ-
કામ કરીને તે સમાપ્ત કીધુ ૧૫ અને દાર્યાવેશ રાજાના
રાજ્યના છઠ્ઠા વર્ષમાં, અદાર માસને ત્રીજે દિવસે, એ
ઘર સપૂર્ણ થયુ. ૧૬ અને ઇસ્રાએલપુત્રોએ, યાજકોએ
તથા લેવીઓએ તથા ગુલામગીરીવાળા બાકીના લોકોએ
દેવના આ ઘરનુ પ્રતિષ્ઠાપર્વ આનંદથી પાળ્યુ ૧૭ અને
દેવના એ ઘરના પ્રતિષ્ઠાપર્વે એક સો ગોધા, બસે
મેંઢા, ચારસેં હલવાન, તથા સર્વ ઇસ્રાએલને સારૂ
પાપાર્થાર્પણને માટે ઇસ્રાએલના કુળોની સખ્યા
પ્રમાણે બાર બકરા તેઓએ ચઢાવ્યા ૧૮ અને મુસાના
પુસ્તકમા લખ્યુ છે તે પ્રમાણે, યરૂશાલેમના દેવની
સેવાને સારૂ, તેઓએ યાજકોને તેઓના વિભાગો
પ્રમાણે, તથા લેવીઓને તેઓના વર્ગો પ્રમાણે નિમ્યા.

૧૯ અને ગુલામગીરીવાળા લોકોએ પહેલા માસને
ચૌદમે દિવસે પાસ્ખાપર્વ પાળ્યુ ૨૦ કેમકે યાજકો
તથા લેવીઓએ પોતાને સાથે શુદ્ધ કીધા હતા, તેઓ
સર્વ શુદ્ધ હતા, ને ગુલામગીરીવાળા સર્વે લોકોને સારૂ,
તથા પોતાના યાજકભાઈઓને સારૂ, તથા પોતાને
સારૂ તેઓએ પાસ્ખા કાપ્યુ ૨૧ અને ગુલામગીરી
માથી પાછા આવેલા ઇસ્રાએલપુત્રોએ, તથા જેઓ
ઇસ્રાએલના દેવ યહોવાહની ઉપાસના કરવા સારૂ
દેશના મૂર્તિપૂજકોના મલીનપણાથી અલગ થઈને
તેઓ મધ્યે આવ્યા હતા તેઓ સર્વેએ ખાધુ, ૨૨ તથા
સાત દિવસ સુધી બેખમીર રોટલીનું પર્વ આનંદથી
પાળ્યુ, કેમકે યહોવાહે તેઓને આનંદિત કીધા હતા
ને ઇસ્રાએલના દેવ પરમેશ્વરના ઘરના કામમા તેઓના
હાથ મજબૂત કરવા સારૂ, તેણે આશ્શૂરના રાજાનું
મન તેઓની ગમ ફેરવ્યુ હતુ

૭ હવે એ બિનાઓ પછી, ઇરાનના રાજા આર્તા-
હશાસ્તાના રાજ્યમા, મુખ્ય યાજક હારૂનના
પુત્ર એલઆઝારના પુત્ર ફીનહાસના પુત્ર ૨ અબીશૂ-
આના પુત્ર બુક્કીના પુત્ર ઉઝ્ઝીના પુત્ર ૩ ઝરાહ્યાહના
પુત્ર મરાયોથના પુત્ર અઝાર્યાહના પુત્ર ૪ અમાર્યા
હના પુત્ર અહીટૂબના પુત્ર સાદોકના પુત્ર ૫ શાલ્લૂમના
પુત્ર હિલ્કીયાહના પુત્ર અઝાર્યાહના પુત્ર સરાયાહનો
પુત્ર એઝરા, ૬ એ એઝરા બાબેલથી ત્યા ગયો હતો,
ને ઇસ્રાએલના દેવ યહોવાહે આપેલા મુસાના નિયમ
શાસ્ત્રમા તે પ્રવીણ શાસ્ત્રી હતો, ને તેના દેવ યહોવા
હનો હાથ તેના પર હતો તે પ્રમાણે રાજાએ તેની
સર્વે અરજ સ્વીકારી. ૭ અને આર્તાહશાસ્ત રાજાના
સાતમા વર્ષમા ઇસ્રાએલપુત્રોમાના તથા યાજકોમાના
કેટલાક, તથા લેવીઓ તથા ગવૈયાઓ તથા દ્વારપાળો
તથા નથીનીમ યરૂશાલેમ ગયા. ૮ અને રાજાના સાતમા
વર્ષના પાચમા માસમા તે યરૂશાલેમ પહોંચ્યો. ૯ કેમકે
પહેલા માસની પહેલીએ તેણે બાબેલથી મુસાફરી
શરૂ કીધી, ને પોતાના દેવનો શુભ હાથ તેના પર
હતો તે પ્રમાણે, પાચમા માસની પહેલીએ તે યરૂશા-

લેમ પહોચ્યો. ૧૦ કેમકે યહોવાહના નિયમનુ શોધન
કરવામા તથા તે પાળવામા, તથા ઇસ્રાએલમા
વિધિઓ તથા હુકમો શિખવવામા એઝરાએ પોતાનુ
મન લગાડેલુ હતુ
૧૧ હવે એઝરા યાજક જે શાસ્ત્રી, એટલે યહોવાહની
આજ્ઞાઓના વચનોનો તથા ઇસ્રાએલને [આપેલા]
તેના વિધિઓનો શાસ્ત્રી, એને જે પત્ર આર્તાહશાસ્તા
રાજાએ આપ્યો હતો તેની નકલ આ છે, ૧૨ આકા-
શના દેવના નિયમશાસ્ત્રના શાસ્ત્રી એઝરા યાજક જોગ,
રાજાધિરાજ આર્તાહશાસ્તા, સપૂર્ણ વિગેરે ૧૩ હુ
એવો હુકમ કરૂ છુ કે, મારા રાજ્યમાના ઇસ્રાએલ
લોકમાના સર્વ જનો તથા તેઓના યાજકો તથા
લેવીઓ, જેઓ રાજીખુશીથી યરૂશાલેમમા જવા
ઇચ્છતા હોય, તેઓ તારી સાથે જાય ૧૪ કેમકે રાજા
તથા તેના સાત મત્રીઓએ તને એ માટે મોકલ્યો છે,
કે તારા હાથમા તારા દેવનો જે નિયમ છે તે પ્રમાણે
યહુદાહ તથા યરૂશાલેમ સબધી તુ તપાસ કરે, ૧૫ ને
ઇસ્રાએલનો દેવ, જેનો નિવાસ યરૂશાલેમમા છે, તેને
જે રૂપુ તથા સોનુ રાજાએ તથા તેના મત્રીઓએ ઉદા-
રતાથી આપ્યુ છે તે, ૧૬ અને લોક તથા યાજકો
પોતાના દેવના યરૂશાલેમમાના ઘરને સારૂ જે ઐચ્છિ
કાર્પણો તેઓ રાજીખુશીથી અર્પે, તથા જે સર્વ રૂપુ
તથા સોનુ આખા બાબેલ પ્રાતમાથી તને મળે તે લઇ
જાય, ૧૭ એ માટે એ પૈસાથી ગોધા, મેંઢા, હલ
વાનો, તેઓના ખાદ્યાર્પણો તથા તેઓના પેયાર્પણો
સુદ્ધા બનતી તાકીદે ખરીદીને યરૂશાલેમમા જે તમારા
દેવનુ ઘર છે તેની વેદી પર તેઓને તારે અર્પવા
૧૮ અને જે બાકીનુ રૂપુ તથા સોનુ, તેનુ જે કરવાનુ
તને તથા તારા ભાઇઓને સારૂ લાગે તે પ્રમાણે તમારે
પોતાના દેવની ઇચ્છા મુજબ કરવુ ૧૯ અને જે પાત્રો
તારા દેવના ઘરની સેવાને સારૂ તને આપેલા છે, તે
તારે યરૂશાલેમના દેવની હજુરમા આપવા ૨૦ અને
તારા દેવના ઘરની જરૂરિયાત પ્રમાણે એથી વધારે
અર્પવાનો તને પ્રસગ પડે, તો તે તારે રાજાના ભડાર-
માથી અર્પવુ ૨૧ અને હુ, હા, હુ આર્તાહશાસ્તા
રાજા નદી પારના સર્વે ખજાનચીઓને હુકમ કરૂ છુ કે,
એઝરા યાજક, એટલે આકાશના દેવના નિયમશાસ્ત્રનો
શાસ્ત્રી તમને જે કઇ કરવાનુ કહે તે પૂરી તાકીદે
કરવુ, ૨૨ એટલે સો તાલત રૂપા સુધી, તથા સો
માપ ઘઉ સુધી, તથા સો બાથ દ્રાક્ષરસ સુધી, તથા
સો બાથ તેલ સુધી, ને નિમક તો લેખા વગર
[આપવુ] ૨૩ જે કઇ આકાશના દેવની આજ્ઞા હોય,
તે પ્રમાણે પૂરેપૂરૂ આકાશના દેવના ઘરને સારૂ કરવુ,
કેમકે રાજાના રાજ્ય ઉપર તથા તેના પુત્રો ઉપર શા
માટે કોપ આવવો જોઇએ? ૨૪ ને અમે તમને જણા-
વીએ છીએ કે સર્વે યાજકો તથા લેવીઓ, ગવૈયાઓ,
દ્વારપાળો, નથીનીમ, કે દેવના આ ઘરના સેવકો,
એમની પાસેથી ખડણી, કર, કે જકાત લેવી એ
કાયદા વિરૂદ્ધ ગણાશે ૨૫ અને તુ, એઝરા, તારા
દેવનુ જ્ઞાન જે તારા હાથમા છે તે પ્રમાણે અમલદારો
તથા ન્યાયાધીશો ઠરાવજે, કે તેઓ નદી પારના જે
સર્વ લોક તારા દેવના નિયમો જાણનારા છે, તેઓનો
ન્યાય કરે, ને જે તેથી અજાણ હોય તેને તમારે
શિખવવુ ૨૬ અને જે કોઇ તારા દેવના નિયમનો
તથા રાજાના નિયમનો અમલ ન કરે તેને તાકીદે સજા
કરવી, પછી તે મોતની કે દેશનિકાલની કે માલમિલ-
કતની જપ્તીની કે કેદની હોય તો પણ
૨૭ આપણા પૂર્વજોનો દેવ યહોવાહ સ્તુત્ય હો, કે
તેણે રાજાના મનમા એવો [વિચાર] ધાલ્યો કે યરૂ-
શાલેમમા યહોવાહનુ જે ઘર છે તેને સુશોભિત કરવુ,
૨૮ ને તેણે રાજાની તથા તેના મત્રીઓની તથા રાજાના
સર્વ પરાક્રમી સરદારોની કૃપાદૃષ્ટિ મારા પર કરાવી
છે અને મારા દેવ યહોવાહનો હાથ મારા પર હતો,
તે પ્રમાણે હુ બળવાન થયો, ને મે ઇસ્રાએલમાથી
મુખ્ય પુરૂષોને મારી સાથે ત્યા જવા માટે ભેગા કીધા

૮ હવે આર્તાહશાસ્તા રાજાના રાજ્યને સમયે
જેઓ મારી સાથે બાબેલથી નિકળી આવ્યા
તેઓના બાપોના [ઘરોના] મુખ્યો આ છે, ને
તેઓની વશાવળી આ છે ૨ ફીનહાસના પુત્રોમાનો
ગેર્શોમ, ઇથામારના પુત્રોમાનો દાનીયેલ, દાઉદના
પુત્રોમાનો હાટ્ટૂશ. ૩ શખાન્યાહના પુત્રોમાનો,
પારોશના પુત્રોમાનો ઝખાર્યાહ, ને તેની સાથે વશા-
વળી પ્રમાણે એક સો ને પચાસ પુરૂષો ગણાયા હતા
૪ પાહાથ મોઆબના પુત્રોમાનો, ઝરાહ્યાહનો પુત્ર
એલ્યહોએનાય, ને તેની સાથે બસેં પુરૂષો ૫ શખા-
ન્યાહના પુત્રોમાનો, યાહઝીએલનો પુત્ર; ને તેની
સાથે ત્રણસેં પુરૂષો. ૬ અને આદીનના પુત્રોમાનો,
યોનાથાનનો પુત્ર એબેદ, ને તેની સાથે પચાસ
પુરૂષો. ૭ અને એલામના પુત્રોમાનો, અથાલ્યાહનો
પુત્ર યશાયાહ, ને તેની સાથે સિત્તેર પુરૂષો ૮ અને
શફાટયાહના પુત્રોમાનો, મીખાએલનો પુત્ર ઝબા-

યાહ; ને તેની સાથે એંસી પુરૂષો. ૯ યોઆબના
પુત્રોમાંનો, યહીએલનો પુત્ર ઓબાદ્યાહ; ને તેની
સાથે બસેં ને અઢાર પુરૂષો. ૧૦ અને શલોમીથના
પુત્રોમાંનો, યોસિફ્યાહનો પુત્ર; ને તેની સાથે એક
સો ને સાઠ પુરૂષો. ૧૧ અને બેબાયના પુત્રોમાંનો,
બેબાયનો પુત્ર ઝખાર્યાહ; ને તેની સાથે અઠ્ઠાવીસ
પુરૂષો. ૧૨ અને આઝ્ગાદના પુત્રોમાંનો, હાક્કાટાનનો
પુત્ર યોહાનાન; ને તેની સાથે એક સો ને દસ પુરૂષો.
૧૩ અને અદોનીકામના પુત્રો એ છેલ્લા; ને તેઓનાં
નામ આ છે, એટલે, અલીફેલેટ, યેઉએલ, શમાયાહ,
ને તેઓની સાથે સાઠ પુરૂષો. ૧૪ અને બિગ્વાયના
પુત્રોમાંનો, ઉથાય તથા ઝાબ્બૂદ, ને તેઓની સાથે
સિત્તેર પુરૂષો.

૧૫ અને આહવા તરફ જે નદી વહે છે ત્યાં આગળ
મેં તેઓને ટોળે કીધા; ને ત્યાં અમે ત્રણ દિવસ
છાવણી કીધી, ને મેં લોકોની તથા યાજકોની તપાસ
કીધી, ને લેવી પુત્રોમાંનો કોઈ પણ ત્યાં મારા
જોવામાં આવ્યો નહિ. ૧૬ ત્યારે મેં મુખ્ય માણસોને,
એટલે, અલીએઝેરને, અરીએલને, શમાયાહને, તથા
એલ્નાથાનને, તથા યારીબને તથા એલ્નાથાનને, તથા
નાથાનને, તથા ઝખાર્યાહને, તથા મશુલ્લામને,
તેડાવ્યા; વળી યોયારીબ તથા એલ્નાથાન બોધકોને
પણ. ૧૭ અને કાસિફ્યા નામે જગ્યાના મુખ્ય ઇદ્દો
પાસે મેં તેઓને મોકલ્યા, ને ઇદ્દોને [તથા] કાસિફ્યા
જગ્યામાંના તેના ભાઈઓ નથીનીમને શું કહેવું, એ
મેં તેઓને કહ્યું, એટલે કે, તેઓએ અમારા દેવના
ઘરને સારૂ અમારી પાસે સેવકો આણવા. ૧૮ અને
અમારા પર અમારા દેવના શુભ હાથ પ્રમાણે તેઓ
અમારી પાસે [નીચે લખેલાઓને] લાવ્યા, એટલે,
ઇસ્રાએલના પુત્ર લેવીના પુત્ર માહલીના પુત્રોમાંના
એક સમજુક માણસને; ને શેરેબ્યાહ તથા તેના પુત્રો
તથા તેના ભાઈઓ [સઘળા મળી] અઢારને; ૧૯ ને
હશાબ્યાહને, તથા તેની સાથે મરારીના પુત્રોમાંના
યશાયાહને, તથા તેના ભાઈઓ તથા તેના પુત્રો
[મળી] વીસને; ૨૦ ને દાઉદે તથા તેના સરદારોએ
લેવીઓની સેવાને સારૂ જે નથીનીમને આપ્યા હતા,
તેઓમાંના બસેં ને વીસ નથીનીમને; એ બધાઓનાં
નામ દર્શાવેલાં હતાં. ૨૧ પછી ત્યાં આહવાની નદી
પાસે મેં ઉપવાસનો ઢંઢેરો પિટાવ્યો, કે અમારા
દેવની સંમુખ નમી જઈને અને પોતાને સારૂ તથા
અમારાં બાળકોને સારૂ તથા પોતાની સર્વ માલમિલ-
કતને સારૂ તેની પાસેથી પાધરો માર્ગ શોધી લઈએ.
૨૨ કેમકે વાટમાં શત્રુની વિરૂદ્ધ અમને સહાય કરવા
સારૂ લશ્કરની ટુકડી તથા સ્વાર રાજાની પાસેથી
માગતાં મને શરમ આવી; કેમકે અમે રાજાને કહ્યું
હતું કે, અમારા દેવનો હાથ તેને શોધનાર સઘળા
ઉપર હિતાર્થે છે; પણ તેનું સામર્થ્ય તથા તેનો કોપ,
તેને ત્યાગનાર સઘળાઓ ઉપર છે. ૨૩ માટે અમે
ઉપવાસ કરીને એ વિષે પોતાના દેવની વિનતી કીધી;
ને તેણે અમારા કાલાવાલા સાંભળ્યા. ૨૪ પછી મેં
યાજકોના સરદારોમાંથી બારને, એટલે, શેરેબ્યાહને,
હશાબ્યાહને, તથા તેઓની સાથે તેઓના ભાઈઓ-
માંના દસને જૂદા કાઢયા, ૨૫ ને જે રૂપું તથા સોનું
તથા પાત્રો, એટલે અમારા દેવના ઘરને સારૂ રાજાએ
તથા તેના મંત્રીઓએ તથા સરદારોએ તથા ત્યાં હાજર
હતા તે સર્વ ઇસ્રાએલીઓએ કાઢેલાં અર્પણો, તેઓને
તોળી આપ્યાં; ૨૬ એટલે મેં તેઓના હાથમાં છસેં
ને પચાસ તાલંત રૂપું, તથા એક સો તાલંત રૂપાનાં
પાત્રો, એક સો તાલંત સોનું, ૨૭ ને એક હજાર દારિક
વજનના સોનાના વીસ વાટકા, ને ઉત્તમ ચળકતા
પિત્તળના બે પાત્રો, સોના જેવાં કિંમતી, તોળી
આપ્યાં. ૨૮ અને મેં તેઓને કહ્યું કે, તમે યહોવાહને
સારૂ પવિત્ર છો; ને આ પાત્રો પવિત્ર છે; ને આ રૂપું
ને સોનું તમારા પિતૃઓના દેવ યહોવાહને ઐચ્છિકા-
ર્પણ છે. ૨૯ અને યરૂશાલેમમાં યહોવાહના ઘરના
ઓરડાઓમાં યાજકોના તથા લેવીઓના સરદારોની
તથા ઇસ્રાએલના પિતૃઓના [ઘરોના] સરદારોની
સમક્ષ, તમે તે તોળી આપો ત્યાં સુધી સાવધ રહીને
તેને સંભાળો. ૩૦ એમ યાજકોએ તથા લેવીઓએ
રૂપું તથા સોનું તથા પાત્રો એઓનું તોલ લીધું, કે
તેઓ યરૂશાલેમમાં અમારા દેવના ઘરમાં તે લાવે.

૩૧ પછી પહેલા માસને બારમે દિવસે અમે યરૂશા-
લેમ જવા માટે આહવાની નદી પાસેથી નિકળ્યા;
ને અમારા દેવનો હાથ અમારા પર હતો, ને તેણે
અમને શત્રુના તથા રસ્તામાં છુપાઈ રહેનારાઓના
હાથમાંથી બચાવ્યા. ૩૨ અને અમે યરૂશાલેમ પહોં-
ચીને ત્યાં ત્રણ દિવસ રહ્યા. ૩૩ અને ચોથે દિવસે
અમારા દેવના ઘરમાં રૂપું તથા સોનું તથા પાત્રો ઉરી-
યાહ યાજકના પુત્ર મરેમોથના હાથમાં તોળી આપ-
વામાં આવ્યાં; ને તેની સાથે ફીનહાસનો પુત્ર
એલઆઝાર હતો; ને તેઓની સાથે યેશૂઆનો પુત્ર
યોઝાબાદ તથા બિન્નૂઈનો પુત્ર નોઆદ્યાહ, એ લેવીઓ

હતા; ૩૪ બધું ગણત્રીથી તથા તોલથી [અપાયું];
ને તેજ વેળાએ સઘળું તોલ લખી લેવામાં આવ્યું.
૩૫ ગુલામગીરીમાંના લોક જેઓ દેશનિકાલમાંથી પાછા
આવ્યા હતા, તેઓએ ઇસ્રાએલના દેવને દહનીયા-
ર્પણો ચઢાવ્યાં, એટલે સર્વ ઇસ્રાએલને સારૂ બાર
ગોધા, છન્નું મેંઢા, સિત્તોતેર હલવાન, બાર બકરા
પાપાર્થાર્પણને સારૂ; એ સર્વ યહોવાહને માટે દહની-
યાર્પણ હતું ૩૬ અને તેઓએ રાજાના નદી પારના
કારભારીઓને તથા સૂબાઓને રાજાના હુકમ કહી
સંભળાવ્યા; ને એઓએ લોકને તથા દેવના ઘરના
કામને ઉત્તેજન આપ્યું.

૯ અને એ બિનાઓ બન્યા પછી સરદારોએ
મારી પાસે આવીને કહ્યું કે, ઇસ્રાએલ લોક,
તથા યાજકો, તથા લેવીઓ, દેશોના લોકોમાંથી જૂદા
થયા નથી; ને એઓ તેઓના, એટલે કનાનીઓ,
હિત્તીઓ, પરીઝ્ઝીઓ, યબૂસીઓ, આમ્મોનીઓ,
મોઆબીઓ, મિસરીઓ, ને અમોરીઓનાં અમંગળ
કર્મો પ્રમાણે [કરે છે] ૨ કેમકે તેઓ પોતે તથા
તેઓના પુત્રો એઓની દીકરીઓની જોડે પરણ્યા છે,
ને તેથી પવિત્ર વંશ દેશોના લોકોની સાથે મિશ્ર થઇ
ગયો છે; હા, એ ઉલ્લંઘનમાં મુખ્યત્વે કરીને સરદા-
રોના તથા સત્તાવાળાઓના હાથ છે. ૩ અને એ વાત
મેં સાંભળી ત્યારે મેં મારાં વસ્ત્ર તથા મારો ઝભ્ભો
ફાડીને મારા માથાના તથા મારી દાઢીના વાળ ફાંસ્યા,
ને સ્તબ્ધ થઇને હું નીચે બેઠો. ૪ ત્યારે ગુલામગીરી-
વાળાઓનાં પાપને લીધે ઇસ્રાએલના દેવનાં વચનોથી
જેઓ ધ્રુજતા હતા, તે સર્વ મારી પાસે એકઠા થયા;
ને સાંજના અર્પણ સુધી હું સ્તબ્ધ થઇને બેસી રહ્યો.
૫ અને સાંજના અર્પણની વેળાએ હું મારા ઉપવાસ-
માંથી ફાટેલાં વસ્ત્ર તથા ઝભ્ભા સહિત ઉઠીને, ઘુંટ-
ણીએ પડ્યો, ને મારા દેવ યહોવાહ તરફ મેં મારા
હાથ પસાર્યા; ૬ ને મેં કહ્યું કે, હે મારા દેવ, હું મારૂં
મુખ, મારા દેવ, તારી તરફ ઉઠાવતાં લાજું છું તથા
શરમાઉં છું; કેમકે અમારાં પાપ અમારા માથા પર
વધી ગયાં છે, ને અમારો અપરાધ વધીને આકાશ
સુધી પહોંચ્યો છે. ૭ અમારા પિતૃઓના દિવસોથી
તે આજ સુધી અમે અતિ અપરાધી થયા છીએ; ને
અમે અમારા રાજા, તથા અમારા યાજકો, પોતાના
અન્યાયોને લીધે, દેશોના રાજાઓના હાથમાં સોંપા-
ઇને, તરવારને, ગુલામીને, લૂટને, ને મુખના ઝંખવા-
ણાપણાને સ્વાધીન થયા છીએ, જેમ આજ છે તેમ.
૮ અને હવે, અમારે સારૂ બચેલો શેષ રાખવાને
વાસ્તે, ને પોતાના પવિત્રસ્થાનમાં એક ખીલો અમને
આપવાને વાસ્તે, અમારા દેવ યહોવાહ તરફથી
થોડીવાર સુધી કૃપા બતાવવામાં આવી છે, એ માટે
કે અમારો દેવ અમારી આંખોને પ્રકાશિત કરે, ને
અમારી ગુલામગીરીમાં અમને થોડું પુનઃચૈતન્ય બક્ષે.
૯ કેમકે અમે ગુલામો છીએ; તો પણ અમારા દેવે
અમને અમારી ગુલામીમાં તજી દીધા નથી, પણ
ઇરાનના રાજાઓની કૃપાદૃષ્ટિ અમારા પર કરાવી છે,
કે અમે પુનઃચેતન થઇએ એ માટે કે અમારા દેવનું
ઘર અમે ઉભું કરીએ, ને તેના ખંડેરો સમારીએ, ને
પોતાને માટે યહુદાહમાં અને યરૂશાલેમમાં કોટ સંપા-
દન કરીએ ૧૦ અને હવે, હે અમારા દેવ, આ પછી
અમે શું કહીએ? કેમકે અમે તારી આજ્ઞાઓ તજી
દીધી છે; ૧૧ જે આજ્ઞાઓ તેં પોતાના સેવક ભવિ-
ષ્યવાદીઓની હસ્તક અમને ફરમાવતાં કહ્યું છે કે, જે
દેશનું વતન પામવાને તમે જાઓ છો તે દેશ, દેશોના
લોકોની અશુદ્ધતાને લીધે ને તેઓના અમંગળ કર્મોને
લીધે, મલીન છે, કેમકે તેઓએ તેને પોતાના મલીન-
પણાથી એક છેડાથી બીજા છેડા સુધી ભર્યો છે. ૧૨ તો
હવે તમારે તમારી પુત્રીઓ તેઓના પુત્રોને ન દેવી,
ને તેઓની પુત્રીઓ તમારા પુત્રોને સારૂ ન લેવી,
ને તેઓની શાંતિ કે તેઓની આબાદાની કદી ન
શોધવી; એ માટે કે તમે બળવાન થાઓ, ને દેશની
ઉત્તમ ઉપજ ખાઓ, ને પોતાના વંશજોને સદાના
વારસાને માટે તે આપતા જાઓ. ૧૩ અને અમારાં
દુષ્ટ કર્મોને લીધે તથા અમારા મોટા અપરાધને લીધે
જે સર્વ અમારા પર વીત્યું છે, તેમાં તો, હે અમારા
દેવ, તેં અમારા પાપોને ઘટિત તે કરતાં થોડી સજા
અમને દીધી છે, ને અમને આવો શેષ આપ્યો છે;
૧૪ તેમ છતાં શું અમે ફરી તારી આજ્ઞા તોડીને આ
અમંગળ કર્મો કરનાર લોક સાથે સગપણ કરીશું? શું
તું અમારા ઉપર કોપાયમાન થઇને અમારો એવો
વિનાશ નહિ કરશે કે કંઇ પણ શેષ ન રહે ને કોઇ
પણ ન બચે? ૧૫ હે ઇસ્રાએલના દેવ યહોવાહ, તું
ન્યાયી છે; કેમકે જેમ આજ છે તેમ અમે બચી
જઇને અમારો એક શેષ જીવતો રહ્યો છે; જો, તારી
સન્મુખ અમે અપરાધી છીએ; કેમકે આને લીધે
કોઇ તારી સન્મુખ ઉભો રહી શકતો નથી.

૧૦ હવે એઝરા દેવના ઘરની આગળ રડીને
તથા ઉંધો પડીને પ્રાર્થના કરતો હતો તથા
ઇકરાર કરતો હતો, ત્યારે તેની પાસે ઇસ્રાએલમાંથી
પુરૂષોની તથા સ્ત્રીઓની તથા બાળકોની એક બહુ
મોટી જમાત એકઠી થઇ; કેમકે લોકો બહુ મોટો
વિલાપ કરતા હતા ૨ અને એલામના પુત્રોમાંનો
એક યહીએલ, તેના પુત્ર શખાન્યાહે એઝરાને ઉત્તર
દેતા કહ્યું કે, અમે અમારા દેવની વિરૂદ્ધ ઉલ્લંઘન કીધું
છે, ને દેશના લોકમાંથી પરદેશી સ્ત્રીઓ પરણ્યા
છીએ, તો પણ હવે એ સમની ઇસ્રાએલ વિષે આશા
છે. ૩ તો હવે મારા મુરબ્બીની, તથા જેઓ આપણા
દેવની આજ્ઞાથી કાંપે છે તેઓની, સલાહ પ્રમાણે એ
સર્વ સ્ત્રીઓને તથા એઓથી જન્મેલાને કાઢી મૂકવાનો
આપણે આપણા દેવ સાથે કોલકરાર કરીએ; ને એ
નિયમશાસ્ત્ર પ્રમાણે થવું જોઇએ ૪ ઉઠ; કેમકે એ
કામ તારૂં છે, ને અમે તારી કુમકે છીએ, ખૂબ હિમ્મત
રાખીને તે કર. ૫ ત્યારે એઝરાએ ઉઠીને મુખ્ય યાજ-
કોને તથા લેવીઓને તથા સર્વ ઇસ્રાએલને સમ
ખવાડ્યા કે અમે એ વચન પ્રમાણે કરીશું માટે
તેઓએ સમ ખાધા ૬ ત્યારે એઝરા દેવના ઘરની
આગળથી ઉઠીને એલ્યાશીબના પુત્ર યહોહાનાનની
ઓરડીમા ગયો, ને ત્યા જઇને તેણે કંઇ રોટલી ખાધી
નહિ ને પાણી પીધું નહિ, કેમકે ગુલામગીરીવાળા-
ઓના ઉલ્લંઘનને લીધે તે શોક કરતો હતો ૭ અને
તેઓએ ઢંઢેરો પિટાવીને આખા યહુદાહમાં તથા
યરૂશાલેમમાં ગુલામગીરીવાળા સર્વ લોકોને જાહેર
કીધું, કે તેઓ યરૂશાલેમમા એકઠા થાય; ૮ ને જે
કોઇ સરદારોની તથા વડીલોની સલાહ પ્રમાણે ત્રણ
દિવસમા નહિ આવે તેની સર્વ મિલકત જપ્ત કરવામાં
આવશે, ને તે પોતે ગુલામગીરીવાળાઓની જમાત
બહાર કરવામાં આવશે. ૯ ત્યારે યહુદાહના તથા
બિન્યામીનના સર્વ માણસો ત્રણ દિવસની અંદર યરૂ-
શાલેમમા એકઠા થયા તે નવમો માસ ને માસની
વીસમી તારીખ હતી; ને સર્વ લોક આ વાતને લીધે
તથા ભારે વરસાદને લીધે ધ્રુજતા દેવના ઘરની
સામેના ચોગાનમાં બેઠા. ૧૦ અને એઝરા યાજકે
ઉઠીને તેઓને કહ્યું કે, તમે ઉલ્લંઘન કીધું છે, ને પર-
દેશી સ્ત્રીઓ પરણીને ઇસ્રાએલનો અપરાધ વધાર્યો
છે. ૧૧ તો હવે તમે પોતાના પિતૃઓના દેવ યહો-
વાહની આગળ ઇકરાર કરીને તેની ઇચ્છા પ્રમાણે
કરો; ને દેશના લોકથી તથા પરદેશી સ્ત્રીઓથી અલગ
થાઓ ૧૨ ત્યારે સર્વ જમાતે ઉત્તર આપીને મોટે
સાદે કહ્યું કે, જેમ તેં અમારા વિષે કહ્યું છે, તેમજ
અમારે કરવું જોઇએ. ૧૩ પણ લોક ઘણા છે, ને સમય
ઘણા વરસાદનો છે, ને આપણે બહાર ઉભા રહી
શકતા નથી, તેમજ આ કામ એક બે દિવસનું નથી;
કેમકે આ બાબતમા અમે મોટો અપરાધ કર્યો છે
૧૪ હવે અમારા સરદારોને સર્વ જમાતને માટે ઠરા-
વવા; ને અમારાં નગરોમાંના જેઓ પરદેશી સ્ત્રીઓ
પરણ્યા છે તેઓ સર્વ ઠરાવેલી મુદતોએ, તથા તેમની
સાથે પ્રત્યેક નગરના વડીલો, તથા તેના ન્યાયાધીશો
હાજર થાય, જ્યાં સુધી કે, એ વાતનું નિરાકરણ
થવાથી, આપણા દેવનો બળતો કોપ આપણા પરથી
ટળી જાય. ૧૫ કેવળ અસાહેલનો પુત્ર યોનાથાન
તથા તિકવાહનો પુત્ર યાહઝયાહ એ વાતની સામે
થયા; ને મશુલ્લામે તથા શાબ્બથાય લેવીએ તેઓને
સહાય કીધી. ૧૬ અને ગુલામગીરીવાળા લોકોએ તેમ
કીધું. અને એઝરા યાજક તથા બાપોના [ઘરોના]
કેટલાએક મુખ્યો, પોતપોતાના બાપોના ઘરો પ્રમાણે,
તથા સર્વ પોતપોતાના નામથી અલગ થઇને દસમા
માસને પહેલે દિવસે એ વાતની તપાસ કરવા તેઓ
બેઠા. ૧૭ અને પહેલા માસના પહેલા દિવસ સુધીમાં
તેઓએ પરદેશી સ્ત્રીઓ પરણનાર સઘળા માણસોનું
કામ સમાપ્ત કીધું ૧૮ અને યાજકોના પુત્રો મધ્યે
પરદેશી સ્ત્રીઓ પરણેલા મળી આવ્યા, તે આ:
એટલે, યેશૂઆના પુત્રોમાંના, યોસાદાકનો પુત્ર, તથા
તેના ભાઇઓ, માઅસેયાહ તથા અલીએઝેર તથા
યારીબ તથા ગદાલ્યાહ ૧૯ અને તેઓએ એવો કોલ
આપ્યા કે અમે અમારી સ્ત્રીઓ મૂકી દઇશું, ને પોતે
અપરાધી હતા માટે પોતાના અપરાધને લીધે ટોળાનો
એક મેંઢો [તેઓએ અર્પ્યો]. ૨૦ અને ઇમ્મેરના
પુત્રોમાંના, હનાની તથા ઝબાદ્યાહ; ૨૧ ને હારીમના
પુત્રોમાના, માઅસેયાહ તથા એલીયાહ તથા શમા-
યાહ તથા યહીએલ તથા ઉઝ્ઝીયાહ. ૨૨ અને પાશહુ-
રના પુત્રોમાના, એલ્યોએનાય, માઅસેયાહ, ઇશ્મા-
એલ, નથાનએલ, યોઝાબાદ, તથા એલઆસાહ
૨૩ અને લેવીઓમાના, યોઝાબાદ, તથા શિમઇ, તથા
કેલાયાહ (એટલે કલીટા), પથાહ્યાહ, યહુદાહ, તથા
અલીએઝેર. ૨૪ અને ગાનારાઓમાંનો, એલ્યાશીબ;
ને દ્વારપાળોમાંના, શાલ્લુમ, તથા ટેલેમ તથા ઉરી.

૨૫ અને ઇસ્રાએલમાંના:—પારોશના પુત્રોમાંના,
રામ્યાહ, તથા યિઝ્ઝીયાહ, તથા માલ્કીયાહ, તથા
મીયામીન, તથા એલઆઝાર, તથા માલ્કીયાહ, તથા
બનાયાહ. ૨૬ અને એલામના પુત્રોમાંના, માત્તાન્યાહ,
ઝખાર્યાહ, તથા યહીએલ તથા આબ્દી તથા યરેમોથ,
તથા એલીયાહ. ૨૭ અને ઝાત્તૂના પુત્રોમાંના, એલ્યો-
એનાય, એલ્યાશીબ, માત્તાન્યાહ, તથા યરેમોથ તથા
ઝાબાદ તથા અઝીઝા. ૨૮ અને બેબાયના પુત્રોમાંના,
યહોહાનાન, હનાન્યાહ, ઝાબ્બાય, આથ્લાય. ૨૯ અને
બાનીના પુત્રોમાંના, મશુલ્લામ, માલ્લૂખ તથા અદા-
યાહ, યાશૂબ તથા શેઆલ, યરેમોથ. ૩૦ અને પાહાથ
મોઆબના પુત્રોમાંના, આદના તથા કલાલ બનાયાહ,
માઅસેયાહ, માત્તાન્યાહ, બસાલએલ તથા બિન્નૂઇ
તથા મનાશ્શેહ. ૩૧ અને હારીમના પુત્રો, અલી-
એઝેર, યિશ્શીયાહ, માલ્કીયાહ, શમાયાહ, શિમ-
એોન, ૩૨ બિન્યામીન, માલ્લૂખ, શમાર્યાહ. ૩૩ હાશુ-
મના પુત્રોમાંના, માત્તનાય, માત્તાત્તાહ, ઝાબાદ,
અલીફેલેટ, યરેમાય, મનાશ્શેહ, શિમઇ. ૩૪ બાનીના
પુત્રોમાંના, માઅદાય, આમ્રામ તથા ઉએલ, ૩૫ બના-
યાહ, બેદયાહ, કલૂહી, ૩૬ વાન્યાહ, મરેમોથ, એલ્યા-
શીબ, ૩૭ માત્તાન્યાહ, માત્તનાય, તથા યાઅસાવ,
૩૮ તથા બાની તથા બિન્નૂઇ, શિમઇ, ૩૯ તથા શેલે-
મ્યાહ તથા નાથાન તથા અદાયાહ, ૪૦ માખ્નાદબાય,
શાશાય, શારાય, ૪૧ અઝારએલ, તથા શેલેમ્યાહ,
શેમાર્યાહ, ૪૨ શાલ્લુમ, અમાર્યાહ, યોસેફ. ૪૩ નબોના
પુત્રોમાંના, યેઇએલ, માત્તિથ્યાહ, ઝાબાદ, ઝબીના,
યિદ્દો, તથા યોએલ, બનાયાહ ૪૪ એ સર્વેએ પારકી
સ્ત્રીઓ લીધી હતી; ને એઓમાંના કેટલાએકને જે
સ્ત્રીઓ હતી, તેઓથી તેઓને છોકરા થયાં હતા.

# નહેમ્યાહ.

૧ હખાલ્યાહના પુત્ર નહેમ્યાહનાં વચનો
હવે વીસમા વર્ષના કિસ્લેવ માસમાં હું શૂશાન
મેહેલમાં હતો ત્યારે એવું બન્યું કે, ૨ મારા ભાઇઓ-
માંનો એક હનાની, તથા યહુદાહમાંથી કેટલાક માણસો
આવ્યા; ને ગુલામગીરીમાથી છુટી ગએલાઓમાંના
જે યહુદીઓ જીવતા રહ્યા હતા, તેઓ વિષે તથા યરૂ-
શાલેમ વિષે મેં પૂછ્યુ. ૩ અને તેઓએ મને કહ્યું કે,
ગુલામગીરીમાંનો જે શેષ ત્યાં પ્રાંતમાં જીવતો રહેલો
છે, તે મહા સંકટમાં તથા નિંદાવસ્થામાં છે; યરૂશા-
લેમનો કોટ પણ તોડી પાડેલો છે, ને તેના દરવાજા
અગ્નિથી બાળી નાખેલા છે. ૪ અને એ વચનો મેં
સાંભળ્યાં ત્યારે એવું થયું કે, હુ બેસીને રડ્યો, ને
કેટલાએક દિવસ મેં શોક કીધો; ને આકાશના દેવની
આગળ મેં ઉપવાસ તથા પ્રાર્થના કરતાં કહ્યું કે, ૫ હે
આકાશના દેવ યહોવાહ, મોટા તથા ભયયોગ્ય દેવ,
જે તારા પર પ્રીતિ કરનારાઓ પ્રત્યે તથા તારી આજ્ઞા
પાળનારાઓ પ્રત્યે, કરાર તથા દયા રાખે છે; હુ
તારા કાલાવાલા કરૂં છું કે, ૬ હવે ધ્યાનથી કાન ધર,
ને તારી આંખો ઉઘાડ, કે તારા સેવકની પ્રાર્થના કે
જે હુ હાલ ઇસ્રાએલ પુત્રોનાં જે પાપો અમોએ તારી
વિરૂદ્ધ કીધાં છે તેનો ઇકરાર કરતાં, રાત દિવસ તારી
સન્મુખ તારા સેવક ઇસ્રાએલપુત્રોને સારૂ કરૂં છું, તે
તું સાંભળે; હા, મેં તથા મારા બાપના ઘરે પાપ
કીધું છે. ૭ અમે તારી વિરૂદ્ધ ઘણો ભ્રષ્ટાચાર કીધો
છે, ને જે આજ્ઞાઓ ને જે વિધિઓ તથા હુકમો તેં
પોતાના સેવક મુસાને ફરમાવ્યાં, તે અમે પાળ્યાં
નથી. ૮ જે વચન તેં પોતાના સેવક મુસાને ફરમાવ્યું,
તે કૃપા કરીને સંભાર, તે એ કે, જો તમે ઉલ્લંઘન
કરશો તો તમને હુ વિદેશીઓ મધ્યે વિખેરી નાખીશ;
૯ પણ તમે મારી તરફ ફરશો, ને મારી આજ્ઞાઓ
પાળશો, ને તેઓનો અમલ કરશો, તો, જો કે તમારા-
માંના દેશનિકાલ કરાયલા આકાશના છેડા સુધી
[વિખરાયલા] હશે, તો પણ તેઓને હુ ત્યાંથી
સમેટીશ, ને જે ઠેકાણું પોતાનું નામ ત્યાં રાખવા સારૂ
મેં પસંદ કીધું છે, ત્યાં હું તેઓને લાવીશ. ૧૦ હવે
આ તારા સેવકો તથા તારા લોક છે, કે જેઓને તેં
તારા મોટા પરાક્રમથી તથા તારા બળવાન હાથથી
ખંડી લીધા છે. ૧૧ હે પ્રભુ, જેઓ તારા નામથી

બિહીવામા આનંદ માને છે, એવા તારા સેવકની
પ્રાર્થના તથા તારા સેવકોની પ્રાર્થના કૃપા કરી ધ્યાન
દઇને સાભળ, ને આજે કૃપા કરી તારા સેવકને તું
આબાદાની બક્ષ, ને આ માણસ પાસે તેના પર
કૃપાદૃષ્ટિ કરાવ (હુ તો રાજાનો પાત્રવાહક હતો)

૨ અને આર્તાહશાસ્તા રાજાને વીસમે વર્ષે નીસાન
માસમા તેની આગળ દ્રાક્ષરસ હતો, તે સમયે
એવું બન્યુ કે, મેં તે દ્રાક્ષરસ લઇને રાજાને આપ્યો
હવે [આ અગાઉ] હુ કદી તેની હજુરમા ઉદાસ
નહોતો [2]અને રાજાએ મને કહ્યું કે, તું માંદો તો
નથી તેમ છતા તારૂ મ્હો ઉદાસ કેમ છે? એ તો
કેવળ મનના ખેદ વગર બીજુ કંઇ નથી ત્યારે હુ
બહુજ બિહીધો [3]અને મેં રાજાને કહ્યું કે, રાજા,
સદા જીવો, જે નગર મારા પિતૃઓની કબરોનુ
સ્થાન છે, તે ઉજડ પડયુ છે ને તેના દ્વાર અગ્નિથી
ભસ્મ થઇ ગયા છે, તેમ છતા મારો ચેહેરો ઉદાસ
કેમ ન હોય? [4]ત્યારે રાજાએ મને કહ્યું કે, તારી
અરજ શી છે? ત્યારે મેં આકાશના દેવની પ્રાર્થના
કીધી [5]અને મેં રાજાને કહ્યું કે, જો રાજાની મરજી
હોય, ને જો તારો સેવક તારી દૃષ્ટિમા કૃપા પામ્યો
હોય, તો તું મને યહુદાહમા મારા પિતૃઓની કબ
રોના નગરમા મોકલ, એ માટે કે હુ તે બાધું [6]અને
રાજાએ મને કહ્યું (રાણી પણ તેની પાસે બેઠેલી
હતી), કે તારી મુસાફરીને કેટલો વખત લાગશે?
ને તું ક્યારે પાછો આવશે? પછી રાજાએ કૃપા કરીને
મને મોકલ્યો, ને મેં તેની સાથે અમુક મુદત ઠરાવી
[7]વળી મેં રાજાને કહ્યું કે, જો રાજાની મરજી હોય તો
નદી પારના સૂબાઓ ઉપર મને એવા પત્ર આપવા
જોઇએ, કે હુ યહુદાહમા પહોચું ત્યા સુધી તેઓ મને
જતા અટકાવે નહિ, [8]ને રાજાના વનરક્ષક આસાફ
પર એવો એક પત્ર [આપવો] કે તે મને ઘરના
કિલ્લાના દરવાજાઓના ભારોટિયા કરવા સારૂ, તથા
નગરના કોટને સારૂ, તથા જે ઘરમા હુ પેસુ તેને સારૂ
લાકડા આપે અને મારા પર મારા દેવના કૃપાળુ
હાથ પ્રમાણે રાજાએ મારી અરજ સ્વીકારી [9]પછી
નદી પારના સૂબાઓ પાસે હુ આવ્યો, ને તેઓને
રાજાના પત્ર આપ્યા રાજાએ તો મારી સાથે સૈન્યના
સરદારો તથા સ્વારો મોકલ્યા હતા [10]અને હોરોની
સાન્બાલ્લાટે તથા આમ્મોની ચાકર ટોબીયાહે જ્યારે
એ વિષે સાભળ્યુ ત્યારે તેઓને બહુ ખોટુ લાગ્યુ, કે
ઇસ્રાએલપુત્રોનુ હિત શોધવાને એક માણસ ત્યા
આવ્યો [11]પછી હુ યરૂશાલેમમા આવ્યો, ને ત્રણ
દિવસ ત્યા રહ્યો [12]અને હુ રાત્રે ઉઠયો, હુ, ને મારી
સાથે થોડાએક માણસો, ને યરૂશાલેમને માટે જે
કરવાનુ મારા દેવે મારા મનમા મૂક્યુ હતું, તે મેં કોઇને
પણ કહ્યું નહિ, ને જે પશુ પર હુ સ્વાર થએલો
હતો તે શિવાય બીજુ કોઇ પશુ પણ મારી સાથે ન
હતું [13]અને હુ રાત્રે ખીણને દરવાજે થઇને બહાર
નિકળીને અજગરકુંડ તરફ છેક કચરાના દરવાજા સુધી
ગયા, ને યરૂશાલેમના કોટનું મેં અવલોકન કીધુ, તે
તો તુટી પડેલો ને તેના દરવાજા અગ્નિથી ભસ્મ
થએલા હતા [14]પછી આગળ ચાલીને ઝરાના દરવાજા
સુધી તથા રાજાના તળાવ સુધી હુ ગયો, પણ મારી
તળેના પશુને ચાલવાની જગ્યા ન હતી [15]પછી હુ
રાત્રે નાળાને કાઠે કાઠે ગયો, ને કોટનુ અવલોકન
કીધુ, ને હુ પાછો વળીને ખીણને દરવાજેથી પ્રવેશ
કરીને પાછો આવ્યો [16]અને હુ ક્યા ગયો, કે મેં શું
કીધુ તે અધિકારીઓના જાણવામા આવ્યુ નહિ, ને
મેં યહુદીઓને, કે યાજકોને, કે અમીરોને, કે અધિ-
કારીઓને કે બાકીના કામદારોને હજી કંઇ કહ્યું ન
હતું [17]પછી મેં તેઓને કહ્યું કે, જે દુર્દશામા આપણે
છીએ તે તમે જુઓ છો, કે યરૂશાલેમ ઉજડ પડયુ છે,
ને તેના દરવાજા અગ્નિથી ભસ્મ થએલા છે, આવો,
આપણે યરૂશાલેમનો કોટ બાધીએ, કે જેથી આપણે
નિંદારૂપ ન થઇએ [18]અને મારા દેવનો હાથ જે
મારા પ્રત્યે હિતકારક હતો, તે વિષે, તથા રાજાએ
પોતાના વચનો જે મને કહ્યા હતા તે વિષે પણ મેં
તેઓને કહ્યું અને તેઓએ કહ્યું કે, ઉઠો, આપણે
બાધીએ એમ એ શુભકાર્યને માટે તેઓએ પોતાના
હાથ બળવાન કીધા [19]પણ હોરોની સાન્બાલ્લાટે,
તથા આમ્મોની ચાકર ટોબીયાહે, તથા અરબી ગેશેમે
આ સાભળીને તિરસ્કારથી અમારી હાસી કીધી, ને
અમારો તુચ્છકાર કરીને કહ્યું કે, તમે આ શું કરો છો?
શું તમે રાજા સામે બંડ કરવા ઇચ્છો છો? [20]ત્યારે
મેં તેઓને ઉત્તર આપીને કહ્યું કે, આકાશનો દેવ,
તેજ અમને ફતેહમંદ કરશે, માટે અમે તેના સેવકો
ઉઠીને બાધીશું, પણ તમારો કંઇ હિસ્સો કે હક કે
યાદગીરી યરૂશાલેમમા નથી

૩ ત્યારે એલ્યાશીબ મુખ્ય યાજક તથા તેના
યાજક ભાઇઓ ઉઠયા, ને તેઓએ મેંઢાભાગળ

બાંધીને તેની પ્રતિષ્ઠા કીધી, ને તેનાં કમાડો ચોઢયાં;
તેઓએ હામ્મેઆહ બુરૂજ સુધી, છેક હનાનએલના
બુરૂજ સુધી તેની પ્રતિષ્ઠા કીધી ૨ અને તેની નજીક
યરેખોના માણસો બાંધકામ કરતા હતા; ને તેમની
નજીક ઇમ્રીનો પુત્ર ઝાક્કૂર બાધકામ કરતો હતો.
૩ અને મચ્છીભાગળ હસ્સનાઆહના પુત્રોએ બાધી;
તેઓએ તેના ભારોટિયા ગોઠવ્યા, ને તેનાં કમાડો,
તેઓનાં તાળા તથા ભુગળોસહિત લગાડ્યાં ૪ અને
તેઓની નજીક હાક્કોસના પુત્ર ઉરીયાહનો પુત્ર મરે-
મોથ મરામત કરતો હતો. અને તેઓની નજીક
મશેઝાબએલના પુત્ર બેરેખ્યાહનો પુત્ર મશુલ્લામ
મરામત કરતો હતો. અને તેની નજીક બાઅનાનો
પુત્ર સાદોક મરામત કરતો હતો. ૫ અને તેઓની
નજીક તકોઇઓ મરામત કરતા હતા; પણ તેઓના
અમીરોએ પોતાની ગરદન પોતાના ધણીને કામે
લગાડી નહિ. ૬ અને જુના દરવાજાની મરામત પાસે-
આહનો પુત્ર યોયાદા તથા બસોદ્યાહનો પુત્ર મશુલ્લામ
કરતા હતા; ને તેઓએ તેના પાટડા ગોઠવ્યા, ને
તેનાં કમાડો, તેઓનાં તાળાં તથા ભુગળોસહિત
ચોઢયાં. ૭ અને તેઓની નજીક મલાટયાહ ગિબઓની
તથા યાદોન મેરોનોથી, ગિબઓન તથા મિસ્પાહના
માણસો, કે જે નદીની પેલી પારના સૂબાની ગાદીને
[તાબે છે], તેઓ મરામત કરતા હતા ૮ તેની નજીક
હાર્હયાહનો પુત્ર ઉઝ્ઝીએલ મરામત કરતો હતો,
[એઓ] સોનીઓ [હતા] અને તેની નજીક એક
ગાંધી હનાન્યાહ મરામત કરતો હતો, ને તેઓએ
ચોડા કોટ સુધી યરૂશાલેમનો કોટ બાંધ્યો. ૯ અને
તેઓની નજીક હૂરનો પુત્ર રફાયાહ મરામત કરતો
હતો, તે યરૂશાલેમના અર્ધભાગનો અધિકારી હતો.
૧૦ અને તેમની નજીક હરૂમાફનો પુત્ર યદાયાહ પોતાના
ઘરની સામે મરામત કરતો હતો, ને તેની નજીક
હાશાબ્નયાહનો પુત્ર હાટ્ટૂશ મરામત કરતો હતો
૧૧ હારીમનો પુત્ર માલ્કીયાહ, તથા પાહાથ-મોઆ-
બનો પુત્ર હાશ્શૂબ બીજા એક ભાગની તથા ભઠ્ઠીઓના
બુરૂજની મરામત કરતા હતા. ૧૨ અને તેની નજીક
હાલ્લોહેશનો પુત્ર શાલ્લુમ, જે યરૂશાલેમના અર્ધભા-
ગનો અધિકારી હતો, તે તથા તેની દીકરીઓ મરા-
મત કરતાં હતાં. ૧૩ ખીણના દરવાજાની મરામત
હાનૂન તથા ઝાનોઆહના રહેવાશીઓ કરતા હતા;
તેઓએ તે બાંધીને તેનાં કમાડો, તેમનાં તાળાં તથા
ભુગળોસહિત ચોઢયા, તથા કચરાના દરવાજા સુધી
એક હજાર હાથ કોટ પણ [બાંધ્યો] ૧૪ અને કચરાના
દરવાજાની મરામત રેખાબનો પુત્ર માલ્કીયાહ કરતો
હતો, તે બેથહાક્કેરેમના જીલ્લાનો અધિકારી હતો;
એણે તે બાધીને તેના કમાડો, તેમનાં તાળાં તથા
ભુગળોસહિત ચોઢયા ૧૫ અને ઝરાના દરવાજાની
મરામત કોલહોઝેહનો પુત્ર શાલ્લૂન, જે મિસ્પાહના
જીલ્લાનો અધિકારી હતો, તે કરતો હતો; તેણે તે
બાધીને તેને ઢાંક્યો; ને તેનાં કમાડો, તેમના તાળાં
તથા ભુંગળોસહિત ચોઢયાં; ને રાજાના બગીચા
પાસેના શેલાહના તળાવનો કોટ પણ છેક દાઉદના
નગરમાથી ઉતરતી સીડી સુધી [બાંધ્યો] ૧૬ તેના
પછી આઝબૂકનો પુત્ર નહેમ્યાહ, બેથસૂરના અર્ધા
જીલ્લાનો અધિકારી, તે દાઉદની કબરોની સામેની
જગ્યા સુધી તથા બનાવેલા તળાવ સુધી તથા શૂરવી-
રોના ઘર સુધી મરામત કરતો હતો. ૧૭ તેના પછી
લેવીઓ મરામત કરતા હતા, એટલે બાનીનો પુત્ર
રહૂમ; તેની નજીક હશાબ્યાહ, એટલે કઇલાહના
અર્ધા જીલ્લાનો અધિકારી, પોતાના ભાગની મરામત
કરતો હતો. ૧૮ તેના પછી તેઓના ભાઇઓ, એટલે
હેનાદાદનો પુત્ર બાવ્વાય, કઇલાહના અર્ધા જીલ્લાનો
અધિકારી, મરામત કરતો હતો. ૧૯ અને તેની નજીક
યેશૂઆનો પુત્ર એઝેર મિસ્પાહનો અધિકારી [કોટના]
ખાંચા આગળના શસ્ત્રગૃહના ચઢાવ સામે બીજા એક
ભાગની મરામત કરતો હતો ૨૦ તેના પછી ઝાબ્બા-
યનો પુત્ર બારૂખ [કોટના] ખાચાથી એલ્યાશીબ
મુખ્ય યાજકના ઘરના દરવાજા સુધી બીજા એક
ભાગની મરામત ખંતથી કરતો હતો ૨૧ તેના પછી
હાક્કોસના પુત્ર ઉરીયાહનો પુત્ર મરેમોથ એલ્યાશી-
બના ઘરના બારણાથી તે એલ્યાશીબના ઘરના છેડા
સુધી બીજા એક ભાગની મરામત કરતો હતો ૨૨ અને
તેના પછી યાજકો જે સપાટ પ્રદેશના માણસો હતા
તેઓ મરામત કરતા હતા. ૨૩ તેના પછી બિન્યામીન
તથા હાશ્શૂબ પોતપોતાના ઘરની સામે મરામત કરતા
હતા. તેમના પછી અનાન્યાહના પુત્ર માઅસેયાહનો
પુત્ર અઝાર્યાહ તેના પોતાના ઘર આગળ મરામત
કરતો હતો. ૨૪ તેના પછી હેનાદાદનો પુત્ર બિન્નૂઇ
અઝાર્યાહના ઘરથી તે [કોટના] ખાંચા તથા ખુણા
સુધી, બીજા ભાગની મરામત કરતો હતો. ૨૫ ઉઝા-
યનો પુત્ર પાલાલ [કોટના] ખાચાં સામે, તથા જે
બુરૂજ રાજાના ઉપલા ઘરની આગળ ચોકીદારોના

આંગણા આગળ હતો, તેની સામે [મરામત કરતો
હતો] તેના પછી પારોશનો પુત્ર પદાયાહ [મરામત
કરતો હતો.] ૨૬ (હવે નથીનીમ ઓફેલમાં પૂર્વગમ
પાણીના દરવાજા સામેની જગ્યા સુધી તથા બહારના
બુરજ સુધી રહેતા હતા.) ૨૭ તેના પછી તકોઇઓ
બહારના મોટા બુરજ સામેથી તે ઓફેલના કોટ સુધી
બીજા એક ભાગની મરામત કરતા હતા ૨૮ અશ્વભા-
ગળ ઉપર યાજકો મરામત કરતા હતા; પ્રત્યેક પોતાના
ઘરની સામે. ૨૯ તેમના પછી ઇમ્મેરનો પુત્ર સાદોક
પોતાના ઘરની સામે મરામત કરતો હતો; ને તેના
પછી પૂર્વભાગળનો રક્ષક શખાન્યાહનો પુત્ર શમાયાહ
મરામત કરતો હતો ૩૦ તેના પછી શેલેમ્યાહનો પુત્ર
હનાન્યાહ તથા સાલાફનો છઠ્ઠો પુત્ર હાનૂન બીજા
એક ભાગની મરામત કરતા હતા. તેના પછી બેરે-
ખ્યાહનો પુત્ર મશુલ્લામ પોતાની ઓરડી સામે મરા-
મત કરતો હતો ૩૧ તેના પછી એક સોની નામે
માલ્કીયાહ, નથીનીમ તથા વ્યાપારીઓના ઘર સુધી
હમ્મિફ્કાદના દરવાજાની સામે તથા ખુણાના ચઢાવ
સુધી, મરામત કરતો હતો. ૩૨ અને ખુણાના ચઢાવ
તથા મેંઢાભાગળની વચ્ચે સોનીઓ તથા વ્યાપારીઓ
મરામત કરતા હતા.

૪ પણ અમે કોટ બાંધીએ છીએ, એ જ્યારે
સાન્બાલ્લાટે સાંભળ્યું, ત્યારે એવું થયું કે તે
ક્રોધાયમાન થયો, ને તેને ઘણો રોષ ચઢયો, ને તેણે
યહુદીઓની ઠઠ્ઠા કીધી. ૨ અને પોતાના ભાઇઓની
તથા સમરૂનના સૈન્યની સમક્ષ તેણે કહ્યું કે, આ નિર્બળ
યહુદીઓ શું કરે છે? શું તેઓ પોતાને માટે કોટ
બાંધવાના? શું તેઓ યજ્ઞ કરવાના? શું તેઓ એકજ
દિવસમાં પૂરે કરવાના? શું બળી ગએલી [ઇમાર-
તોના] ધૂળ ઢેફાંના ઢગલામાથી તેઓ પાછા પત્થર
ઉપજાવવાના? ૩ હવે ટોબીયાહ આમ્મોની તેની
પડખે હતો, ને તેણે કહ્યું કે, જે તેઓ બાંધે છે તે
પર જો એક શિઆળવું ચઢે તો તેઓનો પત્થરનો
કોટ તુટી પડે! ૪ હે અમારા દેવ, સાંભળ; કેમકે
અમારો તુચ્છકાર કરાય છે; ને તેઓની નિંદા તેમના
પોતાના માથા પર પાછી વાળ, ને તેઓને ગુલામીના
દેશમાં લુટને સ્વાધીન કર; ૫ ને તેઓનો અન્યાય
તું ન ઢાંક, ને તેઓનુ પાપ તારી આગળથી ભુસી ન
નંખાય; કેમકે તેઓએ બાંધનારાઓની સમક્ષ તને
રોષ ચઢાવ્યો છે ૬ એમ અમે તે કોટ બાંધ્યો; ને
આખો કોટ તેની અરધી ઉંચાઇ સુધી સાંધ્યો; કેમકે
લોકોને કામ કરવાનું મન હતું

૭ પણ એમ બન્યું કે, સાન્બાલ્લાટે, તથા ટોબી-
યાહે, તથા અરબોએ, તથા આમ્મોનીઓએ, તથા
આશ્દોદીઓએ સાંભળ્યું કે, યરૂશાલેમના કોટની મરા-
મત આગળ ચાલે છે, ને ગાબડાં પુરાવા લાગ્યાં છે,
ત્યારે તેઓને બહુ ક્રોધ ચઢયો. ૮ અને જઇને યરૂશા-
લેમ વિરૂદ્ધ લડવાની તથા તેમાં ભંગાણ પાડવાની તે
સઘળાઓએ મળીને મસલત કીધી. ૯ પણ અમે
પોતાના દેવની પ્રાર્થના કીધી, ને તેઓને લીધે અમે
રાત દિવસ તેઓની વિરૂદ્ધ ચોકી મૂકી. ૧૦ અને યહુ-
દાહે કહ્યું કે, ભાર ઉંચકનારાઓ કમજોર થઇ ગયા છે,
ને કચરો તો બહુ છે, માટે અમે કોટ બાંધી શકતા
નથી. ૧૧ અને આપણા શત્રુઓએ એમ કહ્યું કે, અમે
તેઓની મધ્યે જઇને તેઓને મારી નાખીને તે કામ
બંધ પાડીશું ત્યાં સુધી તેઓ જાણશે નહિ, તેમ દેખશે
પણ નહિ ૧૨ અને એવું બન્યુ કે, તેઓની પડોસમાં
જે યહુદી રહેતા હતા, તેઓ આવ્યા ત્યારે તેઓએ
સઘળી જગ્યાએથી અમને દસ વાર કહ્યું કે, તમારે
અમારી પાસે પાછા આવવું. ૧૩ એ માટે મેં [લોકોને]
કોટની પાછળની જગ્યાના સૌથી નીચલા ભાગોમાં,
ખુલ્લી જગ્યાઓમા બેસાડ્યા, એટલે મેં તે લોકોને
તેઓનાં કુટુંબો પ્રમાણે, તેઓની તરવારો, ભાલા તથા
ધનુષ્યો ધારણ કરાવીને બેસાડ્યા. ૧૪ અને હું જોઇને
ઉઠયો, ને અમીરોને તથા અમલદારોને તથા બાકીના
લોકોને મેં કહ્યું કે, તમારે તેઓથી બિહીવું નહિ, મોટા
ને ભયયોગ્ય યહોવાહનું સ્મરણ કરો, ને પોતાના
ભાઇઓ, પોતાના પુત્રો તથા પોતાની પુત્રીઓ,
પોતાની સ્ત્રીઓ તથા પોતાનાં ઘરો, એઓને સારૂ
લડો. ૧૫ અને જ્યારે અમારા શત્રુઓએ સાંભળ્યુ કે
અમને તેની જાણ પડી છે, ને દેવે તેઓની મસલત
રદ કીધી છે, ત્યારે એવું બન્યું કે, અમે સર્વ કોટ પર
પોતપોતાના કામ પર પાછા ગયા. ૧૬ અને એમ થયું
કે, તે વખતથી મારા અડધા ચાકરો તે કામમાં
લાગતા, ને બીજા અડધા ભાલા, ઢાલો, તથા ધનુષ્યો
તથા કવચો ધારણ કરતા, ને યહુદાહના આખા ઘર
પછવાડે અધિકારીઓ હતા. ૧૭ જેઓ કોટ બાંધતા
હતા તેઓ, તથા જેઓ પોતાને માથે બોજો ઉપાડતા
હતા તેઓ પણ, શસ્ત્રસજિત રહેતા, તેઓમાનો પ્રત્યેક
પોતાના એક હાથથી કામ કરતો, ને બીજા હાથમાં

શસ્ત્ર રાખતો. ૧૮અને બાંધનારાઓ પોતપોતાની
તરવાર પોતાની કમરે લટકાવીને બાંધકામ કરતા
હતા. અને રણશિંગડું વગાડનાર મારી પાસે હતો.
૧૯અને મેં અમીરોને તથા અમલદારોને તથા બાકીના
લોકોને કહ્યું કે, કામ મહાભારત તથા ઘણું છે, ને
આપણે કોટ ઉપર એક બીજાથી ઘણા છૂટા પડી
ગએલા છીએ; ૨૦તો જે જગ્યાએ તમે રણશિંગડાનો
અવાજ સાંભળો ત્યાં તમારે અમારી પાસે આવી
લાગવું; આપણો દેવ આપણે સારૂ યુદ્ધ કરશે. ૨૧એમ
અમે કામ કરતા હતા, ને અડધા લોકો પોહ ફાટયાથી
તે તારા દેખાય ત્યાં સુધી ભાલા લઇને [ઉભા] રહેતા
હતા. ૨૨વળી તેજ સમયે મેં લોકોને કહ્યું કે, પ્રત્યેક
પોતાના ચાકરસહિત યરૂશાલેમમાં ઉતારો કરવો, કે
રાત્રે તેઓ અમારી ચોકી કરે, ને દિવસે મેહેનત કરે.
૨૩એમ હુ તથા મારા ભાઇઓ, તથા મારા સેવકો,
તથા મારા હાથ નીચેના રક્ષક સિપાઇઓ, એઓ-
માંનો કોઇ પોતાનાં વસ્ત્ર ઉતારતો નહિ, પ્રત્યેક
પોતાનું શસ્ત્ર સાથે રાખીને પણઘટ પર જતો.

૫ ત્યારે લોકોનો તથા તેઓની સ્ત્રીઓનો મોટો
પોકાર પોતાના યહુદી ભાઇઓ વિરૂદ્ધ ઉઠયો.
૨કેમકે કેટલાંએક કહ્યું કે અમારા પુત્રો તથા અમારી
પુત્રીઓસહિત અમે ઘણાં છીએ; અમને અન્ન આપો
કે અમે ખાઇને જીવતાં રહીએ. ૩વળી કેટલાંએક કહ્યું
કે, અમે અમારાં ખેતરો તથા દ્રાક્ષવાડીઓ તથા ઘરો
ગિરો મૂકીએ છીએ, તો [તે પર] અમને દુકાળમાં
અનાજ આપો. ૪વળી કેટલાએક એમ કહ્યું કે,
રાજાની મેહેસુલને માટે અમે અમારાં ખેતરો તથા
દ્રાક્ષવાડીઓ ઉપર પૈસા ઉપાડ્યા છે. ૫અને હવે જો
કે અમારો દેહ અમારા ભાઇઓના દેહ જેવો, અમારાં
બાળકો તેઓનાં બાળકો જેવાં છે, તો પણ, જુઓ,
અમે પોતાના પુત્રોને તથા પોતાની પુત્રીઓને દાસ-
દાસીઓ થવાને ગુલામીની અવસ્થામા લાવીએ છીએ,
ને અમારી પુત્રીઓમાંની કેટલીએક તો ગુલામીની
અવસ્થામાં લવાઇ ચુકી છે; ને અમે એમાં બિલકુલ
નિરૂપાય છીએ, કેમકે બીજાઓ અમારાં ખેતરો તથા
દ્રાક્ષવાડીઓના માલિક થયા છે. ૬અને તેઓનો
પોકાર તથા એ શબ્દો સાંભળીને મને બહુ ક્રોધ ચઢયો.
૭ત્યારે મેં પોતાના મનમાં વિચાર કીધો, ને મેં
અમીરોને તથા અમલદારોને ધમકાવીને તેમને કહ્યું
કે, તમ પ્રત્યેક પોતાના ભાઇઓ પાસેથી બહુ આકરૂ
વ્યાજ લો છો, ને મેં તેમની વિરૂદ્ધ એક મોટી સભા
ભરી. ૮અને મેં તેઓને કહ્યું કે, આપણા જે યહુદી
ભાઇઓ વિદેશીઓને વેચાયા હતા, તેઓને આપણે
પોતાની શક્તિ પ્રમાણે મૂલ્ય આપી છોડાવ્યા છે, ને
તમે પોતાના ભાઇઓનેજ વેચશો શું? ને શું તેઓ
આપણને વેચાવા જોઇએ? ત્યારે તેઓ છાના રહ્યા,
ને તેમને એક શબ્દ પણ બોલવો સૂઝયો નહિ. ૯વળી
મે કહ્યું કે, જે કૃત્ય તમે કરો છો તે સારૂ નથી. રખેને
આપણા વિદેશી શત્રુઓ નિંદા કરે [એવી બિહીક
રાખીને] તમારે આપણા દેવના ભયમાં ચાલવું ન
જોઇએ, શું? ૧૦વળી હુ પણ, તથા મારા ભાઇઓ
તથા મારા સેવકો તેઓને પૈસા ને અનાજ વ્યાજે
ધીરીએ છીએ, તો કૃપા કરી આપણે તે વ્યાજ લેવાનું
છોડી દેવું ૧૧કૃપા કરી આજેજ તમારે તેઓનાં
ખેતરો, તેઓની દ્રાક્ષવાડીઓ, તેઓની જૈતવાડીઓ
તથા તેઓનાં ઘરો તેઓને પાછાં આપવાં; ને જે
પૈસા તથા અન્ન તથા દ્રાક્ષરસ તથા તેલ તમે તેઓની
પાસેથી પડાવી લો છો, તેનો સોમો ભાગ પણ
૧૨ત્યારે તેઓએ કહ્યું કે, અમે તે પાછાં આપીશું ને
તેઓની પાસેથી કંઇ માગીશું નહિ; તારા કહેવા
મુજબ અમે કરીશું. ત્યારે તેઓ એ વચન પ્રમાણે
કરે, માટે મેં યાજકોને બોલાવીને તેઓની પાસે સમ
ખવડાવ્યા ૧૩વળી મે મારો ખોળો ખંખેરી નાખીને
કહ્યું કે, જે કોઇ આ વચન ન પાળે તે પ્રત્યેકને દેવ
એ પ્રમાણે તેના ઘરમાથી તથા તેના કામમાથી
ખંખેરી નાખે; એમજ તે ખંખેરી નખાય ને ખાલી
કરાય અને આખી જમાતે કહ્યું, આમેન, ને યહો-
વાહની સ્તુતિ કીધી અને લોકોએ એ વચન પ્રમાણે
કીધું. ૧૪વળી જે સમયથી યહુદાહ દેશમાં તેઓના
સૂબા તરીકે મારી નિમણૂક થઇ ત્યારથી, એટલે
આતાહ્શાસ્તા રાજાના વીસમા વર્ષથી તે બત્રીસમા
વર્ષ સુધી, એટલે બાર વર્ષ સુધી, મેં તથા મારા
ભાઇઓએ સૂબાના [હોદ્દાનું] લવાજમ ખાધું નથી.
૧૫પણ મારા પહેલાં, જે અગાઉના સૂબાઓ હતા,
તેઓનો ખરચ એ લોકો પર પડતો, ને તેઓ એમની
પાસેથી અન્ન તથા દ્રાક્ષરસ, તથા તે ઉપરાંત ચાળીસ
શેકેલ રૂપું લેતા હતા; હા, તેઓના ચાકરો પણ લોકો
પર સાહેબી કરતા હતા; પણ દેવના ભયના કારણથી
મેં એમ કીધું નહિ. ૧૬હા, વળી હુ એ કોટના કામમાં
લાગુ રહ્યો, ને અમે કંઇ પણ જમીન ખરીદી નહિ;
ને મારા સર્વ ચાકરો તે કામ પર એકઠા થતા. ૧૭વળી

અમારી આસપાસના વિદેશીઓમાંથી જેઓ અમારી
પાસે આવતા તેઓ ઉપરાંત યહુદીઓ તથા અધિકા-
રીઓમાંના દોઢસો જણ મારી સાથે જમતા. ૧૮ હવે
પ્રત્યેક દિવસે જે રંધાતું તે, એક ગોધો તથા છ વિણી
કાઢેલા ઘેટા; વળી મારે સારૂ મુરઘા તૈયાર કરાતા
તથા દસ દસ દિવસને આંતરે સર્વ પ્રકારનો પુષ્કળ
દ્રાક્ષરસ; તો પણ આટલું બધું છતાં મેં સૂબા [તરીકે]નું
લવાજમ માગ્યું નથી; કેમકે આ લોકો પર બોજો
ભારે હતો. ૧૯ હે મારા દેવ, એ લોકને સારૂ જે સર્વ
મેં કીધું છે તેનું મારા લાભમાં સ્મરણ કર.

૬ હવે સાન્બાલ્લાટને તથા ટોબીયાહ તથા અરબી
ગેશેમને તથા અમારા બાકીના શત્રુઓને ખબર
મળી કે, મેં કોટ બાંધ્યો છે ને તેમાં એકે બાકુ રહી
ગયું નથી, ત્યારે (જો કે છેક તે વેળા સુધી મેં દરવાજ-
ઓનાં કમાડો ગોઠવ્યાં નહોતા તો પણ), એમ થયું
કે, ૨ સાન્બાલ્લાટે તથા ગેશેમે મને કહેવડાવી મોકલ્યું
કે, આવ, આપણે ઓનોના મેદાનના એક ગામમાં
મુલાકાત કરીએ, પણ તેઓ તો મને નુકસાન કર-
વાનો મનસુબો કરતા હતા. ૩ અને મેં તેઓ પાસે
ખેપિયા મોકલીને કહેવાડ્યું કે, હું એક મોટું કામ
કરવામાં રોકાયલો છું, માટે હું આવી શકતો નથી;
હું તેને પડતું મૂકીને તમારી પાસે આવીને શા માટે
કામ બંધ પાડું? ૪ ને તેઓએ મને એ પ્રમાણે ચાર
વખત કહેવડાવી મોકલ્યું; ને મેં એજ રીતે તેઓને
ઉત્તર આપ્યો. ૫ ત્યારે પાંચમી વખતે સાન્બાલ્લાટે
પોતાના ચાકરને તેના હાથમાં એક ખુલ્લો પત્ર લઇને
એજ રીતે મારી પાસે મોકલ્યો; ૬ તેમાં એવું
લખેલું હતું કે, દેશજાતિઓમાં એવી અફવા ચાલે છે,
ને ગેશેમ પણ એમજ કહે છે કે, તું તથા યહુદીઓ દંગો
કરવાનો મનસુબો કરો છો; એ મતલબને માટે તું
કોટ બાંધે છે; ને એ અફવા પ્રમાણે તું તેઓનો રાજા
થવા ઇચ્છે છે. ૭ અને વળી યહુદાહમાં રાજા છે, એવું
તારા વિષે યરૂશાલેમમાં જાહેર કરવા માટે તેં પ્રબોધકો
નિમ્યા છે; ને હવે આ વાતો મુજબ રાજાને જાહેર
કરવામાં આવશે. માટે હવે આવ, ને આપણે ભેગા
મળી મસલત કરીએ. ૮ ત્યારે મેં તેને કહેવડાવી
મોકલ્યું કે, જેમ તું કહે છે તે પ્રમાણે તો કંઇ થતું
નથી, પણ તે તારા પોતાના મનમાંથી તું કલ્પી કાઢે
છે. ૯ કેમકે તેઓ સર્વે અમને એ મતલબથી બીહીવ-
ડાવવા ઇચ્છતા હતા કે, જનારા હાથ તે કામમાં
એવા કમજોર થાય, કે તે થાયજ નહિ. પણ હવે,
[હે દેવ], મારા હાથ તું બળવાન કર.

૧૦ અને મહેટાબએલના પુત્ર દલાયાહના પુત્ર શમા-
યાહને ઘેર હું ગયો; તે [બારણાં] બંધ કરી અંદર
ભરાઇ રહ્યો હતો; ને તેણે કહ્યું કે, આપણે દેવના
ઘર મધ્યે મંદિરમાં ભેગા થઇને મંદિરનાં કમાડો બંધ
કરીએ; કેમકે તેઓ તને મારી નાખવા સારૂ આવશે;
હા, તેઓ તને મારી નાખવા રાતે આવશે. ૧૧ અને
મેં કહ્યું કે, શું મારા જેવા માણસે નાસવું જોઇએ? ને
મારા જેવી પદ્વિનો માણસ બીજો કોણ હશે, કે જે
પોતાનો જીવ બચાવવા સારૂ મંદિરમાં પેસશે? હું
અંદર નહિજ પેસું. ૧૨ અને મેં ખ્યાલ કીધો તો,
જુઓ, દેવે તેને મોકલ્યો નહોતો; પણ તે આ ભવિ-
ષ્યવાદ મારી વિરૂદ્ધ બોલ્યો હતો; ને ટોબીયાહે
તથા સાન્બાલ્લાટે તેને લાંચ આપી રાખ્યો હતો. ૧૩ એ
કારણને માટે તેને લાંચ આપીને રાખ્યો હતો, કે હું
બીહી જાઉં, ને એ પ્રમાણે કરીને પાપ કરૂં, ને મને
નિંદવા સારૂ તેઓને અપકીર્તિનું નિમિત્ત મળે. ૧૪ હે
મારા દેવ, ટોબીયાહનું ને સાન્બાલ્લાટનું તેઓનાં
આ કૃત્યો પ્રમાણે તું સ્મરણ કરજે, ને નોઆદ્યાહ
ભવિષ્યવાદિણ તથા બાકીના ભવિષ્યવાદીઓ, જે મને
ડરાવવા ઇચ્છતાં હતાં, તેઓનું પણ.

૧૫ તો અલૂલ માસની પચ્ચીસમી તારીખે, એટલે
બાવન દિવસમાં, કોટ પૂરો થયો. ૧૬ અને અમારા
સર્વ શત્રુઓએ એ વિષે સાંભળ્યું, ત્યારે એમ થયું કે,
અમારી આસપાસના સર્વ વિદેશીઓને ડર લાગ્યો,
ને તેઓ પોતાની નજરમાં અતિશય હલકા પડ્યા;
કેમકે આ કામ અમારા દેવથી થએલું છે એ તેઓએ
જાણ્યું. ૧૭ વળી તે દિવસોમાં યહુદાહના અમીરોએ
ટોબીયાહ પર ઘણા પત્રો મોકલ્યા; ને ટોબીયાહના
[પત્રો] પણ તેમના ઉપર આવ્યા. ૧૮ કેમકે યહુદા-
હમાં ઘણાએ તેની આગળ સોગન ખાધેલા હતા,
કેમકે તે આરાહના પુત્ર શખાન્યાહનો જમાઇ હતો,
ને તેનો પુત્ર યહોહાનાન બેરેખ્યાહના પુત્ર મશુલ્લા-
મની પુત્રી સાથે પરણ્યો હતો. ૧૯ વળી તેઓ મારી
આગળ તેનાં સુકૃત્યો કહી બતાવતા હતા, ને મારી
[બોલેલી] વાતો તેને કહી દેતા. [અને] ટોબીયાહ
મને બીહીવડાવવા સારૂ પત્રો મોકલતો હતો.

૭ હવે કોટ બંધાયો, ને મેં કમાડો ગોઠવ્યાં, ને
દ્વારપાળો તથા ગવૈયાઓ તથા લેવીઓની

નિમણુક કરવામાં આવી, ત્યાર પછી એમ થયું કે,
૨ મેં યરૂશાલેમને મારા ભાઇ હનાનીના તથા કિલ્લાના
અમલદાર હનાન્યાહના હવાલામા સોપ્યુ, કેમકે તે
માણસ વિશ્વાસુ તથા ઘણાઓ કરતા દેવથી વિશેષ
બિહીનારો હતો ૩ અને મેં તેમને કહ્યું કે, દિવસનો
તાપ થાય ત્યા સુધી યરૂશાલેમના દરવાજા ઉઘાડવા
નહિ; ને [ચોકીદારો] ત્યા ઉભા રહે તે દરમ્યાન
તેઓ કમાડો બંધ રાખે, ને તમારે ભુગળો દેવી; ને
યરૂશાલેમના રહેવાશીઓમાથી પેહેરા ઠરાવવા, એટલે
પ્રત્યેક જણને પોતાના પેહેરામા પોતાના ઘરની સામે
[ચોકી કરવા માટે] ૪ હવે નગર વિસ્તીર્ણ તથા મોટું
હતું, પણ એમા લોક થોડા હતા, ને ઘરો બાંધેલા
નહોતાં. ૫ અને મારા દેવે મારા મનમા એવુ આણ્યુ
કે, અમીરોને તથા અમલદારોને તથા લોકોને, વંશા
વળી પ્રમાણે તેમની ગણત્રી કરવા માટે, એકઠા કરવા-
અને જેઓ પહેલા આવ્યા હતા તેઓની વંશાવળીનુ
પુસ્તક મને મળ્યું, ને તેમા એવુ લખેલુ મને જડયુ કે,
૬ જેઓ ગુલામગીરીમા લઇ જવાયા હતા, જેઓને
બાબેલનો રાજા નબૂખાદનેસ્સાર લઇ ગયો હતો,
તેઓમાના જેઓ પાછા આવ્યા, તે પ્રગણાના લોકો,
એટલે જેઓ યરૂશાલેમમા તથા યહુદાહમા પોત
પોતાના નગરમા પાછા આવ્યા, તેઓ આ છે; ૭ એટલે
જેઓ ઝરૂબ્બાબેલ, યેશૂઆ, નહેમ્યાહ, અઝાર્યાહ,
રાઆમ્યાહ, નાહમાની, મોર્દખાય, બિલ્શાન, મિસ્પે-
રેથ, બિગ્વાય, નહૂમ, [તથા] બાઅનાહની સાથે
આવ્યા તે. ઇસ્રાએલ લોકના મનુષ્યની ગણના;
૮ પારોશના પુત્રો, બે હજાર એક સો ને બોત્તેર.
૯ શફાટયાહના પુત્રો, ત્રણસેં ને બોત્તેર. ૧૦ આરાહના
પુત્રો, છસે ને બાવન ૧૧ યેશૂઆ તથા યોઆબના
પુત્રોમાંના પાહાથ-મોઆબના પુત્રો, બે હજાર આઠસે
ને અઢાર ૧૨ એલામના પુત્રો, એક હજાર બસે ને
ચોપન. ૧૩ ઝાત્તૂના પુત્રો, આઠસે ને પિસ્તાળીસ.
૧૪ ઝાક્કાયના પુત્રો, સાતસેં ને સાઠ ૧૫ બિન્નૂઇના
પુત્રો, છસેં ને ઉડતાળીસ ૧૬ બેબાયના પુત્રો, છસેં ને
અઠ્ઠાવીસ. ૧૭ આઝગાદના પુત્રો, બે હજાર ત્રણસેં ને
બાવીસ ૧૮ અદોનીકામના પુત્રો, છસેં ને સડસેટ.
૧૯ બિગ્વાયના પુત્રો, બે હજાર ને સડસેટ ૨૦ આદી-
નના પુત્રો, છસેં ને પંચાવન. ૨૧ હિઝકીયાહના આટે-
રના પુત્રો, અઠ્ઠાણુ. ૨૨ હાશુમના પુત્રો, ત્રણસેં ને
અઠ્ઠાવીસ ૨૩ બેસાયના પુત્રો, ત્રણસેં ને ચોવીસ.
૨૪ હારીફના પુત્રો, એક સો ને બાર. ૨૫ ગિબઓનના
પુત્રો, પંચાણુ ૨૬ બેથલેહેમના તથા નટોફાહના
મનુષ્યો, એક સો ને અઠયાસી ૨૭ અનાથોથના
મનુષ્યો, એક સો ને અઠ્ઠાવીસ ૨૮ બેથ-આઝમાવે-
થના મનુષ્યો, બેંતાળીસ ૨૯ કિર્યાથ યઆરીમના,
કફીરાહના તથા બએરોથના મનુષ્યો, સાતસેં ને
તેંતાળીસ ૩૦ રામાહના તથા ગેબાના મનુષ્યો, છસેં
ને એકવીસ ૩૧ મિખ્માસના મનુષ્યો, એક સો ને
બાવીસ ૩૨ બેથેલના તથા આયના મનુષ્યો, એક
સો ને ત્રેત્રીસ. ૩૩ બીજા નબોના મનુષ્યો, બાવન
૩૪ બીજા એલામના પુત્રો, એક હજાર બસેં ને ચોપન
૩૫ હારીમના પુત્રો, ત્રણસેં ને વીસ ૩૬ યરેખોના
પુત્રો, ત્રણસેં ને પિસ્તાળીસ ૩૭ લોદના, હાદીદના
તથા ઓનોના પુત્રો, સાતમેં ને એકવીસ ૩૮ સના-
આહના પુત્રો, ત્રણ હજાર નવસેં ને ત્રીસ ૩૯ યાજકો:
યદાયાહના પુત્રો, યેશૂઆના ઘરનાઓના, નવસેં
તોત્તેર ૪૦ ઇમ્મેરના પુત્રો, એક હજાર ને બાવન
૪૧ પાશહૂરના પુત્રો, એક હજાર બસેં ને સુડતાળીસ
૪૨ હારીમના પુત્રો, એક હજાર ને સત્તર. ૪૩ લેવીઓ:
યેશૂઆના ને કાદ્મીએલના પુત્રો, હોદવાહના પુત્રો-
માના, ચુમ્મોતેર ૪૪ ગવૈયાઓ આસાફના પુત્રો,
એક સો ને ઉડતાળીસ ૪૫ દ્વારપાળો: શાલ્લૂમના
પુત્રો, આટેરના પુત્રો, ટાલ્મોનના પુત્રો, આક્કૂબના
પુત્રો, હટીટાના પુત્રો, શોબાયના પુત્રો, એક સો ને
આડત્રીસ ૪૬ નથીનીમ સીહાના પુત્રો, હસૂફાના
પુત્રો, ટાબ્બાઓથના પુત્રો, ૪૭ કેરોસના પુત્રો,
સીઆના પુત્રો, પાદોનના પુત્રો, ૪૮ લબાનાના પુત્રો,
હગાબાના પુત્રો, શાલ્માયના પુત્રો, ૪૯ હાનાનના
પુત્રો, ગિદ્દેલના પુત્રો, ગાહારના પુત્રો, ૫૦ રઆયાહના
પુત્રો, રસીનના પુત્રો, નકોદાના પુત્રો, ૫૧ ગાઝ્ઝામના
પુત્રો, ઉઝ્ઝાના પુત્રો, પાસેઆહના પુત્રો, ૫૨ બેસા-
યના પુત્રો, મેઉનીમના પુત્રો, નફૂશસીમના પુત્રો,
૫૩ બાકબૂકના પુત્રો, હાકૂફાહના પુત્રો, હાર્હૂરના પુત્રો,
૫૪ બાસ્લીથના પુત્રો, મહીદાના પુત્રો, હાર્શાના પુત્રો,
૫૫ બાર્કોસના પુત્રો, સીસરાના પુત્રો, તેમાહના પુત્રો,
૫૬ નસીઆહના પુત્રો, હટીફાના પુત્રો. ૫૭ સુલેમાનના
સેવકોના પુત્રો; સોટાયના પુત્રો, સોફેરેથના પુત્રો,
પરીદાના પુત્રો, ૫૮ યાઅલાના પુત્રો, દાર્કોનના પુત્રો,
ગિદ્દેલના પુત્રો, ૫૯ શફાટયાહના પુત્રો, હાટ્ટીલના
પુત્રો, પોખેરેથ હાસ્સબાઇમના પુત્રો, અમોનના
પુત્રો, ૬૦ સર્વ નથીનીમ, તથા સુલેમાનના સેવકોના
પુત્રો, ત્રણસેં ને બાણું ૬૧ અને તેલ-મેલાહ, તેલ-

અમારી આસપાસના વિદેશીઓમાંથી જેઓ અમારી
પાસે આવતા તેઓ ઉપરાંત યહુદીઓ તથા અધિકા-
રીઓમાંના દોઢસો જણ મારી સાથે જમતા. ૧૮ હવે
પ્રત્યેક દિવસે જે રંધાતું તે, એક ગોધો તથા છ વીણી
કાઢેલાં ઘેટાં; વળી મારે સારૂ મુરઘાં તૈયાર કરાતાં
તથા દસ દસ દિવસને આંતરે સર્વ પ્રકારનો પુષ્કળ
દ્રાક્ષારસ, તોપણ આટલું બધું છતાં મેં સૂબા [તરીકે]નું
ભથ્થું માગ્યું નથી, કેમકે આ લોકો પર બોજો
ભારે હતો. ૧૯ હે મારા દેવ, એ લોકને સારૂ જે સર્વ
મેં કીધું છે તેનું મારા લાભમાં સ્મરણ કર.

૬ હવે સાન્બાલ્લાટને તથા ટોબીયાહ તથા અરબી
ગેશેમને તથા અમારા બાકીના શત્રુઓને ખબર
મળી કે, મેં કોટ બાંધ્યો છે ને તેમાં એકે બાકું રહી
ગયું નથી, ત્યારે (જો કે છેક તે વેળા સુધી મેં દરવાજ-
ઓનાં કમાડો ગોઠવ્યાં નહોતાં તોપણ), એમ થયું
કે, ૨ સાન્બાલ્લાટે તથા ગેશેમે મને કહેવડાવી મોકલ્યું
કે, આવ, આપણે ઓનોના મેદાનના એક ગામમાં
મુલાકાત કરીએ; પણ તેઓ તો મને નુકસાન કર-
વાનો મનસૂબો કરતા હતા. ૩ અને મેં તેઓ પાસે
એલચીઓ મોકલીને કહેવડાવ્યું કે, હું એક મોટું કામ
કરવામાં રોકાયેલો છું, માટે હું આવી શકતો નથી,
હું તેને પડતું મૂકીને તમારી પાસે આવીને શા માટે
કામ બંધ પાડું? ૪ ને તેઓએ મને એ પ્રમાણે ચાર
વખત કહેવડાવી મોકલ્યું; ને મેં એજ રીતે તેઓને
ઉત્તર આપ્યો. ૫ ત્યારે પાંચમી વખતે સાન્બાલ્લાટે
પોતાના ચાકરને તેના હાથમાં એક ખુલ્લો પત્ર લઈને
એ રીતે મારી પાસે મોકલ્યો; ૬ તેમાં એવું
લખેલું હતું કે, દેશજાતિઓમાં એવી અફવા ચાલે છે,
ને ગેશેમ પણ કહે છે કે, તું તથા યહુદીઓ દંગો
કરવાનો મનસૂબો કરો છો; એ નિમિત્તે તું
કોટ બાંધે છે; ને એ અફવા પ્રમાણે તું તેઓનો રાજા
થવા ઇચ્છે છે. ૭ અને વળી યહુદાહમાં રાજા છે, એવું
તારા વિષે યરૂશાલેમમાં જાહેર કરવા માટે તેં પ્રબોધકો
નીમ્યા છે; ને હવે આ વાતો મુજબ રાજાને જાહેર
કરવામાં આવશે. માટે હવે આવ, ને આપણે ભેગા
મળી મસલત કરીએ. ૮ ત્યારે મેં તેને કહેવડાવી
મોકલ્યું કે, જેમ તું કહે છે તે પ્રમાણે તો કંઇ થતું
નથી, પણ તે તારા પોતાના મનમાંથી તું કહી કાઢે
છે. ૯ કેમકે તેઓ સર્વે અમને એ મતલબથી બિહીવ-
ડાવવા ઇચ્છતા હતા કે, અમારા હાથ તે કામમાં
એવા કમજોર થાય, કે તે થાયજ નહિ. પણ હવે
[હે દેવ], મારા હાથ તું બળવાન કર.
૧૦ અને મહેટાબએલના પુત્ર દલાયાહના પુત્ર શમા-
યાહને ઘેર હું ગયો; તે [બારણાં] બંધ કરી અંદર
ભરાઇ રહ્યો હતો; ને તેણે કહ્યું કે, આપણે દેવના
ઘર મધ્યે મંદિરમાં ભેગા થઇને મંદિરનાં કમાડો બંધ
કરીએ; કેમકે તેઓ તને મારી નાખવા સારૂ આવશે;
હા, તેઓ તને મારી નાખવા રાતે આવશે. ૧૧ અને
મેં કહ્યું કે, શું મારા જેવા માણસે નાસવું જોઇએ? ને
મારા જેવી પદ્વિનો માણસ બીજો કોણ હશે, કે જે
પોતાનો જીવ બચાવવા સારૂ મંદિરમાં પેસશે? હું
અંદર નહિજ પેસું. ૧૨ અને મેં ખ્યાલ કીધો તો,
જુઓ, દેવે તેને મોકલ્યો નહોતો; પણ તે આ ભવિ-
ષ્યવાદ મારી વિરૂદ્ધ બોલ્યો હતો; ને ટોબીયાહે
તથા સાન્બાલ્લાટે તેને લાંચ આપી રાખ્યો હતો. ૧૩ એ
કારણને માટે તેને લાંચ આપીને રાખ્યો હતો, કે હું
બીહી જાઉં, ને એ પ્રમાણે કરીને પાપ કરૂં, ને મને
નિંદવા સારૂ તેઓને અપકીર્ત્તિનું નિમિત્ત મળે. ૧૪ હે
મારા દેવ, ટોબીયાહનું ને સાન્બાલ્લાટનું તેઓનાં
આ કૃત્યો પ્રમાણે તું સ્મરણ કરજે, ને નોઆદ્યાહ
ભવિષ્યવાદિણ તથા બાકીના ભવિષ્યવાદીઓ, જે મને
ડરાવવા ઇચ્છતા હતા, તેઓનું પણ.
૧૫ તો અલૂલ માસની પચ્ચીસમી તારીખે, એટલે
બાવન દિવસમાં, કોટ પૂરો થયો. ૧૬ અને અમારા
સર્વ શત્રુઓએ એ વિષે સાંભળ્યું, ત્યારે એમ થયું કે,
અમારી આસપાસના સર્વે વિદેશીઓને ડર લાગ્યો,
ને તેઓ પોતાની નજરમાં અતિશય હલકા પડ્યા;
કેમકે આ કામ અમારા દેવથી થએલું છે એ તેઓએ
જાણ્યું. ૧૭ વળી તે દિવસોમાં યહુદાહના અમીરોએ
ટોબીયાહ પર ઘણા પત્રો મોકલ્યા; ને ટોબીયાહના
[પત્રો] પાછા તેમના ઉપર આવ્યા. ૧૮ કેમકે યહુદા-
હમાં ઘણાએ તેની આગળ સોગન ખાધેલા હતા,
કેમકે તે આરાહના પુત્ર શખાન્યાહનો જમાઇ હતો,
ને તેનો પુત્ર યહોહાનાન બેરેખ્યાહના પુત્ર મશુલ્લા-
મની પુત્રી સાથે પરણ્યો હતો. ૧૯ વળી તેઓ મારી
આગળ તેનાં સુકૃત્યો કહી બતાવતા હતા, ને મારી
[બોલેલી] વાતો તેને કહી દેતા. [અને] ટોબીયાહ
મને બિહીવડાવવા સારૂ પત્રો મોકલતો હતો.

૭ હવે કોટ બંધાયો, ને મેં કમાડો ગોઠવ્યાં, ને
દ્વારપાળો તથા ગવૈયાઓ તથા લેવીઓની

નિમણુક કરવામા આવી, ત્યાર પછી એમ થયુ કે,
૨ મેં યરૂશાલેમને મારા ભાઇ હનાનીના તથા કિલ્લાના
અમલદાર હનાન્યાહના હવાલામા સોપ્યુ, કેમકે તે
માણસ વિશ્વાસુ તથા ઘણાઓ કરતા દેવથી વિશેષ
બિહીનારો હતો. ૩ અને મેં તેમને કહ્યુ કે, દિવસનો
તાપ થાય ત્યા સુધી યરૂશાલેમના દરવાજા ઉઘાડવા
નહિ, ને [ચોકીદારો] ત્યા ઉભા રહે તે દરમ્યાન
તેઓ કમાડો બંધ રાખે, ને તમારે ભુગળો દેવી, ને
યરૂશાલેમના રહેવાશીઓમાથી પેહેરા ઠરાવવા, એટલે
પ્રત્યેક જણને પોતાના પેહેરામા પોતાના ઘરની સામે
[ચોકી કરવા માટે] ૪ હવે નગર વિસ્તીર્ણ તથા મોટુ
હતુ, પણ એમા લોક થોડા હતા, ને ઘરો બાંધેલા
નહોતા ૫ અને મારા દેવે મારા મનમા એવુ આણ્યુ
કે, અમીરોને તથા અમલદારોને તથા લોકોને, વંશા
વળી પ્રમાણે તેમની ગણત્રી કરવા માટે, એકઠા કરવા
અને જેઓ પહેલા આવ્યા હતા તેઓની વંશાવળીનુ
પુસ્તક મને મળ્યુ, ને તેમા એવુ લખેલુ મને જડયુ કે,
૬ જેઓ ગુલામગીરીમા લઇ જવાયા હતા, જેઓને
બાબેલનો રાજા નબૂખાદનેસ્સાર લઇ ગયો હતો,
તેઓમાના જેઓ પાછા આવ્યા, તે પ્રગણાના લોકો,
એટલે જેઓ યરૂશાલેમમા તથા યહુદાહમા પોત
પોતાના નગરમા પાછા આવ્યા, તેઓ આ છે, ૭ એટલે
જેઓ ઝરૂબ્બાબેલ, યેશૂઆ, નહેમ્યાહ, અઝાર્યાહ,
રાઆમ્યાહ, નાહમાની, મોર્દખાય, બિલ્શાન, મિસ્પે-
રેથ, બિગ્વાય, નહૂમ, [તથા] બાઅનાહની સાથે
આવ્યા તે ઇસ્રાએલ લોકના મનુષ્યની ગણના;
૮ પારોશના પુત્રો, બે હજાર એક સો ને બોત્તેર.
૯ શફાટયાહના પુત્રો, ત્રણસેં ને બોત્તેર ૧૦ આરાહના
પુત્રો, છસેં ને બાવન ૧૧ યેશૂઆ તથા યોઆબના
પુત્રોમાના પાહાથ મોઆબના પુત્રો, બે હજાર આઠસે
ને અરાઢ ૧૨ એલામના પુત્રો, એક હજાર બસેં ને
ચોપન ૧૩ ઝાત્તૂના પુત્રો, આઠસેં ને પિસ્તાળીસ
૧૪ ઝાક્કાયના પુત્રો, સાતસેં ને સાઠ ૧૫ બિન્નૂઇના
પુત્રો, છસેં ને ઉડતાળીસ ૧૬ બેબાયના પુત્રો, છસેં ને
અઠ્ઠાવીસ ૧૭ આઝગાદના પુત્રો, બે હજાર ત્રણસેં ને
બાવીસ ૧૮ અદોનીકામના પુત્રો, છસેં ને સડસઠ
૧૯ બિગ્વાયના પુત્રો, બે હજાર ને સડસઠ ૨૦ આદી-
નના પુત્રો, છસેં ને પચાવન ૨૧ હિઝકીયાહના આટે-
રના પુત્રો, અઠ્ઠાણુ ૨૨ હાશુમના પુત્રો, ત્રણસેં ને
અઠ્ઠાવીસ. ૨૩ બેસાયના પુત્રો, ત્રણસેં ને ચોવીસ
૨૪ હારીફના પુત્રો, એક સો ને બાર ૨૫ ગિબઓનના
પુત્રો, પંચાણુ ૨૬ બેથલેહેમના તથા નટોફાહના
મનુષ્યો, એક સો ને અઠયાસી ૨૭ અનાથોથના
મનુષ્યો, એક સો ને અઠ્ઠાવીસ ૨૮ બેથ-આઝમાવે-
થના મનુષ્યો, બેંતાળીસ ૨૯ કિર્યાથ યઆરીમના,
કફીરાહના તથા બએરોથના મનુષ્યો, સાતસેં ને
તેંતાળીસ ૩૦ રામાહના તથા ગેબાના મનુષ્યો, છસેં
ને એકવીસ ૩૧ મિખ્માસના મનુષ્યો, એક સો ને
બાવીસ ૩૨ બેથેલના તથા આયના મનુષ્યો, એક
સો ને ત્રેવીસ ૩૩ બીજા નબોના મનુષ્યો, બાવન
૩૪ બીજા એલામના પુત્રો, એક હજાર બસેં ને ચોપન
૩૫ હારીમના પુત્રો, ત્રણસેં ને વીસ ૩૬ યરેખોના
પુત્રો, ત્રણસેં ને પિસ્તાળીસ. ૩૭ લોદના, હાદીદના
તથા ઓનોના પુત્રો, સાતસેં ને એકવીસ ૩૮ સના-
આહના પુત્રો, ત્રણ હજાર નવસેં ને ત્રીસ. ૩૯ યાજકો:
યદાયાહના પુત્રો, યેશૂઆના ઘરનાઓના, નવસેં
તોત્તેર ૪૦ ઇમ્મેરના પુત્રો, એક હજાર ને બાવન
૪૧ પાશહૂરના પુત્રો, એક હજાર બસેં ને સુડતાળીસ
૪૨ હારીમના પુત્રો, એક હજાર ને સત્તર ૪૩ લેવીઓ
યેશૂઆના ને કાદ્મીએલના પુત્રો, હોદવાહના પુત્રો-
માના, ચુમ્મોતેર ૪૪ ગવૈયાઓ આસાફના પુત્રો,
એક સો ને ઉડતાળીસ ૪૫ દ્વારપાળો શાલ્લૂનના
પુત્રો, આટેરના પુત્રો, ટાલ્મોનના પુત્રો, આક્કૂબના
પુત્રો, હટીટાના પુત્રો, શોબાયના પુત્રો, એક સો ને
આડત્રીસ ૪૬ નથીનીમ. સીહાના પુત્રો, હસૂફાના
પુત્રો, ટાબ્બાઓથના પુત્રો, ૪૭ કેરોસના પુત્રો,
સીઆના પુત્રો, પાદોનના પુત્રો, ૪૮ લબાનાના પુત્રો,
હગાબાના પુત્રો, શાલ્માયના પુત્રો, ૪૯ હાનાનના
પુત્રો, ગિદ્દેલના પુત્રો, ગાહારના પુત્રો, ૫૦ રઆયાહના
પુત્રો, રમીનના પુત્રો, નકોદાના પુત્રો, ૫૧ ગાઝ્ઝામના
પુત્રો, ઉઝ્ઝાના પુત્રો, પાસેઆહના પુત્રો, ૫૨ બેસા-
યના પુત્રો, મેઉનીમના પુત્રો, નફૂશસીમના પુત્રો,
૫૩ બાકબૂકના પુત્રો, હાકૂફાહના પુત્રો, હાર્હૂરના પુત્રો,
૫૪ બાસ્લીથના પુત્રો, મહીદાના પુત્રો, હાર્શાના પુત્રો,
૫૫ બાર્કોસના પુત્રો, સીસરાના પુત્રો, તેમાહના પુત્રો,
૫૬ નસીઆહના પુત્રો, હટીફાના પુત્રો. ૫૭ સુલેમાનના
સેવકોના પુત્રો, સોટાયના પુત્રો, સોફેરેથના પુત્રો,
પરીદાના પુત્રો, ૫૮ યાઅલાના પુત્રો, દાર્કોનના પુત્રો,
ગિદ્દેલના પુત્રો, ૫૯ શફાટયાહના પુત્રો, હાટ્ટીલના
પુત્રો, પોખેરેથ હાસ્સબાઇમના પુત્રો, આમોનના
પુત્રો, ૬૦ સર્વ નથીનીમ, તથા સુલેમાનના સેવકોના
પુત્રો, ત્રણસેં ને બાણુ ૬૧ અને તેલ-મેલાહ, તેલ-

હારશા, કરૂબ, આદ્દોન, તથા ઇમ્મેરમાંથી, જેઓ પાછા
આવ્યા તેઓ આ હતા; પણ તેઓ ઇસ્રાએલમાંના
હતા કે નહિ એ વિષે તેઓ પોતપોતાના પિતૃનુ ઘર
તથા પોતપોતાની ઓલાદ બતાવી શક્યા નહિ
૬૨ દલાયાહના પુત્રો, ટોબી યાહના પુત્રો, નકોદાના
પુત્રો, છસેં ને બેંતાળીસ. ૬૩ અને યાજકોમાના;
હબાયાહના પુત્રો, હાક્કોસના પુત્રો, બાર્ઝિલ્લાયના
પુત્રો; કેમકે એ ગિલઆદી બાર્ઝિલ્લાયની પુત્રીઓ-
માંની એકની સાથે પરણ્યો હતો, માટે તેઓના નામ
પરથી તેનુ નામ પડયુ. ૬૪ જેઓ વંશાવળી પ્રમાણે
ગણાયા તેઓ [ મધ્યે ] એઓએ પોતાની વહી શોધી,
પણ તે ન મળી; માટે તેઓ યાજકપદમાથી ભ્રષ્ટ
થયા. ૬૫ અને તિર્શાથાએ તેઓને કહ્યુ કે, ઉરીમ ને
તુમ્મીમ ધારણ કરનાર એક યાજક ઉભો થાય ત્યાં
સુધી તમારે પરમ પવિત્ર વસ્તુઓમાથી ખાવું નહિ
૬૬ સઘળી જમાત મળીને, બેંતાળીસ હજાર ત્રણસેં ને
સાઠ હતા, ૬૭ તે ઉપરાંત તેઓના દાસ તથા તેઓની
દાસીઓ, સાત હજાર ત્રણસેં ને સાડત્રીસ હતાં; ને
તેઓમાં ગવૈયા તથા ગવૈયણો બસેં ને પિસ્તાળીસ
હતાં. ૬૮ તેઓના ઘોડા, સાતસેં ને છત્રીસ હતા;
તેઓના ખચ્ચર, બસેં ને પિસ્તાળીસ; ૬૯ ઉંટ, ચારસે
ને પાંત્રીસ; ગધેડાં, છ હજાર સાતસેં ને વીસ ૭૦ અને
બાપોનાં [ઘરોના] મુખ્યોમાના કેટલાએકે કામને સારૂ
[ દ્રવ્ય] આપ્યુ તિર્શાથાએ એક હજાર દારિક સોનું,
પચાસ પાત્રો, પાચસેં ને ત્રીસ યાજકવસ્ત્રો ભંડારમાં
આપ્યાં. ૭૧ અને બાપોના [ ઘરોના ] મુખ્યોમાંના
કેટલાકે વીસ હજાર દારિક સોનું, તથા બે હજાર ને
બસેં માનેહ રૂપુ કામના ભંડારમા આપ્યા. ૭૨ અને
બાકીના લોકોએ જે આપ્યુ તે, વીસ હજાર દારિક
સોનું, તથા બે હજાર માનેહ રૂપું, તથા સડસેંઠ યાજક-
વસ્ત્ર. ૭૩ હવે યાજકો, તથા લેવીઓ, તથા દ્વારપાળો,
તથા ગવૈયાઓ, તથા કેટલાક લોકો, તથા નથીનીમ,
તથા સર્વ ઇસ્રાએલ, પોતાનાં નગરોમાં વસ્યા.

અને સાતમો માસ આવ્યો ત્યારે ઇસ્રાએલપુત્રો
પોતાનાં નગરોમાંજ હતા.

૮ અને સર્વ લોક એકમતે પાણીના દરવાજાની
સામેના ચોકમાં એકઠા મળ્યા; ને મુસાનું જે
નિયમશાસ્ત્ર યહોવાહે ઇસ્રાએલને ફરમાવ્યુ હતું તેનું
પુસ્તક લાવવાનું તેઓએ એઝરા શાસ્ત્રીને કહ્યું. ૨ અને
સાતમા માસને પહેલે દિવસે, જમાતની, એટલે પુરૂષો
તથા સ્ત્રીઓ તથા સાંભળીને સમજી શકે એવા સર્વેની,
આગળ એઝરા યાજકે નિયમશાસ્ત્ર આણ્યું. ૩ અને
પાણીના દરવાજા સામેના ચોક આગળ પરોઢિયાથી
તે બપોર સુધી, પુરૂષ તથા સ્ત્રીઓ તથા સમજી શકે
એવાઓની આગળ, તેણે તેમાથી વાચ્યુ; ને સર્વ
લોકના કાન તે નિયમશાસ્ત્રના પુસ્તક તરફ [ધ્યાનથી]
ધરેલા હતા ૪ અને એ કાર્યને સારૂ લાકડાનો એક
ઓટલો લોકોએ બનાવ્યો હતો, તે પર એઝરા
શાસ્ત્રી ઉભો રહ્યો; ને તેની પાસે જમણે હાથે માત્તિ-
થ્યાહ તથા શેમા તથા અનાયાહ તથા ઉરીયાહ તથા
હિલ્કીયાહ તથા માઅસેયાહ, ને તેને ડાબે હાથે
પદાયાહ તથા મીશાએલ તથા માલ્કીયાહ તથા હાશુમ
તથા હાશબાદ્દાનાહ, ઝખાર્યા, [ તથા ] મશુલ્લામ ઉભા
રહ્યા, ૫ ને એઝરાએ સર્વ લોકના દેખતા તે પુસ્તક
ઉઘાડયુ, (કેમકે તે સર્વ લોકથી ઉચે હતો); ને તેણે
તે ઉઘાડયુ એટલે સર્વ લોક ઉભા થયા. ૬ અને યહો-
વાહ જે મહાન દેવ તેને એઝરાએ ધન્યવાદ આપ્યો;
ને સર્વ લોકે પોતાના હાથ ઉચા કરીને ઉત્તર આપ્યો
કે, આમેન, આમેન; ને તેઓએ માથાં નમાવીને
તેઓના મુખ ભૂમિ તરફ રાખીને યહોવાહનું ભજન
કીધું ૭ વળી યેશૂઆ તથા બાની તથા શેરેબ્યાહ,
યામીન, આક્કૂબ, શાબ્બથાય, હોદીયાહ, માઅસે-
યાહ, કલીટા, અઝાર્યાહ, યોઝાબાદ, હાનાન, પલા-
યાહ તથા લેવીઓ લોકોને નિયમશાસ્ત્ર સમજાવતા
હતા; ને લોકો પોતાની જગ્યાએ [ ઉભા ] રહ્યા હતા
૮ અને તેઓએ દેવના નિયમશાસ્ત્રના પુસ્તકમાંથી
સ્પષ્ટ રીતે વાચ્યુ; ને સમજુતી આપીને તેમને
વાચેલું સમજાવ્યુ. ૯ અને નહેમ્યાહે, એટલે તિર્શા-
થાએ, તથા યાજક એઝરા શાસ્ત્રીએ, તથા લોકને
શિક્ષણ આપનાર લેવીઓએ સર્વ લોકને કહ્યુ કે, આ
દિવસ તમારા દેવ યહોવાહને સારૂ પવિત્ર છે; શોક
ન કરવો ને રડવું નહિ કેમકે સર્વ લોક નિયમ-
શાસ્ત્રનાં વચનો સાંભળીને રડતા હતા. ૧૦ પછી તેણે
તેઓને કહ્યુ કે, પોતાને માર્ગે જાઓ, પુષ્ટ ખાઓ,
અને ગળ્યુ પીઓ, ને જેઓને સારૂ કંઇ તૈયાર કરેલુ
ન હોય તેઓને માટે [ તેમાથી ] હિસ્સા મોકલો;
કેમકે આ દિવસ આપણા યહોવાહને સારૂ પવિત્ર છે;
તમારે ઉદાસ પણ ન થવું, કેમકે યહોવાહનો આનંદ
તમારૂં સામર્થ્ય છે. ૧૧ અને છાના રહો, કેમકે આ
પવિત્ર દિવસ છે, ને ઉદાસ પણ ન થાઓ; એમ
કહીને સર્વ લોકને તે લેવીઓએ શાંત પાડ્યા. ૧૨ અને

• સર્વે લોક ખાવાને તથા પીવાને તથા હિસ્સા મોકલવાને
તથા મોટો હર્ષ કરવાને ગયા, કેમકે જે વચનો તેઓને
વાંચી સંભળાવ્યા હતા તે તેઓ સમજ્યા હતા

૧૩ અને બીજે દિવસે સર્વ લોકોના બાપોના
[ઘરોના] મુખ્યો, યાજકો, તથા લેવીઓ, નિયમ-
શાસ્ત્રની વાતોને લક્ષ દેવા સારૂ, એઝરા શાસ્ત્રીની
પાસે ટોળે મળ્યા ૧૪ અને તેઓને નિયમશાસ્ત્રમા
એવુ લખેલુ મળ્યુ કે, યહોવાહે મુસા હસ્તક આજ્ઞા
દીધી છે કે, સાતમા માસના પર્વમા ઇસ્રાએલપુત્રોએ
માંડવાઓમા રહેવુ, ૧૫ ને પોતાના સર્વ નગરોમા
તથા યરૂશાલેમમા એવુ જાહેર કરવુ તથા ઢંઢેરો પિટા
વવો કે બહાર નિકળીને ડુંગર ઉપર જાઓ, ને લેખ
પ્રમાણે માંડવા કરવા સારૂ જૈતવૃક્ષની ડાળીઓ તથા
દેવદારની ડાળીઓ તથા મેંદીની ડાળીઓ તથા ખજૂ
રીની ડાળીઓ તથા ઘટાદાર ઝાડની ડાળીઓ લઇ
આવો ૧૬ માટે લોક જઇને તે લઇ આવ્યા, ને
તેઓમાના પ્રત્યેકે પોતાના ઘરના ધાબા પર, તથા
પોતાના આંગણામા, તથા દેવના ઘરના આંગણામા,
તથા પાણીના દરવાજાના ચોકમા, તથા એફ્રાઇમની
ભાગળના ચોકમા પોતાને સારૂ માંડવા કીધા ૧૭ અને
જેઓ ગુલામગીરીમાથી પાછા આવ્યા હતા તેઓની
આખી જમાત માંડવા કરીને માંડવામા વસી, કેમકે
નૂનના પુત્ર યેશૂઆના દિવસોથી માંડીને તે દિવસ
સુધી ઇસ્રાએલપુત્રોએ એવુ કીધું ન હતું અને મહા
મોટો આનંદ થયો ૧૮ અને પહેલા દિવસથી તે છેલ્લા
દિવસ સુધી પ્રતિદિન તેણે દેવના નિયમશાસ્ત્રનુ પુસ્તક
વાંચ્યુ, ને તેઓએ સાત દિવસ પર્વ પાળ્યુ, ને આઠમે
દિવસે નિયમ પ્રમાણે આખરની સભાનો દિવસ હતો

૯ હવે એ માસને ચોવીસમે દિવસે, ઇસ્રાએલ-
પુત્રો ઉપવાસ કરીને, તાટ પહેરીને, ને પોતા
પર ધૂળ નાખીને ભેગા થયા ૨ અને ઇસ્રાએલના
સંતાન સર્વ પારકાઓથી અલગ થયા, ને તેઓએ
ઉભા રહીને પોતાના પાપ તથા પોતાના પિતૃઓના
અન્યાયો કબૂલ કીધા. ૩ અને તેઓએ પોતાની
જગ્યાએ ઉભા રહીને એક પોહોર સુધી પોતાના દેવ
યહોવાહના નિયમશાસ્ત્રનુ પુસ્તક વાંચ્યુ, ને [બીજા]
પોહોરભર તેઓએ [પાપ] કબૂલ કરીને પોતાના દેવ
યહોવાહનુ ભજન કીધું ૪ ત્યારે યેશૂઆ તથા બાની,
કાદ્મીએલ, શબાન્યાહ, બુન્ની, શેરેબ્યાહ, બાની,
કનાની, એઓએ લેવીઓની સીડી ઉપર રહીને મોટે
સાદે પોતાના દેવ યહોવાહની વિનંતી કીધી ૫ ત્યારે
યેશૂઆ તથા કાદ્મીએલ, બાની, હશાબ્નયાહ, શેરે-
બ્યાહ, હોદીયાહ, શબાન્યાહ, પથાહ્યાહ, એ લેવીઓ
બોલ્યા કે, ઉભા થઇને પોતાનો યહોવાહ દેવ જે
અનાદ્યનંત છે તેની સ્તુતિ કરો, ને ધન્ય હોજો તારા
ગૌરવી નામને, જે એટલુ બુલંદ છે કે તે સર્વ ધન્યવાદ
તથા પ્રશંસાની બહાર છે. ૬ તું એકલો, હા, તું એક-
લોજ યહોવાહ છે, તેં આકાશ, આકાશોનુ આકાશ,
તથા તેઓનુ સર્વ સૈન્ય, પૃથ્વી તથા તે પરની સર્વ
વસ્તુઓ, સમુદ્રો તથા તેઓમાના સર્વ ઉત્પન્ન કીધા
છે, ને તું તે સર્વનુ રક્ષણ કરે છે, ને આકાશનુ સૈન્ય
તને ભજે છે ૭ તું તેજ યહોવાહ દેવ છે, કે જેણે
ઇબ્રામને પસંદ કીધો, ને તેને કાસ્દીઓના ઉરમાથી
કાઢી આણ્યો, ને તેનુ નામ ઇબ્રાહીમ પાડ્યુ ૮ અને
તેનુ અંતઃકરણ તને તારી સન્મુખ વિશ્વાસુ માલમ
પડ્યુ, ને કનાનીઓનો, હિત્તીઓનો, અમોરીઓનો,
ને પરીઝ્ઝીઓનો, ને યબૂસીઓનો, ને ગિર્ગાશીઓનો
દેશ આપવાનો, એટલે તેના સંતાનને આપવાનો,
કરાર તેં તેની સાથે કીધો, ને પોતાનુ વચન પાળ્યુ છે,
કેમકે તું ન્યાયી છે ૯ અને તેં મિસરમા અમારા પિતૃ-
ઓનુ દુઃખ જોયુ, ને સૂફ સમુદ્ર આગળ તેઓની બૂમ
સાંભળી, ૧૦ અને તેં ફારૂન પર તથા તેના સર્વ ચાકરો
પર, ને તેના દેશના સર્વ લોક પર, ચિન્હો તથા ચમ-
ત્કારો દેખાડ્યા, કેમકે તું જાણતો હતો કે તેઓ
તેમની પ્રત્યે ગર્વિષ્ઠપણાથી વર્તતા હતા, ને તેં પોતાનુ •
નામ પ્રતિષ્ઠિત કીધું, જેમ આજ છે તેમ ૧૧ અને તેં
તેઓની આગળથી સમુદ્રના બે ભાગ કરી નાખ્યા, ને
તેથી તેઓ સમુદ્ર મધ્યે કોરી ભૂમિ ઉપર ચાલીને
પેલે પાર ગયા, ને જેમ પત્થરને મહા જળમા [ફેંકે]
તેમ, તેઓની પૂઠે લાગેલાઓને તેં ઉંડાણમા ફેંકી
દીધા ૧૨ વળી દિવસે મેઘસ્તંભથી, તથા જે માર્ગે
તેઓએ જવુ જોઇએ, તેમા તેઓને પ્રકાશ આપવા
સારૂ, રાત્રે અગ્નિસ્તંભથી તેં તેઓને દોર્યા ૧૩ સિનાય
પર્વત પર પણ તું ઉતરી આવ્યો, ને આકાશમાથી તું
તેઓની સાથે બોલ્યો, ને વાસ્તવિક હુકમો તથા સત્ય
નિયમો, સારા વિધિઓ તથા આજ્ઞાઓ તેં તેઓને
આપ્યા, ૧૪ અને તેં પોતાના પવિત્ર સાબ્બાથોની
તેઓને જાણ પાડી, ને પોતાના સેવક મુસાની હસ્તક
તેં તેઓને આજ્ઞાઓ તથા વિધિઓ તથા નિયમશાસ્ત્ર
ફરમાવ્યા, ૧૫ ને તેઓની ભૂખને સારૂ તેં તેઓને

આકાશથી અન્ન આપ્યું, ને તેઓની તૃષાને સારૂ ખડ-
કમાંથી પાણી કાઢ્યું; ને જે દેશ તેઓને આપવા
સારૂ તેં પોતાનો હાથ ઉંચો કર્યો હતો, તેનો કબજો
લેવા સારૂ તેમાં જવાની તેં તેઓને આજ્ઞા કીધી.
૧૬ પણ તેઓએ તથા અમારા પૂર્વજોએ ગર્વ કરીને
પોતાની ગરદન અક્કડ કરી, ને તારી આજ્ઞાઓને કાન
ન ધર્યો, ૧૭ ને [તારૂં] કહ્યું માન્યું નહિ, ને તારા ચમ-
ત્કારો જે તેં તેઓ મધ્યે કીધા, તે તેઓએ ધ્યાનમાં
રાખ્યા નહિ; પણ તેઓએ પોતાની ગરદન અક્કડ
કીધી, ને પોતાની ગુલામી સ્થિતિમાં પાછા જવા
માટે દંગો કરીને એક આગેવાન ઠરાવ્યો; પણ તું
ક્ષમા કરવા તત્પર, કૃપાળુ તથા રેહેમી, મંદ ક્રોધી
તથા પુષ્કળ દયાળુ એવો દેવ છે, ને તેં તેઓને મૂકી
દીધા નહિ ૧૮ હા, તેઓએ પોતાને માટે ઢાળેલું
વાછરડું બનાવીને કહ્યું કે, તને મિસરમાંથી કાઢી લાવ-
નાર તારો દેવ તે આ છે, એમ તેઓએ ઘણાં ક્રોધજ-
નક કામો કીધાં; ૧૯ તો પણ તેં તારી પુષ્કળ દયાથી
તેઓને અરણ્યમાં મૂકી દીધા નહિ; તેઓને માર્ગમાં
દોરવા સારૂ દિવસે તેઓ ઉપરથી મેઘસ્તંભ ખસતો
નહિ; તેમજ તેઓને પ્રકાશ આપવા માટે, તથા જે
માર્ગે તેઓને જવાનું હતું તે તેમને દેખાડવા માટે,
રાત્રે અગ્નિસ્તંભ [ખસતો] નહિ. ૨૦ વળી તેઓને
બોધ કરવા સારૂ તેં પોતાનો ઉત્તમ આત્મા આપ્યો,
ને તારા માન્ના તેઓના મ્હોંથી પાછા રાખ્યા નહિ, ને
તેઓની તૃષાને સારૂ તેઓને પાણી આપ્યું. ૨૧ હા,
ચાળીસ વર્ષ સુધી તેં તેઓને અરણ્યમાં નિભાવ્યા;
તેઓને કશાની ખોટ નહોતી; તેઓનાં વસ્ત્રો જુનાં
થયાં નહિ, ને તેઓના પગ સુજ્યા નહિ. ૨૨ વળી તેં
તેઓને રાજ્યો તથા પ્રજાઓ આપ્યાં, કે જે તેઓના
હિસ્સા પ્રમાણે તેં વહેંચી આપ્યાં; એમ સીહોનના
દેશનું, એટલે હેશ્બોનના રાજાના દેશનું, તથા બાશા-
નના રાજા ઓગના દેશનું વતન તેઓને પ્રાપ્ત થયું.
૨૩ વળી તેં તેઓના વંશજોને આકાશના તારાઓની
પેઠે વધાર્યા; ને જે દેશ વિષે તેં તેઓના પૂર્વજોને કહ્યું
હતું કે, તેઓ તેમાં પ્રવેશ કરીને તેનું વતન પ્રાપ્ત
કરશે, તેમાં તું તેઓને લાવ્યો. ૨૪ એમ તે વંશજોએ
અંદર પ્રવેશ કરીને તે દેશનું વતન પ્રાપ્ત કીધું, ને તેં
તેઓની સામે તે દેશના રહેવાસી કનાનીઓને પરા-
જિત કીધા, ને તેઓને તથા તેઓના રાજાઓને, તથા
તે દેશના લોકોને તેઓના હાથમાં આપ્યા, કે એઓ
તેમને પોતાની મરજી પ્રમાણે કરે ૨૫ અને તેઓએ
કિલ્લાંવાળાં શેહેરો તથા રસાળ ભૂમિ લઇ લીધાં; ને
સર્વ ઉત્તમ વસ્તુઓથી ભરપૂર ઘરો, ખોદેલા કુવા,
દ્રાક્ષવાડીઓ, તથા જૈતવાડીઓ, તથા પુષ્કળ ફળઝાડો
તેઓના કબજામાં આવ્યાં; એમ તેઓ ખાઇને ધરાયા,
ને પુષ્ટ થયા, ને તારી મોટી કૃપામાં આનંદિત થયા
૨૬ તો પણ તેઓ અણકહ્યાગરા થયા, ને તારી વિરૂદ્ધ
તેઓએ દંગો કીધો, ને તારા નિયમશાસ્ત્રને તેઓએ
પોતાની પીઠ પાછળ ફેંક્યું, ને જે તારા ભવિષ્યવાદીઓ
તેઓને ફરીથી તારી ભણી ફેરવવા સારૂ તેઓની
વિરૂદ્ધ સાક્ષ્ય આપતા હતા, તેઓને તેમણે મારી
નાખ્યા, ને તેઓએ ઘણાં ક્રોધજનક કામો કીધાં
૨૭ માટે તેં તેઓને તેઓના શત્રુઓના હાથમાં સોંપ્યા,
ને તેઓએ તેઓને સંતાપ્યા. અને તેઓએ પોતાના
સંકટ સમયે તારી આગળ બૂમ પાડી, ત્યારે તેં આકા-
શમાંથી સાંભળ્યું; ને તારી પુષ્કળ રેહેમ પ્રમાણે તેં
તેઓને ઉદ્ધારકો આપ્યા, જેઓએ તેઓના શત્રુઓના
હાથમાંથી તેઓને બચાવ્યા. ૨૮ પણ તેઓને વિસામો
મળ્યો, એટલે ફરીથી તેઓએ તારી સન્મુખ દુષ્ટતા
કીધી; તે માટે તેં તેઓને તેઓના શત્રુઓના હાથમાં
રહેવા દીધા, માટે તેઓએ તેમના ઉપર ધણીપણું
કીધું; તો પણ જ્યારે તેઓએ પાછા ફરીને તારી
આગળ બૂમ મારી, ત્યારે તેં આકાશમાથી સાંભળીને,
તારી દયા પ્રમાણે, બહુ વાર તેઓને છોડાવ્યા; ૨૯ ને
તેઓને તારા નિયમમાં પાછા લાવવાને તેં તેઓની
વિરૂદ્ધ સાક્ષી આપી; તો પણ તેઓએ ગર્વ કરીને
તારી આજ્ઞાઓને કાન ન દીધા, પણ તારા હુકમો,
(જેમને જે કોઇ પાળે તે તેઓથી જીવે,) તેઓની
વિરૂદ્ધ તેઓએ પાપ કીધાં, ને ખાંધ પાછી ખેંચી
લીધી, ને પોતાની ગરદન અક્કડ કરીને સાંભળવા
ચાહ્યું નહિ. ૩૦ તો પણ તેં તેઓ પ્રત્યે બહુ વરસો
સુધી ખામોશી રાખી, ને તેં તેઓની વિરૂદ્ધ તારા
આત્માવડે તારા ભવિષ્યવાદીઓની હસ્તક સાક્ષી
આપી; પણ તેઓએ કાન દીધા નહિ; એ માટે તેં
દેશોના લોકોના હાથમાં તેઓને આપી દીધા. ૩૧ તો
પણ તેં પોતાની મહા દયાને લીધે તેઓનો છેક અંત
આણ્યો નહિ. ને તેઓને મૂકી દીધા નહિ; કેમકે તું
કૃપાળુ તથા દયાળુ દેવ છે. ૩૨ તો 'હવે, હે અમારા
દેવ, મોટા, પરાક્રમી તથા ભયયોગ્ય દેવ, કરાર તથા
દયા રાખનાર, આશ્શૂરના રાજાઓના વખતથી તે

આજ દિન સુધી જે સર્વ કષ્ટ અમારા પર, અમારા
રાજાઓ પર, અમારા સરદારો પર, તથા અમારા
યાજકો પર, તથા અમારા ભવિષ્યવાદીઓ પર, તથા
અમારા પિતૃઓ પર, તથા તારા સર્વ લોકો પર પડ્યુ
છે, તે તારી નજરમા જૂજ ન લાગે ૩૩ પરતુ જે સર્વ
અમારા પર આવી પડ્યુ છે તે સબધી તું ન્યાયી
છે, કેમકે તેં વાજબી કીધુ છે, પણ અમે દુષ્ટતા કીધી
છે ૩૪ અને અમારા રાજાઓએ, અમારા સરદારોએ,
અમારા યાજકોએ તેમજ અમારા પિતૃઓએ તારો
નિયમ પાળ્યો નથી, ને તારી આજ્ઞાઓ ને તારા
સાક્ષ્યો જેઓ વડે તેં તેઓ વિરૂદ્ધ સાક્ષી આપી,
તેઓને તેઓએ લક્ષ દીધુ નથી ૩૫ કેમકે તેઓએ
પોતાના રાજ્યમા, ને જે તારો મોટો ઉપકાર તેં તેઓ
પર કીધો તેમા, તથા જે વિશાળ ને રસાળ દેશ તેં
તેઓની સન્મુખ આપ્યો તેમા, તારી સેવા કીધી
નહિ, ને તેઓ પોતાના કુકર્મોથી પાછા ફર્યા નહિ
૩૬ જો, અમે આજ દાસો છીએ, ને જે દેશ તેં અમારા
પૂર્વજોને આપ્યો એ માટે કે તેનુ ફળ તથા તેની ઉત્તમ
ઉપજ તેઓ ખાય તેમાજ, જો, અમે દાસો છીએ
૩૭ અને અમારા પાપોને લીધે જે રાજા તેં અમારી
ઉપર ઠરાવ્યા છે તેઓને તે બહુ ઉપજ આપે છે,
વળી તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે અમારા પંડ પર
તથા અમારા જાનવર પર સત્તા ચલાવે છે, ને અમે
મોટા સકટમા છીએ ૩૮ અને એ સર્વને લીધે અમે
એક નક્કી કરાર કરીએ છીએ, ને તે નોંધીએ છીએ,
ને અમારા સરદારો, અમારા લેવીઓ [તથા] અમારા
યાજકો તેની ઉપર મુદ્રા કરે છે

૧૦ અને જેઓએ મુદ્રા કરી તેઓ આ હતા,
એટલે હખાલ્યાહનો પુત્ર નહેમ્યાહ તિર્શાથા,
ને સિદકીયાહ, ૨ સરાયાહ, અઝાર્યાહ, યિર્મેયાહ,
૩ પાશહૂર, અમાર્યાહ, માલ્કીયાહ, ૪ હાત્તૂશ શબા
ન્યાહ, માલ્લૂખ, ૫ હારીમ, મરેમોથ, ઓબાદ્યાહ,
૬ દાનીયેલ, ગિન્નથોન, બારૂખ, ૭ મશુલ્લામ, અબી
યાહ, મીયામીન, ૮ માઆઝયાહ, બિલ્ગાય, શમા
યાહ, એ યાજકો હતા ૯ અને લેવીઓ આ હતા,
એટલે અઝાન્યાહનો પુત્ર યેશૂઆ, હેનાદાદના પુત્રો-
માના બિન્નૂઇ, કાદ્મીએલ, ૧૦ ને તેઓના ભાઇઓ
શબાન્યાહ, હોદીયાહ, કલીટા, પલાયાહ, હાનાન,
૧૧ મીખા, રહોબ હશાબ્યાહ, ૧૨ ઝાક્કૂર, શેરેબ્યાહ,
શબાન્યાહ, ૧૩ હોદીયાહ, બાની, બનીનુ ૧૪ લોકોના
મુખ્યો, પારોશ, પાહાથ મોઆબ, એલામ, ઝાત્તૂ,
બાની, ૧૫ બુન્નો, આઝગાદ, બેબાય ૧૬ અદોનીયાહ,
બિગ્વાય, આદીન, ૧૭ આટેર, હિઝકીયાહ અઝ્ઝૂર,
૧૮ હોદીયાહ હાશુમ, બેસાય, ૧૯ હારીફ, અનાથોથ,
નોબાય, ૨૦ માગ્પીઆશ, મશુલ્લામ, હેઝીર, ૨૧ મશે
ઝાબએલ, સાદોક, યાદૂઆ, ૨૨ પલાટયાહ, હાનાન,
અનાયાહ, ૨૩ હોશીઆ, હનાન્યાહ હાશ્શૂબ, ૨૪ હાલ્લો
હેશ, પિલ્હા, શોબેક, ૨૫ રહૂમ, હશાબ્નાહ, માઅ
સેયાહ, ૨૬ ને અહીયાહ, હાનાન, આનાન, ૨૭ માલ્લૂખ,
હારીમ, બાઅનાહ ૨૮ અને બાકીના લોકો, યાજકો,
લેવીઓ, દ્વારપાળો, ગવૈયાઓ, નથીનીમ, તથા જેઓ
દેવના નિયમશાસ્ત્રને માટે દેશોના લોકોથી અલગ
થયા હતા, તેઓ સર્વ, તેઓની સ્ત્રીઓ, તેઓના
પુત્રો તથા તેઓની પુત્રીઓ, એટલે જે સર્વ જાણતા
તથા સમજતા હતા, ૨૯ તેઓ પોતાના ભાઇઓને
[તથા] પોતાના અમીરોને વળગી રહ્યા, ને પોતાને
માથે શાપ તથા સોગન લીધા કે દેવના સેવક મુસાની
હસ્તક અપાયલા દેવના નિયમશાસ્ત્ર પ્રમાણે અમારે
ચાલવુ, ને અમારા પ્રભુ યહોવાહની સર્વ આજ્ઞાઓ
તથા તેના હુકમો તથા તેના વિધિઓ પાળવા ને તેનો
અમલ કરવો, ૩૦ ન અમારે પોતાની પુત્રીઓ દેશના
લોકોને ન દેવી, ન તેઓની પુત્રીઓ અમારા પુત્રોને
માટે ન લેવી, ૩૧ ને જો દેશના લોકો સાબ્બાથ દિવસે
માલ કે કંઇ ખાવાનુ વેચવા લાવે, તો સાબ્બાથે કે
પવિત્ર દિવસે અમારે તેઓ પાસેથી ખરીદ કરવુ
નહિ, ને સાતમુ વર્ષ તથા સર્વ લેણુ છોડી દેવુ
૩૨ વળી અમે પોતાના દેવના ઘરની સેવાને વાસ્તે દર
વર્ષે એક તૃતિયાંશ શેકેલ આપવાનો પોતાને માટે
નિયમ ઠરાવ્યા, ૩૩ એટલે અર્પેલી રોટલીને સારૂ, ને
નિત્યના ખાદ્યાર્પણને સારૂ, તથા સાબ્બાથોના અને
અમાવાસ્યાઓના નિત્યના દહનીયાર્પણને સારૂ, મુકરર
પર્વોને સારૂ, તથા પવિત્ર વસ્તુઓને સારૂ, તથા ઇસ્રા
એલને વાસ્તે પ્રાયશ્ચિત્ત કરવાને માટે પાપાર્થાર્પણોને
સારૂ, તથા અમારા દેવના ઘરના સર્વ કાર્યને સારૂ
૩૪ અને નિયમશાસ્ત્રમા લખ્યા પ્રમાણે, અમારા દેવ
યહોવાહની વેદી પર બાળવા સારૂ, અમારા પિતૃ
ઓના ઘરો પ્રમાણે, દર વર્ષે ઠરાવેલે સમયે અમારા
દેવના ઘરમા લાકડાના અર્પણો લાવવા માટે, અમે,
એટલે યાજકો, લેવીઓ, તથા લોકોએ, ચિઠ્ઠીઓ
નાખી ૩૫ અને અમારી ભૂમિના પ્રથમ ફળો તથા

સર્વ જાતનાં ઝાડોનાં સર્વ ફળોમાંના પ્રથમ ફળો, દર
વર્ષે યહોવાહના ઘરમાં લાવવા માટે પણ [ચિઠ્ઠીઓ
નાખી]. ૩૬ વળી નિયમશાસ્ત્રમાં લખ્યા પ્રમાણે,
અમારા પુત્રોમાંના પ્રથમજનિત, તથા અમારાં જાન-
વરોનાં [પ્રથમજનિત], ને અમારાં ઢોરોનાં તથા
અમારાં ઘેટાં બકરાંનાં પ્રથમજનિતને અમારા દેવને
ઘેર, જે યાજકો અમારા દેવના ઘરમાં સેવા કરે છે
તેઓની પાસે આણવા માટે પણ [ચિઠ્ઠીઓ નાખી]
૩૭ અને અમારા બાંધેલા લોટના પ્રથમાંશ, તથા
અમારા ઉચ્છાલીયાર્પણો, ને સર્વ પ્રકારના ઝાડોના
ફળો, દ્રાક્ષરસ તથા તેલ યાજકોની પાસે અમારા
દેવના ઘરની ઓરડીઓએ, ને અમારી જમીનની
ઉપજના દશમાશો લેવીઓ પાસે, લાવવા માટે પણ
[ચિઠ્ઠીઓ નાખી]; કેમકે એ લેવીઓ અમારી ખેતીનાં
સર્વ નગરોમા દશમાશો લે છે. ૩૮ અને લેવીઓ
દશમાંશ લે, તે સમયે હારૂનના પુત્ર યાજકે તે
લેવીઓ સાથે રહેવું, ને લેવીઓએ તે દશમાંશોનો
દશમાંશ અમારા દેવના ઘરમાં, ઓરડીઓએ ભંડારમાં
આણવો ૩૯ કેમકે ઇસ્રાએલપુત્રોએ તથા લેવીપુત્રોએ
ધાન્યનું, દ્રાક્ષરસનું તથા તેલનું ઉચ્છાલીયાર્પણ, જે
ઓરડીઓમાં પવિત્રસ્થાનનાં પાત્રો તથા સેવા કરનાર
યાજકો તથા દ્વારપાળો તથા ગવૈયાઓ હોય છે, ત્યાં
લાવવું; ને અમે અમારા દેવનું ઘર નહિજ તજીશું.

૧૧ અને લોકોના સરદારો યરૂશાલેમમાં વસ્યા;
-બાકીના લોકોએ પણ એ માટે ચિઠ્ઠીઓ
નાખી કે દર દસમાંથી એક [માણસ] પવિત્ર નગર
યરૂશાલેમમાં વસવા માટે લવાય, ને [બાકીના] નવ
બીજાં નગરોમાં [રહે]. ૨ અને જેઓ યરૂશાલેમમાં
રહેવા સારૂ રાજીખુશીથી આગળ પડ્યા, તે સર્વ
માણસોને લોકોએ ધન્યવાદ દીધો ૩ હવે પ્રાંતના જે
આગેવાનો યરૂશાલેમમાં વસ્યા તેઓ આ છે; પણ
ઇસ્રાએલ, યાજકો, તથા લેવીઓ, તથા નથીનીમ,
તથા સુલેમાનના સેવકોના પુત્રો યહુદાહનાં નગ-
રોમાં પોતપોતાનાં નગરોમાં પોતપોતાનાં વતનોમાં
રહ્યા. ૪ અને યરૂશાલેમમાં યહુદાહના પુત્રોમાંના તથા
બિન્યામીનના પુત્રોમાંના કેટલાએક વસ્યા. યહુદા-
હના પુત્રોમાંના: પેરેસના પુત્રોમાંના માહલાલએલના
પુત્ર શફાટયાહના પુત્ર અમાર્યાહના પુત્ર ઝખાર્યાહના
પુત્ર ઉઝ્ઝીયાહનો પુત્ર અથાયાહ; ૫ ને શીલોનીના
પુત્ર ઝખાર્યાહના પુત્ર યોયારીબના પુત્ર અદાયાહના
પુત્ર હઝાયાહના પુત્ર કોલ-હોઝેહના પુત્ર બારૂખનો
પુત્ર માઅસેયાહ ૬ પેરેસના સર્વ પુત્રો જેઓ યરૂ-
શાલેમમાં વસ્યા તેઓ ચારસેં ને અડસેટ પરાક્રમી
માણસો હતા. ૭ અને બિન્યામીનના પુત્રો આ છે;
યશાયાહના પુત્ર ઇથીએલના પુત્ર માઅસેયાહના પુત્ર
કોલાયાહના પુત્ર પદાયાહના પુત્ર યોએદના પુત્ર
મશૂલ્લામનો પુત્ર સાલ્લુ; ૮ ને તેના પછી ગાબ્બાય,
સાલ્લાય, એઓ નવસેં ને અઠ્ઠાવીસ. ૯ અને ઝિખ્રીનો
પુત્ર યોએલ તેઓનો ઉપરી હતો; ને હાસ્સનૂઆ-
હનો પુત્ર યહુદાહ, એ નગરનો બીજો અમલદાર હતો.
૧૦ યાજકોમાંના; યોયારીબનો પુત્ર યદાયાહ, યાખીન,
૧૧ અહીટૂબના પુત્ર મરાયોથના પુત્ર સાદોકના પુત્ર
મશુલ્લામના પુત્ર હિલ્કીયાહનો પુત્ર સરાયાહ, એ
દેવના ઘરનો કારભારી, ૧૨ ને તેઓના ભાઇઓ જેઓ
ઘરનું કામ કરતા હતા, તેઓ આઠસેં ને બાવીસ
હતા; ને માલ્કીયાહના પુત્ર પાશહૂરના પુત્ર ઝખા-
ર્યાહના પુત્ર આમ્સીના પુત્ર પલાલ્યાહના પુત્ર યરો-
હામનો પુત્ર અદાયાહ, ૧૩ તથા તેના ભાઇઓ, એ
બાપોનાં [ઘરોના] મુખ્યો, બસેં ને બેંતાળીસ; ને
ઇમ્મેરના પુત્ર મશિલ્લેમોથના પુત્ર આહઝાયના પુત્ર
અઝારએલનો પુત્ર અમાશસાય, ૧૪ તથા તેઓના
ભાઇઓ, એ પરાક્રમી પુરૂષો એક સો ને અઠ્ઠાવીસ;
ને હાગ્ગદોલીમનો પુત્ર ઝાબ્દીએલ તેઓનો ઉપરી
હતો. ૧૫ અને લેવીઓમાંના: બુન્નીના પુત્ર હશા-
બ્યાહના પુત્ર આઝ્રીકામના પુત્ર હાશ્શૂબનો પુત્ર
શમાયાહ; ૧૬ ને લેવીઓના મુખ્યોમાંના શાબ્બથાય
તથા યોઝાબાદ, કે જેઓ દેવના ઘરના બહારના કામ
પર દેખરેખ રાખનાર હતા; ૧૭ ને પ્રાર્થનામાં ઉપ-
કારસ્તુતિનો આરંભ કરવામાં મુખ્ય, એ આસાફના
પુત્ર ઝાબ્દીના પુત્ર મીખાનો પુત્ર માત્તાન્યાહ હતો,
ને બાકબુકયાહ પોતાના ભાઇઓ મધ્યે બીજો હતો;
તથા યદૂથૂનના પુત્ર ગાલાલના પુત્ર શામ્મૂઆનો પુત્ર
આબ્દા. ૧૮ પવિત્ર નગરમાં સર્વ લેવીઓ બસેં ને
ચોર્યાસી હતા. ૧૯ તે ઉપરાંત આક્કૂબ, ટાલ્મોન તથા
તેમના ભાઇઓ કે જે દરવાજાઓ આગળ ચોકી કર-
નારા દ્વારપાળો હતા, તેઓ એક સો ને બોતેર હતા.
૨૦ અને બાકીના ઇસ્રાએલીઓ, લેવીઓ, યાજકો,
યહુદાહનાં સર્વ નગરોમાં પોતપોતાનાં વતનોમાં હતા.
૨૧ પણ નથીનીમ ઓફેલમાં વસ્યાં; ને સીહા તથા
ગિશ્પા નથીનીમના ઉપરીઓ હતા. ૨૨ યરૂશાલેમના

લેવીઓનો ઉપરી પણ, દેવના ઘરના કામ પર,
આસાફના પુત્રોમાંના એટલે ગવૈયાઓમાંના મીખાના
પુત્ર માત્તાન્યાહના પુત્ર હશાબ્યાહના પુત્ર બાનીનો
પુત્ર ઉઝ્ઝી હતો. ૨૩ કેમકે તેઓ વિષે રાજાની એવી
આજ્ઞા હતી કે ગવૈયાઓને પ્રતિદિનની અગત્ય પ્રમાણે
મુકરર ભથ્થું [આપવું]. ૨૪ અને યહુદાહના પુત્ર
ઝેરાહના પુત્રોમાંના મશેઝાબએલનો પુત્ર પેથાહીહ
લોકને લગતી સર્વ બાબતોમા રાજાના હાથ હેઠો
રહેતો હતો. ૨૫ અને ખેતરોવાળાં ગામો વિષે યહુદા
હના પુત્રોમાંના કેટલાએક કિર્યાથ-આર્બામાં તથા
તેના કસબાઓમા, ને દીબોનમા તથા તેના કસબા-
ઓમાં, ને યકાબ્સએલમા તથા તેનાં ગામોમાં રહ્યા;
૨૬ ને યેશૂઆમા તથા મોલાદાહમા તથા બેથ-પેલેટમા;
૨૭ તથા હસાર-શૂઆલમા તથા બેર શેબામાં તથા
તેના કસબાઓમા; ૨૮ તથા સિકલાગમાં તથા મખો-
નાહમાં તથા તેના કસબાઓમાં; ૨૯ તથા એન-
રિમ્મોનમા તથા સોરાહમાં તથા યાર્મૂથમાં; ૩૦ ઝાનો-
આહ, આદુલ્લામ તથા તેઓનાં ગામોમાં, લાખીશ
તથા તેના ખેતરોમા, અઝેકાહ તથા તેના કસબા-
ઓમાં [વસ્યા] એમ તેઓ બેર-શેબાથી તે હિન્નો-
મના નીચાણ સુધી વસ્યા. ૩૧ બિન્યામીનના પુત્રો
પણ ગેબાથી માંડીને મિખ્માશ તથા આયામાં, તથા
બેથેલ તથા તેના કસબાઓમાં; ૩૨ અનાથોથ, નોબ,
[તથા] અનાન્યાહમાં; ૩૩ હાસોર, રામાહ [તથા]
ગિત્તાઇમમા; ૩૪ હાદીદ, સબોઇમ [તથા] નબાલ્લા-
ટમાં; ૩૫ લોદ તથા ઓનોમાં, [એટલે] કારીગરોના
નીચાણમાં [વસ્યા] ૩૬ અને યહુદાહમાંના લેવીઓના
કેટલાક વર્ગો બિન્યામીનની સાથે [જોડાયા].

૧૨ હવે જે યાજકો તથા લેવીઓ શઆલ્તીએ-
લના પુત્ર ઝરૂબ્બાબેલની તથા યેશૂઆની
સાથે પાછા આવ્યા તેઓ આ છે; એટલે, સરાયાહ,
યિર્મેયાહ, એઝરા; ૨ અમાર્યાહ, માલ્લૂખ, હાટ્ટૂશ,
૩ શખાન્યાહ, રહૂમ, મરેમોથ, ૪ ઇદ્દો, ગિન્નથોય,
અબીયાહ, ૫ મીયામીન, માઆદ્યાહ, બિલ્ગાહ,
૬ શમાયાહ, યોયારીબ, યદાયાહ, ૭ સાલ્લુ, આમોક,
હિલ્કીયાહ, યદાયાહ. એઓ યેશૂઆના દિવસોમાં
યાજકોમાંના તથા તેઓના ભાઇઓમાંના મુખ્યો
હતા. ૮ વળી લેવીઓ: યેશૂઆ, બિન્નૂઇ, કાદ્મીએલ,
શેરેબ્યાહ, યહુદાહ [તથા] માત્તાન્યાહ, કે જે તેના
ભાઇઓ સાથે સ્તુતિ ગાયન પર હતો. ૯ અને તેઓના
ભાઇઓ બાક્બુક્યાહ તથા ઉન્નો પહેરામાં તેઓની
સામે હતા. ૧૦ અને યેશૂઆથી યોયાકીમ થયો, ને
યોયાકીમથી એલ્યાશીબ થયો, ને એલ્યાશીબથી
યોયાદા થયો, ૧૧ ને યોયાદાથી યોનાથાન થયો, ને
યોનાથાનથી યાદૂઆ થયો. ૧૨ અને યોયાકીમના
દિવસોમા યાજકો, એટલે બાપોનાં [ઘરોના] મુખ્યો
આ હતા; એટલે, સરાયાહનો મરાયાહ; યિર્મેયાહનો
હનાન્યાહ; ૧૩ એઝરાનો મશુલ્લામ; અમાર્યાહનો
યહોહાનાન; ૧૪ માલ્લૂખીનો યોનાથાન; શબાન્યા-
હનો યોસેફ; ૧૫ હારીમનો આદના, મરાયોથનો
હેલ્કાય; ૧૬ ઇદ્દોનો ઝખાર્યાહ; ગિન્નથોનનો મશુલ્લામ;
૧૭ અબીયાહનો ઝિખ્રી; મિન્યામીનના મોઆદ્યાહનો
પિલ્ટાય; ૧૮ બિલ્ગાહનો શામ્મૂઆ; શમાયાહનો
યહોનાથાન; ૧૯ તથા યોયારીબનો માત્તનાય; યદા-
યાહનો ઉઝ્ઝી; ૨૦ સાલ્લાયનો કાલ્લાય; આમોકનો
એબેર; ૨૧ હિલ્કીયાહનો હશાબ્યાહ; યદાયાહનો
નથાનએલ. ૨૨ એલ્યાશીબના, યોયાદાના, તથા
યોહાનાનના તથા યાદૂઆના દિવસોમા લેવીઓ
બાપોના [ઘરોના] મુખ્યો તરીકે નોંધાયા હતા, ને
દાર્યાવેશ ઇરાનીના રાજ્યમાં યાજકો પણ નોંધાયા
હતા. ૨૩ લેવીના જે પુત્રો બાપોના [ઘરોના] મુખ્યો
હતા, તેઓ કાળવૃત્તાંતોના પુસ્તકમાં એલ્યાશીબના
પુત્ર યોહાનાનના દિવસો સુધી નોંધાયા હતા. ૨૪ અને
લેવીઓના મુખ્યો: હશાબ્યાહ, શેરેબ્યાહ તથા કાદ્મી-
એલનો પુત્ર યેશૂઆ, તથા તેઓની સામા તેઓના
ભાઇઓ સામસામે પહેરો રાખીને, ઇશ્વરભક્ત દાઉ-
દની આજ્ઞા પ્રમાણે, વખાણ તથા ઉપકારસ્તુતિ કરવા
માટે રહેલા હતા. ૨૫ માત્તાન્યાહ તથા બાક્બુક્યાહ,
ઓબાદ્યાહ, મશુલ્લામ, ટાલ્મોન, આક્કૂબ, એઓ
ભાગળોના ભંડારો આગળ ચોકી કરનાર દ્વારપાળો
હતા. ૨૬ એઓ યોસાદાકના પુત્ર યેશૂઆના પુત્ર
યોયાકીમના દિવસોમાં ને નહેમ્યાહ સૂબાના, ને
એઝરા યાજક તથા શાસ્ત્રીના દિવસોમા હતા.

૨૭ અને યરૂશાલેમના કોટની પ્રતિષ્ઠાને પ્રસંગે
લોકોએ લેવીઓને તેઓની સર્વ જગ્યાઓમાથી શોધી
કાઢયા, કે ઉપકારસ્તુતિ સહિત તથા ગાયનો સહિત,
ઝાંઝે, સિતાર તથા વીણાઓ વગાડતાં ઉત્સાહ સહિત
પ્રતિષ્ઠા પાળવા સારૂ એઓ તેઓને યરૂશાલેમમાં
લાવે. ૨૮ અને ગવૈયાઓના પુત્રો યરૂશાલેમની આસ-
પાસના મેદાનમાથી તથા નટોફાથીઓના ગામોમાથી

ટાળે થયા ૨૯ અને બેથ ગિલ્ગાલથી તથા ગેબાના
તથા આઝમાવેથના ખેતરોમાથી પણ, કેમકે ગવૈયા
ઓએ પોતાને સારૂ યરૂશાલેમની આસપાસ ગામો
બાધ્યા હતા ૩૦ અને યાજકોએ તથા લેવીઓએ
પોતાને શુદ્ધ કરીને લોકોને તથા દરવાજાઓને તથા
કોટને શુદ્ધ કીધા ૩૧ પછી હુ યહુદાહના સરદારોને
કોટ પર લાવ્યો, ને મેં ઉપકારસ્તુતિ કરનારી તથા
સરગસ ચઢાવી ફરનારી બે મોટી ટોળી ઠરાવી [તેમાની
એક] જમણીગમ કોટ પર કચરાના દરવાજા તરફ
[ચાલી], ૩૨ ને તેઓની પાછળ હોશાયાહ તથા
યહુદાહના અરધા સરદારો, ૩૩ તથા અઝાર્યાહ,
એઝરા તથા મશુલ્લામ, ૩૪ યહુદાહ તથા બિન્યામીન
તથા શમાયાહ તથા યિર્મેયાહ, ૩૫ તથા યાજકોના
પુત્રોમાના કેટલાએક રણશિંગડા લઇને [ચાલ્યા],
એટલે આસાફના પુત્ર ઝાક્કૂરના પુત્ર મીખાયાહના
પુત્ર માત્તાન્યાહના પુત્ર શમાયાહના પુત્ર યોનાથાનનો
પુત્ર ઝખાર્યાહ, ૩૬ તથા તેના ભાઇઓ શમાયાહ
તથા અઝારએલ, મિલલાય, ગિલલાય, માઆય,
નથાનએલ તથા યહુદાહ હનાની, એઓ ઇશ્વરભક્ત
દાઉદના વાજા લઇને [ચાલ્યા], ને એઝરા શાસ્ત્રી
તેઓને મોખરે [ચાલતો] હતો, ૩૭ ને ઝરાને દરવાજે
થઇને સીધા આગળ [ચાલીને] દાઉદના નગરના
પગથિયા પર થઇને, કોટના ચઢાવ પર દાઉદના
ઘરની ઉપલી બાજુએ પૂર્વ તરફ પાણીના દરવાજા
સુધી તેઓ [ગયા] ૩૮ અને ઉપકારસ્તુતિ કરનારા
ઓની બીજી ટોળી તેઓની સામે ગઇ, ને હુ અરધા
લોક સાથે તેઓની પાછળ કોટ ઉપર ભઠ્ઠીઓના
બુરૂજની ઉપલી બાજુએ થઇને ઠેઠ ચોડા કોટ સુધી
ગયો, ૩ ને એફ્રાઇમની ભાગળ ઉપર થઇને તથા
જુની ભાગળે થઇને તથા મચ્છીભાગળ તથા હનાન
એલના બુરૂજ તથા હામ્મેઆહના બુરૂજ આગળ થઇને
ઠેઠ મેંઢાભાગળ સુધી [ગયા], ને તેઓ ચાકીભાગ
ળમા ઉભા રહ્યા ૪૦ એમ દેવના ઘરમા ઉપકારસ્તુતિ
કરનારી બે ટોળીઓ ઉભી રહી, હુ તથા મારી સાથે
અરધા અધિકારીઓ પણ, ૪૧ ને એલ્યાકીમ, માઅ
સેયાહ મિન્યામીન, મીખાયાહ, એલ્યોએનાય, ઝખા
ર્યાહ, હનાન્યાહ, એ યાજકો રણશિંગડા લઇને [ઉભા
રહ્યા], ૪૨ ને માઅસેયાહ તથા શમાયાહ તથા એલ
આઝાર તથા ઉઝઝી તથા યહોહાનાન તથા માલ્કીયાહ
તથા એલામ તથા એઝેર પણ અને ગવૈયાઓ તેઓના
ઉપરી યિઝ્રાહ્યાહ સુદ્ધા મોટેથી ગાતા હતા ૪૩ અને
તે દિવસે તેઓએ મોટા યજ્ઞો ચઢાવ્યા તથા હર્ષ
કીધો, કેમકે દેવે તેઓને મોટા આનદથી હર્ષિત
કીધા હતા, વળી સ્ત્રીઓએ તથા બાળકોએ પણ હર્ષ
કીધો, તે એટલો કે યરૂશાલેમનો હર્ષ છેક આઘે સુધી
સભળાતો હતો

૪૪ અને તે દિવસે ભાડારની, ઉચ્છાલીયાર્પણોની,
પ્રથમ ફળોની, તથા દશમાશોની ઓરડીઓ પર
કારભારીઓ ઠરાવવામા આવ્યા, કે તેઓમા તેઓ,
નગરોના ખેતરો પ્રમાણે, યાજકોને તથા લેવીઓને
સારૂ નિયમશાસ્ત્રે ઠરાવેલા હિસ્સા ભેગા કરે, કેમકે
સેવામા હાજર રહેનાર યાજકો તથા લેવીઓને લીધે
યહુદાહે હર્ષ કીધો ૪૫ અને તેઓએ, તેમજ ગવૈયા
ઓએ તથા દ્વારપાળોએ, દાઉદની તથા તેના પુત્ર
સુલેમાનની આજ્ઞા પ્રમાણે, પોતાના દેવની ચોકી તથા
શુદ્ધિકરણની ચોકી રાખી ૪૬ કેમકે પુરાતન કાળમા
દાઉદના તથા આસાફના દિવસોમા એક મુખ્ય ગવૈયો
હતો, અને દેવના વખાણના તથા ઉપકારસ્તુતિના
ગીતો હતા ૪૭ અને ઝરૂબ્બાબેલના દિવસોમા તથા
નહેમ્યાહના દિવસોમા સર્વ ઇસ્રાએલ ગવૈયાઓના
તથા દ્વારપાળોના હિસ્સા પ્રતિદિનની અગત્ય પ્રમાણે
આપતા હતા, ને તેઓ લેવીઓને માટે અર્પણ કરતા,
ને લેવીઓ હારૂનના પુત્રોને માટે અર્પણ કરતા

૧૩ તે દિવસે મુસાનુ પુસ્તક લોકોના સાભળતા
વાચવામા આવ્યુ, ને તેમા એવુ લખેલુ
મળ્યુ કે આમ્મોનીઓને તથા મોઆબીઓને દેવની
મડળીમા કદી દાખલ થવા દેવા નહિ, ૨ કેમકે તેઓ
અન્ન તથા પાણી લઇને ઇસ્રાએલપુત્રોને મળવા ન
આવ્યા, પણ તેઓની વિરૂદ્ધ, તેમને શાપ દેવા સારૂ,
બલઆમને લાચ આપીને તેઓએ રાખ્યો, તો પણ
આપણા દેવે તે શાપનો આશીર્વાદ કરી નાખ્યો
૩ અને તેઓ નિયમશાસ્ત્ર સાભળી રહ્યા ત્યારે એમ
બન્યુ કે, તેઓએ સર્વ મિશ્રિત લોકને ઇસ્રાએલમાથી
જૂદા કર્યા

૪ હવે એ અગાઉ, એલ્યાશીબ યાજક જેને આપણા
દેવના ઘરની ઓરડીઓનો કારભારી ઠરાવ્યો હતો,
૫ તે ટોબીયાહનો સગો હતો માટે તેણે તેને સારૂ
એક મોટી ઓરડી બનાવી હતી જ્યા અગાઉ ખાદ્યા
પર્ણો લોબાન, તથા પાત્રો, ને લેવીઓને તથા ગવૈયા
ઓને તથા દ્વારપાળોને આજ્ઞા પ્રમાણે આપેલા અન્નના,
દ્રાક્ષારસના તથા તેલના દશાશો, તથા યાજકોના

ઉચ્છાલીયાર્પણો ભરી રાખવામાં આવતાં હતાં. ૬ પણ
એ બધો [વખત] હુ યરૂશાલેમમાં ન હતો; કેમકે
બાબિલના રાજા આર્તાહશાસ્તાના બત્રીસમા વર્ષમાં હુ
રાજા પાસે ગયો હતો, ને કેટલાએક દિવસો પછી મેં
રાજાની રજા માગી; ૭ ને હુ યરૂશાલેમ આવ્યો ને
એલ્યાશીબે ટોબીયાહને સારૂ દેવના ઘરના આગ-
ણામાં ઓરડી કરીને તેની ખાતર જે દુષ્કર્મ કીધું હતું
તેની મને જાણ પડી ૮ અને તેથી મને બહુ દુ ખ
લાગ્યું, તેથી મેં ટોબીયાહના ઘરનો સર્વ સરસામાન
તે ઓરડીમાંથી બહાર ફેંકી દીધો ૯ પછી મારી
આજ્ઞાથી તેઓએ તે ઓરડી સાફસૂફ કીધી; ને ત્યાં
હુ દેવના ઘરનાં પાત્રો, ખાદ્યાર્પણો તથા લોબાન
સહિત, પાછા લાવ્યો ૧૦ વળી મને માલમ પડયુ કે
લેવીઓના હિસ્સા તેઓને આપવામાં આવ્યા ન
હતા; માટે કામદારો, એટલે લેવીઓ તથા ગવૈયાઓ,
પોતપોતાનાં ખેતરમાં નાસી ગયા હતા. ૧૧ ત્યારે મેં
અધિકારીઓની સાથે જક્ક લઇને કહ્યું કે, દેવનું ઘર
ત્યાગિત અવસ્થામાં કેમ છે? ને મેં તેઓને એકઠા
કરીને તેઓની જગ્યા પર તેઓને રાખ્યા ૧૨ ત્યારે
સર્વ યહુદાહે અન્નનો તથા દ્રાક્ષરસનો તથા તેલનો
દશાંશ ભંડારોમા આણ્યો. ૧૩ અને તે ભડારો ઉપર
આ ભંડારીઓ મેં ઠરાવ્યા; એટલે, શેલેમ્યાહ યાજક,
તથા સાદોક ચિટણીસ, તથા લેવીઓમાનો પદાયાહ;
ને તેઓથી ઉતરતો માત્તાન્યાહના પુત્ર ઝાક્કૂરનો પુત્ર
હાનાન હતો; કેમકે તેઓ વિશ્વાસુ ગણાતા હતા, ને
તેઓનું કામ એ હતું કે, પોતાના ભાઇઓને વહેંચી
આપવું. ૧૪ હે મારા દેવ, એ વિષે મારૂ સ્મરણ કર,
ને મારાં સુકૃત્યો જે મેં પોતાના દેવના ઘરને માટે
તથા તેનાં કાર્યોને માટે કીધા છે, તે તું ભુસી ન નાખ.

૧૫ તે દિવસોમાં યહુદાહમાં કેટલાએકને સાબ્બાથે
દ્રાક્ષો પીલતાં, તથા પુળીઓ લાવતાં, તથા ગધેડાં
લાદતાં મેં દીઠા; તેમજ વળી તેઓને સાબ્બાથ દિવસે
દ્રાક્ષરસ, દ્રાક્ષો નેં અંજીર તથા સર્વ પ્રકારના બોજા
યરૂશાલેમમા લાવતાં [જોયા]; ને તેઓ અન્ન વેચતા,
તે દિવસે મેં [તેમની વિરૂદ્ધ] સાક્ષી પૂરી. ૧૬ ત્યાં
સૂરના માણસો પણ રહેતા હતા, જેઓ માછલી તથા
સર્વ પ્રકારનો માલ લાવતા, ને સાબ્બાથે યહુદાહના
પુત્રોને તથા યરૂશાલેમમાં તે વેચતા. ૧૭ ત્યારે મેં
યહુદાહના અમીરો સાથે જક્ક લઇને તેઓને કહ્યું કે,
આ કેવું દુષ્ટ કામ તમે કરો છો, ને સાબ્બાથ દિવસને
વટાળો છો? ૧૮ શું તમારા પિતૃઓ એમ નહોતા
કરતા? ને આપણો દેવ આપણા પર તથા આ નગર
પર આ સર્વ હાની [તે કારણથી] લાવ્યો નથી? તો
પણ તમે સાબ્બાથને વટાળીને ઇસ્રાએલ પર વધારે
ક્રોધ લાવો છો. ૧૯ અને એવું થયુ કે, સાબ્બાથની
અગાઉ જ્યારે યરૂશાલેમની ભાગળો અધરાવા લાગી,
ત્યારે કમાડો બધ કરવાની મેં આજ્ઞા કીધી, ને
સાબ્બાથ વિતી જાય ત્યાં સુધી તેમને ઉઘાડવાં નહિ,
એવી આજ્ઞા મેં કીધી; ને મેં મારા ચાકરોમાંના કેટ-
લાએકને ભાગળોના દરોગા ઠરાવ્યા, એ માટે કે
સાબ્બાથને દિવસે કંઇ પણ બોજો અંદર ન અણાય.
૨૦ તેથી વેપારીઓ તથા સર્વ પ્રકારનો માલ વેચનારા
એક બે વખત યરૂશાલેમની બહાર ઉતર્યા. ૨૧ ત્યારે
મેં તેઓની વિરૂદ્ધ સાક્ષી આપી, ને તેઓને કહ્યું કે,
કેમ તમે કોટની આજુબાજુ ઉતરો છો? જો તમે
ફરીથી એમ કરશો તો હુ તમારા પર હાથ નાખીશ.
ત્યાર પછી તેઓ ફરીથી સાબ્બાથે આવ્યા નહિ.
૨૨ અને લેવીઓને મેં આજ્ઞા કીધી કે, સાબ્બાથ
દિવસને પવિત્ર રાખવા સારૂ તેઓ પોતાને શુદ્ધ કરે,
ને આવીને ભાગળો સભાળે. હે મારા દેવ, આનું
પણ મારા લાભમાં સ્મરણ કર; ને તારી કૃપાની
પુષ્કળતા પ્રમાણે મને દરગુજર કર.

૨૩ વળી તે દિવસોમાં મેં એવા યહુદીઓ જોયા,
કે જેઓ આશ્દોદની, આમ્મોનની તથા મોઆબની
સ્ત્રીઓ સાથે પરણ્યા હતા; ૨૪ ને તેઓનાં છોકરાં
અરધું આશ્દોદી ભાષામાં બોલતાં હતાં, ને તેઓને
યહુદીઓની ભાષામાં બોલતાં આવડતું ન હતું, પણ
પોતપોતાના લોકની ભાષા પ્રમાણે બોલતા હતાં.
૨૫ અને મેં તેઓની સાથે વાદવિવાદ કરીને તેઓને
તુચ્છકાર્યા, ને તેઓમાના કેટલાએકને મારીને તેઓના
વાળ ફાંસી નાખ્યા, ને [એમ કહીને] તેઓને દેવના
સમ ખવાડ્યા, કે અમારે પોતાની પુત્રીઓ તેઓના
પુત્રોને ન દેવી, ને તેઓની પુત્રીઓ અમારે પોતાના
પુત્રોને માટે કે પોતાને માટે ન લેવી. ૨૬ ઇસ્રાએલના
રાજા સુલેમાને શું એ બાબતો વિષે પાપ ન કીધું?
જો કે ઘણાં રાષ્ટ્રો મધ્યે તેના જેવો રાજા કોઇ ન
હતો, ને તે પોતાના દેવનો વહાલો હતો, ને દેવે તેને
સર્વ ઇસ્રાએલ ઉપર રાજા કર્યો હતો, તેમ છતાં તેની
પાસે પણ પરદેશી સ્ત્રીઓએ પાપ કરાવ્યુ. ૨૭ તો
શું, અમે તમારૂ સાંભળીને પરદેશી સ્ત્રીઓ પરણીને

અમારા દેવની વિરૂદ્ધ ઉલ્લંઘન કરીને આવડું મોટું
પાતક કરીએ? ૨૮ને મુખ્ય યાજક એલ્યાશીબના
પુત્ર યોયાદાના પુત્રોમાનો એક હોરોની સાન્બાલ્લા
ટનો જમાઈ હતો, માટે મેં તેને પોતાની પાસેથી
નસાડી મૂક્યો ૨૯હે મારા દેવ, તેઓનુ સ્મરણ કર,
કેમકે તેઓએ યાજકપદને, તથા યાજકપદના તથા
લેવીઓના કરારને અશુદ્ધ કીધા છે ૩૦એમ મેં સર્વ
પરદેશીઓમાથી તેઓને શુદ્ધ કીધા, ને યાજકોને
તથા લેવીઓને પોતપોતાના કામના વારા ઠરાવી
આપ્યા, ૩૧ને ઠરાવેલે સમયે કાષ્ટાપણને સારૂં તથા
પ્રથમ ફળોને સારૂ પણ [વારા ઠરાવી આપ્યા] હે
મારા દેવ, હું હિતાર્થે મારૂ સ્મરણ કર.

# એસ્તેર.

૧ હવે અહાશ્વેરોશ (એટલે જે અહાશ્વેરોશ
હિંદથી તે કૂશ સુધી એકસો ને સત્તાવીસ
પ્રાંતો પર રાજ્ય કરતો હતો), તેના દિવસોમા એમ
બન્યું કે, ૨તે દિવસોમા, અહાશ્વેરોશ રાજા શૂશાન
મેહલમાના પોતાના રાજ્યાસને બેઠેનો હતો તે દર
મ્યાન, ૩તેના રાજ્યને ત્રીજે વર્ષે તેણે પોતાના સર્વ
સરદારોને તથા પોતાના ચાકરોને માટે મિજબાની
કીધી, ત્યારે ઇરાન તથા માદાયના પરાક્રમીઓ,
[તથા] પ્રાંતોના અમીરો તથા સરદારો તેની હજુ-
રમા હતા. ૪તે વેળાએ તેણે પોતાના વિખ્યાત
રાજ્યની રિદ્ધિ, તથા પોતાના મહા પ્રતાપનો વૈભવ,
ઘણા દિવસો સુધી, એટલે એક સો ને એસી દિવસ
સુધી, દેખાડ્યા ૫અને એ દિવસો વીત્યે રાજાએ
શૂશાન મેહેલમા જેઓ હાજર હતા તે મોટા નાના
સર્વે લોકને સારૂ, સાત દિવસ સુધી, રાજાના મેહેલના
બાગના ચોકમા મિજબાની કીધી, ૬ત્યા ધોળા,
લીલા તથા આસમાની [સુતરાઉના પડદા], રૂપાની
કડીઓએ તથા આરસપાહાણના સ્તંભોએ, જાંબુઆ
તથા બારીક સણની સુતળી વડે ટાંગેલા હતા, સોના
રૂપાના પલંગ, લાલ તથા ધોળા તથા પીળા તથા કાળા
આરસપાહાણની ફરસબંદી પર હતા ૭અને તેઓને
પાન કરવાને માટે પ્યાલા તો સોનાના હતા, (પ્યાલા
તરેહતરેહના હતા), ને રાજાનો દ્રાક્ષારસ રાજાની
ઉદારતા પ્રમાણે પુષ્કળ [હતો]. ૮અને નિયમસર
પાન કરવામા આવતું, કોઇએ બળાત્કાર કરી શકતા
નહિ, કેમકે રાજાએ પોતાના ઘરના સર્વે કારભારીઓને
એવો હુકમ કર્યો હતો કે, તમારે પ્રત્યેક માણસના
મરજી પ્રમાણે કરવુ. ૯વળી વાશ્તી રાણીએ પણ
અહાશ્વેરોશ રાજાના રાજ્યગૃહમા, સ્ત્રીઓને મિજ-
બાની આપી ૧૦સાતમે દિવસે રાજાનુ મન દ્રાક્ષારસથી
મગ્ન હતું, ત્યારે તેણે મહુમાન, બીઝથા, હાર્બોના,
બિગ્થા તથા અબાગ્થા, ઝેથાર તથા કાર્કાસ, એ સાત
ખવાસ જે અહાશ્વેરોશ રાજાના હજુરિયા ચાકર હતા,
તેઓને આજ્ઞા કરી કે, ૧૧વાશ્તી રાણીને, રાજ્યમુગટ
પહેરાવીને, તેણીનુ સૌંદર્ય લોકોને તથા સરદારોને
દેખાડવા સારૂ, રાજાની હજુરમા લાવવી, કેમકે તે
દેખાવમા ફુટડી હતી ૧૨પણ રાજાએ પોતાના ખવા
સોની મારફતે જે આજ્ઞા કીધી હતી તે પ્રમાણે
આવવાની વાશ્તી રાણીએ ના પાડી, માટે રાજાને બહુ
ક્રોધ ચઢ્યા, ને તેનો ક્રોધ તેનામા ભડકે બળવા
લાગ્યા. ૧૩ત્યારે રાજાએ સમયો પારખનાર જ્ઞાની-
ઓને કહ્યું, (કેમકે નિયમ તથા ન્યાયકરણ જાણનારા
સર્વેની પ્રત્યે રાજાનો રિવાજ એવો જ હતો, ૧૪ને
તેની પાસે ઇરાનના તથા માદાયના સાત સરદારો,
એટલે કાર્શના, શેથાર, આદમાથા, તાર્શીશ, મેરેસ,
માર્સના તથા મમૂખાન [બેઠેલા] હતા, તેઓ રાજાનુ
મુખ જોતા હતા, ને રાજ્યમા પહેલી બેઠકોના હકદાર
હતા), ૧૫કે કાયદા મુજબ વાશ્તી રાણીને આપણે
શું કરવું? કેમકે ખવાસોની મારફતે [આપેલી]
અહાશ્વેરોશ રાજાની આજ્ઞાનો અમલ તેણીએ કર્યો
નથી. ૧૬અને મમૂખાને રાજાની તથા સરદારોની
સમક્ષ ઉત્તર આપ્યો કે, વાશ્તી રાણીએ કેવળ રાજા
પ્રત્યે અન્યાય કીધો છે એમ નહિ, પરંતુ સર્વે સરદારો
પ્રત્યે, તથા અહાશ્વેરોશ રાજાના સર્વ પ્રાંતોના સર્વ
લોકો પ્રત્યે પણ [અન્યાય કીધો છે] ૧૭કેમકે
રાણીનુ આ કૃત્ય સર્વ સ્ત્રીઓમા જાહેર થશે, ને તેથી

જ્યારે એવું વર્તમાન ફેલાશે કે અહાશ્વેરોશ રાજાએ
વાશ્તી રાણીને પોતાની હજુરમાં આણવાનો હુકમ
કીધો પણ તે આવી નહિ, ત્યારે તેઓના ધણીઓ
તેઓની દૃષ્ટિમાં તુચ્છકારપાત્ર થશે. ૧૮ અને ઇરાન
તથા માદાયની જે સરદારણોએ રાણીના એ કૃત્ય વિષે
સાંભળ્યું હશે, તેઓ આજે રાજાના સર્વ સરદારોને
[ એવુંજ ] કહેશે; ને તેથી પુષ્કળ તિરસ્કાર તથા
ક્રોધ [ઉત્પન્ન થશે]. ૧૯ જો રાજાની ઇચ્છા હોય
તો તેની પાસેથી એક રાજાજ્ઞા બહાર પડવી જોઇએ,
ને તે ફરે નહિ માટે ઇરાનના તથા માદાયના કાયદાઓ
મધ્યે તે નોધાવી જોઇએ, કે વાશ્તી હવે પછી અહા-
શ્વેરોશ રાજાની હજુરમાં કદી ન આવે; ને રાજાએ
તેનું રાણીપદ તેના કરતા કોઇ વધારે સારી હોય તેને
આપવું. ૨૦ અને રાજા પોતાનો જે હુકમ કરશે, તે
જ્યારે તેના આખા અધિરાજ્યમાં પ્રસિદ્ધ થશે (કેમકે
તે મોટું છે), ત્યારે સર્વ સ્ત્રીઓ પોતાના ભરથારોને,
એટલે નાનાને તેમજ મોટાને, માન આપશે. ૨૧ અને
એ સૂચના રાજાને તથા સરદારોને ઠીક લાગી; ને
રાજાએ મમૂખાનના કહેવા મુજબ કીધું; ૨૨ કેમકે
રાજાએ તેના સર્વ પ્રાંતોમાં, એટલે જૂદા જૂદા પ્રાંતોમાં,
તેમની જૂદી જૂદી લિપિમા, તથા જૂદા જૂદા લોકમાં
તેઓની જૂદી જૂદી ભાષા પ્રમાણે, પત્રો મોકલ્યા, કે
પ્રત્યેક પુરૂષ પોતાના ઘરમાં અધિકાર ચલાવે, ને એ
[હુકમ] પોતાના લોકની ભાષામાં પ્રગટ કરવામાં આવે

૨ એ બિનાઓ પછી, જ્યારે અહાશ્વેરોશ રાજાનો
ક્રોધ શમ્યો, ત્યારે તેને વાશ્તી, તથા તેણીએ
જે કીધું હતું તે, તથા તેની વિરૂદ્ધ જે હુકમ થયો
હતો તે યાદ આવ્યાં. ૨ ત્યારે રાજાની ખિજમત
કરનારા સેવકોએ કહ્યું કે, રાજાને સારૂ સુંદર જુવાન
કુમારિકાઓની શોધ કરવી; ૩ અને રાજાએ પોતાના
રાજ્યના સર્વ પ્રાંતોમાં અમલદારોને નિમવા જોઇએ
કે તેઓ સર્વ સુંદર જુવાન કુમારિકાઓને શૂશાન
મેહેલમાં જનાનખાનામા રાજાના જનાનારક્ષક ખવાસ
હેગેના હવાલામાં એકઠી કરે; ને તેઓને પાવનકારક
પદાર્થો આપવા; ૪ ને જે કુમારિકા રાજાને ગમતી
આવે તે વાશ્તીને ઠેકાણે રાણી થાય. અને એ વાત
રાજાને ગમી; ને તેણે એ પ્રમાણે કીધું.

૫ મોર્દખાય નામનો એક અમુક યહુદી શૂશાન
મેહેલમાં હતો, તે કીશના પુત્ર શિમઇના પુત્ર યાઇ-
રનો પુત્ર હતો, તે બિન્યામીની હતો. ૬ તે યહુદાહનો
રાજા યખોન્યાહ કે જેને બાબેલનો રાજા નબૂખાદને-
સ્સાર લઇ ગયો હતો, તેની સાથે જે બદીવાનો લઇ
જવાયા હતા, તેમની સાથે યરૂશાલેમથી લઇ જવાયો
હતો. ૭ અને તેણે પોતાના કાકાની દીકરી જે હદા-
સ્સાહ, એટલે એસ્તેર, તેને ઉછેરી મોટી કરી હતી;
કેમકે તેણીને માબાપ ન હતા, ને તે કુમારિકા સુદર
કાંતિની તથા ફુટડી હતી, ને તેણીના માબાપના મુઆ
પછી મોર્દખાયે તેણીને પોતાની દીકરી કરી લીધી
હતી ૮ હવે રાજાનો હુકમ તથા તેનો ઠરાવ સાંભળીને
જ્યારે ઘણી કુમારિકાઓ શૂશાન મેહેલમા હેગાયના
હવાલામા એકઠી કરવામા આવી, ત્યારે એસ્તેર પણ
રાજાને ઘેર હેગાય ખવાસના હવાલામા લેવાઇ ૯ અને
એ કુમારિકા તેને ગમતી આવી, ને તેણીના પર તેની
મેહેરબાની થઇ; ને તાકીદે તેણે રાજાના ઘરમાથી
તેણીને પાવનકારક પદાર્થો તથા તેણીના હક, તથા
તેને આપવા યોગ્ય સાત દાસીઓ, આપ્યા; ને
તેણીનો તથા તેણીની દાસીઓનો [નિવાસ] જના-
નખાનામાથી બદલીને ઉત્તમ જગ્યાએ રાખ્યો
૧૦ એસ્તેરે તો પોતાના લોક તથા પોતાનાં સગાં વિષે
જાણ પાડી ન હતી; કેમકે મોર્દખાયે તેને જાણ પાડ-
વાની મના કરી હતી. ૧૧ અને એસ્તેર કેમ છે તથા
તેનુ શું થશે એ જાણવા સારૂ મોર્દખાય પ્રતિદિન
જનાનખાનાના આંગણા સામે હેરાફેરા મારતો.
૧૨ હવે પ્રત્યેક કુમારિકાની બરદાસ્ત સ્ત્રીઓ વિષેના
ધારા પ્રમાણે બાર માસ સુધી થતી ( કેમકે તેઓની
પાવનક્રિયાના દિવસો આ રીતે પૂરા થતા, એટલે, છ
માસ મુરના તેલથી, ને છ માસ સુવાસિક સુગંધિઓથી
તથા સ્ત્રીઓને પાવન કરનાર પદાર્થોથી ), ત્યાર પછી
જ્યારે અહાશ્વેરોશ રાજાની હજુરમાં જવાનો તેનો
વારો આવતો, ૧૩ ત્યારે એ રીતે એ કુમારિકા રાજાની
પાસે આવતી, કે જનાનખાનામાથી રાજાના ઘરમાં
જતી વેળાએ પહેરી જવા સારૂ જે કંઇ તે માગતી તે
તેને આપવામાં આવતું. ૧૪ સાંજે તે અંદર જતી, ને
બીજી સવારે તે બીજા જનાનખાનામાં રાજાનો ખવાસ
શાઆશ્ગાઝ જે ઉપપત્નીઓનો રક્ષક હતો તેના
હવાલામાં પાછી આવતી; રાજા તેનાથી સંતુષ્ટ થઇને
તેના નામથી તેને બોલાવે તે સિવાય તે કદી ફરીથી
રાજા પાસે જતી નહિ. ૧૫ હવે મોર્દખાયે જે પોતાના
કાકા અબીહાઇલની પુત્રી એસ્તેરને પોતાની દીકરી
કરી લીધી હતી, તેણીને જ્યારે રાજાની પાસે માટે

જવાનો વારો આવ્યો, ત્યારે રાજાના ખવાસ તથા
સ્ત્રીરક્ષક હેગાયે જે નિમ્યું હતું તે સિવાય બીજું કંઇ
તેણીએ માગ્યું નહિ. અને જેઓએ એસ્તેરને જોઇ
તે સર્વની દૃષ્ટિમાં તે કૃપા પામી ૧૬ હવે એસ્તેર,
અહાશ્વેરોશ રાજાના રાજ્યના સાતમા વર્ષના દસમા
માસમાં, એટલે ટેબેથ માસમાં, તેની હજુરમાં તેના
રાજ્યમેહેલમાં દાખલ કરાઇ. ૧૭ અને રાજાને સર્વ
સ્ત્રીઓ કરતાં એસ્તેર પર વધારે પ્રીતિ ઉત્પન્ન થઇ,
ને તેની નજરમાં તે સર્વ કુમારિકાઓ કરતાં વધારે
કૃપા તથા મેહેરબાની પામી; માટે તેણે તેણીને માથે
રાજ્યમુગટ મૂકીને વાશ્તીને ઠેકાણે તેણીને રાણી
ઠરાવી. ૧૮ તે વેળાએ રાજાએ પોતાના સર્વ સરદારોને
તથા પોતાના સેવકોને સારૂ એક મોટી મિજબાની,
એટલે એસ્તેરના [માનમાં] મિજબાની કીધી; ને તેણે
પ્રાંતોને છૂટ મૂકી, ને રાજાની સખાવત પ્રમાણે બક્ષીસો
આપી. ૧૯ અને બીજી વેળા કુમારિકાઓ એકઠી કર-
વામાં આવી ત્યારે મોર્દેખાય રાજાના દરવાજામાં બેઠો
હતો. ૨૦ મોર્દેખાયના ફરમાવ્યા પ્રમાણે હજુ સુધી
એસ્તેરે પોતાનાં સગાં તથા પોતાના લોક વિષે જાણ
પાડી ન હતી; કેમકે એસ્તેર મોર્દેખાયને ત્યાં ઉછરતી
હતી, ત્યારની પેઠે તે તેની આજ્ઞા પાળતી હતી
૨૧ તે દિવસોમાં, મોર્દેખાય રાજાના દરવાજામાં બેઠેલો
હતો તે દરમ્યાન રાજાના દરવાનોમાંના બે ખવાસો,
નામે બિગ્થાન તથા તેરેશ, તેઓએ ક્રોધાયમાન
થઇને અહાશ્વેરોશ રાજા પર હાથ નાખવાની કોશિશ
કીધી. ૨૨ અને તે વાત મોર્દેખાયના જાણવામાં આવી,
ને તેણે તે એસ્તેરરાણીને જાહેર કરી; ને એસ્તેરે
મોર્દેખાયને નામે [તે બાબત] રાજાને કહી. ૨૩ અને
તે વાતની તપાસ થયે તે ખરી માલુમ પડી, તેથી તે
બન્નેને એક ઝાડ પર ફાંસી દીધી; ને રાજાની સમક્ષ
કાળવૃત્તાંતના પુસ્તકમાં તેની નોંધ લેવાઇ.

૩ એ બિનાઓ પછી, અહાશ્વેરોશ રાજાએ
અગાગી હામ્મદાથાના પુત્ર હામાનને વધારે
ઉંચ પદવી આપીને તેને ચઢાવ્યો; ને તેનું આસન
તેની સાથેના સર્વ સરદારોથી ઉંચી જગ્યાએ મૂક્યું.
૨ અને રાજાના સર્વ સેવકો, જેઓ રાજાના દરવાજામાં
હતા, તેઓ નમસ્કાર કરીને હામાનને માન આપતા,
કેમકે રાજાએ તેના વિષે એવી આજ્ઞા કીધી હતી;
પણ મોર્દેખાય નમસ્કાર કરતો નહિ તથા તેને માન
પણ આપતો નહિ. ૩ ત્યારે રાજાના સેવકો, જેઓ
રાજાના દરવાજામાં હતા, તેઓએ મોર્દેખાયને કહ્યું, તું
રાજાની આજ્ઞાનું ઉલ્લંઘન કેમ કરે છે? ૪ હવે તેઓ
દરરોજ તેને એમ કહેતા, તેમ છતાં તે તેઓનું સાંભ-
ળતો નહિ, ત્યારે એમ થયું કે, મોર્દેખાયનો વાંધો
નિભશે કે નહિ એ જોવા સારૂ તેઓએ હામાનને કહી
દીધું; કેમકે તેણે તેઓને કહ્યું હતું કે, હું યહુદી છું.
૫ અને જ્યારે હામાને જોયું કે, મોર્દેખાય નમસ્કાર
કરતો નથી ને મને માન આપતો નથી, ત્યારે હામાન
ક્રોધે ભરાયો. ૬ પણ કેવળ મોર્દેખાય ઉપર હાથ
નાખવા, એ તેને તુચ્છ જેવું લાગ્યું; કેમકે મોર્દેખાયના
લોક [કોણ છે] તે તેઓએ તેને જણાવ્યું હતું, તે
માટે હામાને અહાશ્વેરોશના આખા રાજ્યમાંના સર્વ
યહુદીઓનો, એટલે મોર્દેખાયના લોકનો, વિનાશ કર-
વાની કોશિશ કીધી. ૭ અહાશ્વેરોશ રાજાના બારમા
વર્ષના પહેલા માસથી, એટલે નીસાન માસથી, તે
બારમા એટલે અદાર માસ સુધી, તેઓએ પ્રતિદિન
ને પ્રતિમાસે, હામાનની સમક્ષ પૂર, એટલે ચિઠ્ઠીઓ,
નાખી. ૮ અને હામાને અહાશ્વેરોશ રાજાને કહ્યું કે,
તારા રાજ્યના સર્વ પ્રાંતોના લોકો મધ્યે પસરેલી તથા
વિખરાએલી અમુક પ્રજા છે; ને તેઓના નિયમો સર્વ
લોકોનાથી જૂદા છે; ને તેઓ રાજાના કાયદા પણ
પાળતા નથી; એ માટે તેઓને રહેવા દેવા એ રાજાને
હિતકારક નથી. ૯ જો રાજાની મરજી હોય તો તેઓનો
નાશ કરવાનો [હુકમ] લખી મોકલવો જોઇએ; ને
[રાજાના] કામદારોના હાથમાં હું દસ હજાર તાલંત
રૂપું રાજાના ભંડારમાં લઇ જવા માટે આપીશ ૧૦ અને
રાજાએ પોતાની મુદ્રિકા પોતાના હાથમાંથી કાઢીને
અગાગી હામ્મદાથાનો પુત્ર હામાન, જે યહુદીઓનો
શત્રુ, તેને આપી. ૧૧ અને રાજાએ હામાનને કહ્યું કે,
રૂપું તથા લોક પણ તને આપ્યાં છે, એ માટે કે તને
ઠીક લાગે તેમ તું તેમને કરે. ૧૨ ત્યારે પહેલા માસને
તેરમે દિવસે રાજાના ચિટણીસોને બોલાવ્યા; ને
હામાને જે સર્વ આજ્ઞા આપી તે પ્રમાણે રાજાના
અમલદારો ઉપર, તથા પ્રત્યેક પ્રાંતના સૂબાઓ પર,
તથા દર પ્રજાના સરદારો પર, એટલે જૂદા જૂદા
પ્રાંતમાં તેમની જૂદી જૂદી લિપિ પ્રમાણે, ને દર પ્રજા
ઉપર તેની પોતાની ભાષામાં લખી મોકલ્યું; અહા-
શ્વેરોશ રાજાને નામે તે લખાયું, ને રાજાની મુદ્રિકાથી
તેની ઉપર મોહોર કરવામાં આવી. ૧૩ અને કાસદોની
મારફતે રાજાના સર્વ પ્રાંતોમાં એવા પત્રો મોકલ્યા,

કે એકજ દિવસે, બારમા માસ, એટલે અદાર માસની
તેરમીએ, સર્વ યહુદીઓનો, જુવાનનો તેમજ વૃદ્ધનો,
બાળકોનો તથા સ્ત્રીઓનો વિનાશ કરવો, તેમને મારી
નાખવાં તથા નષ્ટ કરવાં, ને તેઓની મિલકત લૂટી
લેવી ૧૪ એ હુકમ દરેક પ્રાતમાં જાહેર થાય તે માટે
તેના લેખની નકલ સર્વ પ્રજાઓને પ્રગટ કરવામાં
આવી કે, તેઓ તે દિવસને માટે તૈયાર થઇ રહે.
૧૫ કાસદો રાજાની આજ્ઞાથી તાકીદે ચાલી નિકળ્યા,
ને તે હુકમ શૂશાન મેહેલમા જાહેર થયો; ને રાજા
તથા હામાન પાન કરવાને બેઠા; પણ શૂશાન નગર
ગભરાટમાં પડ્યું.

૪ હવે સર્વ જે કરવામાં આવ્યું, તે મોર્દખાયે
જાણ્યું, ત્યારે મોર્દખાયે પોતાનાં વસ્ત્ર ફાડીને
તાટ પહેર્યું, ને રાખ ચોળીને નગર મધ્યે તે નિકળી
ગયો, ને મોટે ધાટે દુ:ખમય પોક મૂકીને રડ્યો. ૨ અને
તે છેક રાજાના દરવાજા આગળ આવ્યો; કેમકે તાટ
પહેરીને રાજાના દરવાજામાં પેસવાની પરવાનગી
કોઇને નહોતી ૩ અને સર્વ પ્રાતોમાં જ્યાં જ્યાં રાજાની
આજ્ઞા તથા તેનો હુકમ આવ્યાં, ત્યા યહુદીઓમાં
મોટો શોક તથા ઉપવાસ તથા વિલાપ તથા કલાપીટ
થઇ રહ્યાં, ને ઘણાક તાટ તથા રાખ પાથરીને તેમાં
સૂતા. ૪ અને એસ્તેરની દાસીઓએ તથા તેના ખવા-
સોએ આવીને તેને તે વિષે કહ્યું; ને રાણી અતિશય
દુ:ખી થઇ; ને તેણીએ વસ્ત્રો મોકલ્યા, એ સારૂ કે
મોર્દખાયને તે પહેરાવાય, ને તેના અગ પરથી તાટ
કાઢી નખાય; પણ તેણે તે લીધાં નહિ. ૫ ત્યારે
રાજાના ખવાસોમાંનો એક [ નામે ] હથાક જેને તેણે
તેણીની ખિજમતમાં રહેવા સારૂ ઠરાવ્યો હતો, તેને
એસ્તેરે બોલાવીને ફરમાવ્યું કે, મોર્દખાય પાસે
જઇને ખબર કાઢ, કે એ શું છે, ને એવુ કરવાનું શું
કારણ છે? ૬ એટલે હથાક ચાલી નિકળીને રાજાના
દરવાજા સામેના નગર ચોકમા મોર્દખાય પાસે ગયો.
૭ અને મોર્દખાયે પોતા પર જે સર્વ આવી પડ્યુ હતું
તે, તથા યહુદીઓનો નાશ કરવા સારૂ હામાને જે
નાણું રાજાના ભંડારોમાં આપવાનું કહ્યું હતું, તેનો
બરાબર આંકડો તેને કહ્યો ૮ વળી તેઓનો નાશ
કરવાનો જે હુકમ શૂશાનમાં કરવામાં આવ્યો હતો,
તેના લેખની નકલ તેણે તેને આપી, કે તે એસ્તેરને
દેખાડે, ને તેણીને કહી બતાવે; ને તેણીને વિનવે કે
રાજાની હજુરમાં જઇને તે પોતાના લોકને સારૂ તેના
કાલાવાલા કરીને તેની રૂબરૂ અરજ કરે ૯ અને હથાકે
પાછા આવીને મોર્દખાયનુ કહેલું એસ્તેરને કહ્યુ.
૧૦ ત્યારે એસ્તેરે હથાક સાથે વાત કરીને મોર્દખાયને
વાસ્તે તેની સાથે એવો સદેશો મોકલ્યો કે; ૧૧ રાજાના
સર્વ સેવકો તથા રાજાના પ્રાતોના લોક જાણે છે કે,
જે કોઇ પુરૂષ કે સ્ત્રી, વગર બોલાવે, અદરના ચોકમાં
રાજા પાસે જાય, તે વિષે એકજ કાયદો છે, કે તેને
મારી નાખવો, ફક્ત જેની સામે રાજા સોનાનો રાજ-
દડ ધરે તેજ જીવતો રહે; પણ મને તો આ ત્રીસ
દિવસથી રાજાની હજુરમાં જવાનું તેડુ આવ્યુ નથી
૧૨ અને એસ્તેરનાં વચનો મોર્દખાયને કહેવામાં
આવ્યાં. ૧૩ ત્યારે મોર્દખાયે તેઓને ફરમાવ્યું કે,
તમારે એસ્તેરને એવો પ્રત્યુત્તર આપવો કે, તારે
પોતાના મનમાં એમ ન ધારવુ કે સર્વ યહુદીઓ કરતાં
તને રાજાના ઘરમા બચવાનો વધારે સભવ છે. ૧૪ કેમકે
જો તું આ સમયે છેકજ છાનીમાની બેસી રહેશે તો
યહુદીઓને માટે મદદ તથા બચાવ બીજી જગ્યાએથી
ઉભાં થશે, પણ તું ને તારા બાપનાં ઘરના નાશ
પામશો; ને એ કોણ જાણે છે કે, તને રાજ્ય પ્રાપ્ત
થયુ છે તે આવાજ સમયને સારૂ નહિ [ થયું હોય ]?
૧૫ ત્યારે એસ્તેરે તેઓને ફરમાવ્યુ કે, તમારે મોર્દ-
ખાયને એવો પ્રત્યુત્તર આપવો કે, ૧૬ જા, શૂશાનમાં
જે યહુદીઓ હાજર છે તે સર્વને એકઠા કર, ને તમે
મારે સારૂ ઉપવાસ કરો, ને ત્રણ દિવસ સુધી રાત્રે કે
દિવસે તમારે ખાવું કે પીવું નહિ; હુ તથા મારી
દાસીઓ પણ એવીજ રીતે ઉપવાસ કરીશું; ને જો
કે એ તો નિયમ વિરૂદ્ધ છે તો પણ હુ રાજાની હજુ-
રમા જઇશ; ને જો હુ નાશ પામું તો ભલે પામું.
૧૭ ત્યારે મોર્દખાય પોતાને રસ્તે ગયો, ને એસ્તેરે
તેને જે સર્વ આજ્ઞા આપી હતી તે પ્રમાણે તેણે કીધુ

૫ હવે ત્રીજે દિવસે એમ થયુ કે, એસ્તેર રાજ્ય-
વસ્ત્ર પહેરીને રાજાના ઘરના અદરના ચોકમાં,
રાજાના ઘરની સામે ઉભી રહી; ને રાજા રાજ્યગૃહમાં,
તે ઘરના બારણાની સામે, પોતાના રાજ્યાસન પર
બિરાજેલો હતો. ૨ અને રાજાએ એસ્તેર રાણીને
ચોકમાં ઉભી રહેલી જોઇ, ત્યારે એમ બન્યું કે, તેની
રેહેમનજર તેણીના પર થઇ, ને રાજાએ પોતાના
હાથમાં જે સોનાનો રાજદડ હતો તે એસ્તેર રાણી
સામો ધર્યો; ત્યારે એસ્તેર પાસે આવીને રાજદડની
ટોચને અડકી. ૩ ત્યારે રાજાએ તેને કહ્યું કે, એસ્તેર

રાણી, તારી શી ઇચ્છા છે? ને તારી અરજ શી છે?
ઠેઠ અરધા રાજ્ય સુધી તે મન્જુર કરવામા આવશે
૪ અને એસ્તેરે કહ્યુ કે, જો રાજાને ઠીક લાગે તો તેને
સારૂ જે મિજબાની મે તૈયાર કીધી છે તેમા રાજા
તથા હામાન આજે આવે ૫ ત્યારે રાજાએ કહ્યુ કે,
હામાનને તાકીદ કરાવો કે એસ્તેરના કહેવા મુજબ
કરવામા આવે એવી રીતે, જે મિજબાની એસ્તેરે
તૈયાર કરી હતી તેમા રાજા તથા હામાન આવ્યા
૬ અને દ્રાક્ષારસ પીતી વેળાએ રાજાએ એસ્તેરને કહ્યુ
કે, તારી અરજ શી છે? તે પ્રમાણે તને અપાશે, ને
તારી વિનંતી શી છે? ઠેઠ અરધા રાજ્ય સુધી તે
મન્જુર કરાશે ૭ ત્યારે એસ્તેરે ઉત્તર આપીને કહ્યુ,
મારી અરજ તથા મારી વિનંતી આ છે, ૮ જો રાજાની
કૃપાદૃષ્ટિ મારા પર હોય, ને જો રાજાને મારી અરજ
બક્ષવાની તથા મારી વિનતી ફળિભૂત કરવાની ઇચ્છા
હોય, તો રાજા ને હામાન જે મિજબાની, હુ તેઓને
સારૂ તૈયાર કરૂ, તેમા આવે ને રાજાના કહેવા પ્રમાણે
હુ કાલે કરીશ ૯ ત્યારે તે દિવસે હામાન મનમા
હરખાતો તથા આનંદ કરતો બહાર નિકળ્યો, પણ
જ્યારે હામાન મોર્દખાયને રાજાના દરવાજામા દીઠો,
કે એ તો ઉભો થતો નથી કે મારે માટે ખસી જતો
નથી, ત્યારે તે મોર્દખાય પર ક્રોધે ભરાયો ૧૦ તથાપિ
વાત હામાનને ઠીક લાગી, ને તેણે પેલી ફાંસી
[ઉભી] કરાવી

૬ તે રાત્રે રાજાને ઉંઘ આવી નહિ, તેથી તેણે
કાળવૃત્તાંતોની નોંધનુ પુસ્તક લાવવાની આજ્ઞા
કીધી, ને રાજાની આગળ તે વાચવામા આવ્યુ ૨ અને
એવુ લખેલુ માલમ પડ્યુ, કે રાજાના દરવાનોમાના બે
ખવાસો, [નામે] બિગથાના તથા તેરેશ, જેઓ
અહાશ્વેરોશ રાજાની ઉપર હાથ નાખવાની કોશિશ
કરતા હતા, તેઓ વિષે મોર્દખાયે ખબર આપી હતી
૩ અને રાજાએ કહ્યુ કે, એને માટે મોર્દખાયને શુ
માન તથા ઉચપદ અપાયા છે? ત્યારે રાજાની ખિજ
મત કરનારા તેના સેવકોએ કહ્યુ કે, તેને સારૂ કંઇજ
કરવામા આવ્યુ નથી ૪ અને રાજાએ કહ્યુ કે, આગ-
ણામા કોણ છે? હવે જે ફાસી હામાને મોર્દખાયને
સારૂ તૈયાર કરી હતી તે પર એને ફાસી દેવાનુ રાજાને
કહેવા સારૂ તે રાજાના ઘરના બહારના આગણામાં
આવ્યો હતો ૫ અને રાજાના સેવકોએ તેને કહ્યુ કે,
જુઓ, હામાન આગણામા ઉભો છે, ને રાજાએ કહ્યુ
કે, તેને અંદર આવવા દો ૬ ત્યારે હામાન અંદર
ગયો, ને રાજાએ તેને કહ્યુ કે, જે માણસને માન
આપવાની રાજાની ખુશી હોય તેને શુ કરવુ? હવે

કરાવીને તેની આગળ આગળ નેકી પોકારી, કે જેને
માન આપવાની રાજાની ખુશી છે તે માણસને આ
પ્રમાણે કરવામા આવશે ૧૨ અને મોર્દખાય રાજાના
દરવાજામા પાછો આવ્યો પણ હામાન શોક કરતો
તથા ઢાંકેલે માથે પોતાને ઘેર જલદીથી જતો રહ્યો
૧૩ અને પોતાને જે સઘળુ વીત્યુ હતું, તે હામાને
પોતાની સ્ત્રી ઝેરેશને તથા પોતાના સર્વ મિત્રોને કહી
સભળાવ્યુ, ત્યારે તેના સુજ્ઞ પુરૂષોએ તથા તેની સ્ત્રી
ઝેરેશે તેને કહ્યુ કે, જો મોર્દખાય, જેની આગળ તારી
પડતી થવા લાગી છે, તે યહુદીઓના વંશનો હોય,
તો તેની વિરૂદ્ધ તારૂ ચાલવાનુ નથી, પણ તેની
આગળ તારી પડતી નિશ્ચે થશે ૧૪ હજુ તો તેઓ
તેની સાથે વાતો કરતા હતા, એટલામા રાજાના
ખવાસો આવી પહોચ્યા, ને એસ્તેરે જે મિજબાની
તૈયાર કીધી હતી, તેમા હામાનને ઉતાવળે તેડી ગયા

૭ એમ રાજા તથા હામાન એસ્તેર રાણીની સાથે
પીવા સારૂ આવ્યા ૨ અને તે બીજે દિવસે
પણ દ્રાક્ષરસ પીતી વેળાએ રાજાએ એસ્તેરને કહ્યુ,
હે એસ્તેર રાણી, તારી અરજ શી છે? ને તે તને
બક્ષવામા આવશે, ને તારી વિનતી શી છે? અરધા
રાજ્ય સુધી તો તે મંજુર થશે ૩ ત્યારે એસ્તેર
રાણીએ ઉત્તર આપીને કહ્યુ, હે રાજા, જો તારી કૃપા
દૃષ્ટિ મારા પર હોય, ને જો રાજાની મરજી હોય,
તો મારી અરજથી મને જીવતદાન મળે, ને મારી
વિનતીથી મારા લોક મને [મળે] ૪ કેમકે અમે,
એટલે હુ તથા મારા લોક નાશ પામવા, મારી
નખાવા, તથા નષ્ટ કરાવા સારૂ વેચાયા છીએ પણ
જો અમે ગુલામો તથા ગુલામડીઓ થવા સારૂ વેચાયા
હોત તો હુ મુગી બેસી રહેત, જો કે જે નુકસાન રાજાને
[થાત] તેનો બદલો વૈરી આપી ન શકત ૫ ત્યારે
અહાશ્વેરોશ રાજાએ એસ્તેર રાણીને કહ્યુ કે જેણે
પોતાના મનમા એ પ્રમાણે કરવાની હિમ્મત તથા ગર્વ
ધરાવ્યા તે કોણ છે ને તે ક્યા છે? ૬ ને એસ્તેરે
કહ્યુ, તે વૈરી તથા શત્રુ, તે તો આ દુષ્ટ હામાનજ છે
અને રાજા તથા રાણીની આગળ હામાન ગભરાયો
૭ અને રાજા પોતાના ક્રોધમા મદ્યપાન પરથી ઉઠીને
મેહેલના બાગમા [ગયો], ને હામાન પોતાના જીવને
સારૂ એસ્તેર રાણીની વિનતી કરવાને ઉભો થયા
કેમકે તેણે જોયુ કે, મારૂ નુકસાન કરવાનો નિશ્ચય
રાજા તરફથી થઇ ચૂક્યો છે ૮ પછી રાજા મેહેલના
બાગમાથી મદ્યપાન કરવાની જગ્યાએ પાછો આવ્યો,
ત્યારે તો જે પલગ પર એસ્તેર હતી તે પર હામાન
પડેલો હતો ત્યારે રાજાએ કહ્યુ કે, શું ઘરમા મારી
સમક્ષ તે રાણી પર બળાત્કાર પણ કરશે? આ શબ્દ
રાજાના મ્હોમાથી નિકળતાજ તેઓએ હામાનનુ મ્હો
ઢાંકી દીધુ ૯ ત્યારે જે ખવાસો રાજાની આગળ
[ઉભા] હતા તેઓમાના એકે, એટલે હાર્બોનાહે,
કહ્યુ કે, વળી, જુઓ, જે મોર્દખાય રાજાના હિતાર્થે
બોલ્યો હતો, તેને સારૂ પચાસ હાથ ઉંચી જે ફાસી
હામાને બનાવી છે તે હામાનના ઘરમા ઉભી છે
અને રાજાએ કહ્યુ, તે ઉપર એને ફાસી દો ૧૦ એમ
જે ફાસી તેણે મોર્દખાયને સારૂ તૈયાર ઉભી કીધી
હતી, તેના પર તેઓએ હામાનને ફાસી દીધી ત્યારે
રાજાનો ક્રોધ શમ્યો

૮ તે દિવસે અહાશ્વેરોશ રાજાએ યહુદીઓના શત્રુ
હામાનનુ ઘર એસ્તેર રાણીને આપ્યુ, ને
મોર્દખાય રાજાની હજુરમા આવ્યો, કેમકે તે એસ્તે
રનો શો [સગો] થતો હતો તે તેણીએ જાહેર કર્યું
હતું ૨ અને રાજાએ પોતાની જે મુદ્રિકા હામાનની
પાસેથી પાછી લીધી હતી, તે કાઢીને મોર્દખાયને
આપી અને એસ્તેરે મોર્દખાયને હામાનવાળા ઘરનો
કારભારી ઠરાવ્યો ૩ અને એક વાર ફરીથી એસ્તેર
રાજાની હજુરમા બોલી, ને તેને પગે પડીને આસુ-
સહિત તેના કાલાવાલા કીધા, કે અગાગી હામાનનુ
[યોજેલુ] નુકસાન તથા યહુદીઓ વિરૂદ્ધ કલ્પેલો તેનો
સકલ્પ રદ કરાય ૪ ત્યારે રાજાએ એસ્તેરની સામે
સોનાનો રાજદંડ ધર્યો, એટલે એસ્તેર ઉઠીને રાજાની
હજુરમા ઉભી રહી ૫ અને તેણીએ કહ્યુ કે, જો રાજાની
મરજી હોય, ને જો મારા પર તેની કૃપાદૃષ્ટિ હોય, ને
આ વાત રાજાને યોગ્ય લાગતી હોય, ને હુ તેની
આખોને ગમતી હોઉં, તો જે પત્રો રાજાના સર્વ
પ્રાન્તોના યહુદીઓનો નાશ કરવા સારૂ અગાગી હામ્મ-
દાથાના પુત્ર હામાને યોજીને લખ્યા હતા, તે રદ
કરવાનો [હુકમ] લખાવો જોઇએ, ૬ કેમકે મારા લોક
પર જે વિપત્તિ આવી પડે તે મારાથી શી રીતે દેખી
ખમાય? અથવા મારા સગાનો નાશ મારાથી શી
રીતે દેખી ખમાય? ૭ ત્યારે અહાશ્વેરોશ રાજાએ
એસ્તેર રાણીને તથા મોર્દખાય યહુદીને કહ્યુ કે, જુઓ,
હામાનનું ઘર મેં એસ્તેરને આપ્યુ છે, ને તેને તેઓએ
ફાસી પર લટકાવ્યો છે, કારણ કે તેણે પોતાનો હાથ

યહૂદીઓ પર નાખ્યો. ૮અને તમને ઠીક લાગે તે
પ્રમાણે તમે યહૂદીઓ ઉપર રાજાના નામથી લખાણ
કરો, ને રાજાની મુદ્રિકાથી તે મુદ્રિત કરો; કેમકે
રાજાના નામથી લખાયેલો તથા રાજાની મુદ્રિકાથી
મુદ્રિત થયેલો લેખ કોઇથી રદ કરાતો નથી. ૯તે
સમયે, ત્રીજા માસની, એટલે સીવાન માસની, ત્રેવી-
સમીએ રાજાના ચિટનીસોને બોલાવ્યા; ને મોર્દખા-
યની સર્વ આજ્ઞા પ્રમાણે, યહૂદીઓ ઉપર, તથા હિંદથી
તે કૂશ સુધીના એક સો ને સત્તાવીસ પ્રાંતોના અમ-
લદારો તથા સૂબાઓ તથા સરદારો ઉપર, જૂદા જૂદા
પ્રાંતોમાં તેમની જૂદી જૂદી લિપિમાં, તથા જૂદા જૂદા
લોકો ઉપર તેમની જૂદી જૂદી ભાષાઓમાં, તથા
યહૂદીઓ ઉપર તેઓની લિપિમાં તથા તેઓની
ભાષામાં [હુકમ] લખવામાં આવ્યો. ૧૦અને તેણે
અહાશ્વેરોશ રાજાના નામથી લખીને રાજાની મુદ્રિકાથી
તેને મુદ્રિત કરીને ઘોડેસ્વાર કાસદોની, એટલે રાજાના
કામમા વપરાતા તથા રાજાની ઘોડશાળની પેદાશના
જલદ ઘોડા પર બેઠેલા સ્વારોની હસ્તક પત્રો
મોકલ્યા; ૧૧તેમાં રાજાએ પ્રત્યેક નગરના યહૂદીઓને
એવી પરવાનગી આપી હતી, કે તેઓ એકઠા થઇને
પોતાના જીવને માટે એટલે સુધી સામા થાય, કે જે
લોક તથા પ્રાંત તેઓ પર હુમલો કરે તેના સર્વ બળનો
[તેઓનાં] બાળકોનો તથા સ્ત્રીઓનો વિનાશ કરે,
તેમને મારી નાખે, તથા નષ્ટ કરે, ને તેઓને લૂટી લે;
૧૨તે [લૂટ] અહાશ્વેરોશ રાજાના સર્વ પ્રાંતોમાં એકજ
દિવસે, એટલે બારમો માસ, જે અદાર માસ છે,
તેની તેરમીએ [આપવામાં આવી] ૧૩એ હુકમ
સર્વ પ્રાંતોમાં જાહેર કરવો જોઇએ, ને તે દિવસે યહૂ-
દીઓએ પોતાના શત્રુઓ પર વેર વાળવાને તૈયાર
રહેવું જોઇએ, એ લેખની નકલ સર્વ લોકોને પ્રગટ
કરવામાં આવી. ૧૪એમ સરકારી કામમાં વપરાતા
જલદ ઘોડાઓ પર સ્વાર થયેલા કાસદો, કે જેઓને
રાજાની આજ્ઞાથી તાકીદ તથા દોડ કરવામાં આવ્યા
હતાં, તેઓ ચાલી નિકળ્યા, ને તે હુકમ શૂશાન મેહે-
લમાં પ્રગટ કરવામાં આવ્યો. ૧૫અને મોર્દખાય
આસમાની તથા સફેદ રાજપોશાક, ને સોનાનો મોટો
મુગટ, ને બારીક શણનો તથા જાંબુડો જામો પહેરીને
રાજાની હજુરમાંથી નિકળ્યો; ને શૂશાન નગરે હર્ષ-
પોકાર કીધો. ૧૬યહૂદીઓને તો પ્રકાશ, ને હર્ષ, ને
આનંદ, ને માન મળ્યાં. ૧૭અને સર્વ પ્રાંતોમાં, ને
સર્વ નગરોમાં, જ્યાં જ્યાં રાજાની આજ્ઞા ને તેનો
હુકમ ગયો, ત્યાં ત્યાં યહૂદીઓને હર્ષ ને આનંદ,
મિજબાની ને શુભ દિવસ હતાં. અને તે દેશના
લોકમાંના ઘણાક તો યહૂદી થયા; કેમકે યહૂદીઓનો
ધાક તેઓ પર બેસી ગયો હતો.

૯ હવે બારમા માસને, એટલે અદાર માસને,
તેરમે દિવસે રાજાની આજ્ઞાનો તથા તેના હુક-
મનો અમલ કરવાનો વખત નજીક આવ્યો, તે દિવસે
તો યહૂદીઓના શત્રુઓએ તેઓ ઉપર સત્તા મેળવ-
વાની આશા રાખી હતી; પરંતુ તેથી ઉલટું એમ બન્યું
કે, યહૂદીઓએજ પોતાના વેરીઓ ઉપર સત્તા મેળવી;
૨તે દિવસે અહાશ્વેરોશ રાજાના સર્વ પ્રાંતોમાં યહૂ-
દીઓ પોતપોતાનાં નગરોમાં એકઠા થયા, કે તેઓનું
નુકસાન કરવાની જેઓ કોશિશ કરતા હતા, તેઓ
ઉપર તેઓ હાથ નાખે; ને તેઓની સામે કોઇ ટકી
શક્યો નહિ; કેમકે તેઓનો ડર તે સર્વ લોકો ઉપર
બેસી ગયો હતો. ૩અને પ્રાંતોના સર્વ સરદારો તથા
અમલદારો તથા સૂબાઓ તથા રાજાના કારભારી-
ઓએ યહૂદીઓને સહાય કીધી; કેમકે મોર્દખાયનો
ધાક તેઓ પર બેઠો હતો. ૪કેમકે મોર્દખાય તો
રાજાના ઘરમાં મોટો હતો, ને એની કીર્તિ સર્વ
પ્રાંતોમાં પસરી ગઇ હતી; કેમકે એ માણસ મોર્દ-
ખાય વધારે ને વધારે મોટો થતો ગયો. ૫અને યહૂ-
દીઓએ પોતાના સર્વ શત્રુઓને તરવારના ઘાથી તથા
સંહારથી તથા વિનાશથી માર્યા, ને પોતાના દ્વેષકોને
પોતાની ઇચ્છા પ્રમાણે કીધું ૬અને શૂશાન મેહેલમાં
યહૂદીઓએ પાંચસેં માણસોને મારીને તેઓનો નાશ
કીધો. ૭અને પાર્શાન્દાથાને, તથા દાલ્ફોનને, તથા
આસ્પાથાને, ૮તથા પોરાથાને, તથા અદાલ્યાને, તથા
અરીદાથાને, ૯તથા પાર્માશ્તાને, તથા અરીસાયને,
તથા અરીદાયને, તથા વાયઝાથાને, ૧૦એટલે યહૂદી-
ઓના વેરી હામ્મદાથાના પુત્ર હામાનના દસ પુત્રોને,
તેઓએ મારી નાખ્યા; પણ લૂટ પર તેઓએ હાથ
નાખ્યો નહિ ૧૧તેજ દિવસે શૂશાન મેહેલમાં જેઓ
મારી નખાયા હતા તેઓની ગણત્રી રાજા આગળ
આવી ૧૨અને રાજાએ એસ્તેર રાણીને કહ્યું કે,
શૂશાન મેહેલમાં યહૂદીઓએ પાંચસેં માણસોને તથા
હામાનના દસે પુત્રોને મારી નાખીને તેમનો વિનાશ
કીધો છે; તો રાજાના બાકીના પ્રાંતોમાં તેઓએ શું
કીધું હશે! હવે તારી શી અરજ છે? ને તે તને બક્ષ-

વામાં આવશે; અથવા બીજી તારી શી વિનંતી છે? ને
તે મંજુર કરાશે. ૧૩ત્યારે એસ્તેરે કહ્યું કે, જો રાજાની
મરજી હોય તો શૂશાનમાં જે યહુદીઓ છે તેઓને
કાલે પણ આજના હુકમ પ્રમાણે કરવા દેવું જોઇએ,
વળી હામાનના દસે પુત્રોને ફાંસીએ ટાંગવા જોઇએ.
૧૪અને રાજાએ તે પ્રમાણે કરવાની આજ્ઞા કીધી, ને
શૂશાનમાં એક હુકમ પ્રગટ કરાયો; ને હામાનના
દસે પુત્રોને તેઓએ ફાંસી દીધી. ૧૫અને શૂશાન-
માંના યહુદીઓ અદાર માસને ચૌદમે દિવસે પણ
એકઠા થયા, ને તેઓએ શૂશાનમાં ત્રણસેં માણસોને
મારી નાખ્યા; પણ લૂટ પર તેઓએ હાથ ન નાખ્યો.
૧૬અને બીજા જે યહુદીઓ રાજાના પ્રાંતોમાં હતા,
તેઓ એકઠા થઇને પોતાના જીવને સારૂ સામા થયા,
ને પોતાના શત્રુઓ તરફની તેમને નિરાંત થઇ, ને
તેમના શત્રુઓમાંના પંચોતેર હજારને તેઓએ મારી
નાખ્યા, પણ લૂટ પર તેઓએ હાથ ન નાખ્યો.
૧૭અદાર માસને તેરમે દિવસે [એ બન્યું], ને તેને
ચૌદમે દિવસે તેઓએ આરામ ભોગવ્યો, ને તેને
મિજબાનીનો તથા આનંદનો દિવસ કીધો. ૧૮પણ
શૂશાનમાંના યહુદીઓ તેની તેરમીએ તથા તેની
ચૌદમીએ એકઠા થયા, ને તેની પંદરમીએ તેઓએ
આરામ ભોગવ્યો, ને તેને મિજબાનીનો તથા આનં-
દનો દિવસ કીધો. ૧૯એ કારણ માટે ગામડાના યહુ-
દીઓ જેઓ કોટ વગરના કસ્બાઓમાં રહે છે, તેઓ
અદાર માસના ચૌદમા દિવસને આનંદ તથા મિજબા-
નીના, ને શુભના, ને એક બીજા ઉપર ભેટો મોકલ-
વાના દિવસ તરીકે પાળે છે.

૨૦અને મોર્દખાયે આ બાબતો લખી, ને અહાશ્વે-
રોશ રાજાના સર્વ પ્રાંતોના સર્વ યહુદીઓ પર, એટલે
પાસેના તેમજ છેટેના પર, પત્રો મોકલીને, ૨૧તેઓને
એવો હુકમ કીધો કે, અદાર માસને ચૌદમે દિવસે
તથા તેને પંદરમે દિવસે, તમારે વરસો વરસ [તેહે-
વાર] પાળવા, ૨૨કેમકે તે દિવસોમાં યહુદીઓને
તેમના શત્રુઓ બાબતની નિરાંત થઇ હતી, ને એ
માસ તેઓને માટે ખેદને બદલે આનંદનો, તથા
શોકને બદલે શુભ સમયનો થઇ ગયો હતો; [અને]
તમારે તેમને મિજબાની તથા આનંદના, ને એક
બીજા પર ભેટો મોકલવાના, ને દરિદ્રીને દાન આપ-
વાના દિવસો કરવા. ૨૩અને પોતે જે કરવા માંડયું
હતું તથા મોર્દખાયે જે તેઓ ઉપર લખ્યું હતું, તે
પ્રમાણે કરવાનું યહુદીઓએ માથે લીધું; ૨૪કેમકે
સર્વે યહુદીઓના શત્રુ અગાગી હામ્મદાથાના પુત્ર
હામાને યહુદીઓનો નાશ કરવાની યોજના કરી હતી,
ને તેઓનો સંહાર કરીને તેઓનો વિનાશ કરવા માટે
પૂર, એટલે ચિઠ્ઠીઓ, નાખી હતી; ૨૫પણ જ્યારે
તેની ખબર રાજાને થઇ, ત્યારે તેણે પત્રોથી એવી
આજ્ઞા કરી કે, તેણે જે દુષ્ટ યોજના યહુદીઓ વિરૂદ્ધ
યોજી હતી તે ફેરવીને તેના પોતાનાજ માથા પર
લાવવી; ને તેને તથા તેના પુત્રોને ફાંસીએ ટાંગવા.
૨૬એ કારણ માટે તેઓએ એ દિવસોને, પૂર એ
નામ ઉપરથી, પૂરીમ કરી કહ્યા. એ કારણ માટે એ
પત્રનાં સર્વે વચનોને લીધે, તથા આ બાબત વિષે જે
તેઓએ જોયું હતું, તથા તેઓ પર જે આવી પડયું
હતું, ૨૭તેને લીધે યહુદીઓએ ઠરાવ કરીને પોતાને
માથે તથા પોતાનાં સંતાનને માથે તથા પોતાની સાથે
મળી ગયેલા સર્વે જનોને માથે એવી અચૂક કબુલાત
લીધી કે વર્ષો વર્ષ, એ બે દિવસોએ, તેઓ વિષેના
લેખ પ્રમાણે તથા તેમના ઠરાવેલા વખત પ્રમાણે
અમારે [તેહેવાર] પાળવા; ૨૮ને એ દિવસોને, વંશ-
પરંપરા, પ્રત્યેક કુટુંબમાં, પ્રત્યેક પ્રાંતમાં, તથા પ્રત્યેક
નગરમાં, યાદ રાખીને પાળવા; ને એ પૂરીમના દિવસો
યહુદીઓમાંથી ટળી ન જાય ને તેઓનું સ્મરણ તેઓના
વંશજોમાંથી લોપ ન થાય. ૨૯ત્યાર પછી પૂરીમ વિષે
આ બીજો પત્ર મંજુર કરવા સારૂ અબીહાઇલની પુત્રી
એસ્તેર રાણીએ તથા મોર્દખાય યહુદીએ સર્વે સત્તાથી
લખ્યો. ૩૦અને તેણે અહાશ્વેરોશના રાજ્યના એક સો
ને સત્તાવીસ પ્રાંતોમાંના સર્વે યહુદીઓ પર શાંતિના
તથા સત્ય વચનોના પત્રો મોકલ્યા; ૩૧કે જેમ મોર્દ-
ખાય યહુદીએ તથા એસ્તેર રાણીએ તેઓને આજ્ઞા
આપી હતી, ને જેમ તેઓએ પોતાને માટે તથા
પોતાનાં સંતાનને માટે ઉપવાસની તથા પોતાના
વિલાપની બાબતમાં ઠરાવ કીધો હતો તે પ્રમાણે
પૂરીમના એ દિવસો એઓને ઠરાવેલે સમયે [પાળ-
વાનો નિયમ] સ્થાપિત થાય. ૩૨અને એસ્તેરની
આજ્ઞાથી પૂરીમની આ બાબતો કાયમ કરાય; ને
તેની નોંધ પુસ્તકમાં કરવામાં આવી.

૧૦ અને અહાશ્વેરોશ રાજાએ દેશ ઉપર ને
સમુદ્રના બેટો ઉપર કર નાખ્યો. ૨અને
તેના પરાક્રમનાં તથા તેના સામર્થ્યનાં સર્વે કૃત્યો,
તથા જે ઉચ પદવીએ રાજાએ મોર્દખાયને ચઢાવ્યો

હતો તેનો સંપૂર્ણ હેવાલ, એ શું માદાયના તથા ઇરા
નના રાજાઓના કાળવૃત્તાંતોના પુસ્તકમાં લખેલાં
નથી? ³ કેમકે મોર્દખાય યહુદી અહાશ્વેરોશ રાજાથી
બીજે દરજ્જાનો, તથા યહુદીઓ મધ્યે મોટો, તથા
પોતાના ભાઇઓના સમુદાયનો માનીતો હતો, તે
પોતાના લોકનું હિત શોધતો ને પોતાના સર્વ સંતાનને
શાંતિનાં વચન બોલતો હતો.

# અયૂબનું પુસ્તક.

૧ ઉસ દેશમાં એક પુરૂષ હતો, ને તેનું નામ
અયૂબ હતું, ને તે પુરૂષ સંપૂર્ણ તથા પ્રમાણિક
હતો, ને તે દેવનો ડર રાખનારો તથા ભુંડાઇથી દૂર
રહેનારો હતો. ² અને તેને સાત પુત્રો તથા ત્રણ
પુત્રીઓ થયાં હતાં. ³ વળી સાત હજાર ઘેટાં, ને ત્રણ
હજાર ઉંટ, ને પાંચસેં જોડ બળદ ને પાંચસેં ગધે
ડીઓ, ને બહુ મોટો ઘરખટલો, એટલી તેની સંપત્તિ
હતી, તેથી પૂર્વના લોકોમાં સૌથી મોટો પુરૂષ એ
હતો. ⁴ હવે તેના પુત્રોએ જઇને પ્રત્યેકે પોતાના
ઘરમાં પોતાને દિવસે મિજબાની કીધી, ને તેઓએ
પોતાની સાથે ખાવા પીવા સારૂ પોતાની ત્રણ બહે
નોને તેડી મગાવી. ⁵ અને તેઓની ઉજાણીના દિવસ
વિત્યા, એટલે એમ થયું કે અયૂબે તેમને [તેડાવીને]
શુદ્ધ કીધા, ને પરોઢિયે ઉઠીને તે સર્વની ગણત્રી
પ્રમાણે દહનીયાર્પણ કીધાં, કેમકે અયૂબે કહ્યું કે,
કદાપિ મારા પુત્રોએ પાપ કરીને પોતાના હૃદયમાં
દેવનો ઇનકાર કીધો હોય, અયૂબ એ પ્રમાણે
હમેશ કરતો.

⁶ હવે એક દિવસે દેવપુત્રો યહોવાહ પાસે રજુ
આત આપવા આવ્યા, ને શેતાન પણ તેમની સાથે
આવ્યો. ⁷ અને યહોવાહે શેતાનને કહ્યું કે, તું ક્યાંથી
આવ્યો? ત્યારે શેતાને યહોવાહને ઉત્તર આપતાં
કહ્યું કે, પૃથ્વી પર અહિં તહિં ફરતાં ફરતાં તથા તે
પર આમ તેમ આવ જા કરતાં ફરતાં. ⁸ ત્યારે યહો-
વાહે શેતાનને કહ્યું કે, શું તેં મારા સેવક અયૂબને
ધ્યાનમાં લીધો છે? કેમકે પૃથ્વી પર તેના જેવો સંપૂર્ણ
તથા પ્રમાણિક, દેવથી ડરનાર તથા દુષ્ટતાથી દૂર રહ
નાર બીજો કોઇ પુરૂષ નથી. ⁹ ત્યારે શેતાને યહોવાહને
ઉત્તર આપીને કહ્યું કે, શું અયૂબ કારણ વનર દેવનો
ડર રાખે છે? ¹⁰ શું, તેં તેની આસપાસ તથા તેના
ઘરની આસપાસ તથા તેના સર્વસ્વની આસપાસ,
ચોગરદમ વાડ કીધી નથી? તેં તેના હાથના કામને
આશીર્વાદ દીધો છે, ને દેશમાં તેની સંપત્તિ વધી ગઇ
છે. ¹¹ પણ તારો હાથ લંબાવીને તેના સર્વસ્વને સ્પર્શ
કર, એટલે તે તારે મ્હોડે ચઢીને તારો ઇનકાર કરશે.
¹² અને યહોવાહે શેતાનને કહ્યું કે, જો, તેનું સર્વસ્વ
તારા હાથમાં છે, કેવળ તેના પંડપર તારો હાથ
લંબાવતો નહિ. એટલે શેતાન યહોવાહની હજુર
માંથી ચાલ્યો ગયો.

¹³ અને એક દિવસે તેના પુત્રો તથા તેની પુત્રીઓ
પોતાના વડા ભાઇના ઘરમાં ખાતાં તથા દ્રાક્ષરસ પીતાં
હતાં, તેવામાં એવું બન્યું કે, ¹⁴ એક ખેપિયાએ
આવીને અયૂબને કહ્યું કે, બળદો ખેડતા હતા, ને ગધેડાં
તેઓની નજીક ચરતાં હતાં, ¹⁵ એટલામાં શબાઇમ
હુમલો કરીને તેઓને લઇ ગયા, વળી તેઓએ ચાક-
રોને તરવારની ધારથી માર્યા છે, ને કેવળ હું એકલોજ
તને ખબર આપવાને બચી આવ્યો છું. ¹⁶ અને હજી
તો તે બોલતો હતો, એટલામાં વળી બીજાએ આવીને
કહ્યું કે, દેવના અગ્નિએ આકાશથી પડીને ઘેટાંને તથા
ચાકરોને બાળી ભસ્મ કીધાં છે, ને કેવળ હું એકલોજ
તને ખબર આપવાને બચી આવ્યો છું. ¹⁷ તે હજી
તો બોલતો હતો, એટલામાં બીજાએ આવીને કહ્યું કે,
કાસ્દીઓ ત્રણ ટોળીઓ બનીને ઉંટો પર હુમલો કરીને
તેઓને લઇ ગયા છે ને વળી ચાકરોને તરવારની
ધારથી માર્યા છે, ને કેવળ હું એકલોજ તને ખબર
આપવાને બચી આવ્યો છું. ¹⁸ હજી તો તે બોલતો
હતો, એટલામાં વળી બીજાએ આવીને કહ્યું કે તારા
પુત્રો તથા તારી પુત્રીઓ પોતાના વડા ભાઇના ઘરમાં

ખાતા તથા દ્રાક્ષરસ પીતા હતા; ૧૯ને, જો, અરણ્ય-
માથી ભારે વાવાઝોડું આવ્યુ, ને ઘરના ચારે ખુણાને
તેનો ધક્કો લાગ્યાથી, તેની અંદરના જુવાનિયા ઉપર
તે તુટી પડ્યુ, ને તેઓ મરી ગયા છે, ને કેવળ હુ
એકલોજ તને ખબર આપવાને બચી આવ્યો છું
૨૦ત્યારે અયૂબે ઉઠીને પોતાનો જામો ફાડ્યો, ને પોતાનું
માથુ મુડાવ્યુ, ને ભૂમિ પર પડીને ભજન કીધુ, ૨૧ને
તેણે કહ્યુ કે, હુ મારી માના પેટમાથી નાગો આવ્યો
હતો, ને નાગો હુ ત્યા પાછો જઇશ, યહોવાહે દીધુ,
ને યહોવાહે લઇ લીધુ છે, યહોવાહના નામને ધન્ય
હો ૨૨એ સઘળામા અયૂબે પાપ કીધુ નહિ, ને
દેવને માથે મૂર્ખાઇ ચઢાવી નહિ

૨ ફરીથી એક દિવસે દેવપુત્રો યહોવાહની હજુ-
રમા રજુઆત આપવા આવ્યા; ને તેઓ
મધ્યે શેતાન પણ આવીને યહોવાહ આગળ રજુ
થયો ૨અને યહોવાહે શેતાનને કહ્યુ કે, તું ક્યાથી
આવે છે? ત્યારે શેતાને યહોવાહને ઉત્તર આપતા
કહ્યુ કે, પૃથ્વી પર અહિં તહિં ફરવા પરથી તથા તે
પર આમ તેમ આવ જા કરવા પરથી ૩અને યહો-
વાહે શેતાનને કહ્યુ કે, શું તેં મારા સેવક અયૂબને
લક્ષમા લીધો છે? કેમકે પૃથ્વી પર તેના જેવો સપૂર્ણ
તથા પ્રમાણિક, દેવથી ડરનાર તથા દુષ્ટતાથી દૂર રહે
નાર બીજો કોઇ પુરૂપ નથી અને જો કે તેનુ નખોદ
કારણ વિના વાળવાને તેં મને ઉશ્કેર્યો છે, તો પણ
હજી સુધી તે પોતાના પ્રમાણિકપણાને ચુસ્ત રીતે
વળગી રહ્યો છે ૪અને શેતાને યહોવાહને ઉત્તર
આપતા કહ્યું કે, ચામડીને બદલે ચામડી, હા, માણસ
પોતાના જીવને બદલે તો પોતાનુ સર્વસ્વ આપશે
૫પણ તું તારો હાથ લબાવીને તેના હાડકાને તથા
તેના માસને સ્પર્શ કર, એટલે તે તારે મ્હોડે ચઢીને
તારો ઇનકાર કરશે ૬અને યહોવાહે શેતાનને કહ્યુ કે,
જો, તે તારા હાથમા છે, કેવળ તેનો જીવ બચાવજે
૭ત્યારે શેતાન યહોવાહની હજુરમાથી ચાલી નિકળ્યો,
ને તેણે અયૂબને પગના તળિયાથી તે [માથાની]
તાલકી સુધી દુ ખદાયક ગુમડાનુ દરદ ઉભું કર્યુ
૮અને તે પોતાને ખજવાળવા સારૂ ઠિકરી લઇને
રાખમા બેઠો ૯ત્યારે તેની સ્ત્રીએ તેને કહ્યુ કે, શું
હજી સુધી તું તારા પ્રમાણિકપણાને ચુસ્ત રીતે વળગી
રહ્યો છે? દેવનો ઇનકાર કર, ને મરી જા ૧૦પણ તેણે
તેણીને કહ્યુ કે, કોઇએક મૂર્ખ સ્ત્રી બોલે તેમ તું બોલે
છે શું આપણે દેવના હાથથી શુભજ સ્વિકારીએ,
ને અશુભ ન સ્વિકારીએ? એ સર્વમા અયૂબે પોતાના
હોઠોથી પાપ ન કીધુ

૧૧હવે આ સર્વ વિપત્તિ અયૂબ ઉપર આવી પડી
હતી, તે વિષે તેના ત્રણ મિત્રોએ સાભળ્યુ ત્યારે
અ લીફાઝ તેમાની તથા બિલ્દાદ શૂહી તથા સોફાર
નાઅમાથી પોતપોતાની જગ્યાએથી આવ્યા, તેઓ
તો તેને માટે શોક કરવા સારૂ તથા તેને દિલાસો દેવા
સારૂ પરસ્પર સપ કરીને તેની પાસે આવ્યા હતા
૧૨અને જ્યારે તેઓએ આઘેથી જોઇને તેને ઓળખ્યો
નહિ, ત્યારે તેઓ પોક મૂકીને રડ્યા, ને પ્રત્યેક
પોતાનો જામો ફાડ્યા, ને આકાશ ભણી પોતાના માથા
પર ધૂળ નાખી ૧૩અને તેઓ સાત દિવસ તથા
સાત રાત તેની સાથે જમીન પર બેસી રહ્યા, ને
કોઇએ તેને એક શબ્દ પણ કહ્યો નહિ, કેમકે તેઓએ
જોયુ કે તે ઘણો દુ ખી છે.

૩ એ પછી અયૂબે પોતાનુ મુખ ઉઘાડીને પોતાના
[જન્મ] દિવસને શાપ દીધો
૨અને અયૂબે ઉત્તર આપીને કહ્યુ કે,
૩જે દિવસે હુ જન્મ્યો
તથા જે રાતે એમ કહેવાયુ કે, પુત્ર પેટ રહ્યો, તેનુ
નખોદ જજો
૪તે દિવસ અધકારરૂપ થાઓ,
ઉપરથી દેવ તેને લેખામા ન ગણો,
ને તે પર અજવાળુ ન પ્રકાશો
૫અધકાર તથા મૃત્યુછાયા તે પર હક કરે,
તે પર વાદળ ઠરે,
દિનને કાળકમય કરનાર સઘળુ તેને ત્રાસ પમાડે
૬તે રાતને તો ઘોર અધકાર ગ્રહે,
વર્ષના દિવસોમા તે ન ગણાય,
તે મહિનાઓની ગણત્રીમા ન આવે.
૭જુઓ, તે રાત શૂન્ય થાય,
તેમા કોઇ હર્ષનાદ ન થાય
૮દિનને શાપનારા
તથા જેઓ મહા અજગરને જગાડવામા ચતુર છે
તેઓ તેને શાપે
૯તેના ઝળઝળિયાના તારા અધરાય,
તે અજવાળાની રાહ જુએ, પણ તે મળે નહિ;
ને પ્રભાતના પોપચાને તે દેખે નહિ
૧૦કેમકે તેણે મારી [માનુ] ગર્ભસ્થાન બધ કીધુ નહિ,

હતો તેનો સંપૂર્ણ હેવાલ, એ શું માદાયના તથા ઇરા-
નના રાજાઓનાં કાળવૃત્તાંતોના પુસ્તકમાં લખેલાં
નથી? ૩ કેમકે મોર્દખાય યહુદી અહાશ્વેરોશ રાજાથી
બીજા દરજ્જાનો, તથા યહુદીઓ મધ્યે મોટો, તથા
પોતાના ભાંડુઓના સમુદાયનો માનીતો હતો; તે
પોતાના લોકનું હિત શોધતો ને પોતાનાં સર્વ સંતાનને
શાંતિનાં વચન બોલતો હતો.

# અયૂબનું પુસ્તક.

૧ ઉસ દેશમાં એક પુરુષ હતો, ને તેનું નામ
અયૂબ હતું; ને તે પુરુષ સંપૂર્ણ તથા પ્રમાણિક
હતો, ને તે દેવનો ડર રાખનારો તથા ભુંડાઇથી દૂર
રહેનારો હતો. ૨ અને તેને સાત પુત્રો તથા ત્રણ
પુત્રીઓ થયાં હતાં. ૩ વળી સાત હજાર ઘેટાં, ને ત્રણ
હજાર ઉંટ, ને પાંચસેં જોડ બળદ, ને પાંચસેં ગધે-
ડીઓ, ને બહુ મોટો ઘરખટલો, એટલી તેની સંપત્તિ
હતી; તેથી પૂર્વના લોકોમાં સૌથી મોટો પુરુષ એ
હતો. ૪ હવે તેના પુત્રોએ જઇને પ્રત્યેકે પોતાના
ઘરમાં પોતાને દિવસે મિજબાની કીધી, ને તેઓએ
પોતાની સાથે ખાવા પીવા સારૂ પોતાની ત્રણ બહે-
નોને તેડી મગાવી. ૫ અને તેઓની મિજબાનીના દિવસ
વિત્યા, એટલે એમ થયું કે અયૂબે તેમને [તેડાવીને]
શુદ્ધ કીધા, ને પરોઢિયે ઉઠીને તે સર્વેની ગણત્રી
પ્રમાણે દહનીયાર્પણ કીધાં; કેમકે અયૂબે કહ્યું કે,
કદાપિ મારા પુત્રોએ પાપ કરીને પોતાના હૃદયમાં
દેવનો ઇનકાર કીધો હોય; અયૂબ એ પ્રમાણે
હમેશ કરતો.

૬ હવે એક દિવસે દેવપુત્રો યહોવાહ પાસે રજુ-
આત આપવા આવ્યા; ને શેતાન પણ તેમની સાથે
આવ્યો. ૭ અને યહોવાહે શેતાનને કહ્યું કે, તું ક્યાંથી
આવ્યો? ત્યારે શેતાને યહોવાહને ઉત્તર આપતાં
કહ્યું કે, પૃથ્વી પર અહિં તહિં ફરતા ફરતાં તથા તે
પર આમ તેમ આવ જા કરતા કરતાં. ૮ ત્યારે યહો-
વાહે શેતાનને કહ્યું કે, શું તેં મારા સેવક અયૂબને
ધ્યાનમાં લીધો છે? કેમકે પૃથ્વી પર તેના જેવો સંપૂર્ણ
તથા પ્રમાણિક, દેવથી ડરનાર તથા દુષ્ટતાથી દૂર રહે-
નાર બીજો કોઇ પુરુષ નથી. ૯ ત્યારે શેતાને યહોવાહને
ઉત્તર આપીને કહ્યું કે, શું અયૂબ કારણ વગર દેવનો
ડર રાખે છે? ૧૦ શું, તેં તેની આસપાસ તથા તેના
ઘરની આસપાસ તથા તેના સર્વસ્વની આસપાસ,
ચોતરફ, વાડ કીધી નથી? તેં તેના હાથોના કામને
આશીર્વાદ દીધો છે, ને દેશમાં તેની સંપત્તિ વધી ગઇ
છે. ૧૧ પણ તારો હાથ લંબાવીને તેના સર્વસ્વને સ્પર્શ
કર, એટલે તે તારે મ્હોડે ચઢીને તારો ઇનકાર કરશે.
૧૨ અને યહોવાહે શેતાનને કહ્યું કે, જો, તેનું સર્વસ્વ
તારા હાથમાં છે; કેવળ તેના અંગપર તારો હાથ
લંબાવતો નહિ. એટલે શેતાન યહોવાહની હજુર-
માંથી ચાલ્યો ગયો.

૧૩ અને એક દિવસે તેના પુત્રો તથા તેની પુત્રીઓ
પોતાના વડા ભાઇના ઘરમાં ખાતાં તથા દ્રાક્ષરસ પીતાં
હતાં, તેવામાં એવું બન્યું કે, ૧૪ એક એલચીએ
આવીને અયૂબને કહ્યું કે, બળદો ખેડતા હતા, ને ગધેડાં
તેઓની નજદીક ચરતાં હતાં; ૧૫ એટલામાં શબાઇમ
હુમલો કરીને તેઓને લઇ ગયા; વળી તેઓએ ચાક-
રોને તરવારની ધારથી માર્યા છે; ને કેવળ હું એકલોજ
તને ખબર આપવાને બચી આવ્યો છું. ૧૬ અને હજી
તો તે બોલતો હતો, એટલામાં વળી બીજાએ આવીને
કહ્યું કે, દેવના અગ્નિએ આકાશથી પડીને ઘેટાંને તથા
ચાકરોને બાળી ભસ્મ કીધાં છે; ને કેવળ હું એકલોજ
તને ખબર આપવાને બચી આવ્યો છું. ૧૭ તે હજી
તો બોલતો હતો, એટલામાં બીજાએ આવીને કહ્યું કે,
ખાસદીઓ ત્રણ ટોળીઓ બનીને ઉંટો પર હલ્લો કરીને
તેઓને લઇ ગયા છે. ને વળી ચાકરોને તરવારની
ધારથી માર્યા છે; ને કેવળ હું એકલોજ તને ખબર
આપવાને બચી આવ્યો છું. ૧૮ હજી તો તે બોલતો
હતો, એટલામાં વળી બીજાએ આવીને કહ્યું કે, તારા
પુત્રો તથા તારી પુત્રીઓ પોતાના વડા ભાઇના ઘરમાં

ખાતાં તથા દ્રાક્ષરસ પીતાં હતાં; ૧૯ને, જો, અરણ્ય-
માથી ભારે વાવાઝોડું આવ્યુ, ને ઘરના ચારે ખુણાને
તેનો ધક્કો લાગ્યાથી, તેની અંદરના જુવાનિયા ઉપર
તે તુટી પડ્યુ, ને તેઓ મરી ગયા છે, ને કેવળ હુ
એકલોજ તને ખબર આપવાને બચી આવ્યો છું
૨૦ત્યારે અયૂબે ઉઠીને પોતાનો જામો ફાડ્યો, ને પોતાનુ
માથુ મુડાવ્યુ, ને ભૂમિ પર પડીને ભજન કીધુ, ૨૧ને
તેણે કહ્યું કે, હુ મારી માના પેટમાથી નાગો આવ્યો
હતો, ને નાગો હુ ત્યા પાછો જઇશ, યહોવાહે દીધુ,
ને યહોવાહે લઇ લીધુ છે; યહોવાહના નામને ધન્ય
હો ૨૨એ સઘળામા અયૂબે પાપ કીધુ નહિ, ને
દેવને માથે મૂર્ખાઇ ચઢાવી નહિ.

૨ ફરીથી એક દિવસે દેવપુત્રો યહોવાહની હજુ-
રમાં રજુઆત આપવા આવ્યા; ને તેઓ
મધ્યે શેતાન પણ આવીને યહોવાહ આગળ રજુ
થયો ૨અને યહોવાહે શેતાનને કહ્યું કે, તું ક્યાથી
આવે છે? ત્યારે શેતાને યહોવાહને ઉત્તર આપતા
કહ્યું કે, પૃથ્વી પર અહિં તહિં ફરવા પરથી તથા તે
પર આમ તેમ આવ જા કરવા પરથી ૩અને યહો-
વાહે શેતાનને કહ્યું કે, શું તેં મારા સેવક અયૂબને
લક્ષમા લીધો છે? કેમકે પૃથ્વી પર તેના જેવો સપૂર્ણ
તથા પ્રમાણિક, દેવથી ડરનાર તથા દુષ્ટતાથી દૂર રહે-
નાર બીજો કોઇ પુરૂષ નથી અને જો કે તેનુ નખોદ
કારણ વિના વાળવાને તેં મને ઉશ્કેર્યો છે, તો પણ
હજી સુધી તે પોતાના પ્રમાણિકપણાને ચુસ્ત રીતે
વળગી રહ્યો છે ૪અને શેતાને યહોવાહને ઉત્તર
આપતા કહ્યું કે, ચામડીને બદલે ચામડી, હા, માણસ
પોતાના જીવને બદલે તો પોતાનુ સર્વસ્વ આપશે.
૫પણ તું તારો હાથ લંબાવીને તેના હાડકાને તથા
તેના માસને સ્પર્શ કર, એટલે તે તારે મ્હોડે ચઢીને
તારો ઇનકાર કરશે. ૬અને યહોવાહે શેતાનને કહ્યું કે,
જો, તે તારા હાથમા છે, કેવળ તેનો જીવ બચાવજે.
૭ત્યારે શેતાન યહોવાહની હજુરમાથી ચાલી નિકળ્યો;
ને તેણે અયૂબને પગના તળિયાથી તે [માથાની]
તાલકી સુધી દુખદાયક ગુમડાનું દરદ ઉભું કર્યું
૮અને તે પોતાને ખજવાળવા સારૂ ઠિકરી લઇને
રાખમા બેઠો ૯ત્યારે તેની સ્ત્રીએ તેને કહ્યું કે, શું
હજી સુધી તું તારા પ્રમાણિકપણાને ચુસ્ત રીતે વળગી
રહ્યો છે? દેવનો ઇનકાર કર, ને મરી જા ૧૦પણ તેણે
તેણીને કહ્યું કે, કોઇએક મૂર્ખ સ્ત્રી બોલે તેમ તું બોલે
છે. શું આપણે દેવના હાથથી શુભજ સ્વિકારીએ,
ને અશુભ ન સ્વિકારીએ? એ સર્વમા અયૂબે પોતાના
હોઠોથી પાપ ન કીધુ

૧૧હવે આ સર્વ વિપત્તિ અયૂબ ઉપર આવી પડી
હતી, તે વિષે તેના ત્રણ મિત્રોએ સાભળ્યુ, ત્યારે
અલીફાઝ તેમાની તથા બિલ્દાદ શૂહી તથા સોફાર
નાઅમાથી પોતપોતાની જગ્યાએથી આવ્યા; તેઓ
તો તેને માટે શોક કરવા સારૂ તથા તેને દિલાસો દેવા
સારૂ પરસ્પર સપ કરીને તેની પાસે આવ્યા હતા
૧૨અને જ્યારે તેઓએ આઘેથી જોઇને તેને ઓળખ્યો
નહિ, ત્યારે તેઓ પોક મૂકીને રડ્યા; ને પ્રત્યેક
પોતાનો જામો ફાડ્યા, ને આકાશ ભણી પોતાના માથા
પર ધૂળ નાખી ૧૩અને તેઓ સાત દિવસ તથા
સાત રાત તેની સાથે જમીન પર બેસી રહ્યા, ને
કોઇએ તેને એક શબ્દ પણ કહ્યો નહિ; કેમકે તેઓએ
જોયુ કે તે ઘણો દુખી છે.

૩ એ પછી અયૂબે પોતાનુ મુખ ઉઘાડીને પોતાના
[જન્મ] દિવસને શાપ દીધો
૨અને અયૂબે ઉત્તર આપીને કહ્યું કે,
૩જે દિવસે હુ જન્મ્યો
તથા જે રાતે એમ કહેવાયુ કે, પુત્ર પેટ રહ્યો, તેનુ
નખોદ જજો
૪તે દિવસ અધકારરૂપ થાઓ,
ઉપરથી દેવ તેને લેખામા ન ગણો,
ને તે પર અજવાળુ ન પ્રકાશો
૫અધકાર તથા મૃત્યુછાયા તે પર હક કરે;
તે પર વાદળ ઠરે,
દિનને કાળકમય કરનાર સઘળુ તેને ત્રાસ પમાડે.
૬તે રાતને તો ઘોર અધકાર ગ્રહે;
વર્ષના દિવસોમા તે ન ગણાય,
તે મહિનાઓની ગણત્રીમા ન આવે.
૭જુઓ, તે રાત શૂન્ય થાય,
તેમા કોઇ હર્ષનાદ ન થાય.
૮દિનને શાપનારા
તથા જેઓ મહા અજગરને જગાડવામાં ચતુર છે
તેઓ તેને શાપે.
૯તેના ઝળઝળિયાના તારા અધરાય;
તે અજવાળાની રાહ જુએ, પણ તે મળે નહિ;
ને પ્રભાતના પોપચાને તે દેખે નહિ
૧૦કેમકે તેણે મારી [માનુ] ગર્ભસ્થાન બધ કીધુ નહિ,

ને મારી આખોથી દુ:ખ સતાડયુ નહિ
૧૧ હુ પેટમાથીજ કેમ ન મુઓ,
મેં પેટમાથી નિકળતાજ કેમ પ્રાણ ન છાડ્યો?
૧૨ ઢીચણોએ મારો અંગીકાર કેમ કીધો,
ને થાનોએ કેમ [અગીકાર કરીને] મને ધવરાવ્યો?
૧૩ કેમકે હમણા તો હુ સુતેલો હોત, ને શાતિમા હોત,
હુ ઉંઘી ગયો હોત તો મને નિરાત હોત,
૧૪ પૃથ્વીના જે રાજાઓ તથા મત્રીઓએ
પોતાને માટે એકાત નગરો બાધ્યા હતા તેઓની સાથે,
૧૫ અથવા જે ઉમરાવો સોનાના માલિક હતા
તથા રૂપાથી પોતાના ઘરો ભરતા હતા તેઓની સાથે,
૧૬ અથવા ગુપ્ત ગર્ભપાતની પેઠે,
તથા જે બાળકોએ કદી અજવાળુ ન જોયુ હોય
તેમની પેઠે હુ હયાતીમા ન હોત
૧૭ ત્યા દુષ્ટો હેરાન કરતા બધ પડે છે,
ને ત્યા થાકેલા આરામ પામે છે
૧૮ ત્યા ગુલામો એકત્ર વિશ્રાતિ પામે છે,
તેઓ વેઠ કરાવનારનો સાદ સાભળતા નથી
૧૯ નાના ને મોટા ત્યા છે,
ને ચાકર પોતાના શેઠથી છૂટો છે
૨૦ દુ:ખિતને [જીવનનુ] અજવાળુ
ને જેનો આત્મા કષ્ટિત તેને જીવ કેમ અપાય છે?
૨૧ તેઓ તો મોતને માટે તલપે છે,
ને દાટેલા ધન કરતા તેને સારૂ વધારે ખોદે છે,
પણ તે મળતુ નથી,
૨૨ તેઓને જ્યારે કબર પ્રાપ્ત થાય છે ત્યારે તેઓ અતિશય હર્ષ કરે છે
ને ખુશ થાય છે
૨૩ જેમનો માર્ગ અદૃશ્ય,
તથા જેને દેવે સંકોચમા આણ્યો છે તેમને [હયાતી કેમ અપાય છે]?
૨૪ કેમકે મારો નિશ્વાસ મારા ખાધા પહેલા આવે છે,
ને મારી બૂમો પાણીની પેઠે રેડાય છે
૨૫ કેમકે જેથી હુ બિહુ છુ, તેજ મારા પર આવી પડે છે,
ને જેનો મને ભય છે તેજ મને પ્રાપ્ત થાય છે
૨૬ મને સુખ નથી, મને ચેન નથી, ને મને વિશ્રામ નથી,
પણ આપદા આવી પડે છે

૪ ત્યારે અલીફાઝ તેમાનીએ ઉત્તર આપીને કહ્યુ કે,
૨ જો કોઇ તારી સાથે બોલવાને પ્રયત્ન કરે, તો તારૂ મન દુખાશે શુ?
પણ કોણ પોતાને બોલતા અટકાવી શકે?
૩ જો, તેં ઘણાઓને શિખવ્યા છે,
ને તેં અબળ હાથોને બળવાન કીધા છે
૪ તારા શબ્દોએ પડતા જનને નિભાવી રાખ્યો છે,
ને અબળ ઘુટણોને તેં સ્થિર કીધા છે
૫ પણ હમણા તારા પર [સકટ] આવી પડયુ છે,
ત્યારે તુ નાહિમ્મત થઇ જાય છે,
તે તારો સ્પર્શ કરે છે એટલે તુ ગભરાય છે
૬ તારા [દેવનો] ડર એ શું તારો ભરોસો નથી?
[ને] તારો સદાચાર એ શું તારી આશા નથી?
૭ કૃપા કરી યાદ કર, કે નિર્દોષ છતા કોણ નાશ પામ્યો,
કે સદાચારી ક્યા નષ્ટ થયા?
૮ મારા જોયા પ્રમાણે, જેઓ અન્યાય ખેડે છે,
તથા નુકસાન વાવે છે, તેઓ એજ લણે છે
૯ દેવના શ્વાસથી તેઓ નાશ પામે છે,
ને તેના ક્રોધના ઝપાટાથી તેઓ ભસ્મ થાય છે
૧૦ સિંહની ગર્જના, ને વિકાળ સિંહનો અવાજ,
ને જુવાન સિંહના દાત તુટી જાય છે,
૧૧ ઘરડો સિંહ શિકાર વિના નાશ પામે છે,
ને સિંહણના બચ્ચા વિખેરાય છે
૧૨ હવે એક વાત ગુપ્ત રીતે મારી પાસે આવી,
ને મારા કાનોમા તેનો ભણકારો આવ્યો
૧૩ જ્યારે માણસો ભરનિદ્રામા પડે છે,
તે વખતે રાતના સદર્શનોપરથી આવતા વિચારોમા,
૧૪ મને ભય તથા ધ્રુજારી લાગ્યા,
ને તેથી મારા સર્વ હાડકા થથરી ઉઠયા
૧૫ ત્યારે એક આત્મા મારા રુહો આગળ થઇને ગયો,
ને મારા શરીરના રૂઆ ઉભા થયા
૧૬ તે સ્થિર ઉભો રહ્યો, પણ હુ તેનુ સ્વરૂપ દેખી શકયો નહિ
એક આકૃતિ મારી આખો આગળ હતી,
ને ચુપકી પસરેલી હતી, ને મેં એવી વાણી સાભળી કે,
૧૭ શુ મરનાર માણસ ઇશ્વર આગળ ન્યાયી હોય?
શુ મનુષ્ય પોતાના કર્તા આગળ શુદ્ધ હોય?

૧૮ જુઓ, તે પોતાના સેવકો પર કાંઇ ભરોસો
રાખતો નથી,
ને પોતાના દૂતોને તે મૂર્ખ ગણે છે
૧૯ તો ધૂળમાં પાયાવાળાં માટીના ઘરોમાં રહેનાર
જેઓ પતંગીઆની પેઠે કચરાઇ જાય છે, તેઓને
કેટલા વિશેષે [ગણશે]?
૨૦ સવારથી સાંજ સુધીમાં તેઓ નષ્ટ થાય છે;
તેઓ સદાને માટે નાશ પામે છે, ને કોઇ તે
લેખવતું નથી
૨૧ શું તેઓનો વૈભવ લોપ થતો નથી?
તેઓ મરી જાય છે, ને તે વળી જ્ઞાન રહિત.

૫ હાક માર, તને ઉત્તર આપનાર કોઇ છે વારૂ?
ને પવિત્રોમાંના કોણને શરણે તું જશે?
૨ કેમકે ચિઢીઉ મૂર્ખ માણસને મારી નાખે છે;
ને ઇર્ષા નિર્બુદ્ધ જનનો જીવ લે છે.
૩ મેં મૂર્ખને જડ નાખતાં જોયો છે;
પણ એકાએક મેં તેના મુકામને શાપ્યો.
૪ તેના ફરજનો સલામતીથી દૂર છે;
ને તેઓ દરવાજામાં ખુંદાય છે,
ને તેમને બચાવનાર કોઇ નથી.
૫ એઓની ફસલ ભૂખ્યાઓ ખાઇ જાય છે,
ને કાંટામાંથી પણ તે લઇ લે છે;
ને તેઓનું દ્રવ્ય લોભીઓ ખાઇ જાય છે.
૬ કેમકે વિપત્તિ ધૂળમાંથી નિકળી આવતી નથી;
ને સંકટ ભૂમિમાંથી ઉગતું નથી;
૭ પણ જેમ ચિનગારીઓ ઉંચી ચઢે છે
તેમ માણસ તો સંકટને સારૂ જન્મે છે
૮ તથાપિ હું તો દેવની ખોજ કરીશ,
ને મારો દાવો દેવને સોંપીશ;
૯ તે મોટાં તથા અશોધ્ય કૃત્યો,
તથા અગણિત આશ્ચર્યકાર્યો કરે છે;
૧૦ તે ભૂમિ પર વરસાદ મોકલે છે,
ને ખેતરોમાં પાણી પહોંચાડે છે;
૧૧ એમ તે નીચાઓને ઉંચ પદવીએ બેસાડે છે,
ને શોકિતોને ઉંચાં કરી સલામતીમાં લાવે છે.
૧૨ યુક્તિખોરની યોજનાઓ તે એવી રદ કરે છે,
કે તેઓના હાથ તેમનાં [ધારેલાં] કાર્યો કરી
શકતા નથી
૧૩ તે જ્ઞાનીઓને તેમની પોતાનીજ પક્કાઇમાં સપ-
ડાવે છે,
ને આડાઓનો મનસુબો ઉથલી પડે છે.
૧૪ દિવસે તેઓને અંધકાર માલમ પડે છે,
ને બપોરે તેઓ રાતની પેઠે ફાંફાં મારે છે.
૧૫ પણ તે [લોકોને] તેઓના મુખની તરવારથી,
એટલે દરિદ્રીને બળવાનના હાથથી, બચાવે છે.
૧૬ એમ ગરીબ આશાવંત થાય છે,
ને અન્યાય પોતાનું મુખ બંધ કરે છે.
૧૭ જુઓ, જે માણસને દેવ શિક્ષા આપે છે તેને
ધન્ય છે;
માટે સર્વસમર્થની શિક્ષાને તું તુચ્છ ન કર.
૧૮ કેમકે તે દુખી કરે છે, ને પાટો બાંધે છે;
તે ઘાયલ કરે છે, ને તેના હાથ સાજું કરે છે.
૧૯ છ સંકટોમાંથી તે તને ઉગારશે;
હા, સાતમાં કોઇ હાની તને અડશે નહિ.
૨૦ તે તને દુકાળમાં મોતથી,
ને યુદ્ધમાં તરવારના બળથી છોડાવશે.
૨૧ જીભરૂપી ચાબકથી તારૂં રક્ષણ થશે;
ને વિનાશ આવશે ત્યારે તું તેથી નહિ બિહીશે
૨૨ વિનાશ તથા દુકાળને તું હસી કાઢશે,
ને પૃથ્વીનાં શ્વાપદોથી તું નહિ ડરશે
૨૩ કેમકે ખેતરોના પત્થરોની સાથે તારે સલાહસંપ
હશે,
ને રાનપશુઓ તારી સાથે સંપમાં રહેશે.
૨૪ અને તું એમ જાણીશ કે, મારો મંડપ સલામ-
તીમાં છે;
ને તું પોતાના વાડાની ખબર લેશે, તો તેમાંથી તને
કશું ખોવાયલું જણાશે નહિ.
૨૫ વળી તું એમ જાણશે કે, મારૂં સંતાન મોટું,
ને મારો પરિવાર ભૂમિના ઘાસના જેટલો થશે.
૨૬ જેમ ધાન્યનો પુળો તેની મોસમે ઘેર લવાય છે,
તેમ તું પૂરી વયે કબરમાં ઉતરશે.
૨૭ જો, અમે એ વાતની પરીક્ષા કરી છે, ને એ
એમજ છે;
તું તે સાંભળ, ને તારા હિતાર્થે જાણ.

૬ ત્યારે અયૂબે ઉત્તર આપતાં કહ્યું કે,
૨ જો મારી વિપત્તિનો માત્ર તોલ કરાય,
ને મારૂં સંકટ એકત્ર કરીને ત્રાજવામાં મૂકાય તો
કેવું સારૂં!
૩ કેમકે ત્યારે તો તે સમુદ્રોની રેતી કરતાં ભારે થાય,
એ માટે મારા શબ્દો અવિચારી હતા.

ને મારી આંખોથી દુઃખ સંતાડયું નહિ
૧૧ હું પેટમાથીજ કેમ ન મુઓ,
મેં પેટમાથી નિકળતાંજ કેમ પ્રાણ ન છોડ્યો?
૧૨ ઢીંચણોએ મારો અંગીકાર કેમ કીધો,
ને થાનોએ કેમ [અંગીકાર કરીને] મને ધવડાવ્યો?
૧૩ કેમકે હમણાં તો હું સુતેલો હોત, ને શાંતિમાં હોત;
હું ઉંઘી ગયો હોત તો મને નિરાત હોત;
૧૪ પૃથ્વીના જે રાજાઓ તથા મંત્રીઓએ
પોતાને માટે એકાંત નગરો બાંધ્યાં હતા તેઓની
સાથે;
૧૫ અથવા જે ઉમરાવો સોનાના માલિક હતા
તથા રૂપાથી પોતાનાં ઘરો ભરતા હતા તેઓની
સાથે;
૧૬ અથવા ગુપ્ત ગર્ભપાતની પેઠે,
તથા જે બાળકોએ કદી અજવાળું ન જોયું હોય,
તેમની પેઠે હું હયાતીમાં ન હોત.
૧૭ ત્યાં દુષ્ટો હેરાન કરતા બંધ પડે છે,
ને ત્યા થાકેલા આરામ પામે છે
૧૮ ત્યાં ગુલામો એકત્ર વિશ્રાંતિ પામે છે;
તેઓ વેઠ કરાવનારનો સાદ સાંભળતા નથી
૧૯ નાના ને મોટા ત્યાં છે,
ને ચાકર પોતાના શેઠથી છૂટો છે.
૨૦ દુઃખિતને [જીવનનું] અજવાળું
ને જેનો આત્મા કષ્ટિત તેને જીવ કેમ અપાય છે?
૨૧ તેઓ તો મોતને માટે તલપે છે,
ને દાટેલા ધન કરતાં તેને સારૂ વધારે ખોદે છે,
પણ તે મળતું નથી;
૨૨ તેઓને જ્યારે કબર પ્રાપ્ત થાય છે ત્યારે તેઓ
અતિશય હર્ષ કરે છે
ને ખુશ થાય છે.
૨૩ જેમનો માર્ગ અદૃશ્ય,
તથા જેને દેવે સંકોચમાં આણ્યો છે તેમને [હયાતી
કેમ અપાય છે]?
૨૪ કેમકે મારો નિશ્વાસ મારા ખાધા પહેલાં આવે છે;
ને મારી બૂમો પાણીની પેઠે રેડાય છે.
૨૫ કેમકે જેથી હું બિહું છું, તેજ મારા પર આવી
પડે છે;
ને જેનો મને ભય છે તેજ મને પ્રાપ્ત થાય છે
૨૬ મને સુખ નથી, મને ચેન નથી, ને મને વિશ્રામ
નથી,
પણ આપદા આવી પડે છે.

૪ ત્યારે અલીફાઝ તેમાનીએ ઉત્તર આપીને
કહ્યું કે,
૨ જો કોઇ તારી સાથે બોલવાને પ્રયત્ન કરે, તો તારૂં
મન દુખાશે શું?
પણ કોણ પોતાને બોલતાં અટકાવી શકે?
૩ જો, તેં ઘણાઓને શિખવ્યા છે;
ને તેં અબળ હાથોને બળવાન કીધા છે.
૪ તારા શબ્દોએ પડતા જનને નિભાવી રાખ્યો છે;
ને અબળ ઘુંટણોને તેં સ્થિર કીધા છે.
૫ પણ હમણાં તારા પર [સંકટ] આવી પડ્યું છે,
ત્યારે તું નાહિમ્મત થઇ જાય છે;
તે તારો સ્પર્શ કરે છે એટલે તું ગભરાય છે.
૬ તારા [દેવનો] ડર એ શું તારો ભરોસો નથી?
[ને] તારો સદાચાર એ શું તારી આશા નથી?
૭ કૃપા કરી યાદ કર, કે નિર્દોષ છતાં કોણ નાશ
પામ્યો,
કે સદાચારી ક્યાં નષ્ટ થયા?
૮ મારા જોયા પ્રમાણે, જેઓ અન્યાય ખેડે છે,
તથા નુકસાન વાવે છે, તેઓ એજ લણે છે.
૯ દેવના શ્વાસથી તેઓ નાશ પામે છે,
ને તેના ક્રોધના ઝપાટાથી તેઓ ભસ્મ થાય છે.
૧૦ સિંહની ગર્જના, ને વિકાળ સિંહનો અવાજ,
ને જુવાન સિંહના દાંત તૂટી જાય છે;
૧૧ ઘરડો સિંહ શિકાર વિના નાશ પામે છે;
ને સિંહણનાં બચ્ચાં વિખેરાય છે
૧૨ હવે એક વાત ગુપ્ત રીતે મારી પાસે આવી,
ને મારા કાનોમાં તેનો ભણકારો આવ્યો.
૧૩ જ્યારે માણસો ભરનિદ્રામાં પડે છે,
તે વખતે રાતનાં સદર્શનોપરથી આવતા વિચારોમાં,
૧૪ મને ભય તથા ધ્રુજારી લાગ્યાં,
ને તેથી મારા સર્વ હાડકાં થથરી ઉઠયાં.
૧૫ ત્યારે એક આત્મા મારા મ્હો આગળ થઇને ગયો,
ને મારા શરીરનાં રૂવાં ઉભાં થયાં.
૧૬ તે સ્થિર ઉભો રહ્યો, પણ હું તેનું સ્વરૂપ દેખી
શક્યો નહિ,
એક આકૃતિ મારી આંખો આગળ હતી,
ને ચુપકી પસરેલી હતી, ને મેં એવી વાણી
સાંભળી કે,
૧૭ શું મરનાર માણસ ઇશ્વર આગળ ન્યાયી હોય?
શું મનુષ્ય પોતાના કર્ત્તા આગળ શુદ્ધ હોય?

૧૮ જુઓ, તે પોતાના સેવકો પર કાંઇ ભરોસો રાખતો નથી,
ને પોતાના દૂતોને તે મૂર્ખ ગણે છે
૧૯ તો ધૂળમાં પાયાવાળાં માટીનાં ઘરોમાં રહેનાર જેઓ પતંગીઆની પેઠે કચરાઇ જાય છે, તેઓને કેટલા વિશેષે [ગણશે]?
૨૦ સવારથી સાંજ સુધીમાં તેઓ નષ્ટ થાય છે;
તેઓ સદાને માટે નાશ પામે છે, ને કોઇ તે લેખવતું નથી
૨૧ શું તેઓનો વૈભવ લોપ થતો નથી?
તેઓ મરી જાય છે, ને તે વળી જ્ઞાન રહિત.

૫ હાંક માર, તને ઉત્તર આપનાર કોઇ છે વારૂ?
ને પવિત્રોમાંના કોણને શરણે તું જશે?
૨ કેમકે ચિડીઉ મૂર્ખ માણસને મારી નાખે છે;
ને ઇર્ષા નિર્બુદ્ધ જનનો જીવ લે છે.
૩ મેં મૂર્ખને જડ નાખતાં જોયો છે;
પણ એકાએક મેં તેના મુકામને શાપ્યો.
૪ તેનાં ફરજનો સલામતીથી દૂર છે;
ને તેઓ દરવાજામાં ખુંદાય છે,
ને તેમને બચાવનાર કોઇ નથી.
૫ એઓની ફસલ ભૂખ્યાઓ ખાઇ જાય છે,
ને કાંટામાંથી પણ તે લઇ લે છે;
ને તેઓનું દ્રવ્ય લોભીઓ ખાઇ જાય છે.
૬ કેમકે વિપત્તિ ધૂળમાંથી નિકળી આવતી નથી;
ને સંકટ ભૂમિમાંથી ઉગતું નથી;
૭ પણ જેમ ચિનગારીઓ ઉંચી ચઢે છે
તેમ માણસ તો સંકટને સારૂ જન્મે છે
૮ તથાપિ હું તો દેવની ખોજ કરીશ,
ને મારો દાવો દેવને સોંપીશ;
૯ તે મોટાં તથા અશોધ્ય કૃત્યો,
તથા અગણિત આશ્ચર્યકાર્યો કરે છે;
૧૦ તે ભૂમિ પર વરસાદ મોકલે છે,
ને ખેતરોમાં પાણી પહોંચાડે છે;
૧૧ એમ તે નીચાંઓને ઉચ્ચ પદવીએ બેસાડે છે,
ને શોકિતોને ઉંચાં કરી સલામતીમાં લાવે છે.
૧૨ યુક્તિખોરની યોજનાઓ તે એવી રદ કરે છે,
કે તેઓના હાથ તેમનાં [ધારેલા] કાર્યો કરી શકતા નથી.
૧૩ તે જ્ઞાનીઓને તેમની પોતાનીજ પક્કાઇમાં સપડાવે છે,
ને આડાઓનો મનસુબો ઉથલી પડે છે.
૧૪ દિવસે તેઓને અંધકાર માલમ પડે છે,
ને બપોરે તેઓ રાતની પેઠે ફાંફાં મારે છે.
૧૫ પણ તે [લોકોને] તેઓના મુખની તરવારથી,
એટલે દરિદ્રીને બળવાનના હાથથી, બચાવે છે.
૧૬ એમ ગરીબ આશાવંત થાય છે,
ને અન્યાય પોતાનું મુખ બંધ કરે છે.
૧૭ જુઓ, જે માણસને દેવ શિક્ષા આપે છે તેને ધન્ય છે;
માટે સર્વસમર્થની શિક્ષાને તું તુચ્છ ન કર.
૧૮ કેમકે તે દુખી કરે છે, ને પાટો બાંધે છે;
તે ઘાયલ કરે છે, ને તેના હાથ સાજું કરે છે.
૧૯ છ સંકટોમાંથી તે તને ઉગારશે;
હા, સાતમાં કોઇ હાની તને અડશે નહિ.
૨૦ તે તને દુકાળમાં મોતથી,
ને યુદ્ધમાં તરવારના બળથી છોડાવશે.
૨૧ જીભરૂપી ચાબકથી તારૂં રક્ષણ થશે;
ને વિનાશ આવશે ત્યારે તું તેથી નહિ બિહીશે
૨૨ વિનાશ તથા દુકાળને તું હસી કાઢશે,
ને પૃથ્વીનાં શ્વાપદોથી તું નહિ ડરશે
૨૩ કેમકે ખેતરોના પત્થરોની સાથે તારે સલાહસંપ હશે,
ને રાનપશુઓ તારી સાથે સંપમાં રહેશે.
૨૪ અને તું એમ જાણીશ કે, મારો મંડપ સલામતીમાં છે;
ને તું પોતાના વાડાની ખબર લેશે, તો તેમાંથી તને કશું ખોવાયલું જણાશે નહિ.
૨૫ વળી તું એમ જાણશે કે, મારૂં સંતાન મોટું,
ને મારો પરિવાર ભૂમિના ઘાસના જેટલો થશે.
૨૬ જેમ ધાન્યનો પુળો તેની મોસમે ઘેર લવાય છે,
તેમ તું પૂરી વયે કબરમાં ઉતરશે.
૨૭ જો, અમે એ વાતની પરીક્ષા કરી છે, ને એ એમજ છે;
તું તે સાંભળ, ને તારા હિતાર્થે જાણ.

૬ ત્યારે અયૂબે ઉત્તર આપતાં કહ્યું કે,
૨ જો મારી વિપત્તિનો માત્ર તોલ કરાય,
ને મારૂં સંકટ એકત્ર કરીને ત્રાજવામાં મૂકાય તો કેવું સારૂં!
૩ કેમકે ત્યારે તો તે સમુદ્રોની રેતી કરતાં ભારે થાય
એ માટે મારા શબ્દો અવિચારી હતા.

૪ કેમકે સર્વસમર્થના બાણ મારા અંતરમા છે,
ને તેનુ વિષ મારો આત્મા સોસી જાય છે,
દેવના ત્રાસ મારી સામે યુદ્ધવ્યૂહ રચે છે
૫ શું રાની ગધેડાની આગળ ઘાસ હોય તો તે ભુંકે છે?
કે બળદની પાસે ઘાસ છતા શું તે બરાડે છે?
૬ શું ફીકી વસ્તુ મીઠા વગર ખવાય?
કે શું ઈંડાની સફેદીમા કંઇ સ્વાદ હોય?
૭ મારો આત્મા [તેમને] અડકવાની ના પાડે છે,
મને તે કંટાળાદાયક અન્ન જેવા લાગે છે
૮ અરે, જો મારી વિનતી સફળ થાય,
ને જેને માટે હુ તલપુ છું તે જો ઇશ્વર મને બક્ષે,
૯ એટલે, જો દેવ કૃપા કરી મને કચડી નાખે,
ને પોતાનો હાથ છૂટો મૂકીને મને નષ્ટ કરે, તો
કેવુ સારૂ!
૧૦ ત્યારે તો હજીએ મને દિલાસો થાય,
હા, કંઇ કાચું ન રાખે એવા દુ:ખમા પણ હુ ઉલ્લાસ
કરૂ,
કેમકે મેં પવિત્રના વચનો છુપાવ્યા નથી
૧૧ મારૂ બળ શું છે કે હુ સબૂર કરૂ?
ને મારો અંત શો છે કે હુ ધીરજ રાખું?
૧૨ શું મારી મજબુતી પત્થરોની મજબુતી [જેટલી] છે?
કે શું મારૂ માસ પિત્તળનુ છે?
૧૩ શું હુ પંડે બિલકુલ લાચાર નથી?
ને શું સાર્થક કામ કરવાની શક્તિ મારામાથી લોપ
થઇ નથી?
૧૪ નિર્ગત જન પર પોતાના મિત્રે કરૂણા રાખવી,
રખેને તે સર્વસમર્થનો ત્યાગ કરે
૧૫ મારા ભાઇઓ નાળાની માફક,
એટલે લોપ થઇ જતા વહેળિયા
૧૬ કે જેઓ હીમના કારણથી કાળા હોય છે
ને જેઓમા બરફ સતાયલુ હોય છે,
૧૭ જેઓ ગરમ થતાજ લોપ થાય છે,
ને તડકો ચઢતા તેઓ પોતાની જગ્યાએથી નષ્ટ
થાય છે,
તેઓની નેહેરની પેઠે, દગાઇથી વર્ત્યા છે
૧૮ તેઓને માર્ગે કાફલા ભૂલા પડી જઇને
અરણ્યમા દાખલ થઇ નષ્ટ થાય છે
૧ તેમાના કાફલા તાકી રહ્યા,
શબાના સર્વે તેઓની રાહ જોયા કીધી
૨૦ પણ આશા રાખ્યાને લીધે તેઓ લજ્જિત થયા,
તેઓ ત્યા પહોચ્યા ત્યારેભોઠા પડ્યા
૨૧ કેમકે હવે તમે કાઇજ નથી,
તમે ભયને જોઇને બિહો છો
૨૨ શું મેં કહ્યું કે, મને આપો?
કે, તમારા દ્રવ્યમાથી મારે સારૂ દાન કરો?
૨૩ કે, શત્રુના હાથમાથી મને ઉગારો?
કે, જુલમીના હાથથી મને છોડાવો?
૨૪ મને શિખવો, ને હુ છાનો રહીશ,
ને મારી કીધેલી ભૂલ મને સમજાવો
૨૫ સત્ય શબ્દો કેવા અસરકારક છે!
પણ તમારો ઠપકો તે શાનો ઠપકો?
૨૬ નિરાશ જનના શબ્દો પવન જેવા હોય છે,
તેમ છતા તમે શબ્દોને લીધે ઠપકો દેવાનુ ધારો છો?
૨૭ હા, તમે તો અનાથ પર [ચિઠ્ઠીઓ] નાખો,
તથા તમારા મિત્રોનો વેપાર કરો એવા છો
૨૮ તો હવે કૃપા કરી મારી તરફ જુઓ,
કેમકે તમારે મ્હોડે મ્હોડ તો હુ જૂઠું નહિ બોલુ
૨૯ કૃપા કરી પાછા ફરો, કંઇ અન્યાય ન થવો જોઇએ,
હા, પાછા ફરો, મારો દાવો વાજબી છે
૩૦ શું મારી જીભમા અન્યાય છે?
શું મારી સ્વાદશક્તિ હાનિકારક વસ્તુને પારખી ન
શકે?

૭ શું પૃથ્વી પર માણસને યુદ્ધાવસ્થા નથી?
ને શું તેના દિવસો મજૂરના દિવસો જેવા નથી?
૨ આતુરતાથી છાયો ઇચ્છનાર ચાકરની પેઠે,
ને પોતાના પગારની રાહ જોનાર મજૂરની પેઠે,
૩ મને વ્યર્થ મહિનાનુ વતન અપાયુ છે,
ને કંટાળાદાયક રાતો મને ઠરાવી આપેલી છે
૪ સુતી વેળાએ હુ કહુ છું કે,
હુ ક્યારે ઉઠીશ? પણ રાત લાબી થાય છે,
ને સૂર્યોદય સુધી આમ તેમ લોટયાજ કરૂ છું
૫ મારૂ શરીર કીડાઓથી તથા ધૂળના ઢેફાથી ઢકા
યલુ છે,
મારી ત્વચા રૂઝે છે ને ફરીથી ફાટે છે
૬ મારા દિવસ વણકરના કાટલા કરતા વેગવંત છે,
ને આશા વિના ગુજરે છે
૭ અરે યાદ રાખો કે મારો જીવ પવનરૂપ છે,
મારી આખ ફરીથી કદી શુભ દેખનાર નથી
૮ જેની આખ મને દેખે છે, તે ફરીથી મને દેખશે
નહિ,

તું મને દેખતો હશે, પણ એટલામા હુ લોપ થઇશ
૯ મેઘ જેમ નષ્ટ થઇને લોપ થાય છે,
તેમ શેઓલમા ઉતરનાર ફરીથી ઉપર આવશે નહિ
૧૦ તે પોતાને ઘેર ફરી કદી આવશે નહિ,
ને તેની જગ્યા હવે પછી તેને જાણશે નહિ
૧૧ માટે હુ પોતાનુ મુખ બધ નહિ રાખુ,
મારા આત્માના કષ્ટમા હુ બોલીશ,
મારા જીવની વેદનામા હુ હાયપીટ કરીશ
૧૨ શું હુ સમુદ્ર કે મહા મચ્છ છુ,
કે તું મારા પર પેહેરો મુકે છે?
૧૩ જ્યારે હુ કહુ છુ કે, મારૂ બિછાનુ મને દિલાસો દેશે,
મારો પલગ મારો વિલાપ શાત પાડશે,
૧૪ ત્યારે સ્વપ્નાથી તું મને એવો ત્રાસ ઉપજાવે છે,
ને સદર્શનોથી મને એવો ગભરાવે છે,
૧૫ કે મારો જીવ ગુગળાઇ મરવાનુ
ને મારા [આ] હાડકા કરતા મોત પસદ કરે છે
૧૬ મને કટાળો ઉપજે છે. હુ હમેશા જીવવા ઇચ્છતો

તો હવે તેઓને તેઓના ઉલ્લઘનોને સ્વાધીન
કીધા છે
૫ જો તું ખતથી ઇશ્વરની શોધ કરત,
ને સર્વસમર્થની યાચના કરત,
૬ જો તું શુદ્ધ ને પ્રમાણિક હોત,
તો નિશ્ચ તે હમણા તારે સારૂ જાગૃત થઇને
તારી નેકીના રહેઠાણને આબાદ કરત
૭ અને જો કે તારો આરંભ નાનો હતો,
તો પણ તારો અંત બહુજ વધત
૮ કેમકે કૃપા કરી આગલા જમાનાને પૂછ,
ને જે તેઓના પિતૃઓએ ખોળી કાઢ્યુ છે, તેને
ધ્યાન લગાડ,
૯ (કેમકે આપણે તો કાલનાજ છીએ, ને કાઇ
જાણતા નથી,
કેમકે પૃથ્વી પર આપણા દિવસો છાયારૂપ છે),
૧૦ શું તેઓ તને નહિ શિખવે, ને નહિ કહે,
ને પોતાના હૃદયમાથી વચનો નહિ ઉચ્ચારે?

ને તારા હોઠો હર્ષપોકારથી ભરશે
૨૨ તારા દુશ્મનો લજ્જાથી વેષ્ટિત થશે,
ને દુષ્ટોનો તંબુ નષ્ટ થશે

૯ ત્યારે અયૂબે ઉત્તર આપીને કહ્યું કે,
૨ હું ખરેખર જાણું છું કે એમજ છે,
પણ માણસ દેવની આગળ ન્યાયી કેમ કરીને ઠરે?
૩ જો તે એની સાથે વિવાદ કરવાને ઇચ્છે,
તો હજારમાંથી એકનો પણ ઉત્તર તે એને આપી ન શકે
૪ [એ] તો જ્ઞાની મનનો ને સામર્થ્યે પરાક્રમી [છે];
તેની વિરૂદ્ધ અડિયલ થઇને કોણ આબાદાની પામ્યો છે?
૫ તે પર્વતોને ખસેડે છે,
ને જ્યારે તે પોતાના ક્રોધમાં તેમને ઉંધા વાળે છે,
ત્યારે તેઓ તે જાણતા નથી
૬ તે ધરતીને હલાવીને પોતાને સ્થળેથી ચળાવે છે,
ને તેના સ્તંભો કંપે છે
૭ તે સૂર્યને આજ્ઞા કરે છે, ને તે ઉગતો નથી,
ને તારાઓને બંધ કરીને મોહોર મારે છે
૮ તે એકલો આકાશને પસારે છે,
ને સમુદ્રના મોજાઓ પર ચાલે છે
૯ તે સપ્તઋષિ, મૃગશિર, તથા કૃત્તિકા [નક્ષત્રો]નો
તથા દક્ષિણના ભંડારોનો સર્જનહાર છે
૧૦ તે અશોધ્ય મહા કૃત્યો,
હા, અગણિત ચમત્કારી કાર્યોનો કરનાર છે
૧૧ જો, તે મારી પાસે થઇને જાય છે, ને હું તેને દેખતો નથી,
વળી તે આગળ ચાલ્યો જાય છે પણ હું તેને દેખતો નથી
૧૨ જો, તે પકડે છે, તેને કોણ રોકશે?
તેને કોણ કહેશે કે, તું શું કરે છે?
૧૩ ઇશ્વર પોતાનો કોપ પાછો ખેંચી નહિ લેશે,
અભિમાનીના સાહાયકો તેનાથી નમી જાય છે
૧૪ ત્યારે તેને ઉત્તર આપવાને,
તથા તેની સાથે [વાદવિવાદ કરવાને] શબ્દો ચુંટી કાઢવાને હું કેટલો વિશેષ અશક્ત છું?
૧૫ જો હું ન્યાયી હોત, તો પણ તેને ઉત્તર ન આપત,
હું મારા ન્યાયાધીશના કાલાવાલા કરત
૧૬ જો મેં હાક મારી હોત, ને તેણે મને ઉત્તર આપ્યો હોત.
તો પણ હું ન માનત કે, તેણે મારો ઘાંટો સાંભળ્યો છે
૧૭ કેમકે તે મને તોફાનવડે ભંગિત કરે છે,
ને કારણ વગર મારા ઘા વધારે છે
૧૮ તે મને શ્વાસ લેવા દેતો નથી,
પણ મને કષ્ટથી ભરપૂર કરે છે
૧૯ જો પરાક્રમીના બળ વિષે [આપણે બોલીએ],
તો જુઓ, તે ત્યાં છે!
ને જો ઇનસાફ વિષે, તો મને વખત કોણ ઠરાવી આપશે?
૨૦ જો કે હું ન્યાયી હોઉં, તો પણ મારૂં પોતાનું મુખ મને દોષિત ઠરાવશે,
જો કે હું સંપૂર્ણ હોઉં, તો પણ તે મને ભ્રષ્ટ ઠરાવશે
૨૧ જો કે હું સંપૂર્ણ હોઉં, તો પણ હું પોતાની દરકાર કરતો નથી,
હું મારી જીંદગીને ધિક્કારૂં છું
૨૨ [કેમકે] એ તો બધું એક ને એકજ છે, એ માટે હું કહું છું કે,
તે જેમ દુષ્ટનો તેમ સંપૂર્ણનો વિનાશ કરે છે
૨૩ જો ફટકાથી અકસ્માત મોત નિપજે,
તો નિર્દોષની વિપત્તિની તે હાંસી કરશે
૨૪ પૃથ્વી દુષ્ટને સ્વાધીન કરાયેલી છે,
તે તેના ન્યાયાધીશોના મુખ ઢાંકે છે,
જો તે નહિ, તો બીજો કોણ [એવું કરતો] હોય?
૨૫ મારા દિવસો તો કાસદના કરતા વેગવંત છે,
તેઓ વેગે વિતી જાય છે, તેઓ કાંઇ હિત દેખતા નથી
૨૬ તેઓ જલદ વહાણોની પેઠે
તથા શિકાર ઉપર ધસી પડતા ગરૂડની પેઠે જતા રહે છે
૨૭ જો હું કહું કે, હું મારી હાયપીટ વિસરીશ,
હું મારો ઉદાસી ચેહેરો દૂર કરીને હસમુખો ચેહેરો ધારણ કરીશ,
૨૮ તો હું પોતાના સઘળા ખેદ વિષે બિહું છું,
હું જાણું છું કે તું મને નિર્દોષ નહિ ગણશે
૨૯ હું દોષિત ઠરવાનો તો છુંજ,
ત્યારે હું ફોકટ શા માટે શ્રમ કરૂં છું?
૩૦ જો હું બરફના પાણીથી સ્નાન કરૂં,
હાથ ગમે તેટલા ચોખ્ખા કરૂં,

ને મારા પોતાનાજ વસ્ત્રો મને કંટાળશે
૩૨ કેમકે તે મારી પેઠે માણસ નથી કે હું તેને ઉત્તર આપું,
કે અમે ન્યાયકરણમાં [વાદી પ્રતિવાદી] થઇએ
૩૩ અમારી વચમાં કોઇ મધ્યસ્થ નથી,
કે જે અમ બન્ને ઉપર પોતાનો હાથ મૂકે
૩૪ જો તે પોતાની સોટી મારા પરથી ઉઠાવી લે,
ને તેનો ત્રાસ મને ન ડરાવે,
૩૫ તો તેની બિહીક રાખ્યા વગર હું બોલું,
કેમકે હું જાતે તો એવો નથી

૧૦ મારો જીવ આ જીંદગીથી કંટાળી ગયો છે,
હું મારા વિલાપને વહેતો મૂકીશ,
મારા જીવની વેદનાથી હું બોલીશ.
૨ હું ઇશ્વરને કહીશ કે, મને દોષિત ન ઠરાવ,
તું મારી સાથે કેમ જીદ લે છે તે મને બતાવ
૩ જુલમ કરવો તથા તારા હાથોના કામને તુચ્છ કરવું,
ને દુષ્ટોના મનસુબા પર [સુખનો] પ્રકાશ પાડવો,
એ શું તને શોભે?
૪ શું તને દૈહિક આંખો છે,
કે શું તું માણસની પેઠે જુએ છે?
૫ શું તારા દિવસો માણસના દિવસો જેવા,
અથવા તારા વર્ષો મનુષ્યના દિવસો જેવા છે?
૬ કે, તું મારા અન્યાય વિષે તપાસ કરે છે,
ને મારા પાપની શોધ કરે છે?
૭ જો કે તું જાણે છે કે હું દુષ્ટ નથી,
ને તારા હાથમાંથી છોડાવી શકે એવો કોઇ નથી,

હું જાણું છું કે એ તારે સ્વાધીન છે
૧૪ જો હું પાપ કરૂં, તો તું મને ધ્યાનમાં લે છે,
ને તું મને મારા અન્યાય વિષે નિર્દોષ નહિ ઠરાવશે
૧૫ જો હું દુષ્ટ હોઉં, તો મને અફસોસ!
ને હું નેક હોઉં, તો પણ હું મારૂં માથું ઉંચું નહિ કરીશ,
કેમકે હું અપમાનથી ભરપૂર છું,
ને મારી વિપત્તિ મારી નજર આગળ છે
૧૬ અને જો હું ગર્વ કરૂં, તો તું સિંહની પેઠે મારી પૂઠે લાગે છે,
ને ફરીથી મારી પ્રત્યે તું પોતાને આશ્ચર્યકારક દેખાડે છે
૧૭ તું મારી વિરૂદ્ધ નવા નવા સાક્ષીઓ લાવે છે,
ને મારી પ્રત્યે તારો રોષ વધારે છે
મારે માથે યુદ્ધો તથા વિકારો છે
૧૮ તો તેં શા માટે મને પેટમાંથી બહાર કાઢયો છે?
મેં પ્રાણ છોડ્યો હોત, ને કોઇની આંખે મને જોયો ન હોત
૧૯ હું હતો ન હતો થઇ ગયો હોત,
પેટમાંથીજ તેઓ મને કબરે ઉંચકી જાત
૨૦ શું મારા દિવસો થોડાજ નથી? તો બસ કર,
ને મને રહેવા દે, કે હું થોડો એશ ભોગવી લઉં
૨૧ કેમકે પછી તો જ્યાંથી પાછું નહિ અવાય ત્યાં,
એટલે અધકારના તથા મૃત્યુછાયાના દેશમાં મારે જવાનું છે,
૨૨ એટલે [ખુદ] અધકાર જેવા અઘોર અધકારના દેશમાં,

૫ તેના આયુષ્યની મર્યાદા ઠરાવેલી છે, તેના મહિના
ઓની ગણત્રી તારા હાથમા છે,
ને તેં તેની હદ ઠરાવી છે કે જેને તે ઓળગી શકે
નહિ,
૬ તો તારી નજર તેનાથી અવળી ફેરવ,
એ સારૂ કે, મજૂરની પેઠે તે પોતાનો રોજ પૂરો
કરે ત્યા સુધી તેને નિરાત મળે
૭ કેમકે જો ઝાડ કાપી નખાય, તો તેને વિષે આશા
છે કે તે ફરીથી ફુટશે,
ને તેની કુમળી ડાળીનો અત નહિ આવશે
૮ જો કે તેનુ મૂળ જમીનમા જુનુ થાય,
ને તેનું થડ ધરતીમા મરી જાય,
૯ તો પણ પાણીની ફોરથી તે ખિલશે,
ને રોપાની પેઠે ડાળીઓ કાઢશે
૧૦ પણ માણસ મરે છે, ને ક્ષય પામે છે,
હા, માણસ પ્રાણ છોડે છે, ને તે ક્યા છે?
૧૧ જેમ સમુદ્રમાથી પાણી ઉડી જાય છે,
ને નદી ક્ષય પામીને સુકાઇ જાય છે,
૧૨ એમ માણસ સુઇને પાછો ઉઠતો નથી,
આકાશો નષ્ટ થશે ત્યા સુધી તેઓ જાગશે નહિ,
ને તેમની ઉંઘમાથી ઉઠાડવામા આવશે નહિ
૧૩ તું મને શેઓલમા સતાડે,
ને તારો કોપ શમી જાય ત્યા સુધી છુપાવી રાખે
ને મને મુકરર સમય ઠરાવી આપીને મને યાદ
રાખે તો કેવુ સારૂં!
૧૪ શું મુએલો માણસ સજીવન થાય?
મારા યુદ્ધના સઘળા દિવસો પર્યંત હુ વાટ જોત,
જ્યા સુધી કે મારો છુટકો આવત
૧૫ તું બોલાવત ને હુ તને ઉત્તર આપત,
તારા હાથના કામો પર તું મમતા રાખત
૧૬ પણ તું તો મારા પગલા ગણે છે,
ને શું તું મારા પાપની તપાસ નથી રાખતો?
૧૭ મારૂં ઉલ્લંઘન મુદ્રાથી કોથળીમા બધ કરાયુ છે,
ને તું મારા અન્યાયોને બાધી રાખે છે
૧૮ અને નિશ્ચે પર્વત પડીને નષ્ટ થાય છે,
ને ખડક પોતાની જગ્યાએથી ચળી જાય છે
૧૯ પાણી પત્થરોને ઘસી નાખે છે,
તેની રેલ પૃથ્વીની ધૂળ ઘસડી જાય છે,
ને તું માણસની આશાનો નાશ કરે છે
૨૦ તું હમેશા તેની સામે જય પામે છે, ને તે ગુજરી
જાય છે,
તું તેનું મ્હો ઉતારી નાખીને તેને મોકલી દે છે
૨૧ તેના દિકરા માનવંત પદવીએ ચઢે છે,
ને તે તે જાણતો નથી,
ને તેઓ દીનાવસ્થામા લવાય છે, પણ તે તેઓ
વિષે તે સમજતો નથી
૨૨ પણ તેના શરીરમા વેદના થાય છે,
ને તેના ભિતરમા તેનો આત્મા શોકમય છે

૧૫ ત્યારે અલીફાજ તેમાનીએ ઉત્તર આપતા
કહ્યું કે,
૨ શું જ્ઞાની પુરૂષ પોકળ જ્ઞાનની સાથે પ્રતિવાદ કરે,
ને પોતાનું પેટ પૂર્વના વાયુથી ભરે?
૩ શું તે નકામી વાતવડે,
કે જેથી તે કોઇ હિત ન કરી શકે એવા ભાષણોવડે
વિવાદ કરે?
૪ હા, તું ભયનો પણ ત્યાગ કરે છે,
ને ઇશ્વરભક્તિ અટકાવે છે
૫ કેમકે તારો અન્યાય તારા મુખને શિખવે છે
ને તું તરકટીઓની જીભને પસદ કરે છે
૬ તારૂં પોતાનુજ મ્હો તને દોષિત ઠરાવે છે, ને હુ
નહિ,
હા, તારા પોતાના હોઠ તારી વિરૂદ્ધ સાક્ષી પૂરે છે
૭ શું સૌથી પ્રથમ જન્મેલો માણસ તું છે?
કે ડુગરોથી અગાઉ તારો જન્મ થયો હતો?
૮ શું તેં દેવનો ગુપ્ત મનોર્થ સાભળ્યો છે?
ને શું જ્ઞાન તારામાજ તેં સમાવી રાખ્યુ છે?
૯ અમે ન જાણતા હોઇએ, એવુ તું જાણે છે શું?
અમારામા ન હોય, એવી શી સમજણ તારામા છે?
૧૦ અમારી મધ્યે ઘણા પળિયાવાળા,
તથા તારા બાપથી ઘણી મોટી વયના, વૃદ્ધ પુરૂષો છે
૧૧ શું દેવના દિલાસા
તથા તારી પ્રત્યે નમ્ર વચનો તારી નજરમા જૂજ
લાગે છે?
૧૨ તારૂં મન તને કેમ ભમાવી દે છે?
ને તારી આખો કેમ મિચાય છે?
૧૩ કે એમ તું તારૂં મન ઇશ્વરની વિરૂદ્ધ ફેરવે છે,
ને એવા શબ્દો પોતાના મુખમાથી નિકળવા દે છે
૧૪ માણસ શું છે, કે તે નિષ્કલક હોય?
ને સ્ત્રીજન્ય [કોણ છે] કે તે નેક હોય?
૧૫ જો, તે પોતાના પવિત્રોનો ભરોસો કરતો નથી,
હા, આકાશો તેની દૃષ્ટિમા નિર્મળ નથી

૧૬ તો જે ધિક્કારપાત્ર તથા ભ્રષ્ટ
તથા પાણીની પેઠે અન્યાયને પી જનાર માણસ
કેટલો વિશેષ નહિ!
૧૭ હુ તને બતાવીશ, તું મારૂં સાંભળ;
ને જે મેં જોયુ છે, તે હુ કહી સંભળાવીશ.
૧૮ (તે બુદ્ધિવાન માણસોએ પોતાના પિતૃઓથી
[પામીને]
જાહેર કર્યું છે ને છુપાવ્યુ નથી;
૧૯ કેવળ તેઓનેજ દેશ અપાયો હતો
ને તેઓ મધ્યે કોઇ પારકો જવા પામતો નહિ);
૨૦ દુષ્ટ માણસ પોતાના સર્વે દિવસ પર્યંત,
હા, જુલમીને માટે રાખી મુકેલાં વર્ષો પર્યંત કષ્ટથી
પિડાય છે
૨૧ તેના કાનમાં ભયનો ભણકાર છે,
આબાદાનીને સમયે લુટનાર તેના પર આવી પડશે;
૨૨ તે માનતો નથી કે હુ અધકારમાથી પાછો આવીશ,
ને તરવાર મારી વાટ જુએ છે;
૨૩ તે અન્નને વાસ્તે બહાર ભટકે છે, પણ તે ક્યાં છે?
તે જાણે છે કે અધકારનો દિવસ પાસે તથા તૈયા-
રીમા છે;
૨૪ સકટ તથા વેદના તેને ગભરાવે છે,
યુદ્ધને સારૂ તૈયાર થએલા રાજાની પેઠે, તેઓ
તેના પર જય પામે છે;
૨૫ કેમકે તેણે ઇશ્વર વિરૂદ્ધ પોતાનો હાથ લાબો
કીધો છે,
ને સર્વસમર્થની વિરૂદ્ધ અહંકારથી વર્ત્યો છે;
૨૬ તે [અક્કડ] ગરદન કરીને
પોતાની ઢાલના જાડા ગોખરૂ સામા ધરીને તેના
પર ધસી પડે છે;
૨૭ કેમકે તેની ચરબીથી તેનું મ્હો ઢંકાયલું છે,
ને તેની કૂખો પર ચરબીનાં પડ બાઝ્યા છે;
૨૮ ને તે ઉજડ નગરોમાં,
તથા કોઇ તેઓમાં રહે નહિ એવાં,
તથા ઢગલા થઇ જવા આવેલા ઘરોમાં રહે છે
૨૯ તે ધનવાન થશે નહિ, ને તેની સંપત્તિ ટકશે નહિ,
ને તેમનાં વતનો પૃથ્વી પર વિસ્તાર પામશે નહિ.
૩૦ તે અધકારમાથી નિકળશે નહિ;
જ્વાળા તેની ડાળીઓને સુકવી નાખશે,
ને તેના મુખના શ્વાસથી તે જતો રહેશે.
૩૧ તેણે પોતાને ભુલાવીને વ્યર્થતા પર ભરોસો ન
રાખવો;
કેમકે તેનો બદલો વ્યર્થતા થશે.
૩૨ તેના સમય અગાઉ તે ભરીપૂરી પામશે,
ને તેની ડાળીઓ લીલી નહિ હશે.
૩૩ દ્રાક્ષવેલાની પેઠે તે પોતાની કાચી દ્રાક્ષા ખંખેરી
નાખશે,
ને જૈતુનની પેઠે તેનુ ફૂલ ખરી પડશે.
૩૪ કેમકે અધર્મીનો સંગ નિષ્ફળ થશે,
ને રૂશવતના તંબુઓને આગ ભસ્મ કરશે
૩૫ તેઓ નુકસાનનો ગર્ભ ધારણ કરે છે, ને અન્યાયને
જન્મ આપે છે,
ને તેઓનું પેટ ઠગાઇ સિદ્ધ કરે છે

૧૬ ત્યારે અયૂબે ઉત્તર આપતાં કહ્યુ કે,
૨ મેં એવી ઘણી વાતો સાંભળી છે,
તમ સર્વે કઠાળાદાયક દિલાસો દેનાર છો.
૩ શું નકામા શબ્દોનો અંત આવે?
કે ઉત્તર આપવાને તને શું ઉશ્કેરે છે?
૪ તમારી પેઠે હું પણ બોલી શકુ;
જો તમારો આત્મા મારા આત્માની જગ્યાએ હોત,
તો હુ તમારી સાથે વાતોનું ટાયલું કરત,
ને તમારી સામે મારૂ માથું ધુણાવત
૫ [પણ] મારા મુખથી હું તમને મજબૂતી આપત,
ને મારા હોઠોનો દિલાસો થંડક વાળત
૬ જો કે હુ બોલું છુ તો પણ મારો ખેદ ટાઢો પડતો
નથી;
ને જો કે હુ પાછો રહુ, તો મને શો આરામ થાય છે?
૭ પણ હવે તેણે મને વ્યાકુળ કીધો છે;
તેં મારો સઘળો સગાત ઉજડ કીધો છે.
૮ અને તેં મને કરમાવી નાખ્યો છે, એજ [મારી
વિરૂદ્ધ] સાક્ષી છે;
ને મારૂ દુબળાપણુ મારી વિરૂદ્ધ ઉઠીને મારે મ્હોડે
ચઢીને સાક્ષી પુરે છે.
૯ તેણે પોતાના ક્રોધમાં મને ફાડ્યો છે, ને મને
સતાવ્યો છે;
તેણે મારી સામે પોતાના દાંત પીસ્યા છે;
મારો સામાવાળિયો પોતાની આંખો મારી સામે
કરડી કરે છે.
૧૦ તેઓએ પોતાનું મ્હો મારી વિરૂદ્ધ પોહોળું કર્યું છે;
મેહેણાં મારીને તેઓએ મારા ગાલ પર તમાચા
માર્યા છે;
તેઓ મારી વિરૂદ્ધ એકઠા થાય છે.

૧૧ ઇશ્વર મને અધર્મીઓને હવાલે સોંપી દે છે,
ને મને દુષ્ટોના હાથમા ફેંકી દે છે
૧૨ હુ સુખચેનમા હતો, ને તેણે મને ભાગી નાખ્યો,
હા તેણે મને ગરદનેથી પકડીને અફાળી ચૂરો કીધો છે,
વળી પોતા[ની ચોટ]ના નિશાન તરીકે તેણે મને ઉભો કીધો છે
૧૩ તેના ધનુર્ધારીઓએ મને ચોગરદમથી ઘેરી લીધો છે,
તે મારૂ હૃદય ફાડી નાખે છે ને ખામોશી રાખતો નથી,
તે મારૂ પિત્ત જમીન પર ઢોળે છે
૧૪ તે તોડફાડ કરીને મને ભાગી નાખે છે,
તે મહાવીરની પેઠે મારા પર ધસે છે
૧૫ મે મારી ખાલ પર તાટ સીવ્યુ છે,
ને મારૂં શિંગ ધૂળમા રગદોળ્યુ છે
૧૬ રૂદન કરી કરીને મારૂ મ્હો મેલુ થયુ છે,
ને મારા પોપચા પર મોતની છાયા છે,
૧૭ જો કે મારા હાથોમા કાઇ બળાત્કાર નથી,
ને મારી પ્રાર્થના શુદ્ધ છે તો પણ
૧૮ હે પૃથ્વી, મારૂ રક્ત ન સતાડ,
ને મારી બૂમને [ટકવાનુ] સ્થળ ન હોય
૧૯ જુઓ, હમણાજ મારો સાક્ષી આકાશમા છે,
ને મારો સાહેદ ઉચ્ચસ્થાને છે
૨૦ મારા મિત્રો મારો તિરસ્કાર કરે છે,
પણ મારી આખ દેવ આગળ આસુઓ રેડે છે,
૨૧ એ માટે કે દેવ તરફથી માણુસનો જે વાજબી હક તેને
તથા પોતાના પડોશી સાથે મનુષ્યપુત્રનો જે હક તેને તે જાળવી રાખે
૨૨ કેમકે થોડા વર્ષે વિતશે
એટલે જ્યાથી હુ પાછો નહિ આવુ તે માર્ગે હુ જઇશ.

૧૭ મારો દમ ક્ષીણ થયો છે, મારૂ આયુષ્ય સમાપ્ત થયુ છે,
કબર મારે માટે તૈયાર છે
૨ નિશ્ચે મારી પાસે તો ઠઠ્ઠાખોરો છે,
ને મારી આખ નિત્ય તેમની ખિજવણી પર રહે છે
૩ હવે કોલ આપ, મારે સારૂ તારા પોતાની આગળ જમીન થા,
મને કોણ તાળી આપશે?
૪ કેમકે તેં તેઓનુ હૃદય સમજણથી છુપાવ્યુ છે
માટે તુ તેઓને ઉચ પદવીએ નહિ ચઢાવશે
૫ જે લાચને માટે પોતાના મિત્રોની નિંદા કરે છે,
તેના છોકરાની આખો પણ ક્ષીણ થશે
૬ વળી તેણે મને લોકોની કહાણી બનાવ્યો છે,
ને હુ તેઓના ખુલ્લા ધિક્કારને પાત્ર થયો છુ
૭ શોકના કારણથી મારી આખો પણ ઝાખી થઇ છે,
ને મારા બધા અવયવો આભાસરૂપ થયા છે
૮ સદાચારી માણસો એથી વિસ્મય પામશે,
ને નિર્દોષ જનો અધર્મીની વિરૂદ્ધ ઉશ્કેરાશે
૯ તો પણ નેક પુરૂષ પોતાના માર્ગમા ટકી રહેશે,
ને શુદ્ધ હાથવાળો અધિકાધિક બળવાન થતો જશે
૧૦ પણ તમે બધા પાછા વળીને આવો, જોઇએ,
મને તો તમારી મધ્યે એકે બુદ્ધિવાન પુરૂષ નહિ મળે
૧૧ મારૂ આયુષ્ય વિતી ગયુ છે, મારા મનોર્થ તૂટી પડ્યા છે,
મારા હૃદયના વિચારો પણ
૧૨ તેઓ રાતનો દિવસ બનાવે છે,
[તેઓ કહે છે કે] અજવાળા તથા અંધકારમા ઝાઝો તફાવત નથી
૧૩ જો શેઓલ મારૂ ઘર થશે એવી આશા મેં રાખી હોય,
જો મેં અધારામા મારો પલગ બિછાવ્યો હોય,
૧૪ જો મેં કોહોવાણને એમ કહ્યુ હોય કે, તુ મારો બાપ છે,
ને કીડાને કે, તુ મારી મા તથા મારી બહેન છે,
૧૫ તો પછી મારી અશા કયા છે?
ને મારી આશાને કોણ જોશે?
૧૬ તે શેઓલની ભુગળોમા ઉતરી જશે,
એક વખત [ત્યા ગયા] પછી ધૂળમા આરામ મળશે

૧૮ ત્યારે બિલ્દાદ શૂહીએ ઉત્તર આપતા કહ્યું,
૨ કયા સુધી તમે શબ્દોને માટે ફાંદા માડશો?
વિચાર કરો, ને પછીથી અમે બોલીશુ
૩ અમે પશુઓની માફક કેમ ગણાઇએ છીએ,
[ને] તારી નજરમા અશુદ્ધ થયા છીએ?
૪ હે પોતાના ક્રોધમા પોતાને ફાસી નાખનાર,
શું તારી ખાતર પૃથ્વીનો ત્યાગ કરાશે?

અથવા શું ખડક પોતાને સ્થળેથી ખસેડાશે?
૫ હા, દુષ્ટોનો દીવો હોલવી નંખાશે,
ને તેના અગ્નિની ચિનગારી ચળકશે નહિ.
૬ તેના તંબુમાં અજવાળું અંધકારરૂપ થઇ જશે,
ને તેની પાસેનો તેનો દીપક હોલવી નખાશે.
૭ તેના બળના પગલા સંકોચાશે,
ને તેનો પોતાનો મનસુબો તેને પાડી નાખશે.
૮ કેમકે તેના પોતાના પગોએ તેને જાળમાં નાખ્યો છે,
ને તે ફાંદા પર ચાલે છે.
૯ પાશ તેની એડી પકડી લેશે,
ને ફાંદો તેને ફસાવશે.
૧૦ જમીનમાં તેને માટે ગાળો,
ને માર્ગમાં તેને માટે પિંજરૂ સંતાડેલું છે
૧૧ ચોમેર તેને ત્રાસ ગભરાવશે,
ને તેની પાછળ લગભગ ધાશે.
૧૨ તેના બળને ભૂખ પીડશે,
ને વિપત્તિ તેની પડખે તૈયાર રહેશે.
૧૩ તે તેના શરીરના અવયવોનો ભક્ષ કરશે,
[હા,] મોતનો જ્યેષ્ઠપુત્ર તેના અવયવોનો ભક્ષ કરશે

ને શબ્દોથી મારા ચૂરા કરશો?
૩ આ દસ વાર તમે મને મેહેણાં માર્યાં છે;
મારી સાથે નિર્દય રીતે વર્તતાં તમને શરમ આવતી નથી.
૪ અને જો મેં પાપ કીધુંજ હોય,
તો મારી ચૂક મારી પાસે રહે છે.
૫ જો તમારે મારી વિરૂદ્ધ ગર્વ કરવોજ હોય,
ને મારૂં અપમાન મારી વિરૂદ્ધ વિવાદમાં લાવવુંજ હોય,
૬ તો હવે જાણો કે દેવે મને ઉથલાવી પાડ્યો છે,
ને પોતાની જાળથી મને ઘેરી લીધો છે
૭ જુઓ, અન્યાયને લીધે હું પોકાર કરૂં છું, પણ મારી દાદ સાંભળવામાં આવતી નથી
હું મદદને માટે પોકારૂં છું, પણ ન્યાય [મળતો] નથી.
૮ તેણે વાડથી મારો માર્ગ એવો બંધ કીધો છે, કે હું આગળ ચાલી શકતો નથી,
ને મારા રસ્તાઓમાં અંધકાર મૂક્યો છે.
૯ તેણે મારો વૈભવ છિનવી લીધો છે,

ને મારી [માના] પેટના ફરજનને મારે આજીજી
કરવી પડે છે
૧૮ નાના છોકરા પણ મને તુચ્છ ગણે છે,
જો હું ઉઠું, તો તેઓ મારી વિરૂદ્ધ બોલે છે
૧૯ સઘળા મારા અંતરના મિત્રો મને કંટાળે છે;
અને મારાં વહાલાં મારી ઉલટાં થઇ ગયાં છે
૨૦ મારાં હાડકાં મારી ચામડીને તથા મારા માંસને
વળગે છે,
ને હું માંડમાંડ બચ્યો છું
૨૧ હે મારા મિત્રો, મારા પર દયા રાખો, મારા પર
દયા રાખો;
કેમકે દેવના હાથે મારો સ્પર્શ કર્યો છે
૨૨ તમે દેવની પેઠે મને કેમ સતાવો છો,
ને મારા માંસથી ધરાતા નથી?
૨૩ અરે, મારા શબ્દો હમણાંજ લખાય,
અરે, પુસ્તકમાં તે નોંધાય, તો કેવું સારૂં!
૨૪ તેઓ લોઢાની કલમથી તથા સીસાથી
સદાને માટે ખડકમાં કોતરાય, તો કેવું સારૂં!
૨૫ પણ હું જાણું છું કે મારો ખંડી લેનાર જીવે છે,
ને તે આખરે પૃથ્વી પર ઉભો રહેશે;
૨૬ ને મારી ચામડીનો આવી રીતે નાશ થયા પછી
પણ વગરશરીરે હું દેવને જોઇશ;
૨૭ તેને હું પોતાની મેળે જોઇશ,
ને મારી આંખો જોશે, ને બીજાની નહિ.
મારૂં અંતર મારામાં નિર્બળ થાય છે
૨૮ જો તમે કહો કે, અમે કેવા તેને સતાવીશું!
કેમકે આ બાબતનું મૂળ તેનામાં મળ્યું છે;
૨૯ તો તમે તરવારથી બિહો;
કેમકે કોપ તરવારની શિક્ષા [લાવે છે],
એ સારૂ કે તમે જાણો કે ન્યાયકરણ છે.

૨૦ ત્યારે સોફાર નાઆમાથીએ ઉત્તર આપીને
કહ્યું કે,
૨ એ માટે મારા વિચારો મને ઉત્તર આપે છે,
ને એને લીધે હું ઉતાવળો થયો છું.
૩ મને શરમાવે છે એવો ઠપકો મેં સાંભળ્યો છે,
અને મારી બુદ્ધિનો આત્મા મને ઉત્તર આપે છે.
૪ શું તું જાણતો નથી કે, પ્રાચીન કાળથી,
એટલે મનુષ્ય પૃથ્વી ઉપર મુકાયો ત્યારથી,
૫ દુષ્ટોનો જયજયકાર ક્ષણભંગુર છે,
ને અધર્મીઓનો હર્ષ માત્ર ક્ષણિક છે?
૬ જો તેનો યશ આકાશ સુધી ચઢે
ને તેનું માથું આભ સુધી પહોંચે;
૭ તો પણ તે તેની પોતાની વિષ્ટાની પેઠે સદાને
માટે નાશ પામશે;
જેઓએ તેને જોયો છે તેઓ કહેશે કે, તે ક્યાં છે?
૮ તે સ્વપ્નની પેઠે ઉડી જશે, ને તેનો પત્તો લાગશે
નહિ;
હા, રાતના સદર્શનની માફક તે નસાડવામાં આવશે.
૯ જે આંખે તેને દીઠો હશે તે તેને ફરી નહિ દેખે;
ને તેનું સ્થળ તેને ફરી નહિ જુએ
૧૦ તેનાં ફરજન દરિદ્રીઓની મહેરબાની શોધશે,
ને તેના હાથ તેનું ધન પાછું આપશે
૧૧ તેનાં હાડકાંમાં તેની જુવાની ભરપૂર છે,
પણ તે તેની સાથે ધૂળમાં સુઇ જશે
૧૨ જો કે દુષ્ટતા તેના મુખમાં મીઠી લાગે,
જો કે તે તેને પોતાની જીભ તળે સંતાડે;
૧૩ જો કે તે તેને પાળી રાખીને નિકળવા ન દે,
પણ પોતાના મ્હોમાં ને મ્હોમાંજ રાખે;
૧૪ તો પણ તેનાં આંતરડાંમાં તેનો ખોરાક ખરાબ
થયો છે,
તે તેના પેટમાં સર્પનું ઝેર થઇ ગયો છે.
૧૫ તે દ્રવ્ય ગળી ગયો છે, પણ તેને તે ફરીથી ઓકી
કાઢવું પડશે;
દેવ તેના પેટમાંથી તે ઓકી કઢાવશે.
૧૬ તે સર્પોનું ઝેર ચુસશે;
નાગની જીભ તેનો સંહાર કરશે.
૧૭ નદીઓ અને માખણ તથા મધની વહેતી ધારાઓ
તે જોવા પામશે નહિ.
૧૮ જેને કાજે તેણે શ્રમ કીધો હશે, તે તેને પાછું આપવું
પડશે, ને તેને અળ   વા તે પામશે નહિ;
તેણે જે સંપત્તિ મેળવી હશે, તેના પ્રમાણમા તે
હર્ષ નહિ પામશે.
૧૯ કેમકે તેણે ગરીબો ઉપર જુલમ કીધો છે તથા
તેઓનો ત્યાગ કીધો છે,
જે ઘર તેણે બાંધ્યું નહોતું, તે તેણે જોરજુલમથી
લઇ લીધું છે.
૨૦ તેના મનમા કાંઇ શાંતિ નહોતી,
માટે જેમાં તે આનંદ માનતો હતો તેમાંનું કાંઇ
તે બચાવી શકશે નહિ.
૨૧ તેણે ખાઇ ગયા વગર કશું મૂક્યું નહોતું;

એ માટે તેની આબાદાની ટકશે નહિ
૨૨ તેની સંપત્તિની પુષ્કળતામાં તે તંગીમાં આવશે;
પ્રત્યેક દુ:ખિત જનનો હાથ તેના પર આવી પડશે.
૨૩ તે પોતાનું પેટ ભરવાની અણી પર હશે એટલામાં,
[દેવ] પોતાનો ક્રોધાવેશ તેના પર નાખશે,
ને જ્યારે તે ખાતો હશે, ત્યારે તે તેના પર વરસાવશે.
૨૪ લોઢાના શસ્ત્રથી તે નાસશે,
ને પિત્તળનું ધનુષ્ય તેને વિંધી નાખશે.
૨૫ તે તેને તાણી કાઢે છે, ત્યારે તે તેના પેટમાંથી નિકળે છે;
હા, તેની ચળકતી અણી તેનાં પિત્તમાંથી નિકળે છે;
તેની ઉપર ત્રાસ આવી પડ્યો છે.
૨૬ તેના ધનભંડારને માટે તમામ અંધકાર રાખી મૂકયો છે;
ફુંકયા વગરની આગ તેને ભસ્મ કરશે;
તેના તંબુમાં જે હજી બચ્યું હશે તેને તે ખાઇ નાખશે.
૨૭ આકાશ તેનો અન્યાય પ્રગટ કરશે,
ને પૃથ્વી તેની સામે ઉઠશે.
૨૮ તેના ઘરની નિપજ લોપ થશે,
તેના કોપને દિવસે તે વહી જશે
૨૯ દુષ્ટ માણસનો દેવ તરફથી હિસ્સો,
તથા દેવે તેને ઠરાવી આપેલું વતન એ છે.

ને દેવની સોટી તેઓ ઉપર નથી.
૧૦ તેમનો સાંઢ ચેકે છે, ને નિષ્ફળ થતો નથી;
તેમની ગાય ફળે છે, ને તરોઇ જતી નથી
૧૧ તેઓ પોતાનાં બાળકોને જથાબંધ બહાર મોકલે છે,
ને તેમનાં છોકરાં નાચી રહે છે.
૧૨ તેઓ ડફ તથા વીણા સાથે ગાય છે,
ને વાંસળીના નાદથી હરખાય છે.
૧૩ તેઓ પોતાના દિવસો આબાદાનીમાં ગુજારે છે,
ને એક પળમાં તેઓ શેઓલમાં ઉતરી જાય છે
૧૪ તો પણ તેઓ દેવને કહેતા હતા કે, અમારી પાસેથી દૂર જા;
કેમકે અમે તારા માર્ગોનું જ્ઞાન ઇચ્છતા નથી.
૧૫ સર્વસમર્થ કોણ છે, કે અમે તેની સેવા કરીએ?
ને અમે તેની પ્રાર્થના કરીએ તો અમને શો લાભ થાય?
૧૬ જુઓ, તેઓની આબાદાની તેઓના હાથમાં નથી,
દુષ્ટોની સલાહ મારાથી દૂર છે.
૧૭ કેટલી વાર દુષ્ટોનો દીવો હોલવી નંખાય છે?
ને તેઓની વિપત્તિ તેઓની ઉપર આવે છે?
ને [દેવ] પોતાના કોપમાં ઠેકાણે ઠેકાણે દુ:ખ મોકલે છે?
૧૮ ને તેઓ પવનથી ઘસડાતા ખુંપરા જેવા,
ને તોફાનથી ઉડતાં ફોતરાં જેવા છે.
૧૯ [તમે કહો છો કે] તેનો અન્યાય દેવ તેનાં ...

૯ અનાથોને ધાવણથી આંચકી લેનારા,
તથા ગરીબોના અંગ પરના [વસ્ત્રો] ગીરોમાં લેનારા પણ છે,
૧૦ જેથી તેઓ નાગા ફરતા ફરે છે,
ને ભૂખે પેટે પૂળા વહે છે,
૧૧ તેઓ આ માણસોની ભીંતોની માંહેથી ગમ તેલ પીલે છે,
તેઓ દ્રાક્ષકુંડોમાં [દ્રાક્ષા] ખુંદે છે, ને તૃષા ભોગવે છે
૧૨ ઘણી વસ્તીવાળા નગરમાંથી માણસો હાયપીટ કરે છે,
ને ઘાયલોના આત્મા બૂમ પાડે છે,
તો પણ દેવ તેને [તેઓની] મુર્ખાઈ તરીકે નથી ગણતો
૧૩ અજવાળા વિરૂદ્ધ ફિતૂર કરનારાઓમાંના એઓ છે,
તેઓ તેના માર્ગો જાણતા નથી,
ને તેના પથમાં ટકતા નથી
૧૪ ખુની અજવાળુ થયે જાગે છે, તે ગરીબ તથા દરિદ્રીને મારી નાખે છે,
ને રાત્રે તે ચોર જેવો છે
૧૫ વ્યભિચારીની આંખ પણ ઝળઝળિયાની વાટ જુએ છે,
ને એવું કહે છે કે, કોઈની આંખ મને દેખશે નહિ,
ને તે પોતાના મ્હો પર બુકાની બાંધે છે
૧૬ અંધારામાં તેઓ ઘરોમાં ખાતર પાડે છે,
દિવસે તેઓ બારણાં બંધ કરી ઘરમાં ભરાઈ રહે છે,
અજવાળુ તેમના જાણવામાં આવતું નથી
૧૭ કેમકે સવાર તો તે બધાઓને મૃત્યુછાયા જેવી લાગે છે,
કેમકે તેઓ મૃત્યુછાયાનો ત્રાસ જાણે છે
૧૮ પાણીની સપાટી પર તે જલદ છે,
પૃથ્વીમાં તેઓનો હિસ્સો શાપિત છે,
તે દ્રાક્ષવાડીઓને રસ્તે નથી વળતો
૧૯ સૂકું તથા ઉષ્ણતા બરફના પાણીને સોસી લે છે
[એવી રીતે] શેઓલ પાપી [ઓને સોસી લે છે]
૨૦ ગર્ભસ્થાન તેને ભૂલી જશે, કીડો મઝાથી તેનો ભક્ષ કરશે,
પાછળથી તેને કોઈ સંભારશે નહિ,
ને અનીતિ ઝાડની પેઠે ભંગિત કરાશે
૨૧ વેરણ વંઝરણીને તે ગળી જાય છે,
ને વિધવાનું ભલુ કરતો નથી
૨૨ તે પોતાના પરાક્રમવડે સમર્થોને પણ ખેંચી લે છે,
તે ઉઠે છે, ને કોઈ માણસને જીંદગીનો ભરોસો નથી
૨૩ [દેવ] તેમને નિર્ભય સ્થિતિ આપે છે, ને તેઓ તે પર આધાર રાખે છે,
ને તેની આંખો તેઓના માર્ગો પર છે
૨૪ તેઓ ઉચ્ચ પદવીએ ચઢે છે, પણ થોડી મુદતમાં તેઓ નષ્ટ થઈ જાય છે,
હા, તેઓ અધમ સ્થિતિએ લવાય છે, બીજા બધાની માફક તેઓ રસ્તામાંથી કઢાય છે,
ને ધાન્યના કણસલાની ટોચોની પેઠે તેઓ કપાઈ જાય છે
૨૫ અને જો એમ ન હોય તો મને જૂઠો પાડનાર,
તથા મારી વાતને નકામી ઠરાવનાર કોણ છે?

૨૫ ત્યારે બિલ્દાદ શૂહીએ ઉત્તર આપીને કહ્યું કે,
૨ સત્તા તથા ભય તેની પાસે છે,
તે પોતાના ઉચ્ચસ્થાનોમાં શાંતિ કરે છે
૩ શું તેના સૈન્યોની કાંઈ ગણત્રી છે?
ને કોના ઉપર તેનું અજવાળુ નથી ઉગતું?
૪ તો ઈશ્વરની હજુરમાં મનુષ્ય કેમ કરીને ન્યાયી ઠરે?
કે સ્ત્રીજનિત કેવી રીતે શુદ્ધ હોઈ શકે?
૫ જો, ચંદ્રને પણ પ્રકાશ નથી,
ને તારાઓ તેની દૃષ્ટિમાં સ્વચ્છ નથી,
૬ તો મનુષ્ય જે કીડો છે તે,
ને મનુષ્યપુત્ર જે કીડો છે તે [કેવી રીતે શુદ્ધ હોય]?

૨૬ ત્યારે અયૂબે ઉત્તર આપીને કહ્યું કે,
૨ સામર્થ્ય વગરનાને તેં શી રીતે સહાય કીધી છે!
નિર્બળ હાથને તેં કેવી રીતે બચાવ્યો છે!
૩ અજ્ઞાનીને તેં કેવી રીતે બોધ આપ્યો,
તથા ખરૂં જ્ઞાન પુષ્કળ જાહેર કીધું છે!
૪ તેં કોણને શબ્દો ઉચ્ચાર્યા છે?
ને તારાથી કોણનો શ્વાસ નિકળ્યો?
૫ પાણી તથા તેમાં રહેનારાની તળે મુએલાઓ ધ્રુજે છે
૬ તેની આગળ શેઓલ ઉઘાડું છે,
ને વિનાશને ઢાંકણ નથી
૭ તે ઉત્તરને ખાલી જગ્યા પર ફેલાવે છે,
ને પૃથ્વીને નિરાધાર લટકાવે છે

૮ તે પોતાના ઘાડા વાદળમા પાણીને બાંધી દે છે,
ને વાદળ તેના ભારથી ફાટી જતું નથી
૯ તે પોતાના રાજ્યાસનનો મોખરો ઢાંકી દે છે,
ને તે પર પોતાનુ વાદળ પ્રસારે છે
૧૦ તેણે પાણીની સપાટી ઉપર,
પ્રકાશ તથા અધકારની સરહદો સુધી, હદ ઠરાવી છે
૧૧ તેની ધમકીથી આકાશના સ્તભો કાંપે છે,
ને વિસ્મિત થાય છે
૧૨ તે પોતાના સામર્થ્યથી સમુદ્રને ખળભળાવે છે,
ને પોતાના ચાતુર્યથી તે રાહાબને વિંધે છે
૧૩ તેના આત્માએ આકાશો શોભાવ્યા છે,
તેના હાથે જલદ સર્પને વિંધ્યો છે
૧૪ જુઓ, આ તો તેના માર્ગોનુ માત્ર ઉપલક બ્યાન છે,
ને આપણે તેનો કેટલો જુજ અણસારો સાભળીએ છીએ !
પણ તેના સામર્થ્યનો ધડાકો કોણ સમજી શકે ?

૨૭ અને અયૂબે પોતાના દૃષ્ટાતના વધારામા વળી કહ્યું કે,
૨ દેવ જેણે મારો હક ડુબાવ્યો છે,
ને સર્વસમર્થ જેણે મારા આત્માને સતાવ્યો છે,
તેના સોગન કે,
૩ (કેમકે મારો જીવ મારા ખોળિયામા હજી અના

૧૦ શું તે સર્વસમર્થમા આનદ માનશે,
ને સર્વ પ્રસગે દેવને વિનતી કરશે ?
૧૧ ઇશ્વરના હાથ વિષે હુ તમને શિખવીશ,
સર્વસમર્થની પાસે છે, તે હુ નહિ છુપાવીશ.
૧૨ જુઓ, તમ સર્વેએ પડે તે જોયુ છે,
તો શા માટે તમે તદ્દન વ્યર્થ થયા છો ?
૧૩ ઇશ્વર પાસેથી દુષ્ટ માણસનો હિસ્સો,
તથા સર્વસમર્થ પાસેથી જુલમીઓને મળતો વારસો આ છે
૧૪ જો તેના ફરજનની વૃદ્ધિ થાય, તો તે તરવારને વાસ્તે છે,
ને તેના વશજો રોટલીથી તૃપ્ત નહિ થશે.
૧૫ તેના જીવતા રહેલા મૃત્યુમા દટાશે,
ને તેની વિધવાઓ વિલાપ નહિ કરશે
૧૬ જો કે તે ધૂળની માફક રૂપાના ઢગલેઢગલા કરે,
ને કાદવની પેઠે વસ્ત્ર બનાવે,
૧૭ તો તે ભલે બનાવે, પણ ન્યાયીઓ તે પહેરશે,
ને નિર્દોષ જનો તે રૂપુ વહેંચી લેશે
૧૮ પતગિયાની પેઠે તથા રખેવાળે બાંધેલા માંડવાની પેઠે
તે પોતાનુ ઘર બાંધે છે
૧૯ તે દ્રવ્યવાન સુઇ જાય છે, પણ તેનું દફન થશે નહિ

તેઓ મારી આબરૂને પવનની પેઠે ધસડી લઇ
જાય છે;
ને મારી આબાદી વાદળની માફક લોપ થઇ છે.
૧૬ અને હવે મારો આત્મા મારી માંહે પિગળી ગયો છે;
વિપત્તિના દિવસોએ મારૂં ગ્રહણ કીધું છે.
૧૭ રાતને સમયે મારા શરીરમાં મારાં હાડકાં વિંધાય છે,
ને મારી કરડતી [ વેદના ] થાક ખાતી નથી.
૧૮ [ રોગની ] ઘણી સખ્તાઇને લીધે મારા વસ્ત્રમાં
ડાઘ પડ્યા છે,
મારા અંગરખાના ગળાની માફક તેણે મને ટુંપો
દીધો છે.
૧૯ તેણે મને કાદવમાં નાખ્યો છે,
ને હું ધૂળ તથા રાખ જેવો થયો છું.
૨૦ હું તને હાક મારૂં છું, ને તું મને ઉત્તર દેતો નથી;
હું ઉભો થાઉં છું, ને તું મારી તરફ જુએ છે.
૨૧ તું ફરી જઇને મારા પર નિર્દય થયા છે;
તારા હાથના બળથી તું મને સતાવે છે.
૨૨ તું મને વાયુમાં ઉંચો કરે છે, તું મને તે પર સ્વારી
કરાવે છે;
ને તું મને તોફાનમાં પિગળાવી નાખે છે.
૨૩ કેમકે હું જાણું છું કે તું મને મૃત્યુમાં,
તથા સર્વ સજીવોને માટે ઠરાવેલા ઘરમાં લાવશે.
૨૪ નિશ્ચે તે ખાડિયેરના ઢગલા વિરૂદ્ધ પોતાનો હાથ
લંબાવશે નહિ;
કોઇ પાયમાલ થયલો હોય તો પણ આવાને માટે
બૂમ પાડવી એ [ તેને ઘટે છે ].
૨૫ શું દુઃખિતને માટે હું નહોતો રડતો?
શું કંગાલોને વાસ્તે મારો આત્મા દિલગીર નહોતો
થતો
૨૬ હું શુભની આશા રાખતો હતો ત્યારે અશુભ
આવી પડ્યું,
ને હું અજવાળાની આશા રાખતો હતો ત્યારે
અંધારૂં આવી પડ્યું.
૨૭ મારાં આંતરડાં ઉકળે છે ને શાંત થતાં નથી;
વિપત્તિના દિવસો મારા પર આવી પડ્યા છે
૨૮ હું સૂર્યપ્રકાશ વિના શોક કરતો ફરૂં છું;
હું સભામાં ઉભો થઇને મદદને માટે બૂમ પાડું છું.
૨૯ હું શિયાળનો ભાઇ,
ને શાહમૃગનો સાથી થયો છું.
૩૦ મારી ચામડી કાળી થઇ જાય છે, ને મારા પરથી
[ ખરી પડે છે ],
ને ગરમીથી મારાં હાડકાં બળી ગયાં છે.
૩૧ માટે મારી વીણા શોકરૂપ [ થઇ ગઇ ] છે,
ને મારી વાંસળી રડનારાંના સાદ [ જેવી લાગે છે ].

૩૧ મેં મારી આંખો સાથે કરાર કીધો;
તો હું કુમારિકા પર નજર કેમ નાખું?
૨ કેમકે ઉપરથી ઇશ્વર પાસેથી શો હિસ્સો,
ને ઉચ્ચસ્થાનથી સર્વસમર્થ પાસેથી શો વારસો છે?
૩ શું તે દુરાચારીઓને માટે વિપત્તિ,
ને અન્યાય કરનારાઓને સારૂ આફત નથી?
૪ શું તે મારા માર્ગો નથી જોતો,
ને મારાં બધાં પગલાં નથી ગણતો?
૫ જો હું વ્યર્થતાથી વર્ત્યો હોઉં,
ને જો મારો પગ ઠગાઇ તરફ દોડ્યો હોય;
૬ (અદલ ત્રાજવામાં મને તોલવો જોઇએ,
કે દેવ મારૂં પ્રમાણિકપણું જાણે);
૭ જો મારૂં પગલું રસ્તાથી આડું અવળું વળ્યું હોય,
ને મારૂં હૃદય મારી આંખોની પાછળ ચાલ્યું હોય,
ને જો મારા હાથને કોઇ કલંક વળગ્યું હોય,
૮ ત્યારે તો હું વાવું, ને બીજો ખાય;
હા, મારા ખેતરની ઉપજ સમૂળગી નષ્ટ થાય.
૯ જો મારૂં મન કોઇ સ્ત્રી ઉપર લોભાયું હોય,
ને જો હું મારા પડોશીના બારણા પાસે લાગ
જોઇને છુપાઇ રહ્યો હોઉં,
૧૦ તો મારી વહુ બીજાના દળણાં દળે,
ને બીજા તેના પર વાંકા વળે.
૧૧ કેમકે એ તો અઘોર કુકર્મ કહેવાય;
હા, એ અન્યાય તો ન્યાયાધીશોને શિક્ષાને પાત્ર
છે.
૧૨ કેમકે એ એક પ્રકારનો અગ્નિ છે, જે ભસ્મ કરી
વિનાશ કરે છે,
ને મારી સઘળી ઉપજનું મૂળ કાઢે એવું [ છે ]
૧૩ જ્યારે મારા દાસને કે મારી દાસીને મારી સાથે
તકરાર ઉઠી હોય
ત્યારે તેમનો દાવો મેં તુચ્છ કર્યો હોય;
૧૪ તો, જ્યારે ઇશ્વર ઉભો થાય, ત્યારે હું શું કરૂં;
ને તે [ મને ] જોઇ લે, ત્યારે હું તેને શો ઉત્તર
આપું?
૧૫ જેણે મને ગર્ભસ્થાનમાં બનાવ્યો, તેણેજ શું તેને
નથી બનાવ્યો?
ને શું એકજ [ ઇશ્વરે ] અમને ગર્ભસ્થાનમાં ઘડ્યા
નથી?

૧૬ જો મેં ગરીબોને [તેમની] ઇચ્છાથી અટકાવ્યા હોય;
ને વિધવાની આંખોને જીર્ણ કરાવી હોય,
૧૭ કે મારો કોળિયો મેં એકલાએજ ખાધો હોય,
ને અનાથોએ તેમાથી ન ખાધું હોય,
૧૮ (તેથી ઉલટું મારી જુવાનીથીજ તે જેમ પોતાના બાપની સાથે [ઉછર્યો] હોય તેમ મારી સાથે ઉછર્યો છે,
ને મારી માના પેટથીજ હુ તેણીને દોરનાર થયો છુ);
૧૯ જો મેં કોઇને વસ્ત્રની અછતથી મરતા,
કે દરિદ્રીને ઓઢવાના [વસ્ત્ર] વગરનો જોયો હોય,
૨૦ જો તેની કમરે મને ધન્યવાદ ન આપ્યો હોય,
ને જો મારા ઘેટાના ઉનથી તેને હુફ ન મળી હોય;
૨૧ મારી સહાય દરવાજામા જોઇને,
જો અનાથ વિરૂદ્ધ મેં મારો હાથ ઉઠાવ્યો હોય,
૨૨ તો મારો ભુજ ખભામાથી ખરી પડો,
ને મારો હાથ હાડકામાથી ભાગો
૨૩ કેમકે ઇશ્વર તરફથી આફતનો મને ત્રાસ હતો,
ને તેના મહત્વના કારણથી હુ કાઇ કરી શકતો નહોતો
૨૪ જો મેં સોના પર આશા બેસાડી હોય,
ને જો ચોખ્ખા સોનાને મેં મારો આધાર કહ્યો હોય;
૨૫ જો મારૂ ધન ઘણુ હોવાને લીધે,
તથા મારે હાથે ઘણુ મેળવ્યુ તેને લીધે હુ હરખાયો હોઉં,
૨૬ જો મેં સૂર્યને પ્રકાશતી વેળાએ,
કે ચંદ્રને પ્રકાશમા ચાલતો જોયો હોય,
૨૭ ને મારૂ હૃદય છુપી રીતે લોભાયુ હોય,
ને મારા મ્હોએ મારા હાથનુ ચુબન કીધુ હોય;
૨૮ તો એ દોષ પણ ન્યાયાધીશોની શિક્ષાને પાત્ર હોત,
કેમકે ઉચ્ચસ્થાનમા રહેનાર દેવનો મેં ઇનકાર કર્યો હોત
૨૯ જો મારા દ્વેષીઓના નાશથી હુ હરખાયો હોઉં,
કે તેને નુકસાન થયુ હોય ત્યારે મેં મોટાઇ કરી હોય;
૩૦ (હા, શાપથી તેનો જીવ માગીને,
મારા મુખને મેં પાપ કરવા દીધુ નહિ,)
૩૧ જો મારા તબુના માણસો એમ ન કહેત,
કે તેના માંસથી તૃપ્ત ન થયો હોય એવા એકને કોણ શોધી કાઢી શકે?
૩૨ પરદેશીને રસ્તામા ઉતારો કરવો નહોતો પડતો,
પણ મુસાફરને માટે હુ પોતાના દ્વાર ઉઘાડતો હતો.
૩૩ જો મારો અન્યાય મારા મનમા છુપાવીને,
આદમની પેઠે મેં મારા ઉલ્લઘન ઢાકયા હોય;
૩૪ એટલે મોટા સમુદાયથી બિહીને,
તથા કુટુબોના તુચ્છકારથી ડરીને,
હુ છાનો રહ્યો હોઉં, ને ઘર બહાર નિકળ્યો નહિ હોઉં—
૩૫ અરે મારી દાદ સાભળનાર કોઇ હોય તો કેવુ સારૂ!
(જો, આ રહ્યું મારૂ ચિન્હ, સર્વસમર્થ મને ઉત્તર આપે;)
ને મારા પ્રતિવાદીએ લખેલુ તોહોમતનામું મારી પાસે હોત તો કેવુ સારૂ!
૩૬ નિશ્ચે હુ તેને મારા ખભા પર ઉચકી ફરત,
મુગટની પેઠે તેને હુ મારે માથે પહેરત
૩૭ હુ મારા પગલાની સખ્યા તેને કહી બતાવત,
સરદારની પેઠે હુ તેની હજુરમા જાત
૩૮ જો મારી જમીન મારી વિરૂદ્ધ બુમ પાડતી હોય,
ને તેમાના ચાસ એકત્ર થઇ રડતા હોય,
૩૯ જો મેં તેની ઉપજ પૈસા આપ્યા વગર ખાધી હોય,
કે તેના ધણીઓના જીવ મેં ખોવડાવ્યા હોય,
૪૦ તો, ઘઉંને બદલે કાટા,
ને જવને બદલે ખરસલુ ઉગો

અયૂબના શબ્દો સમાપ્ત થયા છે.

૩૨ હવે આ ત્રણ માણસોએ અયૂબને ઉત્તર
આપવા બધ કીધા, કેમકે તે પોતાની નજ-
રમા નેક હતો ૨ ત્યારે રામના કુટુબના બારાખએલ
બૂઝીના દીકરા અલીહૂને ક્રોધ ચડયો; અયૂબ પર
તેને ક્રોધ ચઢયો, કેમકે તેણે દેવ કરતા પોતાને ન્યાયી
ઠરાવ્યો ૩ વળી તેના ત્રણ મિત્રો વિરૂદ્ધ પણ તેને
ક્રોધ ચઢયો, કેમકે તેમને [ખરો] ઉત્તર મળ્યો નહિ,
ને તેમ છતા તેઓએ અયૂબને દોષિત ઠરાવ્યો
૪ હવે અલીહૂ અયુબ સાથે વાત કરવાની વાટ જોઇ
રહ્યો હતો, કેમકે તેઓ એના કરતા મોટા હતા.
૫ અને અલીહૂએ જોયુ કે, એ ત્રણ માણસોના મુખમા
ઉત્તર નથી ત્યારે તેને ક્રોધ ચઢયો
૬ અને બારાખએલ બૂઝીના પુત્ર અલીહૂએ ઉત્તર આપીને કહ્યું કે,
હુ નાનો છુ, ને તમે ઘણા વૃદ્ધ છો;
માટે હુ દબાતો રહ્યો, ને મારો મત તમને જણાવવાને મારી હિમ્મત ચાલી નહિ.

ને માણસથી અહંકાર છુપાવે
૧૮ તે તેના આત્માને ખાડામાં [પડવા]થી,
ને તેના જીવને તરવારથી નાશ પામવાથી પાછો રાખે છે.
૧૯ વળી તેના બિછાના પર તેને થતા દુઃખથી,
ને તેનાં હાડકાંમાં થતી જાથુ વેદનાથી તેને એટલી શિક્ષા મળે છે કે,
૨૦ તેનો જીવ અન્નને,
ને તેનો આત્મા સ્વાદિષ્ટ ખોરાકથી કંટાળે છે.
૨૧ તેનું માંસ ગળાઇ જઇને અદૃશ્ય થયું છે,
ને તેનાં હાડકાં જે દેખાતાં નહોતાં, તેમના ઢેકા નિકળ્યા છે.
૨૨ હા, તેનો પ્રાણ કબરની નજીક,
તથા તેનો જીવ નાશ કરનારાઓની પાસે આવી પહોંચ્યો છે
૨૩ માણસને વાસ્તે શું યથાર્થ છે તે તેને દર્શાવવાને,
હજારમાંનો એક દૂત,
દુભાષિયા તરીકે, તેની સાથે હોય;
૨૪ ત્યારે તે એ તેના પર કૃપાવાન થઇને કહે છે કે,
તેને કબરમાં જતાં બચાવો,
કેમકે તેના છુટકાની કિમ્મત મને મળી છે.
૨૫ બાળકના કરતાં પણ તેનું માંસ તાજું થશે;
તે તેની જુવાનીના સમય[ની સ્થિતિ]માં પાછો આવે છે;
૨૬ તે ઇશ્વરની પ્રાર્થના કરે છે, ને એ તેના પર એવો કૃપાવાન થાય છે કે,
તે એનું મુખ જોઇને હર્ખાય છે;
ને તે મનુષ્યને તેની નેકી પાછી પ્રાપ્ત કરાવે છે.
૨૭ તે માણસો તરફ જોઇને કહે છે કે,
મેં પાપ કીધું છે, ને સત્યને મરડી નાખ્યું છે,
ને તેથી મારૂં કાંઇ ભલું ન થયું;
૨૮ તેણે મારા પ્રાણને કબરમાં જતાં ઉગાર્યો છે,
ને મારો જીવ અજવાળું જોશે
૨૯ જો, આ બધાં વાનાં ઇશ્વર માણસને બે વાર,
હા, ત્રણ વાર, કરે છે,
૩૦ એ માટે કે તે તેના જીવને કબરેથી પાછો લાવીને
તેને જીવનના અજવાળાનો પ્રકાશ પમાડે
૩૧ ખરાબર ધ્યાન દે, હે અયૂબ, મારૂં સાંભળ;
છાનો રહે, ને હું બોલીશ.
૩૨ જો તારે કાંઇ કહેવાનું હોય, તો મને ઉત્તર આપ;
બોલ, કેમકે હું તને ન્યાયી ઠરાવવા ઇચ્છું છું.
૩૩ નહિ તો તું મારૂં સાંભળ;
છાનો રહે, ને હું તને જ્ઞાન શિખવીશ

૩૪ અલીહુએ ઉત્તર આપીને વળી કહ્યું કે,
૨ હે શાણા પુરૂષો, તમે મારા શબ્દો સાંભળો;
અને જ્ઞાનીઓ, તમે મને કાન દો.
૩ કેમકે જેમ તાળવું અન્નનો સ્વાદ પારખે છે,
તેમ કાન શબ્દોની પારખ કરે છે
૪ જે સત્ય છે તેને આપણે પોતાને વાસ્તે પસંદ કરીએ;
સારૂં શું છે, તે આપણે માહોમાહે સમજીએ.
૫ કેમકે અયૂબે કહ્યું છે કે, હું ન્યાયી છું,
ને ઇશ્વરે મારો હક ડુબાવ્યો છે;
૬ હું ન્યાયી છું તેમ છતાં જૂઠો [ગણાઉં] છું;
નિર્દોષ [છું તો પણ] મારો ઘા અસાધ્ય છે.
૭ અયૂબના જેવો કયો માણસ છે?
તે તો તિરસ્કારને પાણીની પેઠે પી જાય છે;
૮ તે કુકર્મીઓની સોબતમાં જાય છે,
ને ભુંડા માણસોની સંગે ચાલે છે.
૯ કેમકે તેણે કહ્યું છે કે, માણસ ઇશ્વરમાં આનંદ માને,
તેમાં તેને કાંઇ લાભ નથી
૧૦ માટે, હે સમજુક માણસો, તમે મારૂં સાંભળો,
દુષ્ટાઇ કરવી એ ઇશ્વરથી,
ને અન્યાય કરવો એ સર્વસમર્થથી દૂર હો.
૧૧ કેમકે માણસના કામનું ફળ તે તેને આપશે,
ને દરેક માણસને તેના માર્ગો પ્રમાણે પ્રાપ્ત કરાવશે.
૧૨ હા, નિશ્ચે ઇશ્વર દુષ્ટાઇ નહિજ કરશે,
ને સર્વસમર્થ ન્યાય નહિજ મરડશે.
૧૩ તેને પૃથ્વીનો અધિકાર કોણે સોંપ્યો?
અથવા આખી દુનિયાની વ્યવસ્થા કોણે કરી છે?
૧૪ જો તે મનુષ્ય ઉપર પોતાનું અંતઃકરણ ચોંટાડે,
જો તે તેનો આત્મા ને તેનો શ્વાસ પોતાની પાસે સમેટી લે;
૧૫ તો સર્વ દેહધારીઓ એકત્ર નષ્ટ થાય,
ને મનુષ્ય પાછું ધૂળ થઇ જાય
૧૬ જો હવે [તને] બુદ્ધિ [હોય] તો આ સાંભળ;
મારા શબ્દોની વાણી સાંભળ
૧૭ શું ન્યાયદ્વેષી પણ અધિકારી હોય?
ને ન્યાયીને [તથા] પરાક્રમીને તું દોષિત ઠરાવશે શું?

૧૮ શું રાજાને અધમ કહેવો,
અથવા ઉમરાવોને દુષ્ટ કહેવા એ [દુરસ્ત] છે?
૧૯ તો જે રાજાઓના મ્હોની શરમ નથી રાખતો,
કે ગરીબના કરતા ધનવાનને વધારે નથી લેખવતો,
કેમકે તેઓ સર્વ તેના હાથનું કૃત્ય છે, [તેને તો
એવો કેમ કહેવાય]!
૨૦ એક પલકમા, મધરાતે પણ તેઓ મરી જાય છે,
લોકોને આચકો લાગે છે ને તેઓ લોપ થાય છે,
ને બળવાનો કોઇ માણસના કર્યા શિવાય નષ્ટ
થાય છે
૨૧ કેમકે તેની આખો મનુષ્યના માર્ગો ઉપર છે,
ને તે તેની સઘળી વર્તણુક જુએ છે
૨૨ એવો કોઇ અધકાર કે મૃત્યુછાયા નથી,
કે જ્યા દુષ્કર્મીઓ સતાઇ શકે
૨૩ કેમકે માણસ દેવની હજુરમા ન્યાયકરણમા જાય,
તે માટે એને તેના વિષે વધારે વિચાર કરવાની
જરૂર નથી
૨૪ તે અશોધ્ય રીતે સમર્થ માણસોને ભાગી ચૂરા
કરે છે,
ને તેમની જગ્યાએ બીજાઓને બેસાડે છે
૨૫ તે માટે તે તેઓના કામોની ખબર લે છે,
ને તે તેમને રાતમા એવા પાયમાલ કરે છે કે
તેમનો વિનાશ થઇ જાય છે
૨૬ ખુલ્લી રીતે બીજાઓના દેખતા
તે તેઓને દુષ્ટ માણસો તરીકે મારે છે,
૨૭ કેમકે તેના અનુસરણમાથી તેઓ ભટકી ગયા,
ને તેના કોઇ પણ માર્ગની દરકાર રાખી નહિ,
૨૮ ને એમ તેઓએ ગરીબની બૂમ તેની પાસે
પહોચાડી,
ને તેણે દુખિતોની બૂમ સાભળી.
૨૯ જ્યારે તે શાતિ આપે, ત્યારે કોણ દોષિત ઠરાવી
શકે?
ને જ્યારે તે પોતાનું મુખ છુપાવે, ત્યારે તેને કોણ
જોઇ શકે?
પછી પ્રજાની પ્રત્યે [એમ કરવામા આવે] અથવા
માણસની પ્રત્યે તો પણ,
૩૦ એ માટે કે અધર્મી માણસ રાજ્ય ન કરે,
ને લોકોને ફાદામા નાખનાર કોઇ ન હોય
૩૧ કેમકે શું કોઇએ ઇશ્વરને એમ કહ્યુ છે કે,
મે [શિક્ષા] વેઠી છે હુ હવે પછી દોષ નહિ કરૂ?
૩૨ જે હું સમજતો નથી તે તું મને શિખવ;
જો મે અન્યાય કીધો હોય, તો હુ હવે પછી એવુ
નહિ કરીશ
૩૩ શું તે તારી મરજી પ્રમાણે બદલો આપે, કેમકે તે
[સ્વીકારવા]નો ઇનકાર કરે છે?
કેમકે તારે પસદ કરવુ જોઇએ, ને મારે નહિ,
તે માટે જે તું જાણતો હોય, તે બોલ
૩૪ સમજણા માણસો [મને કહેશે],
હા, મારૂ સાભળનાર દરેક જ્ઞાની પુરૂષ, મને
કહેશે કે,
૩૫ અયૂબ જ્ઞાન વગર બોલે છે,
ને તેના શબ્દો ડહાપણ વગરના છે
૩૬ દુષ્ટ માણસોની પેઠે ઉત્તર આપ્યાને લીધે
અયૂબની અત સુધી પરીક્ષા થાય તો કેવુ સારૂ!
૩૭ કેમકે તે પોતાના પાપમા દગો ઉમેરે છે,
તે આપણી મધ્યે હાથથી તાળીઓ પાડે છે,
ને ઇશ્વર વિરૂદ્ધ પોતાના શબ્દો વધારે છે

૩૫ વળી અલીહૂએ ઉત્તર આપતા કહ્યું કે,
૨ તું એવુ કહે છે કે, એમા મને શો ફાયદો
થવાનો છે,
મે પાપ કર્યું હોત તો [જે મળત] તેના કરતા હાલ
મને વધારે શો નફો મળશે,
૩ શું એવુ ધારવું તને ઘટારૂં છે?
[અથવા] ઇશ્વરના કરતા મારૂ ન્યાયીપણું અધિક
છે એમ તું કહે છે શું?
૪ હુ તારી સાથે તારા સાથીઓને
તથા તને ઉત્તર આપીશ
૫ આકાશ તરફ નજર કરીને જો,
ને તારા કરતા ઉચા અતરિક્ષને નિહાળ
૬ જો તે પાપ કર્યું હોય, તો તેથી તેને ઉલટુ તું શું
કરે છે?
ને જો તારા ઉલ્લધનો વધી જાય, તો તેથી તેને તું
શું [નુકસાન] કરે છે?
૭ જો તું ન્યાયી હોય, તો તું તેને શું આપે છે?
અથવા તે તારા હાથથી શું પામે છે?
૮ તારી દુષ્ટતાથી તારા જેવા માણસને તો [ઇજા
થાય],
ને તારી નેકીથી મનુષ્યપુત્રોને તો [નફો થાય],
૯ જુલમની વૃદ્ધિના કારણથી તેઓ રડી ઉઠે છે,
બળવાન હાથના કારણથી તેઓ મદદને સારૂ બૂમ
પાડે છે

૧૦ પણ કોઇ એમ નથી કહેતું કે,
મારો સરજનહાર ઇશ્વર કે જે રાત્રે ગાયન આપે છે,
૧૧ જે આપણને પૃથ્વીના પશુઓના કરતાં વધારે શિખવે છે,
ને આપણને વાયુચર પક્ષીઓના કરતાં વિશેષ જ્ઞાની કરે છે, તે કયાં છે?
૧૨ ત્યાં તેઓ બૂમ પાડે છે,
પણ દુષ્ટ માણસના અહંકારને લીધે કોઇ ઉત્તર આપતો નથી.
૧૩ નિશ્ચે ઇશ્વર વ્યર્થતા નહિ સાંભળશે
ને સર્વસમર્થ તે લેખવશે નહિ
૧૪ તો જ્યારે તું કહે છે કે, હું તેને દેખતો નથી, ત્યારે તે નહિ [સાંભળશે] એ કેટલું વિશેષ સંભવિત છે!
[તારો] દાવો તો તેની આગળ છે, માટે તું તેની વાટ જો.
૧૫ પણ હવે, તેણે તને કોપાયમાન થઇને શિક્ષા નથી કરી,
ને ઉદ્ધતાઇને તે ઝાઝી લેખવતો નથી;
૧૬ તે માટે અયૂબ વ્યર્થ વાતોથી પોતાનું મુખ ઉઘાડે છે,
ને જ્ઞાન વિના વાત વધારે છે.

૩૬ વળી અલીહૂએ આગળ વધીને કહ્યું કે,
૨ થોડી ધીરજ રાખ, ને હું તને બતાવીશ;
કેમકે હજીએ ઇશ્વરના પક્ષમાં મારે કેટલુંક બોલવાનું છે.
૩ હું વેગળેથી મારૂં જ્ઞાન લાવીશ,
ને મારા કર્તાને ન્યાયીપણું લાગુ પાડીશ.
૪ કેમકે નિશ્ચે મારા શબ્દો જૂઠા નથી;
પૂરો જ્ઞાની જન તારી સાથે છે.
૫ જો, ઇશ્વર પરાક્રમી છે, ને કોઇને તુચ્છકારતો નથી;
તે બુદ્ધિમાં મહા બળવાન છે.
૬ તે દુષ્ટના જીવનું રક્ષણ કરતો નથી;
પણ દુ:ખિતોને તેમનો હક આપે છે.
૭ નેકીવાનોથી તે પોતાની દૃષ્ટિ પાછી ખેંચી લેતો નથી;
પણ તે તેઓને સદાને માટે ગાદીપતિ રાજાઓની સાથે બેસાડે છે,
ને તેઓ ઉચ્ચ પદવી પામે છે.
૮ અને જો તેઓ બેડીઓમાં પુરાય,
ને વિપત્તિના બંધનોમાં સપડાય;
૯ ત્યારે તે તેઓને તેઓનું કામ,
તથા તેઓનાં ઉલ્લંઘન બતાવે છે, કે તેઓ અહંકારથી વર્ત્યા છે.
૧૦ વળી શિક્ષણ તરફ તે તેઓના કાન ઉઘાડે છે,
ને અન્યાયથી પાછા ફરવાની તેઓને આજ્ઞા કરે છે.
૧૧ જો તેઓ સાંભળીને [તેની] સેવા કરે,
તો તેઓ પોતાના દિવસો આબાદીમાં,
ને પોતાનાં વર્ષો સુખચેનમાં ગુજારશે.
૧૨ પણ જો તેઓ નહિ સાંભળે, તો તેઓ તરવારથી નાશ પામશે,
ને તેઓ જ્ઞાન વિના માર્યા જશે.
૧૩ પણ જેઓ હૃદયમાં અધર્મી છે તેઓ કોપનો સંગ્રહ કરે છે,
ને તે તેઓને બંધનમાં નાખે છે, ત્યારે તેઓ મદદને માટે બૂમ પાડતા નથી.
૧૪ તેઓ જુવાનીમાં મોત પામે છે,
ને તેમનો જીવ અશુદ્ધો મધ્યે [નાશ પામે છે].
૧૫ તે વિપત્તિવાનને વિપત્તિમાંથી છોડાવે છે,
ને જુલમવડે તેઓના કાન ઉઘાડે છે.
૧૬ હા, તે તને સંકટમાંથી [કાઢીને]
સંકડાસ વગરની બાહોળી જગ્યામાં દોરી જાત,
ને તારી મેજ પર પિરસેલું ચરબીથી ભરપૂર હોત
૧૭ પણ તું દુષ્ટોના ઇનસાફથી ભરપૂર છે;
ન્યાયશાસન તથા ન્યાય [તારૂં] ગ્રહણ કરે છે.
૧૮ ક્રોધ છે, માટે સાવધ રહે; રખે [તારૂં] પૂર્ણપણું તને ભટકાવી દે,
ને [તારૂં] પ્રાયશ્ચિત્ત ભારે હોવાથી તું આડે માર્ગે દોરાય.
૧૯ શું તારૂં દ્રવ્ય અથવા [તારા] બળની બધી શક્તિઓ [તને] સંકટમાંથી ઉગારવાને પૂરાં પડશે?
૨૦ રાત્રી કે જ્યારે પ્રજાઓ પોતાની જગ્યાએ નષ્ટ થાય છે,
તેને માટે ઇચ્છા ન રાખ.
૨૧ સાવધ થા, અન્યાય પર લક્ષ ન રાખ;
કેમકે સંકટ કરતાં તેં એને પસંદ કીધો છે.
૨૨ જો, દેવ પોતાના સામર્થ્યવડે મહિમાવાન કાર્યો કરે છે;
તેના જેવો શિક્ષક કોણ છે?
૨૩ તેની કારકીર્દી તેને કોણે ફરમાવી છે?
અથવા કોણ એમ કહી શકે કે, તેં અનીતિ કીધી છે?

૨૪ તેના જે કામ વિષે લોકો [સ્તોત્રો] ગાતા આવ્યા છે
તેનાં વખાણ કરવાનું યાદ રાખ.
૨૫ સઘળા લોકોએ તે જોયું છે ;
માણસ ઘણે દૂરથી તે નિહાળે છે.
૨૬ જો, ઈશ્વર મહાન છે, ને આપણે તેને જાણતા નથી ;
તેનાં વર્ષોની સંખ્યા અશોધ્ય છે.
૨૭ કેમકે તે પાણીનાં ટીપાં ઉપર ખેંચી લે છે,
જે તેની વરાળમાંથી વરસાદરૂપે ટપકે છે.
૨૮ જેને અંતરિક્ષ નીચે ઢાલવે છે,
ને મનુષ્ય ઉપર પુષ્કળ વરસાવે છે
૨૯ અરે, શું કોઈ વાદળોનો વિસ્તાર,
તથા તેના ગગનમંડપની ગર્જનાઓ સમજી શકે ?
૩૦ જુઓ, તે પોતાનો પ્રકાશ પોતાની આસપાસ
પ્રસારે છે ;
ને [તેને] સમુદ્રનાં ઊંડાણોથી ઢાંકી દે છે.
૩૧ કેમકે એઓથી તે લોકોનો ન્યાય કરે છે ;
તે પુષ્કળ અન્ન આપે છે.
૩૨ તે પોતાના હાથ વિજળીથી વેષ્ટિત કરે છે ;
ને ધારેલા નિશાન પર પડવાની તેને આજ્ઞા કરે છે.
૩૩ તેનો અવાજ તેના વિષે ખબર આપે છે ;
ઢોરને પણ આવતા [તોફાન] વિષે [ખબર
આપે છે].

૩૭ એથી પણ મારૂં હૃદય કાંપે છે,
ને તેની જગ્યાએથી ચસકી જાય છે.
૨ તેના સાદનો અવાજ,
તથા તેના મુખમાંથી નિકળતી વાણી સાંભળો.
૩ તે તેને આખા આકાશ તળે,
ને તેની વિજળીને પૃથ્વીની હદ સુધી મોકલી દે છે.
૪ તેની પાછળ અવાજનો ગડગડાટ થાય છે ;
તે પોતાના મહત્વના સાદથી ગર્જે છે ;
ને તેનો અવાજ સંભળાય છે, ત્યારે તે તેમને બંધ
પાડતો નથી.
૫ ઈશ્વર પોતાના સાદથી આશ્ચર્યકારક ગર્જના કરે છે ;
તે એવાં મહાન કૃત્યો કરે છે કે જે આપણે સમજી
શકતા નથી
૬ કેમકે તે બરફને,
તેમજ વરસાદના ઝાપટાને,
તથા પોતાના ભારે વરસાદની હેલીને કહે છે કે,
પૃથ્વી પર પડો.
૭ તે પ્રત્યેક માણસના હાથને મુદ્રાથી બંધ કરી દે છે ;
કે તેનાં સૃજેલાં સર્વ માણસોને જાણ પડે.
૮ ત્યારે પશુઓ ઓથે ભરાઈ જાય છે,
ને પોતાનાં બીલોમાં ભરાઈ રહે છે.
૯ [દક્ષિણના] ઓરડામાંથી તોફાન,
ને ઉત્તરમાંથી ટાઢ નિકળી આવે છે.
૧૦ ઈશ્વરના શ્વાસથી હીમ પડે છે ;
ને પાણીનો વિસ્તાર ઠરી જાય છે.
૧૧ હા, તે ઘાડા વાદળમાં પાણી ભરે છે,
તે પોતાના પ્રકાશરૂપી વાદળને પ્રસારે છે.
૧૨ ને તે તેના ચલાવ્યાથી ચોગરદમ આસપાસ ફરે છે,
કે દુનિયાના વસ્તીલાયક સઘળા ભાગમાં તેઓ
તેની સર્વ આજ્ઞાઓ પ્રમાણે કરે ;
૧૩ પછી ગમે તો શિક્ષાને સારૂ, કે પોતાની પૃથ્વીને
સારૂ,
કે તેની દયાને લીધે, તે તેને મોકલતો હોય.
૧૪ હે અયૂબ, એને ધ્યાન દે ;
સ્થિર ઉભો રહીને દેવનાં ચમત્કારિક કામોનો
વિચાર કર.
૧૫ કેવી રીતે ઈશ્વર તેમને શિર [ફરજો મૂકે છે]
ને પોતાના મેઘની વિજળીને ચમકાવે છે, તે શું તું
જાણે છે ?
૧૬ વાદળાનું સમતોલ રીતે અધર રહેવું,
તથા જે જ્ઞાનમાં સંપૂર્ણ છે તેનાં આશ્ચર્યકારક કૃત્યો,
તે શું તું જાણે છે ?
૧૭ દક્ષિણના [વાયુના] કારણથી પૃથ્વી શાંત હોય છે,
ત્યારે તારાં વસ્ત્રો કેમ ગરમ હોય છે [એ તું જાણે છે] ?
૧૮ તું તેની બરાબરી કરીને અંતરિક્ષ
કે જે ગાળેલી [ધાતુની] આરસીના જેવું મજબૂત
છે, તેને પ્રસારી શકે ?
૧૯ આપણે તેને શું કહેવું તે અમને શિખવ ;
કેમકે [શું બોલવું તે] આપણે અંધકારને લીધે
ગોઠવી શકતા નથી.
૨૦ શું તેને કહેવાય, કે હું બોલવા ઇચ્છું છું ?
કે શું કોઈ માણસ ગરક થઈ જવાનું ઇચ્છે ?
૨૧ ને હવે પવન વાઈને અંતરિક્ષને નિર્મળ કરી નાખે છે
ત્યારે તેમાંના ચળકતા પ્રકાશ તરફ લોક જોઈ
શકતા નથી
૨૨ ઉત્તરમાંથી કનકવર્ણું ઝળકો છૂટે છે,
ઈશ્વર ભયંકર ગૌરવથી વેષ્ટિત છે.'
૨૩ સર્વસમર્થનો પાર તો આપણે પામી શકતા નથી ;
તે મહા પરાક્રમી છે ;

' ને ઇનસાફ તથા પુષ્કળ ન્યાય તે નહિ ડુબાવશે.
૨૪ એ માટે માણસો તેનો ડર રાખે છે,
[પોતાની] ધારણામાં જે જ્ઞાની તેઓને તે ગણકારતો નથી

૩૮ ત્યારે યહોવાહે વંટોળિયામાંથી અયૂબને ઉત્તર આપીને કહ્યું કે,
૨ જ્ઞાન વગરના શબ્દોથી
સુબુદ્ધિને અંધારાવનાર આ કોણ છે?
૩ હવે મરદની પેઠે તારી કમર બાંધ,
કેમકે હું તને પુછીશ, ને તું મને કહી બતાવ.
૪ જ્યારે મેં પૃથ્વીના પાયા નાખ્યા ત્યારે તું ક્યાં હતો?
જો તને સમજણ તથા ખબર હોય, તો કહી દે.
૫ જો તું જાણતો હોય તો [કહે], તેનાં પરિમાણ કોણે ઠરાવ્યાં?
કે તેના પર કોણે દોરી લબાવી?
૬ શાની ઉપર તેના પાયા સજ્જડ બેસાડ્યા?
અથવા જ્યારે પ્રભાતના તારાઓ એકત્ર ગાયન કરતા હતા,
૭ ને સર્વ દેવપુત્રો હર્ષનાદ કરતા હતા,
તે દરમિયાન તેનો ખુણાનો પત્થર કોણે બેસાડ્યો?
૮ અથવા [કહે કે] જ્યારે સમુદ્ર જાણે ગર્ભસ્થાનમાંથી નિકળ્યો હોય એમ ધસી આવ્યો,
ત્યારે તેને બારણામાંથી બંધ કોણે કીધો?
૯ એટલે જ્યારે મેં વાદળને તેનું વસ્ત્ર,
ને અગાધ અંધકારને તેનો લપેટો બનાવ્યો;
૧૦ ને તેને માટે મેં હદ ઠરાવી આપી,
ને ભુંગળો તથા બારણાં બેસાડ્યાં,
૧૧ ને કહ્યું કે, તારે હિયાં સુધીજ આવવું, પણ એથી આગળ નહિ;
ને હિયાં તારા ગર્વિષ્ઠ મોજાઓ અટકાવાશે.
૧૨ શું, તેં તારા આખા આયુષ્યમાં સવારને આજ્ઞા કરી છે,
ને પ્રભાતને તેનું સ્થળ જણાવ્યું છે,
૧૩ એ સારૂ કે તે પૃથ્વીની સરહદોનું ગ્રહણ કરે,
ને દુષ્ટો તેમાંથી ખખેરાઇ જાય?
૧૪ જેમ મુદ્રા તળે માટી તેમ તે બદલાય છે,
ને [બધાં પોતાનાં] વસ્ત્રની માફક દિપી નિકળે છે.
૧૫ ને દુષ્ટોથી તેમનું અજવાળું પાછું રખાય છે,
ને ગર્વિષ્ઠ હાથ ભાંગી નખાય છે.
૧૬ શું તું સમુદ્રના ઝરાઓમાં દાખલ થયો છે?
કે ઉંડાણના કોતરોમાં તું ચાલ્યો છે?
૧૭ શું મરણદ્વારો તારી આગળ ખુલ્લાં થયાં છે?
કે મૃત્યુછાયાના દરવાજા શું તેં જોયા છે?
૧૮ શું પૃથ્વીનો વિસ્તાર તારા ખ્યાલમાં આવ્યો છે?
જો એ બધું તું જાણતો હોય, તો કહી બતાવ.
૧૯ પ્રકાશના રહેઠાણે જવાનો માર્ગ ક્યાં છે,
ને અંધકારનું સ્થળ ક્યાં છે;
૨૦ કે તું તેના છેડા સુધી તેનો પત્તો કાઢે,
ને તેના મકાન સુધી તેનો રસ્તો દેખે?
૨૧ [નિશ્ચે] તું તો જાણતોજ હશે, કેમકે તું તો ત્યારે જન્મ્યો હતો,
ને તારા દિવસોની સંખ્યા તો મોટી છે!
૨૨ શું તું બરફના ભંડારોમાં પેઠો છે?
કે કરાંના ભંડારો શું તેં જોયા છે?
૨૩ કે જેમને મેં સંકટના દિવસોને માટે
[ને] યુદ્ધ તથા સંગ્રામના દિવસને માટે ભરી મૂક્યા છે?
૨૪ કયે માર્ગે અજવાળાની વહેંચણ થાય છે,
કે પૂર્વનો વાયુ પૃથ્વી પર વિખેરાય છે?
૨૫ પાણીની રેલને સારૂ કોણે નાળાં ખોદ્યાં છે,
કે ગર્જનાની વિજળીને માટે માર્ગ [બનાવ્યો છે];
૨૬ એ સારૂ કે જ્યાં કોઇ માણસ વસતું નથી ત્યાં,
એટલે અરણ્ય કે જ્યાં કોઇ માણસ નથી તેમાં, તેને વરસાવે;
૨૭ કે ઉજડ તથા વેરાન જમીન તૃપ્ત થાય;
ને કુમળું ઘાસ ઉગી નિકળે?
૨૮ શું વરસાદને પિતા છે?
કે ઝાકળનાં ટીપાને કોણે જન્મ આપ્યો છે?
૨૯ હીમ કોના ગર્ભસ્થાનમાંથી નિકળ્યું?
ને આકાશનું ધોળુ ઠરી ગએલું ઝાકળ કોણે જણ્યું છે?
૩૦ પાણી તો જાણે કે પત્થરની માફક ઠરી જાય છે,
ને ઉંડાણની સપાટી જમી જાય છે.
૩૧ શું તું કૃત્તિકા નક્ષત્રને બાંધી શકે છે?
કે મૃગશિરના બંધ છોડી શકે છે?
૩૨ શું તું રાશિઓને તેમને વખતે ચલાવી શકે છે?
ને શું તું સપ્તર્ષિને તેના મંડળસહિત દોરી શકે છે?
૩૩ શું તું આકાશના નિયમો જાણે છે?
શું તું તેની સત્તા પૃથ્વીમાં સ્થાપી શકે છે?

૭ અને એમ થયુ કે યહોવાહ એ શબ્દો અયૂબ
આગળ બોલી રહ્યો, ત્યાર પછી યહોવાહે અલીફાઝ
તેમાનીને કહ્યું કે, મને તારા પર તથા તારા બે મિત્રો
પર ક્રોધ વ્યાપ્યો છે, કેમકે જેમ મારો સેવક અયૂબ
બોલ્યો છે તેમ તમે મારે વિષે જે ખરૂ તે નથી
બોલ્યા ૮ તો હવે તમારે માટે સાત ગોધા ને સાત
ઘેટા લો, ને મારા સેવક અયૂબ પાસે જઇને પોતાને
સારૂ દહનીયાર્પણ ચઢાવો, ને મારો સેવક અયૂબ
તમારે સારૂ પ્રાર્થના કરશે, કેમકે તેને હુ સ્વીકારીને
તમારી મૂર્ખાઇ પ્રમાણે તમારી વલે નહિ કરૂ, મારો
સેવક અયૂબ બોલ્યો છે તેમ મારે વિષે જે ખરૂ તે
તમે નથી બોલ્યા ૯ તેથી અલીફાઝ તેમાની તથા
બિલ્દાદ શૂહી તથા સોફાર નાઅમાથી, એઓએ
જઇને યહોવાહે તેમને જે આજ્ઞા કીધી હતી તે પ્રમાણે
કીધુ, ને યહોવાહે અયૂબનો અંગીકાર કીધો ૧૦ અને
જ્યારે અયૂબે પોતાના મિત્રોને સારૂ પ્રાર્થના કીધી,
ત્યારે યહોવાહે તેની દુર્દશા ફેરવી નાખી, ને અયૂબને
આગળ હતું તે કરતા બમણુ યહોવાહે આપ્યુ ૧૧ ત્યારે
તેને ત્યા તેના સર્વ ભાઇઓ તથા તેની સર્વ બહેનો,
તથા તેના સર્વ આગળના ઓળખીતાઓ આવ્યા, ને
તેને ઘેર તેની સાથે ખાણુ ખાધુ ને જે સઘળી દુર્દશા
ઇશ્વર તેના ઉપર લાવ્યો હતો તેને લીધે તેઓએ તેને
માટે વિલાપ કીધો, ને તેને દિલાસો દીધો, વળી
પ્રત્યેક માણસે તેને નાણાનો એકેક સિક્કો તથા પ્રત્યેક
જણે એકેક સોનાની વીંટી આપી ૧૨ એમ યહોવાહે
અયૂબના આગલા સમયના કરતા પાછલા સમયને
વધારે આશીર્વાદિત કીધો, ને તેની પાસે ચૌદ હજાર
ઘેટા, ને છ હજાર ઉંટો, ને એક હજાર જોડ બળદ, ને
એક હજાર ગધેડીઓ થયા ૧૩ વળી તેને સાત પુત્ર
તથા ત્રણ પુત્રીઓ થયા ૧૪ અને તેણે પહેલીનુ નામ
યમીમાહ ને બીજીનુ નામ કસીઆહ ને ત્રીજીનુ નામ
કેરેન હાપ્પૂખ પાડયુ ૧૫ અને આખા દેશમા અયૂ-
બની પુત્રીઓ જેવી ખુબસુરત સ્ત્રીઓ કોઇ મળે નહિ,
ને તેમના પિતાએ તેઓને તેઓના ભાઇઓની સાથે
વતન આપ્યુ ૧૬ અને એ પછી અયૂબ એક સો ને
ચાળીસ વર્ષ જીવ્યો, ને તેણે પોતાના પુત્રો તથા
પુત્રોના પુત્રો, હા, ચાર પેઢીઓ જોઇ ૧૭ એમ
અયૂબ સપૂર્ણ વૃદ્ધ વયે મરણ પામ્યો

# ગીતશાસ્ત્ર.

૧ જે માણસ દુષ્ટોની સલાહ પ્રમાણે ચાલતો નથી,
ને પાપીઓના માર્ગમા ઉભો રહેતો નથી,
ને નિંદકોના આસનમા બેસતો નથી, તેને ધન્ય છે
૨ પણ યહોવાહના નિયમશાસ્ત્રમા તે હર્ખાય છે,
ને રાત દિન તેના નિયમશાસ્ત્રનુ મનન કરે છે
૩ વળી તે પાણીની નેહેરોની પાસે રોપાયલા ઝાડના
જેવો થશે,
કે જે પોતાનુ ફળ પોતાની ઋતુએ આપે છે,
અને જેનુ પાદડુ પણ ચિમળાતું નથી,
વળી જે કંઇ તે કરે છે તે સફળ થશે
૪ દુષ્ટો તો એવા નથી,
પણ તેઓ પવનથી ઉડતા ફોતરાના જેવા છે
૫ એ માટે ન્યાયકરણમા દુષ્ટો,
ને ન્યાયીઓની સભામા પાપીઓ ઉભા રહેશે નહિ
૬ કેમકે યહોવાહ ન્યાયીઓનો માર્ગ જાણે છે, પણ
દુષ્ટોના માર્ગનો નાશ થશે

૨ વિદેશીઓ કેમ તોફાન કરે છે,
ને લોકો કેમ વ્યર્થ કલ્પના કરે છે?
૨ યહોવાહ તથા તેના અભિષિક્તની વિરૂદ્ધ
પૃથ્વીના રાજાઓ સજ્જ થાય છે,
ને હાકેમો માહોમાહે મસલહત કરે છે,
૩ કે એઓના બંધન તોડી નાખીએ,
ને એઓની દોરીઓ આપણી પાસેથી ફેંકી દઇએ
૪ આકાશમા જે બેઠો છે, તે હાસ્ય કરશે,
તેઓને પ્રભુ તુચ્છ ગણશે.
૫ ત્યારે તે ક્રોધમા તેઓની સાથે બોલશે,
ને તેના કોપે તેઓને ત્રાસ પમાડશે;

૬ પરંતુ મારા પવિત્ર પર્વત સિયોન પર
મેં મારા રાજાને પ્રતિષ્ઠિત કીધો છે.
૭ હું તો ઠરાવ જાહેર કરીશ;
યહોવાહે મને કહ્યું કે, તું મારો પુત્ર છે;
આજ મેં તને જન્મ આપ્યો છે.
૮ મારી પાસે માગ, અને હું તને વિદેશીઓ વારસા તરીકે,
તથા પૃથ્વીની સીમ વતન તરીકે આપીશ.
૯ તું લોઢાના દંડથી તેઓને તોડી નાખીશ;
તું તેઓને કુંભારના વાસણની પેઠે અફાળીને ટુકડે ટુકડા કરીશ.
૧૦ અને હવે, રાજાઓ, તમે સમજણ પકડો;
પૃથ્વીના ન્યાયાધીશો, તમે શિખામણ લો.
૧૧ ભયથી યહોવાહની સેવા કરો,
ને ધ્રુજારી સહિત હર્ખાઓ.
૧૨ પુત્રને ચુંબન કરો, રખે તેને રોષ ચઢે, અને તમે માર્ગમાં નાશ પામો,
કેમકે તેનો ક્રોધ જલદી સળગી ઉઠશે.
જેઓ તેના પર ભરોસો રાખે છે તેઓ સઘળાને ધન્ય છે.

પોતાના દીકરા આબ્શાલોમથી નાસી જતી વખતનું દાઉદનું ગીત.

૩ હે યહોવાહ, મારા વૈરીઓ કેટલા વધ્યા છે!
મારી સામા ઉઠનાર ઘણા છે.
૨ મારા જીવ વિષે ઘણા કહે છે કે,
તેને સારૂ દેવમાં તારણ નથી. (સેલાહ).
૩ પણ, હે યહોવાહ, તું મારી આસપાસ ઢાલરૂપ છે;
તું મારૂં ગૌરવ તથા મારૂં માથું ઉચું કરનાર છે
૪ હું મારી વાણીથી યહોવાહને હાંક મારૂં છું,
ને તે પોતાના પવિત્ર પર્વત ઉપરથી મને ઉત્તર આપે છે. (સેલાહ).
૫ હું સુઇને ઉંઘી ગયો;
હું જાગ્યો; કેમકે યહોવાહ મારૂં રક્ષણ કરે છે.
૬ જે હજારો લોકોએ મને ઘેરો ઘાલ્યો છે,
તેઓથી હું નહિ બિહીશ.
૭ હે યહોવાહ, ઉઠ; હે મારા દેવ, મારૂં તારણ કર;
કેમકે તેં મારા સર્વ શત્રુઓના જડબા પર પ્રહાર કર્યો છે,
તેં દુષ્ટોના દાંત ભાંગી નાખ્યા છે.
૮ યહોવાહની પાસેથી તારણ છે;
તારો લોક પર તારો આશીર્વાદ થાઓ. (સેલાહ).

મુખ્ય ગવૈયાને સારૂ; તારવાળાં વાજાં સાથે ગાવાને; દાઉદનું ગીત.

૪ હે મારા ન્યાયીપણાના દેવ, હું વિનંતી કરૂં ત્યારે મારૂં સાંભળજે;
સંકટને વખતે તેં મને છોડાવ્યો છે;
મારા પર દયા લાવ, ને મારી પ્રાર્થના સાંભળ.
૨ હે મનુષ્યપુત્રો, ક્યાં સુધી મારા ગૌરવનું અપમાન થશે?
ક્યાં સુધી તમે વ્યર્થપણું ઇચ્છશો ને જુઠાપણું શોધશો? (સેલાહ).
૩ પણ જાણો કે જે પવિત્ર છે તેને યહોવાહે પોતાને વાસ્તે પસંદ કીધો છે;
હું યહોવાહને વિનંતિ કરૂં, ત્યારે તે મારૂં સાંભળશે.
૪ ભયભિત થાઓ, ને પાપ ન કરો;
બિછાના પર પોતાના હૃદયમાં વિચાર કરો, ને છાના રહો. (સેલાહ)
૫ ન્યાયીપણાના યજ્ઞો ચઢાવો,
ને યહોવાહ પર ભરોસો રાખો.
૬ કોણ અમને કંઇ હિત દેખાડશે? એવું કહેનારા ઘણા છે;
હે યહોવાહ, તારા મુખનો પ્રકાશ અમારા પર પાડ.
૭ લોકનું ધાન્ય તથા દ્રાક્ષરસ વધ્યાથી તેમને આનંદ થાય છે,
તે કરતાં વધારે આનંદ તેં મારા હૃદયમાં મૂક્યો છે.
૮ હું શાંતિમાં સુઇ જઇશ, તેમજ ઉંઘી પણ જઇશ,
કેમકે, હે યહોવાહ, તું એકલો મને સલામત રાખે છે.

મુખ્ય ગવૈયાને સારૂ, નહીલોથ સાથે ગાવાને, દાઉદનું ગીત.

૫ હે યહોવાહ, મારા બોલવા પર કાન ધર,
મારા મનન પર લક્ષ લગાડ
૨ હે મારા રાજા ને મારા દેવ, મારી હાંકના સાદને કાન દે;
કેમકે હું તારી પ્રાર્થના કરૂં છું.
૩ હે યહોવાહ, સવારમાં તું મારો ઘાંટો સાંભળીશ;
હું સવારમાં [મારી પ્રાર્થના] સિદ્ધ કરીને વાટ જોઇશ.
૪ કેમકે દુષ્ટપણામાં ખુશી થાય એવો દેવ તું નથી;
ભુંડાઇ તારી પાસે રહેનાર નથી.
૫ તારી દૃષ્ટિમાં અવિચારી ઉભા રહેશે નહિ;
તું સર્વ દુષ્કર્મીઓનો દ્વેષ કરે છે.

૬ જુઠું બોલનારાઓનો તું નાશ કરીશ;
ખુની તથા કપટી માણસોથી યહોવાહ કંટાળે છે.
૭ પણ હું તો તારી પુષ્કળ કૃપાથી તારા ઘરમાં
આવીશ;
તારી બિહીક રાખીને હુ તારા પવિત્ર મંદિર ભણી
ભજન કરીશ.
૮ હે યહોવાહ, મારા વૈરીઓના કારણથી તું તારા
ન્યાયીપણામાં મને ચલાવ;
મારી આગળ તારો માર્ગ પાધરો કર
૯ કેમકે તેમના મુખમાં વિશ્વાસુપણું નથી;
તેઓનું ભિતર ખુદ દુષ્ટપણુ છે;
તેમનું ગળું ઉઘાડી કબર છે;
તેઓ પોતાની જીભે ખુશામત કરે છે.
૧૦ હે દેવ, તું તેઓને અપરાધી ગણ;
તેઓ પોતાનીજ યુક્તિઓવડે પડે;
તેમનાં પુષ્કળ ઉલ્લંઘનોમા તેઓને હડસેલી કાઢ;
કેમકે તેઓએ તારી વિરૂદ્ધ દગો મચાવ્યો છે
૧૧ પણ તારા પર ભરોસો રાખનારા સઘળા આનંદ
કરે,
તું તેમનું રક્ષણ કરે છે માટે તેઓ સદા હર્ષનાદ કરે;
વળી તારા નામ પર પ્રીતિ કરનારા તારામાં હર્ખાય.
૧૨ કેમકે તું ન્યાયીને આશીર્વાદ આપીશ;
હે યહોવાહ, જાણે કે ઢાલથી તેમ મેહેરબાનીથી તું
તેને ઘેરીશ.

મુખ્ય ગવૈયાને સારૂ; તારવાળાં વાજાં સાથે, શમીનીથ
પ્રમાણે ગાવાને દાઉદનું ગીત.

૬ હે યહોવાહ, તારા ક્રોધમાં મને ન ધમકાવ,
ને તારા રોષમાં મને શિક્ષા ન કર.
૨ હે યહોવાહ, મારા પર દયા રાખ, કેમકે હુ સુકાઇ
ગયો છું;
હે યહોવાહ, મને સાજો કર, કેમકે મારાં હાડકાંમાં
પીડા થાય છે.
૩ મારો જીવ પણ બહુ મુંઝાયો છે;
પણ, હે યહોવાહ, તે ક્યાં સુધી?
૪ હે યહોવાહ પાછો આવ, મારા જીવને બચાવ;
તારી કૃપાને લીધે મારૂં તારણ કર
૫ કેમકે મરણાવસ્થામાં તારૂં સ્મરણ થતું નથી;
શેઓલમાં કોણ તારી ઉપકારસ્તુતિ કરશે?
૬ હું નિસાસા મૂકીને થાકી ગયો છું;
દર રાતે હુ મારા પલંગને પલાળું છું;
હું આંસુઓથી મારા બિછાનાને ભિંજવું છું.
૭ રૂદનથી મારી આંખનો ક્ષય થતો જાય છે;
મારા સર્વ શત્રુઓને લીધે તે જીર્ણ થતો જાય છે
૮ હે દુષ્કર્મીઓ, તમે સઘળા મારાથી દૂર થાઓ;
કેમકે યહોવાહે મારા વિલાપનો સાદ સાંભળ્યો છે.
૯ યહોવાહે મારા કાલાવાલા સાંભળ્યા છે;
યહોવાહ મારી પ્રાર્થના માન્ય કરશે.
૧૦ મારા સર્વ શત્રુઓ લજવાશે તથા બહુ પીડાશે;
તેઓ પાછા ફરશે તથા ઓચિંતા લજવાશે

દાઉદનું શિગ્ગાયોન, કે જે તેણે બિન્યામીની કૂશના
શબ્દો વિષે યહોવાહ આગળ ગાયું.

૭ હે યહોવાહ મારા દેવ, હું તારા પર ભરોસો
રાખું છું;
જે સઘળા મારી પૂઠે લાગે છે તેઓથી મને બચાવ
ને મને છોડાવ;
૨ રખે સિંહની પેઠે તે મારા જીવને ચીરીને ફાડીનાખે,
ને છોડાવનાર કોઇ ન મળે.
૩ હે યહોવાહ મારા દેવ, જો મેં એમ કીધું હોય,
જો મારા હાથમાં ભુંડાઇ હોય,
૪ જો મારી સાથે શાન્તિમાં રહેનારનું મેં ભુંડું પાછું
કર્યું હોય,
(હા, વગર કારણે જે મારો શત્રુ હતો તેને મેં
છોડાવ્યો છે),
૫ તો શત્રુ મારા જીવની પૂઠે લાગીને પકડી પાડે;
હા, મારા જીવને ખુંદીને જમીનદોસ્ત કરે,
ને મારી આબરૂને ધૂળમાં ઘાલે. (સેલાહ).
૬ હે યહોવાહ, તારા ક્રોધમાં ઉઠ,
મારા શત્રુઓના જુસ્સા વિરૂદ્ધ ઉભો થા,
ને મારે સારૂ જાગૃત થા; તેં ન્યાય કરવાની આજ્ઞા
આપી છે.
૭ અને લોકોની સભા તારી આસપાસ રહે;
ને તેમના ઉપર તું ઉચ્ચસ્થાને પાછો જા.
૮ યહોવાહ લોકોનો ન્યાય કરે છે;
હે યહોવાહ, મારા ન્યાયીપણા પ્રમાણે, તથા
મારામાં જે પ્રમાણિકપણુ છે, તે પ્રમાણે, મારો
ન્યાય કર.
૯ દુષ્ટોની દુષ્ટાઇનો અંત આવે, પણ ન્યાયીઓને
તું સ્થાપિત કરે;
કેમકે ન્યાયી દેવ હૃદયને તથા અંતઃકરણને પારખે છે.
૧૦ મારી ઢાલ ઇશ્વર પાસે છે,

કે જે હૃદયના યથાર્થીઓને તારે છે
૧૧ દેવ ન્યાયી ન્યાયાધીશ છે,
હા, દેવ રોજરોજ ક્રોધાયમાન થાય છે
૧૨ જો માણસ ન ફરે તો તે પોતાની તરવાર ઘસશે,
તેણે પોતાનું ધનુષ્ય તાણીને સિદ્ધ કીધું છે
૧૩ વળી તેણે તેને સારૂ મોતના હથિયાર સજ્જ કીધા છે,
તે પોતાના બાણને બળતા તીર કરે છે
૧૪ જુઓ, તે ભુંડાઇથી કષ્ટાર્ત છે,
હા, તેણે ઉપદ્રવનો ગર્ભ ધર્યો છે, ને જૂઠાઇને જન્મ આપ્યો છે
૧૫ તેણે ખાડો ખોદ્યો છે,
ને જે ખાઇ તેણે ખોદી, તેમા તે પોતે પડ્યા છે
૧૬ તેનો ઉપદ્રવ તેના પોતાના માથા પર આવશે,
ને તેનો બળાત્કાર તેના પોતાના તાલકા પર પડશે
૧૭ હુ યહોવાહના ન્યાયીપણા પ્રમાણે તેનો આભાર માનીશ,
ને પરાત્પર યહોવાહના નામનુ સ્તોત્ર ગાઇશ

મુખ્ય ગવૈયાને સારૂ, રાગ ગિત્તીથ દાઉદનુ ગીત

૮ હે યહોવાહ અમારા પ્રભુ
આખી પૃથ્વીમા તારૂ નામ કેવુ ઉત્તમ છે!
તેં આકાશો પર પોતાનો મહિમા મૂક્યો છે
૨ તારા શત્રુઓને લીધે,
તેં બાળકો તથા ધાવણાઓના મુખમાથી બળ સિદ્ધ કીધુ છે,
કે તું શત્રુને તથા વૈરીને શાન્ત કરે
૩ હુ આકાશો, એટલે તારા હાથના કામ વિષે,
ને ચન્દ્ર તથા તારાઓ જેઓને તેં ઠરાવ્યા છે, તેઓ વિષે વિચાર કરૂ છું
૪ ત્યારે [હુ કહુ છુ કે] માણસ કોણ કે તું તેનુ સ્મરણ કરે છે?
ને મનુષ્યપુત્ર કોણ કે તું તેની મુલાકાત લે છે?
૫ કેમકે તેં તેને દેવ કરતા થોડોજ નીચો કીધો છે,
ને તું તેના પર ગૌરવ તથા માનનો મુગટ મૂકે છે
૬ તારા હાથના કામ પર તેં તેને અધિકાર આપ્યો છે,
તેના પગ તળે તેં સઘળુ મૂક્યુ છે,
૭ એટલે સર્વ ઘેટા તથા ઢોર,
હા, રાની પશુઓ પણ
૮ આકાશના પક્ષીઓ ને સમુદ્રના માછલા,
સમુદ્રના માર્ગોમા જે ચાલે છે તે [બધુ તેં તેની સત્તા નીચે મૂક્યુ છે]
૯ હે યહોવાહ, અમારા પ્રભુ,
આખી પૃથ્વીમા તારૂ નામ કેવુ ઉત્તમ છે!

મુખ્ય ગવૈયાને સારૂ, રાગ મૂથ લાબ્બેન દાઉદનુ ગીત

૯ મારા આખા હૃદયથી હુ યહોવાહની ઉપકારસ્તુતિ કરીશ,
હુ તારા સર્વ આશ્ચર્યકારક કામ પ્રગટ કરીશ.
૨ હુ તારામા આનંદ તથા ઉત્સાહ કરીશ,
હે પરાત્પર, હુ તારા નામનુ સ્તોત્ર ગાઇશ
૩ જ્યારે મારા શત્રુઓ પાછા ફરે છે
ત્યારે તારી સન્મુખથી તેઓ ઠોકર ખાઇને નાશ પામે છે,
૪ કેમકે તેં મારો હક તથા દાવો સિદ્ધ કીધો છે,
તેં ન્યાયાસન પર બેસીને વાજબી ન્યાય કીધો છે
૫ તેં વિદેશીઓને ધમકાવ્યા છે, તેં દુષ્ટોનો નાશ કીધો છે,
તેં તેઓનુ નામ સદાને માટે ભુસી નાખ્યુ છે
૬ શત્રુઓનો અંત આવ્યો છે, તેઓ હમેશને માટે નષ્ટ થયા છે,
અને જે નગરો તેં પાયમાલ કીધા છે
તેમનુ સ્મરણ પણ નાશ પામ્યુ છે
૭ પણ યહોવાહ સર્વકાળ રાજા તરીકે બિરાજે છે,
તેણે ન્યાયકરણને સારૂ પોતાનું આસન સિદ્ધ કીધુ છે
૮ અને તે ન્યાયીપણાથી જગતનો ન્યાય કરશે,
તે લોકોનો અદલ ઇનસાફ કરશે,
૯ વળી યહોવાહ દુખિતને સારૂ ગઢ થશે,
તે સંકટ સમયે ગઢ થશે
૧૦ અને તારા નામને જાણનારા તારા પર ભરોસો રાખશે,
કેમકે, હે યહોવાહ, તેં તારા શોધનારાને તજ્યા નથી
૧૧ યહોવાહ જે સિયોનમા રહે છે તેના સ્તોત્ર ગાઓ,
લોકોમા તેના કૃત્ય પ્રગટ કરો
૧૨ કેમકે જે રક્ત વિષે તપાસ કરે છે તે તેમનુ સ્મરણ રાખે છે,
તે દીનોની હાક વિસરી જતો નથી
૧૩ હે યહોવાહ, મારા પર દયા કર,
મોતના દ્વારથી મને ઉઠાડનાર,
મારા દ્વેષીઓથી મને જે દુ:ખ થાય છે તે તું જો;
૧૪ કે હુ તારા સઘળા વખાણ કરૂ,
સિયોનની દિકરીની ભાગળોમા

હું તારા તારણમાં હર્ખાઇશ
૧૫ પોતે ખોદેલા ખાડામાં વિદેશીઓ પડ્યા છે;
પોતે સંતાડી રાખેલા પાશમાં તેઓના પોતાના
પગ સપડાયા છે.
૧૬ યહોવાહે પોતાને ઓળખાવ્યો છે, તેણે ન્યાય
કીધો છે;
દુષ્ટો પોતાના હાથના કામમાં ફસાઇ ગયા છે.
(હિગ્ગાયોન સેલાહ)
૧૭ દુષ્ટો અને વળી દેવને ભુલનાર સર્વ વિદેશીઓ
શેઓલમાં જશે.
૧૮ કેમકે દરિદ્રી સદા વિસરાઇ જશે નહિ,
ને ગરીબોની અપેક્ષા સદા નિષ્ફળ થશે નહિ.
૧૯ હે યહોવાહ, ઉઠ માણસનું જોર ચાલવા ન દે;
તારી સન્મુખ વિદેશીઓનું ન્યાયકરણ થાય.
૨૦ હે યહોવાહ, તેમને ભયભિત કર;
વિદેશીઓ એવું જાણે કે તેઓ માત્ર માણસ છે.
(સેલાહ).

૧૦ હે યહોવાહ, તું કેમ આઘો રહે છે;
સંકટના સમયમાં તું કેમ સતાઇ જાય છે?
૨ ગર્વથી દુષ્ટો દીન પુરૂષને બહુ સતાવે છે;
તેઓની કલ્પેલી યુક્તિઓમાં તેઓ ફસાઇ પડે;
૩ કેમકે દુષ્ટ પોતાના અંત:કરણની ઇચ્છાનું અભિ-
માન કરે છે,
અને લોભી તો યહોવાહને નકારે છે, હા, તેની
નિંદા કરે છે.
૪ દુષ્ટ પોતાના મુખના અહંકારથી કહે છે કે, તે બદલો
નહિ માગશે;
તેના સઘળા વિચાર એવા છે કે, દેવ છેજ નહિ.
૫ સર્વ સમયે તેના માર્ગ દૃઢ છે;
તારાં ન્યાયકરણ તેના જાણ્યામાં ન આવે એટલાં
ઉંચાં છે;
તેના સર્વ શત્રુઓનો તે તિરસ્કાર કરે છે.
૬ તે પોતાના હૃદયમાં કહે છે કે, હું ડગનાર નથી;
પેઢી દર પેઢી હું વિપત્તિમાં નહિ આવું.
૭ શાપ, કપટ તથા જુલમથી તેનું મુખ ભરેલું છે;
તેની જીભ તળે ઉપદ્રવ તથા અન્યાય છે.
૮ તે ગામેની છુપી જગ્યાઓમાં બેસે છે;
ગુપ્તસ્થાનોમાં તે નિષ્કલંકનો ઘાત કરે છે;
તેની આંખો લાચારને છાની રીતે તાકી રહે છે.
૯ જેમ બીલમાં સિંહ તેમ તે ગુપ્ત જગ્યામાં છુપાઇ
રહે છે;
તે ગરીબોને પકડવાને છુપાઇ રહે છે;
તે દીનને પોતાની જાળમાં ખેંચી લઇને પકડે છે
૧૦ તે દબાઇ રહે છે ને નીચો વળે છે,
ને લાચાર તેના પકાઓથી પડી જાય છે.
૧૧ તે પોતાના હૃદયમા કહે છે કે, દેવ વિસરી ગયો છે;
તે પોતાનું મુખ સંતાડે છે; તે કદી તે જોશે નહિ
૧૨ હે યહોવાહ, ઉઠ; હે દેવ, તારો હાથ ઉંચો કર;
ગરીબોને વિસરી ન જા.
૧૩ દુષ્ટ શા માટે દેવને નિંદે છે?
તે શા માટે પોતાના હૃદયમાં કહે છે કે, તું બદલો
નહિ માગીશ?
૧૪ તેં જોયું છે, કેમકે તારા હાથમાં લેવાને માટે તું
ઉપદ્રવ તથા ઇર્ષાને નજરમાં રાખે છે;
લાચાર પોતાને તારા હવાલામાં સોંપે છે;
તું ન બાપાનો સહાયકારી થયો છે
૧૫ દુષ્ટનો હાથ તું ભાંગી નાખ;
ને ભુંડા માણસની ભુડાઇને તું એટલે સુધી શોધી
કાઢ કે તને કઇ જડે નહિ.
૧૬ યહોવાહ સદા સર્વકાળ રાજા છે
તેના દેશમાંથી વિદેશીઓ નાશ પામ્યા છે.
૧૭ યહોવાહ, તેં નમ્રની ઇચ્છા સાંભળી છે;
તું તેઓનાં હૃદયોને સિદ્ધ કરીશ, તું કાન ધરીશ,
૧૮ એ માટે કે તું નબાપા તથા દુ:ખિતોનો ન્યાય કરે,
ને તેથી પૃથ્વીનું માણસ હવે પછી ત્રાસદાયક નહિ
થાય.

મુખ્ય ગવૈયાને સારૂ; દાઉદનું ગીત.

૧૧ યહોવાહ પર હું ભરોસો રાખું છું;
તમે મારા જીવને કેમ કહો છો કે,
પક્ષીની પેઠે તું તારા પર્વત ઉપર ઉડી જા?
૨ કેમકે, જુઓ, દુષ્ટો ધનુષ્ય તાણે છે,
પણછ પર બાણ સિદ્ધ કરે છે,
કે તેઓ અંધારામાં હૃદયના યથાર્થીને મારે.
૩ જો પાયાનો નાશ થાય
તો ન્યાયી શું કરી શકે?
૪ યહોવાહ પોતાના પવિત્રસ્થાનમાં છે,
યહોવાહનું રાજ્યાસન આકાશમાં છે;
મનુષ્યપુત્રોને તેની આંખો જુએ છે તથા તેનાં
પોપચાં પારખે છે.

૫ યહોવાહ ન્યાયીઓને પારખે છે,
પણ દુષ્ટથી તથા જુલમ ઇચ્છનારથી તેનો જીવ કંટાળે છે
૬ તે દુષ્ટો પર પાશનો વરસાદ વરસાવશે,
અગ્નિ તથા ગંધક તથા ઉનો વાયુ, એ તેઓના પ્યાલાનો ભાગ થશે
૭ કેમકે યહોવાહ ન્યાયી છે, તે ન્યાયીપણાને ચાહે છે,
યથાર્થી તેનુ મ્હો જોશે

મુખ્ય ગવૈયાને સારુ શમીનીથ પ્રમાણે ગાવાને,

હુ ક્યા સુધી મારા જીવની સાથે મસલહત કરીશ?,
ક્યા સુધી મારા શત્રુ મારા પર ચઢી વાગશે,
૩ હે યહોવાહ, મારા દેવ, ધ્યાન દઇને મને ઉત્તર દે,
મારી આંખોને પ્રકાશિત કર, રખે હુ મરણની
ઉંઘમા પડું,
૪ રખે મારો શત્રુ કહે, હુ તેના પર જીત પામ્યો છુ?
અને હુ લથડુ ત્યારે મારા શત્રુઓ હરખાય
૫ પરંતુ મેં તારી કૃપા પર ભરોસો કીધો છે,
તારા તારણમા મારૂં હૃદય હર્ખાશે
૬ હુ યહોવાહની આગળ ગાયન કરીશ,

ને પોતાના હૃદયમા સત્ય બોલે છે, તે.
૩ જે પોતાની જીભે ચાડી કરતો નથી,
તથા પોતાના મિત્રનુ ભુંડુ કરતો નથી,
ને પોતાના પડોસી પર તોહોમત મેલતો નથી;
૪ જેની દૃષ્ટિમા પાજી માણસ ધિક્કારપાત્ર છે,
પણ જે યહોવાહથી બિહીનારાઓને માન આપે છે,
ને જે પોતાના હિત વિરૂદ્ધ સોગન ખાઇને ફરી જતો નથી,
૫ જે વ્યાજે પોતાના નાણા મૂકતો નથી,
ને જે નિરપરાધી વિરૂદ્ધ લાચ લેતો નથી;
એવા કામ કરનાર કદી ડગશે નહિ

દાઉદનુ મિખ્તામ

૧૬ હે દેવ, મારૂ રક્ષણ કર, કેમકે હુ તારા પર ભરોસો રાખુ છુ
૨ મેં યહોવાહને કહ્યુ છે કે, તું મારો પ્રભુ છે,
તારા વગર મારૂ કંઇ હિત નથી
૩ જે પવિત્રો પૃથ્વી પર છે,
તેઓ તો ઉત્તમ છે, ને તેઓમા મારો સર્વ હર્ષ છે
૪ જેઓ [ યહોવાહને ] બદલે બીજો [ દેવ ] માને છે, તેઓના ખેદ વધી જશે,
રક્તના તેઓના પેયાર્પણ હુ નહિ ચઢાવીશ,
ને મારા હોઠો પર તેઓના નામ નહિ લઇશ.
૫ યહોવાહ મારા વારસાનો તથા વાટકાનો ભાગ છે,
તું મારા હિસ્સાનો આધાર છે
૬ મારા વિભાગ આનંદદાયક ઠેકાણે પડ્યા છે,
હા, મને સુશોભિત વારસો મળ્યો છે
૭ યહોવાહ જેણે મને બોધ દીધો છે, તેને હુ સ્તુત્ય માનીશ,
હા, મારૂ અંત:કરણ મને રાતની વખતે શિખવે છે
૮ મેં પોતાની સમ્મુખ યહોવાહને નિત્ય રાખ્યો છે,
તે મારે જમણે હાથે છે, માટે હુ ખસેડાઇશ નહિ
૯ એ માટે મારૂ હૃદય આનંદિત છે, ને મારૂ ગૌરવ હર્ષાય છે,
મારૂ માંસ પણ સલામતીમા રહેશે
૧૦ કેમકે તું મારો આત્મા શેઓલને નહિ સોંપીશ,
ને તારા પવિત્રને કહોવાણ જોવા નહિ દઇશ.
૧૧ તુ મને જીવનનો માર્ગ જણાવીશ,
તારી સમ્મુખ આનંદની સંપૂર્ણતા છે,
તારા જમણા હાથમા અનંતકાળ સુધી સુખદાયક વાના છે

દાઉદની પ્રાર્થના

૧૭ હે યહોવાહ, ન્યાય સાભળ, મારી હાકને ધ્યાન આપ,
મારી પ્રાર્થના તરફ કાન ધર, તે કપટી હોઠોમાથી નિકળતી નથી
૨ તારી હજુરથી મારો ઇનસાફ નિકળે,
તારી આખો યથાર્થપણાને જુએ
૩ તેં મારા હૃદયને પરખ્યુ છે; તેં રાત્રે મારી ખબર લીધી છે,
તેં મારી પરીક્ષા કીધી છે, ને મારામા તને કંઇ કુધારણા મળી નહિ;
મારૂ મુખ ઉલ્લંઘન કરશે નહિ
૪ માણસોના કૃત્ય વિષે [ બોલુ ] તો તારા હોઠના શબ્દવડે
મેં સંહારકના માર્ગોથી પોતાને સભાળ્યો છે
૫ મારા પગલા તારા માર્ગોમા સ્થિર રહ્યા છે,
મારા પગ લપસી ગયા નથી
૬ મેં તને વિનંતી કીધી છે, કેમકે હે દેવ, તું મને જવાબ દઇશ,
મારી તરફ કાન ધર, ને મારૂ બોલવુ સાભળ
૭ જેઓ તારા પર ભરોસો રાખે છે તેઓને તારા જમણા હાથવડે
[ તેમની સામે ] ઉઠનારાઓથી બચાવનાર, તું તારી અદ્ભૂત દયા દેખાડ
૮ આખની કીકીની પેઠે મને સભાળ,
તારી પાખોની છાયા તળે મને સતાડ
૯ મારો નાશ કરનાર દુષ્ટો
કે જેઓ મારા ઘાતકી વેરીઓ છે, ને મને ચોપાસ ઘેરે છે, તેઓથી [ મને સતાડ ].
૧૦ તેઓએ પોતાના હૃદયને બંધ કર્યું છે,
પોતાને મુખે તેઓ ગર્વથી બોલે છે
૧૧ તેઓએ હાલ અમને ડગલે ડગલે ઘેર્યા છે,
તેઓ અમને ભૂમિ પર પાડી નાખવાને પોતાની આખોએ તાકી રહ્યા
૧૨ તે શિકારના ભૂખ્યા સિંહના જેવો,
ને ગુપ્તમા બેઠેલા સિંહના બચ્ચાના જેવો છે.
૧૩ હે યહોવાહ, ઉઠ,
તેની સામે થા, તેને પાડી નાખ; તારી તરવારવડે ભુંડાથી મારા જીવને છોડાવ,
૧૪ હે યહોવાહ, તારા હાથવડે માણસોથી

તથા આ દુનિયાના માણસોથી [છોડાવ], કે
જેઓનો ભાગ આ જીંદગીમા છે,
ને જેઓનુ પેટ તું તારા દ્રવ્યથી ભરે છે,
તેઓ છોકરાવડે સતુષ્ટ થાય છે,
અને પોતાની બાકી રહેલી મિલકતનો વારસો
પોતાના બાળકોને માટે મૂકી જાય છે
૧૫ પણ હુ તો તારૂ મુખ ન્યાયીપણામા જોઇશ,
હુ જાગીશ ત્યારે તારી પ્રતિમાથી સતુષ્ટ થઇશ

મુખ્ય ગવૈયાને માટે યહોવાહના સેવક દાઉદનુ [ગીત]
જે દિવસે યહોવાહે તેને તેના સઘળા શત્રુઓના હાથથી
તથા શાઉલના હાથથી છોડાવ્યા, તે દિવસે તણે
યહોવાહને આ ગીતના વચન બોલીને કહ્યુ કે,

૧૮ હે યહોવાહ મારા સામર્થ્ય, હુ તારા પર
પ્રીતિ રાખુ છું
૨ યહોવાહ મારો ખડક તથા મારો કિલ્લો તથા
મારો બચાવનાર છે,
મારો દેવ, મારો ગઢ, તે પર હુ ભરોસો રાખીશ,
તે મારૂ બખ્તર, મારા તારણનુ શિંગ ને મારો
ઉંચો બુરૂજ છે
૩ યહોવાહ જે સ્તુતિપાત્ર છે, તેને હુ હાક મારીશ,
એમ હું મારા શત્રુઓથી બચી જઇશ.
૪ મરણના બંધનોએ મને ઘેર્યો,
અને દુષ્ટપણાના મોજાઓએ મને બિહીવરાવ્યો
૫ શેઓલના બંધનોએ મને ઘેરો ઘાલ્યો,
મરણના પાશો મારા ઉપર આવી પડ્યા
૬ મારા સંકટમા મેં યહોવાહને વિનતી કીધી,
ને મારા દેવને હાક મારી,
તેણે પોતાના પવિત્રસ્થાનમાથી મારો ઘાંટો
સાંભળ્યો,
ને તેની આગળ મારી હાક તેને કાને પહોચી
૭ ત્યારે પૃથ્વી હાલી તથા કાપી,
વળી પર્વતોના પાયા ખસી ગયા તથા હાલ્યા,
કેમકે તે રોષિત હતો
૮ તેના નસકોરામાથી ધુમાડો ચડ્યો,
ને તેના મુખમાથી ખાઇ જનાર અગ્નિ નિકળ્યો,
તેથી કોયલા સળગી ઉઠ્યા
૯ વળી તે આકાશોને નમાવીને ઉતર્યો,
ને તેના પગ તળે ઘોર અધકાર હતો.
૧૦ અને તે કરૂબ ઉપર સ્વારી કરીને ઉડ્યો,
ને વાયુની પાંખો પર ઝડપથી ઉડ્યો,
૧૧ તેણે અંધકારને પોતાને માટે સતાવાની જગ્યા
તથા પોતાની આસપાસ આચ્છાદન બનાવ્યુ.
એટલે મેઘજળનો અધકાર, અન્તરિક્ષના ઘાડા વાદળ
૧૨ તેની સામેના પ્રકાશથી તેના ઘાડા વાદળ જતા
રહ્યા,
કરા તથા અગ્નિના અગારા [પડ્યા]
૧૩ યહોવાહે આકાશમા ગર્જના પણ કીધી,
અને પરાત્પરે પોતાનો ઘાંટો કાઢ્યો,
કરા તથા અગ્નિના અંગારા [પડ્યા]
૧૪ અને તેણે બાણો મારીને તેઓને વિખેરી નાખ્યા,
વળી તેણે વિજળીઓ મોકલીને તેમને ગભરાવી
નાખ્યા,
૧૫ ત્યારે, હે યહોવાહ, તારી ધમકીથી,
તારા નસકોરાના શ્વાસના ઝપાટાથી,
પાણીના તળીઆ દેખાયા,
ને જગતના પાયા ઉઘાડા થયા
૧૬ તેણે ઉપરથી મોકલીને મને ઝાલી લીધો,
તેણે ઘણા પાણીમાથી મને કાઢ્યો
૧૭ તેણે મારા બળવાન શત્રુથી ને મારા દ્વેષીઓથી
મને બચાવ્યો,
કેમકે તેઓ મારા કરતા જોરાવર હતા
૧૮ મારી વિપત્તિને દિવસે તેઓ મારા પર તુટી પડ્યા,
પણ યહોવાહ મારો આધાર હતો
૧૯ વળી તે ખુલ્લી જગ્યામા મને કાઢી લાવ્યો,
તેણે મને છોડાવ્યો, કેમકે તે મારા પર પ્રસન્ન હતો
૨૦ યહોવાહે મારા ન્યાયીપણા પ્રમાણે મને પ્રતિદાન
આપ્યુ,
તેણે મારા હાથની શુદ્ધતા પ્રમાણે મને પાછું વાળી
આપ્યુ છે
૨૧ કેમકે મે યહોવાહના માર્ગ પાળ્યા છે,
ને ભુંડાઇ કરીને મારા દેવથી છુટી ગયો નથી
૨૨ કેમકે તેના સર્વ ન્યાયકૃત્યો મારી સન્મુખ હતા,
ને મેં તેના વિધિ મારી પાસેથી દૂર ન કીધા
૨૩ વળી હુ તેની આગળ પૂર્ણ હતો,
ને મે મારા અન્યાયથી પોતાને સભાળ્યો
૨૪ એ માટે યહોવાહે મારા ન્યાયીપણા પ્રમાણે,
[ને] તેની નજરમા મારા હાથની શુદ્ધતા પ્રમાણે
મને પ્રતિદાન દીધુ છે
૨૫ કૃપાળુની સાથે તું કૃપાળુ દેખાઇશ,
ને પૂર્ણ માણસની સાથે તું પૂર્ણ દેખાઇશ.

૨૬ શુદ્ધની સાથે તું શુદ્ધ દેખાઇશ,
ને હઠીલાની સાથે તું હઠીલો દેખાઇશ
૨૭ કેમકે તું દુ:ખિતોને બચાવીશ,
પણ મગરૂર આંખોને તું નીચી નમાવીશ
૨૮ કેમકે તું મારો દીવો સળગાવીશ,
યહોવાહ મારો દેવ મારા અંધકારને પ્રકાશિત કરશે.
૨૯ કેમકે તારાથી હું પલટણ ઉપર ધસી પડું છું,
ને મારા દેવથી હું કોટ કુદી જાઉં છું
૩૦ દેવનો માર્ગ તો પૂર્ણ છે,
યહોવાહનો શબ્દ પરખેલો છે,
જે સઘળા તેના પર ભરોસો રાખે છે તેઓની
ઢાલ તે છે
૩૧ કેમકે યહોવાહ વિના દેવ કોણ છે?
ને અમારા દેવ વિના ગઢ કોણ છે?
૩૨ તે દેવ મારી કમરે સામર્થ્ય બાંધે છે,
ને મારો માર્ગ સીધો કરે છે
૩૩ તે મારા પગ હરણીના [પગ] જેવા કરે છે,
ને મારા ઉચ્ચસ્થાનો પર મને સ્થાપે છે
૩૪ તે મારા હાથોને લડતા શિખવે છે
તેથી મારા હાથ પિત્તળનું ધનુષ્ય તાણે છે
૩૫ વળી તેં તારા તારણની ઢાલ મને આપી છે,
ને તારે જમણે હાથે મને ઉંચકી રાખ્યો છે,
ને તારી નિચેબાનીએ મને મોટો કીધો છે
૩૬ તેં મારા પગલા હેઠળ જગ્યા ખુલ્લી કરી છે,
ને મારા પગ સરકી ગયા નથી
૩૭ હું મારા શત્રુઓની પછવાડે લાગીને તેઓને પકડી
પાડીશ,
ને તેઓનો નાશ થાય, ત્યા સુધી હું પાછો ફરીશ
નહિ
૩૮ હું તેઓને એવા વિંધી નાખીશ કે તેઓ ઉઠી ન
શકે,
તેઓ મારા પગ તળે પડી જશે
૩૯ કેમકે તેં યુદ્ધને સારૂ મારી કમરે સામર્થ્ય બાંધ્યુ છે,
મારી સામે ચઢનારાને તેં મારે તાબે કીધા છે
૪૦ વળી તેં મારા શત્રુઓની પીઠ મારી તરફ ફેરવાવી
છે,
કે મારા દ્વેષીઓનો હું નાશ કરૂં
૪૧ તેઓએ હાંક મારી, પણ બચાવનાર કોઇ નહોતો,
હા યહોવાહને [વિનંતી કીધી], પણ તેણે તેઓને
ઉત્તર દીધો નહિ
૪૨ ત્યારે મેં તેઓને પવન આગળની ધૂળના જેવા
બારીક ખાંડ્યા,
રસ્તાના કાદવની પેઠે મેં તેઓને ફકી દીધા
૪૩ લોકના વિવાદોથી તેં મને છોડાવ્યો છે,
તું મને વિદેશીઓનો ઉપરી કરીશ
જે લોકોને હું ઓળખતો નહોતો તેઓ મારી
તાબેદારી કરશે
૪૪ મારે વિષે સાંભળતાજ તેઓ મારૂં માનશે,
પારકા લોક મારે શરણે આવશે
૪૫ પારકા લોકનો ક્ષય થશે,
ને તેઓ પોતાના કિલ્લાઓમાંથી ધ્રજતા આવશે
૪૬ યહોવાહ જીવે છે, ને મારા ખડકને ધન્ય હો;
ને મારા તારણનો દેવ ઉત્તમ મનાઓ,
૪૭ એટલે જે દેવ મારૂં વૈર વાળે છે,
ને લોકોને મારા હાથ તળે વશ કરે છે તેને
૪૮ તે મારા શત્રુઓથી મને છોડાવે છે,
હા, મારી સામે ઉઠનારા પર તું મને ઉંચો કરે છે,
તું બળાત્કાર કરનાર માણસથી મને બચાવે છે
૪૯ એ માટે, હે યહોવાહ, હું વિદેશીઓમા તારી
ઉપકારસ્તુતિ કરીશ,
ને તારા નામના સ્તોત્ર ગાઇશ
૫૦ તે પોતાના રાજાને મોટું તારણ આપે છે,
ને પોતાના અભિષિક્ત ઉપર,
એટલે દાઉદ તથા તેના સંતાન પર, સદા સર્વકાળ
સુધી મહેરબાની રાખે છે

મુખ્ય ગવૈયાને સારૂ, દાઉદનું ગીત

૧૯ આકાશો દેવનું ગૌરવ જાહેર કરે છે,
ને અંતરિક્ષ તેના હાથનું કામ દર્શાવે છે
૨ દહાડો દહાડાને વચન કહે છે,
ને રાત રાતને જ્ઞાન પ્રગટ કરે છે
૩ વચન પણ નથી અને શબ્દો પણ નથી,
તેઓની વાણી સંભળાતી નથી
૪ તેઓનો વિસ્તાર આખી પૃથ્વીમા છે,
ને જગતના છેડા સુધી તેઓના શબ્દ પસરેલા છે
તેઓમા તેણે સૂર્યને સારૂ મંડપ ઉભો કીધો છે
૫ તે પોતાના ઓરડામાંથી નિકળતા વર જેવો છે,
ને બળવાન માણસની પેઠે તે પોતાની દોડ મારવામા હરખાય છે
૬ આકાશને છેડેથી તે નિકળી આવે છે,
ને તેનું પરિવર્ત્તન તેના છેડાઓ સુધી છે,

ને તેની ઉષ્ણતાથી કંઇ છુપાયલું નથી
૭યહોવાહનો નિયમ સંપૂર્ણ છે, તે આત્માને ફેરવી લાવે છે,
યહોવાહની સાક્ષી વિશ્વાસયોગ્ય છે,
તે અબુદ્ધને બુદ્ધિવાન કરે છે
૮યહોવાહના વિધિઓ યથાર્થ છે, તેઓ હૃદયને આનંદ આપે છે,
યહોવાહની આજ્ઞા નિર્મળ છે, તે આંખોને પ્રકાશ આપે છે
૯યહોવાહનું ભય શુદ્ધ છે, તે સર્વકાળ ટકે છે,
યહોવાહના ન્યાયકૃત્યો સત્ય તથા તદ્દન ન્યાયી છે
૧૦તેઓ સોના, હા, ઘણા ચોખ્ખા સોના કરતા પસંદ કરવા યોગ્ય છે,
મધ, હા, મધપૂડાના ટીપાં કરતા તેઓ મીઠાં છે
૧૧વળી તેઓથી તારો સેવક ચેતવણી પામે છે,
તેઓને પાળવામાં મોટું પ્રતિદાન છે,
૧૨કોણ પોતાની ચૂકો ઓળખી શકે ? ગુપ્ત દોષથી તું મને નિરપરાધી કર.
૧૩વળી ગર્વયુક્ત પાપથી તું તારા સેવકને અટકાવ,
તેઓ મારા ઉપર રાજ્ય ન કરે, ત્યારે હું પૂર્ણ થઇશ,
ને મોટા ઉલ્લંઘનથી નિરપરાધી થઇશ.
૧૪હે યહોવાહ, મારા ખડક તથા મને ખંડી લેનાર,
મારા મુખના શબ્દો તથા મારા હૃદયના વિચારો તારી આગળ માન્ય થાઓ.

તે પોતાના શુદ્ધ આકાશમાંથી
પોતાના જમણા હાથની તારકશક્તિથી તેને ઉત્તર આપશે
૭કોઇ રથ પર [ભરોસો રાખે છે] ને કોઇ ઘોડા પર,
પણ આપણે યહોવાહ આપણા દેવના નામનું સ્મરણ કરીશું
૮તેઓ નમીને પડી ગયા છે,
પણ આપણે ઉઠીને ઉભા થયા છીએ.
૯હે યહોવાહ, તારણ કર,
અમે વિનંતી કરીએ ત્યારે રાજા અમને ઉત્તર આપો

મુખ્ય ગવૈયાને સારૂ, દાઉદનું ગીત

૨૧ હે યહોવાહ, તારા સામર્થ્યમાં રાજા હર્ષાશે,
ને તારા તારણમાં તે કેટલો બધો આનંદ કરશે !
૨તેં તેના હૃદયની ઇચ્છા પ્રમાણે તેને આપ્યું છે,
ને તેના હોઠની અરજનો નકાર તેં કીધો નથી (સેલાહ)
૩કેમકે હિતના આશીર્વાદોથી તું તેની સામે જાય છે,
તું ચોખ્ખા સોનાનો મુગટ તેના માથા પર મૂકે છે
૪તેણે તારી પાસેથી જીવતદાન માગ્યું, તે તેં તેને દીધું,
એટલે સદા સર્વકાળ સુધી દિવસોની [દીર્ઘતા દીધી]

તેઓએ એવી યુક્તિ કલ્પી કે જે તેઓ અમલમાં
લાવી શકતા નથી.
૧૨ કેમકે તું તેઓની પીઠ ફેરવાવીશ,
તું તારી પણછથી તેઓના મુખ સામે તૈયારી કરીશ.
૧૩ હે યહોવાહ, તું પોતાને સામર્થ્યે ઉંચો થા;
એમ અમે તારા પરાક્રમના સ્તોત્ર ગાઇને સ્તવન
કરીશું.

મુખ્ય ગવૈયાને માટે; રાગ આયેલેથ હાશ-શાહાર.
દાઉદનું ગીત.

૨૨ હે મારા દેવ, મારા દેવ, તેં મને કેમ મૂકી
દીધો છે?
મારી સાહ્ય કરવાથી તથા મારા વિલાપના શબ્દોથી
[તું કેમ એટલો] છેટો છે?
૨ હે મારા દેવ, હુ દહાડે હાંક મારૂં છું, પણ તું ઉત્તર
દેતો નથી;
ને રાત્રે પણ હાંક મારૂં છું, પણ મને આરામ
મળતો નથી
૩ તો પણ, હે ઇસ્રાએલનાં સ્તોત્ર પર બિરાજનાર,
તું પવિત્ર છે.
૪ તારા પર અમારા પિતૃઓએ ભરોસો રાખ્યો હતો;
તેઓએ ભરોસો રાખ્યો હતો ને તેં તેઓને
છોડાવ્યા.
૫ તેઓએ તને હાંક મારી, ને બચાવ પામ્યા;
તેઓએ તારા પર ભરોસો રાખ્યો, ને લજવાયા
નહિ
૬ પણ હુ કીડો છું, ને માણસ નથી;
માણસોથી ધિક્કાર પામેલો ને લોકોથી તુચ્છ
કરાયલો છુ.
૭ જેઓ મને જુએ છે તેઓ બધા મારી હાંસી
કરે છે;
તેઓ મ્હો મરડે છે, તેઓ ડાકુ ધુણાવીને કહે છે,
૮ તું યહોવાહના હાથમાં [પોતાને] સોંપ; તે તેને
છોડાવે;
તે તેના પર રાજી છે, માટે તે તેને બચાવે.
૯ પણ તું મને ઉદરમાંથી બહાર લાવનાર છે;
મારી માને હુ ધાવતો હતો ત્યારથી તેં મારામાં
ભરોસો ઉપજાવ્યો.
૧૦ જન્મથી હું તારા હાથમાં સોંપાયલો હતો;
મારી માના પેટથી તું મારો દેવ છે.
૧૧ મારાથી આઘો ન થા, કેમકે સંકટ પાસે છે;
ને સાહ્ય કરનાર કોઇ નથી.
૧૨ ઘણા ગોધાઓએ મને ઘેરી લીધો છે;
બાશાનના બળવંત ગોધાઓ મારી આસપાસ ફરી
વળ્યા છે.
૧૩ ફાડી ખાનાર તથા ગર્જનાર સિંહની પેઠે
તેઓ મારી સામે પોતાનું મ્હો વકાસે છે.
૧૪ હુ પાણીની પેઠે રેડાયો છું,
ને મારાં સર્વ હાડકાં ખસી ગયાં છે;
મારૂં હૃદય મીણના જેવું છે,
તે મારાં આંતરડા મધ્યે પિગળી ગયું છે.
૧૫ મારૂં બળ ઠિકરીની પેઠે સુકાઇ ગયુ છે;
ને મારાં જડબાં સાથે મારી જીભ ચોંટી જાય છે;
ને તેં મને મરણની ધૂળમાં બેસાડ્યો છે.
૧૬ કેમકે કુતરા મારી આસપાસ આવ્યા છે;
ભુંડાઓની સભાએ મને ઘેર્યો છે;
તેઓએ મારા હાથ તથા મારા પગ વિંધ્યા.
૧૭ હું મારાં સર્વ હાડકાં ગણી શકું છું;
તેઓ મને ધારીને જુએ છે.
૧૮ તેઓ માહોમાંહે મારાં લુગડાં વહેંચી લે છે;
ને મારાં વસ્ત્રને માટે તેઓ ચિઠ્ઠી નાખે છે.
૧૯ પણ, હે યહોવાહ, તું દૂર ન થા;
હે મારા આશ્રય, મારી મદદે ધા.
૨૦ મારા આત્માને તરવારથી,
ને મારા પ્રિયને કુતરાના કબજામાંથી છોડાવ.
૨૧ સિંહના મ્હોમાથી મને બચાવ;
હા, તેં જંગલી ગોધાના શિંગોથી મને [બચાવીને]
ઉત્તર આપ્યો છે.
૨૨ હુ મારા ભાઇઓને તારૂં નામ પ્રગટ કરીશ,
મંડળી મધ્યે હુ તારી સ્તુતિ કરીશ
૨૩ યહોવાહથી બિહીનારાઓ, તેની સ્તુતિ કરો,
યાકુબનાં સર્વ સંતાન, તેને ગૌરવ આપો;
ને ઇસ્રાએલનાં સર્વ સંતાન, તેનું ભય રાખો.
૨૪ કેમકે તેણે દુઃખિતોના દુ:ખને તુચ્છ કીધું નથી ને
તેથી કંટાળ્યો નથી;
ને તેનાથી પોતાનું મુખ ફેરવ્યું નથી;
પણ એણે તેને હાક મારી ત્યારે તેણે સાંભળ્યું
૨૫ તારાથી મોટી મંડળીમાં મારી સ્તુતિ થાય છે;
તેનાથી બિહીનારાની આગળ હુ મારી માનતા પૂરી
કરીશ.
૨૬ દરિદ્રીઓ ખાશે ને તૃપ્ત થઇ જશે;

યહોવાહને શોધનારા તેની સ્તુતિ કરશે,
તમારૂ હૃદય સર્વકાળ જીવો
૨૭ પૃથ્વીની સર્વ સીમો સંભારશે, ને યહોવાહની
ભણી ફરશે,
ને વિદેશીઓના સર્વ કુટુંબો તારી આગળ પ્રણામ
કરશે
૨૮ કેમકે રાજ્ય યહોવાહનુ છે,
ને વિદેશીઓ ઉપર રાજ્ય કરનાર તે છે
૨૯ પૃથ્વીના સર્વ પુષ્ટો ખાશે તથા પ્રણામ કરશે,
જેઓ ધૂળમા જનારા છે,
એટલે જેઓ પોતાના જીવને બચાવી શકતા નથી,
તેઓ સર્વે તેની આગળ નમશે
૩૦ તેની સેવા કરે, એવા સંતાન થશે,
આવતી પેઢીને પ્રભુ વિષે તે કહેવામા આવશે
૩૧ તેઓ આવશે, અને હવે પછી જન્મનારા લોકોને
તેનુ ન્યાયીપણુ પ્રગટ કરશે કે તેણે તે કીધુ છે

દાઉદનુ ગીત

૨૩ યહોવાહ મારો પાળક છે, મને કશી ખોટ
પડશે નહિ
૨ તે લીલા બીડમા મને સુવાડે છે,
તે શાંત પાણીની પાસે મને દોરી જાય છે
૩ તે મારા આત્માને તાજો કરે છે,
પોતાના નામની ખાતર તે મને ન્યાયીપણાને માર્ગે
ચલાવે છે
૪ હા, જો કે મરણની છાયાની ખીણમા હુ ચાલુ
તોએ હુ કંઇ પણ ભુંડાઇથી બિહીશ નહિ, કેમકે
તું મારી સાથે છે,
તારી લાકડી તથા તારી છડી મને દિલાસો દે છે
૫ મારા શત્રુઓની આગળ તું મારે વાસ્તે ભાણુ
તૈયાર કરે છે,
તેં મારા માથા પર તેલ ચોળ્યુ છે, મારો વાટકો
ઉભરાઇ જાય છે,
૬ નિશ્ચે મારી જીંદગીના સર્વ દિવસોમા સત્ય તથા
દયા મારી સાથે આવશે,
ને હુ સદાકાળ સુધી યહોવાહના ઘરમા રહીશ.

દાઉદનુ ગીત

૨૪ પૃથ્વી તથા તેનુ ભરપૂરપણુ યહોવાહના છે,
જગત તથા તેમા રહેનારા [ પણ તેના છે ]
૨ કેમકે તેણે સમુદ્ર પર તેનો પાયો નાખ્યો છે,
ને પ્રવાહો પર તેને સ્થાપિત કીધુ છે
૩ યહોવાહના પર્વત પર કોણ ચઢશે ?
અને તેના પવિત્રસ્થાનમા કોણ ઉભો રહેશે ?
૪ જેના હાથ શુદ્ધ છે, ને જેનુ હૃદય નિર્મળ છે,
જેણે પોતાનુ મન વ્યર્થપણામા લગાડયુ નથી,
ને કપટથી સોગન ખાધા નથી તે [ ચઢશે ]
૫ તે યહોવાહથી આશીર્વાદ,
ને પોતાના તારણના દેવથી ન્યાયીપણુ પામશે.
૬ તેને શોધનારાની પેઢી આ છે,
કે જેઓ, હે યાકુબના દેવ, તારૂ મુખ શોધે છે
( સેલાહ )
૭ હે ભાગળો, તમારા માથા ઉંચા કરો ;
ને પુરાતન દ્વારો, તમે ઉંચા કરાઓ,
એટલે ગૌરવનો રાજા અંદર આવશે.
૮ ગૌરવનો રાજા તે કોણ ?
યહોવાહ, જે બળવાન તથા પરાક્રમી,
યહોવાહ, જે યુદ્ધમા પરાક્રમી, તેજ
૯ હે ભાગળો તમારા માથા ઉંચા કરો,
પુરાતન દ્વારો, તમે પણ ઉંચા કરો,
એટલે ગૌરવનો રાજા અંદર આવશે
૧૦ આ ગૌરવનો રાજા તે કોણ ?
સૈન્યોનો યહોવાહ
તે ગૌરવનો રાજા છે ( સેલાહ )

દાઉદનુ [ ગીત ]

૨૫ હે યહોવાહ, હુ તારી તરફ મારૂ અંત:કરણ
ઉઠાવુ છું
૨ હે મારા દેવ, મેં તારા પર ભરોસો રાખ્યો છે, હુ
ન લજવાઉં,
મારા શત્રુઓ મારા પર જયજયકાર ન કરે.
૩ હા, તારી વાટ જુએ છે તેઓમાનો કોઇ લજવાશે
નહિ,
જેઓ વગર કારણે કપટ કરે છે તેઓ લજવાશે
૪ હે યહોવાહ, તારા માર્ગ મને જણાવ,
તારી વાટો વિષે મને શિખવ
૫ તારા સત્યમા મને ચલાવ, ને મને શિખવ,
કેમકે તું મારા તારણનો દેવ છે,
હુ આખો દિવસ તારી વાટ જોઉં છું
૬ હે યહોવાહ, તારી રહેમ તથા તારી કૃપાનુ સ્મરણ
કર,
કેમકે તેઓ અસલથી છે.

૭ મારી જુવાનીના પાપ તથા મારા ઉલ્લંઘનોનું
સ્મરણ ન કર;
હે યહોવાહ, તારી ભલાઇને લીધે
તારી કૃપા પ્રમાણે મને સંભાર
૮ યહોવાહ ઉત્તમ તથા યથાર્થી છે,
એ માટે તે પાપીઓને માર્ગ વિષે શિખવશે
૯ નમ્રને તે ન્યાયમા દોરશે;
ને નમ્રને તે પોતાનો માર્ગ શિખવશે
૧૦ જેઓ તેનો કરાર તથા સાક્ષી પાળે છે તેઓને માટે
યહોવાહની સર્વ વાટો કૃપા તથા સત્યના છે.
૧૧ હે યહોવાહ, તારા નામની ખાતર
મારા અન્યાયની ક્ષમા કર, કેમકે તે મોટો છે
૧૨ જે યહોવાહથી બિહે છે તે કયુ માણસ છે?
કયો માર્ગ પસદ કરવો તે તેને તે શિખવશે
૧૩ તેનો જીવ સુખમા રહેશે,
ને તેના સતાન પૃથ્વીનો વારસો પામશે
૧૪ યહોવાહનો મર્મ તેનાથી બિહીનારાની પાસે છે,
ને તે પોતાનો કરાર તેઓને જણાવશે
૧૫ મારી આંખો સદા યહોવાહની તરફ છે,
કેમકે તે મારા પગ જાળમાથી કાઢશે
૧૬ તું મારી ભણી ફર, ને મારા પર દયા કર,
કેમકે હુ એકલો તથા દુ:ખી છુ
૧૭ મારા મનનુ દુ:ખ વધી ગયુ છે,
તું મને મારા સકટમાથી કાઢ
૧૮ મારા દુ:ખ તથા વેદના ભણી જોઇને
મારા સર્વ પાપની ક્ષમા કર
૧૯ મારા શત્રુઓને જો, કેમકે તેઓ ઘણા છે;
અને તેઓ ઘાતકી દ્વેષથી મારો દ્વેષ કરે છે
૨૦ મારા આત્માને સભાળ ને મને છોડાવ,
હુ ન લજવાઉં, કેમકે હુ તારા પર ભરોસો કરૂ છુ
૨૧ પ્રમાણિકપણુ તથા યથાર્થીપણુ મારૂ રક્ષણ કરો
કેમકે હુ તારી વાટ જોઉં છુ
૨૨ હે દેવ, ઇસ્રાએલને
તેના સર્વ સકટમાથી ખાડી લે

દાઉદનુ [ગીત]

૨૬ હે યહોવાહ, મારો ન્યાય કર, કેમકે હુ
પ્રમાણિક રીતે વર્ત્યો છુ,
વળી ડર્યા વગર મેં યહોવાહ પર ભરોસો રાખ્યો
છે.
૨ હે યહોવાહ, મને તપાસ તથા પારખ,
મારા અંત:કરણ તથા હૈયાને કસ
૩ કેમકે તારી કૃપા મારી આંખ આગળ છે,
ને હુ તારા સત્યમા ચાલતો આવ્યો છુ
૪ દુરાચારી માણસોની સાથે હુ બેઠો નથી,
ને કપટીઓની સાથે હુ વહેવાર રાખીશ નહિ
૫ ભુડાઓની મડળીથી હુ કંટાળુ છુ,
ને ભુડાની સાથે બેસીશ નહિ.
૬ હુ નિર્દોષપણામા મારા હાથ ધોઇશ,
ને એમ, હે યહોવાહ, હુ તારી વેદીની પ્રદક્ષિણા
કરીશ,
૭ એ માટે કે હુ ઉપકારસ્તુતિનો અવાજ સભળાવુ,
ને તારા સર્વ ચમત્કારી કામ પ્રગટ કરૂ
૮ હે યહોવાહ, તારા ઘરનો વાસો
તથા તારા ગૌરવના રહેઠાણની જગ્યા મને પ્રિય
લાગે છે
૯ પાપીઓની સાથે મારો પ્રાણ
ને ઘાતકી માણસો સાથે મારો જીવ ન સમેટ,
૧૦ તેઓના હાથમા ઉપદ્રવ છે,
ને તેઓના જમણા હાથ લાચથી ભરેલા છે
૧૧ પણ હુ તો પ્રમાણિક રીતે વર્તીશ,
મને ખાડી લે, ને મારા પર દયા રાખ.
૧૨ મારો પગ સપાટ જગ્યામા મૂકેલો છે,
મડળીઓમા હુ યહોવાહને ધન્યવાદ આપીશ

દાઉદનુ [ગીત]

૨૭ યહોવાહ મારૂ અજવાળુ તથા મારૂ તારણ
છે,
હુ કોનાથી બિહુ?
યહોવાહ મારા જીવનુ સામર્થ્ય છે, મને કોનુ ભય
લાગે?
૨ જ્યારે કુકર્મીઓ, એટલે મારા વૈરીઓ તથા શત્રુઓ,
મારૂ માસ ખાવાને મારા ઉપર ચઢી આવ્યા, ત્યારે,
તેઓ ઠેસ ખાઇને પડી ગયા
૩ જો કે સૈન્ય મારી વિરૂદ્ધ છાવણી કરે
તો પણ હુ મનમા ડરીશ નહિ,
જો કે યુદ્ધ મારી વિરૂદ્ધ ઉઠે
તો પણ હુ ભરોસો રાખીશ.
૪ યહોવાહ પાસે એક [વરદાન] મેં માગ્યુ છે તે
હુ શોધીશ;
તે એ કે, યહોવાહની શોભા જોવા

તથા તેના મંદિરમાં મનન કરવા સારૂ
હું મારી જીંદગીના સર્વ દિવસોભર તેના ઘરમાં રહું.
૫ કેમકે સંકટને દિવસે તે પોતાના માંડવામાં મને
ગુપ્ત રાખશે;
પોતાના મંડપના આશ્રયમાં તે મને સંતાડશે;
તે મને ખડક ઉપર ચઢાવશે.
૬ અને હવે મારી આસપાસના શત્રુઓ ઉપર મારૂં
માથું ઉંચું કરાશે;
ને હું તેના મંડપમાં હર્ષનાદનાં અર્પણ ચઢાવીશ;
હું ગાઇશ, હા, હું યહોવાહના સ્તોત્ર ગાઇશ.
૭ હે યહોવાહ, હું મારી વાણીથી હાંક મારૂં છું ત્યારે
સાંભળ;
વળી મારા પર દયા કર, ને મને ઉત્તર દે.
૮ મારૂં મુખ શોધ [એમ તેં મને કહ્યું ત્યારે] મારા
હૃદયે તને કહ્યું કે,
હે યહોવાહ, તારૂં મુખ હું શોધીશ.
૯ મારાથી તારૂં મુખ ન ફેરવ;
કોપે કરીને તારા સેવકને કાઢી ન મૂક.
તું મારો સહાય[કારી] થયો છે;
હે મારા તારણના દેવ, મને દૂર ન કર ને મને
ન તજ.
૧૦ મારા બાપે તથા મારી માએ મને તજ્યો છે,
પણ યહોવાહ મને સંઘરશે.
૧૧ હે યહોવાહ, તારો માર્ગ મને શિખવ;
ને મારા શત્રુઓને લીધે
સપાટ વાટમાં મને દોરી જા
૧૨ મને મારા વૈરીઓની ઇચ્છાને સ્વાધીન ન કર,
કેમકે જૂઠા સાક્ષીઓ તથા બળાત્કારનો શ્વાસ કાઢ-
નારા લોક મારી વિરૂદ્ધ ઉઠયા છે.
૧૩ આ જીવનમાં હું યહોવાહનો પરોપકાર જોઇશ,
એવો વિશ્વાસ જો મેં કર્યો ન હોત તો [હું નિર્ગત
થઇ જાત]
૧૪ યહોવાહની વાટ જો;
બળવાન થા, ને તારૂં મન હિમ્મત પકડે;
હા, તું યહોવાહની વાટ જો

દાઉદનું [ગીત].

૨૮ હે યહોવાહ, હું તને હાંક મારીશ;
મારા ખડક, મારી તરફ કાન બંધ ન કર,
રખેને જો તું મારી સાથે અબોલ્યો રહે
તો કબરમાં ઉતરી જનારાંના જેવો હું થાઉં.
૨ હું તને હાંક મારૂં છું તથા તારા પરમપવિત્રસ્થાન
તરફ મારા હાથ જોડું છું
ત્યારે મારી યાચનાનો સાદ સાંભળ.
૩ દુષ્ટો તથા દુષ્કર્મીઓ,
કે જેઓ પોતાના પાડોસી સાથે શાંતિથી બોલે છે,
પણ જેઓનાં હૃદયમાં ભુંડું છે,
તેઓની સાથે મને ઘસડી ના લઇ જા.
૪ તેઓનાં કૃત્ય પ્રમાણે, ને તેઓનાં કર્મોના દુષ્ટપણા
પ્રમાણે તેઓને ફળ આપ;
તેઓના હાથનાં કામ પ્રમાણે તેઓને ફળ આપ;
તેઓને યોગ્ય બદલો આપ.
૫ તેઓ યહોવાહનાં કૃત્યો
તથા તેના હાથનાં કામો લેખવતા નથી,
માટે તે તેઓને તોડી પાડશે ને તેઓને સ્થાપિત
નહિ કરશે.
૬ યહોવાહ સ્તુત્ય હો,
કેમકે તેણે મારી યાચનાનો સાદ સાંભળ્યો છે.
૭ યહોવાહ મારૂં સામર્થ્ય તથા મારી ઢાલ છે;
મારા હૃદયે તેના ઉપર ભરોસો રાખ્યો છે ને હું
સાહ્ય પામ્યો છું;
માટે મારૂં હૃદય અત્યાનંદ કરે છે;
ને ગાયનથી હું તેની ઉપકારસ્તુતિ કરીશ.
૮ યહોવાહ તેઓનું સામર્થ્ય છે,
ને પોતાના અભિષિક્તને સારૂ તે તારણનો કિલ્લો છે.
૯ તારા લોકને તાર, ને તારા વારસાને આશીર્વાદ દે;
વળી તેઓનું પોષણ કર ને સદા તેઓને ઉંચકી રાખ.

દાઉદનું ગીત.

૨૯ હે પરાક્રમીઓના પુત્રો, યહોવાહને દો,
ગૌરવ તથા સામર્થ્ય યહોવાહને દો.
૨ યહોવાહના નામનું ગૌરવ તેને દો,
પવિત્રાઇની શોભાએ યહોવાહને ભજો
૩ યહોવાહનો સાદ પાણી પર [ગાજે] છે;
ગૌરવનો દેવ ગર્જના કરે છે,
હા, યહોવાહ ઘણા પાણી પર [ગર્જના કરે છે].
૪ યહોવાહનો સાદ સમર્થ છે;
યહોવાહનો સાદ મહાત્મ્યથી ભરપૂર છે.
૫ યહોવાહનો સાદ એરેજવૃક્ષોને ભાંગી નાખે છે;
હા, યહોવાહ લબાનોનના એરેજવૃક્ષોના કકડે
કકડા કરી નાખે છે.
૬ વળી તે તેઓને વાછરડાની પેઠે કુદાવે છે;

જંગલી ગોધાના બચ્ચાની પેઠે તે લબાનોન તથા
સિર્યોનને [ કુદાવે છે ].
૭યહોવાહનો સાદ અગ્નિની જ્વાળાને ભેદે છે
૮યહોવાહનો સાદ અરણ્યને ધ્રુજાવે છે;
યહોવાહ કાદેશના અરણ્યને ધ્રુજાવે છે,
૯યહોવાહના સાદથી હરણીઓ વ્યાઇ પડે છે,
ને ઝાડીઓ સોરાઇ જાય છે;
ને તેના મંદિરમાં સઘળા કહે છે કે, ગૌરવ !
૧૦યહોવાહ જળપ્રલય સમયે બિરાજ્યો હતો;
વળી યહોવાહ સર્વકાળ સુધી રાજા તરીકે બિરાજ-
નાર છે
૧૧યહોવાહ પોતાના લોકને સામર્થ્ય આપશે;
યહોવાહ પોતાના લોકને શાંતિનો આશીર્વાદ દેશે.

ઘરની પ્રતિષ્ઠા કરતી વખતનું ગાયન, દાઉદનું [ ગીત ]

૩૦ હે યહોવાહ, હું તને મોટો માનીશ, કેમકે
તેં મને ખેંચી કાઢ્યો છે,
ને મારા શત્રુઓને મારા પર હર્ષ પમાડ્યા નથી.
૨હે યહોવાહ મારા દેવ,
મેં તને હાંક મારી ને તેં મને સાજો કીધો છે.
૩હે યહોવાહ, તું મારા જીવને શેઓલથી કાઢી
લાવ્યો છે;
તેં મને જીવતો રાખ્યો છે કે હું કબરમાં ઉતરી
ન જાઉં
૪હે યહોવાહના ભક્તો, તેનું સ્તોત્ર ગાઓ,
ને તેના પવિત્ર નામની ઉપકારસ્તુતિ કરો.
૫કેમકે તેનો કોપ કેવળ ક્ષણિક છે,
પણ તેની મહેરબાની જીંદગીભર છે;
રૂદન રાત પર્યંત રહે,
પણ સવારમાં હર્ષાનંદ થાય છે
૬હું સુખમાં હતો ત્યારે મેં કહ્યું,
હું કદી ડગીશ નહિ.
૭હે યહોવાહ, તેં તારી મહેરબાનીથી મારા પર્વતને
દૃઢ સ્થાપ્યો છે;
તેં તારૂં મુખ ફેરવ્યું, ને હું ગભરાયો.
૮હે યહોવાહ, મેં તને હાક મારી,
અને મેં યહોવાહની યાચના કીધી;
૯[ એટલે કે ] હું કબરમાં ઉતરી જાઉં ત્યારે મારા
લોહીમાં શો લાભ છે ?
શું ધૂળ તારી સ્તુતિ કરશે ? શું તે તારૂં સત્ય પ્રગટ
કરશે ?
૧૦હે યહોવાહ, સાંભળ, ને મારા પર દયા કર;
હે યહોવાહ, તું મારો સહાયકારી થા.
૧૧તેં મારા વિલાપને બદલે મને નૃત્ય આપ્યું છે;
તેં મારૂં ટાટ ઉતારીને ઉત્સાહથી મને વેષ્ટિત કીધો
છે;
૧૨એ માટે કે મારૂં ગૌરવ તારૂં સ્તોત્ર ગાય, ને ચૂપ
ન રહે,
હે યહોવાહ મારા દેવ, હું સર્વકાળ તારી ઉપકાર-
સ્તુતિ કરીશ.

મુખ્ય ગવૈયાને સારૂ, દાઉદનું ગીત

૩૧ હે યહોવાહ, હું તારા પર ભરોસો રાખું છું,
હું કદી ન લજવાઉં;
તારા ન્યાયીપણાથી મને બચાવ
૨મારી તરફ તારો કાન ધર; ઉતાવળે મને છોડાવ;
તું મારે વાસ્તે મજબૂત ગઢ તથા મારા બચાવને
વાસ્તે કિલ્લો થા
૩કેમકે તું મારો ખડક તથા મારો કિલ્લો છે,
માટે તારા નામની ખાતર મને દોર તથા ચલાવ.
૪જે જાળ તેઓએ ગુપ્ત રીતે મારે સારૂ નાખી છે
તેમાંથી મને કાઢ,
કેમકે તું મારો દુર્ગ છે
૫તારા હાથમાં હું મારો આત્મા સોંપું છું,
હે યહોવાહ, સત્યના દેવ, તેં મને ખંડી લીધો છે
૬મિથ્યા વાત પર લક્ષ દેનારાઓને હું ધિક્કારૂં છું;
પણ હું યહોવાહ પર ભરોસો રાખું છું.
૭હું તારી દયામાં આનંદ કરીશ તથા હર્ખાઇશ,
કેમકે તેં મારૂં દુઃખ જોયું છે;
તેં મારા આત્માની વિપત્તિઓ જાણી છે
૮અને તેં શત્રુઓના હાથમાં મને કેદ કીધો નથી;
તેં પોહોળી જગ્યામાં મારા પગ સ્થાપ્યા છે.
૯હે યહોવાહ, મારા પર દયા કર, કેમકે હું સંક-
ટમાં છું;
ખેદથી મારી આંખ, મારો પ્રાણ તથા મારૂં શરીર
ક્ષીણ થાય છે.
૧૦કેમકે સંતાપથી મારી જીંદગી તથા નિસાસાથી
મારાં વર્ષ પુરાં થાય છે;
મારા અન્યાયથી મારૂં બળ ઘટે છે ને મારાં હાડકાં
ક્ષીણ થાય છે.
૧૧મારા સઘળા વેરીઓના કારણથી હું મેહેણારૂપ
થયો છું

હા, મારા પડોસીઓને તો અતિશય [મેહેણાંરૂપ],
ને મારા ઓળખીતાઓને હુ ભયરૂપ થયો છું;
જેઓએ મને બહાર જોયો તેઓ મારાથી નાસી ગયા.
૧૨ મુએલાની માફક મારૂ સ્મરણ મનમાથી લોપ થયુ છે;
હુ ફુટેલા વાસણ જેવો છું
૧૩ કેમકે મેં ઘણાઓની તરફથી [ મારી ] બદનામી સાંભળી છે;
ચોતરફ ધાસ્તી હતી;
તેઓએ ભેગા થઇને મારી વિરૂદ્ધ મસલત કીધી
ત્યારે મારો જીવ લેવાની યુક્તિ તેઓએ રચી.
૧૪ પણ હે યહોવાહ, મેં તારા પર ભરોસો કીધો;
મે કહ્યું, તું મારો દેવ છે.
૧૫ મારા સમયો તારા હાથમાં છે;
મારા શત્રુઓના હાથમાથી તથા મને સતાવનારાઓથી મને છોડાવ
૧૬ તારા સેવક પર તારા મુખનો પ્રકાશ પાડ;
તારી કૃપાથી મને તાર.
૧૭ હે યહોવાહ, હુ ન લજવાઉં, કેમકે મેં તને વિનંતી કીધી છે;
દુષ્ટો લજવાય તથા તેઓ શેઓલમા ચૂપ રહે
૧૮ જે જૂઠા હોઠ ન્યાયીની વિરૂદ્ધ
ગર્વથી તથા તિરસ્કારથી મશ્કરીભરેલી વાત બોલે છે
તેઓ મુંગા થાઓ.
૧૯ જે ઉદારતા તેં તારાથી બિહીનારાઓને વાસ્તે રાખી મૂકી છે,
તથા તારા પર ભરોસો રાખનારાઓને વાસ્તે મનુષ્યપુત્રોની આગળ તેં કીધી છે, તે કેટલી મોટી છે!
૨૦ માણસની કુયુક્તિઓથી તારી હજુરના આચ્છાદન વડે તું તેઓને ઢાંકી દેશે;
જીભના વિવાદથી તેઓને તું માંડવામાં સતાડી રાખશે.
૨૧ યહોવાહને ધન્ય છે;
કેમકે તેણે કોટબંધ નગરમાં પોતાની આશ્ચર્યકારક કૃપા મને દેખાડી છે.
૨૨ મેં તો મારી ઉતાવળમાં કહી દીધુ કે,
હુ તારી દૃષ્ટિ આગળથી દૂર કરાયો છું;
તો પણ મેં તને હાક મારી ત્યારે મારા કાલાવાલાનો સાદ તેં સાંભળ્યો.
૨૩ હે યહોવાહના સર્વે ભક્તો, તેના પર પ્રીતિ રાખો;
યહોવાહ વિશ્વાસુઓનું રક્ષણ કરે છે, અને અહંકારી કામ કરનારને પુષ્કળ બદલો આપે છે
૨૪ હે યહોવાહની આશા રાખનારા,
તમ સર્વે બળવાન થાઓ અને તમારાં હૃદય હિમ્મતવાન થાઓ

દાઉદનુ [ ગીત ]. માસ્કીલ.

૩૨ જેનું ઉલ્લંઘન માફ થયું છે, તથા જેનું પાપ ઢંકાયુ છે તેને ધન્ય છે.
૨ જેને યહોવાહ અન્યાયી ગણતો નથી,
ને જેના આત્મામા કંઇ કપટ નથી, તે માણસને ધન્ય છે.
૩ હુ છાનો રહ્યો ત્યારે આખો દિવસ કણવાથી
મારાં હાડકાં જીર્ણ થયાં,
૪ કેમકે રાત દહાડો તારો હાથ મારા ઉપર ભારે હતો,
મારો રસ [ જાણે કે ] ઉન્હાળાના સુકાવાથી બદલાઇ ગયો. (સેલાહ).
૫ મેં મારાં પાપ તારી આગળ કબૂલ કીધાં, અને મારો અન્યાય મેં સતાડ્યો નથી;
મેં કહ્યું કે, યહોવાહની આગળ હુ મારાં ઉલ્લંઘન કબૂલ કરીશ;
ને તેં મારાં પાપનો અન્યાય માફ કીધો. (સેલાહ)
૬ એ સારૂ તું મળે એવે સમયે દરેક ભક્ત તારી પ્રાર્થના કરે,
નિશ્ચે મોટાં પાણીની રેલ ચઢે ત્યારે તે તેને પહોંચશે નહિ.
૭ તું મારી સતાવાની જગ્યા છે; તું મને સંકટમાંથી ઉગારીશ;
છુટકાના સ્તોત્રથી તું મને ઘેરીશ. (સેલાહ).
૮ કયે માર્ગે તારે ચાલવુ તે હુ તને શિખવીશ તથા બતાવીશ;
મારી નજર તારા પર રાખીને હુ તને બોધ આપીશ.
૯ ઘોડા કે ખચ્ચર જેને કંઇ સમજણ નથી,
ને જેને કબજે રાખવાને ચોકડા તથા લગામના સાજની જરૂર છે,
નહિ તો તેઓ તારી પાસે આવે નહિ, તેમના જેવો તું ન થા
૧૦ દુષ્ટ પર ઘણી વિપત્તીઓ પડશે;
પણ જે યહોવાહ પર ભરોસો રાખે છે તે કૃપાથી ઘેરાશે.

૧૧ હે ન્યાયીઓ, યહોવાહમાં આનંદ કરો તથા હર્ખાઓ,
અને, હે હૃદયના યથાર્થીઓ, તમ સર્વે હર્ષનાદ કરો.

૩૩ હે ન્યાયીઓ, તમે યહોવાહમાં હર્ખાઓ;
યથાર્થીઓને સ્તુતિ શોભે છે.
૨ વીણાથી યહોવાહની સ્તુતિ કરો,
દસ તારવાળાં વાજાંથી તેના સ્તોત્ર ગાઓ.
૩ તેની આગળ નવું ગીત ગાઓ;
મોટેથી તથા ચાતુર્યથી વાજિંત્ર વગાડો.
૪ કેમકે યહોવાહનો શબ્દ યથાર્થ છે,
ને તેનાં સર્વ કૃત્યો સત્યતામાં [ થાય ] છે
૫ તે ન્યાયીપણું તથા ન્યાયકરણ ચાહે છે;
પૃથ્વી યહોવાહની કૃપાથી ભરપૂર છે
૬ યહોવાહના શબ્દવડે આકાશો
તથા તેના મુખના શ્વાસવડે તેઓનાં સર્વ સૈન્ય બન્યાં.
૭ તે સમુદ્રના પાણીને ઢગલાની માફક ભેગાં કરે છે;
તે ઉંડાણોને વખારોમાં ભરી રાખે છે.
૮ આખી પૃથ્વી યહોવાહથી બિહો;
દુનિયાના સઘળા રહેવાશીઓ તેનો ભય રાખો
૯ કેમકે તે બોલ્યો ને [ સૃષ્ટિ ] થઇ;
તેણે હુકમ કીધો, ને તે સ્થાપિત થઇ.
૧૦ યહોવાહ વિદેશીઓની મસલત વ્યર્થ કરે છે;
તે દેશજાતિઓની ધારણા નિરર્થક કરે છે.
૧૧ યહોવાહનો મનસુબો સર્વકાળ,
તથા તેના હૃદયની ધારણા પેઢી દર પેઢી દૃઢ ટકે છે.
૧૨ જે પ્રજાનો દેવ યહોવાહ છે,
ને જે લોકને તેણે પોતાના વારસાને સારૂ પસંદ કીધા છે, તેઓને ધન્ય છે.
૧૩ યહોવાહ આકાશમાંથી જુએ છે;
તે સઘળા મનુષ્યપુત્રોને દેખે છે;
૧૪ તેની રહેવાની જગ્યામાંથી
તે પૃથ્વીના સર્વ રહેવાશીઓને નિહાળે છે;
૧૫ એટલે જે [ દેવ ] તે સર્વેનાં હૃદય સૃજે છે
તથા તેમનાં સર્વ કામ ધ્યાનમાં લે છે તે [ તેમને નિહાળે છે ].
૧૬ મોટા સૈન્યવડે કોઇ રાજા બચતો નથી;
મોટા પરાક્રમવડે બળવાન પુરૂષ છુટતો નથી.
૧૭ બચાવને સારૂ ઘોડો નકામો છે
ને તે પોતાના બહુ બળથી કોઇને છોડાવશે નહિ.
૧૮ જુઓ, યહોવાહથી બિહીનારાં
તથા તેની કૃપા પર આશા રાખનારાં ઉપર તેની નજર છે.
૧૯ એ માટે કે તે તેઓના જીવને મોતથી બચાવે,
ને દુકાળને સમયે તેઓને જીવતાં રાખે.
૨૦ આપણા આત્માએ યહોવાહની વાટ જોઇ છે;
તે આપણો સહાયકારી તથા આપણી ઢાલ છે.
૨૧ કેમકે આપણાં હૃદય તેનામાં હર્ષ પામશે,
કારણ કે આપણે તેના પવિત્ર નામ પર ભરોસો કીધો છે.
૨૨ હે યહોવાહ, અમે તારા પર આશા રાખી છે
તે પ્રમાણે તારી કૃપા અમારા ઉપર થાઓ.

દાઉદનું [ ગીત ] તેણે અબીમેલેખની આગળ ગાંડાઇનો ઢોંગ કીધો ને એણે તેને કાઢી મૂકવાથી તે જતો રહ્યો, તે વખતનું.

૩૪ હું સર્વ સમયે યહોવાહને ધન્યવાદ આપીશ;
તેની સ્તુતિ નિરંતર મારા મુખમાં થશે
૨ મારો આત્મા યહોવાહમાં વડાઇ કરશે;
દીન લોકો તે સાંભળીને આનંદ કરશે.
૩ મારી સાથે યહોવાહને મોટો માનો,
ને આપણે એકઠાં મળીને તેનું નામ બુલંદ માનીએ.
૪ મેં યહોવાહનો શોધ કીધો, ને તેણે મને ઉત્તર આપ્યો,
ને મારી સર્વ બિહીકમાંથી મને છોડાવ્યો.
૫ તેઓએ તેની તરફ જોયું અને પ્રકાશ પામ્યા;
ને તેઓનાં મુખ કદી ઝંખવાઇ જશે નહિ
૬ આ કંગાલ પુરૂષે હાંક મારી, અને યહોવાહે તેનું સાંભળ્યું,
ને તેનાં સર્વ સંકટમાંથી તેને બચાવ્યો.
૭ યહોવાહથી બિહીનારાંની આસપાસ તેનો દૂત છાવણી કરે છે
તથા તેમને છોડાવે છે.
૮ ચાખો ને જુઓ કે યહોવાહ ઉત્તમ છે;
જે માણસ તેના પર ભરોસો રાખે છે તેને ધન્ય છે.
૯ યહોવાહના સંતો, તેનાથી બિહો;
કેમકે તેનાથી બિહીનારાને કંઇ ખોટ નથી.
૧૦ સિંહનાં બચ્ચાંને તંગી પડે છે ને ભૂખ વેઠવી પડે છે;
પણ જેઓ યહોવાહને શોધે છે તેઓને કોઇ પણ સારા વાનાની અછત પડશે નહિ.

૧૧ આવો દિકરાઓ, મારૂ સાભળો,
હુ તમને યહોવાહની બિહીક રાખતા શિખવીશ
૧૨ કયો માણસ જીદગી ઇચ્છે છે
તથા શુભ જોવાને માટે [ઘણા] દિવસ ચાહે છે ?
૧૩ તો જુડાથી તારી જીભને,
તથા કપટ બોલવાથી તારા હોઠને સભાળ
૧૪ ભુડાથી દૂર જા, ને ભલુ કર,
શાતિ શોધ ને તેની પાછળ લાગ
૧૫ ન્યાયીઓ પર યહોવાહની દૃષ્ટિ છે,
ને તેઓની હાક પ્રાયે તેના કાન [ઉઘાડા] છે
૧૬ જેઓ ભુડુ કરે છે તેઓનુ સ્મરણ પૃથ્વી ઉપરથી
નાબુદ કરવાને વાસ્તે
યહોવાહનુ મુખ તેઓની વિરૂદ્ધ છે
૧૭ [ન્યાયીઓએ] હાક મારી ને યહોવાહે સાભળ્યુ,
અને તેઓના સર્વ સકટમાથી તેઓને છોડાવ્યા
૧૮ હૃદય ભાગેલાની પાસે યહોવાહ છે,
ને નમ્ર આત્માવાળાને તે તારે છે
૧૯ ન્યાયી માણસના દુ ખ ઘણા છે,
પણ યહોવાહ તે સર્વમાથી તેને છોડાવે છે
૨૦ તે તેના સર્વ હાડકાનુ રક્ષણ કરે છે
તેઓમાનુ એક ભાગતુ નથી
૨૧ ભુડાઇ દુષ્ટોનો સહાર કરશે,
ને ન્યાયીઓના દ્વેષિઓ દોષિત ઠરશે
૨૨ યહોવાહ પોતાના સેવકોના પ્રાણોને ખડી લે છે,
ને તેના પર ભરોસો રાખનારામાથી એક દોષિત
ઠરશે નહિ

દાઉદનુ [ગીત]

૩૫ હે યહોવાહ, મારી સાથે વાદ કરનારાની
સાથે તુ વાદ કર,
મારી સામે લડનારાની સામે તુ લડ
૨ ઢાલ તથા બખ્તર સજીને
મારી સાહને સારૂ ઉભો થા
૩ ભાલો પણ કાઢ ને મારી પાછળ ધાનારાને અટકાવ,
મારા આત્માને કહે હુ તારૂ તારણ છુ
૪ જેઓ મારા જીવને શોધે છે તેઓ લજવાય તથા
આબરૂહીન થાય,
જેઓ મારૂ નુકસાન ધોજે છે તેઓ પાછા ફેરવાય
તથા વીલા પડે
૫ પવનથી ઉડતા ફોતરાના જેવા તેઓ થાય,
ને યહોવાહનો દૂત [તેઓને] ખદેડી મૂકે
૬ તેઓનો માર્ગ અધકારમય તથા લપસણો થાય,
ને યહોવાહનો દૂત તેઓની પૂઠે ધાય
૭ કેમકે તેઓએ વગર કારણે મારે સારૂ ખાડા[મા]
પોતાનો ફાદો સતાડ્યો છે,
વગર કારણે તેઓએ મારા જીવને વાસ્તે [ખાડો]
ખોદ્યો છે
૮ તેના પર અકસ્માત સહાર આવી પડે,
ને તેના સતાડેલા ફાદામા તે પોતે સપડાય,
તેમા પડીને તેનો સહાર થાય
૯ અને મારો આત્મા યહોવાહમા ઉત્સાહ કરશે,
તે તેના તારણમા હર્ષાશે
૧૦ મારા સર્વ હાડકા કહેશે, હે યહોવાહ, તારા
સરખો કોણ છે,
કે જે દીનને તેના કરતા બળવાનથી બચાવે છે,
હા, દીન તથા કગાલને લુટનારાથી છોડાવે છે ?
૧૧ અન્યાયી સાક્ષીઓ ઉભા થાય છે,
હુ જાણતો નથી તે બાબત વિષે તેઓ મને પુછે છે
૧૨ તેઓ ભલાને બદલે મને ભુડુ પાછુ વાળે છે,
મારો આત્મા નિરાશ્રિત થાય છે
૧૩ પણ તેઓ માદા પડ્યા હતા ત્યારે હુ તો ટાટ
પહેરતો,
ઉપવાસથી હુ મારા જીવને દુ ખી કરતો,
અને મારી પ્રાર્થના મારા હૃદયમા પાછી આવતી
હતી
૧૪ જાણે કે તે મારો મિત્ર કે મારો ભાઇ હોય તેમ હુ
વર્તતો,
પોતાની માને સારૂ વિલાપ કરનારની માફક હુ
શોકથી નમી જતો
૧૫ પણ મારી પડતીને સમયે તેઓ હર્ષ પામતા અને
ટોળે વળતા,
તે નિંદકો મારી વિરૂદ્ધ ટોળે વળતા ને હુ [તે]
જાણતો નહિ,
તેઓ મને ફાડી નાખતા ને અટકતા નહિ
૧૬ મિજબાનીમા ધર્મનિંદકોની માફક
તેઓ પોતાના દાત મારી સામે પીસતા
૧૭ હે પ્રભુ, તુ ક્યા સુધી જોયા કરીશ?
તેઓના સહારથી મારા જીવને
તથા સિંહોથી મારા પ્રિયને બચાવ
૧૮ હુ મોટી સભામા તારી ઉપકારસ્તુતિ કરીશ,
ઘણા લોકમા હુ તારી પ્રશસા કરીશ

૧૯ જેઓ ગેરવાજબી રીતે મારા શત્રુઓ છે, તેઓ
મારા ઉપર આનંદ ન કરે,
જેઓ કારણ વગર મારો દ્વેષ કરનારા છે તેઓ
આંખના મિચકારા નહિ કરે
૨૦ કેમકે તેઓનુ બોલવુ સુલેહનુ નથી,
પણ દેશમા શાંત રહેનારાઓની વિરૂદ્ધ તેઓ કપટી
વાતો યોજે છે
૨૧ હા, તેઓએ મારી વિરૂદ્ધ પોતાનુ મ્હો બહુ ઉઘાડયુ,
તેઓએ કહ્યુ, આહા, આહા અમે તે નજરે જોયુ
છે
૨૨ હે યહોવાહ તેં તે જોયુ છે, તું ચૂપ ન રહે,
હે પ્રભુ મારાથી દૂર ન રહે
૨૩ જાગૃત થા, ને મારો ન્યાય કરવા સારૂ,
એટલે મારી દાદને સારૂ જાગ મારા દેવ તથા મારા
ધણી
૨૪ હે યહોવાહ મારા દેવ તારા ન્યાયીપણા પ્રમાણે
ન્યાય કર
ને તેઓને મારા પર આનંદ કરવા ન દે
૨૫ તેઓ પોતાના હૃદયમા એમ ન કહે, આહા, અમારે
એજ જોઇતુ હતુ,
તેઓ એમ ન કહે કે, અમે તેને ગળી ગયા છીએ
૨૬ મારા નુકસાનમા હર્ષાનારા એકત્ર લજવાય અને
ઝખવાણા પડે,
મારી વિરૂદ્ધ વડાઇ કરનારા લાજથી તથા અપમાનથી વેષ્ટિત થાય
૨૭ જેઓ મારા ન્યાયીપણામા આનંદ કરે છે તેઓ
હર્ષનાદ કરે તથા હર્ષાય,
હા, તેઓ નિત્ય કહે કે, યહોવાહ મોટો મનાઓ,
કે જે પોતાના સેવકની આબાદીમા રાજી રહે છે
૨૮ અને મારી જીભ તારૂ ન્યાયીપણુ પ્રગટ કરશે,
ને આખો દિવસ તારા સ્તોત્ર ગાશે

મુખ્ય ગવૈયાને સારૂ યહોવાહના સેવક દાઉદનુ [ગીત]

**૩૬** દુષ્ટોનુ ઉલ્લંઘન મારા હૃદયમા કહે છે કે,
તેની દૃષ્ટિ આગળ દેવનુ ભય છેજ નહિ
૨ કેમકે તે પોતાના મનમા વડાઇ કરે છે કે,
મારો અન્યાય પ્રગટ કરાશે નહિ તથા ધિક્કારાશે
નહિ
૩ તેના મુખના શબ્દો અન્યાય તથા કપટ છે,
તેણે સમજ પકડવાનુ [તથા] ભલુ કરવાનુ છોડી
દીધુ છે
૪ તે પોતાના પલંગ ઉપર અન્યાય યોજે છે,
સારો નહિ તેવા માર્ગમા તે ઉભો રહે છે,
તે ભુંડાઇથી કંટાળતો નથી
૫ હે યહોવાહ, આકાશોમા તારી કૃપા છે,
ને તારૂ વિશ્વાસુપણુ વાદળ સુધી છે
૬ દેવના પર્વતોના જેવુ તારૂ ન્યાયીપણુ છે,
તારા ન્યાયકૃત્યો ઘણા ઉંડા છે,
હે યહોવાહ તું માણસનુ તથા પશુનુ રક્ષણ કરે છે
૭ હે દેવ, તારી કૃપા કેવી અમૂલ્ય છે!
ને મનુષ્યપુત્રો તારી પાંખની છાયામા આશ્રય
લે છે
૮ તેઓ તારા ઘરની પુષ્ટિથી પુષ્કળ તૃપ્ત થશે,
ને તું તારા સુખોની નદીમાથી તેઓને પાઇશ
૯ કેમકે જીવનનો ઝરો તારી પાસે છે,
તારા અજવાળામા અમે અજવાળુ જોઇશુ
૧૦ તને ઓળખનારાઓ ઉપર તારી કૃપા,
તથા અંતઃકરણના યથાર્થીઓ પર તારૂ ન્યાયીપણુ
તું જારી રાખ
૧૧ અહંકારીના પગને મારી સામા આવવા ન દે
તથા દુષ્ટોના હાથને મને નસાડવા ન દે
૧૨ અન્યાય કરનારા આ પડ્યા!
તેઓ જમીનદોસ્ત થયા છે, અને ઉઠી શકશે નહિ

દાઉદનુ [ગીત]

**૩૭** ભુંડુ કરનારાઓને લીધે તું ન ખિજવાઇશ,
ને અન્યાય કરનારાઓની ઇર્ષા ન કરીશ
૨ કેમકે તેઓ જલદીથી ઘાસની માફક કપાઇ જશે,
ને લીલી વનસ્પતિની માફક ચિમળાઇ જશે
૩ યહોવાહ પર ભરોસો રાખ ને ભલુ કર,
દેશમા રહે ને વિશ્વાસુપણાની પાછળ લાગ
૪ વળી યહોવાહમા આનંદ કર,
ને તે તારા હૃદયની ઇચ્છાઓ પૂરી પાડશે
૫ તારો માર્ગ યહોવાહને સોંપ,
તેના પર ભરોસો પણ કર, ને તે તેને ફળિભૂત
કરશે
૬ અને તે તારા ન્યાયીપણાને અજવાળાની પેઠે,
ને તારા ન્યાયને બપોરની પેઠે પ્રસિદ્ધ કરશે
૭ યહોવાહ આગળ શાંત થા, ને તેની વાટ જો,

જે પોતાના માર્ગમા આબાદ થાય છે તેને લીધે,
તથા જે માણસ કુયુક્તિઓ અમલમા લાવે છે તેને
લીધે તુ ખિજવાઇશ નહિ
૮ રોષને છોડ ને કોપનો ત્યાગ કર,
તુ ખિજવાઇશ મા, તેથી ફક્ત દુષ્કર્મ [ નિપજે છે ]
૯ કેમકે દુષ્કર્મીઓનો સહાર થશે,
પણ યહોવાહ પર આશા રાખનારાઓ પૃથ્વીનો
વારસો પામશે
૧૦ કેમકે થોડા વખતમા દુષ્ટો હતા ન હતા થશે,
હા, તુ તેના મકાનને ખંતથી શોધીશ, પણ તે
નહિ હોય
૧૧ પણ દીન લોક પૃથ્વીનો વારસો પામશે,
ને પુષ્કળ શાતિમા તેઓ આનદ કરશે.
૧૨ દુષ્ટો ન્યાયીની વિરૂદ્ધ કુયુક્તિ રચે છે,
ને તેની સામે પોતાના દાત પીસે છે
૧૩ પ્રભુ તેની હાસી કરશે,
કેમકે તે જુએ છે કે તેનો કાળ પાસે આવે છે
૧૪ દીન તથા દરિદ્રીને પાડી નાખવા સારૂ
તથા જે માણસ યથાર્થી છે તેઓને મારી નાખવા
માટે,
દુષ્ટોએ તરવાર તાણી છે ને પોતાનુ ધનુષ્ય ખેચ્યુ
છે
૧૫ તેઓની તરવાર તેઓના પોતાના હૃદયમા પેસશે,
ને તેમના ધનુષ્ય ભાગી નખાશે.
૧૬ ન્યાયીની પાસે જે થોડુ છે,
તે ઘણા દુષ્ટોની દોલત કરતા શ્રેષ્ઠ છે
૧૭ કેમકે દુષ્ટોના ભુજ ભાગી નખાશે,
પણ યહોવાહ ન્યાયીઓને નિભાવે છે
૧૮ યહોવાહ નિર્દોષીઓના દિવસો જાણે છે,
ને તેઓનો વારસો સર્વકાળ રહેશે.
૧૯ ભુડાઇને સમયે તેઓ લજવાશે નહિ,
ને દુકાળના દિવસોમા તેઓ ધરાશે
૨૦ પણ દુષ્ટો નાશ પામશે,
ને યહોવાહના શત્રુઓ ચારાના વૈભવ જેવા થશે,
તેઓનો ક્ષય થશે, ધુમાડામા તેઓનો ક્ષય થશે.
૨૧ દુષ્ટ ઉછીનુ લે છે, ને પાછુ આપતો નથી,
પણ ન્યાયી કરૂણાથી વર્ત્તે છે ને [ દાન ] આપે છે
૨૨ કેમકે તેનાથી આશીર્વાદિત થયલા પૃથ્વીનો વારસો
પામશે,
અને તેનાથી શાપિત થયલાનો સહાર થશે
૨૩ માણસના પગલા યહોવાહથી ગોઠવાય છે,
અને તે તેના માર્ગમા હર્ખાય છે
૨૪ જો કે તે પડી જાય તો પણ તે છેક જમીનદોસ્ત
નહિ થશે,
કેમકે યહોવાહ હાથ પકડીને તેને નિભાવે છે
૨૫ હુ જુવાન હતો, અને હવે ઘરડો થયો છુ,
તો પણ ન્યાયીને તજેલો
અથવા તેના સતાનને રોટલીની ભીખ માગતા મે
જોયા નથી.
૨૬ આખો દિવસ તે કરૂણાથી વર્ત્તે છે, ને ઉછીનુ
આપે છે,
ને તેના સતાન આશીર્વાદિત છે
૨૭ ભુડાથી દૂર જા ને ભલુ કર,
ને સર્વકાળ રહે
૨૮ કેમકે યહોવાહ ન્યાયને ચાહે છે,
ને પોતાના ભક્તોને તજી દેતો નથી,
તેઓનુ રક્ષણ સદા થાય છે,
પણ દુષ્ટોના સતાનનો સહાર થશે
૨૯ ન્યાયીઓ પૃથ્વીનો વારસો પામશે,
ને તેમા સર્વકાળ રહેશે.
૩૦ ન્યાયીનુ મુખ ડહાપણની વાત ભાખે છે,
ને તેની જીભ ન્યાય બોલે છે
૩૧ તેના દેવનો નિયમ તેના હૃદયમા છે,
તેના પગલા સરકી જશે નહિ
૩૨ દુષ્ટ ન્યાયીને તાકી રહે છે,
ને તેને મારી નાખવાને લાગ શોધે છે
૩૩ યહોવાહ તેને તેના હાથમા પડ્યા રહેવા નહિ દેશે,
ને તેનો ન્યાય થાય છે ત્યારે તે તેને દોષિત નહિ
ઠરાવશે.
૩૪ યહોવાહની વાટ જો, ને તેનો માર્ગ પાળ,
ને પૃથ્વીનો વારસો પામવાને તે તને મોટો કરશે,
દુષ્ટોનો સહાર થશે ત્યારે તુ તે જોશે
૩૫ મે દુષ્ટને મોટા સામર્થ્યમા
તથા અનુકૂળ ભૂમિમા રોપેલા લીલા વૃક્ષની પેઠે
ફેલાતો જોયો.
૩૬ પણ હુ ફરી ત્યા થઇને ગયો, ને જુઓ, તે
નહોતો,
હા, મે તેને શોધ્યો પણ તે મળ્યો નહિ
૩૭ નિર્દોષ માણસનો વિચાર કર, ને યથાર્થીને જો,
કેમકે [ તે ] માણસનો અત શાતિરૂપ છે

૩૮ પણ ઉલ્લંઘન કરનારાઓ તો એકત્ર નાશ પામશે,
પરિણામે દુષ્ટોનો સંહાર થશે
૩૯ પણ ન્યાયીઓનું તારણ યહોવાહથી છે,
સંકટની વેળાએ તે તેઓનો કિલ્લો છે
૪૦ અને યહોવાહ તેમને મદદ કરે છે ને તેમને છોડાવે છે,
તે તેઓને દુષ્ટોથી છોડાવે છે ને તેમને તારે છે,
કારણ કે તેઓએ તેનો આસરો લીધો છે

સંભારણને અર્થે દાઉદનું ગીત

૩૮ હે યહોવાહ, તારા ક્રોધમાં મને ઠપકો ન દે,
ને તારા રોષમાં મને શિક્ષા ન કર
૨ કેમકે તારાં બાણ મારા પર પડ્યાં છે,
ને તારો હાથ મને જોરથી દાબે છે
૩ તારા રોષને લીધે મારા માંસમાં સાજાપણું નથી
અને મારા પાપને લીધે મારાં હાડકાંમાં શાંતિ નથી
૪ કેમકે મારા અન્યાય મારા માથા પર ચઢી ગયા છે,
ભારે બોજાની માફક તે મારાથી અસહ્ય છે
૫ મારી મૂર્ખાઇને લીધે
મારા જખમ ગંધાય છે તથા સડી ગયા છે
૬ મને વેદના થાય છે અને હું ઘણો વાંકો વળી ગયો છું,
હું આખો દિવસ શોક કરતો ફરૂં છું
૭ કેમકે મારી કમર બળતરાએ ભરેલી છે,
ને મારા માંસમાં સાજાપણું નથી
૮ હું બેહોશ થયો છું તથા ઘણો કચડાયો છું,
મારા હૃદયના ગભરાટને લીધે મેં બુમાબુમ પાડી મૂકી છે
૯ હે પ્રભુ, મારી સર્વ ઇચ્છા તારી આગળ છે,
ને મારો વિલાપ તારાથી છાનો નથી
૧૦ મારૂં હૈયું ધડકે છે, મારૂં બળ ઘટી ગયું છે,
ને મારી આંખોનું તેજ તે પણ જતું રહ્યું છે
૧૧ મારા સ્નેહીઓ તથા મારા મિત્રો મારા દરદથી દૂર રહે છે,
ને મારાં સગાં વેગળાં ઉભાં રહે છે
૧૨ જેઓ મારો જીવ શોધે છે તેઓ પણ ફાંદા માંડે છે,
ને જેઓ મારો ઉપદ્રવ શોધે છે તેઓ હાનિકારક વાતો બોલે છે,
ને આખો દિવસ કપટ કલ્પે છે
૧૩ પણ બહેરા માણસની પેઠે હું સાંભળતો નથી,
ને મુંગો માણસ જે પોતાનું મુખ ઉઘાડતો નથી તેના જેવો હું છું
૧૪ હા, જે માણસ સાંભળતો નથી
ને જેના મુખમાં દલીલો નથી, તેના જેવો હું છું
૧૫ કેમકે, હે યહોવાહ, હું તારા પર આશા રાખું છું,
હે પ્રભુ મારા દેવ, તું ઉત્તર દેઇશ
૧૬ કેમકે મેં કહ્યું, રખે તેઓ મારા પર હર્ખાય,
મારો પગ લપસે છે ત્યારે તેઓ મારી સામા વડાઇ કરે છે
૧૭ કેમકે હું લથડી પડવા તૈયાર છું,
ને મારો ખેદ નિત્ય મારી આગળ છે
૧૮ કેમકે હું મારૂં અન્યાયીપણું પ્રગટ કરીશ,
હું મારા પાપને લીધે શોક કરીશ
૧૯ પણ મારા શત્રુઓ ચપળ [ તથા ] પરાક્રમી છે,
ને જેઓ અન્યાયથી મારો દ્વેષ કરે છે તેઓ વધી ગયા છે
૨૦ વળી જેઓ ભલાને બદલે ભુંડું પાછું વાળે છે
તેઓ મારા શત્રુઓ થયા છે કારણ કે જે સારૂં છે તેની પાછળ હું લાગું છું
૨૧ હે યહોવાહ, મને ન તજ,
હે મારા દેવ, મારાથી દૂર ન થા
૨૨ હે પ્રભુ મારા તારણ,
મને સહાય કરવાને ઉતાવળ કર

મુખ્ય ગવૈયા યદૂથૂનને સારૂ, દાઉદનું ગીત

૩૯ મેં કહ્યું, હું મારા માર્ગોને સંભાળીશ,
કે હું મારી જીભે પાપ ન કરૂં,
દુષ્ટો મારી આગળ હોય
ત્યારે હું મારૂં મુખ લગામથી કબજે રાખીશ
૨ હું મુંગો થઇને છાનો રહ્યો, સારૂં બોલવાથી પણ હું છાનો રહ્યો,
ને મારો શોક વધી ગયો
૩ મારૂં હૃદય મારામાં તપ્ત થયું,
હું વિચારમાં હતો ત્યારે આગ ઉઠી,
ને હું મારી જીભે બોલ્યો,
૪ હે યહોવાહ, મારો અંત
તથા મારા આયુષ્યનું માપ તે કેટલું છે, એ મને જણાવ,
હું કેવો ક્ષણભંગુર છું તે મને શિખવ
૫ જો, તેં મારા દિવસ ચાર આંગળ જેટલા કીધા છે,
ને મારૂં આયુષ્ય તારી આગળ શૂન્ય જેવું છે,

૯ દેવ જે મારો ખડક તેને હુ કહીશ કે, તું મને કેમ
વિસરી ગયો છે?
શત્રુઓના જુલમને લીધે હુ કેમ શોક કરતો ફરૂ છું?
૧૦ તારો દેવ કયા છે? એમ નિત્ય મને કહીને
મારા શત્રુઓ જાણે કે મારાં હાડકાં કચરી નાખતા
હોય તેમ મને મેહેણાં મારે છે
૧૧ હે મારા આત્મા, તું કેમ ઉદાસ થયો છે?
ને તું મારામાં કેમ ગભરાયો છે?
તું દેવની આશા રાખ, કેમકે જે મારા મુખનું
તારણ તથા મારો દેવ છે
તેને હુ હજી સ્તવીશ

૪૩ હે દેવ, મારો ન્યાય કર, તથા અધર્મી
પ્રજાની સાથે મારા પક્ષમા વાદ કર;
કપટી તથા અન્યાયી માણસથી મને છોડાવ.
૨ કેમકે તું મારા સામર્થ્યનો દેવ છે; તેં કેમ મને
વેગળો કર્યો છે?
શત્રુઓના જુલમને લીધે હુ કેમ શોક કરતો ફરૂ છું?
૩ તારૂં અજવાળુ તથા સત્ય મોકલ, તેઓ મને દોરે;
તેઓ મને તારા પવિત્ર પર્વતમા તથા તારા મંડ-
પમાં લાવે
૪ ત્યારે હુ દેવની વેદી પાસે,
દેવ મારા અત્યાનંદ પાસે જઇશ;
અને, હે દેવ, મારા દેવ, હુ વીણા વડે તારી ઉપ-
કારસ્તુતિ કરીશ.
૫ હે મારા આત્મા, તું કેમ ઉદાસ થયો છે?
ને તું મારામાં કેમ ગભરાયો છે?
તું દેવની આશા રાખ, કેમકે જે મારા મુખનુ
તારણ તથા મારો દેવ છે,
તેને હુ હજી સ્તવીશ.

મુખ્ય ગવૈયાને સારૂ, કોરાહના દીકરાઓનુ
[ગીત], માસ્કીલ.

૪૪ હે દેવ, અમે અમારા કાનોએ સાંભળ્યુ છે,
જે કૃત્યો અમારા પિતૃઓના દિવસોમાં,
એટલે પુરાતન કાળમાં, તેં કીધા હતા, તે વિષે
તેઓએ અમને કહ્યું છે.
૨ તેં તારે હાથે વિદેશીઓને કાઢી મૂકીને ત્યાં તેમને
વસાવ્યા;
તેં લોકો પર પીડાપાત આણીને તેઓને ખદેડી
મેલ્યા
૩ કેમકે પોતાની તરવારવડે તેઓએ દેશને કબજે
કીધો નહોતો,
વળી પોતાના ભુજવડે તેઓએ પોતાને બચાવ્યા
નહોતા;
પણ તારા જમણા હાથે તથા તારા ભુજે તથા તારા
મુખના અજવાળાએ તેમને બચાવ્યા,
કેમકે તું તેઓ પર પ્રસન્ન હતો.
૪ હે દેવ, તુ મારો રાજા છે;
યાકૂબને સારૂ તારણ ફરમાવ
૫ તારાથી અમે અમારા વૈરીઓને પાડી નાખીશું,
તારે નામે અમારી વિરૂદ્ધ ઉઠનારાને છુંદીશું
૬ કેમકે હુ મારા ધનુષ્ય પર ભરોસો નહિ કરીશ,
ને મારી તરવાર પણ મને તારશે નહિ.
૭ પણ તેં અમારા વૈરીઓથી અમને બચાવ્યા છે,
ને અમારા દ્વેષીઓને લજવ્યા છે.
૮ દેવમાં અમે આખો દિવસ વડાઇ કીધી છે,
ને સદાકાળ સુધી અમે તારા નામની ઉપકારસ્તુતિ
કરીશું (સેલાહ).
૯ પણ હવે તેં અમને દૂર કીધા છે, તથા અમારા પર
અપમાન આણ્યુ છે;
ને અમારાં સૈન્યો સાથે તું બહાર આવતો નથી
૧૦ તું વૈરી તરફ અમારી પીઠ ફેરવાવે છે;
ને અમારા દ્વેષીઓ પોતાને સારૂ લૂટે છે.
૧૧ કપાવાના ઘેટાની પેઠે તેં અમને આપી દીધા છે,
ને વિદેશીઓમા અમને વિખેરી નાખ્યા છે.
૧૨ તું તારા લોકને મફત વેચી દે છે,
ને તેમની કિમ્મતથી તને કંઇ લાભ નથી
૧૩ તું અમને અમારા પડોસીઓની આગળ મેહેણારૂપ,
તથા અમારી આસપાસ રહેનારાઓની આગળ
તિરસ્કાર તથા મશ્કરીરૂપ કરે છે
૧૪ તું અમને વિદેશીઓમા દ્રષ્ટાંતરૂપ
તથા લોકોમાં માથુ હલાવવાનુ કારણ કરે છે.
૧૫ મારૂ અપમાન આખો દિવસ મારી આગળ છે,
ને મારા મુખની લાજે મને ઢાંકયો છે;
૧૬ નિંદા તથા દુર્ભાષણ કરનારના સાદને લીધે
અને શત્રુ તથા વેર વાળનારની દ્રષ્ટિને લીધે [આવું
થાય છે].
૧૭ આ બધું અમારા ઉપર આવી પડયુ છે, તોએ
અમે તને વિસરી ગયા નથી.
ને તારા કરાર પ્રત્યે અમે નિમકહરામ થયા નથી.

૧૮ અમારૂં હૃદય પાછું હઠી ગયું નથી,
ને અમારાં પગલાં તારા માર્ગ પરથી [અન્ય માર્ગે] વળ્યાં નથી;
૧૯ તોપણ તેં શિયાળવાંની જગ્યામાં અમને કચડ્યા છે,
ને મોતની છાયાથી અમને ઢાંક્યા છે.
૨૦ જો અમે અમારા દેવનું નામ વિસરી ગયા હોઇએ,
કે પારકા દેવની ભણી અમારા હાથ પસાર્યા હોય,
૨૧ તો શું દેવ તે ખોળી નહિ કાઢશે?
કેમકે તે હૃદયની ગુપ્ત વાતો જાણે છે.
૨૨ કેમકે અમે તારે લીધે આખો દિવસ માર્યા જઇએ છીએ;
કપાવાના ઘેટાંના જેવા અમે ગણાઇએ છીએ.
૨૩ હે પ્રભુ, જાગ, તું કેમ ઉંઘે છે?
ઉઠ, [અને અમને] સદાકાળ સુધી દૂર ન કર.
૨૪ તું તારૂં મુખ કેમ ઢાંકે છે,
ને અમારૂં સંકટ તથા સતાવણી કેમ વિસરી જાય છે?
૨૫ કેમકે અમારો જીવ ધૂળ સુધી નમી ગયો છે;
અમારૂં પેટ ભૂમિને ચોંટી રહે છે.
૨૬ અમારી સહાયને સારૂ તું ઉઠ,
ને તારી કૃપાની ખાતર અમને છોડાવ.

મુખ્ય ગવૈયાને સારૂ, રાગ શોશન્નિમ, કોરાહના દીકરાઓનું [ગીત] માસ્કીલ પ્રીતિ વિષેનું ગાયન.

૪૫ મારૂં હૃદય સારા વિષયથી ઉભરાઇ જાય છે; જે વાત મેં રાજા સંબંધી રચી તે હું બોલું છું;
મારી જીભ ચપળ લહિયાની કલમ જેવી છે.
૨ તું મનુષ્યપુત્રો કરતાં સુંદર છે;
તારા હોઠો પર અનુગ્રહ રેડેલો છે;
એ માટે દેવે સદાકાળ તને આશીર્વાદ દીધો છે.
૩ હે પરાક્રમી, તારી તરવાર તારી કમરે બાંધ,
તારૂં ગૌરવ તથા તારૂં મહાત્મ્ય [સજ].
૪ અને સત્ય, નમ્રતા તથા ન્યાયીપણાને અર્થે
જય સહિત તારા મહાત્મ્યે સ્વારી કર;
ને તારો જમણો હાથ તને ભયંકર કૃત્યો શિખવશે.
૫ તારાં બાણ તીક્ષ્ણ છે,
લોકો તારી તળે પડી જાય છે,
તે રાજાના શત્રુઓના હૃદયમાં [પેઠાં છે]
૬ હે દેવ, તારૂં રાજ્યાસન સનાતન છે;
તારા રાજ્યનો દંડ તે યથાર્થ રાજ્યદંડ છે.
૭ તેં ન્યાયીપણા પર પ્રીતિ કીધી છે; ને દુષ્ટાઇ પર દ્વેષ કીધો છે;
તે માટે દેવે, તારા દેવે, આનંદના તેલથી
તારા સોબતીઓ ઉપર તને અભિષિક્ત કીધો છે.
૮ તારાં બધાં વસ્ત્ર બોળ, અગર [તથા] તજથી [સુગંધીદાર છે];
હાથીદાંતના મેહેલોમાંથી તારનાં વાજિંત્રોએ તને હર્ષિત કીધો છે.
૯ રાજપુત્રીઓ તારી માનવંત સ્ત્રીઓ મધ્યે છે;
તારે જમણે હાથે ઓફિરના સોનાથી [સણગારેલાં] રાણીજી ઉભાં છે.
૧૦ હે દીકરી, સાંભળ ને વિચાર કર, ને કાન ધર;
વળી તારા લોકને તથા તારા બાપના ઘરને વિસર;
૧૧ ને રાજા તારા સૌન્દર્ય પર મોહિત થશે;
તે તારો ધણી છે માટે તું તેની સેવાભક્તિ કર
૧૨ અને સૂરની દીકરી નજરાણું લઇને [ત્યાં આવશે]
અને લોકોમાંના શ્રીમંતો પણ તારી કૃપાને વાસ્તે આજીજી કરશે.
૧૩ રાજપુત્રી [મેહેલ]માં સંપૂર્ણ ગૌરવવાન છે;
તેનાં વસ્ત્ર જરીનાં છે
૧૪ બુટ્ટેદાર વસ્ત્ર પહેરીને તે રાજા પાસે લઇ જવાશે;
તેની જે સૈયરો તેની પાછળ ચાલે છે
તે કુમારીકાઓ તારી પાસે લવાશે
૧૫ આનંદે તથા ઉત્સાહે તેઓ લવાશે;
તેઓ રાજમેહેલમાં પ્રવેશ કરશે
૧૬ તારા પિતૃઓને ઠેકાણે તારા દીકરા આવશે,
કે જેઓને તું આખી પૃથ્વીમાં સરદારો ઠરાવીશ.
૧૭ હું પેઢી દર પેઢી તારા નામનું સ્મરણ રખાવીશ,
એ માટે લોક સદાકાળ સુધી તારી ઉપકારસ્તુતિ કરશે.

મુખ્ય ગવૈયાને સારૂ; કોરાહના દીકરાઓનું [ગીત], રાગ અલામોથ ગાયન.

૪૬ દેવ આપણો આશ્રય તથા સામર્થ્ય, [ને] સંકટને સમયે હાજરાહજુર મદદગાર છે.
૨ એ માટે જો કે પૃથ્વી બદલાઇ જાય,
ને જો કે પર્વતો સમુદ્ર મધ્યે હાલતા થાય,
૩ જો કે તેનું પાણી ગર્જના કરે તથા વલોવાય,
જો કે તેના ઉછાળાથી પર્વતો કાંપે તો પણ આપણે નહિ બિહીએ. (સેલાહ).
૪ એક નદી છે, કે જેના વહેળા દેવના નગરને
એટલે પરાત્પરના મંડપની પવિત્ર જગ્યાને, આનંદિત કરે છે.

૫ દેવ તેની મધ્યે છે, તે હલાવાશે નહિ;
દેવ તેને મદદ કરશે, અને તે વળી પોહ ફાટતે.
૬ વિદેશીઓએ તોફાન મચાવ્યું, રાજ્યો હલાવાયાં;
તેણે પોતાનો સાદ કાઢયો ને પૃથ્વી પિગળી ગઇ.
૭ આપણી સાથે સૈન્યોનો [સરદાર] યહોવાહ છે;
યાકૂબનો દેવ આપણો આશ્રય છે; (સેલાહ)
૮ આવો, યહોવાહનાં કૃત્ય,
એટલે તેણે પૃથ્વીમાં કેવા વિનાશ કીધા છે, તે જુઓ.
૯ તે પૃથ્વીના છેડા સુધી લડાઇઓ બંધ કરે છે;
તે ધનુષ્યને ભાંગી નાખે છે, ને ભાલાને કાપી નાખે છે.
તે અગ્નિમાં રથોને બાળી નાખે છે
૧૦ છાના રહો, ને જાણો કે દેવ હું છું;
હું વિદેશીઓમાં મોટો મનાઇશ, હું પૃથ્વીમાં મોટો મનાઇશ.
૧૧ સૈન્યોનો યહોવાહ આપણી સાથે છે,
યાકૂબનો દેવ આપણો આશ્રય છે. (સેલાહ)

મુખ્ય ગવૈયાને સારૂ; કોરાહના દીકરાઓનું ગીત.

૪૭ હે સર્વ લોક, તાળી પાડો;
જયજયકારના સાદથી દેવની આગળ પોકાર કરો.
૨ કેમકે પરાત્પર યહોવાહ ભયંકર છે;
તે આખી પૃથ્વી પર મોટો રાજા છે.
૩ તે આપણી હેઠળ લોકોને
તથા આપણા પગ તળે વિદેશીઓને પરાજિત કરશે.
૪ તે આપણે સારૂ આપણો વારસો,
એટલે પોતાના વહાલા યાકૂબની ઉત્તમતા પસંદ કરશે. (સેલાહ).
૫ દેવ પોકારસહિત,
યહોવાહ શિંગના અવાજસહિત ચઢી ગયો છે.
૬ દેવનાં સ્તોત્રો ગાઓ, સ્તોત્રો ગાઓ;
આપણા રાજાનાં સ્તોત્રો ગાઓ, સ્તોત્રો ગાઓ.
૭ કેમકે દેવ આખી પૃથ્વીનો રાજા છે;
સમજીને સ્તોત્ર ગાઓ.
૮ દેવ વિદેશીઓ પર રાજ્ય કરે છે;
દેવ પોતાના પવિત્ર રાજ્યાસન પર બિરાજે છે.
૯ લોકોના સરદારો એકઠા થયા છે,
કે તેઓ ઇબ્રાહીમના દેવના લોક [થાય];
કેમકે પૃથ્વીની ઢાલો દેવની છે;
તે ઘણો મોટો મનાએલો છે.

ગાયન; કોરાહના દીકરાઓનું ગીત.

૪૮ આપણા દેવના નગરમાં, તેના પવિત્ર પર્વતમાં,
યહોવાહ મોટો તથા ઘણો સ્તુત્ય છે.
૨ મોટા રાજાનું નગર
સિયોન પર્વત, તે ઉત્તર બાજુએ
ઉંચાઇમાં ખુબસુરત તથા આખી પૃથ્વીનો આનંદ છે.
૩ તેના મેહેલોમાં દેવે પોતાને આશ્રયરૂપે જાહેર કીધો છે.
૪ કેમકે જુઓ, રાજાઓ ભેગા થયા,
તેઓ એકત્ર ત્યાં થઇને ચાલ્યા ગયા.
૫ તેઓએ તે જોયું ત્યારે તેઓ વિસ્મય પામ્યા;
તેઓને દેહેશત લાગી, તેઓ ત્વરાથી જતા રહ્યા
૬ ત્યાં તેમને ધ્રુજારી લાગી,
તથા જણતી સ્ત્રીના જેવું કષ્ટ થયું.
૭ તું પૂર્વના વાયુએ
તાર્શીશનાં વહાણોને ભાંગી નાખે છે.
૮ જેમ આપણે સાંભળ્યું છે
તેમ સૈન્યોના [સરદાર] યહોવાહના નગરમાં,
આપણા દેવના નગરમાં આપણે જોયું છે;
દેવ સદાકાળ તેને સ્થાપિત કરશે (સેલાહ).
૯ હે દેવ, અમે તારા મંદિર મધ્યે
તારી કૃપા વિષે વિચાર કીધો છે
૧૦ હે દેવ, જેવું તારૂં નામ છે
તેવી તારી સ્તુતિ પણ પૃથ્વીની સીમા સુધી છે;
તારો જમણો હાથ ન્યાયીપણાથી ભરેલો છે
૧૧ તારાં ન્યાયકૃત્યના કારણથી
સિયોન પર્વત આનંદિત થાય,
ને યહુદાહની દીકરીઓ હર્ખાય.
૧૨ સિયોનની આસપાસ જઇને તેની પ્રદક્ષિણા કરો;
તેના બુરજોની ગણના કરો.
૧૩ તેનો કોટ બરાબર ધ્યાનમાં લો,
તેના મેહેલો પર લક્ષ આપો;
એ માટે કે તમે આવતી પેઢીને તે વિષે કહી શકો.
૧૪ કેમકે આ દેવ સદા સર્વકાળ આપણો દેવ છે;
તે મરણ પર્યંત આપણો દોરનાર થશે.

મુખ્ય ગવૈયાને સારૂ, કોરાહના દીકરાઓનું ગીત

૪૯ હે સર્વ લોક, તમે આ સાભળો,
હે સઘળા જગવાસીઓ, કાન દો
૨ નીચ તથા ઉચ બન્ને,
ધનવંત તથા દરિદ્રી એકત્ર [ સાભળો ]
૩ મારૂ મુખ બુદ્ધિ વિષે બોલશે,
ને મારા હૃદયના વિચાર જ્ઞાન વિષે થશે
૪ હુ દૃષ્ટાંત તરફ મારો કાન ધરીશ,
વીણા પર મારો મર્મ ખોલીશ
૫ મારી પૂઠે લાગનારાનો અન્યાય મને ઘેરે છે,
એવા ભુડાઇના દિવસોમા હુ શા માટે બિહુ ?
૬ જેઓ પોતાના ધન પર ભરોસો રાખે છે,
ને પોતાના દ્રવ્યની પુષ્કળતામા અભિમાન કરે છે,
૭ [ તેઓમાના ] કોઇથી કોઇ પણ રીતે પોતાનો ભાઇ ખડી લેવાય નહિ,
અથવા તેને સારૂ દેવને ખડણી અપાય નહિ,
૮ ( કેમકે તેના પ્રાણની ખડણી અમૂલ્ય છે,
અને એ [ નો વિચાર ] સદા છોડી દેવો જોઇએ ),
૯ કે તે હજી સદા જીવે
ને કોહોવાણ ન પામે
૧૦ કેમકે તે જુએ છે કે બુદ્ધિવંતો મરે છે,
મૂર્ખ તથા હેવાન જેવા એકત્ર નાશ પામે છે,
ને પારકાઓને વાસ્તે પોતાનુ ધન મૂકી જાય છે
૧૧ તેઓના અંતરનો વિચાર એવો છે કે અમારા ઘર સદા [ ટકશે ]
અમારા રહેઠાણ પેઢી દર પેઢી [ ટકશે ],
તેઓ પોતાની જાગીરોને પોતાના નામ આપે છે
૧૨ પણ માણસનુ માન ટકી રહેતું નથી,
તે નાશ પામનાર પશુના જેવો છે
૧૩ આ તેઓનો માર્ગ તેઓની મૂર્ખાઇ છે,
તેમ છતા તેમની પાછીના લોક તેમની કહેણીઓ પસંદ કરે છે (સેલાહ)
૧૪ તેઓ શેઓલમા [ નાખવાના ] ટોળા તરીકે ઠરાવાયા છે,
મોત તેમને ચારશે,
અને યથાર્થીઓ સવારના તેમના ઉપર અધિકાર કરશે,
ને તેઓનું સૌન્દર્ય શેઓલમા નાશ પામશે, એવુ કે તેને વાસ્તે કાઇ રહેઠાણ નહિ હોય
૧૫ પણ દેવ મારા આત્માને શેઓલના સામર્થ્યથી ખડી લેશે,
કેમકે તે મારો અંગીકાર કરશે (સેલાહ)
૧૬ જ્યારે કોઇ ધનવાન થાય છે,
જ્યારે તેના ઘરનો વૈભવ વધે છે, ત્યારે તું બિહી મા,
૧૭ કેમકે તે મરી જાય ત્યારે તે પોતાની સાથે કંઇ લઇ જશે નહિ,
તેનો વૈભવ તેની પાછળ જશે નહિ.
૧૮ જ્યારે તે જીવતો હતો ત્યારે તે પોતાના આત્માને ધન્યવાદ આપતો,
અને તું પોતાનુ ભલુ કરે છે ત્યારે માણસો તારા વખાણ કરે છે,
૧૯ તો પણ તે પોતાના પૂર્વજોના જમાનાના લોકોની પાસે જશે,
તેઓ કદી અજવાળુ જોશે નહિ
૨૦ જે માણસ માનવંત છતા બુદ્ધિહીન છે,
તે નાશ પામનાર પશુઓના જેવો છે

આસાફનુ ગીત

૫૦ દેવ, હા, દેવ યહોવાહ બોલ્યો છે,
ને તેણે સૂર્યોદયથી તે સૂર્યાસ્ત સુધી પૃથ્વીને બોલાવી છે
૨ સૌન્દર્યની સપૂર્ણતા જે સિયોન, તેમાથી દેવ પ્રકાશ્યો છે
૩ આપણો દેવ આવશે, ને ચૂપ નહિ રહેશે,
તેની આગળ અગ્નિ ખાઇ જશે,
ને તેની આસપાસ આધી થશે
૪ પોતાના લોકનો ન્યાય કરવાને
તે ઉપરના આકાશને તથા પૃથ્વીને બોલાવશે,
૫ જેઓએ યજ્ઞથી મારી સાથે કરાર કીધો છે
તે મારા ભક્તોને મારી પાસે ભેગા કરો.
૬ ને આકાશો તેનુ ન્યાયીપણુ પ્રગટ કરશે,
કેમકે દેવ પોતે ન્યાયાધીશ છે (સેલાહ)
૭ હે મારા લોકો, સાભળો, ને હુ બોલીશ,
હે ઇસ્રાએલ, [ સાભળ ], ને હુ તારી વિરુદ્ધ સાક્ષી પૂરીશ,
હુ દેવ, [ હા ] તારો દેવ છુ
૮ તારા યજ્ઞોને લીધે હુ તને ઠપકો નહિ દઉં,
અને તારા દહનીયાપણ નિરંતર મારી આગળ છે
૯ હુ તારા ઘરમાથી કોઇ ગોધો,
ને તારા વાડાઓમાથી બકરા નહિ લઇશ
૧૦ કેમકે અરણ્યનુ દરેક પશુ
તથા હજાર ડુગરો ઉપરના જનાવર મારા છે

૧૧ હુ પર્વતોના સર્વ પક્ષીઓને ઓળખુ છું,
ને જંગલના શ્વાપદ મારા છે
૧૨ જો હુ ભૂખ્યો હોત તો હુ તને ન કહેત,
કેમકે જગત તથા તેનુ ભરપૂરપણુ મારૂ છે
૧૩ શું, હુ ગોધાઓનુ માંસ ખાઉં,
કે બકરાઓનુ રક્ત પીઉં ?
૧૪ દેવને સ્તુત્યર્પણ ચઢાવ,
ને પરાત્પર પ્રત્યે તારી માનતાઓ ઉતાર,
૧૫ ને સંકટને દિવસે મને વિનંતી કર,
હુ તને છોડાવીશ, ને તું મારો મહિમા [પ્રગટ]
કરીશ
૧૬ પણ દુષ્ટને દેવ કહે છે,
શા માટે તારે મારા વિધિઓ પ્રગટ કરવા,
તથા મારો કરાર તારા મુખમા લેવો ?
૧૭ કેમકે તું શિખામણથી કંટાળે છે,
ને મારી વાતો તારી પછવાડે નાખે છે
૧૮ તેં ચોર જોયો ત્યારે તેં તેની સાથે સમ્મતિ આપી,
ને વ્યભિચારીઓનો ભાગીદાર તું થયા છે

ને મારા પાપથી મને શુદ્ધ કર
૩ કેમકે હુ મારા ઉલ્લંઘન જાણુ છું,
ને મારૂ પાપ નિત્ય મારી આગળ છે
૪ તારી, તારીજ વિરૂદ્ધ મેં પાપ કીધું છે,
અને જે તારી દૃષ્ટિમા ભુંડું તે મેં કીધું છે,
એ માટે કે તું બોલે ત્યારે તું ન્યાયી ઠરે,
ને તું ન્યાય કરે ત્યારે તું નિર્દોષ ઠરે
૫ જો, હુ અન્યાયીપણામા રચાયો,
ને પાપમા મારી માએ મારો ગર્ભ ધર્યો હતો
૬ જો, તું અંત કરણમા સત્યતા ઇચ્છે છે,
ને ભિતરમા તું મને જ્ઞાન શિખવીશ
૭ ઝૂફાથી મને ધોજે એટલે હુ શુદ્ધ થઇશ,
મને ન્હવાડ, તો હુ હીમ કરતા ધોળો થઇશ.
૮ મને હર્ષ તથા આનંદ સંભળાવ,
કે જે હાડકા તેં ભાગ્યા છે તેઓ ઉત્સાહ કરે
૯ મારા પાપ તરફ નજર ન કર,
ને મારા સર્વ અન્યાય ભુસી નાખ
૧૦ હે દેવ, મારામા શુદ્ધ હૃદય ઉત્પન્ન કર.

મુખ્ય ગવૈયાને સારુ દાઉદનુ મારકીલ, દાએગ અદોમીએ આવીને શાઉલને ખબર આપી કે, દાઉદ અહીમેલેખને ત્યા આવ્યો છે, તે વખતનુ

૫૨ અરે જુલમગાર, તું ભુંડાઇમા કેમ અભિ
માન કરે છે ?
દેવની કૃપા સર્વદા [ ટકે છે ]
૨ તારી જીભ ખરાબ કરવાની યોજના કરે છે,
પાણીદાર અસ્ત્રાની પેઠે તે કપટ કરે છે
૩ તું ભલાઇ કરતા ભુંડાઇને ચાહે છે,
ને ન્યાયીપણુ બોલવા કરતા તને જુઠુ બોલવુ
ગમે છે (સેલાહ)
૪ અરે કપટી જીભ,
તું સર્વ વિનાશક વચનો ચાહે છે
૫ તને પણ ઇશ્વર સદાને માટે તોડી પાડશે,
તને ઝડપી લઇને તે તને તારા તંબુમાથી ખેંચી કાઢશે,
ને ઇહલોકમાથી તને ઉખેડી નાખશે (સેલાહ)
૬ વળી ન્યાયીઓ જોશે અને બિહીશે,
ને તેને હસી કાઢીને [ કહેશે કે ],
૭ ઇશ્વરને જે પુરૂષે પોતાનો આશ્રય ન કર્યો,
પણ પોતાના ઘણા ધન પર ભરોસો રાખ્યો,
ને પોતાની કુઇચ્છાઓમા પોતાને દૃઢ કર્યો, તે
આ રહ્યા
૮ પણ હુ તો દેવના ઘરના લીલા જૈતવૃક્ષ જેવો છું,
હુ ઇશ્વરની કૃપા પર સદા સર્વદા ભરોસો રાખુ છું
૯ તેં એ કીધુ છે, માટે હુ સદા તારી ઉપકારસ્તુતિ
કરીશ,
અને તારા સતોની સન્મુખ હુ તારા નામની વાટ
જોઇશ, કેમકે તે સારૂ છે

મુખ્ય ગવૈયાને સારૂ રાગ માહલાથ, દાઉદનુ મારકીલ

૫૩ મૂર્ખે પોતાના મનમા ધાર્યું છે કે ઇશ્વર
છેજ નહિ
તેઓએ ભ્રષ્ટ થઇને ધિક્કારવા લાયક ભુંડાઇ
કીધી છે,
ભલુ કરનાર કોઇ નથી
૨ સમજણો કે દેવને શોધનાર, એવો કોઇ છે કે
નહિ, તે જોવાને,
ઇશ્વરે આકાશથી મનુષ્યજાત પર દૃષ્ટિ કરી
૩ તેઓમાનો દરેક ભટકી ગયો છે, તેઓ એકત્ર
અશુદ્ધ થયા છે
ભલુ કરનાર કોઇ નથી, ના, એક પણ નથી
૪ શું ભુંડુ કરનારાઓ કઇ સમજતા નથી ?
તેઓ રોટલા ખાતા હોય, તેમ મારા લોકને ખાઇ
જાય છે,
વળી તેઓ દેવને વિનતી કરતા નથી
૫ જ્યા ભય ન હતો ત્યા તેઓ ઘણા ભયભીત થયા,
કેમકે જે તને ઘેરો ઘાલે છે તેઓના હાડકા ઇશ્વરે
વિખેરી નાખ્યા છે,
તેં તેઓને લજાવ્યા છે, કેમકે ઇશ્વરે તેઓને
ધિક્કાર્યા છે
૬ સિયોનમાથી ઇસ્રાએલનુ તારણ વહેલુ આવે [ તો
કેવુ સારૂ ] !
ઇશ્વર પોતાના લોકને બધનમાથી પાછા લાવશે,
ત્યારે યાકૂબ હર્ષાશે, [ ને ] ઇસ્રાએલ આનદ કરશે

મુખ્ય ગવૈયાને સારૂ તારવાળા વાજા સાથે ગાવાને, દાઉદનુ મારકીલ ઝીફીઓએ આવીને શાઉલને કહ્યુ કે, શુ, દાઉદ અમારે ત્યા સતાઈ રહેતા નથી ? તે વખતનુ

૫૪ હે ઇશ્વર, તારે નામે મને તાર,
ને તારે પરાક્રમે મારો ન્યાય કર
૨ હે ઇશ્વર, મારી પ્રાર્થના સાભળ,
મારા મુખની વાતોને કાન દે
૩ કેમકે પારકા લોક મારી સામે ઉઠયા છે, ને જુલમ-
ગારો મારો જીવ લેવા શોધે છે,
તેઓએ પોતાની આગળ ઇશ્વરને રાખ્યો નથી
(સેલાહ)
૪ જુઓ, ઇશ્વર મારો સહાય કરનાર છે,
મારો પ્રાણાધાર તે પ્રભુજ છે
૫ તે મારા વૈરીઓને ભુંડાઇનો બદલો આપશે,
તારી સત્યતાએ તેઓનો નાશ કર.
૬ હું રાજીખુશીથી તને યજ્ઞ અર્પીશ,
હે યહોવાહ, હુ તારા નામની ઉપકારસ્તુતિ કરીશ
કેમકે તે સારૂ છે
૭ કારણ કે તેણે મને સર્વ સકટથી છોડાવ્યો છે,
ને [ મારી ઇચ્છા ] પ્રમાણે મારા શત્રુઓને થયુ, તે
મે નજરે જોયુ છે

મુખ્ય ગવૈયાને સારૂ તારવાળા વાજા સાથે ગવાને દાઉદનુ મારકીલ

૫૫ હે ઇશ્વર, મારી પ્રાર્થનાને કાન દે,
ને મારી યાચનાથી સતાઇ ન જા

૨ મારી વાત પર ધ્યાન આપી મને ઉત્તર દે,
હુ મારા શોકમા અશાંત છું ને વિલાપ કરૂ છું,
૩ શત્રુના અવાજને લીધે,
ને દુષ્ટોના જુલમને લીધે [ એમ કરૂ છું ],
કેમકે તેઓ મારા પર અન્યાય[ નો દોષ ] મૂકે છે,
ને ક્રોધથી મને સતાવે છે
૪ મારામા મારૂ હૃદય બહુ પીડિત થયુ છે,
ને મરણનો ધાક મારા પર પડ્યો છે
૫ ત્રાસ તથા ધ્રુજારી મારા પર આવ્યા છે,
ને હુ ભયથી ઘેરાએલો છું
૬ વળી મેં કહ્યું, મને કબૂતરની પેઠે પાખ હોત, તો
કેવુ સારૂ !
કે હું ઉડી જઇને વિસામો પામત
૭ અરે, હુ આઘે નાશી જઇને
અરણ્યમા મુકામ કરત (સેલાહ)
૮ પવનના સુસવાટાથી તથા તોફાનથી
હુ ઉતાવળે આશ્રયમા જઇ પહોચત.
૯ હે પ્રભુ, તેઓની ભાષાઓમા ફૂટ પાડી તેઓનો
નાશ કર,
કેમકે મેં નગરમા બળાત્કાર તથા ઝગડા જોયા છે
૧૦ તેઓ અહોનિશ તેના કોટ પર ફેરા ખાય છે,
તેની મધ્યે દુષ્ટતા તથા હાની છે
૧૧ તેની વચ્ચે બુરાઇ છે,
જુલમ તથા ઠગાઇ તેના રસ્તા પરથી ખસતા નથી
૧૨ કેમકે મારા પર જે આળ મૂકનારો તે શત્રુ ન હતો,
એ તો મારાથી સહન કરી શકાત,
મારી વિરૂદ્ધ વડાઇ કરનારો તે વૈરી ન હતો,
નેરાથી તો હુ સતાઇ રહી શકત
૧૩ પણ તે તુંજ હતો, તું જે મારા સરખા દરજ્જાનો
પુરૂષ,
મારો ભાઇબંધ ને મારો પરિચિત।
૧૪ આપણે સુખે એક બીજાની સલાહ લેતા હતા,
તેમ સમુદાયની સઘાતે ઇશ્વરના ઘરમા જતા હતા.
૧૫ તેમના પર મોત એકાએક આવો,
તેઓ જીવતાજ શેઓલમા ઉતરી પડો,
કેમકે બુરાઇ તેઓના વાસોમા, હા, તેઓના
અંતરમા છે
૧૬ હુ તો ઇશ્વરને હાક મારીશ,
ને યહોવાહ મારૂં તારણ કરશે
૧૭ સાંજે, સવારે તથા બપોરે હુ શોક તથા વિલાપ
કરીશ;
ને તે મારો સાદ સાભળશે
૧૮ કોઇ મારી પાસે આવે નહિ, માટે તેણે મારા
આત્માને શાંતિમા ખાડી લીધો છે,
કેમકે મારા સામાવાળા ઘણા હતા
૧૯ ઇશ્વર જે અનાદિકાળથી બિરાજેલો છે
તે સાભળશે, ને તેઓને નીચા પાડશે, (સેલાહ)
જેઓમા કંઇ ફેરફાર થતો નથી,
જેઓ ઇશ્વરથી બિહીતા નથી, [ તેઓને તે નીચા
પાડશે ]
૨૦ જેઓ તેની સાથે સમાધાન રાખતા હતા, તેઓ
પર તેણે હાથ ઉગામ્યો છે,
તેણે તેનો કરેલો કરાર તોડ્યો છે
૨૧ તેનુ મુખ માખણ જેવુ સુંવાળુ હતું,
પણ તેના હૃદયમા યુદ્ધ હતું
તેની વાતો તેલ કરતા નરમ હતી,
તો પણ તેઓ ઉઘાડી તરવારો હતી
૨૨ તારો બોજો યહોવાહ પર નાખ, ને તે તને નિભાવી
રાખશે,
તે કદી ન્યાયીને ઠોકર ખાવા દેશે નહિ
૨૩ પણ, હે ઇશ્વર, તું તેઓને નાશના ખાડામા નાખી
દેશે,
ખુની તથા કપટી માણસો પોતાના અર્ધા આયુષ્ય
સુધી જીવવાના નથી
પણ હુ તો તારા પર ભરોસો રાખીશ.

મુખ્ય ગવૈયાને સારૂ રાગ યોનાથ-એલેમ રહોકીમ
દાઉદનુ, મિખ્તામ ગાથમા પલિસ્તીઓએ
તેને પકડયો ત્યારનુ

૫૬ હે ઇશ્વર, તું મારા પર દયા કર, કેમકે
માણસ તો મને ગળી જાય,
તે આખો દિવસ લડીને મારા પર જુલમ કરે છે
૨ મારા શત્રુઓ તો આખો દહાડો મને ગળી જાય,
કેમકે જેઓ મારી સામે ગર્વથી લડે છે તેઓ
ઘણા છે
૩ જ્યારે હુ બિહી જાઉ
ત્યારે તારા પર ભરોસો રાખીશ.
૪ હુ ઇશ્વર[ની મદદ ]થી તેના વચનની સ્તુતિ કરીશ,
ઇશ્વર પર મેં ભરોસો રાખ્યો છે, હુ બિહીવાનો
નથી,

૫ તેઓ આખો દિવસ મારી વાતોને મરડે છે,
તેઓના સર્વ વિચારો મારૂ ભુડું કરવા માટે મારી
વિરૂદ્ધ છે
૬ તેઓ એકઠા થાય છે, તેઓ સતાઇ રહે છે,
તેઓ મારા પગલા તકાવે છે,
કેમકે તેઓ મારો પ્રાણ લેવાની રાહ જુએ છે
૭ શું તેઓ અન્યાય કરીને બચી જશે?
હે ઇશ્વર, તું કોપે કરી [જગતના] લોકોને પાડી
નાખ.
૮ તું મારી રખડામણો ગણે છે,
મારા આસુઓ તારી કુપ્પીમા રાખ,
શું તેઓ તારા પુસ્તકમા લખેલા નથી?
૯ જે દિવસે હુ વિનતી કરૂ, ત્યારે મારા શત્રુઓ
પાછા ફરશે,
ઇશ્વર મારા પક્ષમા છે, એ હુ જાણુ છુ
૧૦ ઇશ્વર[ની મદદ]થી હુ [તેના] વચનની સ્તુતિ
કરીશ,
યહોવાહ[ની મદદ]થી હુ [તેના] વચનની સ્તુતિ
કરીશ
૧૧ ઇશ્વર પર મે ભરોસો રાખ્યો છે, હુ બિહીવાનો
નથી,
માણસ મને શું કરનાર છે?
૧૨ હે ઇશ્વર, મે તારી માનતાઓ લીધી છે,
હુ તને સ્તુત્યર્પણો ચઢાવીશ
૧૩ કેમકે તેં મારા આત્માને મરણથી બચાવ્યો છે,
શું, મારા પગને લથડતા [તેં બચાવ્યા] નથી?
એ માટે કે હુ ઇશ્વરની સન્મુખ જીવનના અજવા-
ળામા ચાલુ

મુખ્ય ગવૈયાને સારૂ, રાગ આલ-તાશ્ખેથ દાઉદનુ,
મિખ્તામ તે શાઉલથી નાસી જઇ ગુફામા રહેતો ત્યારનુ

૫૭ હે ઇશ્વર, મારા પર દયા રાખ, મારા પર
દયા રાખ,
કેમકે મારો આત્મા તારે શરણે આવ્યો છે;
ને [આ] વિપત્તિઓ થઇ રહે, ત્યા સુધી
હુ તારી પાખોને ઓથે આશ્રય લઇશ.
૨ હુ પરાત્પર દેવની વિનતી કરીશ,
ઇશ્વર જે મારૂ પુરૂ કરનાર છે, તેની વિનતી કરીશ.
૩ જે મને ગળી જવા ચાહે છે, તે નિંદા કરે છે,
[ત્યારે] તે આકાશથી મોકલીને મને બચાવશે
(સેલાહ)
ઇશ્વર પોતાની કૃપા તથા સત્યતા મોકલશે
૪ મારો આત્મા સિંહો મધ્યે છે,
જેઓના મનમા ભડકા ઉઠે છે, તેઓમા મારે સુઇ
જવુ પડે છે,
તેઓ એવા માનવપુત્રો છે, કે જેઓના દાત ભાલા
તથા બાણ,
ને તેઓની જીભ તીક્ષ્ણ ધારવાળી તરવાર છે
૫ હે ઇશ્વર, આકાશ કરતા તું ઉંચો મનાઓ,
આખી પૃથ્વી કરતા તારો મહિમા મોટો [થાઓ]
૬ તેઓએ મારા પગને સારૂ જાળ સિદ્ધ કીધી છે,
મારો આત્મા નમી ગયો છે,
તેઓએ મારી આગળ ખાડો ખોદ્યો છે,
તે મધ્યે તેઓ પોતે પડી ગયા છે (સેલાહ).
૭ હે ઇશ્વર, મારૂ હૃદય દૃઢ છે, મારૂ હૃદય દૃઢ છે;
હુ ગાયન કરીશ, હા, હુ સ્તોત્રો ગાઇશ.
૮ જાગજે, મારા ગૌરવ, વીણા ને તમ્બુરા, તમે જાગો,
હુ તો પ્રભાતે જાગીશ
૯ હે પ્રભુ, હુ લોકોમા તારી ઉપકારસ્તુતિ કરીશ,
વિદેશીઓમા હુ તારા સ્તોત્ર ગાઇશ.
૧૦ કેમકે તારી કૃપા આકાશે પહોચે એટલી,
ને તારી સત્યતા આભમા પહોચે એટલી મોટી છે.
૧૧ હે ઇશ્વર, આકાશ કરતા તું ઉંચો મનાઓ,
આખી પૃથ્વી કરતા તારો મહિમા મોટો [દેખાઓ]

મુખ્ય ગવૈયાને સારૂ, રાગ આલ-તાશ્ખેથ
દાઉદનુ, મિખ્તામ

૫૮ અરે પરાક્રમીઓ, શું તમે ખરેખર ન્યાય
પણ બોલો છો?
શું, તમે માનવપુત્રોનો અદલ ઇનસાફ કરો છો?
૨ ના, તમે મનમા ભુંડાઇ યોજો છો,
પૃથ્વી પર તમે તમારા હાથનો જુલમ તોળ
આપો છો
૩ દુષ્ટો માના પેટથીજ ભટકી ગયલા હોય છે,
તેઓ જન્મે છે કે તરતજ જુઠુ બોલતા ખોટે રસ્તે
ચઢી જાય છે
૪ તેઓનુ વિષ સાપના વિષ જેવુ છે,
[તેઓ] કાન બંધ કરી રાખનાર બહેરા એ
જેવા છે,
૫ કે જે ઘણીજ હુશિયારીથી રાગમોહ લગાડનાર
એવા ગારૂડીનો પણ સાદ સાંભળતો નથી

૬ હે ઇશ્વર, તેઓના મ્હોની અંદર તેઓની બત્રિસી
ભાગી નાખજે,
હે યહોવાહ, સિંહના બચ્ચાની શાખીઓ પાડજે
૭ તેઓ ઝડપથી વહેતા પાણીની પેઠે જતા રહે,
તેઓ બાણ તાકે ત્યારે તેઓ બુઠા જેવા થાય
૮ ગોકળગાય જે પિગળતી પિગળતી ચાલે છે, તેના
જેવા,
સ્ત્રીનો અધુરે ગએલો ગર્ભ જેણે સૂર્યને જોયો નથી,
તેના [જેવા તેઓ થાય]
૯ તમારા હાંલ્લાને કાંટાનો તાપ લાગે ત્યાર પહેલાં,
ગમે તો તેઓ લીલા હોય કે સૂકા હોય તો પણ,
તે તેમને વંટોળિયાથી ઘસડી લઇ જશે
૧૦ બદલો વાળેલો જોઇને ન્યાયી હર્ખાશે,
તે દુષ્ટોના રક્તમા પોતાના પગ ધોશે
૧૧ માટે લોકો કહેશે, ન્યાયીને બદલો ખચિત મળે છે,
ખરેખર પૃથ્વીમા ન્યાય કરનાર ઇશ્વર છે

મુખ્ય ગવૈયાને સારૂ, રાગ અલ તાશ્ખેથ દાઉદનુ,
મિખ્તામ શાઉલે મોકલેલા માણસોએ તેને
મારવાને ઘરની ચોકી કીધી, તે વખતનુ

૫૯ હે મારા દેવ, મારા શત્રુઓથી મને છોડાવ,
મારા પર ચઢાઇ કરનારાઓથી મને ઉગાર
૨ ભુંડાઇ કરનારાઓથી મને છોડાવ,
ને ખુની માણસોથી મને બચાવ
૩ કેમકે જુઓ, તેઓ મારો પ્રાણ લેવા સતાઇ રહે છે,
પરાક્રમીઓ મારી સામે એકઠા થાય છે,
હે યહોવાહ, આ મારા ઉલ્લંઘન કે મારા પાપને
લીધે છે, એમ નહિ
૪ [મારો] કંઇ પણ દોષ ન છતા તેઓ દોડી આવીને
તૈયારી કરે છે,
મને સહાય કરવાને જાગ ને જો.
૫ હા, ઓ સૈન્યોના યહોવાહ દેવ, ઇસ્રાએલના દેવ,
તું સર્વ વિદેશીઓને જોઇ લેવાને જાગજે,
કોઇ પણ દુષ્ટ અપરાધીઓ પર તું દયા કરીશ મા
(સેલાહ)
૬ તેઓ સંધ્યાકાળે પાછા આવે છે, તેઓ કુતરાની
પેઠે ઘુરકે છે,
ને નગરની આસપાસ ફેરા ખાય છે
૭ જુઓ, તેઓ મ્હોમાથી રીણુ કાઢે છે,
તેઓના હોઠોમા તરવારો છે,
કેમકે કોણ સાંભળનાર છે? [એવુ તેઓ બોલે છે]
૮ પણ હે યહોવાહ, તું તેઓને હસી કાઢશે,
તુ સર્વ વિદેશીઓની મશ્કરી કરશે
૯ હે મારા સામર્થ્ય, હુ તારી વાટ જોઇશ,
કેમકે ઇશ્વર મારો ઉંચો ગઢ છે
૧૦ મારા પર કૃપા કરનારો ઇશ્વર મને મળશે;
ઇશ્વર મારા શત્રુઓને [મારી ઇચ્છા] પ્રમાણે
થએલુ મને જોવા દેશે
૧૧ તેઓને મારી નાખીશ મા, રખેને મારા લોક ભુલી
જાય,
હે ઇશ્વર, અમારી ઢાલ,
તારી શક્તિવડે તેઓને વિખેરી નીચા પાડી નાખ
૧૨ તેઓના મુખના પાપને લીધે, તેઓના હોઠોના
શબ્દોને લીધે,
ને તેઓ જે શાપ દે છે, ને જે જુઠું બોલે છે,
તેને લીધે
તેઓ પોતાના ગર્વમા ફસાઇ પડે
૧૩ કોપે કરીને તેઓનો નાશ કર, નાશ કર, કે તેઓનું
મૂળ જાય,
ને તેઓને જણાવ કે, પૃથ્વીની સીમા સુધી
ઇશ્વર યાકૂબમા રાજ્ય કરે છે (સેલાહ)
૧૪ અને સાંજે તેઓ પાછા આવે, તેઓ કુતરાની
પેઠે ઘુરકે,
ને નગરની આસપાસ ફેરા ખાય
૧૫ તેઓ ખાવા સારૂ રખડતા ફરશે,
ને તૃપ્ત નહિ થાય તો આખી રાત રહેશે
૧૬ પરંતુ હુ તો તારી શક્તિ વિષે ગાઇશ,
હા, હુ સવારે તારી કૃપા વિષે હર્ષનાદ કરીશ,
કેમકે તું મારો ઉંચો ગઢ,
ને સંકટને દિવસે મારો આશ્રય, થયો છે
૧૭ હે મારા સામર્થ્ય, હુ તારા સ્તોત્રો ગાઇશ,
કેમકે ઇશ્વર મારો ઉંચો ગઢ, મારા પર કૃપા કરનાર

તું કોપાયમાન થયો છે; ફરીથી અમને સ્થાપ.
૨ તેં દેશને ધ્રુજાવ્યો છે, તે તેને ચીરી નાખ્યો છે;
તેના ચીરાને તું સમાર, કેમકે તે કાંપે છે.
૩ તેં તારા લોકોને કઠીણ પ્રસંગો દેખાડ્યા છે,
તે અમને લથડિયારૂપી દ્રાક્ષરસ પાયો છે.
૪ તેં તારી બિહીક રાખનારાઓને ધ્વજા આપી છે,
એ માટે કે તે સત્યને અર્થે ઉંચી કરાય. (સેલાહ).
૫ તારો પ્રિય છુટી જાય,
માટે તારા જમણા હાથથી તારણ કરીને મને
ઉત્તર દે
૬ ઇશ્વર પોતાની પવિત્રતાએ બોલ્યો છે, હું હર્ખાઇશ,
હું શખેમને વહેંચીશ, ને સુક્કોથનું નીચાણ વહેંચી
આપીશ.
૭ ગિલઆદ મારૂં છે, ને મનાશ્શેહ મારૂં છે,
વળી એફ્રાઇમ મારા માથાનો ટોપ છે;
યહુદાહ મારો રાજદંડ છે.
૮ મોઆબ મારો કળશિયો છે;
અદોમ ઉપર હું મારૂં ખાસડું નાખીશ;
હે પલેશેથ, મારે લીધે બૂમ પાડ
૯ મોરચાબંધ નગરમાં કોણ મને લાવશે?
અદોમમાં મને કોણ દોરી લઇ જશે?
૧૦ હે ઇશ્વર, તેં શું અમને તજી દીધા નથી?
ને અમારાં સૈન્યોની સાથે તું નિકળતો નથી
૧૧ વૈરીની સામે અમને સહાય કર;
કેમકે માણસે કરેલો બચાવ વ્યર્થ છે.
૧૨ ઇશ્વર વડે અમે પરાક્રમ કરીશું;
ને તેજ અમારા વૈરીઓને ખુંદી નાખશે.

મુખ્ય ગવૈયાને સારૂ, તારવાળા વાજાં સાથે
ગાવાને, દાઉદનું [ગીત]

૬૧ હે ઇશ્વર, મારી બૂમ સાંભળ,
મારી પ્રાર્થનાને કાન ધર
૨ મારૂં હૃદય વ્યાકુળ થાય, ત્યારે પૃથ્વીની સીમથી
હું તને હાંક મારીશ;
જે ખડક મારાથી ઉંચો છે, તે પર મને દોરી લઇ જા.
૩ કેમકે તું મારે સારૂ આસરો
ને વૈરીના મુખથી મજબુત બૂરજ થયો છે.
૪ હું સર્વકાળ તારા મંડપમાં રહીશ;
તારી પાંખોની છાયામાં હું આશ્રય પામીશ.
(સેલાહ).
૫ કેમકે, હે ઇશ્વર, તેં મારી માનતાઓ સાંભળી છે;
તારા નામથી બિહીનારાઓને તેં વારસો આપ્યો છે.
૬ તું રાજાનું આયુષ્ય વધારશે;
તેનાં વર્ષો ઘણી પેઢીઓ સરખાં થશે
૭ તે ઇશ્વરની સન્મુખ સર્વદા રહેશે;
તેને સભાળવા સારૂ કૃપા તથા સત્યતા સિદ્ધ કરજે.
૮ તો દરરોજ મારી માનતાઓ પૂરી કરવાને અર્થે
હું સદા તારા નામને સ્તવીશ

મુખ્ય ગવૈયાને સારૂ, યદૂથૂનની રીત પ્રમાણે ગાવાને:
દાઉદનું ગીત.

૬૨ મારો આત્મા ઇશ્વરમાં શાંત છે,
તેનાથી મારૂં તારણ [છે].
૨ તેજ મારો ખડક તથા તારણ છે;
તે મારો ગઢ છે; હું વધારે નહિ ડગાવાઇશ.
૩ જે જન ઝુકેલી ભીંત કે ડગી રહેલી વાડ જેવો છે,
તેના પર તમે સર્વ ક્યાં સુધી તુટી પડીને
[તેને] મારી નાખવાનું કરશો?
૪ તેઓ કેવળ તેને તેની શ્રેષ્ઠતાથી ઠેલી પાડવાને
મસલત કરે છે;
તેઓ જૂઠાઇમાં હર્ખાય છે;
તેઓ મુખે આશિષ ઉચરે છે, પણ મનમાં શાપ
દે છે (સેલાહ).
૫ મારા આત્મા, તું કેવળ ઇશ્વરમાં શાંત થા;
કેમકે તેનામાં મારી અપેક્ષા છે.
૬ એકલો તે મારો ખડક તથા તારણ છે;
તે મારો ગઢ છે; હું નહિ ડગાવાઇશ.
૭ ઇશ્વરમાં મારૂં તારણ તથા ગૌરવ છે,
મારા સામર્થ્યનો ખડક તથા મારો આસરો ઇશ્વ-
રમાં છે
૮ તમે લોકો, સર્વ સમયે તેનો ભરોસો રાખો;
તેની આગળ તમારૂં હૃદય રેડો;
દેવ આપણો આશ્રય છે. (સેલાહ).
૯ ખરેખર નીચ પંક્તિના માણસો વ્યર્થ છે, ને ઉંચ
પંક્તિના માણસો જુઠા છે;
તોળતી વેળા તેમનું પલ્લું ઉંચુ જશે;
તેઓ બધા મળીને હવા કરતાં હલકા છે.
૧૦ જુલમ પર ભરોસો ન રાખો,
ને લુટમાં અભિમાન ન કરો;
જો ધન વધે, તો તે પર જીવ ન ચોંટાડો.

૬ હે ઇશ્વર, તેઓના મ્હોની અંદર તેઓની બત્રિસી
ભાગી નાખજે;
હે યહોવાહ, સિંહનાં બચ્ચાની દાઢીઓ પાડજે
૭ તેઓ ઝડપથી વહેતા પાણીની પેઠે જતા રહે,
તેઓ બાણ તાકે ત્યારે તેઓ બુઠા જેવા થાય
૮ ગોકળગાય જે પિગળતી પિગળતી ચાલે છે, તેના
જેવા,
સ્ત્રીનો અધુરે ગએલો ગર્ભ જેણે સૂર્યને જોયો નથી,
તેના [ જેવા તેઓ થાય ]
૯ તમારા હાલ્લાને કાંટાનો તાપ લાગે ત્યાર પહેલાં,
ગમે તો તેઓ લીલા હોય કે સૂકા હોય તો પણ,
તે તેમને વંટોળિયાથી ઘસડી લઇ જશે.
૧૦ બદલો વાળેલો જોઇને ન્યાયી હર્ખાશે;
તે દુષ્ટોના રક્તમા પોતાના પગ ધોશે.
૧૧ માટે લોકો કહેશે, ન્યાયીને બદલો ખચિત મળે છે,
ખરેખર પૃથ્વીમા ન્યાય કરનાર ઇશ્વર છે

મુખ્ય ગવૈયાને સારૂ, રાગ આલ તાશ્ખેથ દાઉદનુ, મિખ્તામ શાઉલે મોકલેલા માણસોએ તેને મારવાને ઘરની ચોકી કીધી, તે વખતનુ

૫૯ હે મારા દેવ, મારા શત્રુઓથી મને છોડાવ,
મારા પર ચઢાઇ કરનારાઓથી મને ઉગાર.
૨ ભુંડાઇ કરનારાઓથી મને છોડાવ,
ને ખુની માણસોથી મને બચાવ.
૩ કેમકે જુઓ, તેઓ મારો પ્રાણ લેવા સતાઇ રહે છે;
પરાક્રમીઓ મારી સામે એકઠા થાય છે;
હે યહોવાહ, આ મારા ઉલ્લંઘન કે મારા પાપને
લીધે છે, એમ નહિ
૪ [ મારો ] કંઇ પણ દોષ ન છતા તેઓ દોડી આવીને
તૈયારી કરે છે;
મને સહાય કરવાને જાગ ને જો.
૫ હા, ઓ સૈન્યોના યહોવાહ દેવ, ઇસ્રાએલના દેવ,
તું સર્વ વિદેશીઓને જોઇ લેવાને જાગજે;
કોઇ પણ દુષ્ટ અપરાધીઓ પર તું દયા કરીશ મા.
( સેલાહ )
૬ તેઓ સધ્યાકાળે પાછા આવે છે, તેઓ કુતરાની
પેઠે ઘુરકે છે,
ને નગરની આસપાસ ફેરા ખાય છે.
૭ જુઓ, તેઓ મ્હોમાથી રીણુ કાઢે છે;
તેઓના હોઠોમા તરવારો છે,
કેમકે કોણ સાભળનાર છે? [ એવું તેઓ બોલે છે ]
૮ પણ હે યહોવાહ, તું તેઓને હસી કાઢશે,
તું સર્વ વિદેશીઓની મશ્કરી કરશે
૯ હે મારા સામર્થ્ય, હુ તારી વાટ જોઇશ,
કેમકે ઇશ્વર મારો ઉચો ગઢ છે.
૧૦ મારા પર કૃપા કરનારો ઇશ્વર મને મળશે;
ઇશ્વર મારા શત્રુઓને [ મારી ઇચ્છા ] પ્રમાણે
થએલુ મને જોવા દેશે.
૧૧ તેઓને મારી નાખીશ મા, રખેને મારા લોક ભુલી
જાય;
હે ઇશ્વર, અમારી ઢાલ,
તારી શક્તિવડે તેઓને વિખેરી નીચા પાડી નાખ
૧૨ તેઓના મુખના પાપને લીધે, તેઓના હોઠોના
શબ્દોને લીધે,
ને તેઓ જે શાપ દે છે, ને જે જૂઠુ બોલે છે,
તેને લીધે
તેઓ પોતાના ગર્વમા ફસાઇ પડે
૧૩ કોપે કરીને તેઓનો નાશ કર, નાશ કર, કે તેઓનું
મૂળ જાય;
ને તેઓને જણાવ કે, પૃથ્વીની સીમા સુધી
ઇશ્વર યાકૂબમા રાજ્ય કરે છે ( સેલાહ ).
૧૪ અને સાંજે તેઓ પાછા આવે, તેઓ કુતરાની
પેઠે ઘુરકે,
ને નગરની આસપાસ ફેરા ખાય
૧૫ તેઓ ખાવા સારૂ રખડતા ફરશે,
ને તૃપ્ત નહિ થાય તો આખી રાત રહેશે
૧૬ પરંતુ હુ તો તારી શક્તિ વિષે ગાઇશ,
હા, હુ સકાળે તારી કૃપા વિષે હર્ષનાદ કરીશ;
કેમકે તું મારો ઉચો ગઢ,
ને સંકટને દિવસે મારો આશ્રય, થયો છે.
૧૭ હે મારા સામર્થ્ય, હુ તારા સ્તોત્રો ગાઇશ;
કેમકે ઇશ્વર મારો ઉચો ગઢ, મારા પર કૃપા કરનાર
દેવ છે.

મુખ્ય ગવૈયાને સારૂ, રાગ શૂશાન-એદૂથ; શિખામણને અર્થે દાઉદનુ મિખ્તામ તે અરામ નાહરાઇમ તથા અરામ-સોબાહ સાથે લડયો, ને યોઆબે પાછા ફરીને ખારના નીચાણમા અદોમમાના બાર હજાર માણસ માર્યા, તે વખતનુ.

૬૦ હે ઇશ્વર, તેં અમને તજી દીધા, તથા પાય-
માલ કરી નાખ્યા છે

તું કોપાયમાન થયો છે; ફરીથી અમને સ્થાપ.
૨ તેં દેશને ધ્રુજાવ્યો છે, તે તેને ચીરી નાખ્યો છે;
તેના ચીરાને તું સમાર, કેમકે તે કાંપે છે.
૩ તેં તારા લોકોને કઠીણ પ્રસંગો દેખાડ્યા છે,
તે અમને લથડિયાંરૂપી દ્રાક્ષરસ પાયો છે.
૪ તેં તારી બિહીક રાખનારાઓને ધ્વજા આપી છે,
એ માટે કે તે સત્યને અર્થે ઉંચી કરાય. (સેલાહ).
૫ તારો પ્રિય છુટી જાય,
માટે તારા જમણા હાથથી તારણ કરીને મને
ઉત્તર દે.
૬ ઇશ્વર પોતાની પવિત્રતાએ બોલ્યો છે, હું હર્ખાઇશ,
હું શખેમને વહેંચીશ, ને સુક્કોથનું નીચાણ વહેંચી
આપીશ.
૭ ગિલઆદ મારૂં છે, ને મનાશ્શેહ મારૂં છે,
વળી એફ્રાઇમ મારા માથાનો ટોપ છે;
યહુદાહ મારો રાજદંડ છે
૮ મોઆબ મારો કળશિયો છે;
અદોમ ઉપર હું મારૂં ખાસડુ નાખીશ;
હે પલેશેથ, મારે લીધે બૂમ પાડ
૯ મોરચાબંધ નગરમાં કોણ મને લાવશે?
અદોમમાં મને કોણ દોરી લઇ જશે?
૧૦ હે ઇશ્વર, તેં શું અમને તજી દીધા નથી?
ને અમારાં સૈન્યોની સાથે તું નિકળતો નથી
૧૧ વૈરીની સામે અમને સહાય કર;
કેમકે માણુસે કરેલો બચાવ વ્યર્થ છે.
૧૨ ઇશ્વર વડે અમે પરાક્રમ કરીશું;
ને તેજ અમારા વૈરીઓને ખુંદી નાખશે.

૫ કેમકે, હે ઇશ્વર, તેં મારી માનતાઓ સાંભળી છે;
તારા નામથી બિહીનારાઓને તેં વારસો આપ્યો છે.
૬ તું રાજાનું આયુષ્ય વધારશે;
તેનાં વર્ષો ઘણી પેઢીઓ સરખાં થશે
૭ તે ઇશ્વરની સન્મુખ સર્વદા રહેશે;
તેને સંભાળવા સારૂ કૃપા તથા સત્યતા સિદ્ધ કરજે.
૮ તો દરરોજ મારી માનતાઓ પૂરી કરવાને અર્થે
હું સદા તારા નામને સ્તવીશ

મુખ્ય ગવૈયાને સારૂ, યદૂથૂનની રીત પ્રમાણે ગાવાને:
દાઉદનું ગીત.

૬૨ મારો આત્મા ઇશ્વરમાં શાંત છે,
તેનાથી મારૂં તારણ [ છે ].
૨ તેજ મારો ખડક તથા તારણ છે;
તે મારો ગઢ છે; હું વધારે નહિ ડગાવાઇશ.
૩ જે જન ઝુકેલી ભીંત કે ડગી રહેલી વાડ જેવો છે,
તેના પર તમે સર્વ ક્યાં સુધી ઉઠી પડીને
[ તેને ] મારી નાખવાનું કરશો?
૪ તેઓ કેવળ તેને તેની શ્રેષ્ઠતાથી ઠેલી પાડવાને
મસલત કરે છે;
તેઓ જૂઠાઇમાં હર્ખાય છે;
તેઓ મુખે આશિષ ઉચરે છે, પણ મનમાં શાપ
દે છે. (સેલાહ).
૫ મારા આત્મા, તું કેવળ ઇશ્વરમાં શાંત થા;
કેમકે તેનામાં મારી અપેક્ષા છે.
૬ એકલો તે મારો ખડક તથા તારણ છે;
તે મારો ગઢ છે; હું નહિ ડગાવાઇશ.

૧૧ ઇશ્વર એક વાર બોલ્યો છે,
આ વાત મેં બે વાર સાંભળી છે;
કે સામર્થ્ય ઇશ્વરનુંજ છે;
૧૨ વળી, હે પ્રભુ, કૃપા તારીજ છે;
કેમકે તું દરેક માણસને તેના કામ પ્રમાણે બદલો વાળી આપે છે

દાઉદનું ગીત, તે યહુદાહના અરણ્યમાં હતો તે વખતનું.

૬૩ હે ઇશ્વર, તું મારો દેવ છે, હું વહેલો તને શોધીશ,
જ્યાં પાણી હોતું નથી, એવા સુકા તથા ખેદજનક દેશમાં,
તારે સારૂ મારો આત્મા તરસે છે, મારો દેહ તારે વાસ્તે તલપે છે
૨ તેથી તારૂં સામર્થ્ય તથા ગૌરવ જોવાને માટે,
મેં પવિત્રસ્થાનમાં તારી ભણી જોયું છે
૩ કેમકે તારી કૃપા જીવન કરતાં સારી છે,
મારા હોઠો તારી પ્રશંસા કરશે.
૪ આવી રીતે હું મરણપર્યંત તને ધન્ય કહીશ;
હું તારે નામે મારા હાથ જોડીશ
૫ બિછાના પર તું મને યાદ આવે છે,
અને હું રાતના પોહોરમાં તારૂં ધ્યાન ધરૂં છું ત્યારે,
૬ જાણે કે મજ્જા તથા મેદથી મારો આત્મા તૃપ્ત થશે;
ને હર્ષિત હોઠોએ મારૂં મુખ તને સ્તવશે;
૭ કેમકે તું મારો સહાયકારી થયો છે,
ને હું તારી પાંખોની છાયામાં હર્ખાઇશ.
૮ મારા આત્માએ તારો કેડો પકડ્યો છે,
તારો જમણો હાથ મને ઉચકી રાખે છે
૯ પણ જેઓ મારા આત્માનો નાશ કરવા શોધે છે,
તેઓ ધરતીની ઉંડી ખાઇઓમાં જશે
૧૦ તેઓ તરવારને સ્વાધીન કરાશે,
તેઓ શિયાળોનું ભક્ષ થઇ જશે
૧૧ પરંતુ રાજા ઇશ્વરમાં આનંદ કરશે;
દરેક જે તેના સમ ખાય છે, તે વડાઇ કરશે,
કેમકે જુઠું બોલનારાનાં મ્હો બંધ કરાશે

મુખ્ય ગવૈયાને સારૂ, દાઉદનું ગીત

૬૪ હે ઇશ્વર, મારી ફરિયાદનો સાદ સાંભળ,
શત્રુના ભયથી મારો જીવ બચાવ
૨ ભુંડાઇ કરનારાઓના ઠાવતરાથી,
અન્યાય કરનારાઓના હુલ્લડથી મને સંતાડ.
૩ તેઓએ તરવારની પેઠે તેમની જીભ ઘસી છે,
ને તેઓએ બાણ, એટલે વાગ્બાણ, તાક્યાં છે;
૪ કે તેઓ ગુપ્ત ઠેકાણામાં ઉત્તમ માણસને મારે;
તેઓ તેને એકાએક મારે છે, ને બિહીતા નથી.
૫ તેઓ ભુંડી ધારણામાં પોતાને દ્દઢ કરે છે;
ગુપ્ત પાશ નાખવા વિષે તેઓ મસલત કરે છે;
તેઓ કહે છે, કોણ અમોને જોશે.
૬ તેઓ દુષ્ટ કર્મો શોધી કાઢે છે; તેઓએ ચતુરાઇથી યુક્તિ યોજી છે;
ને તેઓમાંના દરેકના પેટનો વિચાર તથા હૃદય ઉંડાં છે
૭ પણ ઇશ્વર તેઓને બાણ તાકી મારશે;
તેઓ એકાએક ઘાયલ થઇ જશે
૮ એમ તેઓ ઠોકર ખાશે; તેમની જીભ તેઓને નડશે;
જેઓ તેમને જોશે, તેઓ સર્વ માથું ધુણાવશે.
૯ પછી સર્વ માણસ બિહીશે;
ને તેઓ ઇશ્વરનાં કૃત્ય પ્રગટ કરશે,
ને તેના કામ વિષે સમજણથી વિચાર ચલાવશે
૧૦ ન્યાયીઓ યહોવાહમાં આનંદ કરશે, ને તેના પર ભરોસો રાખશે,
ને હૃદયના સર્વ યથાર્થીઓ વડાઇ કરશે.

મુખ્ય ગવૈયાને સારૂ, ગીત દાઉદનું ગાયન

૬૫ હે ઇશ્વર, તારે માટે સિયોનમાં સ્તુતિ સિદ્ધ કરેલી છે;
ને તારી આગળ માનતા પૂરી કરાશે
૨ હે પ્રાર્થનાના સાંભળનાર,
તારી પાસે સર્વ લોક આવશે.
૩ ભુંડાઇની વાતો મારા પર જય પામે છે;
અમારા ઉલ્લંઘનો તું નિવારશે
૪ જેને તું પસંદ કરીને પાસે લાવે છે,
કે તે તારા આંગણામાં વસે, તેને ધન્ય છે
અમે તારા ઘરની,
એટલે તારા પવિત્ર મંદિરના પવિત્રસ્થાનની ઉત્તમતાથી તૃપ્ત થઇશું
૫ ન્યાયકરણથી તું આશ્ચર્યકારક વાતો વડે અમને ઉત્તર દેશે,
હે અમારા તારણના દેવ;
તું પૃથ્વીની સર્વ સીમાનો

તથા દૂર સમુદ્રોનો આશ્રય છે.
૬ તેણે પોતાને બળે પર્વતોને સ્થાપ્યા;
તે પરાક્રમે ઘેરાયલો છે
૭ તે સમુદ્રોની ગર્જના, તેઓના મોજાઓની ગર્જના,
શાંત કરે છે,
ને લોકોનું હુલ્લડ [ પણ શાંત પાડે છે ].
૮ પૃથ્વીની સીમના રહેનારાઓ પણ તારાં ચિન્હોથી
બિહે છે;
તું સૂર્યોદય તથા સૂર્યાસ્તનાં સ્થળોને હર્ષિત કરે છે
૯ તું પૃથ્વીની મુલાકાત લે છે, ને તેને સિન્ચે છે;
તું તેને ઘણી સફળ કરે છે;
ઇશ્વરની નદી પાણીએ ભરેલી છે;
તું તેઓને સારૂ ધાન્ય સિદ્ધ કરે છે કેમકે તે પ્રમાણે
તેં પૃથ્વીને તૈયાર કીધી છે.
૧૦ તું તેના ચાસોને પુષ્કળ પાણી પાય છે;
તું તેના ઉમરાઓને સપાટ કરે છે;
તું ઝાપટાથી તેને નરમ કરે છે;
તેના ઉગાવવાને તું આશીર્વાદ આપે છે.
૧૧ તું તારા ઉપકારથી વર્ષને આબાદી બક્ષે છે;
ને તારી વાટોમાંથી પુષ્ટિ ટપકે છે.
૧૨ અરણ્યના ચરાઓ પર તેઓ ટપકે છે,
ને ટેકરીઓ હર્ષથી ઘેરાયલી છે;
૧૩ વળી ચરાઓ ટોળાઓથી વેષ્ટિત છે;
નીચાણો પણ ધાન્યથી ઢંકાયલાં છે;

તેઓ પગે ચાલીને નદી પાર ગયા;
ત્યાં આપણે તેનામાં આનંદ કીધો.
૭ તે પોતાને પરાક્રમે સદા રાજ્ય કરે છે;
તેની આંખો દેશજાતિઓને નિહાળે છે.
બંડ ઉઠાવનારાઓ પોતાને ઉંચા ન કરે. (સેલાહ).
૮ તમે લોકો, આપણા ઇશ્વરને સ્તુત્ય માનો,
ને તેના સ્તવનનો સાદ સભળાવો;
૯ તે આપણા આત્માને જીવનમાં રાખે છે,
ને આપણા પગને સરકવા દેતો નથી.
૧૦ કેમકે, હે ઇશ્વર, તેં અમને પારખ્યા છે;
જેમ રૂપુ કસાય છે તેમ તેં અમને કસ્યા છે.
૧૧ તેં અમને જાળમાં પાડ્યા;
તેં અમારી કમરો પર ત્રાસદાયક બોજો મૂક્યો.
૧૨ તેં અમારાં માથાં પર માણસોને સ્વારી કરાવી;
અમે અગ્નિ તથા પાણીમાં થઇને ચાલ્યા,
*પણ તેં અમોને કાઢી લાવીને સમૃદ્ધિમાં પહોંચાડ્યા.*
૧૩ દહનીયાર્પણો લઇને હું તારા ઘરમાં આવીશ;
હું તારી આગળ મારી માનતાઓ પૂરી કરીશ;
૧૪ જે મારા હોઠોએ ઉચ્ચાર્યું,
ને સંકટમાં જે મારૂં મુખ બોલ્યું, તે [ હું પૂરૂં કરીશ ].
૧૫ પુષ્ટ જનાવરનાં દહનીયાર્પણો મેંઢાઓના ધૂપ સાથે
હું તારી આગળ ચઢાવીશ;
હું બકરાં સુદ્ધાં ગોધા ચઢાવીશ. (સેલાહ).
૧૬ હે ઇશ્વરથી બિહીનારાઓ, તમે સર્વ આવીને
સાંભળો

૨૦ ઇશ્વર, તેજ આપણે સારૂ તારણનો દેવ છે,
ને મરણથી છુટવાના માર્ગો યહોવાહ પ્રભુ પાસે છે
૨૧ પણ ઇશ્વર પોતાના શત્રુઓનુ માથુ ફોડી નાખશે,
જાથુ પાપમા ચાલનારની કેશવાળી ખોપરી તે
[ફોડી નાખશે]
૨૨ પ્રભુએ કહ્યુ, હુ બાશાનથી પાછા લાવીશ,
હુ સમુદ્રના ઉંડાણોમાથી પાછા લાવીશ,
૨૩ એ માટે કે તુ તારો પગ રક્તમા બોળે,
ને તારા કુતરાઓની જીભને શત્રુઓનુ ભક્ષ મળે
૨૪ હે ઇશ્વર, તેઓએ તારી સ્વારી જોઇ છે, મારા દેવ,
મારા રાજાના પવિત્રસ્થાનમા જનારી સ્વારી
તેઓએ જોઇ છે
૨૫ અગાડી ગાયકો ચાલતા હતા, પછવાડે વાજાં વગાડનારા ચાલતા હતા,
[તેઓ] ડફ વગાડનારી કન્યાઓ મધ્યે ચાલતા
ઇસ્રાએલ ઉપર તેનો વૈભવ છે,
ને આકાશોમા તેનુ પરાક્રમ છે
૩૫ હે ઇશ્વર, તુ તારા પવિત્રસ્થાનોમા ભયકારક છે,
ઇસ્રાએલનો દેવ તે [પોતાના] લોકોને સામર્થ્ય
તથા બળ આપે છે
ઇશ્વરને ધન્ય હોજો

મુખ્ય ગવૈયાને સારૂ રાગ શોશાન્નીમ, દાઉદનુ [ગીત]

૬૯ હે ઇશ્વર, મને તાર,
કેમકે મારા પ્રાણ સુધી પાણી ચઢી આવ્યુ છે,
૨ હુ ઉંડા કાચડમા ડુબુ છુ, કે જ્યા ઉભા રહેવાનુ
મળતુ નથી,
હુ પાણીના ઉંડાણમા આવ્યો છુ, કે જ્યા મોજા
મને ડુબાવે છે
૩ હુ બૂમ પાડતા થાકી ગયો છુ, મારૂ ગળુ સુકાઇ

ને છાકટાઓ મારા વિષે રાસડા ગાય છે.
૧૩ પરંતુ, હે યહોવાહ, મારી પ્રાર્થના માન્યકાળમાં
તારી આગળ છે;
હે ઇશ્વર, તારી ઘણી કૃપાએ,
તારા તારણની સત્યતામાં મને ઉત્તર દે
૧૪ કીચડમાંથી મને કાઢ, ને મને ડુબવા ન દે;
મારા દ્વેષીઓથી ને પાણીના ઉંડાણમાંથી હું બચી
જાઉં.
૧૫ પાણીની રેલ મને ન ડુબાડે,
ને ઉંડાણ મને ગળી ન જાય;
ને ખાડો મારા પર તેનું મ્હો બંધ ન કરે.
૧૬ હે યહોવાહ, મને ઉત્તર દે, કેમકે તારી કૃપા
ઉત્તમ છે;
તારી કોમળ દયાની પુષ્કળતા પ્રમાણે મારી ભણી

૨૭ તું તેઓના અન્યાય પર અન્યાય વધાર;
ને તારા ન્યાયીપણામાં તેઓ ન આવે
૨૮ તેઓ જીવનના પુસ્તકમાંથી ભુસી નખાય,
ને ન્યાયીઓની સાથે તેઓ ન નોંધાય
૨૯ પણ હું તો દીન તથા દુ:ખી છું;
હે ઇશ્વર, તારૂં તારણ મને ઉંચો કરે
૩૦ હું ગીત ગાઇને દેવના નામને સ્તવીશ,
ને હું ઉપકારસ્તુતિથી તેને મોટો માનીશ.
૩૧ અને તે [સેવા] ગોધા કરતાં, શિંગડાં તથા ખરી-
વાળા બળદ કરતાં,
યહોવાહને પસંદ પડશે
૩૨ દીન જનો તે જોઇને આનંદ પામ્યા છે;
ઇશ્વરના શોધનારાઓ, તમારાં હૃદયો જીવતાં રહે.
૩૩ કેમકે યહોવાહ દરિદ્રીઓનું સાંભળે છે,

૭૧ હે યહોવાહ, હુ તારા પર ભરોસો રાખુ છુ,
હુ કદી ન લજવાઉં
૨ તારા ન્યાયીપણાએ મને છોડાવ તથા બચાવ;
મારી તરફ વળીને કાન ધર, ને મારૂ તારણ કર
૩ તું મારા રહેવાને માટે ગઢ થા, કે જેમાં હુ નિત્ય
જઇ શકું;
તેં મને તારવાને આજ્ઞા આપી છે,
કેમકે તું મારો ખડક તથા કિલ્લો છે.
૪ હે મારા દેવ, દુષ્ટના હાથમાથી,
અન્યાયી તથા ક્રૂર માણસના હાથમાથી મને બચાવ.
૫ કેમકે, હે પ્રભુ યહોવાહ, તું મારી આશા છે;
મારી જુવાનીથી મારો ભરોસો [ તું છે ].
૬ હુ ગર્ભસ્થાનમા હતો, ત્યારથી તેં મને નિભાવી
રાખ્યો છે;
મારી માના ઉદરથી મને કાઢનાર તુંજ છે;
હુ નિત્ય તારી સ્તુતિ કરીશ.
૭ હુ ઘણાઓને અજબેબ જેવો દેખાઉં છું;
પણ તું મારો મજબૂત આસરો છે
૮ તારા સ્તવનથી મારૂ મુખ ભરપૂર થશે,
ને આખો દિવસ તારા ગૌરવની વાતથી ભરપૂર થશે.
૯ વૃદ્ધાવસ્થાને સમયે મને મૂકી ન દે;
મારી શક્તિ ખુટે ત્યારે મને ન ત્યાગ
૧૦ કેમકે મારા શત્રુઓ મારી ચર્ચા કરે છે;
ને મારો પ્રાણ લેવાને જેઓ તાકે છે તેઓ માહો-
માહે મસલત કરે છે.
૧૧ તેઓ કહે છે, ઇશ્વરે તેને તજી દીધો છે;
પાછળ દોડીને તેને પકડી પાડો, કેમકે છોડાવનાર
કોઇ નથી.
૧૨ હે ઇશ્વર, મારાથી દૂર ન થા;
હે મારા દેવ, મને સહાય આપવા ઉતાવળ કર.
૧૩ મારા આત્માના વૈરીઓ લજવાય તથા નાશ પામે;
મારો ઉપદ્રવ શોધનારા નિંદા તથા અપમાનથી
ઢકાઇ જાય
૧૪ પણ હુ નિત્ય આશા રાખીશ,
ને તારૂ સ્તવન અધિકાધિક કરીશ
૧૫ મારૂ મુખ આખો દિવસ તારા ન્યાયીપણા વિષે
[ તથા ] તારા તારણ વિષેની વાતો પ્રગટ કરશે;
કેમકે હુ [ તેઓની ] સખ્યા જાણતો નથી
૧૬ હુ પ્રભુ યહોવાહના પરાક્રમી કામો સહિત આવીશ;
હુ તારા, કેવળ તારાજ, ન્યાયીપણાનું વર્ણન કરીશ
૧૭ હે દેવ, મારી જુવાનીથી તેં મને શિખવ્યો છે;
ને અત્યાર સુધી હુ તારા ચમત્કારો પ્રગટ કરતો
આવ્યો છું
૧૮ હે દેવ, હું ઘરડો ને પળિયાવાળો થાઉં ત્યારે પણ
મને મૂકી ન દઇશ;
હુ આવતી પેઢીને તારૂ બળ જણાવું,
ને સર્વ આવનારાઓને તારૂં પરાક્રમ પ્રગટ કરૂં,
ત્યાં સુધી મારો ત્યાગ ન કરીશ
૧૯ હે દેવ, તારૂ ન્યાયીપણુ પણ બહુ ઉમદા છે;
હે ઇશ્વર, તેં મોટાં કામો કીધાં છે, તારા સરખો
કોણ છે?
૨૦ તે અમોને ઘણા તથા ખેદજનક સકટો દેખાડ્યાં છે,
તું અમને ફરીથી સજીવ કરશે,
ને પૃથ્વીના ઉંડાણોથી તું અમને પાછા કાઢી લાવશે.
૨૧ તું મારૂં મહત્વ વધાર,
ને ફરીને મને દિલાસો આપ
૨૨ સતારવડે હુ તારૂ સ્તવન કરીશ,
હે મારા દેવ, હુ તારી સત્યતાને સ્તવીશ;
હે ઇસ્રાએલના પવિત્ર [ દેવ ],
વીણાવડે હુ તારા સ્તોત્રો ગાઇશ
૨૩ હુ તારી સ્તુતિ કરીશ, ત્યારે મારા હોઠો હર્ષના
પોકાર કરશે,
ને મારો આત્મા, જેનો તેં ઉદ્ધાર કર્યો છે, તે
ઘણો હર્ખાશે
૨૪ મારી જીભ પણ આખો દિવસ તારા ન્યાયીપણા
વિષે વાત કરશે,
કેમકે મારૂ ભુડુ શોધનારાઓ લજવાયા તથા ગભ-
રાઇ ગયા છે

સુલેમાનનુ ગીત.

૭૨ હે ઇશ્વર, ઇનસાફ કરવાનો તારો અધિકાર
તું રાજાને આપ,
ને રાજાના પુત્રને તારૂ ન્યાયીપણુ દે
૨ તે ન્યાયીપણાથી તારા લોકનો ન્યાય,
ને ઇનસાફથી તારા દીનોનો ઇનસાફ કરશે.
૩ પર્વતો તથા ડુગરો ન્યાયીપણે કરીને
લોકોને શાતિ આપશે
૪ તે લોકોમાના દીનોનો ન્યાય કરશે,
તે દરિદ્રીઓના દીકરાઓને તારશે,
ને જુલમગારને છુદી નાખશે

૫ સૂરજ તથા ચંદ્ર રહેશે
ત્યાં સુધી તેઓ પેઢી દર પેઢી તારી બિહીક રાખશે.
૬ જેમ કાપેલા ઘાસ પર વરસાદ પડે છે,
જેમ પૃથ્વીને સિંચવનારાં ઝાપટાં થાય છે, તેમ તે ઉતરી આવશે
૭ તેના દિવસોમાં ન્યાયીઓ ખીલશે,
ને ચંદ્ર જતો રહે, ત્યાં સુધી શાંતિ પુષ્કળ થશે.
૮ વળી તે સમુદ્રથી સમુદ્ર સુધી,
ને નદીથી તે પૃથ્વીની સીમા સુધી રાજ્ય કરશે.
૯ અરણ્યવાસીઓ તેની આગળ નમશે,
ને તેના શત્રુઓ ધૂળ ચાટશે
૧૦ તાર્શીશના તથા બેટોના રાજાઓ ખંડણી આપશે,
શેબા તથા સેબાના રાજાઓ નજરાણાં કરશે.
૧૧ હા, સર્વ રાજાઓ તેની આગળ પ્રણામ કરશે;
સર્વ વિદેશીઓ તેની સેવા કરશે
૧૨ કેમકે દરિદ્રી હાંક મારે ત્યારે તે તેને છોડાવશે;
ને દુ:ખિત, જેનો કોઇ મદદગાર નથી તેને તે બચાવશે
૧૩ તે અબળ તથા દરિદ્ર ઉપર દયા કરશે,
ને દરિદ્રીઓના આત્માઓનું તારણ કરશે.
૧૪ જુલમ તથા બળાત્કારમાંથી તે તેઓના આત્માઓને ખંડી લેશે;
ને તેની દૃષ્ટિમા તેઓનું રક્ત મૂલ્યવાન થશે;
૧૫ ને તેઓ જીવશે, ને તેને શેબાનું સોનું અપાશે;
ને તેના હકમા પ્રાર્થનાઓ નિત્ય કરાશે;
ને આખો દિવસ તે ધન્ય મનાશે.
૧૬ દેશમાં પર્વતોના શિખરો પર પુષ્કળ ધાન્ય થશે;
તેનું ફળ લબાનોનની પેઠે ઝુલશે;
ને નગરમાં રહેનારાઓ ભૂમિના ઘાસની પેઠે વધશે.
૧૭ તેનું નામ સર્વદા રહેશે;
સૂર્ય તપે ત્યાં સુધી તેનું નામ ટકશે;
ને તેનામાં લોકો આશીર્વાદ પામશે;
સર્વ દેશજાતિઓ તેને ધન્ય કહેશે.
૧૮ યહોવાહ દેવને, ઇસ્રાએલના દેવને ધન્ય હોજો,
એકલો તેજ આશ્ચર્યકારક કામો કરે છે;
૧૯ ને સર્વકાળ સુધી તેના ગૌરવી નામને ધન્ય હોજો;
ને આખી પૃથ્વી તેના મહિમાએ ભરપૂર થાઓ.
આમેન ને આમેન
૨૦ યિશાઈના પુત્ર દાઉદની પ્રાર્થનાઓ સમાપ્ત થઇ છે.

આસાફકૃત ગીત.

૭૩ ઇસ્રાએલને, જેઓનું હૃદય શુદ્ધ છે તેઓને,
ઇશ્વર ખરેખર પરોપકારી છે.
૨ પણ મેં તો મારે પગે લગભગ ઠોકર ખાધી હતી,
હું પગલાં ભરતાં લગભગ લપસી ગયો હતો.
૩ કેમકે જ્યારે મેં દુષ્ટોની સમૃદ્ધિ જોઇ,
ત્યારે મેં ગર્વિષ્ટોની અદેખાઇ કીધી
૪ કેમકે મરણ સમયે તેમને વેદના થતી નથી;
પણ તેઓનું બળ દૃઢ રહે છે
૫ મનુષ્યજાતનાં દુ:ખો તેમના પર આવતાં નથી,
ને બીજાઓની પેઠે તેઓ પીડા પામતા નથી.
૬ માટે તેઓને ગર્વ કંઠા જેવો છે;
વસ્ત્રની પેઠે જુલમ તેઓને ઢાંકે છે.
૭ પુષ્ટિને લીધે તેઓની આંખો ફાટેલી ને ફાટેલી રહે છે;
મનકામના કરતાં તેમની પાસે વધારે છે.
૮ તેઓ નિંદે છે ને ભુંડાઇમાં જુલમની વાત કરે છે;
તેઓ મોટાઇથી બોલે છે
૯ તેઓએ પોતાનું મ્હો આકાશોમાં રાખેલું છે,
ને પૃથ્વીમાં તેઓની જીભ ચાલતી ફરે છે.
૧૦ એ માટે તેના લોક અહીં પાછા આવે છે;
ને તેઓ ઉભરાતું પાણી પી જાય છે
૧૧ અને તેઓ કહે છે, ઇશ્વર કેવી રીતે જાણે?
ને પરાત્પરમાં જ્ઞાન છે શું?
૧૨ જુઓ, દુષ્ટો તો એવા છે,
ને હમેશા શાંતિમાં રહીને તેઓ ધન વધારે છે
૧૩ ખચિત મેં અમથુ મારૂં હૃદય શુદ્ધ કીધું છે,
ને નિર્દોષપણામા મારા હાથ ધોયા છે;
૧૪ કેમકે આખો દિવસ હુ પિડાયા કરૂં છું,
ને દર સવારે મને શિક્ષા થયા કરે છે
૧૫ જો મેં કહ્યું હોત કે, હુ આ પ્રમાણે બોલીશ,
તો, જુઓ, હુ તારા દીકરાઓની પેઢીનો વિશ્વાસઘાત કરત.
૧૬ આ સમજવાને માટે મેં જ્યારે વિચાર કીધો,
ત્યારે એ વાત મને કષ્ટ માત્ર લાગી,
૧૭ જ્યાં સુધી કે ઇશ્વરના પવિત્રસ્થાનમાં જઇ
મેં તેઓનો અંત ધ્યાનમાં લીધો.
૧૮ ખચિત તું તેઓને લપસણી જગ્યામાં મૂકે છે;
તું તેઓને વિનાશમાં પાડી નાખે છે.
૧૯ તેઓ એક ક્ષણમાં કેવા નષ્ટ થાય છે!

તેઓ ધાકથી છેક નાશ પામેલા છે
૨૦ માણસના જાગતાજ જેમ સ્વપ્ન [ હતું ન હતું થઇ જાય છે ]
તેમ, હે પ્રભુ, તું જાગીને તેઓની પ્રતિમાને તુચ્છ કરશે
૨૧ કેમકે મારૂ હૃદય વ્યાકુળ થયુ,
ને મારૂ કલેજુ દાઝયુ,
૨૨ હુ એવો જડબુદ્ધિનો તથા અજ્ઞાન હતો,
કે હુ તારી આગળ પશુ [ જેવો ] હતો
૨૩ પરંતુ હુ નિત્ય તારી પાસે રહુ છુ,
તેં મારો જમણો હાથ ઝાલ્યો છે
૨૪ તું તારી સલાહે મને દોરી જશે,
ને પછી મને મહિમામા લઇ લેશે.
૨૫ તારા વિના આકાશમા મારો કોણ છે?
ને પૃથ્વી પર મારો ઇચ્છિત બીજો કોઇ નથી
૨૬ મારૂ શરીર તથા હૃદય ક્ષય પામે છે,
તો પણ સર્વકાળ સુધી ઇશ્વર મારા હૃદયનો ગઢ તથા મારો હિસ્સો છે
૨૭ કેમકે, જુઓ, તારાથી જેઓ વેગળા છે તેઓ નાશ પામશે,
જેઓ વંઠી જઇને તને મૂકી દે છે, તેઓને તું નષ્ટ કરે છે
૨૮ પણ ઇશ્વર પાસે આવવુ, તેમા મારૂ કલ્યાણ છે,
મેં પ્રભુ યહોવાહને મારો આશ્રય કીધો છે,
એ માટે કે હુ તારા સર્વ કૃત્યો પ્રગટ કરૂં

આસાફનુ મારકીલ

૭૪ હે ઇશ્વર, તેં અમને સદાને માટે કેમ તજી દીધા છે?
તારા ચારાના ઘેટા વિરુદ્ધ તારા કોપનો ધુમાડો કેમ ચઢે છે?
૨ તારી જે મડળી તેં પૂર્વ ખરીદ કરી છે,
જેને તેં તારા વતનનુ કુળ થવાને ખંડી લીધી છે,
તેને સભાર,
વળી સિયોન પર્વત જ્યા તું રહ્યા છે, તેનુ સ્મરણ કર
૩ હમેશાના ખાડિયેર તરફ પગલા ભર,
તારા પવિત્રસ્થાનમા શત્રુએ બધુ બગાડયુ છે
૪ તારી સભામધ્યે તારા શત્રુઓ ગાજ્યા છે,
તેઓએ નિશાનીઓને સારૂ પોતાના નિશાણો ઉભા કીધા છે
૫ વૃક્ષોની ઝાડી પર કુહાડા ઉગામનારાઓના જેવા તેઓ જણાયા
૬ અને હવે તેઓ કુહાડીઓ તથા હથોડાથી
તેનુ તમામ નકશીદાર કામ તોડી નાખે છે
૭ તેઓએ તારા પવિત્રસ્થાનને આગ લગાડી છે,
તેઓએ તારા નામનુ રહેઠાણુ જમીન સુધી ભ્રષ્ટ કીધુ છે
૮ તેઓએ મનમા ધાર્યું કે તેઓને તમામ તોડી પાડીએ,
દેશના સર્વ સભાસ્થાનોને તેઓએ બાળી નાખ્યા છે
૯ અમે અમારા ચિન્હોને જોતા નથી,
ભવિષ્યવાદી કોઇ રહ્યોજ નથી,
ને [ આવુ ] ક્યા સુધી [ ચાલશે ], તે વિષે જાણનાર અમારામા કોઇ નથી
૧૦ હે ઇશ્વર, વૈરી ક્યા સુધી મેહેણા મારશે?
શું શત્રુ હમેશ તારા નામની નિંદા કરશે?
૧૧ તું તારો હાથ હા, તારો જમણો હાથ, કેમ પાછો ખેંચે છે?
તેને ઉરમાથી કાઢી તેમનો નાશ કર
૧૨ તો પણ પુરાતન કાળથી ઇશ્વર મારો રાજા છે,
પૃથ્વી મધ્યે તારણ કરનાર તેજ છે
૧૩ તેં તારા સામર્થ્યે સમુદ્રના ભાગ પાડ્યા,
તેં પાણીમા મહા મત્સ્યાના માથા ફોડી નાખ્યા
૧૪ તેં મગરમચ્છોના માથાના કકડે કકડા કીધા
તેં તેને અરણ્યવાસીઓને ખાવાને સારૂ આપ્યો
૧૫ ઝરાઓ તથા નાળાઓમા તેં રસ્તા પાડ્યા,
તેં નિરંતર વહેનારી નદીઓને સુકાવી નાખી.
૧૬ દહાડો તારો છે, રાત પણ તારી છે,
અજવાળુ તથા સૂર્ય તેં સિદ્ધ કીધા છે
૧૭ તેં પૃથ્વીની સર્વ સીમો સ્થાપી છે,
તેં ઉનાળાને તથા શિયાળાને ઠરાવ્યા છે
૧૮ હે યહોવાહ, શત્રુઓએ મેહેણા માર્યા છે
ને મૂર્ખ લોકોએ તારા નામની નિંદા કીધી છે
સ્મરણ કર
૧૯ તારા હોલાનો આત્મા શ્વાપદને સોપી ન દે,
તારા દીનોના જીવનને તું કદી ન વિસર
૨૦ કરાર પર તું ધ્યાન રાખ,
કેમકે જગતના અધારાવાળા ઠેકાણા બળાત્કારના રહેઠાણોથી ભરપૂર છે
૨૧ દુ ખિતો લજવાઇને પાછા ન ફરે,

દીનો તથા દરિદ્રીઓ તારા નામનું સ્તવન કરે.
૨૨ હે ઇશ્વર, તું ઉઠ, તારા પોતાના પક્ષની હિમાયત
કર;
મૂર્ખ આખો દિવસ તને મેહેણું મારે છે, તે યાદ કર.
૨૩ તારા શત્રુઓની વાણી,
ને તારી વિરૂદ્ધ બંડ ઉઠાવનારાઓનો જે અડબડાટ
નિત્ય ચઢે છે, તે તું વિસરીશ મા.

મુખ્ય ગવૈયાને સારુ; રાગ આલ-તાશખેથ; આસાફનું
ગીત, ગાયન.

## ૭૫

હે ઇશ્વર, અમે તારો આભાર માનીએ છીએ,
આભાર માનીએ છીએ, કેમકે તારું નામ
સન્નિધ છે;
લોકો તારાં આશ્ચર્યકારક કામો પ્રગટ કરે છે.
૨ મને પ્રસંગ આવશે ત્યારે
હું યથાર્થ ન્યાય કરીશ.
૩ પૃથ્વી તથા તેની સઘળી વસ્તી ક્ષય પામે ત્યારે
હું તેના સ્તંભો સ્થાપીશ. (સેલાહ).
૪ મેં વડાઇ કરનારાઓને કહ્યું, વડાઇ કરશો મા,
ને દુષ્ટોને કહ્યું, શિંગ ઉઠાવશો મા;
૫ તમારૂં શિંગ ઉચું ન કરો;
અક્કડ ગરદનથી ન બોલો
૬ કેમકે ઉગમથી કે અસ્તથી કે દક્ષિણથી પણ ઉચ્ચા-
કરણ આવતું નથી.
૭ પણ ઇશ્વર, તેજ ન્યાયાધીશ છે,
તે એકને પાડી નાખે છે,
ને બીજાને ઉંચો કરે છે.
૮ કેમકે યહોવાહના હાથમાં વાટકો છે, ને તેમાંનો
દ્રાક્ષરસ રાતો છે;
તે મેળવણીથી ભરેલો છે, ને તેમાંથી તે પીરસે છે;
પૃથ્વીના દુષ્ટો ખરેખર તળીએ પડી રહેલા કુચા
ચુસી પીશે.
૯ પણ હું તો હમેશ પ્રગટ કરીશ,
હું યાકૂબના દેવનાં સ્તોત્રો ગાઇશ.
૧૦ હું દુષ્ટોનાં સર્વ શિંગ કાપી નાખીશ,
પણ ન્યાયીઓનાં શિંગો ઉંચાં કરાશે.

મુખ્ય ગવૈયાને સારુ; તારવાળાં વાજાં સાથે ગાવાને;
આસાફનું ગીત; ગાયન.

## ૭૬

યહુદાહમાં ઇશ્વરનું જ્ઞાન પ્રાપ્ત થએલું છે;
ઇસ્રાએલમાં તેનું નામ મોટું છે.
૨ વળી સાલેમમાં તેનો મંડપ છે,
ને સિયોનમાં તેનું રહેઠાણ છે.
૩ ત્યાં તેણે ધનુષ્યનાં બાણોને ભાંગ્યાં,
ઢાલ તથા તરવાર તથા યુદ્ધ તેણે ભાંગી નાખ્યાં.
(સેલાહ).
૪ લુટનારાના પર્વતો કરતાં તું મહિમાવાન [તથા]
ઉત્તમ છે.
૫ જેઓ શૂરવીરો તેઓ લુટાયલા છે, તેઓએ ઉંઘીને
નિદ્રા લીધી છે;
ને પરાક્રમીઓમાંના કોઇનો હાથ ચાલ્યો નથી
૬ હે યાકૂબના દેવ, તારી ધમકીએ
રથ તથા ઘોડો બન્ને ભરનિદ્રામાં પડેલાં છે
૭ તું, તુંજ ભયયોગ્ય છે,
ને તારો રોષ ચઢે ત્યારે તારી નજર આગળ કોણ
ઉભો રહે?
૮ તેં આકાશથી ચુકાદો સંભળાવ્યો;
૯ ઇનસાફ કરવાને,
પૃથ્વીના સર્વ નમ્રોને તારવાને ઇશ્વર ઉઠયો,
ત્યારે પૃથ્વી ભયભીત થઇને છાની રહી (સેલાહ)
૧૦ ખચિત માણસનો કોપ તારૂં સ્તવન કરશે;
બાકી રહેલો કોપ તું તારી કમરે બાંધશે.
૧૧ તમારા દેવ યહોવાહની માનતા લઇને પૂરી કરો;
તેની આસપાસના સઘળાઓ ભયયોગ્ય દેવની
પાસે દાન લાવે.
૧૨ તે અધિપતિઓનું અભિમાન ઉતારશે,
પૃથ્વીના રાજાઓ પ્રત્યે તે ભયયોગ્ય છે.

મુખ્ય ગવૈયાને સારુ, યદૂથૂનની રીત પ્રમાણે રચેલું,
આસાફનું ગીત.

## ૭૭

હું ઇશ્વર આગળ મારી વાણી સંભળાવીશ,
ને મારી વાણીથી હું દેવને હાંક મારીશ, ને
તે મને કાન ધરશે.
૨ મારા દુ:ખને દિવસે મેં પ્રભુને શોધ્યો;
રાત્રે મારા હાથ, થાક ખાધા વગર, [તેની આગળ]
જોડેલા હતા;
મારા આત્માએ દિલાસો પામવાની ના પાડી.
૩ હું ઇશ્વરનું સ્મરણ કરીને ગભરાઉં છું;
હું વિલાપ કરૂં છું, ત્યારે મારો આત્મા બેસાન
થાય છે. (સેલાહ).
૪ તું મારી આંખોને જાગતી રાખે છે;

હુ એટલો વ્યાકુળ છુ કે મારાથી બોલાતુ નથી
૫ હુ આગળના દિવસોનો,
પુરાતન કાળના વર્ષોનો વિચાર કરૂ છુ
૬ રાતમા મારૂ ગીત મને સાભરે છે,
હુ મનમા મનન કરૂ છુ,
ને મારા આત્માએ ઘણી શોધ કીધી
૭ શુ પ્રભુ સર્વકાળ તજી દેશે?
ને શુ ફરી પ્રસન્ન થશે નહિ?
૮ શુ તેની કૃપા સદાને માટે છેક થઇ રહી છે?
શુ તેનુ વચન સદા સર્વકાળ રદ છે?
૯ શુ કૃપાળુ થવાને દેવ વિસરી ગયો છે?
શુ કોપે કરીને તેણે તેની મેહેરબાનીની બંધ કીધી છે? (સેલાહ)
૧૦ અને મેં કહ્યુ, આ તો મારી અબળતા છે,
[પરંતુ] પરાત્પરના જમણા હાથના વર્ષો [હુ સભારીશ].
૧૧ પ્રભુના કૃત્યોનુ સ્મરણ કરીશ,
કેમકે હુ તારા પુરાતન કાળના ચમત્કાર સભારીશ.
૧૨ વળી હુ તારા સર્વ કામોનુ મનન કરીશ,
ને તારા કૃત્યો વિષે વિચાર કરીશ.
૧૩ હે દેવ, તારો માર્ગ પવિત્રસ્થાનમા છે,
ઇશ્વર સરખો મોટો દેવ કોણ છે?
૧૪ તુ ચમત્કાર કરનાર દેવ છે,
તેં લોકોમા તારૂ સામર્થ્ય જણાવ્યુ છે
૧૫ તેં તારા ભુજથી પોતાના લોકોને,
એટલે યાકૂબના તથા યુસફના દિકરાને ખાડી લીધા છે (સેલાહ)
૧૬ હે દેવ, પાણીએ તને જોયો,
પાણી તને જોઇને બીધુ,
ઉડાણો પણ ધ્રુજ્યા
૧૭ વાદળોએ પાણી રેડયુ,
આકાશે ગર્જના કીધી,
તારા બાણ પણ ચોતરફ ઉડ્યા
૧૮ તારી ગર્જનાનો સાદ વંટોળીઆમા હતો,
વિજળીઓએ જગતને પ્રકાશિત કીધુ,
પૃથ્વી કાપી તથા ધ્રુજી
૧૯ તારો માર્ગ સમુદ્રમા,
ને તારી વાટો મહા જળમા હતી,
ને તારા પગલા જાણવામા આવ્યા નહિ
૨૦ તેં મુસા તથા હારૂનની હસ્તક
પોતાના લોકોને ઘેટાના ટોળાની પેઠે દોર્યા

આસાફનુ મારકીલ

૭૮ હે મારા લોક, મારા નિયમને કાન દો,
મારા મુખના શબ્દો તરફ તમારા કાન ધરો
૨ હુ દૃષ્ટાંતમા મારૂ મુખ ઉઘાડીશ,
હુ પુરાણી ગૂઢ વાતો ઉચ્ચારીશ,
૩ કે જે આપણે સાભળી તથા જાણી છે,
ને જે આપણા પૂર્વજોએ આપણને કહી છે
૪ યહોવાહના સ્તોત્ર તથા તેનુ સામર્થ્ય
તથા તેના કરેલા આશ્ચર્યકારક કામો આવતી પેઢીને જાહેર કરીને
આપણે તેઓના દીકરાઓથી તે નહિ સતાડીશુ
૫ કેમકે તેણે યાકૂબમા સાક્ષ્ય સ્થાપ્યુ,
ને ઇસ્રાએલમાં નિયમ ઠરાવ્યો,
જેને વિષે તેણે આપણા પિતૃઓને આજ્ઞા કીધી
કે તેઓ પોતાના દિકરાઓને તે જણાવે,
૬ એ માટે કે આવનાર પેઢી, એટલે જે બાળકો જનમવાના તેઓ તે જાણે,
ને તેઓ ઉઠીને પોતાના સતાનને તે જણાવે,
૭ એ માટે કે તેઓ ઇશ્વરમા આશા રાખે,
ને દેવના કામ ન વિસરતાં
તેની આજ્ઞાઓ પાળે,
૮ ને પોતાના પિતૃઓના જેવી
હઠીલી તથા ફિતુરી પેઢી,
કે જેઓએ પોતાના હૃદય સિદ્ધ ન રાખ્યા,
ને પોતાનો આત્મા દેવ પર દૃઢ ન રાખ્યો [તે પેઢીના જેવા] તેઓ ન થાય
૯ એફ્રાઇમપુત્રો શસ્ત્રસજ્જીત તથા ધનુર્ધારી હોવા છતા
લડાઇના દિવસમા પાછા હઠયા
૧૦ તેઓએ દેવનો કરાર પાળ્યો નહિ,
ને તેના નિયમ પ્રમાણે ચાલવાને ના પાડી;
૧૧ ને તેના કૃત્યો તથા જે ચમત્કારો તેણે તેઓને દેખાડ્યા હતા
તે તેઓ ભુલી ગયા
૧૨ મિસર દેશમા, સોઆનના ક્ષેત્રમા
તેઓના પિતૃઓની નજર આગળ તેણે આશ્ચર્યકારક કૃત્યો કીધા
૧૩ તેણે સમુદ્રના બે ભાગ પાડ્યા ને તેઓને પાર ઉતાર્યા,
ને ઢગલાની પેઠે પાણી સ્થિર રાખ્યુ
૧૪ વળી દહાડે મેઘથી,

ને આખી રાત અગ્નિના પ્રકાશથી તેણે તેઓને
દોર્યા
૧૫ તેણે અરણ્યમા ખડકોને ફાડ્યા,
ને જાણે કે ઉંડાણમાથી તેમ તેઓને પુષ્કળ [પાણી]
પાયુ
૧૬ વળી તેણે ખડકમાથી ધારો કાઢી,
ને નદીઓની પેઠે પાણી વહેવડાવ્યુ
૧૭ તોપણ તેઓ નિત્ય તેની વિરૂદ્ધ પાપ કરતા ગયા,
એટલે રાનમા પરાત્પરની સામે દગો કરતા ગયા
૧૮ અને પોતાના ખાઘરાપણાને સારૂ ખાવાનુ માગીને
તેઓએ પોતાના હૃદયે દેવનુ પરીક્ષણ કીધુ
૧૯ હા, તેઓ દેવની વિરૂદ્ધ બોલ્યા,
તેઓએ કહ્યુ, શુ અરણ્યમા દેવ ભોજન તૈયાર
રીક શકે?
૨૦ જુઓ, તેણે ખડકને માર્યો, ને પાણી વહી નિકળ્યુ,
ને વહેળા પુષ્કળ વહ્યા,
શુ તે રોટલી પણ આપી શકે છે?
પોતાના લોકોને સારૂ તે માસ પુરૂ પાડશે?
૨૧ એ માટે યહોવાહે સાભળ્યુ, ને ક્રોધિત થયો,
ને યાકૂબની વિરૂદ્ધ અગ્નિ સળગ્યો,
ને ઇસ્રાએલ પર ક્રોધ [સળગી] ઉઠયો,
૨૨ કેમકે તેઓએ દેવનો વિશ્વાસ ન કીધો,
ને તેના તારણનો ભરોસો ન રાખ્યો.
૨૩ તોપણ તેણે ઉપરના મેઘોને આજ્ઞા આપી,
ને આકાશના દ્વાર ઉઘાડ્યા,
૨૪ ને ખાવાને સારૂ તેઓના ઉપર તેણે માન્ના વર્ષાવ્યુ,
ને તેઓને સ્વર્ગીય આહાર આપ્યો
૨૫ માણસે સમર્થોની રોટલી ખાધી,
તેણે તૃપ્તિ થતા સુધી તેઓને ખોરાક મોકલ્યો.
૨૬ તેણે આકાશમા પૂર્વનો વાયુ ફુકાવ્યો,
ને પોતાના સામર્થ્યથી દક્ષિણનો વાયુ ચલાવ્યો
૨૭ તેણે ધૂળની પેઠે માસ,
ને સમુદ્રની રેતીની પેઠે પક્ષીઓ તેમના પર
વર્ષાવ્યા
૨૮ અને તેઓની છાવણી વચ્ચે,
તેઓના રહેઠાણોની ચારેગમ તેણે તે પાડ્યા
૨૯ અને તેઓ ખાઇને બહુ તૃપ્ત થયા,
ને જેની તેઓને ઉકાઠા હતી તે તેણે તેઓને આપ્યુ
૩૦ તેઓની ઉત્કંઠા હજી તો પૂરી થઇ ન હતી,
[વળી] તેઓનુ ખાવાનુ તેઓના મુખમા હતુ,
૩૧ એટલામા તો ઇશ્વરનો ક્રોધ તેઓ પર સળગી
ઉઠયો,
ને તેણે તેઓમાના સૌથી પુષ્ટોને માર્યો,
ને ઇસ્રાએલના જુવાન પુરૂષોને મારી પાડ્યા.
૩૨ એ સર્વે છતા પણ તેઓ પાપ કરતા ગયા,
ને તેના આશ્ચર્યકારક કામ પર વિશ્વાસ કીધો નહિ.
૩૩ માટે તેણે તેઓના દિવસોને વ્યર્થપણામા,
ને તેઓના વર્ષોને ત્રાસમા સમાપ્ત કીધા
૩૪ તેણે તેઓને માર્યા ત્યારેજ તેઓએ તેને શોધ્યો,
તેઓ પાછા વળ્યા, ને આતુરતાથી દેવને શરણે
આવ્યા
૩૫ અને તેઓએ સભાર્યુ કે દેવ તેઓનો ખડક
તથા પરાત્પર દેવ તેઓને ખાડી લેનાર છે
૩૬ પરંતુ તેઓએ પોતાને મુખે તેની ખુશામત કીધી,
ને પોતાની જીભે તેની આગળ જુઠુ બોલ્યા
૩૭ કેમકે તેઓના હૃદય તેની આગળ દૃઢ ન હતા,
ને તેઓ તેના કરાર બાબત વિશ્વાસુ ન હતા
૩૮ પણ પૂર્ણ રહેમી હોવાથી તેણે તેઓનુ પાપ માફ
કીધુ, ને [તેઓનો] નાશ કીધો નહિ,
હા, વારેવાર તેણે પોતાનો કોપ સમાવ્યો,
ને પોતાનો રોષ પૂરો સળગાવ્યો નહિ
૩૯ અને તેણે સભાર્યુ કે તેઓ કેવળ માસ,
ને જતો રહીને પાછો ન આવનાર વાયુ છે
૪૦ તેઓએ કેટલી વાર અરણ્યમા તેની સામે ફિતૂર
કીધુ,
ને રાનમા તેને દુખી કીધો!
૪૧ ને તેઓએ પાછા હઠીને દેવનુ પરીક્ષણ કીધુ,
ને ઇસ્રાએલના પવિત્રને માઠુ લગાડયુ
૪૨ તેઓએ તેના હાથને,
વળી તેણે શત્રુથી તેઓને છોડાવ્યા તે દિવસને
સભાર્યા નહિ
૪૩ તેણે કેવી રીતે મિસરમા પોતાના ચિન્હ
તથા સોઆનના ક્ષેત્રમા પોતાના ચમત્કાર સ્થાપ્યા,
૪૪ ને તેઓની નદીઓને તથા તેઓના વહેળાઓને
લોહી બનાવી દીધા,
એવા કે તેઓ પી શકે નહિ
૪૫ તેણે તેઓમા ડાસના ટોળેટોળા મોકલ્યા, ને
તેઓએ તેઓને ખાઇ નાખ્યા,
તથા દેડકાઓને, ને એઓએ તેઓને નષ્ટ કીધા
૪૬ અને તેણે તેઓની પેદાસ કાતરાને,

તથા તેઓની મેહેનતનું [ફળ] તીડને આપી દીધું.
૪૭ તેણે કરાથી તેઓના દ્રાક્ષવેલાઓને,
તથા હીમથી તેઓનાં ગુલર ઝાડોને નષ્ટ કીધાં
૪૮ વળી તેણે તેઓનાં ઢોર કરાને,
તથા તેઓનાં ટોળા વીજને સ્વાધીન કીધાં
૪૯ તેણે રોષ તથા કોપ તથા સકટ
દુષ્ટ દૂતોની માફક મોકલીને
તેઓ પર પોતાનો ક્રોધાવેશ નાખ્યો
૫૦ તેણે પોતાના કોપને સારૂ વાટ તૈયાર કીધી ;
તેણે મરણથી તેઓના પ્રાણ બચાવ્યા નહિ,
પણ તેઓના જીવ મરકીને સ્વાધીન કીધા ,
૫૧ ને તેણે મિસરમાં સર્વ પ્રથમજનિતને માર્યો,
હામના માંડવાઓમાં [ તેઓના ] પુરૂષત્વનુ પ્રથમ
ફળ [ માર્યું ]
૫૨ પણ તે પોતાના લોકોને ઘેટાંની પેઠે કાઢી લાવ્યો,
ને અરણ્યમાં ટોળાની પેઠે તેઓને દોર્યા.
૫૩ અને તેણે તેઓને એવા સલામત ચલાવ્યા, કે
તેઓ ન બીધા ;
પણ સમુદ્રે તેઓના શત્રુઓને ગરક કરી દીધા
૫૪ અને તે પોતાની પવિત્ર સીમમા,
એટલે તેને જમણે હાથે ખરીદાયલા આ પહાડી
દેશમાં, તેઓને લાવ્યો.
૫૫ વળી તેણે તેઓની સામેથી વિદેશીઓને કાઢી મૂક્યા,
ને માપીને વારસાના ભાગ પાડી આપ્યા,
ને ઇસ્રાએલના કુળોને તેમના તંબુઓમા વસાવ્યાં
૫૬ તો પણ તેઓએ પરાત્પર દેવનુ પરીક્ષણ કરીને
તેની સાથે બળવો કીધો

૬૧ અને તેણે પોતાનું સામર્થ્ય બંધનમાં, ·
ને પોતાનું ગૌરવ શત્રુના હાથમા, સોપ્યાં.
૬૨ વળી તેણે પોતાના લોકને તરવારને સોપ્યા,
ને પોતાના વારસા પર તે કોપાયમાન થયો.
૬૩ અગ્નિએ તેઓના જુવાનોને ખાઇ નાખ્યા ;
ને તેઓની કન્યાઓને લગ્નગીત ન હતું
૬૪ તેઓના યાજકો તરવારે માર્યા ગયા ;
ને તેઓની વિધવાઓએ કંઇ રૂદન કીધું નહિ.
૬૫ અને જેમ કોઇ ઉંઘમાથી જાગે, તેમ,
દ્રાક્ષરસથી હોકારો કરનાર પરાક્રમી પુરૂષની પેઠે,
પ્રભુ જાગ્યો.
૬૬ અને તેણે પછવાડેથી પોતાના શત્રુઓને માર્યા ;
તેણે તેઓના ઉપર સદાનુ અપમાન આણ્યું
૬૭ વળી તેણે યુસફના તંબુનો નકાર કીધો,
ને એફ્રાઇમના કુળને પસંદ ન કીધું ;
૬૮ પણ તેણે યહુદાહના કુળને,
એટલે તેના વહાલા સિયોન પર્વતને, પસંદ કીધો.
૬૯ અને પર્વતો સરખુ,
ને પૃથ્વી, જેને તેણે સદાને માટે સ્થાપી છે, તેના
સરખુ તેણે પોતાનુ પવિત્રસ્થાન બંધાવ્યુ.
૭૦ અને તેણે પોતાના સેવક દાઉદને પસંદ કરીને
ઘેટાના વાડાઓમાથી તેને લીધો ;
૭૧ દુઝણી ઘેટીઓની પાછળ ફરવાથી તે તેને લાવ્યો,
એ માટે કે તે તેના લોક યાકૂબને તથા તેના
વારસા ઇસ્રાએલને પાળે.
૭૨ અને તેણે પોતાના હૃદયની નિર્દોષતા પ્રમાણે
તેઓને પાળ્યા ;

૪ અમે અમારા પડોસીઓ આગળ નિંદારૂપ થયા
છીએ,
જેઓ અમારી આસપાસ છે તેઓની આગળ તિર-
સ્કારરૂપ તથા મશ્કરીપાત્ર થયા છીએ
૫ હે યહોવાહ, ક્યાં સુધી? શું તું સદા કોપાયમાન
રહીશ?
શું તારો આવેશ અગ્નિની પેઠે સળગી ઉઠશે?
૬ જે વિદેશીઓ તને જાણતા નથી,
ને જે રાજ્ય[ની પ્રજાઓ] તારે નામે હાક મારતી
નથી, તેઓ પર તારો કોપ રેડ
૭ કેમકે તેઓએ યાકૂબને ખાઇ નાખ્યો છે,
ને તેનું રહેઠાણ ઉજાડ કીધું છે
૮ અમારા પૂર્વજોના પાપ અમારા ગેરલાભમા યાદ
ન રાખ,
તારી દયા ઉતાવળે અમોને મળવા સામી આવો,
કેમકે અમે બહુજ નીચ અવસ્થામા આવેલા છીએ
૯ હે અમારા તારણના દેવ, તારા નામના મહિમાને
અર્થે અમને સહાય કર,
ને તારા નામની ખાતર અમને છોડાવ, તથા
અમારા પાપનું નિવારણ કર
૧૦ વિદેશીઓ શા માટે કહે કે, તેઓનો દેવ ક્યા છે?
તારા સેવકોના વહેવડાવેલા રક્તનો બદલો તે
અમારી નજર આગળ વિદેશીઓ મધ્યે વાળેલો
જણાય.
૧૧ બંદીવાનનો નિશ્વાસ તારી આગળ પહોચો,
તારા ભુજના મહત્વ પ્રમાણે, મરણને સારૂ ઠરાવે
લાઓનું રક્ષણ કર,
૧૨ ને અમારા પડોસીઓએ જે નિંદાથી, હે પ્રભુ,
તારી નિંદા કીધી છે,
તેજ નિંદા તેઓના ઉરમા તેઓને સાતગણી વાળી
આપ
૧૩ એમ અમે તારા લોક તથા તારા ચારાના ઘેટા
નિરંતર તારી ઉપકારસ્તુતિ કરીશું;
પેઢી દર પેઢી તારૂં સ્તવન કરીશું

મુખ્ય ગવૈયાને સારૂ, રાગ શોશાન્નીમ એદૂથ,
આસાફકૃત ગીત

૮૦ હે ઇસ્રાએલના પાળક,
યુસફને ટોળાની પેઠે દોરનાર, તું કાન ધર,
કરૂબીમ પર બિરાજનાર, તું પ્રકાશ કર.
૨ એફ્રાઇમ તથા બિન્યામીન તથા મનાશ્શેહની
સન્મુખ તું તારૂં સામર્થ્ય જાગૃત કર,
ને અમને તારવાને આવ
૩ હે દેવ, અમને ફેરવ;
ને તારા મુખનો પ્રકાશ પાડ, એટલે અમે બચાવ
પામીશું
૪ હે સૈન્યોના યહોવાહ દેવ,
તારા લોકની પ્રાર્થના પર તારો કોપ ક્યા સુધી
સળગશે?
૫ તેં તેઓને આસુવાળી રોટલી ખવડાવી છે,
ને તેઓને પુષ્કળ આસુઓ પીવાડ્યા છે
૬ તું અમને અમારા પડોસીઓ પ્રત્યે તકરારનું કારણ
કરે છે,
ને અમારા શત્રુઓ માહોમાહે હાસી કરે છે
૭ હે સૈન્યોના દેવ, અમને ફેરવ,
ને તારા મુખનો પ્રકાશ પાડ, એટલે અમે બચાવ
પામીશું
૮ તું મિસરમાથી દ્રાક્ષવેલો લાવ્યો,
તેં વિદેશીઓને હાંકી કાઢીને તેને રોપ્યો
૯ તેં તેની આગળ [જગ્યા] તૈયાર કીધી,
ને તેની જડ બાઝી, ને તેથી દેશ ભરપૂર થયો
૧૦ તેની છાયાથી પર્વતો ઢંકાયા,
ને તેની ડાળીઓ દેવના એરેજવૃક્ષો [જેવી] હતી
૧૧ તેણે પોતાની ડાળીઓ સમુદ્ર સુધી,
ને પોતાની ડાખળીઓ નદી સુધી પ્રસારી
૧૨ તેં તેની વાડ કેમ એવી રીતે તોડી છે
કે માર્ગે જનારા સર્વ તેને ચુંટી લે છે?
૧૩ ડુક્કર જંગલમાથી [આવીને] તેને બગાડે છે,
ને રાની પશુઓ તેને ખાઇ જાય છે
૧૪ હે સૈન્યોના દેવ, કૃપા કરી પાછો આવ,
આકાશથી નજર નાખીને જો, ને આ દ્રાક્ષવેલાની
મુલાકાત લે
૧૫ અને જે [રોપ] તારે જમણે હાથે તેં રોપ્યો છે,
ને જે પુત્ર તેં પોતાને સારૂ બળવાન કીધો છે, તેનું
રક્ષણ કર
૧૬ તે અગ્નિએ બળેલી છે, તે કાપી નાખેલી છે,
તેઓ તારા મુખની ધમકીથી નાશ પામે છે
૧૭ તારા જમણા હાથના માણસ પર,
એટલે જે માનવપુત્રને તેં પોતાને સારૂ બળવાન
કીધો તેના પર, તારો હાથ રહે

૧૮ એટલે અમે તારાથી પાછા નહિ હઠીશું,
અમને સજીવ કર, તો અમે તારા નામની વિનંતી
કરીશું.
૧૯ હે સૈન્યોના યહોવાહ દેવ, અમને ફેરવ,
તારા મુખનો પ્રકાશ પાડ, એટલે અમે બચાવ
પામીશું

મુખ્ય ગવૈયાને સારુ, રાગ ગિત્તીથ,
આસાફનું [ગીત]

૮૧ દેવ આપણા સામર્થ્યની આગળ મોટેથી
ગાઓ,
યાકૂબના દેવની આગળ હર્ષનાદ કરો
૨ ગીત ચઢાવો, ને ઢોલક
તથા સતાર સુદ્ધા મધુર વીણા વગાડો
૩ અમાસ તેમ પુનેમને સમયે,
એટલે આપણા પવિત્ર પર્વને દિવસે, રણશિંગડું
વગાડો
૪ કેમકે [એવું કરવું] એ ઇસ્રાએલને સારુ વિધિ છે,
તે યાકૂબના દેવનો ઠરાવ છે
૫ તે મિસર દેશની સામે નિકળ્યો
ત્યારે તેણે યુસફમાં એ સાક્ષી ઠરાવી,
હું સમજ્યો નહિ, એવી બોલી મેં [ત્યાં] સાંભળી
૬ મેં બોજાથી તેનો ખભો છોડાવ્યો,
તેના હાથ ટોપલાથી છુટા થયા
૭ સંકટમાં તેં હાક મારી, ને મેં તને છોડાવ્યો,
ગર્જનાના ગુપ્તસ્થાનમાં મેં તને ઉત્તર આપ્યો,
મરીબાહના પાણી આગળ મેં તારું પરીક્ષણ કીધું
(સેલાહ)
૮ હે મારા લોક, સાંભળ, ને હું તારી આગળ સાક્ષી
પૂરીશ,
હે ઇસ્રાએલ, જો તું મારું સાંભળે તો કેવું સારું!
૯ તારી મધ્યે કોઇ અન્ય દેવ ન હોય,
ને તું કોઇ પારકા દેવની પૂજા ન કરીશ
૧૦ હું યહોવાહ તારો દેવ છું,
કે જે તને મિસર દેશમાંથી કાઢી લાવ્યો,
તારું મુખ ઉઘાડ, ને હું તે ભરીશ
૧૧ પણ મારા લોકોએ મારી વાણી સાંભળી નહિ,
ને ઇસ્રાએલે મને ચાહ્યો નહિ
૧૨ માટે મેં તેઓને પોતાના હૃદયોની હઠ પ્રમાણે
ચાલવા દીધા,
કે તેઓ પોતાના મનસૂબાઓ પ્રમાણે ચાલે
૧૩ મારા લોક મારું સાંભળે
ને ઇસ્રાએલ મારા માર્ગોમાં ચાલે, તો કેવું સારું!
૧૪ તો તેઓના શત્રુઓને હું જલદી નમાવું,
ને તેઓના વૈરીઓ વિરુદ્ધ મારો હાથ ફેરવું
૧૫ યહોવાહના દ્વેષીઓ તેને તાબે થાય,
પરંતુ તેઓનો સમય સદાકાળ ટકી રહે
૧૬ વળી તે ઉત્તમ ઘઉંથી તેઓને ખવાડે,
ને ખડકમાંના મધથી હું તને તૃપ્ત કરું

આસાફનું ગીત

૮૨ દેવની સભામાં ઇશ્વર ઉભો રહે છે
તે દેવો મધ્યે ન્યાય કરે છે
૨ તમે ક્યાં સુધી ગેરઇનસાફ કરશો,
ને દુષ્ટોનું મ્હો રાખશો? (સેલાહ)
૩ અબળ તથા અનાથનો ન્યાય કરો,
દુખિત તથા લાચારને ઇનસાફ આપો
૪ અશક્ત તથા દરિદ્રીનો છુટકો કરો,
દુષ્ટના હાથથી તેઓને છોડાવો
૫ તેઓ જાણતા નથી, ને સમજતા પણ નથી,
તેઓ અંધારામાં ભટકતા ફરે છે,
પૃથ્વીના તમામ પાયા હલાવેલા છે
૬ મેં કહ્યું, તમે દેવો છો,
ને તમે સર્વ પરાત્પરના દીકરા છો
૭ તો પણ તમે માણસની પેઠે મરશો,
ને સરદારોમાંના એકની પેઠે પડશો
૮ હે ઇશ્વર, ઉઠ, પૃથ્વીનો ન્યાય કર,
કેમકે તું વારસા તરીકે સર્વ વિદેશીઓને પામીશ

ગાયન, આસાફનું ગીત

૮૩ હે ઇશ્વર, તું છાનો ન રહે,
હે ઇશ્વર, તું ચૂપ તથા શાંત ન રહે
૨ કેમકે જો, તારા શત્રુઓ હુલ્લડ કરે છે,
ને તારા દ્વેષીઓએ માથું ઉચું કર્યું છે
૩ તેઓ તારા લોક વિરુદ્ધ કપટ ભરેલો મનસૂબો
કરે છે,
ને તારા ગુપ્ત લોકો વિરુદ્ધ મસલત કરે છે
૪ તેઓએ કહ્યું છે 'ચાલો, તેઓ પ્રજા ન કહેવાય એવી
રીતે તેઓનો સંહાર કરીએ,
કે ઇસ્રાએલના નામનું સ્મરણ હવે પછી ન રહે
૫ કેમકે તેઓએ એકમતે મસલત કરી છે,
તેઓ તારી વિરુદ્ધ કરાર કરે છે,

૬ તંબુમાં રહેનારા અદોમપુત્રો તથા ઇશ્માએલીઓ,
મોઆબ તથા હાગ્રીઓ,
૭ ગબાલ તથા આમ્મોન તથા અમાલેક,
સૂરની વસતી સુદ્ધાં પલેશેથ [ કરાર કરે છે ];
૮ આશ્શૂર પણ તેઓની સાથે સામેલ થએલો છે;
તેઓએ લોટના દીકરાઓને સહાય કરી છે.
( સેલાહ ).
૯ જેમ મિદ્યાનને થયું,
ને જેમ કીશોન નાળા પાસે સીસરા તથા યાબીનને
થયું, તેમ તેઓને કર.
૧૦ તેઓ એન-દોરની પાસે નાશ પામ્યા;
તેઓ ભૂમિના ખાતર જેવા થયા.
૧૧ તેઓના સરદારોને ઓરેબ તથા ઝએબના જેવા,
હા, તેઓના સર્વ અધિકારીઓને ઝેબાહ તથા
સાલ્મુન્નાના જેવા કર.
૧૨ તેઓએ કહ્યું, દેવનાં રહેઠાણને
આપણે પોતાને માટે સંપાદન કરીએ
૧૩ હે મારા દેવ, તેઓને વંટોળિયાની ધૂળ સરખા,
પવનની આગળ ઉડતા ફોતરાં જેવા કર.
૧૪ વનને બાળનારા અગ્નિની પેઠે,
ને પર્વતોને સળગાવનારી આગની પેઠે,
૧૫ તું તારી આંધીથી તેઓની પાછળ લાગ,
ને તારા તોફાનથી તેઓને ત્રાસ પમાડ.
૧૬ લાજથી તેઓનાં મુખ ઢાંક
કે, તેઓ, હે યહોવાહ, તારૂં નામ શોધે.
૧૭ તેઓ સદા લજ્જિત તથા ભયભિત થાઓ;
હા, તેઓ લજવાઓ તથા નાશ પામો;
૧૮ કે તેઓ જાણે કે તું, જેનું નામ યહોવાહ છે,
તે તુંજ આખી પૃથ્વી પર પરાત્પર છે.

મુખ્ય ગવૈયાને સારૂ, રાગ ગિત્તિથ; કોરાહના
દીકરાઓનું ગીત

૮૪ હે સૈન્યોના યહોવાહ,
તારા માંડવા કેવા રમણીય છે!
૨ મારો આત્મા યહોવાહનાં આંગણાંની અભિલાષા
રાખે છે, હા, [ તેમને માટે ] ક્ષીણ થાય છે;
જીવતા દેવની આગળ મારૂં હૃદય તથા મારો દેહ
હર્ષનાદ કરે છે.
૩ હા, ચકલીને ઘર મળ્યું છે,
ને અબાબીલને પોતાને સારૂ માળો મળ્યો, કે
જેમાં તે પોતાનાં પીલાં રાખે,
એટલે તારી વેદીઓ, હે સૈન્યોના યહોવાહ,
મારા રાજા તથા મારા દેવ.
૪ તારા ઘરમાં રહેનારાને ધન્ય છે;
તેઓ નિરંતર તારૂં સ્તવન કરતા રહેશે. (સેલાહ).
૫ જે માણસનું સામર્થ્ય તારામાં છે,
જે [ સિયોનના ] માર્ગો ધ્યાનમાં રાખે છે, તેને
ધન્ય છે.
૬ રૂદનના નીચાણને ઓળંગતાં તેઓ તેને ઝરાની
જગ્યા કરે છે;
હા, પ્રથમ વરસાદ તેને આશીર્વાદથી વેષ્ટિત કરે છે.
૭ તેઓ સામર્થ્યથી સામર્થ્ય સુધી આગળ વધે છે,
તેઓમાંનો દરેક સિયોનમાં ઇશ્વરની આગળ
હાજર થાય છે
૮ હે સૈન્યોના યહોવાહ દેવ, મારી પ્રાર્થના સાંભળ;
હે યાકૂબના દેવ, કાન ધર. (સેલાહ).
૯ હે ઇશ્વર, અમારી ઢાલ, જો,
ને તારા અભિષિક્તના મુખને નિહાળ.
૧૦ કેમકે હજાર દિવસના કરતાં તારાં આંગણાંમાં એક
દિવસ શ્રેષ્ઠ છે.
દુષ્ટતાના તંબુઓમાં રહેવું, તે કરતાં
મારા દેવના ઘરમાં દરવાન થવું, તે મને વધારે
પસંદ છે.
૧૧ કેમકે યહોવાહ દેવ સૂર્ય તથા ઢાલ છે;
યહોવાહ કૃપા તથા ગૌરવ આપશે;
સીધા ચાલનારાથી તે કંઇ સારૂં વાનું પાછું નહિ
રાખશે.
૧૨ હે સૈન્યોના યહોવાહ,
જે માણસ તારો ભરોસો રાખે છે, તેને ધન્ય છે.

મુખ્ય ગવૈયાને સારૂ; કોરાહના દીકરાઓનું ગીત.

૮૫ હે યહોવાહ, તું તારા દેશ પર પ્રસન્ન થયો છે;
તેં યાકૂબનું દાસત્વ પાછું વાળ્યું છે.
૨ તેં તારા લોકનો અન્યાય માફ કર્યો છે,
તેં તેઓનું સર્વ પાપ ઢાંક્યું છે. (સેલાહ).
૩ તેં તારો સર્વ રોષ દૂર કીધો છે;
તું તારા ક્રોધાવેશથી ફર્યો છે.
૪ હે અમારા તારણના દેવ, અમને ફેરવ,
ને અમારા પરથી તારો કોપ બંધ થાય, એવું કર
૫ શું તું અમારા પર સદા ક્રોધિત રહેશે?
શું તું પેઢી દર પેઢી તારો કોપ લંબાવશે?

૬ શું તું અમને ફરીથી સજીવન નહિ કરીશ,
કે તારામા તારા લોક હર્ખાય ?
૭ હે યહોવાહ, તારી કૃપા અમને દેખાડ,
ને તારૂ તારણ અમને આપ
૮ દેવ યહોવાહ જે બોલે તે હુ સાભળીશ,
કેમકે તે પોતાના લોકો તથા પોતાના ભક્તો સાથે
શાતિની વાત કરશે ,
પણ તેઓ મૂર્ખાઇ ભણી પાછા ન ફરે
૯ નિશ્ચે તેનુ તારણ તેનાથી બીનારાની સન્નિધ છે,
એ માટે કે અમારા દેશમા ગૌરવ રહે
૧૦ કૃપા તથા સત્યતા મળેલી છે ,
ન્યાયીપણાએ તથા શાતિએ એક બીજાને ચુબન
કર્યું છે
૧૧ સત્યતા પૃથ્વીમાથી નિકળી આવે છે,
ને ન્યાયીપણાએ આકાશથી નજર કરી છે
૧૨ વળી યહોવાહ કલ્યાણ બક્ષશે,
ને આપણો દેશ પોતાની ઉપજ આપશે.
૧૩ ન્યાયીપણુ તેની આગળ ચાલશે,
ને તેના પગલાના મા ર્ગમા આપણુને સ્થાપિત કરશે

૯ હે પ્રભુ, જે સર્વ દેશજાતિઓને તેં ઉત્પન્ન કીધી છે,
તેઓ આવીને તારી આગળ પ્રણામ કરશે ,
ને તેઓ તારા નામનો મહિમા માનશે
૧૦ કેમકે તું મોટો છે ને આશ્ચર્યકારક કૃત્યો કરે છે ,
તું એકલોજ દેવ છે
૧૧ હે યહોવાહ, મને તારો માર્ગ દેખાડ ,
હુ તારા સત્યમા ચાલીશ ,
તારા નામની બીક રાખવાને મારૂં હૃદય એકનિષ્ઠ
કર
૧૨ હે પ્રભુ મારા દેવ, હુ મારા આખા હૃદયથી તારી
ઉપકારસ્તુતિ કરીશ ,
ને સદાકાળ તારા નામનો મહિમા માનીશ.
૧૩ કેમકે મારી ભણી તારી કૃપા મોટી છે ,
ને નીચલા શેઓલથી તેં મારા આત્માને છોડાવ્યો છે
૧૪ હે ઇશ્વર, ગર્વિષ્ઠો મારી સામા ઉઠયા છે
ને જબરદસ્ત માણસોની ટોળીએ મારો જીવ
શોધ્યો છે,
ને તેઓએ પોતાની આગળ તને રાખ્યો નથી
૧૫ પણ, હે પ્રભુ, કરૂણાથી તથા દયાથી ભરપૂર,
કોપ કરવે ધીમો ને કૃપા તથા સત્યતામા પરિપૂર્ણ.

ને પરાત્પર પોતે તેને સ્થાપિત કરશે.
૬ યહોવાહ લોકોને નોંધતી વખતે ગણશે કે,
આનો જન્મ ત્યાં થયો (સેલાહ).
૭ વળી ગાનારા તેમ નાચનારા [કહેશે],
મારા સર્વ ઝરાઓ તારામાં છે

કોરાહના દીકરાઓનું ગાયન; ગીત મુખ્ય ગવૈયાને સારૂ, રાગ માહલાથ-લઆન્નોથ, હેમાન એઝ્રાહીનું મારકીલ

૮૮ હે યહોવાહ, મારા તારણના દેવ,
મેં રાતદહાડો તારી આગળ હાંક મારી છે
૨ મારી પ્રાર્થના તારી હજુરમાં આવે;
મારા ઘાંટા ભણી તારો કાન ધર;
૩ કેમકે મારો જીવ દુઃખે ભરેલો છે,
ને મારો પ્રાણ શેઓલ પાસે આવે છે
૪ કબરમા ઉતરનારાની સાથે હુ ગણાએલો છું;
નિરાશ્રિત માણસના જેવો હુ છુ;
૫ મુએલા મધ્યે તજાયલો છું,
મારી નંખાયલા, કબરમાં સુતેલા,
કે જેઓનું તું ફરી સ્મરણ કરતો નથી,
ને જેઓ તારા હાથથી વેગળા કરાયા છે, [તેમના જેવો છું].
૬ નીચલા ખાડામાં,
અંધારી જગ્યાઓમાં તથા ઉંડાણોમાં તેં મને મૂક્યો છે.
૭ તારો કોપ મારા પર ભારે રહે છે,
ને તારા સર્વ મોજાઓથી તેં મને દુઃખી કીધો છે
(સેલાહ)
૮ તેં મારા ઓળખિતાને મારી પાસેથી દૂર કીધા છે;
તેઓ મારાથી કંટાળે, એવો તેઓની આગળ તેં મને કીધો છે;
હુ બંદીમાં છું, ને બહાર નિકળી શકતો નથી.
૯ દુઃખને લીધે મારી આંખનો ક્ષય થાય છે;
હે યહોવાહ, દરરોજ મેં તને હાંક મારી છે,
તારી આગળ મેં મારા હાથ જોડ્યા છે.
૧૦ શું તું મુએલા આગળ ચમત્કાર કરીશ?
શું મુએલા ઉઠીને તારી ઉપકારસ્તુતિ કરશે?
૧૧ શું કબરમાં તારી કૃપા,
કે વિનાશમા તારૂં વિશ્વાસુપણું, જાહેર કરવામાં આવશે?
૧૨ શું અંધકારમાં તારાં આશ્ચર્યકારક કૃત્યો,
ને વિસ્મરણના દેશમાં તારૂં ન્યાયીપણુ, જણાવવામા આવશે?
૧૩ પરંતુ, હે યહોવાહ, મેં તને હાંક મારી છે,
ને સવારે મારી પ્રાર્થના તારી આગળ આવશે
૧૪ હે યહોવાહ, મારા આત્માને તું કેમ તજી દે છે?
મારાથી તારૂ મુખ તું કેમ ફેરવે છે?
૧૫ મારી જુવાનીના વખતથી હુ દુખિત તથા મરણતોલ છું;
તારો ત્રાસ વેઠતાં હું ગભરાએલો છું.
૧૬ તારો ક્રોધ મારા ઉપર થઇને ગયો છે;
તારા ત્રાસે મને નષ્ટ કર્યો છે.
૧૭ તેઓએ આખો દહાડો પાણીની પેઠે મને ઘેર્યો;
તેઓ એકત્ર મારી આસપાસ ફરી વળ્યા.
૧૮ પ્રિયને તથા મિત્રને તેં મારાથી દૂર કર્યો છે,
ને મારા ઓળખિતાઓ અંધકાર [જેવા થઇ ગયા છે].

એથાન એઝ્રાહીનું મારકીલ

૮૯ હું સદા યહોવાહની કૃપા વિષે ગાઇશ;
પેઢી દર પેઢી હુ મારે મુખે તારૂ વિશ્વાસુપણુ પ્રગટ કરીશ
૨ કેમકે મેં કહ્યું, કૃપા સદાને માટે બંધાશે;
આકાશોમાજ તું તારૂ વિશ્વાસુપણું સ્થાપિત કરીશ.
૩ મેં પોતાના નિવડેલાની સાથે કરાર કર્યો છે,
મેં મારા સેવક દાઊદ પ્રત્યે સમ ખાધા છે;
૪ તારા સંતાનને હુ સદા સુધી સ્થાપીશ,
ને સર્વ પેઢી સુધી હુ તારૂ રાજ્યાસન બાંધીશ.
(સેલાહ).
૫ અને, હે યહોવાહ, આકાશો તારા ચમત્કારોને વખાણશે;
વળી પવિત્રોની મંડળીમાં તારૂં વિશ્વાસુપણું [વખાણશે].
૬ કેમકે આકાશમાં યહોવાહની સાથે કોણની સરખામણી થાય?
દેવપુત્રોમા યહોવાહના જેવો કોણ છે?
૭ પવિત્રોની સભામા તે ઘણો ત્રાસદાયક દેવ છે,
ને તેની આસપાસ જે છે તેઓ બધાના કરતા તે વધારે ભયયોગ્ય છે
૮ હે સૈન્યોના યહોવાહ દેવ,
તારા સરખો પરાક્રમી કોણ છે, હે યાહ?

ને તારી આસપાસ તારૂં વિશ્વાસુપણું છે.
૯ તું સમુદ્રના ગર્વ પર અધિકાર ચલાવે છે;
તેના મોજાઓ ઉછળે છે ત્યારે તેઓને તું શાંત કરે છે.
૧૦ મારી નંખાએલાની પેઠે તેં રાહાબને છુંદી નાખ્યો છે;
તારા બળના ભુજથી તેં તારા શત્રુઓને વિખેર્યા છે
૧૧ આકાશો તારાં છે, પૃથ્વી પણ તારી છે,
જગત તથા તેનું ભરપૂરપણુ તેઓને તેં સ્થાપ્યાં છે.
૧૨ ઉત્તર તથા દક્ષિણ તારાથી ઉત્પન્ન થએલાં છે;
તાબોર તથા હેર્મોન તારે નામે હર્ષનાદ કરે છે.
૧૩ તને બળવાન ભુજ છે;
તારો હાથ મજબૂત તથા તારો જમણો હાથ ઉંચો છે.
૧૪ ન્યાયીપણું તથા ઇનસાફ તારા રાજ્યાસનનો પાયો છે;
તારા મુખ આગળ કૃપા તથા સત્યતા હોય છે.
૧૫ આનંદદાયક સાદને જાણનારા લોકને ધન્ય છે;
હે યહોવાહ, તેઓ તારા મુખના અજવાળામાં ચાલે છે.
૧૬ તેઓ આખો દહાડો તારે નામે હર્ષ કરે છે,
ને તારા ન્યાયીપણાએ તેઓ ઉંચા કરાય છે.
૧૭ કેમકે તું તેઓના સામર્થ્યનો મહિમા છે;
ને તારી પ્રસન્નતાએ અમારૂં શિંગ ઉંચું કરાશે.
૧૮ કેમકે અમારી ઢાલ તે યહોવાહની છે,
ને અમારો રાજા તે ઇસ્રાએલના પવિત્રનો છે.
૧૯ ત્યારે તેં દર્શનમાં પોતાના ભકતો સાથે બોલીને કહ્યું,—
જે પરાક્રમી છે તેને મેં સહાય કીધી છે,
લોકોમાંથી નિવડેલાને મેં ઉંચો કીધો છે.
૨૦ મારો સેવક દાઉદ મને મળ્યો છે;
મારા પવિત્ર તેલથી મેં તેને અભિષિક્ત કીધો છે;
૨૧ તેની સાથે મારો હાથ સ્થપાશે;
હા, મારો ભુજ તેને સામર્થ્ય આપશે
૨૨ શત્રુ તેનું નુકસાન નહિ કરશે,
ને અન્યાયનો દીકરો તેને દુઃખ ન દેશે.
૨૩ અને તેની આગળ હું તેના વૈરીઓને પાડી નાખીશ,
ને તેના દ્વેષીઓને મારીશ
૨૪ પણ તેની સાથે મારૂં વિશ્વાસુપણું તથા મારી કૃપા થશે;*
ને મારે નામે તેનું શિંગ ઉંચું કરાશે.
૨૫ અને હું સમુદ્ર પર તેનો હાથ,
ને નદીઓ પર તેનો જમણો હાથ સ્થાપીશ.
૨૬ તે મને હાંક મારીને કહેશે, તું મારો બાપ,
મારો દેવ તથા મારા તારણનો ખડક છે.
૨૭ વળી હું તેને મારો જ્યેષ્ઠ,
પૃથ્વીના રાજાઓમાં મુખ્ય એવો કરીશ.
૨૮ હું તેને સારૂ મારી કૃપા સદા રાખીશ,
ને તેની સાથે મારો કરાર દૃઢ રહેશે.
૨૯ તેનાં સંતાન સદા રહે, એવું પણ હું કરીશ,
ને આકાશના દિવસોની પેઠે તેનું રાજ્યાસન [ટકશે]
૩૦ જો તેના દીકરાઓ મારા નિયમનો ત્યાગ કરે,
ને મારા ઠરાવો પ્રમાણે ન ચાલે;
૩૧ જો તેઓ મારા વિધિઓને તોડે,
ને મારી આજ્ઞાઓ ન પાળે;
૩૨ તો હું સોટીથી તેઓના ઉલ્લંઘનોને,
ને ફટકાથી તેઓના અન્યાયને, જોઇ લઇશ.
૩૩ પરંતુ હું તેની પાસેથી મારી કૃપા છેક લઇ લઇશ નહિ,
ને મારૂં વિશ્વાસુપણું ખુટવા નહિ દઇશ.
૩૪ મારો કરાર હું નહિ તોડીશ,
ને મારા હોઠોથી નિકળેલી વાત નહિ ફેરવીશ.
૩૫ એકવાર મેં મારી પવિત્રતાના સમ ખાધા છે,
હું દાઉદ સાથે જુઠું નહિ બોલીશ;
૩૬ તેનાં સંતાન સર્વકાળ ટકશે,
ને મારી આગળ સૂર્યની પેઠે તેનું રાજ્યાસન [ટકશે].
૩૭ ચંદ્રની પેઠે તે સદા સુધી સ્થાપિત રહેશે,
ને આકાશમાંના વિશ્વાસુ સાક્ષી જેવું [થશે].
(સેલાહ).
૩૮ પણ તું તારા અભિષિક્તને તજીને તથા તુચ્છ કરીને
તેના પર ક્રોધિત થયો છે.
૩૯ તું તારા સેવકના કરારથી કંટાળ્યો છે;
તેં તેનો મુગટ ભોંય પર [નાખીને] ભ્રષ્ટ કીધો છે
૪૦ તેં તેની બધી વાડો તોડી પાડી છે;
તેં તેના કિલ્લાઓનો નાશ કીધો છે.
૪૧ બધા માર્ગે જનારા તેને લુટી લે છે;
તે પોતાના પડોસીઓથી અપમાન પામનારો થયો છે.
૪૨ તેં તેના વેરીઓનો જમણો હાથ ઉંચો કીધો છે;*
તેં તેના સર્વ શત્રુઓને હર્ષ પમાડ્યો છે.

૪૩ હા, તેની તરવારની ધાર તું વાળી દે છે,
ને યુદ્ધમાં તેં તેને ઉભો રાખ્યો નથી.
૪૪ તેં તેનું તેજ સમાપ્ત કીધું છે,
ને તેનું રાજ્યાસન જમીનદોસ્ત કરી નાખ્યું છે.
૪૫ તેં તેની જુવાનીના દિવસ ટુંકા કીધા છે,
તેં તેને લાજે ઢાંકયો છે. (સેલાહ).
૪૬ હે યહોવાહ, તે કયાં સુધી? શું તું સદા સંતાઇ રહીશ?
તારો ક્રોધ [ક્યાં સુધી] અગ્નિની પેઠે બળશે?
૪૭ મારૂં આયુષ્ય કેટલું ટુંકું છે, તે સંભાર,
કેવી વ્યર્થતાને માટે તેં મનુષ્યપુત્રોને ઉત્પન્ન કીધા છે!
૪૮ કયો પુરૂષ જીવશે ને મરણ નહિ દેખશે?
કોણ પોતાનો આત્મા શેઓલના કબજામાંથી છોડાવશે? (સેલાહ)
૪૯ હે પ્રભુ, જેને વિષે તેં તારા વિશ્વાસુપણાએ દાઉદ પ્રત્યે સમ ખાધા,
તે તારી આગલી કૃપા કયાં છે?
૫૦ હે પ્રભુ, તારા સેવકોનું અપમાન સંભાર;
હું કેવી રીતે મારા ઉરમાં બધા પરાક્રમી લોકોનો [તિરસ્કાર] સહું છું,
૫૧ કે જેથી તારા શત્રુઓએ, હે યહોવાહ, અપમાન કીધું છે,
જેથી તેઓએ તારા અભિષિક્તનાં પગલાંનું અપમાન કીધું છે, [તે પણ તું સંભાર].
૫૨ યહોવાહ સદાકાળ સુધી સ્તુત્ય હો,
આમેન તથા આમેન.

ઇશ્વરના માણસ મુસાની પ્રાર્થના

૯૦ હે પ્રભુ, પેઢી દર પેઢી
તું અમારો આશ્રય થયો છે
૨ પર્વતો ઉત્પન્ન થયા હતા,
ને તેં પૃથ્વી તથા જગતને રચ્યાં હતાં, ત્યાર પહેલાં,
એટલે અનાદિકાળથી તે અનંતકાળ સુધી, તું ઇશ્વર છે
૩ તું માણસને ધૂળમાં ફેરવી નાખે છે;
ને કહે છે, હે મનુષ્યપુત્રો, પાછા વળો.
૪ કેમકે તારી દૃષ્ટિમાં હજાર વર્ષો
વિતી ગએલા કાલના દિવસ જેવાં,
ને રાતના એક પહોરના જેવાં છે.
૫ તું તેઓને પૂરની માફક તાણી જાય છે, તેઓ નિદ્રા જેવાં છે;
સવારમાં તેઓ ઉગતા ઘાસના જેવાં છે.
૬ સવારમાં તે ખિલે છે તથા વધે છે;
સાંજે તે કપાય છે તથા ચિમળાય છે.
૭ કેમકે તારા કોપથી અમારો નાશ થાય છે,
ને તારા રોષથી અમને ત્રાસ લાગે છે
૮ તેં અમારા અન્યાય તારી સન્મુખ,
અમારાં ગુપ્ત પાપો તારા મુખના પ્રકાશમાં, મૂકયાં છે.
૯ કેમકે અમારા સર્વ દિવસો તારે રોષે વિતી જાય છે,
અમે અમારાં વર્ષો નિસાસાની પેઠે પૂરાં કરીએ છીએ
૧૦ અમારી વયના દિવસ સિત્તેર વર્ષ છે,
અથવા બળના કારણથી તેઓ એંસી વર્ષ હોય,
તોપણ તેઓનો ગર્વ માત્ર શ્રમ તથા વ્યર્થતા છે;
કેમકે તે વહેલી થઇ રહે છે, ને અમે ઉડી જઇએ છીએ.
૧૧ તારા કોપનું બળ,
ને તારી જે બિહીક રાખવી, તે પ્રમાણે તારો રોષ,
તે કોણ જાણે છે?
૧૨ તું અમને અમારા દિવસ એવી રીતે ગણવાને શિખવ
કે અમને જ્ઞાનવાળું હૃદય પ્રાપ્ત થાય
૧૩ હે યહોવાહ, પાછો આવ; કયાં સુધી?
ને તારા સેવકો પર કરૂણા કર.
૧૪ સવારમાં તારી કૃપાથી અમને તૃપ્ત કર,
એ માટે કે અમે અમારા સર્વ દિવસ હર્ષનાદ કાઢીને આનંદ કરીએ.
૧૫ જે દિવસોમાં તેં અમને દુઃખિત કીધા છે,
ને જે વર્ષોમાં અમે ભૂંડું જોયું છે, તે પ્રમાણે અમને આનંદિત કર.
૧૬ તારા સેવકોને તારાં કૃત્ય,
ને તેઓના દીકરાઓ પર તારો મહિમા, દેખાય.
૧૭ અને અમારા પર પ્રભુ અમારા દેવની શોભા થાય;
ને તું અમારા હાથના કામ અમારે સારૂ સ્થાપિત કર,
હા, અમારા હાથના કામ તું સ્થાપિત કર.

૯૧ પરાત્પરના ગુપ્તસ્થાનમાં જે વસે છે
તે સર્વસમર્થની છાયામાં રહેશે.
૨ હું યહોવાહ વિષે કહીશ કે, તે મારો આશ્રય તથા કિલ્લો છે;

મારો દેવ, જેના પર હુ ભરોસો રાખુ છું.
૩ કેમકે તે પારધીના પાશથી
ને નાશકારક મરકીથી તને બચાવશે.
૪ તે પોતાનાં પીછાથી તને ઢાકશે,
ને તેની પાખો તળે તું આશ્રય પામીશ ;
તેની સત્યતા ઢાલ તથા બખતર છે.
૫ રાત્રે જે ધાસ્તી થાય છે તેથી,
અથવા તો દહાડે ઉડનાર તીરથી,
૬ અધારામાં ચાલનાર મરકીથી,
કે બપોરે ઉજડ કરનાર આફતથી તું નહિ બિહીશ.
૭ તારી બાજુએ હજાર,
ને તારે જમણે હાથે દસ હજાર પડશે,
પણ તે તારી પાસે નહિ આવશે
૮ તું માત્ર નજરે જોઇશ,
ને દુષ્ટોને મળેલો બદલો દેખીશ.
૯ કેમકે, હે યહોવાહ, તું મારો આશ્રય છે !
તે પરાત્પરને તારૂ રહેઠાણ કાર્યું છે ;
૧૦ તારા પર કઇ ભુડુ આવી પડશે નહિ.
ને કોઇ પીડાપાત તારા તબુની પાસે નહિ આવશે
૧૧ કેમકે તે પોતાના દૂતોને તારે વિષે આજ્ઞા કરશે,
કે તારા સર્વ માર્ગોમા તેઓ તને સભાળે.
૧૨ તેઓ પોતાને હાથે તને ધરી લેશે,
રખેને તારો પગ પત્થર પર અફળાય
૧૩ તું સિહ તથા એરૂ પર પગ મૂકીશ ;
સિંહના બચ્ચાને તથા સર્પને તું છુદી નાખીશ.
૧૪ તેણે મારા પર પોતાની પ્રીતિ બેસાડી છે, માટે હુ તેને બચાવીશ,
તેણે મારૂ નામ જાણ્યુ છે, માટે હુ તેને ઉચો કરીશ
૧૫ તે મને હાક મારશે, ને હુ તેને ઉત્તર દઇશ ;
હુ સકટ સમયે તેની સાથે હોઇશ;
હુ તેને છોડાવીને માન આપીશ
૧૬ દિવસની દીર્ઘતાથી હુ તેને તૃપ્ત કરીશ,
ને તેને મારૂ તારણ દેખાડીશ.

ગીત, વિશ્રામવારને માટે ગાયન.

૯૨ યહોવાહની ઉપકારસ્તુતિ કરવી,
ને, હે પરાત્પર, તારા નામના સ્તોત્ર ગાવાં,
તે સારૂ છે
૨ દસ તારવાળા વાજા પર તથા સતાર પર
ને વીણાના મધુર સ્વરથી,
૩ સવારે તારી કૃપા
ને રાત્રે તારૂ વિશ્વાસુપણુ પ્રગટ કરવાં, [તે સારૂ છે]
૪ કેમકે હે યહોવાહ, તેં તારા કૃત્યથી મને આનદિત કીધો છે ;
તારા હાથના કામને લીધે હુ હર્ષનાદ કરીશ
૫ હે યહોવાહ, તારા કૃત્ય કેટલા મોટાં છે !
તારા વિચારો બહુ ઉડા છે
૬ અજ્ઞાની માણસ તે જાણતું નથી ;
ને મૂર્ખ આ સમજતો નથી ;
૭ જ્યારે દુષ્ટો ઘાસની પેઠે વધે છે,
ને સર્વ અન્યાય કરનારાઓ ખિલે છે,
ત્યારે તે એ માટે કે તેમનો સર્વકાળનો નાશ થવાનો ;
૮ પણ તું, યહોવાહ, સર્વકાળ સુધી પરમ ઉચામાં છે
૯ કેમકે જો, હે યહોવાહ, તારા શત્રુઓ,
જો, તારા શત્રુઓ નાશ પામશે ;
સર્વ અન્યાય કરનારાઓ વિખરાઇ જશે.
૧૦ પણ તેં મારૂ શિંગ જંગલી ગોધા[ના શિગ] જેટલુ ઉચુ કર્યું છે ;
હુ તાજા તેલથી ચોળાયલો છું
૧૧ વળી મારા શત્રુઓને [ મારી ઇચ્છા પ્રમાણે થયલુ મેં ] મારી આખે જોયુ છે ;
મારી સામે ઉઠનારા દુષ્કર્મીઓ [ મારૂ ઇચ્છેલું પામ્યા એ મેં ] મારે કાને સાંભળ્યુ છે
૧૨ ન્યાયી માણસ તાડની પેઠે ખિલશે,
તે લબાનોનના એરેજવૃક્ષની પેઠે વધશે.
૧૩ જેઓ યહોવાહના ઘરમા રોપેલા છે
તેઓ આપણા દેવના આગણામા ખિલી રહેશે.
૧૪ તેઓ હજુ ઘડપણમાં ફળદાયક થશે ;
તેઓ રસે ભરેલા તથા લીલા થશે ;
૧૫ એ માટે કે યહોવાહ યથાર્થી માલમ પડે ;
તે મારો ખડક છે, ને તેનામા કઇ અન્યાય નથી

૯૩ યહોવાહ રાજ્ય કરે છે ; તે મહત્વે વેષ્ટિત છે
યહોવાહ વેષ્ટિત છે, તેણે કમરે પરાક બાધ્યુ છે ;
વળી જગત સ્થપાયલુ છે, કે તે ખસેડાય નહિ
૨ તારૂ રાજ્યાસન પુરાતન કાળથી સ્થપાયલુ છે ;
તું અનાદિ કાળથી છે
૩ પ્રવાહોએ ઉચો કર્યો છે, હે યહોવાહ,
પ્રવાહોએ પોતાનો સાદ ઉચો કર્યો છે ;

પ્રવાહો પોતાનાં મોજાંઓ ઉચાં કરે છે.
૪ઘણાં પાણીઓના સાદ કરતાં,
સમુદ્રનાં પરાક્રમી મોજાંઓ કરતાં,
યહોવાહ પરમ ઉચામાં પરાક્રમી છે.
૫તારાં સાક્ષ્યો અતિ ખાતરીપૂર્વક છે;
હે યહોવાહ, સર્વકાળ સુધી
પવિત્રતા તારા ઘરને શોભે છે.

૯૪ હે બદલો વાળનાર દેવ, યહોવાહ,
હે બદલો વાળનાર દેવ, પ્રકાશિત દેખા.
૨હે પૃથ્વીના ન્યાયાધીશ, પોતાને ઉંચો કર,
ગર્વિષ્ઠોને બદલો વાળી આપ.
૩હે યહોવાહ, દુષ્ટો ક્યાં સુધી,
દુષ્ટો ક્યાં સુધી જયાનંદ કરશે?
૪તેઓ બકે છે, તેઓ અભિમાનયુક્ત વાતો બોલે છે;
સર્વ ભુંડું કરનારા વડાઇ કરે છે.
૫હે યહોવાહ, તેઓ તારા લોકને કચરે છે,
ને તારા વારસાને દુઃખ દે છે.
૬તેઓ વિધવાને તથા પારકાને કતલ કરે છે,
ને અનાથને મારી નાખે છે
૭અને તેઓ કહે છે, યાહ જોશે નહિ,
ને યાકૂબનો દેવ ધ્યાન નહિ દેશે
૮લોકોમાંના અજ્ઞાનો, તમે ધ્યાન દો;
ને મૂર્ખો, તમે ક્યારે બુદ્ધિવાન થશો?
૯કાનનો ઘડનાર, તે શું નહિ સાંભળે?
આંખનો રચનાર, તે શું નહિ જુએ?
૧૦વિદેશીઓને શિક્ષા કરનાર,
એટલે માણસોને જ્ઞાન શિખવનાર, તે શું શિક્ષા નહિ દે?
૧૧યહોવાહ માણસોના વિચાર જાણે છે,
કે તેઓ વ્યર્થપણું છે.
૧૨હે યાહ, તે પુરૂષને ધન્ય છે કે જેને તું શિક્ષા કરે છે,
ને તારા નિયમશાસ્ત્રમાંથી શિખવે છે;
૧૩કે દુષ્ટને સારૂ ખાડો ખોદાય ત્યાં સુધી
તું ભુંડા દિવસથી તેને શાંતિ આપે.
૧૪કેમકે યહોવાહ પોતાના લોકને તજશે નહિ,
ને તે પોતાના વારસાનો ત્યાગ નહિ કરશે.
૧૫કેમકે ન્યાયકરણ ન્યાયીપણા ભણી પાછું વળશે,
ને તેની પાછળ હૃદયના સર્વ યથાર્થીઓ ચાલશે.
૧૬મારે સારૂ દુષ્કર્મીઓની સામે કોણ ઉઠશે?
મારે સારૂ અન્યાય કરનારાની વિરૂદ્ધ કોણ ઉભો થશે?
૧૭જો યહોવાહ મારો સહાયકારી થયો નહિ હોત,
તો મારો આત્મા વહેલો છાનો રહેત.
૧૮જ્યારે મેં કહ્યું, મારો પગ લપસી જાય છે,
ત્યારે, હે યહોવાહ, તારી કૃપાએ મને ઝીલી લીધો.
૧૯મારા ભિતરની પુષ્કળ ચિંતામાં
તારા દિલાસાઓ મારા આત્માને ખુશ કરે છે.
૨૦ભુંડાઇનું રાજ્યાસન જે નિયમસર ઉપદ્રવ યોજે છે,
તે શું તારી સાથે મેળાપ રાખશે?
૨૧તેઓ ન્યાયીઓના જીવ સામે એકઠા થાય છે,
ને નિરપરાધ રક્તને દોષિત ઠરાવે છે.
૨૨પણ યહોવાહ મારો ગઢ થયો છે,
ને મારો દેવ મારા આશ્રયનો ખડક થયો છે.
૨૩અને તેણે તેઓને તેઓનો અન્યાય વાળી આપ્યો છે,
ને તે તેઓની ભુંડાઇમાં તેઓનો સંહાર કરશે;
યહોવાહ આપણો દેવ તેઓનો સંહાર કરશે.

૯૫ આવો, આપણે યહોવાહની આગળ ગાઇએ;
આપણા તારણના ખડકની આગળ હર્ષનાદ કરીએ.
૨ઉપકારસ્તુતિ સાથે તેની હજુરમાં આવીએ,
ને ગીતોથી તેની આગળ હર્ષનાદ કરીએ.
૩કેમકે યહોવાહ તે મોટો દેવ,
ને સર્વ દેવો પર મોટો રાજા છે.
૪તેના હાથમાં પૃથ્વીનાં ઉંડાણો છે,
પર્વતોનાં શિખરો પણ તેનાં છે.
૫સમુદ્ર તેનો છે, ને તેણે તે બનાવ્યો;
ને તેના હાથોએ કોરી ભૂમિ રચી
૬આવો, ભજીએ તથા નમીએ,
યહોવાહ આપણા કર્તાની આગળ ઘુંટણીએ પડીએ.
૭કેમકે તે આપણો દેવ છે,
ને આપણે તેના ચારાના લોક તથા તેના હાથનાં ઘેટાં છીએ.
આજ જો તમે તેની વાણી સાંભળો તો કેવું સારૂં!
૮જેમ મરીબાહમાં, જેમ અરણ્યમાં માસ્સાહને દિવસે,
તેમ તમે તમારાં હૃદયોને કઠણ ન કરો.
૯તે સમાએ તમારા પિતૃઓએ મારૂં પરીક્ષણ કીધું,

મને પારખ્યો તથા મારૂં કૃત્ય જોયું.
૧૦ ચાળીસ વર્ષ સુધી હું તે પેઢીથી કંટાળો પામતો હતો,
ને મેં કહ્યું, તે હૃદયમાં ભૂલનાર લોક છે,
ને તેઓએ મારા માર્ગો જાણ્યા નથી
૧૧ માટે મેં મારા ક્રોધમાં સમ ખાધા,
કે તેઓ મારા વિશ્રામમાં પેસશે નહિ.

૯૬ યહોવાહની આગળ નવું ગીત ગાઓ;
આખી પૃથ્વી, યહોવાહ આગળ ગાઓ.
૨ યહોવાહ આગળ ગાઓ, તેના નામને સ્તુત્ય માનો,
દિન પ્રતિ દિન તેનું તારણ પ્રગટ કરો.
૩ વિદેશીઓમાં તેનો મહિમા,
ને સર્વ લોકોમાં તેના ચમત્કાર, જાહેર કરો
૪ કેમકે યહોવાહ મોટો ને બહુ સ્તુત્ય છે,
સર્વ દેવો કરતાં તે ભયયોગ્ય છે.
૫ કેમકે લોકોના સર્વ દેવો મૂર્તિઓજ છે,
પણ યહોવાહે આકાશોને બનાવ્યાં.
૬ સન્માન તથા મહિમા તેની સન્મુખ છે,
સામર્થ્ય તથા શોભા તેના પવિત્રસ્થાનમાં છે.
૭ લોકોનાં કુળો, યહોવાહને દો,
ગૌરવ તથા સામર્થ્ય યહોવાહને દો.
૮ યહોવાહના નામનું ગૌરવ તેને દો;
અર્પણ લઇને તેનાં આંગણામાં આવો.
૯ પવિત્રાઇની શોભાએ યહોવાહને ભજો;
આખી પૃથ્વી, તેની આગળ ધ્રુજો
૧૦ વિદેશીઓમાં કહો, યહોવાહ રાજ્ય કરે છે;
જગત પણ એવી રીતે સ્થપાયલું છે કે તે ખસેડી શકાય નહિ;
તે યથાર્થપણે લોકોનો ન્યાય કરશે.
૧૧ આકાશો આનંદ કરે, ને પૃથ્વી હર્ષાય;
સમુદ્ર તથા તેનું ભરપૂરપણું ગાજે;
૧૨ ખેતર તથા તેમાં જે સર્વ છે તે ઉત્સાહ કરે;
ત્યારે વનનાં સર્વ વૃક્ષો યહોવાહ આગળ હર્ષનાદ કરશે,
૧૩ કેમકે તે આવે છે;
કેમકે તે પૃથ્વીનો ન્યાય કરવા આવે છે;
તે યથાર્થપણે જગતનો,
ને તેની સત્યતાએ લોકોનો ન્યાય કરશે.

૯૭ યહોવાહ રાજ્ય કરે છે; પૃથ્વી હર્ષાય;
ટાપુઓનો સમૂહ આનંદ પામે.
૨ મેઘો તથા અંધકાર તેની આસપાસ છે,
ન્યાયીપણું તથા ઇન્સાફ તેના રાજ્યાસનનો પાયો છે.
૩ તેની આગળ અગ્નિ જાય છે,
તે તેની આસપાસ તેના શત્રુઓને બાળી નાખે છે.
૪ તેની વિજળીઓએ જગતને પ્રકાશિત કીધું;
પૃથ્વી તે જોઇને કાંપી.
૫ યહોવાહની સન્મુખ, આખી પૃથ્વીના પ્રભુની સન્મુખ,
પર્વતો મીણની પેઠે પિગળી ગયા.
૬ આકાશો તેનું ન્યાયીપણું પ્રગટ કરે છે,
ને સર્વ લોકોએ તેનો મહિમા દીઠો છે.
૭ કોરેલાં પુતળાંની સેવા કરનારા,
ને મૂર્તિઓમાં અભિમાન કરનારા, તેઓ સર્વે લજવાય
હે સર્વ દેવો, તમે તેને ભજો.
૮ હે યહોવાહ, તારાં ન્યાયકરણને લીધે
સિયોન સાંભળીને આનંદિત થયું,
ને યહુદાહની દીકરીઓએ હર્ષ કર્યો.
૯ કેમકે, હે યહોવાહ, તું આખી પૃથ્વી પર પરાત્પર છે;
તું સર્વ દેવો કરતાં અતિ ઉંચો છે.
૧૦ હે યહોવાહ પર પ્રેમ કરનારા, તમે દુષ્ટપણાનો દ્વેષ કરો;
તે પોતાના ભક્તોના આત્માઓનું રક્ષણ કરે છે,
ભુંડાઓના હાથથી તે તેઓને છોડાવે છે
૧૧ ન્યાયીઓને માટે અજવાળું
તથા હૃદયના યથાર્થીઓને સારૂ આનંદ વવાયાં છે.
૧૨ હે ન્યાયીઓ, તમે યહોવાહમાં આનંદ કરો;
ને તેના પવિત્ર નામની ઉપકારસ્તુતિ કરો

ગીત.

૯૮ યહોવાહની આગળ નવું ગીત ગાઓ,
કેમકે તેણે આશ્ચર્યકારક કૃત્યો કીધાં છે;
તેના જમણા હાથે તથા તેના પવિત્ર ભુજે તેને સારૂ તારણ કરાવ્યું છે.
૨ યહોવાહે પોતાનું તારણ જણાવ્યું છે;
તેણે પોતાનું ન્યાયીપણું વિદેશીઓની દૃષ્ટિમાં પ્રગટ કીધું છે.
૩ તેણે પોતાની કૃપા તથા વિશ્વાસુપણું ઇસ્રાએલના ઘરનાંની ભણી સંભાર્યું છે;

પૃથ્વીની સર્વે સીમાઓએ આપણા દેવનું તારણ જોયુ છે
૪ હે પૃથ્વીના સઘળા [લોકો], યહોવાહ આગળ હર્ષનાદ કરો,
ઉત્સાહ કરીને હર્ષના ગીત ગાઓ, હા, સ્તોત્રો ગાઓ
૫ વીણા સહિત, વીણા તથા ગાયનના સાદથી
યહોવાહના સ્તોત્રો ગાઓ
૬ તુરી તથા રણશિંગડાના અવાજથી
યહોવાહ રાજાની આગળ હર્ષનાદ કરો
૭ સમુદ્ર તથા તેનુ ભરપૂરપણુ,
જગત તથા તેમાના રહેવાસીઓ, ગાજે
૮ પ્રવાહો તાળી પાડે,
પર્વતો યહોવાહની સન્મુખ એકત્ર હર્ષનાદ કરે,
૯ કેમકે તે પૃથ્વીનો ન્યાય કરવાને આવે છે,
તે ન્યાયીપણાએ જગતનો,
ને યથાર્થપણાએ લોકોનો, ન્યાય કરશે

૯૯ યહોવાહ રાજ્ય કરે છે, લોકો ધ્રુજો,
તે કરૂબીમ પર બિરાજે છે, પૃથ્વી ડગો
૨ યહોવાહ સિયોનમા મોટો છે,
ને સર્વે લોકો કરતા તે ઉંચો છે
૩ તેઓ તારા મોટા તથા ભયંકર નામની સ્તુતિ કરે,
તે પવિત્ર છે
૪ વળી રાજાનુ સામર્થ્ય ઇનસાફને ચાહે છે,
તું ન્યાયને સ્થાપન કરે છે
તું યાકૂબમા ઇનસાફ તથા ન્યાયીપણુ કરે છે
૫ તમે આપણા દેવ યહોવાહને મોટો માનો,
ને તેના પાયાસન પાસે ભજન કરો,
તે પવિત્ર છે
૬ તેના યાજકોમા મુસા તથા હારૂન,
ને તેના નામને હાક મારનારામા સમૂએલ,
તેઓએ યહોવાહને હાક મારી, ને તેણે તેઓને ઉત્તર આપ્યો
૭ મેઘસ્તંભમા તે તેઓની સાથે બોલ્યો,
તેઓએ તેની સાક્ષીઓ, તથા જે વિધિ તેણે તેઓને આપ્યો તે પાળ્યા
૮ હે યહોવાહ, અમારા દેવ, તેં તેઓને ઉત્તર દીધો,
જો કે તેં તેઓના કામનો બદલો વાળ્યો
તો પણ તેઓને ક્ષમા કરનાર દેવ તું હતો
૯ યહોવાહ આપણા દેવને મોટો માનો,
ને તેના પવિત્ર પર્વત પર ભજન કરો,
કેમકે યહોવાહ આપણો દેવ પવિત્ર છે

ઉપકારસ્તુતિનુ ગીત

૧૦૦ રે સઘળા દેશો, યહોવાહ આગળ જયજયકાર કરો,
૨ આનંદથી યહોવાહની સેવા કરો,
ગાતા ગાતા તેની આગળ આવો
૩ યહોવાહ તેજ દેવ છે, એમ તમે જાણો,
તેણે આપણને ઉત્પન્ન કીધા છે, અને આપણે તેનાજ છીએ,
આપણે તેના લોક તથા તેના ચારાના ઘેટા છીએ
૪ આભાર માનતા તેની ભાગળોમા,
ને સ્તવન કરતા તેના આંગણામા આવો,
તેનો ઉપકાર માની તેના નામને ધન્ય કહો
૫ કેમકે યહોવાહ ઉત્તમ છે, તેની કૃપા સદા સર્વકાળ સુધી
ને તેની સત્યતા પેઢી દર પેઢી [ટકી રહે છે]

દાઉદનુ ગીત

૧૦૧ કૃપા તથા ન્યાય વિષે હુ ગાયન કરીશ,
હે યહોવાહ, હુ તારીજ સ્તુતિ કરીશ
૨ હુ સીધા માર્ગનુ ધ્યાન કરીશ,
તું મારી પાસે ક્યારે આવશે?
હુ ખરા અંતઃકરણથી મારા ઘરમા વર્ત્તીશ
૩ હુ કંઇ અધમ વસ્તુ મારી દૃષ્ટિમા રાખીશ નહિ,
પાછા હઠનારાના કામથી હુ કંટાળુ છું
[તેની અસર] મને લાગશે નહિ
૪ હઠીલુ હૃદય મારાથી વેગળુ જશે,
હુ કોઇ ભુંડાને નહિ ઓળખીશ.
૫ જે કોઇ પોતાના પડોસીની ચાડી ગુપ્તમા કરે તેને હુ કાપી નાખીશ,
જેની દૃષ્ટિ મગરૂર ને જેનુ હૃદય ગર્વિષ્ઠ છે તેનુ હુ સહન કરીશ નહિ
૬ દેશમાના વિશ્વાસુઓ મારી પાસે વાસો કરે તે માટે હુ તેઓ પર નજર રાખીશ,
સીધા માર્ગમા ચાલનાર મારી સેવા કરશે
૭ કપટ કરનાર મારા ઘરમા રહેશે નહિ,
જુઠું બોલનાર મારી દૃષ્ટિમા ઠરશે નહિ
૮ સઘળા ભુંડું કરનારાઓને યહોવાહના નગરમાથી કાપી નાખવાને
હુ દેશમાના સર્વ દુષ્ટોનો દિવસે દિવસે નાશ કરીશ.

દુ:ખિતોની પ્રાર્થના, આકુળવ્યાકુળ થઈને તે યહોવાહની સન્મુખ શોકનો સાદ કાઢે છે

૧૦૨ હે યહોવાહ, મારી પ્રાર્થના સાંભળ,
ને મારી હાક તારી પાસે આવવા દે
૨ મારા સંકટને દિવસે તારૂં મુખ મારાથી ન ફેરવ,
મારી ભણી કાન ધર,
હું વિનતી કરૂં તે દહાડે તું મને વહેલો ઉત્તર આપ
૩ કેમકે મારા દહાડા તો ધુમાડાની પેઠે વિતી જાય છે,
અને મારા હાડકાં ખોયણાની પેઠે બળે છે
૪ મારૂં હૃદય તો ઘાસના જેવું કપાએલું તથા ચિમળાએલું છે,
એટલે સુધી કે હું રોટલી ખાવાનું ભૂલી જાઉં છું
૫ મારા નિસાસાના કારણથી
મારાં હાડકાં મારી ચામડીને વળગે છે
૬ હું રાનના બગલાના જેવો છું,
અરણ્યના ઘુવડના જેવો થઇ ગયો છું
૭ હું જાગૃત રહું છું,
ને અગાસી પર એકલી પડેલી ચકલીના જેવો થઇ ગયો છું
૮ આખો દિવસ મારા શત્રુ મને મ્હેણાં મારે છે,
અને તેઓ તપીને મારી વિરૂદ્ધ પ્રતિજ્ઞા કરે છે
૯ મેં રોટલીને ઠેકાણે રાખ ખાધી,
ને મારાં આંસુઓથી મેં મારૂં પીવાનું મિશ્રિત કીધું છે,
૧૦ તે તારા ક્રોધ તથા કોપને કારણે છે,
કેમકે તેં મને ઉંચો કીધા પછી પાછો ફેંકી દીધો છે
૧૧ મારા દિવસો નમતી છાયાના જેવા છે,
અને ઘાસની પેઠે હું ચિમળાઇ ગયો છું
૧૨ પણ, હે યહોવાહ, તું સર્વકાળ ટકનાર છે,
ને તારૂં સ્મરણ પેઢી દર પેઢી રહેશે
૧૩ તું ઉઠીને સિયોન પર દયા કરીશ,
કેમકે તે પર દયા કરવાનો વખત, એટલે ઠરાવેલો સમય, આવ્યો છે
૧૪ કેમકે તારા સેવકો તેના પત્થરોથી સંતોષ પામે છે,
અને તેની ધૂળ પર તેઓને દયા આવે છે
૧૫ અને વિદેશીઓ યહોવાહના નામથી,
તથા પૃથ્વીના સર્વ રાજાઓ તારા ગૌરવથી બીશે.
૧૬ કેમકે યહોવાહે સિયોનને બાંધ્યું છે,
ને પોતાના ગૌરવમાં તે પ્રગટ થયો છે
૧૭ તેણે લાચારની પ્રાર્થના પર લક્ષ લગાડયું છે,
ને તેઓની પ્રાર્થનાની અવગણના કીધી નથી
૧૮ આ વાત તો આવનાર પેઢીને સારૂ લખાશે,
ને જે લોકો ઉત્પન્ન થનાર છે તેઓ યાહની સ્તુતિ કરશે
૧ કેમકે તેણે પોતાના ઉંચા પવિત્રસ્થાનમાંથી જોયું છે,
આકાશથી યહોવાહે પૃથ્વીને નિહાળી,
૨૦ એ માટે કે તે બંદીવાનના નિસાસા સાંભળે,
તથા મરણના સપાટામાં આવેલાને છોડાવે,
૨૧ કે સિયોનમાં યહોવાહનું નામ,
તથા યરૂશાલેમમાં તેની સ્તુતિ પ્રસિદ્ધ કરવામાં આવે
૨૨ તે વખતે યહોવાહની સેવા કરવા સારૂ લોકો
તેમજ રાજ્યો પણ એકઠાં થશે
૨૩ તેણે માર્ગમાં મારી શક્તિ ઘટાડી,
અને મારા દિવસો થોડા કીધા
૨૪ મેં કહ્યું, હે મારા દેવ, મારા દિવસોની મધ્યે મને ન લઇ જા,
તારાં વર્ષો તો અનાદ્યનંત છે
૨૫ પૂર્વે તેં પૃથ્વીનો પાયો નાખ્યો છે,
અને આકાશો તારા હાથનું કામ છે
૨૬ તેઓ નાશ પામશે, પણ તું ટકી રહીશ,
હા વસ્ત્રની પેઠે તેઓ સર્વ જીર્ણ થઇ જશે,
લુગડાની પેઠે તું તેઓને બદલીશ ને તેઓ બદલાઇ જશે,
૨૭ પણ તું તો એવો ને એવોજ રહે છે,
ને તારાં વર્ષોનો અંત આવશે નહિ.
૨૮ તારા સેવકોના દીકરા ટકી રહેશે,
ને તેઓનાં સંતાન તારી સન્મુખ સ્થાપવામાં આવશે

દાઉદનું [ગીત]

૧૦૩ હે મારા આત્મા, યહોવાહને સ્તુત્યમાન,
અને મારા આખા અંતઃકરણ, તેના પવિત્ર નામને [સ્તુત્ય માન]
૨ રે મારા આત્મા, યહોવાહને સ્તુત્ય માન,
ને તેના સર્વ ઉપકારો તું ભૂલી ન જા
૩ તે તારાં સઘળાં પાપ માફ કરે છે,
ને તારા સર્વ રોગ મટાડે છે
૪ તે તારો જીવ નાશથી બચાવે છે,
ને તને કૃપા તથા રેહેમનો મુગટ પહેરાવે છે
૫ તે ઉત્તમ વસ્તુથી તારા મુખને તૃપ્ત કરે છે,
અને ગરૂડના જેવી તારી જુવાની તાજી કરે છે

૬ સર્વ જે જુલમથી હેરાન થએલા તેઓને સારૂ
યહોવાહ ન્યાયનાં કૃત્ય તથા ઇનસાફ કરે છે.
૭ તેણે પોતાના માર્ગ મુસાને
તથા પોતાનાં કૃત્યો ઇસ્રાએલના પુત્રોને જણાવ્યાં.
૮ યહોવાહ દયાળુ તથા કૃપાળુ છે,
તે કોપે ધીમો તથા કૃપાએ મોટો છે.
૯ તે સદા ધમકી નહિ આપે,
વળી તે સર્વકાળ [ કોપ ] નહિ રાખે.
૧૦ તે આપણાં પાપ પ્રમાણે આપણી સાથે વર્ત્યો નથી,
ને આપણા અન્યાયના પ્રમાણમાં આપણને બદલો વાળ્યો નથી.
૧૧ કેમકે જેમ પૃથ્વીથી આકાશ ઉંચું છે
તેમ તેની કૃપા તેનાથી બીનારા પર મોટી છે.
૧૨ પૂર્વ જેટલું પશ્ચિમથી દૂર છે
તેટલાં તેણે આપણાં ઉલ્લંઘન આપણાથી દૂર કર્યાં છે.
૧૩ જેમ બાપ પોતાનાં છોકરાં પર દયાળુ છે
તેમ યહોવાહ પોતાથી બીનારાં પર દયાળુ છે.
૧૪ કેમકે તે આપણું બંધારણ જાણે છે;
આપણે ધૂળના છીએ એવું તે સંભારે છે.
૧૫ માણસના દિવસો ઘાસના જેવા છે,
ખેતરમાંના ફૂલની પેઠે તે ખિલે છે.
૧૬ કેમકે વા તેના પર થઇ વાય છે, ને તે હતું ન હતું થઇ જાય છે,
ને તે ક્યાં હતું એ કોઇને માલમ પડતું નથી
૧૭ પણ યહોવાહની કૃપા તેનાથી બીનારાઓ પર અનાદિકાળથી તે અનંતકાળ સુધી છે,
ને તેમનાં સંતાનનાં સંતાન ઉપર તેનો ન્યાય હોય છે;
૧૮ જે જે તેનો કરાર માને છે
તથા તેની આજ્ઞાઓ પાળવાને યાદ રાખે છે તે તે પર [ તે કૃપા કરે છે ]
૧૯ યહોવાહે પોતાની ગાદી આકાશમાં સ્થાપી છે,
અને તેના રાજ્યનું ધણીપણું સર્વ ઉપર છે.
૨૦ હે બળમાં પરાક્રમી, યહોવાહનું વચન પાળનારા,
તથા તેના વચનની વાણી સાંભળનારા,
તેના દૂતો, તમે યહોવાહને સ્તુત્ય માનો.
૨૧ હે યહોવાહનાં સર્વ સૈન્યો, તેની ઇચ્છાને અનુસરનારા તેના સેવકો,
તમે તેને સ્તુત્ય માનો.
૨૨ યહોવાહના રાજ્યનાં સર્વ ઠેકાણાંમાં
તેનાં સૌ કૃત્યો તેને સ્તુત્ય માનો;
અરે મારા આત્મા, તું યહોવાહને સ્તુત્ય માન.

૧૦૪ હે મારા આત્મા, યહોવાહને સ્તુત્ય માન,
હે યહોવાહ, મારા દેવ,
તું અતિ મોટો છે, તું વૈભવ તથા ગૌરવથી વેષ્ટિત થયલો છે.
૨ વસ્ત્રથી વેષ્ટિત થાય તેમ તું અજવાળાથી વેષ્ટિત થયો છે;
ને પડદાની પેઠે તું આકાશને વિસ્તારે છે.
૩ પાણી પર તે પોતાના ઓરડાના ભારોટિયા મૂકે છે;
વાદળાને તે પોતાનો રથ બનાવે છે;
વાયુની પાંખો પર તે ચાલે છે.
૪ વાયુ તે તેના દૂતો કરે છે,
ને અગ્નિના ભડકા તેના સેવકો છે.
૫ કદી ખસે નહિ એવો તેણે
પૃથ્વીનો પાયો નાખ્યો છે
૬ વસ્ત્રની પેઠે તું જળનિધિથી તેને ઢાંકે છે;
પર્વતો પર પાણી ચઢી રહ્યાં.
૭ તારી ધમકીથી તેઓ નાસી ગયાં;
તારા સાદની ગર્જનાથી તેઓ જતાં રહ્યાં.
૮ (પહાડો ચઢી ગયા ને ખીણો ઉતરી ગઇ),
ને જે ઠેકાણું તેં તે [પાણીને] માટે મુકરર કર્યું હતું ત્યાં તેઓ ગયા.
૯ તેઓ ફરી પૃથ્વીને ઢાંકે નહિ તે સારૂ
તેં તેઓની હદ બાંધી છે, કે જેને તેઓ ઓળંગે નહિ.
૧૦ તે ખીણોમાં ઝરા ફોડે છે
ને તેઓ ડુંગરોની વચ્ચે વહે છે;
૧૧ તેથી સર્વ વનપશુઓને પીવાનું મળે છે,
અને રાની ગધેડાં પણ પોતાની તરસ મટાડે છે.
૧૨ તેઓની પાસે આકાશનાં પક્ષીઓ આવીને વાસો કરે છે,
ને ડાળીઓ મધ્યે સુસ્વર કાઢે છે.
૧૩ તે પોતાના ઓરડાથી ડુંગરો પર પાણી સિંચે છે;
તારાં કૃત્યોનાં ફળથી પૃથ્વી ધરાઇ જાય છે.
૧૪ ઢોરને સારૂ તે ઘાસ ઉપજાવે છે,
તથા માણસના ખપને સારૂ શાકભાજી;
એમ ભૂમિમાંથી તે અન્ન નિપજાવે છે.

૧૫ વળી માણસના હૃદયને આનંદ આપનાર દ્રાક્ષરસ,
ને તેનું મુખ તેજસ્વી કરનાર તેલ,
ને તેના અંતઃકરણને બળ આપનારી રોટલી [ તે નિપજાવે છે ].
૧૬ યહોવાહનાં ઝાડ,
એટલે લબાનોનના એરેજ વૃક્ષો જે તેણે રોપ્યાં હતાં, તેઓ ધરાએલાં છે.
૧૭ ત્યાં પક્ષીઓ પોતાના માળા બાંધે છે;
વળી દેવદાર ઝાડ તે બગલાનું રહેઠાણ છે.
૧૮ ઉંચા પર્વતો રાની બકરાઓનો
અને ખડકો સસલાંનો આસરો છે.
૧૯ ઋતુઓને સારૂ તેણે ચંદ્ર ઠરાવ્યો;
સૂર્ય પોતાનો અસ્તકાળ જાણે છે.
૨૦ તું અંધારૂં કરે છે એટલે રાત થાય છે,
ત્યારે વનનાં સર્વ પશુઓ બહાર નિકળે છે.
૨૧ સિંહનાં બચ્ચાં શિકાર મેળવવાને ગર્જે છે,
તેઓ ઇશ્વર પાસે પોતાનું ખાવાનું માગે છે.
૨૨ સૂર્ય ઉગે એટલામાં તેઓ સમેટાય છે,
ને પોતાનાં કોતરોમાં ભરાઇ સુઇ જાય છે.
૨૩ માણસ પોતાનો ધંધો કરવા બહાર નિકળે છે,
ને સાંજ સુધી પોતાનો ઉદ્યોગ ચલાવે છે.
૨૪ હે યહોવાહ, તારાં કામ કેવાં તરેહ તરેહનાં છે!
તેં તે સઘળાંને ડહાપણથી કર્યાં છે;
પૃથ્વી તારી સંપત્તિથી ભરપૂર છે.
૨૫ જુઓ આ મોટો તથા વિશાળ સમુદ્ર,
જેમાં અગણિત જળજંતુઓ
તથા નાના મોટાં જાનવરો હોય છે.
૨૬ તેમાં વહાણો આવ જા કરે છે;
વળી મગરમચ્છ જે તેમાં રમવા સારૂ તેં પેદા કર્યું છે તે તેમાં રહે છે.
૨૭ યોગ્ય સમયે તું તેઓને ખાવાનું આપે
તે સારૂ આ સઘળાં તારી વાટ જુએ છે.
૨૮ જે તું તેઓને આપે છે તે તેઓ વીણે છે;
તું તારો હાથ ખોલે છે ત્યારે તેઓ [ તારા ] ઉપકારથી તૃપ્ત થાય છે.
૨૯ તું તારૂં મુખ સંતાડે છે ત્યારે તેઓ ગભરાઇ જાય છે;
તેઓનો પ્રાણ તું લઇ લે છે એટલે તેઓ મરે છે,
ને પાછાં ધૂળમાં ભળી જાય છે.
૩૦ તું તારો આત્મા મોકલે છે એટલે તેઓ ઉત્પન્ન થાય છે;
ને દુનિયાને તું તાજી કરે છે.
૩૧ યહોવાહનું ગૌરવ સર્વકાળ ટકો;
પોતાનાં સર્વ કામોથી યહોવાહ આનંદ પામો.
૩૨ તે પૃથ્વી પર દૃષ્ટિ કરે છે ત્યારે તે ધ્રુજે છે;
તે પર્વતોને અડકે છે એટલે તેઓ ધુમાડો કાઢે છે.
૩૩ હું મરણપર્યંત યહોવાહના ગુણ ગાઇશ;
હું હયાતીમાં છું ત્યાં સુધી મારા દેવની સ્તુતિ કરીશ.
૩૪ [ તે વિષેના ] મારા વિચાર તેને પસંદ પડો;
હું યહોવાહમાં આનંદ પામીશ.
૩૫ પૃથ્વીમાંથી પાપીઓનો નાશ થાઓ,
અને દુષ્ટોનો અંત આવો.
હે મારા આત્મા, યહોવાહને સ્તુત્ય માન
તમે યહોવાહની સ્તુતિ કરો.

## ૧૦૫

યહોવાહનો આભાર માનો; તેના નામની વિનંતી કરો;
લોકોમાં તેનાં કૃત્યો જણાવો.
૨ તેની આગળ ગાઓ, તેનાં સ્તોત્રો ગાઓ;
તેનાં સર્વ આશ્ચર્યનાં કામનું મનન કરો.
૩ તેના પવિત્ર નામમાં તમે અભિમાન કરો;
યહોવાહને શોધનારાનાં હૃદયો આનંદ પામે.
૪ યહોવાહને તથા તેના સામર્થ્યને શોધો,
સદા સર્વદા તેના મુખને શોધો.
૫ જે આશ્ચર્યનાં કામ તેણે કર્યાં છે તેમને યાદ રાખો;
તેના ચમત્કારો તથા તેના મુખનાં ન્યાયવચનો [યાદ રાખો].
૬ તેના સેવક ઇબ્રાહીમનાં સંતાન,
યાકૂબના પુત્રો, તેનાં નિવડેલા, [તેમને તમે યાદ રાખો ].
૭ તે આપણો દેવ યહોવાહ છે;
આખી પૃથ્વીમાં તેનાં ન્યાયનાં કૃત્યો [પ્રસિદ્ધ] છે.
૮ જે આજ્ઞા તેણે હજારો પેઢીઓને ફરમાવી હતી
તે તેની સ્થાપના તેણે સદાકાળ યાદ રાખી છે;
૯ એટલે જે [ કરાર ] તેણે ઇબ્રાહીમ સાથે કીધો,
ને ઇસ્હાક પ્રત્યે પ્રતિજ્ઞા [ કરી ];
૧૦ ને નિયમ તરીકે યાકૂબને સારૂ [ તેણે ] એજ વાત સ્થાપી,
કે તે ઇસ્રાએલને માટે સદાકાળનો કરાર થાય.
૧૧ તેણે કહ્યું કે, આ કનાન દેશ હું તને આપીશ,
તે તારા વારસાનો ભાગ [ થશે ].
૧૨ તે વખતે તેઓ સંખ્યામાં થોડાં હતાં.

ઊક થોડાં, ને વળી તેમાં તેઓ મુસાફર હતાં;
૧૩ તેઓ એક દેશથી બીજે દેશ,
ને એક રાજ્યમાંથી બીજા રાજ્યમાં ફરતાં.
૧૪ તેણે તેઓ પર કોઇને જુલમ કરવા દીધો નહિ;
તેમને લીધે તેણે રાજાઓને શિક્ષા દીધી;
૧૫ [તે એમ કહેતો], મારા અભિષિક્તોને અડકો મા,
ને મારા ભવિષ્યવાદીઓને ઉપદ્રવ ન કરો.
૧૬ વળી દુકાળને તે દેશમાં આવવાનું તેણે ફરમાવ્યું;
ને રોટલીનો આધાર વદન તોડી નાખ્યો
૧૭ તેઓની આગળ તેણે એક માણસને મોકલ્યો,
[એટલે] યુસફ [જે] ગુલામ તરીકે વેચાઇ ગયો
૧૮ તેના વચનનો સમય આવી પહોંચ્યો
ત્યા સુધી તેઓએ તેના પગોમા બેડીઓ ઘાલી;
૧૯ લોઢા[ની સાંકળો]માં તે રહ્યો;
યહોવાહના વચનથી તે પરખાયો
૨૦ રાજાએ [માણસોને] મોકલીને તેને છોડાવ્યો;
લોકોના ધણીએ તેનો છુટકારો કર્યો
૨૧ તેણે તેને પોતાના ઘરનો કારભારી,
અને પોતાની સર્વ મિલકતનો ઉપરી ઠરાવ્યો;
૨૨ કે તે પોતાની મરજી પ્રમાણે રાજ્યમાંના અમીરોને કબજે રાખે,
અને તેના મત્રીઓને સમજણ આપે.
૨૩ વળી ઇસ્રાએલ મિસરમા આવ્યો,
ને હામના દેશમાં યાકૂબે મુકામ કીધો
૨૪ અને તેણે પોતાના લોકને ઘણા આબાદ કીધા,
ને તેમના દુશ્મનો કરતા તેઓને બળવાન કર્યા.
૨૫ તેણે પોતાના લોક પર દ્વેષ રાખવાને
તથા પોતાના સેવકોની સાથે કપટથી વર્તવાને તેઓની બુદ્ધિ ફેરવી
૨૬ તેણે પોતાના સેવક મુસાને,
તથા હારૂન જેને તેણે પસંદ કર્યો હતો તેને, મોકલ્યા
૨૭ તે લોકોમા તેઓએ તેનાં ચિન્હો દેખાડ્યા;
વળી હામના દેશમા ચમત્કારો [પ્રગટ કર્યા].
૨૮ તેણે અધકાર મોકલ્યો એટલે અધારૂ થયુ;
ને તેઓ તેની વાતની સામા થયા નહિ
૨૯ તેણે તેઓનું પાણી લોહી કરી નાખ્યુ,
ને તેઓનાં માછલાં મારી નાખ્યાં
૩૦ તેઓની જમીનમા પુષ્કળ દેડકા થયાં,
હા, તેઓ ઠેઠ રાજ્યમેહેલના ઓરડા સુધી [ભરાયાં].
૩૧ તે બોલ્યો એટલે ડાંસ તથા જૂઓ
તેઓની સર્વ સીમોમા ભરાયાં
૩૨ તેણે વરસાદને ઠેકાણે કરાં મોકલ્યાં;
તેઓના દેશમાં ભડભડતો અગ્નિ [સળગાવ્યો].
૩૩ તેઓના દ્રાક્ષવેલાઓ તથા અંજીરીઓ પણ તેણે મારી;
અને તેઓની સીમોનાં વૃક્ષો તોડ્યાં.
૩૪ તે બોલ્યો ને તીડો
તથા ઇયળો અગણિત આવ્યાં;
૩૫ તેમણે તેઓના દેશની સર્વ લીલોતરી ખાઇ નાખી,
અને જમીનનાં સર્વ ફળ ભક્ષ કીધાં.
૩૬ તેઓના દેશમાંના સર્વ પ્રથમ જન્મેલાને,
એટલે તેઓના મુખ્ય બળવાનોને, તેણે માર્યા.
૩૭ અને તે તેઓને સોના રૂપા સહિત કાઢી લાવ્યો;
ને તેઓનાં કુળોમાં કોઇ પણ નિર્બળ ન હતું.
૩૮ તેઓ ગયા ત્યારે મિસર આનંદ પામ્યો,
કેમકે તેમને લીધે તેઓ ત્રાસ પામેલા હતા.
૩૯ આચ્છાદનને સારૂ તેણે વાદળુ પ્રસાર્યું;
વળી રાત્રે અજવાળુ આપવાને અગ્નિ [મોકલ્યો]
૪૦ તેઓએ માગ્યું ત્યારે તે લાવરીઓ લાવ્યો;
આકાશમાંની રોટલીથી તેઓને તૃપ્ત કીધા.
૪૧ તેણે ખડક તોડ્યો, ને પાણી નિકળી આવ્યું;
તે નદી થઇને સૂકા ઠેકાણાંમાં વહેવા લાગ્યુ.
૪૨ કેમકે તેણે પોતાના સેવક ઇબ્રાહીમને આપેલા
પોતાના પવિત્ર વચનનુ સ્મરણ કીધુ.
૪૩ અને પોતાના લોકોને આનંદ સહિત,
તથા પોતાના પસંદ કરેલાઓને ઉલટભેર, તે કાઢી લાવ્યો
૪૪ વળી તેઓને વિદેશીઓના દેશ આપ્યા,
ને તે લોકે કરેલા શ્રમના ફળનો વારસો તેઓ પામ્યા;
૪૫ એટલા માટે કે તેઓ તેના વિધિઓ માને,
અને તેના કાયદા પાળે
તમે યહોવાહની સ્તુતિ કરો.

૧૦૬ યહોવાહની સ્તુતિ કરો.
યહોવાહનો આભાર માનો;
કેમકે તે ઉત્તમ છે; કેમકે તેની કૃપા સદાકાળ [ટકે છે]
૨ યહોવાહના પરાક્રમી કૃત્યો કોણ વર્ણવી શકે?
તેની સ્તુતિ કોણ સંપૂર્ણ સંભળાવી શકે?

૩ ન્યાય પાળનારાઓને,
તથા પવિત્રાઇને ધોરણે નિત્ય ચાલનારને, ધન્ય છે
૪ જે મેહેરબાની તું તારા લોક પર રાખે છે, તે
મેહેરબાનીથી, હે યહોવાહ, તું મને સભાર,
તારૂ તારણુ આપીને મને સભાળજે,
૫ જેથી હુ તારા પસદ કરેલાઓનુ કલ્યાણ જોઉં,
ને તારી પ્રજાના આનદમા હુ આનદ ભોગવુ,
ને તારા વારસાની સાથે હુ અભિમાન કરૂ
૬ અમારા પિતૃઓએ તેમ અમે પણ પાપ કર્યું છે,
અમે અન્યાય કર્યો છે, અમે ભુડાઇ કરી છે
૭ મિસરમાના તારા ચમત્કારો અમારા પિતૃઓ
સમજ્યા નહિ,
તારી અપાર કૃપા તેઓએ સભારી નહિ,
પણ સમુદ્ર પાસે, એટલે લાલ સમુદ્ર પાસે, તેઓએ
તને ચિડવ્યો
૮ તો પણ તેણે પોતાના નામની ખાતરી,
અને પોતાનુ પરાક્રમ દેખાડવા સારૂ, તેઓને તાર્યા
૯ લાલ સમુદ્રને પણ તેણે ધમકાવ્યો, ને તે સુકાઇ
ગયો,
એમ કરીને તેણે જાણે મેદાનમા હોય તેમ ઉડા-
ણોમા થઇને તેઓને દોરી લીધા
૧૦ અને તેઓના વેરીઓના હાથમાથી તેણે તેઓને
તાર્યા,
ને દુશ્મનના હાથમાથી તેઓને ખડી લીધા
૧૧ અને તેઓના દુશ્મનો પર પાણી ફરી વળ્યુ,
તેમાનો એકે પણ બચ્યો નહિ
૧૨ ત્યારે તેઓએ તેની વાતો પર વિશ્વાસ આણ્યો,
તેઓએ તેના સ્તોત્ર ગાયા
૧૩ તેઓ જલદી તેના કૃત્યો વિસરી ગયા,
તેની સલાહ સાભળવાને તેઓએ ધિરજ ધરી નહિ
૧૪ પણ અરણ્યમા તેઓએ કુવાસના ઘણીજ કીધી,
ને રાનમા ઇશ્વરની પરીક્ષા કરી
૧૫ અને તેણે તેઓની માગણી પ્રમાણે તેઓને આપ્યુ,
પણ તેઓના આત્માને નબળો કીધો
૧૬ તેઓએ છાવણીમા મુસાની પણ,
તથા યહોવાહના ભક્ત હારૂનની, અદેખાઇ કીધી
૧૭ ભૂમિ ફાટીને દાથાનને ગળી ગઇ,
ને અબિરામની મડળને ઢાકી દીધુ
૧૮ તેઓના મડળમા અગ્નિ સળગી ઉઠયો,
ને તેના ભડકાએ દુષ્ટોને બાળી નાખ્યા.
૧૯ હોરેબમા તેઓએ વાછરડો બનાવ્યો,
અને ગાળેલી મૂર્તિની પૂજા કીધી
૨૦ આ પ્રમાણે તેઓએ ઘાસ ખાનાર ગોધાની પ્રતિમા
પસદ કરીને
પોતાનો મહિમા બદલાવી નાખ્યો
૨૧ જેણે મિસરમા મહાભારત કૃત્યો,
તથા હામના દેશમા આશ્ચર્યના કૃત્યો,
૨૨ અને લાલ સમુદ્ર પાસે ભયકર કામો કર્યા હતા,
તેને, પોતાના તારનાર દેવને, તેઓ વિસરી ગયા
૨૩ માટે તેણે તેઓનો સહાર કરવાનુ કહ્યુ,
પણ તેનો સહાર કરવા વિષેનો ક્રોધ શમાવવા
તેનો પસદ કરેલો મુસા વચ્ચે પડીને તેની સન્મુખ
આવી ઉભો રહ્યો
૨૪ અને તેઓએ તે મનોહર દેશને તુચ્છ ગણ્યો,
તેઓએ તેની વાતનો વિશ્વાસ કીધો નહિ,
૨૫ અને તેઓએ પોતાના ડેરાઓમા કચકચ કરીને
યહોવાહની વાણી ન સાભળી
૨૬ તે માટે તેઓનો અરણ્યમા નાશ કરવાને,
તથા વિદેશીઓમા તેઓના સતાનનો નાશ કરવાને,
૨૭ ને દેશ પ્રદેશમા તેઓને વિખેરી નાખવાને,
તેઓની વિરૂદ્ધ તેણે પોતાનો હાથ ઉચો કીધો
૨૮ પેઓરના બઆલ[ની પૂજામા] તેઓ સામેલ થયા,
અને મુએલાના શ્રાદ્ધ ખાધા
૨૯ એ પ્રમાણે તેઓએ પોતાની કરણીઓથી તેને
ચિડવ્યો,
ને તેઓ પર મરકી તુટી પડી
૩૦ ત્યારે ફીનહાસે ઉભા થઇને [એમને] શિક્ષા કરી,
એટલામા મરકી બધ પડી
૩૧ અને આ તેનુ કામ તેને સારૂ
પેઢી દર પેઢી ને સર્વકાળ સુધી ન્યાયીપણાને અર્થે
ગણાયુ
૩૨ મરીબાહના પાણીના સબધમા પણ તેઓએ દેવને
ખિજવ્યો,
જેથી તેઓની ખાતર મુસાને પણ નુકસાન થયુ
૩૩ કેમકે તેઓએ તેના જીવને ખાટો કર્યો,
તેથી તે પોતાના મુખથી અવિચારે બોલ્યો
૩૪ જે લોકોનો નાશ કરવાની યહોવાહે આજ્ઞા આપી
હતી,
તેમનો તેઓએ નાશ કીધો નહિ,
૩૫ પણ વિદેશીઓની સાથે તેઓ ભળી ગયા,

ને તેઓનાં કામ શિખ્યા.
૩૬ અને તેઓએ તેઓની મૂર્તિઓની સેવા કીધી,
જે તેઓને પાશરૂપ થઇ પડી
૩૭ વળી તેઓએ પોતાના દીકરા દીકરીઓનું ભૂતોને
બળિદાન આપ્યું
૩૮ અને નિરપરાધ રક્ત, એટલે પોતાના દીકરા દીકરી-
ઓનું રક્ત તેઓએ વહેવડાવ્યું;
તેઓએ એમને કનાનની મૂર્તિઓને ચઢાવ્યાં;
ને રક્તથી દેશ અશુદ્ધ થયો
૩૯ આ પ્રમાણે તેઓ પોતાનાં કૃત્યોથી ભ્રષ્ટ થઇ ગયા,
ને પોતાની કરણીઓથી વ્યભિચારી થયાં.
૪૦ તે માટે પોતાના લોકો સામે યહોવાહનો કોપ
સળગી ઉઠ્યો,
ને પોતાના વારસાથી તે કંટાળી ગયો.
૪૧ અને તેણે તેઓને વિદેશીઓના હાથમાં સોંપ્યા;
ને તેઓના વેરીઓએ તેમના પર રાજ્ય કર્યું.
૪૨ તેઓના શત્રુઓએ પણ તેઓને કચડ્યા,
અને તેઓના હાથ નીચે પડીને તેઓ તાબે થયા
૪૩ તેણે તેઓનો બચાવ ઘણી વાર કર્યો,
તો પણ તેઓ તેની સલાહથી વિરૂદ્ધ વર્ત્યા;
અને પોતાના અન્યાયને લીધે તેઓ પાયમાલ થયા.
૪૪ તો પણ તેઓનો વિલાપ સાંભળીને
તેણે તેમનું સંકટ લક્ષમાં લીધું.
૪૫ તેઓને સારૂ તેણે પોતાનો કરાર યાદ કર્યો,
ને પોતાની પુષ્કળ દયા પ્રમાણે પસ્તાયો.
૪૬ વળી તેઓને બંદિવાન કરનારાઓની પાસે
તેઓ પર કરૂણા કરાવી.
૪૭ હે યહોવાહ, અમારા દેવ, અમને તાર,
ને તારા પવિત્ર નામનો આભાર માનવાને
તથા તારી સ્તુતિમાં જયજયકાર કરવાને
વિદેશીઓમાંથી અમને વીણી લે.
૪૮ ઇસ્રાએલનો દેવ યહોવાહ
અનાદિકાળથી અનંતકાળસુધી સ્તુત્ય મનાય.
અને સર્વ લોકો આમેન કહો.
તમે યહોવાહની સ્તુતિ કરો.

૧૦૭ યહોવાહનો આભાર માનો, કેમકે તે
ઉત્તમ છે,
ને તેની કૃપા સદાકાળ [ટકે છે].
૨ એ પ્રમાણે યહોવાહના ખંડી લીધેલાએ બોલવું.
એટલે જેઓને તેણે શત્રુના હાથમાંથી ખંડી લીધા;
૩ ને દેશોદેશથી,
એટલે પૂર્વેથી તથા પશ્ચિમથી,
ઉત્તરથી તથા દક્ષિણથી, તેઓને એકઠા કીધા.
૪ અરણ્યમાં તેઓ ઉજડ માર્ગે ભટક્યા,
તેઓને વસવાનું શહેર મળ્યું નહિ.
૫ ભૂખ્યા તથા તરસ્યા થવાથી
તેઓના પ્રાણ આકુળવ્યાકુળ થયા.
૬ પોતાના સંકટમાં તેઓએ યહોવાહને પોકાર્યો,
ને તેણે તેઓને દુઃખમાંથી છોડાવ્યા.
૭ અને તેણે તેઓને સીધે માર્ગે દોર્યા
કે તેઓ વસવા લાયક નગર પહોંચે.
૮ આ તેની કૃપા તથા માણુસજાતને સારૂ તેનાં
આશ્ચર્યકારક કૃત્યો
ધ્યાનમાં રાખી માણુસો યહોવાહની સ્તુતિ કરે
[તો કેવું સારૂ]!
૯ કેમકે તરસ્યા જીવને તે સંતુષ્ટ કરે છે,
ને ભૂખ્યા આત્માને ઉત્તમ વસ્તુથી તૃપ્ત કરે છે.
૧૦ દેવનાં વચનોની સામા થવાથી
ને પરાત્પરના પ્રબોધને તુચ્છ ગણવાથી,
૧૧ જેઓ અંધકારમાં તથા મરણછાયામાં બેઠેલા હતા
ને આપદામાં તથા બેડીઓમાં સપડાએલા હતા,
૧૨ તેઓનાં હૃદય તેણે કષ્ટથી નરમ પાડ્યાં;
તેઓ લથડી પડ્યા, ને સહાય કરનાર કોઇ ન હતો.
૧૩ ત્યારે તેઓએ પોતાના સંકટમાં યહોવાહને પોકાર્યો,
ને તેણે તેઓને દુઃખમાંથી તાર્યા.
૧૪ તે તેઓને અંધકારમાંથી તથા મરણછાયામાંથી
કાઢી લાવ્યો,
ને તેઓનાં બંધન તોડી નાખ્યાં.
૧૫ આ તેની કૃપા તથા માણુસજાતને સારૂ તેનાં
આશ્ચર્યકારક કૃત્યો
ધ્યાનમાં રાખી માણુસો યહોવાહની સ્તુતિ કરે
[તો કેવું સારૂ]!
૧૬ વળી તેણે પિત્તળના દરવાજા ભાંગ્યા,
ને લોઢાની ભુંગળો તોડી નાખી.
૧૭ મૂર્ખો પોતાના પાપથી
તથા પોતાની ભુંડાઇથી સંકટમાં આવી પડ્યા.
૧૮ તેઓના જીવ સર્વ પ્રકારના ખોરાકથી કંટાળી ગયા,
ને તેઓ મરણની ભાગળ સુધી આવી પહોંચ્યા.
૧૯ ત્યારે તેઓ પોતાના સંકટમાં યહોવાહને પોકારે છે,
ને તે તેઓને દુઃખમાંથી તારે છે.

૨૦ તે પોતાનું વચન મોકલીને તેઓને સમા કરે છે,
ને ખાડામાંથી તેમને ઉગારે છે.
૨૧ આ તેની કૃપા તથા માણસજાતને સારૂ તેનાં
આશ્ચર્યકારક કૃત્યો
ધ્યાનમાં રાખી માણસો યહોવાહની સ્તુતિ કરે
[તો કેવું સારૂ]!
૨૨ વળી તેઓ ઉપકારસ્તુતિરૂપ યજ્ઞો કરે,
ને તેનાં કામ ઉત્સાહથી વર્ણવે.
૨૩ જેઓ વહાણમાં બેસીને સમુદ્રે ઉતરે છે,
ને ભર દરીઆમાં ધંધો ચલાવે છે;
૨૪ તેઓ યહોવાહનાં કૃત્યો
તથા ઉડાણમાંનાં તેનાં આશ્ચર્ય[કારક કૃત્યો] જૂએ છે.
૨૫ કેમકે તે આજ્ઞા આપીને વાયુ ચઢાવે છે,
જેથી તેનાં મોજાં ઉછળતાં થાય છે.
૨૬ અને તેઓ આકાશ લગી ચઢે છે, ને પાછાં ઉડા-
ણોમાં ઉતરે છે;
તેઓના પ્રાણ ત્રાસથી આકુળવ્યાકુળ થાય છે.
૨૭ તેઓ આમતેમ ડોલતાં પિધેલાની પેઠે લથડે છે,
ને તેઓની બુદ્ધિ બેહેર મારી જાય છે.
૨૮ ત્યારે તેઓ પોતાના સંકટમાં યહોવાહને પોકારે છે,
ને તે તેઓને દુઃખમાંથી કાઢે છે.
૨૯ તે તોફાન બંધ પાડે છે,
માટે તેનાં મોજાં શાંત થાય છે.
૩૦ ત્યારે તેઓ આનદ પામે છે કેમકે શાંતિ થાય છે,
ને તે તેઓને ઇચ્છેલા બંદરે પહોંચાડે છે
૩૧ આ તેની કૃપા તથા માણસજાતને સારૂ તેનાં
આશ્ચર્યકારક કૃત્યો
ધ્યાનમાં રાખી માણસો યહોવાહની સ્તુતિ કરે
[તો કેવું સારૂ]!
૩૨ લોકોની સભામાં તેઓ તેને મોટો માને,
ને વડીલોના આસનમાં તેની સ્તુતિ કરે.
૩૩ ત્યાંના રહેવાસીઓના પાપને લીધે,
તે નદીઓને ઠેકાણે રાન,
૩૪ પાણીના ઝરાઓને ઠેકાણે કોરી ભૂમિ,
ને ફળદ્રુપ દેશને ઠેકાણે ખારાની જમીન કરી
નાખે છે.
૩૫ વળી તે રાનને ઠેકાણે સરોવર,
ને કોરી ભૂમિને ઠેકાણે ઝરાઓ કરી નાખે છે.
૩૬ તે તેમાં ભૂખ્યાને વસાવે છે,
એ માટે કે તેઓ રહેવાનું નગર બાંધે;
૩૭ ને ખેતરોમાં વાવેતર કરે, ને દ્રાક્ષવાડીઓમાં
રોપણી કરે,
ને ઉપજનાં ફળ પેદા કરે.
૩૮ તે તેઓને આશીર્વાદ પણ આપે છે, ને તેઓ ઘણા
વધે છે,
વળી તે તેઓનાં ઢોર ઘટવા દેતો નથી
૩૯ પાછા તેઓને જુલમથી, વિપત્તિથી, તથા શોકથી
ઘટાડવામાં આવે છે, ને નીચા પાડવામાં આવે છે.
૪૦ તે અમીર ઉમરાવો ઉપર અપમાન લાવે છે,
ને માર્ગ વગરના અરણ્યમાં તેઓને રખડાવે છે.
૪૧ તોએ તે કંગાલોને સંકટમાંથી કાઢીને ચઢતીમાં
લાવે છે,
ને તેનાં કુટુંબોને ટોળાં જેવાં વધેલાં કરે છે.
૪૨ ન્યાયી તે જોઇને આનંદ પામશે,
ને સઘળા અન્યાયનું મુખ બંધ થશે.
૪૩ જે કોઇ જ્ઞાની છે તે આ વાતો ધ્યાનમાં લેશે,
ને યહોવાહની કૃપા વિષે વિચાર કરશે

ગાયન; દાઉદનું ગીત.

૧૦૮ હે દેવ, મારૂં હૃદય સ્થિર છે,
હું મારા પૂરા અંતઃકરણથી તારી સ્તુતિ
કરીને ગાઇશ.
૨ વીણા તથા સિતાર, જાગો;
પરોઢીઆને હું પંડે જગાડીશ.
૩ હે યહોવાહ, હું લોકો મધ્યે તારો આભાર માનીશ;
ને પ્રજાઓમાં હું તારાં સ્તોત્ર ગાઇશ.
૪ કેમકે તારી કૃપા આકાશ કરતાં મહા મોટી છે.
ને તારી સત્યતા વાદળાં સુધી [પહોંચે છે].
૫ હે દેવ, તું આકાશ કરતાં ઉંચો મના,
ને તારૂં ગૌરવ પૃથ્વી કરતાં મોટું મનાય.
૬ તારો પ્રિય છુટી જાય,
માટે તારા જમણા હાથથી તારણ કરીને અમને
ઉત્તર આપ.
૭ ઇશ્વર પોતાની પવિત્રતાએ બોલ્યો છે કે,
હું હર્ખાઇશ, હું શખેમને વહેંચીશ,
ને સુક્કોથનું નીચાણ વહેંચી આપીશ
૮ ગિલઆદ મારૂં છે; મનાશ્શેહ પણ મારૂં છે;
એફ્રાઇમ મારૂં શિરછત્ર છે,
યહુદાહ મારો રાજ્યદંડ છે;
૯ મોઆબ મારૂં પગ ધોવાનું વાસણ છે,

અદોમ ઉપર હું મારૂં ખાસડું ફેંકીશ;
પલેશેથ પર હું જયજયકાર કરીશ.
૧૦ કોટબંધ નગરમાં મને કોણ લાવશે?
અદોમ સુધી મને કોણ દોરી જશે?
૧૧ હે ઇશ્વર, તેં શું અમને તજી દીધા નથી?
ને, હે ઇશ્વર, તું અમારા સૈન્યોની સાથે નિકળતો નથી.
૧૨ શત્રુઓની સામે અમને સહાય કર,
કેમકે માનવની સહાય મિથ્યા છે
૧૩ ઇશ્વર વડે અમે પરાક્રમ કરીશું;
કેમકે તેજ અમારા શત્રુઓને કચરી નાખશે.

મુખ્ય ગવૈયાને સારૂ દાઉદનું ગીત

૧૦૯ હે મારા સ્તુતિના દેવ, તું મુંગો ન રહે
૨ કેમકે દુષ્ટ તથા કપટીનાં મુખ મારી વિરૂદ્ધ ઉઘડ્યાં છે;
તેઓ મારી સામે જુઠી જીભે બોલ્યા છે.
૩ વળી તેઓએ દ્વેષના શબ્દોથી મને ઘેરી લીધો છે,
ને વિના કારણે મારી સાથે લડાઇ કરી છે
૪ મારી પ્રીતિને બદલે તેઓ મારા શત્રુ થયા છે,
પણ હું તો પ્રાર્થનાજ [કર્યા કરૂં છું].
૫ વળી તેઓએ ઉપકારને બદલે અપકાર,
ને મારી પ્રીતિને બદલે દ્વેષ કર્યો છે
૬ તેના ઉપર તું કોઇ દુષ્ટને નીમ,
ને તેને જમણે હાથે સામાવાળિયાને ઉભો રાખ.
૭ તેનો ન્યાય ચુકાવતાં તે અપરાધી ઠરે;
ને તેની પ્રાર્થના પાપરૂપ ગણાય.
૮ તેના દહાડા થોડા થાય;
ને તેનો હોદ્દો બીજો લઇ લે.
૯ તેનાં છોકરાં અનાથ
ને તેની બાયડી વિધવા થાય.
૧૦ તેનાં છોકરા રખડી રખડી ભીખ માગે;
તેઓ પોતાના ઉજડ થએલાં ઘરોને છોડીને રોટલી માગી ખાય.
૧૧ જોરજુલમથી લેનાર તેનું બધું લઇ જાય,
ને પારકાઓ તેની મેહેનતનું ફળ લુટી લે.
૧૨ તેના પર કોઇ કૃપા રાખનાર ન મળે,
ને તેનાં અનાથ છૈયાં પર કોઇ દયા રાખનાર ન હોય.
૧૩ તેના વંશનો ઉચ્છેદ થાય,
ને આવતી પેઢીમાં તેઓનું નામ ભુંસાઇ જાય.
૧૪ તેના બાપદાદાની ભુંડાઇ યહોવાહને યાદ રહે,
ને તેની માનું પાપ ભુસાઇ ન જાય
૧૫ તેઓ નિત્ય યહોવાહની નજરમાં રહે,
એ સારૂ કે તેઓની યાદગિરી પૃથ્વી પરથી ઉખેડી નખાય.
૧૬ કેમકે તેણે દયા કરવાનું યાદ ન રાખ્યું;
પણ ગરીબ તથા દરિદ્રી માણસને અને હૃદય-ભંગિતને મારી નાખવા સારૂ
તેણે તેઓની સતાવણી કીધી.
૧૭ હા, શાપ દેવામાં તે રાજી થતો, માટે તે તેને લાગ્યો;
આશીર્વાદ આપવામાં તે ખુશી ન હતો, તેથી તે તેનાથી દૂર રહ્યો.
૧૮ હા, તેણે વસ્ત્રની પેઠે શાપ પહેરી લીધો હતો,
ને તે પાણીની માફક તેના અંત કરણમાં,
અને તેલની પેઠે તેનાં હાડકાંમાં પેસતો.
૧૯ પહેરવાનાં લુગડાંની પેઠે તે તેને ઢાંકનાર થાય,
ને કમરબંધની પેઠે તે નિત્ય તેને વિંટળાયલો રહે.
૨૦ જેઓ મારા શત્રુઓ છે, ને મારા આત્માની વિરૂદ્ધ બોલનારા છે,
તેઓને યહોવાહ તરફથી આવો બદલો મળે.
૨૧ પણ, હે યહોવાહ, મારા પ્રભુ, તું તારા નામની ખાતર મારે સારૂ [ઉપાય] કર;
તારી કૃપા ઉત્તમ છે, માટે મારો છુટકો કર.
૨૨ કેમકે હું ગરીબ તથા દરિદ્રી છું,
ને મારૂં હૃદય મારી માંહે વીંધાઇ ગયેલું છે.
૨૩ હું નમી ગયેલી છાયાના જેવો થઇ ગયો છું;
હું તીડની પેઠે આમતેમ ફેંકાઉં છું.
૨૪ મારાં ઘુંટણ લાંઘણથી નબળાં થઇ ગયાં છે,
ને મારૂં માંસ પુષ્ટિ વિના ઘટી ગયું છે.
૨૫ હું તેઓનાં મેહેણાંનું ઠેકાણું થઇ ગયો છું,
તેઓ મારા પર તાકીને માથાં હલાવે છે.
૨૬ હે યહોવાહ, મારા દેવ, મને મદદ કર;
તારી કૃપા પ્રમાણે મને તાર.
૨૭ એ માટે કે, આ તારો હાથ છે,
અને, હે યહોવાહ, તેંજ તે કીધું છે, એમ તેઓ જાણે.
૨૮ તેઓ શાપ દે, પણ તું આશીર્વાદ આપ;
તેઓ [સામા] ઉઠે ત્યારે તેઓ લજવાઇ જશે;
પણ તારો સેવક હર્ષ કરશે.

૨૯ મારા શત્રુઓ વસ્ત્રની પેઠે લાજ પહેરે,
ને ડગલા પેઠે તેઓ પોતાની શરમથી ઢંકાય
૩૦ હુ, મારા મુખથી યહોવાહનો બહુજ આભાર માનીશ,
હા, ઘણા લોકોમા હુ તેની સ્તુતિ ગાઇશ
૩૧ કેમકે દરિદ્રીના આત્માને અપરાધી ઠરાવનારાઓથી તારવા સારૂ
[ યહોવાહ ] તેને જમણે હાથે ઉભો રહેશે

દાઉદનુ ગીત

૧૧૦ યહોવાહે મારા પ્રભુને કહ્યુ કે,
હુ તારા શત્રુઓને તારૂ પાયાસન કરૂ ત્યા સુધી
તું મારે જમણે હાથે બેસ
૨ યહોવાહ સિયોનમાથી તારા સામર્થ્યનો રાજ્યદંડ મોકલશે ;
તારા શત્રુઓ ઉપર રાજ્ય કર
૩ તારા પરાક્રમને દિવસે તારા લોક,
પવિત્રતાની શોભાએ, મળસકાના ગર્ભસ્થાનથી,—ખુશીથી અર્પણ થાય છે ;
તારી પાસે તારી યુવાવસ્થાનો ઓસ છે.
૪ યહોવાહે સમ ખાધા, ને પસ્તાવો નહિ કરશે,
કે તું મેલ્ખીસેદેકના ધારા પ્રમાણે,
સનાતન યાજક છે
૫ જે પ્રભુ તારે જમણે હાથે છે
તે પોતાના કોપને દિવસે રાજાઓને વીંધશે
૬ વિદેશીઓમાં તે ન્યાય કરશે ;
મુડદાથી [ જગ્યાઓ ] ભરશે ;
વિશાળ દેશમાં તે માથા વીંધશે
૭ માર્ગમાના નાળાનુ પાણી તે પીશે,
ને તેથી તે પોતાનું માથુ ઉંચુ કરશે.

૧૧૧ યહોવાહની સ્તુતિ કરો.
સાધુપુરૂષોની સભામા તથા મંડળીમાં
હુ પૂર્ણ હૃદયથી યહોવાહની ઉપકારસ્તુતિ કરીશ.
૨ યહોવાહના કૃત્યો મોટા છે ;
તેમા સતોષ પામનારાઓ તેઓને શોધી કાઢે છે
૩ તેનુ કામ યશસ્વી તથા શોભાયમાન છે,
ને તેનું ન્યાયીપણુ સદાકાળ સુધી ટકે છે.
૪ તેણે પોતાનાં ચમત્કારી કામોનુ સ્મરણ રહે એવું કર્યુ છે ;
યહોવાહ કૃપાળુ તથા રહેમી છે
૫ જેઓ તેનાથી બિહે છે તેઓને તેણે ખોરાક આપ્યો છે ;
તે પોતાના કરારનુ સ્મરણ સદાકાળ રાખશે
૬ વિદેશીઓનો વારસો પોતાના લોકોને આપીને
તેણે તેઓને પોતાના કામોનુ પરાક્રમ દેખાડયુ છે.
૭ તેના હાથના કામ સત્યતા તથા ન્યાયકરણ છે ;
તેની સર્વ આજ્ઞાઓ વિશ્વાસ યોગ્ય છે.
૮ તેઓ સદા સર્વદા સ્થિર રખાયલા છે,
ને સત્યતાથી તથા પ્રમાણિકપણે કરાએલાં છે
૯ તેણે પોતાના લોકની પાસે ઉદ્ધાર મોકલ્યો છે,
ને પોતાનો કરાર સર્વકાળ માટે ફરમાવ્યો છે ;
તેનુ નામ પવિત્ર તથા ભયયોગ્ય છે.
૧૦ યહોવાહનુ ભય તે બુદ્ધિનો આરંભ છે ;
જેઓ તેની આજ્ઞાઓ પાળે છે તે બધાની બુદ્ધિ સારી છે ;
તેની સ્તુતિ સર્વકાળ ટકનાર છે.

૧૧૨ યહોવાહની સ્તુતિ કરો
જે માણસ યહોવાહથી બિહે છે,
ને તેની આજ્ઞાઓમા બહુ ખુશ થાય છે, તેને ધન્ય છે
૨ તેના સતાન પૃથ્વી ઉપર બળવાન થશે ;
યથાર્થીના વંશને આશીર્વાદ પામશે.
૩ તેના ઘરમા ધનદોલત છે,
ને તેનુ ન્યાયીપણુ સર્વકાળ ટકનાર છે
૪ યથાર્થીને સારૂ અધારામા અજવાળુ પ્રગટ થાય છે ;
તે કૃપાળુ, રહેમી તથા ન્યાયી છે.
૫ જે માણસ કૃપા રાખે છે તથા ધીરે છે તેને સારૂ છે ;
અદાલતમાં તે પોતાનો મુકરદમો સાબીત કરશે
૬ કેમકે તે કદી પણ ડગશે નહિ ;
ન્યાયીનું સ્મરણ સર્વકાળ રહેશે.
૭ તે માઠા સમાચારથી બીનાર નથી ;
તેનું હૃદય યહોવાહ પર ભરોસો રાખીને દૃઢ રહે છે.
૮ તેનુ અત.કરણ સ્થિર છે,
[ તેથી ] પોતાના શત્રુઓ પર[ની જીત ] જોતાં સુધી તે બીશે નહિ.
૯ તેણે મોકળે હાથે દરિદ્રીઓને આપ્યું ;
તેનુ ન્યાયીપણુ સર્વકાળ ટકે છે ;
તેનુ શિંગ માન સહિત ઉંચુ કરાશે.
૧૦ એ જોઇને દુષ્ટને સતાપ થશે ;

તમે આશીર્વાદ પામેલા [છો].
૧૬ આકાશો તે યહોવાહનાં આકાશો છે,
પણ પૃથ્વી તેણે માનવપુત્રોને આપી છે.
૧૭ મુએલાં તથા જેઓ કબરમાં ઉતરનારાં,
તેઓમાંના કોઇ યાહની સ્તુતિ કરતા નથી.
૧૮ પણ અમે હમણાંથી તે સર્વકાળ સુધી
યાહને સ્તુત્ય માનીશું.
યહોવાહની સ્તુતિ કરો.

૧૧૬ યહોવાહે મારા કાલાવાલાની વાણી સાંભળી છે
તેથી હું તેના પર પ્રીતિ રાખું છું.
૨ તેણે મારી ભણી પોતાનો કાન ધર્યો છે
માટે મારી જીંદગી પર્યંત હું તેની પ્રાર્થના કરીશ.
૩ મરણની જાળમાં હું સપડાઇ ગયો હતો,
જાણે હું શેઓલમાં પેઠો હોઉં એમ લાગ્યું;
મને સંકટ તથા શોક આવી મળ્યાં.
૪ ત્યારે મેં યહોવાહના નામની વિનંતી કરી કે,
હે યહોવાહ, દયા કરીને મારો આત્મા બચાવ.
૫ યહોવાહ કૃપાળુ તથા ન્યાયી છે;
આપણો દેવ ખરેખરો રેહેમી છે.
૬ યહોવાહ ભોળાને પાળે છે;
હું છેક નીચો થઇ ગયો, ને તેણે મને બચાવ્યો
૭ હે મારા આત્મા, તારા વિશ્રામસ્થાનમાં પાછો આવ;
કેમકે યહોવાહ તારી સાથે ઉદારતાથી વર્ત્યો છે.
૮ તેં મારા પ્રાણને મરણથી,
મારી આંખોને આંસુથી,
ને મારા પગને લપટવાથી બચાવ્યાં.
૯ હું જીવલોકમાં
યહોવાહની સન્મુખ ચાલીશ.
૧૦ મને વિશ્વાસ છે માટે હું આમ બોલું છું;
હું ઘણો દુઃખી થઇ ગયો હતો.
૧૧ મેં મારી ઉતાવળે કહ્યું કે,
સર્વ માણસ જુઠાં છે.
૧૨ યહોવાહના મારા પર થએલા સર્વ ઉપકારોનો
હું તેને શો બદલો આપું?
૧૩ હું તારણનો પ્યાલો લઇને
યહોવાહના નામની વિનંતી કરીશ.
૧૪ યહોવાહની આગળ મેં જે માનતા લીધી છે
તે હું તેના સર્વ લોકની સમક્ષ પાળીશ.
૧૫ યહોવાહની દૃષ્ટિમાં
પોતાના ભકતોનું મરણ કિમતી છે
૧૬ હે યહોવાહ, ખરેખર હું તારો દાસ છું;
તારોજ દાસ, તારી દાસીનો દીકરો છું;
તેં મારાં બંધન છોડ્યાં છે
૧૭ હું તારી આગળ ઉપકારસ્તુતિનો યજ્ઞ કરીશ;
હું યહોવાહના નામની વિનંતી કરીશ.
૧૮ યહોવાહની આગળ મેં જે માનતાઓ [લીધી છે તે]
હું તેના સર્વ લોકની સમક્ષ પાળીશ;
૧૯ હે યરૂશાલેમ, તારી મધ્યે,
યહોવાહના મંદિરનાં આંગણાંમાં [હું માનતાઓ ચઢાવીશ].
યહોવાહની સ્તુતિ કરો

૧૧૭ સર્વ વિદેશીઓ, યહોવાહની સ્તુતિ કરો;
સર્વ લોકો, તેને વખાણો.
૨ કેમકે આપણા પ્રત્યે તેની કૃપા ઘણી થઇ છે;
યહોવાહની સત્યતા સર્વકાળ [ટકે છે].
યહોવાહની સ્તુતિ કરો.

૧૧૮ યહોવાહનો ઉપકાર માનો; કેમકે તે ઉત્તમ છે;
કેમકે તેની કૃપા સર્વકાળ [ટકે છે].
૨ ઇસ્રાએલ, હું એમજ કહેજે કે,
તેની કૃપા સર્વકાળ [ટકે છે].
૩ હારૂનપુત્રો તમે કહેજો કે,
તેની કૃપા સર્વકાળ [ટકે છે].
૪ યહોવાહથી બીનારા તમે પણ કહેજો કે,
તેની કૃપા સર્વકાળ [ટકે છે].
૫ સંકટમાં મેં યાહને વિનંતી કરી,
ને યાહે મને ઉત્તર આપીને વિશાળ જગ્યામાં [બેસાડ્યો].
૬ યહોવાહ મારા પક્ષનો છે; હું બીવાનો નથી;
માણસ મને શું કરશે?
૭ યહોવાહ મારા પક્ષનો છે; તે મને સહાય કરનારામાંનો છે,
માટે મારો દ્વેષ કરનારા પર [મારી ઇચ્છા પુરી થએલી] હું જોઇશ.
૮ માણસનો ભરોસો રાખવા કરતાં
યહોવાહ પર આધાર રાખવો સારો છે.

૯ રાજાઓનો ભરોસો રાખવા કરતાં
યહોવાહ પર આધાર રાખવો સારો છે.
૧૦ સર્વ વિદેશીઓએ મને ઘેરી લીધો;
પણ યહોવાહને નામે હું તેઓને કાપી નાખીશ.
૧૧ તેઓએ મને ઘેરી લીધો; હા, ખરેખર ઘેરી લીધો;
પણ યહોવાહને નામે હું તેઓને કાપી નાખીશ
૧૨ તેઓએ મધમાખીઓની પેઠે મને ઘેરી લીધો;
પણ તેઓ સળગેલા કાંટાની પેઠે હોલવાઇ ગયા છે;
યહોવાહને નામે હું તેઓને કાપી નાખીશ.
૧૩ મને પાડવા સારૂ તેં મને ભારે ધક્કા માર્યા,
પણ યહોવાહે મને મદદ આપી
૧૪ યાહ મારૂં સામર્થ્ય તથા મારૂં ગીત છે;
ને તે મારૂં તારણ થયો છે.
૧૫ ન્યાયીઓના તંબુઓમાં હર્ષ તથા તારણનો સાદ
[સંભળાય છે],
યહોવાહનો જમણો હાથ બહાદુરી કરે છે
૧૬ યહોવાહનો જમણો હાથ ઉંચો ચઢેલો છે;
યહોવાહનો જમણો હાથ બહાદુરી કરે છે.
૧૭ હું મરી નહિ જઇશ, પણ જીવતો રહીશ,
ને યાહનાં કૃત્ય વર્ણવીશ.
૧૮ યહોવાહે મને ભારે શિક્ષા આપી;
પણ તેણે મને મરણને સોંપી દીધો નહિ
૧૯ મારે સારૂ ન્યાયીપણાનાં દ્વાર ઉઘાડો;
તેઓમાં થઇને હું આવીશ, ને યાહનો આભાર

૨૭ યહોવાહ તેજ દેવ છે; તેણે અમને અજવાળું
આપ્યું છે;
વેદીનાં શિંગોની સાથે દોરડાંથી બળીદાનને બાંધો.
૨૮ તું મારો દેવ છે, હું તારો આભાર માનીશ;
તું મારો દેવ છે, હું તને મોટો માનીશ
૨૯ યહોવાહનો આભાર માનો; કેમકે તે ઉત્તમ છે;
કેમકે તેની કૃપા સર્વકાળ [ટકે છે].

ℵ આલેફ.

૧૧૯ સીધે માર્ગે જનારાને
તથા યહોવાહના નિયમ પ્રમાણે ચાલ-
નારાને ધન્ય છે.
૨ તેનાં સાક્ષ્ય પાળનારાને ધન્ય છે;
તેઓ પૂર્ણ હૃદયથી તેને શોધે છે.
૩ તેઓ અન્યાય કરતા નથી;
ને તેના માર્ગમાં ચાલે છે.
૪ તેં તારાં શાસનો ચોકસાઇથી પાળવાનું
અમને ફરમાવ્યું છે.
૫ તારા વિધિઓ પાળવાને માટે
મારા માર્ગો સિદ્ધ થાય તો કેવું સારૂં!
૬ તારી સર્વ આજ્ઞાઓનું હું સન્માન કરૂં,
તો પછી હું લજવાનાર નથી.
૭ તારાં અદલ ન્યાયવચનોમાં માહિતગાર થઇને
હું શુદ્ધ અંતઃકરણથી તારો આભાર માનીશ

ને તારા માર્ગો તરફ માનપૂર્વક જોઈશ.
૧૬ તારા વિધિઓમાં હું આનંદ પામીશ;
હું તારું વચન વિસરીશ નહિ.

ג ગિમેલ

૧૭ આ તારા સેવક સાથે દયાથી વર્ત,
કે જેથી હું જીવતો રહું, એટલે હું તારું વચન પાળું.
૧૮ તારા નિયમશાસ્ત્રમાંની આશ્ચર્યકારક વાતોનું અવ-
લોકન કરવા માટે
મારી આંખો ઉઘાડ.
૧૯ હું તો પૃથ્વી ઉપર મુસાફર છું;
તારી આજ્ઞાઓ મારાથી ન સંતાડ.
૨૦ તારાં ન્યાયવચનોની તૃષ્ણાને લીધે
મારું હૃદય નિરંતર ભગ્ન થએલું છે.
૨૧ તેં ગર્વિષ્ઠોને ધમકાવ્યા;
તારી આજ્ઞાઓ તજી ભટકનારા શાપિત છે.
૨૨ મહેણું તથા અપમાનને મારાથી દૂર રાખ,
કેમકે મેં તારાં સાક્ષ્યો માન્યાં છે.
૨૩ સરદારો પણ પોતાની બેઠકમાં મારી વિરુદ્ધ
બોલતા;
પણ તારા સેવકે તો તારા વિધિઓનું મનન કર્યું.
૨૪ વળી તારાં સાક્ષ્યો મને હર્ષદાયક છે,
તેમજ તેઓ મારા મંત્રીઓ પણ છે.

ד દાલેથ

૨૫ મારો આત્મા ધૂળ ભેગો થઈ ગયો છે;
તારા વચન પ્રમાણે મને જીવાડ.
૨૬ મેં મારા માર્ગો પ્રગટ કીધા, ને તેં મને ઉત્તર
આપ્યો;
તારા વિધિઓ મને શિખવ.
૨૭ તારાં શાસનોનો માર્ગ મને સમજાવ;
એટલે હું તારા આશ્ચર્યકારક કૃત્યો ધ્યાનમાં રાખું.
૨૮ મારો જીવ શોકથી પાણી થઈ જાય છે;
તારા વચન પ્રમાણે મને સ્થિર કર.
૨૯ જૂઠાઈનો માર્ગ મારાથી દૂર કર,
ને કૃપા કરીને તારો નિયમ મને શિખવ.
૩૦ મેં સત્યતાનો માર્ગ પસંદ કીધો છે;
તારાં ન્યાયવચનોને મેં મારી આગળ મૂક્યાં છે.
૩૧ હું તારાં સાક્ષ્યોને વળગી રહ્યો છું;
હે યહોવાહ, મને ન લજાવ.
૩૨ હું તારી આજ્ઞાઓના માર્ગમાં દોડીશ,
કેમકે તું મારું હૃદય ઉઘાડે છે.

ה હે.

૩૩ હે યહોવાહ, તારા વિધિઓનો માર્ગ મને શિખવ,
ને હું છેવટ સુધી તે પ્રમાણે ચાલીશ.
૩૪ મને સમજણ આપ, અને હું તારો નિયમ પાળીશ;
હા, મારા ખરા હૃદયથી તેને માનીશ.
૩૫ તારી આજ્ઞાઓના માર્ગમાં મને ચલાવ;
કેમકે તેમાં હું સંતોષ પામું છું.
૩૬ લોભ ભણી નહિ
પણ તારાં સાક્ષ્યો તરફ મારું મન વાળ.
૩૭ વ્યર્થપણા તરફથી મારી દૃષ્ટિ ફેરવ;
ને તારા માર્ગ વિષે મને આતુર કર.
૩૮ જે વચન તારી બીકને અર્થે છે
તે વચન તારા સેવકને સારુ દૃઢ કર.
૩૯ જે અપમાનથી હું બીહું છું તે મારાથી દૂર કર;
કેમકે તારાં ન્યાયવચન સારાં છે.
૪૦ જો, હું તારાં શાસનોમાં લોભાયો છું;
તારા ન્યાયીપણાથી મને જીવાડ.

ו વાવ

૪૧ હે યહોવાહ, તારી કૃપા ને તારા વચન પ્રમાણે
તારું તારણ મારા પર આવે.
૪૨ તેથી હું મારું અપમાન કરનારને ઉત્તર આપી
શકીશ;
કેમકે મને તારા વચનનો ભરોસો છે.
૪૩ અને મારા મુખમાંથી સત્ય વચન કદી ન લઈ લે;
કેમકે હું તારાં ન્યાયવચનોની આશા રાખી રહ્યો છું.
૪૪ અને હું નિરંતર
તારો નિયમ સદા સર્વદા પાળીશ.
૪૫ તારાં શાસનોનો શોધનાર છું;
માટે હું મોકળો થઈ ચાલીશ.
૪૬ વળી રાજાઓની આગળ હું તારાં સાક્ષ્યો કહી
દેખાડીશ,
ને લજવાઈશ નહિ.
૪૭ તારી આજ્ઞાઓમાં હું આનંદ પામીશ;
તેઓ પર મેં પ્રેમ કીધો છે.
૪૮ તારી આજ્ઞાઓ [પાળવા] પણ હું મારા હાથ ઉંચા
કરીશ;
તેમના પર મેં પ્રેમ કીધો છે;
અને હું તારા વિધિઓનું મનન કરીશ.

ז ઝાઈન.

૪૯ તારા જે વચનથી મને આશા ઉપજી છે,

તે વચન તારા સેવકને સારૂ સંભાર.
૫૦ મારા દુઃખમાં મને આ દિલાસો મળ્યો છે
કે તારા વચને મને જીવાડ્યો છે.
૫૧ ગર્વિષ્ઠોએ મારો બહુ તિરસ્કાર કર્યો છે,
તો પણ હું તારા નિયમથી હઠ્યો નથી.
૫૨ હે યહોવાહ, પુરાતન કાળથી તારાં જે ન્યાયવચનો
છે તેમને મેં સંભાર્યાં,
ને મને દિલાસો મળ્યો છે.
૫૩ જે ભુંડાઓ તારા નિયમને તજનારા છે
તેઓને જોઇને મને ઝનૂન ચઢી આવે છે.
૫૪ તારા વિધિઓ આ મારા પ્રવાસના ઘરમાં
મારાં ગીત થયા છે.
૫૫ હે યહોવાહ, મેં રાત્રે તારા નામનું સ્મરણ કીધું,
ને તારા નિયમને પાળ્યો છે.
૫૬ મને તો એમજ થાય છે,
કારણ કે મેં તારાં શાસનો પાળ્યાં છે.

ח ખેથ.

૫૭ હે યહોવાહ, મારો વારસો તું છે;
તારાં વચનો પાળીશ, એમ મેં કહ્યું છે
૫૮ મેં મારા પૂરા હૃદયથી તારી મહેરની માગણી કીધી;
તારા વચન પ્રમાણે મારા પર દયા કર.
૫૯ મેં મારી ચાલ વિષે વિચાર કર્યો છે,
ને તારાં સાક્ષ્યો ભણી હું વળ્યો છું
૬૦ તારી આજ્ઞાઓ પાળવાને મેં ઉતાવળ કરી છે,
ને વાર લગાડી નથી.
૬૧ દુષ્ટોનાં બંધનોએ મને ઘેરી લીધો છે,
પણ હું તારા નિયમને વિસરી ગયો નથી
૬૨ તારાં અદલ ન્યાયવચનો ધ્યાનમાં રાખીને,
હું તારો આભાર માનવાને મધરાતે ઉઠીશ.
૬૩ દરકોઇ જે તારાથી બીહે છે ને તારાં શાસનો પાળે છે,
તે સર્વેનો હું સોબતી છું.
૬૪ હે યહોવાહ, પૃથ્વી તારી કૃપાથી ભરપૂર છે;
તારા વિધિઓ મને શિખવ.

ט ટેથ.

૬૫ હે યહોવાહ, તારા વચન પ્રમાણે
તેં તારા સેવકને માટે સારૂંજ કીધું છે.
૬૬ મને સારો વિવેક તથા ડાહ્યપણ શિખવ;
કેમકે મેં તારી આજ્ઞાઓ પર વિશ્વાસ રાખ્યો છે.
૬૭ દુઃખી થયા પહેલાં હું આડે રસ્તે ગયો;
પણ હમણાં હું તારૂં વચન પાળું છું.
૬૮ તું ઉત્તમ છે ને ઉત્તમજ કરે છે;
તારા વિધિઓ મને શિખવ.
૬૯ ગર્વિષ્ઠોએ મારા પર આળ મૂક્યું છે;
પણ હું મારા ખરા હૃદયથી તારાં શાસનો પાળીશ.
૭૦ તેઓનું અંતઃકરણ મેદ જેવું માતેલું થયું છે;
પણ હું તારા નિયમમાં આનંદ પામું છું.
૭૧ હું દુઃખી થયો તે મને ગુણકારક થયું છે;
કેમકે હું તારા વિધિઓ શિખ્યો.
૭૨ હજારો સોના રૂપા કરતાં
તારા મુખનો નિયમ મારે વાસ્તે સારો છે.

י યોદ.

૭૩ તારા હાથોએ મને ઘડ્યો તથા બનાવ્યો છે;
તારી આજ્ઞાઓ શિખવા માટે મને સમજણ દે.
૭૪ તારાથી બીનારા મને જોઇને આનંદ પામશે,
કેમકે મેં તારી વાત પર આશા રાખી છે.
૭૫ હે યહોવાહ, તારાં ન્યાયવચનો ન્યાયી છે,
ને વિશ્વાસુપણાએ તેં મને દુઃખી કીધો છે, એમ હું
જાણું છું.
૭૬ તારા સેવકને આપેલા તારા વચન પ્રમાણે
તારી કૃપા મારા સમાધાનને અર્થે થાઓ.
૭૭ હું જીવતો રહુ માટે તારી દયા મારી પાસે આવવા દે,
કેમકે તારો નિયમ એજ મારો આનંદ છે.
૭૮ ગર્વિષ્ઠો લજવાય; કેમકે તેઓએ વગર કારણે
મારી સાથે કપટ કર્યું છે;
પણ હું તારાં શાસનોનું મનન કરીશ.
૭૯ તારાથી બીનારા મારી ભણી વળે,
અને તેઓ તારાં સાક્ષ્યો જાણશે.
૮૦ મારૂં હૃદય તારા વિધિઓ વિષે પૂર્ણ થાય,
કે મારે લજવાવું ન પડે.

כ કાફ.

૮૧ તારા તારણને સારૂ મારા જીવનો ક્ષય થાય છે;
[પણ] હું તારા વચન પર આશા રાખું છું.
૮૨ તું ક્યારે મને દિલાસો દઇશ,
એમ કહેતાં મારી આંખો તારા વચનને સારૂ નિસ્તેજ
થઇ જાય છે.
૮૩ વળી હું ધુમાડામાં રહેલી મસકના જેવો થયો છું;
તો પણ હું તારા વિધિઓને વિસરતો નથી.
૮૪ તારા સેવકના દિવસ તે કેટલા?

મને સતાવનારાનો ન્યાય તું ક્યારે કરીશ?
૮૫ગર્વિષ્ઠો કે જેઓ તારા નિયમાનુસાર નથી,
તેઓએ મારે સારૂ ખાડા ખોદ્યા છે
૮૬તારી સર્વ આજ્ઞાઓ વિશ્વાસયોગ્ય છે,
જુઠાપણાથી તેઓ મને સતાવે છે, તું મને સહાય કર
૮૭પૃથ્વી ઉપરથી તેઓએ લગભગ મારો નાશ કર્યો,
તો પણ મેં તારા શાસનોનો ત્યાગ કીધો નથી
૮૮તારી કૃપા પ્રમાણે મને જીવાડ,
એટલે હુ તારા મુખની શિખામણ પાળીશ

ל લામેદ

૮૯હે યહોવાહ તારૂ વચન
આકાશમા સદા સ્થાપિત છે
૯૦પેઢી દર પેઢી તારૂ વિશ્વાસુપણુ ટકે છે,
તેં પૃથ્વીને સ્થાપી છે, ને તે નિભી રહે છે
૯૧આજ સુધી તેઓ તારા ન્યાયવચન પ્રમાણે નિભી રહેલા છે,
કેમકે તેઓ સર્વ તારા સેવકો છે
૯૨જો તારા નિયમમા મેં આનંદ ન માન્યો હોત,
તો મારા દુ ખમા હુ નાશ પામત
૯૩હુ તારા શાસનોને કદી નહિ વિસરૂ,
કેમકે તેઓથી તેં મને જીવાડ્યા છે
૯૪હુ તારો છુ, મને બચાવ,
કેમકે મેં તારા શાસનો શોધ્યા છે
૯૫દુષ્ટો મારો નાશ કરવાને મારી વાટ જોઇ રહ્યા છે,
પણ હું તારા સાક્ષ્યો ધ્યાનમા રાખીશ
૯૬મેં સર્વ સંપૂર્ણતાનો અત જોયો છે,
પણ તારી આજ્ઞા તો ઘણીજ પહોળી છે

מ મેમ

૯૭હુ તારા નિયમની કેટની બધી મમતા રાખુ છું!
આખો દિવસ તેનુજ મનન કરૂ છું
૯૮તારી આજ્ઞાઓ મારા શત્રુઓના કરતા મને બુદ્ધિમાન કરે છે,
કેમકે તેઓ સદા મારી પાસે છે
૯૯મારા સર્વ શિક્ષકો કરતા હુ વધુ સમજુ છુ,
કેમકે તારા સાક્ષ્યોનુ ધ્યાન ધરૂ છું
૧૦૦વૃદ્ધોના કરતા હુ વિશેષ જાણુ છું,
કેમકે મેં તારા શાસનો પાળ્યા છે
૧૦૧હુ તારૂ વચન પાળુ
એ માટે મેં મારા પગ સર્વ ભુંડા માર્ગેથી પાછા રાખ્યા છે
૧૦૨હુ તારા ન્યાયવચનોથી હઠયો નથી,
કેમકે તેં મને કેળવ્યો છે
૧૦૩મારી રૂચીને તારા વચન કેવા મીઠા લાગે છે!
હા, મારા મુખમા મધના કરતા તેઓ મીઠા છે
૧૦૪તારા શાસનોથી હુ સમજણ પામુ છુ,
માટે હુ હરેક જુઠા માર્ગને ધિક્કારૂ છુ

נ નુન

૧૦૫મારા પગોને સારૂ તારૂ વચન દીવારૂપ છે,
તે મારા માર્ગને સારૂ અજવાળારૂપ છે
૧૦૬હુ તારા યથાર્થ ન્યાયશાસનોને પાળીશ,
એવી પ્રતિજ્ઞા મેં કીધી તથા પાળી છે
૧૦૭હુ દુ ખમા બહુ દબાઇ ગયો છુ,
હે યહોવાહ, તારા વચન પ્રમાણે મને જીવાડ
૧૦૮હે યહોવાહ, મારા મુખનાં રાજીખુશીથી આપેલા અર્પણ સ્વીકાર,
ને તારા ન્યાયવચનો મને શિખવ
૧૦૯મારો જીવ સદા મારી મૂઠીમા છે,
તો પણ હુ તારા નિયમને વિસરતો નથી
૧૧૦દુષ્ટોએ મારે સારૂ પાશ નાખ્યા છે,
તો પણ હુ તારા શાસનો મૂકીને ભમ્યો નથી
૧૧૧મેં તારા સાક્ષ્યોને મારો સદાકાળનો વારસો માન્યો છે,
કેમકે તેઓ મારા હૃદયનો આનદ છે
૧૧૨તારા વિધિઓ છેવટ સુધી સદા પાળવાને
મેં મારા હૃદયને વાળ્યુ છે

ס સામેખ

૧૧૩હુ બે મનવાળાઓને ધિક્કારૂ છું,
પણ તારા નિયમની મમતા રાખુ છુ
૧૧૪તું મારી ઓથ તથા ઢાલ છે,
તારા વચન પર હુ આશા રાખુ છું
૧૧૫અરે ભુંડુ કરનારા, તમે મારી પાસેથી ખસી જાઓ,
કે હુ મારા દેવની આજ્ઞાઓ પાળુ
૧૧૬હુ જીવુ માટે તારા વચન પ્રમાણે મને આધાર આપ,
ને મારી આશા વિષે મને શરમાવા ન દે

૧૧૭ તું મારો સહાયકારી થા, એટલે હું સલામત રહીશ,
ને હું નિત્ય તારા વિધિઓ પર લક્ષ લગાડીશ
૧૧૮ તારા વિધિઓથી સર્વ ભમનારાને તેં હલકા ગણ્યા છે,
કેમકે તેઓનો ઢોંગ ફોકટ છે
૧૧૯ કચરાની પેઠે તું પૃથ્વીના સર્વ દુષ્ટોને બાતલ કરે છે,
એ માટે હું તારા સાક્ષ્યોની મમતા રાખું છું
૧૨૦ તારી બીકથી મને કંપારી છુટે છે,
ને તારા ન્યાયવચનથી હું ડરું છું

ע અયિન

૧૨૧ મેં ન્યાય તથા અદલ ઇનસાફ કીધો છે,
મને મારા પર જુલમ કરનારાના હાથમાં ન સોંપ
૧૨૨ કલ્યાણને સારૂ તારા સેવકનો જામીન થા,
ગર્વિષ્ઠોને મારા પર જુલમ કરવા ન દે
૧૨૩ તારા તારણની ને તારા પવિત્ર વચનની રાહ જોતાં જોતાં
મારી આંખો નિસ્તેજ થાય છે
૧૨૪ તારી કૃપા પ્રમાણે તારા સેવકની સાથે વર્તજે,
ને તારા વિધિઓ મને શિખવજે
૧૨૫ હું તારો સેવક છું, મને બુદ્ધિ આપ
કે હું તારા સાક્ષ્યો સમજું.
૧૨૬ યહોવાહને કામ કરવાનો સમય થયો છે,
કેમકે તેઓએ તારો નિયમ તોડ્યો છે
૧૨૭ એ માટે હું સોના કરતાં, હા, ચોખ્ખા સોના કરતાં
તારી આજ્ઞાઓની મમતા વધારે રાખું છું
૧૨૮ માટે સર્વ બાબતો વિષેનાં તારાં સર્વ શાસનો હું યથાર્થ માનું છું,
ને દરેક જુઠા માર્ગને હું ધિક્કારૂં છું

פ પે

૧૨૯ તારા સાક્ષ્યો આશ્ચર્યકારક છે,
માટે મારો જીવ તેમને પાળે છે
૧૩૦ તારી વાતોનો ખુલાસો પ્રકાશ આપે છે,
તે ભોળાને સમજણ આપે છે
૧૩૧ હું મારૂં મુખ ઉઘાડીને હાંફ્યો,
કેમકે હું તારી આજ્ઞાઓને સારૂ અભિલાષી થયો હતો.
૧૩૨ જેમ તારા નામની પ્રીતિ રાખનારા પ્રત્યે તું વર્તે છે
તેમ તું મારી તરફ ફરીને મારા પર દયા રાખ.
૧૩૩ તારા વચન પ્રમાણે તું મને ચલાવ,
ને કોઇ પણ અન્યાયને મારા પર ધણીપણું કરવા ન દે
૧૩૪ માણસના જુલમમાંથી મારો ઉદ્ધાર કર,
ને હું તારા શાસનો પાળીશ
૧૩૫ તારા સેવક પર તારા મુખનો પ્રકાશ પાડ,
ને તારા વિધિઓ મને શિખવ
૧૩૬ તારો નિયમ તેઓ પાળતા નથી,
તેથી મારી આંખોમાંથી આંસુઓ ચોધારે વહે છે

צ સાદ

૧૩૭ હે યહોવાહ, તું ન્યાયી છે,
ને તારાં ન્યાયવચનો યથાર્થ છે
૧૩૮ ન્યાયીપણાએ તથા નર્યા વિશ્વાસુપણાએ
તેં તારા સાક્ષ્યો ઠરાવ્યા છે
૧૩૯ મારા શત્રુઓ તારાં વચન વિસરી ગયા છે,
તેથી મારી આસ્થાએ મને ક્ષીણ કીધો છે
૧૪૦ તારૂં વચન ઘણું નિર્મળ છે,
માટે તારો સેવક તેની મમતા રાખે છે
૧૪૧ હું નાનો તથા ધિક્કારાએલો છું,
તો પણ હું તારાં શાસનો ભૂલતો નથી
૧૪૨ તારૂં ન્યાયીપણું તો અનંત ન્યાયીપણું છે,
ને તારો નિયમ સત્ય છે
૧૪૩ શોક તથા દુઃખ મને થયાં છે,
તો પણ તારી આજ્ઞાઓ મારો આનંદ છે
૧૪૪ તારા સાક્ષ્યો સદાકાળ ન્યાયયુક્ત છે,
મને સમજણ આપ એટલે હું જીવીશ.

ק કોફ

૧૪૫ મેં આખા હૃદયથી વિનતી કરી છે, હે યહોવાહ, મને ઉત્તર આપ,
હું તારા વિધિઓ પાળીશ
૧૪૬ મેં તને વિનંતી કરી છે,
મને બચાવ, ને હું તારા સાક્ષ્યો પાળીશ.
૧૪૭ મેં મળસકાની અગાઉ હાક મારી,
મેં તારી વાત પર ભરોસો રાખ્યો
૧૪૮ તારા વચનનું મનન કરવા સારૂ
મારી આંખો રાતના છેલ્લા પહોર અગાઉ ઉઘડી ગઇ હતી

૧૪૯ તારી કૃપા પ્રમાણે મારી વાણી સાંભળ,
હે યહોવાહ, તારા ન્યાયવચનો પ્રમાણે મને જીવાડ
૧૫૦ જેઓ ભુંડાઇની પાછળ લાગેલા છે તેઓ મારી
પાસે આવે છે,
તેઓ તારા નિયમથી વેગળા છે
૧૫૧ હે યહોવાહ, તું પાસે છે,
ને તારી સર્વ આજ્ઞાઓ સત્ય છે
૧૫૨ પૂર્વે મેં તારા સાક્ષ્યોથી જાણ્યુ છે
કે તેં તેઓને સર્વકાળને માટે સ્થાપ્યા છે

ר રેશ

૧૫૩ મારી લાચારી સામુ જોજે ને મને બચાવજે,
કેમકે હુ તારો નિયમ વિસરતો નથી
૧૫૪ મારી હિમાયત કર ને મને ખાડી લે,
તારા વચન પ્રમાણે મને જીવાડ
૧૫૫ દુષ્ટોથી તારણ વેગળુ છે,
કેમકે તેઓ તારા વિધિઓ શોધતા નથી
૧૫૬ હે યહોવાહ, તારી કરૂણા ઘણી છે,
તારા ન્યાયવચનો પ્રમાણે મને જીવાડ
૧૫૭ મારા સતાવનારા તથા મારા શત્રુઓ ઘણા છે,
તો પણ હુ તારા સાક્ષ્યોથી હઠી ગયો નથી.
૧૫૮ મેં વિશ્વાસઘાતીઓને જોયા ને તેઓને ધિક્કાર્યા,
કેમકે તેઓ તારા વચન પાળતા નથી
૧૫૯ હુ તારા શાસનો પર કેવી મમતા રાખુ છુ તે
જોજે,
હે યહોવાહ, તારી કૃપા પ્રમાણે મને જીવાડજે
૧૬૦ તારૂ વચન આદથી તે અંત સુધી સત્ય છે,
ને તારા સર્વ ન્યાયવચનો સદાકાળ [ટકનારા છે]

ש શીન

૧૬૧ સરદારોએ મને વગર કારણે સતાવ્યો છે,
પણ તારા વચનથી મારૂ હૃદય કંપે છે
૧૬૨ મોટી લૂટ મેળવનારની પેઠે
હુ તારા વચનથી સંતુષ્ટ થાઉં છુ
૧૬૩ જૂઠાઇ ઉપર હુ દ્વેષ રાખુ છું ને તેને ધિક્કારૂ છું,
પણ તારા નિયમની મમતા રાખુ છુ
૧૬૪ તારા યથાર્થ ન્યાયવચનોને લીધે
હુ રોજ રોજ સાત વાર તારી સ્તુતિ કરૂ છું
૧૬૫ તારા નિયમ પર પ્રેમ રાખનારાને બહુ શાંતિ
હોય છે,
ને તેઓને કંઇ ધક્કા લાગતો નથી
૧૬૬ હે યહોવાહ, મેં તારા તારણની રાહ જોઇ છે,
ને તારી આજ્ઞાઓ પાળી છે
૧૬૭ મારા આત્માએ તારા સાક્ષ્યો પાળ્યા છે,
ને તેમના પર હું ઘણોજ પ્રેમ રાખુ છુ
૧૬૮ મેં તારા શાસનો તથા સાક્ષ્યો પાળ્યા છે,
કેમકે મારૂં બધું ચાલચલણ તને વિદિત છે

ת તાવ

૧૬૯ હે યહોવાહ, મારા પોકારને તારી પાસે આવવા દે,
તારા વચન પ્રમાણે મને સમજણ આપ
૧૭૦ મારી પ્રાર્થનાને તારી સન્મુખ આવવા દે,
તારા વચન પ્રમાણે મને છોડાવ
૧૭૧ મારા હોઠો તારી સ્તુતિ ઉચ્ચારે,
કેમકે તું મને તારા વિધિઓ શિખવે છે
૧૭૨ મારી જીભ તારા વચન વિષે ગાયન કરે,
કેમકે તારી સર્વ આજ્ઞાઓ ન્યાયી છે
૧૭૩ તારો હાથ મને સહાય કરવા તૈયાર થાય,
કેમકે મેં તારા શાસનો પસંદ કર્યા છે
૧૭૪ હે યહોવાહ, હુ તારા તારણને માટે અભિલાષી
થયો છું,
ને તારો નિયમ મારો આનંદ છે
૧૭૫ મારા આત્માને જીવાડ ને તે તારી સ્તુતિ કરશે,
ને તારા ન્યાયવચનો મને સહાય કરે
૧૭૬ હુ ભૂલા પડેલા મેંઢાની પેઠે ભટકયો છું, તારા
સેવકને શોધ,
કેમકે હુ તારી આજ્ઞાઓ વિસરતો નથી

ચઢવાનુ ગીત

# ૧૨૦

મારા દુખમા મેં યહોવાહને વિનતી
કીધી,
ને તેણે મારૂ સાંભળ્યુ
૨ હે યહોવાહ, જુઠા હોઠોથી તથા કપટી જીભથી
મારા આત્માને બચાવ.
૩ રે કપટી જીભ, તને તો તે શું કરશે?
ને તારા તે શા હાલ થશે?
૪ પરાક્રમીના તીક્ષ્ણ તીરો
તથા કોયલાના અંગારા [તને મળશે]
૫ મને અફસોસ છે કે મેશેખમા હુ પ્રવાસી છું,
ને કેદારના ડેરાઓમા વસુ છુ!
૬ જે શાંતિ પર દ્વેષ રાખે છે
તેની સાથે હવે તો હું બહુ રહ્યો છું.
૭ હુ શાંતિ ચાહુ છું,

પણ જ્યારે હું બોલું છું ત્યારે તેઓ લડાઇ કરવા
માગે છે.

ચઢવાનું ગીત

૧૨૧ હું પર્વતો તરફ મારી આંખો ઉંચી કરીશ;
ક્યાંથી મને સહાય મળે?
૨ મારી સહાય તે યહોવાહ તરફથી છે;
તેણે આકાશ તથા પૃથ્વી ઉત્પન્ન કર્યાં
૩ તે તારા પગને ડગવા નહિ દેશે;
તારો રક્ષક ઉંઘી નહિ જશે
૪ જુઓ, ઇસ્રાએલનો જે રક્ષક
તે ઉંઘતો નથી ને નિદ્રાવશ થતો નથી
૫ યહોવાહ તારો રક્ષક છે;
યહોવાહ તારે જમણે હાથે તારૂં આચ્છાદન છે
૬ દહાડે સૂર્ય ને રાત્રે ચંદ્ર
તને ઉપદ્રવ કરશે નહિ.
૭ સર્વ ભુંડાઇથી યહોવાહ તારૂં રક્ષણ કરશે;
તે તારા આત્માનું રક્ષણ કરશે
૮ હમણાંથી તે સર્વકાળ સુધી
તારા આવતા જતામાં યહોવાહ તારૂં રક્ષણ કરશે.

ચઢવાનું ગીત, દાઉદનું

૧૨૨ જ્યારે તેઓએ મને કહ્યું કે, આપણે
યહોવાહને ઘેર જઇએ,
ત્યારે હું આનંદ પામ્યો.
૨ હે યરૂશાલેમ, તારી ભાગળોમાં
અમારા પગ સ્થિર છે
૩ હારબંધ ઇમારતોવાળા નગરના જેવું
યરૂશાલેમ તો બાંધેલું છે.
૪ ત્યાં કુળો ચઢે છે; યહોવાહનાં કુળો
ઇસ્રાએલને સાક્ષીરૂપ થવાને અર્થે,
યહોવાહના નામનો આભાર માનવા સારૂ [ચઢે છે].
૫ કેમકે ત્યાં ઇનસાફનાં રાજ્યાસનો—
દાઉદના કુટુંબનાં રાજ્યાસનો—સ્થાપયલાં છે
૬ યરૂશાલેમની શાંતિ માગો;
તારા પર પ્રીતિ રાખનારો ક્ષેમકુશળ થાઓ.
૭ તારા કોટની અંદર શાંતિ
ને તારા મહેલોની અંદર કુશળતા થાઓ.
૮ મારા ભાઇઓ તથા મિત્રોને લીધે
હવે હું બોલીશ કે, તારામાં શાંતિ થાઓ
૯ અમારા દેવ યહોવાહના ઘરને અર્થે
હું તારૂં કલ્યાણ માગીશ.

ચઢવાનું ગીત

૧૨૩ હે આકાશમાં બિરાજનાર,
તારી ભણી હું મારી આંખો ઉંચી કરૂં છું.
૨ જુઓ, જેમ દાસોની આંખો પોતાના ધણીઓના
હાથ ભણી,
ને જેમ દાસીની આંખો પોતાની શેઠાણીના હાથ
ભણી [તાકેલી રહે છે]
તેમ અમારા ઉપર દયા કરે ત્યાં સુધી
અમારી આંખો અમારા દેવ યહોવાહની ભણી
તાકી રહે છે.
૩ અમારા પર દયા કર, હે યહોવાહ, અમારા પર
દયા કર;
કેમકે અમે તુચ્છકારથી તદન કાયર થયાં છીએ.
૪ શોખીલાના તુચ્છકારથી
તથા ગર્વિષ્ઠોના અપમાનથી
અમારો આત્મા તદન કાયર થયો છે

ચઢવાનું ગીત, દાઉદનું.

૧૨૪ ઇસ્રાએલ એમ કહે કે,
જો યહોવાહ અમારા પક્ષમાં ન હોત,
૨ જ્યારે માણસો અમારા પર ચઢી આવ્યા ત્યારે
જો યહોવાહ અમારા પક્ષમાં ન હોત,
૩ તો તેઓનો ક્રોધ અમારા ઉપર સળગતાં
તેઓ અમને જીવતાજ ગળી જાત.
૪ ત્યારે પાણીની રેલો અમને તાણી જાત;
અમારા જીવ ઉપર પૂર ચઢત;
૫ ત્યારે ઉછળતાં મોજાં અમારા જીવ ઉપર ચઢત.
૬ યહોવાહને ધન્ય હો
કે જેણે તેઓના દાંતનો શિકાર થવાને અમને
સોંપ્યા નહિ.
૭ શિકારીઓના પાશમાંથી પક્ષીની પેઠે અમારો
જીવ બચ્યો છે;
પાશ તો તૂટી ગયો છે, ને અમે બચ્યા છીએ.
૮ અમારી સહાય તો આકાશ તથા પૃથ્વીને ઉત્પન્ન
કરનાર
યહોવાહના નામમાં છે.

ચઢવાનું ગીત

૧૨૫ યહોવાહનો ભરોસો રાખનારાઓ
સિયોન પહાડ જેવા છે
કે જે કદી ખસનાર નથી, પણ સદાકાળ રહે છે.

૨ જેમ યરૂશાલેમની આસપાસ પર્વતો છે,
તેમ પોતાના લોકની આસપાસ યહોવાહ
હમણાથી સર્વકાળ સુધી છે
૩ ન્યાયીઓ પોતાના હાથ અન્યાયમા ઘાલતા નથી,
તેથી દુષ્ટાઇનો રાજ્યદંડ તેઓના હિસ્સા પર
ટકશે નહિ
૪ હે યહોવાહ, જેઓ સારા છે ને જેના હૃદય યથાર્થ છે
તેઓનુ તું કલ્યાણ કર
૫ જેઓ આડે માર્ગે વળે છે
તેઓને યહોવાહ દુષ્ટોની સાથે ગણશે,
ઇસ્રાએલ ઉપર શાતિ થાઓ

ચઢવાનુ ગીત

# ૧૨૬

જ્યારે યહોવાહે સિયોનના બદીવાનોને
પાછા આણ્યા,
ત્યારે અમે સ્વપ્ન જોનારાના જેવા થયા
૨ ત્યારે અમારૂ મુખ હસ્યા કરતું હતું
ને અમારી જીભ ગાયન કર્યા કરતી હતી,
ત્યારે વિદેશીઓએ કહ્યુ કે,
યહોવાહે તેઓને માટે ભારે કામ કર્યા છે
૩ યહોવાહે અમારે માટે ભારે કામ કર્યા છે,
જેથી અમે આનદ પામીએ છીએ
૪ નેગેબના નાળામા પાણી ચઢે છે
તેમ, હે યહોવાહ, અમારા બદીવાનોને પાછા
આણજે
૫ જેઓ આસુ પાડતા વાવે છે તેઓ આનદ સહિત
લણશે
૬ જે કોઇ મુઠ્ઠીભર બી લઇને રડતા રડતા નિકળે છે,
તે પોતાની સાથે પુળીઓ લઇને આનદભેર પાછો
આવશે

ચઢવાનુ ગીત, સુલેમાનનુ

# ૧૨૭

જો યહોવાહ ઘર ન બાધે
તો તેના બાધનારા અમથો શ્રમ કરે છે,
જો યહોવાહ નગરનું રક્ષણ ન કરે,
તો ચોકીદારનુ જાગવુ કેવળ વ્યર્થ છે
૨ વહેલુ ઉઠવુ ને મોડુ સુવુ
તથા કષ્ટ વેઠી રોટલી ખાવી તે પણ તમારૂ વ્યર્થ છે,
કેમકે તે પોતાના વહાલા ઉઘતા [હોય તો પણ
તેમને] આપે છે,
૩ જુઓ, છોકરા તો યહોવાહની આપેલી મિલકત છે,
ગર્ભસ્થાનનું ફળ તેના તરફનુ પ્રતિદાન છે
૪ યુવાવસ્થામાના દીકરા
બળવાનના હાથમાના બાણ જેવા છે
૫ જેનો ભાથો તેઓથી ભરેલો છે તેને ધન્ય છે;
તેઓ ભાગળમા પોતાના શત્રુઓની સાથે બોલશે
ત્યારે તેઓ લજવાશે નહિ

ચઢવાનુ ગીત

# ૧૨૮

યહોવાહથી જે ડરે છે ને તેના માર્ગોમા
ચાલે છે
તે સર્વને ધન્ય છે
૨ કેમકે તું તારા હાથની મેહેનતનુ ખાઇશ,
તું સુખી થઇશ, ને તારૂ કલ્યાણ થશે.
૩ તારી સ્ત્રી તારા ઘરના અંત પુરમા ફળવંત દ્રાક્ષ-
વેલાના જેવી થશે,
તારા છોકરા તારી મેજની આસપાસ જૈતવૃક્ષના
રોપ જેવા થશે
૪ જુઓ, યહોવાહથી જે ડરે છે
તેને એવો આશીર્વાદ મળશે
૫ સિયોનમાથી યહોવાહ તને આશીર્વાદ આપશે,
ને તારા આયુષ્યના સર્વ દિવસો સુધી તું યરૂશાલે-
મનું કલ્યાણ જોઇશ.
૬ હા, તું પોતાના છોકરાના છોકરા જોઇશ.
ઇસ્રાએલને શાતિ થાઓ

ચઢવાનુ ગીત

# ૧૨૯

મારા નાનપણથી તેઓએ મને બહુજ
દુ ખ દીધું છે,
એમ ઇસ્રાએલ હમણા કહે
૨ મારા નાનપણથી તેઓએ મને બહુ દુ ખ દીધુ છે,
તો પણ તેઓ મારા પર ફાવ્યા નહિ
૩ મારી પીઠ ઉપર હળ ખેડનારાઓએ હળ ચલાવ્યુ,
ને લાબા લાબા ચાસ કાઢયા
૪ યહોવાહ ન્યાયી છે,
દુષ્ટોએ બાધેલાં બધનો તેણે કાપ્યા છે
૫ સિયોન પર જેઓ દ્વેષ રાખે છે
તેઓ સર્વ શરમાઇ જાય તથા પાછા હઠે
૬ તેઓ ધાબાપરના ઘાસના જેવા થાય,
કે જે ખેંચી કાઢયા અગાઉ કરમાઇ જાય છે;
૭ એથી કાપનાર પોતાનો હાથ,

ને પુળા બાંધનાર પોતાની બાથ ભરનાર નથી.
૮ વળી પાસે થઈને ચાલ્યા જનારા એવું કહેતા નથી કે,
યહોવાહનો આશીર્વાદ તમારા પર હો;
યહોવાહને નામે અમે તમને આશિષ આપીએ છીએ.

ચઢવાનું ગીત.

**૧૩૦** હે યહોવાહ, ઉંડાણોમાંથી મેં તને વિનતી કીધી.
૨ હે પ્રભુ, મારો સાદ સાંભળ,
મારી પ્રાર્થનાના પોકાર પર
તારા કાન ધર.
૩ હે યાહ, જો તું દુષ્ટ કામો જોઇ લે,
તો, હે પ્રભુ, કોણ ઉભો રહી શકે?
૪ પરંતુ તારૂં ભય રહે માટે
તારી પાસે માફી છે.
૫ હું યહોવાહની રાહ જોઉં છું;
મારો આત્મા રાહ જૂએ છે;
ને તેના વચન પર હું આશા રાખું છું.
૬ સવારની રાહ જોનારા કરતાં,—
હા, સવારની રાહ જોનારા કરતાં,—
પ્રભુને સારૂ મારો આત્મા વધારે રાહ જૂએ છે
૭ હે ઇસ્રાએલ, યહોવાહનો ભરોસો રાખજે,
કેમકે યહોવાહની પાસે કૃપા છે,
ને તેની પાસે અખૂટ ઉદ્ધાર છે
૮ ને તે ઇસ્રાએલને
તેનાં સર્વ અપકર્મથી તારશે.

ચઢવાનું ગીત.

**૧૩૨** હે યહોવાહ, દાઉદનાં સર્વ દુઃખોને સંભાર;
૨ તેણે યહોવાહની પાસે કેવા સમ ખાધા;
ને યાકૂબના સમર્થ [ દેવ ]ની પાસે તેણે કેવી પ્રતિજ્ઞા કીધી કે,
૩ જ્યાં સુધી યહોવાહને સારૂ હું મકાન ન મેળવું,
ને યાકૂબના સમર્થ [ દેવને ] સારૂ રહેઠાણ [ તૈયાર ન કરૂં ],
૪ ત્યાં સુધી હું મારા તંબુમાં નહિ આવું,
ને મારા પલંગ પર નહિ ચઢું.
૫ ને મારી આંખોને ઉંઘ,
મારાં પોપચાંને નિદ્રા આવવા નહિ દઉં.
૬ જુઓ, એફ્રાથાહ પાસે આપણે તેને વિષે સાંભળ્યું,
વનનાં ક્ષેત્રોમાં તે આપણને મળ્યો.
૭ આપણે તેના મંદિરમાં જઇએ,
તેના પાયાસનની આગળ તેને ભજીએ.
૮ હે યહોવાહ, તું તારા સામર્થ્યના કોશની સાથે
તારા વિશ્રામસ્થાનમાં આવવાને ઉઠ.
૯ તારા યાજકો ન્યાયીપણાએ પહેરેલા થાય;
ને તારા ભક્તો હર્ષનાદ કરે.
૧૦ તારા સેવક દાઉદની ખાતર
તારા અભિષિક્તનું મુખ પાછું ન ફેરવ.
૧૧ યહોવાહે દાઉદના પ્રત્યે સત્ય પ્રતિજ્ઞા કરી;
તે એથી ફરી જશે નહિ;
હું તારી ગાદી પર તારા સંતાનને બેસાડીશ.
૧૨ જો તારા દીકરા મારો કરાર

૧૮ તેના શત્રુઓને હું લાજથી વેષ્ટિત કરીશ,
પણ તેના પોતા પર તેનો મુગટ દીપશે

ચઢવાનું ગીત દાઉદનું

૧૩૩ ભાઇઓ સંપીને રહે
તે કેવું સારૂં તથા શોભતું છે!
૨ તે માથા પરના મૂલ્યવાન તેલના જેવું છે,
જે તેલ દાઢી, હા, હારૂનની દાઢી સુધી,
ને તેના વસ્ત્રની કોર સુધી ઉતરી આવ્યું હતું
૩ વળી તે હેર્મોન પર્વતપરનું ઝાકળ,
તથા સિયોનના પર્વતો પરના ઝાકળ જેવું છે,
કેમકે યહોવાહે ત્યાં આશીર્વાદ
એટલે અનંતકાળનું જીવન ફરમાવ્યું

ચઢવાનું ગીત.

૧૩૪ રે યહોવાહના ઘરમાં રાત્રે ઉભા રહેનારા, યહોવાહના સર્વ સેવકો,
તમે યહોવાહને સ્તુત્ય માનો
૨ પવિત્રાઇમાં તમે તમારા હાથ ઉંચા કરીને
યહોવાહને સ્તુત્ય માનો
૩ આકાશ તથા પૃથ્વીને ઉત્પન્ન કરનાર યહોવાહ
સિયોનમાંથી તને આશીર્વાદ આપો

૧૩૫ યહોવાહની સ્તુતિ કરો;
યહોવાહના નામની સ્તુતિ કરો;
હે યહોવાહના સેવકો, તમે તેની સ્તુતિ કરો;
૨ યહોવાહના ઘરમાં,
આપણા દેવના ઘરના આગણામાં ઉભા રહેનારા
[તેની સ્તુતિ કરો]
૩ તમે યહોવાહની સ્તુતિ કરો, કેમકે યહોવાહ ઉત્તમ છે,
તેના નામની સ્તુતિ ગાઓ, કેમકે તેમ કરવું શોભતું છે.
૪ કેમકે યહોવાહે પોતાને સારૂ યાકૂબને પસંદ કર્યો છે,
પોતાની ખાસ મિલકત થવા સારૂ તેણે ઇસ્રાએલને [પસંદ કર્યો છે]
૫ કેમકે હું જાણું છું કે યહોવાહ મોટા છે,
આપણો પ્રભુ સર્વ દેવો કરતાં મોટો છે
૬ આકાશમાં તથા પૃથ્વીમાં, સમુદ્રોમાં તથા સર્વ ઉંડાણોમાં,
યહોવાહને જે જે સારૂં લાગ્યું, તે સર્વ તેણે કીધું છે
૭ પૃથ્વીના છેડાથી તે વાદળાં ચઢાવે છે,
વરસાદને સારૂ તે વિજળી ઉપજાવે છે,
પોતાના ભંડારોમાંથી તે વાયુ કાઢે છે.
૮ મિસરમાં તેણે માણસોના તથા પશુઓના
પ્રથમ જનિતોને માર્યા
૯ હે મિસર, તારા મધ્યે, ફારૂન ઉપર, તથા તેના સર્વ સેવકો ઉપર,
તેણે ચિન્હો તથા ચમત્કારો મોકલ્યા
૧૦ તેણે ઘણા દેશો માર્યા,
તેણે પરાક્રમી રાજાઓનો સંહાર કર્યો,
૧૧ અમોરીઓના રાજા સીહોનને,
તથા બાશાનના રાજા ઓગને,
ને કનાનના સર્વ રાજ્યોને [તેણે માર્યાં],
૧૨ ને તેઓનો દેશ વારસામાં,
હા, પોતાના લોક ઇસ્રાએલને વારસામાં આપ્યો.
૧૩ હે યહોવાહ, તારૂં નામ અનંતકાળ [ટકનાર] છે,
હે યહોવાહ, તારૂં સ્મરણ પેઢી દર પેઢી સુધી [ટકી રહેનાર] છે
૧૪ કેમકે યહોવાહ પોતાના લોકોનો ન્યાય કરશે,
ને પોતાના સેવકો વિષે અનુતાપ કરશે.
૧૫ વિદેશીઓની મૂર્તિઓ તો સોના રૂપાની,
માણસોના હાથથી બનેલી છે
૧૬ તેઓને મ્હો હોય છે, પણ તેઓ બોલતી નથી,
આંખો હોય છે, પણ તેઓ જોતી નથી
૧૭ કાનો હોય છે, પણ તેઓ સાંભળતી નથી,
ને તેઓના મુખમાં કંઇ શ્વાસ નથી
૧૮ તેઓના બનાવનારા,
તેમજ તેઓના પર ભરોસો રાખનારા સર્વે તેમના જેવા થશે
૧૯ હે ઇસ્રાએલપુત્રો, યહોવાહને સ્તુત્ય માનો,
હારૂનપુત્રો, તમે યહોવાહને સ્તુત્ય માનો,
૨૦ લેવીપુત્રો યહોવાહને સ્તુત્ય માનો,
યહોવાહથી બીનારા, તમે યહોવાહને સ્તુત્ય માનો
૨૧ યરૂશાલેમમાં વસનાર યહોવાહને
સિયોનમાંથી ધન્ય થાઓ
યહોવાહની સ્તુતિ કરો

૧૩૬ યહોવાહની સ્તુતિ ગાઓ, કેમકે તે ઉત્તમ છે,
ને તેની કૃપા અનંતકાળ [ટકનાર] છે
૨ દેવોના દેવની સ્તુતિ ગાઓ,

કેમકે તેની કૃપા અનંતકાળ છે.
૩ પ્રભુઓના પ્રભુની સ્તુતિ ગાઓ,
કેમકે તેની કૃપા અનંતકાળ છે.
૪ જે એકલો મોટા ચમત્કારો કરનાર છે [ તેની સ્તુતિ ગાઓ ],
કેમકે તેની કૃપા અનંતકાળ છે.
૫ જેણે પોતાના ડહાપણવડે આકાશો ઉત્પન્ન કર્યાં છે [ તેની સ્તુતિ ગાઓ ],
કેમકે તેની કૃપા અનંતકાળ છે
૬ જેણે પાણીપર ભૂમિને વિસ્તારી છે [ તેની સ્તુતિ ગાઓ ],
કેમકે તેની કૃપા અનંતકાળ છે.
૭ મોટી જ્યોતિઓના બનાવનારની [ સ્તુતિ ગાઓ ],
કેમકે તેની કૃપા અનંતકાળ છે.
૮ દિવસ પર અમલ કરવાને જેણે સૂરજ બનાવ્યો [ તેની સ્તુતિ ગાઓ ],
કેમકે તેની કૃપા અનંતકાળ છે.
૯ રાત ઉપર અમલ કરવાને ચંદ્ર તથા તારા બનાવ્યા [ તેની સ્તુતિ ગાઓ ],
કેમકે તેની કૃપા અનંતકાળ છે.
૧૦ પ્રથમ જનિતોને સંહારીને જેણે મિસરને માર્યો [ તેની સ્તુતિ ગાઓ ],
કેમકે તેની કૃપા અનંતકાળ છે.
૧૧ વળી તેઓની મધ્યેથી ઇસ્રાએલને કાઢી લાવનારની [ સ્તુતિ ગાઓ ],
કેમકે તેની કૃપા અનંતકાળ છે.
૧૨ બળવાન ભુજ તથા લાંબા કરેલા હાથવડે તેઓને કાઢી લાવનારની [ સ્તુતિ ગાઓ ],
કેમકે તેની કૃપા અનંતકાળ છે
૧૩ લાલ સમુદ્રના જેણે બે ભાગ કર્યા [ તેની સ્તુતિ ગાઓ ],
કેમકે તેની કૃપા અનંતકાળ છે,
૧૪ અને તેની વચ્ચે થઇને ઇસ્રાએલને પાર ચલાવનારની [ સ્તુતિ ગાઓ ],
કેમકે તેની કૃપા અનંતકાળ છે.
૧૫ અને ફારૂન તથા તેની ફોજને લાલ સમુદ્રમાં ઝટકી પાડનારની [ સ્તુતિ ગાઓ ],
કેમકે તેની કૃપા અનંતકાળ છે.
૧૬ જેણે પોતાના લોકોને અરણ્ય પાર દોરી લીધા [ તેની સ્તુતિ ગાઓ ],
કેમકે તેની કૃપા અનંતકાળ છે.
૧૭ મોટા રાજાઓને મારનારની [ સ્તુતિ ગાઓ ],
કેમકે તેની કૃપા અનંતકાળ છે.
૧૮ અને નામાંકિત રાજાઓને સંહારનારની [ સ્તુતિ ગાઓ ],
કેમકે તેની કૃપા અનંતકાળ છે.
૧૯ એટલે અમોરીઓના રાજા સીહોનને [ સંહારનારની સ્તુતિ ગાઓ ],
કેમકે તેની કૃપા અનંતકાળ છે;
૨૦ તથા બાશાનના રાજા ઓગને [ સંહારનારની સ્તુતિ ગાઓ ],
કેમકે તેની કૃપા અનંતકાળ છે.
૨૧ અને તેઓનો દેશ જેણે વારસામાં આપ્યો [ તેની સ્તુતિ ગાઓ ],
કેમકે તેની કૃપા અનંતકાળ છે.
૨૨ હા, જેણે તે પોતાના સેવક ઇસ્રાએલને વારસામાં આપ્યો [ તેની સ્તુતિ ગાઓ ],
કેમકે તેની કૃપા અનંતકાળ છે.
૨૩ આપણી દીનાવસ્થામાં જેણે આપણને સંભાર્યા [ તેની સ્તુતિ ગાઓ ],
કેમકે તેની કૃપા અનંતકાળ છે.
૨૪ અને જેણે આપણા શત્રુઓના હાથમાંથી આપણને છોડાવ્યા છે [ તેની સ્તુતિ ગાઓ ],
કેમકે તેની કૃપા અનંતકાળ છે.
૨૫ જે બધાં પ્રાણીઓને ખોરાક આપે છે [ તેની સ્તુતિ ગાઓ ],
કેમકે તેની કૃપા અનંતકાળ છે.
૨૬ આકાશના દેવની સ્તુતિ ગાઓ,
કેમકે તેની કૃપા અનંતકાળ છે.

૧૩૭ બાબેલની નદીઓને કાંઠે અમે બેઠા,
ને સિયોનનું સ્મરણ કરતા અમે રડ્યા.
૨ અને તે મધ્યેનાં ઝાડ ઉપર
અમે અમારી સતારો ટાંગી દીધી.
૩ કેમકે ત્યાં અમને બંદીમાં લઇ જનારાઓએ અમને ગીત ગાવાનું ફરમાવ્યું;
ને અમારા પજવનારાઓએ કહ્યું કે, અમને ગમત થાય
માટે સિયોનનાં ગીતોમાંનું કોઇ ગાઓ.
૪ પણ પારકા દેશમાં
અમે યહોવાહનું ગીત કેમ ગાઇ શકીએ?
૫ હે યરૂશાલેમ, જો હું તને વિસરૂં

તો મારો જમણો હાથ [પોતાનું કર્તવ્ય] વિસરે.
૬ જો હુ તારૂ સ્મરણ ન કરૂ,
ને જો મારા મુખ્ય આનંદ કરતા
યરૂશાલેમને શ્રેષ્ઠ ન માનુ
તો મારી જીભ મારા તાળવાને ચોટી જાય
૭ હે યહોવાહ, યરૂશાલેમનો દિવસ
કે જેમા અદોમપુત્રો કહેતા હતા
કે તેને જડમૂળથી ઉખેડી નાખો,
તે દિવસ યાદ રાખી તેમને જોઇ લેજે.
૮ હે નાશ પામનારી બાબેલની દીકરી,
તેં અમારા પ્રત્યે જે વર્તન ચલાવ્યુ છે
તેવુજ વર્તન તારા પ્રત્યે જે કોઇ ચલાવે તેને ધન્ય છે
૯ જે કોઇ તારા બાળકોને પકડીને
પત્થર પર અફળાવે તેને ધન્ય છે

દાઉદનુ [ગીત]

૧૩૮ હુ પૂર્ણ હૃદયથી ઉપકારસ્તુતિ કરીશ;
દેવોની આગળ હુ તારા સ્તોત્ર ગાઇશ
૨ હુ તારા પવિત્ર મંદિરની ભણી ભજન કરીશ,
ને તારી કૃપા તથા સત્યતાને લીધે હુ તારૂ નામ
વખાણીશ;
કેમકે તારા સર્વ નામ કરતા તેં તારા વચનનું મહા-
ત્મ્ય વધાર્યું છે
૩ મેં વિનતી કરી તેજ દિવસે તેં મને ઉત્તર આપ્યો,
ને મારા આત્માને બળ આપી મોટો કીધો
૪ હે યહોવાહ, પૃથ્વીના સર્વ રાજાઓ તારી સ્તુતિ
કરશે,
કેમકે તેઓએ તારા મુખના વચન સાભળ્યા છે
૫ હા, તેઓ યહોવાહના માર્ગો વિષે ગાશે,
કેમકે યહોવાહનો મહિમા મોટો છે
૬ યહોવાહ મોટો છે તો પણ તે રાકડાને જુએ છે,
પણ ગર્વિષ્ટોને તે વેગળેથી ઓળખે છે
૭ જો મારે સંકટમા ચાલવુ પડે તો પણ તું મને
જીવાડીશ,
મારા શત્રુઓના ક્રોધની સામે તું તારો હાથ લાબો
કરીશ,
ને તારો જમણો હાથ મને તારશે
૮ મારા વિષેની વાતો યહોવાહ પૂર્ણ કરશે,
હે યહોવાહ, તારી કૃપા સદાકાળ [ટકનાર] છે,
તારા હાથના કામોનો ત્યાગ તું ન કર.

મુખ્ય ગવૈયાને સારૂ, દાઉદનુ ગીત

૧૩૯ હે યહોવાહ, તેં મને તપાસ્યો તથા
ઓળખ્યો છે
૨ મારૂ બેસવુ તથા મારૂ ઉઠવુ તે તું જાણે છે;
મારો વિચાર તું વેગળેથી સમજે છે
૩ મારૂ ચાલવુ તથા સુવુ તે પણ તું તપાસી જુએ છે,
ને મારા બધા માર્ગોનો તું માહિતગાર છે
૪ કેમકે મારી જીભની બધી વાતો,
જો, હે યહોવાહ, તું પુરેપુરી જાણે છે
૫ આગળ પાછળ તેં મને ઘેરી લીધો છે,
ને તારા હાથે મને ઝાલ્યો છે
૬ આવું જ્ઞાન મને તો આશ્ચર્ય પમાડનારૂ છે,
તે ઉંચુ છે, હુ તેને કળી શકતો નથી
૭ તારા આત્મા પાસેથી હુ ક્યા જાઉં?
ને તારી સન્મુખથી ક્યા નાસુ?
૮ જો હુ આકાશમા ચઢી જાઉં તો તું ત્યા છે;
ને જો હુ શેઓલમા મારી પથારી કરૂ તો ત્યા પણ
તું છે.
૯ જો હુ પરોઢિયાની પાખો લઇને
સમુદ્રને પેલે પાર જઇ વસુ,
૧૦ તો તારો હાથ ત્યા પણ મને દોરશે,
ને તારો જમણો હાથ મને ઝાલી રાખશે
૧૧ જો હુ કહુ, અંધકાર તો નિશ્ચે મને ઢાકશે,
ત્યારે રાત મારી આસપાસ અજવાળારૂપ થશે.
૧૨ અંધકાર પણ તારાથી સંતાડતો નથી,
પણ રાત દિવસની પેઠે પ્રકાશે છે,
[તારી આગળ] અંધારૂ ને અજવાળુ સરખાજ છે
૧૩ મારૂ અંતઃકરણ તેં ઘડ્યુ છે,
ને મારી માના પેટમા તેં મને બનાવ્યો છે
૧૪ ભય તથા આશ્ચર્ય પમાડે એવી રીતે હુ રચાયો
છું, માટે હુ તારી ઉપકારસ્તુતિ કરીશ,
તારા કામ આશ્ચર્યકારક છે
એ મારો જીવ સારી પેઠે જાણે છે.
૧૫ હુ જ્યારે ગુપ્તમા રચાયો
ને પૃથ્વી પર છેક નીચલા ભાગમા વિવિધ કરા-
મતે ગોઠવાયો
ત્યારે પણ મારો બાધો તને અજાણ્યો ન હતો
૧૬ મારો ગર્ભ પણ તારી આંખોએ જોયો છે,
ને મારા [અંગો]માનુ એક પણ ન હતું
ત્યારે પણ તેઓ સર્વ તારા પુસ્તકમા લખેલા હતા,

તેમ તેઓના ઠરાવેલા સમયો પણ [લખેલા હતા]
૧૭ હે ઇશ્વર, તારા વિષેના વિચારો મને કેટલા બધા
મૂલ્યવાન લાગે છે!
તેઓની સંખ્યા કેટલી બધી મોટી છે!
૧૮ જો હુ તેઓને ગણવા જાઉં તો તેઓ રેતીનાં કણ
કરતા વધારે થાય,
જ્યારે હુ જાગુ ત્યારે હુ હજી તારી સાથે છુ
૧૯ હે ઇશ્વર, તું દુષ્ટોને મારે [નહિ શું]?
ને ખુની માણસો, મારાથી દૂર જાઓ
૨૦ તેઓ તારા વિષે ભુડુ બોલે છે;
તારા શત્રુઓ વ્યર્થ ફુલાઇ જાય છે
૨૧ હે યહોવાહ, તારો દ્વેષ કરનારાનો દ્વેષ હુ શું ન કરૂં?
ને જેઓ તારી સામા ઉઠે છે તેઓનો ધિક્કાર હુ
શું ન કરૂં?
૨૨ હુ પૂરી રીતે તેઓનો દ્વેષ કરૂં છુ,
તેઓને હુ મારા શત્રુઓ ગણુ છુ
૨૩ હે ઇશ્વર, મને તપાસ, ને મારૂં અંત:કરણ જાણ,
મને પારખ, ને મારા વિચારો જાણી લે,
૨૪ ને મારામા કંઇ ભુંડી ચાલ હોય તો તે તું જોજે,
ને મને સનાતન માર્ગમા ચલાવજે

મુખ્ય ગવૈયાને સારૂ, દાઉદનુ ગીત

# ૧૪૦ હે યહોવાહ, ભુંડા માણસથી મને બચાવ,

જુલમગાર માણસથી મારૂં રક્ષણ કર
૨ તેઓ હૃદયમા અપકારો કલ્પે છે,
ને નિત્ય લડાઇઓ કરાવે છે
૩ તેઓએ પોતાની જીભ સાપના જેવી સજી છે,
તેઓના હોઠો તળે એરૂનું વિષ છે (સેલાહ)
૪ હે યહોવાહ, દુષ્ટોના હાથથી મારૂં રક્ષણ કર,
મારા માર્ગને ખડેલ પહોંચાડવા જેઓએ ધાર્યુ છે
એવા જુલમગાર માણસથી મને બચાવ
૫ અભિમાનીઓએ મારે સારૂ પાશ તથા દોરીઓ ગુપ્ત
રીતે પાથર્યા છે;
તેઓએ માર્ગને પડખે જાળ પ્રસારી છે,
મારે સારૂ ફાસા નાખ્યા છે (સેલાહ)
૬ મેં યહોવાહને કહ્યું, તું મારો દેવ છે,
હે યહોવાહ, મારી આજીજીની વાણી સાભળ
૭ હે યહોવાહ પ્રભુ, મારા તારણના સામર્થ્ય,
લડાઇને દિવસે તેં મારૂં માથુ ઢાંક્યુ છે.
૮ હે યહોવાહ, તું દુષ્ટોની ઇચ્છા પુરી ન કર;
તેઓનો ઇરાદો સફળ ન કર, રખે તેઓ ફુલાઇ
જાય. (સેલાહ)
૯ મને ઘેરો ઘાલનારામા જે મુખ્ય છે
તેઓના હોઠોથી કરાયલો અપકાર તેમના પોતા
પર આવી પડે;
૧૦ તેઓના પર ધગધગતા અંગારા પડે;
તેઓ અગ્નિમા નંખાય;
એવા ખાડાઓમા પડે કે તેઓ પાછા ઉઠે નહિ
૧૧ ભુંડુ બોલનાર માણસ પૃથ્વીમા કાયમ નહિ થશે;
જુલમગાર માણસને પાડવાને ભુંડાઇ તેની પછવાડે
લાગશે
૧૨ યહોવાહ તો દુ:ખીની દાદ સાભળશે,
ને ગરીબોનો હક જાળવશે, એ હુ જાણુ છુ
૧૩ ન્યાયીઓ ખરેખર તારા નામનો આભાર માનશે;
યથાર્થ પુરૂષો તારી સન્મુખ રહેશે

દાઉદનુ ગીત

# ૧૪૧ હે યહોવાહ, હુ તને વિનતી કરૂં છુ, તું મારે સારૂ ઉતાવળ કર;

જ્યારે હુ તને વિનતી કરૂં ત્યારે તું મારી વાણી
સાભળ.
૨ મારી પ્રાર્થના તારી સન્મુખ ધૂપ જેવી થાઓ,
ને મારા હાથોનું ઉંચુ થવુ તે સંધ્યાકાળના યજ્ઞના
જેવુ થાઓ
૩ હે યહોવાહ, મારા મુખ પર ચોકી રાખ;
મારા હોઠોનુ દ્વાર સંભાળ
૪ કોઇ ભુંડી વાત ભણી મારા અંત:કરણને વળવા ન દે;
એ સારૂ કે અન્યાય કરનારાની સાથે
દુષ્ટ કર્મ કરવામા હુ સામેલ ન થાઉં;
ને તેઓના મિષ્ટાન્નમાથી મને ખાવા ન દે
૫ ન્યાયી માણસ મને ફટકા મારે તે હુ કૃપા સમજીશ;
તે મને ઠપકો દે, તે તો માથા પર રેડેલા તેલના
જેવો થશે;
મારૂં માથુ તેનો નકાર નહિ કરે;
તથાપિ તેઓના દુ:ખમા હુ પ્રાર્થના કર્યા કરીશ
૬ તેઓના ન્યાયાધીશોને પર્વતની ટોચ ઉપરથી પાડી
નાખવામા આવ્યા છે,
તેઓ મારા વચન સાંભળશે કેમકે તેઓ મીઠા છે
૭ જેમ કોઇ ભૂમિ ખેડે છે ને ખોદે છે

તેમ અમારાં હાડકાં કબરના મુખ આગળ વિખેરી
નાખેલાં છે
૮ પણ, હે યહોવાહ પ્રભુ, મારી દૃષ્ટિ તારી ભણી છે,
તારાજ ઉપર મારો ભરોસો છે; મારા આત્માને
નિરાધાર ન મૂક.
૯ જે પાશો તેઓએ મારે સારૂ નાખ્યા છે તેઓથી,
ને દુષ્ટ માણસોની જાળથી, મને બચાવ
૧૦ દુષ્ટો પોતાની જાળોમાં સપડાઇ જાય,
એટલામાં હુ બચી જાઉં.

દાઉદ ગુફામાં હતો તે વખતનું તેનુ માસ્કીલ પ્રાર્થના.

૧૪૨ હું મારી વાણીથી યહોવાહને વિનંતી
કરૂં છું;
મારા સાદથી યહોવાહને આજીજી કરૂં છું
૨ હુ તેની સન્મુખ મારી દાદ રેડુ છું;
ને તેની આગળ મારૂં સંકટ પ્રગટ કરૂ છું.
૩ જ્યારે મારો આત્મા મારામાં નિર્ગત થયો હતો,
ત્યારે તેં મારી વાટ જાણી હતી.
જે રસ્તામાં હુ ચાલું છું તેમાં તેઓએ મારે માટે
પાશ સતાડી મુક્યો છે.
૪ મારે જમણે હાથે જો, કેમકે મને ઓળખનારો
કોઇ નથી;
મારે આસરો નથી; કોઇ માણસ મારા આત્માની
કાળજી રાખનાર નથી.
૫ હે યહોવાહ, મેં તને વિનંતી કરીને કહ્યું કે,
તુંજ મારો આસરો છે;
ને મારી જીંદગી પર્યંત તું મારો વારસો છે.
૬ મારા પોકાર પર કાન ધર, કેમકે હું બહુ દુઃખિત
થઇ ગયો છું;
મારા સતાવનારાના હાથમાંથી મને છોડાવ, કેમકે
તેઓ મારા કરતાં બળવાન છે.
૭ હું તારા નામની સ્તુતિ કરૂ, એ માટે તું મારા જીવને
કેદમાંથી કાઢી લાવ;
ન્યાયીઓ મારી આસપાસ ફરી વળશે,
કેમકે તું મારી સાથે ઉદારતાથી વર્તશે.

૨ અને તારા સેવકની સાથે ન્યાયની રૂએ ન વર્ત,
કેમકે તારી નજરમાં કોઇ સજીવ માણસ ન્યાયી
ઠરશે નહિ.
૩ કેમકે શત્રુએ મારા આત્માને સતાવ્યો છે;
ને મારા જીવને ભૂમિ સરસો દબાવ્યો છે;
તેણે મને ઘણા દહાડાના મરેલાની પેઠે અંધકારમાં
પૂર્યો છે.
૪ માટે મારો આત્મા મારામાં મુઝાઇ ગયો છે;
ને મારૂં અંતઃકરણ ગભરાયલું છે.
૫ હુ પ્રાચીનકાળના દિવસોનું સ્મરણ કરૂ છું;
તારાં સર્વ કૃત્યોનું ધ્યાન ધરૂ છું;
ને તારાં હાથનાં કામોનો વિચાર કરૂં છું.
૬ હું મારા હાથ તારી ભણી પ્રસારૂં છું;
સુકી ભૂમિની પેઠે મારો જીવ તારે સારૂ તરસે છે.
(સેલાહ).
૭ હે યહોવાહ, મને વહેલો ઉત્તર આપ; મારા
આત્માનો ક્ષય થાય છે;
તારૂં મુખ મારાથી ન સતાડ,
રખે હુ ખાડામાં ઉતરનારાના જેવો થાઉં
૮ સવારે તારી કૃપા મને જણાવ,
કેમકે હું તારા પર ભરોસો રાખું છું;
જે માર્ગમાં મારે ચાલવું જોઇએ તે મને બતાવ,
કેમકે હું મારો જીવ તારી ભણી ચઢાવું છું.
૯ હે યહોવાહ, મારા શત્રુઓથી મને બચાવ;
તારે શરણે હુ આવ્યો છુ.
૧૦ તારી ઇચ્છા કરવા મને શિખવ, કેમકે તું મારો
દેવ છે;
તારો આત્મા જે ઉત્તમ છે તે મને પવિત્રતાના
દેશમાં દોરે.
૧૧ હે યહોવાહ, તારા નામને લીધે મને જીવાડ;
તારા ન્યાયીપણાએ મારો જીવ સંકટમાંથી કાઢ.
૧૨ અને તારી કૃપાએ તું મારા શત્રુઓને કાપી નાખ,
ને મારા આત્માના સતાવનારાનો નાશ કર;
કેમકે હું તારો સેવક છું.

દાઉદનું [ગીત].

મારો ગઢ તથા મારો બચાવનાર છે;
મારી ઢાલ તથા જેના પર મારો ભરોસો છે તે
તેજ છે;
તે મારા લોકોને મારે તાબે કરે છે
૩ હે યહોવાહ, માણસ તે શા લેખામાં છે, કે તું તેની
ઓળખાણ રાખે છે,
ને માણસનો પુત્ર [ કોણ ] કે તું તેને ગણકારે છે!
૪ માણસ તો શ્વાસ જેવું છે,
તેના દિવસો ચાલી જતી છાયાના જેવા છે.
૫ હે યહોવાહ, તારા આકાશોને નમાવીને ઉતરી આવ;
પર્વતોને સ્પર્શ કર, ને તેઓ ધુમાડો કાઢશે.
૬ વિજળી ચમકાવીને તેઓને વિખેરી નાખ;
તારાં બાણ છોડીને તેઓનો નાશ કર.
૭ ઉપરથી તારા હાથ પહોંચાડ;
મારો છુટકારો કર; ને ઉંડાં પાણીઓથી,
પારકાઓના હાથથી, મને બચાવ.
૮ તેઓનું મુખ વ્યર્થ ભાષણ કરે છે,
ને તેઓનો જમણો હાથ તે જૂઠાઇનો જમણો
હાથ છે.
૯ હે દેવ, હું તારે સારૂ નવું ગીત ગાઇશ;
સારંગી લઇ હુ તારે સારૂ સ્તોત્ર ગાઇશ.
૧૦ તે રાજાઓને તારણ આપનાર છે;
પોતાના સેવક દાઉદને ભુંડી તરવારથી બચાવ-
નાર છે.
૧૧ મારો છુટકારો કર, ને પારકાઓના હાથથી મને
બચાવ;
તેઓનું મુખ મિથ્યા ભાષણ કરે છે,
ને તેઓનો જમણો હાથ તે જૂઠાઇનો જમણો
હાથ છે.
૧૨ અમારા દીકરા પોતાની યુવાવસ્થામાં વધેલા રોપા
જેવા છે;
અમારી દીકરીઓ રાજ્યમેહેલના જેવી સણગારેલી
ખુણાની થાંભલીઓ જેવી છે;
૧૩ અમારી વખારો વિવિધ સામગ્રી પૂરી પાડે એવી
ભરપૂર છે;
અમારાં ઘેટાં અમારા વાડાઓમાં હજારો ને દસ
હજારો બચ્ચાં જણનારાં છે;
૧૪ અમારા બળદો ભાર ઉંચકવામાં જબરા છે;
ગાબડું પાડનાર કોઇ નથી; ને નિકળી જનાર કોઇ
નથી;
અમારી શેરીઓમાં કંઇ બૂમ નથી
૧૫ આવા જે લોકો છે તેઓને ધન્ય છે;
હા, જેઓનો દેવ યહોવાહ છે તેઓને ધન્ય છે.

સ્તવન[ગીત]; દાઉદનું.

૧૪૫ હે મારા દેવ, મારા રાજા, હું તને મોટો
માનીશ;
ને સદા સર્વદા હું તારા નામને સ્તુત્ય માનીશ.
૨ દરરોજ હુ તને સ્તુત્ય માનીશ;
ને સદા સર્વદા હુ તારા નામની સ્તુતિ કરીશ
૩ યહોવાહ મોટો ને બહુજ સ્તુતિપાત્ર છે;
ને તેનું માહાત્મ્ય અશોધ્ય છે.
૪ પેઢી દર પેઢી તારાં કામનાં વખાણ થશે,
ને તારા પરાક્રમનાં કૃત્યો પ્રગટ કરવામાં આવશે.
૫ તારા ગૌરવના મહત્વની શોભા
તથા તારાં આશ્ચર્યકારક કામોનું મનન હું કરીશ.
૬ અને લોકો તારાં ભયંકર કૃત્યોના સામર્થ્ય વિષે
બોલશે,
ને હુ તારૂ માહાત્મ્ય વર્ણવીશ.
૭ તેઓ તારા પુષ્કળ પરોપકારનું સ્મરણ બહુજ
ઉચ્ચારશે,
ને તારા ન્યાયીપણા વિષે ગાયન કરશે.
૮ યહોવાહ કૃપાળુ તથા રેહેમી છે;
તે કોપ કરવે ધીમો તથા અતિ કરૂણામય છે.
૯ યહોવાહ સર્વને હિતકારક છે;
ને પોતાનાં સર્વ કામો પર તેની રેહેમ છે.
૧૦ હે યહોવાહ, તારાં સર્વ કામ તારો આભાર માનશે,
ને તારા ભકતો તને સ્તુત્ય માનશે.
૧૧ તેઓ તારા રાજ્યના ગૌરવ વિષે બોલશે,
ને તારાં પરાક્રમી કામો સંબધી સભાષણ કરશે;
૧૨ અને એથી માનવપુત્રો તેનાં પરાક્રમી કામ,
તથા તેના રાજ્યના ગૌરવની શોભા જાણશે.
૧૩ તારૂં રાજ્ય તે સર્વકાળ સુધી ટકનારૂં રાજ્ય છે,
ને તારૂ ધણીપણુ તે પેઢી દર પેઢી [ ટકી રહે છે ]
૧૪ સર્વ પડનારાને યહોવાહ આધાર આપે છે;
ને સર્વ દબાએલાને તે ઉભા કરે છે.
૧૫ સર્વની દૃષ્ટિ તારી તરફ તલપી રહે છે;
ને યોગ્ય સમયે તું તેઓને તેઓનું અન્ન આપે છે.
૧૬ તું તારો હાથ ખોલે છે,
ને સર્વ સજીવોની ઇચ્છા તૃપ્ત કરે છે.
૧૭ પોતાના સર્વ માર્ગોમાં યહોવાહ ન્યાયી છે,

ને પોતાના સર્વ કામોમા કૃપાળુ છે
૧૮ જેઓ તેની વિનતી કરે છે,
એટલે જેઓ સત્યતાથી તેની વિનંતી કરે છે,
તે સર્વની પાસે યહોવાહ છે
૧૯ તેનાથી બીનારાની ઇચ્છા તે તૃપ્ત કરશે,
તે તેઓનો પોકાર પણ સાભળશે, ને તેઓને તારશે
૨૦ જેઓ યહોવાહ પર પ્રેમ રાખે છે તે બધાઓનુ તે
રક્ષણ કરે છે,
પણ સર્વ દુષ્ટોનો તે સહાર કરે છે
૨૧ મારૂ મુખ યહોવાહની સ્તુતિ ઉચ્ચારશે,
ને સર્વ માણસજાત સદા સર્વદા તેના પવિત્ર નામને
સ્તુત્ય માને

## ૧૪૬

યહોવાહની સ્તુતિ કરો,
રે મારા આત્મા, યહોવાહની સ્તુતિ કર
૨ મારી જીદગી પર્યંત હુ યહોવાહની સ્તુતિ કરીશ,
મારી હયાતીના અત સુધી હુ મારા દેવને સારૂ
ગાયન કરીશ
૩ રાજાઓ પર ભરોસો ન રાખ, તેમજ માણસજાત
પર પણ નહિ,
કેમકે તેની પાસે તારણ નથી
૪ તેનો પ્રાણ નિકળી જાય છે, [તેનું શરીર] ભૂમિમા
પાછુ મળી જાય છે,
તેજ દિવસે તેની ધારણાઓનો નાશ થાય છે
૫ જેની સહાય યાકૂબનો દેવ છે,
ને જેની આશા પોતાના દેવ યહોવાહ પર છે, તેને
ધન્ય છે
૬ આકાશ, પૃથ્વી, સમુદ્ર તથા જે બધુ તેઓમા છે
તેનો ઉત્પન્નકર્તા યહોવાહ છે,
તે સદા સત્યતા રાખનાર છે
૭ તે દુ ખીની દાદ સાભળે છે,
ભૂખ્યાને અન્ન આપે છે,
કેદીઓને યહોવાહ છોડાવે છે
૮ યહોવાહ આધળાઓને દેખતા કરે છે,
યહોવાહ દબાએલાઓને ઉભા કરે છે,
યહોવાહ ન્યાયીઓ પર પ્રીતિ રાખે છે
૯ યહોવાહ પ્રવાસીઓનુ રક્ષણ કરે છે,
તે અનાથોને તથા વિધવાઓને સભાળે છે,
પણ દુષ્ટોનો મા [ર્ગ] તે અવળો પાડે છે
૧૦ યહોવાહ સર્વકાળ સુધી રાજ્ય કરશે,
હે સિયોન, તારો દેવ પેઢી દર પેઢી સુધી [રાજ્ય
કરશે]
યહોવાહની સ્તુતિ કરો

## ૧૪૭

યહોવાહની સ્તુતિ કરો,
કેમકે આપણા દેવનુ સ્તોત્ર ગાવુ એ
સારૂ તથા શોભતું છે,
સ્તુતિ કરવી એ ઘટતું છે
૨ યહોવાહ યરૂશાલેમને બાધે છે,
ઇસ્રાએલના વેરાઇ ગએલાને તે એકઠા કરે છે
૩ હૃદયભગ થએનાને તે સમા કરે છે,
ને તેઓના ઘા રૂઝાવે છે
૪ તે તારાઓની ગણત્રી કરે છે,
ને સર્વને નામો આપે છે
૫ આપણો પ્રભુ મોટો ને ઘણો પરાક્રમી છે,
તેની બુદ્ધિનો પાર નથી
૬ યહોવાહ નમ્ર [જનોને] ચઢાવે છે,
દુષ્ટોને તે જમીનદોસ્ત કરી નાખે છે
૭ યહોવાહનો આભાર માનતા ગાઓ,
વીણાથી આપણા દેવને સારૂ સ્તોત્ર ગાઓ
૮ તે આકાશને વાદળાથી ઢાકે છે,
પૃથ્વીને સારૂ તે વરસાદ તૈયાર કરે છે,
ને પહાડો પર તે ઘાસ ઉગાવે છે
૯ પશુને, તેમજ કાગડાના પોકારનાર બચ્ચાને પણ
તે ખોરાક આપે છે
૧૦ ઘોડાના બળથી તે પ્રસન્ન થતો નથી,
ને માણસના પગ[ના જોર]થી તે રાજી થતો નથી
૧૧ જેઓ તેનાથી બીહે છે, ને તેની કૃપાની આશા
રાખે છે,
તેઓ પર યહોવાહ રાજી રહે છે
૧૨ હે યરૂશાલેમ, યહોવાહને વખાણ,
હે સિયોન, તારા દેવની સ્તુતિ કર.
૧૩ કેમકે તેણે તારા દ્વારોની ભુગળો મજબૂત કીધી છે,
તારા મધ્યે તારા છોકરાને આશીર્વાદ દીધો છે
૧૪ તારી સીમોમા શાતિ ફેલાવીને
સરસ ઘઉથી તે તને તૃપ્ત કરે છે
૧૫ તે પોતાનું વચન પૃથ્વી પર મોકલે છે,
તેની વાત બહુ વેગથી દોડે છે
૧૬ તે ઉનના જેવુ હિમ આપે છે,
ને ભસ્મના જેવુ બરફ વેરે છે
૧૭ રોટલીના કટકાના જેવા તે પોતાના કરા નાખે છે,

તેની ટાઢ આગળ કોણ ઉભો રહી શકે?
૧૮ તે પોતાનું વચન મોકલીને તેઓને પિગળાવે છે;
પોતાના વાયુને ફુંકાવે છે, એટલે પાણીઓ વહેતા
થાય છે
૧૯ તે યાકૂબને પોતાનું વચન,
ને ઇસ્રાએલને પોતાના વિધિઓ તથા ન્યાયશા-
સનો પ્રગટ કરે છે.
૨૦ તે કોઇ દેશની સાથે આમ વર્ત્યો નથી;
તેના ન્યાયશાસનો તેઓએ જાણ્યાં નહિ
યહોવાહની સ્તુતિ કરો

૧૪૮ યહોવાહની સ્તુતિ કરો;
આકાશોથી યહોવાહની સ્તુતિ કરો;
ઉચ્ચસ્થાનોમા તેની સ્તુતિ કરો.
૨ તેના સર્વ દૂતો, તમે તેની સ્તુતિ કરો;
તેના સર્વ સૈન્યો, તેની સ્તુતિ કરો.
૩ સૂર્ય તથા ચંદ્ર, તમે તેની સ્તુતિ કરો;
સર્વ ઝગઝગતા તારા, તેની સ્તુતિ કરો.
૪ આકાશોના આકાશો, તમે તેની સ્તુતિ કરો,
આકાશ ઉપરના પાણી, તેની સ્તુતિ કરો.
૫ યહોવાહના નામની સ્તુતિ તેઓ કરે;
કેમકે તેની આજ્ઞાથી તેઓ ઉત્પન્ન થયા.
૬ વળી તેણે સદાકાળને માટે તેઓને સ્થાપન કર્યા છે,
તેણે એવો નિયમ કર્યો છે કે જેને તેઓ ઉલ્લંઘે નહિ.
૭ પૃથ્વીપરથી તમે યહોવાહની સ્તુતિ કરો;
રાક્ષસી જળચરો તથા સર્વ ઉંડાણો [ તેની સ્તુતિ
કરો ].
૮ અગ્નિ તથા કરા, હિમ તથા મેઘ;
આંધીના વાયુ, જે તેનું વચન પુરૂં કરે છે;
૯ પહાડો તથા સર્વ ડુંગરો;
ફળઝાડો તથા સર્વ દેવદારો;
૧૦ જાનવરો તથા સર્વ પશુઓ;
પેટે ચાલનારાં જીવજંતુ તથા ઉડનારા પક્ષીઓ;
૧૧ પૃથ્વીના રાજાઓ તથા સર્વ લોકો;
હાકેમો તથા પૃથ્વીના સર્વ ન્યાયાધીશો;
૧૨ જુવાનો તથા કન્યાઓ,
ઘરડાં તથા બાળકો;
૧૩ તે સર્વ, યહોવાહના નામની સ્તુતિ કરો;
કેમકે એકલું તેનુંજ નામ શ્રેષ્ઠ છે;
તેનું ગૌરવ પૃથ્વી તથા આકાશ કરતા મોટું છે.
૧૪ અને તેણે પોતાના લોકોનું શિંગ,
ને પોતાના બધા સંતોની સ્તુતિ ઉંચી કરી છે;
એટલે ઇસ્રાએલપુત્રો જે તેની પાસે રહેનાર લોક
છે [ તેમને તેણે ઉંચા કીધા છે ]
યહોવાહની સ્તુતિ કરો.

૧૪૯ યહોવાહની સ્તુતિ કરો.
યહોવાહની આગળ નવું ગીત ગાઓ;
વળી સંતોની સભામા તેની સ્તુતિ કરો.
૨ ઇસ્રાએલ પોતાના કર્તામાં આનંદ પામે;
સિયોનપુત્રો પોતાના રાજામા હર્ખાય.
૩ તેના નામની સ્તુતિ નૃત્ય સહિત કરે;
ડફ તથા વીણાથી તેઓ તેના સ્તોત્ર ગાય.
૪ કેમકે યહોવાહ પોતાના લોકથી રીઝે છે;
તે નમ્ર [ જનોને ] તારણથી સુશોભિત કરશે.
૫ સંતો ગૌરવે હર્ખાય;
પોતાની પથારીઓ પર તેઓ હર્ષથી ગાય.
૬ તેઓના ગળામા દેવની ઉત્તમ સ્તુતિ થાય,
ને તેઓના હાથમાં બેધારી તરવાર રહે;
૭ કે તેઓ વિદેશીઓને બદલો વાળે,
ને લોકોને શિક્ષા પહોંચાડે;
૮ તેઓના રાજાઓને સાંકળોથી,
તથા તેઓના હાકેમોને લોઢાની બેડીઓથી બાંધે,
૯ ને લખેલો ચુકાદો તેમના પર બજાવે;
એ માન તેના સર્વ સંતોને છે
યહોવાહની સ્તુતિ કરો

૧૫૦ યહોવાહની સ્તુતિ કરો.
તેના પવિત્રસ્થાનમાં દેવની સ્તુતિ કરો.
આકાશ જે તેના પરાક્રમનો પ્રદેશ છે તેમા તેની
સ્તુતિ કરો.
૨ તેનાં પરાક્રમી કૃત્યોને લીધે તેની સ્તુતિ કરો;
તેના ઉત્તમ માહાત્મ્ય પ્રમાણે તેની સ્તુતિ કરો;
૩ રણશિંગડું વગાડીને તેની સ્તુતિ કરો;
સતાર તથા વીણાથી તેની સ્તુતિ કરો.
૪ ડફ તથા નૃત્યથી તેની સ્તુતિ કરો;
તારેવાળાં વાજાં તથા શરણાઇથી તેની સ્તુતિ કરો.
૫ તીવ્ર સુરવાળી ઝાંઝોથી તેની સ્તુતિ કરો;
ઝાંઝોના હર્ષનાદથી તેની સ્તુતિ કરો.
૬ શ્વાસોશ્વાસ લેનારાં સર્વ યાહની સ્તુતિ કરે.
તમે યહોવાહની સ્તુતિ કરો.

# દૃષ્ટાંતવચનો.

૧ દાઉદના પુત્ર ઇસ્રાએલના રાજા સુલેમાનના દૃષ્ટાંતવચનો,
૨ એ સારૂ કે જ્ઞાન તથા શિક્ષણ પ્રાપ્ત થાય;
ડહાપણની વાતો સમજાય;
૩ ચતુર વર્ત્તણુકમાં,
નેકીમા ને ન્યાયીપણામા ને ઇન્સાફમાં કેળવણી પમાય;
૪ ભોળાને ચતુરાઇ,
જુવાન પુરૂષને વિદ્યા તથા વિવેકબુદ્ધિ મળે;
૫ જ્ઞાની પુરૂષ સાભળીને વિદ્વત્તામા વૃદ્ધિ પામે;
ને બુદ્ધિવાન માણસ ખરૂ ડહાપણ પામે,
૬ કે કહાણીઓ, તથા અલંકાર;
જ્ઞાનીઓના વચનો તથા તેઓના માર્મિક ઉખાણા સમજાય.
૭ યહોવાહનુ ભય એ વિદ્યાનુ મૂળ છે;
મૂર્ખો જ્ઞાન તથા શિક્ષણને તુચ્છકારે છે.
૮ મારા દીકરા, તારા બાપની શિખામણ સાંભળ,
ને તારી માનુ શિક્ષણ તજીશ મા
૯ કેમકે તે તારે માથે શોભાયમાન મુગટરૂપ,
તથા તારે ગળે હારરૂપ થશે
૧૦ મારા દીકરા, જો પાપીઓ તને લલચાવે,
તો તું માનતો નહિ
૧૧ જો તેઓ કહે કે, અમારી સાથે ચાલ,
આપણે ખૂન કરવા સારૂ લાગ તાકીને સતાઇ રહીએ;
આપણે નિર્દોષને સારૂ ગુપ્ત રીતે કારણ વગર છુપાઇ રહીએ;
૧૨ શેઓલની પેઠે આપણે તેઓને જીવતા ને જીવતા,
તથા આખા ને આખા સ્વાહા કરી જઇએ, જાણે કે તેઓ કબરમાં ગરક થઇ જાય તેમ;
૧૩ આપણને સઘળો મૂલ્યવાન માલ મળશે;
આપણે લૂટથી આપણાં ઘરો ભરીશું;
૧૪ અમારો ભાગીદાર તું થા,
આપણ સઘળા સહિયારી ગેલી રાખીશુ
૧૫ મારા દીકરા, માર્ગમા તેઓની સાથે ન ચાલ;
તેમના પથથી તારો પગ પાછો રાખ;
૧૬ કેમકે તેમના પગ દુષ્ટાઇ [કરવા] સારૂ દોડે છે,
ને તેઓ લોહી વહેવડાવવા સારૂ ઉતાવળ કરે છે
૧૭ કેમકે કોઇ પક્ષીના દેખતા
જાળ પાથરવી એ ફોકટ છે;
૧૮ ને એઓ પોતાનાજ લોહીને માટે તાકીને સતાઇ રહે છે;
તેઓના પોતાનાજ જીવને માટે તેઓ ગુપ્ત રીતે છુપાઇ રહે છે.
૧૯ પ્રત્યેક દ્રવ્યલોભી જનના માર્ગ એવા છે,
તે પોતાના માલિકોનો જીવ લે છે
૨૦ જ્ઞાન ગલીએ ગલીએ મોટેથી પોકારે છે,
તે ચોકમા પોતાની વાણી ઉચ્ચારે છે;
૨૧ તે મેળાવડાની મુખ્ય જગ્યામા બૂમ પાડે છે,
દરવાજાના નાકા આગળ,
નગરમા, તે પોતાના વચનો ઉચ્ચારે છે.
૨૨ હે મૂઢો, તમે ક્યા સુધી મૂઢમતિ ચાહશો?
ને તિરસ્કારીઓ તિરસ્કાર કરવામાં આનંદ માનશે?
ને મૂર્ખો વિદ્યાને ધિક્કારશે?
૨૩ મારા ઠપકાથી તમે ફરો;
જુઓ, હુ તમારા પર મારો આત્મા રેડીશ,
હુ મારા વચનોનુ જ્ઞાન તમને આપીશ
૨૪ મેં બોલાવ્યા છે, ને તમે ઇનકાર કીધો;
મેં મારો હાથ લાંબો કીધો છે, ને કોઇએ તેની દરકાર કીધી નહિ;
૨૫ પણ તમે મારી સર્વ શિખામણને તુચ્છ ગણી છે,
ને મારો ઠપકો બિલકુલ ઇચ્છતા નથી;
૨૬ તે માટે હું પણ તમારી વિપત્તિમા હાસ્ય કરીશ;
તમારા પર ભય આવશે, ત્યારે હુ મશ્કરી કરીશ;
૨૭ એટલે જ્યારે તોફાનની પેઠે તમારા પર ભય આવી પડશે,
ને વંટોળિયાની પેઠે તમારી ઉપર વિપત્તિ ધસી આવશે,
જ્યારે સંકટ ને વેદના તમારા પર આવશે, ત્યારે.

૨૮ ત્યારે તેઓ મને હાંક મારશે, પણ હું ઉત્તર નહિ
આપીશ;
તેઓ ખંતથી મને ખોળશે, પણ હું તેઓને નહિ
મળીશ.
૨૯ કેમકે તેઓએ જ્ઞાનનો ધિક્કાર કીધો,
ને યહોવાહનું ભય પસંદ ન કીધું;
૩૦ ને તેઓએ મારો બોધ બિલકુલ ચાહ્યો નહિ;
તેઓએ મારો સઘળો ઠપકો તુચ્છ ગણ્યો;
૩૧ માટે તેઓ પોતાના માર્ગનું ફળ ખાશે;
ને પોતાનાજ તરકટો પેટપૂર અનુભવશે.
૩૨ કેમકે અબુધનું પાછું હઠવું તેઓનો સંહાર કરશે;
ને મૂર્ખોની આબાદી તેઓનો વિનાશ કરશે.
૩૩ પણ જે કોઇ મારૂં સાંભળશે તેઓ સલામતીમાં
રહેશે,
ને નુકસાનના ભય વગર શાંત રહેશે

૨ મારા દીકરા, જો તું મારાં વચનોનો અંગીકાર
કરશે,
ને મારી આજ્ઞાઓને તારી પાસે સંઘરીને,
૨ જ્ઞાન તરફ તારો કાન ધરશે,
ને બુદ્ધિમાં તારૂં મન લગાડશે;
૩ હા, જો તું વિવેકબુદ્ધિને વાસ્તે હાંક મારશે,
ને સમજણને માટે ઘાંટો પાડશે;
૪ જો તું તેને રૂપાની પેઠે ઢુંડશે,
ને દાટેલા દ્રવ્યની પેઠે તેની શોધ કરશે;
૫ તો તું યહોવાહનું ભય સમજીશ,
ને દેવનું જ્ઞાન તારે હાથે લાગશે.
૬ કેમકે યહોવાહ જ્ઞાન આપે છે;
તેના મુખમાંથી વિદ્યા તથા બુદ્ધિ [નિકળે છે];
૭ તે સદાચારીઓને માટે ખરૂં જ્ઞાન સંગ્રહ કરી
રાખે છે;
પ્રમાણિકપણાથી વર્તનારને તે ઢાલરૂપ છે;
૮ કે તે ન્યાયના પથની સંભાળ કરે,
ને પોતાના ભક્તોના માર્ગનું રક્ષણ કરે.
૯ ત્યારે તું નેકી તથા ન્યાય તથા ઇનસાફ,
હા, પ્રત્યેક સુમાર્ગ સમજશે.
૧૦ કેમકે તારા હૃદયમાં જ્ઞાન પ્રવેશ કરશે,
ને વિદ્યા તારા મનને ખુશકારક લાગશે;
૧૧ વિવેકબુદ્ધિ તારા પર ચોકી કરશે,
બુદ્ધિ તારૂં રક્ષણ કરશે;
૧૨ [ને તેઓ] તને દુર્જનના માર્ગથી,
તથા આડું બોલનાર માણસો,
૧૩ કે જેઓ સદાચારના રસ્તાઓ તજીને,
અંધકારના માર્ગમાં ચાલે છે;
૧૪ ને દુષ્ટાઇ કરવામાં આનંદ માને છે,
ને દુષ્ટ જનના વિપરિતપણામાં હર્ખાય છે;
૧૫ જેઓના માર્ગો વાંકા, તથા તેમના પથ અવળા છે,
તેઓથી તને ઉગારશે;
૧૬ [વળી તેઓ] તને પરનારીથી,
એટલે પોતાનાં વચનોથી ખુશામત કરનાર પર-
સ્ત્રીથી ઉગારશે;
૧૭ તેણી તો પોતાની યુવાવસ્થાના મિત્રને તજી દે છે,
ને પોતાના દેવનો કરાર વિસરી જાય છે;
૧૮ કેમકે તેનું ઘર મૃત્યુ ભણી,
ને તેના પથ મૃતાવસ્થાની તરફ ઢળતા છે;
૧૯ તેની પાસે જનારાઓમાંનો કોઇ પાછો આવતો
નથી,
ને તેઓ જીવનના પથ સંપાદન કરી શકતા નથી;
૨૦ ને [તેઓની પ્રાપ્તિથી] તું સુજનોના માર્ગમાં
ચાલશે,
ને નેક જનોના પથમાં ચાલશે.
૨૧ કેમકે સદાચારીઓ પૃથ્વીમાં વસશે,
ને નીતિસંપન્ન જનો તેમાં જીવતા રહેશે.
૨૨ પણ દુષ્ટો પૃથ્વી પરથી નાબૂદ થશે,
ને કપટ કરનારાઓ તેમાંથી સમૂળગા ઉખેડી
નંખાશે.

૩ મારા દીકરા, મારૂં શિક્ષણ વિસરી ન જા,
પણ તારૂં હૃદય મારી આજ્ઞાઓ સંઘરી રાખે;
૨ કેમકે તે આયુષ્યની દીર્ઘતાની, તથા આવરદાનાં
વર્ષોની,
તથા શાંતિની વૃદ્ધિ તને આપશે.
૩ કૃપા તથા સત્ય તારો ત્યાગ ન કરે;
તેઓને તારે ગળે બાંધ;
તેઓને તારા હૃદયની પાટી પર લખ;
૪ એમ દેવ તથા માણસની નજરમાં
તું કૃપા તથા સુકીર્ત્તિ પામશે.
૫ તારા આખા હૃદયથી યહોવાહ પર ભરોસો રાખ,
ને તારી પોતાની અક્કલ પર આધાર ન રાખ.
૬ તારા સર્વ માર્ગોમાં તે[ની આણ] સ્વીકાર,
ને તે તારા પથ પાધરા કરશે.
૭ પોતાની નજરમાં [illegible]ની ન થા.

યહોવાહનો ડર રાખીને દુષ્ટાઇથી દૂર થા ;
૮ તેથી તારી નાભી તંદુરસ્ત,
ને તારાં હાડકાંમાં મેદ રહેશે
૯ તારા દ્રવ્યથી, તથા તારી પેદાશના પ્રથમ ફળથી,
યહોવાહનું સન્માન કર ;
૧૦ એમ [ કરવાથી ] તારી વખારો પુષ્કળતાથી ભરપૂર થશે,
ને તારા દ્રાક્ષકુંડો નવા દ્રાક્ષરસથી ઉભરાઇ જશે.
૧૧ મારા દીકરા, યહોવાહની શિક્ષાને તુચ્છ ન કર ;
ને તેના ઠપકાથી કાયર ન થા ;
૧૨ કેમકે જેના પર યહોવાહ પ્રેમ કરે છે,
તેને તે ઠપકો દે છે ; જેમ પિતા પોતાના માનીતા પુત્રને [ દે છે ] તેમ.
૧૩ જે માણસને જ્ઞાન મળે છે,
ને જે માણસ બુદ્ધિ સપાદન કરે છે, તેને ધન્ય છે
૧૪ કેમકે તેનો વ્યાપાર રૂપાના વ્યાપાર કરતાં,
ને તેનો લાભ ચોખ્ખા સોના કરતાં શ્રેષ્ઠ છે
૧૫ તે જવાહીર કરતાં મૂલ્યવાન છે ;
ને તારા મનને ગમતી કોઇ પણ વસ્તુ તેની બરાબરી કરી શકે નહિ.
૧૬ તેના જમણા હાથમાં આયુષ્યની દીર્ઘતા છે ;
તેના ડાબા હાથમાં દ્રવ્ય તથા માન છે.
૧૭ તેના માર્ગો સુખચેનના માર્ગો છે,
ને તેના સઘળા પથ શાંતિના છે.
૧૮ જેઓ તેનું ગ્રહણ કરે છે તેઓને માટે તે જીવનનું વૃક્ષ છે,
ને જેઓ તેને પકડી રાખે છે તે પ્રત્યેકને ધન્ય છે
૧૯ યહોવાહે જ્ઞાનવડે પૃથ્વી રચી ;
બુદ્ધિથી તેણે આકાશો સ્થાપ્યાં.
૨૦ તેની કળાથી ઉંડાણો ફાડી નંખાયાં,
ને આકાશમાંથી ઝાકળ ટપકે છે.
૨૧ મારા દીકરા, તેઓને તારી આંખો આગળથી દૂર થવા ન દે ;
સુજ્ઞાન તથા વિવેકબુદ્ધિ પકડ ;
૨૨ તો તેઓ તારા આત્માનું જીવન,
તથા તારા ગળાની શોભા થશે
૨૩ ત્યારે તારા માર્ગમાં તું સહીસલામતીથી ચાલશે,
ને તારો પગ લથડશે નહિ.
૨૪ સુતી વેળાએ તને ડર લાગશે નહિ ;
હા, તું સુઇશ ત્યારે તને મીઠી ઉંઘ આવશે.
૩૨
૨૫ અચાનક ભયથી,
ને દુષ્ટોની પાયમાલી આવે ત્યારે તેથી ન ડર.
૨૬ કેમકે યહોવાહ તારો ભરોસો થશે,
ને તારો પગ સપડાઇ જતો બચાવશે.
૨૭ હિત કરવાની શક્તિ તારા હાથમાં હોય તો,
જેને તે ઘટતું હોય તેનાથી તે પાછું ન રાખ.
૨૮ તારી પાસે હોય, તો તારા પડોસીને એમ ન કહે કે,
જા, ને ફરી આવજે,
ને કાલે હું આપીશ
૨૯ તારા પડોસી વિરૂદ્ધ અપાય ન યોજ,
કેમકે તે તારી પડોસમાં નિર્ભય રહે છે.
૩૦ કોઇ માણસે તારૂં કાંઇ નુકસાન કીધું ન હોય,
તો કારણ વગર તેની સાથે તકરાર ન કર.
૩૧ તું જોરજુલમ કરનાર માણસની અદેખાઇ ન કર,
ને તેનો એકે માર્ગ પસંદ ન કર.
૩૨ કેમકે આડા જનો યહોવાહને કંટાળારૂપ છે,
પણ પ્રમાણિક જનો તેનો મર્મ સમજે છે
૩૩ યહોવાહનો શાપ દુષ્ટના ઘરમાં છે ;
પણ તે સદાચારીઓના રહેઠાણને આશીર્વાદ દે છે.
૩૪ નિશ્ચે તે તિરસ્કારીઓનો તિરસ્કાર કરે છે ;
પણ તે નમ્ર જનોને કૃપા આપે છે.
૩૫ જ્ઞાનીઓ ગૌરવનો વારસો પામશે ;
પણ મૂર્ખો લજ્જાની પદ્વીએ ચઢશે

૪ દીકરાઓ, બાપની શિખામણ સાંભળો,
ને બુદ્ધિ પામવાને ધ્યાન દો ;
૨ કેમકે હું તમને સારો બોધ આપું છું ;
મારી શિક્ષાનો ત્યાગ ન કરો.
૩ કેમકે હું મારા બાપનો [ માનીતો ] દીકરો હતે
મારી માની દૃષ્ટિમાં હું સુકુમાર તથા એકનો હતો.
૪ અને તેણે મને શિક્ષણ દેતાં કહ્યું કે,
તારા અંતઃકરણમાં મારા શબ્દો સંઘરી રાખ;
મારી આજ્ઞાઓ પાળીને જીવતો રહે;
૫ જ્ઞાન પામ, બુદ્ધિ સંપાદન કર ;
ભૂલીશ મા, ને મારા મુખના શબ્દોથી આડે ન વળ ;
૬ તેને તું ન તજ, ને તે તારૂં રક્ષણ કરશે ;
તેના પર પ્રીતિ કર, ને તે તને સંભાળશે.
૭ જ્ઞાન એ મુખ્ય વસ્તુ છે ; તો જ્ઞાન પ્રાપ્ત કર

હા, તારી સઘળી કમાણી ઉપરાંત બુદ્ધિ પ્રાપ્ત કર
૮તેનું સન્માન કર, ને તે તને ઉચ્ચ પદ્દીએ ચઢાવશે;
તું તેને ભેટીશ, તો તે તને પ્રતિષ્ઠિત કરશે.
૯તે તારા માથાને શોભિતો મુગટ પહેરાવશે;
તે તને તેજસ્વી મુગટ આપશે
૧૦હે મારા દીકરા, મારી વાતો સાંભળીને સ્વીકાર;
ને તારા આવરદાના વર્ષો ઘણાં થશે
૧૧મેં તને જ્ઞાનના માર્ગમાં કેળવ્યો છે,
મેં તને પ્રમાણિકપણાના પથમાં દોર્યો છે.
૧૨ચાલતાં તારાં પગલા સંકોચાશે નહિ,
ને દોડતા તું ઠેસ ખાશે નહિ.
૧૩શિખામણને મજબૂત પકડી રાખ; તેને છોડતો નહિ;
તેને સંઘર, કેમકે તે તારૂં જીવન છે.
૧૪દુષ્ટના પથમાં પ્રવેશ ન કર;
ને ભુંડા માણસોના માર્ગમા ન ચાલ.
૧૫તેથી દૂર રહે, તેની પડખે ન જા;
તેથી પાછો વળી જઇને ચાલ્યો જા.
૧૬કેમકે નુકસાન કીધા વગર તેઓ ઉંઘતા નથી,
ને કોઇને પાડ્યા વગર તેમની ઉંઘ ઉડી જાય છે.
૧૭કેમકે દુષ્ટાઇને તેઓ અન્ન તરીકે ખાય છે,
ને જોરજુલમને તેઓ દ્રાક્ષારસની પેઠે પીએ છે.
૧૮પણ સદાચારીનો પથ ઝગઝગતા પ્રકાશ જેવો છે,
મધ્યાન્હ થતાં સુધી તેનો પ્રકાશ વધતો ને વધતો જાય છે.
૧૯દુષ્ટનો માર્ગ અંધકાર જેવો છે;
શાથી તેઓ ઠેસ ખાય છે, તે તેઓ જાણતા નથી.
૨૦મારા દીકરા, મારા શબ્દો પર લક્ષ આપ;
મારી વાતોને કાન ધર
૨૧તેઓને તારી આંખ આગળથી દૂર થવા ન દે;
તેઓને તારા હૃદયની મધ્યે રાખ.
૨૨કેમકે જેઓને તે મળે છે, તેઓને તે જીવનરૂપ,
ને તેમના આખા શરીરને તંદુરસ્તીરૂપ છે
૨૩પૂર્ણ ખંતથી તારા હૃદયની સંભાળ રાખ,
કેમકે તેમાંથી જીવનના મુદ્દા છે
૨૪આડું મુખ તારી પાસેથી દૂર કર,
ને હઠીલા હોઠ તારી કનેથી વેગળા રાખ.
૨૫તારી આંખો સામી નજરે જુએ,
ને તારાં પોપચાં સીધી આગળ નજર નાખે;
૨૬તારા પગનો માર્ગ સપાટ કર,
ને તારા સર્વ રસ્તા નિયમસર થાય
૨૭જમણે કે ડાબે હાથે મરડાતો નહિ;
દુષ્ટાઇથી તારો પગ દૂર કર.

૫ મારા દીકરા, મારા જ્ઞાન તરફ લક્ષ આપ;
મારી બુદ્ધિ તરફ કાન ધર;
૨કે તું વિવેકબુદ્ધિ સાચવી રાખે,
ને તારા હોઠ વિદ્યા સંઘરે.
૩કેમકે પરનારીના હોઠોમાંથી મધ ઝરે છે,
ને તેનું મુખ તેલ કરતાં સુંવાળું છે;
૪પણ તેનો પરિણામ વિષ જેવો કડવો,
બેધારી તરવાર જેવો તીક્ષ્ણ છે.
૫તેના પગ મૃત્યુ સુધી ઉતરે છે;
તેના પગલાં શેઓલને ગ્રહે છે
૬અને તેથી જીવનનો સપાટ પથ તેને જડતો નથી;
તે જાણતી નથી કે તેના માર્ગો અસ્થિર છે.
૭તો હવે, દીકરાઓ, મારૂં સાંભળો;
ને મારા મુખના શબ્દોથી દૂર ન જાઓ.
૮તારો માર્ગ તેનાથી દૂર રાખ,
ને તેના ઘરના દ્વારની નજીક ન જા.
૯રખે તું તારી આબરૂ બીજાઓને,
ને તારા વર્ષો ઘાતકીઓને સ્વાધીન કરે;
૧૦રખે તારા બળથી પારકા તૃપ્ત થાય;
ને તારી મેહેનત[નું ફળ] પરદેશીના ઘરમાં [જાય];
૧૧ને રખે તારૂં માંસ ને તારૂં શરીર ક્ષીણ થવાથી
તારા અંત સમયે તું વિલાપ કરે,
૧૨ને કહે કે, શા માટે મેં શિખામણનો ધિક્કાર કીધો,
ને મારા અંત:કરણે ઠપકાને તુચ્છ ગણ્યો છે!
૧૩ને શા માટે મારા શિક્ષકોનું કહેવું મેં માન્યું નથી,
ને મને શિક્ષણ દેનારને મેં કાન ધર્યો નથી!
૧૪જમાત તથા સભાની મધ્યે
હું લગભગ સઘળી ભુંડાઇમાં હતો.
૧૫તારા પોતાના ટાંકામાંથી પાણી પી,
ને તારા પોતાના ઝરામાંથી વહેતું પાણી [પી]
૧૬શું તારા ઝરા બહાર વિખેરી નાખવા,
ને પાણીની નદીઓ રસ્તાઓમાં [વહેવડાવી દેવી]?
૧૭તેઓ તારે એકલાનેજ વાસ્તે થાય,
ને તારી સાથે પારકાઓને સારૂ નહિ.
૧૮તારો ઝરો આશીર્વાદિત થાય,
ને તારી જુવાનીની પત્નીમાં આનંદ માન.

૧૯ પ્યારસરી હરણી, તથા ફાકડી છિકારી [જેવી તને તે લાગે],
સર્વ પ્રસગે તેના સ્તનોથી તું સતોષ પામ,
ને તેનાજ પ્યારમા હમેશા ફિદા રહે
૨૦ કેમકે, મારા દીકરા, શા માટે તારે પરનારી પર આશક બનવુ,
ને પારકીના ઉરને આલિંગન કરવુ?
૨૧ કેમકે મનુષ્યના માર્ગો યહોવાહની નજર આગળ છે,
ને તે તેના સર્વ પથની સભાળથી તૂલના કરે છે
૨૨ દુષ્ટ તેની પોતાની દુષ્ટતામા સપડાશે,
ને તેની પાપરૂપી દોરીઓથી તે પકડાઇ રહેશે
૨૩ શિક્ષણ વગર તે માર્યો જશે,
ને તેની મૂર્ખાઇની અધિકતાથી રઝળી જશે

૬ મારા દીકરા, જો તું તારા પડોસીનો જામીન થયો હોય,
જો તેં પારકાને માટે કોલ આપ્યો હોય,
૨ તો તારા મુખના વચનોથી તું ફસાયો છે
તારા મુખના શબ્દોથી તું સપડાયો છે
૩ તો મારા દીકરા, તારા પડોસીના હાથમા તું આવી ગયો છે,
માટે તેનાથી છુટી જવાને હમણાજ આમ કર,
જા, તારા પડોસીની આગળ નમી જઇને કાલાવાલા કર.
૪ તારી આખને નિદ્રા
ને તારા પોપચાને ઉંઘ લેવા ન દે
૫ જેમ કબજેથી હરણી,
ને પારધીના હાથમાથી પક્ષી [છુટે], તેમ તું પોતાને છુટો કર
૬ હે આળસુ, તું કીડી પાસે જા,
તેના માર્ગોનો વિચાર કરીને બુદ્ધિ પકડ,
૭ તેને તો કોઇ નાયક,
મુકાદમ, કે હાકેમ નથી,
૮ તેમ છતા તે ઉન્હાળામા પોતાના અન્નનો સગ્રહ કરે છે,
ને કાપણીની મોસમમા પોતાનો ખોરાક ભરી રાખે છે.
૯ હે આળસુ, તું કયા સુધી સુઇ રહેશે?
કયારે તું નિદ્રામાથી ઉઠશે?
૧૦ [તું કહે છે કે, હજી] થોડીક નિદ્રા, થોડીક ઉંઘ,
ટુંટિયા વાળીને થોડીક નિદ્રા [લેવા દે],
૧૧ એમ કરવાથી તારી દરિદ્રતા લુટારાની પેઠે,
ને તારી કગાલાવસ્થા હથિયારબંધ માણસની પેઠે આવી પડશે
૧૨ [તે] નકામો પુરૂષ તથા દુષ્ટ માણસ [છે],
તે આડા મુખથી વર્ત્તે છે,
૧૩ તે પોતાની આખના મિચકારા કરે છે, તે પોતાના પગોથી બોલે છે,
તે પોતાની આગળીઓથી ઇસારા કરે છે,
૧૪ તેના હૃદયમા આડાઇ છે, તે જાતુ તરકટ રચે છે,
તે કુસપના બીજ રોપે છે
૧૫ માટે એકાએક તેના પર વિપત્તિ આવી પડશે,
અચાનક તેનો ભાગ થશે, ને તેનો કાઇ ઉપાય રહેશે નહિ
૧૬ છ વાના યહોવાહ ધિક્કારે છે,
હા, સાત વાના તેની નજરમા અમગળ છે,
૧૭ એટલે, ગર્વિષ્ઠ આખો, જુઠાબોલી જીભ,
તથા નિર્દોષ લોહી વહેવડાવનાર હાથ,
૧૮ દુષ્ટ તુરગો રચનાર હૃદય,
નુકસાન કરવાને દોડી જવામા જલદ એવા પગ,
૧૯ અસત્ય ઉચ્ચરનાર જુઠો સાક્ષી,
ને ભાઇઓ મધ્યે કુસપનુ બીજ વાવનાર
૨૦ મારા દીકરા, તારા બાપની આજ્ઞા પાળ,
ને તારી માની શિખામણનો ત્યાગ ન કર,
૨૧ તેમને સદા તારા અત કરણમા બાધી રાખ,
તેમને તારે ગળે બાધ
૨૨ તું ચાલતો હોઇશ, ત્યારે તે તને દોરશે,
તું સુતો હોઇશ, ત્યારે તે તારી ચોકી કરશે,
ને તું જાગતો હોઇશ, ત્યારે તે તારી સાથે વાતચિત કરશે
૨૩ કેમકે આજ્ઞા દીપક છે, ને નિયમ અજવાળુ છે,
ને શિક્ષણના ઠપકા એ જીવનનો માર્ગ છે,
૨૪ તે તને ભુડી સ્ત્રીથી
*તથા પરનારીની જીભની ખુશામતથી બચાવવા* માટે છે
૨૫ તારા અત કરણમા તેની ખુબસુરતી પર આશક ન થા,
ને તેની આખોના પોપચાથી તું મોહિત ન થા
૨૬ કેમકે વેશ્યા સ્ત્રીના કારણથી ખાનુ ખરાબ થાય છે,
ને છિનાળ મૂલ્યવાન જીવનો શિકાર શોધે છે
૨૭ કોઇ માણસ પોતાની ગોદમા અગ્નિ લે,

તો શું તેનાં લુગડાં બળ્યા વગર રહે?
૨૮ અથવા જો કોઇ માણસ અંગારા પર ચાલે,
તો શું તેના પગ દાઝ્યા વગર રહે?
૨૯ એમજ જે કોઇ પોતાના પડોશીની વહુ પાસે જાય તેને [થાય];
જે કોઇ તેણીને અડકે તે શિક્ષા પામ્યા વગર નહિ રહે
૩૦ જો કોઇ જન ભુખ્યો હોવાથી પોતાના જીવને તૃપ્ત કરવા સારૂ ચોરી કરે,
તો લોકો તે ચોરને ધિક્કારતા નથી;
૩૧ પણ જો તે પકડાય, તો તેને સાતગણું ભરી આપવું પડશે;
તેને પોતાના ઘરની સઘળી સંપત્તિ આપવી પડશે
૩૨ સ્ત્રીની સાથે વ્યભિચાર કરનાર જન અક્કલહીન છે;
પોતાના આત્માનો નાશ કરનારૂં કૃત્ય તે કરે છે.
૩૩ તેને ઘા તથા અપમાન મળશે;
ને તેનું લાંછન ભુંસાઇ જશે નહિ.
૩૪ કેમકે વહેમ એ પુરૂષનો કાળ છે;
ને વેરને દિવસે તે કાંઇ કાચું રાખશે નહિ
૩૫ ગમે તેટલી ગુન્હેગારીની દરકાર તે નહિ કરશે;
ને તું ઘણી લાંચ આપે, તોપણ તે સંતોષ પામશે નહિ.

૭ મારા દીકરા, મારાં વચનો પાળ,
ને મારી આજ્ઞાઓ તારી પાસે સંઘરી રાખ.
૨ મારી આજ્ઞાઓ પાળીને જીવતો રહે;
ને મારા નિયમોનું તારી આંખની કીકીની પેઠે [જતન કર]
૩ તેઓને તારી આંગળીઓ પર બાંધ;
તેઓને તારા હૃદયની પાટી પર લખ.
૪ જ્ઞાનને કહે કે, તું મારી બહેન છે;
ને બુદ્ધિને સગી કહીને બોલાવ;
૫ એ માટે કે તેઓ તને પરસ્ત્રીથી,
પોતાના શબ્દોથી ખુશામત કરનાર પરનારીથી બચાવે.
૬ કેમકે મારા ઘરની બારી પાસે રહીને
મેં જાળીમાંથી સામી નજર નાખી;
૭ ને નિર્બુદ્ધો મધ્યે મેં જોયું,
તો મારી નજરે જુવાનો મધ્યે એક અક્કલહીન જુવાનીઓ પડ્યો.
૮ તે તેણીના ખુણાની નજીક રસ્તામાં ચાલતો હતો,
ને તે ચાલ્યો ચાલ્યો તેણીને ઘેર ગયો;
૯ દિવસ અસ્ત થઇને ઝળઝળિયાનો સમય થયો હતો,
અંધારી રાતનો અંધકાર [વ્યાપેલો] હતો.
૧૦ અને જુઓ, વેશ્યાનાં વસ્ત્રો પહેરેલી,
તથા કપટી મનની એક સ્ત્રી તેને મળી.
૧૧ તે ધાંધળિયા તથા સ્વચ્છંદી છે;
તેણીના પગ પોતાના ઘરમાં ટકતા નથી;
૧૨ વખતે તે ગલીઓમાં હોય, ને વખતે ચોકમાં હોય છે,
ને ખુણે ખુણે તાકી રહે છે.
૧૩ હવે તેણીએ પેલાને પકડીને તેને ચુંબન કીધું,
ને નિર્લજ્જ ચહેરાથી તેણીએ તેને કહ્યું કે,
૧૪ શાન્‍ત્યર્પણોના યજ્ઞો મારી પાસે [તૈયાર કરેલા] છે;
આજ મેં મારી માનતાઓ અદા કરી છે.
૧૫ એ માટે હું તને મળવાને માટે નિકળી આવી હતી,
જતનથી તારૂં મુખ શોધવા આવી હતી, ને તું મને મળ્યો છે
૧૬ મેં મારા પલંગ પર ભરતકામના ગલીચા,
તથા મિસરી સુતરનાં ચિત્રવિચિત્ર વસ્ત્ર બિછાવ્યા છે.
૧૭ બોળ, અગર તથા તજથી
મેં મારૂં બિછાનું બહેકાવ્યું છે.
૧૮ ચાલ, આપણે સવાર સુધી પેટપૂર પ્રીતિનો અનુભવ કરીએ;
ને પ્યારની મઝા ઉડાવીએ.
૧૯ કેમકે ઘરધણી ઘેર નથી,
તે લાંબી મુસાફરીએ ગયો છે;
૨૦ તેણે પૈસાની એક થેલી પોતાની સાથે લીધી છે;
તે પુનમે ઘેર આવશે.
૨૧ તેણી પોતાનાં ઘણાં મધુર વચનોથી તેના પર જય પામે છે,
પોતાના હોઠોની ખુશામતથી તેણી તેને તાણી જાય છે.
૨૨ જેમ બળદ કસાઇવાડે જાય છે,
કે જેમ મૂર્ખને શિક્ષાને માટે બેડી [ઘલાય છે],
તેમ તે તુરત તેની પાછળ જાય છે;
૨૩ ને આખરે તેના કલેજાને તીર વિંધે છે;
જેમ કોઇ પક્ષી, એથી પોતાનો જીવ જશે એમ જાણ્યા વગર, જાળમાં ધસી જાય છે,
તેની પેઠે [તે જાય છે].
૨૪ હવે, [illegible], સાંભળો,

ને મારા મુખના વચનોને લક્ષ દો
૨૫ તારૂ હૃદય તેના માર્ગો તરફ ન વળે,
તેના રસ્તાઓમા ભટકી ન જાય
૨૬ કેમકે તેણીએ ઘણાઓને ઘાયલ કરીને પાયમાલ કીધા છે,
હા, તેણીથી સંહાર પામેલાઓનો કુલ સમૂહ મોટી ફોજ જેવડો છે
૨૭ તેનું ઘર તે શેઓલનો મા ર્ગ છે,
કે જે મૃત્યુના ઓરડામા ઉતરી જાય છે

૮ શું જ્ઞાન હાક મારતું નથી,
ને બુદ્ધિ ઘાંટો પાડતી નથી?
૨ તે રસ્તાઓના સગમ આગળ,
માર્ગની કોરે ઉચા ચબુતરાઓની ટોચે ઉભુ રહે છે,
૩ તે દરવાજાની પાસે, નગરની ભાગળે,
બારણામા પેસવાની જગ્યાએ, મોટેથી પોકારે છે કે,
૪ હે માણસો, હુ તમને હાક મારૂ છુ,
ને મારો ઘાંટો મનુષ્યપુત્રો પ્રત્યે છે
૫ હે ભોળાઓ, શાણપણ શિખો,
ને હે મૂર્ખો, તમે સમજુક મનના થાઓ
૬ સાંભળો, કેમકે હુ ઉત્તમ વાતો કહીશ,
ને યથાયોગ્ય વાતો વિષે મારા હોઠો ઉઘડશે
૭ કેમકે મારૂ મુખ સત્ય ઉચ્ચારશે,
ને દુષ્ટાઇ મારા હોઠોને ધિક્કારપાત્ર લાગે છે
૮ મારા મુખના સઘળા શબ્દો નેક છે,
તેઓમા વાકુ કે વિપરીત કાઇ નથી
૯ સમજણાને તેઓ સર્વ સીધા છે,
ને વિદ્વાનોને યથાયોગ્ય લાગે છે
૧૦ રૂપું નહિ પણ મારૂ શિક્ષણ લો,
ને ચોખ્ખા સોના કરતા વિદ્યા પ્રાપ્ત કરો
૧૧ કેમકે જ્ઞાન માણેક કરતા શ્રેષ્ઠ છે,
ને સર્વ મનપ્રિય વસ્તુઓ તેની બરાબરી કરી શકે નહિ
૧૨ મેં જ્ઞાને ચતુરાઇને પોતાનુ રહેઠાણ બનાવ્યુ છે
ને કૌશલ્ય તથા વિવેકબુદ્ધિને હુ શોધી કાઢુ છું
૧૩ દુષ્ટાઇને ધિક્કારવી એજ યહોવાહનુ ભય છે,
અભિમાન, ઉદ્ધતાઇ તથા કુમાર્ગ,
તથા આડુ મુખ, એઓને હુ ધિક્કારૂ છુ
૧૪ ડહાપણ, તથા સ્વાધીન જ્ઞાન મારા છે,
હુ બુદ્ધિ છું, મને સામર્થ્ય છે
૧૫ મારા વડે રાજાઓ રાજ્ય કરે છે,
ને હાકેમો ન્યાય ચુકાવે છે
૧૬ મારાથી હાકેમો, તથા હોદ્દેદારો,
હા, પૃથ્વીના સર્વ ન્યાયાધીશો, અમલ ચલાવે છે.
૧૭ મારા પર પ્રેમ કરનારાઓ પર હુ પ્રેમ કરૂં છું;
ને જેઓ ખતથી મને શોધે છે તેઓને હુ જડીશ.
૧૮ દ્રવ્ય તથા માન મારી પાસે છે,
હા, અચળ ધન તથા નેકી છે
૧૯ મારૂ ફળ સોના કરતા હા, ચોખ્ખા સોના કરતાં,
ને મારી પેદાશ ઉચી જાતના રૂપા કરતા શ્રેષ્ઠ છે
૨૦ હુ નેકીના માર્ગમા,
ન્યાયના રસ્તાઓની મધ્યે ચાલુ છું,
૨૧ એ સારૂ કે મારા પર પ્રેમ કરનારાઓને હુ સંપત્તિનો વારસો આપુ,
ને તેઓના ભડારો હુ ભરપૂર કરૂં
૨૨ યહોવાહે પોતાની કારકીર્દીના આરંભમા,
તેના અસલના કૃત્યોની અગાઉ મને ઉત્પન્ન કીધું
૨૩ સદાકાળથી, આરંભથી,
પૃથ્વી થયા પહેલા હુ સ્થપાયુ હતું
૨૪ જ્યારે કોઇ જળનિધિઓ ન્હોતા,
જ્યારે પાણીથી ભરપૂર કોઇ ઝરાઓ ન્હોતા, ત્યારે મારો જન્મ થયો હતો
૨૫ પર્વતો સ્થાપિત થયા તે પહેલા,
ડુંગરો થયા અગાઉ મારો જન્મ થયો હતો,
૨૬ ત્યા સુધી તેણે પૃથ્વી કે ખેતરો,
કે દુનિયાની માટીનું મડાણ રચ્યુ નહોતું
૨૭ જ્યારે તેણે આકાશો વ્યવસ્થિત કીધા, ત્યારે હુ ત્યા હતું,
જ્યારે તેણે ઉંડાણના પ્રદેશની ચોતરદમ મર્યાદ ઠરાવી,
૨૮ જ્યારે તેણે ઉચે અંતરિક્ષ સ્થિર કીધું,
જ્યારે તેણે જળનિધિના ઝરા દૃઢ કીધા,
૨૯ જ્યારે તેણે સમુદ્રને તેની હદ નિમી આપી,
કે પાણી તેણે ફરમાવેલી [મર્યાદા] ઓળગે નહિ,
જ્યારે તેણે પૃથ્વીના પાયા નાખ્યા,
૩૦ ત્યારે મીસ્ત્રી તરીકે હુ તેની સાથે હતું;
ને હુ દિન પ્રતિદિન તેને સતોષકારક હતું,
હુ સદા તેની આગળ હર્ષ કરતું હતું
૩૧ તેની વસ્તીવાળી પૃથ્વીમા હુ રમત કરતું હતું,
ને મનુષ્યપુત્રોમા મને આનંદ થતો
૩૨ માટે હવે, દીકરાઓ, મારૂ સાભળો;

કેમકે મારા માર્ગો પાળનારને ધન્ય છે.
૩૩ શિખામણ સાંભળીને જ્ઞાની થાઓ,
ને તેનો ઇનકાર કરશો મા
૩૪ જે માણસ મારૂં સાંભળે છે, દરરોજ મારા દરવાજા પાસે તાકી રહે છે,
તથા મારી બારશાખો આગળ રાહ જુએ છે, તેને ધન્ય છે
૩૫ કેમકે જેઓને હું મળું છું, તેઓને જીવન મળે છે,
ને તેઓ યહોવાહની કૃપા પ્રાપ્ત કરશે.
૩૬ પણ જે મારી વિરૂદ્ધ ચૂક કરે છે, તે પોતાનાજ આત્માનું નુકસાન કરે છે;
મને ધિક્કારનારા સઘળા મોતને ચાહે છે.

૯ જ્ઞાને પોતાનું ઘર બાંધ્યું છે,
તેણે પોતાના સાત સ્તંભ ઘડ્યા છે;
૨ તેણે પોતાનાં પશુઓ કાપ્યાં છે; તેણે પોતાનો દ્રાક્ષરસ મિશ્ર કીધો છે;
તેણે પોતાની મેજ પર ખાણું તૈયાર રાખ્યું છે.
૩ પોતાની દાસીઓને મોકલીને,
નગરની સહુથી ઉંચી જગ્યામાં તે હાંક મારે છે કે,
૪ જે કોઇ મૂર્ખ હોય, તે વળીને અહીં અંદર આવે;
વળી જે અબુદ્ધ હોય તેને તે કહે છે કે,
૫ આવો, મારી રોટલી ખાઓ,
ને મારો મિશ્ર કીધેલો દ્રાક્ષરસ પીઓ.
૬ [ હઠ ] છોડી દો, હે મૂર્ખો, ને જીવો ;
ને બુદ્ધિને માર્ગે ચાલો.
૭ તિરસ્કાર કરનારને ઠપકો દેનાર લજ્જા પામે છે;
ને દુષ્ટ માણસને ધમકાવનારને બટ્ટો લાગે છે
૮ તિરસ્કારીને ઠપકો ન દે, રખે તે તને ધિક્કારે;
જ્ઞાની પુરૂષને ઠપકો દે, એટલે તે તને ચાહશે
૯ જ્ઞાની પુરૂષને [ શિક્ષણ ] દે, એટલે તે વધારે જ્ઞાની થશે;
નેક માણસને શિખવ, એટલે તે વિદ્યામાં વૃદ્ધિ પામશે.
૧૦ યહોવાહનું ભય એ જ્ઞાનનો આરંભ છે;
ને પવિત્ર ઇશ્વરને જાણવો એજ બુદ્ધિ છે.
૧૧ કેમકે મારા વડે તારા આયુષ્યની વૃદ્ધિ થશે,
ને તારા આવરદાનાં વર્ષો વધશે.
૧૨ જો તું જ્ઞાની હોય, તો તારે પોતાને માટે જ્ઞાની છે;
ને જો તું તિરસ્કાર કરતો હોય, તો તારે એકલાનેજ તેનું [ફળ] ભોગવવું પડશે.
૧૩ મૂર્ખ સ્ત્રી કકાસિયેણ છે; તે અબુદ્ધ છે;
ને છેક અજાણ છે.
૧૪ અને તે પોતાના ઘરના બારણા આગળ,
નગરની ઉંચી જગ્યાઓએ આસનમાં બેસે છે,
૧૫ એ માટે કે ત્યાં થઇને જનારાઓને,
એટલે સીધેસીધા પોતાને માર્ગે ચાલનારાઓને તે [ એમ કહીને ] બોલાવે કે,
૧૬ જે કોઇ અબુદ્ધ હોય, તે વળીને અહીં અંદર આવે
ને બેઅક્કલ જનને તો તે કહે છે કે,
૧૭ ચોરેલાં પાણી મીઠાં હોય છે,
ને સતાઇને [ ખાધેલી ] રોટલી સ્વાદિષ્ટ હોય છે.
૧૮ પણ તે જાણતો નથી કે તે મૃત લોકની જગ્યા છે;
ને તેના મેમાનો શેઓલનાં ઉંડાણોમાં છે.

સુલેમાનનાં દૃષ્ટાંતવચનો

૧૦ જ્ઞાની દીકરો પોતાના બાપને હર્ષ ઉપજાવે છે;
પણ મૂર્ખ દીકરો પોતાની માને ખેદરૂપ છે.
૨ દુષ્ટતાનો સંગ્રહ કરનારાઓનું કાંઇ ભલું થતું નથી;
પણ નેકી મોતથી ઉગારે છે
૩ સદાચારીના આત્માને યહોવાહ ભુખે મરવા નહિ દેશે;
પણ દુષ્ટની ઇચ્છાને તે નિષ્ફળ કરે છે.
૪ ગાફેલ હાથથી કામ કરનાર દરિદ્રી થાય છે;
પણ ઉદ્યોગીનો હાથ ધનવાન બનાવે છે.
૫ ઉન્હાળામાં સંગ્રહ કરનાર દીકરો ડાહ્યો છે;
પણ કાપણીની મોસમમાં સુઇ રહેનાર દીકરો લજ્જાકારક છે.
૬ સદાચારીને માથે આશિષ હોય છે,
પણ દુષ્ટોનું મુખ બળાત્કારથી ઢંકાયલું હોય છે.
૭ ન્યાયીના સ્મરણને ધન્યવાદ મળે છે;
પણ દુષ્ટોનું નામ સડી જશે.
૮ હૃદયના જ્ઞાનીઓ આજ્ઞાઓનો આદરસત્કાર કરશે;
પણ બકબકીઓ મૂર્ખ પાયમાલ થશે
૯ પ્રમાણિકપણાથી ચાલનાર લપડ્યા વગર ચાલે છે;
પણ પોતાના માર્ગો અવળા કરનાર જણાઇ આવશે.
૧૦ આંખથી મિચકારા કરનાર ખેદકારક છે;
પણ બકબકીઓ મૂર્ખ પાયમાલ થશે.
૧૧ સદાચારીનું મુખ જીવનનો ઝરો છે;
પણ દુષ્ટોનું મુખ બળાત્કારથી ઢંકાયલું હોય છે.
૧૨ દ્વેષ ટંટા ઉઠાડે છે;

પણ પ્રીતિ સર્વ અપરાધોને ઢાંકી દે છે.
૧૩ વિવેકબુદ્ધિવાળાના હોઠોમાં જ્ઞાન માલૂમ પડે છે;
પણ અબુદ્ધની પીઠને માટે લાકડી છે.
૧૪ જ્ઞાની પુરૂષો વિદ્યાનો સંગ્રહ કરે છે,
પણ મૂર્ખનું મ્હો તાત્કાળિક નાશ છે.
૧૫ દ્રવ્યવાન માણસનું ધન એ તેનું કિલ્લાદાર નગર છે;
પણ દરિદ્રીનો નાશ તેની દરિદ્રતા છે.
૧૬ સદાચારીની મેહેનત જીવનસાધક છે;
દુષ્ટની પેદાશ પાપકારક છે.
૧૭ શિખામણ ગણકારનાર જીવનના માર્ગમાં છે,
પણ ઠપકાનો ત્યાગ કરનાર ભૂલ કરે છે
૧૮ દ્વેષ છુપાવનાર જૂઠા હોઠોનો છે;
ને ચાડી કરનાર મૂર્ખ છે.
૧૯ ઘણું બોલવામાં દોષની અછત હોતી નથી;
પણ પોતાના હોઠો પર દાબ રાખનાર ડહાપણ
કરે છે.
૨૦ સદાચારીની જીભ ચોખ્ખા રૂપા જેવી છે;
દુષ્ટનું હૃદય નકામું છે
૨૧ નેક જનના હોઠો ઘણાઓને તૃપ્ત કરે છે;
પણ મૂર્ખો બુદ્ધિની અછતથી માર્યા જાય છે.
૨૨ યહોવાહનો આશીર્વાદ, તે તો ધનવાન કરે છે,
ને તેની સાથે કાંઇ ખેદ તે ભેળતો નથી.
૨૩ દુષ્ટતા કરવી એ મૂર્ખને તો રમત જેવું લાગે છે,
પણ સમજદાર માણસ જ્ઞાની હોય છે
૨૪ દુષ્ટને લાગતું ભય, તે તેના પર આવી પડશે;
ને નેક જનની ઇચ્છા તૃપ્ત કરાશે
૨૫ વંટોળિયો જતો રહે છે, તેમ દુષ્ટ સદાને માટે
લોપ થાય છે;
પણ નેકીવાન સર્વકાળિક પાયારૂપ છે
૨૬ જેમ દાંતને સિરકો, ને જેમ આંખોને ધુમાડો,
તેમજ આળસુ પોતાના મોકલનારાઓને [નુકસાન-
કારક છે].
૨૭ યહોવાહનું ભય આયુષ્ય વધારે છે,
પણ દુષ્ટોનાં વર્ષો ટુંકાં કરાશે.
૨૮ સદાચારીઓની આશા આનંદરૂપ [ થશે ];
પણ દુષ્ટોની અપેક્ષા નાશ પામશે.
૨૯ યહોવાહનો માર્ગ પ્રમાણિકોને કિલ્લારૂપ છે;
પણ તે દુષ્કર્મીઓને નાશરૂપ છે.
૩૦ સદાચારીઓ કદી ખસેડાશે નહિ;
પણ દુષ્ટો પૃથ્વીમાં રહેશે નહિ
૩૧ સદાચારીઓનું મુખ જ્ઞાન પ્રગટાવે છે;
પણ હઠીલી જીભ કાપી નખાશે.
૩૨ સંતોષકારક શું છે તે સદાચારીઓના હોઠ જાણે છે;
પણ દુષ્ટનાં મુખને આડાઇ [ આવડે છે ].

૧૧ ખોટાં ત્રાજવાં યહોવાહને કંટાળારૂપ છે;
પણ અદલ કાટલાથી તે રાજી થાય છે.
૨ અહંકાર આવે છે, ત્યારે લજ્જા પણ આવે છે;
પણ નમ્ર જનો પાસે જ્ઞાન હોય છે
૩ પ્રમાણિક જનોની નેકી તેઓને દોરી જશે,
પણ કપટી જનોની આડાઇ તેઓનો નાશ કરશે
૪ કોપને દિવસે દ્રવ્ય કાંઇ કામ આવતું નથી;
પણ નેકી મોતથી ઉગારે છે
૫ નિષ્પાપીની નેકી તેનો માર્ગ પાધરો કરશે;
પણ દુષ્ટ પોતાનીજ દુષ્ટતાથી પાયમાલ થશે.
૬ પ્રમાણિક જનોની નેકી તેઓને બચાવશે;
પણ કપટ કરનારાઓ તેમના પોતાનાજ [ યોજેલા]
નુકસાનમાં સપડાશે.
૭ દુષ્ટ માણસની અપેક્ષા તેના મૃત્યુ સમયે નાશ
પામશે;
ને અન્યાયની આશા નાશ પામે છે.
૮ સદાચારી સંકટમાંથી છૂટો કરાય છે,
ને તેને ઠેકાણે દુષ્ટ આવે છે.
૯ અધર્મી માણસ પોતાના મુખથી પોતાના પડો-
સીનો નાશ કરે છે,
પણ સદાચારી વિદ્યાથી બચાવ પામશે
૧૦ નેક જનોની આબાદાનીમાં નગર હર્ખાય છે,
ને દુષ્ટોનો નાશ થાય છે ત્યારે હર્ષપોકાર થાય છે
૧૧ પ્રમાણિકની આશિષથી નગર ઉત્કૃષ્ટ થાય છે;
પણ દુષ્ટના મુખથી તે પાયમાલ થાય છે.
૧૨ પોતાના પડોસીને તુચ્છ માનનાર અજ્ઞાન છે;
પણ બુદ્ધિવાન માણસ છાનો રહે છે.
૧૩ ઠેકાણે ઠેકાણે ફરીને ચાડી કરનાર જન ગુપ્ત વાતે
પ્રગટ કરે છે;
પણ વિશ્વાસુ મનનો માણસ એવી વાત છાન
રાખે છે.
૧૪ જ્યાં આગેવાન અજ્ઞાન, ત્યાં લોકો [ખાડામાં
પડે છે;
પણ સલાહકારોની વિશેષતામાં સલામતી છે.
૧૫ પારકાનો જામીન થનારને પશ્ચાત્તાપ થશે;
પણ જામીનગીરીને ધિક્કારનાર નિર્ભય છે.

૧૧ [illegible] સાચવી રાખે છે;
૧૬ કૃપાળુ સ્ત્રી આબરૂને સાચવી રાખે છે
ને બળવાન માણસો દ્રવ્ય સાચવી રાખે છે;
૧૭ દયાળુ માણસ પોતાના આત્માનું હિત કરે છે;
પણ ઘાતકી જન પોતાના દેહને દુઃખમાં નાખે છે.
૧૮ દુષ્ટ કપટ ભરેલો ગુસારો કમાય છે;
પણ [ન્યાય] બીજ વાવનારને નક્કી બદલો [મળે છે].
૧૯ નેકીમાં દૃઢ રહેનારો જન જીવન [સંપાદન કરે છે];
પણ ભૂંડું શોધનાર પોતાનુંજ મોત [આણે છે].
૨૦ વિપરીત અંતઃકરણવાળા જનો યહોવાહને કંટાળારૂપ છે;
પણ વર્તણૂકમાં જેઓ પૂર્ણ તેઓ તેને આનંદરૂપ છે
૨૧ કોલ આપીને [કહું છું] કે, દુષ્ટ માણસ શિક્ષા પામ્યા વગર નહિ રહેશે;
પણ સદાચારીઓના સંતાન બચાવ પામશે.
૨૨ જેમ ભુંડના નાકમાં સોનાનું કડું,
તેમજ વિવેક વગરની સુંદર સ્ત્રી છે.
૨૩ નેક જનની ઇચ્છા કેવળ સારીજ છે,
પણ દુષ્ટની અપેક્ષા કોપરૂપ છે.
૨૪ એવા જનો છે કે જેઓ વેરી નાખે છે તેમ છતાં વૃદ્ધિ કરે છે;
ને એવા પણ છે કે જેઓ ઘટે તે કરતાં વધારે પાછું રાખે છે, તો પણ કેવળ કંગાલાવસ્થામાં આવે છે
૨૫ ઉદાર જીવ પુષ્ટ થશે,
ને પાણી પાનાર પોતે પણ પીશે
૨૬ અનાજ પાછું રાખનારને લોક શાપ દેશે;
પણ તે વેચનારના માથા પર આશીર્વાદ રહેશે.
૨૭ ખંતથી હિત શોધનારને કૃપાની શોધ લાગે છે;
પણ જે નુકસાન શોધે છે, તેના પર તેજ આવી પડશે.
૨૮ પોતાના દ્રવ્ય પર ભરોસો રાખનાર પડી જશે,
પણ નેકીવાનો લીલા પાનની માફક ખીલશે.
૨૯ જે પોતાનાજ ઘરનાને દુ:ખ દે છે, તેઓને પવનનો વારસો મળશે;
ને મૂર્ખ જન જ્ઞાની અંતઃકરણવાળાનો ચાકર થશે.
૩૦ નેકીવાનનું ફળ જીવનનું ઝાડ છે;
ને જ્ઞાની જન આત્માઓને બચાવે છે.
૩૧ જુઓ, નેકીવાનોને પૃથ્વી પર બદલો મળશે;
તો દુષ્ટ તથા પાપીને [મળશે] એ કેટલું વિશેષ [ખાતરીપૂર્વક છે]।

૧૨ જે કોઇ જન શિખામણ ચાહે છે તે વિદ્યા ચાહે છે;
પણ ઠપકાને ધિક્કારનાર પશુવત્ છે.
૨ સારો માણસ યહોવાહની કૃપા પામશે;
પણ કુયુક્તિખોર માણસને તે નાલાયક ઠરાવશે;
૩ માણસ દુષ્ટાઇથી સ્થિર નહિ થશે;
પણ નેકીવાનની જડ કદી હલાવાશે નહિ.
૪ સદ્‌ગુણી સ્ત્રી પોતાના ભરથારને મુગટરૂપ છે;
પણ જે નિર્લજ્જ કૃત્યો કરે છે, તે તેનાં હાડકાંમાં સડારૂપ છે.
૫ નેકીવાનોના વિચાર વાજબી હોય છે;
પણ દુષ્ટોના મનસુબા કપટરૂપ હોય છે.
૬ દુષ્ટના શબ્દો લોહી વહેવડાવવાને સંતાઇને તાકી રહેવા વિષેના છે;
પણ પ્રમાણિક જનોનું મુખ તેમને બચાવશે.
૭ દુષ્ટો ઉથલી પડે છે, ને હતા નહોતા થઇ જાય છે;
પણ સદાચારીનું ઘર કાયમ રહેશે.
૮ માણસ પોતાના જ્ઞાન પ્રમાણે વખાણ પામશે;
પણ જે ભ્રષ્ટ અંતઃકરણનો હશે તે તુચ્છ ગણાશે.
૯ જે જન પોતાને માનવંત ગણતો હોય, અન્નના તો સાંસા પણ હોય તેના કરતાં,
જે હલકો ગણાતો હોય પણ તેને ચાકર હોય તે શ્રેષ્ઠ છે
૧૦ નેકીવાન માણસ પોતાના પશુના જીવની દરકાર રાખે છે;
પણ દુષ્ટની દયા ક્રૂરતા સમાન છે.
૧૧ પોતાની જમીન ખેડનારને પુષ્કળ અન્ન મળશે;
પણ નકામાઓની પાછળ ચાલનાર અબુદ્ધ છે.
૧૨ દુષ્ટ જન ભુંડા માણસોની લૂટ [ખાવા] ઇચ્છે છે;
પણ સદાચારીનું મૂળ ફળદ્રુપ છે.
૧૩ હોઠોના ઉલ્લંઘનમાં દુષ્ટ માણસને માટે ફાંદો છે;
પણ સદાચારીઓ સંકટમાંથી મુક્ત થશે.
૧૪ માણસ પોતાના મુખના હિતકારક ફળથી તૃપ્ત થશે;
ને માણસના હાથોના કામનું ફળ તેને પાછું અપાશે.
૧૫ મૂર્ખનો માર્ગ તેની પોતાની નજરમાં ખરો છે;
પણ જ્ઞાની જન સુબોધને લક્ષ દે છે.
૧૬ મૂર્ખની ખીજ તરત માલમ પડી આવે છે;
પણ ડાહ્યો માણસ લજ્જા ઢાંકે છે.
૧૭ સત્ય ઉચરનાર નેકી પ્રગટ કરે છે;
પણ જૂઠો સાક્ષી ઠગાઇ [પ્રગટ કરે છે].

૧૮ વગર વિચાર્યું બોલનાર તરવારના ઘા જેવું છે;
પણ જ્ઞાનીની જીભ આરોગ્યતારૂપ છે
૧૯ સત્યનો હોઠ સદાને માટે સ્થાપિત થશે;
પણ જૂઠી જીભ ફક્ત ક્ષણિક છે.
૨૦ કુયુક્તિ યોજનારના મનમાં કપટ છે;
પણ સુલેહના બોધકોને આનંદ છે
૨૧ સદાચારીને કાંઇ નુકસાન થશે નહિ;
પણ દુષ્ટો હાનિથી તૃપ્ત થશે.
૨૨ જૂઠા હોઠો યહોવાહને કંટાળારૂપ છે;
પણ સત્યથી વર્તનારાઓ તેને આનંદરૂપ છે
૨૩ ડાહ્યો પુરૂષ વિદ્યા પર ઢાંકણ રાખે છે;
પણ મૂર્ખોનું અંત:કરણ મૂર્ખાઇ પ્રગટ કરે છે.
૨૪ ઉદ્યોગીનો હાથ અધિકાર ચલાવશે;
પણ આળસુ માણસને માથે વેઠ મુકાશે
૨૫ માણસના મનની ચિંતા તેને વાંકો વાળી દે છે;
પણ સુવચન તેને આનંદિત કરે છે.
૨૬ નેકીવાન પોતાના પડોસીને સીધે માર્ગે ચલાવનાર છે;
પણ દુષ્ટોનો માર્ગ તેઓને ભૂલમાં નાખે છે.
૨૭ આળસુ માણસ પોતે પકડેલો શિકાર રાંધતો નથી;
પણ ઉદ્યોગીને માણસોની મૂલ્યવાન સંપત્તિ [મળે છે]
૨૮ નેકીના માર્ગમાં જીવન છે;
ને તેના રસ્તામાં મરણ છેજ નહિ

૧૩ જ્ઞાની દીકરો પોતાના બાપની શિખામણ [માને છે];
પણ તિરસ્કારી જન ઠપકાને કાન દેતો નથી.
૨ માણસ પોતાના મુખનું હિતકારક ફળ ખાશે;
પણ કપટીનો જીવ જુલમ [ભોગવશે]
૩ પોતાનું મ્હો સાચવનાર પોતાના જીવનું રક્ષણ કરે છે;
પણ પોતાના હોઠ વિશેષ પોહોળા કરનારને વિનાશ પ્રાપ્ત થશે.
૪ આળસુનો જીવ ઇચ્છા કરે છે, પણ કાંઇ પામતો નથી;
પણ ઉદ્યોગીનો જીવ પુષ્ટ કરાશે.
૫ સદાચારી માણસ જૂઠને ધિક્કારે છે;
પણ દુષ્ટ માણસ કંટાળાદાયક છે, ને લજ્જા પામે છે.
૬ નેક માર્ગીનું રક્ષણ નેકી કરે છે;
પણ પાપીને દુષ્ટતા પાયમાલ કરે છે
૭ એવા [લોકો] છે કે જે દ્રવ્ય પ્રાપ્ત કરતાં છતાં છેક કંગાલ હોય છે;
એવા પણ [લોકો] છે કે જે પોતાને દરિદ્રી કરતાં છતાં ધનાઢ્ય હોય છે.
૮ માણસના જીવનું પ્રાયશ્ચિત્ત તેનું દ્રવ્ય છે;
પણ દરિદ્રીને ધમકી સાંભળવી પડતી નથી
૯ નેકીવાનોનો પ્રકાશ હર્ષ કરે છે,
પણ દુષ્ટોનો દીવો હોલવી નખાશે.
૧૦ અભિમાનથી તો કેવળ વાદવિવાદ ઉત્પન્ન થાય છે;
પણ સુબોધ માનનારાઓ પાસે જ્ઞાન છે.
૧૧ કુયુક્તિથી મેળવેલું દ્રવ્ય ઘટી જશે;
પણ મહેનતથી સંગ્રહ કરનારને વધારો થશે.
૧૨ આશાને [ફળતાં] વિલંબ થયાથી અંત:કરણ ઝુરે છે;
પણ ઇચ્છા પ્રાપ્ત થાય છે ત્યારે તે જીવનનું ઝાડ છે.
૧૩ વચનને તુચ્છ કરનાર પ્રત્યેક પોતા પર વિનાશ લાવે છે;
પણ આજ્ઞાનું ભય રાખનારને બદલો મળશે
૧૪ જ્ઞાનીનું શિક્ષણ જીવનનો ઝરો છે,
તેથી મોતના ફાંદાઓમાંથી નિકળી જવાય છે.
૧૫ સુબુદ્ધિ કૃપા આપે છે;
પણ કપટીનો માર્ગ ખડબચડો છે.
૧૬ પ્રત્યેક ડાહ્યો માણસ બુદ્ધિથી કામ કરે છે;
પણ મૂર્ખ મૂર્ખાઇ પ્રસારે છે.
૧૭ દુષ્ટ સદેશિયો હાનિમાં પડે છે;
પણ વિશ્વાસુ એલચી આરોગ્યતારૂપ છે
૧૮ શિખામણ ત્યાગ કરનારને દરિદ્રતા તથા લાજ [આવશે];
પણ ઠપકાને ગણકારનાર માન પામશે.
૧૯ ઇચ્છાની તૃપ્તિ આત્માને મીઠી લાગે છે;
પણ દુષ્ટતાથી દૂર થવું એ મૂર્ખોને કંટાળારૂપ છે.
૨૦ જ્ઞાની પુરૂષો સાથે ચાલીશ, તો તું જ્ઞાની થઇશ,
પણ મૂર્ખનો સાથી પસ્તાશે
૨૧ પાપીઓની પૂઠે નુકસાન લાગેલું છે;
પણ નેકીવાનોને હિતનો બદલો મળશે.
૨૨ સારો માણસ પોતાનાં છોકરાંનાં છોકરાંને માટે વારસો મૂકી જાય છે;
ને પાપીનું ધન નેકીવાનને સારૂ ભરી મૂકાય છે
૨૩ ગરીબની ખેતીમાં ઘણું અન્ન [નિપજે છે];
પણ અન્યાયથી નાશ પામનારા [જનો] પણ છે

૨૪ જે પોતાની સોટી પાછી રાખે છે, તે પોતાના દીકરાનો વેરી છે;
પણ તેના પર પ્રીતિ કરનાર તેને વેળાસર શિક્ષા કરે છે.
૨૫ નેકીવાન પોતાનો જીવ તૃપ્ત થતાં સુધી ખાય છે;
પણ દુષ્ટનું પેટ ભૂખ્યું રહેશે.

૧૪ પ્રત્યેક ડાહી સ્ત્રી પોતાનું ઘર બાંધે છે;
પણ મૂર્ખ પોતાનાજ હાથથી તેને તોડી પાડે છે
૨ જે પોતાના પ્રમાણિકપણામાં ચાલે છે, તે યહોવાહનું ભય રાખે છે;
પણ જે પોતાના માર્ગોમાં અવળો છે, તે તેને તુચ્છ માને છે.
૩ મૂર્ખના મુખમાં અભિમાનની સોટી છે;
પણ જ્ઞાનીઓના હોઠ તેમનું રક્ષણ કરશે.
૪ જ્યાં બળદો નથી ત્યાં ગભાણ સાફ હોય છે;
પણ બળદના બળથી ઘણી નિપજ થાય છે.
૫ વિશ્વાસુ સાક્ષી જુઠું બોલશે નહિ;
પણ જુઠો સાક્ષી જૂઠ ઉચરે છે.
૬ તિરસ્કારી જન જ્ઞાન શોધે છે, પણ [તે જડતું] નથી;
પણ બુદ્ધિવાનને વિદ્યા સેહેલ છે.
૭ તું મૂર્ખ માણસની સમીપ જઇશ,
તો જ્ઞાની હોઠો તારા જોવામાં નહિ આવે.
૮ પોતાનો માર્ગ સમજવો, એ ડાહ્યા માણસનું જ્ઞાન છે;
પણ મૂર્ખની મૂર્ખાઇ કપટ છે.
૯ મૂર્ખ પાપને મશ્કરીમાં ઉડાવે છે;
પણ પ્રમાણિકો મધ્યે હિતેચ્છા છે.
૧૦ અંતઃકરણ પોતાની વેદના જાણે છે;
ને પારકો તેના આનંદમાં હાથ ઘાલતો નથી.
૧૧ દુષ્ટનું ઘર પાયમાલ થશે;
પણ પ્રમાણિકનો તંબુ આબાદ થશે.
૧૨ એક એવો માર્ગ છે, કે જે માણસોને ઠીક લાગે છે,
પણ તેનું પરિણામ મોતના માર્ગ છે.
૧૩ હસતી વેળાએ પણ હૃદય ખિન્ન હોય છે;
ને હાસ્યનું પરિણામ શોક છે.
૧૪ હૃદયનો પતિત પોતાનાજ માર્ગોથી ધરાશે;
ને સારો માણસ પોતાથીજ [તૃપ્ત થશે].
૧૫ અબુદ્ધ જન દરેક શબ્દ ખરો માને છે;
પણ ડાહ્યો પુરૂષ પોતાની વર્તણુકની બરાબર ચોકસી રાખે છે.
૧૬ જ્ઞાની માણસ બીને દુષ્ટતાથી દૂર થાય છે;
પણ મૂર્ખ ઉદ્ધતાઇથી વર્તે છે, ને અહંકારી હોય છે.
૧૭ જેને જલદી રીસ ચઢે છે, તે મૂર્ખાઇ કરશે;
ને કુયુક્તિખોર માણસ ધિક્કાર પામે છે.
૧૮ અબુદ્ધ જનો મૂર્ખાઇનો વારસો પામે છે;
પણ ડાહ્યા જનોને વિદ્યાનો મુગટ પહેરાવાય છે.
૧૯ ભુંડાઓ સુજનોની આગળ,
ને દુષ્ટો સદાચારીઓના દરવાજા પાસે નમે છે.
૨૦ ગરીબને તેનો પોતાનો પડોસી પણ ધિક્કારે છે;
પણ દ્રવ્યવાનને ઘણા મિત્રો હોય છે.
૨૧ પોતાના પડોસીને તુચ્છ કરનાર પાપ કરે છે;
પણ ગરીબ પર દયા રાખનારને ધન્ય છે.
૨૨ કુયુક્તિ કરનારાઓ શું ભૂલ નથી કરતા?
પણ હિત યોજકોને કૃપા તથા સત્ય [પ્રાપ્ત થશે].
૨૩ બધી મેહેનતમાં ફાયદો છે;
પણ હોઠોની વાત કેવળ દરિદ્રતાસાધક છે.
૨૪ જ્ઞાનીઓનો મુગટ તેઓનું ધન છે;
પણ મૂર્ખોની મૂર્ખાઇ તો મૂર્ખાઇજ છે.
૨૫ સાચો સાક્ષી જીવોને બચાવે છે;
પણ જૂઠ ઉચરનાર કપટ [કરે છે].
૨૬ યહોવાહના ભયમાં દૃઢ ભરોસો સમાયલો છે;
ને તે રાખનારનાં છોકરાંને આશ્રયસ્થળ મળશે.
૨૭ યહોવાહનું ભય જીવનનો ઝરો છે;
તે થકી મોતના ફાંદામાંથી નિકળી જવાય છે.
૨૮ લોકની પુષ્કળતામાં રાજાનો મહિમા છે;
પણ લોકોના કમતીપણામાં હાકેમનો નાશ છે.
૨૯ જે ક્રોધ કરવે ધીમો છે તે ઘણો બુદ્ધિવાન છે;
પણ ઉતાવળા મિજાજનો મૂર્ખાઇને સન્માન આપે છે.
૩૦ આરોગ્ય હૃદય શરીરનું જીવન છે;
પણ અદેખાઇ હાડકાંનો સડો છે.
૩૧ ગરીબ પર જુલમ કરનાર તેના કર્તાને નિંદે છે;
પણ દરિદ્રી ઉપર દયા રાખનાર તેને માન આપે છે.
૩૨ દુષ્ટ પોતાની દુષ્ટતામાં હડસેલા પડાય છે,
પણ સદાચારીને પોતાના મોતમાં આશા છે.
૩૩ બુદ્ધિવાનના અંતઃકરણમાં જ્ઞાન રહે છે;
પણ મૂર્ખના અંતરમાંનું પ્રગટ થાય છે.
૩૪ સદાચારથી દેશજાતિ પ્રતિષ્ઠિત થાય છે;
પણ પાપ હરકોઇ પ્રજાને લાંછનરૂપ છે.

૩૫ બુદ્ધિથી વર્તનાર ચાકર તરફ રાજાની કૃપા હોય છે;
પણ લજ્જાકારક જન [ વિરૂદ્ધ ] તેનો ક્રોધ છે

૧૫ નમ્ર ઉત્તર ક્રોધ સમાવી દે છે;
પણ સખ્ત શબ્દ રીસ ચઢાવે છે.
૨ જ્ઞાનીની જીભ ખરી વિદ્યા ઉચ્ચારે છે;
પણ મૂર્ખોનું મુખ મૂર્ખાઇને વહેતી મૂકે છે.
૩ યહોવાહની આંખો સર્વ સ્થળે છે,
ને તેઓ ભલા ભુંડા પર લક્ષ રાખે છે
૪ દુરસ્ત જીભ જીવનનું ઝાડ છે;
પણ તેનું વિપરીતપણું મનને ભંગિત કરે છે
૫ મૂર્ખ પોતાના બાપની શિખામણ તુચ્છ ગણે છે;
પણ ઠપકાને લક્ષમાં લેનાર શાણો થાય છે.
૬ નેકીવાનના ઘરમાં ઘણું ધન છે;
પણ દુષ્ટની આવકમાં સંકટ છે.
૭ જ્ઞાનીના હોઠો જ્ઞાન પ્રસારે છે;
પણ મૂર્ખનું હૃદય એવું નથી.
૮ દુષ્ટનું યજ્ઞાર્પણ યહોવાહને કંટાળારૂપ છે;
પણ પ્રમાણિકની પ્રાર્થના તેને આનંદરૂપ છે.
૯ દુષ્ટનો માર્ગ યહોવાહને કંટાળારૂપ છે;
પણ નેકીને અનુસરનારને તે ચાહે છે.
૧૦ માર્ગ તજનારને માટે ભારે શિક્ષા છે;
ને ઠપકાને ધિક્કારનાર માર્યો જશે.
૧૧ શેઓલ તથા વિનાશ યહોવાહની આગળ [ખુલ્લાં] છે;
તો માનવપુત્રોનાં હૃદય કેટલાં વિશેષ [ખુલ્લાં હોવાં જોઇએ ] !
૧૨ તિરસ્કારી ઠપકો પામવા ચાહતો નથી;
તે જ્ઞાની પાસે જવા ઇચ્છતો નથી.
૧૩ ખુશ અંતઃકરણ મુખને આનંદિત કરે છે;
પણ હૃદયના ખેદથી મન ભંગિત થાય છે
૧૪ બુદ્ધિવાનનું અતઃકરણ વિદ્યા શોધે છે;
પણ મૂર્ખોનું મુખ મૂર્ખાઇનો આહાર કરે છે.
૧૫ વિપત્તિવાનના સર્વ દિવસો ભુંડા છે;
પણ ખુશ અંત કરણવાળાને સદાની મિજબાની છે.
૧૬ ઘણું ધન હોય પણ તે સાથે સંકટ હોય, તેના કરતાં, થોડું હોય પણ તે સાથે યહોવાહનું ભય હોય, તે સારૂં છે.
૧૭ વેરીને ત્યાં પુષ્ટ બળદના ભોજન કરતાં
પ્રેમીને ત્યાં ભાજીનું સારૂં છે.
૧૮ ક્રોધી માણસ ટંટો ઉભો કરે છે;
પણ રીસ કરવે ધીમો જન કજીઓ સમાવી દે છે.
૧૯ આળસુનો માર્ગ કાંટાની વાડ જેવો છે;
પણ પ્રમાણિકનો પથ સડક જેવો થાય છે.
૨૦ ડાહ્યો દીકરો પોતાના બાપને સુખી કરે છે;
પણ મૂર્ખ માણસ પોતાની માને તુચ્છકારે છે.
૨૧ અજ્ઞાનીને મૂર્ખાઇ આનંદરૂપ છે;
પણ બુદ્ધિવાન માણસ પોતાની વર્તણુક નેક કરે છે.
૨૨ સલાહ [ લીધા ] વગર ઇરાદા રદ થાય છે;
પણ સલાહકારીઓ ઘણા હોય તો તેઓ કાયમ થાય છે.
૨૩ માણસને પોતાના મુખના ઉત્તરમાં આનંદ પ્રાપ્ત થાય છે;
ને યોગ્ય વખતે [બોલેલો] શબ્દ કેવો સારો છે!
૨૪ જ્ઞાનીને તો જીવનનો રસ્તો ઉંચે [ જાય ] છે;
કે તે નીચેના શેઓલથી દૂર જાય.
૨૫ યહોવાહ અભિમાનીનું ઘર સમૂળગું ઉખેડી નાખશે;
પણ વિધવાની હદ તે કાયમ કરશે.
૨૬ કુયુક્તિઓ યહોવાહને કંટાળારૂપ છે;
પણ પવિત્રોના બોલ સુખદાયક છે.
૨૭ દ્રવ્યલોભી પોતાનાજ ઘરને હેરાન કરે છે;
પણ લાંચને ધિક્કારનાર જીવશે.
૨૮ સદાચારીનું મન ઉત્તર આપવા પહેલાં વિચાર કરે છે;
પણ દુષ્ટનું મુખ ભુંડી વાતો વહેતી મૂકે છે.
૨૯ યહોવાહ દુષ્ટથી દૂર છે;
પણ તે સદાચારીની પ્રાર્થના સાંભળે છે.
૩૦ આંખોનું અજવાળું અંતઃકરણને હર્ખાવે છે;
સારા સમાચાર હાડકાંને પુષ્ટ કરે છે
૩૧ જેનો કાન જીવનના ઠપકાને લક્ષ દે છે
તે જ્ઞાનીઓ મધ્યે રહેશે.
૩૨ શિખામણનો ત્યાગ કરનાર પોતાનાજ આત્માને તુચ્છ કરે છે;
પણ ઠપકાને ગણકારનાર બુદ્ધિ પ્રાપ્ત કરે છે.
૩૩ યહોવાહનું ભય જ્ઞાનનું શિક્ષણ છે;
પહેલી દીનતા ને પછી માન

૧૬ હૃદયના સંકલ્પ માણસના છે;
પણ જીભનો ઉત્તર યહોવાહથી છે.
૨ માણસના સર્વ માર્ગો તેની પોતાની નજરમાં ચોખ્ખા છે;
પણ યહોવાહ મનોની તૂલના કરે છે.

૩ તારાં કામો યહોવાહને સ્વાધીન કર,
ને તારા મનોરથ કાયમ થશે.
૪ યહોવાહે દરેક વસ્તુને પોતપોતાના ઉપયોગને માટે બનાવી છે;
હા, દુષ્ટોને પણ સંકટના દિવસને સારૂ [બનાવ્યા છે]
૫ પ્રત્યેક અભિમાની અંતઃકરણવાળો યહોવાહને કંટાળારૂપ છે;
હાથ આપીને [ કહુ છુ ] કે તે શિક્ષા પામ્યા વગર રહેશે નહિ.
૬ દયા તથા સત્યતાથી પાપનું પ્રાયશ્ચિત્ત થાય છે;
ને યહોવાહના ભયથી માણસો દુષ્ટતાથી દૂર થાય છે.
૭ જ્યારે કોઇ માણસના માર્ગથી યહોવાહ રાજી થાય છે,
ત્યારે તે તેના શત્રુઓને પણ તેની સાથે સલાહ-સંપમાં રાખે છે.
૮ અન્યાયથી મળેલી ઘણી આવક કરતા,
નેકીથી મળેલી થોડી સારી છે.
૯ માણસનું મન તેનો માર્ગ યોજે છે;
પણ યહોવાહ તેનાં પગલાં ચલાવે છે.
૧૦ રાજાના હોઠોમાં દેવવાણી છે;
તેનું મુખ ખોટો ઇનસાફ નહિ કરે.
૧૧ અદલ કાંટો તથા ત્રાજવાં યહોવાહનાં છે;
કોથળીનાં સર્વ કાટલાં તેનું કામ છે.
૧૨ દુષ્ટ કર્મ કરવું તે રાજાઓને કંટાળારૂપ છે;
કેમકે નેકીથી રાજ્યાસન સ્થાપિત થાય છે.
૧૩ નેક હોઠો રાજાઓને આનંદરૂપ છે;
ને તેઓ ખરૂં બોલનારને ચાહે છે.
૧૪ રાજાનો કોપ યમદૂતો જેવો છે;
પણ શાણો માણસ તેને શાંત પાડશે.
૧૫ રાજાના મુખના પ્રકાશમાં જીવન છે;
ને તેની કૃપા પાછલા વરસાદના વાદળા જેવી છે.
૧૬ જ્ઞાન મેળવવું એ સોના કરતાં કેટલું સારૂં છે!
હા, બુદ્ધિ પામવી એ રૂપા કરતાં પસંદ કરવા યોગ્ય છે.
૧૭ બુરાઇથી દૂર જવું એજ પ્રમાણિકનો ધોરી રસ્તો છે;
જે પોતાનો માર્ગ સંભાળે છે તે પોતાના આત્માનું રક્ષણ કરે છે.
૧૮ અભિમાનનું પરિણામ નાશ છે;
ને ગર્વિષ્ઠ આત્માનું ઉતરતું પાયમાલી છે
૧૯ ગરીબની સાથે નમ્ર મિજાજના થવું
એ અભિમાની સાથે લૂટ વહેંચવા કરતાં સારૂં છે.
૨૦ વચનને ગણકારનારને હિત પ્રાપ્ત થશે;
ને જે કોઇ યહોવાહ પર વિશ્વાસ કરે છે તેને ધન્ય છે.
૨૧ અંતઃકરણનો જ્ઞાની શાણો કહેવાશે;
ને હોઠોની મિઠાશ વિદ્યાની વૃદ્ધિ કરે છે.
૨૨ જેને બુદ્ધિ છે તેને સારૂ તે જીવનનો ઝરો છે;
પણ મૂર્ખોની શિક્ષા તો મૂર્ખાઇ છે.
૨૩ જ્ઞાનીનું હૃદય તેના મુખને શિખવે છે;
ને તેના હોઠોને વિદ્યાની વૃદ્ધિ આપે છે.
૨૪ ખુશકારક શબ્દો મધના ચકાના જેવા છે,
તેઓ આત્માને મીઠા તથા હાડકાંને આરોગ્યતા-રૂપ છે.
૨૫ એક એવો માર્ગ છે કે જે માણસને અદલ લાગે છે;
પણ પરિણામે તે મોતનો માર્ગ છે.
૨૬ મજુરિયા માણસને માટે તેની ભૂખ મજુરી કરાવે છે;
કેમકે તેનું મુખ તેને તે કરવાની ફરજ પાડે છે.
૨૭ નકામો માણસ તરકટ રચે છે;
ને તેના હોઠોમાં બાળી નાખનાર અગ્નિ છે.
૨૮ આડો માણસ ટંટો ફેલાવે છે,
ને કાન ભંભેરનારો પરમ મિત્રોમાં અંતર પાડી દે છે.
૨૯ જુલમી માણસ પોતાના પડોસીને લલચાવીને
અશુભ માર્ગમાં દોરી જાય છે.
૩૦ જે કોઇ પોતાની આંખો મિચે છે, તે વિપરીત યુક્તિઓ રચવા માટે;
જે કોઇ પોતાના હોઠ બીડે છે તે હાની ઉપજાવે છે.
૩૧ માથે પળિયાં એ મહિમાનો મુગટ છે;
તે નેકીના માર્ગમાં માલમ પડશે.
૩૨ જે ક્રોધ કરવે ધીમો, તે પરાક્રમી કરતાં,
ને જે પોતાના મિજાજને કાબુમાં રાખે છે તે, શેહેર જીતનારના કરતાં, ઉત્તમ છે.
૩૩ ચિઠ્ઠી ખોળામાં નખાય છે,
પણ તે બધાનો નિર્ણય કરવાનું યહોવાહના હાથમાં છે.

૧૭ જે ઘર મિજબાનીથી ભરપૂર પણ કજિયા-વાળું હોય તેના કરતાં,
શાંતિ સહિત સુકો ટુકડો સારો છે..
૨ ડહાપણથી વર્તનાર ચાકર લજ્જાકારક દીકરા પર અધિકાર ચલાવશે,

ને તેને એના ભાઈઓ મધ્યે વારસાનો ભાગ મળશે.
³રૂપાને ગાળવા માટે કુલડી છે, ને સોનાને માટે ભઠ્ઠી છે;
પણ અંત કરણને પારખનાર યહોવાહ છે.
⁴દુષ્કર્મી જન દુષ્ટ હોઠોને લક્ષ દે છે;
ને જૂઠો નુકસાનકારક જીભને કાન ધરે છે.
⁵જે ગરીબની મશ્કરી કરે છે તે તેના કર્ત્તાને નિંદે છે;
જે વિપત્તિ દેખી રાજી થાય છે, તે શિક્ષા પામ્યા વગર નહિ રહે.
⁶છોકરાંનાં છોકરા વૃદ્ધ પુરૂષોનો મુગટ છે;
ને છોકરાંનો મહિમા તેઓના પિતાઓ છે.
⁷ઉત્તમ ભાષણ મૂર્ખને ઘટતું નથી;
તેમ જુઠા હોઠો સરદારોને અધિક અઘટિત છે.
⁸જેને બક્ષીસ મળે છે, તેની નજરમાં તે મૂલ્યવાન મણી જેવી છે;
જ્યાં જ્યાં તે વળીને જાય છે, ત્યાં ત્યા તે ઉદય પામે છે
⁹દોષને ઢાંકનાર પ્રીતિ શોધે છે;
પણ અમુક બાબત વિષે બોલ્યા કરનાર ઇષ્ટ મિત્રોમાં અતર પાડે છે.
¹⁰મૂર્ખને સો ફટકાના કરતાં,
બુદ્ધિવાનમા ઠપકાનો ઘા વધારે ઉડો ઉતરે છે.
¹¹ભુંડો માણસ કેવળ ફિતૂર શોધે છે;
તે માટે તેની સામે ક્રૂર સંદેશિયો મોકલાશે.
¹²જેનાં બચ્ચાં છિનવી લીધાં હોય એવી રીંછણ
પોતાના પડોસીની આગળ જામીન થાય છે.
¹⁹કજીયો ચાહનાર ગુન્હો ચાહે છે;
ને પોતાનો દરવાજો ઉંચો ઉઠાવનાર નાશ શોધે છે.
²⁰વિપરીત મનના જનને હિત પ્રાપ્ત થતું નથી;
ને આડી જીભવાળો હાનિમાં આવી પડે છે
²¹જેને પેટે મૂર્ખ પડે છે તેને ખેદ થાય છે;
ને મૂર્ખના બાપને આનંદ નથી
²²આનંદી હૃદય એ ઉત્તમ ઔષધ છે;
પણ ઘાયલ થયલું મન હાડકાંને સુકવી નાખે છે
²³દુષ્ટ માણસ ગોદમાંથી લાંચ લઈને
ઇનસાફના માર્ગ ઉંધા વાળે છે.
²⁴બુદ્ધિવાન પુરૂષના મ્હો આગળ જ્ઞાન છે;
પણ મૂર્ખની આંખો પૃથ્વીના છેડાએ લાગેલી છે.
²⁵મૂર્ખ દીકરો પોતાના બાપને ખેદરૂપ છે,
ને તે પોતાની જનેતાને બળતરારૂપ છે.
²⁶વળી નેકીવાનને દંડ કરવો,
તથા પ્રમાણિકપણાને લીધે સુજનોને મારવા એ સારૂં નથી.
²⁷ઓછાબોલો જન શાણો છે,
ને ઠંડા મિજાજના માણસ બુદ્ધિવાન હોય છે.
²⁸મૂર્ખ પણ છાનો રહે ત્યાં સુધી ડાહ્યો ગણાય છે;
હોઠ બંધ રાખે ત્યા સુધી તે શાણો [ લેખાય ] છે.

૧૮ જે જુદો થાય છે, તે પોતાની ઇચ્છા સાધવા માગે છે,

ને તેનો નાશ કરવા પર તારૂં હૃદય ન લગાડ.
૧૯ મહા ક્રોધીને શિક્ષા આપવી;
કેમકે જો તું તેને જવા દેશે, તો તારે ફરી બીજી વેળા આપવી પડશે.
૨૦ સલાહ માન, ને શિખામણનો આવકાર કર,
કે તારા [આયુષ્યના] પાછલા ભાગમાં તું જ્ઞાની થાય.
૨૧ માણસના મનમાં ઘણી યોજનાઓ છે;
પણ યહોવાહનો મનસુબો તેજ કાયમ રહેશે
૨૨ માણસ પોતાના દયાળુપણાના [પ્રમાણમાં] પ્રિય હોય છે,
ને જુઠા કરતાં ગરીબ માણસ સારૂં છે
૨૩ યહોવાહનું ભય જીવનદાયક છે;
ને [જેને તે છે] તે તૃપ્ત રહેશે;
હાનિરૂપી માર તેના પર નહિ આવશે.
૨૪ આળસુ પોતાનો હાથ થાળીમાં ઘાલે છે,
પણ તે પાછો પોતાના મ્હો સુધી લાવવાનું તેને મન નથી.
૨૫ તિરસ્કારીને મારશો, તો ભોળો શાણો થશે,
ને બુદ્ધિવાનને ઠપકો દેશો, તો તે વિદ્યામાં પ્રવીણ થશે.
૨૬ જે દીકરો પોતાના બાપને લુટે છે, ને પોતાની માને નસાડી મૂકે છે,
તે લજામણો તથા બટ્ટો લાવનાર છે.
૨૭ મારા દીકરા, જ્ઞાનની વાતોમાંથી કેવળ ભટકી જવા સારૂ
શિખામણ સાંભળવી એ તું મૂકી દે.
૨૮ નકામો સાક્ષી ઇનસાફને મશ્કરીએ ઉડાવે છે;
ને દુષ્ટનું મુખ અન્યાય ગળે છે.
૨૯ તિરસ્કારીઓને સારૂ શિક્ષા,
ને મૂર્ખાની પીઠને સારૂ ફટકા, તૈયાર કરેલા છે.

૨૦ દ્રાક્ષરસ ઠઠ્ઠાખોર, મદ્ય ટંટાખોર છે;
ને તેથી જે કોઇ ભુલ કરે છે તે જ્ઞાની નથી.
૨ રાજાનો ધાક સિંહની ગર્જના જેવો છે;
તેને કોપાવનાર પોતાનાજ જીવ વિરૂદ્ધ અપરાધ કરે છે.
૩ કજિયાથી દૂર રહેવું એમાં માણસની આબરૂ છે;
પણ પ્રત્યેક મૂર્ખ ટંટો કર્યા વગર રહેતો નથી.
૪ આળસુ શિયાળાને લીધે ખેડશે નહિ;
એ માટે તે ફસલમાં ભિક્ષા માગશે, ને તેને કાંઇ મળશે નહિ.
૫ માણસના મનમાં અક્કલ ઉંડા પાણી જેવી છે;
પણ સમજણો માણસ તેને કાઢી લાવશે.
૬ ઘણાખરા માણસો પોતાનો કરેલો ઉપકાર કહી ગણાવશે,
પણ વિશ્વાસુ માણસ કોને મળી શકે?
૭ પોતાના પ્રમાણિકપણામાં ચાલનાર ન્યાયી માણસની પાછળ
તેના ફરજંદને ધન્ય છે
૮ ન્યાયાસન પર બિરાજેલો રાજા
પોતાની આંખોવડે સઘળી ભુડાઇ વિખેરી નાખે છે.
૯ કોણ એવું કહી શકે કે, મેં મારૂં અંતઃકરણ સાફ કીધું છે,
મારાં પાપથી હું શુદ્ધ થયો છું?
૧૦ કાટલા કાટલામાં ફેર, ને માપ માપમાં ફેર,
એ બન્ને યહોવાહને સરખા કંટાળારૂપ છે.
૧૧ બાળક પણ પોતાનાં આચરણથી જણાય છે,
કે તેનું કામ શુદ્ધ ને સારૂં છે કે નહિ
૧૨ સાંભળતો કાન, ને દેખતી આંખ,
તે બન્નેને યહોવાહે બનાવ્યાં છે
૧૩ ઉંઘનો શોખીલો ન થા, રખે તું દરિદ્રાવસ્થામાં આવે,
તારી આંખો ઉઘાડશે તો તું અન્નથી તૃપ્ત થશે.
૧૪ ખરીદનાર એવું કહે છે કે, આ તો નકામું છે, નકામું છે;
પણ તે ત્યાંથી ગયા પછી ફુલાસ મારે છે
૧૫ સોનું તથા માણેક મોતી તો પુષ્કળ છે;
પણ જ્ઞાની હોઠ તો એક મૂલ્યવાન જવાહીર છે.
૧૬ પરદેશીની જામીની કરનારનું વસ્ત્ર લે;
ને પારકાનો જામીન થનારને જવાબદારીમાં રાખ.
૧૭ અસત્યની રોટલી માણસને મીઠી લાગે છે;
પણ પાછળથી તેનું મ્હો કાંકરાથી ભરાશે.
૧૮ હરેક મનોરથ સલાહથી સાધિત થશે;
ને ચતુરની સુચના પ્રમાણે તારે યુદ્ધ કરવું.
૧૯ જે ચાડીઆ તરીકે અહિં તહિં ફરે છે તે ગુપ્ત વાતો પ્રગટ કરે છે;
માટે હોઠ બહુ પહોળા કરનાર [ના કામમાં] હાથ ન ઘાલ.
૨૦ જે કોઇ પોતાના બાપને કે પોતાની માને શ્રાપ દે છે,

તેનો દીવો ઘોર અંધકારમા હોલવી નંખાશે.
૨૧ શરૂઆતમાં તો વારસો જલદીથી સંપાદન કરાય;
પણ તેનું પરિણામ આશીર્વાદરૂપ નહિ થશે
૨૨ તારે એમ ન કહેવુ કે, હુ ભુંડાઇનો બદલો લઇશ;
યહોવાહની રાહ જો, ને તે તને ઉગારશે
૨૩ જૂદા જૂદા વજનના કાટલા યહોવાહને કંટાળારૂપ છે;
ને જુઠો કાંટો સારો નથી.
૨૪ માણુસનું ચાલચલણ યહોવાહવડે છે;
તો માણુસ કેમ કરીને પોતાના માર્ગ સમજી શકે?
૨૫ અણુવિચાર્યું એમ કહેવુ કે [અમુક વસ્તુ] અર્પિત છે,
ને માનતા માન્યા પછી તપાસ કરવી એ માણસને ફાંદારૂપ છે.
૨૬ જ્ઞાની રાજા દુષ્ટોને ઝાટકે છે;
ને તેઓ ઉપર પૈડું ફેરવે છે
૨૭ માણુસનો આત્મા યહોવાહનો દીવો છે,
તે ઉરના ભિતરના ભાગો તપાસે છે.
૨૮ કૃપા તથા સત્ય રાજાનું રક્ષણ કરે છે;
ને દયાથી તેનું રાજ્યાસન નિભી રહે છે.
૨૯ જુવાનોનો મહિમા તેઓનું બળ છે;
ને વૃદ્ધ પુરૂષોની શોભા માથાનાં પળિયા છે
૩૦ સોળ પાડનાર ફટકા દુષ્ટાઇને દૂર કરે છે;
ને ઝટકા ઉરના અભ્યંતરમા ઉતરે છે

૨૧ રાજાનું મન, યહોવાહના હાથમાં પાણીના પ્રવાહની માફક છે,
તે જ્યાં ચાહે ત્યા તેને વાળે છે.
૨ માણુસનો પ્રત્યેક માર્ગ તેની પોતાની નજરમાં પાધરો છે,
પણ યહોવાહ અંત:કરણોની તુલના કરે છે.
૩ ન્યાય તથા નેકીનાં કૃત્યો કરવા
તે યજ્ઞ કરતા યહોવાહને વધારે પસંદ છે.
૪ અભિમાની આંખ, તથા ગર્વિષ્ઠ હૃદય,
જે દુષ્ટોને દીવારૂપ છે, તે પાપ છે
૫ ઉદ્યોગીના વિચારોનુ પરિણામ પુષ્કળતા છે;
પણ પ્રત્યેક ઉતાવળિયો કેવળ નિર્ધન થાય છે.
૬ જુઠી જીભથી ધન સંપાદન કરવું એ આમ તેમ ધસડાનાર ધુમાડારૂપ છે;
એવુ [કરનારા] મોત શોધે છે
૭ દુષ્ટોનો બળાત્કાર તેઓનેજ ધસડી નાખશે;
કેમકે તેઓ ન્યાય કરવાની ના પાડે છે.
૮ ગુન્હાથી લાદેલાનો માર્ગ ઘણોજ વાંકોચુંકો છે;
પણ શુદ્ધનું કામ તો સીધુ છે
૯ કજિયાખોર સ્ત્રીની સાથે વિશાળ ઘરમાં રહેવું,
તે કરતાં અગાસીના એક ખુણામાં રહેવું સારૂં છે.
૧૦ દુષ્ટનો આત્મા ભુંડુ ઇચ્છે છે;
તેની નજરમા તેનો પડોસી કૃપા પામતો નથી.
૧૧ તિરસ્કારીને શિક્ષા થાય છે, ત્યારે ભોળો શાણો થાય છે;
ને ડાહ્યાને શિક્ષણ મળે છે ત્યારે તે વિદ્વાન થાય છે.
૧૨ નેક પુરૂષ દુષ્ટના ઘર વિષે વિચાર કરે છે,
કે દુષ્ટો કેવા ઉથલી પડીને પાયમાલ થાય છે!
૧૩ જે કોઇ ગરીબની બૂમ પ્રત્યે પોતાના કાન બંધ કરે છે, તે પણ બૂમ પાડશે,
પરંતુ તેનું સાંભળવામાં આવશે નહિ
૧૪ છુપી બક્ષીસ કોપને,
ને ગોદમા [આપેલી] ભેટ ક્રોધાવેશને, શમાવે છે.
૧૫ નેકીવાનો ન્યાય કરવામાં આનંદ માને છે;
પણ દુષ્કર્મીઓને તો તે વિનાશરૂપ છે.
૧૬ બુદ્ધિને માર્ગેથી ભટકી જનાર માણુસ
મુએલાઓની સભામાં આવી રહેશે.
૧૭ મોજશોખી જન દરિદ્રી થશે;
દ્રાક્ષરસ તથા તેલનો રસિયો દ્રવ્યવાન નહિ થશે.
૧૮ નેકીવાનોનો બદલો દુષ્ટો થશે,
ને પ્રમાણિકોનો બદલો કપટીને [ભરવો પડશે].
૧૯ કજિયાખોર તથા ચીડિયલ સ્ત્રીની સગત કરતાં
ઉજ્જડ પ્રદેશમા રહેવું સારૂ છે.
૨૦ જ્ઞાનીના મકાનમાં મૂલ્યવાન ભંડાર તથા તેલ છે;
પણ મૂર્ખ માણુસ તેને સ્વાહા કરી જાય છે.
૨૧ જે કોઇ નેકી તથા દયાનું અનુસરણ કરે છે,
તેને જીવન, નેકી તથા આબરૂ પ્રાપ્ત થાય છે.
૨૨ જ્ઞાની માણુસ સમર્થના નગર[ના કોટ] પર ચઢે છે,
ને તેનું સામર્થ્ય જેના પર તેનો ભરોસો હતો તેને તોડી પાડે છે
૨૩ જે કોઇ પોતાના મુખ તથા જીભની સંભાળ રાખે છે,
તે સંકટથી પોતાના આત્માની રક્ષા કરે છે
૨૪ અભિમાની ને અહંકારી માણુસ, તેનું નામ તિરસ્કારી છે,
તે અભિમાનના મદોન્મત્તપણાથી વર્તે છે
૨૫ આળસુની ઇચ્છા તેને મારી નાખે છે;
કેમકે તેના હાથ કામ કરવાની ના પાડે છે.

૨૬ એવા જનો હોય છે કે જે આખો દિવસ આતુરતાથી લોભ કર્યા કરે છે,
પણ નેક જન આપે છે ને પાછું રાખતો નથી
૨૭ દુષ્ટનો યજ્ઞ કટાળારૂપ છે,
પણ તે દુષ્ટ મનસુબાથી લાવે તો તે કેટલું વિશેષ [કંટાળારૂપ] છે!
૨૮ જુઠો સાક્ષી નાશ પામશે,
પણ સાંભળનાર માણસ બોલશે ને કોઇ સામુ બોલી શકશે નહિ
૨૯ દુષ્ટ માણસ પોતાનુ મુખ કઠણ કરે છે,
પણ પ્રમાણિક તો પોતાના માર્ગનો વિચાર કરે છે
૩૦ કોઇ જ્ઞાન કે બુદ્ધિ કે મસલત એવી નથી
કે જે યહોવાહની વિરૂદ્ધ ચાલે
૩૧ ઘોડો યુદ્ધના દિવસને વાસ્તે તૈયાર કરાય છે,
પણ જીત યહોવાહથીજ છે

૨૨ [સારૂં] નામ એ પુષ્કળ ધન કરતા,
ને પ્રેમયુક્ત રેહેમનજર સોના રૂપા કરતા,
ઇચ્છવા યોગ્ય છે
૨ દ્રવ્યવાન ને દરિદ્રી ભેગા મળે છે,
યહોવાહ એ સર્વેનો કર્તા છે
૩ ડાહ્યો માણસ હાનિ જોઇને સતાઇ જાય છે,
પણ અબુદ્ધ આગળ ચાલ્યા જઇને દંડાય છે
૪ નમ્રતાનુ ફળ ને યહોવાહનું ભય
એ ધન તથા આબરૂ તથા જીવન છે
૫ આડાના માર્ગમા કાંટા તથા ફાંદા છે,
પોતાના આત્માને સંભાળનાર તેથી દૂર રહેશે
૬ જે માર્ગમા છોકરાએ ચાલવુ જોઇએ તેમા તેને કેળવ,
ને તે વૃદ્ધ થશે ત્યારે તેમાથી ખસશે નહિ.
૭ દ્રવ્યવાન ગરીબ પર સત્તા ચલાવે છે
ને દેણદાર લેણદારનો દાસ છે
૮ અન્યાય વાવનાર વિપત્તિ કાપશે
ને તેના ક્રોધની સોટીનો અંત આવશે
૯ ઉદાર દૃષ્ટિવાન આશીર્વાદિત થશે,
• કેમકે તે પોતાના અન્નમાથી દરિદ્રીને આપે છે
૧૦ તિરસ્કારીને દૂર કર એટલે કજિયો શમી જશે,
હા, તકરાર તથા લાંછનનો અંત આવશે
૧૧ જે હૃદયની શુદ્ધતા ચાહે છે,
તેની બોલવાની ખુબીને લીધે રાજા તેનો મિત્ર થશે
૧૨ યહોવાહની આંખો જ્ઞાનીને સંભાળે છે,
પણ કપટી માણસના શબ્દોને તે તોડી પાડે છે
૧૩ આળસુ કહે છે કે બહાર તો સિંહ છે,
મને રસ્તામા મારી નાખશે
૧૪ પરનારીનું મુખ ઉંડો ખાડો છે,
જે પર યહોવાહનો ધિક્કાર છે, તેજ તેમા પડશે,
૧૫ મૂર્ખાઇ બાળકના હૃદય સાથે ગુથાયલી છે,
પણ શિક્ષાની સોટી તેને તેથી દૂર હાંકી કાઢશે
૧૬ પોતાનુ ઘણુ કરવા સારૂ ગરીબ પર જુલમ કરનાર,
તથા દ્રવ્યવાનને આપનાર કેવળ કંગાલાવસ્થામા આવે છે
૧૭ તારો કાન ધરીને જ્ઞાનીના વચનો સાંભળ,
ને મારા જ્ઞાન પર તારૂં અંતઃકરણ લગાડ
૧૮ કેમકે જો તું તેમને તારા અંતરમા રાખે,
જો તેઓ બન્ને તારા હોઠો પર કાયમ થાય, તો તે સુખકારક છે
૧ તારો વિશ્વાસ યહોવાહ પર રહે
એ માટે આજ મેં તને, હા તને, તે જણાવ્યા છે
૨૦ શું સુબોધ તથા જ્ઞાનની ઉત્તમ વાતો
મેં તને એ માટે નથી લખી,
૨૧ કે સત્યતાના વચનોની નિશ્ચયતા તું જાણે,
ને તને મોકલનારની પાસે તું સત્યોત્તર પાછો લાવે?
૨૨ ગરીબને ન લૂંટ શા માટે કે તે ગરીબ છે,
ને ભાગળમાના દુઃખિત પર જુલમ ન કર,
૨૩ કેમકે યહોવાહ તેમને પક્ષે લડશે,
ને જેઓ તેમનુ છિનવી લે છે, તેઓના જીવ છિનવી લેશે.
૨૪ ક્રોધી માણસ સાથે મિત્રતા ન કર,
ને તામસી માણસ સાથે ન જા,
૨૫ રખે તું તેના માર્ગો શિખે,
ને તારા આત્માને ફાંદામા લાવે
૨૬ કોલ આપનારાઓમાનો,
કે દેવાને માટે જામીન થનારાઓમાંનો એક તું ન થા,
૨૭ [કેમકે] જો વાળવાને માટે તારી પાસે કાંઇ ન હોય,
તો તારી તળેથી તે શા સારૂ તારૂં બિછાનુ લઇ જાય?
૨૮ અસલના ખાણુ જે તારા પિતૃઓએ સ્થાપ્યાં છે,
તે ન ખસેડ
૨૯ પોતાના કામમા ઉદ્યોગી એવા માણસને તું જુએ છે શું? તો [જાણવુ કે] તે રાજાઓની હજુરમા ઉભો રહેશે,
તે હલકા માણસોની આગળ ઉભો નહિ રહેશે

૨૩ જ્યારે તું અધિકારીની સાથે જમવા બેસે,
ત્યારે તારી આગળ જે છે તેને સારી પેઠે ધ્યાનમાં રાખ,
૨ ને જો તું ખાધરો હોય,
તો તારે ગળે છરી મૂક
૩ તેની સ્વાદિષ્ટ વસ્તુઓથી ન લોભા;
કેમકે તે કપટી ભોજન છે.
૪ દ્રવ્યવાન થવા સારૂ [ મેહેનત કરીને ] ન થાક;
તારૂં પોતાનું ડહાપણ મૂકી દે.
૫ જે નહિ જેવું છે તે પર શું તું તારી દૃષ્ટિ ચોટાડીશ?
કેમકે ગગન તરફ ઉડતા ગરૂડ પક્ષીની પેઠે
[ દ્રવ્ય ] નિશ્ચે પાંખો ધારણ કરે છે
૬ ભુંડી નજરવાળાનું અન્ન તું ન ખા,
ને તેની સ્વાદિષ્ટ વસ્તુઓથી ન લોભા
૭ કેમકે જેવું મનમાં તે ધારે છે, તેવોજ તે છે;
તે તને કહે છે કે, ખા, પી;
પરંતુ તેનું મન તારી તરફ નથી
૮ જે કોળિયો તેં ખાધો હશે, તે તું ઓકી કાઢશે,
ને તારાં મીઠાં વચનો રદ જશે
૯ મૂર્ખને સાંભળતાં ન બોલ;
કેમકે તારા શબ્દોનું ડહાપણ તે તુચ્છકારશે
૧૦ અસલનાં બાણું ન ખસેડ;
ને અનાથના ખેતરોમા પ્રવેશ ન કર;
૧૧ કેમકે તેઓનો ઉદ્ધારનાર સમર્થ છે;
તે તેના પક્ષની તારી વિરૂદ્ધ હિમાયતી કરશે.
૧૨ શિખામણ પર તારૂં મન લગાડ,
ને જ્ઞાનના શબ્દોને તારા કાન દે.
૧૩ બાળકને શિક્ષા કરવાથી પાછો ન રહે,
કેમકે જો તું તેને સોટી મારશે તો તે મરી નહિ જશે.
૧૪ તારે તેને સોટી મારવી,
ને શેઓલમાંથી તેના આત્માને ઉગારવો
૧૫ મારા દીકરા, જો તારૂં હૃદય ડાહ્યું થશે,
તો મારૂં, હા, મારૂં હૃદય હર્ષાશે;
૧૬ હા, જ્યારે તારા હોઠો નેક વાતો બોલશે,
ત્યારે મારૂં અંતર હર્ષાશે.
૧૭ તારૂં હૃદય પાપીઓની અદેખાઇ ન કરે,
પણ આખો દિવસ યહોવાહની બીકમાં [ તું રહે ];
૧૮ કેમકે નિશ્ચે બદલો [ મળવાનો ] છે;
ને તારી આશા રદ નહિ થશે
૧૯ મારા દીકરા, તું સાંભળીને ડહાપણ પકડ,
ને તારા હૃદયને [ ખરા ] માર્ગમાં ચલાવ.
૨૦ દ્રાક્ષરસ પીનારાઓનો,
તથા માંસના ખાધરાઓનો સંગ ન કર.
૨૧ કેમકે દારૂડીઓ તથા ખાધરો કંગાલાવસ્થામાં આવશે,
ને સુસ્તી ચીથરાં પહેરાવશે.
૨૨ તને જન્મ દેનાર તારા બાપનું [ કહેલું ] સાંભળ,
ને તારી મા વૃદ્ધ થાય ત્યારે તેને તુચ્છ ન ગણ
૨૩ સત્ય ખરીદ, ને તેને ન વેચ;
હા, જ્ઞાન તથા શિખામણ તથા બુદ્ધિ પણ [ન વેચ]
૨૪ નેકીવાનનો બાપ ઘણો હર્ષાશે;
ને શાણા છોકરાને જન્મ દેનારને તેના વિષે આનંદ થશે.
૨૫ તારા બાપને તથા તારી માને ખુશી કર,
ને તારી જનેતાને હર્ષાવ.
૨૬ મારા દીકરા, તારૂં અંતઃકરણ મને સોંપ,
ને તારી આંખો મારા માર્ગોમાં મગ્ન રહે.
૨૭ કેમકે વેશ્યા એક ઉંડી ખાઇ છે;
ને પરનારી એ સાંકડો ખાડો છે.
૨૮ હા, તે લૂટારાની પેઠે સંતાઇને તાકી રહે છે,
ને માણસો મધ્યે કપટીઓનો વધારો કરે છે
૨૯ કોને અફસોસ છે? કોને હાય હાય છે? કોને કજિયા છે?
કોને વિલાપ છે? કોને કારણ વગરના ઘા છે?
કોને આંખોની રતાશ છે?
૩૦ જે ઘણીવાર સુધી દ્રાક્ષરસ પીયા કરે છે તેઓને;
જેઓ મિશ્ર મદ્ય શોધવા જાય છે તેઓને.
૩૧ જ્યારે દ્રાક્ષરસ રાતો હોય,
જ્યારે તે પ્યાલામા પોતાનો રંગ પ્રકાશતો હોય,
જ્યારે તે સરળતાથી પેટમા ઉતરે એવો હોય,
ત્યારે તે પર દૃષ્ટિ ન કર;
૩૨ આખરે તે સર્પની પેઠે કરડે છે,
ને નાગની પેઠે ડસે છે.
૩૩ તારી આંખો તરેહવાર દેખાવ દેખશે,
ને તારૂં હૃદય વિપરીત વાતો બાખશે
૩૪ હા, કોઇ સમુદ્ર મધ્યે સુતો હોય,
કે કોઇ ડોલની ટોચ પર આડો પડેલો હોય,
તેના જેવો તું થશે.
૩૫ [ તું કહેશે કે ] લોકોએ મને માર્યો છે, પણ મને વાગ્યું નહિ;

તેઓએ મને ઠોકયો છે, પણ મને તે લાગ્યુ નહિ,
હુ ક્યારે જાગીશ? હુ હજી ફરીથી તે શોધીશ

૨૪ દુષ્ટ માણુસોની અદેખાઇ ન કર,
ને તેમની સગે રહેવા ન ઇચ્છ
૨ કેમકે તેમનુ હૃદય જુલમના સંકલ્પવિકલ્પ કરે છે,
ને તેમના હોઠ ઉપદ્રવની વાત કરે છે
૩ જ્ઞાનવડે ઘર બંધાય છે,
ને બુદ્ધિવડે તે સ્થિર થાય છે
૪ અને વિદ્યાવડે ઓરડાઓ
સર્વ મૂલ્યવાન તથા સુખદાયક દ્રવ્યથી ભરપૂર થાય છે
૫ જ્ઞાની માણુસ સમર્થ છે,
હા, વિદ્વાન માણુસ શક્તિ વધારે છે
૬ કેમકે ચતુર સલાહ પ્રમાણે તું યુદ્ધ કરશે,
ને વધારે સલાહકારીઓથી સલામતી છે
૭ જ્ઞાન એ મૂર્ખની પહોચ બહાર છે,
તે પોતાનુ મુખ દરવાજામા ઉઘાડતો નથી
૮ જે ભુડુ કરવાને યુક્તિઓ રચે છે,
તેને લોકો હાનિકારક પુરૂષ કહેશે
૯ મૂર્ખનો વિચાર પાપી હોય છે,
ને તિરસ્કારી જન લોકોને કંટાળારૂપ છે
૧૦ જો તું સંકટને દિવસે નાહિમ્મત થાય,
તો તારૂ બળ થોડુજ છે
૧૧ જેઓ મોતમા ઘસડી લઇ જવાય છે તેઓને છોડાવ,
ને જેઓ માર્યા જવાની તૈયારીમા છે,
તેઓને અટકાવી રાખવાનું ચૂકતો નહિ
૧૨ જો તું કહે કે, જુઓ, અમે તો એ જાણતા નહોતા,
તો અંત:કરણોની તુલના કરનાર તેનો વિચાર નથી કરતો શું?
ને તારા જીવનો રક્ષક તે નથી જાણતો શું?
ને શું તે પ્રત્યેક માણુસને તેની કરણી પ્રમાણે ફળ નહિ આપે?
૧૩ મારા દીકરા, તું મધ ખા, કેમકે તે સારૂ છે,
ને મધનુ ચાકુ પણ, કેમકે તેનો સ્વાદ તને મીઠો લાગે છે,
૧૪ જ્ઞાન પણ તારા આત્માને એવુજ લાગે છે, એ તું જાણશે,
જો તને તે મળ્યું હોય, ત્યારે તો પ્રતિફળ મળશે,
ને તારી આશા રદ નહિ થશે
૧૫ હે દુષ્ટ માણુસ, નેકીવાનના ઘર વિરૂદ્ધ લાગ તાકીને સંતાઇ ન રહે,
તેનો આશ્રમ ન લૂટ,
૧૬ કેમકે નેક માણુસ સાતવાર પડી પડીને પાછો ઉઠે છે,
પણ દુષ્ટો વિપત્તિથી પાયમાલ થઇ જાય છે
૧૭ તારો શત્રુ પડી જાય ત્યારે હર્ષ ન કર,
ને તે પાયમાલ થાય ત્યારે તારૂ હૃદય મગ્ન ન થાય,
૧૮ રખે યહોવાહ તે જુએ, ને તેથી તે અપ્રસન્ન થાય,
ને પોતાનો ક્રોધ તેના પરથી પાછો ખેંચી લે
૧૯ દુષ્કર્મીઓને લીધે તું ન ચીડા,
ને દુષ્ટોને જોઇને અદેખાઇ ન કર,
૨૦ કેમકે દુષ્ટ માણુસને કાઇ ઇનામ મળવાનુ નથી,
દુષ્ટોનો દીવો હોલવી નખાશે
૨૧ મારા દીકરા, યહોવાહનુ તથા રાજાનુ ભય રાખ,
ને ચંચળ જનોના કામમા હાથ ન ઘાલ,
૨૨ કેમકે તેઓની વિપત્તિ ઓચિંતી દેખાશે,
ને તે બન્નેના વિનાશની ખબર કોને છે?
૨૩ આ પણ જ્ઞાનીઓના [ વચન ] છે
ઇનસાફમા આંખની શરમ રાખવી એ સારૂં નથી
૨૪ જે કોઇ દુષ્ટને કહે છે કે, તું નેક છે,
તેને દેશજાતિઓ શાપશે, ને રાષ્ટ્રો કંટાળશે,
૨૫ પણ તેને ધમકાવનારાઓને આનંદ થશે,
ને તેઓ ઉપર ઘણો આશીર્વાદ આવશે
૨૬ જે સત્ય ઉત્તર આપે છે,
તે હોઠોનુ ચુબન કરે છે
૨૭ બહારનુ તારૂ કામ તૈયાર કર,
ને ખેતરમા તે તારે સારૂ તૈયાર કર,
ને ત્યાર પછી તારૂ ઘર બાંધ
૨૮ કારણ વગર તારા પડોસી વિરૂદ્ધ સાક્ષી ન પૂર,
ને તારા હોઠોથી ઠગાઇ ન કર
૨ એમ ન કહે કે, જેવુ તેણે મને કીધું છે, તેવુ હુ તેને કરીશ,
હુ તે માણુસને તેના કામ પ્રમાણે બદલો આપીશ
૩૦ હુ આળસુના ખેતર પાસે થઇને,
તથા અબુદ્ધ માણુસની દ્રાક્ષવાડી પાસે થઇને જતો હતો,
૩૧ ને જુઓ, તેમા બધે ઝાંખરા ઉગી નિકળ્યા હતા,
તેની સપાટી ગોખરૂઓથી ઢકાઇ ગઇ હતી,
ને તેની પત્થરની ભીંત તુટી પડેલી હતી

૨૩ જ્યારે તું અધિકારીની સાથે જમવા બેસે,
ત્યારે તારી આગળ જે છે તેને સારી પેઠે
ધ્યાનમાં રાખ,
૨ ને જો તું ખાઉધરો હોય,
તો તારે ગળે છરી મૂક
૩ તેની સ્વાદિષ્ટ વસ્તુઓથી ન લોભા ;
કેમકે તે કપટી ભોજન છે.
૪ દ્રવ્યવાન થવા સારૂ [ મેહેનત કરીને ] ન થાક ;
તારૂં પોતાનું ડહાપણ મૂકી દે
૫ જે નહિ જેવું છે તે પર શું તું તારી દૃષ્ટિ ચોટાડીશ ?
કેમકે ગગન તરફ ઉડતા ગરૂડ પક્ષીની પેઠે
[ દ્રવ્ય ] નિશ્ચે પાંખો ધારણ કરે છે
૬ ભુંડી નજરવાળાનું અન્ન તું ન ખા,
ને તેની સ્વાદિષ્ટ વસ્તુઓથી ન લોભા.
૭ કેમકે જેવું મનમા તે ધારે છે, તેવોજ તે છે,
તે તને કહે છે કે, ખા, પી ;
પરંતુ તેનું મન તારી તરફ નથી.
૮ જે કોળિયો તેં ખાધો હશે, તે તું ઓકી કાઢશે,
ને તારાં મીઠાં વચનો રદ જશે
૯ મૂર્ખને સાંભળતાં ન બોલ ;
કેમકે તારા શબ્દોનું ડહાપણ તે તુચ્છકારશે.
૧૦ અસલનાં બાણું ન ખસેડ ;
ને અનાથનાં ખેતરોમાં પ્રવેશ ન કર ;
૧૧ કેમકે તેઓનો ઉદ્ધારનાર સમર્થ છે ;
તે તેના પક્ષની તારી વિરૂદ્ધ હિમાયતી કરશે.
૧૨ શિખામણ પર તારૂં મન લગાડ,
ને જ્ઞાનના શબ્દોને તારા કાન દે.
૧૩ બાળકને શિક્ષા કરવાથી પાછો ન રહે,
કેમકે જો તું તેને સોટી મારશે તો તે મરી નહિ જશે.
૧૪ તારે તેને સોટી મારવી,
ને શેઓલમાથી તેના આત્માને ઉગારવો
૧૫ મારા દીકરા, જો તારૂં હૃદય ડાહ્યું થશે,
તો મારૂં, હા, મારૂ હૃદય હર્ખાશે ;
૧૬ હા, જ્યારે તારા હોઠો નેક વાતો બોલશે,
ત્યારે મારૂ અંતર હર્ખાશે.
૧૭ તારૂં હૃદય પાપીઓની અદેખાઇ ન કરે,
પણ આખો દિવસ યહોવાહની બીકમાં [ તું રહે ] ;
૧૮ કેમકે નિશ્ચે બદલો [ મળવાનો ] છે ;
ને તારી આશા રદ નહિ થશે
૧૯ મારા દીકરા, તું સાંભળીને ડહાપણ પકડ,
ને તારા હૃદયને [ ખરા ] માર્ગમાં ચલાવ.
૨૦ દ્રાક્ષરસ પીનારાઓનો,
તથા માંસના ખાઉધરાઓનો સંગ ન કર.
૨૧ કેમકે દારૂડીઓ તથા ખાઉધરો કંગાલાવસ્થામાં
આવશે,
ને સુસ્તી ચીથરાં પહેરાવશે
૨૨ તને જન્મ દેનાર તારા બાપનું [ કહેલુ ] સાંભળ,
ને તારી મા વૃદ્ધ થાય ત્યારે તેને તુચ્છ ન ગણ.
૨૩ સત્ય ખરીદ, ને તેને ન વેચ ;
હા, જ્ઞાન તથા શિખામણ તથા બુદ્ધિ પણ [ન વેચ]
૨૪ નેકીવાનનો બાપ ઘણો હર્ખાશે ;
ને શાણા છોકરાને જન્મ દેનારને તેના વિષે આનંદ
થશે.
૨૫ તારા બાપને તથા તારી માને ખુશી કર,
ને તારી જનેતાને હર્ખાવ
૨૬ મારા દીકરા, તારૂં અંતઃકરણ મને સોંપ,
ને તારી આંખો મારા માર્ગોમા મગ્ન રહે.
૨૭ કેમકે વેશ્યા એક ઉંડી ખાઇ છે ;
ને પરનારી એ સાંકડો ખાડો છે.
૨૮ હા, તે લુટારાની પેઠે સતાઇને તાકી રહે છે,
ને માણસો મધ્યે કપટીઓનો વધારો કરે છે.
૨૯ કોને અફસોસ છે ? કોને હાય હાય છે ? કોને
કજિયા છે ?
કોને વિલાપ છે ? કોને કારણ વગરના ઘા છે ?
કોને આંખોની રતાશ છે ?
૩૦ જે ઘણીવાર સુધી દ્રાક્ષરસ પીયા કરે છે તેઓને ;
જેઓ મિશ્ર મદ્ય શોધવા જાય છે તેઓને.
૩૧ જ્યારે દ્રાક્ષરસ રાતો હોય,
જ્યારે તે પ્યાલામા પોતાનો રંગ પ્રકાશતો હોય,
જ્યારે તે સરળતાથી પેટમા ઉતરે એવો હોય,
ત્યારે તે પર દૃષ્ટિ ન કર ;
૩૨ આખરે તે સર્પની પેઠે કરડે છે,
ને નાગની પેઠે ડસે છે.
૩૩ તારી આંખો તરેહવાર દેખાવ દેખશે,
ને તારૂ હૃદય વિપરીત વાતો ભાખશે
૩૪ હા, કોઇ સમુદ્ર મધ્યે સુતો હોય,
કે કોઇ ડોલની ટોચ પર આડો પડેલો હોય,
તેના જેવો તું થશે
૩૫ [ તું કહેશે કે ] લોકોએ મને માર્યો છે, પણ મને
વાગ્યું નહિ ;

તેઓએ મને ઠોકયો છે, પણ મને તે લાગ્યુ નહિ,
હુ ક્યારે જાગીશ? હુ હજી ફરીથી તે શોધીશ.

૨૪ દુષ્ટ માણસોની અદેખાઇ ન કર,
ને તેમની સગે રહેવા ન ઇચ્છ
૨ કેમકે તેમનુ હૃદય જુલમના સંકલ્પવિકલ્પ કરે છે,
ને તેમના હોઠ ઉપદ્રવની વાત કરે છે
૩ જ્ઞાનવડે ઘર બંધાય છે,
ને બુદ્ધિવડે તે સ્થિર થાય છે
૪ અને વિદ્યાવડે ઓરડાઓ
સર્વ મૂલ્યવાન તથા સુખદાયક દ્રવ્યથી ભરપૂર
થાય છે
૫ જ્ઞાની માણસ સમર્થ છે,
હા વિદ્વાન માણસ શક્તિ વધારે છે
૬ કેમકે ચતુર સલાહ પ્રમાણે તુ યુદ્ધ કરશે,
ને વધારે સલાહકારીઓથી સલામતી છે
૭ જ્ઞાન એ મૂર્ખની પહોચ બહાર છે,
તે પોતાનુ મુખ દરવાજામા ઉઘાડતો નથી
૮ જે ભુડુ કરવાને યુક્તિઓ રચે છે,
તેને લોકો હાનિકારક પુરુષ કહેશે
૯ મૂર્ખનો વિચાર પાપી હોય છે,
ને તિરસ્કારી જન લોકોને કટાળારૂપ છે
૧૦ જો તુ સકટને દિવસે નાહિમ્મત થાય,
તો તારૂ બળ થોડુજ છે
૧૧ જેઓ મોતમા ઘસડી લઇ જવાય છે તેઓને છોડાવ,
ને જેઓ માર્યા જવાની તૈયારીમા છે,
તેઓને અટકાવી રાખવાનુ ચૂકતો નહિ
૧૨ જો તુ કહે કે, જુઓ, અમે તો એ જાણતા નહોતા,
તો અત કરણોની તુલના કરનાર તેનો વિચાર નથી
કરતો શું?
ને તારા જીવનો રક્ષક તે નથી જાણતો શું?
ને શું તે પ્રત્યેક માણસને તેની કરણી પ્રમાણે ફળ
નહિ આપે?
૧૩ મારા દીકરા, તુ મધ ખા, કેમકે તે સારૂ છે,
ને મધનુ ચાકુ પણ, કેમકે તેનો સ્વાદ તને મીઠો
લાગે છે,
૧૪ જ્ઞાન પણ તારા આત્માને એવુજ લાગે છે, એ તુ
જાણશે,
જો તને તે મળ્યુ હોય, ત્યારે તો પ્રતિફળ મળશે,
ને તારી આશા રદ નહિ થશે
૧૫ હે દુષ્ટ માણસ, નેકીવાનના ઘર વિરૂદ્ધ લાગ તાકીને
સતાઇ ન રહે,
તેનો આશ્રમ ન લૂટ,
૧૬ કેમકે નેક માણસ સાતવાર પડી પડીને પાછો
ઉઠે છે,
પણ દુષ્ટો વિપત્તિથી પાયમાલ થઇ જાય છે
૧૭ તારો શત્રુ પડી જાય ત્યારે હર્ષ ન કર,
ને તે પાયમાલ થાય ત્યારે તારૂ હૃદય મગ્ન ન થાય,
૧૮ રખે યહોવાહ તે જુએ, ને તેથી તે અપ્રસન્ન થાય,
ને પોતાનો ક્રોધ તેના પરથી પાછો ખેંચી લે
૧૯ દુષ્કર્મીઓને લીધે તુ ન ચીડા,
ને દુષ્ટોને જોઇને અદેખાઇ ન કર,
૨૦ કેમકે દુષ્ટ માણસને કાઇ ઇનામ મળવાનુ નથી,
દુષ્ટોનો દીવો હોલવી નંખાશે
૨૧ મારા દીકરા, યહોવાહનુ તથા રાજાનુ ભય રાખ,
ને ચચળ જનોના કામમા હાથ ન ઘાલ,
૨૨ કેમકે તેઓની વિપત્તિ ઓચિતી દેખાશે,
ને તે બન્નેના વિનાશની ખબર કોને છે?
૨૩ આ પણ જ્ઞાનીઓના [વચન] છે
ઇનસાફમા આખની શરમ રાખવી એ સારૂ નથી
૨૪ જે કોઇ દુષ્ટને કહે છે કે, તુ નેક છે,
તેને દેશજાતિઓ શાપશે, ને રાષ્ટ્રો કટાળશે,
૨૫ પણ તેને ધમકાવનારાઓને આનદ થશે,
ને તેઓ ઉપર ઘણો આશીર્વાદ આવશે
૨૬ જે સત્ય ઉત્તર આપે છે,
તે હોઠોનુ ચુંબન કરે છે
૨૭ બહારનુ તારૂ કામ તૈયાર કર
ને ખેતરમા તે તારે સારૂ તૈયાર કર,
ને ત્યાર પછી તારૂ ઘર બાધ
૨૮ કારણ વગર તારા પડોસી વિરૂદ્ધ સાક્ષી ન પૂર,
ને તારા હોઠોથી ઠગાઇ ન કર.
૨૯ એમ ન કહે કે, જેવુ તેણે મને કીધુ છે, તેવુ હુ
તેને કરીશ,
હુ તે માણસને તેના કામ પ્રમાણે બદલો આપીશ
૩૦ હુ આળસુના ખેતર પાસે થઇને,
તથા અબુદ્ધ માણસની દ્રાક્ષવાડી પાસે થઇને જતો
હતો,
૩૧ ને જુઓ તેમા બધે ઝાખરા ઉગી નિકળ્યા હતા,
તેની સપાટી ગોખરૂઓથી ઢકાઇ ગઇ હતી,
ને તેની પત્થરની ભીંત તુટી પડેલી હતી:

૩૨ ત્યારે મેં જોયુ, ને સારી પેઠે વિચાર કીધો ,
હું સમજ્યો, ને શિખામણ પામ્યા
૩૩ હજી થોડીક નિદ્રા, થોડીક ઉંઘ [ લેવા દે ],
થોડીકવાર હાથના ટુટિયા વાળીને સુવા દે ,
૩૪ એમ કરવાથી તારી દરિદ્રતા લુટારાની પેઠે,
તથા તારી કંગાલાવસ્થા હથિયારબંધ માણસની પેઠે આવી ચઢશે

# ૨૫

આ પણ સુલેમાનના દ્દષ્ટાતવચનો છે, કે જેમનો ઉતારો યહુદાહના રાજા હિઝકીયાહના માણસોએ કીધો હતો
૧ કોઇ બાબત ગુપ્ત રાખવી એ દેવનો મહિમા છે ,
પણ કોઇ વાતનો પત્તો ખોળી કાઢવો એ રાજાનુ ગૌરવ છે
૩ આકાશની ઉંચાઇ, તથા પૃથ્વીની ઉડાઇ,
તથા રાજાઓનું મન, એ અશોધ્ય છે
૪ રૂપામાથી મેલ કાપી નાખો,
તો તેમાંથી ગાળનારને સારૂ વાસણ નિપજે છે,
૫ રાજા પાસેથી દુષ્ટોને દૂર કરો,
તો તેનુ રાજ્યાસન નેકીમા સ્થિર થશે
૬ રાજાની હજુરમા આગળ છાતી ન કાઢ,
ને મોટા માણસોની જગ્યાએ ઉભો ન રહે ,
૭ કેમકે જે હાકેમને તુ નજરે જોતો હોય તેની હજુરમા તને નીચે ઉતારે,
તેના કરતા તને એમ કહેવામા આવે કે, અહીં ઉપર આવ,
તે વધારે સારૂં છે
૮ જલદીથી દાવામા ન ઉતરી પડ,
રખે આખરે તારો પ્રતિવાદી તને ઝખવાણો પાડે,
ત્યારે શું કરવુ તે તને સુઝે નહિ
૯ તારા દાવા વિષે તારા પ્રતિવાદી સાથેજ વિવાદ કર,
ને બીજાની ગુપ્ત વાત ઉઘાડી ન કર ,
૧૦ રખે તે સાભળનાર તારી નિંદા કરે ;
ને તારો અપ્રૌ દૂર ન થાય
૧૧ યોગ્ય વખતે બોલેલો શબ્દ
તે રૂપાની ટોપલીમા સોનાના ફળ જેવો છે
૧૨ જ્ઞાની ઠપકો દેનાર [ ની વાત ] આજ્ઞાકિત કાનમા,
સોનાના કુંડળ તથા ચોખ્ખા સોનાના ભૂષણ જેવી [ શોભે છે ]
૧૩ ફસલના વખતમા જેવી હિમની શીતળતા,
તેવોજ વિશ્વાસુ એલચી તેના મોકલનારાઓને લાગે છે ,
કેમકે તે પોતાના ધણીના જીવને તાજો કરે છે
૧૪ જે કોઇ પોતાને મળેલી બક્ષીસો વિષે ઠાલી ધવરાજ મારે છે,
તે વરસાદ વગરના વાદળ તથા પવન જેવો છે
૧૫ લાબી મુદતની સહનતાથી અધિકારી મનાય છે,
ને કોમળ જીભ હાડકાને ભાગે છે
૧૬ જો તને મધ મળ્યુ હોય, તો જોઇએ તેટલુજ ખા,
રખે તે તારા ગળા સુધી આવે ને તુ તે ઓકી કાઢે
૧૭ તારો પગ તારા પડોસીના ઘરમા કવચિતજ જાય ,
નહિ તો તે તારાથી કંટાળીને તને ધિક્કારશે
૧૮ પોતાના પડોસી વિરૂદ્ધ જુઠી સાક્ષી પુરનાર માણસ,
હથોડા તથા તરવાર તથા તીક્ષ્ણ તીર જેવો છે
૧ સકટ સમયે અવિશ્વાસુ માણસ પર રાખેલો ભરોસો એ ભાગી ગએલા દાત,
કે ઉતરી ગએલા પગ જેવો છે
૨૦ જે જન દુ ખિત દિલ પ્રત્યે ા ગાય છે,
તે શિયાળામા અગ પરથી વસ્ત્ર છિનવી લેનાર જેવો, તથા સુરાખાર પર સરકાના જેવો છે
૨૧ જો તારો શત્રુ ભૂખ્યો હોય તો તેને રોટલી ખવાડ,
ને જો તે તરસ્યો હોય તો તેને પાણી પા
૨૨ કેમકે [ એથી ] તું તેના માથા પર અંગારાના ઓઘ કરશે,
ને યહોવાહ તને ફળ આપશે .
૨૩ ઉત્તરનો પવન વરસાદ નિપજાવે છે ,
તેમજ ચાડીખોર જીભ ક્રોધી ચેહેરો [ઉપજાવે છે]
૨૪ કજિયાખોર સ્ત્રીની સાથે વિશાળ મકાનમાં રહેવુ,
તે કરતા અ ાસીના ખુણામા રહેવું સારૂ છે
૨૫ જેવુ તરસ્યા જીવને ટાઢુ પાણી,
તેવીજ દૂર દેશથી સારી ખબર છે
૨૬ જેવો ડહોળાયલો ઝરો તથા અવડ કુવો,
તેવોજ દુષ્ટો સામે પાછો હઠી જનાર નેક પુરૂષ છે
૨૭ ઘણુ મધ ખાવુ સારૂ નથી,
તેમજ પોતાની પ્રતિષ્ઠા શોધવી એ પ્રતિષ્ઠા નથી
૨૮ જેનું મન કબજામા નથી
તે ખાડિયેર તથા કોટ વ ારના નગર જેવો છે

# ૨૬

જેમ ઉન્હાળામા હિમ, ને ફસલમા વરસાદ,
તેમ માન મૂર્ખને શોભતુ નથી

૨ જેમ ભટકતી ચકલી, ને જેમ ઉડતું અબાબીલ પક્ષી,
તેમ કારણ વગરનો શાપ [ કોઇને માથે ] ઉતરતો નથી
૩ ઘોડાને માટે ચાબૂક, ગધેડાને માટે લગામ,
ને મૂર્ખોની પીઠને માટે સોટી
૪ મૂર્ખને તેની મૂર્ખાઇ પ્રમાણે ઉત્તર ન દે,
રખે તું પણ તેની બરાબર થાય
૫ મૂર્ખને તેની મૂર્ખાઇ પ્રમાણે ઉત્તર દે,
નહિ તો તે પોતાને ડાહ્યો સમજે
૬ જે જન મૂર્ખની હસ્તક સદેશો મોકલે છે,
તે [ પોતાના ] પગ કાપી નાખે છે, ને નુકસાન સોસે છે
૭ લગડાના પગ લબડતા ફરે છે,
તેમજ દૃષ્ટાંત મૂર્ખના મુખમા છે
૮ જેમ પથરના ઢગલામા રત્નોની કોથળી,
તેમજ કોઇએ મૂર્ખને માન આપવુ એ છે
૯ જેમ છાકટાના હાથમાં કાંટો ભોંકાય છે,
તેમજ મૂર્ખોના મુખમા દૃષ્ટાંત છે
૧૦ જેવો સર્વને ઘાયલ કરતો ધનુર્ધારી,
તેવોજ મૂર્ખને રોજે રાખનાર, તથા પાસે થઇને જતા વટેમાર્ગુઓને રોજે રાખનાર છે
૧૧ જેવો પોતાનું ઓકેલુ ખાવા પાછો આવનાર કુતરો,
તેવોજ પોતાની મૂર્ખાઇનું પુનરાવર્તન કરનાર મૂર્ખ છે
૧૨ પોતાની નજરમા જ્ઞાની એવા કોઇ માણસને તું જુએ છે શું?
તો તેના કરતા મૂર્ખ વિષે વધારે આશા છે
૧૩ આળસુ કહે છે કે, માર્ગમા સિંહ છે,
ગલીઓમાં સિંહ છે
૧૪ જેમ બારણું તેના મિજાગરા પર ફરે છે,
તેમ આળસુ પોતાના બિછાના પર લોટે છે
૧૫ આળસુ પોતાનો હાથ થાળીમા ઘાલે છે,
પણ તેને પાછો પોતાના મ્હો સુધી લાવતા તેને થાક લાગે છે
૧૬ ચતુર ઉત્તર આપી શકે તેવા સાત માણસો કરતા,
આળસુ પોતાની નજરમા વધારે ડાહ્યો છે
૧૭ જે રસ્તે ચાલતા પારકાના કજિયાની ખટપટમા પડે છે,
તે કુતરાના કાન પકડનારના જેવો છે
૧૮ જેવો અંગારા, તીર તથા પ્રાણઘાતક [ વસ્તુઓ ] ફેંકનાર ઘેલો માણસ,
૧૯ તેવોજ માણસ એ છે કે જે પોતાના પડોસીને ઠગીને એમ કહે છે કે,
શું હુ ગમત કરતો નથી?
૨૦ લાકડા ન હોવાથી અગ્નિ હોલવાઇ જાય છે,
ને કાન ભભેરનાર ન હોય ત્યા કજિયો શમી જાય છે
૨૧ જેમ અંગારા કોલસાને તથા અગ્નિ લાકડાને [સળગાવે છે],
તેમજ ટટાખોર માણસ કજિયો સળગાવે છે
૨૨ કાન ભભેરનારના શબ્દો સ્વાદિષ્ટ કોળિયા જેવા છે,
તે પેટના અભ્યંતરમા ઉતરી જાય છે
૨૩ આતુર હોઠ ને દુષ્ટ હૃદય,
એ ચાંદીના મેલથી મઢેલા માટીના વાસણ જેવા છે
૨૪ દ્વેષી જન પોતાના હોઠોથી છળ કરે છે
પણ પોતાના અંતરમા કપટ ભરી રાખે છે,
૨૫ જ્યારે તે મીઠુ મીઠુ બોલે, ત્યારે તેના પર ભરોસો ન રાખ,
કેમકે તેના અંતઃકરણમા સાત કંટાળાપાત્ર [ મન સુબા ] છે,
૨૬ જો કે તેનો દ્વેષ કપટ ઓથે છુપાયલો હોય,
તોપણ તેની દુષ્ટતા મંડળી આગળ પ્રગટ દેખાડવામા આવશે
૨૭ જે જન ખાડો ખોદે તે તેમા પડશે,
ને જે કોઇ પથ્થર ગબડાવે તેના પરજ તે પાછો આવશે
૨૮ જૂઠી જીભ પોતે ઘાયલ કીધેલાઓનો દ્વેષ કરે છે,
ને ખુશામતિયુ મ્હો પાયમાલી કરે છે

૨૭ કાલ વિષે ફુલાશ ન માર,
કેમકે એક દિવસ શું ઉપજાવે તે તું જાણતો નથી
૨ બીજો માણસ તારા વખાણ કરે, ને તારૂ પોતાનું મ્હો ન [ કરે ],
પરજન [ કરે ], પણ તારા પોતાના હોઠ ન કરે
૩ પથ્થર વજનદાર, ને રેતી ભારે હોય છે,
પણ મૂર્ખની હેરાનગતી તે બન્ને કરતા ભારે હોય છે
૪ ક્રોધ ક્રૂર છે, ને કોપ રેલરૂપ છે,
પણ શંકા સામે કોણ ટકી શકે?
૫ ગુપ્ત પ્યાર કરતા
ઉઘાડો ઠપકો સારો છે

૬ મિત્રના [ કરેલા ] ઘા વિશ્વાસુ છે,
પણ શત્રુના ચુંબન પુષ્કળ છે
૭ તૃપ્ત રૂચિ મધના પુડાથી કંટાળે છે,
પણ ક્ષુધાતુર રૂચિને હરેક કડવી વસ્તુ મીઠી લાગે છે
૮ પોતાની જગ્યા છોડી ભટકનાર માણસ,
પોતાનો માળો ત્યાગીને ભમનાર પક્ષી જેવો છે
૯ અત્તર તથા સુગંધી હૃદયને હર્ષાવે છે,
અંતઃકરણથી સલાહ આપનાર મિત્રની મિઠાસ પણ એમજ કરે છે
૧૦ તારા પોતાના મિત્રને તથા તારા બાપના મિત્રને ન તજ,
ને તારી વિપત્તિને સમયે તારા ભાઇને ઘેર ન જા,
દૂર વસતા ભાઇ કરતા પાસેનો પડોશી સારો છે
૧૧ મારા દીકરા, જ્ઞાની થઇને મારા હૃદયને મગ્ન કર,
કે મને મેહેણા મારનારને હુ ઉત્તર આપુ
૧૨ શાણો સંકટ જોઇને સંતાઇ જાય છે,
પણ અબુદ્ધ આગળ ચાલ્યો જઇને આપદા ભોગવે છે
૧૩ પરજન માટે જામીનગીરી આપનારનું વસ્ત્ર લે,
ને પરનારી[ના જામીનને ] જવાબદારીમા રાખ
૧૪ જે કોઇ પરોઢિયે ઉઠીને પોતાના મિત્રને મોટે સાદે આશીર્વાદ દે છે,
તે તેને શાપરૂપ ગણાશે
૧૫ ઘણા વરસાદના દિવસનો જાયુ ટપકાટ
તથા કજિયાખોર સ્ત્રી બરાબર છે,
૧૬ જે તેને રોકી શકે તે પવનને રોકી શકે,
ને જાણે કે તેનો જમણો હાથ તેલમા ખોસતો હોય
૧૭ લોઢુ લોઢાને તીક્ષ્ણ કરે છે,
તેમજ માણસ પોતાના મિત્રના મુખને તેજ આપે છે
૧૮ જે કોઇ અંજીરી સાચવે છે તે તેનું ફળ ખાશે,
તેમજ પોતાના શેઠની ખિજમત કરનાર માન પામશે.
૧૯ જેમ ચેહેરાની આબેહૂબ છબી પાણીમા પડે છે,
તેમ માણસના દિલની છબી સામા માણસમા પડે છે
૨૦ શેઓલ ને વિનાશ કદી તૃપ્ત થતા નથી,
ને માણસની આખો કદી તૃપ્તિ પામતી નથી
૨૧ રૂપું ગાળવા સારૂ કુલડી, ને સોનાને સારૂ ભઠ્ઠી,
ને માણસની પરીક્ષા તેની પ્રશંસા પરથી થાય છે
૨૨ જો તુ મૂર્ખને ખાંડાતા દાણા સાથે ખાંડણિયામા ઘાલીને સાંબેલાથી ખાંડે,
તો પણ તેની મૂર્ખાઇ તેનાથી જુદી પડશે નહિ
૨૩ તારા ઘેટા બકરાની હાલત જાણવાની ખાંત રાખ
ને તારા ઢોરઢાંકની બરાબર તપાસ રાખ,
૨૪ કેમકે દ્રવ્ય સદા ટકતું નથી,
અને શું મુગટ વંશપરંપરા ટકે છે?
૨૫ સુકું ઘાસ લઇ જવાય છે, એટલે કુમળુ ઘાસ ઉગી નજરે આવે છે,
અને પર્વતોની વનસ્પતિનો સંગ્રહ કરાય છે
૨૬ હલવાનો તારા વસ્ત્રોને અર્થે છે,
ને બકરા ખેતરનુ મૂલ્ય છે
૨૭ અને બકરીઓનુ દૂધ તારે ખાવા સારૂ તથા તારા ઘરનાને ખાવા સારૂ,
ને તારી દાસીઓના ગુજરાનને સારૂ પુરતું [થશે]

૨૮ કોઇ માણસ પાછળ પડતો ન હોય તોપણ દુષ્ટ નાસે છે,
પણ નેકીવાનો સિંહના જેવા હિમ્મતવાન હોય છે
૨ દેશના અપરાધને લીધે તેના પર ઘણા હાકેમો હોય છે,
પણ બુદ્ધિવાન તથા જ્ઞાની માણસોથી તેનુ આવરદા લંબાય છે
૩ જે માણસ નિર્ધન છતા દરિદ્રીઓ ઉપર જુલમ કરે છે,
તે અનાજનો તદ્દન નાશ કરનાર વરસાદની ઝડી [ જેવો છે ]
૪ નિયમનો ત્યાગ કરનારાઓ દુષ્ટોના વખાણ કરે છે,
પણ નિયમ પાળનારાઓ તેઓની સાથે ટક્કર લે છે
૫ દુષ્ટ માણસો ન્યાય નથી સમજતા,
પણ યહોવાહની શોધ કરનારાઓ સઘળી બાબતો સમજે છે
૬ જે જન ધનવાન છતા પોતાના માર્ગોમા અવળો છે,
તેના કરતા પ્રમાણિકપણાથી વર્તનાર દરિદ્રી સારો છે
૭ જે કોઇ નિયમ પાળે છે તે ડાહ્યો દીકરો છે,
પણ ખાઉધરા માણસોનો સોબતી પોતાના બાપને લાજ લગાડે છે
૮ જે જન અતિશય વ્યાજ તથા નફો લઇને પોતાની સંપત વધારે છે,

તે દરિદ્રી પર દયા રાખનારને માટે તેનો સંગ્રહ
કરે છે
૯ જે જન નિયમનું શ્રવણ કરવાથી પોતાનો કાન
અવળો ફેરવી નાખે છે,
તેની પ્રાર્થના પણ કંટાળારૂપ છે
૧૦ જે કોઇ પ્રમાણિકને કુમાર્ગે ભટકાવી દે છે,
તે પોતે પોતાના ખાડામા પડશે,
પણ સદાચારીને હિતનો વારસો મળશે
૧૧ દ્રવ્યવાન માણસ પોતાને ડાહ્યો સમજે છે,
પણ સમજુક દરિદ્રી તેનું પારખુ લઇ લે છે
૧૨ જ્યારે નેકીવાનો ફતેહ કરે છે, ત્યારે ઘણી શોભા
જણાય છે,
પણ દુષ્ટોની ચઢતી થાય છે ત્યારે માણસો સંતાઇ
જાય છે
૧૩ જે જન પોતાના ઉલ્લંઘનો છુપાવે છે તે આબાદી
નહિ પામશે,
પણ જે કોઇ તેમને કબૂલ કરીને ત્યાગી દે છે,
તેઓ દયા પામશે
૧૪ હમેશા ભય રાખનાર માણસને ધન્ય છે,
પણ જે જન પોતાનું હૃદય કઠણ કરે છે તે વિપ-
ત્તિમા પડશે
૧૫ ગરીબ લોકોને માથે દુષ્ટ હાકેમ
એ તો ગર્જતા સિંહ તથા ભટકતા રિંછ જેવો છે
૧૬ જે હાકેમ અણસમજુક હોય છે તે મોટો જુલમ-
ગાર પણ હોય છે,
પણ લોભદ્વેષી જનનું આવરદા લંબાશે
૧૭ જે માણસ ઉપર કોઇ પુરૂષના ખૂનનો ભાર હશે,
તે નાસીને ખાડામા પડશે, કોઇએ તેને અટકા-
વવો નહિ
૧૮ જે કોઇ પ્રમાણિકપણાથી વર્ત્તે, તે બચાવ પામશે,
પણ જે જનના માર્ગો અવળા છે તે એકદમ પડી
જશે
૧૯ જે જન પોતાની જમીન ખેડે છે તેને પુષ્કળ અન્ન
મળશે,
પણ નકામાઓની પાછળ ચાલનારને પૂરૂ દારિદ્રય
આવશે.
૨૦ વિશ્વાસુ માણસ આશીર્વાદથી ભરપૂર થશે,
પણ જે જન દ્રવ્યવાન થવાને ઉતાવળો થાય છે
તેને શિક્ષા થયા વગર રહેશે નહિ
૨૧ આંખની શરમ રાખવી એ સારૂં નથી,
તેમજ કોઇ માણસ રોટલીના ટુકડાને માટે ઉલ્લંઘન
કરે તે પણ [સારૂ નથી]
૨૨ ભૂંડી નજરવાળો દ્રવ્યની પાછળ દોડે છે,
ને જાણતો નથી કે પોતા પર દારિદ્રય આવી પડશે
૨૩ જીભથી ખુશામત કરનારના કરતા
માણસને ઠપકો દેનાર પાછળથી વધારે કૃપા પામશે.
૨૪ જે કોઇ પોતાના બાપને અથવા પોતાની માને
લુટીને એમ કહે કે, એમા કાંઇ દોષ નથી,
તે નાશ કરનારનો સોબતી છે
૨૫ જે જન લોભી મનનો હોય છે, તે કજિયા સળ
ગાવે છે,
પણ યહોવાહ પર ભરોસો રાખનાર જન પુષ્ટ
કરાશે
૨૬ જે જન પોતાના હૃદયનો ભરોસો રાખે છે તે
મૂર્ખ છે,
પણ જે કોઇ ડહાપણથી વર્ત્તે છે તે બચાવ પામશે
૨૭ દરિદ્રીને દાન કરનારને ખોટ પડશે નહિ,
પણ જે જન પોતાની આંખો સતાડે છે તેને ઘણો
શાપ મળશે
૨૮ દુષ્ટોની ઉન્નતિ થાય છે, ત્યારે માણસો સંતાઇ
જાય છે,
પણ તેમનો નાશ થાય છે ત્યારે નેકીવાનો વૃદ્ધિ
પામે છે

૨૯ જે જન વારંવાર ઠપકો પામ્યા છતા પોતાની
ગરદન અક્કડ કરે છે,
તે અકસ્માત તથા અનિવાર્ય નાશ પામશે.
૨ નેકીવાનો વૃદ્ધિ પામે છે, ત્યારે લોકોને આનંદ
થાય છે,
પણ દુષ્ટ માણસ અધિકાર ધારણ કરે છે, ત્યારે
લોક નિસાસા મૂકે છે
૩ જે કોઇ જ્ઞાન ચાહે છે તે પોતાના બાપને આનંદિત
કરે છે,
પણ જે જન વેશ્યાની સંગત કરે છે તે [પોતાની]
સંપત્તિ ઉડાવી દે છે
૪ રાજા ન્યાયથી દેશને સ્થાપિત કરે છે,
પણ રૂશવતખોર જન તેને પાયમાલ કરે છે
૫ જે માણસ પોતાના પડોસીની ખુશામત કરે છે,
તે તેના ડગલાને વાસ્તે જાળ પાથરે છે
૬ દુષ્ટ માણસના ઉલ્લંઘનમાં ફાંદો છે,
પણ નેક જન ગાન તથા આનંદ કરે છે.

૭ નેક જન ગરીબનો દાવો જાણી લે છે,
દુષ્ટ જનને [ તે ] જાણવા જેટલી સમજ નથી.
૮ તિરસ્કારી માણસો નગર સળગાવે છે,
પણ ડાહ્યા માણસો ક્રોધનુ નિવારણ કરે છે
૯ જો ડાહ્યા માણસને મૂર્ખ માણસ સાથે વાદવિવાદ થાય,
તો ગમે તો તે ગુસ્સે થાય કે હસે, પણ તેને કઇ નિરાંત ન વળે
૧૦ ખૂનના તરસ્યા સદાચારીના વેરી છે,
ને પ્રમાણિકનો જીવ તો તેઓ શોધે છે
૧૧ મૂર્ખ જન પોતાનો સઘળો ક્રોધ બોલી બતાવે છે,
પણ ડાહ્યા માણસ તેને પાછો રાખીને શમાવી દે છે
૧૨ જો કોઇ હાકેમ જૂઠને કાન ધરે
તો તેના સર્વ સેવકો દુષ્ટ હોય છે
૧૩ ગરીબ માણસ તથા જુલમગાર ભેગા મળે છે,
યહોવાહ તે બન્નેની આખોને પ્રકાશ આપે છે
૧૪ જે રાજા વિશ્વાસુપણાથી ગરીબોનો ન્યાય કરે છે,
તેનુ વખ્ત સદાને માટે સ્થાપિત થશે
૧૫ સોટી તથા ઠપકો જ્ઞાન આપે છે,
પણ સ્વતંત્ર મૂકેલુ છોકરૂ પોતાની માને લાજ લગાડે છે
૧૬ દુષ્ટોની વૃદ્ધિ થાય છે, ત્યારે ઉલ્લંઘન વધી જાય છે,
પણ નેકજનો તેઓની પાયમાલી જોશે
૧૭ તારા દીકરાને શિક્ષા કરીશ, તો તે તને નિરાંત આપશે;
હા, તે તારા મનને આનંદ આપશે.
૧૮ જ્યાં દર્શન નથી હોતું ત્યા લોક સઘળી મર્યાદા છોડી દે છે,
પણ નિયમ પાળનારને તો ધન્ય છે
૧૯ ચાકર શબ્દોથી શિક્ષા નહિ પામે,
કેમકે જો કે તે સમજશે તો પણ ગણકારશે નહિ
૨૦ જો બોલવે ઉતાવળો માણસ તારા જોવામા આવે,
તો [ જાણવુ કે ] તેના કરતા કોઇ મૂર્ખ વિષે વધારે આશા છે
૨૧ જે જન પોતાના ચાકરને બાળપણથી લાડમા ઉછેરે છે,
તેનો આખરે તે દીકરો થઇ બેસશે
૨૨ ક્રોધી માણસ કજિયા સળગાવે છે
અને ગુસ્સાવાળો માણસ પુષ્કળ ઉલ્લંઘન કરે છે
૨૩ માણસની મગરૂરી તેને નીચો પાડશે,
પણ નમ્ર મનવાળો માન પામશે
૨૪ ચોરનો ભાગીદાર પોતાનાજ જીવનો વેરી છે,
તેને શપથ દેવામા આવ્યા છતા તે કઇ પણ જાહેર કરતો નથી
૨૫ માણસની બીક ફાંદામા નાખે છે,
પણ જે કોઇ યહોવાહ પર ભરોસો રાખે છે તે સહીસલામત રહેશે
૨૬ હાકેમની કૃપા ઘણા શોધે છે,
પણ માણસનો ઇનસાફ યહોવાહ પાસેથી [ આવેછે ]
૨૭ અન્યાયી માણસ નેક જનને કંટાળારૂપ છે,
ને નેકમાર્ગી જન દુષ્ટોને કંટાળારૂપ છે

૩૦ યાકેહના પુત્ર આગૂરના વચનો, દેવવાણી એ માણસ ઇથીએલને, ઇથીએલને તથા ઉક્કાલને [આ પ્રમાણે] કહે છે કે,
૨ નિશ્ચય હુ કોઇ પણ માણસ કરતા અધિક પશુવત્ છુ,
ને મને મનુષ્યબુદ્ધિ નથી,
૩ ને હું જ્ઞાન શિખ્યો નથી,
તેમજ મને પવિત્ર [ ઇશ્વર ]નું જ્ઞાન નથી
૪ કોણ આકાશમા ચઢી જઇને ઉતર્યો છે?
કોણે હવાને પોતાની મુઠ્ઠીઓમા સમેટી દીધી છે?
કોણે [ સઘળા ] પાણી પોતાના વસ્ત્રમા બાધી દીધા છે?
પૃથ્વીની સર્વ સીમાઓ કોણે સ્થાપી છે?
જો તું જાણતો હોય તો [ કહે ], તેનું નામ શું છે,
ને તેના દીકરાનુ નામ શું છે?
૫ પરમેશ્વરનુ પ્રત્યેક વચન પરખેલુ છે,
જેઓ તેના પર ભરોસો રાખે છે તેમને તે ઢાલ રૂપ છે
૬ તેના વચનોમા તું ઉમેરો ન કર,
રખે તે તને ઠપકો દે ને તું જૂઠો માલમ પડે
૭ બે વરદાન મે તારી પાસેથી માગ્યા છે,
મારા મૃત્યુ પહેલા મને ના ન પાડ,
૮ [ તે એ કે ] વ્યર્થતા તથા જૂઠ મારાથી દૂર કર,
મને દરિદ્રતા ન આપ, તેમજ દ્રવ્ય પણ ન આપ,
મારે માટે અગત્યનું હોય તેટલા અન્નથી મારૂં પોષણ કર,

૯ રખે હું તૃપ્ત થઇને તારો નકાર કરીને કહું કે, યહોવાહ કોણ છે?
અથવા રખે હું દરિદ્રી થઇને ચોરી કરૂં,
ને મારા દેવના નામને વટાળું.
૧૦ ચાકરની ચાડી તેના શેઠ આગળ ન કર,
રખે તે તને શાપ દે, ને તું દોષિત ઠરે.
૧૧ એવી પણ પેઢી છે કે જે[ના લોક] પોતાના બાપને શાપે છે,
ને પોતાની માને આશીર્વાદ દેતા નથી.
૧૨ એવી પણ પેઢી છે કે જે[ના લોક] પોતાને શુદ્ધ ગણે છે,
પરંતુ તેઓ પોતાના મલીનપણામાંથી સ્વચ્છ કરાયાં નથી
૧૩ એવી પણ પેઢી છે કે જેઓની આંખો, અરે, કેટલી ઉંચી છે!
ને તેઓનાં પોપચાં ઉંચાં કીધેલાં છે.
૧૪ એવી પણ પેઢી છે કે જેઓના દાંત તરવારરૂપ છે,
ને જેઓની દાઢો ચપ્પુરૂપ છે;
એ સારૂ કે તેઓ ગરીબોને પૃથ્વી પરથી, ને કંગાલોને માણસોમાંથી ખાઇ જાય.

૧૫ "આપ, આપ," એ [નામની] બે દીકરીઓ જળોને છે.
ત્રણ વાનાં છે કે જે કદી તૃપ્ત થતાં નથી,
હા, ચાર [વાનાં] છે કે જે એમ કહેતાંજ નથી કે, બસ;
૧૬ એટલે, શેઓલ; તથા વાંઝ ઉદર;
જમીન કે જે પાણીથી તૃપ્ત થતીજ નથી;
તથા અગ્નિ કે જે એમ કહેતોજ નથી કે, બસ.

૧૭ જે આંખ પોતાના બાપની મશ્કરી કરે છે,
ને પોતાની માની આજ્ઞા માનવાનું તુચ્છ કરે છે,
તેને ખીણના કાગડા કોચી કાઢશે,
ને ગીધનાં બચ્ચાં તેને ખાશે.
૧૮ ત્રણ વાનાં મને એવાં આશ્ચર્યવાન લાગે છે કે તેઓ મારી સમજ બહાર છે,
હા, ચાર [વાનાં] હું જાણતો નથી;
૧૯ [તે એ કે] વાયુમાં ગરૂડનો માર્ગ;
ખડક ઉપર સર્પનો માર્ગ;
સમુદ્રની મધ્યે વહાણનો માર્ગ;
ને કુમારી સાથે પુરૂષનો માર્ગ.
૨૦ વ્યભિચારી સ્ત્રીનો માર્ગ પણ એવોજ છે;
તે ખાઇને પોતાનું મ્હો લુછે છે,
ને કહે છે કે, મેં કાંઇ કુકર્મ કીધું નથી.

૨૧ ત્રણ વાનાને લીધે પૃથ્વી કાંપે છે;
ને ચારને લીધે પણ, કેમકે તે તે ખમી શકતી નથી;
૨૨ રાજપદ્વી પામેલા ચાકરને લીધે;
અન્નથી તૃપ્ત થયલા મૂર્ખને લીધે;
૨૩ પરણેલી કુભારજાને લીધે;
ને પોતાની શેઠાણીની વારસ થયલી દાસીને લીધે

૨૪ ચાર વાનાં પૃથ્વી પર નાનાં છે,
પણ તે અતિશય શાણાં હોય છે;
૨૫ કીડીઓની પ્રજા બળવાન નથી,
પણ તેઓ ઉન્હાળામાં પોતાનો ખોરાક ભેગો કરે છે;
૨૬ સસલાની પ્રજા તો ઘણીજ અબળ હોય છે,
તો પણ તેઓ પોતાનાં ઘર ખડકોમાં બનાવે છે;
૨૭ તીડોને રાજા હોતો નથી,
તોપણ તેઓ સર્વ ટોળાંબંધ ફરે છે;
૨૮ ઘરોળીને તું તારા હાથથી પકડી શકે છે,
તોપણ તે રાજાઓના મેહેલોમાં છે.

૨૯ ત્રણ પ્રાણીઓની ગતિ દમાકદાર હોય છે,
હા, ચાલમાં ચાર [પ્રાણીઓ] દમાકદાર હોય છે;
૩૦ એટલે સિંહ જે પશુઓમાં સૌથી બળવાન છે,
ને કોઇને લીધે તે પોતાનો રસ્તો મરડતો નથી;
૩૧ [તથા] શિકારી કુતરો; તથા બકરો;
તથા રાજા કે જેની વિરૂદ્ધ ઉઠી શકાય નહિ.

૩૨ જો ગર્વિષ્ઠ થવાની મૂર્ખાઇ તેં કીધી હોય,
અથવા તેં ભુંડો વિચાર કીધો હોય,
તો તારો હાથ તારા મ્હો પર [મૂક]
૩૩ કેમકે દૂધ વલોવ્યાથી માખણ નિપજે છે,
અને નાક મચડ્યાથી લોહી નિકળે છે;
તેમજ ક્રોધને છંછેડ્યાથી ટંટો નિપજે છે

૩૧ લમૂએલ રાજાનાં વચનો; એટલે જે દેવવાણી તેની માએ તેને શિખવી હતી તે.

૨ મારા દીકરા, શું [કહું]? અને હે મારા પેટના દીકરા, શું [કહું]?
ને હે મારી માનતાઓના દીકરા, શું [કહું]?
૩ સ્ત્રીઓને તારૂં બળ,
તથા રાજાઓનો નાશ કરનારને તારા માર્ગો આપી ન દે

૪ હે લમૂએલ, દ્રાક્ષરસ પીવો એ રાજાઓને ન ઘટે,
રાજાઓને ન છાજે;
ને મદીરા ક્યાં છે? [એમ કહેવું] હાકેમોને ન શોભે.
૫ રખે તેઓ પીને નિયમને વિસરી જાય,
અને કોઇ દુ:ખિતનો ઇનસાફ ઉંધો વાળે.
૬ મરવાની અણી પર હોય એવાને મદીરા,
અને જેનું મન દુ:ખી હોય તેને દ્રાક્ષરસ આપ;
૭ તે પીને ભલે પોતાની દરિદ્રતા ભુલી જાય,
ને પોતાનું દુ:ખ ફરી કદી તેને યાદ આવે નહિ.
૮ મુગાઓની ખાતર તથા સઘળા નિરાધાર જનોના પક્ષમાં,
તું તારૂં મુખ ઉઘાડ.
૯ તારૂં મુખ ઉઘાડીને અદલ ઇનસાફ કર,
અને ગરીબ તથા દરિદ્રીને ન્યાય આપ.

૧૦ સદ્‌ગુણી સ્ત્રી કોને મળે?
કેમકે તેનું મૂલ્ય તો રત્નો કરતાં બહુ અધિક છે.
૧૧ તેના પતિનું અંતઃકરણ તેના પર ભરોસો રાખે છે,
ને તેને સંપત્તિની ખોટ રહેશે નહિ.
૧૨ પોતાના આવરદાના સર્વ દિવસો પર્યંત,
તેણી તેનું ભલુંજ કરે છે ને ભુંડું નહિ.
૧૩ તે ઉન તથા સણ શોધે છે,
ને રાજીખુશીથી પોતાને હાથે કામ કરે છે.
૧૪ તે વેપારીનાં વહાણ જેવી છે,
તે દૂરથી પોતાનું અન્ન લાવે છે.
૧૫ વળી હજી તો રાત હોય છે એટલામાં તે ઉઠે છે,
ને પોતાના ઘરનાને ખાવાનું આપે છે,
ને પોતાની દાસીઓને તેમનું કામ નિમી આપે છે.
૧૬ તે કોઇ ખેતરનો વિચાર કરે છે ને તેને ખરીદે છે;
પોતાના હાથની પેદાશથી તે દ્રાક્ષવાડી રોપે છે.
૧૭ તે પોતાની કમરે બળરૂપી પટો બાંધે છે,
ને પોતાના હાથ બળવાન કરે છે.
૧૮ તેને માલમ પડે છે કે તેનો વેપાર લાભકારક છે;
તેનો દીવો રાતે હોલવાતો નથી.
૧૯ તે પોતાના હાથ ચરખાને લગાડે છે,
ને તેના હાથ તરાકને પકડે છે.
૨૦ તે ગરીબો પ્રત્યે પોતાની મુઠ્ઠી ખુલ્લી કરે છે;
હા, તે પોતાના હાથ લંબાવીને દરિદ્રીઓને [મદદ કરે છે].
૨૧ તેને પોતાના કુટુંબ વિષે હીમનો ભય નથી;
કેમકે તેના આખા કુટુંબે કીરમજી વસ્ત્ર પહેરેલાં છે.
૨૨ તે પોતાને વાસ્તે બુટ્ટેદાર તકિયા બનાવે છે,
તેનાં વસ્ત્ર બારીક સણનાં તથા જાંબુઆ રંગનાં છે.
૨૩ તેનો ધણી દેશના આગેવાનોની જોડે બેસનાર તરીકે
ભાગળોમાં પ્રખ્યાત છે.
૨૪ તે સણનાં વસ્ત્ર બનાવીને વેચે છે;
ને વેપારીને કમરબંધ [બનાવી] આપે છે.
૨૫ બળ તથા મોભો એ તેનો પોષાક છે;
ને ભવિષ્યકાળ[ની ચિંતાને] તે હસી કાઢે છે.
૨૬ તે જ્ઞાનથી પોતાનું મુખ ઉઘાડે છે;
ને માયાનો નિયમ તેની જીભ પર છે.
૨૭ તે પોતાના ઘરનાંના માર્ગોની બરાબર તપાસ રાખે છે,
ને આળસની રોટલી ખાતી નથી.
૨૮ તેનાં છોકરાં ઉભાં થઇને તેને ધન્યવાદ દે છે,
ને તેનો ધણી પણ તેનાં વખાણ કરીને [કહે છે કે],
૨૯ સદ્‌ગુણી આચરણવાળી દીકરીઓ તો ઘણી થઇ ગઇ છે,
પણ તું તે સર્વ કરતાં ઉત્તમ છે.
૩૦ કાંતિ ઠગારી છે, ને સૌંદર્ય વ્યર્થ છે;
પણ યહોવાહનો ડર રાખનાર સ્ત્રી વખાણ પામશે.
૩૧ તેના હાથની પેદાશમાંથી તેને આપો,
ને તેનાં કામો ભાગળોમાં તેની પ્રશંસા કરે.

# સભાશિક્ષક;

## અથવા, ઉપદેશક.

૧ યરૂશાલેમનો રાજા, દાઉદનો પુત્ર, જે સભા-
શિક્ષક તેનાં વચનો.

૨ સભાશિક્ષક કહે છે કે, વ્યર્થતાની વ્યર્થતા; વ્યર્થ-
તાની વ્યર્થતા, સઘળું વ્યર્થતા છે. ૩ જે બધો શ્રમ
મનુષ્ય સૂર્ય તળે ઉઠાવે છે, તેથી તેને શો લાભ છે?
૪ એક પેઢી જાય છે, ને બીજી પેઢી આવે છે; પણ
પૃથ્વી સદા ટકી રહે છે ૫ વળી સૂર્ય ઉગે છે, ને સૂર્ય
અસ્ત થઇને તેની ઉગવાની જગ્યાએ ત્વરાથી ધસી
જાય છે ૬ પવન દક્ષિણ તરફ જાય છે, ને પાછો ફરીને
ઉત્તરમાં જાય છે; તે પોતાની ગતિમાં જાથુ આમથી
તેમ ફર્યા કરે છે, ને પવન પોતાના રસ્તામાં પાછો
આવે છે. ૭ સર્વ નદીઓ જઇને સમુદ્રમાં પડે છે,
તોપણ સમુદ્ર ભરાઇ જતો નથી; જે જગ્યામાં નદીઓ
જાય છે ત્યાં તેઓ પાછી જાય છે. ૮ સર્વ વસ્તુઓ પૂરી
કંટાળાદાયક છે; મનુષ્ય તેનું વર્ણન કરવાને અશક્ત
છે; જોવાથી આંખ તૃપ્ત થતી નથી, ને સાંભળવાથી
કાન ધરાતા નથી. ૯ જે થઇ ગયું છે તેજ થવાનું છે;
ને જે કરાઇ ગયું છે તેજ કરાવાનું છે; ને સૂર્ય તળે
કાંઇજ નવું નથી. ૧૦ શું, એવું કાંઇ છે કે જે વિષે લોકો
એમ કહી શકે કે, જુઓ, આ નવું છે? તો [જાણવું કે],
આપણી અગાઉના જમાનાઓમાં તે થઇ ગયું હતું.
૧૧ આગલી [પેઢીઓ]નું સ્મરણ નથી; તેમજ હવે
પછી થનાર પાછલી [પેઢીઓ]નું કંઇ પણ સ્મરણ હવે
પછી થનાર લોકો મધ્યે રહેશે નહિ

૧૨ હું સભાશિક્ષક યરૂશાલેમમાં ઇસ્રાએલ પર રાજા
હતો. ૧૩ અને આકાશ તળે જે સર્વ કાર્યો બને છે
તેમની જ્ઞાનથી શોધ કરવાને તથા તેમનો પાર પામ-
વાને મેં મારૂં મન લગાડયું; એ કષ્ટમય શ્રમ ઇશ્વરે
મનુષ્યપુત્રોને પલોટાવાના સાધન તરીકે તેમને આપ્યો
છે. ૧૪ સૂર્ય તળે જે સર્વ કામો કરાય છે તે મેં જોયાં
છે; ને, જુઓ, સર્વ વ્યર્થ તથા પવન પાછળ ફાંફાં
મારવા જેવું છે. ૧૫ વાંકું હોય તે સીધું કરી શકાય
નહિ; ને જે ખુટતું છે તેની ગણત્રી કરી શકાય નહિ.
૧૬ મેં મારા પોતાના મન સાથે એવી વાત કીધી કે, જો,
મારી અગાઉ જેઓ યરૂશાલેમમાં થઇ ગયા તે સર્વ
કરતાં અધિક જ્ઞાન મેં મેળવ્યું છે; હા, મારા મનને
જ્ઞાનનો તથા વિદ્યાનો ઘણો અનુભવ થયલો છે.
૧૭ વળી મેં મારૂં મન જ્ઞાન સમજવામાં ને ઘેલાપણું
તથા મૂર્ખાઇ સમજવામાં લગાડયું; તો મને માલમ
પડયું કે એ પણ પવન પાછળ ફાંફાં મારવા જેવું છે.
૧૮ કેમકે અધિક જ્ઞાનથી અધિક શોક છે; ને વિદ્યા
વધારનાર જન શોક વધારે છે

૨ મેં મારા મનમાં કહ્યું કે, ચાલ ત્યારે, હું ખુશા-
લીથી તારૂં પારખું કરીશ; માટે સુખભોગ કર;
ને, જુઓ, આ પણ વ્યર્થતા હતી. ૨ મેં હાસ્ય વિષે
કહ્યું કે, તે ઘેલાઇ છે; ને વિનોદ વિષે કે, તેથી શું
થાય? ૩ મેં મારા અંત કરણમાં ખોળ કરી કે કેવી રીતે
[એમ બને કે] હું મારા દેહને દ્રાક્ષરસથી મગ્ન કરૂં,
તેમ છતાં મારા અંતઃકરણનું ડહાપણ તેવું ને તેવુંજ
રહે, ને કેવી રીતે [એમ બને કે] મનુષ્યપુત્રોએ
આકાશ તળે તેઓના સઘળા આયુષ્ય પર્યંત શું કરવું
સારૂં છે, તે મને માલમ પડે ત્યાં સુધી હું મૂર્ખાઇનું
ગ્રહણ કરૂં. ૪ મેં પોતાને માટે મોટાં મોટાં કામો
ઉઠાવ્યાં; મેં પોતાને કાજે ઘરો બાંધ્યાં; મેં પોતાને
વાસ્તે દ્રાક્ષવાડીઓ રોપાવી; ૫ મેં પોતાને સારૂ
બગીચા તથા ચમનબાગો બનાવ્યા, ને મેં તેઓમાં
સર્વ પ્રકારનાં ફળઝાડ રોપ્યાં; ૬ મેં પોતાને માટે
તળાવો ખોદાવ્યાં, એ સારૂ કે તેમાંથી લઇને જે વનમાં
ઝાડ ઉછરતાં હતાં તેને પાણી પવાય; ૭ મેં દાસો
તથા દાસીઓ ખરીદ્યાં, ને મારા ઘરમાં જન્મેલા
ચાકરો પણ મારે હતા; વળી જેઓ મારી અગાઉ
યરૂશાલેમમાં થઇ ગયા તે સર્વના કરતાં પણ મારી
પાસે ગોપશુઓનાં તથા ઘેટાં બકરાનાં ટોળાંની સમ્પત્તિ
અધિક હતી. ૮ વળી મેં પોતાને વાસ્તે સોનું તથા રૂપું

ને રાજાઓનું તથા પ્રગણાંનું ખાનગી દ્રવ્ય પણ ભેગું
કીધું; મેં પોતાને સારૂ ગવૈયા તથા ગવૈયેણો, તથા
જેમાં મનુષ્યપુત્રો આનંદ માને છે તે, એટલે અતિ
ઘણી ઉપપત્નીઓ, મેળવ્યાં [૯] એવી રીતે હું પ્રતાપી
થયો, ને જેઓ યરૂશાલેમમાં મારી અગાઉ થઇ ગયા
તે સર્વ કરતાં હું વૃદ્ધિ પામ્યો; મારૂં જ્ઞાન પણ મારામાં
અનામત હતું. [૧૦] અને જે કંઇ મારી આંખોએ ઇચ્છ્યું
તે મેં તેઓથી પાછું રાખ્યું નહિ; મેં મારા મનને કોઇ
પણ આનંદથી રોક્યું નહિ, કેમકે મારી સર્વ મેહેનત[નું
ફળ] જોઇને મારૂં મન હર્ષિત થયું, ને મારી સર્વ મેહે-
નતનું ફળ મને એ મળ્યું. [૧૧] ત્યારે જે બધાં કામો
મારા હાથોએ કીધા હતાં તે પર, ને જે મેહેનત
કરવાનો શ્રમ મેં ઉઠાવ્યો હતો તે પર મેં નજર
કરી; તો, જુઓ, સઘળું વ્યર્થતા તથા પવન પાછળ
ફાંફાં મારવા જેવું દેખાયું, ને સૂર્ય તળે કંઇ લાભ
જણાયો નહિ

[૧૨] અને જ્ઞાન તથા ઘેલાઇ તથા મૂર્ખાઇ નિહાળવાને
હું ફર્યો; કેમકે રાજાની પછી આવનાર માણસ શું
[કરી શકે]? ફક્ત અગાઉ કરાઇ ચુક્યું હોય તેજ.
[૧૩] ત્યારે મેં જોયું કે જેટલે દરજ્જે અજવાળું અંધકારથી
શ્રેષ્ઠ છે, તેટલે દરજ્જે જ્ઞાન મૂર્ખાઇથી શ્રેષ્ઠ છે
[૧૪] બુદ્ધિવાન માણસની આંખો તેના માથામાં છે, ને
મૂર્ખ અંધકારમાં ચાલે છે; અને એમ છતાં પણ મેં
જોયું કે તે સર્વના એકજ હાલ થાય છે [૧૫] ત્યારે મેં
મારા મનમાં વિચાર્યું કે, જેમ મૂર્ખને થાય છે તેમજ
મને પણ થશે; ત્યારે મને તેના કરતાં વધારે બુદ્ધિ-
વાન હોવામાં શો લાભ? ત્યારે મેં મારા મનમાં કહ્યું
કે, એ પણ વ્યર્થતા છે. [૧૬] કેમકે જેમ મૂર્ખની તેમજ
જ્ઞાનીની યાદગીરી સદા રહેતી નથી; કેમકે ભવિષ્ય
કાળમાં [હાલના] સઘળા વિસારે પડી ચુક્યા હશે.
વળી જુઓ તો ખરા, મૂર્ખની પેઠેજ જ્ઞાની પણ મરે
છે! [૧૭] તેથી મને જીંદગી પર ધિક્કાર ઉપજ્યો;
કેમકે સૂર્ય તળે જે કામ કરાય છે તે મને ખેદયુક્ત થયું;
કેમકે સઘળું વ્યર્થતા તથા પવન પાછળ ફાંફાં મારવા
જેવું છે.

[૧૮] અને સૂર્ય તળે જે સઘળા કામમાં મેં શ્રમ ઉઠાવ્યો
તેના પર મને ધિક્કાર ઉપજ્યો; કેમકે મારે તે મારા
પછી થનાર માણસને માટે મૂકી જવું પડશે. [૧૯] અને
તે માણસ જ્ઞાની થશે કે મૂર્ખ એ કોણ જાણે છે? તેમ
છતાં પણ જે બધા કામમાં મેં શ્રમ ઉઠાવ્યો છે, ને
સૂર્ય તળે જેમાં મેં જ્ઞાન દર્શાવ્યું છે તેના પર તે
અધિકાર ભોગવશે. એ પણ વ્યર્થતા છે [૨૦] તેથી
હું ફર્યો ને સૂર્ય તળે જે સર્વ કામમાં મેં શ્રમ ઉઠાવ્યો
હતો તે વિષે મારા મનને નિરાશ કીધું [૨૧] કેમકે
કોઇ એવો માણસ હોય છે કે જેનું કામ બુદ્ધિથી,
જ્ઞાનથી, તથા કૌશલ્યથી કરેલું હોય છે; તો પણ તેમાં
મેહેનત નહિ કીધી હોય એવા માણસના હાથમાં
વારસા તરીકે તે તેને મૂકી જશે; એ પણ વ્યર્થતા
તથા મોટો અનર્થ છે. [૨૨] કેમકે પોતાનું સર્વ કામ તથા
પોતાના અંતઃકરણનું મથન જેમાં માણસ સૂર્ય તળે
શ્રમ ઉઠાવે છે તેથી તેને શું મળે છે? [૨૩] કેમકે તેના
સઘળા દિવસો ખેદયુક્ત તથા તેનો પરિશ્રમ દિલગીરી-
રૂપ છે; હા, રાત્રે પણ તેનું મન વિશ્રાંતિ ભોગવતું
નથી. એ પણ વ્યર્થતા છે.

[૨૪] ખાવું, પીવું તથા પોતાનાં કામમાં પોતાના જીવને
મોજ કરાવવી, એ કરતાં માણસને માટે બીજું કશું
શ્રેષ્ઠ નથી. એ પણ મને માલમ પડ્યું કે એ ઇશ્વરના
હાથથીજ મળે છે [૨૫] કેમકે ખાવામાં તથા સુખભોગ
કરવામાં મારા કરતાં વધારે શક્તિવાન કોણ છે?
[૨૬] કેમકે જે માણસ [ઇશ્વરને] રાજી કરે છે તેને [તે]
બુદ્ધિ તથા જ્ઞાન તથા આનંદ આપે છે; પણ પાપીને
તે પરિશ્રમ આપે છે, એ માટે કે દેવને રાજી કરનારને
આપવા સારૂ તેઓ સંગ્રહ કરે તથા ઢગલે ઢગલા કરે.
એ પણ વ્યર્થતા તથા પવન પાછળ ફાંફાં મારવા
જેવું છે.

૩ પ્રત્યેક બાબતને માટે સમય, તથા આકાશ તળે
દરેક પ્રયોજનને માટે વખત હોય છે; [૨] જન-
મવાનો વખત, મરવાનો વખત; રોપવાનો વખત, ને
રોપેલાને ઉખેડી નાખવાનો વખત; [૩] મારી નાખવાનો
વખત, ને સાજું કરવાનો વખત; તોડી પાડવાનો
વખત, ને ઉભું કરવાનો વખત; [૪] રડવાનો વખત,
ને હસવાનો વખત; શોક કરવાનો વખત, ને નૃત્ય
કરવાનો વખત; [૫] પત્થરો ફેંકી દેવાનો વખત, ને
પત્થરો એકઠા કરવાનો વખત; આલિંગન કરવાનો
વખત, ને આલિંગન કરવાથી પાછા રહેવાનો વખત;
[૬] શોધવાનો વખત, ને ખોવાનો વખત; રાખવાનો
વખત, ને નાખી દેવાનો વખત; [૭] ફાડવાનો વખત,
ને સિવવાનો વખત; ચૂપ રહેવાનો વખત, ને બોલ-
વાનો વખત; [૮] પ્રીતિ કરવાનો વખત, ને દ્વેષ કરવાનો
વખત; યુદ્ધનો વખત, ને સલાહશાંતિનો વખત. [૯] જે

લિધે તે શ્રમ કરે છે તેથી મેહેનત કરનારને શો લાભ
છે? ૧૦જે કષ્ટમય શ્રમ ઇશ્વરે મનુષ્યપુત્રોને પલોટા-
વાના સાધન તરીકે આપ્યો છે તે મેં જોયો છે. ૧૧તેણે
પ્રત્યેક વસ્તુને તેને સમયે સુંદર બનાવી છે; વળી તેણે
તેઓના મનમાં સનાતનપણું મૂક્યું છે, પણ તે એવી
રીતે કે આરંભથી તે ઇતિ સુધી ઇશ્વરે જે કંઇ કામ કીધું
છે તેની શોધ મનુષ્ય કરી ન શકે. ૧૨હું જાણું છું કે,
આનંદ કરવો ને પોતાની જીંદગી પર્યંત સારૂં કરવું,
તે કરતાં શ્રેષ્ઠ તેઓને વાસ્તે બીજું કાંઇ નથી ૧૩વળી
પ્રત્યેક મનુષ્ય ખાય, પીએ ને પોતાની સર્વ મેહેનતમાં
સુખ ભોગવે, એ ઇશ્વરનું વરદાન છે. ૧૪હું જાણું છું
કે સઘળું જે ઇશ્વર કરે છે તેજ સદા રહેશે; તેમાં
કાંઇ વધારી શકાય નહિ, કે તેમાંથી કાંઇ ઘટાડી શકાય
નહિ; અને ઇશ્વરે તે એ માટે કર્યું છે કે મનુષ્યો તેનો
ડર રાખે. ૧૫જે [હાલ] છે તેઅગાઉ થઇ ગયું છે; ને
જે થવાનું છે તે પણ અગાઉ થઇ ગયું છે; ને જે વિતી
ગયું છે તેને ઇશ્વર પાછું શોધી કાઢે છે.

૧૬અને વળી મેં સૂર્ય તળે એવું જોયું કે ન્યાયને
ઠેકાણે દુષ્ટતા છે; ને નેકીને ઠેકાણે ભુંડાઇ છે ૧૭મેં
મારા મનમાં કહ્યું કે, ઇશ્વર નેકનો તથા દુષ્ટનો ન્યાય
કરશે; કેમકે ત્યાં પ્રત્યેક પ્રયોજનને માટે તથા પ્રત્યેક
કામને માટે [યોગ્ય] સમય છે. ૧૮મેં મારા મનમાં
કહ્યું કે, મનુષ્યપુત્રોને લીધે [એમ છે] એ માટે કે
ઇશ્વર તેઓનું પારખું કરે, ને તેઓ સમજે કે અમે
પશુવત્ છીએ. ૧૯ કેમકે મનુષ્યપુત્રોને જે થાય છે
તેજ પશુઓને થાય છે; તેઓની એકજ દશા થાય
છે; જેમ એક મરે છે તેમજ બીજું પણ મરે છે; હા,
તે સર્વને એકજ શ્વાસ છે; ને માણસ પશુ કરતાં
બિલકુલ શ્રેષ્ઠ નથી; કેમકે સઘળું વ્યર્થતા છે. ૨૦સર્વ
એકજ જગ્યાએ જાય છે; સર્વ ધૂળનાં છે, ને સર્વ
પાછાં ધૂળ થઇ જાય છે ૨૧મનુષ્યનો આત્મા ઉપર
જાય છે કે નહિ, ને પશુનો આત્મા નીચે પૃથ્વીમાં
જાય છે કે નહિ, તેની કોને ખબર છે? ૨૨એ માટે
મેં જોયું કે, પોતાનાં કામોમાં મગ્ન થવું તે કરતાં વધારે
સારૂં મનુષ્યને માટે કંઇ નથી; કેમકે એ તેનો હિસ્સો
છે, કેમકે તેના પછી જે થશે તે જોવાને તેને કોણ
[પાછો] લાવશે?

૪ ત્યાર પછી હું પાછો ફર્યો, ને સૂર્ય તળે જે સર્વ
જુલમ કરવામાં આવે છે તે મેં જોયો; ને જો,
જુલમ વેઠનારાઓનાં આંસુ [પડતાં હતાં], ને તેમને
દિલાસો દેનાર કોઇ નહોતું; ને તેમના પર જુલમ
કરનારાઓને પક્ષે બળ હતું, પણ તેમને દિલાસો
દેનાર કોઇ નહોતું ૨તે માટે હજી સુધી હયાત રહેલા
જીવતાઓના કરતાં મરી ચૂકેલા મરનારને મેં વખાણ્યા;
૩હા, તે બન્ને કરતાં જે હજીસુધી હયાતીમાં આવ્યો
નથી, ને જેણે સૂર્ય તળે કરાતાં ભુંડાં કૃત્યો જોયાં નથી,
તેને મેં વધારે [સુખી] ગણ્યો.

૪ત્યાર પછી મેં સઘળી મેહેનત તથા પ્રત્યેક ચતુ-
રાઇનું કામ જોયું, કે એને લીધે માણસ ઉપર તેનો
પડોસી ઇર્ષા કરે છે. એ પણ વ્યર્થતા તથા પવન
પાછળ ફાંફા મારવા જેવું છે. ૫મૂર્ખ પોતાના હાથ
બિડે છે, ને પોતાનુંજ માંસ ખાય છે ૬શ્રમ તથા
પવન પાછળ ફાંફા સહિત ખોબો [મળે], તે કરતાં
શાંતિ સહિત પોશ [મળે] તે સારૂં છે

૭ ત્યાર પછી હું પાછો ફર્યો, ને સૂર્ય તળે વ્યર્થતા
મેં જોઇ. ૮એક જન એકલોજ છે, ને તેને બીજું કોઇ
[સગુંવહાલું] નથી; હા, તેને દીકરો નથી તેમ ભાઇ
પણ નથી; તોપણ તેની મેહેનતનો પાર નથી, ને
દ્રવ્યથી તેની આંખો તૃપ્ત થતી નથી. [તે પુછતો
નથી કે], હું તે કોને સારૂ મેહેનત ઉઠાવું છું ને મારા
જીવને દુઃખી કરૂં છું? એ પણ વ્યર્થતા છે, હા, દારૂણ
કષ્ટ છે. ૯એક કરતાં બે ઠીક; કેમકે તેમની મેહેનતનું
ફળ તેમને સારૂ મળે છે. ૧૦કેમકે જો તેઓ પડી જાય,
તો તેમાંનો એક પોતાના સાથીને ઉઠાડશે; પણ જે
પડતી વેળાએ એકલો હોય ને તેને ઉઠાડવાને તેની
પાસે બીજો કોઇ ન હોય તેને અફસોસ. ૧૧વળી
જો બે સાથે સુએ તો તેમને હુંફ મળે છે; પણ એક-
લાને કેવી રીતે હુંફ મળે? ૧૨ને એકલા માણસને
જો કોઇ હરાવે તો પણ બે તેને પૂરા પડશે; ને ત્રેવડી
વણેલી દોરી જલદી તુટતી નથી. ૧૩વૃદ્ધ છતાં મૂર્ખ
રાજા કે જેને કોઇ કાળે શિખામણ અંગીકારતાં
આવડતું નથી તેના કરતાં ગરીબ પણ જ્ઞાની જુવાન
સારો છે. ૧૪કેમકે તે કેદખાનામાંથી નિકળીને રાજા
થયો; હા, તેના રાજ્યમાં પણ તે દરિદ્રી જન્મ્યો
હતો. ૧૫સૂર્ય તળે ચાલતા સર્વે જીવતાઓને મેં જોયા
કે તેઓ તેની જગ્યાએ ઉભા થનાર પેલા બીજા
જુવાનની કુમકમાં હતા. ૧૬જે સર્વ લોકો ઉપર તે
હતો તેઓનો પાર નહોતો; તોપણ તેની પાછળ
આવનારાઓ તેમાં હરખાશે નહિ નિશ્ચે એ પણ
વ્યર્થતા તથા પવન પાછળ ફાંફાં મારવા જેવું છે.

૫ ઇશ્વરના ઘરમાં તું જાય ત્યારે તારો પગ સભાળ;
કેમકે સાંભળવાને પાસે જવું તે મૂર્ખોનું યજ્ઞા-
પંણ કરવા કરતાં સારૂં છે; કેમકે તેઓ ભુંડું કરે છે
એમ તેઓ જાણતા નથી. ૨ તારા મુખથી અવિચારી
[કામ] ન કર, ને ઇશ્વરની હજુરમાં કંઇ પણ બોલ-
વાને તારૂં અંતઃકરણ ઉતાવળું ન થાય; કેમકે ઇશ્વર
આકાશમા છે, ને તું તો પૃથ્વી પર; માટે તારા શબ્દો
થોડાજ હોય ૩ કેમકે કામના જથ્થા સાથે સ્વપ્ન આવે
છે, ને શબ્દોના જથ્થા સાથે મૂર્ખનો સાદ [આવે
છે]. ૪ જ્યારે તું ઇશ્વર પ્રત્યે માનતા માને ત્યારે તે
અદા કરતાં ઢીલ ન કર; કેમકે મૂર્ખો પર તે રાજી
નથી; તારી માનતા ઉતાર. ૫ તું માનતા માનીને ન
ઉતારે તેના કરતાં માનતા ન માને એ સારૂ છે. ૬ તારા
મુખને તારા શરીર પાસે પાપ કરાવવા ન દે; તેમજ
દૂતની રૂબરૂ એમ ન કહે કે, એ તો ચૂક હતી; શા
માટે ઇશ્વર તારા બોલવાથી ક્રોધાયમાન થઇને તારા
હાથના કામનો નાશ કરે? ૭ કેમકે પુષ્કળ સ્વપ્નોથી
તથા વ્યર્થ વિચારોથી તથા ઝાઝું બોલવાથી [એમ
થાય છે]; પણ તું ઇશ્વરનો ડર રાખ.

૮ જો ગરીબો પર જુલમ [થતાં] તથા દેશમાં
ઇનસાફ તથા ન્યાયને જોર જુલમથી છિનવી લેવાતાં
તું જુએ, તો તે વાતથી અચરત ન થા; કેમકે ઉંચાઓ
કરતાં જે ઉંચો તે લક્ષ દે છે; ને તેઓ કરતાં એક
ઉંચો છે. ૯ વળી પૃથ્વીની ઉપજ સર્વને કાજે છે;
રાજાને પણ ખેતરથી મદદ મળે છે.

૧૦ રૂપાનો લોભી રૂપાથી તૃપ્તિ પામશે નહિ; ને
પુષ્કળતાનો ભાવિક વૃદ્ધિથી [તૃપ્ત થશે] નહિ; આ
પણ વ્યર્થતા છે. ૧૧ માલ વધે છે ત્યારે તેને ખાનારાં
પણ વધે છે; ને તેને નજરે જોવા શિવાય બીજો શો
નફો તેના માલીકને થાય છે? ૧૨ મજૂર ગમે તો થોડું
ખાય કે વધારે, પણ તેની ઉંઘ મીઠી હોય છે; પણ
દ્રવ્યવાનનું ભરપૂરપણું તેને ઉંઘવા દેશે નહિ.

૧૩ મેં સૂર્ય તળે એક ભારે અપાય જોયો છે, એટલે
દ્રવ્યનો માલિક પોતાની હાનિને સારૂ દ્રવ્ય રાખે છે
તે; ૧૪ ને તે દ્રવ્ય નઠારા સાહસથી નાશ પામે છે;
ને જો તેને પેટનો છોકરો હોય, તો તેના હાથમાં
કાંઇ રહેતું નથી. ૧૫ જેવો તે પોતાની માના પેટમાંથી
આવ્યો હતો તેવોજ, એટલે જેવો નાગો આવ્યો
હતો તેવોજ પાછો જશે, ને પોતાની મેહેનત બદલ
કંઇ પણ પોતાના હાથમાં ઝાલીને લઇ જવા સારૂ તે
લેવા પામશે નહિ. ૧૬ અને આ પણ એક ભારે
અપાય છે, કે સર્વ બાબતે જેવો તે આવ્યો તેવોજ
તેને જવું પડશે; અને પવનને માટે મેહેનત કરવાથી
તેને શો લાભ છે? ૧૭ વળી પોતાના આખા આયુષ્યુ-
ભર તે અંધકારમાં ખાય છે, ને તે ઘણો હેરાન તથા
કાયલી તથા ક્રોધિત થાય છે.

૧૮ જુઓ, મનુષ્યને માટે સારૂં ને શોભિતું જે મેં
જોયું છે તે એ છે, કે ઇશ્વરે તેને આપેલા આયુષ્યના
સર્વ દિવસોમાં ખાવું ને પીવું ને સૂર્ય તળે જે સઘળી
મેહેનત તે ઉઠાવે છે તેમાં મોજમઝા માનવી; કેમકે
એ તેનો હિસ્સો છે. ૧૯ વળી પ્રત્યેક માણસ કે
જેને ઇશ્વરે દ્રવ્ય તથા ધન આપ્યુ છે, ને તેનો ઉપ-
ભોગ કરવાની, પોતાનો હિસ્સો લેવાની તથા પોતાની
મેહેનતમાં આનંદ માનવાની શક્તિ આપી છે, [તેણે
જાણવું કે] એ ઇશ્વરનું દાન છે. ૨૦ કેમકે તેની જીંદ-
ગીના દિવસોનું સ્મરણ તેને બહુ નહિ રહેશે; કેમકે
તેના મનના આનંદવડે ઇશ્વર તેને ઉત્તર આપે છે.

૬ મેં સૂર્ય તળે એક અપાય જોયો છે, ને તે માણ-
સોને શીર ભારે છે; ૨ એટલે કે જેને પરમેશ્વર
એટલુ દ્રવ્ય, સપત્તિ તથા માન આપે છે કે જે સર્વ
તે ઇચ્છે છે તેમાંના કશાની તેના જીવને સારૂ તેને
ખામી નથી, તોપણ તેનો ઉપભોગ કરવાની શક્તિ
પરમેશ્વર તેને આપતો નથી, પણ પારકો તેનો ઉપ-
ભોગ કરે છે; આ વ્યર્થતા તથા ભુંડા રોગ [સમાન]
છે. ૩ જો કોઇ માણસને સો છોકરાં થાય, ને પોતે
એટલા બધાં વર્ષ સુધી જીવે કે તેનાં વર્ષોની મુદત
પુષ્કળ હોય, પણ તેના જીવને પુરૂં સુખ ન હોય, ને
વળી તેને દફન પણ ન મળે, તો હું કહું છું કે, એના
કરતાં અધુરે ગયલો ગર્ભ સારો છે; ૪ કેમકે તે વ્યર્થ-
તારૂપ આવે છે, ને અંધકારમા જતો રહે છે, ને તેનું
નામ અંધકારથી ઢંકાયલું છે; ૫ વળી તેણે સૂર્યને
જોયો નથી તેમ તેણે કશું જાણ્યુ પણ નથી; પેલા
બીજાના કરતાં તો એને નિરાંત છે; ૬ હા, જો તે
હજાર વર્ષ કરતાં બમણું જીવે તોપણ કંઇ સુખ ભોગવે
નહિ; શું બધા એકજ ઠેકાણે નથી જતા? ૭ મનુષ્યની
સઘળી મેહેનત તેના પેટને વાસ્તે છે, તથાપિ ક્ષુધા
તૃપ્ત થતી નથી. ૮ કેમકે મૂર્ખના કરતાં જ્ઞાનીને શો
અધિક ફાયદો છે? અથવા જીવતાઓની આગળ કેવી
રીતે વર્તવું તે જાણનાર ગરીબ માણસને શું મળે છે?
૯ ઇચ્છાના ભટકવા કરતાં આંખે જોવું તે વધારે સારૂં

છે; એ પણ વ્યર્થતા તથા પવન પાછળ ફાંફાં મારવા જેવું છે

[10]જે કોઇ હયાતીમાં આવી ચૂક્યું છે, તેનું નામ ઘણા વખત અગાઉ પાડવામા આવ્યું હતું, ને તે માણસ છે એ વાત જાણવામા આવેલી છે; ને તેના કરતા જે વધારે સમર્થ છે તેની સામે તે ટક્કર લઇ શકતો નથી [11]વ્યર્થતાની વૃદ્ધિ કરનાર વસ્તુઓ ઘણી છે, તો તેથી માણસને શો ફાયદો થયો છે? [12]કેમકે માણસની વ્યર્થ જીંદગી કે જે તે છાયડાની માફક ગુજારે છે, તે જીંદગીના સર્વ દિવસો ભર તેને માટે શું સારૂં છે, એ કોણ જાણે છે? કેમકે કોઇ માણસની પાછળ સૂર્ય તળે શું થવાનું છે, તે તેને કોણ કહી શકે?

૭ મૂલ્યવાન અત્તર કરતા [રૂડી] શાખ સારી છે; ને જન્મના દિવસ કરતા મરણનો દિવસ [સારો છે]. [2]ઉજાણીના ઘરમા જવા કરતા શોકના ઘરમા જવું સારૂ છે, કેમકે સર્વ મનુષ્યોનો અંત એજ છે, ને જીવતો તે વાત પોતાના અંતઃકરણમા ઠસાવી રાખશે. [3]હાસ્ય કરતા ખેદ સારો છે, કેમકે ચેહેરાના ઉદાસીપણાથી અંતઃકરણ આનંદિત થાય છે [4]જ્ઞાનીનું અંતઃકરણ શોકના ઘરમા હોય છે, પણ મૂર્ખોનું અંતઃકરણ હર્ષના ઘરમા હોય છે. [5]કોઇ માણસ મૂર્ખોનું ગીત સાભળે તે કરતા જ્ઞાનીનો ઠપકો સાભળવો સારો છે. [6]કેમકે જેવો હાંલ્લા તળે કાંટાનો ખડખડાટ, તેવું મૂર્ખનું હસવુ છે, એ પણ વ્યર્થતા છે. [7]કેમકે જુલમથી લેવુ એ નિશ્ચે બુદ્ધિવાન માણસને મૂર્ખ બનાવે છે; ને બક્ષીસ સમજશક્તિનો નાશ કરે છે. [8]કોઇ બાબતના આરંભ કરતા તેનો અંત સારો છે; ને મનના મગરૂર કરતા મનના ધીરજવાન સારા છે. [9]ગુસ્સે થવામા ઉતાવળા મિજાજનો ન થા; કેમકે ગુસ્સો મૂર્ખોના ઉરમા રહે છે. [10]તું એવુ ન કહે કે, આગલા દિવસો આ [દિવસો] કરતા સારા હતા તેનુ કારણ શું છે? કેમકે આ વિષે તારૂ પુછવું ડહાપણભરેલું નથી. [11]બુદ્ધિ વારસા જેવી ઉત્તમ છે; હા, સૂર્ય જોનારાઓને તે વધારે ઉત્તમ છે [12]કેમકે જેમ દ્રવ્ય આશ્રો છે તેમજ બુદ્ધિ પણ આશ્રો છે; પણ જ્ઞાનની ઉત્તમતા એ છે કે, બુદ્ધિ પોતાના માલિકના જીવનું રક્ષણ કરે છે. [13]ઇશ્વરના કામનો વિચાર કરો; કેમકે જે તેણે વાકુ કર્યું છે, તેને સીધુ કોણ કરી શકશે? [14]ઉન્નતિને સમયે મગ્ન થા, ને આપતકાળે વિચાર કર; ઇશ્વરે એ બન્નેને એક બીજાના સાથી બનાવ્યા છે, એ સારૂ કે પોતાની પાછળ શું થશે તેમાંનુ કશું મનુષ્ય ખોળી કાઢી શકે નહિ.

[15]આ સઘળુ મારા વ્યર્થપણાના દિવસોમા મેં જોયુ છે, [એટલે] નેક માણસ પોતાની નેકીમા માર્યો જાય છે, ને દુષ્ટ માણસ પોતાની દુષ્ટતામા દીર્ઘાયુષ્ય ભોગવે છે [16]ઝાઝો નેક ન થા; ને ડોહડાહ્યો ન થા; કેમકે શા માટે તું પોતાનો નાશ કરે? [17]અતિશય દુષ્ટ ન થા, તેમજ મૂર્ખ પણ ન થા; કેમકે શા માટે તું અકાળ મૃત્યુ પામે? [18]આને તું ધારણ કરે તો ઠીક; હા, પેલાથી પણ તારો હાથ પાછો ખેંચી ન લે; કેમકે જે જન ઇશ્વરનો ડર રાખે છે તે એ સર્વમાથી મુક્ત થશે

[19]દસ અમલદારો નગરમાં હોય તેમના કરતા બુદ્ધિ જ્ઞાની માણસને વધારે શક્તિ આપે છે [20]નિશ્ચે પૃથ્વી પર એવો નેક માણસ નથી કે જે સારૂંજ કરે છે ને પાપ કરતો નથી [21]વળી જે શબ્દો બોલાય છે તે સર્વને લક્ષમા ન લે, રખેને તને શાપ દેતા તારા ચાકરને તું સાભળે; [22]કેમકે તારૂં પોતાનુ અંતઃકરણ જાણે છે કે તેં પણ વારંવાર બીજાઓને શાપ્યા છે.

[23]મેં બુદ્ધિથી આ સર્વની પારખ કીધી છે; મેં કહ્યું કે, હુ બુદ્ધિવાન થઇશ; પણ તે મારાથી દૂર રહ્યું. [24]જે છે તે ઘણુ દૂર તથા અતિશય ઉંડુ છે; તેને કોણ ખોળી કાઢી શકે? [25]હુ ફર્યો, ને જ્ઞાન પામવામા તથા ખોળ કરવામા, ને જ્ઞાન તથા મૂળ કારણની શોધ કરવામાં, ને દુષ્ટતા તે મૂર્ખાઇ છે, તથા મૂર્ખાઇ તે ઘેલાઇ છે એ જાણવામા મેં મારૂ અંતઃકરણ [લગાડયું]; [26]તો મને એવુ માલમ પડે છે કે મોતના કરતા પણ દુઃખદાયક એક ચીજ છે, તે એ કે જેનુ અંતઃકરણ ફાંદા તથા જાળરૂપ તથા જેના હાથ બંધનરૂપ હોય તેવી સ્ત્રી; જે કોઇ દેવને પ્રસન્ન કરે છે તે તેણીથી નાસી છૂટશે, પણ પાપી તેણીથી પકડાશે. [27]સભાશિક્ષક કહે છે, જુઓ, હકીકત શોધી કાઢવા માટે વસ્તુઓને એક બીજી સાથે સરખાવી જોતાં મને આ માલમ પડયુ છે; [28]તેને મારૂં દિલ હજી સુધી શોધ્યા કરે છે પણ તે મને મળ્યુ નથી, મને હજારમા એક પુરૂષ મળ્યો છે; પણ એટલા બધામાં મને કોઇ સ્ત્રી મળી નથી [29]જો, મને ફક્ત એટલીજ શોધ લાગી છે કે, ઇશ્વરે મનુષ્યને નેક બનાવ્યું, પણ તેઓએ ઘણી યુક્તિઓ શોધી કાઢી છે.

૮ બુદ્ધિવાન પુરૂષના જેવો કોણ છે? ને હરકોઇ
બાબતનો અર્થ કોણ જાણે છે? માણસની બુદ્ધિ
તેના ચેહેરાને તેજસ્વી કરે છે, ને તેના ચેહેરાની કઠો
રતા બદલાઇ જાય છે [૨] હુ [ તને ભલામણ કરૂ છુ ] કે
રાજાની આજ્ઞા પાળ, ને તે વળી દેવના સોગનને
લક્ષમા રાખીને [૩] તેની રૂબરૂમાથી બહાર જવાને
ઉતાવળો ન થા, બુરી વર્તણુકને વળગી ન રહે,
કેમકે જે કઇ તે ચાહે તે તે કરે છે [૪] કેમકે રાજાનો
શબ્દ પરાક્રમરૂપ છે, ને તેને કોણ કહી શકે કે, તુ
શુ કરે છે? [૫] જે કોઇ આજ્ઞા પાળે છે તે કશુ ભુંડુ
જાણશે નહિ, અને બુદ્ધિવાન માણસનુ અંત કરણ
સમય તથા તુલના સમજે છે, [૬] કેમકે દરેક પ્રયોજનને
માટે સમય તથા નિવેડો છે, કેમકે માણસને માથે
મોટુ દુ ખ છે, [૭] કેમકે શુ થવાનુ છે તે તે જાણતો
નથી, કેમકે તેને કોણ કહી શકે કે આ પ્રમાણે થશે?
[૮] આત્માને પકડી રાખવાની સત્તા કોઇ માણસને
આત્મા ઉપર નથી, તેમ મૃત્યુકાળ પર પણ તેને
સત્તા નથી, ને તે યુદ્ધમાથી કોઇ મુક્ત થતુ નથી, ને
દુષ્ટતા પોતાના ઉપાસકનો બચાવ કરશે નહિ [૯] આ
સઘળુ મે જોયુ છે, ને સૂર્ય તળે જે પ્રત્યેક કામ થાય છે
તેમા મેં મારૂ અંત કરણ લગાડયુ છે, એવો વખત
હોય છે કે જેમા કોઇ માણસને બીજા માણસ પર
નુકસાનકારક સત્તા હોય છે
[૧૦] અને એજ રીતે મે દુષ્ટોને દાટેલા જોયા, ને
તેઓ [ કબરસ્થાને ] આવ્યા, ને સુકર્મીઓ પવિત્ર
સ્થાનમાથી જતા રહ્યા, ને તેમનુ પણ સ્મરણ નગરમા
નષ્ટ થયુ, એ પણ વ્યર્થતા છે [૧૧] દુષ્ટ કામની વિરૂદ્ધ
દડાજ્ઞા ત્વરાથી અમલમા લવાતી નથી તે માટે મનુષ્ય-
પુત્રોનુ અંત કરણ બુરૂ કરવામા સપૂર્ણ ચોટેલુ છે
[૧૨] જો પાપી માણસ સેકડો વખત દુષ્કર્મ કરીને
દીર્ઘાયુષ્ય ભોગવે, તોપણ નિશ્ચે મને ખાત્રી છે કે
જેઓ દેવનો ડર રાખે છે તથા તેની સમક્ષ બીહે છે
તેમનુ ભલુ થશે [૧૩] પણ દુષ્ટનુ ભલુ નહિ થશે, ને
તેનુ આયુષ્ય દીર્ઘ નહિ પણ છાયારૂપ થશે, કેમકે તે
દેવની સમક્ષ બીતો નથી [૧૪] પૃથ્વી પર એક એવો
વ્યર્થ બનાવ બને છે કે, કેટલાક નેક માણસોને દુષ્ટના
કામ પ્રમાણે ફળ પ્રાપ્ત થાય છે, વળી કેટલાક દુષ્ટ
માણસોને નેકીવાનોના કામ પ્રમાણે ફળ પ્રાપ્ત થાય
છે, મે કહ્યુ કે, એ પણ વ્યર્થતા છે [૧૫] તે ઉપરથી મે
વિનોદ કરવાની ભલામણ કીધી, કેમકે ખાવુ તથા
પીવુ તથા મઝા કરવી તેના કરતા માણસને માટે સૂર્ય
તળે કઇ શ્રેષ્ઠ નથી, કેમકે દેવે તેને સૂર્ય તળે જે
આયુષ્ય આપ્યુ છે તેના સઘળા દિવસોની તેની
મેહેનત[ના ફળ]માથી એટલુજ તેની સાથે રહેશે
[૧૬] જ્યારે મે બુદ્ધિ સપાદન કરવામા, તથા પૃથ્વી
પર કરાતા કામો જોવામા મારૂ અંત કરણ લગાડયુ,
( કેમકે [ એવા પણ માણસો ] હોય છે કે જેઓની
આખોને દિવસે કે રાત્રે ઉંઘનુ દર્શન થતુ નથી ),
[૧૭] ત્યારે મે ઇશ્વરનુ સઘળુ કામ જોયુ, કે સૂર્ય તળે જે
કામ ચાલે છે તેનો પત્તો મનુષ્ય મેળવી શકે નહિ,
કેમકે તેનો પત્તો મેળવવાને મનુષ્ય ગમે તેટલી મેહેનત
કરે તોપણ તેને તે મળશે નહિ, બલ્કે કોઇ બુદ્ધિ-
વાન પુરૂષ તે વિષે જાણવા ઇચ્છે, તો પણ તે તેની
ખોજ કરી શકશે નહિ

૯ કેમકે આ સઘળાનો, એટલે આ સઘળા વિષે
માહિતી મેળવવાનો નક્કી ઠરાવ મેં મારા મન
સાથે કીધો, એટલે કે નેકીવાનો તથા જ્ઞાનીઓ તથા
તેઓના કામો દેવના હાથમા છે, એ તો પ્યાર હશે
કે દ્વેષ હશે, તે માણસ જાણતો નથી, બધુ તેમની
આગળ છે [૨] બધા [ વાના ] સઘળાને સરખી રીતે
આવે છે, નેકીવાનના તથા દુષ્ટના, સારા ને શુદ્ધના
તથા અશુદ્ધના, યજ્ઞ કરનારના તથા યજ્ઞ ન કરનારના
એકજ દાવ થાય છે, જેવી સુજનની હાલત તેવીજ
પાપીની હાલત છે, જેવી સોગન ખાનારની હાલત
તેવીજ સોગનથી ડરનારની હાલત છે [૩] સર્વની
એક ગતિ થવાની, એ તો જે સર્વ કાર્ય સૂર્ય તળે
ચાલે છે તેઓમાનો એક અનર્થ છે, હા, વળી
મનુષ્યપુત્રોનુ અંત કરણ બુરાઇથી ભરપૂર છે, ને જ્યા
સુધી તેઓ જીવે છે ત્યા સુધી તેઓના હૃદયમા ઘેલા
પણુ હોય છે, ને ત્યાર પછી તેઓ મુએલાઓમા
[ જાય છે ] [૪] કેમકે જેનો સબધ સર્વ જીવતાઓની
સાથે છે તેને આશા છે, કેમકે જીવતો કુતરો મરેલા
સિંહ કરતા સારો છે [૫] કેમકે જીવતાઓ જાણે છે કે
પોતે મરવાના છે, પણ મુએલા કઇ જાણતા નથી,
ને તેઓને હવે પછી કઇ બદલો પણ નથી, કેમકે
તેમનુ સ્મરણ લોપ થયુ છે [૬] તેમનો પ્યાર તેમજ
તેમનો દ્વેષ તથા ઇર્ષા હવે નષ્ટ થયા છે, ને જે કઇ
કામ સૂર્ય તળે થાય છે તેમા હવે પછી કોઇ કાળે
તેઓને કઇ હિસ્સો નથી
[૭] ચાલ્યો જા, આનદથી તારી રોટલી ખા, ને ખુશ
દિલથી તારો દ્રાક્ષારસ પી, કેમકે દેવ તારા કામ

સ્વીકારી ચૂક્યો છે ૮તારાં વસ્ત્રો સદા ધોળાં રાખ;
ને તારા માથાને અત્તરની ખોટ પડવા ન દે. ૯તારી
વ્યર્થ જીંદગી જે તેણે તને સૂર્ય તળે આપી છે તેના
સર્વ દિવસો ભર જે તારી સ્ત્રી પર તારો પ્યાર છે,
તેની સાથે તારી વ્યર્થતાના સર્વ દિવસો સુધી આનંદમાં
રહે; કેમકે જીંદગીમાં તથા સૂર્ય તળે જે શ્રમ તું ઉઠાવે
છે તેમાં એ તારો હિસ્સો છે ૧૦જે કંઇ કામ તારે
હાથ લાગે તે તારા બળથી કર; કેમકે જે તરફ તું
ચાલ્યો જાય છે તે શેઓલમાં કંઇ કામ અથવા યોજના
અથવા જ્ઞાન અથવા બુદ્ધિ નથી.
૧૧હું પાછો ફર્યો તો સૂર્ય તળે મેં એવું જોયું કે
વેગવાનને દોડમાં ને બળવાનને યુદ્ધમાં જીત થતી
નથી, તેમજ વળી બુદ્ધિવાનને રોટલી નથી, ને વળી
સમજણાને દ્રવ્ય નથી, તેમજ ચતુર પુરૂષો પર મેહે-
રબાની નથી; પણ વખત તથા દૈવયોગ [ની અસર]
તે સર્વને લાગુ પડે છે. ૧૨કેમકે મનુષ્ય પણ પોતાનો
સમય જાણતો નથી; કેમકે જેમ માછલાં ક્રૂર જાળમાં
પકડાય છે, ને જેમ પક્ષીઓ ફાંદામાં ફસાય છે,
તેમજ મનુષ્યપુત્રો ઉપર ભુંડો સમય એકાએક આવી
પડીને તેમને ફસાવે છે.
૧૩વળી મેં સૂર્ય તળે એક જ્ઞાનની બાબત જોઇ, ને
તે મને મોટી લાગી, તે એ કે, ૧૪એક નાનું નગર
હતું, ને તેની અંદર થોડાંજ માણસ હતાં, ને એક
મોટો રાજા તેની સામા ચઢી આવ્યો, ને તેણે તેને
ઘેરો ઘાલ્યો, ને તેની સામે મોટા મોરચા બાંધ્યા;
૧૫હવે તેની અંદર એક ગરીબ [પણ] બુદ્ધિવાન
માણસ મળી આવ્યો, ને તેણે પોતાની બુદ્ધિથી નગ-
રનો બચાવ કીધો; પણ તેજ ગરીબ માણસને કોઇએ
સ્મરણમાં રાખ્યો નહિ. ૧૬ત્યારે મેં કહ્યું કે, બળ
કરતાં બુદ્ધિ ઉત્તમ છે, તેમ છતાં ગરીબ માણસની
બુદ્ધિ તુચ્છકારાય છે, ને તેનું કહેલું કોઇ સાંભળતું નથી.
૧૭મૂર્ખો મધ્યે રાજ્ય કરનારના પોકાર કરતાં
બુદ્ધિવાનોના છાનેથી બોલેલા શબ્દો વધારે સમળાય
છે. ૧૮યુદ્ધશસ્ત્રો કરતાં બુદ્ધિ શ્રેષ્ઠ છે; પણ એક
પાપી ઘણી ઉત્તમતાનો નાશ કરે છે.

૧૦ મરેલી માખીઓ ગાંધીના અત્તરને દુર્ગંધ
મારતું કરી નાખે છે; તેવીજ રીતે થોડી
મૂર્ખાઇ બુદ્ધિ તથા માનને દબાવી દે છે. ૨બુદ્ધિવાન
માણસનું હૃદય તેને જમણે હાથે છે; પણ મૂર્ખોનું
હૃદય તેને ડાબે હાથે છે ૩વળી રસ્તે ચાલતાં પણ
મૂર્ખની બુદ્ધિ ખુટી પડે છે, ને તે સર્વેને કહે છે કે, હું
મૂર્ખ છું ૪જો અધિકારીનો મિજાજ તારા પર તપી
ઉઠે, તો તારી જગ્યા છોડી ન દે; કેમકે નમી જવાથી
ભારે ગુસ્સો શમી જાય છે. ૫મેં સૂર્ય તળે એક અપાય
જોયો છે, એટલે જાણે કે અધિકારીથી થતી ચૂકનો;
૬મૂર્ખાઇ ઉંચી પદ્વિએ સ્થપાય છે, ને દ્રવ્યવાનો
નીચ સ્થળે બેસે છે ૭મેં ચાકરોને ઘોડે બેસી સ્વારી
કરતા, ને અમીરોને ચાકર તરીકે જમીન પર ચાલતા
જોયા છે. ૮જે જન ખાડો ખોદે તેજ તેમાં પડશે;
ને વાડમાં છીંડું પાડનારને સાપ કરડશે ૯પત્થરો
ખોદી કાઢનારને પત્થરોથીજ ઇજા થશે; ને લાકડાં
ચીરનાર લાકડાંથીજ જોખમમાં પડે છે ૧૦જો કોઇ
બુઠ્ઠા થયલા લોઢાને ઘસીને તેની ધાર ન કાઢે, તો
તેને અધિક બળ વાપરવું પડશે; પણ સીધા ચલાવ-
વામાં બુદ્ધિ લાભકારક છે. ૧૧મંત્ર્યા વગરનો સાપ
જરૂર કરડશે, ને ચાડી કરનાર પણ તેના કરતાં સારો
નથી. ૧૨જ્ઞાની માણસના મુખના શબ્દ કૃપાળુ છે;
પણ મૂર્ખના હોઠો તેને પોતાનેજ ગળી જશે. ૧૩તેના
મુખના શબ્દોનો આરંભ મૂર્ખાઇરૂપ છે; ને તેના
બોલવાનો અંત નુકસાનકારક ઘેલાઇ છે. ૧૪વળી મૂર્ખ
ઘણું બોલે છે; તોપણ માણસ જાણતું નથી કે શું
થવાનું છે; ને તેની પાછળ શું થવાનું છે, તે તેને કોણ
કહી શકે? ૧૫મૂર્ખોની મેહેનત તેઓ પ્રત્યેકને થકવે
છે, કેમકે તેને નગરમાં જતાં આવડતું નથી. ૧૬હે
દેશ, તારો રાજા બાળક હોય, ને તારા હાકેમો સવા-
રમાં ખાતા હોય, ત્યારે તને અફસોસ છે! ૧૭હે દેશ,
તારો રાજા કુલીનજાદો હોય, ને તારા હાકેમો કેફને
સારૂ નહિ પણ બળને સારૂ યોગ્ય વેળાએ ખાતા હોય,
ત્યારે તો તને ધન્ય છે! ૧૮આળસથી છાપરૂં અંદર
ઝુલી જાય છે; અને હાથની સુસ્તીથી ઘર ચુવે છે.
૧૯મિજબાની હાસ્યને માટે કરાય છે, ને દ્રાક્ષરસ
જીવને ખુશ કરે છે; ને પૈસા સઘળી વસ્તુઓનો ખપ
પુરો પાડે છે. ૨૦રાજાને ન શાપ, ના, તારા વિચારમાં
પણ નહિ; અને દ્રવ્યવાનને તારા સુવાના ઓરડા-
માંથી [પણ] ન શાપ; કેમકે વાયુચર પક્ષી [પણ]
તે બોલ લઇ જશે, ને પંખી તે વાત કહી દેશે.

૧૧ તારૂં અન્ન પાણી પર નાખ, કેમકે ઘણા
દિવસો પછી તે તને [પાછું] મળશે.
૨સાતને, હા, વળી આઠને પણ કંઇક હિસ્સો આપ;
કેમકે પૃથ્વી પર શી આપત્તિ આવશે, તે તું જાણતો

નથી. [3]જો વાદળો વરસાદથી ભરેલાં હોય, તો તેઓ
પૃથ્વી પર ઠલવાય છે; ને જો કોઇ ઝાડ દક્ષિણ તરફ
કે ઉત્તર તરફ પડે, તો તે ઝાડ જ્યા પડે ત્યાંજ રહેશે
[4]જે જન પવન તરફ ધ્યાન રાખ્યા કરે છે, તે વાવશે
નહિ, ને જે જન વાદળ જોતો રહે છે તે કાપણી કરશે
નહિ. [5]વાયુની ગતિ શી છે, તથા ગર્ભવતીના ઉદરમાં
હાડકાં કેવી રીતે [ વધે છે ] તે જેમ તું નથી જાણતો,
તેમજ ઇશ્વર જે સર્વ કરે છે તેનુ કાર્ય તું જાણતો નથી.
[6]સવારમાં તારૂ બી વાવ, ને સાંજે તારો હાથ પાછો
ન રાખ; કેમકે તુ જાણતો નથી કે કયું સફળ થશે,
આ કે તે, અથવા તે બન્ને સરખી રીતે સારાં થશે
[7]ખરેખર અજવાળુ રમણીય છે, ને સૂર્ય જોવો એ
આખને ખુશકારક લાગે છે. [8]હા, જો માણુસ ઘણા
વર્ષ જીવે, તો તે સઘળાં [ વર્ષ ]મા તેણે હર્ષ કરવો;
પણ તેણે અધકારના દિવસોની યાદ રાખવી, કેમકે
તેઓ ઘણા હશે. જે સઘળું બને છે તે વ્યર્થતા છે.

[9]હે જુવાન માણુસ, તારી જુવાનીમાં તું હર્ષ કર,
અને તારી જુવાનીના દિવસોમા તારૂં હૃદય તને ખુશ
કરે. અને તારા હૃદયના માર્ગોમાં તથા તારી આખોની
દૃષ્ટિ પ્રમાણે તું ચાલ; પણ તારે જાણવું કે, આ બધી
બાબતો વિષે ઇશ્વર તને ન્યાયકરણમાં લાવશે. [10]માટે
તારા અંત કરણમાથી ખેદ દૂર કર, ને તારા દેહમાથી
બુરાઇ કાઢી નાખ; કેમકે યુવાવસ્થા તથા ભરજુવાની
વ્યર્થતા છે

૧૨ વળી તારી યુવાવસ્થાના દિવસોમાં તારા
ઉત્પન્નકર્તાનું સ્મરણ કર; માઠા દિવસો
આવ્યા અગાઉ, વળી જે વર્ષો વિષે તું એવું કહેશે કે,
તેઓમાં મને કાંઇ સુખ નથી તેઓ નજદિક આવી
પહોચ્યાં પહેલાં, [ તે કર ]. [2][ કેમકે પછી ] સૂર્ય
તથા પ્રકાશ તથા ચદ્ર તથા તારા અધરાઇ જશે, ને
વરસાદ પછી વાદળો પાછાં આવશે; [3]તે દિવસે તો
ઘરકારભારીઓ ધ્રુજશે, ને બળવાન માણસો વાંકા
વળી જશે, ને દળનારા થોડા થઇ ગયાના કારણથી
અટકી જશે, ને બારીઓમાંથી બહાર જોનાર ઝાંખા
થઇ જશે. [4]અને રસ્તામાં બારણાં વસાઇ જશે;
ત્યારે દળવાનો અવાજ ધીમો હોય છે, ને પક્ષીના
અવાજથી જાગી ઉઠાશે, ને સર્વ ગવૈયેણોનું ભાન
ઉતારાશે; [5]હા, તેઓ [ ઉંચાથી ] બીશે, ને રસ્તામાં
ભય [ લાગશે ]; અને બદામના ઝાડને ફૂલો ખીલશે,
ને તીડ બોજારૂપ થઇ પડશે, ને રૂચી નાશ પામશે;
કેમકે માણુસ પોતાના દીર્ઘકાળી ઘેર જાય છે, અને
વિલાપ કરનારાઓ મહોલ્લાઓમાં ફરે છે; [6][ કેમકે
પછી ] રૂપેરી દોરો તુટી જશે, અથવા સોનેરી પ્યાલો
ભાંગી જશે, અથવા ગાગેર ઝરા આગળ ફુટી જશે,
અથવા ચાકડો ટાંકી આગળ ભાંગી જશે; [7]અને
ધૂળ અગાઉ હતી તેવીજ ફરીથી ધૂળ થઇ જશે, ને
દેવ જેણે તે આપ્યો તેની પાસે આત્મા પાછો જશે.
[8]સભાશિક્ષક કહે છે કે, વ્યર્થતાની વ્યર્થતા; સઘળું
વ્યર્થતા છે.

[9]અને વળી સભાશિક્ષક સમજુક હતો, તે માટે તે
લોકોને જ્ઞાન શિખવ્યા કરતો; હા, તે વિચાર કરીને
ઘણાં દૃષ્ટાંતવચનો શોધી કાઢતો, ને તેમને નિયમસર
ગોઠવતો. [10]સભાશિક્ષક દિલપ્રસન્ન વચનો તથા પ્રમા-
ણિક લખાણો, એટલે સત્યનાં વચનો, શોધી કાઢવાને
યત્ન કરતો હતો.

[11]બુદ્ધિવાનનાં વચનો આરો જેવાં છે, ને સભા-
પતિઓ[નાં વચનો] કે [જે] એક પાળક તરફથી
અપાયલાં છે, તેઓ બરાબર ચોઢેલા ખીલા જેવાં છે.
[12]અને વળી મારા દીકરા, શિખામણ માન, કે ઘણાં
પુસ્તકો રચવાનો અંત નથી; ને બહુ વિદ્યાભ્યાસ
દેહને થકવે છે.

[13]વાતનુ પરિણામ [આ છે]; સઘળુ સાંભળવામાં
આવ્યુ છે; દેવનું ભય રાખ ને તેની આજ્ઞાઓ પાળ,
કેમકે મનુષ્યની સપૂર્ણ [ફરજ] એ છે [14]કેમકે પ્રત્યેક
ભલી કે ભુંડી ગુપ્ત વાત સુદ્ધાં પ્રત્યેક કામને દેવ
ન્યાયકરણમાં લાવશે.

# ગીતોનું ગીત.

ગીતોનુ ગીત જે સુલેમાનનુ છે તે

૧ ૨ તે પોતાના મુખના ચુબનોથી મને ચુબન દે,
કેમકે તારી પ્રીતિ દ્રાક્ષરસ કરતા ઉત્તમ છે
૩ તારા °અત્તરની ખુશબો સારી છે,
તારૂ નામ રેડાતા અત્તર જેવુ છે,
તે માટે યુવતિઓ તને ચાહે છે
૪ મને આકર્ષણ કર, અમે તારી પાછળ દોડીશુ,
રાજા મને પોતાના ઓરડાઓમા લાવ્યો છે,
અમે તારામા મગ્ન થઇશુ તથા હર્ષ કરીશુ,
દ્રાક્ષરસ કરતા તારા પ્યાર વિષે અમે અધિક
બોલીશું,
તેઓ તને ચાહે છે તે વાજબી છે

૫ હે યરૂશાલેમની પુત્રીઓ,
કેદારના તંબુઓની માફક
[તથા] સુલેમાનના પડદાઓની માફક
હુ શ્યામ પણ સુંદર છુ
૬ હુ શામળી છું, ને તડકે મને બાળી નાખી છે,
તે માટે મને જોશો મા
મારી માના દીકરા મારા પર ક્રોધાયમાન થયા,
તેઓએ મને દ્રાક્ષવાડીઓની રખેવાળ કીધી,
પણ મારી પોતાની દ્રાક્ષવાડી મેં સાચવી નથી
૭ હે પ્રાણપ્યારા, તું [તારા ટોળા] ક્યા ચારે છે,
[ને] બપોરે તેમને ક્યા વિસામો લેવડાવે છે, તે
મને કહે,
કેમકે તારા સોબતીઓના ટોળાની સધાતે
બુરખો પહેરેલીના જેવી હુ શા માટે થાઉં?
૮ હે [સૌ] સ્ત્રીઓમા સર્વોત્તમ સુંદરી,
તું અજાણી હોય તો ટોળાને પગલે પગલે ચાલી જા,
અને તારા લવારા ઘેટાપાળકોના તંબુઓ પાસે ચાર

૯ હે મારી પ્રીતમ, મેં ફારૂનના રથોના ઘોડા સાથે
તને સરખાવ્યો છે
૧૦ તારા ગાલ વેણીઓથી,
તારી ગરદન રત્નજડિત હારોથી દીપી રહી છે
૧૧ અમે તારે સારૂ રૂપાના બોરિયાવાળી
સોનાની સાંકળીઓ કરીશુ

૧૨ રાજા પોતાના ભાણા પર બેઠેલો હતો
તે દરમ્યાન મારી સુગંધિ પોતાની ખુશબો બહે-
કાવતી હતી
૧૩ મારો પ્રિય મારા સ્તનોની વચમા પડેલી
બોળની કોથળી જેવો મને લાગે છે
૧૪ મારો પ્રિય એન ગેદીની દ્રાક્ષવાડીઓમા
મેંદીના ફૂલના ઝુમખા જેવો મને લાગે છે

૧૫ મારી પ્યારી, જો, તું સુંદર છે, જો, તું સુંદર છે,
તારી આખો હોલાના જેવી છે
૧૬ જો, મારા પ્રિય, તું સુંદર છે, હા, તું ખુશનુમા છે,
વળી આપણો પલગ પણ લિલોતરીનો છે
૧૭ એરેજવૃક્ષો એ આપણા ઘરના ભારોટીઆ છે
અને દેવદારવૃક્ષો એ આપણી વળીઓ છે

૨ હુ શારોનનુ ગુલાબ,
ખીણોની ગુલછડી છુ

૨ જેમ કાટાઓ મધ્યે ગુલછડી [હોય],
તેમ પ્રમાણે કન્યાઓ મધ્યે મારી પ્યારી છે

૩ જેમ જંગલના ઝાડ મધ્યે સફરજન વૃક્ષ [હોય],
તે પ્રમાણે પુત્રો મધ્યે મારો પ્રીતમ છે
હુ તેની છાયાતળે બેસીને ઘણો આનંદ પામી,
ને તેના ફળનો સ્વાદ મને મીઠો લાગ્યો
૪ તે મને મિજબાનીના ઘરમા લાવ્યો,
ને તેની પ્રીતિરૂપી ધ્વજા મારા પર હતી
૫ સૂકી દ્રાક્ષોથી મને હોશમા રાખો, સફરજનથી મને
હિમ્મત આપો,
કેમકે હું પ્રેમપીડિત છું.
૬ તેનો ડાબો હાથ મારા માથા તળે છે,
ને તેના જમણા હાથે મને આલિંગન કીધેલું છે
૭ હે યરૂશાલેમની પુત્રીઓ,

હું તમને હરણીઓના તથા જંગલની સાબરીઓના
સોગન દઈને વિનવું છું કે,
પ્રેમની મરજી થાય ત્યાં સુધી
તમે તેને હલાવીને ઉઠાડશો નહિ કે જગાડશો નહિ.
૮ મારા પ્રીતમનો સાદ [ સમજાય છે ]!
જુઓ, તે પર્વતો પર કૂદતો, ડુંગરો પર ઠેકડા
મારતો આવે છે
૯ મારો પ્રીતમ હરણ કે મૃગના બચ્ચા જેવો છે,
જુઓ, તે અમારી ભીંત પાછળ ઉભેલો છે,
તે બારીઓમાંથી અંદર ડોકિયાં કરે છે,
તે જાળીમાં થઈને દેખાય છે
૧૦ મારા પ્રીતમે મારી સાથે વાત કરીને કહ્યું કે,
મારી પ્યારી, મારી સુંદરી, ઉઠીને ચાલી આવ
૧૧ કેમકે, જો, શિયાળો વિતી ગયો છે,
વરસાદ સમાપ્ત થઈને વિદાય થયો છે,
૧૨ ફૂલો જમીન પર દેખાવા લાગ્યાં છે,
[ પક્ષીઓના ] ગાયનનો વખત આવ્યો છે,
ને આપણા દેશમાં હોલાનો સાદ સંભળાય છે,
૧૩ અંજીરી પોતાનાં લીલાં અંજીર પકવે છે,
ને દ્રાક્ષાને ફૂલો ખિલ્યાં છે,
તેઓ પોતાની ખુશબો ફેલાવે છે
મારી પ્યારી, મારી સુંદરી, ઉઠીને ચાલી આવ
૧૪ હે ખડકની ફાટોમાં, કરાડમાંના ગુપ્ત સ્થળમાં
રહેનાર મારા હોલા,
મને તારું વદન નિરખવા દે, મને તારો સૂર સંભળાવ,
કેમકે તારો સૂર મધુર છે, ને તારું વદન ખુબસુરત છે
૧૫ જે શિયાળવાં, એટલે નાનાં શિયાળવાં, જે દ્રાક્ષ
વાડીઓમાં લૂટ કરે છે, તેઓને અમારી ખાતર
પકડો,
કેમકે અમારી દ્રાક્ષવાડીઓ ફૂલોથી ખિલી રહી છે
૧૬ મારો પ્રીતમ મારો છે, ને હું તેની છું
તે [ પોતાના ટોળાં ] ગુલછડીઓ મધ્યે ચારે છે
૧૭ પ્રભાત થાય, ને અંધારું લોપ થાય ત્યાં સુધી,
હે મારા પ્રીતમ, પાછો આવ,
ને બેથેર પર્વતો પરના હરણ કે મૃગના બચ્ચા
જેવો થા.

૩ મેં રાત્રે મારા પલંગમાં મારા પ્રાણપ્રિયને ખોળ્યો,
મેં તેને ખોળ્યો, પણ તે મને મળ્યો નહિ
૨ [ મેં કહ્યું ], હું તો હમણાં ઉઠીને નગરમાં,
ગલીઓમાં તથા સરિયામ રસ્તાઓમાં ફરીને
મારા પ્રાણપ્રિયને ઢૂંઢીશ,
મેં તેને શોધ્યો, પણ તે મને મળ્યો નહિ
૩ નગરમાં રોન ફરતા ચોકીદારોની મને ભેટ થઈ,
[તેઓને મેં પુછ્યું], મારા પ્રાણપ્રિયને તમે જોયો?
૪ તેમનાથી ફક્ત થોડેજ છેટે હું ગઈ,
એટલે મારો પ્રાણપ્રિય મને મળ્યો,
જ્યાં સુધી હું તેને મારી માના ઘરમાં
ને મારી જનેતાના ઓરડામાં લાવી,
ત્યાં સુધી મેં તેને પકડી રાખ્યો, ને છોડ્યો નહિ.

૫ હે યરૂશાલેમની પુત્રીઓ,
હું તમને હરણીઓના તથા જંગલની સાબરીઓના
સોગન દઈને વિનવું છું કે,
તેની મરજી થાય ત્યાં સુધી
તમે તેને હલાવીને ઉઠાડશો નહિ કે જગાડશો નહિ

૬ ધુમાડાના સ્તંભો જેવા,
તથા બોળ તથા લોબાનથી તથા વેપારીઓના
સઘળા [ સુગંધીઓના ] ભૂકાથી બહેકતો,
આ જે અરણ્યમાંથી નિકળીને આવે છે તે કોણ છે?
૭ જુઓ, એ તો સુલેમાનની ડોળી છે,
ઇસ્રાએલના યોદ્ધાઓમાંના
ત્રણ કોડી યોદ્ધાઓ તેની આસપાસ છે
૮ તેઓ સર્વ તરવારિયા [ તથા ] યુદ્ધકુશળ છે,
રાત સમયે ભયના કારણથી
તે પ્રત્યેક માણસની તરવાર પોતાની કમરે છે
૯ સુલેમાન રાજાએ પોતાને વાસ્તે
લબાનોનના લાકડાની પાલખી બનાવી
૧૦ તેણે તેના થાંભલા રૂપાના,
તેનું તળિયું સોનાનું, ને તેનું આસન જાંબુઆ
રંગનું બનાવ્યું,
ને તેની મધ્યે યરૂશાલેમની પુત્રીઓના પ્યારરૂપી
ચિત્રવિચિત્ર ભરત ભરેલું હતું
૧૧ હે સીયોનની પુત્રીઓ, ચાલી નિકળો, અને સુલે
માન રાજાના મનના ઉમંગને દિવસે,
તથા તેના લગ્નને દિવસે જે મુગટ તેની માએ તેને
ધારણ કરાવ્યો છે
તે મુગટસહિત, તેને જુઓ.

૪ મારી પ્રિયા, જો, તું સુંદર છે, જો, તું સુંદર છે;
તારા બુરખાની પાછળ તારી આંખો હોલા
જેવી છે,
તારા કેશ ગિલઆદ પર્વતની બાજુએ બેઠેલાં

બકરાના ટોળા જેવા છે
૨ તારા દાંત [ તુરત ] કાતરેલી તથા નાહીને
[ પાણીમાંથી ] બહાર નિકળેલી [ ઘેટીઓ]ના ટોળા
જેવા છે,
કે જેઓમાંની પ્રત્યેક બબે બચ્ચાં જણે છે
ને તેઓમાંની એકે વાંઝ નથી
૩ તારા હોઠ કીરમજી દોરા જેવા છે,
ને તારૂં મુખ ખુબસુરત છે,
તારા બુરખાની પાછળ
તારા લમણા દાડમની ફાડ જેવા છે
૪ શસ્ત્રગૃહ થવા સારૂ બાંધેલો દાઉદનો બુરૂજ,
જેમાં હજારો ઢાલો એટલે યોદ્ધાઓની સર્વ ઢાલ
ડીઓ લટકાવેલી છે,
તેના જેવી તારી ગરદન છે
૫ સાબરીના જોડે જણેલા બે બચ્ચાં ગુલછડીઓ
મધ્યે ચરતાં હોય,
તેવા તારા બે સ્તન છે
૬ પ્રભાત થાય, ને અંધકાર લોપ થાય ત્યાં સુધી,
હું બોળના પર્વત પર
તથા લોબાનના ડુંગર પર જઈશ
૭ મારી પ્રિયા, તું તદ્દન સુંદર છે,
ને તારામાં એક પણ ડાઘ નથી

૮ હે [ મારી ] નવોઢા, લબાનોનથી મારી સાથે,
લબાનોનથી મારી સાથે આવ,
આમાનાહના શિખર પરથી,
સનીર તથા હેર્મોનના શિખર પરથી,
સિંહોના બીલો આગળથી,
ચિત્તાઓના પર્વતો પરથી જો
૯ હે મારી બહેન, [ મારી ] નવોઢા, તેં મારૂં હૃદય
મોહિત કીધું છે
તારા એકજ નેત્રબાણથી,
તારી એક કંઠીથીજ તેં મારૂં મન મોહિત કીધું છે
૧૦ હે મારી બહેન, [ મારી ] નવોઢા, તારો પ્યાર
કેવો મધુર છે,
તારો પ્યાર દ્રાક્ષારસ કરતાં,
ને તારા અત્તરની ખુશબો સર્વ પ્રકારનાં કરિયાણાં
કરતાં કેટલી બધી ઉત્તમ છે !
૧૧ હે નવોઢા, મધુકોષની માફક તારા હોઠમાંથી
[ મિઠાસ ] ટપકે છે,
તારી જીભ તળે મધ તથા દૂધ છે,
ને તારા વસ્ત્રોની ખુશબો લબાનોનની ખુશબો
જેવી છે
૧૨ મારી બહેન, [ મારી ] નવોઢા, બંધ કીધેલી વાડી,
વાસેલો કુવો તથા મુદ્રિત ઝરો, એઓના જેવી છે
૧૩ તારા રોપા જાણે કે દાડમડીઓનો બગીચો છે, કે
જેમાં મૂલ્યવાન ફળો લાગેલાં છે,
તથા મેંદી તથા જટામાસીના છોડ છે,
૧૪ જટામાસી તથા કેશર,
સુગંધી બરૂ તથા તજ તથા લોબાનના સર્વ ઝાડ,
બોળ તથા અગર, તથા સર્વ મુખ્ય કરિયાણાં છે
૧૫ [ તું ] બાગ મધ્યેના ફુવારા જેવી,
જીવતા પાણીના કુવા જેવી,
તથા લબાનોનથી વહેતાં વહેળીઆં જેવી [ છે ]

૧૬ હે ઉત્તરના વાયુ, તું જાગૃત થા, ને હે દક્ષિણ[ના
વાયુ ], તું આવ,
મારા બાગ પર વા, કે તેની સુગંધિઓનો પ્રવાહ
ચાલે
મારો પ્રીતમ પોતાના બગીચામાં આવે,
ને પોતાનાં મૂલ્યવાન ફળો ખાય

૫ હે મારી બહેન, [ મારી ] નવોઢા, હું મોરા
બાગમાં આવ્યો છું,
મેં મારા બોળ તથા સુગંધિ વિણી લીધાં છે,
મેં મારો મધુકોષ મધ સહિત ખાધો છે,
મેં મારા દૂધ સારે મારો દ્રાક્ષારસ પીધો છે
હે મિત્રો, ખાઓ,
હે પ્રિય, પીઓ, હા, પુષ્કળ પીઓ

૨ હું ઉંઘતી હતી પણ મારૂં મન જાગતું હતું,
એ મારા પ્રીતમનો સાદ છે, કે જે [ દ્વાર ] ઠોકે
[ ને કહે છે કે ],
હે મારી બહેન મારી પ્રિયા, મારી હોલી, મા
નિર્મળ, મારે સારૂ ઉઘાડ,
કેમકે મારૂં માથું ઝાકળથી,
મારી લટો રાતના ટીપાંથી ભરાઇ ગયાં છે
૩ મેં મારૂં વસ્ત્ર કાઢ્યું છે, તે હું કેમ પહેરૂં ?
મેં મારા પગ ધોયા છે, હું તેમને કેમ મેલા કરૂં ?
૪ મારા પ્રીતમે [ કમાડના ] બાકામાં થઇને હાથ
અંદર ઘાલ્યો,
ને મારા મનમાં તેના પર દયા આવી,
૫ હું મારા પ્રીતમને વાસ્તે [ દ્વાર ] ઉઘાડવાને ઉઠી,

ને કડીના હાથા પર મારા હાથમાંથી બોળ,
ને મારી આંગળીઓમાંથી બોળનો અર્ક ટપકતાં હતાં.
૬ મેં મારા પ્રીતમને વાસ્તે [દ્વાર] ઉઘાડ્યું;
પણ મારો પ્રીતમ ત્યાંથી ખસી જઇને જતો રહ્યો હતો.
તે બોલ્યો તે સમયે મારૂં મન નાહિમ્મત થઇ ગયું હતું.
મેં તેને શોધ્યો, પણ મને તેની શોધ લાગી નહિ;
મેં તેને બોલાવ્યો, પણ તેણે મને કંઇ ઉત્તર આપ્યો નહિ.
૭ નગરમાં રોન ફરનાર ચોકીદારોની મને ભેટ થઇ,
તેઓએ મને મારી, તેઓએ મને ઘાયલ કીધી;
કોટરક્ષકોએ મારો ઘુંઘટ મારા અંગ પરથી છિનવી લીધો.
૮ હે યરૂશાલેમની પુત્રીઓ, હું તમને સોગન દઉં છું
કે, જો તમને મારો પ્રીતમ મળે,
તો તેને કહેજો કે હું પ્રેમપીડિત છું.
૯ હે સ્ત્રીઓ મધ્યે પરમ સુંદરી,
તારો પ્રીતમ [બીજા કોઇના] પ્રીતમ કરતાં શું વિશેષ છે?
તારો પ્રીતમ [બીજા કોઇના] પ્રીતમ કરતાં શું વિશેષ છે,
કે તું અમને એ પ્રમાણે સોગન ઘાલે છે?
૧૦ મારો પ્રીતમ ગોરો તથા લાલચોળ છે,
તે દસ હજાર મધ્યે શિરોમણી છે.
૧૧ તેનું માથું ઉત્તમ પ્રકારના સોના જેવું છે,
તેની લટો ગુચ્છાદાર તથા વનકાગ જેવી કાળી છે;
૧૨ તેની આંખો પાણીનાં વહેળીઆં પાસે [ઉભેલા] હોલા જેવી છે,
તે દૂધથી ધોયલી [જેવી] તથા યોગ્ય રીતે બેસાડેલી છે
૧૩ તેના ગાલ કરિયાણાંના ક્યારા જેવા, તથા સુગંધિઓની પાળો જેવા છે;
જેમાંથી બોળનો અર્ક ઝરતો હોય એવી ગુલછડીઓ જેવા તેના હોઠ છે.
૧૪ તેના હાથ પીતમણીજડિત સોનાની વીંટીઓ જેવા છે;
નીલમણી મઢેલા હાથીદાંતનાં કામ જેવું તેનું શરીર છે
૧૫ તેના પગ ચોખ્ખા સોનાની કુંભીઓમાં બેસાડેલા સંગેમરમરના સ્તંભો જેવા છે;
તેનો દેખાવ લબાનોન જેવો [તથા] એરેજવૃક્ષો જેવો ઉત્તમ છે
૧૬ તેનું મુખ અત્યંત મધુર છે; હા, [તે] તદન મનોહર છે.
હે યરૂશાલેમની પુત્રીઓ,
આ મારો પ્રીતમ, ને આ મારો મિત્ર છે

૬ તારો પ્રીતમ કઇ તરફ ગયો છે?
હે સ્ત્રીઓ મધ્યે પરમ સુંદરી,
તારો પ્રીતમ કઇ તરફ વળ્યો છે?
[અમને કહે] કે અમે તેને તારી સાથે ઢૂંઢીએ.
૨ મારો પ્રીતમ પોતાના બાગમાં, સુગંધિઓના ક્યારામાં,
બાગોમાં મિજબાની કરવા તથા ગુલછડીઓ વિણવા ગયો છે
૩ હું મારા પ્રીતમની છું, ને મારો પ્રીતમ મારો છે;
તે ગુલછડીઓ મધ્યે [પોતાનું ટોળું] ચારે છે.
૪ હે મારી પ્રિયા, તું તિર્સાહ જેવી સુંદર,
યરૂશાલેમ જેવી ખુબસુરત,
ને ધ્વજાઓ સહિતના સૈન્ય જેવી ભયંકર છે.
૫ તારાં નેત્ર મારી તરફથી ફેરવી લે,
કેમકે તેઓએ મારો પરાજય કીધો છે.
ગિલઆદની બાજૂએ બેઠેલાં
બકરાના ટોળા જેવા તારા કેશ છે.
૬ ધોવાઇને બહાર નિકળેલી
ઘેટીઓના ટોળા જેવા તારા દાંત છે,
કે જેઓમાંની પ્રત્યેક બબે બચ્ચાં જણે છે,
ને તેઓમાંની એકે વાંઝ નથી.
૭ તારા બુરખા પાછળ
તારાં લમણાં દાડમની ફાડ જેવાં છે.
૮ રાણીઓ તો ત્રણ કોડી છે, ને ઉપપત્નીઓ તો ચાર કોડી છે,
ને યુવતીઓ તો અસંખ્ય છે.
૯ [પણ] મારી હોલી, મારી નિર્મળ, તો એકજ છે;
તે પોતાની માની એકની એક છે;
તે પોતાની જનેતાની માનિતી છે.
પુત્રીઓએ તેને જોઇને કહ્યું, તને ધન્ય છે;
હા, રાણીઓએ તથા ઉપપત્નીઓએ [જોઇને] તેની પ્રશંસા કીધી
૧૦ પ્રભાતના જેવી પ્રકાશિત કાંતિવાળી,

ચંદ્ર જેવી સુંદર,
સૂર્ય જેવી ડાઘહીન,
ધ્વજાઓ સહિતના સૈન્ય જેવી ભયંકર, એ કોણ છે?
૧૧ ખીણના લીલા છોડ જોવા,
[તથા] દ્રાક્ષવેલાને કળીઓ ફુટે છે કે કેમ,
[તથા] દાડમોને ફૂલ આવ્યા છે કે કેમ,
તે જોવાને હું સોપારીના બાગમાં ગયો.
૧૨ મને ખબર પણ ન પડી એટલામાં તો મારા આત્માએ
મને રાજવંશી યોદ્ધાના રથોમાં બેસાડ્યો.

૧૩ પાછી આવ, પાછી આવ, હે શૂલામ્મી,
પાછી આવ, પાછી આવ, કે અમે તને નિરખીએ.
માહનાઇમનો નાચ [જુઓ] તેમ
તમે શૂલામ્મીને કેમ જુઓ છો?

૭ હે શાહજાદી, ચંપલોમાં તારા પગ કેવા સુંદર છે!
તારી જાંઘોના સાંધા નિપુણ કારીગરને હાથે બનેલા
જવાહીર જેવા છે.
૨ તારી નાભિ ગોળ [મ્હોના] પ્યાલા જેવી છે,
[કે જેમાં] મેળવણીના દ્રાક્ષરસની અછત નથી.
તારૂં પેટ ગુલછડીથી સણગારેલી ઘઉંની ઢગલીના જેવું છે.
૩ તારાં બે સ્તન એક સાબરીનાં જોડે જણેલાં
બે બચ્ચાંના જેવાં છે
૪ તારી ગરદન હાથીદાંતના બુરજ જેવી છે;
તારી આંખો હેશ્બોનમાં બાથ રાબ્બીમના દરવાજા
પાસેના કુંડ જેવી છે;
તારૂં નાક લબાનોનનો બુરજ
જે દમસ્ક તરફનો છે તેના જેવું છે.
૫ તારા ધડ પર તારૂં શિર કાર્મેલ જેવું,
ને તારા શિરના કેશ જાંબુઆ રંગના છે;
રાજા તેની લટોમાં બંદીવાન તરીકે પકડાઇ રહ્યો છે.
૬ હે પ્રિયા, તું કેવી ખુબસુરત
તથા સુખને માટે કેવી આનંદકારક છે!
૭ આ તારૂં કદ ખજુરીના જેવું છે,
ને તારાં સ્તન [દ્રાક્ષની] લુમો જેવાં છે.
૮ મેં કહ્યું, હું ખજુરી ઉપર ચઢીશ,
હું તેની ડાળીઓ પકડીશ;
તારાં સ્તન દ્રાક્ષવેલાની લુમો જેવાં થાય,
ને તારા શ્વાસની સુગંધ સફરજન જેવી થાય;
૯ ને તારૂં મુખ ઉત્તમ દ્રાક્ષરસ જેવું થાય,
કે જે [દ્રાક્ષરસ] મારા પ્રિયને માટે સરળતાથી
ઉંઘનારાંના હોઠોમાં થઇને પેટમાં ઉતરી જાય છે.
૧૦ હું મારા પ્રીતમની છું,
ને તેની મારા પર પ્રીતિ છે.
૧૧ ચાલ, મારા પ્રીતમ, આપણે જંગલમાં ચાલ્યાં જઇએ;
આપણે ગામડાંમાં ઉતારો કરીએ.
૧૨ આપણે વહેલાં ઉઠીને દ્રાક્ષવાડીઓમાં જઇએ,
ને દ્રાક્ષવેલાને મોર આવ્યો છે ને તેનાં ફૂલ ખીલ્યાં છે કે નહિ;
ને દાડમોને ફૂલો બેઠાં છે કે નહિ, તે આપણે જોઇએ;
ત્યાં હું તને મારી પ્રીતિનો અનુભવ કરાવીશ.
૧૩ વેંગણીઓ બહેકી રહી છે,
અને આપણાં બારણા પાસે સર્વ પ્રકારનાં નવાં તથા જુના ફળ છે.
કે જે, હે મારા પ્રીતમ, મેં તારે વાસ્તે સંઘરી રાખ્યા છે

૮ અરે, જો મારી માનાં થાને ધાવેલા
મારા ભાઇ જેવો તું હોત તો કેવું સારૂં!
ત્યારે તો તું મને બહાર મળત, ત્યારે હું તને ચુંબન કરત;
તેમ છતાં પણ કોઇ મને તુચ્છકારત નહિ
૨ હું તને દોરીને મારી માના ઘરમાં લાવત,
ને તે મને શિખવત;
હું તને મસાલેદાર દ્રાક્ષરસ
[તથા] મારા દાડમનો રસ પાત.
૩ તેનો ડાબો હાથ મારા માથા તળે હોત,
ને તેનો જમણો હાથ મને આલિંગન કરતો હોત
૪ હે યરૂશાલેમની પુત્રીઓ, હું તમને સોગન દઉં છું
પ્યારની મરજી થાય ત્યાં સુધી
તમે તેને હલાવીને ઉઠાડશો નહિ, કે જગાડશો નહિ

૫ પોતાના પ્રીતમ પર ટેકીને
રાનમાંથી આ કોણ આવે છે?
મેં તને સફરજનવૃક્ષ તળે જગાડી;
ત્યાં તારી મા તને જણવાને કષ્ટાતી હતી,
ત્યાં તારી જનેતાને પ્રસવવેદના થતી હતી.

૬ મને તારા હૃદય પર મુદ્રા તરીકે, ને તારા હાથ પર મુદ્રા તરીકે બેસાર,

કેમકે પ્રીતિ મોત સમાન બળવાન છે,
શંકા શેઓલ જેવી ક્રૂર છે,
તેના ચમકારા અગ્નિના ચમકારા જેવા છે,
તે ખુદ યહોવાહનો ભડકો [છે]
૭ ઘણા પાણી પ્યારને હોલવી શકે નહિ,
ને રેલ તેને ડુબાડી શકે નહિ
જો પ્યારને વાસ્તે કોઇ માણસ પોતાના ઘરની
બધી સંપત્તિ આપે,
તો પણ તે છેક તુચ્છકારાશે

૮ અમારે એક નાની બહેન છે,
ને તેને થાન પણ [ઉપસ્યા] નથી
જે દિવસે અમારી બહેનનુ માગુ થશે,
ત્યારે અમે તેને માટે શું કરીશું?
૯ જો તે કોટ હોય,
તો અમે તેના પર રૂપાનો મોરચો બાંધીએ,
ને જો તે દરવાજો હોય
તો અમે એરેજવૃક્ષના પાટીઆથી તેને ઢાંકી દઇએ
૧૦ હુ કોટ છું, ને મારા થાન [તેના] બુરજો જેવા છે
ત્યારે તેની નજરમા હું, જેને શાન્તિ પ્રાપ્ત થઇ
હોય તેના જેવી, હતી
૧૧ સુલેમાનને બઆલ હામોનમા એક દ્રાક્ષવાડી હતી,
તેણે તે દ્રાક્ષવાડી રખેવાળોને ભાડે આપી,
તેના ફળને માટે પ્રત્યેકને એક હજાર રૂપીઆ
લાવવાના હતા
૧૨ મારી દ્રાક્ષવાડી જે મારી માલકીની છે, તે મારી
સન્મુખ છે,
હે સુલેમાન, એ હજાર તો તને મળશે,
ને તેના ફળની રખેવાળી કરનારને બસેં [મળશે]

૧૩ હે બાગવાસી,
સખીઓ તારો સાદ સાંભળવા ધ્યાન દઇને તાકી
રહી છે,
મને તે સંભળાવ

૧૪ ઓ મારા પ્રીતમ, ઉતાવળ કર,
ને કરિયાણાના પર્વત પર
હરણ કે સાબરીના બચ્ચા જેવો થા

# યશાયાહ
## ભવિષ્યવાદીનું પુસ્તક.

૧ ઉઝ્ઝીયાહ, યોથામ, આહાઝ તથા હિઝ્કીયાહ,
એ યહુદાહના રાજાઓના વખતમા આમોસના
પુત્ર યશાયાહને યહુદાહ તથા યરૂશાલેમ વિષે જે
સંદર્શન થયુ તે
૨ હે આકાશો, સાંભળો, ને હે પૃથ્વી, કાન દે,
કેમકે યહોવાહ બોલ્યો છે, મેં છોકરાને ઉછેરીને મોટા
કર્યા છે, ને તેઓએ તો મારી વિરૂદ્ધ ફિતૂર કર્યુ છે
૩ બળદ પોતાના માલિકને ઓળખે છે, ને ગધેડો
પોતાના ધણીની ગભાણ જાણે છે, [પણ] ઇસ્રાએલ
જાણતો નથી, મારા લોક વિચાર કરતા નથી ૪ અરે!
પાપ કરનારી પ્રજા, અન્યાયથી લાદેલા લોક, બુડાઇ
કરનારા સંતાન, બગડી ગએલા છોકરા, તેઓએ
યહોવાહનો ત્યાગ કર્યો છે, તેઓએ ઇસ્રાએલના
પવિત્રને ધિક્કાર્યો છે, તેઓ જૂદાઇ રાખીને પાછા
[ફરી ગયા છે] ૫ હજુ તમારે માર ખાવો છે કે તમે
ફિતૂર કર્યા કરો છો? આખુ માથુ રોગિષ્ટ ને આખું
હૃદય નિર્ગત છે ૬ પગના તળિયાથી તે માથા સુધી
તેમા કાઇ તંદુરસ્તી નથી, [કેવળ] ઘા તથા સોળ
તથા પાકેલા જખમ છે, તે દબાયા, કે તેને પાટા
બંધાયા, કે તે તેલથી નરમ કરાયા, એમ નથી
૭ તમારો દેશ ઉજડ થયો છે, તમારા નગરો આગથી
બાળી નખાયા છે, તમારી જમીન તો પારકાઓ
તમારી રૂબરૂ ખાઇ જાય છે, ને પારકાઓથી થએલા
વિનાશ જેવી તે ઉજડ થઇ છે ૮ અને સિયોનની
દીકરી દ્રાક્ષવાડીના માંડવા જેવી, કાકડીની વાડીના
માળા જેવી, ઘેરેલા નગર જેવી રહેલી છે ૯ જો
સૈન્યોના યહોવાહે આપણુ સારૂ નાનો સરખો શેષ
રહેવા દીધો ન હોત, તો આપણે સદોમના જેવા થઇ
ગયા હોત, ગમોરાહના સરખા થઇ ગયા હોત
૧૦ હે સદોમના ન્યાયાધીશો, તમે યહોવાહની વાત

સાંભળો; હે ગમોરાહના લોક, આપણા દેવના નિયમ
પ્રત્યે કાન દો ૧૧ યહોવાહ કહે છે, મારી આગળ
તમારા પુષ્કળ યજ્ઞો તે શા માટે? હુ ઘેટાનાં દહનીયા-
ર્પણોથી, તથા માતેલાં જાનવરોના મેદથી ધરાઇ ગયો
છું, ને ગોધા તથા હલવાન તથા બકરાનું રક્ત મને
ભાવતું નથી ૧૨ તમે મારૂ મુખ જોવા સારૂ આવો છો,
ત્યારે મારાં આગણાં પગ તળે છુંદવાં એ કોણે તમારી
પાસે માગ્યુ છે? ૧૩ બીજાં વ્યર્થ ખાદ્યાર્પણ લાવશો
મા, ધૂપ તે મને અમંગળ લાગે છે; અમાસ તથા
સાબ્બાથ [તથા] સભા ભેગી કરવી,—અન્યાય સાથેનો
ધર્મમેળો હું સહન કરી શકતો નથી. ૧૪ તમારી અમાસ
તથા તમારાં પર્વોથી મારો જીવ કંટાળે છે, તેઓ મને
બોજરૂપ થઇ પડે છે; સહન કરી કરીને હુ થાકયો છું.
૧૫ અને જ્યારે તમે પોતાના હાથ જોડશો ત્યારે હુ
મારી દૃષ્ટિ તમારી તરફથી ફેરવીશ; હા, જ્યારે તમે
ઘણી પ્રાર્થનાઓ કરશો, ત્યારે હું સાંભળનાર નથી;
તમારા હાથ રક્તથી ભરેલા છે. ૧૬ સ્નાન કરો, શુદ્ધ
થાઓ; તમારી કરણીઓની ભુંડાઇ મારી આખ
આગળથી દૂર કરો; ભુંડું કરવું મૂકી દો; ૧૭ સારૂ
કરવા શિખો; ન્યાયકરણ શોધો, જુલમથી દુ:ખિત
થતા માણુસોનો બચાવ કરો, અનાથને ઇનસાફ
આપો, વિધવાની હિમાયત કરો.

૧૮ યહોવાહ કહે છે, આવો, ને આપણે વાદ કરીએ;
તમારાં પાપ જો કે લાલ [વસ્ત્રના] જેવાં હોય તો
પણ તેઓ હીમ સરખાં શ્વેત થશે; જો કે કીરમજના
જેવાં રાતાં હોય, તો પણ તેઓ ઉન સરખાં થશે.
૧૯ જો તમે રાજી થઇને [મારૂ] માનશો, તો દેશની
ઉત્તમ પેદાશ ખાશો. ૨૦ પણ જો નકાર કરીને દગો
કરશો તો તમે તરવારથી માર્યા જશો; કેમકે યહો-
વાહના મ્હોની વાત એવી છે.

૨૧ વિશ્વાસુ નગરી કેમ વ્યભિચારિણી થઇ ગઇ છે?
તે ઇનસાફથી ભરેલી હતી, ન્યાયીપણું તેમાં વસતું,
પણ હાલ ઘાતકીઓ વસે છે. ૨૨ તારૂ રૂપું મેલ થઇ
ગયું છે; તારો દ્રાક્ષરસ પાણીથી મિશ્રિત થએલો છે.
૨૩ તારા સરદારો બળવાખોરો, ને ચોરોના સાથીઓ
થયા છે; તેમાનો પ્રત્યેક લાંચ ચાહનાર, ને પ્રતિ-
દાનની પછવાડે દોડનાર છે; તેઓ અનાથને ઇનસાફ
આપતા નથી, ને વિધવાનો મુકરદમો તેઓની પાસે
આવતો નથી

૨૪ તે માટે પ્રભુ, જે સૈન્યોનો યહોવાહ, ઇસ્રાએ-
લનો સમર્થ, તેનું કહેવુ એવું છે, આહા! મારા શત્રુઓ
સબધી હુ તૃપ્તિ પામીશ, ને મારા વૈરીઓનું વેર
વાળીશ. ૨૫ અને તારા પર હુ મારો હાથ ઉગામીશ,
ને જેમ ક્ષારથી [મેલ કઢાય છે તેમ] તારો મેલ કાઢીશ,
ને તારો બધો ભેળ હુ દૂર કરીશ; ૨૬ ને આદિકાળની
પેઠે હુ તારા ન્યાયાધીશોને, ને પૂર્વકાળની પેઠે તારા
મન્ત્રીઓને પાછા લાવીશ; ત્યાર પછી તારૂં નામ ન્યાયી-
પણાનું શહેર, વિશ્વાસુ નગર કહેવાશે ૨૭ સિયોન
ઇનસાફે, ને તેના પાછા આવનારા ન્યાયીપણાએ,
ખંડી લેવાશે ૨૮ પણ દગો કરનારાનો તથા પાપી-
ઓનો વિનાશ સાથે થશે; ને યહોવાહને તજનાર
નાબુદ કરાશે. ૨૯ કેમકે જે આલોન ઝાડ તમે ચાહતા
હતા તેથી તેઓ લજવાશે, ને જે વાડીઓને તમે પસદ
કીધી તેઓથી શરમાશો. ૩૦ કેમકે જે આલોન ઝાડનાં
પાત્રાં ખરે છે, ને જે વાડીમા પાણી નથી, તેના જેવા
તમે થશો ૩૧ અને જે બળવાન તે સણના કચરા
જેવો, ને તેનું કામ ચિણગારી જેવું થશે; ને તેઓ બન્ને
સાથે બાળી નખાશે, ને કોઇ હોલવનાર મળશે નહિ.

૨ આમોસના પુત્ર યશાયાહને યહુદાહ તથા યરૂ-
શાલેમ સંબધી જે વાત [સદર્શનમાં] થઇ તે.

૨ અને એમ થશે કે, છેલ્લા દિવસોમાં યહોવાહના
ઘરનો પર્વત પહાડોનાં શિખરો પર સ્થપાશે, ને
ડુગરો કરતાં ઉંચો કરાશે; ને સઘળા વિદેશીઓ તેમાં
પ્રવાહની પેઠે પ્રવેશ કરશે. ૩ અને ઘણા લોકો જઇને
કહેશે, ચાલો, આપણે યહોવાહના પર્વત પાસે, યાકુ-
બના દેવના ઘરની પાસે ચઢી જઇએ; ને તે આપણને
પોતાના માર્ગ વિષે શિખવશે, ને આપણે તેના રસ્તામાં
ચાલીશું; કેમકે નિયમ સિયોનમાંથી ને યહોવાહની
વાત યરૂશાલેમમાંથી નિકળી આવશે. ૪ અને તે વિદે-
શીઓ મધ્યે ઇનસાફ કરશે; ને ઘણા લોકોને સારૂ
ફેંસલો કરશે, ને તેઓ પોતાની તરવારોને ટીપીને
કોશો ને પોતાના ભાલાઓનાં ધારિયાં બનાવશે;
પ્રજા પ્રજાની વિરૂદ્ધ તરવાર ઉગામશે નહિ, ને તેઓ
યુદ્ધકળા ફરી નહિ શિખશે.

૫ હે યાકૂબના ઘર, ચાલો, ને આપણે યહોવાહના
પ્રકાશમાં ચાલીએ. ૬ કેમકે તેં તારા લોકને, એટલે
યાકૂબના ઘરનાને તજી દીધાં છે; કારણ કે તેઓ
પૂર્વની રીતભાતોથી ભરપૂર, ને પલિસ્તીઓની પેઠે
જાદુગરો થયા છે, ને તેઓ પારકાના સતાનસાથે
મિત્રાચારી રાખે છે ૭ અને તેમનો દેશ સોના રૂપાથી

ભરપૂર થયો છે, ને તેઓના ખજાનાનો પાર નથી,
ને તેમનો દેશ ઘોડાઓથી ભરપૂર થયો છે, ને તેઓના
રથોનો પાર નથી ૮ વળી તેમનો દેશ મૂર્તિઓથી
ભરપૂર થયો છે; પોતાના હાથના કામને, પોતાની
આંગળીઓએ જે કર્યું તેને તેઓ પગે લાગે છે. ૯ અને
દરિદ્રી પ્રણામ કરે છે, ને ધનવાન નમે છે; એ માટે
તું તેઓને માફ કરીશ મા. ૧૦ યહોવાહના ભય
આગળથી, ને તેના માહાત્મ્યના વૈભવથી ખડકમાં
પેસી જા, ને ધૂળમાં સંતાઇ રહે. ૧૧ માણસની ગર્વિષ્ઠ
દૃષ્ટિ નીચી કરાશે, ને મહા પુરૂષોનું અભિમાન ઉતાર-
વામાં આવશે, ને એકલો યહોવાહ તે દિવસે ઉંચો
મનાશે. ૧૨ કેમકે જે સર્વ ગર્વિષ્ઠ તથા મગરૂબ છે, ને
જે સઘળું ઉંચું કરાએલું છે તે પર સૈન્યોના યહોવાહનો
દિવસ આવનાર છે, ને તે નીચું કરાશે. ૧૩ અને
લબાનોનનાં સર્વ મોટાં ને ઉંચાં થએલાં એરેજવૃક્ષ
પર, ને બાશાનનાં સર્વ આલોન ઝાડ પર, ૧૪ ને સર્વ
મોટા પર્વત પર, ને સર્વ ઉંચા ટેકરાઓ પર, ૧૫ ને
દરેક ઉંચા કિલ્લા પર, તથા દરેક મોરચાબંધ કોટ પર;
૧૬ ને તાર્શીશનાં સર્વ વહાણ પર, ને સર્વ મનોરંજક
દેખાવો પર [તે દિવસ આવનાર છે] ૧૭ અને
માણસનો ગર્વ ઉતારવામાં આવશે, ને મહા પુરૂષોની
મોટાઇ નમી જશે, ને એકલો યહોવાહ તે દિવસે
ઉંચો મનાશે. ૧૮ અને મૂર્તિઓ છેક નાબુદ થઇ જશે.
૧૯ અને યહોવાહ પૃથ્વીને ધ્રૂજાવી નાખવાને ઉઠશે
ત્યારે માણસો તેના ભય આગળથી, તથા તેના માહા-
ત્મ્યના વૈભવથી ખડકોની ગુફાઓમાં, તથા ભૂમિની
ખોમાં પેસી જશે. ૨૦ તે દિવસે માણસ પોતાને સારૂ
ભજવાને માટે કરેલી રૂપાની મૂર્તિ, તથા પોતાની
સોનાની મૂર્તિ, છછુંદરો તથા ચામાચિડીઆની પાસે ફેંકી
દેશે, ૨૧ એ માટે કે યહોવાહ પૃથ્વીને ધ્રૂજાવી નાખ-
વાને ઉઠશે, ત્યારે તેઓ તેના ભય આગળથી, તથા
તેના માહાત્મ્યના વૈભવથી, ખડકોનાં પોલાણમાં ને
શિખરોની ફાટોમાં પેસી જાય. ૨૨ તમે માણસની
આશા છોડો, કે જેનો શ્વાસ નસકોરાંમાંજ છે; કેમકે
તે શી ગણત્રીમાં આવે છે?

૩ કેમકે જુઓ, પ્રભુ સૈન્યોનો યહોવાહ યરૂશાલે-
મમાંથી તથા યહુદાહમાંથી ટેકો તથા આધાર,
રોટલીનો સર્વ આધાર, ને પાણીનો સર્વ આધાર લઇ
લેનાર છે; ૨ શૂરવીર તથા યોદ્ધો, ન્યાયાધીશ તથા
ભવિષ્યવાદી, જોશી તથા વડીલ; ૩ સુબેદાર તથા
માનિતા માણસ, તથા મંત્રિ તથા નિપૂણ કારીગર તથા
ચતુર ઇલમીને [તે લઇ લેશે]. ૪ અને સરદાર તરીકે
હું તેમને બાળકો આપીશ, ને તેમના પર બળાત્કારનું
રાજ્ય થશે ૫ અને લોક પર એક બીજાથી, ને પ્રત્યેક
પર પોતાના પડોસીથી જુલમ ગુજારવામાં આવશે;
છોકરો વડીલને, ને હલકો વજનદારને તુચ્છકારશે.
૬ [તે વેળાએ] માણસ પોતાના ભાઇને તેના બાપના
ઘરમાં પકડીને કહેશે, તને વસ્ત્ર છે, ચાલ, તું અમારો
અધિપતિ થા, ને આ ખંડિયેર તારા હાથ નીચે રહો
૭ ત્યારે તે બૂમ પાડતાં કહેશે, હું સુધારનાર થવાનો
નથી; વળી મારા ઘરમાં કંઇ રોટલી નથી, ને કંઇ વસ્ત્ર
પણ નથી; મને લોકનો અધિપતિ તમે ન કરશો.
૮ કેમકે યરૂશાલેમની પાયમાલી, ને યહુદાહની પડતી
થઇ છે; કારણ કે યહોવાહની ગૌરવી દૃષ્ટિમાં ખોટું
લાગે એવી રીતે તેમની જીભ તથા તેમની કરણીઓ
તેની વિરૂદ્ધ છે. ૯ તેઓના ચેહેરાનો દેખાવ તેઓની
વિરૂદ્ધ સાક્ષી પૂરે છે, ને સદોમની પેઠે તેઓ પોતાનું
પાપ પ્રગટ કરે છે, તેઓ તેને સંતાડતા નથી; અફ-
સોસ છે તેઓના જીવને! કેમકે તેઓએ પોતાને સારૂ
બદલા તરીકે બુરાઇ મેળવી છે. ૧૦ ન્યાયી વિષે કહો
કે, કલ્યાણ થશે, કેમકે તેઓ પોતાની કરણીનું ફળ
ખાશે. ૧૧ ભુંડાને અફસોસ! તેને અકલ્યાણ થશે,
કેમકે તેના હાથનું કાર્ય તેને કરવામાં આવશે. ૧૨ મારા
લોક પર તો બાળકો જુલમ કરનારા છે, ને બાયડીઓ
તેમના પર રાજ્ય કરે છે. અરે મારા લોક! તારા
અગ્રેસરો ભુલાવનારા છે; ને તેઓએ તારા ચાલવાના
માર્ગ નષ્ટ કર્યા છે. ૧૩ યહોવાહ વાદ કરવાને ઉઠયો
છે, ને લોકોનો ન્યાય કરવાને તે ઉભો છે. ૧૪ યહોવાહ
પોતાના લોકના વડીલો તથા તેના સરદારોની વિરૂદ્ધ
ન્યાયમાં આવશે; તમે તો દ્રાક્ષવાડીને ખાઇ ગયા છો;
ગરીબોની લૂટ તમારાં ઘરોમાં છે ૧૫ તમે કેમ મારા
લોકને છુંદી નાખો છો, ને દરિદ્રીઓનાં મુખો મારીને
હેરાન કરો છો? એવું પ્રભુ સૈન્યોના યહોવાહનું
કહેવું છે.

૧૬ વળી યહોવાહ કહે છે, સિયોનની દીકરીઓ
ગર્વિષ્ઠ છે, ને માથું ઉંચું રાખી, તથા કટાક્ષ મારતી,
તથા પગથી છમકારા કરતી, ઠમકતી ઠમકતી ચાલે છે;
૧૭ તે માટે પ્રભુ સિયોનની દીકરીઓના તાલકાને
ઉંદરીવાળું કરી નાખશે. અને યહોવાહ તેમનાં ગુપ્ત-
સ્થાનને ઉઘાડાં કરાવશે. ૧૮ તેજ દિવસે પ્રભુ કલ્લાંની

શોભા લઇ લેશે, ને માથાબાંધણાં, તથા ચંદનહાર;
૧૯ ઝુમખા, તથા અગડીઓ, તથા ઘુમટા; ૨૦ મુગટો,
તથા સાંકળાં, તથા પટકા, તથા સુવાસની કુપ્પીઓ,
તથા માદળીયાં; ૨૧ વિંટી તથા નથ; ૨૨ ઉત્તમ વસ્ત્ર,
તથા ઝભ્ભાઓ, તથા શાલો, તથા વાટવા; ૨૩ આર-
સીઓ તથા બદનો તથા પાઘડીઓ તથા બુરખાઓ,
[ તે બધું લઇ લેવામાં આવશે ]. ૨૪ અને એમ થશે
કે, સુગંધને બદલે દુર્ગંધ થશે, ને પટકાના બદલામાં
દોરડું, ને ગુંથેલા કેશને બદલે તાલ, ને ઝભ્ભાને
બદલે તાટની કછોટી, ને સુંદરતાને બદલે ડામ થશે.
૨૫ તારા પુરૂષો તરવારથી, ને તારા પરાક્રમીઓ લડા-
ઇમાં પડશે ૨૬ અને તેની ભાગળો શોક તથા વિલાપ
કરશે, ને તે ખાલી થઇને ભૂમિપર બેસશે.

૪ અને તે દિવસે સાત બાયડીઓ એક પુરૂષને
પકડીને કહેશે, અમે પોતાની રોટલી ખાઇશું
ને પોતાનાં વસ્ત્ર પહેરીશું; માત્ર તારૂં નામ અમને
આપ, ને અમારૂ અપમાન ટાળ.

૨ તે દિવસે ઇસ્રાએલનાં બચેલાંને સારૂ યહોવાહનો
અંકૂર સુંદર તથા મહિમાવાન, ને પૃથ્વીનું ફળ ઉત્તમ
તથા શોભાયમાન થશે. ૩ અને એમ થશે કે, સિયોનમાં
જે શેષ, ને યરૂશાલેમમાં જે રહી ગએલો, એટલે દરેક
જે યરૂશાલેમ મધ્યે જીવતાઓમાં નોંધાએલો છે, તે
પવિત્ર કહેવાશે. ૪ જ્યારે પ્રભુ સિયોનની દીકરીઓની
મલીનતા ધોઇ નાખશે, ને યરૂશાલેમનું રક્ત ન્યાયના
આત્માથી તથા દહનના આત્માથકી તેની મધ્યેથી
શુદ્ધ કરી નાખશે, [ ત્યારે એમ થશે ]. ૫ અને યહો-
વાહ સિયોન પર્વતના તમામ રહેઠાણ પર, ને તેની
સભાઓ પર, દિવસે મેઘ તથા ધૂમાડો, ને રાત્રે બળતા
અગ્નિનો પ્રકાશ ઉત્પન્ન કરશે; કેમકે સર્વ ગૌરવ ઉપર
આચ્છાદન થશે. ૬ અને દિવસે તાપથી ઓથા તરીકે,
ને તોફાન તથા વરસાદથી આશ્રય તથા સંતાવાની
જગ્યા તરીકે માંડવો થશે.

૫ હું તો મારા વહાલા વિષે, તેની દ્રાક્ષવાડી
સબંધી મારા પ્રિયનું ગીત ગાઉં. મારા વહા-
લાને રસાળ ટેકરી પર દ્રાક્ષવાડી હતી. ૨ અને તેણે
તે ખોદી, ને તેમાંથી પત્થર વિણી કાઢયા, ને તેમાં
ઉત્તમ દ્રાક્ષવેલો રોપ્યો, ને તેની મધ્યે બુરૂજ બાંધ્યો,
ને વળી તેમાં દ્રાક્ષકુંડી ખોદી કાઢી, ને તેમાં દ્રાક્ષની
ઉપજ થશે એવી તે આશા રાખતો હતો, પણ તેમાં
જંગલી દ્રાક્ષની ઉપજ થઇ. ૩ અને હવે હે યરૂશાલે-
મના રહેવાશીઓ, ને યહુદાહનાં માણસ, તમે, મારી
તથા મારી દ્રાક્ષવાડીની વચ્ચે ઇન્સાફ કરજો. ૪ મારી
દ્રાક્ષવાડીમાં મેં નથી કીધું એવું બીજું શું બાકી છે? હું
તેમાં દ્રાક્ષ ઉપજવાની આશા રાખતો હતો, ત્યારે
તેમાં જંગલી દ્રાક્ષની ઉપજ કેમ થઇ હશે? ૫ અને
હવે હું મારી દ્રાક્ષવાડીને શું કરવાનો છું, તે હું તમને
જણાવું; તેની વાડ કાઢી નાખવી છે, એટલે તે ભેળાઇ
જશે; તેની ભીત પાડી નાખવી છે, એટલે તે ખુંદાઇ
જશે ૬ અને હું તેને ઉજડ કરી મુકીશ, તે સોરવામાં
આવશે નહિ, ને તે ગોડાશે નહિ, એટલે કાંટા તથા
ઉંટકટા ઉગશે; વળી તે પર તેઓ વરસાદ ન વરસાવે,
એવી હું મેઘોને આજ્ઞા કરીશ. ૭ કેમકે ઇસ્રાએલનું
ઘર તે સૈન્યોના યહોવાહની દ્રાક્ષવાડી છે, ને યહુદા-
હના લોક તેનો મનોરંજક રોપ છે; ને તે ઇન્સાફની
આશા રાખતો હતો, પણ જુઓ, રક્તપાત; ન્યાયી-
પણાની [ આશા રાખતો હતો ] પણ જુઓ, પોકાર.

૮ જગ્યા જરાએ રહે નહિ, ને તમે એકાંતે દેશ
મધ્યે રહેનારા થાઓ ત્યાં સુધી ઘર સાથે ઘર જોડી દે
છે, ને ખેતર સાથે ખેતર મેળવે છે, તેમને અફસોસ!
૯ મારા કાનમાં સૈન્યોનો યહોવાહ બોલે છે, બેશક
ઘણા ઘરો પાયમાલ થશે; હા, મોટાં ને સારાં ઘરો
વસ્તી વિનાનાં થઇ જશે ૧૦ કેમકે દશ એકર દ્રાક્ષ-
વાડી એક બાથ ઉપજાવશે, ને એક હોમર બીથી એક
એફાહની ઉપજ થશે.

૧૧ જેઓ દારૂની પાછળ લાગવાને સવારે વહેલા ઉઠે
છે, ને દ્રાક્ષરસથી મસ્તાન બની જાય ત્યાં સુધી મોડી
રાત લગી બેસી રહે છે, તેઓને અફસોસ! ૧૨ અને
સિતાર તથા વીણા, ડફ તથા વાંસળી તથા દ્રાક્ષરસ
એ તેમની ઉજાણીઓમાં છે; પણ યહોવાહના કામ પર
તેઓ લક્ષ આપતા નથી, ને તેના હાથની કરણી તેઓ
ધ્યાનમાં લેતા નથી ૧૩ તે માટે મારા લોક અજ્ઞાનને
લીધે બંદીપ્રવાસમાં ગયા છે, ને તેમના માનવંતા ભૂખ્યા
થયા, ને તેમના સાધારણ માણસ તરસથી સુકાઇ ગયા
છે. ૧૪ માટે શેઓલે અધિક તૃષ્ણા રાખી પોતાનું
મ્હો અત્યંત પહોળું કર્યું છે, ને તેમની શોભા તથા
સાધારણ લોક, ને તેમનો ભપકો તથા તેઓ મધ્યે
હર્ષ કરનાર [ તેમાં ] ઉતરી જાય છે. ૧૫ અને દરિદ્રી
નમી જાય છે, ને ધનવાન નમ્ર થાય છે, ને ગર્વિષ્ઠની
દૃષ્ટિ નીચી કરાય છે. ૧૬ પણ સૈન્યોનો યહોવાહ
ન્યાયકરણમાં મોટો મનાય છે, ને દેવ જે પવિત્ર તે

ન્યાયીપણામાં પવિત્ર મનાય છે; ૧૭ ને હલવાન જાણે
પોતાના બીડમાં ચરતાં હોય તેમ ચરશે, ને પુષ્ટોનાં
પાયમાલ થએલાં સ્થાનોને પારકાઓ ખાઇ જશે.
૧૮ જેઓ અન્યાયને વ્યર્થપણાની દોરીઓથી, ને
પાપને જાણે ગાડાના દોરડાથી તાણે છે તેઓને
અફસોસ! ૧૯ તેઓ કહે છે કે, તેણે ઉતાવળ કરવી,
ને તેણે પોતાનું કામ જલદીથી કરવું, એ માટે કે અમે
જોઇએ, ને ઇસ્રાએલના પવિત્રની ધારણા અમલમાં
આવે, કે અમે તે જાણીએ
૨૦ જેઓ ભુંડાને સારૂં, ને સારાને ભુંડું કહે છે,
જેઓ અજવાળાને ઠેકાણે અંધકાર, ને અંધકારને
ઠેકાણે અજવાળું ઠરાવી મૂકે છે, જેઓ મીઠાને ઠેકાણે
કડવું, ને કડવાને ઠેકાણે મીઠું ઠરાવી મૂકે છે તેઓને
અફસોસ!
૨૧ જેઓ પોતાની દૃષ્ટિમાં બુદ્ધિવાન, ને પોતાની
નજરમાં ડાહ્યા, તેઓને અફસોસ!
૨૨ જેઓ દ્રાક્ષરસ પીવામાં પરાક્રમી, ને દારૂ
મિશ્રિત કરવામાં બળવાન માણસ તેઓને અફસોસ!
૨૩ તેઓ લાંચને લીધે દુષ્ટને ન્યાયી ઠરાવે છે, ને
ન્યાયીનું ન્યાયીપણું લઇ લે છે. ૨૪ તે માટે જેમ
અગ્નિની જીભ ખુંપરાને ચાટી જાય છે; ને સુકું ઘાસ
ભડકામાં બેસી જાય છે, તેમ તેઓની જડ કોહોવાણ
જેવી થશે, ને તેઓનું ફૂલ ધૂળની પેઠે ઉડી જશે;
કેમકે તેઓએ સૈન્યોના યહોવાહનું નિયમશાસ્ત્ર તજ્યું
છે, ને ઇસ્રાએલના પવિત્રનું વચન ધિક્કાર્યું છે.
૨૫ તે માટે યહોવાહનો કોપ તેના લોકમાં સળગ્યો
છે, ને તેમના પર તેણે હાથ ઉગામીને તેમને માર્યા
છે, ને પર્વત ધ્રુજ્યા, ને લોકનાં મુડદાં ગલીઓ મધ્યે
કચરા જેવાં હતાં. એ સર્વ કર્યા છતાં તેનો રોષ શમી
ગયો નથી, પણ તેનો હાથ હજી ઉગામેલો છે. ૨૬ અને
તે આઘેથી વિદેશીઓની ભણી ધ્વજ ઉભી કરશે, ને
તેઓને સિટી વગાડીને પૃથ્વીની સરહદથી બોલાવશે,
ને જુઓ, તેઓ ઉતાવળે ઝટ આવશે. ૨૭ તેઓમાં
કોઇ થાકેલો નથી, ને કોઇ ઠોકર ખાનાર નથી, કોઇ
ઉંઘતો નથી ને કોઇ ઉપતો પણ નથી; ને તેઓ-
માંના કોઇનો કમરબંધ છૂટી ગએલો નથી, ને કોઇનાં
પગરખાંની વાધરી તૂટેલી નથી. ૨૮ તેમનાં બાણ
તીક્ષ્ણ કરેલાં, ને તેમનાં સર્વ ધનુષ્યો તાણેલાં છે;
તેમના ઘોડાની ખરીઓ ચકમક પથ્થર જેવી, ને
તેમનાં પૈડાં વંટોળીઆના જેવાં ગણાશે. ૨૯ તેમની
ગર્જના સિંહના જેવી, ને તેઓ સિંહના બચ્ચાંની પેઠે
ગરજશે ને ઘુરકશે, ને શિકાર પકડીને તાણી જશે,
ને કોઇ છોડાવનાર મળશે નહિ. ૩૦ અને તે દિવસે
તેના પર તે સમુદ્રના ઘુઘવાટની પેઠે ઘુરકશે, ને જો
કોઇ તે દેશને ધારીને જુએ, તો જુઓ, અંધકાર તથા
વિપત્તિ, ને અજવાળું તેના આકાશમાં અંધરાય છે.

૬ ઉઝ્ઝીયાહ રાજાના મરણની સાલે મેં પ્રભુને
જોયો, તે ઉંચા તથા ઉન્નત રાજ્યાસન પર બેઠેલો
હતો, ને તેના જામાની ચાળથી મંદિર ભરાએલું હતું.
૨ સરાફો તેની આસપાસ ઉભા હતા, પ્રત્યેકને છ છ
પાંખ હતી; બેથી તે પોતાનું મુખ ઢાંકતો, ને બેથી
પોતાના પગ ઢાંકતો, ને બેથી ઉડતો. ૩ અને તેઓ
એક બીજાને પોકારીને કહેતા, પવિત્ર, પવિત્ર, પવિત્ર
છે સૈન્યોનો યહોવાહ, આખી પૃથ્વીનું જે ભરપૂરપણું
તે તેનું ગૌરવ છે. ૪ અને પોકારનારની વાણીથી ઉંબ-
રાના પાયા હાલ્યા, ને ઘર ધુમાડાથી ભરાઇ ગયું.
૫ ત્યારે મેં કહ્યું, અફસોસ છે મને! કેમકે મારૂં આવી
બન્યું છે, કારણ કે હું અશુદ્ધ હોઠોનો માણસ છું. ને
અશુદ્ધ હોઠોના લોક મધ્યે હું રહેનાર છું; કેમકે મારી
આંખોએ રાજાને એટલે સૈન્યોના યહોવાહને જોયો છે.
૬ પછી સરાફોમાંથી એક, હાથમાં વેદી પરથી ચિપિ-
યાવડે લીધેલો અંગાર રાખી, મારી પાસે ઉડી આવ્યો.
૭ અને મારા હોઠોને તે અડકાડીને તેણે કહ્યું, જો, આ
તારા હોઠોને અડક્યો છે, એટલે તારો અપરાધ દૂર
કરાયો છે, ને તારા પાપનું પ્રાયશ્ચિત્ત થયું છે. ૮ અને
મેં પ્રભુની વાણી એમ કહેતી સાંભળી કે, હું કોને
મોકલું? ને અમારે સારૂ કોણ જશે? ને મેં કહ્યું, હું
આ રહ્યો, મને મોકલ. ૯ અને તેણે કહ્યું, જા, ને આ
લોકને કહે, સાંભળ્યા કરો, પણ ન સમજો, ને જોયા
કરો, પણ ન જાણો. ૧૦ આ લોકનું મન મંદ કર, ને
તેના કાન ભારે કર, ને તેની આંખો મિંચાવ, રખે તે
આંખોથી જુએ, ને કાનથી સાંભળે, ને મનથી સમજે,
ને પાછા ફરીને સાજા કરાય. ૧૧ ત્યારે મેં કહ્યું, હે
પ્રભુ, તે ક્યાં સુધી? ને તેણે કહ્યું, નગરો વસ્તી વિના,
ને ઘરો માણસ વિના ઉજડ થાય, ને જમીન છેક
વેરાન કરાય, ૧૨ ને યહોવાહ માણસને દૂર કરે, ને
દેશ મધ્યે પડતરનો મોટો ભાગ થાય, ત્યાં સુધી.
૧૩ પણ હજી તેમાં દશાંશ રહે, તો તે ફરીથી ખાઇ
નખાશે; એલાદવૃક્ષ તથા આલોનવૃક્ષ પાડી નખાયા
પછી ઠુંઠું રહે છે, તે પ્રમાણે પવિત્ર બીજ તેના ઠુંઠા
જેવું છે.

૭ અને યહુદાહના રાજા ઉઝ્ઝીયાહના દીકરા યોથા
મના દીકરા આહાઝના દિવસોમા એમ થયુ કે,
અરામનો રાજા રસીન તથા ઇસ્રાએલનો રાજા રમા-
લ્યાહનો દીકરો પેકાહ યરૂશાલેમની સામે લડવાને
માટે ચઢી આવ્યા, પણ તે પર ફતેહ પામી શકયા
નહિ ૨ અને દાઊદના ઘરનાને એવી ખબર મળી કે,
અરામ એફ્રાઇમ સાથે મળી ગયો છે અને તેનુ મન
તથા તેના લોકોના મન જેમ વનના ઝાડ પવનથી હાલે
છે તે પ્રમાણે ગભરાયા

૩ ત્યારે યહોવાહે યશાયાહને કહ્યું, તું તથા તારો
દીકરો શઆર યાશૂબ ધોબીના ખેતરની સડકે, ઉપલા
કુંડના નાળાના છેડા આગળ આહાઝને મળવા જાઓ
૪ અને તું તેને કહે, સાવધાન રહીને શાત થા, બીતો ના,
ને આ ધુમાતા ખોયણિયાના બે છેડાથી, એટલે રસીન
તથા અરામના ને રમાલ્યાહના દીકરાના જુસ્સાદાર
રોષથી તારૂ મન ભયભીત ન થાય. ૫ અરામે, એફ્રાઇમે,
તથા રમાલ્યાહના દીકરાએ તારા પર વિપત્તિ આણ-
વાની મસલત કરીને કહ્યુ છે કે, ૬ આપણે યહુદાહ
પર ચઢી જઇને તેને ત્રાસ પમાડીએ, ને પોતાને સારૂ
તેમા બાકોરૂ પાડીએ, ને તે મધ્યે ટાબએલના દીકરાને
રાજા નિમીએ, ૭ તેટનાજ માટે પ્રભુ યહોવાહ એમ
કહે છે કે, તે [ધારણા] સ્થિર રહેશે નહિ, ને એવુ
થશે નહિ ૮ કેમકે અરામનુ શિર તે દમસ્ક, ને દમ
સ્કનુ શિર તે રસીન છે, ને પાસેઠ વર્ષમા એફ્રાઇમ
પ્રજા તરીકે [ગણાશે નહિ એવી રીતે] ભાગાશે ૯ વળી
એફ્રાઇમનુ શિર તે સમરૂન, ને સમરૂનનુ શિર તે રમા
લ્યાહનો દીકરો છે જો તમે વિશ્વાસ નહિ રાખશો,
તો તમે સ્થિર નહિ કરાશો

૧૦ પછી યહોવાહે આહાઝને ફરીથી કહ્યુ, ૧૧ તું
પોતાને સારૂ તારા દેવ યહોવાહ પાસેથી ચિન્હ માગ,
ચાહે તો ઉંડાણમાથી, અથવા ચાહે તો ઉંચાણમાથી
માગ ૧૨ ત્યારે આહાઝે કહ્યું, હુ નહિ માગીશ, વળી
યહોવાહની પરીક્ષા નહિ કરીશ ૧૩ અને તેણે કહ્યું,
હે દાઊદના ઘરના, સાભળજો, માણસને કાયર કરો
છો એ થોડુ કહેવાય, કે તમે મારા દેવને પણ કાયર
કરવા બેઠા છો? ૧૪ તે માટે પ્રભુ પોતે તમને ચિન્હ
આપશે, જુઓ, કુવારી ગર્ભવતી થઇને પુત્ર જણશે,
ને તેનુ નામ તે ઇમ્માનૂએલ પાડશે ૧૫ તે ભુંડું નકા-
રવાને, તથા ભલુ પસંદ કરવાને સમજણો થશે, ત્યારે
તે દહીં તથા મધ ખાશે ૧૬ કેમકે છોકરો ભુંડું નકાર
વાને, તથા ભલુ પસંદ કરવાને સમજણો થશે, ત્યાર
પહેલા જેના બે રાજાની આગળ તું ભયભીત થાય છે,
તે દેશ ઉજડ થશે ૧૭ એફ્રાઇમ યહુદાહથી જુદો પડ્યો
ત્યાર પછી આવ્યા નહોતા, એવા દિવસો યહોવાહ
તારા પર તથા તારી પ્રજા પર તથા તારા બાપના ઘર
પર આણશે, એટલે આશ્શૂરના રાજાને [આણશે].

૧૮ વળી તે દિવસે એમ થશે કે, મિસરની નદી-
ઓના છેડાઓ પર જે માખી, ને આશ્શૂર દેશમા જે
મધમાખી તેઓને યહોવાહ સિટી વગાડી બોલાવશે
૧૯ અને તેઓ આવશે, ને કરાડાવાળી ખીણોમા, તથા
શિખરોની ફાટોમા, ને સર્વ કાટાના છોડવાઓમા, ને
સર્વ બીડોમા તેઓ સર્વ ભરાઇ રહેશે

૨૦ તે દિવસે પ્રભુ, નદીને પેલે પારથી ભાડે રાખેલા
અસ્રાવડે, એટલે આશ્શૂરના રાજાવડે, માથુ ને પગોના
વાળ બોડશે, ને તે દાઢી પણ કાઢી નાખશે

૨૧ અને તે દિવસે એમ થશે કે, કોઇ માણસ એક
વાછરડી ને બે બકરીઓ પાળશે, ૨૨ ને એમ થશે કે,
દૂધની પુષ્કળ આવકને લીધે તે દહીં ખાશે, કેમકે
દેશ મધ્યે જે બાકી રહ્યા હશે તેઓ સર્વ દહીં તથા
મધ ખાશે

૨૩ વળી તે દિવસે એમ થશે કે, જ્યા હજાર રૂપી-
આના હજાર દ્રાક્ષવેલા રોપેલા હતા, તેવી જે દરેક
જગ્યા તે કાટા ને ઉંટકટાઓનું સ્થાન થઇ જશે
૨૪ બાણ તથા ધનુષ્ય લઇને લોકો ત્યા જશે, કેમકે
આખા દેશમા કાટા ને ઉંટકટા થશે ૨૫ અને જે સર્વ
ટેકરાઓ કોદાળીથી ખોદવામા આવતા, ને જ્યા કાટા
તથા ઉંટકટાઓની બીક હવીજ નહિ, તે બળદને
[ચરવા] છોડવાની જગ્યા તથા ઘેટાથી ખુદાવાની
જગ્યા થઇ પડશે

૮ વળી યહોવાહે મને કહ્યું, પોતાને સારૂ મોટી
પાટી લઇને તે પર સાધારણ લિપિમા લખ
કે માહેર-શાલાલ હાશ-બાઝને સારૂ, ૨ ને હુ પોતા
વિષે વિશ્વાસુ સાક્ષીઓની પાસે, એટલે ઉરીયાહ
યાજક, તથા યબેરેખ્યાહના દીકરા ઝખાર્યાહની પાસે
સાક્ષી પુરાવીશ. ૩ અને હુ ભવિષ્યવાદિણીની પાસે
ગયો, ને ગર્ભવતી થઇ તેણીએ દીકરો જણ્યો. ત્યારે
યહોવાહે મને કહ્યું, તેનુ નામ માહેર શાલાલ હાશ
બાઝ પાડ ૪ કેમકે મારા બાપ, ને મારી મા, એમ
પોકારવાની છોકરાને સમજ આવશે, ત્યાર પહેલાં
દમસ્કનું દ્રવ્ય તથા સમરૂનની લૂટ આશ્શૂરના રાજાની
આગળ ઉંપકી લઇ જવાશે

પ્રકાશ તે અગ્નિરૂપ થશે, ને એનો પવિત્ર તે જ્વાળા-
રૂપ થશે, ને તે એક દિવસે તેના કાંટા તથા તેના
ઉટકટાઓને બાળીને ખાઇ જશે. ૧૮ અને તેના વનનું
તથા તેની વાડીનું ગૌરવ, આત્માથી તે દેહ સુધી તે
નષ્ટ કરશે; ને માંદો માણસ સુકાઇ જાય છે તે
પ્રમાણે થશે. ૧૯ અને તેના વનનાં બાકી રહેલાં
ઝાડ એટલાં થોડાં થઇ જશે કે, હરકોઇ છોકરો તેઓને
નોંધી શકે.

૨૦ અને તે દિવસે એમ થશે કે, ઇસ્રાએલનો શેષ
તથા યાકૂબના ઘરના બચેલા, તેઓને મારનારાપર
ફરીથી કદી ભરોસો નહિ રાખશે; પણ યહોવાહ જે
ઇસ્રાએલનો પવિત્ર, તે પર તેઓ સત્યતાથી ભરોસો
રાખશે ૨૧ શેષ, યાકૂબનો શેષ, પરાક્રમી દેવની પાસે
પાછો આવશે. ૨૨ કેમકે હે ઇસ્રાએલ, જો કે તારા
લોક સમુદ્રની રેતી જેટલા હોય, તોપણ તેમાંનો
શેષજ પાછો આવશે; ન્યાયીપણાથી ભરેલો વિનાશ
ઠરાવવામાં આવ્યો છે. ૨૩ કેમકે પ્રભુ સૈન્યોનો
યહોવાહ તમામ દેશ મધ્યે વિનાશ, હા, ઠરાવેલો
વિનાશ કરનાર છે.

૨૪ માટે પ્રભુ, સૈન્યોનો યહોવાહ એવું કહે છે, હે
સિયોનમાં રહેનારા મારા લોક, આશ્શૂરથી ન
બ્હીતો; તે તો છડીથી તને મારશે, ને પોતાની સોટી
તારા પર મિસરની રીત મુજબ ઉગામશે. ૨૫ કેમકે
થોડી મુદતમાં કોપ સમાપ્ત થશે, ને તેઓનો વિનાશ
કરવામાં મારો રોષ પૂરો થશે. ૨૬ અને ઓરેબ ખડક
પર મિદ્યાનને માર્યો, તે રીતે સૈન્યોનો યહોવાહ
તેની સામે આફતો ઉશ્કેરશે; ને તેની સોટી સમુદ્ર
પર આવશે, ને મિસરની રીત પ્રમાણે તે તેને ઉગા-
મશે. ૨૭ અને તે દિવસે એમ થશે કે, તેનો ભાર
તારી ખાંધ પરથી, ને તેની ઝુંસરી તારી ગરદન પરથી
ઉતારવામાં આવશે; ને પુષ્ટિને લીધે ઝુંસરી નાશ
પામશે.

૨૮ તે આયાથ પહોંચ્યો છે, તે મિગ્રોનમાં થઇને
ગયો છે, મિખ્માશમાં પોતાનો સામાન રાખી મૂકે
છે. ૨૯ તેઓ ખીણ પાર આવ્યા છે, ગેબામાં તેઓએ
ઉતારો કીધો છે, રામાહ થરથરે છે, શાઊલનું ગિબ-
આહ નાસાનાસ કરે છે. ૩૦ હે ગાલ્લીમની દીકરી,
હાંક માર; હે લાઇશાહ, કાન દે; અનાથોથ તેને
જવાબ દે! ૩૧ માદમેનાહ નાસી જાય છે, ગેબીમના
રહેનારાઓ પોતાનાને દોડાવે છે, ૩૨ આજેજ તે
નોબમાં મુકામ કરશે, ને સિયોનની દીકરીના પર્વત,
યરૂશાલેમના ડુંગરની સામે તે પોતાનો હાથ હલાવશે.

૩૩ જુઓ, પ્રભુ સૈન્યોનો યહોવાહ ડાળીઓને
ત્રાસદાયક રીતે સોરી નાખશે, ને કદમાં જે મોટાં
તેઓ પાડી નખાશે, ને જે ઉચા તેઓ નીચાં કરાશે.
૩૪ અને તે વનની ઝાડીઓને લોઢાથી કાપી નાખશે, ને
લબાનોન બળવાનથી પડશે.

૧૧ અને યિશાઇના ઠુંઠામાંથી ફણગો નિકળશે.
ને તેની જડમાંથી ઉગતી એક ડાળી સફળ
થશે. ૨ અને યહોવાહનો આત્મા, સુબુદ્ધિ તથા સમ-
જનો આત્મા, સલાહ તથા પરાક્રમનો આત્મા, જ્ઞાન
તથા યહોવાહના ભયનો આત્મા તેના પર રહેશે.
૩ અને તે યહોવાહના ભયમાં હર્ખાશે; ને પોતાની
આંખના જોયા પ્રમાણે તે ઇનસાફ નહિ કરશે, ને
પોતાના કાનના સાંભળ્યા પ્રમાણે તે ઠપકો નહિ
આપશે. ૪ પણ ન્યાયીપણાથી તે દરિદ્રીઓનો ઇન-
સાફ કરશે, ને અપક્ષપાતથી તે પૃથ્વીના દીનોના
લાભમાં ઠપકો આપશે, ને પોતાના મ્હોની સોટીથી
તે પૃથ્વીને મારશે, ને પોતાના હોઠોના શ્વાસથી તે
દુષ્ટોને મારી નાખશે. ૫ અને ન્યાયીપણું તેનો કમર-
પટો, ને વિશ્વાસુપણું તેની કેડનો પટો થશે. ૬ અને
વરૂ તથા હલવાન સાથે રહેશે, ને ચિત્તા લવારા પાસે
સુશે, ને વાછરડું તથા સિંહ તથા માતેલાં ઢોર એકઠાં
રહેશે; ને નાનું છોકરૂં તેઓને દોરશે. ૭ અને ગાય
તથા રીંછ ચરશે; તેઓનાં બચ્ચાં એકઠાં સુશે, ને
સિંહ ઢોરની પેઠે કડબ ખાશે; ૮ ને ધાવણું બાળક
સાપના દર પર રમશે, ને ધાવણ છોડાવેલું છોકરૂં
નાગના રાફડા ઉપર પોતાનો હાથ મેલશે. ૯ મારા
તમામ પવિત્ર પર્વતમાં તેઓ ઉપદ્રવ કરશે નહિ, ને
વિનાશ કરશે નહિ; કેમકે પાણી સમુદ્રને ઢાંકે છે, તે
પ્રમાણે યહોવાહના જ્ઞાનથી પૃથ્વી ભરપૂર થશે.

૧૦ અને તે દિવસે એમ થશે કે, યિશાઇનું જે થડ
લોકોને માટે ધ્વજરૂ ઉભું છે, તેની પાસે આવવાને
વિદેશીઓ શોધ કરશે, ને તેનું રહેઠાણ ગૌરવી થશે.

૧૧ અને તે દિવસે એમ થશે કે, પ્રભુ પોતાના,
લોકના શેષને મેળવવાને માટે, એટલે જેઓ બાકી રહે
તેઓને, આશ્શૂરમાંથી, તથા મિસરમાંથી, તથા પાથ્રો-
સમાંથી, તથા કૂશમાંથી, તથા એલામમાંથી, તથા
શિનઆરમાંથી, તથા હમાથમાંથી, તથા સમુદ્રના
દ્વીપોમાંથી મેળવવાને માટે ફરી બીજીવાર પોતાનો
હાથ લાંબો કરશે. ૧૨ અને વિદેશીઓને માટે તે ધ્વજ

ઉચી કરશે, ને ઇસ્રાએલના કાઢી મૂકાએલાઓને એકઠા
કરશે, ને યહુદાહના વેરાએલાઓને પૃથ્વીની ચારે
દિશાથી ભેગા કરશે. ૧૩ વળી એફ્રાઇમની અદેખાઇ
મટી જશે, ને યહુદાહને પજવનારા નાબૂદ કરાશે;
એફ્રાઇમ યહુદાહની અદેખાઇ નહિ કરશે, ને યહુદાહ
એફ્રાઇમને નહિ પજવશે ૧૪ અને તેઓ ઉડીને પશ્ચિ-
મમાં પલિસ્તીઓની ખાધે ઉતરી પડશે, તેઓ એકઠા
થઇને પૂર્વના પુત્રોને લૂટશે, તેઓ અદોમ તથા મોઆબ
પર પોતાના હાથ નાખશે, ને આમ્મોનપુત્રો તેઓના
હુકમ માથે ચઢાવશે. ૧૫ અને યહોવાહ મિસરના
સમુદ્રની જીભને નષ્ટ કરશે, ને પોતાના ઉના પવન
થકી તે નદી પર પોતાનો હાથ હલાવશે; ને તેને
મારીને સાત નાળા કરશે, ને લોકો જોડા પહેરીને પાર
જશે. ૧૬ અને તેના લોકનો જે શેષ રહેશે તેને સારૂ
આશ્શૂરમાંથી, જેમ ઇસ્રાએલને સારૂ તેના મિસર
માથી ઉપર આવવાના દિવસમા હતી, તેમ સડક થશે.

૧૨ અને તે દિવસે તું કહેશે, હે યહોવાહ, હું
તારી ઉપકારસ્તુતિ કરીશ, કેમકે જો કે તું
મારા પર કોપાયમાન થયો હતો, તોપણ તારો રોષ
શમી ગયો છે, ને તું મને દિલાસો દે છે. ૨ જુઓ,
ઇશ્વર મારૂ તારણ છે, હુ ભરોસો રાખીશ, ને બીશ
નહિ; કેમકે યાહ યહોવાહ મારૂ સામર્થ્ય તથા મારૂ
સ્તોત્ર છે, ને તે મારૂ તારણ થયો છે ૩ તે માટે તમે
આનંદ સહિત તારણના ઝરાઓમાથી પાણી ભરશો.
૪ અને તે દિવસે તમે કહેશો, યહોવાહની ઉપકાર-
સ્તુતિ કરો, તેનું નામ લઇને હાક મારો; લોકો મધ્યે
તેના કૃત્યો જાહેર કરો, તેનુ નામ બુલંદ થયુ છે એવું
યાદ કરાવો ૫ યહોવાહના સ્તોત્ર ગાઓ, કેમકે તેણે
ઉત્તમ કામો કર્યા છે, એ આખી પૃથ્વીમા જણાઓ.
૬ હે સિયોનમા રહેનારી, હાંક મારીને પોકાર, કેમકે
ઇસ્રાએલનો પવિત્ર તારા મધ્યે મોટો છે

૧૩ બાબેલ વિષેની દેવવાણી કે જે આમોસના
પુત્ર યશાયાહને સદર્શનમાં પ્રાપ્ત થઇ.
૨ ઉધાડા પર્વત પર ધ્વજ ઉચી કરો, તેઓને મોટે
સાદે હાક મારો; હાથના ઇસારા કરો કે તેઓ અમી-
રોની ભાગળોમા પેસે. ૩ મેં મારા અર્પણ થએલા-
ઓને આજ્ઞા આપી છે; મે મારા પરાક્રમીઓને પણ,
એટલે મારી ગર્વિષ્ઠ વડાઇ કરનારાઓને, મારા રોષને
લીધે બોલાવ્યા છે ૪ ઘણા લોક હોય તેવો પર્વતોમા
ઠઠનો હોકારો! એકઠા થએલા વિદેશીઓનાં રાજ્યોના
હુલ્લડનો ઘોઘાટ! સૈન્યોનો યહોવાહ લડાઇને માટે
સૈન્યનો વ્યૂહ રચે છે. ૫ તેઓ દૂર દેશથી, આકાશને
છેડેથી આવે છે; યહોવાહ તથા તેના કોપનાં શસ્ત્રો,
આખા દેશનો વિનાશ કરવા આવે છે. ૬ વિલાપ કરો,
કેમકે યહોવાહનો દિવસ પાસે છે, તે સર્વસમર્થ
પાસેથી સંહારરૂપે આવશે. ૭ તે માટે સર્વ હાથ ઢીલા
પડશે, ને સર્વ માણસના હૃદય પિગળી જશે; ૮ ને
તેઓ ગભરાશે, પીડા તથા વેદના તેઓ પર આવી
પડશે, જણનારીની પેઠે તેઓ કષ્ટાશે, એક બીજા વિષે
તેઓ અચરત પામશે, તેઓના મુખ જ્વાળાના મુખ
જેવા થશે ૯ જુઓ, યહોવાહનો દિવસ આવે છે; તે
દુ:ખદાયક, કોપ તથા જુસ્સાદાર રોષ સુદ્ધાં દેશને
ઉજડ કરવા ને એમાથી એના પાપીઓનો વિનાશ
કરવા માટે આવે છે ૧૦ કેમકે આકાશના તારાઓ
તથા તેના નક્ષત્રો પોતાનું અજવાળુ આપશે નહિ.
સૂર્ય નિકળી આવતાજ અંધરાશે, ને ચંદ્ર પોતાનો
પ્રકાશ પાડશે નહિ ૧૧ અને હુ જગતને ભુંડાઇને
લીધે, તથા દુષ્ટોને તેઓના અપરાધને લીધે જોઇ
લઇશ, ને હુ ગર્વિષ્ઠોનું અભિમાન સમાપ્ત કરીશ, ને
બળાત્કારીઓનો ગર્વ ઉતારીશ ૧૨ અને આદમીની
ચોખ્ખા સોના કરતાં, ને માણસની ઓફીરના સોના
કરતા હુ અછત કરીશ. ૧૩ તે માટે, હુ આકાશોને
હલાવીશ, ને પૃથ્વી ડગમગીને પોતાની જગ્યાથી
ખસેડાશે, સૈન્યોના યહોવાહના કોપથી, ને તેના
બળતા રોષને દિવસે [એમ થશે]. ૧૪ અને એમ
થશે કે, નસાડેલા હીંકારાની પેઠે, ને જે ઘેટાંને કોઇ
ભેગા કરનાર નથી તેમની પેઠે, તેઓ પોતપોતાના
લોકની પાસે વળશે, ને પોતપોતાના દેશમાં નાસશે.
૧૫ સર્વ જડેલા વિંધાશે, ને સર્વ પકડાયલા તરવારથી
પડશે. ૧૬ અને તેમની દૃષ્ટિ આગળ તેમનાં છોકરાં
પણ અફાળાશે, તેમનાં ઘરો લુટાશે, ને તેમની બાય-
ડીઓની આબરૂ લેવાશે. ૧૭ જુઓ, હુ માદીઓને
તેમની સામે ઉશ્કેરીશ, કે જેઓ રૂપાને ગણકારશે
નહિ, ને સોનાથી રીઝશે નહિ ૧૮ અને ધનુષ્યો
જુવાનોને ટુકડે ટુકડા કરી નાખશે; ને ગર્ભસ્થાનના
ફળ પર તેઓ દયા નહિ રાખશે; તેમની દૃષ્ટિમાં
બાળકો કૃપા પામશે નહિ. ૧૯ અને બાબેલ જે
રાજ્યોનું ગૌરવ, કાસ્દીઓના ગર્વની શોભા, તે સદોમ
તથા ગમોરાહ જેઓને ઇશ્વરે પાયમાલ કરી નાખ્યાં
તેઓના જેવુ થશે. ૨૦ તેમાં વસ્તી કદી થશે નહિ;
ને તેમાં વાસો પેઢી દર પેઢી કરાશે નહિ, ને અરબ

પોતાનો તંબુ ત્યા તાણશે નહિ ને ભરવાડો પોતાના
ટોળાને ત્યા બેસાડશે નહિ ૨૧ પણ ત્યા જગલી
જનાવર બેસશે, ને તેઓના ઘર ઘુવડોથી ભરપૂર થશે,
ને ત્યા શાહામૃગ રહેશે, ને ત્યા રાની બકરા કૂદશે
૨૨ અને વરૂઓ તેઓની હવેલીઓમા, ને શિયાળો
તેઓના સુખદાયક મેહેલોમા પોકારશે, ને તેનો
વખત પાસે આવે છે, ને તેના દિવસ ઘણા થશે નહિ

૧૪ કેમકે યહોવાહ યાકૂબ પર દયા કરશે, ને
ફરીથી ઇસ્રાએલને પસદ કરશે, ને તેઓની
પોતાની ભૂમિમા તેઓને વસાવશે, ને પરદેશીઓ
તેઓની સાથે જોડાશે, ને તેઓ યાકૂબના ઘરનાની
સાથે મળી રહેશે ૨ અને લોકો તેમને લઇને તેમના
ઠેકાણામા તેમને આણશે, ને યહોવાહની ભૂમિમા
ઇસ્રાએલના ઘરના તેઓને દાસ તથા દાસી તરીકે
રાખશે, ને તેમને બદીવાન કરનારાઓને તેઓ બદી
વાન કરી લેશે, ને તેમના પર જુલમ કરનારાઓ પર
તેઓ અધિકાર કરશે

૩ અને એમ થશે કે, યહોવાહ તને તારા કષ્ટથી,
તથા તારા ગભરાટથી, તથા જે સખત વૈતરૂ તારી
પાસે કરાવવામા આવ્યુ તેથી વિશામો આપશે, ૪ તે
દિવસે તુ બાબેલના રાજા વિષે આ દૃષ્ટાતવચન ઉચ્ચા
રીને કહેશે, જુલમગાર કેવો શાત પડ્યો! જુલમગાર
કેવો શાત પડ્યો છે! ૫ યહોવાહે દુષ્ટની સોટી, અધિ
કારીઓની છડી ભાગી છે ૬ કે જે કોપમા લોકોને
નિરંતર મારતી, ને ક્રોધમા નિરંકુશ સતાવણીથી દેશ
જાતિઓ પર અમલ કરતી ૭ આખી પૃથ્વી વિશામો
પામીને શાત થએલી છે, તેઓ હર્ષનાદ કરવા માડે છે
૮ હા, દેવદારો, તથા લબાનોનના એરેજવૃક્ષો તારે
લીધે આનદ કરે છે, તુ સુઇ ગયો ત્યારથી કોઇ કઠિ
યારો અમારી સામો ચઢી આવ્યો નથી ૯ ઉડાણમા
શેઓલ તારે લીધે, તારા આવતામાજ, તને મળવા
સારૂ ટળવળે છે, તે તારે લીધે મુએલાના આત્મા-
ઓને, પૃથ્વીના સર્વે મુખ્યોને જાગૃત કરે છે, તેણે
વિદેશોના સર્વે રાજાઓને તેમના રાજ્યાસનો પરથી
ઉઠાડ્યા છે ૧૦ તેઓ સર્વે ઉત્તર દેતા તને કહેશે, તુ
પણ અમારા જેવો નબળો થયો છે? શું, તુ અમારા
સરખો થયો છે? ૧૧ તારા ગર્વને તથા તારી વીણા
ઓના સાદને શેઓલ સુધી ઉતારી દીધા છે, તારી
હેઠળ અળસિયા પાથરેલા છે, ને કૃમિ તને ઢાકે છે
૧૨ હે તેજસ્વી તારા, પ્રભાતના પુત્ર, તુ આકાશથી
કેમ પડ્યો છે! દેશજાતિઓને નીચે પાડનાર તુ પૃથ્વી
સરસો કેમ કાપી નખાયો છે! ૧૩ ને તેં તારા હૃદયમા
કહ્યુ હતુ, હુ આકાશો પર ચઢીશ, ને હુ દેવના તારાઓ
કરતા મારૂ રાજ્યાસન ઉચુ રાખીશ ને હુ છેક ઉત્તરના
છેડામા, સભાપર્વત પર બેસીશ. ૧૪ હું આભલાના
ઉચ્ચસ્થાન પર ચઢીશ, હુ પોતાને પરાત્પરની બરાબર
કરીશ. ૧૫ તોપણ તું શેઓલ સુધી, ઘોરના ઉડાણમા
નીચો પાડવામા આવશે ૧૬ જેઓ તને જોશે તેઓ
તને નિહાળશે, તેઓ તારે વિષે વિચાર કરશે, જે
માણસે પૃથ્વીને થથરાવી હતી, જેણે રાજ્યોને હલાવ્યા
હતા, ૧૭ જેણે જગત અરણ્ય જેવુ કીધુ હતુ, ને
એના નગરોને પાયમાલ કર્યા હતા, જેણે એના બંદી-
વાનોને ઘેર જવાને છુટા ન કીધા, તે શુ આ છે?
૧૮ દેશોના સર્વ રાજાઓ તો બધા પોતપોતાના ઘરમા
ગૌરવે સુતેલા છે ૧૯ પરંતુ તુ જેઓ તરવારથી વિધા-
ઇને મારી નખાએલા ને ઘોરના પત્થરો મધ્યે ઉતરી
જનારા છે તેઓથી વેષ્ટિત થઇને અમગળ ડાળીની
પેઠે તારી પોતાની કબરથી દૂર ફેંકી દેવાએલો છે, તુ
ખુદાયલા મુડદા જેવોજ છે ૨૦ તુ તેમની સાથે દફ
નવામા જોડાશે નહિ, કેમકે તેં પોતાના દેશનો નાશ
કીધો છે, પોતાના લોકને કતલ કીધા છે, ભુડુ કર
નારાઓના સતાનનુ નામ સર્વકાળ સુધી લેવાશે નહિ
૨૧ તેના દીકરાઓને વાસ્તે તેમના બાપોના અન્યાયને
લીધે વધસ્થાન સિદ્ધ કરો, રખેને તેઓ ઉઠે, ને
પૃથ્વીનુ વતન પામે, ને જગતનુ તળ નગરોથી ભરપૂર
કરે ૨૨ વળી સૈન્યોનો યહોવાહ કહે છે, હુ તેઓની
સામો ઉઠીશ, ને બાબેલથી નામ તથા શેષ, ને સતાન
તથા વશ કાપી નાખીશ, યહોવાહનુ વચન એવુ છે
૨૩ અને હુ તેને સાહુડીનુ વતન, તથા પાણીના ખાબો
ચિયા કરી નાખીશ, ને નાશના ઝાડુથી તેને ઝાડી
કાઢીશ, સૈન્યોના યહોવાહનુ વચન એવુ છે

૨૪ સૈન્યોના યહોવાહે સમ ખાઇને કહ્યુ છે, નિશ્ચય
જે પ્રમાણે મે ધારણા કીધી છે તેવુ થશે, ને મેં જે
મનસુબો કર્યો છે તે સ્થિર રહેશે ૨૫ એટલે મારા
દેશમા હુ આશ્શૂરના કકડેકકડા કરીશ, ને મારા પર્વતો
પર હુ તેને ખુદી નાખીશ, તે વખતે એની ઝુસરી
તેઓ પરથી નિકળી જશે, ને એનો ભાર તેઓની
ખાધ પરથી ઉતારવામા આવશે ૨૬ જે મનસુબો
આખી પૃથ્વી વિષે કરેલો છે તે એ છે, ને જે હાથ સર્વે
દેશો સામે ઉગામેલો છે તે એ છે ૨૭ કેમકે સૈન્યોના

યહોવાહે યોજના કીધી છે તે કોણ રદ કરશે? ને
તેનો હાથ ઉગામેલો છે તે કોણ પાછો ફેરવશે?

૨૮ આહાઝ રાજાના મરણ સાલે આ દેવવાણી થઇ
૨૯ હે સર્વ પલેશેથ, જે છડીએ તને માર્યો તે ભાંગી
ગઇ છે, એ માટે તું ન હરખાઇશ; કેમકે સાપના
મૂળમાંથી નાગ નિકળશે, ને તેનું ફળ ઉડતો આગીઓ
સર્પ થશે. ૩૦ અને દીનોના જ્યેષ્ઠ અન્ન ખાશે, ને
દરિદ્રી નિર્ભયતાથી સુશે; ને હું તારા મૂળને દુકાળથી
મારી નાખીશ, ને તારો શેષ કતલ કરવામાં આવશે.
૩૧ હે ભાગળ, વિલાપ કર; હે નગર, બૂમ પાડ; હે
પલેશેથ, તું પૂરો પિગળી ગયો છે; કેમકે ઉત્તર તરફથી
ધુમાડો આવે છે, ને તેના સૈન્યમા કોઇ પાછળ પડનાર
નથી. ૩૨ તો દેશના એલચીઓને કેવો ઉત્તર આપવો?
એ કે યહોવાહે સિયોનનો પાયો નાખેલો છે, ને તેના
લોકમાંના દુઃખિતો એના આશ્રયમા આવી રહેશે.

૧૫ મોઆબ વિષે દેવવાણી.
કેમકે રાત્રે આર-મોઆબ ઉજડ થયું છે, નષ્ટ
થયું છે; કેમકે રાત્રે કીર-મોઆબ ઉજડ થયું છે, નષ્ટ
થયુ છે. ૨ તે બાઇથ તથા દીબોનમાં, ઉચ્ચસ્થાનો પર
રડવાને ચઢી ગયું છે; નબો તથા મેદબા પર મોઆબ
વિલાપ કરે છે, તેઓનાં સર્વ માથાં બોડાવેલાં ને
સર્વ દાઢી મુંડેલી છે. ૩ તેની ગલીઓમાં તેઓ તાટ
પહેરે છે, તેઓનાં ધાબાંઓ પર તથા તેઓનાં ચૌટાં-
ઓમાં તેઓ સર્વ પોક મૂકીને ખૂબ રડે છે ૪ વળી
હેશ્બોન તથા એલઆલેહ પોકેપોક રડે છે; યાહાસ
સુધી તેમનો સાદ સંભળાય છે, તે માટે મોઆબના
હથિયારબંધ પુરૂષો બૂમેબૂમ પાડે છે, તેમાં તેનું હૃદય
ક્ષોભ પામે છે. ૫ મારૂ હૃદય મોઆબને લીધે પોક
મૂકે છે, તેમાંથી નાહેલા સોઆર સુધી, એગ્લાથ-
શલીશીયાહ સુધી [ દોડે છે ], કેમકે લુહીથના ચઢાવ
પર થઇને તેઓ રડતા રડતા જાય છે, કેમકે હોરોના-
યિમને માર્ગે તેઓ વિનાશની બૂમ પાડે છે. ૬ કેમકે
નિમ્રીમનાં જળાશય અરણ્ય તુલ્ય થાય છે; કેમકે
ઘાસ સુકાયું છે, તૃણ સમાપ્ત થયુ છે, લિલોતરી નથી.
૭ તે માટે તેઓએ જે પુષ્કળતા મેળવી છે, ને જે
રાખી મૂકેલું છે, તે તેઓ વેલાવાળા નાળાને પાર લઇ
જશે. ૮ કેમકે પોકાર મોઆબની સીમની આસપાસ
ફરી વળ્યો છે, એગ્લાઇમ સુધી તેનો વિલાપ, ને બએર-
એલીમ સુધી તેનો વિલાપ પહોંચ્યો છે ૯ કેમકે
દીમોનનાં પાણી રક્તથી ભરપૂર છે; કેમકે હું દીમોન
પર વધારે આણીશ, મોઆબના બચેલા પર તથા
ભૂમિના શેષ પર સિંહ [ આણીશ ].

૧૬ દેશના અમલદારને સારૂ અરણ્ય ભણીના
સેલાથી, સિયોનની દીકરીના પર્વતની પાસે
હલવાન મોકલો. ૨ અને એમ થશે કે, મોઆબની
દીકરી ભટકતાં પક્ષી જેવી, વેરાઇ ગએલા માળાના
જેવી આર્નોનના ઓવારાઓ પર થશે ૩ સલાહ
આપો, ઇનસાફ કરો, ભર બપોરે તારી છાયા રાતના
જેવી કર, કાઢી મૂકેલાઓને સતાડ, ભટકનારાં વિષે
ખબર ન આપ. ૪ મોઆબના કાઢી મુકેલાઓ તારી
પાસે રહે, તું તેઓને સારૂ વિનાશ કરનારના મુખથી
સતાવાની જગ્યા થા; કેમકે જુલમ કરનારનો અંત
આવ્યો છે, લૂટવુ બંધ થયું છે, ખુંદી નાખનારા દેશ-
માથી નષ્ટ થયા છે. ૫ અને રાજ્યાસન કૃપાથી સ્થા-
પિત થશે, ને દાઉદના માંડવામાં એક તે પર સત્ય-
તાથી બિરાજશે; ન્યાયાધીશ, ને ઇનસાફનો શોધક,
ને ન્યાય કરવામાં ચપળ, એવો તે થશે.

૬ અમે મોઆબના ગર્વ વિષે સાંભળ્યું છે કે તે
અતિ ગર્વિષ્ઠ છે; હા, તેના અભિમાન, તથા તેના
અહંકાર, તથા તેના ક્રોધ વિષે [ અમે સાંભળ્યું છે ];
પરંતુ તેની વડાઇ વ્યર્થ છે. ૭ તે માટે મોઆબ
મોઆબને લીધે વિલાપ કરશે, તેમાંનો દરેક વિલાપ
કરશે; ઘણો માર ખાઇને કીર-હરેસેથની સુકી દ્રાક્ષની
બાટીઓને લીધે તમે શોક કરશો; ૮ કેમકે હેશ્બોનનાં
ખેતરો કસ વગરના થઇ ગયા છે, સિબ્માહનો જે દ્રાક્ષ-
વેલો, તેની ઉત્તમ કલમો વિદેશીઓના અધિપતિ-
ઓએ તોડી નાખી છે; તેઓ યાઝેર સુધી પહોચતી,
અરણ્યમાં તેઓ ફેલાવો પામતી, તેની ડાળી પસરી
જતી, તેઓ સમુદ્રને પાર જતી. ૯ તે માટે યાઝેરના
રૂદનથી હુ સિબ્માહના દ્રાક્ષવેલાને લીધે રડીશ; હે
હેશ્મોન તથા એલઆલેહ, હુ તને મારાં આંસુઓથી
સિંચીશ, કેમકે તારાં ઉન્હાળાનાં ફળ પર તથા તારી
ફસલ પર [ લડાઇનો ] હોકારો પડ્યો છે. ૧૦ અને
ફળવંત ખેતરમાંથી આનંદ તથા હર્ષ જતા રહ્યા છે;
ને દ્રાક્ષવાડીઓમાં ગીત ગવાશે નહિ, ને હર્ષનાદ
કરાશે નહિ, ને રસ કુંડોમાં કોઇ ખુંદનાર દ્રાક્ષરસ
કાઢશે નહિ; મે [ હર્ષનો ] હોકારો બંધ કીધો છે.
૧૧ તે માટે મારૂ અંતઃકરણ મોઆબને લીધે વીણાની
પેઠે વાગે છે, ને કીર હેરેસને લીધે મારાં આંતરડાં
[ કકળે છે ]. ૧૨ અને એમ થશે કે, મોઆબ દેખાશે,
ને ઉચ્ચસ્થાનો પર થાકી જશે, ત્યારે તે પોતાના

પવિત્રસ્થાનમાં પ્રાર્થના કરવા સારૂ પેસશે, ને તેનાથી
કાંઇ થઇ શકશે નહિ.
૧૩ યહોવાહે જે વાત મોઆબ વિષે અગાઉથી કહી
હતી તે એ છે. ૧૪ અને હમણાં યહોવાહે આ પ્રમાણે
કહ્યું છે, રાખેલા ચાકરના જે વર્ષ એવાં ત્રણ વર્ષની
અંદર મોઆબનું ગૌરવ, તેના તમામ મોટા સમુદાય
સુદ્ધાં, તુચ્છ મનાશે, ને શેષ બહુ થોડો તથા કંઇ
વિસાત વગરનો રહેશે

## ૧૭ દમસ્ક વિષે દેવવાણી

જુઓ, દમસ્ક નગર નહિ કહેવાય, એવું
થઇ જશે, ને તે ખંડિયેરનો ઢગલો થશે ૨ અરોએરનાં
નગર તજેલાં છે; તેઓ ટોળાને સારૂ થશે, કે જેઓ
બેસશે, ને કોઇ બીવડાવશે નહિ. ૩ અને એફ્રાઇમ-
માંથી આશ્રો, ને દમસ્કમાંથી રાજ્ય જતાં રહેશે, ને
અરામનો શેષ ઇસ્રાએલપુત્રોના ગૌરવ સરખો થશે,
સૈન્યોના યહોવાહનું વચન એવું છે.
૪ અને તે દિવસે એમ થશે કે, યાકૂબનું ગૌરવ કમી
થશે, ને તેના શરીરની પુષ્ટતા દુબળી કરાશે. ૫ અને
કાપનાર ઉગતા સાંઠાને એકઠા કરી હાથેથી કણસલાં
કાપે છે, તે પ્રમાણે થશે; ને રફાઇમના નીચાણમાં
કોઇ કણસલાં વીણી લે છે તે પ્રમાણે થશે. ૬ પણ
જૈતવૃક્ષ ઝુડાય છે, તે પ્રમાણે તેમાં કંઇ વીણવાનું બાકી
રહેશે; ટોચની ડાળીને છેડે બે ત્રણ ફળ, ફળઝાડની
ડાળીઓમાં ચાર પાંચ ફળ [રહી જશે], ઇસ્રાએલના
દેવ યહોવાહનું વચન એવું છે. ૭ તે દિવસે માણસ
પોતાના કર્તાની તરફ તાકી રહેશે, ને તેની આંખ
ઇસ્રાએલના પવિત્રની ભણી જોશે. ૮ અને પોતાના
હાથની બનાવેલી જે વેદીઓ તેઓની ભણી તે જોશે
નહિ; ને પોતાની આંગળીઓએ જે કર્યું, તેને, એટલે
અશેરીમ મૂર્તિઓને, ને સૂર્ય મૂર્તિઓને તે નિહાળશે
નહિ. ૯ તે દિવસે તેનાં મોરચાબંધ નગરો વનમાંની
તથા પર્વતના શિખર પરની તજેલી જગ્યાઓ જેવાં
થશે, કે જેઓ ઇસ્રાએલપુત્રોની સન્મુખથી તજાયલી
હતી; ને તે ઉજડ થઇ જશે. ૧૦ કેમકે તું પોતાના
તારણના દેવને વિસર્યો છે, ને પોતાના ગઢના ખડકનું
સ્મરણ નથી કીધું; તે માટે તું સુખદાયક રોપ રોપે
છે, ને પારકી કલમ તેમાં મેળવે છે; ૧૧ તું રોપે છે
તેજ દિવસે તેની વાડ કરે છે, ને સવારમાં તારાં બીજ
ખિલી નિકળે એવું કરે છે; શોક તથા અતિશય
દુઃખને દિવસે ફસલનો ઢગલો થશે.

૧૨ અરે, ઘણા લોકોનો સમુદાય! સમુદ્રની ગર્જ-
નાની પેઠે તેઓ ગર્જે છે; વળી લોકોનો ઘોંઘાટ!
તેઓ જબરાં પાણીના ઘોંઘાટની માફક ઘુઘવાટો કરે
છે ૧૩ લોકો ઘણા પાણીના ઘોંઘાટની પેઠે ઘુઘવાટો
કરશે; ને તે તેઓને ધમકાવશે, ને તેઓ દૂર નાસી
જશે, ને વાયુની સામે પર્વતના ફોતરાંની પેઠે, ને વંટો-
ળિયાની આગળ ઉડતી ધૂળની પેઠે તેઓને નસાડવામાં
આવશે. ૧૪ અને સંધ્યાકાળે, જુઓ, ભય; ને સવાર
થયા અગાઉ તેઓ નષ્ટ થશે. અમારા લૂટનારાનો
હિસ્સો, ને અમારી સંપત્તિનું હરણ કરનારનો ભાગ
એ છે.

## ૧૮

અરે કૂશની નદીઓને પેલે પારના, પાંખોના
ફફડાટવાળા, દેશ! ૨ જે સમુદ્રવાટે પાણીની
સપાટી પર સરકટના વહાણોમાં એલચીઓને મોકલે
છે; વેગવાન કાસદો, તમે ઉંચી તથા સુંવાળી પ્રજા
પાસે, પ્રથમથીજ બિહામણી એવી પ્રજા પાસે, સમર્થ
ને ખુંદી નાખનાર પ્રજા જેનો દેશ નદીઓથી વિભાગેલો
છે, તેની પાસે જાઓ. ૩ હે જગતના સર્વ રહેવાસી
ને પૃથ્વી પર રહેનારાઓ, પર્વત પર ધ્વજા ઉંચી કરાય
ત્યારે જોજો, ને રણશિંગડું વાગે ત્યારે સાંભળજો.
૪ કેમકે યહોવાહે મને એમ કહ્યું છે, હું સ્વસ્થ રહીશ,
ને મારા રહેઠાણમાંથી જોતો રહીશ; તડકાના તેજસ્વી
તાપ જેવો, કાપણીની ગરમીમાં ધુમરના વાદળા જેવો
રહીશ. ૫ કેમકે કાપણી અગાઉ જ્યારે ફૂલ બંધાઇને
તેની કાચી દ્રાક્ષ થાય છે, ત્યારે તે ધારિયાથી ડાંખળી-
ઓને કાપી નાખશે, ને ડાળીઓને કાપીને લઇ જશે.
૬ તેઓ એકત્ર પર્વતોનાં જંગલી પક્ષીઓને વાસ્તે ને
પૃથ્વીનાં પશુઓને વાસ્તે મુકી દેવામાં આવશે, ને
જંગલી પક્ષી તે ઉપર ઉન્હાળો કાઢશે, ને પૃથ્વીનાં સર્વ
પશુ તે ઉપર શિયાળો કાઢશે. ૭ તે વેળાએ સૈન્યોના
યહોવાહને સારૂ ઉંચી તથા સુંવાળી પ્રજાથી, પ્રથમથીજ
બિહામણી, એવી પ્રજા પાસેથી, સમર્થ ને ખુંદી નાખ-
નાર પ્રજા જેનો દેશ નદીઓથી વિભાગેલો છે, તેની
પાસેથી સૈન્યોના યહોવાહના નામનું સ્થાનક જે સિયોન
પર્વત, તેને સારૂ ભેટ આણવામાં આવશે.

## ૧૯ મિસર વિષે દેવવાણી.

જુઓ, યહોવાહ વેગવાન વાદળા પર
બેસીને મિસરમાં આવે છે; ને મિસરની મૂર્તિઓ
તેની સન્મુખ વ્યાકૂળ થશે, ને મિસરનું હૃદય તે મધ્યે
પિગળી જશે. ૨ અને હું મિસરીઓને મિસરીઓની

સામા થવાને ઉશ્કેરીશ, ને પ્રત્યેક પોતાના ભાઇની
સામે, ને પ્રત્યેક પોતાના પડોસી સામે, ને નગર
નગરની સામે, રાજ્ય રાજ્યની સામે લડશે ૩ અને
મિસરની હિમ્મત તે મધ્યેથી જતી રહેશે, ને તેની
મસલત હુ રદ કરીશ, ને તેઓ મૂર્ત્તિઓની પાસે,
તથા ઇલમીઓની પાસે, તથા ભુવાઓની પાસે, તથા
જાદુગરોની પાસે જઇને ખબર કાઢશે ૪ અને હુ
મિસરીઓને સખત ધણીના હાથમા સોપી દઇશ, ને
ક્રૂર રાજા તેઓ પર રાજ્ય કરશે, પ્રભુ જે સૈન્યોનો
યહોવાહ તેનુ વચન એવુ છે ૫ અને સમુદ્રનુ પાણી
ઓસરી જશે, ને નદીનુ પાણી ઓછુ થઇને સુકાઇ
જશે ૬ અને નદીઓ ગંધ મારશે, મિસરના કાસો
ખાલી થઇને સુકાઇ જશે, ને બરૂઓ તથા કમળ
ચિમળાઇ જશે. ૭ નીલને કાઠે નીલને લગતા જે બીડો,
ને નીલ પાસે જે સર્વ વાવેતર તે સુકાઇને ઉડી જશે
ને કઇ નહિ રહેશે ૮ અને માછીઓ શોક કરશે, ને
નીલમા ગલ નાખનાર સર્વ વિલાપ કરશે, ને પાણી
ઉપર જાળ નાખનારાઓ નિર્ગત થશે ૯ અને પીંજેલા
સણનુ કામ કરનારા, તથા સુતરાઉ કાપડના વણનારા
લજ્જિત થશે ૧૦ અને તેના પાયાના કુરચેકુરચા કરી
નખાશે, ને સર્વ મજુરી કરનારના મન શોકાતુર થશે
૧૧ સોઆનના સરદાર કેવળ મૂર્ખ છે, ફારૂનના સૌથી
જ્ઞાની મંત્રીઓની સલાહ નિર્બુદ્ધ થઇ છે, તમે ફારૂન
આગળ કેમ કહો છો કે, હુ જ્ઞાનીઓનો પુત્ર, પુરાતન
રાજાઓનો પુત્ર છુ? ૧૨ તો હવે તારા જ્ઞાનીઓ ક્યા
છે? તેઓ તને ખબર આપે, ને સૈન્યોના યહોવાહે
મિસર સબધી શો ઠરાવ કીધો છે, તે તેઓ જાણે
૧૩ સોઆનના સરદાર મૂર્ખ થયા છે, નોફના સરદારો
છેતરાયા છે, તેના કુળોના જે મુખ્યો તેઓએ મિસરને
ભુલાવ્યો છે ૧૪ યહોવાહે તે મધ્યે આડાઇનો આત્મા
ભેળવ્યો છે, ને જેમ પિધેલો પોતાની ઓકમા લથડિયા
ખાય છે તેમ તેઓએ મિસરને તેના સર્વ કામોમા
ભુલાવ્યો છે ૧૫ અને માથુ કે પુછડુ, તાડની ડાળી
કે સરકટ કરે, એવુ કામ મિસરને માટે નહિ થશે

૧૬ તે દિવસે મિસર બાયડી જેવો થશે, ને
સૈન્યોનો યહોવાહ તે પર હાથ હલાવે છે, તે હલાવ
વાથી તે ધ્રુજશે તથા બીશે ૧૭ અને યહુદાહનો દેશ
મિસરને બિહામણો લાગશે, જે તેનુ સ્મરણ કરશે તે
સર્વ સૈન્યોના યહોવાહે તેની વિરૂદ્ધ જે ઠરાવ કીધો
છે. તેને લીધે ધ્રુજશે

૧૮ તે દિવસે મિસર દેશમા કનાની ભાષા બોલ-
નારા, ને સૈન્યોના યહોવાહ પ્રત્યે સમ ખાનારા એવા
પાચ નગર થશે, એક હેરેસ નગર કહેવાશે

૧૯ તે દિવસે મિસર દેશ મધ્યે યહોવાહના સન્મા-
નને સારૂ વેદી થશે, ને તેની સીમ ઉપર યહોવાહના
સ્મરણને સારૂ સ્તંભ થશે ૨૦ અને તે મિસર દેશમા
સૈન્યોના યહોવાહને સારૂ ચિન્હરૂપ તથા સાક્ષ્યરૂપ
થશે, કેમકે તેઓ જુલમગારોને લીધે યહોવાહને હાક
મારશે ને તે તેઓને સારૂ તારનાર તથા પરાક્રમી
મોકલશે, ને તે તેઓને છોડાવશે. ૨૧ અને યહોવાહ
પોતાને મિસરને જણાવશે, ને મિસર યહોવાહને તે
દિવસે જાણશે, ને યજ્ઞે કરીને તથા ખાદ્યાર્પણે કરીને
તેઓ સેવા કરશે, ને યહોવાહને નામે માનતા લેશે,
ને તેને પૂરી કરશે ૨૨ અને યહોવાહ માર્યા પછી
સમુ કરવા સારૂ મિસરને મારશે, ને તેઓ યહોવાહની
તરફ પાછા ફરશે, ને તે તેમની પ્રાર્થના માનશે, ને
તેમને સમા કરશે

૨૩ તે દિવસે મિસરથી આશ્શૂર સુધી સડક થશે,
ને આશ્શૂર મિસરમા, ને મિસર આશ્શૂરમા જશે,
ને મિસર આશ્શૂર સઘાતે સેવા કરશે

૨૪ તે દિવસે મિસર તથા આશ્શૂર સાથે ઇસ્રાએલ
એક ત્રીજો થશે, તે પૃથ્વી મધ્યે આશીર્વાદરૂપ થઇ
જશે ૨૫ કેમકે સૈન્યોના યહોવાહે આશીર્વાદ દઇને
કહ્યુ છે કે, મારા લોક જે મિસર તથા મારા હાથનુ
કામ જે આશ્શૂર, તથા મારૂ વતન જે ઇસ્રાએલ,
તેઓ આશીર્વાદિત થાઓ

૨૦ જે સાલે તાર્તાન, આશ્શૂરના રાજા સાર્ગોને
મોકલ્યાથી, આશ્દોદ આવ્યો, ને આશ્દોદ
ની સામે લડીને તેણે એને જીતી લીધુ, ૨ તેજ વેળાએ
યહોવાહ આમોસના દીકરા યશાયાહની હસ્તક આ
પ્રમાણે બોલ્યો, જા, ને તારી કમર પરથી ટાટ ઉતાર,
ને તારા પગમાથી તારા જોડા કાઢ અને તેમ કરીને
તે ઉઘાડે શરીરે તથા ઉઘાડે પગે ફરવા લાગ્યો
૩ અને યહોવાહે કહ્યુ, મિસર તથા કૂશ સબધી ત્રણ
વર્ષ સુધી ચિન્હ તથા કૌતુકને અર્થે, મારો સેવક
યશાયાહ જેમ શરીરે તથા પગે ઉઘાડો ફર્યો છે, ૪ તેમ
આશ્શૂરનો રાજા મિસરના બદીવાનોને તથા કૂશના
પ્રવાસીઓને, જુવાન તથા વડલોને, ઉઘાડે શરીરે
તથા પગે, ને ઉઘાડે ઢગે, મિસરને લાજ લાગે એવી
રીતે લઇ જશે ૫ ને કૂશ જે તેઓનુ આશાસ્પદ, ને

મિસર જે તેઓનુ ગૌરવ તેઓને લીધે તેઓ ગભરા
ઇને લજવાશે ૬ અને તે દિવસે આ કાંઠાનો રહેવાસી
કહેશે જુઓ, આપણુ આશાસ્પદ જેને ત્યા આશ્શૂ
રના રાજાથી છુટકો પામવા આપણે સહાયતાને સારૂ
દોડતા હતા તેની આ દશા છે, તો આપણે કેવી
રીતે બચીશું ?

# ૨૧

સમુદ્ર પાસેના અરણ્ય વિષે દેવવાણી
નેગેબમા વાવંટોળિયાના સુસવાટાની પેઠે
તે અરણ્યમાથી, બિહામણા દેશમાથી, આવે છે
૨ કઠીણુ સદર્શન મારી આગળ દેખાય છે, ઠગ ઠગે
છે, ને લૂટારો લૂટે છે, હે એલામ, ચઢાઇ કર, હે
માદાય ઘેરો ઘાલ, મે તેના સર્વ નિશ્વાસને બધ
કર્યા છે ૩ તે માટે મારી કમર દુખથી ભરપૂર છે,
જણનારીની વેદના જેવી વેદના મારા પર આવી પડી
છે, હું એવો વળી ગયો કે સભળાતું નથી, એવો
ભયભિત થયો, કે જોવાતું નથી ૪ મારૂ હૃદય વ્યાકૂળ
થયુ છે, ભયથી હુ બીહી ગયા છું, સાજનો આનંદિત
વખત મારે માટે ધ્રુજારીની વેળા થયો છે ૫ તેઓ
મેજ તૈયાર કરે છે પેહેરેગીરોને ગોઠવે છે, ખાય છે,
પીએ છે, ઉઠો, સરદારો, ઢાલને તેલ ચોપરો ૬ કેમકે
પ્રભુએ મને એમ કહ્યું છે, ચાલ, ચોકીદારને ઉભો
રાખ, તે જે કઇ જુએ તેની તે ખબર આપે ૭ અને
તે સ્વારી, એટલે બબ્બે ગોઠવેલા સ્વારો, ગધેડાની
સ્વારી, ઉંટની સ્વારી જુએ, ત્યારે ખૂબ ધ્યાનથી તે
કાન દઇને સાભળે ૮ અને તેણે સિંહની પેઠે પોકાર્યું,
હે પ્રભુ, હુ દિવસે નિરંતર પેહેરાના બુરૂજ ઉપર ઉભો
છું ને આખી રાત હુ મારી ચોકી પર ઉભો રખાયો
છું. ૯ અને જુઓ, મનુષ્યની સ્વારી, બબ્બે ગોઠવેલા
સ્વારો આ આવે છે અને તેણે ઉત્તર વાળીને કહ્યું
બાબિલ પડ્યુ છે, પડ્યુ છે, ને તેના દેવોની સર્વે
કોરેલી મૂર્તિઓને તેણે ભાંગી નાખીને જમીનદોસ્ત
કરી છે ૧૦ હે મારા પગરના, મારી ખળીના દાણા,
સૈન્યોનો યહોવાહ જે ઇસ્રાએલનો દેવ તેની પાસેથી
જે સાભળ્યુ, તે મે તમને જણાવ્યુ છે

૧૧ દૂમાહ વિષે દેવવાણી
સેઇરમા કોઇ મારી ભણી પોકારે છે, રે ચોકીદાર,
રાત કેટલી ગઇ ? રે ચોકીદાર, રાત કેટલી ગઇ ?
૧૨ ચોકીદારે કહ્યુ, સવાર થાય છે, ને રાત પણ આવે
છે, જો તમારે પૂછવુ હોય તો પૂછો, ફરીને આવો

૧૩ અરબસ્થાન પર દેવવાણી
હે દદાનીઓના સઘ, અરબસ્થાનમાના જગલમા
તમે ઉતરશો ૧૪ તરસ્યાની સામે તેઓ પાણી લાવ્યા
છે તેમા દેશના રહેવાસીઓ પોતાની રોટલી લઇને
નાઠેલાઓને સામા મળ્યા છે ૧૫ કારણ કે તરવારોની
આગળથી નાગી તરવારોની આગળથી તાણેલા ધનુ
ષ્યની આગળથી ને યુદ્ધની પીડા આગળથી તેઓ
નાઠા ૧૬ કેમકે પ્રભુએ મને એમ કહ્યુ છે, મજૂરના
વર્ષ પ્રમાણે એક વર્ષની અદર, કેદારનુ સર્વ ગૌરવ
જતુ રહેશે ૧૭ અને ધનુષ્યોની સખ્યાનો શેષ, કેદાર
પુત્રોના પરાક્રમીઓ થોડા થશે, કેમકે ઇસ્રાએલનો
દેવ યહોવાહ બોલ્યો છે

# ૨૨

દર્શનના નીચાણ વિષે દેવવાણી
તને શું થયુ છે વારૂ કે તારામાના સઘળા
ધાબા પર ચઢી ગયા છે ? ૨ અરે શોરબકોરથી ભરા
એલા તોફાની નગર, હરખાતા શેહેર, તારા મારેલા
તરવારથી મારેલા નથી, ને યુદ્ધમા મરણ પામેલા
નથી ૩ તારા સર્વે અધિકારીઓ એકત્ર નાઠા, તિર
દાજોથી તેઓ બધાયા તારા જે સર્વ હાથ આવ્યા
તેઓ એકત્ર બધાયા, તેઓ આઘે નાઠા હતા ૪ તે
માટે મે કહ્યુ મારી તરફથી દૃષ્ટિ ફેરવો હુ ચોધાર
આસુએ રડીશ, મારા લોકની કન્યાના વિનાશ વિષે
મને દિલાસો આપવા સારૂ શ્રમ કરશો મા ૫ કેમકે
દર્શનના નીચાણમા પ્રભુ સૈન્યોના યહોવાહથી મોક
લેલો ગડબડાટ તથા ખુંદાખુંદી, તથા ગુચવણનો
દિવસ છે, કોટનો નાશ કરવાનો ને પર્વતની તરફ
પોકાર કરવાનો તે દિવસ છે ૬ અને એલામે પાયદળ
તથા સ્વારોની ટુકડીઓ સુદ્ધા ભાથો ઉચકી લીધો,
ને કીરે ઢાલ ઉઘાડી કરી ૭ અને એમ થયુ કે, તારા
ઉત્તમ નીચાણો રથોથી ભરાઇ ગયા હતા, ને સ્વારો
ભાગળ આગળ પેહેરો કરતા ઉભા રહ્યા હતા ૮ અને
તેણે યહુદાહનુ આચ્છાદન ઉતાર્યું, ને તે દિવસે તેં
વનના ઘરમાના શસ્ત્ર તપાસી જોયા ૯ અને તમે દાઉ
દના નગરની ફાટો જોઇ, કે તેઓ ઘણી થઇ છે, ને
તમે નીચલા તળાવનુ પાણી એકઠુ કર્યું ૧૦ અને તમે
યરૂશાલેમનાં ઘરોને ગણી લીધા, ને કોટને સમારવા
સારૂ ઘરોને પાડી નાખ્યા ૧૧ વળી તમે બે કોટોની
વચ્ચમા પુરાતન તળાવના પાણીને સારૂ કુંડ કર્યો,
પરંતુ તમે [ આ બધા ]ના કર્તાની તરફ લક્ષ લગાડ્યુ
નહિ ને પુરાતન કાળમા જેણે આ રચ્યુ તેને જોયો
નહિ ૧૨ વળી તે દિવસે પ્રભુ સૈન્યોના યહોવાહે રડવા

સારૂ, તથા વિલાપ કરવા સારૂ, તથા મુંડાવા સારૂ,
તથા તાટ પહેરવા સારૂ બોલાવ્યા. ૧૩ પણ જુઓ,
આનંદ ને હર્ષ, બળદ મારવાનું ને ઘેટાં કાપવાનું,
માંસ ખાવાનું, દ્રાક્ષરસ પીવાનું ચાલે છે; આપણે
ખાઇએ તથા પીએ, કેમકે કાલે મરીશું. ૧૪ અને મારા
કાનોમાં સૈન્યોના યહોવાહે પોતાને પ્રગટ કરીને કહ્યું
કે, ખરેખર આ અન્યાયનું પ્રાયશ્ચિત્ત તમારા મરણ
સુધી નહિ કરાશે, પ્રભુ સૈન્યોના યહોવાહે એમ
કહ્યું છે.

૧૫ પ્રભુ સૈન્યોનો યહોવાહ એવું કહે છે, આ પ્રધાન
શેબ્ના જે રાજમેહેલનો કારભારી છે તેની પાસે
ચાલ્યો જા; ૧૬ તારે અહીં શું છે? ને તારે અહી
કોણ છે, કે તેં પોતાને સારૂ અહીં કબર ખોદી છે?
પોતાની કબર ઉંચે ખોદે છે, ખડકમાં પોતાને સારૂ
રહેઠાણ કોતરે છે! ૧૭ જુઓ, યહોવાહ પરાક્રમીની
પેઠે તેને જોરથી ફેંકી દેશે; હા, તે તને મજબૂત રીતે
પકડી રાખશે. ૧૮ ખચિત તે તને લપેટી લપેટીને દડાની
પેઠે વિશાળ દેશમાં નાખી દેશે; ત્યા તું મરીશ, ને
ત્યાં, હે તારા ધણીના ઘરના અપમાન, તારા ગૌરવી
રથો જશે ૧૯ અને હું તને તારી પદવીમાંથી હડસેલી
કાઢીશ, ને તે તને તારી જગ્યામાંથી પાડી નાખશે.
૨૦ અને તે દિવસે એમ થશે કે, હિલ્કીયાહનો દીકરો,
જે મારો સેવક એલ્યાકીમ, તેને હુ બોલાવીશ.
૨૧ અને હુ તેને તારૂં વસ્ત્ર પહેરાવીશ, ને તારો કમરબધ
તેની કમરે બાંધીશ, ને હુ તેના હાથમાં તારો અધિકાર
સોંપીશ, ને તે યરૂશાલેમના રહેવાસીઓ પ્રત્યે, તથા
યહુદાહના ઘરનાં પ્રત્યે પિતા સમાન થશે. ૨૨ અને હુ
દાઉદના ઘરની કુંચી તેની ખાંધ પર મૂકીશ; ને તે
ઉઘાડશે, ને કોઇ બંધ કરનાર નહિ મળશે; ને તે બધ
કરશે ને કોઇ ઉઘાડનાર નહિ મળશે. ૨૩ અને હુ તેને
ખાત્રીવાળી જગ્યામા ખુંટીની પેઠે ઠોકી બેસાડીશ, ને
તે પોતાના બાપના ઘરને અર્થે ગૌરવી આસન જેવો
થશે ૨૪ અને તેઓ તેના બાપના ઘરનું સર્વ ગૌરવ,
કુટુંબ તથા પરિવાર, સર્વ નાનાં પાત્ર, પ્યાલાં જેવા
પાત્રથી તે સર્વ સિરોઇ જેવાં પાત્ર સુધી તેના પર
ટાંગી રાખશે. ૨૫ સૈન્યોના યહોવાહનું એવું વચન છે
કે, તે દિવસે ખાત્રીવાળી જગ્યામાં જે ખુટી ઠોકી
બેસાડેલી હતી તે નિકળી આવશે, ને તે કપાઇ જઇને
પડશે, ને તેના પર જે ભાર હતો તે નષ્ટ થશે, કેમકે
યહોવાહ બોલ્યો છે.

## ૨૩ સૂર વિષેની દેવવાણી.

હે તાર્શીશનાં વહાણ, તમે વિલાપ કરો,
કેમકે તે પાયમાલ થયું છે, એવું કે ઘર નથી, પ્રવેશ
કરવાનો માર્ગ] નથી; એવી કિત્તીમ દેશથી આવતા
તેઓને ખબર મળે છે. ૨ હે બેટવાસીઓ, છાના રહો;
જેને સમુદ્રને પાર જનારા સીદોનના વ્યાપારીઓએ
ભરપૂર કીધા [તે તું છાનો રહે] ૩ અને જળનિધિ
પર શીહોરનુ બીજ તથા નીલ નદીની ફસલ તેની
આવક હતી, ને તે વિદેશીઓનો બજાર હતો. ૪ હે
સીદોન, તું લજ્જિત થા; કેમકે સમુદ્રે, એટલે સમુદ્રના
કિલ્લાએ આ પ્રમાણે કહ્યું છે, હું પ્રસવવેદના પામી
નથી ને મેં જણ્યુ નથી, ને મેં જુવાનોને ઉછેર્યા નથી;
ને કન્યાઓને મોટી કરી નથી. ૫ મિસરમાં ખબર
પહોંચશે ત્યારે તેઓ સૂર વિષેની ખબરને લીધે વેદના
પામશે. ૬ [સમુદ્ર] ઓળગીને તાર્શીશ જાઓ; હે
બેટવાસીઓ, વિલાપ કરો ૭ શું આ તમારૂં આનંદિત
નગર, કે જે પ્રાચીન કાળથી પુરાતન છે, ને જેના પગ
પ્રવાસ કરવા સારૂ તેને દૂર લઇ જતા? ૮ મુગટ પહે-
રાવનાર સૂર, જેના વ્યાપારીઓ સરદારો હોય છે,
જેના સોદાગરો પૃથ્વીના માનવંતા હોય છે, તેની
વિરૂદ્ધ કોણે આ ઠરાવ્યું છે? ૯ સર્વ વૈભવના ગર્વને
અશુદ્ધ કરવા, ને પૃથ્વીના સર્વ માનવંતોને હલકા
પાડવા માટે સૈન્યોના યહોવાહે એવું ઠરાવ્યું છે. ૧૦ હે
તાર્શીશની દીકરી, નીલ નદીની પેઠે તારા દેશમાં
ઉભરાઇ જા, હવે પછી તને પટો બાંધેલો નથી.
૧૧ તેણે પોતાનો હાથ સમુદ્ર પર લાંબો કર્યો છે, તેણે
રાજ્યોને હલાવી નાખ્યાં છે; યહોવાહે કનાન વિષે
આજ્ઞા આપી છે, કે તેના કિલ્લાઓનો નાશ કરવો.
૧૨ અને તેણે કહ્યું, હે બળાત્કાર પામેલી, સીદોનની
કુંવારી દીકરી, તું હવે પછી આનદ નહિ કરીશ; ઉઠ,
કિત્તીમ સુધી પેલે પાર જા; હા, ત્યા પણ તને
વિશ્રામ મળશે નહિ. ૧૩ જુઓ, કાસ્દીઓનો દેશ;
તે લોક નહોતા, આશ્શૂરે તેને અરણ્યવાસીઓને સારૂ
વસાવ્યો; તેઓએ તેના બુરૂજો ઉભા કીધા, તેઓએ
એની હવેલીઓને જમીનદોસ્ત કરી; તેણે તેને ઉજડ
કરી નાખ્યો. ૧૪ હે તાર્શીશનાં વહાણો, તમે વિલાપ
કરો, કેમકે તમારો કિલ્લો પાયમાલ થયો છે. ૧૫ અને
તે દિવસે એમ થશે કે, એક રાજાના દિવસો પ્રમાણે,
સિત્તેર વર્ષ સુધી સૂર વિસારે પડી જશે; તે સિત્તેર
વર્ષ પૂરાં થયા પછી સૂરને વેશ્યાના ગીત પ્રમાણે થશે,

૧૬ હે વિસારે પડેલી વેશ્યા, વીણા લઇને નગરમાં ફરી
વળ; હુશિયારીથી વગાડ, પુષ્કળ ગા, એ માટે કે તું
યાદ આવે ૧૭ અને એમ થશે કે, સિત્તેર વર્ષ પુરાં
થયા પછી યહોવાહ તૂરની મુલાકાત લેશે, ને તેણી
પોતાનો પગાર મેળવવા પાછી આવશે, ને પૃથ્વીની
પીઠ પરનાં દુનિયાનાં સર્વે રાજ્યોની સઘાતે વેશ્યાનો
ધંધો ચલાવશે. ૧૮ અને તેનો નફો, તથા તેનો પગાર
યહોવાહને અર્થે અર્પિત થશે; તે ખજાનામા ભરાશે
નહિ, ને રાખી મુકાશે નહિ, કેમકે તેનો નફો યહોવા-
હની સન્મુખ રહેનારાને સારૂ થશે, કે તેઓ ધરાઇને
ખાય, ને ઉત્તમ વસ્ત્ર પહેરે.

૨૪ જુઓ, યહોવાહ પૃથ્વીને ખાલી કરીને તેને
ઉજડ કરે છે, ને તેને ઉથલાવીને તેના રહે-
વાસીઓને વેરી નાખે છે ૨ અને જેમ લોકને તેમ
યાજકને, જેમ ચાકરને તેમજ તેના શેઠને, જેમ દાસીને
તેમજ તેની શેઠાણીને, જેમ ખરીદનારને તેમજ વેચ-
નારને, જેમ ઉછીનું આપનારને તેમજ ઉછીનુ લેનારને
જેમ લેણદારને તેમજ તેના દેણદારને, થશે ૩ પૃથ્વી
ખાલી કરાશેજ કરાશે, ને લૂટાશેજ લૂટાશે, કેમકે
યહોવાહ એ વેણ બોલ્યો છે. ૪ પૃથ્વી શોક કરે છે,
તે સુકાઇ જાય છે, દુનિયા ચિમળાઇને સુકાઇ જાય
છે, પૃથ્વીના ઉત્તમ લોક સુકાઇ જાય છે. ૫ વળી પૃથ્વી
તેના રહેવાસીઓ તળે અપવિત્ર થઇ છે; કેમકે
તેઓએ નિયમને ઉલ્લંધ્યા છે, વિધિને ફેરવ્યો છે,
સર્વકાળિક કરાર તોડ્યો છે. ૬ તે માટે શાપે પૃથ્વીને
ખાઇ નાખી છે, ને તેના રહેવાસીઓ અપરાધી ઠર્યા
છે; તે માટે દેશના રહેવાસી બળી ગયા ને થોડાંજ
માણસ બાકી રહેલાં છે. ૭ નવો દ્રાક્ષરસ શોક કરે છે,
દ્રાક્ષવેલો સુકાઇ જાય છે, જેઓ મનમાં ઉલ્લાસી તેઓ
નિશ્વાસ મૂકે છે. ૮ ડફોનો હર્ષ બંધ થયો છે, હર્ષ કર-
નારાનો અવાજ થઇ રહ્યો છે, વીણાનો હર્ષ બંધ થયો
છે. ૯ તેઓ ગાયન સહિત દ્રાક્ષરસ નહિ પીશે, દારૂ
તેના પીનારાને કડવો લાગશે ૧૦ ઉજડપણાનુ નગર
પાયમાલ થયું છે; પેસાય નહિ એવી રીતે સર્વે ઘર
બંધ કરાયા છે. ૧૧ ગલીઓમાં દ્રાક્ષરસને લીધે બૂમ
પડે છે; સર્વ હર્ષ અંધરા ૧ છે, પૃથ્વીનો આનંદ લોપ
થયો છે. ૧૨ નગરમાં પાયમાલી થઇ રહેલી છે, ને
વિનાશનો માર ભાગળ પર પડ્યો છે. ૧૩ કેમકે પૃથ્વીમાં
લોકો ઝુડાતા જૈતવૃક્ષ પ્રમાણે, દ્રાક્ષની મોસમ થઇ
રહ્યા પછી જે બાકી રહેલી દ્રાક્ષ, તે પ્રમાણે થશે.
૧૪ તેઓ મોટે સાદે બૂમ પાડશે, યહોવાહના મહિ-
માને લીધે તેઓ સમુદ્ર પરથી પોકારશે. ૧૫ તે માટે
તમે પૂર્વમાં યહોવાહને મહિમાવાન માનો, સમુદ્રના
બેટોમાં ઇસ્રાએલના દેવ યહોવાહના નામને [મહિમા-
વાન માનો].

૧૬ પૃથ્વીની સીમથી આપણે, ન્યાયીઓને મહિમા,
એવા ગીત સાંભળ્યાં છે. પણ મેં કહ્યું, હુ સુકાઇ જાઉં
છુ, હુ સુકાઇ જાઉં છું, મને હાય હાય! ઠગનાર ઠગે
છે, ઠગનાર ઠગાઇથી ઠગે છે. ૧૭ હે જગવાસી, ભય
તથા ખાડો તથા ફાંદો તારા પર આવી પડ્યા છે.
૧૮ અને એમ થશે કે, ભયના અવાજથી જે નાસશે
તે ખાડામાં પડશે; ને ખાડાની વચમાથી જે નિકળી
આવશે, તે ફાંદાથી પકડાશે; કેમકે ઉપરની બારીઓ
ઉઘડેલી છે, ને પૃથ્વીના પાયા હાલે છે. ૧૯ પૃથ્વી
તદ્દન તોડી નાખેલી છે, પૃથ્વી ચૂરેચૂરા કરાએલી છે,
પૃથ્વી છેક હાલતી થઇ છે. ૨૦ પૃથ્વી પિધેલાની પેઠે
લથડિયાં ખાશે, ને ઝુપડીની પેઠે હાલી જશે; ને
તેનો અપરાધ તે પર ભારે થઇ પડશે, ને તે પડશે
ને ફરી ઉઠશે નહિ.

૨૧ અને તે દિવસે એમ થશે કે, યહોવાહ ઉચ્ચ-
સ્થાનમા ઉચ્ચસ્થાનનાં સૈન્યને, તથા પૃથ્વી પર
પૃથ્વીના રાજાઓને જોઇ લેશે. ૨૨ અને જેમ બંદીવાન
કારાગૃહમાં એકઠા કરાય છે, તેમ તેઓ એકઠા કરાશે,
ને તેઓ બંદીખાનામા બંધ કરાશે, ને ઘણા દિવસ
પછી તેઓને જોઇ લેવામાં આવશે. ૨૩ ત્યારે ચંદ્રને
લાજ લાગશે, ને સૂર્ય શરમાશે, કેમકે સૈન્યોનો
યહોવાહ સિયોન પર્વત પર તથા યરૂશાલેમમાં રાજ્ય
કરશે; ને તેના વડીલોની સન્મુખ ગૌરવ દેખાશે.

૨૫ હે યહોવાહ, તું મારો દેવ છે; હું તને મોટો
માનીશ, હુ તારા નામની ઉપકારસ્તુતિ
કરીશ, કેમકે તેં આશ્ચર્યકૃત્યો કર્યા છે, વિશ્વાસુપણામાં
તથા સત્યતામાં તેં પૂર્વની ધારણાઓ કરી છે. ૨ કેમકે
તેં નગરનો ઢગલો કરી નાખ્યો છે; મોરચાબંધ શહેરનું
તેં ખાંડિયેર કીધું છે; જે પરદેશીઓનો રાજમેહેલ તે
નગરની પંક્તિમાથી તેં કાઢી નાખ્યો છે; તે સર્વકાળ
સુધી બંધાશે નહિ. ૩ તે માટે સમર્થ લોક તને મહિમા-
વાન માનશે, ભયંકર દેશજાતિઓનું શહેર તારાથી
બીશે ૪ કેમકે ગરીબોને સારૂ આશ્રો, કંગાલને સારૂ
તેના સંકટની વેળાએ આશ્રો, તોફાન સામે ઓથો,
તડકા સામે છાયા, એવો તું થયો છે; કારણ કે ભયંકરનો

ફુકારો કોટ પરના તોફાન જેવો છે ૫ જેમ સુકી
જગ્યામા તડકો, તેમ તું પારકાઓનો ઘુમાટો નરમ
પાડીશ, જેમ તડકો વાદળાની છાયાથી [ઝાંખો થાય
છે] તેમ ભયંકરનુ ગાયન મંદ કરાશે ૬ વળી સૈન્યોનો
યહોવાહ સર્વ લોકોને સારૂ આ પર્વત પર મિષ્ટાન્નની
મિજબાની, જુના દ્રાક્ષરસની મિજબાની, મેદથી
ભરેલા મિષ્ટાન્નની, નિતરેલા જુના દ્રાક્ષરસની મિજ
બાની કરશે ૭ અને જે ઘુંઘટ સઘળી પ્રજાઓ પર
ઓઢાડેલો છે તેના પૃષ્ઠનો, તથા જે આચ્છાદન સર્વ
દેશજાતિઓ પર પસારેલુ છે તેનો આ પર્વત પર તે
નાશ કરશે ૮ તેણે સદાને માટે મરણ રદ કર્યું છે, ને
પ્રભુ યહોવાહ સર્વે મુખ પરથી આસુ લોહી નાખશે,
ને તે પોતાના લોકનુ અપમાન આખી પૃથ્વી પરથી
કાઢી નાખશે, કેમકે યહોવાહનું વચન એવુ છે

૯ અને તે દિવસે એવુ કહેવામા આવશે કે, જુઓ,
આ આપણો દેવ છે, આપણે તેની વાટ જોતા આવ્યા
છીએ, ને તે આપણને તારશે, આ યહોવાહ છે,
આપણે તેની વાટ જોતા આવ્યા છીએ, તેના તારણમા
હરખાઇને આનંદ કરીશું ૧૦ કેમકે યહોવાહનો હાથ
આ પર્વત પર થોભશે, ને જેમ ખડ ઉકરડાના પાણીમા
ખુદાય છે, તેમ મોઆબ પોતાને ઠેકાણે ખુદાશે
૧૧ અને તરનાર તરવા સારૂ હાથ પસારે છે, તે પ્રમાણે
તે મધ્યે તે હાથ પ્રસારશે, ને તેના હાથની યુક્તિ
છતા તે તેના ગર્વને ઉતારી નાખશે ૧૨ અને તે તારા
કોટના ઉંચા કિલ્લાને પાડી નાખશે, નીચો જમીન
દોસ્ત કરશે, ધૂળભેગો કરી નાખશે

૨૬ તે દિવસે યહુદાહ દેશમા આ ગીત ગવાશે
અમારૂ એક મજબૂત નગર છે, તેના કોટ
તથા મોરચા તરીકે તે તારણ ઠરાવી આપશે ૨ ભાગ
ળોને ઉઘાડો, કે ન્યાયી દેશજાતિ જે સાચવટ પાળનારી
તે માહે પેસે ૩ દૃઢ મનને તું શાતજ રાખીશ, કેમકે
તેનો ભરોસો તારા પર છે ૪ યહોવાહ પર સદા
ભરોસો રાખો, કેમકે યાહ યહોવાહ સર્વકાળનો ખડક
છે ૫ કેમકે તેણે ઉચ્ચસ્થાનમા રહેનારાઓને, ગવિષ્ટ
નગરને નીચા કર્યા છે, તે તેને પાડી નાખે છે, પાડી
નાખીને જમીનદોસ્ત કરે છે, તેને ધૂળભેગુ કરે છે
૬ પગથી તે ખુંદાશે, હા, દીનોના પગથી, ને કંગાલોના
પગથી [તે ખુંદાશે] ૭ ન્યાયીનો માર્ગ સીધો છે, તું
ન્યાયીનો રસ્તો સીધો કરી બતાવે છે ૮ હા, હે
યહોવાહ, અમે તારા ન્યાયશાસનોના માર્ગમા તારી
વાટ જોતા આવ્યા છીએ, જીવની ઉત્કંઠા તારા નામ
પ્રત્યે, તથા તારા સ્મરણ પ્રત્યે છે ૯ રાત્રે હુ તારે માટે
ઉત્કંઠિત રહો છુ, હા, પરોઢીએ મારા અતરના
આત્માથી હુ તને શોધીશ, કેમકે તારા ન્યાયશાસનો
પૃથ્વી પર હોય, ત્યારે જગતના રહેવાસીઓ ન્યાયી-
પણુ શિખે ૧૦ દુષ્ટ ઉપર કૃપા કરાય તોપણ તે
ન્યાયીપણુ નહિ શિખે, પ્રમાણિકપણાના દેશમા તે
ભુંડુ કરશે, ને યહોવાહના માહાત્મ્યને નહિ જોશે

૧૧ હે યહોવાહ, તારો હાથ ઉગામેલો છે, તોપણ
તેઓ જોતા નથી પરતુ તેઓ લોક વિષે તારી ઉત્કંઠા
જોઇને શરમાશે, હા, તારા વૈરીઓ માટે જે અગ્નિ તે
તેઓને નષ્ટ કરશે ૧૨ હે યહોવાહ, તું અમારે માટે
શાતિ ઠરાવીશ, કેમકે અમારા સર્વ કામ પણ તેં અમારે
સારૂ કર્યા છે ૧૩ હે યહોવાહ, અમારા દેવ, તારા
શિવાય બીજા ધણીઓએ અમારા પર અધિકાર
ચલાવ્યો છે, [પરંતુ] કેવળ તારાથી અમે તારા નામનુ
સ્મરણ કરીશું ૧૪ મરેલા જીવશે નહિ, મોત પામે
લાઓ ઉઠશે નહિ, તેજ માટે તેં તેમને જોઇ લીધા છે,
ને તેમનો નાશ કર્યો છે, ને તેઓની સર્વ યાદગીરી નષ્ટ
કરી છે ૧૫ તેં દેશની પ્રજા વધારી છે, હે યહોવાહ,
તેં પ્રજા વધારી છે, તું ગૌરવી મનાયો છે, દેશની
સીમાઓ તેં પહોળી કરી છે

૧૬ હે યહોવાહ, સકટમા તેઓ તારી ભણી આવ્યા
છે, તારી શિક્ષા તેઓને લાગી ત્યારે તેઓએ વિનતી
ઉચ્ચારી છે ૧૭ જેમ ગર્ભવતી સ્ત્રી જ્યારે પ્રસવની
વેળા પાસે આવે, ત્યારે કષ્ટાઇને વેદનામા બૂમ પાડે
છે, તે પ્રમાણે, હે યહોવાહ, અમે તારી સન્મુખ હતા
૧૮ અમે ગર્ભ ધર્યો હતો, અમે કષ્ટાતા હતા, અમે
જાણે કે વાયુ જણ્યો છે, દેશનુ તારણ અમારાથી
કરાયુ નથી, ને જગવાસીઓ જન્મ પામ્યા નથી
૧૯ તારા મરેલા જીવશે, મારા મુડદા ઉઠશે હે ધૂળ
મધ્યે રહેનારા, તમે જાગૃત થાઓ, ને હર્ષનાદ કરો,
કેમકે તારૂ ઝાકળ અજવાળાનુ ઝાકળ છે, ને પૃથ્વી
મુએલાને જણશે

૨૦ ચાલ, મારી પ્રજા, પોતાની ઓરડીમા પેસ, ને
પોતે માહે રહીને બારણા બંધ કર, કોપ બંધ પડે
ત્યા સુધી થોડી વાર સતાઇ રહે ૨૧ કેમકે જુઓ,
પૃથ્વીના રહેવાસીઓના અપરાધ વિષે તેમને જોઇ
લેવા સારૂ, યહોવાહ પોતાની જગ્યામાથી નિકળી
આવે છે, ને પૃથ્વી પોતાપરનુ રક્ત પ્રગટ કરશે, ને
પોતામાના મારેલાને ત્યાર પછી ઢાકી નહિ દેશે

૨૭ તે દિવસે યહોવાહ પોતાની સખ્ત, મોટી
તથા સમર્થ તરવારથી, વેગવાન સર્પ લિવ-
યાથાનને, ને ગુંછળિયા સર્પ લિવયાથાનને જોઇ લેશે,
ને અજગર જે સમુદ્રમાં રહે છે તેને મારી નાખશે

૨ તે દિવસે, આનંદદાયક દ્રાક્ષવાડી! તે વિષે ગીત
ગાઓ. ૩ હુ યહોવાહ તેનો રક્ષક છુ; પળે પળ હુ
તેને સિંચું છું, રાત દિવસ હુ તેનું રક્ષણ કરૂ છુ, રખે
કોઇ તેને ઉપદ્રવ કરે ૪ મારામા ક્રોધ નથી; યુદ્ધમા
ઉટકટા તથા કાટા મારી સામે હોત તો કેવું સારૂ!
તો તેમની સામે કૂચ કરીને હુ તેઓને એકત્ર બાળી
નાખત ૫ નહિ તો તેણે મારો આશ્રો ધરવો, તેણે
મારી સાથે સમાધાન કરવું, હા, તેણે મારી સાથે
સમાધાન કરવું. ૬ આવતા વખતમા યાકૂબની જડ
બાઝશે, ઇસ્રાએલને ફૂલ તથા કળીઓ ખિલશે, ને
તેઓ ફળથી પૃથ્વીની પીઠ ભરપૂર કરશે.

૭ શુ, તેણે પોતાના મારનારને મારેલા માર પ્રમાણે
તેને માર્યો છે? શું, પોતાથી સહારાએલાના સહાર
પ્રમાણે તે સહાર પામ્યો છે? ૮ તેણીને કાઢી મૂકતાં
વું પ્રમાણમા તેની સાથે લડાઇ કરે છે; પૂર્વના વાયુને
દિવસે તેણે પોતાના તોફાની વાયુથી તેણીને દૂર કરી
છે. ૯ તે માટે એથી યાકૂબના અપરાધનું પ્રાયશ્ચિત્ત
કરાશે, ને તેના પાપ દૂર કરવાથી જે તમામ ફળ તે
આ છે; જ્યારે તે વેદીના સર્વ પત્થરને ચૂરેચૂરા થએલા
ચુનાના પત્થર જેવા કરી નાખશે, ત્યારે અશેરાહ
મૂર્ત્તિઓ તથા સૂર્યમૂર્ત્તિઓ ઉભી રહેશે નહિ. ૧૦ કેમકે
મોરચાબધ નગર એકાંત, અરણ્યસમાન છોડી દીધેલુ
તથા ત્યાગ કરેલું છે, ત્યાં વાછરડું ચરશે, ને ત્યાં તે
બેસશે ને તેની ડાળીને ખાઇ જશે. ૧૧ તેની ડાળીઓ
સુકાશે ત્યારે તોડી નખાશે, સ્ત્રીઓ આવીને તેમને
બળતણ કરશે; કેમકે આ સમજુક લોક નથી; તે
માટે તેમનો કર્ત્તા તેમના પર દયા નહિ કરશે, ને
તેમનો બનાવનાર તેમના પર કૃપા નહિ કરશે

૧૨ વળી તે દિવસે એમ થશે કે યહોવાહ નદીના
પ્રવાહથી તે મિસરની નદી સુધી ઝુડશે, ને તમે, હે
ઇસ્રાએલપુત્રો, એકે એક એકઠા કરાશો

૧૩ વળી તે દિવસે એમ થશે કે, મોટું રણશિંગડું
વગાડવામાં આવશે, ને આશ્શૂરના દેશમાં જેઓ
ખોવાએલા તેઓ, તથા મિસરમા જેઓ કાઢી મૂકાયલા
તેઓ આવશે, ને તેઓ યરૂશાલેમમાં પવિત્ર પર્વત
પર યહોવાહનું ભજન કરશે.

૨૮ અફસોસ છે એફ્રાઇમના છાકટાઓના ગર્વિષ્ટ
મુગટને, તથા તેના મહિમાવાન સૌંદર્યનું
ચિમળાનાર ફૂલ, જે દ્રાક્ષરસથી પાડી નંખાએલાઓના
રસાળ નીચાણના મથાળા પર છે, [ તેને અફસોસ ]!
૨ જુઓ, પ્રભુનો એક પરાક્રમી ને શક્તિવાન [ વીર ]
છે, તે કરાની આંધી, નાશ કરનાર તોફાન, જબરા
ઉભરાતા પાણીની આંધીની પેઠે જમીનપર જોરથી
પછાડશે. ૩ એફ્રાઇમના છાકટાઓનો ગર્વિષ્ટ મુગટ
પગતળે ખુદાશે, ૪ ને તેના મહિમાવાન સૌંદર્યનું
ચિમળાનાર ફૂલ જે રસાળ નીચાણને મથાળે છે, તે
મોસમ આવ્યા પહેલાંનું પાકેલુ પ્રથમ અંજીર, જેને
જોનાર જુએ છે, ને હાથમાં આવતાંજ ગળી જાય છે,
તેના જેવું થશે. ૫ તે દિવસે સૈન્યોનો યહોવાહ
પોતાના લોકોના શેષને સારૂ, મહિમાનો મુગટ, તથા
સૌંદર્યનો તાજ થશે. ૬ અને જે ન્યાય કરવા બેસે છે
તેને સારૂ ન્યાયનો આત્મા; ને જેઓ યુદ્ધને ભાગળની
આગળ વાળે છે તેઓને સારૂ પરાક્રમ, એવો તે થશે.
૭ અને એઓએ પણ દ્રાક્ષરસે કરીને ગોથાં ખાધાં છે,
ને દારૂને લીધે એઓ ભૂલા પડ્યા છે; યાજક તથા
ભવિષ્યવાદીએ દારૂને લીધે ગોથાં ખાધાં છે, તેઓ
દ્રાક્ષારસમા ગરક થયા છે, તેઓ દારૂના કારણથી ભૂલા
પડ્યા છે, દર્શન વિષે તેઓ ગોથાં ખાય છે, ઇન્સાફ
કરવામાં તેઓ ઠોકર ખાય છે. ૮ કેમકે સર્વ મેજો ગંદી
ઓકથી ભરપૂર છે, તેથી કંઇ પણ જગ્યા સ્વચ્છ નથી.
૯ તે કોણને જ્ઞાન શિખવશે? કોણને સદેશો સમજાવશે?
શું ધાવણ મૂકાવેલાઓને તથા થાન છોડાવેલાઓને
સમજાવશે? ૧૦ કેમકે આજ્ઞા પર આજ્ઞા, આજ્ઞા પર
આજ્ઞા; નિયમ પર નિયમ, નિયમ પર નિયમ; થોડું
આમ, થોડું તેમ; [ એ પ્રમાણે થાય છે ] ૧૧ કેમકે
બોબડા હોઠોથી, ને અન્યભાષાથી તે આ લોકો સાથે
વાત કરશે. ૧૨ તેણે તેઓને કહ્યું હતું, આ વિશ્રામ છે,
થાકેલાઓને વિશ્રામ આપો; આ તાજગી છે; પણ
તેઓએ સાંભળવા નહિ ચાહ્યુ ૧૩ તેથી યહોવાહની
વાત તેઓને સારૂ આજ્ઞા પર આજ્ઞા, આજ્ઞા પર
આજ્ઞા; નિયમ પર નિયમ, નિયમ પર નિયમ; થોડું
આમ, થોડુ તેમ; એવી થશે, એ માટે કે તેઓ જાય
ને ઠોકર ખાઇને પાછા પડે, ને ભગાય ને ફસાય
ને પકડાય.

૧૪ એ માટે, હે યરૂશાલેમમાંના લોકોપર અધિકાર
કરનાર તિરસ્કારી માણસો, તમે યહોવાહની વાત

સાભળો ૧૫ કેમકે તમે કહ્યુ છે કે, અમે મોત સાથે
કરાર કર્યો છે, અને શેઓલની સાથે સપ કર્યો છે,
જ્યારે ઉભરાતી આફત [ દેશમા થઇને ] પાર જશે,
ત્યારે તે અમારા પર આવવાની નથી, કેમકે અમે
જુઠાણાનો આશ્રો પકડયા છે, ને અસત્યતામા સતાઇ
રહેલા છીએ ૧૬ પ્રભુ યહોવાહ તે માટે એમ કહે છે,
જુઓ, સિયોનમા હુ પાયા તરીકે પત્થર નાખુ છું, તે
પરખાએલો પત્થર, દઢ પાયાનો ખુણાનો મૂલ્યવાન
પત્થર છે, જે વિશ્વાસ રાખે છે તે ઉતાવળો નહિ
થશે ૧૭ અને હુ ઇન્સાફને દોરી, ને ન્યાયીપણાને
ઓળબો કરીશ, ને જુઠાણાનો આશ્રા કરાથી તણાઇ
જશે, ને સતાવાની જગ્યા પર પાણી ફરી વળશે
૧૮ અને મોતની સાથેનો તમારો કરાર રદ કરાશે, ને
શેઓલ સાથેનો તમારો સપ રહેશે નહિ, વળી ઉભ
રાતી આફત જ્યારે આરપાર જશે, ત્યારે તમે તેથી
ખુદાઇ જશો ૧૯ તે જેટલી વાર આરપાર જાય તેટલી
વાર તે તમને પકડશે, કેમકે દર સવારે, રાતદિવસ
તે આરપાર જશે, ને સદેશો સમજવો એ કેવળ
ભયકારક થશે ૨૦ કેમકે પગ લાબા કરવા સારૂ ખાટલો
ટુકો પડે છે, ને શરીરે લપેટવા સારૂ ચાદર સાકડી પડે
છે ૨૧ કેમકે યહોવાહ જેમ પરાશીમ પર્વતે થયુ, તેમ
ઉઠશે, જેમ ગિબઓનના નીચાણમા થયુ તેમ તે
કોપાયમાન થશે, એ માટે કે તે પોતાનુ કામ, પોતાનુ
વિચિત્ર કામ કરે, ને પોતાનું કૃત્ય, પોતાનુ અદ્ભૂત
કૃત્ય સાધે ૨૨ તો હવે તમે નિદા ન કરશો, રખે
તમારા બધન મજબૂત કરાય, કેમકે આખી પૃથ્વી પર
[ આવનાર ] વિનાશ, હા, ઠરાવેલો વિનાશ, એની
ખબર મેં પ્રભુ સૈન્યોના યહોવાહ પાસેથી સાભળી છે

૨૩ કાન દઇને મારી વાણી સાભળો, ધ્યાન દઇને
મારૂ વચન સાભળો ૨૪ શું ખેડુત બીજ વાવવા સારૂ
નિરતર હળ ખેડયા કરે છે? તે શું પોતાનુ ખેતર
ખોદીને ઢેફા ભાગ્યા કરે છે? ૨૫ તેની સપાટી બરા
બર કરી રહીને તે કાળીજીરી નાખતો નથી શું? ને
જીરૂ પેરતો નથી? અને ચાસમા ઘઉ ને ઠરાવેલે
ઠેકાણે જવ, ને મોસમમા બાજરી તે વાવતો નથી
શું? ૨૬ કેમકે તેનો દેવ તેને ન્યાય પ્રમાણે શિખવીને
તેને જ્ઞાન આપે છે ૨૭ કેમકે કાળીજીરી અણીદાર
હથિયારથી મસળાતી નથી ને જીરા પર ગાડાનુ પૈડુ
ફરતું નથી, કેમકે કાળીજીરી કાઠીથી, ને જીરૂ ઝુડીયાથી
ઝુડાય છે ૨૮ રોટલીનુ ધાન્ય પિલાય છે શું? ના, તે
સદા તેને મસળ્યા કરશે નહિ, ને પોતાના ગાડાનુ પૈડુ
તથા પોતાના ઘોડાઓને તે પર ફેરવ્યા કરીને તે સદા
તેને પિસી નાખશે નહિ ૨૯ એ પણ સૈન્યોના યહો
વાહ પાસેથી નિકળી આવે છે, તેનો મનસુબો
આશ્ચર્ય ભરેલો, ને તેની બુદ્ધિ મહા મોટી છે

૨૯ અરે! અરીએલ, અરીએલ, દાઉદની છાવ
ણીના નગર! તમે વર્ષ પર વર્ષ ઉમેરો,
પર્વો વારાફરતી આવ્યા કરો ૨ પછી હુ અરીએલને
સકટમા નાખીશ, ને શોક તથા વિલાપ થશે, ને તે
મારી આગળ અરીએલના જેવુજ થશે. ૩ અને હુ
તારી આસપાસ ફરતી છાવણી કરીશ, ને કિલ્લા કરી
તને ઘેરો ઘાલીશ, ને તારી સામા મોરચા ઉઠાવીશ.
૪ અને તું નીચો કરાઇને ભૂમિમાથી બોલશે ને ધૂળ
માથી તારી વાત ધીમે સાદે નિકળી આવશે, ને
તારો સાદ ભૂમિમાથી ભુવાના સાદ જેવો થશે, ને
તારો બોલ ઝીણે સ્વરે ધૂળમાથી આવશે ૫ વળી
તારા પરદેશીઓનો સમુદાય ઝીણી ધૂળના જેવો, ને
ભયકરોનો સમુદાય ઉડી જતા ફોતરાના જેવો થશે,
હા, તે પળવારમા અકસ્માત થશે ૬ સૈન્યોનો યહો-
વાહ ગર્જના, તથા ધરતીકપારા, તથા મોટા અવાજ,
વટોળિયા તથા આધી, તથા ખાઇ નાખનાર અગ્નિની
જ્વાળા સહિત તેને જોઇ લેશે ૭ અને જે સર્વ દેશ-
જાતિ અરીએલની સામે લડે છે એટલે જે સર્વ તેની
તથા તેના કિલ્લાની સામે લડીને તેને સકટમા નાખે
છે, તેઓનો સમુદાય સ્વપ્ન જેવો, ને રાત્રીના દર્શન
જેવો થઇ જશે ૮ અને જેમ ભૂખ્યા માણસને સ્વપ્ન
આવે છે, ને જુઓ, તે ખાય છે, પછી તે જાગે છે, ને
તેનો જીવ અતૃપ્ત હોય છે, ને જેમ તરસ્યાને સ્વપ્ન
આવે છે ને જુઓ, તે પીએ છે, પછી જાગે છે, ને
જુઓ, તે અશક્ત હોય છે, ને તેનો જીવ તૃષિત હોય
છે, તે પ્રમાણે સિયોન પર્વતની સામે લડનારી સર્વ
દેશજાતિઓના સમુદાયને થશે

૯ વિસ્મિત થઇને અચબો પામો, પોતાને આધળા
કરીને આધળા થાઓ, તેઓ પિધેલા છે, પણ દ્રાક્ષ
રસથી નહિ, તેઓ લથડિયા ખાય છે, પણ દારૂથી
નહિ ૧૦ કેમકે યહોવાહે ભર ઉંઘનો આત્મા તમારા
પર રેડયો છે, ને તમારી આખો ( એટલે ભવિષ્ય-
વાદીઓ ), બધ કરી છે, ને તમારા શિર ( એટલે
ભવિષ્યદર્શકો ), તેણે ઢાક્યા છે ૧૧ અને સર્વનુ દર્શન
તમારી આગળ મુદ્રિત લેખના જેવુ થયુ છે, કે જે લોકો

ભણેલાને આપીને કહે છે, આ વાંચ; ને તે કહે છે,
હું વાંચી શકતો નથી; કારણ કે તે મુદ્રિત કરેલો છે.
૧૨ પછી લેખ અભણને એમ કહેતાં આપવામાં
આવે છે કે, આ વાંચ; ને તે કહે છે, મને વાંચતાં
આવડતું નથી

૧૩ વળી પ્રભુએ કહ્યું, આ લોક તો મારી પાસે
આવે છે, ને પોતાના મ્હોંથી તથા હોઠોથી મને માન
આપે છે, પણ પોતાનું હૃદય મારાથી દૂર કર્યું છે; ને
તેઓમાં જે મારી બીક તે [કેવળ] પાઠે કરેલી માણ-
સની આજ્ઞા છે. ૧૪ તે માટે જુઓ, હું આ લોક મધ્યે
અદ્ભુત કામ, હા, અદ્ભુત તથા અજાયબ કામ ફરીથી
કરવાનો છું; ને તેના જ્ઞાનીઓનું જ્ઞાન નષ્ટ થશે, ને
તેના સમજુઓની સમજણ સતાઈ જશે.

૧૫ જેઓ પોતાની યુક્તિ યહોવાહથી સંતાડવાને
માટે ઊંડા વિચાર કરે છે, ને જેઓનું કામ અંધારામાં
છે, ને જેઓ કહે છે, અમને કોણ જુએ છે? ને
અમારા વિષે કોણ જાણે છે? તેઓને અફસોસ!
૧૬ અરે તમારી કેવી આડાઈ! શું, કુંભાર મટોડી
બરાબર ગણાય? એવી રીતે કે, કૃત પોતાના કર્તા
વિષે કહે, તેણે મને કર્યું નથી; અથવા તો બનાવેલું
પોતાના બનાવનાર વિષે કહે, તેને કંઈ સમજ નથી?
૧૭ થોડીજ વારમાં, લબાનોન વાડી થઈ જશે, ને વાડી
વન જેવી ગણાશે નહિ શું વારુ? ૧૮ અને તે દિવસે
બહેરા લેખની વાતો સાંભળશે, ને અંધારામાંથી તથા
અંધકારમાંથી આંધળાઓની આંખ જોશે ૧૯ વળી
દીનો યહોવાહમાં વધતો આનંદ કરશે, ને માણસ-
માંના જે દરિદ્રી તેઓ ઇસ્રાએલના પવિત્રમાં હર-
ખાશે. ૨૦ કેમકે જુલમગારનો અંત આવ્યો છે, ને
નિંદક પૂરો કરાયો છે, ને અન્યાયને સારુ સર્વ સતાઈ
રહેનારા નાબૂદ કરાયા છે ૨૧ તેઓ તો મુકદ્દમામાં
માણસને ગુન્હેગાર ઠરાવનાર ને ભાગળે ઠપકો આપ-
નારાને સારુ પાશ પાથરનાર, ને મિથ્યા વાતથી
ન્યાયીને ખસેડી નાખનાર, એવા છે. ૨૨ તે માટે યહો-
વાહ જેણે ઇબ્રાહીમને ખરીદી લીધો, તે યાકૂબના ઘર
વિષે એમ કહે છે. હમણાં યાકૂબ શરમાઈ જવાનો
નથી, ને હમણાં તેનો ચેહેરો ફિક્કો થવાનો નથી
૨૩ પણ તે પોતાની મધ્યે મારા હાથના કરેલાં પોતાના
છોકરાંને જોશે, ત્યારે તેઓ મારા નામને પવિત્ર
માનશે, ને તેઓ યાકૂબના પવિત્રને પવિત્ર માનશે,
ને ઇસ્રાએલના દેવથી બીશે. ૨૪ વળી આત્મામાં જેઓ
ભુલા પડેલા હતા, તેઓ સમજુક થશે, ને જે કચકચ
કરનારા હતા તેઓ જ્ઞાન શિખશે.

૩૦ યહોવાહે કહેલું છે, અફસોસ છે બળવાખોર
છોકરાંને! કે જેઓ સલાહ લે છે પણ
મારી પાસેથી નહિ; ને જેઓ પાપ પર પાપ ઉમે-
રવા સારુ પેયાર્પણ રેડે છે, પણ મારા આત્મા પ્રમાણે
નહિ ૨ તેઓ મારા મુખથી પૂછયા વિના ફારૂનના
બળથી બળવાન થવા સારુ, તથા મિસરની છાયામાં
શરણ પામવા સારુ મિસરમાં ચાલ્યા જાય છે! ૩ તે
માટે ફારૂનનું બળ લાજરૂપ, ને મિસરની છાયાનું શરણ
એ તમને અપજશરૂપ થશે. ૪ કેમકે તેના સરદારો
સોઆનમાં છે, ને તેના એલચીઓ હાનેસ પહોંચ્યા
છે. ૫ જે લોકથી તેમને મદદ ન થાય, જે સહાયકારક
ને ઉપયોગી નથી, પણ લાજકારક તથા અપમાનકારક
છે, તેથી તેઓ સર્વ લજ્જિત થશે.

૬ નેગેબના પશુઓ વિષે દેવવાણી.

દુઃખ તથા સંકટનો દેશ કે જેમાંથી સિંહ તથા
સાવજ, નાગ તથા આગીઆ સાપ આવે છે, તેમાં
થઈને તેઓ, જે લોકથી તેમને મદદ થઈ શકશે નહિ,
તેઓની પાસે ગધેડાની ખાંધો પર પોતાનું દ્રવ્ય,
તથા ઊંટોના ઢેકા પર પોતાના ખજાના લાદી લઈ
જાય છે. ૭ કેમકે મિસર વૃથા ને અમથી સહાયતા કરે
છે, તે માટે મેં તેનું એવું નામ પાડ્યું કે, બેસી રહેનારી
રહાબ. ૮ હવે ચાલ, તેઓની રૂબરૂ પત્ર પર તે લખ,
ને પુસ્તકમાં માંડ, ને તે આવતા દિવસોને સારુ સદાને
માટે સાક્ષી તરીકે રહે ૯ કેમકે આ દગાખોર લોક,
ઠગનારા છોકરા; જેઓ યહોવાહનું શિક્ષણ સાંભળ-
વાને ચાહતા નથી, એવા છોકરા છે. ૧૦ તેઓ ભવિષ્ય-
દર્શકોને કહે છે, તમે દર્શન કરશો મા; ને ભવિષ્ય-
વાદીઓને [કહે છે], તમે અમારે સારુ સીધી ભવિષ્ય-
વાત કરશો મા, અમારી આગળ મીઠી વાત બોલો,
ઠગાઈની ભવિષ્યવાત કરો; ૧૧ માર્ગમાંથી નિકળી
જાઓ, રસ્તા પરથી ફરી જાઓ, અમારી સન્મુખથી
ઇસ્રાએલના પવિત્રને દૂર કરો. ૧૨ તે માટે ઇસ્રાએલનો
પવિત્ર એવું કહે છે, તમે આ વાતને તુચ્છકારો છો, ને
જુલમ પર તથા આડાપણા પર ભરોસો રાખો છો,
ને તેઓ પર આધાર રાખો છો; ૧૩ તે માટે આ
અપરાધ ઉંચી ભીંતમાં પડેલી ફાટ, કે જે પળ વારમાં
અકસ્માત તૂટી પડે છે, તેના સરખો તમારી પ્રત્યે
થશે. ૧૪ અને કુંભારનું હાંલ્લું ફોડાય છે, તે પ્રમાણે

તે તેને તોડી નાખશે, ને દયા રાખ્યા વગર તેના
ચૂરેચૂરા કરશે, એવી રીતે કે એના કકડામાથી ચુલા
માથી આગ લેવા સારૂ, ને ટાકામાથી પાણી કાઢવા
સારૂ ઠીકરૂ સરખુએ મળશે નહિ ૧૫ કેમકે પ્રભુ
યહોવાહ ઇસ્રાએલનો પવિત્ર એવુ કહે છે, તમે પાછા
ફરવાથી, ને શાત રહેવાથી તારણ પામશો, શાત રહે-
વાથી તથા ભરોસો રાખવાથી તમને સામર્થ્ય મળશે,
પણ તમે [એમ કરવા] ચાહ્યુ નહિ ૧૬ અને તમે કહ્યુ
કે, ના, અમે તો ઘોડેસ્વાર થઇને નાસી જવાના, તે
માટે તમે નાસશોજ, અને કે, અમે વેગવાન પર
સ્વારી કરવાના, તે માટે જેઓ તમારી પછવાડે
લાગનારા તેઓ વેગવાન થશે ૧૭ એકની ધમકીથી
એક હજાર નાસશે, તમે પાચની ધમકીથી નાસશો,
જ્યા સુધી કે પર્વત પર દાડાના જેવા, ને ડુગર પર
નિશાનના જેવા તમે રહી જશો ૧૮ અને તે માટે
યહોવાહ તમારા પર દયા કરવા સારૂ વાટ જોશે, ને
તે માટે તે તમારા પર રેહેમ કરવા સારૂ મોટો મનાશે,
કેમકે યહોવાહ ન્યાયનો દેવ છે, જેઓ તેની વાટ
જુએ છે, તેઓ સર્વને ધન્ય છે
૧ હે યરૂશાલેમમા સિયોન પર રહેનારી પ્રજા, તુ
ફરી રડીશ નહિ, તારા પોકારની વાણીને લીધે તે
તારા પર દયા કરશેજ કરશે, તે સાભતળાજ તને
ઉત્તર આપશે ૨૦ અને પ્રભુ તમને સકટરૂપી રોટલી
તથા વિપત્તિરૂપી પાણી આપશે, તોપણ તારા શિક્ષકો
ફરી સતાશે નહિ, પણ તારી આખો તારા શિક્ષકોને
જોશે ૨૧ અને જ્યારે તમે જમણી તરફ ફરો, ને જ્યારે
તમે ડાબી તરફ ફરો, ત્યારે તારા કાનો તારી પછવા-
ડેથી એવી વાત આવતી સાભળશે કે, આ માર્ગ છે,
તે પર તમે ચાલો ૨૨ અને તમે પોતાની રૂપાની
મૂર્ત્તિઓ પર મઢેલા પડને, તથા પોતાની સોનેરી
મૂર્ત્તિઓ પર ચઢાવેલા ઢોળને અશુધ્ધ કરશો, તુ તેમને
અશુધ્ધ વસ્તુની પેઠે ફેકી દેશે, તુ તેને કહેશે કે,
અહિથી નિકળી જા ૨૩ અને તારૂ બીજ જે તુ ભુમિમા
વાવશે, તે પર વરસાદ તથા ભૂમિની ઉપજનું અન્ન તે
આપશે, અને તે સફળ તથા પુષ્ટ થશે, તે દિવસે
તારા ઢોર મોટા બીડમા ચરશે. ૨૪ અને ભુમિ ખેડનારા
બળદ તથા ગધેડા સલુણો ચારો, જે સુપડાથી તથા
સળકાથી ઉપણેલો, તે ખાશે ૨૫ વળી કતલને મોટે
દિવસે જ્યારે બુરૂજો પડશે ત્યારે સર્વ ઉચા પર્વત પર
ને સર્વ ઉચા ડુગર પર નાળાં ને પાણીની રેલો થશે
૨૬ અને ચાદ્રનું અજવાળુ સૂર્યના અજવાળા સરખુ
થશે, ને સૂર્યનું અજવાળુ સાતગણું, સાત દિવસના
અજવાળા સમાન થશે, જ્યારે યહોવાહ પોતાના
લોકના ઘાને પાટો બાધશે, ને તેના જખમનુ ક્ષત
સાજુ કરશે તે દિવસે એમ થશે
૨૭ જુઓ, યહોવાહનુ નામ બળતા રોપ તથા ગોટે-
ગોટ ઉડતા ધુમાડા સાથે આઘેથી આવે છે, તેના
હોઠો કોપથી ભરેલા છે, ને તેની જીભ બળતા અગ્નિ
સરખી છે, ૨૮ ને તેનો શ્વાસ ગળા સુધી પહોચતી
ઉભરાતી નદી સરખો છે, કે તે વિનાશની ચાળણીએ
દેશજાતિઓને ચાળે, ને લોકના મ્હોમા ભૂલવનાર
લગામ મૂકવામા આવશે ૨૯ પર્વ પાળવાની રાત્રે થાય
છે તે પ્રમાણે તમે ગાયન કરશો, ને જે યહોવાહના
પર્વત પર ઇસ્રાએલના ખડકની પાસે જવા સારૂ
વાસળી લઇને ચાલે છે, તેની પેઠે તમે મનમા આનંદ
કરશો ૩૦ અને યહોવાહ પોતાની મહિમાવાન વાણી
સભળાવશે, ને રોષિત કોપથી તથા બળતા અગ્નિની
જ્વાળાથી તથા આધિથી તથા મુસળધાર વરસાદથી
તથા કરાથી તે પોતાના ભુજનુ ઉતરી પડવુ દેખાડશે
૩૧ કેમકે યહોવાહની વાણીવડે સોટી મારનારો
આશ્શૂર ભયભિત થઇ જશે ૩૨ અને જે નિમેલી
લાકડી યહોવાહ તેને લગાડશે તેનો હરેક ફટકો ડફ
તથા વીણા[ના સૂર] સાથે મારવામા આવશે, ને
થથરાવી નાખનારી લડાઇઓમા તે તેઓની સાથે
લડશે ૩૩ કેમકે પૂર્વકાળથી તોફેથ[ની ખાઇ] સિદ્ધ
કરેલી છે, હા, તે રાજાને સારૂ તૈયાર કરેલી છે, તેણે
તેને ઉડી તથા પહોળી કીધી છે, એની ચિતા અગ્નિ
તથા પુષ્કળ લાકડા છે, યહોવાહનો શ્વાસ ગધકના
પ્રવાહની પેઠે તેને સળગાવે છે

૩૧ અફસોસ છે તેઓને કે જેઓ સહાયતાને
સારૂ મિસર ચાલ્યા જાય છે, ને ઘોડાઓ
પર આધાર રાખે છે, ને રથો પુષ્કળ હોવાથી તેમના
પર ભરોસો કરે છે, ને સવારો ઘણા સમર્થ હોવાથી
તેમના પર ભરોસો કરે છે, પણ ઇસ્રાએલના પવિ
ત્રની તરફ તેઓ દૃષ્ટિ કરતા નથી, ને યહોવાહને
શોધતા નથી ! ૨ તથાપિ તે પણ જ્ઞાની છે, ને દુ ખ
આણે છે, ને પોતાની વાતો રદ કરતો નથી, ને
દુષ્ટોના ઘરની સામો, ને અન્યાય કરનારાની સહાય-
તાની સામો તે ઉઠે છે ૩ હવે મિસરીઓ તો માણસ
છે, તેઓ દેવ નથી, ને તેમના ઘોડા માસ છે, તેઓ

આત્મા નથી, ને યહોવાહ પોતાનો હાથ લાંબો
કરશે, ત્યારે જે સહાય કરનાર તે ઠોકર ખાશે, ને
સહાય લેનાર તે પડી જશે; ને તેઓનો એકત્ર નાશ
થઇ જશે. ૪ કેમકે યહોવાહે મને એવું કહ્યું, જ્યારે
સિંહ તથા સિંહનો બચ્ચો પોતાના શિકાર પર ઘુરકે
છે ત્યારે જો તેની સામા ઘેટાંપાળકનો મોટો જથો
બોલાવી લાવવામાં આવે તો તેઓની બૂમને તે
સાંભળીને બીહી જતો નથી, ને તેમના હોકારાથી તે
ભયભિત થતો નથી, તેમ સૈન્યોનો યહોવાહ સિયોન
પર્વત પર, તથા તેના ડુંગર પર યુદ્ધ કરવાને ઉતરી
આવશે. ૫ ઉડનારાં પક્ષીનીપેઠે સૈન્યોનો યહોવાહ
યરૂશાલેમ પર આચ્છાદન કરશે; તે આચ્છાદન કરીને
તેને છોડાવશે, તેને છોડી દઇને તે તેનું રક્ષણ કરશે
૬ જેની સામું ઇસ્રાએલપુત્રોએ ભારે ફિતૂર કરેલું છે,
તેની ભણી તમે ફરો. ૭ કેમકે તે દિવસે તેઓ પ્રત્યેક
પોતાની રૂપાની મૂર્ત્તિ તથા પોતાની સોનાની મૂર્ત્તિ,
કે જે તમારા પોતાના હાથોએ પોતાને સારૂ પાપરૂપ
કરી છે, તેઓને ફેંકી દેશે ૮ ત્યારે જે તરવાર માણ
સની નથી તેથી આશ્શૂર પડશે; ને જે તરવાર માન-
વની નથી તે તેનો સંહાર કરશે, ને તરવારની આગળથી
તે નાસશે, ને તેના જુવાનો ખંડણીઆ થશે. ૯ અને
તેનો ખડક ભયને લીધે જતો રહેશે, ને તેના સરદારો
ધ્વજથી બીશે; યહોવાહ, જેનો અગ્નિ સિયોનમા, ને
જેની ભઠ્ઠી યરૂશાલેમમાં છે, તેનું કહેવું એમ છે.

૩૨ જુઓ, એક રાજા ન્યાયથી રાજ્ય કરશે, ને
સરદારો ઇનસાફથી અધિકાર ચલાવશે.
૨ અને એક માણસ વાયુથી સંતાવાની જગ્યા તથા
તોફાનથી ઓથ જેવો; સુકી ભૂમિમાં પાણીના નાળા
જેવો, કંટાળો ઉપજાવનાર દેશમા ભારે ખડકની છાયા
જેવો થશે. ૩ અને જોનારની આંખો ઝાખી થશે
નહિ, ને સાંભળનારાના કાન શ્રવણ કરશે ૪ અને
ઉતાવળાઓનાં મન જ્ઞાન સમજશે, ને બોબડાઓની
જીભ સ્પષ્ટ વાત બોલવા સારૂ જલદ થશે. ૫ ત્યાર પછી
મૂર્ખ ઉત્તમ નહિ કહેવાશે, ને ધૂર્ત્ત ઉદાર નહિ કહેવાશે.
૬ કેમકે મૂર્ખ મૂર્ખાઇનીજ વાત બોલશે, ને અધર્મ
કરવામાં, ને યહોવાહ વિષે ભૂલભરેલી વાત બોલવામાં,
ને ભૂખ્યાઓનો જીવ અતૃપ્ત કરવામાં, ને તરસ્યાઓનું
પીવાનું બંધ કરવામાં તેનું હૃદય અન્યાય કરશે.
૭ અને ધૂર્ત્તનાં હથિયારો ભુંડા છે, ને તે, દરિદ્રી ન્યાય
બોલતો હોય ત્યારે પણ, મિથ્યા વાતોથી ગરીબનો
નાશ કરવા સારૂ દુષ્ટ યુક્તિઓ યોજે છે. ૮ પણ ઉદાર
ઉદારપણું યોજે છે; ને ઉદારપણામાં તે સ્થિર રહેશે.
૯ બેસી રહેનારી સ્ત્રીઓ, ઉઠો, મારી વાણી
સાંભળો; નિશ્ચિંત દીકરીઓ, મારાં વચનોને કાન દો.
૧૦ હે નિશ્ચિંત રહેનારીઓ, એક વર્ષ ને કેટલાક દિવસો
પછી તમે ધ્રુજશો, કેમકે દ્રાક્ષની ઉપજ બંધ થશે, ને
એકઠું કરવાની વેળા આવશે નહિ. ૧૧ બેસી રહેનારી
સ્ત્રીઓ, કાંપો; નિશ્ચિંત રહેનારીઓ, ધ્રુજો, વસ્ત્ર કાઢીને
નાગી થાઓ, ને કમર પર [ તાટ ] બાંધો. ૧૨ આનંદ-
દાયક ખેતરને લીધે તથા ફળદાયક દ્રાક્ષવેલાને લીધે
તેઓ છાતી કુટવાની છે ૧૩ મારા લોકની ભૂમિ પર
કાંટા તથા ઉટકટા ઉગી નિકળશે; હા, હરખ ભરેલા
નગરનાં સર્વ આનંદી ઘર પર તેઓ ઉગશે ૧૪ કેમકે
રાજમેહેલનો ત્યાગ કરવામાં આવશે; વસ્તીવાળું
નગર ઉજડ થશે; ટેકરો તથા બુરૂજ સર્વકાળ સુધી
કોતર જેવાં, રાની ગધેડાના આનંદને સારૂ, ટોળાના
ચારા સારૂ થશે; ૧૫ જ્યાં સુધી કે ઉપરથી આત્મા
આપણા પર રેડાય, ને અરણ્ય ફળવંત વાડી થાય, ને
ફળવંત વાડી વન સમાન ગણાય. ૧૬ ત્યારે ઇનસાફ
અરણ્યમાં વસશે, ને ન્યાયીપણું ફળવંત વાડીમાં વસ્તી
કરશે. ૧૭ અને ન્યાયીપણાનું કામ શાંતિ; ને ન્યાયી-
પણાનું ફળ વિશ્રામ તથા ભરોસો સર્વકાળ સુધી થશે.
૧૮ અને મારા લોક શાંતિના રહેઠાણમાં, તથા ભરો-
સાના નિવાસોમાં, તથા સ્વસ્થ વિશ્રામસ્થાનોમાં
રહેશે. ૧૯ પણ વન પડતી વેળાએ કરાં પડશે; ને
નગર નીચું પાડી નાખવામાં આવશે. ૨૦ તમે જે સર્વ
પાણીની પાસે વાવો છો, ને બળદ તથા ગધેડાને
[ કામે ] મોકલો છો, તે તમને ધન્ય છે.

૩૩ અફસોસ છે તને કે જે લૂટે છે ને પોતે
લૂટાયો નહિ; જે ઠગાઇ કરે છે, ને તેઓએ
તારી સાથે ઠગાઇ કરી નહિ! તું લૂટી રહીશ ત્યારે
તું લૂટાશે; ને તું ઠગાઇ કરવી બંધ કરીશ, ત્યારે તેઓ
તારી સાથે ઠગાઇ કરશે. ૨ હે યહોવાહ, અમારા પર
કૃપા કર; અમે તારી વાટ જોયા કરી છે; દર સવારે
તું તેમનો ભુજ, વળી દુ:ખની વેળાએ અમારૂં તારણ
થા. ૩ હુલ્લડના હોકારાથી લોકો નાઠા છે; તું ઉઠયો
તેથી વિદેશીઓ વિખેરાયા છે, ૪ ને કાતરા એકઠું કરે
છે, તેવી રીતે તમારી લૂટ એકઠી કરાશે, ને તીડ
ધસે છે તે પ્રમાણે તે પર તેઓ ધસી પડશે.
૫ યહોવાહ મોટો મનાયો છે; કેમકે તે ઉચ્ચસ્થાને

રહે છે ; તેણે ઇનસાફથી તથા ન્યાયીપણાથી સિયોનને
ભરપૂર કીધું છે. ૬ અને તારા વખતમાં દૃઢતા થશે ;
તારણ તથા સુબુદ્ધિ તથા જ્ઞાન પુષ્કળ થશે ; યહોવા-
હનું ભય તેજ તેનો ખજાનો છે.

૭ જુઓ, તેમના શૂરાઓ બહારથી પોકારે છે ;
સલાહ કરનારા એલચીઓ પોક મૂકીને રડે છે. ૮ માર્ગો
ઉજડ થયા છે, વાટસરૂ બંધ થયા છે ; તેણે કરાર
તોડ્યા છે, તેણે નગરોને ધિક્કાર્યાં છે, તે માણસને
ગણકારતો નથી. ૯ દેશ વિલાપ કરે છે ને નિર્ગત થાય
છે ; લબાનોન લજ્જિત થઇને ચિમળાઇ જાય છે ; શારોન
ઉજડ રાન જેવો થયો છે ; બાશાન તથા કાર્મેલ
[ પોતાનાં પાતરાં ] ખેરવી નાખે છે. ૧૦ યહોવાહ કહે
છે, હમણાં હુ ઉઠીશ, હમણાં પોતાને ઉંચો કરીશ,
હમણાં હું મોટો મનાઇશ. ૧૧ તમે ફોત્રાંનો ગર્ભ ધરશો,
તમે ખુંપરા જણશો ; તમારો શ્વાસ તમને બાળી
નાખનાર અગ્નિ જેવો છે ૧૨ અને લોકો ભઠ્ઠીના ચુના
જેવા, અગ્નિમાં બાળી નાખેલા કાપેલા કાંટા જેવા થશે.

૧૩ હે આઘેના લોક, મેં જે કર્યું છે તે તમે સાંભળો ;
ને પાસે રહેનારાઓ, તમે મારૂ પરાક્રમ જાણો.
૧૪ સિયોન મધ્યે પાપીઓ ભયભિત થયા છે ; અધર્મી-
ઓને ધ્રુજારી ચઢી છે. આપણામાંનો કોણ બાળી
નાખનાર અગ્નિ સાથે વાસો કરશે ? આપણામાંનો
કોણ સદા બળતી આગ સાથે વાસો કરશે ? ૧૫ જે
ન્યાયીપણામાં ચાલે છે, ને સત્ય બોલે છે ; જે જુલ-
મની કમાઇને ધિક્કારે છે, જે લાંચને હાથમાં ન પક-
ડતાં તરછોડી નાખે છે, જે ખૂન વિષે ન સાંભળવા સારૂ
પોતાના કાન બંધ કરી દે છે, જે ભુડુ ન જોવા સારૂ
પોતાની આંખ મીચી દે છે [ તેજ વાસો કરશે ]
૧૬ તેજ ઉચ્ચસ્થાનમાં રહેશે ; ખડકોના કિલ્લા તેનો
આશ્રય થશે ; તેની રોટલી તેને અપાશે ; તેને પાણી
ખચિત મળશે. ૧૭ તારી આંખો રાજાને તેના સૌંદર્યમાં
દેખશે ; તેઓ વિશાળ દેશને જોશે ૧૮ તારા હૃદયમાં
ભય વિષે વિચારજ આવશે ; [ ખંડણી ] ગણી લેનાર
ક્યાં છે ? તોળનાર ક્યાં છે ? બુરૂજોની ગણના કરનાર
ક્યાં છે ? ૧૯ જે લોકોની બોલી કળી શકાય નહિ એવી
ગૂઢ છે, જેની ભાષા સમજાય નહિ એવી બોબડી છે,
તે ક્રૂર લોકને તું જોશે નહિ. ૨૦ સિયોન જે આપણાં
પર્વોનું નગર તેને જો, તારી આંખો યરૂશાલેમને
વિશ્રામના રહેઠાણ જેવું, જે તંબુ ઉખેડવામાં આવશે
નહિ, જેની મેખો સર્વકાળ સુધી કઢાશે નહિ, ને જેની
સર્વે દોરીઓ તુટશે નહિ, તેના જેવું જોશે ૨૧ પણ
ત્યાં તો યહોવાહ જે મહિમાવાન તે આપણી સાથે
હશે, તે પહોળી નદીઓ તથા નાળાની જગ્યા જેવો
થશે, હલેસાંવાળી નાવ તેમાં જનાર નથી ને મહિમાવંત
વહાણ તેને પાર જનાર નથી ૨૨ કેમકે યહોવાહ
આપણો ન્યાયાધીશ, યહોવાહ આપણો નિયમસ્થા-
પક, યહોવાહ આપણો રાજા છે ; તે આપણને તારશે.
૨૩ તારા દોરડા ઢીલા પડી ગયા છે, તેઓના ડોલને
બરોબર સજ્જડ કરી શક્યા નહિ, તેઓ સઢ પ્રસારી
શક્યા નહિ ; ત્યારે લૂટફાટની લૂટ પુષ્કળ વહેંચાઇ ;
જે લંગડા તેઓએ લૂટ લીધી. ૨૪ અને રહેવાસી કહેશે
નહિ કે, હુ માંદો છુ ; તેમાં વસનાર લોકોનાં પાપ
માફ કરાશે.

૩૪ હે વિદેશીઓ, તમે સાંભળવાને પાસે
આવો ; ને હે લોકો, તમે કાન ધરો ;
પૃથ્વી તથા તેનું ભરપૂરપણુ, જગત તથા તેમાંથી જે
સર્વે નિપજે છે તે સાંભળે. ૨ કેમકે યહોવાહને સર્વ
દેશનાઓ પર કોપ ને તેનાં સર્વ સૈન્ય પર ક્રોધ
ચઢ્યો છે ; તેણે તેઓને વિનાશ પામવા ઠરાવ્યા છે,
તેઓને સંહારને આધીન કર્યાં છે. ૩ અને તેમનાં મારી
નખાએલાં નાખી દેવાશે, ને તેમનાં મુડદાઓની દુર્ગંધ
ઉડી આવશે, ને પર્વતો તેમના લોહીથી ઓગળી જશે.
૪ અને આકાશોનું સર્વ સૈન્ય પિગળી જશે, ને આકાશો
ઓળિયાની પેઠે લપેટાશે ; ને તેમનાં સર્વ સૈન્યો
દ્રાક્ષવેલા પરથી પાતરૂ સુકાઇને ખરી પડે છે તે
પ્રમાણે, ને અંજીરી પરથી સુકાઇને લોપ થતા પાત-
રાની પેઠે સુકાઇ જશે. ૫ કેમકે મારી તરવાર આકાશ
મધ્યે પીને ચકચૂર થઇ છે ; જુઓ, તે અદોમ પર, ને
મારાથી શાપિત થએલા લોક પર ન્યાય કરવા માટે
ઉતરશે. ૬ યહોવાહની તરવાર લોહીએ ભરપૂર છે, તે
મેદથી, હલવાન તથા બકરાંના લોહીથી, બકરાના
ગુર્દાના મેદથી ઉંજાયલી છે ; કેમકે બોસ્રાહ મધ્યે
યહોવાહનો યજ્ઞ તથા અદોમ દેશ મધ્યે મોટો વધ છે.
૭ અને જંગલી ગોધાઓ તેઓની સઘાતે, તથા બળદો
આખલાઓ સુદ્ધાં નીચે આવશે, ને તેમની ભૂમિ
લોહીથી પિવેલી થશે, ને તેમની ધૂળ મેદથી રસદાર
થશે ૮ કેમકે તે યહોવાહનો વેર વાળવાનો દિવસ છે,
સિયોન સાથેની તકરારમાં બદલો લેવાનું વર્ષ છે. ૯ અને
તેનાં નાળાં ડામર થઇ જશે, ને તેની ધૂળ ગંધક થશે,
ને તેની ભૂમિ બળતો ડામર થશે. ૧૦ રાત ને દિવસ

તે હોલવાશે નહિ, તેનો ધુમાડો સદા ચઢશે, પેઢી
દર પેઢી તે ઉજાડ રહેશે, સદાસર્વકાળ સુધી તેમા
થઇને કોઇ જશે નહિ ૧૧ પણ બગલા તથા સાહુડીનુ
વતન તે થશે, ઘુવડ તથા કાગડો તેમા વસશે, ને તે
પર શૂન્યપણાની દોરી તથા ખાલીપણાનો ઓળમો
તે પ્રસારશે ૧૨ વળી રાજ્ય પ્રગટ કરવાને માટે તેનો
કોઇ અમીર ત્યા નહિ હશે, ને તેના સર્વ સરદારો
નહિ જેવા થશે ૧૩ અને તેના રાજમેહેલોમા કાટા,
ને તેના કિલ્લાઓમા કૌવચ તથા ઉટકટા ઉગશે, ને તે
શિયાળોનુ રહેઠાણ, શાહામૃગનો વાડો થશે ૧૪ અને
જગલી જનાવરો વરૂઓને મળશે, ને રાની બકરો
પોતાના સાથી પ્રત્યે પોકારશે, રાતના પ્રાણી પણ
ત્યા વાસો કરશે, ને પોતાને સારૂ વિશ્રામસ્થાન પ્રાપ્ત
કરશે ૧૫ ઉડેણ ત્યા દર કરશે, ને ઈડા મુકશે, ને
બચ્ચા સેવીને પોતાની છાયા તળે એકઠા કરશે,
સમડીઓ પણ ત્યા પ્રત્યેક પોતાની સખી સુદ્ધા એકઠી
થશે ૧૬ યહોવાહના પુસ્તકમા શોધ કરો ને વાચો,
તેઓમાથી એક પણ ખુટશે નહિ, તેઓમાના કોઇ
પોતાના સાથી વગરનુ માલમ પડશે નહિ, કેમકે
મારા મુખે તો આજ્ઞા આપી છે, ને તેના આત્માએ
તો તેમને એકઠા કર્યા છે ૧૭ અને તેણે તેમને સારૂ
ચિઠ્ઠી નાખી છે, ને તેના હાથે દોરીથી તેમને તે વહેંચી
આપ્યુ છે, તેઓ સર્વકાળ સુધી તેનુ વતન ભોગવશે,
પેઢી દર પેઢી તેઓ તેમા વસશે •

૩૫ અરણ્ય તથા સુકી ભૂમિ હરખાશે, ને વન
આનંદ કરશે ને ગુલાબની પેઠે ખીલશે ૨ તે
ખીલશેજ ખીલશે, વળી આનંદ તથા હર્ષનાદ સહિત
તે હરખાશે, લબાનોનનુ ગૌરવ, કાર્મેલ તથા શારોનનો
વૈભવ તેને અપાશે, તેઓ યહોવાહનુ ગૌરવ, આપણા
દેવનો વૈભવ જોશે

૩ ઢીલા હાથોને દૃઢ કરો, ને લથડતા ઘુટણોને સ્થિર
કરો ૪ જેઓ સ્વભાવના ઉતાવળા, તેઓને કહો, દૃઢ
થાઓ, બીશો મા, જુઓ, તમારો દેવ! વેર લેવાશે,
હા, દેવનો લીધેલો બદલો આવશે, તે આવીને તમને
તારશે ૫ ત્યારે આધળાઓની આખો ઉઘાડાશે ને
બહેરાઓના કાન ઉઘાડા કરાશે ૬ ત્યારે લગડો હર-
ણની પેઠે કૂદશે, ને મૂગાની જીભ ગાયન કરશે, કારણ
કે અરણ્યમા પાણી, ને વનમા નાળા ફુટી નિકળશે
૭ અને મૃગજળ તે તલાવડી, ને તરસી ભૂમિ તે પાણીના
ઝરા થઇ જશે, શિયાળોના રહેઠાણમા, [તેમનું]
સુવાનું ઠેકાણુ, તે બરૂ તથા સરકટનું ઠેકાણુ થશે
૮ અને ત્યા સડક થશે, તથા માર્ગ, ને તે પવિત્રતાનો
માર્ગ કહેવાશે, તેમા થઇને અશુદ્ધ નહિ જશે, ને તે
પોતે તેઓને માટે માર્ગે ચાલશે, ને મૂર્ખો પણ ભૂલા
પડશે નહિ ૯ ત્યા સિંહ દેખાશે નહિ ને કોઇ પણ
ફાડીખાનાર પ્રાણી તે પર ચઢી આવશે નહિ, ત્યા
તેઓ મળશે નહિ, પણ ખંડી લીધેલાઓ ત્યા ચાલશે,
૧૦ ને યહોવાહના ખરીદાએલા પાછા આવીને હર્ષનાદ
સહિત સિયોન પહોચશે, ને સર્વકાળિક આનંદ તેઓને
માથે રહેશે, હર્ષ તથા આનંદ તેઓને પ્રાપ્ત થશે, ને
શોક તથા નિશ્વાસ જતા રહેશે

૩૬ અને એમ થયુ કે હિઝકીયાહ રાજાને
ચૌદમે વર્ષે આશ્શૂરના રાજા સાન્હેરીબ
યહુદાહના સર્વ કિલ્લાવાળા નગરોની સામે ચઢી આવીને
તેઓને જીતી લીધા ૨ અને આશ્શૂરના રાજાએ
લાખીશથી રાબશાકેહને મોટા લશ્કર સુદ્ધા હિઝકીયાહ
રાજાની પાસે યરૂશાલેમ મોકલ્યો અને તે ધોબીના
ખેતરની સડક પર ઉપલા તળાવના નળની પાસે
ઉભો રહ્યો ૩ ત્યારે હિલ્કીયાહનો દીકરો એલ્યાકીમ
જે રાજ્યમેહેલનો અધિકારી હતો, તથા શેબ્ના ચિટ-
ણીસ તથા આસાફનો દીકરો યોઆહ ઇતિહાસક,
એઓ તેની પાસે બહાર આવ્યા ૪ અને રાબશાકેહે
તેમને કહ્યુ, હિઝકીયાહને કહેજો, મહારાજા એટલે
આશ્શૂરનો રાજા એમ કહે છે, આ તું કેવા આધાર
પર ભરોસો રાખે છે? ૫ હુ કહુ છું કે, યુદ્ધને માટે જે
તારી સનાહ તથા પરાક્રમ તે કેવળ મ્હોની વાત છે,
હવે તેં કોણના ઉપર ભરોસો રાખીને મારી સામે
દગો કર્યો છે? ૬ જુઓ, તું આ ભાગેલા બરૂના દાંડા
પર, એટલે મિસર પર ભરોસો રાખે છે, કે જેના ઉપર
જો કોઇ ટેકે તો તે તેની હથેળીમા પેસીને તેને વિંધશે,
મિસરનો રાજા ફારૂન તેના પર સર્વ ભરોસો રાખનાર
પ્રત્યે તેવોજ છે ૭ અને જો તમે મને કહો કે, અમારા
દેવ યહોવાહ પર અમે ભરોસો રાખીએ છીએ, તો
શું તે એજ નથી કે જેના ઉચ્ચસ્થાનો તથા જેની
વેદીઓ હિઝકીયાહે કાઢી નાખ્યા છે, ને યહુદાહને
તથા યરૂશાલેમને કહ્યું છે, તમારે આ વેદીની આગળ
પ્રણામ કરવા? ૮ ને હવે મારા ધણી આશ્શૂરના
રાજાની સાથે સરત કર, અને જો તું તારી તરફથી
તેઓ પર સ્વારો બેસાડી શકે તો હુ તને બે હજાર
ઘોડા આપું ૯ ત્યારે મારા ધણીના કનિષ્ટ ચાકરો

માના એક સરદારનું મ્હો તું પાછું કેમ ફેરવી શકે? ને
રથોને સારૂ તથા સ્વારોને સારૂ મિસર પર કેમ ભરોસો
રાખે? ૧૦ ને હવે હુ આ દેશમા એનો નાશ કરવા
સારૂ ચઢી આવ્યો છુ તે શું યહોવાહ વિના? યહોવાહે
મને કહ્યું, આ દેશ પર ચઢી જઇને તેનો નાશ કર
૧૧ પછી એલ્યાકીમે તથા શેબ્નાએ તથા યોઆહે રાબ
શાકેહને કહ્યું, કૃપા કરી તારા ચાકરોની સાથે અરામી
ભાષામા બોલ, કેમકે અમે તે સમજીએ છીએ, ને કોટ
પર જે લોક છે તેના સાંભળતા અમારી સાથે યહુદી
ભાષામા બોલતો ના ૧૨ અને રાબશાકેહે કહ્યું, મારા
ધણીએ એ વાતો બોલવાને સારૂ શું તારા ધણીની
પાસે, ને તારી પાસે મને મોકલ્યો છે? જે માણસ
કોટ પર બેઠેલા છે તેઓની પાસે શું મને નથી
મોકલ્યો કે તમો સુદ્ધા તેઓ પોતાની વિષ્ટા ખાય,
ને પોતાનુ મૂતર પીએ? ૧૩ પછી રાબશાકેહે ઉભા
રહીને મોટે સાદે યહુદી ભાષામા પોકારીને કહ્યું,
મહારાજાની, એટલે આશ્શૂરના રાજાની વાત સાંભળો
૧૪ રાજા એવુ કહે છે, હિઝકીયાહથી તમે છેતરાશો
નહિ, કેમકે તે તમને છોડાવી શકશે નહિ ૧૫ વળી
યહોવાહ આપણને જરૂર છોડાવશે, ને આ નગર
આશ્શૂરના રાજાના હાથમા અપાશે નહિ, એમ કહીને
હિઝકીયાહે તમારી પાસે યહોવાહ પર ભરોસો
કરાવવો નહિ ૧૬ તમે હિઝકીયાહનુ સાંભળશો મા,
કેમકે આશ્શૂરનો રાજા એવુ કહે છે, મારે આધીન
થઇને મારી પાસે નિકળી આવો, ને પ્રત્યેક પોતાના
દ્રાક્ષવેલાનું, ને પ્રત્યેક પોતાની અંજીરીનુ [ફળ] ખાઓ,
ને પ્રત્યેક પોતાના ટાંકાનુ પાણી પીઓ, ૧૭ જ્યા
સુધી કે હુ આવીને જે દેશ તમારા દેશના જેવો, ધાન્ય
તથા દ્રાક્ષરસનો દેશ, રોટલી તથા દ્રાક્ષવાડીનો દેશ,
તેમા તમને લઇ જાઉં ૧૮ ખબરદાર! રખેને યહોવાહ
આપણને છોડાવશે, એમ કહીને હિઝકીયાહ તમને
સમજાવે શું વિદેશીઓના કોઇ પણ દેવે પોતાના
દેશને આશ્શૂરના રાજાના હાથમાથી છોડાવ્યો છે?
૧૯ હમાથ તથા આર્પાદના દેવો કયા છે? સફાર્વાઇમના
દેવો ક્યા છે? શું તેઓએ મારા હાથમાથી સમરૂનને
છોડાવ્યુ છે? ૨૦ એ દેશોના સર્વ દેવોમાથી કયા દેવે
પોતાના દેશને મારા હાથમાથી છોડાવ્યો છે, કે યહો-
વાહ યરૂશાલેમને મારા હાથમાથી છોડાવે? ૨૧ ને
તેઓ છાના રહ્યા, ને તેના જવાબમા એકે શબ્દ
બોલ્યા નહિ, કેમકે રાજાની આજ્ઞા એવી હતી કે, તેને
ઉત્તર આપશો મા ૨૨ પછી હિલ્કીયાહનો દીકરો
એલ્યાકીમ જે મેહેલનો કારભારી હતો, તથા શેબ્ના જે
ચિટણીસ, તથા આસાફનો દીકરો યોઆહ જે ઇતિ-
હાસક, તેઓ પોતાના વસ્ત્ર ફાડીને હિઝકીયાહની
પાસે આવ્યા, ને તેને રાબશાકેહની વાત જાહેર કીધી.

૩૭ અને એમ થયુ કે હિઝકીયાહ રાજાએ એ
સાંભળ્યુ ત્યારે તેણે પોતાના વસ્ત્ર ફાડ્યા,
ને શરીરે તાટ ઓઢીને યહોવાહના ઘરમા ગયો.
૨ અને તેણે મેહેલના કારભારી એલ્યાકીમને, તથા
શેબ્ના ચિટણીસ, તથા યાજકના વડીલોને તાટ ઓઢા-
વીને તેમને આમોસના દીકરા યશાયાહ ભવિષ્ય-
વાદીની પાસે મોકલ્યા ૩ અને તેઓએ તેને કહ્યુ,
હિઝકીયાહ એવુ કહે છે કે આ દિવસ સંકટનો, તથા
ઠપકાનો, તથા નકાર કરવાનો દિવસ છે, કેમકે છોક-
રાનો પ્રસવ થવાની તૈયારી છે, ને જણવાની શક્તિ
નથી ૪ રાબશાકેહ જેને એના ધણી આશ્શૂરના
રાજાએ જીવતા દેવની નિંદા કરવા સારૂ મોકલ્યો છે,
તેની સર્વ વાતો તારો દેવ યહોવાહ કદાચિત સાંભ-
ળશે, ને તારા દેવ યહોવાહે જે સર્વ વાત સાંભળી છે
તેઓ વિષે તે ઠપકો દેશે, વળી જે શેષ રહ્યો છે તેને
સારૂ તું પ્રાર્થના કર. ૫ અને હિઝકીયાહ રાજાના
ચાકરો યશાયાહની પાસે આવ્યા ૬ અને યશાયાહે
તેમને કહ્યુ, તમે પોતાના ધણીને એવુ કહો, યહોવાહ
એમ કહે છે, જે વાત તેં સાંભળી છે, એટલે જેથી
આશ્શુરના રાજાના ચાકરોએ મારી નિંદા કીધી છે,
તેથી તારે બીવુ નહિ ૭ જુઓ, હુ તેમા એક આત્મા
મુકુ છું, ને તે અફવા સાંભળશે, ને પોતાના દેશમા
પાછો જશે, ને તેના પોતાના દેશમા તે તરવારથી
પડે, એવુ હુ કરીશ.

૮ અને રાબશાકેહ પાછો ગયો, ને આશ્શૂરનો રાજા
લિબ્નાહ સામે લડતો તેને મળ્યો, કેમકે તે લાખીશથી
ઉપડ્યો છે, એમ તેણે સાંભળ્યુ હતું ૯ અને તેણે
કૂશના રાજા તિર્હાકાહ વિષે એવુ સાંભળ્યુ કે, જુઓ,
તે તારી સામે લડવા સારૂ નિકળી આવ્યો છે અને
એમ સાંભળીને તેણે હિઝકીયાહની પાસે સદેશિયાને
એમ કહીને મોકલ્યા કે, ૧૦ યહુદાહના રાજા હિઝકી-
યાહને તમે એવુ કહો કે, જે દેવ પર તું ભરોસો રાખે
છે, તે એવુ કહીને તમને ન છેતરે કે, યરૂશાલેમ
આશ્શૂરના રાજાના હાથમા નહિ અપાશે. ૧૧ જુઓ,
આશ્શૂરના રાજાઓએ સર્વ દેશનાઓનો વિનાશ કરીને
તેમના કેવા હાલ કર્યા છે, તે તેં સાંભળ્યુ છે, ને તું

બચવાનો છે શું? ૧૨ ગોઝાન તથા હારાન તથા રેસેફ
તથા તલાસ્સારમાંના એદેનપુત્રો, કે જે પ્રજાઓનો
નાશ મારા પિતૃઓએ કર્યો, તેમના દેવોએ તેઓને
બચાવ્યા છે શું? ૧૩ હમાથનો રાજા તથા આર્પાદનો
રાજા તથા સફાર્વાઇમ નગરનો, હેનાનો તથા ઇવ્વાહનો
રાજા ક્યાં છે? ૧૪ અને હિઝકીયાહે સંદેશિયાના હાથ-
માંથી પત્ર લઇને તે વાચ્યો, ને યહોવાહના ઘરમાં
ચઢી જઇને હિઝકીયાહે તે યહોવાહની આગળ ખુલ્લો
કર્યો. ૧૫ અને હિઝકીયાહે યહોવાહની આગળ પ્રાર્થના
કરીને કહ્યું, ૧૬ હે સૈન્યોના યહોવાહ, ઇસ્રાએલના દેવ,
કરૂબો પર બિરાજનાર, પૃથ્વીના સર્વ રાજ્યોનો તુંજ
એકલો દેવ છે, તેં આકાશ તથા પૃથ્વી સૃજ્યાં છે ૧૭ હે
યહોવાહ, કાન દઇને સાંભળ, હે યહોવાહ, આંખ
ઉઘાડીને જો, ને સાન્હેરીબે જેણે જીવતા દેવની નિંદા
કરવા સારૂ આ મોકલ્યો છે તેની સર્વ વાતો સાંભળ
૧૮ હે યહોવાહ, ખરેખર આશ્શૂરના રાજાઓએ સર્વ
દેશજાતિઓનો તથા તેમના દેશનો નાશ કીધો છે,
૧૯ ને તેઓના દેવોને અગ્નિમાં નાખ્યા છે, કેમકે તેઓ
દેવ નહોતા; કેવળ માણસના હાથનું કામ, લાકડાં
તથા પત્થર હતા, માટે તેઓએ એઓનો નાશ કર્યો
છે. ૨૦ અને હવે, હે યહોવાહ, અમારા દેવ, તેના
હાથમાંથી અમારો બચાવ કરજે, કે પૃથ્વીનાં સર્વ
રાજ્યો જાણે કે તુંજ એકલો યહોવાહ છે.

૨૧ પછી આમોસના દીકરા યશાયાહે હિઝકીયાહની
પાસે [માણસ] મોકલીને કહેવાડ્યું, ઇસ્રાએલનો
દેવ યહોવાહ એમ કહે છે, આશ્શૂરના રાજા સાન્હે-
રીબ વિષે તેં મારી આગળ પ્રાર્થના કરી છે, ૨૨ તે
માટે યહોવાહ તેને વિષે જે વાત બોલ્યો છે તે આ
છે; સિયોનની કુંવારી દીકરીએ તને હસી કાઢ્યો છે,
તને તુચ્છકાર્યો છે; યરૂશાલેમની દીકરીએ તારી પાછળ
માથું ધુણાવ્યું છે ૨૩ તેં કોની નિંદા તથા દુર્ભાષણ
કર્યાં છે? ને કોની વિરૂદ્ધ તું મોટે સાદે બોલ્યો છે?
હા, ઇસ્રાએલના પવિત્રની સામે પણ તેં ઉચ્ચસ્થાન
પર તારી દૃષ્ટિ ઉંચી કીધી છે. ૨૪ તારા સેવકો
મારફત તેં પ્રભુની નિંદા કરી છે, ને કહ્યું છે, મારા
ઘણા રથોથી હું પર્વતોનાં ઉંચાણ પર લબાનોનની
માહેલી જગ્યાએ ચઢી આવ્યો છું; ને તેનાં ઉંચાં
એરેજવૃક્ષોને, તથા તેના પસંદ કરેલાં દેવદારોને કાપી
નાખીશ, ને તેના સૌથી દૂરના ઉચ્ચસ્થાનમાં, તેની
ફળદ્રુપ વનમાં હું પ્રવેશ કરીશ. ૨૫ ખોદીને મેં પાણી
પીધું છે, ને મારા પગના તળિયાથી મિસરની સર્વ
નદીઓ હું સુકી કરીશ. ૨૬ મેં પૂર્વેથી એ કર્યું ને પુરા-
તન કાળમાં એને રચ્યું, એ તેં સાંભળ્યું નથી શું? હવે
મેં એવું કર્યું છે કે કોટવાળાં નગરોના વિનાશના ઢગલા
કરીને તું ઉજડ કરનાર થાય. ૨૭ ને તેઓનાં રહેવાશી
ટુંકા હાથના હોવાથી ભયભિત થઇને શરમાયા; તેઓ
ખેતરના ઘાસ તથા લિલોતરી જેવા, તથા ધાબા પરનું
ઘાસ તથા દાણા ઉગ્યા પહેલાંનું ખેતર, તેના સરખા
થયા. ૨૮ પરંતુ તારૂં બેસવું તથા તારૂં નિકળી જવું તથા
તારૂં માંહે આવવું તથા મારા પર તારૂં રીસાવું, તે હું
જાણું છું ૨૯ મારા પર તારૂં રીસાવું તથા તારી બેદર-
કારી મારા સાંભળવામાં આવ્યાં છે, તે માટે હું તારા
નાકમાં મારી કડી તથા તારા હોઠોમાં મારી લગામ
ઘાલીશ; ને જે માર્ગે તું આવ્યો તેણે થઇને હું તને
પાછો ફેરવીશ. ૩૦ અને તારે સારૂ આ ચિન્હ થશે;
આ વરસે અગાઉ ઉગેલું ખાશો, ને બીજે વરસે એના
પીલાની ઉપજથી ખાશો; ને ત્રીજે વરસે વાવીને
લણો, ને દ્રાક્ષવાડીઓ રોપો, ને તેનાં ફળ ખાઓ.
૩૧ અને યહુદાહના ઘરનો બચાવેલો શેષ નીચે જડ
ઘાલશે, ને ઉપર ફળ ઉપજશે. ૩૨ કેમકે યરૂશાલેમ-
માંથી શેષ, તથા સિયોન પર્વતમાંથી બચેલા નિકળી
જશે; સૈન્યોના યહોવાહની ઉત્કંઠા તે કરશે. ૩૩ તે
માટે આશ્શૂરના રાજા વિષે યહોવાહ એવું કહે છે, તે
આ નગર પાસે આવશે નહિ ને તે પર બાણ મારશે
નહિ, ને તેની આગળ ઢાલ ધરશે નહિ, ને તેની
સામે પાળ બાંધશે નહિ. ૩૪ જે માર્ગે તે આવ્યો,
તેણે થઇને તે પાછો જશે; ને તે આ નગર પાસે
આવશે નહિ, યહોવાહનું કહેવું એવું છે ૩૫ વળી હું
પોતાને લીધે તથા મારા સેવક દાઉદને લીધે આ
નગરનો બચાવ કરવા સારૂ તેનું રક્ષણ કરીશ.

૩૬ અને યહોવાહના દૂતે નિકળીને આશ્શૂરીઓની
છાવણીમાં એક લાખ ને પચ્ચાસી હજારને મારી
નાખ્યા; ને પરોઢીએ લોક ઉઠયાં, ને જુઓ, તેઓ
સર્વ મરેલાં મુડદાં હતાં ૩૭ ત્યારે આશ્શૂરનો રાજા
સાન્હેરીબ કૂચ કરીને પાછો ગયો, ને નીનવેહમાં તે
રહ્યો. ૩૮ અને એમ થયું કે, તે પોતાના દેવ નિસ્રો-
ખના ઘરમાં પૂજા કરતો હતો, ત્યારે તેના દીકરા
આદ્રામ્મેલેખે તથા શારએસેરે તેને તરવારથી મારી
નાખ્યો; ને તેઓ અરારાટ દેશમાં નાસી ગયા અને
તેના દીકરા એસારહાદ્દોને તેને ઠેકાણે રાજ્ય કર્યું.

૩૮ તે દિવસોમા હિઝકીયાહ મરી જાય એવો
માદો થયો, ને આમોસના દીકરા યશાયાહે
તેની પાસે આવીને તેને કહ્યું, યહોવાહ એમ કહે છે,
તારા ઘરનાને સોંપણ કર, કેમકે તું મરવાનો છે ને
જીવવાનો નથી ૨ ત્યારે હિઝકીયાહે પોતાનુ મુખ ભીંત
તરફ ફેરવીને એમ કહેતા યહોવાહની પ્રાર્થના કીધી
કે, ૩ હે યહોવાહ, હુ સત્યથી તથા સપૂર્ણ હૃદયથી
તારી સન્મુખ ચાલ્યો છુ, ને તારી દૃષ્ટિમા જે સારૂ તે
મે કર્યુ છે, એનુ કૃપા કરી સ્મરણ કર અને હિઝકીયાહ
બહુજ રડયો ૪ અને યશાયાહની પાસે યહોવાહની
એવી વાણી આવી કે, ૫ જઇને હિઝકીયાહને કહે,
તારા પિતા દાઉદનો દેવ યહોવાહ એમ કહે છે, તારી
પ્રાર્થના મે સાભળી છે, તારા આસુ મે જોયા છે,
જુઓ, હુ તારા આયુષ્યમા પદર વરસ ઉમેરીશ
૬ અને હુ તને તથા આ નગરને આશ્શૂરના રાજાના
હાથમાથી છોડાવીશ, ને આ નગરનુ રક્ષણ કરીશ.
૭ અને યહોવાહ જે વાત બોલ્યોછે, તે તે કરશે, એનુ
આ ચિન્હ તને યહોવાહથી મળશે, ૮ જુઓ, આહા
ઝના પગથીઆ પરની છાયા જે સૂર્યને લીધે નીચે
આવી છે, તેને હુ દસ પગથીઆ સુધી પાછી હઠાવીશ
એટલે સૂર્યનો [તડકો] જે પગથીઆ પર નીચે
આવ્યો હતો તે દસ પગથીઆ પાછો હઠયો

૯ યહુદાહનો રાજા હિઝકીયાહ માદો પડીને સાજો
થયો ત્યારે તેણે જે લખ્યુ, તે

૧૦ મે કહ્યું, મારા દિવસોના શાતકાળમા હુ શેઓલની
ભાગળોમા જવાનો છુ,
મારા બાકીના વરસો મારી પાસેથી લઇ લેવામા
આવ્યા છે
૧૧ મે કહ્યું, હુ યાહને જોઇશ નહિ જીવતાઓના દેશ
મધ્યે હુ યાહને જોઇશ નહિ,
માણસને સસારના રહેવાસીઓની સઘાતે હુ ફરી
નિહાળીશ નહિ
૧૨ ઘેટાપાળકની રાવટીની પેઠે મારૂ રહેઠાણ કાઢી
નખાયુ, ને મારી પાસેથી દૂર કરાયુ છે,
મે વણકરની પેઠે મારૂં જીવન લપેટી લીધુ છે, તે
મને તાણાથી કાપી નાખશે,
દિવસથી તે રાત સુધીમા તુ મને પૂરો કરી નાખીશ
૧૩ સવાર સુધી મે વિચાર કીધો કે, તે સિહની પેઠે
મારા સર્વ હાડકા ભાગી નાખે છે,
દિવસથી તે રાત સુધીમા તુ મને પૂરો કરી નાખીશ
૧૪ જેમ અબાબીલ કે બગલો, તેમ હુ ચુંચું કરતો,
હોલાની પેઠે વિલાપ કરતો, મારી આખ ઉચ્ચ
સ્થાન ભણી જોવાથી નબળી થઇ છે,
હે યહોવાહ હુ દબી ગયો છુ, મારો જામીન તું થા
૧૫ હું શું બોલુ? તે મારી સાથે બોલ્યો છે, ને તેણેજ
તે કર્યુ છે,
મારા જીવની વેદનાને લીધે હુ મારા સર્વ વર્ષ સુધી
હળવે હળવે ચાલીશ
૧૬ હે પ્રભુ, એ વાતોને લીધે લોક જીવે છે,
ને કેવળ તેઓમા મારા આત્માનુ જીવન છે,
ને તું મને સાજો કરીશ, ને મને જીવતો રાખીશ.
૧૭ જુઓ, શાતિને અર્થે મને અતિ શોક થયો હતો,
ને તેં પ્રીતિથી મારો જીવ વિનાશના ખાડામાથી
કાઢયો છે,
કેમકે તેં મારા સર્વ પાપ તારી પીઠ પાછળ નાખી
દીધા છે
૧૮ કેમકે શેઓલ તારી ઉપકારસ્તુતિ કરે નહિ,
મરણ તારૂ સ્તોત્ર ગાય નહિ,
જેઓ કબરમા ઉતરે છે તેઓ તારી સત્યતાની
આશા રાખે નહિ
૧ જીવતો, હા, જીવતો માણસ તો, જેમ આજે હુ
કરૂ છું તેમ, તારી ઉપકારસ્તુતિ કરશે,
બાપ દીકરાઓને તારી સત્યતા જાહેર કરશે
૨૦ યહોવાહ મને તારવાનો છે,
તેથી અમે અમારા જીવનના સર્વ દિવસ સુધી,
યહોવાહના ઘરમાં મારા વાજીંત્રો વગાડીશું

૨૧ હવે યશાયાહે કહ્યું હતું, અજીરીની થેપલી
લાવીને ફોલ્લા ઉપર બાધવી એટલે તે જીવશે ૨૨ વળી
હિઝકીયાહે કહ્યું હતું, હુ યહોવાહના ઘરમા ચઢી
જઇશ એનુ શું ચિન્હ થશે?

૩૯ તે વેળાએ બાલઅદાનના દિકરા બાબેલના
રાજા મરોદાખ બાલઅદાને પત્રો તથા ભેટ
હિઝકીયાહ પર મોકલ્યા, કેમકે હિઝકીયાહ માદો
પડયો હતો પણ સાજો થયો છે, એમ તેણે સાભળ્યુ
હતું ૨ અને હિઝકીયાહ તેમને લીધે આનદિત થયો,
ને તેણે પોતાના ખજાનાનુ ઘર, એટલે રૂપું તથા સોનું
તથા સુગધ દ્રવ્ય તથા ઉત્તમ તેલ, તથા પોતાનુ તમામ
શસ્ત્રગૃહ, તથા પોતાના ભંડારોમા જે સર્વ મળ્યુ તે
તેમને બતાવ્યુ, હિઝકીયાહે તેમને નહિ બતાવી હોય
એવી એકે વસ્તુ તેના ઘરમા તથા તેના આખા

રાજ્યમાં નહોતી. ૩ પછી યશાયાહ ભવિષ્યવાદીએ
હિઝકીયાહ રાજાની પાસે આવીને તેને કહ્યું, એ
માણસોએ શું કહ્યું? ને તેઓ તારી પાસે ક્યાંથી
આવ્યા? ને હિઝકીયાહે કહ્યું, દૂર દેશથી એટલે બાબે-
લથી તેઓ મારી પાસે આવ્યા છે ૪ અને તેણે કહ્યું,
તારા ઘરમા તેઓએ શું જોયુ છે? ને હિઝકીયાહે કહ્યું,
મારા ઘરમાં જે સર્વ છે તે તેઓએ જોયુ છે; મારા
ખજાનામાં મેં તેમને નહિ બતાવી હોય એવી એકે
વસ્તુ નથી. ૫ ત્યારે યશાયાહે હિઝકીયાહને કહ્યું,
સૈન્યોના યહોવાહની વાત સાભળ. ૬ જુઓ, એવા
દિવસો આવે છે, કે જેમાં તારા ઘરમાં જે સર્વ છે, ને
તારા પિતૃઓએ જે આજ સુધી ભરી રાખેલુ છે, તે
બાબિલમા લઇ જવાશે; એકે વસ્તુ બાકી રહેશે નહિ,
યહોવાહે એવુ કહ્યું છે. ૭ અને તારા જે દીકરા તારાથી
ઉત્પન્ન થશે, જેઓ તારા પેટના થશે, તેઓમાનાઓને
એઓ લઇ જશે, ને બાબેલના રાજાના રાજમેહેલમાં
તેઓ ખજાસો થશે ૮ અને હિઝકીયાહે યશાયાહને
કહ્યું, યહોવાહની જે વાત તું બોલ્યો છે, તે સારી છે.
વળી તેણે કહ્યું, મારા દિવસોમા તો શાતિ તથા
સત્યતા થશે

૪૦ તમારો દેવ કહે છે કે, દિલાસો દો, મારા
લોકને દિલાસો દો. ૨ યરૂશાલેમ સાથે
હેતથી વાત કરો; ને તેની લડાઇ પૂરી થઇ છે, તેના
અપરાધનો બદલો વળ્યો છે, તેણીને યહોવાહને હાથે
પોતાનાં સર્વ પાપોને લીધે બમણુ મળ્યુ છે, તે પ્રમાણે
તેને પોકારીને કહો.

૩ પોકારનારની એવી વાણી છે કે, જંગલમાં યહો-
વાહનો માર્ગ સિદ્ધ કરો, અરણ્યમાં આપણા દેવને
સારૂ સડક પાધરી કરો. ૪ સર્વ નીચાણુ ઉચુ કરાશે,
ને સર્વ પર્વત તથા ડુગર નીચા કરાશે; ને ટેકરીવાળી
ભૂમિ સરખી, ને ધારો ખીણુ સમાન થઇ જશે ૫ અને
યહોવાહનુ ગૌરવ પ્રગટ થશે, ને સર્વ દેહ તે એકત્ર
જોશે, કેમકે યહોવાહનું મુખ બોલ્યુ છે. ૬ એવું કહે-
નારની વાણી થઇ કે, પોકાર; ને તેણે કહ્યું કે, શું
પોકારૂ? સર્વ દેહ ઘાસજ છે, ને તેનું સર્વ સૌંદર્ય
ખેતરના ફૂલ જેવું છે. ૭ ઘાસ સુકાઇ જાય છે, ફૂલ
ચિમળાય છે, કેમકે યહોવાહનો વાયુ તે પર વાય છે;
લોક ખચિત ઘાસજ છે. ૮ ઘાસ સુકાઇ જાય છે, ફૂલ
ચિમળાય છે; પણ આપણા દેવની વાત સર્વકાળ
સુધી સ્થિર રહેશે.

૯ હે સિયોન, સારી વધામણી કહેનારી, તું ઉચા
પર્વત પર ચઢીજા; હે યરૂશાલેમ, સારી વધામણી
કહેનારી, મોટે સાદે પોકાર; પોકાર, બીહી મા;
યહુદાહનાં નગરોને કહે, જુઓ, તમારો દેવ!
૧૦ જુઓ, પ્રભુ યહોવાહ પરાક્રમીની પેઠે આવશે, ને
તેનો ભુજ તેને સારૂ અધિકાર કરશે; જુઓ, તેનું
ઇનામ તેની સાથે, ને તેનો બદલો તેની આગળ છે.
૧૧ ઘેટાંપાળકની પેઠે તે પોતાના ટોળાનું પાલન કરશે,
તે બચ્ચાંને પોતાના હાથથી એકઠાં કરીને તેમને
પોતાની ગોદમા ઉચકી લેશે, તે ધવાડનારીઓને
સભાળીને ચલાવશે

૧૨ કોણે પોતાના ખોબામાં પાણી માપ્યાં છે, ને
વેંતવડે આકાશ માપી આપ્યુ છે, ને માપમાં પૃથ્વીની
ધૂળ મવડાવી છે, ને કપાણથી પર્વતોને તથા ત્રાજ-
વાથી પહાડોને તોળ્યા છે? ૧૩ કોણે યહોવાહનો
આત્મા માપી આપ્યો છે, ને કોણ તેનો મત્રી થઇને
તેને જાણ આપે? ૧૪ તેણે કોની સલાહ લીધી? ને
કોણે તેને સમજુક કીધો, ને ઇનસાફની વાટ વિષે
તેને શિક્ષણ આપ્યુ, ને તેને જ્ઞાન શિખવ્યુ? કોણ
તેને બુદ્ધિનો માર્ગ જણાવે? ૧૫ જુઓ, દેશજાતિઓ
ડોલ પરથી ટપકતા ટીપા જેવી, ને ત્રાજવાંની રજ
સમાન ગણાએલી છે; જુઓ, દ્વીપો ઉડી જતી રજ-
કણ જેવા છે. ૧૬ અને લબાનોન બાળવા સારૂ બસ
નથી, ને તેના પ્રાણીઓ યજ્ઞને સારૂ બસ નથી.
૧૭ સર્વ દેશજાતિઓ તેની આગળ નહિ સરખી છે;
તેઓ તેનાથી શૂન્યરૂપ તથા અવ્યવસ્થિત ગણાએલી
છે. ૧૮ તો તમે કોની સાથે દેવને સરખાવશો? કે કેવી
પ્રતિમા સાથે તેનો મુકાબલો કરશો? ૧૯ મૂર્ત્તિને તો
કારીગર ઢાળે છે, ને સોની તેને સોનાથી મઢે છે, ને
રૂપાની સાકળીઓ ઘડે છે. ૨૦ જે માણસ અર્પણ
કરવા વિષે દરિદ્રી થઇ ગયો હોય, તે સડી નહિ
જાય એવું ઝાડ પસદ કરે છે, પોતાને સારૂ તે ચતુર
કારીગર શોધે છે, કે નહિ ખસેડાય એવી મૂર્ત્તિને
તે સ્થાપન કરે ૨૧ શું તમે નથી જાણ્યું? શું તમે
નથી સાંભળ્યુ? શું પહેલાથી તમને ખબર મળી નથી?
શું, પૃથ્વીના પાયા વિષે તમે સમજી ગયા નથી? ૨૨ તે
તો પૃથ્વીના મંડળ પર બિરાજનાર, ને એના રહેવા-
સીઓ તીડ સમાન છે; પડદાની પેઠે આકાશોને
પ્રસારનાર, ને રહેવાને અર્થે જે તબુ તેની પેઠે તેઓને
તાણનાર, તે છે ૨૩ અધિપતિઓને નહિ સરખા તે

કરનાર તે છે; તે પૃથ્વીના ન્યાયાધીશોને શૂન્ય
જેવા કરે છે. ૨૪ તેઓ રોપાઇ રહ્યા, તેઓ વવાઇ
રહ્યા, તેમનું થડ ભૂમિમાં મૂળ બઝાડે છે, કે તરતજ
તે તેઓ પર ફૂંક મારે છે, એટલે તેઓ સુકાઇ જાય
છે, ને વંટોળિયો તેમને ફોતરાની પેઠે ઉડાવી દે છે
૨૫ વળી પવિત્ર કહે છે, તમે મને કોની સાથે સરખા-
વશો? કે હું તેના જેવો ગણાઉં? ૨૬ તમારી દૃષ્ટિ
ઉંચી કરીને જુઓ, એ કોણે ઉત્પન્ન કીધાં છે?
સંખ્યાબંધ તેમના સૈન્યને જે કાઢી લાવનાર, પોતાના
પરાક્રમના માહાત્મ્યથી, ને બળ સબંધી સમર્થ
હોવાથી, તે સર્વને તે નામ લઇને બોલાવે છે; એકની
પણ ખોટ પડતી નથી.
૨૭ હે યાકૂબ, તું શા માટે કહે છે, ને હે ઇસ્રા-
એલ, તું શા માટે બોલે છે કે, મારો માર્ગ યહોવા-
હથી સંતાડેલો છે, ને મારા દેવથી મારો ન્યાય લોપ
થયો છે? ૨૮ તેં શું નથી જાણ્યુ? ને તેં શું નથી
સાંભળ્યું? યહોવાહ તે સર્વકાળનો દેવ, પૃથ્વીના
છેડાનો ઉત્પન્ન કરનાર છે, તે નિર્ગત થતો નથી, ને
થાકતો પણ નથી; તેની સમજણ અતર્ક્ય છે.
૨૯ નિર્ગત થએલાને તે બળ આપનાર છે, ને જે
સામર્થ્ય વિનાના, તેમને તે પુષ્કળ બળ આપે છે.
૩૦ છોકરા તો નિર્ગત થશે, ને થાકી જશે, ને જુવાનો
ઠોકર ખાશેજ; ૩૧ પણ યહોવાહની વાટ જોનારા
નવું સામર્થ્ય પામશે; તેઓ ગરૂડની પેઠે પાંખો પ્રસા-
રશે, તેઓ દોડશે ને થાકશે નહિ; તેઓ આગળ
ચાલશે ને નિર્ગત થશે નહિ

૪૧ હે દ્વીપો, મારી આગળ છાના રહો, ને
લોકો નવુ સામર્થ્ય પામે; તેઓ પાસે
આવે ત્યારે બોલે, આપણે એકઠા થઇને ન્યાયકરણને
વાસ્તે સમીપ આવીએ. ૨ કોણે પૂર્વમાથી એકને ઉભો
કર્યો છે કે જેને તેણે ન્યાયીપણામા પોતાના પગ પાસે
બોલાવ્યો છે? તે દેશજાતિઓને એની આગળ સ્વા-
ધીન કરી દે છે, ને રાજાઓ પર એને અધિકાર આપે
છે, ને તેમને ધૂળની પેઠે એની તરવારને, ને ઉડતા
ફોતરાંની પેઠે તેના ધનુષ્યને સોપી દે છે. ૩ તે તેઓની
પછવાડે લાગે છે; ને જે માર્ગે તેનાં પગલા પડ્યાં
નહોતાં, તેમાં તે સહીસલામત ચાલ્યો જાય છે. ૪ કોણે
આ કાર્ય કર્યું છે? જે પહેલાથી પેઢીઓને બોલાવે છે,
તે. હુ યહોવાહ પ્રથમ છું, ને છેલ્લાની સધાતે જે છે
તે ... ૫ દ્વીપોએ જોયું છે, ને તેઓ બીધા, પૃથ્વીના
છેડા ધ્રુજ્યા, તેઓ પાસે આવીને હાજર થયા.
૬ તેઓએ એક બીજાને મદદ કરી, ને ભાઇએ ભાઇને
કહ્યુ, દૃઢ થા ૭ અને સુથારે સોનીને દૃઢ કર્યો; તે
સારૂ છે એમ ઝાળણ વિષે કહેતા હથોડીથી લીસુ કર-
નારે એરણ પર [ઘણ] મારનારને દૃઢ કર્યો, ને તેણે
[મૂર્ત્તિને] ખિલાથી સજ્જડ કીધી કે તે ડગે નહિ
૮ પણ હે ઇસ્રાએલ, તું જે મારો સેવક, યાકૂબ,
જેને મેં પસંદ કીધો, મારા મિત્ર ઇબ્રાહિમના સંતાન;
૯ જેને મેં પૃથ્વીના છેડા પાસેથી પકડી લીધેલો છે,
ને તેના ખુણાઓથી તને બોલાવ્યો છે, ને તને કહેલુ
છે કે, તું મારો સેવક છે, મેં તને પસદ કર્યો છે, ને
તને તુચ્છ માન્યો નથી; ૧૦ તે તું બીશ મા, કેમકે હુ
તારી સાથે છું, આમ તેમ જોઇશ મા, કેમકે હુ તારો
દેવ છુ, મેં તને બળવાન કર્યો છે, વળી મેં તારી સહા-
યતા કરી છે, વળી મેં પોતાના ન્યાયના જમણા હાથથી
તને પકડી રાખ્યો છે. ૧૧ જુઓ, જે સર્વ તારા પર
રોષિત થએલા છે, તેઓ લજવાશે ને શરમાશે; તારી
સાથે વઢનારાં નહિ સરખા થશે ને વિનાશ પામશે.
૧૨ જે તારી સાથે ઝગડો કરે છે, તેઓને તું શોધીશ,
પણ તેઓ તને જડશે નહિ; તારી સામે લડનાર
માણસ નહિ સરખા, તથા શુન્ય જેવાં થશે ૧૩ કેમકે
હુ યહોવાહ તારો દેવ તારા જમણા હાથને પકડી
રાખીને તને કહુ છું કે, તું બીશ મા, હુ તને સહાય
કરીશ. ૧૪ હે કીડા સમાન યાકૂબ, હે ઇસ્રાએલના
માણસ, બીશો મા, યહોવાહ કહે છે, હુ તને મદદ
આપીશ; વળી તારો છોડાવનાર તે ઇસ્રાએલનો
પવિત્ર છે. ૧૫ જુઓ, મેં તને તીક્ષ્ણ, નવું, દાતવાળુ
મસળવાનું યત્ર કરી નાખ્યો છે; તું પર્વતોને મસળીને
ચૂરેચૂરા કરીશ, ને પહાડોને ભુસા જેવા કરી નાખીશ
૧૬ તું તેઓને ઉપણશે, ને વાયુ તેઓને ઉડાવશે, ને
વંટોળિયો તેઓને વેરી નાખશે; ને તું યહોવાહમાં
આનંદ કરીશ, તું ઇસ્રાએલના પવિત્રમા વડાઇ કરીશ.
૧૭ દુખિત તથા દરિદ્રીઓ પાણી શોધે છે, ને તે
મળતું નથી, તેમની જીભ તરસથી સૂકાઇ ગઇ છે; હુ
યહોવાહ તેમને ઉત્તર દઇશ, હુ ઇસ્રાએલનો દેવ
તેમને તજીશ નહિ. ૧૮ હુ ઉજડ ડુંગરો પર નાળાં,
ને ખીણો મધ્યે કુવા કરીશ, હુ અરણ્યને પાણીનું
તળાવ, ને સૂકી ભૂમિને પાણીના ઝરા કરીશ ૧૯ હુ
અરણ્યમા એરેજવૃક્ષ, બાવળ તથા મેંદી તથા શેમેન-
વૃક્ષ રોપીશ, હુ વનમાં દેવદાર, સરૂવર તથા સરગે
એકત્ર મૂકીશ ૨૦ એ માટે કે તેઓ એકત્ર જુએ, ને

જાણે, ને ધ્યાન આપે, ને સમજે, કે યહોવાહના હાથે
એ કર્યું છે, ને ઇસ્રાએલના પવિત્રે એને ઉત્પન્ન કીધું છે.
૨૧ યહોવાહ કહે છે, તમારો દાવો રજુ કરો;
યાકૂબનો રાજા કહે છે, તમારી દલીલો જાહેર કરો.
૨૨ તેમને જાહેર કરીને જે થનાર છે, તેની તેઓ અમને
ખબર આપે; આગલી બિનાઓ શી હશે, તેની તમે
ખબર આપો, કે અમે તે ધ્યાનમાં લઇને તેમનું
પરિણામ જાણીએ, અથવા શું થવાનું છે તેની અમને
સૂજ પાડો. ૨૩ જે આગળ જતા બનનારા છે, તેની
ખબર અમને આપો, ને અમે જાણીશું, કે તમે દેવ છો;
વળી સારૂં કરો કે ભુડું કરો, કે આપણે એક બીજાની
સામે દૃષ્ટિ કરીને સાથે સાથે જોઇએ. ૨૪ જુઓ, તમે
કંઇજ નથી, ને તમારા કામ શૂન્યજ છે; જે તમને
પસંદ કરે છે તે કંટાળો ઉપજાવે એવો છે.
૨૫ મેં ઉત્તર તરફથી એકને ઉભો કર્યો છે, ને તે
આવ્યો છે, એટલે સૂર્યોદય [ની જગ્યાએ]થી મારે
નામે વિનંતી કરનાર [આવ્યો છે]; ને જેમ કોઇ કાદવ
પર આવી પડે છે, જેમ કુંભાર માટીને ખુંદે છે, તેમ
તે અધિપતિઓ પર આવી પડશે. ૨૬ કોણે પહેલાથી
ખબર આપી છે કે અમે જાણીએ? [કોણે જાહેર કર્યું]
કે અમે કહીએ કે, તે સત્ય છે? ખબર આપનાર તો
કોઇ નથી, સંભળાવનાર તો કોઇ નથી, તમારા વચન
સાંભળનાર તો કોઇ નથી. ૨૭ સિયોનને હું પ્રથમ
[કહેનાર] છું કે, જો, તેઓને જો; ને હું યરૂશાલેમને
વધામણી કહેનાર મોકલી આપીશ. ૨૮ અને હું જોઉં
છું, પણ કોઇ માણસ નથી; ને એઓ મધ્યે પણ
એવો કોઇ મંત્રી નથી કે હું તેઓને પુછું ત્યારે તેઓ
ઉત્તર વાળે. ૨૯ જુઓ, તેઓ સર્વ વ્યર્થ છે, તેઓનાં
કામ શૂન્યજ છે, તેઓની ઢાળેલી મૂર્તિઓ વાયુ તથા
ઘોટાળો છે.

૪૨ જુઓ, મારો સેવક જેને હું નિભાવી રાખું
છું; મારો પસંદ કરેલો જેના પર મારો જીવ
સંતુષ્ટ છે; તેના પર મેં મારો આત્મા મૂક્યો છે, તે
વિદેશીઓને સારૂ ન્યાય પ્રગટ કરશે; ૨ તે બૂમ નહિ
પાડશે, ને [પોતાનો સાદ] ઉંચો નહિ કરશે, ને
રસ્તામાં પોતાની વાણી નહિ સંભળાવશે. ૩ છુંદેલું
બરૂ તે ભાગી નહિ નાખશે, ને મંદમંદ સળગતી દિવેટ
નહિ હોલવશે, સત્ય પ્રમાણે તે ન્યાય પ્રગટ કરશે.
૪ તે પૃથ્વી પર ન્યાયને સ્થાપિત કરશે, ત્યાં સુધી તે
મંદ થનાર નથી, ને ખુંદાનાર નથી; ને ટાપુઓ તેના
બોધની વાટ જોશે. ૫ યહોવાહ દેવ, જે આકાશોને
ઉત્પન્ન કરનાર, ને તેઓને પ્રસારનાર, પૃથ્વી તથા
તેથી જે નિપજે છે તેને પાથરનાર, તે પરના લોકને
શ્વાસનો, તથા તે પરના ચાલનારાને આત્માનો આપ-
નાર, તેણે એવું કહ્યું છે. ૬ મેં યહોવાહે તને ન્યાયી-
પણાએ બોલાવ્યો છે, ને તારો હાથ હું પકડી રાખીશ,
ને તારૂં રક્ષણ કરીશ, ને તને લોકના હકમાં કરારરૂપ,
ને વિદેશીઓના હકમાં અજવાળારૂપ કરી આપીશ;
૭ કે આંધળી આંખોને તું ઉઘાડે, ને બંદીખાનામાંથી
બંદીવાનને, ને કારાગૃહમાંથી અંધકારમાં બેસનારા-
ઓને કાઢી લાવે. ૮ હું યહોવાહ છું; એજ મારૂં નામ
છે; ને મારૂં ગૌરવ બીજાને, તથા મારી સ્તુતિ કોરેલી
મૂર્તિઓને હું નહિ આપીશ. ૯ જુઓ, પ્રથમ વાતો
બની આવી છે, ને નવીની ખબર હું આપું છું;
તેઓ નિપજ્યા પહેલાં હું તમને કહી સંભળાવું છું.
૧૦ સમુદ્રે ઉતરનારા, તથા તેનું ભરપૂરપણું, ટાપુઓ,
તથા તેઓના રહેવાસીઓ, તમે યહોવાહ પ્રત્યે નવું
ગીત ગાઓ, પૃથ્વીના છેડાથી તેના સ્તોત્ર ગાઓ.
૧૧ અરણ્ય તથા તેમાંના નગરો, વળી કેદારે વસાવેલાં
ગામડાં, તેઓ મોટે સાદે ગાય; સેલાના રહેવાસીઓ
હર્ષનાદ કરે, પર્વતોના શિખર પરથી તેઓ બૂમ પાડે.
૧૨ તેઓ યહોવાહને મહિમા આપે, ને ટાપુઓમાં
તેની સ્તુતિ પ્રગટ કરે. ૧૩ યહોવાહ પરાક્રમીની પેઠે
નિકળશે, યોદ્ધાની પેઠે તે આસ્થાને ઉશ્કેરણી આપશે,
તે પોકારશે, વળી તે હોકારો કરશે, પોતાના વેરીઓની
સામે તે પરાક્રમ કરશે. ૧૪ હું ઘણી વાર છાનો રહ્યો
છું, ને શાંત થઇને પોતાને કબજે રાખ્યો છે, પણ
હવે હું જણનારીની પેઠે પોકારીશ, મને હાંફણ તથા
અમુઝણ સાથે થશે. ૧૫ હું પર્વતોને તથા ડુંગરોને
ઉજડ કરીશ, ને તેમની સર્વ લિલોતરીને સુકાવીશ,
અને હું નાળાઓના બેટ કરી નાખીશ, ને તળાવોને
હું સુકાવી નાખીશ. ૧૬ અને હું આંધળાઓને જે માર્ગ
તેઓ નથી જાણતા તે પર ચલાવીશ, જે વાટોની
તેમને માહિતી નથી, તેઓ પર તેમને ચાલતા કરીશ;
તેમની સન્મુખ હું અંધકારને અજવાળું, ને વાંકાને
સીધું કરી નાખીશ; જે કામો હું કરીશ તે એ છે, ને
હું તેમને છોડીશ નહિ. ૧૭ જેઓ કોરેલી મૂર્તિઓ
પર ભરોસો રાખે છે, ને ઢાળેલી મૂર્તિઓને કહે છે,
તમે અમારા દેવો છો, તેઓ પાછા ફેરવાશે, તેઓ
બહુ લજવાશે.

૧૮ હે બહેરાઓ, તમે સાંભળો, ને હે આંધળાઓ,
તમે નજર કરો કે તમે દેખો. ૧૯ મારા સેવક સિવાય
આંધળો કોણ? ને મારો સંદેશિયો, જેને હું મોકલું
છું તેના જેવો બહેરો કોણ છે? સમાધાન પામેલા
સરખો આંધળો, ને યહોવાહના સેવક સરખો આંધળો
કોણ છે? ૨૦ તું ઘણી બાબતો જુએ છે પણ પાળતો
નથી; તેના કાન ઉઘાડા છે પણ તે સાંભળતો નથી.
૨૧ યહોવાહ પોતાના ન્યાયીપણાને લીધે, નિયમ-
શાસ્ત્રને મોટું તથા માનવંત કરવા રાજી થયો. ૨૨ પણ
આ લોક હરી લેવાયલા તથા લુટાયલા છે; તેઓ
એકત્ર ખાડાઓમાં ફસાયલા, ને કારાગૃહોમાં ગેબ
કરાએલા છે, તેઓ શિકાર થઇ પડ્યા છે, ને છોડાવ-
નાર કોઇ નથી, તથા લૂટ સમાન થઇ ગયા છે, ને
કોઇ એવું કહેનાર નથી કે, પાછા આપ. ૨૩ તમારા-
માંનો કોણ આને કાન દેશે? હવે પછી કોણ ધ્યાન
દઇને સાંભળશે? ૨૪ કોણે લૂટ થવા સારૂ યાકૂબને
સોંપ્યો તથા ઇસ્રાએલને લૂટનારાઓને સ્વાધીન કર્યો?
શું જે યહોવાહની વિરૂદ્ધ આપણે પાપ કીધું છે તેણે
એમ કર્યું નથી? ને તેઓ તેના માર્ગોમાં ચાલવાને
રાજી નહોતા, ને તેના નિયમશાસ્ત્રનું કહેવું તેઓએ
સાંભળ્યું નહિ. ૨૫ માટે તેણે કોપ, પોતાનો સળગેલો
રોપ, તથા લડાઇનું જોર તેમના પર રેડી દીધાં; ને
એણે તેને ચોતરફ સળગાવી દીધો, તોપણ તેણે
જાણ્યું નહિ, ને તેને બાળ્યો તોપણ તેણે ધ્યાનમાં
લીધું નહિ.

૪૩ પણ હવે, હે યાકૂબ, યહોવાહ જે તારો
ઉત્પન્નકર્તા, ને હે ઇસ્રાએલ, તારો જે
બનાવનાર તે એવું કહે છે, તું બીશ મા, કેમકે મેં તને
ખંડી લીધેલો છે, મેં તારૂં નામ લઇને તને બોલાવ્યો
છે, તું મારો છે. ૨ તું પાણીઓમાં થઇને જઇશ, ત્યારે
હું તારી સઘાતે હોઇશ, ને તું નદીઓમાં થઇને જઇશ,
ત્યારે તેઓ તને ડુબાડશે નહિ; તું અગ્નિ મધ્યે
ચાલીશ, ત્યારે તે તને નહિ લાગશે, ને જ્વાળા તને
નહિ બાળશે. ૩ કેમકે હું યહોવાહ તારો દેવ છું; હું
ઇસ્રાએલનો પવિત્ર તારો ત્રાતા છું; મેં તારી ખંડણી
તરીકે મિસર આપ્યો છે, તારે બદલે કૂશ તથા સબા
આપ્યા છે. ૪ તું મારી દૃષ્ટિમાં મૂલ્યવાન થયો ત્યારથી
તું સન્માન પામેલો છે, ને મેં તારા પર પ્રીતિ કીધી
છે; તે માટે હું તારે બદલે માણસ, ને તારા જીવને
બદલે લોકો આપીશ. ૫ તું બીશ મા, કેમકે હું તારી
સાથે છું; હું તારાં સંતાન પૂર્વથી આણીશ, ને પશ્ચિમથી
તને ભેગો કરીશ. ૬ હું ઉત્તરને કહીશ કે, છોડી દે; ને
દક્ષિણને કે, પાછું ન રાખ; મારા દીકરાઓને વેગ-
ળેથી, ને મારી દીકરીઓને પૃથ્વીને છેડેથી લાવ. ૭ જે
સર્વને મારૂં નામ આપેલું છે, ને જેને મેં મારા મહિમાને
અર્થે ઉત્પન્ન કર્યો છે તેને લાવ; મેં તેને બનાવ્યો,
હા, મેં તેને પેદા કર્યો છે. ૮ જે આંખ છતાં આંધળા
લોક છે, ને જેઓ કાન છતાં બહેરા છે, તેઓને
આગળ લાવ. ૯ સર્વ વિદેશીઓ, તમે એકઠા થાઓ,
ને લોકો ભેગા થાય; તેઓમાંથી કોણ આવી વાત
જાહેર કરે, ને પ્રથમ થએલી બીના અમને સંભળાવે?
તેઓ પોતાના સાક્ષી હાજર કરે કે તેઓ ન્યાયી ઠરે,
ને તેઓ સાંભળીને કહે, કે ખરૂં છે. ૧૦ યહોવાહ કહે
છે, તમે મારા સાક્ષી છો, ને મારો સેવક કે જેને મેં
એ માટે પસંદ કીધો કે તમે મને જાણો, ને મારો
ભરોસો કરો, ને સમજો કે હું તે છું; મારાથી અગાઉ
કોઇ દેવ થયો નથી, ને મારી પાછળ કોઇ થવાનો
નથી. ૧૧ હું, હુંજ યહોવાહ છું, ને મારા વિના કોઇ
ત્રાતા નથી. ૧૨ મેં તો ખબર આપી છે, ને બચાવ
કર્યો છે, ને સંભળાવ્યું છે, ને તમારામાં કોઇ પારકો
[દેવ] નહોતો; માટે યહોવાહ કહે છે, તમે મારા
સાક્ષી છો, ને હુંજ દેવ છું. ૧૩ વળી આજ દિવસથી
હું તે છું; ને મારા હાથમાંથી કોઇ છોડાવનાર નથી;
હું કામ કરૂં છું, ને કોણ તેને ઉંધું વાળશે?
૧૪ યહોવાહ જે તમારો ઉદ્ધારનાર, ઇસ્રાએલને
પવિત્ર, તે એવું કહે છે. તમારે લીધે મેં [દૂતને
બાબેલ મોકલ્યો છે, ને હું સર્વને, એટલે તેઓને
હર્ષના વહાણોમાં કાસ્દીઓને નાસી જનાર સમાન
પાડી નાખીશ. ૧૫ હું યહોવાહ તમારો પવિત્ર, ઇસ્રા
એલનો ઉત્પન્નકર્તા, તમારો રાજા છું. ૧૬ યહોવાહ કે
સમુદ્ર મધ્યે માર્ગ, ને જબરા પાણી મધ્યે રસ્તો કરી
આપે છે, ૧૭ જે રથ તથા ઘોડો, લશ્કર તથા શૂરવીરો
મોકલી દે છે; તેઓ એકત્ર સુઇ જાય છે, તેઓ ઉઠશે
નહિ, તેઓ બુઝાયા છે, તેઓ દિવેટની પેઠે હોલવાયા
છે. ૧૮ તમે પ્રથમ વાતોનું સ્મરણ કરશો મા, ને પુરા-
તન બિનાઓ ધ્યાનમાં લેશો મા, ૧૯ જુઓ, હું નવું
કામ કરનાર છું, તે હમણાં નિપજશે; શું, તમે તે
નહિ જાણશો? હું તો અરણ્યમાં માર્ગ ને ઉજડ પ્રદે-
શમાં નદીઓ કરી આપીશ. ૨૦ જંગલનાં શ્વાપદો,
શિયાળો, તથા શાહામૃગો મને માન આપશે, કારણ
કે મારા લોકને એટલે મારા પસંદ કીધેલાઓને પાવા

સારૂ, હુ અરણ્યમા પાણી, તથા ઉજડ પ્રદેશમા નદીઓ
કરી આપુ છુ ૨૧ મે આ લોકને પોતાને સારૂ બનાવ્યા
છે, તેઓ મારી સ્તુતિનુ વર્ણન કરશે ૨૨ પણ હે
યાકૂબ, તેં મારી વિનતી કીધી નથી, કેમકે, હે ઇસ્રા
એલ, તું મારાથી કાયર થઇ ગયો છે ૨૩ તારા દહ
નીયાર્પણોના ઘેટા તેં મારી પાસે આણ્યા નથી તેમ
તારા યજ્ઞોવડે તેં મને માન આપ્યુ નથી મે ખાદ્યાપણ
માગીને તારા પર બોજો મૂક્યો નથી ને ધૂપ માગીને
તને કાયર કર્યો નથી. ૨૪ તેં મારે વાસ્તે નાણા ખર
ચીને સુગધી બરૂ વેચાતું લીધુ નથી ને તારા યજ્ઞોના
મેદથી મને તૃપ્ત કર્યો નથી, ખરૂ જોતા તેં તારા પાપોએ
કરી મારા પર બોજો મૂક્યો છે, ને તારા અન્યાયે કરી
મને કાયર કર્યો છે ૨૫ જે પોતાનેજ લીધે તારા
અપરાધો ભુસી નાખે છે તે હુ, હુજ છુ, ને તારા
પાપો હુ સભારીશ નહિ ૨૬ મને યાદ દેવડાવ,
આપણે પરસ્પર વાદ કરીએ, તું હકીકત કહે એ
માટે કે તું ન્યાયી ઠરે ૨૭ તારા આદિપિતાએ પાપ
કર્યું છે, ને તારા મધ્યસ્થોએ મારી વિરૂદ્ધ અપરાધ
કર્યા છે ૨૮ તેથી મે પવિત્ર સરદારોને ભ્રષ્ટ કર્યા છે,
ને યાકૂબને શાપરૂપ તથા ઇસ્રાએલને નિંદારૂપ કરી
નાખ્યા છે

૪૪ પણ હવે હે યાકૂબ મારા સેવક, ને હે
ઇસ્રાએલ, જેને મેં પસદ કીધો છે, તે તું
સાભળ. ૨ યહોવાહ તારો કર્તા ગર્ભસ્થાનથી તારો
બનાવનાર, કે જે તને સહાય કરશે, તે એવુ કહે છે
કે, હે યાકૂબ મારા સેવક, ને યશુરૂન જેને મે પસદ
કર્યો છે, તે તું બીશ મા ૩ કેમકે હુ તરસ્યા પર પાણી
તથા સુકી ભૂમિ પર ધારાઓ રેડીશ, હુ તારા સતાન
પર મારો આત્મા, તથા તારા ફરજન્દ પર મારો આશી
ર્વાદ રેડીશ. ૪ અને તેઓ ઘાસની વચમા પાણીના
નાળા પાસેના વેલાના પેઠે ઉગી નિકળશે ૫ એક
કહેશે, હુ યહોવાહનો છુ ને બીજો યાકૂબનુ નામ
ધારણ કરશે, ને ત્રીજો પોતાને હાથે યહોવાહને અર્થે
એવુ લખશે, ને અટક તરીકે ઇસ્રાએલનુ નામ રાખશે.
૬ યહોવાહ જે ઇસ્રાએલનો રાજા, તથા તેનો
ઉદ્ધારનાર, તે સૈન્યોનો યહોવાહ એવું કહે છે, હુ
પહેલો, ને હુ છેલ્લો, ને મારા વિના કોઇ દેવ નથી
૭ અને મે પુરાતન લોકને સ્થાપિત કર્યા, ત્યારથી
કોણ મારી પેઠે પ્રગટ કરશે? તો તે જણાવે ને મારી
આગળ તેનો ખુલાસો કરે અને જે આવવાનુ તથા
વિતવાનુ છે તે તેઓ જાહેર કરે ૮ ગભરાશો મા,
ને બીશો મા, શું મેં ક્યારનુ સભળાવીને તને જાહેર
કીધુ નથી? ને તમે મારા સાક્ષી છો શું મારા વિના
કોઇ દેવ છે? પણ કોઇ ખડક નથી, હુ કોઇને જાણતો
નથી ૯ કોરેલી મૂર્ત્તિના બનાવનાર સર્વ શુન્ય છે, ને
તેઓના પ્રિય પદાર્થ લાભકારક નથી, ને તેમના
સાક્ષીઓ પોતે જોતા નથી, ને જાણતા નથી એ માટે
કે તેઓ લજવાય ૧૦ કોણે દેવ બનાવ્યો ને નકામી
મૂર્ત્તિ ઢાળી? ૧૧ જુઓ એના સર્વ લાગતા વળગ
તાઓ લજવાશે, ને કારીગર પોતે માણસ છે, તેઓ
સર્વ ભેગા થાય, તેઓ ઉભા રહે, તેઓ બીહી જશે,
તેઓ એકત્ર લજવાશે ૧૨ લુહાર વીંધણુ તૈયાર કરે
છે, તે અગારામા કામ કરે છે, ને હથોડીથી તેને બનાવે
છે, ને પોતાના બળવંત હાથથી તે તેને ઘડે છે, વળી
તેને ભૂખ લાગે છે ને કંઇ બળ રહેતું નથી, તે પાણી
પીતો નથી એટલે તે નિર્ગત થાય છે ૧૩ સુથાર દોરી
તાણીને ગેરૂએ તેને આંકે છે, ને રંદાથી તેના પર કામ
કરે છે, ને કર્કટથી તેનો આકાર કાઢે છે, ને પુરૂષના
રૂપ પ્રમાણે માણસના સાૈંદર્ય પ્રમાણે, ઘરમા રહેવા
સારૂ તે તેને બનાવે છે ૧૪ તે પોતાને સારૂ એરેજ-
વૃક્ષ કાપી નાખે છે, ને તે રાયણ તથા આલોનવૃક્ષ
લઇને, વનના ઝાડોમાનું એક પોતાને સારૂ મજબૂત
કરે છે, તે દેવદાર રોપે છે, ને વરસાદ તેને મોટુ કરે
છે ૧૫ અને તે માણસને સારૂ બળતણને માટે થશે,
ને તેમાથી લઇને તે તાપે છે, વળી તે સળગાવીને તે
રોટલી શેકે છે, વળી તે દેવ બનાવીને તેને પ્રણામ
કરે છે, તેની કોરેલી મૂર્ત્તિ કરીને તે એને પગે લાગે
છે ૧૬ તેનો અર્ધો ભાગ તે અગ્નિમા બાળી નાખે છે,
અર્ધા ભાગથી તે ખાવા માટે ગોશ [પકાવે] છે,
માસ શેકીને તે તૃપ્ત થાય છે, વળી તે તાપે છે, ને
કહે છે વાહ! હુ ગરમ થયો છુ મને તાપણીનુ દર્શન
થયુ છે ૧૭ અને જે બાકી રહે છે તેનો તે દેવ બનાવે
છે, એટલે પોતાની કોરેલી મૂર્ત્તિ બનાવે છે, તેને પગે
લાગીને તે પ્રણામ કરે છે, ને તેની પ્રાર્થના કરીને કહે
છે, મને બચાવ, કેમકે તું મારો દેવ છે ૧૮ તેઓ
જાણતા નથી ને સમજતા પણ નથી, કારણ કે તેણે
તેઓની આખોને એવો લેપ કર્યો છે કે તેઓ દેખતા
નથી, ને તેઓના હૃદયોને એવો લેપ કર્યો છે કે તેઓ
સમજતા નથી ૧૯ અને કોઇ ધ્યાનમા લેતો નથી,
ને એવુ કહેવાને સમજણ તથા બુદ્ધિ નથી, કે મે
તેમાનો અર્ધો અગ્નિ મધ્યે બાળ્યો, ને વળી તેના

અંગારા પર રોટલી શેકી, મેં માસ શેકીને ખાધું, ને
શું તેના શેષને હું અમંગળ વસ્તુ કરૂં? શું ઝાડના થડને
હું પગે લાગું? [20] તે રાખ ખાય છે, ઠગાયલા હૃદયે
તેને ભુલાવ્યો છે, ને તે પોતાનો જીવ બચાવતો નથી,
ને એવું કહેતો નથી કે, શું મારા જમણા હાથમાં
જુઠાણું નથી?

[21] હે યાકૂબ, ને હે ઇસ્રાએલ એ વાતો તું સભાર,
કેમકે તું મારો સેવક છે, મેં તને બનાવ્યો છે, તું
મારો સેવક છે, હે ઇસ્રાએલ, મારાથી તારૂં વિસ્મરણ
થશે નહિ [22] મેં તારા અપરાધ મેઘની પેઠે, તથા
તારા પાપ વાદળની પેઠે ભુસી નાખ્યા છે મારી
તરફ પાછો ફર, કેમકે મેં તને ખડી લીધો છે [23] હે
આકાશો, તમે હર્ષનાદ કરો, કેમકે યહોવાહે તે કર્યું
છે, હે પૃથ્વીના ઉંડાણો, તમે પોકારો, હે પર્વતો,
વન તથા તેમાંના સર્વે ઝાડ, તમે ગાયન કરવા માંડો;
કેમકે યહોવાહે યાકૂબને ખડી લીધો છે, ને ઇસ્રાએ
લમાં તે પોતાને મહિમાવાન કરે છે

[24] યહોવાહ જે તારો ખડી લેનાર ને ગર્ભસ્થાનથી
તારો બનાવનાર, તે એવું કહે છે કે, હું યહોવાહ
સર્વેનો કર્ત્તા છું, જે એકલો આકાશોને પ્રસારે છે ને
પોતાની મેળે પૃથ્વીને પાથરે છે, [25] તે ઠગોના
ચિન્હોને રદ કરનાર છે, ને શકુન જોનારાઓને તે ઘેલા
કરે છે, તે જ્ઞાનીઓને પાછા ફેરવનાર છે, ને તેમની
વિદ્યાને તે મૂર્ખાઇતુલ્ય કરે છે [26] તે પોતાના સેવ
કની વાતને સ્થિર કરનાર છે, ને પોતાના સંદેશિયાની
સલાહ તે પૂર્ણ કરે છે, તે યરૂશાલેમ વિષે કહે છે કે,
તેમાં વસ્તી થશે ને યહુદાહના નગરો વિષે કે, તેઓ
બંધાશે, ને હું તેની ઉજડ થએલી જગ્યાઓ ઉંચી
કરીશ, [27] તેજ સાગરને કહે છે કે, સુકો થા, ને હું
તારી નદીઓને સુકવી નાખીશ [28] તેજ કોરેશ વિષે
કહે છે કે, તે મારો ઘેટાપાળક છે, ને તે મારો સર્વ
મનોર્થ પૂરો કરશે, વળી તે યરૂશાલેમ વિષે કહે છે કે,
તું બંધાઇશ, ને મંદિરનો પાયો નાખવામાં આવશે

૪૫ એની આગળ દેશોને તાબે કરવા સારૂ
જેનો જમણો હાથ મેં પકડી રાખ્યો છે,
ને જેની આગળ બેવડા દરવાજાને ઉઘાડવા સારૂ હું
રાજાઓની કમર ઢીલી કરી નાખીશ, ને ભાગળો બંધ
કરાશે નહિ, તે પોતાના અભિષિક્તને, એટલે કોરે
શને, યહોવાહ એવું કહે છે [2] હું તારી આગળ જઇશ,
ને ટીંબાટેકરાને સપાટ કરીશ, હું પિત્તળની ભાગ
ળોના કકડેકકડા કરીશ, ને લોઢાની ભૂંગળોને હું કાપી
નાખીશ [3] અને હું તને અંધકારમાંના ખજાના તથા
ગુપ્ત ઠેકાણામાં છુપાવેલું દ્રવ્ય આપીશ, એ માટે કે
તું જાણે કે હું યહોવાહ, તારૂં નામ લઇને તને બોલાવ
નાર ઇસ્રાએલનો દેવ છું [4] મારા સેવક યાકૂબને
લીધે, ને મારા પસંદ કરેલા ઇસ્રાએલને લીધે, મેં તો
તારૂં નામ લઇને તને બોલાવ્યો છે, તેં મને ઓળખ્યો
નથી તોપણ મેં તને અટક આપી છે [5] હુંજ યહો
વાહ છું ને બીજો કોઇ નથી, મારા શિવાય કોઇ દેવ
નથી, તેં મને ઓળખ્યો નથી, તોપણ હું તારી કમર
બાંધીશ, [6] એ માટે કે ઉગમણથી તે આથમણ સુધી
તેઓ જાણે કે મારા વિના કોઇ નથી, હુંજ યહોવાહ
છું, ને બીજો કોઇ નથી [7] અજવાળાનો બનાવનાર,
અંધકારનો કર્ત્તા, શાંતિ કરનાર, ને અપાયનો કર્ત્તા,
હું યહોવાહ એ સર્વેનો કરનાર છું

[8] હે આકાશો, ઉપરથી તમે ટપકો, ને હે વાદ
ળાઓ, તમે ન્યાયીપણું વરસાવો; પૃથ્વી ઉઘડે, કે
તેઓ તારણ વિષે ફળવંત થાય, ને તેની સાથે તે
ન્યાયીપણું ઉપજાવે, મેં યહોવાહે તે ઉત્પન્ન કીધું છે

[9] અફસોસ તેને કે જે પોતાના બનાવનાર સાથે
તકરાર કરે છે! ભૂમિના ઠીકરાઓમાં તે ઠીકરૂંજ છે!
શું માટી પોતાના ઘડનારને કહે કે, તું શું કરે છે? ને
શું તારૂં કામ [કહે] કે, તેને હાથ નથી? [10] અફસોસ
તેને કે, જે બાપને કહે છે કે, તું કોને જન્મ આપે છે?
ને બાયડીને કે, તું શું જણવા કષ્ટાય છે? [11] યહો
વાહ જે ઇસ્રાએલનો પવિત્ર તથા એનો બનાવનાર તે
કહે છે, આવતી બિનાઓ વિષે મને પુછો, મારા
પુત્રો સબંધી, તથા મારા હાથના કાર્ય સંબંધી મને
આજ્ઞા આપો [12] પૃથ્વીને મેં બનાવી, ને તે પર
માણસને મેં ઉત્પન્ન કીધું, મેં હા, મારા હાથે આકા
શોને પ્રસાર્યા, ને તેમના સર્વ સૈન્યને આજ્ઞા આપી
[13] મેં તેને ન્યાયે ઉભો કીધો છે, ને તેના સર્વ માર્ગ
હું પાધરા કરીશ, તેજ મારૂં નગર બાંધશે, ને મૂલ્ય
વગર તથા લાંચ વગર મારા પ્રવાસીઓને તે છોડી
મુકશે, સૈન્યોનો યહોવાહ એવું કહે છે

[14] યહોવાહ એવું કહે છે કે, મિસરની મેહેનત તથા
કૂશની ઉપજ, ને સબાઇમ જે મોટા કદના માણસ
તેઓ તારે શરણે આવીને તારા થશે, તેઓ તારી
પાછળ ચાલશે તેઓ બેડીઓ પહેરીને ચાલતા
આવશે, ને તેઓ તારી આગળ પ્રણામ કરશે, તારી

આગળ તેઓ એવી વિનંતી કરશે, કે કેવળ તારામાં
દેવ છે, ને બીજો કોઇ નથી, [બીજો] દેવ નથી. ૧૫ હે
ઇસ્રાએલના દેવ, ત્રાતા, તું નિશ્ચય સતાતો રહેનાર
દેવ છે. ૧૬ તેઓ સર્વે લજવાશે, હા, ગભરાઇ જશે;
જેઓ મુર્તિઓને ઘડનારા તેઓ એકત્ર શરમાઇ જશે.
૧૭ પણ ઇસ્રાએલ અનંતકાળના તારણે કરીને યહો-
વાહથી તારણ પામશે; તમે સદા સર્વકાળ સુધી
લજવાશો નહિ ને શરમાશો નહિ.

૧૮ કેમકે યહોવાહ જે આકાશોને ઉત્પન્ન કરનાર,
તેજ દેવ છે, પૃથ્વીનો બનાવનાર તથા તેનો કર્તા તેણે
એને સ્થાપિત કરી, ઉજડ રહેવા સારૂ એને ઉત્પન્ન
કરી નહિ, તેણે વસ્તીને સારૂ તેને બનાવી; તે એવું
કહે છે, હુ યહોવાહ છું, ને બીજો કોઇ નથી. ૧૯ ગુપ્તમા,
અંધકારના દેશની જગ્યામાં, હું બોલ્યો નથી; મને
ફોકટ શોધવાનુ મે યાકૂબના ઘરનાંને કહ્યું નથી; હુ
યહોવાહ ન્યાયીપણુ બોલનાર, તથા સીધી વાત પ્રગટ
કરનાર છું. ૨૦ વિદેશીઓમાંના બચેલા, તમે એકઠા
થઇને આવો, એકત્ર પાસે આવો; પોતાની કોરેલી
મુર્તિનું લાકડુ ઉપાડનારા, ને જે તારી ન શકે એવા
દેવની પ્રાર્થના કરનારાને કંઇ સમજ નથી. ૨૧ જાહેર
કરીને તેમને પાસે લાવો; વળી એકઠા થઇ તેઓ
મસલત કરે; પુરાતન કાળથી આ કોણે સંભળાવ્યુ?
એની ખબર કોણે ક્યારની આપી? શું મેં યહોવાહે
એમ નથી કર્યું? ને મારા શિવાય કોઇ બીજો દેવ
નથી; હું ન્યાયી દેવ તથા ત્રાતા, મારા વિના કોઇ
નથી. ૨૨ હે પૃથ્વીના સર્વ છેડા, મારી તરફ ફરો, ને
તારણ પામો; કેમકે હુ દેવ છું, ને બીજો કોઇ નથી
૨૩ મેં પોતાના સમ ખાધા છે, ન ફરે એવું વચન
મારા મુખમાથી ન્યાયે નીકળ્યુ છે, કે મારી આગળ
સર્વ ઘુંટણ નમશે, સર્વ જીભ સમ ખાશે ૨૪ કેવળ
યહોવાહમાં ન્યાયીપણું તથા સામર્થ્ય છે, એવું તેઓ
મને કહેશે; તેનીજ પાસે લોકો આવશે, ને તેની
સામે જેઓને રોપ ચઢ્યો હતો, તેઓ સર્વે લજવાશે.
૨૫ ઇસ્રાએલનાં સર્વ સંતાન યહોવાહમાં ન્યાયી ઠરશે,
ને અભિમાન કરશે.

૪૬ બેલ નમી ગયો છે, નબો વાંકો વળ્યો છે,
તેમની મૂર્ત્તિઓ જાનવરોને તથા ઢોરને
સોંપાઇ છે; તમે જે ઉઠાવી લેતા તે વાનાં લાદેલાં
છે, ને તેઓ થાકેલાને ભારરૂપ થયાં છે. ૨ તેઓ
એકત્ર વાંકા વળે છે; ને તેઓ નમી જાય છે, તેઓ
ભારને બચાવી શક્યા નથી; વળી પોતે બંદીપ્રવાસમાં
ગયા છે.

૩ હે યાકૂબના ઘરનાં તથા ઇસ્રાએલના ઘરનાંના
સર્વ શેષ, તમે મારૂં સાંભળો; પેટથી માંડીને તમે
ઉપાડી લેવાયલા, તથા ગર્ભસ્થાનથી માંડીને ઉચકી
ફેરવાયલા છો. ૪ અને ઘડપણ સુધી હું તેજ છું;
પળિયાં આવતાં સુધી હું ઉપાડી લઇશ; મેં એ ઉત્પન્ન
કર્યું છે, ને હુ ઉચકી રાખીશ, હા, હું ઉપાડી લઇશ,
ને બચાવીશ. ૫ તમે કોની સાથે મને સરખાવશો, ને
કોનો બરોબરીઓ મને કરશો? ને કોની સાથે મારો
મુકાબલો કરીને મને સરખાવશો? ૬ જેઓ થેલીમાંથી
સોનું ઠાલવે છે, ને રૂપું કાંટાએ જોખે છે, તેઓ
સોનીને રાખે છે, ને તે એનો દેવ બનાવે છે; તેઓ
પગે લાગે છે, હા, પ્રણામ કરે છે. ૭ તેઓ તેને ખભે
ઉચકે છે, તેને ઉપાડી લઇને તેની પોતાની જગ્યામાં
મૂકે છે, ને તે ઉભો રહે છે, પોતાના ઠેકાણામાંથી તે
ખસતો નથી; વળી કોઇ તેને હાંક મારે, પણ તે
ઉત્તર આપી શકતો નથી, કે એના સંકટમાંથી તે એને
તારી શકતો નથી.

૮ આનું સ્મરણ કરો, ને પુરૂષાતન દેખાડો; હે
ફિતુરી લોક, તમે એ ધ્યાનમા આણો ૯ પુરાતન
કાળથી પ્રથમ બિનાઓનું સ્મરણ કરો, કેમકે હુ દેવ
છું, ને બીજો કોઇ નથી; હુ દેવ છું, ને મારા જેવો
કોઇ નથી; ૧૦ આદીથી પરિણામની, તથા જે થયુ
નથી તેની પુરાતનકાળથી એમ કહીને ખબર આપ-
નાર, કે, મારો મનસુબો સ્થિર રહેશે, ને મારી સર્વ
ઇચ્છા હુ પૂરી કરીશ; ૧૧ પૂર્વથી ગીધ પક્ષીનો, એટલે
દૂર દેશથી પોતાના મનસુબાના પુરૂષનો બોલાવનાર
છું; હુ બોલ્યો છું, ને પાર પણ પાડીશ; મેં ધારણા
કીધી છે, ને હું પૂરી પણ કરીશ. ૧૨ હે હૃદયના હઠીલા,
તથા ન્યાયથી વેગળા, તમે સાંભળો; ૧૩ મેં મારો
ન્યાય પાસે આણ્યો છે, તે છેટે રહેનાર નથી; ને મારા
તારણને વાર લાગવાની નથી, ને હું સિયોનમાં મારૂ
તારણ [મૂકીશ], ઇસ્રાએલને મારો મહિમા આપીશ.

૪૭ હે બાબિલની કુંવારી દીકરી, તું નીચે
આવીને ધૂળમાં બેસ; હે કાસ્દીઓની
દીકરી, રાજ્યાસન વગર ભોંય પર બેસ, કેમકે હવે
પછી તું સુકુમાર, તથા કોમળ કહેવાશે નહિ. ૨ ઘંટી
લઇને લોટ દળ; તારો ઘુંઘટ કાઢ, તારો પદર ઉંચો
ખોસ; જાંઘ ઉઘાડી કર, નદીઓ ઉતરી જા ૩ તારૂં

નાગાપણુ ઉઘાડુ થશે તારી લાજ પણ દેખાશે, હુ
બદલો લઇશ, ને કોઇ માણસ સાથે મળી નહિ જઇશ.
૪ અમારો ઉદ્ધારનાર, તેનુ નામ સૈન્યોનો યહોવાહ
છે, તે ઇસ્રાએલનો પવિત્ર ૫ હે કાસ્દીઓની દીકરી,
તું છાનીમાની બેસ, ને અધકારમા પેસી જા કેમકે
હવે પછી તું રાજ્યોની ધણિઆણી નહિ કહેવાઇશ
૬ હુ પોતાના લોક ઉપર કોપાયમાન થયો, મે પોતાના
વારસાને ભ્રષ્ટ કીધો, ને તેમને તારા હાથમા સોપ્યા,
તેં તેમના પર દયા નહિ રાખી તેં ઘરડા ઉપર તારી
ઝુસરી અતિ ભારે કીધી ૭ વળી તેં કહ્યુ હુ સર્વકાળ
સુધી ધણિઆણી રહીશ, માટે તેં એ વાત ધ્યાનમા
ન આણી, ને તેનુ પરિણામ સભાર્યું નહિ
૮ અને હવે હે ભોગી, નિશ્ચિંત બેસી રહેનારી,
પોતાના મનમા કહેનારી કે, હુજ છુ, ને બીજુ કોઇ
નથી, હુ રંડાપને બેસીશ નહિ, હુ પુત્રહાનિ જાણીશ
નહિ, તે તું આ સાભાળ ૯ આ બન્ને વિપત્તિઓ,
રંડાપો તથા પુત્રહાનિ અકસ્માત એક દિવસે તારા
પર આવી પડશે, તારા પુષ્કળ જાદુ છતા, તથા તારા
ઘણા મત્રો છતા, તેઓ સપૂર્ણ રીતિએ તારા પર
આવશે ૧૦ અને તેં તારી ભુડાઇ પર આધાર રાખ્યો
છે, તેં કહ્યુ છે કે, કોઇ મને જોતો નથી, તારા જ્ઞાને
તથા તારી વિદ્યાએ તને ફેરવી નાખી છે, ને તારા
હૃદયમા તેં કહ્યુ છે કે, હુજ છુ, ને કોઇ બીજુ નથી
૧૧ માટે તારા પર આફત આવશે, ને તેને દૂર કરવાનો
મત્ર તું જાણીશ નહિ, ને વિપત્તિ તારા પર પડશે, તું
તેને નિવારણ કરી નહિ શકીશ, ને જેની તને ખબર
નથી એવો વિનાશ તારા પર અકસ્માત આવશે
૧૨ તારા મત્રો ને તારા પુષ્કળ જાદુ જેમા તારા નાન
પણથી તું શ્રમ કરતી આવી છે, તે સહિત ઉભી રહેજે,
તું કદાચિત્ ગુણ પ્રાપ્ત કરી શકે, કદાચિત્ ભય લગાડે
૧૩ અધિક સલાહ લીધાથી તું કાયર થએલી છે, તારા
પર જે આવનાર છે તેથી નક્ષત્રભેદકો, જ્યોતિષીઓ,
અમાવાસ્યાસૂચકો ઉભા થઇને તારો બચાવ તો કરે
૧૪ જુઓ, તેઓ ખુપરા જેવા છે, અગ્નિ તેઓને
બાળી નાખે છે, તેઓ આચના જોરથકી પોતાને નહિ
બચાવશે, તે તો તાપવા સારૂ અગારો નહિ, સામા
બેસવા સારૂ આગ નહિ થશે ૧૫ જેઓ વિષે તું શ્રમ
કરતી આવી છે, તેઓ તારે સારૂ તેવા થશે, તારા
નાનપણથી જે તારી સાથે વ્યાપાર કરનારા તેઓ
પોતપોતાને ઠામે ભટકી જશે, તને બચાવનાર કોઇ
નહિ મળશે

૪૮ હે યાકૂબના ઘરના, તમે આ સાભળો, તમે
તો ઇસ્રાએલના નામથી ઓળખાઓ છો,
ને યહુદાહના ઝરાથી નિકળી આવેલા છો, તમે તો
યહોવાહના નામના સમ ખાઓ છો, અને ઇસ્રાએલના
દેવનુ સ્મરણ કરો છો, પણ સત્યતાથી નહિ, ને
ન્યાયીપણાથી નહિ ૨ કેમકે પવિત્ર નગરમાના છીએ,
એવુ તેઓ કહે છે, ને તેમનો આધાર ઇસ્રાએલના
દેવ પર છે, તેનુ નામ સૈન્યોનો યહોવાહ છે ૩ પ્રથમ
બિનાઓને મે અગાઉથી પ્રગટ કીધી, હા, મારા
મુખમાથી તે નિકળી, ને મે તે સભળાવી, અકસ્માત
મે તેમને પૂરી કરી, ને તે બની આવી ૪ મે જાણ્યુ
કે તું કઠણ છે ને તારૂ ડોકુ લોઢાની નસ સમાન, ને
તારૂ કપાળ પિત્તળ જેવુ છે, ૫ તેથી તો મે તને
પુરાતનકાળથી પ્રગટ કીધુ હતુ, તે થયા પહેલા મે
તને સભળાવ્યુ હતુ, રખે તું કહે કે, મારી મૂર્ત્તિએ
તે કામો કર્યા છે ને મારી કોરેલી મૂર્ત્તિએ તથા મારી
ઢાળેલી મૂર્ત્તિએ તે ફરમાવ્યા છે ૬ તેં તે સાભળ્યુ છે,
આ સર્વ જો, ને શું તમે તે પ્રગટ નહિ કરશો?
હવેથી નવી ને ગુપ્ત રાખેલી બિનાઓ કે જે તેં જાણી
નથી, તે હુ તને સભળાવુ છુ ૭ હમણા તે ઉત્પન્ન થઇ
છે, ને અગાઉથી નહોતી, ને આજ સુધી તો તેં તે
સાભળી નહોતી રખે તું કહે કે જુઓ, હુ તે જાણતો
હતો ૮ વળી તેં સાભળ્યુ નહિ, વળી તેં જાણ્યુ નહિ,
વળી તારો કાન અગાઉથી ઉઘાડો થયા નહિ, કેમકે
હુ જાણતો હતો કે, તુ કપટ કર્યા કરે છે, ને ગર્ભસ્થા
નથી માડીને તું ફિતૂરી કહેવાતો આવ્યો છે ૯ મારા
પોતાના નામની ખાતર હુ મારો કોપ સમાવીશ, ને
મારી સ્તુતિને અર્થે હુ તારા વિષે પોતાને કબજે
રાખીશ, એ માટે કે હુ તને નાબૂદ ન કરૂ ૧૦ જુઓ,
મે તને ચોખ્ખો કર્યો છે, પણ રૂપાની પેઠે નહિ,
વિપત્તિની ભઠ્ઠીમા મે તને પારખ્યો છે ૧૧ મારે
પોતાને લીધે પોતાનેજ લીધે હુ તે કામ કરીશ,
કેમકે [મારા નામનુ] કેવુ અપમાન થયુ છે[1] ને હુ
મારો મહિમા બીજાને આપીશ નહિ
૧૨ હે યાકૂબ ને મારા તેડાએલા ઇસ્રાએલ મારૂ
સાભળો, હુ તેજ છુ, હુ પ્રથમ છુ, છેલ્લો પણ હુ છુ
૧૩ વળી મારે હાથે પૃથ્વીનો પાયો નાખ્યો, ને મારે
જમણે હાથે આકાશોને પ્રસાર્યા, હુ તેમને બોલાવુ
છુ, એટલે તેઓ એકત્ર ઉભા થાય છે ૧૪ તમે સર્વ
એકઠા થાઓ, ને સાભળો, તેઓમાના કોણે એ

બિનાઓ જાહેર કીધી છે? જેના પર યહોવાહ પ્રીતિ
કરે છે, તે બાબેલ પર પોતાનો મનસુબો પૂરો કરશે,
ને તેનો હાથ કાસ્દીઓ પર પડશે. ૧૫ હુ, હુજ બોલ્યો
છું, વળી મેં પણ તેને બોલાવ્યો છે, મેં તેને આણ્યો
છે, તે પોતાનો માર્ગ સફળ કરશે. ૧૬ મારી પાસે
આવો, આ સાભળો, પ્રથમથી હુ ગુપ્તમાં બોલ્યો નથી,
તે થયું ત્યારથી હુ ત્યા છુ, ને હવે પ્રભુ યહોવાહે
પોતાના આત્મા સુદ્ધા મને મોકલ્યો છે ૧૭ યહોવાહ
જે તારો ઉદ્ધારનાર, ઇસ્રાએલનો પવિત્ર, તે એવુ કહે
છે, હુ યહોવાહ તારો દેવ છુ, ને તને સફળ થવાને
શિખવું છું. જે માર્ગે તારે જવું જોઇએ તે પર તારો
ચલાવનાર છુ ૧૮ જો તેં મારી આજ્ઞાઓ ધ્યાનમાં
લીધી હોત તો કેવું સારૂ! ત્યારે તો તારી શાતિ
નદીના જેવી, ને તારૂ ન્યાયીપણુ સમુદ્રના મોજાઓ
જેવુ થાત ૧૯ વળી તારા સતાન રેતી જેટલા, ને તારા
પેટથી નિકળેલા તેના રજકણો જેટલાં થાત; તેનું
નામ મારી સન્મુખથી નાબૂદ નહિ થાત, ને વિનાશ
ન પામત

૨૦ બાબેલમાથી નિકળો; કાસ્દીઓની પાસેથી
નાસી જાઓ, હર્ષનાદે આ જાહેર કરીને સભળાવો;
પૃથ્વીના છેડા સુધી તેને પ્રગટ કરો; કહો કે, યહો-
વાહે પોતાના સેવક યાકૂબને ખંડી લીધેલો છે. ૨૧ તે
તેઓને અરણ્યોમા દોરી લઇ ગયો તોપણ તેઓ
તરસ્યા રહ્યા નહિ; તેણે તેઓને સારૂ ખડકમાથી
પાણી વહેતું કીધુ; વળી તેણે ખડક ફાડ્યા, ને પાણી
વહી નિકળ્યુ ૨૨ યહોવાહે કહ્યુ છે, કે દુષ્ટોને કઇ
શાતિ હોતી નથી.

૪૯ હે ટાપુઓ, તમે મારૂં સાભળો; ને હે
લોકો, વેગળેથી ધ્યાન લગાડો; હુ ગર્ભ-
સ્થાનમાં હતો ત્યારથીજ યહોવાહે મને બોલાવ્યો
છે, હુ મારી માના ઉદરમાં હતો ત્યારથી મારા નામનુ
સ્મરણ કર્યું છે ૨ અને તેણે મારૂ મુખ ધારવાળી તર-
વાર જેવુ કર્યું છે, તેણે મને પોતાના હાથની છાયામાં
સતાડ્યો છે, ને મને ઓપેલા બાણ સમાન કર્યો છે,
તેણે પોતાના ભાથામાં મને ગુપ્ત રાખ્યો છે; ૩ ને તેણે
મને કહ્યું, તું મારો સેવક, ઇસ્રાએલ, કે જેનામાં હું
મહિમાવાન મનાઇશ. ૪ અને મેં કહ્યું, મેં અમથોજ
શ્રમ કર્યો છે, શૂન્યને લીધે તથા વૃથાપણાને લીધે મેં
પોતાનુ સામર્થ્ય ખરચી નાખ્યુ છે; તોપણ મારો
ઇનસાફ યહોવાહની પાસે, ને મારો બદલો મારા
દેવની પાસે છે. ૫ અને હવે યહોવાહ જેણે મને ગર્ભ-
સ્થાનથી પોતાનો સેવક થવા માટે બનાવ્યો, કે હુ
એની પાસે યાકૂબને પાછો ફેરવી લાવું, ને ઇસ્રાએલ
તેની પાસે એકઠા થાય, તે કહે છે; (કેમકે યહો-
વાહની દૃષ્ટિમાં માન પામેલો છું, ને મારો દેવ મારૂં
સામર્થ્ય થએલો છે). ૬ તે તો કહે છે, તું યાકૂબનાં
કુળોને ઉભા કરવા સારૂ, તથા ઇસ્રાએલના રાખી
મૂકેલાઓને પાછા ફેરવી લાવવા સારૂ મારો સેવક
થાય, એ થોડુ કહેવાય; માટે પૃથ્વીના છેડા સુધી
મારૂ તારણ થવા સારૂ વિદેશીઓને અર્થે અજવાળા
તરીકે હુ તને [ઠરાવી] આપીશ. ૭ યહોવાહ ઇસ્રા-
એલનો ઉદ્ધારનાર, તથા એનો પવિત્ર, તે જેનો જીવ
ધિક્કારાએલો છે, જે પ્રજાને કંટાળારૂપ છે, જે અધિ-
કારીઓનો સેવક, તેને એવું કહે છે કે, યહોવાહ જે
સત્ય છે, ઇસ્રાએલનો પવિત્ર જેણે તને પસંદ કીધો
છે, તેને લીધે રાજાઓ જોઇને ઉભા થશે; સરદારો
જોઇને પ્રણામ કરશે. ૮ યહોવાહ એવું કહે છે કે,
માન્યકાળમાં મેં તને ઉત્તર આપ્યો છે, ને તારણને
દિવસે તને સહાય કીધી છે, ને હું તારૂ રક્ષણ કરીશ,
ને તને લોકના કરાર તરીકે આપીશ, એ સારૂ કે તું
પૃથ્વીને સ્થાપિત કરે, ને ઉજડ થએલાં વતનોનો
વારસો આપે; ૯ કે તું બદીવાનોને એવુ કહે કે,
નિકળી આવો, જેઓ અંધારામા તેઓને કહે કે, પ્રગટ
થાઓ રસ્તાઓ પર તેઓ ચરશે, ને સર્વ ઉજડ
ટેકરાઓ તેમની ચારાની જગ્યા થશે, ૧૦ તેઓને
ભૂખ લાગશે નહિ, ને તરસ પણ લાગશે નહિ, ને
ઝાંઝવાં તથા તડકો તેઓને લાગશે નહિ; કેમકે જે
તેઓના ઉપર દયા કરે છે, તે તેઓને દોરી લઇ
જશે, ને પાણીના ઝરાઓની પાસે તેઓને ચલાવશે.
૧૧ અને મારા સર્વ પર્વતોને હુ માર્ગ કરીશ, ને મારી
સડકો ઉચી થશે. ૧૨ જુઓ, એઓ આઘેથી, ને જુઓ,
એઓ ઉત્તરથી તથા પશ્ચિમથી, ને એઓ સીનીમ
દેશથી આવશે ૧૩ હે આકાશો, હર્ષનાદ કરો, ને હે
પૃથ્વી, આનંદિત થા, પર્વતો તમે હર્ષનાદ કરવા માડો;
કારણ કે યહોવાહે પોતાના લોકને દિલાસો દીધો છે;
ને પોતાના દુખિતો પર તે દયા કરશે

૧૪ પણ સિયોને કહ્યુ કે, યહોવાહે મને તજી દીધી
છે, ને પ્રભુએ મને વિસારી છે ૧૫ શું, બાયડી પોતાના
ધાવણા બાળકને વિસરે, એવી રીતે કે તે પોતાના
પેટના દીકરા પર દયા ન કરે? હાં, તેઓ વિસરે,
પરંતુ હુ તને વિસરીશ નહિ. ૧૬ જો, મેં તને હથેલી

પર કોતરી છે; તારા કોટ નિત્ય મારી આગળ છે.
૧૭તારા છોકરાઓ ઉતાવળ કરે છે, તારો વિનાશ
કરનારા તથા તને ઉજડ કરનારા તારામાંથી નિકળી
જવાના છે. ૧૮તારી દૃષ્ટિ ચારેગમ લગાડીને જો;
આ સર્વે એકઠા થઇને તારી પાસે આવે છે. યહોવાહ
એવું કહે છે, હુ જીવતો છું, તો તે સર્વેને તું આભૂષ-
ણની પેઠે પહેરીશ, ને કન્યાની રીતે તું તેઓને કમરે
બાંધીશ. ૧૯કેમકે તારી જે ઉજડ તથા વસ્તી વિનાની
જગ્યાઓ, ને તારો જે પાયમાલ થએલો દેશ તે તો
હવે વસ્તીને માટે સાંકડો પડશે. અને તને ગળી
જનારા આઘા રહેશે. ૨૦જે પુત્રોને તારી પાસેથી
હરી લીધા હતા તેઓ ફરી તારા સાંભળતાં કહેશે,
મને સકડાસ પડે છે, મારે સારૂ જગ્યા મૂક, કે હું
રહી શકું. ૨૧ત્યારે તું તારા મનમાં કહેશે, એઓને
કોણે મારે સારૂ જન્મ આપ્યો છે? કેમકે હું પુત્રહીન
થએલી ને વાંઝણી છું, પ્રવાસી તથા ભટકનારી છું,
ને એઓને કોણે ઉછેર્યા છે? જુઓ, હું એકલી રહેતી
હતી; એઓ ક્યાં હતા?

૨૨પ્રભુ યહોવાહ એવું કહે છે, જુઓ, હું વિદેશી-
ઓની ભણી મારો હાથ ઉંચો કરીશ, ને લોકોની
ભણી મારી ધ્વજા ઉભી કરીશ; ને તેઓ દીકરાઓને
ગોદમાં લઇને આણશે, ને તારી દીકરીઓને ખભે
ઉચકીને લાવશે ૨૩અને રાજાઓ તારા વાલી, ને
તેમની રાણીઓ તારી ધાવો થશે; ભૂમિ પર નાક
ઘસીને તેઓ તને નમશે, ને તારા પગની ધૂળ તેઓ
ચાટશે, ને તું જાણીશ કે, હુ યહોવાહ છું, ને મારી
વાટ જોનારા લજવાશે નહિ. ૨૪શું, પરાક્રમી પાસેથી
લૂટ ખુંચવી લેવાશે? શું, ન્યાયીના બંદીવાન છોડાશે?
૨૫પરંતુ યહોવાહ એવું કહે છે કે, પરાક્રમીઓના
બંદીવાન પણ હરી લેવાશે, ને ભયંકરની લૂટ પડાવી
લેવાશે, કેમકે તારી સાથે જેઓ લડે છે તેઓની સાથે
હું લડીશ; ને હું તારાં છોકરાંઓને તારીશ. ૨૬અને
હુ તારા પર જુલમ કરનારાઓને તેઓનું પોતાનુંજ
માસ ખવડાવીશ; ને જાણે નવા દ્રાક્ષરસથી [ મસ્ત
થાય ] તેમ પોતાના લોહીથી તેઓ મસ્ત થશે; ને
સઘળા પ્રાણીઓ જાણશે કે, હું યહોવાહ તારો ત્રાતા,
ને તારો ખંડી લેનાર યાકૂબનો સમર્થ છું.

૫૦ યહોવાહ એવું કહે છે કે, જેનાથી મેં તમારી
માને મૂકી દીધી તે ફારગતી ક્યાં છે?
અથવા મારા લેણદારોમાંના ક્યાને ત્યાં મેં તમને
વેચી દીધા છે? જુઓ, તમારા અન્યાયને લીધે તમે
વેચાયા હતા; ને તમારા અપરાધોને લીધે તમારી
માને મૂકી દીધી હતી. ૨હુ આવ્યો, તો કોઇ માણસ
નહોતું, મેં પોકાર્યું, તો કોઇ ઉત્તર આપનાર નહોતો,
એનું શું કારણ? શું, મારો હાથ એટલો ટુંકો થઇ
ગયો છે, કે તે નહિ છોડાવી શકે? ને મારામાં બચા-
વવાને કંઇ શક્તિ નથી શું? જુઓ, મારી ધમકીથી હું
સમુદ્રને સુકવી નાખું છું, નદીઓને અરણ્ય કરી
નાખુંછું; પાણીની અછતને લીધે તેઓમાંનાં માછલાં
ગંધાય છે, ને તરસે મરી જાય છે. ૩હું આકાશોને
અંધકારથી વેષ્ટિત કરૂં છું, ને તાટથી તેઓનું આચ્છા-
દન કરૂ છું.

૪હુ થાકેલાઓને વાતથી નિભાવી જાણું, માટે પ્રભુ
યહોવાહે મને ભણેલાની જીભ આપી છે, તે દર સવારે
જાગૃત કરે છે, તે મારા કાનને જાગૃત કરે છે કે હું
ભણેલાની પેઠે સાંભળું. ૫પ્રભુ યહોવાહે મારો કાન
ઉઘાડ્યો છે, ને મેં તો ફિતૂર કર્યું નહિ, ને હુ પાછો
હઠયો નહિ. ૬મેં મારનારને મારી પીઠ, તથા વાળ
ખેંચી કાઢનારાને મારા ગાલ સોંપ્યા; મેં અપમાન
તથા થુંકથી મારૂ મુખ ઢાંકી દીધું નહિ ૭કેમકે પ્રભુ
યહોવાહ મને મદદ કરશે, તે માટે હું ઝંખવાયો નથી,
તે માટે મેં મારૂં મુખ ચકમકના પત્થર જેવું [ કઠણ ]
કર્યું છે, ને હુ જાણું છુ કે હુ લજવાઇશ નહિ. ૮મને
ન્યાયી ઠરાવનારો પાસે છે; કોણ મારી સાથે લડશે?
આપણે એકઠા ઉભા થઇએ; મારો પ્રતિવાદી કોણ
છે? તે મારી પાસે આવે ૯જુઓ, પ્રભુ યહોવ
મને મદદ કરશે, મને અપરાધી ઠરાવનાર કોણ ?
જુઓ, તેઓ સર્વ વસ્ત્રની પેઠે જુના થઇ જાં
કીડા તેઓને ખાઇ જશે.

૧૦તમારા મધ્યે કોણ યહોવાહથી બીનાર છે, તેના
સેવકનો શબ્દ સાંભળનાર છે? જે અંધકારમાં ચાલે
છે, ને જેને કાંઇ પ્રકાશ નથી, તેણે યહોવાહના નામ
પર ભરોસો કરવો, ને પોતાના દેવ પર આધાર
રાખવો. ૧૧જુઓ, સર્વ અગ્નિ સળગાવનારા, કમરે
બળતા ખુટડા બાંધનારા, તમે તમારા અગ્નિની
જ્વાળામાં, તથા પોતે સળગાવેલા ખુટડાઓ મધ્યે
ચાલો. મારા હાથથી તમને એ પ્રાપ્ત થશે; તમે
વિપત્તિએ સુઇ જશો.

૫૧ ન્યાયીપણાની પાછળ લાગનારા, યહોવા-
હને શોધનારા, તમે મારૂ સાંભળો; જે

ખડકમાંથી તમે ખણી કઢાયા તેને, તથા જે ખાડામાંથી
તમે ખોદી કઢાયા તેના બાકોરાને નિહાળીને જુઓ.
૨ તમારા બાપ ઇબ્રાહિમને, ને સારાહ જે તમારી
જનેતા તેને નિહાળો, કેમકે તે એકજ હતો ત્યારે મેં
તેને બોલાવ્યો, ને તેને આશીર્વાદ આપીને તેની વૃદ્ધિ
કીધી. ૩ કેમકે યહોવાહે સિયોનને દિલાસો દીધો છે,
તેણે તેની સર્વ ઉજડ જગ્યાઓને દિલાસો દીધો છે;
ને તેના અરણ્યને એદેન સરખુ, ને તેના વનને યહોવા-
હની વાડી સરખુ કીધું છે; તેમાં આનંદ તથા હર્ષ,
ઉપકારસ્તુતિ તથા ગાયનનો સાદ જણાઇ આવશે

૪ મારા લોક, મારી વાત પર ધ્યાન લગાડો, ને
મારી પ્રજા, મારા વચનને કાન દો; કેમકે નિયમ
મારી પાસેથી નિકળશે, ને મારો ન્યાયચુકાદો હું
લોકોના અજવાળાને સારૂ સ્થાપિત કરીશ. ૫ મારૂ
ન્યાયીપણુ પાસે છે; મારૂ તારણ પ્રગટ થયુ છે, ને
મારા ભુજ લોકોનો ન્યાય કરશે, દ્વીપો મારી વાટ
જોશે, ને મારા ભુજ પર તેઓ ભરોસો રાખશે ૬ તમે
તમારી દૃષ્ટિ આકાશની ભણી ઉંચી કરો, ને નીચે
જોઇને પૃથ્વીને નિહાળો; કેમકે આકાશ ધુમાડાની
પેઠે જતું રહેશે, ને પૃથ્વી વસ્ત્રની પેઠે જુની થઇ જશે,
ને તેના રહેવાસી મચ્છરની પેઠે મરણ પામશે, પણ
મારૂ તારણ સર્વકાળ સુધી રહેશે, ને મારૂ ન્યાયીપણુ
નાશ પામશે નહિ

૭ તમે જેઓ ન્યાયીપણાને જાણો છો, ને જે
લોકોના મનમા મારો નિયમ છે, તે તમે મારૂ
સાંભળો; માણસની નિંદાથી બીશો મા, ને તેઓના
મેહેણાથી ડરશો મા ૮ કેમકે કીડો વસ્ત્રની પેઠે
તેઓને ખાઇ જશે, ને કંસારી ઉનની પેઠે તેઓને
ખાઇ જશે; પણ મારૂ ન્યાયીપણુ સર્વકાળ સુધી, ને
મારૂં તારણ પેઢી દર પેઢી રહેશે.

૯ રે યહોવાહના ભુજ, જાગૃત થા, જાગૃત થા,
સામર્થ્યથી વેષ્ટિત થા; જેમ પૂર્વકાળના દિવસોમા,
જેમ પુરાતન કાળની પેઢીઓ મધ્યે, તેમ જાગૃત થા.
જેણે રાહાબને કાપી નાખ્યો, જેણે અજગરને વિંધ્યો,
તેજ તું નથી શું? ૧૦ સમુદ્રને, મહા ઉંડાણના પાણીને
જેણે સુકાવી નાખ્યા, જેણે સમુદ્રનાં ઉંડાણોને ઉદ્ધાર
પામેલાઓને પાર ઉતારવાને અર્થે માર્ગ કરી નાખ્યા,
તેજ તું નથી શું? ૧૧ ને યહોવાહના ખાડી લીધેલાઓ
પાછા આવીને હર્ષનાદ સહિત સિયોન પહોચશે; ને
સર્વકાળિક આનંદ તેમને માથે રહેશે; હર્ષ તથા આનંદ
તેમને પ્રાપ્ત થશે, ને શોક તથા નિશ્વાસ જતા રહેશે

૧૨ જે તમને દિલાસો દે છે, તે હું, હુંજ છું; તું કોણ
છે, કે મરનાર માણસથી, ને આદમપુત્ર જે ઘાસ જેવો
કરાશે તેથી તું બીહી જાય છે? ૧૩ ને યહોવાહ જે
તારો કર્તા, આકાશોને પ્રસારનાર, તથા પૃથ્વીનો પાયો
નાખનાર તેને તું વિસરી ગયો છે; જુલમગાર વિનાશ
કરવાને તૈયારી કરે છે ત્યારે નિત્ય આખો દિવસ તેના
ક્રોધને લીધે તું બીહે છે? વળી જુલમગારનો ક્રોધ ક્યાં
છે? ૧૪ જે વાંકો વળેલો છે તે જલદીથી છોડાશે, ને
તે મરીને કબરમાં ઉતરવાનો નથી, વળી તેનું અન્ન
નહિ ખુટશે. ૧૫ કેમકે હુ યહોવાહ તારો દેવ છું, કે
જે સમુદ્રને એવો ઉશ્કેરે છે કે તેનાં મોજાઓ ગર્જે છે;
સૈન્યોનો યહોવાહ એ તેનું નામ છે. ૧૬ અને મેં મારી
વાતો તારા મુખમાં ઘાલી છે, ને મારા હાથની છાયાએ
તને ઢાંક્યો છે, કે હુ આકાશોને સ્થાપુ, ને પૃથ્વીનો
પાયો નાખું, ને સિયોનને કહુ, તું મારી પ્રજા છે.

૧૭ જાગૃત થા, જાગૃત થા, ઉઠી થા, હે યરૂશાલેમ,
કે જેણે યહોવાહના હાથ થકી એના કોપનો પ્યાલો
પીધો છે; તેં લથડિયા ખવાડનારો મોટો પ્યાલો પીને
ખાલી કર્યો છે. ૧૮ તેણી જેણે સર્વ દીકરા જણ્યા છે,
તેઓમાંનો કોઇ તેને દોરી લઇ જનાર નથી, ને જે
સર્વ દીકરા તેણીએ ઉછેર્યા છે, તેઓમાનો કોઇ તેનો
હાથ ઝાલે એવો નથી. ૧૯ તારા પર આ બે [દુઃખ]
આવી પડયાં છે; કોણ તારે લીધે શોક કરશે?
પાયમાલી તથા વિનાશ, ને દુકાળ તથા તરવાર [આવી
પડયાં] છે; હું શી રીતે તને દિલાસો આપીશ?
૨૦ તારા દીકરા નિર્ગત થયા છે; તેઓ સર્વ, પાશમા
પડેલા હરણની પેઠે, ગલીઓના ખુણા પર પડેલા છે;
તેઓ યહોવાહને કોપે, તારા દેવની ધમકીએ ભર-
પૂર છે. ૨૧ તે માટે હે દુઃખિત તથા પિધેલી, પણ
દ્રાક્ષરસથી નહિ, તું આ સાંભળ; ૨૨ તારો પ્રભુ
યહોવાહ તથા તારો દેવ, જે પોતાના લોકને સારૂ વાદ
કરનાર છે, તે એવું કહે છે, જો, લથડિયાં ખવાડનારો
પ્યાલો, ને મારા કોપનો મોટો પ્યાલો મેં તારા હાથ-
માથી લઇ લીધો છે; તેમાંનું તું હવે પછી કદી પીનાર
નથી; ૨૩ ને હુ તેને તારા પર જુલમ કરનારાઓના
હાથમાં મૂકીશ, કે જેઓએ તારા જીવને કહ્યુ હતું, ઉંધો
પડ, કે અમે ઉપર થઇને જઇએ; ને તેં તારી પીઠ
ભૂમિની પેઠે, ને વાટસરૂઓને સારૂ રસ્તાની પેઠે રાખી

૫૨ હે સિયોન, જાગૃત થા, જાગૃત થા, તારા
સામર્થ્યથી વેષ્ટિત થા; હે યરૂશાલેમ,
પવિત્ર નગર, તારૂ સુંદર વસ્ત્ર પહેર; કેમકે હવે

પછી બેસુનતી તથા અશુદ્ધ કદી તારામા પેસશે નહિ
૨ હે યરૂશાલેમ, પોતાપરની ધૂળ ખખેરી નાખ, ઉઠીને
બેઠી થા, હે સિયોનની બદીવાન દીકરી, તારી ગરદન
પરૂના બધન છોડી નાખ

૩ કેમકે યહોવાહ કહે છે કે, તમે મફત વેચાયા
હતા, ને નાણા વિના તમે ખડી લેવાશો ૪ કેમકે પ્રભુ
યહોવાહ એવુ કહે છે, પ્રથમ મારા લોક મિસરમા
પ્રવાસ કરવા સારૂ ત્યા ગયા, ને આશ્શૂરે અમથોજ
તેમના પર જુલમ કીધો ૫ અને હાલ અહીં મારે શુ
છે? એમ યહોવાહે કહેલુ છે, કેમકે મારા લોક વગર
કારણે લઇ જવાયા છે, તેમના અધિકારીઓ બૂમ
પાડે છે એમ યહોવાહ કહે છે, ને નિત્ય મારૂ નામ
આખો દિવસ નિંદાય છે તે માટે મારા લોક મારૂ
નામ જાણશે, તે માટે તે દિવસે જાણશે કે, જે કહે
છે કે, હુ આ રહ્યો, જુઓ, તે હુજ છુ

૭ જે વધામણી લાવે છે, જે શાતિની વાત સભળાવે
છે, જે કલ્યાણની વધામણી લાવે છે, જે તારણની
વાત સભળાવે છે, જે સિયોનને કહે છે કે, તારો દેવ
રાજ્ય કરે છે, તેના પગ પર્વતો પર કેવા શોભાયમાન
છે! ૮ તારા ચોકીદારોની વાણી! તેઓ મોટે સાદે
પોકારે છે, તેઓ એકત્ર હર્ષનાદ કરે છે, કેમકે યહો
વાહ શી રીતે સિયોનમા પાછો આવે છે, તે તેઓ
નજરોનજર જુએ છે ૯ યરૂશાલેમના ખાડિયેરો,
એકત્ર હર્ષનાદ કરવા માડો, કેમકે યહોવાહે પોતાના
લોકને દિલાસો દીધો છે, યરૂશાલેમને ખડી લીધેલુ
છે ૧૦ યહોવાહે પોતાનો પવિત્ર ભુજ, સર્વ વિદેશી
ઓના દેખતા, ઉઘાડો કર્યો છે, ને પૃથ્વીની સર્વ
સીમાઓ આપણા દેવનુ તારણ જોશે ૧૧ જાઓ,
જાઓ ત્યાથી નિકળો, કંઇ અશુદ્ધ વસ્તુને અડકશો
મા તેની વચમાથી નિકળો, યહોવાહના પાત્રો
ઉચકનારા, તમે શુદ્ધ થાઓ ૧૨ કેમકે તમે ઉતાવળથી
નિકળવાના નથી, ને નાસીને જવાના નથી, કેમકે
યહોવાહ તમારી આગળ ચાલશે ને ઇસ્રાએલનો દેવ
તમારો પૂઠરક્ષક થશે

૧૩ જુઓ, મારો સેવક સુબુદ્ધિથી ચાલશે, તે ઉચો
થઇને મોટી પદવીએ પહોચશે, તથા અતિ બુનદ થશે,
૧૪ જે પ્રમાણે ઘણા તારે લીધે વિસ્મિત થયા, (એનો
ચેહેરો જાણે માણસનો ચેહેરો નહિ હોય, ને તેનુ રૂપ
જાણે આદમપુત્રનુ રૂપ નહિ હોય, એવી રીતે તેઓ
વિરૂપ થયા હતા), ૧૫ તેમ તે ઘણા દેશોને થથરાવી
નાખશે, તેને લીધે રાજાઓ પોતાના મુખ બધ રાખશે
કારણ કે તેઓને જે કહેવામા આવ્યુ નહોતુ તે તેઓ
જોશે, ને જે તેઓએ સાભળ્યુ નહોતુ તે તેઓ
સમજશે

૫૩ આપણે જે સાભળ્યુ છે તે કોણે માન્યુ છે?
ને યહોવાહનો ભુજ કોને પ્રગટ થએલો
છે? ૨ તે તો તેની સન્મુખ ફણગાની પેઠે, તથા
સુકી ભુમિમાની જડની પેઠે ઉગ્યો, ને તેને સુરૂપ
નહોતુ, ને સૌદર્ય નહોતુ, ને આપણે તેને જોયા
ત્યારે તેનો દેખાવ એવો નહોતો કે આપણે તેને
ચાહીએ ૩ તે માણસોથી ધિક્કારાએલો તથા તજા-
એલો હતો, દુખિત પુરૂષ ને દરદનો અનુભવી, ને
જેને દેખીને મુખ અવળુ ફેરવીએ, એવો તે ધિક્કાર
પામેલો હતો, ને આપણે તેની કદર બુઝી નહિ

૪ ખચિત તેણે આપણા દરદ માથે લીધા છે, ને
આપણા દુખ વેઠયા છે, પણ આપણે તો તેને
હણાયલો, દેવથી માર પામેલો, તથા પીડિત થએલો
માન્યો ૫ પણ આપણા અપરાધોને લીધે તે વિંધાયો,
આપણા અન્યાયને લીધે તે કચડાયો, આપણી શાતિ
[ સાધવા ]ની શિક્ષા તેના પર પડી, ને તેના સોળથી
આપણને સાજાપણુ મળ્યુ છે ૬ આપણે સર્વ ઘેટાની
પેઠે ભટકી ગએલા છીએ, પ્રત્યેક પોતાને માર્ગે વળી
ગયો છે, ને યહોવાહે તેના પર આપણ સર્વનો
અન્યાય મૂકયો છે

૭ તેના પર જુલમ ગુજારવામા આવ્યો તોપણ નર
થઇને તેણે પોતાનુ મ્હો ઉઘાડયુ નહિ, જે હલવા
કપાવા સારૂ લઇ જવાય છે તેના જેવો, ને જે ઘે
પોતાના કાતરનારની આગળ મુગી રહે છે, તેના જેવ
તે હતો, તેણે તો પોતાનુ મ્હો ઉઘાડયુ નહિ
૮ સકટથી તથા ન્યાયચુકાદાથી તે લઇ જવાયો, ને
તેની પેઢીમાના કોણે વિચાર્યુ કે, મારા લોકના અપરા
ધોને લીધે તેના પર માર પડયાથી તે જીવતાઓની
ભૂમિ પરથી મારી નખાયો? ૯ ને તેની કબર દુષ્ટોની
સધાતે ઠરાવેલી હતી, પણ તેની મરણાવસ્થામા તે
દ્રવ્યવાનની સધાતે હતો, કેમકે તેણે અપકાર કયા
નહોતો ને તેના મુખમા કપટ નહોતુ

૧૦ તોપણ યહોવાહને તેને કચરવાની મરજી હતી,
તેણે તેને દરદી કીધો, તેનો આત્મા દોપાર્થાર્પણ કરશે
ત્યારે તે પોતાનુ સતાન જોશે, તેના દિવસ ઘણા
થશે, ને તેના હાથમા યહોવાહની મરજી સફળ થશે

૧૧ પોતાના આત્માના કષ્ટનું ફળ જોઇને તે સંતોષ
પામશે; મારો ન્યાયી સેવક પોતાના જ્ઞાનથી ઘણા-
ઓને ન્યાયી ઠરાવશે, ને તેઓના અપરાધો તે માથે
લેશે. ૧૨ તે માટે હું મોટાઓ સંઘાતે તેને હિસ્સો
વહેંચી આપીશ, ને પરાક્રમીઓની સંઘાતે તે લૂટ
વહેંચશે, કારણ કે તેણે પોતાનો આત્મા મરણ પામતાં
સુધી રેડી દીધો, ને અપરાધીઓની સંઘાતે તે
ગણાયો; પરંતુ તેણે તો ઘણાંઓનાં પાપ માથે લીધાં,
ને અપરાધીઓને સારૂ મધ્યસ્થી કીધી.

૫૪ હે વાંઝણી, જે જણી નથી તે તું હર્ષનાદ
કાઢ; જેણીએ પ્રસવવેદના સહી નથી તે
તું હર્ષનાદ કરવા માંડીને પોકાર; કેમકે યહોવાહ કહે
છે કે, જે એકલી રહેલી તેનાં છોકરાં પરણેલીના કરતાં
ઘણાં છે. ૨ તારા તંબુની જગ્યા પહોળી કર; ને તેઓ
તારાં રહેઠાણોના પડદા પ્રસારે; રોકીશ મા, તારાં
દોરડાં લાંબાં કર ને તારી મેખો મજબૂત કર; ૩ કેમકે
તું ડાબી જમણી ફેલાઇ જવાની છે; ને તારૂં સંતાન
વિદેશીઓનું વતન પામશે, ને ઉજડ નગરોને વસા-
વશે ૪ તું બીશ મા, કેમકે તું શરમાવાની નથી; ને
ગભરાઇશ મા, કેમકે તને લાજ લાગવાની નથી;
કેમકે તારી જુવાનીની શરમ તું વિસરવાની છે, ને
તારા રંડાપાનું અપમાન ફરી તને યાદ આવશે નહિ.
૫ કેમકે તારો કર્તા તારો ભરથાર છે; સૈન્યોનો યહો-
વાહ તેનું નામ છે; ને તને ખરી લેનાર એ તો ઇસ્રા-
એલનો પવિત્ર છે; આખી પૃથ્વીનો દેવ તે કહેવાશે.
૬ કેમકે તજેલી તથા આત્મામાં ઉદાસ એવી બાયડીની
પેઠે તને યહોવાહે બોલાવી છે, તથા જુવાનીની પત્ની
ધિક્કારેલી થઇ ગઇ હોય, તેની પેઠે [મેં તને તેડી],
એવું તારો દેવ કહે છે. ૭ મેં ક્ષણવાર સુધી તને તજી
છે, પણ મોટી દયાથી હું તને સમેટીશ. ૮ ઉભરાતા
રોષમાં મેં પળવાર સુધી તારી બાજુથી મારૂં મુખ
ફેરવ્યું, પણ સનાતન કૃપાથી હું તારા પર દયા
રાખીશ, યહોવાહ તારો ખરી લેનાર એવું કહે છે.
૯ કેમકે આ મારી આગળ નૂહનાં પાણી સરખું છે,
જે પ્રમાણે મેં સમ ખાધા હતા, કે નૂહનાં પાણી ફરી
ભૂમિ પર ચાલનાર નથી, તેમ મેં સમ ખાધા છે કે હું
તારા પર રોષિત થઇશ નહિ, ને તને ધમકાવીશ
નહિ. ૧૦ કેમકે પર્વતો ખસી જાય ને ડુંગરો ચળે,
પણ મારી કૃપા તારા પરથી ખસી જશે, નહિ, ને
મારો શાંતિનો કરાર ચળી જશે નહિ; યહોવાહ જે
તારા પર દયા રાખે છે તે એવું કહે છે.

૧૧ હે દુઃખિત, તોફાને ઉછાળેલી, દિલાસા વગરની,
જો, હું તારા પત્થરો સુરમામાં બેસાડીશ, ને તારા
પાયા નીલમના કરીશ ૧૨ તારા બુરજોને હું માણેકના,
ને તારી ભાગોળોને લાલની, ને તારી સર્વ સીમાઓને
મનોરંજક પાષાણની કરીશ ૧૩ અને તારાં સર્વ છોકરાં
યહોવાહનાં શિષ્ય થશે, ને તારાં છોકરાંની શાંતિ ઘણી
થશે. ૧૪ તું ન્યાયીપણાએ સ્થિર કરાઇશ; ગભરાટથી
દૂર રહે, કેમકે તને કાંઇ ભય લાગશે નહિ; ધાકથી દૂર
રહે, કેમકે તે તારી પાસે આવશે નહિ. ૧૫ જુઓ,
તેઓ એકઠા થાય ખરા, પણ મારાથી નહિ; જેઓ
તારી સામા એકઠા થશે તેઓ તારા પક્ષના થશે.
૧૬ જુઓ, લુહાર જે કોયલાના અગ્નિ પર ફુંકે છે, ને
પોતાના કામને સારૂ ઓજાર કાઢે છે, તેને મેં ઉત્પન્ન
કીધો છે, ને વિનાશકને નાશ કરવા સારૂ મેં ઉત્પન્ન
કીધો છે. ૧૭ તારી વિરૂદ્ધ થવા સારૂ ઘડેલું કોઇ પણ
હથિયાર સાર્થક નહિ થશે, ન્યાયસભામાં જે કઇ જીભ
તારી સામે ઉઠી થશે, તેને તું અન્યાયી ઠરાવીશ. એ
યહોવાહના સેવકોનો વારસો છે, ને તેમનું ન્યાયીપણું
મારાથી છે, એમ યહોવાહ કહે છે.

૫૫ રે સર્વ તરસ્યા, તમે પાણીની પાસે આવો;
ને જેની પાસે કઇ નાણું નથી તે તમે
આવો, વેચાતું લો, ને ખાઓ; વળી આવીને નાણાં
વિના તથા મૂલ્ય વિના દ્રાક્ષરસ તથા દૂધ વેચાતાં લો.
૨ જે અન્ન નથી તેને લીધે નાણું શા સારૂ ખરચો છો?
ને જેથી તૃપ્તિ થતી નથી, તેને સારૂ તમારી કમાઇ
શા માટે આપો છો? કાન દઇને મારૂં સાંભળો, ને
સારૂંજ ખાઓ, ને પુષ્ટતામાં તમારો જીવ સુખ પામે.
૩ કાન દો, ને મારી પાસે આવો; સાંભળો, એટલે
તમારો આત્મા જીવશે; ને દાઉદ પરની કૃપા જે
નિશ્ચિત છે તે પ્રમાણે હું તમારી સાથે અનંત કરાર
કરીશ. ૪ જુઓ, મેં તેને લોકોને સારૂ સાક્ષી, લોકોને
સારૂ સરદાર તથા આગેવાન ઠરાવી આપ્યો છે. ૫ જો,
જે દેશજાતિને તું જાણતો નથી તેને તું બોલાવીશ, ને
જે દેશજાતિ તને જાણતી નહોતી તે યહોવાહ તારા
દેવના કારણને લીધે તારી પાસે દોડી આવશે, તથા
ઇસ્રાએલના પવિત્રને લીધે [આવશે], કારણ કે તેણે
તને મહિમાવાન કર્યો છે.

૬ યહોવાહ મળે છે એટલામાં તેને શોધો; તે પાસે
છે એટલામાં તેને હાંક મારો. ૭ દુષ્ટ પોતાનો માર્ગ,

૭ અન્યાયી માણુસ પોતાના વિચારો તજી દે, ને
યહોવાહ પાસે પાછો આવે, ને તે તેના પર કૃપા
રાખશે; ને આપણા દેવની પાસે [આવે], કેમકે તે
ઘણી ક્ષમા કરશે ૮ કેમકે મારા વિચારો તમારા
વિચારો નથી, તેમ તમારા માર્ગો મારા માર્ગો નથી,
એમ યહોવાહ કહે છે ૯ કેમકે જેમ આકાશો પૃથ્વીથી
ઉચાં છે, તેમ મારા માર્ગો તમારા માર્ગોથી, ને મારા
વિચારો તમારા વિચારોથી ઉચા છે ૧૦ કેમકે જે
પ્રમાણે વરસાદ તથા હિમ આકાશથી પડે છે, ને
ભૂમિને સિચ્યા વિના, ને તેને સફળ તથા ઉગાવનારી
કર્યા વિના, તથા વાવનારને બીજ તથા ખાનારને અન્ન
આપ્યા વિના ત્યાં પાછાં વળતાં નથી; ૧૧ તે પ્રમાણે
મારી વાત જે મારા મુખમાથી નિકળી છે તે થશે; મેં
જે ચાહ્યુ છે તે કર્યા વિના, ને જે વિષે તેને મોકલી
હતી તેમાં સફળ થયા વિના તે અમથી મારી પાસે
પાછી વળશે નહિ. ૧૨ કેમકે તમે આનદસહિત ચાલી
નિકળશો, ને શાંતિથી બહાર લઇ જવાશો; તમારી
આગળથી પર્વતો તથા ટેકરીઓ હર્ષનાદ કરવા માંડશે,
ને ખેતરોનાં સર્વ ઝાડ તાળી પાડશે. ૧૩ કાંટાનાં ઝાડને
ઠેકાણે દેવદાર. ને રાની ગુલાબને ઠેકાણે મેંદી ઉગશે;
ને તે યહોવાહને સારૂ નામ તરીકે, કદી નાબૂદ ન થાય
એવા અનંત ચિન્હ તરીકે થશે.

૫૬ યહોવાહ એવું કહે છે, ઇન્સાફ સાચવો, ને
ન્યાય કરો, કેમકે મારા તારણનું આવવું ને
મારા ન્યાયનું પ્રગટ થવું પાસે છે. ૨ જે માણુસ એ કરે
છે ને જે આદમપુત્ર એને વળગી રહે છે, સાબ્બાથનું
અપમાન ન કરતા એને જે પાળે છે, ને પોતાનો હાથ
કઇ પણ ભુડું કરવાથી પાછો રાખે છે, તેને ધન્ય છે
૩ વળી જે વિદેશી યહોવાહના સબંધમાં આવેલો છે,
તેણે એવું નહિ કહેવું કે, યહોવાહ મને પોતાના લોકથી
ખચિત જુદો પાડશે; ને ખોજાએ નહિ કહેવું કે,
જુઓ, હુ સુકાયલું ઝાડ છું ૪ કેમકે જેઓ મારા
સાબ્બાથો પાળે છે, ને જે પર મારી પ્રસન્નતા છે તે
પસદ કરશે, ને મારા કરારને વળગી રહેશે, તે
ખોજાઓ વિષે યહોવાહ એવું કહે છે કે, ૫ તેમને તો
હુ મારા ઘરમા તથા મારા કોટો મધ્યે, દીકરા તથા
દીકરીઓ કરતાં ઉત્તમ યાદગીરી તથા નામ આપીશ,
એવાને જે નષ્ટ નહિ થશે તેવું અમર નામ આપીશ.
૬ વળી જે વિદેશીઓ યહોવાહની સેવા કરવા સારૂ,
તથા યહોવાહના નામ પર પ્રીતિ કરવા સારૂ, એના
સેવક થવા સારૂ તેના સંબંધમાં આવે છે; એટલે જે
સર્વ મારા સાબ્બાથનું અપમાન ન કરતાં એને પાળે છે,
ને મારા કરારને વળગી રહે છે, ૭ તેમને તો હુ મારા
પવિત્ર પર્વત પર આણીશ, ને મારી પ્રાર્થનાના ઘરમાં
તેમને આનંદિત કરીશ; તેમનાં દહનીયાર્પણો તથા
તેમના યજ્ઞો મારી વેદી પર માન્ય થશે; કેમકે મારૂ
ઘર સર્વ દેશજાતિઓને સારૂ પ્રાર્થનાનું ઘર કહેવાશે.
૮ પ્રભુ યહોવાહ જે ઇસ્રાએલના કાઢી મૂકાએલાઓને
ભેગા કરે છે તે એવું કહે છે કે, તેના ભેગા થએલા
ઉપરાંત હુ હજી તેની પાસે બીજાઓને ભેગા કરીશ.

૯ ખેતરનાં સર્વ શ્વાપદ, વનમાંનાં સર્વ શ્વાપદ, તમે
ખાવાને આવો. ૧૦ તેના ચોકીદારો આધળા છે;
તેઓ સઘળા અજ્ઞાની છે, તેઓ સઘળા મૂગા કુતરા
છે, કે જેઓ ભસી શકતા નથી, તેઓ સ્વપ્નવશ, સુઇ
રહેનારા, ઉંઘ ચાહનારા છે ૧૧ વળી તે કુતરા ખાવરા
છે, તેઓ તૃપ્તિ સમજતા નથી, ને ઘેટાપાળક પોતે
સમજણ જાણતા નથી; તેઓ સર્વ પોતાના માર્ગની
ભણી, પ્રત્યેક પોતાના લાભને સારૂ, તમામ ફરી ગયા
છે. ૧૨ [તેઓ કહે છે કે], આવો, હું દ્રાક્ષરસ લાવું,
ને આપણે પુષ્કળ દારૂ પિયે, ને આજના જેવો કાલનો
દિવસ અતિ ઘણો મોટો થશે.

૫૭ ન્યાયી નાશ પામે છે, ને કોઇ માણસ
ધ્યાનમાં લેતુ નથી, ને ધાર્મિક માણસો
લઇ જવાય છે, ને કોઇ સમજતો નથી કે ન્યાયીનું
વિપત્તિમાથી હરણ થાય છે. ૨ તે શાંતિમાં પ્રવેશ કરે
છે; જે સીધો ચાલે છે તે પોતાના બિછાના પર
વિશ્રામ પામે છે.

૩ પણ તમે જાદુગરેણના દીકરા, જારકર્મી તથા
વ્યભિચારિણીનાં સતાન, અત્રે પાસે આવો ૪ તમે
કોની મશ્કરી કરો છો? કોના પર મુખ પહોળું કરીને
જીભ કાઢો છો? શું તમે ઉલ્લઘનના છોકરાં, જૂઠાણાનાં
સતાન નથી? ૫ કે સર્વ લીલાં ઝાડની નીચે તમે મૂર્તિ-
ઓથી મસ્ત થાઓ છો, નાળાઓ મધ્યે ખડકોના
ચીરા નીચે છોકરાંને મારી નાખો છો. ૬ નાળાના
સરકણા [પત્થરો]માં તારો ભાગ છે, એઓજ તારો
હિસ્સો છે; વળી એઓની પ્રત્યે તેં પેયાર્પણ રેડયું
છે, ખાદ્યાર્પણ ચઢાવ્યુ છે. એ બિનાઓ વિષે હું શાંત
થાઉ શું? ૭ મોટા ને ઉંચા પર્વત પર તેં તારૂ બિછાનું
રાખ્યુ છે, વળી તું યજ્ઞ કરવા સારૂ ત્યાં ચઢી ગઇ.
૮ અને કમાડ તથા ચોકઠાંની પછવાડે તેં તારૂં સંભારણું

મૂક્યું, કેમકે મારાથી દૂર થઇ તું પોતાની [નગ્નતા]
ઉઘાડી કરીને ચઢી ગઇ; તેં તારૂં બિછાનું વધાર્યું છે;
ને તેમની સાથે પોતાને સારૂ બદોબસ્ત કર્યો છે; તેં
તેમનું બિછાનું જ્યાં જોયું ત્યા તેને ચાહ્યું. ૯ અને તું
સુગંધિદાર તેલ સહિત રાજાની પાસે ગઇ, ને તારૂં
અત્તર વધાર્યું, ને તારા સંદેશિયાને તેં વેગળે મોકલ્યા,
ને શેઓલ સુધી તું નીચ થઇ ૧૦ તારા રસ્તાની લંબા-
ઇને લીધે તું કાયર થઇ, તોપણ તેં કહ્યું નહિ કે, કંઇ
આશા નથી; તાજું બળ તને પ્રાપ્ત થયું, તે માટે તું
નબળી થઇ નહિ ૧૧ અને તું કોનાથી બીધી તથા
ડરી કે તું જુઠું બોલે છે, ને મારૂં સ્મરણ તેં રાખ્યું
નથી, ને ધ્યાનમાં લીધું નથી? શું, હું ઘણા દિવસથી
છાનો રહેતો નથી, ને શું [એમ નથી કે] તું મારાથી
નથી બીતી? ૧૨ હું તારૂં ન્યાયીપણું પ્રગટ કરીશ,
વારા કામોથી તને કંઇ લાભ થશે નહિ. ૧૩ તું હાંક
મારે છે ત્યારે તારી સંઘરેલી [મૂર્ત્તિઓ] તને છોડાવે;
પણ વાયુ તે સર્વને ઉડાવશે, શ્વાસ તેમને લઇ જશે;
પણ મારો ભરોસો જે કરે છે, તે દેશનો વારસ થશે,
ને મારા પવિત્ર પર્વતનું વતન પામશે. ૧૪ વળી તે
કહેશે, સડક બાંધો, સડક બાંધો, માર્ગ તૈયાર કરો,
મારા લોકના માર્ગમાંથી હરેક ઠેસ ખવાડનારી વસ્તુ
ઉઠાવી લો.

૧૫ કેમકે જે ઉંચો તથા મુખ્ય, જે સનાતનકાળવાસી,
જેનું નામ પવિત્ર, તે એવું કહે છે, હું ઉચ્ચસ્થાને તથા
પવિત્રસ્થાને રહું છું, વળી આત્મામાં જે પસ્તાનાર
તથા નમ્ર તેની સાથે પણ વસું છું, એ માટે કે નમ્રોનો
આત્મા, ને પસ્તાનારાઓનું હૃદય હું ઉત્તેજિત કરૂં.
૧૬ કેમકે હું સદા વિવાદ કરનાર નથી, ને સર્વકાળ
સુધી રોષ રાખનાર નથી, નહિ તો આત્મા, તથા મેં
જે જીવો પેદા કર્યા તે મારી સન્મુખથી નિર્ગત થાય
૧૭ તેના લોભના અન્યાયને લીધે રોષિત થઇને મેં તેને
માર્યો, ને પોતાને સંતાડતાં હું કોપાયમાન થયો, ને
તે પોતાના હૃદયને માર્ગે વળી જઇને ચાલ્યો ગયો.
૧૮ મેં તેના માર્ગો જોયા છે; ને હું તેને સમો કરીશ;
વળી હું તેને દોરીશ, ને તેને તથા તેના શોક કરનારા-
ઓને દિલાસો વાળી આપીશ ૧૯ હોઠોનાં ફળોનો
ઉત્પન્નકર્તા હું છું; યહોવાહ કહે છે, વેગળાને તથા
પાસેનાને શાંતિ, શાંતિ; ને હું તેને સમો કરીશ.
૨૦ પણ દુષ્ટો ઉછળતા સમુદ્રના જેવા છે; કેમકે તે
શાંત રહી શકતો નથી, ને તેનાં પાણી કચરો તથા
કાદવ ડોળી કાઢે છે. ૨૧ દુષ્ટોને કંઇ શાંતિ નથી, એમ
મારો દેવ કહે છે.

૫૮ તું તાણીને પોકાર, કંઇ બાકી ન રાખ;
રણશિંગડાની પેઠે તારો સાદ ઉંચો કર, ને
મારા લોકને તેમના અપરાધો વિષે, તથા યાકૂબના
ઘરનાને તેમનાં પાપો વિષે ખબર આપ. ૨ તોપણ
તેઓ જાણે ન્યાયીપણું કરનારી પ્રજા હોય, ને પોતાના
દેવના ન્યાયચુકાદાને તજનારા ન હોય તે પ્રમાણે,
તેઓ રોજ રોજ મને શોધે છે, ને મારા માર્ગોને
જાણવા ચાહે છે; તેઓ મારી પાસે ન્યાયીપણાના
વિધિઓ માગે છે, તેઓ દેવની પાસે આવવાને ચાહે
છે. ૩ [તેઓ કહે છે] અમે ઉપવાસ કર્યો છે, ને તેં
જોયું નથી, એમ કેમ? અમે અમારા આત્માને દુઃખી
કીધો છે, ને તું કેમ ધ્યાનમા લેતો નથી? જુઓ,
તમારા ઉપવાસ કરવાના દિવસે તમે સુખ પામો છો,
ને તમારા સર્વ મજુરો પર જુલમ ગુજારો છો.
૪ જુઓ, તમે ઝઘડા તથા ભાંડણને સારૂ, ને દુષ્ટતાની
મુક્કી મારવા સારૂ ઉપવાસ કરો છો; તમે આજ
કાલમાં તમારી વાણી ઉચ્ચસ્થાને સંભળાવવા સારૂ
ઉપવાસ કરતા નથી. ૫ જે ઉપવાસ હું પસંદ કરૂં છું,
એટલે માણસ જેમા આત્મકષ્ટ કરે તે દિવસ, શું
આના સરખો હશે? પોતાનું ડોકું સરકટની પેઠે નમા-
વવું, ને પોતાની હેઠળ ટાટ તથા રાખનું પાથરણું
કરવું, શું એ છે? શું આને તમે ઉપવાસ ને યહોવા-
હનો માન્ય દિવસ કહેશો? ૬ [પણ] દુષ્ટતાનાં
બંધનો છોડવાં, ઝુસરીનાં જોતર છોડવા, ને દબાએ-
લાને મોકળા કરીને વિદાય કરવા, ને વળી સર્વ
ઝુસરીને ભાંગી નાખવી,—જે ઉપવાસ હું પસંદ કરૂં
છું, તે શું એ નથી? ૭ ભૂખ્યાઓને તારી રોટલી વહેંચી
આપવી, ને ભટકતા ગરીબોને તું ઘેર આણે, શું, એ
ઉપવાસ નથી? નાગાને જોઇને તારે તેને પહેરાવવું,
ને પોતાની દેહનાંની પાસેથી પોતાને સંતાડવો નહિ
૮ ત્યારે તારો પ્રકાશ પોહની પેઠે ફાટશે, ને તારૂં
આરોગ્ય જલદીથી થશે; ને તારૂં ન્યાયીપણું તારી
આગળ ચાલશે, યહોવાહનું ગૌરવ તારો પૂઠરક્ષક થશે.
૯ ત્યારે તું હાંક મારશે, ને યહોવાહ ઉત્તર આપશે, તું
બૂમ પાડશે એટલે તે કહેશે, હું આ રહ્યો. જો તું
ઝુસરીને તથા આંગળી કરવાને તથા ભુંડાઇ બોલવાને
તારા મધ્યેથી દૂર કરે, ૧૦ ને તારા જીવથી ઇચ્છેલી
વસ્તુઓ જો ભૂખ્યાઓને આપી દે, ને નમ્ર થએલા
જીવને તૃપ્ત કરે તો તારો પ્રકાશ અંધકાર મધ્યે ઉગશે,

ને તારૂ અધારૂ બપોરના જેવુ થઇ જશે ૧૧ અને
યહોવાહ તને નિત્ય ચલાવશે, ને સુકવણાની વેળાએ
તારો જીવ તૃપ્ત કરશે, ને તારા હાડકાને તે બળવંત
કરશે, ને તુ સિંચેલી વાડીના જેવો, ને જે ઝરાનુ
પાણી ખુટતું નથી, તેના જેવો થઇશ. ૧૨ અને જેઓ
તારામાથી નિકળશે તેઓ પુરાતનકાળના ખંડિયેરોને
બાધશે, ઘણી પેઢીઓના પાયા તુ ઉભા કરીશ, ને
તુ ફાટને સમારનાર, વસ્તીવાળી વાટોનો મરામત
કરનાર કહેવાઇશ ૧૩ જો તુ સાબ્બાથ પરથી, મારા
પવિત્ર દિવસે પોતાની મરજી કરવાથી પોતાના પગ
પાછા ફેરવીશ, ને સાબ્બાથને આનંદકારક, યહોવા
હના પવિત્ર [ દિવસને ] માનવત કહીશ, ને પોતાના
માર્ગોમા નહિ ચાલતા તથા પોતાની મરજી મુજબ
નહિ કરતા, તથા ગપ નહિ મારતા, તેને માન આપીશ,
૧૪ ત્યારે તો તુ યહોવાહમા આનંદ પામીશ, ને હુ
પૃથ્વીના ઉચ્ચસ્થાનોએ તને સ્વારી કરાવીશ, ને તારા
પિતા યાકૂબના વારસાથી હુ તારૂ પોષણ કરીશ, કેમકે
યહોવાહનુ મ્હો એવુ બોલ્યુ છે

૫૯ જુઓ, યહોવાહનો હાથ એવો ટુકો પડ્યો
નથી કે તે બચાવી ન શકે, ને તેનો કાન
એવો મંદ થયો નથી કે તે સાભળી ન શકે ૨ પણ
તમારા અપરાધો તમારી ને તમારા દેવની વચમા
ભિન્નતા કરતા આવ્યા છે, ને તમારા પાપોએ તેનુ
મુખ તમારી ભણીથી ફેરવાવ્યુ છે, કે તે સાભળે નહિ
૩ કેમકે તમારી હથેલી લોહીથી, ને તમારી આગળીઓ
અપરાધથી અશુદ્ધ થઇ છે, તમારા હોઠો જુઠુ બોલ્યા
છે, ને તમારી જીભ ભુડાઇ બબડે છે ૪ કોઇ ન્યાયથી
બોલતો નથી, ને સત્યથી કોઇ દાવો કરતો નથી,
તેઓ વ્યર્થતા પર ભરોસો રાખે છે, ને જુઠુ બોલે
છે, તેઓ વિપત્તિનો ગર્ભ ધરે છે, ને દુષ્ટતા જણે
છે ૫ તેઓ નાગણના ઇડા સેવે છે, ને કરોળિયાની
જાળો વણે છે, તેમના ઈડા જે ખાય તે મરી જાય છે,
ને જે છુદાય છે તેમાંથી સર્પ નિકળે છે ૬ તેમની
જાળોના વસ્ત્ર થાય, એવી તેઓ નથી, ને પોતાની
કરણીઓથી તેઓ પોતાનું આચ્છાદન કરવાના નથી,
તેમની કરણીઓ અન્યાયની કરણીઓ છે, ને બળા-
ત્કારનુ કામ તેમના હાથોમા છે ૭ ભુડાઇની ભણી
તેઓના પગ દોડે છે, ને નિરપરાધ લોહી વહેવડાવ
વાને તેઓ ઉતાવળ કરે છે, તેમના વિચારો અન્યા
યના વિચારો છે, પાયમાલી તથા વિનાશ તેમના
માર્ગોમા છે ૮ તેઓ શાતિનો માર્ગ જાણતા નથી, ને
તેમના પગલામા કંઇ ઇનસાફ નથી, તેઓએ પોતાને
સારૂ પોતાની વાટ વાકી કરી છે જે કોઇ તેમા ચાલે
છે, તે શાતિ જાણતો નથી ૯ તે માટે ઇનસાફ આપણી
પાસેથી વેગળો રહે છે, ને ન્યાયીપણુ આપણી પાસે
આવી પહોચતું નથી, આપણે અજવાળાની વાટ
જોઇએ છીએ, પણ જુઓ, અધકાર, તેજની વાટ
જોઇએ છીએ, પણ ઘોર અધારામા ચાલીએ છીએ
૧૦ આધળાની પેઠે ભીંતને ટટોળીને શોધીએ છીએ,
હા, જેને આખ નથી તેની પેઠે ટટોળીએ છીએ, જાણે
ઝળઝળિયુ હોય તેમ બપોરે ઠોકર ખાઇએ છીએ,
મરેલાની પેઠે અધકારવાળા ઠેકાણામા છીએ ૧૧ રીંછની
પેઠે ઘુરકીએ છીએ, ને હોલાની પેઠે કણીએ છીએ,
ઇનસાફની વાટ જોઇએ છીએ, પણ કઇ નથી, તારણની
વાટ જોઇએ છીએ, પણ તે આપણાથી દૂર રહે છે
૧૨ કેમકે અમારા અપરાધો તારી આગળ ઘણા થયા
છે, ને અમારા પાપ અમારી વિરૂદ્ધ સાક્ષી આપે છે
કેમકે અમારા અપરાધો અમારી સઘાતે છે, ને
અમારા અન્યાયને તો અમે જાણીએ છીએ ૧૩ એટલે
યહોવાહની વિરૂદ્ધ અપરાધ કરવો તથા તેનો નકાર
કરવો, તથા પોતાના દેવ પાછળ ચાલવાથી હઠી જવુ
જુલમની તથા ફિતૂરની વાત બોલવી, હૃદયમા જૂઠી
વાત કલ્પીને તેમનો વિચાર કરવો, [ એ અમારા પાપ
છે ] ૧૪ અને ઇનસાફ પાછળ હઠેલી મૂકાય છે, ને
ન્યાયીપણુ વેગળે રહે છે, કેમકે સત્યતા રસ્તામા પડી
રહેલી છે, ને ન્યાયીપણુ પ્રવેશ પામી શકતું નથી
૧૫ વળી સત્યની અછત છે, ને જે ભુડાઇથી ફરે છે તે
લૂટાય છે, ને યહોવાહે જોયુ, ને કઇ ઇનસાફ નથી,
એ તેની દૃષ્ટિમા માઠુ લાગ્યુ ૧૬ અને તેણે જોયુ કે
કોઇ માણસ નથી, ને કોઇ વચ્ચે પડનાર નથી, તે
જોઇને તે વિસ્મિત થયો, ને તેને સારૂ પોતાનેજ હાથે
તારણ સાધ્યુ, ને પોતાનુ ન્યાયીપણુ તે તેનો ટેકો
થયો ૧૭ અને તેણે બખ્તર તરીકે ન્યાયીપણુ સજ્યુ,
ને ટોપ તરીકે માથા પર તારણ રાખ્યુ, ને પોશાક
તરીકે તેણે પ્રતિકારરૂપી વસ્ત્ર પહેર્યા, ને ઝભ્ભા તરીકે
ઉત્કંઠા ઓઢી ૧૮ જેવા તેઓના કામ તેવોજ તે બદલો
આપશે, તેના વેરીઓને કોપ, તેના શત્રુઓને સજા,
બેટોને તે પ્રતિકાર તરીકે સજા આપશે ૧૯ અને
પશ્ચિમથી તેઓ યહોવાહના નામની, ને સૂર્યોદયના
સ્થળથી તેના ગૌરવની બીક રાખશે, કેમકે તે બાધી

દીવેલી નદી જેને યહોવાહનો શ્વાસ હડસેલે છે તેની
પેઠે આવશે. ૨૦ વળી યહોવાહ કહે છે કે, સિયોનને
સારૂ, તથા યાકૂબ મધ્યે ફિતૂરમાંથી પાછા ફરેલાને
સારૂ ઉદ્ધારનાર આવશે ૨૧ વળી યહોવાહ કહે છે કે,
તેમની સાથે તો મારો કરાર આ છે, મારો આત્મા જે
તારા પર છે, ને મારી વાતો જે મેં તારા મુખમાં
રાખી છે, તે તારા મુખમાંથી, તથા તારા સંતાનના
મુખમાંથી, તથા તારા સંતાનનાં સંતાનના મુખમાંથી,
હમણાથી તે સદાસર્વકાળ સુધી જતી રહેનારી નથી,
એમ યહોવાહ કહે છે

૬૦ ઉઠ, પ્રકાશ કર; કેમકે તારો પ્રકાશ આવ્યો
છે, ને યહોવાહનો મહિમા તારા પર ઉગ્યો
છે. ૨ કેમકે જુઓ, અંધારૂં પૃથ્વીને તથા ઘોર અંધકાર
લોકોને ઢાંકશે; પણ યહોવાહ તારા પર ઉગશે, ને
તેનો મહિમા તારા પર દેખાશે. ૩ અને વિદેશીઓ
તારા પ્રકાશ ભણી તથા રાજાઓ તારા ઉદયના તેજ
ભણી ચાલ્યા આવશે. ૪ તારી દૃષ્ટિ ચારોગમ ઉંચી
કરીને જો; તેઓ સર્વ ભેગા થાય છે, તેઓ તારી
પાસે આવે છે; તારા દીકરા વેગળેથી આવશે, ને
તારી દીકરીઓને કેડે બેસાડીને લાવશે. ૫ ત્યારે તું
જોઇને પ્રકાશ પામીશ, ને તારૂં હૃદય થરથરશે ને ફુલશે,
કેમકે સમુદ્રનું દ્રવ્ય તારી પાસે વાળી લવાશે, ને
વિદેશીઓનું દ્રવ્ય તારી પાસે આવશે. ૬ ઉંટોનો
સમૂહ, મિદ્યાન તથા એફાહમાંના ઉંટના બચ્ચા તને
ઢાંકી દેશે, શેબાથી સર્વે આવશે, તેઓ સોનું તથા
લોબાન આણશે, ને યહોવાહના સ્તોત્ર વિષે વધામણી
લાવશે. ૭ કેદારનાં સર્વ ટોળાં તારે સારૂ ભેગાં કરાશે,
નબાયોથના ઘેટા તારી સેવા કરશે; તેઓ માન્ય થઇ
મારી વેદી પર ચઢશે, ને મારા સુશોભિત ઘરને હું
શોભા આપીશ. ૮ આ જે વાદળની પેઠે, ને જેમ
કબુતર પોતાની બારીઓની તરફ, તેમ ઉડતા આવે
છે, તેઓ કોણ હશે? ૯ ખચિત દ્વીપો મારી વાટ જોશે,
ને તારા દીકરાઓને, તેમના સોના રૂપા સહિત, દૂરથી
યહોવાહ તારા દેવના નામ પાસે ને ઇસ્રાએલના
પવિત્રની પાસે લાવવાને માટે તાર્શીશના વહાણો
પ્રથમ [આવશે], તે એ કારણથી કે, તેણે તને શોભાય-
માન કીધો છે. ૧૦ અને પરદેશીઓ તારા કોટ બાંધશે,
ને તેમના રાજાઓ તારી સેવા કરશે, કેમકે મારા કોપે
મેં તને માર્યો પણ મારી કૃપામાં મેં તારા પર દયા
કરી છે. ૧૧ વળી તારી ભાગળો નિત્ય ઉઘાડી રહેશે,
તેઓ રાત દિવસ બંધ થશે નહિ, એ માટે કે વિદેશી-
ઓનું દ્રવ્ય તેમના [બંધનમાં] દોરેલા રાજાઓ સુદ્ધાં
તારી પાસે લાવવામાં આવે. ૧૨ કેમકે જે દેશજાતિ
તથા જે રાજ્ય તારી સેવા નહિ કરે તે નાશ પામશે;
હા, તે દેશજાતિઓ ખચિત ઉજડ કરાશે. ૧૩ લબા-
નોનનું ગૌરવ, દેવદાર, સદ્રાક્ષ તથા સરળ મારા
પવિત્રસ્થાનની જગ્યાને સુશોભિત કરવા સારૂ તારી
પાસે એકત્ર આવશે, ને હું મારા પગોનું ઠેકાણું મહિ-
માવંત કરીશ ૧૪ અને તારા પર જેઓએ જુલમ
કીધો તેઓના દીકરા તારી પાસે નમતા આવશે, ને
જેઓએ તને તુચ્છ માન્યો, તેઓ સર્વ તારા પગનાં
તળિયા સુધી નમશે, ને તેઓ તને યહોવાહનું નગર,
ઇસ્રાએલના પવિત્રનું સિયોન કહેશે. ૧૫ તું તજેલી
તથા દ્વેષ પામેલી હતી, એવી રીતે કે તારી મધ્યે
થઇને કોઇ જતો નહોતો, તેને બદલે તો હું તને સર્વ-
કાળ સુધી વૈભવરૂપ, તથા પેઢી દર પેઢી આનંદરૂપ
કરી નાખીશ. ૧૬ વિદેશીઓનું દૂધ તું ચુસીશ, ને
રાજાઓના થાને ધાવીશ, ને તું જાણીશ કે હું યહોવાહ
તારો ત્રાતા છું, ને તારો ઉદ્ધારનાર યાકૂબનો સમર્થ
છું. ૧૭ પિત્તળને બદલે હું સોનું આણીશ, ને લોઢાને
બદલે રૂપું, તથા લાકડાને બદલે પિત્તળ, તથા પથરને
બદલે લોઢું આણીશ; ને તારા અધ્યક્ષોને શાંતિરૂપ,
તથા તારા આગેવાનોને ન્યાયરૂપ હું કરી રાખીશ.
૧૮ તારા દેશ મધ્યે ફરી બલાત્કારની વાત, તારી સીમો
મધ્યે જુલમ તથા વિનાશની વાત સંભળાશે નહિ; ને
તું તારા કોટોને તારણ, ને તારી ભાગળોને સ્તુતિ એવાં
નામ આપીશ. ૧૯ દિવસે તને અજવાળું આપવા સારૂ
સૂર્ય ત્યારથી કદી નહિ હશે, ને તેજને સારૂ ચંદ્ર તારા
પર નહિ પ્રકાશશે; પણ યહોવાહ તારા પ્રત્યે સર્વ-
કાળનું અજવાળું, ને તારો દેવ તારી શોભા થશે.
૨૦ ત્યાર પછી તારો સૂર્ય કદી અસ્ત પામશે નહિ,
તેમ તારો ચંદ્ર જતો રહેશે નહિ, કેમકે યહોવાહ તારૂં
સદાકાળનું અજવાળું થશે; ને તારા શોકના દિવસો
પૂરા થશે. ૨૧ વળી તારા લોક તો સર્વ ન્યાયી થશે;
તેઓ મારા મહિમાને અર્થે મારી રોપણીના ફણગા,
મારા હાથનું કામ છે, તેઓ સદા કાળ સુધી દેશનો
વારસો પામશે. ૨૨ એક નાના સરખામાંથી હજાર
થશે, ને જે નાનકડો તે બળવાન દેશજાતિ થઇ જશે;
હું યહોવાહ તેના સમયે તે જલદીથી કરીશ.

૬૧ પ્રભુ યહોવાહનો આત્મા મારા પર છે,
કારણ કે નમ્રોને વધામણી કહેવા સારૂ

યહોવાહે મને અભિષિક્ત કીધો છે, હૃદયભગિતોને
સમા કરવા સારૂ, બંદિવાનોને છૂટકાની તથા કેદીઓને
આખ ઉઘાડવાની ખબર પ્રસિદ્ધ કરવા સારૂ, ૨ યહો
વાહે માન્ય કરેલુ વર્ષ, આપણા દેવના પ્રતિકારનો
દિવસ પ્રસિદ્ધ કરવા સારૂ, સર્વ શોક કરનારાઓને
દિલાસો આપવા સારૂ, ૩ સિયાનમાના શોક કરનારા
ઓને રાખને બદલે મુગટ, શોકને બદલે હર્ષનુ તેલ,
મંદ આત્માને બદલે સ્તુતિરૂપ વસ્ત્ર આપવા સારૂ તેણે
મને મોકલ્યો છે, કે તેઓ તેના મહિમાને અર્થે ન્યાયી
પણાના આલોનવૃક્ષ, યહોવાહની રોપણી કહેવાય
૪ અને તેઓ પુરાતનકાળના ખંડિયેરોને બાંધશે, પૂર્વ
કાળની પાયમાલ થએલી [ ઇમારતો ] તેઓ ઉભી
કરશે, ઉજડ થએલા જે નગરો ઘણી પેઢીઓથી નષ્ટ
થએલા છે તેમને તેઓ સમારશે ૫ અને પારકાઓ
ઉભા રહીને તમારા ટોળાને ચરાવશે, ને પરદેશીઓ
તમારા ખેડુત તથા તમારી દ્રાક્ષવાડીના માળી થશે
૬ પણ તમે યહોવાહના યાજક કહેવાશો, આપણા
દેવના સેવક, એવુ [નામ] તમને આપવામાં આવશે,
વિદેશીઓની સપત્તિ તમે ખાશો, ને તેમના ગૌરવમા
તમે અભિમાન કરશો ૭ તમારી લાજને બદલે તમને
બમણુ મળશે, ને અપમાનને બદલે તેઓ પોતાના
હિસ્સા વિષે હરખાશે, માટે તેઓ પોતાના દેશ
મધ્યે બમણો વારસો પામશે, સર્વકાળનો આનદ
તેમને મળશે ૮ કેમકે હુ યહોવાહ ઇનસાફ ચાહુ છુ,
અન્યાયે થએલી લૂટફાટનો હુ ધિક્કાર કરૂ છુ, ને હુ
સત્યતા પ્રમાણે તેમની મેહેનતનો બદલો આપીશ, ને
તેઓ સાથે સર્વકાળનો કરાર કરીશ ૯ અને તેમના
સતાન વિદેશીઓમા, ને તેમની પ્રજા લોકો મધ્યે
ઓળખાશે, જે સર્વ તેમને દેખશે તેઓ તેઓ વિષે
કબૂલ કરશે કે, યહોવાહે જે સતાનને આશીર્વાદ
આપેલો છે તે તેઓ છે

૧૦ હુ યહોવાહમા અતિશય આનદ કરીશ, મારો
જીવ મારા દેવમા હરખાશે, કેમકે જેમ વર પોતાને
મુગટથી સુશોભિત કરે છે, ને કન્યા પોતાને આભૂષ
ણથી સણગારે છે તેમ તેણે મને તારણના વસ્ત્ર
પહેરાવ્યા છે, ન્યાયીપણાનો ઝભ્ભો મારા પર
ઓઢાડ્યો છે ૧૧ કેમકે જેમ ભૂમિ પોતામાથી પીલો
ઉગાવે છે, ને જેમ વાડી તેમા રોપેલાને ઉગાવે છે,
તેમ પ્રભુ યહોવાહ ન્યાયીપણુ તથા સ્તુતિ સર્વ દેશ
જાતિઓ આગળ ઉપજાવશે

૬૨ સિયોનને લીધે હુ છાનો નહિ રહીશ, ને
યરૂશાલેમને લીધે હુ વિશ્રામ નહિ લઇશ,
જ્યા સુધી કે તેનુ ન્યાયીપણુ તેજની પેઠે, ને તેનુ
તારણ સળગાવેલા દીવાની પેઠે પ્રદીપ્ત નહિ થાય
૨ અને વિદેશીઓ તારા ન્યાયીપણાને તથા સર્વ રાજા
તારા ગૌરવને જોશે, ને તને એક નવુ નામ આપવામા
આવશે, કે જેને યહોવાહનુ મ્હો ઠરાવી આપશે
૩ અને તુ યહોવાહના હાથમા શોભાયમાન તાજ, ને
તારા દેવની હથેલીમા રાજમુગટ થઇશ ૪ તુ ફરીથી
તજેલી કહેવાશે નહિ, તેમ તારો દેશ ફરીથી ઉજડ
કહેવાશે નહિ , કેમકે તુ હેફસીબાહ કહેવાઇશ, ને
તારો દેશ બેઉલાહ કહેવાશે, કેમકે યહોવાહ તારા
પર પ્રસન્ન છે, ને તારા દેશનો વિવાહ થશે ૫ કેમકે
જેમ જુવાન કુવારીને પરણે છે, તેમ તારા દીકરા તને
પરણશે, ને જેમ વર કન્યા વિષે હરખાય છે, તેમ
તારો દેવ તારે વિષે હરખ કરશે

૬ હે યરૂશાલેમ, મેં તારા કોટ પર ચોકીદારો ઠરાવી
મૂક્યા છે, આખો દિવસ તથા આખી રાત તેઓ કદી
છાના રહેશે નહિ, યહોવાહને યાદ દેવડાવનારાઓ,
તમારે વિશ્રામ લેવો નહિ, ૭ ને તે યરૂશાલેમને સ્થાપે,
ને પૃથ્વી પર તેને સ્તુત્ય કરી દે, ત્યા સુધી તેને
વિશ્રામ આપવો નહિ ૮ યહોવાહે પોતાના જમણા
હાથના, તથા પોતાના સમર્થ ભુજના સમ ખાધા છે
કે, હુ ફરીથી તારૂ ધાન્ય તારા શત્રુઓને અન્નને સારૂ
આપનાર નથી, ને જે તારા દ્રાક્ષરસને સારૂ તેં મેહેનત
કરી છે તે પરદેશીઓ પીનાર નથી ૯ કેમકે તેને ભેગુ
કરનારાઓ તે ખાશે, ને યહોવાહની સ્તુતિ કરશે, ને
એનો સગ્રહ કરનારા મારા પવિત્રસ્થાનના આગ
ણામા એ પીશે

૧૦ ભાગળોમા થઇને, ભાગળોમા થઇને જાઓ,
લોકનો માર્ગ તૈયાર કરો, બાધો, સડક બાધો, પત્થર
વિણી કાઢો, લોકોને સારૂ ધ્વજા ઉચી કરો ૧૧ જુઓ,
યહોવાહે પૃથ્વીના છેડા સુધી પ્રગટ કર્યું છે, તમે
સિયોનની દીકરીને કહો, જો, તારૂ તારણ આવે છે,
જો, તેનુ પ્રતિદાન તેની પાસે છે, ને તેનો બદલો
તેની આગળ છે ૧૨ અને તેમને પવિત્ર લોક, યહો
વાહના ખરીદી લીધેલાઓ તેઓ કહેશે, ને તુ શોધી
કાઢેલી, અણતજેલી નગરી કહેવાઇશ

૬૩ આ જે અદોમથી, જે કીરમજી રગના વસ્ત્ર
પહેરીને બોસ્રાહથી આવે છે, આ જે

પોશાક સબંધી મહિમાવાન, પોતાના પુષ્કળ સામર્થ્યે
મહાલતો આવે છે, તે કોણ છે? હુ જે ન્યાયીપણાથી
બોલનાર, તારવાને પરાક્રમી, તે હુ છું ²તારા પોશાક
પર રતાશ કેમ આવતી હશે, ને તારા વસ્ત્ર દ્રાક્ષકુંડમા
ખુંદનારના વસ્ત્ર જેવા કેમ થયા હશે? ³મેં એકલાએ
દ્રાક્ષકુંડ ખુદ્યો છે, ને લોકોમાથી કોઇ માણસ મારી
સાથે નહોતું, વળી મેં મારા રોષમા તેઓને ખુદ્યા, ને
મારા કોપે તેઓને છુંદી નાખ્યા, ને તેઓનુ લોહી
મારા વસ્ત્ર પર છટાયુ છે, ને મારો તમામ પોશાક
મેં ડાઘેલ કીધો છે ⁴કેમકે મારા હૃદયમા પ્રતિકારના
દિવસનો [ વિચાર ] હતો, ને મારૂ છુટકાનું વર્ષ આવ્યુ
છે ⁵અને મેં જેયુ, તો કોઇ સહાયકારક નહોતો, ને
ટેકો આપનાર કોઇ નથી, એ જેઇને હુ વિસ્મિત
થયો, એટલે મારે સારૂ મારા પોતાના ભુજે તારણ
કીધુ, ને મારા કોપે મને ટેકો આપ્યો ⁶અને મેં
મારા રોષમા લોકોને ખુદી નાખ્યા, ને મારા કોપે
તેઓને મસ્ત કીધા, ને તેઓનુ લોહી મેં ભૂમિ
પર રેડી દીધુ

⁷યહોવાહની રહેમ હુ કહી સભળાવીશ, યહોવાહે
જે સર્વ આપણને બક્ષ્યુ છે તથા તેની દયા પ્રમાણે
તથા તેની પુષ્કળ રહેમ પ્રમાણે તેણે ઇસ્રાએલના ઘર
નાનુ જે મોટું કલ્યાણ એમને વાસ્તે કર્યું છે, તેને માટે
યહોવાહની સ્તુતિ હુ કરી સભળાવીશ. ⁸કેમકે તેણે
કહ્યું, ખચિત એ મારા લોક, કપટ ન કરે એવા છોકરા
છે, ને તે તેઓનો તારક થયો ⁹તેમના સર્વ દુ ખમા
તે દુ ખિત થયો, ને તેની હજુરના દૂતે તેમને તાર્યા,
તેણેજ પોતાની પ્રીતિએ તથા પોતાની દયાએ તેમને
ખરી લીધા, તે પુરાતન કાળના સર્વ દિવસ તેણે તેમને
ઉચકીને ફેરવ્યા ¹⁰પરતુ તેઓએ દગો કરીને તેના
પવિત્ર આત્માને ખેદિત કર્યો, માટે તે પોતે તેમનો
શત્રુ થઇ જઇને તેઓની સામે લડયો. ¹¹ત્યારે તેના
લોકોએ પુરાતનકાળના દિવસોનું, [ તથા ] મુસાનુ
સ્મરણ કીધું, એમ કહેતા કે સમુદ્ર પાસેથી જે અમોને
પોતાના ટોળાના પાળક સુદ્ધા ઉપર લાવ્યો, તે કયા
છે? જેણે અમારા મધ્યે પોતાનો પવિત્ર આત્મા
મૂકયો, ¹²જે મુસાને જમણે હાથે પોતાનો મહિમાવાન
ભુજ ચાલતો રાખતો હતો, જેણે પોતાને સારૂ અનંત
નામ કરવાને અમારી આગળ પાણી વિભાગ્યા,
¹³જેણે અમને જાણે મેદાન પર ઘોડો ચાલતો હોય
તેમ ઉંડાણ મધ્યે એવી રીતે ચલાવ્યા કે અમે ઠોકર
ખાધી નહિ. તે કયા છે? ¹⁴નીચાણમા ઉતરી જનારાં
ઢોરની પેઠે તેઓ યહોવાહના આત્માથી વિશ્રામ
પામ્યા, તે પ્રમાણે તેં પોતાને સારૂ મહિમાવંત નામ
કરવાને વાસ્તે, તારા લોકને ચલાવ્યા ¹⁵આકાશ
માથી નજર નાખીને તારા પવિત્ર પર્વત તથા મહિમા
વંત રહેઠાણમાથી જે, તારી આસ્થા તથા તારૂ પરાક્રમ
કયા છે? તારા હૃદયની ઉત્કંઠા, તથા મારા પ્રત્યે તારી
દયા બધ થઇ છે શું? ¹⁶કેમકે તું અમારો બાપ છે,
કારણ કે ઇબ્રાહિમ અમને જાણતો નથી, ને ઇસ્રાએલ
અમને કબૂલ કરતો નથી, હે યહોવાહ, તું અમારો
બાપ છે સર્વકાળથી અમારો ઉદ્ધારનાર એજ તારૂ
નામ છે ¹⁷હે યહોવાહ, તું શા માટે અમને તારા
માર્ગ પરથી ભટકાવી દે છે? અમે તારી બીક ન
રાખીએ, એવી રીતે તું શા માટે અમારા હૃદયોને કઠણ
કરે છે? તારા સેવકોને લીધે તારા વારસાના કુળોને
લીધે પાછો આવ ¹⁸થોડીજ વેળા તારા પવિત્ર લોકે
વતન ભોગવ્યુ છે, અમારા શત્રુઓએ તારા પવિત્ર
સ્થાનને ખુદ્યુ છે ¹⁹જેઓ પર તેં પુરાતન કાળથી
રાજ્ય કર્યું નહિ, જેઓ તારા નામથી ઓળખાયા નહિ,
તેઓના જેવા અમે થયા છીએ

૬૪ તું જે આકાશોને ફાડે, જે તું ઉતરે, જે
પર્વતો તારી સન્મુખથી હાલી જાય, તો
કેવુ સારૂ! ²જેમ અગ્નિ ઝાડીને સળગાવે છે, જેમ
અગ્નિ પાણી ઉકાળે છે, તેમ તું તારૂ નામ તારા શત્રુ
ઓને જણાવે કે, તારી સન્મુખથી વિદેશીઓ ધ્રુજે
³જે ભયકર કામોની અમે વાટ જેતા નહોતા, તે તું
કરતો હતો, ત્યારે તું ઉતર્યો, પર્વતો તારી સન્મુખથી
હાલી ગયા ⁴કેમકે પહેલાથી તેઓએ સાભળ્યુ
નથી, ને કાને કરી જાણ્યુ નથી, ને વળી આખે તારા
શિવાય કોઇ દેવને દીઠો નહિ કે જે તેની વાટ જેના-
રને સારૂ એવુ કરે ⁵જે હરખ સહિત ન્યાયીપણુ કરે
છે તેને, તથા જેઓ તારા માર્ગોમા રહી તારૂ સ્મરણ
કરે છે તેઓને તું મળે છે, જે, તું રોષિત થયો હતો,
ને અમે તો પાપ કીધુ, તે [ પાપ ]મા અમે લાબી
મુદતથી છીએ, ને શું અમે તારણ પામીશું? ⁶ને અમે
સર્વ અશુદ્ધ જેવા થયા છીએ, ને અમારા સર્વ પુણ્ય
કર્મ મેલા લુગડાના જેવા છે, ને અમે સર્વે પાદડાની
પેઠે સુકાઇ જઇએ છીએ, ને અમારા અપરાધો વાયુની
પેઠે અમને ઉડાવી નાખે છે ⁷અને કોઇ તારે નામે
વિનતી કરતો નથી, કોઇ તને ગ્રહણ કરવા સારૂ જાગૃત

પેતો નથી; કેમકે તેં તારૂં મુખ અમારી ભણીથી
ફેરવ્યું છે, ને અમારા અપરાધોને લીધે અમને પાણી
કરી નાખ્યા છે. ૮અને હવે, હે યહોવાહ, અમારો
બાપ તું છે, અમે માટી, ને તું અમારો ઘડનાર; ને
સર્વ તારા હાથોનાં કામ છીએ. ૯હે યહોવાહ, તું
અતિ ઘણો રોષિત ન થા, ને સર્વકાળ સુધી અન્યાયનું
સ્મરણ ન કર; જો, નજર કરીને જો, અમે સર્વ તારા
લોક છીએ. ૧૦તારાં પવિત્ર નગરો અરણ્ય થઇ ગયાં
છે, સિયોન અરણ્ય થઇ ગયું છે, યરૂશાલેમ ઉજડ થઇ
ગયું છે. ૧૧અમારૂં પવિત્ર તથા સુંદર ઘર, જેમાં
અમારા પિતૃઓ તારી સ્તુતિ કરતા, તે અગ્નિથી બાળી
નખાયું છે, ને અમારાં સર્વ મનોરંજક વાનાં નષ્ટ થયાં
છે. ૧૨હે યહોવાહ, એને લીધે તું પાછો રહીશ? શું
તું છાનો રહીને અમને અતિઘણું દુઃખ દેશ?

૬૫ જેઓ પૂછતા નહોતા, તેઓથી મારે વિષે
તપાસ થાય છે, જેઓ મને શોધતા નહોતા
તેઓને હું મળ્યો છું; જે દેશજાતિ પર મારૂં નામ પડ્યું
નહોતું તેમને મને જુઓ, મને જુઓ, એવું મેં કહ્યું
છે; ૨મેં આખો દિવસ દગાખોર લોકની ભણી, જે
પોતાના મનસુબાઓ પ્રમાણે નઠારે માર્ગે ચાલે છે,
એવા લોક ભણી મારા હાથ લાંબા કર્યા છે; ૩તે લોક
નિત્ય મારી સન્મુખ રહી મને કોપાયમાન કરે છે,
તેઓ વાડીઓમાં યજ્ઞ કરે છે, ને ઇંટો પર ધૂપ બાળે
છે; ૪તેઓ કબરો મધ્યે રહે છે, ને ગુપ્તસ્થાનોમાં
ઉતારો રાખે છે, તેઓ ભૂંડનું માંસ ખાય છે, ને અમં-
ગળ વસ્તુઓનો સેરવો તેઓનાં પાત્રોમાં હોય છે;
૫તેઓ કહે છે, તું વેગળો રહે, મારી પાસે આવીશ
મા, કેમકે હું તારાથી પવિત્ર છું; તેઓ મારાં નસકો-
રાંમાં ધુમાડા સમાન, આખો દિવસ બળતા અગ્નિ
જેવા છે. ૬જુઓ, એ મારી સન્મુખ લખેલું છે, હું
બદલો વાળી આપ્યા વિના છાનો રહેનાર નથી. ૭હા,
યહોવાહે કહ્યું છે, તેમનાં ઉરમાં તમારા પોતાના અપ-
રાધોનો બદલો, તથા તમારા પિતૃઓ, કે જેઓએ
પર્વતો પર ધૂપ બાળ્યો હતો, ને ડુંગરો મધ્યે મને
નિંદ્યો હતો, તેમના અપરાધોનો હું એકત્ર બદલો
વાળીશ; વળી હું પ્રથમ તેમની કરણીઓનો પ્રતિકાર
તેમના ઉરમાં માપી આપીશ.

૮યહોવાહ એવું કહે છે કે, જેમ ઝૂમખામાં નવો
દ્રાક્ષરસ મળે છે ત્યારે લોકો કહે છે, તેનો નાશ
કરશો મા, કેમકે તેમાં આશીર્વાદ છે; તેમ હું મારા
સેવકોને લીધે કરીશ, એ સારૂ કે તેઓ સર્વનો નાશ
ન થાય. ૯અને હું યાકૂબમાંથી સંતાન, તથા યહૂદાહ-
માંથી મારા પર્વતોનો વારસ કાઢી લાવીશ; ને મારા
પસંદ કરાયલા તેનો વારસો પામશે, ને મારા સેવકો
ત્યાં વસશે. ૧૦અને જે મારા લોકે મને શોધ્યો છે,
તેમને સારૂ શારોન ટોળાંના બીડ હશે, ને આખોરનું
નીચાણ ઢોરોના વિશ્રામસ્થાન સમાન થશે. ૧૧પણ
તમે જે યહોવાહને તજનારા, મારા પવિત્ર પર્વતને
વિસરનારા, સૌભાગ્યને સારૂ ભાણું પિરસનારા, ને
દૈવને સારૂ ભેળેલો દ્રાક્ષરસ ભરનારા; ૧૨તમને તો
હું તરવારને સારૂ નિર્માણ કરીશ; ને તમારે સૌએ
સંહારને શરણ થવું પડશે; કેમકે મેં હાંક મારી, ને
તમે ઉત્તર આપ્યો નહિ, હું બોલ્યો ને તમે સાંભળ્યું
નહિ; પણ મારી દૃષ્ટિમાં જે ભુંડું તે તમે કર્યું, ને
જે હું ચાહતો નહોતો તે તમે પસંદ કીધું.

૧૩તે માટે પ્રભુ યહોવાહ એવું કહે છે, જુઓ,
મારા સેવકો ખાશે, પણ તમે ભૂખ્યા રહેશો; જુઓ,
મારા સેવકો પીશે, પણ તમે તરસ્યા રહેશો; જુઓ,
મારા સેવકો આનંદ કરશે, પણ તમે લજ્જિત થશો.
૧૪જુઓ, મારા સેવકો હૃદયના હરખને લીધે હર્ષનાદ
કરશે, ને તમે હૃદયના ખેદને લીધે શોક કરશો, ને
જીવના સતાપને લીધે વિલાપ કરશો. ૧૫અને તમે
તમારૂં નામ મારા પસંદ કરાયલાઓને સારૂ શાપ તરીકે
મૂકી જશો, ને પ્રભુ યહોવાહ તને મારી નાખશે, ને
પોતાના સેવકોનું નામ બીજું પાડશે. ૧૬એવી રીતે
કે પૃથ્વી મધ્યે જે પોતા પર આશીર્વાદ માગનાર, તે
વિશ્વાસુ દેવને નામે પોતા પર આશીર્વાદ માગશે, ને
પૃથ્વી મધ્યે જે સમ ખાનાર તે વિશ્વાસુ દેવના સમ
ખાશે, કેમકે પ્રથમ વિપત્તિઓ વિસારે પડેલી છે, ને
તેઓ મારી આંખો આગળથી સતાઇ રહે છે. ૧૭કેમકે
જુઓ, હું નવાં આકાશ તથા નવી પૃથ્વી ઉત્પન્ન કર-
નાર છું, ને પહેલાંનું સ્મરણ કરાશે નહિ; ને તેઓ
મનમાં આવશે નહિ. ૧૮પણ હું જે ઉત્પન્ન કરૂં છું,
તેને લીધે તમે સદા સર્વકાળ આનંદ કરો ને હર-
ખાઓ; કેમકે હું યરૂશાલેમને આનંદરૂપ તથા તેના
લોકને હર્ષરૂપ ઉત્પન્ન કરૂં છું. ૧૯અને હું યરૂશાલેમને
લીધે આનંદ પામીશ, ને મારા લોકને લીધે હરખાઇશ,
ને તે મધ્યે ફરી રડવાનો કે વિલાપનો સાદ સંભળાશે
નહિ; ૨૦ત્યાંથી ફરી [થોડા] દિવસોનું ધાવણું
બાળક, અથવા જેના દિવસ પૂરા થયા નથી તેવો

આવે છે; ને તેઓ આવીને મારો મહિમા જોશે
૧૯ અને હું તેઓ મધ્યે ચિન્હ મુકીશ; ને તેઓમાંના
બચેલાઓને વિદેશીઓની પાસે મોકલીશ, [એટલે]
તાર્શીશ, પૂલ તથા લૂદ એ ધનુર્ધારીઓની પાસે,
તુબાલ તથા યાવાન પાસે, વેગળા બેટો જેઓમાંના
લોકોએ મારી કીર્ત્તિ સાંભળી નથી ને મારો મહિમા
જોયો નથી, તેમની પાસે મોકલીશ, ને તેઓ મારો
મહિમા વિદેશીઓ મધ્યે પ્રગટ કરશે. ૨૦ અને યહો-
વાહ કહે છે કે, જેમ ઇસ્રાએલપુત્રો શુદ્ધ પાત્રોમાં
યહોવાહના ઘરમાં ખાદ્યાર્પણ લાવે, તેમ તેઓ સઘળા
વિદેશીઓમાંથી તમારા સર્વ ભાઇઓને, યહોવાહને
સારૂ અર્પણ તરીકે મારા પવિત્ર પર્વત યરૂશાલેમ પર
ઘોડાઓ પર તથા રથોમાં તથા પાલખીઓમાં તથા
ખચ્ચરો પર તથા સાંઢણીઓ પર બેસાડીને લાવશે.
૨૧ વળી યહોવાહ કહે છે કે, તેઓમાંથી પણ હું
યાજકો તથા લેવીઓ થવા માટે લઇશ. ૨૨ કેમકે જે
નવાં આકાશો તથા નવી પૃથ્વી હુ ઉત્પન્ન કરવાનો છું,
તેઓ જેમ મારી સન્મુખ સ્થિર રહેનાર છે, તેમ
તમારૂં સતાન તથા તમારૂં નામ સ્થિર રહેશે, એવું
યહોવાહ કહે છે ૨૩ વળી યહોવાહ કહે છે, કે, એવું
થશે કે, અમાસે અમાસે, તથા સાબ્બાથે સાબ્બાથે
સર્વ માનવજાત મારી સન્મુખ પ્રણામ કરવા સારૂ
આવશે ૨૪ અને તેઓ બહાર નિકળીને જે માણ-
સોએ મારી સામા ફિતૂર કર્યું હતું, તેઓનાં મુડદાં
દેખશે; કેમકે તેઓનો કીડો મરનાર નથી, ને તેઓનો
અગ્નિ હોલવાનાર નથી; ને તેઓ સર્વ માનવજાતને
કંટાળારૂપ થઇ પડશે

# યિર્મેયાહનો ભવિષ્યવાદ.

૧ હિલ્કીયાહનો પુત્ર યિર્મેયાહ જે બિન્યામીન
દેશના અનાથોથના યાજકોમાંનો હતો તેનાં
વચન. ૨ એની પાસે યહુદાહના રાજા આમોનના પુત્ર
યોશીયાહના દિવસોમાં, એટલે તેની કારકીર્દીને તેરમે
વર્ષે, યહોવાહનું વચન આવ્યું ૩ વળી યહુદાહના રાજા
યોશીયાહના પુત્ર યહોયાકીમના દિવસોમાં, અને
યહુદાહના રાજા યોશીયાહના પુત્ર સિદકીયાહના
અગિયારમા વર્ષની સમાપ્તિ સુધી, એટલે તે વરસના
પાંચમા મહિનામાં યરૂશાલેમનો બંદીપ્રવાસ થતાં
સુધી તે વચન આવ્યું.
૪ હવે યહોવાહનું વચન મારી પાસે આ પ્રમાણે
આવ્યું. ૫ પેટમાં તને રચ્યા પહેલાં મેં તને જાણ્યો
હતો, અને પેટમાંથી તારા નિકળ્યા પહેલાં મેં તને
પવિત્ર કીધો હતો; દેશજાતિઓને સારૂ મેં તને
ભવિષ્યવાદી નિમ્યો છે. ૬ ત્યારે મેં કહ્યું, ઓ પ્રભુ
યહોવાહ! જો, હું બોલી જાણતો નથી, કાંજે હું છોકરો
છું. ૭ અને યહોવાહે મને કહ્યું, હુ છોકરો છું, એમ ન
બોલ; કેમકે જે સર્વની પાસે હુ તને મોકલીશ, તેઓની
પાસે તારે જવું, અને જે સર્વ આજ્ઞા હું તને આપીશ
તે તારે બોલવી. ૮ તેઓથી બીતો ના, કેમકે તારો
છુટકો કરવા સારૂ હું તારી સાથે છું, એમ યહોવાહ
કહે છે. ૯ ત્યારે યહોવાહ પોતાનો હાથ લાંબો કરીને
મારા મુખને અડક્યો; અને યહોવાહે મને કહ્યું કે,
જો, મેં મારાં વચન તારા મુખમાં મૂક્યાં છે ૧૦ જો,
ઉખેડવા તથા પાડી નાખવા, અને વિનાશ કરવા તથા
ખંડન કરવા; બાંધવા તથા રોપવા સારૂ, મેં આજ
તને પ્રજાઓ તથા રાજ્યો પર નિમ્યો છે.
૧૧ વળી યહોવાહનું વચન મારી પાસે આ પ્રમાણે
આવ્યું, હે યિર્મેયાહ, તું શું જુએ છે? અને મેં કહ્યું
કે, હું બદામડીની લાકડી જોઉં છું. ૧૨ અને યહોવાહે
મને કહ્યું કે તેં ઠીક જોયું છે, કેમકે મારૂં વચન સંપૂર્ણ
કરવા માટે હું તે સંબધી જાગૃત છું ૧૩ અને બીજીવાર
યહોવાહનું વચન મારી પાસે આ પ્રમાણે આવ્યું કે,
તું શું જુએ છે? ને મેં કહ્યું કે, એક ઉકળતું હાંલ્લું
હું જોઉં છું, ને તેનું મુખ ઉત્તર તરફથી વળેલું છે.
૧૪ અને યહોવાહે મને કહ્યું કે, ઉત્તર તરફથી દેશના
સર્વ રહેવાસીઓ પર વિપત્તિ નિકળી આવશે. ૧૫ કેમકે
યહોવાહ કહે છે, જો, હું ઉત્તરનાં રાજ્યોમાંનાં સર્વ
કુળોને બોલાવીશ, ને તેઓ આવશે, અને યરૂશાલેમની
ભાગળોની પાસે, તથા આસપાસ તેના સર્વ કોટોની

ધરડો નિકળશે નહિ, કેમકે છોકરૂં સો વરસની ઉમરે
મરશે, તથા પાપી સો વરસની વયનો છતાં શાપિત
થશે. [21]અને તેઓ ઘરો બાંધીને તેઓમાં રહેશે, ને
દ્રાક્ષવાડીઓ રોપીને તેમાંનાં ફળ ખાશે. [22]તેઓ
બાંધશે ને બીજો વસશે, એમ નહિ; તેઓ રોપશે,
ને બીજો ખાશે, એવું થશે નહિ; કેમકે ઝાડના દિવસો
જેટલા મારા લોકના દિવસો થશે; ને મારા પસંદ કરા-
યલા પોતાના હાથોનાં કામો જુનાં થઇ જાય ત્યાં સુધી
તેમનો ભોગવટો કરશે. [23]તેઓ અમથી મેહેનત
નહિ કરશે; ને ત્રાસ પામવા સારૂ પ્રજા ઉત્પન્ન કરશે
નહિ, કેમકે તેઓ તેઓની પ્રજા સુદ્ધાં યહોવાહના
આશીર્વાદિતોનાં સંતાન છે [24]અને એવું થશે કે
તેઓ હાંક મારે ત્યાર પહેલાં હુ ઉત્તર આપીશ, ને
તેઓ હજી સો બોલતા હશે એટલામાં હું સાંભળીશ.
[25]વરૂ તથા ઘેટાનું બચ્ચું સાથે ચરશે, ને સિંહ બળ-
દની પેઠે કડબ ખાશે, ને ધૂળ સાપનું અન્ન થશે,
મારા આખા પવિત્ર પર્વતમાં તેઓ ઉપદ્રવ કરશે
નહિ, ને વિનાશ કરશે નહિ, એવું યહોવાહ કહે છે.

૬૬ યહોવાહ એવું કહે છે કે, આકાશો મારૂં
રાજ્યાસન, ને પૃથ્વી મારૂં પાયાસન છે;
તમે મારે વાસ્તે કેવું ઘર બાંધશો? ને મારૂં વિશ્રામ-
સ્થાન કેવું થશે? [2]વળી યહોવાહ કહે છે, મારેજ
હાથે આ બધાને ઉત્પન્ન કીધા છે, એટલે તેઓ થયાં;
પણ જે ગરીબ તથા નમ્ર હૃદયનો છે, ને મારી વાતને
લીધે ધ્રુજે છે, તેનીજ તરફ હુ દૃષ્ટિ કરીશ. [3]બળદને
કાપનાર તે માણસને મારી નાખનાર જેવો; હલવા-
નનો યજ્ઞ કરનાર તે કુતરાનું ડોકુ મરડી નાખનાર
જેવો; ખાદ્યાર્પણ ચઢાવનાર તે ભુંડનું લોહી ચઢાવનાર
જેવો; ધૂપથી સ્મારક અર્પણ કરનાર તે મૂર્ત્તિને
આશિષ આપનાર જેવો ગણાય છે; હા, તેઓએ
પોતાના માર્ગોને પસંદ કર્યા છે, ને તેઓના જીવ
તેઓના અમંગળપણામાં આનંદ માને છે. [4]હું પણ
તેઓના ખેદ ઠરાવીશ, ને તેઓનુ ભય તેઓ પર
આણીશ, કેમકે મે હાંક મારી, ને કોઇ ઉત્તર આપનાર
નહોતો; હુ બોલ્યો, ને તેઓએ સાંભળ્યું નહિ, ને
તેઓએ મારી દૃષ્ટિમાં જે ભુંડુ તે કર્યું; ને જે હુ
ચાહતો નથી તે તેઓએ પસંદ કર્યું
[5]યહોવાહની વાતને લીધે ધ્રુજનારા, તમે તેની
વાત સાંભળો; તમારા ભાઇઓ કે જે તમારો દ્વેષ કરે
છે, ને મારા નામને લીધે તમને કાઢી મૂકે છે, તેઓએ
કહ્યું છે, યહોવાહ મહિમાવાન મનાય, કે અમે તમારો
આનંદ જોઇએ; પણ તેઓ લજવાશે [6]નગર મધ્ધેથી
હુલ્લડનો સાદ! મંદિરની તરફથી સાદ! યહોવાહ
કે જે પોતાના શત્રુઓને બદલો વાળી આપે છે તેનો
સાદ! [7]તેને ચુક આવ્યા પહેલાં તે જણી; પ્રસવ-
વેદના થયાં પહેલાં તેને છોકરો સાંપડ્યો છે. [8]આ
પ્રમાણે કોણે સાંભળ્યું છે? આ પ્રમાણે કોણે જોયું છે?
શું એક દિવસમાં દેશનો પ્રસવ થાય? શું દેશજાતિ
એકાએક જન્મ પામે? કેમકે સિયોનને પ્રસવવેદના
થઇ કે તરતજ તેણી પોતાનાં છોકરાં જણી. [9]યહોવાહ
કહે છે, હુ પ્રસૂતિકાળ પાસે લાવીને નહિ જણાવું શું?
તારો દેવ કહે છે, હુ જે જન્મ આપનાર તે હુ [ગર્ભ-
સ્થાન] બંધ કરૂં શું?
[10]યરૂશાલેમ પર પ્રીતિ કરનારા, તમે સર્વ તેની
સઘાતે હરખાઓ, ને તેને લીધે આનંદ કરો; તેને
લીધે શોક કરનારાઓ, તમે સર્વ તેની સઘાતે હરખ
કરો. [11]એ માટે કે તમે તેના દિલાસાનાં થાનને
ધાવીને ધરાઓ, એ માટે કે તેના ગૌરવના ભરપૂર-
પણામાંથી ચુસીને મગ્ન થાઓ. [12]કેમકે યહોવાહ
એવું કહે છે, જુઓ, હુ તેની પાસે નદીની પેઠે શાંતિ,
તથા ઉભરાતા] નાળાની પેઠે વિદેશીઓનું ગૌરવ
પ્રસારનાર છુ; ને તમે ધાવશો; કેડે ઉચકી લેવાશો;
ખોળામાં તમને લાડ લડાવશે. [13]જેમ કોઇ માણસને
તેની મા દિલાસો આપે છે, તે પ્રમાણે હું તમને
દિલાસો આપીશ, ને યરૂશાલેમમા તમે દિલાસો
પામશો. [14]અને તમે જોશો, ને હરખાશો; ને તમારાં
હાડકાં લિલોતરીની પેઠે ખીલશે, ને યહોવાહનો હાથ
તેના સેવકોને જણાશે; ને તેના વેરીઓ પર તે
કોપાયમાન થશે. [15]કેમકે જુઓ, યહોવાહ અગ્નિ
સહિત આવશે, ને એના રથો વંટોળિયા જેવા થશે;
કોપે કરીને પોતાના રોષને, તથા અગ્નિના ભડકાએ
કરીને પોતાની ધમકીને પ્રગટાવવા સારૂ તે આવશે
[16]કેમકે યહોવાહ સર્વે માણસજાત સાથે અગ્નિથી તથા
પોતાની તરવારથી વાદ કરનાર છે; ને યહોવાહથી
વિંધાએલા ઘણા થશે. [17]વચ્ચે રહેનારની પાછળ
વાડીઓમાં જવાને માટે જેઓ પોતાને શુદ્ધ ને પવિત્ર
કરે છે, જેઓ ભુંડનું માંસ તથા ધિક્કારપાત્ર ઉપજાવનારી
વસ્તુઓ તથા ઉંદર ખાનારા છે, તેઓ એકત્ર સમાપ્ત
થશે, એમ યહોવાહ કહે છે. [18]અને હું તેઓનાં કામ
તથા તેઓના વિચારો [જાણું છુ], સર્વે દેશજાતિઓને
તથા સર્વે ભાષાઓના લોકોને એકઠા કરવાનો [સમય]

આવે છે; ને તેઓ આવીને મારો મહિમા જોશે
૧૯ અને હું તેઓ મધ્યે ચિન્હ મૂકીશ; ને તેઓમાંના
બચેલાઓને વિદેશીઓની પાસે મોકલીશ, [એટલે]
તાર્શીશ, પૂલ તથા લૂદ એ ધનુર્ધારીઓની પાસે,
તુબાલ તથા યાવાન પાસે. વેગળા બેટો જેઓમાંના
લોકોએ મારી કીર્તિ સાંભળી નથી ને મારો મહિમા
જોયો નથી, તેમની પાસે મોકલીશ, ને તેઓ મારો
મહિમા વિદેશીઓ મધ્યે પ્રગટ કરશે. ૨૦ અને યહો-
વાહ કહે છે કે, જેમ ઇસ્રાએલપુત્રો શુદ્ધ પાત્રોમાં
યહોવાહના ઘરમાં ખાદ્યાર્પણ લાવે, તેમ તેઓ સઘળા
વિદેશીઓમાંથી તમારા સર્વ ભાઇઓને, યહોવાહને
સારૂ અર્પણ તરીકે મારા પવિત્ર પર્વત યરૂશાલેમ પર
ઘોડાઓ પર તથા રથોમાં તથા પાલખીઓમાં તથા
ખચ્ચરો પર તથા સાંઢણીઓ પર બેસાડીને લાવશે.
૨૧ વળી યહોવાહ કહે છે કે, તેઓમાંથી પણ હું
યાજકો તથા લેવીઓ થવા માટે લઇશ. ૨૨ કેમકે જે
નવાં આકાશો તથા નવી પૃથ્વી હું ઉત્પન્ન કરવાનો છું,
તેઓ જેમ મારી સન્મુખ સ્થિર રહેનાર છે, તેમ
તમારૂં સંતાન તથા તમારૂં નામ સ્થિર રહેશે, એવું
યહોવાહ કહે છે ૨૩ વળી યહોવાહ કહે છે કે, એવું
થશે કે, અમાસે અમાસે, તથા સાબ્બાથે સાબ્બાથે
સર્વ માનવજાત મારી સન્મુખ પ્રણામ કરવા સારૂ
આવશે ૨૪ અને તેઓ બહાર નિકળીને જે માણ-
સોએ મારી સામા ફિતૂર કર્યું હતું, તેઓનાં મુડદાં
દેખશે; કેમકે તેઓનો કીડો મરનાર નથી, ને તેઓનો
અગ્નિ હોલવાનાર નથી; ને તેઓ સર્વ માનવજાતને
કંટાળારૂપ થઇ પડશે

# યિર્મેયાહનો ભવિષ્યવાદ.

૧ હિલ્કીયાહનો પુત્ર યિર્મેયાહ જે બિન્યામીન
દેશના અનાથોથના યાજકોમાંનો હતો તેનાં
વચન. ૨ એની પાસે યહુદાહના રાજા આમોનના પુત્ર
યોશીયાહના દિવસોમાં, એટલે તેની કારકીર્દિને તેરમે
વર્ષે, યહોવાહનું વચન આવ્યું ૩ વળી યહુદાહના રાજા
યોશીયાહના પુત્ર યહોયાકીમના દિવસોમાં, અને
યહુદાહના રાજા યોશીયાહના પુત્ર સિદકીયાહના
અગિયારમા વર્ષની સમાપ્તિ સુધી, એટલે તે વરસના
પાંચમા મહિનામાં યરૂશાલેમનો બંદીપ્રવાસ થતાં
સુધી તે વચન આવ્યું
૪ હવે યહોવાહનું વચન મારી પાસે આ પ્રમાણે
આવ્યું ૫ પેટમાં તને રચ્યા પહેલાં મેં તને જાણ્યો
હતો, અને પેટમાંથી તારા નિકળ્યા પહેલાં મેં તને
પવિત્ર કીધો હતો; દેશજાતિઓને સારૂ મેં તને
ભવિષ્યવાદી નિમ્યો છે ૬ ત્યારે મેં કહ્યું, ઓ પ્રભુ
યહોવાહ! જો, હું બોલી જાણતો નથી, કાંજે હું છોકરો
છું ૭ અને યહોવાહે મને કહ્યું, હું છોકરો છું, એમ ન
બોલ; કેમકે જે સર્વની પાસે હું તને મોકલીશ, તેઓની
પાસે તારે જવું, અને જે સર્વ આજ્ઞા હું તને આપીશ
તે તારે બોલવી. ૮ તેઓથી બીતો ના, કેમકે તારો
છુટકો કરવા સારૂ હું તારી સાથે છું, એમ યહોવાહ
કહે છે. ૯ ત્યારે યહોવાહ પોતાનો હાથ લાંબો કરીને
મારા મુખને અડક્યો, અને યહોવાહે મને કહ્યું કે,
જો, મેં મારાં વચન તારા મુખમાં મૂક્યાં છે ૧૦ જો,
ઉખેડવા તથા પાડી નાખવા, અને વિનાશ કરવા તથદ
ખંડન કરવા; બાંધવા તથા રોપવા સારૂ, મેં આજ
તને પ્રજાઓ તથા રાજ્યો પર નિમ્યો છે.
૧૧ વળી યહોવાહનું વચન મારી પાસે આ પ્રમાણે
આવ્યું, હે યિર્મેયાહ, તું શું જુએ છે? અને મેં કહ્યું
કે, હું બદામડીની લાકડી જોઉં છું ૧૨ અને યહોવાહે
મને કહ્યું કે તેં ઠીક જોયું છે, કેમકે મારૂં વચન સંપૂર્ણ
કરવા માટે હું તે સબંધી જાગૃત છું ૧૩ અને બીજીવાર
યહોવાહનું વચન મારી પાસે આ પ્રમાણે આવ્યું કે,
તું શું જુએ છે? ને મેં કહ્યું કે, એક ઉકળતું હાંલ્લું
હું જોઉં છું, ને તેનું મુખ ઉત્તર તરફથી વળેલું છે.
૧૪ અને યહોવાહે મને કહ્યું કે, ઉત્તર તરફથી દેશના
સર્વ રહેવાસીઓ પર વિપત્તિ નિકળી આવશે. ૧૫ કેમકે
યહોવાહ કહે છે, જો, હું ઉત્તરના રાજ્યોમાંનાં સર્વ
કુળોને બોલાવીશ, ને તેઓ આવશે, અને યરૂશાલેમની
ભાગળોની પાસે, તથા આસપાસ તેના સર્વ કોટોની

સામે, તથા યહુદાહનાં સર્વ નગરોની સામે, તેઓ
પોતપોતાનું આસન ઉભું કરશે. ૧૬ અને જેઓએ મને
છોડીને અન્ય દેવોની આગળ ધૂપ બાળ્યો છે, તથા
પોતાને હાથે બનાવેલી મૂર્તિઓનું ભજન કીધું છે,
તેઓની બધી દુષ્ટતાને લીધે હું તેઓની સામે મારાં
ન્યાયશાસન પ્રગટ કરીશ. ૧૭ એ માટે તું તારી કમર
બાંધીને ઉઠ, તથા જે બધી આજ્ઞા હુ તને આપીશ, તે
તું તેઓને કહે; તેમને લીધે તું ગભરાઇશ મા, રખે
તેઓની આગળ હું તને ગભરાવું. ૧૮ અને, જો, આખા
દેશની સામે, યહુદાહના રાજાઓની સામે, તેના સર-
દારોની સામે, તેના યાજકોની સામે, તથા દેશમાંના
લોકની સામે, મેં આજ તને કિલ્લાબંધ નગર તથા
લોઢાનો સ્તંભ તથા પિત્તળનો કોટ થવા સારૂ ઠરાવ્યો
છે. ૧૯ અને તેઓ તારી સાથે યુદ્ધ કરશે, પણ તને
હરાવશે નહિ, કેમકે તારો છુટકો કરવા માટે હુ તારી
સાથે છું, એવું યહોવાહ કહે છે.

૨ અને યહોવાહનું વચન મારી પાસે આ પ્રમાણે
આવ્યું કે, ૨ તું જઇને યરૂશાલેમના કાનોમાં
પોકારીને કહે, યહોવાહ એમ કહે છે, રાનમાં પડતર
દેશમાં તું મારી પાછળ ચાલતી હતી, તે વારે યુવાવ-
સ્થામાં જે તારો સ્નેહ તથા વિવાહ સબંધમાં જે તારી
પ્રીતિ, તે હુ તારા લાભમાં સંભારૂ છું. ૩ ઇસ્રાએલ
યહોવાહને સારૂ પવિત્ર, તેની ઉપજનું પ્રથમ ફળ
હતો, જે સર્વ તેને ખાઇ જાય છે, તેઓ દોષિત ઠરશે,
તેઓ પર વિપત્તિ આવશે, એમ યહોવાહ કહે છે

૪ હે યાકૂબના વંશ, તથા ઇસ્રાએલના વંશનાં સર્વ
કુળો, યહોવાહનું વચન સાંભળો, ૫ યહોવાહ એમ
કહે છે, તમારા પિતાઓને મારામાં શો અન્યાય માલમ
પડ્યો છે, કે તેઓ મારાથી વેગળા ગયા છે, ને વ્યર્થ-
પણાની પાછળ ચાલ્યા છે, ને પોતે વ્યર્થ થયા છે?
૬ વળી જે યહોવાહ અમને મિસરમાંથી કાઢી લાવ્યો,
જેણે અમને રાનમાં, ઉજડ તથા ખાડાખડી ભૂમિમાં,
સુકી તથા મરણ છાયાની ભૂમિમાં, જે ભૂમિમાં થઇને
કોઇ મનુષ્ય જતું નહોતુ, ને જ્યાં કોઇ મનુષ્ય વસતું
નહોતું, તેમાં થઇને ચલાવ્યા, તે યહોવાહ ક્યાં છે?
એમ તેઓએ નથી કહ્યું. ૭ અને હુ તમને ફળદ્રુપ
ભૂમિમાં તેનું ફળ તથા તેની ઉત્તમ ઉપજ ખાવા માટે
લાવ્યો, પણ તમે તેમાં દાખલ થઇને મારી ભૂમિ
અશુદ્ધ કીધી, તથા મારો વારસો અમંગળ કરી
નાખ્યો. ૮ યહોવાહ ક્યાં છે? એવું યાજકોએ કહ્યું
નહિ, ને જેઓ નિયમશાસ્ત્રનો અભ્યાસ કરે છે તેઓ
મને ઓળખતા નહોતા, ને અધિકારીઓએ મારો
અપરાધ કીધો, ને ભવિષ્યવાદીઓએ બઆલને નામે
ભવિષ્ય કહ્યું, ને જે હિતકારક નથી તેની પાછળ ગયા.
૯ એ માટે હું હજી તમારી સાથે વિવાદ કરીશ, એમ
યહોવાહ કહે છે; ને તમારા પુત્રોના પુત્રોની સાથે
હું વિવાદ કરીશ. ૧૦ કેમકે પેલી પાર કિત્તીમના
દ્વીપોમાં જઇને જુઓ, ને કેદારમાં મોકલીને ઘણી
ચિંતાથી શોધો, ને જુઓ કે એવું કંઇ થયું છે? ૧૧ શું
કોઇ દેશજાતિએ પોતાના દેવોને બદલ્યા છે? અને
તેઓ તો દેવો નથી; પણ જેથી હિત થતું નથી તેને
માટે મારા લોકે પોતાનું ગૌરવ બદલ્યું છે. ૧૨ ઓ
આકાશો, એથી તમે વિસ્મિત થાઓ, તથા ધ્રુજો, છેક
ઉજડ થાઓ, એમ યહોવાહ કહે છે. ૧૩ કેમકે મારા
લોકે બે ભુંડાં કામ કીધાં છે, જીવતા પાણીનો ઝરો,
જે હુ છું, તે મને તેઓએ ત્યાગ્યો છે, અને ખાડા, કે
જેમા પાણી રહે નહિ, એવા ભાંગેલા ખાડા તેઓએ
પોતાને સારૂ ખોદ્યા છે. ૧૪ શું ઇસ્રાએલ દાસ છે?
તે શું શેઠના ઘરમાં જન્મેલો દાસ છે? તે શા માટે
લૂંટાઇ ગયો છે? ૧૫ તરૂણ સિંહો તેની સામે ગાજ્યા
છે, તેઓએ પોતાનો સાદ કાઢ્યો, ને તેની ભૂમિ ઉજડ
કીધી છે; તેનાં નગરો બાળી નખાયલાં છે, એવાં કે
તેઓમાં કોઇ રહેવાસી નથી. ૧૬ વળી નોફના તથા
તાહપન્હેસના પુત્રોએ તારા માથાનું તાલકુ ભાંગ્યું છે.
૧૭ જેવારે યહોવાહ તારો દેવ તને માર્ગમાં ચલાવતો
તેવારે તેં તેને છોડ્યો, અને તેથી આ તારી દશા તેં
પડે પોતા પર આણી કે નહિ? ૧૮ અને હવે મિસરને
માર્ગે જઇને શીહોરનું પાણી પીવાનું તારે શું કામ છે?
ને આશ્શૂરને માર્ગે જઇને નદીનું પાણી પીવાનું તારે
શું કામ છે? ૧૯ તારી પોતાની દુષ્ટતા તને શિક્ષા
કરશે, તથા તારાં ફિતૂરનાં કામો તને ઠપકો દેશે;
માટે તારે સમજી લેવું કે, તેં યહોવાહ તારા દેવને
છોડ્યો છે તથા તેનું ભય તારામાં નથી, આ તો ભુંડું
તથા કડવું છે, એમ પ્રભુ, એટલે સૈન્યોનો યહોવાહ,
કહે છે. ૨૦ કેમકે પ્રાચીન કાળમાં મેં તારી ઝુસરી
ભાંગી, તથા તારાં બંધનો તોડ્યાં, ને તેં કહ્યું, હુ સેવા
કરીશ નહિ; કેમકે દરેક ઉંચા પર્વત પર તથા દરેક
લીલા ઝાડને ઓથે, તેં નમીને વ્યભિચાર કર્યો છે.
૨૧ પણ મેં તને રોપ્યો, તે વારે તું ઉત્તમ દ્રાક્ષવેલો,
તમામ ખરૂં બીજ હતો, તો તું કેમ બદલાઇને મારી
પ્રત્યે દ્રાક્ષવેલાનો નકામો છોડવો થઇ ગયો છે?

૨૨ કેમકે જો તું પોતાને સાજીખારથી ધોએ તથા
પોતાને સારૂ ઘણો સાબુ લે, તોપણ તારા અન્યાયનું
ચિન્હ મારી આગળ રહેલું છે, એમ પ્રભુ યહોવાહ
કહે છે ૨૩ તું કેમ કહી શકે કે, હું મલીન થયો નથી,
બઆલીમની પાછળ હું ચાલ્યો નથી? નીચાણમાં
તારો માર્ગ જો, જે તેં કીધું છે તે જાણ, જે વેગવાન
સાંઢણી પોતાના માર્ગોમાં ફર્યા કરે છે તેવી તું છે
૨૪ તું રાનમાં ઉછરેલી જંગલી ગધેડી છે, જે કામાવેશી
થઈને વાયુ સૂંઘ્યા કરે છે, જ્યારે તે મસ્ત હોય છે
ત્યારે તેને કોણ ફેરવી શકે? જે કોઈ તેને શોધે છે
તે થાકી જશે નહિ, તે પોતાની ઋતુમાં તેઓને
મળશે. ૨૫ તું તારા પગને ઉઘાડા તથા તારા ગળાને
તૃષિત થવા ન દે, પણ તેં કહ્યું, મને આશા નથી,
કંઈ પણ નથી, કેમકે પારકાઓ પર મેં પ્રીતિ કીધી
છે, ને તેઓની પાછળ હું જઈશ. ૨૬ ચોર પકડાય છે
ત્યારે લજવાય છે તેમ ઇસ્રાએલના વંશને, એટલે
તેઓના રાજાઓ, તેઓના સરદારો તેઓના યાજકો,
તથા તેઓના ભવિષ્યવાદીઓને લાજ લાગે છે, ૨૭ કે
જેઓ થંભને કહે છે, તું મારો બાપ છે, ને પત્થરને
કહે છે, તેં મને જન્મ આપ્યો છે, કેમકે તેઓએ મારી
ભણી મુખ નહિ, પણ પીઠ ફેરવી છે, તથાપિ તેઓ
પોતાના સંકટના સમયમાં કહેશે, તું ઉઠીને અમને
તાર. ૨૮ પણ તારા જે દેવો તેં તારે સારૂ બનાવ્યા
છે તેઓ ક્યાં છે? તેઓ તારા સંકટમાં જો તને તારી
શકે તો તેઓએ ઉઠવું, કેમકે, હે યહુદાહ, તારાં
નગરોના જેટલા તારા દેવો પણ છે

૨૯ તમે શા માટે મારી સાથે વિવાદ કરો છો? તમ
સર્વેએ મારી વિરૂદ્ધ અપરાધ કીધો છે, એમ યહોવાહ
કહે છે ૩૦ તમારા પુત્રોને મેં માર્યા તે વ્યર્થ છે,
તેઓએ શિક્ષા માની નથી, તમારી તરવારે વિનાશક
સિંહની પેઠે તમારા ભવિષ્યવાદીઓને ખાઈ નાખ્યા
છે ૩૧ ઓ વંશ, તમે યહોવાહનું વચન જુઓ, શું
ઇસ્રાએલને સારૂ અરણ્ય, તથા અંધકારની ભૂમિ,
એવો હું હતો? મારા લોક કેમ કહે છે કે, અમે છુટા
થયા છીએ, ફરી તારી પાસે નહિ આવીશું? ૩૨ શું
કુંવારી પોતાના ઘરેણાં અથવા કન્યા પોતાના પટકા
વિસરે? તોપણ મારા લોક અગણિત દિવસ સુધી
મને વિસરી ગયા છે ૩૩ પ્રીતિ શોધવા સારૂ તું તારો
માર્ગ કેવો તૈયાર કરે છે! તે માટે દુષ્ટ સ્ત્રીઓને પણ
તેં તારા માર્ગો શિખવ્યા છે ૩૪ વળી તારા પદરોમાં
નિર્દોષી દરિદ્રીઓના જીવોનું રક્ત મળી આવ્યું છે,
તેઓ ખાતર પાડતા હતા ત્યાં તેઓ તને જડ્યા એમ
તો નહિ, પણ આ બધા ઉપર તે છે ૩૫ તોપણ તેં
કહ્યું કે, હું નિર્દોષ છું, તેનો કોપ મારાથી ખચિત દૂર
કરાયો છે. તું કહે છે કે, મેં પાપ કીધું નથી, તે
માટે, જો, હું તારો ન્યાય કરીશ. ૩૬ તું તારો માર્ગ
બદલવા સારૂ કેમ એટલો બધો ફરી જાય છે? તું
આશૂર વિષે લજ્જિત હતો તેવો તું મિસર વિષે પણ
લજ્જિત થઈશ. ૩૭ તારા માથા પર તારા હાથ રાખીને
તું તેની પાસેથી પણ નિકળી જઈશ, કેમકે જેઓ પર
તેં ભરોસો કીધો, તેઓને યહોવાહે નાકબૂલ કીધા છે
ને તેઓથી તું સફળ નહિ થઈશ

૩ તેઓ કહે છે, જો પુરૂષ પોતાની બાયડીને છોડે,
અને તે તેની પાસેથી જઈને બીજા પુરૂષની
થાય, તો શું તે તેની પાસે પાછો જાય? [ જો એવું
થાય ], તો તે દેશ અતિ ભ્રષ્ટ નહિ ગણાય શું? પણ
તેં ઘણા આશકોની સાથે વ્યભિચાર કીધો છે, તથાપિ
મારી પાસે પાછી આવ, એવું યહોવાહ કહે છે ૨ તું
ઉચ્ચસ્થાનો તરફ આંખો ઉંચી કરીને જો, તારી સાથે
વ્યભિચાર ક્યાં નથી થયો? રાનમાં જેમ અરબ વાટ
જુએ છે તેમ તું તેઓને સારૂ માર્ગોમાં બેસી રહેલી
છે, ને તેં તારા વ્યભિચારોથી તથા તારી દુષ્ટતાથી
દેશને ભ્રષ્ટ કીધો છે ૩ તે માટે વરસાદ અટકાવવામાં
આવ્યો છે, ને છેલ્લો વરસાદ પડ્યો નથી, પણ તને
કસબેણનું કપાળ હતું, તેં લાજ તો છેકજ મૂકી ૪ શું
હવેથી તું પોકારીને મને નહિ કહે કે, રે મારા બાપ,
તું મારી યુવાવસ્થાનો સંભાળનાર છે? ૫ શું તે સદા
[ કોપ ] કરશે? સર્વદા તે જારી રાખશે શું? જો, તેં
ભુંડું કહ્યું તથા કર્યું છે, ને તારી મરજી મુજબ તું
ચાલી છે

૬ વળી યોશીયાહ રાજાના દિવસોમાં યહોવાહે મને
કહ્યું કે, પાછા હઠી જનાર ઇસ્રાએલે જે કીધું છે, તે
તેં જોયું છે શું? તેણે દરેક ઉંચા પર્વત પર તથા દરેક
લીલા ઝાડને ઓથે જઈને ત્યાં વ્યભિચાર કીધો છે
૭ અને તેણે તે બધાં કામ કીધા પછી, મેં કહ્યું કે, તે
મારી તરફ ફરશે, પણ તે ફરી નહિ, ને તેની વિશ્વાસ-
ઘાતી બેહેન યહુદાહે તે દીઠું ૮ અને મેં જોયું કે, પાછી
હઠી જનાર ઇસ્રાએલે વ્યભિચાર કીધો, તેજ કારણ
માટે મેં તેને કાઢી મૂકી હતી, ને તેને ફારગતી આપી
હતી, તોપણ તેની વિશ્વાસઘાતી બેહેન યહુદાહ બીધી
નહિ, તેણે પણ જઈને વ્યભિચાર કીધો ૯ અને

એમ થયું કે, તેનાં પુષ્કળ જારકર્મથી તેણે દેશને અશુદ્ધ
કીધો, ને પત્થરની સાથે તથા લાકડાંની સાથે તેણે
વ્યભિચાર કીધો ૧૦અને એ બધું છતાં તેની વિશ્વાસ-
ઘાતી બેહેન યહુદાહ આખા મનથી નહિ, પણ કેવળ
ઢોંગ કરીને મારી ભણી ફરી છે, એવું યહોવાહ કહે
છે. ૧૧અને યહોવાહે મને કહ્યું કે, વિશ્વાસઘાતી યહુ-
દાહ કરતાં પાછી હઠી જનાર ઇસ્રાએલ ન્યાયી નિવડી
છે. ૧૨તું જઇને આ વચનો ઉત્તર તરફ પ્રગટ કરીને
કહે, હે પાછી હઠી જનાર ઇસ્રાએલ, તું ફર, યહોવાહ
એમ કહે છે; હું કોપ ભરેલી દૃષ્ટિ તમારા પર નહિ
નાખીશ; કેમકે હું દયાળુ છું, એમ યહોવાહ કહે છે,
હું સર્વકાળ સુધી [કોપ] જારી રાખીશ નહિ. ૧૩તું
કેવળ તારો અન્યાય કબૂલ કર, કે તેં યહોવાહ તારા
દેવની સામે અપરાધ કીધો છે, તથા દરેક લીલા ઝાડને
ઓથે તું પારકાઓની પાસે ભટકી છે, ને મારૂં કહ્યું
તમે માન્યું નથી, એવું યહોવાહ કહે છે. ૧૪યહોવાહ
કહે છે, હે પાછા હઠી જનારા પુત્રો, ફરો; કેમકે હું
તમારો વર છું, ને નગરમાંથી તમારામાંના એકને
તથા કુળમાંથી બેને લઇને, સિયોનમાં તમને લાવીશ.
૧૫અને મારા મનોર્થ પ્રમાણે હું તમને પાળકો
આપીશ, ને તેઓ જ્ઞાન તથા બુદ્ધિથી તમારૂ પાલન
કરશે. ૧૬અને યહોવાહ કહે છે કે, જ્યારે તે દેશમાં
તમે વધશો તથા સફળ થશો, ત્યારે તે દિવસોમાં
એમ થશે કે યહોવાહનો કરારકોશ, એવું ફરી તેઓ
કહેશે નહિ, ને મનમાં તે નહિ આવશે, ને તેનું સ્મરણ
તેઓ નહિ કરશે, ને તે જોવા જશે નહિ, ને [ફરી
એવું કંઇ] કરશે નહિ. ૧૭તે વેળાએ યરૂશાલેમને
યહોવાહનું રાજ્યાસન તેઓ કહેશે, ને સર્વ દેશ-
જાતિઓ ત્યાં, એટલે યરૂશાલેમમાં, યહોવાહના નામને
સારૂ એકઠી થશે, ને પોતાના હૃદયની હઠ પ્રમાણે
તેઓ ફરી નહિ ચાલશે. ૧૮તે દિવસોમાં યહુદાહનો
વંશ ઇસ્રાએલના વંશની સાથે ચાલશે જશે, ને ઉત્તર
દેશમાંથી ભેગા થઇને જે દેશનો વારસો મેં તમારા
પિતૃઓને આપ્યો, ત્યાં તેઓ આવશે. ૧૯અને મેં
કહ્યું, તને પુત્રો મધ્યે હું કેમ ગણું? ને આનંદમય દેશ,
એટલે દેશજાતિઓનાં સૈન્યોનો સુંદર વારસો, તને કેમ
આપું? ને મેં કહ્યું, મને તું તારો બાપ કહીશ, તથા
મારી પાછળ ચાલીશ, અને ફરી જઇશ નહિ ૨૦જેમ
બાયડી વિશ્વાસઘાત કરીને પોતાના ધણીને છોડે છે,
તેમ, હે ઇસ્રાએલના વંશ, તમે મારી પ્રત્યે વિશ્વાસ-
ઘાત કીધો છે, એવું યહોવાહ કહે છે. ૨૧ઉચ્ચસ્થાનો
પર સાદ સાંભળવામાં આવ્યો છે, એટલે ઇસ્રાએલના
પુત્રોનું રૂદન તથા વિનંતીઓ, કેમકે તેઓએ પોતાનો
માર્ગ વાંકો કીધો છે, તેમના દેવ યહોવાહને તેઓ
વિસરી ગયા છે. ૨૨પાછા હઠી જનારા પુત્રો, તમે
ફરો, તમારૂ પાછા હઠવું હું સુધારીશ. જો, અમે તારી
ભણી આવ્યા છીએ, કેમકે અમારો દેવ યહોવાહ તું
છે. ૨૩ડુંગરોથી તથા પર્વતો પર જે ધાંધળિઆ ટોળું
તેથી જે મદદની [વાટ જોઇએ છીએ] તે ખરેખર
વ્યર્થજ છે; અમારા દેવ યહોવાહમાં ઇસ્રાએલનું તારણ
ખરેખર છે. ૨૪અને અમારી તરૂણાવસ્થાથી અમારા
બાપદાદાઓના શ્રમનું ફળ, તેઓના ઘેટાં તથા તેઓનાં
ઢોર, તેઓના પુત્રો તથા તેઓની પુત્રીઓ, તે બધાંને
લજ્જાકારક [વસ્તુ] ખાઇ ગઇ છે. ૨૫અમે અમારી
લાજમાં પડી રહીએ ને અમારૂં અપમાન અમને ઢાંકે,
કેમકે અમે તથા અમારા બાપદાદાઓએ અમારી
તરૂણાવસ્થાથી આજ લગી અમારા દેવ યહોવાહની
વિરૂદ્ધ પાપ કીધું છે, વળી અમારા દેવ યહોવાહનું
કહ્યું અમે નથી માન્યું.

૪ યહોવાહ કહે છે, રે ઇસ્રાએલ, જો તું ફરે તો
મારી ભણી ફર, ને જો તું તારી અમંગળ
વસ્તુઓ મારી સામેથી દૂર કરીશ તો તને ખસેડ-
વામાં આવશે નહિ ૨અને યહોવાહ જીવે છે એવા
સમ તું સત્યથી તથા ન્યાયથી તથા નીતિથી ખાઇશ,
ને દેશજાતિઓ પોતાને તેનામાં આશીર્વાદિત કહેશે,
તથા તેનામાં અભિમાન કરશે

૩કેમકે યહુદાહના માણસોને તથા યરૂશાલેમને
યહોવાહ એમ કહે છે, તમારી પડતર જમીન ખેડો,
ને કાંટા મધ્યે ન વાવો. ૪હે યહુદાહના માણસો તથા
યરૂશાલેમના રહેવાસીઓ, યહોવાહને સારૂ તમે
પોતાની સુનત કરો, ને પોતાનાં હૃદયનાં અગ્રચર્મો
દૂર કરો, રખે તમારી કરણીઓની ભુંડાઇને લીધે,
મારો કોપ અગ્નિની પેઠે નિકળીને એવો બળે કે, કોઇ
તેને હોલવી ન શકે. ૫યહુદાહમાં પ્રગટ કરો, ને યરૂ-
શાલેમમાં આ પ્રમાણે કહી સંભળાવો, દેશમાં શિંગડું
વગાડો, ને પોકારીને કહો, એકઠા થાઓ ને કિલ્લા-
બંધ નગરોમાં જઇએ. ૬સિયોનની તરફ ધ્વજા ઉભી
કરો, જીવ લઇને નાસો ને વિલંબ ન કરો, કેમકે હું
ઉત્તરથી વિપત્તિ તથા મોટો નાશ લાવીશ. ૭સિંહ
પોતાની ઝાડીમાંથી ઉપર આવ્યો છે, તે તો દેશ-
જાતિઓનો વિનાશક છે; તારી ભૂમિને શૂન્ય કરવા

માટે તે પોતાના રહેઠાણમાથી બહાર નિકળ્યો છે,
તારા નગરો એવા ઉજડ કરાશે, કે તેઓમા કોઇ
રહેવાસી હશે નહિ. ૮ તે કારણથી તાટ પહેરો,
વિલાપ તથા રૂદન કરો ,કેમકે યહોવાહનો ભારે કોપ
આપણા પરથી ફર્યો નથી અને યહોવાહ કહે છે તે
દિવસે એવુ થશે કે, રાજાનુ હૃદય તથા સરદારોનુ હૃદય
નષ્ટ થશે, ને યાજકો વિસ્મિત થશે, ને ભવિષ્યવા
દીઓ અચબો પામશે ૧૦ અને મે કહ્યુ, આહા, પ્રભુ
યહોવાહ, તુ બોલ્યો, તમને શાતિ થશે, એમ કહીને
તેં આ લોકને તથા યરૂશાલેમને નિશ્ચ ફસાવ્યા છે,
કેમકે તરવાર જીવ સુધી આવી પહોચી છે ૧૧ તે
વેળાએ આ લોકને તથા યરૂશાલેમને કહેવાશે, રાનમા
ઉચ્ચસ્થાનોથી નિકળતી લૂ મારા લોકની પુત્રી ભણી
આવશે, તે તો ઉપણવા કે સ્વચ્છ કરવાના ઉપયોગમા
આવશે નહિ, ૧૨ મારી ભણી તે સ્થાનોથી ભારે
પવન આવશે, હમણા હુ તેઓ પર ન્યાયચુકાદો પ્રગટ
કરીશ. ૧૩ જો, તે વાદળાની પેઠે ચઢશે, ને તેના રથો
વંટોળિયા સરખા થશે, તેના ઘોડા ગરૂડ કરતા વેગ-
વાન છે, અમને હાય હાય, કેમકે અમને લૂટયા છે
૧૪ હે યરૂશાલેમ, તારૂ તારણ થાય માટે ભુડાઇ કાઢીને
તારૂ હૃદય ધોઇ નાખ, તારી વ્યર્થ કલ્પનાઓ તારી
મધ્યે ક્યા સુધી રહેશે? ૧૫ કેમકે દાનથી વાણી સભ
ળાય છે, ને એફ્રાઇમ પર્વતથી વિપત્તિ પ્રગટ કરાય
છે ૧૬ દેશજાતિઓને કહી સંભળાવો, જુઓ, યરૂશા-
લેમની વિરૂદ્ધ કહો, કે દૂર દેશથી ચોકીદારો આવે
છે, ને યહુદાહના નગરોની વિરૂદ્ધ સાદ કાઢે છે
૧૭ ખેતરના રખેવાળોની પેઠે તેઓ ચારોતરફ તેની
વિરૂદ્ધ છે, કેમકે તેણે મારી સામે દગો કર્યો છે, એવુ
યહોવાહ કહે છે ૧૮ તારી ચાલ તથા તારી કરણી
ઓને લીધે તારી એવી વલે થઇ છે, આ તારી દુષ્ટાઇ
છે, કેમકે તે કડવી છે, કેમકે તે તારા હૃદય સુધી
પહોચે છે

૧ મારી આંતરડી, મારી આતરડી! મારા હૃદય
માજ દુખે છે, મારી મધ્ય મારા હૃદયમા ગડબડાટ
છે, હુ છાનો રહી શકતો નથી, કેમકે હે મારા જીવ,
તેં રણશિંગડાનો સાદ, યુદ્ધનો ઘોંઘાટ સાભળ્યો છે
૨૦ નાશ ઉપર નાશ પ્રગટ કરાયછે, કેમકે આખો દેશ
લૂટાયો છે, અકસ્માત મારા તબુઓ, પલક વારમા
મારા પડદા લૂટાયા છે ૨૧ હુ ક્યા સુધી ધ્વજ જોઇશ,
તથા રણશિંગડાનો સાદ સાભળીશ? ૨૨ કેમકે મારા
લોક નિર્બુદ્ધ છ, તે ઓ મને જાણતા નથી, તેઓ
મૂર્ખ છોકરા છે, તેઓને કંઇ બુદ્ધિ નથી, ભુડું કરવામા
તેઓ પ્રવીણ છે, પણ ભલુ કરી જાણતા નથી

૨૩ મે પૃથ્વીને જોઇ, ને જુઓ, તે ઉજડ તથા ખાલી
હતી, અને આકાશો જોયા, ને તેઓમા અજવાળુ
નહોતુ ૨૪ મે પર્વતો જોયા, ને જુઓ, તેઓ કાપતા
હતા, ને સર્વ ડુંગરો થરથરતા હતા ૨૫ મે જોયુ ને,
જુઓ, કોઇ મનુષ્ય ન હતુ, ને આકાશોના સર્વ
પક્ષીઓ નાસી ગયા હતા ૨૬ મે જોયુ, ને જુઓ,
ફળદ્રુપ ભૂમિ રાન થઇ હતી, ને તેના સર્વ નગરો
યહોવાહની સામેથી તેના ભારે કોપની સામેથી,
પાયમાલ થયા હતા ૨૭ કેમકે યહોવાહ એવુ કહે છે
કે, આખો દેશ ઉજડ થશે, તોપણ હુ પૂરેપૂરી સમાપ્તિ
નહિ કરીશ. ૨૮ આ કારણથી પૃથ્વી શોક કરશે, ને
ઉપરના આકાશો કાળા થશે, કેમકે હુ બોલ્યો છું, મેં
નિશ્ચય કર્યો છે, ને હુ પશ્ચાત્તાપ નહિ કરીશ, ને તેથી
ફરીશ નહિ ૨ સ્વારોના તથા ધનુર્ધારીઓના સાદથી
નગરમાના સઘળા નાસે છે, તેઓ ઝાડીઓમા જાય
છે, તથા ખડકો પર ચઢે છે, સઘળા નગરોને ત્યાગે
છે, ને તેઓમા કોઇ વસનાર નથી ૩૦ અને તુ લૂટા
ઇને શુ કરીશ? તુ કીરમજી વસ્ત્ર પહેરે, ને સોનાના
ઘરેણા ચઢાવીને પોતાને સણગારે, ને કાજળથી તારી
આખો આજે તોપણ તુ ફોકટ પોતાને સુશોભિત કરે
છે, તારા આશકો તને ધિક્કારે છે, તેઓ તને મારી
નાખવા શોધ છે ૩૧ કેમકે સિયોનની પુત્રીનો સાદ
મે સાભળ્યો છે, તે તો જણનારી સ્ત્રીના જેવો, તથા
પ્રથમ બાળકને જણતા કષ્ટાતી સ્ત્રીના જેવો સાદ છે,
તે હાફે છે, પોતાના હાથ પ્રસારે છે, અને કહે છે કે,
મને હાય, હાય, કેમકે ઘાતકીઓને લીધે મારો જીવ
થાકી ગયો છે

૫ યરૂશાલેમના ચકલાઓમા આમ તેમ ફરો, ને
જુઓ ને જાણો, ને તેના ચોકોમા શોધો,
ન્યાય કરનાર અને સત્ય શોધનાર એવો કોઇ પુરૂષ
મળે, એવો કોઇ પણ હોય, તો હુ તેણીને ક્ષમા કરીશ
અને જો કે તેઓ એવુ કહે કે, યહોવાહ જીવે છે, તો
પણ નિશ્ચય તેઓ જૂઠા સમ ખાય છે ૩ હે યહોવાહ,
તારી આખો સત્યની ભણી નથી શુ? તેં તેઓને
માર્યા છે, પણ તેઓ દુ ખી ન થયા, તેં તેઓનો
વિનાશ કર્યો છે, પણ તેઓએ શિક્ષા માનવાની ના
કહી, તેઓએ પોતાના મુખો ખડક કરતા કઠણ કર્યા
છે, તેઓએ ફરવાની ના કહી છે ૪ અને મેં કહ્યુ કે,

નિશ્ચય તેઓ દરિદ્રી છે, તેઓ મૂર્ખ છે, કેમકે તેઓ
યહોવાહનો માર્ગ અને પોતાના દેવનુ ન્યાયકરણ નથી
જાણતા ૫ હુ મોટી પદ્વીના માણસોની પાસે જઇને
તેઓની સાથે બોલીશ, કેમકે એઓ યહોવાહનો માર્ગ
અને પોતાના દેવનુ ન્યાયકરણ જાણે છે, પણ એઓએ
સર્વાનુમતે ઝુસરી ભાગી છે અને બધનો તોડ્યા છે
૬ તે માટે રાનમાનો સિહ તેઓને મારી નાખશે,
અરણ્યમાનો વરૂ તેઓને લુટશે ચિત્તા તેઓના નગરો
પર તાકી રહેશે, જે કોઇ ત્યાથી બહાર નિકળી જશે
તે ફાડી નખાશે, કેમકે તેઓના અપરાધો ઘણા થયા
છે, તેઓના ફિતૂરી કામો વધ્યા છે ૭ હુ કેમ કરીને
તને ક્ષમા કરી શકુ? તારા પુત્રોએ મને ત્યાગી દીવો
છે, ને જેઓ દેવ નથી તેઓના સમ ખાવા છે, ને મે
તેઓને તૃપ્ત કીધા હતા ત્યારે તેઓએ વ્યભિચાર
કીધો, ને વેશ્યાઓના ઘરોમા એકઠા થયા ૮ તેઓ
સવારે પુષ્ટ ઘોડાઓના જેવા હતા, પ્રત્યેક પોતાના
પડોસીની બાયડી ઇચ્છીને ખોખારતો ૯ તે બધુ
થયાને લીધે શું હુ જોઇ નહિ લઇશ? એમ યહોવાહ
કહે છે, ને મારો જીવ એવી દેશજાતિ પર વેર નહિ
વાળશે શું?

૧૦ તેના કોટ પર ચઢો, ને નાશ કરો, પણ પૂરેપૂરી
સમાપ્તિ ન કરો, તેની ડાળીઓ લઇ જાઓ, કેમકે
તેઓ યહોવાહની નથી. ૧૧ કેમકે ઇસ્રાએલના વશે
તથા યહૂદાહના વશે મારી સામે ઘણો વિશ્વાસઘાત
કીધો છે, એવુ યહોવાહ કહે છે ૧૨ તેઓએ યહોવા
હનો નકાર કર્યો છે ને કહ્યુ છે કે, આ તો યહોવાહ
નથી, ને અમારા પર વિપત્તિ નહિ આવશે ને અમે
તરવાર તથા દુકાળ નહિ જોઇશુ ૧૩ અને ભવિષ્યવા
દીઓ વાયુરૂપ થઇ જશે, ને વચન તેઓના નથી
તેઓ પર એવુ આવી પડશે ૧૪ તે માટે સૈન્યોનો
દેવ યહોવાહ એમ કહે છે, તમે એ વાત બોલો છો
માટે, જુઓ હુ તારા મુખમા મારા વચનો અગ્નિરૂપ
કરીશ, તથા આ લોકને બળતણરૂપ કરીશ ને તે
એઓને ખાઇ જશે. ૧૫ યહોવાહ કહે છે જુઓ હે
ઇસ્રાએલના વશ, હુ તમારા પર વેગળેથી દેશજાતિ
લાવીશ તે પરાક્રમી દેશજાતિ, તે પુરાતન દેશજાતિ,
એવી દેશજાતિ કે જેની ભાષા તુ જાણતો નથી, ને
જે તે બોલે છે તે તુ સમજતો નથી. ૧૬ તેઓનો
ભાથો ઉઘાડી કબર છે, તેઓ સર્વે યોદ્ધા છે ૧૭ અને
તારો પાક તથા તારૂ અન્ન જે તારા પુત્ર પુત્રીઓના
ઉપયોગને સારૂ છે તે તેઓ ખાઇ જશે, તેઓ તારા
ઘેટા તથા તારા ઢોરને ખાઇ જશે, તેઓ તારી દ્રાક્ષ
તથા તારી અંજીરીને ખાઇ જશે, તારા જે કિલ્લાબધ
નગરો પર તુ ભરોસો રાખે છે, તેઓને તે તરવારથી
પાડી નાખશે ૧૮ તોપણ તે દિવસોમા હુ તમારી
પૂરેપૂરી સમાપ્તિ કરીશ નહિ, એવુ યહોવાહ કહે છે
૧૯ અને એમ થશે કે તમે કહેશો, અમારા દેવ યહો
વાહે અમને એ બધુ કેમ કર્યું છે? ત્યારે તુ તેઓને
કહીશ, જેમ તમે મારો ત્યાગ કરીને તમારા દેશમા
પારકા દેવોની સેવા કરી છે તેમ જે દેશ તમારો
નથી તેમા તમે પારકાઓની સેવા કરશો

૨૦ યાકૂબના કુળમા આ કહી જણાવો, ને યહુદા
હમા આ પ્રગટ કરો, ૨૧ રે મૂર્ખ તથા નિર્બુદ્ધ લોક,
કે જેઓ આખો છતા જોતા નથી, અને કાનો છતા
સાભળતા નથી, તે તમે આ સાભળો ૨૨ યહોવાહ
કહે છે, મારાથી શુ તમે બીતા નથી? મારી સામે શુ
તમે નહિ ધ્રુજશો? મેં સદાના ઠરાવ પ્રમાણે સમુદ્રને
સારૂ રતીની હદ ઠેરવી છે, કે તે તેને ઓળગી શકે
નહિ, ને જો કે તેના મોજા ઉછળે તોપણ તેઓ પ્રબળ
થશે નહિ, ને જો કે તેઓ ગાજે તોપણ તેઓ તેને
ઓળગી શકે નહિ ૨૩ પણ આ લોકને ફિસાદખોર
તથા ફિતૂરી હૃદય છે, તેઓ ફિસાદ કરીને ગયા છે
૨૪ અને તેઓ પોતાના હૃદયમા એમ નથી કહેતા કે,
અમારો દેવ યહોવાહ, જે પોતપોતાના સમયમા
પહેલો તથા છેલ્લો વરસાદ આપે છે, જે અમારે સારૂ
કાપણીની નિમેલી સપ્તાહો રાખી મૂકે છે, તેનાથી
બીએ ૨૫ એ તો તમારા અન્યાયોએ દૂર કીધા છે,
ને તમારા પાપોએ તમારાથી હિત રોકી રાખ્યુ છે
૨૬ કેમકે મારા લોકોમા દુષ્ટો દેખાય છે, જેમ પાર
ધીઓ ગુપ્ત રહીને તાકે છે તેમ તેઓ તાકી જુએ છે,
તેઓ ફાદો માડે છે, તેઓ મનુષ્યોને પકડે છે
૨૭ જેમ પિજરૂ પક્ષીઓથી ભરેલુ છે, તેમ તેઓના
ઘરો કપટથી ભરેલા છે તે માટે તેઓ મોટા તથા
દ્રવ્યવાન થયા છે ૨૮ તેઓ પુષ્ટ તથા ચળકતા થયા
છે, વળી તેઓ દુષ્ટ કર્મો કરતા હદબહાર જાય છે,
ન્યાય, અનાથનો ન્યાય પણ તેઓ સાચવતા નથી,
કે તેઓ આબાદ થાય, અને દરિદ્રીઓનો હક તેઓ
ચલાવતા નથી ૨૯ યહોવાહ કહે છે, એ બધુ થયાને
લીધે શું હુ જોઇ ન લઇશ? મારો જીવ એવી દેશજાતિ
પર વેર નહિ વાળશે શું?

૩૦ અજબ તથા ઘોર વાત દેશમા બની આવી છે;
૩૧ ભવિષ્યવાદીઓ જુઠુ બોલે છે, ને તેઓના આમ

યથી યાજકો અધિકાર ચલાવે છે; ને એ પ્રમાણેનું
મારા લોકને ગમતું છે; ને તેના છેવટે તમે શું કરશો?

૬ હે બિન્યામીનના પુત્રો, યરૂશાલેમ મધ્યેથી
નાસી જાઓ, ને તકોઆમાં રણશિંગડું વગાડો?
ને બેથ-હાક્કેરેમ પર ધ્વજા ઉભી કરો કેમકે ઉત્તરથી
વિપત્તિ તથા મોટો નાશ આવે છે. ૨ જે સુંદર તથા
કોમળ બાયડી, એટલે સિયોનની દીકરી, તેને હુ કાપી
નાખીશ. ૩ ઘેટાંપાળકો તથા તેઓનાં ટોળાં તેના પર
આવશે; તેઓ તેની સામે તંબુઓ ચોતરફ મારશે;
તેઓ પ્રત્યેક પોતાની જગ્યામાં ચરશે ૪ તેની સાથે
લડાઇ કરવા તૈયારી કરો; ઉઠો, આપણે મધ્યાન્હે
ચઢીએ. આપણને હાય હાય! કેમકે સૂર્ય નમવા
લાગ્યો છે, કેમકે સાંજની છાયા લાંબી થઇ છે ૫ ઉઠો,
ને રાત્રે ચઢીને તેના રાજમેહેલોનો નાશ કરીએ.
૬ કેમકે સૈન્યોના યહોવાહે આમ કહ્યું છે કે, તમે ઝાડો
કાપીને યરૂશાલેમની વિરૂદ્ધ મોરચા બાંધો; જોઇ
લેવાનું નગર તે આ; પોતા મધ્યે તે નર્યો બળાત્કારજ
છે ૭ જેમ ઝરો પોતાનું પાણી વહેવડાવે છે; તેમ
તે પોતાની દુષ્ટાઇ કાઢે છે; તેનામાં અન્યાય તથા
બળાત્કારનો અવાજ સભળાય છે; દુ:ખ તથા ઘા
મારી સામા નિત્ય થાય છે. ૮ હે યરૂશાલેમ, શિક્ષા
માની લે, રખે મારૂ મન તારાથી ફરી જાય, રખે હુ
તને ઉજડ, વસ્તીહીન ભૂમિ કરી નાખુ

૯ સૈન્યોનો યહોવાહ આમ કહે છે, ઇસ્રાએલમાનું
જે બાકી રહ્યું હોય તે તો દ્રાક્ષની પેઠે તમામ વિણાશે.
દ્રાક્ષ તોડનારની પેઠે તુ તારો હાથ ટોપલીઓમા ફરી
મૂક. ૧૦ કોને બોલુ ને સાક્ષી પૂરૂ, કે તેઓ સાભળે?
જુઓ, તેઓના કાન બેસુનતી છે, તે માટે તેઓ
સાભળી શકતા નથી, જુઓ, યહોવાહનું વચન તેઓ
નિંદારૂપ ગણે છે, તેમા તેઓને સતોષ નથી ૧૧ તે
માટે હુ યહોવાહના કોપે ભરેલો છુ, તે પાછો રાખ-
વાથી હુ થાકી ગયો છું; રસ્તામાં જે છોકરા અને
સભામા ભેગા થએલા જે જુવાનો તેમના ઉપર ઉભરો
કાઢ, કેમકે પુરૂષ તથા સ્ત્રી, ઘરડો તથા વયોવૃદ્ધ પક-
ડાઇ જશે. ૧૨ અને ક્ષેત્રો તથા બાયડીઓ સુદ્ધા
તેઓનાં ઘરો બીજાઓને સોંપાઇ જશે; કેમકે દેશના
રહેવાસીઓ પર હું મારો હાથ લાંબો કરીશ, એમ
યહોવાહ કહે છે. ૧૩ કેમકે તેઓમાંના નાનાથી તે
મોટા સુધી સઘળા લોભિયા થયા છે, ને ભવિષ્ય
વાદીથી તે યાજક સુધી સઘળા જૂઠાઇથી વર્ત્તે છે.
૧૪ અને કંઇ શાંતિ ન છતાં, શાંતિ, શાંતિ, એમ
બોલીને, તેઓએ મારા લોકની દીકરીનો ઘા કાચી
તરેહ રૂઝાવ્યો છે. ૧૫ તેઓએ અમંગળ કર્મ કીધું હતું,
માટે શું તેઓ શરમિન્દા થયા? તેઓ જરા પણ
શરમિન્દા થયા નહિ, વળી તેઓએ શરમાવુ જાણ્યુંજ
નહિ; તે માટે તેઓ પડનારાઓમાં પડશે, જ્યારે
હુ તેમને જોઇ લઇશ, ત્યારે તેઓ તુટી પડશે, એમ
યહોવાહ કહે છે

૧૬ યહોવાહ આમ બોલે છે કે, માર્ગો પર ઉભા
રહીને જુઓ, ને પુરાતન વાટો કે જેમા ઉત્તમ માર્ગ
છે તેઓની શોધ કરીને તેમા ચાલો, તો તમે પોતાના
જીવમાં વિસામો પામશો; પણ તેઓએ કહ્યુ કે,
અમે [ તેઓમાં ] નહિ ચાલીશુ. ૧૭ અને મેં તમારા
પર ચોકીદારો ઠરાવીને કહ્યુ કે, રણશિંગડાના સાદને
કાન ધરો, પણ તેઓએ કહ્યુ કે, અમે તો કાન નહિ
ધરીશું. ૧૮ તે માટે, હે દેશજાતિઓ, સાંભળો, તથા
હે જમાત, તેઓમા જે છે, તે જાણ ૧૯ હે પૃથ્વી,
સાંભળ, જુઓ, આ લોક પર વિપત્તિ, એટલે તેઓની
કલ્પનાઓનુ ફળ, હુ આણીશ, કેમકે તેઓએ મારા
વચનો ગણકાર્યો નથી, ને મારા નિયમશાસ્ત્રને તેઓએ
તુચ્છ કીધું છે ૨૦ શબાથી લોબાન તથા દૂર દેશમાથી
ઉત્તમ કાનાબરૂ મારી પાસે શા સારૂ લાવે છે? તમારા
દહનીયાર્પણો માન્ય નથી, ને તમારા યજ્ઞો મને મન-
ગમતા નથી. ૨૧ માટે યહોવાહ એમ કહે છે, જુઓ,
આ લોકની સામે હુ ઠેસો મુકીશ, ને પિતાઓ તથા
પુત્રો મળીને તેઓ પર ઠોકર ખાશે, પડોસી તથા
તેનો મિત્ર બન્ને નાશ પામશે

૨૨ યહોવાહ આમ બોલે છે, જુઓ, ઉત્તર દિશાથી
લોક આવે છે, ને પૃથ્વીના છેડાઓથી મોટી દેશજાતિ
ઉઠશે. ૨૩ તેઓ ધનુષ્ય તથા ભાલા ધરે છે, તેઓ ક્રૂર
છે, ને દયા કરતા નથી; તેઓનો ઘાંટો સમુદ્રની પેઠે
ગાજે છે, ને તેઓ ઘોડાઓ પર સ્વારી કરે છે, જેમ
શૂરવીર લડાઇને સારૂ સજ્જ થાય છે તેમ તેઓ, રે
સિયોનની દીકરી, તારી સામે સજ્જ થયલા છે.
૨૪ અમે તે વિષેના સમાચાર સાભળ્યા છે, અમારા
હાથ નબળા થયા છે; અમને પીડા તથા જણનારીના
જેવી વેદના વળગી છે ૨૫ ખેતરોમા બહાર ન જાઓ,
માર્ગમા ન ચાલો; કેમકે વૈરીની તરવાર અને ભય
ચારોગમ જણાય છે. ૨૬ રે મારા લોકની દીકરી, તાટ
પહેરીને રાખમાં લોટ, જેમ એકના એક પુત્રને સારૂ
કરે, તેમ શોક તથા કડવો વિલાપ કર; કેમકે આપણા

પર વિનાશક અકસ્માત આવશે. ૨૭ મેં મારા લોકમાં
તને બુરજ તથા કોટ ઠરાવ્યો છે, કે તું તેઓનો માર્ગ
જાણે ને પારખે ૨૮ તેઓ સર્વ મોટા ફિતૂરી છે; તેઓ
ચાડી કરતા ફરે છે; તેઓ પિત્તળ તથા લોઢારૂપ છે;
તેઓ સઘળા બિગાડ કરનારા છે. ૨૯ ધમણ બળી ગઇ
છે, સીસું અગ્નિથી ક્ષય થઇ રહ્યું છે, ગાળનાર વ્યર્થ પિગ-
ળાવે છે, કેમકે દુષ્ટો કાઢી નાખવામાં આવ્યા નથી.
૩૦ લોક તેમને નકારેલું રૂપું કહેશે, કેમકે યહોવાહે
તેમને નકાર્યા છે.

૭ યહોવાહથી જે વચન યિર્મેયાહની પાસે આવ્યું
તે એ કે, ૨ યહોવાહના ઘરની ભાગળમાં ઉભો
રહે, ને ત્યાં આ વચન પોકારીને કહે, હે યહુદાહના
સર્વ લોક, જે યહોવાહને ભજવાને અર્થે આ ભાગ-
ળોમાં પેસો છો, તે તમે યહોવાહનું વચન સાંભળો.
૩ સૈન્યોનો યહોવાહ ઇસ્રાએલનો દેવ એમ કહે છે,
તમારા માર્ગોમાં તથા તમારી કરણીઓમાં સુધારો
કરો, તો હું આ ઠેકાણે તમને વસાવીશ. ૪ યહોવાહનું
મંદિર, યહોવાહનું મંદિર, યહોવાહનું મંદિર આ છે,
એવું કહીને જૂઠા વચનો પર ભરોસો ન કરો. ૫ કેમકે
જો તમે ખરેખર તમારા માર્ગોમાં તથા તમારી કરણી-
ઓમાં સુધારો કરો, જો આડોસીપાડોસીની વચ્ચે
તમે ન્યાય કરો; ૬ જો પરદેશી, અનાથ, તથા વિધવા
પર જુલમ ન કરો, ને આ ઠેકાણે નિર્દોષ રક્ત નહિ
પાડો; ને અન્ય દેવોની પાછળ ચાલીને પોતાનું નુક-
સાન ન કરો, ૭ તો આ ઠેકાણામાં, એટલે જે ભૂમિ
તમારા પિતાઓને મેં પુરાતન કાળથી આપી, તેમાં
તમને હું સદા સર્વકાળ વસાવીશ. ૮ જુઓ, તમે નિરૂ-
પયોગી જૂઠાં વચન પર ભરોસો રાખો છો. ૯ શું
ચોરી, તથા હત્યા, તથા વ્યભિચાર કરીને, તથા ખોટા
સમ ખાઇને તથા બઆલની આગળ ધૂપ બાળીને,
તથા જે અન્ય દેવોને તમે જાણ્યા નહિ તેઓની
પાછળ ચાલીને, ૧૦ આ ઘર, જેના પર મારૂં નામ
મૂકેલું છે, તેમાં તમે પેસશો, ને મારી આગળ ઉભા
રહીને કહેશો કે, આ સર્વ અમંગળ કામો કરવા સારૂ,
અમે છુટકો પામ્યા છીએ? ૧૧ આ ઘર જે મારા
નામથી ઓળખાય છે, તે શું તમારી દૃષ્ટિમાં લૂટારાની
ગુફા થઇ ગયું છે? જુઓ, મેં, હા, મેં પંડે, એ દીઠું
છે, એવું યહોવાહ કહે છે. ૧૨ કેમકે જે મારૂં સ્થાન
શીલોહમાં હતું, જ્યાં મારૂં નામ મેં પ્રથમ મુકાવ્યું,
ત્યાં જાઓ; ને ઇસ્રાએલ જે મારા લોક તેના દુષ્ટ-
પણાને લીધે તેને જે મેં કીધું તે જુઓ. ૧૩ અને હવે,
યહોવાહ કહે છે, તમે એ સર્વ કામો કીધાં છે, ને
હું પ્રાતઃકાળે ઉઠીને તમને કહેતો હતો, પણ તમે
સાંભળ્યું નહિ, ને મેં તમને તેડ્યા, પણ તમે ઉત્તર
આપ્યો નહિ, ૧૪ તે માટે આ ઘર જે મારા નામથી
ઓળખાય છે, જે પર તમે ભરોસો કરો છો, ને જે
ઠેકાણું મેં તમને તથા તમારા પિતાઓને આપ્યું, તેને
જેવું મેં શીલોહને કીધું, તેવું કરીશ. ૧૫ અને જેમ
તમારા સર્વ ભાઇઓને, એટલે એફ્રાઇમના સર્વ વંશને,
ફેંકી દીધા, તેમ હું તમને મારી આગળથી ફેંકી દઇશ.

૧૬ તે માટે તું આ લોકને સારૂ વિનંતી ન કર, ને
તેને સારૂ વિલાપ તથા પ્રાર્થના ન કર, ને મારી પાસે
તેમના હકમાં અરજ ન કર, કેમકે હું તારૂં સાંભળનાર
નથી. ૧૭ યહુદાહનાં નગરોમાં તથા યરૂશાલેમના ચક-
લાઓમાં જે તેઓ કરે છે, તે તું જોતો નથી શું?
૧૮ છોકરાં લાકડાં એકઠાં કરે છે, ને બાપો અગ્નિ
સળગાવે છે, ને બાયડીઓ કણક ગુંદે છે, કે તેઓ
આકાશની રાણીને સારૂ રોટલી બનાવીને તથા અન્ય
દેવોને સારૂ પેયાર્પણો રેડીને મને રોષ ચઢાવે. ૧૯ યહો-
વાહ કહે છે કે, શું તેઓ મને રોષ ચઢાવે છે? શું
પોતાના મુખની લાજને અર્થે તેઓ પોતાને ચિડવતા
નથી? ૨૦ તે માટે પ્રભુ યહોવાહ એમ કહે છે, જુઓ,
આ ઠેકાણા પર, મનુષ્ય પર, તથા પશુ પર, તથા
ક્ષેત્રનાં વૃક્ષો પર, તથા ભૂમિનાં ફળ પર મારો કોપ
તથા મારો ક્રોધ રેડાશે; ને તે બળતો રહેશે ને
હોલવાઇ જશે નહિ.

૨૧ સૈન્યોનો યહોવાહ ઇસ્રાએલનો દેવ એમ કહે
છે, તમારા યજ્ઞોમાં તમારાં દહનીયાર્પણો ઉમેરીને માંસ
ખાઓ. ૨૨ કેમકે હું તમારા પિતાઓને મિસર દેશ-
માંથી કાઢી લાવ્યો, તે દિવસે મેં તેઓને દહનીયાર્પણ
તથા યજ્ઞ વિષે કંઇ કહ્યું નહિ, તથા આજ્ઞા આપી
નહિ; ૨૩ પણ મેં તેઓને આ વાત કહીને ફરમાવ્યું
કે, મારૂં સાંભળો, ને હું તમારો દેવ થઇશ, ને તમે
મારા લોક થશો; ને તમારૂં હિત થાય, માટે જે સર્વ
માર્ગ મેં તમને ફરમાવ્યા, તેમાં તમે ચાલો. ૨૪ પરંતુ
તેઓએ સાંભળ્યું નહિ, ને કાન ધર્યો નહિ, પણ
પોતાની ધારણાઓ પ્રમાણે તથા પોતાના દુષ્ટ હૃદયની
હઠ પ્રમાણે તેઓ ચાલ્યા, ને પાછળ હઠ્યા, પણ
આગળ નહિ ગયા. ૨૫ જે દિવસે તમારા પિતાઓ
મિસર દેશમાંથી નિકળ્યા, ત્યારથી તે આજ દિવસ

સુધી હુ નિત્ય પ્રાત કાળે ઉઠીને તથા મોકલીને, મારા
સર્વ સેવકોને, એટલે ભવિષ્યવાદીઓને, તમારી પાસે
મોકલતો આવ્યો છુ ૨૬ તોપણુ તેઓએ મારૂ
સાભળ્યુ નહિ, ને કાન ધર્યો નહિ, પણુ તેઓએ હડીના
રહીને પોતાના પિતાઓ કરતા વધતી દુષ્ટાઇ કીધી

૨૭ અને તું આ બધા વચન તેમને કહીશ, પણુ
તેઓ તારૂ નહિ સાભળશે, ને તુ તેઓને બોલાવીશ,
પણુ તેઓ તને ઉત્તર આપશે નહિ ૨૮ અને તેઓને
તુ કહીશ, કે જે દેશજાતિએ યહોવાહ તેમના દેવનો
શબ્દ સાભળ્યો નહિ, ને શિક્ષા માની નહિ, તે એ છે,
સત્ય નષ્ટ થયુ છે, ને તેઓના મુખથી કપાઇ ગયુ છે

૨૯ પોતાના નિમાળા કાપીને ફકી દે, ને ઉચ્ચસ્થાનો
પર વિલાપ કર, કેમકે યહોવાહે પોતાના ક્રોધના વંશને
નકારીને તજી દીધો છે, ૩૦ કેમકે યહોવાહ કહે છે,
મારી દૃષ્ટિમા જે ભુડુ તે યહુદાહના પુત્રોએ કીધુ
છે, જે ઘર પર મારૂ નામ કહેવાએલુ છે, તે અપવિત્ર
કરવા માટે, તેઓએ ત્યા પોતાના અમગળ વસ્તુઓ
રાખી છે ૩૧ અને તેઓએ પોતાના દીકરાઓ તથા
દીકરીઓને અગ્નિમા બાળવાસારૂ, હિન્નોમના પુત્રની
ખીણુમા જે તોફેથ છે, ત્યા ઉચ્ચસ્થાનો બાધ્યા છે,
એવુ મેં ફરમાવ્યુ નહોતુ, ને એવુ મારા મનમા પણુ
આવ્યુ નહોતુ ૩૨ તે માટે યહોવાહ કહે છે, જુઓ,
એવા દિવસો આવે છે, કે જેમા તે તોફેથ તથા
હિન્નોમના પુત્રની ખીણુ ફરી નહિ કહેવાશે, પણુ તેને
ઘાતની ખીણુ કહેશે, અને કશી ખાલી જગ્યા રહે નહિ,
ત્યા સુધી તેઓ તોફેથમા મુડદા દાટશે ૩૩ અને
આ લોકના મુડદા આકાશના પક્ષીઓ તથા ભૂમિના
પશુઓ ખાઇ જશે, ને હાકી મૂકનાર કોઇ નહિ હશે
૩૪ અને યહુદાહના નગરોમાથી તથા યરૂશાલેમના
ચકલાઓમાથી આનદનો સાદ, તથા હર્ષનો સાદ,
વરનો સાદ, તથા કન્યાનો સાદ હુ બંધ પાડીશ, કેમકે
દેશ ઉજડ થશે

૮ યહોવાહ કહે છે, તે વેળાએ તેઓ યહુદાહના
રાજાઓના હાડકા, તથા તેના સરદારોના
હાડકા તથા યાજકોના હાડકા, તથા ભવિષ્યવાદી
ઓના હાડકા, તથા યરૂશાલેમના રહેવાસીઓના
હાડકા, તેઓની કબરોમાથી કાઢી લાવશે ૨ અને
સૂર્ય તથા ચદ્ર તથા આકાશનુ સર્વ સૈન્ય, જેઓને
તેઓએ ચાહ્યા છે, તથા જેઓની સેવા તેઓએ કીધી
છે, તથા જેઓની પાછળ તેઓ ગયા છે, તથા જેઓને
તેઓએ શોધ્યા છે, તથા જેઓની આરાધના તેઓએ
કીધી છે, તેઓની ભણી આ હાડકા વેરી નાખશે,
તેઓ એકઠા નહિ કરાશે, ને દટાશે નહિ, તેઓ
ભૂમિની પીઠ પર ખાતરને સારૂ થશે ૩ અને આ દુષ્ટ
વંશમાના જેઓ બાકી રહેલા છે, જે સર્વ ઠેકાણુામા
મેં તેઓને નસાડી મૂક્યા છે, ત્યાના સર્વ બાકી રહેલા
લોક જીવવા કરતા મરવુ પસદ કરશે, એવુ સૈન્યોનો
યહોવાહ કહે છે

૪ વળી તું તેઓને કહે, યહોવાહ આમ બોલે છે,
શું કોઇ પડે ને ફરીથી ઉઠે નહિ? શું કોઇ ફરે ને
પાછો આવે નહિ? ૫ તો યરૂશાલેમના આ લોક કેમ
કરીને પાછા હઠીને સર્વદા પાછળ પડી રહેલા છે?
તેઓ કપટ પકડી રાખે છે, તેઓ પાછા આવવાની
ના પાડે છે ૬ મેં ચિત્ત દઇને સાભળ્યુ, પણુ તેઓ
યથાસ્થિત બોલ્યા નહિ, મે શુ કીધુ? એવુ કહેતા
કોઇ પણુ પોતાના દુષ્ટપણુાનો પશ્ચાત્તાપ કરતો નથી,
જેમ ઘોડો લડાઇમા વેગે ધસે છે, તેમ તેઓમાનો
પ્રત્યેક પોતાની દોડમા ફરી જાય છે ૭ વાયુચર
બગલો પણુ પોતાનો નિમેલો વખત જાણે છે, ને હોલો
તથા અબાબીલ તથા સારસ પોતપોતાનો આવવાનો
સમય સાચવે છે, પણુ મારા લોક યહોવાહનો નિયમ
જાણતા નથી ૮ અમે જ્ઞાની છીએ, ને યહોવાહનું
નિયમશાસ્ત્ર અમારી પાસે છે, એવુ તમે કહો છો?
પણુ જુઓ, શાસ્ત્રીઓની જુઠી કલમે તેને જુઠુ કરી
નાખ્યુ છે ૯ જ્ઞાનીઓ શરમાયા, તેઓ ભયભીત થયા,
તથા પકડાઇ ગયા છે, જુઓ, યહોવાહનુ વચન
તેઓએ નકાર્યું છે, તો તેઓને શુ જ્ઞાન છે? ૧૦ તે
માટે હુ તેઓની બાયડીઓ બીજાઓને, તથા તેઓના
ખેતરો બીજા માલિકોને આપીશ, કેમકે નાનાથી તે
મોટા સુધી સઘળા લોભિયા થયા છે, ભવિષ્યવાદીથી
તે યાજક સુધી સઘળા જુઠાણુાથી વર્તે છે ૧૧ અને કઇ
શાતિ ન છતા, શાતિ, શાતિ એમ બોલીને, તેઓએ
મારા લોકની દીકરીનો ઘા કાચી તરેહ રૂઝાવ્યો છે
૧૨ તેઓએ અમગળ કર્મ કીધું હતુ, માટે શું તેઓ
શરમિન્દા થયા? તેઓ જરા પણુ શરમિન્દા થયા
નહિ, વળી તેઓએ શરમાવુ જાણ્યુજ નહિ, તે માટે
તેઓ પડનારાઓમા પડશે, હુ તેમને જોઇ લઇશ
ત્યારે તેઓ વટી પડશે, એમ યહોવાહ કહે છે
૧૩ યહોવાહ કહે છે, હુ તેઓને તદ્દન નષ્ટ કરીશ,
દ્રાક્ષવેલા પર કઇ દ્રાક્ષ નહિ થશે, ને અંજીરી પર
અજીર નહિ થશે, ને પાત્રા ચિમળાશે; ને મેં તેઓને

જે આપ્યુ છે તે તેઓની પાસેથી જતું રહેશે
૧૪ આપણે કેમ બેઠેલા છીએ? એકઠા થાઓ, ને
કિલ્લાબંધ નગરોમા જઇએ, ને ત્યા મુગા રહીએ, કેમકે
યહોવાહ આપણા દેવે આપણને મુગા કીધા છે, ને
પિત્તનું પાણી આપણને પાયુ છે, કેમકે આપણે યહો
વાહની વિરૂદ્ધ પાપ કીધુ છે ૧૫ આપણે શાતિની
વાટ જોઇ, પણ કંઇ હિત થયુ નહિ, ને કુશળતાની
વેળાની વાટ જોઇ પણ જુઓ, ભય! ૧૬ તેના ઘોડા
ઓનો ફુંકારો દાનથી સભળાયો, તેના સામર્થીના
ખોખારાના સાદવડે આખી ભૂમિ કાપી, કેમકે
તેઓએ આવીને ભૂમિ તથા તેનુ ભરપૂરપણુ, નગર
તથા તેના રહેવાસીઓને ખાઇ નાખ્યા છે ૧૭ કેમકે
જુઓ, હુ સર્પોને, જે નાગ મોહિત થતા નથી, તેમને
તમારામા મોકલીશ, ને તેઓ તમને કરડશે, એમ
યહોવાહ કહે છે

૧૮ ખેદિત નહિ થાઉ એવો મને દિલાસો ક્યાથી
મળે? મારૂ કલેજુ પાણી થઇ જાય છે ૧૯ જુઓ, મારા
લોકની દીકરીના પોકારનો સાદ દૂર દેશથી આવે છે,
શું યહોવાહ સિયોનમા નથી? શુ તેનો રાજા તેમા
નથી? તેઓએ શા માટે પોતાની કોરેલી મૂર્ત્તિઓવડે,
પારકી વ્યર્થ વસ્તુઓવડે મને રોષ ચઢાવ્યો છે?
૨૦ કાપણી વિતી ગઇ છે, ઉનાળો સમાપ્ત થયો છે, ને
અમે તારણ પામ્યા નથી ૨૧ મારા લોકની દીકરીના
ઘાને લીધે હુ ઘાયલ થયો છું, હુ કાળો થયો છું, હુ
વિસ્મિત થયો છુ ૨૨ ગિલઆદમા કંઇ શોરી લોબાન
નથી શું? ત્યા કોઇ વૈદ નથી શું? તો મારા લોકની
દીકરીને રૂઝ કેમ નથી વળી?

૯ હુ મારા લોકની દીકરીના હણાએલાઓને સારૂ
રાતદહાડો રૂદન કરૂં, માટે મારૂં માથુ પાણી ને
મારી આંખો આસુનો ઝરો હોત તો કેવુ સારૂ! ૨ હુ
મારા લોકને છોડીને તેઓની પાસેથી દૂર જાઉ, માટે
વટેમાર્ગુઓનો ઉતારો મને રાનમા હોત તો વારૂં,
કેમકે તેઓ સર્વ વ્યભિચારીઓ, વિશ્વાસઘાતીઓની
સભા છે ૩ અને ધનુષ્ય તણાય છે તેમ તેઓ જુઠું
બોલવા સારૂ પોતાની જીભ તાણે છે, દેશમા તેઓ
પરાક્રમી થયા છે ખરા પણ સત્યને સારૂ તેઓ પરા-
ક્રમી નથી, કેમકે તેઓ ભુંડું કર્યા પછી અધિક ભુંડું
કરવા જાય છે, ને મને તેઓ જાણતા નથી, એવુ યહો
વાહ કહે છે ૪ તમે પ્રત્યેક પોતાના પડોશી વિષે
સાવધાન થાઓ, ને કોઇ ભાઇ પર ભરોસો ન કરો,
કેમકે પ્રત્યેક ભાઇ ઠગવાનો કરીને ઠગશે, ને પ્રત્યેક
પડોસી ચાડી કરતો ફરશે ૫ અને તેઓ પ્રત્યેક
પોતાના પડોસીને ઠગીને સત્ય બોલશે નહિ, તેઓએ
પોતાની જીભને અસત્ય બોલતા શિખવ્યુ છે, તેઓ
અધર્મ કરવા મથે છે ૬ તું કપટ મધ્યે વસે છે, કપટના
કારણથી તેઓ મને જાણવાની ના પાડે છે એવુ યહો-
વાહ કહે છે

૭ તે માટે સૈન્યોનો યહોવાહ એમ કહે છે, જુઓ,
હુ તેઓને ગાળીને પારખીશ, કેમકે મારા લોકની દીક-
રીને લીધે હુ બીજુ શું કરૂ? ૮ તેઓની જીભ હિંસક
તીર છે, તે કપટથી બોલે છે, પોતાના મુખથી કોઇ
પડોસી આગળ શાતિની વાત બોલે છે, પણ પોતાના
મનમા તેનો ઘાત કરવાનુ ધારે છે ૯ યહોવાહ કહે
છે, એ બધું થયાને લીધે શું હુ તેઓને જોઇ નહિ
લઇશ? મારો જીવ એવી દેશજાતિ પર વેર નહિ
વાળશે શું?

૧૦ હુ પર્વતોને લીધે રૂદન તથા શોક, ને રાનમાના
બીડોને લીધે વિલાપ કરીશ, કેમકે તેઓ એટલા બળી
ગયા છે, કે કોઇ તેમા થઇને ચાલતુ નથી, ને ઢોરનો
સાદ સાભળવામા નથી આવતો, આકાશના પક્ષીઓ
તેમજ પશુઓ પણ નાઠા છે, તેઓ જતા રહ્યા છે
૧૧ અને હુ યરૂશાલેમને ઢગલા, શિયાળોનો વાસો
કરીશ, ને યહુદાહના નગરો ઉજડ કરીશ, તેઓ
વસ્તીહીન થશે ૧૨ ભૂમિ શા માટે નષ્ટ થઇ છે, તે
શા માટે રાનની પેઠે એવી બળી ગઇ છે કે તેમાથી
કોઇ જનાર નથી, એ સમજવા બુદ્ધિવાન પુરૂષ તે
કોણ? વળી એ પ્રગટ કરવા માટે જેને યહોવાહ પોતાને
મુખે બોલ્યો છે, તે કોણ?

૧૩ વળી યહોવાહ કહે છે, મારૂ જે નિયમશાસ્ત્ર મે
તેઓની આગળ મૂક્યુ, તેને તેઓએ છોડ્યુ છે, ને
મારૂ વચન સાભળ્યુ નથી, ને તે પ્રમાણે તેઓ ચાલ્યા
નથી, ૧૪ પણ પોતાના હૃદયની હઠ પ્રમાણે, અને જે
બઆલીમ વિષે તેઓના પિતૃઓએ તેમને શિખવ્યા
તેઓની પાછળ તેઓ ચાલ્યા છે, ૧૫ તે માટે સૈન્યોનો
યહોવાહ ઇસ્રાએલનો દેવ એમ કહે છે, જુઓ, હુ
આ લોકને નાગદોના ખવાડીશ, ને પિત્તનું પાણી
તેમને પાઇશ. ૧૬ અને તેઓ તથા તેઓના પિતૃઓ
જે પ્રજાને ઓળખતા નહોતા, તેઓમા હુ તેઓને વેરી
નાખીશ, ને હુ તેઓનો સહાર કરૂં ત્યા સુધી તેઓની
પાછળ તરવાર મોકલીશ.

૧૭ સૈન્યોનો યહોવાહ એમ કહે છે, વિચાર કરો,
ને કૂટનારી સ્ત્રીઓ આવે, માટે તેઓને બોલાવો ને

ડાહી સ્ત્રીઓ આવે, માટે તેમને તેડો. ૧૮ અને તેઓ
વહેલી આવે, ને આપણે લીધે વિલાપ કરે, કે આપણી
આંખોમાંથી ચોધારે આંસુઓ વહે ને આપણાં પોપ-
ચાંથી પુષ્કળ પાણી વહી જાય ૧૯ કેમકે સિયોનમાંથી
વિલાપનો સાદ સંભળાયો છે, અમે કેમ લૂંટાયા છીએ?
અમે અત્યંત વ્યાકૂળ થયા છીએ, કારણ કે અમે દેશ
મૂકયો છે, કારણ કે તેઓએ અમારા રહેઠાણો પાડી
નાખ્યાં છે ૨૦ પરંતુ હે સ્ત્રીઓ, યહોવાહનું વચન
સાંભળો, ને તમારા કાન તેના મુખનું વચન ગ્રહણ
કરે, ને તમારી દીકરીઓને રૂદન કરતાં શિખવો, ને
તમે પોતપોતાની પડોસણને વિલાપ કરતાં શિખવો
૨૧ કેમકે ચકલાઓમાંથી બાળકને, તથા ચોટામાંથી
તરૂણને કાપી નાખવા માટે, મરણ બારીઓ પાસે
ચઢી આવ્યું છે, તે આપણી હવેલીઓમાં પેઠું છે
૨૨ તું એમ બોલ, યહોવાહ કહે છે, જેમ ખેતર પર
ખાતર, તથા કાપનારની પાછળ કડા પડે છે, તેમ
મનુષ્યોનાં મુડદાં પડશે, ને તેઓને એકઠાં કરનાર
કોઇ મળશે નહિ

૨૩ યહોવાહ એમ કહે છે, જ્ઞાની પોતાના જ્ઞાન વિષે
અભિમાન ન કરે, તેમજ બળવાન પોતાના બળ વિષે
અભિમાન ન કરે, ને ધનવાન પોતાના ધન વિષે
અભિમાન ન કરે, ૨૪ પણ જે અભિમાન કરે છે, તે
આ વિષે અભિમાન કરે, કે તે સમજીને મને ઓળખે
કે હું યહોવાહ છું, પૃથ્વી પર દયા, ન્યાય તથા નીતિ
કરનાર છું, કેમકે એમાં મારો સંતોષ છે, એમ યહો-
વાહ કહે છે ૨૫ યહોવાહ કહે છે, એવા દિવસ આવે
છે કે જ્યારે હું સર્વ સુનતીઓને તેઓના બેસુનતપણાને
લીધે શિક્ષા કરીશ, ૨૬ મિસરને તથા યહુદાહને તથા
અદોમને, તથા આમ્મોનના પુત્રોને તથા મોઆબને
તથા જેઓની દાઢી બાજૂએથી મુંડેલી છે, જેઓ
રાનમાં વસે છે, તે સર્વને જોઇ લઇશ, કેમકે સર્વ વિદે-
શીઓ બેસુનતી છે, ને ઇસ્રાએલના વંશનાં સર્વ લોક
હૃદયમાં બેસુનતી છે

૧૦ હે ઇસ્રાએલના વંશના જે વચન યહોવાહ
તમને કહે છે તે સાંભળો ૨ યહોવાહ કહે
છે કે, વિદેશીઓનો માર્ગ ન શિખો, ને આકાશનાં
ચિન્હોથી ભયભીત ન થાઓ, કેમકે વિદેશીઓ તેઓથી
ભયભીત થાય છે ૩ કેમકે લોકોની રીતભાત વ્યર્થ છે,
કેમકે કુવાડાવડે વનમાનું જે ઝાડ કાપ્યું છે તે લાકડું
કારીગરના હાથનું કામ થાય છે ૪ તેઓ રૂપાથી તથા
સોનાથી તેને સુશોભિત કરે છે, ને તે હાલે નહિ માટે
ખીલાએ તથા હથોડાએ તેને બેસાડે છે ૫ તે કાકડીની
વાડીના કોતરેલા સ્તંભ સરખી છે, ને તેઓ બોલતી
નથી, તેમને ઉપાડવી પડે છે, કેમકે તેઓ ચાલી
શકતી નથી તેઓથી ન બીહો, કેમકે તેઓ ભુંડું
કરી શકે નહિ, ને ભલું પણ કરી શકે નહિ ૬ હે
યહોવાહ, તારા જેવો કોઇ નથી, તું મોટો છે ને તારૂં
નામ સામર્થ્યે મોટું છે ૭ હે દેશજાતિઓના રાજા,
તારાથી કોણ નહિ બીહે? કેમકે તે [રાજ્ય] તારૂં છે,
અને વળી વિદેશીઓના સર્વ જ્ઞાનીઓમાં, ને તેઓનાં
સર્વ રાજ્યોમાં તારા સરખો કોઇ નથી ૮ અને તેઓ
સઘળા મળીને નિર્બુદ્ધ તથા મૂર્ખ છે, મૂર્તિઓ તરફથી
શિખામણ, તે તો કેવળ લાકડુંજ છે ૯ તાર્શીશમાંથી
પતરાં કરેલું રૂપું, તથા ઉફાઝમાંથી સોનું, કારીગરનું
તથા સોનીના હાથનું કામ તેઓ લાવે છે, તેઓનું
વસ્ત્ર નીલ તથા જાબુડિયું છે, તે સઘળું નિપૂણ માણ-
સોનું કામ છે ૧૦ પણ યહોવાહ તે સત્ય દેવ છે,
તેજ સજીવ દેવ, તથા સનાતન રાજા છે, તેને કોપે
પૃથ્વી કાંપે છે, ને તેનો ક્રોધ વિદેશીઓથી સહન
કરાતો નથી

૧૧ તેઓને એમ કહો કે, જે દેવોએ આકાશ તથા
પૃથ્વી બનાવ્યાં નહિ તેઓ પૃથ્વી પરથી તથા આકાશ
તળેથી નષ્ટ થશે

૧૨ તેણે પોતાને સામર્થ્યે પૃથ્વી બનાવી છે, પોતાને
જ્ઞાને જગત ધરી રાખ્યું છે, ને પોતાની બુદ્ધિથી
આકાશ પ્રસાર્યું છે ૧૩ તે શબ્દ બોલે છે ત્યારે આકા-
શમાં પાણીની ગર્જના થાય છે, ને પૃથ્વીને છેડેથી તે
ધૂમાડો ચઢાવે છે, તે વરસાદને સારૂ વિજળી ઉત્પન્ન
કરે છે, ને પોતાના ભંડારોમાંથી વાયુ કાઢે છે ૧૪ દરેક
માણસ નિર્બુદ્ધ તથા જ્ઞાનહીન થયો છે, દરેક સોની
પોતાની કોતરેલી મૂર્તિથી લજ્જિત થયો છે, કેમકે તેની
ગાળેલી મૂર્તિ અસત્ય છે, ને તેઓમાં શ્વાસ નથી
૧૫ તેઓ વ્યર્થપણું છે, ભ્રાન્તિનુંજ કામ છે, તેઓના
શાસનની વેળાએ તેઓ નાશ પામશે ૧૬ જે યાકૂ-
બનો વિભાગ છે, તે તેઓના સરખો નથી, કેમકે તે
સર્વનો બનાવનાર છે, ને ઇસ્રાએલ તેના વારસાનું કુળ
છે, તેનું નામ સૈન્યોનો યહોવાહ છે

૧૭ હે કિલ્લામાં રહેનારી દેશમાંથી તારૂં દ્રવ્ય એકઠું
કરી લે, ૧૮ કેમકે યહોવાહ એવું કહે છે કે, જુઓ,
હું આ વેળાએ દેશમાંના રહેનારાઓને ગોફણે કાઢી
મુકીશ ને તેઓને ખરેખર લાગે એવું હું તેઓને
દુઃખ દઇશ ૧૯ મારા ઘાને લીધે મને હાય હાય!

પોતાની કમરે બાંધ, ને તેને પાણીમા ન નાખ ૨ તેથી
મેં યહોવાહના વચન પ્રમાણે કમરબંધ વેચાતો લીધો
ને મારી કમરે બાંધ્યો ૩ અને યહોવાહનુ વચન બીજી
વાર મારી પાસે આ પ્રમાણે આવ્યુ કે, ૪ જે કમરબંધ
તેં વેચાતો લીધો છે, જે તારી કમરે [ બાંધેલો ] છે તે
લઈને ઊઠ ને ફ્રાતની પાસે જા ને ત્યા ખડકની ફાટમા
તેને સતાડી મૂક ૫ અને જેમ યહોવાહે મને આજ્ઞા
આપી હતી તેમ મેં જઈને ફ્રાત પાસે તેને સતાડી
મૂક્યો ૬ અને ઘણા દિવસ વિત્યા પછી એવુ થયુ કે
યહોવાહે મને કહ્યું, હું ઊઠીને ફ્રાત પાસે જા, ને જે
કમરબંધ ત્યા સતાડવાની મેં તને આજ્ઞા આપી હતી,
તે ત્યાથી લઈ લે ૭ ત્યારે મેં ફ્રાત પાસે જઈને ખોદ્યુ,
ને જે જગ્યામા મેં તે કમરબંધ સતાડ્યો હતો ત્યાથી
મેં તેને લઈ લીધો ને, જુઓ, કમરબંધ બગડી જઈને
તદન નકામો થઈ ગયો હતો. ૮ ત્યારે યહોવાહનુ
વચન મારી પાસે આ પ્રમાણે આવ્યુ ૯ યહોવાહ
એમ કહે છે કે, તેજ પ્રમાણે હું યહૂદાહનુ અભિમાન,
તથા યરૂશાલેમનુ મોટું અભિમાન બગાડી નાખીશ
૧૦ જે દુષ્ટ લોક મારા વચન સાભળવા ના પાડે છે, ને
પોતાના હૃદયની હઠ પ્રમાણે ચાલે છે ને અન્યદેવોની
સેવા તથા પૂજા કરવા સારૂ તેમની પાછળ ગયા છે, તે
દુષ્ટ લોક આ નકામા થએલા કમરબંધ જેવા થશે
૧૧ કેમકે યહોવાહ એમ કહે છે કે, જેમ કમરબંધ
માણસની કમરને વળગે છે, તેમ ઇસ્રાએલનો આખો
વંશ તથા યહૂદાહનો આખો વંશ મેં પોતાને વળગાડ્યા
છે, કે તેઓ મારે સારૂ લોક તથા નામ તથા પ્રશસા
તથા શોભા થાય, પણ તેઓએ માન્યુ નહિ ૧૨ તેથી
હું તેઓને આ વચન કહે યહોવાહ ઇસ્રાએલનો દેવ
એમ કહે છે કે, પ્રત્યેક કુડી દ્રાક્ષારસે ભરાશે, ત્યારે
તેઓ તમને કહેશે શું અમે નથી જાણતા કે પ્રત્યેક
કુડી દ્રાક્ષારસે ભરાશે? ૧૩ પછી હું તેઓને કહેજે કે
યહોવાહ એમ કહે છે કે, જુઓ, આ દેશના સર્વે
રહેવાસીઓને એટલે જે રાજાઓ દાઉદના રાજ્યાસન
પર બેઠા છે તેઓને, તથા યાજકોને તથા ભવિષ્ય
વાદીઓને, તથા યરૂશાલેમના સર્વે રહેવાસીઓને હું
વિહ્વલ કરી નાખીશ ૧૪ અને હું તેઓને એક બીજા
સામે ને બાપોને તથા પુત્રોને એકત્ર મળીને અથડા
વીશ, એમ યહોવાહ કહે છે, હું દયા કે ક્ષમા કે કરૂણા
નહિ કરીશ પણ તેઓનો નાશ કરીશ.
૧૫ તમે કાન ધરીને સાભળો, અભિમાની ન થાઓ,
કેમકે યહોવાહ બોલ્યા છે ૧૬ અંધકાર પડે તથા
તમારા પગો અંધકારમય પર્વતો પર ઠોકર ખાય
તથા તમે અજવાળાની વાટ જોતા હો તેટલામા તેને
બદલે યહોવાહ મરણછાયા તથા ઘોર અંધકાર પેદા
કરે તે પહેલા યહોવાહ તમારા દેવને મહિમા આપો
૧૭ પણ જો તમે આ નહિ માનશો, તો તમારા ગર્વને
લીધે મારો જીવ ગુપ્તમા શોક કરશે, ને મારી આખ
બહુ રડશે ને તેમાથી આસુઓ ચોધારે વહેશે, કેમકે
યહોવાહનુ ટોળુ બંદીપ્રવાસમા લઈ જવાયુ છે
૧૮ રાજાને તથા રાજમાતાને કહે, દીન થઈને બેસો,
કેમકે તમારા શિરબંદ, એટલે તમારો જે સુશોભિત
મુગટ છે તે, પડી ગયો છે ૧૯ નેગેબના નગરો બંધ
કરાયા છે ને તેઓને ઉઘાડનાર કોઈ નથી, સર્વે યહૂ
દાહ બંદીપ્રવાસમા, હા, સપૂર્ણ બંદીપ્રવાસમા લઈ
જવાયા છે

૨૦ જેઓ ઉત્તર દિશાથી આવે છે, તેઓને તમે
તમારી આખો ઉંચી કરીને જુઓ, જે ટોળુ તને
સોંપેલુ હતું, એટલે તારૂ શોભાયમાન ટોળુ તે ક્યા
છે? ૨૧ જ્યારે તે તને જોઈ લેશે, ત્યારે તું શું કહેશે?
કેમકે તેંજ તારા મિત્રોને તારા ઉપર મુખ્ય અધિપતિ
થવાને શિખવ્યા છે, જણતી સ્ત્રીના જેવી તને વેદના
થશે નહિ શું? ૨૨ અને જો તું તારા હૃદયમા કહે કે,
એવી મારી વલે કેમ થઈ છે? તો તારા ઘણા અન્યાયને
લીધે તારા પદર ઉંચા કરાયા છે, અને તારી એડીઓને
ઇજા થઈ છે ૨૩ હબશી પોતાની ચામડી કે ચિત્તો
પોતાના ટપકા બદલી શકે શું? તોજ ભૂંડું કરવાને
શિખવાએલા તે તમે પણ ભલુ કરી શકશો ૨૪ તે
માટે જેમ ભુસુ રાનના પવનથી ઉડી જાય છે, તેમ
તેઓને હું વિખેરી નાખીશ ૨૫ આ તારો હિસ્સો,
મારાથી નિમાયલો તારો વિભાગ છે, કેમકે તું મને
વિસરી ગયો છે, ને અસત્ય પર તેં ભરોસો રાખ્યો
છે, એવુ યહોવાહ કહે છે ૨૬ તે માટે હું પણ તારા
મ્હો આગળ તારા પદર ઉંચા કરીશ, ને તારી લજ્જા
નજર થશે ૨૭ રાનમાના પર્વતો પર તારા જારકર્મો
તથા તારો ખોંખારો તથા તારા વ્યભિચારની બદફેલી
એ તારા અમંગળ કર્મો મેં જોયા છે, હે યરૂશાલેમ,
તને હાય હાય! તું સ્વચ્છ થવા ચાહતી નથી, એવી
તારી દશા હજી ક્યા સુધી રહેવાની?

૧૪ દુકાળ વિષે યહોવાહનુ જે વચન યિર્મે
યાહની પાસે આવ્યુ તે.
૨ યહૂદાહ શોક કરે છે, તેની ભાગળોને ગ્લાની

થયલી છે, શોકનો પોશાક પહેરીને તેઓ જમીન પર
બેઠેલા છે, ને યરૂશાલેમનો પોકાર ચઢી ગયો છે.
૩ અને તેઓનાં મોટા માણસો પોતાના નાનાઓને
પાણી લાવવા મોકલે છે, તેઓ ટાંકા પાસે આવે છે,
ને ત્યાં તેઓને પાણી મળતું નથી, તેઓ પોતાના
ખાલી વાસણ પાછા લાવે છે, તેઓ લજવાઇને તથા
શરમિન્દા થઇને પોતાના માથા ઢાંકેલા રાખે છે
૪ ભૂમિમાં ફાટો પડી ગઇ છે, કેમકે દેશમાં વરસાદ
પડ્યો નથી, તે માટે ખેડુતો લજવાયા છે, તેઓ
પોતાના માથા ઢાંકે છે ૫ હા, હરણી પણ ખેતરમાં
વિઆઇને [બચ્ચાને] મુકી દે છે, કેમકે ઘાસ નથી.
૬ અને રાની ગધેડા ઉચ્ચસ્થાનો પર ઉભા રહે છે,
તેઓ શિયાળોની પેઠે હવાને માટે હાંફે છે, તેઓની
આંખો બેસી જાય છે, કેમકે લિલોતરી નથી.

૭ હે યહોવાહ, અમારા અપરાધો અમારી વિરૂદ્ધ
સાક્ષી પુરે છે, તોપણ તારા નામની ખાતર કામ
ચલાવ, કેમકે અમે વારંવાર પાછા હઠ્યા છીએ, તારે
ઉલટું અમે પાપ કીધું છે. ૮ હે ઇસ્રાએલની આશા,
સંકટની વેળાએ તેના ત્રાતા, દેશમાં પ્રવાસી જેવો
અથવા જે વટેમાર્ગુ રાત્રે ઉતારો કરવા માટે વળે છે,
તેના જેવા તારે શા માટે થવું જોઇએ? ૯ વિસ્મિત
થએલા માણસના જેવા, જે પરાક્રમી માણસ બચાવ
કરી નહિ શકે, તેના જેવા તારે કેમ થવુ જોઇએ? પણ
હે યહોવાહ, તું અમારી વચમાં છે, ને તારા નામથી
અમે ઓળખાયા છીએ, અમારો ત્યાગ ન કર

૧૦ યહોવાહ આ લોકને એવુ કહે છે કે, એમજ
તેઓએ ભટકવા ચાહ્યું છે, તેઓએ પોતાના પગોને
રોક્યા નથી, તે માટે યહોવાહ તેઓનો અંગીકાર
કરતો નથી; હવે તે તેઓના અપરાધનું સ્મરણ કરશે,
ને તેઓનાં પાપોને લીધે તેઓને જોઇ લેશે ૧૧ અને
યહોવાહે મને કહ્યું, આ લોકના હિતને અર્થે પ્રાર્થના
ન કર. ૧૨ જ્યારે તેઓ ઉપવાસ કરે, ત્યારે તેઓની
હાંક હુ સાંભળીશ નહિ, ને જ્યારે તેઓ દહનીયાર્પણ
તથા ખાદ્યાર્પણ ચઢાવશે, ત્યારે તેઓનો અંગીકાર હુ
કરીશ નહિ, પણ તરવારવડે તથા દુકાળવડે તથા
મરકીવડે હુ તેઓનો નાશ કરીશ ૧૩ ત્યારે મેં કહ્યું,
આહા, પ્રભુ યહોવાહ! જો, ભવિષ્યવાદીઓ તેઓને
કહે છે, તમે તરવાર નહિ જોશો, ને દુકાળ તમારા પર
આવશે નહિ, કેમકે આ ઠેકાણે હુ તમને ખરેખરી
શાંતિ આપીશ. ૧૪ ત્યારે યહોવાહે મને કહ્યું, ભવિષ્ય
વાદીઓ મારે નામે અસત્ય ભવિષ્ય કહે છે, મેં તેઓને
મોકલ્યા નથી, ને તેઓને આજ્ઞા આપી નથી, ને હું
તેઓની પાસે બોલ્યો નથી; તેઓ ખોટું સદર્શન, તથા
શકુન, તથા વ્યર્થપણું, તથા પોતાના હૃદયનું કપટ, એ
તમને ભવિષ્ય તરીકે કહે છે, ૧૫ તે માટે જે ભવિષ્ય-
વાદીઓ મારે નામે ભવિષ્ય કહે છે, પણ મેં તેઓને
મોકલ્યા નથી તે છતાં તેઓ કહે છે કે, તરવાર તથા
દુકાળ આ દેશમાં નહિ થશે, તેઓ વિષે યહોવાહ
એમ કહે છે કે, તરવારવડે તથા દુકાળવડે તે ભવિષ્ય-
વાદીઓ નાશ પામશે. ૧૬ અને જે લોકને તેઓ
ભવિષ્ય કહે છે, તેઓ દુકાળ તથા તરવારના કારણથી
યરૂશાલેમના ચકલાઓમાં નખાશે; ને તેઓને, તેઓની
બાયડીઓને, તથા તેઓના દીકરાઓને, તથા તેઓની
દીકરીઓને દાટવા સારૂ કોઇ રહેશે નહિ, કેમકે હુ
તેઓના પર તેઓની દુષ્ટાઇ રેડી દઇશ ૧૭ અને
તેઓને આ વચન તું કહેજે, મારી આંખમાંથી આંસુઓ
રાત દિવસ ચોધારે વહે, ને બંધ ન થાય; કેમકે મારા
લોકની કુંવારી દીકરી મોટા ઘાથી, અતિ ભારે જખ-
મથી, ઘાયલ થઇ છે. ૧૮ જો ખેતરમાં બહાર જાઉં,
તો જુઓ, તરવારના મારેલા; ને જો નગરમાં પેસું,
તો, જુઓ, દુકાળના દરદીઓ; ભવિષ્યવાદી તથા
યાજક બન્ને દેશભૂમિમાં ફર્યા કરે છે અને તેમને સૂઝ
પડતી નથી.

૧૯ શું તેં યહુદાહને છેક નકાર્યોજ છે? શું તારો જીવ
સિયોનથી કંટાળી ગયો છે? તેં શા માટે અમને માર્યા
છે, ને અમને રૂઝ વળે એવું નથી? અમે શાંતિની વાટ
જોતા હતા, પણ કલ્યાણ નિવડ્યું નહિ, ને આરો-
ગ્યતાના વખતની વાટ જોતા હતા, પણ, જો, ત્રાસજ
થયો! ૨૦ હે યહોવાહ, અમે અમારી દુષ્ટતા, તથા
અમારા પૂર્વજોના અપરાધ માનીએ છીએ, કેમકે તારી
વિરૂદ્ધ અમે પાપ કીધું છે ૨૧ તારા નામની ખાતર
અમને ન ધિક્કાર, તારા મહિમાના સિંહાસનનું અપ-
માન ન કર; અમારી સાથે તારો જે કરાર તેનું સ્મરણ
કરીને, તે તોડીશ મા ૨૨ વિદેશીઓના વ્યર્થોમાંનો
કોઇ વરસાદ વરસાવી શકે છે શું? કે આકાશ વૃષ્ટિ
આપી શકે છે શું? હે યહોવાહ અમારા દેવ, શું તે તું
નથી? તે માટે તારી વાટ અમે જોઇશું, કેમકે તેંજ આ
બધા કીધા છે.

૧૫ પછી યહોવાહે મને કહ્યું, જો મુસા તથા
શમૂએલ મારી આગળ ઉભા રહેત, તોપણ
મારૂ મન આ લોકની તરફ નહિ થાત; મારી આંગ-
ળથી તેઓને કાઢી મેલ, ને તેઓ નિકળી જાય, ૨ અને

એવું થશે કે જ્યારે તેઓ તને કહેશે કે, અમે ક્યાં
નીકળી જઇએ? ત્યારે તું તેઓને કહેજે કે, યહોવાહ
એમ કહે છે કે, જેઓ મરણને સારુ નિર્માણ થયલા
તેઓ મરણ તરફ, ને તરવારને સારુ નિર્માણ થયલા
તેઓ તરવાર તરફ, ને દુકાળને સારુ નિર્માણ થયલા
તેઓ દુકાળ તરફ, ને બંદીપ્રવાસને સારુ નિર્માણ થયલા
તેઓ બંદીપ્રવાસ તરફ નીકળી જાય. ૩ અને યહોવાહ
કહે છે, હું તેઓના પર ચાર પ્રકારની [આપદા] ઠેર-
વીશ, એટલે મારી નાખવા સારુ તરવાર, તથા ઘસડી
લઇ જવા સારુ કુતરાઓ; તથા ખાઇ જવા તથા નાશ
કરવા સારુ આકાશનાં પક્ષીઓ તથા પૃથ્વીનાં પશુઓ.
૪ અને યહૂદાહના રાજા હિઝકીયાહના પુત્ર મનાશ્શે-
હને લીધે, એટલે યરૂશાલેમમાં જે તેણે કીધું તેને
લીધે, હું તેઓને પૃથ્વીનાં સર્વ રાજ્યોમાં આમ તેમ
હાંકી કાઢીશ. ૫ કેમકે, હે યરૂશાલેમ, તારા પર કોણ
કરુણા કરશે? ને તારે લીધે કોણ વિલાપ કરશે? ને
તારી ખુશખબર વિષે પુછવા કોણ ફરશે? ૬ યહોવાહ
કહે છે, તેં મારો ત્યાગ કીધો છે, તું પાછળ હઠી ગયો
છે, તે માટે મેં મારો હાથ તારા પર ઉગામ્યો છે, ને
તારો નાશ કીધો છે; હું પશ્ચાત્તાપ કરતાં થાકી ગયો
છું. ૭ અને દેશની ભાગળોમાં મેં તેઓને સુપડે
ઉપણ્યા છે; મેં મારા લોકને નિ:સંતાન તથા નષ્ટ કીધા
છે; તેઓ પોતાના માર્ગોથી ફર્યા નથી. ૮ મારી
આગળ તેઓની વિધવાઓ સમુદ્રની રેતી કરતાં
અધિક થઇ છે; બપોરે લૂંટ એવો લુટારો હું તેમના
પર, હા, જુવાનોની મા પર, લાવ્યો છું; મેં તેના પર
અકસ્માત વેદના તથા ત્રાસ નાખ્યાં છે. ૯ જે સાત
છોકરાં જણી હતી તે ઝુરે છે, તેણે પ્રાણ છોડ્યો છે,
દિવસ છતાં તેનો સૂર્ય અસ્ત થયો છે, તે લજ્જિત તથા
વ્યાકુળ થઇ છે; ને તેઓના વૈરીઓની આગળ હું
તેઓના બાકી રહેલા લોકને તરવારને સોંપી દઇશ,
એવું યહોવાહ કહે છે.

૧૦ હે મારી મા, મને હાય હાય, કેમકે તેં મને
આખા જગતને સારુ ઝાંખનો પુરુષ, તથા વિવાદનો
પુરુષ જણ્યો છે; મેં વ્યાજે ઉછીનું નથી આપ્યું, ને
તેઓએ મને વ્યાજે ઉછીનું નથી આપ્યું, તોપણ તે
સર્વ મને શાપ દે છે. ૧૧ યહોવાહે કહ્યું, નિશ્ચે હું તારા
હિતને અર્થે તને સામર્થ્ય આપીશ, નિશ્ચે વિપત્તિની
વેળાએ તથા સંકટની વેળાએ હું વૈરીઓ પાસે તારી
આગળ વિનંતી કરાવીશ.

૧૨ શું કોઇ માણસ લોઢું, એટલે ઉત્તર દેશથી
આણેલું લોઢું, અથવા પિત્તળ ભાંગી શકે? ૧૩ તારી
સર્વ સીમમાં તારાં બધાં પાપને લીધે હું તારું દ્રવ્ય
તથા તારું ધન લૂટને સારુ મફત આપીશ. ૧૪ અને
જે દેશ તું જાણતો નથી, તેમાં હું તેઓને તારા
વૈરીઓની સાથે મોકલીશ; કેમકે મારો ક્રોધરૂપી
અગ્નિ સળગ્યો છે, તે તમારા પર બળશે.

૧૫ હે યહોવાહ, તું મારું બધું જાણે છે, મને સંભાર,
ને મારી મુલાકાત લે, ને મારા સતાવનારા પાસેથી
મારો બદલો લેવડાવ. તારી સહનશીલતાની ખાતર
મને લઇ જતો ના; મેં તારે લીધે નિંદા સહી છે. એવું
જાણ. ૧૬ તારાં વચનો મને મળ્યાં ને મેં તેઓને
ખાધાં, ને તારાં વચનોથી મારા હૃદયમાં આનંદ તથા
હર્ષ મને થયા: કેમકે, હે યહોવાહ, સૈન્યોના દેવ,
તારા નામથી હું ઓળખાઉં છું. ૧૭ મોજમઝા કરનારા-
ઓની સભામાં હું બેઠો નહિ. હરખાયો પણ નહિ:
તારા હાથને લીધે હું એકલો બેઠો, કેમકે તેં ક્રોધે મને
ભર્યો છે. ૧૮ મારો ખેદ કેમ નિરંતર છે? ને મારો ઘા
કેમ સાજો કરાતો નથી? તે રૂઝાતોજ નથી: તું મારે
સારુ અસત્યરૂપ ખુટનારાં પાણી જેવો થશે શું?

૧૯ તે માટે યહોવાહ એમ કહે છે કે, જો તું ફરીશ
તો હું તને પાછો લાવીશ, અને મારી આગળ તું ઉભો
રહીશ; ને જો તું હલકામાંથી મુલ્યવાન કાઢીશ, તો
તું મારા મુખ જેવો થઇશ: તેઓ તારી પાસે ફરશે,
પણ તું તેઓની પાસે ન ફરતો. ૨૦ અને હું આ
લોકને સારુ તને પિત્તળની મજબૂત ભીંતરૂપ કરીશ,
ને તેઓ તારી સામે લડશે પણ તને જીતશે નહિ:
કેમકે તને બચાવવા તથા તને છોડાવવા સારુ હું તારી
સાથે છું. એમ યહોવાહ કહે છે. ૨૧ અને દુષ્ટોના
હાથમાંથી હું તને છોડાવીશ, ને ભયંકરોના હાથમાંથી
હું તને ઉગારીશ.

૧૬ વળી યહોવાહનું વચન મારી પાસે આ
પ્રમાણે આવ્યું, ૨ તું તારે સારુ બાયડી
લાવવી નહિ, ને આ ઠેકાણામાં તને દીકરા તથા દીક-
રીઓ ન થાય. ૩ કેમકે આ ઠેકાણામાં જન્મેલા દીકરા
તથા દીકરીઓ વિષે, તથા તેઓની માઓ, કે જેઓએ
તેઓને જણ્યાં તેઓ વિષે, તથા તેઓના બાપો,
જેઓએ આ દેશમાં તેઓને જન્મ આપ્યો, તેઓ
વિષે યહોવાહ કહે છે, ૪ તેઓ દુ:ખદાયક મંદવાડોથી
મરશે, તેઓને લીધે રડારોળ કરાશે નહિ, ને તેઓ

દટાશે નહિ; તેઓ ભૂમિની પીઠ પર ખાતર જેવા
થશે; અને દુકાળ તથા તરવારથી તેઓ નષ્ટ થશે;
ને તેઓનાં મુડદાં આકાશનાં પક્ષીઓ તથા ભૂમિનાં
પશુઓ ખાઇ જશે. ૫ કેમકે યહોવાહ એમ કહે છે
કે, શોકના ઘરમાં પેસતો ના, ને રડારડ કરવા સારૂ
જતો ના, ને તેઓને લીધે વિલાપ કરતો ના; કેમકે
મેં આ લોકથી મારી શાંતિ, એટલે કરૂણા તથા દયા,
લઇ લીધી છે ૬ મોટા તથા નાના બન્ને આ દેશમાં
મરશે; તેઓ દટાશે નહિ, ને તેઓને લીધે કોઇ
વિલાપ કરશે નહિ, ને તેઓને લીધે કોઇ પોતાને
કાપશે નહિ, ને કોઇ પોતાને મુંડાવશે નહિ, ૭ અને
મુએલાં સંબંધી તેઓને દિલાસો આપવા સારૂ લોક
તેઓને લીધે શોક કરીને રોટલી ભાંગશે નહિ; ને
બાપ વિષે, કે મા વિષે દિલાસાનો વાટકો પીવાને
લોકો તેઓને આપશે નહિ. ૮ ખાવાપીવાને અથ
તેઓની સાથે બેસવા તું જમણના ઘરમાં જઇશ નહિ
૯ કેમકે સૈન્યોનો યહોવાહ ઇસ્રાએલનો દેવ એમ કહે
છે કે, જુઓ, હું આ ઠેકાણામાં તમારી નજર આગળ
તથા તમારા દિવસોમાં આનંદનો સાદ તથા હર્ષનો
સાદ, વરનો સાદ તથા કન્યાનો સાદ બંધ પાડીશ
૧૦ અને એવું થશે કે જ્યારે તું આ લોકને આ બધાં
વચનો પ્રગટ કરશે, ને તેઓ તને કહેશે કે, યહોવાહે
અમારી વિરૂદ્ધ આ બધી મોટી વિપત્તિ શા માટે
ફરમાવી છે? ને અમારો શો અન્યાય છે? ને યહોવાહ
અમારા દેવની વિરૂદ્ધ જે પાપ અમે કીધું તે શું છે?
૧૧ ત્યારે તું તેઓને કહે, યહોવાહ એમ કહે છે કે,
[ વિપત્તિ આવવાનું ] કારણ એ છે કે, તમારા પિતૃઓ
મને તજીને અન્ય દેવોની પાછળ ગયા, ને તેઓની
સેવા તથા આરાધના કીધી, ને મારો ત્યાગ કીધો, ને
મારૂં નિયમશાસ્ત્ર પાળ્યું નહિ; ૧૨ ને તમે તમારા
પિતૃઓ કરતાં વધતું ભુંડું કીધું છે; કેમકે જુઓ,
તમે પ્રત્યેક પોતાના દુષ્ટ હૃદયની હઠ પ્રમાણે ચાલો
છો, ને મારૂં નથી માનતા; ૧૩ તે માટે હુ તમને આ
દેશમાંથી કાઢીને જે દેશ તમે તથા તમારા પિતૃઓએ
જાણ્યો નથી તેમાં નાખીશ, ને ત્યાં તમે રાતદિવસ
અન્ય દેવોની સેવા કરશો, કેમકે હુ તમારા પર મેહેર-
બાની નહિ રાખીશ

૧૪ તે માટે, યહોવાહ કહે છે, જુઓ, એવા દિવસો
આવે છે કે જેમાં, યહોવાહ જીવતો છે કે જે ઇસ્રાએ-
લના પુત્રોને મિસર દેશમાથી બહાર લાવ્યો, એવું
ફરી નહિ કહેવાશે; ૧૫ પણ યહોવાહ જીવતો છે કે
જે ઇસ્રાએલપુત્રોને ઉત્તર દેશમાંથી, તથા જે બધા
દેશોમાં તેણે તેઓને ખદેડી મૂક્યા હતા ત્યાંથી બહાર
લાવ્યો, એવું કહેવાશે; અને જે દેશ મેં તેઓના
પિતૃઓને આપ્યો તેમાં હું તેઓને પાછા લાવીશ.
૧૬ યહોવાહ કહે છે, જુઓ, હુ ઘણા માછીઓને
તેડાવીશ, ને તેઓ તેમને માછલાંની પેઠે પકડશે;
ને ત્યાર પછી હુ ઘણા શિકારીઓને તેડાવીશ, ને
તેઓ પ્રત્યેક પર્વત પરથી ને પ્રત્યેક ડુંગર પરથી, ને
ખડકોની ફાટોમાથી તેઓનો શિકાર કરશે ૧૭ કેમકે
તેઓના સર્વ માર્ગો તરફ મારી આંખો છે, તેઓ
મારી આગળથી સતાયલા નથી, ને તેઓનો અન્યાય
મારી આંખો આગળ ગુપ્ત નથી ૧૮ અને પહેલા હુ
તેઓના અન્યાય તથા તેઓના પાપનો બમણો
બદલો વાળીશ, કેમકે તેઓએ પોતાની અમંગળ વસ્તુ-
ઓનાં મુડદાંવડે મારો દેશ વટાળ્યો છે, ને તેઓની
કંટાળારૂપ વસ્તુઓથી મારો વારસો ભરપૂર કીધો છે.
૧૯ હે યહોવાહ, સંકટની વેળામાં મારા સામર્થ્ય,
તથા મારા ગઢ, તથા મારા આશ્રય, પૃથ્વીના છેડા-
ઓથી વિદેશીઓ તારી પાસે આવીને કહેશે, અસત્ય,
વ્યર્થપણુ, તથા નકામી વસ્તુઓ એજ અમારા પિતૃ-
ઓનો વારસો છે ૨૦ મનુષ્ય પોતાને સારૂ દેવો
બનાવશે શું? એવા તો દેવો નથી. ૨૧ તે માટે,
જુઓ, હું તેઓને જણાવીશ, આ વાર તેઓને મારો
હાથ તથા મારૂ સામર્થ્ય જણાવીશ, ને તેઓ જાણશે
કે મારૂ નામ યહોવાહ છે.

૧૭ યહુદાહનું પાપ લોઢાની લેખણે તથા હીરાની
ટાંચે લખેલું છે; તે તેઓના હૃદયની પાટી
પર, તથા તમારી વેદીઓનાં શિંગો પર કોતરેલું છે.
૨ કેમકે તેઓના પુત્રો ઉંચા પર્વતો પરનાં લીલાં
ઝાડની પાસે તેઓની વેદીઓ તથા તેઓની અશેરીમ
[મૂર્તિઓ]નું સ્મરણ કરે છે. ૩ રે ખેતરમાં મારા પર્વત,
તારી સર્વ સીમોમા, તારાં પાપને લીધે હુ તારૂ દ્રવ્ય
તથા તારો સર્વ ધનસંગ્રહ, તારાં ઉચ્ચસ્થાનો સુદ્ધાં
લૂટ થવા સારૂ આપીશ ૪ અને જે તારો વારસો મેં
તને આપ્યો તેને તું પોતાની મેળે પડનો મુકીશ, ને
જે દેશ તું જાણતો નથી, તેમા હુ તારી પાસે તારા
વૈરીઓની સેવા કરાવીશ, કેમકે તમે મારા ક્રોધમાં
જે અગ્નિ સળગાવ્યો છે, તે સર્વકાળ સુધી બળશે.

૫ યહોવાહ એમ કહે છે કે, જે પુરૂષ મનુષ્ય પર
ભરોસો રાખે છે, ને મનુષ્ય [ શક્તિ ]ને પોતાના
હાથનું બળ ગણે છે, ને યહોવાહ પાસેથી તેનું હૃદય

ફરી જાય છે, તે શાપિત છે. ૬ કેમકે તે રાનમાંની
બોરડી જેવો થશે, ને હિત થશે ત્યારે તે તેને જોશે
નહિ, ને અરણ્યમાંની સુકી જગ્યાઓમાં, ખારા તથા
વસ્તીહીન દેશમાં વાસો કરશે. ૭ જે પુરુષ યહોવાહ
પર ભરોસો રાખે છે, ને જેનો ભરોસો યહોવાહ છે
તે આશીર્વાદિત છે. ૮ કેમકે તે પાણીની પાસે રોપેલા
વૃક્ષના જેવો થશે, કે જે નદીની પાસે પોતાના મૂળો
ફેલાવે છે, ને ગરમીનો વખત આવશે, ત્યારે તેને
બીક લાગશે નહિ, પણ તેનું પાતરૂ લીલું રહેશે ને
સુકવણાના વર્ષમાં તે ચિંતાતુર થશે નહિ ને ફળ
આપવા ચૂકશે નહિ. ૯ જે સહુથી કપટી તે હૃદય છે,
તે અતિ ભુંડુ છે; તેને કોણ જાણી શકે? ૧૦ હું યહો-
વાહ હૃદયની શોધ કરૂ છું. હું અંતઃકરણને પારખું છું,
કે હું પ્રત્યેકને તેના માર્ગ પ્રમાણે તેની કરણીઓનાં
ફળ પ્રમાણે આપું. ૧૧ જે તીતર પોતે સેવેલાં નહિ
એવાં બચ્ચાં સમેટે છે તેના જેવો, વગર ન્યાયે દ્રવ્ય
મેળવનાર છે; તે પોતાના દિવસો અધવાર્યા પહેલાં
તે દ્રવ્ય છોડશે, ને અંતે મૂર્ખ ઠરશે.

૧૨ અમારા મંદિરનું સ્થાન, તે મહિમાવાન રાજ્યા-
સન, પ્રથમથી ઉચું કરેલું સ્થાન છે. ૧૩ હે યહોવાહ,
ઇસ્રાએલની આશા, જેઓ તને છોડે છે, તેઓ સર્વ
લજ્જિત થશે; જેઓ મારી પાસેથી ફરી જાય છે,
તેઓ ભૂમિમાં લખાશે, કેમકે યહોવાહ જે જીવતા
પાણીનો ઝરો છે, તેનો ત્યાગ તેઓએ કીધો છે.
૧૪ હે યહોવાહ, મને નિરોગી કર, તો હું નિરોગી
થઇશ, મારૂં તારણ કર, તો હું તારણ પામેલો થઇશ;
કેમકે તું મારૂં સ્તોત્ર છે. ૧૫ જુઓ, તેઓ મને કહે
છે, યહોવાહનું વચન ક્યાં છે? તે હમણાં પૂરૂં થાય.
૧૬ હું તો તારી પાછળ ચાલનાર પાળક થવાથી પાછો
હઠ્યો નથી, ને મેં દુ:ખી દિવસની ઇચ્છા નથી કરી,
એ તું જાણે છે; મારા હોઠમાંથી જે નિકળ્યું તે તારા
મુખ આગળ હતું. ૧૭ તું મને ભયરૂપ ન થા; વિપ-
ત્તિના દિવસમાં તું મારો આશ્રય છે. ૧૮ જેઓ મારી
પૂઠે લાગે છે તેઓ લજ્જિત થાઓ, પણ મને લાજ ન
લાગે; તેઓ ગભરા થાઓ, પણ મને ગભરાટ ન
થાય; તેઓના ઉપર વિપત્તિનો દિવસ લાવ, ને
બમણા નાશથી તેઓને નષ્ટ કર.

૧૯ યહોવાહે મને એમ કહ્યું કે, લોકના પુત્રોની
ભાગળ, કે જેમાં થઇને યહુદાહના રાજાઓ માંહે આવે
છે, ને જેમાં થઇને તેઓ બહાર જાય છે તેમાં, તથા
યરૂશાલેમની સર્વ ભાગળોમાં જઇને ત્યાં, ઉભો રહે;
૨૦ ને તેઓને કહે, યહુદાહના રાજાઓ તથા સર્વ
યહુદાહ, તથા યરૂશાલેમના સર્વ રહેનારા, કે જેઓ
આ ભાગળોમાં થઇને પેસે છે તે તમે યહોવાહનું
વચન સાંભળો. ૨૧ યહોવાહ એમ કહે છે કે, તમે
સાવધાન થાઓ, ને સાબ્બાથને દિવસે કંઇ બોજો
ઉપાડો મા, ને યરૂશાલેમની ભાગળોમાં થઇને માંહે
લાવો મા. ૨૨ અને સાબ્બાથને દિવસે તમારાં ઘરો-
માંથી કંઇ બોજો બહાર લઇ જશો મા, ને કંઇ પણ
કામ કરશો મા; પણ મેં તમારા પિતૃઓને આજ્ઞા
કરી, તેમ સાબ્બાથ દિવસ પવિત્ર માનો. ૨૩ પણ
તેઓએ સાંભળ્યું નહિ, ને કાન ધર્યો નહિ, પણ નહિ
સાંભળવા માટે તથા શિખામણ નહિ લેવા માટે
તેઓએ પોતાની ગરદન અક્કડ કીધી. ૨૪ અને યહો-
વાહ એમ કહે છે કે, સાબ્બાથને દિવસે આ નગરની
ભાગળોમાં થઇને કાંઇ બોજો માંહે ન લાવવા સારૂ,
પણ સાબ્બાથ દિવસ પવિત્ર માનીને તેમાં કાંઇ કામ
ન કરવા માટે, જો તમે મારૂં સાંભળશોજ સાંભળશો,
તો એવું થશે કે, ૨૫ આ નગરની ભાગળોમાં થઇને,
દાઉદના રાજ્યાસન પર બિરાજનારા રાજાઓ તથા
સરદારો, રથોમાં તથા ઘોડાઓ પર બેસીને, તેઓ
તથા તેઓના સરદારો, યહુદાહના પુરૂષો તથા યરૂશા-
લેમના રહેવાસીઓ માંહે પેસશે; ને આ નગર સર્વ-
કાળ રહેશે. ૨૬ અને યહુદાહનાં નગરોમાંથી, ને યરૂ-
શાલેમની આસપાસની જગ્યાઓમાંથી, ને બિન્યા-
મીનના દેશમાંથી, ને શફેલાહથી, ને પર્વતોથી, ને
નેગેબ મુલકમાંથી, દહનીયાર્પણ તથા યજ્ઞ તથા ખાદ્યા-
ર્પણ તથા ધૂપ લઇને, તથા ઉપકારાર્થાર્પણ લઇને તેઓ
યહોવાહના ઘરમાં આવશે. ૨૭ પણ સાબ્બાથ દિવસ
પવિત્ર માનવાનું, તથા સાબ્બાથને દિવસે યરૂશાલે-
મની ભાગળોમાં થઇને બોજો ઉપાડ્યા વગર માંહે
પેસવાનું મારૂં [વચન] તમે નહિ સાંભળશો, તો હું
તેની ભાગળોમાં અગ્નિ સળગાવીશ, ને તે યરૂશાલે-
મના રાજમેહેલોને ખાઇ નાખશે, ને હોલવાશે નહિ.

૧૮ યહોવાહની પાસેથી જે વચન યિર્મેયાહની
પાસે આવ્યું તે એ કે, ૨ તું ઉઠીને કુંભા-
રના ઘરમાં જા, ને ત્યાં હું મારાં વચનો તને સંભળા-
વીશ. ૩ ત્યારે હું કુંભારના ઘરમાં ગયો, ને, જુઓ,
તે ચાક પર કામ કરતો હતો. ૪ અને માટીનું જે
પાત્ર તે ઘડતો હતો તે કુંભારના હાથમાં બગડી ગયું
ત્યારે જેવા ઘાટનું કુંભારને સારૂં લાગ્યું તેવા ઘાટનું
તેણે બીજું એક પાત્ર ઘડ્યું.

૫ પછી યહોવાહનું વચન મારી પાસે એવું આવ્યું
કે, ૬ યહોવાહ કહે છે, હે ઇસ્રાએલના ઘરનાં, આ
કુંભાર કરે છે તેમ હું તમારા વિષે કરી નહિ શકું
શું? હે ઇસ્રાએલના વંશ, જુઓ, જેવો કુંભારના
હાથમાં ગારો, તેવા તમે મારા હાથમાં છો. ૭ જે વારે
હું કોઇ દેશજાતિ વિષે કે કોઇ રાજ્ય વિષે, તેને ઉખે-
ડવા તથા પાડી નાખવા તથા નાશ કરવા માટે બોલું,
૮ ત્યારે જે દેશજાતિ વિરૂદ્ધ હું બોલ્યો છું. તે જો
પોતાની દુષ્ટતાથી ફરે, તો તેનો જે અનર્થ મેં કરવાનું
વિચાર્યું હતું, તે વિષે હું પસ્તાઇશ. ૯ વળી જે વારે
હું કોઇ દેશજાતિ વિષે કે કોઇ રાજ્ય વિષે, તેને બાંધવા
તથા રોપવા માટે બોલું, ૧૦ ત્યારે જો તે મારૂં કહ્યું ન
માનીને જે મારી દૃષ્ટિમાં ભુંડું છે તે કરે, તો જે
કલ્યાણથી મેં તેનું હિત કરવાનું કહ્યું હતું તે વિષે હું
પસ્તાઇશ. ૧૧ માટે હવે ચાલ, તું યહુદાહનાં માણ-
સોને તથા યરૂશાલેમના રહેવાસીઓને કહે, યહોવાહ
એમ કહે છે કે, જુઓ, હું તમારા પર વિપત્તિ રચું
છું, ને તમારી વિરૂદ્ધ યોજના યોજું છું; તમે પ્રત્યેક
પોતાના દુષ્ટ માર્ગથી ફરો, ને પોતાના માર્ગો તથા
પોતાની કરણીઓ સુધારો. ૧૨ પણ તેઓ કહે છે,
કંઇ આશા નથી, કેમકે અમે પોતાની યોજના પ્રમાણે
ચાલીશું, ને અમે પ્રત્યેક પોતાના દુષ્ટ હૃદયની હઠ
પ્રમાણે કરીશું.
૧૩ તે માટે યહોવાહ એમ કહે છે કે, વિદેશીઓમાં
પૂછો કે એવી વાતો કોણે સાંભળી છે? ઇસ્રાએલની
કુંવારીએ અતિ અમંગળ કર્મ કર્યું છે. ૧૪ લબાનોનનું
બરફ ખેતરના ખડક પર પડવા ચૂકશે શું? અથવા
વેગળેથી વહેનારૂં ટાઢું પાણી ખૂટશે શું? ૧૫ કેમકે
મારા લોક મને વિસરી ગયા છે, જે વ્યર્થ છે તેની
આગળ તેઓએ ધૂપ બાળ્યો છે; ને તેઓના માર્ગોમાં,
પુરાતન વાટોમાં, તેઓએ તેઓને ઠોકર ખવાડી છે,
કે તેઓ પગદડાઓમાં, જે માર્ગ બાંધેલો નથી તેમાં
ચાલે. ૧૬ અને તેમનો દેશ વિસ્મય તથા નિરંતર
સિટ્કારો ઉપજાવે એવો દેશ થાય; જે કોઇ તેની
પાસે થઇને જાય છે, તે વિસ્મિત થશે, ને પોતાનું
માથું હલાવશે. ૧૭ પૂર્વના પવનથી વેરાતા હોય તેમ
હું તેઓને શત્રુઓની આગળ વેરી નાખીશ, તેઓની
વિપત્તિને દિવસે હું તેઓને મુખ નહિ પણ પીઠ
દેખાડીશ.
૧૮ ત્યારે તેઓએ કહ્યું, ચાલો, યિર્મેયાહની વિરૂદ્ધ
યોજના યોજિયે, કેમકે યાજકની પાસે નિયમશાસ્ત્ર,
તથા જ્ઞાનીની પાસે સલાહ, તથા ભવિષ્યવાદીની પાસે
વચન ખુટવાનું નથી. ચાલો ને તેને વાણીનો માર
મારીએ, ને તેનાં કોઇ વચને પર ધ્યાન ન લગાડીએ.
૧૯ હે યહોવાહ, મારા પર ધ્યાન લગાડ, ને તું
મારી સામે વઢનારાઓની વાણી સાંભળ. ૨૦ શું ઉપ-
કારને બદલે અપકાર કરાય? કેમકે તેઓએ મારા
જીવને સારૂ ખાડો ખોદ્યો છે. તેઓને સારૂ ભલું
બોલવા માટે, તેઓની પાસેથી તારો ક્રોધ દૂર કરવા
માટે, હું તારી આગળ ઉભો રહ્યો એ વાતનું સ્મરણ
કર. ૨૧ તે માટે તેઓના પુત્રોને દુકાળથી નાશ પામવા
દે, ને તેમને તરવારને તાબે કર; તેઓની બાય-
ડીઓ નિઃસંતાન તથા વિધવાઓ થાય; ને તેઓના
પુરૂષો ઠાર માર્યા જાય, અને તેઓના તરૂણ પુરૂષો
લડાઇમાં તરવારથી હણાય. ૨૨ જ્યારે તું તેઓના પર
અકસ્માત ટોળી લાવીશ, ત્યારે તેઓનાં ઘરોમાંથી
બૂમો સાંભળવામાં આવો, કેમકે મને પકડવા સારૂ
તેઓએ ખાડો ખોદ્યો છે, ને મારા પગને સારૂ
તેઓએ પાશો સંતાડ્યા છે. ૨૩ પણ, હે યહોવાહ,
મને મારવા સારૂ મારી વિરૂદ્ધ તેઓની બધી મસલત
તું જાણે છે; તેઓના અન્યાયની ક્ષમા ન કર, ને
તારી દૃષ્ટિથી તેઓનું પાપ ભુંસી ન નાખ; પણ
તેઓ તારી આગળ પાડી નંખાય, તું તારા ક્રોધની
વેળાએ તેઓને જોઇ લે.

૧૯ યહોવાહ એમ કહે છે કે, તું જઇને કુંભારની
માટલી વેચાતી લે, ને લોકોમાંના કેટલાક
વડીલો, તથા યાજકોમાંના કેટલાક વડીલો લઇને,
૨ હિન્નોમના પુત્રની ખીણ જે હાર્સીથ ભાગળના
નાકાની પાસે છે ત્યાં જા, ને જે વચનો હું તને
બોલીશ, તે ત્યાં પ્રગટ કરીને કહે, ૩ યહુદાહના
રાજાઓ તથા યરૂશાલેમના રહેવાસીઓ, તમે યહો-
વાહનું વચન સાંભળો, સૈન્યોનો યહોવાહ, જે ઇસ્રા-
એલનો દેવ, તે એમ કહે છે કે, જુઓ, હું આ
જગ્યાપર એવી વિપત્તિ આણીશ કે તે વિષે જે કોઇ
સાંભળે તેના કાનમાં ચણચણાટ થશે ૪ તેઓએ
મારો ત્યાગ કીધો છે, ને આ જગ્યાને ભ્રષ્ટ કરી છે,
ને તેઓએ તથા તેઓના પિતૃઓએ તથા યહુદાહના
રાજાઓએ જે જાણ્યા નહોતા તે અન્ય દેવોની
આગળ ધૂપ બાળ્યો છે, ને આ જગ્યા નિરપરાધી-
ઓના રક્તે ભરી છે. ૫ અને બઆલની આગળ
દહનીયાર્પણો ચઢાવવામાં આવે માટે તેઓએ પોતાના
પુત્રોને અગ્નિમાં બાળવા સારૂ બઆલનાં ઉચ્ચસ્થાનો

તેને ઉપદ્રવકર્ત્તાના હાથમાંથી છોડાવો, ને પરદેશી
તથા અનાથ તથા વિધવા પર અન્યાય કે બળાત્કાર ન
કરો, ને આ જગ્યામાં નિર્દોષ રક્ત ન પાડો. ૪ કેમકે
જો તમે આ પ્રમાણે ખરેખર કરશો, તો દાઊદના
રાજ્યાસન પર બિરાજનારા રાજાઓ, રથમાં તથા
ઘોડાઓ પર બેસીને આ ઘરની ભાગળોમાં થઇને
માંહે આવશે, તે તથા તેના દાસો તથા તેના લોક
[માંહે આવશે]. ૫ પણ જો તમે આ વચનો નહિ
માનશો તો યહોવાહ કહેછે, હું પોતાના સમ ખાઇને
કહું છું કે, આ ઘર ઉજડ થઇ જશે. ૬ કેમકે યહુદાહના
રાજાના ઘર વિષે યહોવાહ એમ કહે છે કે, તું મારે
સારૂ ગિલઆદ, તું લબાનોનનું શિર છે; તો પણ હું
તને રાન તથા વસ્તીહીન નગરો ખચિત કરીશ. ૭ અને
તારી વિરૂદ્ધ શસ્ત્રો સજેલા એવા વિનાશકોને તૈયાર
કરીશ, ને તેઓ તારા ઉત્તમ એરેજવૃક્ષોને કાપીને
અગ્નિમાં નાખશે. ૮ અને ઘણી દેશજાતિઓ આ નગ-
રની પાસે થઇને જશે, ને તેઓ સઘળા એક બીજાને
કહેશે, યહોવાહે શા માટે આ મોટા નગરને એવું કીધું
છે? ૯ ત્યારે તેઓ એવો જવાબ આપશે કે, એઓએ
યહોવાહ પોતાના દેવનો કરાર તજી દીધો, ને અન્ય
દેવોની આરાધના તથા સેવા કરી, તે કારણ માટે.

૧૦ મુએલાને માટે ન રડો, ને તેને માટે શોક ન
કરો; પણ જે [સ્વદેશમાંથી] નિકળી જાય છે તેને
માટે બહુ રડો, કેમકે તે પાછો આવશે નહિ, ને
પોતાનો જન્મદેશ ફરી જોશે નહિ. ૧૧ કેમકે યહુ-
દાહના રાજા યોશીયાહનો પુત્ર શાલ્લૂમ, જેણે પોતાના
બાપ યોશીયાહને ઠેકાણે રાજ્ય કીધું, અને જે આ
જગ્યામાંથી ગયો, તે વિષે યહોવાહ એવું કહે છે કે,
તે ત્યાંથી પાછો નહિ આવશે. ૧૨ પણ જે જગ્યામાં
તેઓ તેને બંદીપ્રવાસમાં લઇ ગયા છે, તેમાં તે મરશે,
ને આ દેશ તે ફરી જોવા પામશે નહિ.

૧૩ જે માણસ પોતાનું ઘર અન્યાયથી તથા પોતાની
મેડીઓ અનીતિથી બાંધે છે, જે પોતાના પડોસીની
પાસે વેઠ કરાવે છે, ને તેની રોજી તેને આપતો નથી,
તે માણસને હાય હાય! ૧૪ જે કહે છે, હું મારે સારૂ
વિશાળ ઘર, તથા મોટી મેડીઓ બાંધીશ; ને તે
પોતાને સારૂ બારીઓ કરાવે છે, ને તેની છત એરેજ-
વૃક્ષના પાટીયાંની જડેલી છે, ને તેના પર હિંગળોક
ચોપડેલો છે. ૧૫ તું એરેજવૃક્ષની વસ્તુઓમાં પ્રખ્યાતિ
મેળવવા ઇચ્છે છે, તે માટે શું તું રાજ્ય કરશે? શું
તારા બાપે ખાધું પીધું નહિ, ને નીતિ તથા ન્યાય
કર્યો નહિ? ત્યારેજ તેને કુશળતા હતી. ૧૬ તેણે
દીનનો તથા દરિદ્રીનો ઇનસાફ કીધો, તે વારે સારૂં
હતું: મને જાણવો તે એજ છે કે નહિ? એવું યહોવાહ
કહે છે. ૧૭ કેમકે લૂટી લેવું તથા નિર્દોષ રક્ત પાડવું,
અને જુલમ તથા બળાત્કાર ગુજારવો, એ સિવાય
બીજા કશા પર તારી આંખો તથા તારૂં હૃદય લાગેલાં
નથી. ૧૮ તે માટે યહુદાહના રાજા યોશીયાહના પુત્ર
યહોયાકીમ વિષે યહોવાહ એવું કહે છે કે, તેને લીધે,
અરે મારા ભાઇ અથવા ઓ બહેન, એવું બોલીને
લોક રડાપીટ કરશે નહિ; અને ઓ સ્વામી, અથવા
અરે તેની શ્રેષ્ઠતા, એવું બોલીને તે તેઓને લીધે રડા-
પીટ કરશે નહિ. ૧૯ તે યરૂશાલેમની ભાગળોની બહાર
ઘસડાઇને ફેંકાશે, ને ગધેડું દટાય છે તેમ દટાશે.

૨૦ તું લબાનોન પર ચઢીને હાંક માર, ને બાશાનમાં
તારો ઘાંટો પાડ; ને અબારીમ પરથી હાંક માર,
કેમકે તારા પર પ્રીતિ રાખનારા સઘળા નષ્ટ થયા છે.
૨૧ હું તારી આબાદીના વખતમાં તને કહેતો, ત્યારે તું
કહેતો કે હું નહિ સાંભળું. તારી તરૂણાવસ્થાથી તારી
ચાલ એવી થઇ છે કે તેં મારૂં કહ્યું સાંભળ્યું નથી.
૨૨ પવન તારા સર્વ પાળકોનું ખાવાનું થશે, ને તારા
પ્રીતમો બંદીપ્રવાસમાં જશે, ત્યારે તું નિશ્ચે તારી સર્વ
દુષ્ટતાને લીધે શરમિંદી તથા લજ્જિત થશે. ૨૩ રે
લબાનોનની રહેનારી, તથા એરેજવૃક્ષોમાં પોતાનો
માળો બાંધનારી, જ્યારે તને જણનારી સ્ત્રીના જેવી
વેદના તથા કષ્ટ થશે, ત્યારે તું કેવી દયામણી થશે!
૨૪ યહોવાહ પોતાના જીવના સમ ખાઇને કહે છે. જો
યહુદાહનો રાજા, એટલે યહોયાકીમનો પુત્ર કોન્યાહ,
મારા જમણા હાથ પરની મુદ્રિકા હોત, તો હું ત્યાંથી
તને ઉતારી મેલત. ૨૫ અને જેઓ તારો જીવ શોધે
છે તેઓના હાથમાં, ને જેઓથી તું બીહે છે તેઓના
હાથમાં, એટલે બાબેલના રાજા નબૂખાદરેસ્સારના
હાથમાં, ને કાસ્દીઓના હાથમાં, હું તને સોંપીશ.
૨૬ અને જે પારકા દેશમાં તમે જન્મ્યા નહોતા ત્યાં
હું તને તથા તારી મા જેણે તને જન્મ આપ્યો તેને
પણ ફેંકી દઇશ, ને ત્યાં તમે મરી જશો. ૨૭ પણ જે
દેશમાં તેમનો જીવ પાછા આવવાનો અભિલાષ રાખે
છે, તેમાં તેઓ પાછા આવશે નહિ. ૨૮ આ માણસ,
એટલે કોન્યાહ, તે તુચ્છ કરેલું તથા ફુટેલું એવું માટલું
હશે શું? જે પાત્રથી કંઇ સંતોષ થતો નથી એવો તે
હશે શું? તો તે તથા તેનો વંશ શા માટે કાઢી નખા-
યલા છે, ને જે દેશ તેઓ ઓળખતા નથી, તેમાં શા

માટે નખાયલા છે? ૨૯ હે પૃથ્વી, પૃથ્વી, પૃથ્વી, તું
યહોવાહનુ વચન સાભળ ૩૦ યહોવાહ કહે છે કે,
નોધ કરી એવુ લખો કે, આ પુરૂષ નિ સતાન થશે,
ને પોતાના આયુષ્યના દિવસોમા આબાદ થશે નહિ,
કેમકે તેના વંશમાનો કોઇ પુરૂષ દાઉદના રાજ્યાસન
પર બેસીને, તથા યહુદાહમા અધિકાર ચલાવીને,
આબાદી પામશે નહિ

૨૩ જે પાળકો મારા બીડના ટોળાને નષ્ટ કરે
છે, તથા વેરી નાખે છે, તેઓને હાય હાય,
એવુ યહોવાહ કહે છે. ૨ તે માટે જે પાળકો મારા
લોકનુ પાળણ કરે છે, તેઓ વિષે યહોવાહ, ઇસ્રા
એલનો દેવ, એવુ કહે છે કે, તમે મારૂ ટોળુ વેરી
નાખ્યુ છે, ને ખદેડી મૂક્યુ છે, ને તેઓની ખબર
લીધી નથી, જુઓ, હુ તમારા દુષ્ટ કર્મોને લીધે તમને
જોઇ લઇશ, એમ યહોવાહ કહે છે ૩ અને જે સર્વે
દેશમા મે મારૂ ટોળુ ખદેડી મૂક્યુ છે, તેઓમાથી હુ
તેના બાકી રહેલાઓને સમેટીશ, ને તેઓને તેઓના
વાડાઓમા પાછા લાવીશ, ને તેઓ સફળ થશે ને
વધશે ૪ અને તેઓનુ પાળણ કરશે એવા પાળકો હુ
તેમના પર ઠરાવીશ, ને તેઓ ફરી બીશે નહિ, ને
ગભરાશે નહિ, ને ઓછા પડશે નહિ, એમ યહોવાહ
કહે છે

૫ યહોવાહ કહે છે, જુઓ, એવા દિવસો આવે
છે, કે જેમા હુ દાઉદના વંશમા ન્યાયી અંકુર ઉગાવીશ,
ને તે રાજા થઇને રાજ્ય કરશે, ને બુદ્ધિથી વર્તશે, ને
પૃથ્વીમા ન્યાય તથા નીતિ ચલાવશે ૬ તેના દિવસોમા
યહુદાહ તારણ પામશે, ને ઇસ્રાએલ નિર્ભય રહેશે,
ને તેના જે નામથી તેને બોલાવશે તે એ કે, યહોવાહ
અમારૂ ન્યાયીપણુ ૭ તે માટે યહોવાહ કહે છે,
જુઓ, એવા દિવસો આવે છે, કે જેમા એવુ ફરી
નહિ કહેવાશે, કે ઇસ્રાએલપુત્રોને મિસર દેશમાથી
બહાર લાવનાર યહોવાહ જીવતો છે, પણ એવુ કહે
વાશે કે, ઇસ્રાએલના ઘરના વંશને ઉત્તર દેશમાથી,
તથા જે સર્વે દેશોમા મેં તેઓને ખદેડી મૂક્યા હતા
ત્યાથી ચલાવીને બહાર કાઢી લાવનાર યહોવાહ
જીવતો છે, ને તેઓ પોતાના વતનમા રહેશે

૯ ભવિષ્યવાદીઓ વિષેની વાત મારૂ હૃદય મારા
અભ્યંતરમા ફુટેલુ છે, મારા સર્વે હાડકા થથરે છે,
યહોવાહને લીધે તથા તેના પવિત્ર વચનોને લીધે હુ
પિધેલા માણસના જેવો તથા દ્રાક્ષરસને વશ થએલા
માણસના જેવો છુ ૧૦ કેમકે દેશ વ્યભિચારીઓથી
ભરેલો છે, કેમકે શાપને લીધે દેશ રડે છે, રાનમાના
બીડો સુકાએલા છે, ને તેઓની દોડ દુષ્ટ છે, ને તેઓનુ
બળ ઠીક નથી ૧૧ કેમકે ભવિષ્યવાદી તથા યાજક
બન્ને અધર્મી થયા છે, હા મારા ઘરમા મને તેઓની
દુષ્ટતા જડી છે, એવુ યહોવાહ કહે છે ૧૨ તે માટે
અધકારમા જે સરકણા ઠેકાણા હોય તેના જેવો
તેઓનો માર્ગ તેઓને સારૂ થશે, તેઓ ત્યા હડસે
લાઇને તેમા પડશે, કેમકે તેઓ પર હુ વિપત્તિ,
એટલે તેઓના શાસનનુ વર્ષ, આણીશ, એવુ યહોવાહ
કહે છે ૧૩ અને સમરૂનના ભવિષ્યવાદીઓમા મેં
મૂર્ખાઇ દીઠી છે, તેઓએ બઆલને નામે ભવિષ્ય કહ્યુ
છે, ને ઇસ્રાએલ, જે મારા લોક, તેમને ભુલાવ્યા છ
૧૪ વળી યરૂશાલેમમાના ભવિષ્યવાદીઓમા મેં અઘોર
કામ દીઠુ છે, તેઓ વ્યભિચાર કરે છે, તથા અસત્યમા
ચાલે છે, ને દુષ્ટોના હાથને બળ આપે છે, તેથી કોઇ
પોતાની દુષ્ટતાથી ફરતો નથી, તેઓ સર્વે મારી
આગળ સદોમના જેવા તથા તેના રહેવાસીઓ ગમો
રાહના સરખા, થયા છે

૧૫ તે માટે ભવિષ્યવાદીઓ વિષે સૈન્યોનો યહોવાહ
એમ કહે છે કે, જુઓ, હુ તેઓને નાગદોના ખવડા-
વીશ, ને પિત્તનુ પાણી તેઓને પાઇશ, કેમકે યરૂશા-
લેમના ભવિષ્યવાદીઓની પાસેથી આખા દેશમા
અધર્મ ફેલાઇ ગયા છે ૧૬ સૈન્યોનો યહોવાહ એમ
કહે છે કે, જે ભવિષ્યવાદીઓ તમને ભવિષ્ય કહે છે,
તેઓના વચનો સાભળશો મા, તેઓ તમને અમથી
વાત શિખાડે છે, તેઓ યહોવાહના મુખનું નહિ, પણ
પોતાના હૃદયમા કલ્પેલુ સદર્શન પ્રગટ કરે છે ૧૭ જેઓ
મને તુચ્છ ગણે છે, તેઓને તેઓ કહેતા જાય છે,
યહોવાહ બોલ્યો છે કે, તમને શાતિ થશે, ને જે
પોતાના હૃદયની હઠ પ્રમાણે ચાલે છે, તે સર્વેને તેઓ
કહે છે, તમારા પર વિપત્તિ આવશે નહિ ૧૮ કેમકે
તેનુ વચન જોવાને તથા સાભળવાને યહોવાહની મત્રો-
સભામા કોણ ઉભો રહ્યો છે? કોણે મારા વચન પર
લક્ષ લગાડ્યુ ને કોણે તે સાભળ્યુ છે? ૧૯ જુઓ,
યહોવાહનો વંટોળિયો, એટલે તેનો જુસ્સો, નિકળ્યો
છે, હા, ફરતો વંટોળિયો, તે દુષ્ટોના માથા પર આવી
પડશે ૨૦ યહોવાહ પોતાના હૃદયના મનોરથો અમ-
લમા ન લાવે, તથા સિદ્ધ ન કરે, ત્યા સુધી તેનો ક્રોધ
પાછો ફરશે નહિ, છેલ્લા દિવસોમા તમને એ વિષેની
સારી પેઠે સમજ પડશે ૨૧ મે આ ભવિષ્યવાદીઓને

મોકલ્યા નહોતા, તોપણ તેઓ દોડી ગયા, મેં તેઓની
સાથે વાત કીધી નહોતી, તોપણ તેઓએ ભવિષ્ય
કહ્યું ૨૨ તેઓ મારી મંત્રીસભામાં ઉભા રહ્યા હોત,
તો તેઓ મારા લોકને મારાં વચનો સંભળાવત, ને
તેઓને તેઓના કુમાર્ગથી તથા તેઓની કરણીઓની
દુષ્ટતાથી ફેરવત ૨૩ યહોવાહ કહે છે, શું હું કેવળ
પાસેનો દેવ છું, ને આઘેનો દેવ નથી? ૨૪ શું ગુપ્ત-
સ્થાનોમાં કોઇ પોતાને એવો સંતાડી શકે છે, કે હું
તેને નહિ દેખું? એવું યહોવાહ કહે છે શું હું આકાશ
તથા પૃથ્વીમાં વ્યાપી રહેનાર નથી? એવું યહોવાહ
કહે છે ૨૫ મને સ્વપ્ન આવ્યું છે, મને સ્વપ્ન આવ્યું
છે, એવું જે ભવિષ્યવાદીઓ મારે નામે ખોટું ભવિષ્ય
કહે છે, તેઓએ જે કહ્યું તે મેં સાંભળ્યું છે ૨૬ જે
ભવિષ્યવાદીઓ ખોટું ભવિષ્ય કહે છે, ને પોતાના
હૃદયમાં કપટના ભવિષ્યવાદીઓ છે, તેઓના હૃદયમાં
એ ક્યાં સુધી રહેશે? ૨૭ તેઓ પોતાનાં જે સ્વપ્નો
એક બીજાને કહે છે, તેઓવડે મારા લોકની પાસે
મારૂં નામ વિસ્મૃત કરાવવા ધારે છે, જેમ તેઓના
પિતૃઓ બઆલને લીધે મારૂં નામ વિસરી ગયા તેમ
૨૮ જે ભવિષ્યવાદીને સ્વપ્ન આવ્યું હોય, તે તો સ્વપ્ન
પ્રગટ કરે, ને જેની પાસે મારૂં વચન આવ્યું હોય,
તે તો મારૂં વચન સત્યતાથી બોલે, ઘઉંની આગળ
પરાળ શું છે? એવું યહોવાહ કહે છે. ૨૯ યહોવાહ
કહે છે, મારૂં વચન અગ્નિ સરખું, તથા જે હથોડો
ખડકને ફોડે છે તેના સરખું, નથી શું?

૩૦ તે માટે યહોવાહ કહે છે, જુઓ, જે ભવિષ્ય-
વાદીઓ પોતપોતાના પડોશીથી મારાં વચનો ચોરી
લે છે, તેઓની વિરૂદ્ધ હું છું ૩૧ યહોવાહ કહે છે,
જુઓ, જે ભવિષ્યવાદીઓ પોતાનીજ જીભ વાપરીને
કહે છે કે, આ તેનું બોલવું છે, તેઓની વિરૂદ્ધ હું છું
૩૨ યહોવાહ કહે છે, જુઓ, જેઓ ખોટાં સ્વપ્નો
પ્રગટ કરીને બોલે છે, ને પોતાની જુઠી વાતોથી તથા
ખાલી વડાઇથી મારા લોકને ભુલાવે છે, તેઓની
વિરૂદ્ધ હું છું, પણ મેં તેઓને મોકલ્યા નથી, ને
તેઓને આજ્ઞા આપી નથી, ને તેઓ આ લોકને જરા
પણ હિતકારક થશે નહિ, એવું યહોવાહ કહે છે
૩૩ અને યહોવાહની દેવવાણી કઈ છે? એવું કહીને,
જ્યારે આ લોક કે કોઇ ભવિષ્યવાદી કે કોઇ યાજક
તને પૂછે, ત્યારે તું તેઓને કહેજે, દેવવાણી તો કઈ?
યહોવાહ કહે છે, હું તમને કાઢી મૂકીશ ૩૪ અને
યહોવાહની દેવવાણી, એ જે ભવિષ્યવાદી કે યાજક
કે લોક કહેશે, તે માણસને તથા તેના ઘરને જોઇ લઇશ
૩૫ યહોવાહે શો ઉત્તર આપ્યો છે? ને યહોવાહ શું
બોલ્યો છે? એવું તમારે પોતપોતાના પડોશીને તથા
પોતપોતાના ભાઇને કહેવું જોઇએ. ૩૬ અને યહો-
વાહની દેવવાણી એમ તમે ફરી નહિ બોલશો, ૩૬ કે
પ્રત્યેકનું બોલેલું વચન તે તો પોતાની [વિરૂદ્ધ] દેવ-
વાણીરૂપ થશે, કેમકે જીવતો દેવ, એટલે સૈન્યોનો
યહોવાહ જે અમારો દેવ, તેનાં વચનો તમે મરડી
નાખ્યાં છે ૩૭ યહોવાહે તને શો ઉત્તર આપ્યો? ને
યહોવાહ શું બોલ્યો છે? એવું તું ભવિષ્યવાદીને કહીશ.
૩૮ પણ યહોવાહની દેવવાણી, એવું જો તમે બોલશો,
તો યહોવાહ કહે છે, જો કે મેં તમને કહાવ્યું છે કે,
યહોવાહની દેવવાણી, આ પ્રમાણે તમારે બોલવું નહિ,
તોપણ યહોવાહની દેવવાણી, એવું તમે કહેતા જાઓ
છો, ૩૯ તે માટે, જુઓ, હું તમને સંપૂર્ણ વિસરીશ,
ને તમને તથા જે નગર મેં તમને તથા તમારા પિતૃઓને
આપ્યું, તેને હું મારી આગળથી કાઢી મેલીશ, ૪૦ ને
નિરંતર નિંદા તથા સદાનું અપમાન, જે કદી વિસરી
જવાશે નહિ, તે હું તમારા પર લાવીશ

૨૪ યહોયાકીમનો પુત્ર યખોન્યાહ જે યહૂદા
હનો રાજા તે તથા યહૂદાહના સરદારો તથા
કારીગરો તથા લુહારો એઓને બાબેલનો રાજા નબૂ-
ખાદરેસ્સાર યરૂશાલેમથી બંદીપ્રવાસમાં લઇ ગયો,
ત્યાર પછી, જુઓ, યહોવાહના મંદિરની આગળ
મૂકેલી અંજીરની બે ટોપલી યહોવાહે મને દેખાડી.
૨ એક ટોપલીમાં પહેલા પાકેલા અંજીરના જેવાં બહુ
સારાં અંજીર હતાં, ને બીજી ટોપલીમાં બહુ બગડી
ગએલાં અંજીર હતાં, ખવાય નહિ એટલે સુધી બગડી
ગએલાં હતાં ૩ અને યહોવાહે મને કહ્યું, યિર્મેયાહ,
તું શું જુએ છે? ને મેં કહ્યું, હું તો અંજીરો જોઉં છું,
જે અંજીર સારાં છે, તેઓ બહુ સારાં, ને જે બગડી
ગએલાં, તેઓ બહુ બગડી ગએલાં છે, ખવાય નહિ
એટલે સુધી બગડેલાં છે. ૪ અને યહોવાહનું વચન
મારી પાસે આ પ્રમાણે આવ્યું. ૫ યહોવાહ, જે
ઇસ્રાએલનો દેવ, તે એમ કહે છે કે, યહૂદાહમાંના
જેઓ બંદીપ્રવાસમાં છે, જેઓને આ જગ્યામાંથી
કાસ્દીઓના દેશમાં મેં તેઓના હિતને સારૂ મોકલ્યા
છે, તેઓને આ સારાં અંજીરના જેવા હું જાણીશ.
૬ કેમકે હું તેમનું હિત કરવા તેમના પર મારી નજર
રાખીશ, ને તેઓને આ દેશમાં પાછા લાવીશ, ને
તેઓને બાંધીશ, ને પાડી નાખીશ નહિ, ને તેઓને

• રોપીશ, ને ઉખેડી નાખીશ નહિ. ૭ અને મને જાણ-
નારૂ, એટલે યહોવાહ તે હું, એવું જાણનારૂ હૃદય હુ
તેઓને આપીશ, ને તેઓ મારા લોક થશે, ને હુ
તેઓનો દેવ થઇશ; કેમકે પોતાના આખા હૃદયથી
તેઓ મારી ભણી ફરશે ૮ અને યહોવાહ એવું પણ
નક્કી કહે છે કે, અંજીરો બગડી ગયા, ખવાય નહિ
એટલે સુધી બગડી ગયાં, તેમ યહુદાહનો રાજા સિદ-
કીયાહ તથા તેના સરદારો. તથા યરૂશાલેમના બાકી
રહેલા લોક જે આ દેશમાં રહે છે, તથા મિસર દેશમા
વસે છે, તેઓને હુ મૂકી દઇશ, ૯ હા, તેઓ ત્રાસ
પામીને પૃથ્વીનાં સઘળા રાજ્યો મધ્યે અહીં તહી
રઝળતા ફરે માટે તેઓને મૂકી દઇશ, જે બધી જગ્યા-
ઓમાં તેઓને હુ ખદેડી કાઢીશ, ત્યા તેઓ નિંદા
તથા કહેવત તથા ઠઠ્ઠા તથા શાપરૂપ થશે. ૧૦ અને
જે ભૂમિ મે તેઓને તથા તેઓના પિતૃઓને આપી,
તે પરથી તેઓ નષ્ટ થાય ત્યાં સુધી હુ તેઓમા
તરવાર તથા દુકાળ તથા મરકી મોકલીશ.

૨૫ યહુદાહના રાજા યોશીયાહના પુત્ર યહો-
યાકીમના ચોથા વર્ષમાં, એટલે બાબેલના
રાજા નબૂખાદરેસ્સારના પહેલા વર્ષમા, યહુદાહના
સર્વ લોક વિષે જે વચન યિર્મેયાહની પાસે આવ્યુ તે,
૨ અને જે વચન યિર્મેયાહ ભવિષ્યવાદી યહુદાહના
સર્વ લોક આગળ તથા યરૂશાલેમના સર્વ રહેવાસીઓ
આગળ બોલ્યો તે આ. ૩ યહુદાહના રાજા આમોનના
પુત્ર યોશીયાહના તેરમા વર્ષથી તે આજ દિવસ
સુધી, એટલે ત્રેવીસ વરસની મુદ્દત પર્યંત, યહોવાહનું
વચન મારી પાસે આવ્યુ છે; ને હુ પ્રાતઃકાળે ઉઠીને
તથા બોલીને તમને કહતો આવ્યા છુ, પણ તમે
સાંભળ્યુ નથી. ૪ અને યહોવાહે પ્રાતઃકાળે ઉઠીને તથા
મોકલીને પોતાના સર્વ દાસોને, એટલે ભવિષ્યવાદી-
ઓને, તમારી પાસે મોકલ્યા; પણ તમે સાંભળ્યુ
નહિ, ને સાંભળવાને કાન ધર્યો નહિ. ૫ તેઓએ કહ્યું,
તમે પોતપોતાના કુમાર્ગથી તથા પોતપોતાનાં કર્મોની
દુષ્ટતાથી ફરો, ને જે ભૂમિ યહોવાહે તમને તથા
તમારા પિતૃઓને પુરાતન કાળથી આપી છે ત્યાં સદા
સર્વદા વસો ૬ અને અન્ય દેવોની સેવા તથા આરા-
ધના કરવા સારૂ તેઓની પાછળ જશો મા, ને તમારા
હાથનાં કામવડે મને રોષ ચઢાવતા ના, એટલે હુ તમને
કંઇ ઇજા નહિ કરીશ ૭ પણ તમારા નુકસાનને સારૂ
તમારા હાથના કામવડે મને રોષ ચઢાવવા માટે તમે
મારૂં સાંભળ્યુ નહિ, એવું યહોવાહ કહે છે. ૮ તે માટે
સૈન્યોનો યહોવાહ કહે છે, તમે મારાં વચનો સાંભળ્યાં
નહિ, ૯ તેથી યહોવાહ કહે છે, જુઓ, હું મોકલીને
ઉત્તર તરફનાં સર્વ કુળો લઇશ, તથા મારો દાસ,
એટલે બાબેલનો રાજા નબૂખાદરેસ્સાર, તેને પણ
મોકલીશ, ને તેઓને આ દેશ પર તથા તેના રહે-
વાસીઓ પર, તથા ચારેગમના આ સર્વ દેશો પર
લાવીશ, ને તેઓનો સંહાર કરીશ; ને તેઓ વિસ્મય
તથા ફિટકારનું કારણ થશે, ને સદા ઉજડ રહેશે, એવું
હુ કરીશ ૧૦ વળી તેઓમાંથી આનંદનો સાદ તથા
હર્ષનો સાદ, વરનો સાદ તથા કન્યાનો સાદ, ઘંટીનો
અવાજ તથા દીવાનો પ્રકાશ હું બંધ પાડીશ. ૧૧ અને
આ આખો દેશ ઉજડ તથા વિસ્મયરૂપ થશે, ને આ
દેશજાતિઓ સિત્તેર વર્ષ સુધી બાબેલના રાજાની સેવા
કરશે ૧૨ અને એવું બનશે કે સિત્તેર વર્ષ પૂરાં થયાં
પછી હુ બાબેલના રાજાને, તથા ત્યાંની દેશજાતિને,
તથા કાસ્દીઓના દેશને, તેઓના અન્યાયને લીધે
જોઇ લઇશ, એવું યહોવાહ કહે છે, ને તે સદાકાળ
સુધી ઉજડ થશે. ૧૩ અને તે દેશ વિષે મારાં સર્વ
વચનો જે હુ બોલ્યો હતો, તે હુ તે પર આણીશ,
એટલે જે બધુ આ પુસ્તકમા લખેલુ છે, જે ભવિષ્ય
યિર્મેયાહે સર્વ દેશો વિષે કહ્યું છે, તે હુ આણીશ.
૧૪ ઘણી દેશજાતિઓ તથા મોટા રાજાઓ તેઓની
પાસે સેવા કરાવશે, ને હુ તેઓનાં આચરણ પ્રમાણે
તથા તેઓના હાથનાં કામ પ્રમાણે તેઓને બદલો
વાળી આપીશ.

૧૫ કેમકે યહોવાહ, જે ઇસ્રાએલનો દેવ, તે મને
એમ કહે છે કે, આ ક્રોધના દ્રાક્ષરસનો વાટકો મારા
હાથમાંથી લે, ને જે સર્વ દેશજાતિઓની પાસે હું
તને મોકલું છુ, તેઓને તે પા. ૧૬ અને જે તરવાર હુ
તેઓ મધ્યે મોકલીશ, તેના કારણથી તેઓ પીશે,
તથા લથડશે તથા બાવરા થશે. ૧૭ અને મેં યહોવા-
હના હાથમાંથી વાટકો લીધો, ને જે સર્વ દેશજાતિ-
ઓની પાસે યહોવાહે મને મોકલ્યો તેઓને તેમાંનું
પાયુ; ૧૮ એટલે યરૂશાલેમને તથા યહુદાહનાં નગરોને,
તથા તેના રાજાઓને તથા તેના સરદારોને [ મે પાયું ],
એ સારૂ કે તેઓ ઉજડ રહીને વિસ્મય તથા ફિટકાર
તથા શાપનું કારણ થાય, જેમ આજ દીન છે તેમ.
૧૯ વળી મિસરનો રાજા ફારૂન તથા તેના દાસો, તથા
તેના સરદારો, તથા તેના સર્વ લોક, ૨૦ તથા સર્વ
મિશ્રજાતિઓ, તથા ઉસ દેશના સર્વ રાજાઓ, તથા
પલિસ્તીઓના દેશના સર્વ રાજાઓ, તથા આશ્કલોન

તથા આઝ્ઝાહ તથા એક્રોન તથા આશ્દોદના બાકી
રહેલા; ૨૧ અદોમ તથા મોઆબ તથા આમ્મોનના
પુત્રો; ૨૨ તથા સૂરના સર્વ રાજાઓ, તથા સીદોનના
સર્વ રાજાઓ, તથા સમુદ્રને પેલે પાર જે બેટ છે,
તેઓના રાજાઓ, ૨૩ દદાન તથા તેમા તથા બૂઝ
તથા જેઓની દાઢી બાજુએથી મુડેલી છે તે સઘળા,
૨૪ તથા અરબસ્થાનના સર્વ રાજાઓ, તથા જે મિશ્ર
જાતિઓ રાનમા વસે છે, તેઓના સર્વ રાજાઓ,
૨૫ તથા ઝિમ્રીના સર્વ રાજાઓ, તથા એલામના સર્વ
રાજાઓ, તથા માદીઓના સર્વ રાજાઓ, ૨૬ તથા
ઉત્તર દિશાના જે રાજાઓ, પછી દૂરના હોય કે પાસેના
હોય, તેઓ સર્વ તથા પૃથ્વીની પીઠ પરના જે સર્વ
રાજ્યો તે [બધાઓને મેં યહોવાહના વાટકામાનુ
પાયુ]; અને તેઓની પાછળ શેશાખનો રાજા પીશે
૨૭ અને તું તેઓને કહીશ, સૈન્યોનો યહોવાહ, જે
ઇસ્રાએલનો દેવ, તે એમ કહે છે કે, જે તરવાર હુ
તમારા મધ્યે મોકલીશ, તેના કારણથી પીઓ, તથા
મસ્ત થઇને ઓકો, ને પડીને ફરી ન ઉઠો. ૨૮ અને
એમ થશે કે જો તેઓ તે વાટકો પીવાને તારા હાથ
માથી લેવા નકારે, તો તેઓને કહે, સૈન્યોનો યહોવાહ
એમ કહે છે કે, તમે નિશ્ચે પીશો ૨૯ કેમકે જુઓ,
જે નગર મારા નામથી કહેવાયલુ છે, તેને હુ પીડા
આપવા માડુ છુ, ને શું તમે છેક નિર્દંડ રહેશો? તમે
નિર્દંડ રહેશો નહિ, કેમકે હુ પૃથ્વીના સર્વ રહેવાસીઓ
પર તરવાર બોલાવી મોકલીશ, એવુ સૈન્યોનો યહો-
વાહ કહે છે. ૩૦ તે માટે તું તેઓના પ્રત્યે આ સર્વ
ભવિષ્યવચનો બોલ, ને તેઓને કહે, યહોવાહ ઉચ્ચ-
સ્થાનમાથી ગાજશે, ને પોતાના પવિત્ર રહેઠાણમાથી

દટાશે નહિ, તેઓ ભૂમિની સપાટી પર ખાતરના
જેવા રહેશે ૩૪ અરે પાળકો, વિલાપ કરો, તથા બૂમ
પાડો, ને રે ટોળાના મુખ્યો, તમે રાખમા આળોટો;
કેમકે તમને કતલ કરવાના દિવસો ભરાઇ ચુકયા છે,
ને હુ તમારા કકડે કકડા કરી નાખીશ, ને સુદર્શ પાત્ર
તુટી પડે તેમ તમે પડશો. ૩૫ નાસવાનો કોઇ રસ્તો
પાળકોને, અને બચવાનો કોઇ રસ્તો ટોળાના મુખ્યોને
સૂઝશે નહિ ૩૬ પાળકોની બૂમનો સાદ તથા ટોળાના
મુખ્યોનુ રડવુ [સભળાય છે]; કેમકે યહોવાહ તેઓનુ
બીડ ઉજડ કરી નાખે છે. ૩૭ અને યહોવાહના ભારે
કોપને લીધે શાતિના વાડા ખાલી થયા છે ૩૮ તેણે
સીંહની પેઠે પોતાની ઝાડી છોડી છે, કેમકે ઉપદ્રવ-
કર્તાના ક્રોધ તથા તેના ભારે કોપના કારણથી તેઓનો
દેશ વિસ્મય પમાડે એવો થયો છે

૨૬ યહુદાહના રાજા યોશીયાહના પુત્ર યહો-
યાકીમની કારકીર્દીના આરંભમા આ વચન
યહોવાહની પાસેથી આવ્યુ, ૨ એટલે યહોવાહ એમ
કહે છે કે, તું યહોવાહના ઘરના આગણામા ઉભો રહે,
ને યહુદાહના સર્વ નગરોમાના જે લોક યહોવાહના
ઘરમા ભજન કરવા સારૂ આવે છે, તેઓને જે સર્વ
વચનો મેં તને તેઓની આગળ બોલવાની આજ્ઞા
આપી છે, તે બોલ, તેમાનો એકે શબ્દ પણ તું છોડી
ન દઇશ ૩ કદાપિ તેઓ સાભળશે, ને પ્રત્યેક પોતાના
દુષ્ટ માર્ગથી ફરશે, ને તેઓના કર્મોની દુષ્ટાઇને લીધે
જે દુ:ખ હુ તેઓને કરવા વિચારૂ છુ તે વિષે હુ
પસ્તાઇશ ૪ અને તું તેઓને કહીશ, યહોવાહ એમ
કહે છે કે, મારૂ જે નિયમશાસ્ત્ર મેં તમારી આગળ
મુકયુ છે, તે પ્રમાણે ચાલવાને. ૫ તથા મારા જે દાસો,

•માટે એવુ ભવિષ્ય કહ્યુ છે કે, આ ઘર શીલોહ જેવુ
થશે, ને આ નગર વસ્તીહીન તથા ઉજડ થશે? અને
સર્વ લોક યિર્મેયાહની આગળ યહોવાહના ઘરમા
એકઠા થયા

૧૦ અને યહુદાહના સર્વ સરદારોએ આ વાત
સાભળી ત્યારે તેઓ રાજાના ઘરમાથી યહોવાહના
ઘરમા ચઢી આવ્યા, ને યહોવાહના ઘરની નવી ભાગ
ળને નાકે બેઠા ૧૧ અને યાજકો તથા ભવિષ્યવાદીઓ
સરદારોને તથા સર્વ લોકને એમ કહેતા બોલ્યા કે,
આ માણસ મરણદડપાત્ર છે, કેમકે તમે તમારે કાને
સાભળ્યુ છે તેવુ તેણે આ નગરની વિરૂદ્ધ ભવિષ્ય
કહ્યુ છે ૧૨ ત્યારે યિર્મેયાહે સર્વ સરદારોને તથા સર્વ
લોકને કહ્યુ કે, જે સર્વ ભવિષ્યવચના તમે સાભળ્યા
છે, તે આ ઘરની તથા આ નગરની વિરૂદ્ધ બોલવા
યહોવાહે મને મોકલ્યો ૧૩ તો હવે તમે તમારા માર્ગો
તથા તમારા કર્મો સુધારો ને યહોવાહ તમારા દેવનુ
વચન માનો, ને યહોવાહ જે વિપત્તિ પાડવા તમારી
વિરૂદ્ધ બોલ્યો છે તે વિષે તે પશ્ચાત્તાપ કરશે ૧૪ પણ
જુઓ, હુ તો તમારા હાથમા છુ, તમારી દૃષ્ટિમા જે
સારૂ તથા યોગ્ય લાગે તે પ્રમાણે મને કરો ૧૫ પરતુ
ખચિત જાણો કે જો તમે મને મારી નાખશો, તો તમે
તમારા પર તથા આ નગર પર તથા તેના રહેવાસીઓ
પર નિર્દોષ રક્તનો દોષ આણશો, કેમકે આ સર્વ
વચન તમારા કાનોમા કહેવા માટે યહોવાહે ખરેખર
મને તમારી પાસે મોકલ્યા છે ૧૬ ત્યારે સરદારોએ
તથા સર્વ લોકે યાજકોને તથા ભવિષ્યવાદીઓને કહ્યુ,
આ માણસ મરણદડ પામવા લાયક નથી, કેમકે
યહોવાહ જે આપણો દેવ તેને નામે તે અમારી
આગળ બોલ્યો છે ૧૭ ત્યારે દેશના વડીલોમાના
કેટલાક જનોએ ઉઠીને લોકની આખી સભાની આગળ
કહ્યુ કે, ૧૮ યહુદાહના રાજા હિઝકીયાહના દિવસોમા
મીખાયાહ મોરાશ્તી ભવિષ્ય કહેતો હતો, ને તેણે
યહુદાહના સર્વ લોકને કહ્યુ, સૈન્યોનો યહોવાહ કહે
છે કે, સિયોન ખેતરની પેઠે ખેડાશે, ને યરૂશાલેમના
ઢગલા થશે, ને ઘરનો પર્વત વનના ઉચ્ચસ્થાનો જેવો
થશે ૧ ત્યારે યહુદાહના રાજા હિઝકીયાહે તથા
આખા યહુદાહે તેને મારી નાખ્યો શુ? શું તે યહો-
વાહથી બીધો નહિ? ને મેહેરબાની રાખવાની યહો
વાહની પાસે વિનતી કીધી નહિ શુ? ત્યારે યહોવાહ
જે વિપત્તિ આણવા તેઓની વિરૂદ્ધ બોલ્યો હતો,
તે વિષે તેણે પશ્ચાત્તાપ કીધો પણ [યિર્મેયાહને
મરણયોગ્ય ઠરાવીએ તો] આપણે પોતાના જીવોનો
મોટો ઉપદ્રવ કરનારા છીએ ૨૦ અને કિર્યાથ યઆ
રીમનો એક વતની, એટલે શમાયાહનો પુત્ર ઉરીયાહ,
તે યહોવાહને નામે ભવિષ્ય કહેતો હતો, તેણે આ
નગરની વિરૂદ્ધ તથા દેશની વિરૂદ્ધ યિર્મેયાહના સર્વ
વચન પ્રમાણે ભવિષ્ય કહ્યુ, ૨૧ અને યહોયાકીમ
રાજાએ તથા તેના સર્વ મહાવીરોએ તથા સર્વ સરદા
રોએ તેના વચનો સાભળ્યા ત્યારે રાજાએ તેને મારી
નાખવા શોધ્યો, પણ ઉરીયાહ તે સાભળીને બીધો
ને મિસરમા નાસી ગયો ૨૨ અને યહોયાકીમ રાજાએ
આખ્બોરનો પુત્ર એલ્નાથાન તથા તેની સાથે કેટલા-
એકને, મિસરમા મોકલ્યા ૨૩ અને તેઓ ઉરીયાહને
મિસરમાથી કાઢીને યહોયાકીમ રાજાની પાસે લાવ્યા,
ને તેણે તેને તરવારે મારી નાખ્યો, ને તેનુ મુડદુ નીચ
લોકોની કબરોમા નાખ્યુ ૨૪ તોપણ લોકના હાથમા
મારી નખાવા માટે યિર્મેયાહ સોપાય નહિ માટે
શાફાનના પુત્ર અહીકામે તેનો પક્ષ લીધો

૨૭ યહુદાહના રાજા યોશીયાહનો પુત્ર યહો-
યાકીમની કારકીર્દીના આરભમા યિર્મેયા
હની પાસે આ વચન યહોવાહની પાસેથી આવ્યુ કે,
૨ યહોવાહ મને એમ કહે છે કે, તું તારે સારૂ બધનો
તથા ઝુસરીઓ કરીને પોતાની ગરદન પર મૂક ૩ અને
યરૂશાલેમમા યહુદાહના રાજા સિદકીયાહની પાસે જે
એલચીઓ આવે છે, તેઓની હસ્તક અદોમના રાજા
પાસે, તથા મોઆબના રાજા પાસે, તથા આમ્મોનના
પુત્રોના રાજા પાસે, તથા સૂરના રાજા પાસે, તથા
સીદોનના રાજા પાસે તે મોકલ અને પોતપોતાના
સરકારોને એ કહેવાની તેઓને આજ્ઞા આપ કે,
૪ સૈન્યોનો યહોવાહ જે ઇસ્રાએલનો દેવ, તે એમ કહે
છે કે, તમે પોતપોતાના સરકારોને કહો, ૫ મે મારા
મોટા સામર્થ્યે તથા મારા લાબા કરેલા ભુજે પૃથ્વીને,
ને પૃથ્વીની પીઠ પર જે મનુષ્ય તથા પશુ છે તેઓને
પણ ઉત્પન્ન કીધા, ને મને યોગ્ય લાગે તેને હુ તે
આપુ છું ૬ અને હવે મે આ બધા દેશો નબૂખાદ
નેસ્સાર, જે બાબેલનો રાજા તથા મારો દાસ, તેના
હાથમા આપ્યા છે, ને તેની ચાકરી કરવા સારૂ રાન
માના પશુઓ પણ મે તેને આપ્યા છે ૭ અને તેના
દેશનો વારો આવે ત્યા સુધી સર્વ દેશજાતિઓ તેની
તથા તેના પુત્રની, તથા તેના પુત્રના પુત્રની સેવા
કરશે, ત્યાર પછી તો ઘણી દેશજાતિઓ તથા મોટા
રાજાઓ તેની પાસે સેવા કરાવશે. ૮ અને એવુ થશે

કે, જે દેશજાતિ તથા જે રાજ્ય તેની, એટલે બાબેલના
રાજા નબૂખાદનેસ્સારની સેવા નહિ કરશે, ને પોતાની
ગરદન પર બાબેલના રાજાની ઝુસરી મૂકશે નહિ, તે
દેશજાતિને તેના હાથવડે હું નષ્ટ કરી નાખીશ ત્યા
સુધી તરવારવડે તથા દુકાળવડે તથા મરકીવડે તેને
શિક્ષા કરીશ, એવુ યહોવાહ કહે છે ૯ તે માટે જે
તમારા ભવિષ્યવાદીઓ તથા તમારા શકુન કહેનારાઓ
તથા તમારા સ્વપ્નો તથા તમારા દેવજ્ઞો તથા તમારા
જાદુગરો તમને કહે છે કે, તમે બાબેલના રાજાની
સેવા કરશો નહિ, તેઓનું તમે ન સાભળો, ૧૦ કેમકે
તેઓ તમને તમારા વતનથી દૂર કરે, ને હુ તમને
ખદેડી મૂકુ, ને તમે નષ્ટ થાઓ, તે માટે તેઓ તમને
ખોટુ ભવિષ્ય કહે છે ૧૧ પણ જે દેશજાતિ બાબેલના
રાજાની ઝુસરી પોતાની ગરદન પર મૂકશે, ને તેની
સેવા કરશે, તેને હુ તેના વતનમાં રહેવા દઇશ ને તે
તેને ખેડશે, ને તેમા વસશે એવુ યહોવાહ કહે છે

રાજાના ઘરમા તથા યરૂશાલેમમા જે પાત્રો બાકી
રહેલા છે, તેઓ બાબેલમા ન જાય માટે, તેઓએ
સૈન્યોના યહોવાહને વિનતી કરવી ૧૯ કેમકે જે વારે
નબૂખાદનેસ્સાર, બાબેલનો રાજા, યહુદાહના રાજા
યહોયાકીમના પુત્ર યખોન્યાહને તથા યહુદાહના તથા
યરૂશાલેમના સર્વ કુલીન લોકને યરૂશાલેમમાથી બાબે
લના બદીપ્રવાસમા લઇ ગયો, ૨૦ તે વારે જે સ્તભો
તથા સમુદ્ર તથા પાયા તથા જે પાત્ર તેણે લઇ લીધા
નહિ, પણ આ નગરમા બાકી રહેલા છે, તેઓ વિષે
સૈન્યોનો યહોવાહ કહે છે, ૨૧ હા, જે પાત્રો યહો-
વાહના ઘરમા તથા યહુદાહના રાજાના ઘરમા તથા
યરૂશાલેમમા બાકી રહેલા છે, તેઓ વિષે સૈન્યોનો
યહોવાહ, જે ઇસ્રાએલનો દેવ, તે એમ કહે છે કે,
૨૨ તેઓ બાબેલમા લઇ જવાશે, ને હુ તેઓને જોઇ
લઉ, ત્યા સુધી તેઓ ત્યા રહેશે એવુ યહોવાહ કહે
છે, પછી હુ તેઓને લાવીને આ જગ્યામા પાછા મૂકીશ

પુરાતન કાળના હતા, તેઓએ ઘણા દેશોની વિરૂદ્ધ
તથા મોટા રાજ્યોની વિરૂદ્ધ, લડાઇ તથા વિપત્તિ તથા
મરકી વિષે ભવિષ્ય કહ્યું ૯ જે ભવિષ્યવાદી શાંતિ
વિષે ભવિષ્ય કહે છે, તે ભવિષ્યવાદીનુ વચન ફળીભુત
થાય ત્યારે યહોવાહથી ખરેખર મોકલાએલો ભવિષ્ય-
વાદી તે જણાશે ૧૦ ત્યારે હનાન્યાહ ભવિષ્યવાદીએ
યિર્મેયાહ ભવિષ્યવાદીની ગરદન પરથી ઝુસરી લઇને
ભાગી ૧૧ અને સર્વ લોકની આગળ હનાન્યાહે કહ્યું,
યહોવાહ એમ કહે છે કે, આ પ્રમાણે બે વરસ પૂરા
થયા પહેલા હુ બાબેલના રાજા નબૂખાદનેસ્સારની
ઝુસરી સર્વ દેશનાઓની ગરદન પરથી ભાગી નાખીશ
અને યિર્મેયાહ ભવિષ્યવાદી પોતાને માર્ગે ચાલ્યો
ગયો ૧૨ વળી હનાન્યાહ ભવિષ્યવાદીએ યિર્મેયાહ
ભવિષ્યવાદીની ગરદન પરથી ઝુસરી ભાગ્યા પછી,
યહોવાહનું વચન યિર્મેયાહની પાસે આ પ્રમાણે
આવ્યુ, ૧૩ હનાન્યાહની પાસે જઇને કહે, યહોવાહ
એમ કહે છે કે, તેં લાકડાની ઝુસરીઓ ભાગી છે, પણ
તેને બદલે હું લોઢાની ઝુસરી બનાવીશ. ૧૪ કેમકે
સૈન્યોનો યહોવાહ, ઇસ્રાએલનો દેવ, એમ કહે છે કે,
નબૂખાદનેસ્સાર જે બાબેલનો રાજા તેની સેવા કરવા
માટે, મેં આ સર્વ દેશનાઓની ગરદન પર લોઢાની
ઝુસરી મૂકી છે, ને તેઓ તેની સેવા કરશે, ને રાન
માના પશુઓ પણ મેં તેને આપ્યા છે ૧૫ પછી
યિર્મેયાહ ભવિષ્યવાદીએ હનાન્યાહ ભવિષ્યવાદીને
કહ્યુ, રે હનાન્યાહ, તું સાભળ, યહોવાહે તને મોકલ્યો
નથી, પણ તું જુઠી વાત પર આ લોકને વિશ્વાસ
કરાવે છે ૧૬ તે માટે યહોવાહ એમ કહે છે કે,જો, હુ
પૃથ્વીની પીઠ પરથી તને ફેંકી દઇશ, આ વર્ષે તું
મરશે, કેમકે તુ યહોવાહની વિરૂદ્ધ ફિતુર બોલ્યો છે
૧૭ અને તેજ વર્ષના સાતમા મહિનામા હનાન્યાહ
ભવિષ્યવાદી મરી ગયો

૨૯ અને યખોન્યાહ રાજા તથા રાજમાતા તથા
ખોજાઓ અને યહુદાહના તથા યરૂશાલેમના
સરદારો તથા કારીગરો તથા લુહારો યરૂશાલેમમાથી
નિકળી ગયા પછી, ૨ બંદીપ્રવાસમા ગએલાઓમાના
વડીલોના બાકી રહેનાઓની, તથા ત્યાના યાજકોની,
તથા ભવિષ્યવાદીઓની તથા જે સર્વ લોકને નબૂ
ખાંદનેસ્સાર યરૂશાલેમમાથી બાબેલના બંદીપ્રવાસમા
લઇ ગયો હતો, ૩ તે સઘાની પાસે યિર્મેયાહ ભવિ
ષ્યવાદીએ, શાફાનનો પુત્ર એલઆસાહ તથા જેને
યહુદાહના રાજા સિદકીયાહે બાબેલમા બાબેલના રાજા
નબૂખાદનેસ્સારની પાસે મોકલ્યો હતો તે હિલ્કી-
યાહનો પુત્ર ગમાર્યાહ, તે બેઉની હસ્તક જે પત્ર
મોકલ્યો, તેના વાકય આ છે ૪ જે સર્વ બંદીપ્રવાસી-
ઓને યરૂશાલેમથી બાબેલના બંદીપ્રવાસમા મોકલી
દીધા છે, તેઓને સૈન્યોનો યહોવાહ, જે ઇસ્રાએલનો
દેવ, તે એમ કહે છે કે, ૫ તમે ઘરો બાંધીને તેમા
વસો, ને વાડીઓ રોપીને તેનુ ફળ ખાઓ, ૬ બાય
ડીઓ કરો, ને દીકરા તથા દીકરીઓને જન્મ આપો,
ને તમારા દીકરાઓને સારૂ બાયડીઓ કરો, ને તમારી
દીકરીઓને પરણાવો, કે તેઓ દીકરા તથા દીકરીઓ
જણે ને ત્યા તમે વધો, ઓછા ન થાઓ ૭ અને જે
નગરમા મેં તમને બંદીપ્રવાસમા મોકલી દીધા છે, તેનું
કલ્યાણ શોધો, ને તેને સારૂ યહોવાહની વિનંતી કરો,
કેમકે તેના કલ્યાણમા તમારૂ કલ્યાણ થશે ૮ કેમકે
સૈન્યોનો યહોવાહ, જે ઇસ્રાએલનો દેવ, તે એમ કહે
છે કે, તમારા જે ભવિષ્યવાદીઓ તમારી મધ્યે છે,
તેઓથી તથા તમારા શકુન કહેનારાઓથી ભુલાવો ન
ખાઓ, ને તમારા જે સ્વપ્નદર્શનો તમે કરાવો છો
તેઓ તરફ ધ્યાન ન દો ૯ કેમકે તેઓ મારૂ નામ
લઇને તમને જુઠું ભવિષ્ય કહે છે, મેં તેઓને મોકલ્યા
નથી, એવુ યહોવાહ કહે છે ૧૦ કેમકે યહોવાહ એમ
કહે છે કે, સિત્તેર વર્ષ બાબેલમા પૂરા થયા પછી, હુ
તમારી મુલાકાત લઇશ, ને તમને આ જગ્યામા પાછા
લાવીને તમારે સારૂ મારૂ ઉત્તમ વચન પુરૂ પાડીશ.
૧૧ કેમકે જે મનોરથો હુ તમારા વિષે રાખુ છુ, તેઓને
હુ જાણુ છું, એવુ યહોવાહ કહે છે, પણ પાછલા
કાળમા તમને આશા આપવા માટે તેઓ વિપત્તિને
લગતા નહિ પણ શાંતિને લગતા મનોરથ છે ૧૨ અને
તમે મને હાક મારશો, ને તમે જઇને મારી પ્રાર્થના
કરશો, ને હુ તમારૂ સાભળીશ ૧૩ અને તમે મને
શોધશો, ને હુ તમને જડીશ એટલે તમે તમારા પૂરા
હૃદયથી મને ઢુંઢશો ત્યારે ૧૪ અને યહોવાહ કહે છે,
હું તમને જડીશ, ને તમારો બંદીપ્રવાસ ફેરવીશ, ને
જે સર્વ દેશજાતિઓમા તથા સર્વ જગ્યાઓમા મેં
તમને ખદેડી મૂકયા છે, તેઓમાથી હુ તમને એકઠા
કરીશ, એવું યહોવાહ કહે છે, ને જે સર્વ ઠેકાણામાથી
મેં તમને બંદીપ્રવાસમા મોકલી દીધા છે, ત્યા હુ તમને
પાછા લાવીશ ૧૫ કેમકે તમે કહ્યું છે, કે યહોવાહે
અમારે સારૂ બાબેલમા ભવિષ્યવાદીઓ ઉભા કીધા
છે ૧૬ કેમકે જે રાજા દાઉદના રાજયાસન પર બેઠેલો
છે તે વિષે, તથા જે સર્વ લોક આ નગરમા રહે છે,

એટલે તમારા જે ભાઇ તમારી સાથે બંદીપ્રવાસમાં
નથી ગયા, તેઓ વિષે યહોવાહ કહે છે; ૧૭ સૈન્યોનો
યહોવાહ એમ કહે છે કે, જુઓ, હું તેઓમાં તરવાર
તથા દુકાળ તથા મરકી મોકલીશ, ને ખવાય નહિ
એટલે સુધી બગડી ગયલાં તથા નઠારાં અંજીરોના
જેવા હું તેઓને કરી નાખીશ. ૧૮ અને તરવાર તથા
દુકાળ તથા મરકીથી હું તેઓની પૂઠે લાગીશ, ને
પૃથ્વીનાં સર્વ રાજ્યોમા હુ તેઓને અહિં તહિં વેરી
નંખાવીશ, કે જે સર્વ દેશોમા મેં તેઓને ખદેડી મૂક્યા
છે, તેઓમાં શાપ તથા વિસ્મય તથા સિટ્કારા તથા
નિંદારૂપ તેઓ થાય. ૧૯ કેમકે મેં પ્રાતઃકાળે ઉઠીને
તથા મોકલીને મારા દાસો, એટલે ભવિષ્યવાદીઓવડે,
જે મારાં વચનો મોકલ્યાં છે, તે તેઓએ સાંભળ્યાં
નથી, એવું યહોવાહ કહે છે; ને તમે સાંભળ્યું નહિ,
એવું યહોવાહ કહે છે. ૨૦ તે માટે જે બંદીપ્રવાસીઓ
મેં યરૂશાલેમમાથી બાબેલમાં મોકલ્યા છે, તે તમે
સર્વ યહોવાહનું વચન સાંભળો.

૨૧ કોલાયાહનો પુત્ર આહાબ તથા માઅસેયાહનો
પુત્ર સિદકીયાહ મારે નામે તમને ખોટો ભવિષ્યવાદ
કરે છે, તેથી તેઓ વિષે સૈન્યોનો યહોવાહ, જે
ઇસ્રાએલનો દેવ, તે એમ કહે છે કે, જુઓ, હુ તેઓને
બાબેલના રાજા નબૂખાદરેસ્સારના હાથમા સોંપીશ,
ને તે તમારા દેખતા તેઓને હણશે. ૨૨ અને તેઓ
પરથી યહુદાહના જે સર્વ બંદીપ્રવાસીઓ બાબેલમાં
છે, તેઓમાં આ પ્રમાણેનો શાપ ચાલુ થશે કે, જે
સિદકીયાહ તથા આહાબને બાબેલના રાજાએ અગ્નિ
પર શેક્યા તેઓના જેવો યહોવાહ તને કરે. ૨૩ કેમકે
તેઓએ ઇસ્રાએલમાં મૂર્ખપણું કીધું છે, ને પોતાના
પડોસીઓની બાયડીઓ સાથે વ્યભિચાર કીધો છે,
અને મેં ફરમાવેલાં નહિ એવાં ખોટાં વચન તેઓ
મારે નામે બોલ્યા છે; ને જાણનાર તે હું છું, ને હું
સાક્ષી છું, એવું યહોવાહ કહે છે

૨૪ અને શમાયાહ જે નેહેલામી તેને વિષે તું એમ
કહે કે, ૨૫ સૈન્યોનો યહોવાહ, જે ઇસ્રાએલનો દેવ,
તે એમ કહે છે કે, તેં તારે પોતાને નામે યરૂશાલેમ-
માંના સર્વ લોકની પાસે, તથા માઅસેયાહના પુત્ર
સફાન્યાહ યાજક તથા સર્વ યાજકોની પાસે પત્રો
મોકલીને કહાવ્યુ છે કે, ૨૬ યહોયાદા યાજકને ઠેકાણે
યહોવાહે તને યાજક ઠેરવ્યો છે, એ માટે કે તમે
યહોવાહના ઘરમાં અધિકારીઓ થાઓ, અને જે
કોઇ માણસ ઘેલો છતાં પોતાને ભવિષ્યવાદી ઠરાવે
છે તેને તું બેડી ઘાલીને હેડમાં નાખે. ૨૭ તો હવે
અનાથોથનો યિર્મેયાહ જે પોતાને તમારો ભવિષ્યવાદી
ઠરાવે છે તેને તેં કેમ ધમકાવ્યો નથી? ૨૮ કેમકે તેણે
બાબેલમાં અમારી પાસે મોકલીને કહાવ્યું છે કે આ
બંદીપ્રવાસ લાંબી મુદતનો થશે; ઘરો બાંધીને તેઓમાં
વસો, ને વાડીઓ રોપીને તેઓનું ફળ ખાઓ. ૨૯ અને
સફાન્યાહ યાજકે આ પત્ર યિર્મેયાહ ભવિષ્યવાદીના
સાંભળતાં વાંચી સંભળાવ્યું. ૩૦ ત્યારે યહોવાહનું વચન
યિર્મેયાહની પાસે આ પ્રમાણે આવ્યું કે, ૩૧ સર્વ બંદી-
પ્રવાસીઓની પાસે મોકલીને કહેવડાવ કે, શમાયાહ
નેહેલામી વિષે યહોવાહ એમ કહે છે કે, શમાયાહે
તમને ભવિષ્ય કહ્યુ છે, ને મેં તેને મોકલ્યો નથી, ને
તેણે જૂઠી વાત પર તમારી પાસે વિશ્વાસ કરાવ્યો
છે, ૩૨ તે માટે યહોવાહ એમ કહે છે, જુઓ, હું
શમાયાહ નેહેલામીને તથા તેના સંતાનને જોઇ લઇશ,
તેના વંશમાંનો કોઇ પુરૂષ આ પ્રજા મધ્યે વસશે
નહિ, ને મારા લોકનું જે હિત હું કરીશ તે તે જોશે
નહિ, કેમકે તે યહોવાહની વિરૂદ્ધ ફિતૂર બોલ્યો છે,
એવું યહોવાહ કહે છે.

૩૦ જે વચન યહોવાહથી યિર્મેયાહની પાસે
આવ્યું, તે એ કે, ૨ યહોવાહ, જે ઇસ્રા-
એલનો દેવ, તે એમ કહે છે કે, જે સર્વ વચન મેં
તને કહ્યાં છે તે તું પુસ્તકમાં લખ. ૩ કેમકે યહોવાહ
કહે છે, જો, એવા દિવસો આવે છે, કે જેમાં હું મારા
લોકનો, એટલે ઇસ્રાએલ તથા યહુદાહનો, બંદીપ્રવાસ
ફેરવીશ, એમ યહોવાહ કહે છે, ને જે દેશ મેં તેઓના
પિતૃઓને આપ્યો હતો, તેમાં તેઓને પાછા લાવીશ
ને તે તેઓનું વતન થશે.

૪ અને જે વચનો યહોવાહ ઇસ્રાએલ તથા યહુદાહ
વિષે બોલ્યો તે આ. ૫ કેમકે યહોવાહ એમ કહે છે
કે, અમે ધ્રુજારીનો સાદ સાંભળ્યો છે, તે તો શાંતિનો
નહિ પણ ભયનો છે ૬ તમે પુછી જુઓ કે શું પુરૂષ
જણે છે? જણનારી સ્ત્રી કરે તેમ પ્રત્યેક પુરૂષને
પોતાના હાથ પોતાની કમર પર દાબી રાખતો મેં દીઠો
છે, એનું શું કારણ હશે? ને સઘળાં મુખ ફીકાં થયાં છે
કેમ? ૭ હાય હાય, તે દિવસ એવો ભારે છે કે તેના
જેવો બીજો કોઇ નથી, તે તો યાકૂબને સારૂ સંકટની
વેળા છે તોપણ તે તેમાંથી બચશે. ૮ અને સૈન્યોનો
યહોવાહ કહે છે, તે દિવસે એવું થશે, કે હું તેની
ઝુંસરી તારી ગરદન પરથી ભાંગીશ, ને તારાં બંધનો
તોડીશ; ને પારકાઓ ફરી તેની પાસે સેવા કરાવશે

નહિ ૯ અને યહોવાહ તેઓના દેવની, તથા દાઉદ
તેઓનો રાજા કે જેને હું તેઓને સારૂ ઉભો કરીશ,
તેની સેવા તેઓ કરશે. ૧૦ તે માટે યહોવાહ કહે છે,
રે મારા દાસ યાકૂબ, તું બીહી મા, ને રે ઇસ્રાએલ,
તું ભયભીત ન થા, કેમકે જુઓ, હું તને આઘેથી તથા
તારા સન્તાનને તેઓના બન્દીપ્રવાસના દેશમાંથી છોડા
વીશ, ને યાકૂબ પાછો આવશે, ને શાન્ત તથા સ્વસ્થ
થશે, ને કોઇ તેને બીવડાવશે નહિ ૧૧ કેમકે યહોવાહ
કહે છે, હું તને બચાવવા સારૂ તારી સાથે છું, ને જે
સર્વ દેશજાતિઓમા મેં તને વેરી નાખ્યો છે, તેઓનુ
સત્યાનાશ વાળી નાખીશ, પણ તારૂ સત્યાનાશ હું
નહિ વાળું; પણ હું ન્યાયની રૂએ તને શિક્ષા કરીશ,
ને તને નિર્દંડ ખચિત જવા નહિ દઇશ.

૧૨ કેમકે યહોવાહ એમ કહે છે કે, તારો ઘા સાજો
કરાય એવો નથી, તારો જખમ ભારી છે. ૧૩ કોઇ
તારો પક્ષ ધરીને બોલતો નથી, પાટો બાધવા સારૂ
તારી પાસે અકસીર ઓસડ કઇ નથી ૧૪ તારા સર્વ
આશકો તને વિસરી ગયા છે; તેઓ તને શોધતા
નથી; કેમકે તારા પાપો વધી ગયાને લીધે તારા
અન્યાયો ભારે થયા છે, માટે મેં શત્રુના ઘાથી, હા
નિર્દયની શિક્ષાથી, તને ઘાયલ કરી છે. ૧૫ તારા ઘાને
લીધે તું કેમ બૂમ પાડે છે? તારૂ દુ:ખ મટાડવાનો
ઇલાજ કંઇ નથી, તારા પાપો વધી ગયાને લીધે તારા
અન્યાયો ભારે થયા છે તેથી મેં તને આ કીધું છે.
૧૬ તે માટે જે સર્વ તને ખાઇ જાય છે, તેઓ ખવાશે,
ને તારા સર્વ શત્રુઓ બધા મળીને બન્દીપ્રવાસમાં
જશે, ને જેઓ તારૂ હરી લે છે તેઓનુ પણ હરી
લેવાશે, ને જે સર્વ તને લૂટે છે તેઓને હું લુટાવી દઇશ
૧૭ કેમકે હુ તને આરોગ્યતા આપીશ, ને તારા ઘાઓ
રૂઝાવીશ, એવુ યહોવાહ કહે છે, કેમકે તેઓ તને
કાઢી મૂકેલી કહીને બોલ્યા કે, આ સિયોન છે, જેના
વિષે કોઇને ચિંતા નથી ૧૮ યહોવાહ એમ કહે છે કે,
જુઓ, હુ યાકૂબના તંબુઓનો બંદીપ્રવાસ ફેરવીશ,
ને તેના ઘરો પર દયા કરીશ, ને નગર પોતાની ટેકરી
પર બંધાશે, ને રાજમંદિરની રીત પ્રમાણે તેમા લોક
વસશે. ૧૯ અને તેઓમાથી ઉપકારસ્તુતિ તથા હર્ષ
કરનારાઓનો સાદ નિકળશે, ને હુ તેઓને વધારીશ,
ને તેઓ થોડા નહિ થશે, ને તેઓને ગૌરવ પણ
આપીશ, ને તેઓ હલકા નહિ થશે. ૨૦ તેઓના પુત્રો
પણ અગાઉના જેવા થશે, ને તેઓની સભા મારી
દૃષ્ટિમાં સ્થાપિત થશે, ને જે સર્વ તેઓને ઉપદ્રવ કરે
છે, તેઓને હુ જોઇ લઇશ. ૨૧ અને તેમનો યુવરાજ
તેઓમાનોજ થશે, ને તેમનો અધિકારી તેઓ મધ્યેથી
નિકળશે, ને હુ તેને પાસે લાવીશ, ને તે મારી પાસે
આવશે; કેમકે મારી પાસે આવવા જેણે હિમ્મત
ધરી તે કોણ? એવુ યહોવાહ કહે છે. ૨૨ અને તમે
મારા લોક થશો ને હુ તમારો દેવ થઇશ.

૨૩ જુઓ, યહોવાહનો વંટોળિયો, હા, તેનો ગુસ્સો,
પ્રગટયો છે, તે ફરતો વંટોળિયો થઇને દુષ્ટોને માથે
આવી પડશે. ૨૪ યહોવાહ પોતાના હૃદયના મનોરથો
અમલમા લાવી તથા સિદ્ધ કરી રહે ત્યાં સુધી તેનો
ભારે કોપ સમશે નહિ; છેલ્લા દિવસોમા તમને એ
વિષેની સમજ પડશે

૩૧ યહોવાહ કહે છે, તે વેળાએ હુ ઇસ્રાએલનાં
સર્વ કુળોનો દેવ થઇશ ને તેઓ મારા
લોક થશે. ૨ યહોવાહ એમ કહે છે કે, જ્યારે હુ
ઇસ્રાએલને વિસામો પમાડવા ગયો, ત્યારે તરવારથી
બચેલા લોક રાનમા કૃપા પામ્યા. ૩ યહોવાહે પુરાતન
કાળથી મને દર્શન દઇને કહ્યું, હા, મેં સનાતન પ્રીતિએ
તારા પર પ્રીતિ કીધી છે, તે માટે મેં કૃપાએ કરીને
તને ખેંચી છે. ૪ હે ઇસ્રાએલની કુંવારી, હુ ફરી તને
બાંધીશ, ને તું બંધાઇશ; તું ફરી તારા ડફોથી પોતાને
સણુગારીશ; ને હર્ષ કરનારાઓના ગાયકગણમાં
બહાર જઇશ. ૫ તુ ફરી સમરૂનના પર્વતો પર દ્રાક્ષ-
વાડીઓ રોપીશ, રોપનારાઓ રોપશે, ને તેઓનું ફળ
ખાશે. ૬ કેમકે એવો દિવસ આવશે કે જેમા એફ્રા-
ઇમ પર્વત પરના ચોકીદારો પોકારશે કે, ઉઠો ને
યહોવાહ, જે આપણો દેવ, તેની પાસે આપણે
સિયોન પર ચઢી જઇએ ૭ કેમકે યહોવાહ એમ કહે
છે કે, યાકૂબને લીધે આનંદથી ગાયન કરો, ને દેશ-
જાતિઓમા જે મુખ્ય તેને લીધે બૂમ પાડો: પ્રગટ
કરીને સ્તુતિ કરો, ને કહો, હે યહોવાહ, તારા લોકને,
એટલે ઇસ્રાએલના બાકી રહેલાઓને, તું તાર.
૮ જુઓ, હુ તેઓને ઉત્તર દેશમાથી લાવીશ, ને
પૃથ્વીના છેડાઓથી તેઓને સમેટીશ, તેઓમાં
આંધળા તથા લંગડા, ગર્ભવતી તથા જણનારી, બધાં
એકઠા થશે, તેઓ મોટો સમુદાય થઇને અહીં પાછાં
આવશે ૯ તેઓ રડતાં ને વિનંતીઓ કરતાં આવશે,
ને હુ તેઓને દોરીશ; જેમાં તેઓ ઠોકર નહિ ખાશે
એવા પાધરા માર્ગમા હુ તેઓને પાણીનાં નાળાઓ
પાસે ચલાવીશ; કેમકે હુ ઇસ્રાએલનો બાપ છું, ને
એફ્રાઇમ મારો જ્યેષ્ટ પુત્ર છે.

૧૦હે વિદેશીઓ, યહોવાહનું વચન સાંભળો, ને
વેગળે આવેલા દ્વીપોમાં તે પ્રગટ કરીને એવું કહો કે,
જેણે ઇસ્રાએલને વેરી નાખ્યો, તે તેને સમેટશે, ને
જેમ ઘેટાંપાળક પોતાનાં ટોળાંને તેમ તે તેને સંભાળશે
૧૧કેમકે યહોવાહે યાકૂબનો ઉદ્ધાર કીધો છે, ને તે
કરતાં જે બળવાન હતો તેના હાથમાંથી તેને છોડા-
વ્યો છે. ૧૨અને તેઓ આવીને સિયોનના ઉચ્ચસ્થાન
પર ગાયન કરશે. અને ધાન્ય તથા દ્રાક્ષારસ તથા તેલ
અને ઘેટાંના ટોળામાંનાં બચ્ચાં તથા ઢોરના ટોળામાંના
બચ્ચાં એ બધામાં યહોવાહની જે મહેરબાની તે
પામવા સારૂ તેઓ ભેગા થશે, ને તેઓના જીવ
બાગાયત જમીનની વાડી જેવા થશે, ને તેઓ ફરી
શોક કદી કરશે નહિ. ૧૩ત્યારે કુંવારી ગાયકગણમાં
આનંદ કરશે, ને તરૂણો તથા ઘરડાઓને હર્ષ થશે,
ને હું તેઓના શોકને આનંદરૂપ કરી નાખીશ, ને
તેઓને દિલાસો આપીશ, ને તેઓનું દુઃખ દૂર કરીને
તેઓને હર્ષિત કરીશ. ૧૪અને હું યાજકોના જીવને
પુષ્ટિએ તૃપ્ત કરીશ, ને મારા લોક મારી મહેરબાનીથી
ધરાશે, એવું યહોવાહ કહે છે.

૧૫યહોવાહ એમ કહે છે કે, રડવાનો, મોટા
વિલાપનો સાદ રામાહમાં સાંભળવામાં આવે છે,
રાહેલ પોતાનાં છોકરાંને લીધે રડે છે, ને પોતાનાં
છોકરાં વિષે દિલાસો લેવા ના પાડે છે, કેમકે તેઓ
હતાં નહોતાં થયાં છે. ૧૬યહોવાહ એમ કહે છે કે, તું
તારી વાણીથી રડાપીટ કરવાનું ને તારી આંખોમાંથી
આંસુ પાડવાનું બંધ કર, કેમકે તારૂં કામ સફળ થશે,
એવું યહોવાહ કહે છે; ને તેઓ શત્રુના દેશમાંથી
પાછા આવશે. ૧૭અને તારી આખરની અવસ્થા
વિષે આશા છે, એવું યહોવાહ કહે છે, ને તારાં
છોકરાં પોતાની સીમમાં પાછાં આવશે ૧૮ખચિત
મેં એફ્રાઇમને પોતા વિષે એવો વિલાપ કરતો સાંભ-
ળ્યો કે, તેં મને શિક્ષા દીધી છે, ને હું વગર પલોટેલા
વાછરડાની પેઠે શિક્ષા પામ્યો છું; તું મને ફેરવ,
એટલે હું ફરીશ, કેમકે તું મારો દેવ યહોવાહ છે.
૧૯ખરેખર મારા ફર્યા પછી મેં પશ્ચાત્તાપ કીધો; ને
હું શિખ પામ્યા પછી મેં જાંઘ પર માર્યું; મેં પોતાની
તરૂણાવસ્થાનું અપમાન સહ્યું. તે માટે હું લજ્જિત તથા
ગાભરો પણ થયો. ૨૦શું એફ્રાઇમ મારો પ્રિય પુત્ર
છે? શું તે આનંદકારક છોકરો છે? કેમકે હું તેની
વિરૂદ્ધ બોલું છું તેટલી વાર તે મને ખરેખર યાદ
આવે છે, તે માટે તેને સારૂ મારૂં હૈયું વ્યાકુળ છે; હું
નિશ્ચય તેના પર દયા કરીશ, એવું યહોવાહ કહે છે.
૨૧તારે સારૂ માર્ગનાં ચિન્હો કરી મૂક, તારે સારૂ
સ્તંભો ઉભા કર, જે માર્ગે તું ગઇ તે રાજમાર્ગ પર તું
તારૂં મન લગાડ; હે ઇસ્રાએલની કુંવારી, પાછી આવ,
આ તારાં નગરોમાં પાછી આવ. ૨૨હે હઠનારી
દીકરી, તું ક્યાં સુધી અહિં તહિં રખડતી ફરીશ?
કેમકે યહોવાહે પૃથ્વીમાં નવી વાત ઉત્પન્ન કીધી છે,
સ્ત્રી પુરૂષને ઘેરી રહેશે

૨૩સૈન્યોનો યહોવાહ, જે ઇસ્રાએલનો દેવ, તે
એમ કહે છે કે, જ્યારે હું તેઓનો બંદીપ્રવાસ ફેરવીશ,
ત્યારે યહુદાહના દેશમાં તથા તેનાં નગરોમાં લોક ફરી
આ વચન કહેશે, હે ન્યાયના રહેઠાણ, હે પવિત્ર
પર્વત, યહોવાહ તને આશીર્વાદ આપો ૨૪અને
યહુદાહ તથા તેનાં સર્વ નગરો તેમાં એકઠાં રહેશે,
ખેડુતો તથા જેઓ ટોળાંની સાથે ફરે છે, તેઓ પણ
ત્યાં રહેશે. ૨૫કેમકે મેં થાકેલા જીવને તૃપ્ત કીધો છે,
તથા પ્રત્યેક દુઃખી જીવને ભરપૂર કર્યો છે. ૨૬ત્યારે હું
જાગ્યો, ને જોયું, ને મારી ઉંઘ મને મીઠી લાગી.
૨૭યહોવાહ કહે છે, જુઓ, એવા દિવસો આવે છે
કે જેમાં હું ઇસ્રાએલના વંશમાં તથા યહુદાહના વંશમાં
મનુષ્યનું બી, તથા પશુનું બી વાવીશ. ૨૮અને એવું
થશે કે, જેમ ઉખેડવાને તથા ખંડન કરવાને, તથા
પાડી નાખવાને તથા નષ્ટ કરવાને, તથા દુઃખ દેવાને,
મેં તેઓની ચોકી કરી, તેમ બાંધવાને તથા રોપવાને
હું તેઓની ચોકી કરીશ, એવું યહોવાહ કહે છે. ૨૯તે
દિવસોમાં તેઓ ફરી નહિ કહેશે કે, બાપોએ ખાટી
દ્રાક્ષ ખાધી, ને પુત્રોના દાંત ખટાઇ ગયા છે. ૩૦પણ
પ્રત્યેક પોતાના અન્યાયને લીધે મરશે; જે સર્વ માણસ
ખાટી દ્રાક્ષ ખાશે, તેના દાંત ખટાઇ જશે.

૩૧યહોવાહ કહે છે, જુઓ, એવા દિવસો આવે
છે કે જેમાં હું ઇસ્રાએલના વંશની સાથે તથા યહુદા-
હના વંશની સાથે નવો કરાર કરીશ; ૩૨જ્યારે મેં
તેઓના પિતૃઓને મિસર દેશમાંથી કાઢી લાવવા
તેઓનો હાથ પકડ્યો, તે દિવસે મેં તેઓની સાથે
જે કરાર કર્યો તેના જેવો નહિ; હું તેઓનો વર થયો
છતાં તે મારો કરાર તેઓએ તોડ્યો, એવું યહોવાહ
કહે છે. ૩૩પણ યહોવાહ કહે છે, તે દિવસો પછી
જે કરાર હું ઇસ્રાએલના વંશની સાથે કરીશ, તે આ
છે, હું મારો નિયમ તેઓના હૃદયમાં મૂકીશ, ને
તેઓના હૃદયમાં તે લખીશ, ને હું તેઓનો દેવ થઇશ,
ને તેઓ મારા લોક થશે. ૩૪અને યહોવાહને જાણો,

એમ કહીને તેઓ ફરી પ્રત્યેક પોતાના પડોસીને,
તથા પ્રત્યેક પોતાના ભાઇને નહિ શિખવશે, કેમકે
નાનાથી તે મોટા સુધી તેઓ સર્વ મને જાણશે; કેમકે
હુ, તેઓના અન્યાયની ક્ષમા કરીશ, ને તેઓનાં
પાપોનું સ્મરણ ફરી કરીશ નહિ, એવું યહોવાહ કહે
છે ૩૫ જે યહોવાહ દિવસે પ્રકાશ આપવા સારૂ સૂર્ય,
તથા રાત્રે પ્રકાશ આપવા સારૂ ચંદ્રના તથા તારાઓના
વિધિઓ આપે છે, જે સમુદ્રને એવો હલાવે છે કે
તેનાં મોજાઓ ગાજે છે, જેનું નામ સૈન્યોનો યહોવાહ
છે, તે આમ કહે છે; ૩૬ જો આ વિધિઓ મારી
સામેથી બંધ પડે, તોજ ઇસ્રાએલનું સતાન પણ
મારી આગળ પ્રજાબધનમા રહેવાથી સદા સમાપ્ત
થશે, એવુ યહોવાહ કહે છે ૩૭ યહોવાહ એમ કહે
છે કે, જો ઉપર ચઢીને આકાશ મપાય, તથા નીચે
ઉતરીને પૃથ્વીના પાયાની શોધ કઢાય; તો જે સઘું
ઇસ્રાએલના સતાને કર્યું છે, તેને લીધે હુ પણ તે
સર્વેનો નકાર કરીશ, એવું યહોવાહ કહે છે ૩૮ યહો-
વાહ કહે છે, જુઓ, એવા દિવસો આવે છે કે જેમા
આ નગર હનાનએલના બુરૂજથી તે ખુણાની ભાગળ
સુધી યહોવાહને સારૂ બધાશે ૩૯ વળી પાધરે રસ્તે
માપતા પ્રમાણસૂત્ર ઠેઠગારેબ પર્વત સુધી પહોચશે,
અને વળીને ગોઆહ સુધી જશે. ૪૦ અને મુડદાં-
ઓની તથા રાખની આખી ખીણ, તથા કિદ્રોનના
નાળા સુધીનાં સઘાં ખેતર, પૂર્વે તરફ ઘોડાભાગળના
ખુણા સુધી, યહોવાહને સારૂ પવિત્ર થશે; તે ફરી
ફરી પાગ ઉખેડાશે નહિ ને પાડી નખાશે નહિ

બાબેલ લઇ જશે, ને હુ તેની ભેટ લઇશ ત્યાં સુધી તે
ત્યા રહેશે, એવુ યહોવાહ કહે છે; તમે કાસ્દીઓની
સાથે લડશો, તોપણ તમે ફતેહ નહિ પામશો, [એવું
શા માટે કહે છે]?
૬ અને યિર્મેયાહે કહ્યું, યહોવાહનું વચન મારી
પાસે આ પ્રમાણે આવ્યુ, ૭ જો, તારા કાકા શાલ્લુમનો
પુત્ર હનામએલ તારી પાસે આવીને કહેશે, મારૂ જે
ખેતર અનાથોથમા છે, તે તુ તારે વાસ્તે વેચાતુ લે,
કેમકે ખાડણીનુ મૂલ આપીને તે ખેતર ખરીદ કરવાનો
હક તારો છે ૮ અને યહોવાહના વચન પ્રમાણે મારા
કાકાના પુત્ર હનામએલે ચોકીમા મારી પાસે આવીને
કહ્યુ, બિન્યામીનના દેશમાના અનાથોથમા મારૂ જે
ખેતર છે તે તુ વેચાતુ લે, કેમકે વારસાનો તથા ખાંડી
લેવાનો હક તારો છે, તે તારે વાસ્તે વેચાતુ લે.
ત્યારે મેં જાણ્યુ કે આ તો યહોવાહનુ વચન છે   અને
જે ખેતર અનાથોથમા હતુ તે મે મારા કાકાના પુત્ર
હનામએલની પાસેથી વેચાતુ લીધુ, ને મેં તેનુ મૂલ,
એટલે સત્તર શેકેલ રૂપુ, તેને તોળી આપ્યુ. ૧૦ અને
મે ખતમાં સહી કીધી ને તેના ઉપર મોહોર કીધી,
પછી મે સાક્ષીઓ બોલાવ્યા, ને ત્રાજવામાં રૂપુ તોળી
આપ્યુ ૧૧ અને જે વેચાણખત નિયમ તથા વિધિઓ
પ્રમાણે મોહોર મારીને બધ કરેલું હતું, ને જે ઉઘાડુ
હતુ તે બેઉ મે લીધા ૧૨ અને માહસેયાહના પુત્ર
નેરીયાહના પુત્ર બારૂખના હાથમા, મારા કાકાના પુત્ર
હનામએલના દેખતાં, તથા જે સાક્ષીઓએ વેચાણ-

પર કૃપા કરે છે, ને પિતૃઓના અન્યાયનું ફળ તેઓની
પછીના તેઓના પુત્રોના ખોળામા ભરી આપે છે; તું
મોટો તથા બળવાન દેવ છે, તારૂં નામ સૈન્યોનો
યહોવાહ છે, ૧૯ તું ધારણામા મોટો ને કામમાં
સમર્થ છે, પ્રત્યેકને તેના માર્ગો પ્રમાણે તથા તેની
કરણીઓના ફળ પ્રમાણે આપવા સારૂ તારી દૃષ્ટિ
મનુષ્યોના પુત્રોના સર્વ માર્ગો પર છે; ૨૦ તું આજ
દિવસ સુધી મિસર દેશમા તથા ઇસ્રાએલમા તથા
વિદેશીઓમા ચિન્હો તથા ચમત્કારો કરતો આવ્યો
છે, ને આજ દિનની તારી જે કીર્ત્તિ તે તેં મેળવી છે;
૨૧ ને ચિન્હોએ તથા ચમત્કારોએ તથા બળવાન હાથે
તથા લાંબા કરેલા ભુજે તથા મોટા ભયે ઇસ્રાએલ
તારા લોકને મિસર દેશમાથી કાઢી લાવ્યો; ૨૨ ને
દૂધ મધથી વહેનાર જે દેશ તેઓને આપવાને તેં
તેઓના પિતૃઓની પ્રત્યે સમ ખાધા હતા, તે આ
દેશ તેં તેઓને આપ્યો છે; ૨૩ ને તેઓએ આવીને
તેમનું આ વતન પ્રાપ્ત કીધું, પણ તેઓએ તારૂં વચન
સાંભળ્યું નહિ, ને તારા નિયમશાસ્ત્રને ધોરણે ચાલ્યા
નહિ; જે સર્વ કરવાને તેં તેઓને આજ્ઞા આપી,
તેમાંનું કંઇ તેઓએ કીધું નહિ. તે માટે આ બધું
દુઃખ તેઓના પર તેં મોકલી દીધું છે. ૨૪ મોરચાઓ
જો, નગરને લેવા સારૂ તેની પાસે તેઓ ચઢી આવ્યા
છે, ને તે પર જે કાસ્દીઓ લડે છે તેઓના હાથમાં,
તરવાર તથા દુકાળ તથા મરકીના કારણથી, નગર
અપાયું છે, ને તું જે બોલ્યો તે થયું છે, ને, જો, તે તું
જુએ છે ૨૫ અને હે પ્રભુ યહોવાહ, તેં મને કહ્યું છે
કે, તું મૂલ આપીને તારે વાસ્તે ખેતર વેચાતું લે, ને
સાક્ષીઓને બોલાવ, તથાપિ નગર કાસ્દીઓના હાથમાં
અપાયું છે.
૨૬ ત્યારે યહોવાહનું વચન યિર્મેયાહની પાસે આ
પ્રમાણે આવ્યું, ૨૭ જો, યહોવાહ જે સર્વ દેહધારી-
ઓનો દેવ તે હું છું, શું મને કશી વાત અશક્ય છે?
૨૮ તે માટે યહોવાહ એમ કહે છે કે, જો, હું આ
નગર કાસ્દીઓના હાથમાં તથા બાબેલના રાજા નબૂ-
ખાદરેસ્સારના હાથમાં આપું છું, ને તે તેને જીતી
લેશે. ૨૯ અને જે કાસ્દીઓ આ નગર સામે લડે છે,
તેઓ આવીને આ નગરને આગ લગાડશે, ને તેને
તથા જે ઘરોનાં ધાબાંઓ પર તેઓએ મને રોષ
ચઢાવવા માટે બઆલની આગળ ધૂપ બાળ્યો, તથા
અન્ય દેવોની આગળ પેયાર્પણો રેડ્યા, તે ઘરોને
પણ બાળી નાખશે. ૩૦ કેમકે ઇસ્રાએલના પુત્રો તથા
યહુદાહના પુત્રો તેઓની તરૂણાવસ્થાથી મારી આગળ
કેવળ દુષ્ટપણું કરતા આવ્યા છે, કેમકે ઇસ્રાએલના
પુત્રો પોતાના હાથોનાં કામવડે મને કેવળ રોષ ચઢા-
વતા આવ્યા છે, એવું યહોવાહ કહે છે. ૩૧ કેમકે જે
દિવસે તેઓએ આ નગર બાંધ્યું, ત્યારથી તે આ
દિવસ સુધી તે મને કોપજનક તથા ક્રોધજનક થઈ
આવ્યું છે; ૩૨ એ સારૂ કે, મને રોષ ચઢાવવા માટે
જે સર્વ દુષ્ટપણું ઇસ્રાએલના પુત્રોએ તથા યહુદાહના
પુત્રોએ, તથા તેઓના રાજાઓએ તથા તેઓના સર-
દારોએ તથા તેઓના યાજકોએ તથા તેઓના ભવિ-
ષ્યવાદીઓએ તથા યહુદાહના માણસોએ તથા યરૂ-
શાલેમના રહેવાસીઓએ કીધું છે, તેને લીધે હું આ
નગર મારી દૃષ્ટિ આગળથી દૂર કરૂં ૩૩ અને તેઓએ
મારી ભણી મુખ નહિ, પણ પીઠ ફેરવી છે, ને મેં
પ્રાતઃકાળે ઉઠીને તથા ઉપદેશ કરીને તેઓને શિખવ્યું
છે, તોપણ શિખામણ લેવા સારૂ તેઓએ સાંભળ્યું
નહિ ૩૪ પણ જે ઘર મારા નામથી કહેવાએલું છે,
તેને અપવિત્ર કરવા સારૂ તેઓએ તેમા પોતાની
અમંગળ વસ્તુઓ રાખી ૩૫ અને બઆલનાં જે
ઉચ્ચસ્થાનો હિન્નોમના પુત્રની ખીણમાં છે, તે તેઓએ
મોલેખની સેવામા પોતાના દીકરા તથા પોતાની દીક-
રીઓને અગ્નિમાં ચલાવવા માટે બાંધ્યાં; એવી આજ્ઞા
મેં તેઓને આપી નથી, ને તેઓ યહુદાહની પાસે
પાપ કરાવવા માટે અમંગળપણું કરે એવો વિચાર
મારા મનમાં આવ્યો નથી.
૩૬ હવે તે માટે જે નગર વિષે તમે કહો છો કે, તે
તરવાર તથા દુકાળ તથા મરકીના કારણથી બાબેલના
રાજાના હાથમાં અપાયું છે, એવા આ નગર વિષે
યહોવાહ જે ઇસ્રાએલનો દેવ તે કહે છે, ૩૭ જુઓ,
જે સર્વ દેશોમા મેં મારા કોપમાં તથા મારા ક્રોધમાં
તથા મહા રોષમાં તેઓને ખદેડી મૂકયા છે, તેઓમાથી
હું તેઓને સમેટીશ; ને આ જગ્યામાં તેઓને પાછા
લાવીશ, ને તેઓને સહીસલામત રાખીશ; ૩૮ ને
તેઓ મારા લોક થશે, ને હું તેઓનો દેવ થઇશ;
૩૯ ને તેઓ પોતાના તથા પોતા પછી પોતાના પુત્રોના
હિતને સારૂ મારો ડર સર્વકાળ રાખે, તે માટે હું
તેઓને એકજ હૃદય તથા એકજ માર્ગ આપીશ;
૪૦ ને હું તેઓની સાથે સદાનો કરાર કરીશ, કે હું
તેઓનું હિત કરવાથી તેઓની પાસેથી નહિ ફરીશ;
ને તેઓ મારી પાસેથી ન જાય માટે હું મારો ડર
તેઓના હૃદયમાં ઘાલીશ. ૪૧ હા, હું તેઓનું હિત

કરવામાં તેઓ સંબંધી આનંદ માનીશ, ને હું મારા
પૂરા હૃદયથી તથા મારા પૂરા જીવથી, તેઓને આ
દેશમાં ખરેખર રોપીશ. ૪૨ કેમકે યહોવાહ એમ કહે
છે કે, જેમ હું આ લોક પર આ બધું દુ:ખ લાવ્યો
છું, તેમ તેઓનું જે કલ્યાણ કરવાનું મેં તેઓને વચન
આપ્યું છે, તે બધું હું તેઓના પર લાવીશ. ૪૩ અને
જે દેશ વિષે તમે કહો છો કે, આ દેશ તો વસ્તીહીન
તથા પશુહીન થઈને ઉજડ છે, તે કાસ્દીઓના હાથમાં
અપાયો છે, તે દેશમાં ખેતરો વેચાતાં લેવામાં આવશે.
૪૪ બિન્યામીનના દેશમાં, તથા યરૂશાલેમની ચારો-
ગમની જગ્યામાં, તથા યહુદાહનાં નગરોમાં તથા
પહાડી મુલકનાં નગરોમાં તથા શફેલાહનાં નગરોમાં,
તથા નેગેબના નગરોમાં, લોક મૂલ આપીને ખેતરો
વેચાતાં લેશે, ને વેચાણખતમાં સહી કરશે, ને તેના
ઉપર મોહોર મારશે, ને સાક્ષીઓ બોલાવશે, કેમકે હું
તેઓનો બંદીપ્રવાસ ફેરવીશ, એવું યહોવાહ કહે છે.

૩૩ વળી યિર્મેયાહ હજી ચોકીમાં કેદ કરી
રખાયેલો હતો, એટલામાં યહોવાહનું
વચન તેની પાસે બીજી વાર આ પ્રમાણે આવ્યું.
૨ યહોવાહ જે કર્તા છે, યહોવાહ જે સિદ્ધ કરવા સારૂ
રચનાર છે, તેનું નામ યહોવાહ છે, તે એમ કહે છે
કે, ૩ મને હાંક માર, ને હું તને ઉત્તર આપીશ, ને જે
મોટી તથા ભારે વાતો તું જાણતો નથી, તે હું તને
પ્રગટ કરીશ. ૪ કેમકે આ નગરનાં જે ઘરો, તથા
યહુદાહના રાજાઓનાં જે ઘરો, મોરચાઓની સામે
તથા તરવારની સામે [રક્ષણને અર્થે] પાડી નાખેલાં
છે, તેઓ વિષે યહોવાહ, જે ઇસ્રાએલનો દેવ, તે એમ
કહે છે કે, ૫ લોક કાસ્દીઓની સાથે લડવા આવ્યા,
પણ જે માણસોને મેં મારા કોપે તથા મારા ક્રોધે
હણ્યા, ને જેઓની બધી દુષ્ટતાને લીધે મેં મારૂં મુખ
આ નગરથી સંતાડ્યું છે, તેઓનાં મુડદાઓથી તે ઘરો
ભરાઇ જશે. ૬ જુઓ, હું તેને આરોગ્યતા તથા સાજા-
પણું આપીશ, ને તેઓને સાજા કરીશ, ને તેઓને
શાંતિની તથા સત્યતાની પુષ્કળતા પ્રગટ કરીશ.
૭ અને યહુદાહનો તથા ઇસ્રાએલનો બંદીપ્રવાસ ફેર-
વીશ, ને આગળ હતા તેમ તેઓને બાંધીશ. ૮ અને
તેઓના જે સર્વ અન્યાયે કરીને તેઓએ મારી વિરૂદ્ધ
પાપ કીધું, તે અન્યાયથી હું તેઓને સ્વચ્છ કરીશ,
ને તેઓના જે સર્વ અન્યાયોએ કરીને તેઓએ મારી
વિરૂદ્ધ પાપ તથા અપરાધ કીધા તેઓની હું ક્ષમા
કરીશ. ૯ અને તેઓનું જે સર્વ હિત હું કરૂં છું, તે વિષે
પૃથ્વીની જે સર્વ દેશજાતિઓ સાંભળશે, તેઓની
નજરમાં આ નગર મારે સારૂ આનંદનું નામ તથા
સ્તુતિ તથા શોભા થશે; ને તેને જે સર્વ હિત તથા
જે સર્વ કલ્યાણ હું પમાડું છું, તેને લીધે તેઓ બીશે
તથા કાંપશે. ૧૦ યહોવાહ એમ કહે છે કે, જે વિષે
તમે કહો છો, તે નિર્જન તથા પશુહીન થઈને ઉજડ
છે, એવી આ જગ્યામાં, એટલે યહુદાહના જે નગરો,
તથા યરૂશાલેમના જે ચકલાઓ નિર્જન, તથા વસ્તી-
હીન તથા પશુહીન થઈને ઉજડ છે, ૧૧ તેઓમાં હર્ષનો
સાદ તથા આનંદનો સાદ, વરનો સાદ તથા કન્યાનો
સાદ; અને સૈન્યોના યહોવાહની સ્તુતિ કરો, કેમકે
યહોવાહ સારો છે, ને તેની કૃપા સદાકાળ છે, એવું
કહેનારાઓનો સાદ; યહોવાહના ઘરમાં ઉપકારાર્થા-
પણો લાવનારાઓનો સાદ હજી સંભળાશે. કેમકે
આગલા વખતમાં હતું તેમ હું દેશનો બંદીપ્રવાસ
ફેરવીશ, એવું યહોવાહ કહે છે. ૧૨ સૈન્યોનો યહોવાહ
એમ કહે છે કે, જે વસ્તીહીન તથા પશુહીન થઈને
ઉજડ છે, એવી આ જગ્યામાં તથા તેના સર્વ નગ-
રોમાં, ટોળાં બેસાડનારા પાળકોનું રહેઠાણ ફરી થશે.
૧૩ પહાડી મુલકનાં નગરોમાં, તથા શફેલાહનાં નગ-
રોમાં, તથા નેગેબનાં નગરોમાં, તથા બિન્યામીનના
દેશમાં, તથા યરૂશાલેમની ચારેગમની જગ્યામાં, તથા
યહુદાહનાં નગરોમાં, ઘેટાં ગણનારના હાથ તળેથી
ટોળાં ફરી હારબંધ ચાલશે, એવું યહોવાહ કહે છે.
૧૪ યહોવાહ કહે છે, જુઓ, એવા દિવસો આવે
છે કે જેમાં જે ઉત્તમ વચન હું ઇસ્રાએલના ઘર વિષે,
તથા યહુદાહના ઘર વિષે બોલ્યો છું તે પૂરૂં કરીશ.
૧૫ તે દિવસોમાં તથા તે વેળાએ હું દાઉદને સારૂ
ન્યાયીપણાનો અંકુર ઉગાવીશ, ને તે દેશમાં ન્યાય
તથા નીતિ અમલમાં લાવશે. ૧૬ તે દિવસોમાં યહુદાહ
બચાવ પામશે, ને યરૂશાલેમ નિર્ભય રહેશે, ને તેના
જે નામથી તે કહેવાશે તે એ કે, યહોવાહ અમારૂં
ન્યાયીપણું. ૧૭ કેમકે યહોવાહ એમ કહે છે કે,
ઇસ્રાએલના ઘરના રાજ્યાસન પર બેસનાર પુરૂષની
દાઉદના વંશમાં ખામી કદી પડશે નહિ; ૧૮ અને
દહનીયાર્પણ ચઢાવનાર તથા ખાદ્યાર્પણ બાળનાર તથા
યજ્ઞ નિત્ય કરનાર પુરૂષની ખામી લેવી યાજકોમાં
મારી આગળ પડશે નહિ. ૧૯ અને યહોવાહનું વચન
યિર્મેયાહની પાસે આ પ્રમાણે આવ્યું, ૨૦ યહોવાહ
એમ કહે છે કે, જો તમે દિવસ વિષેનો મારો કરાર
તથા રાત વિષેનો મારો કરાર તોડી શકો, એવી રીતે

કે રાત તથા દિવસ પોતપોતાના સમયમાં ન આવે;
૨૧ તોજ મારા દાસ દાઉદને તેના રાજ્યાસન પર
રાજ્ય કરનાર કોઇ પુત્ર ન હોવાથી, તેની સાથે, તથા
મારા સેવકો એટલે લેવી યાજકોની સાથે, મારો કરાર
ભંગ થાય. ૨૨ જેમ આકાશનું સૈન્ય ગણાય નહિ, ને
સમુદ્રની રેતી મપાય નહિ, તેમ હું મારા દાસ દાઉદના
વંશને તથા મારી સેવા કરનારા લેવીઓને વધારીશ.
૨૩ અને યહોવાહનું વચન યિર્મેયાહની પાસે આ
પ્રમાણે આવ્યું, ૨૪ આ લોક જે બોલ્યા છે, તે તું
ધ્યાનમાં લેતો નથી શું? તેઓ કહે છે, જે બે ગોત્રને
યહોવાહે પસંદ કીધાં તેઓને તેણે કાઢી મૂક્યાં છે; ને
તેઓની દૃષ્ટિમાં મારા લોક પ્રજાબંધનમાં ન ગણાય,
એટલે સુધી તેઓએ તેઓને તુચ્છ કીધા છે. ૨૫ યહો-
વાહ એમ કહે છે કે, જો દિવસ તથા રાત વિષેનો મારો
કરાર ટકે નહિ, અને જો મેં આકાશ તથા પૃથ્વીના
વિધિઓને સ્થાપન કર્યા નહિ હોય, ૨૬ તોજ હું
યાકૂબના તથા મારા દાસ દાઉદના સંતાનને એવી
રીતે કાઢી મૂકીશ કે હું તેના સંતાનમાંથી ઇબ્રાહીમ
તથા ઇસ્હાક તથા યાકૂબના સંતાન પર સરદારો થવા
સારૂ કોઇને નહિ લઇશ; કેમકે હું તેઓનો બંદીપ્રવાસ
ફેરવીશ, ને તેઓ પર દયા કરીશ.

૩૪ જ્યારે બાબેલનો રાજા નબૂખાદનેસ્સાર
તથા તેનું સર્વ સૈન્ય તથા તેના હાથ નીચેનાં
આ પૃથ્વીમાનાં સર્વ રાજ્યો તથા સર્વ લોકો યરૂશા-
લેમ સામે તથા તેનાં સર્વ નગરો સામે લડતાં હતાં,
ત્યારે યહોવાહનું જે વચન યિર્મેયાહ પાસે આવ્યું તે
આ: ૨ યહોવાહ, જે ઇસ્રાએલનો દેવ, તે એમ કહે
છે કે, યહુદાહના રાજા સિદકીયાહની પાસે જઇને
તેને કહે, યહોવાહ એમ કહે છે કે, જો, હું આ નગર
બાબેલના રાજાના હાથમાં આપીશ, ને તે તેને
અગ્નિથી બાળશે ૩ અને તું તેના હાથમાંથી છુટીશ
નહિ, પણ તું નિશ્ચે પકડાશે તથા તેના હાથમાં
સોંપાશે, ને તારી આંખો બાબેલના રાજાની આંખોને
જોશે, ને તે તારી સાથે મ્હોડેમ્હોડ બોલશે, ને તું
બાબેલ જશે. ૪ તોપણ, હે યહુદાહના રાજા સિદકી-
યાહ, તું યહોવાહનું વચન સાંભળ, તારે વિષે યહોવાહ
એમ કહે છે કે, તું તરવારે નહિ મરીશ; ૫ તું શાંતિમાં
મરીશ, ને તારા પિતૃઓ, એટલે તારા પહેલા જે
આગળના રાજાઓ હતા, તેઓની દહનક્રિયાઓ જેમ
લોકોએ કરી તેમ તારી દહનક્રિયા તેઓ કરશે, ને હે
પ્રભુ, હાય હાય! એમ કહીને તારે લીધે વિલાપ
કરશે; કેમકે આ વચન હુંજ બોલ્યો છું, એવું યહો-
વાહ કહે છે. ૬ અને યિર્મેયાહ ભવિષ્યવાદીએ યરૂશા-
લેમમાં યહુદાહના રાજા સિદકીયાહને આ સર્વ વચન
કહ્યાં. ૭ તે વારે બાબેલના રાજાનું સૈન્ય યરૂશાલેમ
સામે તથા યહુદાહમાં જે સર્વ નગરો બાકી રહ્યાં
હતાં, એટલે લાખીશ તથા અઝેકાહ, તેઓ સામે
લડતું હતું, કેમકે યહુદાહના નગરોમાંનાં બાકી રહેલાં
કિલ્લાબંધ નગરો આટલાંજ હતાં.

૮ યરૂશાલેમમાં જે લોક હતા, તેઓને છુટકારાની
જાહેરખબર આપવાનો કરાર સિદકીયાહ રાજાએ
યરૂશાલેમમાંના સઘળા લોકની સાથે કર્યો, ત્યાર પછી
જે વચન યહોવાહથી યિર્મેયાહની પાસે આવ્યું તે
નીચે પ્રમાણે હતું, ૯ [કરાર તો એવો હતો કે,] દરેક
માણસ પોતાના હેબ્રી દાસને ને દરેક માણસ પોતાની
હેબ્રી દાસીને છોડી મેલે, એ સારૂ કે કોઇ પણ
માણસ તેઓની પાસે, એટલે પોતાના હેબ્રી ભાઇની
પાસે, સેવા કરાવે નહિ; ૧૦ ને જે સર્વ સરદારો
તથા જે સર્વ લોક એવા કરારના બંધનમાં આવ્યા
હતા કે પ્રત્યેક પોતાના દાસને ને પ્રત્યેક પોતાની
દાસીને છોડી મેલે, ને હવે પછી તેઓની પાસે સેવા
નહિ કરાવે, તેઓએ કરાર પાળીને તેઓને છોડી
મેલ્યા; ૧૧ પણ ત્યાર પછી તેઓ ફરી ગયા, ને જે
દાસોને તથા દાસીઓને તેઓએ છોડી મેલ્યા હતાં,
તેઓને પાછાં લાવ્યા, ને દાસો તથા દાસીઓ તરીકે
તાબે કીધાં; ૧૨ તે માટે યહોવાહનું વચન યહોવાહની
પાસેથી યિર્મેયાહની પાસે આ પ્રમાણે આવ્યું;
૧૩ યહોવાહ, જે ઇસ્રાએલનો દેવ, તે એમ કહે છે
કે, જ્યારે હું તમારા પિતૃઓને મિસર દેશમાંથી,
એટલે દાસોના ઘરમાંથી કાઢી લાવ્યો, તે દિવસે મેં
તેઓની સાથે કરાર કરીને કહ્યું, ૧૪ તારો જે હેબ્રી
ભાઇ તેં વેચાતો લીધો છે અને જેણે છ વરસ તારી
સેવા કીધી છે, તેને તારી પાસેથી છોડી મેલવો,
એવાને તમારે સાત વરસને અંતે છોડી મેલવો; પણ
તમારા પિતૃઓએ મારૂં સાંભળ્યું નહિ, ને કાન ધર્યો
નહિ. ૧૫ અને હમણાંજ તમે ફર્યા હતા, ને જે મારી
દૃષ્ટિમાં યોગ્ય છે, તે તમોએ પ્રત્યેકે પોતાના પડોશીનો
છુટકારો જાહેર કરીને કીધું હતું, ને જે ઘર મારા
નામથી કહેવાએલું છે, તેમાં તમે મારી આગળ કરાર
કીધો હતો; ૧૬ પણ તમે ફરી ગયા, ને મારા નામનું
અપમાન કીધું, ને જેઓને તેમની મરજી મુજબ તમે
છોડી મેલ્યા હતા, તેઓને તમે પ્રત્યેક પોતાના દાસને

તથા પ્રત્યેક પોતાની દાસીને પાછા લાવ્યા, ને તમારા
દાસો તથા દાસીઓ થવા તેઓને તાબે કીધાં. ૧૭તે
માટે યહોવાહ એમ કહે છે કે, તમે પ્રત્યેક પોતાના
ભાઇનો તથા પ્રત્યેક પોતાના પડોસીનો છુટકારો
જાહેર કરવાનું મારૂં [વચન] નથી માન્યું; જુઓ,
યહોવાહ કહે છે, હું તમને છોડી મેલીને તમને તરવાર
તથા મરકી તથા દુકાળને તાબે કરીશ, ને હું તમને
પૃથ્વીનાં સર્વ રાજ્યોમાં વેરી નાખીશ. ૧૮અને જે
માણસોએ મારો કરાર ઉલ્લંઘ્યો છે, જેઓએ વાછ-
રડાના બે કકડા કરીને તેના બે ભાગોની વચ્ચેથી
જઇને મારી આગળ કરાર કર્યો, પણ તેનાં વચનો
પૂરાં નથી કીધા, ૧૯એટલે યહુદાહના સરદારો, તથા
યરૂશાલેમના સરદારો, ત્યાંના ખોજાઓ તથા યાજકો
તથા દેશના જે સર્વ લોક વાછરડાના બે ભાગોની
વચ્ચે થઇને ગયા, ૨૦તેઓને હું તેઓના શત્રુઓના
હાથમાં, તથા જેઓ તેઓનો જીવ શોધે છે તેઓના
હાથમાં સોંપીશ, ને આકાશના પક્ષીઓ તથા ભૂમિના
પશુઓ તેઓના મુડદાં ખાઇ જશે. ૨૧અને યહુ-
દાહના રાજા સિદકીયાહને તથા તેના સરદારોને હું
તેઓના શત્રુઓના હાથમાં, ને જેઓ તેઓનો જીવ
શોધે છે તેઓના હાથમાં, ને બાબેલના રાજાનું જે
સૈન્ય તમારી પાસેથી પાછું ગયું છે તેના હાથમાં
સોંપીશ. ૨૨યહોવાહ કહે છે, જુઓ, હું આજ્ઞા કરીને
તેઓને આ નગરની પાસે પાછા લાવીશ, ને તેઓ
તેની સાથે લડશે ને તેને લેશે, ને તેને અગ્નિથી બાળી
નાખશે, ને હું યહુદાહના નગરોને વસ્તીહીન તથા
ઉજડ કરી મૂકીશ.

૩૫ યહુદાહના રાજા યોશીયાહના પુત્ર યહોયા-
કીમના દિવસોમાં જે વચન યિર્મેયાહની
પાસે આવ્યું તે આ: ૨તું રેખાબીઓના ગોત્રીઓની
પાસે જા, ને તેઓને બોલાવીને યહોવાહના મંદિર-
માંની એક ઓરડીમા લાવ, ને તેઓને દ્રાક્ષરસ પા.
૩ત્યારે હબાસીન્યાહના પુત્ર યિર્મેયાહના પુત્ર યાઅ-
ઝાન્યાહને, તથા તેના ભાઇઓને તથા તેના સર્વ
પુત્રોને તથા આખા રેખાબી ગોત્રીઓને લઇને, ૪હું
યહોવાહના ઘરમાં લાવ્યો, એટલે બિગ્દાલ્યાહનો પુત્ર
હાનાન જે દેવનો ભક્ત, તેના પુત્રોની જે ઓરડી
સરદારોની ઓરડીની પાસે છે, અને શાલ્લુમનો પુત્ર
માઅસેયાહ, જે દરવાન, તેની ઓરડીની ઉપર છે,
ત્યાં લાવ્યો. ૫અને મેં રેખાબી ગોત્રીઓની આગળ
દ્રાક્ષરસ ભરેલા પાત્રો તથા વાડકાઓ મૂક્યા, ને
તેઓને કહ્યું, દ્રાક્ષરસ પીઓ. ૬પણ તેઓએ કહ્યું,
અમે દ્રાક્ષરસ નહિ પીએ, કેમકે રેખાબનો પુત્ર
યોનાદાબ જે અમારો પિતૃ તેણે અમને આજ્ઞા
આપીને કહ્યું છે કે, તમે તેમજ તમારા પુત્રો કોઇ
કાળે દ્રાક્ષરસ ન પીશો, ૭વળી તમારે ઘર પણ ન
બાંધવું, ને બી ન વાવવુ, ને દ્રાક્ષવાડી ન રોપવી, ને
કંઇ પણ રાખવુ નહિ, પણ તમારે તમારા સર્વ દિવસ
તંબુઓમા રહેવું એ માટે કે જ્યાં તમે પરદેશી છો,
તે દેશમા તમારૂં દીર્ઘાયુષ્ય થાય. ૮અને રેખાબનો
પુત્ર યોનાદાબ જે અમારો પિતૃ તેણે જે આજ્ઞા અમને
આપી કે, તમે, તમારી બાયડીઓ, તમારા દીકરા તથા
તમારી દીકરીઓ તમારા સર્વ દિવસ દ્રાક્ષરસ પીશો
મા, અને રહેવા સારૂ ઘરો બાંધશો મા; ને તમારી
પાસે દ્રાક્ષવાડી કે ખેતર કે બી કંઇ ન હોય, તે સઘળા
વિષે અમે તેનું કહ્યું માનતા આવ્યા છીએ; ૧૦ને
અમે તંબુઓમા વસતા આવ્યા છીએ, ને જે સર્વ
આજ્ઞા યોનાદાબ અમારા પિતૃએ અમને આપી તે
માનીને અમે તે પ્રમાણે કરતા આવ્યા છીએ ૧૧પણ
એવું થયું કે, જ્યારે બાબેલનો રાજા નબૂખાદરેસ્સાર
આ દેશમા ચઢી આવ્યો, ત્યારે અમે કહ્યું, ચાલો,
આપણે કાસ્દીઓના સૈન્યની બીકને લીધે તથા અરા-
મના સૈન્યની બીકને લીધે યરૂશાલેમમા જઇએ, તે
માટે યરૂશાલેમમા રહીએ છીએ.

૧૨પછી યહોવાહનુ વચન યિર્મેયાહની પાસે આ
પ્રમાણે આવ્યુ, ૧૩સૈન્યોનો યહોવાહ, જે ઇસ્રાએ-
લનો દેવ, તે એમ કહે છે કે, તું જઇને યહુદાહના
માણસોને તથા યરૂશાલેમના રહેવાસીઓને કહે,
યહોવાહ કહે છે, શું મારા વચનો સાંભળવાને તમે
શિખામણ લેશો નહિ? ૧૪રેખાબના પુત્ર યોનાદાબે
દ્રાક્ષરસ પીવા વિપે જે નિપેધ પોતાના પુત્રોને કર્યો
હતો તે માનવામા આવ્યો છે, ને આજ દિવસ સુધી
તેઓ પીતા નથી, કેમકે તેઓ પોતાના બાપની આજ્ઞા
પાળતા આવ્યા છે; પણ મેં તો પ્રાત:કાળે ઉઠીને
તથા બોલીને તમારી આગળ કહ્યું છે, તોપણ તમે
મારૂં નથી સાંભળ્યું ૧૫અને મેં પ્રાત:કાળે ઉઠીને તથા
મારા સર્વ દાસો, એટલે મારા ભવિષ્યવાદીઓ, રવાને
કરીને તમારી પાસે મોકલ્યા, ને કહ્યું, તમે પોત-
પોતાના દુષ્ટ માર્ગથી ફરો, ને તમારા કામ સુધારો,
ને અન્ય દેવોની સેવા કરવા સારૂ તેઓની પાછળ ન
ચાલો, તો જે દેશભૂમિ મેં તમને તથા તમારા પિતૃ-
ઓને આપી છે, ત્યા તમે વસશો; પણ તમે કાન

પર્યા નહિ, ને મારૂં સાંભળ્યું નહિ. ૧૬ રેખાબના પુત્ર
યોનાદાબના પુત્રોએ પોતાના બાપની આજ્ઞા જે તેણે
તેઓને આપી, તે માની લીધી છે, પણ આ લોકે મારૂં
નથી સાંભળ્યું; ૧૭ તે માટે યહોવાહ, જે સૈન્યોનો
દેવ તથા ઇસ્રાએલનો દેવ, તે એમ કહે છે કે, જુઓ,
જે સર્વ વિપત્તિ હું તેઓ વિરૂદ્ધ બોલ્યો છું. તે હું યહુ-
દાહ પર તથા યરૂશાલેમના રહેવાસીઓ પર લાવીશ.
કારણ કે મેં તેઓને કહ્યું, પણ તેઓએ સાંભળ્યું
નહિ; મેં તેઓને બોલાવ્યા, પણ તેઓએ ઉત્તર
આપ્યો નહિ ૧૮ અને યિર્મેયાહે રેખાબીઓના ગોત્રી-
ઓને કહ્યું, સૈન્યોનો યહોવાહ, જે ઇસ્રાએલનો દેવ
તે એમ કહે છે કે, તમે તમારા બાપ યોનાદાબની
આજ્ઞા સાંભળી છે, તથા તેની સર્વ આજ્ઞાઓ પાળી
છે, તથા જે બધું તેણે તમને ફરમાવ્યું, તે પ્રમાણે
કીધું છે, ૧૯ તે માટે સૈન્યોનો યહોવાહ, જે ઇસ્રાએ-
લનો દેવ, તે એમ કહે છે કે, રેખાબના પુત્ર યોના-
દાબ[ના વંશ]માં મારી આગળ ઉભા રહેનાર માણ-
સની કદી ખામી પડશે નહિ.

આ લોકની વિરૂદ્ધ ઉચ્ચાર્યો છે, તે મોટો છે. ૮ અને
યિર્મેયાહ ભવિષ્યવાદીએ નેરીયાહના પુત્ર બારૂખને
જે આજ્ઞા આપી, તે સર્વ પ્રમાણે તેણે કીધું, અને
પુસ્તકમાં [ લખેલાં ] યહોવાહનાં વચનો યહોવાહના
ઘરમાં વાંચી સંભળાવ્યાં

૯ અને યહુદાહના રાજા યોશીયાહના પુત્ર યહો-
યાકીમના પાંચમા વર્ષના નવમા માસમાં એવું થયું કે
યરૂશાલેમમાંના સર્વ લોકે, તથા જેઓ યહુદાહનાં
નગરોમાંથી યરૂશાલેમમાં આવ્યા હતા તેઓએ યહો-
વાહની આગળ ઉપવાસ કરવાનું ફરમાવ્યું. ૧૦ ત્યારે
બારૂખે પુસ્તકમાંનાં યિર્મેયાહનાં વચનો યહોવાહના
ઘરમાં વાંચી સંભળાવ્યાં, શાફાન ચિટણીસના પુત્ર
ગમાર્યાહની ઉપરના આગણામાંની ઓરડીમાં, અને
યહોવાહના ઘરની નવી ભાગળના દરવાજા પાસે તેણે
સઘળા લોકોની આગળ લખેલું વાંચી સંભળાવ્યું.
૧૧ અને શાફાનના પુત્ર ગમાર્યાહના પુત્ર મીખાયાહે
પુસ્તકમાંથી યહોવાહનાં સર્વ વચનો સાંભળ્યાં,
૧૨ ત્યારે તે રાજાના ઘરમાં ચિટણીસની જે ઓરડી

શાહીથી લખ્યા ૧૯ ત્યારે સરદારોએ બારૂખને કહ્યુ,
જા તું તથા યિર્મેયાહ બન્ને સતાઈ રહો, ને તમે કયા
છો, તે કોઇને માલમ ન પડે ૨૦ ત્યાર પછી તેઓ તે
ઓળિયુ ચિટણીસ અલીશામાની ઓરડીમા મૂકીને
આગણામા રાજાની પાસે ગયા, ને તે સઘા વચન
રાજાના સાભળતા પ્રગટ કીધા ૨૧ ત્યારે રાજાએ તે
ઓળિયુ લાવવાને યહુદીને મોકલ્યો, ને અલીશામા
ચિટણીસની ઓરડીમાથી તે ઓળિયુ લાવ્યો, ને
રાજાના સાભળતા તથા જે સર્વે સરદારો રાજાની પાસે
ઉભા રહેલા હતા, તેઓના સાભળતા યહુદીએ તે
વાચી સભળાવ્યુ ૨૨ હવે નવમા મહિનામા રાજા
પોતાના શિયાળાના ઘરમા બેઠો હતો, અને તેની
આગળ સળગતી સગડી હતી, ૨૩ ને એવુ થયુ કે,
જ્યારે યહુદીએ ત્રણ ચાર પાના વાચ્યા ત્યારે [રાજાએ]
ચપ્પુવડે તે કાપીને, આખુ ઓળિયુ નષ્ટ થયુ ત્યા
સુધી સગડીમાના અગ્નિમા નાખ્યા કીધુ ૨૪ અને રાજા
તથા તેના જે સર્વે દાસોએ આ સઘા વચન સાભળ્યા
તેઓ બીધા નહિ, તથા પોતાના વસ્ત્રો ફાડ્યા નહિ
૨૫ વળી તે તે ઓળિયુ બાળે નહિ એવી એલ્નાથાને
તથા દલાયાહે તથા ગમાર્યાહે રાજાને વિનતી કીધી,
તોપણ તેણે તેઓનુ માન્યુ નહિ ૨૬ અને બારૂખ
લેખકને તથા યિર્મેયાહ ભવિષ્યવાદીને પકડવા માટે
રાજાએ રાજાના પુત્ર યરાહમએલને તથા આઝીએલના
પુત્ર સરાયાહને તથા આબ્દએલના પુત્ર શેલેમ્યાહને
આજ્ઞા આપી, પણ યહોવાહે તેઓને સતાડી રાખ્યા
૨૭ અને રાજાએ તે ઓળિયુ બાળ્યુ તથા જે વચનો
બારૂખે યિર્મેયાહના મુખના બોલેલા લખ્યા હતા તે
પણ બાળ્યા પછી યહોવાહનુ વચન યિર્મયાહની પાસે
એવુ આવ્યુ કે ૨૮ તું ફરી બીજુ એક ઓળિયુ લે, ને
આગળનુ જે ઓળિયુ યહુદાહના રાજા યહોયાકીમે
બાળ્યુ, તેમા જે સઘા વચન હતા તે એમા લખ
૨૯ અને યહુદાહના રાજા યહોયાકીમ વિષે તું કહે કે,
યહોવાહ એમ કહે છે કે, તેં આ ઓળિયુ બાળી
નાખ્યુ છે એમ કહેતા કે તેમા શા વાસ્તે તેં લખ્યુ છે
કે બાબેલનો રાજા નિશ્ચે આવીને આ દેશનો નાશ
કરશે, ને તેમાથી મનુષ્ય તથા પશુનો અત આણશે?
૩૦ માટે યહુદાહના રાજા યહોયાકીમ વિષે યહોવાહ
એમ કહે છે કે, તેને દાઉદના રાજ્યાસન પર બેસનાર
કોઇ થશે નહિ, ને દિવસે ગરમી તથા રાત્રે હિમ
છતા તેનુ મુડદુ બહાર પડી રહેશે ૩૧ અને હુ તેને
તથા તેના સતાનને તથા તેના દાસોને તેઓના
અન્યાયને લીધે શિક્ષા કરીશ, ને જે વિપત્તિ હુ તેઓ
વિષે બોલ્યો છુ, ને તેઓએ સાભળ્યુ નહિ, તે સઘી
હુ તેઓ પર તથા યરૂશાલેમના રહેવાસીઓ પર તથા
યહુદાહના માણસો પર લાવીશ ૩૨ અને યિર્મેયાહે
બીજુ એક ઓળિયુ લઇને નેરીયાહના પુત્ર બારૂખ
લેખકને આપ્યુ, ને જે પુસ્તક યહુદાહના રાજા યહો
યાકીમે અગ્નિમા બાળ્યુ હતું, તેમાના યિર્મેયાહના
મુખના બોલેલા સઘા વચન તેણે તેમા લખ્યા, ને
તેઓના જેવા બીજા ઘણા વચન તેમા ઉમેર્યા

૩૭ હવે યહોયાકીમના પુત્ર કોન્યાહને ઠેકાણે
યોશીયાહના પુત્ર સિદકીયાહ રાજાએ
રાજ્ય કર્યું અને તો બાબેલના રાજા નબૂખાદરેસ્સારે
યહુદાહ દેશનો રાજા કીધો હતો ૨ પણ યહોવાહે
જે વચનો યિર્મેયાહ ભવિષ્યવાદીની હસ્તક કહેવાડ્યા,
તે તેણે તથા તેના દાસોએ તથા દેશના લોકે સાભળ્યા
નહિ
૩ અને સિદકીયાહ રાજાએ શેલેમ્યાહના પુત્ર યહૂ-
ખાલને તથા માઅસેયાહના પુત્ર સફાન્યાહ યાજકને
યિર્મેયાહ ભવિષ્યવાદીની પાસે મોકલીને તેઓ માર
ફતે એવુ કહેવાડ્યુ કે, તું અમારે સારૂ યહોવાહ
આપણા દેવને વિનતી કર ૪ હવે યિર્મેયાહ તો લોક
મધ્યે આવતો જતો, કેમકે તેઓએ તેને બંદીખાનામા
નાખ્યો નહતો ૫ અને ફારૂનનુ સૈન્ય મિસરમાથી
નિકળી આવ્યુ હતું, ને જે કાસ્દીઓએ યરૂશાલેમને
ઘેરો ઘાલ્યો હતો, તેઓ તેઓની ખબર સાભળીને
યરૂશાલેમથી જતા રહ્યા ૬ ત્યારે યહોવાહનુ વચન
યિર્મેયાહ ભવિષ્યવાદીની પાસે આ પ્રમાણે આવ્યુ,
૭ યહોવાહ, જે ઇસ્રાએલનો દેવ, તે એમ કહે છે કે,
યહુદાહના જે રાજાએ તમને મારી પાસે પુછવા મોક
લ્યા તેને એવુ કહો કે, જુઓ, તમને સહાય કરવાને
ફારૂનનુ જે સૈન્ય નિકળ્યુ છે, તે પોતાના મિસર દેશમા
પાછુ જશે ૮ અને કાસ્દીઓ પાછા આવશે, ને આ
નગર સામે લડશે, ને તેને જીતી લઇને અગ્નિથી બાળી
નાખશે ૯ યહોવાહ એમ કહે છે કે, કાસ્દીઓ
અમારી પાસેથી નિશ્ચે જશે, એવુ કહીને તમે પોતાને
ભુલાવશો મા, કેમકે તેઓ નહિજ જશે ૧૦ કેમકે
જે કાસ્દીઓ તમારી સાથે લડે છે, તેઓનુ આખુ
સૈન્ય જો તમે મારત, ને તેથી તેઓમાના ઘાયલજ
થએલા માણસો બાકી રહેત, તોપણ તેઓ પ્રત્યેક
પોતાના તબુમા ઉભા થઇને આ નગરને બાળી નાખત
૧૧ અને ફારૂનના સૈન્યની બીકને લીધે કાસ્દીઓનુ

સૈન્ય યરૂશાલેમથી ગયા પછી એવું થયું કે, ૧૨ યિર્મે-
યાહ યરૂશાલેમમાંથી બિન્યામીનના દેશમાં પોતાના
લોકની મધ્યે જવા નિકળ્યો, એ માટે કે ત્યાંનો
પોતાનો હિસ્સો તે લે. ૧૩ અને તે બિન્યામીનની
ભાગળે પહોંચ્યો ત્યારે ત્યાં હનાન્યાહના પુત્ર શેલે-
મ્યાહનો પુત્ર નામે યિરઇયાહ નાયક હતો, તેણે
યિર્મેયાહ ભવિષ્યવાદીને પકડીને કહ્યું, તું કાસ્દીઓની
ભણી જતો રહે છે ૧૪ અને યિર્મેયાહે કહ્યું, એ તો
જુઠું છે, હું કાસ્દીઓની ભણી જતો નથી; પણ તેણે
તેનું સાંભળ્યું નહિ, અને યિરઇયાહ યિર્મેયાહને પક-
ડીને સરદારોની પાસે લાવ્યો ૧૫ અને સરદારોએ
યિર્મેયાહ પર કોપાયમાન થઇને તેને માર્યો, ને
યહોનાથાન ચિટનીસના ઘરમાં કેદ કર્યો, કેમકે તે
[મકાન]ને તેઓએ કેદખાનું બનાવ્યું હતું ૧૬ યિર્મે-
યાહ કારાગૃહમાં તથા ભોંયરામાં ગયો, ને ત્યાં ઘણા
દિવસ યિર્મેયાહ રહ્યો, ૧૭ ત્યાર પછી સિદકીયાહ
રાજાએ [માણસ] મોકલીને તેને તેડી મગાવ્યો, ને
રાજાએ પોતાના ઘરમાં તેને ગુપ્ત રીતે પુછ્યું, યહો-
વાહની પાસેથી કાંઇ વચન છે શું? ત્યારે યિર્મેયાહે
કહ્યું કે, છે; વળી તેણે કહ્યું, તું બાબેલના રાજાના
હાથમાં સોંપાઇશ. ૧૮ પછી યિર્મેયાહે સિદકીયાહ
રાજાને કહ્યું, મેં તારો અથવા તારા દાસોનો અથવા
આ લોકનો શો અપરાધ કીધો છે કે તમે મને બંદી
ખાનામાં નાખ્યો છે? ૧૯ તમારા જે ભવિષ્યવાદી-
ઓએ તમને ભવિષ્ય કહ્યું કે, બાબેલનો રાજા તમારી
સામે તથા આ દેશ સામે આવશે નહિ, તેઓ ક્યાં
છે? ૨૦ ને હવે, હે રાજા, મારા ધણી, સાંભળ, મારી
વિનંતી સ્વીકારીને તું યહોનાથાન ચિટણીસના ઘરમાં
મને ફરી મોકલી ન દેતો, રખે હું ત્યાં મરૂં. ૨૧ ત્યારે
સિદકીયાહ રાજાએ આજ્ઞા આપી કે, યિર્મેયાહને
ચોકીમાં રાખવો; ને નગરમાંની સર્વ રોટલી થઇ
રહે, ત્યાં સુધી ભઠિયારાઓના મોહોલ્લામાંથી તેને
રોજ રોજ એક કટકો રોટલી આપવી; આ પ્રમાણે
યિર્મેયાહ ચોકીમાં રહ્યો.

૩૮ અને યિર્મેયાહ જે વચનો સઘળા લોકની
આગળ બોલ્યો કે, યહોવાહ એમ કહે છે
કે, જે આ નગરમાં રહે છે તે તરવારવડે તથા દુકાળ-
વડે તથા મરકીવડે મરશે, ને જે કાસ્દીઓની પાસે
નિકળી જશે, તે જીવતો રહેશે, ને તેનો જીવ તેને
લુટ દાખલ થશે ને તે જીવતો રહેશે; ૩ યહોવાહ
એમ કહે છે કે, નિશ્ચય આ નગર બાબેલના રાજાના
સૈન્યના હાથમાં સોંપાશે, ને તે તેને જીતી લેશે,
૧ તે બધાં વચનો માત્તાનના પુત્ર શફાટયાહે, તથા
પાશહૂરના પુત્ર ગદાલ્યાહે તથા શેલેમ્યાહના પુત્ર
યુખાલે તથા માલ્કીયાહના પુત્ર પાશહૂરે સાંભળ્યાં
૪ ત્યારે સરદારોએ રાજાને કહ્યું, કૃપા કરી આ માણ-
સને મારી નંખાવ, કેમકે જે લડવૈયા આ નગરમાં
બાકી રહેલા છે, તેઓના હાથ, તથા સર્વ લોકના
હાથ, તે તેઓની આગળ એવાં વચન બોલીને કમ-
જોર કરે છે, કેમકે આ માણસ આ લોકનું હિત નહિ,
પણ તેમનું નુકસાન શોધે છે. ૫ અને સિદકીયાહ
રાજાએ કહ્યું, જુઓ, તે તમારા હાથમાં છે; કેમકે
રાજા તમારી વિરૂદ્ધ કંઇ કરી શકતો નથી. ૬ ત્યારે
તેઓએ યિર્મેયાહને લઇને રાજાના પુત્ર માલ્કીયાહનું
જે ટાંકું ચોકી તળે હતું, તેમાં તેને નાખ્યો, ને તેઓએ
દોરડાવડે યિર્મેયાહને ઉતાર્યો; ને ટાંકામાં પાણી ન
હતું, પણ કાદવ હતો; ને યિર્મેયાહ કાદવમાં ગરક
થઇ ગયો ૭ હવે એબેદ-મેલેખ કૂશી, જે રાજાના
ઘરમાંનો એક ખોજો હતો, તેણે સાંભળ્યું કે તેઓએ
યિર્મેયાહને ટાંકામાં નાખ્યો છે, ને રાજા બિન્યામીનની
ભાગળમાં હાલ બેઠેલો છે; ૮ ત્યારે એબેદ-મેલેખે
રાજાના ઘરમાંથી નિકળીને રાજાની આગળ બોલીને
કહ્યું, ૯ હે રાજા, મારા ધણી, આ માણસોએ યિર્મે-
યાહ ભવિષ્યવાદીને જે કીધું છે તે બધું ભુંડું કીધું છે,
તેઓએ તેને ટાંકામાં નાખ્યો છે, ને તે ત્યાં ને ત્યાં
ભૂખથી મરવાનો છે, કેમકે હવે રોટલી નગરમાં નથી
૧૦ ત્યારે રાજાએ એબેદ-મેલેખ કૂશીને આજ્ઞા આપીને
કહ્યું, તું અહિંથી ત્રીસ માણસ તારી સાથે લઇને
યિર્મેયાહ ભવિષ્યવાદી મરી જાય તે પહેલાં તેને
ટાંકામાંથી કાઢી લાવ ૧૧ તેથી એબેદ-મેલેખ પોતાની
સાથે તે માણસોને લઇને રાજાના ઘરના ભંડારની
હેઠળ ગયો, ને ત્યાંથી જૂનાં ફાટાંતૂટાં લુગડાં તથા જૂનાં
સડેલાં ચીથરા લીધા, ને દોરડાવડે તે યિર્મેયાહની
પાસે ટાંકામાં ઉતાર્યાં ૧૨ અને એબેદ-મેલેખ કૂશીએ
યિર્મેયાહને કહ્યું, આ જૂનાં ફાટાતૂટા લૂગડાં તથા
સડેલા ચીથરા તારી કાખોમાં દોરડાંની તળે મૂક;
ને યિર્મેયાહે તેમ કીધું ૧૩ એ પ્રમાણે તેઓએ યિર્મે-
યાહને દોરડાંવડે ખેંચી કાઢયો, ને ટાંકામાંથી તેને
બહાર આણ્યો; ત્યાર પછી યિર્મેયાહ ચોકીમાં રહ્યો.
૧૪ પછી સિદકીયાહ રાજાએ મોકલીને યિર્મેયાહ
ભવિષ્યવાદીને યહોવાહના ઘરના ત્રીજા [દરવાજાના]
નાકામાં પોતાની પાસે આણ્યો, ને રાજાએ યિર્મેયાહને

કહ્યું, હું તને એક વાત પુછું છુ, ને મારાથી તું કંઇ
પણ ગુપ્ત ન રાખ. ૧૫ ત્યારે યિર્મયાહે સિદકીયાહને
કહ્યું, જો હુ તને કહી બતાવું, તો શું તું નિશ્ચય મને
મારી નાખશે નહિ? ને જો હુ તને સલાહ આપુ,
તોપણ મારૂ સાંભળે એવો તું નથી ૧૬ તે માટે સિદ-
કીયાહ રાજાએ યિર્મેયાહની આગળ ગુપ્ત રીતે કહ્યું,
આપણો આ જીવ ઉત્પન્ન કરનાર સજીવ યહોવાહના
સમ, કે હુ તને મારી નહિ નાખીશ, ને જે માણસો
તારો જીવ લેવા ફરે છે તેઓના હાથમાં તને નહિ
સોંપીશ ૧૭ ત્યારે યિર્મેયાહે સિદકીયાહને કહ્યું,
યહોવાહ, જે સૈન્યોનો દેવ તથા ઇસ્રાએલનો દેવ, તે
એમ કહે છે કે, જો તું બાબેલના રાજાના સરદારોની
પાસે જઇશ, તો તારો જીવ બચશે, ને આ નગર
અગ્નિથી બાળી નખાશે નહિ, ને તું તથા તારા ઘરનાં
જીવતા રહેશો; ૧૮ પણ જો તું બાબેલના રાજાના સર-
દારોની પાસે નહિ જઇશ, તો આ નગર કાસ્દીઓના
હાથમાં સોંપાશે, ને તેઓ તેને અગ્નિથી બાળશે, ને
તું તેઓના હાથમાંથી છુટીશ નહિ. ૧૯ અને સિદકી-
યાહ રાજાએ યિર્મેયાહને કહ્યું, જે યહુદીઓ કાસ્દી-
ઓની પાસે જતા રહ્યા છે તેઓથી હુ બીહુ છુ, રખે
તેઓના હાથમાં તેઓ મને સોંપે, ને તેઓ મારી
મશ્કરી કરે. ૨૦ પણ યિર્મેયાહે કહ્યું, તેઓ તને નહિ
સોંપશે. યહોવાહનુ જે વચન હુ તારી આગળ બોલું
છુ તે તું માનીશ તો તારૂ હિત થશે, ને તારો જીવ
બચશે ૨૧ પણ જો તું જવા કબૂલ નહિ કરે તો યહો-
વાહે જે વચન મને જણાવ્યુ છે તે આ છે, ૨૨ જુઓ,
યહુદાહના રાજાના ઘરમા જે સ્ત્રીઓ બાકી રહી છે, તે
સર્વ બાબેલના રાજાના સરદારોની પાસે કાઢી લવાશે,
ને તે સ્ત્રીઓ એવું કહેશે કે, તારા દિલોજાન મિત્રોએ
તને ઉશ્કેર્યો છે, ને તને જીત્યો છે; તારા પગ કાદવમાં
ગરક થઇ ગયા, માટે તેઓ ફરી ગયા છે. ૨૩ અને
તારી સર્વ સ્ત્રીઓને, તથા તારાં છોકરાને તેઓ કાસ્દી-
ઓની પાસે કાઢી લાવશે, ને તું તેઓના હાથમાંથી
છુટીશ નહિ, પણ બાબેલના રાજાના હાથથી પકડા-
ઇશ, ને તું આ નગરને અગ્નિથી બાળી નખાવીશ.
૨૪ ત્યારે સિદકીયાહે યિર્મેયાહને કહ્યું, આ વચનો
કોઇને માલમ ન પડે, તો તું મરીશ નહિ. ૨૫ પણ
હુ તારી સાથે બોલ્યો છુ, એવું જો સરદારો સાંભળે,
ને તારી પાસે આવીને તને કહે, તું રાજાની આગળ
જે બોલ્યો છે તે તથા રાજા તારી આગળ જે બોલ્યો
છે તે પણ અમને કહી બતાવ, તે વાત તું અમારાથી
ગુપ્ત નહિ રાખે, તો અમે તને મારી નાખીશું નહિ;
૨૬ ત્યારે તું તેઓને કહેજે કે, રાજા મને યહોનાથાનના
ઘરમાં મરવાને પાછો ન મોકલે એવી દીન વિનંતી મેં
તેની આગળ કરી ૨૭ પછી સર્વ સરદારોએ યિર્મે-
યાહની પાસે આવીને તેને પૂછ્યુ, અને જે સઘળાં વચન
બોલવાનું રાજાએ તેને ફરમાવ્યુ હતું, તે પ્રમાણે તેણે
તેઓને ખબર આપી. તેથી તેઓએ તેને પૂછવાનું
બંધ કર્યું, કેમકે તે વાત ગુપ્ત રહી ૨૮ અને યરૂશાલેમને
જીતી લીધું, તે દિવસ સુધી યિર્મેયાહ ચોકીમા રહ્યો.

૩૯ યહુદાહના રાજા સિદકીયાહના નવમા વર્ષના
દસમા માસમાં, બાબેલના રાજા નબૂખાદ-
રેસ્સારે તથા તેના સર્વ સૈન્યે યરૂશાલેમ ઉપર ચઢી
આવીને તેને ઘેરો ઘાલ્યો. ૨ અને સિદકીયાહના
અગિયારમા વર્ષના ચોથા માસને નવમે દિવસે નગ-
રના કોટમા બાકોરૂ પાડવામા આવ્યુ; ૩ એ પ્રમાણે
યરૂશ લેમને જીતી લીધું ત્યારે એવું થયુ કે, બાબેલના
રાજાના સર્વ સરદારો, એટલે નેર્ગાલ શારએસેર,
સામ્ગાર-નબૂ, સાર્સખીમ, રાબ-સારીસ, નેર્ગાલ-શાર-
એસેર, રાબ-માગ, ઇત્યાદી બાબેલના રાજાના સર્વ
સરદારો આવીને મધ્ય ભાગળમાં બેઠા. ૪ અને એવું
થયુ કે, જ્યારે યહુદાહના રાજા સિદકીયાહે તથા સર્વ
લડવૈયાઓએ તેઓને દીઠા, ત્યારે તેઓ નાઠા, ને
રાત્રે રાજાની વાડીને માર્ગે બે કોટની વચ્ચેના દ્વારમાં
થઇને નગરમાંથી નિકળી ગયા; ને અરાબાહને માર્ગે
તે નિકળી ગયો. ૫ પણ કાસ્દીઓનું સૈન્ય તેઓની પૂઠે
લાગ્યુ, ને યરેખોના મેદાનમા સિદકીયાહને તેઓએ
પકડી પાડ્યો, ને તેને પકડ્યા પછી તેઓ તેને હમાથ
દેશના રિબ્લાહમાં બાબેલના રાજા નબૂખાદરેસ્સારની
પાસે લાવ્યા, ને તેણે તેનો ઇન્સાફ કર્યો. ૬ પછી
રિબ્લાહમાં બાબેલના રાજાએ સિદકીયાહના પુત્રોને
તેની આંખ આગળ મારી નાખ્યા; વળી યહુદાહના
સર્વ કુલીન માણસોને પણ બાબેલના રાજાએ મારી
નાખ્યા; ૭ વળી તેણે સિદકીયાહની આંખો ફોડીને
તેને બાબેલમાં લઇ જવા સારૂ તેના પગમાં બેડીઓ
ઘાલી ૮ અને કાસ્દીઓએ રાજાનું ઘર તથા લોકનાં
ઘર અગ્નિથી બાળી નાખ્યાં, ને યરૂશાલેમનો કોટ તોડી
પાડ્યો. ૯ પછી નગરમાં જે લોક બાકી રહ્યા હતા,
ને જેઓ તેના પક્ષમાં ગયા હતા, તથા જે લોક બાકી
રહ્યા હતા, તેઓને રક્ષકોનો સેનાપતિ નબૂઝારઅદાન
બાબેલના બંદીવાસમાં લઇ ગયો. ૧૦ પણ જે દરિદ્રી
લોકની પાસે કંઇ ન હતું તેઓમાંના કેટલાએકને

રક્ષકોના સેનાપતિ નબૂઝારઅદાને યહુદાહ દેશમાં
રહેવા દીધા, વળી તેણે તેઓને દ્રાક્ષવાડીઓ તથા
ખેતરો આપ્યાં ૧૧ હવે બાબેલના રાજા નબૂખાદ-
રેસ્સારે રક્ષકોના સેનાપતિ નબૂઝારઅદાનને યિર્મેયાહ
વિષે આજ્ઞા આપીને કહ્યું કે, ૧૨ તેને લઇને તેના પર
દૃષ્ટિ રાખ, ને તેને કંઇ ઉપદ્રવ ન કર, પણ જે કંઇ તે
તને કહે તે તેને સારૂ કર ૧૩ માટે રક્ષકોનો સેનાપતિ
નબૂઝારઅદાન તથા નબૂશાઝબાન, રાબ-સારીસ તથા
નેર્ગાલશારએસેર, રાબ માન તથા બાબેલના રાજાના
સર્વ મુખ્ય સરદારો, ૧૪ તેઓએ મોકલીને યિર્મેયા
હને ચોકીમાથી કાઢયો, ને તેને ઘેર લઇ જવા સારૂ
શાફાનના પુત્ર અહીકામના પુત્ર ગદાલ્યાહના હાથમા
તેને સોપી દીધો, અને તે લોક મધ્યે રહ્યો

૧૫ જ્યારે યિર્મેયાહ ચોકીમા કેદ કરી રખાએલો
હતો, ત્યારે યહોવાહનુ વચન તેની પાસે આ પ્રમાણે
આવ્યું, ૧૬ તું જઇને એબેદ-મેલેખ કૂશીને કહે,
સૈન્યોનો યહોવાહ, જે ઇસ્રાએલનો દેવ, તે એમ કહે
છે કે, જો, હુ મારા વચનો આ નગર પર હિતને સારૂ
નહિ. પણ વિપત્તિને સારૂ આણીશ; ને તે દિવસે
તેઓ તારી આગળ ફળીભુત થશે. ૧૭ પણ યહોવાહ
કહે છે, તે દિવસે હુ તારો છુટકો કરીશ, ને જે માણ-
સોથી તું બીહે છે, તેઓના હાથમાં તું સોંપાઇશ નહિ
૧૮ કેમકે હુ તને ખચિત બચાવીશ, ને તું તરવારે નહિ
પડશે, ને તારો જીવ તને લૂટ દાખલ થશે, કેમકે તેં
મારા પર ભરોસો કીધો છે, એવું યહોવાહ કહે છે

૪૦ યરૂશાલેમના તથા યહુદાહના જે સર્વ બંદી-
પ્રવાસીઓ બાબેલના બંદીપ્રવાસમાં લઇ
જવાયા હતા, તેઓ મધ્યે જ્યારે યિર્મેયાહ સાંકળે
બાંધેલો હતો, ત્યારે રક્ષકોના સેનાપતિ નબૂઝાર-
અદાને તેને લઇને રામાહમાંથી છોડી દીધો, ત્યાર પછી
યહોવાહનું જે વચન તેની પાસે આવ્યુ તે આ. ૨ અને
રક્ષકોના સેનાપતિએ યિર્મેયાહને લઇને તેને કહ્યું,
યહોવાહ તારા દેવે આ જગ્યા વિરૂદ્ધ આ વિપત્તિ
ફરમાવી, ૩ અને યહોવાહ બોલ્યો તે પ્રમાણે તેણે
વિપત્તિ લાવીને કીધું છે, કેમકે તમે યહોવાહની વિરૂદ્ધ
પાપ કર્યું છે, ને તેનું વચન માન્યુ નથી, તે માટે આ
તમારા પર આવી પડયુ છે ૪ અને હવે, જો, જે
કડીઓ તારા હાથે હતી, તેઓથી મેં તને આજે
છોડાવ્યો છે; મારી સાથે બાબેલમાં આવવુ જો તારી
નજરમાં સારૂં લાગે તો આવ, ને હું તારા પર પૂરી
નજર રાખીશ; ને જો મારી સાથે બાબેલ જવું તને
માઠું લાગે તો અહિં રહે; જો, આખો દેશ તારી
આગળ છે, જ્યાં જવું તને સારૂ તથા યોગ્ય લાગે ત્યાં
જા ૫ અને તે હજી પાછો ગયો ન હતો, એટલામાં
તેણે કહ્યું, શાફાનના પુત્ર અહીકામનો પુત્ર ગદાલ્યાહ
જેને બાબેલના રાજાએ યહુદાહનાં નગરો પર હાકેમ
કીધો છે, તેની પાસે પાછો જા, ને તેની સાથે લોક
મધ્યે રહે; અથવા જ્યા કઇ જવું તને યોગ્ય લાગે
ત્યા જા. અને રક્ષકોના સેનાપતિએ તેને અન્ન તથા
ભેટ આપીને વિદાય કીધો ૬ પછી યિર્મેયાહ અહી-
કામના પુત્ર ગદાલ્યાહની પાસે મિસ્પાહમાં ગયો,
ને દેશમા જે લોક બાકી રહ્યા હતા તેઓ મધ્યે તેની
સાથે વસ્યો.

૭ અને સૈન્યોના જે સર્વ સરદારો સીમમાં હતા,
તેઓએ તથા તેઓના માણસોએ જ્યારે સાંભળ્યુ કે,
બાબેલના રાજાએ અહીકામના પુત્ર ગદાલ્યાહને દેશ
પર હાકેમ ઠરાવ્યો છે, ને પુરૂષો તથા સ્ત્રીઓ, તથા
છોકરા તથા દેશમાંના જે દરિદ્રી લોક બાબેલના બંદી-
પ્રવાસમાં લઇ જવાયા ન હતા, તેઓને તેના હાથમાં
સોંપ્યા છે, ૮ ત્યારે તેઓ એટલે નથાન્યાહનો પુત્ર
ઇશ્માએલ, તથા કારેઆહના પુત્રો યોહાનાન તથા
યોનાથાન, તથા તાન્હુમેથનો પુત્ર સરાયાહ, તથા
એફાય નટોફાથીના પુત્રો, તથા માઅખાથીના એક
વતનીનો પુત્ર યઝાન્યાહ, તથા તેઓનાં માણસો
મિસ્પાહમાં ગદાલ્યાહની પાસે આવ્યા. ૯ અને
શાફાનના પુત્ર અહીકામના પુત્ર ગદાલ્યાહે તેઓની
તથા તેઓના માણસોની આગળ સમ ખાઇને કહ્યું,
કાસ્દીઓની સેવા કરતાં બીહો મા, આ દેશમા રહીને
બાબેલના રાજાની સેવા કરો, તેથી તમારૂ સારૂ થશે.
૧૦ અને જુઓ, જે કાસ્દીઓ આપણી પાસે આવશે,
તેઓની આગળ હાજર થવા માટે હુ તો મિસ્પાહમાં
રહીશ, પણ તમે દ્રાક્ષરસ તથા ઉનાળાનાં પાકેલાં ફળ
તથા તેલ એકઠાં કરો, ને તમારાં પાત્રોમા રાખો,
ને તમારાં જે નગરો તમે લીધાં છે, તેઓમાં રહો.
૧૧ વળી બાબેલના રાજાએ યહુદાહમાના કેટલાએકને
બાકી રહેવા દીધા છે, ને તેઓ પર શાફાનના પુત્ર
અહીકામના પુત્ર ગદાલ્યાહને અધિકારી ઠરાવ્યો છે,
એવું જે સઘા યહુદીઓ મોઆબમા તથા આમ્મોનના
પુત્રો મધ્યે તથા અદોમમાં તથા સર્વ દેશોમાં હતા,
તેઓએ જ્યારે સાંભળ્યું, ૧૨ ત્યારે જે સર્વ જગ્યામાં
તેઓ વેરાઇ ગયા હતા, તેઓમાથી સર્વ યહુદીઓ
પાછા ફરીને યહુદાહ દેશમાંના મિસ્પાહમાં ગદાલ્યા-

હની પાસે આવ્યા, ને તેઓએ અતિ પુષ્કળ દ્રાક્ષરસ
તથા ઉનાળાનાં પાકેલાં ફળ એકઠાં કીધાં.
૧૩ પછી કારેઆહનો પુત્ર યોહાનાન તથા જે
સૈન્યોના સરદારો સીમમાં હતા, તે સર્વ મિસ્પાહમાં
ગદાલ્યાહની પાસે આવ્યા, ૧૪ ને તેને કહ્યું, શું તને
ખબર છે કે આમ્મોનના પુત્રોના રાજા બાઅલીસે
તને મારી નાખવા સારૂ નથાન્યાહના પુત્ર ઇશ્માએ-
લને મોકલ્યો છે? પણ અહીકામના પુત્ર ગદાલ્યાહે
તેમનું કહ્યું માન્યું નહિ. ૧૫ ત્યારે કારેઆહના પુત્ર
યોહાનાને મિસ્પાહમા ગદાલ્યાહને છાની રીતે કહ્યું,
નથાન્યાહના પુત્ર ઇશ્માએલને મારી નાખવા મને
જવા દે, ને તે વાત કોઇને માલમ પડશે નહિ; તે
શા માટે તને મારી નાખે, ને તેથી જે સઘળા યહુદી
તારી પાસે એકઠા કરાયા છે, તેઓ વેરાઇ જાય, ને
યહુદાહના બાકી રહેલા લોક નષ્ટ થાય? ૧૬ પણ
અહીકામના પુત્ર ગદાલ્યાહે કારેઆહના પુત્ર યોહા-
નાનને કહ્યું, તું આ કામ કરીશ મા, કેમકે તું ઇશ્મા-
એલ વિષે ખોટું બોલે છે.

૪૧ હવે સાતમા માસમાં એવું થયું કે અલી-
શામાના પુત્ર નથાન્યાહનો પુત્ર ઇશ્માએલ,
જે રાજાના વંશમાંનો તથા રાજાનો એક મુખ્ય સરદાર
હતો, તે પોતાની સાથે દસ માણસ લઇને મિસ્પા-
હમાં અહીકામના પુત્ર ગદાલ્યાહની પાસે આવ્યો,
ને તેઓએ એક બીજાની સાથે મિસ્પાહમાં રોટલી
ખાધી. ૨ ત્યારે નથાન્યાહના પુત્ર ઇશ્માએલે ને તેની
સાથે જે દસ માણસ હતા, તેઓએ ઉઠીને શાફાનના
પુત્ર અહીકામના પુત્ર ગદાલ્યાહ, જેને બાબેલના
રાજાએ દેશમા હાકેમ કીધો હતો, તેને તરવારે
મારીને મારી નાખ્યો. ૩ અને જે સઘળા યહુદીઓ તેની
સાથે, એટલે ગદાલ્યાહની સાથે, મિસ્પાહમાં હતા
તેઓને તથા ત્યાં જે કાસ્દી લડવૈયા મળી આવ્યા,
તેઓને ઇશ્માએલે મારી નાખ્યા. ૪ અને ગદાલ્યાહને
મારી નાખ્યા પછી બીજે દિવસે જ્યારે તે વાત કોઇને
માલમ નહોતી, ત્યારે એવું થયું કે, ૫ શખેમમાંથી તથા
શીલોહમાથી તથા સમરૂનમાથી મુંડાવેલી દાઢીવાળા,
તથા ફાટેલાં વસ્ત્રોવાળા, તથા પોતાને જખમી કરેલા,
એવા એંસી માણસો ખાદ્યાર્પણ તથા ધૂપ પોતાના
હાથમાં લઇને યહોવાહના ઘરમાં લાવવા સારૂ આવ્યા.
૬ અને તેઓને મળવા સારૂ નથાન્યાહનો પુત્ર ઇશ્મા-
એલ રડતો રડતો મિસ્પાહમાથી નિકળ્યો; ને તેઓને
મળ્યા પછી એવું થયુ કે તેણે તેઓને કહ્યું, અહી-
કામના પુત્ર ગદાલ્યાહની પાસે આવો. ૭ અને તેઓ
નગર મધ્યે આવ્યા ત્યારે એવું થયું કે નથાન્યાહના
પુત્ર ઇશ્માએલે તથા જે માણસો તેની સાથે હતા,
તેઓએ તેઓને મારી નાખીને ટાંકામાં નાખ્યા.
૮ પણ તેઓ મધ્યે દસ માણસો માલમ પડ્યા કે
જેઓએ ઇશ્માએલને કહ્યું, અમને મારી નાખ મા,
કેમકે ખેતરમાં સતાડેલા ઘઉંના તથા જવના તથા
તેલના તથા મધના અમારા ભંડારો છે, તેથી તેણે
હાથ પાછો રાખીને તેઓના ભાઇઓની સાથે તેઓને
મારી નાખ્યા નહિ. ૯ હવે ગદાલ્યાહની સાથે જે
માણસોને ઇશ્માએલે મારી નાખ્યા હતા તેઓનાં સર્વ
મુડદાં જે ટાંકામાં તેણે નાખ્યાં હતાં (તે ટાંકું આસા
રાજાએ ઇસ્રાએલના રાજા બાઅશાથી બીને બધાવ્યું
હતું), નથાન્યાહના પુત્ર ઇશ્માએલે તે ટાંકું મારી
નખાએલાઓથી ભર્યું ૧૦ અને મિસ્પાહમાના જે લોક
બાકી રહ્યા હતા, તે સર્વને ઇશ્માએલ કેદ કરીને લઇ
ગયો, એટલે રાજાની દીકરીઓ તથા જે સર્વ લોક
મિસ્પાહમા બાકી રહ્યા હતા, કે જેઓને રક્ષકોના
સેનાપતિ નબૂઝારઅદાને અહીકામના પુત્ર ગદાલ્યા-
હને સોપ્યા હતા, તેઓને નથાન્યાહનો પુત્ર ઇશ્મા-
એલ કેદ કરીને લઇ ગયો, ને આમ્મોનના પુત્રોની
પાસે જવા નિકળ્યો.
૧૧ પણ નથાન્યાહના પુત્ર ઇશ્માએલે જે બધું ભુંડું
કીધું હતું, તે જ્યારે કારેઆહના પુત્ર યોહાનાને તથા
તેની સાથે સૈન્યોના જે સરદારો હતા તે સઘળાએ
સાંભળ્યું, ૧૨ ત્યારે તેઓ સર્વ લોકને લઇને નથાન્યા-
હના પુત્ર ઇશ્માએલની સાથે લડવા ગયા, ને ગિબ-
ઓનમા જ્યાં પુષ્કળ પાણી છે, ત્યાં તે તેઓને મળ્યો.
૧૩ હવે એવું થયું કે જે સર્વ લોક ઇશ્માએલની સાથે
હતા, તેઓ કારેઆહના પુત્ર યોહાનાનને, તથા
સૈન્યોના જે સર્વ સરદારો તેની સાથે હતા, તેઓને
જોઇને હરખાયા. ૧૪ તેથી મિસ્પાહમાંથી જે સર્વ
લોકને ઇશ્માએલ કેદ કરીને લઇ ગયો હતો, તેઓ
વળીને પાછા આવ્યા, ને કારેઆહના પુત્ર યોહાના-
નની પાસે ગયા. ૧૫ પણ નથાન્યાહનો પુત્ર ઇશ્માએલ
આઠ માણસ સહિત યોહાનાનથી છુટીને આમ્મોનના
પુત્રોની પાસે ગયો ૧૬ અને નથાન્યાહના પુત્ર
ઇશ્માએલે અહીકામના પુત્ર ગદાલ્યાહને મારી નાખ્યા
પછી લોકમાંના જે સર્વ બાકી રહેલાઓને યોહાનાને
મિસ્પાહથી ઇશ્માએલના હાથમાંથી પડાવી લીધા
હતા, એટલે જે લડવૈયા તથા સ્ત્રીઓ તથા છોકરાં

તથા ખોજાઓને તે ગિબઓનથી પાછાં લાવ્યો હતો,
તેઓને કારેઆહનો પુત્ર યોહાનાન તથા તેની સાથે
સૈન્યોના જે સર્વ સરદારો હતા, તેઓ લઇને ગયા,
17ને જે ગેરૂથ કિમ્હામ બેથલેહેમની પાસે છે, તેમાં
ખાસ્દીઓને લીધે મિસરમાં જવા માટે તેઓ રહ્યા;
18કેમકે તેઓ તેઓથી બીધા, કારણ કે અહીકામનો
પુત્ર ગદાલ્યાહ જેને બાબિલના રાજાએ દેશનો હાકેમ
કીધો હતો, તેને નથાન્યાહના પુત્ર ઇશ્માએલે મારી
નાખ્યો હતો.

૪૨ પછી સૈન્યોના સર્વ સરદારો તથા કારેઆ-
હનો પુત્ર યોહાનાન તથા હોશાયાહનો પુત્ર
યઝાન્યાહ તથા નાનાથી તે મોટા સુધી સઘળા લોક,
2તેઓએ યિર્મેયાહ ભવિષ્યવાદીની પાસે આવીને
કહ્યું, અમારી વિનતીનો અંગીકાર કરીને અમારે સારૂ,
એટલે આ સર્વ બાકી રહેલાઓને સારૂ, યહોવાહ
તારા દેવની પ્રાર્થના કર, (કેમકે તારી આંખો અમને
જુએ છે, એટલા થોડા અમે ઘણામાંથી બાકી રહ્યા
છીએ,) 3કે જે માર્ગે અમારે ચાલવું, ને જે કામ
અમારે કરવું તે યહોવાહ તારો દેવ અમને જણાવે.
4ત્યારે યિર્મેયાહ ભવિષ્યવાદીએ તેઓને કહ્યું, મેં
તમારૂં સાંભળ્યું છે; જુઓ, હું તમારા કહ્યા પ્રમાણે
યહોવાહ તમારા દેવની પ્રાર્થના કરીશ; ને એવું થશે
કે જે કંઇ ઉત્તર યહોવાહ તમને આપશે, તેની હું
તમને ખબર આપીશ; હું કંઇ પણ તમારાથી છુપું
રાખીશ નહિ. 5પછી તેઓએ યિર્મેયાહને કહ્યું, યહો-
વાહ આપણી મધ્યે ખરો તથા વિશ્વાસુ સાક્ષી થાઓ,
કે જે કંઇ યહોવાહ તારો દેવ તારી મારફતે અમને
કહી મોકલશે તે પ્રમાણે અમે કરીશું. 6યહોવાહ
અમારો દેવ જેની પાસે અમે તને મોકલીએ છીએ
તેનું કહ્યું અમે માનીશું, પછી સારૂં હોય કે માઠું હોય,
એ માટે કે યહોવાહ અમારા દેવનું કહ્યું માનવાથી
અમારૂં હિત થાય.

7અને દસ દિવસ થયા પછી એવું બન્યું કે યહો-
વાહનું વચન યિર્મેયાહની પાસે આવ્યું; 8ત્યારે તેણે
કારેઆહના પુત્ર યોહાનાનને, તથા સૈન્યોના જે સર્વ
સરદારો તેની સાથે હતા તેઓને, તથા નાનાથી તે
મોટા સુધી સર્વ લોકને બોલાવીને તેઓને કહ્યું,
9ઇસ્રાએલનો દેવ યહોવાહ, જેની પાસે તમે મને
મોકલ્યો કે હું તેની આગળ તમારી પ્રાર્થના નિવેદન
કરૂં તે એમ કહે છે કે, 10જો તમે આ દેશમાં રહેશો,
તો હું તમને બાંધીશ અને પાડીશ નહિ, ને તમને
રોપીશ અને ઉખેડીશ નહિ, કેમકે જે વિપત્તિ મેં
તમારા પર આણી છે તે વિષે હું પશ્ચાત્તાપ કરૂં છું.
11બાબિલના રાજાથી તમે બીહો છો, પણ તેનાથી
બીહો મા; યહોવાહ કહે છે કે, તેનાથી બીહો મા,
કેમકે તમને બચાવવા સારૂ તથા તેના હાથમાંથી તમને
છોડાવવા સારૂ હું તમારી સાથે છું. 12અને હું તમારા
પર એવી દયા કરીશ કે તે તમારા પર દયા કરશે,
ને તે તમને તમારી ભૂમિમાં પાછા મોકલશે. 13પણ
જો તમે કહો, અમે આ દેશમાં નહિ રહીશું; ને યહો-
વાહ તમારા દેવનું વચન ન માનતા એમ કહો કે, ના,
14અમે તો મિસર દેશમાં જઇશું કે જ્યાં અમે લડાઇ
જોઇશું નહિ, ને રણશિંગડાનો સાદ સાંભળીશું નહિ,
ને રોટલીના ભૂખ્યા નહિ થઇશું; ને ત્યાં અમે રહીશું;
15તો હવે, હે યહુદાહના બાકી રહેલા લોક, યહો-
વાહનું વચન સાંભળો; સૈન્યોનો યહોવાહ, જે ઇસ્રા-
એલના દેવ, તે એમ કહે છે કે, જો તમે મિસર
જવાનુંજ મન રાખશો, ને ત્યાં પ્રવાસ કરવા જશો,
16તો એવું થશે કે જે તરવારથી તમે બીહો છો, તે
ત્યાં મિસર દેશમાં તમારી પાસે આવી પહોંચશે, ને
જે દુકાળ વિષે તમે ચિંતાતુર છો, તે ત્યાં મિસરમાં
તમારી પૂઠે લાગશે, ને ત્યાં તમે મરશો. 17જે સર્વ
માણસો મિસરમાં જવાનું તથા ત્યાં પ્રવાસ કરવાનું
મન રાખે છે, તેઓને આમ થશે; તેઓ તરવારથી
તથા દુકાળથી તથા મરકીથી મરશે, અને જે વિપત્તિ
હું તેઓ પર લાવીશ, તેમાંથી તેઓમાંનો કોઇ બચશે
નહિ, કે છુટશે નહિ. 18કેમકે સૈન્યોનો યહોવાહ,
જે ઇસ્રાએલનો દેવ, તે એમ કહે છે કે, જેમ મારો
કોપ તથા મારો ક્રોધ યરૂશાલેમના રહેવાસીઓ પર
રેડાયો છે, તેમ જ્યારે તમે મિસરમાં પ્રવેશ કરશો,
ત્યારે મારો ક્રોધ તમારા પર રેડાશે, ને તમે ધિક્કાર
તથા વિસ્મય તથા શાપ તથા નિંદારૂપ થશો, ને આ
જગ્યા ફરી નહિ દેખશો. 19હે યહુદાહના બાકી
રહેલાઓ, યહોવાહ તમારા વિષે બોલ્યો છે કે, મિસ-
રમાં ન જાઓ, આજ મેં તમને ચેતાવ્યા છે એવું
ખચિત જાણો. 20કેમકે તમે તમારાં હૃદયોની વિરૂદ્ધ
કપટ કીધું છે, કારણ કે એવું કહીને તમે મને યહોવાહ
તમારા દેવની પાસે મોકલ્યો હતો, કે યહોવાહ
અમારા દેવની આગળ અમારે સારૂ પ્રાર્થના કર, ને
જે કંઇ યહોવાહ અમારો દેવ કહે, તે અમને કહી
બતાવ, ને તે અમે કરીશું, 21ને આજ મેં તમને તે
કહી દેખાડ્યું છે, પણ જે બાબતો વિષે યહોવાહ

તમારા દેવે મને તમારી પાસે મોકલ્યો છે, તેમાની
એકેમા તમે તેનું વચન માન્યુ નથી ૨૨ અને હવે
ખચિત જાણો કે, જ્યા તમે જઇને પ્રવાસ કરવા ચાહો
છો, તે જગ્યામા તમે તરવારથી તથા દુકાળથી તથા
મરકીથી મરશો

૪૩ હવે યહોવાહ તેઓના દેવના જે સધા
વચન યહોવાહ તેઓના દેવે તેઓની પાસે
મોકલ્યા હતા, તે સધા વચન જ્યારે યિર્મેયાહ સર્વ
લોકોની આગળ બોલી રહ્યો, ત્યારે એવુ થયુ કે,
૨ હોશાયાહના પુત્ર અઝાર્યાહે તથા કારેઆહના પુત્ર
યોહાનાને તથા સર્વ ગર્વિષ્ઠ માણસોએ યિર્મેયાહને
કહ્યું, તું અસત્ય બોલે છે, મિસરમા પ્રવાસ કરવાને
ત્યા ન જાઓ, એવુ કહેવા સારૂ યહોવાહ આપણા
દેવે તને મોકલ્યો નથી ૩ પણ કાસ્દીઓ અમને મારી
નાખે તથા અમને બાબેલના બદીપ્રવાસમા લઇ જાય,
માટે તેમના હાથમા અમને સોપવા નેરીયાહનો પુત્ર
બારૂખ તને અમારી વિરૂદ્ધ ઉશ્કેરે છે ૪ તેથી કારે
આહના પુત્ર યોહાનાને, તથા સૈન્યોના સર્વ સરદા
રોએ, તથા સધા લોકે યહુદાહ દેશમા રહેવા વિષેનુ
યહોવાહનું વચન માન્યુ નહિ ૫ પણ જ્યા જ્યા
નસાડી મૂકાએલા હતા તે સર્વ દેશોમાથી યહુદાહ
દેશમા રહેવા પાછા આવેલા જે સર્વ યહુદી લોક બાકી
રહ્યા હતા, ૬ તેઓ, એટલે પુરૂષો તથા સ્ત્રીઓ તથા
છોકરા, તથા રાજાની દીકરીઓ, તથા રક્ષકોના સેના
પતિ નબૂઝારઅદાને જે સર્વ જનોને શાફાનના પુત્ર
અહીકામના પુત્ર ગદાલ્યાહને સોપ્યા હતા તેઓ,
તથા યિર્મેયાહ ભવિષ્યવાદી, તથા નેરીયાહનો પુત્ર
બારૂખ, એ બધાને કારેઆહનો પુત્ર યોહાનાન તથા
સૈન્યોના સર્વ સરદારો લઇને ૭ મિસર દેશમા ગયા,
કેમકે તેઓએ યહોવાહનુ વચન માન્યુ નહિ, ને તેઓ
તાહપાન્હેસમા આવ્યા ૮ ત્યારે તાહપાન્હેસમા યહો
વાહનુ વચન યિર્મેયાહની પાસે આ પ્રમાણે આવ્યુ,
૯ તું તારા હાથમા મોટા પત્થરો લે, ને તાહપાન્હેસમા
ફારૂનના ઘરના દ્વારની પાસે જે ફરસબદી છે ત્યા
યહુદીઓના દેખતા તે પત્થરોને છોથી બેસાડ, ૧૦ ને
તેઓને કહે, સૈન્યોનો યહોવાહ, જે ઇસ્રાએલનો દેવ,
તે એમ કહે છે કે, જુઓ, હુ મોકલીને બાબેલનો
રાજા નબૂખાદરેસ્સાર, જે મારો દાસ, તેને લઇશ, ને
જે પત્થરો મે સતાડ્યા છે, તેઓ પર તેનુ રાજ્યાસન
ઉભુ કરીશ, ને તે પોતાનો તબુ તેઓ ઉપર તાણશે
૧૧ અને તે આવીને મિસર દેશને મારશે, મરણને સારૂ
નિમાએલા તેઓ માર્યા જશે, ને બદીપ્રવાસને સારૂ
નિમાએલા તેઓ બદીપ્રવાસમા જશે, ને તરવારને સારૂ
નિમાએલા તેઓ તરવારથી મારી નખાશે ૧૨ અને
હુ મિસરના દેવોના ઘરોમા અગ્નિ સળગાવીશ, ને તે
તેઓને બાળી નાખશે, ને બદીપ્રવાસમા લઇ જશે,
ને જેમ ઘેટાપાળક પોતાનુ વસ્ત્ર ઓઢે છે તેમ તે મિસર
દેશ[ની લૂટથી] સણગારાશે, ને તે શાતિમા ત્યાથી
નિકળી જશે ૧૩ અને જે બેથ શેમેશ મિસર દેશમા
છે, તેના સ્તભોને ભાગી નાખશે, ને મિસરના દેવોના
ઘરો અગ્નિએ બાળી નાખશે

૪૪ જે સર્વ યહુદીઓ મિસર દેશમા રહેતા હતા,
એટલે જે મિગ્દોલમા તથા તાહપાન્હેસમા
તથા નોફમા તથા પાથ્રોસ દેશમા રહેતા હતા, તેઓ
વિષે જે વચન યિર્મેયાહની પાસે આવ્યુ તે આ,
૨ સૈન્યોનો યહોવાહ, જે ઇસ્રાએલનો દેવ, તે એમ
કહે છે કે, જે બધી વિપત્તિ હુ યરૂશાલેમ પર તથા
યહુદાહના સર્વ નગરો પર લાવ્યો છુ તે તમે દીઠી છે,
ને જુઓ, તેઓ આજ ઉજડ છે, ને કોઇ માણસ
તેમા રહેતો નથી, ૩ કારણ કે મને રોષ ચઢાવવા
તેઓએ ભુડુ કર્યું છે, એટલે જે અન્ય દેવો તેઓ કે
તમે કે તમારા પિતૃઓ જાણતા નહોતા, તેઓની
આગળ ધૂપ બાળવા અને તેઓની સેવા કરવા તેઓ
ગયા ૪ એમ છતા પણ જે અમગળ કામ પર હુ દ્વેષ
રાખુ છું, તે કરશો મા, એવુ કહીને મે પ્રાત કાળે
ઉઠીને મારા સધા સેવકોને, એટલે ભવિષ્યવાદીઓને
રવાના કરીને તમારી પાસે મોકલ્યા ૫ પણ તેઓએ
સાભળ્યુ નહિ ને પોતાના દુષ્ટ માર્ગથી ફરવા માટે
તેઓએ કાન ધર્યો નહિ, કે તેઓ અન્ય દેવોની
આગળ ધૂપ ન બાળે ૬ તે માટે મારો કોપ તથા
મારો ક્રોધ રેડાયો, ને યહુદાહના નગરોમા તથા યરૂ
શાલેમના ચકલાઓમા બળ્યો, ને જેમ આજ છે,
તેમ તેઓ પાયમાલ તથા ઉજડ થયા છે ૭ તેથી,
યહોવાહ જે સૈન્યોનો દેવ તથા ઇસ્રાએલનો દેવ, તે
એમ કહે છે કે, તમે શા માટે પોતાના જીવની વિરૂદ્ધ
અતિ દુષ્ટ કામ કરીને પુરૂષ તથા સ્ત્રી, બાળક તથા
ધાવણ, એ બધાનો યહુદાહમાથી નાશ કરીને પોતાને
સારૂ કોઇને બાકી રહેવા નથી દેતા? ૮ જ્યા તમે
પ્રવાસ કરવા ગયા છો, તે મિસર દેશમા અન્ય દેવોની
આગળ ધૂપ બાળીને તમે તમારા હાથના કામેકરીને
મને રોષ ચઢાવો છો, એ માટે તમે કાપી નખાશો,
અને સર્વ દેશજાતિઓમા શાપ તથા નિંદારૂપ થશો

૯ શું તમારા પિતૃઓનાં દુષ્ટ કર્મો તથા યહુદાહના
રાજાઓનાં દુષ્ટ કર્મો તથા તેઓની સ્ત્રીઓનાં દુષ્ટ કર્મો
તથા તમારાં પોતાનાં દુષ્ટ કર્મો તથા તમારી સ્ત્રીઓનાં
દુષ્ટ કર્મો, જે તેઓએ યહુદાહ દેશમાં તથા યરૂશાલે
મના ચકલાઓમાં કીધાં, તે તમે વિસરી ગયા છો?
૧૦ આજ સુધી તેઓ નમ્યા નથી, ને બીધા પણ નથી,
ને મારૂં જે નિયમશાસ્ત્ર તથા મારા જે વિધિઓ મેં
તમારી આગળ તથા તમારા પિતૃઓની આગળ મૂક્યાં
છે, તેઓમાં ચાલ્યા નથી. ૧૧ તે માટે સૈન્યોનો
યહોવાહ, જે ઇસ્રાએલનો દેવ, તે એમ કહે છે કે,
જુઓ, હું વિપત્તિ લાવવા તથા સર્વ યહુદાહને નષ્ટ
કરવા તમારી વિરૂદ્ધ મારૂં મુખ ફેરવીશ. ૧૨ અને યહુ-
દાહના જે બાકી રહેલાઓએ મિસર દેશમાં પ્રવાસ
કરવા સારૂ ત્યાં જવા પોતાનું મુખ રાખ્યું છે, તેઓને
હું લઇશ, ને તેઓ સર્વ નષ્ટ થશે; મિસર દેશમાં તેઓ
પડશે, તેઓ તરવાર તથા દુકાળથી નાશ પામશે;
નાનાથી તે મોટા સુધી બધા તરવારથી તથા દુકાળથી
માર્યા જશે; ને ધિક્કાર તથા વિસ્મય તથા શાપ તથા
નિંદારૂપ તેઓ થશે. ૧૩ અને જેમ મેં યરૂશાલેમને
શિક્ષા કીધી, તેમ જેઓ મિસર દેશમાં રહે છે, તેઓને
હું તરવારથી તથા દુકાળથી તથા મરકીથી શિક્ષા કરીશ.
૧૪ તેથી યહુદાહના જે બાકી રહેલા લોક મિસર દેશમાં
પ્રવાસ કરવા ગયા છે, તેઓમાંનો કોઇ છુટશે કે રહેશે
નહિ; ને જ્યાં રહેવા સારૂ તેઓ પાછા આવવા ચાહે
છે, તે યહુદાહ દેશમાં પાછા આવવા કોઇ બાકી રહેશે
નહિ; કેમકે એઓ નાસી જશે, તેઓ શિવાય કોઇ
પાછો આવશે નહિ.

૧૫ પછી જે સર્વ પુરૂષો જાણતા હતા કે, અમારી
સ્ત્રીઓ અન્ય દેવોની આગળ ધૂપ બાળે છે, તથા જે
સર્વ સ્ત્રીઓ ત્યાં ઉભી હતી, તેઓના મોટા સમુદાયે,
એટલે મિસર દેશના પાથ્રોસમાં રહેનારા સર્વ લોકોએ
યિર્મેયાહને ઉત્તર આપતાં કહ્યું, ૧૬ જે વચન તેં યહો-
વાહને નામે અમને કહ્યું છે, તે વિષે અમે તારૂં નહિ
માનીશું. ૧૭ પણ અમે તથા અમારા પિતૃઓ, અમારા
રાજાઓ, તથા અમારા સરદારો યહુદાહનાં નગરોમાં
તથા યરૂશાલેમના ચકલાઓમાં જેમ કરતા, તેમ
આકાશની રાણીની આગળ ધૂપ બાળવા તથા તેની
આગળ પેયાર્પણો રેડવા વિષે અમારા મુખમાંથી જે
કંઇ નિકળ્યું, તે અમે નિશ્ચય કરીશું; કેમકે ત્યારે તો
અમારી પાસે પુષ્કળ રોટલી હતી, અને અમારી
સ્થિતિ સારી હતી, ને અમારા પર વિપત્તિ આવી
પડતી નહોતી. ૧૮ પણ અમે આકાશની રાણીની
આગળ ધૂપ બાળવાનું ને પેયાર્પણો રેડવાનું મૂકી દીધું,
ત્યારથી અમને સર્વ પ્રકારની તંગી પડી છે, ને તરવા-
રથી તથા દુકાળથી નષ્ટ થતા જઇએ છીએ. ૧૯ અને
જ્યારે અમે આકાશની રાણીની આગળ ધૂપ બાળતી,
તથા તેને પેયાર્પણો રેડતી, ત્યારે શું પોતપોતાના
ધણી[ની સમ્મતિ] વગર અમે તેના ભજનને સારૂ
રોટલીઓ બનાવતી, તથા તેને પેયાર્પણો રેડતી?
૨૦ ત્યારે પુરૂષો તથા સ્ત્રીઓને એટલે જે સર્વ લોકે તેને
આ ઉત્તર આપ્યો તે સર્વ લોકને યિર્મેયાહે કહ્યું કે,
૨૧ યહુદાહનાં નગરોમાં તથા યરૂશાલેમના ચકલા-
ઓમાં જે ધૂપ તમે તથા તમારા પિતૃઓએ, તમારા
રાજાઓએ તથા તમારા સરદારોએ, તથા દેશના લોકે
બાળ્યો છે, તેનું સ્મરણ યહોવાહે રાખ્યું નથી શું? ને
શું તે તેના મનમાં આવ્યું નથી? ૨૨ ને તમારાં કર્મોના
દુષ્ટપણાને તથા જે અમંગળ કરણીઓ તમે કરી
તેઓને યહોવાહ સહન કરી શક્યો નહિ; એ કારણ
માટે જેમ આજ દેખાય છે, તેમ તમારો દેશ ઉજડ
અને વિસ્મય તથા શાપરૂપ તથા વસ્તીહીન થયો છે.
૨૩ તમે ધૂપ બાળ્યો તથા યહોવાહની વિરૂદ્ધ પાપ
કીધું, ને યહોવાહનું વચન માન્યું નહિ, ને તેના નિયમ-
શાસ્ત્ર તથા તેના વિધિઓ તથા તેનાં સાક્ષ્યો પ્રમાણે
ચાલ્યા નહિ, તે માટે જેમ આજ જણાઇ આવે છે,
તેમ આ વિપત્તિ તમારા પર આવી પડી છે.

૨૪ વળી સર્વ લોકને તથા સર્વ સ્ત્રીઓને યિર્મેયાહે
કહ્યું, જે તમો યહુદીઓ મિસર દેશમાં છો તે તમે સર્વ
યહોવાહનું વચન સાંભળો. ૨૫ સૈન્યોનો યહોવાહ,
જે ઇસ્રાએલનો દેવ, તે એમ કહે છે કે, આકા-
શની રાણીને ધૂપ ચઢાવવાની તથા તેને પેયાર્પણો
રેડવાની જે માનતાઓ અમે લીધી છે, તે નિશ્ચય પૂરી
કરીને ઉતારીશું, એવું તમે તેમજ તમારી સ્ત્રીઓ પણ
તમારા મુખથી બોલ્યાં છો, તથા તમારા હાથોથી
તમારૂં બોલવું સાધ્યું છે; તો હવે તમારી માનતાઓ
નક્કી કરીને તમારી માનતાઓ ઉતારો. ૨૬ તે માટે
મિસર દેશમાં રહેનારા સઘળા યહુદીઓ યહોવાહનું
વચન સાંભળો; યહોવાહ કહે છે, જુઓ, મેં મારા
મોટા નામના સમ ખાધા છે કે, પ્રભુ યહોવાહના
જીવના સમ, એવું કહીને કોઇ યહુદી માણસ આખા
મિસર દેશમાં મારૂં નામ હોઠ પર લેશે નહિ.
૨૭ જુઓ, હું હિત તો નહિ, પણ વિપત્તિ લાવવા
સારૂ તેઓની ચોકી કરૂં છું, ને જે સર્વ યહુદીઓ મિસર

દેશમા છે, તેઓ બધા પતી રહેશે ત્યા સુધી તેઓ
તરવારથી તથા દુકાળથી નાશ પામતા જશે. ૨૮ અને
તરવારથી છુટેલા જે થોડા જણુ તેઓ મિસર દેશથી
યહુદાહ દેશમા પાછા આવશે, ને જે સર્વ બાકી રહેલા
યહુદીઓ મિસર દેશમા પ્રવાસ કરવા ત્યા ગયા છે,
તેઓ જાણશે કે કોનુ વચન, મારૂ કે તેઓનુ, કાયમ
રહેશે ૨૯ અને યહોવાહ કહે છે, તમારા પર વિપત્તિ
લાવવા મારા વચનો નક્કી કાયમ રહેશે, એ તમે જાણો
માટે આ ઠેકાણે હુ તમને શિક્ષા કરીશ, એનુ આ
ચિન્હ તમારે સારૂ થશે, ૩૦ યહોવાહ એમ કહે છે
કે, જુઓ, જેમ મેં યહુદાહના રાજા સિદકીયાહને તેનો
શત્રુ તથા તેનો જીવ શોધનાર એટલે નબૂખાદરેસ્સાર,
જે બાબેલનો રાજા, તેના હાથમા સોપ્યો, તેમ ફારૂન
હોફ્રા જે મિસરનો રાજા તેને તેના શત્રુના હાથમા
તથા તેનો જીવ શોધનારાઓના હાથમા સોપીશ.

૪૫ યહુદાહના રાજા યોશીયાહના પુત્ર યહો-
યાકીમના ચોથા વર્ષમા, નેરીયાહના પુત્ર
બારૂખે યિર્મેયાહના બોલેલા આ સઘળા વચન પુસ્ત-
કમા લખ્યા પછી જે વચન યિર્મેયાહ ભવિષ્યવાદી
તેની આગળ બોલ્યો તે એ કે ૨ હે બારૂખ, યહોવાહ
જે ઇસ્રાએલનો દેવ તે તારા વિષે એમ કહે છે કે, ૩ તેં
કહ્યું, મને હાય હાય, કેમકે યહોવાહે મારા દુખમા
ખેદ ઉમેર્યો છે, હુ નિસાસા મુકીને થાકી ગયો છું, ને
મને કઇ ચેન પડતુ નથી ૪ તેને એમ કહે કે, યહોવાહ
કહે છે, જો, જે મેં બાંધ્યુ છે તે હુ પાડીશ, ને જે મેં
રોપ્યુ છે તે ઉખેડીશ, અને આ પ્રમાણે આખા દેશમા
કરીશ ૫ શુ તું તારે સારૂ મહત્વ શોધે છે? શોધીશ
મા, કેમકે યહોવાહ કહે છે, જો, હુ સર્વ મનુષ્યજાતિ
પર વિપત્તિ લાવીશ, પણ જે સર્વ જગ્યાઓમા તું
જશે ત્યા તને હુ તારો જીવ લૂટ દાખલ આપીશ

૪૬ વિદેશીઓ વિષે યહોવાહનુ જે વચન યિર્મે
યાહ ભવિષ્યવાદી પાસે આવ્યુ તે
૨ મિસર વિષેની વાત, મિસરના રાજા ફારૂન નકોનુ
જે સૈન્ય ફ્રાત નદીની પાસે કાર્કમીશમા હતુ, જેને
બાબેલના રાજા નબૂખાદરેસ્સારે યહુદાહના રાજા
યોશીયાહના પુત્ર યહોયાકીમના ચોથા વર્ષમા હરાવ્યુ
તેને લગતી વાત.
૩ કવચ તથા ઢાલ તૈયાર કરો, ને લડવા સારૂ પાસે
આવો ૪ ઘોડાઓને સાજ ઘાલો, ને રે સ્વારો તમે
[ઘોડે] ચઢો, ને ટોપ ઘાલીને ઉભા રહો, ભાલાઓને
ઓપ ચઢાવો, બખતર પહેરો ૫ મેં તેઓને ગભરા-
યલા તથા પાછા ફરેલા દીઠા, એ કેમ? ને તેઓના
વીરો માર્યા ગયા છે, ને તેઓ ઝડપથી નાઠા છે ને
પાછળ જોતા નથી, ચારેગમ ભય છે, એવુ યહોવાહ
કહે છે ૬ જે વેગવાન તે નાસી ન જાય, અને જે પરા-
ક્રમી તે છુટે નહિ, તેઓ ઉત્તરની તરફ ફ્રાત નદીની
પાસે ઠોકર ખાઇને પડ્યા છે ૭ આ કોણ છે, કે જે
નીલ [ નદી ]ની પેઠે ચઢી આવે છે, જેનુ પાણી નદી-
ઓની પેઠે ઉછળે છે? ૮ મિસર નીલની પેઠે ચઢી
આવે છે, ને તેના પાણી નદીઓની પેઠે ઉછળે છે, તે
કહે છે, હુ ચઢી આવીશ, હુ પૃથ્વીને ઢાકી દઇશ, નગ-
રને તથા તેમા રહેનારાઓને નષ્ટ કરીશ. ૯ રે ઘોડાઓ,
તમે ચઢી આવો, ને રે રથો, તમે ધૂમ મચાવો, ને
પરાક્રમીઓ, એટલે જે કૂશી તથા પૂટી ઢાલ ધરે છે,
તથા જે લૂદી ધનુષ્ય ધરી તાણે છે, તેઓ નિકળી આવે.
૧૦ અને પ્રભુ જે સૈન્યોનો યહોવાહ તે પોતાના શત્રુઓ
પાસેથી બદલો લે, માટે એ તેનો દિવસ બદલો
લેવાનો દિવસ છે, ને તરવાર ખાઇ જશે, ને તેઓના
રક્તથી ધરાશે તથા તૃપ્ત થશે, કેમકે પ્રભુ જે સૈન્યોનો
યહોવાહ તેને ઉત્તર દેશમા ફ્રાત નદીની પાસે યજ્ઞ
કરવામા આવે છે ૧૧ હે મિસરની કુંવારી દીકરી, તું
ગિલઆદ પર ચઢીને શેરીલોબાન લે, તું ઘણા ઓસ
ડનો ઉપયોગ કરશે પણ એ તો વ્યર્થ નિવડશે, તને
આરોગ્યતા મળશે નહિ ૧૨ તારી અપકીર્તિ વિષે
દેશજાતિઓએ સાભળ્યુ છે ને તારા વિલાપથી પૃથ્વી
ભરપૂર થઇ છે, કેમકે વીર વીરની સાથે અથડાયો છે,
ને બેઉએ એકઠા પ્રાણ ગુમાવ્યા છે

૧૩ મિસર દેશને મારવાને બાબેલના રાજા નબૂખા-
દરેસ્સારના આવવા વિષે, જે વચન યહોવાહ યિર્મે-
યાહ ભવિષ્યવાદીને બોલ્યો તે

૧૪ મિસરમા ખબર આપો, ને મિગ્દોલમા સભ
ળાવો, ને નોફમા તથા તાહપાન્હેસમા સભળાવીને
કહો, તું ઉભો રહે, ને પોતાને સિદ્ધ કર, કેમકે તરવાર
તારી આસપાસ ખાઇ ગઇ છે ૧૫ તારા પરાક્રમી
પુરૂષો કેમ તણાઇ ગયા છે? તેઓ ઉભા રહ્યા નહિ,
કેમકે યહોવાહે તેઓને ખદેડી મુક્યા ૧૬ તેણે ઘણા-
ઓને ઠોકર ખવડાવી, હા, તેઓ એક બીજા પર
પડ્યા, અને તેઓએ કહ્યુ, આપણે ઉઠીને પોતાના
લોકમા તથા પોતાના જન્મદેશમા જુલમકારી તરવા-
રથી પાછા જઇએ ૧૭ ત્યા તેઓ પોકારીને બોલ્યા,
ફારૂન જે મિસરનો રાજા તે કેવળ ઘોઘાટ છે તેણે
ઠરાવેલો પ્રસગ જવા દીધો છે ૧૮ જે રાજાનુ નામ

સૈન્યોનો યહોવાહ છે, તે કહે છે, મારા જીવના સમ કે
જેવો પર્વતોમાં તાબોર તથા જેવો સમુદ્ર પાસેનો
કાર્મેલ તેવો તે નિશ્ચે આવશે. ૧૯ હે મિસરમાં રહેનારી
દીકરી, તું તારે સારૂ બંદીપ્રવાસની સામગ્રી તૈયાર કર,
કેમકે નોફ બાળી નખાશે, તે વસ્તીહીન તથા ઉજ્જડ
થશે. ૨૦ મિસર સુંદર વાછરડી છે, પણ ઉત્તર તરફથી
નાશ આવ્યો છે, તે આવ્યો છે. ૨૧ વળી તેની મધ્યે
તેના વતનીઓ પાળેલા વાછરડાઓના જેવા છે; કેમકે
તેઓ પણ પીઠ ફેરવીને એકઠા નાસી ગયા છે, તેઓ
ઉભા રહ્યા નહિ, કેમકે તેઓની વિપત્તિનો દિવસ,
તેઓના આફતનો સમય તેઓ પર આવી પડ્યો છે.
૨૨ સાપની પેઠે તેનો સાદ સંભળાશે, કેમકે તેઓ
સૈન્ય થઇને કૂચ કરશે, ને તેઓ કુહાડા લઇને, લાકડું
ફાડનારાઓની પેઠે, તેના પર આવી પડશે. ૨૩ યહો-
વાહ કહે છે, તેના અરણ્યનો થાગ લાગતો નથી,
તોપણ તેઓ તેને કાપી નાખશે, કેમકે તેઓ તીડો
કરતાં ઘણા છે, તથા અગણિત છે ૨૪ મિસરની દીક-
રીનું અપમાન થશે, તે ઉત્તર દિશાના લોકના હાથમાં
સોંપાશે. ૨૫ સૈન્યોનો યહોવાહ, જે ઇસ્રાએલનો દેવ,
તે કહે છે, જુઓ, હું નો [નગર]ના આમોનને, તથા
ફારૂનને, તથા મિસરને, તથા તેના દેવોને, તથા તેના
રાજાઓને, હા, ફારૂનને તથા તેના પર ભરોસો રાખ-
નારાઓને શિક્ષા કરીશ ૨૬ અને હું તેઓને તેઓનો
જીવ શોધનારાઓના હાથમાં, તથા બાબેલના રાજા
નબૂખાદરેસ્સારના હાથમાં, તથા તેના દાસોના હાથમાં
સોંપીશ; ને ત્યાર પછી આગલા દિવસોમાં હતી
તેટલી વસ્તી તેમાં રહેશે, એવું યહોવાહ કહે છે.
૨૭ પણ, હે યાકૂબ મારા દાસ, તું બીતીશ મા, ને,
હે ઇસ્રાએલ, તું ગભરાઇશ મા; કેમકે જો, હું તને
આઘેથી તથા તારા વંશને તેઓના બંદીપ્રવાસના
દેશમાંથી બચાવીશ; ને યાકૂબ પાછો આવશે, ને
સ્વસ્થ તથા કુશળ રહેશે, ને કોઇ તેને બીવડાવશે
નહિ. ૨૮ યહોવાહ કહે છે, હે યાકૂબ મારા દાસ, તું
બી મા, કેમકે હું તારી સાથે છું, કેમકે જે સર્વ દેશોમાં
મેં તને ખદેડી મૂક્યો, તેઓનું સત્યાનાશ હું વાળીશ,
પણ તારૂં સત્યાનાશ હું વાળીશ નહિ, પણ હું ન્યાયની
રૂએ તને શિક્ષા કરીશ, ને તને નિર્દંડ ખચિત જવા
નહિ દઇશ.

૪૭ ફારૂને ગાઝઝાહને માર્યા પહેલાં પલિ-
સ્તીઓ વિષે, યહોવાહનું જે વચન યિર્મે-
યાહ ભવિષ્યવાદીની પાસે આવ્યું તે.
૨ યહોવાહ કહે છે, જુઓ, પાણી ઉત્તરમાંથી ચઢે
છે, ને હદ ઉપરાંત વ્યાપેલો પ્રવાહ થઇને દેશ પર
તથા તેના ભરપૂરપણા પર, નગર તથા તેમાં રહેના-
રાઓ પર ફરી વળશે, ને માણસો બૂમ પાડશે, ને
દેશના સર્વ રહેવાસીઓ વિલાપ કરશે ૩ તેના બળ-
વાન ઘોડાઓના પગના ધબકારા, તથા તેના રથોનો
ધસારો, તથા તેનાં પૈડાંઓનો ગગડાટ સાંભળીને
બાપોના હાંજા ગગડી જવાથી તેઓ પોતાનાં છોક-
રાઓ તરફ ફરીને જોતા નથી; ૪ કેમકે સર્વ પલિ-
સ્તીઓ લૂટવામાં આવશે, સૂર તથા સિદોનનો બાકી
રહેલો હરેક મદદગાર કાપી નખાશે, એવો દિવસ
આવશે; કેમકે યહોવાહ પલિસ્તીઓને, એટલે કાફ-
તોર દ્વીપના બાકી રહેલાઓને, નષ્ટ કરશે. ૫ ગાઝઝા-
હને માથે તાલ પડેલી છે, આશ્કલોન, એટલે તેઓની
ખીણમાંનું જે બાકી રહેલું, તે નષ્ટ થયું છે; તું ક્યાં
સુધી પોતાને કાપી ઘાયલ કરશે? ૬ હે યહોવાહની
તરવાર, તું ક્યાં સુધી શાંત નહિ થશે? તું તારા
મિયાનમા પેસ, આરામ લઇને છાની રહે. ૭ યહોવાહે
તને આજ્ઞા આપી છે, તો તું કેમ શાંત થઇ શકે?
આશ્કલોન્ તથા સમુદ્રના કાંઠાની વિરૂદ્ધ તેણે તરવાર
નિર્માણ કરી છે

૪૮ મોઆબ વિષે; સૈન્યોનો યહોવાહ, જે
ઇસ્રાએલનો દેવ, તે એમ કહે છે, નબોને
હાય હાય, કેમકે તે ઉજ્જડ થયું છે; કિર્યાથાઇમ
લજ્જિત થયું છે, તથા જીતી લેવાયું છે; મિસ્ગાબ
લજ્જિત તથા પાયમાલ થયું છે. ૨ મોઆબની સ્તુતિ
ફરીથી કરવામાં આવશે નહિ, હેશ્બોનમાં તેઓએ
તેની વિરૂદ્ધ ઉપદ્રવની યોજના કરી છે; ચાલો, ને
તે દેશજાતિ નહિ રહે, માટે તેને નષ્ટ કરીએ. હે
માદમેન, તારામાં પણ કોઇ અવાજ સંભળાશે નહિ;
તરવાર તારી પૂઠે લાગશે. ૩ હોરોનાઇમથી ઘોંઘાટની
વાણી, ક્ષય તથા મોટો નાશ! ૪ મોઆબ નષ્ટ થયું
છે, તેનાં નાનાં છોકરાંએ ઘોંઘાટ ફેલાવ્યો છે. ૫ કેમકે
તેઓ લુહીથના ચઢાવે થઇને નિત્ય રડતાં રડતાં ચઢશે;
કેમકે તેઓએ હોરોનાઇમના ઢોળાવની પાસે વિના-
શનો સંતાપકારી ઘોંઘાટ સાંભળ્યો છે. ૬ તમારો જીવ
લઇને નાસો, ને રાનમાંની દૂર્વા જેવા થાઓ. ૭ વળી
તારાં કામો પર તથા તારા દ્રવ્ય પર વિશ્વાસ કીધો
છે, માટે તું પણ પકડાઇશ, તથા કમોશ પોતાના
યાજકો તથા સરદારો સુદ્ધાં બંદીપ્રવાસમાં જશે.

૮અને વિનાશક સર્વ નગર પર આવી પડશે, ને કોઇ
નગર બચશે નહિ, ને યહોવાહે જેમ કહ્યું છે તેમ
નીચાણ નષ્ટ થશે, ને મેદાન વિનાશ પામશે. ૯મોઆ-
બને પાંખો આપો કે તે ઉડી જાય, અને તેનાં નગરો
ઉજડ થશે, તેમાં કોઇ રહેશે નહિ ૧૦જે યહોવાહનું
કામ બેદરકારીથી કરે છે, તે શાપિત થાઓ, ને જે
રક્ત પાડવાથી પોતાની તરવાર પાછી રાખે છે, તે
શાપિત થાઓ ૧૧મોઆબ પોતાની તરૂણાવસ્થાથી
સ્વસ્થ રહ્યો છે, તેનામાં રગડો ઠર્યો છે, ને એક પાત્ર-
માંથી બીજા પાત્રમાં તે રેડાયો નથી, ને બંદીપ્રવાસમા
ગયો નથી; તે માટે તેનો સ્વાદ તેવો ને તેવો છે, ને
તેની વાસ બદલાઇ નથી. ૧૨તે માટે યહોવાહ કહે
છે, જુઓ, એવા દિવસો આવે છે, કે જેઓમાં હુ
તેની પાસે ઉલટાવનારા મોકલીશ; ને તેઓ તેને
ઉલટાવશે, ને તેનાં પાત્રો ખાલી કરશે, ને તેની
કુડીઓ ફોડી નાખશે. ૧૩અને જે બેથેલ પર ઇસ્રા-
એલના વંશે ભરોસો રાખ્યો, તે વિષે જેમ તેઓ
લજ્જિત થયા, તેમ મોઆબ કમોશ વિષે લજ્જિત થશે.
૧૪અમે વીરો તથા લડવામા પરાક્રમી પુરૂષો છીએ,
એવું તમે કેમ કહો છો? ૧૫જે રાજાનું નામ સૈન્યોનો
યહોવાહ છે, તે કહે છે, મોઆબ ઉજડ થયો છે, ને
તેનાં નગરોમાં લોક ચઢયા છે; ને તેના પસંદ કરેલા
જુવાનો માર્યા જવા સારૂ ઉતરી ગયા છે. ૧૬મોઆ-
બની આફત પાસે આવી પહોંચી છે, ને તેનો કલેશ
બહુ ઉતાવળ કરે છે. ૧૭તમે જે તેની આસપાસ છો,
ને તમે જે તેનું નામ જાણો છો, તે સર્વ તેને લીધે
વિલાપ કરીને કહો; શક્તિનો જે દંડ, શોભાની જે
છડી તે કેવી ભાંગી છે! ૧૮રે દીબોનમાં રહેનારી
દીકરી, તું તારા ગૌરવથી ઉતરીને તરસી થઇને બેસ,
કેમકે મોઆબનો નાશ કરનાર તારા પર ચઢી આવ્યો
છે; તેણે તારા કિલ્લાઓને નષ્ટ કીધા છે. ૧૯રે અરો-
એરની રહેનારી, તું માર્ગ પર ઉભી રહીને તાકી રહે;
જે પુરૂષ નાસે છે, ને જે સ્ત્રી જતી રહે છે, તેઓને
પુછીને કહે કે, શું થયું છે? ૨૦મોઆબ લજ્જિત થયો
છે, કેમકે તે ભંગિત થયો છે; રડીને બૂમ પાડો, આર્નો-
નમાં પ્રગટ કરો કે, મોઆબ ઉજડ થયો છે. ૨૧અને
સપાટ પ્રદેશ પર, હોલોન તથા યાહસાહ તથા મેફા-
આથ, ૨૨તથા દીબોન તથા નબો તથા બેથ-દિબ્લા-
થાઇમ, ૨૩તથા કિર્યાથાઇમ તથા બેથ-ગામૂલ તથા
બેથ-મેઓન, ૨૪તથા કરીયોથ તથા બોસ્રાહ તથા
મોઆબ દેશમાંનાં સર્વ નગરો, પછી વેગળેનાં હોય
કે પાસેનાં હોય, એ બધાં પર શાસન આવ્યું છે.
૨૫મોઆબનું શિંગડું કાપી નખાયું છે, ને તેનો ભૂજ
ભાંગી નખાયો છે, એવું યહોવાહ કહે છે. ૨૬તેને
મસ્ત કરો, કેમકે તેણે યહોવાહની વિરૂદ્ધ મોટાઇ
કરી છે, ને મોઆબ પોતાની ઓકમાં લોટશે, ને તેનો
ઉપહાસ પણ કરવામાં આવશે ૨૭કેમકે ઇસ્રાએલનો
ઉપહાસ તેં કર્યો નહિ શું? તે ચોરો મધ્યે મળ્યો
હતો શું? કેમકે જ્યારે તું તે વિષે બોલે છે, ત્યારે
તું રોકું હલાવે છે. ૨૮રે મોઆબના રહેવાસીઓ,
તમે નગરો છોડીને ખડક પર વસો; ને જે કબૂતર
પોતાનો માળો ખાડાના મ્હોની બાજુમાં કરે છે, તેના
જેવા થાઓ ૨૯અમે મોઆબના ગર્વ વિષે સાંભળ્યું
છે, તે અતિ ગર્વિષ્ઠ છે, તેનું અભિમાન તથા તેનો
ગર્વ તથા તેનો અહંકાર તથા તેના મનની મગરૂરી એ
વિષે અમે સાંભળ્યું છે ૩૦યહોવાહ કહે છે, હુ તેનો
ક્રોધ જાણુ છું, તેમાં કંઇ વજન નથી, તેની વડાઇ
નકામી ગઇ છે ૩૧તે માટે હું મોઆબને લીધે વિલાપ
કરીશ, આખા મોઆબને લીધે બૂમ પાડીશ; કીર-
હેરેસના માણસોને લીધે તેઓ શોક કરશે ૩૨રે
સિબ્માહના દ્રાક્ષવેલા, હુ તારે લીધે યાઝેરના રૂદન
કરતાં ભારે રૂદન કરીશ; તારી ડાળીઓ સમુદ્રને પાર
ફેલાઇ ગઇ, તેઓ યાઝેરના સમુદ્ર સુધી પહોંચી;
ઉનાળામાં ઉગેલાં તારાં ફળ પર, તથા તારી દ્રાક્ષની
ઉપજ પર વિનાશક આવી પડ્યો છે ૩૩અને ફળવાન
ખેતરથી તથા મોઆબ દેશથી આનંદ તથા હર્ષ લઇ
લેવાયો છે, ને દ્રાક્ષકુંડોમાંથી મેં દ્રાક્ષરસ બંધ પાડ્યો
છે; કોઇ લલકારીને દ્રાક્ષને ખુંદશે નહિ. તેઓનો
લલકાર લલકાર[ના નામ] જોગ થશે નહિ ૩૪અને
હેશ્બોનની બૂમથી એલઆલેહ સુધી અને યાહાસ
સુધી, સોઆરથી હોરોનાઇમ સુધી, અને એગ્લાથ-
શલીશીયાહ સુધી તેઓએ પોતાનો સાદ પ્રગટ કીધો
છે; કેમકે નિમ્રીમનાં પાણી પણ ઉજડ જગ્યા થશે.
૩૫વળી યહોવાહ કહે છે, જે ઉચ્ચસ્થાનમાં યજ્ઞ કરે
છે, ને જે પોતાના દેવોની આગળ ધૂપ બાળે છે,
તેઓને હું મોઆબમાં નષ્ટ કરીશ. ૩૬તે માટે મોઆ-
બને લીધે મારૂં હૃદય વાંસળીના જેવો સાદ કરે છે,
ને કીર હેરેસના માણસોને લીધે મારૂં હૃદય વાંસળીના
જેવો સાદ કરે છે; તે માટે જે પુષ્કળ ધન તેણે મેળવ્યું
હતું. તે નષ્ટ થયું છે. ૩૭કેમકે પ્રત્યેક માથું બોડેલું
છે, ને પ્રત્યેક દાઢી મુંડેલી છે. દરેક હાથને ઘા લાગ્યો
છે, તથા કમરે તાટ પહેરેલું છે ૩૮મોઆબનાં સર્વ

ધાબાઓ પર તથા તેના ચકલાઓમા બધે વિલાપ
સંભળાય છે, કેમકે નાપસંદ પાત્ર ભાગી નખાય તેમ
મે મોઆબને ભાગી નાખ્યો છે, એવુ યહોવાહ કહે
છે ૩૯ તે કેવો ભગ્ન થયો છે! તેનો આક્રંદ કેવો!
મોઆબે લજવાઇને કેવી રીતે પીઠ ફેરવી છે! તેથી
મોઆબ પોતાની આસપાસના લોકમા ઉપહાસ તથા
વિસ્મયરૂપ થશે ૪૦ કેમકે યહોવાહ એમ કહે છે કે,
જુઓ, તે ગરૂડની પેઠે ઉડશે, ને મોઆબ સામે
પોતાની પાંખો ફેલાવશે ૪૧ કરીયોથ જીતી લેવાયો
છે, ને કિલ્લાઓ છાપો મારીને તાબે કર્યા છે, ને તે
દિવસે મોઆબના શૂરવીરોનું હૃદય, પ્રસૂતીની વેદના
ભોગવનારી સ્ત્રીના હૃદય જેવુ થશે ૪૨ અને મોઆ
બનું પ્રજાબંધન તુટી જશે, કેમકે તેણે યહોવાહની
વિરૂદ્ધ મોટાઇ કરી છે ૪૩ હે મોઆબના રહેવાસી,
યહોવાહ કહે છે કે, તારા પર ભય તથા ખાડો તથા
ફાંદો આવી પડ્યા છે ૪૪ જે ભયથી નાસી જાય તે
ખાડામા પડશે, ને જે ખાડામાથી નિકળે તે ફાંદામા
સપડાશે, કેમકે હુ તેના પર, એટલે મોઆબ પર,
તેના શાસનનુ વર્ષ લાવીશ, એવુ યહોવાહ કહે છે
૪૫ જેઓ નાઠા તેઓ અશક્ત થઇને હેશ્બોનની
છાયામા ઉભા રહે છે, પણ હેશ્બોનમાથી અગ્નિ તથા
સીહોન મધ્યેથી આગ નિકળીને મોઆબની સીમ
તથા બળાત્કારીઓના માથાનુ તાલકુ ખાઇ ગયા છે
૪૬ હે મોઆબ, તને હાય હાય! કમોશના લોક નષ્ટ
થયા છે, કેમકે તારા દીકરાઓ તથા તારી દીકરીઓ
બંદીપ્રવાસમા લઇ જવાયા છે ૪૭ પરંતુ પાછલા
દિવસોમા હુ મોઆબનો બંદીપ્રવાસ ફેરવી નાખીશ,
એવું યહોવાહ કહે છે આટલે સુધી મોઆબના
શાસન વિષેની વાત છે

૪૯ આમોનના પુત્રો વિષેની વાત યહોવાહ
એમ કહે છે, શું ઇસ્રાએલને પુત્રો નથી?
શું તેને વારસ નથી? તો માલ્કામે ગાદનો વારસો
કેમ ભોગવ્યો છે? ને તેના લોક ત્યાના નગરોમા કેમ
વસેલા છે? ૨ તે માટે યહોવાહ કહે છે, જુઓ, એવા
દિવસો આવે છે, કે જેઓમા હુ આમ્મોનના પુત્રોના
રાબ્બાહમા લડાઇનો ઘોંઘાટ સંભળાવીશ, ને તે
ઉજડ ટેકરી થશે, ને તેની દીકરીઓ અગ્નિમા બાળી
નંખાશે, ને જેઓએ ઇસ્રાએલનો વારસો ભોગવ્યો
તેઓનો વારસો ઇસ્રાએલ ભોગવશે, એવુ યહોવાહ
કહે છે ૩ હે હેશ્બોન, વિલાપ કર, કેમકે આય ઉજડ
થયુ છે, હે રાબ્બાહની દીકરીઓ, બૂમ પાડો, ટાટ
પહેરો, ને રડતા રડતા વાડોની પાસે આમ તેમ
દોડો, કેમકે માલ્કામ તથા તેના યાજકો તથા તેના
સરદારો એકઠા મળીને બંદીપ્રવાસમા જશે ૪ રે ફિતૂરી
દીકરી, તું તારા દ્રવ્ય પર ભરોસો રાખીને એવુ કહે
છે કે, મારી પાસે કોણ આવશે? રે તું નિચાણો વિષે,
તારા ઉભરાતા નિચાણ વિષે, અભિમાન કેમ કરે છે?
૫ પ્રભુ, જે સૈન્યોનો યહોવાહ, તે કહે છે, જુઓ,
જેઓ તારી આસપાસ છે, તે સર્વ પાસેથી હુ તારા
પર ભય લાવીશ, ને તમ સઘળાને ખરેખર ખદેડી
મૂકવામા આવશે, ને રઝળનારને કોઇ સમેટનાર મળશે
નહિ ૬ અને ત્યાર પછી હું આમ્મોનના પુત્રોનો
બંદીપ્રવાસ ફેરવી નાખીશ, એવુ યહોવાહ કહે છે
૭ અદોમ વિષેની વાત સૈન્યોનો યહોવાહ એમ
કહે છે કે, તેમાનમા શું હવે કંઇ બુદ્ધિ નથી? શું
વિવેકીઓ પાસેથી અક્કલ જતી રહી છે? તેઓનું
જ્ઞાન શું ખોવાઇ ગયુ છે? ૮ હે દદાનના રહેવાસીઓ,
નાસો, પાછા ફરો, એકાંત જગ્યામા વસો, કેમકે હુ
તેને જોઇ લઇશ તે સમયે હુ તેના પર એસાવની
વિપત્તિ લાવીશ ૯ જો દ્રાક્ષ તોડનારા તારી પાસે
આવે, તો શું તેઓ કેટલીક દ્રાક્ષોને બાકી રહેવા ન
દે? જો રાત્રે ચોરો આવે તો શું તેઓને બસ થાય
ત્યા સુધી તેઓ નુકસાન ન કરે? ૧૦ પણ મે તો
એસાવને નગ્ન કીધો છે, મે તેના ગુપ્તસ્થાનો ઉઘાડા
કીધા છે, ને તે પોતાને ગુપ્ત રાખી શકશે નહિ, તેનો
વંશ તથા તેના ભાઇઓ તથા તેના પડોસીઓ નષ્ટ
થયા છે, ને તે નાબુદ થયો છે ૧૧ તારા અનાથ છોક-
રાઓને છોડ, હુ તેઓને જીવતા રાખીશ, ને તારી
વિધવાઓએ મારા પર ભરોસો રાખવો ૧૨ કેમકે
યહોવાહ એમ કહે છે, જેઓને વાટકો પીવાનો
નહોતો, તેઓ તે ખચિત પીશે, ને તું તમામ નિર્દંડ
રહેશે શું? તું નિર્દંડ નહિ રહેશે, પણ તું ખચિત
પીશે ૧૩ કેમકે યહોવાહ કહે છે, મે મારા પોતાના
સમ ખાધા છે કે, બોસ્રાહ વિસ્મય તથા નિંદા તથા
શાપરૂપ તથા ઉજડ થશે, ને તેના સઘળા નગરો સદાને
માટે ઉજડ થશે ૧૪ મે યહોવાહથી વર્ત્તમાન સાંભળ્યું
છે, ને વિદેશીઓમા દૂત મોકલવામા આવ્યો છે, તે
કહે છે, તમે એકઠા મળીને તેના પર ચઢી આવો ને
લડવા સારૂ ઉઠો ૧૫ કેમકે, જુઓ, મેં તને વિદેશી
ઓમા કનિષ્ઠ ને મનુષ્યોમા અપ્રતિષ્ઠિત કર્યો છે,
૧૬ રે તું ખડકની ફાટોમા વસનાર, ને પર્વતનુ શિખર
ધારણ કરનાર, તારા ભયંકરપણા વિષે તારા મનના

ગર્વે તને ભુલાવી છે, હું તારો માળો ગરૂડ જેટલે ઉચે
કરે, તોપણ ત્યાથી હુ તને ઉતારીશ, એવુ યહોવાહ
કહે છે ૧૭ અને અદોમ વિસ્મયકારક થશે, જે કોઇ
તેની પાસે થઇને જાય તે વિસ્મિત થશે, ને તેના
સર્વ પીડાપાતો જોઇને સિટ્ટકારા કરશે ૧૮ યહોવાહ
કહે છે, સદોમ તથા ગમોરાહ તથા તેમની પાસેના
નગરોનો સહાર થયો તેમ ત્યા કોઇ વસશે નહિ ને
તેમા માણસનો પુત્ર વાસો કરશે નહિ ૧ જુઓ,
સિંહ યરદનના ગર્વથી ચઢી આવે છે, તેમ તે મજબૂત
રહેઠાણ પર આવશે, પણ હુ તેને ઓચિંતો ત્યા ી
નસાડીશ, ને જેને મેં પસદ કર્યો છે તેને હુ તેના પર
ઠરાવીશ, કેમકે મારા જેવો કોણ છે? ને મારે સારૂ
મુદત કોણ ઠરાવશે? ને જે ઘેટાપાળક મારી સામે
ઉભો રહે તે કોણ છે? ૨૦ તે માટે યહોવાહનો જે
મનસુબો તેણે અદોમની વિરૂદ્ધ કર્યો છે, ને તેણે જે
ઇરાદા તેમાનના રહેવાસીઓ વિરૂદ્ધ કીધા છે, તે
સાભળો, ટોળામાના જે કનિષ્ટ તેઓને તેઓ નિશ્ચે
ઘસડી લઇ જશે, તે તેઓની સાથે તેઓનુ રહેઠાણ
નિશ્ચે ઉજડ કરી નાખશે ૨૧ તેઓના પડવાના ધપ
કારથી પૃથ્વી કાપે છે, તેમના બુમાટાનો અવાજ સૂફ
સમુદ્રમા સભળાય છે ૨૨ જુઓ, તે ગરૂડની પેઠે ઉડી
આવશે, ને બોસ્રાહ સામે પોતાની પાખો ફેલાવશે,
ને તે દિવસે અદોમના શૂરવીરોનુ હૃદય પ્રસૂતિની
વેદના ભોગવનારી સ્ત્રીના હૃદય જેવુ થશે

૨૩ દમસ્ક વિષેની વાત હમાથ તથા આર્પાદ
લજ્જિત થયા છે, કેમકે તેઓએ ભુડા સમાચાર
સાભળ્યા છે, તેઓ વિખેરાઇ ગયા છે, સમુદ્રમા ખેદ
છે, તે શાત રહી શકતો નથી ૨૪ દમસ્ક દુર્બળ થયુ
છે, તે નાસવા સારૂ ફર્યુ છે, ને તેને ધ્રુજારી છુટી છે,
જેમ જણનારી સ્ત્રીને તેમ તેને કષ્ટ તથા વેદના થયા
છે ૨૫ પ્રશસાનુ નગર જે મારા આનંદનુ શહેર તે
કેમ ત્યાગ કરાયુ નથી? ૨૬ તે માટે તેના જુવાનો
તેના ચકલાઓમા પડશે, ને તે દિવસે સર્વ લડવૈયા
નષ્ટ થશે, એવુ સૈન્યોનો યહોવાહ કહે છે ૨૭ અને
હુ દમસ્કના કોટમા અગ્નિ સળગાવીશ, ને તે બેન
હદાદની હવેલીઓ ખાઇ જશે

૨૮ કેદાર વિષે, તથા હાસોરના જે રાજ્ય બાબે
લના રાજા નબૂખાદરેસ્સારે માર્યા તે વિષેની વાત
યહોવાહ એમ કહે છે કે, તમે ઉઠીને કેદાર પર ચઢો,
ને પૂર્વ તરફના પુત્રોને નષ્ટ કરો ૨૯ તેઓ તેઓના
તબુઓ તથા તેઓના ટોળાને લઇ જશે, તેઓના
પડદાઓને તથા તેઓની સર્વ સામગ્રીને તથા તેઓના
ઉટોને તેઓ પોતાને સારૂ હરી લેશે, ને તેઓ
તેઓને પોકારીને કહેશે કે, ચારો ગમ ભય છે
૩૦ યહોવાહ કહે છે, હાસોરના રહેવાસીઓ, નાસો,
દૂર ભમતા ફરો, વેગળી જગ્યામા વસો, કેમકે બાબે-
લના રાજા નબૂખાદરેસ્સારે તમારી વિરૂદ્ધ મસલહત
કરી છે, ને તમારી વિરૂદ્ધ ઇરાદો કીધો છે ૩૧ યહો-
વાહ કહે છે ઉઠો, ને જે સ્વસ્થ લોકો નિર્ભય રહે
છે, જેઓને બારણો નથી તથા ભુગળ નથી, જેઓ
એકલા વસે છે તેઓની સામે ચઢી જાઓ ૩૨ અને
તેઓના ઉટો તમે લૂટશો ને તેઓના ઘણા ઢોર હરી
લેશો, ને જેઓની દાઢીના ખુણા કાતરેલા છે, તેઓને
હુ સર્વ દિશા ભણી વેરી નાખીશ, ને ચોતરફથી
તેઓ પર વિપત્તિ લાવીશ, એવુ યહોવાહ કહે છે
૩૩ અને હાસોર શિયાળોનુ રહેઠાણ તથા ઉજડ સ્થળ
સદાને માટે થશે, ત્યા કોઇ વસશે નહિ, ને માનવપુત્ર
તેમા પ્રવાસ કરશે નહિ

૩૪ યહુદાહના રાજા સિદકીયાહની કારકીર્દીના
આરભમા એલામ વિષે યહોવાહનુ જે વચન યિર્મેયાહ
ભવિષ્યવાદીની પાસે આવ્યુ તે આ ૩૫ સૈન્યોનો
યહોવાહ કહે છે, જુઓ, હુ એલામનુ ધનુષ્ય જે
તેઓની શક્તિની ઉત્તમતા તે તોડીશ ૩૬ અને આકા
શની ચાર દિશાઓથી ચાર વાયુ એલામ પર મોકલીશ,
ને એ સર્વ વાયુઓની ભણી તેઓને વેરી નાખીશ, ને
જેમા એલામથી નાઠેલા જશે નહિ, એવો કોઇ દેશ
માલમ નહિ પડશે ૩૭ અને તેઓના શત્રુઓની
આગળ, તથા જેઓ તેઓનો જીવ શોધે છે, તેઓની
આગળ હુ એલામને ભયભીત કરીશ, ને હુ વિપત્તિ,
હા, મારો ભારે ક્રોધ તેમના પર લાવીશ, એવુ યહો-
વાહ કહે છે, ને હુ તેઓને નષ્ટ થતા સુધી તેઓની
પાછળ તરવાર મોકલીશ, ૩૮ ને હુ એલામમા મારૂ
રાજ્યાસન સ્થાપન કરીશ, ને ત્યાથી રાજા તથા સર-
દારોને નષ્ટ કરીશ, એવુ યહોવાહ કહે છે ૩૯ પણ
એવુ થશે કે, છેલ્લા દિવસોમા હુ એલામનો બદી-
પ્રવાસ ફેરવી નાખીશ, એવુ યહોવાહ કહે છે

૫૦ બાબેલ જે કાસ્દીઓનો દેશ તે વિષે, જે
વચન યહોવાહે યિર્મેયાહ ભવિષ્યવાદીની
મારફત કહ્યુ તે

૨ વિદેશીઓમા પ્રગટ કરીને સભળાવો, ને ઝુડો
ઉઠાવો, પ્રગટ કરો, ને ગુપ્ત ન રાખો, કહો, બાબેલ
જીતી લેવાયુ છે, બેલ લજ્જિત થયો છે, મરોદાખ

તુટયો છે, તેની મૂર્ત્તિઓ લજ્જિત થઇ છે, તેનાં પુતળાં
તુટેલાં છે. ૩ કેમકે લોક ઉત્તર દિશાથી તેના પર ચઢી
આવેલા છે, ને તેની ભૂમિ ઉજ્જડ કરી નાખશે, ને
તેમાં કોઇ રહેશે નહિ; મનુષ્ય તથા પશુ બન્ને ત્યાંથી
નાસી ગયા છે. ૪ યહોવાહ કહે છે, તે દિવસોમાં
તથા તે સમયમાં ઇસ્રાએલના પુત્રો તથા યહુદાહના
પુત્રો એકઠા મળીને આવશે, તેઓ રડતા રડતા ચાલ્યા
જશે, ને પોતાના દેવ યહોવાહને શોધશે ૫ તેઓ
સિયોન ભણી પોતાનાં મુખ વાળીને ત્યાં જવાનો
માર્ગ પુછીને કહેશે, આવો, ને વિસરાય નહિ એવો જે
સર્વકાળિક કરાર તેવડે યહોવાહની સાથે મળી જાઓ.
૬ મારા લોક ભુલું પડેલું ટોળું થયા છે, તેઓના
પાળકોએ તેઓને ભટકાવ્યા છે. તેઓને પર્વતો પર
ફેરવી મૂક્યા છે; તેઓ પર્વત પરથી ઉતરીને ડુંગર
પર ગયા છે, તેઓ પોતાની આરામ લેવાની જગ્યા
વિસર્યા છે. ૭ જેઓને તેઓ મળ્યા, તે સર્વ તેઓને
ખાઇ ગયા છે, ને તેઓના શત્રુઓએ કહ્યું, અમે દોષિત
નહિ ઠરીશું કેમકે યહોવાહ જે ન્યાયાસ્પદ, હા,
યહોવાહ જે તેઓના પુર્વજોની આશા, તેની વિરૂદ્ધ
તેઓએ પાપ કીધું છે. ૮ બાબિલ મધ્યેથી નાસો, ને
કાસ્દીઓના દેશમાંથી નિકળી જાઓ, ને ટોળાની
આગળ જે બકરા તેવા થાઓ. ૯ કેમકે, જુઓ, હું
મોટી દેશજાતિઓના સમુદાયને ઉશ્કેરીને બાબિલ પર
ઉત્તર દેશથી ચઢાવીશ; ને તેઓ તેની સામા હારબંધ
ઉભા રહેશે; ત્યાંથી તે લઇ લેવાશે, ને તેઓનાં તીર
હોશિયાર શુરવીરના તીર જેવા થશે, કોઇ ખાલી
પાછો નહિ આવશે. ૧૦ અને કાસ્દી દેશની લૂટ
કરવામાં આવશે; જેઓ તેને લૂટે છે, તેઓ સર્વ તૃપ્ત
થશે, એવું યહોવાહ કહે છે. ૧૧ રે મારા વારસાને
લૂટનારાઓ, તમે હર્ષ તથા ઉલ્લાસ કરો છો, મલણી
કરનારી વાછરડીની પેઠે કુદાઓ છો, ને બળવાન
ઘોડાઓની પેઠે ખોંખારો છો; ૧૨ તે માટે તમારી
મા બહુ લજ્જિત થશે, ને તમારી જનેતા શરમાશે;
જુઓ, તે રાન તથા સુકી ભૂમિ તથા ઉજ્જડ થઇને
છેલ્લામાં છેલ્લો દેશ ગણાશે. ૧૩ યહોવાહના કોપના
કારણથી તેમાં વસ્તી થશે નહિ, પણ તે છેક ઉજ્જડ
થશે; જે કોઇ બાબિલની પાસે થઇને જાય તે વિસ્મિત
થશે, ને તેનાં સર્વ પીડાપાતો જોઇને ધિક્કારા કરશે.
૧૪ હે સર્વ ધનુર્ધારીઓ, બાબિલ સામા ચોતરફ હાર-
બંધ ઉભા થાઓ, તેને તાકીને બાણ મારો, તીર પાછા
ન રાખો, કેમકે તેણે યહોવાહની વિરૂદ્ધ પાપ કીધું
છે. ૧૫ તેની સામે ચારેગમ બૂમ પાડો; તે તાબે
થઇ છે; તેના બુરજો પડ્યા છે, તેના કોટ પાડી નખાયા
છે, કેમકે આમાં યહોવાહનો લીધેલો બદલો જણાઇ
આવે છે; તેની પાસેથી બદલો લો; જેવું તેણે કીધું
તેવું તેને કરો. ૧૬ વાવનારને તથા કાપણીની વેળાએ
દાતરડું ચલાવનારને બાબિલમાંથી નષ્ટ કરો, બળાત્કારી
તરવારના કારણથી તેઓ પોતપોતાના લોકની પાસે
વળી આવશે; ને પોતપોતાના વતનમાં નાસી જશે.
૧૭ ઇસ્રાએલ રખડેલું ઘેટું છે; સિંહોએ તેને નસાડી
મૂક્યો છે, પ્રથમ તો આશ્શૂરનો રાજા તેને ખાઇ
ગયો; ને હવે છેલ્લે બાબિલના રાજા નબૂખાદરેસ્સારે
તેનાં હાડકાં ભાંગ્યાં છે. ૧૮ તે માટે સૈન્યોનો યહો-
વાહ, જે ઇસ્રાએલનો દેવ, તે એમ કહે છે, જુઓ,
મેં આશ્શૂરના રાજાને શાસન કીધું, તેમ હું બાબિલના
રાજાને તથા તેના દેશને શાસન કરીશ. ૧૯ અને ઇસ્રા-
એલને હું તેના બીડમાં પાછો લાવીશ, ને તે કાર્મેલ
પર તથા બાશાન પર ચરશે; ને તેનો જીવ એફ્રાઇમ
પર્વત પર તથા ગિલઆદમાં તૃપ્ત થશે. ૨૦ યહોવાહ
કહે છે, તે દિવસોમાં તથા તે સમયમાં લોક ઇસ્રાએ-
લનો અન્યાય શોધશે, પણ તે જડશે નહિ; ને
યહુદાહનાં પાતકો શોધશે, પણ તે મળશે નહિ;
કેમકે જે બાકી રહેલાઓને હું રહેવા દઇશ તેઓને
ક્ષમા કરીશ.
૨૧ મરાથાઇમ દેશ પર, હા, તેજ દેશ પર ને
પકોદના રહેવાસીઓ પર ચઢી જા; તેઓની પુઠે
લાગીને તેમનો ઘાત તથા સત્યાનાશ કર, ને મેં તને
જે સઘળું કરવાનું ફરમાવ્યું છે, તે પ્રમાણે કર, એવું
યહોવાહ કહે છે. ૨૨ દેશમાં લડાઇનો તથા વિનાશનો
સાદ સંભળાય છે. ૨૩ આખી પૃથ્વીનો હથોડો કેવો
કપાયો તથા ભાંગ્યો છે! દેશોમાં બાબિલ કેવો ઉજ્જડ
થયો છે! ૨૪ હે બાબિલ, મેં તારે સારૂ ફાંદો માંડ્યો,
ને તું સપડાયો છે, ને તું તે જાણતો ન હતો; તું
હાથ આવ્યો, ને પકડાયો પણ છે; કેમકે તેં યહો-
વાહની વિરૂદ્ધ ભાંડણ કીધું છે. ૨૫ યહોવાહે પોતાનો
શસ્ત્રભંડાર ઉઘાડીને પોતાના કોપનાં હથિયાર કાઢયાં
છે; કેમકે પ્રભુ જે સૈન્યોનો યહોવાહ તેને કાસ્દી-
ઓના દેશમાં કામ કરવાનું છે. ૨૬ છેક છેડેથી તેના
પર આવો, તેની વખારોને ઉઘાડો, તેને ઢગલાની
પેઠે ઉલટાવી નાખો, ને તેનું સત્યાનાશ કરો; તેનો
કંઇ શેષ ન રહે. ૨૭ તેના સર્વ બળદોને મારી નાખો,
તેઓ માર્યા જવા સારૂ ઉતરી જાય; તેઓને હાય

હાય, કેમકે તેઓનો દિવસ, તેઓના શાસનનો સમય
આવ્યો છે. ૨૮ આપણા દેવ યહોવાહનુ વેર, તેના
મંદિર વિષે લીધેલુ વેર, સિયોનમા પ્રગટ કરવા સારૂ
જેઓ બાબેલ દેશમાથી નાસીને છુટે છે, તેઓનો
સાદ સંભળાય છે. ૨૯ બાબેલ સામે તિરંદાજોને, જેટલા
ધનુષ્ય તાણે તેટલાને, બોલાવો ; તેની આસપાસ
ઘેરો ઘાલો ; તેમાંનો કોઇ પણ ન બચે, તેનાં કામ
પ્રમાણે તેને પ્રતિફળ આપો, જે સઘું તેણે કીધું છે, તે
પ્રમાણે તેને કરો ; કેમકે યહોવાહ આગળ, ઇસ્રાએ-
લના પવિત્ર આગળ, તે ગર્વિષ્ઠ થયો છે. ૩૦ તે માટે
તેના જુવાનો તેના ચકલાઓમાં પડશે, ને તેના સર્વ
લડવૈયા તે દિવસે નષ્ટ થશે, એવું યહોવાહ કહે છે.
૩૧ પ્રભુ, જે સૈન્યોનો યહોવાહ, તે કહે છે, અરે
ગર્વિષ્ટ ! જો, હુ તારી વિરૂદ્ધ છુ ; કેમકે જે સમયે હુ
તને શિક્ષા કરીશ તે તારો દિવસ આવ્યો છે. ૩૨ અને
ગર્વિષ્ઠ ઠોકર ખાઇને પડશે, ને કોઇ તેને ઉઠાડશે
નહિ; ને હુ તેનાં નગરોમાં અગ્નિ લગાડીશ, ને તે તેની
ચોતરફનું બધું ખાઇ જશે.

૩૩ સૈન્યોનો યહોવાહ એમ કહે છે કે, ઇસ્રાએલના
પુત્રોએ તથા યહુદાહના પુત્રોએ એકઠા મળીને બળા-
ત્કાર સહ્યો છે; જે સર્વ તેઓને બંદીપ્રવાસમા લઇ
ગયા, તેઓએ તેઓને પકડી રાખ્યા છે; તેઓ તેઓને
છોડવા ના કહે છે ૩૪ તેઓનો ઉદ્ધારનાર બળવાન
છે, તેનું નામ સૈન્યોનો યહોવાહ છે, તે નિશ્ચય
તેઓનો વાદ એ માટે કરશે કે, દેશને તે સ્વસ્થ કરે,
ને બાબેલના રહેવાસીઓને કંપાવે. ૩૫ યહોવાહ કહે
છે, કાસ્દીઓ પર તથા બાબેલના રહેવાસીઓ પર
તથા તેના સરદારો પર તથા તેના જ્ઞાનીઓ પર તર-
વાર આવી છે ૩૬ બડબડિયાઓ પર તરવાર આવી
છે, ને તેઓ ઘેલા બની જશે, તેના શૂરવીરો પર
તરવાર આવી છે, ને તેઓ ભયભીત થશે. ૩૭ તેના
ઘોડાઓ પર તથા તેના રથો પર, તથા તેઓ મધ્યે
જે મિશ્ર લોક છે તેઓ પર તરવાર આવી છે; ને
તેઓ બાયડીઓ જેવા થશે; તેના ખજાનાઓ પર
તરવાર આવી છે, ને તેઓ લૂટાશે. ૩૮ તેના જળાશયો
પર સુકવણું આવ્યું છે, ને તેઓ સુકાઇ જશે, કેમકે
તે કોરેલી મૂર્તિઓનો દેશ છે, ને તેઓ પોતાનાં
પુતળાં વિષે મોહિત થયા છે. ૩૯ તે માટે જંગલી
પશુઓ તથા વરૂઓ ત્યાં વસશે, ને તેમાં શહામૃગો
રહેશે, તે સદા નિર્જન થશે, ને પેઢી દર પેઢી કોઇનો
વાસો ત્યાં થશે નહિ. ૪૦ યહોવાહ કહે છે, દેવે સદોમ
તથા ગમોરાહ તથા તેઓની પાસેનાં નગરોનો સંહાર
કીધો ત્યારે જેવું થયું તેવું થશે, એટલે ત્યાં કોઇ
માણુસ વસશે નહિ ; ને તેમાં માણસનો કોઇ પણ
પુત્ર ઉતારો કરશે નહિ. ૪૧ જુઓ, ઉત્તર દિશાથી
લોક આવે છે, ને પૃથ્વીના છેડાઓથી મોટી દેશજાતિ
તથા ઘણા રાજાઓ ઉઠશે. ૪૨ તેઓ ધનુષ્ય તથા
ભાલા ધારણ કરનારા છે; તેઓ ક્રૂર છે, ને દયા કરતા
નથી, તેઓનો ઘાંટો સમુદ્રની પેઠે ગાજે છે, ને તેઓ
ઘોડાઓ પર સ્વારી કરે છે, જેમ શૂરવીર લડાઇને
સારૂ [તૈયારી કરે છે] તેમ તેઓ, રે બાબેલની દીકરી,
તારી વિરૂદ્ધ સજ્જ થયલા છે. ૪૩ બાબેલના રાજાએ
તેઓના સમાચાર સાંભળ્યા છે, ને તેના હાથ નબળા
થયા છે, પીડા તથા પ્રસવનારીના જેવી તેને વેદના
લાગી છે. ૪૪ જુઓ, સિહની પેઠે યરદનના ગર્વથી તે
મજબૂત રહેઠાણ પર ચઢી આવશે; પણ હુ તેમને
ઓચિંતા તેણીની પાસેથી હાંકી કાઢીશ, ને જે પસંદ
થએલો છે તેને હુ તેના પર ઠરાવીશ, કેમકે મારા
જેવો કોણ છે? ને મારો સમય કોણ ઠરાવશે? ને
મારી સામા ઉભો રહે એવો કયો પાળક છે? ૪૫ તે
માટે યહોવાહનો જે મનસુબો તેણે બાબેલની વિરૂદ્ધ
કર્યો છે, ને તેણે જે ઇરાદા કાસ્દીઓના દેશ વિરૂદ્ધ
કીધા છે, તેઓને સાંભળો; તેઓ ટોળાંમાંનાં જે
કનિષ્ટ તેઓને પણ નિશ્ચે ઘસડી લઇ જશે, તે તેઓ
સુદ્ધાં તેઓનું રહેઠાણ નિશ્ચે ઉજડ કરી નાખશે.
૪૬ બાબેલને જીતી લેવાના સાદથી પૃથ્વી કાંપે છે, ને
દેશોમાં ઘુમાટો સભળાયો છે.

૫૧ યહોવાહ એમ કહે છે કે, જુઓ, હું બાબેલ
પર, તથા લેબ-કામાય મધ્યે જેઓ વસે
છે તેઓ પર, નાશકારક વાયુ ઉઠાવીશ. ૨ અને પાર-
કાઓને હુ બાબેલ પર મોકલીશ, ને તેઓ તેને ઉપ-
ણશે, ને તેનો દેશ ખાલી કરશે, કેમકે વિપત્તિને
દિવસે તેઓ તેની વિરૂદ્ધ ચોતરફ થશે. ૩ ધનુર્ધારી
પોતાનું ધનુષ્ય તાણે નહિ, ને બખ્તર પહેરીને પોતાને
ઉચો કરે નહિ, વળી તેના જુવાનો પર દયા ન કરો,
તેના સર્વ સૈન્યનુ સત્યાનાશ વાળો. ૪ અને કાસ્દી-
ઓના દેશમાં મરેલા થઇને, તથા તેના ચકલાઓમાં
વિંધાઇને તેઓ પડશે. ૫ કેમકે જો કે તેઓનો દેશ
ઇસ્રાએલના પવિત્રની વિરૂદ્ધ પાતકે ભરેલો છે,
તોપણ તેઓનો દેવ જે સૈન્યોનો યહોવાહ તેણે
ઇસ્રાએલને તેમજ યહુદાહને પણ તજ્યો નથી. ૬ તમે
પોતપોતાનો જીવ લઇને બાબેલ મધ્યેથી નાસો, તેના

અન્યાયમા રહીને નષ્ટ ન થાઓ, કેમકે બદલો લેવાનો
યહોવાહનો સમય આવ્યો છે, તે તેને પ્રતિફળ ભરી
આપશે ૭બાબેલ યહોવાહના હાથમા સોનાનો
વાટકો થયો છે કે જેથી આખી પૃથ્વી મસ્ત થઇ,
દેશજાતિઓએ તેનો દ્રાક્ષરસ પીધો છે, તે માટે દેશ
જાતિઓ ઘેલી થઇ છે ૮બાબેલ અકસ્માત પડીને
પાયમાલ થયુ છે, તેને લીધે વિલાપ કરો, તેના
દુખને સારૂ શેરીલોબાન લો, કદાપિ તેને રૂઝ વળે
અમે બાબેલને રૂઝ વાળવાનુ કર્યું પણ તેને રૂઝ વળી
નથી, તેને છોડો, ને આપણે પોતપોતાના દેશમા
જઇએ, કેમકે તેનુ શાસન આકાશ સુધી પહોચ્યુ છે,
ને ગગન સુધી ઉચુ થયુ છે ૧૦યહોવાહે આપણુ
ન્યાયીપણુ ખુલ્લુ કર્યું છે, આવો, ને સિયોનમા
યહોવાહ, જે આપણો દેવ, તેનુ કામ પ્રગટ કરીએ
૧૧તીરો ઘસો, ઢાલો ધરો, યહોવાહે માદીઓના
રાજાઓનો આત્મા ઉત્તેજિત કીધો છે, કેમકે બાબે
લનો નાશ કરવા સારૂ તેની વિરૂદ્ધ તેનો મનસુબો છે,
કેમકે આ તો યહોવાહનુ વેર, તેના મદિર વિષે
લીધેલુ વેર છે ૧૨બાબેલના કોટની સામે ઝુડો ઉભો
કરો, પહેરો બળવાન કરો, પહેરેગીરોને ચોકી કરવા
મોકલો, છુપુ લશ્કર તૈયાર કરો, કેમકે બાબેલના રહે
વાસીઓ વિષે યહોવાહ જે બોલ્યો, તે તેણે યોજ્યુ
અને વળી પૂરૂ કર્યું છે ૧૩હે તુ જે ઘણા પાણીની
પાસે વસાવાયલુ છે, જેના ધનસગ્રહો ઘણા છે, તે
તારો અત આવ્યો છે, તારી લૂટનુ માપ થયુ છે
૧૪સૈન્યોના યહોવાહે પોતાના જીવના સમ ખાધા છે
કે, ટીડથી ભરાય તેમ હુ તને માણસોથી નિશ્ચે ભરી
દઇશ, ને તેઓ તારી વિરૂદ્ધ બૂમ પાડશે
૧૫તેણે પોતાના સામર્થ્યથી પૃથ્વી બનાવી છે,
પોતાના જ્ઞાનથી જગત ધરી રાખ્યુ છે, તથા પોતાની
બુદ્ધિથી આકાશ પ્રસાર્યું છે ૧૬તે શબ્દ બોલે છે,
ત્યારે આકાશમા પાણીની ગર્જના થાય છે, તથા
પૃથ્વીને છેડેથી તે ધુમાડો ચઢાવે છે, તે વરસાદને
સારૂ વિજળી ઉત્પન્ન કરે છે, ને પોતાના ભડારોમાથી
વાયુ કાઢે છે ૧૭દરેક માણસ અજાણ તથા નિર્બુદ્ધ
થયો છે, દરેક સોની પોતાની કોરેલી મૂર્તિથી લજ્જિત
થયા છે, કેમકે તેની ઓળેલી મૂર્તિ અસત્ય છે, ને
તેઓમા શ્વાસ નથી ૧૮તેઓ વ્યર્થપણુ છે, ભ્રાતિનુ
કામજ છે, તેઓના શાસનની વેળાએ તેઓ નાશ
પામશે ૧૯જે યાકૂબનો વિભાગ તે તેઓના સરખો
નથી, કેમકે તે સર્વેનો બનાવનાર છે, ને ઇસ્રાએલ
તેના વારસાનુ કુળ છે, સૈન્યોનો યહોવાહ એ તેનુ
નામ છે
૨૦તુ મારી ફરસી તથા યુદ્ધશસ્ત્રો છે, અને તારા
વડે હુ દેશજાતિઓનુ ખડન કરીશ, ને તારાવડે
રાજ્યોને નષ્ટ કરીશ ૨૧અને હુ તારાવડે ઘોડાનુ
તથા તેના પર બેસનારનુ ખડન કરીશ, ૨૨ને તારાવડે
રથ તથા તેમા બેસનારનુ ખડન કરીશ, અને હુ
તારાવડે પુરૂષ તથા સ્ત્રીનુ ખડન કરીશ, ને તારાવડે
ઘરડાનુ તથા જુવાનનુ ખડન કરીશ, ને તારાવડે
છોકરાનુ તથા કન્યાનુ ખડન કરીશ, ૨૩અને હુ તારા
વડે ઘેટાપાળક તથા તેના ટોળાનુ ખડન કરીશ, ને
તારાવડે ખેડુતનુ તથા તેના [બળદની] જોડનુ ખડન
કરીશ, ને તારાવડે સરદારો તથા પ્રતિનિધિઓનુ
ખડન કરીશ ૨૪અને યહોવાહ કહે છે, બાબેલ તથા
કાસ્દી દેશના સઘળા રહેવાસીઓએ જે સર્વ ભુડુ
સિયોનમા તમારી આખ આગળ કીધુ છે, તેનુ પ્રતિ
ફળ હુ તેમને ભરી આપીશ
૨૫યહોવાહ કહે છે કે, હે નાશકારક પર્વત, તુ જે
આખી પૃથ્વીને નષ્ટ કરે છે, તે તુ જો, હુ તારી વિરૂદ્ધ
છુ, ને હુ મારો હાથ તારા પર લાબો કરીને તને
ખડકો પરથી ગબડાવીશ ને તને અગ્નિથી ભસ્મ થઇ
ગએલો પર્વત કરીશ ૨૬અને તેઓ તારામાથી
ખુણાને સારૂ પત્થર અથવા પાયાને સારૂ પત્થર, લેશે
નહિ કેમકે તુ સર્વકાળ સુધી ઉજડ થશે, એવુ યહો
વાહ કહે છે ૨૭દેશમા ઝુડો ઉભો કરો, વિદેશીઓમા
રણશિગડુ વગાડો, તેની સામે વિદેશીઓને સિદ્ધ
કરો, તેની સામે અરારાટ, મિન્ની તથા આશ્કનાઝના
રાજ્યો બોલાવો, તેની સામે સરદાર ઠરાવો ઘોડાને
કકરા ટીડની પેઠે ચઢાવી લાવો ૨૮તેની સામે
વિદેશીઓને, માદીઓના રાજાઓને, તેઓના સરદા-
રોને, તથા તેઓના સર્વ પ્રતિનિધિઓને તથા તેના
રાજ્યના આખા દેશને સિદ્ધ કરો ૨૯અને દેશ કાપે
છે ને ગાભરો થાય છે, કેમકે બાબેલ દેશને ઉજડ
તથા વસ્તીહીન કરવાને બાબેલ વિષે યહોવાહના
મનોરથ સ્થિર રહે છે ૩૦બાબેલના શૂરવીરો લડાઇ
કરવાથી પાછા રહ્યા છે, તેઓ પોતાના કિલ્લાઓમા
રહ્યા છે, તેઓનુ સામર્થ્ય ખૂટયુ છે, તેઓ સ્ત્રીઓના
જેવા થયા છે તેના રહેઠાણો સળગી ગયા છે, તેની
ભુગળો ભાગી છે ૩૧તેનુ નગર ચારે તરફ જીતી
લેવાયુ છે ને ઘાટો કબજે કરાયા છે, ને સરકટોને
અગ્નિથી બાળ્યા છે, ને લડવૈયાઓ ભયભીત થયા છે,

૩૨ એવુ બાબેલના રાજાને કહી દેખાડવાને એપિયો
એપિયાને તથા હલકારો હલકારાને મળવા દોડશે
૩૩ કેમકે સૈન્યોનો યહોવાહ, જે ઇસ્રાએલનો દેવ,
તે એમ કહે છે કે, મસળી કરાય છે ત્યારની ખળીના
જેવી બાબેલની દીકરી છે, થોડી વાર પછી કાપણીની
વેળા તેને આવશે ૩૪ બાબેલનો રાજા નબૂખાદરે
સ્સાર મને ખાઇ ગયો છે, તેણે મને ખાઉેા છે, મને
ખાલી પાત્ર કીધો છે, અજગરની પેઠે તે મને ગળી
ગયો છે, તેણે મારા મિષ્ટાન્નોથી પોતાનુ પેટ ભર્યું છે,
તેણે મને કાઢી મૂકયો છે ૩૫ મારા પર તથા મારા દેહ
પર જે બળાત્કાર કરાયો છે, તે બાબેલ પર થાઓ,
એવુ સિયોનની રહેનારી કહેશે, ને મારૂ રક્ત કાસ્દી
દેશના રહેનારાઓને માથે આવો, એવુ યરૂશાલેમ
કહેશે ૩૬ તે માટે યહોવાહ એમ કહે છે કે, જો, હુ
તારો વાદ ચલાવીશ, ને તારે સારૂ બદલો લઇશ, ને
તેના સમુદ્રને સુકવી નાખીશ ને તેના ઝરાને નિર્જળ
કરીશ. ૩૭ બાબેલના ઢગલા થશે, તે શિયાળોનો
વાસો થશે, ને વસ્તીહીન થઇને વિસ્મય તથા સિટ્ટ
કારા ઉપજાવે એવુ થશે. ૩૮ તેઓ જુવાન સિંહોની
પેઠે સાથે ગર્જના કરશે, તેઓ સિંહોના બચ્ચાની પેઠે
ઘુરકશે ૩૯ તેઓ તપી જશે ત્યારે હુ તેઓને સારૂ
મિજબાની કરીશ, ને તેઓ ઉલ્લાસ કરે ને સદાની
ઉંઘમા પડીને જાગે નહિ, માટે હુ તેઓને મસ્ત
કરીશ, એવુ યહોવાહ કહે છે ૪૦ હુ તેઓને હલવા
નોની પેઠે, બકરાઓ સુદ્ધા ઘેટાઓની પેઠે, કાપવાને
સારૂ ઉતારી લાવીશ ૪૧ શેશાખ કેવો જીતી લેવાયો
છે! આખી પૃથ્વીમા પ્રસશા પામેલો તે કેવો પકડાયો
છે! બાબેલ વિદેશીઓ મધ્યે કેવો ઉજડ થયો છે!
૪૨ બાબેલ પર સમુદ્ર ચઢી આવ્યો છે, તે તેના
મોજાઓના જથાથી ઢકાયો છે ૪૩ તેના નગરો ઉજડ,
સૂકી ભૂમિ તથા રાન, થયા છે, તેમા કોઇ માણસ
રહેતો નથી, ને તેમા થઇને કોઇ મનુષ્યપુત્ર ચાલતો
નથી ૪૪ અને બાબેલમા હુ બેલને શાસન કરીશ, ને
તે જે ગળી ગયો છે તે તેના મુખમાથી કાઢીશ, ને
વિદેશીઓ તેની પાસે ફરી સમેટાશે નહિ, હા, બાબે
લનો કોટ પડી જશે.
૪૫ રે મારા લોક, તમે તે મધ્યેથી નિકળી જાઓ,
ને યહોવાહના ભારે ક્રોધથી પોતાને બચાવો ૪૬ વળી
તમારૂ હૃદય ગભરાય નહિ, ને જે અફવા દેશમા સભ
ળાશે તેને લીધે તમે ભયભીત થતા નહિ, કેમકે એક
વર્ષમા અફવા આવશે, ને ત્યાર પછી બીજા વર્ષમા
અફવા ફેલાઇ જશે, ને અધિકારી અધિકારીની વિરૂદ્ધ
થયાથી તે દેશમા બળાત્કાર થશે ૪૭ તે માટે, જુઓ,
એવા દિવસો આવે છે કે જેમા હુ બાબેલની કોતરેલી
મૂર્ત્તિઓને જોઇ લઇશ, ને તેનો આખો દેશ લજ્જિત
થશે, ને તેના સર્વ હણાએલા લોક તે મધ્યે પડશે
૪૮ ત્યારે આકાશ તથા પૃથ્વી તથા તેઓમા જે સર્વ
છે, તેઓ બાબેલ વિષે હર્ષનાદ કરશે, કેમકે ઉત્તર
દિશાથી વિનાશકો તેના પર આવશે, એવુ યહોવાહ
કહે છે ૪૯ બાબેલે જેમ ઇસ્રાએલમાના હણાએલા-
ઓને પાડ્યા છે, તેમ આખી પૃથ્વીના હણાએલાઓ
બાબેલમા પડશે ૫૦ તરવારથી બચેલા, તમે ચાલ્યા
જાઓ, ઉભા ન રહો, આઘેથી યહોવાહનુ સ્મરણ કરો,
ને યરૂશાલેમ તમારા મનમા આવે. ૫૧ અમે લજ્જિત
થયા છીએ કેમકે અમે નિદા સાભળી છે; લાજે
અમારા મુખ ઢાક્યા છે, કેમકે યહોવાહના ઘરના
શુદ્ધસ્થાનોમા પારકાઓ આવ્યા છે ૫૨ તે માટે,
યહોવાહ કહે છે, જુઓ, એવા દિવસો આવે છે કે
જેમા હુ તેની કોતરેલી મૂર્ત્તિઓને શાસન કરીશ, ને
તેના આખા દેશમા ઘાયલ થએલા માણસો નિસાસા
મૂકશે ૫૩ જો કે બાબેલ આકાશ સુધી ચઢી જાય, ને
જો કે તે પોતાના સામર્થ્યનુ ઉચ્ચસ્થાન મજબૂત કરે,
તોપણ મારી પાસેથી તેના પર વિનાશકો આવશે,
એવુ યહોવાહ કહે છે ૫૪ બાબેલથી બૂમનો સાદ, ને
કાસ્દીઓના દેશથી મોટા વિનાશનો સાદ આવે છે.
૫૫ કેમકે યહોવાહ બાબેલનો વિનાશ કરે છે, તેમાથી
મોટા સાદનો અત લાવે છે, ને તેઓના મોજાંઓ
ઘણા પાણીની પેઠે ગાજે છે, તેઓના ઘાટાનો ઘોઘાટ
પ્રગટ થયો છે ૫૬ કેમકે તેના પર, એટલે બાબેલ
પર, વિનાશક આવ્યો છે, ને તેના શૂરવીરો પકડાયા
છે, તેઓના ધનુષ્યો ભાગી નખાયા છે, કેમકે યહો-
વાહ તો પ્રતિફળ આપનારો દેવ છે, તે બદલો નિશ્ચે
ભરી આપશે ૫૭ અને હુ તેના સરદારોને તથા તેના
જ્ઞાનીઓને, તેના હાકેમોને તથા તેના પ્રતિનિધિઓને
તથા તેના શૂરવીરોને મસ્ત કરીશ, ને તેઓ સદાની
ઉંઘમા પડીને જાગશે નહિ, જે રાજાનુ નામ સૈન્યોનો
યહોવાહ છે તે એવુ કહે છે ૫૮ સૈન્યોનો યહોવાહ
એમ કહે છે, બાબેલના ચોડા કોટ છેક પાયમાલ થશે,
ને તેની ઉંચી ભાગળો અગ્નિથી ભસ્મ થશે, ને તેઓના
શ્રમના બદલામા લોકોને વ્યર્થતા, ને વિદેશીઓને
અગ્નિ આપવામા આવશે, ને તેઓ થાકી જશે.
૫૯ યહુદાહના રાજા સિદકીયાહની કારકીર્દીના

આગળ બંદીપ્રવાસમાં ગયાં છે. ૬ અને સિયોનની
દીકરીની બધી શોભા તેની પાસેથી જતી રહી છે;
જે હરણોને ચારો મળતો નથી, તેઓના જેવા તેના
સરદારો થયા છે, ને પૂઠે લાગનારાની આગળ તેઓ
બળહીન થઈને ગયા છે. ૭ યરૂશાલેમ પોતાના દુઃખ
તથા વિપત્તિના દિવસોમાં આગલા દિવસોમાંની
પોતાની સર્વ રમણીય વસ્તુઓનું સ્મરણ કરે છે;
જ્યારે તેના લોક શત્રુના હાથમાં પડ્યા, ને તેની સહાય
કરવાને કોઈ નહોતું; ત્યારે શત્રુઓએ તેને દીઠો, ને
તેની પાયમાલી દેખીને ઉપહાસ કર્યો. ૮ યરૂશાલેમે
મહા પાતક કીધું છે, તે માટે તે અમંગળ વસ્તુ જેવી
થઈ ગઈ છે, જેઓ તેનો આદર કરતા હતા, તેઓ
સઘળા તેને તુચ્છ ગણે છે, કેમકે તેઓએ તેની નગ્નતા
જોઈ છે; હા, તે નિસાસા મૂકીને પાછી ફરે છે. ૯ તેનો
વટાળ તેના પદરમાં હતો, તેણે પોતાના અંત સમયનો
વિચાર કર્યો નહિ, તે માટે તે આશ્ચર્યકારક રીતે
નીચી પડી છે, તેને દિલાસો આપનાર કોઈ નથી; હે
યહોવાહ, મારા દુઃખ પર દૃષ્ટિ કર, કેમકે શત્રુએ
મોટાઈ કરી છે. ૧૦ શત્રુએ પોતાનો હાથ તેની સર્વ
રમણીય વસ્તુઓ પર લાંબો કર્યો છે, કેમકે જે વિદે-
શીઓ વિષે તેં આજ્ઞા કરી કે, તેઓ મારી સભામાં
નહિ પેસે, તેઓ તેના પવિત્ર સ્થાનમાં પેઠા છે એવું
તેણે જોયું છે. ૧૧ તેના સર્વ લોક નિસાસા મૂકે છે,
તેઓ રોટલી શોધે છે, તેઓએ પોતાના જીવનું સમા-
ધાન કરવા માટે અન્નને સારે પોતાની રમણીય
વસ્તુઓ આપી છે; હે યહોવાહ, તું જોઈને દૃષ્ટિ કર,
કેમકે હું અધમ થઈ છું. ૧૨ રે પાસે થઈને તમ સર્વ
ચાલનારા, શું આ તમારી નજરમાં કંઈ નથી? મને
જે દુઃખ પડ્યું. જેવડે યહોવાહે પોતાના ભારે ક્રોધને
દિવસે મને પીડાવી છે, તેના જેવું બીજું કોઈ દુઃખ
છે, શું? તે ધ્યાન લગાડીને જુઓ. ૧૩ ઉપરથી તેણે
મારાં હાડકાંમાં અગ્નિ મોકલ્યો છે, ને તે તેઓ પર
પ્રબળ થયો છે; તેણે મારા પગ ફસાવવા સારૂ જાળ
પાથરી છે; તેણે મને પાછી ફેરવી છે; તેણે મને
ઉજડ તથા આખો દિવસ કમજોર કરી છે. ૧૪ મારા
અપરાધોની ઝુંસરી તેના હાથવડે બાંધેલી છે, તેઓ
ગુંથાઈને મારી ગરદન પર ચઢી આવ્યા છે, તેણે મારૂં
બળ તોડી નાખ્યું છે; જેઓની સામે હું ઉભી રહી
નથી શકતી, તેઓના હાથમાં પ્રભુએ મને સોંપી છે.
૧૫ પ્રભુએ મારી મધ્યેના મારા સઘળા શૂરવીરોને
ધિક્કાર્યા છે, મારા જુવાનોને ભાંગ કરવા સારૂ તેણે
મારી વિરુદ્ધ સભા બોલાવી છે, પ્રભુએ દ્રાક્ષકુંડમાં
યહુદાહની કુંવારી દીકરીને ખૂંદી છે. ૧૬ આને લીધે
હું રડું છું, મારી આંખમાંથી, મારી આંખમાંથી પાણી
વહ્યું જાય છે; કેમકે જે મારા જીવને દિલાસો તથા
સમાધાન આપે, તે મારાથી વેગળો છે; મારા પુત્રો
નિરાધાર છે, કેમકે શત્રુ પ્રબળ થયો છે. ૧૭ સિયોન
પોતાના હાથ લાંબા કરે છે; તેને દિલાસો દેનાર
કોઈ નથી; યહોવાહે યાકૂબ વિષે એવી આજ્ઞા આપી
છે કે, તેની આસપાસ રહેનારા તેના શત્રુઓ થાય;
તેઓ મધ્યે યરૂશાલેમ અમંગળ વસ્તુ જેવું થયું છે.
૧૮ યહોવાહ ન્યાયી છે, કેમકે હું તેની આજ્ઞાઓ
તોડવા ઉઠી; હે સઘળા લોક, તમે સાંભળો ને મારૂં
દુઃખ જુઓ; મારી કુંવારીઓ તથા મારા જુવાનો
બંદીપ્રવાસમાં ગયાં છે. ૧૯ મેં મારા આશકોને
બોલાવ્યા છે, પણ તેઓએ મને છેતરી; મારા યાજકો
તથા મારા વડીલો પોતાના જીવનું સમાધાન કરવા
માટે અન્ન શોધતા હતા, એટલામાં તેઓએ નગરમાં
પ્રાણ છોડ્યા. ૨૦ હે યહોવાહ, જો, કેમકે મને સંકટ
થાય છે, મારી આંતરડી બળે છે; મારી મધ્યે મારૂં
હૃદય ઉલટસુલટ થયું છે, કેમકે મેં બહુ ફિતૂર કીધું છે;
બહાર તરવાર નિઃસંતાન કરે છે, ઘરમાં મરણ જેવું
થાય છે. ૨૧ હું નિસાસા મૂકું છું, એવું તેઓએ સાંભળ્યું
છે; મને દિલાસો દેનાર કોઈ નથી; મારા સર્વ શત્રુ-
ઓએ મારા દુઃખ વિષે સાંભળ્યું છે; તે તેં કીધું છે,
માટે તેઓ આનંદ કરે છે. જે દિવસ તેં પ્રગટ
કીધો છે તે તું લાવીશ, ને તેઓ મારા જેવા થશે.
૨૨ તેઓની સર્વ દુષ્ટતા તારી આગળ આવે, ને મારા
સઘળા અપરાધોને સારૂ તેં મને જેવું કીધું છે, તેવું
તેઓને કર; કેમકે મારા નિસાસા ઘણા છે, ને મારૂં
હૃદય નિર્બળ છે.

૨ પ્રભુએ ક્રોધે કરીને સિયોનની દીકરીને વાદ-
ળાથી કેવી ઢાંકી દીધી છે! તેણે ઇસ્રાએલની
શોભા આકાશથી પૃથ્વી પર પાડી નાખી છે, ને
પોતાના કોપને દિવસે પોતાના પાયાસનનું સ્મરણ
કીધું નથી. ૨ પ્રભુએ યાકૂબનાં સઘળાં રહેઠાણ નષ્ટ
કીધાં છે, ને દયા કરી નથી; તેણે કોપે કરીને યહુદા-
હની દીકરીના કિલ્લાઓનો ભાંગ કીધો છે; તેણે
તેઓને જમીનદોસ્ત કીધા છે; તેણે રાજ્યને તથા
તેના સરદારોને અમંગળ કીધાં છે. ૩ તેણે ભારે ક્રોધથી
ઇસ્રાએલનું આખું શિંગ કાપી નાખ્યું છે; તેણે પોતાનો
જમણો હાથ શત્રુની આગળથી પાછો ખેંચ્યો છે, ને

જે સળગેલો અગ્નિ ચારેગમનું ખાઇ નાખે છે, તેની
પેઠે તેણે યાકૂબને બાળી નાખ્યો છે. ૪ શત્રુની પેઠે
તેણે પોતાનું ધનુષ્ય તાણ્યું છે, ને જાણે સામાવાળો
હોય તેમ તે પોતાનો જમણો હાથ રાખીને ઉભો
રહ્યો છે, ને જે બધા દેખાવમાં સુંદર હતા, તેઓને
તેણે મારી નાખ્યા છે, ને સિયોનની દીકરીના મંડપમાં
તેણે પોતાનો કોપ અગ્નિની પેઠે રેડ્યો છે. ૫ પ્રભુ
શત્રુના જેવો થયો છે; તેણે ઇસ્રાએલને ડુબાવ્યો છે,
તેનાં સર્વ રાજમંદિરોને ડુબાવ્યાં છે; તેણે તેના
કિલ્લાઓને નષ્ટ કીધા છે, ને યહુદાહની દીકરીના ખેદ
તથા વિલાપ વધાર્યા છે. ૬ જાણે કે વાડીનો મંડપ
હોય, તેમ તેણે પોતાનો મંડપ બળાત્કારથી દૂર કીધો
છે, તેણે પોતાનું સભાસ્થાન નષ્ટ કીધું છે; યહોવાહે
સિયોનમાં નિયમિત પર્વ તથા સાબ્બાથને વિસ્મૃત
કરાવ્યાં છે, ને પોતાના ક્રોધાવેશમાં રાજાને તથા
યાજકોને તુચ્છકાર્યા છે. ૭ પ્રભુએ પોતાની વેદી તજી
છે, તે પોતાના પવિત્ર સ્થાનથી કંટાળી ગયો છે, તેણે
તેનાં રાજમંદિરોની ભીંતો શત્રુના હાથમાં સોંપી
દીધી છે; જેમ શુભ સભાને પર્વે બૂમ પાડે તેમ
તેઓએ યહોવાહના ઘરમાં બૂમ પાડી છે. ૮ યહોવાહે
સિયોનની દીકરીનો કોટ નષ્ટ કરવાનો મનસુબો કીધો
છે, તેણે દોરી તાણી છે; તેણે નાશ કરવાથી પોતાનો
હાથ પાછો ફેરવ્યો નથી; અને તેણે બુરૂજ તથા કોટને
ખેદિત કીધા છે; તેઓ એકત્ર ખિન્ન થાય છે. તેની
ભાગળો ભૂમિમાં બેસી ગઇ છે; તેણે તેની ભુંગળોને
ભાંગીને નષ્ટ કીધી છે, જે વિદેશીઓમાં નિયમશાસ્ત્ર
નથી તે મધ્યે તેનો રાજા તથા તેના સરદારો છે;
વળી તેના ભવિષ્યવાદીઓને યહોવાહથી દર્શન થતું
નથી. ૧૦ સિયોનની દીકરીના વડીલો ભૂમિ પર બેસીને
છાના રહે છે; તેઓએ પોતાના માથા પર ધૂળ નાખી
છે; તેઓએ ટાટનો પટો કમરે બાંધ્યો છે; યરૂશા-
લેમની કુંવારીઓએ ભૂમિ સુધી માથું નમાવેલું છે.
૧૧ આંસુ પાડી પાડીને મારી આંખોનો ક્ષય થયો છે;
મારી આંતરડીઓ બળે છે; મારા લોકની દીકરીના
નાશને લીધે મારૂં કલેજું પાણી થઇ ગયું છે, કેમકે
બાલબચ્ચાં તથા ધાવણાં નગરના ચકલાઓમાં
મૂર્ચ્છિત થાય છે. ૧૨ નગરના ચકલાઓમાં ઘાએલ
થઇને તેઓને મૂર્છા આવે છે, અને તેઓ પોતાની
માના ઉર પર અઢેલીને પ્રાણ છોડે છે, ત્યારે ધાન્ય
તથા દ્રાક્ષારસ ક્યાં છે એવું તેઓ પોતાની માને પુછે
છે. ૧૩ હે યરૂશાલેમની દીકરી, હું તારી આગળ શી
સાક્ષી પુરૂં? હે સિયોનની કુંવારી દીકરી, હું તને
શાની ઉપમા આપું? હું તને દિલાસો દેવા માટે તને
શાની સાથે સરખાવું? કેમકે તારૂં બાકોરૂં સમુદ્ર જેવડું
છે, તારૂં દુઃખ કોણ ટાળી શકે? ૧૪ તારા ભવિષ્ય-
વાદીઓએ તારે સારૂ વ્યર્થ તથા ઘેલી વાતોના દર્શનો
દીઠાં છે, ને તારો બંદીપ્રવાસ પાછો ફેરવવા સારૂ
તેઓએ તારો અન્યાય ઉઘાડો નથી કીધો, પણ
તેઓએ તારે સારૂ અસત્ય વચનો તથા દેશનિકાલના
કારણો જોયાં છે. ૧૫ માર્ગમાં થઇને જેટલા ચાલ્યા
જાય છે, તેઓ સર્વ તારી વિરૂદ્ધ તાળી પાડે છે, તેઓ
સિટ્કારા કરીને યરૂશાલેમની દીકરીની સામે માથું
હલાવીને કહે છે, જે નગરને લોક સુંદરતાની સંપૂર્ણતા,
આખી પૃથ્વીનું આનંદાસ્પદ કહેતા, તે આ છે શું?
૧૬ તારા સર્વ શત્રુઓએ તારા પર પોતાનું મુખ ઉઘા-
ડ્યું છે, તેઓ ફુંફાડા કરીને તથા દાંત પીસીને કહે
છે, અમે તેને ગળી ગયા છીએ, જે દિવસની વાટ
અમે જોતા હતા તે નિશ્ચે આજ છે, તે અમને પ્રાપ્ત
થયો છે, તેને અમે જોયો છે. ૧૭ યહોવાહે જે મનસુબો
કીધો હતો તે તેણે પૂરો કર્યો છે; પોતાનું જે વચન
તેણે પુરાતન દિવસોમાં ફરમાવ્યું હતું તે તેણે સાધ્યું
છે; તેણે દયા રાખ્યા વગર તોડી પાડ્યું છે; ને તારો
શત્રુ તારા પર હરખાય, એવું તેણે કીધું છે. તેણે તારા
દુશ્મનોનું શિંગ ઉંચું ચઢાવ્યું છે. ૧૮ તેઓના હૃદયે
પ્રભુને એવી હાંક મારી કે, હે સિયોનની દીકરીના
કોટ, રાતદિવસ આંસુઓ નદીની પેઠે વહેતાં જાય,
પોતાને વિસામો ન દે, તારી આંખની કીકીને જંપવા
ન દે. ૧૯ તું ઉઠીને રાતના પહોરના આરંભમાં બૂમ
પાડ, પ્રભુની સન્મુખ તારૂં હૃદય પાણીની પેઠે રેડ;
તારાં જે બાલબચ્ચાં સર્વ ચકલાઓના નાકામાં ભૂખે
મૂર્ચ્છિત થાય છે, તેઓના જીવને લીધે તારા હાથ
તેની ભણી ઉઠાવ. ૨૦ હે યહોવાહ, તેં કોને એવું કીધું
છે એ તો ધ્યાન દઇને જો, કે શું બાયડીઓ પોતાનું
ફળ, એટલે ખોળામાં ઝુલાવીને લાડ લડાવેલાં પોતાનાં
ધાવણાંને ખાય? શું યાજક તથા ભવિષ્યવાદી પ્રભુના
પવિત્રસ્થાનમાં માર્યા જાય? ૨૧ છોકરો તથા ઘરડો
ચકલાઓમાં ભૂમિ પર પડેલા છે, મારી કુંવારીઓ
તથા મારા જુવાનો તરવારવડે પાડી નખાયલા છે;
તેં તારા ક્રોધના દિવસમાં તેઓને મારી નાખ્યાં, તેં
દયા કર્યા વગર કતલ કર્યાં છે. ૨૨ જેમ શુભ સભાને
દિવસે તેમ તેં મારી આસપાસ ધાસ્તી ઉભી કીધી
છે, ને યહોવાહના ક્રોધને દિવસે કોઇ છુટ્યો અથવા

ખચ્યો નહિ, જેઓને મેં ખોળામા રમાડ્યા તથા
ઉછેર્યા, તેઓને મારા શત્રુઓએ નષ્ટ કીધા છે

૩ તેના કોપની સોટીથી જેણે દુઃખ ભોગવ્યુ છે,
તે પુરૂષ હુજ છુ ૨ તે મને ચલાવીને અજવા
ળામા નહિ પણ અધકારમા લાવ્યો છે ૩ તે પોતાનો
હાથ ખરેખર મારી વિરૂદ્ધ આખો દિવસ વખતો
વખત ફેરવે છે ૪ તેણે મારૂં માસ તથા મારી ચામડી
જીર્ણ કરી નાખ્યા છે, તેણે મારા હાડકા ભાગ્યા છે
૫ તેણે મારી વિરૂદ્ધ બાધ્યુ છે, ને પિત્તના વિષ તથા
શ્રમથી મને ઘેર્યો છે ૬ તેણે મને પુરાતન કાળના
મુએલાની પેઠે અંધારા સ્થાનોમા વસાવ્યો છે ૭ તેણે
મને વાડથી ઘેર્યો છે, માટે મારાથી નિકળાય નહિ,
તેણે મારી બેડી ભારે કીધી છે ૮ વળી જ્યારે હુ બૂમ
પાડીને મદદ માગુ છુ ત્યારે તે મારી પ્રાર્થના પાછી
ફેરવે છે ૯ તેણે ઘડેલા પત્થરથી મારા માર્ગો બંધ
કર્યા છે, તેણે મારી વાટો વાકી કીધી છે ૧૦ તે મારા
પ્રત્યે સતાઇ રહેલા રીંછ, ગુપ્ત સ્થળમા રહેનાર સિંહ,
જેવો થયો છે ૧૧ તેણે મારા માર્ગો મરડી નાખ્યા
છે, ને મને ફાડી નાખ્યો છે, તેણે મને નિરાશ્રય કીધો
છે ૧૨ તેણે પોતાનુ ધનુષ્ય તાણ્યુ છે, ને મને તીરના
નિશાન તરીકે ઉભો રાખ્યો છે ૧૩ તેણે પોતાના
ભાથાના બાણ મારા અંતઃકરણમા ખોસ્યા છે ૧૪ હુ
મારા સર્વે લોકની આગળ ઉપહાસરૂપ થયો છું
આખો દિવસ તેઓ મારા રાસડા ગાય છે ૧૫ તેણે
મને કડવાસથી ભર્યો છે, તેણે મને નાગદોનાથી તૃપ્ત
કીધો છે ૧૬ વળી તેણે મારા દાતો કાકરીથી ભાગ્યા
છે; તેણે રાખથી મને ઢાકી લીધો છે ૧૭ અને તેં મારો
જીવ શાતિથી દૂર કીધો છે, હુ કલ્યાણ વિસર્યો છું
૧૮ અને મેં કહ્યું મારૂં બળ ખૂટ્યું છે, તથા યહોવાહથી
મારી જે આશા તે નષ્ટ થઇ છે ૧૯ મારૂં કષ્ટ તથા
મારૂં દુઃખ, મારો નાગદોના તથા ધતૂરો, એઓનુ
સ્મરણ કર. ૨૦ મારો જીવ તેમનું સ્મરણ કરીને મારી
મધ્ય નમી ગયો છે ૨૧ એ હુ મનમાં પાછું આણું છું,
તે માટે હુ આશા રાખુ છું ૨૨ યહોવાહની કૃપાને
લીધે અમે નષ્ટ થયા નથી, કેમકે તેની દયા ખૂટનારી
નથી. ૨૩ તે દર સવારે નવી થાય છે, તારૂં વિશ્વાસુ
પણુ મહાન છે ૨૪ મારો જીવ કહે છે કે, યહોવાહ
મારો હિસ્સો છે, તે માટે હુ તેના પર આશા
રાખીશ ૨૫ જેઓ તેની વાટ જુએ છે ને જે જીવ તેને
શોધે છે તેઓ પ્રત્યે યહોવાહ સારો છે ૨૬ યહોવાહના
તારણની આશા રાખવી અને તેના આવવાની વાટ
શાતિએ જોવી, એ સારૂં છે ૨૭ યુવાવસ્થામા ઝુસરી
ઉપાડવી એ માણસને વાસ્તે સારૂં છે ૨૮ તેણે તેના
પર [ઝુસરી] મૂકી છે, માટે તે એકાતમા બેસીને
છાનો રહે ૨૯ તે પોતાનું મુખ ધૂળમા ઘાલે, કદાચિત
આશા ઉત્પન્ન થાય ૩૦ જે તેને મારે છે, તેની ભણી
તે પોતાનો ગાલ ધરે, તે અપમાનથી ભરપૂર થાય
૩૧ કેમકે પ્રભુ સર્વકાળ સુધી કાઢી મૂકશે નહિ
૩૨ કેમકે જો કે તે દુઃખ પમાડે, તોપણ તે પોતાની
ઘણી કૃપા પ્રમાણે દયા કરશે ૩૩ કેમકે તે રાજી
ખુશીથી દુઃખ દેતો નથી ને મનુષ્યોના પુત્રોને ખેદિત
કરતો નથી ૩૪ પૃથ્વીના સર્વ બંદીવાનોને પગ તળે
ખુદવા, ૩૫ પરાત્પરની સન્મુખ કોઇનો ન્યાય મરડવો,
૩૬ કોઇનો વાદ બગાડવો, એ પ્રભુને યોગ્ય લાગતું
નથી ૩૭ યહોવાહની આજ્ઞા ન છતા કોનું કહ્યું પુરૂં
થાય? ૩૮ પરાત્પરના મુખમાથી દુઃખ તથા કલ્યાણ
બન્ને નિકળે કે નહિ? ૩૯ જીવતો માણસ શા માટે
કચકચ કરે છે, પોતાના પાપની સજા થયાને લીધે
કેમ કચકચ કરે? ૪૦ આપણે આપણા માર્ગોની શોધ
તથા પારખ કરીએ, ને યહોવાહની તરફ ફરીએ
૪૧ આપણુ આકાશમાના દેવની ભણી આપણુ હૃદય
તથા હાથ ઉઠાવીએ ૪૨ અમે અપરાધ તથા ફિતૂર
કીધા છે, તેં ક્ષમા કરી નથી. ૪૩ તેં અમને કોપથી
ઢાકી દીધા તથા સતાવ્યા છે, તેં દયા કર્યા વગર ઘાત
કીધો છે ૪૪ તેં વાદળથી પોતાને ઢાકયો છે, કે અમારી
પ્રાર્થના પેલે પાર ન જાય ૪૫ લોક મધ્યે તેં અમને
ઉચ્છિષ્ટ વસ્તુ તથા કચરા સરખા કીધા છે ૪૬ અમારા
સર્વ શત્રુઓએ અમારી વિરૂદ્ધ પોતાનું મુખ ઉઘાડયુ
છે ૪૭ ભય તથા ખાડો, પાયમાલી તથા નાશ અમારા
પર આવ્યા છે ૪૮ મારા લોકની દીકરીના નાશને
લીધે મારી આખમાથી પાણીઓની નદીઓ વહી
જાય છે ૪૯ યહોવાહ આકાશમાથી દૃષ્ટિ કરીને જુએ
ત્યા સુધી, ૫૦ મારી આખમાથી આસુઓ ચોવારે
નિરંતર વહેતા રહે છે ૫૧ મારા નગરની સર્વ દીકરી
ઓને લીધે મારી આખ મારા જીવને દુઃખવે છે
૫૨ જેઓ કારણ વગર મારા શત્રુઓ થયા છે, તેઓ
જેમ પક્ષીની પાછળ લાગે તેમ મારી પાછળ લાગ્યા
છે ૫૩ તેઓએ મારા જીવને ખાડામા નષ્ટ કરવાનુ
કીધુ છે, ને મારા પર પત્થર ફેંક્યા છે ૫૪ પાણી
મારા માથા ઉપર ફરી વળ્યુ, મેં કહ્યું કે, હુ મરી
ગયો છુ ૫૫ હે યહોવાહ, મેં કારાગૃહના નીચલા
ભોંયરામાથી તારા નામને હાક મારી, ૫૬ તેં મારો

ઘાંટો સાંભળ્યો; હું હાંફીને બૂમ પાડું, ત્યારે તું તારો
કાન બંધ ન કર. ૫૭ જે દિવસે મેં તને હાંક મારી
ત્યારે તું પાસે આવ્યો; બીશ મા, એવું તેં કહ્યું.
૫૮ હે પ્રભુ, તેં મારા જીવને લગતા વાદ ચલાવ્યા છે;
તેં મારા પ્રાણને ખરી લીધો છે ૫૯ હે યહોવાહ, મારા
પ્રત્યે જે અન્યાય કરેલો છે, તે તેં જોયો છે, તું મારો
ન્યાય કર. ૬૦ મારા પર તેઓનું લીધેલું બધું વેર તથા
તેઓના કરેલા સઘળા મનસુબા તેં જોયાં છે. ૬૧ હે
યહોવાહ, તેઓએ જે મારી નિંદા કરી તે, તથા મારી
વિરૂદ્ધ જે સઘળા મનસુબા તેઓએ કીધા તે, તેં
સાંભળ્યાં છે. ૬૨ જેઓ મારી સામે ઉઠયા તેઓનાં
વચન, તથા આખો દિવસ મારી વિરૂદ્ધ તેમની જે
કલ્પના તે પણ, તેં સાંભળી છે. ૬૩ તેઓનું બેસવું
ઉઠવું જો; તેઓ મારા રાસડા ગાય છે. ૬૪ હે યહો-
વાહ, તેઓના હાથના કામ પ્રમાણે તેઓને બદલો
ભરી આપ. ૬૫ તેઓને મનની કઠણતા આપ, તારો
શાપ તેઓ પર આવો ૬૬ ક્રોધથી તેઓની પુઠે લાગ,
ને યહોવાહના આકાશ તળેથી તેઓને નષ્ટ કર.

૪ સોનું કેવું ઝાંખું પડયું છે! ચોખ્ખું સોનું કેવું
બદલાયું છે! પવિત્ર સ્થાનના પત્થર સર્વ ચક-
લાઓને નાકે વિખેરાએલા છે. ૨ સિયોનના જે અમૂલ્ય
પુત્રો ચોખ્ખા સોનાની બરાબર હતા, તેઓ કુંભારના
હાથનાં કરેલાં માટલાં જેવા કેમ ગણાય છે! ૩ શિયાળ
પણ પોતાનાં બચ્ચાંને થાને લગાડીને ધવાડે છે. પણ
મારા લોકની દીકરી રાનમાંની શાહામૃગી જેવી નિર્દય
થઇ છે. ૪ ધાવણા બાળકની જીભ તરસને લીધે તાળવે
ચોંટી રહે છે; બાલબચ્ચાં રોટલી માગે છે, ને તેઓને
કોઇ તે ભાંગીને આપતો નથી ૫ જેઓ મિષ્ટાન્ન
ખાતા હતા, તેઓ ચકલાઓમાં નિરાશ્રિત થયા છે,
જેઓ કીરમજી વસ્ત્ર પહેરતા, તેઓ ઉકરડાઓને
આલિંગન કરે છે ૬ અને જે સદોમ અકસ્માત નષ્ટ
થયું, ને જેને કોઇએ હાથ લગાડ્યો નહિ, તેના
અન્યાય કરતાં મારા લોકની દીકરીનો અન્યાય મોટો
છે ૭ તેના સરદારો હિમ કરતાં સ્વચ્છ હતા, તેઓ
દૂધ કરતાં ધોળા હતા, તેઓનાં શરીર માણેક કરતાં
રાતાં હતાં, તેઓનું રૂપ નીલમ જેવું હતું. ૮ તેઓનું
મુખ કોયલા કરતાં કાળું થયું છે, તેઓ ચકલાઓમાં
ઓળખાતા નથી, તેઓની ચામડી તેઓના હાડકાંને
વળગી રહેલી છે, તે સુકાઇને લાકડા જેવી થઇ ગઇ
છે ૯ જેઓ તરવારથી મરાયા તેઓ ભૂખે મરનારા
કરતાં સુખી છે, કેમકે [ભૂખ્યાઓ] ખેતરની ઉપજની
અછતને લીધે બળહીન થઇને ઝુરે છે. ૧૦ દયાળુ
સ્ત્રીઓએ પોતાને હાથે પોતાનાં છોકરાંને બાફયાં છે,
મારા લોકની દીકરીના નાશને સમયે એજ તેઓનો
ખોરાક હતો. ૧૧ યહોવાહે પોતાનો ક્રોધ પુરો કીધો
છે, તેણે પોતાનો ભારે કોપ રેડ્યો છે, ને સિયોનના
પાયાઓને ખાઇ જાય એવો અગ્નિ તેણે સિયોનમાં
સળગાવ્યો છે; ૧૨ શત્રુ તથા વૈરી યરૂશાલેમની ભાગ-
ળોમાં પેસશે, એવું પૃથ્વીના રાજાઓ તથા જગતના
રહેવાસીઓ માનતા નહોતા. ૧૩ તેના ભવિષ્યવાદી-
ઓનાં પાતકોને લીધે, તેના યાજકોના અન્યાયને લીધે
એવું બન્યું કે, તેઓએ તેની મધ્યે ન્યાયીઓનું રક્ત
પાડયું છે ૧૪ તેઓ આંધળાઓની પેઠે ચકલે ચકલે
ભમતાં ફરે છે, તેઓ રક્તથી વટલી ગયા છે, તેથી
તેઓનાં વસ્ત્રને કોઇ અડકતું નથી ૧૫ હઠી જાઓ,
રે અશુદ્ધ, તમે હઠી જાઓ, હઠી જાઓ, અમને અડકો
મા, એવું લોકોએ તેઓને પોકારીને કહ્યું; તેઓ
નાસીને રઝળવા લાગ્યા ત્યારે વિદેશીઓએ કહ્યું;
અમારે અહિં તો એમને હવે મુકામ કરવા દેવાના
નથી. ૧૬ યહોવાહના કોપે તેઓને એક બીજાથી જુદા
કીધા છે, તે તેઓ પર ફરી દૃષ્ટિ નહિ કરશે;
તેઓએ યાજકોની મર્યાદા રાખી નહિ, તેઓએ
વડીલો પર કૃપા કીધી નહિ. ૧૭ અમારી આંખો ખાલી
સહાયની વાટ જોઇને હાલ થાકી ગઇ છે; અમને
બચાવી શકે નહિ એવા દેશની અમે ઘણી અપેક્ષા
કીધી છે. ૧૮ તેઓ અમારો કેડો છોડતા નથી, તેથી
અમે અમારાં ચોટાંઓમાં ચાલી શકતા નથી; અમારો
અંતકાળ થવા આવ્યો છે, અમારા દિવસો પુરા થયા
છે, કેમકે અમારો અંતકાળ આવ્યો છે. ૧૯ અમારા
સતાવનારાઓ આકાશના ગરૂડો કરતાં વેગવાન હતા;
પર્વતો પર તેઓ અમારી પુઠે લાગ્યા, રાનમાં તેઓ
અમારે સારૂ સંતાઇ રહ્યા ૨૦ અમારા મુખનો શ્વાસ
જે યહોવાહનો અભિષિક્ત, અને જેને વિષે અમે કહ્યું
કે, તેની છાયામાં અમે વિદેશીઓમાં જીવીશું, તે
તેઓના ખાડાઓમાં પકડાયો. ૨૧ રે અદોમની દીકરી,
ઉસ દેશમાં રહેનારી, તું હર્ષ તથા આનંદ કર, તારી
પાસે પણ વાટકો આવશે, તું મસ્ત થઇને પોતાને
નગ્ન કરીશ. ૨૨ રે સિયોનની દીકરી, તારા અન્યાયની
સજા પુરી થઇ છે, તે તને ફરીથી બંદીપ્રવાસમાં નહિ
લઇ જશે; રે અદોમની દીકરી, તે તારા અન્યાયનું
શાસન કરશે; તે તારાં પાપ ઉઘાડાં કરશે.

૫ હે યહોવાહ, જે અમારા પર આવી પડ્યું છે,
તેનું સ્મરણ કર, ધ્યાન લગાડીને અમારૂં અપ-
માન જો. ૨ અમારૂં વતન પારકાઓના હાથમાં,
અમારાં ઘરો પરદેશીઓના હાથમાં ગયાં છે. ૩ અમે
અનાથ તથા નબાપા થયા છીએ, અમારી માઓ
વિધવા જેવી થઇ છે. ૪ અમે નાણું આપીને પાણી
પીધું છે, અમારૂં બળતણ અમે વેચાતું લીધું છે
૫ જેઓ અમારી પાછળ લાગ્યા છે તેઓ અમને પકડી
પાડવાની તૈયારીમાં છે; અમે થાકી ગયા છીએ, અને
અમને વિશ્રામ મળતો નથી. ૬ અમે રોટલીથી તૃપ્ત
થવા સારૂ મિસરી તથા આશ્શૂરીને તાબે થયા છીએ
૭ અમારા પિતૃઓએ પાપ કીધું, ને તેઓ જતા રહેલા
છે, ને અમે તેઓના અપરાધોનો બોજો ઉંચક્યો છે.
૮ દાસો અમારા પર ધણીપણું કરે છે, તેઓના હાથ-
માંથી અમને છોડાવનાર કોઇ નથી. ૯ રાનમાંની
તરવારને લીધે અમારો જીવ જોખમમાં નાખીને
અમે અમારૂં અન્ન પેદા કરીએ છીએ. ૧૦ દુકાળના
તાપથી અમારી ચામડી ભઠ્ઠીના જેવી કાળી થઇ છે.
૧૧ તેઓએ સિયોનમાં સ્ત્રીઓની, યહુદાહનાં નગરોમાં
કુંવારીઓની આબરૂ લીધી ૧૨ તેઓએ સરદારોને
લટકાવી દીધા, અને વડીલોના મુખનું સન્માન કર્યું
નહિ ૧૩ જુવાનોએ દળવાની ઘંટી ઉંચકી લીધી છે,
ને છોકરાં લાકડાના ભાર તળે લથડતાં ચાલે છે.
૧૪ વડીલો હવે ભાગળની પાસે બેસતા નથી, જુવાનો
હવે ગાયન કરતા નથી. ૧૫ અમારા હૃદયનો આનંદ
પતી ચુક્યો છે, નાચને બદલે કુટણું થાય છે. ૧૬ અમારા
માથા પરથી મુગટ પડ્યો છે, અમને હાય હાય!
કેમકે અમે પાપ કીધું છે. ૧૭ એ માટે અમારૂં હૃદય
નિર્ગત થયું છે. એ કારણોને માટે અમારી આંખે ઝાંખ
વળે છે. ૧૮ કેમકે સિયોન પર્વત ઉજડ પડ્યો છે, તેના
પર શિયાળો ફરે છે ૧૯ હે યહોવાહ, તું સર્વકાળ
સુધી રહે છે; તારૂં રાજ્યાસન પેઢી દર પેઢીનું છે.
૨૦ તું શા માટે અમને સદા વિસરે છે? ને અમને
આટલા બધા દિવસ કેમ તજે છે? ૨૧ હે યહોવાહ,
અમને તારી ભણી ફેરવ, એટલે અમે ફરીશું; પ્રાચીન
કાળમાં હતા તેવા દિવસો અમને પાછા આપ.
૨૨ પણ તેં અમને છેક તજી દીધા છે, તું અમારા પર
ઘણો કોપાયમાન થયો છે

# હઝકીએલ

## ભવિષ્યવાદીનું પુસ્તક.

૧ હવે ત્રીસમા વર્ષના ચોથા માસની પાંચમીએ
હું બંદીપ્રવાસીઓની સાથે કબાર નદીની પાસે
હતો તે વખતે આકાશ ઉઘડ્યું, ને મને દેવનાં દર્શન
થયાં ૨ યહોયાખીન રાજાના બંદીપ્રવાસના પાંચમા
વર્ષમાં, માસની પાંચમીએ, ૩ કાસ્દીઓના દેશમાં
કબાર નદીની પાસે બૂઝીના પુત્ર હઝકીએલ યાજક
પાસે યહોવાહનું વચન આવ્યું; ને ત્યાં યહોવાહનો
હાથ તેના પર હતો ૪ અને મેં જોયું, અને જુઓ,
એક આંધીરૂપી મહા વાદળ ઉત્તરમાંથી નિકળી આવ્યું,
ને તેમાં ઝળકતો ચમકતો અગ્નિ હતો, ને તેની આસ-
પાસ પ્રકાશ હતો, ને તેની મધ્યેથી, એટલે તે અગ્નિ
મધ્યેથી, તૃણમણિના જેવું તેજ આવતું હતું. ૫ અને
તેની મધ્યેથી ચાર પ્રાણીઓની પ્રતિમા નજરે આવી.
અને તેઓનો દેખાવ નીચે મુજબ હતો; તેઓનું
સ્વરૂપ માણસને મળતું હતું. ૬ અને પ્રત્યેકને ચાર
મુખ હતાં, ને તેઓમાંના પ્રત્યેકને ચાર પાંખો હતી.
૭ અને તેમના પગ તે સીધા પગ હતા; ને તેમના
પગનું તળિયું વાછરડાના પગના તળિયા જેવું હતું;
ને તેઓ ઓપેલા પિત્તળના તેજની પેઠે ચળકતા હતા.
૮ અને તેમની પાંખો નીચે તેમની ચારે બાજુએ
માણસના હાથ હતા; ને તે ચારેનાં મુખ તથા પાંખો
[નીચે પ્રમાણે] હતાં; ૯ તેમની પાંખો એક બીજી
સાથે જોડાયલી હતી; તેઓ ચાલતાં ચાલતાં આડાં-
અવળાં વળતાં નહિ; તેઓ પ્રત્યેક સીધાં આગળ
ચાલ્યાં જતાં હતાં. ૧૦ તેઓનાં મુખની સિકલ એવી
હતી કે પ્રત્યેકને માણસનું મુખ હતું, ને એ ચારેને

જમણી બાજુએ સિંહનું મુખ હતું, ને ચારેને ડાબી
બાજુએ બળદનું મુખ હતું; એ ચારેને ગરૂડનું મુખ
પણ હતું. ૧૧ અને તેઓના મુખ એ પ્રમાણે હતા;
ને તેમની પાંખો ઉપલી તરફ ફેલાવેલી હતી; પ્રત્યે-
કની બે પાંખો એક બીજીની સાથે જોડાયલી હતી;
ને બે તેમનાં શરીર ઢાંકતી હતી ૧૨ અને પ્રત્યેક
[પ્રાણી] સીધું આગળ ચાલતું; જ્યાં આત્માને જવું
હોય ત્યાં તેઓ જતા; ચાલતા તેઓ આડાઅવળાં
વળતાં નહિ ૧૩ એ પ્રાણીઓની આકૃતિ એવી હતી
કે તેમનો દેખાવ અગ્નિના બળતા અંગારા જેવો તથા
મશાલોની જોત જેવો હતો; તે [ચળકાટ] તે જીવતા
પ્રાણીઓ મધ્યે આમ તેમ ફરતો હતો; ને તે અગ્નિ
ચળકતો હતો; ને તે અગ્નિમાંથી વિજળી નિકળતી
હતી. ૧૪ અને વિજળીના ચમકારાના દેખાવની માફક
તે પ્રાણીઓ દોડતાં તથા પાછાં આવતાં હતાં. ૧૫ હવે
હું એ પ્રાણીઓને જોતો હતો એટલામાં, જુઓ, એ
પ્રાણીઓની પાસે એમનાં ચાર મુખમાંના પ્રત્યેક દીઠ
એકેક પૈડું જમીન પર [દેખાયું] ૧૬ એ પૈડાનો
તથા તેમની રચનાનો દેખાવ પિરોજના ભપકા જેવો
હતો; ને એ ચારે એકજ ઘાટનાં હતાં; ને તેમનો
દેખાવ ને તેમની રચના તો જાણે પૈડાની મધ્યે પૈડું
હોય એવાં દેખાતાં હતાં ૧૭ તેઓ ચાલતા ત્યારે
તેમનાં ચારે પાસા ચાલતાં; ચાલતા તેઓ આડાંઅ-
વળાં વળતાં નહિ ૧૮ તે [પૈડા]ની વાટો તો ઉંચી
ને ભયંકર હતી; ને તે ચારની વાટો ચોગર્દમ
આંખોથી ભરપૂર હતી ૧૯ અને પ્રાણીઓ ચાલતા
ત્યારે એ પૈડા તેમની બાજુએ ચાલતા; ને પ્રાણીઓ
જમીન પરથી ઉંચાં ચઢતાં ત્યારે પૈડાં પણ ઉંચાં
ચઢતાં ૨૦ જ્યાં આત્મા જવાનો હોય ત્યાં તેઓ
જતા, ને આત્મા ત્યાં જવાનો હતો; પૈડાં પણ
તેમની સાથે સાથે ઉંચાં ચઢતાં; કેમકે એ પ્રાણીનો
આત્મા પૈડાંમાં હતો ૨૧ તેઓ ચાલતા ત્યારે એ
પણ ચાલતાં; ને તેઓ થોભતાં ત્યારે એ પણ થોભતાં;
ને તેઓ પૃથ્વી પરથી ઉંચાં ચઢતાં ત્યારે પૈડાં પણ
તેમની સાથે સાથે ઉંચા ચઢતાં; કેમકે એ પ્રાણીનો
આત્મા પૈડાંમાં હતો. ૨૨ અને એ પ્રાણીના માથા
ઉપર ભયંકર બિલોરના તેજ જેવી અંતરિક્ષની પ્રતિમા
તેઓનાં માથાં પર ઉંચે પસરેલી હતી. ૨૩ અને એ
અંતરિક્ષ તળે તેઓની પાંખો સામ સામે સીધી ફેલા-
વેલી હતી; દરેકને બે [પાંખો] હતી કે જે તેમનાં
શરીરોની એક બાજુને ઢાંકતી, ને દરેકને બે હતી કે
જે બીજી બાજુને ઢાંકતી ૨૪ અને તેઓ ગતિમાં હતાં
ત્યારે તેમની પાંખોનો અવાજ મોટી રેલના અવાજ
જેવો, સર્વસમર્થના સાદ જેવો, સૈન્યના અવાજ જેવા
ખળભળાટનો અવાજ મને સભળાતો હતો; તેઓ
ઉભા રહેતાં ત્યારે તેઓ પોતાની પાંખો નીચી નમાવી
દેતાં ૨૫ અને તેઓના માથા પરના અંતરિક્ષ પર
એક સાદ થતો હતો; તેઓ ઉભા રહેતા ત્યારે તેઓ
પોતાની પાંખો નીચી નમાવી દેતાં. ૨૬ અને તેઓના
માથા પરના અંતરિક્ષ પર નીલમણિ જેવા દેખાવની
રાજ્યાસનની પ્રતિમા હતી; ને તે રાજ્યાસનની
પ્રતિમા પર મનુષ્યના જેવા દેખાવનો એક [પુરૂષ]
હતો. ૨૭ અને તેની કમરનો તથા તેથી ઉપરનો દેખાવ
તૃણમણિના તેજ જેવો, તથા તેની અંદર ચોગર્દમ
અગ્નિના જેવો દેખાવ મેં જોયો; ને તેની કમરનો
તથા તેથી નીચેનો દેખાવ મેં અગ્નિના દેખાવ જેવો
જોયો, ને તેની આસપાસ ચળકાટ હતો. ૨૮ અને
તેની આસપાસના ચળકાટનો દેખાવ વરસાદને દિવસે
મેઘધનુષ્યના દેખાવ જેવો હતો એ તો યહોવાહના
ગૌરવની પ્રતિમાનો દેખાવ હતો અને મેં તે જોયો
ત્યારે હું ઉંધો પડ્યો, ને એક બોલનારનો સાદ મારા
સાંભળવામાં આવ્યો

૨ અને તેણે મને કહ્યું, હે મનુષ્યપુત્ર, તારે પગે
ઉભો થા, એટલે હું તને [કંઇ] કહું. ૨ અને
તેણે મને એમ કહ્યું ત્યારે આત્માએ મારામાં પ્રવેશ
કરીને મને મારે પગે ઉભો કીધો; ને મારી સાથે
વાત કરનારની વાણી મેં સાંભળી. ૩ અને તેણે મને
કહ્યું, હે મનુષ્યપુત્ર, હું તને ઇસ્રાએલપુત્રો પાસે,
એટલે જે બંડખોર દેશજાતિઓએ મારી વિરૂદ્ધ બંડ
કીધું છે તેમની પાસે, મોકલું છું; તેઓ તથા તેઓના
પિતૃઓ મારી વિરૂદ્ધ છેક આજ સુધી અપરાધ કરતા
આવ્યા છે. ૪ અને એ પુત્રો ઉદ્ધત ને કઠણ હૃદયના
છે; હું તને તેમની પાસે મોકલું છું; ને તારે તેઓને
કહેવું કે, પ્રભુ યહોવાહ આમ કહે છે. અને ગમે તો
તેઓ સાંભળે કે ગમે તો તેઓ ન સાંભળે, (કેમકે
તેઓ દંગાખોર વંશ છે,) તોપણ તેઓ જાણશે કે
તેઓ મધ્યે ભવિષ્યવાદી થઇ ગયો છે ૬ હે મનુષ્ય-
પુત્ર, જો કે તને ઝાંખરાં તથા કાંટાનો સંગ થાય, ને
વિંછુઓ મધ્યે તને રહેવું પડે, તોપણ તારે તેઓથી
બીવું નહિ ને તેમના શબ્દોથી પણ બીવું નહિ; જો કે
તેઓ દંગાખોર વંશ છે, તોપણ તેઓના શબ્દોથી
બીવું નહિ, ને તેઓના ચેહેરાથી ગભરાવું નહિ.

૭ અને ગમે તો તેઓ સાંભળે કે ગમે તો તેઓ ન
સાંભળે, તોપણ તારે મારાં વચન તેઓને કહેવાં;
કેમકે તેઓ અત્યંત બંડખોર છે. ૮ પણ, હે મનુષ્ય-
પુત્ર, જે હું તને કહું, તે તું સાંભળ; એ બંડખોર
વંશની પેઠે તું બંડખોર ન થા; તારૂં મ્હો ઉઘાડ, ને
હું તને આપું તે ખા. ૯ અને મેં જોયું, ત્યારે, જુઓ,
એક લાંબો કરેલો હાથ મારી પાસે આવ્યો; ને જો,
તેમાં એક પુસ્તકનું ઓળિયું હતું; ૧૦ ને તેણે તે
મારી આગળ ખુલ્લું કીધું; ને તેની અંદરની બાજુએ
ને બહારની બાજુએ લખેલું હતું; ને તેની અંદર
વિલાપ તથા શોક તથા અફસોસ લખેલાં હતાં.

૩ અને તેણે મને કહ્યું, મનુષ્યપુત્ર, જે તને મળે
તે ખા; આ ઓળિયું ખાઈને જા, ઇસ્રાએલના
વંશની સાથે વાત કર ૨ એ માટે મેં મારૂં મુખ ઉઘા
ડયું, ને તેણે મને તે ઓળિયું ખવડાવ્યું. ૩ અને તેણે
મને કહ્યું, મનુષ્યપુત્ર, તારા પેટને ખવડાવ, ને આ
ઓળિયું જે હું તને આપું છું તેથી તારાં આંતરડાં ભર
ત્યારે મેં તે ખાધું; ને તે મારા મ્હોમાં મધ જેવું
મીઠું લાગ્યું
૪ અને તેણે મને કહ્યું, મનુષ્યપુત્ર, જા, ઇસ્રાએલના
કુળ પાસે જઈને મારા શબ્દો તેઓને કહે. ૫ કેમકે
તને પારકી બોલીવાળા તથા કઠણ ભાષાવાળા લોક
પાસે નહિ, પણ ઇસ્રાએલના કુળ પાસે મોકલવામાં
આવે છે; ૬ પારકી બોલીવાળી તથા મુશ્કેલ ભાષા-
વાળી ઘણી પ્રજાઓ કે જેઓના શબ્દો તું સમજી નથી
શકતો તેઓની પાસે નહિ જો હું તને તેઓની પાસે
મોકલત તો નિશ્ચે તેઓ તારૂં સાંભળત. ૭ પણ ઇસ્રા-
એલનું કુળ તારૂં નહિજ સાંભળે; કેમકે તેઓ મારૂં
સાંભળવા ઇચ્છતા નથી; કેમકે ઇસ્રાએલનું આખું કુળ
કઠોર કપાળનું તથા કઠણ હૃદયનું છે. ૮ જો, મેં તારૂં
મુખ તેમનાં મુખ સામે કઠણ, ને તારૂં કપાળ તેમનાં
કપાળ સામે કઠણ કીધું છે. ૯ તારૂં કપાળ મેં ચકમક
કરતાં કઠણ વજ્ર જેવું કીધું છે; જો કે તેઓ બંડખોર
કુળ છે તોપણ તારે તેઓથી બીવું નહિ, તેમ તેમના
ચેહેરા દેખીને ગભરાવું પણ નહિ. ૧૦ વળી તેણે મને
કહ્યું, મનુષ્યપુત્ર, મારાં જે સર્વ વચનો હું તને કહું
તે તારા હૃદયમાં સ્વીકાર ને તારા કાનોએ સાંભળ.
૧૧ અને જા, બંદીપ્રવાસીઓ પાસે, એટલે તારા
લોકના પુત્રો પાસે, જઈને તેમની સાથે વાત કરીને
તેમને કહે કે, આ પ્રમાણે પ્રભુ યહોવાહ કહે છે;
પછી તેમને ગમે તો સાંભળે કે ગમે તો ન સાંભળે.
૧૨ પછી આત્માએ મને ઉંચકયો, ને મેં પોતાની
પછવાડે મોટા ગડગડાટનો એવો અવાજ સાંભળ્યો
કે, તેના સ્થાનમાંથી યહોવાહના ગૌરવને ધન્ય થાઓ.
૧૩ અને પેલાં પ્રાણીઓની પાંખો એક બીજીને અડકતાં
તેમનો જે અવાજ થતો તે, ને તેમની પાસેનાં પૈડાંનો
જે અવાજ તે, એટલે મોટા ગડગડાટનો અવાજ મેં
[ સાંભળ્યો ] ૧૪ એમ આત્મા મને ઉંચો ચઢાવીને
લઇ ગયો; ને હું દુઃખિત થઇને તથા મનમાં તપી
જઇને ગયો, ને યહોવાહનો હાથ મારા પર સબળ
હતો. ૧૫ પછી હું કબાર નદીની પાસે રહેનારા બંદી-
પ્રવાસીઓ પાસે તેલ-આબીબમાં આવ્યો, ને તેઓ
બેઠા હતા ત્યાં હું બેઠો; ને ત્યાં તેઓ મધ્યે હું સાત
દિવસ સુધી વિસ્મિત સ્થિતિમાં બેસી રહ્યો.
૧૬ અને સાત દિવસને અંતે એમ થયું કે, યહો-
વાહનું એવું વચન મારી પાસે આવ્યું કે, ૧૭ મનુષ્ય-
પુત્ર, મેં તને ઇસ્રાએલના ઘર પ્રત્યે ચોકીદાર ઠરાવ્યો
છે; એ માટે મારા મુખમાંથી વચન સાંભળીને મારી
તરફથી તેમને ચેતવણી આપ. ૧૮ જ્યારે હું દુષ્ટને કહું
કે, તું નિશ્ચે માર્યો જશે; ત્યારે જો તું તેને ન ચેતાવે,
ને, દુષ્ટનો જીવ બચાવવા સારૂ, તેને તેના કુમાર્ગથી
[ ફરવાને ] ચેતવણી ન આપે, તો તે દુર્જન તો તેના
દુરાચારમાં મરશે; પણ તેના રક્તનો જવાબ હું તારી
પાસેથી માગીશ ૧૯ તોપણ દુર્જનને તું ચેતાવે તે
છતાં તે પોતાની દુષ્ટતાથી તથા પોતાના કુમાર્ગથી ન
ફરે, તો તે પોતાના દુરાચારમાં માર્યો જશે; પણ તેં
તારા આત્માને મુક્ત કીધો છે ૨૦ વળી જ્યારે કોઇ
નેક જન પોતાની નેકીથી ફરી જઇને દુષ્કર્મ કરે, ને
તેથી હું તેની આગળ ઠોકર મૂકું, તો તે માર્યો જશે;
તેં તેને ચેતવણી નથી આપી તે માટે તે પોતાના
પાપને લીધે મરશે, ને તેનાં કીધેલાં સુકૃત્યોનું સ્મરણ
કરવામાં નહિ આવશે; પણ તેના રક્ત[નો જવાબ]
હું તારી પાસેથી માગીશ ૨૧ તથાપિ, જો તું નેક
જનને ચેતાવે કે નેકીવાનોએ તો પાપ ન કરવું, ને તે
પાપ કરવાથી પાછો રહે, તો તે નિશ્ચે જીવતો રહેશે,
કેમકે તેણે ચેતવણી માન્ય કરી; ને તેં તારા આત્માને
મુક્ત કીધો છે
૨૨ અને ત્યાં યહોવાહનો હાથ મારા પર હતો;
ને તેણે મને કહ્યું, ઉઠીને મેદાનમાં ચાલ્યો જા, ને ત્યાં
હું તારી સાથે વાત કરીશ. ૨૩ ત્યારે હું ઉઠીને મેદાનમાં
ગયો; ને, જુઓ, જે ગૌરવ મેં કબાર નદીની પાસે
જોયું હતું તેજ પ્રમાણે યહોવાહનું ગૌરવ ત્યાં ઉભું

હતું; ને હું ઉંધો પડ્યો. ૨૪ ત્યારે આત્માએ મારામાં
પ્રવેશ કરીને મને મારે પગે ઉભો કીધો; ને મારી
સાથે બોલીને તેણે મને કહ્યું કે, જા, તારા ઘરમાં
ભરાઇને બારણાં બંધ કરી રાખ ૨૫ પણ હે મનુષ્ય-
પુત્ર, જો, તેઓ તારા પર બંધ નાખીને તેઓવડે તને
બાંધી દેશે, ને તું નિકળીને તેઓ મધ્યે જઇ શકશે
નહિ; ૨૬ ને હું તારી જીભને એવી રીતે તારે તાળવે
ચોંટાડી દઇશ કે તું મુગો થઇ જશે, ને તેમને ઠપકો
દેનાર થઇ નહિ શકશે; કેમકે તેઓ બંડખોર કુળ છે.
૨૭ પણ હું તારી સાથે બોલીશ ત્યારે હું તારૂં મુખ
ખોલીશ, ને તું તેઓને કહેજે કે, પ્રભુ યહોવાહ એમ
કહે છે કે, જે સાંભળતો હોય તે સાંભળે, ને જે ન સાંભ-
ળતો હોય તે ન સાંભળે; કેમકે તેઓ બંડખોર કુળ છે

૪ વળી, હે મનુષ્યપુત્ર, તું પોતાને સારૂ એક ઇંટ
લઇને પોતાની આગળ મૂક, ને તે પર એક નગ-
રનું, એટલે યરૂશાલેમનું, ચિત્ર પાડ; ૨ ને (ચિત્રમાં)
તેની વિરૂદ્ધ ઘેરો ઘાલ, ને તેની સામે કિલ્લા બાંધ,
ને તેની સામે મોરચા ઉઠાવ; તેની સામે છાવણીઓ
પણ નાખ, ને તેની સામે ચોગર્દમ કોટ તોડવાનાં
યંત્રો ઉભા કર ૩ અને તું પોતાને સારૂ લોઢાનો તવો
લે, ને તેને તારી તથા નગરની વચ્ચે લોઢાના કોટ
તરીકે ચોઢ; ને તારૂં મ્હો તું તેની તરફ ધરી રાખ,
એટલે [જાણે કે] તેને ઘેરો ઘાલવામાં આવશે, ને
તું તેની સામે ઘેરો ઘાલશે. એ ઇસ્રાએલના ઘરને
ચિન્હરૂપ થશે.

૪ વળી તું તારા ડાબા પાસા પર સુઇ જા, ને ઇસ્રા-
એલના ઘરની દુષ્ટતા તેના પર મુક; તે પાસા પર
તું સુઇ રહેશે તેટલા દિવસ તારે તેઓની દુષ્ટતાનો
બોજ સહન કરવો. ૫ કેમકે મેં એવું ઠરાવ્યું છે કે
તેમની દુષ્ટતાનાં વરસો જેટલાં તને દિવસ લાગે,
એટલે ત્રણસે ને નેવુ દિવસ; એ રીતે તારે ઇસ્રાએ-
લના ઘરની દુષ્ટતાનો બોજ સહન કરવો. ૬ અને એ
દિવસો પુરા કર્યા પછી તારે ફરી પાછો તારા જમણા
પાસા પર સુઇ જઇને યહૂદાહના ઘરની દુષ્ટતાનો
બોજ ઉંચકવો. દર વરસને માટે એક દિવસ લેખે
ચાળીસ દિવસ તે [પ્રમાણે કરવાનું], મેં તને ઠરાવી
આપ્યું છે. ૭ અને તારો હાથ ઉઘાડો રાખીને તારે
યરૂશાલેમના ઘેરા તરફ પોતાનું મ્હો કરી રાખવું; ને
તારે તેની વિરૂદ્ધ ભવિષ્યવાણી બોલવી. ૮ અને, જો,
હું તારા પર બંધન નાખું છું, ને તારા ઘેરાના દિવસ
તું પુરા કરે ત્યાં સુધી તારે એક પાસેથી બીજે પાસે
ફરવું નહિ. ૯ વળી તું પોતાને સારૂ ઘઉં તથા જવ તથા
વટાણા તથા ચોળા તથા બાજરી તથા મઠ લઇને તે
એક વાસણમાં નાખીને તેની રોટલી બનાવ; તું તારા
પાસા પર સુઇ રહે તેટલા દિવસ એટલે ત્રણસેં ને
નેવુ દિવસ તારે તે ખાવી. ૧૦ અને એ તારૂં અન્ન તારે
તોળીને એટલે દરરોજ વીસ શેકેલ લેખે ખાવું; વખતે
વખતે તારે તે ખાવું. ૧૧ અને પાણી તારે માપીને
એટલે એક હિનના છઠ્ઠા ભાગ જેટલું પીવું; વખતે
વખતે તારે પીવું ૧૨ અને તારે તે જવની રોટલીઓની
પેઠે ખાવું, ને તેઓના દેખતાં તારે મનુષ્યમાંથી નિક-
ળેલી વિષ્ઠાથી તે શેકવું ૧૩ અને યહોવાહે કહ્યું કે,
જે દેશજાતિઓ મધ્યે હું તેઓને હાંકી કાઢીશ તેઓ
મધ્યે ઇસ્રાએલપુત્રો પોતાનું અન્ન એવીજ રીતે અશુદ્ધ
થએલું ખાશે. ૧૪ ત્યારે મેં કહ્યું, અરેરે પ્રભુ યહોવાહ!
જો, મારો જીવ વટલ્યો નથી; કેમકે મારા નાનપ-
ણથી તે છેક હમણાં સુધી મુડદાલ કે પશુઓએ ફાડી
નાખેલું મેં કદી ખાધું નથી; તેમજ અમંગળ માંસ
મારા મ્હોમાં પેઠું નથી ૧૫ ત્યારે તેણે મને કહ્યું, જો,
મેં તને વિષ્ઠાને બદલે ગાયનું છાણ આપ્યું છે, ને તારે
તારી રોટલી તે પર પકાવવી. ૧૬ વળી તેણે મને કહ્યું
કે, મનુષ્યપુત્ર, જો, હું યરૂશાલેમમાં જીવિકાવૃક્ષનું
ખંડન કરીશ; ને લોક તોળીને તથા સભાળ રાખીને
રોટલી ખાશે; ને તેઓ માપીને તથા અચબા સહિત
પાણી પીશે; ૧૭ એ સારૂ કે તેઓને રોટલી તથા
પાણીનો કાળ પડે ને તેઓ એક બીજા સાથે વિસ્મિત
થાય, ને પોતાની દુષ્ટતામાં ઝુરી ઝુરીને ક્ષય પામે.

૫ અને, હે મનુષ્યપુત્ર, એક હજામના અસ્ત્રા
જેવી તીક્ષ્ણ તરવાર તું પોતાને સારૂ લે, ને
લઇને તેને તું પોતાના માથા પર તથા પોતાની દાઢી
પર ફેરવ; પછી તોળવાને સારૂ ત્રાજવાં લઇને તે
વાળછાના ભાગ પાડ ૨ ઘેરાના દિવસ પુરા થાય
ત્યારે, ત્રીજા ભાગના તારે નગરની મધ્યે અગ્નિમાં
બાળવા; ને ત્રીજા ભાગનાને લઇને તેમની આસપાસ
તારે તરવારથી ઝટકા મારવા; ને ત્રીજા ભાગનાને તારે
પવનમાં ઉડાવી દેવા, ને હું તેમની પાછળ તરવાર
ખેંચીશ ૩ અને તારે તેમાંથી થોડાક લઇને તારી
ચાળમાં બાંધવા. ૪ અને એમાંથી પાછા કેટલાક તારે
લેવા, ને તેમને અગ્નિ મધ્યે નાખીને તેમને અગ્નિમાં
બાળી દેવા; એમાંથી ઇસ્રાએલના આખા ઘરમાં
અગ્નિ ધસી આવશે.

૫ પ્રભુ યહોવાહ એમ કહે છે કે, એ તો યરૂશાલેમ

છે, મેં તેને વિદેશીઓની મધ્યે સ્થાપ્યુ છે ને તેની
આસપાસ ચોગર્દમ દેશો આવેલા છે ૬ અને તેણે
દુષ્ટતા કરીને મારા હુકમો વિરૂદ્ધ વિદેશીઓના કરતા
વધારે બંડ, ને મારા વિધિઓ વિરૂદ્ધ તેની આસ
પાસના દેશો કરતા વધારે બંડ કીધુ છે, કેમકે
તેઓએ મારા હુકમોનો અનાદર કર્યો છે, ને મારા
વિધિઓમા તો તેઓ ચાલ્યા નથી ૭ એ માટે પ્રભુ
યહોવાહ એમ કહે છે કે, તમારી આસપાસના વિદે
શીઓ કરતા તમે વધારે હુલ્લડખોર છો, ને મારા
વિધિઓ પ્રમાણે નથી ચાલ્યા, ને મારા હુકમો નથી
પાળ્યા, તેમ તમારી આસપાસના વિદેશીઓના
નિયમો પ્રમાણે વર્ત્યા નથી, ૮ એ માટે પ્રભુ યહોવાહ
એમ કહે છે કે જુઓ, હૂ, હા હુ, તમારી વિરૂદ્ધ છુ,
ને હુ વિદેશીઓના દેખતા તમારી મધ્યે ઠંડાજ્ઞાઓનો
અમલ કરીશ ૯ અને તારા સર્વે કંટાળાદાયક કૃત્યોને
લીધે હુ તારે વિષે એવુ કરીશ કે જેવુ મેં કદી કર્યુ
નથી, ને જેવુ હુ ફરીથી કદી કરીશ નહિ ૧૦ એ માટે
બાપો તારી મધ્યે દીકરાઓને ખાશે, ને દીકરા પોતાના
બાપોને ખાશે, ને હુ તારી મધ્યે દંડાજ્ઞાઓનો અમલ
કરીશ, ને તારા સર્વે બાકી રહેલાઓને સર્વે દિશા
ઓમા વિખેરી નાખીશ. ૧૧ એ માટે પ્રભુ યહોવાહ
પોતાના જીવના સોગન ખાઇને કહે છે કે, તારી સર્વે
ધિક્કારપાત્ર વસ્તુઓથી, ને તારા સર્વે અમંગળ કૃત્યોથી
તેં મારૂ પવિત્રસ્થાન વટાળ્યુ છે, તે કારણને લીધે હુ
પણ તને નિશ્ચે નાનું કરી નાખીશ, ને મારી આખ
ખામોશ રાખશે નહિ, ને હુ કંઇ દયા પણ રાખીશ
નહિ. ૧૨ તમારો ત્રીજો ભાગ મરકીથી માર્યો જશે, ને
તેઓ તારી મધ્યે દુકાળથી ક્ષય પામશે, ને ત્રીજો
ભાગ તારી આસપાસ તરવારથી પડશે, ને ત્રીજા
ભાગને હુ સર્વે દિશાઓમા વિખેરી નાખીશ, ને તેમની
પાછળ તરવાર ખેંચીશ. ૧૩ એમ મારો કોપ પુરો
થશે, ને મારા ક્રોધને હુ તેમના પર તૃપ્ત કરીશ, ને
મને નિરાત વળશે, ને મારો કોપ હુ તેમના પર પુરો
કરી ચુકીશ ત્યારે તેઓ જાણશે કે હુ યહોવાહ મારા
આવેશમા બોલ્યો છુ ૧૪ વળી તારી આસપાસની
દેશજાતિઓ મધ્યે, પાસે થઇને સર્વે જનારની નજ
રમા હુ તમને વેરાન તથા મેંણારૂપ કરીશ. ૧૫ એમ
જ્યારે હુ કોપમા ને ક્રોધમા ને ક્રોધિત ધમકીઓ
સહિત તારી મધ્યે દંડાજ્ઞાઓનો અમલ કરીશ ત્યારે
તે તારી આસપાસની દેશજાતિઓને ધમકીરૂપ તથા
મેણારૂપ, શિખામણરૂપ તથા અચબારૂપ થઇ પડશે,
હુ યહોવાહ એ બોલ્યો છુ, ૧૬ એટલે દુકાળના નાશ
કારક બાણો કે જે હુ તમારો નાશ કરવા સારૂ મોક
લીશ, તે જ્યારે હુ તેઓ પર મોકલીશ ત્યારે, ને
હુ તમારા પર દુકાળ વધારીને તમારા જીવિકાવૃક્ષનુ
ખંડન કરીશ, ૧૭ ને હુ તમારા પર દુકાળ તથા ભુંડા
શ્વાપદો મોકલીશ, ને તેઓ તને પરિવારહીન કરી
નાખશે, ને મરકી તથા ખૂનરેજી તારી મધ્યે ફરી
વળશે, ને હુ તારા પર તરવાર લાવીશ, હુ યહોવાહ
એ બોલ્યો છું

૬ અને યહોવાહનુ વચન મારી પાસે એવુ આવ્યુ
કે, ૨ મનુષ્યપુત્ર, તારૂ મુખ ઇસ્રાએલના પર્વતો
તરફ રાખીને તેમની વિરૂદ્ધ એવી ભવિષ્યવાણી બોલ
કે, ૩ હે ઇસ્રાએલના પર્વતો, પ્રભુ યહોવાહનું વચન
સાભળો, પ્રભુ યહોવાહ પર્વતોને તથા ડુંગરોને,
પાણીના નાળાને તથા ખીણોને એમ કહે છે કે, જુઓ,
હુ હા હુ, તમારા પર તરવાર લાવીને તમારા ઉચ્ચ
સ્થાનોનો વિનાશ કરીશ ૪ અને તમારી વેદીઓ
ઉજડ થશે, ને તમારી સૂર્યમૂર્ત્તિઓ ભાગી નખાશે,
ને હુ તમારા કતલ કરાએલા માણસોને તમારી મૂર્ત્તિ
ઓની આગળ નાખીશ. ૫ અને ઇસ્રાએલપુત્રોની
લાસો હુ તેઓની મૂર્ત્તિઓની આગળ નાખીશ, ને
હુ તમારા હાડકા તમારી વેદીઓની આસપાસ વેરીશ
૬ તમારા સર્વે રહેઠાણોમા નગરો મેદાન કરી મૂકાશે,
ને ઉચ્ચસ્થાનો ઉજડ થશે, એ સારૂ કે તમારી વેદીઓ
વેરાન કરી મૂકાય ને ઉજડ કરાય, ને તમારી મૂર્ત્તિઓ
ભાગી નખાઇને તેમનો અંત આવે, ને તમારી સૂર્ય
મૂર્ત્તિઓ કાપી નખાય, ને તમારા કામોનો નાશ કરાય.
૭ અને કતલ થએલાઓ તમારી મધ્યે પડશે, ને તમે
જાણશો કે હુ યહોવાહ છુ ૮ તથાપિ હું કેટલાકને
જીવતા રહેવા દઇશ, એટલે તમે દેશોમા વિખેરાઇ
જશો ત્યારે તમારામાના કેટલાક ત્યાની દેશજાતિઓ
મધ્યે તરવારથી બચી જશે. ૯ અને તમારામાના જેઓ
બચી જશે તેઓ, જે દેશજાતિઓ મધ્યે તેઓ ગુલામ
તરીકે લઇ જવાશે તેઓ મધ્યે, મારૂ સ્મરણ કરશે કે,
મારાથી દૂર થઇ ગએલા તેમના વ્યભિચારી મનથી, ને
તેમની મૂર્ત્તિઓની પાછળ વહી જતી તેમની આંખોથી
મારૂ હૃદય કેવુ ભગ્નિત થયુ છે, ને પોતાના સર્વ અમ
ગળ કાર્યોમા જે દુષ્કર્મો તેઓએ કીધા છે તેમને લીધે
તેઓ પોતાની નજરમા ધિક્કારપાત્ર થશે ૧૦ અને
તેઓ જાણશે કે હુ યહોવાહ છુ, હુ તેમના પર આ
બાફત લાવીશ, એ મેં ફોકટ નથી કહ્યુ

૧૧ પ્રભુ યહોવાહ એમ કહે છે કે, હાથ મારીને
તથા પગ પછાડીને કહે કે, ઇસ્રાએલના ઘરનાં સર્વ
ધિક્કારપાત્ર દુષ્કર્મોને લીધે અફસોસ! કેમકે તેઓ
તરવારથી, દુકાળથી તથા મરકીથી પાયમાલ થશે.
૧૨ દૂરના મરકીથી માર્યા જશે, ને પાસેના તરવારથી
નાશ પામશે; ને જીવતા રહેલા તથા ઘેરી લેવાયલાઓ
દુકાળથી માર્યા જશે; એમ મારો ક્રોધ હુ તેમના પર
પુરો કરીશ. ૧૩ અને જ્યારે તેઓના કતલ થએલા
માણસો પ્રત્યેક ડુંગર પર, પર્વતોનાં સર્વ શિખરો
પર, તથા પ્રત્યેક લીલા વૃક્ષ તળે, તથા પ્રત્યેક ઘટાદાર
આલોનવૃક્ષ તળે, એટલે જે જગ્યાએ તેઓ પોતાની
સર્વ મૂર્ત્તિઓને મધુર સુવાસ ચઢાવતા હતા ત્યાં,
તેઓની વેદીઓની આસપાસ તેઓની મૂર્ત્તિઓની
સાથે ભેળસેળ થશે, ત્યારે તમે જાણશો કે હું યહોવાહ
છું. ૧૪ અને હું મારો હાથ તેમના પર લંબાવીને
તેઓનાં સઘળાં રહેઠાણોમાં દેશને દીબ્લાહ તરફના
અરણ્ય કરતાં વધારે ઉજડ તથા વેરાન કરી નાખીશ;
ને તેઓ જાણશે કે હું યહોવાહ છું.

૭ વળી યહોવાહનું એવું વચન મારી પાસે આવ્યું
કે, ૨ હે મનુષ્યપુત્ર, પ્રભુ યહોવાહ ઇસ્રાએલના
દેશને એમ કહે છે કે, અંત; દેશના ચારે ખુણાઓનો
અંત આવ્યો છે. ૩ હવે તારો અંત આવ્યો છે, ને હું
મારો કોપ તારા પર રેડીશ, ને તારાં આચરણ પ્રમાણે
તારો ન્યાય કરીશ; ને તારાં સર્વ અમંગળ કામો હું
તારા પર લાવીશ. ૪ અને મારી આંખ તને દરગુજર
કરશે નહિ ને હું દયા રાખીશ નહિ; પણ હું તારા
માર્ગો તારા પર લાવીશ, ને તારાં અમંગળ કામો તારી
મધ્યે થશે; ને તમે જાણશો કે હું યહોવાહ છું.

૫ પ્રભુ યહોવાહ એમ કહે છે; આફત, એકજ
આફત; જો, તે આવે છે. ૬ અંત આવ્યો છે, ખુદ
અંત આવ્યો છે, તે તારી વિરૂદ્ધ જાગૃત થાય છે; જો,
તે આવે છે. ૭ હે દેશના રહેવાસી, તારૂં આવી બન્યું
છે; તેનો વખત આવી પહોંચ્યો છે, તે દિવસ પાસે
છે; એટલે પર્વતો પર હર્ષનાદનો નહિ પણ રમખા-
ણનો [દિવસ]. ૮ હવે થોડી વારમાં હું મારો ક્રોધ
તારા પર રેડી દઇશ, ને તારી વિરૂદ્ધ મારો રોષ પુરો
કરીશ, ને તારાં આચરણ પ્રમાણે તારો ન્યાય કરીશ;
ને તારાં સર્વ અમંગળ કૃત્યો હું તારા પર લાવીશ.
૯ અને મારી આંખ દરગુજર કરશે નહિ, ને હું દયા
રાખીશ નહિ; હું તારાં આચરણ પ્રમાણે તારા પર
વિતાડીશ, ને તારાં અમંગળ કૃત્યો તારી મધ્યે થશે;
ને તું જાણશે કે હું યહોવાહ ખરેખર માર વાળું છું.
૧૦ જો, તે દિવસ, જો, તે આવે છે; તારા નાશનો
હુકમ નિકળી ચુકયો છે, છડીને ફૂલ ખીલ્યાં છે, ગર્વને
ફણગા ફુટયા છે. ૧૧ જોરજુલમ વધીને દુષ્ટતાની છડી
થયો છે; તેઓમાંનું ને તેમના સમુદાયમાનુ કોઇ,
તથા તેના દ્રવ્યમાંથી કંઇ પણ, [બચશે] નહિ; ને
તેમને માટે કંઇ વિલાપ કરવામાં આવશે નહિ. ૧૨ તે
વખત આવ્યો છે, તે દિવસ પાસે આવતો જાય છે
ખરીદ કરનારે હરખાવું નહિ તેમ વેચનારે શોક કરવો
નહિ; કેમકે તેમના આખા સમુદાય પર કોપ છે.
૧૩ કેમકે વેચનાર તે વેચાયલા પાસે પાછો આવશે
નહિ, જો કે તેઓ [બન્ને] હજી જીવતા હશે તોપણ;
કેમકે સદર્શન તેઓના આખા સમુદાય વિષે છે, તે
પાછુ પડશે નહિ; ને કોઇ પોતાની જીંદગીની અની-
તિમાં બળ નહિ પકડશે ૧૪ તેઓએ રણશિંગડું
વગાડીને સર્વ તૈયાર કીધું છે; પણ કોઇ યુદ્ધમાં નથી
જતો; કેમકે મારો રોષ તેઓના સર્વ સમુદાય પર
છે ૧૫ બહાર તરવાર, ને માંહે મરકી તથા દુકાળ છે;
ખેતરમાં જે હશે તે તરવારથી માર્યો જશે; ને શહે-
રમાં જે હશે તેને દુકાળ તથા મરકી સ્વાહા કરશે.
૧૬ પણ તેઓમાંના જેઓ બચવાના તેઓ બચી જઇને
સર્વ પોતપોતાની અનીતિને લીધે શોક કરતા નીચ
પ્રદેશનાં કબૂતરોની પેઠે પર્વતો પર [ટોળે] થશે.
૧૭ સર્વ હાથ નિર્બળ, ને સર્વ ઘુંટણો પાણી જેવાં ઢીલાં
થઇ જશે. ૧૮ તેઓ તાટ પણ પહેરશે, ને ત્રાસ તેમને
ઢાંકી દેશે; ને સર્વનાં મુખ પર લાજ, ને તે સર્વનાં
માથાં બોડાં હશે. ૧૯ તેઓ પોતાનું રૂપું રસ્તાઓમાં
ફેંકી દેશે, ને તેમનું સોનું અશુદ્ધ વસ્તુના જેવું થઇ
પડશે; યહોવાહના કોપને દિવસે તેઓનું સોનુંરૂપું
તેમને ઉગારી નહિ શકશે; તેઓ પોતાના આત્મા-
ઓને સંતોષ પમાડી નહિ શકશે તેમ પોતાના પેટને
પણ તૃપ્ત કરી નહિ શકશે; કેમકે તે તેમની અનીતિ-
રૂપી ઠોકર થયું છે. ૨૦ તેઓનાં સુશોભિત આભૂષણોનું
રૂપાંતર કરીને તેઓએ તેમને ગર્વનું રૂપ આપીને
તેઓવડે પોતાની અમંગળ તથા ધિક્કારપાત્ર વસ્તુ-
ઓની મૂર્ત્તિઓ બનાવી; માટે મેં તે [સોનુંરૂપું]
તેમની નજરમાં અશુદ્ધ વસ્તુ જેવું કરી નાખ્યું છે.
૨૧ અને હુ તેને પારકાઓના હાથમાં ભક્ષ તરીકે, ને
પૃથ્વીના દુષ્ટોના તાબામાં લુટ તરીકે આપી દઇશ, ને
તેઓ તેને વટાળશે ૨૨ તેમનાથી પણ હું મારૂં મુખ
અવળું ફેરવીશ, ને લોકો મારૂં ગુપ્ત [સ્થાન] વટાળશે;

૯ પછી તેણે મોટે સાદે મારા કાનમા એમ
પોકાર્યું કે, નગરના અધિકારીઓને પોતપોતાના
વિનાશક શસ્ત્ર પોતાના હાથમા રાખીને પાસે આવ
વાનું કહો ૨ અને જુઓ, છ માણસ પોતપોતાનું
સહારક શસ્ત્ર હાથમા લઇને ઉત્તર તરફ આવેલા
ઉપલા દરવાજાને રસ્તેથી આવ્યા, ને તેઓની મધ્યે
સણના વસ્ત્ર પહેરીને એક માણસ [ ઉભો હતો ], ને
તેની કમરે લહિયાનો રૂશનાઇનો ખડિયો લટકાવેલો
હતો અને તેઓ અંદર જઇને પિત્તળની વેદી પાસે
ઉભા રહ્યા ૩ અને ઇસ્રાએલના દેવનુ ગૌરવ કે જે
કરૂબ ઉપર હતું તે ત્યાથી ઉપડીને ઘરના ઉમરા
આગળ ગયુ, ને તેણે પેલો સણના વસ્ત્ર પહેરેલો
માણુસ કે જેની કમરે લહિયાનો રૂશનાઇનો ખડિયા
હતો તેને બોલાવ્યો ૪ અને યહોવાહે તેને કહ્યુ કે,
નગર મધ્યે, એટલે યરૂશાલેમ મધ્યે, સર્વત્ર ફરીને જે
માણસો તે મધ્યે કરાતા સર્વ અમગળ કૃત્યોને લીધે
નિસાસા નાખતા હાય તથા રડતા હોય તેઓના કપાળ
પર ચિન્હ કર ૫ અને બીજાઓને તેણે મારા સાભ
ળતા કહ્યુ કે, તમે તેની પાછળ પાછળ નગરમા સર્વત્ર
ફરીને સંહાર કરો, તમારી આખ દરગુજર ન કરે ને
તમારે દયા પણ ન રાખવી, ૬ વૃદ્ધ પુરૂષોને, જુવા
નોને તથા યુવતીઓને, ને નાના બાળકોને તથા
સ્ત્રીઓને સહારીને તેમનો નાશ કરો, પણ જે કોઇ
માણુસ પર ચિન્હ હોય તેની નજીક પણ જતા નહિ,
ને મારા પવિત્રસ્થાનથી માડીને શરૂઆત કરો ત્યારે
તેઓએ [ યહોવાહના ] ઘર આગળ જે વડીલો હતા
તેમનાથી શરૂઆત કીધી ૭ અને તેણે તેઓને કહ્યુ,
ઘરને વટાળો, ને લાસોથી તેના આગણા ભરી કાઢો,
નિકળી પડો અને તેઓએ નિકળી પડીને નગરમા
કતલ ચલાવી ૮ અને તેઓ કતલ કરતા હતા, ને મને
જીવતો મૂકયો હતો, તે દરમ્યાન એમ થયુ કે હુ ઉંધો
પડ્યો, ને બૂમ પાડીને કહ્યુ કે, હે પ્રભુ યહોવાહ, શું
યરૂશાલેમ ઉપર તારો કોપ વરસાવતા બાકીના સર્વ
ઇસ્રાએલનો તું નાશ કરીશ? ૯ ત્યારે તેણે મને કહ્યુ
કે, ઇસ્રાએલ તથા યહુદાહના ઘરની દુષ્ટતા અતિ ઘણી
છે, ને દેશ ખૂનરેજીથી ને નગર અન્યાયથી ભરપુર
છે, કેમકે તેઓ કહે છે કે, યહોવાહે દેશને તજી દીધા
છે, ને યહોવાહ જોતો નથી ૧૦ અને મારી આખ તો
દરગુજર નહિ કરશે ને હુ દયા નહિ રાખીશ, પણ
તેમનો માર્ગ હુ તેમને માથે લાવીશ ૧૧ અને જુઓ,
સણના વસ્ત્ર પહેરેલો માણુસ જેની કમરે રૂશનાઇનો
ખડિયો હતો તેણે એ બાબત વિષે જાહેર કીધું કે, તેં
મને આજ્ઞા કીધી તેમ મેં કર્યું છે

૧૦ ત્યાર પછી મેં જેયુ તો, જુઓ, કરૂબોના
માથા પર જે અતરિક્ષ હતું તેમા તેમના
પર ઉચે નીલમણિ જેવુ દેખાયુ ને તેનો આકાર
રાજ્યાસન જેવો દેખાતો હતો ૨ અને તેણે સણના
વસ્ત્ર પહેરેલા માણસને એમ કહ્યુ કે, ગડગડાટ ફરતા
પૈડાની વચમા, એટલે કરૂબ તળે, પેસ, ને તારો
ખોબો કરૂબોની વચ્ચેથી અગ્નિના અગારાથી ભર, ને
તેને નગર પર વેર અને મારા દેખતા તે અદર પેઠો
૩ હવે એ માણુસ અદર પેઠો ત્યારે કરૂબો ઘરની
જમણી બાજુએ ઉભેલા હતા, ને અંદરનુ આગણુ
મેઘથી ભરાઇ ગયુ ૪ અને યહોવાહનુ ગૌરવ કરૂબ
ઉપરથી ઉપડીને ઘરના ઉમરા ઉપર [ થયુ ], ને
ઘર મેઘથી ભરાઇ ગયુ, ને આગણુ યહોવાહના ગૌર
વના પ્રકાશથી ભરપુર હતું ૫ અને કરૂબોની પાખોનો
અવાજ બહારના આગણા સુધી પણ, સર્વસમર્થ દેવના
બોલવાના અવાજ જેવો, સભળાતો હતો ૬ અને
જ્યારે તેણે સણના વસ્ત્ર પહેરેલા માણસને આજ્ઞા
કીધી કે, ગડગડાટ ફરતા પૈડા વચ્ચેથી, એટલે કરૂબો
વચ્ચેથી, અગ્નિ લે, ત્યારે એમ થયુ કે તે અંદર જઇને
એક પૈડા પાસે ઉભો રહ્યો ૭ અને કરૂબોની વચ્ચેથી
કરૂબે પોતાનો હાથ કરૂબોની વચમાના અગ્નિ તરફ
લંબાવીને [ તેમાથી કેટલોક ] લઇને સણના વસ્ત્ર પહે-
રેલા માણસના હાથમા મૂકયો, ને એ તે લઇને બહાર
નિકળ્યો અને કરૂબોને તેઓની પાખો નીચે મનુ-
ષ્યના જેવો હાથ દેખાયો ૯ અને મેં જેયુ, તો એક
કરૂબને પડખે એક પૈડુ ને બીજા કરૂબને પડખે બીજુ
પૈડુ એમ કરૂબોને પડખે ચાર પૈડા દેખાયા, ને
પૈડાનો દેખાવ પિરોજના તેજ જેવો હતો ૧૦ અને
દેખાવમા તે ચારેનો ઘાટ એક સરખો હતો, જાણે કે
એક પૈડુ બીજાની મધ્યે હોય તેમ ૧૧ તેઓ ચાલતા
ત્યારે તેઓની ચારે બાજુઓ ફરતી, ચાલતા ચાલતા
તેઓ આડાઅવળા વળતા નહિ, પણ જે જગ્યા તરફ
તેનું માથુ હોય તે તરફ તેઓ તેની પાછળ પાછળ
જતા, ચાલતા ચાલતા તેઓ આડાઅવળા વળતા
નહિ ૧૨ અને તેઓનુ આખુ અગ તથા તેઓની
પીઠો તથા તેઓના હાથ તથા તેઓની પાખો તથા
તેઓના પૈડા, એટલે એ ચારેના પૈડા ચોગર્દમ
આખોથી ભરપુર હતા ૧૩ પૈડાને તો મારા સાભળતા
ગડગડતા [ પૈડા ] એવુ નામ આપવામા આવ્યુ

૧૪ અને તે દરેકને ચાર મુખ હતાં; પહેલું મુખ તે
કરૂબનું મુખ હતું, ને બીજું મુખ તે મનુષ્યનું મુખ
હતું, ને ત્રીજું તે સિંહનું મુખ હતું, ને ચોથું તે ગરૂડનું
મુખ હતું. ૧૫ અને કરૂબો ઉડીને ઉંચે ચઢયા; જે
પ્રાણી મેં કબાર નદીની પાસે જોયું હતું તે એજ
૧૬ અને કરૂબો ચાલતા, ત્યારે પૈડાં તેમની બાજુએ
ચાલતાં; ને કરૂબો પૃથ્વીપરથી ઉડી ઉંચે ચઢવાને
પોતાની પાંખો ઉંચી કરતા ત્યારે પૈડાં પણ તેમને
પડખેથી ખસી જતાં નહિ ૧૭ તેઓ ઉભા રહેતા
ત્યારે એ પણ ઉભા રહેતાં; ને તેઓ ઉંચે ચઢતા
હતા, ત્યારે એઓ પણ તેમની સાથે ઉંચે ચઢતાં;
કેમકે એઓમાં જીવનનો આત્મા હતો. ૧૮ અને યહો-
વાહનું ગૌરવ ઘરના ઉમરા પરથી જઇને કરૂબો પર
થંભ્યું. ૧૯ અને કરૂબોએ પોતાની પાંખો ફેલાવી, ને
તેઓ તથા તેમની બાજુ પરનાં પૈડાં મારા દેખતાં
પૃથ્વી પરથી ઉંચાં ચઢીને ચાલી નિકળ્યાં; ને તેઓ
યહોવાહના ઘરના પૂર્વ તરફના દરવાજાના બારણા
આગળ ઉભાં રહ્યાં; ને તેઓના ઉપર ઉંચે ઇસ્રાએ-
લના દેવનું ગૌરવ હતું. ૨૦ જે પ્રાણી મેં ઇસ્રાએલના
દેવની નીચે કબાર નદીની પાસે જોયું હતું તેજ એ છે;
ને હું જાણતો હતો કે તેઓ કરૂબો હતાં. ૨૧ પ્રત્યેકને
ચચ્ચાર મુખ, ને પ્રત્યેકને ચાર પાંખો હતી; ને તેમની
પાંખો નીચે મનુષ્યના જેવા હાથ હતા. ૨૨ અને
તેઓનાં મુખોનો ઘાટ તો કબાર નદીની પાસે જે
મુખો મેં જોયાં હતાં તેના જેવો હતો, એટલે દેખાવમાં
ને અંગમાં; તે પ્રત્યેક સીધું આગળ ચાલતું હતું.

૧૧ વળી આત્માએ મને ઉચકીને યહોવાહના
ઘરનો પૂર્વનો દરવાજો જે પૂર્વ તરફ છે ત્યાં
આણ્યો; ને જુઓ, તે દરવાજાના બારણા આગળ
પચ્ચીસ માણસો હતા; ને મેં તેઓની મધ્યે આઝ્ઝુ-
રનો દીકરો યાઅઝાન્યાહ તથા બનાયાહનો દીકરો
પલાટયાહ કે જે લોકોના સરદાર હતા તેઓને જોયા.
૨ અને તેણે મને કહ્યું, મનુષ્યપુત્ર, શુંડાં તરકટો રચ-
નાર તથા નગરમાં દુષ્ટ સલાહ આપનાર માણસો
એજ છે; ૩ તેઓ કહે છે કે, ઘરો બાંધવાનો [વખત]
પાસે નથી; આ [ નગર ] તો કઢાઇ છે, ને આપણે
માંસ છીએ. ૪ એ માટે તેઓની વિરૂદ્ધ ભવિષ્યવાદ
બોલ, હે મનુષ્યપુત્ર, ભવિષ્યવાદ બોલ. ૫ અને યહો-
વાહનો આત્મા મારા પર ઉતરી આવ્યો, ને તેણે મને
કહ્યું, એમ બોલ કે, યહોવાહ એમ કહે છે કે, હે ઇસ્રા-
એલના ઘરનાઓ, તમે એ પ્રમાણે કહ્યું છે; કેમકે જે
વિચારો તમારા મનમાં આવે છે તે હું જાણું છું. ૬ તમે,
નગરમાં તમારાથી કતલ થએલાઓની સંખ્યા વધારી
દીધી છે, ને કતલ કરાએલાઓથી તમે તેની શેરીઓ
ભરી કાઢી છે. ૭ એ માટે પ્રભુ યહોવાહ એમ કહે છે
કે, જે તમારાથી કતલ થએલાઓને તમે તેની મધ્યે
નાખ્યા છે તેઓ પેલું માંસ છે, ને આ [ નગર ] તે
કઢાઇ છે; પણ તમે તેની મધ્યેથી બહાર લવાશો.
૮ તમે તરવારથી બીતા હતા; પણ પ્રભુ યહોવાહ કહે
છે કે, હુ તમારા પર તરવાર લાવીશ. ૯ અને તેની
મધ્યેથી તમને બહાર કાઢીને હુ તમને પારકાઓના
હાથમા સોંપી દઇશ, ને તમારી મધ્યે દંડાજ્ઞાનો
અમલ કરીશ. ૧૦ તમે તરવારથી પડશો; ઇસ્રાએલની
સીમમાં હુ તમારો ન્યાય કરીશ; ને તમે જાણશો કે
હુ યહોવાહ છું. ૧૧ આ [ નગર ] તમારી કઢાઇરૂપ
નહિ થશે ને તમે તેની અંદર માંસરૂપ નહિ થશો;
હુ ઇસ્રાએલની સીમમાં તમારો ન્યાય કરીશ; ૧૨ ને
તમે જાણશો કે હું યહોવાહ છું; કેમકે તમે મારા
વિધિઓ પ્રમાણે ચાલ્યા નથી, ને મારા હુકમોનો
અમલ કર્યો નથી, પણ તમારી આસપાસની દેશજા-
તિઓના નિયમોનું અનુસરણ કીધું છે. ૧૩ અને હું
ભવિષ્યવાણી બોલ્યો ત્યારે એમ થયું કે બનાયાહનો
દીકરો પલાટયાહ મરણ પામ્યો ત્યારે હું ઉંધો
પડ્યો, ને મોટે સાદે બુમ પાડીને કહ્યું, અરેરે પ્રભુ
યહોવાહ! શું તું ઇસ્રાએલના બાકી રહેલાઓનો
સંપૂર્ણ અંત આણીશ?

૧૪ અને યહોવાહનું એવું વચન મારી પાસે આવ્યું
કે, ૧૫ હે મનુષ્યપુત્ર, તારા ભાઇઓને, એટલે તારા
સગાઓમાંના તારા ભાઇઓને, તથા ઇસ્રાએલના
આખા ઘરના સર્વને યરૂશાલેમના રહેવાસીઓએ કહ્યું
છે કે, યહોવાહથી દૂર જાઓ; આ દેશ તો અમને
વતન તરીકે અપાયો છે; ૧૬ એ માટે [તેઓને] કહે
કે, પ્રભુ યહોવાહ એમ કહે છે કે, જો કે મેં તેઓને
દૂરના વિદેશીઓ મધ્યે કાઢી મૂક્યા છે, ને જો કે મેં
તેઓને દેશો મધ્યે વિખેરી નાખ્યા છે, તોપણ જે
દેશોમાં તેઓ ગયા છે ત્યાં હું થોડી મુદત સુધી તેઓને,
સારૂ પવિત્રસ્થાનરૂપ થઇશ. ૧૭ એ માટે કહે કે, પ્રભુ
યહોવાહ એમ કહે છે કે, હું તમને વિદેશીઓ મધ્યેથી
સમેટીશ, ને જે દેશોમાં તમે વિખેરાઇ ગયા છો ત્યાંથી
તમને એકઠા કરીને હુ તમને ઇસ્રાએલનો દેશ આપીશ.
૧૮ અને તેઓ ત્યાં આવીને ત્યાંનાં સર્વ ધિક્કારપાત્ર
વાનાં તથા ત્યાંની સર્વ અમંગળ વસ્તુઓ તેમાંથી દૂર

કરશે. ૧૯ અને હું તેઓને એક અંતઃકરણ આપીશ, ને
હું તમારામાં નવો આત્મા મૂકીશ; ને હું તેમના દેહ-
માંથી પથ્થર જેવું હૃદય દૂર કરીને તેમને માંસનું હૃદય
આપીશ; ૨૦ એ સારૂ કે તેઓ મારા વિધિઓનું અનુ-
સરણ કરે ને મારા નિયમો પાળે, ને તેમનો અમલ
કરે; ને તેઓ મારી પ્રજા થશે, ને હું તેઓનો દેવ
થઇશ. ૨૧ પણ જેઓનું અંતઃકરણ પોતાનાં ધિક્કાર-
પાત્ર તથા કંટાળાપાત્ર કૃત્યોની ઇચ્છાનું અનુસરણ કરે
છે, તેઓનો માર્ગ તો તેઓના પોતાના માથા પર હું
લાવીશ, એમ પ્રભુ યહોવાહ કહે છે. ૨૨ ત્યારે કરૂબોએ
પોતાની પાંખો ફેલાવી ને પૈડાં તેમની પડખે હતાં;
ને ઇસ્રાએલના દેવનું ગૌરવ ઉંચે તેમના પર હતું
૨૩ અને યહોવાહનું ગૌરવ નગરની મધ્યેથી ઉપડીને
નગરની પૂર્વ બાજુએ આવેલા પર્વત પર થભ્યું.
૨૪ અને આત્માએ મને ઉંચકીને દેવના આત્માથી
સંદર્શનમાં મને કાસ્દી દેશમાં બંદીપ્રવાસીઓની પાસે
આણ્યો. પછી જે સંદર્શન મને થયું હતું તે મારી
પાસેથી લોપ થયું. ૨૫ ત્યારે જે સર્વ બાબતો યહો-
વાહે મને દેખાડી હતી તે મેં બંદીપ્રવાસીઓને કહી

૧૨ વળી યહોવાહનું એવું વચન મારી પાસે
આવ્યું કે, ૨ મનુષ્યપુત્ર, તું એવા બંડખોર
કુળની મધ્યે રહે છે કે જેઓને જોવાને આંખો છે
પણ જોતા નથી, ને જેઓને સાંભળવાને કાન છે પણ
સાંભળતા નથી; કેમકે તેઓ તો બંડખોર કુળ છે.
૩ એ માટે, હે મનુષ્યપુત્ર, પરદેશ જવાને સામાન તું
પોતાને માટે તૈયાર કર, ને તેમના દેખતા દિવસે જા;
ને તું તેમના દેખતાં તારી જગ્યાએથી બીજી જગ્યાએ
જા; અને જો કે તેઓ બંડખોરકુળ છે તો પણ તેઓ
કદાપિ વિચાર કરે. ૪ અને તું દિવસે તેઓના દેખતા
તારો સામાન મુસાફરીના સામાન તરીકે બહાર કાઢી
લાવ; ને જેમ લોક દેશનિકાલને સારૂ ચાલી નિકળે
છે તેમ તું પોતે સાંજે તેમના દેખતા ચાલી નિકળ.
૫ તેમના દેખતાં ભીંતમાં ખોદીને બાકું પાડ, ને તેમાં
થઇને [સામાન] બહાર લઇ જા. ૬ તેમના દેખતા
તારે તે પોતાને ખભે ઉંચકીને અંધારામાં બહાર લઇ
જવો; તારે પોતાનું મુખ ઢાંકી દેવું, એ સારૂ કે તું
જમીન ન દેખે; કેમકે મેં તને ઇસ્રાએલના ઘરનાને
સારૂ નિશાણી તરીકે ઠરાવ્યો છે. ૭ અને જેમ મને
આજ્ઞા કરવામાં આવી હતી તેમ મેં કીધું; મેં મારો
સામાન લઇ જવાના સામાન તરીકે દિવસે બહાર
કાઢયો, ને સાંજે મેં મારા હાથથી ભીંતમાં બાકું પાડયું;
મેં તે અંધારામાં બહાર કાઢી આણ્યો, ને તેઓના
દેખતાં તે મારી ખાંધ ઉપર ઉઠાવ્યો. ૮ અને સવા-
રમાં યહોવાહનું એવું વચન મારી પાસે આવ્યું કે,
૯ હે મનુષ્યપુત્ર, ઇસ્રાએલના બંડખોર ઘરના કુળે શું
તને એમ નથી કહ્યું કે, તું શું કરે છે? ૧૦ તું તેઓને
કહે કે, પ્રભુ યહોવાહ એમ કહે છે કે, આ દેવવાણી
યરૂશાલેમમાં જે સરદાર છે તેને તથા ઇસ્રાએલનું
આખું ઘર કે જે મધ્યે તેઓ છે તેને [લાગુ પડે છે].
૧૧ તું કહે કે, હું તમારે સારૂ નિશાણી છું; જેમ મેં
કર્યું છે તેમજ તમને કરવામાં આવશે; તેઓ પરદે-
શમા, બંદીપ્રવાસમાં જશે. ૧૨ અને તેમની મધ્યે જે
સરદાર છે તે અંધારામા પોતાની ખાંધે ભાર ઉપાડીને
ચાલી નિકળશે; તેઓ ભીંતમા બાકું પાડીને તેમાં
થઇને [સામાન] બહાર કાઢશે; તે પોતાનું મ્હો
ઢાંકશે, કેમકે તે પોતાની આંખોથી જમીન નહિ જોશે.
૧૩ મારી જાળ પણ હું તેના પર નાખીશ, ને તે મારા
પાશમા સપડાશે. અને હું તેને કાસ્દીઓના દેશના
બાબિલમાં લાવીશ; જો કે તે ત્યાં મોત પામશે તોપણ
તે તેને દેખશે નહિ. ૧૪ અને તેની આસપાસના તેના
સર્વ મદદગારોને તથા તેની સર્વ પલટણોને હું સર્વ
વિદેશીઓમાં વિખેરી નાખીશ; ને હું તેમની પાછળ
તરવાર તાણીશ. ૧૫ અને હું તેઓને વિદેશીઓ મધ્યે
વિખેરી નાખીશ, ને દેશોમાં તેમને વેરી નાખીશ,
ત્યારે તેઓ જાણશે કે હું યહોવાહ છું. ૧૬ પણ હું
તેઓમાના થોડાક માણસોને તરવાર, દુકાળ તથા
મરકીની [સત્તામાં]થી જીવતા રહેવા દઇશ; એ સારૂ
કે જે દેશજાતિઓમાં તેઓ જાય ત્યાં તેઓ પોતાનાં
સર્વ અમંગળ કૃત્યો કહી બતાવે; ને તેઓ જાણશે
કે હું યહોવાહ છું.
૧૭ વળી યહોવાહનું એવું વચન મારી પાસે આવ્યું
કે, ૧૮ હે મનુષ્યપુત્ર, તું તારી રોટલી ધ્રુજતો ધ્રુજતો
ખા, ને તારૂં પાણી થથરાટ તથા ચિંતાસહિત પી;
૧૯ ને દેશના લોકોને કહે કે, યરૂશાલેમના રહેવાસીઓ
વિષે તથા ઇસ્રાએલ દેશ વિષે પ્રભુ યહોવાહ એમ
કહે છે કે, તેઓ પોતાની રોટલી ચિંતાસહિત ખાશે
તથા પોતાનું પાણી અચંબાસહિત પીશે, એ સારૂ કે
તેના સર્વ રહેવાસીઓના જુલમને લીધે તેના દેશમાં
જે સર્વ હોય તે વિષે તે ઉજડ થાય. ૨૦ અને વસ્તી-
વાળા નગરો વેરાન કરાશે, ને દેશ ઉજડ થશે; ને
તમે જાણશો કે હું યહોવાહ છું.
૨૧ અને યહોવાહનું એવું વચન મારી પાસે આવ્યું

કે, ૨૨ હે મનુષ્યપુત્ર, ઇસ્રાએલ દેશમા એવી જે
કહેવત તમારા મધ્યે ચાલે છે કે, દિવસોને વિલબ
લાગે છે, ને પ્રત્યેક સદર્શન નિષ્ફળ થાય છે, તે શુ
છે? ૨૩ એ માટે તેઓને કહે કે, પ્રભુ યહોવાહ એમ
કહે છે કે, હુ આ કહેવત બધ પડાવીશ, ને તેઓ
ઇસ્રાએલમા હવે પછી તેને કહેવત તરીકે કદી નહિ
વાપરશે, પણ તેઓને કહે કે, તે દિવસો તથા પ્રત્યેક
સદર્શનની પરિપૂર્ણતા પાસે આવ્યા છે ૨૪ કેમકે હવે
પછી ઇસ્રાએલના ઘર મધ્યે વ્યર્થ સદર્શન તથા ખુશા
મતીયુ શુકનદર્શન નહિ થશે ૨૫ કેમકે હુ યહોવાહ
છુ, હુ બોલીશ, ને જે વચન હુ બોલીશ, તે ફળિભૂત
થશે, હવે પછી તે મુલતવી રખાશે નહિ, કેમકે, હે
દગાખોર વશ, તમારા દિવસોમા હુ વચન બોલીશ
ને તેને ફળિભૂત કરીશ, એમ પ્રભુ યહોવાહ કહે છે
૨૬ વળી યહોવાહનુ એવુ વચન મારી પાસે આવ્યુ
કે, ૨૭ મનુષ્યપુત્ર, જો, ઇસ્રાએલના ઘરનાઓ કહે છે
કે, જે સદર્શન તેને થાય છે તે ઘણા દિવસો પછીના
ભવિષ્યકાળને માટે છે, ને તે ઘણા દૂરના સમયો વિષે
ભવિષ્યવાણી બોલે છે ૨૮ એ માટે તેઓને કહે, પ્રભુ
યહોવાહ એમ કહે છે કે, મારુ કોઇ પણ વચન હવે
પછી મુલતવી રખાશે નહિ, પણ જે વચન હુ બોલીશ
તે ફળિભૂત થશે, એમ પ્રભુ યહોવાહ કહે છે

૧૩ અને યહોવાહનુ એવુ વચન મારી પાસે
આવ્યુ કે, ૨ મનુષ્યપુત્ર, ઇસ્રાએલના જે
ભવિષ્યવાદીઓ ભવિષ્યવાણીઓ બોલે છે તેઓની
વિરુદ્ધ ભવિષ્યવાણી બોલીને, જેઓ પોતાના મનમાથી
[કલ્પીને] ભવિષ્યવાણીઓ બોલે છે, તેઓને કહે કે,
તમે યહોવાહનુ વચન સાભળો, ૩ પ્રભુ યહોવાહ એમ
કહે છે કે, જે મૂર્ખ ભવિષ્યવાદીઓ પોતાના આત્માનુ
અનુસરણ કરે છે ને જેઓને કઇ સદર્શન થયુ નથી,
તેઓને અફસોસ! ૪ હે ઇસ્રાએલ, તારા ભવિષ્ય
વાદીઓ ખડિયેરોમા [રહેનારા] લોકડાના જેવા થયા
છે ૫ યહોવાહને દિવસે યુદ્ધમા ઉભા રહેવા સારુ તમે
ગાબડામા ચડી નથી ગયા, તેમ ઇસ્રાએલના વશને
સારુ વાડ કરી દીધી નથી. ૬ જેઓને યહોવાહે
મોકલ્યા નથી તેમ છતા જેઓ કહે છે કે, યહોવાહ
ફરમાવે કહે છે. તેઓને વ્યર્થતા તથા જુઠા શુકનનુ
દર્શન થયુ છે, ને તેઓએ [માણસોમા] એવી આશા
ઉત્પન્ન કરી છે કે તેમનુ વચન ફળિભૂત થશે. ૭ જો કે
હુ ન બોલ્યો તોપણ તમે કહો છો કે યહોવાહ બોલ્યા
છે, તો શુ તમને વ્યર્થ સદર્શન થયુ નથી, ને શુ તમે
જુઠા શુકન કહ્યા નથી?
૮ એ માટે પ્રભુ યહોવાહ એમ કહે છે કે, તમે
વ્યર્થ વાતો બોલ્યા છો ને તમને જુઠા સદર્શન થયા
છે, તે માટે પ્રભુ યહોવાહ કહે છે કે, જુઓ, હુ તમારી
વિરુદ્ધ છુ ૯ અને મારો હાથ જે ભવિષ્યવાદીઓ વ્યર્થ
સદર્શન તથા જુઠા શુકન જુએ છે તેઓની વિરુદ્ધ
રહેશે, તેઓ મારા લોકની સભામા નહિ રહેશે, ને
તેઓ ઇસ્રાએલના વશના દફતરમા નોધાશે નહિ, ને
તેઓ ઇસ્રાએલના દેશમા પ્રવેશ કરશે નહિ, ને તમે
જાણશો કે હુ પ્રભુ યહોવાહ છુ ૧૦ કેમકે, જો કે શાતિ
નથી તોપણ શાતિ [છે] એમ કહીને તેઓએ મારા
લોકને ભટકાવી દીધા છે, ને જ્યારે કોઇ ભીત બાધે
છે ત્યારે, જુઓ, તેઓ તેને વગર મેળવેલા સલ્લાથી
લપેડી મુકે છે, ૧૧ તેથી મેળવ્યા વગરનો સલ્લો
દેનારાઓને કહે કે, એ તો પડી જશે, રેલ ચઢાવે
એવુ ઝાપટુ થશે, ને હે મોટા કરા, તમે પડશો, ને
તોફાની પવન તેને ફાડી નાખશે ૧૨ જુઓ, ભીત
પડશે ત્યારે શું તમને એવું કહેવામા નહિ આવે કે,
જે સલ્લાથી તમે લપેડી મુક્યુ છે તે ક્યા છે? ૧૩ એ
માટે પ્રભુ યહોવાહ એમ કહે છે કે, હુ મારા ક્રોધમા
તેને તોફાની પવનથી ફાડી નાખીશ, ને મારા કોપને
લીધે રેલ ચઢાવનાર ઝાપટુ થશે, ને ક્રોધમા તેનો
નાશ કરવાને મોટા કરા [પડશે] ૧૪ એમ જે ભીતને
તમે વગર મેળવેલા સલ્લાથી લપેડી મુક્યુ તેને હુ
તોડી પાડીશ ને તેને એવી જમીનદોસ્ત કરીશ કે
તેનો પાયો ઉઘાડો થઇ જશે, ને તે પડશે, ને તમે
તેની મધ્યે સહાર પામશો ને તમે જાણશો કે હુ યહો
વાહ છુ ૧૫ એવી રીતે ભીત પર તથા તેને મેળવ્યા
વગરનો સલ્લો દેનારાઓના પર હુ મારા ક્રોધનો
અમલ કરીશ; ને હુ તમને કહીશ કે ભીત તેમજ
તેને સલ્લો દેનારાઓ નષ્ટ થયા છે, ૧૬ એટલે, ઇસ્રા-
એલના જે ભવિષ્યવાદીઓ યરૂશાલેમ વિષે ભવિષ્ય
કહે છે ને શાતિ ન છતા તેને સારુ શાતિના સદર્શન
જુએ છે તેઓ, એવુ પ્રભુ યહોવાહ કહે છે
૧૭ અને હે મનુષ્યપુત્ર, તારા લોકની જે પુત્રીઓ
પોતાના મનમાથી [કલ્પીને] ભવિષ્યવાણી બોલે છે
તેઓની વિરુદ્ધ તારુ મુખ રાખ, ને તેમની વિરુદ્ધ
એવી ભવિષ્યવાણી બોલ કે, ૧૮ પ્રભુ યહોવાહ એમ
કહે છે કે, જે સ્ત્રીઓ હાથના સર્વે સાધાઓ પર
પટીઓ સિવે છે, ને જીવોનો શિકાર કરવા સારુ
સઘળા કદના માથાને માટે બુરખા બનાવે છે તેઓને

અફસોસ! શું તમે મારા લોકોના જીવોનો શિકાર
કરશો, ને તમારા પોતાના જીવો બચાવી રાખશો?
૧૯ ને જે મારા લોક જૂઠને કાન દે છે તેઓની આગળ
તમે જૂઠ વાપરીને, જે જીવોને મરવુ ઘટાર્થ નથી તેમને
સહારવાને, ને જે જીવોને જીવવુ ઘટાર્થ નથી તેઓને
બચાવી રાખવાને તમે મુઠી મુઠી જવ ને ટુકડા ટુકડા
રોટલી[ની લાચ] લઇને, મને મારા લોકો મધ્યે બટ્ટો
લગાડ્યો છે. ૨૦ એ માટે પ્રભુ યહોવાહ એમ કહે છે
કે, જુઓ, તમારી જે પટીઓવડે જીવોનો પક્ષીઓની
પેઠે શિકાર કરો છો તેઓની વિરૂદ્ધ હુ છુ, ને તેમને
હુ તમારા હાથો પરથી ફાડી નાખીશ, ને તમે જે
જીવોનો પક્ષીઓની પેઠે શિકાર કરો છો તે જીવોને
હુ છોડાવી દઇશ ૨૧ તમારા બુરખાઓ પણ હુ ફાડી
નાખીશ, ને મારા લોકોને તમારા હાથમાથી છોડી
મૂકીશ, ને તેઓ શિકાર થવા સારૂ તમારા હાથોમા
હવે પછી નહિ રહેશે; ને તમે જાણુશો કે હુ યહોવાહ
છુ ૨૨ કેમકે નેકીવાનો કે જેઓને મેં દલગીર નથી
કીધા તેઓના મન તમે જૂઠાણાથી દુભાવ્યા છે, ને
[તમે] દુષ્ટોના હાથને બળ આપ્યુ છે એ સારૂ કે
તેઓ પોતાના દુષ્ટ આચરણથી ન ફરે ને બચાવ ન
પામે, ૨૩ એ માટે હવે પછી તમને વ્યર્થ સદર્શન થશે
નહિ તેમજ તમે શુકન જોશો નહિ; ને હુ મારા
લોકને તમારા હાથમાથી છોડાવીશ, ને તમે જાણશો
કે હુ યહોવાહ છુ

૧૪ ત્યારે ઇસ્રાએલના વડીલોમાના કેટલાએક
મારી પાસે આવીને મારી આગળ બેઠા
૨ અને યહોવાહનું એવુ વચન મારી પાસે આવ્યુ કે,
૩ મનુષ્યપુત્ર, આ માણસોએ પોતાની મૂર્ત્તિઓને
પોતાના મનમા સઘરી છે, ને પોતાની દુષ્ટતારૂપી
ઠાકર પોતાની સન્મુખ મૂકી છે, શુ હુ તેમના પ્રશ્નોનો
કઇ પણ ઉત્તર આપુ? ૪ એ માટે તેઓની સાથે
બોલીને કહે કે, પ્રભુ યહોવાહ એમ કહે છે કે, ઇસ્રા-
એલના વંશનો જે પ્રત્યેક માણસ પોતાના મનમા
પોતાની મૂર્ત્તિને સઘરે છે, ને પોતાની દુષ્ટતારૂપી ઠાકર
પોતાની સન્મુખ મૂકીને ભવિષ્યવાદી પાસે આવે છે,
તેને હુ યહોવાહ તે [દુષ્ટતા] પ્રમાણે, [એટલે] તેની
મૂર્ત્તિઓના જથા પ્રમાણે, ઉત્તર આપીશ, ૫ એ સારૂ
કે હુ ઇસ્રાએલના વંશનાઓને તેમના પોતાના મન[ની
દુષ્ટતા]મા સપડાવુ, કેમકે તેઓ સર્વ પોતાની મૂર્ત્તિ-
ઓને લીધે મારાથી પારકા થઇ ગયા છે ૬ એ માટે
ઇસ્રાએલના વંશનાઓને કહે કે, પ્રભુ યહોવાહ એમ
કહે છે કે, તમે પાછા આવો, ને તમારી મૂર્ત્તિઓથી
ફરી જાઓ; ને તમારા મુખ તમારા સર્વ અમગળ
કૃત્યોથી અવળા ફેરવો ૭ કેમકે ઇસ્રાએલના વંશમાનો
તથા ઇસ્રાએલમા પ્રવાસ કરનાર પરદેશીઓમાનો
પ્રત્યેક જન જે મારાથી અલગ થઇને પોતાની મૂર્ત્તિ-
ઓને પોતાના મનમા સઘરતો હશે, ને પોતાની
દુષ્ટતારૂપી ઠાકર પોતાની સન્મુખ મૂકીને ભવિષ્યવાદી
પાસે મારે વિષે પુછવા આવશે, તેને હુ યહોવાહ
પંડે ઉત્તર આપીશ, ૮ ને હુ મારૂ મુખ તે માણસની
વિરૂદ્ધ રાખીશ, ને તેને નિશાણી તરીકે તથા કહેવત
તરીકે અચબારૂપ કરીશ, ને હુ તેને મારા લોકો
મધ્યેથી કાપી નાખીશ, ને તમે જાણશો કે હુ યહો-
વાહ છું ૯ અને જો ભવિષ્યવાદી ભોળવાઇને વચન
બોલે, તો મેં યહોવાહે તે ભવિષ્યવાદીને ભોળવ્યો
છે, ને હુ મારો હાથ તેના પર લબાવીને મારા ઇસ્રા-
એલ લોક મધ્યેથી તેનો નાશ કરીશ ૧૦ અને તેઓને
પોતાની દુષ્ટતાની શિક્ષા વેઠવી પડશે; ભવિષ્યવાદીની
દુષ્ટતા તે [તેની પાસે] જનારની દુષ્ટતા જેટલીજ
ગણાશે; ૧૧ એ સારૂ કે ઇસ્રાએલનો વંશ ફરીથી કદી
મારાથી ભટકી ન જાય, ને ફરીથી કદી પોતાના અપ-
રાધોવડે પોતાને ન વટાળે, પણ તેઓ મારી પ્રજા
થાય ને હુ તેમનો દેવ થાઉ, એમ પ્રભુ યહોવાહ
કહે છે

૧૨ અને યહોવાહનુ એવુ વચન મારી પાસે આવ્યુ
કે, ૧૩ મનુષ્યપુત્ર, જ્યારે કોઇ દેશ અપરાધ કરીને
મારી વિરૂદ્ધ પાપ કરે, ને તેથી હુ મારો હાથ તે પર
લબાવીને તેના જીવિકારક્ષનુ ખડન કરૂ, ને તેમાં
દુકાળ મોકલુ, ને તેમાથી માણસ તથા પશુનો સંહાર
કરૂ, ૧૪ ત્યારે જો કે નુહ, દાનીયેલ તથા અયૂબ, એ
ત્રણ માણસો તેમા હોય તોપણ તેઓ પોતાની
નેકીથી ફક્ત પોતાનાજ જીવનો બચાવ પામશે, એમ
પ્રભુ યહોવાહ કહે છે ૧૫ જો હુ હાનિકારક શ્વાપદોને
તે દેશમા સર્વત્ર ફેરવુ, ને તેઓ તેને લૂટીને એવો
ઉજડ કરી નાખે કે એ શ્વાપદોને લીધે કોઇ માણસ
તેમા થઇને જઇ શકે નહિ; ૧૬ તો, પ્રભુ યહોવાહ
પોતાના જીવના સોગન ખાઇને કહે છે કે, જો કે એ
ત્રણ માણસો તેમા હોય, તોપણ તેઓ દીકરાઓને
તેમજ દીકરીઓને ઉગારી નહિ શકશે; તેઓ પોતેજ
બચવા પામશે, પણ દેશ તો ઉજડ થશે. ૧૭ અથવા
જો હુ તે દેશ પર તરવાર લાવીને કહુ કે, તરવાર,
દેશમા સર્વત્ર ફરી વળ, ને એમ કરીને હુ તેમાથી

માણુસ તથા પશુનો સહાર કરૂં; ૧૮ તો, પ્રભુ યહો-
વાહ પોતાના જીવના સોગન ખાઇને કહે છે કે, જો કે
એ ત્રણ માણુસો તેમા હોય તોપણ તે દીકરાઓને
કે દીકરીઓને ઉગારી નહિ શકશે, પણ ફક્ત તેઓજ
બચવા પામશે. ૧૯ અથવા જો હુ મરકી તે દેશમાં
મોકલુ, ને મારો ક્રોધ તે પર લોહીરૂપે રેડીને તેમાંથી
માણુસ તથા પશુનો સહાર કરૂ; ૨૦ તો, પ્રભુ યહોવાહ
પોતાના જીવના સોગન ખાઇને કહે છે કે, જો કે નુહ,
દાનીયેલ તથા અયૂબ તેમા હોય તોપણ તેઓ દીકરા
કે દીકરીઓને ઉગારી નહિ શકશે; તેઓ પોતાની
નેકીથી ફક્ત પોતાનાજ જીવનો બચાવ પામશે.
૨૧ કેમકે પ્રભુ યહોવાહ એમ કહે છે કે, યરૂશાલેમ-
માથી માણુસ તથા પશુનો સહાર કરવાને હુ તેના પર
મારી ચાર સખત શિક્ષાઓ, એટલે તરવાર તથા દુકાળ
તથા હાનિકારક શ્વાપદો તથા મરકી મોકલીશ, ત્યારે
કેટલો વિશેષ [સહાર થશે]! ૨૨ તોપણ, જુઓ,
તેમાનો એક ભાગ જીવતો મૂકાશે કે જે, પુત્રો તથા
પુત્રીઓ બન્ને, બહાર લઇ જવાશે, જુઓ, તેઓ
તમારી પાસે બહાર આવશે, ને તમે તેમનો માર્ગ
તથા તેમના કૃત્યો જોશો; ને જે આપત્તિ હુ યરૂશાલેમ
ઉપર લાવ્યો છુ તે વિષે, એટલે જે સર્વ મેં તેના પર
વિતાડયુ છે તે વિષે, તમારા મનનું સમાધાન થશે.
૨૩ અને તેમના માર્ગ તથા તેમનાં કૃત્યો તમે જોશો,
ત્યારે તેમના પરથી તમારા મનનું સમાધાન થશે.
અને તમે જાણશો કે જે સર્વ મેં તેમા કર્યું છે તે કારણ
વગર નથી કર્યું, એમ પ્રભુ યહોવાહ કહે છે.

૧૫ અને યહોવાહનુ એવું વચન મારી પાસે
આવ્યુ કે, ૨ મનુષ્યપુત્ર, દ્રાક્ષવૃક્ષ [એટલે]
વનનાં વૃક્ષો મધ્યેની દ્રાક્ષની ડાળી [બીજા] કોઇ વૃક્ષ
કરતાં શું અધિક છે? ૩ શું તેનુ લાકડુ કોઇ રાચરચીલો
બનાવવામાં લેવાય? અથવા શું તેના પર માણુસો
કોઇ વાસણ ટાંગવાને તેની ખુટી બનાવશે? ૪ જો,
તે બળતણરૂપે અગ્નિમા નંખાય છે; અગ્નિએ તેના
બન્ને છેડા ભસ્મ કીધા છે, ને તેનો વચલો ભાગ બળી
ગયો છે; શું તે કોઇ કામને વાસ્તે ઉપયોગી છે?
૫ જો, તે આખુ હતું ત્યારે પણ તે કોઇ કામને વાસ્તે
લાયક નહોતુ; તો જ્યારે અગ્નિએ તેને ભસ્મ કીધુ
છે ને તે બળી ગયુ છે, ત્યારે તે કોઇ પણ કામને
વાસ્તે કેટલું વિશેષ અયોગ્ય હશે! ૬ એ માટે પ્રભુ
યહોવાહ એમ કહે છે કે, જેમ વનના વૃક્ષોમાંના
દ્રાક્ષવૃક્ષને મેં બળતણ તરીકે અગ્નિને હવાલે કર્યું છે,
તેમજ હુ યરૂશાલેમના રહેવાસીઓને [અગ્નિને]
હવાલે કરીશ. ૭ અને હુ મારૂ મુખ તેઓની વિરૂદ્ધ
રાખીશ; તેઓ અગ્નિમાથી નિકળી નાસશે, પણ અગ્નિ
તેમને ભસ્મ કરી નાખશે; ને હું મારૂં મુખ તેઓની
વિરૂદ્ધ રાખીશ ત્યારે તમે જાણશો કે હુ યહોવાહ છું.
૮ અને તેઓએ અપરાધ કીધો છે માટે હુ દેશને
ઉજાડ કરીશ, એમ પ્રભુ યહોવાહ કહે છે.

૧૬ વળી યહોવાહનું એવું વચન મારી પાસે
આવ્યુ કે, ૨ મનુષ્યપુત્ર, યરૂશાલેમને તેનાં
અમંગળ કૃત્યો જણાવીને કહે કે, ૩ પ્રભુ યહોવાહ
યરૂશાલેમને એમ કહે છે કે, તારી ઉત્પત્તિ તથા તારો
જન્મ કનાનીઓના દેશમાં થએલાં છે; અમોરી તો
તારો બાપ હતો, ને તારી મા હિત્તી હતી. ૪ અને
તારા જન્મ વિષે તો એમ છે કે, તું જન્મ પામી તે
દિવસે તારો દુટો કપાયો નહોતો, ને તને સ્વચ્છ
કરવાને વાસ્તે પાણીથી નવડાવી પણ નહોતી; તને
મીઠું તો બિલકુલ લગાડયુ નહોતું તેમ લુગડાથી
લપેટી પણ નહોતી. ૫ તારા પર દયા લાવીને આમાનું
એક તને કરવાની કરૂણા કોઇની આંખમાં આવી
નહોતી; પણ તું જન્મ પામી તે દિવસે તને ખુલ્લા
મેદાનમાં નાખી દીધી હતી, કેમકે તારૂ સ્વરૂપ કંટાળા-
પાત્ર હતું. ૬ અને તારી પાસે થઇને જતાં મેં તને
તારા લોહીમા આળોટતી જોઇ ત્યારે મેં કહ્યું કે, તારા
લોહીમાં [પડેલી છતા] જીવ; હા, મેં તને કહ્યું કે,
તારા લોહીમા [પડેલી છતા] જીવ. ૭ મેં તારી સખ્યા
ખેતરના ઉગાવાના જેટલી વધારી, ને તું વૃદ્ધિ પામીને
મોટી થઇ, ને તેં ઉત્તમ આભૂષણ સપાદન કીધું;
તારાં સ્તનનો ઘાટ પણ આવ્યો, ને તારા વાળ વધ્યા
તેમ છતા તું નાગી તથા ઉઘાડી હતી. ૮ હવે તારી
પાસે થઇને જતાં મેં તારા પર નજર નાખી ત્યારે,
જો, તારી વય પ્યારયોગ્ય વય હતી; ને મેં મારી
ચાળ તારા પર પસારી ને તારી નગ્નતા ઢાંકી; હા,
પ્રભુ યહોવાહ કહે છે કે, મેં તારી આગળ સોગન
ખાધા ને તારી સાથે કરાર કીધો, ને તું મારી થઇ.
૯ ત્યારે મેં તને પાણીથી નવડાવી; હા, મેં તારા પરથી
તારૂ લોહી છેક ધોઇ નાખ્યુ, ને મેં તને તેલ લગાડયું.
૧૦ વળી મેં તને ભરતનાં વસ્ત્ર પહેરાવ્યાં, ને તારે પગે
સીલ [માછલીના] ચામડાની જોડીઓ પહેરાવી, ને
મેં તારી કમરે ઝીણા સણનું કપડું વીંટયુ, ને તને
રેશમી [વસ્ત્ર] પહેરાવ્યાં ૧૧ વળી મેં તને આભૂ-
ષણોથી શણગારી, ને તારે હાથે બગડીઓ, ને તારે

ગળે હાર પહેરાવ્યો. ૧૨ અને મેં તારા નાકમા નથણી
ને તારા કાનોમાં કુંડળ ઘાલ્યાં, ને તારે માથે સુશો-
ભિત મુગટ [મૂક્યો] ૧૩ આવી રીતે સોનાથી ને
રૂપાથી તને શણગારી હતી; ને તારો પોષાક ઝીણા
શણનો તથા રેશમનો તથા બુટ્ટેદાર ભરતકામનો હતો;
તું મેંદો તથા મધ તથા તેલ ખાતી હતી; ને તું અતિ
સુંદર હતી, ને તું આબાદી પામીને રાજપદવીએ
ચઢી ૧૪ અને તારા સૌંદર્યને લીધે તારી કીર્તિ દેશ-
જાતિઓ મધ્યે ફેલાઇ ગઇ; કેમકે, યહોવાહ કહે છે
કે, જે મારા પ્રતાપથી મેં તને વેષ્ટિત કીધી હતી તેથી
કરીને તે પરિપૂર્ણ હતી.

૧૫ પણ તું પોતાના સૌંદર્ય પર ભરોસો રાખીને
તારી કીર્તિના કારણથી વ્યભિચારી સ્ત્રી થઇ ગઇ, ને
પાસે થઇને જનાર પ્રત્યેક પર તારા વ્યભિચારો
વરસાવ્યા; તે તેનું હતું. ૧૬ અને તેં તારાં વસ્ત્રોમાથી
[કેટલાંક] લઇને તરેહ તરેહના રંગથી શણગારેલાં
ઉચ્ચસ્થાનો પોતાને સારૂ બનાવ્યાં, ને તેમના પર
વ્યભિચાર કીધો; [એવું] થયું નથી, ને થશે પણ
નહિ ૧૭ વળી મારા સોનાના તથા મારા રૂપાના તારા
સુંદર દાગીના જે મેં તને આપ્યા હતા, તે લઇને તેં
પોતાને સારૂ પુરૂષોના પુતળા બનાવીને તેમની સાથે
વ્યભિચાર કીધો; ૧૮ ને તેં તારા બુટ્ટેદાર વસ્ત્રો લઇને
તેઓને ઓઢાડ્યા, ને મારૂં તેલ તથા મારો ધૂપ તેમની
આગળ મૂક્યાં. ૧૯ વળી જે મારૂં અન્ન હું તને આપતો
હતો, એટલે જે મેંદાથી તથા તેલથી તથા મધથી હું
તારૂં પોષણ કરતો હતો, તે પણ તેં સુવાસને સારૂ
તેઓની આગળ પીરસ્યું, ને [એમજ] થયું; એમ
પ્રભુ યહોવાહ કહે છે. ૨૦ વળી જે તારા દીકરા તથા
તારી દીકરીઓ તેં મારે સારૂ જણ્યા તેઓને લઇને
તેં તેમની આગળ ભક્ષ થવા સારૂ ચઢાવ્યાં ૨૧ શું
તારા વ્યભિચારો [તને] જૂજ જેવા લાગ્યા, કે તેં
મારાં છોકરાંને તેઓની ખાતર અગ્નિમા ચલાવીને
તેઓને સ્વાધીન કરીને મારી નાખ્યા છે? ૨૨ અને
તારાં સર્વ અમંગળ કૃત્યો તથા વ્યભિચારો મધ્યે તેં
તારી યુવાવસ્થાના દિવસો, કે જ્યારે તું નગ્ન તથા
ઉઘાડી હતી ને પોતાના લોહીમાં આળોટતી હતી,
તેમનું સ્મરણ તેં કીધું નથી ૨૩ અને તારી સર્વ દુષ્ટતા
પછી એવું બન્યું છે કે (અફસોસ, પ્રભુ યહોવાહ કહે
છે કે, તને અફસોસ!) ૨૪ તેં પોતાને વાસ્તે ઘુમટ
બનાવ્યો છે, ને પોતાને સારૂ પ્રત્યેક ગલીમાં ચોતરો
બનાવ્યો છે. ૨૫ રસ્તાના પ્રત્યેક મથક આગળ તેં
પોતાનો ચોતરો બાંધ્યો છે, ને પોતાના સૌંદર્યને
કંટાળાપાત્ર કરી નાખ્યું છે, ને પાસે થઇને જનાર
પ્રત્યેક જનની આગળ પોતાના પગ પહોળા કરીને
તારો વ્યભિચાર વધારી દીધો છે. ૨૬ વળી તેં તારા
પુષ્ટ કાયાવાળા મિસરી પડોસીઓની સાથે જારકર્મ
કીધું છે; ને મને રોષ ચઢાવવા સારૂ તારો વ્યભિચાર
વધાર્યો છે. ૨૭ એ માટે જો, મેં મારો હાથ તારા પર
લંબાવીને તારૂં ભથ્થું કમતી કરી નાખ્યું છે, ને મેં
તને તારી વેરણો, એટલે પલિસ્તીઓની પુત્રીઓની
ઇચ્છાને સ્વાધીન કીધી છે, ને તેઓ તારા લંપટ
આચરણથી શરમીંદી પડે છે. ૨૮ તેં આશ્શૂરીઓની
સાથે પણ વ્યભિચાર કીધો છે, કેમકે તું તૃપ્ત થાય
એવી નહોતી, હા, તેં તેઓની સાથે વ્યભિચાર કીધો
છે, તોપણ તને તૃપ્તિ વળી નહિ ૨૯ વળી તેં કનાન
દેશથી માંડીને કાસ્દી દેશ સુધી તારો વ્યભિચાર
વધારી દીધો છે; ને તેમ છતા તને એથી તૃપ્તિ વળી
નહિ ૩૦ પ્રભુ યહોવાહ કહે છે કે, તું આ સર્વ કૃત્યો
એટલે સ્વચ્છંદી વ્યભિચારી સ્ત્રીનું કામ કરે છે, માટે
તારૂં હૃદય કેવું નિર્બળ છે; ૩૧ એટલે કે તું તારો ઘુમટ
દરેક માર્ગને મથકે બાંધે છે. ને તારો ચોતરો પ્રત્યેક
ગલીમા રચે છે; ને વેશ્યા જેવી નથી થઇ કેમકે તું
વેતન તુચ્છકારે છે. ૩૨ જારકર્મ કરનારી પત્ની!
પોતાના ધણીને બદલે પારકાઓને અંગીકારનારી!
૩૩ સર્વ વેશ્યાઓને તો લોક બક્ષીસો આપે છે; પણ
તું તો તારા સર્વ પ્રીતમોને બક્ષીસો આપે છે, ને તારા
વ્યભિચારને સારૂ તેઓ ચોતરફથી આવે તે માટે તું
તેઓને લાંચો આપે છે ૩૪ અને તારા વ્યભિચારની
બાબતમા તારી વાત તો [બીજી] સ્ત્રીઓના કરતાં
ઉલટી છે, એટલે કે વ્યભિચાર કરવાને કાજે કોઇ
તારી પાછળ નથી આવતો; ને તું વેતન આપે છે ને
તને કોઇ વેતન આપતું નથી, તેને લીધે તારી વાત
તો ઉલટીજ છે.

૩૫ એ માટે, હે વેશ્યા, યહોવાહનું વચન સાંભળ;
૩૬ પ્રભુ યહોવાહ એમ કહે છે કે, તારી મલીનતા
વહેતી મૂકવામા આવી, ને તારા પ્રીતમો સાથેના તારા
વ્યભિચારથી તારી નગ્નતા ઉઘાડી કરાઇ, તેને લીધે,
ને તારાં અમંગળ કૃત્યોની સર્વે મૂર્ત્તિઓને લીધે, તથા
તારા છોકરા જે તેં તેઓને અર્પ્યાં તેઓનાં ખૂનને
લીધે, ૩૭ જો, હું તારા સર્વ પ્રીતમો, કે જેમની સાથે
તેં મોજમઝા માણી છે, તેઓને અને તારા સર્વે વહા-
લાઓને તેમજ તેમની સાથે તારા સર્વ અળખામણા-

ઓને પણ હુ એકઠા કરીશ, હા, હુ તેઓને તારી
સામે ચોતરફ એકઠા કરીશ, ને તેનની આગળ તારી
નગ્નતા ઉઘાડી કરીશ, એ સારૂ કે તેઓ તારી સઘળી
નગ્નતા જુએ ૩૮ અને પતિવ્રત ભાગ કરનારી તથા
લોહી વહેવડાવનારી સ્ત્રીઓનો જેવો ન્યાય કરાય છે
તેવો ન્યાય હુ તારો કરીશ, ને ક્રોધ તથા શકાની
[શિક્ષા જે] દેહાતદડ તેનો અમલ હુ તારા પર
કરીશ ૩૯ વળી હુ તને તેઓના હાથમા આપી દઇશ,
ને તેઓ તારો ઘુમટ પાડી નાખશે, ને તારા ચોતરા
તોડી પાડશે, ને તેઓ તારા વસ્ત્ર તારા અગ પરથી
ઉતારી લેશે ને તારા સુદર ઘરેણા લઇ લેશે, ને તેઓ
તને નગ્ન તથા ઉઘાડી મૂકી જશે ૪૦ વળી તેઓ એક
ટોળીને તારી સામે લઇ આવશે, ને તેઓ તને પત્થરે
મારશે, ને પોતાની તરવારોથી તને વીંધી નાખશે
૪૧ અને તેઓ તારા ઘરને અગ્નિથી બાળી નાખશે, ને
ઘણી સ્ત્રીઓના દેખતા તારા પર ન્યાયશાસનનો
અમલ કરશે, ને હુ તારૂ વ્યભિચાર કરવાનુ બધ
કરીશ, ને વળી ત્યાર પછી તુ કઇ વેતન પણ નહિ
આપશે. ૪૨ એમ તારા પરનો મારો ક્રોધ હુ સમાવીશ,
ને મારી શકા તારા પરથી દૂર થશે, ને મને શાતિ
વળશે, ને મારો રોષ શમી જશે ૪૩ તેં તારી જુવા
નીના દિવસોનુ સ્મરણ ન કરતા, આ બધી બાબતોમા
મને ચીડ ચઢાવી છે, એ માટે, જો, પ્રભુ યહોવાહ
કહે છે કે, હુ પણ તારા આચરણ તારા પર લાવીશ,
ને તારા સર્વ અમગળ કૃત્યો ઉપરાત [આ] લપટપણુ
તુ નહિ કરશે

૪૪ જો, કહેવતો વાપરનાર પ્રત્યેક તારી વિરૂધ્ધ આ
કહેવત વાપરશે કે, જેવી મા તેવી દીકરી ૪૫ પોતાના
ધણીને તથા પોતાના છોકરાને કટાળનારી તારી જે
મા તેની દીકરી તુ છે, ને પોતાના ધણીઓને તથા
પોતાના છોકરાને કટાળનારી તારી જે બહેનો તેમની
બહેન તુ છે, તમારી મા તે હિત્તી હતી, ને તમારો
બાપ તે અમોરી હતો ૪૬ અને તારી મોટી બહેન
સમરૂન છે, કે જે પોતાની પુત્રીઓ સુધ્ધા તારી ડાબી
બાજુએ રહે છે, ને તારે જમણે હાથે રહેનારી તારી
નાની બહેન તે સદોમ તથા તેની પુત્રીઓ છે
૪૭ તોપણ તુ તેઓના માર્ગોમા ચાલી નથી ને તેમના
અમગળ કૃત્યોનુ અનુસરણ કર્યું નથી, પણ [જાણે કે
એ તો] બહુ જૂજ કામ હોય તેમ તુ તારા સર્વ માર્ગોમા
તેઓના કરતા વધારે ભ્રષ્ટ હતી ૪૮ પ્રભુ યહોવાહ
કહે છે કે, મારા જીવના સમ, જેવુ તેં, એટલે તેં તથા
તારી દીકરીઓએ, કર્યું છે તેવુ તારી બહેન સદોમે,
પોતે તેમજ તેની દીકરીઓએ, કર્યું નથી ૪૯ જો,
તારી બહેન સદોમની ભુડાઇ આ હતી, એટલે અહ
કાર, અન્નની પુષ્કળતા, ને તેનામા તથા તેની દીકરી
ઓમા આબાદાનીને લીધે મોજમઝા, વળી તે ગરીબ
તથા કગાલને મદદ પણ કરતી નહોતી ૫૦ અને તેઓ
મગરૂર હતી, ને મારી સન્મુખ અમગળ કૃત્યો કરતી
હતી, એ માટે મને યોગ્ય લાગ્યુ ત્યારે મેં તેમને દૂર
કીધી ૫૧ સમરૂને તારાથી અડધા પાપ પણ નથી
કીધા, પણ તેં તારા અમગળ કૃત્યો તેમના કરતા
વધારી દીધા છે, ને જે સર્વ અમગળ કૃત્યો તેં કીધા
છે તેઓવડે તેં તારી બહેનોને ન્યાયી ઠરાવી છે ૫૨ તેં
તારી બહેનોના લાભમા ન્યાય ચુકવ્યો છે, તે માટે
તુ પણ પોતાની લાજ સહે, તેઓના કરતા અધિક
અમગળ પાપો તેં કીધા છે તેથી તેઓ તારા કરતા
ન્યાયી ઠરી છે, હા, તેં તારી બહેનોને ન્યાયી ઠરાવી
છે તે માટે તુ પણ ઝખવાઇ જા ને તારી ફજેતી સહન
કર. ૫૩ અને હુ તેઓની ગુલામી, [એટલે] સદોમ
તથા તેની પુત્રીઓની ગુલામી, ને સમરૂન તથા તેની
પુત્રીઓની ગુલામી, ને તેઓની મધ્યેના તારા ગુલા-
મોની ગુલામી પાછી લાવીશ, ૫૪ એ સારૂ કે તુ
પોતાની ફજેતી સહન કરે ને તેં જે સર્વ કીધુ છે,
અટલે કે તુ તેઓને દિલાસારૂપ થઇ છે, તેને લીધે તુ
લજ્જિત થાય ૫૫ અને તારી બહેન સદોમ તથા તેની
દીકરીઓ પોતાની આગલી હાલતમા પાછી આવશે,
ને સમરૂન તથા તેની પુત્રીઓ પોતાની આગલી હાલ-
તમા પાછી આવશે, ને તુ તથા તારી પુત્રીઓ તમારી
આગલી હાલતમા પાછી આવશો. ૫૬ કેમકે તારા
ગર્વના સમયમા તારા મુખથી તારી બહેન સદોમનુ
નામ લેવામા આવ્યુ નહિ, ૫૭ એટલે તારૂ દુષ્ટપણુ
પ્રગટ થયુ તે પહેલા, જેમ અરામની પુત્રીઓ તથા
તેની આસપાસની સર્વ પલિસ્તીઓની પુત્રીઓ
જેઓ ચોતરફથી તને ધિક્કારે છે તેઓના અપમાનને
સમયે [હતુ] તેમ ૫૮ યહોવાહ કહે છે કે, તેં તારી
લપટતા તથા તારા અમગળ કૃત્યો[ની શિક્ષા] વેઠી
છે ૫૯ કેમકે પ્રભુ યહોવાહ એમ કહે છે કે, તેં જે કર્યુ
છે, એટલે કે તે કરાર તોડવાથી સોગનને તુચ્છ કીધો
છે, તે પ્રમાણે તારી વલે કરીશ. ૬૦ તથાપિ તારી
જુવાનીના સમયમા તારી સાથે [કીધેલો] મારો કરાર
યાદ રાખીને હુ તારા પ્રત્યે સદાનો કરાર સ્થાપીશ.
૬૧ ત્યારે હુ તારી મોટી તથા નાની બહેનોનો અધિકાર

કરવાં તને તારા માર્ગો યાદ આવશે ને તું લજવાશે;
ને હુ તેઓને તારી દીકરીઓ તરીકે તને આપીશ,
પણ તારા કરારથી નહિ. ૬૨ અને હુ તારી સાથે મારો
કરાર સ્થાપીશ; ને તું જાણશે કે હુ યહોવાહ છું;
૬૩ એ સારૂ કે, જે સર્વ તેં કર્યું છે તે વિષે હુ તને માફી
આપીશ ત્યારે, તું તેનું સ્મરણ કરીને ઝંખવાણી પડે,
ને તારી ફજેતીના કારણથી તું તારૂ મુખ ફરીથી કદી
ઉઘાડે નહિ, એવું પ્રભુ યહોવાહ કહે છે.

૧૭ અને યહોવાહનું એવું વચન મારી પાસે
આવ્યું કે, ૨ હે મનુષ્યપુત્ર, ઉખાણું બોલીને
ઇસ્રાએલના ઘરનાંને એક એવું દૃષ્ટાંત કહે કે, ૩ પ્રભુ
યહોવાહ એમ કહે છે કે, મોટી પાંખોવાળું તથા લાંબા
પરવાળું, પીંછાંથી ભરપુર તથા રંગબેરંગી મોટું ગરૂડ
પક્ષી લબાનોનમાં આવ્યું, ને એરેજવૃક્ષની ટોચ તેણે
લીધી; ૪ તેમની કુમળી ડાંખળીઓમાંથી સૌથી ટોચની
કરપી નાખીને તેને તે વેપારના દેશમાં લઇ ગયો;
તેણે તેને વેપારીઓના નગરમાં રોપી. ૫ વળી તેણે
તે દેશનું બી લઇને તેને ફળદ્રુપ જમીનમાં વાવ્યું;
તેણે તેને મહા જળ-પાસે સ્થાપ્યું; તેણે તેને પળાં-
શીના વૃક્ષની પેઠે રોપ્યું.) અને ૬ તે વધીને નીચા કદનો
ફાલેલો દ્રાક્ષવેલો બન્યુ, તેની ડાળીઓ તેની તરફ
વળી, ને તેનાં મૂળ તેની તળે હતાં; એમ તે દ્રાક્ષવેલો
બન્યું, ને તેને ડાળીઓ આવી ને કુંપળો ફુટી. ૭ વળી
બીજું એક મોટી પાંખોવાળું તથા ઘણાં પીછાંવાળું
ગરૂડ પક્ષી હતું; ને, જુઓ, આ દ્રાક્ષવેલાએ પોતે
રોપાયલો હતો તે ક્યારામાંથી પોતાનાં મૂળિયાં તેની
તરફ વાળ્યાં ને પોતાની ડાળીઓ તેની તરફ ફુટાડી,
એ સારૂ કે તે એને પાણી સીંચે ૮ તે સારી જમીનમાં
મહા જળને કિનારે રોપાયું હતું, એ સારૂ કે તેને
ડાળીઓ આવે ને તેને ફળ લાગે, ને એમ તે રમણીય
દ્રાક્ષવેલો થાય. ૯ તું કહે કે, પ્રભુ યહોવાહ એમ કહે
છે કે, શું તે ફાલશે? શું તે તેને સમૂળગો ઉપાડી નાખ-
વાને સારૂ ઘણું બળ કે ઘણા લોકને [ કામે લગાડ્યા ]
શિવાય તેનાં મૂળ ઉખેડી નાખીને તથા તેનો ફાલ
કાપી નાખીને તેને ચિમળાવી નહિ નાખે, ને તેનાં
સર્વ તાજાં ફુટતાં પાત્રાં ચિમળાવી નહિ નાખે? ૧૦ હા,
જુઓ, રોપાઇને શું તે ફાલશે? પૂર્વનો વાયુ અડતાં
શું તે છેક ચિમળાઇ નહિ જશે? જે ક્યારામાં તે
ઉગ્યુ હશે તેમાંજ તે ચિમળાઇ જશે
૧૧ વળી યહોવાહનું એવું વચન મારી પાસે આવ્યુ
કે, ૧૨ હવે દગાખોર વંશને તું કહે કે, આ વાતોનો
શો અર્થ છે તે શું તમે નથી જાણતા? તેઓને કહે
કે, જો, બાબિલનો રાજા યરૂશાલેમ આવીને ત્યાંના
રાજાને તથા ત્યાંના સરદારોને પકડીને પોતાની પાસે
બાબિલમાં લઇ ગયો; ૧૩ ને તેણે રાજ્યવંશનાને લઇને
તેની સાથે કોલકરાર કીધા; વળી તેણે તેને સોગનના
બંધનમાં નાખ્યો, ને દેશના સમર્થોને તે લઇ ગયો;
૧૪ એ સારૂ કે તે રાજ્ય હલકું થાય, ને તેથી તે ગર્વ
ન કરે, પણ તેનો કરાર પાળીને તે ટકી રહે. ૧૫ પણ
તેને ઘોડા તથા ઘણા લોક આપવામાં આવે તે મત-
લબથી તેણે પોતાના એલચીઓ મિસરમાં મોકલીને
તેની વિરૂદ્ધ દંગો કીધો. શું તે ફતેહ પામશે? આવાં
કામો કરનાર શું બચી જશે? શું તે કરાર તોડ્યા છતાં
પણ બચી જશે? ૧૬ પ્રભુ યહોવાહ પોતાના જીવના
સોગન ખાઇને કહે છે કે, જેણે તેને રાજા બનાવ્યો,
[ તથા ] જેના સોગન તેણે તુચ્છ કીધા, તથા જેનો
કરાર તેણે તોડ્યો, તે રાજા જ્યાં રહે છે તે જગ્યાએ,
એટલે બાબિલની મધ્યે, તેની સાથે તે મોત પામશે.
૧૭ અને યુદ્ધમાં જ્યારે ઘણા લોકોનો સંહાર કરવા
સારૂ લોકો મોરચા ઉઠાવશે તથા કિલ્લાઓ બાંધશે
ત્યારે ફારૂન પોતાના મહાન સૈન્ય તથા મોટા સમુદા-
યસહિત તેના લાભમાં કંઇ કરશે નહિ. ૧૮ કેમકે કરાર
તોડવાથી તેણે સોગનને તુચ્છ કીધા છે; ને, જુઓ,
કોલ આપ્યા છતાં તેણે આ સર્વ કામો કીધાં છે; તે
બચવાનોજ નથી. ૧૯ એ માટે પ્રભુ યહોવાહ એમ
કહે છે કે, મારા જીવના સમ, જે મારા સોગન તેણે
તુચ્છ કીધા છે, ને જે મારો કરાર તેણે તોડ્યો છે, તે
હું નિશ્ચે તેના પોતાના માથા પર લાવીશ. ૨૦ અને હું
મારી જાળ તેના પર પ્રસારીશ, ને તે મારા ફાંદામાં
સપડાશે, ને હુ તેને બાબિલમાં લાવીને જે અપરાધ
તેણે મારી સામે કીધો છે તેને લીધે હું ત્યાં તેની સાથે
વાદવિવાદ કરીશ. ૨૧ અને તેના નાસી ગએલા સર્વ
લોકની સર્વ ટોળીઓ તરવારથી પડશે, ને જેઓ બાકી
રહેશે તેઓ સર્વ દિશાઓમાં વિખેરાઇ જશે; ને તમે
જાણશો કે હુ યહોવાહ તે બોલ્યો છું
૨૨ પ્રભુ યહોવાહ એમ કહે છે કે, વળી હું એરેજ-
વૃક્ષની ઉંચી ટોચની [ ડાળી ] લઇને તેને રોપીશ; હું
તેની કુમળી કુંપળોમાંની સૌથી ઉંચીમાંની એક કોમળ
[ કુંપળ ] કાપી લઇને તેને ઉંચા તથા પ્રસિદ્ધ પર્વત
પર રોપીશ ૨૩ ઇસ્રાએલના ઉંચા પર્વત પર હુ તેને
રોપીશ; ને તેને ડાળીઓ ફુટશે, ને ફળ લાગશે, ને
તે રળિયામણું એરેજવૃક્ષ થશે; ને તેની તળે સર્વ

[ પ્રકારની ] પાંખોવાળાં સર્વ પક્ષીઓ વાસો કરશે ;
તેની ડાળીઓની છાયામાં તેઓ વસશે. ૨૪ અને વનનાં
સર્વ વૃક્ષો જાણશે કે મેં યહોવાહે ઉંચા ઝાડને નીચું
કીધું છે, નીચા ઝાડને ઉંચું કીધું છે, લીલા ઝાડને
સુકવી નાખ્યું છે, ને સુકા ઝાડને ખિલાવ્યું છે; હું
યહોવાહ તે બોલ્યો છું, ને મેં પુરૂં કીધું છે

૧૮ ફરીથી યહોવાહનું એવું વચન મારી પાસે
આવ્યું કે, ૨ તમે શી મતલબથી ઇસ્રાએલ
દેશ વિષે એ કહેવત વાપરો છો કે, બાપોએ ખાટી
દ્રાક્ષો ખાધી છે ને છોકરાંના દાંત અંબળાયા છે?
૩ પ્રભુ યહોવાહ કહે છે કે, મારા જીવના સમ, તમને
ઇસ્રાએલમાં આ કહેવતનો ઉપયોગ કરવાનો [પ્રસંગ]
હવે પછી નહિ પડશે. ૪ જુઓ, સર્વ જીવો મારા છે;
જેમ પિતાનો જીવ તેમજ પુત્રનો જીવ પણ મારો છે;
જે જીવ પાપ કરશે તે માર્યો જશે. ૫ પણ જો કોઇ
માણસ ન્યાયી હશે, ને નીતિવાન તથા યથાર્થ કામો
કરશે, ૬ ને પર્વતો પર ભોજન કીધું નહિ હશે, તેમ
ઇસ્રાએલના ઘરની મૂર્તિઓ તરફ પોતાની આંખો
ઉંચી કીધી નહિ હશે, તેમ પોતાના પડોસીની વહુને
બગાડી નહિ હશે, ને રજસ્વલા સ્ત્રીની અડકશે
ગયો નહિ હશે; ૭ ને કોઇને નાહક નુકસાન કીધું
નહિ હશે, પણ દેવાદારે ગિરો [ મુકેલી વસ્તુ ] તેને
પાછી આપી હશે, બળાત્કારથી કોઇને લુટ્યો નહિ
હશે, પોતાનું અન્ન ભૂખ્યાને આપ્યું હશે, ને નાગાને
વસ્ત્ર ઓઢાડ્યું હશે; ૮ જેણે વ્યાજે [ નાણાં ] આપ્યાં
નહિ હશે, તેમ કંઇ વધારો લીધો નહિ હશે, જેણે
પોતાનો હાથ ભુંડાઇમાંથી પાછો ખેંચી લીધો હશે,
વાદી પ્રતિવાદી વચ્ચે અદલ ન્યાય ચુકાવ્યો હશે,
૯ મારા વિધિઓમાં ચાલ્યો હશે, મારા હુકમો પાળીને
પ્રમાણિકપણે વર્ત્યો હશે; તો તે ન્યાયી છે, તે નિશ્ચે
જીવશે, એમ પ્રભુ યહોવાહ કહે છે. ૧૦ જો તેને એવો
દીકરો થાય કે જે લુટારો તથા ખુની તથા આ કામો-
માંનું કોઇ પણ કરનારો હોય, ૧૧ ને પેલી [ ફરજો ]
માંની કોઇ પણ અદા કરનારો ન હોય, પણ પર્વતો
પર ભોજન કીધેલું હોય તથા પોતાના પડોસીની
વહુને બગાડી હોય, ૧૨ ગરીબ તથા દરિદ્રીઓને
નાહક રંઝાડ્યા હોય, જોરજુલમથી લુટ કીધી હોય,
ગિરવી વસ્તુ પાછી આપી નહિ હોય, ને પોતાની
આંખો મૂર્તિઓ તરફ ઉંચી કરી હોય, અમંગળ કૃત્યો
કીધાં હોય, ૧૩ વ્યાજે [ નાણાં ] આપ્યાં હોય, ને
વધારો લીધો હોય; તો શું તે જીવશે? તે જીવવા
નહિજ પામશે; તેણે આ સર્વ અમંગળ કૃત્યો કીધાં
છે; તે નિશ્ચે માર્યો જશે; તેનું રક્ત તેને માથે રહેશે
૧૪ હવે, જુઓ, તેને એવો છોકરો થાય કે જે પોતાના
બાપનાં કીધેલાં સર્વ પાપો જોઇને બીક રાખતો હોય,
ને એવાં પાપ કરતો ન હોય, ૧૫ જેણે પર્વતો પર
ભોજન કીધું ન હોય, તેમજ ઇસ્રાએલના ઘરની
મૂર્તિઓ તરફ પોતાની આંખો ઉંચી કરી ન હોય,
પોતાના પડોસીની વહુને બગાડી ન હોય, ૧૬ તેમ
કોઇને નાહક રંઝાડ્યું ન હોય, કંઇ ચીજ ગિરો
લીધી ન હોય, તેમ બળાત્કારથી લુટ કીધી ન હોય,
પણ પોતાનું અન્ન ભૂખ્યાને આપ્યું હોય, ને નગ્નને
વસ્ત્ર ઓઢાડ્યું હોય, ૧૭ જેણે પોતાનો હાથ ગરીબ
પરથી પાછો રાખ્યો હોય, જેણે લાંચ કે વધારો
લીધો ન હોય, મારા હુકમોનો અમલ કીધો હોય, ને
મારા વિધિઓમાં ચાલ્યો હોય; તો તે પોતાના
બાપની ભુંડાઇને લીધે માર્યો નહિ જશે, તે નિશ્ચે
જીવશે ૧૮ તેના બાપે તો પોતે ક્રુરતાથી જુલમ કીધો,
બળાત્કારથી પોતાના ભાઇને લુટ્યો, ને જે સારૂં નહિ
તે પોતાના લોકો મધ્યે કીધું તેને લીધે, જો, તેની
પોતાનીજ ભુંડાઇમાં તે માર્યો જશે. ૧૯ તોપણ તમે
કહો છો કે, બાપની ભુંડાઇ[નું ફળ] દીકરો કેમ
સહેતો નથી? જો દીકરાએ નીતિવાન તથા યથાર્થ
કામ કીધું હશે, ને મારા સર્વ વિધિઓ પાળીને તેમને
અમલમાં આણ્યા હશે, તો તે નિશ્ચે જીવશે. ૨૦ જે
જીવ પાપ કરે તે માર્યો જશે; દીકરો બાપની
ભુંડાઇ[નું ફળ] નહિ સહેશે, તેમજ બાપ દીકરાની
ભુંડાઇ[નું ફળ] નહિ સહેશે; નેકીવાનની નેકી તેને
શિર રહેશે, ને ભુંડાની ભુંડાઇ તેને શિર રહેશે. ૨૧ પણ
જો દુષ્ટ પોતાનાં કીધેલાં સર્વ પાપોથી ફરીને મારા સર્વ
વિધિઓ પાળશે, ને નીતિવાન તથા યથાર્થ કામો
કરશે, તો તે નિશ્ચે જીવશે, તે મરશે નહિ. ૨૨ તેણે
કીધેલા અપરાધોમાંનો કોઇ પણ તેની વિરૂદ્ધ યાદ
કરવામાં આવશે નહિ; પોતે કીધેલી પોતાની નેકીને
લીધે તે જીવશે. ૨૩ પ્રભુ યહોવાહ કહે છે, શું દુષ્ટના
મોતમાં મને કંઇ આનંદ છે? ને એના કરતાં તો તે
પોતાના માર્ગથી પાછો ફરીને જીવતો રહે તેમાં શું
[હું રાજી] નથી? ૨૪ પણ જો નેકીવાન પોતાની નેકી-
માંથી ભટકી જઇને ભુંડાઇ કરે, ને જે સર્વ અમંગળ
કૃત્યો દુષ્ટ માણસ કરે છે તેઓનું અનુકરણ કરે, તો
શું તે જીવશે? તેણે કીધેલા નેક કામોમાંનું કોઇ પણ
યાદ કરવામાં આવશે નહિ; તેણે કીધેલો અપરાધ

તથા તેણે કીધેલું પાપ, તેજ અપરાધને લીધે તથા
તેજ પાપને લીધે તે માર્યો જશે. ૨૫ તેમ છતાં તમે
કહો છો કે, પ્રભુનો વ્યવહાર અદલ નથી. હે ઇસ્રા-
એલના વંશ, હવે સાંભળ; શું મારો વ્યવહાર અદલ
નથી? તમારા માર્ગો વિપરીત નથી શું? ૨૬ જો નેક
માણસ પોતાની નેકીમાંથી ભટકી જાય ને ભુંડાઇ કરે,
ને તેને લીધે માર્યો જાય; તો પોતે કીધેલી ભુંડાઇને
લીધે તે માર્યો જશે. ૨૭ વળી જો દુષ્ટ માણસ પોતે
કીધેલી દુષ્ટતાથી પાછો ફરીને નીતિસંપન્ન તથા યથાર્થ
કામો કરે, તો તે પોતાનો જીવ બચાવશે. ૨૮ તે વિચાર
કરીને પોતે કીધેલા સર્વ અપરાધોમાંથી પાછો ફરે છે
તેને લીધે તે નિશ્ચે જીવશે, તે માર્યો નહિજ જશે
૨૯ તો પણ ઇસ્રાએલનો વંશ કહે છે કે, પ્રભુનો વ્યવ-
હાર અદલ નથી. હે ઇસ્રાએલના વંશ, શું મારો
વ્યવહાર અદલ નથી? શું તમારા માર્ગો વિપરીત
નથી? ૩૦ એ માટે, હે ઇસ્રાએલના વંશ, પ્રભુ યહો-
વાહ કહે છે કે, હું તમ પ્રત્યેકનો ન્યાય તમારા માર્ગો
પ્રમાણે કરીશ તમે પાછા આવો, ને તમારા સર્વ
અપરાધોથી ફરી જાઓ, એમ ભુંડાઇ તમારો વિનાશ
થઇ પડશે નહિ. ૩૧ જે અપરાધ તમે કીધા છે, તે
સર્વ અપરાધોને તમારી પાસેથી ફેંકી દો; ને તમે નવું
અંતઃકરણ તથા નવો આત્મા પામી લો; કેમકે, હે
ઇસ્રાએલના વંશ, તમે શા માટે મરો? ૩૨ કેમકે પ્રભુ
યહોવાહ કહે છે કે, મરનારના મોતમાં મને કંઇ પણ
આનંદ નથી; એ માટે ફરો ને જીવતા રહો.

૧૯ વળી ઇસ્રાએલના સરદારોને માટે વિલાપ
કરીને, ૨ કહે કે, તારી મા કોણ હતી? [તે
તો] સિંહણ [હતી]; તે સિંહોની મધ્યે પડી રહેતી
હતી, તે જુવાન સિંહોની વચ્ચે પોતાનાં બચ્ચાંનું
પોષણ કરતી હતી ૩ અને તેણીએ પોતાનાં બચ્ચાં-
માંના એકને ઉછેર્યું; તે જુવાન સિંહ બન્યો; ને તે
શિકાર પકડતાં શિખ્યો, તે માણસોનો ભક્ષ કરતો
હતો. ૪ વિદેશીઓએ પણ તેને વિષે સાંભળ્યું; તે
તેઓની ખાઇમાં સપડાયો; ને તેઓ તેને કડીઓ
ઘાલીને મિસર દેશમાં લાવ્યા. ૫ હવે તેણીએ જાણ્યું
કે હું અપેક્ષા રાખતી હતી પણ મારી આશા રદ થઇ
છે, ત્યારે તેણીએ પોતાનાં બચ્ચાંમાંનું બીજું એક
લઇને તેને ઉછેરીને જુવાન સિંહ બનાવ્યો. ૬ અને તે
સિંહો મધ્યે હરફર કરવા લાગ્યો, ને જુવાન સિંહ
થયો; ને શિકાર. પકડતાં શિખ્યો, તે માણસોનો
ભક્ષ કરતો હતો. ૭ અને તે તેઓની વિધવાઓની
લાજ લેતો, ને તેઓનાં નગરોને વેરાન કરી નાખતો;
ને તેની ગર્જનાના અવાજના કારણથી દેશ તથા તેનું
ભરપુરપણું ઉજડ થઇ ગયાં ૮ ત્યારે વિદેશીઓ
પ્રાંતોમાંથી ચોતરફ તેની સામે ચઢી આવ્યા; ને
તેઓએ પોતાની જાળ પ્રસારીને તેના ઉપર [નાખી];
તે તેઓની ખાઇમાં સપડાયો ૯ અને તેઓએ તેને
કડીઓ ઘાલીને પિંજરામાં ઘાલ્યો, ને તેને બાબિલના
રાજા પાસે આણ્યો; તેઓએ તેને કિલ્લામાં લાવીને
[ગોંધ્યો], એ સારૂ કે હવે પછી તેનો સાદ ઇસ્રાએલના
પર્વતો પર ન સંભળાય.

૧૦ તારી મા તારા જેવા રૂપની, પાણીને કિનારે
રોપેલા દ્રાક્ષવૃક્ષ જેવી હતી; ઘણાં પાણીને લીધે તે
ફળદ્રુપ તથા ડાળીઓથી ભરપુર હતી. ૧૧ અને સત્તા-
ધારીઓના રાજદંડોને સારૂ તેને મજબૂત છડીઓ
હતી, ને તેમનું કદ વધીને તે આભલાંમાં પહોચેલી
હતી, ને તેઓની ડાળીઓના જથા સુદ્ધાં તેઓ ઉંચી
દેખાતી હતી. ૧૨ પણ ક્રોધથી તે ઉપાડી નંખાઇ, ને
જમીનદોસ્ત કરાઇ, ને પૂર્વના વાયુએ તેનાં ફળ સુકવી
નાખ્યાં; તેની મજબૂત છડીઓ ભાંગી નંખાઇ ને
ચિમળાઇ ગઇ; અગ્નિએ તેમને ભસ્મ કીધી ૧૩ અને
હવે તે અરણ્યમાં સુકી ને તૃષિત જમીનમાં રોપાઇ
છે. ૧૪ અને તેની ડાળીઓની છડીમાંથી અગ્નિએ પ્રગ-
ટીને તેનાં ફળને ભસ્મ કીધાં છે, ને તેથી રાજ કરવાનો
રાજદંડ થાય એવી મજબૂત છડી તેમાં એકે નથી.
આ તો વિલાપ છે, ને વિલાપ તરીકે થશે.

૨૦ અને સાતમા વરસના પાંચમા [ માસ ]ની
દસમીએ એમ થયું કે ઇસ્રાએલના વડીલો-
માંના કેટલાક યહોવાહની સલાહ પુછવાને આવીને
મારી આગળ બેઠા. ૨ એટલે યહોવાહનું એવું વચન
મારી પાસે આવ્યું કે, ૩ મનુષ્યપુત્ર, ઇસ્રાએલના
વડીલો સાથે બોલીને તેઓને કહે કે, પ્રભુ યહોવાહ
એમ કહે છે કે, શું તમે મારી પાસેથી ખબર કાઢવા
આવ્યા છો? તો પ્રભુ યહોવાહ કહે છે કે, મારા જીવના
સમ કે હું તમારા પ્રશ્નોનો ઉત્તર નહિ આપીશ. ૪ હે
મનુષ્યપુત્ર, શું તું તેમનો ન્યાય કરશે, શું તું તેમનો
ન્યાય કરશે? તેઓના પિતૃઓનાં અમંગળ કૃત્યો
તેઓને જણાવ; ૫ ને તેઓને કહે કે, પ્રભુ યહોવાહ
એમ કહે છે કે, જે દિવસે મેં ઇસ્રાએલને પસંદ કીધો,
ને મેં પોતાનો હાથ યાકૂબના ઘરના સંતાન પ્રત્યે ઉંચો
કર્યો, ને હું મિસર દેશમાં તેમને જાહેર થયો, જ્યારે
મેં પોતાનો હાથ તેમના પ્રત્યે ઉંચો કરીને કહ્યું કે, હું

યહોવાહ તમારો દેવ છું; ૬તે દિવસે મેં પોતાનો
હાથ તેમના પ્રત્યે ઉંચો કીધો એ સારૂ કે હું તેઓને
મિસર દેશમાંથી કાઢીને એવા દૂધમધની રેલછેલવાળા
એક દેશમાં લાવું કે જે મેં તેમને વાસ્તે જોઇ કાઢયો
હતો, ને જે સર્વ દેશોની શોભા છે; ૭ને મેં તેઓને
કહ્યું, તમ સર્વે પોતપોતાની આંખોની અમંગળ
વસ્તુઓ ફેંકી દો, ને મિસરની મૂર્તિઓથી પોતાને ન
વટાળો; હું યહોવાહ તમારો દેવ છું. ૮પણ તેઓએ
મારી વિરૂદ્ધ દંગો કીધો, ને મારૂં સાંભળવા ચાહ્યું
નહિ; તે પ્રત્યેક પોતાની આંખોની અમંગળ વસ્તુ-
ઓને ફેંકી દીધી નહિ, તેમજ તેઓએ મિસરની
મૂર્તિઓનો પણ ત્યાગ કીધો નહિ; ત્યારે મેં કહ્યું કે,
હું મારો ક્રોધ તેમના પર રેડીને મિસર દેશની મધ્યે
તેમના પર મારો રોષ પુરો કરીશ. ૯પણ મિસર
દેશમાંથી તેમને કાઢી લાવતાં મેં જે દેશજાતિઓના
દેખતાં પોતાની જાણ તેઓને પાડી હતી, તથા
જેઓની મધ્યે તેઓ હતા, તેઓના દેખતાં તેને બટ્ટો
ન લાગે એવું મેં મારા નામની ખાતર કર્યું. ૧૦તેથી
મેં તેમને મિસર દેશમાંથી બહાર કાઢયા, ને તેમને
અરણ્યમાં આણ્યા ૧૧અને મેં તેઓને એવા મારા
વિધિઓ આપ્યા, ને તેઓને મારા એવા હુકમો
જણાવ્યા કે જો કોઇ માણસ તેઓને પાળે તો તે
તેઓવડે જીવે. ૧૨તે ઉપરાંત મારી ને તેઓની વચમાં
ચિન્હ તરીકે મેં મારા સાબ્બાથો પણ તેઓને આપ્યા,
એ સારૂ કે તેઓ જાણે કે તેમને પવિત્ર કરનાર તે હું
યહોવાહ છું. ૧૩પણ ઇસ્રાએલના ઘરનાંએ અર-
ણ્યમાં મારી વિરૂદ્ધ દંગો કીધો; તેઓ મારા વિધિ-
ઓમાં ચાલ્યા નહિ, ને તેઓએ મારા હુકમોનો ત્યાગ
કીધો, કે જે એવા છે કે, જો કોઇ માણસ તેઓને
પાળે તો તે તેઓવડે જીવે; ને મારા સાબ્બાથોને
પણ તેઓએ ઘણાજ વટાળ્યા; ત્યારે મેં કહ્યું કે, હું
અરણ્યમાં તેઓ પર મારો ક્રોધ વરસાવીને તેમનો
સંહાર કરીશ. ૧૪પણ મારા નામની ખાતર મેં એવું
કર્યું કે જે દેશજાતિઓના દેખતાં હું તેઓને બહાર
કાઢી લાવ્યો હતો તેઓના દેખતાં તેને બટ્ટો ન લાગે.
૧૫અને વળી દૂધમધની રેલછેલવાળો દેશ જે મેં
તેઓને આપ્યો હતો, ને જે સર્વ દેશોની શોભા છે
તેમાં તેઓને ન લઇ જવાને મેં પોતાનો હાથ તેમના
પ્રત્યે અરણ્યમાં ઉંચો કીધો; ૧૬કેમકે તેઓએ મારા
હુકમોનો ત્યાગ કીધો, ને મારા વિધિઓમાં ચાલ્યા
નહિ, ને મારા સાબ્બાથોને વટાળ્યા; કેમકે તેમનું
મન તેમની મૂર્તિઓ પાછળ તણાઇ જતું હતું. ૧૭પરંતુ
મારી આંખે તેમના પર દયા કરીને તેમનો નાશ ન
કીધો, ને મેં અરણ્યમાં તેઓનો સંપૂર્ણ અંત આણ્યો
નહિ. ૧૮અને મેં અરણ્યમાં તેઓનાં છોકરાંને કહ્યું,
તમે તમારા બાપોના વિધિઓમાં ન ચાલો, ને તેમના
હુકમો ન પાળો, તેમજ તેઓની મૂર્તિઓથી પોતાને
ન વટાળો; ૧૯હું યહોવાહ તમારો દેવ છું; મારા
વિધિઓમાં ચાલો, ને મારા હુકમો પાળો, ને તેમનો
અમલ કરો; ૨૦ને મારા સાબ્બાથોને પવિત્ર માનો;
ને તેઓ મારી ને તમારી વચમાં ચિન્હરૂપ થશે, એ
સારૂ કે તમે જાણો કે હું યહોવાહ તમારો દેવ છું.
૨૧પણ તે છોકરાંએ મારી વિરૂદ્ધ દંગો કીધો; તેઓ
મારા વિધિઓમાં ચાલ્યા નહિ, તેમજ તેઓએ મારા
હુકમો પાળીને તેમનો અમલ કીધો નહિ; તે તો
એવા છે કે જો કોઇ માણસ તેઓને પાળે તો તે
તેઓવડે જીવે; તેઓએ મારા સાબ્બાથોને વટાળ્યા;
ત્યારે મેં કહ્યું કે, હું મારો ક્રોધ તેમના પર વરસાવીને
તેમના પર મારો રોષ અરણ્યમાં પુરો કરીશ.
૨૨પરંતુ મેં મારો હાથ પાછો તાણી લીધો ને મારા
નામની ખાતર મેં એવું કર્યું કે, જે દેશજાતિઓના
દેખતાં હું તેઓને બહાર કાઢી લાવ્યો હતો તેઓના
દેખતાં તેને બટ્ટો ન લાગે. ૨૩વળી તેઓને વિદે-
શીઓ મધ્યે વિખેરી નાખવાને, ને તેમને દેશોમાં
સર્વત્ર વેરી નાખવાને મેં પોતાનો હાથ અરણ્યમાં
તેમના પ્રત્યે ઉંચો કીધો; ૨૪કેમકે તેઓએ મારા
હુકમોનો અમલ નહોતો કીધો, પણ મારા વિધિઓનો
ત્યાગ કીધો, ને મારા સાબ્બાથોને વટાળ્યા હતા, ને
તેઓની દૃષ્ટિ તેઓના બાપોની મૂર્તિઓ પાછળ
હતી. ૨૫વળી મેં તેઓને એવા વિધિઓ આપ્યા કે
જે સારા નહોતા, ને એવા હુકમો કે જેઓવડે તેઓ
જીવે નહિ; ૨૬ને તેઓએ કૂખ ફાડનાર સર્વ [પ્રથમ-
જનિતો]ને [અગ્નિ] આરપાર ચલાવ્યા, તેથી કરીને
મેં તેઓને તેમનાં પોતાનાં અર્પણોમાં વટાળ્યા, એ
સારૂ કે હું તેઓને અનાથ કરૂં, ને તેથી તેઓ જાણે કે
હું યહોવાહ છું.
૨૭એ માટે, હે મનુષ્યપુત્ર, ઇસ્રાએલના વંશ સાથે
બોલીને તેઓને કહે કે, પ્રભુ યહોવાહ એમ કહે છે કે,
વળી તમારા પિતૃઓએ મારી વિરૂદ્ધ ઉલ્લંઘન કીધાથી
મારી નિંદા કીધી છે. ૨૮કારણ કે જે દેશ તેઓને
આપવાને મેં મારો હાથ ઉંચો કીધો તેમાં હું તેઓને
લાવ્યો, ત્યારે તેઓએ પ્રત્યેક ઉંચા ડુંગરને તથા

પ્રત્યેક ઘટાદાર વૃક્ષને જોઇને ત્યાં પોતાના યજ્ઞો
ચઢાવ્યા, ને પોતાનાં ક્રોધજનક અર્પણો અર્પ્યાં, વળી
ત્યાં તેઓએ પોતાનાં સુવાસિત [અર્પણો] પણ કીધાં,
ને ત્યાં તેઓએ પોતાનાં પેયાર્પણો રેડ્યાં. ૨૯ ત્યારે મેં
તેઓને કહ્યું કે, જે ઉચ્ચસ્થાને તમે જાઓ છો તેની
મતલબ શી છે? તેથી તેનું નામ આજ સુધી બામાહ
પડ્યું છે ૩૦ એ માટે ઇસ્રાએલના વંશને કહે કે, પ્રભુ
યહોવાહ એમ કહે છે કે, તમે પોતાના પિતૃઓની
પેઠે પોતાને વટાળો છો શું? ને વળી જઇને તેઓનાં
અમંગળ કૃત્યોનું અનુકરણ કરો છો શું? ૩૧ ને તમારાં
અર્પણો ચઢાવતાં તમારાં છોકરાને અગ્નિમાં ચલાવીને
તમે પોતાની સર્વ મૂર્તિઓથી આજ સુધી પોતાને
વટાળો છો શું? તેમ છતાં, હે ઇસ્રાએલના વંશ, શું
હું તમારા પ્રશ્નોનો ઉત્તર આપું? પ્રભુ યહોવાહ કહે
છે કે, મારા જીવના સમ, હું તમારા પ્રશ્નોનો ઉત્તર
નહિજ આપીશ; ૩૨ ને તમારા મનમાં આવતા
[વિચારો] બિલકુલ પુરા નહિજ થશે; એટલે જે
તમે કહો છો કે, અમે વિદેશીઓની પેઠે દેશોનાં
કુટુંબોની પેઠે, લાકડાં તથા પથ્થરની સેવા કરનારા
થઇશું, તે. ૩૩ પ્રભુ યહોવાહ કહે છે કે, મારા જીવના
સમ, નિશ્ચે પરાક્રમી હાથવડે તથા ભુજ લંબાવીને
તથા ક્રોધ વરસાવીને હું તમારે શિર રાજા થઇશ;
૩૪ અને હું પરાક્રમી હાથવડે તથા ભુજ લંબાવીને
તથા ક્રોધ વરસાવીને તમને વિદેશીઓ મધ્યેથી કાઢી
લાવીશ, ને જે દેશોમાં તમે વિખેરાઇ ગયા છો તેઓ
માંથી હું તમને સમેટીશ; ૩૫ ને હું તમને વિદેશીઓના
અરણ્યમાં લાવીને ત્યાં તમારી સાથે મ્હોડેમ્હોડ વાદ
કરીશ. ૩૬ જેમ મિસર દેશના અરણ્યમાં મેં તમારા
પિતૃઓની સાથે વાદ કીધો, તેમ હું તમારી સાથે વાદ
કરીશ, એમ પ્રભુ યહોવાહ કહે છે ૩૭ અને હું તમને
છડી તળે ચલાવીશ, ને હું તમને કરારના બંધનમાં
લાવીશ; ૩૮ ને હું તમારા મધ્યેથી દંગાખોરોને, તથા
મારી વિરૂદ્ધ અપરાધ કરનારાઓને કાઢી નાખીશ;
જે દેશમાં તેઓ પ્રવાસ કરે છે તેમાંથી હું તેઓને
બહાર કાઢી લાવીશ, પણ તેઓ ઇસ્રાએલના દેશમાં
પ્રવેશ કરવા પામશે નહિ; ને તમે જાણશો કે હું
યહોવાહ છું ૩૯ હે ઇસ્રાએલના વંશ, તમારા વિષે
તો પ્રભુ યહોવાહ એમ કહે છે કે,જાઓ, તમ સર્વ
પોતપોતાની મૂર્તિઓની સેવા કરો, ને જો તમે મારૂં
સાંભળવાને ઇચ્છતા ન હો તો હવે પછી પણ [એમ
કરજો]; પણ હવે પછી કદી તમારે પોતાનાં અર્પ-
ણોથી તથા પોતાની મૂર્તિઓથી મારા પવિત્ર નામને
બટ્ટો લગાડવો નહિ. ૪૦ કેમકે, પ્રભુ યહોવાહ કહે છે
કે, ઇસ્રાએલના આખા વંશના સર્વ જનો દેશમાં
મારા પવિત્ર પર્વત પર, ઇસ્રાએલના ઉંચા પર્વત પર,
મારી સેવા કરશે; ત્યાં હું તમને સ્વીકારીશ, ને ત્યાં
હું તમારાં દાનો તથા તમારાં અર્પણોનાં પ્રથમફળ
તમારી સર્વ અર્પિત વસ્તુઓસહિત માગીશ. ૪૧ હું
તમને દેશજાતિઓ મધ્યેથી કાઢી લાવીશ, ને જે
દેશોમાં તમે વિખેરાઇ ગયા છો તેઓમાંથી તમને
સમેટીશ, ત્યારે હું તમને સુવાસની પેઠે સ્વીકારીશ;
ને વિદેશીઓના દેખતાં હું તમારામાં પવિત્ર મનાઇશ.
૪૨ અને હું તમને ઇસ્રાએલના દેશમાં, એટલે જે દેશ
તમારા પિતૃઓને આપવા સારૂ મેં પોતાનો હાથ ઉંચો
કર્યો તેમાં લાવીશ, ત્યારે તમે જાણશો કે હું યહોવાહ
છું ૪૩ અને ત્યાં તમને તમારા માર્ગો તથા તમારાં
સર્વ કૃત્યો, જેઓથી તમે પોતાને વટાળ્યા છો, તે યાદ
આવશે; ત્યારે જે સર્વ દુષ્કર્મો તમે કીધેલાં છે તેમને
લીધે તમે તમારી પોતાની નજરમાં પોતાને કંટાળશો.
૪૪ અને, પ્રભુ યહોવાહ કહે છે કે, હે ઇસ્રાએલના વંશ,
જ્યારે મારા નામની ખાતર હું તમને તમારા ભુંડા માર્ગો
પ્રમાણે તેમજ તમારાં ભ્રષ્ટ કૃત્યો પ્રમાણે [શિક્ષા]
નહિ કરૂં, ત્યારે તમે જાણશો કે હું યહોવાહ છું.

૪૫ અને યહોવાહનું એવું વચન મારી પાસે આવ્યું
કે, ૪૬ હે મનુષ્યપુત્ર, તારૂં મુખ દક્ષિણ તરફ રાખીને
તારી [વાણી] દક્ષિણ તરફ ઉચ્ચાર, ને નેગેબની
સીમના વનની વિરૂદ્ધ ભવિષ્યવાણી બોલ; ૪૭ ને
નેગેબના વનને કહે કે, યહોવાહનું વચન સાંભળ;
પ્રભુ યહોવાહ એમ કહે છે કે, જો, હું તારી મધ્યે અગ્નિ
સળગાવીશ, ને તે તારી અંદરના પ્રત્યેક લીલા વૃક્ષને
તથા પ્રત્યેક સૂકા વૃક્ષને ભસ્મ કરશે; બળતો ભડકો
હોલવાશે નહિ, ને તેથી દક્ષિણથી તે ઉત્તર સુધીમાંનાં
સર્વ મુખો બળી જશે ૪૮ અને સર્વ દેહધારીઓ જોશે
કે મેં યહોવાહે તે સળગાવ્યો છે; તે હોલવાશે નહિ.
૪૯ ત્યારે મેં કહ્યું, અરે પ્રભુ યહોવાહ! તેઓ મારે
વિષે કહે છે કે, શું તે દૃષ્ટાંતો બોલનારો નથી?

૨૧ અને યહોવાહનું એવું વચન મારી પાસે
આવ્યું કે, ૨ હે મનુષ્યપુત્ર, તારૂં મુખ યરૂ-
શાલેમ તરફ રાખીને તારી [વાણી] પવિત્રસ્થાનો તરફ
ઉચ્ચાર, ને ઇસ્રાએલની ભૂમિ વિરૂદ્ધ ભવિષ્યવાણી
બોલ; ૩ ને ઇસ્રાએલની ભૂમિને કહે કે, યહોવાહ
એમ કહે છે કે, જો, હું તારી વિરૂદ્ધ છું, ને મારી તર-

વાર મ્યાનમાથી તાણીને તારી અદરથી નેકીવાનોનો
તથા દુષ્ટોનો સહાર કરીશ. ૪ તો હુ તારી અદરથી
નેકીવાનોનો તથા દુષ્ટોનો સહાર કરીશ તે માટે મારી
તરવાર મ્યાનમાથી નિકળીને દક્ષિણથી તે ઉત્તર સુધી
સર્વે દેહધારીઓ વિરૂદ્ધ ધસી પડશે, ૫ ને સર્વ દેહ-
ધારીઓ જાણશે કે મેં યહોવાહે મારી તરવાર મ્યાન-
માથી તાણી છે, તે ફરી પાછી પેસશે નહિ ૬ તે
માટે, હે મનુષ્યપુત્ર, નિસાસા નાખ, તારી કમરના
તુટવાથી તથા દુ ખથી [નાખતો હોય તેમ] તુ તેમના
દેખતા નિસાસા નાખ. ૭ અને તેઓ તને કહે કે, તુ
શા માટે નિસાસા નાખે છે, ત્યારે તારે એમ કહેવુ કે,
જે [આફત] આવે છે તેના સમાચારને લીધે, ને
પ્રત્યેક હૃદય પાણી થઇ જશે, ને સર્વ હાથ કમજોર
થઇ જશે, ને પ્રત્યેકના હોશ ઉડી જશે, ને સર્વ ઘુટણો
પાણી જેવા ઢીલા થઇ જશે, પ્રભુ યહોવાહ કહે છે
કે, જુઓ, તે આવે છે, ને તે થશેજ થશે

૮ અને યહોવાહનુ એવુ વચન મારી પાસે આવ્યુ
કે, ૯ હે મનુષ્યપુત્ર, ભવિષ્યવાણી બોલીને કહે કે,
યહોવાહ કહે છે, એમ કહે કે, તરવાર, તરવાર ઘસેલી
તથા સિકલ પણ કરેલી છે, ૧૦ તે ઘાણ વાળે તે માટે
તેને ઘસેલી છે, તે વિજળી જેવી થાય માટે તેને
સિકલ કરેલી છે, તો શું આપણે વિનોદ કરીશું?
મારા પુત્રની છડી તે તો પ્રત્યેક વૃક્ષને તુચ્છ ગણે છે
૧૧ અને તેને સિકલ કરવાને સારૂ આપી છે, એ માટે
કે તેનો ઉપયોગ કરાય, તરવાર તો સહારકના
હાથમા આપવા સારૂ ઘસેલી છે, હા, તેને તો સિકલ
કરેલી છે ૧૨ હે મનુષ્યપુત્ર, રડ તથા પોક મૂક, કેમકે
તે મારા લોક પર આવી પડી છે, તે ઇસ્રાએલના સર્વે
સરદારો પર આવી પડી છે, તરવારનો ત્રાસ મારા
લોક પર આવી પડ્યો છે, એ માટે તારી જાગ પર
થબડાકો માર ૧૩ કેમકે પરીક્ષા થાય છે, ને પ્રભુ
યહોવાહ કહે છે કે, તુચ્છ કરનાર છડીનો પણ અંત
આવે તો શું? ૧૪ એ માટે, હે મનુષ્યપુત્ર, તુ ભવિ
ષ્યવાણી બોલ ને તારા હાથથી તાળીઓ પાડ, ને
પ્રાણઘાતક ઘા વાગેલાની તરવાર, તે તરવારને ત્રણ-
ગણી [સખત] કર, એ તો પ્રાણઘાતક ઘા વાગેલા
મહાજનની તરવાર છે, જેણે તેમને ચોતરફથી ઘેર્યા
છે ૧૫ મે તેમની સર્વ ભાગળો સામે તરવારનો ત્રાસ
મૂક્યો છે, એ સારૂ કે તેમનું હૈયુ પિગળી જાય ને
તેમના લથડિયા વધી જાય, અરે! તેને તો વિજળી
જેવી કરી છે, સંહાર કરવા સારૂ તેને આપી કાઢેલી
છે ૧૬ એકત્ર થઇને જમણી તરફ જા, સિદ્ધ થઇને
ડાબી તરફ જા, જે તરફ તારૂ મુખ રાખેલુ હોય તે
તરફ [જા] ૧૭ હુ પણ મારા હાથથી તાળી પાડીશ, ને
મારા ક્રોધને શાત પાડીશ, હુ યહોવાહ એ બોલ્યો છુ

૧૮ ફરીથી યહોવાહનુ એવુ વચન મારી પાસે
આવ્યુ કે, ૧૯ હે મનુષ્યપુત્ર, વળી તુ પોતાને સારૂ બે
માર્ગ ઠરાવ, કે બાબિલના રાજાની તરવાર આવે, તે
બન્ને એક દેશમાથી નિકળે, ને માર્ગના મથક આગળ
[દરેક] નગરમા જવાના [માર્ગની] નિશાણી ચોઢ
૨૦ તુ તરવારને સારૂ આમ્મોનપુત્રોના રાબ્બાહમા
તથા યહુદાહમા, એટલે કોટવાળા યરૂશાલેમમા, આવ-
વાનો માર્ગ ઠરાવ ૨૧ કેમકે માર્ગના ફાટા પડે છે તે
જગ્યાએ, બે માર્ગના મથક પર બાબિલનો રાજા શકુ-
નવિદ્યાનો ઉપચાર કરવા ઉભો હતો, તેણે તીર આમ
તેમ હલાવ્યા, તેણે તરાફીમની સલાહ લીધી, તેણે
કલેજીમા અવલોકન કર્યુ ૨૨ તેના જમણા હાથમા
યરૂશાલેમ [સબધી] શકુનસાહિત્ય આવ્યુ, એટલે
કોટભાજક યત્રો ચોઢવા સબધી, સહારાર્થ મ્હો ઉઘા-
ડવા સબધી, મોટે ઘાંટે હોકારા પાડવા સબધી,
દરવાજાઓ સામે દ્વારભાજક યત્રો ચોઢવા સબધી,
મોરચા ઉઠાવવા સબધી, [તથા] કિલ્લાઓ બાધવા
સબધી ૨૩ અને જેઓએ તેમની આગળ સોગન
ખાધા છે તેઓની નજરમા તે શકુન વ્યર્થ જેવા
લાગશે, પણ તેઓને સપડાવવા સારૂ તે અન્યાય
સ્મરણમા લાવે છે

૨૪ એ માટે પ્રભુ યહોવાહ એમ કહે છે કે, તમારા
અપરાધ એવી રીતે જાહેર થઇ ગયા છે કે તમારા સર્વ
કામોમા તમારા પાપ દેખાઇ આવે છે, તેથી તમે
તમારા અન્યાયનુ સ્મરણ કરાવ્યુ છે, ને તમે સ્મરણમા
આવ્યા છો, તે માટે તમે હાથથી પકડાશો ૨૫ અને
હે ઇસ્રાએલના સરદાર, પ્રાણઘાતક ઘા વાગેલા
દુર્જન, આખરની શિક્ષાના સમયમા તારો કાળ આવી
પહોચ્યો છે, ૨૬ પ્રભુ યહોવાહ એમ કહે છે કે,
પાઘડી કાઢી નાખ ને મુગટ ઉતારી નાખ, એ એવો ને
એવો નહિજ રહેશે, અધમને ઉચ સ્થિતિએ ચઢાવ,
ને ઉચને અધમ સ્થિતિમા લાવ ૨૭ હુ ઉલટાવી,
ઉલટાવી ઉલટાવી નાખીશ, જે હકદાર છે તે આવશે
ત્યા સુધી એ પણ નહિ હશે, ને હુ તે [તેને] આપીશ.

૨૮ અને હે મનુષ્યપુત્ર, તુ ભવિષ્યવાણી બોલીને
કહે કે, આમ્મોનપુત્રો વિષે તથા તેમના મેહેણા વિષે
પ્રભુ યહોવાહ આમ કહે છે, ને તુ કહે કે, તરવાર,

તરવાર તાણેલી છે, ઘાત કરવાને તેને એવી સિકલ
કરેલી છે કે તે ખાઇ નાખે, તથા વિજળી જેવી થાય,
૨૯ એટલે જે દુષ્ટોને પ્રાણઘાતક ઘા વાગેલા છે, ને
જેઓનો કાળ, આખરની શિક્ષાના સમયમા, આવી
પહોચ્યો છે, જે દરમ્યાન તેઓની ગર્દન ઉપર તને
નાખવાને તેઓ તને વ્યર્થ સદર્શનો કહે છે ને તને જુઠા
શકુન જોઇ આપે છે ૩૦ તેને પાછી તેના મ્યાનમા
ઘાલ તારી ઉત્પત્તિની જગ્યાએ, તારી જન્મભૂમિમા,
હુ તારો ન્યાય કરીશ ૩૧ અને હુ તારા પર મારો કોપ
વરસાવીશ, મારો ક્રોધરૂપી અગ્નિ હુ તારા પર ફુકીશ,
ને પશુવત તથા નાશ કરવામા બાહોશ એવા માણ
સોના હાથમા હુ તને સોપી દઇશ. ૩૨ તુ અગ્નિને સારૂ
બળતણ થશે, તારૂ રક્ત દેશની મધ્યે પડશે, તારૂ
સ્મરણ હમેશને માટે નષ્ટ થશે, કેમકે હુ યહોવાહ
એ બોલ્યો છુ

૨૨ વળી યહોવાહનુ એવું વચન મારી પાસે
આવ્યુ કે, ૨ અને હે મનુષ્યપુત્ર, શું તુ
ન્યાય કરવા ઇચ્છે છે, શું તું ખુની નગરનો ન્યાય કરવા
ઇચ્છે છે? ત્યારે તો તેને તેના સર્વ અમગળ કૃત્યો
જણાવ ૩ અને તારે કહેવુ કે, પ્રભુ યહોવાહ એવુ
કહે છે કે, હે પોતાનો કાળ આણવા સારૂ પોતાની
મધ્યે રક્ત વહેવડાવનાર, ને પોતાને વટાળવા સારૂ
મૂર્ત્તિઓ બનાવીને પોતાનુ નુકસાન કરનાર નગર!
૪ જે રક્ત તેં વહેવડાવ્યુ છે તેથી તુ દોષિત થયુ છે, ને
જે મૂર્ત્તિઓ તેં બનાવી છે તેઓથી વટલાયલુ છે, ને
તેં તારો કાળ પાસે આણ્યો છે, ને છેક તારા વરસોનો
અત આવી પહોચ્યો છે, માટે મેં તને સર્વ દેશજાતિ-
ઓની નજરમા મેહેણારૂપ તથા સર્વ દેશોની આગળ
મશ્કરીરૂપ કીધું છે ૫ હે આબરૂહીન તથા સપૂર્ણ
હુલ્લડખોર [નગર], પાસેનાઓ તથા તારાથી દૂરનાઓ
તારી મશ્કરી કરશે ૬ જો, ઇસ્રાએલના સરદારો
પોતપોતાની શક્તિ પ્રમાણે રક્ત વહેવડાવવાને તારી
અંદર રહ્યા ગયા છે ૭ તારી અંદર લોકોએ માબાપોને
તુચ્છ ગણ્યા છે, તારી મધ્યે લોકો પરદેશીઓ સાથે
જુલમથી વર્ત્યા છે, તારી અદર લોકોએ નબાપા પર
તથા વિધવાઓ પર અન્યાય ગુજાર્યો છે ૮ તેં મારી
પવિત્ર વસ્તુઓને તુચ્છ કીધી છે, ને મારા સાબ્બાથોને
વટાળ્યા છે ૯ તારી અદર ચાડિયા લોકો રક્ત વહેવ
ડાવનાર થઇ ગયા છે, ને તારી અદરનાઓએ પર્વતો
પર ભોજન કીધા છે, તારી મધ્યે તેઓએ લપટપણુ
કીધુ છે ૧૦ તારી અદર લોકોએ પોતાના બાપોની
નગ્નતા ઉઘાડી કીધી છે, તારી અદર લોકોએ ઋતુની
અશુદ્ધતાને લીધે અળગી રહેલી સ્ત્રીઓની આબરૂ
લીધી છે ૧૧ અને એકે પોતાના પડોસીની વહુ સાથે
ભુડુ કામ કીધું છે, ને બીજાએ લપટતાથી પોતાની
પુત્રવધુને ભ્રષ્ટ કીધી છે, ને તારી અદર ત્રીજાએ
પોતાની બહેનની એટલે પોતાના બાપની દીકરીની
આબરૂ લૂટી છે ૧૨ તારી અંદર લોકોએ રક્ત વહેવ
ડાવવા સારૂ લાચો લીધી છે, તેં વ્યાજ તથા વધારો
લીધા છે, ને તેં લોભથી જુલમ ગુજારીને તારા પડોસી
પાસેથી નફો લીધો છે, ને તુ મને વિસરી ગયો છે,
એમ પ્રભુ યહોવાહ કહે છે ૧૩ તે માટે, જો, જે
અપ્રમાણિક લાભ તેં મેળવ્યો છે તથા જે રક્ત તેં તારા
મધ્યે [વહેવડાવેલુ] છે તેને લીધે મેં મારો હાથ
પછાડ્યો છે ૧૪ હું તારી ખબર લઇશ તે દિવસોમા શું
તારૂ હૃદય દૃઢ રહી શકશે, અથવા શું તારા હાથમા
બળ રહેશે? હુ યહોવાહ તે બોલ્યો છું, ને તે પુરૂં
કરીશ ૧૫ અને હુ તને વિદેશીઓ મધ્યે વિખેરી
નાખીશ, ને તને દેશોમા સર્વત્ર વેરી નાખીશ, ને હુ
તારૂ મલીનપણુ તારામાથી ભસ્મ કરીશ. ૧૬ અને તુ
વિદેશીઓના દેખતા પડે વટળશે, ને તુ જાણશે કે
હુ યહોવાહ છુ

૧૭ અને યહોવાહનુ એવુ વચન મારી પાસે આવ્યુ
કે, ૧૮ હે મનુષ્યપુત્ર, ઇસ્રાએલનુ ઘર મને કથીરરૂપ
થઇ પડ્યુ છે, તેઓ સર્વ ભઠ્ઠી મધ્યેનું પિત્તળ તથા
કલાઇ તથા લોઢુ તથા સીસુ છે, તેઓ રૂપાનો મેલ
છે ૧૯ એ માટે પ્રભુ યહોવાહ એમ કહે છે કે, તમે
સર્વ કથીરરૂપ થયા છો, તે કારણને લીધે જુઓ, હુ
તમને યરૂશાલેમની મધ્યે એકઠા કરીશ ૨૦ જેમ લોકો
રૂપાને તથા પિત્તળને તથા લોઢાને તથા સીસાને તથા
કલાઇને ભઠ્ઠીની મધ્યે એકઠા કરીને તેમના પર અગ્નિ
સળગાવીને તેને પિગાળે છે, એમ હુ મારા રોષમા
તથા ક્રોધમા તમને એકઠા કરીને તથા ત્યા નાખીને
તમને પિગાળીશ ૨૧ હા, હુ તમને એકઠા કરીશ, ને
મારો કોપરૂપી અગ્નિ તમારા પર ફુકીશ, ને તે મધ્યે
તમે પિગળી જશો ૨૨ જેમ રૂપુ ભઠ્ઠી મધ્યે પિગળાય
છે, તેમ તમને તે મધ્યે પિગાળવામા આવશે, ને તમે
જાણશો કે મેં યહોવાહે મારો ક્રોધ તમારા પર
વરસાવ્યો છે

૨૩ અને યહોવાહનુ એવુ વચન મારી પાસે આવ્યુ
કે, ૨૪ મનુષ્યપુત્ર, તેને કહે કે, તુ તો શુદ્ધ ન કરાએલો
તથા ક્રોધને દિવસે વરસાદ ન પામેલો એવો દેશ છે

૨૫ શિકાર ફાડી ખાનાર ગાજતા સિંહના જેવા તેના
ભવિષ્યવાદીઓનું ફિતૂર તેની મધ્યે છે; તેઓએ
આત્માઓને ફાડી ખાધા છે; તેઓ દ્રવ્ય તથા મૂલ્ય-
વાન વસ્તુઓ લે છે; તેઓએ તેની મધ્યે તેની
વિધવાઓ વધારી દીધી છે ૨૬ તેના યાજકોએ મારા
નિયમશાસ્ત્રનો ભંગ કીધો છે, ને મારી અર્પિત વસ્તુ-
ઓને વટાળી છે; તેઓએ પવિત્ર તથા સાધારણની
વચ્ચે તફાવત રાખ્યો નથી, ને તેઓએ માણસોને
અશુદ્ધ તથા શુદ્ધની વચ્ચે ભેદ સુઝાડ્યો નથી, ને
મારા સાબ્બાથો તરફ પોતાની આંખો ઢાંકી દીધી છે,
ને તેઓએ પોતાની મધ્યે મને બટ્ટો લગાડ્યો છે.
૨૭ તે મધ્યે તેના સરદારો શિકાર ફાડી ખાનાર વરૂઓ
જેવા છે; અપ્રમાણિક લાભ મેળવવાને તેઓ રક્ત
વહેવડાવે છે, ને પ્રાણઘાત કરે છે ૨૮ અને યહોવાહ
ન બોલ્યો હોય તેમ છતાં, યહોવાહ એમ કહે છે,
એવું કહેતા લોકોને સારૂ વ્યર્થ સદર્શનો ઉભાં કરીને
ને તેમને જુઠા શકુન જોઇ આપીને તેના ભવિષ્ય-
વાદીઓએ લોકોને સારૂ મેળવ્યા વગરના સલાથી
લપેટો કીધો છે. ૨૯ દેશના લોકોએ જુલમ વાપર્યો
છે, ને લૂટ ચલાવી છે; હા, તેઓએ ગરીબોને તથા
કંગાલોને હેરાન કીધા છે, ને પરદેશીઓ ઉપર નાહક
જુલમ કીધો છે ૩૦ અને તેઓની અંદર મેં એવો
માણસ શોધ્યો કે જે આડરૂપ થાય, ને મારી તથા
દેશની વચ્ચે ઘીંડામાં ઉભો રહીને મને તેનો નાશ
કરતાં વારે; પણ મને એકે એવો મળ્યો નહિ. ૩૧ એ
માટે મેં મારો કોપ તેમના પર વરસાવ્યો છે; મારા
ક્રોધરૂપી અગ્નિથી મેં તેમને ભસ્મ કીધા છે; પ્રભુ
યહોવાહ કહે છે કે, તેમનું પોતાનું આચરણ હું તેમના
માથા પર લાવ્યો છું.

૨૩ ફરીથી યહોવાહનું એવું વચન મારી પાસે
આવ્યું કે, ૨ હે મનુષ્યપુત્ર, બે સ્ત્રીઓ
એકજ માની દીકરીઓ હતી; ૩ ને તેઓએ મિસરમાં
વ્યભિચાર કીધો; તેઓએ પોતાની યુવાવસ્થામાં
વ્યભિચાર કીધો; ત્યાં તેઓનાં સ્તન દાબવામાં
આવ્યાં, ને ત્યાં તેઓની કુંવારી અવસ્થાની ડીંટડીઓ
ચોળાઇ ૪ અને તેઓમાંની મોટીનું નામ ઓહલાહ
તથા તેની બહેનનું નામ ઓહલીબાહ હતું; ને તેઓ
મારી થઇ, ને તેમને પુત્રો તથા પુત્રીઓ થયાં. અને
તેર
ને
લા

કર્યો; ને તે પોતાના યારો ઉપર, એટલે પોતાના
પડોશી આશ્શૂરીઓ, ૬ કે જેઓ જાબુઆં વસ્ત્ર પહે-
રતા, સૂબાઓ તથા અમલદારો હતા, ને જે સર્વે
મનમોહક જુવાનો તથા ઘોડેસ્વારો હતા તેમના પર
આશક બની ગઇ. ૭ અને તેણીએ પોતાની આબરૂ
તેમને સોંપી દીધી, તે સર્વે તો આશ્શૂરના સર્વોત્તમ
દિલપસંદ પુરૂષો હતા; ને જે સર્વની ઉપર તે આશક
થઇ, તેમની સર્વ મૂર્ત્તિઓવડે તેણીએ પોતાને વટાળી.
૮ અને મિસર[માંથી નિકળી] ત્યારથી તેણીએ પોતાના
વ્યભિચારનો ત્યાગ કીધો નથી; કેમકે તેની યુવા-
વસ્થામાં તેઓએ તેની સાથે શયન કરીને તેમની
કુંવારી અવસ્થાની ડીંટડીઓ દબાવી; ને તેઓએ
પોતાનો વ્યભિચાર તેના પર રેડી દીધો ૯ તેથી મેં
તેના પ્રીતમોના હાથમાં, એટલે આશ્શૂરીઓ કે જેમના
પર તે આશક હતી તેમના હાથમાં, તેને સોંપી દીધી
૧૦ તેઓએ તેણીની નગ્નતા ઉઘાડી કરી; તેઓએ
તેનાં પુત્ર તથા પુત્રીઓને પકડી લીધાં, ને તેને તો
તેઓએ મારી નાખી; ને તે સ્ત્રીઓ મધ્યે કહેવતરૂપ
થઇ; કેમકે તેઓએ તેના પર દંડાજ્ઞાનો અમલ કર્યો.
૧૧ અને તેની બહેન ઓહલીબાહે એ જોયું, તોપણ
એ પોતાના ઇશ્કમાં તેણીના કરતાં વધારે ભ્રષ્ટ હતી,
તે પોતાના વ્યભિચારો કે જે પોતાની બહેનના
વ્યભિચારો કરતા વધારે હતા, તેમાં પણ ભ્રષ્ટ થઇ.
૧૨ તેણી પોતાના પડોશી આશ્શૂરીઓ કે જેઓ
સુબા તથા અમલદારો હતા, ને જેઓ સર્વે અતિ
ભપકાદાર પોષાક પહેરેલા. મનમોહક જુવાનો તથા
ઘોડેસ્વારો હતા, તેમના પર આશક થઇ. ૧૩ અને
મેં જોયું કે તે ભ્રષ્ટ થઇ, તે બન્નેએ એકજ માર્ગ
પકડ્યો. ૧૪ અને તેણીએ પોતાના વ્યભિચારો
વધાર્યા; કેમકે તેણીએ ભીંત પર માણસોનાં ચિત્રો
પાડેલાં એટલે કાસ્દીઓની સિંદૂરથી ચિતરેલી છબીઓ
જોઇ, ૧૫ કે જેમની કમરો કમરપટાથી કસેલી હતી,
ને તેમનાં માથાં પર રંગીન શિરપેચ હતા, તથા દેખા-
વમાં તેઓ સર્વે રાજવંશીઓ હતા, એટલે બાબેલ-
વાસીઓ કે જેમની જન્મભૂમિ કાસ્દી દેશ છે તેમના
જેવા હતા. ૧૬ અને તેમને તેણીએ જોયા કે તુરત
તેણી તેમના પર આશક બની, ને તેમની પાસે કાસ્દી
દેશમાં સદેશિયા મોકલ્યા ૧૭ અને બાબેલવાસીઓ
પાસે ઇશ્કના પલંગમાં દાખલ થયા, ને તેઓએ
સાથે વ્યભિચાર કરીને તેને ભ્રષ્ટ કીધી, ને તે
ની સાથે વટલી, ને તેણીનું મન તેમના પરથી

ઉઠી ગયું ૧૮તેથી તેણીએ પોતાનો વ્યભિચાર ઉઘાડો
કીધો, ને પોતાની નગ્નતા પણ ઉઘાડી કીધી; ત્યારે
મારૂં મન તેના પરથી ઉઠી ગયું, જેમ મારૂં મન તેણીની
બહેન પરથી ઉઠી ગયું હતું તેમજ. ૧૯ તોપણ તેની
જુવાનીના દિવસો કે જ્યારે તેણીએ મિસર દેશમાં
વ્યભિચાર કીધો હતો તેમને યાદ કરીને તેણીએ
પોતાનો વ્યભિચાર વધાર્યો ૨૦ અને તેણી પોતાના
યારો, કે જેમની કાયા ગધેડાની કાયા જેવી છે, ને
જેમનું બીજ ઘોડાના બીજ જેવું છે, તેમના પર
મોહિત થઈ. ૨૧ એમ, તારી યુવાવસ્થાના સ્તનોની
ડીટડીઓ મિસરીઓએ દબાવી તે તારી યુવાવસ્થાની
લંપટતાનું તેં પુનરાવર્તન કીધું

૨૨ એ માટે, હે ઓહલીબાહ, પ્રભુ યહોવાહ એમ
કહે છે કે, તારા જે સર્વ પ્રીતમો સાથે તારા મનને
વિરોધ ઉત્પન્ન થયો છે તેઓને હું તારી સામે ઉભા
કરીશ, ને હું તેઓને ચોગર્દમથી તારી સામે લાવીશ;
૨૩ એટલે બાબેલવાસીઓને તથા સર્વ કાસદીઓને,
પકોદને તથા શોઆને તથા કોઆને, [ને] તેમની
સાથે સર્વ આશ્શૂરીઓને; એ સર્વ મનમોહક જુવાન
સુબાઓ તથા અમલદારો, એ સર્વ ઘોડેસ્વાર સરદારો
તથા વિખ્યાત માણસોને [લાવીશ] ૨૪ અને તેઓ
તારી વિરૂદ્ધ શસ્ત્રો, રથો, તથા ચક્રો લઈને તથા
[જુદી જુદી] પ્રજાઓના દળસહિત આવશે; તેઓ
તારી આસપાસ ઢાલડીઓ, ઢાલો તથા ટોપસહિત
ઘેરો ઘાલશે; ને હું ન્યાયકરણ તેમને સોંપીશ, ને
તેઓ પોતાના ઇનસાફ પ્રમાણે તારો ઇનસાફ કરશે.
૨૫ અને હું મારો આવેશ તારી વિરૂદ્ધ મોકલીશ, ને
તેઓ તારાપર કેર વર્તાવશે; તેઓ તારા નાકકાન
કાપી લેશે; ને તારા બાકી રહેલા તરવારથી પડશે;
તેઓ તારા દીકરા દીકરીઓને પકડી લેશે; ને તારા
બાકી રહેલા અગ્નિથી ભસ્મ થશે. ૨૬ વળી તેઓ
તારાં વસ્ત્ર પણ ઉતારી લેશે, ને તારા સુશોભિત
આભૂષણો હરી જશે. ૨૭ એમ હું તારામાંથી તારી
લંપટતાનો, ને મિસર દેશમાંથી [આણેલા] તારા
વ્યભિચારનો એવો અંત આણીશ કે તું તારી નજર
તેમના પર નહિ નાખશે ને મિસરનું સ્મરણ કદી
નહિજ કરશે. ૨૮ કેમકે પ્રભુ યહોવાહ એમ કહે છે કે,
જો, જેઓને તું ધિક્કારે છે તેઓના હાથમાં, એટલે
જેઓની સાથે તારા મનને વિરોધ પડ્યો છે તેઓના
હાથમાં હું તને સોંપી દઇશ. ૨૯ અને તેઓ પોતાનું
વેર તારા પર ગુજારશે, ને તારી સર્વ મહેનત[નું ફળ]
હરી જશે, ને તને નગ્ન તથા ઉઘાડી કરી મૂકશે; ને
તારા વ્યભિચારની નગ્નતા, [એટલે] તારી લંપટતા
તથા તારો વ્યભિચાર બન્ને ઉઘાડાં થશે. ૩૦ તેં વંઠી
જઈને વિદેશીઓનું અનુકરણ કીધું છે તેને લીધે, ને
તું તેઓની મૂર્ત્તિઓથી વટલી ગઈ છે માટે એ દુઃખો
તારા પર ગુજારવામાં આવશે ૩૧ તું તારી બહેનના
માર્ગમાં ચાલી છે; તે માટે તેણીનો પ્યાલો હું તારા
હાથમાં આપીશ ૩૨ પ્રભુ યહોવાહ એમ કહે છે કે,
તારી બહેનનો પ્યાલો જે ઉંડો તથા મોટો છે તે તારે
પીવો પડશે; તારી તિરસ્કારસહિત હાંસી થશે, ને
તુચ્છકારસહિત તારૂં હાસ્ય થશે; તે [પ્યાલા]માં
બહુ માય છે. ૩૩ તું કેફ તથા ખેદથી, અચંબા તથા
વિનાશના પ્યાલાથી, તારી બહેન સમરૂનના પ્યાલાથી
ભરપુર થશે. ૩૪ તું તે ચુસીને પી જશે, ને તું તેના
ઠીકરા પણ ચાવી ખાશે, ને તારા સ્તન ચીરી નાખશે;
કેમકે, પ્રભુ યહોવાહ કહે છે કે, હું તે બોલ્યો છું.
૩૫ એ માટે પ્રભુ યહોવાહ એમ કહે છે કે, તેં મને
વિસરી જઈને પોતાની પૂઠ પાછળ નાખ્યો છે, તે માટે
તું પણ તારી લંપટતા તથા વ્યભિચાર[નું ફળ] સહે

૩૬ વળી યહોવાહે મને કહ્યું, હે મનુષ્યપુત્ર, શું તું
ઓહલાહ તથા ઓહલીબાહનો ન્યાય કરવા ઇચ્છે
છે? તો તેઓને તેઓના અમંગળ કૃત્યો કહી બતાવ.
૩૭ કેમકે તેઓએ વ્યભિચાર કીધો છે, ને તેઓના
હાથમાં રક્ત છે, ને તેઓએ પોતાની મૂર્ત્તિઓ સાથે
વ્યભિચાર કીધો છે; ને તેઓએ મારે સારૂ જણેલા
પોતાના દીકરાઓને [અગ્નિ]માં થઈને તેમની પાસે
ભક્ષ થવા સારૂ મોકલ્યા છે. ૩૮ વળી તેઓએ મારા
પ્રત્યે એમ કીધું છે કે, તેજ દિવસે તેઓએ મારૂં
પવિત્રસ્થાન અશુદ્ધ કીધું છે, ને મારા સાબ્બાથોને
ભ્રષ્ટ કીધા છે. ૩૯ કેમકે પોતાનાં છોકરાને પોતાની
મૂર્ત્તિઓ પ્રત્યે હોમી દીધા પછી તેજ દિવસે તેઓએ
મારા પવિત્રસ્થાનમાં આવીને તેને અશુદ્ધ કીધું; ને,
જો, તેઓએ મારા ઘર મધ્યે એ પ્રમાણે કર્યું છે.
૪૦ અને તે ઉપરાંત તમે દૂરથી માણસોને તેડી
મંગાવ્યા છે; તેમની પાસે સદેશિયો મોકલ્યો, એટલે,
જુઓ, તેઓ આવ્યા; તેઓને વાસ્તે તે સ્નાન
કરીને પોતાની આંખોમાં અંજન ઘાલીને શૃંગાર
સજ્યો; ૪૧ ને ભપકાદાર ગાદલા પર બેઠી, ને તેની
આગળ મેજ સિદ્ધ કરેલી હતી ને તે પર તેં મારો
ધૂપ તથા મારૂં તેલ મૂક્યા હતાં. ૪૨ અને મોજશો-
ખીલી ટોળીનો સાદ તેની સાથે હતો; ને સાધારણ

પંક્તિના લોક સાથે અરણ્યમાંથી છાકટાઓને આણ્યા
હતા; ને તેઓએ તે [બન્ને]ના હાથોએ બંગડીઓ,
તથા તેઓને માથે સુંદર મુગટ પહેરાવ્યા ૪૩ ત્યારે
જે વ્યભિચારમાં વૃદ્ધ થએલી હતી તેને વિષે મેં કહ્યું
કે, હવે તેઓ તેની સાથે, હા, તેની સાથે, વ્યભિચાર
કરશે. ૪૪ અને જેમ લોક વેશ્યાની પાસે જાય છે
તેમ તેઓ તેની પાસે ગયા; એવી રીતે તેઓએ
છિનાળ સ્ત્રીઓ ઓહલાહ તથા ઓહલીબાહ સાથે
શયન કર્યું. ૪૫ અને નેક પુરૂષો તેમનો ન્યાય કરીને
તેમને છિનાળોની શિક્ષા તથા ખૂન કરનાર સ્ત્રીઓની
શિક્ષા ફરમાવશે; કેમકે તેઓ છિનાળો છે ને તેઓના
હાથમાં રક્ત છે. ૪૬ કેમકે પ્રભુ યહોવાહ એમ કહે છે
કે, હું તેમની સામે એક ટોળો ચઢાવી લાવીશ, ને
તેમને આમ તેમ ફેંકાવા તથા લુટાવા સારૂ સોંપી
દઈશ. ૪૭ અને તે ટોળી તેમને પત્થરે મારશે, ને
પોતાની તરવારોથી તેમને પુરા કરશે; તેઓ તેમના
પુત્રોનો તથા પુત્રીઓનો સંહાર કરશે, ને તેમનાં ઘરો
અગ્નિથી બાળી નાખશે. ૪૮ એવી રીતે હુ દેશમાથી
લંપટતાનો અંત આણીશ, એ સારૂ કે સર્વે સ્ત્રીઓને
તમારી લંપટતાનું અનુકરણ ન કરવાની શિખામણ
મળે. ૪૯ અને તેઓ તમારી લંપટતાનો બદલો તમને
આપશે, ને તમારી મૂર્તિઓ વિષેનાં પાપ તમારે શિર
આવશે; ને તમે જાણશો કે હુ પ્રભુ યહોવાહ છું.

૨૪ વળી, નવમા વર્ષના દસમા માસમાં, તે
માસની દસમીએ, યહોવાહનું એવું વચન
મારી પાસે આવ્યુ કે, ૨ હે મનુષ્યપુત્ર, તું દિવસનું
[એટલે] આજ દિવસનું નામ લખ; બાબેલનો રાજા
આજ દિવસે યરૂશાલેમની નજદીક આવી પહોંચ્યો.
૩ અને આ દાખોર વંશનાઓ પ્રત્યે એક દૃષ્ટાંત
બોલીને તેમને કહે કે, પ્રભુ યહોવાહ એમ કહે છે કે,
કઢાઈ ચઢાવો, તેને ચઢાવીને વળી તેમાં પાણી પણ
રેડો; ૪ તેના ટુકડા એટલે સારા સારા સર્વે ટુકડા,
જાંઘ તથા બાવડું, તેમાં એકઠાં કરો; હાડકામાંનાં
સારાં સારાં લઈને તેમાં ભરો. ૫ ટોળામાથી ઉત્તમ
[ઘેટું] લઈને પેલાં હાડકાં પણ તેની તળે સિંચો;
તેને સારી પેઠે ઉકાળો; હા, તેની મધ્યે તેનાં હાડ-
કાંને બફાવા દો.

૬ એ માટે પ્રભુ યહોવાહ એમ કહે છે કે, ખુની
નગરને એટલે જે કઢાઈનો કાટ તેની અંદર છે, ને
જેનો કાટ તેમાંથી નિકળી ગયો નથી તેને અફસોસ!
ટુકડે ટુકડે તેને બહાર કાઢો; તેના પર દેવચિઠ્ઠી પડી
નથી. ૭ કેમકે તેનું રક્ત તેની મધ્યે છે; તેણીએ તે
ખુલ્લા ખડક પર રાખ્યું છે; તેને ધૂળથી ઢાંકી દેવાને
તેણીએ તેને જમીન પર રેડી દીધું નહિ. ૮ મે તેનું
રક્ત ખુલ્લા ખડક પર એ સારૂ રાખ્યું છે, કે તે ઢંકાય
નહિ, ને એમ વેર લેવા સારૂ ક્રોધને ઉશ્કેરી લાવે.
૯ એ માટે પ્રભુ યહોવાહ એમ કહે છે કે, ખુની નગરને
અફસોસ! હુ પણ ઢગલો મોટો કરીશ. ૧૦ લાકડાંનો
ઢગલો વધારો, અગ્નિને ધિકાવો, માંસને બરાબર
ઉકાળો, ને સેરવો જાડો કરો, ને હાડકાંને બળી જવા
દો. ૧૧ પછી તેને ઠાલી તેના અંગારા પર મૂકો, એ
સારૂ કે તે ગરમ થાય, ને તેનું પિત્તળ બળી જાય, ને
તેની અંદરનો તેનો મેલ પિગળીને તેનો કાટ ભસ્મ
થાય. ૧૨ તેણે શ્રમથી [પોતાને] કાયર કીધી છે;
તોપણ તેનો બહુજ કાટ તેમાંથી નિકળી જતો નથી;
તેનો કાટ અગ્નિથી [જતો નથી]. ૧૩ તારી ભ્રષ્ટતામા
લંપટતા સમાયલી છે, મેં તને શુદ્ધ કરવાનું કીધું પણ
તું શુદ્ધ થઈ નહિ, એ માટે હું મારો ક્રોધ તારા પર
તૃપ્ત કરીશ ત્યાં સુધી તું કદી તારી મલીનતાથી શુદ્ધ
નહિજ થશે. ૧૪ હુ યહોવાહ તે બોલ્યો છું; તે પુરૂં
થશે, ને હુ તેને ફળિભૂત કરીશ; હું પાછો હઠીશ
નહિ, ને દયા રાખીશ નહિ, ને હું અનુતાપ કરીશ
નહિ; તારા માર્ગો પ્રમાણે ને તારાં કૃત્યો પ્રમાણે
તેઓ તારો ન્યાય કરશે; એમ પ્રભુ યહોવાહ કહે છે

૧૫ વળી યહોવાહનું એવું વચન મારી પાસે આવ્યું
કે, ૧૬ મનુષ્યપુત્ર, જો, જે પર તારી આંખો લોભાય
છે તે હુ એકે સપાટે તારી પાસેથી લઈ લઉં છું;
તોપણ તારે શોક કે વિલાપ કરવો નહિ, ને તારા
આંસુ વહે નહિ ૧૭ નિસાસા નાખજે, પણ ગુપચુપ
રહીને; મુએલાને માટે શોક ન કરતો, માથે તારો
ફેંટો બાંધ, ને પગે તારાં પગરખાં પહેર, ને તારા
હોઠ ન ઢાંકતો, ને માણસની રોટલી ન ખાતો. ૧૮ એવું
મેં સવારમાં લોકને કહ્યું; ને સાંજે મારી સ્ત્રી મરણ
પામી; ને જેવી મને આજ્ઞા મળી હતી તે પ્રમાણે મેં
સવારે કીધું. ૧૯ અને લોકોએ મને કહ્યું, શું તું અમને
નહિ કહે કે, આ વાતોને અમારી સાથે શો સબંધ છે
કે તું એ પ્રમાણે કરે છે? ૨૦ ત્યારે મેં તેઓને કહ્યું
કે, યહોવાહનું એવું વચન મારી પાસે આવ્યું કે,
૨૧ ઇસ્રાએલના ઘરને કહે કે, પ્રભુ યહોવાહ એમ કહે
છે કે, જુઓ, હુ મારા પવિત્રસ્થાનને, તમારા સામ-
ર્થ્યના ગર્વને, જેના પર તમારી આંખો લોભાય છે ને
જેના પર તમારા મનમાં દયા આવે છે તેને વટાળીશ;

ને તમારા પુત્રો તથા તમારી પુત્રીઓ જેમને તમે
તમારી પાછળ મૂકી ગયા હશો તેઓ તરવારથી પડશે
૨૨ અને જેમ મેં કીધું છે તેમ તમે કરશો, તમે તમારા
હોઠ ઢાંકશો નહિ તેમ મનુષ્યોનું અન્ન ખાશો નહિ
૨૩ અને તમારા ફેંટા તમારા માથા પર, ને તમારા
પગરખાં તમારા પગમાં હશે, તમે શોક કે રૂદન નહિ
કરશો, પણ તમે તમારા દુરાચારમાં ઝુરીઝુરીને
મરશો, ને એક બીજાની સામે [જોઇને] વિલાપ કરશો
૨૪ એમ હઝકીએલ તમને ચિન્હરૂપ થશે, જે સર્વ
તેણે કીધું છે તે પ્રમાણે તમે કરશો, જ્યારે એ થશે
ત્યારે તમે જાણશો કે હું પ્રભુ યહોવાહ છું
૨૫ અને હે મનુષ્યપુત્ર, જે દિવસે હું તેમનું સામર્થ્ય,
તેમના વૈભવનો હર્ષ, તેમની આંખોની ઇચ્છા, તથા
જે પર તેમનું મન ચોટેલું છે તે, તથા તેમના પુત્ર
પુત્રીઓ, એ સર્વ તેમની પાસેથી લઇ લઇશ, ૨૬ તે
દિવસે શું એમ નહિ થશે કે, જે કોઇ બચી જશે તે
તારી પાસે આવીને તારા કાનમાં તે કહી સંભળાવશે?
૨૭ બચી ગએલા પ્રત્યે તે દિવસે તારૂં મુખ ઉઘડી
જશે, ને તું બોલશે, ને ત્યાર પછી મુંગો નહિ રહેશે,
એમ તું તેમને ચિન્હરૂપ થશે, ને તેઓ જાણશે કે હું
યહોવાહ છું

૨૫ અને યહોવાહનું એવું વચન મારી પાસે
આવ્યું કે, ૨ હે મનુષ્યપુત્ર, તારૂં મુખ
આમ્મોનપુત્રો તરફ રાખીને તેમની વિરૂદ્ધ ભવિષ્ય
વાણી બોલીને, ૩ આમ્મોનપુત્રોને કહે કે, પ્રભુ યહો-
વાહનું વચન સાંભળો, પ્રભુ યહોવાહ એમ કહે છે
કે, જ્યારે મારા પવિત્રસ્થાનને અશુદ્ધ કરવામાં
આવ્યું, ને જ્યારે ઇસ્રાએલનો દેશ વેરાન કરાયો, ને
જ્યારે યહુદાહના ઘરના બંદીપ્રવાસમાં ગયા, ત્યારે
તેમની વિરૂદ્ધ તેં વાહ વાહ! કર્યું, ૪ એ માટે, જો, હું
તને પૂર્વના લોકના હાથમાં વારસા તરીકે સોંપી દઇશ,
ને તેઓ પોતાની છાવણીઓ તારામાં નાખશે, ને
તારામાં પોતાનાં મકાનો બાંધશે, તેઓ તારી ઉપજ
ખાશે, ને તેઓ તારૂં દૂધ પીશે. ૫ અને હું રાબ્બાહને
ઉંટોનો તબેલો, ને આમ્મોનપુત્રો[ના દેશ]ને ઘેટાંબ
કરાંને બેસવાની જગ્યા કરી નાખીશ, ને તમે જાણશો
કે હું યહોવાહ છું ૬ કેમકે પ્રભુ યહોવાહ એમ કહે છે
કે, તેં ઇસ્રાએલના દેશની સામે તાળીઓ પાડી છે, ને
પગ પછાડ્યા છે, ને તારા મનની સંપૂર્ણ ઇર્ષાથી હર્ષ
કીધો છે, ૭ તે માટે જો, મેં તારા પર મારો હાથ
ઉગામ્યો છે, ને હું તને લૂટ તરીકે વિદેશીઓના હાથમાં
સોંપી દઇશ, ને હું તને પ્રજાઓમાંથી નાબૂદ કરીશ,
ને હું દેશોમાંથી તારો વિનાશ કરીશ; હું તારો નાશ
કરીશ, ત્યારે તું જાણશે કે હું યહોવાહ છું
૮ પ્રભુ યહોવાહ એમ કહે છે કે, મોઆબ તથા
સેઇર કહે છે કે, જો, યહુદાહનો વંશ સર્વ દેશજાતિઓ
જેવો છે ૯ એ માટે જો, તેના જે નગરો તેની સરહદ
પર છે, તથા જે તે દેશની શોભા છે, એટલે બેથ-
યશીમોથ તથા બઆલ-મેઓન તથા કિર્યાથાઇમ,
૧૦ તે નગરોથી માંડીને હું મોઆબના પડખામાં,
આમ્મોનપુત્રોની વિરૂદ્ધ પૂર્વના પુત્રોને સારૂ [ માર્ગ ]
ખોલી આપીશ, ને હું તેમને વારસા તરીકે આપી
દઇશ, એ સારૂ કે આમ્મોનપુત્રોની યાદગીરી દેશ
જાતિઓ મધ્યે ન રહે, ૧૧ ને હું મોઆબ પર ન્યાય-
શાસનનો અમલ કરીશ; ને તેઓ જાણશે કે હું
યહોવાહ છું
૧૨ પ્રભુ યહોવાહ એમ કહે છે કે, અદોમે યહુ-
દાહના ઘર પર વેર વાળીને તેનું નુકસાન કીધું છે,
ને મોટો ગુન્હો કરીને તેના પર પોતાનું વેર વાળ્યું
છે, ૧૩ એ માટે પ્રભુ યહોવાહ કહે છે કે હું અદોમ
પર મારો હાથ ઉગામીને તેમાંથી મનુષ્ય તથા પશુનો
સંહાર કરીશ, ને હું તેમાનથી માંડીને તેને વેરાન કરી
નાખીશ, હા, દદાન સુધી લોકો તરવારથી માર્યા જશે
૧૪ અને હું મારા ઇસ્રાએલ લોકની હસ્તક મારૂં વેર
અદોમ પર વાળીશ, ને તેઓ અદોમ પર મારો
કોપ તથા મારો ક્રોધ બજાવશે, ને તેઓને મારા
વેરનો અનુભવ થશે, એમ પ્રભુ યહોવાહ કહે છે
૧૫ પ્રભુ યહોવાહ એમ કહે છે કે, પલિસ્તીઓએ
વેર રાખીને જાથુની અદાવતથી તેનો વિનાશ કરવાને
મનની ઇર્ષાથી [ તેના પર ] વેર વાળ્યું છે, ૧૬ એ
માટે પ્રભુ યહોવાહ એમ કહે છે કે, જો, હું પલી-
સ્તીઓ પર મારો હાથ લંબાવીને કરેથીઓને નષ્ટ
કરીશ, ને સમુદ્ર કિનારાના બચેલા ભાગનો વિનાશ
કરીશ. ૧૭ અને હું સખત ધમકીઓસહિત તેમના પર
મહાભારત વેર વાળીશ, ને જ્યારે હું મારૂં વેર તેઓ
પર વાળીશ ત્યારે તેઓ જાણશે કે હું યહોવાહ છું

૨૬ અને અગિયારમે વર્ષે માસની પહેલીએ
એમ થયું કે યહોવાહનું એવું વચન મારી
પાસે આવ્યું કે, ૨ હે મનુષ્યપુત્ર, સૂરે યરૂશાલેમ
વિરૂદ્ધ એમ કહ્યું છે કે, વાહ વાહ! જે [નગરી]
દેશજાતિઓનું નાકું હતી તે હવી નષ્ટ છે, તે મારી
તરફ વળી છે, હવે તે ઉજડ કરાઇ છે માટે હું ભર-

પુર થશે; ૩એ માટે પ્રભુ યહોવાહ એમ કહે છે કે,
હે સૂર, જો, હું તારી વિરુદ્ધ છું, ને જેમ સમુદ્ર
પોતાનાં મોજાં ચઢાવે છે તેમ હું ઘણી દેશજાતિઓને
તારી સામે ચઢાવીશ. ૪અને તેઓ સૂરના કોટનો
નાશ કરીને તેના બુરજો તોડી પાડશે; હું તેની ધૂળ
પણ તેમાંથી ઘસી નાખીને તેને ઉઘાડો ખડક બનાવી
દઇશ. ૫તે સમુદ્ર મધ્યે જાળો પાથરવાની જગ્યા
થશે; કેમકે, પ્રભુ યહોવાહ કહે છે કે, હું તે બોલ્યો
છું; ને તે દેશજાતિઓની લૂટ થઇ પડશે ૬અને તેની
દીકરીઓ જે સીમમાં હશે તેઓ તરવારથી મારી
જશે; ને તેઓ જાણશે કે હું યહોવાહ છું. ૭કેમકે
પ્રભુ યહોવાહ એમ કહે છે કે, જો, હું સૂર ઉપર
ઉત્તરમાંથી બાબેલપતિ રાજાધિરાજ નબૂખાદરેસ્સારને
ઘોડાઓ, રથો, ઘોડેસ્વારો, તથા ઘણા લોકના જથા
સુદ્ધાં ચઢાવી લાવીશ. ૮તે તરવારથી તારી પુત્રી-
ઓને સીમમાં મારી નાખશે; ને તે તારી સામે
કિલ્લા બાંધશે, ને તારી સામે મોરચા ઉઠાવશે, ને
તારી સામે ઢાલ ધરશે. ૯અને તે તારા કોટ સામે
કોટભંજક યંત્રો ચોઢશે, ને તે પોતાના તીકમોથી તારા
બુરજો તોડી પાડશે ૧૦તેના ઘોડાઓ પુષ્કળ હોવાથી
તેમની ધૂળ તને ઢાંકી નાખશે; કોઇ નગરમાં ગાબડું
પડે છે ત્યારે જેમ લોક તેમાં પેસી જાય છે, તેમ
જ્યારે તે તારા દરવાજાઓમાં પ્રવેશ કરશે ત્યારે
ઘોડેસ્વારોના તથા પૈડાંના તથા રથોના ધમધમાટથી
તારા કોટ થથરશે. ૧૧તેના ઘોડાઓની ખરીઓથી તે
તારી સર્વ ગલીઓ ખુંદી નાખશે; તે તારા લોકોનો
તરવારથી સંહાર કરશે, ને તારા સમર્થ સ્તંભો જમી-
નદોસ્ત થશે. ૧૨ અને તેઓ તારું દ્રવ્ય લૂટી લેશે ને
તારા વેપારના માલનું હરણ કરશે; ને તેઓ તારા
કોટ તોડી પાડશે, ને તારા ખુશનુમા ઘરોનો નાશ
કરશે; ને તેઓ તારા પથ્થરોને તથા તારા લક્કડને
તથા તારી ધૂળને પાણીની મધ્યે નાખી દેશે. ૧૩ અને
હું તારાં ગાયનોનો નાદ બંધ પાડીશ; ને તારી
વીણાઓનો સૂર ત્યાર પછી સંભળાશે નહિ. ૧૪ અને
હું તને ઉઘાડો ખડક કરી નાખીશ; તું જાળો પાથ-
રવાની જગ્યા થઇ પડશે; તું ફરીથી બંધાશે નહિ;
કેમકે પ્રભુ યહોવાહ કહે છે કે, હું યહોવાહ તે બોલ્યો છું.
૧૫ પ્રભુ યહોવાહ સૂરને આ પ્રમાણે કહે છે; તારા
મધ્યે કતલ ચાલ્યાથી ઘાયલ થએલા હાયપીટ કરશે,
ત્યારે તારા પડવાના ધબકારાથી દ્વીપો નહિ થથરે શું?
૧૬ ત્યારે સમુદ્રના સર્વ હાકેમો પોતાનાં રાજ્યાસનો
પરથી ઉતરી જઇને પોતાના જામાઓ કાઢી નાખશે,
ને પોતાનાં બુટ્ટેદાર વસ્ત્રો ઉતારશે; તેઓ ધ્રુજારીરૂપી
વસ્ત્રો પહેરશે; તેઓ જમીન પર બેસશે, ને દરેક
પળે ધ્રૂજશે, ને તારાથી વિસ્મિત થશે. ૧૭ પછી
તેઓ તારે માટે એક મરસિયો ઉચ્ચારીને તને કહેશે
કે, હું જે એક પ્રખ્યાત નગરી હતી, કે જેમાં ખલા-
સીઓની વસ્તી હતી, જે પોતાના રહેવાસીઓ સુદ્ધાં
સમુદ્ર પર પરાક્રમી હતી, ને જેણે તેમાં આવજા
કરનાર સર્વ ઉપર પોતાનો ત્રાસ બેસાડ્યો હતો, તેનો
કેવો વિનાશ થયલો છે! ૧૮ હવે તારી પડતીને દિવસે
દ્વીપો કાંપશે; હા, સમુદ્રમાંના દ્વીપો તારો વિનાશ
દેખીને ગભરાશે. ૧૯ કેમકે પ્રભુ યહોવાહ એમ કહે છે
કે, જ્યારે હું તને વસ્તી વગરનાં નગરોની માફક
ઉજડ નગર કરીશ, જ્યારે હું તારા પર ઉંડાણને ફેરવી
વાળીશ, ને મહા જળ તને ઢાંકી દેશે; ૨૦ ત્યારે હું
તને નીચે પાડીને કબરમાં ઉતરી જનારા એટલે પ્રાચીન
કાળના લોક ભેળું કરીશ, ને તને પૃથ્વીના નીચેના
ભાગોમાં, પ્રાચીન કાળથી ઉજડ પડેલી જગ્યાઓમાં,
કબરમાં ઉતરી ગએલાઓ ભેળું વસાવીશ, કે તારામાં
વસ્તી ન થાય; ને જીવતાઓની ભૂમિમાં તારૂં ગૌરવ
હું નહિ સ્થાપીશ; ૨૧ હું તને ત્રાસરૂપ કરીશ, ને
તારો અંત આવશે; જો કોઇ તને ખોળે તોપણ તું
ફરીથી નહિ જડશે; એમ પ્રભુ યહોવાહ કહે છે.

૨૭ યહોવાહનું વચન ફરીથી મારી પાસે એવું
આવ્યું કે, ૨ વળી, હે મનુષ્યપુત્ર, સૂરને
માટે એક રાજિયો ઉચ્ચારીને ૩ સૂરને કહે કે, હે
સમુદ્રના બારા પર રહેનાર તથા ઘણા ટાપુઓના
લોકોના સોદાગર, તને પ્રભુ યહોવાહ એમ કહે છે કે,
હે સૂર, તેં કહ્યું છે કે, હું સૌંદર્યમાં સંપૂર્ણ છું. ૪ તારી
સીમાઓ સમુદ્રની મધ્યે છે, તારા બાંધનારાઓએ
તને સંપૂર્ણ ખુબીદાર બનાવ્યું છે. ૫ તેઓએ તારાં
સર્વ પાટિયાં સનીરથી [આણેલા] દેવદારનાં બનાવ્યાં
છે; તારે માટે ડોલ બનાવવા સારૂ તેઓએ લબા-
નોનથી એરેજવૃક્ષો લીધાં છે. ૬ તેઓએ તારાં હલેસાં
બાશાનના આલોન કાષ્ટનાં બનાવ્યાં છે; કિત્તીમથી
[આણેલા] તથા હાથીદાંતજડિત સરળ કાષ્ટની તેઓએ
તારી બાંકો બનાવી છે. ૭ તારો સઢ મિસરના ભરત
ભરેલા શણનો હતો, એ સારૂ કે તે તને નિશાનની
ગરજ સારે; અલીશાહના બેટોમાંથી [આણેલા]
નીલ તથા જાંબુઆ [કપડા]ની તારી છત હતી.
૮ સીદોનના તથા આર્વાદના રહેવાસીઓ તારા હલે-

સીઓ હતા; હે સૂર, તારા જ્ઞાની પુરૂષો તારી મધ્યે
હતા, [ને] તેઓ તારા સુકાનીઓ હતા ૯ ગબાલના
વડીલો તથા તેના જ્ઞાની જનો તારી અંદર તારા
સાંધા પુરનાર હતા; સમુદ્રના સઘળા વહાણો તેઓના
ખલાસીઓ સુદ્ધા તારો માલ સાટવાને તારી અંદર
હતાં. ૧૦ ઇરાન તથા લૂદ તથા પૂટ તારા સૈન્યમા
તારા યોદ્ધાઓ તરીકે હતા, તેઓએ તારી અંદર
ઢાલ તથા ટોપ લટકાવ્યા હતા, તેઓ તારી શોભા
દિપાવતા હતા ૧૧ આર્વાદના માણસો તારા સૈન્ય
સુદ્ધા ચોતરફ કોટ પર હતા, ને ગામ્માદીઓ તારા
બુરૂજોમા હતા; તેઓએ તારા કોટ પર ચોતરફ
પોતાની ઢાલો લટકાવી હતી, તેઓએ તારી ખુબી
સંપૂર્ણ કીધી છે. ૧૨ સર્વ પ્રકારની સમૃદ્ધિની પુષ્કળ-
તાને લીધે તાર્શીશ તારો વેપારી હતો, તારા માલને
સાટે તેઓ રૂપુ, લોઢુ, કલાઇ તથા સીસુ આપીને
વેપાર કરતા. ૧૩ યાવાન, તુબાલ તથા મેશેખ એઓ
તારા વેપારીઓ હતા; તેઓ માણસો તથા પિત્ત-
ળના વાસણો આપીને તેમને સાટે તારો માલ લેતા.
૧૪ તોગાર્માહના ઘરનાઓ ઘોડા, રેવંતો તથા ખચ્ચરો
આપીને તારો માલ લેતા. ૧૫ દદાનના માણસો તારા
વેપારીઓ હતા; ઘણા ટાપૂઓ તારા હાથ નીચે
વેપારીઓ હતા; તેઓ હાથીદાંત તથા અબનુસના
નજરાણા તારે સારૂ લાવતા. ૧૬ તારી કારીગરીના
માલની પુષ્કળતાને લીધે અરામ તારો વેપારી હતો;
તેઓ લાલમણિ, જાંબુઆં [વસ્ત્રો] તથા ભરતકામ
તથા બારીક શણ તથા પરવાળા તથા માણેક આપીને
તારો માલ લેતા ૧૭ યહુદાહ તથા ઇસ્રાએલનો દેશ
એ તારા વેપારીઓ હતા, તેઓ મિન્નીથના ઘઉં,
તથા ખોળ, તથા મધ, તથા તેલ, તથા રાળ આપીને
તારો માલ લેતા. ૧૮ તારી સર્વ પ્રકારની સમૃદ્ધિની
પુષ્કળતાને લીધે દમસ્ક તારો વેપારી તારી કારી-
ગરીના માલની પુષ્કળતાને સાટે હેલ્બોનનો દ્રાક્ષરસ
તથા સફેદ ઉનનો [વેપાર કરતો]. ૧૯ વદાન ને
યાવાન સૂતર આપીને તારો માલ લેતા; તારા માલમાં
ઘડેલુ લોઢુ, તજ તથા દાલચિની, એ હતા ૨૦ દદાન
એ તારો સ્વારીનાં મૂલ્યવાન વસ્ત્રોનો વેપારી હતો.
૨૧ અરબસ્થાન તથા કેદારના સર્વ ઉમરાવો, તેઓ
તારા તાબાના વેપારીઓ હતા; હલવાનો, મેંઢા તથા
બકરા, એઓના સબંધમા તેઓ તારા વેપારીઓ
હતા ૨૨ શબા તથા રાઅમાહના વેપારીઓ તે તારા
વેપારીઓ હતા; તેઓ સર્વ મુખ્ય સુગંધિઓ તથા
સર્વ મૂલ્યવાન હીરામાણેક તથા સોનું આપીને તારો
માલ વેપારને માટે લેતા ૨૩ હારાન તથા કાન્નેહ તથા
એદેન, શબાના, આશ્શૂરના [તથા] કિલ્માદના વેપા-
રીઓ તે તારા વેપારીઓ હતા ૨૪ તેઓ તારા
[બીજા] માલ સાથે સારો સારો સોદો, નીલ તથા
ભરતકામના તાકા, ને બધથી બાંધેલી તથા એરેજ-
કાષ્ટની બનાવેલી કિંમતી વસ્ત્રની પેટીઓ, એઓનો
[વેપાર કરનારા] તારા વેપારીઓ હતા. ૨૫ તાર્શી-
શના વહાણોના કાફલા તારા માલને સારૂ હતા; ને તું
સમુદ્રની મધ્યમા પૂર્ણ સમૃદ્ધિવાન તથા વિખ્યાત
થયો. ૨૬ તારા હલ્લેસીઓ તને મહા જળમા લાવ્યા
છે; પૂર્વના વાયુએ સમુદ્રની વચ્ચે તને ભાંગી નાખ્યુ
છે. ૨૭ જે તારૂં દ્રવ્ય તથા તારો સોદો, તારો માલ,
તારા ખલાસીઓ તથા તારા સુકાનીઓ, તારા સાંધા
પુરનારા તથા તારો માલ સાટવનારા, તથા તારી
અંદરના તારા સર્વ લડવૈયાઓ, તથા તારી મધ્યેની
તારી આખી ટોળી, તેઓ તારા નાશને દિવસે સમુ-
દ્રની મધ્યે પડશે. ૨૮ તારા સુકાનીઓની બૂમોના
અવાજથી પાણી ધ્રુજશે. ૨૯ અને સર્વ હલ્લેસા માર-
નારાઓ, ખલાસીઓ, [તથા] સમુદ્રના સર્વ સુકા-
નીઓ, તેમના વહાણોમાથી ઉતરી જશે, તેઓ
જમીન પર ઉભા રહેશે; ૩૦ ને તારે લીધે [શોક
કરીને] પોતાનો ઘાંટો સંભળાવશે, ને દુ:ખમય પોક
મૂકશે, ને પોતાના માથા પર ધૂળ નાખશે, તેઓ
રાખમા આળોટશે; ૩૧ ને તેઓ તારે લીધે પોતાનાં
માથા બોડાવશે, ને પોતાને અંગે ટાટ વિંટાળશે, ને
તેઓ હૈયાફાટ તથા દુ:ખમય વિલાપ કરીને તારે
લીધે રડશે ૩૨ અને વિલાપ કરતા તેઓ તારો
રાજિયો ઉચ્ચારીને એમ કહીને તારે સારૂ શોક કરશે
કે, સૂર કે જે સમુદ્રની મધ્યે સુમ કરી નંખાયુ છે
તેના જેવું કોણ છે? ૩૩ તારો માલ સમુદ્રમાથી ઉત-
રતો હતો ત્યારે તું ઘણી પ્રજાઓને તૃપ્ત કરતું; તું
તારા દ્રવ્ય તથા માલની પુષ્કળતાથી પૃથ્વીના રાજા-
ઓને દ્રવ્યવાન કરતું ૩૪ મોજાઓએ પાણીનાં ઉંડા-
ણોમા તારો ભાગ કીધો તે વખતે તારો માલ ને તારો
આખો સંઘ તારી મધ્યે નાશ પામ્યા. ૩૫ દ્વીપોના
સર્વ રહેવાસીઓ તને જોઇને સ્તબ્ધ થઇ ગયા છે, ને
તેઓના રાજાઓ ત્રાસ તથા ભય પામ્યા છે, તેઓના
ચેહેરાઓ પર ગભરાટ [પસરેલો] છે ૩૬ પ્રજાઓ
મધ્યે વેપારીઓ તને છિટ છિટ કરે છે; તું ત્રાસરૂપ
થઇ પડયુ છે, ને તું ફરી કદી હયાતીમા આવશે નહિ.

૨૮ યહોવાહનું વચન ફરી મારી પાસે એવું
આવ્યું કે, ૨ મનુષ્યપુત્ર, સૂરના હાકેમને
કહે કે, પ્રભુ યહોવાહ એમ કહે છે કે, તારૂં મન ઉન્મત્ત
થયું છે, ને તેં કહ્યું છે કે, હું દેવ છું, હું સમુદ્રની વચ્ચો-
વચ દેવના આસનમાં બેઠેલો છું; તથાપિ, જો કે તેં
તારા મનને દેવના મનને દરજ્જે બેસાડયું છે તોપણ
તું મનુષ્યજ છે, ને દેવ નહિ ૩ જો, તું તો દાનીયેલ
કરતાં જ્ઞાની છે; કશું પણ એવું ગુપ્ત નથી કે લોકો
તેને તારાથી છુપાવી શકે; ૪ તારાજ જ્ઞાનથી ને
તારીજ બુદ્ધિથી તેં સમૃદ્ધિ મેળવી છે, ને તારા ભંડા-
રોમાં સોના રૂપાનો સંગ્રહ કર્યો છે, ૫ તારા મહા
જ્ઞાનવડે [ને] તારા વેપારવડે તેં તારી સમૃદ્ધિ વધારી
છે, ને તારી સમૃદ્ધિના કારણથી તારૂં મન ગર્વિષ્ટ થયું
છે; ૬ એ માટે પ્રભુ યહોવાહ એમ કહે છે કે, તેં તારા
મનને દેવના મનને દરજ્જે બેસાડયું છે, ૭ તે માટે,
જો, હું પરદેશીઓને, એટલે ભયંકર દેશજાતિઓને,
તારા પર [ચઢાવી] લાવીશ; ને તેઓ તારા જ્ઞાનની
શોભા વિરૂદ્ધ તરવાર ખેંચશે, ને તેઓ તારા પ્રકાશને
ઝાંખો પાડશે ૮ તેઓ તને ખાડામાં નાખશે; ને તું
કતલ થએલાઓના જેવું મોત સમુદ્રો મધ્યે પામશે.
૯ ત્યારે પણ શું તું તને મારી નાખનારની આગળ
એમ કહીશ કે, હું દેવ છું? પણ તને ઘા મારનારના
હાથમાં તો તું માણસ છે, દેવ તો નહિ ૧૦ તું પાર-
કાઓના હાથથી બેસુન્નતીઓના જેવું મોત પામશે;
કેમકે પ્રભુ યહોવાહ એમ કહે છે કે, હું તે બોલ્યો છું
૧૧ વળી યહોવાહનું એવું વચન મારી પાસે આવ્યું
કે, ૧૨ મનુષ્યપુત્ર, સૂરના રાજા સબંધી એક મરસિયો
બોલતાં તેને કહે કે, પ્રભુ યહોવાહ એમ કહે છે કે,
તું પુરા જ્ઞાનથી ને સંપૂર્ણ શોભાયમાન રીતે આખું
કામ પુરૂં કરે છે ૧૩ તું દેવની એદેન વાડીમાં હતો;
સર્વ પ્રકારના મૂલ્યવાન મણી, એટલે માણેક, પોખ-
રાજ, ને હીરા, પિરોજ, અકીક, તથા યાસપિસ,
નીલમણિ, લીલમણિ તથા અગ્નિમણિ તથા સોનું,
એઓથી તું મઢેલો હતો; તારી ઢોલકીઓ તથા
વાંસળીઓની કારીગરી તારામાં હતી; તારી ઉત્પત્તિને
દિવસે તેઓ તૈયાર કરાયા હતા. ૧૪ તું ઢાંકનાર
અભિષિક્ત કરૂબ હતો; ને મેં તને દેવના પવિત્ર
પર્વત પર સ્થાપી રાખ્યો; તું અગ્નિના પત્થરો મધ્યે
આમ તેમ ફર્યો છે. ૧૫ તારી ઉત્પત્તિના દિવસથી તે
તારામાં દુરાચાર માલમ પડ્યો ત્યાં સુધી તારાં
આચરણ સંપૂર્ણ હતાં. ૧૬ તારા વેપારની પુષ્કળતાને
લીધે લોકોએ તારૂં અંતર જુલમથી ભરી દીધું, ને તેં
પાપ કીધું છે, માટે મેં તને વટલેલા તરીકે દેવના
પર્વત પરથી ફેંકી દીધો છે; ને હે ઢાંકનાર કરૂબ,
અગ્નિના પત્થરો મધ્યેથી તારો વિનાશ મેં કીધો છે.
૧૭ તારી શોભાને લીધે તારૂં મન ગર્વિષ્ટ થયું, તારા
પ્રતાપના કારણથી તેં તારા જ્ઞાનને ભ્રષ્ટ કીધું છે; મેં
તને જમીનદોસ્ત કીધો છે, મેં તને રાજાઓ આગળ
નાખ્યો છે, એ સારૂ કે તેઓ તને નિહાળે. ૧૮ તારા
અન્યાયોની પુષ્કળતાથી, તારા વેપારની અનીતિએ
કરીને, તેં તારાં શુદ્ધસ્થાનો વટાળ્યાં છે; એ માટે મેં
તારી મધ્યેથી અગ્નિ પ્રગટાવ્યો છે, તેણે તને ભસ્મ
કીધો છે, ને તને જોનારા સર્વની નજરમાં મેં ભૂમિ
પર તને ભસ્મ કરી નાખ્યો છે. ૧૯ જે પ્રજાઓ તને
ઓળખે છે તે સર્વ તારે વિષે વિસ્મિત થશે; તું
ત્રાસરૂપ થયો છે, ને તું સદાને માટે નષ્ટ થશે.
૨૦ અને યહોવાહનું એવું વચન મારી પાસે આવ્યું
કે, ૨૧ મનુષ્યપુત્ર, તારૂં મુખ સીદોન તરફ રાખીને
તેની વિરૂદ્ધ ભવિષ્યવાણી બોલતાં કહે કે, પ્રભુ યહો-
વાહ એમ કહે છે કે, ૨૨ હે સીદોન, જો, હું તારી
વિરૂદ્ધ છું, ને હું તારા મધ્યે મહિમા પામીશ; ને હું
તે મધ્યે ન્યાયશાસનો બજાવીશ, ને તેની મધ્યે
પવિત્ર મનાઇશ, ત્યારે તેઓ જાણશે કે હું યહોવાહ
છું. ૨૩ કેમકે હું તેની અંદર મરકી તથા તેની શેરી-
ઓમાં ખૂનરેજી મોકલીશ; ને ઘાયલ થએલાઓ તેની
મધ્યે પડશે, ને ચોતરફથી તેના પર તરવાર આવી
પડશે; ને તેઓ જાણશે કે હું યહોવાહ છું ૨૪ અને
તેમની આસપાસના લોકો જેઓ તેમના પર ઇર્ષા
રાખતા હતા તેઓમાંના કોઇનું ભોકાતું ઝાંખરૂં કે
દુ:ખકારક કાંટો હવે પછી ઇસ્રાએલના ઘરને નડશે
નહિ; ને તેઓ જાણશે કે હું પ્રભુ યહોવાહ છું
૨૫ પ્રભુ યહોવાહ એમ કહે છે કે, જે પ્રજાઓ
મધ્યે તેઓ વિખેરાઇ ગએલા છે તેઓમાંથી ઇસ્રાએ-
લના વંશજોને હું સમેટીશ, ને વિદેશીઓની નજરમાં
હું તેઓ મધ્યે પવિત્ર મનાઇશ, ત્યારે તેઓ પોતાનો
દેશ જે મેં મારા સેવક યાકૂબને આપ્યો તેમાં રહેશે.
૨૬ અને તેઓ તેમાં સહીસલામત રહેશે, હા, તેઓ
ઘરો બાંધશે, ને દ્રાક્ષવાડીઓ રોપશે, ને સહીસલામત
રહેશે; એટલે તેમની આસપાસના જે સર્વ તેમના
પર ઇર્ષા કરે છે તેમના પર હું ન્યાયશાસનો બજાવીશ
ત્યાર પછી, ને તેઓ જાણશે કે હું યહોવાહ તેમનો
દેવ છું

૨૯ દસમા વર્ષના દસમા [માસ]ની બારમીએ
યહોવાહનુ એવુ વચન મારી પાસે આવ્યુ
કે, ૨ મનુષ્યપુત્ર, તારૂ મુખ મિસરના રાજા ફારૂન
વિરૂદ્ધ રાખીને તેની વિરૂદ્ધ તથા આખા મિસર વિરૂદ્ધ
ભવિષ્યવાણી બોલ ૩ એમ બોલ કે, પ્રભુ યહોવાહ
એમ કહે છે કે, હે મિસરના રાજા ફારૂન, પોતાની
નદીઓ મધ્યે પડી રહેનાર તથા મારી નદી મારી
પોતાની છે, ને મેં તેને મારે પોતાને સારૂ બનાવી છે,
એવુ કહેનાર મહા અજગર, જો, હુ તારી વિરૂદ્ધ છું
અને હુ તારા જડબામા કડીઓ ઘાલીશ, ને હુ તારી
નદીઓના માછલાને તારા ભિંગડાએ વળગાડીશ, ને
તારા ભિંગડાએ વળગેલા તારી નદીઓના સર્વ માછલા
સહિત તારી નદીઓ મધ્યેથી તને હુ બહાર તાણી
લાવીશ ૫ અને હુ તને તથા તારી નદીઓના સર્વ
માછલાંને અરણ્ય મધ્યે પડ્યા મૂકીશ, તું ખુલ્લા
મેદાનમા પડશે, તને ભેગો કરવામા કે સમેટવામા
આવશે નહિ, મેં તને ભૂમિચર પશુઓને તથા ખેચર
પક્ષીઓને ભક્ષ તરીકે આપ્યો છે ૬ અને મિસરના
સર્વ રહેવાસીઓ જાણશે કે હુ યહોવાહ છું કેમકે
તેઓ ઇસ્રાએલના વંશજોને બરૂના ટેકારૂપ થયા છે
૭ તેઓએ તને હાથમા પકડ્યો ત્યારે તું ભાંગી ગયો,
ને તે સર્વના ખભા ચીરી નાખ્યા, ને તેઓએ તારા
પર ટેકો દીધો ત્યારે તું ભાગી ગયો ને તે સર્વની
કમરો સજ્જડ કરી નાખી ૮ એ માટે પ્રભુ યહોવાહ
એમ કહે છે કે, જો, હુ તારા પર તરવાર લાવીને તારી
અંદરથી મનુષ્યનો તેમજ પશુનો સંહાર કરીશ, ૯ અને
મિસર દેશ ઉજડ તથા વેરાન થઇ જશે, ને લોકો
જાણશે કે હુ યહોવાહ છું, કેમકે તે એમ બોલ્યા છે
કે, નદી મારી છે, ને મેં તે બનાવી છે ૧૦ એ માટે
જો, હુ તારી વિરૂદ્ધ તથા તારી નદીઓ વિરૂદ્ધ છું, ને
હુ મિસર દેશને, સવેનેહના બુરૂજથી તે છેક કૂશ
દેશની સરહદ સુધી, પુરેપુરૂ વેરાન તથા ઉજડ કરી
નાખીશ ૧૧ કોઇ માણસનો પગ તેમા ચાલશે નહિ,
તેમ કોઇ પશુનો પગ પણ તેમા ચાલશે નહિ, ને
ચાળીસ વર્ષ સુધી તેમા વસ્તી પણ નહિ થશે
૧૨ અને જે દેશો ઉજડ થઇ ગયા છે તેઓની મધ્યે
હુ મિસર દેશને ઉજડ કરી નાખીશ, ને તેના નગરો
પાયમાલ કરી મૂકાએલા નગરો મધ્યે ચાળીસ વર્ષ
સુધી ઉજડ સ્થિતિમા રહેશે, ને હુ મિસરીઓને
દેશજાતિઓ મધ્યે વિખેરી નાખીશ, ને તેઓને
દેશોમા સર્વત્ર વેરી નાખીશ ૧૩ કેમકે પ્રભુ યહોવાહ
એમ કહે છે કે, ચાળીસ વર્ષને અંતે હુ મિસરીઓને
જે પ્રજાઓમા તેઓ વિખેરી નખાયા હશે તેઓ
મધ્યેથી ભેગા કરીશ, ૧૪ ને હુ મિસરને ગુલામીમાથી
પાછો લાવીશ, ને હુ તેમને પાથ્રોસના દેશમા, તેમની
જન્મભૂમિમા પાછા લાવીશ, ને તેઓ પામર રાજ્ય
તરીકે ત્યા રહેશે ૧૫ તે સૌથી પામર રાજ્ય થશે,
ને તે ફરીથી કદી [બીજી] દેશજાતિઓની સામે ગર્વ
કરશે નહિ, ને હુ તેમને એવી રીતે ઘટાડીશ કે તેઓ
કદી [બીજી] દેશજાતિઓ પર હકુમત કરી શકશે
નહિ ૧૬ અને ત્યાર પછી કદી તે ઇસ્રાએલના ઘરના
ભરોસાનુ કારણ નહિ થશે, ને એમ દુષ્ટાચનુ સ્મરણ
નહિ કરાવશે, કેમકે એઓ [મદદને વાસ્તે] તેમની
પાછળ નહિ જોશે, ને એઓ જાણશે કે હુ પ્રભુ
યહોવાહ છું

૧૭ અને સત્તાવીસમા વર્ષના પહેલા [માસ]ની
પહેલીએ એમ થયુ કે, યહોવાહનુ એવુ વચન મારી
પાસે આવ્યુ કે, ૧૮ મનુષ્યપુત્ર, બાબેલના રાજા નબૂ
ખાદરેસ્સારે પોતાના સૈન્ય પાસે સૂર વિરૂદ્ધ ભારે
સેવા કરાવી, પ્રત્યેકનુ માથુ બોડુ થઇ ગયુ હતું ને
પ્રત્યેકના ખભા છોલાઇ ગયા હતા, તોપણ સૂર
વિરૂદ્ધ જે સેવા તેણે બજાવી હતી તેને માટે તેને કે
તેના સૈન્યને સૂર પાસેથી કંઇ વેતન મળ્યુ નહિ, ૧૯ એ
માટે પ્રભુ યહોવાહ એમ કહે છે કે, જો, હુ બાબેલના
રાજા નબૂખાદરેસ્સારને મિસર દેશ આપીશ, ને તે
તેના સમુદાયને પકડી લઇ જશે, ને તેને લૂટી લેશે, ને
તેમાનુ [સર્વ] હરી જશે, ને તે તેના સૈન્યનુ વેતન
થશે, ૨૦ જે સેવા તેણે બજાવી છે તેના બદલામા મેં
તેને મિસર દેશ આપ્યો છે, કેમકે, પ્રભુ યહોવાહ કહે
છે કે, તેઓએ મારા તરફથી કામ કીધું

૨૧ તે દિવસે હુ એમ કરીશ કે ઇસ્રાએલના ઘરના
હકમા એક શિંગ ફુટી નિકળશે, ને હુ તેઓ મધ્યે
તારૂ મ્હો ખોલી આપીશ, ને તેઓ જાણશે કે હુ
યહોવાહ છું

૩૦ ફરીથી યહોવાહનું એવુ વચન મારી પાસે
આવ્યુ કે, ૨ મનુષ્યપુત્ર ભવિષ્યવાદ બોલીને
કહે કે, પ્રભુ યહોવાહ એમ કહે છે કે, તમે બુમ પાડો
કે, તે દિવસનું નખોદ જજો! ૩ કેમકે તે દિવસ, એટલે
યહોવાહનો દિવસ, મેઘોનો દિવસ, નજીક છે, એ
વિદેશીઓનો સમય થશે ૪ અને મિસર પર તરવાર
આવશે, ને જ્યારે કતલ થએલાઓ મિસરમા પડશે

ત્યારે કૂશમા વેદના થશે, ને તેઓ તેના સમુદાયને
પકડી લઇ જશે, ને તેના પાયા તોડી પાડવામા
આવશે. ૫ કૂશ તથા પૂટ તથા લૂદ, તથા સર્વ મિશ્ર
લોકો, તથા કૂબ, તથા સપમા દાખલ થએલા દેશના
લોકો તેમની સાથે તરવારથી માર્યા જશે
૬ યહોવાહ એમ કહે છે કે, મિસરને ટેકો આપ-
નારાઓ માર્યા જશે ને તેના સામર્થ્યનો ગર્વ ઉતરી
જશે, પ્રભુ યહોવાહ કહે છે કે, સવેનેહના બુરજથી
માંડીને તેમાના લોકો તરવારથી માર્યા જશે ૭ અને
પાયમાલ થએલા દેશો મધ્યે તેઓ પાયમાલ થશે,
ને તેઓના નગરો મેદાન કરી મૂકાએલા નગરો મધ્યે
હશે ૮ અને જ્યારે હુ મિસરમા આગ મૂકીશ, ને
તેના સર્વ મદદગારો નાશ પામશે, ત્યારે તેઓ જાણશે
કે હુ યહોવાહ છું ૯ તે દિવસે નિશ્ચિત કૂશીઓને
ભયભીત કરવા સારૂ મારી હજુરમાથી સંદેશીયા
વહાણ વાટે ચાલી નિકળશે, ને મિસરના સમયમા
[થઇ હતી] તેવી પીડા તેઓ ઉપર આવી પડશે,
કેમકે, જુઓ, તે આવે છે
૧૦ પ્રભુ યહોવાહ એમ કહે છે કે, હુ મિસરના
જથાનો પણ, બાબેલના રાજા નબૂખાદરેસ્સારની
હસ્તક, અંત આણીશ. ૧૧ તે તથા તેની સાથે તેના
લોકો જેઓ દેશજાતિઓમા ત્રાસદાયક છે તેઓને
દેશનો નાશ કરવા સારૂ અંદર લાવવામા આવશે,
ને તેઓ પોતાની તરવારો મિસર સામે ખેંચશે, ને
દેશને કતલ થએલાઓથી ભરી દેશે ૧૨ અને હુ નદી
ઓને સુકવી નાખીશ, ને દેશને હુ દુષ્ટ માણસોના
કબજામા વેચી દઇશ, ને હુ દેશને તથા જે સર્વ તેની
અંદર હશે તેને પરદેશીઓની હસ્તક પાયમાલ
કરીશ, હુ યહોવાહ તે બોલ્યો છું
૧૩ પ્રભુ યહોવાહ એમ કહે છે કે, હુ મૂર્તિઓનો
પણ નાશ કરીશ, ને હુ નોફમાથી પુતળાઓનો અંત
આણીશ, ને ત્યાર પછી કદી મિસર દેશમાથી રાજા
ઉત્પન્ન થશે નહિ, ને હુ મિસર દેશમા બીક ઘાલી
દઇશ. ૧૪ અને હુ પાથ્રોસને ઉજડ કરીશ, ને સોઆ
નમા આગ મૂકીશ, ને નોમા ન્યાયશાસનો બજાવીશ.
૧૫ અને સીન જે મિસરનો કિલ્લો છે તેના પર હુ
મારો કોપ વરસાવીશ, ને હુ નોના જથાનો સંહાર
કરીશ. ૧૬ અને હુ મિસરમા આગ મૂકીશ, સીન
મહા પીડામા આવી પડશે, ને નો તુટી જશે, ને
નોફને આખો દિવસ દુશ્મનો [નડશે] ૧૭ આવેનના
તથા પી-બેસેથના જુવાનો તરવારથી માર્યા જશે, ને
એ [નગરો] ગુલામગીરીમા જશે ૧૮ વળી જ્યારે હુ
તાહપનહેસમા મિસરની ધુસરીઓ ભાગી નાખીશ, ને
પોતાના બળ વિષે તેના અંતરમા જે અભિમાન તેનો
નાશ થશે, ત્યારે ત્યા દિવસ અંધકારમય થઇ જશે,
તેને પોતાને તો વાદળ ઢાંકી દેશે, ને તેની પુત્રીઓ
ગુલામગીરીમા જશે. ૧૯ એવી રીતે હુ મિસરમા
ન્યાયશાસનોનો અમલ કરીશ, ને તેઓ જાણશે કે
હુ યહોવાહ છું
૨૦ અને અગિયારમા વર્ષના પહેલા [માસ]ની
સાતમીએ એમ થયુ કે, યહોવાહનુ એવુ વચન મારી
પાસે આવ્યુ કે, ૨૧ મનુષ્યપુત્ર, મેં મિસરના રાજા
ફારૂનનો હાથ ભાગ્યો છે, ને તે તરવાર પકડે એવો
મજબૂત થાય તેને સારૂ તેને દવા લગાડીને તેની
આસપાસ પાટો વિંટીને તેને બાંધી લીધો નથી
૨૨ એ માટે પ્રભુ યહોવાહ એમ કહે છે કે, જુઓ, હુ
મિસરના રાજા ફારૂનની વિરૂદ્ધ છું, ને તેના મજબૂત
તેમજ ભાગેલો [બંને] હાથ ભાગી નાખીશ, ને હુ
તેના હાથમાથી તરવાર પાડી નાખીશ. ૨૩ અને હુ
મિસરીઓને દેશજાતિઓ મધ્યે વિખેરી નાખીશ, ને
તેઓને દેશોમા સર્વત્ર વેરી નાખીશ. ૨૪ અને હુ
બાબેલના રાજાના હાથ બળવાન કરીશ, ને મારી
તરવાર તેના હાથમા મૂકીશ, પણ હુ ફારૂનના હાથ
ભાંગી નાખીશ, ને પ્રાણઘાતક ઘા વાગેલો માણસ
જેમ કણે તેમજ એ તેની આગળ કણશે. ૨૫ અને હુ
બાબેલના રાજાના હાથ ટટાર રાખીશ, ને ફારૂનના
હાથ ઢળી પડશે, ને જ્યારે હુ મારી તરવાર બાબે
લના રાજાના હાથમા મૂકીશ, ને તે તેને મિસર દેશ
પર લબાવશે, ત્યારે તેઓ જાણશે કે હુ યહોવાહ છું.
૨૬ અને હુ મિસરીઓને દેશજાતિઓ મધ્યે વિખેરી
નાખીશ, ને તેમને દેશોમા સર્વત્ર વેરી નાખીશ,
ત્યારે તેઓ જાણશે કે હુ યહોવાહ છું

૩૧ અને અગિયારમા વર્ષના ત્રીજા [માસ]ની
પહેલીએ એમ થયુ કે, યહોવાહનુ એવુ
વચન મારી પાસે આવ્યુ કે, ૨ મનુષ્યપુત્ર, મિસરના
રાજા ફારૂનને તથા તેના સમુદાયને કહે કે, તારા
મહત્વમા તું કોના જેવો છે? ૩ જો, આશ્શૂરી તો
લબાનોનના એરેજવૃક્ષરૂપ હતો કે જેની ડાળીઓ
સુંદર, ઘટા છાયાદાર, તથા કદ ઉંચુ હતું ને જેની
ટોચ વાદળમા પહોચતી હતી ૪ ઝરાઓ તેનુ પોષણ
કરતા, ઉંડાણ તેને વધારતું, તેના રોપાઓની આસ-
પાસ તેની નદીઓ વહેતી હતી, ને તે પોતાના

વહેળા વનનાં સર્વ વૃક્ષોમાં મોકલતું. ૫ એ માટે તેનું
કદ વનનાં સર્વ વૃક્ષો કરતાં ઉચું થયુ હતું; ને તેની
ડાંખળીઓ પુષ્કળ થઇ, ને તેને ડાળા ફૂટયાં ત્યારે
મહા જળને લીધે તે લાંબાં વધ્યાં ૬ તેની ડાખ-
ળીઓ મધ્યે સર્વ ખેચર પક્ષીઓ પોતાના માળા
બાંધતાં, ને તેનાં ડાળ તળે સર્વ વનચર પશુઓ
પોતાનાં બચ્ચાં જણતાં, ને તેની છાયામાં સર્વ મોટી
દેશજાતિઓ વસતી હતી. ૭ એવી રીતે તે પોતાના
મહત્વમાં [તથા] પોતાની ડાળીઓની લંબાઇમાં
સુંદર હતો; કેમકે તેની જડ મહા જળ પાસે હતી.
૮ દેવની વાડીમાંનાં એરેજવૃક્ષો તેને છુપાવી શકતા
નહિ, દેવદારવૃક્ષો તેની ડાંખળીઓ સમાન ન હતાં,
ને બરોરાવૃક્ષો તેની ડાળીઓની બરાબર નહોતાં; ને
ખુબીમાં પણ દેવની વાડીમાનું એકે ઝાડ તેની બરો-
બરી કરી શકતું નહોતું. ૯ મેં તેની ડાળીઓના જથાથી
તેને એવો સુંદર બનાવ્યો કે એદનનાં સર્વ વૃક્ષો જે
દેવની વાડીમાં હતાં તેઓ તેની અદેખાઇ કરતાં.
૧૦ એ માટે પ્રભુ યહોવાહ એમ કહે છે કે, તું કદમાં
ઉચો થયો છે, ને તેણે પોતાની ટોચ વાદળ મધ્યે
રાખી છે, ને તેનું અંતઃકરણ તેની ઉચાઇને લીધે ગર્વિષ્ટ
થયુ છે; ૧૧ એ માટે હુ તેને દેશજાતિઓમાંનો જે
પરાક્રમી તેના હાથમાં સોંપી દઇશ; તે જરૂર તેની
વલે કરશે; મેં તેને તેની દુષ્ટાઇને લીધે હાંકી કાઢયો
છે. ૧૨ અને દેશજાતિઓમાના જે ભયકર એવા પર-
દેશીઓએ તેનો સહાર કીધો છે, ને તેને પડતો મુકયો
છે; તેની ડાળીઓ પર્વતો પર તથા સર્વ નીચાણોમાં
પડેલી છે, ને તેની ડાખળીઓ દેશના સર્વ વહેળાઓ
પાસે ભાંગી ગએલી છે; ને પૃથ્વીની સર્વ પ્રજાઓએ
તેની છાયામાથી જતી રહીને, તેને તજી દીધો છે.
૧૩ તેનાં ભાગી તૂટી ગએલાં અંગો પર સર્વ ખેચર
પક્ષીઓ વાસો કરશે, ને સર્વ વનચર પશુઓ તેની
ડાળીઓ પર રહેશે; ૧૪ એ માટે કે પાણી પાસેનાં
[તથા] પાણી પીનારાં સર્વ વૃક્ષોમાંનાં કોઇ પણ
કદમાં ઉચાં ન થઇ જાય, ને પોતાની ટોચ વાદળ
મધ્યે ન રાખે, ને તેમના પરાક્રમીઓ પોતાની
ઉચાઇમાં ઉભા ન થાય; કેમકે તેઓ મનુષ્યપુત્રો
મધ્યે કબરમા ઉતરી જનારાઓની સાથે મોતને [તથા]
પૃથ્વીના નીચલા ભાગોને સ્વાધીન કરાયા છે.
૧૫ પ્રભુ યહોવાહ એમ કહે છે કે, તે શેઓલમાં
ઉતરી ગયો તે દિવસે મેં શોક પળાવ્યો; મેં તેને
લીધે ઉંડાણ ઢાંક્યુ, ને મેં તેની નદીઓને રોકી, ને
મહા જળ થંભ્યાં; તેને લીધે મેં લબાનોન પાસે શોક
પળાવ્યો, ને તેને લીધે વનનાં સર્વ વૃક્ષો મૂર્છાગત
થયાં. ૧૬ જ્યારે મેં તેને કબરમાં ઉતરી જનારાઓની
સાથે શેઓલમાં ફેંકી દીધો ત્યારે તેના ધબકારાથી
દેશજાતિઓને ધ્રુજાવી દીધી; ને સર્વ પાણી પીનારાં
એદનનાં તથા લબાનોનના રળિયામણાં તથા શ્રેષ્ઠ
વૃક્ષો પૃથ્વીના નીચલા ભાગોમાં દિલાસો પામ્યાં.
૧૭ તેઓ તેની સાથે શેઓલમાં પણ તરવારથી સહાર
પામેલાઓની પાસે ગયા; હા, જેઓ તેના ભુજરૂપ
હતા, [જેઓ] દેશજાતિઓ મધ્યે તેની છાયામાં
વસતા હતા તેઓ.
૧૮ તું ગૌરવમાં તથા મહત્વમાં એદનનાં વૃક્ષો મધ્યે
કોના જેવો છે? તો પણ તું એદનનાં વૃક્ષોની સાથે
પૃથ્વીના નીચલા ભાગોમાં નખાઇશ તું તરવારથી
સહાર પામેલાઓની સાથે બેસુનતીઓની મધ્યે
પડ્યો રહેશે. પ્રભુ યહોવાહ કહે છે કે, એ તો ફારૂન
તથા તેનો સઘળો સમુદાય છે.

૩૨ અને બારમા વર્ષના બારમા માસમાં, તે
માસની પહેલીએ એમ બન્યુ કે, યહોવાહનું
એવું વચન મારી પાસે આવ્યુ કે, ૨ મનુષ્યપુત્ર,
મિસરના રાજા ફારૂન વિષે વિલાપ કરીને તેને કહે કે,
તને દેશજાતિઓના જુવાન સિંહની ઉપમા આપેલી
હતી; તોપણ તું સમુદ્રમાના અજગર જેવો છે; ને
તું તારી નદીઓમા ધસારો કરે છે, ને તારા પગથી
પાણીને ડોહોળીને તેમની નદીઓને મેલી કરી નાખે
છે ૩ પ્રભુ યહોવાહ એમ કહે છે કે, હુ ઘણી પ્રજા-
ઓના જથ્થાવડે મારી જાળ તારા પર પ્રસારીશ; ને
તેઓ તને મારી જાળમાં [પકડીને] બહાર ખેંચી
લાવશે ૪ અને હુ તને જમીન પર પડ્યો મૂકીશ, હુ
તને ખુલ્લા મેદાનમાં ફેંકી દઇશ, ને સર્વ ખેચર પક્ષી-
ઓને તારા પર બેસાડીશ, ને હુ આખી પૃથ્વીનાં
પશુઓને તારાથી તૃપ્ત કરીશ ૫ અને હુ તારૂં માંસ
પર્વતો પર નાખીશ, ને તારા ઉચા કદથી નીચાણો
ભરીશ. ૬ વળી જેમાં તું તરે છે તે ભૂમિને છેક પર્વતો
લગી હુ તારા રક્તથી પાઇશ; ને નાળા તારાથી ભર-
પુર થશે ૭ અને હુ તને હોલવી નાખીશ ત્યારે હું
આકાશને ઢાંકી દઇશ, ને તેના તારાઓને ઝાંખા કરી
નાખીશ; હું સૂર્યને વાદળથી ઢાંકી દઇશ ને ચંદ્ર
પોતાનો પ્રકાશ નહિ પાડશે ૮ આકાશની સર્વ પ્રકા-
શિત જ્યોતિઓને હુ તારા માથા પર અંધારી દઇશ,
ને તારા દેશ પર અંધકાર પાડીશ, પ્રભુ યહોવાહ

એમ કહે છે ૯ અને જ્યારે તારા જાણવામા નહિ
આવેલા એવા દેશોમા વિદેશીઓ મધ્યે તારો વિનાશ
હુ કરીશ ત્યારે તેથી ઘણી પ્રજાઓના અત કરણો
ગભરાશે ૧૦ હા હુ એવુ કરીશ કે ઘણી પ્રજાઓ
[ તને દેખીને ] વિસ્મિત થશે ને હુ મારી તરવાર
તેમની આગળ ઉગામીશ ત્યારે તેમના રાજાઓ તારે
માટે બહુ ભયભીત થશે, ને તારી પાયમાલીને દિવસે
તેઓ સર્વે પોતપોતાના જીવને સારૂ પળે પળે કાપશે
૧૧ કેમકે પ્રભુ યહોવાહ એમ કહે છે કે, બાબિલના
રાજાની તરવાર તારા પર આવશે ૧૨ હુ તારા સમુ
દાયને પરાક્રમીઓની તરવારથી પાડીશ, તેઓ સર્વે
દેશજાતિઓમાના જે ભયકર તે છે, ને તેઓ મિસ
રનો ગર્વ લૂટી લેશે, ને તેનો સર્વ સમુદાય નાશ
પામશે ૧૩ તેના બધા પશુઓનો પણ હુ મહા જળ
પાસેથી વિનાશ કરીશ, ને ત્યાર પછી કદી માણસનો
પગ તેમને હેરાન નહિ કરશે તેમજ પશુઓની
ખરીઓ તેમને હેરાન કરશે નહિ ૧૪ પ્રભુ યહોવાહ
કહે છે કે, ત્યારે હુ તેમના પાણી નિતરેલા કરીશ ને
તેમની નદીઓને તેલના જેવી વહેવડાવીશ. ૧૫ જ્યારે
હુ મિસર દેશને ઉજડ તથા વેરાન, એટલે જેથી તે
ભરપુર હતો તે વગરનો દેશ કરી નાખીશ, જ્યારે
તેમા રહેનારા સર્વને હુ મારીશ, ત્યારે તેઓ જાણશે
કે હુ યહોવાહ છુ ૧૬ આ મરસિયો બોલીને તેઓ
વિલાપ કરશે, વિદેશીઓની પુત્રીઓ તે બોલીને
વિલાપ કરશે, કેમકે પ્રભુ યહોવાહ કહે છે કે, તેઓ
તે બોલીને મિસરને માટે તથા તેના આખા સમુદાયને
માટે વિલાપ કરશે

૧૭ વળી બારમા વર્ષમા ને માસની પદરમીએ
એમ થયુ કે, યહોવાહનુ એવુ વચન મારી પાસે
આવ્યુ કે, ૧૮ મનુષ્યપુત્ર, મિસરના સમુદાયને માટે
પોક મૂક, ને તેમને એટલે તેને તથા પ્રખ્યાત દેશ
જાતિઓની પુત્રીઓને, કબરમા ઉતરનારાઓની સાથે
પૃથ્વીના નીચલા ભાગોમા નાખ ૧૯ તું સૌદર્યમા
કોનાથી શ્રેષ્ઠ છે? નીચે ઉતરી જા ને બેસુનતીઓની
સાથે નખા ૨૦ તેઓ તરવારથી સંહાર પામેલાઓની
મધ્યે પડશે, તે તરવારને સ્વાધીન કરાઇ છે, તેને
તથા તેના સર્વ સમુદાયોને તાણી લઇ જાઓ ૨૧ પરા-
ક્રમીઓ મધ્યે જેઓ બળવાન તેઓ તેની તથા તેના
સાહ્યકારીઓની સાથે શેઓલની મધ્યેથી બોલશે,
તેઓ ઉતરી બેસુનતીઓ નીચે પડ્યા, તરવારથી સહાર
પામીને તેઓ સ્તબ્ધ પડી રહ્યા છે ૨૨ આશ્શૂર તથા
તેનો સઘળો સઘ ત્યા છે, તેની કબરો તેની આસ
પાસ છે, તેઓ સર્વ તરવારથી કતલ થઇને પડેલા
છે, ૨૩ તેની કબરો ખાઇના છેવાડાના ભાગોમા
ગોઠવાયલી છે, ને તેનો સઘ તેની કબરની આસપાસ
છે, જેઓએ જીવતાઓની ભૂમિમા ત્રાસ વર્તાવ્યો
હતો, તેઓ સર્વ તરવારથી કતલ થઇને પડેલા છે
૨૪ ત્યા તેની કબરની આસપાસ એલામ તથા તેનો
સઘળો સઘ છે, જેઓ જીવતાઓની ભૂમિમા ત્રાસ
કારક હતા, તેઓ સર્વ તરવારથી કતલ થઇ પડ્યા છે
તેઓ બેસુનત સ્થિતિમા પૃથ્વીના ઉડાણોમા ઉતરી
પડ્યા છે, ને કબરમા ઉતરી જનારાઓની સાથે લજ્જા
પામ્યા છે ૨૫ તેઓએ તેને સારૂ તથા તેના સર્વ
સમુદાયને સારૂ સહાર પામેલાઓની મધ્યે બિછાનું
પાથર્યું છે, તેની કબરો તેની આસપાસ છે, તેઓ
સર્વ બેસુનત તથા તરવારથી કતલ થએલા છે, કેમકે
તેઓ જીવતાઓની ભૂમિમા ત્રાસદાયક હતા, ને તેઓ
કબરમા ઉતરી જનારાઓની સાથે લજ્જા પામ્યા છે,
મારી નખાએલાઓની મધ્યે તે મૂકાયો છે ૨૬ ત્યા
મેશેખ, તુબાલ તથા તેનો સર્વ સમુદાય છે, તેણીની
કબરો તેણીની આસપાસ છે, તેઓ સર્વ બેસુનત
તથા તરવારથી કતલ થએલા છે, કેમકે જીવતાઓની
ભૂમિમા તેઓ ત્રાસદાયક હતા ૨૭ અને બેસુનતી
ઓમાના જે પરાક્રમીઓ માર્યા ગએલા છે, જેઓ
પોતાના યુદ્ધશસ્ત્રોસહિત શેઓલમા ઉતરી ગયા છે,
ને પોતાની તરવારો પોતાના માથા નીચે મૂકી છે, ને
તેમના દુષ્કર્મો તેમના હાડકા પર છે, તેઓ મધ્યે
શુ તેઓ નહિ પડશે? કેમકે જીવતાઓની ભૂમિમા
પરાક્રમીઓને ત્રાસદાયક [તેઓ હતા] ૨૮ પણ તું
બેસુનતીઓની મધ્યે ભાગિત થશે, ને તરવારથી કતલ
થએલાઓની સાથે તું પડ્યો રહેશે ૨૯ ત્યા અદોમ,
તેના રાજાઓ તથા તેના સર્વ સરદારો છે, જેઓ
એટલા બધા પરાક્રમી છતા તરવારથી કતલ થએલા
ઓની સાથે નખાયલા છે, તેઓ બેસુનતીઓની
સાથે તથા કબરમા ઉતરનારાઓની સાથે પડી રહેશે
૩૦ ત્યા ઉત્તરના સર્વ સરદારો, તથા સર્વ સીદોનીઓ
છે, તેઓ સહાર પામેલાઓની સાથે ઉતરી ગયા છે,
તેમના પરાક્રમથી એટલો બધો ત્રાસ ઉત્પન્ન થતો
હતો તેમ છતા તેઓ લજ્જિત થયા છે, ને તેઓ
બેસુનત સ્થિતિમા તરવારથી કતલ થએલાઓની સાથે
પડેલા છે, ને કબરમા ઉતરી જનારાઓની સાથે તેઓ
પોતાની લાજ સહે છે ૩૧ ફારૂન તેમને જોઇને

પોતાના સઘળા સમુદાય વિષે દિલાસો પામશે;
એટલે તરવારથી કતલ થએલાં ફારૂન તથા તેનું સર્વ
સૈન્ય [દિલાસો પામશે], એમ પ્રભુ યહોવાહ કહે
છે ૩૨ કેમકે મેં જીવતાઓની ભૂમિમાં મારો ત્રાસ
બેસાડ્યો છે; ને તે, એટલે ફારૂન તથા તેનો સર્વ
સમુદાય બેસુનતીઓની મધ્યે, તરવારથી કતલ થએ-
લાઓની સાથે નંખાશે, એમ પ્રભુ યહોવાહ કહે છે
૩૩ અને યહોવાહનું એવું વચન મારી પાસે
આવ્યું કે, ૨ મનુષ્યપુત્ર, તારા લોકના પુત્રો
સાથે વાત કરીને તેઓને કહે કે, જ્યારે હુ કોઇ દેશ
પર તરવાર લાવું ત્યારે જો તે દેશના લોક પોતા
મધ્યેથી એક પુરૂષને લઇને તેને પોતાના ચોકીદાર
તરીકે સ્થાપે; ૩ ને જો તે તરવારને દેશ પર આવતી
જોઇને રણશિંગડું વગાડીને લોકોને ચેતાવે; ૪ ત્યારે
જે કોઇ રણશિગડાનો અવાજ સાંભળીને ચેતે નહિ,
ને તરવાર આવીને તેનો સંહાર કરે, તો તેનું રક્ત
તેનેજ શિર રહેશે ૫ રણશિગડાનો અવાજ સાંભળ્યા
છતાં તે ચેત્યો નહિ; તેનું રક્ત તેને માથે રહેશે;
તથાપિ જો તે ચેત્યો હોત તો તેણે પોતાનો જીવ
બચાવ્યો હોત. ૬ પણ જો ચોકીદાર તરવારને આવતી
જોઇને રણશિંગડું ન વગાડે, ને લોકને ચેતવણી ન
મળે, ને તરવાર આવીને તેઓમાંના કોઇ માણસનો
સંહાર કરે; તો તે તો પોતાની દુષ્ટતાને લીધે સંહાર
પામ્યો છે, પરંતુ તેના રક્તનો બદલો હુ ચોકીદાર
પાસેથી લઇશ ૭ તો હે મનુષ્યપુત્ર, મેં તને ઇસ્રા
એલના ઘર પ્રત્યે ચોકીદાર નિમ્યો છે; એ માટે મારા
મુખનું વચન સાંભળીને મારા તરફથી તેમને ચેતવણી
આપ. ૮ જ્યારે હું દુષ્ટને કહું કે, હે દુષ્ટ માણસ, તું
નિશ્ચે માર્યો જશે, ને તું દુષ્ટ માણસને પોતાના
માર્ગથી [ફરવાની] ચેતવણી આપવા ન બોલે; તો
તે દુષ્ટ પોતાની ભુંડાઇને લીધે માર્યો જશે, પરંતુ તેના
રક્તનો બદલો હુ તારી પાસેથી લઇશ. ૯ તથાપિ જો
તું દુષ્ટ માણસને તેના માર્ગથી ફરવાની ચેતવણી
આપે તે છતાં તે પોતાના માર્ગથી ન ફરે; તો તે
પોતાની ભુંડાઇને લીધે માર્યો જશે, પણ તેં પોતાનો
જીવ બચાવ્યો છે.

૧૦ અને હે મનુષ્યપુત્ર, ઇસ્રાએલના ઘરનાંને કહે
કે, તમે એમ બોલો છો કે, અમારા અપરાધો તથા
અમારાં પાપો અમારે શિર આવી પડેલાં છે, ને
તેમને લીધે અમે ઝુરી ઝુરીને મરીએ છીએ; ત્યારે
અમે શી રીતે જીવીએ? ૧૧ તેમને એમ કહે કે, પ્રભુ
યહોવાહ કહે છે કે, મારા જીવના સમ કે દુષ્ટ માણ-
સના મોતમાં હું બિલકુલ રાજી નથી, પણ દુષ્ટ પોતાના
માર્ગથી ફરીને જીવતો રહે એમાં [રાજી છું]; અરે
તમે ફરો, તમારા દુષ્ટ માર્ગોથી ફરો; કેમકે, હે
ઇસ્રાએલના વંશજો, તમે શા માટે મરવા ચાહો છો?
૧૨ ને હે મનુષ્યપુત્ર, તું તારા લોકના પુત્રોને કહે કે,
નેકીવાન અપરાધ કરશે તે દિવસે તેની નેકી તેનો
બચાવ કરશે નહિ; ને દુષ્ટ માણસ પોતાની દુષ્ટતાથી
ફરશે તે દિવસે તેની દુષ્ટતાને લીધે તે માર્યો જશે
નહિ; તેમજ નેકીવાન પાપ કરશે તે દિવસે તે[ની
નેકી]થી તે જીવી શકશે નહિ ૧૩ જ્યારે હું નેકી-
વાનને કહું કે, તું નિશ્ચે જીવતો રહેશે, ત્યારે જો તે
પોતાની નેકી પર ભરોસો રાખીને ભુંડાઇ કરે, તો
તેની નેકીનાં કામોમાના એકેનું સ્મરણ કરાશે નહિ;
પણ જે ભુંડાઇ તેણે કરી હશે તેનેજ લીધે તે માર્યો
જશે. ૧૪ વળી, જ્યારે હું દુષ્ટ માણસને કહું કે, તું
નિશ્ચે માર્યો જશે, ત્યારે જો તે પોતાના પાપથી
ફરીને નીતિસંપન્ન તથા યથાર્થ કામ કરે; ૧૫ જો તે
દુષ્ટ માણસ હડપ પાછી આપે, પોતે જે લૂટી લીધેલું
તે પાછું આપે, ને કંઇ ભુંડાઇ ન કરતાં જીવનના
વિધિઓમાં ચાલે; તો તે નિશ્ચે જીવતો રહેશે, તે
માર્યો નહિ જશે. ૧૬ તેણે કીધેલા પાપોમાંનુ કોઇ
પણ તેની વિરૂદ્ધ સંભારવામા આવશે નહિ; તેણે
નીતિસંપન્ન તથા યથાર્થ કામ કીધું છે; તે નિશ્ચે
જીવતો રહેશે. ૧૭ એમ છતા તારા લોકના પુત્રો કહે
છે કે, પ્રભુનો વ્યવહાર અદલ નથી; પણ તેઓનો
વ્યવહાર તો અદલ નથી. ૧૮ નેકીવાન પોતાની નેકીથી
ફરી જઇને ભુંડાઇ કરે, તો તે તેનેજ લીધે માર્યો
જશે. ૧૯ અને દુષ્ટ માણસ પોતાની દુષ્ટતાથી ફરીને
નીતિસંપન્ન તથા યથાર્થ કામ કરે, તો તે તેને લીધે
જીવતો રહેશે ૨૦ તેમ છતાં તમે કહો છો કે, પ્રભુનો
વ્યવહાર અદલ નથી. હે ઇસ્રાએલના વંશજો, હુ તમ
પ્રત્યેકનો તેના માર્ગો પ્રમાણે ન્યાય કરીશ.

૨૧ અને અમારા બંદીપ્રવાસના બારમા વર્ષના
દસમા [માસ]ની પાંચમીએ એમ થયુ કે, યરૂશા-
લેમમાથી બચી આવેલા એક જણે મારી પાસે આવીને
કહ્યુ કે, તે નગર કતલ કરાયુ છે. ૨૨ હવે, એ નાસીને
બચેલો માણસ આવ્યો તે પહેલાં સાંજે યહોવાહનો
હાથ મારા પર આવ્યો હતો; ને સવારમાં એ મારી
પાસે આવ્યો ત્યાં સુધી તેણે મારૂ મુખ ખોલ્યું હતું;
ને મારૂ મુખ ખોલેલુ હતું, ને હુ મુગો નહોતો.

૨૩ અને યહોવાહનું એવું વચન મારી પાસે આવ્યું
કે, ૨૪ મનુષ્યપુત્ર, જેઓ ઇસ્રાએલના દેશમાં ઉજડ
જગ્યાઓમાં વસેલા છે તેઓ એમ બોલે છે કે, ઇબ્રા-
હિમ એકલો હતો, ને તેને દેશનો વારસો મળ્યો
હતો; પણ અમે ઘણા છીએ; દેશ અમને વારસા
તરીકે અપાયો છે. ૨૫ એ માટે તેઓને કહે કે, પ્રભુ
યહોવાહ એમ કહે છે કે, તમે રક્તસહિત ખાઓ છો,
ને તમારી દૃષ્ટિ તમારી મૂર્તિઓ તરફ ઉંચી કરો છો,
ને રક્ત વહેવડાવો છો; તેમ છતાં શું તમે દેશનું વતન
ભોગવશો? ૨૬ તમે તમારી તરવાર પર ઉભા રહો
છો, તમે અમંગળ કામો કરો છો, ને તમ સર્વ પોત-
પોતાના પડોસીની સ્ત્રીને બગાડો છો; તેમ છતાં શું
તમે દેશનું વતન ભોગવશો? ૨૭ તારે તેમને એમ કહેવું
કે, પ્રભુ યહોવાહ એમ કહે છે કે. મારા જીવના સમ
કે જેઓ ઉજડ જગ્યાઓમાં છે તેઓ નિશ્ચે તરવારથી
માર્યા જશે, ને જે ખુલ્લા મેદાનમાં છે તેને હું ભક્ષ થવા
સારૂ પશુઓને આપીશ, ને જેઓ ગઢોમાં તથા ગુફા-
ઓમાં હશે તેઓ મરકીથી મોત પામશે ૨૮ અને હું
દેશને વેરાન તથા આશ્ચર્યરૂપ કરીશ, ને તેના સામ-
ર્થ્યના ગર્વનો અંત આવશે; ને ઇસ્રાએલના પર્વતો
એવા વેરાન થશે કે તેઓ પર થઇને કોઇ જશે નહિ.
૨૯ તેમનાં કીધેલાં સર્વ અમંગળ કૃત્યોને લીધે જ્યારે
હું દેશને વેરાન તથા આશ્ચર્યરૂપ કરી નાખીશ, ત્યારે
તેઓ જાણશે કે હું યહોવાહ છું ૩૦ અને હે મનુષ્ય-
પુત્ર, તારે વિષે તો તારા લોકનાં પુત્રો ભીંતો પાસે
તથા ઘરનાં બારણામાં વાતો કરે છે, ને તેઓ એક
બીજાને, સૌ પોતપોતાના ભાઇને, એમ કહે છે કે,
કૃપા કરીને આવો, ને યહોવાહ પાસેથી જે વચન
આવે છે તે શું છે તે સાંભળો. ૩૧ અને તેઓ લોકના
રિવાજ પ્રમાણે તારી પાસે આવે છે, ને મારા લોક
તરીકે તારી આગળ બેસે છે, ને તેઓ તારાં વચનો
સાંભળે છે, પણ તેમનો અમલ કરતા નથી; કેમકે
તેમના મુખથી તેઓ બહુ પ્રીતિ દેખાડે છે, પણ તેમનું
મન તો તેમના લાભ પાછળ ફરે છે. ૩૨ અને જો,
જેનો સૂર મધુર હોય, ને જે સારી રીતે વાજીંત્ર વગાડી
શકે, તેવાના મહા મનોહર ગીત જેવો તું તેઓને
[લાગે] છે; કેમકે તેઓ તારાં વચનો સાંભળે છે, પણ
તેઓ તેમનો અમલ કરતા નથી. ૩૩ અને જ્યારે એ
થશે, (જો, એ તો થશે,) ત્યારે તેઓ જાણશે કે તેઓ
મધ્યે ભવિષ્યવાદી થઇ ગયો છે.

૩૪ અને યહોવાહનું એવું વચન મારી પાસે
આવ્યું કે, ૨ મનુષ્યપુત્ર, ઇસ્રાએલના
પાળકો વિરૂદ્ધ ભવિષ્યવાણી બોલ, ભવિષ્યવાણી
બોલીને તેમને, હા, પાળકોને, કહે કે, પ્રભુ યહોવાહ
એમ કહે છે કે, ઇસ્રાએલના પાળકોને અફસોસ,
કેમકે તેઓ પોતાનું પોષણ કરે છે! શું પાળકોએ
ઘેટાંનું પોષણ કરવુ ન જોઇએ? ૩ તમે મેદ ખાઓ છો,
તમે ઉનનાં વસ્ત્ર પહેરો છો, તમે માતેલાં કાપો છો,
પણ તમે ઘેટાંને પોષતા નથી. ૪ રોગિષ્ટને તમે મજ-
બૂત કીધું નથી, ને માંદાને તમે સજું કીધું નથી, ને
[હાડ] તુટેલાને તમે પાટો બાંધ્યો નથી, ને હાંકી
કઢાએલાને તમે પાછું લાવ્યા નથી, ને ખોવાએલાને
તમે શોધ્યુ નથી; પણ જબરદસ્તીથી તથા સખ્તાઇથી
તમે તેમના પર સત્તા ચલાવી છે. ૫ અને પાળક ન
હોવાથી તેઓ વિખેરાઇ ગયાં; ને તેઓ સર્વ જંગલી
જનાવરોનું ભક્ષ થઇ પડ્યાં, ને વિખેરાઇ ગયાં. ૬ મારાં
ઘેટાં સર્વ પર્વતો પર તથા પ્રત્યેક ઉંચા ડુંગર પર
ભટકતાં ફર્યાં; હા, મારાં ઘેટાં આખી પૃથ્વીની પીઠ
પર વિખેરાઇ ગયાં; ને [તેમને] ઢુંઢનાર કે શોધનાર
કોઇ નહોતું. ૭ એ માટે, હે પાળકો, તમે યહોવાહનું
વચન સાંભળો; ૮ પ્રભુ યહોવાહ કહે છે કે, મારા
જીવના સમ કે નિશ્ચે મારાં ઘેટાં શિકાર થઇ પડ્યાં, ને
મારાં ઘેટાં સર્વ જંગલી જનાવરોનું ભક્ષ થઇ પડ્યાં,
કેમકે કોઇ પાળક નહોતો, તેમજ મારા પાળકોએ
મારાં ઘેટાંની શોધ ન કીધી, પણ પાળકોએ મારાં
ઘેટાંનું પોષણ ન કરતાં પોતાનું પોષણ કીધું; ૯ એ
માટે, હે પાળકો, યહોવાહનુ વચન સાંભળો; ૧૦ પ્રભુ
યહોવાહ એમ કહે છે કે, જુઓ, હું પાળકોની વિરૂદ્ધ
છું; હું મારાં ઘેટાં વિષે તેમની પાસેથી જવાબ
માગીશ, ને મારાં ઘેટાંને પાળવાનું કામ તેઓની
પાસેથી લઇ લઇશ; ને ત્યાર પછી પાળકો પોતાનુ
પોષણ કરવા નહિ પામશે; ને હું મારાં ઘેટાંને તેમના
મ્હોમાંથી છોડાવીને તેઓને તેમનું ભક્ષ થવા નહિ
દઇશ. ૧૧ કેમકે પ્રભુ યહોવાહ એમ કહે છે કે, જુઓ,
હું પડે, હા, હુંજ, મારા ઘેટાંને ઢુંઢીને તેમને શોધી
કાઢીશ. ૧૨ જેમ કોઇ ભરવાડ જે દિવસે તે પોતાના
વિખેરાઇ ગએલા ઘેટાં મધ્યે હોય છે [તે દિવસે]
પોતાના ટોળાને શોધી કાઢે છે, તેમજ હું મારા ઘેટાંને
શોધી કાઢીશ; ને વાદળાવાળા તથા અંધકારમય
દિવસે તેઓ જ્યાં જ્યાં વિખેરાઇ ગયા હશે તે સર્વ
જગ્યાઓમાંથી હું તેમને છોડાવીશ. ૧૩ અને હું તેમને

વિદેશીઓમાથી કાઢી લાવીશ, ને દેશોમાથી તેમને
ભેગા કરીશ, ને તેમને તેમના પોતાના દેશમા લાવીશ,
ને હુ તેમને ઇસ્રાએલના પર્વતો પર, વેહેળાઓને
કાઠે, તથા દેશની સર્વ વસ્તીવાળી જગ્યાઓમા
ચારીશ ૧૪ હુ તેમને ઉત્તમ ચારો ચરાવીશ, ને
ઇસ્રાએલના ઉચા પર્વતો પર તેમનો વાડો થશે,
ત્યા તેઓ ઉત્તમ વાડામા સુઇ રહેશે, ને ઇસ્રાએલના
પર્વતો પર તેઓ કસદાર ચારો ચરશે ૧૫ હુ પોતે
મારા ઘેટા ચારીશ, ને હુ તેમને સુવાડીશ, એમ પ્રભુ
યહોવાહ કહે છે ૧૬ ખોવાએલાને હુ શોધીશ, ને
હાકી મૂકાએલાને હુ પાછું લાવીશ, ને ભાગાએલાને હુ
પાટો બાધીશ, ને માદાને હું સારૂ કરીશ, ને પુષ્ટનો
તથા મજબૂતનો હુ નાશ કરીશ, હુ ન્યાય કરીને
તેમનુ પોષણ કરીશ ૧૭ અને હે મારા ટોળા તારે
વિષે તો પ્રભુ યહોવાહ એમ કેહે છે કે, જાનવર જાન
વરની વચ્ચે, એટલે જેમ મેંઢાઓનો તેમજ બકરા
ઓનો હુ ન્યાય કરીશ. ૧૮ સારો સારો ચારો ચરી
જઇને તમારા ચારાનો બાકીનો ભાગ પોતાના પગથી
ખુંદીજ નાખવો, ને સ્વચ્છ પાણી પીને બાકીનું પોતાના
પગથી ડોહોળી નાખવુ એ શુ તમને નાનુંસુનુ લાગે
છે? ૧૯ ને મારા ઘેટા તો જે તમે તમારા પગથી
ખુદી નાખ્યુ છે તે ખાય છે, ને જે તમે તમારા પગથી
ડોહોળી નાખ્યુ છે તે તેઓ પીએ છે

૨૦ એ માટે પ્રભુ યહોવાહ તેઓને એમ કહે છે કે,
જુઓ હુ હા, હુજ, પુષ્ટ જાનવરો તથા દુબળા
જાનવરો વચ્ચે ન્યાય કરીશ. ૨૧ તમે પાસાથી તથા
ખભાથી હડશેલા મારીને તથા સર્વ માદાને તમારા
શિંગડાથી ધક્કા મારીને તેઓને દૂર વિખેરી નાખ્યા
છે, ૨૨ એ માટે હું મારા ઘેટાનો બચાવ કરીશ, ને
તેઓ હવે પછી શિકારરૂપ નહિ થશે, ને હુ જાનવર
જાનવરની વચ્ચે ન્યાય કરીશ. ૨૩ અને હુ તેમના પર
એક પાળક સ્થાપીશ, ને તે, એટલે મારો સેવક
દાઉદ, તેમનુ પોષણ કરશે, તે તેમનું પોષણ કરશે,
ને તે તેઓનો પાળક થશે ૨૪ અને હું યહોવાહ
તેઓનો દેવ થઇશ, ને મારો સેવક દાઉદ તેઓ મધ્ય
સરદાર થશે, હુ યહોવાહ એ બોલ્યો છુ ૨૫ અને હુ
તેમની સાથે શાતિનો કરાર કરીશ, ને ભુડા શ્વાપ
દોનો દેશમાથી અત આણીશ, ને તેઓ અરણ્યમા
નિર્ભય રહેશે, ને કાષ્ટવનોમા ઉઘશે ૨૬ અને હુ
તેઓને તથા મારા ડુગરની આસપાસના સ્થળોને
આશીર્વાદરૂપ કરીશ, ને હુ વૃષ્ટીને તેની રૂતુમા વર-
સાવીશ, આશીર્વાદના ઝાપટા આવશે ૨૭ અને
સીમના ઝાડ પોતાના ફળ આપશે ને પૃથ્વી પોતાની
ઉપજ આપશે, ને તેઓ પોતાના દેશમા નિર્ભય
રહેશે, ને હુ તેમની ઝુસરીની સમેલો ભાગી નાખીશ,
ને તેમની પાસે ગુલામી કરાવનારાઓના હાથમાથી
તેમને મુક્ત કરીશ ત્યારે તેઓ જાણશે કે હુ યહોવાહ
છુ ૨૮ અને તેઓ ત્યાર પછી કદી વિદેશીઓની લૂટ
નહિ થશે, તેમ જગલી શ્વાપદો પણ તેમને ફાડી નહિ
ખાશે, પણ તેઓ નિર્ભય રહેશે, ને કોઇ તેમને
બીવડાવશે નહિ. ૨૯ અને તેમનુ રોપણુ હુ એવુ
ઉગાવીશ કે તે પ્રખ્યાત થશે, ને ફરી કદી દેશમા
દુકાળ પડવાથી તેમનો ક્ષય નહિ થશે, તેમ ફરી કદી
તેઓને વિદેશીઓથી લજ્જિત થવુ નહિ પડશે ૩૦ અને
તેઓ જાણશે કે હુ તેમનો દેવ યહોવાહ તેમના સાથે
છું, ને તેઓ, એટલે ઇસ્રાએલના વશજો, મારી પ્રજા
છે, એમ પ્રભુ યહોવાહ કહે છે ૩૧ અને હે મારા ઘેટા
મારા ચારાના મેંઢા, તમે મનુષ્યો છો, ને હુ તમારો
દેવ છુ, એમ પ્રભુ યહોવાહ કહે છે

૩૫ વળી યહોવાહનુ એવુ વચન મારી પાસે
આવ્યુ કે, ૨ મનુષ્યપુત્ર, તારૂ મુખ સેઇર
પર્વત વિરૂદ્ધ રાખીને તેની વિરૂદ્ધ ભવિષ્યવાણી
બોલીને તેને કહે કે, ૩ પ્રભુ યહોવાહ એમ કહે છે કે,
હે સેઇર પર્વત, જો, હુ તારી વિરૂદ્ધ છુ ને હુ મારો
હાથ તારી વિરૂદ્ધ લબાવીશ ને હુ તને ઉજડ તથા
આશ્ચર્યરૂપ કરી નાખીશ ૪ હુ તારા નગરોને મેદાન
કરી મૂકીશ, ને તું ઉજડ થશે, ને તું જાણશે કે હુ
યહોવાહ છું ૫ તેં જાથુ વેર રાખ્યુ છે, ને ઇસ્રાએલ
પુત્રોને તેઓની વિપત્તિને સમયે, આખરના શાસનને
સમયે, તરવારની સત્તાને સોપી દીધા છે, ૬ એ
કારણને લીધે પ્રભુ યહોવાહ કહે છે કે, મારા જીવના
સમ, હુ તને ખૂનરેજીને માટે તૈયાર કરીશ ને ખૂનરેજી
તારી પુઠે લાગશે, તેં ખૂનરેજીને ધિક્કારી નથી, એ
માટે ખૂનરેજી તારી પુઠે લાગશે ૭ એમ હુ સેઇર
પર્વતને આશ્ચર્યરૂપ તથા ઉજડ કરી નાખીશ, ને હુ
તેની અદરથી પાર જનારનો તથા પાછા આવનારનો
સહાર કરીશ ૮ અને હુ તેના પર્વતોને તેના કતલ
થએલાઓથી ભરી દઇશ, તરવારથી કતલ કરાએલાઓ
તારા ડુગરો પર તથા તારી ખીણોમા તથા તારા સર્વ
નાળામા પડશે ૯ હુ તને સદાનુ વેરાન કરી નાખીશ,
ને તારા નગરોમા વસ્તી નહિ થશે ને તમે જાણશો કે
હુ યહોવાહ છુ ૧૦ જો કે યહોવાહ ત્યા હતો તોપણ

તેં કહ્યું છે કે, આ બે દેશજાતિઓ તથા આ બે દેશો
મારા થશે, ને અમે તેનો કબજો લઇશું, ૧૧ એ માટે,
પ્રભુ યહોવાહ કહે છે કે, મારા જીવના સમ કે, તારા
વેરને લીધે જે ક્રોધ તથા ઇર્ષા તેં તેમના પર દર્શાવ્યા
છે તેઓ પ્રમાણે હું કરીશ, ને જેવો હું તારો ન્યાય
કરીશ તેવો હું તેઓ મધ્યે જણાઇશ. ૧૨ અને તું
જાણશે કે જે દુર્ભાષણો તું ઇસ્રાએલના પર્વતો વિરૂદ્ધ
બોલ્યો છે, એટલે તેં કહ્યું છે કે, તેઓ ઉજડ કરી
મૂકાયા છે, તેઓ અમારૂં ભક્ષ થવા સારૂ અમને
અપાયા છે, તે સર્વ મેં યહોવાહે સાંભળ્યા છે ૧૩ અને
તમે પોતાના મુખથી મારી સામે વડાઇ કરી છે ને
મારી સામે પોતાના શબ્દો વધાર્યા છે, મેં તે સાંભળ્યું
છે ૧૪ પ્રભુ યહોવાહ એમ કહે છે કે, જ્યારે આખી
પૃથ્વી આનંદ કરતી હશે, ત્યારે હું તને ઉજડ કરીશ.
૧૫ ઇસ્રાએલના ઘરનો વારસો ઉજડ થયો હતો તેને
લીધે તું હર્ષ કરતું હતું માટે એવીજ વલે હું તારી
કરીશ, હે સેઇર પર્વત, તું ઉજડ થશે, ને આખું
અદોમ પણ, હા, આખું [ અદોમ ઉજડ થશે ], ને
તેઓ જાણશે કે હું યહોવાહ છું

૩૬ અને હે મનુષ્યપુત્ર, તું ભવિષ્યવાણી
બોલીને ઇસ્રાએલના પર્વતોને કહે કે, હે
ઇસ્રાએલના પર્વતો, યહોવાહનું વચન સાંભળો ૨ પ્રભુ
યહોવાહ એમ કહે છે કે, શત્રુએ તારી વિરૂદ્ધ એમ કહ્યું
છે કે, વાહ! ને [કહ્યું છે કે], પ્રાચીન ઉચ્ચસ્થાનોની
માલિકી આપણે ભોગવીએ છીએ, ૩ એ માટે ભવિ
ષ્યવાણી બોલીને કહે કે, પ્રભુ યહોવાહ એમ કહે છે કે,
તેઓએ તમને પાયમાલ કીધા છે ને તેઓ ચોતરફથી
તમને ગળી ગયા છે, કે તમે બાકી રહેલી દેશજાતિ
ઓનું વતન થઇ પડો, ને તમે વાતો કરનારના, ને
નિંદારૂપે લોકોના હોઠોએ ચઢયા છો, ૪ એ કારણને
લીધે, હે ઇસ્રાએલના પર્વતો, પ્રભુ યહોવાહનું વચન
સાંભળો, પર્વતો તથા ડુંગરો, નાળા તથા ખીણો,
ઉજડ મેદાનો તથા સુના પડેલા નગરો કે જે આસ
પાસની બાકી રહેલી દેશજાતિઓને ભક્ષ તથા હાસી-
રૂપ થઇ પડ્યા છે, તેઓને પ્રભુ યહોવાહ એમ કહે
છે, ૫ માટે પ્રભુ યહોવાહ એમ કહે છે કે, બાકી
રહેલી દેશજાતિઓ તથા આખું અદોમ, કે જેઓએ
મનની ઇર્ષાથી મારા દેશને લુંટી લઇને પદભ્રષ્ટ કરવા
સારૂ તેને પોતાના હર્ષના પુરા હરખથી પોતાને કાજે
વતન તરીકે ઠરાવ્યા છે, તેઓની વિરૂદ્ધ નિશ્ચે હું
બળતા આવેશથી બોલ્યો છું, ૬ એ માટે ઇસ્રાએ
લના દેશ વિષે ભવિષ્યવાણી બોલીને તેના પર્વતોને
તથા ડુંગરોને, નાળાને તથા નીચાણોને એમ કહે કે,
પ્રભુ યહોવાહ એમ કહે છે કે, જુઓ, તમે વિદેશી
ઓની લજ્જા વેઠી છે, તે માટે હું મારા આવેશમાં
તથા ક્રોધમાં બોલ્યો છું, ૭ એ માટે પ્રભુ યહોવાહ
એમ કહે છે કે, મેં મારો હાથ ઉંચો કરીને [ કહ્યું છે
કે] જે વિદેશીઓ તારી આસપાસ છે તેઓ નિશ્ચે
લજ્જિત થશે ૮ પણ હે ઇસ્રાએલના પર્વતો, તમારા
પર તો ડાળીઓ ફુટી નિકળશે, ને તમે મારા ઇસ્રા
એલ લોકને તમારાં ફળ આપશો, કેમકે તેઓનો
આવવાનો [સમય] પાસે છે ૯ કેમકે, જુઓ, હું
તમારા પક્ષમાં છું, ને હું તમારી તરફ ફરીશ, ને તમે
ખેડાશો તથા વવાશો, ૧૦ ને હું તમારા પર મનુષ્યો
વધારીશ, એટલે ઇસ્રાએલનો આખો વંશ, હા,
આખો [ વધારીશ ], ને નગરોમાં વસ્તી થશે, ને
વેરાન જગ્યાઓમાં ઇમારતો બંધાશે, ૧૧ અને હું
તમારા પર માણસો તથા પશુઓની વૃદ્ધિ કરીશ,
ને તેઓ વધશે તથા સફળ થશે, ને હું તમને તમારી
આગળની સ્થિતિ પ્રમાણે વસાવીશ, ને તમારા આરં-
ભના કરતા તમારૂં વધારે ભલું કરીશ, ને તમે જાણશો
કે હું યહોવાહ છું ૧૨ હા, હું માણસોને એટલે મારા
ઇસ્રાએલ લોકને તમારા પર ચલાવીશ, ને તેઓ
તારા માલીક થશે, ને તું તેઓનો વારસો થશે, ને તું
ફરીથી તેમને નિઃસંતાન નહિ કરશે ૧૩ પ્રભુ યહોવાહ
એમ કહે છે કે, તેઓ તને કહે છે કે, [ હે દેશ ], તું
મનુષ્યોને ગળી જનાર છે, ને તારી પ્રજાને નિર્વંશ
કરનાર છે, ૧૪ એ માટે, પ્રભુ યહોવાહ કહે છે કે તું
હવે પછી મનુષ્યોને ગળી નહિ જશે, તેમ હવે પછી
તારી પ્રજાને નિર્વંશ નહિ કરશે, ૧૫ ને હું તને ફરી
કદી વિદેશીઓની લાજ સાંભળવા નહિ દઇશ ને તું
ફરી કદી લોકોના મેહેણાં નહિ વેઠશે, ને ફરીથી કદી
તું તારી પ્રજાને ઠોકર નહિ ખવડાવશે, એમ પ્રભુ
યહોવાહ કહે છે

૧૬ વળી યહોવાહનું એવું વચન મારી પાસે આવ્યું
કે, ૧૭ મનુષ્યપુત્ર, ઇસ્રાએલના વંશજો પોતાના દેશમાં
રહેતા હતા, ત્યારે તેઓએ પોતાના આચરણથી તથા
પોતાના કૃત્યોથી તેને વટાળ્યો, મારી આગળ તેઓનું
આચરણ રજસ્વલા સ્ત્રીની અશુદ્ધતાના જેવું હતું
૧૮ એ માટે જે રક્ત તેઓએ તે દેશ પર વહેવડાવ્યું
હતું તેને લીધે, તથા તેઓએ તેને પોતાની મૂર્તિઓ-
વડે અશુદ્ધ કીધો હતો તે કારણથી, મેં મારો કોપ

તેમના પર વરસાવ્યો; ૧૯ ને મેં તેઓને દેશજાતિઓ
મધ્યે વિખેરી નાખ્યા, ને તેઓ દેશોમાં સર્વત્ર વેરી
નંખાયા; તેમના આચરણ પ્રમાણે તથા તેમનાં કૃત્યો
પ્રમાણે મેં તેમનો ન્યાય કીધો. ૨૦ અને જે દેશ-
જાતિઓ મધ્યે તેઓ ગયા તેઓ મધ્યે આવ્યા પછી
તેઓએ મારા પવિત્ર નામને બટ્ટો લગાડ્યો; કેમકે
લોકો તેઓ વિષે કહેતા હતા કે, આ તો યહોવાહના
લોક છે, ને તેના દેશમાથી નીકળી આવ્યા છે. ૨૧ પણ
મારૂં પવિત્ર નામ કે જેને ઇસ્રાએલના વંશજોએ, જે
દેશજાતિઓ મધ્યે પોતે ગયા તેઓ મધ્યે, બટ્ટો
લગાડ્યો હતો તેની ખાતર મેં દયા રાખી. ૨૨ એ માટે
ઇસ્રાએલના વંશને કહે કે, પ્રભુ યહોવાહ એમ કહે
છે કે, હે ઇસ્રાએલના વંશજો, હુ [એ] તમારી ખાતર
નહિ, પણ મારૂ પવિત્ર નામ જેને, જે દેશજાતિઓની
અંદર તમે ગયા તેઓ મધ્યે, બટ્ટો લગાડવામાં
આવ્યો છે, તેની ખાતર કરૂ છું. ૨૩ અને મારૂં મહાન
નામ જેને દેશજાતિઓ મધ્યે બટ્ટો લગાડવામાં આવ્યો
છે, જેને તમે તેઓ મધ્યે બટ્ટો લગાડ્યો છે, તેને હું
પવિત્ર મનાવીશ; ને પ્રભુ યહોવાહ કહે છે કે, જ્યારે
હું તે દેશજાતિઓની નજર આગળ તમારામાં પવિત્ર
મનાઇશ ત્યારે તેઓ જાણશે કે હું યહોવાહ છું.
૨૪ કેમકે હું તમને દેશજાતિઓ મધ્યેથી લઇને તથા
સર્વ દેશોમાંથી એકઠા કરીને, તમને તમારા પોતાના
દેશમાં લાવીશ ૨૫ અને હું તમારા પર શુદ્ધ પાણી
છાંટીશ, ને તમે શુદ્ધ થશો; તમારી સર્વ મલીનતાથી
તથા તમારી સર્વ મૂર્ત્તિઓથી હું તમને શુદ્ધ કરીશ.
૨૬ નવું હૃદય પણ હુ તમને આપીશ, ને નવો આત્મા
હુ તમારી અંદર મૂકીશ; ને હું તમારા દેહમાંથી પથ્થ-
રનું હૃદય દૂર કરીશ, ને હું તમને માંસનું હૃદય
આપીશ. ૨૭ અને હું મારો આત્મા તમારી અંદર
મૂકીશ, ને તમને મારા વિધિઓમાં ચલાવીશ, ને
તમે મારા હુકમો પાળશો તથા તેમને અમલમાં
આણશો. ૨૮ અને જે દેશ મેં તમારા પિતૃઓને
આપ્યો હતો તેમાં તમે રહેશો; ને તમે મારી પ્રજા
થશો ને હુ તમારો દેવ થઇશ. ૨૯ અને હુ તમને
તમારી સર્વે અશુદ્ધતાથી તારીશ; ને હુ અનાજને
આજ્ઞા કરીને બોલાવીશ, ને તેને વધારીશ, ને તમારા
ઉપર દુકાળ નહિ પાડું ૩૦ અને હુ વૃક્ષોનાં ફળ તથા
સીમની ઉપજ એવી રીતે વધારી દઇશ, કે ફરીથી
કદી તમને દેશજાતિઓ મધ્યે દુકાળનું મેહેણુ મારવામાં
નહિ આવશે. ૩૧ ત્યારે તમને તમારાં દુરાચરણ તથા
તમારાં અશુભ કૃત્યો યાદ આવશે; ને તમારાં દુષ્કર્મોને
લીધે તથા તમારાં અમંગળ કૃત્યોને લીધે તમે પોતાના
મનમા પોતાને ધિક્કારશો. ૩૨ પ્રભુ યહોવાહ કહે છે
કે, તમારે જાણવુ કે તમારી ખાતર હુ [એ] નથી
કરતો; હે ઇસ્રાએલના વંશજો, તમારા આચરણને
લીધે લજ્જિત થાઓ તથા ઝંખવાણા પડો. ૩૩ પ્રભુ
યહોવાહ એમ કહે છે કે, તમારાં સર્વ દુષ્કર્મોથી હું
તમને શુદ્ધ કરીશ તે દિવસે હુ નગરોમાં વસ્તી કરા-
વીશ, ને ઉજડ પડેલી જગ્યાઓમાં [મકાનો] બંધાશે
૩૪ અને જે જમીન ઉજડ પડેલી હતી તે જો કે પાસે
થઇને જનાર સર્વની નજરમાં વેરાન સમાન લાગતી
હતી, તોપણ તે ખેડાશે. ૩૫ અને તેઓ કહેશે કે,
આ ભૂમિ જે વેરાનરૂપ હતી તે એદન વાડી જેવી થઇ
પડી છે; ને ખાલી તથા ઉજડ તથા ખંડિયેર નગરોની
આસપાસ કોટ બાંધેલા છે તથા તેઓ વસેલાં છે
૩૬ ત્યારે જે દેશજાતિઓ તમારી આસપાસ બચેલી
છે તેઓ જાણશે કે મેં યહોવાહે ખંડિયેર મકાનો
બાંધ્યાં છે, ને વેરાનમાં વાવેતર કીધું છે; હુ યહોવાહ
તે બોલ્યો છું, ને હું તે પાળીશ

૩૭ પ્રભુ યહોવાહ એમ કહે છે કે, વળી ઇસ્રાએ-
લના વંશજોની આ વિનંતી પણ હુ સાંભળીને તેમને
સારૂ તે પ્રમાણે કરીશ; હું તેમને ઘેટાંના ટોળાની
પેઠે મનુષ્યોની વૃદ્ધિ આપીશ. ૩૮ જેમ યજ્ઞનું ટોળું,
જેમ તેના મુકરર પર્વોએ યરૂશાલેમનું ટોળુ, તેમ
વેરાન નગરો મનુષ્યોનાં ટોળાથી ભરાઇ જશે; ને
તેઓ જાણશે કે હુ યહોવાહ છું

૩૭ યહોવાહનો હાથ મારા પર આવ્યો, ને તે
મને યહોવાહના આત્માવડે બહાર લઇ
ગયો, ને મને ખીણની મધ્યે મૂક્યો, ને તેમાં નરદમ
હાડકા હતાં; ૨ ને તેણે મને તેમને પડખે પડખે
ચોગર્દમ ફેરવ્યો; ને જુઓ, તે ખીણની સપાટી પર
અતિ ઘણા હતાં; ને જુઓ, તેઓ બહુ સૂકાં હતાં.
૩ અને તેણે મને કહ્યું, મનુષ્યપુત્ર, શું આ હાડકાં
જીવતાં થઇ શકે? ને મેં ઉત્તર આપ્યો કે, હે પ્રભુ
યહોવાહ, તું જાણે છે. ૪ વળી તેણે મને કહ્યું કે, આ
હાડકાં પર ભવિષ્યવાણી બોલીને તેઓને કહે, હે
સૂકાં હાડકાં, તમે યહોવાહનું વચન સાંભળો. ૫ પ્રભુ
યહોવાહ આ હાડકાંને એમ કહે છે કે, જુઓ, હુ
તમારી અંદર શ્વાસ દાખલ કરીશ, ને તમે જીવતા
થશો. ૬ અને હું તમારા પર સ્નાયુઓ મૂકીશ, ને
તમારા પર માંસ લાવીશ, ને તમને ચામડીથી ઢાંકીશ,

ને તમારામાં શ્વાસ મૂકીશ, ને તમે જીવતાં થશો; ને
તમે જાણશો કે હું યહોવાહ છું ૭ તેથી મને આજ્ઞા
મળી હતી તે મુજબ હું ભવિષ્યવાણી બોલ્યો; ને હું
ભવિષ્યવાણી બોલતો હતો તે દરમ્યાન એક ગડગડાટ
સંભળાયો, ને જુઓ, ધરતીકંપ થયો, ને તે હાડકાં
એક બીજા સાથે જોડાઇ ગયા, હાડકું તેના હાડકાની
સાથે [ જોડાઇ ગયું ]. ૮ અને હું જોયા કરતો હતો,
ને જુઓ, તેમના પર સ્નાયુઓ દેખાયા ને માંસ
આવ્યું, ને તેમના પર ચામડીનું ઢાકણ થયું; પણ
તેઓમા શ્વાસ નહોતો ૯ પછી તેણે મને કહ્યું, મનુ-
ષ્યપુત્ર, પવનને પ્રબોધ કર, પ્રબોધ કરીને પવનને
કહે, પ્રભુ યહોવાહ એમ કહે છે કે, હે પવન, ચારે
દિશાથી આવ, ને આ મારી નંખાયલા પર ફુંક કે
તેઓ જીવતાં થાય. ૧૦ તેથી તેણે મને આજ્ઞા કીધી
હતી તે મુજબ મેં પ્રબોધ કીધો, ને શ્વાસોચ્છવાસ
તેઓમા આવ્યો, ને તેઓ જીવતાં થયા, ને અતિ
મોટું સૈન્ય થઇ તેમને પગે ઉભા થયાં ૧૧ ત્યારે તેણે
મને કહ્યું, મનુષ્યપુત્ર, આ હાડકા તે ઇસ્રાએલનો
આખો વંશ છે, જો, તેઓ કહે છે, અમારા હાડકા
સુકાઇ ગયાં છે, ને અમારી આશા નાશ પામી છે;
અમે તદન નાબૂદ થયા છીએ ૧૨ એ માટે ભવિષ્યવાણી
બોલીને તેમને કહે, પ્રભુ યહોવાહ એમ કહે છે કે, હે
મારા લોક, જુઓ, હું તમારી કબરો ઉઘાડીશ, ને
તમને તમારી કબરોમાથી ઉઠાડીને બહાર લાવીશ;
ને હું તમને ઇસ્રાએલના દેશમાં લાવીશ. ૧૩ અને, હે
મારા લોક, હું તમારી કબરો ઉઘાડીને તમને તમારી
કબરોમાથી ઉઠાડીને બહાર લાવીશ, ત્યારે તમે જાણશો
કે હું યહોવાહ છું. ૧૪ અને હું મારો આત્મા તમારામા
મૂકીશ, ને તમે જીવતા થશો, ને હું તમને તમારા
પોતાના દેશમાં રાખીશ; ને તમે જાણશો કે, હું
યહોવાહ તે બોલ્યો છું ને મેં તે પુરૂં કીધુ છે, એમ
યહોવાહ કહે છે

૧૫ ફરીથી યહોવાહનું એવુ વચન મારી પાસે
આવ્યુ કે, ૧૬ મનુષ્યપુત્ર, તું એક લાકડી લઇને તેના
ઉપર લખ કે, યહુદાહને માટે તથા તેના સાથી ઇસ્રા-
એલપુત્રોને માટે; પછી બીજી લાકડી લઇને તેના પર
લખ કે, એફ્રાઇમની લાકડી જે યુસફ તેને તથા ઇસ્રા-
એલના આખા ધરનાઓ જે તેના સાથીઓ તેમને
માટે; ૧૭ ને તારે સારૂ તેઓને એક બીજાની સાથે
જોડી દઇને એક લાકડી બનાવ, કે તેઓ તારા હાથમા
એક [લાકડી] થઇ જાય ૧૮ અને જ્યારે તારી પ્રજાના
લોકો તને એમ કહે કે, તું એ [લાકડી]ઓવડે શું
દર્શાવવા માગે છે, તે શું તું અમને નહિ જણાવશે?
૧૯ ત્યારે તેમને કહેજે કે, પ્રભુ યહોવાહ એમ કહે છે
કે, જુઓ, યુસફની લાકડી જે એફ્રાઇમના હાથમા છે
તેને તથા તેના સાથી જે ઇસ્રાએલના કુળો તેઓ[ની
લાકડી]ને હું લઇશ, ને તેમને હું તેની સાથે, એટલે
યહુદાહની લાકડી સાથે, જોડીને તેમની એક લાકડી
બનાવીશ, ને તેઓ મારા હાથમા એક [થઇને]
રહેશે ૨૦ અને જે લાકડીઓ પર તું લખે છે તેમને
તારા હાથમાં રાખીને તેમની નજર આગળ રાખ
૨૧ અને તેમને કહે કે, પ્રભુ યહોવાહ એમ કહે છે કે,
જુઓ જે દેશજાતિઓ મધ્યે ઇસ્રાએલપુત્રો ગયા છે
તેઓ મધ્યેથી તેઓને લઇને હું તેમને બધે ઠેકાણેથી
ભેગા કરીશ, ને તેમને તેમના પોતાના દેશમા
લાવીશ; ૨૨ ને હું તેમને દેશમાં, ઇસ્રાએલના પર્વતો
પર, એક પ્રજા કરીશ; ને એક રાજા તેઓ સર્વનો
રાજા થશે; ને ત્યાર પછી કદી તેઓ બે પ્રજાઓ નહિ
થશે, ને ફરીથી કદી તેઓમાં ફૂટ પડીને બે રાજ્યો
નહિ થઇ જશે; ૨૩ ને તેઓ ફરીથી કદી પોતાની
મૂર્તિઓથી તથા પોતાની ધિક્કારવાયોગ્ય વસ્તુઓથી
તથા પોતાના કોઇ પણ અપરાધથી પોતાને અપવિત્ર
કરશે નહિ; પણ તેમનાં સર્વ રહેઠાણો કે જેઓમાં
તેઓએ પાપ કીધું છે, તેઓમાથી હું તેમનો ઉદ્ધાર
કરીશ, ને તેમને શુદ્ધ કરીશ; એમ તેઓ મારા લોક
થશે ને હું તેઓનો દેવ થઇશ. ૨૪ અને મારો સેવક
દાઉદ એ તેઓને શિર રાજા થશે; ને તેઓ સર્વનો
એક પાળક થશે; વળી તેઓ મારા હુકમો પ્રમાણે
ચાલશે, ને મારા વિધિઓ પાળશે, ને તેમનો અમલ
કરશે ૨૫ અને જે દેશ મેં મારા સેવક યાકૂબને
આપ્યો છે, જેમાં તમારા પિતૃઓ રહેતા હતા, તેમા
તેઓ રહેશે; ને તેઓ તથા તેઓના છોકરાં તથા
તેઓના છોકરાંનાં છોકરા તેમાં સદા રહેશે; ને મારો
સેવક દાઉદ સદાને માટે તેઓનો સરદાર થશે
૨૬ વળી હું તેમની સાથે શાંતિનો કરાર કરીશ: તે
તેમની સાથે સદાનો કરાર થશે, ને હું તેમને સ્થાપિત
કરીશ, ને તેમનો વિસ્તાર વધારીશ, ને સદાને માટે
મારૂ પવિત્રસ્થાન તેઓ મધ્યે સ્થાપિશ ૨૭ મારો
મંડપ પણ તેમની સાથે રહેશે; ને હું તેમનો દેવ
થઇશ, ને તેઓ મારા લોક થશે. ૨૮ અને જ્યારે
મારૂ પવિત્રસ્થાન સદાને માટે તેઓ મધ્યે થશે,
ત્યારે દેશજાતિઓ જાણશે કે ઇસ્રાએલને શુદ્ધ કરનાર

હોવાહ તે હુ છું

૩૮ અને યહોવાહનુ એવુ વચન મારી પાસે
આવ્યુ કે, ૨ મનુષ્યપુત્ર માગોગના દેશનો
ગાગ, જે રોશ, મેશેખ તથા તુબાલનો સરદાર, તેની
તરફ તારૂ મુખ રાખીને, તેની વિરૂદ્ધ એવી ભવિષ્ય-
વાણી બોલ કે, ૩ પ્રભુ યહોવાહ એમ કહે છે કે, હે
રોશ, મેશેખ તથા તુબાલના સરદાર ગોગ, જો, હુ
તારી વિરૂદ્ધ છું, ૪ ને હુ તને પાછો ફેરવીશ, ને તારા
જડબામા કડીઓ ઘાલીને તને બહાર તાણી કાઢીશ,
ને તારૂ સઘળુ સન્ય, ઘોડાઓ તથા ઘોડેસ્વારો, તેઓ
સર્વે પૂરા શસ્ત્રસજ્જિત, ઢાલો તથા ઢાલડીઓ ધારણ
કરેલાઓનો મોટો સમુદાય કે જેમાના સર્વના હાથમા
તરવારો હતી તેઓ, ૫ તથા તેમની સાથે ઇરાન, કૂશ
તથા પૂટ, એ સર્વેને ઢાલડીઓ તથા ટોપસહિત,
૬ ગોમેર તથા તેના સર્વે દળો, ઉત્તરના સૌથી છેવાડા
ભાગોમા તોગાર્માહનો વંશ, તથા તેના સર્વે દળો,
હા, તારી સાથે ઘણી પ્રજાઓને [બહાર કાઢીશ]
૭ તૈયારી કર, હા, પોતાને તથા જે તારી ટોળીઓ તારી
પાસે એકઠી થઇ છે તેઓને તૈયાર કરીને, તુ તેમનો
સેનાપતિ થા ૮ ઘણા દિવસો પછી તારી ખબર
લેવામા આવશે, પાછલા કાળમા તરવારના હવાલા
માથી મુક્ત થએલા તથા ઘણી પ્રજાઓમાથી ભેગા
કરાએલા દેશમા, એટલે ઇસ્રાએલના હમેશા ઉજડ
પડેલા પર્વતો પર, તુ આવશે, પણ તે [પ્રજાને]
વિદેશીઓ મધ્યેથી કાઢી આણેલી છે, ને તેઓ સર્વે
નિર્ભય રહેશે ૯ અને તુ તારા સર્વ દળ તથા ઘણી
દેશજાતિઓ પોતાની સાથે લઇને ચઢશે, તુ તોફાનની
પેઠે આવશે, ને તુ દેશને ઢાકી દેનાર વાદળ જેવો
થશે ૧૦ પ્રભુ યહોવાહ એમ કહે છે કે, તે દિવસે
એમ થશે કે, તારા મનમા કેટલીક વાતો [ના વિચાર]
આવશે, ને તુ ભુંડી યોજના કલ્પી કાઢીને ૧૧ કહેશે
કે, હુ કોટ વગરના ગામડાવાળા દેશ પર ચઢાઇ
કરીશ, જેઓ કોટ વગર રહે છે ને જેમને ભુંગળો કે
દરવાજા નથી, પણ બધા નિરાતમા ને નિર્ભયપણાથી
રહે છે તેમના પર હુ ચઢાઇ કરીશ, ૧૨ એ સારૂ કે હુ
લૂટી લઉ ને પકડી લઉ, [તથા] જે ઉજડ સ્થળોમા
[હાલ] વસ્તી થએલી છે તેમની સામે ને જે લોકો
દેશજાતિઓ મધ્યેથી સમેટાયલા છે, જેઓને ઢોર તથા
મિલ્કત પ્રાપ્ત થએલા છે, જેઓ પૃથ્વીની મધ્યે રહે
છે, તેઓની સામે મારો હાથ ફેરવુ ૧૩ શબા તથા
દદાન તથા તાર્શીશના વેપારીઓ, તેના સર્વ જુવાન
સિંહો સુદ્ધાં, તને કહેશે કે, શું તુ લૂટ કરવા આવ્યો
છે? શું પકડી જવાને, સોનુ રૂપું લૂંટી જવાને, ઢોર
તથા મિલ્કત હરી જવાને, ભારે લૂટ કરવાને તેં તારૂં
દળ એકઠુ કીધુ છે?

૧૪ એ માટે, હે મનુષ્યપુત્ર, ભવિષ્યવાદ બોલીને
ગોગને કહે કે, પ્રભુ યહોવાહ એમ કહે છે કે, મારા
ઇસ્રાએલ લોક નિર્ભયપણાએ રહે, તે દિવસે શું તને
તેની જાણ નહિ પડે? ૧૫ ને તુ ઉત્તરના સૌથી છેવાડા
ભાગોમાની તારી જગ્યાએથી આવશે, તુ તથા તારી
સાથે ઘણા લોકો, તેઓ સર્વ ઘોડેસ્વાર થઇને મોટું
દળ તથા મહા સૈન્ય બનીને [આવશે] ૧૬ અને
દેશને ઢાકી દેનાર વાદળની પેઠે તુ મારા ઇસ્રાએલ
લોકની સામે ચઢી આવશે, ને હે ગોગ, પાછલા
દિવસોમા એમ થશે કે હુ તને મારા દેશ સામે ચઢાવી
લાવીશ, એ સારૂ કે, દેશજાતિઓની નજર આગળ
હુ તારા થકી પવિત્ર મનાઇશ, ત્યારે તેઓને મારી
જાણ પડે ૧૭ પ્રભુ યહોવાહ એમ કહે છે કે, મારા
સેવકો, એટલે ઇસ્રાએલના ભવિષ્યવાદીઓ, જેઓ
તે દિવસોમા ઘણા વર્ષો સુધી એવુ ભવિષ્ય કહેતા
હતા કે, હુ તને તેમની સામે [ચઢાવી] લાવીશ,
તેઓની મારફતે પ્રાચીન કાળમા હુ જેને વિષે બોલ્યો
હતો તે તુ છે શું? ૧૮ ને, પ્રભુ યહોવાહ કહે છે કે,
ગોગ ઇસ્રાએલના દેશ પર ચઢી આવશે તે દિવસે
એમ થશે કે મારા કોપ[નો ધુમાડો] ઉંચે ચઢીને
મારા નસકોરામા પેસશે ૧૯ કેમકે મારા આવેશમા
ને મારા ક્રોધાગ્નિમા હુ બોલ્યો છું કે, નિશ્ચે તે દિવસે
ઇસ્રાએલના દેશમા એટલો મોટો કંપારો થશે કે,
૨૦ સમુદ્રના માછલા, તથા ખેચર પક્ષીઓ, તથા
જંગલી શ્વાપદો, ને જમીન પર પેટે ચાલનારા સર્વ
સર્પટીઆ, ને પૃથ્વીની પીઠ પરના સર્વે મનુષ્યો,
મારી હાજરીથી કાંપશે, ને પર્વતો ઉથલી પડશે, ને
સીધી ભેખડોવાળી જગ્યાઓ પડી જશે, ને દરેક
ભીંત પડીને જમીનદોસ્ત થશે ૨૧ અને હુ તરવારને
હુકમ કરીને મારા સર્વ પર્વતોમા તેની વિરૂદ્ધ બોલા-
વીશ, પ્રત્યેક માણસની તરવાર તેના ભાઇ વિરૂદ્ધ
થશે. ૨૨ અને હુ મરકીથી તથા ખૂનરેજીથી તેની વિરૂદ્ધ
વાદ કરીશ, ને હુ તેની ઉપર તથા તેના દળો ઉપર
તથા તેની સાથેના ઘણી જાતના લોક ઉપર રેલ લાવે
એવુ ઝાપટું તથા મોટા કરા, અગ્નિ તથા ગંધક વર
સાવીશ. ૨૩ અને હુ પોતાનુ માહાત્મ્ય તથા પવિત્રાઇ
પ્રગટ કરીશ, ને હુ ઘણી દેશજાતિઓની દૃષ્ટિમા પોતાને

વચ્ચે]ના ખાંભો તથા તેની પરસાળ પહેલા દરવા-
જાના માપ પ્રમાણે હતાં; તેની લંબાઇ પચાસ હાથ ને
પહોળાઇ પચ્ચીસ હાથ હતી. ૨૨ અને તેની બારીઓ
તથા તેની પરસાળ તથા તેના [પર પાડેલાં] ખજુ-
રીઓના ઝાડ એ પૂર્વ તરફના મ્હોવાળા દરવાજાના
માપ પ્રમાણે હતાં; ને સાત પગથિયાં પર ચઢીને ત્યાં
જવાતું હતું; ને તેની પરસાળ તેની આગળ હતી.
૨૩ અને અંદરના આંગણાને દરવાજો હતો, તે ઉત્તરના
તથા પૂર્વના દરવાજાની સામે હતો; ને તેણે એક દર-
વાજાથી તે બીજા દરવાજા સુધી[નું અંતર] માપ્યું,
તે સો હાથ થયું. ૨૪ અને તે મને દક્ષિણ તરફ લઇ
ગયો, ને જુઓ, દક્ષિણે એક દરવાજો હતો; ને
તેણે તેના ખાંભો તથા પરસાળો માપ્યાં, તેમનું માપ
ઉપર પ્રમાણે થયું. ૨૫ અને તેમાં તથા તેની પર-
સાળમાં ચોતરફ પેલી બારીઓ જેવી બારીઓ હતી;
[તેની] લંબાઇ પચાસ હાથ, ને પહોળાઇ પચ્ચીસ
હાથ હતી. ૨૬ અને ચઢીને ત્યાં જવાને માટે સાત
પગથિયાં હતાં, ને તેની પરસાળ તેની અગાડી હતી;
ને ખાંભ પર ખજુરીઓ [કોતરેલી] હતી, એક આ
બાજુએ ને બીજી પેલી બાજુએ. ૨૭ અને અંદરના
ચોકને દક્ષિણ ભણી દરવાજો હતો; ને તેણે એક
દરવાજાથી તે બીજા દરવાજા સુધી દક્ષિણ તરફ[નું
અંતર] માપ્યું, તે સો હાથ થયું.
૨૮ ત્યાર પછી તે મને દક્ષિણને દરવાજે થઇને
અંદરના ચોકમાં લાવ્યો; ને તેણે દક્ષિણ દરવાજો
માપ્યો, તેનાં માપ ઉપર પ્રમાણે થયાં; ૨૯ ને તેની
દેવડીઓ તથા તેના ખાંભો તથા તેની પરસાળ,
તેમનાં માપ ઉપર પ્રમાણે થયાં; ને તેમાં તથા તેની
પરસાળમાં ચોગરદમ બારીઓ હતી; તે પચાસ હાથ
લાંબો ને પચ્ચીસ હાથ પહોળો હતો. ૩૦ અને ચોગ-
રદમ પરસાળ હતી, તે પચ્ચીસ હાથ લાંબી ને પાંચ
હાથ પહોળી હતી. ૩૧ અને તેની પરસાળ બહારના
ચોક ભણી હતી; ને તેના ખાંભો પર ખજુરીઓ
[કોતરેલી] હતી; ને ત્યાં આઠ પગથિયાં ચઢીને
જવાતું હતું. ૩૨ અને તે મને અંદરના ચોકમાં પૂર્વ
તરફ લાવ્યો, ને તેણે તે દરવાજો માપ્યો તે ઉપરનાં
માપ પ્રમાણે થયો. ૩૩ અને તેની દેવડીઓ તથા તેના
ખાંભો તથા તેની પરસાળ તેમના માપ ઉપર પ્રમાણે
થયાં; ને તેમાં તથા તેની પરસાળમાં ચોતરફ બારીઓ
હતી; તે પચાસ હાથ લાંબો ને પચ્ચીસ હાથ
પહોળો હતો. ૩૪ અને તેની પરસાળ બહારના ચોક
ભણી હતી; ને તેના ખાંભો પર આ બાજુએ તથા
પેલી બાજુએ ખજુરીઓ [કોતરેલી] હતી; ને આઠ
પગથિયાં પર ચઢીને ત્યાં જવાતું હતું. ૩૫ અને તે
મને ઉત્તરને દરવાજે લાવ્યો; ને તેણે તેને માપ્યો,
તેનું માપ ઉપરના પ્રમાણે થયું; ૩૬ તેની દેવડીઓ,
તેના ખાંભો તથા તેની પરસાળ પણ; ને તેમાં
ચોગરદમ બારીઓ હતી; લંબાઇ પચાસ હાથ ને
પહોળાઇ પચ્ચીસ હાથ હતી. ૩૭ અને તેના ખાંભો
બહારના ચોક ભણી હતા; ને તેમના ખાંભો પર આ
બાજુએ તથા પેલી બાજુએ ખજુરીઓ [કોતરેલી]
હતી; ને આઠ પગથિયાં ચઢીને ત્યાં જવાતું હતું.
૩૮ અને દરવાજાના ખાંભો પાસે કમાડવાળી
ઓરડી હતી; ત્યાં દહનીયાર્પણો ધોવામાં આવતાં.
૩૯ અને દરવાજાની પરસાળમાં આ બાજુએ બે મેજ
ને પેલી બાજુએ બે મેજ, તેમની ઉપર દહનીયાર્પણો
તથા પાપાર્થાર્પણો તથા અપરાધાર્થાર્પણો કાપવા
સારૂ [મૂકેલી] હતી. ૪૦ અને બહાર એક બાજુએ
ઉત્તરના દરવાજાના મ્હોડામાં ચઢી જવાની સીડી
આગળ બે મેજ હતી; ને બીજી બાજુ જે દરવાજાની
પરસાળના તાબાની હતી ત્યાં બે મેજ હતી. ૪૧ આ
બાજુએ ચાર મેજ ને પેલી બાજુએ ચાર મેજ, એમ
દરવાજાની બાજુએ આઠ મેજ હતી, તેમની ઉપર
[યજ્ઞો] કાપવામા આવતા. ૪૨ અને ટાકેલા પત્થરની
દોઢ હાથ લાંબી, દોઢ હાથ પહોળી ને એક હાથ
ઉંચી એવી ચાર મેજ દહનીયાર્પણોને સારૂ હતી; તે
પર દહનીયાર્પણો તથા યજ્ઞો કાપવાનાં ઓજારો
મૂકાતા હતા ૪૩ અને [ઓરડીની] અંદર ચોગરદમ
ચચ્ચાર આગળ લાંબી આંકડીઓ લગાડેલી હતી;
ને મેજો ઉપર ખાદ્યાર્પણનું માસ હતું. ૪૪ અને અંદ-
રના દરવાજાની બહાર અંદરના ચોકમાં ગવૈયાઓને
સારૂ ઓરડીઓ હતી, કે જે [ચોક] ઉત્તરના દરવા-
જાની બાજુએ હતો; ને તેમનું મ્હો દક્ષિણ તરફ
હતું; પૂર્વના દરવાજાની બાજુએ જે હતી તેનું મ્હો
ઉત્તર તરફ હતું. ૪૫ અને તેણે મને કહ્યું, આ દક્ષિણ
તરફના મ્હોવાળી ઓરડી તો ઘરનું કામ સાચવનાર
યાજકોને માટે છે. ૪૬ અને ઉત્તર તરફના મ્હોવાળી
ઓરડી તે વેદીનું કામ સાચવનાર યાજકોને વાસ્તે છે;
એ સાદોકના પુત્રો છે, ને તેઓ લેવીપુત્રો મધ્યેથી
યહોવાહની સેવા કરવાને તેની હજુરમાં આવે છે.
૪૭ અને તેણે ચોક માપ્યો, તે સો હાથ લાંબો, ને
સો હાથ પહોળો, એટલે ચોરસ હતો; ને વેદી ઘરને

મોખરે હતી
૪૮ ત્યાર પછી તે મને પરસાળે લાવ્યો, ને તેણે
પરસાળનો દરેક ખાંભ માપ્યો, એટલે આ બાજુનો
પાંચ હાથ, ને પેલી બાજુનો પાંચ હાથ થયો; ને
દરવાજાની પહોળાઇ આ બાજુએ ત્રણ હાથ ને પેલી
બાજુએ ત્રણ હાથ હતી ૪૯ પરસાળની લંબાઇ વીસ
હાથ તથા પહોળાઇ અગિયાર હાથ હતી. પગથિયાં
પર ચઢીને ત્યાં જવાતું હતું, ને ખાંભોની પાસે સ્તંભ
હતા, એક આ બાજુએ ને એક પેલી બાજુએ.

૪૧ અને તે મને મંદિરે લાવ્યો, ને તેણે ખાંભો
માપ્યા, તે એક બાજુએ છ હાથ પહોળા
ને બીજી બાજુએ છ હાથ પહોળા હતા, એટલે મંડપ
જેટલાજ પહોળા હતા. ૨ અને [દરવાજાના] બારાની
પહોળાઇ દસ હાથ હતી; ને બારાનાં પડખા એક
બાજુએ પાચ હાથ ને બીજી બાજુએ પાચ હાથ
હતાં; ને તેણે તેની લંબાઇ માપી તે ચાળીસ હાથ,
ને પહોળાઇ વીસ હાથ થઇ ૩ પછી તે અંદરની
બાજુએ ગયો, ને તેણે બારાના ખાંભ માપ્યા, તો
દરેક બે હાથ થયો, ને બારૂ છ હાથ થયુ, ને બારાની
પહોળાઇ સાત હાથ થઇ. ૪ અને તેણે તેની લંબાઇ
માપી તે વીસ હાથ, ને પહોળાઇ વીસ હાથ થઇ,
એટલે મંદિરની આગાડી; ને તેણે મને કહ્યું, આ
પરમપવિત્રસ્થાન છે. ૫ ત્યાર પછી તેણે ઘરની ભીંત
માપી, તે છ હાથ થઇ, ને બાજુની ઓરડીઓ જે
ઘરને ફરતી ચોમેર હતી તે દરેકની પહોળાઇ ચાર
હાથ થઇ. ૬ અને એ બાજુની ઓરડીઓ ઓળબંધ
ત્રીસ હતી, ને તેમના ઉપર ઉપરાચાપરી ત્રણ માળ
હતા; ને ઘરની જે ભીંત ચોમેર ફરતી બાજુની ઓર-
ડીઓને માટે હતી તેની અંદર તેઓ ઘુસેલી હતી એ
સારૂ કે તે પર તેમનો આધાર રહે, ને ઘરની ભીંત
પર આધાર ન રહે ૭ અને બાજુની ઓરડીઓ જે
[ઘરને] ફરતી હતી તે જેમ જેમ વધારે ઉંચી જતી
હતી તેમ તેમ વધારે પહોળી થતી હતી, કેમકે ઘરને
ફરતી [ઓરડીઓ] જેમ જેમ વધારે ઉંચી જતી
હતી, તેમ તેમ વધારે પહોળી થતી હતી; કેમકે,
ઘર ભણી વધારે ને વધારે અંદર ઘુસતી હતી. એ
માટે ઘર જેમ જેમ ઉંચું જતું હતું તેમ તેમ વધારે
પહોળુ થતું હતું; ને ભોંયતળિયાથી ટોચના [માળ]માં
વચલા [માળ]મા થઇને જવાતું હતું. ૮ મેં એ પણ
જોયુ કે ઘરને ચોતરફ ઉંચો ઓટલો હતો; બાજુની
ઓરડીઓના પાયા મોટા છ હાથના આખા બરૂ
જેટલા હતા. ૯ બાજુની ઓરડીઓની બહારની
ભીંતનો ઓસાર પાંચ હાથ હતો; ને જે જગ્યા
ફાજલ રહેલી હતી તે ઘરની બાજુની ઓરડીઓની
હતી. ૧૦ તે ઓરડીઓની [તથા ઘર]ની વચમાં ઘરની
આસપાસ ચારે દિશાએ વીસ હાથ પહોળો [ચોક]
હતો. ૧૧ અને બાજુની ઓરડીઓના બારણા બાકી
રહેલા [ઓટલા] તરફ હતાં, એટલે એક બારણું ઉત્તર
તરફ ને બીજું દક્ષિણ તરફ; ને ફાજલ રહેલી જગ્યાની
પહોળાઇ ચોતરફ પાચ હાથ હતી ૧૨ અને અલગ
જગ્યાની સામેની ઇમારત જે પશ્ચિમ દિશા તરફ
હતી, તે સિત્તેર હાથ પહોળી હતી; ને તે ઇમારતની
ચોતરફની ભીંતનો ઓસાર પાચ હાથ હતો, ને તેની
લંબાઇ નેવુ હાથ હતી ૧૩ એમ તેણે ઘરની માપણી
કરી, તે સો હાથ લાંબું હતું; ને અલગ જગ્યા તથા
ઇમારત તથા તેની ભીંતો સો મળી સો હાથ લાંબાં
થયાં ૧૪ વળી ઘરના મોખરાની તથા પૂર્વ તરફ અલગ
જગ્યાની પહોળાઇ સો હાથ થઇ
૧૫ અને તેણે બાંધણીની લંબાઇ, તેની પાછળની
અલગ જગ્યાની સામે, આ બાજુના તથા પેલી
બાજુના તેના રવેસ સુદ્ધાં માપી, તે સો હાથ થઇ;
ને માહેનું મંદિર તથા ચોકની પરસાળો, ૧૬ ઉંબરાઓ
તથા બંધ બારીઓ, તથા ઉંબરાની સામેના રવેસના
ઉપરાચાપરી ત્રણ માળ એ [સર્વ] ચોગર્દમ ભોંય-
તળિયાથી તે બારીઓ સુધી લાકડાંથી મઢેલાં હતાં;
બારીઓ તો ઢાંકેલી હતી; ૧૭ બારણાની ઉપર સુધી,
છેક અંદરના ઘર સુધી, ને બહાર પણ, ને ચોગર્દમ
આખી ભીંતે અંદર તથા બહાર, માપ પ્રમાણે [લાકડું
મઢેલું હતું]. ૧૮ અને તે [મઢતર]ની ઉપર કરૂબો
તથા ખજુરીઓ કોતરેલા હતા; ને બબ્બે કરૂબોની
વચમા અકેક ખજુરી પાડેલી હતી, ને દરેક કરૂબને
બે મુખો હતા; ૧૯ ને તેથી એક બાજુની ખજુરી
ભણી મનુષ્યનુ મુખ હતું, ને બીજી બાજુની ખજુરી
ભણી જુવાન સિંહનું મુખ હતું, આખા ઘરમાં ચારો-
તરફ એ પ્રમાણે કરેલુ હતું ૨૦ ભોંયતળિયાથી તે
બારણાની ઉપર સુધી કરૂબો તથા ખજુરીઓ પાડેલાં
હતાં; એજ પ્રમાણે મંદિરની ભીંત હતી ૨૧ મંદિરની
બારસાખો તો ચોખંડી હતી; ને પવિત્રસ્થાનના
મોખરાનો દેખાવ [મંદિરના] દેખાવ જેવો હતો.
૨૨ વેદી લાકડાની હતી, તે ત્રણ હાથ ઉંચી હતી, ને
તેની લંબાઇ બે હાથ હતી; ને તેના ખુણા તથા
તેની લંબાઇ તથા તેની દિવાલો તે લાકડાનાં હતાં;

ને તેણે મને કહ્યું, આ તો યહોવાહની હજુરની મેજ
છે. ૨૩ અને મંદિરને તથા પવિત્રસ્થાનને બે બારણાં
હતાં. ૨૪ અને [દરેક] બારણાને બે કમાડ, બે ફરતાં
કમાડ હતા; એક બારણાને સારૂ બે કમાડ, ને બીજા
બારણાને સારૂ પણ બે. ૨૫ અને તેમના પર, એટલે
મંદિરના કમાડ પર, ભીંતો પર પાડેલાં હતાં તેવાં,
કરૂબો તથા ખજુરીઓ પાડેલાં હતાં; ને પરસાળને
મોખરે બહારની બાજુએ લાકડાના જાડા ભારોટિયા
હતા ૨૬ અને પરસાળની બાજુઓ પર, આ બાજુએ
ને પેલી બાજુએ બધ બારીઓ તથા ખજુરીઓ
હતી; એજ પ્રમાણે ઘરની બાજુની ઓરડીઓ તથા
જાડા ભારોટિયાઓ હતા

૪૨ ત્યાર પછી તે મને ઉત્તર તરફ થઇને બહા-
રના ચોકમા લાવ્યો; ને જે ઓરડી અલગ
જગ્યાની સામે હતી, તથા જે ઉત્તર તરફની ઇમા
રતની સામે હતી તેમાં તે મને લાવ્યો ૨ સો હાથની
લંબાઇની સામે ઉત્તરનું બારણુ હતું, ને પહોળાઇ
પચાસ હાથ હતી ૩ અંદરના ચોકના વીસ [હાથ]ની
સામે, તથા બહારના ચોકની ફરસબંદીની સામે સામ-
સામા રવેસના ત્રણ તબક હતા. ૪ અને ઓરડીઓની
આગળ એક માર્ગ હતો જે અંદરની તરફ દસ હાથ
પહોળો હતો; ને તેની લંબાઇ સો હાથ હતી; ને
તેમનાં બારણા ઉત્તર ભણી હતાં ૫ ઉપલી ઓરડીઓ
તો બીજીઓના કરતા ટુંકી હતી; કેમકે ઇમારતની
તળિયાની તથા વચલી [ઓરડી]ઓના કરતા તેઓ-
માથી વિશેષ જગ્યા રવેસોએ રોકેલી હતી. ૬ કેમકે
તેમના ત્રણ માળ હતા, ને ચોકને જેમ થાંભલા હતા
તેમ તેમને થાંભલા નહોતા; એ માટે [ટોચની
ઓરડીઓ] તળિયાની તથા અધવચની કરતા વધારે
સંકોચાયલી હતી. ૭ અને જે ભીંત ઓરડીઓની
બહારની બાજુએ, એટલે ઓરડીઓને મોખરે બહા-
રના ચોક તરફ હતી, તેની લંબાઇ પચાસ હાથ હતી.
૮ કેમકે બહારના ચોકમાની ઓરડીઓની લંબાઇ
પચાસ હાથ હતી; ને જુઓ, મંદિરની આગળ સો
હાથ[નું અંતર] હતું ૯ અને બહારના ચોકમાથી આ
ઓરડીઓમાં પેસતાં એમની નીચે થઇને પૂર્વ બાજુએ
દાખલ થવાતું હતું ૧૦ ચોકની ભીંતના દળમાં પૂર્વ
તરફ, અલગ જગ્યાની આગળ, ને ઇમારતની આગળ
ઓરડીઓ હતી ૧૧ અને તેમની આગળનો માર્ગ તે
ઉત્તર તરફની ઓરડીઓના [માર્ગ] જેવો દેખાતો
હતો; તેમની લંબાઇ પ્રમાણે એમની પહોળાઇ હતી;
ને તેમનાં સર્વ દ્વારો તે એમના ઘાટ પ્રમાણે તથા
એમનાં બારણા પ્રમાણે હતાં ૧૨ અને ઓરડીઓન
દક્ષિણ તરફનાં બારણા પ્રમાણે એક બારણું માર્ગને
માથે એટલે તે [ઓરડી]ઓમા પેસતા સીધું પૂર્વ
તરફને માર્ગે હતું. ૧૩ પછી તેણે મને કહ્યું કે, અલગ
જગ્યાની આગળ જે ઉત્તરની ઓરડીઓ તથા દક્ષિ
ણની ઓરડીઓ છે તે પવિત્ર ઓરડીઓ છે કે જ્યાં
યાજકોએ પરમપવિત્ર વસ્તુઓ ખાવી; ત્યાં તેઓએ
પરમપવિત્ર વસ્તુઓ, તથા ખાદ્યાર્પણો તથા પાપાર્થા
ર્પણો તથા દોષાર્થાર્પણો મૂકવા; કેમકે તે જગ્ય
પવિત્ર છે. ૧૪ અંદર પેઠા પછી યાજકોએ એ પવિત્ર
સ્થાનમાંથી બહારના ચોકમાં ન નીકળવું, પણ સેવ
કરતી વેળાએ પહેરવાનાં વસ્ત્રો તેઓએ ત્યાંજ રાખી
મૂકવા, કેમકે તેઓ પવિત્ર છે; ને બીજા વસ્ત્ર પહેરીને
તેઓએ લોકના [ચોક]ની પાસે આવવું.

૧૫ હવે અંદરના ઘરની માપણી કરી રહ્યા પછી તે
પૂર્વ તરફના મ્હોવાળા દરવાજાને માર્ગે મને બહાર
લાવ્યો, ને તેણે તે [આખી ઇમારત]ની ચોતરફ
માપણી કરી. ૧૬ તેણે માપવાના બરૂથી પૂર્વ દિશાએ
માપણી કરી, તે માપવાના બરૂથી ચોતરફ [માપતાં]
પાંચસેં બરૂ થઇ. ૧૭ તેણે માપવાના બરૂથી ઉત્તર
દિશાએ ચોતરફ માપણી કરી, તે પાંચસેં બરૂ થઇ.
૧૮ તેણે માપવાના બરૂથી દક્ષિણ દિશાએ માપણી
કરી, તે પાંચસેં બરૂ થઇ ૧૯ ત્યાથી વળીને તે પશ્ચિમ
દિશાએ ગયો, ને માપવાના બરૂથી માપણી કરી, તે
પાંચસેં બરૂ થઇ. ૨૦ તેણે ચારે દિશાએ તેની માપણી
કરી; પવિત્ર તથા સાધારણ એ [બે જગ્યા]ઓને
જુદી પાડવા સારૂ તેને ચોગર્દમ એક ભીંત હતી, જેની
લંબાઇ પાંચસેં તથા પહોળાઇ પાંચસેં [બરૂ] હતી.

૪૩ પછીથી જે દરવાજાનું મ્હો પૂર્વ તરફ છે
તે દરવાજે તે મને લાવ્યો; ૨ ને જુઓ,
ઇસ્રાએલના દેવનું ગૌરવ પૂર્વને માર્ગેથી આવ્યુ, ને
તેની વાણી ઘણાં મોજાંઓના ઘમકારા જેવી હતી,
ને પૃથ્વી તેના ગૌરવથી પ્રકાશિત થઇ રહી. ૩ અને
જે સદર્શન મને થયુ હતું, એટલે હુ નગરનો નાશ
કરવાને આવ્યો હતો ત્યારે જે સંદર્શન મને થયું હતું,
તેના તેજ જેવું તે હતું; ને કબાર નદીને તીરે જે
સંદર્શન મને થયુ હતું, તેના જેવાં તે સંદર્શનો હતાં;
ને હુ ઉંધો પડ્યો. ૪ અને યહોવાહના ગૌરવે પૂર્વ તર-
ફના મ્હોવાળા દરવાજાને માર્ગે ઘરમાં પ્રવેશ કર્યો.
૫ અને આત્માએ મને ઉંચકીને માહેલા ચોકમાં

આવ્યો; ને જુઓ, યહોવાહના ગૌરવથી ઘર ભરાઇ
ગયું હતું. ૬ અને કોઇએકને ઘરમાંથી મને કંઇ કહેતાં
મેં સાંભળ્યો; ને એક પુરૂષ મારી પાસે ઉભો હતો.
૭ અને તેણે મને કહ્યું, મનુષ્યપુત્ર, આ તો મારા
તખ્તનું સ્થળ તથા મારા પગનાં તળિયાનું સ્થળ છે,
ને તેમાં હું ઇસ્રાએલપુત્રો મધ્યે સર્વકાળ રહીશ; ને
ઇસ્રાએલના ઘરનાં ફરી કદી મારા પવિત્ર નામને
કલંક લગાડશે નહિ, ને તેઓ તથા તેઓના રાજાઓ
પોતાના વ્યભિચારથી, તથા પોતાના રાજાઓ મરે
ત્યારે તેઓના મુડદાંથી [વટાળશે] નહિ; ૮ તેઓએ
પોતાના ઉંબરા મારા ઉંબરા પાસે ને પોતાની બાર-
સાખો મારી બારસાખ પાસે બેસાડી હતી, ને મારી
તથા તેમની વચમાં ફક્ત ભીંતજ આવેલી હતી, ને
તેઓએ અમંગળ કૃત્યો કરીને તેઓવડે મારા પવિત્ર
નામને કલંક લગાડયું છે; એ માટે મેં મારા કોપમાં
તેઓને ભસ્મ કીધા છે. ૯ હવે તેઓ પોતાનો વ્યભિ-
ચાર તથા પોતાના રાજાઓનાં મુડદાં મારી આગળથી
દૂર કરે, એટલે હું સદા તેઓ મધ્યે વસીશ.

૧૦ હે મનુષ્યપુત્ર, ઇસ્રાએલના વંશજોને ઘર દેખાડ,
કે તેઓ પોતાના દુરાચારને લીધે લજ્જિત થાય, ને
તેઓ તેનો નમુનો માપે. ૧૧ અને જો તેઓ પોતાનાં
સર્વ કૃત્યોને લીધે લજવાતા હોય તો તેઓને ઘરની
આકૃતિ, તથા તેનો ઘાટ, તથા તેના બહાર પડતા
[ભાગ], તથા તેના માંહે પડતા [ભાગ], તથા તેની
સર્વ આકૃતિઓ, તથા તેના સર્વ વિધિઓ, તથા તેની
સર્વ આકૃતિઓ, તથા તેના સર્વ નિયમો તારે જણા-
વવાં, ને તેઓના દેખતાં લખવાં, એ સારૂ કે તેઓ
તેની આખી આકૃતિ તથા તેના સર્વ વિધિઓનું
અનુકરણ કરીને તેમનો અમલ કરે. ૧૨ ઘરનો નિયમ
એ છે કે, પર્વતના શિખર પરની આખી સપાટી ચોત-
રફ પરમપવિત્ર ગણાય. જો, ઘરનો નિયમ એ છે.

૧૩ અને વેદીનું માપ હાથને ધોરણે નીચે પ્રમાણે
છે; (એ હાથ એક હાથ ને ચાર આંગળનો છે);
તળિયું એક હાથ, તથા તેની પહોળાઇ એક હાથ, ને
તેની કોર પાસેની તેની કિનારી ચોગર્દમ એક વેંતની
હોય; ને એ વેદીનો પાયો હોય. ૧૪ અને જમીન
પાસેના તળિયાથી તે નીચેના પાયા સુધીનું અંતર બે
હાથ, ને પહોળાઇ એક હાથ હોય; ને નાના પાયાથી
તે મોટા પાયા સુધીનું અંતર ચાર હાથ ને પહોળાઇ
એક હાથ હોય. ૧૫ અને ઉપલી વેદી ચાર હાથની
હોય; ને વેદીના મથાળાથી ઉપરની બાજુએ ચાર
શિંગડાં હોય. ૧૬ અને વેદીનું મથાળું બાર [હાથ]
લાંબું ને બાર [હાથ] પહોળું, એટલે ચારે બાજુએ
ચોખંડું હોય. ૧૭ અને પાયાનો પથારો ચૌદ [હાથ]
લાંબો ને ચૌદ [હાથ] પહોળો ચારે બાજુએ હોય;
ને તેની આસપાસની કિનારી અડધો હાથ હોય; ને
તેનું તળિયું ચોતરફ એક હાથ હોય; ને તેનાં પગ-
થિયાં પૂર્વ દિશાએ હોય.

૧૮ અને તેણે મને કહ્યું, મનુષ્યપુત્ર, પ્રભુ યહોવાહ
એમ કહે છે કે, વેદી બનાવવામાં આવે તે દિવસે
તેના પર દહનીયાર્પણો ચઢાવવા વિષે તથા તે પર
રક્ત છાંટવા વિષે આ વિધિઓ છે. ૧૯ પ્રભુ યહોવાહ
કહે છે કે, સાદોકના સંતાનના લેવી યાજકો, જે મારી
સેવા કરવા સારૂ મારી હજુરમાં હોય, તેઓને તારે
એક જુવાન ગોધો પાપાર્થાર્પણને સારૂ આપવો.
૨૦ અને તારે તેના રક્તમાંથી કેટલુંક લઇને તેનાં ચાર
શિંગ પર તથા પાયાના ચાર ખુણાઓ પર, તથા
ફરતી કિનારી પર લગાડવું; એવી રીતે તારે તેને
પાવન કરીને તેને સારૂ પ્રાયશ્ચિત્ત કરવું. ૨૧ અને તારે
પાપાર્થાર્પણનો ગોધો પણ લેવો, ને તે તેને પવિત્ર-
સ્થાનની બહાર, ઘરની નિમેલી જગ્યાએ, બાળે.
૨૨ અને બીજે દિવસે તારે એક ખોડખાંપણ વગરનો
બકરો પાપાર્થાર્પણને સારૂ ચઢાવવો; ને જેમ ગોધા[ના
રક્ત]થી વેદીને પાવન કીધી હતી તેવી રીતે વેદીને
પાવન કરવી. ૨૩ તેને પાવન કરી રહ્યા પછી તારે
ખોડખાંપણ વગરનો જુવાન ગોધો તથા ટોળામાંનો
ખોડખાંપણ વગરનો મેંઢો ચઢાવવો. ૨૪ અને તારે
તેમને યહોવાહની આગળ નજીક લાવવા, ને યાજકો
તેના પર મીઠું નાખે, ને તેઓ તેમને યહોવાહ પ્રત્યે
દહનીયાર્પણ તરીકે ચઢાવે. ૨૫ સાત દિવસ સુધી દર-
રોજ પાપાર્થાર્પણને સારૂ એક બકરૂં તારે તૈયાર કરવું;
વળી એક જુવાન ગોધો તથા ટોળામાંનો એક મેંઢો,
ખોડખાંપણ વગરનો, તૈયાર કરવામાં આવે. ૨૬ સાત
દિવસ સુધી તેઓ વેદીને સારૂ પ્રાયશ્ચિત્ત કરીને તેને
પાવન કરે; એવી રીતે તેઓ તેની પ્રતિષ્ઠા કરે.
૨૭ અને તેઓ એ દિવસો પુરા કરી રહે, ત્યારે એમ
થાય કે આઠમે દિવસે ને ત્યારથી માંડીને આગળ
જતાં યાજકો વેદી પર તમારાં દહનીયાર્પણો તથા
તમારાં શાંત્યર્પણો ચઢાવે; ને હું તમારો અંગીકાર
કરીશ, એવું યહોવાહનું વચન છે.

૪૪ ત્યાર પછી પવિત્રસ્થાનનો બહારનો દર-
વાજો જેનું મ્હો પૂર્વ તરફ છે તેને માર્ગે તે

મને પાછો લાવ્યો, ને તે બંધ હતો ૨ અને યહોવાહે
મને કહ્યું, આ દરવાજો બંધ રહે, તે ઉઘાડવામાં ન
આવે, ને કોઇ માણસ તેમાં થઇને અંદર ન આવે,
કેમકે ઇસ્રાએલના દેવ યહોવાહે તેમાં થઇને પ્રવેશ
કર્યો છે, એ માટે તે બંધ રખાય. ૩ સરદાર તો તેમાં
યહોવાહની હજુરમાં રોટલી ખાવાને સરદાર તરીકે
બેસે; તે દરવાજાની પરસાળને માર્ગે પ્રવેશ કરે, ને
તેજ માર્ગે તે બહાર નિકળે. ૪ પછી તે મને ઉત્તર
દરવાજાને માર્ગે ઘરની આગળ લાવ્યો; ને હું જોઇ
રહ્યો, તો જુઓ, યહોવાહના ગૌરવે યહોવાહનું ઘર
ભરી દીધું; ને હુ ઉંધો પડ્યો ૫ ત્યારે યહોવાહની
એવી વાણી મારા પ્રત્યે થઇ કે, મનુષ્યપુત્ર, જે સર્વ હું
તને યહોવાહના ઘરના સર્વ વિધિઓ વિષે તથા તેના
સર્વ નિયમો વિષે કહુ, તે બરાબર ધ્યાનમાં લે, ને
નજરોનજર જો, ને કાનોકાન સાંભળ; ને ઘરનુ પ્રવેશ
કરવાનું તથા પવિત્રસ્થાનનું પ્રત્યેક બહાર નિકળવાનું
બરાબર ધ્યાનમાં રાખ. ૬ અને તારે દગાખોરોને,
એટલે ઇસ્રાએલના વંશજોને, કહેવુ કે, પ્રભુ યહોવાહ
એમ કહે છે કે, હે ઇસ્રાએલના વંશજો, તમારાં સર્વ
અમંગળ કૃત્યોમા આ નીચેનુ જે કર્મ તમે કર્યું છે તેની
તો હવે તમે હદ વાળો તો ઠીક. ૭ તે કર્મ એ કે મારી
રોટલી, મેદ તથા રક્ત ચઢાવતી વખતે, તમે મન વિષે
બેસુનત ને શરીર વિષે પણ બેસુનત એવા પારકાઓને
મારા પવિત્રસ્થાનની અંદર લાવીને તેને, હા, મારા
ઘરને ભ્રષ્ટ કર્યું છે, ને તમે મારો કરાર તોડીને તમારાં
સર્વ અમંગળ કૃત્યોમા [વધારો કર્યો છે]. ૮ અને તમે
મારી પવિત્ર વસ્તુઓ વિષેની દીક્ષા પાળી નથી, પણ
તમારે બદલે બીજાઓને મારી દીક્ષાનો અમલ કરવા
સારૂ મારા પવિત્રસ્થાનમાં મૂક્યાં છે. ૯ પ્રભુ યહોવાહ
એમ કહે છે કે, ઇસ્રાએલપુત્રો મધ્યે જે પારકાઓ છે
તેઓમાનો કોઇ પણ પારકો, મન વિષે બેસુનત તથા
શરીર વિષે બેસુનત છતાં, મારા પવિત્રસ્થાનમાં ન
પેસે. ૧૦ પણ ઇસ્રાએલીઓ કે જે મારાથી ભટકી
જઇને પોતાની મૂર્ત્તિઓના ઉપાસક થયા, તેઓ
મારાથી ભટકી ગયા તે સમયે જે લેવીઓ મારાથી દૂર
જતા રહ્યા તેઓનું દુષ્કર્મ તેઓને માથે રહેશે. ૧૧ તો
પણ તેઓ મારા પવિત્રસ્થાનમાં સેવકો થાય, ને
ઘરના દરવાજાઓ આગળ દેખરેખ રાખે, ને ઘરમાં
સેવાનું કામ કરે; તેઓ લોકને માટે દહનીયાર્પણ
તથા યજ્ઞ કાપે, ને તેમની સેવા બજાવવાને તેઓ
તેમની આગળ ઉભા રહે. ૧૨ તેઓએ તેમની મૂર્ત્તિઓ
આગળ તેમની સેવા બજાવી હતી, ને ઇસ્રાએલન
વંશજોની પ્રત્યે અનીતિની ઠેસરૂપ થયા હતા, તે માટે
પ્રભુ યહોવાહ કહે છે કે, મેં મારો હાથ તેઓ વિરૂ
ઉગામ્યો છે, ને તેમની અનીતિ તેમને માથે આવશે
૧૩ અને મારા પ્રત્યે યાજકપદ બજાવવા તથા મારી
કોઇ પણ પવિત્ર વસ્તુની પાસે, પરમપવિત્ર વસ્તુ-
ઓની પાસે આવવા તેઓ મારી હજુરમાં ન આવે;
પણ તેઓ પોતાની લજ્જા તથા પોતાના અમંગળ
કૃત્યો સહે ૧૪ તોપણ હુ તેઓને [ઘરની] સઘળી
સેવા વિષે તથા તેમાં જે સર્વ કરવામાં આવે તે વિષે
ઘરનું કામ સાચવનારા કરીશ.

૧૫ પણ સાદોકના પુત્રો, એટલે લેવી યાજકો, કે
જેઓએ, ઇસ્રાએલપુત્રો મારા તરફથી ભટકી ગયા
ત્યારે, પવિત્રસ્થાન વિષેની દીક્ષા પાળી, તેઓ મારી
પાસે આવીને મારી સેવા કરે; ને તેઓ મારા પ્રત્યે
મેદ તથા રક્ત ચઢાવવાને મારી સન્મુખ ઉભા રહે;
એવું પ્રભુ યહોવાહ કહે છે. ૧૬ તેઓ મારા પવિત્ર-
સ્થાનમા પેસે, ને મારી સેવા કરવાને તેઓ મારી
મેજ પાસે આવે, ને તેઓ મારી સોંપેલી સેવા
બજાવે ૧૭ અને એમ થાય કે સણનાં વસ્ત્ર પહેરીને
તેઓ અંદરના ચોકના દરવાજાઓમાં થઇને અંદર
પ્રવેશ કરે, ને અંદરના ચોકના દરવાજાઓમાં તથા
અંદર સેવા કરતી વેળાએ તેમના અંગ પર બીલકુલ
ઉન ન હોય ૧૮ તેઓએ માથે સણનાં ફાળિયાં બાંધેલાં,
ને કમરે સણની ઇજારો પહેરેલી હોય, ને પરસેવો
થાય એવું કઇ અંગે વિંટાળેલું ન હોય. ૧૯ અને નિક-
ળીને બહારના આંગણામાં, એટલે બહારના આંગ-
ણામાં લોકોની પાસે, જતી વેળા તેઓ, સેવા કરતી
વખતે પહેરેલાં વસ્ત્રો ઉતારીને તેમને પવિત્ર ઓરડી-
ઓમા મૂકીને, બીજાં વસ્ત્રો પહેરે, એ સારૂ કે તેઓનાં
વસ્ત્રોથી લોકો પાવન ન થઇ જાય ૨૦ વળી તેઓ
પોતાનાં માથાં ન મુંડાવે, ને પોતાની લટોને વધવા
ન દે; માત્ર તેઓ પોતાના માથાના વાળ કપાવે.
૨૧ અને કોઇ પણ યાજક દ્રાક્ષરસ પીને અંદરના
આંગણામાં ન પેસે. ૨૨ અને તેઓ વિધવાઓને કે
કાઢી મૂકાએલીઓને ન પરણે; પણ તેઓ ઇસ્રાએ-
લના ઘરના સંતાનની કુંવારિકાઓ સાથે તથા યાજ-
કોની વિધવાઓમાંની વિધવાસાથે લગ્ન કરે. ૨૩ અને
તેઓ મારા લોકને પવિત્ર તથા સાધારણ એમની
અંદરનો ભેદ શિખવે, ને શુદ્ધ તથા અશુદ્ધની વચમાંનો
ભેદ સમજાવે. ૨૪ અને તકરારની બાબતમાં તેઓ

ન્યાય કરવા ઉભા રહે, ને મારા કાનુનો મુજબ તેઓ
તેનો ન્યાય કરે, ને મારાં સર્વ મુકરર પર્વોમા તેઓ
મારા નિયમો તથા મારા વિધિઓ પાળે, ને મારા
સાબ્બાથોને તેઓ પવિત્ર ગણે ૨૫ અને તેઓ કોઇ
પણ મુડદાની નજીક જઇને પોતાને ન અભડાવે, પણ
બાપને માટે કે માને માટે કે પુત્રને માટે કે પુત્રીને
માટે, ભાઇને માટે કે ધણી વગરની બહેનને માટે
અભડાવાની તેઓને છૂટ છે ૨૬ અને તેના શુદ્ધિકરણ
પછી, તેને સાત દિવસ ગણી અપાય ૨૭ અને તે
પવિત્રસ્થાનમા સેવા કરવા સારૂ અંદરના આગણામા
પવિત્રસ્થાનમા જાય તે દિવસે તે પોતાનું પાપાર્થાર્પણ
ચઢાવે, એમ પ્રભુ યહોવાહ કહે છે ૨૮ અને તેઓને
એક વારસો મળશે, હુ તેઓનો વારસો છુ, ને
તમારે તેઓને ઇસ્રાએલ મધ્યે કઇ વતન આપવુ
નહિ, હુ તેઓનુ વતન છુ ૨૯ તેઓ ખાદ્યાર્પણ તથા
પાપાર્થાર્પણ તથા દોષાર્થાર્પણ ખાય અને ઇસ્રાએ-
લમા પ્રત્યેક સમર્પિત વસ્તુ તેમને મળે ૩૦ અને સર્વ
વસ્તુઓના પ્રથમ ફળનુ પહેલુ, તથા પ્રત્યેક વસ્તુનુ
પ્રત્યેક ઉચ્છાળીયાર્પણ, તમારા સર્વ અર્પણોમાથી,
યાજકોનાજ ખપમા આવે, તમારા લોટના લોંદાનો
પણ પ્રથમ ભાગ તમારે યાજકને આપવો, એ સારૂ કે
તારા ઘર પર આશીર્વાદ રહે ૩૧ એમ ને એમ મરી
ગએલું કે ફાડી નાખેલુ પક્ષી કે પશુ યાજક ન ખાય

૪૫ વળી જ્યારે તમે દેવ સમક્ષ ચિઠ્ઠી નાખીને
દેશનો વારસો વહેંચો ત્યારે તમારે યહોવા
હને એક અર્પણ ચઢાવવું, એટલે તે દેશનો અમુક
ભાગ અર્પિત કરવો, લબાઇમા તે [ભાગ] પચ્ચીસ
હજાર [ બરૂ ] લાબો હોય, ને તેની પહોળાઇ દસ
હજાર [ બરૂ ] હોય, તે તેની ચારે તરફની સીમા
સુધી પવિત્ર ગણાય ૨ આમાથી પવિત્રસ્થાનને સારૂ
પાચસેં [ બરૂ ] લાબી ને પાચસેં [ બરૂ ] પહોળી
એવી ચોતરફ ચોખડી [ જગ્યા ] રાખવી, ને તેની
છૂટની જગ્યાને વાસ્તે ચોગર્દમ પચાસ હાથ રાખવી
૩ અને આ માપથી તારે પચ્ચીસ હજારની લબાઇ ને
દસ હજારની પહોળાઇ માપવી, ને તેની અંદર પર-
મપવિત્ર પવિત્રસ્થાન થાય ૪ એ તો જમીનનો
પવિત્ર ટુકડો છે, એ તો પવિત્રસ્થાનના સેવકો જેઓ
યહોવાહની સેવા કરવાને પાસે આવે છે, તે યાજકોને
અર્થે રહે, ને તે જગ્યા તેઓના ઘરોને માટે, તથા
પવિત્રસ્થાનને માટે પવિત્ર જગ્યા તરીકે રહે ૫ અને
ઘરના સેવક લેવીઓને, વીસ ઓરડીઓને માટે,
પચ્ચીસ હજાર [બરૂ] લાબી ને દસ હજાર [ બરૂ ]
પહોળી [ જગ્યા ] તેમના પોતાના વતન તરીકે મળે.
૬ અને પવિત્ર ટુકડાના અર્પણની સાથે તેની લગોલગ
પાચ હજાર [ બરૂ ] પહોળી ને પચ્ચીસ હજાર [ બરૂ ]
લાબો [ ટુકડો ] તમારે નગરને તાબે ઠરાવવો, એ
ઇસ્રાએલના આખા વંશને સારૂ હોય ૭ અને સરદા-
રને માટે તો પવિત્ર અર્પણની તથા નગરના તાબાની
[જમીનની] આ બાજુએ તથા પેલી બાજુએ, પવિત્ર
અર્પણની અગાડી તથા નગરના તાબાની [જમીનની]
અગાડી, પશ્ચિમ દિશાએ પશ્ચિમ ભણી, ને પૂર્વ
દિશાએ પૂર્વ ભણી [ જમીન ] હોય, ને લબાઇમા
[કુળોના] ભાગોમાના એકની બરાબર, પશ્ચિમ તરફની
સીમાથી તે પૂર્વ તરફની સીમા સુધી, હોય ૮ તે
જમીન તો તેને ઇસ્રાએલમા વતન તરીકે મળે, ને
મારા સરદારો મારા લોક પર કદી જુલમ નહિ કરે,
પણ ઇસ્રાએલના વંશજોને, તેઓના કુળો મુજબ,
જમીન આપવામા આવશે

૯ પ્રભુ યહોવાહ એમ કહે છે કે, હે ઇસ્રાએલના
સરદારો, એટલેથી બસ કરો, જોરજુલમ ને લૂટ બધ
કરો ને ન્યાય તથા ઇનસાફ કરો, અને મારા લોકથી
તમારો બળાત્કાર દૂર કરો, એમ પ્રભુ યહોવાહ કહે
છે ૧૦ તમારે અદલ ત્રાજવા તથા અદલ એફાહ તથા
અદલ બાથ રાખવા ૧૧ એફાહ તથા બાથ એકજ
માપના હોવા જોઇએ, એટલે કે બાથમા હોમેરનો
દસમો ભાગ માય, ને એફાહમા હોમેરનો દસમો
ભાગ માય, તેનુ માપ હોમેરને ધોરણે હોય. ૧૨ અને
શેકેલ વીસ ગેરાહનો હોવો જોઇએ, તમારો માનેહ
વીસ શેકેલ, પચ્ચીસ શેકેલ, [તથા] પદર શેકેલનો
હોવો જોઇએ ૧૩ તમારે નીચે પ્રમાણે અર્પણ કરવું,
એક હોમેર ઘઉંમાથી એફાહનો છઠ્ઠો ભાગ ને એક
હોમેર જવમાથી એફાહનો છઠ્ઠો ભાગ તમારે આપવો,
૧૪ ને એક બાથ તેલનો નિમેલો ભાગ આ પ્રમાણે,
એટલે દર કોરે, કે દર દસ બાથે, કે દર હોમેરે, એક
દશાંશ બાથ તેલનો હોવો જોઇએ, કેમકે દસ બાથનો
એક હોમેર થાય છે, ૧૫ ને ઇસ્રાએલના કસદાર
ચરણભૂમિમાના દર બસેં ઘેટામાથી એક હલવાન,
લોકને માટે પ્રાયશ્ચિત્ત કરવા સારૂ ખાદ્યાર્પણને માટે
તથા દહનીયાર્પણને માટે તથા શાંત્યર્પણોને માટે
[આપવુ], એમ પ્રભુ યહોવાહ કહે છે ૧૬ દેશના સર્વ
લોક ઇસ્રાએલ મધ્યે જે સરદાર તેને સારૂ અર્પણને
માટે એ આપવુ ૧૭ અને પર્વોમા તથા અમાસોમા

તથા સાબ્બાથોમાં, ઇસ્રાએલના ઘરનાં સર્વ મુકરર
પર્વોમાં, દહનીયાર્પણો તથા ખાદ્યાર્પણો તથા પેયા-
ર્પણો કરવા એ સરદારની ફરજ છે, ઇસ્રાએલના
ઘરનાને માટે પ્રાયશ્ચિત્ત કરવા સારૂ પાપાર્થાર્પણ
તથા ખાદ્યાર્પણ તથા દહનીયાર્પણ તથા શાંત્યર્પણો
તેણે સિદ્ધ કરવાં.
૧૮ પ્રભુ યહોવાહ એમ કહે છે કે, પહેલા માસની
પહેલીએ તારે ખોડખાંપણ વગરનો એક જુવાન ગોધો
લઇને પવિત્રસ્થાનને પાવન કરવું. ૧૯ અને યાજક
પાપાર્થાર્પણના રક્તમાંથી કેટલુંક લઇને તેને ઘરની
બારશાખો પર તથા વેદીના પાયાના ચાર ખુણાઓ
પર તથા અંદરના આગણાના દરવાજાની બારશાખો
પર લગાડે. ૨૦ અને સર્વ ચૂક કરનારને સારૂ તથા
અબુદ્ધને સારૂ તારે માસની સાતમીએ એ પ્રમાણે
કરવું; એમ તમારે ઘરને સારૂ પ્રાયશ્ચિત્ત કરવું.
૨૧ પહેલા માસની ચૌદમી તારીખથી તમારે પાસ્ખા-
પર્વ પાળવું, તે પર્વ સાત દિવસ [પાળવું], બેખમીર
રોટલી ખાવી. ૨૨ અને તે દિવસે સરદાર પોતાને
માટે તથા દેશના સર્વ લોકને માટે પાપાર્થાર્પણને
સારૂ એક ગોધો સિદ્ધ કરે. ૨૩ અને એ પર્વના સાતે
દિવસ તે યહોવાહને સારૂ દહનીયાર્પણ સિદ્ધ કરે,
એટલે એ સાત દિવસ પર્યંત દરરોજ ખોડખાંપણ
વગરના સાત ગોધા તથા સાત મેંઢા, ને પાપાર્થાર્પણને
સારૂ દરરોજ એક બકરો [સિદ્ધ કરે]. ૨૪ અને તે
નીચે પ્રમાણે ખાદ્યાર્પણ સિદ્ધ કરે, એટલે ગોધા દીઠ
એક એફાહ [તથા] મેંઢા દીઠ એક એફાહ, ને દર
એફાહે એક હીન તેલ. ૨૫ સાતમા માસની પંદરમી
તારીખથી [બેસતા] પર્વમાં સાત દિવસ તે એજ
પ્રમાણે કરે; ઉપર કહ્યા પ્રમાણે પાપાર્થાર્પણ, તથા
દહનીયાર્પણ તથા ખાદ્યાર્પણ તથા તેલ [તે સિદ્ધ કરે].

૪૬ પ્રભુ યહોવાહ એમ કહે છે કે, અંદરના
આંગણાનો દરવાજો જેનું મ્હો પૂર્વ તરફ છે
તે કામ કરવાના છએ દિવસ બંધ રહે; પણ સાબ્બાથ
દિવસે તે ઉઘાડો રહે, ને અમાસને દિવસે તે ઉઘાડો
રહે. ૨ અને સરદાર બહારના દરવાજાની પરસાળને
માર્ગે અંદર દાખલ થઇને દરવાજાની બારશાખ આગળ
ઉભો રહે, ને યાજકો તેનું દહનીયાર્પણ તથા તેનાં
શાંત્યર્પણો તૈયાર કરે, ને તે દરવાજાના ઉંબરા આગળ
ઉભો રહીને ભજન કરે; પછી તે બહાર નીકળી જાય,
પણ દરવાજાને સાંજ સુધી બંધ ન કરવો. ૩ અને
દેશના લોક સાબ્બાથોએ તથા અમાસોએ તે દરવા-
જાના મ્હો આગળ ઉભા રહીને યહોવાહની હજુરમાં
ભજન કરે. ૪ અને જે દહનીયાર્પણ સરદાર સાબ્બાથ
દિવસે યહોવાહ પ્રત્યે ચઢાવે તે નીચે પ્રમાણે હોવું
જોઇએ, એટલે ખોડખાંપણ વગરનાં છ હલવાન તથા
ખોડખાંપણ વગરનો એક મેંઢો; ૫ ને તે મેંઢાને સારૂ
ખાદ્યાર્પણ એક એફાહ, ને હલવાનોના સંબંધમાં
ખાદ્યાર્પણ તેની શક્તિ મુજબ, ને દર એફાહ દીઠ એક
હીન તેલ તે આપે. ૬ અને અમાસને દિવસે ખોડખાં-
પણ વગરનો એક જુવાન ગોધો, ને છ હલવાન તથા
એક મેંઢો, તે ખોડખાંપણ વગરનાં, એટલું [દહની-
યાર્પણ] તે ચઢાવે; ૭ ને તે નીચે મુજબ ખાદ્યાર્પણ
તૈયાર કરે, એટલે તે ગોધાના સંબંધમાં એક એફાહ
તથા તે મેંઢાના સંબંધમાં એક એફાહ, ને હલવાનોના
સંબંધમાં તેની શક્તિ મુજબ, ને દર એફાહ દીઠ એક
હીન તેલ. ૮ અને અંદર પેસતાં સરદાર દરવાજાની
પરસાળને માર્ગે અંદર આવે ને તેજ માર્ગે તે બહાર
પણ નીકળે. ૯ પણ જ્યારે દેશના લોકો મુકરર
પર્વોમાં યહોવાહની સન્મુખ આવે ત્યારે જે પુરૂષ
ભજન કરવાને ઉત્તર તરફના દરવાજાને માર્ગે અંદર
પેસે તે દક્ષિણ તરફના દરવાજાને માર્ગે બહાર નીકળે;
ને જે પુરૂષ દક્ષિણ તરફના દરવાજાને માર્ગે અંદર
પેસે તે ઉત્તર તરફના દરવાજાને માર્ગે બહાર નીકળે;
જે દરવાજાને માર્ગે તે અંદર પેઠો હોય તેમાં થઇને
તે પાછો ન આવે, પણ સીધો આગળ ચાલ્યો જઇને
બહાર નીકળે. ૧૦ અને તેઓ અંદર જાય ત્યારે સર-
દાર તેઓની મધ્યે રહીને અંદર જાય; ને તેઓ બહાર
નીકળે ત્યારે તે [તેઓની સાથે] બહાર નીકળે.
૧૧ અને પર્વોમાં તથા નિમેલાં પર્વોમાં ખાદ્યાર્પણ દર
ગોધા દીઠ એક એફાહ, તથા દર મેંઢા દીઠ એક
એફાહ, તથા હલવાનો સાથે તેની શક્તિ મુજબ, તથા
દર એફાહ દીઠ એક હીન તેલ, એટલું હોય. ૧૨ અને
સરદાર ઐચ્છિકાર્પણ, એટલે યહોવાહને સારૂ ઐચ્છિ-
કાર્પણ તરીકે, દહનીયાર્પણ અથવા શાંત્યર્પણો તૈયાર
કરે, ત્યારે પૂર્વ તરફના મ્હોવાળો દરવાજો એક જણ
તેને માટે ઉઘાડે, ને તે, સાબ્બાથ દિવસે સિદ્ધ કરે
છે તેમ, પોતાનું દહનીયાર્પણ તથા પોતાનાં શાંત્ય-
ર્પણો સિદ્ધ કરે; પછી તે બહાર નિકળે, ને તેના
બહાર નિકળ્યા પછી એક જણ તે દરવાજો બંધ કરે.
૧૩ અને પહેલા વર્ષનું ખોડખાંપણ વગરનું હલવાન
યહોવાહને સારૂ દહનીયાર્પણ તરીકે તારે દરરોજ
સિદ્ધ કરવું; દર સવારે તારે તે સિદ્ધ કરવું. ૧૪ અને

તારે દર સવારે તેની સાથે નીચે મુજબ ખાદ્યાર્પણ
સિદ્ધ કરવું, એટલે એક એફાહનો છઠ્ઠો ભાગ, ને
મેંદો મોવાને એક હીન તેલનો ત્રીજો ભાગ; એ
કાયમ વિધિથી યહોવાહને સારૂ નિત્યનું ખાદ્યાર્પણ છે.
૧૫ એવી રીતે તેઓ દર સવારે નિત્યના દહનીયાર્પણ
તરીકે હલવાન તથા ખાદ્યાર્પણ તથા તેલ સિદ્ધ કરે.

૧૬ પ્રભુ યહોવાહ એમ કહે છે કે, જો સરદાર
પોતાના કોઇ પણ દીકરાને બક્ષીસ આપે, તો તે તેનો
વારસો છે, [માટે] તેના છોકરા તેના માલિક થાય;
એ વારસાની રૂએ તેમનું વતન છે. ૧૭ પણ જો તે
પોતાના વારસામાંથી પોતાના કોઇ ચાકરને બક્ષીસ
આપે, તો મુક્ત કરવાના વર્ષ સુધી તે તેની માલકીમાં
રહે; ત્યાર પછી તે સરદારની પાસે પાછી આવે;
પણ તેનો વારસો તો તેના છોકરાઓને વાસ્તેજ
રહે. ૧૮ વળી સરદારે લોકોના વારસા લઇ લઇને
તેઓને તેઓના વતનમાંથી હડસેલી ન કાઢવા; તેણે
પોતાના દીકરાઓને પોતાના વતનમાંથીજ વારસો
આપવો, એ સારૂ કે મારા લોકો પોતપોતાના વતન-
માંથી વેરાઇ ન જાય.

૧૯ ત્યાર પછી તે મને દરવાજાની બાજુ પર ને
બારણે થઇને ઉત્તર તરફના મ્હોંવાળી પવિત્ર ઓર-
ડીઓ જે યાજકોને સારૂ હતી તેઓમાં લાવ્યો; ને
જુઓ, પાછલા ભાગમાં પશ્ચિમ તરફ એક જગ્યા
હતી. ૨૦ અને તેણે મને કહ્યું, આ જગ્યાએ તો યાજકો
દોષાર્થાર્પણ તથા પાપાર્થાર્પણ બાફે, ને ત્યાં તેઓ
ખાદ્યાર્પણ પકાવે, રખેને તેઓ તેમને બહારના આંગ-
ણામાં લાવીને લોકને પાવન કરે. ૨૧ ત્યાર પછી તે
મને બહારના આંગણામાં કાઢી લાવ્યો, ને તેણે મને
તે આંગણાના ચારે ખુણાઓએ ફેરવ્યો, ને જુઓ,
આંગણાના પ્રત્યેક ખુણામાં એક આંગણું હતું. ૨૨ તે
આંગણાના ચારે ખુણાઓમાં આંગણાં સમાયલાં
હતાં, તે [દરેક] ચાળીસ [હાથ] લાંબાં ને ત્રીસ હાથ
પહોળાં હતાં; ખુણાઓમાંનાં એ ચારે આંગણાં
એકજ માપનાં હતાં. ૨૩ અને તેઓની અંદર ચોગ-
ર્દમ, એટલે એ ચારેની ચોગર્દમ [ઇમારતોની] ઓળ
હતી, ને ચોગર્દમની ઓળો તળે રાંધવાના ચુલા બના-
વેલા હતા. ૨૪ પછી તેણે મને કહ્યું, આ તો રસોડાં
છે, કે જ્યાં ઘરના સેવકો લોકોના યજ્ઞો બાફે.

૪૭ અને તે મને ઘરના બારણા પાસે પાછો
લાવ્યો; ને જુઓ, પૂર્વ તરફ ઘરના ઉંબરા
તળેથી પાણી વહેતાં હતાં, કેમકે ઘરનો મોખરો પૂર્વ
તરફ હતો. અને તે પાણી તળેથી ઘરની જમણી
બાજુએથી વહીને વેદીની દક્ષિણે આવતાં. ૨ ત્યાર
પછી ઉત્તર તરફને દરવાજે થઇને તે મને બહાર
લાવ્યો, ને બહારને માર્ગે થઇને ચક્કર ખવડાવીને પૂર્વ
તરફના મુખવાળા બહારના દરવાજાએ મને લઇ
આવ્યો; ને જુઓ, જમણી બાજુએ પાણી વહી
નિકળતાં હતાં. ૩ તે માણસે [માપવાની] દોરી
હાથમાં લઇને પૂર્વ તરફ ચાલ્યો જતાં, એક હજાર
હાથનું અંતર માપ્યું, ને તેણે મને પાણીમાં થઇને
ચલાવ્યો, તે પાણી ઘુંટી સમાં હતાં. ૪ તેણે ફરીથી
હજાર [હાથ] માપ્યું, ને મને પાણીમાં થઇને ચલાવ્યો,
તે પાણી ઘુંટણ સમાં હતાં. ફરીથી તેણે હજાર
[હાથ] માપ્યું, ને મને પાણીમાં થઇને ચલાવ્યો, તે
પાણી કમર સમાં હતાં. ૫ પછીથી તેણે એક હજાર
[હાથ] માપ્યું, ત્યાં તો તે નદી એવી હતી કે, હું
તેમાં થઇને જઇ ન શકું; કેમકે પાણી ચઢીને બુડા-
મણાં થઇ ગયાં હતાં, ને નદી તો પાર ઉતરાય એવી
નહોતી. ૬ અને તેણે મને કહ્યું, મનુષ્યપુત્ર, શું તેં
[આ] જોયું છે? પછી તે મને નદીને કાંઠે પાછો
લઇ આવ્યો. ૭ હું પાછો આવ્યો ત્યારે તો, જુઓ,
નદી કાંઠે આ બાજુએ તથા પેલી બાજુએ ઘણાંજ
વૃક્ષ હતાં. ૮ ત્યારે તેણે મને કહ્યું, આ પાણી નિકળીને
પૂર્વ પ્રાંત ભણી વહે છે, ને નીચે જઇને અરાબાહમાં
પડશે, ને તે સમુદ્ર તરફ જશે, વહેવડાવેલાં [પાણી]
સમુદ્રમાં જશે, ને પાણી નિરોગી થઇ જશે. ૯ અને
એમ થશે કે જ્યાં કંઇ તે નદીઓ જશે ત્યાંનાં સઘળાં
પ્રાણીઓનાં ટોળેટોળાં જીવતાં થશે, ને માછલાંનો
મહા મોટો જથ્થો થશે; કેમકે આ પાણી ત્યાં ગયાં
છે, તેથી [સમુદ્રનાં પાણી] નિરોગી થશે, ને જ્યાં
જ્યાં તે નદી જાય છે ત્યાં પ્રત્યેક વસ્તુ સજીવન થશે.
૧૦ અને એમ થશે કે માછીઓ તેને તીરે ઉભા રહેશે;
એન-ગેદીથી તે એન-એગ્લાઇમ સુધી તો જાળો પાથ-
રવાની જગ્યા થશે, તેઓનાં માછલાં તેમની જાતો
પ્રમાણે મહા સમુદ્રનાં માછલાંની પેઠે અતિ ઘણાં
થશે. ૧૧ પણ તેની કાદવવાળી જગ્યાઓ તથા તેની
કિનારાવાળી જગ્યાઓ નિરોગી નહિ થશે, તેઓ
ખારને સ્વાધીન કરાશે. ૧૨ અને નદી પાસે તેના
કાંઠા પર, આ બાજુએ ને પેલી બાજુએ, ખોરાક
આપનારાં સર્વ વૃક્ષ થશે, તેમનાં પાન કરમાશે નહિ,

ને તેમનાં ફળ બંધ પડશે નહિ; તેને દર માસે નવાં
ફળ આવશે, કેમકે તેનાં પાણી પવિત્રસ્થાનમાંથી
નિકળે છે; ને તેના ફળ ખાવાના કામમાં, ને તેના
પાન [ લોકને ] સાજા કરવાના કામમાં આવશે
૧૩પ્રભુ યહોવાહ એમ કહે છે કે, આ સરહદથી
તમારે ઇસ્રાએલના બાર કુળો પ્રમાણે જમીનનો
વારસો વહેંચી લેવો; યૂસફને હિસ્સા [મળે] ૧૪અને
તમારે, જેમ એક તેમજ બીજાએ, તેનો વારસો લેવો;
કેમકે તે તમારા પિતૃઓને આપવાને મેં મારો હાથ
ઉંચો કર્યો; ને આ ભૂમિ તમને વારસા તરીકે મળશે
૧૫અને તે ભૂમિની સરહદ આ પ્રમાણે થાય; ઉત્તર
બાજુએ મહા સમુદ્રથી તે હેથ્લોનને માર્ગે સદાદના
નાકા સુધી; ૧૬હમાથ, બેરોથાહ, [તથા] દમસ્કની
સરહદ તથા હમાથની સરહદની વચ્ચેનું સિબ્રાઇમ
[તથા] હાવ્રાનની સરહદ પરનું હાસેર હાત્તીખોન
૧૭અને સમુદ્રથી માંડીને જે સરહદ તે દમસ્કની સર-
હદ પરનું હસાર એનોન, ને ઉત્તરમાં ઉત્તર તરફ
હમાથની સરહદ છે એ ઉત્તરની બાજુ છે. ૧૮અને
પૂર્વ બાજુએ, હાવ્રાન તથા દમસ્ક તથા ગિલઆદની
અને ઇસ્રાએલના દેશની વચમાં યરદન આવે; ઉત્તર
સરહદથી તે પૂર્વમાંના સમુદ્ર સુધી તમારે માપણી
કરવી. એ પૂર્વ બાજુ છે. ૧૯અને દક્ષિણ તરફ દક્ષિણ
બાજુ તે તામારથી માંડીને મરીબોથ કાદેશના પાણી
સુધી, [મિસરના] વહેળા સુધી, મહા સમુદ્ર સુધી
હોય. એ દક્ષિણ તરફ દક્ષિણ બાજુ છે. ૨૦અને
પશ્ચિમ બાજુએ, [ દક્ષિણ ] સરહદથી તે હમાથના
નાકાની સામે સુધી, મહા સમુદ્ર આવે. એ પશ્ચિમ
બાજુ છે ૨૧એવી રીતે તમારે આ દેશ ઇસ્રાએલનાં
કુળો પ્રમાણે પોતપોતામાં વહેંચી લેવો. ૨૨અને એમ
થવું જોઇએ કે તે પોતાને સારૂ તથા તમારી મધ્યે
પ્રવાસ કરનારા પરદેશીઓ કે જેઓને તમારા મધ્યે
પુત્રો થશે તેઓને સારૂ વારસા તરીકે તમારે ચિઠ્ઠીઓ
નાખીને વહેંચી લેવો; ને તમારે તેઓને ઇસ્રાએલ-
પુત્રો મધ્યે દેશી ભાઇઓ તરીકે ગણવા; તેઓને
ઇસ્રાએલનાં કુળો મધ્યે તમારી બરાબર વારસો મળે.
૨૩અને એમ થવું જોઇએ કે, પરદેશી જે કુળમાં
પ્રવાસ કરતો હોય, તેમાં તમારે તેને વારસો આપવો,
એમ પ્રભુ યહોવાહ કહે છે.

૪૮ હવે કુળોનાં નામ નીચે મુજબ છે; ઉત્તર
છેડાથી તે હેથ્લોનના માર્ગને પડખે પડખે
હમાથના નાકા સુધી, દમસ્કની સરહદ ઉપર હસાર-
એનાન, ઉત્તર તરફ હમાથની પડોસ સુધી; ને
તેઓ પોતાની બાજુઓ પૂર્વે પશ્ચિમ રાખે, એક
ભાગ દાનનો ૨અને દાનની સરહદની પડોસમાં
પૂર્વ બાજુથી તે પશ્ચિમ બાજુ સુધીનો એક ભાગ
આશેરનો ૩અને આશેરની સરહદની લગોલગ, પૂર્વ
બાજુથી તે છેક પશ્ચિમ બાજુ સુધીનો એક ભાગ
નાફતાલીનો. ૪અને નાફતાલીની સરહદની લગોલગ,
પૂર્વ બાજુથી તે પશ્ચિમ બાજુ સુધીનો એક ભાગ
મનાશ્શેહનો. ૫અને મનાશ્શેહની સરહદની લગો-
લગ, પૂર્વ બાજુથી તે પશ્ચિમ બાજુ સુધીનો એક
ભાગ એફ્રાઇમનો. ૬અને એફ્રાઇમની સરહદની
લગોલગ, પૂર્વ બાજુથી તે છેક પશ્ચિમ બાજુ સુધીનો
એક ભાગ રેઉબેનનો. ૭અને રેઉબેનની સરહદની
લગોલગ, પૂર્વ બાજુથી તે પશ્ચિમ બાજુ સુધીનો
એક ભાગ યહુદાહનો.

૮અને યહુદાહની સરહદની લગોલગ, પૂર્વ બાજુથી
તે પશ્ચિમ બાજુ સુધી[ની ભૂમિનું] તો તમારે અર્પણ
કરવું, તેની પહોળાઇ પચ્ચીસ હજાર [ બરૂ ] હોય,
ને તે લબાઇમાં, પૂર્વ બાજુથી તે પશ્ચિમ બાજુ સુધી,
[ઉપલા] ભાગોમાંના એકના જેટલી હોય; ને પવિત્ર-
સ્થાન તેની મધ્યે આવે ૯જેનું અર્પણ તમે યહોવા-
હને કરો તે પચ્ચીસ હજાર [ બરૂ ] લાંબી હોય, ને
પહોળાઇમાં દસ હજાર [ બરૂ ] હોય. ૧૦અને એ
પવિત્ર અર્પણ એઓને વાસ્તે એટલે યાજકોને વાસ્તે
થાય; તે [ ભૂમિની લબાઇ ] ઉત્તર તરફ પચ્ચીસ
હજાર, ને પશ્ચિમ તરફ પહોળાઇ દસ હજાર, ને પૂર્વ
તરફ પહોળાઇ દસ હજાર, ને દક્ષિણ તરફ લંબાઇ
પચ્ચીસ હજાર [ બરૂ હોય ]; ને યહોવાહનું પવિત્ર-
સ્થાન તેની મધ્યે આવે. ૧૧એ તો સાદોકના પુત્રો-
માંના પવિત્ર થએલા યાજકો કે જેઓ મારી દીક્ષા
પાળતા આવ્યા છે, ને જેઓ ઇસ્રાએલપુત્રો ભટકી
ગયા ત્યારે જેમ લેવીઓ ભટકી ગયા તેમ ભટકી ન
ગયા, તેઓને સારૂ થાય ૧૨અને એ તો ભૂમિના
અર્પણમાંથી તેમના હકનું પરમપવિત્ર અર્પણ, લેવી-
ઓની સરહદની લગોલગ, થાય. ૧૩અને લેવીઓને
યાજકોની સીમના જેટલો ભાગ, એટલે પચ્ચીસ
હજાર [બરૂ] લાંબો તથા દસ હજાર પહોળો [ભાગ]
મળે; બધી લંબાઇ પચ્ચીસ હજાર ને પહોળાઇ દસ
હજાર [બરૂ] હોય ૧૪અને તેઓએ તે વેચવી સાટવી
નહિ, તેમજ તે ભૂમિના પ્રથમ ફળ બીજાને આપી
દેવાં નહિ; કેમકે તે યહોવાહને અર્થે પવિત્ર છે.

૧૫ અને પચ્ચીસ હજારની આગળ જે પાચ હજાર
[બરૂ] પહોળાઇ બાકી રહે છે તે સામાન્ય ઉપયોગને
સારૂ, નગરને સારૂ, વસ્તીને સારૂ તથા પાદરોને સારૂ
થાય, ને નગર તેની મધ્યે આવે ૧૬ અને તેના
માપ નીચે મુજબ હોય; ઉત્તર બાજુ ચાર હજાર ને
પાચસેં, ને દક્ષિણ બાજુ ચાર હજાર ને પાચસેં, ને
પૂર્વ બાજુ ચાર હજાર ને પાચસેં, ને પશ્ચિમ બાજુ
ચાર હજાર ને પાચસેં. ૧૭ અને નગરને પાદરો [ નીચે
મુજબ ] હોય; ઉત્તર તરફ બસેં ને પચાસ, ને દક્ષિણ
તરફ બસેં ને પચાસ, ને પૂર્વ તરફ બસેં ને પચાસ, ને
પશ્ચિમ તરફ બસેં ને પચાસ [ બરૂ ] ૧૮ અને લંબાઇમાથી પવિત્ર અર્પણની લગોલગ જે બાકી રહે તે
પૂર્વ તરફ દસ હજાર ને પશ્ચિમ તરફ દસ હજાર [બરૂ]
હોય, ને તે પવિત્ર અર્પણની લગોલગ હોય; ને
તેની પેદાશ નગરના મજૂરોના ખોરાકને અર્થે થાય.
૧૯ અને ઇસ્રાએલના સર્વ કુળોમાના જેઓ નગરમાં
મજૂરી કરનારા હોય તેઓ તે ખેડે ૨૦ એ સઘળા
અર્પણની લબાઇ પચ્ચીસ હજાર ને પહોળાઇ પચ્ચીસ
હજાર [ બરૂ ] હોવી જોઇએ, જેમ નગરના તાબાની
ભૂમિ તેમજ એ પવિત્ર અર્પણ પણ તમારે સમચોરસ આપવું

૨૧ અને બાકીનું સરદારને સારૂ રહે, એટલે પવિત્ર
અર્પણની તથા નગરના તાબાની ભૂમિની આ બાજુએ
તથા પેલી બાજુએ, પચ્ચીસ હજારના અર્પણને મોખરે
પૂર્વ સરહદ તરફ, ને પશ્ચિમ ભણી પચ્ચીસ હજારનાને
મોખરે પશ્ચિમ સરહદ તરફ, ઉપલા હિસ્સાઓને
લગોલગ [ જે વાંટો તે ] સરદારને સારૂ રહે; ને
પવિત્ર અર્પણ તથા ઘરનું પવિત્રસ્થાન તેની મધ્યે
હોય ૨૨ વળી લેવીઓનો વાંટો તથા નગરનો વાંટો
કે જેઓ સરદારના [વાંટા]ની મધ્યે છે તે [વાંટા]ઓમાથી પણ સરદારને એક વાંટો યહુદાહની તથા
બિન્યામીનની સરહદની વચ્ચે મળે.

૨૩ અને બાકીના કુળો વિષે તો [ નીચે મુજબ ];
પૂર્વ બાજુથી તે પશ્ચિમ બાજુ સુધીનો એક [ ભાગ ]
બિન્યામીનનો ૨૪ અને બિન્યામીનની સરહદની
લગોલગ પૂર્વ બાજુથી તે પશ્ચિમ બાજુ સુધીનો એક
[ભાગ] શિમઓનનો ૨૫ અને શિમઓનની સરહદની
લગોલગ પૂર્વ બાજુથી તે પશ્ચિમ બાજુ સુધીનો એક
[ભાગ] યિસ્સાખારનો ૨૬ અને યિસ્સાખારની સરહદની લગોલગ પૂર્વ બાજુથી તે પશ્ચિમ બાજુ સુધીનો
એક [ ભાગ ] ઝબુલૂનનો ૨૭ અને ઝબુલૂનની સરહદની લગોલગ પૂર્વ બાજુથી તે પશ્ચિમ બાજુ સુધીનો
એક [ભાગ] ગાદનો ૨૮ અને ગાદની સરહદની લગોલગ દક્ષિણ બાજુએ દક્ષિણ ભણીની સરહદ તામારથી
તે મરીબાથ કાદેશના પાણી સુધી, [ મિસરના ]
વહેળા સુધી મહા સમુદ્ર સુધી હોવી જોઇએ ૨૯ જે
ભૂમિનો વારસો તમારે ઇસ્રાએલના કુળોને ચિઠ્ઠીઓ
નાખીને વહેંચી આપવો, તે ઉપર પ્રમાણે છે, ને
તેઓના જૂદા જૂદા હિસ્સા તે ઉપર પ્રમાણે છે, એમ
પ્રભુ યહોવાહ કહે છે

૩૦ અને નગરનો વિસ્તાર નીચે મુજબ છે; ઉત્તર
બાજુનું માપ ચાર હજાર ને પાચસેં [ બરૂ ]નું; ૩૧ ને
નગરના દરવાજા તે ઇસ્રાએલનાં કુળોના નામો પ્રમાણે
થાય, ઉત્તરે ત્રણ દરવાજા, એક, રેઉબેનનો દરવાજો;
એક, યહુદાહનો દરવાજો; એક, લેવીનો દરવાજો;
૩૨ ને પૂર્વ બાજુનું [ માપ ] ચાર હજાર ને પાંચસેં
[બરૂ]નું, ને ત્રણ દરવાજા, એટલે એક, યૂસફનો દરવાજો; એક, બિન્યામીનનો દરવાજો; એક, દાનનો
દરવાજો; ૩૩ ને દક્ષિણ બાજુનુ [ માપ ] ચાર હજાર
ને પાચસેં [ બરૂ ]નુ, ને ત્રણ દરવાજા; એક, શિમઓનનો દરવાજો; એક, યિસ્સાખારનો દરવાજો;
એક, ઝબુલૂનનો દરવાજો; ૩૪ પશ્ચિમ બાજુનુ [માપ]
ચાર હજાર ને પાચસેં [બરૂ]નુ, ને તેના ત્રણ દરવાજા,
એક, ગાદનો દરવાજો, એક, આશેરનો દરવાજો;
એક, નાફતાલીનો દરવાજો ૩૫ તેના ચોતરફનુ [માપ]
અઢાર હજાર [ બરૂ ] થાય; ને તે દિવસથી તે નગરનુ
નામ એ કહેવાય કે, યહોવાહ ત્યાં છે.

# દાનીયેલનું પુસ્તક.

1 યહુદાહના રાજા યહોયાકીમની કારકીર્દીને
ત્રીજે વર્ષે બાબિલના રાજા નબૂખાદનેસ્સારે
યરૂશાલેમ આવીને તેને ઘેરો ઘાલ્યો. 2 અને પ્રભુએ
યહુદાહના રાજા યહોયાકીમને, દેવના મંદિરનાં કેટલાંક
પાત્રોસહિત, તેના હાથમાં આપ્યો; ને તે તેમને
શિનઆર દેશમાં પોતાના દેવને ઘેર લઇ ગયો; ને
તેણે તે પાત્રોને પોતાના દેવના ભંડારમાં દાખલ કીધાં.
3 અને રાજાએ પોતાના મુખ્ય ખવાસ આશ્પનાઝને
કહ્યું કે, તારે [કેટલાક] એવા રાજ્યવંશી ને અમીર
વર્ગના ઘરાએલી છોકરા લાવવા, 4 કે જે છોકરા-
ઓમાં કંઇ એબ ન હોય, પણ ઘણા ખુબસુરત, ને
સર્વ જ્ઞાનમાં ચતૂર, ને વિદ્યામાં પ્રવીણ, ને વિજ્ઞાનમાં
સમજુક, ને રાજ્યમેહેલમાં ઉભા રહી શકે એવા હોય;
અને તારે તેમને કાસ્દીઓની વિદ્યા તથા ભાષા શિખ-
વવી. 5 અને રાજાએ તેઓને માટે રાજાના ખાણામાંથી
તથા તેને પીવાના દ્રાક્ષરસમાંથી રોજંદો અમુક
હિસ્સો ઠરાવી આપ્યો, ને ત્રણ વર્ષ સુધી તેઓનું
પોષણ કરવું, ને તે મુદતની આખરે તેઓ રાજાની
આગળ ઉભા રહે, [એવો ઠરાવ કીધો]. 6 હવે એઓ
મધ્યે યહુદાહપુત્રોમાંના દાનીયેલ, હનાન્યાહ, મીશા-
એલ, તથા અઝાર્યાહ હતા. 7 અને મુખ્ય ખવાસે
તેઓનાં નીચે મુજબ નામ પાડ્યાં; તેણે દાનીયેલનું
[નામ] બેલ્ટશાસ્સાર, ને હનાન્યાહનું શાદ્રાખ, ને
મિશાએલનું મેશાખ, ને અઝાર્યાહનું અબેદ નગો
પાડ્યું. 8 પણ દાનીયેલે પોતાના મનમાં એવો ઠરાવ
કીધો કે, હું પોતાને રાજાના ખાણાવડે તથા જે દ્રાક્ષ-
રસ તે પીએ છે તેવડે નહિ વટાળીશ; તે માટે તેણે
મુખ્ય ખવાસને વિનંતી કીધી કે, વટાળથી મુક્ત રહે-
વાની મને પરવાનગી મળવી જોઇએ. 9 હવે ઇશ્વરે
દાનીયેલને મુખ્ય ખવાસની દૃષ્ટિમાં કૃપા તથા કરૂણા
પમાડી. 10 અને મુખ્ય ખવાસે દાનીયેલને કહ્યું કે,
મારો ધણી રાજા, જેણે તમારૂં ખાનપાન નિમી આપ્યું
છે, તેનો મને ડર લાગે છે; કેમકે તે તમારી સિકલો
તમારી ઉમરના બીજા છોકરાઓના કરતાં કદરૂપી દેખે
એવું શા માટે થવું જોઇએ? એથી તો તમે રાજા
આગળ મારૂં શિર જોખમમાં નાખો. 11 ત્યારે જે કાર-
ભારીને મુખ્ય ખવાસે દાનીયેલ, હનાન્યાહ, મીશા-
એલ તથા અઝાર્યાહ પર નિમેલો હતો તેને દાનીયેલે
કહ્યું કે, 12 કૃપા કરીને દસ દિવસ સુધી તારા દાસોની
પરીક્ષા કરી જો; ને અમને ખાવાને સારૂ દાળ ને
પીવાને સારૂ પાણીજ આપવામાં આવે. 13 ત્યાર
પછી અમારા ચેહેરા તથા જે છોકરા રાજાનું ખાણું
ખાય છે તેઓના ચેહેરા તારી રૂબરૂ નિરખવામાં
આવે; ને જેવું તું દેખે તે પ્રમાણે તારા દાસોને માટે
વ્યવસ્થા કરજે. 14 માટે તેણે આ બાબતમાં તેમનું
સાંભળીને દસ દિવસ સુધી તેમની પરીક્ષા કીધી.
15 અને દસ દિવસને અંતે, જે સર્વ છોકરાઓ રાજાનું
ખાણું ખાતા હતા તેઓના કરતાં તેમના ચેહેરા વધારે
ખુબસુરત દેખાયા, ને શરીરે તેઓ વધારે પુષ્ટ થયા
હતા 16 તે માટે કારભારીએ તેમનો ખોરાક તથા
તેમને પીવાનો દ્રાક્ષરસ બંધ કરીને તેમને દાળ આપી.
17 હવે આ ચાર છોકરાઓને તો પરમેશ્વરે સર્વ
વિદ્યામાં તથા જ્ઞાનમાં હુશિયારી તથા ચાતુર્ય આપ્યાં;
ને દાનીયેલ સર્વ સદર્શનો તથા સ્વપ્નોનો મર્મ સમજતો
હતો. 18 અને તેઓને હજુરમાં લઇ જવાને માટે જે
મુદત રાજાએ ઠરાવી હતી, તેને અંતે મુખ્ય ખવાસે
તેઓને નબૂખાદનેસ્સારની હજુરમાં રજુ કીધા.
19 અને રાજાએ તેઓની સાથે વાતચિત કીધી; ને
તે સઘળાઓમાં દાનીયેલ, હનાન્યાહ, મીશાએલ તથા
અઝાર્યાહના સરખો કોઇ મળ્યો નહિ; માટે તેઓ
રાજાની હજુરમાં ખડા રહેનારા થયા 20 અને જ્ઞાન
તથા અક્કલની જે પ્રત્યેક બાબત વિષે રાજા તેમને
પુછી જોતો તેમાં જે સર્વ જાદૂગરો તથા મંત્રક્રિયા
કરનારા તેના આખા રાજ્યમાં હતા એઓના કરતાં
તેઓ તેને દસગણા શ્રેષ્ઠ માલમ પડ્યા. 21 અને
દાનીયેલ છેક કોરેશ રાજાની [કારકીર્દીના] પહેલા
વર્ષ સુધી ટકી રહ્યો

૨ અને નબૂખાદનેસ્સારની કારકીર્દિને બીજે વર્ષે
નબૂખાદનેસ્સારને સ્વપ્નો આવ્યાં, ને તેનો જીવ
ગભરાયો, ને તેની ઉંઘ ઉડી ગઇ ૨ ત્યારે રાજાએ
એવી આજ્ઞા કીધી કે, રાજાને તેનાં સ્વપ્નોનો ખુલાસો
કરી બતાવવા સારૂ જાદુગરોને, મંત્રક્રિયા કરનારાઓને
તથા શકુન કહેનારાઓને તથા કાસ્દીઓને તેડાવો.
તેથી તેઓ હજુરમાં આવીને રાજાની સન્મુખ ઉભા
રહ્યા. ૩ ત્યારે રાજાએ તેઓને કહ્યું કે, મને સ્વપ્ન
આવ્યું છે, ને તે સ્વપ્નનો ખુલાસો જાણવાને મારો
જીવ આકળ વિકળ થાય છે. ૪ ત્યારે કાસ્દીઓએ
રાજાને અરામી ભાષામાં કહ્યું કે, હે રાજા, સદા જીવતો
રહે; તારા સેવકોને તે સ્વપ્ન કહે, એટલે અમે એનો
અર્થ બતાવીશું. ૫ રાજાએ ઉત્તર આપતાં કાસ્દીઓને
કહ્યું કે, એ વાત મારી સ્મૃતિમાંથી જતી રહી છે; જો
તમે મને તે સ્વપ્ન તથા તેનો ખુલાસો નહિ જણાવો,
તો તમને કાપીને ટુકડા કરવામાં આવશે, ને તમારાં
ઘરોનો ઉકરડો કરી નખાશે ૬ પણ જો તમે તે સ્વપ્ન
તથા તેનો અર્થ કહી બતાવશો, તો તમને મારી
પાસેથી બક્ષીસો તથા ઇનામ તથા મોટું માન મળશે;
માટે મને તે સ્વપ્ન તથા તેનો અર્થ કહી બતાવો.
૭ તેઓએ બીજી વાર ઉત્તર આપતાં કહ્યું કે, રાજા
પોતાના દાસોને તે સ્વપ્ન કહે, તો અમે તેનો અર્થ
કહી બતાવીએ. ૮ રાજાએ ઉત્તર આપતા કહ્યું કે, હું
નિશ્ચે જાણું છું કે તમે વખત મેળવવા ચાહો છો, કેમકે
તમે જુઓ છો કે તે વાત મારી સ્મૃતિમાથી જતી
રહી છે. ૯ પણ જો તમે મને સ્વપ્ન નહિ જણાવશો
તો તમારે વાસ્તે માત્ર એકજ કાયદો છે, કેમકે સમય
બદલાય ત્યાં સુધી મારી આગળ બોલવા સારૂ જુઠી
તથા તરકટી વાતોની તમે બનાવટ કીધી છે; માટે
મને સ્વપ્ન કહી બતાવો, એટલે હું જાણીશ કે તમે મને
તેનો અર્થ બતાવી શકશો ૧૦ કાસ્દીઓએ રાજાની
હજુરમાં ઉત્તર આપતાં કહ્યું કે, પૃથ્વી ઉપર એવું
એકે માણસ નથી કે જે રાજાની વાત વિદિત કરી શકે;
કેમકે કોઇ પણ રાજાએ, હાકેમે, કે અધિકારીએ કદી
આવી વાત કોઇ જાદુગરને, કે મંત્રક્રિયા કરનારને, કે
કાસ્દીને પુછી નથી ૧૧ અને જે વાત રાજા માગે છે
તે તો દુર્લભ છે, અને દેવો કે જેમનો વાસો દેહમાં
નથી તેઓ શિવાય બીજો કોઇ એવો નથી કે જે
રાજાની હજુરમા તે વિદિત કરી શકે. ૧૨ આ કારણથી
રાજા ક્રોધિત તથા ઘણો કોપાયમાન થયો, ને બાબે-
લના સર્વ જ્ઞાનીઓનો નાશ કરવાની તેણે આજ્ઞા કીધી
૧૩ તેથી તે હુકમ પ્રગટ કરવામાં આવ્યો, ને જ્ઞાનીઓ
મારી જવાના હતા; અને તેઓએ દાનીયેલને તથા
તેના સાથીઓને મારી નાખવા સારૂ શોધ્યા. ૧૪ ત્યારે
રાજાની રક્ષક ટુકડીનો નાયક આર્યોખ, જે બાબેલના
જ્ઞાનીઓને મારી નાખવા સારૂ નીકળ્યો હતો, તેને
દાનીયેલે બુદ્ધિથી તથા ડહાપણથી પ્રત્યુત્તર દીધો;
૧૫ તેણે રાજાના નાયક આર્યોખને ઉત્તર આપતા કહ્યું
કે, રાજા પાસેથી હુકમ એવો તાકીદનો કેમ છે?
ત્યારે આર્યોખે એ વાત દાનીયેલને જણાવી ૧૬ એટલે
દાનીયેલે હજુરમા જઇને રાજાને અરજ કીધી કે,
આપ મને એક વખત ઠરાવી આપો, એટલે હું રાજાને
ખુલાસો કરી બતાવીશ.

૧૭ પછી દાનીયેલ પોતાને ઘેર ગયો, ને પોતાના
સાથી હનાન્યાહ, મીશાએલ, અને અઝાર્યાહને એ
વાત જણાવી; ૧૮ એ સારૂ કે તેઓ એ મર્મ વિષે
આકાશના દેવની દયા માગે, સબબ કે દાનીયેલ તથા
તેના સાથીઓ બાબેલના બાકીના જ્ઞાનીઓની સાથે
નાશ ન પામે. ૧૯ ત્યારે એ મર્મ દાનીયેલને રાતના
સદર્શનમાં પ્રગટ કરાયો. ત્યારે દાનીયેલે આકાશના
દેવની સ્તુતિ કીધી. ૨૦ દાનીયેલે ઉત્તર આપતાં કહ્યું
કે, દેવનું નામ સદા સર્વકાળ સુધી સ્તુત્ય હો; કેમકે
જ્ઞાન તથા પરાક્રમ તેના છે, ૨૧ અને તે સમયોને તથા
ઋતુઓને બદલી નાખે છે; તે રાજાઓને પદભ્રષ્ટ કરે
છે, ને રાજાઓને સ્થાપે છે, તે જ્ઞાનીઓને જ્ઞાન તથા
બુદ્ધિવાનોને અક્કલ આપે છે; ૨૨ તે ઉંડી ને ગુહ્ય
વાતો ખુલ્લી કરે છે; અંધારામાં જે કંઇ હોય તે તે
જાણે છે, ને અજવાળું તેની સાથે રહે છે ૨૩ હે મારા
પિતૃઓના દેવ, હું તારો આભાર માનું છું ને તારી
સ્તુતિ કરૂં છું, કેમકે તેં મને જ્ઞાન તથા પરાક્રમ આપ્યાં
છે, અને જે અમે તારી પાસેથી માગ્યું તે હમણાં તેં
મને જણાવ્યું છે, કેમકે તેં અમને રાજાની વાત પ્રગટ
કીધી છે. ૨૪ તે માટે આર્યોખ જેને રાજાએ બાબેલના
જ્ઞાનીઓનો નાશ કરવા સારૂ નિમ્યો હતો, તેની
હજુરમા દાનીયેલ ગયો; તેણે જઇને તેને આ પ્રમાણે
કહ્યું, બાબેલના જ્ઞાનીઓનો નાશ કરીશ મા; મને
રાજાની હજુરમા દાખલ કર, ને હું રાજાને ખુલાસો
કરી બતાવીશ.

૨૫ ત્યારે આર્યોખે દાનીયેલને જલદીથી રાજાની
હજુરમા દાખલ કરીને તેને એમ કહ્યું કે, પકડી
આણેલા યહુદાહપુત્રોમાથી એક માણસ મને જડી
આવ્યો છે, કે જે રાજાને ખુલાસો વિદિત કરશે.

૨૬ રાજાએ ઉત્તર આપતાં દાનીયેલ, જેનું નામ બેલ્ટ-
શાસ્સાર હતું, તેને કહ્યું કે, જે સ્વપ્ન મને થયું છે તે
તથા તેનો ખુલાસો મને વિદિત કરવાને શું તું શક્તિ-
માન છે? ૨૭ દાનીયેલે રાજાની આગળ ઉત્તર આપતાં
કહ્યું કે, જે મર્મ વિષે રાજાએ પૂછ્યું છે, તે જ્ઞાનીઓ
કે મંત્રક્રિયા કરનારાઓ કે જાદુગરો કે શકુન કહેના-
રાઓ બતાવી શકતા નથી ૨૮ પણ આકાશમાં એક
દેવ છે કે જે મર્મ ખોલે છે, ને પાછલા કાળમાં શું
થવાનું છે તે તેણે નબૂખાદનેસ્સાર રાજાને જણાવ્યું
છે. તારૂં સ્વપ્ન તથા તારા પલંગ પર તારા મગજના
સંદર્શનો, તે આ છે; ૨૯ એટલે, હે રાજા, હવે પછી
શું થવાનું છે, તે વિષે તને તો તારા પલંગમાં વિચાર
આવ્યા; ને મર્મોના ખોલનારે ભવિષ્યમાં શું થશે તે
તને જણાવ્યું છે. ૩૦ પણ બીજા પ્રાણધારીઓ કરતાં
મારામાં કંઇ વધારે જ્ઞાન હોવાથી આ મર્મ મને પ્રગટ
થયો છે એમ તો નહિ, પણ એ સારૂ કે એનો ખુલાસો
રાજાના જાણવામાં આવે, ને તું તારા અંતઃકરણના
વિચાર જાણે. ૩૧ હે રાજા, તેં એવું જોયું કે, જો, એક
મોટી મૂર્તિ હતી. આ મહાન મૂર્તિ જેનો ઝગઝાટ
અત્યુત્તમ હતો, તે તારી આગળ ઉભી હતી; અને
તેનું સ્વરૂપ ભયંકર હતું. ૩૨ એ પ્રતિમાનું માથું તો
ચોખ્ખા સોનાનું હતું, તેની છાતી ને તેના ભુજ
રૂપાનાં, તેનું પેટ ને તેની જાંગો પિત્તળનાં, ૩૩ તેના
ટાંટિયા લોઢાના, તેના પગોનો કેટલોક ભાગ લોઢાનો
ને કેટલોક ભાગ માટીનો [હતો]. ૩૪ તું જોતો હતો,
એટલામાં હાથો વગર એક શિલા કાપી કઢાઇ, ને
તેણે તે [મૂર્તિ]ના પગ, કે જે લોઢા તથા માટીના
હતા, તેમના પર માર ચલાવ્યો, ને તેમને ભાંગીને
કકડે કકડા કર્યા ૩૫ ત્યાર પછી લોઢું, માટી, પિત્તળ,
રૂપું, તથા સોનું એકત્ર ભાંગીને ચૂરેચૂરા કરાયાં, ને
ઉન્હાળાનાં ખળાંના ભુસા જેવાં થઇ ગયાં; ને પવન
તેમને એવાં [ઉરાડી] લઇ ગયો કે તેમનું ઠામ દેખાયું
રહ્યું નહિ; અને જે શિલાએ મૂર્તિને માર માર્યો, તે
એક મોટો પર્વત થઇ ગઇ, ને તેથી આખી પૃથ્વી
ભરાઇ ગઇ. ૩૬ સ્વપ્ન તો એ હતું; ને તેનો ખુલાસો
અમે રાજા આગળ કહીશું ૩૭ હે રાજા, તું રાજાધિરાજ
છે, ને તને આકાશના દેવે રાજ્ય, સત્તા, બળ તથા
પ્રતાપ આપ્યાં છે; ૩૮ ને જ્યાં જ્યાં મનુષ્યપુત્રો વસે
છે, ત્યાં ત્યાં તેણે વનચર જનાવરોને તથા ખેચર
પક્ષીઓને તારા હાથમાં આપ્યાં છે, ને તે સર્વ ઉપર
તને અધિકાર આપ્યો છે; પેલું સોનાનું માથું તે તો
તું છે. ૩૯ અને તારા પછી એક બીજું તારા કરતાં
ઉતરતું રાજ્ય થશે; અને તે સિવાય ત્રીજું પિત્તળનું
રાજ્ય [થશે], કે જે આખી પૃથ્વી પર હુકમત ચલાવશે.
૪૦ અને ચોથું રાજ્ય લોઢા જેવું મજબૂત થશે; કેમકે
લોઢું સર્વ વસ્તુઓને ભાંગી ચૂરા કરે છે ને છુંદે છે; ને
જેમ લોઢું બધાંને કચરી નાખે છે તેમ તે ભાંગીને
ચૂરા કરશે ને કચરી નાખશે. ૪૧ અને જેમ તેં પગ
તથા આંગળાંનો કેટલોક ભાગ કુંભારની માટીનો ને
બાકીનો ભાગ લોઢાનો જોયો, તેમ તે ફૂટ પડેલું
રાજ્ય થશે; પણ જેમ તેં લોઢાની સાથે ચિકણી માટી
ભેળેલી જોઇ તેમ, તે [રાજ્ય]માં કેટલેક અંશે
લોઢાનું બળ હશે. ૪૨ અને જેમ પગનાં આંગળાંનો
કેટલોક ભાગ લોઢાનો ને બાકીનો ભાગ માટીનો
હતો, તેમ તે રાજ્યનો એક ભાગ બળવાન થશે ને
બાકીનો ભાગ તકલાદી થશે. ૪૩ અને જેમ તેં લોઢા
સાથે ચિકણી માટી ભેળેલી જોઇ, તેમ તેઓ મનુષ્યનાં
સંતાન સાથે ભેળસેળ થશે; પણ જેમ માટી લોઢા
સાથે મળી નથી જતી તેમજ તેઓ એક બીજાને
વળગી રહેશે નહિ. ૪૪ અને તે રાજાઓના દિવસોમાં
આકાશનો દેવ એક રાજ્ય સ્થાપિત કરશે કે જેનો
વિનાશ કદી નહિજ થશે, ને તેની હુકમત અન્ય
લોકોના કબજામાં નહિ સોંપાશે; પણ તે આ સઘળાં
રાજ્યોને ભાંગી ચૂરા કરીને તેમનો ક્ષય કરશે, ને તે
સર્વકાળ સુધી ટકશે. ૪૫ તેં જોયું કે પેલી શિલા પર્વત-
માંથી હાથ વગર કાપી કઢાઇ, ને તેણે લોઢાને, પિત્ત-
ળને, માટીને, રૂપાને તથા સોનાને ભાંગી ચૂરા કીધાં;
તે પરથી હવે પછી શું થવાનું છે તે મહાન ઇશ્વરે
રાજાને વિદિત કીધું છે; અને એ સ્વપ્ન નક્કી છે, ને
તેનો ખુલાસો ખરો છે. ૪૬ ત્યારે નબૂખાદનેસ્સાર
રાજાએ સાષ્ટાંગ દંડવત કરીને દાનીયેલની પૂજા કીધી,
અને એવી આજ્ઞા કીધી કે, તેને અર્પણ તથા મધુર
સુગંધિઓ ચઢાવો. ૪૭ રાજાએ દાનીયેલને ઉત્તર
આપીને કહ્યું કે, તું આ મર્મ ખોલી શક્યો છે તે
ઉપરથી ખરેખર તમારો દેવ તે દેવોનો દેવ, તથા
રાજાઓનો ધણી, તથા મર્મદર્શક છે. ૪૮ અને રાજાએ
દાનીયેલને ઉંચો હોદ્દો આપ્યો, ને તેને ઘણી મોટી
બક્ષીસો આપી, ને તેને આખા બાબેલ પ્રાંત પર
અધિકારી તથા બાબેલના સર્વ જ્ઞાનીઓનો મુખ્યા-
ધિપતિ ઠરાવ્યો. ૪૯ અને દાનીયેલે રાજાને વિનંતી
કીધી, તેથી તેણે શાદ્રાખ, મેશાખ તથા અબેદનગોને
બાબેલ પ્રાંતના રાજકારભારીઓ નિમ્યા; પણ દાની-

યેલ તો રાજાના દરબારમાં રહ્યો
૩ નબૂખાદનેસ્સાર રાજાએ એક એવી સોનાની
મૂર્ત્તિ બનાવી કે જે સાઠ હાથ ઉંચી ને છ હાથ
ચોડી હતી; તેણે તેને બાબેલ પ્રાંત મધ્યે દૂરાના
મેદાનમાં ઉભી કીધી. ૨ પછી નબૂખાદનેસ્સાર રાજાએ
સૂબાઓને, નાયબ સૂબાઓને, તથા સરસૂબાઓને,
ન્યાયાધીશોને, ભંડારીઓને, મંત્રીઓને, અમલદારોને
તથા પ્રાંતોના સર્વ અધિકારીઓને એકઠા કરવાને
[ માણસ ] મોકલ્યા, એ સારૂ કે નબૂખાદનેસ્સાર
રાજાએ જે મૂર્ત્તિ ઉભી કરી હતી તેની પ્રતિષ્ઠાને માટે
તેઓ આવે. ૩ ત્યારે સૂબાઓ, નાયબસૂબાઓ, તથા
સરસૂબાઓ, ન્યાયાધીશો, ભંડારીઓ, મંત્રીઓ, અમ-
લદારો તથા પ્રાંતોના સર્વ અધિકારીઓ, નબૂખાદ-
નેસ્સાર રાજાએ જે મૂર્ત્તિ ઉભી કીધી હતી તેની
પ્રતિષ્ઠાને માટે એકઠા થયા; ને નબૂખાદનેસ્સારે ઉભી
કીધેલી મૂર્ત્તિની આગળ તેઓ ઉભા રહ્યા ૪ ત્યારે
ચોબદારે એવો સાદ પાડ્યો કે, હે પ્રજાઓ, દેશ-
જાતિઓ, તથા [ જુદી જુદી ] ભાષાઓ [ બોલનાર
લોકો ], તમને આજ્ઞા કરવામાં આવે છે કે, ૫ તમે
શિંગ, વાંસળી, વીણા, મુરલી, સિતાર, સારંગી, ઇત્યાદિ
સર્વ પ્રકારનાં વાજીંત્રોનો નાદ સાંભળો, તે વખતે
તમારે સાષ્ટાંગ દંડવત્ કરીને નબૂખાદનેસ્સાર રાજાએ
સ્થાપેલી સોનાની મૂર્ત્તિની પૂજા કરવી; ૬ ને જે કોઇ
સાષ્ટાંગ દંડવત્ કરીને પૂજા નહિ કરે, તે તેજ ઘડીએ
બળતા અગ્નિની ભઠ્ઠીમાં નંખાશે. ૭ તે માટે જ્યારે
સર્વ લોકોએ શિંગ, વાંસળી, વીણા, મુરલી, સિતાર
તથા સર્વ પ્રકારનાં વાજીંત્રોનો નાદ સાંભળ્યો, તે
વખતે સર્વ પ્રજાઓ, દેશજાતિઓ તથા [ જુદી જુદી ]
ભાષાઓ [ના લોકો]એ સાષ્ટાંગ દંડવત્ કરીને નબૂ-
ખાદનેસ્સાર રાજાએ સ્થાપેલી સોનાની મૂર્ત્તિની પૂજા
કીધી. ૮ માટે તે વેળાએ કેટલાક કાસ્દીઓએ પાસે
આવીને યહુદીઓ ઉપર તોહોમત મૂક્યું ૯ તેઓએ
ઉત્તર આપતાં નબૂખાદનેસ્સાર રાજાને કહ્યું, હે રાજા,
સદા જીવતો રહે. ૧૦ હે રાજા, તેં એવો હુકમ કીધેલો
છે કે જે જે માણસો શિંગ, વાંસળી, વીણા, મુરલી,
સિતાર, તથા સારંગી તથા સર્વ પ્રકારનાં વાજીંત્રોનો
નાદ સાંભળે, તે પ્રત્યેકે સાષ્ટાંગ દંડવત્ કરીને આ
સોનાની મૂર્ત્તિની પૂજા કરવી; ૧૧ અને જે કોઇ
સાષ્ટાંગ દંડવત કરીને પૂજા નહિ કરે, તે બળતા
અગ્નિની ભઠ્ઠીમાં નંખાશે. ૧૨ તો કેટલાક યહુદીઓ છે,
કે જેઓને તેં બાબેલ પ્રાંતના રાજકારભારીઓ ઠરાવ્યા
છે, એટલે શાદ્રાખ, મેશાખ તથા અબેદ-નગો; હે
રાજા, આ માણસોએ તને લેખવ્યો નથી; તેઓ તારા
દેવોની સેવા કરતા નથી, તેમજ તારી સ્થાપેલી
સોનાની મૂર્ત્તિની પૂજા કરતા નથી ૧૩ ત્યારે નબૂખા-
દનેસ્સારે ક્રોધિત તથા કોપાયમાન થઇને શાદ્રાખ,
મેશાખ તથા અબેદ-નગોને તેડી લાવવાની આજ્ઞા
કીધી; એટલે તેઓ એ માણસોને રાજાની રૂબરૂ
લાવ્યા ૧૪ નબૂખાદનેસ્સારે ઉત્તરમા તેઓને કહ્યું, હે
શાદ્રાખ, મેશાખ, તથા અબેદ-નગો, શું તમે જાણી
જોઇને મારા દેવની સેવા નથી કરતા, તથા મારી
સ્થાપેલી સોનાની મૂર્ત્તિને નથી પૂજતા? ૧૫ તો હવે
તમે શિંગ, વાંસળી, વીણા, મુરલી, સિતાર તથા
સારંગી તથા સર્વ પ્રકારનાં વાજીંત્રોનો નાદ સાંભળો
તે વખતે સાષ્ટાંગ દંડવત કરીને મારી બનાવેલી
મૂર્ત્તિને પૂજવા તૈયાર હશો તો [ઠીક]; પણ જો તમે
પૂજા નહિ કરો તો તેજ ઘડીએ તમે બળતા અગ્નિની
ભઠ્ઠીમાં નંખાશો, અને મારા હાથમાંથી તમને છોડાવે
એવો દેવ કોણ છે? ૧૬ શાદ્રાખ, મેશાખ તથા અબેદ-
નગોએ ઉત્તર આપતાં રાજાને કહ્યું કે, હે નબૂખાદ-
નેસ્સાર, આ બાબતમા તને ઉત્તર આપવાની અમને
જરૂર નથી. ૧૭ જો એવું હશે તો અમારો દેવ, જેની
અમે સેવા કરીએ છીએ, તે અમને બળતા અગ્નિની
ભઠ્ઠીમાથી છોડાવવાને શક્તિમાન છે; ને હે રાજા, તે
અમને તારા હાથમાથી છોડાવશે. ૧૮ પણ જો નહિ
[છોડાવે], તોપણ હે રાજા, તારે એમ જાણવું કે,
અમે તારા દેવોની સેવા નહિ કરીશું, તેમજ તારી
સ્થાપેલી સોનાની મૂર્ત્તિને અમે નહિ પુજીશું. ૧૯ ત્યારે
નબૂખાદનેસ્સારને રોમેરોમ ક્રોધ વ્યાપ્યો, ને શાદ્રાખ,
મેશાખ તથા અબેદ નગો સામે તેના ચેહેરાનું સ્વરૂપ
બદલાઇ ગયું; ને તેણે એવી આજ્ઞા ફરમાવી કે, ભઠ્ઠી
હમેશાં ગરમ કરાતી હતી તે કરતા સાતગણી ગરમ
કરવી. ૨૦ પછી તેણે પોતાના સૈન્યના અમુક પરાક્રમી
પુરૂષોને આજ્ઞા કીધી કે, શાદ્રાખ, મેશાખ, તથા
અબેદ-નગોને બાંધીને તેઓને બળતા અગ્નિની ભઠ્ઠીમાં
નાખો ૨૧ એટલે એ માણસોને તેમની ઇજારો,
તેમની પાઘડીઓ તથા તેમના જામા તથા તેમનાં
[બીજાં] વસ્ત્રોસહિત બાંધીને બળતા અગ્નિની ભઠ્ઠીમાં
નાખ્યા. ૨૨ માટે, રાજાની આજ્ઞા આગ્રહી, ને ભઠ્ઠી
અતિશય ગરમ હતી, તેથી જે પુરૂષોએ શાદ્રાખ,
મેશાખ, તથા અબેદ-નગોને ઉંચક્યા હતા તેઓજ
અગ્નિના ભડકાથી માર્યા ગયા. ૨૩ અને શાદ્રાખ,

મેશાખ, તથા અબેદ-નગો, એ ત્રણ માણસો, બાંધેલા
ને બાંધેલા, બળતા અગ્નિની ભઠ્ઠીમાં પડી ગયા.
૨૪ ત્યારે નબૂખાદનેસ્સાર રાજા અચંબો પામીને એક-
દમ ઉભો થઇ ગયો; તેણે તો બોલીને પોતાના મંત્રી-
ઓને કહ્યું, શું આપણે બાંધેલા ત્રણ માણસોને અગ્નિ
મધ્યે નહોતા નાખ્યા? તેઓએ ઉત્તર આપીને રાજાને
કહ્યું કે, હે રાજા, એ તો ખરૂં. ૨૫ [ત્યારે] તેણે ઉત્તર
આપીને કહ્યું, જુઓ, હું ચાર છૂટા માણસોને અગ્નિ
મધ્યે ફરતા જોઉં છું, ને તેઓને કંઇ હાન થઇ નથી;
અને ચોથાનું સ્વરૂપ દેવપુત્રના જેવું છે. ૨૬ પછી
નબૂખાદનેસ્સાર બળતા અગ્નિની ભઠ્ઠીની ફેર પાસે
આવ્યો; તેણે બોલીને કહ્યું, હે શાદ્રાખ, મેશાખ તથા
અબેદ-નગો, પરાત્પર દેવના સેવકો, બહાર નિકળીને
અહીં આવો ત્યારે શાદ્રાખ, મેશાખ તથા અબેદ-
નગો અગ્નિ મધ્યેથી બહાર નિકળી આવ્યા ૨૭ અને
સૂબાઓ, નાયબ સૂબાઓ, તથા સરસૂબાઓ, તથા
રાજાના મંત્રીઓ, એઓએ એકઠા થઇને તે પુરૂષોને
જોયા, કે તેઓનાં શરીરો ઉપર અગ્નિની કંઇ પણ
સત્તા ચાલી નહોતી, તથા તેઓના માથાના વાળ
બળ્યા નહોતા, તથા તેઓની ઇજારો પણ બદલાઇ
નહોતી, તથા અગ્નિની ગંધ પણ તેઓને લાગી
નહોતી. ૨૮ નબૂખાદનેસ્સારે બોલીને કહ્યું કે, શાદ્રાખ,
મેશાખ તથા અબેદ-નગોના દેવને ધન્ય હો, કે જેણે
પોતાના દૂતને મોકલીને પોતાના સેવકો, જે તેના પર
ભરોસો રાખતા હતા, તથા જેઓએ રાજાનું વેણ
ફેરવી નાખ્યું છે, તથા પોતાના દેવ સિવાય બીજા
કોઇ દેવની સેવા કે પૂજા ન કરવા માટે પોતાનાં શરી-
રોનું અર્પણ કીધું છે, તેઓને છોડાવ્યા છે. ૨૯ માટે
હું એવો હુકમ કરૂં છું કે જે કોઇ પ્રજા, દેશજાતિ, કે
ભાષા [બોલનાર લોક] શાદ્રાખ, મેશાખ તથા અબેદ-
નગોના દેવની વિરૂદ્ધ કંઇ ભુંડું બોલશે, તે સર્વેના
કાપીને ટુકડા કરાશે, ને તેમનાં ઘરોનો ઉકરડો કરી
નાખવામાં આવશે; કેમકે આવી રીતે છોડવી શકે
એવો બીજો કોઇ દેવ નથી. ૩૦ ત્યારે રાજાએ શાદ્રાખ,
મેશાખ તથા અબેદ-નગોને બાબેલ પ્રાંતમાં વધારે
ઉંચે હોદ્દે ચઢાવ્યા.

૪ પૃથ્વીમાં રહેનાર સર્વ પ્રજાઓ, દેશજાતિઓ
તથા ભાષાઓ [બોલનાર લોકો], તમને નબૂ-
ખાદનેસ્સાર રાજા તરફથી અધિકાધિક શાંતિ થાઓ.
૨ જે ચિન્હો તથા આશ્ચર્યકારક કૃત્યો પરાત્પર દેવે
મારા પ્રત્યે કીધાં છે, તે દર્શાવવાં એ મને ઠીક લાગ્યું
છે. ૩ તેનાં ચિન્હો કેવાં મહાન છે! ને તેનાં આશ્ચ-
ર્યકારક કૃત્યો કેવાં મહાભારત છે! તેનું રાજ્ય તે
સદાકાળનું રાજ્ય, ને તેનો અધિકાર પેઢી દર પેઢી છે.

૪ હું નબૂખાદનેસ્સાર મારા ઘરમાં એશઆરામ
કરતો હતો, ને મારા મેહેલમાં આબાદ હતો. ૫ મને
એક સ્વપ્ન આવ્યું, ને તેથી હું બીધો; ને મારા પલંગ
પરના વિચારોએ તથા મારા મગજનાં સંદર્શનોએ
મને ગભરાવ્યો. ૬ માટે મેં એવો હુકમ કર્યો કે, બાબે-
લના સર્વ જ્ઞાની પુરૂષોને મારી હજુરમાં લાવવા, એ
સારૂ કે, તેઓ મને સ્વપ્નનો ખુલાસો કરી બતાવે.
૭ ત્યારે જાદુગરો, મંત્રક્રિયા કરનારા, કાસ્દીઓ તથા
શકુન કહેનારાઓ હજુરમાં આવ્યા; ને મેં તેમની
આગળ સ્વપ્ન કહ્યું; પણ તેઓએ તેનો ખુલાસો
મને બતાવ્યો નહિ. ૮ પણ છેલ્લે દાનીયેલ જેનું નામ
મારા દેવના નામ ઉપરથી બેલ્ટશાસ્સાર પાડયું હતું,
ને જેનામાં પવિત્ર દેવનો આત્મા છે, તે મારી હજુ-
રમાં આવ્યો; અને મેં આ પ્રમાણે તેની આગળ તે
સ્વપ્ન કહ્યું કે, ૯ હે બેલ્ટશાસ્સાર, મુખ્ય જાદુગર, હું
જાણું છું કે પવિત્ર દેવોનો આત્મા તારામાં છે, ને કોઇ
ગુહ્ય વાત તને ગભરાવતી નથી, માટે જે સ્વપ્ન મને
થયું છે તેનાં સંદર્શનો તથા તેનો ખુલાસો મને કહી
બતાવ. ૧૦ મારા પલંગ પર મારા મગજનાં સંદર્શનો
આ પ્રમાણે હતાં; મેં જોયું, તો જો, પૃથ્વીની મધ્યે
એક ઝાડ હતું, ને તેની ઉંચાઇ ઘણી હતી. ૧૧ તે
ઝાડ વધીને મજબૂત થયું, ને તેની ઉંચાઇ ગગનમાં
પહોંચી, ને તેનો દેખાવ પૃથ્વીના છેડા સુધી હતો.
૧૨ તેનાં પાંદડાં સુંદર હતાં, ને તેનાં ફળ ઘણાં હતાં,
ને તેમાં બધાંને સારૂ ખોરાક હતો; વનચર જનાવરો
તેની છાયામાં બેસતાં હતાં, ને ખેચર પક્ષીઓ તેની
ડાળીઓમાં વસતાં હતાં, ને સર્વ દેહધારીઓનું તેથી
પોષણ થતું હતું. ૧૩ મારા પલંગ ઉપર મારા મગજનાં
સંદર્શનોમાં હું જોતો હતો, એટલામાં જો, એક નિઘે-
બાની રાખનાર તથા પવિત્ર પુરૂષ આકાશમાંથી ઉતરી
આવ્યો. ૧૪ તેણે મોટો ઘાંટો પાડીને એ પ્રમાણે કહ્યું
કે, એ ઝાડને કાપી પાડો, ને તેની ડાળીઓ કાપી
નાખો, તેનાં પાંદડાં ખંખેરી નાખો, ને તેનાં ફળ
વેરી નાખો; જનાવરો તેની તળેથી, ને પક્ષીઓ તેની
ડાળીઓમાંથી નાસી જાય. ૧૫ તોપણ તેના મૂળની
જડ જમીનમાં, વનના કુમળા ઘાસમાં લોઢા તથા
પિત્તળના બંધથી રહેવા દો; ને તેને આકાશના ઝાક-
ળથી પલળવા દો, ને તેનો હિસ્સો પશુઓ સાથે

પૃથ્વીના ઘાસમા થાય, ૧૬ તેનુ માણુસનુ હૃદય બદ-
લાઇને પશુનુ હૃદય તેને અપાય, ને તેને માથે સાત
કાળ વિતે ૧૭ એ હુકમ નિઘેબાની રાખનારના
હુકમથી, ને એ આજ્ઞા પવિત્રોના વચનથી છે, એ
મતલબથી કે જીવતાઓ જાણે કે પરાત્પર [ દેવ ]
માણુસોના રાજ્ય ઉપર અધિકાર ચલાવે છે, ને
પોતાની મરજી હોય તેને તે આપે છે, ને અતિ કંગાલ
માણુસોને તેના ઉપરી સ્થાપે છે ૧૮ આ સ્વપ્ન મને
નબૂખાદનેસ્સારને આવ્યુ છે, તો, હે બેલ્ટશાસ્સાર,
તુ એનો ખુલાસો કહી બતાવ, કેમકે મારા રાજ્યના
સર્વ જ્ઞાનીઓ મને તે ખુલાસો કરી બતાવવાને
અશક્ત છે, પણ તુ શક્તિમાન છે, કેમકે પવિત્ર
દેવોનો આત્મા તારામા છે.
૧૯ ત્યારે દાનીયેલ જેનું નામ બેલ્ટશાસ્સાર હતુ
તે કેટલીક વાર સુધી વિસ્મિત રહ્યો, ને તેના વિચા
રોએ તેને ગભરાવ્યો રાજાએ ઉત્તર આપતા કહ્યુ
કે, બેલ્ટશાસ્સાર, સ્વપ્ન વિષે કે તેના ખુલાસા વિષે
તુ ગભરાઇશ મા. બેલ્ટશાસ્સારે ઉત્તર આપતા કહ્યુ
કે, હે મારા સ્વામી, એ સ્વપ્ન તારા દ્વેષીઓને તથા
તેનો ખુલાસો તારા વેરીઓને લાગુ પડો ૨૦ જે
ઝાડ તેં જોયુ, જે વધીને મજબૂત થયુ, જેની ઉચાઇ
ગગનમાં પહોચી, ને જેનો દેખાવ પૃથ્વીના છેડા સુધી
હતો; ૨૧ જેના પાન સુંદર હતા, ને જેના ફળ પુષ્કળ
હતા, ને જેમા સર્વેને વાસ્તે ખોરાક હતો, જેની
તળે વનચર જનાવરો રહેતા, ને જેની ડાળીઓમા
ખેચર પક્ષીઓ વાસો કરતા હતા, ૨૨ તે તો, હે
રાજા, તુ છે, કે જે વધીને બળવાન થયો છે, ને તારૂ
મહત્વ વધીને આકાશ સુધી, ને તારી હકુમત પૃથ્વીની
સીમા સુધી પહોચેલી છે ૨૩ અને રાજાએ એક
નિઘેબાની રાખનાર પવિત્ર પુરૂષને આકાશથી ઉતરતો,
ને એમ કહેતો જોયો કે, ઝાડને કાપી નાખીને તેનો
નાશ કરો, તોપણ તેના મૂળની જડ જમીનમા
એટલે વનના કુમળા ઘાસમા લોઢાના તથા પિત્તળના
બધથી રહેવા દો", સાત કાળ તેને માથે વિતે ત્યા
સુધી તેને આકાશના ઝાકળથી પલળવા દો, ને તેનો
હિસ્સો વનચર જનાવરોની સાથે થાય, ૨૪ હે રાજા,
ખુલાસો તો આ છે, ને મારા સ્વામી રાજાને માથે
જે આવ્યુ છે તે તો પરાત્પરનો હુકમ છે, ૨૫ એટલે
કે ને તુ માણુસો મધ્યેથી હાકી કઢાશે, ને તારો
વાસો વનચર જનાવરો ભેડે થશે, ને બળદની પેઠે
તને ઘાસ ખવડાવશે, ને તુ આકાશના ઝાકળથી
પલળશે, ને તારે માથે સાત કાળ વિતશે, જ્યા સુધી
કે તુ જાણુશે કે પરાત્પર [ દેવ ] માણુસોના રાજ્ય
ઉપર અધિકાર ચલાવે છે, ને જેને ચાહે તેને તે આપે
છે ૨૬ અને ઝાડના મૂળની જડ રહેવા દેવાની
તેઓએ આજ્ઞા કીધી તે પરથી [ સમજવુ ] કે આકા-
શનો અધિકાર ચાલે છે, એમ તુ જાણુશે ત્યાર પછી
તારૂ રાજ્ય તારા હાથમા કાયમ થશે ૨૭ એ માટે,
હે રાજા, મારી શિખામણ તારી નજરમા માન્ય
થાઓ, અને સદાચારવડે તારા પાપનુ ને ગરીબો
પર દયા દર્શાવવાથી તારા દુરાચારનુ પ્રાયશ્ચિત્ત કર,
જોઇએ, કદાપિ તારી શાતિ લાબો કાળ ટકે ૨૮ આ
સઘળુ નબૂખાદનેસ્સાર રાજા ઉપર આવી પડ્યુ
૨૯ બાર માસ પછી તે બાબેલના રાજમેહેલ પર ફરતો
હતો ૩૦ [ ત્યારે ] રાજા એમ બોલ્યો કે, આ મહાન
બાબેલ કે જે મે રાજ્યગૃહ થવા સારૂ બાધ્યુ છે, તે શુ
મારા બળના પરાક્રમથી તથા મારા માહાત્મ્યના
પ્રતાપને માટે નથી? ૩૧ આ વચન રાજાના મુખમાજ
હતુ એટલામા આકાશમાથી એવી વાણી [કાને] પડી
કે, હે નબૂખાદનેસ્સાર રાજા, એ [વાણી] તને કહેવામા
આવે છે, રાજ્ય તારી પાસેથી ગયુ છે. ૩૨ અને તુ
મનુષ્યો મધ્યેથી હાકી કઢાશે, ને તારો વાસ વનચર
જનાવરો સાથે થશે, તને બળદની પેઠે ઘાસ ખવડા-
વવામા આવશે, ને તારે માથે સાત કાળ વિતશે, જ્યા
સુધી કે તુ જાણુશે કે પરાત્પર [દેવ] મનુષ્યોના રાજ્ય
પર અધિકાર ચલાવે છે, ને જેને ચાહે તેને તે આપે
છે ૩૩ તેજ ઘડીએ એ વાત નબૂખાદનેસ્સારની બાબ-
તમા ફળીભુત થઇ, ને તે મનુષ્યોમધ્યેથી હાકી
કઢાયો, ને તેણે બળદની પેઠે ઘાસ ખાધુ, ને તેનુ
શરીર આકાશના ઝાકળથી પલળ્યુ, જ્યા સુધી કે તેના
વાળ વધીને ગરૂડના [ પીછા ] જેવા, ને તેના નખ
પક્ષીના [ પઝા ] જેવા થઇ ગયા ૩૪ અને તે મુદતને
અંતે મે નબૂખાદનેસ્સારે મારી આખો આકાશ તરફ
ઉચી કીધી, એટલે મારી સમજશક્તિ મારામા પાછી
આવી, ને મે પરાત્પરને ધન્યવાદ દીધો, ને જે સર્વ-
કાળ જીવે છે તેની મે સ્તુતિ કીધી ને તેને માન
આપ્યુ, કેમકે તેનો અધિકાર સદાકાળનો અધિકાર,
ને તેનુ રાજ્ય પેઢી દર પેઢી છે, ૩૫ ને પૃથ્વીના સર્વ
રહેવાસીઓ કંઇજ લેખામા નથી, અને તે આકાશના
સૈન્યમા તથા પૃથ્વીના રહેવાસીઓમા પોતાની ઇચ્છા
પ્રમાણે કરે છે, અને કોઇ તેનો હાથ અટકાવી શકતો
નથી, કે તુ શુ કરે છે, એવુ તેને કહી શકતો નથી

૩૬ તેજ વખતે મારી સમજશક્તિ મારામા પાછી
આવી, ને મારા રાજ્યના યશને વાસ્તે મારો પ્રતાપ
અને પ્રકાશ મારામા પાછા આવ્યા, ને મારા મંત્રીઓ
તથા મારા ઉમરાવો શોધ કરીને મારી પાસે આવ્યા,
ને હુ મારા રાજ્યમા સ્થાપિત થયો, ને તેની સાથે
ઉત્તમ માહાત્મ્ય પણ મને મળ્યુ ૩૭ હવે હુ નબૂખાદ
નેસ્સાર આકાશના રાજાના વખાણ કરૂ છું ને તેને
મોટો માનુ છું, ને તેનું સન્માન કરૂ છુ, કેમકે તેના
સર્વે કામો સત્ય, ને તેના માર્ગો ન્યાયી છે, અને
જેઓ ગર્વથી વર્તે છે તેઓને તે નીચા પાડી શકે છે

૫ બેલ્શાસ્સાર રાજાએ પોતાના ઉમરાવોમાના
એક હજારને એક મોટુ ખાણુ આપ્યુ, ને તેણે
તે હજારની આગળ દ્રાક્ષરસ પીધો ૨ પોતે દ્રાક્ષર
સની લેહેજત લેતો હતો તે દરમ્યાન, પોતાના પિતા
નબૂખાદનેસ્સારે યરૂશાલેમના મદિરમાથી સોનારૂ
પાના જે પાત્રો હરી આણ્યા હતા, તે લાવવાની
આજ્ઞા બેલ્શાસ્સારે કીધી, એ સારૂ કે રાજા તથા
તેના ઉમરાવો, તેની પત્નીઓ તથા તેની ઉપપત્નીઓ
તેઓવડે પાન કરે ૩ ત્યારે દેવના ઘરનુ મદિર જે
યરૂશાલેમમા હતું તેમાથી હરી આણેલા સોનાના
પાત્રો તેઓ લાવ્યા, અને રાજાએ તથા તેના ઉમ
રાવોએ, તેની સ્ત્રીઓએ તથા તેની ઉપપત્નીઓએ
તેઓવડે પાન કર્યું ૪ તેઓએ દ્રાક્ષરસ પીને સોનાના
તથા રૂપાના, પિત્તળના, લોઢાના, લાકડાના, તથા
પથ્થરના દેવદેવીઓની સ્તુતિ કીધી ૫ તેજ ઘડીએ
માણસના હાથની આગળીઓ દેખાઇ આવી, ને
તેઓએ રાજાના મેહેલની ભીંતની છો ઉપર દીપવૃ
ક્ષની સામે એક લેખ લખ્યો, અને હાથનો જે ભાગ
લેખ લખતો હતો તે રાજાએ જોયો ૬ ત્યારે રાજાનો
ચેહેરો ઉતરી ગયો ને તેના વિચારોએ તેને ગભ-
રાવ્યો, અને તેની જાગોના સાધા ઢીલા થઇ ગયા,
ને તેના ઘુટણો એક બીજા સાથે અફળાવા લાગ્યા
૭ રાજાએ મોટેથી બૂમ પાડી કે મત્રક્રિયા કરનારાઓને,
કાસ્દીઓને તથા શકુન જોનારાઓને અંદર લાવો
રાજા બોલ્યો, ને બાબેલના જ્ઞાનીઓને કહ્યુ કે, જે
કોઇ આ લેખ વાચીને તેનો અર્થ મને બતાવશે તેને
જાબુઆ [રંગના] વસ્ત્ર તથા તેને ગળે સોનાની સાકળી
પહેરાવવામા આવશે, ને તે રાજ્યમા ત્રીજો અધિકારી
થશે. ૮ ત્યારે રાજાના સર્વે જ્ઞાનીઓ અંદર આવ્યા,
પણ તેઓ તે લેખ વાચી શક્યા નહિ, તેમ રાજાને
તેનો અર્થ પણ બતાવી શક્યા નહિ ૯ ત્યારે બેલ્શા-
સ્સાર રાજા ઘણો ગભરાયો, ને તેનો ચેહેરો ઉતરી
ગયો, ને તેના ઉમરાવો ગુચવણમા પડ્યા ૧૦ [હવે]
રાજાના તથા તેના ઉમરાવોના વચનો [સાભળ્યા]થી
રાણી ભોજનગૃહમા આવી, રાણીએ કહ્યું કે, હે રાજા,
સદા જીવતો રહે, તારા વિચારો તને ન ગભરાવે, ને
તારો ચેહેરો ઉતરી ન જાય, ૧૧ તારા રાજ્યમા એક
માણસ છે, જેમા પવિત્ર દેવોનો આત્મા છે, ને તારા
પિતાના દિવસોમા તેનામા ચાલાકી તથા સમજણ
તથા દેવોના જ્ઞાન જેવુ જ્ઞાન માલમ પડ્યા હતા,
અને તારા પિતા નબૂખાદનેસ્સાર રાજાએ, હા, તારા
પિતાએ તેને જાદુગરોનો, મત્રક્રિયા કરનારાઓનો,
કાસ્દીઓનો તથા શકુન કહેનારાઓનો અધિપતિ
ઠરાવ્યો હતો, ૧૨ કેમકે સ્વપ્નોનો અર્થ કરવામા
તથા ગુહ્યાર્થી વાક્યોનો ખુલાસો કરી બતાવવામા
તથા સદેહ દૂર કરવામા ઉત્તમ આત્મા, તથા કૌશલ્ય
તથા સમજણ એજ દાનીયેલ, કે જેનુ નામ રાજાએ
બેલ્ટશાસ્સાર પાડ્યુ હતું, તેનામા માલમ પડ્યા
હતા હવે દાનીયેલને બોલાવ, એટલે તે તેનો
અર્થ કરી બતાવશે

૧૩ ત્યારે દાનીયેલ રાજાની હજુરમા દાખલ કરાયો
રાજાએ દાનીયેલને કહ્યું, યહુદાહના બંદીપ્રવાસીઓ
કે જેઓને મારો પિતા રાજા યહુદાહમાથી લાવ્યો
હતો તેઓમાનો જે દાનીયેલ, તે તું છે શું? ૧૪ મે
તારે વિષે સાભળ્યુ છે કે, તારામા દેવોનો આત્મા છે,
ને તારામા ચાલાકી તથા સમજણ તથા ઉત્તમ જ્ઞાન
માલમ પડ્યા છે ૧૫ અને હવે, મત્રક્રિયા કરનારા
જ્ઞાનીઓ મારી હજુરમા દાખલ કરવામા આવ્યા
હતા, એ સારૂ કે તેઓ આ લેખ વાચે ને તેનો અર્થ
મને કરી બતાવે, પણ તેઓ તેનો અર્થ બતાવી
શક્યા નહિ ૧૬ પણ મેં તારે વિષે સાભળ્યુ છે કે, તું
અર્થ કરી તથા સદેહ મટાડી શકે છે, હવે જો તું એ
લેખ વાચી શકશે તથા તેનો અર્થ મને જણાવી શકશે,
તો તને જાબુઆ [વસ્ત્ર] તથા તારા ગળામા સોનાની
સાકળી પહેરાવવામા આવશે, ને તું રાજ્યમા ત્રીજો
અધિકારી થશે ૧૭ ત્યારે દાનીયેલે રાજાની આગળ
ઉત્તર આપતા કહ્યું કે, તારી બક્ષીસો તારી પાસેજ
રહેવા દે, ને તારા ઇનામ બીજા કોઇને આપ, તથાપિ
હુ એ લેખ રાજાને વાચી આપીશ, ને તેનો અર્થ તેને
કરી બતાવીશ ૧૮ હે રાજા, પરાત્પર દેવે તારા પિતા
નબૂખાદનેસ્સારને રાજ્ય તથા માહાત્મ્ય તથા યશ
તથા પ્રતાપ આપ્યા હતા, ૧૯ ને જે માહાત્મ્ય તેણે

તેને આપ્યુ હતું તેના પ્રતાપથી સર્વ પ્રજાઓ, દેશ
જાતિઓ, તથા [સર્વ] ભાષાઓ [બોલનાર લોકો]
તેની આગળ ધ્રુજતા તથા બીતા હતા, તે ચાહતો
તેને મારી નાખતો, ને ચાહતો તેને જીવતદાન દેતો,
ને ચાહતો તેને તે ઉઠાડતો, ને ચાહતો તેને પાડતો
૨૦ પણ જ્યારે તેનુ મન ગર્વિષ્ઠ થયુ, ને તેનો મિજાજ
કઠણ થવાથી તે મગરૂરીથી વર્તવા લાગ્યો, ત્યારે
પોતાના રાજ્યાસન પરથી તે પદભ્રષ્ટ કરાયો, ને
તેનો બધો યશ તેની પાસેથી લઇ લેવાયા, ૨૧ અને
મનુષ્યપુત્રો મધ્યેથી તે હાંકી કઢાયો, ને તેનુ મન
પશુઓના જેવુ થઇ ગયુ, ને તેનો વાસ જગની ગધેડા
સાથે થયો, તેને બળદની પેઠે ઘાસ ખવડાવતા, ને
તેનુ શરીર આકાશના ઝાકળથી પલળતું, જ્યા સુધી
કે તેને ખાત્રી થઇ કે પરાત્પર દેવનો અધિકાર માણ
સના રાજ્ય ઉપર ચાલે છે, ને તે ચાહે તેની નિમણૂક
તે પર કરે છે ૨૨ અને, હે બેલ્શાસ્સાર તેના પુત્ર,
જો કે આ સઘળુ તું જાણતો હતો તોપણ તેં પોતાનુ
મન દીન કીધુ નથી, ૨૩ પણ આકાશના પ્રભુ વિરૂદ્ધ
તેં ગર્વ કીધો છે, અને તેના મદિરના પાત્રો તારી
આગળ લાવવામા આવ્યા છે, ને તેં તથા તારા ઉમ
રાવોએ, તારી પત્નીઓએ તથા તારી ઉપપત્નીઓએ
તેવડે દ્રાક્ષરસ પીધો છે, અને તેં રૂપાના તથા
સોનાના, પિત્તળના, લોઢાના, લાકડાના, તથા પથ્થ
રના દેવદેવીઓ જે જોતા નથી, કે સાભળતા નથી, કે
જાણતા નથી, તેમની સ્તુતિ કીધી છે, ને દેવ કે જેના
હાથમા તારો શ્વાસોચ્છવાસ છે ને જેથી તારા સર્વ
માર્ગો છે તેને તેં મહિમા આપ્યો નથી, ૨૪ તેથી
તેની પાસેથી હાથનો ભાગ મોકલાયો, ને આ લેખ
કોતરાયો ૨૫ અને જે લેખ કોતરાયો તે આ છે,
મેને, મેને, તકેલ, ઉફાર્સીન ૨૬ એ લેખનો
અર્થ આ છે—મેને, એટલે દેવે તારા રાજ્યની ગણના
કીધી છે, ને તેનો અત આણ્યો છે ૨૭ તકેલ, એટલે
તું ત્રાજવામા તોળાયો છે, ને કમતી માલમ પડ્યો છે
૨૮ પરેસ, એટલે તારા રાજ્યના વિભાગ પડાયા છે,
ને તે માદીઓને તથા ફારસીઓને અપાયુ છે ૨૯ ત્યારે
બેલ્શાસ્સારની આજ્ઞાથી તેઓએ દાનીયેલને જાબુઆ
વસ્ત્ર પહેરાવ્યા, ને તેના ગળામા સોનાની સાકળી
પહેરાવી, ને તેને વિષે ઢંઢેરો પિટાવ્યો કે તેને
રાજ્યમા ત્રીજો અધિકારી ગણવો ૩૦ તેજ રાત્રે
બેલ્શાસ્સાર કાસ્દીઓનો રાજા માર્યો ગયો ૩૧ અને
તેનું રાજ્ય માદી દાર્યાવેશ કે જે સુમારે બાસઠ વર્ષની
વયનો હતો તેના હાથમા ગયુ

૬ અને દાર્યાવેશને એવી મરજી થઇ કે રાજ્ય ઉપર
એક સો ને વીસ સુબાઓ નિમવા, કે જેઓ
આખા રાજ્યમા જૂદે જૂદે ઠેકાણે રહે, ૨ ને તેમની
ઉપર ત્રણ સરસુબાઓ [નિમ્યા], જેઓમાનો એક
દાનીયેલ હતો, એ સારૂ કે પેલા સુબાઓ તેમને
જવાબદાર થાય, ને રાજાને કઇ નુકસાન ન લાગે.
૩ પછી આ દાનીયેલ બીજા સરસુબાઓ તથા સુબાઓ
કરતા વધારે નામાંકિત થયો, કારણ કે તેનામા ઉત્તમ
આત્મા હતો, અને રાજા તેને આખા રાજ્ય ઉપર
નિમવાનો વિચાર કરતો હતો ૪ એટલે પેલા સર
સુબાઓ તથા સુબાઓ રાજ્યની બાબતમા દાનીયેલ
વિરૂદ્ધ નિમિત્ત મેળવવાનો યત્ન કરવા લાગ્યા, પણ
તેઓને કઇ નિમિત્ત કે દોષ કાઢવાનું જડયુ નહિ,
કેમકે તે વિશ્વાસુ હતો, ને તેનામા કઇ ચૂક કે દોષ
માલમ પડ્યો નહિ ૫ ત્યારે આ માણસોએ કહ્યુ કે,
જો તેના દેવના નિયમની બાબતમા તેની વિરૂદ્ધ
આપણને કઇ નિમિત્ત ન મળે તો આપણને આ
દાનીયેલ વિરૂદ્ધ બીજુ કઇ નિમિત્ત મળી શકવાનું
નથી ૬ પછી એ સરસુબાઓ તથા સુબાઓ રાજાની
પાસે સખ્યાબધ એકઠા થયા, ને તેને આ પ્રમાણે
કહ્યું હે દાર્યાવેશ રાજા, સદા જીવતો રહે ૭ રાજ્યના
સર્વ સરસુબાઓ, અમલદારો તથા સુબાઓએ,
મત્રીઓ તથા હાકેમોએ ભેગા મળી મસલત કરીને
નિર્ણય કીધો છે કે રાજા તરફથી એવો એક નિયમ
સ્થાપિત થવો જોઇએ, ને એવો એક સખ્ત મનાઇ
હુકમ થવો જોઇએ, કે જે કોઇ ત્રીસ દિવસ સુધી, હે
રાજા, તારા શિવાય કોઇ દેવની કે માણસની પાસે
અરજ ગુજારે, તે સિંહોના બીલમા નંખાય. ૮ હવે,
હે રાજા, એ મનાઇ હુકમ સ્થાપિત કર, ને લેખ પર
સહી કર, એ સારૂ કે તે ફરે નહિ, કેમકે માદીઓના
તથા ફારસીઓના કાયદા ફરતા નથી ૯ તેથી દાર્યાવેશ
રાજાએ તે લેખ તથા તે મનાઇ હુકમ પર સહી કીધી
૧૦ અને જ્યારે દાનીયેલે જાણ્યુ કે લેખ ઉપર સહી
કરવામા આવી છે, ત્યારે તે પોતાના ઘરમા ગયો,
(હવે તેના ઓરડાની બારીઓ તો યરૂશાલેમ તરફ
ઉઘાડી હતી,) અને તેણે, અગાઉ કરતો હતો તેમ,
દિવસમા ત્રણવાર, ઘુંટણીએ પડીને પ્રાર્થના કીધી, ને
પોતાના દેવની આગળ ઉપકારસ્તુતિ કીધી ૧૧ ત્યારે
પેલા માણસો ભેગા થયા, ને તેઓએ દાનીયેલને
પોતાના દેવની આગળ વિનતી તથા પ્રાર્થના કરતો

જોયો. ૧૨ પછી તેઓએ રાજા પાસે જઇને તેની
આગળ રાજાના મનાઇ હુકમ વિષે વાત કરી કે, હે
રાજા, શું તેં એવા મનાઇ હુકમ પર સહી નથી કીધી
કે, જે કોઇ ત્રીસ દિવસમા તારા શિવાય કોઇ પણ
માણસ કે દેવની વિનંતી કરશે, તે સિંહોના બીલમાં
નંખાશે? રાજાએ ઉત્તરમાં કહ્યું કે, એ વાત ખરી છે,
માદીઓ તથા ફારસીઓના કાયદા કે જે ફરતા નથી તે
પ્રમાણે [તે છે] ૧૩ ત્યારે તેઓએ ઉત્તર આપતાં
રાજાની રૂબરૂ કહ્યું કે, હે રાજા, યહુદાહમાંના બંદી-
પ્રવાસીઓમાનો દાનીયેલ તને તથા તારી સહી કીધેલા
મનાઇ હુકમને લેખવતો નથી, પણ રોજ ત્રણ વાર
પોતે વિનંતી કરે છે. ૧૪ રાજાને આ વચનો સાંભળીને
ઘણુંજ ખોટું લાગ્યું, ને દાનીયેલને બચાવવામા તેણે
પોતાનું મન લગાડ્યું; ને તેને બચાવવા સારૂ સૂર્યાસ્ત
થતાં સુધી તેણે મેહેનત કીધી ૧૫ ત્યારે પેલા લોકો
સમ્પીને રાજા પાસે ભેગા થયા, ને રાજાને કહ્યું કે,
હે રાજા, આપે જાણવું જોઇએ કે, માદીઓ તથા ફાર-
સીઓનો કાયદો એવો છે કે રાજાનો સ્થાપેલો કોઇ
પણ મનાઇ હુકમ કે કાયદો ફેરવાય નહિ. ૧૬ ત્યારે
રાજાએ હુકમ કીધો, ને તેઓએ દાનીયેલને લઇ
જઇને સિંહોના બીલમાં નાખ્યો. રાજાએ દાનીયેલને
કહ્યું કે, તારો દેવ જેની તું હમેશાં સેવા કરે છે, તે
તને છોડાવશે ૧૭ અને એક પત્થર લાવીને બીલના
મ્હોં ઉપર મૂકવામા આવ્યો; અને રાજાએ તેના પર
પોતાની મુદ્રિકાથી તથા પોતાના અમીરોની મુદ્રિકાથી
મુદ્રા કીધી, એ સારૂ કે દાનીયેલની બાબતમા કંઇ
પણ ફેરબદલ થાય નહિ ૧૮ પછી રાજા પોતાને મેહેલે
ગયો, ને ઉપવાસી રહીને રાત કાઢી; ને વાજીંત્રો
પણ તેની આગળ આણવામા આવ્યા નહિ; ને તેની
ઉંઘ જતી રહી. ૧૯ પછી રાજા મોટે પરોઢીએ ઉઠીને
ઉતાવળથી સિંહોના બીલ પાસે ગયો. ૨૦ અને જ્યારે
તે બીલ આગળ દાનીયેલની પાસે આવ્યો ત્યારે તેણે
રડતા સાદે દાનીયેલને હાંક મારી; રાજાએ દાનીયેલને
કહ્યું કે, હે દાનીયેલ, જીવતા દેવના સેવક, શું તારો
દેવ, જેની તું નિરંતર સેવા કરે છે, તે તને સિંહોથી
બચાવી શકયો છે? ૨૧ ત્યારે દાનીયેલે રાજાને કહ્યું કે,
હે રાજા, સદા જીવતો રહે. ૨૨ મારા દેવે પોતાના
દૂતને મોકલીને સિંહોનાં મ્હોં બંધ કરાવ્યાં છે, ને
તેઓએ મને ઇજા કરી નથી; કેમકે તેની નજરમાં
મારામાં નિર્દોષપણું માલમ પડ્યું; ને, હે રાજા, તારી
નજરમાં પણ મેં કંઇ નુકસાન કીધું નથી. ૨૩ ત્યારે
રાજાને અતિ ઘણો હર્ષ થયો, ને તેણે હુકમ કીધો કે
દાનીયેલને બીલમાંથી બહાર કાઢો, તેથી દાનીયેલને
બીલમાંથી બહાર કાઢયો, ને તેના અંગ પર કોઇ
પણ પ્રકારની ઇજા[નાં ચિન્હ] માલમ પડ્યાં નહિ,
કેમકે તેણે પોતાના દેવ પર ભરોસો રાખ્યો હતો
૨૪ અને જે માણસોએ દાનીયેલ ઉપર તોહોમત મૂક્યું
હતું તેમને રાજાના હુકમથી પકડી આણીને, તેમને,
તેમનાં છોકરાંને તથા તેમની સ્ત્રીઓને, સિંહોના
બીલમાં નાખ્યાં; અને તેઓ બીલને તળિયે પહોંચે
તે પહેલાં સિંહોએ તેમના ઉપર પ્રબળ થઇને તેમનાં
બધાં હાડકાં ભાંગીને ચૂરેચૂરા કીધા.

૨૫ ત્યાર પછી દાર્યાવેશ રાજાએ આખી પૃથ્વીમાં
રહેતી સર્વ પ્રજાઓ, દેશજાતિઓ તથા સર્વ ભાષાઓ
[બોલનાર લોકો] પ્રત્યે એવું લખાણ મોકલ્યું કે,
તમને અધિકાધિક શાંતિ થાઓ. ૨૬ હું એવો નિયમ
સ્થાપું છું કે, મારા આખા રાજ્યમાં લોકોએ દાની-
યેલના દેવથી ધ્રુજવું તથા બીવું; કેમકે તેજ જીવતો
તથા સદા અચળ દેવ છે, ને તેનું રાજ્ય એવું છે કે
તેનો નાશ થશે નહિ, ને તેની સત્તા છેક અંત સુધી
રહેશે; ૨૭ તે બચાવે છે ને છોડાવે છે, ને તે આકાશ-
માં તથા પૃથ્વીમાં ચિન્હો તથા ચમત્કારો કરે છે;
તેણે દાનીયેલને સિંહોના બળમાંથી બચાવ્યો છે
૨૮ એમ એ દાનીયેલે દાર્યાવેશના રાજ્યમાં તથા
ફારસી કોરેશના રાજ્યમાં આબાદાની ભોગવી.

૭ બાબેલના રાજા બેલ્શાસ્સારને પહેલે વર્ષે
દાનીયેલને પોતાના બિછાનામાં સ્વપ્ન આવ્યું
ને તેના મગજમા સંદર્શનો થયાં; ત્યારે તેણે તે સ્વપ્ન
લખી લીધું, ને તે બાબતોનો સાર કહી બતાવ્યો.
૨ દાનીયેલે કહ્યું કે, હું રાત્રે મારા સંદર્શનમાં જોતો
હતો, ને જુઓ, આકાશના ચાર વાયુ મહા સમુદ્ર
ઉપર જોસભેર ફુંકવા લાગ્યા ૩ અને ચાર મોટાં જાન-
વરો, એક બીજાથી જૂદાં, સમુદ્રમાંથી નીકળી આવ્યાં.
૪ પહેલું તો સિંહના જેવું હતું, ને તેને ગરૂડના જેવી
પાંખો હતી, હું જોતો હતો એટલામાં તેની પાંખો
ખેંચી કાઢવામા આવી, ને તે જમીન પરથી ઉંચકાયું
ને માણસની પેઠે બે પગે ઉભું રખાયું, ને તેને મનુ-
ષ્યનું હૃદય અપાયું ૫ અને જુઓ એક જૂદી જાતનું
બીજું જાનવર, રીંછના જેવું હતું, ને તે એક બાજુએ
ઉંચું કરાયું, ને તેના મ્હોંમાં તેના દાંતો વચ્ચે ત્રણ
પાસળીઓ હતી; અને તેઓએ તેને એમ કહ્યું કે,
ઉઠીને ઘણા માસનો ભક્ષ કર. ૬ ત્યાર પછી હું જોતો

હતો, ત્યારે જુઓ, એક બીજું જાનવર દીપડા જેવું
દેખાયું, ને તેની પીઠ પર પક્ષીના જેવી ચાર પાંખો
આવેલી હતી; વળી તે જાનવરને ચાર માથા હતા;
ને તેને રાજ્યાધિકાર અપાયો હતો ૭એ પછી હું
રાતના સદર્શનમાં જોતો હતો, તો જુઓ એક ચોથું
જાનવર દેખાયું, તે ભયંકર તથા જોરાવર તથા અતિ
મજબૂત હતું; ને તેને લોઢાના મોટા દાંત હતા; તે
ખાઇ જતું તથા ભાંગીને ટુકડા કરતું હતું; ને બાકી-
નાને પોતાના પગથી ખુંદતું હતું; અને તેની અગા-
ઉનાં સર્વ પશુઓ કરતા તે જૂદું હતું, ને તેને દસ
શિંગ હતાં ૮હું એ શિંગો વિષે વિચાર કરતો હતો
એટલામાં, જુઓ, તેઓ મધ્યે એક બીજું નાનું શિંગ
ફુટી નિકળ્યું કે જેના પ્રતાપથી પહેલામાંનાં ત્રણ
શિંગો સમૂળગાં ઉખડી ગયા; અને, જુઓ, આ
શિંગમા માણસની આંખો જેવી આંખો, તથા મહાન
વાતો ઉચરનાર એક મુખ હતું ૯હું જોયા કરતો
હતો એટલામા રાજ્યાસનો મૂકવામાં આવ્યા, ને જે
પુરાતન કાળનો તે બિરાજમાન થયો; તેનો પોશાક
બરફ જેવો શ્વેત, ને તેના માથાના વાળ નિર્મળ
ઉનના જેવા હતા; તેનું રાજ્યાસન અગ્નિના ભડકાનું
હતું, [ને] તેનાં પૈડા બળતા અગ્નિનાં હતાં ૧૦અગ્નિની
છોળ તેની આગળથી નીકળીને ધસી જતી હતી;
હજારોના હજારો તેની સેવા કરતા હતા, અને અયુ-
તોના અયુતો તેની સન્મુખ ઉભા રહેલા હતા;
અદાલત બેઠી હતી, ને ચોપડીઓ ઉઘાડેલી હતી.
૧૧જે મહાન વચનો શિંગ ઉચરતું હતું તેમના અવા-
જને લીધે હું તે વખતે જોતો હતો; એ જાનવર છેક
મારી નખાયું, ને તેનું શરીર નાશ પામ્યું, ને તે
અગ્નિદાહને સ્વાધીન કરાયું, ત્યા સુધી મેં જોયાં કીધું
૧૨અને બાકીનાં જાનવરોનો તો રાજ્યાધિકાર લઇ
લેવાયો પણ તેમની આવરદા એક સમય તથા એક
કાળ સુધી જારી રખાઇ. ૧૩રાતનાં સદર્શનોમાં હું
જોતો હતો, તો જુઓ, આકાશના મેઘો સાથે મનુ-
ષ્યપુત્રના જેવો એક આવ્યો, ને જે પુરાતન કાળનો
તેની પાસે તે આવ્યો, ને તેઓ તેને તેની નજીક
લાવ્યા. ૧૪અને તેને રાજ્યાધિકાર તથા મહિમા તથા
રાજ્ય આપવામાં આવ્યાં, એ સારૂ કે બધી પ્રજાઓ,
દેશજાતિઓ તથા સર્વ ભાષાઓ [બોલનાર લોકો]
તેના તાબેદાર થાય, તેનો રાજ્યાધિકાર સનાતન તથા
અચળ રાજ્યાધિકાર, ને તેનું રાજ્ય અવિનાશી છે
૧૫મારૂ, દાનીયેલનું, મન તો મારા શરીર મધ્યે
દુઃખિત થયું, ને મારા મગજનાં સદર્શનોએ મને
ગભરાવ્યો. ૧૬જેઓ પાસે ઉભા રહ્યા હતા તેઓમાંના
એકની પાસે જઇને આ સર્વનો ખરો અર્થ મેં તેને
પૂછયો. તેથી તેણે મને કહ્યો ને એ વાતોનો ખુલાસો
મારી આગળ કીધો. ૧૭આ ચાર મોટાં જાનવરો, તે
તો ચાર રાજાઓ છે, કે જેઓ પૃથ્વીમા ઉભા થશે.
૧૮પણ પરાત્પરના પવિત્રો રાજ્ય ધારણ કરશે, ને
તે રાજ્ય સદા, હા, સદાસર્વકાળ ભોગવશે ૧૯ત્યારે
ચોથું જાનવર કે જે તે બધા કરતા જૂદું તથા અતિશય
ભયકર હતું, જેના દાંત લોઢાના ને જેના નખ પિત્ત-
ળના હતા, જે ફાડી ખાતું, ભાંગીને ટુકડા કરતું, ને
બાકીનાને પોતાના પગથી ખુંદતું હતું, તેનો ખરો
અર્થ, ૨૦તથા તેના માથા પરનાં દસ શિંગો તથા પેલું
બીજું ફુટી નીકળેલું શિંગ કે જેના પ્રતાપથી ત્રણ પડી
ગયા, એટલે જે શિંગને આંખો તથા મહાન વાતો
ઉચરનાર મુખ હતું, ને જે દેખાવમા તેની સાથેનાના
કરતાં મજબૂત હતું, તેઓનો ખરો અર્થ જાણવાની મેં
ઇચ્છા દર્શાવી. ૨૧હું જોયાં કરતો હતો એટલામાં
એજ શિંગે પવિત્રોની સામે યુદ્ધ મચાવીને તેઓના
ઉપર જય મેળવ્યો; ૨૨જ્યાં સુધી કે જે પ્રાચીન
કાળનો તે આવ્યો, ને પરાત્પરના પવિત્રોને ન્યાયા-
ધિકાર અપાયો; અને એવો વખત આવ્યો કે
પવિત્રોને રાજ્ય પ્રાપ્ત થયું. ૨૩તેણે તો એમ કહ્યું કે,
ચોથું જાનવર, તે તો પૃથ્વી પર એક ચોથું રાજ્ય
થવાનું છે, કે જે બીજાં બધા રાજ્યો કરતાં જૂદું થશે,
ને આખી પૃથ્વીને ખાઇ જશે, ને તેને ખુંદી નાખશે,
ને તેને ભાંગીને ટુકડા કરશે. ૨૪અને પેલાં દસ શિંગો,
એટલે આ રાજ્યમાંથી દસ રાજાઓ ઉઠશે; ને તેમના
પછી બીજો એક ઉઠશે, ને તે આગલાઓના કરતાં
જૂદો થશે, ને તે ત્રણ રાજાઓને તાબે કરશે. ૨૫અને
તે પરાત્પરની વિરૂદ્ધ વાતો બોલશે, ને પરાત્પરના
પવિત્રોનો ક્ષય કરશે, ને તે કાળોને તથા નિયમને
ફેરવી નાખવાનો વિચાર કરશે; ને તેઓ કાળ તથા
કાળો તથા અડધા કાળ પર્યત તેના હાથમા અપાશે.
૨૬પણ અદાલત બેસશે, ને તેનુ રાજ્ય છિનવી લેવા-
ઇને અંત સુધી તેનો ક્ષય તથા વિનાશ કરાશે. ૨૭અને
રાજ્ય તથા રાજ્યાધિકાર, ને આખા આકાશ તળેના
રાજ્યોનું મહત્વ પરાત્પરના પવિત્રોની પ્રજાને અપાશે;
તેનું રાજ્ય સદા ટકનારૂ રાજ્ય છે, ને સર્વ રાજ્યો તેની
તાબેદારી કરશે તથા તેની આજ્ઞાને આધીન થશે
૨૮અહીં એ વાતનું છેવટ છે મારા, દાનીયેલના,

વિચારોએ મને બહુ ગભરાવ્યો, ને મારૂં મ્હો ઉતરી
ગયું; પણ મેં આ વાત મારા મનમાં રાખી

૮ બેલ્શાસ્સાર રાજાના ત્રીજા વર્ષમાં મને, હા,
મને દાનીયેલને, એક સદર્શન થયું, એટલે
પ્રથમ મને જે થયું હતું તેના પછી. ૨ અને હું સદર્શ-
નમાં જોતો હતો; હવે જોતી વેળાએ હું એલામ
પ્રાંતમાંના શૂશાન મેહેલમાં હતો; ને હું સંદર્શનમાં
જોતો હતો, ને હું ઉલાય નદીની પાસે હતો ૩ ત્યારે
મેં મારી આંખો ઉંચી કરીને જોયું તો જુઓ, બે
શિંગોવાળો એક મેંઢો નદી આગળ ઉભો હતો; ને
એ બે શિંગો ઉંચા હતાં; પણ એક બીજા કરતાં
વધારે ઉંચું હતું, ને વધારે ઉંચું છેલ્લું ઉગી નીકળ્યું
૪ મેં તે મેંઢાને પશ્ચિમ તરફ તથા ઉત્તર તરફ તથા
દક્ષિણ તરફ માથાં મારતો જોયો; ને કોઇ પણ જાનવર
તેની આગળ ટકી શકતું નહોતું, ને તેના હાથમાથી
છોડાવી શકે એવું પણ કોઇ નહોતું; પણ તે પોતાની
મરજી પ્રમાણે કરતો હતો, ને વડાઇ કરતો હતો
૫ અને હું વિચાર કરતો હતો એટલામાં, જુઓ, એક
બકરો પશ્ચિમથી નીકળીને આખી પૃથ્વીની સપાટી
પર [આવ્યો], ને તે જમીન પર પગ પણ નહોતો
મૂકતો; ને એ બકરાને તેની આંખોની વચ્ચે એક
પ્રસિદ્ધ શિંગ હતું ૬ અને તે પેલો બે શિંગોવાળો
મેંઢો, જેને મેં નદી આગળ ઉભેલો જોયો, તેની પાસે
આવ્યો, ને પોતાના બળના જોસમાં તેના પર ધસ્યો
૭ અને મેં તેને મેંઢાની લગભગ આવી પહોંચતો
જોયો, ને તે એના પર ખૂબ ધુમરાયલો હતો, ને તેણે
મેંઢાને મારીને તેનાં બન્ને શિંગ ભાંગી નાખ્યાં; ને
તેની સામે ટક્કર લેવાને મેંઢો બિલકુલ અશક્ત હતો;
તેણે તો એને જમીન પર પછાડ્યો, ને પોતાના પગથી
એને ખુંદ્યો; ને તેના હાથમાંથી મેંઢાને છોડાવી શકે
એવો કોઇ નહોતો. ૮ અને બકરાએ અતિ ઘણું મહત્ત્વ
ધારણ કીધું; ને તે બળવાન થયો ત્યારે એનું મોટું
શિંગ ભાંગી ગયું; ને તેને બદલે આકાશના ચારે વાયુ
તરફ ચાર પ્રસિદ્ધ [શિંગો] ફુટ્યાં. ૯ અને તેઓમાંના
એકમાંથી એક નાનું શિંગ ફુટી નીકળ્યું, ને તે દક્ષિણ
તરફ, તથા પૂર્વ તરફ તથા મહિમાવાન [દેશ]ની
તરફ અત્યંત મોટું થયું. ૧૦ અને તે વધીને આકાશના
સૈન્ય સુધી પણ પહોંચ્યું; ને તેણે તે સૈન્યમાંના
તથા તારાઓમાંના કેટલાકને નીચે જમીન પર પાડી
નાખ્યા, ને તેમને પગ તળે ખુંદ્યા. ૧૧ અને તે વધીને
તે સૈન્યના સરદાર સુધી પણ પહોંચ્યું; ને તેણે તેની
પાસેથી જાયુનું [દહનીયાર્પણ] લઇ લીધું, ને તેનું
શુદ્ધસ્થાન પાડી નંખાયું. ૧૨ અને અપરાધના કાર-
ણથી સૈન્ય તથા જાયુનું [દહનીયાર્પણ] તેને હવાલે
કરાયાં; ને તેણે સત્યને ભૂમિ પર પાડી નાખ્યું, ને
તેણે પોતાની [મરજી મુજબ] કીધું, ને ફતેહ પામ્યું.
૧૩ ત્યારે મેં એક પવિત્રને બોલતો સાંભળ્યો; ને જે
અમુક પવિત્ર બોલતો હતો તેને બીજા પવિત્રે કહ્યું કે,
જાયુના [દહનીયાર્પણ] વિષેના તથા જે ઉજડ કરનાર
અપરાધ શુદ્ધસ્થાનને તેમજ સૈન્યને બન્નેને પગતળે
ખુંદવા સારૂ સોંપે છે તે વિષેના સદર્શનની મુદત
કેટલી છે? ૧૪ અને તેણે મને કહ્યું કે, બે હજાર ને
ત્રણસેં સાંજ સવાર સુધી; ત્યાર પછી શુદ્ધસ્થાનનું
શુદ્ધિકરણ થશે

૧૫ અને મને, હા, મને દાનીયેલને, એ સદર્શન
થયા પછી એમ થયું કે, તે સમજવા સારૂ હું પ્રયત્ન
કરતો હતો; તો જુઓ, પુરૂષના જેવો આભાસ મારી
આગળ ઉભો રહ્યો. ૧૬ અને મેં ઉલાય[ના કાંઠાઓ]ની
વચ્ચે મનુષ્યનો સાદ સાંભળ્યો, કે જેણે હાક મારીને
કહ્યું કે, ગાબ્રીએલ, આ માણસને સદર્શનની સમજ
પાડ. ૧૭ તેથી હું ઉભો હતો ત્યા તે નજીક આવ્યો;
ને જ્યારે તે આવ્યો ત્યારે હું બીને ઉંધો પડ્યો; પણ
તેણે મને કહ્યું કે, હે મનુષ્યપુત્ર, તું સમજ; કેમકે
આ સદર્શન અંતકાળ વિષેનું છે. ૧૮ હવે તે મારી સાથે
બોલતો હતો ત્યારે હું જમીન પર ઉંધો પડેલો છતાં
ભર નિદ્રામાં પડ્યો; પણ તેણે મને અડકીને મને
ટટાર બેસાડ્યો. ૧૯ અને તેણે કહ્યું, જો, કોપને અંત-
સમયે શું થવાનું છે તે હું તને જણાવીશ; કેમકે એ
ઠરાવેલા અંતકાળ વિષેનું છે. ૨૦ જે બે શિંગડાંવાળો
મેંઢો તેં જોયો, તેઓ માદાય તથા ઇરાનના રાજાઓ
છે. ૨૧ અને રૂંવાંવાળો બકરો યાવાનનો રાજા છે;
અને તેની આંખો વચ્ચેનું મોટું શિંગડું તે તો પહેલો
રાજા છે. ૨૨ અને જે ભાંગી ગયું, તથા જેની જગ્યાએ
ચાર ઉભાં થયાં, તે એક દેશજાતિ [દર્શાવે છે કે
જે]માંથી ચાર રાજ્યો ઉભાં થશે, પણ તેઓ તેના
જેટલાં બળવાન નહિ હોય ૨૩ અને તેઓના રાજ્યના
આખર સમયમાં, જ્યારે અપરાધીઓનો ઘડો ભરાયો
હશે ત્યારે એક વિકાળ ચેહેરાનો, તથા ગુહ્ય વાતો
સમજનારો રાજા ઉભો થશે ૨૪ અને તે મહા બળ-
વાન થશે પણ પોતાનાજ બળથી નહિ; અને તે
અદ્ભૂત રીતે નાશ કરશે, ને ફતેહ પામશે ને
[પોતાની મરજી મુજબ] કરશે; અને તે પરાક્રમી-

ઓનો તથા પવિત્ર લોકોનો નાશ કરશે ૨૫ અને
તેની હુશિયારીથી તે પોતાના હાથમાં પ્રપંચને ફતે
હમંદ કરશે; ને તે પોતાના મનમા વડાઇ કરશે, ને
તે ઘણાઓનો [તેઓના] અભયપણામા નાશ કરશે,
તે સરદારોના સરદારની વિરૂદ્ધ પણ ઉઠશે; પણ
હાથ વગર તેનો ભાંગ કરાશે ૨૬ અને સાંજ સવાર
વિષે જે સદર્શન કહેવામા આવ્યુ છે તે ખરૂ છે; પણ
તું તે સદર્શન બંધ કરી દે, કેમકે તે ઘણા દૂરના કાળ
વિષે છે. ૨૭ અને મને દાનીયેલને મૂર્છા આવી, ને હુ
કેટલાક દિવસો સુધી માંદો રહ્યો; પછી હુ ઉઠીને
રાજાનું કામ કરવા લાગ્યો; અને એ સંદર્શનથી હુ
અચંબો પામ્યો, પણ તેની સમજ કોઇને પડી નહિ.

૯ માદીઓના વંશના અહાશ્વેરોશનો દીકરો દાર્યા-
વેશ, જે કાસ્દીઓની બાદશાહતનો રાજા ઠરા-
વાયો, તેના પહેલા વર્ષમાં; ૨ તેના રાજ્યના પહેલા
વર્ષમાં, જે વર્ષો વિષે, એટલે યરૂશાલેમની પાયમાલી
થતા સુધીની મુદતના સિત્તેર વર્ષો વિષે, યહોવાહની
વાણી યિર્મેયાહ ભવિષ્યવાદીની પાસે આવી, તેઓની
ગણત્રી હુ દાનીયેલ પુસ્તકોથી સમજ્યો. ૩ અને હુ
ઉપવાસ તથા ટાટ તથા રાખસહિત પ્રાર્થના તથા
વિનંતીઓવડે શોધન કરવાને મારૂ મુખ પ્રભુ દેવ
તરફ રાખી રહ્યો. ૪ અને મેં મારા દેવ યહોવાહની
પ્રાર્થના કીધી, ને કબૂલ કીધુ, ને કહ્યુ, હે પ્રભુ, તારા
પર પ્રીતિ કરનારાઓને સારૂ તથા તારી આજ્ઞાઓ
પાળનારાઓને સારૂ કરાર તથા દયા રાખનાર મહાન
તથા ભયયોગ્ય દેવ; ૫ અમે તો તારી આજ્ઞાઓથી
તથા તારા હુકમોથી ભટકી જઇને પાપ કીધું છે, ને
આડા ચાલ્યા છીએ, ને દુષ્ટાઇ કીધી છે, ને ફિતૂર કીધુ
છે ૬ અને તારા સેવક ભવિષ્યવાદીઓ કે જેઓ તારે
નામે અમારા રાજાઓને, અમારા સરદારોને, તથા
અમારા બાપદાદાઓને, તથા દેશના સર્વ લોકોને
બોધ કરતા હતા તેઓનું અમે સાંભળ્યું નથી. ૭ હે
પ્રભુ, ન્યાયીપણુ તો તારૂ છે, પણ આજની પેઠે
મુખનું ઝંખવાણાપણુ તો અમારૂ, એટલે યહુદાહના
માણસોનું તથા યરૂશાલેમના રહેવાસીઓનું, તથા
પાસેના ને દૂરના, એટલે તારી વિરૂદ્ધ તેઓએ કીધેલા
અપરાધને લીધે જે સર્વ દેશોમાં તેં તેઓને હાંકી
કાઢયા છે તેઓમાંના, સર્વ ઇસ્રાએલનું છે. ૮ હે પ્રભુ,
મુખનું ઝંખવાણાપણુ અમારૂ, અમારા રાજાઓનુ,
અમારા સરદારોનું, તથા અમારા બાપદાદાઓનું છે,
કેમકે અમે તારી વિરૂદ્ધ પાપ કીધું છે. ૯ દયા તથા
ક્ષમા અમારા દેવ પ્રભુની છે, કેમકે અમે તેની વિરૂદ્ધ
દંગો કીધો છે; ૧૦ અને યહોવાહ અમારા દેવની
વાણીને ન માનવાં તેના નિયમો જે તેણે પોતાના
સેવક ભવિષ્યવાદીઓની હસ્તક અમારી આગળ
મૂકયા તેમાં અમે ચાલ્યા નથી; ૧૧ હા, સર્વ ઇસ્રા-
એલે ભટકી જઇને તારી વાણી ન માનવાં તારા
નિયમનું ઉલ્લંઘન કીધુ છે, તે માટે શાપ તથા દેવના
સેવક મુસાના નિયમશાસ્ત્રમા લખેલી પ્રતિજ્ઞા અમારા
પર વરસાવવામાં આવ્યાં છે; કેમકે અમે તેની વિરૂદ્ધ
પાપ કીધુ છે ૧૨ અને અમારા પર મોટી આપત્તિ
આણીને પોતે, અમારી વિરૂદ્ધ તથા અમારો ન્યાય
કરનારા અમારા ન્યાયાધીશોની વિરૂદ્ધ, બોલેલા
વચનો તેણે સ્થાપિત કીધાં છે; કેમકે યરૂશાલેમ પર
જે વિતાડવામાં આવ્યુ છે, તેવું આખા આકાશ તળે
વીત્યુ નથી ૧૩ મુસાના નિયમશાસ્ત્રમાં જેમ લખ્યુ
છે તેમ આ સઘળી વિપત્તિ અમારા પર આવી પડી
છે; તોપણ અમારા અન્યાયથી ફરવા માટે, તથા
તારા સત્યમાં સમજણ પામવા સારૂ, અમે હજી સુધી
યહોવાહ અમારા પ્રભુની કૃપા વિનવી નથી. ૧૪ એ
માટે યહોવાહે એ આપત્તિનો પ્રસગ જોઇને તે
અમારા પર આણી છે; કેમકે અમારો દેવ યહોવાહ
પોતે કરે છે, તે પોતાનાં સર્વે કામોમા ન્યાયી છે, ને
અમે તેની વાણી માની નથી. ૧૫ અને હવે, હે પ્રભુ,
પોતાના લોકોને પરાક્રમી હાથે મિસર દેશમાંથી કાઢી
લાવીને આજની પેઠે મહિમા પામનાર અમારા દેવ,
અમે પાપ કીધુ છે, અમે દુષ્ટાઇ કીધી છે ૧૬ હે પ્રભુ,
કૃપા કરીને, તારા સઘળા ન્યાયીપણા પ્રમાણે, તારો
કોપ તથા તારો ક્રોધ તારા યરૂશાલેમ નગર પરથી,
એટલે તારા પવિત્ર પર્વત પરથી, પાછો ફેરવ, અમારાં
પાપોને લીધે તથા અમારા બાપદાદાઓના અન્યા-
યોને લીધે યરૂશાલેમ તથા તારા લોકો અમારી
આસપાસના સર્વેની નજરમાં મેહેણાંરૂપ થયાં છે.
૧૭ માટે હવે, હે અમારા દેવ, તારા સેવકની પ્રાર્થના
તથા તેની વિનંતીઓ સાંભળીને તારા પાયમાલ થએલા
પવિત્રસ્થાન ઉપર, પ્રભુની ખાતર, તારૂ મુખ પ્રકાશે
એમ કર ૧૮ હે મારા દેવ, તારો કાન ધરીને સાંભળ;
તારી આંખો ઉઘાડીને અમારી પાયમાલી પર તથા
તારે નામે ઓળખાતા નગર પર નજર કર; કેમકે
અમે અમારી અરજો અમારા ન્યાયીપણાને લીધે
નહિ પણ તારી મોટી દયાને લીધે તારી આગળ રજુ
કરીએ છીએ. ૧૯ હે પ્રભુ, સાંભળ; હે પ્રભુ, ક્ષમા

કર; હે પ્રભુ, લક્ષ દે, ને [અરજ] ફળીભૂત કર;
વિલંબ ન કર; હે મારા દેવ, તારી પોતાની ખાતર,
કેમકે તારા નગરનું તથા તારા લોકોનું નામ તારા નામ
પરથી પડેલું છે

૨૦ અને હું બોલતો તથા પ્રાર્થના કરતો તથા મારા
પાપ તથા મારા ઇસ્રાએલ લોકનાં પાપ કબૂલ કરતો
હતો, ને મારા દેવના પવિત્ર પર્વતને સારૂ મારા દેવ
યહોવાહ આગળ મારી અરજ ગુજારતો હતો; ૨૧ હા,
હું પ્રાર્થના ઉચ્ચારતો હતો તે દરમ્યાન ગાબ્રીએલ
માણસ જેને મેં સંદર્શનમાં પ્રથમ જોયો હતો, તે
આજ્ઞાથી વેગે ઉડતો આવીને આસરે સાંજના અર્પ-
ણની વેળાએ મને અડક્યો ૨૨ અને તેણે મને સમ-
જણ પાડી, ને મારી સાથે વાત કરતાં કહ્યું કે, હે
દાનીયેલ, હું હમણા તને સમજણમાં ચતૂર બનાવવા
સારૂ નીકળી આવ્યો છું ૨૩ તારી વિનતીઓની શરૂ-
આતમાં હુકમ નીકળ્યો, તેથી તને માહિતી આપવા
સારૂ હું આવ્યો છું; કેમકે તું અતિ પ્રિય છે; માટે આ
વાતનો વિચાર કર, ને સંદર્શન સમજ; ૨૪ અપરાધ
બંધ પાડવાને, પાપનો અંત આણવાને, ને અન્યાયનું
પ્રાયશ્ચિત કરવાને, ને સર્વકાળનું ન્યાયીપણું દાખલ
કરવાને, ને સંદર્શન તથા ભવિષ્યવાદ મુદ્રાથી બંધ
કરી દેવાને, ને પરમપવિત્રનો અભિષેક કરવાને, તારા
લોકને શિર તથા તારા પવિત્ર નગરને શિર સિત્તેર
સપ્તાહ નિર્માણ કીધેલા છે ૨૫ એ માટે જાણ તથા
સમજ, કે યરૂશાલેમની મરામત કરવાનો તથા તેને
બાંધવાનો હુકમ પ્રગટ થયાના વખતથી તે અભિષિક્ત
સરદારના વખત સુધીમા સાત સપ્તાહ વીતશે, અને
બાસેઠ સપ્તાહ; શેરીઓ તથા ખાઇસહિત, સંકટના
સમયોમા પણ. તે ફરીથી બંધાશે ૨૬ અને એ
બાસેઠ સપ્તાહ પછી અભિષિક્ત કાપી નખાશે, ને તેનું
કંઇ પણ રહેશે નહિ; અને જે સરદાર આવશે તેના
લોકો નગરનો તથા પવિત્રસ્થાનનો નાશ કરશે; અને
તેનો અંત રેલથી આવશે, ને છેક અંત સુધી યુદ્ધ
ચાલશે; અને પાયમાલી નિર્માણ થએલી છે. ૨૭ અને
તે ઘણાઓની સાથે એક સપ્તાહ સુધીનો મજબૂત
કરાર કરશે; અને એ સપ્તાહની અધવચમા તે યજ્ઞને
તથા અર્પણને બંધ કરશે; પછી અમંગળ વસ્તુઓની
પાંખ પર વેરાન કરનાર [આવશે]. અને જે નિર્માણ
કરાએલું છે, તે પુરૂં થતા સુધી વેરાન કરનાર પર
[કોપ] રેડાશે.

૧૦ ઇરાનના રાજા કોરેશને ત્રીજે વર્ષે દાનીયેલ,
જેનું નામ બેલ્ટશાસ્સાર પાડેલું હતું, તેને
એક બાબત પ્રગટ કરવામાં આવી; અને એ બાબત
જે એક મોટા યુદ્ધની હતી, તે ખરી હતી; અને
તેને એ બાબતની સમજણ પડી, ને તેને સંદર્શન વિષે
સમજુતી મળી. ૨ તે દિવસોમાં મેં દાનીયેલે આખાં
ત્રણ અઠવાડિયાં સુધી શોક કીધો હતો. ૩ આખાં
ત્રણ અઠવાડિયાં પુરાં થયાં ત્યાં સુધી મેં સુખની
રોટલી ખાધીજ નહોતી, તેમજ માંસ કે દ્રાક્ષરસ મારા
મ્હોમાં આવ્યો ન હતો, તેમજ મેં પોતાને અંગે
બિલકુલ તેલ ચોળ્યું નહોતું. ૪ અને પહેલા માસને
ચોવીસમે દિવસે, હું મહા નદીને, એટલે હિદ્દેકેલને
કિનારે હતાં, ૫ મેં મારી આંખો ઉંચી કરીને જોયું,
તો, જુઓ, શણનાં વસ્ત્ર પહેરેલો એક માણસ [હતો],
ને તેની કમર ઉફાઝના ચોખ્ખા સોનાથી બાંધેલી
હતી; ૬ તેનું શરીર પણ પિરોજના જેવું હતું; ને
તેનો ચેહેરો વિજળીના જેવો દેખાતો હતો, ને તેની
આંખો બળતી બત્તીઓ જેવી, ને તેના હાથ ને તેના
પગ ઓપેલા પિત્તળના રંગ જેવા હતા, ને તેના
શબ્દોનો અવાજ સમુદાયના અવાજ જેવો હતો.
૭ અને મેં દાનીયેલે એકલાએ તે સંદર્શન જોયું; કેમકે
મારી સાથેના માણસોએ એ સંદર્શન દીઠું નહિ; પણ
તેઓને મોટી ધ્રુજારી ચઢી આવી, ને તેઓ સંતાઇ
જવા સારૂ નાસી ગયા. ૮ એવી રીતે હું એકલો પડ્યો,
ને મેં એ મોટું સંદર્શન જોયું, ને મારામાં કંઇ શક્તિ
રહી નહિ; કેમકે મારૂં સૌંદર્ય બદલાઇને કોહોવાણરૂપ
થઇ ગયું, ને મારામાં કંઇ પણ શક્તિ રહી નહિ.
૯ તોપણ તેના શબ્દોનો સાદ મેં સાંભળ્યો; અને
જ્યારે મેં તેના શબ્દોનો સાદ સાંભળ્યો, ત્યારે મારૂં
મુખ ભૂમિ તરફ રાખીને, હું ઉંધો ને ઉંધો ભર નિદ્રામા
પડ્યો. ૧૦ અને જુઓ, એક હાથ મને અડક્યો અને
તેણે મને મારા ઘુટણો પર તથા મારા હાથની હથે-
ળીઓ પર ટેકવ્યો. ૧૧ અને તેણે મને કહ્યું કે, હે
દાનીયેલ, અતિ પ્રિય માણસ, જે શબ્દો હું તને કહું
છું તે સમજ, ને ટટ્ટાર ઉભો રહે; કેમકે હાલ હું
તારીજ પાસે મોકલાયો છું; અને જ્યારે તેણે મને
આ વાત કહી ત્યારે હું ધ્રુજતો ધ્રુજતો ઉભો થયો
૧૨ ત્યારે તેણે મને કહ્યું કે, દાનીયેલ, બિહી મા;
કેમકે તેં તારૂં મન સમજવામાં તથા તારા દેવની આગળ
દીન થવામાં લગાડ્યું, તેના પહેલા દિવસથીજ તારા
શબ્દો સાંભળવામા આવ્યા હતા; અને તારી વિનતી-

ઓની ખાતર હું આવ્યો છું ૧૩ પણ ઇરાનના રાજ્યના
સરદારે એકવીસ દિવસ સુધી મારી સાથે ટક્કર લીધી;
પણ, જો, મુખ્ય સરદારોમાંનો એક, એટલે મીખા-
એલ, મારી મદદે આવ્યો; અને હું ત્યાં ઇરાનના
રાજાઓની સાથે રહ્યો. ૧૪ તારા લોકો પર પાછળના
દિવસોમાં શું વીતશે તે તને સમજાવવા સારૂ હું હમણાં
આવ્યો છું; કેમકે સંદર્શન તો હજી પણ લાંબી મુદ્દ-
તને વાસ્તે છે. ૧૫ તેણે મને આ પ્રમાણે વાત કરી
ત્યારે હું નીચું જોઇને મુંગો રહ્યો. ૧૬ અને, જુઓ,
મનુષ્યપુત્રોના જેવા સ્વરૂપનો કોઇએક મારા હોઠોને
અડક્યો; ત્યારે હું મારૂં મુખ ઉઘાડીને બોલ્યો, ને જે
મારી આગળ ઉભો હતો તેને મેં કહ્યું કે, હે મારા
મુરબ્બી, સંદર્શનને લીધે મારો ખેદ મારા પર આવી
પડ્યો છે, ને મારામાં કંઇજ શક્તિ રહી નથી ૧૭ કેમકે
આ મારા મુરબ્બીનો દાસ આ મારા મુરબ્બીની
સાથે કેમ વાત કરી શકે? કેમકે મારામાંથી તો બળ
એકદમ છેક લોપ થયું, ને મારામાં દમ પણ રહ્યો
નહિ. ૧૮ ત્યારે મનુષ્યના જેવા દેખાવનો કોઇએક
ફરીથી મને અડક્યો, ને તેણે મને બળ આપ્યું.
૧૯ અને તેણે કહ્યું, હે અતિ પ્રિય માણસ, બિહી મા;
તને શાંતિ થાઓ; બળવાન થા, હા, બળવાન થા.
અને જ્યારે તેણે મારી સાથે વાત કરી ત્યારે મને જોર
આવ્યું ને મેં કહ્યું કે, મારા મુરબ્બી, બોલ; કેમકે તેં
મને બળ આપ્યું છે. ૨૦ ત્યારે તેણે મને કહ્યું, હું તારી
પાસે શા માટે આવ્યો છું તે તું જાણે છે? અને હવે
હું ઇરાનના સરદાર સાથે યુદ્ધ કરવાને પાછો જઇશ;
અને હું ચાલી નીકળીશ ત્યારે, જો, યાવાનનો સરદાર
આવશે. ૨૧ પણ સત્યના લેખમાં જે લખેલું છે તે હું
તને કહીશ; ને એ વાતો વિષે તારા સરદાર મીખા-
એલ શિવાય બીજો કોઇ મારો પક્ષ પકડતો નથી.

૧૧ પણ માદી દાર્યાવેશને પહેલે વર્ષે હું તો તેને
દૃઢ તથા મજબૂત કરવાસારૂ ઉભો થયો.
૨ અને હવે હું તને સત્ય બતાવીશ. જુઓ, હવે
પછી ઇરાનમાં ત્રણ રાજાઓ ઉભા થશે; અને ચોથો
એ બધાઓ કરતાં ઘણોજ દ્રવ્યવાન થશે; અને
પોતાના દ્રવ્યવડે બળવાન થઇને તે બધાઓને યાવા-
નના રાજ્ય વિરૂદ્ધ ઉશ્કેરશે ૩ અને એક પરાક્રમી
રાજા ઉભો થશે કે જે મહા પ્રતાપથી રાજ્ય ચલાવશે
ને પોતાની મરજી પ્રમાણે કરશે ૪ અને જ્યારે તે ઉભો
થશે ત્યારે તેનું રાજ્ય ભાંગી પડશે, ને આકાશના
ચાર વાયુ તરફ તેના વિભાગ પડી જશે; પણ તે
તેનાં સંતાનને નહિ [મળશે], તેમજ જે પદ્ધતિથી તે
રાજ્ય કરતો હતો તે રાજ્યપદ્ધતિ પ્રમાણે નહિ
ચાલશે; કેમકે તેનું રાજ્ય ઉખેડી નંખાઇને એઓ
શિવાય બીજાઓને મળશે. ૫ અને દક્ષિણનો રાજા
તથા તેના સરદારોમાંનો એક બળવાન થશે; અને
એ તેના કરતાં બળવાન થશે, ને હકુમત ભોગવશે;
તેની હકુમત મહાન હકુમત થશે. ૬ અને વર્ષોને અંતે
તેઓ એકત્ર સંપ કરશે; અને દક્ષિણના રાજાની
દીકરી ઉત્તરના રાજા પાસે કોલકરાર કરવાને આવશે;
પણ તેણીના હાથનું બળ તેણીથી રાખી રહેવાશે નહિ;
અને તે તથા તેનો હાથ પણ નિભી શકશે નહિ;
પણ તેણી તથા તેણીને લાવનારાઓ તથા તેણીને
જન્મ દેનાર તથા તે સમયોમાં તેણીને બળ આપનાર,
એઓ નિરાશ્રિત મૂકાશે. ૭ પણ તેણીની જડમાંથી
[નીકળેલા] ફણગામાંથી તેની પદવીએ એક ઉભો
થશે કે જે સૈન્યમાં આવશે, ને ઉત્તરના રાજાના
કિલ્લામાં પેસીને તેની વિરૂદ્ધ પ્રયત્ન કરીને જીત
પામશે; ૮ અને વળી તે તેઓના દેવોને તથા તેમની
ઢાળેલી મૂર્તિઓને તથા તેઓનાં સોનારૂપાનાં સારાં
સારાં પાત્રોને કબજે કરીને મિસરમાં ગુલામીમાં લઇ
જશે; અને તે ઉત્તરના રાજાના કરતાં વધારે વર્ષો
સુધી નિભી રહેશે. ૯ અને તે દક્ષિણના રાજાના
રાજ્યમાં આવશે, પણ તે પોતાના દેશમાં પાછો જશે
૧૦ અને તેના દીકરાઓ યુદ્ધ કરશે, ને મોટાં સૈન્યોનો
સમુદાય ભેગો કરશે, કે જેઓ ધસી આવશે, ને
[રેલની પેઠે] ફરી વળીને [દેશની] આ છેડેથી પેલે
છેડે જશે; અને તેઓ પાછા આવીને છેક તેના કિલ્લા
સુધી યુદ્ધ કરશે. ૧૧ અને દક્ષિણનો રાજા ક્રોધાય-
માન થઇને ચઢી આવશે, ને તેની સાથે, એટલે
ઉત્તરના રાજા સાથે, યુદ્ધ કરશે; અને તે એક મોટો
સમુદાય ઉભો કરશે, ને તે સમુદાય તેના હાથમાં
સોંપવામાં આવશે. ૧૨ અને તે સમુદાય લઇ જવામાં
આવશે, ને તેનું હૃદય ગર્વિષ્ઠ થશે; ને તે અયુતોને
પાડી નાખશે પણ જીત નહિ પામશે. ૧૩ અને
ઉત્તરનો રાજા પાછો આવીને આગળના કરતાં મોટો
સમુદાય ભેગો કરશે; અને કેટલાક કાળ પછી એટલે
વર્ષો પછી તે એક મોટું સૈન્ય તથા ઘણું દ્રવ્ય લઇને
ધસી આવશે. ૧૪ અને તે સમયોમાં દક્ષિણના રાજા
સામે ઘણા ઉભા થશે; વળી તારા લોકમાંના તોફાની-
ઓના વંશજો પણ એ સંદર્શનને સાધિત કરવા સારૂ
ઉભા થશે; પણ તેઓ માર્યા જશે. ૧૫ તેથી ઉત્તરનો

સોનાથી તથા રૂપાથી તથા મૂલ્યવાન હીરામાણેકથી
તથા મનોહર વસ્તુઓથી માન આપશે. ૩૯ અને
પારકા દેવની સાહાથી તે સૌથી મજબૂત કિલ્લાઓ
સામે સાધનો કામે લગાડશે; જેઓ તેની આણ
સ્વીકારશે તેઓને તે વધારે માનવંત હોદ્દે ચઢાવશે;
ને તે તેઓને વધારે લોકો ઉપર અધિકારી બનાવશે,
ને મૂલ્ય લઇને દેશ વહેંચશે. ૪૦ અને આખરને સમયે,
દક્ષિણનો રાજા તેની સાથે લડાઇ કરશે; અને ઉત્તરનો
રાજા રથો તથા સ્વારો તથા ઘણાં વહાણો લઇને તેની
સામે વંટોળિયાની માફક [ધસી] આવશે; અને તે
દેશોમાં પ્રવેશ કરશે, ને [રેલની પેઠે સર્વત્ર] ફરી
વળીને સામી બાજુએ નીકળી જશે. ૪૧ તે ગૌરવી
દેશમાં પણ પ્રવેશ કરશે, ને ઘણા [દેશો] પાયમાલ
થઇ જશે; પણ આ [દેશો], એટલે અદોમ તથા
મોઆબ, તથા મુખ્ય આમ્મોનપુત્રો તેના હાથમાંથી
બચી જશે. ૪૨ વળી દેશો પર પણ તે પોતાનો હાથ
લંબાવશે; અને મિસર દેશ પણ બચી નહિ જશે
૪૩ પણ સોના રૂપાના ભંડારો પર તથા મિસરની
સર્વ મૂલ્યવાન વસ્તુઓ પર તેની સત્તા થશે; ને
લુબ્બીઓ તથા કૂશીઓ તેની પાછળ ચાલનાર થશે
૪૪ પણ પૂર્વના તથા ઉત્તરના સમાચાર તેને ગભરાવશે;
અને ઘણાઓનો નાશ કરવાને તથા તેઓનો સંહાર
કરવાને તે ઘણાજ ક્રોધાવેશમાં ચાલી નીકળશે.
૪૫ અને સમુદ્ર તથા ગૌરવી પવિત્ર પર્વતની વચ્ચે તે
પોતાના મેહેલના તંબુઓ મારશે; તો પણ તેનો અંત
આવશે, ને તેને કોઇ સાહ્ય કરી શકશે નહિ.

૧૨ અને તે સમયે મહાન સરદાર મીખાએલ,
જે તારા લોકોના પક્ષમાં ઉભો રહે છે, તે
ખડો થશે; અને એવા સંકટનો સમય આવશે કે
[પહેલવહેલી] દેશજાતિ થઇ ત્યારથી તે એ સમય
સુધીમાં કદી આવ્યો નહોતો; અને તે સમયે તારા
લોકોમાંના જેઓ[નાં નામ] પુસ્તકમાં નોંધાયલાં
માલમ પડશે તે પ્રત્યેકનો બચાવ થશે ૨ અને જેઓ
પૃથ્વીની ધૂળમાં ઉંઘેલા છે તેઓમાંના ઘણા જાગી
ઉઠીને કેટલાક અનંત જીવનમાં, અને કેટલાક લજ્જા
તથા અનંત ધિક્કારમાં [દાખલ થશે]. ૩ અને સૂજ્ઞો
અંતરિક્ષના પ્રકાશની માફક, અને ઘણાઓને નેકીમાં
વાળી લાવનારાઓ સદા સર્વકાળ સુધી તારાઓની
માફક, પ્રકાશશે ૪ પણ, હે દાનીયેલ, તું છેક અંતના
સમય સુધી એ વાતો બંધ કરીને પુસ્તકને મુદ્રિત કર;
ઘણાઓ અહિં તહિં દોડશે, ને જ્ઞાનની વૃદ્ધિ થશે

૫ ત્યાર પછી હું, દાનીયેલ, જોતો હતો, તો જો,
બીજા બે ઉભા હતા, એટલે એક નદીને આ કિનારે
અને બીજો નદીને પેલે કિનારે. ૬ અને જે માણસ
શણનાં વસ્ત્રો પહેરીને નદીના પાણી ઉપર ઉભો
હતો, તેને કોઇએકે કહ્યું કે, આ આશ્ચર્યોનો અંત
આવતાં સુધીમાં કેટલો વખત લાગશે? ૭ અને જે
પુરૂષ શણનાં વસ્ત્ર પહેરીને નદીનાં પાણી ઉપર ઉભો
હતો તેણે પોતાનો જમણો તથા ડાબો હાથ આકાશ
તરફ ઉંચા કરીને સદા જીવનારના સમ ખાધા કે, કાળ,
કાળો, ને અડધા કાળ સુધીની તે [મુદત] છે; અને
જ્યારે તેઓ પવિત્ર પ્રજાના બળનું ખંડન કરી રહેશે,
ત્યારે આ બધી બાબતો સમાપ્ત થશે. ૮ અને મેં
સાંભળ્યું, પણ હું સમજ્યો નહિ; ત્યારે મેં કહ્યું, હે
મારા ધણી, આ બાબતોનું પરિણામ શું થશે? ૯ અને
તેણે કહ્યું, દાનીયેલ, તારે રસ્તે ચાલ્યો જા; કેમકે
અંતના સમય સુધી એ વાતો બંધ તથા મુદ્રિત કરા-
એલી છે. ૧૦ ઘણા શુદ્ધ તથા શ્વેત થશે, ને નિર્મળ
કરાશે; પણ દુષ્ટો દુષ્ટતા કરશે; અને કોઇ પણ દુષ્ટ
સમજ પકડશે નહિ; પણ જ્ઞાની જનો સમજ પકડશે.
૧૧ અને જ્યારનું [દહનીયાર્પણ] દૂર કરાઇને વેરાનકારક
અમંગળ વસ્તુ ત્યાં રાખવામાં આવશે તે વખતથી
એક હજાર બસેં ને નેવું દિવસ થશે. ૧૨ જે વાટ જુએ
છે, ને એક હજાર ત્રણસેં ને પાંત્રીસ દિવસે આવવાનો
છે, તેને ધન્ય છે. ૧૩ પણ અંત આવે ત્યાં સુધી તું
તારે માર્ગે જા; કેમકે તે મુદતને અંતે તું વિશ્રામ
પામશે, ને તારા હિસ્સા[ના વતન]માં ઉભો રહેશે.

રાજા આવશે, ને મોરચા ઉઠાવીને કિલ્લાવાળાં નગરો
લેશે; અને દક્ષિણના [રાજાના] ભુજ તેમજ તેના
પસંદ કીધેલા લોકો તેની સામે ટકી શકશે નહિ,
તેમજ ટક્કર લેવાની કંઇ પણ શક્તિ રહેશે નહિ
૧૬ પણ તેની સામે આવનાર પોતાની મરજી પ્રમાણે
કરશે, ને તેની સામે કોઇ ટકશે નહિ; અને તે એ
ગૌરવી દેશમાં ઉભો રહેશે, ને તેના હાથમાં નાશ
હશે. ૧૭ અને પોતાના સઘળા રાજ્યના બળસહિત,
તથા પ્રમાણિકોને પોતાની સાથે લઇને, આવવાને તે
પોતાનું મુખ ફેરવશે; અને તે [પોતાની મરજી
પ્રમાણે] કરશે; અને તે સ્ત્રીઓની પુત્રી એ સારૂ
આપશે, કે તે તેણીને ભ્રષ્ટ કરે; પણ તે ટકવાની કે
તેની થવાની નહિ. ૧૮ એ પછી તે પોતાનું મુખ
ટાપુઓ તરફ ફેરવશે, ને ઘણા લઇ લેશે; પણ તેણે
કીધેલું અપમાન એક સરદાર બંધ કરશે; હા, બલકે
તેણે કીધેલું અપમાન પાછું વાળીને તેનેજ શિર તે
નાખશે ૧૯ પછી તે પોતાનું મુખ પોતાના દેશના
કિલ્લાઓ તરફ ફેરવશે; પણ તે ઠેસ ખાઇને પડી
જશે, ને જડશે નહિ. ૨૦ પછી તેની જગ્યાએ એક
એવો ઉભો થશે કે જે જુલમથી કર લેનારને એ વૈભવી
રાજ્યમાં સર્વત્ર ફેરવશે; પણ થોડાજ દિવસોમાં તે
નાશ પામશે, ને તે વળી ક્રોધથી નહિ તેમ લડાઇથી
પણ નહિ ૨૧ અને તેની જગ્યાએ એક તુચ્છકારપાત્ર
પુરૂષ ઉભો થશે કે જેને રાજ્યમાન આપવામાં આવ્યું
નહોતું; પણ તે અભય વખતમાં આવીને ખુશા
મતોથી રાજ્ય પ્રાપ્ત કરશે. ૨૨ અને તેની આગળથી
લોકો રેલના [જેવા] બળથી ઘસડાઇ જશે, ને ભંગિત
થશે; હા, તેના કરારમાં દાખલ થએલો સરદાર પણ.
૨૩ અને તેની સાથે સપ કીધા પછી તે કપટ કરશે;
કેમકે તે ચઢી આવશે, ને તેની પ્રજા નાની છતાં તે
બળવાન થશે. ૨૪ તે અભય વખતમાં પ્રાંતની સૌથી
વધારે કસદાર જગ્યાઓમાં ચઢી આવશે; ને જે તેના
પિતૃઓએ તથા તેના પિતૃઓના પિતૃઓએ કીધું
નથી તે તે કરશે; તે તેઓ મધ્યે લૂટફાટનો માલ તથા
દ્રવ્ય વેરશે; ને કેટલાક વખત સુધી તે કિલ્લાઓની
વિરૂદ્ધ પોતાની યુક્તિઓ યોજશે. ૨૫ અને તે મોટી
ફોજ લઇને પોતાના બળને તથા પોતાની હિમ્મતને
દક્ષિણના રાજાની સામે જાગૃત કરશે; અને દક્ષિણનો
રાજા અતિ મોટું તથા પરાક્રમી સૈન્ય લઇને યુદ્ધ
મચાવશે; પણ તે ટકશે નહિ, કેમકે તેઓ તેની સામે
યુક્તિઓ યોજશે. ૨૬ હા, તેનું અન્ન ખાનારાઓ તેનો
નાશ કરશે, ને તેનું સૈન્ય ઘસડાઇ જશે; ને ઘણા
માર્યા જશે. ૨૭ અને એ બન્ને રાજાઓને ઉપદ્રવ
કરવાનું મન હશે, ને એક મેજે [બેસીને] તેઓ જુઠું,
બોલશે; પણ તેમાં તેઓ ફાવશે નહિ; કેમકે હજી
પણ [તેનો] અંત ઠરાવેલે સમયેજ આવશે. ૨૮ પછી
તે પુષ્કળ દ્રવ્ય લઇને પોતાના દેશમાં પાછો જશે;
ને તેનું અંતઃકરણ પવિત્ર કરારની વિરૂદ્ધ [રહેશે];
ને તે [પોતાની મરજી મુજબ] કરીને તેના પોતાના
દેશમાં પાછો જશે. ૨૯ ઠરાવેલે વખતે તે પાછો ફરીને
દક્ષિણમાં આવશે; પણ આગલે વખતે થયું તેમ
પાછલે વખતે થશે નહિ. ૩૦ કેમકે કિત્તીમનાં વહાણો
તેની વિરૂદ્ધ આવશે; તેથી તે નિરાશ થઇને પાછો
જશે, ને પવિત્ર કરાર વિરૂદ્ધ તેને ક્રોધ ચઢશે, ને તે
[પોતાની મરજી પ્રમાણે] કરશે; હા, તે પાછો જશે,
ને પવિત્ર કરારનો ત્યાગ કરનારાઓ પર મેહેરબાની
રાખશે ૩૧ અને તેની તરફથી ભુજ ઉભા થશે, ને
તેઓ પવિત્રસ્થાનને, એટલે કિલ્લાને, વટાળશે, ને
નિત્યનું [દહનીયાર્પણ] લઇ લેશે, ને તેઓ વેરાનકારક
અમંગળ વસ્તુ ત્યાં ઉભી કરશે. ૩૨ અને કરારની
વિરૂદ્ધ દુષ્ટતા કરનારાઓને તે ખુશામતથી ધર્મભ્રષ્ટ
કરશે; પણ પોતાના દેવને ઓળખનારા લોકો બળવાન
થશે ને [પરાક્રમી કામો] કરશે. ૩૩ અને લોકો મધ્યે
જેઓ જ્ઞાની હશે તેઓ ઘણાઓને શિખવશે; તો
પણ તેઓ [ઘણા] દિવસો સુધી તરવારથી, ઝાળથી,
ગુલામગીરીથી તથા લૂટથી પડશે. ૩૪ હવે, જ્યારે
તેઓ પડશે, ત્યારે થોડી સાહ્યથી તેઓને સાહ્ય
કરવામાં આવશે; પણ ઘણાઓ ખુશામતોથી તેઓની
સાથે જોડાશે. ૩૫ અને સુજ્ઞોમાંના કેટલાક તેઓને
નિર્મળ કરવા સારૂ તથા શુદ્ધ કરવા સારૂ તથા તેમને
શ્વેત કરવા સારૂ, છેક અંતના સમય સુધી પડતીમાં
આવશે; કેમકે તે હજી ઠરાવેલા વખતને સારૂ છે
૩૬ અને રાજા પોતાની ઇચ્છા પ્રમાણે કરશે; અને તે
ગર્વ કરશે, ને તે પોતાને દરેક દેવ કરતાં મોટો
ગણશે, ને દેવોના દેવની વિરૂદ્ધ આશ્ચર્યકારક વાતો
બોલશે; અને ક્રોધ પુરો થતાં સુધી તે આબાદી
પામશે; કેમકે જે નિર્માણ કરાએલું છે તે પુરૂ કરાશે.
૩૭ અને તે પોતાના પિતૃઓના દેવોને કે સ્ત્રીઓના
મોહને કે કોઇ પણ દેવને ગણકારશે નહિ; કેમકે તે
પોતાને સર્વ કરતાં મોટો ગણશે. ૩૮ પણ તેની
જગ્યામાં તે કિલ્લાઓના દેવનું સન્માન કરશે; ને જે
દેવને તેના પિતૃઓ ઓળખતા નહોતા તેને તે

સોનાથી તથા રૂપાથી તથા મૂલ્યવાન હીરામાણેકથી
તથા મનોહર વસ્તુઓથી માન આપશે. ૩૯ અને
પારકા દેવની સાહ્યથી તે સૌથી મજબૂત કિલ્લાઓ
સામે સાધનો કામે લગાડશે, જેઓ તેની આણ
સ્વીકારશે તેઓને તે વધારે માનવંત હોદ્દે ચઢાવશે;
ને તે તેઓને વધારે લોકો ઉપર અધિકારી બનાવશે,
ને મૂલ્ય લઇને દેશ વહેંચશે. ૪૦ અને આખરને સમયે,
દક્ષિણનો રાજા તેની સાથે લડાઇ કરશે; અને ઉત્તરનો
રાજા રથો તથા સ્વારો તથા ઘણાં વહાણો લઇને તેની
સામે વંટોળિયાની માફક [ધસી] આવશે; અને તે
દેશોમાં પ્રવેશ કરશે, ને [રેલની પેઠે સર્વત્ર] ફરી
વળીને સામી બાજુએ નીકળી જશે. ૪૧ તે સૌરવી
દેશમાં પણ પ્રવેશ કરશે, ને ઘણા [દેશો] પાયમાલ
થઇ જશે; પણ આ [દેશો], એટલે અદોમ તથા
મોઆબ. તથા મુખ્ય આમ્મોનપુત્રો તેના હાથમાંથી
બચી જશે ૪૨ વળી દેશો પર પણ તે પોતાનો હાથ
લંબાવશે; અને મિસર દેશ પણ બચી નહિ જશે
૪૩ પણ સોના રૂપાના ભંડારો પર તથા મિસરની
સર્વ મૂલ્યવાન વસ્તુઓ પર તેની સત્તા થશે; ને
લુબ્બીઓ તથા કૂશીઓ તેની પાછળ ચાલનાર થશે
૪૪ પણ પૂર્વના તથા ઉત્તરના સમાચાર તેને ગભરાવશે;
અને ઘણાઓનો નાશ કરવાને તથા તેઓનો સંહાર
કરવાને તે ઘણાજ ક્રોધાવેશમાં ચાલી નીકળશે.
૪૫ અને સમુદ્ર તથા સૌરવી પવિત્ર પર્વતની વચ્ચે તે
પોતાના મહેલના તંબુઓ મારશે, તો પણ તેનો અંત
આવશે, ને તેને કોઇ સહાય કરી શકશે નહિ

૧૨ અને તે સમયે મહાન સરદાર મીખાએલ,
જે તારા લોકોના પક્ષમાં ઉભો રહે છે, તે
ખડો થશે; અને એવા સંકટનો સમય આવશે કે
[પહેલવહેલી] દેશજાતિ થઇ ત્યારથી તે એ સમય
સુધીમાં કદી આવ્યો નહોતો; અને તે સમયે તારા
લોકોમાના જેઓ[ના નામ] પુસ્તકમાં નોંધાયલાં
માલમ પડશે તે પ્રત્યેકનો બચાવ થશે ૨ અને જેઓ
પૃથ્વીની ધૂળમા ઉંઘેલા છે તેઓમાના ઘણા જાગી
ઉઠીને કેટલાક અનંત જીવનમાં, અને કેટલાક લજ્જા
તથા અનંત ધિક્કારમા [દાખલ થશે]. ૩ અને સૂજ્ઞો
અંતરિક્ષના પ્રકાશની માફક, અને ઘણાઓને નેકીમાં
વાળી લાવનારાઓ સદા સર્વકાળ સુધી તારાઓની
માફક, પ્રકાશશે ૪ પણ, હે દાનીયેલ, તું છેક અંતના
સમય સુધી એ વાતો બંધ કરીને પુસ્તકને મુદ્રિત કર;
ઘણાઓ અહિં તહિં દોડશે, ને જ્ઞાનની વૃદ્ધિ થશે

૫ ત્યાર પછી હું, દાનીયેલ, જોતો હતો, તો જો,
બીજા બે ઉભા હતા, એટલે એક નદીને આ કિનારે
અને બીજો નદીને પેલે કિનારે. ૬ અને જે માણસ
શણનાં વસ્ત્રો પહેરીને નદીના પાણી ઉપર ઉભો
હતો, તેને કોઇએક કહ્યું કે, આ આશ્ચર્યોનો અંત
આવતાં સુધીમાં કેટલો વખત લાગશે? ૭ અને જે
પુરૂષ શણનાં વસ્ત્ર પહેરીને નદીના પાણી ઉપર ઉભો
હતો તેણે પોતાનો જમણો તથા ડાબો હાથ આકાશ
તરફ ઉંચા કરીને સદા જીવનારના સમ ખાધા કે, કાળ,
કાળો, ને અડધા કાળ સુધીની તે [મુદત] છે; અને
જ્યારે તેઓ પવિત્ર પ્રજાના બળનું ખંડન કરી રહેશે,
ત્યારે આ બધી બાબતો સમાપ્ત થશે. ૮ અને મેં
સાંભળ્યું, પણ હું સમજ્યો નહિ; ત્યારે મેં કહ્યું, હે
મારા ધણી, આ બાબતોનું પરિણામ શું થશે? ૯ અને
તેણે કહ્યું, દાનીયેલ, તારે રસ્તે ચાલ્યો જા; કેમકે
અંતના સમય સુધી એ વાતો બંધ તથા મુદ્રિત કરા-
એલી છે. ૧૦ ઘણા શુદ્ધ તથા શ્વેત થશે, ને નિર્મળ
કરાશે, પણ દુષ્ટો દુષ્ટતા કરશે; અને કોઇ પણ દુષ્ટ
સમજ પકડશે નહિ; પણ જ્ઞાની જનો સમજ પકડશે.
૧૧ અને નિત્યનું [દહનીયાર્પણ] દૂર કરાઇને વેરાનકારક
અમંગળ વસ્તુ ત્યાં રાખવામા આવશે તે વખતથી
એક હજાર બસેં ને નેવુ દિવસ થશે. ૧૨ જે વાટ જુએ
છે, ને એક હજાર ત્રણસેં ને પાત્રીસ દિવસે આવવાનો
છે, તેને ધન્ય છે. ૧૩ પણ અંત આવે ત્યાં સુધી તું
તારે માર્ગે જા; કેમકે તે મુદતને અંતે તું વિશ્રામ
પામશે, ને તારા હિસ્સા[ના વતન]માં ઉભો રહેશે

# હોશીઆ.

૧ યહુદાહના રાજાઓ ઉઝ્ઝીયાહ, યોથામ, આહાઝ,
તથા હિઝકીયાહ, એઓના દિવસોમાં, તથા
ઇસ્રાએલનો રાજા યોઆશનો દીકરો યરોબઆમ,
એના દિવસોમાં, યહોવાહનું જે વચન બએરીના
દીકરા હોશીઆની પાસે આવ્યું તે

[2] યહોવાહ પહેલવહેલાં હોશીઆની સાથે બોલ્યો,
ત્યારે યહોવાહે હોશીઆને કહ્યું કે, જા, ને વેશ્યા સ્ત્રી
સાથે પરણ, ને વ્યભિચારથી થએલાં છોકરાંને પોતાનાં
કરી લે; કેમકે દેશ યહોવાહનો ત્યાગ કરીને મહા
વ્યભિચાર કરે છે [3] તેથી તે જઇને દિબ્લાઇમની
દીકરી ગોમેર સાથે પરણ્યો; ને તેણીને દહાડા રહ્યા
ને તેણીને તેના પેટનો પુત્ર થયો. [4] અને યહોવાહે
તેને કહ્યું, તેનું નામ યિઝ્રએલ પાડ; કેમકે થોડી મુદ્દત
પછી હું યિઝ્રએલના ખૂનના બદલો યેહૂના ઘરનાની
પાસેથી લઇશ, ને ઇસ્રાએલના વંશના રાજ્યનો અંત
આણીશ. [5] અને તે દિવસે એમ થશે કે, હું ઇસ્રા-
એલનું ધનુષ્ય યિઝ્રએલની ખીણમાં ભાંગી નાખીશ.
[6] અને તેણીને ફરીથી દહાડા રહ્યા, ને પુત્રીનો પ્રસવ
થયો. અને [યહોવાહે] તેને કહ્યું કે, તેણીનું નામ
લો-રૂહામાહ પાડ; કેમકે હું હવે પછી કદી ઇસ્રા-
એલના વંશ પર દયા રાખીને તેને કોઇ પણ રીતે
માફ કરૂં, એમ નહિજ થશે. [7] પણ હું યહુદાહના
વંશ પર કૃપા કરીશ, ને તેમના દેવ યહોવાહવડે
તેમનો ઉદ્ધાર કરીશ, ને ધનુષ્યથી, કે તરવારથી, કે
યુદ્ધથી, ઘોડાઓથી કે સ્વારોથી તેમનો ઉદ્ધાર નહિ
કરીશ. [8] હવે તેણીએ લો-રૂહામાહને ધાવણ છોડાવ્યા
પછી તેણીને દહાડા રહ્યા, ને પુત્ર પ્રસવ્યો. [9] અને
[યહોવાહે] કહ્યું, તેનું નામ લો-આમ્મી પાડ; કેમકે
તમે મારા લોક નથી, ને હું તમારો [દેવ] નહિ થઇશ.
[10] તોપણ ઇસ્રાએલપુત્રોની સંખ્યા સમુદ્રની
રેતીની માફક થશે, કે જેનું માપ કે ગણત્રી થઇ શકે
નહિ; ને એમ થશે કે, તેમને એવું કહેવામાં આવ્યું
હતું કે, તમે મારા લોક નથી, તેને બદલે તેમને એમ
કહેવામાં આવશે કે, [તમે] જીવતા દેવના દીકરાઓ
[છો]. [11] અને યહુદાહપુત્રો ને ઇસ્રાએલપુત્રો એકત્ર
થશે, ને તેઓ પોતાને માટે એક ઉપરી નિમીને દેશ-
માંથી ચાલી નીકળશે; કેમકે યિઝ્રએલનો દિવસ
મોટો થશે.

૨ તમારા ભાઇઓને આમ્મી, ને તમારી બહેનોને
રૂહામાહ કરીને કહો.

[2] તમારી માને આજીજી કરો, તેને સમજાવો; કેમકે
તે મારી વહુ નથી, ને હું તેનો ધણી નથી; ને [તેને
કહો કે] તેણી પોતાના વ્યભિચાર પોતાના મુખ
પરથી, ને પોતાનાં જારકર્મ પોતાનાં સ્તનો મધ્યેથી
દૂર કરે; [3] રખેને હું તેને નવસ્ત્રી કરીને તેને જન્મ-
દિવસે તે હતી તેવી નાગી કરી મૂકું, ને તેને વેરાનરૂપ
કરીને, સુકી જમીન જેવી કરી મૂકું, ને તેને તૃષાથી
મારી નાખું; [4] હા, તેનાં છોકરાં પર હું દયા નહિ
રાખીશ; કેમકે તેઓ વ્યભિચારના છોકરાં છે. [5] કેમકે
તેમની માએ વ્યભિચાર કીધો છે; તેમનો ગર્ભ ધર-
નારીએ શરમ ભરેલું કામ કીધું છે; કેમકે તેણીએ
કહ્યું કે, મારા પ્રીતમો જેઓ મને મારૂં અન્ન ને મારૂં
જળ, મારૂં ઉન ને મારૂં શણ, મારૂં તેલ ને મારૂં પાન
આપે છે, તેમની પાછળ હું જઇશ. [6] એ માટે, જો,
હું તારો માર્ગ કાંટાથી બંધ કરી દઇશ, ને હું તેણીની
વિરૂદ્ધ એવો કોટ કરીશ કે તેણીને તેણીના રસ્તા
જડશે નહિ. [7] અને તેણી પોતાના પ્રીતમોની પાછળ
જશે, પણ તેણી તેઓને પકડી પાડી શકશે નહિ;
ને તેણી તેઓને શોધશે, પણ તેઓ તેણીને મળશે
નહિ; ત્યારે તેણી કહેશે કે, હું ચાલીને મારા પહેલા
ધણીની પાસે પાછી જઇશ; કેમકે હાલના કરતાં ત્યારે
મારે વધારે સારૂં હતું. [8] કેમકે તે જાણતી નહોતી
કે અનાજ તથા દ્રાક્ષારસ તથા તેલ હું તેણીને આપતો
હતો, ને જે રૂપું તથા સોનું તેઓ બઆલને સારૂ
વાપરતા હતા, તે તેણીના હાથમાં હું વધારતો હતો.
[9] એ માટે હું મારૂં અનાજ તેના સમયમાં, તથા મારો
દ્રાક્ષારસ તેની મોસમમાં પાછાં લઇ જઇશ, ને મારૂં
ઉન તથા મારૂં શણ જે તેની નગ્નતા ઢાંકવાને વાસ્તે

હતાં, તે હું ખુંચી લઇશ. ૧૦ અને હું તેના યારોના
દેખતાં તેણીનું લંપટપણું ઉઘાડું કરીશ, ને મારા
હાથમાંથી તેણીને કોઇ છોડાવી શકનાર નથી ૧૧ વળી
તેની સઘળી ખુશાલી, તેના પર્વો, તેની અમાવા-
સ્યાઓ તથા તેના સાબ્બાથો તથા તેના મુકરર પર્વો,
તેઓનો હું અંત આણીશ ૧૨ અને તેના દ્રાક્ષવેલા
તથા તેની અંજીરીઓ કે જેઓ વિષે તેણીએ કહ્યું છે
કે, આ તો મારા યારોએ મને આપેલું મારૂં વેતન છે,
તેઓને હું વેરાન કરી નાખીશ; ને હું તેઓને જંગલ
કરી નાખીશ, ને વનચર જાનવરો તેમનો ભક્ષ કરશે
૧૩ અને જે બઆલીમની આગળ તે ધૂપ બાળતી હતી,
તેઓના દિવસોને લીધે હું તેને શિક્ષા કરીશ, કારણ
કે ત્યારે તો તે પોતાનાં કુંડળોથી તથા પોતાના
આભૂષણોથી પોતાને સણગારીને પોતાના પ્રીતમોની
પાછળ ફરતી ને મને વિસરી ગઇ હતી, એવું યહો-
વાહ કહે છે ૧૪ એ માટે, જુઓ, હું તેણીને ફુસ-
લાવીને અરણ્યમા લાવીશ, ને તેને દિલાસાના વચનો
કહીશ. ૧૫ અને હું તેને ત્યાથી તેણીની દ્રાક્ષવાડીઓ,
તથા આશાના દ્વાર તરીકે આખોરની ખીણ આપીશ;
અને જેમ તે પોતાની જુવાનીના દિવસોમાં તથા
પોતે મિસરમાથી બહાર નીકળી આવી તે દિવસોમાં
[કરતી] તેમ તે ત્યાં ગાન કરશે. ૧૬ અને, યહોવાહ
કહે છે કે, તે દિવસે એમ થશે કે તું મને ઇશી કહીને
બોલાવશે, ને મને ફરીથી કદી બાઅલી કહીને નહિ
બોલાવશે. ૧૭ કેમકે બઆલીમના નામો હું તેના
મુખમાથી દૂર કરીશ, ને ફરીથી કદી તેમના નામથી
તેમને કોઇ બોલાવશે નહિ ૧૮ અને તે દિવસે હું
તેઓને વાસ્તે વનચર જાનવરોની સાથે તથા ખેચર
પક્ષીઓની સાથે તથા જમીન પર પેટે ચાલનાર
પ્રાણીઓની સાથે કરાર કરીશ, અને હું દેશમાથી
ધનુષ્ય તથા તરવાર તથા યુદ્ધનું ખંડન કરીશ, ને
તેઓને અભય સ્થિતિમા સુવાડીશ. ૧૯ અને હું મારી
સાથે તારૂં વેવીશાળ સદાને માટે કરીશ, હા, હું
નેકીમાં ને ન્યાયમા ને રેહેમનજરમા ને કૃપાદાનોમાં
મારી સાથે તારૂં વેવીશાળ કરીશ. ૨૦ હા, હું વિશ્વાસુ-
પણામાં મારી સાથે તારૂં વેવીશાળ કરીશ; ને તું
યહોવાહને જાણશે ૨૧ અને તે દિવસે એમ થશે કે,
હું જવાબ દઇશ, યહોવાહ કહે છે કે, હું આકાશોને
જવાબ દઇશ, ને તેઓ પૃથ્વીને જવાબ દેશે; ૨૨ ને
પૃથ્વી અનાજને તથા દ્રાક્ષારસને તથા તેલને જવાબ
દેશે; ને તેઓ યિઝ્રએલને જવાબ દેશે ૨૩ અને હું
મારે સારૂ તેને દેશમા રોપીશ; ને જે કૃપા નહોતી
પામી તેના પર હું કૃપા કરીશ; ને જેઓ મારા લોક
નહોતા તેઓને હું કહીશ કે, તું મારી પ્રજા છે: ને
તેઓ કહેશે, [તું] મારો દેવ [છે].

૩ અને યહોવાહે મને કહ્યું કે, ફરીથી જા, ને જો
કે ઇસ્રાએલપુત્રો અન્યદેવો તરફ ફરી જાય છે,
ને સુકી દ્રાક્ષની બાટીઓના શોખીલા થાય છે, તેમ
છતા યહોવાહ તેમના પર પ્રીતિ રાખે છે તેવીજ રીતે
તું પોતાના યારની પ્યારી તથા વ્યભિચારી એવી એક
સ્ત્રી સાથે પ્રીતિ જોડ. ૨ તે માટે પંદર રૂપીયા, ને એક
હોમેર જવ, ને અડધું હોમેર જવ આપીને તેણીને મેં
પોતાને સારૂ વેચાતી લીધી, ૩ ને મેં તેણીને કહ્યું કે, તું
મારા પ્રત્યે ઘણી મુદત સુધી પતિવ્રતા રહેજે; તું
વ્યભિચાર ના કરીશ, ને તું [બીજા] કોઇ પુરૂષની
સ્ત્રી ના થઇશ, હું પણ તારી પ્રત્યે એમજ વર્તીશ
૪ કેમકે ઇસ્રાએલપુત્રો લાંબી મુદત સુધી રાજારહિત,
તથા અધિકારીરહિત તથા યજ્ઞરહિત, તથા ભજન-
સ્તંભરહિત તથા એફોદ કે તરાફીમરહિત રહેશે;
૫ પછીથી ઇસ્રાએલપુત્રો પાછા આવીને પોતાના દેવ
યહોવાહની તથા પોતાના રાજા દાઉદની શોધ કરશે;
ને પાછલા દિવસોમા તેઓ ભયસહિત યહોવાહ પાસે
આવીને તેની ઉદારતાનો [ઉપભોગ કરશે]

૪ હે ઇસ્રાએલપુત્રો, તમે યહોવાહનું વચન સાંભળો;
કેમકે દેશના રહેવાસીઓની સાથે યહોવાહ
વાદ [કરવાનો] છે, કારણ કે દેશમા કંઇ પણ સત્ય
અથવા કૃપા અથવા ઇશ્વરની જાણ નથી. ૨ સોગન
ખાવા, ને વિશ્વાસઘાત કરવો, ને ખૂન કરવું, ને ચોરી
કરવી, ને વ્યભિચાર કરવો, તે શિવાય બીજું કંઇજ
નથી; લોકો લડી પડે છે, ને [એકનું] રક્ત [બીજાના]
રક્ત સાથે ભેળે છે ૩ તે માટે દેશ વિલાપ કરશે, ને
તેમાનો પ્રત્યેક રહેવાસી વનચર જાનવરો તથા ખેચર
પક્ષીઓ સુદ્ધાં ઝુરશે; હા, સમુદ્રના માછલા પણ
લઇ લેવાશે ૪ તોપણ કોઇ માણસે તકરાર કરવી
નહિ, તેમ કોઇ માણસે ઠપકો પણ દેવો નહિ; કેમકે
તારા લોક યાજક સાથે રગઝગ કરનારાઓના જેવા
છે. ૫ અને તું દિવસે લથડિયા ખાશે, ને ભવિષ્યવાદી
પણ તારી સાથે રાત્રે લથડી પડશે; ને હું તારી માનો
નાશ કરીશ ૬ મારા લોકો જ્ઞાન વગર નાશ પામે છે;
તેં જ્ઞાનને તજી દીધું છે, તે માટે હું પણ તને મારા
યાજકની પદવી પરથી તજી દઇશ; તું તારા દેવના
નિયમને વિસરી ગયો છે, તો હું પણ તારા વંશજોને

વિસરી જઇશ. ૭ જેમ જેમ તેઓની વૃદ્ધિ થતી ગઇ
તેમ તેમ તેઓ મારી વિરૂદ્ધ [વધારે] પાપ કરતા
ગયા; હુ તેઓની શોભાને શરમરૂપ કરી નાખીશ
૮ તેઓ મારા લોકોના પાપ પર નિર્વાહ કરે છે, ને
અન્યાય કરવામાં પોતાનાં મન લગાડે છે ૯ અને યથા
લોક તથા યાજક, એમ થવાનું છે; અને હુ તેઓને
તેઓના માર્ગોને લીધે શિક્ષા કરીશ, ને તેઓને
તેઓની કરણીનું ફળ આપીશ. ૧૦ અને તેઓ ધરાઇને
ખાય એટલુ તેમની પાસે નહિ હશે; તેઓ વ્યભિચાર
કરશે, પણ તેમનો વિસ્તાર વધશે નહિ; કેમકે
તેઓએ યહોવાહની દરકાર કરવાનું મૂકી દીધું છે
૧૧ વ્યભિચાર, ને દ્રાક્ષરસ ને નવો દ્રાક્ષરસ બુદ્ધિનું
હરણ કરે છે. ૧૨ મારા લોકો પોતાના વૃક્ષના ઠુંઠાની
સલાહ પૂછે છે, ને તેમની લાકડી તેમને પ્રત્યુત્તર આપે
છે; કેમકે વ્યભિચારી મને તેમને ભટકાવી દીધા છે,
ને તેઓ પોતાના દેવના તાબામાંથી વંઠી ગયા છે
૧૩ તેઓ પર્વતોના શિખરો પર યજ્ઞો કરે છે, ને
ડુંગરો પર ધૂપ બાળે છે, એટલે આલોનવૃક્ષો તથા
લિબ્નેહવૃક્ષો તથા એલાહવૃક્ષોની તળે, ધૂપ બાળે છે,
કેમકે તેમની છાયા સારી છે; એ માટે તમારી દીક-
રીઓ વ્યભિચાર કરે છે, ને તમારી પુત્રવધૂઓ જાર-
કર્મ કરે છે. ૧૪ તમારી દીકરીઓ વ્યભિચાર કરશે
ત્યારે, ને તમારી પુત્રવધૂઓ જારકર્મ કરશે ત્યારે હુ
તેઓને શિક્ષા નહિ કરીશ; કેમકે તેઓ પોતે છિના-
ળોને લઇને એકાંતે જતા રહે છે, ને વેશ્યાઓની
સંઘાતે યજ્ઞો કરે છે, અને અણસમજણા લોકો પાય-
માલ થશે. ૧૫ હે ઇસ્રાએલ, જો કે તું છિનાળની
પેઠે વર્ત્તે, તો પણ યહુદાહે દોષિત ન થવું; અને
તમારે ગિલ્ગાલ ન આવવું, ને તમારે બેથ આવેન
પર ન ચઢવું, તેમ જીવતા યહોવાહના સમ પણ ન
ખાવા. ૧૬ કેમકે ઇસ્રાએલે અડીઅલ વાછરડીની પેઠે
હઠીલાઇ કીધી છે, હવે યહોવાહ તેઓને મોકળી
જગ્યામાં હલવાનની માફક ચારશે ૧૭ એફ્રાઇમે
મૂર્તિઓ સાથે સંબંધ જોડ્યો છે; તેને રહેવા દો.
૧૮ તેઓ મદ્યપાન કરી રહ્યા છે; તેઓ ઘણુ વ્યભિ-
ચાર કરે છે; તેઓ ઇશકમા લુબ્ધ થઇ ગયા છે,
તેણીના અધિકારીઓ લજ્જારૂપ છે ૧૯ વાયુએ તેણીને
પોતાના પદરમાં વિંટી દીધી છે; તેઓ પોતાના
યજ્ઞોને લીધે લજ્જિત થશે.

૫ ૧ હે યાજકો, તમે આ સાંભળો, ને હે ઇસ્રાએ-
લના ઘરના, તમે લક્ષ આપો, ને હે રાજ્યકુટુંબ,
તું કાન દે, કેમકે તમારી વિરૂદ્ધ દંડાજ્ઞા છે; કેમકે તમે
મિસ્પાહમાં ફાંદારૂપ, તથા તાબોર પર માંડેલી જાળ-
રૂપ થયા છો ૨ અને બંડખોરો કતલ કરવામા ઉંડા
ઉતર્યા છે; પણ હુ તે સર્વને ઠપકો દેનારો છું ૩ હુ
એફ્રાઇમને જાણુ છું, ને ઇસ્રાએલ મારાથી છૂપો નથી;
કેમકે, હે એફ્રાઇમ, તેં તો વ્યભિચાર કીધો છે, [ને]
ઇસ્રાએલ વટલ્યો છે ૪ તેમનાં કામો તેમને પોતાના
દેવ તરફ ફરતાં રોકશે; કેમકે તેમના અંતરમા વ્યભિ-
ચારનું મન છે, ને તેઓને યહોવાહની જાણ નથી
૫ અને ઇસ્રાએલનો ગર્વ તેને મ્હોડેમ્હોડ સાક્ષી પુરે
છે; તે માટે ઇસ્રાએલ ને એફ્રાઇમ પોતાના અન્યાય-
થી લથડી પડશે; યહુદાહ પણ તેમની સાથે લથડી
પડશે ૬ તેઓ પોતાનાં ઘેટાંબકરાં તથા પોતાનાં
ગોપશુઓ લઇને યહોવાહની શોધ કરવા જશે; પણ
તે તેઓને નહિ મળશે; તે તેઓ પાસેથી જતો રહ્યો
છે. ૭ તેઓએ યહોવાહ વિરૂદ્ધ કપટ કીધું છે; કેમકે
તેઓએ પારકાના પેટનાં છોકરા જણ્યા છે; હવે
અમાવાસ્યા તેઓને તેઓના વતનોસહિત સ્વાહા
કરી જશે.

૮ ગિબઆહમાં શિંગ તથા રામાહમા રણશિંગડું
વગાડો; બેથ-આવેનમાં ભયસૂચક [ રણશિંગડું ]
વગાડો, હે બિન્યામીન, તારી પછવાડે. ૯ ધમકીને
દિવસે એફ્રાઇમ વેરાન થઇ જશે; જે નિશ્ચે થવાનુંજ
છે તે મેં ઇસ્રાએલનાં કુળો મધ્યે જાહેર કીધું છે.
૧૦ યહુદાહના સરદારો બાણ ખસેડનારાઓના જેવા
છે; હુ મારો કોપ પાણીની પેઠે તેઓ પર રેડીશ.
૧૧ એફ્રાઇમ ચગદાઇ ગયો છે, તે ઇનસાફની રૂએ
કચડાઇ ગયો છે, કેમકે તે વ્યર્થતા પાછળ ચાલવા
રાજી હતો ૧૨ અને હુ એફ્રાઇમની નજરમાં પતંગિયા
જેવો, ને યહુદાહના ઘરની નજરમાં કોહોવાણ જેવો
હતો. ૧૩ જ્યારે એફ્રાઇમે પોતાની બિમારી, ને યહુ-
દાહે પોતાના જખમ જોયાં, ત્યારે એફ્રાઇમ આશ્શૂરમાં
ગયો, ને યારેબ રાજાને કહાવી મોકલ્યુ; પણ તે
તમને સાજા કરવાને અશક્ત છે, ને તેનાથી તમારો
જખમ પણ રૂઝવાનો નથી. ૧૪ કેમકે હુ એફ્રાઇમ
પ્રત્યે સિંહરૂપ તથા યહુદાહના ઘર પ્રત્યે જુવાન
સિંહરૂપ થઇશ; હુ, હા, હુંજ ફાડી નાખીને જતો
રહીશ; હુ પકડી લઇ જઇશ, ને કોઇ છોડાવી શકશે
નહિ. ૧૫ તેઓ પોતાનો ગુન્હો કબૂલ કરીને મારૂં મુખ
શોધશે ત્યાં સુધી હુ જતો રહીને મારી જગ્યાએ
પાછો જઇશ; પોતાના સંકટને સમયે તેઓ મને

આતુરતાથી શોધશે.
૬ ચાલો, આપણે યહોવાહ પાસ પાછા જઇએ;
કેમકે તેણે ચીરી નાખ્યા છે, ને તે આપણને
સમા કરશે; તેણે પ્રહાર કીધો છે, ને તે આપણને
પાટા બાંધશે. ૨ બે દિવસ પછી તે આપણને સચેત
કરશે; ત્રીજે દિવસે તે આપણને ઉઠાડશે, ને આપણે
તેની આગળ જીવીશું ૩ અને આપણે જ્ઞાન પ્રાપ્ત
કરીએ, યહોવાહનું જ્ઞાન પ્રાપ્ત કરવાને યત્ન કર્યા
કરીએ; તેની પધરામણી પ્રાતઃકાળની પેઠે નિશ્ચે છે;
તે વરસાદની પેઠે, પૃથ્વીને પાનાર પાછલા વરસાદની
પેઠે આવશે
૪ હે એફ્રાઇમ, હુ તને શું કરૂં? હે યહુદાહ, હું તને
શું કરૂં? કેમકે તમારી ભક્તિ સવારના વાદળ જેવી
તથા જલદીથી ઉડી જનાર ઝાકળ જેવી છે. ૫ એ માટે
મેં તેઓને ભવિષ્યવાદીઓની મારફતે કતલ કર્યા છે;
મે તેઓનો મારા મુખનાં વચનોથી સંહાર કીધો છે!
અને તારી દંડાજ્ઞાઓ પ્રગટતા અજવાળારૂપ છે ૬ કેમકે
હું કૃપા ચાહુ છું ને યજ્ઞાર્પણ નહિ; અને દહનીયાર્પણો
કરતાં ઇશ્વરનું જ્ઞાન ચાહું છું. ૭ પણ તેઓએ આદમની
પેઠે કરારનું ઉલ્લંઘન કીધું છે; તેમાં તેઓએ મારી
વિરૂદ્ધ કપટ કર્યું છે. ૮ ગિલઆદ અન્યાય કરનારા-
ઓનું નગર છે, તેને રક્તના ડાઘ લાગેલા છે ૯ અને
જેમ લૂટારાઓનાં ટોળાં કોઇ માણસની રાહ જોઇને
[છુપાઇ] રહે, તેમ યાજકમંડળ શખેમ તરફના
રસ્તામાં ખૂન કરે છે; હા, તેઓએ લંપટપણું કર્યું છે.
૧૦ ઇસ્રાએલના ઘરમાં મેં કમકમાટ ઉપજાવે એવી
એક બાબત જોઇ છે; ત્યાં એફ્રાઇમમાં વ્યભિચાર
[માલમ પડ્યો] છે, ઇસ્રાએલ અશુદ્ધ થયો છે. ૧૧ વળી,
હે યહુદાહ, જ્યારે હુ મારા લોકને પાછા ગુલામગીરી-
માંથી લાવીશ, ત્યારે તારે સારૂ કાપણી ઠરાવેલી છે.
૭ જ્યારે હું ઇસ્રાએલને સાજો કરવા ઇચ્છતો
હતો, ત્યારે એફ્રાઇમનો અન્યાય, તથા સમરૂન-
ની દુષ્ટતા જાહેર થઇ; કેમકે તેઓ વિશ્વાસઘાત કરે
છે; ને ચોર અંદર પેસે છે, ને લૂટારાઓનું ધાડું
બહારથી લૂટે છે ૨ અને તેઓ પોતાના મનમાં એવો
વિચાર નથી કરતા કે તેઓની સઘળી દુષ્ટતા મારા
સ્મરણમાં છે; હવે તેમનાં પોતાનાં કામોએ તેમને
ચોગર્દમ ઘેરી લીધા છે; તે [કામો] મારી નજર
આગળજ છે. ૩ તેઓ રાજાને પોતાની દુષ્ટતાથી, તથા
સરદારોને પોતાના જૂઠાણાથી રાજી કરે છે. ૪ તેઓ
સર્વ વ્યભિચારીઓ છે; ભઠિયારાએ તપાવેલી ભઠ્ઠી
જેવા તેઓ છે; લોટના લોંદાને મસળે ત્યારથી તે
તેને ખમીર ચઢે ત્યાં સુધી [અગ્નિને] બાળવાનું તે
બંધ કરે છે. ૫ અમારા રાજાના દિવસે સરદારોએ
મદ્યની ગરમીથી પોતાને માંદા કરી નાખ્યા; તેણે
પોતાનો હાથ નિંદકોની સાથે લબાવ્યો. ૬ કેમકે
પોતાનું મન ભઠ્ઠીની પેઠે તૈયાર કરીને તેઓ સંતાઇને
તાકી રહ્યા છે; તેઓનો ભઠિયારો આખી રાત ઉંઘતો
પડી રહે છે; સવારમાં તે અગ્નિના ભડકાની પેઠે બળે
છે. ૭ તેઓ સર્વ ભઠ્ઠીની માફક ગરમ છે, ને પોતાના
ન્યાયાધીશોને સ્વાહા કરી જાય છે; તેઓના સર્વ
રાજાઓ માર્યા ગયા છે; તેઓમાંનો કોઇ પણ મને
વિનંતી કરતો નથી. ૮ એફ્રાઇમ તો [વિદેશી] પ્રજા-
ઓની સાથે ભેળસેળ થાય છે; એફ્રાઇમ એ ફેરવ્યા
વગરની પોળીરૂપ છે. ૯ પરદેશીઓએ તેનું બળ શોષી
લીધુ છે, ને તેને તેનું ભાન નથી; તેને શિરે આછાં
આછાં પળિયાં આવ્યા છે, તથાપિ તે જાણતો નથી.
૧૦ અને ઇસ્રાએલનો ગર્વ તેને મ્હોડેમ્હોડ સાક્ષી પુરે
છે; તોપણ, એટલું બધું છતાં, તેઓ પોતાના દેવ
યહોવાહની પાસે પાછા આવ્યા નથી, તેમ તેને
શોધ્યો પણ નથી. ૧૧ અને એફ્રાઇમ મૂર્ખ કબૂતરની
માફક નિર્બુદ્ધ છે; તેઓ મિસરને બોલાવે છે, તેઓ
આશ્શૂરમા જાય છે ૧૨ તેઓ જશે ત્યારે હું મારી
જાળ તેમના પર પ્રસારીશ; હુ તેમને ખેચર પક્ષી-
ઓની પેઠે નીચે પાડીશ; તેમની જમાતે સાંભળ્યું
છે તેમ હુ તેમને શિક્ષા કરીશ ૧૩ તેઓને અફસોસ!
કેમકે તેઓ મારી પાસેથી ભટકી ગયા છે; તેઓનું
સત્યાનાશ જાઓ! કેમકે તેઓએ મારી સામે ઉલ્લંઘન
કીધું છે; હુ તેઓનો ઉદ્ધાર કરવા ઇચ્છતો હતો
તોપણ તેઓએ મારી વિરૂદ્ધ જૂઠી વાતો કરી છે.
૧૪ અને તેઓએ પોતાના અંતઃકરણથી મને હાંક નથી
મારી, પણ તેઓ પોતાનાં બિછાનાંમાં [સુતા સુતા]
બૂમરાણ કરે છે; તેઓ ધાન્ય તથા મદ્યને સારૂ એકઠા
થાય છે, તેઓ મારી વિરૂદ્ધ બંડ કરે છે. ૧૫ મેં તેઓના
હાથોને કેળવીને મજબૂત કીધા છે, તોપણ તેઓ
મારી વિરૂદ્ધ નુકસાનની યોજના કરે છે. ૧૬ તેઓ
પાછા આવે છે, પણ આકાશવાસી તરફ નહિ; તેઓ
ઠગાઇ ભરેલા ધનુષ્ય જેવા છે. તેઓના સરદારો
તેઓની જીભના ગુસ્સાને લીધે તરવારથી માર્યા
જશે; આને લીધે મિસર દેશમાં તેમની હાંસી થશે.
૮ રણશિંગડું તારા મુખમાં ઘાલ યહોવાહના
ઘરની સામે ગરૂડની પેઠે [તે આવે છે]; કેમકે

તેઓએ મારો કરાર તોડ્યો છે, ને મારા નિયમનું
ઉલ્લંઘન કીધું છે. ૨ તેઓ મને હાંક મારશે, કે મારા
દેવ, અમ ઇસ્રાએલ તને ઓળખીએ છીએ ૩ જે
સારૂં છે તેનો ઇસ્રાએલે ત્યાગ કીધો છે; શત્રુ તેની
પાછળ લાગશે ૪ તેઓએ રાજાઓ સ્થાપ્યા છે, પણ
મારી મારફતે નહિ; તેઓએ સરદારો ઠરાવ્યા છે,
પણ હું તે જાણતો નહોતો. તેમના રૂપાની તથા
તેમના સોનાની તેઓએ મૂર્ત્તિઓ બનાવી છે, એ
માટે કે તેઓ નષ્ટ થાય. ૫ હે સમરૂન, તેણે તારા
વાછરડાને ફેંકી દીધો છે; મારો કોપ તેમની વિરૂદ્ધ
સળગી ઉઠ્યો છે; નિર્દોષ થતાં તેઓને કેટલો વખત
લાગશે? ૬ કેમકે એ પણ ઇસ્રાએલથી [થયું] છે;
કારીગરે તે બનાવ્યું, ને તે દેવ નથી; હા, સમરૂનના
વાછરડાના ટુકડે ટુકડા કરાશે. ૭ કેમકે તેઓ પવન
વાવે છે, ને તેઓ વંટોળિયો લણશે; તેને ઉગું કરશણ
નથી; તેના કણસલામાંથી કાંઇ અન્ન નીકળશે નહિ;
જો કદાપિ તેમાંથી નીકળે, તો પારકાઓ તે ગળી
જશે ૮ ઇસ્રાએલ ગરક થઇ ગયો છે; હાલમાં તેઓ
વિદેશીઓ મધ્યે અળખામણા પાત્ર જેવા છે. ૯ કેમકે
એકલા તથા સંગ વગરના જંગલી ગધેડાની પેઠે તેઓ
આશ્શૂરમાં ગયા છે. એફ્રાઇમે પૈસા પહોંચીને પ્રીતમો
રાખ્યા છે. ૧૦ હા, જો કે તેઓ વિદેશીઓ મધ્યે પૈસા
પહોંચીને રાખે છે, તોપણ હવે હું તેઓને એકઠા કરીશ;
અને રાજાધિરાજના ઓજાના કારણથી તેઓ ઘટવા
લાગે છે ૧૧ એફ્રાઇમે પાપના લાભમાં વેદીઓ વધારી
છે, તે માટે વેદીઓએ તેની પાસે પાપ કરાવ્યું છે.
૧૨ જો કે હું તેને સારૂ મારો નિયમ હજારો કાનૂનોમાં
લખું, તોપણ તેઓ વિચિત્ર જેવા લેખાય છે. ૧૩ મારા
યજ્ઞોનાં અર્પણોના સબંધમાં તો તેઓ માંસનો યજ્ઞ
કરીને તેને ખાય છે, પણ યહોવાહ તેમને માન્ય
કરતો નથી; હવે તે તેઓના અન્યાયનું સ્મરણ કરીને
તેમનાં પાપની શિક્ષા કરશે; તેઓને ફરીથી મિસરમાં
જવું પડશે. ૧૪ કેમકે ઇસ્રાએલ પોતાના ઉત્પન્નકર્ત્તાને
ભૂલી ગયા છે, ને તેઓએ રાજમહેલો બાંધ્યા છે; ને
યહુદાહે કિલ્લાવાળાં નગરો વધાર્યાં છે; પણ હું તેનાં
નગરો પર અગ્નિ મોકલીશ, ને તે તેઓના રાજ-
મહેલો ભસ્મ કરશે.

૯ હે ઇસ્રાએલ, વિદેશીઓની પેઠે હર્ષાનંદ ન કર;
કેમકે તું તારા દેવની પાસેથી વંઠી ગયો છે,
પ્રત્યેક ખળીમાં તેં વેતન ચાહ્યું છે. ૨ ખળીઓ તથા
દ્રાક્ષકૂંડો તેઓનું પોષણ નહિ કરશે, ને તાજાને નવા
દ્રાક્ષરસની ખોટ પડશે. ૩ તેઓ યહોવાહના દેશમાં
નહિ રહેશે; પણ એફ્રાઇમ ફરીથી મિસરમાં જશે,
ને તેઓ આશ્શૂરમાં અશુદ્ધ અન્ન ખાશે. ૪ તેઓ
યહોવાહ પ્રત્યે દ્રાક્ષરસ[નાં અર્પણો] નહિ રેડશે, ને
તેઓ તેને સંતોષકારક નહિ થશે; તેઓના યજ્ઞો
તેમને શોક કરનારાઓના અન્ન જેવા થઇ પડશે; જે
સઘળા તેમાંથી ખાશે તેઓ વટળશે; કેમકે તેમનું
અન્ન તેમની ભૂખના કામમાં આવશે; તે યહોવાહના
ઘરમાં દાખલ નહિ થશે ૫ મુખ્ય મેળાવડાને દિવસે
તથા યહોવાહના પર્વને દિવસે તમે શું કરશો? ૬ કેમકે
જુઓ, તેઓ નાશ મધ્યેથી જતા રહ્યા છે, [તોપણ]
મિસર તેઓને ટોળે કરશે, મોફ તેઓને દાટશે;
તેઓના રૂપાના સુંદર દાગીના ઉટકટાઓને હવાલે
થશે; તેમના તબુઓમાં કાંટા થશે. ૭ શિક્ષાના દિવસો
આવ્યા છે, બદલો લેવાના દિવસો આવ્યા છે; ઇસ્રા-
એલ તે જાણશે; તારા અન્યાયની પુષ્કળતાને લીધે
તથા વેરની અધિકતાને લીધે, ભવિષ્યવાદી મૂર્ખ
[ગણાય] છે, ને આત્મા પામેલો માણસ ઘેલો
[મનાય] છે. ૮ એફ્રાઇમ મારા દેવની પાસે ચોકીદાર
હતો; ભવિષ્યવાદીના તો સર્વે માર્ગોમાં પારધીની
જાળ, તથા તેના દેવના ઘરમાં વેર છે. ૯ ગિબઆહના
દિવસોમાં [થયાં હતા] તેમ તેઓ અતિ ભ્રષ્ટ થઇ
ગયા છે; તે તેઓનો અન્યાય યાદ કરીને તેઓના
પાપની શિક્ષા કરશે. ૧૦ અરણ્યમાં દ્રાક્ષો [મળે]
તેમ ઇસ્રાએલ મને મળ્યા, અંજીરીની પહેલી મોસમ-
માં તેનું પ્રથમ ફળ [જોવામાં આવે] તેમ મેં તમારા
પિતૃઓને જોયા; પણ તેઓ બઆલ-પેઓર પાસે
જઇને તે લજ્જાકારક વસ્તુને અર્પણ થયા, ને તેઓ
પોતાના પ્રિયના જેવા ધિક્કારપાત્ર થયા. ૧૧ એફ્રાઇમ-
પુત્રોનું ગૌરવ તો પક્ષીની પેઠે ઉડી જશે; એકે
જન્મ, ને એકે ગર્ભવતી, ને એકે ગર્ભ ધરવો, એ થશે
નહિ. ૧૨ જો કે તેઓ પોતાનાં છોકરાં ઉછેરે, તોપણ
હું તેઓને નિઃસંતાન કરીશ, તે ત્યાં સુધી કે એકે
માણસ ન રહે; હા, હું તેમનાથી દૂર થઇશ, ત્યારે
પણ તેમને અફસોસ! ૧૩ મેં સૂરને જોયું છે તેવીજ
રીતે એફ્રાઇમ મનોરંજક જગ્યામાં રોપાયલો છે;
પણ એફ્રાઇમ પોતાનાં સંતાનને સંહારકની પાસે
બહાર લાવશે. ૧૪ હે યહોવાહ, તેઓને આપ; તું શું
આપશે? ગર્ભપાત કરનારું ગર્ભસ્થાન તથા સૂકાં થાન
તેઓને આપ. ૧૫ તેમની સઘળી દુષ્ટતા ગિલ્ગાલમાં
છે; કેમકે ત્યાં મને તેમના પર દ્વેષ આવ્યો; તેઓનાં

કૃત્યોની દુષ્ટતાને લીધે હુ તેઓને મારા ઘરમાથી
હાકી કાઢીશ, હવે પછી હુ તેઓ પર પ્રીતિ નહિ
રાખીશ, તેમના સર્વ સરદારો ફિતૂરી છે ૧૬ એફ્રાઇમ
પર મરો આવેલો છે, તેમનુ મૂળ] સુકાઇ ગયુ છે,
તેમને કઇ ફળ આવશે નહિ, હા, જો કે તેઓને ફળ
થાય, તોપણ તેમના ગર્ભસ્થાનનુ પ્રિય ફળ તેનો હુ
સહાર કરીશ. ૧૭ મારો દેવ તેમને તરછોડી નાખશે,
કેમકે તેઓએ તેનુ સાભળ્યુ નહિ, ને તેઓ વિદે
શીઓ મધ્યે ભટકનારા થશે

૧૦ ઇસ્રાએલ ફાલેલો તથા ફળતો દ્રાક્ષવેલો
છે, તેના ફળની અધિકતાના પ્રમાણમા
તેણે પોતાને સારૂ વેદીઓ વધારી છે, તેની જમીનની
સફળતાના પ્રમાણમા તેઓએ સુશોભિત ભજન
સ્તભો બનાવ્યા છે ૨ તેઓનુ હૃદય ઠગારૂ છે, હવે
તેઓ દોષિત ઠરશે, તે તેઓની વેદીઓને તોડશે,
તે તેઓના ભજનસ્તભોનો નાશ કરશે ૩ નિશ્ચે હવે
તેઓ કહેશે કે, અમારે શિર તો કોઇ રાજા નથી,
કેમકે અમે યહોવાહથી બીતા નથી, અને રાજા તો
અમારે વાસ્તે શું કરી શકે છે? ૪ તેઓ મિથ્યા વચનો
બોલે છે, ને કરાર કરતા જૂઠા સોગન ખાય છે તે
માટે જેમ ખેતરના ચાસમા વિષવૃક્ષો ઉગી નીકળે છે
તેમ દડ પર દડ [પુષ્કળ આવે છે] ૫ સમરૂનના
રહેવાસીઓ બેથ આવેનના વાછરડાઓને લીધે ભય
ભિત થશે, કેમકે તેના લોક, તથા તેના યાજકો જે
તેના દબદબાને લીધે તેને માટે આનદ કરતા હતા,
તેઓ તેને લીધે શોક કરશે, કેમકે તે તેમાથી લોપ
થયો છે ૬ વળી યારેબ રાજાને સારૂ બક્ષીસ તરીકે તે
આશ્શૂરમા લઇ જવાશે, એફ્રાઇમ લજ્જા પામશે, ને
ઇસ્રાએલ પોતાનીજ સલાહને લીધે લજ્જિત થશે
૭ પાણી પરના ફીણની પેઠે સમરૂન, તેના રાજાસહિત,
નષ્ટ થયુ છે ૮ આવેનના ઉચ્ચસ્થાનો જે ઇસ્રાએલના
પાપ[નુ કારણ] છે તે નાશ પામશે, તેમની વેદીઓ
ઉપર કાટા તથા ઉટકટા ઉગી નીકળશે, અને તેઓ
પર્વતોને કહેશે, અમને ઢાકી દો, ને ડુગરોને [કહેશે]
કે, અમારા પર પડો ૯ હે ઇસ્રાએલ, ગિબઆહના
દિવસોથી તુ પાપ કરતો આવ્યો છે, તેઓ ત્યાજ
ટકી રહ્યા છે, એ મતલબથી કે ભુંડા લોકોની સામેનુ
યુદ્ધ ગિબઆહમા તેઓ પર આવી પડશે નહિ
૧૦ મારી ઇચ્છા થશે ત્યારે હુ તેઓને સજા કરીશ,
ને તેઓ પોતાના બે ઉલ્લઘનોની જોડે બધાએલા
હશે ત્યારે તેઓની સામે વિદેશીઓ એકઠા થશે
૧૧ અને એફ્રાઇમ એક કેળવાયલી વાછરડી છે કે જેને
અનાજ મસળવાનુ ગમે છે, પણ હુ જઇને તેની સુદર
ગરદન પર બેઠો છુ, હુ એફ્રાઇમ પર એક સ્વાર
બેસાડીશ, યહુદાહ ખેડશે યાકૂબ તેના ઢેફા ભાગશે
૧૨ નેકીથી પોતાને સારૂ વાવો, કૃપાનુ પરિણામ લણો,
તમારી પડતર જમીન ચાસી નાખો, કેમકે યહો-
વાહને શોધવાનો વખત છે, જ્યા સુધી કે તે આવીને
તમને નેકી શિખવે ૧૩ તમે દુષ્ટતા ખેડી છે, તમે
અન્યાય[ની ફસલ]ની કાપણી કીધી છે, તમે જૂઠનુ
ફળ ખાધું છે, કેમકે તેં તારા માર્ગ પર, તારા સમર્થ
માણસોના જથ્થા પર ભરોસો રાખ્યો ૧૪ માટે
તારા લોકો વિરૂદ્ધ હુલ્લડ જાગશે, ને જેમ યુદ્ધને દિવસે
શાલ્માને બેથ આર્બેલને પાયમાલ કીધુ તેમ, તારા
સબળા કિલ્લાઓ પાયમાલ થશે, [તે દિવસે]
માતાઓ તેઓના બાળકોસહિત પછાડાઇને ચૂરેચૂરા
કરાઇ હતી ૧૫ તમારી મહાન દુષ્ટતાને લીધે બેથેલ
એમજ કરશે, પ્રાત કાળે ઇસ્રાએલનો રાજા તદ્દન
નષ્ટ કરાશે

૧૧ ઇસ્રાએલ બાળક હતો ત્યારે હુ તેના પર
પ્રીતિ રાખતો હતો, ને મારા પુત્રને મે
મિસરમાથી તેડી મગાવ્યો. ૨ જેમ જેમ તેઓએ
તેમને તેડાવ્યા, તેમ તેમ તેઓ તેમનાથી દૂર જતા
ગયા, તેઓએ બઆલીમ આગળ યજ્ઞ કીધા, ને
કોતરેલી મૂર્તિઓ આગળ ધૂપ બાળ્યો ૩ તોપણ મે
એફ્રાઇમને ચાલતા શિખવ્યો, મે તેઓને મારે ખભે
બેસાડ્યા, પણ મે તેઓને સાજા કીધા એ તેઓએ
જાણ્યુ નહિ ૪ મે તેઓને માણસના બંધનોથી, પ્રીતિની
દોરીઓથી ખેંચ્યા, ને જેઓ ગુસરીને તેમના જડ-
બાથી ઉચી ઉઠાવી લે તેઓના જેવો હુ તેમના હકમા
હતો, ને મેં તેઓની આગળ ખાવાનું ધર્યું ૫ તે
મિસર દેશમા પાછો નહિ જશે, પણ આશ્શૂરી તેનો
રાજા થશે, કેમકે તેઓએ પાછા ફરવાની ના પાડી.
૬ અને તેમના પોતાના મનસુબાને લીધે વારવાર તેના
નગરો પર આવી પડશે, ને તેની ભુંગળોનો ક્ષય
કરીને તેમનો નાશ કરશે ૭ અને મારા લોકનુ વલણ
મારી પાસેથી પાછું હટી જવાનું છે, જો કે તેઓ
તેઓને સ્વર્ગવાસી પાસે બોલાવે, તોપણ કોઇએ
તેનો મહિમા કરશે નહિ. ૮ હે એફ્રાઇમ, હુ તને કેમ
કરીને મૂકી દઉ? હે ઇસ્રાએલ, હુ [કેમ કરીને] તને
સોપી દઉ? હુ કેમ કરીને તને આદ્માહની માફક કરૂ?
હુ [કેમ કરીને] તને સબોઇમની પેઠે [નીચે] મૂકુ?

મારૂં મન મારા અભ્યંતરમાં ઉથલપાથલ થયું છે,
મારી કરૂણાવૃત્તિઓ એકત્ર સળગી ઉઠી છે. ૯ મારા
ક્રોધની સખ્તાઇ હું અમલમાં નહિ આણીશ, હું
એફ્રાઇમનો નાશ કરવાને પાછો નહિ આવીશ; કેમકે
હું દેવ છું, ને મનુષ્ય નહિ; તારી મધ્યે [રહેનાર]
જે પવિત્ર તે; ને હું ક્રોધમાં નહિ આવીશ. ૧૦ યહો-
વાહ કે જે સિંહની પેઠે ગર્જના કરશે, તેની પાછળ
તેઓ ચાલશે; કેમકે તે ગર્જના કરશે, ને પુત્રો
પશ્ચિમમાંથી ધ્રુજતા આવશે. ૧૧ તેઓ પક્ષીની પેઠે
મિસરમાંથી, ને કબૂતરની પેઠે આશ્શૂર દેશમાંથી,
ધ્રુજતા આવશે; ને હું તેઓને તેઓનાં ઘરોમાં
વસાવીશ, એવું યહોવાહ કહે છે.

૧૨ એફ્રાઇમ જૂઠથી, ને ઇસ્રાએલનું ઘર ઠગાઇથી
મને ઘેરે છે; પણ યહુદાહ હજી સુધી દેવ તરફથી
અધિકારી છે, ને પવિત્ર પ્રત્યે વિશ્વાસુ છે.

૧૨ એફ્રાઇમ વાયુ ઉપર નિર્વાહ કરે છે, ને
પૂર્વના વાયુ પાછળ ફરે છે; તે જૂઠ તથા
વિનાશની નિત્ય વૃદ્ધિ કરે છે; ને તેઓ આશ્શૂર સાથે
કોલકરાર કરે છે, ને મિસરમા તેલ લઇ જવામાં આવે
છે. ૨ વળી યહોવાહને યહુદાહની સાથે વાદ લેવાનો
છે, ને તે યાકૂબને તેના માર્ગો પ્રમાણે શિક્ષા કરશે;
તેનાં કામ પ્રમાણે તે તેને બદલો આપશે ૩ ગર્ભસ્થા-
નમાં તેણે પોતાના ભાઇની એડી પકડી, ને પુખ્ત
ઉમરે તે દેવની આગળ ફાવ્યો; ૪ હા, દૂત ઉપર તે
જીત પામ્યો, ને પ્રબળ થયો; તેણે રડીને તેની યાચના
કરી; તે તેને બેથેલમાં મળ્યો, ને ત્યાં તે આપણી
સાથે બોલ્યો; ૫ હા, યહોવાહ, જે સૈન્યોનો દેવ છે
તે; યહોવાહ, એ તેનું સ્મારક [નામ] છે. ૬ તે માટે
તું ફરીને તારા દેવ પાસે આવ; કૃપા તથા ન્યાયવચન
પાળ, ને તારા દેવની ખિજમતમાં નિરંતર રહે.

૭ કનાનના હાથમાં તો ઠગાઇનાં ત્રાજવાં છે;
જુલમ કરવાનું તેને પ્રિય લાગે છે. ૮ અને એફ્રાઇમે
કહ્યું, નિશ્ચે હું તાલેવંત થયો છું, મને દ્રવ્ય પ્રાપ્ત થયું
છે; મારી સઘળી મહેનતમાં જેથી પાપ થાય એવો
કંઇ પણ અન્યાય તેઓને મળશે નહિ. ૯ પણ મિસર
દેશમાં [તું હતો ત્યાર]થી હું યહોવાહ તારો દેવ છું;
જેમ મુકરર પર્વના દિવસોમાં [તું વસતો હતો] તેમ
હજી પણ ફરીથી હું તને મંડપોમાં વસાવીશ. ૧૦ વળી
મેં ભવિષ્યવાદીઓને વાત કરી છે, ને સંદર્શનો વધાર્યાં
છે; ને ભવિષ્યવાદીઓની દસ્તક દૃષ્ટાંતોનો ઉપયોગ
કીધો છે ૧૧ શું ગિલઆદ અન્યાયી છે? તેઓ તદ્દન
વ્યર્થતારૂપ છે; ગિલ્ગાલમાં તેઓ ગોધાઓનો યજ્ઞ
કરે છે; હા, તેમની વેદીઓ ખેતરના ચાસમાંના
ઢગલા જેવી છે. ૧૨ અને યાકૂબ અરામની સીમમાં
નાસી ગયો, ને ઇસ્રાએલે વહુ [મેળવવા] સારૂ ચાકરી
કરી, ને વહુ [મેળવવા] સારૂ તેણે [ઘેટાં] ચાર્યાં.
૧૩ અને એક ભવિષ્યવાદીની દસ્તક યહોવાહ ઇસ્રા-
એલને મિસરમાંથી બહાર કાઢી લાવ્યો, ને ભવિષ્ય-
વાદીની દસ્તક તેનું રક્ષણ થયું. ૧૪ એફ્રાઇમે અતિ
સખ્ત ક્રોધ ચઢાવ્યો છે; તે માટે તેનું રક્ત તેનેજ
માથે રહેશે, ને તેનું લાંછન તેનો પ્રભુ તેનાજ ઉપર
પાછું લાવશે.

૧૩ એફ્રાઇમ ધ્રુજતો ધ્રુજતો બોલતો, ત્યારે
તે ઇસ્રાએલ મધ્યે માન મેળવતો; પણ
બઆલની બાબતમાં તેણે અપરાધ કર્યો ત્યારે તે
માર્યો ગયો. ૨ અને હવે તેઓ અધિકાધિક પાપ
કરતા જાય છે, ને તેઓએ પોતાને સારૂ પોતાના
રૂપાનાં ઢાળેલાં પૂતળાં, એટલે પોતાની અક્કલ પ્રમાણે
મૂર્તિઓ, બનાવી છે, કે જે સઘળું કારીગરના હાથનું
કામ છે; તેઓ તેમના વિષે કહે છે કે, યજ્ઞ કરનારા
માણસો, તમે વાછરડાઓને ચુંબન કરો ૩ એ માટે
તેઓ સવારની વાદળી જેવા, તથા જલદી ઉડી જનાર
ઝાકળ જેવા, વંટોળિયાથી ખળીમાંના ઘસડાઇ જતા
ભુસા જેવા, તથા ધુમાડીઆમાંથી નીકળતા ધુમાડા
જેવા થશે. ૪ તોપણ મિસર દેશમાં [તું હતો] ત્યારથી
હું તારો દેવ યહોવાહ છું; ને મારા વિના બીજો કોઇ
દેવ તારે જાણવો નહિ, ને મારા વગર બીજો કોઇ
ત્રાતા નથી. ૫ અરણ્યમાં, એટલે મહા સુકા દેશમાં,
મેં તને ઓળખ્યો. ૬ જેવો તેઓનો ચારો, તેવા તેઓ
તૃપ્ત થયા; તેઓ તૃપ્ત થયા, ને તેઓનું હૃદય ગર્વિષ્ટ
થયું; એ માટે તેઓ મને ભૂલી ગયા છે. ૭ તેને લીધે
હું તેઓ પ્રત્યે સિંહ જેવો છું; દીપડાની પેઠે હું માર્ગની
કોરે તેમને વાસ્તે તાકી રહીશ. ૮ જેનાં બચ્ચાં છિનવી
લીધેલાં હોય એવી રીંછડીની પેઠે હું તેમને મળીશ, ને
તેમના કલેજા પરનો પડદો ફાડી નાખીશ; ને ત્યાં
સિંહની પેઠે હું તેઓનો ભક્ષ કરીશ; જંગલી જાનવર
તેઓને ફાડી નાખશે. ૯ હે ઇસ્રાએલ, હું જે તારૂં
આશ્રયસ્થાન તેની સામા થવાથી તું પોતાનો નાશ
[કરે] છે. ૧૦ હમણાં તારો રાજા ક્યાં છે, કે તે તને તારાં
સર્વ નગરોમાં બચાવે? ને તારા ન્યાયાધીશો જેઓ
વિષે તું કહેતો હતો કે, મને રાજા તથા સરદારો આપ,
[તેઓ ક્યાં]? ૧૧ ક્રોધમાં મેં તને રાજા આપ્યો

છે, ને રોષમાં મેં તેને લઇ લીધો છે. ૧૨ એફ્રાઇમના
અન્યાયની ગાંસડી બાંધી મૂકી છે, તેનું પાપ ભંડા-
રમાં ભરી રાખ્યું છે ૧૩ પ્રસૂતીથી કષ્ટાતી સ્ત્રીનું
દુઃખ તેના પર આવશે; તે નિર્બુદ્ધ દીકરો છે; કેમકે
એવો વખત આવ્યો છે કે છોકરાને બહાર પડવાની
જગ્યાએ તેણે ગોભવું ન જોઇએ ૧૪ હું મૂલ્ય આપીને
તેઓને શેઓલના હાથમાંથી છોડાવી લઇશ; હું
તેઓને મૃત્યુના હવાલામાથી ખરીદી લઇશ; અરે
મૃત્યુ, તારી પીડા ક્યાં છે? અરે શેઓલ, તારો નાશ
ક્યાં છે? પશ્ચાત્તાપ મારી આંખોથી ગુપ્ત રખાશે.
૧૫ જો કે તે પોતાના ભાઇઓ મધ્યે ફળવાન હશે,
તોપણ પૂર્વનો વાયુ આવશે, એટલે યહોવાહનો વાયુ
અરણ્યથી આવશે, તેથી તેનો ઝરો સુકાશે, ને તેનું
જળસ્થાન સુકાઇ જશે; તે સઘળાં ખુબસુરત
પાત્રોનો ભંડાર લૂટશે. ૧૬ સમરૂનને પોતાના ગુન્હાનું
ફળ વેઠવું પડશે; કેમકે તેણે પોતાના દેવની વિરૂદ્ધ
બંડ કીધું છે; તેઓ તરવારથી માર્યા જશે; તેઓનાં
બાળકોના પછાડાઇને ટુકડેટુકડા કરાશે, ને તેમની
ગર્ભવતી સ્ત્રીઓ ચીરી નંખાશે.

૧૪ હે ઇસ્રાએલ, તારા દેવ યહોવાહ પાસે
પાછો આવ; કેમકે તું તારા અન્યાયથી
પડી ગયો છે. ૨ તમારી સાથે શબ્દો લઇને યહોવાહ
પાસે પાછા આવો; તેને કહો કે, સર્વ અન્યાય
નિવારી દે, ને જે સારૂં છે તેનો અંગીકાર કર; એમ
અમે અમારા હોઠો[ના અર્પણરૂપી] ગોધા ચઢાવીશું.
૩ આશ્શૂર અમારો ઉદ્ધાર નહિ કરશે; અમે ઘોડાઓ
પર સ્વારી નહિ કરીશું; ને હવે પછી કદી અમે
અમારા હાથોના કામને અમારા દેવો નહિ કહીશું;
કેમકે નબાપાં તારામાં કૃપા પામે છે. ૪ હું તેઓનું
પાછું હઠવું સમું કરીશ, હું ઉદારપણાથી તેમના પર
પ્રીતિ રાખીશ; કેમકે મારો ક્રોધ તેમના પરથી પાછો
ફર્યો છે. ૫ હું ઇસ્રાએલના હકમાં ઝાકળરૂપ થઇશ;
તે કમળની પેઠે ખીલશે, ને લબાનોનની પેઠે પોતાનાં
મૂળ નાખશે ૬ તેની ડાળીઓ ફેલશે, ને તેની શોભા
જૈતવૃક્ષના જેવી, ને તેની વાસ લબાનોનના જેવી
થશે ૭ તેની છાયા તળે રહેનારા પાછા આવશે;
તેઓ કણસલાંની પેઠે સજીવન થશે, ને દ્રાક્ષવેલાની
પેઠે ખીલશે; તેઓની વાસ લબાનોનના દ્રાક્ષરસ
જેવી થશે. ૮ એફ્રાઇમ [કહેશે], હવે પછી મારે
મૂર્ત્તિઓની સાથે શું લાગે વળગે? મેં ઉત્તર આપ્યો
છે, ને તેને ધ્યાન દઇશ; હું લીલા દેવદાર જેવો છું;
મારી પાસેથી તારૂં ફળ આવે છે. ૯ કોણ જ્ઞાની હશે,
કે તે આ વાતો સમજે? કોણ અક્કલવાન [હશે], કે
તેને એ બાબતનું જ્ઞાન થાય? કેમકે યહોવાહના માર્ગો
યથાર્થ છે, ને ન્યાયીઓ તેઓમાં ચાલશે; પણ ગુન્હે-
ગારો તેઓમાં પડી જશે.

# યોએલ.

૧ યહોવાહનું જે વચન પથૂએલના પુત્ર યોએલ
પાસે આવ્યું તે.
૨ હે ઘરડા માણસો, આ સાંભળો, ને દેશના સર્વ
રહેવાસીઓ, તમે કાન દો આ તમારા દિવસોમાં
બન્યું છે, કે તમારા પિતૃઓના દિવસોમાં? ૩ તમારાં
છોકરાને એ કહી સંભળાવો, ને તમારાં છોકરાં તેઓનાં
છોકરાંને, ને તેઓનાં છોકરાં તેઓની પછીની પેઢીને
[કહી સંભળાવે]. ૪ જીવડાઓએ છાંડેલું ટીડોએ ખાઇ
નાખ્યું છે; ને ટીડોએ છાંડેલું કાતરાઓએ ખાઇ
નાખ્યું છે; ને કાતરાઓએ છાંડેલું પેળોએ ખાઇ
નાખ્યું છે. ૫ હે છાકટાઓ, તમે જાગો ને વિલાપ
કરો; હે સઘળા મદ્યપાન કરનારાઓ, તમે લહેજતદાર
દ્રાક્ષરસને લીધે પોક મૂકો; કેમકે તે તમારા મુખ
આગળથી દૂર કરાયું છે. ૬ કેમકે એક બળવાન તથા
અગણિત દેશજાતિ મારા દેશ પર ચઢી આવી છે;
તેના દાંત સિંહના દાંત જેવા છે, ને તેને મોટા સિંહના
જેવી દાઢ છે. ૭ તેણે મારો દ્રાક્ષવેલો ઉજડ કરી
મૂક્યો છે, ને મારી અંજીરી સોરી નાખી છે; તેણે
તેને છેક નગ્ન કરીને તેને પાડી નાખી છે; તેની
ડાળીઓને ધોળી કરી નાખી છે. ૮ જેમ કોઇ કુમારિકા
પોતાની જુવાનીના ધણીને માટે કમરે વાટ વિંટીને
વિલાપ કરે તેમ તું વિલાપ કર. ૯ ખાદ્યાર્પણો તથા
પેયાર્પણો યહોવાહના ઘરમાંથી બંધ પડી ગયાં છે;
યહોવાહના સેવક યાજકો શોક કરે છે. ૧૦ ખેતરો

મેદાન કરી મૂકાયાં છે, દેશ શોક કરે છે; કેમકે
અનાજનો નાશ થયો છે, નવો દ્રાક્ષરસ સુકાઇ ગયો
છે, તેલ સુકાઇ જાય છે ૧૧ હે ખેડુતો, તમે લાજો,
હે દ્રાક્ષમાળીઓ, ઘઉંને વાસ્તે તથા જવને માટે તમે
પોક મૂકો; કેમકે ખેતરના પાકનો નાશ થયો છે.
૧૨ દ્રાક્ષવેલા સુકાઇ ગયા છે, ને અંજીરી ચિમળાઇ
ગઇ છે; દાડમ તથા ખજુરી પણ, તથા સેબવૃક્ષ,
હા, સીમનાં બધાં વૃક્ષ સુકાઇ ગયાં છે; કેમકે મનુષ્ય-
પુત્રોમાંથી હર્ષ સુકાઇ ગયો છે ૧૩ હે યાજકો, તમારી
કમરે [ તાટ ] વિંટીને વિલાપ કરો; હે વેદીના સેવકો,
તમે પોક મૂકો; હે મારા દેવના સેવકો, ચાલો, તાટ
પહેરીને આખી રાત સુઇ રહો; કેમકે ખાદ્યાર્પણો
તથા પેયાર્પણો તમારા દેવના ઘરથી પાછાં રાખવામા
આવ્યાં છે. ૧૪ પવિત્ર ઉપવાસ પાળો, ધર્મમેળાવડો
નોતરો, વડીલોને, તથા દેશના સર્વ રહેવાસીઓને
તમારા દેવ યહોવાહના ઘરમાં ભેગા કરો, ને યહો-
વાહની આગળ વિનંતી કરો ૧૫ તે દિવસને માટે
અફસોસ! કેમકે યહોવાહનો દિવસ નજીક છે, ને તે
સર્વસમર્થની પાસેથી વિનાશરૂપે આવશે. ૧૬ શું,
અમારી નજર આગળથી અન્ન, [ હા ] હર્ષ તથા
આનંદ આપણા દેવના ઘરમાંથી બંધ નથી પડ્યાં?
૧૭ બિયારૂં તેનાં ઢેફાં તળે સુકાય છે; દાણાની
વખારો ખાલી કરી મૂકાઇ છે, કોઠારો તોડી નખાયા
છે; કેમકે કણસલું સુકાઇ ગયું છે. ૧૮ પશુઓ કેવાં
[દુઃખથી] ચીસ પાડે છે! ઢોરોનાં ટોળાં ગભરાય છે,
કેમકે તેમને વાસ્તે બિલકુલ ચારો નથી; હા, ઘેટાંનાં
ટોળાં પણ બેહાનમેહાન થઇ ગયા છે. ૧૯ હે યહો-
વાહ, હું તને વિનંતી કરૂં છું; કેમકે અગ્નિએ વનના
ચારાઓ ભસ્મ કીધા છે, ને ભડકાએ સીમનાં બધાં
વૃક્ષોને બાળી નાખ્યાં છે. ૨૦ હા, વનચર પશુઓ
હાંફીને તને [વિનવે છે]; કેમકે પાણીનાં વહેળિયાં
સુકાઇ ગયાં છે, ને અગ્નિએ વનના ચારાઓ ભસ્મ
કીધા છે.

૨ સીયોનમાં તમે રણશિંગડું વગાડો, ને મારા
પવિત્ર પર્વતમાં ભયસૂચક [ શિંગ ] વગાડો;
દેશના સર્વ રહેવાસીઓ, તમે કાંપો; કેમકે યહોવાહ-
નો દિવસ આવે છે, ને તે છેક નજીક છે; ૨ અંધકાર
તથા ઝાંખનો દિવસ, વાદળ તથા ઘાડા અંધકારનો
દિવસ, પર્વતો પર ફેલાયલાં ઝળઝળિયાંના જેવો
[દિવસ તે થશે ]; એવી મોટી તથા બળવાન દેશજાતિ
[ આવશે ], કે એના જેવી કદી થઇ નથી, ને તેમના
પછી ઘણી પેઢીઓનાં વર્ષો સુધી બીજી કોઇ થશે
પણ નહિ. ૩ તેમની આગળ અગ્નિ ભસ્મ કરે છે; ને
તેમની પાછળ ભડકો બળે છે; તેમની આગળ ભૂમિ
એદન બાગ જેવી હોય છે, ને તેમની પાછળ ઉજડ
અરણ્ય થયું હોય છે; હા, ને તેમના હાથમાંથી કોઇ
પણ બચ્યું નથી ૪ તેમનો દેખાવ ઘોડાઓના દેખાવ
જેવો છે; ને જાણે સ્વાર થએલા હોય તેમ તેઓ
દોડે છે. ૫ પર્વતોના શિખરો પર ગગડતા રથોની
પેઠે, ખુંપરા ભસ્મ કરતા અગ્નિના ભડકાની પેઠે,
તથા યુદ્ધવ્યૂહમાં ગોઠવાએલા બળવાન લોકની પેઠે
તેઓ ઠેકડા મારે છે. ૬ તેમને જોઇને દેશજાતિઓને
ત્રાસ લાગ્યો છે; સર્વ ચેહેરા ફિક્કા પડી ગયા છે
૭ તેઓ યોદ્ધાઓની પેઠે દોડે છે; લડવૈયાઓની પેઠે
તેઓ કોટ પર ચઢે છે; ને તેઓ સર્વ પોતપોતાને
માર્ગે ચાલે છે, ને પોતાનો વ્યૂહ તેઓ તોડતા નથી.
૮ વળી એકબીજાને તેઓ ઠેલમઠેલા કરતા નથી; તેઓ
પોતપોતાના રસ્તામાં રહીને ચાલે છે; ને શસ્ત્રોની
મધ્યે થઇને પાર ધસી જાય છે, તોપણ [પોતાનો
રસ્તો] બદલતા નથી ૯ તેઓ નગર ઉપર કુદી પડે
છે; તેઓ કોટ પર દોડે છે; તેઓ ચઢીને ઘરોમાં
પેસે છે; તેઓ ચોરની પેઠે બારીઓમાં થઇને અંદર
પ્રવેશ કરે છે. ૧૦ તેઓની આગળ ધરતી કાંપે છે;
આકાશો થથરે છે; સૂર્ય તથા ચંદ્ર અંધકારમય થાય
છે, ને તારાઓ પોતાનો પ્રકાશ પાછો લઇ લે છે;
૧૧ અને યહોવાહ પોતાના સૈન્યને મોખરે સાદ કાઢી
પોકારે છે; કેમકે તેની છાવણી બહુ મોટી છે; કેમકે
પોતાના વચનને અમલમાં લાવનાર તે સમર્થ છે;
કેમકે યહોવાહનો દિવસ મોટો તથા મહા ભયંકર છે;
ને તે કોણ સહી શકે? ૧૨ તોપણ, યહોવાહ કહે છે
કે, અત્યારે તમે પોતાના આખા અંતઃકરણથી, તથા
ઉપવાસ સહિત, તથા રૂદન સહિત, તથા વિલાપ
સહિત મારી પાસે પાછા આવો; ૧૩ અને તમારાં
વસ્ત્રો નહિ પણ તમારાં હૃદયો ફાડો, ને તમારા દેવ
યહોવાહ પાસે પાછા આવો; કેમકે તે કૃપાળુ તથા
પૂર્ણ કરૂણાળુ, કોપ કરવે ધીમો તથા પુષ્કળ દયાળુ
છે, ને વિપત્તિને માટે તેને પશ્ચાત્તાપ થાય છે.
૧૪ કદાપિ તે ફરીને પશ્ચાત્તાપ કરે, ને તે પોતાની
પાછળ આશીર્વાદ, એટલે તમારા દેવ યહોવાહને સારૂ
ખાદ્યાર્પણ તથા પેયાર્પણ, રહેવા દે.

૧૫ સિયોનમાં રણશિંગડું વગાડો, પવિત્ર ઉપવાસ
ઠરાવો, ધર્મમેળાવડો બોલાવો; ૧૬ લોકોને ભેગા

કરો, જમાતને પાવન કરો, વડીલોને એકઠા કરો,
બાળકોને તથા ધાને ધાવનારા [બચ્ચાંઓ]ને ભેગા
કરો; વર પોતાના ઓરડામાંથી, ને કન્યા પોતાની
ઓરડીમાંથી નીકળીને ત્યાં જાય. ૧૭ યાજકો, એટલે
યહોવાહના સેવકો, પરસાળ તથા વેદીની વચમાં
રડીને કહે, હે યહોવાહ, તારા લોકોને દરગુજર કર, ને
તારા વારસાને નિંદાને સ્વાધીન ન કર કે વિદેશીઓ
તેમના પર રાજ્ય કરે, લોકોમાં એવું શા માટે
કહેવાય કે, તેઓનો દેવ ક્યાં છે?
૧૮ ત્યારે યહોવાહને પોતાના દેશ વિષે આસ્થા
ઉપજી, ને તેને પોતાના લોક પર દયા આવી ૧૯ અને
યહોવાહે ઉત્તર આપતાં પોતાના લોકને કહ્યું, જુઓ,
હું તમારી પાસે અનાજ તથા દ્રાક્ષારસ તથા તેલ
મોકલીશ, ને તમે તેઓથી તૃપ્ત થશો, ને હું હવે પછી
કદી તમને વિદેશીઓ મધ્યે નિંદાપાત્ર નહિ કરીશ,
૨૦ પણ હું ઉત્તરના [સૈન્ય]ને તમારાથી ઘણે દૂર
કાઢીશ, ને હું તેને ઉજડ તથા વેરાન દેશમાં હાંકી
કાઢીશ, એટલે તેના આગલા ભાગને પૂર્વ સમુદ્ર તરફ,
ને તેના પાછલા ભાગને પશ્ચિમ સમુદ્ર તરફ [કાઢીશ],
ને તેની દુર્ગંધ ઉડશે, ને તેની બદબો ઉંચી ચડશે,
કેમકે તેણે મોટાં કાર્યો કીધાં છે ૨૧ હે દેશ, બીશ
મા, ખુશી થા ને આનંદ કર, કેમકે યહોવાહે મહાન
કાર્યો કીધાં છે ૨૨ હે વનચર પશુઓ, તમે બીશો
મા, કેમકે વનનાં ચારાઓ ફુટે છે, કેમકે વૃક્ષોને ફળ
આવ્યાં છે, અંજીરીઓ તથા દ્રાક્ષવેલાઓ પોતાનું
દોલત આપે છે ૨૩ એ માટે, હે સિયોનના છોકરા,
આનંદ કરો, ને તમારા દેવ યહોવાહમાં હરખાઓ,
કેમકે તે તમને આગલો વરસાદ યોગ્ય પ્રમાણમાં
આપે છે, ને તે તમારે સારૂ વરસાદ, એટલે આગલો
વરસાદ તથા પાછલો વરસાદ, પહેલાંની [માફક]
વરસાવે છે ૨૪ અને ખળીઓ ઘઉંથી ભરાઇ જશે, ને
કુંડાંમાંથી દ્રાક્ષારસ તથા તેલ ઉભરાઇ જશે ૨૫ અને
તીડો તથા કાતરાઓ તથા યેળો તથા જીવડાઓની
મોટી ફોજ જે મેં પોતા તરફથી તમારા મધ્યે મોકલી
હતી, તે જે વરસો[નો પાક] ખાઇ ગયાં છે તેનો
બદલો હું તમને ભરી આપીશ. ૨૬ અને તમે પુષ્કળ
ખાઇને તૃપ્ત થશો, ને તમારો દેવ યહોવાહ, જે
તમારી સાથે આશ્ચર્ય રીતે વર્ત્યો છે તેના નામની
તમે સ્તુતિ કરશો, ને મારા લોક કદી લજ્જિત નહિ
થશે. ૨૭ અને તમે જાણશો કે હું ઇસ્રાએલ મધ્યે છું,
ને હું તમારો દેવ યહોવાહ છું, ને બીજો કોઇ નથી,
ને મારા લોકો કદી લજ્જિત થશે નહિ
૨૮ અને પછીથી એમ થશે કે, હું સર્વ દેહધારીઓ
પર મારો આત્મા રેડી દઇશ, અને તમારા દીકરા
તથા તમારી દીકરીઓ ભવિષ્યવાદ કહેશે, તમારા
વૃદ્ધોને સ્વપ્નો આવશે, તમારા જુવાનોને સંદર્શનો
થશે, ૨૯ ને વળી દાસો પર તથા દાસીઓ પર તે
દિવસોમાં હું મારો આત્મા રેડી દઇશ. ૩૦ અને હું
આકાશોમાં તથા પૃથ્વી પર અદ્ભુત કામો દેખાડીશ,
એટલે લોહી તથા અગ્નિ તથા ધૂમસ્તંભો. ૩૧ યહો-
વાહનો મોટો તથા ભયંકર દિવસ આવે તે પહેલાં
સૂર્ય અંધકારરૂપ તથા ચંદ્ર લોહીરૂપ થઇ જશે ૩૨ અને
એમ થશે કે, જે કોઇ યહોવાહના નામની વિનંતી
કરશે, તે તારણ પામશે, કેમકે જેમ યહોવાહે કહ્યું
છે તેમ સિયોન પર્વત પર તથા યરૂશાલેમમાં કેટલાક
બચી જશે, ને બાકીનાઓમાંથી જેમને યહોવાહ તેડે
છે તેઓ [બચશે]
૩ કેમકે, જુઓ, તે દિવસોમાં, તથા તે સમયમાં,
જ્યારે હું યહુદાહ તથા યરૂશાલેમની ગુલામ-
ગીરી ફેરવી નાખીશ, ૨ ત્યારે હું સર્વ દેશજાતિઓને
એકઠી કરીને તેમને યહોશાફાટની ખીણમાં દોરી
લાવીશ, ને મારા લોક તથા મારો વારસો ઇસ્રાએલ,
જેને તેઓએ દેશજાતિઓ મધ્યે વિખેરી નાખીને
મારો દેશ વહેંચી લીધો છે, તેને સારૂ હું તેમની
આગળ વકાલત કરીશ. ૩ તેઓએ તે મારા લોકને
માટે ચિઠ્ઠીઓ નાખી છે, ને વેશ્યાને સાટે છોકરો
આપ્યો છે, ને મદ્યપાન કરવા સારૂ દ્રાક્ષારસને સાટે
છોકરી વેચી છે ૪ અને, હે તૂર તથા સીદોન તથા
પલેશેથના સર્વ પ્રાંતો, તમારે ને મારે શું છે? શું તમે
મારા પર વેર વાળશો? ને જો તમે મારા પર વેર
વાળશો તો જલદીથી તથા ઝડપથી હું તમારૂં વેર
તમારાજ માથા પર પાછું વાળીશ. ૫ તમે મારૂં રૂપું
તથા મારૂં સોનું લઇ લીધું છે, ને મારી સુંદર દિલપ-
સંદ વસ્તુઓ તમારા મંદિરોમાં લઇ ગયા છો, ૬ વળી
યહુદાહના વંશજોને તથા યરૂશાલેમના લોકોને તમે
યાવાન પુત્રોને ત્યાં વેચી દીધા છે, એ માટે કે તમે
તેઓને તેમની સીમામાંથી દૂર કરી શકો, ૭ જુઓ,
હું તેઓને ઉઠાડીને જ્યાં તમે તેઓને વેચ્યા છે તે
જગ્યામાંથી તેમને કાઢી મૂકીશ, ને તમારૂં વેર તમા-
રાજ માથા પર પાછું વાળીશ, ૮ ને હું તમારા પુત્રોને
તથા તમારી પુત્રીઓને યહુદાહપુત્રોના હાથમાં વેચીશ,
ને એઓ તેમને શબાના માણસોને એટલે ઘણે દૂરની

એક પ્રજાને ત્યા વેચશે કેમકે યહોવાહ એ બોલ્યો છે
૯ તમે વિદેશીઓમા એ પ્રગટ કરો યુદ્ધની તૈયારી
કરો, યોદ્ધાઓને ઉશ્કેરો, સર્વ લડવૈયાઓ પાસે
આવીને ઉપર આવે ૧૦ તમારા હળની કોશોને ટીપીને
તરવારો, ને તમારા દાતરડાના ભાલા બનાવો,
નબળો કહે કે, હુ બળવાન છુ ૧૧ હે આસપાસની
સર્વ દેશજાતિઓ, જલદી આવો, ને એકઠા થાઓ,
હે યહોવાહ, ત્યા તારા યોદ્ધાઓને ઉતારી લાવ
૧૨ દેશજાતિઓ ઉઠો, ને યહોશાફાટની ખીણમા
આવો, કેમકે ત્યા હુ આસપાસની સર્વ દેશજાતિ-
ઓનો ન્યાય કરવાને બેસીશ. ૧૩ તમે દાતરડુ લગાડો,
કેમકે ફસલ પાકી છે, ચાલો, ખુદો, કેમકે દ્રાક્ષચક્કી
ભરેલી છે, દ્રાક્ષકુડો ઉભરાઇ જાય છે, કેમકે તેઓની
દુષ્ટતા બહુ છે ૧૪ ટોળેટોળા ન્યાયચુકાદાના નીચા
ણમા ટોળેટોળા! કેમકે ન્યાયચુકાદાના નીચાણમા
યહોવાહનો દિવસ પાસે છે ૧૫ સૂર્ય તથા ચદ્ર અધ
કારમય થાય છે ને તારાઓ પોતાનો પ્રકાશ સતાડે
છે ૧૬ અને યહોવાહ સિયોનથી ગર્જના કરશે, ને
યરૂશાલેમથી પોતાનો ઘાંટો કાઢશે, અને આકાશો
તથા પૃથ્વી કાપશે, પણ યહોવાહ પોતાના લોકનો
આશ્રય થશે, ને ઇસ્રાએલપુત્રોનો ગઢ થશે ૧૭ એમ
તમે જાણશો કે, હુ મારા પવિત્ર પર્વત સિયોન પર
રહેનાર તમારો દેવ યહોવાહ છુ, ત્યારે યરૂશાલેમ
પવિત્ર થશે ને ત્યાર પછી કદી કોઇ પારકાઓ તેમા
થઇને જશે નહિ. ૧૮ અને તે દિવસે એમ થશે કે,
પર્વતોમાથી મીઠો દ્રાક્ષરસ ટપકશે ને ડુગરોમાથી
દૂધ વહેશે, ને યહુદાહના સર્વ વહેળાઓમા પાણી
વહેશે, ને યહોવાહના ઘરમાથી ઝરો ફુટશે, ને તે
શિટ્ટીમના નીચાણને પાણી પાશે ૧૯ યહુદાહપુત્રો
ઉપર બળાત્કાર ગુજાર્યાને લીધે મિસર તે વેરાન, ને
અદોમ તે ઉજડ અરણ્ય થશે, કેમકે તેઓએ પોતાના
દેશમા નિર્દોષ રક્ત વહેવડાવ્યુ છે ૨૦ પણ યહુદાહ
સર્વકાળ સુધી, ને યરૂશાલેમ પેઢી દર પેઢી રહેશે.
૨૧ અને તેઓનુ રક્ત જેને મેં નિર્દોષ નથી ગણ્યુ, તેને
હુ નિર્દોષ ગણીશ, કેમકે યહોવાહ સિયોનમા રહે છે

# આમોસ.

૧ જે વચનો યહુદાહના રાજા ઉઝ્ઝીયાહના દિવ
સોમા, તથા ઇસ્રાએલના રાજા યોઆશના
દીકરા યરોબઆમના દિવસોમા ધરતીકપથી બે વર્ષ
અગાઉ, તકોઆના ગોવાળોમાના આમોસને પ્રાપ્ત
થયા તે
૨ અને તેણે કહ્યુ યહોવાહ સિયોનથી ગર્જના
કરશે ને યરૂશાલેમથી પોતાનો સાદ કાઢશે ને ભર
વાડોના ચરા શોકાતુર થશે ને કાર્મેલનુ શિખર
સુકાઇ જશે.
૩ યહોવાહ આમ કહે છે, દમસ્કના ત્રણ ગુન્હાને
લીધે, હા, ચારને લીધે હુ તેની શિક્ષા માફ નહિ
વાળીશ, કેમકે તેઓએ ગિલઆદને લોઢાના ઝૂડિયાથી
ઝૂડ્યા છે, ૪ પણ હુ હઝાએલના ઘરમા આગ મોક
લીશ ને તે બેન હદાદના મેહેલોને ભસ્મ કરી નાખશે
૫ અને હુ દમસ્કની ભુગળ તોડી નાખીશ ને આવે-
નના નીચાણમાથી તેના રહેવાસીઓને, ને બેથ એદે
નમાથી રાજદડ ધારણ કરનારને નષ્ટ કરીશ, ને
યહોવાહ કહે છે કે, અરામના લોકો કીરમા ગુલામ
ગીરીમા જશે
૬ યહોવાહ આમ કહે છે, ગાઝ્ઝાહના ત્રણ ગુન્હાને
લીધે, હા ચારને લીધે હુ તેની શિક્ષા માફ નહિ
વાળીશ, કેમકે તેઓ આખી પ્રજાને, અદોમને સોપી
દેવા સારૂ ગુલામ કરીને લઇ ગયા, ૭ પણ હુ
ગાઝ્ઝાહના કોટ પર આગ મોકલીશ ને તે તેના
મેહેલો ભસ્મ કરશે ૮ ને હુ આશ્દોદમાથી રહેવા
સીઓનો, ને આશ્કલોનમાથી રાજ્યદડ ધારણ કર
નારનો સહાર કરીશ, ને, પ્રભુ યહોવાહ કહે છે કે,
હુ મારો હાથ એક્રોનની વિરૂદ્ધ ફેરવીશ ને બાકી
રહેલા પલિસ્તીઓ નાશ પામશે
૯ યહોવાહ આમ કહે છે, સૂરના ત્રણ ગુન્હાને
લીધે હા, ચારને લીધે હુ તેની શિક્ષા માફ નહિ
વાળીશ, કેમકે તેઓએ ભાઇપણાનો કરાર યાદ ન
રાખતા આખી પ્રજા અદોમને સોપી દીધી, ૧૦ પણ
હુ સૂરના કોટ પર આગ મોકલીશ ને તે તેના મેહેલો

ભસ્મ કરી નાખશે.
૧૧ યહોવાહ આમ કહે છે; અદોમના ત્રણ ગુન્હાને
લીધે, હા, ચારને લીધે હુ તેની શિક્ષા માફ઼ી નહિ
વાળીશ; કેમકે તે તરવાર લઇને પોતાના ભાઇની પૂઠે
લાગ્યો, ને સઘળી દયાનો ત્યાગ કીધો, ને તેનો ક્રોધ
જાથુ મારફાડ કરતો હતો, ને તેણે પોતાનો રોષ સદા
રાખ્યો ૧૨ પણ હુ તેમાન પર આગ મોકલીશ, ને
તે બોસ્રાહના મેહેલો ભસ્મ કરશે.
૧૩ યહોવાહ આમ કહે છે; આમ્મોનપુત્રોના ત્રણ
ગુન્હાને લીધે, હા, ચારને લીધે હુ તેની શિક્ષા માફ઼ી
નહિ વાળીશ, કેમકે પોતાની સીમા વધારવા સારૂ
તેઓએ ગિલઆદની ગર્ભવતી સ્ત્રીઓને ચીરી નાખી
છે; ૧૪ પણ હુ રાબ્બાહના કોટમાં આગ સળગાવીશ,
ને તે, યુદ્ધના દિવસના હોકારાસહિત, વંટોળિયાના
દિવસના તોફાનસહિત, તેના મેહેલો ભસ્મ કરશે;
૧૫ ને તેઓનો રાજા પોતાના સરદારો સાથે ગુલામ-
ગીરીમાં જશે; એમ યહોવાહ કહે છે.

૨ યહોવાહ આમ કહે છે; મોઆબના ત્રણ
ગુન્હાને લીધે, હા, ચારને લીધે હુ તેની શિક્ષા
માફ઼ી નહિ વાળીશ; કેમકે તેણે અદોમના રાજાના
હાડકાં બાળીને તેનો ચૂનો કર્યો; ૨ પણ હુ મોઆબ
ઉપર આગ મોકલીશ, ને તે કરીયોથના મેહેલોને
ભસ્મ કરી નાખશે; ને મોઆબ હુલ્લડ મધ્યે, હોકા-
રાઓ મધ્યે તથા રણશિંગડાના અવાજ મધ્યે, મોત
પામશે; ૩ ને હું તેની મધ્યેથી ન્યાયાધીશને નષ્ટ
કરીશ, ને તેની સાથે તેના બધા સરદારોનો સંહાર
કરીશ, એમ યહોવાહ કહે છે.
૪ યહોવાહ આમ કહે છે; યહુદાહના ત્રણ ગુન્હાને
લીધે, હા, ચારને લીધે હુ તેની શિક્ષા માફ઼ી નહિ
વાળીશ; કેમકે તેઓએ યહોવાહના નિયમને નકાર્યો
છે, ને તેના વિધિઓ પાળ્યા નથી, ને તેમનાં જૂઠાણાં,
કે જેઓની પાછળ તેમના પિતૃઓ ચાલતા હતા,
તેઓએ તેમને ભટકાવી દીધા છે; ૫ પણ હુ યહુદાહ
પર આગ મોકલીશ, ને તે યરૂશાલેમના મેહેલોને
ભસ્મ કરશે.
૬ યહોવાહ આમ કહે છે, ઇસ્રાએલના ત્રણ ગુન્હાને
લીધે, હા, ચારને લીધે હુ તેની શિક્ષા માફ઼ી નહિ
વાળીશ; કેમકે તેઓએ રૂપાને માટે નેકીવાનોને
વેચ્યા છે, ને ખાસડાંની જોડને માટે દરિદ્રીઓને
વેચ્યા છે; ૭ તેઓ ગરીબના માથા પરની પૃથ્વીની
ધૂળને માટે તલપે છે, ને દીનોનો માર્ગ ભમાવી દે છે;
ને પુરૂષ તથા તેનો બાપ એકજ યુવતિ પાસે જઇને
મારા પવિત્ર નામને બટ્ટો લગાડે છે; ૮ અને તેઓ
પ્રત્યેક વેદીની બાજૂએ ઘરેણે લીધેલાં લુગડાં પર
સુએ છે, ને જેઓને દંડ થએલો હોય છે તેવાઓનો
દ્રાક્ષરસ તેઓ પોતાના દેવના ઘરમા પીએ છે.
૯ તોપણ અમોરીઓ જેઓની ઉંચાઇ એરેજવૃક્ષોની
ઉંચાઇ જેટલી હતી, ને જે આલોનવૃક્ષના જેવા મજ-
બૂત હતા, તેઓનો મેં તેઓની સામેથી નાશ કીધો;
હા, મેં ઉપરથી તેના ફળનો, ને તળેથી તેના મૂળોનો
નાશ કીધો. ૧૦ વળી હુ તમને મિસર દેશમાથી કાઢી
લાવ્યો, ને તમને અરણ્યમા ચાળીસ વર્ષ દોરીને
અમોરીઓના દેશનુ વતન અપાવ્યુ ૧૧ અને મેં તમારા
દીકરાઓમાંના [કેટલાક]ને ભવિષ્યવાદીઓ તરીકે, ને
તમારા જુવાનોમાના [કેટલાક]ને નાઝીરીઓ તરીકે
ઉભા કીધા. યહોવાહ કહે છે કે, હે ઇસ્રાએલપુત્રો,
શું એમજ નથી? ૧૨ પણ તમે નાઝીરીઓને દ્રાક્ષરસ
પાયો; ને ભવિષ્યવાદીઓને આજ્ઞા કરતાં કહ્યું કે,
ભવિષ્યવાદ કરશો નહિ ૧૩ જુઓ, જેમ પુળા ભરેલું
ગાડુ દાબી નાખે છે, તેમ હુ તમને તમારી જગ્યાએ
દાબી નાખીશ. ૧૪ અને વેગવાનની દોડ[વાની શક્તિ]
તેની પાસેથી નાશ પામશે, ને બળવાનની શક્તિનું
બળ રહેશે નહિ, ને પરાક્રમી પોતાનો બચાવ કરી
શકશે નહિ; ૧૫ ને ધનુર્ધારી ટકી શકશે નહિ; ને
જલદ પગનો [પોતાનો] બચાવ કરી શકશે નહિ; ને
ઘોડેસ્વાર પણ પોતાનો બચાવ કરી શકશે નહિ;
૧૬ અને યોદ્ધાઓમાં જે હિમ્મતવાન તે તે દિવસે નગ્ન
થઇને નાસી જશે; એમ યહોવાહ કહે છે.

૩ હે ઇસ્રાએલપુત્રો, તમારી વિરૂદ્ધ, એટલે જે
આખા કુટુંબને હુ મિસર દેશમાંથી કાઢી
લાવ્યો, તેની વિરૂદ્ધ આ જે વચન યહોવાહ બોલ્યો
છે, તે સાંભળો; ૨ તે વચન એ કે, પૃથ્વીનાં સર્વ
કુટુંબોમાથી ફક્ત તમારીજ ખબર મેં રાખી છે; માટે
તમારા સર્વ અન્યાયોની શિક્ષા હુ તમને કરીશ ૩ શું
બે જણો સંપ કીધા વગર ભેગા ચાલી શકે? ૪ શું
ભક્ષ મળ્યા વગર સિંહ વનમા ગર્જના કરશે? શું કંઇ
પણ પકડ્યા શિવાય સિંહનું બચ્ચું પોતાના બીલમાથી
બરાડો પાડશે? ૫ પક્ષીને સારૂ પાશ નાખ્યા વગર શું
તે જમીન પર ફાંદામા પડે? ફાંદો જમીન પરથી
છટકીને કંઇ પણ પકડ્યા વગર રહેશે શું? ૬ નગરમાં
રણશિંગડું વગાડવામા આવે તો લોક બીધા વગર
રહે શું? શું યહોવાહના કર્યા વગર નગર પર આપત્તિ

આવે? ૭ ખચિત પ્રભુ યહોવાહ પોતાનો મર્મ પોતાના
સેવક ભવિષ્યવાદીઓને બતાવ્યા શિવાય કંઇ નહિ
કરશે. ૮ સિંહ ગાજ્યો છે, તો કોણ નહિ બીહે? પ્રભુ
યહોવાહ બોલ્યો છે, તો ભવિષ્યવાદ કર્યા વગર કોણ
રહી શકે?

૯ આશ્દોદમાંના મેહેલોમાં તથા મિસર દેશના
મેહેલોમાં જાહેર કરતાં કહો કે, સમરૂનના પર્વતો પર
તમે એકઠા થાઓ, ને તેઓમાનાં, મોટાં હુલ્લડો તથા
તેઓની મધ્યેના મહા જુલમો જુઓ ૧૦ કેમકે,
જેઓ જોરજુલમ ને લૂટ પોતાના મેહેલોમાં સંઘરી
રાખે છે, તેઓને યથાર્થ કરતાં આવડતું નથી, એવું
યહોવાહ કહે છે ૧૧ એ માટે પ્રભુ યહોવાહ એમ કહે
છે કે, દેશની આસપાસ શત્રુ [ આવશે ], ને તે તારૂં
બળ તારામાંથી જમીનદોસ્ત કરશે, ને તારા મેહેલો
લૂટાઇ જશે. ૧૨ યહોવાહ એમ કહે છે કે, જેમ ભરવાડ
સિંહના મ્હોમાંથી બે પગ કે કાનનો ટુકડો પડાવે છે,
તેમ સમરૂનમાં પલંગના ખુણામા તથા બિછાનાના
રેશમી ગદેલા પર બેસનારા ઇસ્રાએલપુત્રો પડાવાશે
૧૩ પ્રભુ યહોવાહ, સૈન્યોનો દેવ કહે છે કે, તમે
સાંભળો, ને યાકૂબના વંશની વિરૂદ્ધ સાક્ષી પુરો.
૧૪ કેમકે જે દિવસે હુ ઇસ્રાએલને તેના ગુન્હાઓની
શિક્ષા કરીશ, ત્યારે હુ બેથેલની વેદીઓ પર પણ
શિક્ષા લાવીશ, ને વેદીના શિંગો કાપી નખાઇને
જમીન પર પડશે. ૧૫ અને હુ શિયાળાનાં ઘરોને
તથા ઉન્હાળાનાં ઘરોને સાથે મારીશ, ને હાથીદાંતનાં
ઘરો નાશ પામશે, ને મોટાં ઘરોનો અંત આવશે,
એવું યહોવાહ કહે છે

૪ હે સમરૂનના પર્વત પરની, ગરીબો પર જુલમ
કરનારી, દરિદ્રીઓને કચરી નાખનારી, તથા
લાવો અમે પીયે, એમ પોતાના ધણીઓને કહેનારી,
બાશાનની ગાયો, તમે આ વચન સાંભળો ૨ પ્રભુ
યહોવાહે પોતાની પવિત્રતાના સોગન ખાધા છે કે,
જુઓ, તમારા પર એવા દિવસો આવી પડશે કે
તેઓ તમને કડીઓ ઘાલીને તથા તમારામાંની બાકી
રહેલીઓને માછલીના ગલો વળગાડીને ખેંચી જશે
૩ અને તમારામાની પ્રત્યેક બારોબાર ગાબડામાં
થઇને નીકળી જશે ; ને તમે હાર્મોનમાં ફુદી પડશો ;
યહોવાહ એમ કહે છે

૪ બેથેલ આવીને ગુન્હા કરો ; ગિલ્ગાલ [ જઇને ]
ગુન્હાઓ વધારો ; ને દર સવારે તમારા યજ્ઞો, ને દર
ત્રણ દિવસે તમારા દશાંશો રજુ કરો ; ૫ ને ખમી-
રવાળી વસ્તુનું ઉપકારાર્થાર્પણ ચઢાવો, ને ઐચ્છિકા-
ર્પણોનો ઢંઢેરો પિટાવીને તેમની જાહેરખબર આપો ;
કેમકે પ્રભુ યહોવાહ કહે છે કે, હે ઇસ્રાએલપુત્રો,
એવુ તમને ગમે છે. ૬ અને મેં પણ તમને તમારા સર્વ
નગરોમાં દાંતોને અન્નનો વિયોગ, ને તમારી સર્વ
જગ્યાઓમાં રોટલીની અછત આપી છે ; તો પણ તમે
મારી પાસે પાછા આવ્યા નથી, એમ યહોવાહ કહે
છે. ૭ અને મેં પણ, હજી કાપણીને ત્રણ માસ બાકી
હતા ત્યારે, તમારી પાસેથી વરસાદ પાછો રાખ્યો
છે; ને મેં એક નગર પર વરસાદ વરસાવ્યો, ને બીજા
નગર પર વરસાવ્યો નહિ ; એક ટુકડા પર વરસાદ
વરસ્યો, ને જે ટુકડા પર તે વરસ્યો નહિ તે સુકાઇ
ગયો ૮ માટે બે કે ત્રણ નગરોના [ રહેવાસીઓ ]
ભટકતા ભટકતા એક નગરમાં પાણી પીવાને ગયા,
પણ તૃપ્ત થયા નહિ ; તોપણ તમે મારી પાસે પાછા
આવ્યા નથી, એમ યહોવાહ કહે છે. ૯ મેં તમારા
પર લૂનો તથા મસીનો માર આણ્યો ; તમારા બાગ
તથા તમારી દ્રાક્ષવાડીઓ તથા તમારી અંજીરીઓ
તથા તમારાં જૈતવૃક્ષો જે સંખ્યાબંધ હતાં તેમને ઇયળો
ખાઇ ગયા છે ; તોપણ તમે મારી પાસે પાછા આવ્યા
નથી, એમ યહોવાહ કહે છે ૧૦ મેં તમારી મધ્યે
મિસરની પેઠે મરકી મોકલી છે ; તમારા જુવાનોનો
મેં તરવારથી સંહાર કીધો છે, ને તમારા ઘોડાઓનું
હરણ કરાવ્યુ છે, ને તમારી છાવણીની દુર્ગંધ મેં
તમારાં નસકોરામાં ચઢાવી છે ; તોપણ, યહોવાહ
કહે છે, તમે મારી પાસે પાછા આવ્યા નથી. ૧૧ દેવે
સદોમ તથા ગમોરાહનો પ્રલય કીધો ત્યારની પેઠે મેં
તમારામાના [ કેટલાક ]નો પ્રલય કીધો છે, ને બળતા-
માંથી ખેંચી કાઢેલા ખોરિયા જેવા તમે હતા ; તોપણ
તમે મારી પાસે પાછા આવ્યા નથી, એમ યહોવાહ
કહે છે. ૧૨ એ માટે, હે ઇસ્રાએલ, હુ તને આમ
કરીશ ; ને હુ તને એમ કરીશ માટે, હે ઇસ્રાએલ,
તારા દેવને મળવાને તૈયાર થા ૧૩ કેમકે, જો, જે
પર્વતોનો રચનાર તથા વાયુનો ઉત્પન્નકર્તા, તથા
મનુષ્યના વિચારો શા છે તે તેને કહી દેખાડનાર,
[ તથા ] સવારને અંધકારરૂપ કરનાર, તથા પૃથ્વીનાં
ઉચ્ચસ્થાનો પર ચાલનાર, તેનું નામ સૈન્યોનો દેવ,
યહોવાહ છે

૫ હે ઇસ્રાએલના વંશજો, તમારે વિષે આ જે
વિલાપવાણી હુ ઉચ્ચારૂં છું તે સાંભળો.
૨ ઇસ્રાએલની કુમારિકા પડી ગઇ છે ; તે ફરીથી કદી

ઉઠશે નહિ; તે પોતાની ભૂમિ પર પાડી નખાઇ છે;
તેને ઉઠાડનાર કોઇ નથી. ૩ કેમકે પ્રભુ યહોવાહ એમ
કહે છે કે, જે નગરમાંથી હજાર નીકળતા, તેમાં
ઇસ્રાએલના વંશના સો જ બચ્યા હશે, ને જેમાંથી
સો નીકળતા તેમાં દસજ બચ્યા હશે. ૪ કેમકે યહો-
વાહ ઇસ્રાએલના વંશને એમ કહે છે કે, તમે મને
શોધો, તો તમે જીવશો; ૫ પણ બેથેલની શોધ ન
કરો, ને ગિલ્ગાલમાં ન પેસો, ને બેર-શેબા ન જાઓ;
કેમકે ગિલ્ગાલ નિશ્ચે ગુલામગીરીમાં જશે, ને બેથેલ
નષ્ટ થશે. ૬ યહોવાહને શોધો, એટલે તમે જીવશો;
રખેને તે યૂસફના ઘરમાં અગ્નિની પેઠે પ્રગટે, ને તે
ભસ્મ કરી નાખે, ને બેથેલમાં તેને હોલવનાર કોઇ
ન હોય; ૭ હે ઇનસાફને કડવાશરૂપ કરી નાખનારા,
ને નેકીને જમીનદોસ્ત કરનારાઓ,[ ૮ તમે [ તેને
શોધો ] કે જે કૃત્તિકા તથા મૃગશિરનો કર્તા છે, ને જે
મૃત્યુછાયાને પ્રભાતરૂપ કરી નાખે છે, ને જે દિવસને
રાતવડે અંધકારમય કરી દે છે; ને સમુદ્રનાં પાણીને
હાંક મારે છે, ને તેઓને પૃથ્વીની સપાટી પર રેડી દે
છે; તેનું નામ યહોવાહ છે; ૯ તે બળવાનો પર
એવો અચાનક નાશ લાવે છે, કે કિલ્લા પર નાશ આવી
પડે છે. ૧૦ ભાગળમાં ઠપકો દેનારને તેઓ ધિક્કારે
છે, ને પ્રમાણિકપણાથી બોલનારનો તેઓ તિરસ્કાર
કરે છે. ૧૧ તમે ગરીબોને કચરી નાખો છો, ને જોર-
જુલમથી તેની પાસેથી ઘઉં છિનવી લો છો, તેને લીધે
તમે ઘડેલા પથ્થરનાં ઘરો તો બાંધ્યાં છે, પણ તમે
તેઓમાં રહેવા પામશો નહિ; તમે મનોરંજક દ્રાક્ષ-
વાડીઓ તો રોપી છે, પણ તમે તેમનો દ્રાક્ષરસ પીવા
નહિ પામશો ૧૨ કેમકે હું જાણું છું કે તમારા ગુન્હા
કેટલા બધા, ને તમારાં પાપ કેવાં મહાભારત છે;
કેમકે તમે ન્યાયીઓને દુઃખ દો છો, લાંચ લો છો, ને
ભાગળ માંહેના દરિદ્રીનો [ હક ] ડુબાવો છો ૧૩ એ
માટે શાણો જન આવા વખતમા ચૂપ રહેશે; કેમકે
આ ભુંડો સમય છે ૧૪ ભલું શોધો, ને ભુંડું નહિ,
એ સારૂ કે તમે જીવો; ને ત્યારે, તમે કહો છો તેમ,
સૈન્યોનો દેવ યહોવાહ તમારી સાથે રહેશે ૧૫ ભુંડાને
ધિક્કારો, ને ભલાને ચાહો, ને ન્યાયને ભાગળમાં
સ્થાપિત કરો; તો કદાપિ સૈન્યોનો દેવ યહોવાહ
યૂસફના બાકી રહેલાઓ [પર] કૃપાળુ થાય. ૧૬ એ
માટે પ્રભુ, સૈન્યોનો દેવ યહોવાહ, એમ કહે છે કે,
સર્વ ચકલાઓમાં વિલાપ થશે; ને સર્વ ગલીઓમાં
લોકો કહેશે કે, અફસોસ, અફસોસ, ને તેઓ ખેડુ-
તોને શોક કરવાને, તથા રાજિયા ગાવામાં પ્રવીણ
લોકોને વિલાપ કરવાને બોલાવશે. ૧૭ અને સર્વ
દ્રાક્ષવાડીઓમાં વિલાપ થશે; કેમકે, યહોવાહ કહે
છે, હું તારી મધ્યે થઇને જઇશ ૧૮ તમે જેઓ યહો-
વાહનો દિવસ ઇચ્છો છો તેઓને અફસોસ! શા માટે
તમે યહોવાહનો દિવસ ઇચ્છો છો? તે તો અંધકાર-
રૂપ છે, ને પ્રકાશરૂપ નહિ. ૧૯ જેમ કોઇ માણસને
સિંહ પાસેથી નાસી જતાં રીંછની ભેટ થઇ જાય,
અથવા ઘરમાં જઇને પોતાનો હાથ ભીંતે ટેકવતાં તેને
સાપ કરડે, તેમ ૨૦ શું એમ નહિ થાય કે યહોવાહનો
દિવસ અંધકારરૂપ થશે ને પ્રકાશરૂપ નહિ? એટલે
ઘણો અંધકારમય તથા છેક પ્રકાશ રહિત? ૨૧ હું
તમારાં પર્વોને ધિક્કારૂ છું, ને તમારા ધર્મમેળાવડા-
ઓથી હું મગ્ન નહિ થઇશ ૨૨ હા, જો કે તમે તમારાં
દહનીયાર્પણો તથા ખાદ્યાર્પણો આપવા માંડશો,
તોપણ હું તેમને નહિ સ્વીકારીશ; ને તમારાં પુષ્ટ
પશુઓનાં શાંત્યર્પણોને પણ હું નહિ ગણકારીશ.
૨૩ તારાં ગીતોનો ઘોંઘાટ મારાથી દૂર કર; કેમકે
હું તારી સારંગીઓનું ગાયન નહિ સાંભળીશ. ૨૪ પણ
ન્યાયને પાણીની પેઠે, ને નેકીને મહા નદીની પેઠે
વહેવા દો. ૨૫ હે ઇસ્રાએલના વંશના, શું તમે અર-
ણ્યમાં ચાળીસ વર્ષો સુધી મને યજ્ઞો તથા અર્પણો
ચઢાવ્યાં હતાં? ૨૬ હા, તમે તમારા રાજાનું સિક્કૂથ
તથા તમારી મૂર્તિઓનું કીયૂન, એટલે તમારા પોતાના
બનાવેલા તમારા તારારૂપી દેવતાને ઉંચક્યા છે. ૨૭ એ
માટે, યહોવાહ, જેનું નામ સૈન્યોનો દેવ છે, તે કહે
છે કે, હું તમને દમસ્કની પેલી પાર ગુલામગિરીમાં
મોકલીશ.

૬ હે સિયોનમાં એશઆરામમાં રહેનારા તથા
સમરૂનના પર્વતોમાં અભયપણે રહેનારા મુખ્ય
દેશજાતિઓના પ્રખ્યાત માણસો, કે જેઓની પાસે
ઇસ્રાએલનો વંશ આવે છે, તે તમને અફસોસ!
૨ કાલ્નેહમાં ચાલ્યા જઇને જુઓ; ને ત્યાંથી મોટા
હમાથમાં જાઓ; પછી આગળ વધીને પલિસ્તીઓના
ગાથમાં જાઓ; શું તેઓ આ રાજ્યો કરતાં સારાં છે?
અથવા શું તેમની સીમા તમારી સીમા કરતાં વિશાળ
છે? ૩ તમે જેઓ માઠા દિવસને, દૂર કાઢો છો, ને
જોરજુલમની ગાદીને પાસે લાવો છો; ૪ જેઓ હાથી-
દાંતના પલંગો પર સુઓ છો, ને પોતાનાં બિછાનાંમાં
લાંબા થઇને આળોટો છો, ને ટોળામાંથી હલવાનો,
ને કોડમાંથી વાછરડા ખાઓ છો; ૫ જેઓ સારંગીના

આવે? ૭ ખચિત પ્રભુ યહોવાહ પોતાનો મર્મ પોતાના
સેવક ભવિષ્યવાદીઓને બતાવ્યા શિવાય કંઇ નહિ
કરશે ૮ સિંહ ગાજ્યો છે, તો કોણ નહિ બીહે? પ્રભુ
યહોવાહ બોલ્યો છે, તો ભવિષ્યવાદ કર્યા વગર કોણ
રહી શકે?
૯ આશ્દોદમાના મેહેલોમાં તથા મિસર દેશના
મેહેલોમાં જાહેર કરતા કહો કે, સમરૂનના પર્વતો પર
તમે એકઠા થાઓ, ને તેઓમાના, મોટા હુલ્લડો તથા
તેઓની મધ્યેના મહા જુલમો જુઓ ૧૦ કેમકે,
જેઓ જોરજુલમ ને લુટ પોતાના મેહેલોમાં સંઘરી
રાખે છે, તેઓને યથાર્થ કરતાં આવડતું નથી, એવું
યહોવાહ કહે છે ૧૧ એ માટે પ્રભુ યહોવાહ એમ કહે
છે કે, દેશની આસપાસ શત્રુ [ આવશે ], ને તે તારૂં
બળ તારામાથી જમીનદોસ્ત કરશે, ને તારા મેહેલો
લુટાઇ જશે. ૧૨ યહોવાહ એમ કહે છે કે, જેમ ભરવાડ
સિંહના મ્હોમાથી બે પગ કે કાનનો ટુકડો પડાવે છે,
તેમ સમરૂનમાં પલગના ખુણામા તથા બિછાનાના
રેશમી ગદેલા પર બેસનારા ઇસ્રાએલપુત્રો પડાવાશે
૧૩ પ્રભુ યહોવાહ, સૈન્યોનો દેવ કહે છે કે, તમે
સાંભળો, ને યાકૂબના વંશની વિરૂદ્ધ સાક્ષી પુરો.
૧૪ કેમકે જે દિવસે હુ ઇસ્રાએલને તેના ગુન્હાઓની
શિક્ષા કરીશ, ત્યારે હુ બેથેલની વેદીઓ પર પણ
શિક્ષા લાવીશ, ને વેદીના શિંગો કાપી નખાઇને
જમીન પર પડશે ૧૫ અને હુ શિયાળાનાં ઘરોને
તથા ઉન્હાળાના ઘરોને સાથે મારીશ, ને હાથીદાતનાં
ઘરો નાશ પામશે, ને મોટાં ઘરોનો અંત આવશે,
એવુ યહોવાહ કહે છે

૪ હે સમરૂનના પર્વત પરની, ગરીબો પર જુલમ
કરનારી, દરિદ્રીઓને કચરી નાખનારી, તથા
લાવો અમે પીયે, એમ પોતાના ધણીઓને કહેનારી,
બાશાનની ગાયો, તમે આ વચન સાભળો ૨ પ્રભુ
યહોવાહે પોતાની પવિત્રતાના સોગન ખાધા છે કે,
જુઓ, તમારા પર એવા દિવસો આવી પડશે કે
તેઓ તમને કડીઓ ઘાલીને તથા તમારામાંની બાકી
રહેલીઓને માછલીના ગલો વળગાડીને ખેંચી જશે
૩ અને તમારામાની પ્રત્યેક બારોબાર ગાબડામા
થઇને નીકળી જશે, ને તમે હાર્મોનમાં કુદી પડશો;
યહોવાહ એમ કહે છે
૪ બેથેલ આવીને ગુન્હા કરો; ગિલ્ગાલ [ જઇને ]
ગુન્હાઓ વધારો; ને દર સવારે તમારા યજ્ઞો, ને દર
ત્રણ દિવસે તમારા દશાંશો રજુ કરો; ૫ ને ખમી-
રવાળી વસ્તુનું ઉપકારાર્થાર્પણ ચઢાવો, ને ઐચ્છિકા-
ર્પણોનો ઢંઢેરો પિટાવીને તેમની જાહેરખબર આપો;
કેમકે પ્રભુ યહોવાહ કહે છે કે, હે ઇસ્રાએલપુત્રો,
એવું તમને ગમે છે. ૬ અને મેં પણ તમને તમારા સર્વ
નગરોમા દાંતોને અન્નનો વિયોગ, ને તમારી સર્વ
જગ્યાઓમા રોટલીની અછત આપી છે; તો પણ તમે
મારી પાસે પાછા આવ્યા નથી, એમ યહોવાહ કહે
છે. ૭ અને મેં પણ, હજી પાકને ત્રણ માસ બાકી
હતા ત્યારે, તમારી પાસેથી વરસાદ પાછો રાખ્યો
છે; ને મેં એક નગર પર વરસાદ વરસાવ્યો, ને બીજા
નગર પર વરસાવ્યો નહિ; એક ટુકડા પર વરસાદ
વરસ્યો, ને જે ટુકડા પર તે વરસ્યો નહિ તે સુકાઇ
ગયો ૮ માટે બે કે ત્રણ નગરોના [ રહેવાસીઓ ]
ભટકતા ભટકતા એક નગરમાં પાણી પીવાને ગયા,
પણ તૃપ્ત થયા નહિ; તોપણ તમે મારી પાસે પાછા
આવ્યા નથી, એમ યહોવાહ કહે છે ૯ મેં તમારા
પર લુનો તથા મસીનો માર આવ્યો; તમારા બાગ
તથા તમારી દ્રાક્ષવાડીઓ તથા તમારી અજીરીઓ
તથા તમારાં જૈતવૃક્ષો જે સખ્યાબધ હતાં તેમને ઇવડા
ખાઇ ગયા છે; તોપણ તમે મારી પાસે પાછા આવ્યા
નથી, એમ યહોવાહ કહે છે ૧૦ મેં તમારી મધ્યે
મિસરની પેઠે મરકી મોકલી છે; તમારા જુવાનોનો
મેં તરવારથી સહાર કીધો છે, ને તમારા ઘોડાઓનું
હરણ કરાવ્યુ છે, ને તમારી છાવણીની દુર્ગંધ મેં
તમારા નસકોરામાં ચઢાવી છે, તોપણ, યહોવાહ
કહે છે, તમે મારી પાસે પાછા આવ્યા નથી. ૧૧ દેવે
સદોમ તથા ગમોરાહનો પ્રલય કીધો ત્યારની પેઠે મેં
તમારામાના [ કેટલાક ]નો પ્રલય કીધો છે, ને બળતા-
માથી ખેંચી કાઢેલા ખોરિયા જેવા તમે હતા; તોપણ
તમે મારી પાસે પાછા આવ્યા નથી, એમ યહોવાહ
કહે છે. ૧૨ એ માટે, હે ઇસ્રાએલ, હુ તને આમ
કરીશ, ને હુ તને એમ કરીશ માટે, હે ઇસ્રાએલ,
તારા દેવને મળવાને તૈયાર થા ૧૩ કેમકે, જો, જે
પર્વતોનો રચનાર તથા વાયુનો ઉત્પન્નકર્તા, તથા
મનુષ્યના વિચારો શા છે તે તેને કહી દેખાડનાર,
[ તથા ] સવારને અધકારરૂપ કરનાર, તથા પૃથ્વીના
ઉચ્ચસ્થાનો પર ચાલનાર, તેનું નામ સૈન્યોનો દેવ,
યહોવાહ છે

૫ હે ઇસ્રાએલના વંશજો, તમારે વિષે આ જે
વિલાપવાણી હુ ઉચ્ચારૂં છું તે સાભળો
૨ ઇસ્રાએલની કુમારિકા પડી ગઇ છે, તે ફરીથી કદી

ઉઠશે નહિ; તે પોતાની ભૂમિ પર પાડી નંખાઇ છે;
તેને ઉઠાડનાર કોઇ નથી. ૩ કેમકે પ્રભુ યહોવાહ એમ
કહે છે કે, જે નગરમાંથી હજાર નીકળતા, તેમાં
ઇસ્રાએલના વંશના સો જ બચ્યા હશે, ને જેમાંથી
સો નીકળતા તેમા દસજ બચ્યા હશે. ૪ કેમકે યહો-
વાહ ઇસ્રાએલના વંશને એમ કહે છે કે, તમે મને
શોધો, તો તમે જીવશો, ૫ પણ બેથેલની શોધ ન
કરો, ને ગિલ્ગાલમાં ન પેસો, ને બેર-શેબા ન જાઓ;
કેમકે ગિલ્ગાલ નિશ્ચે ગુલામગીરીમાં જશે, ને બેથેલ
નષ્ટ થશે. ૬ યહોવાહને શોધો, એટલે તમે જીવશો;
રખેને તે યૂસફના ઘરમાં અગ્નિની પેઠે પ્રગટે, ને તે
ભસ્મ કરી નાખે, ને બેથેલમાં તેને હોલવનાર કોઇ
ન હોય; ૭ હે ઇનસાફને કડવાશરૂપ કરી નાખનારા,
ને નેકીને જમીનદોસ્ત કરનારાઓ, ૮ તમે [તેને
શોધો] કે જે કૃત્તિકા તથા મૃગશિરનો કર્તા છે, ને જે
મૃત્યુછાયાને પ્રભાતરૂપ કરી નાખે છે, ને જે દિવસને
રાતવડે અંધકારમય કરી દે છે; ને સમુદ્રનાં પાણીને
હાંક મારે છે, ને તેઓને પૃથ્વીની સપાટી પર રેડી દે
છે; તેનું નામ યહોવાહ છે; ૯ તે બળવાનો પર
એવો અચાનક નાશ લાવે છે, કે કિલ્લા પર નાશ આવી
પડે છે. ૧૦ ભાગળમાં ઠપકો દેનારને તેઓ ધિક્કારે
છે. ને પ્રમાણિકપણાથી બોલનારનો તેઓ તિરસ્કાર
કરે છે. ૧૧ તમે ગરીબોને કચરી નાખો છો, ને જોર-
જુલમથી તેની પાસેથી ઘઉં છિનવી લો છો, તેને લીધે
તમે ઘડેલા પથ્થરનાં ઘરો તો બાંધ્યાં છે, પણ તમે
તેઓમાં રહેવા પામશો નહિ; તમે મનોરંજક દ્રાક્ષ-
વાડીઓ તો રોપી છે, પણ તમે તેમનો દ્રાક્ષરસ પીવા
નહિ પામશો ૧૨ કેમકે હું જાણું છું કે તમારા ગુન્હા
કેટલા બધા, ને તમારાં પાપ કેવાં મહાભારત છે;
કેમકે તમે ન્યાયીઓને દુઃખ દો છો, લાંચ લો છો, ને
ભાગળ માંહેના દરિદ્રીનો [હક] ડુબાવો છો ૧૩ એ
માટે શાણો જન આવા વખતમા ચૂપ રહેશે; કેમકે
આ ભુંડો સમય છે ૧૪ ભલું શોધો, ને ભુંડું નહિ,
એ સારૂ કે તમે જીવો; ને ત્યારે, તમે કહો છો તેમ,
સૈન્યોનો દેવ યહોવાહ તમારી સાથે રહેશે. ૧૫ ભુંડાને
ધિક્કારો, ને ભલાને ચાહો, ને ન્યાયને ભાગળમાં
સ્થાપિત કરો; તો કદાપિ સૈન્યોનો દેવ યહોવાહ
યૂસફના બાકી રહેલાઓ પર કૃપાળુ થાય. ૧૬ એ
માટે પ્રભુ, સૈન્યોનો દેવ યહોવાહ, એમ કહે છે કે,
સર્વ ચકલાઓમાં વિલાપ થશે; ને સર્વ ગલીઓમાં
લોકો કહેશે કે, અફસોસ, અફસોસ, ને તેઓ ખેડુ-
તોને શોક કરવાને, તથા રાજિયા ગાવામાં પ્રવીણ
લોકોને વિલાપ કરવાને બોલાવશે. ૧૭ અને સર્વ
દ્રાક્ષવાડીઓમાં વિલાપ થશે; કેમકે, યહોવાહ કહે
છે, હું તારી મધ્યે થઇને જઇશ. ૧૮ તમે જેઓ યહો-
વાહનો દિવસ ઇચ્છો છો તેઓને અફસોસ! શા માટે
તમે યહોવાહનો દિવસ ઇચ્છો છો? તે તો અંધકાર-
રૂપ છે, ને પ્રકાશરૂપ નહિ. ૧૯ જેમ કોઇ માણસને
સિંહ પાસેથી નાસી જતાં રીંછની ભેટ થઇ જાય,
અથવા ઘરમાં જઇને પોતાનો હાથ ભીંતે ટેકવતાં તેને
સાપ કરડે, તેમ ૨૦ શું એમ નહિ થાય કે યહોવાહનો
દિવસ અંધકારરૂપ થશે ને પ્રકાશરૂપ નહિ? એટલે
ઘણો અંધકારમય તથા છેક પ્રકાશ રહિત? ૨૧ હું
તમારાં પર્વોને ધિક્કારૂં છું, ને તમારા ધર્મમેળાવડા-
ઓથી હું મગ્ન નહિ થઇશ ૨૨ હા, જો કે તમે તમારાં
દહનીયાર્પણો તથા ખાદ્યાર્પણો આપવા માંડશો,
તોપણ હું તેમને નહિ સ્વીકારીશ; ને તમારાં પુષ્ટ
પશુઓનાં શાંત્યર્પણોને પણ હું નહિ ગણકારીશ.
૨૩ તારાં ગીતોનો ઘોંઘાટ મારાથી દૂર કર; કેમકે
હું તારી સારંગીઓનું ગાયન નહિ સાંભળીશ. ૨૪ પણ
ન્યાયને પાણીની પેઠે, ને નેકીને મહા નદીની પેઠે
વહેવા દો. ૨૫ હે ઇસ્રાએલના વંશના, શું તમે અર-
ણ્યમાં ચાળીસ વર્ષો સુધી મને યજ્ઞો તથા અર્પણો
ચઢાવ્યાં હતા? ૨૬ હા, તમે તમારા રાજાનું સિક્કૂથ
તથા તમારી મૂર્ત્તિઓનું કીયૂન, એટલે તમારા પોતાના
બનાવેલા તમારા તારારૂપી દેવતાને ઉંચક્યા છે. ૨૭ એ
માટે, યહોવાહ, જેનું નામ સૈન્યોનો દેવ છે, તે કહે
છે કે, હું તમને દમસ્કની પેલી પાર ગુલામગિરીમાં
મોકલીશ.

૬ હે સિયોનમાં એશઆરામમાં રહેનારા તથા
સમરૂનના પર્વતોમાં અભયપણે રહેનારા મુખ્ય
દેશજાતિઓના પ્રખ્યાત માણસો, કે જેઓની પાસે
ઇસ્રાએલનો વંશ આવે છે, તે તમને અફસોસ!
૨ કાલ્નેહમાં ચાલ્યા જઇને જુઓ; ને ત્યાંથી મોટા
હમાથમાં જાઓ; પછી આગળ વધીને પલિસ્તીઓના
ગાથમાં જાઓ; શું તેઓ આ રાજ્યો કરતાં સારાં છે?
અથવા શું તેમની સીમા તમારી સીમા કરતાં વિશાળ
છે? ૩ તમે જેઓ માઠા દિવસને, દૂર કાઢો છો, ને
જોરજુલમની ગાદીને પાસે લાવો છો; ૪ જેઓ હાથી-
દાંતના પલંગો પર સુઓ છો, ને પોતાનાં બિછાનાંમાં
લાંબા થઇને આળોટો છો, ને ટોળામાંથી હલવાનો,
ને કોડમાંથી વાછરડા ખાઓ છો; ૫ જેઓ સારંગીના

રાગ સાથે નકામાં ગીતો ગાઓ છો; જેઓ પોતાને
વાસ્તે દાઉદની પેઠે નવાં નવાં વાજીંત્રો કલ્પી કાઢો
છો; ૬ જેઓ પ્યાલાંથી દ્રાક્ષરસ પીઓ છો, ને મુખ્ય
અત્તરો પોતાને અંગે લગાડો છો; પણ યુસફની
વિપત્તિને લીધે દુ:ખી થતા નથી. ૭ એ માટે જેઓ
પહેલા ગુલામગીરીમાં જશે તેમની સાથે તેઓ ગુલામ-
ગીરીમાં જશે, ને જેઓ લાંબા થઇને સુઇ રહેતા
તેઓની ખુશાલી લોપ થશે. ૮ સૈન્યોનો દેવ યહોવાહ
કહે છે કે, પ્રભુ યહોવાહે પોતાના સોગન ખાધા છે
કે, હું યાકૂબના ગર્વથી કંટાળું છું, ને તેના મેહેલોને
ધિક્કારૂં છું; એ માટે નગરને તથા તેની અંદર જે
સઘળું છે તેને હું [પારકાને] સ્વાધીન કરી દઇશ.
૯ અને એમ થશે કે જો એક ઘરમાં દસ માણસો રહ્યા
હશે, તો તેઓ પણ માર્યા જશે. ૧૦ અને જ્યારે કોઇ
માણસનો સગો, એટલે તેને અગ્નિદાહ દેનાર, તેનાં
હાડકાંને ઘરમાંથી બહાર લઇ જવાને તે[ની લાસ]ને
ઉચકી લેશે, ને ઘરના સૌથી અંદરના ભાગમાંના
માણસને પૂછશે કે, હજી બીજો કોઇ તારી સાથે છે?
ત્યારે તે કહેશે, ના; ત્યારે પેલો કહેશે, ચૂપ રહે;
કેમકે આપણે યહોવાહનું નામ ઉચ્ચારવા લાયક નથી.
૧૧ કેમકે, જુઓ, યહોવાહ આજ્ઞા કરે છે, ને તેથી
મોટા ઘરમાં ગાબડાં પડશે, ને નાના ઘરમાં ફાટો
પડશે ૧૨ શું ઘોડા ખડક પર દોડી શકશે? શું કોઇ
[ત્યાં] બળદોથી ખેડી શકશે? કેમકે તમે ઇનસાફને
પિત્તરૂપ, ને નેકીના ફળને કડવાસરૂપ કરી નાખ્યાં
છે ૧૩ વળી, શું અમારા પોતાના બળથી અમે શિંગો
ધારણ કર્યાં નથી? એમ કહીને તમે નકામી વાતોમાં
આનંદ માનો છો. ૧૪ કેમકે, સૈન્યોનો દેવ યહોવાહ
કહે છે, હે ઇસ્રાએલના વંશજો, જુઓ, હું તમારી
વિરૂદ્ધ એક દેશજાતિને ઉભી કરીશ, અને તેઓ,
હમાથના નાકાથી તે અરાબાહની નદી સુધી, તમારા
પર વિપત્તિ લાવશે.

૭ પ્રભુ યહોવાહે મને આમ દર્શાવ્યું છે; એટલે,
જુઓ, વનસ્પતિની પાછલી ફૂટની શરૂઆતમાં
તેણે ટીડો બનાવ્યાં; ને જુઓ, તે રાજાની કાપણી
પછીનો પાછલો ઉગાવો હતો. ૨ અને તેઓ દેશનું
ઘાસ ખાઇ રહ્યાં ત્યારે એમ થયું કે, મેં કહ્યું, હે પ્રભુ
યહોવાહ, કૃપા કરી ક્ષમા કર; યાકૂબ કેમ કરીને
નિભી શકશે? કેમકે તે નાનો છે ૩ યહોવાહને આ
વિષે પશ્ચાત્તાપ થયો; યહોવાહે કહ્યું કે, એમ નહિ
થશે.

૪ પ્રભુ યહોવાહે મને આમ દર્શાવ્યું; એટલે,
જુઓ, પ્રભુ યહોવાહે અગ્નિથી વાદ કરવાની આજ્ઞા
કીધી; ને તેણે મહા ઉંડાણને ભસ્મ કીધું, ને ભૂમિનો
પણ ભક્ષ કરત. ૫ ત્યારે મેં કહ્યું, હે પ્રભુ યહોવાહ,
કૃપા કરીને બસ કર; યાકૂબ કેમ કરીને નિભી શકે?
કેમકે તે નાનો છે. ૬ યહોવાહને એ વિષે પશ્ચાત્તાપ
થયો; યહોવાહ કહે છે કે, એ પણ નહિ થશે.

૭ તેણે મને આમ દર્શાવ્યું; એટલે, જુઓ, પ્રભુ
પોતાના હાથમાં ઓળંબો લઇને ઓળંબે ચણેલી ભીંત
પાસે ઉભો રહ્યો. ૮ અને યહોવાહે મને કહ્યું, આમોસ,
તું શું જુએ છે? ને મેં કહ્યું, એક ઓળંબો. ત્યારે પ્રભુ
એ કહ્યું, જો, હું મારા ઇસ્રાએલ લોક મધ્યે ઓળંબો
મૂકીશ; હું ફરીથી કદી તેમની દરગુજર નહિ કરીશ;
૯ ને ઇસહાકનાં ઉચ્ચસ્થાનો ઉજડ થશે, ને ઇસ્રા-
એલનાં શુદ્ધસ્થાનો વેરાન કરી મૂકાશે; ને હું તરવાર
લઇને યરોબઆમના ઘરની વિરૂદ્ધ ઉઠીશ

૧૦ પછી બેથેલના યાજક અમાસ્યાહે ઇસ્રાએલના
રાજા યરોબઆમને કહાવી મોકલ્યું કે, આમોસે
ઇસ્રાએલના ઘરની મધ્યે તારી વિરૂદ્ધ ફિસાદ રચ્યો
છે; તેનાં સર્વ વચનો સહન કરવાને દેશ અશક્ત છે.
૧૧ કેમકે આમોસ એમ કહે છે કે, યરોબઆમ તર-
વારથી માર્યો જશે, ને ઇસ્રાએલ પોતાના દેશમાંથી
ગુલામ કરાઇને નિશ્ચે લઇ જવાશે ૧૨ વળી અમાસ્યાહે
આમોસને કહ્યું, હે ભવિષ્યદર્શક, જા, યહુદાહના દેશમાં
નાસી જા, ને ત્યાં રોટલી ખાજે, ને ત્યાં ભવિષ્યવાદ
કરજે; ૧૩ પણ હવે પછી કદી બેથેલમાં ભવિષ્યવાદ
કરતો નહિ; કેમકે એ તો રાજાનું શુદ્ધસ્થાન છે, ને
એ રાજમંદિર છે ૧૪ ત્યારે આમોસે ઉત્તર આપતા
અમાસ્યાહને કહ્યું કે, હું ભવિષ્યવાદી નહોતો, તેમ
ભવિષ્યવાદીનો દીકરો પણ નહોતો, પણ હું તો
ગોવાળિયો તથા ગુલરવૃક્ષોનો સોરનાર હતો; ૧૫ ને
યહોવાહે મને ઘેટાંબકરાં પાછળ ફરવામાંથી બોલાવી
લીધો, ને વળી યહોવાહે મને કહ્યું, જા, મારા ઇસ્રા-
એલ લોકોને ભવિષ્યવાદ કર. ૧૬ તો હવે તું યહો-
વાહનું વચન સાંભળ; તું કહે છે, ઇસ્રાએલ વિરૂદ્ધ
ભવિષ્યવાદ ન કર, ને ઇસહાકના ઘર વિરૂદ્ધ [બોલ]
ન નાખ; ૧૭ એ માટે યહોવાહ એમ કહે છે કે, તારી
સ્ત્રી નગરમા વેશ્યા બનશે, ને તારા પુત્રપુત્રીઓ તર
વારથી માર્યાં જશે, ને તારો દેશ માપવાની દોરીથી
વહેંચવામાં આવશે; ને તું પોતે અશુદ્ધ ભૂમિમાં મોત
પામશે, ને ઇસ્રાએલ પોતાના દેશમાથી ગુલામ કરાઇને

નિશ્ચે લઇ જવાશે.
૮ પ્રભુ યહોવાહે મને આમ દર્શાવ્યું; એટલે,
જુઓ, ઉન્હાળાના ફળની એક ટોપલી
[દેખાઇ]. ૨ અને તેણે કહ્યું, આમોસ, હું શું જુએ
છે? ત્યારે મેં કહ્યું, ઉન્હાળાના ફળની ટોપલી. ત્યારે
યહોવાહે મને કહ્યું, મારા ઇસ્રાએલ લોકનો અંત આવી
પહોંચ્યો છે; હું હવે પછી કદી તેમની દરગુજર નહિ
કરીશ. ૩ અને પ્રભુ યહોવાહ કહે છે કે, તે દિવસે
મંદિરનાં ગીતો તે રડાપીટ થઇ પડશે; મુડદા ઘણા
થશે; સર્વ સ્થળે તેઓ ચૂપચૂપ તેમને બહાર નાખી
દેશે. ૪ તમે આ સાંભળો, એટલે, તમે જેઓ દરિદ્રી-
ઓને ગળી જવા, તથા દેશના ગરીબોનો અંત આણવા
ઇચ્છતા એમ કહો છો કે, ૫ અમાવાસ્યા ક્યારે પુરી
થાય કે અમે અનાજ વેચીએ? ને સાબ્બાથ [ક્યારે
ઉતરે] કે અમે ઘઉં ખુલ્લા મૂકીએ? ને એફાહ નાનો
રાખીને ને શેકેલ મોટો રાખીને, ને જૂઠા ત્રાજવાથી
ઠગાઇ કરીને, ૬ અમે ગરીબોને રૂપાથી ખરીદીએ, ને
દરિદ્રીઓને એક જોડ ખાસડા સાટે ખરીદીએ, ને
ઘઉંનું થૂલું વેચીએ. ૭ યહોવાહે યાકૂબના મહત્વના
સોગન ખાધા છે કે, નિશ્ચે હું તેઓનું એકે કામ કદી
ભૂલી નહિ જઇશ ૮ શું એને લીધે દેશ નહિ ધ્રુજશે,
ને તેમાં રહેનાર પ્રત્યેક જન શોક નહિ કરશે? હા
તે તમામ નદીની પેઠે ઉપડશે; ને તે ખળભળીને
મિસરની નદીની પેઠે પાછો શમી જશે. ૯ અને, પ્રભુ
યહોવાહ કહે છે કે, તે દિવસે એમ થશે કે, હું સૂર્યને
બપોરે અસ્ત પમાડીશ, ને હું ધોળે દિવસે પૃથ્વીને
અંધકારમય કરીશ ૧૦ અને હું તમારી મિજબાની-
ઓને શોકરૂપ, ને તમારાં સર્વ ગીતોને વિલાપરૂપ
કરી નાખીશ; ને હું સર્વ કમરો પર ટાટ, ને પ્રત્યેક
માથા પર ટાલ આણીશ; ને હું એકનાએક દીકરાને
માટે શોક જેવું, ને તેના અંતને દુઃખના દિવસ જેવું
કરીશ. ૧૧ પ્રભુ યહોવાહ કહે છે, જુઓ, એવા દિવસો
આવે છે, કે જેમાં હું દેશમાં દુકાળ મોકલીશ, અન્નનો
દુકાળ નહિ, કે પાણીની તરસ નહિ, પણ યહોવાહનું
વચન સાંભળવાનો [દુકાળ મોકલીશ] ૧૨ અને તેઓ
સમુદ્રથી તે સમુદ્ર સુધી, ને ઉત્તર થી તે છેક પૂર્વ સુધી
ભટકશે. યહોવાહનું વચન શોધવાને તેઓ અહીંથી
તહીં નાસ્યા કરશે, પણ તે તેઓને મળશે નહિ
૧૩ તે દિવસે સુંદર કુમારિકાઓ તથા જુવાનો તૃષાથી
મૂર્છા પામશે. ૧૪ જેઓ સમરૂનના પાપના સોગન
ખાતાં કહે છે કે, હે દાન, તારા દેવના સમ, ને
બેર-શેબાની રીતિના સમ, તેઓ તો પડશે, ને કદી
પાછા ઉઠશે નહિ
૯ મેં પ્રભુને વેદીની પાસે ઉભેલો જોયો; અને
તેણે કહ્યું કે, મથાળા પર એવો મારો ચલાવો
કે ઉંબરા હાલી જાય, ને તે સર્વના માથા પર તેમને
ભાંગી ચૂરા કરો; ને તેઓમાના છેલ્લાનો હું તરવારથી
સંહાર કરીશ; તેઓમાનો એક પણ નાસી જવા નહિ
પામશે, ને તેઓમાનો એક પણ બચી જવા નહિ
પામશે ૨ જો કે તેઓ ખોદીને શેઓલમા ઉતરી જાય,
તોપણ ત્યાંથી મારો હાથ તેમને પકડી લાવશે; ને
જો કે તેઓ આકાશમા ચઢી જાય, તોપણ ત્યાંથી હું
તેઓને નીચે ઉતારીશ ૩ અને જો કે તેઓ કાર્મેલના
શિખર પર છુપાઇ જાય, તોપણ હું તેઓને ત્યાંથી
શોધી કાઢીશ, ને તેઓ મારી નજરથી સમુદ્રને તળિયે
સંતાઇ જાય, તોપણ ત્યાં હું સર્પને આજ્ઞા કરીશ, ને
તે તેઓને કરડશે ૪ અને જો કે તેઓ પોતાના
શત્રુઓની આગળ ગુલામગીરીમાં જાય, તોપણ ત્યાં
હું તરવારને આજ્ઞા કરીશ, ને તે તેઓનો સંહાર
કરશે; ને હું હિતને વાસ્તે નહિ પણ આપત્તિને
વાસ્તે મારી દૃષ્ટિ તેઓ પર રાખી રહીશ. ૫ કેમકે
પ્રભુ, સૈન્યોનો યહોવાહ, તે એ [છે] કે જે ભૂમિને
અડકે છે ને તે પિગળી જાય છે, ને તેના સર્વ રહે-
વાસીઓ શોક કરશે; ને તે તમામ નદીની પેઠે
ઉપસી આવશે, ને મિસરની નદીની પેઠે પાછું બેસી
જશે; ૬ જે આકાશમા પોતાના ઓરડાઓ બાંધે છે,
ને પૃથ્વી પર પોતાનો ઘુમટ સ્થાપે છે; જે સમુદ્રના
પાણીને આજ્ઞા કરી બોલાવે છે, ને તેમને પૃથ્વીની
સપાટી પર રેડી દે છે; તેનું નામ યહોવાહ છે.
૭ યહોવાહ કહે છે કે, હે ઇસ્રાએલપુત્રો, તમે તો મને
કૂશપુત્રોના જેવા નથી શું? શું હું ઇસ્રાએલને મિસર
દેશમાથી, ને પલિસ્તીઓને કાફતોરથી, ને અરામી-
ઓને કીરથી કાઢી લાવ્યો નથી? ૮ જુઓ, પ્રભુ
યહોવાહની આંખો દુષ્ટ રાજ્ય પર છે, ને હું પૃથ્વીની
પીઠપરથી તેનો નાશ કરીશ; યહોવાહ કહે છે કે,
ફક્ત એટલુંજ કે યાકૂબના વંશનો હું પુરેપુરો નાશ
નહિ કરીશ. ૯ કેમકે, જુઓ, હું આજ્ઞા કરીશ, ને
જેમ ચાળણીમા ચળાય છે તેમ હું ઇસ્રાએલના વંશ-
જોને સર્વ દેશજાતિઓ મધ્યે ચાળીશ, તોપણ નાનામાં
નાનો દાણો જમીન પર પડશે નહિ ૧૦ મારા લોકના
સર્વ પાપીઓ જેઓ કહે છે કે, હાનિ અમને પકડી
પાડશે નહિ, તેમ સામી પણ આવશે નહિ, તેઓ

તરવારથી માર્યા જશે
૧૧ તે દિવસે દાઉદનો પડેલો મંડપ હુ ઉભો કરીશ,
ને તેની તૂટફાટો પુરી દઇશ, ને હુ તેના ખાંડિયેરોને
ઉભા કરીશ ને હુ તેને પ્રાચીન કાળમા [હતો] તેવો
બાધીશ, ૧૨ એ માટે કે અદોમના બાકી રહેલાનુ,
તથા જે બધી દેશજાતિઓ મારા નામથી ઓળખાય
છે તેઓનુ તેઓ વતન પામે, આ કરનાર જે યહો
વાહ તે એમ કહે છે ૧૩ જુઓ, યહોવાહ કહે છે,
એવા દિવસો આવે છે કે, ખેડનાર[નુ કામ] કાપણી
કરનાર[ના કામ] સુધી ચાલશે, ને દ્રાક્ષો પીલનાર[નુ
કામ] બી વાવનાર[ના કામ] સુધી ચાલશે, અને
પર્વતોમાથી મીઠો દ્રાક્ષરસ ટપકશે, ને સર્વ ડુંગરો
પિગળી જશે ૧૪ અને હુ મારા ઇસ્રાએલ લોકની
ગુલામગીરી પાછી ફેરવીશ, ને તેઓ ઉજડ નગરો
બાધીને તેઓમા વસશે, ને તેઓ દ્રાક્ષવાડીઓ
રોપીને તેઓનો દ્રાક્ષરસ પીશે, તેઓ બગીચા પણ
બનાવીને તેમનું ફળ ખાશે ૧૫ અને હુ તેઓને
તેઓના દેશમા રોપીશ, ને જે દેશ મેં તેઓને આપ્યો
છે તેમાથી તેઓ ફરીથી કદી ઉપાડી નખાશે નહિ,
એવુ તારો દેવ યહોવાહ કહે છે

# ઓબાધાહ.

ઓબાધાહનું સદર્શન પ્રભુ યહોવાહ અદોમ વિષે
આમ કહે છે, અમે યહોવાહથી ખબર સાભળી
છે, ને એક એલચીને વિદેશીઓ મધ્યે મોકલવામા
આવ્યો છે, [તે એમ કહેવાને કે,] તમે ઉઠો, ને
આપણે તેની વિરૂદ્ધ યુદ્ધ કરવાને ઉઠીએ ૨ જો,
મેં તને વિદેશીઓ મધ્યે નાનું કીધુ છે, તું ઘણુજ
તુચ્છ મનાય છે ૩ હે ખડકોની ખોમા રહેનાર તથા
ઉંચે વાસો કરનાર તારા અંત કરણના અભિમાને તને
ઠગ્યો છે, તું તારા મનમા એમ કહે છે કે, મને નીચે
ભૂમિ પર કોણ પાડશે? ૪ યહોવાહ કહે છે, જો કે તું
ગરૂડની પેઠે ઉંચે ચઢે, ને જો કે તારો માળો તારાઓ
મધ્યે બાધેલો હોય, તોપણ હુ તને ત્યાથી નીચે
પાડીશ. ૫ જો ચોરો કે રાતે લૂટારાઓ તારી પાસે
આવે, (અરે તું કેવો નષ્ટ થયો છે!) તો શું તેઓનુ
મન માને એટલુ તેઓ નહિ ચોરે? જો દ્રાક્ષો વીણ-
નારા તારી પાસે આવે તો તેઓ કેટલીક ફોલદ દ્રાક્ષો
નહિ પડવી મૂકે? ૬ એસાવ[ની વાતો] કેવી શોધી
કઢાઇ છે! તેના સંતાડેલા ખજાના કેવા ખોળી કઢાયા
છે! ૭ તારા સપના સર્વ માણસો તને માર્ગ પર, એટલે
સરહદ[ના માર્ગ] પર, લાવ્યા છે, જે માણસો તારી
સાથે સલાહસંપમા હતા તેઓએ તને ઠગીને તારા
ઉપર જીત મેળવી છે, તારી રોટલી [ખાનારાઓ]
તારી નીચે ફાંદો માંડે છે, તેનામા કંઇ બુદ્ધિ નથી
૮ યહોવાહ કહે છે કે, શું હુ તે દિવસે અદોમમાથી
જ્ઞાની પુરૂષોનો, ને એસાવના પર્વત પરથી બુદ્ધિનો
નાશ નહિ કરીશ? ૯ અને, હે તેમાન, તારા યોદ્ધાઓ
ગભરાઇ જશે, એ સારૂ કે એસાવના પર્વત પરથી
પ્રત્યેક જનનો સંહાર કતલવડે થાય ૧૦ તારા ભાઇ
યાકૂબ ઉપર બળાત્કાર ગુજાર્યાને લીધે તને લજ્જા
ઢાંકી દેશે, ને તું સદાને માટે નષ્ટ થશે ૧૧ જે દિવસે
પારકાઓ તેની સપત લઇ ગયા, ને પરદેશીઓ તેના
દરવાજાઓની અંદર પેસી ગયા, ને યરૂશાલેમ પર
ચિઠ્ઠીઓ નાખી, તે દિવસે તું આઘો ઉભો થઇ રહ્યો,
હા, તું જાણે તેઓમાનોજ એક હોય તેમ [તેં કર્યું]
૧૨ પણ તારા ભાઇના વિપ્રને દિવસે તેનો દિવસ તું ન
નિહાળ, ને યહુદાહપુત્રોને વિનાશને દિવસે તું તેમની
વિરૂદ્ધ આનંદ ન કર, ને સંકટને દિવસે અભિમાનથી
ન બોલ ૧૩ મારા લોકની આપત્તિને દિવસે તેઓની
ભાગળમા ન પેસ, હા, તેઓની આપત્તિને દિવસે
તેઓની વિપત્તિ ન નિહાળ, ને તેમની આપત્તિને
દિવસે તેમની સપત્તિ પર [હાથ] ન નાખ ૧૪ અને
તેના લોકોમાથી નાસી છૂટતા હોય તેમને કાપી નાખ
વાને તું આડા માર્ગમા ઉભો ન રહે, ને તેના લોકો-
માના જેઓ બચી રહેલા હોય, તેમને સંકટને સમયે
સોપી ન દે ૧૫ કેમકે સર્વ વિદેશીઓ પર યહોવાહનો
દિવસ પાસે છે, જેવુ તેં કર્યું છે, તેવુ તારા હકમા
કરાશે, તારી કરણી તારા પોતાના માથા પર પાછી
આવશે ૧૬ કેમકે જેમ તમે મારા પવિત્ર પર્વત પર
પીધુ છે, તેમજ સર્વ વિદેશીઓ નિત્ય પીશે, હા, તેઓ
પીશે, ને ગળી જશે, ને હતા નહોતા થઇ જશે.

૧૭ પણ સિયોન પર્વત પર બચી રહેલાઓ હશે, ને
તે પવિત્ર થશે, ને યાકૂબનુ ઘર પોતાના વતનો
ભોગવશે ૧૮ અને યાકૂબના વંશજો અગ્નિરૂપ, ને
• યૂસફનું ઘર ભડકારૂપ, ને એસાવનું ઘર ખુપરારૂપ
થશે, ને તેઓ તેમા સળગીને તેને ભસ્મ કરશે, ને
એસાવના ઘરનુ કોઇ [ માણસ ] જીવતું રહેશે નહિ,
કેમકે યહોવાહ એ બોલ્યા છે ૧૯ અને નેગેબના
લોકો એસાવના પર્વતનો કબજો, ને નીચ પ્રદેશના
લોકો પલિસ્તીઓનો કબજો લેશે, ને તેઓ એફ્રાઇ
મની ભૂમિનો તથા સમરૂનની ભૂમિનો કબજો લેશે,
ને બિન્યામીન ગિલઆદ નો કબજો લેશે] ૨૦ અને
ગુલામીમા ગએલા ઇસ્રાએલપુત્રોનુ આ સૈન્ય, જે
કનાનીઓ [ મધ્યે ] છે, તે છેક સારફાથ સુધી[નો
કબજો લેશે], ને યરૂશાલેમના ગુલામગીરીમા ગએલા
લોકો જે સફારાદમા છે, તેઓ નેગેબના નગરોનો
કબજો લેશે ૨૧ અને એસાવના પર્વતનો ન્યાય કરવાને
ઉદ્ધારકર્તાઓ સિયોન પર્વત પર હાજર થશે, અને
રાજ્ય યહોવાહનુ થશે

---

## યુના

પડ્યો. ૧૬ ત્યારે તે માણસોને યહોવાહનો અતિશય
ડર લાગ્યો; ને તેઓએ યહોવાહને યજ્ઞ ચઢાવ્યો,
ને માનતા લીધી ૧૭ અને યહોવાહે એક મોટી
માછલી યૂનાને ગળી જવા સારૂ તૈયાર કીધી; અને
યૂના ત્રણ દિવસ ને ત્રણ રાત માછલીના પેટમાં રહ્યો
૨ ત્યારે યૂનાએ માછલીના પેટમાંથી પોતાના દેવ
યહોવાહની પ્રાર્થના કીધી ૨ અને તેણે કહ્યું,
મારી વિપત્તિના કારણથી મેં યહોવાહને વિનંતી
કીધી, ને તેણે મને ઉત્તર આપ્યો; શેઓલના પેટમાંથી
મેં બૂમ પાડી, ને તેં મારો સાદ સાંભળ્યો ૩ કેમકે તેં
મને ઉંડાણમા, સમુદ્રના ભિતરમાં ફેંક્યો, ને મારી
આસપાસ પાણી હતું; તારાં સઘળાં મોજાઓ ને
તારી છોળો મારા પર ફરી વળી ૪ અને મેં કહ્યું કે,
હું તારી નજર આગળથી ફેંકી દેવાયો છું; તોપણ હું
ફરીથી તારા પવિત્ર મંદિર તરફ જોઇશ. ૫ પાણી મારી
આસપાસ ફરી વળ્યાં, હા, મારા જીવ સુધી [ફરી
વળ્યાં]; મારી આસપાસ ઉંડાણ હતું; મારા માથાની
આસપાસ ખડ વિંટાઇ ગયુ. ૬ હું પર્વતોનાં તળિયાં
સુધી ઉતરી ગયો; પૃથ્વીએ પોતાની ભુંગળો મારા
પર સદાને માટે વાસી દીધી; તોપણ, હે મારા દેવ
યહોવાહ, તેં મારા જીવને ખાડામાંથી બહાર કાઢ્યો
છે. ૭ મારો જીવ મારામાં નિર્ગત થયો, ત્યારે મેં
યહોવાહનું સ્મરણ કીધું; ને મારી પ્રાર્થના તારા
પવિત્ર મંદિરમાં તારી હજુરમાં પહોંચી ૮ જેઓ
જૂઠી પોકળ બાબતો વિષે કાળજી રાખે છે તેઓ
પોતા પરની કૃપા તજી દે છે. ૯ પણ હું ઉપકાર-
સ્તુતિના નાદસહિત તને યજ્ઞ ચઢાવીશ; હું મારી
માનતાઓ ચઢાવીશ. તારણ યહોવાહથી છે
૧૦ અને યહોવાહે માછલીને આજ્ઞા કરી, ને તેણે
યૂનાને કોરી જમીન પર ઓકી કાઢ્યો.
૩ અને યહોવાહનું વચન બીજી વાર યૂના પાસે
એવું આવ્યુ કે, ૨ ઉઠ, મોટા નગર નીનવેહમાં
જઇને જે બોધ હું તને ફરમાવું તે બોધ તેને કર.
૩ એ માટે યૂના ઉઠીને યહોવાહના વચન પ્રમાણે
નીનવેહ ગયો. નીનવેહ તો અતિ મોટું, એટલે ત્રણ
દિવસની મજલ જેટલા [ઘેરાવાનું] નગર હતું. ૪ અને
યૂનાએ શરૂઆતમાં નગરમાં એક દિવસની મજલ
જેટલે પ્રવેશ કીધો, ને તેણે બૂમ પાડીને કહ્યું કે,
ચાળીસ દિવસ પછી નીનવેહનો નાશ થશે. ૫ અને
નીનવેહના લોકોએ દેવ પર વિશ્વાસ કીધો, ને
તેઓએ ઉપવાસનો ઢંઢેરો પિટાવ્યો, ને મોટામાં
મોટાથી તે નાનામાં નાના સુધી સર્વેએ તાટ પહેર્યું
૬ અને એ ખબર નીનવેહના રાજાને પહોંચી એટલે
તે પોતાની ગાદી પરથી ઉઠયો, ને પોતાનો જામો
પોતાના અંગ પરથી કાઢી નાખીને ને પોતાને અંગે
તાટ પહેરીને રાખમાં બેઠો. ૭ અને રાજાના તથા
તેના અમીરોના [કીધેલા] ઠરાવ પ્રમાણે તેણે નીન-
વેહમાં સર્વત્ર ઢંઢેરો પિટાવ્યો કે, માણસ તેમજ
પશુ, ઢોર તેમ ઘેટાંબકરાં કંઇ પણ ચાખે નહિ;
તેઓ ખાય નહિ તેમ પાણી પણ પીએ નહિ; ૮ પણ
માણસ તથા પશુ બન્ને તાટ ઓઢે, ને તેઓ દેવ
આગળ મોટેથી પોકાર કરે; હા, તેઓ સર્વ પોત
પોતાના ભુંડા માર્ગથી તથા પોતપોતાના હાથના જોર-
જુલમથી ફરે. ૯ કદાચિત દેવ [વિચાર] બદલીને
પશ્ચાત્તાપ કરે, ને પોતાનો સખ્ત રોષ તજી દે, ને
એમ આપણો નાશ ન થાય. ૧૦ અને તેઓનાં કામ
દેવે જોયાં કે તેઓ પોતાના ભુંડા માર્ગોથી ફર્યા; ને
તેઓ ઉપર જે આપત્તિ આણવાનું દેવે કહ્યું હતું, તે
વિષે તેને પશ્ચાત્તાપ થયો; ને તેણે તે અમલમાં
ન આણ્યું
૪ પણ તેથી યૂનાને ઘણુંજ ખોટું લાગ્યું, ને તેને
ગુસ્સો ચઢયો. ૨ અને તેણે યહોવાહની પ્રાર્થના
કરતાં કહ્યું, હે યહોવાહ, હું તારી પ્રાર્થના કરૂં છું કે,
હજી તો હુ મારા દેશમાં હતો ત્યારનું મારૂં કહેવું એ
નહોતું શું? તે માટે તાર્શીશ નાસી જવા મેં ઉતાવળ
કીધી; કેમકે હું જાણતો હતો કે તું કૃપાળુ તથા કરૂણા-
સંપન્ન, ક્રોધ કરવે ધીમો ને ઘણો દયાળુ, એવો દેવ
છે, ને વિપત્તિ વિષે તને પશ્ચાત્તાપ થાય છે. ૩ તે
માટે, હે યહોવાહ, હવે કૃપા કરી મારો જીવ મારા-
માંથી લઇ લે, કેમકે જીવવા કરતાં મરવું એ મારે
માટે વધારે સારૂ છે. ૪ અને યહોવાહે કહ્યું કે, ગુસ્સે
થવું એ તું સારૂ કરે છે શું? ૫ ત્યારે યૂના નગરની
બહાર નીકળીને નગરની પૂર્વ બાજૂએ બેઠો, ને ત્યાં
પોતાને કાજે માંડવો કરીને નગરનું શું થશે તે જોવાને
રાહ જોતો તેની તળે બેઠો. ૬ અને યહોવાહ દેવે
એક કીકાયોનવેલો તૈયાર કર્યો, ને તેને ઉગાવીને
યૂનાની ઉપર ઝઝુમાવ્યો, એ સારૂ કે તે તેના માથા
પર છાયો કરીને તેની દુઃખિત સ્થિતિ નિવારે. તેથી
યૂના એ કીકાયોનવેલાને લીધે અત્યંત હરખાયો.
૭ પણ બીજે દિવસે સવાર થતાં દેવે એક કીડો તૈયાર
કીધો, ને તેણે કીકાયોનવેલાને ઉપદ્રવ કીધાથી તે
સુકાઇ ગયો. ૮ અને સૂર્ય ઉગતાં એમ થયું કે, દેવે

પૂર્વ તરફની લૂ તૈયાર કીધી, ને યૂનાના માથા પર
એટલો તડકો લાગ્યો કે તેને મૂર્છા આવી, ને પોતાને
સારૂ મોત માગતા તેણે કહ્યું કે જીવવા કરતા મરણ
એ મારે માટે સારૂ છે ⁹ અને દેવે યૂનાને કહ્યું કીકા
યોનવેલાને માટે તું ગુસ્સે થાય છે તે તું ઠીક કરે છે
શું? ને તેણે કહ્યું મોત સુધી પણ હુ ગુસ્સે થાઉં તો
વાજબી છે ¹⁰ અને યહોવાહે કહ્યું જે કીકાયોન
વેલાને સારૂ તેં મેહેનત નથી કરી, ને ઉગાવ્યો પણ
નથી, જે એક રાતમાં ઉગ્યા ને બીજી રાતમા નાશ
પામ્યો, તેના પર તને દયા આવે છે, ¹¹ તો આ
મોટુ નગર નીનવેહ કે જેની અંદર એક લાખ ને
વીસ હજાર એવા લોક છે કે જેઓ એટલુ નથી જાણતા
કે પોતાનો જમણો હાથ કયો ને ડાબો હાથ કયો,
ને વળી જેની અંદર ઘણા ઢોરઢાક છે, તેના પર મને
દયા ન આવે શું?

# મીખાહ.

૧ યહોવાહનું વચન જે યહુદાહના રાજાઓ યોથામ
આહાઝ તથા હિઝકીયાહના દિવસોમા મીખાહ
મોરાશ્તીની પાસે આવ્યુ, [તથા] જે તેને સમરૂન
તથા યરૂશાલેમ સબંધીના સદર્શનમા પ્રાપ્ત થયુ તે
² હે પ્રજાઓ, તમ સર્વે સાંભળો હે પૃથ્વી તથા
તેમા જે સર્વે છે તે ધ્યાન દો, ને પ્રભુ યહોવાહ
એટલે પ્રભુ પોતાના પવિત્ર મંદિરમાથી, તમારી વિરૂદ્ધ
સાક્ષી થાઓ ³ કેમકે, જુઓ, યહોવાહ પોતાના
સ્થાનમાથી નીકળી આવે છે ને તે નીચે ઉતરીને
પૃથ્વીના ઉચ્ચસ્થાનો પર ચાલશે ⁴ અને તેના
ભારથી પર્વતો પિગળી જશે ને ખીણો ફાટી જશે,
એટલે અગ્નિની આગળ મીણની પેઠે, તથા સીધા
કરાડા પરથી પડતા પાણીના ધોધની પેઠે ⁵ યાકૂબના
અપરાધને લીધે તથા ઇસ્રાએલના વંશના પાપોને
લીધે એ સર્વ થયુ છે યાકૂબનો અપરાધ શો છે? શું
તે સમરૂન નથી? અને યહુદાહના ઉચ્ચસ્થાનો કિયા
છે? શું યરૂશાલેમ નહિ? ⁶ તે માટે હુ સમરૂનને
ખેતરમાના ઢગલા જેવુ [તથા] દ્રાક્ષવાડીના રોપણ
જેવુ કરીશ, ને હુ તેના પથ્થરોને નીચ ખીણમા ગબડાવી
દઇશ ને હુ તેના પાયા ઉઘાડા કરીશ ⁷ અને તેની
સર્વ કોતરેલી મૂર્ત્તિઓ ખડાઇને ચૂરા કરાશે ને તેના
સર્વ વેતન અગ્નિથી બળાશે, ને તેની સર્વ મૂર્ત્તિઓને
હુ નષ્ટ કરી નાખીશ, કેમકે વેશ્યા ના વેતનવડે તેણે
તેમનો સંગ્રહ કીધો છે, ને તેઓ પાછા વેશ્યાનું વેતન
થઇ જશે ⁸ એને લીધે હુ વિલાપ કરીશ ને પોક
મૂકીશ હુ વસ્ત્રરહિત તથા નાગો ફરીશ હુ શિયાળ
વાની પેઠે ભુકીશ ને શાહામૃગની પેઠે કળકળીશ
⁹ કેમકે તેના ઘા અસાધ્ય છે, કેમકે તે યહુદાહમા
પણ આવી પહોચ્યુ છે તે મારા લોકની ભાગળ
સુધી ઠેઠ યરૂશાલેમ સુધી પહોચ્યુ છે ¹⁰ ગાથમાં તે
ન કહેશો, બિલકુલ રડશો નહિ, બેથ લે-આફ્રાહમા
હુ ધૂળમા આળોટયો છું ¹¹ હે શાફીરના રહેવાસી,
તું નાગો તથા લજ્જિત થઇને ચાલ્યો જા, સાઅનાનનો
રહેવાસી બહાર નીકળતો નથી, બેથ એસેલનો
વિલાપ તમારી પાસેથી તેનું સ્થળ લઇ લેશે ¹² કેમકે
મારોથના રહેવાસી ચિંતાથી હિતની વાટ જુએ છે,
કેમકે યહોવાહ પાસેથી આપત્તિ યરૂશાલેમની ભાગળ
સુધી ઉતરી છે ¹³ હે લાખીશના રહેવાસી, તું રથે
જલદ ઘોડા જોડ, સિયોનની દીકરીના પાપનો
આરંભ તે હતી, કેમકે ઇસ્રાએલના અપરાધો તારામા
માલમ પડ્યા ¹⁴ એ માટે તું મોરેશેથ-ગાથને વિદાય
ગીરીની બક્ષીસ આપશે, આખ્ઝીબના ઘર ઇસ્રા-
એલના રાજાઓ પ્રત્યે કપટી થશે ¹⁵ હે મારેશાહના
રહેવાસી, હજી પણ હુ તારી પાસે એવો એક જણ
લાવીશ કે જે તમને પોતાનું વતન કરી લેશે, ઇસ્રા
એલનુ ગૌરવ અદુલ્લામમા પણ આવશે ¹⁶ તારા
પ્રિય સંતાનોને લીધે પોતાને તાલ પડાવ ને પોતાનું
માથુ બોડાવ, ગીધની માફક તારી તાલ વધાર
કેમકે તેઓ તારી પાસેથી ગુલામગીરીમા ગયા છે

૨ જેઓ પોતાના બિછાનામા [સુતા સુતા] અન્યાય
યોજે છે તથા ભુંડું કરે છે તેઓને અફસોસ]
સવારનો પ્રકાશ થતાં તેઓ તેનો અમલ કરે છે, કેમકે
તે કરવુ તેમના હાથમા છે ² અને તેઓ ખેતરોનો
લોભ કરીને તેમને છિનવી લે છે, ને ઘરોનો [ લોભ
કરીને ] તેમને પડાવી લે છે, ને તેઓ માણસ તથા
તેના ઘર પર એટલે માણસ તથા તેના વારસા પર,

જુલમ કરે છે. ૩ એ માટે યહોવાહ એમ કહે છે કે,
જુઓ, આ કુટુંબ વિરૂદ્ધ હું એવી આપત્તિ યોજું છું
કે જેમાંથી તમે તમારી ગરદનો કાઢી નહિ શકશો, ને
તમે મગરૂરીથી ચાલી નહિ શકશો; કેમકે તે સમય
માઠો છે. ૪ તે દિવસે તેઓ તમારી વિરૂદ્ધ એક દૃષ્ટાંત
ઉચ્ચારશે, ને શોકમય વિલાપસહિત રૂદન કરતાં
કહેશે, અમે છેક પાયમાલ થયા છીએ; તે મારા
લોકનો વારસો ફેરવી નાખે છે; તેણે તેને મારી
પાસેથી કેવો લઇ લીધો છે! દંગાખોરોને તે અમારાં
ખેતરો વહેંચી આપે છે. ૫ એ માટે ચિઠ્ઠી નાખીને
હિસ્સા વહેંચનાર યહોવાહની જમાતમાં તારો કોઇ
હશે નહિ ૬ તમારે ભવિષ્યવાણી બોલવી નહિ;
તેઓ [ હમેશાં ] ભવિષ્યવાણી બોલે છે, [ એમ તેઓ
કહે છે]. તેઓ એમની આગળ ભવિષ્યવાણી બોલશે
નહિ; લાંછન દૂર થવાનું નથી. ૭ હે યાકૂબના ઘર, શું
એવું કહેવાશે કે, યહોવાહનો આત્મા સંકોચાયો છે?
શું આ તેનાં કામ છે? શું સદાચારીને મારા વચનો
ફાયદાકારક નથી? ૮ પણ થોડી મુદતથી મારા લોકો
શત્રુની પેઠે ઉઠયા છે, જેઓ લડાઇને કંટાળનારાઓની
પેઠે નિર્ભયતાથી ચાલ્યા જાય છે તેમનાં વસ્ત્રોમાંથી
તમે ઝભ્ભો ઉતારી લો છો. ૯ મારા લોકની સ્ત્રીઓને
તમે તેઓનાં ખુશકારક ઘરોમાંથી બહાર કાઢી મૂકો
છો; તેમનાં નાના બાળકો પાસેથી તમે સદાને માટે
મારું ગૌરવ લઇ લો છો. ૧૦ તમે ઉઠો, ને દૂર થાઓ;
કેમકે આ તમારો વિશ્રામ નથી; એનું કારણ નાશ-
કારક મલીનતા, હા, ભારે વિનાશક મલીનતા [ છે ].
૧૧ જો વ્યર્થ ને અસત્ય આચરણનો માણસ એવું જૂઠું
બોલે કે, હું દ્રાક્ષરસ તથા મદ્ય વિષે તને પ્રબોધ
કરીશ; તો તેજ આ લોકનો ભવિષ્યવાદી થશે.
૧૨ હે યાકૂબ, હું તારા સર્વ લોકને નિશ્ચે ભેગા
કરીશ; હું ઇસ્રાએલના બચેલાઓને નિશ્ચે એકઠા
કરીશ; હું તેઓને બોસ્રાહના ઘેટાંની પેઠે એકઠા
રાખીશ; બીડ મધ્યે ચરતાં ઘેટાંબકરાંના ટોળાની
પેઠે તેઓ માણસોના [ જથ્થાના ] કારણથી મોટો
ઘોંઘાટ કરશે. ૧૩ ખંડન કરનાર તેઓની અગાઉ ચઢી
ગયો છે; તેઓ ધસી નીકળીને દરવાજા સુધી ચાલ્યા
જઇને તેમાં થઇને બહાર નીકળ્યા છે; ને તેઓનો
રાજા તેઓની આગળ ચાલ્યો ગયો છે, ને યહોવાહ
તેમનો સરદાર છે.

૩ અને મેં કહ્યું, હે યાકૂબના મુખ્યો, અને ઇસ્રા-
એલના ઘરના અધિકારીઓ, તમે કૃપા કરી
સાંભળો; ન્યાય કરી જાણવો શું એ તમારી ફરજ
નથી? ૨ તમે તો ભલાને ધિક્કારો છો ને ભુંડાને
ચાહો છો; તમે તેઓની ચામડી તેઓનાં અંગ પરથી,
ને તેઓનું માંસ તેઓનાં હાડકાં પરથી ચુંટી લો છો;
૩ તમે મારા લોકનું માંસ પણ ખાઓ છો; ને તેઓ
તેમની ચામડી તેમના પરથી ઉતરડી લે છે, ને તેમનાં
હાડકાં ભાંગી નાખે છે, હા, હાંલ્લીને સારૂ [ તૈયાર
કરે ] તેમ, તથા કઢાઇમાંના માંસની પેઠે તેમને કાપીને
તેઓ ટુકડા કરે છે! ૪ ત્યારે તેઓ યહોવાહ આગળ
પોકાર કરશે, પણ તે તેઓને ઉત્તર આપશે નહિ;
હા, તે વખતે તે પોતાનું મુખ તેમનાથી સતાડશે,
તેઓએ પોતાનાં કામોમાં ભુંડાઇ કીધી છે તેને લીધે.
૫ જે ભવિષ્યવાદીઓ મારા લોકોને કુમાર્ગે ચઢાવે છે,
જેઓ પોતાના દાંતથી કરડતા જાય છે, ને પોકારે છે
કે, શાંતિ, ને જેઓ તેમના મ્હોં નથી ભરતા તેમની
વિરૂદ્ધ યુદ્ધ પણ નિર્માણ કરે છે, તેવાઓ વિષે યહો-
વાહ એમ કહે છે કે, ૬ તે કારણથી તમારે એવી રાત
પડશે કે જેમાં તમને સદ્દર્શન થશે નહિ; ને તમારે
એવો અંધકાર થશે કે તમે શકુન જોઇ શકશો નહિ;
ને ભવિષ્યવાદીઓને સૂર્ય અસ્ત પામશે, ને દિવસ
તેમના ઉપર અંધકારમય થશે ૭ અને ભવિષ્યદર્શકો
લજ્જિત થશે, ને શકુન જોનારા ભોંઠા પડશે; હા,
તેઓ સર્વ પોતાના હોઠ ઢાંકી દેશે; કેમકે દેવ તરફથી
કંઇ પણ ઉત્તર મળતો નથી. ૮ પણ યાકૂબને તેનો
અપરાધ તથા ઇસ્રાએલને તેનુ પાપ કહી બતાવવા
સારૂ, હું યહોવાહના આત્માવડે ખચિત બળથી તથા
ન્યાયથી તથા સામર્થ્યથી ભરપુર છું. ૯ હે યાકૂબના
વંશના મુખ્યો, ને ઇસ્રાએલના વંશના અધિકારીઓ,
ન્યાયને ધિક્કારનારા તથા ઇનસાફને ઉલટાવી નાખ-
નારા, તમે કૃપા કરી આ સાંભળો. ૧૦ લોકો સિયોનને
રક્તથી ને યરૂશાલેમને અન્યાયથી બાંધે છે; ૧૧ તેના
મુખ્યો લાંચ લઇને ઇનસાફ કરે છે, ને તેના યાજકો
વેતન લઇને બોધ કરે છે, ને તેના ભવિષ્યવાદીઓ
પૈસા લઇને શકુન જુએ છે; એમ છતાં પણ તેઓ
યહોવાહ પર આધાર રાખે છે, ને કહે છે, શું યહોવાહ
આપણી મધ્યે નથી? આપણા પર કોઇ પણ
આપત્તિ આવશે નહિ. ૧૨ એ માટે તમારે લીધે
સિયોન ખેતરની પેઠે ખેડાશે, ને યરૂશાલેમના ઢગલા
થઇ જશે, ને [ દેવના ] ઘરનો પર્વત તે વનનાં ઉચ્ચ-
સ્થાનોના જેવો [ થઇ જશે ].

૪ પણ પાછલા દિવસોમાં એમ થશે કે યહોવાહ-
ના ઘરનો પર્વત પર્વતોના શિખર પર સ્થાપિત
થશે, ને તે ડુંગરોથી ઉંચો કરાશે; ને લોકોનો પ્રવાહ
ત્યાં વહી જશે. ૨ અને ઘણી દેશજાતિઓ જઈને કહેશે
કે, ચાલો, આપણે યહોવાહના પર્વત ઉપર તથા
યાકૂબના દેવને ઘેર જઈએ; ને તે આપણને તેના
માર્ગો વિષે શિખવશે, ને આપણે તેના પથમાં
ચાલીશું; કેમકે સિયોનમાંથી નિયમ તથા યરૂશાલેમ-
માંથી યહોવાહનું વચન નીકળશે. ૩ અને તે ઘણી
પ્રજાઓની મધ્યે ન્યાય કરશે, ને બહુ દૂરની બળવાન
દેશજાતિઓને ધમકાવશે; ને તેઓ પોતાની તરવારો
ટીપીને હળની કોશો બનાવશે, ને તેમના ભાલાઓનાં
દાતરડાં બનાવશે; એક દેશજાતિ બીજી દેશજાતિ
વિરૂદ્ધ તરવાર નહિ ઉઠાવશે, ને ફરી કદી તેઓ
યુદ્ધ[કળા] નહિ શિખશે. ૪ પણ તેઓ સર્વ પોત-
પોતાના દ્રાક્ષવેલા તળે તથા પોતાની અંજીરી તળે
બેસશે; ને કોઈ તેમને બીવડાવશે નહિ; કેમકે
સૈન્યોના યહોવાહના મુખમાંથી એ નીકળ્યું છે.
૫ કેમકે સર્વ પ્રજાઓના લોક પોતપોતાના દેવને નામે
ચાલશે, ને અમે સદાસર્વકાળ અમારા દેવ યહોવાહને
નામે ચાલીશું.

૬ યહોવાહ કહે છે કે, તે દિવસે જે લંગડી છે તેને
હું સમેટીશ, ને કાઢી મૂકાએલીને તથા જેને મેં દુ:ખી
કીધી છે તેને એકઠી કરીશ; ૭ ને જે લંગડાતી હતી
તેનો હું [વિસ્તાર વધારીને] પ્રજાનો શેષ ઉભો કરીશ,
ને દૂર કાઢી મૂકેલીથી બળવાન પ્રજા ઉભી કરીશ; ને
યહોવાહ તેઓ ઉપર સિયોન પર્વતમાં હમણાંથી તે
સર્વકાળ સુધી રાજ્ય કરશે ૮ અને હે ટોળાના બુરૂજ,
સિયોનની પુત્રીના ડુંગર, તે તારે ત્યાં આવશે, હા,
અગાઉનું રાજ્ય, યરૂશાલેમની પુત્રીનું રાજ્ય આવશે.
૯ હવે તું શા માટે મોટેથી બૂમ પાડે છે? શું તારા
મધ્યે રાજા નથી, શું તારો મંત્રી નાશ પામ્યો છે કે
પ્રસૂતિથી પીડાતી સ્ત્રીના જેવી વેદના તારા પર આવી
પડી છે? ૧૦ હે સિયોનની પુત્રી, પ્રસૂતિથી પીડાતી
સ્ત્રીની પેઠે તું પીડા પામ તથા જણવાને કષ્ટા; કેમકે
હવે તું નગરમાંથી નીકળી જશે, ને સીમમાં રહેશે,
ને બાબેલમાં પણ જશે; ત્યાં તને છોડાવશે, ત્યાં
યહોવાહ તને તારા શત્રુઓના હાથમાંથી છોડાવશે.
૧૧ અને હવે ઘણી દેશજાતિઓ તારી વિરૂદ્ધ એકઠી
મળી છે, ને કહે છે કે, તેણીને ભ્રષ્ટ કરીએ, ને આપણી
આંખો પોતાની ઇચ્છા સિયોન ઉપર [પુરી થએલી]
જુએ. ૧૨ પણ તેઓ યહોવાહના વિચારો જાણતા
નથી તથા તેના મનસુબા સમજતા નથી; કેમકે તેણે
તેઓને ખળીમાં પુળીઓની પેઠે એકઠા કીધા છે.
૧૩ હે સિયોનની પુત્રી, ઉઠીને ઝુડ; કેમકે હું તારા
શિંગને લોઢારૂપ ને તારી ખરીઓને પિત્તળરૂપ
કરીશ; ને તું ઘણા લોકોને કચરીને ચૂરા કરશે; ને
તું તેઓની કમાઈ યહોવાહને તથા તેઓની સંપત્તિ
આખી પૃથ્વીના પ્રભુને સમર્પી દેશે.

૫ હે પલટણોની પુત્રી, હવે તું તારી પલટણો
સહિત એકઠી થશે; તેણે આપણી સામે ઘેરો
ઘાલ્યો છે; તેઓ ઇસ્રાએલના ન્યાયાધીશને ગાલ
પર લાકડી મારશે.

૨ પણ હે બેથલેહેમ એફ્રાથાહ, જો કે તું એટલું
નાનું છે કે યહુદાહના હજારો સાથે ગણાવા લાયક
નથી, તોપણ તારામાંથી મને એવો પુરૂષ નિપજશે
કે જે ઇસ્રાએલમાં અધિકારી થવાનો છે; જેનો પ્રારંભ
પુરાતન કાળથી, અનાદિ કાળથી છે ૩ એ માટે
પ્રસવવેદનાથી પીડાય છે તેણી જણશે તે સમય સુધી
તે તેઓને તજી દેશે; ત્યારે તેના બાકી રહેલા ભાઈઓ
ઇસ્રાએલપુત્રોની પાસે પાછા આવશે. ૪ અને તે ઉભો
રહીને યહોવાહના સામર્થ્યસહિત તથા પોતાના દેવ
યહોવાહના નામના પ્રતાપસહિત [પોતાના ટોળાનું]
પાળણ કરશે; ને તેઓ કાયમ રહેશે; કેમકે હવે તે
પૃથ્વીની સીમાઓ સુધી મોટો થશે. ૫ અને એ
[આપણી] શાંતિ થશે; જ્યારે આશ્શૂરી આપણા
દેશમાં આવશે, ને જ્યારે તે આપણા મેહેલોમાં
ચાલશે, ત્યારે આપણે તેની સામે સાત પાળકોને
તથા આઠ મુખ્ય માણસોને ઉભા કરીશું. ૬ અને
તેઓ આશ્શૂર દેશને તરવારથી તથા નિમ્રોદના દેશને
તેના નાકામાં મેદાન કરી મૂકશે; અને જ્યારે આશ્શૂરી
આપણા દેશમાં આવીને આપણી સરહદની માંહે
ચાલશે, ત્યારે તેનાથી આપણને તે છોડાવશે ૭ અને
યાકૂબના બચેલાઓ ઘણી પ્રજાઓની મધ્યે યહોવાહે
મોકલેલા ઓસ જેવા તથા ઘાસ ઉપર પડતાં ઝાપટા
જેવા થશે, કે જે મનુષ્યને માટે ભોભતાં નથી, કે મનુષ્ય-
પુત્રોને માટે વિલંબ કરતાં નથી. ૮ અને યાકૂબના
બચેલાઓ દેશજાતિઓ મધ્યે તથા ઘણી પ્રજાઓની
મધ્યે, વનનાં પશુઓ મધ્યે સિંહના જેવા, તથા
ઘેટાંનાં ટોળાં મધ્યે સિંહના બચ્ચાના જેવા થશે, કે
જે તેઓ મધ્યે થઈને જાય તો કચરી નાખે છે, ને
ફાડીને ટુકડા કરે છે, ને છોડાવનાર કોઈ નથી. ૯ તારો

હાથ તારા વૈરીઓ પર ઉગામ, ને તેનાથી તારા સર્વે
શત્રુઓ કાપી નંખાય
૧૦અને, યહોવાહ કહે છે કે, તે દિવસે એમ થશે
કે, હું તારી મધ્યેથી તારા ઘોડાઓનો સંહાર કરીશ,
ને તારા રથોનો નાશ કરીશ; ૧૧ને હું તારા દેશનાં
નગરોને નષ્ટ કરીશ, ને તારા સર્વ કિલ્લાઓ પાડી
નાખીશ; ૧૨ને હું જાદુક્રિયાઓને તારા હાથમાંથી
નષ્ટ કરીશ; ને [હવે પછી] તારા મધ્યે શકુન કહેના-
રાઓ નહિ હશે; ૧૩અને હું તારી કોતરેલી મૂર્ત્તિ-
ઓને તથા તારા ભજનસ્તંભોને તારી મધ્યેથી નષ્ટ
કરીશ; ને તું ફરીથી કદી તારા હાથના કામને નહિ
ભજશે. ૧૪અને હું તારી અશેરીમ [મૂર્ત્તિઓ]ને
તારી મધ્યેથી ઉખેડી નાખીશ; ને હું તારાં નગરોનો
નાશ કરીશ ૧૫અને જે દેશજાતિઓએ કાન ન દીધો
તેઓ ઉપર ક્રોધમાં ને રોષમાં વેર વાળીશ

૬ યહોવાહ જે કહે છે તે હવે તમે સાંભળો;
ઉઠ, પર્વતોની આગળ વાદ ચલાવ, ને ડુંગરોને
તારો ઘાંટો સંભળાવ ૨હે પર્વતો તથા પૃથ્વીના
ટકાઉ પાયાઓ, તમે યહોવાહનો વિવાદ સાંભળો;
કેમકે યહોવાહને પોતાના લોકો સાથે વિવાદ છે, ને
તે ઇસ્રાએલની સાથે હિમાયતી કરશે, ૩કે, હે મારી
પ્રજા, મેં તને શું કર્યું છે? ને મેં તને શી બાબતે કંટાળો
આપ્યો છે? મારી વિરૂદ્ધ [જે હોય તે] કહી દે.
૪કેમકે હું તો તને મિસર દેશમાંથી કાઢી લાવ્યો, ને
બંદીખાનામાંથી મેં તને છોડાવ્યો; ને મેં તારી સન્મુખ
મુસાને, હારૂનને તથા મરિયમને મોકલ્યાં. ૫હે મારા
લોક, એ તો યાદ કરો કે મોઆબના રાજા બાલાકે
શી સલાહ લીધી, ને બેઓરના દીકરા બલઆમે તેને
શો ઉત્તર દીધો. શિટ્ટીમથી ગિલ્ગાલ સુધીનું [યાદ
કરો], એ સારૂ કે યહોવાહના ન્યાયી કૃત્યો તમે
જાણો. ૬હું શું લઇને યહોવાહની હજુરમાં આવું, ને
મહિમાવાન દેવની આગળ નમસ્કાર કરૂં? શું હું દહ-
નીયાર્પણો લઇને, એક વરસના વાછરડાને લઇને તેની
આગળ આવું? ૭શું હજારો ઘેટાંઓથી કે તેલની
અયુતો નદીઓથી યહોવાહ રાજી થશે? શું મારા
અપરાધને લીધે હું મારો પ્રથમજનિત અર્પું, મારા
આત્માના પાપને લીધે મારા અંગનું ફળ [અર્પું]?
૮હે મનુષ્ય, સારૂં શું છે તે તેણે તને બતાવ્યું છે;
અને ન્યાયથી વર્તવું, તથા દયા ચાહવી, તથા તારા
દેવની સાથે નમ્રતાથી ચાલવું, એ સિવાય બીજું શું
યહોવાહ તારી પાસે માગે છે?

૯યહોવાહની વાણી નગરને હાંક મારે છે; ને
જ્ઞાની તારા નામથી બીશે; સોટીનું તથા તેને ઠરાવ-
નારનું સાંભળ. ૧૦શું દુષ્ટના ઘરમાં દુષ્ટતાના ખજાના
તથા ધિક્કારપાત્ર ઓછું માપ હજી પણ છે? ૧૧શું
ખોટાં ત્રાજવાં રાખીને ઠગાઇ ભરેલાં કાટલાની કોથળી
રાખીને હું નિર્મળ હોઇ શકું? ૧૨કેમકે તેના દ્રવ્યવાનો
બળાત્કારથી ભરપુર છે, ને તેના રહેવાસીઓ જૂઠું
બોલ્યા છે, ને તેમના મ્હોમાં તેમની જીભ કપટી છે.
૧૩તે માટે મેં પણ તને ભારે ઘા માર્યો છે; તારાં
પાપને લીધે મેં તને વેરાન કરી નાખ્યો છે. ૧૪તું
ખાશે પણ તૃપ્ત થશે નહિ; ને તારી દીનાવસ્થા તારી
મધ્યે રહેશે; ને તું ઉઠાવી લેશે, પણ તે તારાથી
સહીસલામત લઇ જવાશે નહિ; ને જે તું લઇ જશે
તે હું તરવારના સ્વાધીનમાં સોંપી દઇશ. ૧૫તું
વાવશે, પણ કાપવા પામશે નહિ; તું જૈતફળો
પીલશે, પણ તારે અંગે તેલ ચોપડવા પામશે નહિ;
ને દ્રાક્ષના પાકને [પીલશે] પણ તેનો દ્રાક્ષારસ પીવા
પામશે નહિ. ૧૬કેમકે ઓમ્રીના વિધિઓનો તથા
આહાબના ઘરનાં સર્વ કામોનો ઉપચાર કરવામાં
આવ્યો છે, ને તમે તેઓની શિખામણ પ્રમાણે ચાલો
છો; એ સારૂ કે હું તને વેરાન તથા તેના રહેવાસીઓને
ફિટકારપાત્ર કરી નાખું; ને તમને મારા લોકનું
લાંછન લાગશે.

૭ મને અફસોસ છે! કેમકે લોકોએ ઉનહાળાનાં
ફળ વિણી લીધાં ત્યારના જેવી, તથા દ્રાક્ષો
વિણી લીધા પછી કોઇ કોઇ દ્રાક્ષો રહી ગએલી હોય,
તેવી મારી સ્થિતિ છે; ખાવાને કાજે લૂમ તો મળેજ
નહિ; ને પ્રથમ પાકા અંજીર જેને મારો આત્મા ઇચ્છે
છે તે પણ નહિ. ૨ધાર્મિક માણસો પૃથ્વીમાંથી નાશ
પામ્યા છે, ને મનુષ્યો મધ્યે પ્રમાણિક કોઇ નથી;
તેઓ સર્વ ખૂનને સારૂ સંતાઇને તાકી રહે છે; તેઓ
જાળથી પોતપોતાના ભાઇઓનો શિકાર કરે છે. ૩જે
ભૂંડું તે ખંતથી કરવા સારૂ બન્ને હાથ લાંબા કરવામાં
આવ્યા છે; સરદાર તથા ન્યાયાધીશ લાંચ માગે છે;
ને મોટો માણસ પોતાના મનમાનો ઉપદ્રવ ઉચ્ચારે છે;
એમ તેઓ ભેગા થઇ ગોટાળો વાળે છે. ૪તેઓમાંનો
સર્વોત્તમ તે ઝાંખરા જેવો છે; સૌથી પ્રમાણિક તે
કાંટાની વાડ કરતાં [ખોટો] છે; તારા ચોકીદારોનો
દિવસ, એટલે તારી શિક્ષા આવી પહોંચી છે; હવે
તેઓને ગભરાટ થશે. ૫મિત્રનો ભરોસો ન કર,
ભોમિયાનો વિશ્વાસ ન રાખ; તારી સોડમાં સુનારીથી

તારા મુખના દ્વાર સંભાળી રાખ ૬ કેમકે પુત્ર પિતાનું
માન ખોય છે, પુત્રી પોતાની માની સામી, ને વહુ
પોતાની સાસુની સામી ઉઠે છે; માણસના શત્રુઓ
તે પોતાનાજ ઘરના માણસો છે
૭ પણ હુ તો યહોવાહ તરફ જોઇ રહીશ; હુ મારા
તારણના દેવની વાટ જોઇશ; મારો દેવ મારૂ સાભળશે.
૮ હે મારા શત્રુ, મારી વિરૂદ્ધ હર્ષ ન કર; જો હુ પડી
જાઉં, તો હું ઉઠીશ, જો હુ અધકારમા બેસુ તો યહો-
વાહ મને અજવાળારૂપ થશે ૯ હુ યહોવાહનો રોપ
સહન કરીશ, કેમકે મેં તેની વિરૂદ્ધ પાપ કીધુ છે;
એટલે તે મારા પક્ષની હિમાયતી કરીને મારી ખાતર
ન્યાયશાસનનો અમલ કરે ત્યાં સુધી; તે મને અજ-
વાળામાં કાઢી લાવશે, [ને] હુ તેનુ ન્યાયીપણુ જોઇશ
૧૦ ત્યાર મારી વેરણ જેણીએ મને કહ્યું કે, તારો દેવ
યહોવાહ ક્યાં છે? તે તે જોશે, ને લજ્જાથી ઢંકાઇ
જશે. મારી આખો તેણીને જોશે; હવે ગલીઓના
કાદવની પેઠે તેણી પગો તળે ખુંદાશે. ૧૧ જે દિવસે
તારી ભીંતો બધાશે, તે દિવસે તારા વિષેનો હુકમ દૂર
કરાશે ૧૨ તે દિવસે આશ્શૂરથી તથા મિસરનાં નગ-
રોથી, ને મિસરથી તે છેક નદી સુધી[ના પ્રદેશમા]થી,
તથા સમુદ્રથી સમુદ્ર સુધીના, તથા પર્વતથી પર્વત
સુધીના લોકો તારી પાસે આવશે. ૧૩ તોપણ દેશ
પોતાના રહેવાસીઓને લીધે એટલે તેઓનાં કર્મોના
ફળને લીધે ઉજ્જડ થશે.

૧૪ તારા લોકો જેઓ તારા વારસાનું ટોળું, જેઓ
એકાંતમાં રહે છે તેઓને તારી લાકડી તારી પાસે
રાખીને કાર્મેલની મધ્યે વનમાં ચાર, પુરાતન કાળની
પેઠે તેઓને બાશાનમા તથા ગિલઆદમા ચરવા દે.
૧૫ મિસર દેશમાંથી તારા નીકળી આવવાના દિવસોમાં
[થયુ હતું] તેમ હું તેને આશ્ચર્યકારક વસ્તુઓ દેખાડીશ
૧૬ દેશજાતિઓ એ જોઇ પોતાના સઘળા પરાક્રમ વિષે
લજ્જિત થશે; તેઓ પોતાનો હાથ પોતાના મ્હો પર
મૂકશે, તેઓના કાન બહેરા થઇ જશે. ૧૭ તેઓ
સાપની પેઠે ધૂળ ચાટશે; તેઓ પૃથ્વીના સર્પટીઆંની
પેઠે પોતાની ગુપ્ત જગ્યાઓમાથી ધ્રુજતી આવશે;
તેઓ આપણા દેવ યહોવાહની પાસે બીતી બીતી
આવશે, ને તારાથી ડરશે. ૧૮ તારા જેવો દેવ કોણ છે?
કેમકે તું તો અન્યાય માફ કરે છે, ને તારા વારસાના
બચેલા ભાગના અપરાધની દરગુજર કરે છે; તે
પોતાનો ક્રોધ હમેશાં રાખતો નથી, કેમકે તે દયામાં
આનદ માને છે ૧૯ તે ફરશે અને પાછો આપણા પર
કરૂણા રાખશે; તે આપણા અન્યાયોને પગ તળે
ખુદશે; ને તું તેઓનાં સર્વ પાપો સમુદ્રનાં ઉડાણમાં
ફેકી દેશે ૨૦ જે વિષે તેં પુરાતન કાળથી અમારા
પિતૃઓ આગળ સમ ખાધા છે, તેનો, એટલે, યાકૂબ
પ્રત્યે સત્યતાનો ને ઇબ્રાહીમ પ્રત્યે કૃપાનો અમલ
તું કરશે.

રાખનારાઓને તે જાણે છે. ૮ પણ ફરી વળતી રેલથી
પોતાના શત્રુઓની જગ્યાનો તે સંપૂર્ણ અંત લાવશે,
ને તેઓ અંધકારમાં પડે ત્યાં સુધી તે તેઓની પૂઠે
લાગશે ૯ યહોવાહ વિરૂદ્ધ તમે શું કલ્પો છો? તે
સંપૂર્ણ અંત આણશે; વિપત્તિ બીજી વાર ઉઠશે નહિ
થશે. ૧૦ કેમકે જો કે તેઓ ગુંથાઇ ગએલા કાંટાઓ
જેવા હશે, ને જાણે કે પોતાના પાનથી પલળી ગયા
હશે, તોપણ સુકા કચરાની પેઠે તેઓ ભસ્મ કરાશે.
૧૧ તારામાંથી એક નીકળીને બહાર ગયો છે, કે જે
યહોવાહની વિરૂદ્ધ ભુંડી યોજના કરે છે, જે દુષ્ટાઇ
[કરવા]ની શિખામણ આપે છે. ૧૨ યહોવાહ એમ
કહે છે કે, જો કે તેઓ પૂર્ણ બળમાં તેમજ ઘણા હશે,
તેમ છતાં તેઓ કપાઇ જશે, ને તે જતો રહેશે જો
કે મેં તને દુઃખી કીધો છે, તોપણ હવે પછી હું તને
દુઃખી નહિ કરીશ ૧૩ અને હવે હું તેની ઝુંસરી તારા
પરથી ભાગી નાખીશ, ને તારા બંધ તોડી નાખીશ
૧૪ અને યહોવાહે તારા સબંધી આજ્ઞા આપી છે કે,
હવે પછી તારા નામના કોઇ રોપાય નહિ, તારા
દેવોના ઘરમાંથી હું કોતરેલી મૂર્તિને તથા ઢાળેલી
મૂર્તિને નષ્ટ કરીશ, હું તારી કબર બનાવીશ; કેમકે
તું દુષ્ટ છે. ૧૫ જુઓ, વધામણી લાવનારના, શાંતિની
જાહેર ખબર આપનારના પગ પર્વતો પર [દેખાય
છે]! હે યહુદાહ, તારા પર્વો પાળ, તારી માનતાઓ
પુરી કર; કેમકે હવે પછી દુષ્ટ જન કદી તારી અંદર
થઇને જશે નહિ; તે છેક નાબૂદ થયો છે.

૨ પછાડીને ટુકડેટુકડા કરનાર તારી સન્મુખ
આવ્યો છે; યુદ્ધસામગ્રી સભાળ, માર્ગની
સભાળ રાખ, તારી કમર કસ, ને તારા બળને મહા
મજબૂત કર. ૨ કેમકે યહોવાહ યાકૂબનો વૈભવ ઇસ્રા-
એલના વૈભવ જેવો પુનઃસ્થાપિત કરે છે; કેમકે
ખાલી કરનારાઓએ તેમને ખાલી કીધા છે, ને તેમની
દ્રાક્ષની ડાળીઓનો નાશ કીધો છે ૩ તેના યોદ્ધા-
ઓની ઢાલ રાતી કરાઇ છે, શૂરવીરોએ કીરમજી
[પોશાક] પહેર્યાં છે; તેની તૈયારીને દિવસે રથો
પોલાદથી ઝગઝગે છે, ને ભાલાઓ ભયંકર રીતે હલા-
વાય છે. ૪ રથો શેરીઓમાં ધૂમ મચાવે છે, પહોળા
રસ્તાઓમાં તેઓ એક બીજાની સાથે અથડાય છે;
તેમનો દેખાવ મશાલોના જેવો છે, તેઓ વિજળી-
ઓની પેઠે દોડે છે. ૫ તે પોતાના શૂરવીરોનું સ્મરણ
રાખે છે; તે તેઓ કૂચ કરતાં ઠોકર ખાય છે, તેઓ
તેના કોટ પર ધસે છે, ને આચ્છાદન તૈયાર કરાયું
છે. ૬ નદીઓના દરવાજા ઉઘડ્યા છે, ને મેહેલોનો
નાશ થયો છે. ૭ અને હુસ્સાબ નગ્ન કરાઇ છે, તેણીનું
હરણ થયું છે, ને તેની દાસીઓ કબૂતરના જેવા સૂરથી
વિલાપ કરે છે, ને છાતી કુટે છે. ૮ પણ નીનવેહ તો
અસલથીજ પાણીના ખાબોચિયા જેવું છે; તોપણ
તેઓ નાસી જાય છે; [તેઓ કહે છે,] ઉભા રહો,
ઉભા રહો, પણ કોઇ પાછળ જોતું નથી. ૯ તમે રૂપું
લૂટી લો, સોનું લૂટી લો; કેમકે માલખજાનાનો તથા
સર્વ મનહર સરસામાનના ભપકાનો પાર નથી. ૧૦ તે
ખાલી, ને ઠાલી ને ઉજડ છે; ને હૈયું પિગળી જાય
છે, ને ઘુંટણો એક બીજાની સાથે અફળાય છે, ને સર્વ
કમરોમાં વેદના છે, ને તે સર્વના ચેહેરા ફીકા પડી
ગયા છે. ૧૧ સિંહોનું બીલ તથા જે જગ્યાએ જુવાન
સિંહો ભક્ષ કરતા હતા જગ્યા કયાં છે, કે જ્યાં સિંહ
ને સિંહેણ [તથા] સિંહના બચ્ચાં ફરતાં હતાં, ને
કોઇ તેઓને બીવડાવનાર નહોતું? ૧૨ સિંહે પોતાનાં
બચ્ચાંને સારૂ જોઇએ તેટલાં [જાનવરો] ફાડી નાખ્યાં,
ને પોતાની સિંહેણોને સારૂ ગળા દાબીને મારી નાખ્યાં,
ને પોતાના કોતરો શિકારથી તથા પોતાનાં બીલો
મારી નાખેલાં [જાનવરો]થી ભર્યાં. ૧૩ સૈન્યોનો
યહોવાહ કહે છે, જો, હું તારી વિરૂદ્ધ છું, ને હું
તેણીના રથોને ધુમાડામાં બાળી નાખીશ, ને તરવાર
તારા જુવાન સિંહોનો ભક્ષ કરશે; ને હું તારો શિકાર
પૃથ્વીમાંથી નષ્ટ કરીશ, ને તારા સંદેશિયાઓનો સાદ
ફરીથી સંભળાશે નહિ

૩ ખુની નગરને અફસોસ! તે બધું જૂઠથી
તથા મારફાડથી ભરપુર છે; પારધીપણું તો
[તેમાંથી] દૂર થતું જ નથી. ૨ ચાબૂકની સટાક, તથા
ગડગડતાં પૈડાનો ઘોર; તથા કુદતા ઘોડા, તથા ઉછ-
ળતા રથો; ૩ સ્વારનું ઘોડે ચઢવું, તથા તરવારના
ઝબકારા, તથા ભાલાના ચમકારા; કતલ થએલા-
ઓનો મોટો જથ્થો, તથા લાસોનો મોટો ઢગલો; ને
મુડદાનો તો પારજ નથી; તેઓ તેમનાં મુડદાં પર
ઠેસ ખાય છે; ૪ તેનું કારણ એ છે કે, સુંદર મુખી
વેશ્યા જે જાદુક્રિયાઓમાં પ્રવીણ છે, જે દેશજાતિઓને
પોતાના વ્યભિચારોથી, ને કુટુંબોને પોતાની જાદુ-
ક્રિયાઓથી વેચી દે છે, તેણીના વ્યભિચાર પુષ્કળ
[છે]. ૫ સૈન્યોનો યહોવાહ કહે છે, જો, હું તારી
વિરૂદ્ધ છું, ને હું તારો પદર ઉઘાડીને તારા મ્હોં પર
નાખીશ, ને હું દેશજાતિઓને તારી નગ્નતા, ને રાજ્યોને
તારી લાજ દેખાડીશ. ૬ અને હું કંટાળાદાયક ગંદકી

તારા પર નાખીશ, ને તને અધમ કરી નાખીશ, ને
તને તમાશાના પુતળા તરીકે બેસાડીશ. ૭ અને એવું
થશે કે, જેઓ તને જોશે, તે સર્વ તારી પાસેથી
નાસી જશે, ને કહેશે કે, નીનવેહ ઉજડ કરી મૂકાયુ
છે; તેને માટે કોણ વિલાપ કરશે? તારે સારૂ દિલાસો
દેનારાઓને હુ ક્યાંથી શોધી લાવું? ૮ નો-આમોન
[નગરી] જે નેહેરો મધ્યે આવેલી હતી, જેની આસ-
પાસ પાણી હતું, જેનો કિલ્લો સમુદ્ર ને કોટ સમુદ્રનાં
[પાણી] હતાં, તેના કરતાં શું તું મોટી છે? ૯ કૂશ
તથા મિસર તેનું બળ હતાં, ને તે અપાર હતું; પૂટ
તથા લૂબીઓ તારા મદદગારો હતા. ૧૦ તોપણ તેનું
હરણ કરાયુ, તે ગુલામગીરીમા ગઇ; તેના નાના
બાળકો સઘળી શેરીઓને છપલે છેડે અફળાઇને ચૂરો
કરાયાં, ને તેના માનવંતા માણસોને માટે તેઓએ
ચિઠ્ઠીઓ નાખી, ને તેના સર્વ મહા જનો સાંકળોથી
બંધાયા. ૧૧ તું પણ છાકટું બનશે, તું છુપાઇ જશે;
તું પણ શત્રુને લીધે આશ્રયસ્થળ શોધશે. ૧૨ તારા
બધા કિલ્લાઓ પહેલા પાકના અંજીરવાળી અંજીરી
[જેવા] થશે; જો તેમને ઝુડે તો તેઓ ખાનારના
મ્હોમાં પડે છે. ૧૩ જો, તારી મધ્યે [રહેનાર] તારા
લોકો સ્ત્રીઓ [જેવા] છે; તારા દેશની ભાગળો
તારા શત્રુઓ આગળ છેક ખુલ્લી મૂકાએલી છે, અગ્નિએ
તારી ભુંગળોને ભસ્મ કીધી છે. ૧૪ પોતાને સારૂ ઘેરાને
માટે પાણી કાઢ, તારા કિલ્લા મજબૂત કર; કાદવમાં
પેસ, ને ગારો ગુંદ, ઈંટનાં બીબાં પકડ. ૧૫ ત્યાં અગ્નિ
તને ભસ્મ કરશે; તરવાર તને કતલ કરશે, તને તે
કાતરાઓની પેઠે ખાઇ નાખશે; પોતાને કાતરાઓના
જેટલો [સંખ્યાબંધ] કરી દે, પોતાને તીડોના જેટલો
[સંખ્યાબંધ] કરી દે. ૧૬ તેં તારા વેપારીઓ આકાશના
તારાઓ કરતાં વધારી દીધા છે, કાતરાઓ ખાઇ
નાખીને ઉડી જાય છે ૧૭ તારા મુગટધારીઓ તીડો
જેવા, ને તારા સેનાપતિઓ ખપેડીના ટોળાં જેવા
છે, કે જેઓ દિવસના શીતળ ભાગમા વાડોમાં વાસો
કરે છે, પણ સૂર્ય ઉગે ત્યારે તેઓ જતાં રહે છે, ને
તેઓનું ઠેકાણુ કોઇ જાણતું નથી કે તેઓ ક્યાં છે.
૧૮ હે આશ્શૂરના રાજા, તારા ઘેટાંપાળકો ઉંઘે છે;
તારા મહા જનો સુતેલા છે; તારા લોકો પર્વતો પર
વિખેરી નખાએલા છે, ને તેમને ભેગા કરનાર કોઇ
નથી ૧૯ તારા ઘાની વેદના બિલકુલ શમતી નથી,
તારો ઘા સખ્ત છે, તારા વિષેની અફવા સાંભળનારા
સર્વ તારે માટે હાથ પછાડે છે; કેમકે તારી દુષ્ટતા
કોના પર જાય ચાલી નથી?

# હબાક્કૂક.

૧ જે દેવવાણી હબાક્કૂક ભવિષ્યવાદીને સંદર્શનમાં
પ્રાપ્ત થઇ તે.
૨ હે યહોવાહ, ક્યાં સુધી હું પોકાર કરીશ, ને તું
નહિ સાંભળે? હુ જોરજુલમ વિષે તારી આગળ બૂમ
પાડું છું, ને તું બચાવ કરતોજ નથી. ૩ શા માટે તું
મને અન્યાય દેખાડે છે, ને ભ્રષ્ટાચાર જોવડાવે છે?
કેમકે મારી આગળ લૂટફાટ ને જોરજુલમ છે; અને
કજિયા થાય છે, ને ટંટા ઉઠે છે ૪ તે માટે કાયદા
ઢીલા મૂકી દીધા છે, ને ન્યાયચુકાદો કદી બહાર પડતો
નથી; કેમકે સદાચારીઓને દુષ્ટોએ ઘેરી લીધેલા છે,
તે માટે ઉંધો ઇનસાફ બહાર પડે છે. ૫ તમે વિદેશીઓ
મધ્યે જુઓ, ને લક્ષ આપો, ને વિસ્મય તથા અચંબો
પામો; કેમકે હુ તમારા દિવસોમાં એવું એક કાર્ય
કરૂં છું કે જે તમને કહેવામાં આવશે તોપણ તમે તે
માનશો નહિ ૬ કેમકે, જુઓ, કાસ્દીઓ કે જેઓ
કરડી તથા ઉતાવળી દેશજાતિ છે, તેમને હું ઉભા કરૂં
છું; તેઓ પોતાનાં નહિ એવાં રહેઠાણોના માલિક
થવા સારૂ પૃથ્વીની એક બાજુથી તે બીજી બાજુ
સુધી સ્વારી કરે છે. ૭ તેઓ ભયકર તથા બિહામણા
છે; તેઓનો ન્યાય તથા તેઓનો દબ તેઓમાંથીજ
નીકળે છે ૮ તેમના ઘોડાઓ પણ ચિત્તાઓ કરતાં
વધારે જલદ છે, ને સાંજનાં વરૂઓ કરતાં અધિક
જુસ્સાદાર છે; ને તેમના સ્વારો [સર્વત્ર] પ્રસરી
જાય છે; હા, તેમના સ્વારો દૂરથી આવે છે; ભક્ષ
કરવાને ઝડપથી ઉડતા ગરૂડની પેઠે તેઓ દોડે છે.
૯ તેઓ સર્વ મારફાડ કરવાને આવે છે; તેમના

ચેહેરાની સુખ્તાઇ પૂર્વના પવન જેવી છે; ને જાણે કે
રેતીના જેટલા કેદીઓ તેઓ ભેગા કરે છે. ૧૦ હા, તે
રાજાઓનો ઠઠ્ઠો કરે છે, ને સરદારો તો તેની નજરમા
હાસ્યરૂપ છે; પ્રત્યેક કિલ્લાની તે હાસી કરે છે, કેમકે
ધૂળના ઢગલા કરીને તે તેને લઇ લે છે ૧૧ પછીથી
પવનની પેઠે તે ધસી જશે, ને ઉલ્લંઘન કરીને દોષિત
ઠરશે; હા, જે પોતાના બળને પોતાનો દેવ ગણે છે
તે ૧૨ હે મારા દેવ યહોવાહ, મારા પવિત્ર, શું તું
અનાદિકાળથી નથી? [ માટે ] અમે માર્યા જવાના
નથી હે યહોવાહ, તેં શિક્ષાને સારૂ તેને નિરમ્યો છે,
ને હે ખડક, તેં શિખામણને સારૂ તેને સ્થાપ્યો છે.
૧૩ તારી આંખો એવી પવિત્ર છે કે તું ભુંડાઇને જોઇ
શકતો નથી, ને ભ્રષ્ટતા પર નજર નાખી શકતો
નથી, એવો તું છતા કપટી વર્તણુકવાળાઓને તું કેમ
દેખી ખમે છે, ને જ્યારે દુષ્ટ માણસો પોતાના કરતા
વધારે નેક પુરૂષોને ગળી જાય છે, ત્યારે કેમ તું છાનો
રહે છે? ૧૪ ને [ કેમ તું ] માણસોના હાલ સમુદ્રના
માછલાના જેવા, તથા સર્પટિયા કે જેમને માથે અધિ-
કારી નથી તેમના જેવા કરે છે? ૧૫ તે તેઓ સર્વને
ગલથી ઉચકી લે છે, તે તેઓને પોતાની જાળમા
પકડીને મહાજાળમા ભેગા કરે છે; તે માટે તે હર
ખાય છે ને આનંદ કરે છે ૧૬ તે માટે તે પોતાની
જાળને યજ્ઞ ચઢાવે છે, ને પોતાની મહાજાળને ધૂપ
ચઢાવે છે; કેમકે તેમના વડે તેનો ભાગ આબાદ તથા
તેનો ખોરાક પુષ્કળ છે. ૧૭ તો તે પોતાની જાળ
ખાલી કરશે શું, ને દેશજાતિઓનો નિત્ય સહાર કરવાનું
મૂકી નહિ દે શું?

૨ હું મારી ચોકી પર ઉભો રહીશ, ને બુરૂજ પર
ખડો રહીને જોયા કરીશ કે તે મારી સાથે શું
બોલે છે, ને મારી દાદ વિષે મારે શો ઉત્તર આપવો
૨ ને અને યહોવાહે મને ઉત્તર આપીને કહ્યું કે, સદર્શન
લખ, ને તેને પાટીઓ પર એવું સ્પષ્ટ કર કે જે તે
વાંચે તે દોડે ૩ કેમકે એ સદર્શન હજી નિમેલા
વખતને માટે છે, કેમકે તે સંપૂર્ણ થવાને તલપી રહ્યું
છે, જુઠું પડશે નહિ; જો કે તેને વિલંબ થાય, તોપણ
તેની વાટ જો, કેમકે તે નિશ્ચે આવશે, તે વિલંબ
નહિ કરશે. ૪ જુઓ, તેનું મન ફુલી ગયું છે, તે તેની
અંદર પાધરૂં નથી; પણ ન્યાયી પોતાના વિશ્વાસથી
જીવશે. ૫ હા, વળી દ્રાક્ષારસ તો કપટી વ્યવહારનો,
માણસને મગરૂર તથા ઘેર ન રહે એવો [કરી નાખ-
નાર] છે; તે પોતાની ઇચ્છાને વધારીને શેઓલ જેવી
કરે છે, ને તે મોત જેવો છે, ને તૃપ્ત થઇ શકતો નથી,
પણ સર્વે દેશજાતિઓને પોતાની પાસે સમેટી લે છે,
ને સર્વ પ્રજાઓના પોતાની પાસે ઢગલા વાળે છે. ૬ શું
એ સર્વ તેની વિરૂદ્ધ દ્રષ્ટાંત તથા તેની વિરૂદ્ધ મેહેણા-
યુક્ત કહેવત ઉચ્ચારીને એમ નહિ કહે કે, જે પોતાનું
નથી તેનો સમહ કરનારને અફસોસ! ક્યા સુધી?
અને તે તો હડપોથી પોતાને લાદે છે! ૭ શું એકાએક
એવા માણસો નહિ ઉભા થાય કે જેઓ તને કરડી
ખાશે, ને શું એવા નહિ જાગે કે જેઓ તને હેરાન
કરશે, ને તું તેઓની લૂટ થઇ પડશે? ૮ તેં ઘણી
દેશજાતિઓને લૂટી છે, તે માટે તે પ્રજાઓના બાકી
રહેલા સર્વ તને લૂટશે; માણસોના રક્તને લીધે, અને
દેશ પર, નગર પર તથા તેના સર્વ રહેવાસીઓ ઉપર
ગુજરેલા જુલમને લીધે [ એ થશે ]
૯ હાનિના પંઝામાથી ઉગરવાને સારૂ, પોતાનો
માળો ઉંચે બાધવાને સારૂ, પોતાના ઘરને માટે જે
દુષ્ટતાથી નફો મેળવે છે, તેને અફસોસ! ૧૦ ઘણા
લોકોનો સહાર કરવાથી તેં પોતાના ઘરને સારૂ લજ્જાની
તદબીર કીધી છે, ને તારા આત્મા વિરૂદ્ધ પાપ કીધું
છે. ૧૧ કેમકે ભીંતમાથી પત્થર બૂમ પાડશે ને લાકડા-
માથી ભારોટિયો તેને જવાબ દેશે
૧૨ જે જન રક્તથી નગર બાધે છે, ને અન્યાયથી
નગરને સ્થાપિત કરે છે તેને અફસોસ! ૧૩ જુઓ,
લોકો અગ્નિને સારૂ શ્રમ કરે છે, ને લોકો વ્યર્થતાને
સારૂ થાકી મરે છે, તે શું સૈન્યોના યહોવાહથી નથી?
૧૪ કેમકે જેમ સમુદ્ર પાણીથી ઢંકાએલો છે તેમ
યહોવાહના મહિમાના જ્ઞાનથી પૃથ્વી ભરાઇ જશે.
૧૫ તું કે જે પોતાના પડોસીને [ મદ્ય ] પાય છે,
અને ઝેર ઉમેરીને તેને છાકટો પણ બનાવે છે, એ
સારૂ કે તું તેની નગ્નતા જોઇ શકે, તને અફસોસ છે!
૧૬ તું વૈભવને બદલે લજ્જાથી ભરપુર છે; વળી તું
પીને બેસુનતના જેવો થા; યહોવાહના જમણા
હાથનો પ્યાલો તારી તરફ વળશે, ને તારા વૈભવ પર
ગધાતી લજ્જા આવશે ૧૭ કેમકે લબાનોન પર
ગુજરેલો જુલમ, ને પશુઓનો નાશ કે જેથી તેઓ
ભયભિત થતા હતાં તે તને ઢાકી દેશે; માણસોના
રક્તને લીધે અને દેશ પર, નગર પર તથા તેના સર્વ
રહેવાસીઓ પર ગુજરેલા જુલમને લીધે [ એ થશે ]
૧૮ કોતરેલી મૂર્ત્તિથી શો લાભ છે, કે તેના બનાવ-
નારે તે કોતરી છે? ઢાળેલી મૂર્ત્તિ તથા જૂઠાણાના
શિક્ષક[થી શો લાભ], કે કર્ત્તા પોતાના કામ પર

ભરોસો રાખીને મૂગાં પુતળાં બનાવે છે? ૧૯ જે જન
લાકડાને કહે છે કે, જાગ, તથા મૌન્ય પત્થરને [કહે
છે] કે, ઉઠ, તેને અફસોસ! શું એ શિખવી શકે?
જુઓ, તે તો સોનારૂપાથી મઢેલુ છે, ને તેની અંદર
શ્વાસ બિલકુલ નથી ૨૦ પણ યહોવાહ પોતાના
પવિત્ર મદિરમાં છે; આખી પૃથ્વી તેની આગળ
ચૂપ રહે

૩ હબાક્કૂક ભવિષ્યવાદીની પ્રાર્થના, રાગ શિગ્યોનોથ

૨ હે યહોવાહ, તારા વિષેનું બ્યાન મેં સાંભળ્યુ છે,
ને મને ડર લાગે છે;
હે યહોવાહ, વર્ષોની મધ્યે તારા કામને ઉત્તેજિત કર,
વર્ષોની મધ્યે તેને પ્રગટ કર;

ઉંડાણે પોતાનો ઘાંટો કાઢયો,
ને પોતાના હાથ ઉંચા કીધા
૧૧ તારાં છુટતા બાણોના પ્રકાશથી,
તારા ચળકતા ભાલાના ઝળકાટથી,
સૂર્ય તથા ચદ્ર પોતાના રહેઠાણમાં સ્થિર ઉભા રહ્યા.
૧૨ તેં રોષમા દેશની આ છેડાથી પેલા છેડા સુધી
સ્વારી કરી,
તેં ક્રોધમા દેશજાતિઓને ઝુડી
૧૩ તારા લોકના ઉદ્ધારને સારૂ,
તારા અભિષિક્તના ઉદ્ધારને સારૂ તેં સ્વારી કરી;
દુષ્ટના ઘરમાથી શિરને તેં ઘાયલ કીધું,
ને ગરદન સુધી તેના પાયા ઉઘાડા કરી નાખ્યા
છે (સેલાહ).

# 'સફાન્યાહ.

1 યહોવાહનું જે વચન, યહુદાહના રાજાના, એટલે
આમોનના દીકરા યોશીયાહના દિવસોમા,
હિઝકીયાહના દીકરા અમાર્યાહના દીકરા ગદાલ્યાહના
દીકરા કૂશીના દીકરા સફાન્યાહને પ્રાપ્ત થયુ તે
2 યહોવાહ કહે છે કે, ધરતીની સપાટી પરથી સર્વે
વસ્તુઓનો હુ સપૂર્ણ સહાર કરીશ. 3 મનુષ્યનો તેમજ
જનાવરનો હુ સહાર કરીશ, ખેચર પક્ષીઓનો તથા
સમુદ્રના માછલાંનો, તથા ઠોકરરૂપી વસ્તુનો દુષ્ટોની
સાથે સહાર કરીશ, અને ધરતીની સપાટી પરથી હુ
મનુષ્યને નષ્ટ કરીશ, એવુ યહોવાહ કહે છે 4 અને
હુ મારો હાથ યહુદાહ પર તથા યરૂશાલેમના સર્વ
રહેવાસીઓ પર લબાવીશ, ને હુ બઆલના શેષને,
ને કમારીમના નામને તથા [તેમના] યાજકોને નષ્ટ
કરીશ, 5 અને ધરના ધાબા પર જઇને આકાશના
સૈન્યની ભક્તિ કરનારાઓને, ને યહોવાહની આગળ
સોગન ખાનારા છતા માલ્કામને [નામે] પણ સોગન
ખાય છે તેવા ભક્તિ કરનારાઓને, 6 તથા યહોવાહનું
અનુસરણ કરવાથી પાછા ફરી ગએલાઓને, ને
જેઓએ યહોવાહની શોધ કે તેને વિષે તપાસ કીધી
નથી તેઓને [હુ નષ્ટ કરીશ]
7 પ્રભુ યહોવાહની હજુરમા ચૂપ રહે, કેમકે
યહોવાહનો દિવસ પાસે છે, કેમકે યહોવાહે યજ્ઞ
તૈયાર કીધો છે, તેણે પોતાના પરોણાઓને પાવન
કીધા છે 8 અને યહોવાહના એ યજ્ઞને દિવસે એમ
થશે કે, હુ સરદારોને, તથા રાજપુત્રોને તથા પરદેશી
વસ્ત્ર પહેરેલા સર્વને શિક્ષા કરીશ. 9 અને ઉબરાઓ
કુદી જનારા જેઓ જુલમથી તથા ઠગાઇથી પોતાના
ધણીનું ઘર ભરે છે તે સર્વને હુ તે દિવસે શિક્ષા
કરીશ. 10 અને, યહોવાહ કહે છે, તે દિવસે મચ્છી
ભાગળેથી બૂમનો અવાજ આવશે, બીજા મોહોલ્લામાથી
પોક, તથા ડુગરોમાથી મોટા કડાકા [સભળાશે]
11 હે માખ્તેશના રહેવાસીઓ, તમે પોક મૂકો, કેમકે
કનાનના સર્વ લોકોનું સત્યાનાશ વળ્યુ છે, રૂપાથી
ભરપૂર એવા સર્વનો સહાર થયો છે 12 અને તે
સમયે એમ થશે કે હુ બત્તીઓથી યરૂશાલેમની ઝડતી
લઇશ, ને જે માણસો પોતાના કુચા પર ઠરી રહીને
પોતાના મનમા કહે છે કે, યહોવાહ તો ભલુએ નહિ
કરે તેમ ભુડુએ નહિ કરે, તેઓને હુ શિક્ષા કરીશ.
13 અને તેમનુ ધન લૂટાઇ જશે, ને તેમના ઘરો વેરાન
થશે, હા, તેઓ ઘરો બાધશે, પણ તેઓમા રહેવા
પામશે નહિ, ને તેઓ દ્રાક્ષવાડીઓ રોપશે, પણ
તેમનો દ્રાક્ષરસ પીવા પામશે નહિ 14 યહોવાહનો
મહાન દિવસ નજદીક છે તે નજદીક છે, ને બહુ
ઝડપથી આવે છે, [એટલે] યહોવાહના દિવસનો
સાદ, બળવાન માણસ ત્યા દુ ખથી બૂમ પાડે છે
15 તે દિવસ કોપનો દિવસ, દુ ખ તથા સકટનો
દિવસ, ઉજડપણાનો તથા વેરાનપણાનો દિવસ, અધ
કાર તથા ઝાખનો દિવસ, વાદળા તથા ગાઢ અધકારનો
દિવસ, 16 કોટવાળા નગરો વિરૂદ્ધ તથા ઉચા મોર
ચાઓ વિરૂદ્ધ રણશિગડાનો તથા ભયસૂચક નાદનો
દિવસ છે 17 અને હુ માણસો ઉપર એવુ સકટ
લાવીશ કે તેઓ આધળા માણસોની પેઠે ચાલશે,
કેમકે તેઓએ યહોવાહ વિરૂદ્ધ પાપ કીધુ છે, ને
તેમનું રક્ત ધૂળની પેઠે વહેવડાવવામા તથા તેમનું
માસ વિષ્ઠાની પેઠે [ફેંકાવામા] આવશે 18 અને
યહોવાહના કોપને દિવસે તેમનું રૂપું કે તેમનુ સોનુ
તેમને ઉગારી શકશે નહિ, પણ તેના આવેશના
અગ્નિથી આખો દેશ ભસ્મ થઇ જશે, કેમકે દેશના
સર્વ રહેવાસીઓનો અત, હા, ભયકર અંત તે આણશે
2 હે બેશરમ દેશજાતિ, હુકમનો અમલ થઇ જાય,
ભુસાની પેઠે દિવસ જતો રહે, યહોવાહનો
સખ્ત ક્રોધ તમારા પર આવે, યહોવાહના કોપનો
દિવસ તમારા પર આવી પડે 2 તે પહેલા તમે
એકઠા થાઓ, હા, એકત્ર થાઓ 3 હે પૃથ્વીના દીન
જનો કે જેઓએ યહોવાહના હુકમોનો અમલ કર્યો
છે, તે તમે તેની શોધ કરો, નેકી શોધો, દીનતા
શોધો, કદાચિત યહોવાહના કોપને દિવસે તમને
સતાવાની ઓથ મળે 4 કેમકે ગાઝ્ઝાહ તજી દેવામા
આવશે, ને આશ્કલોન વેરાન થઇ જશે, આશ્દોદને
તેઓ બપોરે હાંકી કાઢશે, ને એક્રોન ઉખેડી નખાશે

૫ સમુદ્રકાંઠાના રહેવાસી કરેથીઓની પ્રજાને અફ-
સોસ! હે પલિસ્તીઓના દેશ કનાન, યહોવાહનું
વચન તારી વિરૂદ્ધ છે, હું તારો એવો નાશ કરીશ કે
તારો એકે રહેવાસી રહેશે નહિ ૬ અને સમુદ્ર કાંઠે
બીડો થઇ જશે, ને તેઓમાં ભરવાડોનાં ઝુંપડાં તથા
ઘેટાંબકરાંના વાડા હશે ૭ અને [સમુદ્ર] કાંઠો
યહુદાહના ઘરના બચેલાઓને માટે થશે તેઓ તેમાં
[પોતાનાં ઘેટાંબકરાં] ચારશે, તેઓ સાંજે આશ્કલો-
નનાં ઘરોમાં સુઇ જશે, કેમકે તેમનો દેવ યહોવાહ
તેમની ખબર લઇને તેમની ગુલામગીરી ફેરવી નાખશે
૮ મોઆબનાં મહેણાં તથા આમ્મોનપુત્રોની નિંદા
કે જેવડે તેઓએ મારા લોકને મહેણાં માર્યાં છે, ને
એઓની સીમા પચાવી પાડીને તેઓએ પોતાનું મહત્વ
વધાર્યું છે, એ બાબતો મેં સાંભળી છે ૯ એ માટે,
ઇસ્રાએલનો દેવ સૈન્યોનો યહોવાહ કહે છે કે, મારા
જીવના સમ કે, નિશ્ચે મોઆબ સદોમની પેઠે તથા
આમ્મોનપુત્રો ગમોરાહની પેઠે ઝાંખરાના તથા
મીઠાના ખાડાના તથા સદાના ઉજડપણાના કબજામાં
રહેશે, મારા બાકી રહેલા લોક તેમને લૂટી લેશે, ને
મારી પ્રજાના બચેલા તેમનો વારસો લેશે ૧૦ તેઓના
ગર્વને લીધે તેઓને એ [શિક્ષા] મળશે, કેમકે
તેઓએ સૈન્યોના યહોવાહની પ્રજાને મહેણાં માર્યાં
છે, ને તેમની વિરૂદ્ધ વડાઇ કીધી છે ૧૧ યહોવાહ
તેમની પ્રત્યે ભયંકર થશે, કેમકે તે પૃથ્વીના સર્વ
દેવોનો ક્ષય કરશે, અને માણસો પોતપોતાની
જગ્યાએથી, હા, દેશજાતિઓના સર્વ દ્વીપો તેને
ભજશે ૧૨ તમે કુશીઓ પણ મારી તરવારથી કતલ
થશો. ૧૩ અને તે પોતાનો હાથ ઉત્તર વિરૂદ્ધ લંબા-
વીને આશ્શૂરનો નાશ કરશે, ને નીનવેહને વેરાન
તથા અરણ્યના જેવું સુકું કરી મૂકશે ૧૪ અને પશુ-
ઓનાં ટોળાં, એટલે દેશજાતિઓનાં સર્વ પશુઓ,
તેની મધ્યે પડી રહેશે, બગલા તથા શાહુડીઓ
તેનાં [પડેલા સ્તંભોનાં] મથાળામાં વસ્તી કરશે,
[તેમનો] સાદ બારીઓમાં ગાયન કરશે, ઉંબરા-
ઓમાં ઉજડપણું થઇ જશે, કેમકે તેણે એરેજકાષ્ઠનું
કામ ઉઘાડું કરી નાખ્યું છે ૧૫ જે આનંદી નગર
નિશ્ચિંત રહેતું હતું, ને પોતાના મનમાં કહેતું હતું કે,
હું છું, ને મારા શિવાય બીજું કોઇ નથી, તે કેવું વેરાન
તથા પશુઓને પડી રહેવાનું ઠેકાણું થઇ પડયું છે!
તેની પાસે થઇને પ્રત્યેક જનારો સિટકારા કરશે, ને
પોતાનો હાથ હલાવશે

૩ એ બંડખોર તથા ભ્રષ્ટ જુલમી નગરને અફ-
સોસ! ૨ તેનું કહ્યું તેણીએ માન્યું નહિ,
તેણીએ શિક્ષા માની નહિ, તેણીએ યહોવાહનો
ભરોસો રાખ્યો નહિ, તેણી પોતાના દેવની નજીક
આવી નહિ ૩ તેની મધ્યે તેના સરદારો ગાજતા
સિંહો જેવા છે, તેના ન્યાયાધીશો સાંજના વરૂઓ
જેવા છે, તેઓ આવતી કાલ સુધી કંઇ પડયું મૂકતા
નથી ૪ તેઓના ભવિષ્યવાદીઓ હલકા તથા કપટી
પુરૂષો છે, તેના યાજકોએ પવિત્રસ્થાનને ભ્રષ્ટ કીધું
છે તેઓએ નિયમશાસ્ત્રનો ભંગ કીધો છે ૫ યહો-
વાહ તેની મધ્યે ન્યાયી છે, તે અન્યાય કરનાર નહિ
દર સવારે તે પોતાનો ઇનસાફ જાહેર કરે છે, તે ચૂકતો
નથી, પણ અન્યાયી બેશરમ છે ૬ મેં દેશજાતિઓને
નાબૂદ કીધી છે, તેમના બુરૂજો ઉજડ છે, મેં તેમની
શેરીઓ એવી વેરાન કરી નાખી છે કે ત્યાં થઇને કોઇ
જતું નથી, તેમનાં નગરોનો એવો નાશ થયો છે કે
ત્યાં કોઇ પણ માણસ નથી, તેમાં કોઇ રહેવાસી નથી
૭ મેં કહ્યું નિશ્ચે તું મારી બીક રાખીશ, તું શિક્ષા
માનીશ, ને તેથી મેં તેને વિષે જે સર્વ નિર્માણ કર્યું
છે તે [પ્રમાણે] તેનું રહેઠાણ નષ્ટ નહિ થાય, પણ
તેઓએ વહેલા ઉઠીને પોતાનાં સર્વ કામો ભ્રષ્ટ કીધાં
૮ માટે, યહોવાહ કહે છે કે, હું નાશ કરવાને ઉભો થાઉં
તે દિવસ સુધી તમે મારી વાટ જુઓ, કેમકે મારો
નિર્ણય એ છે કે દેશજાતિઓને એકઠી કરવી, એ સારૂ
કે હું રાજ્યોને ભેગાં કરીને મારો સર્વ ક્રોધ, હા, મારો
સર્વ સખત કોપ તેમના પર રેડું, કેમકે આખી પૃથ્વી
મારા આવેશના અગ્નિથી ભસ્મ થશે ૯ કેમકે તે વખતે
હું પ્રજાઓને શુદ્ધ ભાષા પાછી આપીશ, એ સારૂ કે
તેઓ યહોવાહના નામની વિનંતી કરીને એકમતે તેની
સેવા કરે ૧૦ કૂશની નદીઓને પેલે પારથી મારા
યાચકો, હા, મારા વિખેરી નખાએલાઓની દીકરી
મારી પાસે અર્પણ લાવશે ૧૧ તે દિવસે તારાં સર્વ
કૃત્યો, જેથી તેં મારી વિરૂદ્ધ અપરાધ કીધો છે, તેમને
લીધે તારે લાજવું નહિ પડે, કેમકે ત્યારે હું તારી
મધ્યેથી અભિમાનથી ગર્વ કરનારા માણસો દૂર કરીશ,
ને હવે પછી તું મારા પવિત્ર પર્વત પર મગરૂરી કરશે
નહિ ૧૨ પણ હું તારી મધ્યે દુખિત તથા ગરીબ
લોકને રહેવા દઇશ, ને તેઓ યહોવાહના નામ પર
ભરોસો રાખશે ૧૩ ઇસ્રાએલના બચી રહેલા અન્યાય
કરશે નહિ કે જુઠું બોલશે નહિ, ને તેમના મુખમાં
કપટી જીભ માલમ પડશે નહિ, કેમકે તેઓ ખાશે,

ને સુઇ જશે, ને કોઇ તેમને બીવડાવશે નહિ ૧૪ હે
સિયોનની પુત્રી ગાયન કર, હે ઇસ્રાએલ, હર્ષપોકાર
કર, હે યરૂશાલેમની પુત્રી, તારા આખા મનથી
આનંદ કર તથા હરખા ૧૫ યહોવાહે તારા ન્યાયશા
સનો દૂર કીધા છે, તેણે તારા શત્રુને કાઢી નાખ્યો છે,
ઇસ્રાએલનો રાજા એટલે યહોવાહ તારી મધ્યે છે,
હવે પછી કઇ પણ આપત્તિનો ડર તને લાગશે નહિ
૧૬ તે દિવસે યરૂશાલેમને એમ કહેવામા આવશે કે,
તું બી મા, હે સિયોન તારા હાથ ઢીલા ન પડે
૧૭ તારો દેવ યહોવાહ તારી મધ્યે છે તે પરાક્રમી
તારનાર છે, તે હર્ષથી તારે માટે હરખાશે, તે પોતાની
પ્રીતિમા તૃપ્ત રહેશે, તે ગાના ગાતા તારે માટે હર્ષ
કરશે ૧૮ તારામાના જેઓ મુકરર પર્વોને સારૂ દુખિત
છે તેઓને હુ ભેગા કરીશ, તેના ઉપરનો બોજો
[તેઓને] મેહેણારૂપ હતો ૧૯ જુઓ, જે સર્વ તને
દુખ દે છે તેઓની ખબર હુ તે સમયે લઇશ, ને જે
ખોડ ગાય છે તેણીને હું બચાવીશ, ને હાંકી કઢાએલીને
હુ સમેટીશ અને જેમની લજ્જા આખી પૃથ્વીમા
[પ્રગટ] થઇ છે, તેઓને હુ પ્રશસનીય તથા નામીચા
કરીશ ૨૦ તે સમયે હુ તમને અંદર લાવીશ, ને તે
સમયે હુ તમને સમેટીશ, કેમકે, યહોવાહ કહે છે,
જ્યારે હુ તમારી ગુલામગીરી ફેરવી નાખીશ, ત્યારે
પૃથ્વીની સર્વ પ્રજાઓ મધ્યે હુ તમોને પ્રશસનીય તથા
નામીચા કરીશ.

# હાગ્ગાય.

૧ દાર્યાવેશ રાજાના બીજા વર્ષના છઠ્ઠા માસમા
તે માસની પહેલી તારીખે, શઆલ્તીએલનો
દીકરો ઝરૂબ્બાબેલ જે યહુદાહનો સૂબો હતો તેની
પાસે, તથા યહોસાદાકનો દીકરો યહોશુઆ જે પ્રમુખ
યાજક હતો તેની પાસે હાગ્ગાય ભવિષ્યવાદીની
મારફતે યહોવાહનું વચન એવુ આવ્યુ કે, ૨ સૈન્યોનો
યહોવાહ એ પ્રમાણે કહે છે કે, આ પ્રજા કહે છે કે
[અમારે] આવવાનો વખત એટલે યહોવાહનું ઘર
બાધવાનો વખત, આવ્યો નથી ૩ ત્યારે યહોવાહનુ
વચન હાગ્ગાય ભવિષ્યવાદીની મારફતે એવુ આવ્યુ
કે, ૪ આ ઘર ઉજડ પડી રહેલુ છે તે દરમ્યાન તમારે
પોતાના છતવાળા ઘરોમા રહેવાનો આ વખત છે શું ?
૫ તો હવે, સૈન્યોનો યહોવાહ એમ કહે છે કે તમારા
માર્ગો વિષે વિચાર કરો ૬ તમે વાવ્યુ છે બહુ પણ
ઘેર લાવ્યા છો થોડુજ તમે ખાઓ છો, પણ ધરાઇને
નહિ તમે પીઓ છો, પણ પાનથી તૃપ્ત થતા નથી,
તમે વસ્ત્રો પહેરો છો પણ કોઇ ગરમ થતું નથી, ને
જે જન વેતન કમાય છે, તે વેતન કમાઇને કાણી
કોથળીમા નાખે છે ૭ સૈન્યોનો યહોવાહ એમ કહે છે
કે, તમારા માર્ગો વિષે વિચાર કરો ૮ પર્વત પર જાઓ,
ને લાકડાં લાવીને ઘર બાધો, ને તેમા હુ ખુશ થઇશ,
ને મારો મહિમા થશે, એમ યહોવાહ કહે છે ૯ તમે
ઘણાની આશા રાખતા હતા, ને જુઓ, પરિણામે
થોડુજ થયુ, ને જ્યારે તમે તે ઘેર લાવ્યા, ત્યારે મેં
તેને ફૂકથી ઉડાવી દીધુ એનું કારણ શું ? એવુ
સૈન્યોનો યહોવાહ કહે છે કારણ તો એ કે, તમ સર્વ
પોતપોતાને ઘેર દોડી જાઓ છો ને મારૂ ઘર તો તે
દરમ્યાન ઉજડ પડી રહ્યુ છે ૧૦ એ માટે તમારે લીધે
આકાશનુ ઝાકળ બધ પડયુ છે, ને પૃથ્વીની નિપજ
બધ પડી છે ૧૧ અને ભૂમિ પર તથા પર્વતો પર,
તથા અનાજ પર તથા દ્રાક્ષરસ પર, તથા તેલ પર,
તથા જમીનની નિપજ પર, તથા માણસો પર તથા
ઢોરઢાક પર તથા હાથોની સર્વ મેહેનત પર સુકવાણી
[પડે એવી] મેં આજ્ઞા કીધી છે
૧૨ ત્યારે શઆલ્તીએલના દીકરા ઝરૂબ્બાબેલે, તથા
યહોસાદાકનો દીકરો યહોશુઆ જે પ્રમુખ યાજક,
તેણે બાકી રહેલા સર્વ લોકો સહિત પોતાના દેવ
યહોવાહની વાણી તથા હાગ્ગાય ભવિષ્યવાદી જેને
તેઓના દેવ યહોવાહે મોકલ્યો હતો તેના વચનો
માન્યા, અને યહોવાહની આગળ લોકો ડર રાખતા
૧૩ ત્યાર પછી લોકો પ્રત્યે યહોવાહનો જે સદેશો તેને
લાવનાર યહોવાહના એલચી હાગ્ગાયે કહ્યું કે, યહો
વાહ એમ કહે છે કે હુ તમારી સાથે છું ૧૪ અને
શઆલ્તીએલનો દીકરો ઝરૂબ્બાબેલ જે યહુદાહનો
સૂબો તેનુ મન તથા યહોસાદાકનો દીકરો યહોશુઆ
જે પ્રમુખ યાજક તેનુ મન, તથા બાકી રહેલા સર્વ

લોકનું મન યહોવાહે ઉશ્કેર્યું; અને તેઓએ આવીને
પોતાના દેવ સૈન્યોના યહોવાહના ઘરમાં કામ કીધું,
૧૫ એટલે દાર્યાવેશ રાજાના બીજા વર્ષના છઠ્ઠા માસની
ચોવીસમી તારીખે

૨ સાતમા માસની એકવીસમીએ યહોવાહનું
વચન હાગ્ગાય ભવિષ્યવાદીની મારફતે એવું
આવ્યું કે, ૨ શઆલ્તીએલનો દીકરો ઝરૂબ્બાબેલ,
જે યહુદાહનો સૂબો તેને, તથા યહોસાદાકનો દીકરો
યહોશુઆ, જે પ્રમુખ યાજક, તેને તથા બાકી રહેલા
લોકોને હવે એમ કહે કે, ૩ આ ઘરનો અગાઉનો
વૈભવ જોનારાઓમાંનો કોણ તમારી મધ્યે જીવતો
રહ્યો છે? ને હાલ તમે તેને કેવી હાલતમાં જુઓ
છો? શું તે તમારી નજરમાં કંઇજ નહિ જેવું નથી?
૪ તોપણ હવે, યહોવાહ કહે છે, હે ઝરૂબ્બાબેલ,
બળવાન થા; અને હે યહોસાદાકના દીકરા યહોશુઆ,
પ્રમુખ યાજક, બળવાન થા; અને, યહોવાહ કહે છે,
હે દેશના સર્વ લોકો, તમે બળવાન થઇને કામે લાગો;
કેમકે સૈન્યોનો યહોવાહ કહે છે કે, ૫ જ્યારે તમે
મિસરમાંથી નીકળ્યા, ત્યારે જે વચનનો મેં તમારી
સાથે કોલકરાર કીધો તે [મુજબ] હું તમારી સાથે
છું, ને મારો આત્મા તમારી મધ્યે રહે છે; તમે બીહો
મા. ૬ કેમકે સૈન્યોનો યહોવાહ આમ કહે છે; હજી
એક વાર થોડી મુદત પછી હું આકાશોને તથા પૃથ્વીને
તથા સમુદ્રને તથા કોરી ભૂમિને હલાવીશ; ૭ ને હું
સર્વ દેશજાતિઓને હલાવી નાખીશ, ને સર્વ દેશજા
તિઓની ઇચ્છિત વસ્તુઓ આવશે, ને હું આ ઘરને
ગૌરવથી ભરીશ, સૈન્યોનો યહોવાહ એમ કહે છે.
૮ સૈન્યોનો યહોવાહ કહે છે કે, રૂપું મારૂં છે, ને સોનું
પણ મારૂં છે. ૯ સૈન્યોનો યહોવાહ કહે છે કે, આ
ઘરનું પાછળનું ગૌરવ આગલાના કરતાં વિશેષ થશે;
અને, આ જગ્યામાં હું સલાહશાંતિ આપીશ, એવું
સૈન્યોનો યહોવાહ કહે છે

૧૦ દાર્યાવેશના બીજા વર્ષના નવમા [માસ]ની
ચોવીસમીએ યહોવાહનું વચન હાગ્ગાય ભવિષ્યવા-
દીની મારફતે એવું આવ્યું કે, ૧૧ સૈન્યોનો યહોવાહ
એમ કહે છે કે, હવે નિયમશાસ્ત્ર વિષે યાજકોને એમ
પૂછ કે, ૧૨ જો કોઇ પોતાના વસ્ત્રની ચાળમાં અર્પિત
માંસ લઇ જતો હોય, ને તેની ચાળ રોટલીને, કે
ભાજીને, કે દ્રાક્ષરસને, કે તેલને, કે હરકોઇ અન્નને
અડકે, તો શું તે અર્પિત થઇ જાય? અને યાજકોએ
ઉત્તર આપતાં કહ્યું, ના. ૧૩ ત્યારે હાગ્ગાયે કહ્યું, જો
મુડદાથી અભડાએલું માણસ એમાંના કશાને અડકે,
તો શું તે અભડાય? અને યાજકોએ ઉત્તર આપતાં
કહ્યું કે, તે અભડાય ૧૪ ત્યારે હાગ્ગાયે ઉત્તર આપતાં
કહ્યું કે, યહોવાહ કહે છે કે, મારી નજરમાં આ લોક
એવાજ છે, ને આ દેશજાતિ એવીજ છે; ને તેમના
હાથોનું દરેક કામ એવુંજ છે; ને જે તેઓ ત્યાં
ચઢાવે છે તે અશુદ્ધ છે ૧૫ અને હવે, કૃપા કરી,
આજથી માંડીને પાછળના વખતનો, એટલે યહો-
વાહના મંદિરમાં પથ્થર પર પથ્થર મૂકવામાં આવ્યો
ત્યાર અગાઉના વખતનો વિચાર કરો; ૧૬ એ સઘળા
વખતમાં જ્યારે કોઇ વીસ [માપ]ના ઢગલા પાસે
આવતો ત્યારે ત્યાં ફક્ત દસજ હતા; જ્યારે કોઇ
જન દ્રાક્ષકુંડ પાસે પચાસ માપ કાઢવાને આવતો,
ત્યારે તેમાં ફક્ત વીસજ હતાં. ૧૭ તમારા હાથોનાં
સર્વ કામોમાં મેં તમારા પર લૂથી તથા મસીથી તથા
કરાંથી માર આણ્યો; તોપણ, યહોવાહ કહે છે, તમે
મારી તરફ ફર્યા નહિ. ૧૮ કૃપા કરી, આજથી માંડીને
આગળનો વિચાર કરો, નવમા [માસ]ની ચોવીસમી
તારીખથી, એટલે યહોવાહના મંદિરનો પાયો નખાયો
તે દિવસથી, વિચાર કરો. ૧૯ શું હજી સુધી બિયારૂં
વખારમાં છે? હા, દ્રાક્ષવેલા તથા અંજીરીઓ તથા
દાડમો તથા જૈતવૃક્ષો હજી ફળ્યાં નથી; આજથી
હું [તમને] આશીર્વાદ આપીશ

૨૦ અને તેજ માસની ચોવીસમીએ, યહોવાહનું
વચન બીજીવાર હાગ્ગાયની પાસે એવું આવ્યું કે,
૨૧ યહુદાહના સૂબા ઝરૂબ્બાબેલને એમ કહે કે, હું
આકાશોને તથા પૃથ્વીને હલાવી નાખીશ; ૨૨ અને
હું રાજ્યોનું આસન ઉંધું વાળીશ, ને હું દેશજાતિઓનાં
રાજ્યોના બળનો નાશ કરીશ; ને હું રથોને તથા
તેઓમાં સ્વારી કરનારાઓને ઉથલાવી નાખીશ; ને
ઘોડાઓ તથા સ્વારો પોતપોતાના ભાઇની તરવારથી
ધરણી ઢળશે. ૨૩ સૈન્યોનો યહોવાહ કહે છે કે, તે
દિવસે, હે મારા સેવક ઝરૂબ્બાબેલ, શઆલ્તીએલના
દીકરા, યહોવાહ કહે છે કે, હું તને લઇને મુદ્રારૂપ
કરીશ; કેમકે સૈન્યોનો યહોવાહ કહે છે, મેં તને
પસંદ કીધો છે.

# ઝખાર્યાહ.

૧ દાર્યાવેશના બીજા વર્ષના આઠમા માસમાં,
ઇદ્દોના દીકરા બેરેખ્યાહના દીકરા ઝખાર્યાહ
ભવિષ્યવાદીની પાસે યહોવાહનું એવું વચન આવ્યું
કે, ૨ યહોવાહ તમારા પિતૃઓ સાથે ઘણો નારાજ
થયો છે. ૩ એ માટે તું તેઓને કહે કે, સૈન્યોનો યહો-
વાહ આ પ્રમાણે કહે છે; સૈન્યોનો યહોવાહ કહે છે
કે, મારી ભણી પાછા આવો, ને હું તમારી ભણી પાછો
આવીશ, એમ સૈન્યોનો યહોવાહ કહે છે. ૪ તમારા
પિતૃઓ, કે જેઓને અગાઉના ભવિષ્યવાદીઓ બૂમ
પાડીને કહેતા હતા કે, સૈન્યોનો યહોવાહ એમ કહે છે
કે, તમે હવે તમારા કુમાર્ગોથી તથા તમારા કુકર્મોથી
ફરો, પણ તેઓએ સાંભળ્યું નહિ, ને મને લક્ષ પણ
દીધું નહિ, તેઓના જેવા તમે ન થાઓ, એમ યહો-
વાહ કહે છે ૫ તમારા પિતૃઓ ક્યાં છે? અને
ભવિષ્યવાદીઓ શું સદા જીવે છે? ૬ પણ જે મારાં
વચનો તથા મારા વિધિઓ મેં મારા સેવક ભવિષ્ય-
વાદીઓને ફરમાવ્યાં, તેઓએ શું તમારા પિતૃઓને
પકડી ન પાડ્યા? અને તેઓ ફર્યા, ને કહ્યું, યહોવાહે
આપણને આપણા માર્ગો પ્રમાણે તથા આપણાં કૃત્યો
પ્રમાણે જેમ કરવા ધાર્યું, તેમજ તેણે આપણને કીધું છે.
૭ દાર્યાવેશના બીજા વર્ષના અગિયારમા માસની,
એટલે શબાટ માસની, ચોવીસમી તારીખે ઇદ્દોના
દીકરા બેરેખ્યાહના દીકરા ઝખાર્યાહ ભવિષ્યવાદીની
પાસે યહોવાહનું વચન આવ્યું, ૮ તે એ કે, મને રાત્રે
સુદર્શન થયું, ને જુઓ, રાતા ઘોડા પર સ્વાર થએલો
એક પુરૂષ છાયાવાળી જગ્યાની મેંદીઓમાં ઉભો
હતો; ને તેની પાછળ રાતા, કાબરા તથા ધોળા ઘોડા
હતા. ૯ ત્યારે મેં કહ્યું, હે મારા ધણી, એઓ શું છે?
અને જે દૂત મારી સાથે વાત કરતો હતો તેણે મને
કહ્યું, એઓ શું છે તે હું તને બતાવીશ. ૧૦ અને મેંદીઓ
મધ્યે ઉભેલા માણસે ઉત્તર આપતા કહ્યું, એમને તો
યહોવાહે પૃથ્વીમાં સર્વત્ર આમતેમ ફરવાને મોકલ્યા
છે. ૧૧ અને યહોવાહનો જે દૂત મેંદીઓ મધ્યે ઉભો
હતો તેને તેઓએ ઉત્તર આપતા કહ્યું, અમે પૃથ્વીમાં
સર્વત્ર આમતેમ ફરી ચૂક્યા છીએ, ને જો, આખી
પૃથ્વી શાંત બેઠી છે ને નિરાંતમાં છે. ૧૨ ત્યારે યહો-
વાહના દૂતે ઉત્તર આપતાં કહ્યું, હે સૈન્યોના યહોવાહ,
યરૂશાલેમ, તથા યહુદાહનાં નગરો, કે જેઓની ઉપર
આ સિત્તેર વર્ષો સુધી તું કોપાયમાન રહ્યો છે, તેઓના
પર તું ક્યાં સુધી દયા નહિ કરીશ? ૧૩ અને મારી
સાથે વાત કરનાર દૂતને યહોવાહે સારાં [ હા ] દિલા-
સાદાયક વચનોવડે ઉત્તર આપ્યો. ૧૪ માટે મારી
સાથે વાત કરનાર દૂતે મને કહ્યું કે, તું એમ પોકાર કે,
સૈન્યોનો યહોવાહ એમ કહે છે કે, હું યરૂશાલેમને
તથા સિયોનને માટે મહા આવેશથી આવેશી છું
૧૫ અને જે દેશજાતિઓ આરામ ભોગવે છે તેમના
પર હું અતિ ઘણો નારાજ થયો છું; કેમકે હું માત્ર
થોડોજ નારાજ હતો, ને તેઓએ વિપત્તિમાં વૃદ્ધિ
કીધી. ૧૬ એ માટે યહોવાહ એમ કહે છે કે, હું કૃપા-
દાનોસહિત યરૂશાલેમના પક્ષમાં પાછો આવ્યો છું;
સૈન્યોનો યહોવાહ કહે છે કે, મારૂં ઘર તેમાં બંધાશે,
ને યરૂશાલેમ ઉપર દોરી વંબાવવામાં આવશે. ૧૭ હજી
બીજી વાર એમ પોકાર કે, સૈન્યોનો યહોવાહ એમ
કહે છે કે, હજી પણ મારાં નગરો આબાદાની પામીને
ચોતરફ ફેલાશે; ને હજી પણ યહોવાહ સિયોનને
દિલાસો દેશે, ને હજી પણ યરૂશાલેમને પસંદ કરશે
૧૮ અને મેં મારી આંખો ઉંચી કરીને જોયું, તો,
જુઓ, ચાર શિંગો [ દેખાયાં ]. ૧૯ અને મારી સાથે
વાત કરનાર દૂતને મેં કહ્યું, એ શું છે? ને તેણે મને
ઉત્તર આપ્યો કે, જે શિંગોએ યહુદાહ, ઇસ્રાએલ તથા
યરૂશાલેમને વિખેરી નાખ્યા છે તે એ છે. ૨૦ અને
યહોવાહે મને ચાર લુહાર દેખાડ્યા. ૨૧ ત્યારે મેં કહ્યું,
એઓ શું કરવા આવે છે? અને તેણે એમ કહ્યું કે, જે
શિંગોએ યહુદાહને એવા વિખેરી નાખ્યા કે કોઇ પણ
માણસ પોતાનું માથું ઉંચું કરવા પામ્યો નહિ, તે એ
છે; પણ એઓ તેમને ભયભિત કરવાને, તથા જે
દેશજાતિઓએ પોતાનું શિંગ યહુદાહ દેશ સામે ઉઠા-
વીને તેને વિખેરી નાખ્યો તેઓનાં શિંગો પાડી

નાખવાને આવ્યા છે.
૨ અને મેં મારી આંખો ઉંચી કરીને જોયું, તો
જુઓ, એક પુરૂષ પોતાના હાથમાં માપદોરી
લઇને [ઉભેલો હતો] ૨ ત્યારે મેં કહ્યું, તું ક્યાં જાય
છે? ને તેણે મને કહ્યું કે, યરૂશાલેમની પહોળાઇ કેટલી
છે, ને તેની લંબાઇ કેટલી છે, તે જાણવાસારૂ તેને
માપવા. ૩ અને જુઓ, મારી સાથે વાત કરનાર દૂત
ચાલી નીકળ્યો, ને બીજા દૂતે બહાર નીકળીને તેને
મળીને ૪ તેને કહ્યું કે, દોડ, આ જુવાનને એમ કહે કે,
યરૂશાલેમની અંદર પુષ્કળ માણસો તથા ઢોરઢાંક
હોવાથી જેવી રીતે કોટ વગરનાં ગામડાંમાં [લોક
વસે છે] તેવી રીતે તેમાં વસશે. ૫ કેમકે, યહોવાહ
કહે છે કે, હું તેની આસપાસ અગ્નિના કોટરૂપ થઇશ,
ને હું તેની મધ્યે મહિમારૂપ થઇશ. ૬ યહોવાહ કહે
છે, અરે, અરે, ઉત્તરના દેશમાંથી નાસી છુટો; કેમકે
યહોવાહ કહે છે, મેં તમને આકાશના ચાર વાયુની
પેઠે ફેલાવી દીધા છે. ૭ હે સિયોન, બાબેલની પુત્રી
સાથે રહેનારી, તું નાસી જા ૮ કેમકે સૈન્યોનો યહો-
વાહ એમ કહે છે કે, જે દેશજાતિઓએ તમને પાયમાલ
કીધા તેઓની પાસે તેણે મને ગૌરવ મેળવવા મોકલ્યો
છે; કેમકે જે તમને અડકે તે તેની આંખની કીકીને
અડકે. ૯ કેમકે, જુઓ, હું મારો હાથ તેમના-પર
હલાવીશ, ને તેઓ પોતાના તાબેદારોની લુટ થઇ
પડશે; ને તમે જાણશો કે સૈન્યોના યહોવાહે મને
મોકલ્યો છે. ૧૦ હે સિયોનપુત્રી, ગાન તથા આનંદ
કર; કેમકે, યહોવાહ કહે છે, જો, હું આવું છું, ને
તારી મધ્યે વસીશ. ૧૧ અને તે દિવસે ઘણી દેશજા-
તિઓ યહોવાહ સાથે સંબંધ જોડશે, ને મારા લોક
થશે; ને હું તારી મધ્યે વસીશ, ને તું જાણશે કે
સૈન્યોના યહોવાહે મને તારી પાસે મોકલ્યો છે.
૧૨ અને યહોવાહ યહુદાહને પવિત્ર ભૂમિમાં પોતાના
ભાગનો વારસો કરી લેશે, ને હજી પણ યરૂશાલેમને
પસંદ કરશે. ૧૩ હે સર્વ દેહ[ધારીઓ], યહોવાહની
હજુરમાં ચૂપ રહો; કેમકે તે પોતાના પવિત્ર રહેઠા-
ણમાથી જાગૃત થયો છે.
૩ અને પ્રમુખ યાજક યહોશુઆને યહોવાહના
દૂત આગળ ઉભો રહેલો, અને તેને જમણે
હાથે તેના સામાવાળિયા તરીકે સેતાનને ઉભો રહેલો
તેણે મને દેખાડ્યો. ૨ અને યહોવાહે સેતાનને કહ્યું,
હે સેતાન, યહોવાહ તને ધમકાવે; હા, યરૂશાલેમને
પસંદ કરનાર યહોવાહ તને ધમકાવે; શું એ અગ્નિ-
માંથી ઝડપી લીધેલું ખોયિું નથી? ૩ યહોશુઆ તો
મેલાં વસ્ત્ર પહેરીને દૂત આગળ ઉભેલો હતો. ૪ અને
તેણે ઉત્તર આપીને એની આગળ ઉભેલાઓને એમ
કહ્યું કે, એના અંગ પરથી મેલાં વસ્ત્ર ઉતારી નાખો.
અને એને તેણે કહ્યું, જો, મેં તારા અન્યાયને તારાથી
દૂર કીધો છે, ને હું તને મૂલ્યવાન પોશાક પહેરાવીશ.
૫ અને મેં તેઓને કહ્યું, તેને માથે સુંદર પાઘડી મૂકો.
તેથી તેઓએ તેને માથે સુંદર પાઘડી મૂકી, ને તેને
વસ્ત્રો પહેરાવ્યાં; ને યહોવાહનો દૂત પાસે ઉભો
હતો. ૬ અને યહોવાહના દૂતે યહોશુઆને એમ કહી
સંભળાવ્યું કે, ૭ સૈન્યોનો યહોવાહ એમ કહે છે કે, જો
તું મારા માર્ગોમાં ચાલશે, ને જો તું મારી આજ્ઞા
પાળશે, તો તું પણ મારા ઘરનો ન્યાય કરનાર થશે,
ને મારાં આંગણાં પણ સભાળશે, ને હું તને આ પાસે
ઉભેલાઓની સાથે સમાગમનું ઠેકાણું આપીશ ૮ હે
પ્રમુખ યાજક યહોશુઆ, તું તથા તારી આગળ
બેસનાર તારા સાથીઓ, હવે સાંભળો; કેમકે તે
માણસો અચંબારૂપ છે; કેમકે, જુઓ, મારો સેવક
જે અંકુર તેને હું પ્રગટ કરીશ. ૯ કેમકે, જે શિલા મેં
યહોશુઆ આગળ મૂકી છે, તે જુઓ; એક શિલાને
સાત આંખો છે; સૈન્યોનો યહોવાહ કહે છે, જુઓ,
હું તેની કોતરણી કોતરીશ, ને હું તે દેશનો અન્યાય
એક દિવસમાં નિવારીશ. ૧૦ સૈન્યોનો યહોવાહ કહે
છે કે, તે દિવસેતમ સર્વે પોતપોતાના પડોશીઓને,
દ્રાક્ષવેલા તળે તથા અંજીરીઓ તળે, બોલાવશો.
૪ અને મારી સાથે વાત કરનાર દૂત ફરીથી આવ્યો,
ને ઉંઘમાંથી જાગેલા માણસની પેઠે મને તેણે
જગાડ્યો. ૨ અને તેણે મને કહ્યું, તું શું જુએ છે? ને
મેં કહ્યું, મેં જોયું છે, ને જો, નરદમ સોનાનું એક દીપ-
વૃક્ષ, તથા તેની ટોચે તેનું કોડિયું, ને તે પર તેના
સાત દીવા [છે]; જે દીવા તેની ટોચે છે તે દરેકને
સાત સાત નળીઓ છે; ૩ ને તેની પાસે બે જૈતવૃક્ષો,
એટલે, એક કોડિયાની જમણી બાજુએ ને બીજું તેની
ડાબી બાજુએ [છે]. ૪ અને મારી સાથે વાત કરનાર
દૂતને ઉત્તર આપતાં મેં એમ કહ્યું કે, મારા મુરબ્બી,
એઓ શું છે? ૫ ત્યારે મારી સાથે વાત કરનાર દૂતે
ઉત્તર આપતાં મને કહ્યું કે, એઓ શું છે તે શું તું
જાણતો નથી? ને મેં કહ્યું, ના, મારા મુરબ્બી. ૬ ત્યારે
તેણે ઉત્તર આપતાં મને એમ કહ્યું કે, ઝરુબ્બાબેલને
યહોવાહનું વચન એ છે કે, પરાક્રમથી નહિ તેમ
બળથી પણ નહિ, પણ મારા આત્માથી, એવું સૈન્યોનો

યહોવાહ કહે છે. ૭ હે મોટા પર્વત, તું કોણ છે?
ઝરૂબ્બાબેલ આગળ તું સપાટ [ થઇ જશે ]; અને
તેને કૃપા [થાઓ], કૃપા [થાઓ], એવા પોકારસહિત
તે મથાળાની શિલાને બહાર લાવશે ૮ વળી યહો-
વાહનું એવું વચન મારી પાસે આવ્યું કે, ૯ ઝરૂબ્બા-
બેલના હાથોએ આ ઘરનો પાયો નાખ્યો છે; તેના
હાથ તેને પુરૂ પણ કરશે; ને તું જાણશે કે સૈન્યોના
યહોવાહે મને તારી પાસે મોકલ્યો છે. ૧૦ કેમકે નાનાં
કામોના દિવસને કોણે તુચ્છકાર્યો છે? કેમકે તેઓ,
એટલે યહોવાહની આ સાત આંખો, ઝરૂબ્બાબેલના
હાથમાં ઓળંબો જોઇને હરખાશે; તેઓ તો આખી
પૃથ્વીમાં આમથી તેમ દોડતી ફરે છે. ૧૧ ત્યાર મેં
ઉત્તર આપતા તેને કહ્યું, દીપવૃક્ષની જમણી બાજુએ
અને તેની ડાબી બાજુએ જે બે જૈતવૃક્ષો છે, તેઓ શું
છે? ૧૨ ને બીજી વાર જવાબ આપતાં મેં તેને કહ્યું,
જૈતવૃક્ષની આ બે ડાળીઓ, કે જે સોનાની બે નળી-
ઓવડે પોતામાથી સોનેરી [ તેલ ] નિગાળે છે, તેઓ
શું હશે? ૧૩ અને તેણે મને ઉત્તર આપતાં કહ્યું કે,
એઓ શું છે તે શું તું નથી જાણતો? ૧૪ અને મેં કહ્યું.
ના, મારા મુરબ્બી, ત્યારે તેણે કહ્યું, એઓ તો આખી
પૃથ્વીના સ્વામી પાસે ઉભા રહેનાર બે તૈલપુત્રો છે.

૫ ત્યારે ફરીથી મેં પોતાની આંખો ઉંચી કરીને
જોયું તો. જુઓ, એક ઉડતું ઓળિયું [હતું].
૨ અને તેણે મને કહ્યું, તું શું જુએ છે? ને મેં ઉત્તર
આપ્યો કે, હું એક ઉડતું ઓળિયું જોઉં છું; તેની
લંબાઇ વીસ હાથ, તથા તેની પહોળાઇ દસ હાથ છે
૩ ત્યારે તેણે મને કહ્યું, એ તો આખા દેશ પર ફરી
વળનારો શાપ છે; કેમકે ચોરી કરતાર પ્રત્યેક જન
તે મુજબ અહીંથી ઝટકી કઢાશે; ને સોગન ખાનાર
પ્રત્યેક જન તે મુજબ ત્યાંથી ઝટકી કઢાશે. ૪ સૈન્યોનો
યહોવાહ કહે છે, હું તેને મોકલી દઇશ, ને તે ચોરના
ઘરમાં તથા મારા નામના જૂઠા સૌગન ખાનારના
ઘરમાં પ્રવેશ કરશે; ને તે તેના ઘરની મધ્યે ટકી
રહીને તેને તેનાં લાકડાં સુદ્ધાં તથા તેના પત્થરો સુદ્ધાં
ભસ્મ કરશે.

૫ પછી મારી સાથે વાત કરનાર દૂતે બહાર આવીને
મને કહ્યું કે, હવે તારી આંખો ઉંચી કરીને આ જે
નીકળી આવે છે તે શું છે, તે જો ૬ અને મેં કહ્યું, એ
શું છે? અને તેણે કહ્યું, આ જે નીકળી આવે છે, તે
એફાહ છે. વળી તેણે કહ્યું, આખા દેશમાં તેમની
પ્રતિમા એ છે; ૭ (અને જુઓ, સીસાનું એક તાલંત
ઉંચું કરવામાં આવ્યું); ને આ તો એફાહની મધ્યે
બેઠેલી એક સ્ત્રી છે. ૮ અને તેણે કહ્યું, એ દુષ્ટતા છે;
ને તેણે તેને એફાહની વચ્ચોવચ નાખી દીધી; ને તેણે
પેલું સીસાનું કાટલું તેના મ્હો પર નાખ્યું. ૯ પછી મેં
મારી આંખો ઉંચી કરીને જોયું, તો જુઓ, બે સ્ત્રીઓ
નીકળી આવી, ને પવન તેમની પાંખોમાં હતો;
તેઓની પાંખો તો બગલાની પાંખોના જેવી હતી;
ને તેઓ પેલા એફાહને પૃથ્વી તથા આકાશની વચ્ચે
ઉપાડી ગઇ. ૧૦ ત્યારે મારી સાથે વાત કરનાર દૂતને
મેં કહ્યું, એઓ તે એફાહને કયાં લઇ જાય છે?
૧૧ અને તેણે મને કહ્યું, શિનઆર દેશમાં તેણીને સારૂ
ઘર બાંધવા માટે; ને જ્યારે તે તૈયાર થશે, ત્યારે
તેણી ત્યાં પોતાના પાયા પર સ્થપાશે.

૬ અને ફરીથી મેં મારી આંખો ઉંચી કરીને જોયું,
તો જુઓ, બે પર્વતો વચ્ચેથી ચાર રથ નીકળી
આવ્યા; ને તે પર્વતો પિત્તળના પર્વતો હતા ૨ પહેલે
રથે રાતા ઘોડા, ને બીજે રથે કાળા ઘોડા; ૩ ને ત્રીજે
રથે ધોળા ઘોડા, ને ચોથે રથે કાબરચીતરા તથા લાલ
ઘોડા હતા. ૪ ત્યારે મેં ઉત્તર આપતાં મારી સાથે
વાત કરનાર દૂતને કહ્યું, હે મારા મુરબ્બી, એઓ શું
છે? ૫ એટલે તે દૂતે ઉત્તર આપતાં મને કહ્યું, એ તો
આકાશના ચાર વાયુ છે, કે જેઓ આખી પૃથ્વીના
ધણીની હજુરમાં હાજરી આપીને ચાલ્યા જાય છે
૬ કાળા ઘોડાઓવાળો [ રથ ] ઉત્તર પ્રદેશ તરફ વળે
જાય છે; ને ધોળા તેમની પાછળ ચાલ્યા ગયા; ને
કાબરા દક્ષિણ પ્રદેશ તરફ ચાલ્યા ગયા. ૭ અને લાલ
બહાર નીકળ્યા, ને પૃથ્વીમા સર્વત્ર ફરતા ફરવા સારૂ
જવાનું મન બનાવ્યું; એટલે તેણે કહ્યું, જતા રહો, ને
પૃથ્વીમાં સર્વત્ર ફરતા ફરો. એ માટે તેઓ પૃથ્વીમાં
સર્વત્ર ફરતા ફર્યા ૮ પછી તેણે હાક મારીને મને એમ
કહ્યું કે, જો, ઉત્તર પ્રદેશ તરફ જનારાઓએ ઉત્તર
પ્રદેશમાં મારો આત્મા ઠાર્યો છે.

૯ અને યહોવાહનું એવું વચન મારી પાસે આવ્યું
કે, ૧૦ ગુલામગિરીમાં[થી પાછા આવેલાઓમાંથી],
એટલે હેલ્દાયના, ટોબીયાહના, તથા યદાયાહના
[માણસો]માંથી તું લે; ને તેજ દિવસે જઇને સફા-
ન્યાહના દીકરા યોશીયાહના ઘરમાં તું પેસ, કેમકે
તેઓ બાબેલથી ત્યાં આવ્યા છે; ૧૧ હા, [તેમની
પાસેથી] રૂપું તથા સોનું લઇને મુગટ બનાવીને યહો-
સાદાકનો દીકરો યહોશુઆ, જે પ્રમુખ યાજક, તેને
માથે મૂક; ૧૨ ને તેને એમ કહે કે, સૈન્યોનો યહોવાહ

એમ કહે છે કે જો, અંકુર નામનો પુરૂષ, તે પોતાની
જગ્યામાથી ઉગી નીકળશે, ને તે યહોવાહનુ મદિર
બાધશે, ૧૩હા, તે યહોવાહનુ મદિર બાધશે, ને
તે મહિમાવાન થશે અને પોતાના રાજ્યાસન પર
બેસીને તે રાજ્ય કરશે, ને પોતાના રાજ્યાસન પર
બેસીને યાજકપદ ભોગવશે, ને તે બન્ને વચ્ચે અરસ
પરસ શાતિનો ઠરાવ થશે ૧૪અને હેલેમને તથા
ટોબીયાહને તથા યદાયાહને તથા સફાન્યાહના દીકરા
હેનને, યહોવાહના મદિરમા યાદગીરી તરીકે, મુગટો
હશે. ૧૫અને જેઓ ઘણે દૂર છે તેઓ આવીને યહો
વાહના મદિરમા બાધકામ કરશે, ને તમે જાણશો કે
સૈન્યોના યહોવાહે મને તમારી પાસે મોકલ્યો છે
અને જો તમે તમારા દેવ યહોવાહની વાણી ખન્તથી
સાભળશો તો [એ] ફળીભુત થશે

૭ અને દાર્યાવેશ રાજાને ચોથે વર્ષે એમ થયુ કે,
તેના નવમા, એટલે કિસ્લેવ, માસની ચોથીએ
યહોવાહનું વચન ઝખાર્યાહ પાસે આવ્યુ ૨હવે
બેથેલવાસીઓએ શારએસેરને તથા રેગેમ મેલેખને
તથા તેમના માણસોને, યહોવાહની કૃપા વિનવવા
સારૂ, ૩તથા સૈન્યોના યહોવાહના ઘરના યાજકોને
તથા ભવિષ્યવાદીઓને એમ પુછવા સારૂ મોકલ્યા
હતા કે, જેમ મેં આટલા બધા વર્ષ સુધી કીધુ છે તેમ
અલાહિદો પડીને મારે પાચમા માસમા વિલાપ કરવો
જોઇએ શું? ૪ત્યારે સૈન્યોના યહોવાહનુ એવુ વચન
મારી પાસે આવ્યુ કે, ૫દેશના સર્વ લોકોને તથા
યાજકોને એમ કહે કે, તમે ગયા સિત્તેર વર્ષો પર્યંત
પાચમા તથા સાતમા [માસ]મા જે ઉપવાસ તથા
શોક કીધો, તે ઉપવાસ તમે કચિતમાત્ર પણ મારે
સારૂ, હા, મારે સારૂ કર્યો શું? ૬અને જ્યારે તમે
ખાઓ છો, ને જ્યારે તમે પીઓ છો, ત્યારે શું તમે
પોતાને વાસ્તે નથી ખાતા, ને પોતાને વાસ્તે નથી
પીતા? ૭જ્યારે યરૂશાલેમ તથા તેની આસપાસના
તેના નગરો વસ્તીવાળા તથા આબાદ હતા, ને નેગે
બમા તથા નીચ પ્રદેશમા વસ્તી હતી, ત્યારે જે વચનો
'યહોવાહે આગલા ભવિષ્યવાદીઓની મારફતે પોકાર્યો
છે, તે [તમારે સાભળવા જોઇએ] નહિ શું?

૮અને યહોવાહનુ વચન ઝખાર્યાહની પાસે એવુ
આવ્યુ કે, ૯સૈન્યોના યહોવાહે એમ કહ્યુ છે કે, ખરો
ન્યાય કરો, ને પ્રત્યેક માણસ પોતાના ભાઇ પર કૃપા
તથા દયા રાખો, ૧૦અને વિધવા પર, તથા નબાપા
પર, પરદેશી પર, તથા ગરીબ પર જુલમ ન કરો,
ને તમારામાનો કોઇ પોતાના મનમા પોતાના ભાઇ
વિરૂદ્ધ બુરૂ કરવાનો ખ્યાલ મનમા ન આણે. ૧૧પણ
તેઓએ સાભળવાને ના પાડી, ને હઠીલા થઇને પૂઠ
ફેરવી, ને પોતાના કાન બધ કીધા, એ સારૂ કે તેઓ
સાભળે નહિ. ૧૨હા, તેઓએ પોતાના હૃદય વજ્ર
જેવા કર્યો, રખે નિયમશાસ્ત્ર, તથા જે વચનો સૈન્યોના
યહોવાહે પોતાના આત્માવડે અગાઉના ભવિષ્યવાદી
ઓની હસ્તક મોકલ્યા હતા તે, તેઓ સાભળે, એ
માટે સૈન્યોના યહોવાહની હજુરમાથી મહા કોપ
આવ્યો ૧૩અને એમ થયુ કે, જેમ તેણે પોકાર્યું
ત્યારે તેઓએ સાભળ્યુ નહિ, તેમ તેઓ પોકારશે
ત્યારે હુ નહિ સાભળીશ, 'એવુ સૈન્યોના યહોવાહે
કહ્યું, ૧૪પણ જે સર્વ દેશજાતિઓથી તેઓ અજાણ્યા
છે, તેઓ મધ્યે હુ તેમને વટોળિયાથી વિખેરી નાખીશ.
એમ તેમના પછી દેશ એવો ઉજડ પડ્યો, કે કોઇ
માણસ તેમા થઇને જતો નહિ કે પાછો આવતો
નહિ, કેમકે તેઓએ એ રળિયામણા દેશને ઉજડ
કરી મૂક્યો

૮ અને સૈન્યોના યહોવાહનું એવુ વચન [મારી
પાસે] આવ્યુ કે, ૨સૈન્યોનો યહોવાહ એમ
કહે છે કે, હુ ઘણા આવેશથી સિયોનને માટે આવેશી
છુ, ને હુ તેને માટે ઘણા ક્રોધથી આવેશી છું ૩યહો-
વાહ એમ કહે છે કે, હુ સિયોનમા પાછો આવ્યો છું,
ને યરૂશાલેમની મધ્યે રહીશ, ને યરૂશાલેમ સત્યનુ
નગર કહેવાશે, તથા સૈન્યોના યહોવાહનો પર્વત,
પવિત્ર પર્વત કહેવાશે ૪સૈન્યોનો યહોવાહ એમ કહે
છે કે, હજીએ વૃદ્ધ પુરૂષો તથા વૃદ્ધ સ્ત્રીઓ, ઘણી
પાકી વયના કારણથી પોતપોતાની [ટેકવાની] લાકડી
પોતાના હાથમા લઇને યરૂશાલેમની શેરીઓમા બેસશે
૫અને તે નગરની શેરીઓ તેની શેરીઓમા રમતા
છોકરાઓ તથા છોડીઓથી ભરપુર હશે ૬સૈન્યોનો
યહોવાહ એમ કહે છે કે, જો તે દિવસોમા આ લોકના
બાકી રહેલાઓની નજરમા એ આશ્ચર્યકારક લાગે,
તો શું તે મારી નજરમાં પણ આશ્ચર્યકારક લાગે?
એમ સૈન્યોનો યહોવાહ કહે છે ૭સૈન્યોનો યહોવાહ
એમ કહે છે કે, જુઓ, હુ મારા લોકોને પૂર્વ દેશમાથી
તથા પશ્ચિમ દેશમાથી બચાવીશ, ૮ને હુ તેઓને
લાવીશ ને તેઓ યરૂશાલેમ મધ્યે વસશે, ને સત્ય-
તામા ને નેકીમા તેઓ મારા લોક થશે ને હુ તેઓનો
દેવ થઇશ. ૯સૈન્યોનો યહોવાહ એમ કહે છે કે,
સૈન્યોના યહોવાહનુ ઘર, એટલે મદિર, બાધવા સારૂ

યહોવાહ કહે છે. ૭હે મોટા પર્વત, તું કોણ છે?
ઝરૂબ્બાબેલ આગળ તું સપાટ [ થઇ જશે ]; અને
તેને કૃપા [થાઓ], કૃપા [થાઓ], એવા પોકારસહિત
તે મથાળાની શિલાને બહાર લાવશે ૮વળી યહો-
વાહનું એવું વચન મારી પાસે આવ્યું કે, ૯ઝરૂબ્બા-
બેલના હાથોએ આ ઘરનો પાયો નાખ્યો છે; તેના
હાથ તેને પુરૂં પણ કરશે; ને તું જાણશે કે સૈન્યોના
યહોવાહે મને તારી પાસે મોકલ્યો છે. ૧૦કેમકે નાનાં
કામોના દિવસને કોણે તુચ્છકાર્યો છે? કેમકે તેઓ,
એટલે યહોવાહની આ સાત આંખો, ઝરૂબ્બાબેલના
હાથમાં ઓળંબો જોઇને હરખાશે; તેઓ તો આખી
પૃથ્વીમાં આમથી તેમ દોડતી ફરે છે. ૧૧ત્યારે મેં
ઉત્તર આપતાં તેને કહ્યું, દીપવૃક્ષની જમણી બાજુએ
અને તેની ડાબી બાજુએ જે બે જૈતવૃક્ષો છે, તેઓ શું
છે? ૧૨ને બીજી વાર જવાબ આપતાં મેં તેને કહ્યું,
જૈતવૃક્ષની આ બે ડાળીઓ, કે જે સોનાની બે નળી-
ઓવડે પોતામાંથી સોનેરી [ તેલ ] નિચોવે છે, તેઓ
શું હશે? ૧૩અને તેણે મને ઉત્તર આપતાં કહ્યું કે,
એઓ શું છે તે શું તું નથી જાણતો? ૧૪અને મેં કહ્યું,
ના, મારા મુરબ્બી, ત્યારે તેણે કહ્યું, એઓ તો આખી
પૃથ્વીના સ્વામી પાસે ઉભા રહેનાર બે તૈલપુત્રો છે.

ઉંચું કરવામાં આવ્યું ); ને આ તો એફાહની મધ્યે
બેઠેલી એક સ્ત્રી છે. ૮અને તેણે કહ્યું, એ દુષ્ટતા છે;
ને તેણે તેને એફાહની વચ્ચોવચ નાખી દીધી; ને તેણે
પેલું સીસાનું ઢાંકણું તેના મ્હો પર નાખ્યું. ૯પછી મેં
મારી આંખો ઉંચી કરીને જોયું, તો જુઓ, બે સ્ત્રીઓ
નીકળી આવી, ને પવન તેમની પાંખોમાં હતો;
તેઓની પાંખો તો બગલાની પાંખોના જેવી હતી;
ને તેઓ પેલા એફાહને પૃથ્વી તથા આકાશની વચ્ચે
ઉપાડી ગઇ. ૧૦ત્યારે મારી સાથે વાત કરનાર દૂતને
મેં કહ્યું, એઓ તે એફાહને ક્યાં લઇ જાય છે?
૧૧અને તેણે મને કહ્યું, શિનઆર દેશમાં તેણીને સારૂ
ઘર બાંધવા માટે; ને જ્યારે તે તૈયાર થશે, ત્યારે
તેણી ત્યાં પોતાના પાયા પર સ્થપાશે.

૬ અને ફરીથી મેં મારી આંખો ઉંચી કરીને જોયું,
તો જુઓ, બે પર્વતો વચ્ચેથી ચાર રથ નીકળી
આવ્યા; ને તે પર્વતો પિત્તળના પર્વતો હતા ૨પહેલે
રથે રાતા ઘોડા, ને બીજે રથે કાળા ઘોડા; ૩ને ત્રીજે
રથે ધોળા ઘોડા, ને ચોથે રથે કાબરચીતરા તથા લાલ
ઘોડા હતા. ૪ત્યારે મેં ઉત્તર આપતાં મારી સાથે
વાત કરનાર દૂતને કહ્યું, હે મારા મુરબ્બી, એઓ શું
છે? ૫એટલે તે દૂતે ઉત્તર આપતાં મને કહ્યું, એ તો

એમ કહે છે કે, જો, અંકુર નામનો પુરૂષ, તે પોતાની
જગ્યામાંથી ઉગી નીકળશે, ને તે યહોવાહનું મંદિર
બાંધશે; ૧૩ હા, તે યહોવાહનું મંદિર બાંધશે; ને
તે મહિમાવાન થશે. અને પોતાના રાજ્યાસન પર
બેસીને તે રાજ્ય કરશે; ને પોતાના રાજ્યાસન પર
બેસીને યાજકપદ ભોગવશે; ને તે બન્ને વચ્ચે અરસ-
પરસ શાંતિનો ઠરાવ થશે. ૧૪ અને હેલેમને તથા
ટોબીયાહને તથા યદાયાહને, તથા સફાન્યાહના દીકરા
હેનને, યહોવાહના મંદિરમાં યાદગીરી તરીકે, મુગટો
હશે. ૧૫ અને જેઓ ઘણે દૂર છે તેઓ આવીને યહો-
વાહના મંદિરમાં બાંધકામ કરશે, ને તમે જાણશો કે
સૈન્યોના યહોવાહે મને તમારી પાસે મોકલ્યો છે
અને જો તમે તમારા દેવ યહોવાહની વાણી ખંતથી
સાંભળશો તો [એ] ફળીભુત થશે.

૭ અને દાર્યાવેશ રાજાને ચોથે વર્ષે એમ થયું કે,
તેના નવમા, એટલે કિસ્લેવ, માસની ચોથીએ
યહોવાહનું વચન ઝખાર્યાહ પાસે આવ્યું ૨ હવે
બેથેલવાસીઓએ શારએસેરને તથા રેગેમ-મેલેખને
તથા તેમના માણસોને, યહોવાહની કૃપા વિનવવા
સારૂ, ૩ તથા સૈન્યોના યહોવાહના ઘરના યાજકોને
તથા ભવિષ્યવાદીઓને એમ પુછવા સારૂ મોકલ્યા
હતા કે, જેમ મેં આટલાં બધા વર્ષ સુધી કીધું છે તેમ
અલાહિદો પડીને મારે પાંચમા માસમાં વિલાપ કરવો
જોઇએ શું? ૪ ત્યારે સૈન્યોના યહોવાહનું એવું વચન
મારી પાસે આવ્યું કે, ૫ દેશના સર્વ લોકોને તથા
યાજકોને એમ કહે કે, તમે ગયાં સિત્તેર વર્ષો પર્યંત
પાંચમા તથા સાતમા [માસ]માં જે ઉપવાસ તથા
શોક કીધો, તે ઉપવાસ તમે કિંચિતમાત્ર પણ મારે
સારૂ, હા, મારે સારૂ કર્યો શું? ૬ અને જ્યારે તમે
ખાઓ છો, ને જ્યારે તમે પીઓ છો, ત્યારે શું તમે
પોતાને વાસ્તે નથી ખાતા, ને પોતાને વાસ્તે નથી
પીતા? ૭ જ્યારે યરૂશાલેમ તથા તેની આસપાસનાં
તેનાં નગરો વસ્તીવાળાં તથા આબાદ હતાં, ને નેગે-
બમાં તથા નીચ પ્રદેશમાં વસ્તી હતી, ત્યારે જે વચનો
યહોવાહે આગલા ભવિષ્યવાદીઓની મારફતે પોકાર્યાં
છે, તે [તમારે સાંભળવાં જોઇએ] નહિ શું?

૮ અને યહોવાહનું વચન ઝખાર્યાહની પાસે એવું
આવ્યું કે, ૯ સૈન્યોના યહોવાહે એમ કહ્યું છે કે, ખરો
ન્યાય કરો, ને પ્રત્યેક માણસ પોતાના ભાઇ પર કૃપા
તથા દયા રાખો; ૧૦ અને વિધવા પર, તથા નબાપા
પર, પરદેશી પર, તથા ગરીબ પર જુલમ ન કરો;
ને તમારામાંનો કોઇ પોતાના મનમાં પોતાના ભાઇ
વિરૂદ્ધ બુરૂં કરવાનો ખ્યાલ મનમાં ન આણે. ૧૧ પણ
તેઓએ સાંભળવાને ના પાડી, ને હઠીલા થઇને પૂઠ
ફેરવી, ને પોતાના કાન બંધ કીધા, એ સારૂ કે તેઓ
સાંભળે નહિ. ૧૨ હા, તેઓએ પોતાનાં હૃદય વજ્ર
જેવાં કર્યાં, રખે નિયમશાસ્ત્ર, તથા જે વચનો સૈન્યોના
યહોવાહે પોતાના આત્માવડે અગાઉના ભવિષ્યવાદી-
ઓની હસ્તક મોકલ્યાં હતાં તે, તેઓ સાંભળે; એ
માટે સૈન્યોના યહોવાહની હજુરમાંથી મહા કોપ
આવ્યો. ૧૩ અને એમ થયું કે, જેમ તેણે પોકાર્યું
ત્યારે તેઓએ સાંભળ્યું નહિ, તેમ તેઓ પોકારશે
ત્યારે હું નહિ સાંભળીશ, એવું સૈન્યોના યહોવાહે
કહ્યું; ૧૪ પણ જે સર્વ દેશજાતિઓથી તેઓ અજાણ્યા
છે, તેઓ મધ્યે હું તેમને વંટોળિયાથી વિખેરી નાખીશ.
એમ તેમના પછી દેશ એવો ઉજડ પડ્યો, કે કોઇ
માણસ તેમાં થઇને જતો નહિ કે પાછો આવતો
નહિ; કેમકે તેઓએ એ રળિયામણા દેશને ઉજડ
કરી મૂક્યો

૮ અને સૈન્યોના યહોવાહનું એવું વચન [મારી
પાસે] આવ્યું કે, ૨ સૈન્યોનો યહોવાહ એમ
કહે છે કે, હું ઘણા આવેશથી સિયોનને માટે આવેશી
છું, ને હું તેને માટે ઘણા ક્રોધથી આવેશી છું. ૩ યહો-
વાહ એમ કહે છે કે, હું સિયોનમાં પાછો આવ્યો છું,
ને યરૂશાલેમની મધ્યે રહીશ; ને યરૂશાલેમ સત્યનું
નગર કહેવાશે; તથા સૈન્યોના યહોવાહનો પર્વત,
પવિત્ર પર્વત કહેવાશે. ૪ સૈન્યોનો યહોવાહ એમ કહે
છે કે, હજીએ વૃદ્ધ પુરૂષો તથા વૃદ્ધ સ્ત્રીઓ, ઘણી
પાકી વયના કારણથી પોતપોતાની [ટેકવાની] લાકડી
પોતાના હાથમાં લઇને યરૂશાલેમની શેરીઓમાં બેસશે.
૫ અને તે નગરની શેરીઓ તેની શેરીઓમાં રમતા
છોકરાઓ તથા છોડીઓથી ભરપુર હશે. ૬ સૈન્યોનો
યહોવાહ એમ કહે છે કે, જો તે દિવસોમાં આ લોકના
બાકી રહેલાઓની નજરમાં એ આશ્ચર્યકારક લાગે,
તો શું તે મારી નજરમાં પણ આશ્ચર્યકારક લાગે?
એમ સૈન્યોનો યહોવાહ કહે છે. ૭ સૈન્યોનો યહોવાહ
એમ કહે છે કે, જુઓ, હું મારા લોકોને પૂર્વ દેશમાંથી
તથા પશ્ચિમ દેશમાંથી બચાવીશ; ૮ ને હું તેઓને
લાવીશ, ને તેઓ યરૂશાલેમ મધ્યે વસશે; ને સત્ય-
તામાં ને નેકીમાં તેઓ મારા લોક થશે ને હું તેઓનો
દેવ થઇશ. ૯ સૈન્યોનો યહોવાહ એમ કહે છે કે,
સૈન્યોના યહોવાહનું ઘર, એટલે મંદિર, બાંધવા સારૂ

તેનો પાયો નાખવામાં આવ્યો, તે દિવસના ભવિષ્ય-
વાદીઓના મુખનાં વચનો આ દિવસોમા સાભળ
નારાઓ, તમારા હાથોમાં બળ આવે ૧૦ કેમકે તે
દિવસો અગાઉ માણસને વાસ્તે વેતન નહોતું તેમજ
પશુને વાસ્તે પણ વેતન નહોતું; ને બહાર જનારને
કે અદર આવનારને દુશ્મનના કારણથી કઇ પણ ચેન
નહોતું; કેમકે મેં સર્વ માણસોને પોતપોતાના પડોશી
વિરૂદ્ધ ઉશ્કેરી મૂક્યા હતા. ૧૧ પણ, આ લોકમાંના
બચી રહેલાઓ પ્રત્યે હુ અગાઉના દિવસોની પેઠે
નહિ વર્ત્તીશ, એવું સૈન્યોનો યહોવાહ કહે છે. ૧૨ કારણ
કે શાંતિનું બીજ [પ્રગટ થશે]; દ્રાક્ષવેલો પોતાનું ફળ
આપશે, ને ભૂમિ પોતાની ઉપજ આપશે, ને આકાશો
પોતાનો ઓસ આપશે; ને આ લોકમાંના બચી
રહેલાઓને હુ આ સર્વ વાનાંનો વારસો અપાવીશ
૧૩ અને, હે યહુદાહના વંશ તથા ઇસ્રાએલના વંશ,
એમ થશે કે, જેટલે દરજ્જે તમે દેશજાતિઓ મધ્યે
શાપરૂપ હતા, તેટલે દરજ્જે હુ તમારો ઉદ્ધાર કરીશ,
ને તમે આશીર્વાદરૂપ થશો; બીહો મા, તમારા
હાથોમાં બળ આવો ૧૪ કેમકે સૈન્યોનો યહોવાહ
એમ કહે છે કે, તમારા પિતૃઓએ મને કોપાયમાન
કીધાથી જેમ મેં તમારા પર આપત્તિ લાવવાનું ધાર્યું
હતું, ને તે વિષે મને અનુતાપ થયો નહિ; ૧૫ તેમજ
સૈન્યોનો યહોવાહ કહે છે, મેં આ દિવસોમાં યરૂશા-
લેમનું તથા યહુદાહના વંશનું ભલું કરવાનું ફરીથી
ધાર્યું છે; તમારે બીહું નહિ. ૧૬ તમારે આ કામો
કરવાં; તમ સર્વ પોતપોતાના પડોશી સાથે સાચું
બોલો; તમારી ભાગળોમાં સત્યના તથા શાંતિના
ઇનસાફનો અમલ કરો; ૧૭ ને તમારામાંના કોઇએ
પોતાના અંત:કરણમાં પોતાના પડોશી વિરૂદ્ધ ભુરો
વિચાર મનમાં આણવો નહિ; ને કોઇ જૂઠા સોગન
ન ચાહો; કેમકે આ સર્વ કૃત્યોને હુ ધિક્કારૂ છું, એવુ
યહોવાહ કહે છે.

૧૮ અને સૈન્યોના યહોવાહનુ એવું વચન મારી
પાસે આવ્યુ કે, ૧૯ સૈન્યોનો યહોવાહ એમ કહે છે
કે, ચોથા [માસ]નો ઉપવાસ, પાચમા [માસ]નો
ઉપવાસ, તથા સાતમા [માસ]નો ઉપવાસ, તથા
દશમા [માસ]નો ઉપવાસ તે યહુદાહના વંશને આનંદ
તથા હર્ષરૂપ તથા ખુશકારક મિજબાનીઓરૂપ થશે;
એ માટે સત્યતા તથા શાંતિ ચાહો. ૨૦ સૈન્યોનો યહો-
વાહ એમ કહે છે કે, હજી પણ વિદેશીઓ તથા ઘણાં
નગરોના રહેવાસીઓ આવશે; ૨૧ ને એક [નગરના]
રહેવાસીઓ બીજાઓની પાસે જઇને કહેશે, ચાલો,
આપણે જલદીથી યહોવાહની કૃપા યાચવાને તથા
સૈન્યોના યહોવાહની શોધ કરવાને જઇએ; હું પણ
જઇશ ૨૨ હા, ઘણી પ્રજાઓ તથા બળવાન દેશ-
જાતિઓ યરૂશાલેમમાં સૈન્યોના યહોવાહની શોધ
કરવા, તથા યહોવાહની કૃપા યાચવા સારૂ આવશે.
૨૩ સૈન્યોનો યહોવાહ એમ કહે છે કે, તે દિવસોમાં
દસ માણસો, દેશજાતિઓની સર્વ ભાષાઓમાંથી, જે
યહુદી જન હશે તેની ચાળ પકડીને કહેશે કે, અમે
તારી સાથે આવીશું, કેમકે અમે સાંભળ્યું છે કે દેવ
તમારી સાથે છે

૯ હાદ્રાખ દેશ પર યહોવાહના વચનરૂપી દેવ-
વાણી, ને દમસ્ક તેનો આશ્રમ [થશે]; કેમકે
મનુષ્યની તથા ઇસ્રાએલના સર્વ કુળોની નજર યહો-
વાહ ભણી છે; ૨ ને તેની સરહદ પર આવેલું હમાથ
પણ; સૂર તથા સીદોન, તે બહુ ડાહ્યુ છે તોપણ.
૩ અને સૂરે પોતાને માટે કિલ્લો બાંધ્યો, ને ધૂળની
પેઠે રૂપાના તથા શેરીના કાદવની પેઠે ચોખ્ખા
સોનાના ઢગલાનો સગ્રહ કીધો. ૪ જુઓ, પ્રભુ તેની
સંપત્તિ છિનવી લેશે, ને તેના બળનું સમુદ્રમાં ખંડન
કરશે; ને તે અગ્નિથી ભસ્મ થશે. ૫ આશ્કલોન તે
જોઇને બીશે; ગાઝ્ઝાહ પણ [જોઇને] બહુ દુ:ખી
થશે; ને એક્રોન [પણ], કેમકે તેની અપેક્ષા લજ્જિત
થશે; ને ગાઝ્ઝાહમાથી રાજા નાશ પામશે, ને આશ્ક-
લોનમાં વસ્તી નહિ થશે ૬ અને આશ્દોદમાં છિના-
ળના પેટનો વંશ રહેશે, ને હુ પલિસ્તીઓનો ગર્વ નષ્ટ
કરીશ. ૭ અને હું તેનું રક્ત તેના મુખમાથી, તથા
તેનાં કંટાળાપાત્ર કૃત્યો તેના દાંતો મધ્યેથી દૂર કરીશ;
ને તે પણ આપણા દેવને સારૂ શેષ થશે; ને તે
યહુદાહમાં એક સરદાર તરીકે થશે, ને એક્રોન યબૂસી
તરીકે થશે ૮ અને હુ મારા ઘરની આસપાસ થાણારૂપે
છાવણી કરીશ, એ માટે કે કોઇ અદર થઇને જાય
નહિ કે પાછું આવે નહિ; ને ત્યાર પછી કોઇ જુલ-
મગાર તેઓ મધ્યે થઇને કદી જંવા પામશે નહિ;
કેમકે હવે મેં મારી નજરે જોયુ છે.

૯ હે સિયોનની પુત્રી, બહુ હર્ષ કર; હે યરૂશાલેમની
પુત્રી, પોકાર કર; જો, તારો રાજા તારી પાસે આવે
છે; તે ન્યાયી તથા તારણનો માલિક છે; [તે] નમ્ર
[છે], અને ગધેડા પર, હા. ખોલા એટલે ગધેડીના
વછેરા પર સ્વાર થઇને [આવે છે] ૧૦ અને હું એફ્રા-
ઇમ પાસેથી રથ, તથા યરૂશાલેમ પાસેથી ઘોડા

નાબૂદ કરીશ, ને યુદ્ધધનુષ્ય કાપી નખાશે, ને તે
દેશજાતિઓને શાંતિ ફરમાવશે, ને તેનુ રાજ્ય સમુદ્રથી
સમુદ્ર સુધી તથા નદીથી પૃથ્વીના છેડા સુધી થશે
૧૧તારે વિષે પણ [એમ છે કે], તારા કરારના રક્તના
કારણથી મેં તારા બંદીવાનોને પાણી વગરના ખાડા
માથી કાઢીને મોકલી દીધા છે ૧૨હે આશાના બંદી
વાનો, કિલ્લામા વળી આવો, આજેજ હુ જાહેર કરૂ છું,
કે હુ તને બમણો બદલો આપીશ. ૧૩કેમકે યહુદાહને
મે પોતાને સારૂ નમાવ્યુ છે, મેં એફ્રાઇમથી ધનુષ્ય ભર્યું
છે, ને, હે સિયોન, હુ તારા પુત્રોને, હે યાવાન, તારા
પુત્રો વિરૂદ્ધ ઉશ્કેરીશ, ને તને યોદ્ધાની તરવારરૂપ
કરીશ. ૧૪અને યહોવાહ તેઓના ઉપરી તરીકે
દેખાશે, ને તેનુ બાણ વિજળીની પેઠે છૂટશે, ને પ્રભુ
યહોવાહ રણશિંગડુ વગાડશે, ને દક્ષિણના વંટોળિ
યાઓ સહિત કૂચ કરશે ૧૫સૈન્યોનો યહોવાહ તેમનુ
રક્ષણ કરશે, ને તેઓ ખાઇ નાખશે, ને ગોફણના
ગોળાઓને ખુદી નાખશે, ને તેઓ પીતા જાણે
દ્રાક્ષરસ [પીતા હોય] તેવો અવાજ કરશે, ને તેઓ
પ્યાલાઓની પેઠે, વેદીના ખુણાઓની પેઠે, ભરપુર
થશે ૧૬અને તેમનો દેવ યહોવાહ તે દિવસે પોતાના
લોકના ટોળા તરીકે તેઓનુ ત્રાણ કરશે, કેમકે તેઓ
મુગટના હીરામાણેકની પેઠે તેના દેશ પર ચળકશે
૧૭કેમકે તેનો ઉપકાર કેટલો મોટો છે, ને તેની શોભા
કેટલી બધી છે! ધાન્ય જીવાનોને તથા નવો દ્રાક્ષરસ
યુવતિઓને પુષ્ટ કરશે

૧૦ જે યહોવાહ વિજળીઓનો કર્તા છે તે
યહોવાહની પાસે તમે, પાછલા વરસાદના
સમયમા, વરસાદ માગો, ને તે તેઓને વરસાદના
ઝાપટા તથા પ્રત્યેકને ખેતરમા લિલોતરી આપશે
૨કેમકે તરાફીમ [મૂર્તિઓ] વ્યર્થ વાત બોલી છે, ને
શકુન જોનારાઓએ જૂઠા વરતારો કીધો છે, સ્વપ્ન
નિકો અસત્ય બોલે છે, તેઓ વ્યર્થ દિલાસો દે છે,
માટે તેઓ ઘેટાની પેઠે ચાલ્યા જાય છે, તેઓ દુ ખી
છે, કેમકે કોઇ પાળક નથી. ૩મારો ક્રોધ પાળકો
વિરૂદ્ધ સળગ્યો છે, ને હું બકરાઓને શિક્ષા કરીશ,
કેમકે સૈન્યોના યહોવાહે યહુદાહના વંશરૂપી પોતાનુ
જે ટોળુ તેની ખબર લીધી છે, ને તે તેઓને યુદ્ધમા
પોતાના સુંદર ઘોડા જેવા કરશે. ૪તેની પાસેથી
ખુણાનો પત્થર, તેની પાસેથી ખીલો, તેની પાસેથી
યુદ્ધધનુષ્ય, તેની પાસેથી પ્રત્યેક અધિકારી એકત્ર
નીકળી આવશે. ૫અને તેઓ યુદ્ધમા [પોતાના શત્રુ-
ઓને] ગલીઓના કાદવમા ખુંદી નાખનાર યોદ્ધાઓ
જેવા થશે, ને તેઓ યુદ્ધ કરશે, કેમકે યહોવાહ
તેઓની સાથે છે, ને ઘોડેસ્વારો ઝંખવાણા પડશે
૬અને હુ યહુદાહના ઘરને બળવાન કરીશ, ને હુ
યુસફના ઘરનો ઉદ્ધાર કરીશ, ને હુ તેઓને પાછા
લાવીશ, કેમકે મને તેમના પર દયા આવે છે, ને
જાણે મેં તેમને અગાઉ તજી ન દીધા હોય, એવા
તેઓ થશે, કેમકે હુ તેઓનો દેવ યહોવાહ છું, ને હુ
તેઓનું સાભળીશ. ૭અને એફ્રાઇમીઓ યોદ્ધા જેવા
થશે, ને દ્રાક્ષરસ [પીધો હોય] તેમ તેમના મન
હરખાશે, હા, તેઓના છોકરા તે જોઇને હરખાશે,
તેમના મનો યહોવાહમા આનંદિત થશે ૮હુ તેઓને
સારૂ સિટી વગાડીને તેઓને એકઠા કરીશ, કેમકે મેં
તેઓને ખડી લીધા છે, ને જેમ તેઓની વૃદ્ધિ થઇ
હતી, તેમ તેઓની વૃદ્ધિ થશે ૯અને હુ તેઓને
વિદેશીઓ મધ્યે વેરી નાખીશ, ને દૂરના દેશોમા
તેઓ મારૂ સ્મરણ કરશે, ને તેઓ પોતાના છોકરા
સુદ્ધા જીવશે, ને પાછા આવશે ૧૦વળી હુ તેઓને
મિસર દેશમાથી પાછા લાવીશ, ને તેઓને આશ્શૂ
રમાથી સમેટીશ, ને હુ તેઓને ગિલઆદ તથા
લબાનોનની ભૂમિમા લાવીશ, ને તેમને વાસ્તે
[પૂરતી જગ્યા] મળશે નહિ ૧૧અને તે સંકટરૂપી
સમુદ્ર ઓળગશે, ને સમુદ્રના મોજાઓને મારશે, ને
નીલના સર્વ ઉંડાણો સુકાઇ જશે, ને આશ્શૂરનો ગર્વ
ઉતારવામા આવશે, ને મિસરનો રાજદંડ જતો
રહેશે ૧૨અને હુ તેઓને યહોવાહમા બળવાન
કરીશ, ને તેઓ તેના નામમા હરશે ફરશે, એમ
યહોવાહ કહે છે

૧૧ હે લબાનોન, તારા દ્વાર ઉઘાડ, કે અગ્નિ
તારા એરેજવૃક્ષોને ભસ્મ કરે ૨હે દેવદાર-
વૃક્ષ, બૂમ પાડ, કેમકે એરેજવૃક્ષ પડી ગયુ છે, કારણ
કે સુંદર [વૃક્ષો] પાયમાલ થઇ ગયા છે, હે બાશા
નના આલોનવૃક્ષો, બૂમ પાડો, કેમકે સુરક્ષિત વન
જમીનદોસ્ત થયુ છે ૩ઘેટાપાળકોની પોકનો અવાજ
[સભળાય છે] કેમકે તેમનો વૈભવ નષ્ટ થયો છે,
સિંહના બચ્ચાની ગર્જનાનો અવાજ [સભળાય]
છે! કેમકે યરદનનો ગર્વ નષ્ટ થયો છે ૪મારા દેવ
યહોવાહે એમ કહ્યું કે, કતલ કરાતા ટોળાનુ પાળણ
કરો, ૫તેઓના માલિકો તો તેમને કતલ કરે છે, તેમ
છતા પોતાને દોષિત ગણતા નથી, ને તેઓના વેચ
નારાઓ કહે છે કે, યહોવાહને ધન્ય હો, કે હુ શ્રીમંત

હું, ને તેઓના પોતાના પાળકો તેમના પર દયા
રાખતા નથી ૬ કેમકે, યહોવાહ કહે છે કે, હું હવે
પછી દેશના રહેવાસીઓ પર દયા નહિ રાખીશ,
પણ જુઓ, હું સર્વ મનુષ્યોને પોતપોતાના પડોશીના
હાથમા તથા પોતાના રાજાના હાથમા આપીશ, ને
તેઓ દેશનો નાશ કરશે, ને તેઓના હાથમાથી હું
તેમને નહિ છોડાવીશ ૭ એમ કતલ કરાતા ટોળાનું,
ટોળામાના ખરેખર કંગાલ [ઘેટા]નુ મેં પાળણ કીધું
અને મેં બે લાકડીઓ પોતાને સારૂ લીધી, મેં તેમાની
એકનુ નામ સૌંદર્ય પાડ્યુ, ને બીજીનુ નામ મેં બંધનો
પાડ્યુ, ને મેં ટોળાનુ પાળણ કીધું ૮ અને મેં ત્રણ
પાળકોને એક માસમા નષ્ટ કીધા, કેમકે મારો
આત્મા તેઓથી કાયર થયો હતો, ને તેઓનો
આત્મા પણ મને કંટાળતો હતો ૯ ત્યારે મેં કહ્યું, હું
તમારૂં પાળણ નહિ કરીશ, જે મરે, તે ભલે મરે, ને
જે ખોવાઇ જતું હોય, તે ભલે ખોવાઇ જાય, ને જેઓ
રહ્યા હોય તેઓ એક બીજાનું માંસ ભલે ખાય
૧૦ અને મેં મારી સૌંદર્ય [નામની] લાકડી લીધી,
ને બધા લોકની સાથે કીધેલો મારો કરાર રદ કરવા
સારૂ મેં તે કાપી નાખી ૧૧ અને તે દિવસે તે રદ
કરવામા આવ્યા, ને એમ ટોળાના કંગાલો જેઓ
મને લક્ષ દેતા હતા તેઓએ જાણ્યુ કે એ તો યહો-
વાહનું વચન છે ૧૨ અને મેં તેઓને કહ્યું, જો તમને
ઠીક લાગતું હોય તો મને મારૂં વેતન આપો, ને જો
નહિ, તો રહેવા દો ત્યારે તેઓએ મારા વેતનના
ત્રીસ રૂપીઆ તોળી આપ્યા ૧૩ અને યહોવાહે મને
કહ્યુ કે, જે ભવ્ય મૂલ્ય તેઓએ મારૂં કર્યું છે તે કુંભાર-
ની પાસે ફેંકી દે, ને મેં તે ત્રીસ રૂપીઆ લઇને તેમને
કુંભારની પાસે યહોવાહના ઘરમા ફેંકી દીધા ૧૪ પછી
યહુદાહ તથા ઇસ્રાએલ વચ્ચેનો ભાઇપણાનો સંબંધ
તોડી નાખવાને મેં મારી જે બીજી લાકડી [નામે]

પર તરવાર આવશે, તેનો હાથ છેક સુકાઇ જશે, ને
તેની જમણી આંખ છેક આંધળી થઇ જશે

૧૨ ઇસ્રાએલ વિષે યહોવાહના વચનરૂપી
દેવવાણી

આકાશોને વિસ્તારનાર, પૃથ્વીનો પાયો નાખનાર
તથા મનુષ્યોની અંદરના આત્માનો સરજનહાર યહો-
વાહ કહે છે કે, ૨ જુઓ, હું યરૂશાલેમને આસપાસના
સર્વ લોકો પ્રત્યે લથડિયા ખવડાવનાર પ્યાલારૂપ
કરીશ, ને યરૂશાલેમના ઘેરામા યહુદાહના પણ એજ
હાલ થશે ૩ અને તે દિવસે એમ થશે કે હું યરૂશા-
લેમને સર્વ લોકોના હકમા ભારેપ થરરૂપ કરીશ,
જે સર્વ તેનો ભાર પોતા પર લેશે તેઓ સખ્ત રીતે
ઘાયલ થશે, ને પૃથ્વીની સર્વ દેશજાતિઓ તેની વિરૂદ્ધ
એકઠી થશે ૪ યહોવાહ કહે છે કે, તે દિવસે હું પ્રત્યેક
ઘોડા પર ગભરાટ તથા તેના સ્વાર પર ઘેલાપણું
લાવીશ, ને હું યહુદાહના ઘર પર મારી આંખ
ઉઘાડીશ, ને પેલા લોકોના પ્રત્યેક ઘોડા પર અંધાપો
આણીશ ૫ અને યહુદાહના સરદારો પોતાના મનમા
કહેશે કે, યરૂશાલેમના રહેવાસીઓ તેઓના દેવ
સૈન્યોના યહોવાહમા મારૂં બળ છે ૬ તે દિવસે હું
યહુદાહના સરદારોને લાકડા મધ્યે પેણીભર અગ્નિરૂપ,
તથા પુળીઓ મધ્યે બળતી મશાલરૂપ કરીશ, અને
તેઓ આસપાસના સર્વ લોકોને ડાબે તથા જમણે
હાથે, સ્વાહા કરી નાખશે, ને યરૂશાલેમ હજી પણ
ફરીથી પોતાની જગ્યાએ, એટલે યરૂશાલેમમા, વસશે
૭ યહોવાહ યહુદાહના તંબુઓને પણ પહેલા ઉગારશે,
એ સારૂ કે દાઉદના ઘરનો વૈભવ તથા યરૂશાલેમના
રહેવાસીઓનો વૈભવ વધી જઇને યહુદાહને ન દબાવે
૮ તે દિવસે યહોવાહ યરૂશાલેમના રહેવાસીઓનું
રક્ષણ કરશે, ને તે દિવસે તેઓ મધ્યે જે નિબળ

મગિદ્દોનની ખીણમાં હદાદ-રિમ્મોનના વિલાપના જેવો
ભારે વિલાપ તે દિવસે યરૂશાલેમમાં થશે ૧૨ અને
દેશનાં સર્વ કુટુંબો એક બીજાથી વિખૂટાં પડી વિલાપ
કરશે; એટલે દાઉદના ઘરનું કુટુંબ નોખું, ને તેમની
સ્ત્રીઓ નોખી; નાથાનના ઘરનું કુટુંબ નોખું, ને
તેમની સ્ત્રીઓ નોખી, ૧૩ લેવીના ઘરનું કુટુંબ નોખું,
ને તેમની સ્ત્રીઓ નોખી, શિમઇઓનું કુટુંબ નોખું,
ને તેમની સ્ત્રીઓ નોખી, ૧૪ બાકીના સર્વ કુટુંબોમાંનું
પ્રત્યેક કુટુંબ નોખું, ને તેમની સ્ત્રીઓ નોખી.

૧૩ તે દિવસે દાઉદના ઘરના તથા યરૂશાલેમના
રહેવાસીઓનાં પાપ તથા અશુદ્ધતાને સારૂ
એક ઝરો ઉઘાડવામાં આવશે ૨ અને સૈન્યોનો યહો-
વાહ કહે છે કે, તે દિવસે એમ થશે કે હું દેશમાંથી
મૂર્ત્તિઓનાં નામ નાબૂદ કરીશ, ને તેઓનું સ્મરણ
ફરી કદી કરવામાં આવશે નહિ, ને હું ભવિષ્યવાદી-
ઓને તથા અશુદ્ધ આત્માને દેશમાંથી કાઢી મૂકીશ.
૩ અને એમ થશે કે જ્યારે કોઇ હજી પણ ભવિષ્યવાદ
બોલશે, ત્યારે તેને જન્મ દેનાર તેના માબાપ તેને
કહેશે કે, તું જીવવા નહિજ પામશે; કેમકે યહોવાહને
નામે તું જુઠાં વચનો બોલે છે; ને તેને જન્મ દેનાર
તેના માબાપ તે ભવિષ્યવાદ બોલતો હશે તે વખતે
તેને વિંધી નાખશે. ૪ અને તે દિવસે એમ થશે કે
ભવિષ્યવાદીઓ ભવિષ્યવાદ બોલતી વખતે પોત-
પોતાનાં સદર્શનોને લીધે લજ્જિત થશે; ને તેઓ
ઠગવાને સારૂ રૂઆંવાળા ઝભ્ભા પહેરશે નહિ; ૫ પણ
તે કહેશે કે, હું ભવિષ્યવાદી નથી, હું તો જમીન ખેડ-
નારો છું; કેમકે હું તો મારા નાનપણથી ગુલામ
કરાએલો છું. ૬ અને કોઇ તેને કહેશે કે, તારા હાથો
વચ્ચે આ ઘા શાના છે? ત્યારે તે ઉત્તર દેશે કે, એ
તો મારા મિત્રોના ઘરમાં જે ઘા મને પડ્યા હતા તે

૭ સૈન્યોનો યહોવાહ કહે છે કે, હે તરવાર, પાળક
વિરૂદ્ધ તથા જે માણસ મારો સાથી છે તેની વિરૂદ્ધ
જાગૃત થા; પાળકને માર, ને ઘેટાં વિખેરાઇ જશે;
ને હું મારો હાથ નાનાંઓ ઉપર ફેરવીશ. ૮ અને,
યહોવાહ કહે છે કે, એમ થશે કે આખા દેશમાંના બે
ભાગ સંહાર પામીને માર્યા જશે; પણ ત્રીજો ભાગ
તેમાં જીવતો મૂકાશે. ૯ અને તે ત્રીજા ભાગને હું અગ્નિ-
માંથી આ છેડેથી પેલે છેડે કાઢીશ, ને રૂપું ગળાય છે
તેમ તેમને ગાળીશ, ને સોનું પરખાય છે તેમ તેમને
પારખીશ; તેઓ મારા નામની વિનંતી કરશે ને હું
તેમનું સાંભળીશ; ને હું કહીશ કે, તે મારા લોક છે;
ને તેઓ કહેશે કે, યહોવાહ મારો દેવ છે.

૧૪ જો, યહોવાહનો એક દિવસ આવે છે કે
જ્યારે તારી લૂટ તારી મધ્યે વહેંચવામાં
આવશે. ૨ કેમકે હું સર્વ દેશજાતિઓને યરૂશાલેમ
વિરૂદ્ધ યુદ્ધ કરવાને એકઠી કરીશ; ને તે નગર સર
કરાશે, ને ઘરો લૂટાશે, ને સ્ત્રીઓની આબરૂ લેવાશે;
ને અડધું નગર ગુલામગીરીમાં જશે, ને બાકીના લોકો
નગરમાંથી કાપી નહિ નખાશે ૩ ત્યાર પછી યહોવાહ
જઇને, જેમ પોતે યુદ્ધને દિવસે લડયો તેમ, તે દેશ-
જાતિઓની સામે લડશે. ૪ અને તે દિવસે તેના પગ
જૈતુન પર્વત, જે યરૂશાલેમની સામે પૂર્વ દિશાએ છે,
તે પર ઉભા રહેશે, ને જૈતુન પર્વત વચ્ચોવચથી પૂર્વ
તરફ ને પશ્ચિમ તરફ ફાટશે, ને બહુ મોટી ખીણ
થશે; ને અડધો પર્વત ઉત્તર તરફ ને અડધો દક્ષિણ
તરફ ખસી જશે ૫ અને તમે મારા પર્વતોની ખીણમાં
થઇને નાસશો; કેમકે પર્વતોની ખીણ આસેલ સુધી
પહોંચશે; હા, યહુદાહના રાજા ઉઝ્ઝીયાહના દિવ-
સોમાં ધરતીકંપથી જેમ તમે નાઠા હતા તેમ તમે
નાસશો; ને મારો દેવ યહોવાહ પોતાની સાથે સર્વ
પવિત્રોને લઇને આવશે. ૬ અને તે દિવસે એમ થશે
કે, અજવાળામાં પ્રકાશ ને અંધકાર ભેળસેળ નહિ
હશે; ૭ પણ તે એવો દિવસ હશે કે જે વિષે યહો-
વાહ જાણે છે; એટલે દિવસ નહિ, તેમ રાત પણ
નહિ; પણ એવું બનશે કે, સાંજની વખતે અજવાળું
હશે. ૮ અને તે દિવસે એમ થશે કે, યરૂશાલેમમાંથી
જીવતાં પાણી વહી નીકળશે; એટલે અડધાં પૂર્વ
સમુદ્ર તરફ ને અડધાં પશ્ચિમ સમુદ્ર તરફ; એમ
ઉન્હાળામાં તથા શિયાળામાં થશે ૯ અને યહોવાહ
આખી પૃથ્વી ઉપર રાજા થશે; ને તે દિવસે યહોવાહ
એકજ મનાશે, ને તેનું નામ એકજ હશે. ૧૦ સઘળો
દેશ ગેબાથી તે યરૂશાલેમની દક્ષિણે રિમ્મોન સુધી
બદલાઇને અરાબાહ જેવો થશે; ને બિન્યામીનના
દરવાજાથી પહેલા દરવાજાની જગ્યા સુધી, એટલે
ખુણાના દરવાજા સુધી, ને હનાનએલના બુરૂજથી તે
રાજાના દ્રાક્ષકુંડ સુધી, તે ઉન્નતિ પામશે ને પોતાની
જગ્યાએ વસશે ૧૧ અને માણસો તેમાં વસશે ને
ફરીથી શાપ આવશે નહિ, પણ યરૂશાલેમ સહિ-
સલામતીમાં રહેશે ૧૨ અને જે સર્વ પ્રજાઓએ
યરૂશાલેમ વિરૂદ્ધ યુદ્ધ કર્યું હશે તેમના ઉપર જે
મરકીનો માર યહોવાહ લાવશે તે એ છે કે, તેઓ
પોતાને પગે ઉભા હશે એટલામાં તેમનું માંસ ક્ષીણ

થઇ જશે, ને તેમની આંખો તેઓના ખાડામાં ક્ષીણ
થઇ જશે, ને તેમની જીભ તેમના મ્હોમાં ક્ષીણ થઇ
જશે. ૧૩ અને તે દિવસે એવું થશે કે યહોવાહ
તરફથી તેઓ મધ્યે મોટો પરાજય થશે; ને તેઓ
પોતપોતાના પડોસીઓના હાથ પકડશે, ને પ્રત્યેકનો
હાથ પોતાના પડોસીના હાથ સામે ઉઠાવવામાં
આવશે ૧૪ અને યહુદાહ પણ યરૂશાલેમમાં યુદ્ધ
મચાવશે; ને આસપાસની સર્વ દેશજાતિઓની
સંપત્તિ, એટલે સોનું તથા રૂપું તથા વસ્ત્રો મોટા
જથ્થાબંધ સમેટાશે ૧૫ અને એમ, તે છાવણીઓમાંના
ઘોડાઓનો, ખચ્ચરોનો, ઉંટોનો, તથા ગધેડાનો તથા
સર્વ પશુઓનો મરો આ મરા જેવો થશે. ૧૬ અને
એવું થશે કે યરૂશાલેમ સામે ચઢી આવેલી સર્વ દેશ
જાતિઓમાંનો બચી રહેલો પ્રત્યેક જન રાજાને, એટલે
સૈન્યોના યહોવાહને, ભજવા તથા માંડવાપર્વ પાળવા
વર્ષોવર્ષ જશે. ૧૭ અને એમ થશે કે પૃથ્વી પરના
કુળોમાંનું જે કોઇ સૈન્યોનો યહોવાહ જે રાજા તેને
ભજવાને યરૂશાલેમ નહિ જાય, તેમના પર વરસાદ
આવશે નહિ ૧૮ અને જો મિસરનું કુટુંબ ત્યાં જઇ
પહોંચે નહિ, તો તેમના પર પણ [વૃષ્ટિ] થશે નહિ;
ત્યાં મરકી ચાલશે કે જેવડે યહોવાહ માંડવાપર્વ
પાળવાને ન જનારી દેશજાતિઓને સોટી મારશે.
૧૯ મિસરની સજા તથા માંડવાપર્વ પાળવાને ન
જનારી સર્વ દેશજાતિઓની સજા એ થશે. ૨૦ તે
દિવસે ઘોડાઓની ઘંટડીઓ ઉપર [એ શબ્દો] હશે
કે, યહોવાહને સારૂ પવિત્ર; ને યહોવાહના
ઘરમાનાં તપેલાં વેદી આગળના વાટકા જેવાં થશે.
૨૧ હા, યરૂશાલેમમાંનું તથા યહુદાહમાંનું પ્રત્યેક તપેલું
સૈન્યોના યહોવાહને સારૂ પવિત્ર થશે; ને યજ્ઞ ચઢાવ-
નારા સર્વ આવીને તે [તપેલા]માંથી કેટલાંક લઇને
તેમાં બાફશે; ને તે દિવસે એવું થશે કે સૈન્યોના
યહોવાહના ઘરમાં કદી કોઇ કનાની હશે નહિ.

# માલાખી.

૧ માલાખીની દસ્તક ઇસ્રાએલને [અપાએલા]
યહોવાહના વચનરૂપી દેવવાણી
૨ યહોવાહ કહે છે કે, મેં તમારા પર પ્રીતિ રાખી
છે, તેમ છતાં તમે કહો છો કે, કઇ બાબતે તેં અમારા
પર પ્રીતિ રાખી છે? યહોવાહ કહે છે, શું એસાવ
યાકૂબનો ભાઇ ન્હોતો? તથાપિ યાકૂબ પર મેં પ્રીતિ
રાખી; ૩ પણ એસાવ પર મને ધિક્કાર ઉપજ્યો, ને
મેં તેના પર્વતો ઉજડ કરી નાખ્યા, ને તેનો વારસો
અરણ્યનાં શિયાળવાંને [આપ્યો]. ૪ જો કે અદોમ
કહે છે કે, અમે તોડી પડાયા છીએ, પણ અમે પાછા
આવીને [અમારી] ઉજડ થઇ ગએલી જગ્યાઓ
બાંધીશું; તોપણ સૈન્યોનો યહોવાહ એમ કહે છે કે,
તેઓ બાંધશે, પણ હું પાડી નાખીશ; ને લોકો
તેઓને દુષ્ટતાની સીમા, તથા જેમના પર યહોવાહનો
રોષ સદા છે તેવા લોક, એ નામથી બોલાવશે. ૫ અને
તમે નજરે જોશો ને કહેશો કે, યહોવાહ ઇસ્રાએલની
સીમામાં સર્વત્ર મહિમાવાન મનાઓ.
૬ હે મારા નામને તુચ્છ કરનાર યાજકો, સૈન્યોનો
યહોવાહ તમને કહે છે કે, પુત્ર પોતાના પિતાને, ને
ચાકર પોતાના ધણીને માન આપે છે; ત્યારે જો હું
બાપ હોઉં તો મારૂં માન ક્યાં છે? ને જો હું ધણી
હોઉં તો મારો ધાક ક્યાં છે? ને તમે કહો છો કે, શી
રીતે અમે તારા નામને તુચ્છ કીધું છે? ૭ તમે મારી
વેદી પર અશુદ્ધ અન્ન ચઢાવો છો. તેમ છતાં તમે
પુછો છો કે, કેવી રીતે અમે તારા નામને બટ્ટો લગાડ્યો
છે? યહોવાહની મેજ તુચ્છકારયોગ્ય છે, એવું કહેવાથી
તમે [બટ્ટો લગાડ્યો છે] ૮ અને તમે આંધળા [જના-
વર]નું યજ્ઞાર્પણ કરો છો ત્યારે તેમાં તો કંઇ ખોટું
છેજ નહિ! ને તમે લંગડા તથા રોગિષ્ટ [જનાવર]ને
ચઢાવો છો ત્યારે તેમાં તો કંઇ ખોટું છેજ નહિ!
ત્યારે વારૂ તારા સૂબાને એ [જનાવર]ની ભેટ કર, ને
શું તે તારા પર પ્રસન્ન થશે? અથવા શું તે તારૂં મ્હો
રાખશે? સૈન્યોનો યહોવાહ એમ કહે છે ૯ તો હવે
કૃપા કરી દેવની મેહેરબાનીની વિનવો, કે તે આપણા
પર કૃપાવાન થાય; તમારા હાથથી એ થયું છે; શું
તમારામાંના કોઇનું પણ મ્હો તે રાખશે? સૈન્યોનો

યહોવાહ એમ કહે છે. ૧૦જો તમારામાં કોઇ એવો
હોત કે જે બારણું બંધ કરી દઇને તમને મારી વેદી
ઉપર ફોકટ અગ્નિ સળગાવવા ન દેત તો કેવું સારૂં !
સૈન્યોનો યહોવાહ કહે છે કે, હુ તમારા પર બિલકુલ
પ્રસન્ન નથી, તેમજ હુ તમારા હાથનું અર્પણ પણ નહિ
સ્વીકારીશ. ૧૧કેમકે સૂર્યોદયથી તે સૂર્યાસ્ત સુધી
મારૂં નામ વિદેશીઓ મધ્યે મહાન મનાશે; ને સર્વ
સ્થળે મારે નામે ધૂપ તથા શુદ્ધાર્પણ ચઢાવવામાં
આવે છે; કેમકે સૈન્યોનો યહોવાહ કહે છે કે, મારૂં
નામ વિદેશીઓ મધ્યે મહાન મનાશે. ૧૨પણ તમે
તેને બટ્ટો લગાડો છો, તે એમ કહીને કે, યહોવાહની
મેજ અશુદ્ધ છે, ને તેનું ફળ, એટલે તેનું અન્ન, તુચ્છ-
કારવાયોગ્ય છે. ૧૩તમે એમ પણ કહો છો કે, જુઓ,
એ તો કેટલું બધું કંટાળાદાયક છે! ને સૈન્યોનો યહો-
વાહ કહે છે કે, તમે તેની સામે છીંક્યા છો; ને તમે
જોરજુલમથી પડાવી લીધેલું તથા લંગડું તથા માંદું,
એવાં લઇને આવ્યા છો; એવાં અર્પણ તમે લાવો
છો; શું હુ તમારે હાથે એવાંનો અંગીકાર કરૂં? યહો-
વાહ એમ કહે છે ૧૪પણ પોતાના ટોળામાં નર છતાં
જે ઠગ માનતા માનીને યહોવાહને ખોડવાળા જના-
વરનું અર્પણ ચઢાવે છે તે શાપિત થાઓ; કેમકે
સૈન્યોનો યહોવાહ કહે છે કે, હુ મહાન રાજા છું, ને
મારૂં નામ વિદેશીઓ મધ્યે ભયંકર છે.

૨ અને હવે, હે યાજકો, આ આજ્ઞા તમારે માટે
છે. ૨સૈન્યોનો યહોવાહ કહે છે કે, જો મારા
નામને ગૌરવ આપવાનું તમે નહિ સાંભળશો ને તમારા
અંતઃકરણમાં નહિ ઠસાવશો, તો હું તમારા પર શાપ
મોકલીશ, ને તમારા આશીર્વાદોને શાપરૂપ કરી
નાખીશ; હા, હું તેમને શાપરૂપ કરી ચૂક્યો છું, કેમકે
તમે તમારા અંતઃકરણમાં એ ઠસાવતા નથી. ૩જુઓ,
હું તમારે લીધે [ તમારા ] સંતાનને ધમકાવીશ, ને
તમારાં મુખો પર છાણ, એટલે તમારા યજ્ઞોનું છાણ,
પાથરીશ, ને તમે તેની સાથે ઝાડી કઢાશો ૪અને
તમે જાણશો કે મેં આ આજ્ઞા તમારી પાસે મોકલી છે
કે, મારો કરાર લેવી સાથે રહે, એવું સૈન્યોનો યહોવાહ
કહે છે. ૫તેની સાથેનો મારો કરાર જીવનનો તથા
શાંતિનો હતો; ને મેં તેને એ સારૂ તે આપ્યાં કે તે
બીક રાખે, ને તે મારી બીક રાખતો હતો, ને મારા
નામથી ડરતો હતો. ૬સત્યનિયમ તેના મુખમાં હતો,
ને તેના હોઠોમાં અનીતિ માલમ પડતી નહિ; તે
મારી સાથે શાંતિ તથા પ્રમાણિકપણાથી ચાલતો
હતો, ને તેણે ઘણાઓને દુરાચારમાંથી ફેરવ્યા. ૭કેમકે
યાજકના હોઠોએ જ્ઞાન સંઘરવું જોઇએ, ને લોકોએ
તેના મુખમાંથી નિયમ શોધવો જોઇએ; કેમકે તે
સૈન્યોના યહોવાહનો એલચી છે ૮પણ તમે માર્ગ-
માંથી ભટકી ગયા છો; તમે ઘણાઓને નિયમમાં
ઠોકર ખવાડી છે; તમે લેવીના કરારને ભ્રષ્ટ કીધો છે,
એવું સૈન્યોનો યહોવાહ કહે છે. ૯તે માટે, તમે મારા
માર્ગો પાળ્યા નથી, પણ નિયમની બાબતમાં મુખની
શરમ રાખી છે, માટે મેં તમને સર્વ લોકની નજરમાં
તુચ્છકારપાત્ર તથા અધમ કરી નાખ્યા છે.

૧૦શું આપણ સર્વનો એકજ પિતા નથી? શું એકજ
ઇશ્વરે આપણને ઉત્પન્ન કીધા નથી? તો શા માટે
આપણ સર્વ પોતપોતાના ભાઇ વિરૂદ્ધ કપટથી વર્તીને
આપણા પિતૃઓનો કરાર ભ્રષ્ટ કરીએ છીએ?
૧૧યહુદાહ કપટથી વર્ત્યો છે, ને ઇસ્રાએલમાં તથા
યરૂશાલેમમાં અમંગળ કર્મ કરવામા આવ્યુ છે; કેમકે
યહોવાહને પોતાનું જે પવિત્રસ્થાન વહાલું છે તેને
યહુદાહે વટાવ્યુ છે, ને તેણે પારકા દેવની પુત્રી સાથે
લગ્ન કીધું છે. ૧૨એવું કરનાર માણસના જાગનારને
તથા ઉત્તર દેનારને, અને સૈન્યોના યહોવાહ પ્રત્યે
અર્પણ ચઢાવનારને, યહોવાહ યાકૂબના તંબુઓમાંથી
નાબૂદ કરશે. ૧૩અને તમે વળી પાછું એવું કરો છો
કે, તમે યહોવાહની વેદી આંસુથી, રૂદનથી તથા
નિસાસાથી ઢાંકી દો છો, તે એટલે સુધી કે તમારૂ
અર્પણ હવે તે લેખવતો નથી, ને તમારા હાથથી તે
સ્વીકારવાને તે રાજી નથી. ૧૪તોપણ તમે કહો છો
કે શા માટે [ એમ થાય છે ]? કારણ તો એ છે કે,
યહોવાહ તારી તથા તારી જુવાનીની પત્ની વચ્ચે
સાક્ષી થયો છે, કે જે પત્ની તારી જોડે છતાં તથા તારા
કરારની રૂએ થએલી તારી પત્ની છતાં, તેની સાથે
તું કપટથી વર્ત્યો છે. ૧૫અને જો કે તેની પાસે
આત્માનો શેષ હતો, તોપણ તેણે એકજ બનાવ્યું
નહિ શું? ને શા વાસ્તે એકજ? તે ધાર્મિક સંતાન
માગતો હતો. એ માટે તમારાં મન વિષે સાવધાન
રહો, ને કોઇ પણ પોતાની જુવાનીની પત્ની સાથે
કપટથી ન વર્તો. ૧૬કેમકે [ તમારો ] પત્નીત્યાગ હુ
ધિક્કારૂં છું, એવું ઇસ્રાએલનો દેવ યહોવાહ કહે છે;
ને સૈન્યોનો યહોવાહ એમ કહે છે કે, પોતાના
પોષાકને બળાત્કારથી ઢાંકનારને પણ હું [ ધિક્કારૂં
છું ]; એ માટે તમારાં મન વિષે સાવધાન, રહીને
કપટથી ન વર્તો.

૧૭ તમે પોતાના શબ્દોથી યહોવાહને કંટાળો
ઉપજાવ્યો છે. તોપણ તમે કહો છો કે, શું કરવાથી
અમે તેને કંટાળો ઉપજાવ્યો છે? તમારા એમ કહેવાથી
[ કંટાળો ઉપજાવ્યો છે ] કે, ભુંડું કરનાર પ્રત્યેક યહો-
વાહની નજરમાં ઠીક લાગે છે, ને તેમનાથી તે રાજી
થાય છે, અથવા ઇનસાફી દેવ ક્યાં છે?

૩ જુઓ, હું મારો એલચી મોકલું છું, ને તે મારી
આગળ માર્ગ તૈયાર કરશે; ને પ્રભુ કે જેને
તમે શોધો છો, તે અકસ્માત પોતાના મંદિરે આવશે;
એટલે કરારનો દૂત જે તમારો આનંદારપદ છે, જુઓ,
તે આવે છે, એમ સૈન્યોનો યહોવાહ કહે છે. ૨ પણ
તેના આવવાનો દિવસ કોણ સહન કરી શકે? ને તે
પ્રત્યક્ષ હાજર થશે ત્યારે કોણ ઉભો રહી શકશે?
કેમકે તે ધાતુ ગાળનારના અગ્નિરૂપ તથા ધોબીના
સાબુરૂપ છે; ૩ ને તે રૂપું ગાળનાર તથા શુદ્ધ કરનારની
પેઠે બિરાજશે, ને તે લેવીના પુત્રોને શુદ્ધ કરીને
સોના તથા રૂપા જેવા ચોખ્ખા કરશે; ને તેઓ
યહોવાહને ન્યાયીપણાથી અર્પણો ચઢાવશે. ૪ ત્યારે
યહુદાહ તથા યરૂશાલેમનાં અર્પણ, જેમ પ્રાચીન
કાળમાં તથા અસલનાં વર્ષોમાં [ પ્રસન્ન પડતાં ] તેમ,
યહોવાહને પ્રસન્ન પડશે. ૫ અને ન્યાયકરણ ચલાવવા
હું તમારી નજીક આવીશ; ને જાદુગરોની વિરૂદ્ધ તથા
વ્યભિચારીઓની વિરૂદ્ધ તથા જૂઠા સોગન ખાનારા-
ઓની વિરૂદ્ધ, ને મજૂર પર તેના વેતન બાબત
[ જુલમ કરનારની ], ને વિધવા પર તથા અનાથ પર
જુલમ કરનારની વિરૂદ્ધ, ને પરદેશી[નો હક] પચાવી
પડનાર તથા મારો ડર ન રાખનારની વિરૂદ્ધ હું જલદ
સાક્ષી થઇશ, એમ સૈન્યોનો યહોવાહ કહે છે ૬ કેમકે
હું યહોવાહ અવિચળ છું, એ માટે, હે યાકૂબના પુત્રો,
તમારો સંહાર થઇ ગયો નથી.

૭ તમારા પિતૃઓના દિવસોથી તમે મારા વિધિ-
ઓથી ભટકી ગયા છો, ને તે પાળ્યા નથી. મારી
ભણી પાછા ફરો તો હું તમારી ભણી પાછો ફરીશ,
એમ સૈન્યોનો યહોવાહ કહે છે. પણ તમે કહો છો,
શી બાબતમાં અમે પાછા ફરીએ? ૮ શું માણસ
ઇશ્વરને લૂટે? તેમ છતાં તમે મને લૂટો છો. પણ
તમે કહો છો, શી બાબતમાં અમે તને લૂટ્યો છે?
દશાંશોમાં તથા ઉચ્છાલીયાર્પણોમાં ૯ તમે શાપ
પામીને શાપિત થયા છો; કેમકે તમે, એટલે આ
આખી પ્રજા, મને લૂટો છો. ૧૦ દશાંશો ભર્યાપુરા
ભંડારમાં લાવો, એ સારૂ કે મારા ઘરમાં અન્નની છત
હોય, ને એમ કરીને મારૂં પારખું તો લઇ જુઓ, કે
હું તમારે સારૂ, આકાશની બારીઓ ખોલી નાખીને,
સમાવેશ કરવાને પુરતી જગ્યા નહિ હોય, એટલો
આશીર્વાદ તમારા પર મોકલી દઉં છું કે નહિ! એવું
સૈન્યોનો યહોવાહ કહે છે. ૧૧ અને તમારી ખાતિર
હું ખાઇ નાખનારને ધમકાવીશ, ને તે તમારી જમી-
નની ઉપજનો નાશ નહિ કરશે; ને ખેતરમાં તમારા
દ્રાક્ષવેલાઓનાં ફળ મુદત પહેલાં ખરી નહિ પડશે,
એવું સૈન્યોનો યહોવાહ કહે છે. ૧૨ અને સર્વ દેશ-
જાતિઓ તમને ધન્યવાદ આપશે; કેમકે તમે તો
રળિયામણો દેશ થશો, એવું સૈન્યોનો યહોવાહ
કહે છે.

૧૩ યહોવાહ કહે છે કે, તમે મારી વિરૂદ્ધ કઠણ
શબ્દો બોલતા આવ્યા છો. તેમ છતાં તમે કહો છો
કે, શી બાબતમાં અમે તારી વિરૂદ્ધ બોલ્યા છીએ?
૧૪ તમે કહ્યું છે કે, ઇશ્વરની સેવા કરવી એ નકામું છે,
અમે તેની દીક્ષા પાળી છે, ને અમે સૈન્યોના યહોવાહ
આગળ ઉદાસીન સ્થિતિમાં ચાલ્યા છીએ તેથી શો
લાભ છે? ૧૫ ને હવે અમે ગર્વિષ્ઠોને ધન્યવાદ
આપીએ છીએ; હા, દુષ્કર્મીઓ બળવાન થતા જાય
છે; હા, તેઓ ઇશ્વરનું પરીક્ષણ કરે છે, ને બચાવ
પામે છે. ૧૬ ત્યારે યહોવાહની બીક રાખનારાઓએ
એક બીજા સાથે વાત કીધી, ને યહોવાહે ધ્યાન દઇને
સાંભળ્યું, ને યહોવાહની બીક રાખનારાઓને સારૂ
તથા તેના નામનું મનન કરનારાઓને સારૂ યાદીનું
પુસ્તક તેની હજુરમાં લખાયું. ૧૭ અને સૈન્યોનો
યહોવાહ કહે છે કે, જે [ દિવસે ] હું ખાસ દ્રવ્ય
[ ભેગું ] કરીશ, તે દિવસે તેઓ મારૂં [ ખાસ દ્રવ્ય ]
થશે; ને જેમ કોઇ બાપ પોતાની સેવા કરનાર
પોતાના પુત્ર પર દયા રાખે તેમ હું તેમના પર દયા
રાખીશ. ૧૮ ત્યારે તમે ફરશો ને સદાચારીની તથા
દુષ્ટની વચ્ચેનો, ઇશ્વરની સેવા કરનારની તથા તેની
સેવા ન કરનારની વચ્ચેનો, ભેદ સમજશો.

૪ કેમકે, જુઓ, તે દિવસ આવે છે, તે ભઠ્ઠીની
પેઠે બળે છે; ને સર્વ ગર્વિષ્ઠો તથા સર્વ
દુષ્કર્મીઓ ખુંપરારૂપ થશે; ને, સૈન્યોનો યહોવાહ
કહે છે કે, જે દિવસ આવે છે તે તેમને એવા બાળી
નાખશે કે તે તેમનું મૂળ કે ડાળી રહેવા દેશે નહિ.
૨ પણ તમ મારા નામની બીક રાખનારાઓને તો
ન્યાયીપણાનો સૂર્ય આરોગ્યકારક પાંખોસહિત ઉગશે;
ને તમે બહાર નીકળી પડીને કોઢિયાના વાછરડાઓની

પેઠે કુદશો. ૩ અને તમે દુર્જનોને પગ તળે ખૂંદશો;
કેમકે, સૈન્યોનો યહોવાહ કહે છે કે, હું આ કરીશ તે
દિવસે તેઓ રાખ સમાન તમારા પગના તળિયાં
નીચે હશે.
૪ મારા સેવક મુસાનો નિયમ કે જે મેં તેને
હોરેબમાં સર્વ ઇસ્રાએલને સારૂ ફરમાવ્યો તે, એટલે
વિધિઓ તથા હુકમો, તમે યાદ રાખો. ૫ જુઓ,
યહોવાહનો મહાન તથા ભયકર દિવસ આવે તે
અગાઉ હું તમારી પાસે એલીયાહ ભવિષ્યવાદીને
મોકલી દઇશ. ૬ અને તે બાપોનાં મન છોકરાં તરફ
ને છોકરાંનાં મન તેમના બાપો તરફ ફેરવશે; રખેને
હુ આવીને પૃથ્વીને શાપથી મારૂ

આપણા પ્રભુ તથા તારનાર ઇસુ ખ્રીસ્તનો

# નવો કરાર

---

THE

# NEW TESTAMENT

OF

OUR LORD AND SAVIOUR

## JESUS CHRIST

IN THE

GUJARATI LANGUAGE

PRINTED FOR

THE BOMBAY AUXILIARY BIBLE SOCIETY

SURAT

AT THE IRISH PRESBYTERIAN MISSION PRESS

1908

# માત્થીની લખેલી સુવાર્ત્તા.

૧ ઇસુ ખ્રીસ્ત જે દાઉદનો દીકરો, જે ઇબ્રાહીમનો
દીકરો, તેની વંશાવળી. ૨ ઇબ્રાહીમથી ઇસહાક
થયો, અને ઇસહાકથી યાકુબ થયો, અને યાકુબથી
યહુદા તથા તેના ભાઇઓ થયા; ૩ અને યહુદાથી
થામરને પેટે ફારસ તથા ઝારા થયા. અને ફારસથી
હસરૂન થયો, ને હસરૂનથી આરામ થયો ૪ અને
આરામથી આમીનાદાબ થયો, અને આમીનાદાબથી
નાહશોન થયો, અને નાહશોનથી સલ્મોન થયો;
૫ અને સલ્મોનથી રાહાબને પેટે બોઆઝ થયો; અને
બોઆઝથી રૂથને પેટે ઓબેદ થયો; અને ઓબેદથી
યિશાઇ થયો; ૬ અને યિશાઇથી દાઉદ રાજા થયો.
' અને ઉરીયાહની જે વહુ હતી તેને પેટે દાઉદથી
સુલેમાન થયો; ૭ અને સુલેમાનથી રહાબઆમ થયો,
અને રેહાબઆમથી આબીયાહ થયો, અને આબીયા-
હથી આસા થયો; ૮ અને આસાથી યહોશાફાટ થયો,
અને યહોશાફાટથી યોરામ થયો, અને યોરામથી ઉઝી-
યાહ થયો; ૯ અને ઉઝીયાહથી યોથામ થયો, અને
યોથામથી આહાઝ થયો, અને આહાઝથી હઝકીયાહ
થયો; ૧૦ અને હઝકીયાહથી મનાશ્શેહ થયો, અને
મનાશ્શેહથી આમોન થયો, અને આમોનથી યોશીયાહ
થયો; ૧૧ અને બાબેલના બંદીપ્રવાસને વખતે યોશી-
યાહથી યખોન્યાહ તથા તેના ભાઇઓ થયા.

૧૨ અને બાબેલનો બંદીપ્રવાસ થયા પછી, યખો-
ન્યાહથી સલથાઇલ થયો, અને સલથાઇલથી ઝરૂ-
બ્બાબેલ થયો; ૧૩ અને ઝરૂબ્બાબેલથી અબીહુદ
થયો, અને અબીહુદથી એલિયાકીમ થયો, અને
એલિયાકીમથી આઝોર થયો; ૧૪ અને આઝોરથી
સાદુક થયો, અને સાદુકથી આખીમ થયો, અને
આખીમથી એલીહુદ થયો; ૧૫ અને એલીહુદથી
એલિયાઝર થયો, અને એલિયાઝરથી માત્થાન થયો,
અને માત્થાનથી યાકુબ થયો; ૧૬ અને યાકુબથી જે
યુસફ મરિયમનો વર હતો તે થયો, એ [મરિયમ]
થી ઇસુ જે ખ્રીસ્ત કહેવાય છે તે જન્મ્યો.
૧૭ માટે ઇબ્રાહીમથી દાઉદ સુધી સઘળી મળીને
ચૌદ પેઢી, અને દાઉદથી બાબેલના બંદીપ્રવાસ સુધી
ચૌદ પેઢી, અને બાબેલના બંદીપ્રવાસના કાળથી
ખ્રીસ્ત સુધી ચૌદ પેઢી થઇ.

૧૮ અને ઇસુ ખ્રીસ્તનો જન્મ એમ થયો કે તેની
મા મરિયમનું વેવીશાળ યુસફની સાથે થયા પછી, તેઓનો
મિલાપ થયા અગાઉ તે પવિત્ર આત્માથી ગર્ભવતી
થએલી જણાઇ. ૧૯ અને તેનો વર યુસફ જે નીતિવાન
હતો, તેણે તેનું ઉઘાડું અપમાન કરવા ન ચહાતાં,
તેને ગુપ્ત રીતે મુકી દેવાનું ધાર્યું. ૨૦ પણ એ સબંધી
તે વિચારતો હતો, ત્યારે જુઓ, પ્રભુના દૂતે તેને
સ્વપ્નમાં દર્શન આપીને કહ્યું કે, ઓ યુસફ, દાઉદના
દીકરા, તારી વહુ મરિયમને તેડી લાવવાને બીહી મા;
કેમકે તેને જે ગર્ભ રહેલો છે તે પવિત્ર આત્માથી છે.
૨૧ અને તે દીકરો જણશે, ને તું તેનું નામ-ઇસુ
પાડશે; કેમકે જે પોતાના લોકોને તેઓનાં પાપથી
તારશે તે એજ છે. ૨૨ હવે એ બધુ એ માટે થયુ કે,
પ્રભુએ ભવિષ્યવાદી મારફત જે કહ્યું હતું તે પુરૂ થાય કે,
૨૩ જુઓ, કુમારી ગર્ભવતી થશે, ને દીકરો જણશે,
ને તેનું નામ તેઓ ઇમાનુએલ પાડશે,
જેનો અર્થ એ છે કે, દેવ આપણી સાથે. ૨૪ ત્યારે
યુસફે ઉંઘમાથી ઉઠીને જેમ પ્રભુના દૂતે તેને આજ્ઞા
આપી હતી તેમ કીધું, એટલે તે પોતાની વહુને તેડી
લાવ્યો. ૨૫ અને તેણીએ પોતાના પહેલા દીકરાને
જણ્યો ત્યા સુધી તેણે તેણીને જાણી નહિ; ને તેણે
તેનું નામ ઇસુ પાડયું.

૨ હવે હેરોદ રાજાના સમયમા યહુદાહના બેથલે-
હેમમાં ઇસુ જન્મ્યો, ત્યારે જુઓ, માગીઓએ
પૂર્વથી યરૂશાલેમમાં આવીને પુછ્યુ કે, ૨ યહુદીઓનો
જે રાજા જન્મ્યો છે, તે ક્યાં છે? કેમકે પૂર્વમા અમે
તેનો તારો જોયો, ને તેનુ ભજન કરવાને આવ્યા
છીએ. ૩ અને એ સાભળીને હેરોદ રાજા તથા તેની
સાથે આખુ યરૂશાલેમ ગભરાયુ ૪ પછી તેણે સઘળા
મુખ્ય યાજકોને તથા લોકોના શાસ્ત્રીઓને એકઠા
કરીને તેઓને પુછ્યુ કે, ખ્રીસ્તનો જન્મ ક્યાં હોવો

જોઇએ? ૫ ત્યારે તેઓએ તેને કહ્યું કે, યહુદાહના
બેથલેહેમમાં; કેમકે ભવિષ્યવાદીએ એમ લખ્યું છે કે,
૬ ઓ યહુદાહ દેશના બેથલેહેમ,
તું યહુદાહના સુબાઓમાં કોઇ પ્રકારે સર્વથી નાનું
નથી,
કેમકે તારામાંથી એક અધિપતિ નીકળશે,
જે મારા ઇસ્રાએલી લોકોનું પાળણ કરશે.
૭ ત્યારે હેરોદે તે માગીઓને ગુપ્ત રીતે તેડીને, તારો
કઇ વેળાએ દેખાયો, તે વિષે તેઓ પાસેથી ખબર
ચોકસાઇથી મેળવી. ૮ અને તેણે તેઓને બેથલેહેમમાં
મોકલતાં કહ્યું કે, તમે જઇને તે બાળક સંબંધી સારી
પેઠે શોધ કરો, ને જડ્યા પછી મને ખબર આપો,
એ માટે કે હું પણ આવીને તેનું ભજન કરૂં. ૯ ત્યારે
તેઓ રાજાનું સાંભળીને ગયા, ને જુઓ, જે તારો
પૂર્વમાં તેઓએ દીઠો હતો તે તેઓની આગળ ચાલતો
ગયો, ને બાળક હતો તે ઠેકાણા ઉપર આવીને
થંભ્યો. ૧૦ અને તેઓ તારાને જોઇને મહા આનંદથી
હરખાયા. ૧૧ અને ઘરમાં જઇને તેઓએ બાળકને
તેની મા મરિયમની પાસે દીઠો, ને પગે પડીને તેનું
ભજન કીધું; પછી તેઓએ પોતાની જોવણી છોડીને
સોના તથા લોબાન તથા બોળનું તેને નજરાણું કીધું.
૧૨ અને હેરોદ પાસે પાછા જવું નહિ, એમ સ્વપ્નમાં
ચેતવણી મળ્યાથી તેઓ બીજે માર્ગે પોતાના દેશમાં

૧૮ રડવાનો તથા મોટા વિલાપનો પોકાર રામામાં
સંભળાયો,
રાહેલ પોતાનાં બાળકો સારૂ રડતી,
ને દિલાસો પામવાને નહોતી ચહાતી, કેમકે તેઓ
નથી.
૧૯ અને હેરોદના મરણ પછી, જુઓ, પ્રભુના દૂતે
મિસરમાં યુસફને સ્વપ્નમાં દર્શન આપીને કહ્યું કે,
૨૦ તું ઉઠ, ને બાળક તથા તેની માને લઇને ઇસ્રાએલ
દેશમાં જા, કેમકે જેઓ બાળકનો જીવ લેવાની શોધ
કરતા હતા, તેઓ મરી ગયા છે. ૨૧ ત્યારે તે ઉઠીને
બાળક તથા તેની માને લઇને ઇસ્રાએલ દેશમાં
આવ્યો. ૨૨ પણ આર્ખેલાઉસ પોતાના બાપ હેરોદને
ઠેકાણે યહુદાહમાં રાજ્ય કરે છે, એ સાંભળીને તે ત્યાં
જવાને બીધો, તોપણ સ્વપ્નમાં ચેતવણી પામીને
ગાલીલના પ્રાંતમાં વળ્યો. ૨૩ અને તે નાઝારી કહેવાશે,
એવું ભવિષ્યવાદીઓનું કહેલું પુરૂં થવા સારૂ તે નાઝા-
રેથ નામના નગરમાં આવીને રહ્યો.

૩ અને તે દહાડાઓમાં યોહાન બાપ્તિસ્મા કરનાર
પ્રગટ થયો, અને યહુદાહના રાનમાં ઉપદેશ
કરતાં, એમ કહેતો કે, ૨ પસ્તાવો કરો; કેમકે આકા-
શનું રાજ્ય પાસે આવ્યું છે. ૩ કારણ કે જેના વિષે
યશાયાહ ભવિષ્યવાદીએ કહ્યું હતું કે,
રાનમાં પોકારનારની વાણી

તે કપાય છે, ને અગ્નિમાં નંખાય છે. ૧૧ પસ્તાવાને
સારૂ હું પાણીએ તમારૂં બાપ્તિસ્મા કરૂં છું ખરો, પણ
જે મારી પાછળ આવનાર છે તે મારા કરતાં સમર્થ
છે, હું તેના ચંપલ ઉચકવા યોગ્ય નથી; તે પવિત્ર
આત્માએ તથા અગ્નિએ તમારૂં બાપ્તિસ્મા કરશે.
૧૨ તેનું સુપડું તેના હાથમાં છે, ને તે પોતાની ખળીને
પુરેપુરી સાફ કરશે, ને પોતાના ઘઉં ભંડારમાં ભરશે,
પણ ભુસું ન હોલવાનાર અગ્નિમાં બાળી નાખશે.

૧૩ ત્યારે ઇસુ યોહાનથી બાપ્તિસ્મા પામવા સારૂ
ગાલીલથી યરદન [નદીએ] તેની પાસે આવ્યો.
૧૪ પણ યોહાને તેને વારતાં કહ્યું કે, તારાથી મારે
બાપ્તિસ્મા પામવું જોઇએ, ને શું તું મારી પાસે આવે
છે? ૧૫ પછી ઇસુએ ઉત્તર આપતાં તેને કહ્યું કે,
હમણાં એમ થવા દે, કેમકે સઘળું ન્યાયીપણું એમ
પુરૂં કરવું આપણને ઘટારે છે. ત્યારે તેણે તેને પામવા
દીધું. ૧૬ અને ઇસુ બાપ્તિસ્મા પામીને તરત પાણીથી
ઉપર આવ્યો; ને જુઓ, તેને સારૂ આકાશ ઉઘડ્યું,
ને દેવના આત્માને ખબુતરની પેઠે ઉતરતો, ને પોતા
પર આવતો તેણે દીઠો. ૧૭ અને જુઓ, આકાશવાણી
થઇ કે, આ મારો વહાલો દીકરો છે, એના પર
હું પ્રસન્ન છું.

૪ ત્યારે ઇસુનું પરીક્ષણ શેતાનથી થાય માટે
આત્મા તેને રાનમાં લઇ ગયો, ૨ અને ચાળીસ
રાત દહાડા ઉપવાસ કર્યા પછી તેને ભૂખ લાગી.
૩ અને પરીક્ષણ કરનારે તેની પાસે આવીને કહ્યું કે,
જો તું દેવનો દીકરો છે, તો કહે કે આ પથ્થરો
રોટલી થઇ જાય. ૪ પણ તેણે ઉત્તર આપતાં કહ્યું,
એમ લખ્યું છે કે, માણસ એકલી રોટલીથી નહિ,
પણ દરેક શબ્દ જે દેવના મ્હોમાંથી નીકળે છે તેથી
જીવશે. ૫ ત્યારે શેતાન તેને લઇને પવિત્ર નગરમાં
જાય છે, ને મંદિરના બુરૂજ પર બેસાડે છે; ૬ અને
તેને કહે છે કે, જો તું દેવનો દીકરો છે, તો પોતાને
હેઠળ પાડી નાખ; કેમકે લખ્યું છે કે,

તે પોતાના દૂતોને તારા સંબંધી આજ્ઞા કરશે,
ને તને તેઓ પોતાના હાથો પર ધરી લેશે,
કે રખેને તારો પગ પથ્થર સાથે અફળાય.

૭ ઇસુએ તેને કહ્યું, એ પણ લખ્યું છે કે, પ્રભુ તારા
દેવનું પરીક્ષણ તું ન કર. ૮ ફરી શેતાન તેને લઇને
ઘણા ઉંચા પહાડ પર જાય છે, ને જગતનાં સઘળાં
રાજ્ય તથા તેઓનો મહિમા તેને દેખાડે છે; ૯ ને
તેને કહે છે, જો તું પગે પડીને મારૂં ભજન કરે, તો
આ સઘળાં હું તને આપીશ. ૧૦ ત્યારે ઇસુ તેને કહે
છે કે, અરે શેતાન, આઘો જા; કેમકે લખ્યું છે કે,
પ્રભુ તારા દેવનું ભજન કર ને તેની એકલાનીજ સેવા
કર. ૧૧ ત્યારે શેતાન તેને મુકીને જાય છે, ને જુઓ,
દૂતોએ પાસે આવીને તેની સેવા કરી.

૧૨ યોહાન બંદીવાન કરાયો, એવું સાંભળીને ઇસુ
ગાલીલમાં પાછો ગયો. ૧૩ અને નાઝારેથ મુકીને
ઝબુલોનની તથા નફથાલીમની સીમમાંના સમુદ્ર
પાસેના કાપરનાહુમમાં આવી રહ્યો. ૧૪ એ માટે કે
યશાયાહ ભવિષ્યવાદીએ જે કહ્યું હતું તે પુરૂં થાય કે,

૧૫ ઝબુલોનના પ્રાંતના તથા નફથાલીમના પ્રાંતના,
યરદન પાસેના સમુદ્રના રસ્તાઓમાં,
એટલે વિદેશીઓના ગાલીલમાંના
૧૬ જે લોક અંધારામાં બેઠેલા હતા
તેઓએ મોટું અજવાળું દીઠું,
ને મરણસ્થાનમાં તથા મરણછાયામાં જેઓ બેઠેલા
હતા,
તેમના પર અજવાળું પ્રકાશ્યું.

૧૭ ત્યારથી ઇસુ પ્રગટ કરવા તથા કહેવા લાગ્યો કે,
પસ્તાવો કરો, કેમકે આકાશનું રાજ્ય પાસે આવ્યું છે.

૧૮ અને ઇસુ ગાલીલના સમુદ્રને કાંઠે ચાલતો હતો,
ત્યારે તેણે બે ભાઇઓને, એટલે સીમોન જે પીતર
કહેવાય છે તેને તથા તેના ભાઇ આંદ્રયાને સમુદ્રમાં
જાળ નાખતા દીઠા, કેમકે તેઓ માછલાં પકડનારા
હતા. ૧૯ ત્યારે તે તેઓને કહે છે કે, મારી પાછળ
આવો, ને હું તમને માણસોના પકડનારા કરીશ.
૨૦ અને તેઓ તરત જાળો મુકીને તેની પાછળ ગયા.
૨૧ અને તેણે ત્યાંથી આગળ જતાં બીજા બે ભાઇઓને,
એટલે ઝબદીના દીકરા યાકુબને તથા તેના ભાઇ
યોહાનને, તેઓના બાપ ઝબદીની સાથે વહાણમાં
પોતાની જાળો સાંધતા જોઇને તેઓને પણ તેડ્યા.
૨૨ ત્યારે તેઓ વહાણને તથા પોતાના બાપને તરત
મુકીને તેની પાછળ ગયા.

૨૩ અને ઇસુ તેઓના સભાસ્થાનોમાં ઉપદેશ
કરતો, ને રાજ્યની સુવાર્ત્તા પ્રગટ કરતો, ને લોકોમાં
હરેક પ્રકારનો રોગ તથા દુઃખ મટાડતો, આખા
ગાલીલમાં ફર્યો. ૨૪ ત્યારે આખા સુરીઆમાં તેની
કીર્ત્તિ ફેલાઇ ગઇ, ને તેઓ સઘળાં માંદાંઓને, એટલે
અનેક જાતના રોગીઓને તથા પીડાતાઓને તથા ભૂત
વળગેલાઓને તથા ફેફરાંવાળાઓને તથા પક્ષઘાતી-
ઓને તેની પાસે લાવ્યા; ને તેણે તેઓને સાજાં

કીધાં. ૨૫ અને ગાલીલથી તથા દકાપલીસથી તથા
યરૂશાલેમથી તથા યહુદાહથી તથા યરદનને પેલે પારથી
લોકોનાં ટોળેટોળાં તેની પાછળ ગયાં.

૫ ત્યારે ઘણા લોક જોઇને તે પહાડ પર ચઢી
ગયો; ને તે બેઠા પછી તેના શિષ્યો તેની
પાસે આવ્યા. ૨ અને તેણે પોતાનુ મ્હો ઉઘાડીને
તેઓને ઉપદેશ કરતાં કહ્યું કે,

૩ આત્મામાં જેઓ રાંક છે તેઓને ધન્ય છે; કેમકે
આકાશનું રાજ્ય તેઓનું છે.

૪ જેઓ શોક કરે છે તેઓને ધન્ય છે; કેમકે તેઓ
દિલાસો પામશે.

૫ જેઓ નમ્ર છે તેઓને ધન્ય છે; કેમકે તેઓ
પૃથ્વીનું વતન પામશે.

૬ જેઓને ન્યાયીપણાની ભૂખ તથા તરસ છે તેઓને
ધન્ય છે; કેમકે તેઓ ધરાશે.

૭ દયાળુઓને ધન્ય છે; કેમકે તેઓ દયા પામશે.

૮ મનમા જે શુદ્ધ તેઓને ધન્ય છે; કેમકે તેઓ
દેવને જોશે.

૯ સલાહ કરાવનારાઓને ધન્ય છે; કેમકે તેઓ
દેવના દીકરા કહેવાશે.

૧૦ ન્યાયીપણાને લીધે જેઓની સતાવણી કરાઇ
છે તેઓને ધન્ય છે; કેમકે આકાશનુ રાજ્ય તેઓનું
છે. ૧૧ જ્યારે લોક તમારી નિંદા કરશે, ને પુઠે
લાગશે, ને મારે લીધે તમારી વિરૂદ્ધ હરેક જુઠી વાત
અસત્યતાથી કહેશે, ત્યારે તમને ધન્ય છે. ૧૨ તમે
આનંદ કરો તથા ઘણા હરખાઓ; કેમકે આકાશમાં
તમારો બદલો મોટો છે; કેમકે તમારી અગાઉના
ભવિષ્યવાદીઓની પુઠે તેઓ એમજ લાગ્યા હતા.

૧૩ તમે જગતનું મીઠું છો; પણ જો મીઠું બેસ્વાદ
થયુ તો તે શાથી ખારૂ કરાશે? બહાર ફેંકાવા તથા
માણસોના પગ તળે છુદાવા વગર તે ફરી બીજા કંઇ
કામનું નથી. ૧૪ તમે જગતનું અજવાળું છો. પહાડ
પર વસાવેલું નગર સતાઇ શકતું નથી. ૧૫ અને દીવો
કરીને તેને માપ તળે નહિ, પણ દીવી પર મુકે છે,
ત્યારે ઘરમાનાં બધાંને તે અજવાળું આપે છે. ૧૬ તેમ
તમે તમારૂ અજવાળું લોકની આગળ એવું પ્રકાશવા
દો કે તેઓ તમારી રૂડી કરણીઓ જુએ, ને આકાશ-
માંના તમારા બાપની સ્તુતિ કરે.

૧૭ નિયમશાસ્ત્ર અથવા ભવિષ્યવાદીઓની વાતોનો
નાશ કરવાને હુ આવ્યો છું, એમ ન ધારો; હુ નાશ
કરવા* નહિ, પણ પૂર્ણ કરવા આવ્યો છું. ૧૮ કેમકે
હું તમને ખચિત કહું છું કે, આકાશ તથા પૃથ્વી જતાં
રહે ત્યાં સુધી સઘળાં પુરાં થયાં વગર નિયમશાસ્ત્ર-
માથી એક કાનો અથવા એક માત્રા જતી રહેશે નહિ.
૧૯ એ માટે આ સૌથી નાની આજ્ઞાઓમાંની એકને
જો કોઇ તોડશે, ને માણસોને એવું શિખવશે, તો તે
આકાશના રાજ્યમાં સૌથી નાનો કહેવાશે; પણ જો
કોઇ તે પાળશે ને શિખવશે તો તે આકાશના
રાજ્યમાં મોટો કહેવાશે. ૨૦ કેમકે હુ તમને કહુ છું કે
શાસ્ત્રીઓના તથા ફરોશીઓના ન્યાયીપણા કરતાં જો
તમારૂ ન્યાયીપણુ વધારે ન હોય, તો આકાશના
રાજ્યમાં તમે નહિજ પેસશો.

૨૧ હત્યા ન કર, ને જે કોઇ હત્યા કરે તે અપરાધી
ઠરવાના જોખમમાં આવશે, એમ પુરાતન કાળમાં
લોકોને કહેલું હતું, એ તમે સાંભળ્યું છે; ૨૨ પણ હું
તમને કહું છું કે, જે કોઇ પોતાના ભાઇ પર અમથો
ક્રોધ કરે છે, તે અપરાધી ઠરવાના જોખમમાં આવશે;
ને જે પોતાના ભાઇને પાજી કહેશે, તે ન્યાયસભાથી
અપરાધી ઠરવાના જોખમમાં આવશે; ને જે તેને
કહેશે કે તું મૂર્ખ છે, તે અગ્નિની ગેહેન્નાના જોખમમાં
આવશે; ૨૩ એ માટે જો તું તારૂ અર્પણ વેદી પાસે
લાવે, ને ત્યાં તને યાદ આવે કે મારા ભાઇને મારે
વિરૂદ્ધ કંઇ છે, ૨૪ તો ત્યાં વેદી આગળ તારૂ અર્પણ
મુકીને જા, પહેલા તારા ભાઇ સાથે સલાહ કર, ત્યાર
પછી આવીને તારૂ અર્પણ ચઢાવ. ૨૫ જ્યાં સુધી તું
તારા વાદીની જોડે માર્ગમાં છે, ત્યાં સુધી તેની સાથે
વહેલો મળી જા; રખે કદી વાદી તને ન્યાયાધીશને
સોપે, ને ન્યાયાધીશ તને સીપાઇને સોપે, ને તું
કેદખાનામાં નખાય. ૨૬ હું તને ખચિત કહુ છું કે તું
છેલ્લી દમડી ચુકવી આપીશ, ત્યા લગી તું ત્યાથી બહાર
નીકળનારજ નથી.

૨૭ વ્યભિચાર ન કર, એમ કહેલું હતું, એ તમે
સાભળ્યુ છે; ૨૮ પણ હુ તમને કહુ છુ કે, બાયડી
ઉપર જે કોઇ ખોટી નજર કરે છે, તેણે એટલામાં
પોતાના મનમાં તેની જોડે વ્યભિચાર કર્યો છે. ૨૯ અને
જો તારી જમણી આખ તને ઠોકર ખવડાવે, તો તેને
કાઢી નાખીને તારી પાસેથી ફેંકી દે, કેમકે તારા
અવયવમાંના એકનો નાશ થાય, ને તારૂ આખું શરીર
નરકમા ન નંખાય, એ તને ગુણકારક છે. ૩૦ અને જો
તારો જમણો હાથ તને ઠોકર ખવડાવે, તો તેને કાપી
નાખીને તારી પાસેથી ફેંકી દે, કેમકે તારા અવયવ-
માંના એકનો નાશ થાય, ને તારૂ આખુ શરીર નરકમાં

ન નખાય, એ તને ગુણકારક છે ૩૧ જે કોઇ પોતાની
બાયડીને મુકી દે તે તેને ફારગતી લખી આપે, એમ
પણ કહ્યું હતું ૩૨ પણ હુ તમને કહુ છુ કે વ્યભિચાર-
ના કારણ વગર જે કોઇ પોતાની બાયડીને મુકી દે,
તે તેની પાસે વ્યભિચાર કરાવે છે, ને જે કોઇ તે
મુકી દીધેલીની જોડે લગ્ન કરે તે વ્યભિચાર કરે છે

૩૩ વળી, તું જુઠા સમ ન ખા, પણ પ્રભુ પાસે
તારા સમ પુરા કર, એમ પુરાતન કાળમા લોકોને
કહેલુ હતું, એ તમે સાભળ્યુ છે ૩૪ પણ હુ તમને કહુ
છું કે, કદી સમ ન ખાઓ, આકાશના નહિ, કેમકે
તે દેવનુ રાજ્યાસન છે, ૩૫ અને પૃથ્વીના નહિ, કેમકે
તે તેનુ પાયાસન છે, અને યરૂશાલેમના નહિ, કેમકે
તે મોટા રાજાનુ નગર છે ૩૬ અને તું તારા માથાના
પણ સમ ન ખા, કેમકે તારાથી એક નીમાળો ધોળો
અથવા કાળો નથી કરાતો ૩૭ પણ તમારૂ બોલવુ
હાનુ હા, ને નાનુ ના હોય, કેમકે એ કરતા અધિક
જે છે તે ભુડાથી છે

૩૮ આખને બદલે આખ, ને દાતને બદલે દાત, એમ
કહેલુ હતું, એ તમે સાભળ્યુ છે ૩૯ પણ હુ તમને કહુ
છુ કે જે ભુડો હોય તેની સામા ન થાઓ, પણ જે
કોઇ તારા જમણા ગાલ પર તમાચો મારે, તેની ગમ
બીજો પણ ફેરવ ૪૦ અને જે તારૂ બદન લેવા સારૂ
તારા પર દાવો કરે, તેને તારો અગરખો પણ લેવા
દે ૪૧ અને જે કોઇ જોરાવરીએ તને એક ગાઉ લઇ
જાય, તેની સાથે બે ગાઉ જા ૪૨ જે કોઇ તારી પાસે
માગે તેને તું આપ, ને તારી કને જે ઉછીનુ લેવા
ચાહે છે, તેનાથી મ્હો ન ફેરવ

છો? દાણીઓ પણ શું એમ નથી કરતા? ૪૮ એ માટે
જેવો તમારો આકાશમાંનો બાપ સંપૂર્ણ છે તેવા તમે
સંપૂર્ણ થશો

૬ માણસો જુએ એવા હેતુથી તેઓની આગળ
તમારા ધર્મકૃત્યો કરવાથી સાવધાન રહો, નહિ
તો આકાશમાના તમારા બાપથી તમને ફળ મળવાનુ
નથી ૨ એ માટે જ્યારે તું દાનધર્મ કરે, ત્યારે જેમ
ઢોંગીઓ સભાસ્થાનોમા તથા રસ્તાઓમા માણસોથી
વખાણ પામવાને કરે છે, તેમ તું પોતાની આગળ
રણશિંગડુ ન વગાડ, હુ તમને ખચિત કહુ છુ કે તેઓ
પોતાનુ ફળ પામે છે ૩ પણ તું જ્યારે દાનધર્મ કરે
છે, ત્યારે જે તારો જમણો હાથ કરે તે તારો ડાબો
હાથ ન જાણે, ૪ એ માટે કે તારા દાનધર્મ ગુપ્તમા
થાય, ને ગુપ્તમા જોનાર તારો બાપ પોતે પ્રગટમા
તને તેનો બદલો આપશે

૫ અને જ્યારે તમે પ્રાર્થના કરો છો ત્યારે ઢોંગી-
ઓના જેવા ન થાઓ, કેમકે માણસો તેઓને જુએં,
માટે તેઓ સભાસ્થાનોમા તથા રસ્તાઓના નાકાઓ
પર ઉભા રહેતા પ્રાર્થના કરવા ચાહે છે, હુ તમને
ખચિત કહુ છુ કે તેઓ પોતાનુ ફળ પામ્યા છે ૬ પણ
જ્યારે તું પ્રાર્થના કરે છે, ત્યારે તારી ઓરડીમા પેસ,
ને તારૂ બારણુ બધ કરીને ગુપ્તમાના તારા બાપની
પ્રાર્થના કર, ને ગુપ્તમા જોનાર તારો બાપ તને પ્રગટમા
બદલો આપશે ૭ અને તમે પ્રાર્થના કરતા વિદેશી-
ઓની પેઠે અમથો લવારો ન કરો, કેમકે તેઓ ધારે
છે કે અમારા ઘણા બોલવાથી અમારૂ સાભળવામા
આવશે ૮ એ માટે તમે તેઓના જેવા ન થાઓ,

નહિ કરો, તો તમારો બાપ તમારા અપરાધ પણ
માફ નહિ કરશે.
૧૬ વળી જ્યારે તમે ઉપવાસ કરો, ત્યારે ઢોંગી-
ઓની પેઠે લેવાઇ ગએલા મ્હોના ન થાઓ, કેમકે
લોકોને ઉપવાસી દેખાવા સારૂ તેઓ પોતાનાં મ્હો
કસાણાં કરે છે. હુ તમને ખચિત કહુ છું કે તેઓ
પોતાનું ફળ પામ્યા છે. ૧૭ પણ તું ઉપવાસ કરે,
ત્યારે તારા માથા પર તેલ ચોપડ, ને તારૂં મ્હો ધો;
૧૮ એ માટે કે તું માણસોને નહિ, પણ તારો બાપ
જે ગુપ્તમા છે તેને ઉપવાસી દેખાય, ને ગુપ્તમાં
જોનાર તારો બાપ તને બદલો આપશે.
૧૯ પૃથ્વી પર પોતાને સારૂ દ્રવ્ય એકઠું ન કરો,
જ્યાં કીડા તથા કાટ નાશ કરે છે, ને જ્યાં ચોરો
ખાતર પાડીને ચોરે છે. ૨૦ પણ તમે પોતાને સારૂ
આકાશમાં દ્રવ્ય એકઠુ કરો, જ્યા કીડા અથવા કાટ
નાશ નથી કરતા, ને જ્યાં ચોરો ખાતર પાડીને ચોરતા
નથી. ૨૧ કેમકે જ્યા તમારૂ દ્રવ્ય છે, ત્યાંજ તમારૂં
ચિત્ત પણ રહેશે. ૨૨ શરીરનો દીવો આંખ છે, એ
માટે જો તારી આંખ નિર્મળ હોય, તો તારૂ આખું
શરીર પ્રકાશે ભરેલુ થશે. ૨૩ પણ જો તારી આખ
ભુડી હોય, તો તારૂ આખુ શરીર અંધકારે ભરેલું
થશે; માટે તારામા જે અજવાળું છે, તે જો અંધકાર-
રૂપ હોય, તો તે અંધકાર કેટલો મોટો! ૨૪ કોઇથી
બે ધણીની ચાકરી કરાય નહિ, કેમકે તે એક પર દ્વેષ
કરશે, ને બીજા પર પ્રીતિ કરશે; અથવા એકના
પક્ષનો તે થશે, ને બીજાનો તિરસ્કાર કરશે; દેવની
તથા દ્રવ્યની સેવા તમારાથી કરાય નહિ. ૨૫ એ માટે
હુ તમને કહું છું કે તમારા જીવને સારૂ ચિંતા ન કરો
કે, અમે શું ખાઇશું અથવા શું પીશું? અને તમારા
શરીરને સારૂ ચિંતા ન કરો કે, અમે શું પહેરીશું? શું,
જીવ ખોરાક કરતાં, ને શરીર લુગડાં કરતાં, અધિક
નથી? ૨૬ આકાશનાં પક્ષીઓને જુઓ, તેઓ તો
વાવતાં નથી, ને કાપતાં નથી, ને વખારોમાં ભરતાં
નથી, તોપણ તમારો આકાશમાંનો બાપ તેઓનું
પાળણ કરે છે; તો તેઓ કરતાં તમે અધિક નથી શું?
૨૭ અને ચિંતા કરવાથી તમારામાનો કોણ પોતાના
કદને એક હાથભર વધારી શકે છે? ૨૮ અને લુગડાં
સબંધી તમે ચિંતા કેમ કરો છો? ખેતરનાં ફુલઝાડોનો
વિચાર કરો કે, તેઓ કેવાં વધે છે, તેઓ મહેનત
કરતાં નથી, તેઓ કાંતતાં પણ નથી; ૨૯ તોપણ
હું તમને કહું છું કે સુલેમાન પણ પોતાના સઘળા
મહિમામાં તેઓમાંના એકના જેવો પહેરેલો ન હતો.
૩૦ એ માટે ખેતરનું ઘાસ જે આજ છે, ને કાલે
ભઠ્ઠીમાં ફેંકાય છે, તેને જો દેવ એવું પહેરાવે છે, તો,
ઓ અલ્પવિશ્વાસીઓ, તમને શું વિશેષ નહિ પહેરા-
વશે? ૩૧ માટે અમે શું ખાઇએ, અથવા શું પીએ,
અથવા શું પહેરીએ, એમ કહેતાં ચિંતા ન કરો.
૩૨ કારણ કે એ સઘળાં વાના વિદેશીઓ શોધે છે;
કેમકે તમારો આકાશમાનો બાપ જાણે છે કે એ
બધાંની તમને અગત્ય છે. ૩૩ પણ તમે પહેલાં તેના
રાજ્યને તથા તેના ન્યાયીપણાને શોધો, ને એ બધાં
વાનાં પણ તમને અપાશે. ૩૪ તે માટે આવતી કાલને
સારૂ ચિંતા ન કરો, કેમકે આવતી કાલ પોતા[ની
વાતો]ની ચિંતા કરશે; દહાડાને સારૂ તે દહાડાનું
દુઃખ બસ છે.
૭ તમે કોઇને દોષિત ન ઠરાવો, એ માટે કે તમને
કોઇ દોષિત ન ઠરાવે. ૨ કેમકે જેમ તમે બીજાને
દોષિત ઠરાવશો તેમ તેઓ તમને દોષિત ઠરાવશે; ને
જે માપથી તમે માપી આપો છો, તેથીજ તમને માપી
અપાશે. ૩ અને તું તારી આખમાંનો ભારોટીઓ
ધ્યાનમા ન લાવતાં, તારા ભાઇની આખમાંનું તણખલું
કેમ જુએ છે? ૪ અથવા તું તારા ભાઇને કેમ કહેશે
કે તારી આંખમાથી તણખલું મને કાઢવા દે, પણ જો,
તારી પોતાની આખમા ભારોટીઓ છે? ૫ ઓ ઢોંગી,
પહેલાં તું પોતાની આખમાથી ભારોટીઓ કાઢ, અને
ત્યાર પછી તારા ભાઇની આંખમાંથી તણખલું કાઢવાને
તને સારી પેઠે સુઝશે.
૬ જે પવિત્ર તે કુતરાઓને ન નાખો, ને તમારાં
મોતી ભુંડોની આગળ ન ફેંકો; રખે કદાપિ તેઓ
તે પોતાના પગતળે ખુંદે, ને ફરીને તમને ફાડી નાખે.
૭ માગો તો તમને અપાશે; શોધો, તો તમને
જડશે; ઠોકો, તો તમારે સારૂ ઉઘાડાશે. ૮ કેમકે જે
હરેક માગે છે તે પામે છે, ને જે શોધે છે તેને જડે
છે, ને જે ઠોકે છે તેને સારૂ ઉઘાડવામાં આવશે.
૯ તમારામાં એવું કયું માણસ છે કે, જો તેનો દીકરો
તેની પાસે રોટલી માગે, તો તે તેને પત્થર આપશે?
૧૦ અથવા જો માછલું માગે, તો તે તેને સાપ આપશે?
૧૧ તે માટે તમે ભુંડા છતાં, જો પોતાનાં છોકરાંઓને
સારાં વાનાં આપી જાણો છો, તો તમારા આકાશમાંના
બાપની પાસે જેઓ માગે છે તેઓને કેટલાં વિશેષે
કરીને સારાં વાનાં આપશે? ૧૨ માટે જે જે તમે
ચાહો છો કે બીજાં માણસ તમને કરે, તે તે તમે પણ

તેઓને કરો, કેમકે નિયમશાસ્ત્ર તથા ભવિષ્યવાદી
ઓ [ની વાતોનો સાર] એજ છે
૧૩ તમે સાકડે બારણે માહે પેસો કેમકે જે માર્ગ
નાશમા પહોચાડે છે, તે માગ છે ને તેનુ બારણુ
પહોળુ છે, ને ઘણા તેથી પેસે છે ૧૪ કેમકે જે માર્ગ
જીવનમા પહોચાડે છે તે સાકરો છે, ને તેનુ બારણુ
સાકડુ છે, ને જેઓને તે જડે છે તેઓ થોડા છે
૧૫ જુઠા ઉપદેશકો જેઓ ઘેટાને વેશે તમારી પાસે
આવે છે, પણ માહે ફાડી ખાનારા વરૂ છે, તેઓ
સબધી તમે સાવધાન રહો ૧૬ તેઓના ફળથી તમે
તેઓને ઓળખશો શુ લોકો કાટાના ઝાડ પરથી
દ્રાક્ષ, અથવા ઉટકટારી પરથી અજીર તોડે છે?
૧૭ તેમજ હરેક સારૂ ઝાડ સારા ફળ આપે છે, ને
ખરાબ ઝાડ નઠારા ફળ આપે છે ૧૮ સારૂ ઝાડ નઠારા
ફળ આપી શકતુ નથી, ને ખરાબ ઝાડ સારા ફળ
આપી શકતુ નથી ૧૯ હરેક ઝાડ જે સારૂ ફળ નથી
આપતુ તે કપાય છે, ને અગ્નિમા નખાય છે ૨૦ તે
માટે તેઓના ફળથી તમે તેઓને ઓળખશો. ૨૧ જે
મને પ્રભુ, પ્રભુ, કહે છે, તે સર્વ આકાશના રાજ્યમા
પેસશે એવુ નહિ, પણ જે મારા આકાશમાના બાપની
ઇચ્છા પ્રમાણે કરે છે [તે પેસશે] ૨૨ તે દહાડે ઘણા
મને કહેશે કે, પ્રભુ પ્રભુ, શું અમે તારે નામે ભવિષ્ય
વાદ કહ્યો નથી? અને તારે નામે ભૂતોને કાઢ્યા
નથી? અને તારે નામે ઘણા પરાક્રમી કામો કીધા
નથી? ૨૩ ત્યારે હુ તેઓને સાફ કહીશ કે, મેં તમને
કદી પણ ઓળખ્યા નહિ, ઓ ભુડૂ કરનારાઓ, તમે
મારી પાસેથી દૂર જાઓ ૨૪ એ માટે જે કોઇ મારી
આ વાતો સાભળે છે, ને પાળે છે, તેને એક ડાહ્યા
માણસની ઉપમા અપાશે, કે જેણે પોતાનુ ઘર ખડક
પર બાધ્યુ, ૨૫ ને વરસાદ વરસ્યો, ને રેલ આવી,
ને વાઝોડા થયા, ને તે ઘર પર સપાટા લાગ્યા,
પણ તેનો પાયો ખડક પર નાખેલો હતો, માટે તે
પડ્યુ નહિ. ૨૬ અને જે કોઇ મારી આ વાતો સાભળે
છે, ને પાળતો નથી, તેને એક મૂર્ખ માણસની ઉપમા
અપાશે, કે જેણે પોતાનુ ઘર રેતી પર બાધ્યુ, ૨૭ ને
વરસાદ વરસ્યો, ને રેલ આવી, ને વાઝોડા થયા,
ને તે ઘર પર સપાટા લાગ્યા, ને તે પડી ગયુ, અને
તેનો નાશ મોટો થયો
૨૮ અને ઇસુએ એ વાતો પુરી કરી, ત્યારે એમ
થયુ કે, લોકો તેના ઉપદેશથી અચરત થયા, ૨૯ કેમકે
શાસ્ત્રીઓની પેઠે નહિ, પણ જેને અધિકાર હોય છે
તેની પેઠે તે તેઓને ઉપદેશ કરતો

૮ અને પહાડ પરથી તે ઉતર્યો, ત્યારે અતિ ઘણા
લોક તેની પાછળ ગયા. ૨ અને જુઓ, એક
કોઢીઆએ આવીને તેને પગે લાગીને કહ્યુ કે, ઓ
પ્રભુ, જો તું ચાહે તો તું મને શુદ્ધ કરી શકે છે ૩ ત્યારે
તેણે હાથ લાબો કર્યો, ને તેને અડકીને કહ્યુ હુ ચાહુ
છું તું શુદ્ધ થા અને તરત તે પોતાના કોઢથી શુદ્ધ
થયો ૪ પછી ઇસુ તેને કહે છે કે જોજે, તું કોઇને
કહીશ મા, પણ જા, યાજકને પોતાને દેખાડ ને
તેઓને માટે સાક્ષી તરીકે, જે અર્પણ મુસાએ ઠરાવ્યુ
હતુ તે ચઢાવ
૫ અને ઇસુ કાપરનાહુમમા પેઠો ત્યારે એક જમા
દારે તેની પાસે આવીને તેને વિનંતી કરતા કહ્યુ કે,
૬ ઓ પ્રભુ મારો ચાકર ઘરમા પક્ષઘાતી પડેલો છે,
ને તેને ભારે પીડા થાય છે ૭ ત્યારે તે તેને કહે છે
કે, હુ આવીને તેને સાજો કરીશ. ૮ અને જમાદારે
ઉત્તર દેતા કહ્યુ કે, ઓ પ્રભુ, તું મારા છાપરાતળે આવે
એવો હુ યોગ્ય નથી, પણ તું કેવળ શબ્દ કહે એટલે
મારો ચાકર સાજો થશે ૯ કેમકે હુ પણ પરાધીન
માણસ છુ ને સિપાઇઓ મારે સ્વાધીન છે, અને
એકને હુ કહુ છું કે, જા, ને તે જાય છે, ને બીજાને,
આવ, ને તે આવે છે, ને મારા દાસને કે, એ કર ને
તે કરે છે ૧૦ ત્યારે ઇસુ તે સાભળીને અચરત થયો,
ને પાછળ આવનારાઓને તેણે કહ્યુ હુ તમને ખચિત
કહુ છું કે, એટલો વિશ્વાસ મેં ઇસ્રાએલમા પણ જોયો
નથી ૧૧ અને હુ તમને કહુ છુ કે પૂર્વેથી તથા પશ્ચિમથી
ઘણા લોક આવશે, ને ઇબ્રાહીમની તથા ઇસહાકની
તથા યાકુબની સાથે આકાશના રાજ્યમા બેસશે,
૧૨ પણ રાજ્યના દીકરાઓ બહારના અધારામા
નખાશે, ત્યા રડવુ ને દાત પીસવુ થશે ૧૩ અને
ઇસુએ તે જમાદારને કહ્યુ કે, જા, જેવો તેં વિશ્વાસ
કીધો તેવુજ તને થાય. અને તેજ ઘડી તેનો ચાકર
સાજો થયો
૧૪ અને ઇસુએ પીતરના ઘરમા આવીને તેની
સાસુને તાવે માદી પડેલી દીઠી. ૧૫ અને તે તેણીના
હાથને અડક્યો, એટલે તેણીનો તાવ જતો રહ્યો, ને
તેણીએ ઉઠીને તેની સેવા કીધી ૧૬ અને સાજ પડી
ત્યારે તેઓ ઘણા ભૂતવળગેલાઓને તેની પાસે
લાવ્યા ને તેણે શબ્દથી તે આત્માઓને બહાર
કાઢ્યા, ને સઘળા માદાઓને સાજા કર્યા. ૧૭ એ માટે
કે યશાયાહ ભવિષ્યવાદીએ જે કહ્યુ હતુ તે પુરૂ થાય

કે, તેણે પોતે આપણા મંદવાડ લીધા, ને આપણા
રોગ ભોગવ્યા.
૧૮અને ઇસુએ લોકોનો મોટો જથો પોતાની
આસપાસ દીઠો, ત્યારે પેલે પાર જવાની આજ્ઞા કીધી.
૧૯અને એક શાસ્ત્રીએ પાસે આવીને તેને કહ્યું કે,
ઓ ઉપદેશક, જ્યાં કહીં તું જઇશ ત્યાં હું તારી પાછળ
આવીશ. ૨૦ત્યારે ઇસુ તેને કહે છે કે, લોંકડાને દર
હોય છે, ને આકાશના પક્ષીઓને માળા હોય છે; પણ
માણસના દીકરાને માથું ટેકવવાનો ઠામ નથી. ૨૧અને
તેના શિષ્યોમાંથી બીજાએ તેને કહ્યું કે, પ્રભુ, મને
રજા આપ કે હું પહેલાં જઇને મારા બાપને દાટું.
૨૨પણ ઇસુએ તેને કહ્યું કે, તું મારી પાછળ આવ, ને
મુએલાઓને પોતાના મુએલાઓને દાટવા દે.
૨૩અને હોડી પર તે ચઢયો ત્યારે તેના શિષ્યો
તેની પાછળ ગયા. ૨૪અને જુઓ, સમુદ્રમાં એવું
મોટું તોફાન થયું કે હોડી મોજાંઓથી ઢંકાઇ ગઇ;
પણ તે પોતે ઉંઘતો હતો. ૨૫ત્યારે તેઓએ તેની
પાસે આવીને તેને જગાડીને કહ્યું કે, ઓ પ્રભુ, અમને
બચાવ, અમે નાશ પામીએ છીએ. ૨૬અને તે તેઓને
કહે છે, ઓ અલ્પવિશ્વાસીઓ, તમે શા વાસ્તે ભય-
ભીત થયા છો? પછી તેણે ઉઠીને પવનને તથા સમુદ્રને
ધમકાવ્યા; ને મહા શાંતિ થઇ. ૨૭ત્યારે તે માણ-
સોએ અચરત થઇને કહ્યું કે, એ શી તરેહનું માણસ
છે કે પવન તથા સમુદ્ર પણ એનું માને છે!
૨૮અને પેલે પાર ગાડરેનોના દેશમાં તે પહોંચ્યો
ત્યારે ભૂત વળગેલા બે માણસ કબરોમાંથી નીકળતા
તેને મળ્યા, તેઓ એવા બિહામણા હતા કે તે માર્ગે
કોઇથી જવાતું ન હતું. ૨૯અને જુઓ, તેઓએ બૂમ
પાડતાં કહ્યું કે, ઓ દેવના દીકરા, અમારે ને તારે શું
છે? સમય અગાઉ તું અમને પીડા દેવાને અહીં
આવ્યો છે શું? ૩૦હવે તેઓથી બહુ આઘું ઘણાં
ભુંડોનું એક ટોળું ચરતું હતું. ૩૧અને ભૂતોએ તેને
વિનંતી કરતાં કહ્યું કે, જો તું અમને કાઢે તો ભુંડોના
ટોળામાં અમને મોકલ. ૩૨અને તેણે તેઓને કહ્યું કે,
જાઓ. પછી તેઓ નિકળીને ભુંડોમાં પેઠા; ને
જુઓ, આખું ટોળું કરાડા પરથી સમુદ્રમાં ધસી
પડ્યું, ને પાણીમાં બુડી મુઉં. ૩૩ત્યારે ચરાવનારા
નાઠા, ને નગરમાં જઇને તેઓએ સઘળું કહી જણાવ્યું;
ને ભૂતવળગેલાઓને શું થયું તે પણ કહ્યું. ૩૪ત્યારે
જુઓ, આખું નગર ઇસુને મળવાને બહાર આવ્યું;
ને તેને જોઇને તેઓએ તેને વિનંતી કીધી કે, અમારી
સીમોમાંથી જા.
૯ ત્યારે હોડીમાં બેસીને તે પેલે પાર ગયો, ને
પોતાના નગરમાં આવ્યો. ૨અને જુઓ,
ખાટલે પડેલા એક પક્ષઘાતીને લોક તેની પાસે
લાવ્યા, ને ઇસુએ તેઓનો વિશ્વાસ જોઇને પક્ષઘાતીને
કહ્યું કે, દીકરા, હિમ્મત રાખ, તારાં પાપ તને માફ
થયાં છે. ૩ત્યારે જુઓ, શાસ્ત્રીઓમાંના કેટલાએક
પોતાના મનમાં કહ્યું કે, એ દુર્ભાષણ કરે છે. ૪ત્યારે
ઇસુએ તેઓના વિચાર જાણીને કહ્યું કે, તમે તમારા
મનમાં શા માટે ભુંડા વિચાર કરો છો? ૫કેમકે એ
બેમાંનું વધારે સહેલું કયું છે, એ કહેવું કે તારાં પાપ
તને માફ થયાં છે, અથવા એ કહેવું કે ઉઠીને ચાલ?
૬પણ માણસના દીકરાને પૃથ્વી પર પાપોની માફી
કરવાનો અધિકાર છે, એ તમે જાણો માટે, (ત્યારે તે
પક્ષઘાતીને કહે છે કે) ઉઠ, તારો ખાટલો ઉંચકીને
તારે ઘેર ચાલ્યો જા. ૭અને તે ઉઠીને પોતાને ઘેર
ગયો. ૮અને તે જોઇને લોકો અચરત થયા, ને દેવે
માણસોને એવો અધિકાર આપ્યો માટે તેઓએ
તેની સ્તુતિ કીધી.
૯અને ઇસુએ ત્યાંથી જતાં માત્થી નામે એક
માણસને દાણ લેવાની ચોકી પર બેઠેલો દીઠો; ને
તેણે તેને કહ્યું કે, તું મારી પાછળ આવ. ત્યારે તે
ઉઠીને તેની પાછળ ગયો.
૧૦અને એમ થયું કે, ઘરમાં તે જમવા બેઠો ત્યારે
જુઓ, ઘણા દાણીઓ તથા પાપીઓ આવીને ઇસુની
તથા તેના શિષ્યોની સાથે બેઠા. ૧૧અને ફરોશી-
ઓએ એ જોઇને તેના શિષ્યોને કહ્યું કે, તમારો
ઉપદેશક દાણીઓની તથા પાપીઓની સાથે કેમ
ખાય છે? ૧૨અને તેણે એ સાંભળીને તેઓને કહ્યું
કે, જેઓ સાજા છે તેઓને વૈદની અગત્ય નથી, પણ
જે માંદા તેઓને છે. ૧૩પણ, યજ્ઞ કરતાં હું દયા
ચાહું છું, એનો શો અર્થ છે, તે જઇને શિખો; કેમકે હું
ન્યાયીઓને નહિ, પણ પાપીઓને તેડવા આવ્યો છું.
૧૪ત્યારે યોહાનના શિષ્યો તેની પાસે આવીને
કહે છે કે, અમે તથા ફરોશીઓ ઘણીવાર ઉપવાસ
કરીએ છીએ, પણ તારા શિષ્યો ઉપવાસ નથી કરતા,
એનું કારણ શું? ૧૫ત્યારે ઇસુએ તેઓને કહ્યું કે,
જ્યાં સુધી વર જાનૈયાઓની સાથે છે, ત્યાં સુધી શું
તેઓ શોક કરી શકે છે? પણ એવા દહાડા આવશે
કે વર તેઓની પાસેથી લેવાશે, ત્યારે તેઓ ઉપવાસ
કરશે. ૧૬વળી કોરા લુગડાનું થિગડું જુના લુગડામાં

કોઇ નથી દેતું, કેમકે તે થિંગડાથી તે લુગડું ખેંચાય
છે, ને ફાટ વધતી પડે છે. ૧૭ વળી નવો દ્રાક્ષરસ
જુની મસકોમાં કોઇ નથી ભરતું, જો ભરે તો મસકો
ફાટી જાય છે, ને દ્રાક્ષરસ વહી જાય છે, ને મસકોનો
નાશ થાય છે; પણ નવો દ્રાક્ષરસ નવી મસકોમાં
ભરે છે, ને બેહુનું રક્ષણ થાય છે.
૧૮ તે તેઓને આ વાત કહેતો હતો, ત્યારે જુઓ,
એક અધિકારી આવીને તેને પગે લાગીને કહે છે કે,
મારી દીકરી હવે તો મરી ગઇ હશે, પણ તું આવીને
તારો હાથ તેના પર મુક, એટલે તે જીવતી થશે.
૧૯ ત્યારે ઇસુ ઉઠીને પોતાના શિષ્યો સુદ્ધાં તેની
પાછળ ગયો. ૨૦ અને જુઓ, એક બાયડીને બાર
વરસથી લોહીવા હતો, તે તેની પાછળ આવીને તેના
લુગડાની કોરને અડકી. ૨૧ કેમકે તેણે પોતાના મનમા
કહ્યું કે, જો હુ માત્ર એના લુગડાને અડકું તો સાજી
થઇ જઇશ. ૨૨ ત્યારે ઇસુએ પાછા ફરીને તથા તેને
જોઇને કહ્યું કે, દીકરી, હિમ્મત રાખ, તારા વિશ્વાસે
તને સાજી કીધી છે; ને તે બાયડી તેજ ઘડીથી સાજી
થઇ. ૨૩ પછી ઇસુએ તે અધિકારીના ઘરમા આવીને
વાંસળી વગાડનારાઓને તથા લોકને કલકલાટ કરતા
દીઠા. ૨૪ ત્યારે તેણે કહ્યું કે, આઘા ખસો; કેમકે
છોડી મરી નથી ગઇ, પણ ઉંઘે છે. અને તેઓએ
તેને હસી કાઢયો. ૨૫ અને લોકોને બહાર કાઢયા,
ત્યારે તેણે માંહે જઇને તેનો હાથ પકડયો; ને તે
છોડી ઉઠી. ૨૬ અને તે વાતની ચરચા તે આખા
દેશમાં ફેલાઇ ગઇ.
૨૭ અને ઇસુ ત્યાંથી જતો હતો, ત્યારે બે આંધળા
તેની પાછળ જઇને બૂમ પાડતાં કહેતા કે, ઓ દાઉદના
દીકરા, અમારા પર દયા કર. ૨૮ અને ઘરમાં તે ગયો,
ત્યારે તે આંધળાઓ પાસે આવ્યા, ને ઇસુ તેઓને
કહે છે કે, હું એ કરી શકુ છું એવો વિશ્વાસ તમે કરો
છો શું? તેઓ તેને કહે છે કે, હા, પ્રભુ. ૨૯ ત્યારે
તે તેઓની આંખોને અડકીને કહે છે કે, તમારા
વિશ્વાસ પ્રમાણે તમને થાઓ. ૩૦ અને તેઓની આંખો
ઉઘડી ગઇ. પછી ઇસુ તેઓને સખત આજ્ઞા આપીને
કહે છે કે, જોજો, કોઇ જાણે નહિ. ૩૧ પણ તેઓએ
બહાર જઇને તે આખા દેશમાં તેની કીર્ત્તિ ફેલાવી.
૩૨ અને તેઓ બહાર ગયા ત્યારે જુઓ, ભૂત
વળગેલા એક મુંગા માણસને તેની પાસે લાવ્યા.
૩૩ અને ભૂત કાઢવામાં આવ્યો ત્યારે તે મુંગો બોલ્યો,
ને લોકોએ અચરત થઇને કહ્યું કે, ઇસ્રાએલમાં આવું
કદી જોવામાં આવ્યું નથી. ૩૪ પણ ફરોશીઓએ કહ્યુ
કે, તે ભૂતોના સરદારથી ભૂતોને કાઢે છે.
૩૫ અને ઇસુ તેઓનાં સભાસ્થાનોમાં બોધ કરતો,
ને રાજ્યની સુવાર્ત્તા પ્રગટ કરતો, ને હરેક [પ્રકારનો]
રોગ તથા હરેક [પ્રકારની] બીમારી ટાળતો, સઘળાં
નગરોમા તથા ગામોમાં ફરતો ગયો. ૩૬ અને લોકોને
જોઇને તેઓ પર તેને દયા આવી; કેમકે તેઓ
પાળક વગરના ઘેટાંના જેવા હેરાન તથા વેરાઇ ગએલા
હતા. ૩૭ ત્યારે તે પોતાના શિષ્યોને કહે છે કે, ફસલ
પુષ્કળ છે ખરી, પણ મજુરો થોડા છે. ૩૮ એ માટે
તમે ફસલના ધણીને પ્રાર્થના કરો કે, તે પોતાની
ફસલને સારૂ મજુરો મોકલે.

૧૦ પછી તેણે પોતાના બાર શિષ્યોને પાસે
તેડીને અશુદ્ધ આત્માઓને કાઢવાનો, તથા
હરેક તરેહનો મંદવાડ તથા હરેક જાતનો રોગ ટાળ-
વાનો અધિકાર તેઓને આપ્યો.
૨ અને તે બાર પ્રેરિતનાં નામ આ છે; પહેલો,
સીમોન જે પીતર કહેવાય છે તે, ને તેનો ભાઇ
આંદ્રિયા; ઝબદીનો દીકરો યાકુબ, તથા તેનો ભાઇ
યોહાન; ૩ ફિલિપ તથા બારથલમુ; થોમા તથા
માત્થી દાણી; અલફીનો દીકરો યાકુબ, તથા થાદી;
૪ સીમોન કનાની, તથા યહુદા ઇસકારીઓત, જે
તેને પરસ્વાધીન કરનાર પણ હતો. ૫ ઇસુએ તે
બારેને મોકલીને એવી આજ્ઞા આપી કે,
તમે વિદેશીઓને માર્ગે ન જાઓ ને સમારીઓના
કોઇ નગરમાં ન પેસો; ૬ પણ તે કરતા ઇસ્રાએલના
ઘરના ખોવાએલાં ઘેટાંની પાસે જાઓ. ૭ અને તમે
જતાં જતા એમ પ્રસિદ્ધ કરો કે, આકાશનું રાજ્ય
પાસે આવ્યું છે. ૮ માંદાઓને સાજા કરો, રક્તપિત્તી-
ઓને શુદ્ધ કરો, મુએલાઓને ઉઠાડો, ભૂતોને કાઢો,
તમે મફત પામ્યા, મફત આપો. ૯ સોનુ કે રૂપુ કે
તાંબું તમારા કમરબંધમાં ન રાખો. ૧૦ મુસાફરીને
સારૂ ઝોળી અથવા બે અંગરખા, અથવા જોડા,
અથવા લાકડી પણ ન લો; કેમકે મજુર પોતાના
પોષણ યોગ્ય છે. ૧૧ અને જે જે નગરમાં કે ગામમાં
તમે જાઓ, તેમાં યોગ્ય કોણ છે એની તપાસ કરો,
ને ત્યાથી નીકળતાં સુધી તેને ત્યાજ રહો. ૧૨ અને
ઘરમાં જઇને તેનાને સલામ કહો. ૧૩ અને જો તે ઘર
યોગ્ય હોય તો તમારી કુશળતા તેના પર આવે, પણ
જો તે યોગ્ય ન હોય તો તમારી કુશળતા તમારા પર
પાછી આવે. ૧૪ અને જો કોઇ તમારો આવકાર નહિ

કરે, ને તમારી વાતો નહિ સાંભળે તો તે ઘરમાંથી
અથવા તે નગરમાંથી નીકળતાં તમે તમારા પગપરની
ધૂળ ખંખેરો. ૧૫ હુ તમને ખચિત કહું છું કે, ન્યાય-
કાળે સદોમ તથા ગમોરા દેશના હાલ તે નગરના
કરતાં સહેલ થશે.
૧૬ જુઓ, વરૂઓમાં ઘેટાં સરખા હું તમને મોકલું
છું; માટે તમે સાપના જેવા હોશિયાર, તથા ખબુતરના
જેવા સાલસ થાઓ. ૧૭ અને તમે માણસોથી સાવ-
ધાન રહો; કેમકે તેઓ તમને ન્યાયસભામાં સોંપશે,
ને તેઓનાં સભાસ્થાનોમાં તમને કોરડા મારશે.
૧૮ અને મારે લીધે તમે હાકેમોની તથા રાજાઓની
આગળ તેઓને તથા વિદેશીઓને સાક્ષીને અર્થે લઇ
જવાશો. ૧૯ પણ જ્યારે તેઓ તમને પકડાવે ત્યારે
તમે ચિંતા ન કરો કે શી તરેહ અથવા શું બોલીએ,
કેમકે શું બોલવું તે તેજ ઘડી તમને અપાશે. ૨૦ કેમકે
જે બોલે છે તે તો તમે નથી, પણ તમારા બાપનો જે
આત્મા તે તમારામાં બોલે છે. ૨૧ અને ભાઇ ભાઇને
તથા બાપ દીકરાને મરણને સારૂ સોંપશે, ને છોકરા
માબાપની સામે ઉઠશે, ને તેઓને મારી નંખાવશે.
૨૨ અને મારા નામને સારૂ સહુ તમારો દ્વેષ કરશે,
પણ જે કોઇ અંત સુધી ટકશે તે તારણ પામશે.
૨૩ અને જ્યારે તેઓ એક નગરમાં તમારી પુઠે લાગે
ત્યારે તમે બીજામાં નાસી જાઓ, કેમકે હુ તમને
ખચિત કહુ છું કે માણસનો દીકરો આવે ત્યાં સુધી
ઇસ્રાએલનાં સઘળાં નગરોમાં તમે ફરી નહિ વળશો.
૨૪ ચેલો ગુરૂ કરતાં મોટો નથી, ને દાસ પોતાના
શેઠ કરતાં મોટો નથી. ૨૫ ચેલો પોતાના ગુરૂ સરખો,
ને દાસ પોતાના શેઠ સરખો હોય તો તેજ ઘણુ છે.
જો તેઓએ ઘરના ધણીને બાલઝબુલ કહ્યો છે, તો
તેના ઘરના લોકોને કેટલું વિશેષ કરીને એમજ કહેશે?
૨૬ તે માટે તેઓથી તમે બીહો મા, કેમકે ઉઘાડું
નહિ કરાશે એવું કંઇ ઢાકેલું નથી, ને પ્રગટ નહિ થશે
એવું કંઇ ગુપ્ત નથી. ૨૭ હુ તમને અંધારામાં જે કહુ
છું તે તમે અજવાળામાં કહો, ને તમે કાને જે સાંભળો
છો તે ધાબાઓ પરથી પ્રગટ કરો. ૨૮ અને શરીરને
જે મારી નાખે છે, પણ આત્માને મારી શકતા નથી,
તેઓથી બીહો મા; પણ એ કરતાં આત્મા તથા શરીર
એ બન્નેનો નાશ નરકમાં કરી શકે છે તેનાથી બીહો.
૨૯ પૈસાની બે ચકલી વેચાતી નથી શું? તોપણ તમારા
બાપ [ની ઇચ્છા] વગર તેમાંથી એક ભોંય પર પડનાર
નથી. ૩૦ અને તમારા માથાના નિમાળા પણ બધા
ગણેલા છે. ૩૧ તે માટે બીહો મા; ઘણી ચકલીઓ કરતાં
તમે મૂલ્યવાન છો. ૩૨ માટે માણસોની આગળ જે
કોઇ મને કબુલ કરશે, તેને હુ પણ મારા આકાશમાંના
બાપની આગળ કબુલ કરીશ. ૩૩ પણ માણસોની
આગળ જે કોઇ મારો નકાર કરશે, તેનો નકાર હું
પણ મારા આકાશમાંના બાપની આગળ કરીશ.
૩૪ પૃથ્વી પર શાંતિ કરાવવાને હુ આવ્યો છું એમ
ન ધારો; શાંતિ નહિ, પણ તરવાર ચલાવવાને હું
આવ્યો છુ. ૩૫ કેમકે માણસને તેના બાપની સામો,
તથા દીકરીને તેની માની સામી, તથા વહુને તેની
સાસુની સામી ફેરવવાને હું આવ્યો છું. ૩૬ અને
માણસના વૈરી તેના ઘરમાંનાજ થશે. ૩૭ જે મારા
કરતાં બાપ અથવા મા પર વત્તી પ્રીતિ કરે છે, તે
મારા યોગ્ય નથી; ને દીકરા કે દીકરી પર જે મારા
કરતાં વત્તી પ્રીતિ કરે છે, તે મારે યોગ્ય નથી. ૩૮ અને
જે પોતાનો વધસ્તંભ ઉચકીને મારી પાછળ આવતો
નથી તે મારે યોગ્ય નથી; ૩૯ જે પોતાનો જીવ
બચાવે છે તે તેને ખોશે, ને મારે લીધે જે પોતાનો
જીવ ખોય છે તે તેને બચાવશે.
૪૦ જે તમારો આવકાર કરે છે તે મારો આવકાર
કરે છે, ને જે મારો આવકાર કરે છે તે મારા મોકલ-
નારનો આવકાર કરે છે. ૪૧ ભવિષ્યવાદીને નામે
ભવિષ્યવાદીનો આવકાર જે કરે છે, તે ભવિષ્યવાદીનું
ફળ પામશે; ને ન્યાયીને નામે ન્યાયીનો આવકાર
જે કરે છે તે ન્યાયીનું ફળ પામશે. ૪૨ અને હુ તમને
ખચિત કહુ છું કે શિષ્યને નામે જે કોઇ આ નાના-
માના એકને માત્ર ટાઢા પાણીનું પ્યાલું પીવાને
આપશે, તેનું ફળ તે નહિજ ખોશે.
૧૧ અને ઇસુ પોતાના બાર શિષ્યોને આજ્ઞા
આપી ચુકયો ત્યારે એમ થયું કે બોધ
કરવાને તથા વાત પ્રગટ કરવાને ત્યાંથી તેઓનાં
નગરોમાં તે ગયો.
૨ હવે યોહાને કેદખાનામાં ખ્રીસ્તનાં કામ સંબધી
સાંભળીને પોતાના શિષ્યોને મોકલીને તેને પુછાવ્યું
કે, ૩ આવનાર તે તુંજ છે, કે અમે બીજાની વાટ
જોઇએ? ૪ ત્યારે ઇસુએ ઉત્તર આપતાં તેઓને કહ્યું
કે, તમે જે જે સાંભળો છો ને જુઓ છો, તે જઇને
યોહાનને કહી દેખાડો કે, ૫ આંધળા દેખતા થાય
છે, ને પાંગળા ચાલતા થાય છે, રક્તપિત્તીઓ શુદ્ધ
કરાય છે, ને બહેરા સાંભળતા થાય છે, મુએલા
ઉઠાડાય છે, ને દરિદ્રીઓને સુવાર્તા પ્રગટ કરાય છે.

૬ અને જે કોઇ મારા સંબંધી ઠોકર નહિ ખાશે તેને
ધન્ય છે. ૭ અને તેઓ જતા હતા ત્યારે ઇસુ યોહાન
સંબંધી લોકોને કહેવા લાગ્યો કે, તમે રાનમાં શું જોવા
નીકળ્યા? શું પવનથી હાલતા બરૂને? ૮ પણ તમે શું
જોવા નીકળ્યા? શું ઝીણાં લુગડાં પહેરેલા માણસને?
જુઓ, જે ઝીણાં લુગડાં પહેરે છે તેઓ રાજાઓના
મહેલોમાં છે. ૯ તો તમે શું જોવા નીકળ્યા? શું ભવિષ્ય-
વાદીને? હું તમને કહુ છું કે, હા, ભવિષ્યવાદી કરતાં
જે ઘણો વિશેષ તેને. ૧૦ જે સંબંધી એ લખ્યું છે કે,
જો, હું મારા દૂતને તારા મ્હો આગળ મોકલું છું,
જે તારી આગળ તારો માર્ગ સિદ્ધ કરશે,
તે એજ છે. ૧૧ હું તમને ખચિત કહુ છું કે, બાયડી-
ઓથી જે જન્મ્યા છે, તેઓમાં યોહાન બાપ્તિસ્મા
કરનાર કરતાં કોઇ મોટો ઉત્પન્ન થયો નથી, તોપણ
આકાશના રાજ્યમાં જે બહુ નાનો તે તેના કરતાં મોટો
છે. ૧૨ અને યોહાન બાપ્તિસ્મા કરનારના વખતથી
હજી સુધી આકાશના રાજ્ય પર બલાત્કાર થાય છે,
ને બલાત્કાર કરનારાઓ બલાત્કારથી તે લઇ લે છે.
૧૩ કેમકે બધા ભવિષ્યવાદીઓએ તથા નિયમશાસ્ત્રે
યોહાન લગી ભવિષ્ય કહ્યાં છે. ૧૪ અને જો તમે માનવા
ચાહો તો એલીયાહ જે આવનાર છે તે એજ છે.
૧૫ જેને સાંભળવાને કાન છે તે સાંભળે. ૧૬ પણ
આ પેઢીને હુ શાની ઉપમા આપું? તે છોકરાંના જેવી
છે, કે જેઓ ચૌટાંઓમાં બેસીને પોતાના સાથીઓને
હાંક મારતાં કહે છે કે, ૧૭ અમે તમારી આગળ
વાંસળી વગાડી, પણ તમે નાચ્યા નહિ; અમે શોક
કીધો, પણ તમે રડયા નહિ. ૧૮ કેમકે યોહાન ખાતો
પીતો નથી આવ્યો, ને તેઓ કહે છે કે, તેને ભૂત
વળગ્યું છે. ૧૯ માણસનો દીકરો ખાતો પીતો આવ્યો,
ને તેઓ કહે છે કે, જુઓ, ખાવરો ને દારૂબાજ
માણસ, દાણીઓનો તથા પાપીઓનો મિત્ર; પણ
જ્ઞાન પોતાનાં કૃત્યોથી યથાર્થ ઠરે છે.

૨૦ ત્યારે જે નગરોમાં તેનાં બહુ પરાક્રમી કામો
થયાં હતાં, તેઓએ પસ્તાવો નહિ કીધો, માટે તે
તેઓ ઉપર દોષ મુકવા લાગ્યો કે, ૨૧ ઓ ખોરાજીન,
તને હાય! હાય! ઓ બેથસાઇદા, તને હાય! હાય!
કેમકે જે પરાક્રમી કામ તમારામાં થયા, તે જો સૂર
તથા સીદોનમાં થયાં હોત, તો તેઓએ ટાટ તથા
રાખમાં ક્યારનો પસ્તાવો કર્યો હોત. ૨૨ વળી હુ તમને
કહુ છું કે ન્યાયકાળે સૂર તથા સીદોનને તમારા કરતાં
સહેલ પડશે. ૨૩ અને, ઓ કાપરનાહુમ, તું આકાશ
સુધી ઉંચું કરાશે શું? તું પાતાળ સુધી નીચું ઉતરશે;
કેમકે જે પરાક્રમી કામો તારામા થયાં તે જો સદોમમાં
થયાં હોત, તો તે આજ લગી રહેત. ૨૪ વળી હુ
તમને કહું છુ કે, ન્યાયકાળે સદોમ દેશને તારા કરતાં
સહેલું પડશે.

૨૫ તે વેળા ઇસુએ કહ્યુ કે, ઓ બાપ, આકાશ
તથા પૃથ્વીના પ્રભુ, હુ તારી સ્તુતિ કરૂ છું, કેમકે
જ્ઞાનીઓ તથા તર્કશાસ્ત્રીઓથી તેં એ વાતો ગુપ્ત રાખી
છે, ને બાળકો આગળ પ્રગટ કીધી છે. ૨૬ હા, ઓ
બાપ, કેમકે તને એવું સારૂ લાગ્યું. ૨૭ મારા બાપે મને
સઘળું સોપ્યું છે; ને બાપ વગર દીકરાને કોઇ જાણતો
નથી, ને દીકરા વગર, તથા જેને દીકરો પ્રગટ કરવા
ચાહે તે વગર, બાપને કોઇ જાણતો નથી. ૨૮ ઓ
વેતરૂ કરનારાઓ તથા ભારથી લદાયલાઓ, તમે સઘળા
મારી પાસે આવો, ને હુ તમને વિસામો આપીશ.
૨૯ મારી ઝુસરી પોતા પર લો, મારી પાસે શિખો,
કેમકે હું મનમાં નમ્ર તથા રાંકડો છું, ને તમે પોતાના
જીવમાં વિસામો પામશો. ૩૦ કેમકે મારી ઝુંસરી
સહેલ, ને મારો બોજો હલકો છે.

૧૨ તે વેળાએ ઇસુ વિશ્રામવારે દાણાનાં ખેતરમાં
થઇને જતો હતો, ને તેના શિષ્યોને ભૂખ
લાગી, ને તેઓ કણસલાં તોડવા તથા ખાવા લાગ્યા.
૨ ત્યારે ફરોશીઓએ જોઇને તેને કહ્યુ કે, જો, વિશ્રામ-
વારે જે કરવું ઉચિત નથી તે તારા શિષ્યો કરે છે.
૩ પણ તેણે તેઓને કહ્યુ કે, જ્યારે દાઉદ તથા તેના
સાથીઓ ભુખ્યા હતા, ત્યારે તેણે જે કર્યું તે શું તમે
વાચ્યું નથી? ૪ કે તેણે દેવના ઘરમાં પેસીને અર્પેલી
રોટલી, જે તેને તથા તેના સાથીઓને ખાવા ઉચિત
ન હતી, પણ એકલા યાજકોને હતી, તે તેણે ખાધી.
૫ અથવા શું નિયમશાસ્ત્રમાં તમે એ નથી વાચ્યું કે,
વિશ્રામવારે મંદિરમા યાજકો વિશ્રામવારને અપવિત્ર
કર્યા છતાં પણ નિર્દોષી છે? ૬ પણ હું તમને કહુ છુ કે
મદિર કરતાં અહીં એક મોટો છે. ૭ વળી યજ્ઞ કરતાં
હુ દયા ચાહુ છું, એનો અર્થ જો તમે જાણત, તો
નિર્દોષીઓને દોષિત ન ઠરાવત. ૮ કેમકે માણસનો
દીકરો વિશ્રામવારનો પ્રભુ છે.

૯ અને તે ત્યાંથી નીકળીને તેઓના સભાસ્થાનમાં
આવ્યો. ૧૦ અને જુઓ, ત્યાં એક માણસ હતો જેનો
હાથ સુકાઇ ગએલો હતો; અને તેઓએ ઇસુ પર
તહોમત મુકવા સારૂ તેને પુછતાં કહ્યું કે, શું વિશ્રામ-
વારે સાજું કરવું ઉચિત છે? ૧૧ ત્યારે તેણે તેઓને

કહ્યું કે, તમારામાં એવું કયું માણસ હશે કે, જેને એક
ઘેટું હોય, ને વિશ્રામવારે તે જો ખાડામાં પડે તો
તેને પકડીને બહાર ન કાઢશે? ૧૨ તો માણસ ઘેટા
કરતાં કેટલું ઉત્તમ છે? એ માટે વિશ્રામવારે સારૂં
કરવું ઉચિત છે. ૧૩ ત્યારે પેલા માણસને તે કહે છે
કે, તારો હાથ લાંબો કર. અને તેણે લાંબો કીધો,
અને તે હાથ બીજાના જેવો સાજો થયો. ૧૪ ત્યારે
ફરોશીઓએ નીકળીને તેને મારી નાખવાને માટે
તેની વિરૂદ્ધ મસલત કીધી. ૧૫ પણ ઇસુ એ જાણીને
ત્યાંથી નીકળ્યો; ને ઘણા લોક તેની પાછળ ગયા;
ને તેણે બધાને સાજા કીધા. ૧૬ પણ તેઓ તેને
પ્રગટ ન કરે માટે તેણે તેઓને સખત આજ્ઞા આપી.
૧૭ એ માટે કે યશાયાહ ભવિષ્યવાદીએ જે કહ્યું હતું
તે પુરૂ થાય કે,
૧૮ જુઓ, મારો સેવક, જેને મેં પસંદ કીધો;
મારો પ્રિય, જેના પર મારો જીવ પ્રસન્ન છે;
તે પર હું મારો આત્મા મુકીશ;
ને તે વિદેશીઓને ન્યાયકરણ પ્રગટ કરશે.
૧૯ તે ઝગડો નહિ કરશે, ને બૂમ નહિ પાડશે;
ને તેની વાણી રસ્તાઓમાં કોઇ નહિ સાંભળશે.
૨૦ જ્યાં લગી ન્યાયકરણને જયમાં પહોંચાડે
ત્યાં લગી છુંદેલું બરૂ તે ભાંગી નહિ નાખશે,
ને ધુઆતું શણ પણ તે નહિ હોલવશે.
૨૧ અને વિદેશીઓ તેના નામ પર આશા રાખશે.
૨૨ ત્યારે ભૂત વળગેલા કોઇ આંધળા મુંગા માણ-
સને તેની પાસે લાવ્યા; ને તેણે તેને સાજો કીધો,
એટલે જે આંધળો તથા મુંગો હતો તે બોલવા ને
જોવા લાગ્યો. ૨૩ અને સઘળા લોકોએ અચરત થઇને
કહ્યું કે, શું એ દાઉદનો દીકરો નથી? ૨૪ પણ ફરોશી-
ઓએ તે સાંભળીને કહ્યું કે, ભૂતોના સરદાર બાલ-
ઝબુલ [ની મદદ] વગર તે ભૂતોને કાઢતો નથી.
૨૫ ત્યારે ઇસુએ તેઓનો વિચાર જાણીને તેઓને કહ્યું
કે, પ્રત્યેક રાજ્ય જેમાં ફૂટ પડે, તે તુટી પડે છે; ને
પ્રત્યેક નગર અથવા ઘર જેમાં ફૂટ પડે તે સ્થિર
નહિ રહેશે. ૨૬ અને જો શેતાન શેતાનને કાઢે તો તે
પોતે પોતાની સામે થયો, ત્યારે તેનું રાજ્ય શી રીતે
સ્થિર રહેશે? ૨૭ અને જો હું બાલઝબુલથી ભૂતોને
કાઢું છું, તો તમારા દીકરા કોનાથી કાઢે છે? માટે
તેઓ તમારા ન્યાયાધીશ થશે. ૨૮ પણ જો હું દેવના
આત્માથી ભૂતોને કાઢું છું, તો દેવનું રાજ્ય તમારી
પાસે આવ્યું છે. ૨૯ વળી બળવાનના ઘરમાં જઇને
પહેલાં બળવાનને બાંધ્યા વિના તેનો સામાન કોઇથી
કેમ લુટાય? પણ તેને બાંધ્યા પછી તે તેનું ઘર લુટી
લેશે. ૩૦ જે મારા પક્ષનો નથી તે મારી વિરૂદ્ધ છે, ને
જે મારી સાથે સંગ્રહ નથી કરતો, તે વેરી નાખે છે.
૩૧ એ માટે હું તમને કહું છું કે, હરેક પાપ તથા
દુર્ભાષણ માણસોને માફ કરાશે; પણ પવિત્ર આત્મા
વિરૂદ્ધ જે દુર્ભાષણ તે માણસને માફ નહિ કરાશે.
૩૨ અને માણસના દીકરા વિરૂદ્ધ જે કોઇ કંઇ કહેશે,
તે તેને માફ કરાશે; પણ પવિત્ર આત્મા વિરૂદ્ધ જે
કોઇ કંઇ કહેશે, તે તેને માફ નહિ કરાશે; આ યુગમાં
પણ નહિ, ને આવનાર યુગમાં પણ નહિ. ૩૩ ઝાડ
સારૂં અને તેનું ફળ સારૂ કરો, અથવા ઝાડ નઠારૂ ને
તેનું ફળ પણ નઠારૂં કરો; કેમકે ઝાડ ફળથી ઓળ-
ખાય છે. ૩૪ ઓ સર્પોના વંશ, તમે ભુંડા છતાં સારી
વાતો શી રીતે કહી શકો? કેમકે મનના ભરપુરપણા-
માંથી મ્હો બોલે છે. ૩૫ સારૂં માણસ મનના સારા
ભંડારમાંથી સારૂં કાઢે છે, ને નઠારૂ માણસ નઠારા
ભંડારમાંથી નઠારૂ કાઢે છે. ૩૬ વળી હું તમને કહું છું કે,
જે હરેક નકામી વાત માણસો બોલશે, તે સબંધી
ન્યાયકાળે તેઓને જવાબ આપવો પડશે. ૩૭ કેમકે
તારી વાતોથી તું ન્યાયી ઠરાવાશે; અને તારી વાતોથી
અન્યાયી ઠરાવાશે.
૩૮ ત્યારે કેટલાએક શાસ્ત્રીઓએ તથા ફરોશીઓએ
ઉત્તર આપતાં કહ્યું કે, ઓ ઉપદેશક, અમે તારી
પાસેથી કંઇ નિશાણી જોવા ચાહીએ છીએ. ૩૯ પણ
તેણે ઉત્તર દેતાં તેઓને કહ્યું કે, દુષ્ટ તથા વ્યભિચારી
પેઢી નિશાણી માગે છે, પણ યૂના ભવિષ્યવાદીની
નિશાણી શિવાય કોઇ નિશાણી તેને નહિ અપાશે.
૪૦ કેમકે જેમ યૂના ત્રણ રાત દહાડા મોટા માછલાના
પેટમાં હતો, તેમ માણસનો દીકરો પણ ત્રણ રાત
દહાડા પૃથ્વીના પેટમાં રહેશે. ૪૧ નીનવેહનાં માણસ
ન્યાયકાળે આ પેઢી સાથે ઉઠી ઉભાં રહેશે, ને તેને
અપરાધી ઠરાવશે; કેમકે યૂનાનો ઉપદેશ સાંભળીને
તેઓએ પસ્તાવો કર્યો, પણ જુઓ, યૂના કરતાં અહીં
એક મોટો છે. ૪૨ દક્ષિણની રાણી આ પેઢીની સાથે
ન્યાયકાળે ઉઠશે, ને એને અપરાધી ઠરાવશે; કેમકે
પૃથ્વીને છેડેથી સુલેમાનનું જ્ઞાન સાંભળવાને તે આવી;
પણ જુઓ, સુલેમાન કરતાં અહીં એક મોટો છે.
૪૩ જ્યારે અશુદ્ધ આત્મા માણસમાંથી નીકળે છે ત્યારે
તે ઉજડ જગ્યામાં વિસામો શોધતો ફરે છે, પણ
નથી પામતો. ૪૪ ત્યારે તે કહે છે કે, મારા જે ઘરમાંથી

હું નીકળ્યો તેમાંજ હુ પાછો જઇશ ને જ્યારે તે આવે
છે ત્યારે તે તેને ખાલી તથા વાળેલું તથા શોભાયમાન
જુએ છે. ૪૫ પછી તે જઇને પોતા કરતાં ભુંડા બીજા
સાત આત્માઓને પોતાની સાથે લાવે છે, ને તેઓ
તેનાં પેસીને ત્યાં રહે છે, ત્યારે તે માણસની છેલ્લી
અવસ્થા પહેલાના કરતાં ભુંડી થાય છે. તેમ આ દુષ્ટ
પેઢીને પણ થશે.

૪૬ તે લોકોને હજી વાત સંભળાવતો હતો એટલામાં
જુઓ, તેની મા તથા તેના ભાઇ બહાર ઉભાં હતાં,
ને તેની સાથે વાત કરવા ચહાતાં હતા. ૪૭ ત્યારે
કોઇએ તેને કહ્યું કે, જો, તારી મા ને તારા ભાઇ બહાર
ઉભાં છે ને તેઓ તારી સાથે વાત કરવા ચાહે છે.
૪૮ પણ પેલા કહેનારને તેણે ઉત્તર દેતાં કહ્યું કે, મારી
મા કોણ છે? ને મારા ભાઇઓ કોણ છે? ૪૯ અને
તેણે પોતાના શિષ્યોની તરફ પોતાનો હાથ લાંબો
કરીને કહ્યું કે, જુઓ મારી મા, ને મારા ભાઇઓ.
૫૦ કેમકે મારા આકાશમાંના બાપની ઇચ્છા પ્રમાણે
જે કોઇ કરે છે, તેજ મારો ભાઇ તથા બહેન તથા મા છે.

૧૩ તેજ દહાડે ઇસુ ઘરમાથી નીકળીને સમુદ્રને
કિનારે બેઠો. ૨ અને અતિ ઘણા લોક તેની
પાસે એકઠા થયા, માટે હોડી પર તે ચઢી બેઠો; ને
સઘળા લોક કિનારે ઉભા રહ્યા. ૩ અને દૃષ્ટાંતોમાં
તેણે તેઓને ઘણી વાતો કહી કે, જુઓ, વાવનાર
વાવવાને બહાર ગયો. ૪ અને તે વાવતો હતો ત્યારે
કેટલાંએક [બી] રસ્તાની કોરે પડ્યાં; ને પક્ષીઓ
આવીને તે ખાઇ ગયાં. ૫ અને કેટલાંએક પથ્થરવાળી
ભોંય પર પડ્યાં, જ્યાં ઘણી માટી ન હતી, ને તેને
માટીનું ઉંડાણ ન હતું માટે વહેલાં ઉગી નીકળ્યાં.
૬ પણ જ્યારે સુરજ ઉગ્યો ત્યારે તે ચીમળાઇ ગયાં,
ને તેને જડ ન હતી માટે સુકાઇ ગયાં. ૭ અને કેટલાં-
એક કાંટાનાં જાળાંમા પડ્યા; ને કાંટાનાં જાળાએ
વધીને તેને દાબી નાખ્યાં. ૮ અને બીજા સારી ભોંય
પર પડ્યા ને તેઓએ ફળ આપ્યા, કેટલાકે સોગણા,
ને કેટલાકે સાઠગણાં, ને કેટલાકે ત્રીસગણા. ૯ જેને
સાંભળવાને કાન છે તે સાંભળે.

૧૦ પછી શિષ્યોએ પાસે આવીને તેને કહ્યું કે, તું
તેઓને દૃષ્ટાંતોમાં શા માટે બોલે છે? ૧૧ ત્યારે
તેણે ઉત્તર દેતા તેઓને કહ્યું કે, આકાશના રાજ્યના
મર્મો જાણવાનું તમને આપેલું છે, પણ તેઓને નથી
આપેલું. ૧૨ કેમકે જેની પાસે છે તેને અપાશે, ને
તેની પાસે પુષ્કળ થશે; પણ જેની પાસે નથી તેની
પાસે જે છે, તે પણ તેની પાસેથી લઇ લેવાશે. ૧૩ એ
માટે હું તેઓને દૃષ્ટાંતોમાં બોલું છું; કેમકે જોતાં
તેઓ જોતા નથી, ને સાંભળતાં તેઓ સાંભળતા નથી,
ને સમજતા પણ નથી; ૧૪ ને યશાયાહની ભવિષ્ય-
વાત તેઓ સંબધી પુરી થઇ, જે કહે છે કે,

તમે સાંભળતાં સાંભળશો, પણ સમજશો નહિ;-
ને જોતાં જોશો, પણ તમને સુઝશે નહિ.
૧૫ કેમકે એ લોકોનાં મન જડ થઇ ગયા છે,
ને તેઓના કાન બહેર મારી ગયા છે,
ને તેઓએ પોતાની આંખો મીંચેલી છે,
રખે કદાપિ તેઓને આંખે સુઝે,
ને તેઓ કાને સાંભળે,
ને મનથી સમજે,
ને ફરે,
ને હું તેઓને સાજા કરૂં.

૧૬ પણ તમારી આંખોને ધન્ય છે, કેમકે તેઓ
જુએ છે; અને તમારા કાનોને [ધન્ય છે], કેમકે તેઓ
સાંભળે છે. ૧૭ કારણ કે હું તમને ખચિત કહું છું કે,
જે જે તમે જુઓ છો તે તે ઘણા ભવિષ્યવાદીઓએ
તથા ન્યાયીઓએ જોવા ચાહ્યાં, પણ જોયા નહિ, ને
જે જે તમે સાંભળો છો તે સાંભળવા ચાહ્યાં પણ
સાંભળ્યા નહિ. ૧૮ હવે વાવનારનું દૃષ્ટાંત સાંભળો.
૧૯ જ્યારે રાજ્યનું વચન કોઇ સાંભળે છે, ને નથી
સમજતો, ત્યારે શેતાન આવે છે, ને તેના મનમાં જે
વાવેલું તે છીનવી લઇ જાય છે; રસ્તાની કોરે જે બી
વાવેલું તે એજ છે. ૨૦ અને પથ્થરવાળી ભોંય પર જે
બી વાવેલું તે એ છે કે, વચન સાંભળીને તરત હર્ષથી
તેને માની લે છે. ૨૧ તોપણ તેના પોતામા જડ
નથી; માટે થોડીજ વાર ટકે છે, અને જ્યારે વચનને
લીધે વિપત્તિ અથવા સતાવણી આવે છે, ત્યારે તરત
તે ઠોકર ખાય છે. ૨૨ અને કાંટાના જાળામા જે બી
વાવેલું તે એ છે કે, વચન સાંભળે છે, પણ આ
જગતની ચિંતા તથા દ્રવ્યની માયા વચનને દાબી
નાખે છે, ને તે નિષ્ફળ થઇ જાય છે. ૨૩ અને સારી
ભોંય પર જે બી વાવેલું તે એ છે કે, વચન સાંભળે
છે, ને સમજે છે, ને તેને નિશ્ચે ફળ લાગે છે, એટલે
કોઇને સોગણાં, કોઇને સાઠગણા, ને કોઇને ત્રીસગણાં
લાગે છે.

૨૪ તેણે તેઓની આગળ બીજું દૃષ્ટાંત પ્રગટ કરતા
કહ્યું કે, આકાશનું રાજ્ય એક માણસના જેવું છે કે
જેણે પોતાના ખેતરમાં સારૂં બી વાવ્યું. ૨૫ પણ

માણુસો ઉંઘતા હતા ત્યારે તેના વૈરીએ આવીને
ઘઉંમાં કડવા દાણા વાવ્યા, ને ચાલ્યો ગયો. ૨૬ પણ
જ્યારે છોડવા ઉગ્યા, ને ઉંબીઓ આવી ત્યારે કડવા
દાણા પણ દેખાયા. ૨૭ત્યારે તે ઘરધણીના ચાકરોએ
પાસે આવીને તેને કહ્યું કે, સાહેબ, તેં શું તારા ખેતરમાં
સારૂં બી વાવ્યું નહોતું, તો તેમાં કડવા દાણા ક્યાંથી
આવ્યા? ૨૮ અને તેણે તેઓને કહ્યું કે, કોઇ વૈરીએ
એ કર્યું છે; ત્યારે ચાકરોએ તેને કહ્યું કે, તારી મરજી
હોય તો અમે જઇને તેને એકઠા કરીએ. ૨૯ પણ
તેણે કહ્યું, ના, રખેને તમે કડવા દાણા એકઠા કરતાં
ઘઉંને પણ તેની સાથે ઉખેડો. ૩૦કાપણી સુધી બેહુને
સાથે વધવા દો. અને કાપણીની મોસમમા હું કાપ-
નારાઓને કહીશ કે, તમે પહેલાં કડવા દાણાને એકઠા
કરો, ને બાળવા સારૂ તેના ભારા બાંધો, પણ ઘઉં
મારી વખારમાં ભરો.

૩૧તેણે તેઓની આગળ બીજું દૃષ્ટાંત પ્રગટ કરતાં
કહ્યું કે, આકાશનું રાજ્ય રાઇના બી જેવું છે, જેને એક
જણે લઇને પોતાના ખેતરમાં વાવ્યું. ૩૨ તે સઘળાં બી
કરતાં નાનું છે, પણ વધ્યા પછી છોડવા કરતાં તે મોટું
થાય છે, ને એવું ઝાડ પણ થાય છે કે આકાશનાં
પક્ષીઓ આવીને તેની ડાળીઓ પર વાસો કરે છે.

૩૩ તેણે તેઓને બીજું દૃષ્ટાંત કહ્યું કે, આકાશનું
રાજ્ય ખમીર જેવું છે, જેને એક બાયડીએ લઇને
લોટના ત્રણ માપમાં મેળવી દીધું, જ્યાં સુધી કે તે
બધું ખમીરવાળું થઇ ગયું.

૩૪એ બધી વાતો ઇસુએ લોકોને દૃષ્ટાંતોમાં કહી;
ને દૃષ્ટાંત વગર તેણે તેઓને કંઇ કહ્યું નહિ; ૩૫ એ
માટે કે ભવિષ્યવાદીએ જે કહ્યું હતું તે પુરૂં થાય કે,

હું મારૂં મ્હો દૃષ્ટાંતોથી ઉઘાડીશ,।
ને જગતનો પાયો નાખ્યાના વખતથી જે છાનાં
રખાયાં છે તે હું પ્રગટ કરીશ.

૩૬ ત્યારે લોકોને મુકીને તે ઘરમાં ગયો; પછી
તેના શિષ્યોએ તેની પાસે આવીને કહ્યું કે, ખેતરના
કડવા દાણાના દૃષ્ટાંતનો અર્થ અમને કહે. ૩૭ ત્યારે
તેણે ઉત્તર આપતાં તેઓને કહ્યું કે, સારૂં બી જે વાવે
છે તે માણસનો દીકરો છે; ૩૮ ને ખેતર જગત છે;
ને સારાં બી રાજ્યનાં છૈયાં છે; પણ કડવા દાણા
શેતાનનાં છૈયાં છે; ૩૯ ને જે વૈરીએ તેને વાવ્યાં તે
શેતાન છે; ને કાપણી જગતનો અંત છે; ને કાપનારા
દૂતો છે. ૪૦ એ માટે જેમ કડવા દાણા એકઠા કરાય
છે, અને અગ્નિમાં બાળી નખાય છે, તેમ આ જગતને
અંતે થશે. ૪૧ માણસનો દીકરો પોતાના દૂતોને મોક-
લશે, ને ઠોકર ખવડાવનારી બધી વસ્તુઓને તથા
ભુંડું કરનારાંઓને તેના રાજ્યમાંથી તેઓ એકઠાં
કરશે. ૪૨ અને તેઓને બળતી ભઠ્ઠીમાં નાખી દેશે,
ત્યાં રડવું ને દાંત પીસવું થશે. ૪૩ ત્યારે ન્યાયીઓ
પોતાના બાપના રાજ્યમાં સુરજની પેઠે પ્રકાશશે.
જેને સાંભળવાને કાન છે તે સાંભળે.

૪૪ વળી આકાશનું રાજ્ય ખેતરમાં સંતાડેલા દ્રવ્ય
જેવું છે, જે એક માણસને જડ્યું, પછી તેણે તે છાનું
રાખ્યું, ને તેના હર્ષને લીધે જઇને પોતાનું સર્વ વેચી
નાખીને તે ખેતર વેચાતું લીધું.

૪૫ વળી આકાશનું રાજ્ય સારાં મોતી શોધનાર
કોઇએક વેપારીના જેવું છે; ૪૬ જેને ઘણાં મૂલ્યવાન
મોતીની શોધ લાગવાથી તેણે જઇને પોતાનું સર્વ વેચી
નાખીને તે વેચાતું લીધું.

૪૭ વળી આકાશનું રાજ્ય જાળના જેવું છે, જેને
લોકે સમુદ્રમાં નાખી, ને હરેક જાતનું તેમાં સમેટાયું.
૪૮ અને જ્યારે તે ભરાઇ ગઇ ત્યારે તેઓ તેને
કિનારે ખેંચી લાવ્યા, ને બેસીને જે સારૂં હતું તે
વાસણોમાં એકઠું કીધું, પણ નઠારૂં ફેંકી દીધું. ૪૯ એમજ
જગતને અંતે થશે. દૂતો આવીને ન્યાયીઓમાંથી
ભુંડાઓને જુદા પાડશે; ૫૦ અને તેઓને બળતી
ભઠ્ઠીમાં ફેંકી દેશે; ત્યાં રડવું ને દાંત પીસવું થશે.

૫૧ શું તમે એ બધી વાતો સમજ્યા? તેઓ તેને
કહે છે કે, હા. ૫૨ ત્યારે તેણે તેઓને કહ્યું કે, જે
હરેક શાસ્ત્રી આકાશના રાજ્યનો શિષ્ય થયો છે તે
એક ઘરધણી જે પોતાના ભંડારમાંથી નવી તથા જુની
વસ્તુઓ કાઢે છે તેના જેવો છે.

૫૩ અને એમ થયું કે ઇસુ એ દૃષ્ટાંતો કહી રહ્યો,
ત્યારે તે ત્યાંથી ચાલ્યો ગયો. ૫૪ અને પોતાના દેશમાં
આવીને તેણે તેઓના સભાસ્થાનમાં તેઓને એવો
બોધ કીધો કે, તેઓ અચરત થઇને બોલ્યા કે, આ
માણસની પાસે આ જ્ઞાન તથા આ પરાક્રમી કામો
ક્યાંથી? ૫૫ શું એ સુતારનો દીકરો નથી? એની માનું
નામ મરિયમ નથી શું? અને શું યાકુબ તથા યોસી
તથા સીમોન તથા યહુદા તેના ભાઇ નથી? ૫૬ ને
એની બહેનો શું તેઓ સઘળી આપણી પાસે નથી?
તો આ માણસની પાસે આ બધું ક્યાંથી? ૫૭ અને
તેઓએ તેના સંબંધી ઠોકર ખાધી. પણ ઇસુએ
તેઓને કહ્યું કે, ભવિષ્યવાદી પોતાના દેશ તથા
પોતાના ઘર શિવાય [બીજે ઠેકાણે] માન વગરનો

નથી ૫૮અને તેઓના અવિશ્વાસને લીધે તેણે ત્યા
ઘણા પરાક્રમી કામ ન કીધા

૧૪ તે વેળા હેરોદ રાજાએ ઇસુની કીર્ત્તિ સાભળી
૨અને તેણે પોતાના ચાકરોને કહ્યુ કે, આ
તો યોહાન બાપ્તિસ્મા કરનાર છે, તે મુએલામાથી
ઉઠયા છે, એ માટે એવા પરાક્રમી કામો તેનાથી બને
છે ૩કેમકે હેરોદે પોતાના ભાઇ ફિલિપની વહુ
હેરોદિયાસને લીધે યોહાનને પકડ્યો હતો, ને તેને
બાધીને કેદખાનામા નાખ્યો હતો ૪કેમકે યોહાને
તેને કહ્યુ હતુ કે, તેને તારે રાખવી ઉચિત નથી
૫અને તે તેને મારી નાખવા ચહાતો હતો, પણ
લોકોથી તે બીધો, કેમકે તેઓ તેને ભવિષ્યવાદી
ગણતા હતા ૬પણ હેરોદની વરસગાઠ આવી, ત્યારે
હેરોદિયાસની દીકરીએ તેઓની આગળ નાચીને
હેરોદને ખુશ કીધો ૭ત્યારે તેણે સમ ખાઇને વચન
આપ્યુ કે, જે કંઇ તુ માગે તે હુ તને આપીશ ૮ત્યારે
તેની માના શિખવ્યા પ્રમાણે તે બોલી કે, યોહાન
બાપ્તિસ્મા કરનારનુ માથુ મને કથરોટમા આપ
૯અને રાજા દલગીર થયો, તોપણ પોતે સમ ખાધા
હતા તેને લીધે તથા તેની સાથે ખાવા બેઠેલાઓને
લીધે, તેણે તે આપવાનો હુકમ કીધો ૧૦અને તેણે
[માણસોને] મોકલીને યોહાનનુ માથુ કેદખાનામા
કપાવ્યુ ૧૧પછી તેનુ માથુ કથરોટમા આણીને
છોકરીને આપ્યુ, ને તે પોતાની માની પાસે લઇ ગઇ
૧૨ત્યારે તેના શિષ્યોએ પાસે આવીને તેનુ મુડદુ
ઉઠાવી લઇને દાટ્યુ, ને જઇને ઇસુને ખબર આપી

૧૩ત્યારે ઇસુ એ સાભળીને ત્યાથી હોડીએ ઉજડ
ઠેકાણે એકાત ગયો, ને લોકો તે સાભળીને નગરોમાથી
પગરસ્તે તેની પાછળ ગયા ૧૪અને તેણે નીકળીને
ઘણા લોકોને દીઠા, ત્યારે તેઓ પર તેને દયા આવી,
અને તેણે તેઓમાના માદાઓને સાજા કીધા. ૧૫અને
સાજ પડી ત્યારે તેના શિષ્યો તેની પાસે આવીને
કહે છે કે, આ ઠેકાણુ ઉજડ છે, ને હવે વખત થઇ
ગયો છે, માટે લોકોને વિદાય કર કે તેઓ ગામોમા
જઇને પોતાને સારૂ ખાવાનુ વેચાતુ લે ૧૬પણ ઇસુએ
તેઓને કહ્યુ કે, તેઓને જવાની જરૂર નથી, તમે
તેઓને ખાવાનુ આપો ૧૭અને એઓએ તેને કહ્યુ
કે, અહીં અમારી પાસે માત્ર પાચ રોટલી ને બે
માછલી છે ૧૮ત્યારે તેણે કહ્યુ કે, તે અહીં મારી
પાસે લાવો ૧૯પછી તેણે લોકોને ઘાસ પર બેસવાની
આજ્ઞા આપી, ને તે પાચ રોટલી તથા બે માછલી
લઇ આકાશ તરફ જોઇને આશીર્વાદ માગ્યો, ને
રોટલી ભાગીને શિષ્યોને આપી, ને શિષ્યોએ લોકોને
[આપી] ૨૦અને તેઓ સઘળા ખાઇને ધરાયા,
પછી છાડેલા કકડાઓની બાર ટોપલી ભરેલી તેઓએ
ઉઠાવી ૨૧અને જેઓએ ખાધુ તેઓ બાયડી છોકરા
ઉપરાત આસરે પાચ હજાર પુરૂષ હતા

૨૨અને તરત તેણે શિષ્યોને હઠ કરીને હોડીમા
બેસાડ્યા, ને પોતે લોકોને વિદાય કરે એટલામા
પોતાની આગળ તેઓને પેલે પાર મોકલ્યા ૨૩અને
લોકોને વિદાય કર્યા પછી, તે પ્રાર્થના કરવાને પહાડ
પર એકાતે ગયો, ને સાજ પડી ત્યારે તે ત્યા એકલો
હતો. ૨૪પણ તે વેળા હોડી સમુદ્ર મધ્યે મોજાઓથી
ડામાડોળ થતી હતી, કેમકે વા સામો હતો ૨૫અને
રાતના ચોથે પોહોરે તે સમુદ્ર પર ચાલતો તેઓની
પાસે આવ્યો ૨૬અને શિષ્યોએ તેને સમુદ્ર પર
ચાલતો દીઠો, ત્યારે તેઓએ ગાભરા થઇને કહ્યુ, એ
તો કોઇ ભૂત છે, ને બીકથી બૂમ પાડી ૨૭પણ તરત
ઇસુએ તેઓને કહ્યુ કે, હિમ્મત રાખો, એ તો હુ છુ,
બીહો મા ૨૮ત્યારે પીતરે તેને ઉત્તર દેતા કહ્યુ કે,
પ્રભુ, એ જો તુ હોય, તો મને આજ્ઞા આપ કે હુ
પાણી પર ચાલીને તારી પાસે આવુ ૨૯અને તેણે
કહ્યુ કે, આવ ત્યારે પીતર હોડી પરથી ઉતરીને ઇસુ
પાસે જવાને પાણી પર ચાલ્યો ૩૦પણ વા દેખીને
તે બીધો ને ડુબવા લાગ્યા, તેથી તેણે બૂમ પાડતા
કહ્યુ કે, ઓ પ્રભુ મને બચાવ ૩૧અને ઇસુએ લાગલે
હાથ લાબો કરીને તેને પકડી લીધો, ને તેને કહે છે
કે, અરે અલ્પવિશ્વાસી, તેં સદેહ કેમ આણ્યો?
૩૨અને તેઓ હોડીમા ચઢ્યા એટલે વા બધ પડ્યો
૩૩અને હોડીમા જેઓ હતા તેઓએ તેને પગે લાગીને
કહ્યુ કે, ખરેખર તુ દેવનો દીકરો છે

૩૪અને તેઓ પાર ઉતરીને ગેન્નેસારેત દેશમા
આવ્યા. ૩૫અને જ્યારે તે જગ્યાના લોકોએ તેને
ઓળખ્યો, ત્યારે તેઓએ તે આખા દેશમા ચોતરફ
[માણસોને] મોકલીને બધા માદાઓને તેની પાસે
આણ્યા. ૩૬અને કેવળ તેના લુગડાની કોરને અડકવા
સારૂ તેઓએ તેને વિનતી કીધી, ને જેટલા અડક્યા
તેટલા સાજા થયા

૧૫ ત્યારે યરૂશાલેમથી ફરોશીઓ તથા શાસ્ત્રીઓ
ઇસુની પાસે આવીને કહે છે કે, ૨તારા
શિષ્યો વડીલોના સપ્રદાયનુ ઉલ્લઘન કેમ કરે છે? કેમકે
તેઓ હાથ ધોયા વગર રોટલી ખાય છે ૩પણ તેણે

ઉત્તર દેતા તેઓને કહ્યુ કે, તમે તમારા સપ્રદાયથી
દેવની આજ્ઞાનુ ઉલ્લઘન કેમ કરો છો? ૪ કેમકે દેવે
કહ્યુ કે, તુ તારા બાપનુ તથા તારી માનુ સન્માન કર,
ને જે કોઇ બાપની અથવા માની નિદા કરે તે જીવથી
માર્યો જાય ૫ પણ તમે કહો છો કે, જે કોઇ પોતાના
બાપને કે માને કહેશે કે, જે વડે મારાથી તને લાભ
થયો હોત તે દેવને અર્પિત છે, ૬ તો તે ભલે પોતાના
બાપનું કે પોતાની માનું સન્માન ન કરે, એમ તમે
તમારા સપ્રદાયથી દેવની આજ્ઞા રદ કીધી છે ૭ ઓ
ઢોગીઓ, યશાયાહે તમારા સબધી ઠીક ભવિષ્ય
કહ્યુ છે કે,
૮ આ લોક પોતાના હોઠોથી મને માન આપે છે,
પણ તેઓના મન મારાથી વેગળાજ રહે છે
૯ અને તેઓ મારી ભક્તિ ફોગટ કરે છે,
કેમકે પોતાના મત તરીકે તેઓ માણસોની
આજ્ઞાઓ શિખવે છે
૧૦ પછી તેણે લોકોને પાસે બોલાવીને તેઓને કહ્યુ
કે, સાભળો તથા સમજો ૧૧ મ્હોમા જે જાય છે તે
માણસને વટાળતું નથી, પણ મ્હોમાથી જે નીકળે છે
તેજ માણસને વટાળે છે ૧૨ ત્યારે તેના શિષ્યોએ
પાસે આવીને તેને કહ્યુ કે, આ વાત સાભળીને
ફરોશીઓએ ઠોકર ખાધી, એ શું તું જાણે છે? ૧૩ પણ
તેણે ઉત્તર આપતા કહ્યુ કે, જે રોપા મારા આકાશ-
માના બાપે રોપ્યા નથી, તે દરેક ઉખેડી નખાશે

દીકરી ભૂતથી બહુ પીડા પામે છે ૨૩ પણ તેણે તેને
કશો જવાબ આપ્યો નહિ, ને તેના શિષ્યોએ
આવીને વિનતી કરતા તેને કહ્યુ કે, તેને વિદાય કર,
કેમકે તે આપણી પાછળ બૂમ પાડે છે ૨૪ પણ તેણે
ઉત્તર દેતા કહ્યુ કે, ઇસ્રાએલના ઘરના ખોવાએલા
ઘેટા શિવાય બીજા કોઇની પાસે હુ મોકલાયો નથી
૨૫ પછી તેણીએ આવીને તેને પગે લાગીને કહ્યું કે,
ઓ પ્રભુ, મને મદદ કર ૨૬ પણ તેણે ઉત્તર દેતા
કહ્યુ કે, છોકરાની રોટલી લઇને કુતરાને નાખવી
વાજબી નથી ૨૭ પણ તેણીએ કહ્યુ કે, ખરૂ, પ્રભુ,
કેમકે કુતરા તો પોતાના ધણીઓની મેજ પરથી જે
કકડા પડે છે તે ખાય છે ૨૮ ત્યારે ઇસુએ ઉત્તર
આપતા તેને કહ્યુ કે, ઓ બાઇ, તારો વિશ્વાસ મોટો
છે, જેવું તું ચાહે છે તેવુ તને થાય અને તેજ ઘડીથી
તેની દીકરી સાજી થઇ
૨ ત્યારે ઇસુ ત્યાથી નીકળીને ગાલીલના સમુદ્ર
પાસે આવ્યો, ને પહાડપર ચઢીને ત્યા બેઠો ૩૦ અને
બહુ લોકો પાગળાઓને, આધળાઓને, મુગાઓને,
ઠુઠાઓને, તથા બીજા ઘણાઓને પોતાની સાથે લઇને
તેની પાસે આવ્યા, અને ઇસુના પગ પાસે તેઓને
મુક્યા, ને તેણે તેઓને સાજા કીધા, ૩૧ અને જ્યારે
લોકોએ જોયું કે મુગાઓ બોલે છે, ઠુઠાઓ સાજા
થયા છે, પાગળાઓ ચાલે છે, અને આધળાઓ દેખે
છે. ત્યારે તેઓ આશ્ચર્ય પામ્યા ને તેઓએ ઇસ્રાએ-

છોકરાં ઉપરાંત ચાર હજાર પુરૂષ હતા. ૩૯ અને
લોકોને વિદાય કીધા પછી હોડીમાં બેસીને માગદાનની
સીમમાં તે આવ્યો.

૧૬ અને ફરોશીઓએ તથા સાદુકીઓએ
આવીને તેનું પરીક્ષણ કરતા માગ્યુ કે,
અમને આકાશથી ચિન્હ દેખાડ. ૨ પણ તેણે ઉત્તર
દેતાં તેઓને કહ્યું કે, સાંજ પડે છે ત્યારે તમે કહો
છો કે ઉઘાડ થશે, કેમકે આકાશ રતુમડુ છે. ૩ અને
સવારે [કહો છો] કે, આજ ઝડી પડશે, કેમકે આકાશ
રતુમડુ તથા અંધરાએલું છે. તમે આકાશના રૂપ
સબંધી પરખી જાણો છો ખરા, પણ સમયોના ચિન્હ
તમે પરખી નથી શકતા. ૪ ભુડી તથા વ્યભિચારી પેઢી
ચિન્હ માગે છે, પણ યૂના ભવિષ્યવાદીના ચિન્હ વગર
બીજું ચિન્હ તેઓને નહિ અપાશે; અને તે તેઓને
મુકીને ચાલ્યો ગયો.

૫ અને શિષ્યો પેલે પાર ગયા, પણ રોટલી લેવી
વિસરી ગયા હતા. ૬ ત્યારે ઇસુએ તેઓને કહ્યુ કે,
ફરોશીઓના તથા સાદુકીઓના ખમીર વિષે તમે
સાવધાન થાઓ ને ખબરદાર રહો. ૭ ત્યારે તેઓએ
માહોમાંહે વિચાર કરીને કહ્યું કે, આપણે રોટલી નથી
લાવ્યા [માટે એમ કહે છે]. ૮ ઇસુએ એ જાણીને
તેઓને કહ્યુ કે, ઓ અલ્પવિશ્વાસીઓ, તમારી પાસે
રોટલી નથી, તે માટે માહોમાહે કેમ વિચાર કરો
છો? ૯ શું હજી સુધી તમે નથી સમજતા, ને પેલા
પાચ હજાર પુરૂષ વચ્ચે પાચ રોટલી, ને તમે કેટલી
ટોપલી ઉઠાવી, તેનું શું સ્મરણ નથી? ૧૦ વળી પેલા
ચાર હજાર પુરૂષ વચ્ચે સાત રોટલી, ને તમે કેટલી
ટોપલી ઉઠાવી, તેનું પણ શું સ્મરણ નથી? ૧૧ તમે
કેમ નથી સમજતા કે, મેં તમને રોટલી સબધી નથી
કહ્યું? પણ ફરોશીઓ તથા સાદુકીઓના ખમીર વિષે
તમે સાવધાન રહો. ૧૨ ત્યારે તેઓ સમજ્યા કે રોટ-
લીના ખમીર સબધી નહિ, પણ ફરોશીઓના તથા
સાદુકીઓના મત વિષે સાવધાન રહેવાનુ તેણે કહ્યુ હતુ.

૧૩ અને ઇસુએ કાઇસારીઆ ફિલિપ્પીની સીમમા
આવીને પોતાના શિષ્યોને પુછ્યુ કે, માણસનો દીકરો
કોણ છે, એ વિષે લોકો શું કહે છે? ૧૪ ત્યારે તેઓએ
કહ્યુ કે, કેટલાએક [કહે છે], યોહાન બાપ્તિસ્મા કર-
નાર, ને કેટલાએક એલીયાહ, ને કેટલાએક યિર્મેયાહ,
અથવા ભવિષ્યવાદીઓમાંનો એક. ૧૫ તે તેઓને કહે
છે, પણ હુ કોણ, તે વિષે તમે શું કહો છો? ૧૬ ત્યારે
સીમોન પીતરે ઉત્તર દેતાં કહ્યુ કે, તું મસીહ, જીવતા
દેવનો દીકરો છે. ૧૭ અને ઇસુએ ઉત્તર દેતાં તેને કહ્યુ
કે, સીમોન બાર-યોના, તને ધન્ય છે, કેમકે માંસે
તથા લોહીએ નહિ, પણ મારા આકાશમાંના બાપે
તને એ જણાવ્યુ છે. ૧૮ અને હુ પણ તને કહુ છું કે તું
પીતર છે, ને આ પત્થર પર હુ મારી મડળી બાંધીશ,
ને તેને ઉલટુ હાડેસની દરબારનુ જોર નહિ ચાલશે.
૧૯ આકાશના રાજ્યની કુચીઓ હુ તને આપીશ, ને
પૃથ્વી પર તું જે કંઇ બાંધશે, તે આકાશમા બંધાશે;
ને પૃથ્વી પર તું જે કંઇ છોડશે, તે આકાશમા પણ
છોડાશે. ૨૦ ત્યારે તેણે શિષ્યોને આજ્ઞા આપી કે, હું
ખ્રીસ્ત છુ એ તમારે કોઇને કહેવુ નહિ.

૨૧ ત્યારથી ઇસુ પોતાના શિષ્યોને જણાવવા લાગ્યો
કે, મારે યરૂશાલેમમા જવું, ને વડીલોથી તથા મુખ્ય
યાજકોથી તથા શાસ્ત્રીઓથી ઘણુ સહેવુ, ને માર્યા
જવું, ને ત્રીજે દહાડે પાછા ઉઠવું જરૂરનુ છે. ૨૨ ત્યારે
પીતર તેને એક બાજુએ લઇને તેને ઠપકો દેવા
લાગ્યો, ને કહ્યું કે, અરે પ્રભુ, એ તારાથી દૂર રહે,
એવુ તને કદી નહિ થશે. ૨૩ પણ તેણે ફરીને પીતરને
કહ્યું કે, અરે શેતાન, મારી પછવાડે જા; તું મને
ઠોકરરૂપ છે; કેમકે દેવની વાતો પર નહિ, પણ
માણસોની વાતો પર તું ચિત્ત લગાડે છે. ૨૪ પછી
ઇસુએ પોતાના શિષ્યોને કહ્યુ કે, જો કોઇ મારી પાછળ
આવવા ચાહે, તો તેણે પોતાને નકારવો, ને પોતાનો
વધસ્તંભ ઉચકીને મારી પાછળ આવવું. ૨૫ કેમકે જે
કોઇ પોતાનો જીવ બચાવવા ચાહે છે, તે તેને ખોશે;
પણ જે કોઇ મારે લીધે પોતાનો જીવ ખોશે, તે તેને
બચાવશે. ૨૬ કેમકે જો માણસ આખુ જગત મેળવશે,
ને પોતાના જીવની હાનિ પામશે, તો તેને શો લાભ
થશે? અથવા માણસ પોતાના જીવને બદલે શું
આપશે? ૨૭ કેમકે માણસનો દીકરો પોતાના બાપના
મહિમાએ પોતાના દૂતો સુદ્ધાં આવશે; ને ત્યારે તે
પ્રત્યેકને તેના કામ પ્રમાણે ભરી આપશે. ૨૮ હુ તમને
ખચિત કહુ છુ કે, અહીં જે ઉભા છે તેઓમાંના કેટલા-
એક એવા છે કે માણસના દીકરાને તેના રાજ્યમાં
આવતો દેખશે ત્યા સુધી મરણ પામશેજ નહિ.

૧૭ અને છ દહાડા પછી ઇસુ પીતરને તથા
યાકુબને તથા તેના ભાઇ યોહાનને સાથે
લઇને તેમને એક ઉંચા પહાડ પર એકાંત લઇ જાય
છે. ૨ અને તેઓની આગળ તેનુ રૂપાંતર થયુ, એટલે
તેનું મ્હો સૂરજના જેવું તેજસ્વી થયુ, ને તેનાં લુગડાં
અજવાળાના જેવા ઉજળાં થયા. ૩ ત્યારે, જુઓ, મુસા,

તથા એલીયાહ તેની જોડે વાત કરતા તેઓને દેખાયા.
૪અને પીતરે ઉત્તર આપીને ઇસુને કહ્યું કે, પ્રભુ,
આપણે અહીં રહેવું સારૂ છે, જો તારી મરજી હોય તો
હુ અહીં ત્રણ માંડવા બનાવું; એક તારે કાજે, ને એક
મુસાને કાજે, ને એક એલીયાહને કાજે. ૫તે બોલતો
હતો એટલામાં, જુઓ, એક ચળકતી વાદળીએ તેઓ
પર છાયા કીધી; ને જુઓ, વાદળીમાંથી એવી વાણી
થઇ કે, એ મારો વહાલો દીકરો છે, એના પર હું
પ્રસન્ન છું; તેનું સાંભળો. ૬અને શિષ્યો એ સાંભળીને
ઉંધા પડ્યા, ને બહુજ બીધા. ૭ત્યારે ઇસુએ પાસે
આવીને તેઓને અડકીને કહ્યું કે, ઉઠો, ને બીહો મા.
૮અને તેઓએ પોતાની નજર ઉંચી કરી તો એકલા
ઇસુ વિના તેઓએ કોઇને દીઠા નહિ.
૯અને તેઓ પહાડ પરથી ઉતરતા હતા, ત્યારે
ઇસુએ તેઓને એવી આજ્ઞા કીધી કે, માણસનો દીકરો
મુએલાંમાંથી પાછો ઉઠે ત્યાં સુધી આ જે તમે દીઠું
તે કોઇને ના કહેતા. ૧૦ત્યારે તેના શિષ્યોએ તેને
પુછતાં કહ્યું કે, શાસ્ત્રીઓ કેમ કહે છે કે, એલીયાહે
પહેલાં આવવું જોઇએ? ૧૧અને ઇસુએ ઉત્તર દેતાં
તેઓને કહ્યું કે, એલીયાહ આવે છે ખરો, ને સઘળું
યથાસ્થિત કરશે; ૧૨પણ હુ તમને કહુ છુ કે, એલી-
યાહ આવી ચુક્યો છે, ને તેઓએ તેને ન ઓળખ્યો,
પણ જે કંઇ તેઓએ ચાહ્યું તે તેને કીધું; તેમજ
માણસનો દીકરો પણ તેઓથી દુ:ખ સહેશે. ૧૩ત્યારે
શિષ્યો સમજ્યા કે યોહાન બાપ્તિસ્મા કરનાર સંબધી
તેણે તેઓને કહ્યું.
૧૪અને જ્યારે તેઓ લોકની ભીડ પાસે આવ્યા,
ત્યારે એક માણસે તેની પાસે આવીને તેની આગળ
ઘુટણ ટેકીને કહ્યું કે, ૧૫ઓ પ્રભુ, મારા દીકરા પર
દયા કર, કેમકે તેને ફેફરાનું દરદ છે, ને તે ઘણી પીડા
પામે છે; કેમકે તે ઘણી વાર અગ્નિમાં, ને ઘણી વાર
પાણીમાં પડે છે. ૧૬અને તેને હુ તારા શિષ્યોની પાસે
લાવ્યો હતો, પણ તેઓ તેને સાજો કરી ન શક્યા.
૧૭ત્યારે ઇસુએ ઉત્તર દેતાં કહ્યું કે, ઓ અવિશ્વાસી
તથા આડી પેઢી, ક્યાં સુધી હુ તમારી સાથે રહીશ?
ક્યાં સુધી હુ તમારૂં સહીશ? તેને મારી પાસે અહીં
લાવો. ૧૮પછી ઇસુએ તે ભૂતને ધમકાવ્યું; ને તે
તેનામાંથી નીકળ્યું; ને છોકરો તે ઘડીથી સાજો થયો.
૧૯ત્યારે શિષ્યોએ એકાંતમાં ઇસુ પાસે આવીને કહ્યું
કે, અમે તેને કેમ કાઢી ન શક્યા? ૨૦ત્યારે તેણે
તેઓને કહ્યું કે, તમારા અવિશ્વાસને લીધે; કેમકે હુ
તમને ખચિત કહું છુ કે, તમને રાઇના દાણા જેટલો
વિશ્વાસ હોય તો તમે આ પહાડને કહેશો કે, તું
અહીંથી ત્યાં ખસી જા, ને તે ખસી જશે; ને તમને ૮
કંઇ અશક્ય થશે નહિ. [[ ૨૧પણ પ્રાર્થના તથા ઉપ-
વાસ વગર એ જાત નીકળતી નથી]].
૨૨અને તેઓ ગાલીલમાં રહેતા હતા ત્યારે ઇસુએ
તેઓને કહ્યું કે, માણસનો દીકરો માણસોના હાથમાં
સોંપાશે; ૨૩ને તેઓ તેને મારી નાખશે, ને ત્રીજે
દહાડે તે પાછો ઉઠશે. ત્યારે તેઓ બહુ દલગીર થયા.
૨૪અને તેઓ કાપરનાહુમમાં આવ્યા, ત્યારે કર
લેનારાઓએ પીતરની પાસે આવીને કહ્યું કે, શું
તમારો ઉપદેશક [મંદિરના] કરનું નાણું નથી આપતો?
૨૫તેણે કહ્યું કે, હા. અને ઘરમાં તે આવ્યો ત્યારે
[તેના બોલવા] અગાઉ ઇસુએ કહ્યું કે, સીમોન, તને
શું લાગે છે, પૃથ્વીના રાજા કોની પાસેથી દાણ અથવા
કર લે છે? પોતાના દીકરાઓ પાસેથી કે પારકાઓ
પાસેથી? ૨૬અને પીતરે તેને કહ્યું કે, પારકાઓ
પાસેથી; ત્યારે ઇસુએ તેને કહ્યું, ત્યારે દીકરાઓ
તો છુટા છે. ૨૭તોપણ આપણે તેઓને ઠોકર ન
ખવડાવીએ માટે તું સમુદ્ર કિનારે જઇને ગલ નાખ;
ને જે માછલી પહેલી આવે તેને પકડી લે, ને જ્યારે
તેનું મ્હો ઉઘાડીશ ત્યારે તને નાણું મળશે, તે લઇને
મારે ને તારે સારૂ તેઓને આપ.

૧૮ તેજ વેળાએ શિષ્યોએ ઇસુની પાસે
આવીને કહ્યું કે, આકાશના રાજ્યમાં મોટું
કોણ છે? ૨ત્યારે તેણે એક બાળકને પાસે બોલાવીને
તેને તેઓની વચ્ચે ઉભું રાખ્યું, ૩અને કહ્યું કે, હુ
તમને ખચિત કહુ છુ કે, જો તમે ફરો નહિ, ને બાળ-
કોના જેવા થાઓ નહિ, તો આકાશના રાજ્યમાં તમે
નહિજ પેસશો. ૪માટે જે કોઇ પોતાને આ બાળકના
જેવું દીન કરશે, તેજ આકાશના રાજ્યમાં સૌથી મોટું
છે. ૫વળી જે કોઇ મારે નામે એવા એક બાળકનો
અંગીકાર કરે છે તે મારો અંગીકાર કરે છે. ૬પણ
આ નાનાઓ જે મારા પર વિશ્વાસ કરે છે, તેઓ-
માંના એકને જે કોઇ ઠોકર ખવડાવશે તે કરતાં તેની
કોટે ઘંટીનું પડ બંધાય, ને તે સમુદ્રના ઉંડાણમાં
ડુબાડાય એ તેને માટે સારૂ છે. ૭ઠોકરોને લીધે
જગતને અફસોસ છે; ઠોકરો આવવાની અગત્ય તો
છે, પણ જે માણસથી ઠોકર આવે છે તેને અફસોસ
છે. ૮માટે જો તારો હાથ અથવા તારો પગ તને ઠોકર
ખવડાવે, તો તેને કાપી નાખીને તારી પાસેથી ફેંકી દે;

તારા બે હાથ અથવા બે પગ છતાં તું અનંત અગ્નિમાં
નખાય, એ કરતાં લંગડો અથવા ટુંડો થઇ જીવનમાં
પેસવું તારે માટે સારૂ છે ૯ અને જો તારી આંખ તને
ઠોકર ખવડાવે, તો તેને કાઢી નાખીને તારી પાસેથી
ફેંકી દે; તારી બે આંખ છતાં તું નરકાગ્નિમાં નખાય,
એ કરતાં કાણો થઇ જીવનમા પેસવું તારે માટે સારૂ
છે. ૧૦ આ નાનાઓમાના એકને તમે ન વખોડો માટે
સાવધાન રહો, કેમકે હુ તમને કહુ છુ કે આકાશમાં
તેઓના દૂત મારા આકાશમાના બાપનું મ્હો સદા
જુએ છે [[ ૧૧ કેમકે જે ખોવાએલું તેને બચાવવાને
માણસનો દીકરો આવ્યો છે]] ૧૨ તમે શું ધારો છો,
જો કોઇ માણસની પાસે સો ઘેટાં હોય, ને તેમાંથી
એક ભુલું પડે, તો શું નવ્વાણુને પહાડ પર મુકીને તે
ભુલા પડેલાને શોધવા જતો નથી? ૧૩ અને જો તે
તેને જડે તો હુ તમને ખચિત કહુ છું કે, જે નવ્વાણુ
ભુલાં પડેલા ન હતાં, તેઓનાં કરતાં તેને લીધે તે વસો
હરખાય છે ૧૪ એમ આ નાનાઓમાંથી એકનો નાશ
થાય, એવી તમારા આકાશમાંના બાપની ઇચ્છા નથી.
૧૫ વળી જો તારો ભાઇ તારી વિરૂદ્ધ અપરાધ કરે,
તો જા, ને તું ને તે એકાંતે જઇને તેનો દોષ તેને
કહે; જો તે વારૂ સાંભળે, તો તેં તારા ભાઇને મેળવી
લીધો છે. ૧૬ પણ જો તે ન સાંભળે, તો બીજા એક
બે જણ તારી સાથે લે, એ માટે કે હરેક વાત બે
અથવા ત્રણ શાહેદીના મ્હોથી સાબીત થાય. ૧૭ અને
જો તે તેઓનું ન માને, તો મંડળીને કહે, ને જો
મંડળીનું પણ તે ન માને તો તેને વિદેશી તથા દાણીના
જેવો ગણ. ૧૮ હુ તમને ખચિત કહું છું કે, જે કંઇ
તમે પૃથ્વી પર બાંધશો, તે આકાશમાં બંધાશે; ને
જે કંઇ તમે પૃથ્વી પર છોડશો, તે આકાશમાં છોડાશે.
૧૯ વળી હુ તમને કહુ છું કે, જો પૃથ્વી પર તમારામાંના
બે કંઇ પણ વાત સબંધી એક ચિત્તના થઇને માગશે,
તો મારા આકાશમાંના બાપથી તેઓને સારૂ તે કરાશે.
૨૦ કેમકે જ્યાં બે અથવા ત્રણ મારે નામે એકઠા
થએલા હોય ત્યા તેઓની વચમા હુ છુ.
૨૧ ત્યારે પીતરે તેની પાસે આવીને કહ્યુ કે, ઓ
પ્રભુ, મારો ભાઇ મારી વિરૂદ્ધ કેટલી વાર અપરાધ કરે,
ને હુ તેને માફ કરૂ? શું સાત વાર સુધી? ૨૨ ઇસુએ
તેને કહ્યુ કે, સાત વાર સુધીનું હુ તને નથી કહેતો,
પણ સિત્તેર ગણી સાત વાર સુધી. ૨૩ એ માટે
આકાશના રાજ્યને એક રાજાની ઉપમા અપાય છે કે
જેણે પોતાના ચાકરો પાસે હિસાબ લેવા ચાહ્યો.
૨૪ અને તે હિસાબ લેવા લાગ્યો, ત્યારે તેઓએ દસ
હજાર તાલતના એક દેવાદારને તેની પાસે આણ્યો.
૨૫ પણ વાળી આપવાનુ તેની પાસે ન હોવાથી, તેના
શેઠે તેને તથા તેની બાયડીને તથા તેનાં છોકરાંને તથા
તેની પાસે જે હતું તે સઘળું વેચીને દેવું વાળવાની
આજ્ઞા કીધી. ૨૬ એ માટે તે ચાકરે તેને પગે લાગીને
વિનંતી કરતાં કહ્યુ કે, સાહેબ, ધીરજ રાખ, ને હું
તારૂ બધું વાળીશ. ૨૭ ત્યારે તે ચાકરના શેઠને દયા
આવ્યાથી તેણે તેને મુકી દીધો, ને દેવું તેને માફ
કીધુ. ૨૮ પણ તેજ ચાકરે બહાર જઇને પોતાના
સાથી ચાકરોમાના એકને દીઠો જે તેના સો દીનારનો
દેવાદાર હતો, ત્યારે તેણે તેનો ટોટો પકડીને કહ્યુ કે,
તારૂ દેવું વાળ. ૨૯ ત્યારે તેના સાથી ચાકરે તેને પગે
લાગીને તેને વિનંતી કરતા કહ્યુ કે, ધીરજ રાખ, ને
હુ તારૂ વાળી આપીશ. ૩૦ અને તેણે માન્યું નહિ,
પણ જઇને તે દેવું વાળે ત્યાં લગી તેને કેદખાનામાં
નાખ્યો. ૩૧ ત્યારે જે જે થયુ તે તેના સાથી ચાકરો
જોઇને ઘણા દલગીર થયા, ને તેઓએ જઇને જે થયું
તે બધું પોતાના શેઠને કહી દેખાડયુ. ૩૨ ત્યારે તેના
શેઠે તેને બોલાવીને કહ્યુ કે, અરે દુષ્ટ ચાકર, તેં મને
વિનંતી કીધી, માટે મેં તને તે બધું લેણુ માફ કીધુ.
૩૩ મેં તારા પર જેવી દયા કીધી તેવી દયા શું તને
પણ તારા સાથી ચાકર પર કરવી ઘટારૂં ન હતી?
૩૪ અને તેના શેઠે ગુસ્સે થઇને તેનું બધું દેવું વાળે
ત્યાં સુધી તેને પીડા આપનારાઓને સોપ્યો. ૩૫ એ
પ્રમાણે જો તમે પોતપોતાના ભાઇઓના અપરાધ
પોતાના અંત:કરણથી માફ નથી કરતા, તો મારો
આકાશમાનો બાપ પણ તમને એમજ કરશે.

૧૯ અને ઇસુએ એ વાતો પુરી કીધા પછી
એમ થયુ કે ગાલીલથી તે નીકળ્યો, અને
યરદનને પેલે પારની યહુદાહની સીમોમાં આવ્યો.
૨ અને અતિ ઘણા લોક તેની પાછળ ગયા, ને ત્યાં
તેણે તેઓને સાજા કીધા.
૩ અને ફરોશીઓએ તેની પાસે આવીને તેનું
પરીક્ષણ કરતાં પુછ્યુ કે, શું હરેક કારણને લીધે
માણસને પોતાની બાયડીને મુકી દેવી ઉચિત છે?
૪ અને તેણે ઉત્તર દેતા કહ્યુ કે, શું તમે એ નથી વાચ્યુ
કે, જેણે આરંભથી તેઓને ઉત્પન્ન કીધાં તેણે તેઓને
નરનારી ઉત્પન્ન કીધાં, ૫ ને કહ્યુ કે, તે કારણને લીધે
માણસ પોતાના માબાપને મુકશે, ને પોતાની બાયડીને
વળગી રહેશે, ને તે બન્ને એક દેહ થશે. ૬ માટે તેઓ

હવેથી બે નથી, પણ એક દેહ છે એ માટે દેવે જે
જોડ્યું છે તેને માણસે જુદું ન પાડવું. ૭ તેઓ તેને
કહે છે કે, તો મુસાએ એવી આજ્ઞા કેમ આપી કે
ફારગતી આપીને તેને મુકી દેવી? ૮ તે તેઓને કહે
છે કે, મુસાએ તમારા હૃદયની કઠણતાને લીધે તમને
તમારી બાયડીઓ મુકવા દીધી, પણ આરંભથી એવું
ન હતું ૯ અને હુ તમને કહુ છુ કે વ્યભિચારના કારણ
વગર જે કોઇ પોતાની બાયડીને મુકી દેશે, ને બીજીને
પરણશે, તે વ્યભિચાર કરે છે, ને તે મુકી દીધેલી
જોરૂ જે પરણે છે તે વ્યભિચાર કરે છે. ૧૦ તેના શિષ્યો
તેને કહે છે કે, જો બાયડી સબંધી પુરૂષનો એવો હાલ
છે, તો પરણવું સારૂ નથી. ૧૧ ત્યારે તેણે તેઓને કહ્યું
કે, સઘળાથી તે વાત પળાતી નથી, પણ જેઓને
આપેલુ છે તેઓથીજ. ૧૨ કેમકે કેટલાએક ખોજા છે
કે જેઓ માના પેટથી એવા જન્મ્યા; ને કેટલાએક
ખોજા છે કે જેઓને માણસોએ ખોજા બનાવ્યા; ને
કેટલાએક ખોજા છે કે જેઓએ આકાશના રાજ્યને
લીધે પોતાને ખોજા કીધા; જે પાળી શકે છે તે પાળે.
૧૩ ત્યારે તેઓ બાળકોને તેની પાસે લાવ્યા, એ
માટે કે તે તેઓ પર હાથ મુકીને પ્રાર્થના કરે; અને
શિષ્યોએ તેઓને ધમકાવ્યા ૧૪ પણ ઇસુએ કહ્યુ કે,
બાળકોને મારી પાસે આવવા દો, ને તેઓને વારો
મા, કેમકે આકાશનુ રાજ્ય એવાઓનુજ છે. ૧૫ પછી
તેઓ પર હાથ મુકીને તે ત્યાથી ગયો.
૧૬ અને જુઓ, કોઇએક તેની પાસે આવીને કહ્યુ
કે, ઉપદેશક, સર્વકાળનુ જીવન પામવા સારૂ હુ શું
સારૂં કરૂ? ૧૭ ત્યારે તેણે તેને કહ્યુ, તું મને સારા
વિષે કેમ પુછે છે? સારો તો એકજ છે; પણ જો તું
જીવનમાં પેસવા ચાહે છે, તો આજ્ઞાઓ પાળ. ૧૮ તે
તેને કહે છે કે, કયી? ત્યારે ઇસુએ કહ્યું કે, તું હત્યા
ન કર, તું વ્યભિચાર ન કર, તું ચોરી ન કર, તું જુઠી
સાક્ષી ન પુર, ૧૯ પોતાનાં માબાપને માન આપ, ને
પોતાના પડોસી પર પોતાના જેવી પ્રીતિ કર. ૨૦ તે
જુવાન તેને કહે છે કે, એ બધાં મેં પાળ્યાં છે, હજી
મારામા શું અધુરૂ છે? ૨૧ ઇસુએ તેને કહ્યું કે, જો તું
પુરો થવા ચાહે છે, તો જઇને તારૂ જે છે તે વેચી
નાખ, ને દરિદ્રીઓને આપી દે, એટલે આકાશમાં
તને દ્રવ્ય મળશે; ને આવીને મારી પાછળ ચાલ
૨૨ પણ તે જુવાન એ વાત સાંભળીને દલગીર થઇને
ચાલ્યો ગયો, કેમકે તેની મિલકત ઘણી હતી.
૨૩ ત્યારે ઇસુએ પોતાના શિષ્યોને કહ્યુ કે, હુ તમને
ખચિત કહું છું કે દ્રવ્યવાનને આકાશના રાજ્યમાં
પેસવું કઠણ છે. ૨૪ વળી હુ તમને ફરી કહુ છું કે
દ્રવ્યવાનને દેવના રાજ્યમા પેસવા કરતાં સોયના
નાકામા થઇને ઉંટને જવું સહેલ છે. ૨૫ ત્યારે તેના
શિષ્યો એ સાભળીને ઘણા અચરત થયા, ને કહ્યું, તો
કોણ તારણ પામી શકે? ૨૬ પણ ઇસુએ તેઓની
સામું જોઇને કહ્યુ કે, માણસોને તો એ અશક્ય છે,
પણ દેવને સઘળાં શક્ય છે. ૨૭ ત્યારે પીતરે ઉત્તર
દેતા તેને કહ્યું, જો, અમે બધું મુકીને તારી પાછળ
આવ્યા છીએ, તો અમને શું મળશે? ૨૮ અને ઇસુએ
તેઓને કહ્યું, હુ તમને ખચિત કહુ છું કે, જ્યારે
પુનરૂત્પત્તિમા માણસનો દીકરો પોતાના મહિમાના
રાજ્યાસન પર બેસશે, ત્યારે તમે, મારી પાછળ
આવનારા, ઇસ્રાએલનાં બારે કુળનો ન્યાય કરતા બાર
રાજ્યાસનો પર બેસશો. ૨૯ અને જે કોઇએ ઘરોને,
કે ભાઇઓને, કે બહેનોને, કે બાપને, કે માને, કે
છોકરાને, કે ખેતરોને, મારા નામને લીધે મુકી દીધાં
છે, તે સોગણાં પામશે, ને અનંત જીવનનો વારસો
પામશે. ૩૦ પણ ઘણા જે પહેલા, તેઓ છેલ્લા થશે;
ને જે છેલ્લા તેઓ પહેલા થશે.

૨૦ કેમકે આકાશનું રાજ્ય એક ઘરધણીના જેવું
છે, જે પોતાની દ્રાક્ષવાડીને સારૂ મજુરો
પકડવાને મળસકામા બહાર ગયો. ૨ અને તેણે મજુ-
રોની સાથે રોજનુ એક દીનાર પઠ્ઠીને પોતાની દ્રાક્ષ-
વાડીમા તેઓને મોકલ્યા. ૩ અને આસરે પોહોર
દહાડો ચઢતે બહાર જઇને તેણે ચકલા પર બીજાઓને
નવરા ઉભા રહેલા દીઠા. ૪ અને તેણુે તેઓને કહ્યુ કે,
તમે પણ દ્રાક્ષવાડીમા જાઓ, ને જે કંઇ યોગ્ય હશે,
તે હુ તમને આપીશ; ત્યારે તેઓ ગયા ૫ વળી આસરે
બપોરે તથા ત્રીજે પોહોરે બહાર જઇને તેણે તેજ
પ્રમાણે કીધુ ૬ અને આસરે અગીઆરમી હોરાએ
પણ તેણે બહાર જઇને બીજાઓને નવરા ઉભા રહેલા
દીઠા, ત્યારે તે તેઓને કહે છે કે, આખો દહાડો
તમે કેમ અહીં નવરા ઉભા રહ્યા છો? ૭ તેઓ તેને
કહે છે કે, કોઇએ અમને મજુરીએ રાખ્યા નથી તે
માટે, તે તેઓને કહે છે કે, તમે પણ દ્રાક્ષવાડીમા
જાઓ. ૮ અને સાંજ પડી ત્યારે દ્રાક્ષવાડીનો ધણી
પોતાના કારભારીને કહે છે કે, મજુરોને બોલાવ, ને
છેલ્લાથી માંડીને પહેલા સુધી તેઓનુ વેતન આપ
૯ અને જેઓને આસરે અગીઆરમી હોરાએ રાખ્યા
હતા, તેઓ જ્યારે આવ્યા ત્યારે તેઓને એક એક

દીનાર મળ્યો ૧૦ પછી જેઓ પહેલા હતા, તેઓ
આવીને ધારતા હતા કે અમને વધારે મળશે, ને
તેઓને પણ એક એક દીનાર મળ્યો ૧૧ ત્યારે તે
લઇને તેઓએ ઘરધણીની વિરૂદ્ધ કચકચ કીધી, ૧૨ ને
કહ્યું કે, આ પાછલાઓ માત્ર એકજ કલાક રહ્યા છે,
અને તેં તેઓને હમ આખા દિવસનો બોજો તથા લૂ
વહન કરનારાઓની બરોબર ગણ્યા છે ૧૩ પણ તેણે
તેઓમાના એકને ઉત્તર દેતા કહ્યું કે, મિત્ર, હું તારો
કશો અન્યાય નથી કરતો, શું તેં મારી સાથે એક
દીનાર પકવ્યો નહોતો? ૧૪ તારૂ લઇને ચાલ્યો જા,
જેટલુ તને તેટલુ આ છેલ્લાને પણ આપવાની મારી
મરજી છે ૧૫ જે મારૂ છે તે મારી મરજી પ્રમાણે
વાપરવાનો શું મને હક નથી? અથવા હું સારો છું
માટે તારી આખ ભુંડી છે શું? ૧૬ એમ જે છેલ્લા તેઓ
પહેલા, ને જે પહેલા તેઓ છેલ્લા થશે

૧૭ અને ઇસુએ યરૂશાલેમ જતા, રસ્તે બાર
શિષ્યોને એકાતમા લઇ જઇને તેઓને કહ્યું કે,
૧૮ જુઓ, આપણે યરૂશાલેમ જઇએ છીએ, ને માણ-
સનો દીકરો મુખ્ય યાજકોને તથા શાસ્ત્રીઓને સ્વાધીન
કરાશે, ને તેઓ તેના પર મરણદંડ ઠરાવશે ૧૯ અને
ઠઠ્ઠા મશ્કરી કરવાને, તથા કોરડા મારવાને, તથા
વધસ્તંભે જડવાને તેઓ તેને વિદેશીઓને સોપશે,
ને ત્રીજે દહાડે તે પાછો ઉઠાડાશે

૨૦ ત્યારે ઝબદીના દીકરાઓની માએ પોતાના
દીકરાઓની સાથે તેની પાસે આવીને તથા પગે
લાગીને તેની કને કઇ માગ્યુ ૨૧ અને તેણે તેને કહ્યું
કે, તું શું ચાહે છે? તે તેને કહે છે કે, આ મારા બે
દીકરા તારા રાજ્યમા, એક તારે જમણે હાથે ને બીજો
તારે ડાબે હાથે બેસે, એવી આજ્ઞા તું કર ૨૨ પણ
ઇસુએ ઉત્તર દેતા કહ્યું કે, તમે જે માગો છો તે તમે
સમજતા નથી, જે વાટકો હું પીવાનો છું તે તમે પી
શકો છો? તેઓ તેને કહે છે, અમે પી શકીએ છીએ
૨૩ તે તેઓને કહે છે કે, તમે મારો વાટકો પીશો
ખરા, પણ જેઓને સારૂ મારા બાપે સિદ્ધ કીધેલુ છે
તેઓ વગર બીજાઓને મારે જમણે હાથે ને ડાબે હાથે
બેસવા દેવુ એ મારૂ નથી ૨૪ અને દસે એ સાભળ્યુ
ત્યારે તેઓ એ બે ભાઇ પર ગુસ્સે થયા ૨૫ પણ
ઇસુએ તેઓને પાસે તેડીને કહ્યું કે, તમે જાણો છો કે
વિદેશીઓના રાજાઓ તેઓ પર ધણીપણુ કરે છે, ને
જે મોટા છે તેઓ એઓના પર અધિકાર ચલાવે છે
૨૬ પણ તમારામા એવુ ન થાય, પણ તમારામા જે
કોઇ મોટો થવા ચાહે, તે તમારો સેવક થાય, ૨૭ અને
જે કોઇ તમારામા મુખ્ય થવા ચાહે, તે તમારો દાસ
થાય ૨૮ જેમ માણસનો દીકરો સેવા કરાવવાને નહિ,
પણ સેવા કરવાને, તથા ઘણા લોકની ખંડણીને સારૂ
પોતાનો જીવ આપવાને આવ્યો છે તેમ

૨૯ અને તેઓ યરેખોમાથી નીકળતા હતા, ત્યારે
લોકોનો મોટો જથો તેની પાછળ ચાલ્યા. ૩૦ અને
જુઓ, બે આધળા રસ્તાની કોરે બેઠા હતા, તેઓએ
ઇસુનુ પાસે થઇને જવાનુ સાભળીને બૂમ પાડતા કહ્યું
કે, ઓ પ્રભુ, દાઉદના દીકરા, અમારા પર દયા કર
૩૧ અને લોકે તેઓને ધમકાવ્યા કે, છાના રહો, પણ
તેઓએ વિશેષ બૂમ પાડતા કહ્યું કે, ઓ પ્રભુ, દાઉદના
દીકરા, અમારા ઉપર દયા કર ૩૨ ત્યારે ઇસુએ ઉભા
રહીને તેઓને તેડીને કહ્યું કે, હું તમારે વાસ્તે શું કરૂ,
તમારી શી ઇચ્છા છે? ૩૩ તેઓ તેને કહે છે કે, પ્રભુ,
અમારી આખો ઉઘડી જાય. ૩૪ ત્યારે ઇસુને દયા
આવી, ને તે તેઓની આખોને અડકયો, ને તરત
તેઓ દેખતા થયા, ને તેઓ તેની પાછળ ચાલ્યા

૨૧ અને જ્યારે તેઓ યરૂશાલેમની નજદીક
આવ્યા, ને જૈતુનના પહાડ પાસે બેથફાગે
સુધી પહોચ્યા, ત્યારે ઇસુએ બે શિષ્યને મોકલતા
૨ કહ્યું કે, તમે સામા ગામમા જાઓ, ને બાધેલી એક
ગધેડી તથા તેની જોડે બચ્ચુ તરત દેખશો, તેઓને
છોડીને મારી પાસે લાવો ૩ અને જો કોઇ તમને કઇ
કહે તો તમારે કહેવુ કે, પ્રભુને તેઓનો ખપ છે,
એટલે તે તેઓને લાગલો મોકલી દેશે ૪ હવે આ એ
માટે થયુ કે ભવિષ્યવાદીએ જે કહ્યું હતુ તે પુરૂ થાય કે,
૫ સીઓનની દીકરીને એમ કહો કે,
જો, તારો રાજા તારી પાસે આવે છે,
તે નમ્ર છે, તથા ગધેડા પર, હા, ખોલા પર,
એટલે ગધેડીના વછેરા પર,
સવાર થઇને [આવે છે]
૬ ત્યારે શિષ્યાએ જઇને ઇસુએ તેઓને ફરમાવ્યુ
હતુ તેમ કીધુ, ૭ અને તેઓ ગધેડીને બચ્ચા સુદ્ધા
લાવ્યા, ને પોતાના લુગડા તેઓ પર નાખ્યા, અને
તે તેઓ પર સવાર થયો ૮ અને લોકોમાના ઘણા-
ખરાએ પોતાના લુગડા રસ્તામા પાથર્યા, ને બીજા-
ઓએ ઝાડો પરથી ડાળીઓ કાપીને રસ્તામા પાથરી
૯ અને આગળ ચાલનાર તથા પાછળ આવનાર લોકે
બૂમ પાડતા કહ્યું કે, દાઉદના દીકરાને હોસાના, પ્રભુને
નામે જે આવે છે તે આશીર્વાદિત છે, પરમ ઉંચામા

હોસાના. ૧૦અને તે જ્યારે યરૂશાલેમમાં આવ્યો
ત્યારે તે આખા નગરે ખળભળી ઉઠીને કહ્યું કે, એ કોણ
છે? ૧૧ત્યારે લોકે કહ્યું કે, ઇસુ ભવિષ્યવાદી જે
ગાલીલના નાઝારેથનો તે એ છે.
૧૨પછી ઇસુ દેવના મંદિરમાં ગયો, ને મંદિરમાં
જેઓ વેચતા તથા ખરીદતા હતા, તે સર્વેને તેણે કાઢી
મુક્યા; ને નાણાવટીઓના બાજટ, તથા ખબુતર
વેચનારાઓનાં આસનો ઉંધા વાળ્યાં. ૧૩અને તેઓને
કહ્યું કે, મારૂં ઘર પ્રાર્થનાનું ઘર કહેવાશે, એમ લખેલું
છે, પણ તમે એને લૂટારાઓનું કોતર કીધું છે. ૧૪અને
આંધળા તથા લંગડા તેની પાસે મંદિરમાં આવ્યા, ને
તેણે તેઓને સાજા કીધા. ૧૫પણ જે ચમત્કારો તેણે
કીધા, તથા જે છોકરાં મંદિરમાં મોટે ઘાંટે દાઉદના
દીકરાને હોસાના કહેતાં હતા, તેઓને જ્યારે મુખ્ય
યાજકોએ તથા શાસ્ત્રીઓએ દીઠાં, ત્યારે તેઓ બહુ
ગુસ્સે થયા. ૧૬અને તેને કહ્યું કે, એઓ શું કહે છે,
તે શું તું સાંભળે છે? ત્યારે ઇસુ તેઓને કહે છે કે,
હા, બાળકોના તથા ધાવણાઓના મ્હોથી તેં સ્તુતિ
પુરી કરાવી છે, એ શું તમે કદી નથી વાચ્યું? ૧૭પછી
તે તેઓને મુકીને નગર બહાર બેથાનીઆમાં ગયો,
ને ત્યાં તેણે વાસો કીધો.
૧૮હવે સવારે તે પાછો નગરમાં આવતો હતો
ત્યારે ભૂખ્યો થયો. ૧૯અને એક અંજીરીને રસ્તાની
કોરે જોઇને તે તેની પાસે આવ્યો, પણ તેના પર
એકલાં પાનરાં વગર કંઇ ન મળવાથી તેણે તેને કહ્યું
કે, હવેથી તારા પર કદી ફળ ન લાગો; ને એકદમ તે
અંજીરી સુકાઇ ગઇ. ૨૦અને એ જોઇને શિષ્યો અચરત
થઇને બોલ્યા કે, અંજીરી કેવી રીતે એકદમ સુકાઇ
ગઇ? ૨૧ત્યારે ઇસુએ ઉત્તર દેતાં તેઓને કહ્યું કે,
હું તમને ખચિત કહું છું, જો તમને વિશ્વાસ હોય ને
સંદેહ ન લાવો તો આ અંજીરીને જે થયું તે તમે
કરશો, એટલુંજ નહિ પણ જો તમે આ પહાડને
કહેશો કે, તું ઉચકાઇ જા ને સમુદ્રમાં નખા, તો તેમજ
થશે. ૨૨અને જે કંઇ તમે વિશ્વાસ રાખીને પ્રાર્થનામાં
માગશો, તે સઘળું પામશો.
૨૩પછી મંદિરમાં આવીને તે બોધ કરતો હતો,
એટલામાં મુખ્ય યાજકોએ તથા લોકોના વડીલોએ
તેની પાસે આવીને કહ્યું કે, તું કયા અધિકારથી એ
કામો કરે છે? ને એ અધિકાર તને કોણે આપ્યો?
૨૪ત્યારે ઇસુએ ઉત્તર દેતાં તેઓને કહ્યું કે, હું પણ
તમને એક વાત પુછીશ, તે જો તમે કહેશો તો હું કયા
અધિકારથી એ કામો કરૂં છું, તે પણ તમને કહીશ.
૨૫યોહાનનું બાપ્તિસ્મા ક્યાંથી હતું? આકાશથી કે
માણસોથી? ત્યારે તેઓએ માંહોમાંહે વિચારીને
કહ્યું, જો આપણે કહીએ કે આકાશથી, તો તે આપણને,
કહેશે કે, ત્યારે તમે તેના પર કેમ વિશ્વાસ કીધો
નહિ? ૨૬અને જો આપણે કહીએ કે માણસોથી; તો
લોકોથી આપણે બીએ છીએ, કેમકે સહુ યોહાનને
ભવિષ્યવાદી માને છે. ૨૭પછી તેઓએ ઇસુને ઉત્તર
દેતાં કહ્યું કે, અમે નથી જાણતા. તેણે પણ તેઓને
કહ્યું કે, હું કયા અધિકારથી એ કામો કરૂં છું તે હું પણ
તમને નથી કહેતો. ૨૮પણ તમે શું ધારો છો? એક
જણને બે દીકરા હતા, ને તેણે પહેલા પાસે આવીને
કહ્યું કે, દીકરા, તું આજ દ્રાક્ષવાડીમાં જઇને કામ કર.
૨૯ત્યારે તેણે ઉત્તર દેતાં કહ્યું કે, હું નથી જવાનો;
તોપણ પછી તે પસ્તાઇને ગયો. ૩૦અને બીજા પાસે
આવીને તેણે તેમજ કહ્યું. ત્યારે તેણે ઉત્તર દેતાં કહ્યું,
સાહેબ, હું જાઉં છું, તોપણ તે ગયો નહિ. ૩૧તો તે
બન્નેમાંથી કોણે બાપની ઇચ્છા પ્રમાણે કીધું? તેઓ
કહે છે કે, પહેલાએ; ઇસુ તેઓને કહે છે કે, હું તમને
ખચિત કહું છું કે, દાણીઓ તથા કસબેણો તમારી
અગાઉ દેવના રાજ્યમાં જાય છે. ૩૨કેમકે યોહાન
ન્યાયને માર્ગે તમારી પાસે આવ્યો, તોપણ તમે તેના
ઉપર વિશ્વાસ ન કીધો; પણ દાણીઓએ તથા કસ-
બેણોએ તેના પર વિશ્વાસ કીધો; ને એ જોયા પછી
પણ તમે પસ્તાવો કીધો નહિ કે તમે તેના પર
વિશ્વાસ કરો.
૩૩એક બીજું દૃષ્ટાંત સાંભળો. એક ઘરધણી હતો
જેણે દ્રાક્ષવાડી રોપી, ને તેની આસપાસ વાડ કીધી,
ને તેમાં દ્રાક્ષકુંડ ખોદ્યો, ને બુરૂજ બનાવ્યો, ને ખેડુ-
તોને તે ઇજારે આપી, ને પરદેશ ગયો. ૩૪અને ફળની
ઋતુ પાસે આવી ત્યારે તેણે ફળ લેવા સારૂ પોતાના
ચાકરોને તે ખેડુતોની પાસે મોકલ્યા. ૩૫ત્યારે
ખેડુતોએ તેના ચાકરોને પકડીને એકને માર્યો, ને
બીજાને મારી નાખ્યો, ને ત્રીજાને પત્થરે માર્યો.
૩૬વળી તેણે પહેલાં કરતાં વધારે બીજા ચાકરોને
મોકલ્યા, પણ તેઓએ તેઓને તેમજ કીધું. ૩૭પણ
પાછળથી તેણે પોતાના દીકરાને તેઓની પાસે મોક-
લતાં કહ્યું કે, તેઓ મારા દીકરાની અદબ રાખશે.
૩૮પણ ખેડુતોએ દીકરાને જોઇને માંહોમાંહે કહ્યું કે,
એ તો વારસ છે, ચાલો, આપણે એને મારી નાખીએ,
ને એનો વારસો લઇએ. ૩૯ત્યારે તેઓએ તેને પકડ્યો,

ને દ્રાક્ષવાડીમાંથી બહાર કાઢીને મારી નાખ્યો. ૪૦એ
માટે જ્યારે દ્રાક્ષવાડીનો ધણી આવશે ત્યારે એ
ખેડુતોને તે શું કરશે? ૪૧તેઓ તેને કહે છે કે, તે
દુષ્ટોનો પુરો નાશ તે કરશે; ને બીજા ખેડુતો જેઓ
ઋતુએ ફળો તેને પહોચાડશે, તેઓને દ્રાક્ષવાડી ઇજારે
આપશે. ૪૨ઇસુ તેઓને કહે છે કે,

જે પત્થરનો નકાર ઘર બાધનારાઓએ કીધો,
તેજ ખુણાનો મુખ્ય પત્થર થયો,
એ પ્રભુથી બન્યુ, ને આપણી નજરમાં આશ્ચર્ય-
કારક છે,

એ શું તમે શાસ્ત્રમા કદી નથી વાંચ્યુ? ૪૩એ માટે
હુ તમને કહુ છું કે, દેવનું રાજ્ય તમારી પાસેથી લઇ
લેવાશે, ને જે પ્રજા તેનાં ફળ આપશે, તેઓને
અપાશે. ૪૪અને આ પત્થર પર જે પડશે, તેના
ટુકડે ટુકડા થઇ જશે, પણ જે પર તે પડશે, તે તેનો
ભુકો કરી નાખશે. ૪૫અને મુખ્ય યાજકોએ તથા
ફરોશીઓએ તેનાં દૃષ્ટાંતો સાભળીને જાણ્યુ કે તે
અમારા સબધી કહે છે. ૪૬પણ જ્યારે તેઓએ તેને
પકડવાને કોશિશ કીધી ત્યારે લોકોથી તેઓ બીધા,
કેમકે લોકો તેને ભવિષ્યવાદી માનતા હતા.

૨૨ અને ઇસુએ ઉત્તર દેતાં ફરીથી તેઓને
દૃષ્ટાંતોમા કહ્યું કે, ૨આકાશનું રાજ્ય એક
રાજાના જેવું છે, જેણે પોતાના દીકરાના લગ્નનું જમણ
કીધું. ૩અને લગ્નમાં નહોતરેલાઓને તેડવા સારૂ તેણે
પોતાના ચાકરોને મોકલ્યા, પણ તેઓએ આવવા ન
ચાહ્યું. ૪ફરી તેણે બીજા ચાકરોને મોકલતાં કહ્યું કે,
નહોતરેલાઓને કહો, જુઓ, મેં મારૂં જમણ તૈયાર
કીધું છે, મારા બળદ તથા પુષ્ટ જનાવરો કાપ્યાં છે,
ને સઘળાં વાનાં તૈયાર છે, લગ્નમા આવો. ૫પણ
તેઓએ એ ગણકાર્યું નહિ; ને પોતપોતાને માર્ગે
ગયા, એક પોતાના ખેતરમાં, ને બીજો પોતાને વેપારે
ગયો; ૬અને બાકીનાઓએ તેના ચાકરોને પકડ્યા,
ને તેમનું અપમાન કરીને તેમને મારી નાખ્યા. ૭પણ
રાજા ગુસ્સે થયો, ને તેણે પોતાનું લશ્કર મોકલીને
તે ખુનીઓનો નાશ કીધો, ને તેઓનુ નગર બાળી
નાખ્યુ. ૮પછી તે પોતાના ચાકરોને કહે છે કે, લગ્નનુ
જમણ તૈયાર છે ખરૂ, પણ નહોતરેલા યોગ્ય ન હતા.
૯એ માટે તમે રસ્તાઓના નાકા પર જાઓ, ને
જેટલા તમને મળે તેટલાને લગ્નમાં બોલાવો. ૧૦અને
તે ચાકરોએ બહાર રસ્તાઓમાં જઇને ભુંડા ભલા
જેટલા તેઓને મળ્યા તે સઘળાને એકઠા કીધા, એટલે
મેમાનોથી લગ્નની ભરતી થઇ. ૧૧અને મેમાનોને
જોવા સારૂ રાજા માંહે આવ્યો, ત્યારે તેણે ત્યાં લગ્નનો
પોશાક પહેર્યા વગરના એક જણને દીઠો. ૧૨ત્યારે
તે તેને કહે છે કે, ઓ મિત્ર, તું લગ્નના પોશાક વિના
અહીં કેમ આવ્યો? ને તે અણબોલ્યો રહ્યો. ૧૩ત્યારે
રાજાએ ચાકરોને કહ્યુ કે, એના હાથ પગ બાધીને
એને બહારના અધારામા ફેંકી દો; ત્યા રડવું ને દાત
પીસવું થશે. ૧૪કેમકે તેડેલા ઘણા, પણ પસદ કરેલા
થોડા છે.

૧૫ત્યારે ફરોશીઓએ જઇને તેને શી રીતે વાતમાં
સપડાવવો, એ સબધી મનસુબો કીધો. ૧૬પછી
તેઓએ પોતાના શિષ્યોને હેરોદીઓ સુદ્ધા તેની પાસે
મોકલીને કહાવ્યુ કે, ઓ ઉપદેશક, અમે જાણીએ
છીએ કે તું સાચો છે, ને સાચાઇથી દેવનો માર્ગ
શિખવે છે, ને તું કોઇની દરકાર નથી કરતો, કેમકે
માણસોનું મ્હો તું નથી રાખતો. ૧૭માટે તું શું ધારે
છે? કાઇસારને કર આપવો ઉચિત છે કે નહિ? તે
અમને કહે. ૧૮પણ ઇસુએ તેઓની ભુંડાઇ જાણીને
કહ્યું કે, ઓ ઢોગીઓ, તમે મારૂ પરીક્ષણ કેમ કરો
છો? ૧૯કરનુ નાણુ મને દેખાડો. ત્યારે તેઓ એક
દીનાર તેનીપાસે લાવ્યા. ૨૦ત્યારે તે તેઓને કહે
છે કે, આ સુરત તથા લેખ કોના છે? ૨૧તેઓ તેને
કહે છે કે, કાઇસારના. ત્યારે તે તેઓને કહે છે કે,
જે કાઇસારના તે કાઇસારને, તથા જે દેવનાતે દેવને
ભરી આપો. ૨૨અને એ સાભળીને તેઓ અચરત
થયા, ને તેને મુકીને ચાલ્યા ગયા.

૨૩તે દહાડે સાદુકીઓ, જે કહે છે કે પુનરૂત્થાન
નથી, તેઓએ તેની પાસે આવીને તેને પુછતા ૨૪કહ્યું,
ઓ ઉપદેશક, મુસાએ કહ્યું છે કે, જો કોઇ નછોરવો
મરી જાય, તો તેનો ભાઇ તેની બાયડીને પરણે, ને
પોતાના ભાઇને સારૂ વંશ ઉપજાવે. ૨૫તો અમારામા
સાત ભાઇ હતા, ને પહેલો પરણીને મરી ગયો. અને
તે નછોરવો છતા પોતાના ભાઇને સારૂ પોતાની બાયડી
મુકી ગયો. ૨૬તે પ્રમાણે બીજો તથા ત્રીજો સાતમા
સુધી મરી ગયા. ૨૭અને સહુથી છેલ્લી તે બાયડી પણ
મરી ગઇ. ૨૮એ માટે પુનરૂત્થાનમા પેલા સાતમાથી
તે કોની બાયડી થશે? કેમકે તે સહુની થઇ હતી.
૨૯ત્યારે ઇસુએ ઉત્તર દેતા તેઓને કહ્યું કે, ધર્મલેખો
તથા દેવનુ પરાક્રમ ન જાણતા તમે ચુકો છો. ૩૦કેમકે
પુનરૂત્થાનમાં તેઓ પરણતા નથી, ને પરણાવતા
નથી, પણ આકાશમાના દૂતો જેવા છે., ૩૧પણ

મુએલાંઓના પુનરૂત્થાન સંબંધી, દેવે જે તમને કહ્યું
તે શું તમે નથી વાંચ્યું? ૩૨ કે હું ઇબ્રાહીમનો દેવ તથા
ઇસહાકનો દેવ, તથા યાકુબનો દેવ છું; તે મુએલાં-
ઓનો દેવ નથી, પણ જીવતાંઓનો છે. ૩૩ ત્યારે
લોકો એ સાંભળીને તેના બોધથી અચરત થયા.

૩૪ અને જ્યારે ફરોશીઓએ સાંભળ્યું કે તેણે સાદુ-
કીઓનું મ્હો બંધ કીધું ત્યારે તેઓ એકઠા થયા;
૩૫ અને તેઓમાંથી એક પંડિતે તેનું પરીક્ષણ કરવા
સારૂ તેને પુછ્યું કે, ૩૬ ઓ ઉપદેશક, નિયમશાસ્ત્રમાં
કયી આજ્ઞા મોટી છે? ૩૭ ત્યારે તેણે તેને કહ્યું કે,
પ્રભુ જે તારો દેવ, તે પર તું તારા આખા હૃદયથી,
ને તારા આખા જીવથી, ને તારા આખા મનથી પ્રીતિ
કર. ૩૮ પહેલી ને મોટી આજ્ઞા એ છે. ૩૯ અને બીજી
એના જેવી એ છે કે જેવી પોતા પર તેવી પોતાના
પડોસી પર તું પ્રીતિ કર. ૪૦ આ બે આજ્ઞા આખા
નિયમશાસ્ત્ર તથા ભવિષ્યવાદીઓનો પાયો છે.

૪૧ અને ફરોશીઓ એકઠા મળેલા હતા, ત્યારે
ઇસુએ તેઓને એવું પુછ્યું કે, ૪૨ મસીહ સંબંધી તમે
શું ધારો છો? તે કોનો દીકરો છે? તેઓ તેને કહે
છે કે, દાઉદનો. ૪૩ તે તેઓને કહે છે, તો દાઉદ
આત્માવડે તેને પ્રભુ કેમ કહે છે? ૪૪ [જેમ કે,]

પ્રભુએ મારા પ્રભુને કહ્યું કે,
તારા શત્રુઓને હું તારૂં પાયાસન કરૂં
ત્યાં સુધી તું મારે જમણે હાથે બેસ.

૪૫ હવે જો દાઉદ તેને પ્રભુ કહે છે, તો તે શી રીતે
તેનો દીકરો છે? ૪૬ અને એક પણ શબ્દનો ઉત્તર
• કોઇ આપી શક્યો નહિ, વળી તે દહાડેથી તેને કંઇ
પુછવાને કોઇએ છાતી ચલાવી નહિ.

૨૩ ત્યારે ઇસુએ લોકોને તથા પોતાના શિષ્યોને
કહ્યું કે, ૨ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ મુસાના
આસન પર બેસે છે; ૩ એ માટે જે કંઇ તેઓ તમને
ફરમાવે, તે કરો તથા પાળો; પણ તેઓનાં કામ
પ્રમાણે ન કરો, કેમકે તેઓ કહે છે, પણ કરતા નથી.
૪ કેમકે ભારે અને ઉંચકતાં મહા મુસીબત પડે એવા
બોજ તેઓ બાંધીને માણસોની ખાંધો પર ચઢાવે
છે, પણ તેઓ પોતે પોતાની એક આંગળીએ તેને
ઉપાડવા ચહાતા નથી. ૫ અને લોકો તેઓને જુએ તે
હેતુથી તેઓ પોતાનાં સઘળાં કામ કરે છે; તેઓ
પોતાનાં સ્મરણપત્રોને પહોળાં બનાવે છે, ને પોતાનાં
લુગડાંની કોર વધારે છે. ૬ વળી જમણવારોમાં મુખ્ય
જગ્યાઓ, તથા સભાસ્થાનોમાં મુખ્ય આસનો, ૭ તથા
ચૌટાંઓમાં સલામો, તથા માણસ તેઓને રાબી કહે
એ તેઓ ચાહે છે. ૮ પણ તમે રાબી ન કહેવાઓ;
કેમકે એકજ તમારો ગુરૂ છે, ને તમે સઘળા ભાઇ
છો. ૯ અને પૃથ્વી પર તમે કોઇને તમારો બાપ ન
કહો, કેમકે એક જે આકાશમાં, તે તમારો બાપ છે.
૧૦ અને તમે સ્વામી ન કહેવાઓ, કેમકે એક, જે
ખ્રીસ્ત, તે તમારો સ્વામી છે. ૧૧ પણ તમારામાં જે
મોટો તે તમારો સેવક થાય. ૧૨ અને જે કોઇ પોતાને
ઉંચો કરશે, તે નીચો કરાશે; ને જે કોઇ પોતાને
નીચો કરશે, તે ઉંચો કરાશે.

૧૩ અને, ઓ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ,
તમને અફસોસ છે; કેમકે આકાશનું રાજ્ય લોકોની
સામે તમે બંધ કરો છો; કેમકે તેમાં તમે પોતે પેસતા
નથી, ને જે પેસે છે તેઓને તમે પેસવા દેતા નથી.
[[ ૧૪ ઓ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને
અફસોસ છે; કેમકે વિધવાઓનાં ઘરો તમે ખાઇ
જાઓ છો, ને ઢોંગથી લાંબી પ્રાર્થનાઓ કરો છો; તે
સારૂ તમે વિશેષ દંડ ભોગવશો.]]

૧૫ ઓ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને
અફસોસ છે; કેમકે તમે એક શિષ્ય કરવા સારૂ સમુદ્ર
તથા પૃથ્વી ફરી વળો છો; ને તે થાય છે ત્યારે તમે
તેને પોતા કરતાં બમણો નરકનો દીકરો બનાવો છો.

૧૬ ઓ આંધળા દોરનારાઓ, તમને અફસોસ છે;
તમે કહો છો કે, જો કોઇ મંદિરના સમ ખાય, તો
તેમાં કંઇ નહિ, પણ જો કોઇ મંદિરના સોનાના સમ
ખાય તો તે બંધાયલો છે. ૧૭ ઓ મૂર્ખો તથા આંધ-
ળાઓ, વિશેષ મોટું કયું? સોનું, કે સોનાને પવિત્ર
કરનાર મંદિર? ૧૮ અને, જો કોઇ હોમવેદીના સમ
ખાય તો તેમાં કંઇ નહિ, પણ જો કોઇ તે પરના
અર્પણના સમ ખાય તો તેથી બંધાયલો છે. ૧૯ ઓ
આંધળાઓ, વિશેષ મોટું કયું? અર્પણ કે અર્પણને
પવિત્ર કરનારી હોમવેદી? ૨૦ એ માટે જે કોઇ હોમ-
વેદીના સમ ખાય છે, તે તેના તથા જે સઘળાં તે પર
છે તેના પણ સમ ખાય છે. ૨૧ અને જે કોઇ મંદિરના
સમ ખાય છે, તે તેના તથા તેમાં જે રહે છે તેના પણ
સમ ખાય છે. ૨૨ અને જે આકાશના સમ ખાય છે
તે દેવના આસનના તથા તે પર બિરાજનારના પણ
સમ ખાય છે.

૨૩ ઓ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને
અફસોસ છે; કેમકે ફુદનાનો તથા સૂવાનો તથા
જીરાનો દસમો ભાગ તમે આપો છો; પણ નિયમ-

શાસ્ત્રની ભારે વાતો, એટલે ન્યાયકરણ તથા દયા તથા
વિશ્વાસ, તમે પડતા મુક્યા છે, તમારે આ કરવા, ને
એ ન મુકવા જોઇતા હતા ૨૪ ઓ આંધળા દોરના
રાઓ, તમે મચ્છરને ગાળી કાઢો છો, પણ ઉંટને
ગળી જાઓ છો

૨૫ ઓ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને
અફસોસ છે, કેમકે તમે થાળી વાટકો બહારથી શુદ્ધ
કરો છો, પણ માહે જુલમ તથા અન્યાય ભરેલા છે
૨૬ ઓ આંધળા ફરોશી તું પહેલા થાળી વાટકો
માહેથી શુદ્ધ કર, કે તે બહારથી પણ શુદ્ધ થઇ જાય

૨૭ ઓ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને
અફસોસ છે, કેમકે ધોળેલી કબરના જેવા તમે છો,
જે બહારથી શોભાયમાન દેખાય છે ખરી, પણ માહે
મુડદાના હાડકાએ તથા હરેક અશુદ્ધપણાએ ભરેલી
છે ૨૮ તેમ તમે પણ માણસોની આગળ બહારથી
ન્યાયી દેખાઓ છો ખરા, પણ માહેથી ઢોંગે તથા
ભુંડાઇએ ભરેલા છો

૨૯ ઓ શાસ્ત્રીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને
અફસોસ છે, કેમકે તમે ભવિષ્યવાદીઓની કબરો
બાંધો છો, ને ન્યાયીઓની કબરો સણગારો છો,
૩૦ ને કહો છો કે, જો અમે અમારા બાપદાદાઓના
દિવસોમા હોત, તો તેઓની સાથે ભવિષ્યવાદીઓના
ખૂનમા અમે ભાગિયા ન થાત ૩૧ એથી તમે પોતા
સબંધી સાક્ષી આપો છો કે ભવિષ્યવાદીઓને મારી
નાખનારાઓના દીકરા તમે છો ૩૨ તો તમારા બાપ-
દાદાઓનુ માપ ભરી દો ૩૩ ઓ સર્પો, સાપોના
વંશ, નરકના દડથી તમે શી તરેહ બચશો? ૩૪ એ
માટે, જુઓ, ભવિષ્યવાદીઓને તથા જ્ઞાનીઓને તથા
શાસ્ત્રીઓને હુ તમારી પાસે મોકલુ છુ ને તમે
તેઓમાના કેટલાએકને મારી નાખશો, ને વધસ્તંભે
જડશો, ને તેઓમાના કેટલાએકને તમારા સભા-
સ્થાનોમા કોરડા મારશો, ને નગરે નગર તેઓની
પુઠે લાગશો, ૩૫ કે ન્યાયી હાબિલના લોહીથી તે
બારખીઆના દીકરા જખરીઆ, જેને મદિરની તથા
હોમવેદીની વચ્ચે તમે મારી નાખ્યો હતો, તેના
લોહી સુધી જે બધા ન્યાયીઓનુ લોહી પૃથ્વી પર
વહેવડાવ્યુ હતુ, તે તમ પર આવે ૩૬ હુ તમને
ખચિત કહુ છુ કે એ બધુ આ પેઢી પર આવશે

૩૭ ઓ યરૂશાલેમ, યરૂશાલેમ, ભવિષ્યવાદીઓને
મારી નાખનાર, ને તારી પાસે મોકલેલાઓને પથરે
મારનાર! જેમ મરઘી પોતાના બચ્ચાને પાંખો તળે
એકઠા કરે છે, તેમ તારા છોકરાને એકઠા કરવાનુ મેં
કેટલી વાર ચાહ્યુ, પણ તમે ચાહ્યુ નહિ! ૩૮ જુઓ,
તમારે સારૂ તમારૂ ઘર ઉજડ મુકાયુ છે ૩૯ કેમકે હુ
તમને કહુ છુ કે, પ્રભુને નામે જે આવે છે તે આશી
ર્વાદિત છે એવુ કહેશો ત્યા સુધી હવેથી તમે મને
નહિજ દેખશો

૨૪ અને ઇસુ મદિરમાથી નીકળીને માર્ગે ચાલતો
હતો, ત્યારે તેના શિષ્યો તેને મદિરના
બાંધકામો દેખાડવાને પાસે આવ્યા ૨ ત્યારે તેણે
ઉત્તર દેતા તેઓને કહ્યુ કે, શુ તમે એ બધા નથી
દેખતા? હુ તમને ખચિત કહુ છુ કે, પાડી નહિ
નખાય, એવો એક પણ પથર બીજા ઉપર અહીં
રહેવા દેવાશે નહિ

૩ પછી જૈતુનના પહાડ પર તે બેઠો હતો, ત્યારે
શિષ્યોએ એકાંતમા તેની પાસે આવીને કહ્યુ કે, એ
બધુ ક્યારે થશે? ને તારા આવવાની તથા જગતના
અંતની શી નિશાણી થશે? તે અમને કહે ૪ ત્યારે
ઇસુએ ઉત્તર આપતા તેઓને કહ્યુ કે, તમને કોઇ
ભુલાવામા ન નાખે માટે સાવધાન રહો ૫ કેમકે મારે
નામે ઘણા એમ કહેતા આવશે કે, હુ તે ખ્રીસ્ત છુ, ને
ઘણાને ભુલાવામા નાખશે ૬ અને લડાઇઓ તથા
લડાઇઓની અફવા તમે સાંભળશો, ત્યારે જોજો,
ગભરાતા ના, કમકે એ બધુ થવાની અગત્ય છે, પણ
તેટલેથી અંત નહિ આવે ૭ કેમકે પ્રજા પ્રજાવિરૂદ્ધ,
તથા રાજ્ય રાજ્યવિરૂદ્ધ ઉઠશે, ને દુકાળો તથા
મરકીઓ તથા ઠેકાણે ઠેકાણે ધરતીકંપો થશે ૮ પણ
એ બધા તો દુખોનો આરંભ છે ૯ ત્યારે તેઓ તમને
વિપત્તિમા નાખશે, ને તમને મારી નાખશે, ને મારા
નામને લીધે સઘળી પ્રજાઓ તમારો દ્વેષ કરશે
૧૦ અને તે વેળા ઘણા ઠોકર ખાશે, ને એક બીજાને
પરસ્વાધીન કરાવશે ને એક બીજા પર વૈર કરશે
૧૧ અને જુઠા ભવિષ્યવાદીઓ ઘણા ઉઠશે, ને ઘણાને
ભુલાવામા નાખશે, ૧૨ અને અન્યાય વધી જવાના
કારણથી ઘણાખરાનો પ્રેમ થડો થઇ જશે ૧૩ પણ
અંત સુધી જે ટકશે તે તારણ પામશે ૧૪ અને સર્વ
પ્રજાઓને સાક્ષી થવા સારૂ રાજ્યની આ સુવાર્તા
આખા જગતમા પ્રગટ કરાશે, ને ત્યારે અંત આવશે

૧૫ એ માટે ઉજડની અમગળપણા [ની નિશાણી]
જે સબંધી દાનીએલ ભવિષ્યવાદીએ કહેલુ છે, તેને
જ્યારે તમે પવિત્ર જગ્યાએ ઉભેલી જુઓ (જે વાંચે
તે સમજે), ૧૬ ત્યારે જેઓ યહુદાહમા હોય તેઓ

પહાડો પર નાસી જાય, ૧૭ ધાબા પર જે હોય તે
પોતાના ઘરમાનો સામાન લેવાને ન ઉતરે, ૧૮ ને
ખેતરમા જે હોય તે પોતાનુ લુગડુ લેવાને પાછો ન
ફરે ૧૯ અને તે દહાડાઓમા જેઓ ગર્ભવતી હોય,
તથા જેઓ ધવાડતી હોય, તેઓને અફસોસ છે
૨૦ પણ તમારૂ નાસવુ શીઆળામા કે વિશ્રામવારે ન
થાય તે માટે તમે પ્રાર્થના કરો ૨૧ કેમકે તે વેળા
એવી મોટી વિપત્તિ આવી પડશે કે, તેવી જગતના
આરંભથી હમણા સુધી થઇ નથી, ને કદી થશે પણ
નહિ. ૨૨ અને જો તે દહાડા ઓછા કરવામા ન આવત
તો કોઇ માણસ બચી ન શકત, પણ પસદ કરેલા
ઓની ખાતર તે દહાડા ઓછા કરાશે ૨૩ ત્યારે જો
કોઇ તમને કહેશે કે, જુઓ, ખ્રીસ્ત અહી અથવા
ત્યા છે, તો તમે માનતા ના, ૨૪ કેમકે જુઠા ખ્રીસ્ત
તથા જુઠા ભવિષ્યવાદીઓ ઉઠશે, ને એવા મોટા
ચમત્કાર તથા અદભુત કૃત્યો દેખાડશે કે જો બની
શકે તો પસદ કરેલાઓને પણ તેઓ ભુલાવામા
નાખશે ૨૫ જુઓ, મે અગાઉથી તમને કહ્યુ છે ૨૬ એ
માટે જો તેઓ તમને કહે કે, જુઓ, તે રાનમા છે,
તો બહાર ના જતા, જુઓ, તે ઓરડીઓમા છે, તો ના
માનતા ૨૭ કેમકે જેમ વિજળી પૂર્વેથી નીકળીને પશ્ચિમ
સુધી ચમકે છે, તેમજ માણસના દીકરાનુ આવવુ
થશે ૨૮ જ્યા મુડદુ હોય, ત્યા ગીધો એકઠા થશે
૨૯ અને તે દહાડાઓની વિપત્તિ પછી, તરત સુરજ
અધકારરૂપ થઇ જશે, ને ચદ્ર પોતાનુ અજવાળુ નહિ
આપશે, ને આકાશથી તારા ખરશે, ને આકાશના
પરાક્રમો હલાવાશે ૩૦ અને ત્યારે માણસના દીકરાની
નિશાણી આકાશમા દેખાશે, ને ત્યારે પૃથ્વી પરના
સઘળા કુળો શોક કરશે, અને માણસના દીકરાને
પરાક્રમ તથા મોટા મહિમામા આકાશના મેઘ પર
આવતો તેઓ દેખશે ૩૧ અને રણશિગડાના મોટા
અવાજ સહિત તે પોતાના દૂતોને મોકલશે, ને તેઓ
ચારે દિશામાથી આકાશના એક છેડાથી તે બીજા છેડા
સુધી, તેના પસદ કરેલાઓને એકઠા કરશે
૩૨ હવે અજીરી પરથી તેનુ દૃષ્ટાત શીખો જ્યારે
તેની ડાળી કુમળી થઇ હોય છે, ને પાદડા ફુટી નીકળે
છે, ત્યારે તમે જાણો છો કે ઉનાળો પાસે આવ્યો છે
૩૩ એમજ તમે પણ જ્યારે તે બધા થતા જુઓ,
ત્યારે તમારે જાણવુ કે તે પાસે બારણા આગળજ છે
૩૪ હુ તમને ખચિત કહુ છુ કે, એ બધા પુરા થશે
ત્યા સુધી આ પેઢી ગુજરી નહિ જશે ૩૫ આકાશ
તથા પૃથ્વી જતા રહેશે, પણ મારી વાતો જતી રહેશે
નહિ ૩૬ પણ તે દહાડા તથા તે ઘડી સબધી બાપ
વગર કોઇ પણ જાણતો નથી આકાશના દૂતો નહિ
ને દીકરો પણ નહિ ૩૭ અને જેમ નુહના સમયમા
થયુ, તેમજ માણસના દીકરાનુ આવવુ પણ થશે
૩૮ કેમકે જેમ જળપ્રલયની અગાઉ નુહ વહાણમા
ચઢી બેઠો ત્યા સુધી તેઓ ખાતા પીતા, ને પરણતા
પરણાવતા હતા, ૩૯ અને જળપ્રલય આવીને સહુને
તાણી લઇ ગયો ત્યા સુધી તેઓ ન સમજ્યા, તેમજ
માણસના દીકરાનુ આવવુ પણ થશે ૪૦ તે વખતે બે
માણસ ખેતરમા હશે, એક લેવાશે ને બીજો પડતો
મુકાશે ૪૧ બે સ્ત્રીઓ ઘટીએ દળતી હશે, એક લેવાશે
ને બીજી પડતી મુકાશે ૪૨ માટે જાગતા રહો, કેમકે
તમારો પ્રભુ કયે દિવસે આવશે એ તમે જાણતા નથી
૪૩ પણ એ જાણો કે ચોર કયે પહોરે આવશે, એ
જો ઘરધણી જાણતો હોત, તો તે જાગતો રહેત, ને
પોતાના ઘરમા ખાતર પાડવા ન દેત ૪૪ એ માટે
તમે પણ તૈયાર રહો, કેમકે જે ઘડીએ તમે ધારતા
નથી તે ઘડીએ માણસનો દીકરો આવશે ૪૫ તો જે
ચાકરના ધણીએ પોતાના ઘરનાને ઠીક વખતે ખાવાનુ
આપવા સારૂ પોતાના ઘરનો કારભારી ઠરાવ્યો છે,
તે વિશ્વાસુ તથા બુદ્ધિવાન ચાકર કોણ છે? ૪૬ જેને
તેનો ધણી આવીને એમ કરતો દેખશે તે ચાકરને
ધન્ય છે ૪૭ હુ તમને ખચિત કહુ છુ કે, તે તેને
પોતાની બધી સપત્તિનો કારભારી ઠરાવશે ૪૮ પણ
જો તે ભુડો ચાકર પોતાના મનમા કહેશે કે, મારો
ધણી આવતા વાર લગાડે છે, ૪૯ ને તે બીજા ચાકરોને
મારવા તથા છાકટાઓની સાથે ખાવા તથા પીવા
લાગશે, ૫૦ તો જે દહાડે તે તેની વાટ જોતો નથી, ને જે
ઘડી તે જાણતો નથી, તેમા તે ચાકરનો ધણી આવશે,
૫૧ ને તેને કાપી નાખશે, ને તેનો ભાગ ઢોગીઓની
સાથે ઠરાવશે, ત્યા રડવુ ને દાત પીસવુ થશે

૨૫ તો આકાશના રાજ્યને દસ કુમારિકાઓની
ઉપમા અપાશે, કે જે પોતપોતાની મશાલો
લઇને વરને મળવા સારૂ બહાર ગઇ ૨ અને તેઓમાની
પાચ મૂર્ખ ને પાચ બુદ્ધિવાન હતી ૩ કેમકે મૂર્ખીઓએ
પોતાની મશાલો લીધી, ત્યારે તેઓએ સાથે તેલ
ન લીધુ ૪ પણ બુદ્ધિવતીએ પોતાની મશાલો સાથે
પોતાની કુપ્પીમા તેલ લીધુ ૫ અને વરને વાર લાગી
એટલામા તે સર્વ ઝોકા ખાઇને ઉંઘી ગઇ ૬ અને
અરધી રાતે બૂમ પડી કે, જુઓ, વર આવે છે, તેને

મળવાને નીકળો. ૭ ત્યારે તે સઘળી કુમારિકાઓએ
ઉઠીને પોતપોતાની મશાલો તૈયાર કીધી. ૮ અને
મુર્ખીઓએ બુદ્ધિવંતીને કહ્યું કે, તમારા તેલમાંથી
અમને આપો, કેમકે અમારી મશાલો હોલવાઇ જાય
છે. ૯ પણ બુદ્ધિવંતીએ ઉત્તર દેતાં કહ્યું કે કદાચને
અમને તથા તમને પુરૂં નહિ પડશે, માટે તમે વેચના-
રાઓની પાસે જાઓ, ને પોતપોતાને સારૂ વેચાતું લો.
૧૦ અને તેઓ વેચાતું લેવા ગઇ એટલામાં વર આવી
પહોંચ્યો, ને જેઓ તૈયાર હતી તેઓ તેની જોડે
લગ્નજમણમાં ગઇ, ને બારણું બંધ કરવામાં આવ્યું
૧૧ પછી તે બીજી કુમારિકાઓએ આવીને કહ્યું કે, ઓ
સ્વામી, સ્વામી, અમારે સારૂ ઉઘાડ. ૧૨ પણ તેણે
ઉત્તર દેતાં કહ્યું, હું તમને ખચિત કહું છું કે હું તમને
નથી ઓળખતો. ૧૩ માટે તમે જાગતા રહો, કેમકે તે
દહાડો અથવા ઘડી તમે જાણતા નથી.

૧૪ કેમકે [ તેનું આવવું ] એક માણસના જેવું છે,
જેણે પરદેશ જતાં પોતાના ચાકરોને બોલાવીને
પોતાની સંપત્તિ તેઓને સોંપી. ૧૫ એકને તેણે પાંચ
તાલંત, ને બીજાને બે, ને ત્રીજાને એક, હરેકને પોત-
પોતાની શક્તિ પ્રમાણે આપ્યું; ને તે પરદેશ ગયો.
૧૬ પછી જેને પાંચ તાલંત મળ્યા હતા, તે તરત જઇને
તેથી વેપાર કરીને બીજા પાંચ તાલંત કમાયો. ૧૭ તેમજ
જેને બે, તે પણ બીજા બે કમાયો. ૧૮ પણ જેને એક
મળ્યો હતો તેણે જઇને ભોંય ખોદીને પોતાના ધણીનું
નાણું દાટી મુક્યું; ૧૯ અને લાંબી મુદ્દત પછી તે
ચાકરોનો ધણી આવે છે, ને તેઓ પાસેથી હિસાબ
લે છે. ૨૦ ત્યારે જેને પાંચ તાલંત મળ્યા હતા તે બીજા
પાંચ તાલંત પણ લેતો આવ્યો, ને કહ્યું કે, પ્રભુ, તેં
મને પાંચ તાલંત સોંપ્યા હતા; જો, હું તે ઉપરાંત
બીજા પાંચ તાલંત કમાયો. ૨૧ ત્યારે તેના પ્રભુએ
તેને કહ્યું કે, શાબાશ, સારા તથા વિશ્વાસુ ચાકર, તું
થોડામાં વિશ્વાસુ થયો છે; હું તને ઘણા પર ઠરાવીશ,
તું તારા પ્રભુના આનંદમાં પેસ. ૨૨ અને જેને બે
તાલંત મળ્યા હતા, તેણે પણ પાસે આવીને કહ્યું કે,
પ્રભુ, તેં મને બે તાલંત સોંપ્યા હતા; જો, હું તે
ઉપરાંત બીજા બે તાલંત કમાયો. ૨૩ તેના પ્રભુએ તેને
કહ્યું કે, શાબાશ, સારા તથા વિશ્વાસુ ચાકર, તું થોડામાં
વિશ્વાસુ થયો છે; હું તને ઘણા પર ઠરાવીશ, તું તારા
પ્રભુના આનંદમાં પેસ. ૨૪ પછી જેને એક તાલંત
મળ્યો હતો, તેણે પણ પાસે આવીને કહ્યું કે, પ્રભુ,
જ્યાં તેં નથી વાવ્યું ત્યાંથી તું કાપનાર, ને જ્યાં તેં
નથી વેર્યું ત્યાંથી તું એકઠું કરનાર છે, એવો કરડો
માણસ મેં તને જાણ્યો. ૨૫ માટે હું બીધો, ને જઇને
તારા તાલંતને મેં ભોંયમાં દાટી મુક્યો; જો, જે તારૂં
તે તને પહોંચ્યું છે. ૨૬ અને તેના પ્રભુએ ઉત્તર દેતાં
તેને કહ્યું કે, અરે ભુંડા તથા આળસુ ચાકર, જ્યાં મેં
નથી વાવ્યું ત્યાંથી હું કાપું છું, ને જ્યાં મેં નથી વેર્યું
ત્યાંથી હું એકઠું કરૂં છું એમ તેં જાણ્યું હતું, ૨૭ તો
મારૂં નાણું તારે શાહુકારોને આપવું જોઇતું હતું કે હું
આવીને વ્યાજ સુદ્ધાં મારૂં પામત. ૨૮ એ માટે એની
પાસેથી તાલંત લઇને જેની પાસે દસ તાલંત છે તેને
આપો. ૨૯ કેમકે જેની પાસે છે તે હરેકને અપાશે,
ને તેનું ઘણું થશે; પણ જેની પાસે નથી, તેનું જે છે
તે પણ તેની પાસેથી લઇ લેવામાં આવશે. ૩૦ અને
તે નકામા ચાકરને બહારના અંધકારમાં કાઢી મુકો,
ત્યાં રડવું ને દાંત પીસવું થશે.

૩૧ અને જ્યારે માણસનો દીકરો પોતાના મહિમામાં
સર્વ પવિત્ર દૂતો સુદ્ધાં આવશે, ત્યારે તે પોતાના
મહિમાના રાજ્યાસન પર બેસશે. ૩૨ અને સર્વ લોક
તેની આગળ એકઠા કરાશે; ને જેમ ઘેટાંપાળક ઘેટાંને
બકરાંથી જુદાં પાડે છે, તેમ તે તેઓને એક બીજાથી
જુદા પાડશે. ૩૩ અને ઘેટાંને તે પોતાને જમણે હાથે,
પણ બકરાંને ડાબે હાથે રાખશે. ૩૪ ત્યારે રાજા
પોતાની જમણી તરફનાઓને કહેશે કે, મારા બાપના
આશીર્વાદિતો, તમે આવો, જે રાજ્ય જગતનો પાયો
નાખ્યા અગાઉ તમારે સારૂ તૈયાર કીધેલું છે તેનો
વારસો લો. ૩૫ કેમકે હું ભુખ્યો હતો, ત્યારે તમે મને
ખાવાને આપ્યું; હું તરસ્યો હતો, ત્યારે તમે મને
[ પાણી ] પાયું; હું પારકો હતો, ત્યારે તમે મને
પરોણો રાખ્યો; ૩૬ હું નાગો હતો, ત્યારે તમે મને
વસ્ત્ર પેહેરાવ્યાં; હું માંદો હતો, ત્યારે તમે મને જોવા
આવ્યા; હું કેદમાં હતો, ત્યારે તમે મારી પાસે
આવ્યા. ૩૭ ત્યારે ન્યાયીઓ તેને ઉત્તર દેતાં કહેશે
કે, પ્રભુ, ક્યારે અમે તને ભુખ્યો દેખીને ખવાડ્યું,
અથવા તરસ્યો દેખીને [ પાણી ] પાયું? ૩૮ ને ક્યારે
અમે તને પારકો દેખીને પરોણો રાખ્યો, અથવા
નાગો દેખીને વસ્ત્ર પહેરાવ્યાં? ૩૯ અને ક્યારે અમે
તને માંદો અથવા કેદમાં જોઇને તારી પાસે આવ્યા?
૪૦ ત્યારે રાજા ઉત્તર દેતાં તેઓને કહેશે, હું તમને
ખચિત કહું છું કે, આ મારા ભાઇઓમાંના બહુ નાના-
ઓમાંથી એકને તમે તે કીધું એટલે મને કીધું. ૪૧ પછી
ડાબી તરફનાઓને પણ તે કહેશે કે, ઓ શાપિતો,

જે સર્વકાલિક અગ્નિ શેતાન તથા તેના દૂતોને સારૂ
તૈયાર કીધેલો છે, તેમા તમે મારી અગળથી જાઓ
૪૨ કેમકે હુ ભુખ્યો હતો, પણ તમે મને ખાવાનુ
આપ્યુ નહિ, હુ તરસ્યો હતો, પણ તમે મને [પાણી]
પાયુ નહિ, ૪૩ હુ પારકો હતો, પણ તમે મને પરોણો
રાખ્યો નહિ, નાગો હતો, પણ તમે મને વસ્ત્ર પહે
રાવ્યા નહિ, માદો તથા કેદમા હતો, પણ તમે મને
જોવા આવ્યા નહિ ૪૪ ત્યારે તેઓ પણ તેને ઉત્તર
દેતા કહેશે કે, પ્રભુ, ક્યારે અમે તને ભુખ્યો, કે
તરસ્યો, કે પારકો, કે નાગો, કે માદો કે કેદમા દેખીને
તારી સેવા નહિ કીધી? ૪૫ ત્યારે તે તેઓને ઉત્તર
દેતા કહેશે, હુ તમને ખચિત કહુ છુ કે, આ બહુ
નાનાઓમાથી એકને તમે તે કીધુ નહિ, એટલે મને
કીધુ નહિ ૪૬ અને તેઓ સર્વકાલિક શાસનમા જશે,
પણ ન્યાયીઓ સર્વકાલિક જીવનમા [જશે]

૨૬ અને ઇસુએ એ સર્વ વાતો પુરી કીધી ત્યારે
એમ થયુ કે તેણે પોતાના શિષ્યોને કહ્યુ,
૨ તમે જાણો છો કે બે દહાડા પછી પાસ્ખા પર્વ છે,
અને માણસનો દીકરો વધસ્તંભે જડાવા સારૂ પરસ્વા-
ધીન કરાય છે ૩ ત્યારે મુખ્ય યાજકો તથા લોકોના
વડીલો કાયાફા નામે પ્રમુખ યાજકની કચેરીમા એકઠા
થયા ૪ અને ઇસુને કપટથી પકડીને મારી નાખવા
માટે મનસુબો કીધો ૫ પણ તેઓએ કહ્યુ કે, પર્વમા
નહિ, રખે લોકોમા ગડબડ થાય

૬ અને ઇસુ બેથાનીઆમા સીમોન કોઢિયાના
ઘરમા હતો ૭ ત્યારે અતિ મૂલ્યવાન અત્તરની સંગે-
મરમરની ડબ્બી લઇને એક બાયડી તેની પાસે આવી,
ને તે જમવા બેઠો હતો ત્યારે તેના માથા પર તેણીએ
તે રેડ્યુ ૮ પણ તેના શિષ્યોએ તે દીઠુ ત્યારે તેઓએ
ગુસ્સે થઇને કહ્યુ કે, એ નુકસાન શા માટે? ૯ કેમકે
એ અત્તર ઘણે મૂલ્યે વેચાત, ને દરિદ્રીઓને અપાત
૧૦ ત્યારે ઇસુએ એ જાણીને તેઓને કહ્યુ કે, એ બાય
ડીને તમે કેમ સતાવો છો? કેમકે એણે તો મારા પ્રત્યે
ઉત્તમ કામ કીધુ છે ૧૧ કેમકે દરિદ્રી સદા તમારી સાથે
છે, પણ હુ સદા તમારી સાથે નથી ૧૨ તેણે એ અત્તર
મારા શરીર પર રેડ્યુ એ તો મારા દટાવાની તૈયારીને
સારૂ તેણે કીધુ ૧૩ હુ તમને ખચિત કહુ છુ કે, આ
સુવાર્ત્તા આખા જગતમા જ્યા કહીં પ્રસિદ્ધ કરાશે
ત્યા એણે જે કીધુ છે તે પણ એના સભારણાને સારૂ
કહેવાશે

૧૪ ત્યારે યહુદા ઇસકારીઓત કહેવાએલા તે બાર
માના એક મુખ્ય યાજકોની પાસે જઇને ૧૫ કહ્યુ કે,
તેને હુ તમારે સ્વાધીન કરૂ તો તમે મને શું આપવા
રાજી છો? ને તેઓએ તેને ત્રીસ રૂપીઆ તોળી
આપ્યા ૧૬ અને ત્યારથી તેણે તેને પરસ્વાધીન
કરવાનો લાગ શોધ્યા કીધો

૧૭ અને બેખમીર રોટલીના [પર્વને] પહેલે દહાડે
શિષ્યોએ ઇસુની પાસે આવીને કહ્યુ કે, અમે તારે
વાસ્તે પાસ્ખા ખાવાની ક્યા તૈયારી કરીએ? તારી
શી ઇચ્છા છે? ૧૮ ત્યારે તેણે કહ્યુ કે, નગરમા ફલા-
ણાની પાસે જઇને તેને કહો, ઉપદેશક કહે છે કે
મારો સમય પાસે આવ્યો છે, હુ મારા શિષ્યો સુદ્ધા
તારે ઘેર પાસ્ખા પાળીશ ૧૯ અને ઇસુએ શિષ્યોને
જેવી આજ્ઞા આપી હતી, તેવુ તેઓએ કીધુ, ને
પાસ્ખા તૈયાર કીધુ ૨૦ અને સાજ પડી ત્યારે બાર
શિષ્યોની સાથે તે જમવા બેઠો ૨૧ અને તેઓ જમતા
હતા ત્યારે તેણે કહ્યુ, હુ તમને ખચિત કહુ છુ કે, તમા-
રામાનો એક મને પરસ્વાધીન કરશે ૨૨ ત્યારે તેઓ
ઘણા શોકાતુર થયા, ને તેઓમાનો હરેક તેને કહેવા
લાગ્યો કે, પ્રભુ, શુ તે હુ છુ? ૨૩ અને તેણે ઉત્તર દેતા
કહ્યુ કે, જેણે મારી સાથે થાળીમા હાથ ઘાલ્યો છે તેજ
મને પરસ્વાધીન કરશે ૨૪ માણસના દીકરા સબંધી
જેમ લખ્યુ છે તેમ તે જાય છે ખરો, પણ જે માણસથી
માણસનો દીકરો પરસ્વાધીન કરાય છે, તેને અફસોસ
છે! જો તે માણસ જન્મ્યો ન હોત, તો તેને માટે
સારૂ હોત ૨૫ ત્યારે તેને પરસ્વાધીન કરનાર યહુદાએ
ઉત્તર દેતા કહ્યુ, રાબ્બી, શું તે હુ છુ? તે તેને કહે છે
કે, તેં પોતેજ કહ્યુ ૨૬ અને તેઓ ભોજન કરતા હતા
ત્યારે ઇસુએ રોટલી લઇને, તથા આશીર્વાદ માગીને
ભાગી, ને શિષ્યોને આપીને કહ્યુ કે, લો, ખાઓ, એ
મારૂ શરીર છે ૨૭ અને તેણે વાટકો લઇને તથા સ્તુતિ
કરીને તેઓને આપતા કહ્યુ કે, તમે સહુ એમાનુ
પીઓ ૨૮ કેમકે એ [નવા] કરારનુ મારૂ લોહી છે, જે
પાપોની માફીને અર્થે ઘણાઓને સારૂ વહેવડાવવામા
આવે છે ૨૯ અને હુ તમને કહુ છુ કે, હુ મારા બાપના
રાજ્યમા તમારી સાથે નવો પીશ, તે દહાડા સુધી
દ્રાક્ષરસ હવેથી હુ પીનારજ નથી

૩૦ અને તેઓ ગીત ગાયા પછી જૈતુનના પહાડ
પર બહાર ગયા

૩૧ ત્યારે ઇસુ તેઓને કહે છે કે, તમે સહુ આજ
રાત્રે મારા સબધી ઠોકર ખાશો, કેમકે એમ લખ્યુ છે
કે હુ ઘેટાપાળકને મારીશ, ને ટોળાના ઘેટા વિખેરાઇ

જશે ૩૨ પણ મારા ઉઠ્યા પછી હુ તમારી અગાઉ
ગાલીલમા જઇશ. ૩૩ ત્યારે પીતરે ઉત્તર દેતા તેને
કહ્યુ, જો બધા તારા સબધી ઠોકર ખાશે, તોપણ હુ
કદી ઠોકર નહિ ખાઇશ ૩૪ ઇસુએ તેને કહ્યુ, હુ તને
ખચિત કહુ છુ કે, આજ રાત્રે મરઘો બોલ્યા અગાઉ,
ત્રણ વાર તું મારો નકાર કરીશ. ૩૫ પીતર તેને કહે
છે, જો તારી સાથે મારે મરવુ પડે તોપણ હુ તારો
નકાર નહિજ કરીશ. બધા શિષ્યોએ પણ એમજ કહ્યુ
૩૬ ત્યારે ઇસુ તેઓની સાથે ગેથસેમાને નામે એક
ઠેકાણે આવે છે ને શિષ્યોને કહે છે કે, હુ પણે જઇને
પ્રાર્થના કરૂ ત્યા સુધી તમે અહી બેસો ૩૭ અને
પીતરને તથા ઝબદીના બે દીકરાને સાથે લઇને પોતે
શોકાતુર તથા ઉદાસ થવા લાગ્યો, ૩૮ ત્યારે તે તેઓને
કહે છે કે, મારો જીવ મરવા જેવો ઘણો શોકાતુર છે,
તમે અહીં રહીને મારી સાથે જાગતા રહો ૩૯ પછી
તેણે થોડે આઘે જઇને ઉંધે મ્હોડે પડીને પ્રાર્થના
કરતા કહ્યુ કે, ઓ મારા બાપ, જો બની શકે તો આ
વાટકો મારાથી દૂર કર, તોપણ મારી ઇચ્છા પ્રમાણે
નહિ, પણ તારી ઇચ્છા પ્રમાણે થાઓ ૪૦ પછી
શિષ્યોની પાસે તે આવે છે, ને તેઓને ઉંઘતા દેખીને
પીતરને કહે છે, શું તમે એક ઘડી પણ મારી સાથે
જાગતા રહી નથી શકતા? ૪૧ તમે જાગતા રહો ને
પ્રાર્થના કરો કે તમે પરીક્ષણમા ન આવો, આત્મા
તત્પર છે ખરો, પણ શરીર અબળ છે ૪૨ વળી બીજી
વાર તેણે જઇને પ્રાર્થના કરતા કહ્યુ, ઓ મારા બાપ,
જો આ વાટકો મારા પીધા વગર મારી પાસેથી દૂર
થઇ ન શકે તો તારી ઇચ્છા થાય ૪૩ ત્યારે તેણે બીજી
વાર આવીને તેઓને ઉંઘતા દીઠા, કેમકે તેઓની
આખો [ઉંઘથી] ભારે થઇ હતી ૪૪ અને તે ફરીથી
તેઓને મુકી ગયો, ને ત્રીજી વાર તેજ વાત કહેતા
તેણે પ્રાર્થના કીધી ૪૫ ત્યારે તે પોતાના શિષ્યોની
પાસે આવીને તેઓને કહે છે કે, હવે ઉંઘ્યા કરો, ને
આરામ લો, જુઓ, ઘડી પાસે આવી છે, ને માણ-
સનો દીકરો પાપીઓના હાથમા પરસ્વાધીન કરાય
છે ૪૬ ઉઠો, આપણે જઇએ, જુઓ, મને જે પર
સ્વાધીન કરે છે તે પાસે આવ્યો છે
૪૭ અને તે હજી બોલતો હતો, એટલામા જુઓ,
તે બારમાનો એક, એટલે યહુદા, આવ્યો, ને તેની
જોડે મુખ્ય યાજકોની તથા લોકોના વડીલોની પાસેથી
ઘણા લોક તરવારો તથા સોટા લઇને આવ્યા ૪૮ હવે
તેને પરસ્વાધીન કરનારે તેઓને નિશાણી આપી
હતી કે, હુ જેને ચુમીશ તેજ તે છે, તેને પકડી લેજો.
૪૯ અને તરત તેણે ઇસુની પાસે આવીને કહ્યુ, રાબી,
સલામ, ને તેને ચુમ્યો, ૫૦ ને ઇસુએ તેને કહ્યુ કે,
મિત્ર, જે કરવાને તું આવ્યો છે તે કર ત્યારે તેઓએ
પાસે આવીને, ઇસુ પર હાથ નાખીને, તેને પકડી
લીધો ૫૧ પછી જુઓ, ઇસુના સાથીઓમાના એકે
હાથ લાંબો કરીને પોતાની તરવાર કાઢી, ને પ્રમુખ
યાજકના ચાકરને મારીને તેનો કાન કાપી નાખ્યો.
૫૨ ત્યારે ઇસુ તેને કહે છે કે, તારી તરવાર તેના
મ્યાનમા પાછી ઘાલ, કેમકે જે સઘળા તરવાર પકડે
છે તેઓ તરવારથી નાશ પામશે ૫૩ શું તું ધારે છે કે
હુ એવો શક્તિમાન નથી કે જો બાપની પાસે માગુ,
તો તે હમણાજ દૂતોની બાર ફોજ કરતા વધારે મારી
પાસે મોકલી દેશે નહિ? ૫૪ તો જે ધર્મલેખો [મા
લખેલુ છે] કે એવુ થવુ જોઇએ, તે કેમ પુરૂ થશે?
૫૫ તેજ વેળા ઇસુએ લોકોને કહ્યુ કે, તમે તરવારો
તથા સોટા લઇને જેમ ચોરને તેમ મને પકડવા નીકળી
આવ્યા છો શું? હુ રોજ મદિરમા બેસીને બોધ કરતો
હતો, ને તમે મને પકડ્યો નહતો, ૫૬ પણ ભવિષ્ય-
વાદીઓના લેખો પુરા થાય માટે આ બધું થયુ છે
ત્યારે બધા શિષ્યો તેને મુકીને નાઠા
૫૭ પછી જેઓએ ઇસુને પકડ્યો હતો, તેઓ જ્યા
શાસ્ત્રીઓ તથા વડીલો એકઠા થયા હતા ત્યા કાયાફા
પ્રમુખ યાજકની પાસે તેને લઇ ગયા ૫૮ અને પીતર
આઘો આઘો તેની પાછળ પ્રમુખ યાજકની કચેરી
સુધી ચાલ્યો, ને માહે જઇને પરિણામ જોવાને ચાલ-
દારોની સાથે બેઠો ૫૯ અને મુખ્ય યાજકોએ તથા
આખી ન્યાયસભાએ, ઇસુને મારી નાખવાને, તેની
વિરૂદ્ધ જુઠી શાહેદી શોધી, ૬૦ અને જો કે ઘણા
જુઠા સાક્ષી આવ્યા, તોપણ તે ન જડી, પણ પાછ-
ળથી બે આવીને ૬૧ બોલ્યા કે, એણે કહ્યુ, હુ દેવના
મદિરને પાડી નાખવાને તથા ત્રણ દહાડામા તેને પાછુ
બાધવાને સમર્થ છું ૬૨ ત્યારે પ્રમુખ યાજકે ઉભા
થઇને તેને કહ્યુ, શું તું કંઇ ઉત્તર નથી દેતો? એઓ
તારી વિરૂદ્ધ શી શાહેદી આપે છે? ૬૩ પણ ઇસુ છાનો
રહ્યો ત્યારે પ્રમુખ યાજકે તેને કહ્યુ, હુ તને જીવતા
દેવના સમ ઘાલુ છુ કે, દેવનો દીકરો જે ખ્રીસ્ત તેજ
તું છે કે નહિ, એ અમને કહે ૬૪ ઇસુ તેને કહે છે
કે, તેંજ કહ્યુ, પરતુ હુ તમને કહુ છુ કે, હવે પછી
માણસના દીકરાને પરાક્રમના જમણા હાથ પર બેઠેલો
તથા આકાશના મેઘો પર આવતો તમે દેખશો.

૬૫ ત્યારે પ્રમુખ યાજકે પોતાના લુગડા ફાડીને કહ્યુ કે,
એણે દુર્ભાષણ કર્યુ છે, આપણને બીજા શાહેદીઓની
શી જરૂર છે? જુઓ, હવે તમે એ દુર્ભાષણ સાભળ્યુ
છે ૬૬ તમે શુ ધારો છો? ને તેઓએ ઉત્તર દેતા કહ્યુ
કે, એ મરણ જોગ છે ૬૭ ત્યારે તેઓએ તેના મ્હો પર
થુકીને તેને મુક્કી મારી, ને બી જાઓએ તેને થપડાકો
મારતા ૬૮ કહ્યુ કે, ઓ ખ્રીસ્ત, તને કોણે માર્યો એ
અમને કહી બતાવ

૬૯ અને પીતર બહાર ચોકમા બેઠો હતો, ત્યારે
એક દાસીએ તેની પાસે આવીને કહ્યુ કે, તુ પણ
ગાલીલના ઇસુ જોડે હતો ૭૦ પણ તેણે સહુની આગળ
નકાર કરતા કહ્યુ કે, જે તુ કહે છે તે હુ જાણતો નથી
૭૧ અને તે બહાર પરશાળમા ગયો ત્યારે બીજીએ તેને
દેખીને જેઓ ત્યા હતા તેઓને કહ્યુ કે, એ પણ ઇસુ
નાઝારીની જોડે હતો. ૭૨ પણ તેણે સમ ખાતા ફરીથી
નકાર કીધો કે, તે માણસને હુ ઓળખતો નથી
૭૩ અને થોડી વાર પછી પાસે ઉભેલાઓએ આવીને
પીતરને કહ્યુ કે, ખરેખર તુ પણ તેઓમાનો છે, કેમકે
તારી બોલીથી તુ જણાઇ આવે છે ૭૪ ત્યારે તે શાપ
દેવા તથા સમ ખાવા લાગ્યો કે, હુ તે માણસને ઓળ
ખતો નથી. અને તરત જ મરઘો બોલ્યો ૭૫ અને
જે વાત ઇસુએ પીતરને કહી હતી કે, મરઘો બોલ્યા
અગાઉ ત્રણ વાર તુ મારો નકાર કરીશ, તે તેને યાદ
આવી, ત્યારે બહાર જઇને તે બહુ રડયો

૨૭ અને સવાર થઇ, ત્યારે સર્વ મુખ્ય યાજ-
કોએ તથા લોકોના વડીલોએ ઇસુને મારી
નાખવા સારૂ તેની વિરૂદ્ધ મનસુબો કીધો ૨ પછી
તેઓએ તેને બાધ્યો ને તેને લઇ જઇને પીલાત
હાકેમને સોપ્યો

૩ ત્યારે તે અપરાધી ઠરાવાયો, એવુ જોઇને, તેને
પરસ્વાધીન કરનાર યહુદાને પશ્ચાત્તાપ થયો, ને પેલા
ત્રીસ રૂપીઆ મુખ્ય યાજકોની તથા વડીલોની પાસે
પાછા લાવીને ૪ કહ્યુ કે, નિરપરાધી લોહી પરસ્વાધીન
કર્યાથી મે પાપ કીધુ છે ત્યારે તેઓએ કહ્યુ કે, તેમા
અમારે શુ? તે તુ જાણે ૫ પછી મદિરમા રૂપીઆ
ફેંકી દઇને તે નીકળ્યો, ને જઇને ફાસી ખાધી
૬ ત્યારે મુખ્ય યાજકોએ તે રૂપીઆ લઇને કહ્યુ કે,
એ લોહીનુ મૂલ્ય છે માટે ભંડારમા એ નાખવા ઉચિત
નથી. ૭ પછી તેઓએ મનસુબો કરીને પરદેશીઓને
દાટવા સારૂ તેનુ કુભારનુ ખેતર વેચાતુ લીધુ ૮ તે
માટે આજ સુધી તે ખેતર લોહીનુ ખેતર કહેવાય છે
૯ ત્યારે યિર્મેયાહ ભવિષ્યવાદીએ જે કહ્યુ હતુ તે પુરૂ
થયુ કે, જેનુ મુલ્ય ઠરાવવામા આવ્યુ, એટલે જેનુ મૂલ્ય
ઇસ્રાએલપુત્રોએ ઠરાવ્યુ તેના મૂલ્યના ત્રીસ રૂપીઆ
તેઓએ લીધા, ૧૦ ને જેમ પ્રભુએ મને હુકમ કીધો
તેમ કુભારના ખેતરને સારૂ આપ્યા

૧૧ અને ઇસુ હાકેમની આગળ ઉભો રહ્યો, ને
હાકેમે તેને પુછતા કહ્યુ કે, શુ તુ યહુદીઓનો રાજા છે?
ત્યારે ઇસુએ તેને કહ્યુ કે, તુ કહે છે ૧૨ અને મુખ્ય
યાજકોએ તથા વડીલોએ તેના પર ખટ્ટો મુક્યા છતા
તેણે કઇ ઉત્તર ન દીધો ૧૩ ત્યારે પીલાત તેને કહે છે
કે, તારી વિરૂદ્ધ તેઓ કેટલી શાહેદી આપે છે, એ શુ
તુ નથી સાભળતો? ૧૪ પણ તેણે તેને એક શબ્દનો
પણ ઉત્તર ન દીધો, જેથી હાકેમ ઘણો અચરત થયો
૧૫ હવે પર્વમા જે એક બદીવાનને લોકો માગે, તેને
તેઓને સારૂ છોડી દેવાનો હાકેમનો રિવાજ હતો
૧૬ અને તે વેળા બારાબાસ નામનો તેઓનો એક
પ્રખ્યાત બદીવાન હતો ૧૭ તે માટે તેઓ એકઠા
થયા પછી પીલાતે તેઓને કહ્યુ, હુ તમારે સારૂ કોને
છોડી દઉ, તમારી શી મરજી છે? બારાબાસને, કે ઇસુ
જે ખ્રીસ્ત કહેવાય છે તેને? ૧૮ કેમકે તે જાણતો હતો
કે તેઓએ અદેખાઇથી તેને સોપ્યો હતો ૧૯ અને
ન્યાયાસન પર તે બેઠો હતો, ત્યારે તેની બાયડીએ
તેને કહેવાડી મોકલ્યુ કે, તે ન્યાયીને તુ કઇ કરતો ના,
કેમકે આજ મને સ્વપ્નમા તેને લીધે ઘણુ દુ ખ થયુ છે
૨૦ પણ મુખ્ય યાજકોએ તથા વડીલોએ લોકને સમ-
જાવ્યા, કે તેઓ બારાબાસને માગે, ને ઇસુને મારી
નખાવે ૨૧ પણ હાકેમે ઉત્તર દેતા તેઓને કહ્યુ કે,
તે બેમાથી કોને હુ તમારે સારૂ છોડી દઉ, તમારી શી
મરજી છે? ને તેઓએ કહ્યુ કે, બારાબાસને ૨૨ પીલાત
તેઓને કહે છે, તો ઇસુ જે ખ્રીસ્ત કહેવાય છે તેને
હુ શુ કરૂ? સર્વે તેને કહે છે કે, તે વધસ્તભે જડાય
૨૩ ત્યારે તેણે કહ્યુ, શા માટે? તેણે શુ ભુડુ કીધુ છે?
પણ તેઓએ વધારે બુમ પાડતા કહ્યુ કે, તે વધસ્તભે
જડાય. ૨૪ અને પીલાતે જોયુ કે મારૂ કઇજ ચાલતુ
નથી, પણ ઉલટી વિશેષ ગડબડ થાય છે, ત્યારે તેણે
પાણી લઇને લોકોની આગળ પોતાના હાથ ધોઇને
કહ્યુ કે, એ ન્યાયીના લોહી સબધી હુ નિર્દોષ છુ, તમે
જાણો. ૨૫ ત્યારે સર્વે લોકોએ ઉત્તર દેતા કહ્યુ કે, એનુ
લોહી અમારે માથે તથા અમારા સંતાનને માથે આવે
૨૬ પછી તેણે બારાબાસને તેઓને સારૂ છોડી દીધો, ને
ઇસુને કોરડા મરાવીને વધસ્તભે જડાવા સારૂ સોપ્યો

૨૭ત્યારે હાકેમના સિપાઇઓએ ઇસુને મહેલમા
લઇ જઇને આખી પલટણ તેની આસપાસ એકઠી
કીધી ૨૮પછી તેઓએ તેના લુગડા ઉતારીને કીરમજી
જામો તેને પહેરાવ્યો ૨૯અને કાટાનો મુગટ ગુથીને
તેના માથા પર મુક્યો, ને તેના જમણા હાથમા સોટી
આપી, ને તેની સામા ઘુંટણ ટેકીને તેના ઠઠ્ઠા કરતા
કહ્યુ કે, અરે યહુદીઓના રાજા, સલામ ૩૦પછી તેઓ
તેના પર થુંક્યા, ને સોટી લઇને તેને માથામા મારી
૩૧અને તેના ઠઠ્ઠા કરી રહ્યા પછી તેઓએ જામો
તેના પરથી ઉતારીને તેનાજ લુગડા તેને પહેરાવ્યા,
અને વધસ્તંભે જડવાને તેઓ તેને લઇ ગયા

૩૨અને તેઓ બહાર જતા હતા ત્યારે કુરેનીનો
સીમોન નામે એક જણ તેઓને મળ્યો, જેની પાસે
તેઓએ તેનો વધસ્તંભ પરાણે ઉચકાવી લીધો
૩૩અને ગલગથા નામે એક જગ્યા, જે ખોપરીની
જગ્યા કહેવાય છે, ત્યા પહોચ્યા ૩૪ત્યારે તેઓએ
પિત્ત ભેગેલો સિરકો તેને પીવાને આપ્યો, પણ
ચાખ્યા પછી તેણે પીવા ના પાડી ૩૫અને તેને વધ-
સ્તંભે જડયા પછી તેઓએ ચિઠ્ઠી નાખીને તેના લુગડા
માહોમાહે વહેચી લીધા. ૩૬પછી તેઓએ ત્યા બેસીને
તેની ચોકી કીધી ૩૭અને તે સબબીનુ લખેલુ તહોમ-
તનામુ તેના માથાની ઉપર લગાડયુ કે, ઇસુ જે
યહુદીઓનો રાજા, તે એજ છે ૩૮ત્યારે તેઓએ તેની
જોડે બે ચોરને વધસ્તંભે જડયા, એકને જમણી તરફ
ને બીજાને ડાબી તરફ ૩૯અને પાસે થઇને જનારા-
ઓએ પોતાના માથા હલાવતા તથા તેની નિંદા કરતા
૪૦કહ્યુ કે, અરે મંદિરને પાડી નાખનાર તથા તેને ત્રણ
દહાડામા બાંધનાર, તું પોતાને બચાવ, જો તું દેવનો
દીકરો છે તો વધસ્તંભ પરથી ઉતરી આવ ૪૧અને
તેમજ રીતે મુખ્ય યાજકોએ પણ શાસ્ત્રીઓ તથા વડીલો
સુદ્ધા ઠઠ્ઠા કરતા કહ્યુ કે, ૪૨બીજાઓને તેણે બચાવ્યા,
તે પોતાને બચાવી નથી શકતો, એ તો ઇસ્રાએલનો
રાજા છે, તે હમણા વધસ્તંભ પરથી ઉતરી આવે, ને
અમે તેના પર વિશ્વાસ કરીશુ ૪૩તે દેવ પર ભરોસો
રાખે છે, જો તે તેને ચાહે છે તો હમણા તેનો છુટકો
તે કરે, કેમકે તેણે કહ્યુ હતુ કે હુ દેવનો દીકરો છું
૪૪અને જે ચોરોને તેની જોડે વધસ્તંભે જડયા હતા,
તેઓએ પણ તેમજ તેની નિંદા કીધી

૪૫અને છઠ્ઠી હોરાથી નવમી હોરા સુધી આખા
દેશ પર અંધકાર પડ્યો ૪૬અને આસરે નવમી
હોરાએ ઇસુએ મોટે ઘાટે બૂમ પાડતા કહ્યુ કે, એલી,
એલી, લામા સાબાખ્થાની, એટલે, ઓ મારા દેવ,
મારા દેવ, તેં મને કેમ મુકી દીધો છે? ૪૭અને જેઓ
ત્યા ઉભા હતા તેઓમાથી કેટલાએક સાંભળીને કહ્યુ
કે, એલીયાહુને તે બોલાવે છે ૪૮અને તરત તેઓ-
માથી એકે દોડીને વાદળી લઇને સિરકાથી ભીંજવી, ને
લાકડીની ટોચે બાંધીને તેને ચુસવા આપી ૪૯પણ
બીજાઓએ કહ્યુ કે, રહેવા દો, આપણે જોઇએ કે
એલીયાહુ એને છોડાવવા આવે છે કે નહિ ૫૦પછી
ઇસુએ બીજી વાર મોટે ઘાટે બૂમ પાડીને પ્રાણ મુક્યો.
૫૧ત્યારે જુઓ, મંદિરનો પડદો ઉપરથી તળે સુધી
ફાટીને તેના બે ભાગ થઇ ગયા, ને ધરતી કાપી, ને
ખડકો ફાટી ગયા, ૫૨ને કબરો ઉઘડી ગઇ, ને ઉંઘેલા
સંતોના ઘણા શરીર ઉઠયા, ૫૩ને તેના પાછા ઉઠયા
પછી તેઓ કબરોમાથી નીકળીને પવિત્ર નગરમા ગયા,
ને ઘણાઓને દેખાયા ૫૪ત્યારે જમાદારે તથા તેની
સાથે જેટલા ઇસુની ચોકી કરતા હતા, તેઓએ ધરતી-
કંપારો તથા જે જે થયુ, તે જોઇને બહુ બીવા કહ્યુ
કે, ખરેખર એ દેવનો દીકરો હતો ૫૫અને ત્યા ઘણી
બાયડીઓ, જેઓ ઇસુની સેવા કરતી ગાલીલથી તેની
પાછળ આવી હતી, તેઓ આઘેથી જોયા કરતી હતી
૫૬તેઓમા મરિયમ માગદાલેણ, ને યાકુબની તથા
યોસીની મા મરિયમ, તથા ઝબદીના દીકરાઓની
મા હતી

૫૭અને સાંજ પડી ત્યારે યુસફ નામે આરીમથા-
ઇનો એક દ્રવ્યવાન માણસ આવ્યો, જે પોતે પણ
ઇસુનો શિષ્ય હતો, ૫૮તેણે પીલાત પાસે જઇને
ઇસુની લાસ માગી, ત્યારે પીલાતે તે સોંપવાની
આજ્ઞા કીધી ૫૯પછી યુસફે લાસ લઇને સણને ઉજળે
લુગડે તે વિંટાળી ૬૦અને ખડકમા ખોદાવેલી પોતાની
નવી કબરમા તેને મુકી, ને એક મોટો પત્થર કબરના
મ્હો પર ગબડાવીને તે ચાલ્યો ગયો. ૬૧ત્યારે
મરિયમ માગદાલેણ તથા બીજી મરિયમ ત્યા કબરની
સામે બેઠી હતી

૬૨અને સિદ્ધિકરણને બીજે દહાડે મુખ્ય યાજકો
તથા ફરોશીઓએ પીલાત પાસે એકઠા થઇને ૬૩કહ્યુ
કે, સાહેબ, અમને યાદ છે કે, તે ઠગ જીવતો હતો
ત્યારે કહેતો હતો કે, ત્રણ દહાડા પછી હુ ઉઠીશ
૬૪એ માટે ત્રણ દહાડા સુધી કબરનો જાપતો રાખ-
વાની આજ્ઞા કર, રખે તેના શિષ્યો રાત્રે આવીને તેને
ચોરી જાય, ને લોકોને કહે કે, મુએલાઓમાથી તે
ઉઠયો છે, અને છેલ્લી ભૂલ પહેલીના કરતા મોટી થશે.

૬૫ ત્યારે પીલાતે તેઓને કહ્યુ કે, ચોકીદારો તમારી
પાસે છે, તમે જાઓ, ને તમારાથી બને તેવો તેનો
જાપતો રખાવો ૬૬ પછી તેઓ ગયા, ને પત્થર પર
મહોર કરીને તેઓએ કબર પર જાપતો રાખ્યો,
અને ચોકીદારો તેમની સાથે હતા

૨૮ અને વિશ્રામવારની આખરે, અઠવાડીઆને
પહેલે દહાડે પોહ ફાટવા લાગ્યો, ત્યારે
મરિયમ માગદાલેણ તથા બીજી મરિયમ કબરને જોવા
આવી ૨ અને જુઓ, મોટો ધરતીકંપારો થયો, કેમકે
પ્રભુનો દૂત આકાશથી ઉતર્યો, ને પાસે આવીને
કબરના મ્હો પરથી પત્થરને ગબડાવીને તે પર બેઠો
૩ તેનુ રૂપ વિજળી જેવુ ને તેનુ લુગડુ બરફના જેવુ
ઉજળુ હતું ૪ અને તેના ધાકથી ચોકીદારો ધ્રુજ્યા
ને મરણતોલ થઇ ગયા ૫ ત્યારે દૂતે ઉત્તર દેતા તે
બાયડીઓને કહ્યુ, તમે બીહો મા, કેમકે વધસ્તંભે
જડાએલા ઇસુને તમે શોધો છો, એ હુ જાણુ છુ
૬ તે અહીં નથી, કેમકે તેણે જેમ કહ્યુ હતું તેમ તે
ઉઠયો છે, તમે આવો, જ્યા પ્રભુ સુતો હતો તે
જગ્યા જુઓ ૭ અને વહેલા જઇને તેના શિષ્યોને
કહો કે મુએલાઓમાથી તે ઉઠયો છે અને જુઓ,
તે તમારા અગાઉ ગાલીલમા જાય છે, ત્યા તમે તેને
દેખશો, જુઓ, મેં તમને કહ્યુ છે ૮ ત્યારે તેઓ
બીક તથા ઘણા હરખ સહિત, કબરની પાસેથી વહેલી
નીકળીને તેના શિષ્યોને ખબર આપવાને દોડી
૯ અને જુઓ, ઇસુએ તેઓને મળીને કહ્યુ, કુશળતા
ત્યારે તેઓએ પાસે આવીને તેના પગ પકડ્યા, ને
તેનુ ભજન કીધુ ૧૦ ત્યારે ઇસુ તેઓને કહે છે, બીહો
મા, જાઓ, મારા ભાઇઓને કહો કે, તેઓ ગાલીલમા
જાય, ને ત્યા તેઓ મને દેખશે

૧૧ અને તેઓ જતી હતી, ત્યારે જુઓ, ચોકી-
દારોમાના કેટલાએક નગરમા જઇને જે જે થયુ તે
સઘળુ મુખ્ય યાજકોને કહ્યુ ૧૨ ત્યારે તેઓએ વડીલો
સુદ્ધા એકઠા થઇને મનસુબો કરીને, તે સિપાઇઓને
ઘણા નાણા આપીને ૧૩ કહ્યુ કે, તમે એમ કહો કે,
અમે ઉંઘતા હતા ત્યારે તેના શિષ્યો રાત્રે આવીને
તેને ચોરી ગયા ૧૪ અને જો એ વાત હાકેમને કાને
પહોચશે, તો અમે તેને સમજાવીને તમને બચાવીશું
૧૫ પછી તેઓએ નાણા લીધા, ને શિખવ્યા પ્રમાણે
કીધુ, ને એ વાત યહુદીઓમા આજ સુધી ચાલે છે

૧૬ પણ અગીઆર શિષ્યો ગાલીલમા એક પહાડ
પર જ્યા ઇસુએ તેઓને [જવાનુ] ઠરાવ્યુ હતું, ત્યા
ગયા ૧૭ અને તેઓએ તેને જોઇને તેનુ ભજન કીધુ,
પણ કેટલાએકને સદેહ આવ્યો ૧૮ ત્યારે ઇસુએ
પાસે આવીને તેઓને કહ્યુ કે, આકાશમા તથા પૃથ્વી
પર સર્વ અધિકાર મને અપાયો છે ૧૯ એ માટે તમે
જઇને સર્વ દેશનાઓને શિષ્ય કરો, બાપ તથા દીકરા
તથા પવિત્ર આત્માને નામે તેઓને બાપ્તિસ્મા
આપતા જાઓ ૨૦ મેં તમને જે જે આજ્ઞા કીધી તે
સર્વ પાળવાનુ તેઓને શિખવતા જાઓ, ને જુઓ,
જગતના અંત સુધી હુ સર્વકાળ તમારી સાથે છુ

બાપ્તિસ્મા કરશે.
૯ અને તે દહાડાઓમાં એમ થયું કે, ઇસુ ગાલીલના
નાઝારેથથી આવ્યો, ને યરદનમાં યોહાનથી બાપ્તિસ્મા
પામ્યો; ૧૦ ને તરત પાણી પાસેથી ઉપર આવતાં
તેણે આકાશ ઉઘડેલું તથા પવિત્ર આત્માને ખબુતરની
પેઠે પોતા પર ઉતરતો જોયો. ૧૧ અને આકાશથી
વાણી થઇ કે, તું મારો વહાલો દીકરો છે, તારા પર
હું પ્રસન્ન છું.
૧૨ અને તરત આત્મા તેને રાનમા લઇ જાય છે;
૧૩ ને રાનમાં ચાળીસ દહાડા સુધી શેતાનથી તેનું
પરીક્ષણ થયું; ને જંગલી પશુઓની સાથે તે હતો;
ને દૂતોએ તેની સેવા કીધી.
૧૪ અને યોહાન પરસ્વાધીન કરાયા પછી, ઇસુ
ગાલીલમાં આવ્યો, ને દેવની સુવાર્ત્તા પ્રગટ કરતાં
તેણે કહ્યું કે, ૧૫ સમય પુરો થયો છે, ને દેવનું રાજ્ય
પાસે આવ્યું છે; પસ્તાવો કરો, ને સુવાર્ત્તા પર
વિશ્વાસ કરો.
૧૬ અને તેણે ગાલીલના સમુદ્રને કાંઠે ચાલતાં
સીમોન તથા તેના ભાઇ આંદ્રયાને સમુદ્રમાં જાળ
નાખતા જોયા; કેમકે તેઓ માછલાં પકડનારા હતા.
૧૭ અને ઇસુએ તેઓને કહ્યું કે, મારી પાછળ આવો,
ને હું તમને માણસો પકડનારા કરીશ. ૧૮ અને તરત
તેઓ પોતાની જાળો મુકીને તેની સાથે ગયા. ૧૯ અને
ત્યાંથી થોડું આગળ જતાં તેણે ઝબદીના દીકરા
યાકુબને તથા તેના ભાઇ યોહાનને વહાણમાં જાળો
સાંધતા જોયા. ૨૦ અને તરત તેણે તેઓને બોલાવ્યા;
ને તેઓ પોતાના બાપ ઝબદીને નોકરોની સાથે
વહાણમાં મુકીને તેની પાછળ ગયા.
૨૧ અને તેઓ કાપરનાહુમમાં ગયા; ને તરત,
વિશ્રામવારે સભાસ્થાનમાં જઇને તેણે ઉપદેશ કર્યો.
૨૨ અને તેઓ તેના ઉપદેશથી અચરત થયા; કેમકે
તેણે તેઓને શાસ્ત્રીઓની પેઠે નહિ, પણ જેને અધિ-
કાર હોય છે તેની પેઠે ઉપદેશ કીધો. ૨૩ અને તત્કાળ
તેઓના સભાસ્થાનમાં અશુદ્ધ આત્મા વળગેલો એક
માણસ માલમ પડ્યો; ને તેણે બૂમ પાડીને કહ્યું કે,
૨૪ અરે, ઇસુ નાઝારી, અમારે ને તારે શું છે? શું તું
અમારો નાશ કરવા આવ્યો છે? તું કોણ છે, એ હું
જાણું છુ, એટલે દેવનો પવિત્ર. ૨૫ અને ઇસુએ તેને
ધમકાવતાં કહ્યું કે, છાનો રહે, ને એમાંથી નીકળી જા.
૨૬ અને અશુદ્ધ આત્મા તેને મરડી નાખીને તથા
મોટી બૂમ પાડીને તેનામાથી નીકળી ગયો. ૨૭ અને
બધા એવા અચરત થયા કે તેઓ માહોમાંહે પુછવા
લાગ્યા કે, આ શું છે? આ તો નવો ઉપદેશ છે!
કેમકે અધિકારથી તે અશુદ્ધ આત્માઓને પણ આજ્ઞા
કરે છે, ને તેઓ તેનું માને છે. ૨૮ અને તરત તેની
કીર્ત્તિ આખા ગાલીલ પ્રાંતમા ફેલાઇ ગઇ.
૨૯ અને તેઓ સભાસ્થાનમાંથી નીકળીને યાકુબ
તથા યોહાન સુદ્ધાં તરત સીમોન તથા આંદ્રયાના
ઘરમા ગયા. ૩૦ હવે સીમોનની સાસુ તાવે પડેલી
હતી; ને તરત તેને વિષે તેઓએ તેને કહ્યું. ૩૧ અને
તેણે પાસે આવીને એનો હાથ ઝાલીને એને ઉઠાડી;
ને તરત એનો તાવ મટી ગયો; ને એણીએ તેઓની
સેવા કીધી.
૩૨ અને સાંજે સુરજ આથમ્યો ત્યારે તેઓ બધાં
માંદાંઓને તથા ભૂતવળગેલાંઓને તેની પાસે લાવ્યા.
૩૩ અને બારણા આગળ આખું શહેર એકઠું થયું.
૩૪ અને ઘણાં જેઓ નાના પ્રકારના રોગથી પીડાતાં
હતાં તેઓને તેણે સાજા કીધાં; ને ઘણાં ભૂતોને
કાઢ્યાં; ને ભૂતો તેને ઓળખતા હતાં માટે તેણે
તેઓને બોલવા ન દીધા.
૩૫ અને સવારે પ્હો ફાટતા પહેલાં ઘણો વહેલો
ઉઠીને તે બહાર ગયો; ને ઉજડ ઠેકાણે જઇને તેણે
ત્યાં પ્રાર્થના કરી. ૩૬ અને સીમોન તથા જેઓ તેની
સાથે હતા, તેઓ તેની પછવાડે ગયા; ૩૭ અને તેઓ
તેને મળીને કહે છે કે, સહુ તને શોધે છે. ૩૮ અને તે
તેઓને કહે છે કે, આપણે પાસેનાં ગામોમાં જઇએ,
કે હુ ત્યાં પણ ઉપદેશ કરૂ; કેમકે એજ માટે હુ
આવ્યો છું. ૩૯ અને આખા ગાલીલમાં તેઓના
સભાસ્થાનોમાં જઇને તે ઉપદેશ કરતો ને ભૂતો
કાઢતો હતો.
૪૦ અને એક કોઢિયો તેની પાસે આવે છે, ને તેને
વિનંતી કરીને તથા ઘુંટણ ટેકીને કહે છે કે, જો તારી
ઇચ્છા હોય તો તું મને શુદ્ધ કરી શકે છે. ૪૧ અને
ઇસુને દયા આવી, ને તે હાથ લાંબો કરીને તેને
અડક્યો, ને કહે છે કે, મારી ઇચ્છા છે, તું શુદ્ધ થા;
૪૨ ને તરત તેનો કોઢ ગયો, ને તે શુદ્ધ થયો. ૪૩ અને
તેણે તેને સખત તાકીદ કરીને તરત બહાર મોકલ્યો;
૪૪ ને તેને કહે છે કે, જોજે, કોઇને કંઇ કહેતો ના;
પણ જઇને પોતાને યાજકને દેખાડ, અને જે જે
મુસાએ ફરમાવ્યુ તે તેનું, તારા શુદ્ધિકરણને લીધે,
તેઓને માટે સાક્ષી તરીકે, અર્પણ કર. ૪૫ પણ તે
નીકળીને તે વાત એટલી બધી પ્રગટ કરવા તથા

ફેલાવવા લાગ્યો, કે ઇસુ ફરી શહેરમાં ઉઘાડી રીતે
જઇ ન શક્યો, પણ બહાર ઉજડ જગ્યાઓમાં રહ્યો,
ને લોક ચોમેરથી તેની પાસે આવ્યા.

૨ અને કેટલાએક દિવસ પછી, તે ફરી કાપરના-
હુમમાં ગયો, ત્યારે એવી ચરચા ફેલાઇ કે તે
ઘરમાં છે. ૨ અને એટલા બધા એકઠા થયા કે,
દરવાજા પાસે પણ જગ્યા નહોતી; ને તે તેઓને
વાત સમજાવતો હતો. ૩ અને તેઓ ચાર માણસોએ
ઉચકેલા એક પક્ષઘાતીને તેની પાસે લાવ્યા. ૪ અને
ભીડને લીધે તેઓ તેની પાસે આવી ન શક્યા, ત્યારે
જ્યાં તે હતો ત્યાંનું છાપરૂં તેઓએ ઉકેલ્યું, ને તે
તોડીને જે ખાટલા પર તે પક્ષઘાતી સુતો હતો તેને
ઉતાર્યો. ૫ અને ઇસુ તેઓનો વિશ્વાસ જોઇને પક્ષ-
ઘાતીને કહે છે કે, દીકરા, તારાં પાપ માફ થયાં છે.
૬ પણ કેટલાએક શાસ્ત્રીઓ જેઓ ત્યાં બેઠા હતા,
તેઓ પોતાના હૃદયોમાં વિચારતા હતા કે, ૭ આ
માણસ આવી રીતે કેમ બોલે છે? એ તો દુર્ભાષણ
કરે છે. એક, એટલે દેવ, તે વિના કોણ પાપની
માફી કરી શકે? ૮ અને તેઓ પોતાના મનમાં એમ
વિચારે છે, એ ઇસુએ પોતાના આત્મામાં તરત જાણીને
તેઓને કહ્યું કે, તમે તમારાં હૃદયોમાં એવા વિચાર
કેમ કરો છો? ૯ એ બેમાંનું વધારે સહેલું કયું છે,
પક્ષઘાતીને એ કહેવું કે, તારાં પાપ તને માફ થયાં
છે, અથવા એ કહેવું કે, ઉઠ ને તારો ખાટલો ઉચકીને
ચાલ? ૧૦ પણ માણસના દીકરાને પૃથ્વી પર પાપ
માફ કરવાનો અધિકાર છે, એમ તમે જાણો માટે,
(પક્ષઘાતીને તે કહે છે) ૧૧ હું તને કહું છું કે ઉઠ,
તારો ખાટલો ઉચકીને તારે ઘેર ચાલ્યો જા. ૧૨ અને તે
ઉઠ્યો, ને તરત ખાટલો ઉચકીને સહુના દેખતાં ચાલ્યો
ગયો; આથી સહુએ અચરતી પામીને તથા દેવને
મહિમા આપીને કહ્યું કે, અમે કદી આવું જોયું નથી.

૧૩ અને ફરી તે સમુદ્રને કાંઠે ગયો; ને બધા લોક
તેની પાસે આવ્યા; ને તેણે તેઓને બોધ કર્યો.
૧૪ અને રસ્તે જતાં તેણે આલ્ફીના દીકરા લેવીને
દાણની ચોકી પર બેઠેલો જોયો; ને તેને કહે છે કે,
મારી પાછળ ચાલ; ને તે ઉઠીને તેની પાછળ ચાલ્યો.
૧૫ અને એમ થયું કે તે એના ઘરમાં જમવા બેઠો,
ને ઘણા દાણીઓ તથા પાપીઓ ઇસુની તથા તેના
શિષ્યોની સાથે બેઠા, કેમકે તેઓ ઘણા હતા, ને
તેની પાછળ ચાલતા હતા. ૧૬ અને શાસ્ત્રીઓએ તથા
ફરોશીઓએ તેને દાણીઓની તથા પાપીઓની જોડે
જમતો જોઇને તેના શિષ્યોને કહ્યું કે, તે તો દાણી-
ઓની તથા પાપીઓની જોડે ખાય પીએ છે. ૧૭ અને
ઇસુ એ સાંભળીને તેઓને કહે છે કે, જેઓ સાજા છે
તેઓને વૈદની અગત્ય નથી; પણ જેઓ માંદા
તેઓને છે. હું ન્યાયીઓને નહિ, પણ પાપીઓને
તેડવા આવ્યો છું.

૧૮ અને યોહાનના તથા ફરોશીઓના શિષ્યો ઉપ-
વાસ કરતા હતા; ને તેઓ આવીને તેને કહે છે કે,
યોહાનના તથા ફરોશીઓના શિષ્યો ઉપવાસ કરે છે,
પણ તારા શિષ્યો ઉપવાસ નથી કરતા, એનું શું કારણ?
ને ઇસુએ તેઓને કહ્યું કે, ૧૯ વર જાનૈયાની સાથે
હોય, ત્યાં સુધી શું તેઓ ઉપવાસ કરી શકે? વર
તેઓની સાથે છે તેટલા વખત સુધી તેઓ ઉપવાસ
કરી શકતા નથી. ૨૦ પણ એવા દિવસ આવશે કે
જ્યારે વર તેઓની પાસેથી લઇ લેવાશે, ત્યારે તે
દિવસે તેઓ ઉપવાસ કરશે. ૨૧ અને કોરા લુગડાનું
થિગડું જુના વસ્ત્રને કોઇ દેતું નથી; જો દે તો નવું
જોડેલું જુનાને સાંધવાને બદલે ખેંચી કાઢે છે, ને ફાટ
વધતી પડે છે. ૨૨ અને નવો દ્રાક્ષરસ જુની મસકોમાં
કોઇ ભરતું નથી; જો ભરે તો નવો દ્રાક્ષરસ મસકોને
ફાડી નાખે છે, ને દ્રાક્ષરસ તથા મસકો એ બન્નેનો નાશ
થાય છે; પણ નવો દ્રાક્ષરસ નવી મસકોમાં [ભરે છે].

૨૩ અને એમ થયું કે વિશ્રામવારે તે દાણાનાં
ખેતરોમાં થઇને જતો હતો; ને તેના શિષ્યો ચાલતાં
ચાલતાં કણસલાં તોડવા લાગ્યા. ૨૪ અને ફરોશીઓએ
તેને કહ્યું કે, જો, વિશ્રામવારે જે ઉચિત નથી તે તેઓ
કેમ કરે છે? ૨૫ ને તેણે તેઓને કહ્યું કે, દાઉદને
અગત્ય હતી, ને તે તથા તેના સાથીઓ ભુખ્યા હતા,
ત્યારે તેણે શું કર્યું, એ તમે કદી નથી વાંચ્યું? ૨૬ એટલે
કે અબ્યાથાર મુખ્ય યાજક હતો, ત્યારે દેવના ઘરમાં
પેસીને, અર્પેલી રોટલીઓ જે યાજકો શિવાય કોઇને
ખાવાને ઉચિત નથી તે તેણે ખાધી, ને તેના સાથી-
ઓને પણ આપી. ૨૭ અને તેણે તેઓને કહ્યું કે,
વિશ્રામવાર માણસને અર્થે થયો, માણસ વિશ્રામવા-
રને અર્થે નહિ; ૨૮ માટે માણસનો દીકરો વિશ્રામ-
વારનો પણ પ્રભુ છે.

૩ અને તે ફરી સભાસ્થાનમાં ગયો; ને ત્યાં એક
માણસ હતો જેનો હાથ સુકાઇ ગએલો હતો.
૨ અને તે વિશ્રામવારે તેને સાજો કરશે કે નહિ, તે
વિષે તેઓએ તેના પર નજર રાખી, એ માટે કે તેઓ
તેના પર દોષ મુકે. ૩ અને પેલા સુકાએલા હાથવાળા

માણસને તે કહે છે કે, વચમાં ઉભો થા. ૪અને તે
તેઓને કહે છે કે, વિશ્રામવારે સારૂં કરવું કે માઠું
કરવું? જીવને બચાવવો કે મારી નાખવો, કયું ઉચિત
છે? પણ તેઓ છાના રહ્યા. ૫અને તેઓના હૃદયની
કઠણતાને લીધે તે દલગીર થઇને ગુસ્સાસહિત ચોતરફ
તેઓ ભણી જોઇને તે માણસને કહે છે કે, તારો હાથ
લાંબો કર. અને તેણે લાંબો કર્યો; અને તેનો હાથ
સાજો થયો. ૬અને,શી રીતે તેનો નાશ કરવો તે
વિષે ફરોશીઓએ બહાર જઇને તરત હેરોદીઓની
સાથે તેની વિરૂદ્ધ મનસુબો કર્યો.
૭અને ઇસુ પોતાના શિષ્યો સુદ્ધાં નીકળીને સમુ-
દ્રની પાસે ગયો; ૮ને ગાલીલમાથી ઘણા લોક તેની
પાછળ ગયા, અને યહુદાહમાથી તથા યરૂશાલેમમાથી
તથા અદુમમાંથી તથા યરદનને પેલે પારથી તથા સૂર
તથા સીદોનની આસપાસના ઘણા લોક તેણે જે જે
[કાર્યો] કર્યાં તે સાંભળીને તેની પાસે આવ્યા.
૯અને લોકથી તે દબાય નહિ, માટે તેણે ભીડના
કારણથી પોતાને સારૂ હોડી તૈયાર રાખવાનું પોતાના
શિષ્યોને કહ્યું; ૧૦[illegible]
અને તેથી જેટલાં
તેના પર તુટી પડ
ઓએ જ્યારે તેને જોયો ત્યારે તેઓ તેને પગે પડ્યા
તથા પોકારીને બોલ્યા કે, તું દેવનો દીકરો છે. ૧૨અને
તેણે તેઓને બહુ તાકીદ કરી કે, મને પ્રગટ ન કરો.
૧૩અને તે પહાડ પર ચઢયો, ને જેઓને તેણે
પસંદ કર્યા તેઓને તેણે તેડ્યા; ને તેઓ તેની પાસે
આવ્યા. ૧૪અને તેણે બારને ઠરાવ્યા એ માટે કે તેઓ
તેની સાથે રહે, અને તે તેમને ઉપદેશ કરવા મોકલે,
૧૫તથા અધિકાર પામીને તેઓ ભૂતો કાઢે. ૧૬અને
સીમોનની અટક તેણે પીતર પાડી; ૧૭તથા ઝબદીનો
દીકરો યાકુબ તથા યાકુબનો ભાઇ યોહાન એઓની
અટક તેણે બોઆનેરગેસ પાડી, એટલે ગર્જનાના
દીકરા; ૧૮ને આંદ્રયા તથા ફીલીપ તથા બારથલમી
તથા માત્થી તથા થોમા તથા અલફીનો દીકરો યાકુબ
તથા થાદી તથા સીમોન કનાની, ૧૯તથા તેને પર-
સ્વાધીન કરનાર યહુદા ઇસ્કારયોત; એ બારને
તેણે ઠરાવ્યા.
અને તે એક ઘરમા આવે છે. ૨૦અને ફરી એટલા
ઘણા લોક એકઠા થયા કે તેઓ રોટલી પણ ખાઇ ન
શક્યા. ૨૧અને તેના સગાંઓ તે સાંભળીને તેને
પકડવા બહાર નીકળ્યાં; કેમકે તેઓએ કહ્યું કે, તે
ઘેલો છે. ૨૨અને જે શાસ્ત્રીઓ યરૂશાલેમથી આવ્યા
હતા તેઓએ કહ્યું કે, તેની સાથે બાલઝબુલ છે, ને
ભૂતોના સરદાર[ની મદદ]થી તે ભૂતોને કાઢે છે.
૨૩અને તેણે તેઓને પાસે તેડીને દૃષ્ટાંતોમાં તેઓને
કહ્યું કે, શેતાન શેતાનને કેમ કાઢી શકે? ૨૪ને જો
કોઇ રાજ્યમા માહોમાહે ફૂટ પડી હોય, તો તે રાજ્ય
સ્થિર રહી શકતું નથી. ૨૫અને જો કોઇ ઘરમાં
માહોમાહે ફૂટ પડી હોય, તો તે ઘર સ્થિર રહી શકશે
નહિ. ૨૬અને જો શેતાન પોતાની સામો ઉભો થયો
હોય, ને પોતામા ફૂટ પડી હોય, તો તે નભી શકતો
નથી; પણ તેનો અંત આવ્યો. ૨૭બળવાનના ઘરમાં
પેસીને જો કોઇ પહેલાં તે બળવાનને ન બાંધે તો તે
તેનો સામાન લૂટી શકતો નથી; [તેને બાંધશે] ત્યાર
પછી તેનું ઘર લૂટશે. ૨૮હું તમને ખચિત કહું છું કે,
માણસોના દીકરાઓને સર્વ અપરાધોની તથા જે જે
દુર્ભાષણો તેઓ કરે તેમની માફી મળશે. ૨૯પણ જે
કોઇ પવિત્ર આત્મા વિરૂદ્ધ દુર્ભાષણ કરશે, તેને માફી
કદી મળશે નહિ; પણ તેને માથે અનંત કાળના
[illegible] છે. ૩૦કેમકે તેઓ કહેતા હતા કે,
વળગેલો છે.
ભાઇઓ તથા તેની મા આવ્યાં,
ને બહાર ઉભા રહીને તેને બોલાવવા તેની પાસે
માણસ મોકલ્યું. ૩૨અને ઘણા લોક તેની આસપાસ
બેઠેલા હતા; ને તેઓએ તેને કહ્યું કે, જો, તારી મા
તથા તારા ભાઇઓ બહાર છે ને તને શોધે છે.
૩૩અને તેણે તેઓને ઉત્તર આપતાં કહ્યું કે, મારી મા
તથા મારા ભાઇઓ કોણ છે? ૩૪અને જેઓ તેની
આસપાસ બેઠા હતા તેઓ ભણી ચોતરફ જોઇને તે
કહે છે કે, જુઓ, મારી મા તથા મારા ભાઇઓ.
૩૫કેમકે જે કોઇ દેવની ઇચ્છા પ્રમાણે કરશે તે
મારો ભાઇ તથા મારી બહેન તથા મા છે.
૪ અને તે સમુદ્રને કાંઠે ફરી બોધ કરવા લાગ્યો.
અને અતિ ઘણા લોક એકઠા થયા, માટે તે
સમુદ્રમાં હોડી પર ચઢીને બેઠો; ને બધા લોક
સમુદ્રની પાસે જમીન પર હતા. ૨અને દૃષ્ટાંતોમાં
તેણે તેઓને ઘણો બોધ કીધો; ને પોતાના બોધમાં
તેઓને કહ્યું, ૩સાંભળો, જુઓ, વાવનાર વાવવાને
બહાર ગયો. ૪અને એમ થયું કે, તે વાવતો હતો
ત્યારે રસ્તાની કોરે કેટલાંક [બી] પડ્યાં; ને પક્ષીઓ
આવીને તે ખાઇ ગયાં. ૫અને બીજાં પત્થરવાળી
ભોંયમાં પડ્યાં, જ્યાં ઘણી માટી ન હતી; ને ભોંય

ઊંડી ન હતી, માટે તે તરત ઉગી નીકળ્યા, ૬ ને
સુરજ ઉગ્યો ત્યારે તેઓ ચિમળાઇ ગયા, ને તેઓને
જડ ન હતી માટે તેઓ સુકાઇ ગયા ૭ અને બીજા
કાંટાના જાળામા પડ્યા, ને કાંટાના જાળાએ વધીને
તેઓને દાબી નાખ્યા, ને તેઓએ ફળ ન આપ્યુ
૮ અને બી ન સારી ભોયમા પડ્યા, ને તેઓએ ઉગનારૂ
તથા વધનારૂ ફળ આપ્યુ, ત્રીસગણુ તથા સાઠગણુ
તથા સોગણુ ફળ આપ્યુ ૯ અને તેણે તેઓને કહ્યુ
કે, જેને સાભળવાને કાન છે તે સાભળે

૧૦ અને જ્યારે તે એકાત હતો ત્યારે બાર [શિષ્યો]
સુદ્ધા જેઓ તેની પાસે હતા તેઓએ તેને આ
દૃષ્ટાંતો વિષે પુછ્યુ ૧૧ અને તેણે તેઓને કહ્યુ કે,
દેવના રાજ્યનો મર્મ તમને અપાયો છે, પણ જેઓ
બહારના છે તેઓને સઘળી વાતો દૃષ્ટાંતોમા અપાય
છે, ૧૨ એ માટે કે તેઓ જોતા જુએ પણ જાણે નહિ,
ને સાભળતા સાભળે, પણ સમજે નહિ, રખે કદાપિ
તેઓ ફરે, ને તેઓને [પાપની] માફી મળે ૧૩ અને
તે તેઓને કહે છે કે શું તમે આ દૃષ્ટાત સમજતા
નથી? ત્યારે સર્વ દૃષ્ટાંતો કેમ સમજશો? ૧૪ વાવનાર
વચન વાવે છે ૧૫ રસ્તાની કોરપરના એ છે કે જ્યા
વચન વવાય છે, ને તેઓ સાભળે છે કે તરત શેતાન
આવીને તેઓમા જે વચન વવાએલુ હતુ તે લઇ જાય
છે ૧ અને એમજ જેઓ પત્થરવાળી ભોયમા વવા-
એલા તેઓ એ છે, કે જેઓ વચન સાભળીને તરત
હરખથી તેને માની લે છે, ૧૭ અને તેઓ પોતામા

તમે જે સાભળો છો તે પર ધ્યાન રાખો જે માપથી
તમે માપો છો તેથી તમને માપી અપાશે, ને તમને
વધતુ અપાશે, ૨૫ કેમકે જેની પાસે છે તેને અપાશે,
ને જેની પાસે નથી, તેનુ જે છે તે પણ તેની પાસેથી
લઇ લેવાશે

૨૬ અને તેણે કહ્યુ કે, દેવનુ રાજ્ય એવુ છે કે જાણે
કોઇ માણસ ભોયમા બી નાખે, ને રાત દહાડો ઉંઘે
તથા જાગે, અને તે બી ઉગે ને વધે, ૨૭ પણ શી રીતે
એ તે જાણતો નથી ૨૮ ભોય તો પોતાની મેળે ફળ
આપે છે, પહેલા અંકુર, પછી કણસલુ પછી કણસ-
લામા પુરા દાણા ૨૯ પણ દાણા પાક્યા પછી તરત
તે દાતરડું લગાડે છે, કેમકે કાપણીનો વખત થયો છે

૩૦ અને તેણે કહ્યુ કે, દેવનુ રાજ્ય શાની સાથે
સરખાવીએ? અથવા તેને શાની ઉપમા આપીએ?
૩૧ તે રાઇના દાણાના જેવુ છે, એ ભોયમા વવાય
છે ત્યારે ભોયના સર્વ બી કરતા નાનુ છે, ૩૨ પણ તે
વાવ્યા પછી ઉગી નીકળે છે, ને સર્વ છોડવા કરતા મોટુ
થાય છે, ને તેને એવી મોટી ડાળી થાય છે કે આકાશના
પક્ષીઓ તેની છાયા નીચે વાસો કરી શકે છે

૩૩ અને એવા ઘણા દૃષ્ટાતોમા જેમ તેઓ સાભળી
શકતા હતા તેમ તે તેઓને વચન કહેતો હતો
૩૪ અને દૃષ્ટાત વિના તે તેઓને કંઇ કહેતો નહોતો,
પણ પોતાના શિષ્યોને એકાંતે તે સઘળી વાતનો
ખુલાસો કરતો

૫ અને તેઓ સમુદ્રને પાર ગેરાસીનીઓના
દેશમા ગયા. ૨ અને તે હોડીમાથી ઉતર્યો, એટલે
કબરસ્થાનમાથી અશુદ્ધ આત્મા વળગેલો એક માણસ
તેને મળ્યો, ૩ તેનો કબરસ્થાનોમા વાસ હતો, ને
સાંકળોએ પણ કોઇ તેને બાંધી ન શકયો, ૪ કેમકે
તે ઘણીવાર બેડીઓએ તથા સાકળોએ બધાયો હતો,
ને તેણે સાકળો તોડી નાખી તથા બેડીઓ ભાગી
નાખી, ને કોઇ તેને વશ કરી શકતો ન હતો ૫ અને
તે નિત્ય રાત દહાડો પહાડોમા તથા કબરોમા બૂમ
પાડતો તથા પત્થરોએ પોતાને ઘાયલ કરતો હતો
૬ પણ ઇસુને દૂરથી જોઇને તે દોડી આવ્યો, ને તેને
પગે લાગ્યો, ૭ ને મોટે ઘાટે પોકારી બોલ્યો, ઇસુ,
પરાત્પર દેવના દીકરા, મારે ને તારે શું છે? હુ તને
દેવના સમ ઘાલુ છુ કે, તું મને દુ ખ ન દે ૮ કેમકે તેણે
એને કહ્યુ હતું કે, અરે અશુદ્ધ આત્મા, તું એ માણસ
માથી નીકળ. ૯ અને તેણે તેને પુછ્યુ કે, તારૂ નામ શું?
ને તેણે ઉત્તર આપતા કહ્યું કે, મારૂ નામ સેના, કેમકે
અમે ઘણા છીએ ૧૦ અને એણે તેને ઘણી વિનતી
કીધી, કે તે તેઓને દેશમાથી કાઢી ન મુકે ૧૧ હવે
ત્યા પર્વતની બાજુ પર ભુંડોનુ મોટુ ટોળુ ચરતું હતું,
૧૨ ને તેઓએ તેને વિનતી કરીને કહ્યું કે, તે ભુંડોમા
અમે પેસીએ માટે અમને તેઓમા મોકલ ૧૩ અને
તેણે તેઓને રજા આપી અને અશુદ્ધ આત્માઓ
નીકળીને ભુંડોમા પેઠા, ને તે ટોળામા આસરે બે
હજાર [ભુંડ] હતા, ને તેઓ કરાડાપરથી સમુદ્રમા
ધસી પડ્યા, ને સમુદ્રમા ગુગળાઇ મુઆ ૧૪ અને
તેઓના ચરાવનારાએ નાસી જઇને શહેરોમા તથા
ગામડાઓમા ખબર આપી, ને શું થયુ તે જોવાને લોકો
નીકળ્યા ૧૫ અને ઇસુની પાસે તેઓ આવે છે, ને
જેને ભૂત વળગેલા હતા, એટલે જેમા સેના હતી, તેને
તેઓએ બેઠેલો તથા [વસ્ત્ર] પહેરેલો તથા હોશમા
આવેલો જોયો, ને તેઓ બીધા ૧૬ અને ભૂતવળગેલો
કેમ [સારો] થયો તેની તથા ભુંડો સબધીની વાત
જેઓએ જોઇ હતી તે તેઓએ લોકોને કહી ૧૭ અને
તેઓની સીમોમાથી જવાની તેઓ તેને વિનતી કરવા
લાગ્યા ૧૮ અને તે વહાણમા ચઢતો હતો એટલામા
જેને ભૂત વળગ્યા હતા તેણે તેની સાથે રહેવા સારૂ
વિનતી કરી ૧૯ પણ ઇસુએ તેને આવવા ન દીધો,
પણ તેને કહે છે કે, તારે ઘેર તારા સગાઓની પાસે જા,
ને પ્રભુએ તારે સારૂ કેટલુ બધું કર્યું, ને તારા પર દયા
રાખી, તેની ખબર તેઓને આપ ૨૦ અને તે ગયો, ને
ઇસુએ તેને સારૂ કેટલુ બધું કર્યું હતુ તે દકાપલીસમા
પ્રગટ કરવા લાગ્યો, ને સઘળા અચબો પામ્યા

૨૧ અને જ્યારે ઇસુ ફરી હોડીમા બેસીને પેલે પાર
ગયો, ત્યારે અતિઘણા લોક તેની પાસે એકઠા થયા;
ને તે સમુદ્રની પાસે હતો ૨૨ અને સભાસ્થાનના
અધિકારીઓમાનો યાઐરસ નામે એક જણ આવે છે,
ને તેને જોઇને તેના પગ પાસે પડે છે, ૨૩ ને તેણે
તેને ઘણી વિનતી કરીને કહ્યુ કે, મારી,નાની દીકરી
મરણતોલ થએલી છે, માટે આવીને તેને હાથ લગાડ
એ સારૂ કે તે સાજી થઇને જીવે ૨૪ અને તે તેની
સાથે ગયો, ને અતિઘણા લોક તેની પાછળ ચાલ્યા,
ને તેના પર પડાપડી થઇ

૨૫ અને એક બાયડી જેને બાર વરસથી લોહીવા
હતો, ૨૬ ને જેણે ઘણા વૈદોથી ઘણુ સહ્યુ હતું, ને
પોતાનુ બધું ખરચી નાખ્યુ હતું, ને તેણીને કઇ ગુણ
લાગ્યા નહોતો, પણ તેથી ઉલટું વધતી માંદી થઇ
હતી, ૨૭ તે ઇસુ સબધીની વાતો સાભળીને ભીડમા
તેની પછવાડે, આવી, ને તેના લુગડાને અડકી
૨૮ કેમકે તેણીએ કહ્યુ કે, જો હુ માત્ર તેના લુગડાને
અડકુ તો મારો બચાવ થશે ૨૯ અને તત્કાળ તેનો
રક્તસ્રાવ બધ થઇ ગયો, ને શરીરમા તેને લાગ્યુ કે
હુ દરદથી સાજી થઇ છુ ૩૦ અને મારામાથી પરાક્રમ
નીકળ્યો છે એવુ પોતાને માલમ પડવાથી, ઇસુએ
તરત લોકની ભીડમા પાછળ ફરીને કહ્યુ કે, કોણ
મારા લુગડાને અડક્યુ? ૩૧ ને તેના શિષ્યોએ તેને
કહ્યુ, તું જુએ છે કે, ઘણા લોક તારા પર પડાપડી
કરે છે, ને શું તું કહે છે કે, કોણ મને અડક્યુ?
૩૨ અને જેણીએ એ કામ કર્યુ તેને જોવા સારૂ તેણે
આસપાસ નજર ફેરવી ૩૩ અને તે બાયડી બીને તથા
ધ્રુજીને, તેને જે થયુ તે જાણીને આવી,ને તેની આગળ
પડીને તેણીએ તેને બધુ સાચેસાચું કહ્યું ૩૪ અને તેણે
તેને કહ્યું કે, દીકરી, તારા વિશ્વાસે તને બચાવી છે,
શાતિએ જા, ને તારા દરદથી સાજી થા

૩૫ તે હજુ બોલતો હતો એટલામા સભાના અધિ-
કારીને ત્યાથી લોક આવીને કહે છે કે, તારી દીકરી
મરી ગઇ છે, તું હવે ઉપદેશકને તસ્દી શુ કરવા દે છે?
૩૬ પણ ઇસુ તે બોલેલી વાતને ધ્યાન ન આપતા
સભાસ્થાનના અધિકારીને કહે છે કે, બી મા, માત્ર
વિશ્વાસ રાખ ૩૭ અને પીતર, યાકુબ, તથા યાકુબના
ભાઇ યોહાન શિવાય, તેણે પોતાની સાથે કોઇને
આવવા ન દીધું ૩૮ અને સભાના અધિકારીના ઘરમા

તેઓ આવે છે, ને ગડબડ તથા રૂદન તથા બહુ
વિલાપ કરનારાઓને જુએ છે ૩૯ અને તે માહે
આવીને તેઓને કહે છે કે, તમે કેમ ગડબડ કરો છો
ને રડો છો? છોકરી મરી નથી ગઇ, પણ ઉંઘે છે
૪૦ અને તેઓએ તેને હસી કાઢ્યો પણ સહુને
બહાર કાઢીને છોકરીના માબાપને, તથા જેઓ
પોતાની સાથે હતા તેઓને લઇને, જ્યા છોકરી હતી
ત્યા તે માહે પેસે છે ૪૧ અને છોકરીનો હાથ ઝાલીને
તે તેને કહે છે કે, તાલીથા કુમી જેનો અર્થ એ છે
કે, છોકરી, હુ તને કહુ છુ ઉઠ ૪૨ અને તરત છોકરી
ઉઠીને ચાલી, કેમકે તે બાર વરસની હતી, ને તેઓ
ઘણા વિસ્મિત થયા ૪૩ અને તેણે તેઓને તાકીદ
કીધી કે કોઇ એ ન જાણે, ને તેણે તેને કઇ ખાવાનુ
આપવાની આજ્ઞા કીધી

૬ અને ત્યાથી નીકળીને તે પોતાના દેશમા આવ્યો,
ને તેના શિષ્યો તેની પાછળ આવ્યા ૨ અને
વિશ્રામવાર આવ્યો ત્યારે તે સભાસ્થાનમા બોધ
કરવા લાગ્યો, અને ઘણાએ સાભળીને દંગ થઇને કહ્યુ
કે આ સઘળુ તેની પાસે ક્યાથી? ને તેને જે બુદ્ધિ
અપાઇ તે કેવી છે! અને એના હાથથી આવા પરા
ક્રમી કામો થાય છે, એ શુ? ૩ શુ એ સુતાર નથી?
મરિયમનો દીકરો, યાકુબ તથા યોસી તથા યહુદા
તથા સીમોનનો ભાઇ નથી? શું એની બહેનો અહીં
આપણી પાસે નથી? અને તેઓએ તેનાથી ઠોકર
ખાધી ૪ પણ ઇસુએ તેઓને કહ્યુ કે, ભવિષ્યવાદી
પોતાના દેશ તથા પોતાના સગા તથા પોતાના ઘર
શિવાય [બીજે ઠેકાણે] માન વિનાનો નથી ૫ અને
તેણે થોડાક માદાઓ પર હાથ મુકીને તેઓને સાજા
કીધા, એ વિના તે ત્યા કઇ ચમત્કાર કરી ન શક્યો
૬ અને તેઓના અવિશ્વાસને લીધે તે અચરત થયો
અને આસપાસ ગામેગામ તે બોધ કરતો ફર્યો

૭ અને બાર [શિષ્યો]ને પોતાની પાસે બોલાવીને
તે તેઓને બબે મોકલવા લાગ્યો, ને તેણે તેઓને
અશુદ્ધ આત્માઓ પર અધિકાર આપ્યો, ૮ ને
તેઓને ફરમાવ્યુ કે, માર્ગને સારૂ કેવળ એક લાકડી
વિના બીજુ કઇ લેવુ નહિ, રોટલી નહિ, ઝોળી નહિ,
પોતાના કમરબધમા નાણુ નહિ, ૯ પણ ચપલ પહે
રવા, ને બે અંગરખા ન પહેરવા ૧૦ અને તેણે તેઓને
કહ્યુ કે, જ્યા તમે કોઇ ઘરમા પેસો, ત્યાથી નીકળો
ત્યા સુધી તેમાજ રહો ૧૧ અને જ્યા કહીં તેઓ
તમારો આવકાર નહિ કરે, ને તમારૂ નહિ સાભળે,
તેઓની વિરૂદ્ધ સાક્ષી થવાને માટે ત્યાથી જતા તમારા
પગ તળેની ધૂળ ખખેરી નાખો ૧૨ અને તેઓએ
નીકળીને એવો ઉપદેશ કીધો કે, પસ્તાવો કરો
અને તેઓએ ઘણા ભૂતો કાઢ્યાં, ને ઘણા માદાઓને
તેલ ચોળ્યુ, ને તેઓને સાજા કર્યા

૧૪ અને હેરોદ રાજાએ તે વિષે સાભળ્યુ (કેમકે
તેનુ નામ પ્રસિદ્ધ થયુ હતુ), ને તેણે કહ્યુ કે, યોહાન
બાપ્તિસ્મા કરનાર મુએલામાથી ઉઠયો છે, અને એ
માટે તેનાથી આ પરાક્રમી કામો કરાય છે ૧૫ પણ
બીજાઓએ કહ્યુ કે, તે એલીયાહ છે, ને બીજાઓએ
કે, તે ભવિષ્યવાદીઓમાના કોઇએકના જેવો ભવિષ્ય-
વાદી છે ૧૬ પણ હેરોદે સાભળીને કહ્યુ કે, એ તો
યોહાન છે જેનુ માથુ મેં કાપી નખાવ્યુ, તે મુએલામાથી
ઉઠયો છે ૧૭ કેમકે હેરોદે પોતે મોકલીને યોહાનને
પકડાવ્યો હતો, અને પોતાના ભાઇ ફિલિપની વહુ
હેરોદિયાસને લીધે તેને કેદખાનામા બદીવાન કર્યો
હતો, કેમકે તે તેણીને પરણ્યો હતો ૧૮ કેમકે
યોહાને હેરોદને કહ્યુ હતુ કે, તારા ભાઇની વહુ રાખવી
તને યોગ્ય નથી ૧૯ અને હેરોદિયાસ તે પર અદાવત
રાખતી, ને તેને મારી નાખવા ચહાતી, પણ એમ કરી
ન શકી ૨૦ કેમકે હેરોદ યોહાનને ન્યાયી તથા પવિત્ર
માણસ જાણીને તેથી બીતો, ને તેને સભાળતો, ને તેનુ
સાભળીને બહુ ગભરાતો, પણ ખુશીથી તેનુ સાભળતો
૨૧ અને જ્યારે જોગવાઇનો દહાડો આવ્યો, ત્યારે
હેરોદે પોતાની વરસગાઠે પોતાના અમીરોને તથા
સેનાપતિઓને તથા ગાલીલના સરદારોને સારૂ મિજ
બાની કરી, ૨૨ ને તેજ હેરોદિયાસની દીકરી અંદર
આવીને નાચી, ને તેથી હેરોદ તથા તેની સાથે જમવા
બેઠેલાઓ ખુશ થયા, અને રાજાએ છોકરીને કહ્યુ કે,
તું જે ચાહે તે મારી પાસે માગ, ને હુ તને તે આપીશ.
૨૩ અને તેણે સમ ખાઇને તેને કહ્યુ કે, જે કઇ તું
મારી પાસે માગે તે મારા અડધા રાજ્ય સુધી હુ તને
આપીશ. ૨૪ અને તેણે બહાર જઇને પોતાની માને
પુછ્યુ કે, હુ શુ માગુ? ૨૫ ને તેણીએ કહ્યું, યોહાન
બાપ્તિસ્મા કરનારનુ માથુ. અને તરત રાજાની પાસે
ઉતાવળથી માહે આવીને તેણીએ માગીને કહ્યુ કે, હુ
ચાહુ છુ કે, યોહાન બાપ્તિસ્મા કરનારનુ માથુ કથરો-
ટમા હમણાજ તું મને આપ ૨૬ અને રાજા બહુ
દલગીર થયો, પણ પોતે સમ ખાધા હતા તેને લીધે
તથા પોતાની સાથે બેસનારાઓને લીધે તેને ના કહે-
વાને ચાહ્યુ નહિ. ૨૭ અને તરત રાજાએ સિપાઇને

મોકલીને એનુ માથુ લાવવાનો હુકમ કર્યો, ને તેણે
જઈને કેદખાનામા તેનુ માથુ કાપી નાખ્યુ, ૨૮ ને
તેનુ માથુ કથરોટમા લાવીને છોકરીને આપ્યુ, ને
છોકરીએ પોતાની માને તે આપ્યુ ૨૯ અને તેના
શિષ્યો એ સાભળીને આવ્યા, ને તેનુ ધડ લઇ ગયા,
ને કબરમા મુક્યુ
૩૦ અને પ્રેરિતો ઇસુની પાસે એકઠા થાય છે, ને
જે જે તેઓએ કર્યું હતું તથા જે જે તેઓએ શિખવ્યુ
હતું, તે બધુ તેને કહ્યુ ૩૧ અને તેણે તેઓને કહ્યુ કે,
તમે પોતે ઉજડ ઠેકાણામા એકાત આવો, ને થોડો
વિસામો લો, કેમકે આવનારા ને જનારા ઘણા હતા,
ને તેમને ખાવાનો પણ અવકાશ મળતો નહોતો
૩૨ અને તેઓ હોડીમા બેસીને ઉજડ ઠેકાણે એકાત
ગયા ૩૩ અને લોકોએ તેઓને જતા દીઠા, ને ઘણાએ
તેને ઓળખ્યો, ને સઘળા શહેરોમાથી પગે દોડીને
ત્યા એકઠા થયા ને તેઓની આગળ જઇ પહોચ્યા
૩૪ અને તેણે નીકળીને અતિ ઘણા લોકને જોયા, ને
તેને તેઓ પર કરૂણા આવી, કેમકે તેઓ પાળક
વગરના ઘેટા જેવા હતા, ને તે તેઓને ઘણી વાતો
વિષે બોધ કરવા લાગ્યો ૩૫ અને જ્યારે દહાડો
ઘણો નમી ગયો ત્યારે તેના શિષ્યોએ તેની પાસે
આવીને કહ્યુ કે, આ ઠેકાણુ ઉજડ છે, ને દહાડો ઘણો
નમી ગયો છે, ૩૬ તેઓને વિદાય કર, એ માટે કે
તેઓ આસપાસના પરામા તથા ગામોમા જઇને
પોતાને સારૂ કઇ ખાવાનુ વેચાતુ લે ૩૭ પણ તેણે
ઉત્તર આપતા તેઓને કહ્યુ કે, તમે તેઓને ખાવાનુ
આપો અને તેઓ તેને કહે છે કે, શુ અમે જઇને
બસેં દીનારની રોટલીઓ લઇને તેઓને ખવાડીએ?
૩૮ પણ તે તેઓને કહે છે કે, તમારી પાસે કેટલી
રોટલીઓ છે? જઇને જુઓ, ને ખબર કાઢ્યા પછી
તેઓ કહે છે, પાચ તથા બે માછલી ૩૯ અને તેણે
તેઓને હુકમ કર્યો કે, સઘળા લીલા ઘાસ પર પગતમા
બેસી જાય ૪૦ અને તેઓ સો સો તથા પચાસ
પચાસ હારબધ બેઠા ૪૧ અને તેણે પાચ રોટલી
તથા બે માછલી લઇને આકાશ તરફ જોઇને આશીર્વાદ
માગ્યો, ને રોટલીઓ ભાગીને તેઓને પિરસવા સારૂ
પોતાના શિષ્યોને આપી, ને બે માછલી સહુને વહેંચી
આપી ૪૨ અને સહુએ ખાધુ, ને તૃપ્ત થયા, ૪૩ અને
તેઓએ ટુકડાની બાર ટોપલી ભરીને ઉઠાવી, ને
માછલીઓમાથી પણ કઇ વધ્યુ ૪૪ અને જેઓએ
રોટલીઓ ખાધી તેઓ આસરે પાચ હજાર પુરૂષ હતા

૪૫ અને તત્કાળ તેણે પોતાના શિષ્યોને હઠ કરીને
હોડીમા બેસાડ્યા, ને પોતે લોકોને વિદાય કરે એટ-
લામા પોતાની આગળ પેલે પાર બેથસેદાએ મોકલ્યા
૪૬ અને તેઓને વિદાય કરીને તે પહાડ પર પ્રાર્થના
કરવા ગયો ૪૭ અને સાજ પડી ત્યારે હોડી સમુદ્ર
મધ્યે હતી, ને તે એકલો જમીન પર હતો ૪૮ અને
તેઓ હલેસા મારતા હેરાન થાય છે કેમકે પવન
તેઓની સામો છે, એ જોઇને, આસરે રાતને ચોથે
પોહોરે તે સમુદ્ર પર ચાલતો તેઓની પાસે આવે
છે, ને જાણે તેઓથી આગળ જવાનુ કર્યું ૪૯ અને
તેઓએ તેને સમુદ્ર પર ચાલતો જોઇને ધાર્યુ કે, એ
તો આભાસ છે, ને બૂમ પાડી, ૫૦ કેમકે સહુ તેને
જોઇને ગભરાયા અને તરત તે તેઓની સાથે બોલ્યો,
ને તેઓને કહે છે કે, હિમ્મત રાખો, હુ છુ, બીહો મા
૫૧ અને તે તેઓની પાસે હોડી પર ગયો, ને પવન
થભ્યો, ને તેઓ અતિશય વિસ્મિત થયા, ૫૨ કેમકે
તેઓ રોટલી સબધી ન સમજ્યા, પણ તેઓના મન
કઠણ હતા
૫૩ અને તેઓ પાર જઇને ગેનેસારેત દેશમા
આવ્યા, ને કિનારે લગર કર્યું ૫૪ અને તેઓ હોડી
પરથી ઉતર્યા ત્યારે તરત લોકોએ તેને ઓળખ્યો,
૫૫ ને ચોતરફ તે આખા પ્રદેશમા દોડી જઇને જ્યા
તેઓએ સાભળ્યુ કે તે છે, ત્યા માદાઓને ખાટલામા
ઘાલીને લાવવા લાગ્યા ૫૬ અને જ્યા તે ગામો કે
શહેરો કે પરાઓમા પેઠો, ત્યા તેઓએ માદાઓને
ચોટાઓમા રાખ્યા, ને તેને વિનતી કીધી કે, તેઓને
માત્ર તારા લુગડાની કોરને અડકવા દે, ને જેટલા
તેને અડક્યા તેટલા સાજા થયા
૭ અને ફરોશીઓ તથા કેટલાએક શાસ્ત્રીઓ યરૂ-
શાલેમથી આવીને તેની પાસે એકઠા થાય છે,
૨ ને તેના કેટલાએક શિષ્યોને અશુદ્ધ, એટલે અણ-
ધોએલા, હાથે રોટલી ખાતા તેઓએ જોયા ૩ કેમકે
ફરોશીઓ તથા બધા યહુદીઓ વડીલોના સપ્રદાય
પાળીને સારીપેઠે હાથ ધોયા વિના ખાતા નથી ૪ અને
ચોટેથી આવીને નાહ્યા વિના તેઓ ખાતા નથી, ને
વાટકા તથા ગાગરો તથા ત્રાબાના વાસણ તથા ખાટ-
લાઓને ધોવા ઇત્યાદિ ઘણી બીજી ક્રિયાઓ પાળવાને
તેઓએ સ્વીકાર્યુ હતું ૫ પછી ફરોશીઓ તથા
શાસ્ત્રીઓ તેને પુછે છે કે, તારા શિષ્યો વડીલોના
સપ્રદાય પ્રમાણે ન ચાલતા અશુદ્ધ હાથે રોટલી
કેમ ખાય છે? ૬ ને તેણે તેઓને કહ્યુ કે, તમ ઢોંગીઓ

સબંધી યશાયાહે ઠીક ભવિષ્યવાદ કરી, જેમ લખ્યુ
છે કે,
આ લોક હોઠોએ મને માને છે,
પણ તેઓના હૃદયા મારાથી વેગળા રહે છે.
૭ પણ તેઓ પોતાના મત દાખલ માણસોની આજ્ઞા
શિખવતા
મને વ્યર્થ ભજે છે.
૮ દેવની આજ્ઞા પડતી મુકીને તમે માણસોના સંપ્ર-
દાયને પાળો છો ૯ અને તેણે તેઓને કહ્યું કે, તમે
પોતાના સંપ્રદાય પાળવા સારૂ દેવની આજ્ઞા બરાબર
રદ કરો છો. ૧૦ કેમકે મુસાએ કહ્યું કે, તારા બાપને
તથા તારી માને માન આપ, ને જે કોઇ બાપની કે
માની નિંદા કરે તે માર્યો જાય, ૧૧ પણ તમે કહો છો
કે, જો કોઇ માણસ પોતાના બાપને કે માને કહે કે.
મારાથી તને

જાણે એવું ચહાતો હતો; પણ તે ગુપ્ત રહી ન શકયો
૨૫ કેમકે એક બાયડી જેની નાની દીકરીને અશુદ્ધ
આત્મા વળગેલો હતો, તે તેને વિષે સાભળીને આવી,
ને તેના પગ આગળ પડી. ૨૬ તે બાયડી યુનાની હતી,
ને સુરફેનીકી કુળની; ને તેણે પોતાની દીકરીમાંથી
ભૂત કાઢવાને તેને વિનંતી કરી. ૨૭ પણ ઇસુએ તેને
કહ્યું કે, છોકરાને પહેલા ધરાવા દે; કેમકે છોકરાની
રોટલી લઇને કુતરાને ફેંકવી એ વાજબી નથી. ૨૮ પણ
તે ઉત્તર આપીને તેને કહે છે કે, હા, પ્રભુ, કુતરા
પણ મેજ તળે છોકરાના કકડામાથી ખાય છે. ૨૯ અને
તેણે તેને કહ્યું કે, આ વાતને લીધે જા; તારી દીકરી-
માથી ભૂત નીકળ્યુ છે. ૩૦ અને તેણે પોતાને ઘેર
આવીને જોયુ કે, છોકરી ખાટલા પર સુતેલી છે, ને
ભત નીકળ્યુ છે.

ને તેઓએ કહ્યું, સાત. ૬અને તેણે લોકને જમીન
પર બેસવાનો હુકમ આપ્યો; ને સાત રોટલીઓ
લઇને તેણે સ્તુતિ કરીને ભાંગી, ને પિરસવા સારૂ
પોતાના શિષ્યોને આપી; ને તેઓએ લોકને પિરસી.
૭અને તેઓની પાસે થોડી નાની માછલીઓ પણ
હતી; ને તેણે તેમના પર આશીર્વાદ માગીને તે પણ
લોકોને પિરસવાનું કહ્યું. ૮અને તેઓ ખાઇને ધરાયા;
ને તેઓએ બાકી રહેલા કકડાઓની સાત ટોપલીઓ
ઉઠાવી. ૯અને [ખાનારા] આસરે ચાર હજાર હતા;
ને તેણે તેઓને વિદાય કીધા. ૧૦અને તરત પોતાના
શિષ્યો સાથે હોડી પર ચઢીને તે દાલમાનુથાની
સીમોમાં આવ્યો.

૧૧અને ફરોશીઓ નીકળી આવ્યા, ને તેનું પરી-
ક્ષણ કરતાં તેની પાસે આકાશમાથી નિશાણી માગીને
તેની સાથે વિવાદ કરવા લાગ્યા. ૧૨અને પોતાના
આત્મામાં ઉંડો નિસાસો મુકીને તે કહે છે, આ પેઢી
નિશાણી કેમ માગે છે? હુ તમને ખચિત કહુ છું કે, આ
પેઢીને કઇજ નિશાણી અપાશે નહિ. ૧૩અને તેઓને
મુકયા પછી હોડી પર ફરી ચઢીને તે પેલે પાર ગયો.

૧૪અને તેઓ રોટલી લાવવાને વિસરી ગયા હતા;
ને તેઓની પાસે હોડીમાં એક કરતાં વધારે રોટલી
નહોતી. ૧૫અને તેણે તેઓને આજ્ઞા આપીને કહ્યુ કે,
જોજો, ફરોશીઓના ખમીરથી તથા હેરોદના ખમીરથી
સાવધાન રહો. ૧૬અને તેઓએ માહોમાંહે સવાદ
કરીને કહ્યું કે, આપણી પાસે રોટલી નથી. ૧૭અને
ઇસુ એ જાણીને તેઓને કહે છે કે, તમારી પાસે
રોટલી નથી એ માટે તમે કેમ સવાદ કરો છો? હજી
સુધી શું તમે નથી જાણતા, ને નથી સમજતા? શું
તમારાં હૃદય કઠણ થયા છે? ૧૮તમને આખો છતા
શું તમે નથી દેખતા? અને કાનો છતાં, શું તમે નથી
સાંભળતા? ને શું યાદ નથી રાખતા? ૧૯જ્યારે પાચ
હજારને સારૂ પાંચ રોટલી મે ભાંગી, ત્યારે તમે કકડા-
ઓની ભરેલી કેટલી ટોપલીઓ ઉઠાવી? તેઓ તેને
કહે છે કે, બાર. ૨૦અને જ્યારે ચાર હજારને સારૂ
સાત, ત્યારે તમે કકડાથી ભરેલી કેટલી ટોપલીઓ
ઉઠાવી? ને તેઓએ કહ્યુ કે, સાત. ૨૧અને તેણે
તેઓને કહ્યું, શું તમે હજી નથી સમજતા?

૨૨અને તે બેથસૈદામાં આવે છે. અને તેઓ તેની
પાસે એક આંધળાને લાવે છે, ને તેને અડકવા સારૂ
તેઓ તેને વિનંતી કરે છે. ૨૩અને આંધળાનો હાથ
પકડીને તે તેને ગામમાથી બહાર લઇ ગયો, ને તેની
આંખોમાં થુંકીને ને તેના પર હાથ મુકીને તેને પુછયું
કે, તું કંઇ જુએ છે? ૨૪ને ઉંચુ જોઇને તેણે કહ્યુ કે,
હુ માણસોને દેખું છું; કેમકે તેઓને ઝાડોના જેવા
ચાલતાં દેખુ છુ. ૨૫ત્યારે તેણે ફરી તેની આખો પર
હાથ મુક્યા; ને તેણે તાકીને જોયુ, ને સાજો થયો, ને
સઘળું સ્પષ્ટ રીતે દીઠુ. ૨૬અને તેણે તેને ઘેર મોક-
લતા કહ્યુ કે, ગામમાં પણ પેસતો ના.

૨૭અને ઇસુ તથા તેના શિષ્યો કાઇસારીઆ
ફિલિપીના ગામોમા ગયા; ને માર્ગમા તેણે પોતાના
શિષ્યોને પુછતા કહ્યું કે, હુ કોણ છુ, એ વિષે માણસો
શું કહે છે? ૨૮ને તેઓએ તેને કહ્યુ કે, [કોઇ કહે
છે કે તું] યોહાન બાપ્તિસ્મા કરનાર છે; ને કોઇ કે
તું એલીયાહ, ને કોઇ કે તું ભવિષ્યવાદીઓમાનો એક
છે. ૨૯અને તેણે તેઓને પુછ્યુ, પણ હુ કોણ છુ, એ
વિષે તમે શું કહો છો? પીતર ઉત્તર આપતા તેને
કહે છે કે, તું તો ખ્રીસ્ત છે. ૩૦અને તેણે તેઓને
તાકીદ કીધી કે, મારે વિષે તમારે કોઇને કહેવુ નહિ.

૩૧અને તે તેઓને શિખવવા લાગ્યો કે, માણસના
દીકરાએ ઘણુ સહેવુ, ને વડીલોથી તથા મુખ્ય યાજ-
કોથી તથા શાસ્ત્રીઓથી નાપસદ થવુ, ને માર્યો જવું,
ને ત્રણ દહાડા પછી પાછા ઉઠવું, એ જરૂરનુ છે.
૩૨અને તે એ વાત ઉઘાડી રીતે બોલ્યો. અને
પીતર તેને એક બાજુએ લઇને તેને ઠપકો આપવા
લાગ્યો; ૩૩પણ તેણે પાછળ ફરીને તથા પોતાના
શિષ્યોને જોઇને પીતરને ઠપકો આપતા કહ્યું કે,
શેતાન, મારી પછવાડે જા; કેમકે તું દેવની બાબતો
પર નહિ, પણ માણસોની બાબતો પર ચિત્ત લગાડે
છે. ૩૪અને તેણે પોતાના શિષ્યો સુદ્ધા લોકોને પાસે
બોલાવીને તેઓને કહ્યું કે, જો કોઇ મારી પાછળ
આવવા ચાહે છે, તો તેણે પોતાનો નકાર કરવો, ને
પોતાનો વધસ્તંભ ઉચકીને મારી પાછળ ચાલવું.
૩૫કેમકે જે કોઇ પોતાનો જીવ બચાવવા ચાહે, તે
તેને ખોશે; અને જે કોઇ મારે લીધે તથા સુવાર્ત્તાને
લીધે પોતાનો જીવ ખોશે, તે તેને બચાવશે. ૩૬કેમકે
જો માણસ આખુ જગત મેળવે, ને પોતાના જીવની
હાનિ પામે, તો તેને શો લાભ થાય? ૩૭વળી
માણસ પોતાના જીવનો શો બદલો આપશે? ૩૮કેમકે
આ વ્યભિચારી તથા પાપી પેઢીમા જે કોઇ મારે લીધે
તથા મારી વાતોને લીધે શરમાશે, તેને લીધે માણ-
સનો દીકરો પણ જ્યારે પોતાના બાપના મહિમામાં
પવિત્ર દૂતોની સાથે આવશે, ત્યારે તે શરમાશે.

૯ અને તેણે તેઓને કહ્યું કે, હું તમને ખચિત કહું
છું કે, અહીં ઉભા રહેનારાઓમાંના કેટલાએક
એવા છે કે જેઓ પરાક્રમે આવેલું દેવનું રાજ્ય જોયા
પહેલાં મરણ પામશેજ નહિ.
૨ અને છ દહાડા પછી ઇસુ પીતરને તથા યાકુબને
તથા યોહાનને સાથે લઇને એકલા તેઓને ઉંચા પહાડ
ઉપર એકાંત લઇ જાય છે; ને તેઓની આગળ તેનું
રૂપાંતર થયું. ૩ અને તેનાં લુગડાં ઉજળાં, બહુજ સફેદ
થયાં; એવાં કે પૃથ્વીમાં કોઇ પણ ધોબી તેવાં સફેદ
કરી ન શકે. ૪ અને એલીયાહ મુસાની સંઘાતે તેઓને
દેખાયો, ને તેઓ ઇસુની સાથે વાત કરતા હતા. ૫ અને
પીતર ઉત્તર આપીને ઇસુને કહે છે કે, રાબી, અહીં
રહેવું આપણે માટે સારૂં છે; તો અમે ત્રણ માંડવા
બનાવીએ, એક તારે વાસ્તે, ને એક મુસાને વાસ્તે,
ને એક એલીયાહને વાસ્તે. ૬ કેમકે શું બોલવું એ
તેને સુઝ્યું નહિ, કેમકે તેઓ બહુ બીધા હતા. ૭ અને
વાદળું આવ્યું ને તેઓ પર છાયા કીધી; ને વાદળા-
માંથી એવી વાણી થઇ કે, આ મારો વહાલો દીકરો
છે, તેનું સાંભળો. ૮ અને તત્કાળ ચોતરફ જોઇને
તેઓએ પછી પોતાની સાથે એકલા ઇસુ વિના કોઇને
દીઠો નહિ. ૯ અને પહાડપરથી તેઓ ઉતરતા હતા,
ત્યારે તેણે તેઓને ફરમાવ્યું કે, તમે જે જોયું છે તે
માણસનો દીકરો મુએલાંમાથી પાછો ઉઠે, ત્યાં સુધી
કોઇને કહેતા ના. ૧૦ અને તેઓએ તે વાત મનમાં
રાખી, ને મુએલામાંથી પાછા ઉઠવું એ શું હશે, તે વિષે
માહોમાંહે વાદવિવાદ કરતા હતા. ૧૧ અને તેઓએ
તેને પુછીને કહ્યું કે, શાસ્ત્રીઓ કેમ કહે છે કે, પહેલાં
એલીયાહે આવવું જોઇએ? ૧૨ ને તેણે તેઓને કહ્યું
કે, એલીયાહ પહેલાં આવીને સર્વને સુધારે છે ખરો;
ને માણસના દીકરા વિષે એમ કેમ લખ્યું છે કે, તેણે
ઘણું દુઃખ સહેવું ને તુચ્છકાર પામવો? ૧૩ પણ હું
તમને કહું છું કે, એલીયાહ ખરેખર આવ્યો છે; ને
તેને વિષે લખેલું છે તે પ્રમાણે તેઓએ જેમ ચાહ્યું
તેમ તેને કીધું.
૧૪ અને તેઓએ શિષ્યોની પાસે આવીને તેઓની
આસપાસ અતિ ઘણા લોકને તથા તેઓની સાથે
વિવાદ કરતા શાસ્ત્રીઓને જોયા. ૧૫ અને તરત તે
બધા લોક તેને જોઇને બહુ અચરતી પામ્યા, ને દોડીને
તેને સલામ કીધી. ૧૬ અને તેણે તેઓને પુછ્યું કે,
તેઓની જોડે તમે શો વિવાદ કરો છો? ૧૭ ને લોક-
માંથી એકે તેને ઉત્તર આપ્યો કે, ઉપદેશક, હું મારો
દીકરો તારી પાસે લાવ્યો, તેને મુંગો આત્મા વળગેલો
છે; ૧૮ અને જ્યાં કહીં તે તેને પકડે છે, ત્યાં તે તેને
પાડી નાખે છે; ને તે ફીણ કાઢે છે, ને દાંત પિસે છે,
ને તે તવાઇ જાય છે. અને મેં તારા શિષ્યોને તેને
કાઢવાનું કહ્યું; પણ તેઓ કાઢી ન શક્યા. ૧૯ પણ તે
ઉત્તર આપીને તેઓને કહે છે કે, ઓ અવિશ્વાસી
પેઢી, હું કયા સુધી તમારી સાથે રહીશ? ક્યાં સુધી
હું તમારૂં ખમીશ? તેને મારી પાસે લાવો. ૨૦ અને
તેઓ તેની પાસે તેને લાવ્યા, ને એને જોઇને આત્મા-
એ તરત તેને મરડ્યો; ને જમીન પર પડીને તે ફીણ
કાઢતો તરફડ્યો. ૨૧ અને તેણે એના બાપને પુછ્યું
કે, એને આ થયાને કેટલો કાળ થયો છે? ને તેણે
કહ્યું કે, બાળપણથી. ૨૨ અને તેનો નાશ કરવા સારૂ
તેણે ઘણી વેળાએ આગમાં તથા પાણીમાં પણ તેને
નાખી દીધો છે; પણ જો તું કંઇ કરી શકે તો અમારા
પર કરૂણા રાખીને અમને મદદ કર. ૨૩ પણ ઇસુએ
તેને કહ્યું કે, જો તું કરી શકે! વિશ્વાસ રાખનારને
તો સર્વ શક્ય છે. ૨૪ અને તરત બાળકના બાપે ઘાંટો
પાડતાં કહ્યું કે, હું વિશ્વાસ કરૂં છું, મારા અવિશ્વાસ
વિષે મને મદદ કર. ૨૫ પણ ઘણા લોક દોડતા આવે
છે, એ જોઇને ઇસુએ અશુદ્ધ આત્માને ધમકાવીને
તેને કહ્યું કે, મુંગા તથા બહેરા આત્મા, હું તને હુકમ
કરૂં છું કે, તેમાથી નીકળ, ને ફરી તેમા ન પેસ. ૨૬ અને
ચીસ પાડીને ને તેને બહુ મરડીને તે નીકળ્યો; ને તે
મુઆ જેવો થયો, એવો કે ઘણાખરાએ કહ્યું કે, તે
મરી ગયો છે. ૨૭ પણ ઇસુએ તેનો હાથ ઝાલીને તેને
ઉઠાડ્યો; ને તે ઉભો થયો. ૨૮ અને તે ઘરમાં આવ્યો
ત્યારે તેના શિષ્યોએ તેને એકાંતમાં પુછ્યું કે, અમે
કેમ તેને કાઢી ન શક્યા? ૨૯ ને તેણે તેઓને કહ્યું કે,
પ્રાર્થના શિવાય બીજા કોઇ ઉપાયથી એ જાત નીકળી
શકે એમ નથી.
૩૦ અને ત્યાંથી નીકળીને તેઓ ગાલીલમાં થઇને
ગયા; ને કોઇ ન જાણે, એવી તેની ઇચ્છા હતી.
૩૧ કેમકે તે પોતાના શિષ્યોને શિખવતો, ને તેઓને
કહેતો કે, માણસનો દીકરો માણસોના હાથમાં
સોંપાયો છે, ને તેઓ તેને મારી નાખશે; ને મારી
નખાયા પછી તે ત્રીજે દહાડે પાછો ઉઠશે. ૩૨ અને
તેઓ આ વાત સમજ્યા ન હતા, ને તેને પુછતાં બીધા.
૩૩ અને તેઓ કાપરનાહુમમાં આવ્યા; ને તે
ઘરમાં હતો, ત્યારે તેણે તેઓને પુછ્યું કે, તમે માર્ગમાં
શો વિવાદ કરતા હતા? ૩૪ પણ તેઓ છાના રહ્યા;

કેમકે માર્ગમા તેઓ માહોમાહે વિવાદ કરતા હતા કે,
મુખ્ય કોણ છે? ૩૫ અને તે બેઠો ને બારેને તેડીને
તેઓને કહે છે કે, જો કોઇ પહેલો થવા ચાહે, તો તે
સહુથી છેલ્લો તથા સહુનો સેવક થાય ૩૬ અને તેણે
એક બાળક લઇને તેઓની વચમા ઉભુ રાખ્યુ, ને
તેને ખોળામા લઇને તેઓને કહ્યુ કે, ૩૭ જે કોઇ મારે
નામે એવા બાળકોમાના એકનો સ્વીકાર કરે, તે મારો
સ્વીકાર કરે છે, ને જે કોઇ મારો સ્વીકાર કરે છે તે
કેવળ મારોજ નહિ, પણ જેણે મને મોકલ્યો છે તેનો
સ્વીકાર કરે છે

૩૮ યોહાને તેને કહ્યુ કે, ઉપદેશક, અમે કોઇએકને
તારે નામે ભૂતોને કાઢતો દીઠો, ને અમે તેને મના
કીધી, કારણ કે તે અમારી સાથે ચાલતો નથી ૩૯ પણ
ઇસુએ કહ્યુ કે, તેને મના કરો મા, કેમકે એવો કોઇ
નથી કે જે મારે નામે ચમત્કાર કરશે, ને સહેજ મારી
નિંદા કરી શકશે. ૪૦ કેમકે જે આપણી વિરૂદ્ધ નથી,
તે આપણા પક્ષનો છે ૪૧ કેમકે હુ તમને ખચીત કહુ
છુ કે, તમે ખ્રીસ્તના છો એ કારણથી જે કોઇ તમને
પ્યાલુ પાણી પાશે, તે પોતાનુ ફળ નહિ ખોશે
૪૨ અને જે નાનાઓ મારા પર વિશ્વાસ કરે છે, તેઓ
માના એકને જે કોઇ ઠોકર ખવાડે, તેને માટે તે કરતા
આ સારૂ છે કે ઘંટીનુ પડ તેની કેટે બંધાય ને તે
સમુદ્રમા નખાય ૪૩ અને જો તારો હાથ તને ઠોકર
ખવાડે, તો તેને કાપી નાખ, તને બે હાથ છતા નર
કમા ન હોલવાનાર અગ્નિમા જવુ, ૪૪ તે કરતા ઠુંઠા
થઇને જીવનમા પેસવુ એ તારે માટે સારૂ છે ૪૫ અને
જો તારો પગ તને ઠોકર ખવાડે, તો તેને કાપી નાખ,
તને બે પગ છતા નરકમા ન હોલવાનાર અગ્નિમા
નખાવુ, ૪૬ તે કરતા લગડા થઇને જીવનમા પેસવુ એ
તારે માટે સારૂ છે ૪૭ અને જો તારી આખ તને ઠોકર
ખવાડે તો તેને કાઢી નાખ, તને બે આખ છતા
અગ્નિના નરકમા નખાવુ, ૪૮ કે જ્યા તેઓનો કીડો
મરતો નથી, ને અગ્નિ નથી હોલવાતો, તે કરતા કાણા
થઇને દેવના રાજ્યમા પેસવુ એ તારે માટે સારૂ છે
૪૯ કેમકે અગ્નિથી હરેક સલુણુ કરાશે, [[ને હરેક યજ્ઞ
મીઠાથી સલુણો કરાશે ]] ૫૦ મીઠુ તો સારૂ છે, પણ
જો મીઠુ સ્વાદ વગરનુ થયુ હોય, તો તેને શાથી
ખારૂ કરશો? પોતામા મીઠુ રાખો, ને માહોમાહે
સલાહ રાખો

૧૦ અને ત્યાથી ઉઠીને તે યહુદાહની સીમોમા
યરદનને પેલે પાર આવે છે, ને ફરી ઘણા
લોક આવીને તેની પાસે એકઠા થાય છે, ને તેના
રિવાજ પ્રમાણે તેણે ફરી તેઓને બોધ કર્યો. ૨ અને
ફરોશીઓએ પાસે આવીને તેનુ પરીક્ષણ કરતા તેને
પુછ્યુ કે, શું પુરૂષને પોતાની સ્ત્રીને મુકી દેવી ઉચિત
છે? ૩ પણ તેણે ઉત્તર આપીને તેઓને કહ્યુ કે, મુસાએ
તમને શી આજ્ઞા આપી હતી? ૪ ને તેઓએ કહ્યુ કે,
ફારગતી લખીને મુકી દેવાની મુસાએ રજા આપી
૫ પણ ઇસુએ તેઓને કહ્યુ કે, તમારા હૃદયની કઠણ
તાને લીધે મુસાએ તમારે સારૂ એ આજ્ઞા લખી,
૬ પણ ઉત્પત્તિના આરંભથી દેવે તેઓને એક પુરૂષ
તથા એક સ્ત્રી બનાવ્યા ૭ એ કારણથી માણસ
પોતાના માબાપને મુકીને પોતાની વહુને વળગી રહેશે,
૮ ને તેઓ બન્ને એક દેહ થશે, એ માટે તેઓ ત્યાર-
પછી બે નથી પણ એક દેહ છે, ૯ તો દેવે જે જોડ્યુ
છે તેને માણસે જુદુ ન પાડવુ ૧૦ અને ઘરમા તેના
શિષ્યોએ ફરી તેજ બાબત વિષે તેને પુછ્યુ ૧૧ અને
તે તેઓને કહે છે કે, જે કોઇ પોતાની વહુને મુકી દે,
ને બીજીને પરણે, તે તેણીની વિરૂદ્ધ છિનાળુ કરે છે,
૧૨ ને જો વહુ પોતાના વરને મુકી દે, ને બીજાને પરણે,
તો તે છિનાળુ કરે છે

૧૩ અને તેઓ તેની પાસે બાળકો લાવ્યા કે તે
તેઓને અડકે, ને શિષ્યોએ તેઓને ધમકાવ્યા.
૧૪ પણ ઇસુ તે જોઇને નાખુશ થયો, ને તેણે તેઓને
કહ્યુ કે, બાળકોને મારી પાસે આવવા દો, ને તેઓને
વારો મા, કેમકે દેવનુ રાજ્ય એવાઓનુ છે ૧૫ હુ
તમને ખચિત કહુ છુ કે, જે કોઇ બાળકની માફક
દેવનુ રાજ્ય સ્વીકારશે નહિ, તે એમા પ્રવેશ કરશેજ
નહિ. ૧૬ અને તેણે તેઓને બાથમા લીધા, ને તેઓ
પર હાથ મુકીને તેઓને આશીર્વાદ દીધો

૧૭ અને તે બહાર નીકળીને રસ્તે જતો હતો, ત્યારે
એક જણ તેની પાસે દોડતો આવ્યો, ને તેણે તેની
આગળ ઘુંટણ ટેકીને પુછ્યુ કે, ઓ ઉત્તમ ઉપદેશક,
અનંત જીવનનો વારસો પામવા માટે હુ શું કરૂં?
૧૮ અને ઇસુએ તેને કહ્યુ કે, તુ મને ઉત્તમ કેમ કહે
છે? એક, એટલે દેવ, તે વિના કોઇ ઉત્તમ નથી.
૧૯ તુ આજ્ઞાઓ જાણે છે, હત્યા ન કરવી, વ્યભિચાર
ન કરવો, ચોરી ન કરવી, જુઠી શાહેદી ન પુરવી,
ઠગાઇ ન કરવી, માબાપનુ સન્માન કરવુ ૨૦ પણ
તેણે તેને કહ્યુ કે, ઓ ઉપદેશક, એ સર્વ [આજ્ઞાઓ]
તો હુ નાનપણથી પાળતો આવ્યો છુ ૨૧ અને તેની
તરફ જોઇને ઇસુને તેના પર હેત આવ્યુ, ને તેણે તેને

કહ્યું કે, તું એક વાત સંબંધી અધુરો છે; તારૂં જે છે
તે જઇને વેચ, ને દરિદ્રીઓને આપ, ને આકાશમાં
તને દોલત મળશે; ને આવ, મારી પાછળ ચાલ.
૨૨ પણ તે વાતને લીધે તેનું મ્હો ઉતરી ગયું, ને ઉદાસ
થઇને તે ચાલ્યો ગયો, કેમકે તેની સંપત ઘણી હતી.
૨૩ અને ઇસુ આસપાસ જોઇને પોતાના શિષ્યોને
કહે છે કે, જેઓની પાસે દોલત છે તેઓને દેવના
રાજ્યમાં પેસવું કેવું અઘરૂં પડશે! ૨૪ ને તેની વાતોથી
શિષ્યો અચંબો પામ્યા. પણ ઇસુ ફરી ઉત્તર આપીને
તેઓને કહે છે કે, છોકરા, દોલત પર ભરોસો રાખ-
નારાઓને દેવના રાજ્યમાં પેસવું કેવું અઘરૂં છે!
૨૫ દોલતવાનને દેવના રાજ્યમાં પેસવા કરતાં સોયના
નાકામાં થઇને ઉંટને જવું સહેલ છે. ૨૬ અને તેઓએ
ઘણી અચરતી પામીને માહોમાંહે કહ્યું, તો કોણ તારણ
પામી શકે? ૨૭ ઇસુ તેઓની તરફ જોઇને કહે છે કે,
માણસોને એ અશક્ય છે, પણ દેવને નથી, કેમકે દેવને
સર્વ શક્ય છે. ૨૮ અને પીતર તેને કહેવા લાગ્યો,
જો, અમે બધું મુકીને તારી પાછળ આવ્યા છીએ.
૨૯ ઇસુએ કહ્યું કે, હું તમને ખચિત કહું છું કે, જે
કોઇએ મારે લીધે તથા સુવાર્ત્તાને લીધે ઘરને, કે
ભાઇઓને, કે બેનોને, કે માને, કે બાપને, કે છોકરાને,
કે ખેતરોને મુક્યાં, ૩૦ તે હમણાં આ કાળમાં સોગણાં
ઘરોને તથા ભાઇઓને તથા બેનોને તથા માઓને
તથા છોકરાંને તથા ખેતરોને, સતાવણી સુદ્ધાં, તથા
આવતા કાળમાં અનંતજીવન, પામ્યા વગર રહેશે નહિ.
૩૧ પણ ઘણા જે પહેલા તેઓ છેલ્લા, ને જે છેલ્લા

૩૬ અને તેણે તેઓને કહ્યું કે, તમારી શી ઇચ્છા છે?
હું તમારે વાસ્તે શું કરૂં? ૩૭ ત્યારે તેઓએ તેને કહ્યું
કે, તારા મહિમામાં અમે એક તારે જમણે હાથે, ને
એક તારે ડાબે હાથે બેસીએ, એવું અમને આપ.
૩૮ પણ ઇસુએ તેઓને કહ્યું કે, તમે જે માગો છો, તે
તમે જાણતા નથી. જે વાટકો હું પીઉં છું તે શું તમે
પી શકો છો? ને જે બાપ્તિસ્મા હું લઉં છું, તે
બાપ્તિસ્મા શું તમે લઇ શકો છો? ૩૯ અને તેઓએ
તેને કહ્યું કે, અમે તેમ કરી શકીએ છીએ. પણ
ઇસુએ તેઓને કહ્યું કે, જે વાટકો હું પીઉં છું તે તમે
પીશો, ને જે બાપ્તિસ્મા હું લઉં છું, તે બાપ્તિસ્મા
તમે લેશો; ૪૦ પણ કોઇને મારે જમણે હાથે કે ડાબે
હાથે બેસવા દેવું, એ મારૂં કામ નથી, પણ જેઓને
સારૂ તે સિદ્ધ કરેલું છે તેઓને માટે છે. ૪૧ અને
[બાકીના] દસ એ સાંભળીને યાકુબ તથા યોહાન
સંબંધી નાખુશ થવા લાગ્યા. ૪૨ પણ ઇસુ તેઓને
પાસે તેડીને કહે છે, તમે જાણો છો કે વિદેશીઓ પર
જેઓ રાજ્ય કરનારા કહેવાય છે, તેઓ તેમના પર
ધણીપણું કરે છે, ને તેઓના જે મોટા તેઓ તેમના
પર અધિકાર ચલાવે છે. ૪૩ પણ તમારામાં એમ
નથી, પણ તમારામાં જે કોઇ મોટો થવા ચાહે, તે
તમારો સેવક થશે; ૪૪ ને જે કોઇ પ્રથમ થવા ચાહે
તે સહુનો દાસ થશે. ૪૫ કેમકે માણસનો દીકરો સેવા
કરાવવાને નહિ, પણ સેવા કરવાને, ને ઘણાની ખંડ-
ણીને સારૂ પોતાનો જીવ આપવાને આવ્યો છે.
૪૬ અને તેઓ યરેખોમાં આવે છે: ને યરેખોમાંથી

વિશ્વાસે તને બચાવ્યો છે, અને તરત તે દેખતો થયો,
ને માર્ગમા ઇસુની પાછળ ગયો.

૧૧ અને તેઓ યરૂશાલેમની નજદીક, જૈતુનના
પહાડ આગળ બેથફાગે તથા બેથાનીઆની
પાસે આવે છે, ત્યારે તે પોતાના શિષ્યોમાના બેને
આગળ મોકલે છે, ૨ ને તેઓને કહે છે કે, તમારી
સામેના ગામમા જાઓ, ને તેમા તમે પેસશો કે તરત
એક ગધેડાનો વછેરો જેના પર કોઇ માણસ કદી બેઠુ
નથી, એવો તમને બાધેલો મળશે, તેને છોડી લાવો
૩ અને જો કોઇ તમને કહે કે, તમે એ શા માટે કરો
છો? તો કહો કે, પ્રભુને તેનો ખપ છે, ને તરત તે
એને અહીં મોકલશે ૪ અને તેઓ ગયા, ને બારણાની
બહાર ખુલ્લા રસ્તામા બાધેલો વછેરો તેઓને મળ્યો,
ને તેઓ તેને છોડે છે ૫ અને જેઓ ત્યા ઉભા હતા
તેઓમાના કેટલાકે તેઓને કહ્યુ કે, વછેરાને તમે શું
કરવા છોડો છો? ૬ ને જેમ ઇસુએ તેઓને ફરમાવ્યુ
હતું, તેમ તેઓએ તેઓને કહ્યુ, ને તેઓએ તેમને
જવા દીધા ૭ અને તેઓ વછેરાને ઇસુની પાસે
લાવ્યા, ને તેના પર પોતાના લૂગડા નાખ્યા, ને
તેના પર તે બેઠો ૮ અને ઘણાઓએ પોતાના લૂગડા
રસ્તામા પાથર્યા, ને બીજાઓએ ખેતરમાથી ડાળીઓ
કાપીને [રસ્તામા પાથરી] ૯ અને આગળ તથા પાછળ
ચાલનારાઓએ બુમ પાડતા કહ્યુ કે, હોસાના, પ્રભુને
નામે જે આવે છે, તેને ધન્ય! ૧૦ આપણા બાપ
દાઉદનુ રાજ્ય જે પ્રભુને નામે આવે છે, તે આશીર્વા
દિત છે, પરમ ઉચામા હોસાના!

૧૧ અને ઇસુ યરૂશાલેમ જઇને મદિરમા ગયો, ને
ચોતરફ બધું જોઇને સાજ પડ્યા પછી બારે સુદ્ધા
નીકળીને તે બેથાનીઆમા ગયો.

૧૨ અને બીજે દહાડે તેઓ બેથાનીઆમાથી નીકળી
આવ્યા પછી, તે ભૂખ્યો થયો ૧૩ અને એક અંજીરી
જેને પાદડા હતા તેને આઘેથી જોઇને તેની પાસે
ગયો, કે કદાચિત તેને તે પરથી કઇ મળે, ને તેની પાસે
આવ્યો, ત્યારે પાદડા વિના તેને કઇ મળ્યુ નહિ,
કેમકે અંજીરોની ઋતુ ન હતી ૧૪ અને ઇસુએ તેને
કહ્યુ કે, હવેથી કદી કોઇ તારા પરથી ફળ ન ખાઓ,
ને તેના શિષ્યોએ એ સાભળ્યુ

૧૫ અને તેઓ યરૂશાલેમમા આવે છે, ને તે
મદિરમા પેસીને મદિરમા વેચનારાઓને તથા ખરીદ-
નારાઓને કાઢી મુકવા લાગ્યા, ને નાણાવટીઓના
બાજટ તથા ખબુતર વેચનારાઓના આસનો ઉધા
વાળ્યા ૧૬ અને કોઇને મદિરમા થઇને કઇ વાસણ
લઇ જવા ન દીધુ ૧૭ અને તેઓને બોધ કરતા તેણે
કહ્યુ કે, શું એમ લખ્યુ નથી કે, મારૂ ઘર સર્વ દેશના-
ઓને સારૂ પ્રાર્થનાનુ ઘર કહેવાશે? પણ તમે તેને
લૂટારાનુ કોતર કીધુ છે ૧૮ અને મુખ્ય યાજકોએ
તથા શાસ્ત્રીઓએ તે સાભળ્યુ, ને તેનો નાશ શી રીતે
કરીએ તે વિષે શોધ કીધી, કેમકે તેઓ તેનાથી બીધા,
કારણ કે તેના ઉપદેશથી સર્વ લોક અચરતી પામ્યા.

૧૯ અને દર સાજે તે શહેર બહાર જતો

૨૦ અને તેઓએ સવારે અંજીરીની પાસે થઇને
જતા તેને જડથી સુકાએલી જોઇ ૨૧ અને પીતર
સભારીને તેને કહે છે કે, સ્વામિ, જો જે અંજીરીને તેં
શાપ દીધો હતો તે સુકાઇ ગઇ છે ૨૨ અને ઇસુ
ઉત્તર આપી તેઓને કહે છે કે, દેવ પર વિશ્વાસ
રાખો ૨૩ કેમકે હુ તમને ખચિત કહુ છું કે, જે કોઇ
આ પર્વતને કહે કે ખસેડાઇ જા, ને સમુદ્રમા નખા,
ને પોતાના હૃદયમા સદેહ ન આણતા વિશ્વાસ રાખશે
કે, જે હુ કહુ છું તે થશે, તો તે તેને વાસ્તે થશે
૨૪ એ માટે હુ તમને કહુ છુ કે, જે સર્વ તમે પ્રાર્થના
કરતા માગો છો, તે અમે પામ્યા છીએ, એવો વિશ્વાસ
રાખો, તો તે તમને મળશે. ૨૫ અને જ્યારે જ્યારે
તમે પ્રાર્થના કરતા ઉભા રહો છો, ત્યારે ત્યારે જો
કોઇ તમારો અપરાધી હોય, તો તેને માફ કરો, એ
માટે કે તમારો બાપ જે આકાશમા છે, તે પણ તમારા
અપરાધો તમને માફ કરે ૨૬ પણ જો તમે માફ નહિ
કરો, તો તમારો બાપ જે આકાશમા છે તે પણ
તમારા અપરાધ માફ નહિ કરશે

૨૭ અને ફરી તેઓ યરૂશાલેમમા આવે છે, ને તે
મદિરમા ફરતો હતો, ત્યારે મુખ્ય યાજકો તથા
શાસ્ત્રીઓ તથા વડીલો તેની પાસે આવ્યા, ૨૮ ને તેને
કહ્યુ કે, કયા અધિકારથી તું આ કામો કરે છે, અથવા
કોણે તને આ કામો કરવાનો અધિકાર આપ્યો?
૨૯ અને ઇસુએ તેઓને કહ્યુ કે, હુ એક વાત તમને
પુછીશ, ને તમે મને જવાબ દો તો કયા અધિકારથી
હુ આ કામો કરૂ છુ તે હુ તમને કહીશ ૩૦ યોહાનનુ
બાપ્તિસ્મા શું આકાશથી હતું કે માણસોથી? મને
જવાબ દો ૩૧ અને તેઓએ માહોમાહે વિચારીને
કહ્યુ કે, જો કહીએ કે, આકાશથી, તો તે કહેશે કે,
ત્યારે તમે તેના પર વિશ્વાસ કેમ નથી કીધો? ૩૨ પણ
જો કહીએ કે, માણસથી, ત્યારે તેઓ લોકથી બીધા,
કેમકે બધા યોહાનને નિશ્ચે ભવિષ્યવાદી માનતા હતા

૩૩ અને તેઓ ઉત્તર આપીને ઇસુને કહે છે કે, અમે
જાણતા નથી. અને ઇસુ તેઓને કહે છે કે, કયા અધિ-
કારથી હું આ કામો કરૂં છું તે હું પણ તમને કહેતો નથી.
૧૨ અને તે તેઓને દૃષ્ટાંતોમાં કહેવા લાગ્યો
કે, એક માણસે દ્રાક્ષવાડી રોપી, ને તેની
આસપાસ વાડ કરી, ને દ્રાક્ષરસનો કુંડ ખોદ્યો, ને
બુરૂજ બાંધ્યો, ને ખેડુતોને તે ઇજારે આપી, ને
પરદેશ ગયો. ૨ અને મોસમે તેણે ખેડુતોની પાસે
ચાકર મોકલ્યો, કે તે ખેડુતો પાસેથી દ્રાક્ષવાડીના
ફળનું કંઇ લે; ૩ પણ તેઓએ તેને પકડીને માર્યો,
ને ખાલી હાથે પાછો મોકલ્યો. ૪ અને ફરી તેણે
બીજો ચાકર તેઓની પાસે મોકલ્યો, ને તેનું માથું
તેઓએ ફોડી નાખ્યું ને તેને ધિક્કારીને કાઢી મેલ્યો.
૫ અને તેણે બીજો મોકલ્યો, ને તેને તેઓએ મારી
નાખ્યો; ને બીજા ઘણા મોકલ્યા, ને તેઓએ કેટલા-
કને કોરડા માર્યા, ને કેટલાકને મારી નાખ્યા. ૬ હવે
એક બાકી હતો, જે તેનો વહાલો દીકરો હતો, એને
પણ તેણે આખરે તેઓની પાસે મોકલીને કહ્યું કે,
તેઓ મારા દીકરાની અદબ રાખશે. ૭ પણ તે ખેડુ-
તોએ માહોમાંહે કહ્યું કે, એ તો વારસ છે; ચાલો,
તેને મારી નાખીએ, તો વારસો આપણો થશે. ૮ અને
તેઓએ તેને પકડીને મારી નાખ્યો, ને દ્રાક્ષવાડીમાંથી
બહાર ફેંકી દીધો. ૯ એ માટે દ્રાક્ષવાડીનો ધણી શું
કરશે? તે આવશે, ને એ ખેડુતોનો નાશ કરશે, ને
દ્રાક્ષવાડી બીજાઓને આપશે. ૧૦ શું તમે આ લેખ
નથી વાંચ્યો કે,

જે પત્થરનો નકાર બાંધનારાઓએ કર્યો,
તેજ ખુણાના મથાળાનો [પત્થર] થયો;
૧૧ એ પ્રભુથી થયું,
ને આપણી નજરમાં આશ્ચર્યકારક છે.

૧૨ અને તેઓએ તેને પકડવાને શોધ કીધી; પણ
તેઓ લોકથી બીધા; કેમકે તેઓએ જાણ્યું કે તેણે
આપણા પર આ દૃષ્ટાંત કહ્યું; ને તેઓ તેને મુકીને
ચાલ્યા ગયા.

૧૩ અને તેઓ તેની પાસે કેટલાએક ફરોશીઓને
તથા હેરોદીઓને મોકલે છે કે તેઓ વાતમાં તેને
સપડાવે. ૧૪ અને તેઓ આવીને તેને કહે છે કે, ઉપ-
દેશક, અમે જાણીએ છીએ કે, તું ખરો છે, ને કોઇની
દરકાર કરતો નથી, કેમકે માણસોનું મ્હો તું રાખતો
નથી, પણ સત્યતાથી દેવનો માર્ગ શિખવે છે. કાઇ-
સારને કર આપવો ઉચિત છે? ૧૫ આપીએ કે નહિ
કે ન આપીએ? પણ તેણે તેઓનો ઢોંગ જાણીને
તેઓને કહ્યું કે, તમે મારૂં પરીક્ષણ કેમ કરો છો?
એક દીનાર મારી પાસે લાવો કે હું જોઉં. ૧૬ અને
તેઓ લાવ્યા. અને તે તેઓને કહે છે કે, આ સુરત
તથા લેખ કોનાં છે? અને તેઓએ તેને કહ્યું કે, કાઇ-
સારનાં. ૧૭ અને ઇસુએ ઉત્તર આપીને તેઓને કહ્યું
કે, જે કાઇસારનાં તે કાઇસારને, ને જે દેવનાં તે દેવને
ભરી આપો. અને તેઓ તેનાથી ઘણો અચંબો પામ્યા.

૧૮ અને સાદુકીઓ જે કહે છે કે, પુનરૂત્થાન નથી,
તેઓ તેની પાસે આવે છે; ને તેઓએ તેને પુછીને
કહ્યું કે, ૧૯ ઉપદેશક, મુસાએ અમારે વાસ્તે લખ્યું
કે, જો કોઇનો ભાઇ નછોરવો મરીને વહુને મુકે, તો
તેનો ભાઇ તેની વહુને લે, ને પોતાના ભાઇને સારૂ
સતાન ઉપજાવે. ૨૦ હવે સાત ભાઇ હતા; ને પહેલો
વહુ પરણીને સંતાન વિના મરી ગયો. ૨૧ પછી બીજાએ
તેને લીધી, ને તે મરી ગયો; ને તે પણ કંઇ સંતાન
મુકી ગયો નહિ; ને એ પ્રમાણે ત્રીજાએ પણ; ૨૨ ને
સાતે સંતાન વગર મરી ગયા. છેવટે બાયડી પણ મરી
ગઇ. ૨૩ હવે પુનરૂત્થાનમાં, તે તેઓમાંના કોની વહુ
થશે? કેમકે સાતેની તે વહુ થઇ હતી. ૨૪ ઇસુએ
તેઓને કહ્યું કે, શું તમે એ કારણથી ભૂલ નથી કરતા,
કે તમે ધર્મલેખો તથા દેવનું પરાક્રમ જાણતાં નથી?
૨૫ કેમકે મુએલાંમાંથી ઉઠનારાં પરણતાં પરણાવતાં
નથી, પણ આકાશમાંના દૂતોના જેવા હોય છે. ૨૬ પણ
મુએલા લોક પાછા ઉઠે છે, તે સબધી, શું તમે મુસાના
પુસ્તકમાંના ઝાડી વિષેના પ્રકરણમાં નથી વાંચ્યું કે, દેવે
તેને એમ કહ્યું કે, હું ઇબ્રાહીમનો દેવ તથા ઇસ્હાકનો
દેવ તથા યાકુબનો દેવ છું. ૨૭ તે મુએલાંઓનો દેવ
નથી, પણ જીવતાઓનો દેવ છે. તમે મોટી ભૂલ કરો છો.

૨૮ અને શાસ્ત્રીઓમાંના એક પાસે આવીને તેઓની
તકરાર સાંભળી, ને તેણે તેઓને સારો ઉત્તર આપ્યો
છે એમ જાણીને તેને પુછ્યું કે, સહુ આજ્ઞાઓમાં પહેલી
કઇ છે? ૨૯ ઇસુએ તેને ઉત્તર આપ્યો કે, પહેલી એ
છે કે, ઓ ઇસ્રાએલ, સાંભળ, પ્રભુ આપણો દેવ તે
પ્રભુ એકજ છે; ૩૦ ને તારા પુરા હૃદયથી, ને તારા
પુરા જીવથી, ને તારી પુરી બુદ્ધિથી, ને તારા પુરા
સામર્થ્યથી પ્રભુ તારા દેવ પર તું પ્રીતિ કર. ૩૧ અને
બીજી એ છે, કે જેમ તું તારા પોતા પર પ્રીતિ કરે છે
તેમ તારા પડોસી પર પ્રીતિ કર. એઓ કરતાં બીજી
કોઇ મોટી આજ્ઞા નથી. ૩૨ અને શાસ્ત્રીએ તેને કહ્યું
કે, ખરેખર, ઉપદેશક, તેં ઠીક કહ્યું છે કે તે એકજ છે,

ને તે વિના બીજો કોઇ નથી; ૩૩ને પુરા હ્રદયથી તથા
પુરી સમજણથી તથા પુરા સામર્થ્યથી, તેના પર
પ્રીતિ કરવી, તથા પોતા પર તેવી પોતાના પડોસી
પર પ્રીતિ કરવી, તે સર્વ સકળદહનીયાર્પણ તથા યજ્ઞ
કરતાં અધિક છે. ૩૪અને તેણે ડહાપણથી ઉત્તર
આપ્યો છે એ જોઇને ઇસુએ તેને કહ્યું કે, તું દેવના
રાજ્યથી વેગળો નથી અને ત્યાર પછી કોઇએ તેને
પૂછપરછ કરવાની હિમ્મત ન ધરી.

૩૫અને મંદિરમા બોધ કરતા ઇસુએ ઉત્તર આપીને
કહ્યું, શાસ્ત્રીઓ કેમ કહે છે કે, ખ્રીસ્ત દાઉદનો દીકરો
છે? ૩૬કેમકે દાઉદે પોતે પવિત્ર આત્માથી કહ્યું કે,

પ્રભુએ મારા પ્રભુને કહ્યું કે,
તારા શત્રુઓને હું તારૂં પાયાસન કરૂં,
ત્યાં સુધી મારે જમણે હાથે બેસ.

૩૭દાઉદ પોતે તેને પ્રભુ કહે છે; તો તે તેનો
દીકરો કેમ છે? ને બધા લોકે ખુશીથી તેનું સાંભળ્યું.

૩૮અને તેણે બોધ કરતાં તેઓને કહ્યું કે, શાસ્ત્રી-
ઓથી સાવધાન રહો; તેઓ જામા પહેરીને ફરવાનું
તથા ચોટાંઓમાં સલામો, ૩૯તથા સભાસ્થાનોમાં
મુખ્ય આસનો તથા જમણવારમાં મુખ્ય જગ્યાઓ
ચાહે છે. ૪૦એઓ વિધવાઓનાં ઘર ખાઇ જાય છે,
ને ઢોંગ કરીને લાંબી પ્રાર્થનાઓ કરે છે; તેઓને
વિશેષ સજા મળશે.

૪૧અને તેણે ખજાનાની સામે બેસીને, લોકો ભંડા-
રમાં પૈસા કેવી રીતે નાખે છે, તે જોયું; ને ઘણા
પૈસાદારોએ ઘણા નાખ્યા. ૪૨અને એક દરિદ્રી વિધ-
વાએ આવીને બે દમડી, એટલે એક અધેલો, નાખ્યો.
૪૩અને તેણે પોતાના શિષ્યોને પાસે બોલાવીને
તેઓને કહ્યું, હું તમને ખચિત કહું છું કે, ભંડારમાં એ
સર્વ નાખનારાં કરતાં આ દરિદ્રી વિધવાએ વધારે
નાખ્યું છે. ૪૪કેમકે તે સઘળાંએ પોતાના ભરપૂર-
પણામાંથી નાખ્યું; પણ એણીએ પોતાની તંગીમાંથી
પોતાનું સર્વસ્વ, એટલે પોતાની સર્વ ઉપજીવિકા નાખી.

૧૩ અને મંદિરમાથી તે નીકળતો હતો ત્યારે
તેનો એક શિષ્ય તેને કહે છે કે, ઉપદેશક,
જો, કેવા પત્થર તથા કેવાં બાંધકામો! ૨અને ઇસુએ
તેને કહ્યું કે, શું તું એ મોટાં બાંધકામો જુએ છે?
પાડી નહિ નખાય એવો એક પણ પત્થર બીજા પર
અહીં રહેવા દેવાશે નહિ.

૩અને જૈતુનના પહાડ પર, મંદિરની સામે તે
બેઠો હતો, એટલે પીતરે તથા યાકુબે તથા યોહાને
તથા આંદ્રયાએ તેને એકાંતમાં પુછ્યું, ૪અમને કહે,
એ ક્યારે થશે? ને જ્યારે તે બધા પુરાં થવાના હશે,
ત્યારે શું ચિન્હ થશે? ૫ને ઇસુ તેઓને કહેવા લાગ્યો
કે, કોઇ તમને ભુલાવામા ન નાખે, માટે સાવધાન
રહો. ૬ઘણા મારે નામે આવીને કહેશે કે, તે હું છું;
ને ઘણાઓને ભુલાવામા નાખશે. ૭પણ જ્યારે લડા-
ઇઓ વિષે તથા લડાઇની અફવા સાભળશો, ત્યારે
ગભરાશો મા; એમ થવુંજ જોઇએ; પણ તેટલેથી
અંત નહિ આવે. ૮કેમકે પ્રજા પ્રજા વિરૂદ્ધ તથા રાજ્ય
રાજ્ય વિરૂદ્ધ ઉઠશે; ઠામેઠામ ધરતીકંપારા થશે, ને
દુકાળો પડશે; મહા દુ:ખનો આ તો આરંભ છે.

૯પણ પોતા વિષે સાવધાન રહો; કેમકે તેઓ
તમને ન્યાયસભાઓને સોંપશે; ને સભાસ્થાનોમાં
તમે કોરડાના માર ખાશો; ને તમે મારે લીધે હાકેમો
તથા રાજાઓ આગળ, તેઓને માટે શાહેદી થવા સારૂ,
ઉભા થશો. ૧૦અને પહેલા સર્વ દેશોમા સુવાર્તા
પ્રગટ થવી જોઇએ. ૧૧અને જ્યારે તેઓ તમને લઇ
જઇને પરસ્વાધીન કરશે, ત્યારે શું બોલીશું તે વિષે
અગાઉથી ચિંતા ન કરો; પણ તે વેળા તમને જે
આપવામા આવશે તે બોલો; કેમકે બોલનાર તે તમે
નહિ, પણ પવિત્ર આત્મા છે ૧૨અને ભાઇ ભાઇને
તથા બાપ છોકરાને મરણદંડને સારૂ પરસ્વાધીન
કરશે; ને છોકરા માબાપની સામે ઉઠશે, ને તેઓને
મારી નંખાવશે ૧૩અને મારા નામને લીધે સહુ
તમારો દ્વેષ કરશે; પણ જે અંત સુધી ટકશે તેજ
તારણ પામશે.

૧૪પણ જ્યારે તમે ઉજડના અમંગળપણા[ની
નિશાણી] જ્યા ઘટાર્થ નથી ત્યા ઉભી રહેતી જોશો,
(જે વાચે છે તેણે સમજવુ), ત્યારે જેઓ યહુદાહમાં
હોય તેઓ પહાડોમા નાસી જાય. ૧૫અને ધાબા
પર જે હોય તે ઉતરીને ઘરમાથી કંઇ લેવા સારૂ માહે
ન પેસે; ૧૬ને જે ખેતરમા હોય તે પોતાનુ લૂગડું
લઇ જવાને પાછો ન ફરે. ૧૭અને તે દહાડાઓમાં
જેઓ ગર્ભવતી હોય તથા જેઓ ધવાડતી હોય તેઓને
અફસોસ છે! ૧૮અને [તમારૂં નાસવુ] શિયાળામાં
ન થાય, માટે પ્રાર્થના કરો; ૧૯કેમકે તે દહાડાઓમાં
જેવી વિપત્તિ થશે, તેવી દેવે સૃજેલી સૃષ્ટિના આરંભથી
તે હજી સુધી થઇ નથી ને થશે પણ નહિ. ૨૦અને
જો પ્રભુએ એ દહાડાઓને ઓછા કીધા ન હોત, તો
કોઇ માણસ ન બચત, પણ જે પસંદ કીધેલાઓને
તેણે પસંદ કીધા તેઓને લીધે તેણે એ દહાડાઓને

ઓછા કર્યા છે. ૨૧ અને તે વેળાએ જો કોઇ તમને કહે
કે, જુઓ, અહીં ખ્રીસ્ત છે, કે, જુઓ, તે ત્યાં છે,
તો માનતા ના. ૨૨ કેમકે જુઠા ખ્રીસ્તો તથા જુઠા
ભવિષ્યવાદીઓ ઉઠશે; ને ચમત્કારો તથા અદ્ભૂત
કામો દેખાડશે, એ માટે કે, જો બની શકે તો, તેઓ
પસંદ કીધેલાઓને ભુલાવામાં નાખે. ૨૩ પણ તમે
સાવધાન રહો; જુઓ, મેં તમને સઘળું અગાઉથી
કહ્યું છે.

૨૪ પણ તે દહાડાઓમાં, એ વિપત્તિ પછી, સુરજ
અંધકારરૂપ થઇ જશે, ને ચંદ્ર પોતાનું અજવાળું નહિ
આપશે, ૨૫ ને આકાશના તારાઓ ખરવા લાગશે;
ને આકાશમાંના પરાક્રમો હલાવાશે. ૨૬ ત્યારે તેઓ
માણસના દીકરાને બહુ પરાક્રમ તથા મહિમાસહિત
વાદળામાં આવતો જોશે. ૨૭ અને ત્યારે તે પોતાના
દૂતોને મોકલીને પૃથ્વીના છેડાથી આકાશના છેડા સુધી,
ચારે દિશાથી પોતાના પસંદ કીધેલાઓને એકઠા કરશે.

૨૮ હવે અંજીરી પરથી તેનું દૃષ્ટાંત શિખો; જ્યારે
તેની ડાળી કુમળી જ છે, ને પાંદડાં ફુટી નીકળે છે,
ત્યારે તમે જાણો છો કે ઉનાળો પાસે છે. ૨૯ એમજ
તમે પણ જ્યારે તે બધાં થતાં જુઓ, ત્યારે તમારે
જાણવું કે તે પાસે, બારણા આગળ જ છે. ૩૦ હું તમને
ખચિત કહું છું કે આ બધા પુરા થાય ત્યાં સુધી આ
પેઢી ગુજરી નહિ જશે. ૩૧ આકાશ તથા પૃથ્વી જતા
રહેશે, પણ મારી વાતો જતી રહેશે નહિ. ૩૨ પણ તે
દહાડા તથા તે ઘડી સબંધી બાપ વગર કોઇ જાણતો
નથી, આકાશમાંના દૂતો નહિ ને દીકરો પણ નહિ.
૩૩ સાવધાન રહો, જાગતા રહીને પ્રાર્થના કરો; કેમકે
સમય ક્યારે આવશે તે તમે જાણતા નથી. ૩૪ તે આ
પ્રમાણે છે કે જાણે કોઇ પરદેશમાં પ્રવાસ કરનાર
માણસે પોતાનું ઘર છોડીને ને પોતાના ચાકરોને
અધિકાર આપીને, એટલે પ્રત્યેકને પોતપોતાનું કામ
સોંપીને, દરવાનને પણ જાગતો રહેવાની આજ્ઞા આપી
હોય. ૩૫ માટે તમે જાગતા રહો; કેમકે તમે જાણતા
નથી કે ઘરનો ધણી ક્યારે આવશે, સાંજે, કે મધરાત્રે,
કે મરઘો બોલતી વખતે, કે સવારે; ૩૬ રખે તે
અચાનક આવીને તમને ઉંઘતા જુએ. ૩૭ અને જે હું
તમને કહું છું તે સર્વેને કહું છું કે, જાગતા રહો.

૧૪ હવે બે દહાડા પછી પાસ્ખા તથા બેખમીરી
રોટલીનું પર્વ હતું; અને કેવી રીતે તેને
દગાથી પકડીને મારી નાખે, એ વિષે મુખ્ય યાજકો
તથા શાસ્ત્રીઓ શોધ કરતા હતા. ૨ કેમકે તેઓએ કહ્યું
કે, પર્વમાં નહિ, રખે કદાપિ લોકોનું હુલ્લડ થાય.

૩ અને જ્યારે તે બેથાનીઆમાં, સીમોન કોઢિયાના
ઘરમાં હતો, અને ખાવા બેઠો હતો, ત્યારે એક બાયડી
જટામાંસીના અતિ મુલ્યવાન અત્તરની ભરેલી સંગે
મરમરની ડબ્બી લઇને આવી, ને એ ડબ્બી ભાંગીને
તેણીએ તેના માથા પર તે રેડ્યું. ૪ પણ કેટલાએક
પોતાના મનમાં નારાજ થઇને કહેવા લાગ્યા કે,
અત્તરનો એ બગાડ શા માટે કીધો? ૫ કેમકે એ અત્તર
ત્રણસેં દીનાર કરતાં વધારે કિમ્મતે વેચી શકાત, ને
દરિદ્રીઓને અપાત. અને તેઓએ તેણીની વિરૂદ્ધ
કચકચ કીધી. ૬ પણ ઇસુએ કહ્યું કે, એને રહેવા દો;
એને કેમ સતાવો છો? એણીએ મારા પ્રત્યે ભલું કામ
કર્યું છે. ૭ કેમકે દરિદ્રીઓ સદા તમારી સાથે છે, ને
જ્યારે તમે ચાહો ત્યારે તેઓનું ભલું કરી શકો છો;
પણ હું સદા તમારી સાથે નથી. ૮ જે તેનાથી બની
શક્યું, તે તેણીએ કર્યું છે; દફનને સારૂ અગાઉથી
તેણીએ મારા શરીરને અત્તર ચોળ્યું છે. ૯ વળી હું
તમને ખચિત કહું છું કે, આખા જગતમાં, જ્યાં કંઇ
સુવાર્તા પ્રગટ કરાશે, ત્યાં આ સ્ત્રીએ જે કર્યું છે, તે
એની યાદગીરીમાં કહેવામાં આવશે.

૧૦ અને બારમાંનો એક, એટલે યહુદા ઇસકારીઓત,
મુખ્ય યાજકોની પાસે ગયો, એ સારૂ કે તે તેને
તેઓના હાથમાં સોંપે. ૧૧ અને તેઓ તે સાંભળીને
ખુશ થયા; ને તેને પૈસા આપવાનું વચન આપ્યું.
અને તેને પરસ્વાધીન કરવાનો લાગ તે શોધતો હતો.

૧૨ અને બેખમીરી રોટલીના પર્વને પહેલે દહાડે,
જ્યારે લોકો પાસ્ખા યજ્ઞ કરતા હતા, ત્યારે તેના
શિષ્યો તેને કહે છે કે, તું પાસ્ખા ખાય માટે અમે
ક્યાં જઇને તૈયારી કરીએ, એ વિષે તારી શી ઇચ્છા
છે? ૧૩ અને તે પોતાના શિષ્યોમાંના બેને મોકલે છે,
ને તેઓને કહે છે કે, શહેરમાં જાઓ, ને પાણીની
ગાગેર લઇ જતો એક માણસ તમને મળશે; તેની
પાછળ જાઓ; ૧૪ ને જ્યાં તે પેસે, ત્યાં ઘરધણીને
કહો, ઉપદેશક કહે છે કે, મારી ઉતરવાની ઓરડી
ક્યાં છે, કે જેમાં હું મારા શિષ્યો સાથે પાસ્ખા ખાઉં?
૧૫ ને તે પોતે તમને એક મોટી મેડી સણગારેલી ને
તૈયાર કરેલી દેખાડશે; ત્યાં આપણે સારૂ તૈયારી કરો.
૧૬ અને શિષ્યો નીકળીને શહેરમાં આવ્યા, ને જેવું
તેણે તેઓને કહ્યું હતું તેવું તેઓને મળ્યું; ને તેઓએ
પાસ્ખા તૈયાર કીધું.

૧૭ અને સાંજ પડી ત્યારે બારની સાથે તે આવે

છે, ૧૮ને તેઓ બેસીને ખાતા હતા, ત્યારે ઇસુએ
કહ્યું કે, હુ તમને ખચિત કહુ છુ કે, તમારામાનો એક,
જે મારી સાથે ખાય છે, તે મને પરસ્વાધીન કરશે
૧૯ તેઓ શોકાતુર થવા લાગ્યા, ને એક પછી એક
તેને, કહેવા લાગ્યા કે, શું તે હુ છું? ૨૦ને તેણે તેઓને
કહ્યું કે, બારમાંનો એક, જે મારી સાથે થાળીમા બોળે
છે તેજ તે છે ૨૧ કેમકે માણસના દીકરા સબંધી જેમ
લખ્યુ છે તેમ તે જાય છે ખરો, પણ જેનાથી માણ
સનો દીકરો પરસ્વાધીન કરાય છે, તે માણસને હાય
હાય, જો તે માણસ જન્મ્યો ન હોત, તો તે તેને
માટે સારૂ હોત.

૨૨ અને તેઓ ખાતા હતા, ત્યારે તેણે રોટલી લઇને
ને આશીર્વાદ માગીને તે ભાગી, ને તેઓને આપી,
ને કહ્યું કે, લો, આ મારૂ શરીર છે ૨૩ અને વાટકો
લઇને તથા સ્તુતિ કરીને તેણે તેઓને આપ્યો, ને
બધાએ તેમાનુ પીધું ૨૪ અને તેણે તેઓને કહ્યું કે,
કરારનુ આ મારૂ રક્ત છે, જે ઘણાને લીધે વહેવડાવ્યુ
છે ૨૫ હુ તમને ખચિત કહુ છું કે, જે દહાડે હુ દેવના
રાજ્યમા નવો પીશ, તે દહાડા સુધી હુ ફરી દ્રાક્ષનો
રસ પીનાર નથી

૨૬ અને ગીત ગાયા પછી તેઓ જૈતુનના પહાડ
પર ગયા

૨૭ અને ઇસુ તેઓને કહે છે કે, તમે સહુ ઠોકર
ખાશો, કેમકે એવુ લખ્યુ છે કે, હું પાળકને મારીશ,
ને ઘેટા વેરાઇ જશે ૨૮ પરંતુ મારા પાછા ઉઠયા પછી
હુ તમારી અગાઉ ગાલીલમા જઇશ. ૨૯ પણ પીતરે
તેને કહ્યું કે, અગર જો સઘળા ઠોકર ખાય તોપણ હુ
નહિ. ૩૦ અને ઇસુ તેને કહે છે કે, હુ તને ખચિત કહુ
છું કે, આજની રાત્રેજ મરઘો બે વાર બોલ્યા અગાઉ
તું ત્રણ વાર મારો નકાર કરીશ. ૩૧ પણ તેણે બહુ
જુસ્સાથી કહ્યું કે, મારે તારી સાથે મરવુ પડે તોપણ હુ
તારો નકાર નહિ કરીશ. અને સહુએ પણ એમજ કહ્યું

૩૨ અને તેઓ ગેથસેમાને નામે એક જગ્યાએ
આવે છે, ને તે પોતાના શિષ્યોને કહે છે કે, હુ પ્રાથના
કરૂ, ત્યા સુધી અહીં બેસો ૩૩ અને તે પોતાની સાથે
પીતરને તથા યાકુબને તથા યોહાનને લઇ જાય છે, ને
તે બહુ અકળાવા તથા ઉદાસ થવા લાગ્યો ૩૪ અને
તે તેઓને કહે છે, મારો જીવ મરવા જેવો અતિ
શોકાતુર છે, અહીં રહીને જાગતા રહો ૩૫ અને થોડુ
આગળ જઇને તે ભોય પર પડ્યો, ને પ્રાથના કરી
કે, જો બની શકે તો આ ઘડી મારાથી દૂર થાઓ
૩૬ અને તેણે કહ્યું કે, આબા, બાપ, તારાથી બધુ થઇ
શકે છે, આ વાટકો મારાથી દૂર કરજે, તોપણ મારી
ઇચ્છા પ્રમાણે નહિ, પણ તારી ઇચ્છા પ્રમાણે થાઓ
૩૭ અને તે આવે છે, ને તેઓને ઉંઘતા જુએ છે, ને
પીતરને કહે છે, સીમોન, શું તું ઉંઘે છે? શુ એક ઘડી
સુધી તું જાગતો રહી શકતો નથી? ૩૮ જાગતા રહો
તથા પ્રાર્થના કરો, કે તમે પરીક્ષણમા ન આવો,
આત્મા તત્પર છે ખરો, પણ દેહ અબળ છે ૩૯ અને
ફરી તેણે જઇને એજ શબ્દો બોલીને પ્રાર્થના કરી
૪૦ અને પાછા આવીને તેણે તેઓને ઉંઘતા જોયા,
કેમકે તેઓની આખો [ઉંઘથી] ઘણી ભારે હતી, ને
તેને શો જવાબ દેવો એ તેઓ જાણતા ન હતા
૪૧ અને તે ત્રીજી વાર આવીને તેઓને કહે છે કે હવે
ઉંઘ્યા કરો તથા આરામ લો, બસ છે, તે ઘડી આવી
છે, જુઓ, માણસનો દીકરો પાપીઓના હાથમા
સ્વાધીન કરાય છે ૪૨ ઉઠો, આપણે જઇએ, જુઓ,
મને જે પરસ્વાધીન કરે છે તે પાસે છે

૪૩ અને તરત, તે હજી બોલતો હતો એટલામા
બારમાનો એક, એટલે યહુદા, ને તેની સાથે મુખ્ય
યાજકોની તથા શાસ્ત્રીઓની તથા વડીલોની પાસેથી
ઘણા લોક તરવારો તથા સોટા લઇને પાસે આવે છે
૪૪ હવે તેને પરસ્વાધીન કરનારે તેઓને એવી નિશાણી
આપી હતી કે, જેને હુ ચુમીશ તે તેજ છે, તેને પક
ડજો, ને ચોકસાઇથી લઇ જજો ૪૫ અને તે આવ્યો
કે તરત તેની પાસે જઇને કહે છે કે, રાબી, ને તેને
ચુમ્યો ૪૬ અને તેઓએ તેના પર હાથ નાખ્યા, ને
તેને પકડી લીધો ૪૭ પણ પાસે ઉભા રહેનારાઓ
માના એકે તરવાર તાણીને મુખ્ય યાજકના દાસને
મારી, ને તેનો કાન કાપી નાખ્યો ૪૮ અને ઇસુએ
ઉત્તર આપીને તેઓને કહ્યું કે, જેમ લુટારાની સામે
આવતા હો તેમ તરવારો તથા સોટા લઇને મને પક
ડવાને આવ્યા છો શુ? ૪૯ હુ દરરોજ તમારી પાસે
મદિરમા બોધ કરતો હતો, ને તમે મને પકડયો નહિ,
પણ લેખો પુરા થાય, માટે [એમ થાય છે] ૫૦ અને
સઘળા તેને મુકીને નાસી ગયા.

૫૧ અને એક જુવાન જેણે પોતાના ઉઘાડા અંગ
પર શણનુ લુગડુ ઓઢેલુ હતું તે તેની પાછળ આવતો
હતો, અને તેઓએ તેને પકડયા, ૫૨ પણ તે લુગડુ
મુકીને તેઓ પાસેથી ઉઘાડે દીલે નાસી ગયો

૫૩ અને તેઓ ઇસુને પ્રમુખ યાજકની પાસે લઇ
ગયા, ને સર્વ મુખ્ય યાજકો તથા વડીલો તથા

શાસ્ત્રીઓ તેની સાથે ભેગા થાય છે. ૫૪ અને પીતર
ઘણે દૂર રહીને તેની પાછળ ચાલતો ઠેઠ પ્રમુખ યાજ-
કના ચોકની અંદર આવ્યો હતો; ને ભાલદારોની
સાથે બેસીને [અંગારાની] રોશનીમાં તાપતો હતો.
૫૫ હવે મુખ્ય યાજકોએ તથા આખી ન્યાયસભાએ
ઇસુને મારી નંખાવવા સારૂ તેની વિરૂદ્ધ સાક્ષી શોધી,
પણ તે તેઓને જડી નહિ. ૫૬ કેમકે ઘણાઓએ તેની
વિરૂદ્ધ જુઠી સાક્ષી પુરી; પણ તેઓની સાક્ષી મળતી
નહોતી. ૫૭ અને કેટલાએક ઉભા રહીને તેની વિરૂદ્ધ
જુઠી સાક્ષી પુરતા કહ્યું કે, ૫૮ અમે તેને એમ કહેતાં
સાંભળ્યો કે, હાથે બનાવેલા આ મંદિરને હું પાડી
નાખીશ, ને ત્રણ દહાડામાં વગર હાથે બનાવેલું એવું
બીજું બાંધીશ. ૫૯ અને એમા પણ તેઓની સાક્ષી
મળતી નહોતી. ૬૦ અને પ્રમુખ યાજકે વચમા ઉભા
થઇને ઇસુને પુછ્યુ કે, શું તું કંઇ ઉત્તર આપતો નથી?
તેઓ તારી વિરૂદ્ધ આ શી સાક્ષી પુરે છે? ૬૧ પણ
તે છાનો રહ્યો, ને કંઇ ઉત્તર ન દીધો. ફરી પ્રમુખ
યાજક તેને પુછતાં કહે છે કે, શું તું સ્તુતિમાનનો
દીકરો ખ્રીસ્ત છે? ૬૨ ને ઇસુએ કહ્યું કે, હું છું; ને
માણસના દીકરાને પરાક્રમની જમણી તરફ બેઠેલો
તથા આકાશનાં વાદળા સહિત આવતો તમે દેખશો.
અને પ્રમુખ યાજક પોતાનાં લુગડા ફાડીને કહે છે કે,
હવે આપણને બીજી સાક્ષીની શી અગત્ય છે? ૬૪ તમે
આ દુર્ભાષણ સાંભળ્યું છે, તમને શું લાગે છે? ને
સહુએ તેને મરણદંડને યોગ્ય ઠરાવ્યો. ૬૫ અને કેટલાક
તે પર થુંકવા તથા તેનું મ્હો ઢાંકવા લાગ્યા, તથા તેને
મુક્કીઓ મારીને તેને કહેવા લાગ્યા કે, [તું ભવિષ્ય-
વાદી છે તો] કહી બતાવ; અને ભાલદારોએ તેને
તમાચા મારીને તેને કબજામાં લીધો.
૬૬ અને પીતર નીચે ચોકમાં હતો, ત્યારે પ્રમુખ
યાજકની એક દાસી આવે છે, ૬૭ ને પીતરને તાપતો
જોઇને તેને નિહાળીને કહે છે કે, તું પણ ઇસુ નાઝા-
રીની સાથે હતો. ૬૮ પણ તેણે ઇનકાર કરીને કહ્યુ
કે, તું શું કહે છે, તે હું જાણતો નથી તેમ સમજતો
પણ નથી. અને તે બહાર પરશાળમાં ગયો, ને મરઘો
બોલ્યો. ૬૯ અને તે દાસી તેને જોઇને પાસે ઉભા
રહેનારાઓને ફરીથી કહેવા લાગી કે, એ તેઓમાનો
છે. ૭૦ પણ તેણે ફરી ઇનકાર કીધો. અને ગોડી વાર
પછી ઉભા રહેનારાઓએ પીતરને ફરી કહ્યુ કે, ખરે-
ખર એઓમાનો તું છે; કેમકે તું ગાલીલનો છે. ૭૧ પણ
તે શાપ દેવા તથા સમ ખાવા લાગ્યો કે, જે માણસ
વિષે તમે કહો છો, તેને હું ઓળખતો નથી. ૭૨ અને
તરત મરઘો બીજી વાર બોલ્યો. અને ઇસુએ પીતરને
જે વાત કહી હતી કે, મરઘો બે વાર બોલ્યા અગાઉ
ત્રણ વાર તું મારો નકાર કરીશ, તે તેને યાદ આવી;
ને તે પર મન લગાડીને તે રડયો.

૧૫ અને સવાર થઇ કે તરત મુખ્ય યાજકોએ,
વડીલો તથા શાસ્ત્રીઓ તથા આખી ન્યાય-
સભા સાથે મળીને મનસુબો કીધો, ને ઇસુને બાંધીને
લઇ ગયા, ને પીલાતને સોંપી દીધો. ૨ અને પીલાતે
તેને પુછ્યું કે, શું તું યહુદીઓનો રાજા છે? ને તેણે
ઉત્તર આપતાં તેને કહ્યુ કે, તું કહે છે તેજ. ૩ અને
મુખ્ય યાજકોએ તે પર ઘણાં તોહોમત મુક્યાં. ૪ અને
પીલાતે ફરી તેને પુછતાં કહ્યુ કે, શું તું કાંઇજ ઉત્તર
દેતો નથી? જો, તેઓ તારા પર કેટલાં બધાં તોહોમત
મુકે છે! ૫ પણ ઇસુએ બીજો કંઇ ઉત્તર દીધો નહિ,
જેથી પીલાતને આશ્ચર્ય લાગ્યું.
૬ અને આ પર્વમાં જે એક બંદીવાનને તેઓ માગે
તેને તે છોડી દેતો. ૭ અને કેટલાએક દંગો કરનારા-
ઓએ દંગામાં ખૂન કર્યું હતું તેઓની સાથે કેદમાં
પડેલો એવો એક બારાબાસ નામનો માણસ હતો.
૮ અને લોક ઉપર ચઢીને તેને વિનંતી કરવા લાગ્યા
કે, જેમ તું અમારે સારૂ હમેશ કરતો, તે પ્રમાણે કર.
૯ અને પીલાતે તેઓને ઉત્તર આપતાં કહ્યુ કે, શું
તમારી મરજી એવી છે કે, હું તમારે સારૂ યહુદીઓના
રાજાને છોડું? ૧૦ કેમકે તે જાણતો હતો કે મુખ્ય
યાજકોએ અદેખાઇને લીધે તેને સોંપી દીધો હતો.
૧૧ પણ મુખ્ય યાજકોએ લોકને ઉશ્કેર્યા, એ સારૂ કે
તેના કરતાં તે તેઓને વાસ્તે બારાબાસને છોડે.
૧૨ પણ પીલાતે ફરી તેઓને ઉત્તર આપતાં કહ્યું કે,
જેને તમે યહુદીઓનો રાજા કહો છો, તેને હું શું કરૂ?
૧૩ ને તેઓએ ફરી બૂમ પાડી કે, તેને વધસ્તંભે
જડાવ. ૧૪ અને પીલાતે તેઓને કહ્યુ કે, શા માટે?
તેણે શું ભુડું કર્યુ છે? પણ તેઓએ વિશેષ બૂમ પાડી
કે, તેને વધસ્તંભે જડાવ. ૧૫ અને પીલાતે લોકને રાજી
કરવા ચહાતાં તેઓને સારૂ બારાબાસને છોડ્યો; ને
ઇસુને કોરડા મરાવીને વધસ્તંભે જડવા સારૂ સોંપ્યો.
૧૬ અને સિપાઇઓ તેને પ્રેતોરિયમ નામે કચેરીમાં
લઇ ગયા; ને તેઓએ આખી ટુકડી એકઠી કીધી.
૧૭ અને તેઓએ તેને જાંબુઓ જભ્ભો પહેરાવ્યો, ને
કાંટાનો મુગટ ગુંથીને તેને માથે મુક્યો; ૧૮ ને, હે
યહુદીઓના રાજા, સલામ! એમ કહીને તેને નમસ્કાર

કરવા લાગ્યા. ૧૯ અને તેઓએ તેના માથામાં સોટી
મારી, ને તેના પર થુંક્યા, ને ઘુંટણ ટેકીને તેની
આગળ નમ્યા. ૨૦ અને તેના ઠઠ્ઠા કરી રહ્યા પછી
તેઓએ તેના પરથી જાંબુઓ જબ્ભો ઉતાર્યો, ને તેનાં
પોતાનાં લુગડાં તેને પહેરાવ્યાં; ને વધસ્તંભે જડવા
સારૂ તેને લઇ ગયા.
૨૧ અને સીમોન કરીને એક કુરેની માણસ જે
આલેકસાંદરનો તથા રૂફસનો બાપ હતો, તે સીમ-
માંથી આવતાં ત્યાં થઇને જતો હતો, તેની પાસે
તેઓએ બલાત્કારે તેનો વધસ્તંભ ઉંચકાવ્યો. ૨૨ અને
ગલગથા નામની જગ્યા, જેનો અર્થ ખોપરીની જગ્યા
છે, ત્યાં તેઓ તેને લાવે છે. ૨૩ અને તેઓએ બોળ
ભેળેલો દ્રાક્ષરસ તેને પીવાને આપવા માંડયો; પણ
તેણે લીધો નહિ. ૨૪ અને તેઓએ તેને વધસ્તંભે
જડયો, ને પ્રત્યેક કયો ભાગ લેવો, તે જાણવા માટે
ચિઠ્ઠીઓ નાખીને તેઓએ તેનાં વસ્ત્ર માહોમાંહે વહેંચી
લીધાં. ૨૫ અને ત્રીજો કલાક હતો, ત્યારે તેઓએ
તેને વધસ્તંભે જડ્યો. ૨૬ અને તેના ઉપર તેનું એવું
તોહોમતનામું લખ્યું હતું કે યહુદીઓનો રાજા.
૨૭ અને તેની સાથે બે લુટારાને વધસ્તંભે જડ્યા, એક
તેની જમણી તરફ, ને એક તેની ડાબી તરફ. [[ ૨૮ અને
જે લેખ કહે છે કે તે અપરાધીઓમાં ગણાયો, તે
પુરો થયો ]]. ૨૯ અને પાસે થઇને જનારાઓએ
તેની નિંદા કરી તથા માથા હલાવીને કહ્યું કે, વાહરે,
મંદિરને પાડી નાખનાર તથા ત્રણ દહાડામાં બાંધનાર,
૩૦ તું પોતાને બચાવ, ને વધસ્તંભપરથી ઉતર. ૩૧ અને
એજ પ્રમાણે મુખ્ય યાજકોએ માહોમાહે શાસ્ત્રીઓ
સુદ્ધાં ઠઠ્ઠા કરીને કહ્યું કે, તેણે બીજાઓને બચાવ્યા,
પણ પોતાને બચાવી શકતો નથી. ૩૨ ઇસ્રાએલનો
રાજા, ખ્રીસ્ત, હમણાં વધસ્તંભ પરથી ઉતરી આવે,
કે અમે જોઇને વિશ્વાસ કરીએ. અને જેઓ તેની સાથે
વધસ્તંભે જડાએલા હતા તેઓએ તેની નિંદા કીધી.
૩૩ અને છઠ્ઠો કલાક થયો, ત્યારે આખા દેશમાં
નવમા કલાક સુધી અંધકાર પડ્યો. ૩૪ અને નવમા
કલાકે ઇસુએ મોટે ઘાટે બૂમ પાડી કે, એલોઇ, એલોઇ,
લામા સાબાખ્થાની, એટલે, મારા દેવ, મારા દેવ, તેં
મને કેમ મુકી દીધો છે? ૩૫ ને જેઓ પાસે ઉભા
રહેલા હતા તેઓમાંના કેટલાએકે તે સાંભળીને કહ્યું
કે, જુઓ, તે એલીયાહને બોલાવે છે. ૩૬ અને એક
માણસે દોડીને સિરકાથી વાદળી ભરી, ને લાકડીની
ટોચે બાંધીને તેને ચુસવા આપીને કહ્યું કે, રહેવા દો,
આપણે જોઇએ કે, એલીયાહ તેને ઉતારવાને આવે
છે કે નહિ. ૩૭ અને ઇસુએ મોટી બૂમ પાડીને પ્રાણ
છોડ્યો. ૩૮ અને મંદિરનો પડદો ઉપરથી તે નીચે
સુધી ફાટીને તેના બે ભાગ થયા. ૩૯ અને જે સુબેદાર
તેની સામે ઉભો હતો, તેણે જ્યારે જોયું કે એણે
આવી રીતે [[ ઘાંટો પાડીને ]] પ્રાણ છોડ્યો, ત્યારે કહ્યું
કે, ખરેખર આ માણસ દેવનો દીકરો હતો. ૪૦ અને
બાયડીઓ પણ વેગળેથી જોતી હતી; જેઓમાં
મરિયમ માગદાલેણ, અને નાના યાકુબ તથા યોસીની
મા મરિયમ અને સાલોમે હતી; ૪૧ એઓ, જ્યારે
તે ગાલીલમાં હતો ત્યારે, તેની પાછળ ચાલીને તેની
સેવા કરતી હતી; ને તેની સાથે યરૂશાલેમમાં આવેલી
બીજી પણ ઘણી સ્ત્રીઓ [ ત્યાં હતી ].
૪૨ અને સાંજ પડી ત્યારે સિદ્ધિકરણનો દિવસ,
એટલે વિશ્રામવારની આગળનો દિવસ હતો, માટે,
૪૩ એક માનવંતો ન્યાયસભાસદ, એટલે આરમથાઇનો
યુસફ આવ્યો, જે પોતે પણ દેવના રાજ્યની વાટ
જોતો હતો; તેણે હિમ્મત ધરીને પીલાતની પાસે
જઇને ઇસુની લાસ માગી. ૪૪ અને પીલાત અચરતી
પામ્યો કે, શું તે એટલામાં મરી ગયો હોય! ને
સુબેદારને પોતાની પાસે બોલાવીને તેને પુછ્યુ કે, શું
તેને મરી ગયાને કંઇ વાર થઇ છે? ૪૫ ને સુબેદાર
પાસેથી તે વિષે ખબર મળી ત્યારે તેણે યુસફને તે
લાસ અપાવી. ૪૬ અને તેણે સણનું લુગડું વેચાતું
લીધું, ને તેને ઉતારીને તેને તે સણના લુગડામાં
વિંટાળ્યો, ને ખડકમાં ખોદેલી એક કબરમાં તેને
મુક્યો; ને તે કબરના મ્હોં આગળ પત્થર ગબડાવી
મેલ્યો. ૪૭ અને તેને ક્યાં મુક્યો એ મરિયમ માગદા-
લેણે તથા યોસીની મા મરિયમે જોયું.

૧૬ અને વિશ્રામવાર વિતી ગયા પછી મરિયમ
માગદાલેણ તથા યાકુબની મા મરિયમ તથા
સાલોમે, એઓએ સુગંધી વસ્તુઓ વેચાતી લીધી,
એ માટે કે તેઓ આવીને તેને ચોળે. ૨ અને અઠવા-
ડિયાને પહેલે દહાડે મોટે પરોઢીએ, સુરજ ઉગતે,
તેઓ કબરે આવે છે. ૩ અને તેઓ માહોમાહે કહેતી
હતી કે, આપણે વાસ્તે કબરના મ્હોં આગળથી પત્થર
કોણ ગબડાવશે? ૪ અને તેઓ નજર ઉંચી કરીને
જુએ છે કે, પત્થર ગબડી ગયો છે; કેમકે તે બહુ મોટો
હતો. ૫ અને તેઓએ કબરમાં પેસીને સફેદ જબ્ભો
પહેરેલા, જમણી તરફ બેઠેલા, એક જુવાન માણસને
જોયો; ને તેઓ અચરત થઇ. ૬ પણ તે તેઓને કહે

છે કે, અચરત ન થાઓ; વધસ્તંભે જડાયલા ઇસુ
નાઝારીને તમે શોધો છો; તે ઉઠયો છે; તે અહીં
નથી; જુઓ, જે જગ્યાએ તેને મુકયો હતો તે આ
છે. ૭ પણ તમે જાઓ, તેના શિષ્યોને તથા પીતરને
કહો કે, તે તમારી આગળ ગાલીલમા જાય છે, જેમ
તેણે તમને કહ્યુ તેમ તમે ત્યા તેને જોશો. ૮ અને
તેઓ બહાર નીકળીને કબરની પાસેથી દોડી ગઇ;
કેમકે તેઓને ધ્રુજારી તથા અચબો લાગ્યા હતાં, ને
તેઓએ કોઇને કંઇ કહ્યું નહિ, કેમકે તેઓ બીધી હતી.
૯ હવે અઠવાડિયાના પહેલા દહાડાને પ્રભાતે તે
પાછો ઉઠીને મરિયમ માગદાલેણ, જેનામાથી તેણે
સાત ભૂત કાઢ્યા હતા, તેને તે પહેલાં દેખાયો.
૧૦ જેઓ તેની સાથે રહેલા હતા, તેઓ શોક તથા
રૂદન કરતા હતા, ત્યારે તેણીએ તેઓની પાસે જઇને
ખબર આપી ૧૧ અને તે જીવતો છે, ને તેણીના
જોવામા આવ્યો છે, એ સાભળીને તેઓએ માન્યુ નહિ.

૧૨ અને એ પછી તેઓમાંના બે જણ ચાલતા
ગામડે જતા હતા, એટલામા તે બીજા રૂપમા તેઓને
દેખાયો. ૧૩ અને તેઓએ જઇને બાકી રહેલાઓને
કહ્યું, ને તેઓએ પણ તેઓનુ માન્યુ નહિ.

૧૪ અને ત્યાર પછી અગિયાર જમવા બેઠા હતા,
ત્યારે તે તેઓને દેખાયો; ને તેણે તેઓના અવિશ્વાસ
તથા હૃદયની કઠણતાને લીધે તેઓને ઠપકો દીધો;
કેમકે તે પાછો ઉઠયા પછી જેઓએ તેને જોયો હતો,
તેઓનુ તેઓએ માન્યુ ન હતું ૧૫ અને તેણે તેઓને
કહ્યું કે, આખા જગતમા જઇને આખી સૃષ્ટિને સુવાર્ત્તા
પ્રગટ કરો ૧૬ જે વિશ્વાસ કરે છે તથા બાપ્તિસ્મા લે
છે, તે તારણ પામશે; પણ જે વિશ્વાસ નહિ કરે, તે
અપરાધી ઠરશે. ૧૭ અને વિશ્વાસ રાખનારાઓની
સઘાતે આ ચમત્કારો થશે, મારે નામે તેઓ ભૂતો
કાઢશે, નવી બોલીઓ બોલશે, ૧૮ સર્પોને ઉઠાવી
લેશે, ને જો તેઓ કંઇ ઘાતક વસ્તુ પીએ, તો તેઓને
કંઇ ઇજા થશે નહિ; તેઓ માદાઓ પર હાથ મુકશે,
ને તેઓ સાજા થશે.

૧૯ ત્યારે પ્રભુ ઇસુ તેઓની સાથે બોલી રહ્યા પછી
આકાશમા લેવાયો, ને દેવને જમણે હાથે બેઠો.
૨૦ અને તેઓએ ત્યાથી જઇને બધે ઠેકાણે સુવાર્ત્તા
પ્રગટ કીધી; અને પ્રભુ તેઓના કામમા તેઓને
સહાય આપતો, ને સઘાતે થએલા ચમત્કારોથી
સુવાર્ત્તા [ની સત્યતા] સાબિત કરતો હતો. આમેન.

# લુકની લખેલી સુવાર્ત્તા.

૧ આરંભથી જે નજરે જોનારા તથા વચનના
સેવકો હતા, તેમના આપણને કહી દીધેલા
પ્રમાણે, ૨ આપણામા પુરી થએલી વાતોનુ વર્ણન
કરવાને ઘણાએ હાથમા લીધું છે; ૩ એ માટે, ઓ
નેકનામદાર થેઓફિલ, મેં પણ શરૂઆતથી સઘળી
વાતોની શોધ ચોકસાઇથી કરીને, તને વિગતવાર
લખવાને ઠરાવ્યુ, ૪ કે જે વાતો તને શિખવવામા
આવી છે, તેઓની નિશ્ચયતા તું જાણે
૫ યહુદાહના રાજા હેરોદના દિવસોમાં ઝખાર્યાહ
નામે અબિયાહના વર્ગમાનો એક યાજક હતો; ને
તેની વહુ હારૂનની દીકરીઓમાંની હતી, ને તેનુ નામ
એલીસાબેત હતું ૬ અને તે બેહુ દેવની આગળ ન્યાયી
હતા, ને પ્રભુની સઘળી આજ્ઞા તથા વિધિઓ પ્રમાણે
નિર્દોષ રીતે ચાલતા હતા. ૭ અને તેઓને સતાન
નહોતું, કારણ કે એલીસાબેત વાંઝણી હતી, ને તેઓ
બેહુ ઘણા ઘરડા હતા
૮ અને એમ થયુ કે તે પોતાના વર્ગના વારા પ્રમાણે
યાજકનું કામ દેવની આગળ કરતો હતો, ૯ એટલામા
યાજકપદના રિવાજ પ્રમાણે પ્રભુના મદિરમાં જઇને
ધૂપ ચઢાવવાનો તેનો વારો આવ્યો. ૧૦ અને લોકની
આખી સભા ધૂપ કરતી વેળા બહાર પ્રાર્થના કરતી
હતી ૧૧ તેટલામા ધૂપવેદીની જમણી બાજુએ પ્રભુનો
એક દૂત ઉભેલો તેને દેખાયો ૧૨ અને તેને જોઇને
ઝખાર્યાહ ગભરાયો, ને તેને બીક લાગી ૧૩ પણ દૂતે
તેને કહ્યુ કે, ઝખાર્યાહ, બી મા; કેમકે તારી વિનંતી
સાભળવામાં આવી છે, ને તારી વહુ એલીસાબેત
દીકરો જણશે, ને તેનું નામ તું યોહાન પાડશે.
૧૪ અને તને હર્ષ તથા આનંદ થશે, ને ઘણા તેના
જન્મને લીધે હરખાશે; ૧૫ કેમકે તે પ્રભુ આગળ
મોટો થશે, ને દ્રાક્ષારસ કે દારૂ તે પીશે નહિ; અને તે

પોતાની માના પેટથી પવિત્ર આત્માએ ભરપુર થશે
૧૬ અને તે ઇસ્રાએલના વંશમાના ઘણાને તેઓના
દેવ પ્રભુ તરફ ફેરવશે ૧૭ અને તે એલીયાહના
આત્માએ તથા પરાક્રમે તેની આગળ ચાલશે, એ
માટે કે તે બાપોના મન છોકરા તરફ તથા ન માનના
રાઓને ન્યાયીઓના જ્ઞાનમા [ચાલવાને] ફેરવે, તથા
પ્રભુને સારૂ સિદ્ધ થએલી કોમ તૈયાર કરે ૧૮ અને
ઝખાર્યાહે દૂતને કહ્યું કે, એ મને શાથી જણાય? કેમકે
હુ ઘરડો છુ, ને મારી વહુ ઘણા વરસની થઇ છે
૧૯ અને દૂતે તેને ઉત્તર આપતા કહ્યુ કે, દેવની આગળ
ઉભો રહેનાર ગાબ્રીએલ હુ છુ, ને તારી સાથે બોલવા
તથા તને આ સુવાર્त्ता કહેવા સારૂ હુ મોકલાયા છુ,
૨૦ ને જો, એ વાત બનશે તે દિવસ લગી તું મુગો
રહેશે ને બોલી શકશે નહિ, કેમકે મારી વાતો જે
પોતાને સમયે પુરી થશે તેઓનો વિશ્વાસ તેં કીધો
નહિ. ૨૧ અને લોક ઝખાર્યાહની વાટ જોતા હતા, ને
તેને મંદિરમા વાર લાગી, માટે અચંબો પામ્યા
૨૨ અને તે બહાર આવ્યા ત્યારે તેઓની જોડે તે બોલી
શકયો નહિ, ને મંદિરમા તેને કંઇ દર્શન થયુ હશે એવુ
તેઓ સમજ્યા, ને તે તેઓને ઇસારો કરતો હતો, ને
મુગો રહ્યા ૨૩ અને તેના સેવા કરવાના દિવસો પુરા
થયા ત્યારે એમ થયુ કે તે પોતાને ઘેર ગયા

૨૪ અને તે દહાડા પછી તેની વહુ એલીસાબેતને
ગર્ભ રહ્યો, ને પાચ મહિના સુધી તે સતાઇ રહી, ને
કહ્યુ કે, ૨૫ માણસોમાથી મારૂ મેણુ ટાળવા સારૂ
મારા પર પોતાની દૃષ્ટિ કરવાના દિવસોમા પ્રભુએ
મને આવુ કીધુ છે

૨૬ અને છઠ્ઠે મહિને ગાબ્રીએલ દૂત નાઝારેથ નામે
ગાલીલના શહેરમા એક કુમારિકાની પાસે દેવ તરફથી
મોકલાયો હતો ૨૭ દાઉદના વંશના, યુસફ નામે,
એક પુરૂષ જોડે તેની સગાઇ થઇ હતી, ને તે કુમારિ
કાનુ નામ મરિયમ હતું ૨૮ અને દૂતે તેની પાસે
આવીને કહ્યુ કે, હે કૃપા પામેલી, સુખી રહે, પ્રભુ
તારી સાથે છે ૨૯ પણ એ વચન સાભળીને તે ઘણી
ગભરાઇ, ને વિચાર કરવા લાગી કે, આ કઇ જાતની
સલામ હશે? ૩૦ અને દૂતે તેને કહ્યું કે, ઓ મરિયમ,
બી મા, કેમકે દેવથી તું કૃપા પામી છે ૩૧ અને જો,
તને ગર્ભ રહેશે ને તું દીકરો જણશે, ને તું તેનુ નામ
ઇસુ પાડશે. ૩૨ તે મોટો થશે, ને પરાત્પરનો દીકરો
કહેવાશે, ને દેવ પ્રભુ તેને તેના પિતા દાઉદનુ રાજ્યા-
સન આપશે. ૩૩ અને તે યાકુબના ઘર પર સર્વકાળ
રાજ્ય કરશે ને તેના રાજ્યનો અંત આવશે નહિ
૩૪ અને મરિયમે દૂતને કહ્યું કે, એ કેમ કરીને થશે?
કેમકે મેં કોઇ પુરૂષને જાણ્યો નથી ૩૫ અને દૂતે તેને
ઉત્તર આપતા કહ્યું કે, પવિત્ર આત્મા તારા પર
આવશે, ને પરાત્પરનુ પરાક્રમ તારા પર આચ્છાદન
કરશે, માટે જે [તારાથી] જન્મશે તે પવિત્ર દેવનો
દીકરો કહેવાશે ૩૬ અને જો, તારી સગી એલીસાબેતે
પણ તેના ઘડપણમા દીકરાનો ગર્ભ ધર્યો છે, અને
જે વાઝણી કહેવાતી હતી, તેને આ છઠ્ઠો મહિનો
જાય છે ૩૭ કેમકે દેવ પાસેથી [આવેલુ] કોઇ પણ
વચન પરાક્રમ વગરનુ નહિ થશે ૩૮ અને મરિયમે
કહ્યું કે, જો, હુ પ્રભુની દાસી, તારા કહ્યા પ્રમાણે મને
થાઓ. ત્યારે દૂત તેની પાસેથી ગયો

૩૯ અને તે દિવસોમા મરિયમ ઉઠીને પહાડી દેશમા
યહુદાહના એક શહેરમા ઉતાવળથી ગઇ ૪૦ અને
ઝખાર્યાહને ઘેર જઇને એલીસાબેતને સલામ કરી
૪૧ અને એમ થયુ કે એલીસાબેતે મરિયમની સલામ
સાભળી, ત્યારે બાળક તેના પેટમા કુદ્યુ, ને એલીસા
બેત પવિત્ર આત્માથી ભરપુર થઇ, ૪૨ ને મોટો
ઘાંટો પાડીને કહ્યું કે, બાયડીઓમા તને ધન્ય છે, ને
તારા પેટના ફળને ધન્ય છે ૪૩ અને એ [કૃપા] મને
ક્યાથી, કે મારા પ્રભુની મા મારી પાસે આવે?
૪૪ કેમકે, જો, તારી સલામનો અવાજ મારે કાને
પડતા બાળક મારા પેટમા હરખે કુદ્યુ ૪૫ અને જેણે
વિશ્વાસ કીધો તેણીને ધન્ય છે કેમકે તેને પ્રભુ તરફથી
જે વાતો કહેવામા આવી છે તેઓ પુરી થશે. ૪૬ અને
મરિયમે કહ્યું કે,

મારો જીવ પ્રભુને મોટો માને છે,
૪૭ અને દેવ મારા તારનારમા મારો આત્મા હરખાયો
છે,
૪૮ કારણ કે તેણે પોતાની દાસીની દીનાવસ્થા પર
દૃષ્ટિ કીધી છે,
કેમકે, જો, હવેથી સઘળી પેઢીઓ મને ધન્ય કહેશે.
૪૯ કેમકે પરાક્રમીએ મારે સારૂ મોટા કામ કીધા છે,
ને તેનુ નામ પવિત્ર છે
૫૦ અને જેઓ તેનુ ભય રાખે છે, તેઓ પર પેઢી દર
પેઢી તેની દયા રહે છે
૫૧ તેણે પોતાને ભુજે બળ દેખાડ્યુ છે,
ને ગર્વિષ્ઠોને તેઓના હૃદયની કલ્પનામા વેરી
નાખ્યા છે
૫૨ તેણે સરદારોને રાજ્યાસન પરથી ઉતારી નાખ્યા છે,

ને દીન જનોને તેણે ઉંચા કીધા છે.
૫૩ તેણે ભુખ્યાંઓને સારાં વાનાથી તૃપ્ત કીધાં છે,
ને શ્રીમંતોને ખાલી હાથે પાછા કાઢયા છે.
૫૪ આપણા બાપદાદાઓને, તેના કહ્યા પ્રમાણે,
ઇબ્રાહીમ પર તથા તેના વંશ પર
૫૫ સદા દયા કરવાનું સભારીને,
તેણે પોતાના સેવક ઇસ્રાએલને સહાય કીધી.
૫૬ અને મરિયમ આસરે ત્રણ મહિના સુધી તેની
સાથે રહી, ને પછી પોતાને ઘેર પાછી ગઇ.
૫૭ હવે એલીસાબેતના જણવાના દહાડા પુરા થયા,
એટલે તેણી દીકરો જણી. ૫૮ અને તેના પડોસીઓએ
તથા સગાઓએ સાંભળ્યું કે પ્રભુએ તેના પર મોટી
દયા કીધી છે, ને તેઓ તેણીની સાથે હર્ષ પામ્યા.
૫૯ અને એમ થયું કે આઠમે દિવસે તેઓ છોકરાની
સુંનત કરવા આવ્યા, ને તેઓ તેના બાપના નામ
ઉપરથી તેનું નામ ઝખાર્યાહ પાડત; ૬૦ અને તેની
માએ ઉત્તર આપતાં કહ્યું કે, એમ નહિ, પણ તેનું
નામ યોહાન પાડવું. ૬૧ અને તેઓએ તેને કહ્યું કે,

૭૨ એ સારૂ કે તે આપણા બાપદાદાઓ પ્રત્યે દયા
દેખાડે,
તથા પોતાનો પવિત્ર કરાર સંભારે,
૭૩ એટલે તેણે આપણા બાપ ઇબ્રાહિમની સાથે જે
સમ ખાધા તે;
૭૪ એ માટે કે તે આપણે સારૂ એવું કરે કે, આપણે
પોતાના શત્રુઓના હાથમાંથી છુટકો પામીને,
નિર્ભયતાથી આપણા આખા આયુષ્યભર તેની
આગળ
૭૫ શુદ્ધતાથી તથા ન્યાયીપણાથી તેની સેવા કરીએ.
૭૬ અને, ઓ છોકરા, તું પરાત્પરનો ભવિષ્યવાદી
કહેવાશે;
કેમકે તું પ્રભુની આગળ ચાલશે, એ માટે કે તું
પ્રભુના માર્ગો તૈયાર કરે,
૭૭ તથા તેના લોકનાં પાપની માફી મળવાથી જે તારણ
તેનું જ્ઞાન તું તેઓને આપે.
૭૮ [અને આ માફી] આપણા દેવની ઘણી દયાને
લીધે થાય છે;

૮અને તે દેશમા ઘેટાપાળકો રાતે ખેતરમા રહીને
પોતાના ટોળાને સાચવતા હતા ૯અને પ્રભુનો એક
દૂત તેઓની પાસે ઉભો રહ્યા, ને પ્રભુનુ ગૌરવ
તેઓની આસપાસ પ્રકાશ્યુ, ને તેઓ ઘણા ભયભીત
થયા ૧૦અને દૂતે તેઓને કહ્યુ કે, બીહો મા, કેમકે,
જુઓ, હુ મોટા આનંદની સુવાર્તા તમને કહુ છુ, અને
તે સર્વ લોકને સારૂ થશે, ૧૧કેમકે આજ દાઉદના
શહેરમા તમારે સારૂ એક તારનાર, એટલે ખ્રીસ્ત પ્રભુ
જન્મ્યો છે ૧૨અને તમારે સારૂ એ નિશાણી છે કે,
તમે એક બાળકને લુગડે લપેટેલો ગભાણમા સુતેલો
જોશો ૧૩અને એકાએક દૂતની સાથે આકાશી સેનાનો
સમુદાય પ્રગટ થયો, તેઓ દેવની સ્તુતિ કરીને કહેતા
હતા કે, ૧૪પરમ ઉંચામા દેવને મહિમા, તથા પૃથ્વીમા
જે માણસો વિષે તે પ્રસન્ન છે, તેઓ મધ્યે શાંતિ
૧૫અને એમ થયુ કે દૂતો તેઓની પાસેથી
આકાશમા ગયા પછી, તે ઘેટાપાળકોએ એક બીજાને
કહ્યુ કે, ચાલો, હવે આપણે બેથલેહેમ જઇએ, ને
આ થએલી વાત જેની ખબર પ્રભુએ આપણને આપી
છે તે જોઇએ ૧૬અને તેઓ ઉતાવળથી ગયા, ને
મરિયમને તથા યુસફને તથા ગભાણમા સુતેલા
બાળકને દીઠા ૧૭અને દીઠા પછી જે વાત એ છોકરા
સબધી તેઓને કહેવામા આવી હતી, તે તેઓએ જાહેર
કીધી ૧૮અને જે વાતો ઘેટાપાળકોએ તેમને કહી,
તેથી સઘળા સાભળનારાઓ અચરત થયા, ૧૯પણ
મરિયમ એ સઘળી વાતો મનમા રાખીને તેઓ વિષે
વિચાર કરતી ૨૦અને ઘેટાપાળકોએ જેમ તેઓને
કહેવામા આવ્યુ હતુ તેમ તેઓએ બધુ સાભળ્યુ તથા
જોયુ, તેને લીધે તેઓ દેવનો મહિમા તથા સ્તુતિ
કરતા પાછા ગયા
૨૧અને આઠ દહાડા પુરા થયા પછી તેની સુનત
કરવાનો વખત આવ્યો, ત્યારે તેનુ નામ ઇસુ પાડયુ,
કે જે નામ તે પેટે રહ્યા ત્યાર પહેલા દૂતે પાડયુ હતુ
૨૨અને મુસાના નિયમશાસ્ત્ર પ્રમાણે તેઓના
શુદ્ધિકરણના દિવસ પુરા થયા, ૨૩ત્યારે જેમ પ્રભુના
નિયમશાસ્ત્રમા લખેલુ છે, કે પહેલો અવતરેલો દરેક
નર પ્રભુને સારૂ પવિત્ર કહેવાય, તે પ્રમાણે તેઓ તેને
પ્રભુની આગળ હાજર કરવાને, ૨૪તથા પ્રભુના
નિયમશાસ્ત્રમા કહ્યા પ્રમાણે એક જોડ હોલાનો અથવા
ખબુતરના બે બચ્ચાનો યજ્ઞ કરવા સારૂ, તેઓ તેને
યરૂશાલેમમા લાવ્યા ૨૫અને જુઓ, શિમઓન નામે
એક માણસ યરૂશાલેમમા હતો, અને તે માણસ ન્યાયી
તથા ધાર્મિક હતો, ને ઇસ્રાએલના દિલાસાની વાટ
જોતો હતો, ને પવિત્ર આત્મા તેના પર હતો ૨૬અને
પવિત્ર આત્માએ તેને જણાવ્યુ હતુ કે, પ્રભુના
ખ્રીસ્તને જોયા પહેલા તુ મોત નહિ દેખે ૨૭અને તે
આત્મા[ની પ્રેરણા]થી મદિરમા આવ્યો, ને નિયમ-
શાસ્ત્રના વિધિ પ્રમાણે બાળક ઇસુ વિષે કરવા સારૂ,
તેના માબાપ તેને માહે લાવ્યા ૨૮ત્યારે તેણે તેને
ખોળામા લઇને દેવની સ્તુતિ કરીને કહ્યુ કે,
૨૯ઓ સ્વામી, હવે તારા વચન પ્રમાણે
તુ તારા દાસને શાતિએ જવા દે,
૩૦કેમકે મારી આખોએ તારૂ તારણ દીઠુ છે,
૩૧જેને સર્વ લોકની સન્મુખ તે સિદ્ધ કીધુ છે,
૩૨વિદેશીઓને પ્રકાશ આપવા સારૂ,
તથા તારા ઇસ્રાએલી લોકોનો મહિમા થવા સારૂ
તે અજવાળુ છે
૩૩અને તેના સબધી જે વાતો કહેવામા આવી,
તેથી તેના માબાપ અચરત થતા હતા ૩૪અને શિમ
ઓને તેઓને આશીર્વાદ દીધો, અને તેની મા મરિયમ
ને કહ્યુ કે, જો, આ બાળક ઇસ્રાએલમાના ઘણાના
પડવા, તથા પાછા ઉઠવા સારૂ, તથા જેની વિરૂદ્ધ
વાધા લેવામા આવે તેવી નિશાણી થવા સારૂ ઠરાવેલો
છે ૩૫હા, ને તારા પોતાના જીવને તરવાર વિધી
નાખશે, એ માટે કે ઘણા મનની કલ્પના પ્રગટ થાય
૩૬અને આશેરના કુળની ફનુએલની દીકરી આન્ના
નામે, એક ભવિષ્યવાદેણ હતી, તે ઘણી વૃદ્ધ થઇ હતી,
તે પોતાના કુવારાપણા પછી પોતાના વરની સાથે સાત
વરસ સુધી રહેલી હતી, ૩૭ને તે ચોર્યાસી વરસથી
વિધવા હતી, તે મદિરમાથી ખસતી ન હતી, ને રાત-
દિવસ ઉપવાસ તથા પ્રાર્થનાઓસહિત તે ભક્તિ કર્યા
કરતી ૩૮અને તેણે તેજ ઘડીએ ત્યા આવીને પ્રભુની
સ્તુતિ કીધી, ને જેઓ યરૂશાલેમના ઉદ્ધારની વાટ
જોતા હતા તે સઘળાને તેના સબધી વાત કરી ૩૯અને
તેઓ પ્રભુના નિયમશાસ્ત્ર પ્રમાણે બધુ કરી ચુક્યા પછી
ગાલીલમા પોતાના શહેર નાઝારેથમા પાછા ગયા
૪૦અને તે છોકરો મોટો થયો, ને જ્ઞાનથી ભરપુર
થઇને બળવાન થયો, ને દેવની કૃપા તેના પર હતી
૪૧અને તેના માબાપ વરસોવરસ પાસ્ખાપર્વમા
યરૂશાલેમ જતા હતા ૪૨અને તે બાર વરસનો થયો,
ત્યારે તેઓ પર્વની રીત પ્રમાણે ત્યા ગયા ૪૩અને
[પર્વ]ના દિવસો પુરા કરીને તેઓ પાછા જવા લાગ્યા,
ત્યારે છોકરો ઇસુ યરૂશાલેમમા પછવાડે રહ્યા, ને

તેના માબાપને તેની ખબર ન પડી ૪૪ પણ તે સંઘમા
છે, એમ ધારીને તેઓએ એક મજલ ગયા પછી
પોતાના સગામા તથા ઓળખીતામા તેને શોધ્યો.
૪૫ અને તે તેઓને જડ્યા નહિ, ત્યારે તેઓ તેને
શોધતા શોધતા યરૂશાલેમ પાછા ગયા ૪૬ અને એમ
થયુ કે ત્રણ દહાડા પછી તેઓએ તેને મદિરમા ધર્મ-
શિક્ષકોની વચમા બેઠેલો તેઓનુ સાભળતો તથા
તેઓને સવાલો પુછતો દીઠો ૪૭ અને જેઓએ તેનુ
સાભળ્યુ તેઓ બધા તેની સમજણથી તથા તેના
ઉત્તરોથી વિસ્મિત થયા ૪૮ અને તેને જોઇને તેઓ
અચરતી પામ્યા, ને તેની માએ તેને કહ્યુ કે, દીકરા,
અમારી સાથે તુ આવી રીતે કેમ વર્ત્યો? જો, તારા
બાપે તથા મેં દુખી થઇને તારી શોધ કીધી ૪૯ અને
તેણે તેઓને કહ્યુ કે, તમે મારી શોધ શા માટે કીધી?
શું તમે જાણતા નહોતા કે મારા બાપને ત્યા મારે
હોવુ જોઇએ? ૫૦ અને જે વાત તેણે તેઓને કહી તે
તેઓ સમજ્યા નહિ. ૫૧ અને તે તેઓની સાથે ગયો,
ને નાઝારેથમા આવ્યો, ને તે તેઓને આધીન રહ્યો,
ને તેની માએ એ સઘળી વાતો પોતાના મનમા રાખી
૫૨ અને ઇસુ જ્ઞાનમા તથા કદમા, ને દેવની તથા
માણસની પ્રસન્નતામા, વધતો ગયો

૩ હવે તીબેરયસ કાઇસારની કારકીર્દીને પદરમે
વરસે, જ્યારે પંતિયસ પીલાત યહુદાહનો અધિ-
પતિ, તથા હેરોદ ગાલીલનો રાજા, તથા તેનો ભાઇ
ફીલીપ ઇતુરાઇ તથા ત્રાખોનીતી દેશનો રાજા, તથા
લુસાનયસ આબિલેનેનો રાજા હતો, ૨ ને આન્નાસ તથા
કાયાફાસ પ્રમુખ યાજકો હતા, ત્યારે ઝખાર્યાહના
દીકરા યોહાનની પાસે દેવનુ વચન રાનમા આવ્યુ
૩ અને તે યરદનની આસપાસના સઘળા પ્રદેશમા
પાપની માફીને સારૂ પસ્તાવાનુ બાપ્તિસ્મા પ્રગટ
કરતો આવ્યો ૪ યશાયાહ ભવિષ્યવાદીના વચનોના
પુસ્તકમા જેમ લખ્યુ છે કે,
રાનમા ઘાંટો પાડનારની વાણી,
કે પ્રભુનો માર્ગ સિદ્ધ કરો,
તેની વાટો પાધરી કરો,
૫ દરેક નીચાણ પુરાશે,
ને દરેક પહાડ તથા ટેકરો નીચો કરાશે,
ને વાકુ સીધુ થશે,
ને ખાડાટેકરાવાળા માર્ગ સપાટ થશે,
૬ ને સઘળા દેહધારી દેવનુ તારણ જોશે
૭ ત્યારે જે ઘણા લોકો તેનાથી બાપ્તિસ્મા પામવા
સારૂ આવ્યા, તેઓને તેણે કહ્યુ કે, ઓ સર્પોના વંશ,
આવનાર ક્રોધથી નાસવાને તમને કોણે ચેતાવ્યા?
૮ તો પસ્તાવો [કરનારને] શોભે એવા ફળ ઉપજાવો,
ને પોતાના મનમા એમ ન કહેવા માડો કે, ઇબ્રાહીમ
અમારો બાપ છે, કેમકે હુ તમને કહુ છું કે, દેવ, આ
પત્થરોમાથી ઇબ્રાહીમને સારૂ વંશ ઉત્પન્ન કરી શકે છે
અને વળી હમણા ઝાડોની જડ પર કુહાડો લગાડેલો
છે, માટે જે હરેક ઝાડ સારા ફળ આપતું નથી, તે
કપાય છે, ને અગ્નિમા નખાય છે ૧૦ અને લોકોએ
તેને પુછતા કહ્યુ, ત્યારે અમારે શું કરવુ? ૧૧ ને તેણે
તેઓને ઉત્તર આપતા કહ્યુ કે, જેની પાસે બે અગરખા
હોય તે જેની પાસે એકે નથી તેને આપે, ને જેની
પાસે ખાવાનુ હોય, તે પણ એમજ કરે. ૧૨ અને
દાણીઓ પણ બાપ્તિસ્મા પામવા સારૂ આવ્યા, ને તેને
પુછ્યુ કે, ઉપદેશક, અમારે શુ કરવુ? ૧૩ ને તેણે
તેઓને કહ્યુ કે, જે તમારે સારૂ નીમેલુ છે, તે કરતા
વધારે બલાત્કારથી ન લો ૧૪ અને સિપાઇઓએ પણ
તેને પુછતા કહ્યુ કે, અમારે શું કરવુ? ને તેણે તેઓને
કહ્યુ કે, કોઇ પર જબરદસ્તી ન કરો, તેમજ ગેરકાયદે
કોઇ પાસેથી બલાત્કારે કંઇ ન લો, ને તમારા પગારથી
સતોષી રહો
૧૫ અને લોક વાટ જોતા હતા, ને સઘળા યોહાન
સબધી પોતાના મનમા વિચાર કરતા હતા કે, એ
ખ્રીસ્ત હશે કે નહિ, ૧૬ ત્યારે યોહાને ઉત્તર આપતા
સર્વને કહ્યુ કે, હુ તો પાણીથી તમારૂ બાપ્તિસ્મા કરૂં
છુ, પણ મારા કરતા જે બળવાન તે આવે છે, કે જેના
જોડાની વાધરી છોડવા હુ યોગ્ય નથી, તે પવિત્ર
આત્માથી તથા અગ્નિથી તમારૂ બાપ્તિસ્મા કરશે
૧૭ તેનુ સુપડુ તેના હાથમા છે, ને તેથી તે પોતાની
ખળીને સાફ કરી નાખશે, ને ઘઉ પોતાની વખારમા
તે ભરી રાખશે, પણ ભુસુ ન હોલવાનાર અગ્નિમા
બાળી નાખશે
૧૮ અને તેણે બીજો ઘણો બોધ કરતા લોકોને
સુવાર્તા પ્રગટ કરી ૧૯ પણ તેના ભાઇની વહુ
હેરોદિયાસને લીધે, તથા જે ભુડા કામ તેણે કીધા
હતા તે બધાને લીધે હેરોદને યોહાને ઠપકો દીધો
હતો, ૨૦ તેથી તે સઘળા ઉપરાત તેણે યોહાનને
બંદીખાનામા પુર્યો
૨૧ અને એમ થયુ કે સર્વ લોક બાપ્તિસ્મા પામ્યા
પછી ઇસુ પણ બાપ્તિસ્મા પામીને પ્રાર્થના કરતો
હતો, એટલામા આકાશ ઉઘડી ગયુ, ૨૨ અને પવિત્ર

આત્મા દેહરૂપે ખબુતરની પેઠે તેના પર ઉતર્યો, ને
આકાશમાંથી એવી વાણી થઇ કે, તું મારો વહાલો
દીકરો છે, તારા પર હુ પ્રસન્ન છુ
૨૩ અને ઇસુ પોતે [બોધ] કરવા લાગ્યો, ત્યારે
તે આશરે ત્રીસ વર્ષની ઉમરનો હતો, અને (ધાર્યા
પ્રમાણે) તે યુસફનો દીકરો હતો, જે હેલીનો [દીકરો],
૨૪ જે માત્થાતનો, જે લેવીનો, જે મલખીનો, જે
યાનાઇનો, જે યુસફનો, ૨૫ જે માતાથિયાસનો, જે
આમોસનો, જે નાહુમનો, જે અસલીનો, જે નાગાઇનો,
૨૬ જે માથનો, જે માતાથિયાસનો, જે સમઇનનો, જે
યોસેખનો, જે યાહુદાનો, ૨૭ જે યોઆનાનનો, જે
રેસાનો, જે ઝરૂબ્બાબેલનો, જે શઆલ્તીએલનો, જે
નેરીનો, ૨૮ જે મલખીનો, જે આદીનો, જે કોસામનો,
જે અલમાદામનો, જે એરનો, ૨૯ જે યેશુનો, જે અલી-
એઝરનો, જે યોરીમનો, જે માત્થાતનો, જે લેવીનો,
૩૦ જે સીમેઓનનો, જે યહુદાનો, જે યુસફનો, જે
યોનામનો, જે એલિયાકીમનો, ૩૧ જે મેલેઆનો, જે
મેન્નાનો, જે માતાથાનો, જે નાથાનનો, જે દાઉદનો,
૩૨ જે યશાઇનો, જે ઓબેદનો, જે બોઆઝનો, જે

હુ આપવા ચાહુ તેને હુ આપુ છું; ૭ માટે જો તું મારી
આગળ [પડીને] ભજન કરશે તો તે સઘળુ તારૂ થશે.
૮ અને ઇસુએ તેને ઉત્તર આપતા કહ્યુ કે, એમ લખ્યુ
છે કે, તારે તારા દેવ પ્રભુનુ ભજન કરવુ, ને એકલા
તેનીજ સેવા કરવી ૯ અને તે તેને યરૂશાલેમ લઇ
ગયો, ને મંદિરના બુરૂજ પર તેને ઉભો રાખીને તેણે
તેને કહ્યુ કે, જો તું દેવનો દીકરો છે તો અહીંથી હેઠળ
પડ. ૧૦ કેમકે લખ્યુ છે કે,
તે પોતાના દૂતોને તારા સબંધી આજ્ઞા કરશે કે
તેઓ તારૂ રક્ષણ કરે, ૧૧ અને
તેઓ પોતાને હાથે તને ધરી લેશે,
રખેને તારો પગ પત્થર પર અફળાય
૧૨ અને ઇસુએ તેને ઉત્તર આપતા કહ્યુ કે, એમ કહેલુ
છે કે, તારે તારા દેવ પ્રભુનુ પરીક્ષણ ન કરવુ.
૧૩ અને શેતાન સર્વ પરીક્ષણ પુરૂ કરીને કેટલેક મુદત
સુધી તેની પાસેથી ગયો
૧૪ અને ઇસુ આત્માને પરાક્રમે ગાલીલમા પાછો
આવ્યા, ને તેના સબંધીની ચરચા આસપાસના આખા
દેશમા ફેલાઇ ગઇ. ૧૫ અને તેણે તેઓના સભા-

પોતાના વતનમા પણ કર ૨૪ અને તેણે કહ્યુ કે, હુ
તમને ખચિત કહુ છુ કે, કોઇ ભવિષ્યવાદી પોતાના
વતનમા માન્ય નથી ૨૫ પણ હુ તમને સાચુ કહુ છુ કે,
એલીયાહના સમયમા સાડા ત્રણ વરસ સુધી આકાશ
બધ રહ્યુ, ને આખા દેશમા મોટો દુકાળ પડ્યા, ત્યારે
ઘણી વિધવાઓ ઇસ્રાએલમા હતી, ૨૬ ને એલીયા
હને તેઓમાની કોઇ પાસે નહિ, પણ સિદોનના
સારફાયમા એક વિધવા હતી તેનીજ પાસે મોકલ
વામા આવ્યો હતો ૨૭ વળી એલીશા ભવિષ્યવાદીના
વખતમા ઘણા કોઢિયા ઇસ્રાએલમા હતા, ને સુરિયા
ના નાઅમાન શિવાય તેઓમાંનો કોઇ શુદ્ધ કરાયો
ન હતો ૨૮ અને એ વાત સાભળીને સભામાના સઘળા
ક્રોધે ભરાયા, ૨ ને તેઓએ ઉઠીને તેને શહેર બહાર
કાઢી મુક્યો, ને તેને હેઠળ પાડી નાખવા સારૂ જે
પહાડ પર તેઓનું શહેર બાધેલુ હતુ તેની કોરે તેઓ
તેને લઇ ગયા ૩૦ પણ તે તેઓની વચમા થઇને
ચાલ્યો ગયો

૩૧ અને તે ગાલીલના કાપરનાહુમ શહેરમા
આવ્યો, ને વિશ્રામવારે તેઓને બોધ કરતો હતો,
૩૨ અને તેઓ તેના બોધથી અચરત થયા, કેમકે તેનુ
બોલવુ અધિકારસહિત હતુ ૩૩ અને સભાસ્થાનમા
અશુદ્ધ ભૂત વળગેલો એક માણસ હતો, જેણે મોટે
ઘાટે બૂમ પાડીને કહ્યુ કે, ૩૪ અરે, ઇસુ નાઝારી, તારે
ને અમારે શું છે? શું તુ અમારો વિનાશ કરવા આવ્યો
છે? તુ કોણ છે તે હુ જાણુ છુ, એટલે દેવનો પવિત્ર
૩૫ અને ઇસુએ તેને ધમકાવીને કહ્યુ કે, છાનો રહે,
ને તેમાથી નીકળ. અને ભૂત તેને વચમા પાડીને તેને
કઇ નુકસાન કીધા વિના તેમાથી નીકળ્યુ ૩૬ અને
બધાને અચરત લાગ્યુ, ને તેઓએ માહોમાહે કહ્યુ કે,
આ કેવુ વચન છે! કેમકે તે અધિકાર તથા પરાક્રમ
સહિત અશુદ્ધ આત્માઓને હુકમ કરે છે, ને તેઓ
નીકળી જાય છે ૩૭ અને આસપાસના પ્રદેશની સર્વ
જગ્યાએ તેને વિષેની ચરચા ફેલાઇ ગઇ

૩૮ અને સભાસ્થાનમાથી ઉઠીને તે સીમોનના ઘરમા
ગયો અને સીમોનની સાસુને સખત તાવ આવતો
હતો, ને તેના હકમા તેઓએ તેને વિનતી કીધી
૩૯ અને તેણે તેની પાસે ઉભા રહીને તાવને ધમ-
કાવ્યો, ને તે તેમાથી નીકળી ગયો, ને તે તરત
ઉઠીને તેઓની સેવા કરવા લા ી.

૪૦ અને સુરજ આથમતી વખતે જેઓને ત્યા નાના
પ્રકારના રોગથી પિડાતા માણસો હતા તેઓ તેમને
તેની પાસે લાવ્યા, ને તેણે તેઓમાના દરેક પર હાથ
મુકીને તેઓને સાજા કીધા ૪૧ અને ભૂતો પણ
ઘણાઓમાથી નીકળ્યા, ને ઘાંટા પાડીને કહેતા હતા
કે, તુ દેવનો દીકરો છે અને તેણે તેઓને ધમકાવ્યા,
ને બોલવા દીધા નહિ, કેમકે તેઓ જાણતા હતા કે
તે ખ્રીસ્ત છે

૪૨ અને દહાડો ઉગ્યો ત્યારે તે નીકળીને ઉજડ
ઠેકાણે ગયો, ને લોકો તેની શોધ કરતા તેની પાસે
આવ્યા, અને તે તેઓની પાસેથી ન જાય માટે
તેઓએ તેને અટકાવવાનુ કર્યું ૪૩ પણ તેણે તેઓને
કહ્યુ કે, મારે બીજા શહેરોમા પણ દેવના રાજ્યની
સુવાર્ત્તા પ્રગટ કરવી જોઇએ, કેમકે એ સારૂ હુ મોક-
લાયો છુ

૪૪ અને ગાલીલના સભાસ્થાનોમા તે વાત પ્રગટ
કરતો રહ્યો

૫ અને એમ થયુ કે ઘણા લોક તેના પર પડાપડી
કરીને દેવની વાત સાભળતા હતા, ત્યારે તે
ગેન્નેસારેતના સરોવરને કાઠે ઉભો રહ્યો હતો ૨ અને
તેણે સરોવરને કાઠે લાગેલી બે હોડી દીઠી, પણ
માછીઓ તેઓ પરથી ઉતરીને જાળો ધોતા હતા ૩ તે
હોડીઓમાની એક સીમોનની હતી, તે પર તે ચઢયો,
ને તેને કાઠાથી થોડે દૂર હકારવાનુ કહ્યુ અને તેણે
બેસીને લોકોને હોડી પરથી બોધ કીધો ૪ અને બોલી
રહ્યા પછી તેણે સીમોનને કહ્યુ કે, ઉંડા પાણીમા
હંકારો, ને [ માછલા ] પકડવા સારૂ તમારી જાળો
નાખો ૫ અને સીમોને ઉત્તર આપતા કહ્યુ કે, સાહેબ,
અમે આખી રાત મહેનત કીધી, પણ કશું પકડયુ
નહિ, તોપણ તારા કહ્યાથી હુ જાળો નાખીશ. ૬ અને
એમ કીધા પછી તેઓએ માછલાનો મોટો જથ્થો ઘેરી
લીધો, ને તેઓની જાળ ફાટવા લાગી ૭ અને તેઓના
ભાગિયા બીજી હોડીમા હતા તેઓને તેઓએ ઇશારો
કીધો કે, તેઓ આવીને તેઓને સહાય કરે, અને
તેઓએ આવીને બન્ને હોડીઓ એવી ભરી કે તેઓ
ડુબવા લાગી ૮ અને તે જોઇને સીમોન પીતરે ઇસુના
પગ આગળ પડીને કહ્યુ કે, ઓ પ્રભુ, મારી પાસેથી
જા, કારણ કે હુ પા ી માણસ છું કેમકે તે તથા તેના
સઘળા સાથીઓ માછલાનો જે જથ્થો પકડ્યો હતો,
તેથી અચરતી પામ્યા ૧૦ અને ઝબદીના દીકરા,
યાકુબ તથા યોહાન, જે સીમોનના ભાગિયા હતા,
તેઓને પણ અચંબો લાગ્યો અને ઇસુએ સીમોનને
કહ્યુ કે, બી મા, હવેથી તુ માણસો પકડનાર થશે

૧૧અને તેઓની હોડીઓને કાંઠે લાવ્યા પછી તેઓ
બધું મુકીને તેની પાછળ ચાલ્યા.
૧૨ અને એમ થયું કે તે એક શહેરમાં હતો, ત્યારે
જુઓ, એક કોઢે ભરેલો માણસ હતો; ને તે ઇસુને
જોઇને તેને પગે પડયો; ને તેને વિનતી કરતાં બોલ્યો,
પ્રભુ, જો તું ચાહે તો તું મને શુદ્ધ કરી શકે છે.
૧૩ અને તેણે હાથ લાંબો કર્યો, ને તેને અડકીને કહ્યું
કે, હું ચાહું છું, તું શુદ્ધ થા. અને તરત તેનો કોઢ
જતો રહ્યો. ૧૪ અને તેણે તેને તાકીદ કીધી કે કોઇને
કહેવું નહિ, પણ મુસાના ફરમાવ્યા પ્રમાણે જઇને
યાજકને પોતાને દેખાડ, ને તારા શુદ્ધિકરણને લીધે,
તેઓને માટે સાક્ષી તરીકે, અર્પણ ચઢાવ. ૧૫ પણ
તેના સબંધીની ચરચા ઉલટી વધારે ફેલાઇ, ને અતિ-
ઘણા લોક સાંભળવા સારૂ તથા પોતાના મદવાડથી
સાજા થવા સારૂ તેની પાસે એકઠા થયા. ૧૬ પણ
પોતે એકાંતે રાનમાં જઇને પ્રાર્થના કીધી.
૧૭ અને એમ થયું કે એક દહાડો તે બોધ કરતો
હતો, ત્યારે ફરોશીઓ તથા નિયમોપદેશકો ગાલીલના
હરેક ગામમાંથી તથા યહુદાહથી તથા યરૂશાલેમથી
આવીને ત્યાં બેઠા હતા, ને [માંદાને] સાજા કરવા
સારૂ પ્રભુનું પરાક્રમ તેની પાસે હતું. ૧૮ અને જુઓ,
કેટલાએક જણ એક પક્ષઘાતી માણસને ખાટલા પર
લાવ્યા, ને તેને માંહે લઇ જઇને તેની આગળ મુકવાનો
તેઓએ પ્રયત્ન કીધો; ૧૯ પણ તેને માંહે લઇ જવાનો
લાગ ભીડને લીધે ન ફાવ્યાથી તેઓએ ધાબા પર
ચઢીને છાપરામાં થઇને તેને ખાટલા સુદ્ધાં ઇસુની
આગળ વચ્ચે ઉતાર્યો. ૨૦ ને તેણે તેઓનો વિશ્વાસ
જોઇને તેને કહ્યું કે, માણસ, તારાં પાપ તને માફ
થયાં છે. ૨૧અને શાસ્ત્રીઓ તથા ફરોશીઓ માહોમાંહે
વિચાર કરીને કહેવા લાગ્યા કે, આ દુર્ભાષણ કરનાર
કોણ છે? એકલા દેવ શિવાય બીજો કોણ પાપની
માફી આપી શકે છે? ૨૨ પણ ઇસુએ તેઓના વિચાર
જાણીને તેઓને ઉત્તર આપતાં કહ્યું કે, તમે પોતાના
મનમાં શા વિચાર કરો છો? ૨૩ આ બેમાંનું વધારે
સહેલું કયું છે, તારાં પાપ તને માફ થયાં છે, એમ
કહેવું, અથવા ઉઠીને ચાલ, એમ કહેવું? ૨૪ પણ
પૃથ્વી પર માણસના દીકરાને પાપ માફ કરવાનો
અધિકાર છે, એ તમે જાણો માટે, (તેણે પક્ષઘાતીને
કહ્યું કે) હું તને કહું છું કે ઉઠ, તારો ખાટલો ઉંચકીને
તારે ઘેર ચાલ્યો જા. ૨૫ અને તરત તે તેઓની આગળ
ઉઠીને જે પર તે સૂતો હતો તે ઉંચકીને દેવની સ્તુતિ
કરતો પોતાને ઘેર ગયો. ૨૬ અને સઘળા વિસ્મિત
થયા, ને તેઓએ દેવની સ્તુતિ કીધી; ને તેઓએ
ભયભીત થઇને કહ્યું કે, આજ આપણે અજાયબ જેવી
વાતો જોઇ છે.
૨૭ ત્યાર પછી તે નીકળ્યો ને લેવી નામે એક દાણી
દાણની ચોકી પર બેઠેલો હતો તેને જોઇને તેણે કહ્યું
કે, મારી પાછળ ચાલ. ૨૮ અને તે સઘળું મુકીને
ઉઠયો, ને તેની પાછળ ગયો. ૨૯ અને લેવીએ પોતાને
ઘેર તેને સારૂ મોટી મિજબાની કીધી, ને દાણીઓ તથા
બીજાઓનો મોટો જથ્થો તેઓની સાથે જમવા બેઠો
હતો. ૩૦ અને ફરોશીઓએ તથા તેઓના શાસ્ત્રીઓએ
તેના શિષ્યોની સામે કચકચ કરીને કહ્યું કે, તમે
દાણીઓ તથા પાપીઓની સાથે કેમ ખાઓ પીઓ
છો? ૩૧ ને ઇસુએ તેઓને ઉત્તર આપતા કહ્યું કે,
જેઓ સાજા છે તેઓને વૈદની અગત્ય નથી, પણ
જેઓ માંદાં છે તેઓને છે; ૩૨ ન્યાયીઓને નહિ,
પણ પાપીઓને પસ્તાવાને સારૂ બોલાવવા હું આવ્યો
છું. ૩૩ અને તેઓએ તેને કહ્યું કે, યોહાનના શિષ્યો
અને તેમજ ફરોશીઓના શિષ્યો પણ વારવાર ઉપ-
વાસ તથા પ્રાર્થના કરે છે, પણ તારા શિષ્યો ખાય
પીએ છે. ૩૪અને ઇસુએ તેઓને કહ્યું કે, વર જાનૈયા-
ઓની સાથે છે ત્યાં સુધી તેઓની પાસે તમે ઉપવાસ
કરાવી શકો છો શું? ૩૫ પણ એવા દહાડા આવશે;
અને વર તેઓની પાસેથી લઇ લેવાશે, ત્યારે તે
દહાડાઓમાં તેઓ ઉપવાસ કરશે. ૩૬ અને તેણે
તેઓને એક દૃષ્ટાંત પણ કહ્યું કે, નવા લુગડામાંથી
કટકો ફાડીને કોઇ માણસ જુના લુગડાને થિગડું દેતું
નથી; જો દે તો તે નવું ફાડશે, ને વળી નવામાંથી
લીધેલું થિગડું જુનાને મળતું નહિ આવશે. ૩૭ અને
નવો દ્રાક્ષરસ જુની મસકોમાં કોઇ ભરતું નથી, જો
ભરે તો નવો દ્રાક્ષરસ મસકોને ફાડી નાખશે, અને
પોતે ઢળી જશે, ને મસકોનો નાશ થશે. ૩૮ પણ
નવો દ્રાક્ષરસ નવી મસકોમાં ભરવો જોઇએ. ૩૯ અને
જુનો દ્રાક્ષરસ પીધા પછી કોઇ નવાને ચહાતો નથી,
કેમકે તે કહે છે કે, જુનો સારો છે.
૬ અને એમ થયું કે વિશ્રામવારે તે ખેતરોમાં
થઇને જતો હતો, ને તેના શિષ્યો કણસલાં
તોડતા, ને હાથે મસળીને ખાતા હતા. ૨ પણ ફરોશી-
ઓમાંના કેટલાએકે કહ્યું કે, વિશ્રામવારે જે કરવું
ઉચિત નથી તે તમે કેમ કરો છો? ૩ ને ઇસુએ તેઓને
ઉત્તર આપતાં કહ્યું કે, દાઉદ તથા તેના સાથીઓ

ભૂખ્યા હતા, ત્યારે તેણે જે કીધું તે પણ તમે શું વાંચ્યું
નથી, ૪ કે તે દેવના ઘરમાં ગયો, ને અર્પેલી રોટલી
જે યાજક શિવાય બીજા કોઇને ખાવી ઉચિત નથી તે
તેણે લઇને ખાધી, ને પોતાના સાથીઓને પણ આપી?
૫ ને તેણે તેઓને કહ્યું કે, માણસનો દીકરો વિશ્રામ-
વારનો પ્રભુ છે.

૬ અને એમ થયું કે એક બીજે વિશ્રામવારે તેણે
સભાસ્થાનમાં જઇને બોધ કીધો, ને ત્યાં એક માણસ
હતો જેનો જમણો હાથ સુકાઇ ગયલો હતો. ૭ અને
વિશ્રામવારે તે સાજો કરશે કે નહિ, તે વિષે શાસ્ત્રીઓ
તથા ફરોશીઓ તેને જોયાં કરતા હતા એ માટે કે
તેના પર દોષ મુકવાને તેઓને લાગ મળે. ૮ પણ
તેણે તેઓના વિચારો જાણીને જે માણસનો હાથ
સુકાઇ ગયલો હતો તેને કહ્યું કે, ઉઠ, ને વચમાં ઉભો
રહે. અને તે ઉઠીને વચમાં ઉભો રહ્યો. ૯ ત્યારે ઇસુએ
તેઓને કહ્યું કે, હું તમને પુછું છું, વિશ્રામવારે સારૂં
કરવું કે માઠું કરવું, જીવને બચાવવો કે તેનો નાશ
કરવો, કયું ઉચિત છે? ૧૦ ને તે સઘળા પર ચોતરફ
નજર ફેરવીને તેણે તે માણસને કહ્યું કે, તારો હાથ
લાંબો કર. અને તેણે તેમ કીધું, એટલે તેનો હાથ
સાજો થયો. ૧૧ પણ તેઓ ગાંડા જેવા બની ગયા,
ને એક બીજાને કહેવા લાગ્યા કે, ઇસુ વિષે આપણે
શું કરીએ?

૧૨ અને તે દહાડાઓમાં એમ થયું કે તે નીકળીને
પ્રાર્થના કરવા પહાડ પર ગયો; ને તેણે દેવની
પ્રાર્થનામાં આખી રાત કાઢી. ૧૩ અને દહાડો ઉગ્યો
ત્યારે તેણે પોતાના શિષ્યોને બોલાવીને તેઓમાંના
બારને પસંદ કીધા, જેઓને તેણે પ્રેરિતો પણ કહ્યા;
૧૪ એટલે, સીમોન જેનું નામ તેણે પીતર પણ પાડયું
તેને, તથા તેના ભાઇ આંદ્રયાને, અને યાકુબને તથા
યોહાનને, અને ફિલિપને તથા બારથલમીને, ૧૫ અને
માત્થીને તથા થોમાને, અને અલફીના [દીકરા]
યાકુબને, તથા સીમોન જેને જેલોટીસ કહેતા હતા
તેને, ૧૬ અને યાકુબના [ભાઇ] યહુદાને, અને યહુદા
ઇસકારીઓત જે વિશ્વાસઘાતી હતો તેને. ૧૭ અને તે
તેઓની સાથે ઉતરીને મેદાનમાં ઉભો રહ્યો, ને તેના
શિષ્યોનો મોટો જથો તથા આખા યહુદાહમાંના
તથા યરૂશાલેમમાંના, ને તૂર તથા સીદોનના કાંઠાના
લોકોનો મોટો સમુદાય [હતો], કે જેઓ તેની વાત
સાંભળવા તથા પોતાના રોગથી સાજા થવા સારૂ
આવ્યા હતા; ૧૮ ને અશુદ્ધ આત્માઓથી જેઓ
પીડાતા હતા તેઓ સાજા કરાયા. ૧૯ અને સઘળા
લોક તેને અડકવાને કોશિષ કીધી; કેમકે તેનામાંથી
પરાક્રમ નીકળીને સઘળાને સાજા કરતું હતું.

૨૦ અને તેણે પોતાના શિષ્યો તરફ પોતાની આંખો
ઉંચી કરીને કહ્યું કે, ઓ દરિદ્રીઓ, તમને ધન્ય છે,
કેમકે દેવનું રાજ્ય તમારૂં છે. ૨૧ ઓ હમણાંના
ભૂખ્યાઓ, તમને ધન્ય છે, કેમકે તમે તૃપ્ત થશો.
ઓ હમણાંના રડનારાઓ, તમને ધન્ય છે, કેમકે તમે
હસશો. ૨૨ જ્યારે માણસના દીકરાને લીધે માણસો
તમારો દ્વેષ કરશે, ને તમને જુદા કાઢશે, ને તમને
મહેણાં મારશે, ને તમારૂં નામ ભુંડું માનીને કાઢી
નાખશે, ત્યારે તમને ધન્ય છે. ૨૩ તે દહાડે તમે
આનંદ કરો, ને [ખુશાલીમાં] કુદો; કેમકે જુઓ,
આકાશમાં તમારૂં ફળ ઘણું છે; કેમકે તેજ પ્રમાણે
તેઓના બાપદાદાઓએ ભવિષ્યવાદીઓને કીધું.
૨૪ પણ તમ શ્રીમંતોને અફસોસ છે! કેમકે તમે
તમારો દિલાસો પામ્યા છો. ૨૫ ઓ હમણાંના
ધરાએલાઓ, તમને અફસોસ છે! કેમકે તમે ભૂખ્યા
થશો. ઓ હમણાંના હસનારાઓ, તમને અફસોસ
છે! કેમકે તમે શોક કરશો ને રડશો. ૨૬ જ્યારે સઘળાં
માણસો તમારૂં સારૂં કહેશે ત્યારે તમને અફસોસ છે!
કેમકે તેઓના બાપદાદાઓએ જુઠા ભવિષ્યવાદીઓને
તેમજ કીધું.

૨૭ પણ હું તમ સાંભળનારાઓને કહું છું કે, તમારા
વેરીઓ પર પ્રેમ કરો, જેઓ તમારો દ્વેષ કરે છે
તેઓનું ભલું કરો, ૨૮ જેઓ તમને શાપ દે છે તેઓને
આશીર્વાદ દો, જેઓ તમારૂં અપમાન કરે છે તેઓને
સારૂ પ્રાર્થના કરો. ૨૯ જે કોઇ તને એક ગાલ પર
મારે, તેની આગળ બીજો પણ ધર; વળી જે તારો
અંગરખો લઇ લે, તેનાથી તારૂં બદન પણ પાછું
રાખીશ નહિ. ૩૦ જે કોઇ તારી પાસે માગે, તેને
આપ; ને જે કોઇ તારો માલ લઇ જાય તેની પાસેથી
તું પાછો માગીશ નહિ. ૩૧ અને જેમ તમે ચાહો કે
માણસો તમને કરે તેમજ તમે પણ તેઓને કરો.
૩૨ અને તમારા પર જેઓ પ્રીતિ રાખે છે તેઓ પર
જો તમે પ્રીતિ રાખો, તો તમારી મહેરબાની શાની?
કેમકે પાપીઓ પણ તેમના પર પ્રીતિ રાખનારા પર
પ્રીતિ રાખે છે. ૩૩ અને જે તમારૂં સારૂં કરે છે તેઓનું
સારૂં જો તમે કરો, તો તમારી મહેરબાની શાની?
કેમકે પાપીઓ પણ એમજ કરે છે. ૩૪ અને જેની
પાસેથી તમે પાછું લેવાની આશા રાખો છો, તેઓને

તેના પર કરૂણા આવી, ને તેણે તેને કહ્યુ કે, રડ મા
૧૪અને તે પાસે આવીને ઠાઠડીને અડકયો, ને
ખાધિયા ઉભા રહ્યા અને તેણે કહ્યુ કે, જુવાન, હુ
તને કહુ છું કે, ઉઠ ૧૫અને જે મુએલો હતો તે બેઠો
થયો, ને બોલવા લાગ્યો અને તેણે તેને તેની માને
સોપ્યો. ૧૬અને સઘળાને ભય લાગ્યો, ને તેઓએ
દેવની સ્તુતિ કરીને કહ્યુ કે, એક મોટો ભવિષ્યવાદી
આપણામા ઉભો થયો છે, ને દેવે પોતાના લોક પર
નજર કીધી છે ૧૭અને તેના સબધીની આ વાત
આખા યહુદાહમા તથા આસપાસના સઘળા પ્રદેશમા
ફેલાઇ ગઇ

૧૮અને યોહાનના શિષ્યોએ એ સર્વ વાતો વિષે
તેને કહ્યુ ૧૯અને યોહાને પોતાના શિષ્યોમાના બેને
પોતાની પાસે બોલાવીને તેઓને પ્રભુની પાસે મોક-
લીને પુછાવ્યુ કે, જે આવનાર છે તે શું તું છે, કે અમે
બીજાની વાટ જોઇએ? ૨૦ને તે માણસોએ તેની
પાસે આવીને કહ્યુ કે, બાપ્તિસ્મા કરનાર યોહાને તારી
પાસે અમને એવુ પુછવા મોકલ્યા છે કે, જે આવનાર
છે તે શું તું છે, કે અમે બીજાની વાટ જોઇએ? ૨૧ને
તેજ વેળાએ [નાના પ્રકારના] રોગથી તથા પીડાથી
તથા ભુંડા આત્માઓથી તેણે ઘણાઓને સાજા કીધા,
ને ઘણા આધળાઓને તેણે દેખતા કીધા ૨૨અને
તેણે તેઓને ઉત્તર આપતા કહ્યુ કે, જે જે તમે જોયુ
તથા સાભળ્યુ તે જઇને યોહાનને કહી સંભળાવો,
એટલે આધળા દેખતા થાય છે, લુલા ચાલતા થાય
છે, કોઢિયા શુદ્ધ કરાય છે, અને બહેરા સાભળતા
થાય છે, મુએલાને ઉઠાડવામા આવે છે, દરિદ્રીઓને
સુવાર્તા પ્રગટ કરાય છે, ૨૩અને જે મારા સબધી
ઠોકર નહિ ખાશે, તેને ધન્ય છે

૨૪અને યોહાનના કાસદો ગયા પછી તે લોકને
યોહાન સંબંધી કહેવા લાગ્યો કે, રાનમા તમે શું જોવા
ગયા હતા? શું પવનથી હાલતા બરૂને? ૨૫પણ
તમે શું જોવા ગયા હતા? શું ઝીણા લુગડા પહેરેલા
માણસને? જુઓ, જે ભભકાદાર લુગડા પહેરે છે
તથા એશઆરામ ભોગવે છે, તેઓ રાજદરબારમા
હોય છે ૨૬પણ તમે શું જોવા ગયા હતા? શું ભવિ-
ષ્યવાદીને? હુ તમને કહુ છુ કે, હા, ભવિષ્યવાદી
કરતા જે ઘણો વિશેષ, તેને ૨૭જેના સબધી લખ્યુ
છે કે, જુઓ, હુ મારા દૂતને તારા મ્હો આગળ મોકલુ
છુ, કે જે તારી આગળ તારો માર્ગ સિદ્ધ કરશે, તે
એજ છે, ૨૮હુ તમને કહુ છું કે, બાયડીઓથી જેઓ
જન્મ્યા છે, તેઓમા યોહાન કરતા કોઇ મોટો નથી,
તોપણ દેવના રાજ્યમા જે માત્ર નાનો છે, તે તેના
કરતા મોટો છે ૨૯એ સાભળીને સર્વ લોક તથા
દાણીઓ જેઓ યોહાનના બાપ્તિસ્માથી બાપ્તિસ્મા
પામેલા હતા, તેઓએ દેવને યથાર્થ માન્યો ૩૦પણ
ફરોશીઓ તથા પડિતો તેનાથી બાપ્તિસ્મા પામ્યા ન
હતા માટે તેઓએ પોતા સબધી દેવનો ઇરાદો નકાર્યો
૩૧માટે આ પેઢીના માણસોને હુ શાની ઉપમા આપું?
ને તેઓ કોના જેવા છે? ૩૨તેઓ છોકરાના જેવા છે
કે જેઓ ચોટામા બેસીને એક બીજાને હાક મારતા કહે
છે કે, અમે તમારી આગળ વાસળી વગાડી, પણ તમે
નાચ્યા નહિ, અમે વિલાપ કીધો, પણ તમે રડ્યા નહિ
૩૩કેમકે યોહાન બાપ્તિસ્મા કરનાર રોટલી ખાતો કે
દ્રાક્ષરસ પીતો આવ્યો નથી, ને તમે કહો છો કે
તેને ભૂત વળગ્યુ છે ૩૪માણસનો દીકરો ખાતો પીતો
આવ્યો છે, ને તમે કહો છો કે, જુઓ, ખાવરો ને
દારૂબાજ માણસ, દાણીઓનો તથા પાપીઓનો મિત્ર!
૩૫પણ જ્ઞાન પોતાના સઘળા છોકરાથી યથાર્થ ઠરે છે

૩૬અને ફરોશીઓમાના એકે પોતાની સાથે જમવા
સારૂ તેને વિનતી કીધી અને ફરોશીના ઘરમા જઇને
તે જમવા બેઠો ૩૭અને, જુઓ, એ શહેરમા એક
પાપી બાયડી હતી, તેણીએ જ્યારે જાણ્યુ કે ફરોશીને
ઘેર તે જમવા બેઠો છે, ત્યારે અત્તરની સગેમરમરની
ડબ્બી લાવીને, ૩૮તેના પગ પાસે રડતી રડતી પછ-
વાડે ઉભી રહી, ને પોતાના આસુએ તેના પગ પલા-
ળવા તથા પોતાના માથાના ચોટલાએ લુછવા લાગી,
ને તેના પગને ચુમ્યા, ને અત્તર ચોળ્યુ ૩૯હવે તે
જોઇને જે ફરોશીએ તેને નહોતર્યો હતો તે મનમા
એમ કહેવા લાગ્યો કે, જો આ માણસ ભવિષ્યવાદી
હોત, તો આ બાયડી જે તેને અડકે છે, તે કોણ ને
કેવી છે, તે જાણત, એટલે કે તે પાપી છે ૪૦અને
ઇસુએ તેને ઉત્તર આપતા કહ્યુ કે, સીમોન, મારે તને
કઇ કહેવુ છે અને તેણે કહ્યુ કે, ઉપદેશક, કહે
૪૧એક લેણદારને બે દેવાદાર હતા, એકને પાચસે
દીનારનું દેવુ, ને બીજાને પચાસનુ હતુ ૪૨જ્યારે
તેઓની પાસે કઇ વાળી આપવાનુ ન હતું, ત્યારે
તેણે બેહુને માફ કીધુ તો તેઓમાનો કોણ તેના પર
વિશેષ પ્રેમ રાખશે? ૪૩સીમોને ઉત્તર આપતા કહ્યુ
કે, મને લાગે છે કે જેને તેણે વિશેષ માફ કીધુ તે
અને તેણે કહ્યુ, તેં વાજબી નિર્ણય કર્યો ૪૪અને તેણે
પેલી બાયડી તરફ મ્હો ફેરવીને સીમોનને કહ્યુ કે, આ

બાયડીને તું જુએ છે? હું તારે ઘેર આવ્યો ત્યારે
મારા પગને સારૂ તેં મને કંઇ પાણી આપ્યું નહિ;
પણ એણીએ મારા પગ આંસુએ પલાળીને તેમને
પોતાના માથાના ચોટલાએ લુછ્યા છે. ૪૫ તેં મને
ચુંબન કીધું નહિ; પણ હું માંહે આવ્યો તે વેળાથી
એ મારા પગ ચુમ્યાજ કરે છે. ૪૬ તેં મારે માથે તેલ
ચોળ્યું નહિ; પણ એણીએ મારા પગે અત્તર ચોળ્યું
છે. ૪૭ એ માટે હું તને કહું છું કે, એનાં પાપ જે ઘણાં
છે તેઓની માફી થઇ છે; કેમકે એણીએ ઘણો પ્રેમ
રાખ્યો; પણ જેને થોડું માફ થયું છે તે થોડો પ્રેમ
રાખે છે. ૪૮ અને તેણે એણીને કહ્યું કે, તારાં પાપ માફ
થયાં છે. ૪૯ અને તેની સાથે જેઓ ખાવા બેઠા હતા,
તેઓ પોતાના મનમાં કહેવા લાગ્યા કે, એ કોણ છે
જે પાપને પણ માફ કરે છે? ૫૦ ને તેણે તે બાયડીને
કહ્યું કે, તારા વિશ્વાસે તને બચાવી છે; શાંતિએ જા.

૮ અને થોડી મુદત પછી એમ થયું કે તે શહેરે
શહેર તથા ગામેગામ ઉપદેશ કરતો તથા દેવના
રાજ્યની સુવાર્ત્તા કહેતો ફર્યો, ને તેની સાથે બાર
[શિષ્યો] હતા, ૨ ને કેટલીક બાયડીઓ જે ભુંડા
આત્માઓથી તથા મંદવાડોથી સાજી કરવામાં આવી
હતી, એટલે માગ્દાલેણ કહેવાએલી મરિયમ જેના-
માંથી સાત ભૂત નીકળ્યાં હતાં તે, ૩ તથા હેરોદના
કારભારી ખુઝાની વહુ યોહાન્ના તથા સુસાન્ના તથા
બીજી ઘણી બાયડીઓ જેઓ પોતાની પુંજીમાંથી તેની
સેવા કરતી હતી તેઓ પણ [તેની સાથે] હતી.
૪ અને જ્યારે અતિ ઘણા લોક એકઠા થયા, ને
શહેરે શહેરના લોક તેની પાસે આવ્યા, ત્યારે તેણે
દૃષ્ટાંતમાં કહ્યું કે, ૫ વાવનાર પોતાનાં બી વાવવાને
ગયો, ને તે વાવતો હતો ત્યારે કેટલાંએક માર્ગની
કોરે પડ્યાં; ને તે પગતળે ખુંદાઇ ગયાં, ને આકાશનાં
પક્ષીઓ તે ખાઇ ગયાં. ૬ અને બીજાં પત્થર પર
પડ્યાં, ને તેને ભિનાશ મળી નહિ માટે ઉગ્યાં તેવાંજ
તે ચિમળાઇ ગયાં. ૭ અને બીજાં કાંટાઓમાં પડ્યાં,
ને કાંટાઓએ તેની સાથે ઉગીને તેને દાબી નાખ્યાં.
૮ અને બીજાં સારી ભોંયમાં પડ્યાં, ને ઉગ્યાં, ને તેને
સોગણું ફળ આવ્યું. એ વાતો કહેતાં તેણે ઘાંટો
પાડીને કહ્યું કે, જેને સાંભળવાને કાન છે તેણે સાંભળવું.
૯ અને તેના શિષ્યોએ તેને પુછ્યું કે, એ દૃષ્ટાંત
[નો અર્થ] શો હશે? ૧૦ ને તેણે કહ્યું કે, દેવના
રાજ્યના મર્મ જાણવાનું તમને આપેલું છે, પણ બીજા-
ઓને દૃષ્ટાંતોમાં, કે જોતાં તેઓ જુએ નહિ, ને સાંભ-
ળતાં તેઓ સમજે નહિ. ૧૧ હવે દૃષ્ટાંત[નો અર્થ] આ
છે, બી તો દેવની વાત છે. ૧૨ અને માર્ગની કોર પરનાં
તો સાંભળનારા છે; પછી શેતાન આવીને તેઓનાં
મનમાંથી વાત લઇ જાય છે, રખે તેઓ વિશ્વાસ કરીને
તારણ પામે. ૧૩ અને પત્થર પરનાં તો એ છે કે,
જેઓ સાંભળીને વાત હરખથી માની લે છે; અને
તેઓને જડ નથી, માટે તેઓ થોડી વાર સુધી વિશ્વાસ
કરે છે, ને પરીક્ષણની વેળાએ પાછા હઠે છે. ૧૪ અને
જે કાંટાઓમાં પડ્યાં તે એ છે કે, જેઓએ વાત
સાંભળી છે, ને પોતાને માર્ગે ચાલતાં ચાલતાં સંસારની
ચિંતા તથા દ્રવ્ય તથા વિલાસથી દબાઇ જાય છે, ને
તેઓને પાકું ફળ આવતું નથી. ૧૫ અને સારી ભોંયમાં
પડેલાં એ છે કે, જેઓ સાંભળીને ચોખ્ખા તથા રૂડા
દિલથી વાત પકડી રાખે છે, ને ધીરજથી ફળ આપે છે.
૧૬ વળી કોઇ માણસ દીવો સળગાવીને તેને વાસ-
ણથી ઢાંકતો નથી, અથવા ખાટલા હેઠળ મુકતો
નથી; પણ દીવી પર મુકે છે કે માંહે આવનારાઓ
અજવાળું જુએ. ૧૭ કેમકે પ્રગટ નહિ કરાશે, એવું
કંઇ છાનું નથી; ને જણાશે નહિ, તથા ઉઘાડું નહિ
થશે, એવું કંઇ ગુપ્ત નથી. ૧૮ માટે તમે કેવી રીતે
સાંભળો છો તે વિષે સાવધાન રહો; કેમકે જેની પાસે
છે તેને અપાશે; ને જેની પાસે નથી તેની પાસેથી
તેના ધારવા પ્રમાણે તેનું જે છે તે પણ લઇ લેવાશે.
૧૯ અને તેની મા તથા ભાઇઓ તેની પાસે આવ્યાં,
પણ લોકની ભીડને લીધે તેઓ તેની નજદીક જઇ
શક્યાં નહિ. ૨૦ અને તેને [કોઇએ] ખબર આપી
કે, તારી મા તથા તારા ભાઇઓ બહાર ઉભાં રહ્યાં છે,
ને તને મળવા ચાહે છે. ૨૧ પણ તેણે ઉત્તર આપતાં
તેઓને કહ્યું કે, આ જેઓ દેવની વાત સાંભળે છે તથા
પાળે છે તેઓ મારી મા તથા મારા ભાઇઓ છે.
૨૨ અને એ અરસામાં એક દહાડો એમ થયું કે તે
પોતાના શિષ્યોની સાથે હોડી પર ચઢ્યો; ત્યારે તેણે
તેઓને કહ્યું કે, આપણે સરોવરને પેલે પાર જઇએ;
ને તેઓ નીકળ્યા. ૨૩ અને તેઓ હંકારતા હતા
એટલામાં તે ઉંઘી ગયો; ને સરોવર પર પવનનું
તોફાન આવી પડ્યું; ને [પાણીથી હોડી] ભરાઇ
જવા લાગી, ને તેઓ જોખમમાં હતા. ૨૪ અને તેઓએ
તેની પાસે આવીને તેને જગાડીને કહ્યું કે, સાહેબ,
સાહેબ, અમે નાશ પામીએ છીએ. ત્યારે તેણે ઉઠીને
પવનને તથા પાણીનાં મોજાંને ધમકાવ્યાં, ને તેઓ
બંધ પડ્યાં, ને શાંતિ થઇ. ૨૫ અને તેણે તેઓને કહ્યું કે,

તમારો વિશ્વાસ ક્યાં છે? ને તેઓ બીને અચરત થયા,
ને માહોમાહે કહ્યું કે, આ તે કોણ છે કે પવનને તથા
પાણીને પણ આજ્ઞા કરે છે ને તેઓ એનુ માને છે?
૨૬ અને ગાલીલની સામેના ગેરાસીનીઓના દેશમા
તેઓ પહોચ્યા. ૨૭ અને તે કાંઠે ઉતર્યો, ત્યારે શહેર-
માથી એક માણસ તેને મળ્યો જેને ભૂતો વળગેલા
હતા; ને ઘણી મુદતથી તે લુગડાં પહેરતો ન હતો,
ને ઘરમાં નહિ, પણ કબરોમા રહેતો હતો. ૨૮ અને
તેણે ઇસુને દીઠો ત્યારે તે બૂમ પાડીને તેની આગળ
પડયો ને મોટે ઘાટે કહ્યું કે, ઓ ઇસુ, પરાત્પર દેવના
દીકરા, મારે ને તારે શુ છે? હુ તને વિનતી કરૂ છું કે
મને પીડા ન દે. ૨૯ કારણ કે તેણે અશુદ્ધ આત્માને
તે માણસમાથી નીકળવાનો હુકમ કીધો હતો કેમકે
તે વારે વારે તેને વળગ્યો હતો; ને સાકળોથી તથા
બેડીઓથી તેને બાધીને કબજે રાખતા હતા; પણ
બધનો તોડી નાખીને તે ભૂતથી રાનમા હકાઇ જતો
હતો. ૩૦ અને ઇસુએ તેને પુછ્યુ કે, તારૂ નામ શું
છે? ને તેણે કહ્યું કે, સેના, કેમકે ઘણા ભૂતો તેમા
પેઠા હતાં. ૩૧ અને તેઓએ તેને વિનતી કીધી કે,
અમને નીકળીને ઉંડાણમા જવાનો હુકમ ન કર.
૩૨ હવે ત્યા ઘણા ભુડોનુ ટોળુ પહાડ પર ચરતું હતું;
ને તેઓએ તેને વિનતી કીધી કે, અમને તેઓમા
પેસવાની રજા આપ. અને તેણે તેઓને રજા આપી.
૩૩ અને ભૂતો તે માણસમાથી નીકળીને ભુડોમા
પેઠા; ને તે ટોળુ કરાડા પરથી સરોવરમા ધસી
પડયુ, ને ડુબી મુઉં. ૩૪ અને જે થયુ તે જોઇને ચરાવ-
નારા નાઠા, ને શહેરમા તથા ગામડામાં તે જાહેર કર્યું
૩૫ અને જે થયું તે જોવા સારૂ લોક નીકળ્યા, ને
ઇસુની પાસે આવ્યા; અને જે માણસમાથી ભૂતો
નીકળ્યાં હતાં તેને તેઓએ [લુગડા] પહેરેલો તથા
શુદ્ધિમા આવેલો ઇસુના પગ આગળ બેઠેલો દીઠો,
ને તેઓ બીધા. ૩૬ અને ભૂત વળગેલો માણસ શી
રીતે સાજો થયો, તે જેઓએ જોયુ હતું તેઓએ
તેમને કહ્યું. ૩૭ અને ગેરાસીનીઓના આસપાસના
દેશમાંના સર્વ લોકે તેને વિનતી કીધી કે, અમારી
પાસેથી ચાલ્યો જા; કેમકે તેઓને ઘણી દહેશત
લાગી હતી. અને તે હોડી પર ચઢીને પાછો ગયો.
૩૮ પણ જે માણસમાથી ભૂતો નીકળ્યા હતા તેણે
તેની સાથે રહેવા સારૂ વિનતી કરી; પણ તેણે તેને
વિદાય કરતા કહ્યુ કે, ૩૯ તારે ઘેર પાછો જા, ને દેવે
તારે સારૂ કેવા મોટા કામ કીધા છે તે કહી જણાવ.
અને તેણે જઇને ઇસુએ કેવાં મોટાં કામ તેને સારૂ
કીધા હતા, તે આખા શહેરમા પ્રગટ કીધુ.
૪૦ અને ઇસુ પાછો આવ્યો, ત્યારે લોકોએ તેનો
આવકાર કીધો; કેમકે બધા તેની વાટ જોતા હતા.
૪૧ અને જુઓ, યાઐરસ નામે એક માણસ આવ્યો,
ને તે સભાસ્થાનનો અધિકારી હતો; ને તેણે ઇસુને
પગે પડીને તેને વિનંતી કીધી કે, મારે ઘેર આવ,
૪૨ કેમકે તેને આસરે બાર વરસની એકનીએક દીકરી
હતી, ને તે મરવા પડી હતી પણ તે જતો હતો તે
દરમ્યાન ઘણા લોકે તેના પર પડાપડી કીધી.
૪૩ અને એક બાયડીને બાર વરસથી લોહીવા હતો,
ને તેણીએ પોતાની બધી પુજી વૈદો પાછળ ખરચી
નાખી હતી, પણ કોઇથી તે સાજી થઇ શકી નહિ.
૪૪ તે તેની પછવાડે આવીને તેના લુગડાની કોરને
અડકી, ને તરત તેનો લોહીવા બધ થયો. ૪૫ અને
ઇસુએ કહ્યું કે, મને કોણ અડક્યુ? ને બધાએ ના
કહી, ત્યારે પીતર તથા જે તેની સાથે હતા તેઓએ
કહ્યું કે, સાહેબ, ઘણા લોક તારા ઉપર પડાપડી કરે
છે, ને [તને] ચગદી નાખે છે. ૪૬ પણ ઇસુએ કહ્યું
કે, કોઇ મને અડક્યુ ખરૂ; કેમકે મારામાથી પરાક્રમ
નીકળ્યુ એવી મને ખબર પડી. ૪૭ અને જ્યારે તે
બાયડીએ જાણ્યુ કે હુ ગુપ્ત રહી નથી, ત્યારે તે ધ્રુજતી
ધ્રુજતી આવી, ને તેને પગે પડીને શા કારણથી તે
તેને અડકી હતી, ને શી રીતે તરત સાજી થઇ હતી,
તે તેણીએ બધા લોકની આગળ તેને કહી સભળાવ્યુ.
૪૮ અને તેણે તેને કહ્યું કે, દીકરી, તારા વિશ્વાસે તને
સાજી કરી છે; શાતિએ જા.
૪૯ તે હજી બોલતો હતો એટલામા સભાસ્થાનના
અધિકારીને ત્યાથી એક જણે આવીને તેને કહ્યું કે,
તારી દીકરી મરી ગઇ છે, ઉપદેશકને તસ્દી ન દે.
૫૦ પણ તે સાંભળીને ઇસુએ તેને ઉત્તર આપ્યો કે,
બી મા, માત્ર વિશ્વાસ કર, ને તે સાજી થશે ૫૧ અને
તે ઘરમા આવ્યો, ત્યારે પીતર તથા યાકુબ તથ
યોહાન તથા છોકરીના માબાપ સિવાય તેણે કોઇ
પોતાની સાથે માહે આવવા દીધુ નહિ ૫૨ અને બધ
તેણીને સારૂ રડતા તથા વિલાપ કરતાં હતા; પ
તેણે કહ્યુ કે, રડો મા; કેમકે તે મરી ગઇ નથી, પ
ઉંઘે છે. ૫૩ અને તે મરી ગઇ છે એમ જાણીને તેઓ
તેને હસી કાઢયો ૫૪ પણ તેણે તેનો હાથ પકડીને
મોટે ઘાટે કહ્યુ કે, છોકરી, ઉઠ. ૫૫ અને તેનો આત્મા
પાછો આવ્યો, ને તે તરત ઉઠી; ને તેણે તેને ખાવાનુ

આપવાનો હુકમ કીધો. ૫૬ અને તેનાં માબાપ અચરત
થયા; પણ તેણે તેઓને તાકીદ કરી કે, જે થયું તે
કોઇને કહેતા ના.

૯ અને તેણે [પોતાના] બાર [શિષ્યો]ને બોલા-
વીને તેઓને સઘળા ભૂતો પર, તથા રોગો
ટાળવાને પરાક્રમ તથા અધિકાર આપ્યા; ૨ ને દેવનું
રાજ્ય પ્રગટ કરવા તથા માંદાઓને સાજા કરવા તેણે
તેઓને મોકલ્યા. ૩ અને તેણે તેઓને કહ્યું કે, તમારી
મુસાફરીને સારૂ કંઇ લેતા ના, લાકડી નહિ, કે ઝોળણું
નહિ, કે રોટલી નહિ, કે નાણું નહિ; વળી બબે
અંગરખા રાખશો નહિ. ૪ અને જે કોઇ ઘરમા તમે
જાઓ, તેમાજ રહો, ને ત્યાંથીજ નીકળો. ૫ અને તે
શહેરમાથી તમે નીકળો ત્યારે જેટલાએ તમારો અંગી-
કાર કીધો ન હોય તેટલાની વિરૂદ્ધ સાક્ષી તરીકે તમારા
પગની ધૂળ ખખેરી નાખજો. ૬ અને તેઓ [ત્યાંથી]
નીકળ્યા, ને ગામેગામ સુવાર્ત્તા પ્રગટ કરતા તથા સર્વ
ઠેકાણે રોગ મટાડતા ગયા.

૭ હવે જે થયું તે સઘળું સાંભળીને હેરોદ રાજા બહુ
ગુંચવણમાં પડ્યો, કેમકે કેટલાએક એમ કહેતા હતા
કે, યોહાન મુએલામાથી ઉઠ્યો છે. ૮ અને કેટલાએક
કહેતા હતા કે, એલિયાહ પ્રગટ થયો છે; ને બીજાઓ
કહેતા હતા કે, પુરાતન ભવિષ્યવાદીઓમાંનો એક
પાછો ઉઠ્યો છે. ૯ અને હેરોદે કહ્યું કે, યોહાનનું માથું

શિષ્યોને કહ્યું કે, આસરે પચાસ પચાસની પંગત
પાડી તેઓને બેસાડો. ૧૫ અને તેઓએ તેમ કીધું,
ને સર્વને બેસાડ્યા. ૧૬ અને તેણે પાચ રોટલી ને બે
માછલી લઇને આકાશ તરફ જોઇને તેઓને આશીર્વાદ
દીધો, ને ભાગીને લોકને પિરસવા સારૂ શિષ્યોને
આપી. ૧૭ અને તેઓએ ખાધું, ને સર્વે તૃપ્ત થયા;
ને છાંડેલા કકડાની તેઓએ બાર ટોપલી ઉઠાવી.

૧૮ અને એમ થયું કે તે એકાંતમા પ્રાર્થના કરતો
હતો, ત્યારે શિષ્યો તેની સાથે હતા; ને તેણે તેઓને
પુછતા કહ્યું કે, હું કોણ છું, તે વિષે લોકો શું કહે છે?
૧૯ અને તેઓએ ઉત્તર આપતા કહ્યું કે, યોહાન
બાપ્તિસ્મા કરનાર; પણ કેટલાએક [કહે છે] કે,
એલીયાહ; ને બીજા [કહે છે] કે, પુરાતન ભવિષ્ય-
વાદીઓમાંનો એક પાછો ઉઠ્યો છે. ૨૦ અને તેણે
તેઓને કહ્યું કે, પણ હું કોણ છું તે વિષે તમે શું કહો
છો? ને પીતરે ઉત્તર આપતાં કહ્યું કે, દેવનો ખ્રીસ્ત
૨૧ પણ તેણે તેઓને તાકીદ આપી ને આજ્ઞા કીધી
કે, એ વાત કોઇને કહેતા ના. ૨૨ અને તેણે તેઓને
કહ્યું કે, માણસના દીકરાને ઘણું સહેવું, ને વડીલોથી
તથા મુખ્ય યાજકોથી તથા શાસ્ત્રીઓથી નાપસંદ થવું
તથા માર્યા જવું, ને ત્રીજે દહાડે પાછા ઉઠવું એ
જરૂરનું છે. ૨૩ અને તેણે સઘળાને કહ્યું કે, જો કોઇ
મારી પાછળ આવવા ચાહે, તો તેણે પોતાનો નકાર

બીજાએ પણ કહ્યું કે, પ્રભુ, હું તારી પાછળ આવીશ;
પણ પહેલવહેલા જે મારે ઘેર છે તેઓને છેલ્લી સલામ
કરી આવવાની મને રજા આપ. ૬૨ પણ ઇસુએ તેને
કહ્યું કે, કોઇ માણસ હળે હાથ દીધા પછી પછવાડે
જુએ તો તે દેવના રાજ્યને યોગ્ય નથી.

૧૦ હવે આ બિનાઓ બન્યા પછી પ્રભુએ બીજા
સિત્તેરને ઠરાવ્યા, ને જે પ્રત્યેક શહેર તથા
જગ્યામાં તે પોતે જવાનો હતો, તેમાં તેઓમાંથી
બબ્બેને પોતાની આગળ મોકલ્યા. ૨ અને તેણે તેઓને
કહ્યું કે, ફસલ પુષ્કળ છે, પણ મજુરો થોડા છે; માટે
તમે ફસલના ધણીની પ્રાર્થના કરો કે તે પોતાની
ફસલને સારૂ મજુરો મોકલે. ૩ ચાલ્યા જાઓ; જુઓ,
હું તમને વરૂઓમધ્યે ઘેટાંનાં બચ્ચાં જેવા મોકલું છું.
૪ થેલી કે જોળણું કે જોડા લેતા ના; ને માર્ગે કોઇને
સલામ કરતા ના. ૫ અને જે કોઇ ઘરમાં તમે પેસો
ત્યાં પ્રથમ એમ કહો કે, આ ઘરને શાંતિ થાઓ.
૬ અને જો કોઇ શાંતિનો પુત્ર ત્યાં હશે તો તમારી
શાંતિ તેના પર રહેશે; પણ જો નહિ હશે, તો તે
તમારી પાસે પાછી વળશે. ૭ અને તેજ ઘરમાં રહો,
ને જે તેઓની પાસે હોય તે ખાતા પીતા રહો; કેમકે
મજુર પોતાના મુસારાને યોગ્ય છે; ઘેરેઘેર ફરતા ના.
૮ અને જે કોઇ શહેરમાં તમે પેસો ને તેઓ તમારો
આવકાર કરે, તો જે કંઇ તેઓ તમારી આગળ મુકે
તે ખાઓ; ૯ અને તેમાંના માંદાઓને સાજા કરો, ને
તેઓને કહો કે, દેવનું રાજ્ય તમારી પાસે આવ્યું છે.
૧૦ પણ જે કોઇ શહેરમાં તમે પેસો, ને તેઓ તમારો
આવકાર નહિ કરે, તો તેના રસ્તાઓમાંથી નીકળી
જઇને ૧૧ મારા શહેરની જે ધૂળ અમારા
પગને પણ તમારી વિરૂદ્ધ અમે ખંખેરી
નાખી [illegible]સુ એટલું જાણો કે દેવનું રાજ્ય
પાસે આવ્યું છે. ૧૨ હું તમને કહું છું કે, તે દહાડે તે
શહેરના કરતાં સદોમના હાલ સહેલ થશે. ૧૩ ઓ
ખોરાઝીન, તને હાય! હાય! ઓ બેથસાઇદા, તને
હાય! હાય! કેમકે જે પરાક્રમી કામો તમારામાં થયાં
છે, તે જો સૂર તથા સીદોનમાં થયાં હોત, તો તેઓએ
ક્યારનો તાટમાં તથા રાખમાં બેસીને પસ્તાવો કર્યો
હોત. ૧૪ તથાપિ ન્યાયકાળે તમારા કરતા સૂર તથા
સીદોનને સહેલું પડશે. ૧૫ અને, ઓ કાપરનાહુમ,
તું આકાશ સુધી ઉંચુ કરાશે શું? તું હાડેસ સુધી નીચું
નંખાશે. ૧૬ જે તમારૂં સાંભળે છે તે મારૂં સાંભળે છે;
ને જે તમારો નકાર કરે છે તે મારો નકાર કરે છે;
ને જે મારો નકાર કરે છે તે મારા મોકલનારનો
નકાર કરે છે.

૧૭ અને તે સિત્તેર હરખાતા હરખાતા પાછા
આવ્યા, ને તેઓએ કહ્યું કે, પ્રભુ, તારા નામથી ભૂતો
પણ અમારે તાબે થયા છે. ૧૮ અને તેણે તેઓને કહ્યું
કે, મેં શેતાનને વિજળીની પેઠે આકાશથી પડેલો જોયો.
૧૯ જુઓ, સર્પો તથા વીંછુઓ પર પગ મુકવાનો,
તથા શત્રુના બધા પરાક્રમ પરનો અધિકાર મેં તમને
આપ્યો છે; ને કશાથી પણ તમને ઇજા થશે નહિ
૨૦ પણ આત્માઓ તમારે તાબે થયા છે, તેને લીધે
હરખાઓ મા; પણ તમારાં નામ આકાશમાં લખેલાં
છે, તેને લીધે હરખાઓ.

૨૧ તેજ વેળાએ તે પવિત્ર આત્માથી હરખાયો, ને
બોલ્યો કે, ઓ બાપ, આકાશ તથા પૃથ્વીના ધણી,
હું તારી સ્તુતિ કરૂ છું કે, જ્ઞાનીઓથી તથા બુદ્ધિ-
વાનોથી એ વાત તેં ગુપ્ત રાખી, ને બાળકોને પ્રગટ
કીધી છે; હા, બાપ, કેમકે તને એ સારૂ લાગ્યું.
૨૨ મારા બાપે મને સઘળું સોપ્યું છે; ને દીકરો કોણ
છે, એ બાપ વિના બીજો કોઇ જાણતો નથી; ને બાપ
કોણ છે, એ દીકરા વિના તથા જેને દીકરો પ્રગટ કરવા
ચાહે તે વિના બીજો કોઇ જાણતો નથી. ૨૩ અને તેણે
શિષ્યો તરફ ફરીને તેઓને એકાંતમાં કહ્યું કે, જે તમે
જુઓ છો, તે જે આંખો જુએ તેઓને ધન્ય છે.
૨૪ કેમકે હું તમને કહું છુ કે, જે તમે જુઓ છો તે
ઘણા ભવિષ્યવાદીઓ તથા રાજાઓ જોવા ચહાતા
હતા, પણ તેઓએ જોયું નહિ; ને જે તમે સાંભળો
છો તે તેઓ સાંભળવા ચહાતા હતા, પણ તેઓએ
સાંભળ્યું નહિ.

૨૫ અને જુઓ, એક પંડિતે ઉભા થઇને તેનું પરી-
ક્ષણ કરતાં કહ્યું કે, ઉપદેશક, અનંત જીવનનો વારસો
પામવા સારૂ મારે શું કરવું? ૨૬ અને તેણે તેને કહ્યું
કે, નિયમશાસ્ત્રમાં શું લખ્યુ છે? તું શું વાચે છે? ૨૭ ને
તેણે ઉત્તર આપતાં કહ્યું કે, તારા દેવ પ્રભુ પર તારા
પુરા હૃદયથી તથા તારા પુરા જીવથી તથા તારા પુરા
સામર્થ્યથી તથા તારા પુરા મનથી પ્રેમ રાખવો, ને
જેવો પોતા પર તેવો તારા પડોસી પર [પ્રેમ
રાખવો]. ૨૮ અને તેણે તેને કહ્યું કે, તેં ઠીક ઉત્તર
આપ્યો છે; એમ કર, ને તું જીવશે. ૨૯ પણ તેણે
પોતાને ન્યાયી ઠરાવવા ચાહીને ઇસુને કહ્યું, તો મારો
પડોસી કોણ છે? ૩૦ ઇસુએ ઉત્તર આપતાં કહ્યું કે,
એક પુરૂષ યરૂશાલેમથી યરેખો જતો હતો; અને તે

થયા. ૩૦ અને, જુઓ, બે પુરૂષ, એટલે મુસા તથા
એલીયાહ, તેની સાથે વાત કરતા હતા ૩૧ તેઓ
મહિમાસહિત દેખાતા હતા, ને તેનુ મરણ જે યરૂશા-
લેમમા થવાનુ હતુ તે સબંધી બોલતા હતા ૩૨ હવે
પીતર તથા જેઓ તેની સાથે હતા તેઓ ઉંઘે ઘેરાયલા
હતા, પણ જ્યારે તેઓ પુરા જાગતા થયા, ત્યારે
તેઓએ તેનો મહિમા દીઠો, તથા તેની સાથે જે બે
પુરૂષ ઉભા હતા તેઓને પણ દીઠા ૩૩ અને એમ
થયુ કે તેઓ તેની પાસેથી વિદાય થતા હતા, ત્યારે
પીતરે ઇસુને કહ્યુ કે, સાહેબ, અહીં રહેવુ આપણે
માટે સારૂ છે, તો અમે ત્રણ માંડવા બનાવીએ, એક
તારે સારૂ, ને એક મુસાને સારૂ, ને એક એલીયાહને
સારૂ, કેમકે પોતે શું કહ્યુ તે તે સમજતો નહોતો
૩૪ અને તે એમ કહેતો હતો, એટલામા એક વાદળુ
આવ્યુ, ને તેઓ પર તેની છાયા પડી, ને તેઓ
વાદળામા પેઠા ત્યારે તેઓ બીધા ૩૫ અને વાદળા-
માથી એવી વાણી થઇ કે, આ મારો પસંદ કરેલો
દીકરો છે, તેનુ સાંભળો. ૩૬ તે વાણી થઇ રહી, ત્યારે
ઇસુ એકલો દેખાયો અને તેઓ છાના રહ્યા, ને
જે જે જોયુ હતુ તેમાનુ કંઇ તેઓએ તે દિવસોમા
કોઇને કહ્યુ નહિ.

૩૭ અને એમ થયુ કે બીજે દહાડે તેઓ પહાડ
પરથી ઉતર્યા, ત્યારે અતિઘણા લોક તેને મળ્યા
૩૮ અને, જુઓ, લોકો મધ્યેથી એક માણસે ઘાંટો
પાડીને કહ્યુ કે, ઉપદેશક, હુ તને વિનંતી કરૂ છુ કે,
મારા દીકરા પર દૃષ્ટિ કર, કેમકે તે મારો એકનો-
એક પુત્ર છે, ૩૯ ને, જો, એક [અશુદ્ધ] આત્મા
તેને વળગે છે, ને એકાએક તે બૂમ પાડે છે, ને તેને
એવો મરડે છે કે તેને ફીણ આવે છે, ને તેને ઘણી
ઇજા કરીને મુશ્કેલીથી તેને છોડે છે ૪૦ અને તેને
કાઢવાની મેં તારા શિષ્યોને વિનંતી કીધી, પણ તેઓ
કાઢી શક્યા નહિ. ૪૧ અને ઇસુએ ઉત્તર આપતા
કહ્યુ કે, ઓ અવિશ્વાસી તથા આડી પેઢી, હુ ક્યા
સુધી તમારી સાથે રહીશ, ને તમારૂ સહન કરીશ?
તારા દીકરાને અહીં લાવ ૪૨ અને તે આવતો હતો
એટલામા ભૂતે તેને પછાડી નાખ્યો, ને તેને બહુ
મરડ્યો. પણ ઇસુએ અશુદ્ધ આત્માને ધમકાવ્યો,
ને છોકરાને સારો કીધો, ને તેને તેના બાપને પાછો
સોંપ્યો. ૪૩ અને દેવના મહા પરાક્રમથી તેઓ બધા
વિસ્મિત થયા

પણ તેણે જે જે કીધુ તે વિષે સઉને સર્વ
વિસ્મિત થતા હતા, ત્યારે તેણે પોતાના શિષ્યોને
કહ્યુ કે, ૪૪ આ વચનો તમારા કાનમા ઉતરવા દો,
કેમકે માણસનો દીકરો માણસોના હાથમા સોંપાશે
૪૫ પણ એ વાત તેઓ સમજ્યા નહિ, ને તેઓથી
તે ગુપ્ત રખાઇ, એ માટે કે તેઓ તે સમજે નહિ,
અને આ વાત સબંધી તેને પુછતા તેઓ બીધા

૪૬ અને તેઓમા વાદવિવાદ શરૂ થયો કે, આપ-
ણામા કોણ સૌથી મોટો થાય? ૪૭ પણ ઇસુએ
તેઓના મનના વિચાર જાણીને એક બાળકને લઇને
તેને પોતાની પાસે ઉભુ રાખ્યુ, ૪૮ ને તેઓને કહ્યુ
કે, જે કોઇ મારે નામે આ બાળકનો અંગીકાર કરે છે,
તે મારો અંગીકાર કરે છે, ને જે કોઇ મારો અંગીકાર
કરે છે તે મારા મોકલનારનો અંગીકાર કરે છે, કેમકે
તમ સર્વમા જે સૌથી નાનો તેજ મોટો છે

૪૯ અને યોહાને ઉત્તર આપતા કહ્યુ કે, સાહેબ,
અમે એક માણસને તારે નામે ભૂત કાઢતા જોયો, ને
અમે તેને મના કીધી, કારણ કે તે આપણી સાથે
ચાલતો નથી ૫૦ પણ ઇસુએ તેને કહ્યુ કે, મના ન કરો,
કેમકે જે તમારી વિરૂદ્ધ નથી, તે તમારા પક્ષનો છે

૫૧ અને એમ થયુ કે તેને ઉપર લઇ લેવાના દિવસો
પુરા થવા આવ્યા, ત્યારે તેણે યરૂશાલેમ જવા સારૂ
પોતાનુ મ્હો [તે ભણી] દૃઢ રાખ્યુ ૫૨ અને તેણે
પોતાની આગળ કાસદો મોકલ્યા, ને તેઓ જઇને
તેને સારૂ તૈયારી કરવા માટે સમરૂનીઓના એક
ગામમા પેઠા ૫૩ અને તેઓએ તેનો આવકાર કીધો
નહિ, કારણ કે યરૂશાલેમ ભણી તેનુ મ્હો હતુ
૫૪ અને તેના શિષ્યો યાકુબ તથા યોહાને એ જોઇને
કહ્યુ કે, પ્રભુ, શું, તારી એવી ઇચ્છા છે કે અમે આજ્ઞા
કરીએ કે આકાશથી આગ પડીને તેઓનો નાશ કરે?
૫૫ પણ તેણે પાછા ફરીને તેઓને ધમકાવ્યા. ૫૬ અને
તેઓ બીજે ગામ ગયા.

૫૭ અને તેઓ માર્ગે ચાલતા હતા, તેવામા કોઇએક
તેને કહ્યુ કે, પ્રભુ, જ્યા કહીં તુ જઇશ ત્યા હુ તારી
પાછળ આવીશ. ૫૮ અને ઇસુએ તેને કહ્યુ કે, લોકડીને
દર હોય છે, ને આકાશના પક્ષીઓને માળા હોય છે,
પણ માણસના દીકરાને માથુ મુકવાનો ઠામ નથી.
૫૯ અને તેણે બીજાને કહ્યુ કે, મારી પાછળ આવ
પણ તેણે કહ્યુ કે, પ્રભુ મને રજા આપ કે હુ પહેલા
જઇને મારા બાપને દાટું. ૬૦ પણ તેણે કહ્યુ કે,
મુએલાઓને પોતાના મુએલાઓને દાટવા દે, પણ
તુ જઇને દેવના રાજ્ય[ની વાત] પ્રગટ કર ૬૧ અને

બીજાએ પણ કહ્યું કે, પ્રભુ, હુ તારી પાછળ આવીશ,
પણ પહેલવહેલા જે મારે ઘેર છે તેઓને છેલ્લી સલામ
કરી આવવાની મને રજા આપ ૬૨ પણ ઇસુએ તેને
કહ્યું કે, કોઇ માણસ હળે હાથ દીધા પછી પછવાડે
જુએ તો તે દેવના રાજ્યને યોગ્ય નથી

૧૦ હવે આ બિનાઓ બન્યા પછી પ્રભુએ બીજા
સિત્તેરને ઠરાવ્યા, ને જે પ્રત્યેક શહેર તથા
જગ્યામા તે પોતે જવાનો હતો, તેમા તેઓમાથી
બબ્બેને પોતાની આગળ મોકલ્યા ૨ અને તેણે તેઓને
કહ્યું કે, ફસલ પુષ્કળ છે, પણ મજુરો થોડા છે, માટે
તમે ફસલના ધણીની પ્રાથના કરો કે તે પોતાની
ફસલને સારૂ મજુરો મોકલે ૩ ચાલ્યા જાઓ, જુઓ,
હુ તમને વરૂઓમધ્યે ઘેટાના બચ્ચા જેવા મોકલુ છુ
૪ થેલી કે જોળણુ કે જોડા લેતા ના, ને માર્ગે કોઇને
સલામ કરતા ના ૫ અને જે કોઇ ઘરમા તમે પેસો
ત્યા પ્રથમ એમ કહો કે, આ ઘરને શાતિ થાઓ
૬ અને જો કોઇ શાતિનો પુત્ર ત્યા હશે તો તમારી
શાતિ તેના પર રહેશે, પણ જો નહિ હશે, તો તે
તમારી પાસે પાછી વળશે ૭ અને તેજ ઘરમા રહો,
ને જે તેઓની પાસે હોય તે ખાતા પીતા રહો, કેમકે
મજુર પોતાના મુસારાને યોગ્ય છે, ઘેરેઘેર ફરતા ના
૮ અને જે કોઇ શહેરમા તમે પેસો ને તેઓ તમારો
આવકાર કરે, તો જે કઇ તેઓ તમારી આગળ મુકે
તે ખાઓ, ૯ અને તેમાના માદાઓને સાજા કરો, ને
તેઓને કહો કે, દેવનુ રાજ્ય તમારી પાસે આવ્યુ છે
૧૦ પણ જે કોઇ શહેરમા તમે પેસો, ને તેઓ તમારો
આવકાર નહિ કરે, તો તેના રસ્તાઓમાથી નીકળી
જઇને કહો કે, ૧૧ તમારા શહેરની જે ધૂળ અમારા
પગને લાગેલી છે તે પણ તમારી વિરૂદ્ધ અમે ખખેરી
નાખીએ છીએ, તોપણ એટલુ જાણો કે દેવનુ રાજ્ય
પાસે આવ્યુ છે ૧૨ હુ તમને કહુ છુ કે, તે દહાડે તે
શહેરના કરતા સદોમના હાલ સહેલ થશે ૧૩ ઓ
ખોરાજીન, તને હાય! હાય! ઓ બેથસાઇદા, તને
હાય! હાય! કેમકે જે પરાક્રમી કામો તમારામા થયા
છે, તે જો સૂર તથા સીદોનમા થયા હોત, તો તેઓએ
ક્યારનો તાટમા તથા રાખમા બેસીને પસ્તાવો કર્યો
હોત ૧૪ તથાપિ ન્યાયકાળે તમારા કરતા સૂર તથા
સીદોનને સહેલ પડશે ૧૫ અને, ઓ કાપરનાહુમ,
તુ આકાશ સુધી ઉચું કરાશે શું? તું હાદેસ સુધી નીચું
નખાશે ૧૬ જે તમારૂ સાભળે છે તે મારૂ સાભળે છે,
ને જે તમારો નકાર કરે છે તે મારો નકાર કરે છે,
ને જે મારો નકાર કરે છે તે મારા મોકલનારનો
નકાર કરે છે

૧૭ અને તે સિત્તેર હરખાતા હરખાતા પાછા
આવ્યા, ને તેઓએ કહ્યું કે, પ્રભુ, તારા નામથી ભૂતો
પણ અમારે તાબે થયા છે ૧૮ અને તેણે તેઓને કહ્યું
કે, મેં શેતાનને વિજળીની પેઠે આકાશથી પડેલો જોયો
૧૯ જુઓ, સર્પો તથા વીછુઓ પર પગ મુકવાનો,
તથા શત્રુના બધા પરાક્રમ પરનો અધિકાર મે તમને
આપ્યો છે, ને કશાથી પણ તમને ઇજા થશે નહિ
૨૦ પણ આત્માઓ તમારે તાબે થયા છે, તેને લીધે
હરખાઓ મા, પણ તમારા નામ આકાશમા લખેલા
છે, તેને લીધે હરખાઓ

૨૧ તેજ વેળાએ તે પવિત્ર આત્માથી હરખાયો, ને
બોલ્યો કે, ઓ બાપ, આકાશ તથા પૃથ્વીના ધણી,
હુ તારી સ્તુતિ કરૂ છું કે, જ્ઞાનીઓથી તથા બુદ્ધિ-
વાનોથી એ વાત તેં ગુપ્ત રાખી, ને બાળકોને પ્રગટ
કીધી છે, હા, બાપ, કેમકે તને એ સારૂ લાગ્યુ
૨૨ મારા બાપે મને સઘળુ સોપ્યુ છે, ને દીકરો કોણ
છે, એ બાપ વિના બીજો કોઇ જાણતો નથી, ને બાપ
કોણ છે, એ દીકરા વિના તથા જેને દીકરો પ્રગટ કરવા
ચાહે તે વિના બીજો કોઇ જાણતો નથી ૨૩ અને તેણે
શિષ્યો તરફ ફરીને તેઓને એકાતમા કહ્યું કે, જે તમે
જુઓ છો, તે જે આખો જુએ તેઓને ધન્ય છે
૨૪ કેમકે હુ તમને કહુ છુ કે, જે તમે જુઓ છો તે
ઘણા ભવિષ્યવાદીઓ તથા રાજાઓ જોવા ચહાતા
હતા, પણ તેઓએ જોયુ નહિ, ને જે તમે સાભળો
છો તે તેઓ સાભળવા ચહાતા હતા, પણ તેઓએ
સાભળ્યુ નહિ

૨૫ અને જુઓ, એક પડિતે ઉભા થઇને તેનુ પરી-
ક્ષણ કરતા કહ્યું કે, ઉપદેશક, અનત જીવનનો વારસો
પામવા સારૂ મારે શું કરવુ? ૨૬ અને તેણે તેને કહ્યું
કે, નિયમશાસ્ત્રમા શું લખ્યુ છે? તું શું વાચે છે? ૨૭ ને
તેણે ઉત્તર આપતા કહ્યું કે, તારા દેવ પ્રભુ પર તારા
પુરા હૃદયથી તથા તારા પુરા જીવથી તથા તારા પુરા
સામર્થ્યથી તથા તારા પુરા મનથી પ્રેમ રાખવો, ને
જેવો પોતા પર તેવો તારા પડોસી પર [પ્રેમ
રાખવો] ૨૮ અને તેણે તેને કહ્યું કે, તેં ઠીક ઉત્તર
આપ્યો છે, એમ કર, ને તુ જીવશે ૨૯ પણ તેણે
પોતાને ન્યાયી ઠરાવવા ચાહીને ઇસુને કહ્યું, તો મારો
પડોસી કોણ છે? ૩૦ ઇસુએ ઉત્તર આપતા કહ્યું કે,
એક પુરૂષ યરૂશાલેમથી યરેખો જતો હતો, અને તે

લૂટારાના હાથમાં પડ્યો, ને તેઓ તેનાં લુગડાં ઉતારી
લઇને તથા તેને મારીને તેને અધમુઓ મુકીને ચાલ્યા
ગયા. ૩૧ અને દૈવયોગે એક યાજક તે માર્ગે થઇને
જતો હતો, ને તે તેને જોઇને બીજી બાજુએ થઇને
ચાલ્યો ગયો. ૩૨ અને એમજ એક લેવી પણ તે
ઠેકાણે આવ્યો, ત્યારે તેને જોઇને બીજી બાજુએ થઇને
ચાલ્યો ગયો. ૩૩ પણ એક સમરૂની માર્ગે ચાલતાં
ચાલતાં જ્યાં તે પડ્યો હતો ત્યાં આવ્યો, ને તેને
જોઇને તેને કરૂણા આવી. ૩૪ અને તે તેની પાસે
ગયો, ને તેના ઘા પર તેલ તથા દ્રાક્ષરસ રેડીને પાટા
બાંધ્યા, ને તેને પોતાના જાનવર પર બેસાડીને તેને
ઉતારામાં લઇ ગયો, ને તેની માવજત કીધી. ૩૫ અને
બીજે દહાડે તેણે બે દીનાર કાઢીને ઉતારાવાળાને
આપ્યા, ને કહ્યું કે, તેની માવજત કરજે, ને એ કરતાં
જે કંઇ વધારે ખરચ તને લાગશે તે હુ પાછો આવીશ
ત્યારે તને વાળી આપીશ. ૩૬ હવે તું શું ધારે છે,
લૂટારાના હાથમાં પડેલા માણસનો પડોસી એ ત્રણ-
માંનો કોણ ઠર્યો? ૩૭ ને તેણે કહ્યું કે, જેણે તેના પર
દયા કીધી તે. અને ઇસુએ તેને કહ્યું કે, તું જઇને
એ પ્રમાણે કર.

૩૮ અને તેઓ માર્ગે ચાલતા હતા તે દરમ્યાન તે
એક ગામમાં પેઠો; ને મારથા નામે એક બાયડીએ
પોતાને ઘેર તેને પરોણો રાખ્યો. ૩૯ અને મરિયમ
નામે તેની એક બહેન હતી, તે ઇસુના પગ આગળ
બેસીને તેની વાત સાંભળતી હતી. ૪૦ પણ મારથા
ઘણી ચાકરી હોવાથી ગભરાઇ, ને તેણીએ તેની પાસે
આવીને કહ્યુ કે, પ્રભુ, મારી બહેને મને ચાકરી કરવા
એકલી મુકી છે, તેની શું તને ચિંતા નથી? એ માટે
તેને કહે કે મને સહાય કરે. ૪૧ પણ પ્રભુએ તેને
ઉત્તર આપતાં કહ્યું કે, મારથા, મારથા, તું ઘણી
વાતો વિષે ચિંતા કરે છે ને ગભરાય છે; ૪૨ પણ
એક વાતની અગત્ય છે; અને મરિયમે સારો ભાગ
પસંદ કીધો છે, કે જે તેની પાસેથી લઇ લેવાશે નહિ.

૧૧ અને એમ થયું કે તે એક ઠેકાણે પ્રાર્થના
કરતો હતો, તે કરી ચુક્યા પછી, તેના
શિષ્યોમાંના એકે તેને કહ્યુ કે, પ્રભુ, યોહાને પોતાના
શિષ્યોને પ્રાર્થના કરવા શિખવ્યું તેમ તું પણ અમને
શિખવ. ૨ અને તેણે તેઓને કહ્યું કે, તમે પ્રાર્થના
કરો, ત્યારે કહો કે, ઓ [[ આકાશમાંના અમારા ]]
બાપ, તારૂં નામ પવિત્ર મનાઓ; તારૂં રાજ્ય આવો;
[[ જેમ આકાશમાં તેમ પૃથ્વી પર તારી ઇચ્છા પુરી
થાઓ ]]; ૩ દિવસની અમારી રોટલી રોજ રોજ
અમને આપ; ૪ ને અમારાં પાપ અમને માફ કર;
કેમકે અમે પોતે પણ અમારા હરેક ઋણીને માફ
કરીએ છીએ. અને અમને પરીક્ષણમાં ન લાવ,
[[ પણ ભુંડાથી અમારો છુટકો કર ]].

૫ અને તેણે તેઓને કહ્યું કે, તમારામાંના કોઇને
મિત્ર હોય, ને મધરાતે તે તેની પાસે જઇને તેને એવું
કહે કે, મિત્ર, મને ત્રણ રોટલી ઉછીની આપ, ૬ કેમકે
મારો એક મિત્ર મુસાફરીએથી મારે ત્યાં આવ્યો છે,
ને તેની આગળ પિરસવાનું મારી પાસે કંઇ નથી,
૭ તો શું, તે માંહેથી ઉત્તર આપતાં એમ કહેશે કે,
મને તસ્દી ન દે, હમણાં બારણું બંધ છે, ને મારાં
છોકરાં મારી પાસે ખાટલામા છે, હુ તો ઉઠીને તને
આપી શકતો નથી? ૮ હુ તમને કહુ છું કે, તે તેનો
મિત્ર છે, તેને લીધે તે ઉઠીને તેને આપે નહિ, તોપણ
તેના આગ્રહને લીધે તે ઉઠશે, ને જોઇએ તેટલી
[ રોટલી ] તેને આપશે. ૯ અને હું તમને કહું છું કે,
માગો, ને તમને અપાશે; શોધો, ને તમને જડશે;
ઠોકો, ને તમારે સારૂ ઉઘડાશે. ૧૦ કેમકે જે કોઇ માગે
છે તે પામે છે, ને જે શોધે છે તેને જડે છે, ને જે
ઠોકે છે તેને સારૂ ઉઘાડાશે. ૧૧ વળી તમારામાંના
કોઇ બાપની પાસેથી જો પોતાનો છોકરો રોટલી
માગે તો શું તે તેને પત્થર આપશે? અથવા જો
માછલી [ માગે ] તો શું માછલીને બદલે તે તેને સાપ
આપશે? ૧૨ અથવા તે ઇંડુ માગે તો શું તે તેને
વીંછુ આપશે? ૧૩ માટે જો તમે ભુંડા છતાં તમારાં
છોકરાંને સારાં દાન આપી જાણો છો, તો આકાશમાંના
બાપની પાસેથી જેઓ માગે, તેમને તે પવિત્ર આત્મા
આપશે, તે કેટલું વિશેષ ખાતરીપૂર્વક છે?

૧૪ અને તે એક મુંગા ભૂતને કાઢતો હતો. અને
એમ થયું કે ભૂત નીકળ્યા પછી તે મુંગો માણસ
બોલ્યો, ને લોકો અચરત થયા. ૧૫ પણ તેઓમાંના
કેટલાએક કહ્યું કે, ભૂતોના સરદાર બાલઝબુલ[ની
મદદ]થી તે ભૂતો કાઢે છે. ૧૬ અને બીજાઓએ પરી-
ક્ષણ કરતાં તેની પાસે આકાશમાંથી નિશાણી માગી.
૧૭ પણ તેણે તેઓના વિચાર જાણીને તેઓને કહ્યું કે,
દરેક રાજ્ય જેમાં ફૂટ પડે તે ઉજડ થાય છે; ને
ઘરમાં ફૂટ પડે, તો તે પડી જાય છે; ૧૮ ને જો શેતાન
પણ પોતાની સામો થએલો હોય તો તેનું રાજ્ય કેમ
નિભે? કેમકે તમે કહો છો કે, બાલઝબુલ[ની મદદ]થી
હું ભૂતો કાઢું છું. ૧૯ અને જો હું બાલઝબુલ[ની

મદદ]થી ભૂતો કાઢું છું તો તમારા દીકરાઓ કોણ[ની
મદદ]થી કાઢે છે? માટે તેઓ તમારા ન્યાયાધીશ
થશે. ૨૦પણ જો હું દેવની આંગળીથી ભૂતો કાઢું છું,
તો દેવનું રાજ્ય તમારી મધ્યે આવ્યું છે. ૨૧બળવાન
માણસ હથિયારબંધ થઇને પોતાની હવેલી સાચવે
છે, ત્યારે તેનો માલ સલામત રહે છે; ૨૨પણ જ્યારે
તેના કરતાં બળવાન માણસ તેના પર આવી પડીને
તેને જીતે ત્યારે તેના સઘળાં હથિયાર જેના પર તે
ભરોસો રાખતો હતો તે તેની પાસેથી લઇ લે છે, ને
તેની લૂટ વહેંચે છે. ૨૩જે મારા પક્ષનો નથી તે મારી
વિરૂદ્ધ છે, ને જે મારી સાથે સમેટતો નથી તે વેરી
નાખે છે. ૨૪અશુદ્ધ આત્મા માણસમાંથી નીકળ્યા
પછી નિર્જળ જગ્યાઓમાં વિસામો શોધતો ફરે છે;
પણ તે જડતો નથી, ત્યારે તે કહે છે કે, મારા જે
ઘરમાંથી હું નીકળ્યો તેમાં હું પાછો જઇશ. ૨૫અને
જ્યારે તે આવે છે ત્યારે તે તેને વાળેલું તથા શોભા-
યમાન કરેલું માલમ પડે છે. ૨૬ત્યારે તે જઇને પોતા
કરતાં ભુંડા બીજા સાત આત્માઓને તેડી લાવે છે;
ને તેઓ માંહે આવીને ત્યાં રહે છે; ને તે માણસની
છેલ્લી અવસ્થા પહેલીના કરતાં ભુંડી થાય છે.

૨૭અને એમ થયું કે તે આ વાતો કહેતો હતો,
ત્યારે લોકમધ્યેથી એક બાયડીએ મોટે ઘાંટે તેને કહ્યું
કે, જે ઉદરમાં તું રહ્યો, ને જે થાનને તું ધાવ્યો
તેઓને ધન્ય છે. ૨૮પણ તેણે કહ્યું કે, તે કરતાં જેઓ
દેવની વાત સાંભળે છે ને પાળે છે તેઓને ધન્ય છે.

૨૯અને લોકો સંખ્યાબંધ તેની પાસે ભેગા થતા
હતા ત્યારે તે કહેવા લાગ્યો કે, આ પેઢી તો ભુંડી
પેઢી છે; તે નિશાણી માગે છે, પણ યુનાની નિશાણી
વિના બીજી નિશાણી તેને અપાશે નહિ. ૩૦કેમકે
જેમ યુના નીનવીઓને નિશાણીરૂપ થયો, તેમ માણ-
સનો દીકરો પણ આ પેઢીને થશે. ૩૧દક્ષિણની રાણી
આ પેઢીનાં માણસોની સાથે ન્યાયકાળે ઉઠશે, ને
તેઓને દોષિત ઠરાવશે; કેમકે તે પૃથ્વીના છેડાથી
સુલેમાનનું જ્ઞાન સાંભળવા આવી હતી, અને જુઓ,
સુલેમાન કરતાં અહીં એક મોટો છે. ૩૨નીનવેહના
માણસો આ પેઢીની સાથે ન્યાયકાળે ઉઠશે, ને તેને
દોષિત ઠરાવશે; કેમકે યુનાનો ઉપદેશ સાંભળી
તેઓએ પસ્તાવો કીધો; ને જુઓ, યુના કરતાં અહીં
એક મોટો છે.

૩૩કોઇ માણસ દીવો સળગાવીને તેને ભોંયરામાં
કે માપ તળે મુકતો નથી, પણ દીવી પર [મુકે છે],
એ માટે કે માંહે આવનારાઓ તેનું અજવાળું જુએ.
૩૪તારા શરીરનો દીવો તારી આંખ છે; જ્યારે તારી
આંખ નિર્મળ હોય છે, ત્યારે તારૂં આખું શરીર પણ
પ્રકાશે ભરેલું હોય છે; પણ તે ભુંડી હોય છે, ત્યારે
તારૂં શરીર પણ અંધકારે ભરેલું હોય છે. ૩૫તે સારૂ
તારામાં જે અજવાળું છે તે અંધકાર ન હોય, માટે
સાવધાન રહે. ૩૬એ માટે જો તારૂં આખું શરીર પ્રકા-
શથી ભરેલું હોય, ને તેનો કોઇ પણ ભાગ અંધકારરૂપ
ન હોય તો જેમ દીવો પોતાની રોશનીથી તને અજવાળું
આપે છે તેમ [તારૂં શરીર] પુરૂં પ્રકાશથી ભરેલું થશે.

૩૭અને તે બોલતો હતો ત્યારે એક ફરોશીએ
પોતાની સાથે જમવાને તેને નોતર્યો, ને તે માંહે જઇને
જમવા બેઠો. ૩૮અને જમવા પહેલાં તે નાહ્યો નહિ,
તે જોઇને ફરોશી અચરત થયો. ૩૯અને પ્રભુએ તેને
કહ્યું કે, તમે ફરોશીઓ તો થાળી વાટકો બહારથી શુદ્ધ
કરો છો; પણ તમારૂં અંતર જુલમે તથા ભુંડાઇએ ભરેલું
છે. ૪૦અરે મૂર્ખો, જેણે બહારનું બનાવ્યું તેણે માંહેનું
પણ બનાવ્યું નથી શું? ૪૧પરંતુ માંહેની વસ્તુઓ
દાનધર્મમાં આપો, ને, જુઓ, બધું તમને શુદ્ધ છે.

૪૨પણ તમ ફરોશીઓને અફસોસ છે! કેમકે તમે
ફુદનાનો તથા સિતાબનો તથા સઘળી વનસ્પતિનો
દસમો ભાગ આપો છો; પણ ન્યાયકરણ તથા દેવની
પ્રીતિ પડતાં મુકો છો; તમારે આ કરવા, ને એ ન
મુકવા જોઇતા હતા. ૪૩તમ ફરોશીઓને અફસોસ
છે! કેમકે તમે સભાસ્થાનોમાં મુખ્ય આસનો તથા
ચૌટાઓમાં સલામો ચાહો છો. ૪૪તમને અફસોસ છે!
કેમકે જે કબરો દેખાતી નથી, ને જેના ઉપર માણસો
જાણ્યા વિના ચાલે છે, તેઓના જેવા તમે છો.

૪૫ત્યારે પંડિતોમાંના એકે તેને ઉત્તર આપતાં
કહ્યું કે, ઉપદેશક, એમ કહેવાથી તું અમને પણ મેણાં
મારે છે. ૪૬અને તેણે કહ્યું કે, ઓ પંડિતો, તમને
પણ અફસોસ છે! કારણ કે તમે માણસો પર એવા
બોજા ચઢાવો છો કે જે ઉંચકતાં મહા મુસીબત પડે
છે, ને તમે પોતે તે બોજાને તમારી એક આંગળી પણ
લગાડતા નથી. ૪૭તમને અફસોસ છે! કેમકે તમે
ભવિષ્યવાદીઓની કબરો બાંધો છો, ને તમારા બાપ-
દાદાઓએ તેઓને મારી નાખ્યા. ૪૮તો તમે સાક્ષીઓ
છો, ને તમારા બાપદાદાઓના કામોને સમ્મતિ આપો
છો; કેમકે તેઓએ તેમને મારી નાખ્યા હતા, ને તમે
[તેમની કબરો] બાંધો છો. ૪૯એ માટે દેવના જ્ઞાને
પણ કહ્યું કે, હું ભવિષ્યવાદીઓ તથા પ્રેરિતો તેઓની

૧૩ હવે તેજ સમયે ત્યાં કેટલાએક હાજર હતા
કે જેઓએ પીલાતે જે ગાલીલીઓનું લોહી
તેઓના યજ્ઞો સાથે ભેળી દીધું હતું તેઓ વિષે તેને
કહ્યું. ૨ અને તેણે તેઓને ઉત્તર આપતા કહ્યું કે, એ
ગાલીલીઓ પર એવી [વિપત્તિઓ] પડી તેથી તેઓ
બધા ગાલીલીઓ કરતા વિશેષ પાપી હતા, એમ તમે
ધારો છો શું? ૩ હુ તમને કહુ છું કે ના; પણ જો તમે
પસ્તાવો કરશો નહિ, તો તમે સર્વ તેજ પ્રમાણે નાશ
પામશો. ૪ અથવા સીલોઅમમાં જે અઢાર માણસ
પર બુરજ પડ્યો, ને તેઓને મારી નાખ્યા, તેઓ
યરૂશાલેમમાના સર્વ રહેવાસી કરતાં વિશેષ ગુન્હેગાર
હતા, એમ તમે ધારો છો શું? ૫ હુ તમને કહુ છું કે
ના; પણ જો તમે પસ્તાવો કરશો નહિ, તો તમે સર્વ
તેમજ નાશ પામશો.
૬ અને તેણે આ દૃષ્ટાંત કહ્યું કે, કોઇએકની પોતાની
દ્રાક્ષવાડીમાં રોપેલી એક અંજીરી હતી; અને તે તેના
પરથી ફળ શોધતો આવ્યો, પણ એકે જડ્યુ નહિ.
૭ ત્યારે તેણે દ્રાક્ષવાડીના માળીને કહ્યું કે, લે, આ ત્રણ
વરસથી આ અંજીરી પરથી હુ ફળ શોધતો આવ્યો
છું ને એક જડતું નથી; તેને કાપી નાખ; તે વળી
ભોંય કેમ નકામી રોકે છે? ૮ ને તે તેને ઉત્તર આપતા
કહે છે કે, સાહેબ, તેને આ વરસ પણ રહેવા દે,
એટલામાં હુ તેની આસપાસ ખોદું, ને ખાતર નાખું;
૯ ને જો ત્યાર પછી તેને ફળ આવે તો ઠીક; નહિ
તો તેને કાપી નાખજે.
૧૦ અને વિશ્રામવારે તે એક સભાસ્થાનમાં બોધ
કરતો હતો. ૧૧ અને, જુઓ, અઢાર વરસથી જેને
મંદવાડનો આત્મા વળગેલો એવી એક બાયડી હતી;
તે કુબડી હતી, ને કોઇ પણ રીતે સીધી ઉભી થઇ
શકતી નહિ. ૧૨ અને ઇસુએ તેને જોઇને તેને બોલાવી,
અને તેને કહ્યું કે, બાઇ, તારા મંદવાડથી તું છુટી થઇ
છે. ૧૩ અને તેણે તેના પર હાથ મુક્યા; ને તરત તે
ટટાર થઇ, ને દેવની સ્તુતિ કીધી. ૧૪ અને વિશ્રામ-
વારે ઇસુએ તેને સાજી કીધી, માટે સભાસ્થાનના
અધિકારીએ ગુસ્સે થઇને ઉત્તર આપતાં લોકને કહ્યુ
કે, છ દહાડા છે કે જેમાં માણસોએ કામ કરવું જોઇએ,
એ માટે તે [દિવસો]એ તમે આવીને સાજા થાઓ,
પણ વિશ્રામવારે નહિ. ૧૫ પણ પ્રભુએ તેને ઉત્તર
આપતા કહ્યું કે, ઓ ઢોંગીઓ, તમારામાંનો દરેક
પોતપોતાના બળદને તથા ગધેડાને કોઢમાંથી છોડીને
વિશ્રામવારે પાવા સારૂ લઇ જતો નથી શું? ૧૬ ને
આ બાયડી જે ઇબ્રાહીમની દીકરી છે, ને જેને, જુઓ,
શેતાને અઢાર વરસથી બાંધી રાખી હતી, તેને વિશ્રામ-
વારે આ બંધનથી છોડવી જોઇતી ન હતી શું? ૧૭ ને
તેણે એ વાતો કહી ત્યારે તેના બધા સામેવાળા
લજવાયા; ને જે બધાં મહિમાવંત કામો તેનાથી
કરાયાં તેને લીધે બધા લોકો હર્ષ પામ્યા.
૧૮ એ માટે તેણે કહ્યું કે, દેવનું રાજ્ય શાના જેવું
છે? ને હુ તેને શાની ઉપમા આપુ? ૧૯ તે રાઇના
બી જેવું છે, જેને એક જણે લઇને પોતાની વાડીમાં
નાખ્યું, ને તે વધીને મોટુ ઝાડ થયું, ને આકાશનાં
પક્ષીઓએ તેની ડાળીઓ પર વાસો કીધો. ૨૦ અને
વળી તેણે કહ્યું કે, હુ દેવના રાજ્યને શાની ઉપમા
આપું? ૨૧ તે ખમીર જેવું છે, જેને એક બાયડીએ
લઇને ત્રણ માપ લોટમાં ઘાલ્યુ, ને પરિણામે તે બધો
ખમીરવાળો થયો.
૨૨ અને તે યરૂશાલેમ ભણી મુસાફરી કરતાં શહેરે
શહેર તથા ગામે ગામ બોધ કરતો ગયો. ૨૩ અને
એક જણે તેને કહ્યુ કે, પ્રભુ, તારણ પામનાર થોડા
છે શું? ને તેણે તેઓને કહ્યુ કે, ૨૪ સાંકડા બારણામાં
થઇને પેસવાને કષ્ટ કરો, કેમકે હું તમને કહુ છું કે ઘણા
પેસવા ચહાશે, પણ [પેસી] શકશે નહિ. ૨૫ જ્યારે
ઘરધણી ઉઠીને બારણું બંધ કરશે, ને તમે બહાર ઉભા
રહીને બારણું ઠોકવા માંડશો, ને કહેશો કે, પ્રભુ,
અમારે સારૂ ઉઘાડ; ને તે તમને ઉત્તર આપતાં કહેશે
કે, હુ તમને જાણતો નથી કે તમે ક્યાંના છો; ૨૬ ત્યારે
તમે કહેવા લાગશો કે, અમે તારી સમક્ષ ખાધું પીધું
હતું, ને તેં અમારા રસ્તાઓમાં બોધ કીધો હતો.
૨૭ અને તે કહેશે કે, હું તમને કહુ છું કે તમે ક્યાંના
છો એ હુ જાણતો નથી; હે અન્યાય કરનારા, તમે
સર્વ મારી પાસેથી જાઓ. ૨૮ જ્યારે તમે ઇબ્રાહીમને
તથા ઇસહાકને તથા યાકુબને તથા બધા ભવિષ્યવાદી-
ઓને દેવના રાજ્યમાં જોશો, ને પોતાને બહાર કાઢી
મુકેલા [જોશો], ત્યારે રડવું તથા દાંત પીસવું થશે.
૨૯ અને તેઓ પૂર્વ તથા પશ્ચિમથી, ને ઉત્તર તથા
દક્ષિણથી આવશે, ને દેવના રાજ્યમાં બેસશે. ૩૦ અને
જુઓ, [કેટલાક] જે છેલ્લા તેઓ પહેલા થશે, ને
[કેટલાક] જે પહેલા તેઓ છેલ્લા થશે
૩૧ તેજ ઘડીએ કેટલાએક ફરોશીઓએ તેની પાસે
આવીને કહ્યુ કે, અહીંથી નીકળી જા, કેમકે હેરોદ તને
મારી નાખવા ચાહે છે. ૩૨ અને તેણે તેઓને કહ્યુ કે,
તમે જઇને તે લોંકડાને કહો, જુઓ, આજ તથા

કાલ હુ ભૂતો કાઢુ છુ, ને રોગ મટાડુ છું, ને ત્રીજે
[ દહાડે ] હુ સપૂર્ણ કરાઇશ. ૩૩ તોપણ આજ તથા
કાલે તથા પરમ દહાડે મારે ચાલવુ જોઇએ, કેમકે
કોઇ ભવિષ્યવાદી યરૂશાલેમની બહાર નાશ પામે એવું
થઇ શકતું નથી. ૩૪ ઓ યરૂશાલેમ, યરૂશાલેમ, ભવિ-
ષ્યવાદીઓને મારી નાખનાર તથા તારી પાસે મોકલે-
લાઓને પત્થરે મારનાર, જેમ મરઘી પોતાના બચ્ચાં
પાંખો તળે એકઠા કરે છે, તેમ મેં કેટલીવાર તારા
છોકરાને એકઠા કરવાનુ ચાહ્યુ, પણ તમે ચાહ્યુ નહિ!
૩૫ જુઓ, તમારૂ ઘર તમારે સારૂ [ઉજડ કરી] મુકાયુ
છે, ને હુ તમને કહુ છુ કે, તમે કહેશો કે પ્રભુને નામે જે
આવે છે તેને ધન્ય છે, ત્યા સુધી તમે મને જોશો નહિ.

૧૪ અને એમ થયુ કે ફરોશીઓના અધિકારી-
ઓમાંના એકને ઘેર વિશ્રામવારે તે રોટલી
ખાવા ગયો હતો, ત્યારે તેઓ તેના પર તાકી રહ્યા
હતા. ૨ અને જુઓ, એક માણસ તેની આગળ હતો
કે જેને જલંદરનો રોગ થયો હતો. ૩ અને ઇસુએ
પડિતોને તથા ફરોશીઓને ઉત્તર આપતાં કહ્યુ કે,
વિશ્રામવારે સાજું કરવું ઉચિત છે કે નહિ? ૪ પણ
તેઓ છાના રહ્યા. અને તેણે તેને ઝાલીને સાજો
કીધો, ને તેને જવા દીધો. ૫ અને તેણે તેઓને કહ્યું કે,
તમારામાંના કોઇનું ગધેડુ અથવા બળદ કુવામાં પડ્યો
હોય, તો તરત વિશ્રામવારે તેને નહિ કાઢે શું? ૬ ને
એ વાતોનો પ્રત્યુત્તર તેઓ તેને આપી શક્યા નહિ.
૭ અને નોતરેલાઓ કેવી રીતે મુખ્ય આસનો
પસંદ કરતા, તે જોઇને તેણે તેઓને દૃષ્ટાંત કહ્યું, ૮ કોઇ
તને લગ્નમાં નોતરે ત્યારે મુખ્ય આસન પર ન બેસ;
રખે કદાપિ તારા કરતાં કોઇ માનવંતો માણસ તેણે
નોતરેલો હોય, ૯ ને જેણે તને તથા તેને નોતર્યા તે
આવીને તને કહે કે, એને જગ્યા આપ; ત્યારે તું
લજવાઇને સહુથી નીચી જગ્યાએ જઇ બેસવા માડશે.
૧૦ પણ કોઇ તને નોતરે ત્યારે સહુથી નીચી જગ્યાએ
જઇ બેસ, કે જેણે તને નોતર્યો તે આવે, ત્યારે તે તને
કહે કે, મિત્ર, ઉપર આવ; ત્યારે તારી સાથે જમવા
બેઠેલા સર્વની આગળ તને માન મળશે. ૧૧ કેમકે જે
કોઇ પોતાને ઉંચો કરે છે તે નીચો કરાશે, ને જે
પોતાને નીચો કરે છે તે ઉંચો કરાશે.
૧૨ અને જેણે તેને નોતર્યો હતો તેને પણ તેણે કહ્યું
કે, જ્યારે તું દિવસનું કે રાતનું ખાણુ આપે, ત્યારે
તારા મિત્રોને, કે તારા ભાઇઓને, કે તારાં સગાઓને,
કે શ્રીમત પડોશીઓને ન બોલાવ; રખે કદાપિ તેઓ
પણ તને પાછા નોતરે, ને તને બદલો મળે. ૧૩ પણ
જ્યારે તું મિજબાની આપે ત્યારે દરિદ્રીઓને, ઠુંડા-
ઓને, લગડાઓને તથા આધળાઓને બોલાવ; ૧૪ ને
તને ધન્ય થશે, કેમકે તને બદલો આપવાને તેઓની
પાસે કંઇ નથી; પણ ન્યાયીઓના પુનરૂત્થાનમાં તને
બદલો અપાશે.
૧૫ અને તેની સાથે જમવા બેઠેલાઓમાંના એકે
એ વાત સાભળીને તેને કહ્યુ કે, દેવના રાજ્યમાં જે
રોટલી ખાશે તેને ધન્ય છે. ૧૬ પણ તેણે તેને કહ્યુ કે,
કોઇ એક માણસે મોટું રાતનું ખાણુ કીધું ને ઘણાને
નોતર્યા. ૧૭ અને વાળુ વખતે તેણે પોતાના દાસને
નોતરેલાઓને એમ કહેવા મોકલ્યો, કે આવો; કેમકે
હમણા બધુ તૈયાર [થયુ] છે ૧૮ અને સર્વ એકે મતે
બાનુ કાઢવા લાગ્યા. પહેલાએ તેને કહ્યું કે, મેં ખેતર
વેચાતું લીધું છે, મારે જઇને તે જોવાની અગત્ય છે;
હુ તને વિનતી કરૂ છુ કે મને માફ કર. ૧૯ અને બીજાએ
કહ્યું કે, મેં પાચ જોડ બળદ વેચાતા લીધા છે, ને
તેઓને પારખવા જાઉં છું; હુ તને વિનતી કરૂં છુ કે
મને માફ કર. ૨૦ અને બીજાએ કહ્યુ કે, હુ બાયડી
પરણ્યો છુ, માટે મારાથી અવાશે નહિ. ૨૧ પછી તે
દાસે આવીને પોતાના ધણીને એ વાતો કહી; ત્યારે
ઘરધણીએ ગુસ્સે થઇને પોતાના દાસને કહ્યું કે,
શાહેરના રસ્તાઓમાં તથા ગલીઓમા જલદી જઇને
દરિદ્રીઓને તથા ઠુંડાઓને તથા આધળાઓને તથા
લગડાઓને અહીં તેડી લાવ. ૨૨ અને તે દાસે કહ્યુ
કે, સાહેબ, તારા હુકમ પ્રમાણે કરવામાં આવ્યુ છે,
ને હજી પણ જગ્યા છે. ૨૩ અને ધણીએ દાસને કહ્યુ
કે, સડકે તથા પગથીએ જઇને તેઓને આગ્રહ કરીને
તેડી લાવ, કે મારૂ ઘર ભરાઇ જાય. ૨૪ કેમકે હુ તમને
કહુ છુ કે, પેલા માણસો જે નોતરાએલા હતા તેઓ-
માનો કોઇ મારૂ વાળુ ચાખશે નહિ.
૨૫ હવે ઘણા લોક તેની સાથે જતા હતા, ને તેણે
પાછા ફરીને તેઓને કહ્યુ કે, ૨૬ જો કોઇ મારી પાસે
આવે, ને પોતાના બાપનો તથા માનો તથા વહુનો
તથા છોકરાનો તથા ભાઇઓનો તથા બહેનોનો, હા,
પોતાના જીવનો પણ દ્વેષ ન કરે, તો તે મારો શિષ્ય
થઇ શકતો નથી. ૨૭ જે કોઇ પોતાનો વધસ્તભ ઉચ-
કીને મારી પાછળ આવતો નથી, તે મારો શિષ્ય થઇ
શકતો નથી ૨૮ કેમકે તમારામા એવો કોણ છે કે જે
બુરૂજ બાંધવા ચાહે, પણ પહેલાં બેસીને ખરચ નહિ
ગણે, કે તે પુરો કરવા જેટલું મારી પાસે છે કે નહિ?

૨૯ રખે કદાપિ પાયો નાખ્યા પછી તે પુરો કરી શકે
નહિ, ત્યારે જે જુએ તેઓ સર્વ તેની મશ્કરી કરવા
લાગે, ૩૦ અને કહે કે, આ માણસ બાધવા લાગ્યો,
પણ પુરૂ કરી શક્યો નહિ. ૩૧ અથવા કયો રાજા એવો
છે કે બીજા રાજાની સામે લડાઇ કરવા જતો હોય,
પણ પહેલા બેસીને વિચાર નહિ કરે, કે જે વીસ
હજાર લઇને મારી સામે આવે છે, તેને હુ દસ હજારથી
સામો થઇ શકીશ કે નહિ? ૩૨ નહિ તો બીજો હજી
ઘણો વેગળો છે, એટલામા તે એલચીઓને મોકલીને
સલાહની સરતો વિષે પુછશે ૩૩ તે પ્રમાણે તમારા
માનો જે કોઇ પોતાની સર્વ વસ્તુઓનો ત્યાગ કરતો
નથી, તે મારો શિષ્ય થઇ શકતો નથી ૩૪ મીઠુ તો
સારૂ છે, પરંતુ જો મીઠુ પણ સ્વાદ વગરનુ થયુ હોય,
તો તે શાથી ખારૂ કરાશે? ૩૫ તે ભોયને વાસ્તે અથવા
ખાતરને વાસ્તે યોગ્ય નથી, પણ તેને બહાર નાખી
દે છે જેને સાભળવાને કાન છે તેણે સાભળવુ

૧૫ હવે તેનુ સાભળવા સારૂ સઘળા દાણીઓ
તથા પાપીઓ તેની પાસે આવતા હતા
૨ અને ફરોશીઓએ તથા શાસ્ત્રીઓએ બન્નેએ કચકચ
કરીને કહ્યુ કે, આ માણસ પાપીઓનો અ ગિકાર કરે
છે, ને તેઓની સાથે ખાય છે

૩ અને તેણે તેઓને આ દૃષ્ટાત કહ્યુ કે, ૪ તમારામા
એવુ કયુ માણસ હોય કે, જો તેને સો ઘેટા હોય, ને
તેઓમાનુ એક ખોવાયુ હોય, તો તે પેલા નવ્વાણુ
રાનમા મુકીને ખોવાએલુ જડે ત્યા લગી તેની શોધમા
નહિ જાય? ૫ ને તે તેને જડે છે ત્યારે તે હર્ખ કરીને
પોતાની ખાધ પર ચડાવે છે ૬ અને ઘેર આવીને
પોતાના મિત્રોને તથા પડોશીઓને બોલાવે છે, ને
તેઓને કહે છે કે, મારી સાથે હર્ખ કરો, કેમકે મારૂ
ઘેટુ જે ખોવાયુ હતુ તે મને જડ્યુ છે ૭ હુ તમને કહુ
છુ કે, તેમજ નવ્વાણુ ન્યાયીઓ કે જેઓને પસ્તા-
વાની અગત્ય નથી, તેઓ કરતા એક પાપી પસ્તાવો
કરે તેને લીધે આકાશમા હર્ખ થશે

૮ અથવા કયી બાયડી એવી હોય કે જો તેની
પાસે દસ અધેલી હોય, ને તેઓમાની એક અધેલી
ખોવાય, તો તે દીવો કરીને ઘર નહિ વાળે, ને જડે
ત્યાલગી તેની શોધ સારીપેઠે નહિ કરે? ૯ ને તે તેને
જડે ત્યારે તે પોતાની સખીઓ તથા પડોશણોને
બોલાવીને કહે છે કે, મારી સાથે હર્ખ કરો, કેમકે
મારી અધેલી જે ખોવાઇ હતી, તે મને જડી છે
૧૦ હુ તમને કહુ છુ કે તેમજ એક પાપી પસ્તાવો
કરે, તેને લીધે દેવના દૂતોની સમક્ષ હર્ખ થાય છે

૧૧ અને તેણે કહ્યુ કે, એક માણસને બે દીકરા
હતા ૧૨ અને તેઓમાના નાનાએ બાપને કહ્યુ કે,
બાપ, મિલકતનો જે મારો ભાગ આવે તે મને આપ;
ને તેણે તેઓને પોતાની પુંજી વહેંચી આપી ૧૩ અને
થોડા દહાડા પછી નાનો દીકરો સઘળુ એકઠુ કરીને
દૂર દેશમા ગયો, ને ત્યા બદફેલીમા પોતાની સપત
ઉડાવી નાખી ૧૪ અને તેણે બધુ ખરચી નાખ્યુ,
ત્યાર પછી તે દેશમા ભારે દુકાળ પડ્યો, ને તેને
તંગી પડવા લાગી ૧૫ અને તે જઇને તે દેશના વતની-
ઓમાના એકને ત્યા રહ્યો, ને તેણે પોતાના ખેતરમા
ભુંડો ચારવા સારૂ તેને મોકલ્યો ૧૬ અને જે શીંગો
ભુંડો ખાતા હતા તેથી પોતાનુ પેટ ભરવાને તેને મન
થતુ હતુ, ને કોઇ તેને આપતુ નહિ ૧૭ પણ તે
સાવચેત થયો ત્યારે તેણે કહ્યુ કે, મારા બાપના
કેટલા બધા મજૂરોને પુષ્કળ રોટલી મળે છે ને હુ તો
અહીં ભૂખે મરૂ છું! ૧૮ હુ ઉઠીને મારા બાપની પાસે
જઇશ, ને તેને કહીશ કે, બાપ, મેં આકાશ સામે
તથા તારી આગળ પાપ કીધુ છે, ૧૯ હવે હુ તારો
દીકરો કહેવાવા યોગ્ય નથી, તારા મજૂરોમાના
એકના જેવો મને ગણ ૨૦ અને તે ઉઠીને પોતાના
બાપની પાસે ગયો, ને તે હજી ઘણો વેગળો હતો
એટલામા તેના બાપે તેને દીઠો, ને તેને દયા આવી,
ને તે દોડીને તેને ભેટ્યો, ને તેને ચુમીઓ કીધી
૨૧ અને દીકરાએ તેને કહ્યુ કે, બાપ, મેં આકાશ સામે
તથા તારી આગળ પાપ કીધુ છે, હવે હુ તારો દીકરો
કહેવાવા યોગ્ય નથી ૨૨ પણ બાપે પોતાના નોકરોને
કહ્યુ કે, સારામા સારો જામો જલદી કાઢીને એને
પહેરાવો, ને એને હાથે વીંટી ઘાલો, ને પગમા જોડા
પહેરાવો, ૨૩ અને પાળેલા વાછરડાને લાવીને કાપો,
ને આપણે ખાઇને આનંદ કરીએ ૨૪ કેમકે આ મારો
દીકરો મુઓ હતો, ને પાછો જીવતો થયો છે; તે
ખોવાએલો હતો, ને જડ્યો છે અને તેઓ આનંદ
કરવા લાગ્યા ૨૫ હવે તેનો વડો દીકરો ખેતરમા
હતો, ને તે આવતા ઘરની નજદીક આવી પહોચ્યો,
ત્યારે તેણે ગાયનનો તથા નાચનો અવાજ સાભળ્યો.
૨૬ અને તેણે ચાકરોમાના એકને બોલાવીને પુછ્યુ કે,
આ શું હશે? ૨૭ અને તેણે તેને કહ્યુ કે, તારો ભાઇ
આવ્યો છે, ને તારા બાપે પાળેલા વાછરડાને કપાવ્યો
છે, કેમકે તે તેને સહીસલામત પાછો મળ્યો છે
૨૮ પણ તે ગુસ્સે થયો, ને માહે જવાને રાજી નહોતો;

ઉપરાંત અમારી તથા તમારી વચમાં મોટી ખાઇ
આવેલી છે, એ માટે કે જેઓ અહીંથી તમારી પાસે
આવવા ચાહે, તેઓ આવી ન શકે, ને ત્યાંથી કોઇ
અમારી પાસે આ પાર આવે નહિ. ૨૭અને તેણે
કહ્યું કે, બાપ, એ માટે હુ તને વિનતી કરૂં છું કે, તેને
મારા બાપને ઘેર મોકલ, ૨૮કેમકે મારે પાચ ભાઇઓ
છે, કે તે તેઓને શાહેદી આપે, રખે તેઓ પણ આ
પીડાને ઠેકાણે આવે. ૨૯પણ ઇબ્રાહીમ કહે છે કે,
તેઓની પાસે મુસા તથા ભવિષ્યવાદીઓ છે; તેઓનું
તેઓ સાંભળે. ૩૦અને તેણે કહ્યુ કે, ઇબ્રાહીમ બાપ,
એમ નહિ, પણ જો કોઇ મુએલામાથી તેઓની પાસે
જાય, તો તેઓ પસ્તાવો કરે. ૩૧અને તેણે તેને કહ્યુ
કે, જો મુસા તથા ભવિષ્યવાદીઓનું તેઓ નહિ
સાંભળે, તો જો કે કોઇ મુએલાઓમાથી ઉઠે, તોપણ
તેઓ માનશે નહિ.

૧૭ અને તેણે પોતાના શિષ્યોને કહ્યુ કે, ઠોકર
ખાવાના પ્રસંગ ન આવે એમ બની શકતું
નથી, પણ જેનાથી તે આવે છે તેને અફસોસ છે!
૨કોઇ આ નાનાઓમાંના એકને ઠોકર ખવાડે, એ
કરતાં તેની કોટે ઘંટીનું પડ બધાય ને તે સમુદ્રમાં
નંખાય, એ તેને માટે સારૂં છે. ૩સાવચેત રહો; જો
તમારો ભાઇ અપરાધ કરે, તો તેને ઠપકો દે; ને જો
તે પસ્તાવો કરે, તો તેને માફ કર. ૪અને જો તે
એક દહાડામાં સાત વાર તારો અપરાધ કરે, ને સાત
વાર તારી તરફ ફરીને કહે કે, હુ પસ્તાઉ છું, તો
તેને માફ કર.

૫અને પ્રેરિતોએ પ્રભુને કહ્યુ કે, અમારો વિશ્વાસ
વધાર. ૬અને પ્રભુએ કહ્યુ કે, જો તમને રાઇના દાણા
જેટલો વિશ્વાસ હોય તો તમે આ ગુલ્લર ઝાડને કહેત
કે, તું ઉખડ, ને સમુદ્રમાં રોપા, તો તે તમારૂ માનત.
૭પણ તમારામાંનો એવો કોણ છે કે જેનો ચાકર
ખેડતો અથવા ચારતો હોય, ને તે [ચાકર] ખેતરમાંથી
આવે ત્યારે તેને કહે કે, તરત આવીને જમવા બેસ;
૮એ કરતાં, શું તે એમ નહિ કહેશે કે, મારૂં વાળુ
સિદ્ધ કર, ને કમર બાંધીને હું ખાઇ પી રહુ ત્યાં સુધી
મારી સેવા કર, ને ત્યાર પછી તું ખાજે પીજે? ૯તે
દાસે આજ્ઞા પાળી માટે તે તેનો ઉપકાર માને છે શું?
૧૦તેમ જે આજ્ઞા તમને આપેલી છે તે સર્વ પાળ્યા
પછી તમારે પણ એમ કહેવું કે, અમે નકામા ચાકરો
છીએ, કેમકે જે કરવાની અમારી ફરજ હતી તેજ
અમે કર્યુ છે.

૧૧અને એમ થયુ કે યરૂશાલેમ જતાં તે સમરૂનની
મધ્યે તથા ગાલીલની મધ્યે થઇને જતો હતો. ૧૨અને
એક ગામમાં તે પેઠો, એટલે દસ કોઢિયા તેને સામા
મળ્યા, જેઓએ વેગળા ઉભા રહી ૧૩ઘાંટો પાડીને
કહ્યું કે, ઇસુ સ્વામી, અમારા પર દયા કર. ૧૪અને
તેઓને જોઇને તેણે તેઓને કહ્યું કે, જાઓ, પોતાને
યાજકોને દેખાડો. અને એમ થયું કે તેઓ રસ્તે
ચાલતાં શુદ્ધ કરાયા. ૧૫અને તેઓમાંનો એક, પોતે
સાજો થયો છે એ જોઇને, મોટે ઘાંટે દેવની સ્તુતિ
કરતો પાછો ફર્યો. ૧૬અને તેણે સાષ્ટાંગ દડવત કરીને
તેનો ઉપકાર માન્યો; ને તે સમરૂની હતો. ૧૭અને
ઇસુએ ઉત્તર આપતાં કહ્યુ કે, શું દસે જણ શુદ્ધ કરાયા
નહોતા? તો બીજા નવ ક્યા છે? ૧૮દેવને મહિમા
આપવાને પાછો ફરે, એવો આ પરદેશી વિના કોઇ
મળ્યો નહિ શું? ૧૯અને તેણે તેને કહ્યુ કે, ઉઠીને
ચાલ્યો જા; તારા વિશ્વાસે તને બચાવ્યો છે.

૨૦અને ફરોશીઓએ તેને પુછયું કે, દેવનું રાજ્ય
ક્યારે આવશે? ત્યારે તેણે તેઓને ઉત્તર આપતાં
કહ્યું કે, દેવનું રાજ્ય દશ્ય રીતે નથી આવતું. ૨૧અને
એમ નહિ કહેવામાં આવશે કે, જુઓ, આ રહ્યું! કે,
પેલું રહ્યું! કેમકે જુઓ, દેવનું રાજ્ય તમારામાં છે.

૨૨અને તેણે શિષ્યોને કહ્યું કે, એવા દહાડા આવશે
કે માણસના દીકરાના દિવસોમાંના એકને તમે જોવા
ચહાશો, પણ તમે જોશો નહિ. ૨૩અને તેઓ તમને
કહેશે કે જુઓ, પેલો રહ્યો, જુઓ, આ રહ્યો; તમે
જતા ના, ને એમની પાછળ ચાલતા ના. ૨૪કેમકે
વિજળી એક દિશાથી ચમકતી આકાશ તળે બીજી
દિશા સુધી પ્રકાશે છે, તેમ માણસનો દીકરો પોતાના
દિવસમા થશે. ૨૫પણ પહેલાં તેને ઘણું સહેવું પડશે,
ને આ પેઢીથી નાપસંદ થવુ પડશે. ૨૬અને જેમ
નુહના દિવસોમાં થયું, તેમજ માણસના દીકરાના
દિવસોમાં પણ થશે. ૨૭નુહ વહાણમાં પેઠા ને
જલપ્રલયે આવીને બધાનો વિનાશ કર્યો તે દિવસ
લગી તેઓ ખાતા, પીતા, પરણતા, પરણાવાતા હતા.
૨૮અને તેમજ લુતના દિવસોમાં પણ થયુ, તેઓ
ખાતા, પીતા, વેચાતું લેતા આપતા, રોપતા, બાંધતા
હતા; ૨૯પણ લુત સદોમમાંથી નીકળ્યો તે દિવસે
આગ તથા ગંધક આકાશમાથી વરસ્યાં, ને તેથી
બધાનો વિનાશ થયો; ૩૦જે દિવસે માણસનો દીકરો
પ્રગટ થશે તે દિવસે તે પ્રમાણેજ થશે. ૩૧તે દિવસે
જે ધાબા પર હોય, તેનો સામાન ઘરમાં હોય તો તે

લેવા સારૂ તેણે ઉતરવું નહિ, ને જે ખેતરમાં હોય તેણે
પણ પાછા ફરવું નહિ. ૩૨ લુતની વહુને સંભારો.
૩૩ જે કોઇ પોતાનો જીવ બચાવવા કોશિષ કરશે, તે
તેને ખોશે, ને જે કોઇ તેને ખોશે તે તેને બચાવશે.
૩૪ હું તમને કહું છું કે, તે રાત્રે એક ખાટલામાં બે
જણ હશે; તેઓમાંનો એક લઇ લેવાશે, ને બીજો
પડતો મુકાશે. ૩૫ બે બાયડી સાથે દળતી હશે;
તેમાંની એક લઇ લેવાશે, ને બીજી પડતી મુકાશે.
[[ ૩૬ ખેતરમાં બે જણ હશે, તેઓમાંનો એક લેવાશે,
ને બીજો પડતો મુકાશે]]. ૩૭ અને તેઓએ તેને ઉત્તર
આપતાં કહ્યું કે, પ્રભુ, ક્યાં? ને તેણે તેઓને કહ્યું કે,
જ્યાં મુડદું હશે ત્યાં ગીધો પણ એકઠાં થશે.

૧૮ સર્વદા પ્રાર્થના કરવી જોઇએ, ને કાયર થવું
નહિ, તે [શિખવવા] સારૂ તેણે એક દૃષ્ટાંત
તેઓને કહ્યું કે, ૨ એક શહેરમાં એક ન્યાયાધીશ હતો,
જે દેવથી બીતો ન હતો, ને માણસને ગણકાર તો ન
હતો; ૩ અને તે શહેરમાં એક વિધવા હતી; ને તે
વારંવાર તેની પાસે આવીને કહેતી કે, મારા વાદીની
પાસેથી મને દાદ અપાવ. ૪ અને કેટલીક મુદત સુધી
તે [એમ કરવા] ઇચ્છતો ન હતો; પણ પછીથી તેણે
પોતાના મનમાં કહ્યું કે, જો કે હું દેવથી બીતો નથી, ને
માણસને ગણકારતો નથી, ૫ તોપણ આ વિધવા મને
તસ્દી દે છે, માટે હું તેને દાદ અપાવીશ, રખે તે
વારેઘડીએ આવીને મને થકવે. ૬ અને પ્રભુએ કહ્યું કે,
તે અન્યાયી ન્યાયાધીશ શું કહે છે તે સાંભળો. ૭ તો
દેવ પોતાના પસંદ કરેલા, જેઓ તેની આગળ રાત
દહાડો હાંક મારે છે, ને જેઓ વિષે તે ખામોશી રાખે
છે, તેઓને દાદ નહિ આપશે શું? ૮ હું તમને કહું છું
કે, તે જલદીથી તેઓને દાદ આપશે. પરંતુ માણસનો
દીકરો આવશે, ત્યારે તેને પૃથ્વી પર વિશ્વાસ જડશે શું?
૯ અને કેટલાએક પોતા વિષે અભિમાન રાખતા
હતા કે અમે ન્યાયી છીએ, ને બીજાઓને તુચ્છકારતા
હતા, તેઓને પણ તેણે આ દૃષ્ટાંત કહ્યું કે, ૧૦ બે
માણસ પ્રાર્થના કરવા સારૂ મંદિરમાં ગયા; એક
ફરોશી, ને બીજો દાણી હતો. ૧૧ ફરોશીએ ઉભા
રહીને પોતાના મનમાં એ પ્રાર્થના કરી કે, ઓ દેવ,
બીજા માણસોના જેવો જુલમી, અન્યાયી, વ્યભિચારી
અથવા આ દાણીના જેવો હું નથી, માટે હું તારી
ઉપકારસ્તુતિ કરૂં છું. ૧૨ અઠવાડીએ બે વાર હું ઉપ-
વાસ કરૂં છું, ને મારી બધી આવકનો દસમો ભાગ
આપું છું. ૧૩ પણ દાણીએ વેગળા ઉભા રહીને પોતાની
આંખો પણ આકાશ તરફ ઉંચી કરવા ન ચાહતાં
પોતાની છાતી કુટીને કહ્યું કે, ઓ દેવ, મુજ પાપી
પર દયા કર. ૧૪ હું તમને કહું છું કે, પેલા કરતાં એ
માણસ ન્યાયી ઠરીને પોતાને ઘેર ગયો; કેમકે જે
કોઇ પોતાને ઉંચો કરે છે તે નીચો કરાશે, ને જે
પોતાને નીચો કરે છે તે ઉંચો કરાશે.
૧૫ અને તેઓ તેની પાસે પોતાનાં બાળકો પણ
લાવ્યા, એ સારૂ કે તે તેઓને અડકે; પણ શિષ્યોએ
તે જોઇને તેઓને ધમકાવ્યા. ૧૬ પણ ઇસુએ તેઓને
પાસે બોલાવીને કહ્યું કે, બાળકોને મારી પાસે આવવા
દો, ને તેઓને વારો મા; કેમકે દેવનું રાજ્ય એવાં-
ઓનું છે. ૧૭ હું તમને ખચિત કહું છું કે, જે કોઇ
બાળકની પેઠે દેવનું રાજ્ય સ્વીકારશે નહિ, તે તેમાં
નહિજ પેસશે.
૧૮ અને એક અધિકારીએ તેને પુછ્યું કે, ઉત્તમ
ઉપદેશક, અનંત જીવનનો વારસો પામવાને હું શું
કરૂં? ૧૯ ને ઇસુએ તેને કહ્યું કે, તું મને ઉત્તમ કેમ
કહે છે? એક એટલે દેવ તે વિના ઉત્તમ કોઇ નથી.
૨૦ તું આજ્ઞાઓ જાણે છે કે, વ્યભિચાર ન કર, હત્યા
ન કર, ચોરી ન કર, જુઠી શાહેદી ન પુર, પોતાનાં
માબાપને માન આપ. ૨૧ અને તેણે કહ્યું કે, એ બધું
તો હું મારા નાનપણથી પાળતો આવ્યો છું. ૨૨ અને
ઇસુએ એ સાંભળીને તેને કહ્યું કે, તું હજી એક વાત
સંબધી અધુરો છે · તારૂં જે છે તે બધું વેચી નાખ,
ને દરિદ્રીઓને આપી દે, ને આકાશમાં તને દ્રવ્ય
મળશે; ને આવીને મારી પાછળ ચાલ. ૨૩ પણ એ
સાંભળીને તે અતિ ઉદાસ થયો, કેમકે તે બહુ શ્રીમંત
હતો. ૨૪ અને ઇસુએ તેને જોઇને કહ્યું કે, જેઓની
પાસે સપત છે, તેઓને દેવના રાજ્યમાં પેસવું કેવું
અઘરૂં છે! ૨૫ કેમકે શ્રીમંતને દેવના રાજ્યમાં પેસવું,
તે કરતાં ઉંટને સોયના નાકામાં થઇને જવું સહેલ છે.
૨૬ અને તે વાત સાંભળનારાઓએ કહ્યું કે, તો કોણ
તારણ પામી શકે? ૨૭ પણ તેણે કહ્યું કે, માણસોને
જે અશક્ય છે તે દેવને શક્ય છે. ૨૮ અને પીતરે કહ્યું
કે, જુઓ, અમે પોતાનું [બધું] મુકીને તારી પાછળ
આવ્યા છીએ. ૨૯ અને તેણે તેઓને કહ્યું કે, હું તમને
ખચિત કહું છું કે, જે કોઇએ ઘરને, કે વહુને, કે ભાઇ-
ઓને, કે માબાપને, કે છોકરાને, દેવના રાજ્યને લીધે
મુક્યાં હશે, ૩૦ તે આ કાળમાં બહુગણું તથા આવનાર
જમાનામાં અનત જીવન પામ્યા વિના રહેશે નહિ.
૩૧ અને તેણે બારેને પાસે બોલાવીને તેઓને કહ્યું

પાસે દસ મહોર છે તેને આપો. ૨૫અને તેઓએ
તેને કહ્યું કે, સાહેબ, તેની પાસે તો દસ મહોર છે!
૨૬હું તમને કહું છું કે, જે કોઇની પાસે છે, તેને
અપાશે, ને જેની પાસે નથી તેનું જે છે તે પણ તેની
પાસેથી લઇ લેવાશે. ૨૭પરંતુ આ મારા વૈરીઓ
જેઓ ચહાતા નહોતા કે હુ તેઓ પર રાજ્ય કરૂં,
તેઓને અહીં લાવો, ને મારી આગળ મારી નાખો.
૨૮અને એમ કહ્યા પછી તે યરૂશાલેમને માર્ગે
તેમની આગળ ચાલ્યો.
૨૯અને એમ થયુ કે તે બેથફાગી તથા બેથાની પાસે
જૈતુન નામના પહાડ આગળ આવ્યો, ત્યારે તેણે
શિષ્યોમાંના બેને એમ કહીને મોકલ્યા કે, ૩૦સામેના
ગામમાં જાઓ, ને તેમાં પેસતાંજ એક [ગધેડાનું]
વછેરૂં બાંધેલું તમને મળશે, કે જે પર કોઇ માણસ
કદી બેઠું નથી; તેને છોડી લાવો. ૩૧અને જો કોઇ
તમને પુછે કે, તેને કેમ છોડો છો? તો એમ કહો કે,
પ્રભુને તેનો ખપ છે. ૩૨અને જેઓને મોકલ્યા તેઓ
ગયા, ને જેમ તેણે તેઓને કહ્યું હતું તેમજ તેઓને
મળ્યું. ૩૩અને તેઓ વછેરૂં છોડતા હતા ત્યારે તેના
ધણીઓએ તેઓને કહ્યું કે, તમે વછેરૂં કેમ છોડો
છો? ૩૪અને તેઓએ કહ્યું કે, પ્રભુને તેનો ખપ છે.
૩૫અને તેઓ તેને ઇસુની પાસે લાવ્યા, ને વછેરા
પર પોતાનાં લુગડાં નાખીને ઇસુને તેના પર બેસાડ્યો.
૩૬અને તે જતો હતો ત્યારે તેઓએ પોતાનાં લુગડાં
માર્ગમાં પાથર્યાં. ૩૭અને તે નજદીક, જૈતુન પહાડના
ઢોળાવ પાસે, આવી પહોંચ્યો, ત્યારે જે પરાક્રમી
કામો તેઓએ જોયા હતા, તે સઘળાને લીધે શિષ્યોનો
આખો સમુદાય હર્ષ કરીને મોટે ઘાંટે દેવની સ્તુતિ
કરતાં કહેવા લાગ્યો કે, ૩૮પ્રભુને નામે જે રાજા આવે
છે તેને ધન્ય છે! આકાશમાં શાંતિ તથા પરમ ઉંચામાં
મહિમા! ૩૯અને લોકોમાંથી કેટલાએક ફરોશીઓએ
તેને કહ્યું કે, ઉપદેશક, તારા શિષ્યોને ધમકાવ. ૪૦અને
તેણે ઉત્તર આપતાં કહ્યું કે, હું તમને કહું છું કે જો
એઓ છાના રહે તો પત્થરા પોકારી ઉઠશે.
૪૧અને તે પાસે આવ્યો ત્યારે શહેરને જોઇને તે
તેને લીધે રડ્યો, ને કહ્યું કે, ૪૨જો તેં, હા તેં, શાંતિને
લગતાં જે વાનાં તે આજે જાણ્યાં હોત તો કેવું સારૂં!
પણ હમણાં તેઓ તારી આંખોથી સતાએલાં છે.
૪૩કેમકે તારા ઉપર એવા દિવસો આવી પડશે કે
જ્યારે તારા વૈરીઓ તારી સામા પાળ બાંધશે, ને
તને ઘેરો ઘાલશે, ને ચારો તરફ તને સંકડાવશે.
૪૪અને તેઓ તને તથા તારી મધ્યે તારાં છોકરાંને
જમીન પર પછાડી નાખશે, ને તેઓ તારામાં એક
પત્થર પર બીજો પત્થર રહેવા દેશે નહિ, કેમકે તારી
કૃપાદૃષ્ટિનો સમય તેં જાણ્યો નહિ.
૪૫અને તે મંદિરમાં ગયો ને વેચનારાઓને માંહેથી
કાઢી મુકવા લાગ્યો, ૪૬ને તેઓને કહ્યું કે, એમ
લખ્યું છે કે, મારૂં ઘર પ્રાર્થનાનું ઘર થશે, પણ તમે
તેને લુટારાઓનું કોતર કીધું.
૪૭અને તે રોજ મંદિરમાં બોધ કરતો હતો, પણ
મુખ્ય યાજકો તથા શાસ્ત્રીઓ તથા લોકના મુખીઓ
તેને મારી નાખવાની કોશિશ કરતા હતા; ૪૮અને
શું કરવું તે તેઓને સુઝ્યું નહિ; કેમકે બધા લોક
એકાગ્ર ચિત્તે તેનું સાંભળતા હતા.

૨૦ અને તે અરસામાં એક દિવસે એમ થયું
કે મંદિરમાં લોકોને તે બોધ કરતો ને
સુવાર્તા પ્રગટ કરતો હતો, ત્યારે મુખ્ય યાજકો તથા
શાસ્ત્રીઓ, વડીલો સુદ્ધાં, પાસે આવીને ઉભા રહ્યા.
૨અને તેની સાથે વાત કરતાં કહ્યું કે, અમને કહે કે,
કયા અધિકારથી તું આ કામો કરે છે? અથવા આ
અધિકાર તને કોણે આપ્યો છે? ૩અને તેણે તેઓને
ઉત્તર આપતાં કહ્યું કે, હુ પણ તમને એક વાત પુછું
છું, તે મને કહો: ૪યોહાનનું બાપ્તિસ્મા આકાશથી
હતું કે માણસોથી? ૫ને તેઓએ માહોમાંહે વિચાર
કરીને કહ્યું કે, જો કહીએ કે આકાશથી, તો તે કહેશે,
તો તમે તેનું કેમ માન્યું નહિ? ૬પણ જો કહીએ કે
માણસોથી, તો બધા લોક આપણને પત્થરે મારશે,
કેમકે તેઓને ખાતરી છે કે યોહાન ભવિષ્યવાદી હતો.
૭અને તેઓએ ઉત્તર આપ્યો કે, તે ક્યાંથી હતું એ
અમે નથી જાણતા. ૮અને ઇસુએ તેઓને કહ્યું કે,
હું પણ તમને કહેતો નથી કે કયા અધિકારથી હું આ
કામો કરૂં છું.
૯અને તે લોકોને એ દૃષ્ટાંત કહેવા લાગ્યો કે, એક
માણસે દ્રાક્ષવાડી રોપી, ને તે ખેડુતોને ઇજારે આપી,
ને લાંબી મુદત સુધી પરદેશ જઇ રહ્યો. ૧૦અને
મોસમે તેણે ખેડુતોની પાસે એક ચાકરને મોકલ્યો
કે તેઓ દ્રાક્ષવાડીનાં ફળનો [ભાગ] તેને આપે; પણ
ખેડુતોએ તેને મારીને ખાલી હાથે પાછો મોકલ્યો.
૧૧વળી તેણે બીજા એક ચાકરને મોકલ્યો; ને તેઓએ
તેને પણ મારીને તથા અપમાન કરીને ખાલી હાથે
પાછો મોકલ્યો. ૧૨અને તેણે વળી ત્રીજાને મોકલ્યો;
ને તેઓએ તેને પણ ઘાએલ કરીને બહાર કાઢ્યો.

કે, જુઓ, આપણે યરૂશાલેમ જઇએ છીએ, ને માણ-
સના દીકરા સબધી ભવિષ્યવાદીઓથી જે લખાયલુ
છે તે સર્વ પુરૂ કરાશે. ૩૨ કેમકે તે વિદેશીઓને
સ્વાધીન કરાશે, ને તેના ઠઠ્ઠા કરાશે, તથા અપમાન
કરાશે, ને તેના પર તેઓ થુકશે; ૩૩ ને કોરડા મારીને
તેઓ તેને મારી નાખશે, ને ત્રીજે દહાડે તે પાછો
ઉઠશે. ૩૪ અને એમાનુ કંઇ તેઓના સમજવામા ન
આવ્યુ; ને આ વાત તેઓથી ગુપ્ત રહી, ને જે
કહેવામા આવ્યુ તે તેઓ સમજ્યા નહિ.
૩૫ અને એમ થયુ કે તે યરેખો પાસે આવતો
હતો, ત્યારે માર્ગની કોરે ભીખ માગતો એક આધળો
બેઠો હતો; ૩૬ અને ઘણા લોકોને પાસે થઇને જતા
સાભળીને તેણે પુછ્યુ કે, આ શું હશે? ૩૭ ને તેઓએ
તેને કહ્યુ કે, ઇસુ નાઝારી પાસે થઇને જાય છે.
૩૮ અને તેણે બૂમ પાડીને કહ્યુ કે, ઓ ઇસુ, દાઉદના
દીકરા, મારા પર દયા કર. ૩૯ અને જેઓ આગળ
જતા હતા તેઓએ તેને ધમકાવ્યો કે, છાનો રહે;
પણ તેણે વિશેષ ઘાંટો પાડીને કહ્યુ કે, દાઉદના દીકરા,
મારા પર દયા કર. ૪૦ અને ઇસુએ ઉભા રહીને તેને
પોતાની પાસે લાવવાનો હુકમ કીધો, ને તે પાસે
આવ્યો, ત્યારે તેણે તેને પુછ્યુ કે, ૪૧ હુ તારે વાસ્તે
શું કરૂ, તારી ઇચ્છા શી છે? ને તેણે કહ્યુ કે, પ્રભુ,
હુ દેખતો થાઉં. ૪૨ અને ઇસુએ તેને કહ્યુ કે, તું દેખતો
થા; તારા વિશ્વાસે તને બચાવ્યો છે. ૪૩ અને તરત
તે દેખતો થયો, ને દેવને મહિમા આપતો તે તેની
પાછળ ચાલ્યો; ને બધા લોકોએ તે જોઇને દેવની
ઉપકારસ્તુતિ કીધી.

૧૯ અને તે યરેખોમાં પેસીને તેમા થઇને જતો
હતો. ૨ અને જુઓ, જાખી નામે એક
પુરૂષ હતો; ને તે મુખ્ય દાણી હતો, ને શ્રીમત હતો.
૩ અને તેણે ઇસુને જોવા કોશિષ કીધી કે તે કોણ છે,
પણ ભીડને લીધે તે જોઇ શક્યો નહિ, કેમકે તે ઠિંગણો
હતો. ૪ અને આગળ દોડી જઇને તેને જોવા સારૂ
ગુલ્લર ઝાડ પર તે ચડ્યો; કેમકે તે રસ્તે થઇને તે
જવાનો હતો. ૫ અને તે જગ્યાએ આવીને ઇસુએ
ઉચુ જોઇને તેને કહ્યુ કે, જાખી, તુ જલદી ઉતરી આવ,
કેમકે મારે આજ તારે ઘેર ઉતરવાનુ છે. ૬ અને તે
જલદી ઉતરી આવ્યો, ને તેણે આનંદથી તેનો આવ-
કાર કીધો. ૭ અને સઘળાએ તે જોઇને કચકચ કરીને
કહ્યુ કે, તે પાપી માણસને ત્યા પરોણો રહેવા ગયો
છે. ૮ અને જાખીએ ઉભા રહીને પ્રભુને કહ્યુ કે, પ્રભુ,
જો, હુ મારી સપતનો અરધો ભાગ દરિદ્રીઓને આપું
છું; ને જો અન્યાયથી મેં કોઇનુ કંઇ પડાવી લીધું
હોય, તો હુ ચોગણુ પાછુ આપુ છુ. ૯ અને ઇસુએ
તેને કહ્યુ કે, આજ આ ઘેર તારણ આવ્યુ છે, કારણ
કે તે પણ ઇબ્રાહીમનો દીકરો છે. ૧૦ કેમકે ખોવાએલુ
શોધવા તથા તારવા સારૂ માણસનો દીકરો આવ્યો છે.
૧૧ અને તેઓ આ વાતો સાભળતા હતા, ત્યારે
તેણે એક દૃષ્ટાત પણ કહ્યું, કેમકે તે યરૂશાલેમ પાસે
આવ્યો હતો, ને તેઓ એમ ધારતા હતા કે, દેવનું
રાજ્ય હમણાજ પ્રગટ થશે. ૧૨ માટે તેણે કહ્યુ કે,
એક કુલીન માણસ પોતાને સારૂ રાજ્ય મેળવીને
પાછા આવવા[ના ઇરાદાથી] દૂર દેશ ગયો. ૧૩ અને
તેણે પોતાના દસ ચાકરોને બોલાવીને તેઓને દસ
મહોર આપી, ને તેઓને કહ્યુ કે, હુ આવું ત્યા લગી
તેનો વહિવટ કરો. ૧૪ પણ તેના શહેરના માણસો
તેના પર દ્વેષ રાખતા હતા, ને તેની પાછળ એલચી-
ઓને મોકલીને કહેવડાવ્યું કે, એ માણસ અમારા
પર રાજ્ય કરે એવુ અમે ચહાતા નથી. ૧૫ અને એમ
થયુ કે તે રાજ્ય લઇને પાછો આવ્યો, ત્યારે જે
ચાકરોને તેણે નાણુ આપ્યુ હતું, તેઓને પોતાની
પાસે બોલાવવાનુ કહ્યું, એ માટે કે તેઓ શું શું કમાયા,
તે એ જાણે. ૧૬ ત્યારે પહેલાએ તેની આગળ આવીને
કહ્યુ કે, સાહેબ, તારી એક મહોરે બીજી દસ મહોર
પેદા કીધી છે. ૧૭ અને તેણે તેને કહ્યુ કે, શાબાશ,
ભલા ચાકર, તું જૂજ વાતમા વિશ્વાસુ માલમ પડ્યો છે,
માટે દસ શહેરોનો અધિકારી થા. ૧૮ અને બીજાએ
આવીને કહ્યુ કે, સાહેબ, તારી એક મહોરે પાચ
મહોર પેદા કીધી છે ૧૯ અને તેણે તેને પણ કહ્યુ કે,
તું પણ પાચ શહેરોનો ઉપરી થા. ૨૦ અને બીજાએ
આવીને કહ્યુ કે, સાહેબ, જો, તારી મહોર આ રહી,
મેં રૂમાલમા ઘાલીને તેને રાખી મુકી હતી, ૨૧ કારણ
કે, હુ તારાથી બીતો, કેમકે તું કઠણ માણસ છે, જે
તેં મુક્યુ ન હોય તે તું ઉઠાવે છે, ને જે તેં વાવ્યુ ન
હોય, તે તું કાપે છે. ૨૨ તેણે તેને કહ્યુ, ઓ ભુંડા
ચાકર, તારા પોતાના મ્હોથી હુ તારો ન્યાય કરીશ;
હુ કઠણ માણસ છું, જે મુક્યુ ન હોય, તે હુ ઉઠાવું
છું, ને જે વાવ્યુ ન હોય તે કાપુ છું, તું એમ જાણતો
હતો; ૨૩ માટે સાહુકારને ત્યા મારૂ નાણુ તેં કેમ
નહોતું આપ્યુ, કે હુ આવીને વ્યાજ સુધ્ધા મારૂ વસુલ
કરત? ૨૪ પછી જે પાસે ઉભા હતા તેઓને તેણે
કહ્યુ કે, તેની પાસેથી તે મહોર લઇ લો, ને જેની

પાસે દસ મહોર છે તેને આપો ૨૫ અને તેઓએ
તેને કહ્યુ કે, સાહેબ, તેની પાસે તો દસ મહોર છે!
૨૬ હુ તમને કહુ છુ કે, જે કોઇની પાસે છે, તેને
અપાશે, ને જેની પાસે નથી તેનુ જે છે તે પણ તેની
પાસેથી લઇ લેવાશે ૨૭ પરંતુ આ મારા વૈરીઓ
જેઓ ચહાતા નહોતા કે હુ તેઓ પર રાજ્ય કરૂ,
તેઓને અહીં લાવો, ને મારી આગળ મારી નાખો
૨૮ અને એમ કહ્યા પછી તે યરૂશાલેમને માર્ગે
તેમની આગળ ચાલ્યો
૨૯ અને એમ થયુ કે તે બેથફાગી તથા બેથાની પાસે
જૈતુન નામના પહાડ આગળ આવ્યો, ત્યારે તેણે
શિષ્યોમાના બેને એમ કહીને મોકલ્યા કે, ૩૦ સામેના
ગામમા જાઓ, ને તેમા પેસતાજ એક [ગધેડાનું]
વછેરૂ બાંધેલુ તમને મળશે, કે જે પર કોઇ માણસ
કદી બેઠું નથી, તેને છોડી લાવો ૩૧ અને જો કોઇ
તમને પુછે કે, તેને કેમ છોડો છો? તો એમ કહો કે,
પ્રભુને તેનો ખપ છે ૩૨ અને જેઓને મોકલ્યા તેઓ
ગયા, ને જેમ તેણે તેઓને કહ્યું હતું તેમજ તેઓને
મળ્યુ ૩૩ અને તેઓ વછેરૂ છોડતા હતા ત્યારે તેના
ધણીઓએ તેઓને કહ્યુ કે, તમે વછેરૂ કેમ છોડો
છો? ૩૪ અને તેઓએ કહ્યુ કે પ્રભુને તેનો ખપ છે
૩૫ અને તેઓ તેને ઇસુની પાસે લાવ્યા, ને વછેરા
પર પોતાના લુગડા નાખીને ઇસુને તેના પર બેસાડ્યો
૩૬ અને તે જતો હતો ત્યારે તેઓએ પોતાના લુગડા
માર્ગમા પાથર્યા ૩૭ અને તે નજદીક, જૈતુન પહાડના
ઢોળાવ પાસે, આવી પહોચ્યો, ત્યારે જે પરાક્રમી
કામો તેઓએ જોયા હતા, તે સઘળાને લીધે શિષ્યોનો
આખો સમુદાય હર્ષે કરીને મોટે ઘાટે દેવની સ્તુતિ
કરતા કહેવા લાગ્યા કે, ૩૮ પ્રભુને નામે જે રાજા આવે
છે તેને ધન્ય છે! આકાશમા શાતિ તથા પરમ ઉંચામા
મહિમા! ૩૯ અને લોકોમાથી કેટલાએક ફરોશીઓએ
તેને કહ્યુ કે, ઉપદેશક, તારા શિષ્યોને ધમકાવ ૪૦ અને
તેણે ઉત્તર આપતા કહ્યુ કે, હુ તમને કહુ છું કે જો
એઓ છાના રહે તો પત્થરા પોકારી ઉઠશે
૪૧ અને તે પાસે આવ્યો ત્યારે શહેરને જોઇને તે
તેને લીધે રડ્યો, ને કહ્યુ કે, ૪૨ જો તેં, હા તેં શાતિને
લગતા જે વાના તે આજે જાણ્યા હોત તો કેવુ સારૂ!
પણ હમણા તેઓ તારી આખોથી સંતાએલા છે
૪૩ કેમકે તારા ઉપર એવા દિવસો આવી પડશે કે
જ્યારે તારા વૈરીઓ તારી સામા પાળ બાધશે, ને
તને ઘેરો ઘાલશે, ને ચારો તરફ તને સંકડાવશે
૪૪ અને તેઓ તને તથા તારી મધ્યે તારા છોકરાને
જમીન પર પછાડી નાખશે, ને તેઓ તારામા એક
પત્થર પર બીજો પત્થર રહેવા દેશે નહિ, કેમકે તારી
કૃપાદૃષ્ટિનો સમય તેં જાણ્યો નહિ
૪૫ અને તે મંદિરમા ગયો ને વેચનારાઓને માહેથી
કાઢી મુકવા લાગ્યો, ૪૬ ને તેઓને કહ્યુ કે, એમ
લખ્યુ છે કે, મારૂ ઘર પ્રાર્થનાનુ ઘર થશે, પણ તમે
તેને લુટારાઓનુ કોતર કીધુ
૪૭ અને તે રોજ મંદિરમા બોધ કરતો હતો, પણ
મુખ્ય યાજકો તથા શાસ્ત્રીઓ તથા લોકના મુખીઓ
તેને મારી નાખવાની કોશિશ કરતા હતા, ૪૮ અને
શું કરવુ તે તેઓને સુઝ્યુ નહિ, કેમકે બધા લોક
એકાગ્ર ચિત્ત તેનુ સાંભળતા હતા

૨૦ અને તે અરસામા એક દિવસે એમ થયુ
કે મંદિરમા લોકોને તે બોધ કરતો ને
સુવાર્તા પ્રગટ કરતો હતો ત્યારે મુખ્ય યાજકો તથા
શાસ્ત્રીઓ, વડીલો સુદ્ધા, પાસે આવીને ઉભા રહ્યા
૨ અને તેની સાથે વાત કરતા કહ્યુ કે, અમને કહે કે,
કયા અધિકારથી તું આ કામો કરે છે? અથવા આ
અધિકાર તને કોણે આપ્યો છે? ૩ અને તેણે તેઓને
ઉત્તર આપતા કહ્યું કે, હુ પણ તમને એક વાત પુછું
છુ તે મને કહો ૪ યોહાનનુ બાપ્તિસ્મા આકાશથી
હતું કે માણસોથી? ૫ ને તેઓએ માંહોમાહે વિચાર
કરીને કહ્યુ કે, જો કહીએ કે આકાશથી, તો તે કહેશે,
તો તમે તેનુ કેમ માન્યુ નહિ? ૬ પણ જો કહીએ કે
માણસોથી, તો બધા લોક આપણને પત્થરે મારશે,
કેમકે તેઓને ખાતરી છે કે યોહાન ભવિષ્યવાદી હતો
૭ અને તેઓએ ઉત્તર આપ્યો કે, તે ક્યાથી હતું એ
અમે નથી જાણતા ૮ અને ઇસુએ તેઓને કહ્યુ કે,
હુ પણ તમને કહેતો નથી કે કયા અધિકારથી હુ આ
કામો કરૂ છુ
૯ અને તે લોકોને એ દૃષ્ટાંત કહેવા લાગ્યો કે, એક
માણસે દ્રાક્ષવાડી રોપી, ને તે ખેડુતોને ઇજારે આપી,
ને લાંબી મુદત સુધી પરદેશ જઇ રહ્યો ૧૦ અને
મોસમે તેણે ખેડુતોની પાસે એક ચાકરને મોકલ્યો
કે તેઓ દ્રાક્ષવાડીના ફળનો [ભાગ] તેને આપે, પણ
ખેડુતોએ તેને મારીને ખાલી હાથે પાછો મોકલ્યો
૧૧ વળી તેણે બીજા એક ચાકરને મોકલ્યો, ને તેઓએ
તેને પણ મારીને તથા અપમાન કરીને ખાલી હાથે
પાછો મોકલ્યો. ૧ અને તેણે વળી ત્રીજાને મોકલ્યો;
ને તેઓએ તેને પણ ઘાયલ કરીને બહાર કાઢ્યો

૧૩ અને દ્રાક્ષવાડીના ધણીએ કહ્યું કે, હું શું કરૂં? હું
મારા વહાલા દીકરાને મોકલીશ, તેને જોઇને કદાપિ
તેઓ તેની અદબ રાખશે. ૧૪ પણ ખેડુતોએ જ્યારે
તેને જોયો ત્યારે તેઓએ માહોમાહે મનસૂબો કરીને
કહ્યું કે, આ વારસ છે, ચાલો, આપણે તેને મારી
નાખીએ કે વારસો આપણને મળે. ૧૫ અને તેઓએ
તેને વાડીમાંથી બહાર કાઢીને મારી નાખ્યો. માટે
દ્રાક્ષવાડીનો ધણી તેઓને શું કરશે? ૧૬ તે આવીને
તે ખેડુતોનો નાશ કરશે, ને દ્રાક્ષવાડી બીજાઓને
આપશે. અને એ સાંભળીને તેઓએ કહ્યું કે, એવું ન
થાઓ. ૧૭ પણ તેણે તેઓની તરફ જોઇને કહ્યું, તો
આ જે લખેલું છે તે શું છે, એટલે, જે પત્થરનો
બાંધનારાઓએ નકાર કીધો તે ખૂણાનું મથાળું થયો.
૧૮ તે પત્થર પર જે કોઇ પડશે તેના ટુકડેટુકડા
થઇ જશે, પણ જેના પર તે પડશે તેનો તે ભૂકો
કરી નાખશે.

હતા; ને પહેલો વહુ પરણીને સંતાન વિના મરી ગયો;
૩૦ પછી બીજાએ [તેને લીધી]; ૩૧ અને ત્રીજાએ
તેને લીધી, ને તેજ પ્રમાણે સાતે સંતાન મુક્યા વગર
મરી ગયા. ૩૨ પછીથી બાયડી પણ મરી ગઇ. ૩૩ તો
પુનરૂત્થાનમાં તે તેઓમાંના કોની બાયડી થશે? કેમકે
સાતેની તે વહુ થઇ હતી. ૩૪ અને ઇસુએ તેઓને
કહ્યું કે, આ જગતના છોકરા પરણે છે તથા પરણાવાય
છે, ૩૫ પણ જેઓ તે જગતને તથા મુએલામાંથી
પુનરૂત્થાન પામવાને યોગ્ય ગણાય છે, તેઓ પરણતા
નથી તથા પરણાવાતા નથી; ૩૬ કેમકે તેઓ ફરીથી
મરી નથી શકતા; કારણ કે તેઓ દૂતોના સરખા છે;
ને પુનરૂત્થાનના દીકરા હોવાથી તેઓ દેવના દીકરા
છે. ૩૭ વળી ઝાડવા [નામના પ્રકરણ]માં મુસા પ્રભુને
ઇબ્રાહીમનો દેવ તથા ઇસહાકનો દેવ તથા યાકુબનો
દેવ કહે છે, ત્યારે તે પણ એવું જણાવે છે કે મુએલાં

૫ અને સુંદર પત્થરોથી તથા દાનોથી મદિર કેવું
સુશોભિત કરેલું છે તે વિષે કેટલાએક વાત કરતા હતા,
ત્યારે તેણે કહ્યું કે, ૬ આ બધું તમે જુઓ છો ખરા,
પણ એવા દિવસો આવશે કે જેમા અહીં પાડી
નખાશે નહિ એવો એક પત્થર બીજા પર રહેવા
દેવાશે નહિ. ૭ અને તેઓએ તેને પુછ્યું કે, ઉપદેશક,
તો એ ક્યારે થશે? ને જ્યારે આ વાતો પુરી થવાની
હશે ત્યારે શું ચિન્હ થશે? ૮ ને તેણે કહ્યું કે, કોઇ
તમને ના ભુલાવે માટે સાવધાન રહો; કેમકે મારે
નામે ઘણા આવીને કહેશે કે, તે હુ છું, ને, સમય
પાસે આવ્યો છે; તમે તો તેઓની પછવાડે જશો
મા. ૯ અને જ્યારે તમે લડાઇઓ તથા હુલ્લડોના
સમાચાર સાંભળશો ત્યારે ગભરાશો મા, કેમકે આ
બધું પ્રથમ થવું જોઇએ; પણ એટલેથી અત નથી.
૧૦ ત્યારે તેણે તેઓને કહ્યું કે, પ્રજા પ્રજા વિરૂદ્ધ
તથા રાજ્ય રાજ્ય વિરૂદ્ધ ઉઠશે; ૧૧ અને મોટા ધર-
તીકંપો [ થશે ], તથા ઠામેઠામ દુકાળો તથા મરકીઓ
થશે; ને આકાશમાંથી ભયકર ઉત્પાત તથા મોટાં
ચિન્હો થશે. ૧૨ પણ એ સર્વ થયા પહેલાં મારા
નામને લીધે તેઓ તમારા પર હાથ નાખશે, ને તમને
સતાવીને સભાસ્થાનો તથા બંદીખાના[ના અધિકારી-
ઓને]] હવાલે કરશે, ને રાજાઓ તથા હાકેમોની
આગળ લઇ જશે. ૧૩ એ તમારે સારૂ સાક્ષીરૂપ થઇ
પડશે. ૧૪ માટે તમે પોતાના મનમાં નિશ્ચય કરો કે
પ્રત્યુત્તર કેવી રીતે દેવો તે વિષે આગળથી ચિંતા ન
કરવી. ૧૫ કેમકે હું તમને એવું મુખ તથા એવી બુદ્ધિ
આપીશ, કે તમારો કોઇ પણ વિરોધી પ્રત્યુત્તર આપી
અથવા સામો થઇ નહિ શકશે. ૧૬ પણ માબાપથી
તથા ભાઇઓથી તથા સગાંથી તથા મિત્રોથી પણ તમે
પરસ્વાધીન કરાશો; ને તમારામાંના કેટલાએકને
તેઓ મારી નંખાવશે. ૧૭ અને મારા નામને લીધે
સઘળા તમારો દ્વેષ કરશે. ૧૮ પણ તમારા માથાનો
એક નિમાળો પણ નાશ પામશે નહિ. ૧૯ તમારી
ધીરજથી તમારા જીવને તમે બચાવશો.
૨૦ પણ જ્યારે યરૂશાલેમ ફોજોથી ઘેરાએલું જોશો
ત્યારે જાણજો કે તેનો ઉજ્જડ થવાનો [સમય] પાસે
આવ્યો છે. ૨૧ ત્યારે જેઓ યહુદાહમાં હોય તેઓએ
પહાડોમાં નાસી જવું; ને જેઓ તેની મધ્યે હોય
તેઓએ બહાર નીકળી જવું; ને જેઓ સીમમાં હોય
તેઓએ [શહેર]માં આવવું નહિ. ૨૨ કેમકે એ વેર
વાળવાના દિવસો છે, એ માટે કે જે જે લખ્યુ છે, તે
બધું પુરૂં થાય. ૨૩ તે દિવસોમાં જેઓ ગર્ભવતી હશે
તથા જેઓ ધવડાવતી હશે તેઓને અફસોસ છે!
કેમકે દેશ પર મોટી વિપત્તિ, ને આ લોક પર કોપ
આવી પડશે. ૨૪ અને તેઓ તરવારની ધારથી માર્યા
જશે, ને ગુલામ થઇને બધા દેશોમા લઇ જવાશે; ને
વિદેશીઓના સમયો પુરા થશે, ત્યાં લગી યરૂશાલેમ
વિદેશીઓથી ખુદી નખાશે. ૨૫ અને સુરજ તથા ચદ્ર
તથા તારાઓમા ચિન્હો થશે; ને પૃથ્વી ઉપર દેશ-
જાતિઓ, સમુદ્ર તથા મોજાઓની ગર્જનાથી અકળા-
ઇને, ગભરાશે; ૨૬ પૃથ્વી ઉપર જે આવી પડવાનું છે
તેની બીકથી તથા તેની વકીથી માણસો નિર્ગત થશે;
કેમકે આકાશમાંનાં પરાક્રમો હલાવાશે. ૨૭ અને
ત્યારે તેઓ માણસના દીકરાને પરાક્રમ તથા મહા
મહિમા સહિત વાદળામા આવતો જોશે. ૨૮ પણ આ
વાતો થવા લાગે ત્યારે તમે નજર ઉઠાવીને તમારાં
માથા ઉચાં કરો, કેમકે તમારો ઉદ્ધાર પાસે આવ્યો છે.
૨૯ અને તેણે તેઓને દૃષ્ટાંત કહ્યુ કે, અજીરી તથા
સર્વ ઝાડોને જુઓ. ૩૦ હવે તેઓ જ્યારે ફુટવા માંડે
છે ત્યારે તમે તે જોઇને પોતાની મેળે જાણો છો કે
ઉનાળો પાસે છે ૩૧ તેમજ તમે પણ આ સઘળાં
થતાં જુઓ, ત્યારે જાણજો કે દેવનું રાજ્ય પાસે છે.
૩૨ હુ તમને ખચિત કહુ છુ કે, સઘળાં પુરાં થશે ત્યાં
લગી આ પેઢી ટળી જશે નહિ. ૩૩ આકાશ તથા
પૃથ્વી જતા રહેશે, પણ મારી વાતો જતી નહિ રહેશે.
૩૪ પણ તમે પોતા વિષે સાવધાન રહો, રખે કદાપિ
અતિશય ખાધાથી તથા પીધાથી તથા સસારી ચિંતાથી
તમારાં મન જડ થાય, ને તે દિવસ તમારા પર ફાંદાની
પેઠે ઓચિતો આવી પડે. ૩૫ કેમકે તે દિવસ આખી
પૃથ્વી ઉપરના સર્વ વસનારા પર એમજ આવી પડશે.
૩૬ પણ હર વખત જાગતા રહો, ને વિનતી કરો કે, આ
બધું જે થવાનું છે, તેમાંથી બચી જવાને તથા માણસના
દીકરાની આગળ ઉભા રહેવાને તમે પ્રબળ થાઓ.
૩૭ અને રોજ તે મંદિરમાં દહાડે બોધ કરતો હતો,
ને રાત્રે નીકળીને જેતુન નામે પહાડ પર રહેતો હતો.
૩૮ અને બધા લોક તેનુ સાંભળવા સારૂ પરોઢિયે તેની
પાસે મંદિરમાં આવતા હતા.

૨૨ હવે બેખમીર રોટલીનું પર્વ જે પાસ્ખા
કહેવાય છે, તે પાસે આવ્યું. ૨ અને તેને શી
રીતે મારી નાખવો, તેની તજવીજ મુખ્ય યાજકો તથા
શાસ્ત્રીઓ કરતા હતા; કેમકે તેઓ લોકથી બીતા હતા.
૩ અને યહુદા જે ઇસ્કારીઓત કહેવાતો હતો, જે

બારમાંનો એક હતો, તેમાં શેતાન પેઠો. ૪ અને તેણે
જઈને મુખ્ય યાજકો તથા સરદારોના હાથમાં તેને
શી રીતે સ્વાધીન કરવો, તે સંબંધી તેઓની સાથે
મસલત કીધી. ૫ અને તેઓ ખુશ થયા, ને તેને પૈસા
આપવાનું વચન આપ્યું; ૬ ને તેણે કબૂલ કીધું, ને
લોકો હાજર ન હોય ત્યારે તેને તેઓના હાથમાં
સ્વાધીન કરવાનો લાગ શોધ્યો.

૭ અને બેખમીર રોટલીનો દિવસ આવ્યો કે જેમાં
પાસ્ખા યજ્ઞ કરવો જોઈએ. ૮ અને તેણે પીતરને તથા
યોહાનને એમ કહીને મોકલ્યા કે, જઈને આપણે સારૂ
પાસ્ખા સિદ્ધ કરો કે આપણે ખાઈએ. ૯ અને તેઓએ
તેને કહ્યું કે, અમે ક્યાં સિદ્ધ કરીએ એ વિષે તારી શી
ઇચ્છા છે? ૧૦ ને તેણે તેઓને કહ્યું કે, જુઓ, તમને
શહેરમાં પેસતાં પાણીની ગાગર લઈને એક પુરૂષ
સામો મળશે, તે જે ઘરમાં જાય ત્યાં તેની પાછળ
જજો. ૧૧ અને ઘરના ધણીને કહેજો કે, ઉપદેશક તને
કહે છે કે, જ્યાં મારા શિષ્યોની સાથે હું પાસ્ખા ખાઉં
તે ઉતારાની ઓરડી ક્યાં છે? ૧૨ ને તે તમને સરસા-
માન સહિતની એક મોટી મેડી દેખાડશે, ત્યાં તૈયારી
કરો. ૧૩ અને તેઓ ગયા ને જેમ તેણે તેઓને કહ્યું હતું
તેમ તેઓને મળ્યું, ને તેઓએ પાસ્ખા તૈયાર કીધું.

૧૪ અને વખત થયો ત્યારે તે બેઠો, તથા બાર
પ્રેરિતો તેની સાથે બેઠા. ૧૫ અને તેણે તેઓને કહ્યું
કે, [મરણ] સહ્યા પહેલાં આ પાસ્ખા તમારી સાથે
ખાવાની મને ઘણી ઇચ્છા હતી. ૧૬ કેમકે હું તમને
કહું છું કે, દેવના રાજ્યમાં તે પુરૂં થાય ત્યાં લગી હું
તે ફરી ખાઈશ નહિ. ૧૭ અને તેણે વાટકો લઈને
સ્તુતિ કરીને કહ્યું કે, આ લો, ને માહોમાંહે વહેંચો.
૧૮ કેમકે હું તમને કહું છું કે, દેવનું રાજ્ય આવે ત્યાં
લગી હું હવેથી દ્રાક્ષનો રસ પીનાર નથી. ૧૯ અને
તેણે રોટલી લઈને સ્તુતિ કરીને ભાંગી, ને તેઓને
આપીને કહ્યું કે, આ મારૂં શરીર છે જે તમારે સારૂ
આપવામાં આવે છે, મારી યાદગીરીમાં આ કરો.
૨૦ અને તે પ્રમાણે વાળું કર્યા પછી તેણે વાટકો લઈને
કહ્યું કે, આ વાટકો તમારે સારૂ વહેવડાવેલા મારા
લોહીમાંનો નવો કરાર છે. ૨૧ પણ જુઓ, જે મને
પરસ્વાધીન કરે છે તેનો હાથ મારી સાથે મેજ પર
છે. ૨૨ માણસનો દીકરો ઠરાવ્યા પ્રમાણે જાય છે
ખરો, પણ જે માણસથી તે પરસ્વાધીન કરાય છે
તેને અફસોસ છે! ૨૩ અને તેઓ માહોમાંહે પુછ-
પરછ કરવા લાગ્યા, કે આપણામાંનો કોણ આ કામ
કરવાનો હશે?

૨૪ અને આપણામાં કોણ મોટો ગણાય છે તે
સંબંધી પણ તેઓમાં વાદવિવાદ શરૂ થયો. ૨૫ અને
તેણે તેઓને કહ્યું કે, વિદેશીઓના રાજાઓ તેમના
પર ધણીપણું કરે છે; ને જેઓ તેમના પર અધિકાર
કરે છે તેઓ પરોપકારી કહેવાય છે. ૨૬ પણ તમે
એવા ન થાઓ; પણ તમારામાં જે મોટો તેણે નાના
જેવા થવું, ને જે આગેવાન તેણે સેવા કરનારના
જેવા થવું. ૨૭ કેમકે આ બેમાં કયો મોટો છે, જમવા
બેસનાર કે સેવા કરનાર? શું જમવા બેસનાર [મોટો]
નથી? પણ હું તમારામાં સેવા કરનારના જેવો છું.
૨૮ પણ મારાં પરીક્ષણોમાં મારી સાથે રહેનાર તે તમે
છો. ૨૯ અને જેમ મારા બાપે મને [રાજ્ય] ઠરાવી
આપ્યું, તેમ હું તમને રાજ્ય ઠરાવી આપું છું; ૩૦ કે
તમે મારા રાજ્યમાં મારી મેજ પર ખાઓ તથા પીઓ;
અને તમે ઇસ્રાએલનાં બાર કુળોનો ન્યાય ઠરાવતાં
રાજ્યાસન પર બેસશો. ૩૧ સીમોન, સીમોન, જો,
શેતાને તને ઘઉંની પેઠે ચાળવા સારૂ તને [કબજે
લેવા] માગ્યો. ૩૨ પણ મેં તારે સારૂ વિનંતી કીધી
કે, તારો વિશ્વાસ ખુટે નહિ; ને તું તારા ફર્યા પછી
તારા ભાઈઓને સ્થિર કરજે. ૩૩ અને તેણે તેને કહ્યું
કે, પ્રભુ, હું તારી સાથે બંદીખાનામાં જવા તથા મરવા
પણ તૈયાર છું. ૩૪ અને તેણે કહ્યું કે, પીતર, હું તને
કહું છું કે, આજ મરઘો બોલ્યા અગાઉ, હું તેને
ઓળખતો નથી, એમ [કહીને] તું ત્રણ વાર મારો
નકાર કરશે.

૩૫ અને તેણે તેઓને કહ્યું કે, જ્યારે થેલી તથા
જોળણું તથા જોડા વિના મેં તમને મોકલ્યા ત્યારે
તમને કશાની ખોટ પડી? ને તેઓએ કહ્યું કે, કશાની
નહિ. ૩૬ ત્યારે તેણે તેઓને કહ્યું, પણ હમણાં જેની
પાસે થેલી હોય તે રાખે, ને જોળણું પણ રાખે, ને
જેની પાસે તરવાર નહિ હોય તે પોતાનું લુગડું
વેચીને [તરવાર] રાખે. ૩૭ કેમકે હું તમને કહું છું કે,
તે અપરાધીઓની સાથે ગણાયો, એ જે લખેલું તે
મારામાં હજી પુરૂં થવું જોઈએ; કારણ કે મારા
સંબંધીની વાતો પુરી થાય છે. ૩૮ અને તેઓએ કહ્યું
કે, પ્રભુ, જો, આ બે તરવાર રહી; ને તેણે તેઓને
કહ્યું કે, એ બસ છે.

૩૯ અને તે બહાર નીકળીને પોતાની રીત પ્રમાણે
જૈતુન પહાડ પર ગયો; ને શિષ્યો પણ તેની પાછળ
ગયા. ૪૦ અને તે તે ઠેકાણે આવ્યો, ત્યારે તેણે

તેઓને કહ્યુ કે, પ્રાર્થના કરો કે તમે પરીક્ષણમા ન
પડો. ૪૧અને આસરે પત્થર ફેંકાય તેટલે છેટે તે
તેઓથી ગયો, ને ઘુટણ ટેકવીને તેણે પ્રાર્થના કરીને
કહ્યુ કે, ૪૨હે બાપ, જો તારી ઇચ્છા હોય, તો આ
વાટકો મારાથી દૂર કર, તોપણ મારી ઇચ્છા પ્રમાણે
નહિ, પણ તારી ઇચ્છા પ્રમાણે થાઓ ૪૩અને તેને
બળ આપતો આકાશથી એક દૂત તેને દેખાયો.
૪૪અને તેણે કષ્ટિત થઇને વિશેષ આગ્રહથી પ્રાર્થના
કરી, ને તેનો પરસેવો ભોય પર પડતા લોહીના ટીપા
જેવો થયો ૪૫અને પ્રાર્થના કરી ઉઠીને તે પોતાના
શિષ્યોની પાસે આવ્યો, ત્યારે તેઓને શોકને લીધે
ઉંઘેલા દીઠા, ૪૬ ને તેણે તેઓને કહ્યુ કે, કેમ ઉંઘો
છો? ઉઠીને પ્રાર્થના કરો, કે તમે પરીક્ષણમા ન પડો

૪૭અને તે હજી બોલતો હતો એટલામા, જુઓ,
ઘણા લોક આવ્યા, ને યહુદા કરીને બારમાનો એક
તેઓની આગળ ચાલતો હતો, ને તે ઇસુને ચુબન
કરવા સારૂ તેની પાસે આવ્યો ૪૮પણ ઇસુએ તેને
કહ્યુ, યહુદા, શું તું માણસના દીકરાને ચુબન કરીને
પરસ્વાધીન કરે છે? ૪૯ ને જેઓ તેની આસપાસ
હતા તેઓએ શું થવાનુ છે તે જોઇને તેને કહ્યુ, પ્રભુ,
અમે તરવારથી મારીએ શું? ૫૦ને તેઓમાના એકે
મુખ્ય યાજકના ચાકરને ઝટકો માર્યો, ને તેનો જમણો
કાન કાપી નાખ્યો ૫૧પણ ઇસુએ ઉત્તર આપતા
કહ્યુ કે, આટલુ થવા દો. અને તેણે તેના કાનને
અડકીને તેને સારો કીધો ૫૨અને જે મુખ્ય યાજકો
તથા મદિરના સરદારો તથા વડીલો તેની સામે આવ્યા
હતા, તેઓને ઇસુએ કહ્યુ, જેમ લૂટારાની સામે
આવતા હો તેમ તરવારો તથા સોટા લઇને આવ્યા
છો શું? ૫૩હુ રોજ તમારી સાથે મદિરમા હતો,
ત્યારે તમે મારા પર હાથ નહોતા નાખ્યા, પણ આ
તમારી ઘડી તથા અધકારનુ સામર્થ્ય છે

૫૪અને તેઓ તેને પકડીને લઇ ગયા, ને મુખ્ય
યાજકના ઘરમા તેને લાવ્યા પણ પીતર છેટે રહીને
તેની પાછળ પાછળ ચાલતો હતો ૫૫અને ચોકની
વચમા અગ્નિ સળગાવીને તેઓ એકઠા બેઠા ત્યારે
પીતર તેઓની વચમા બેઠો ૫૬અને એક છોકરીએ
તેને [ અગ્નિના ] પ્રકાશમા બેઠેલો દેખીને તેની તરફ
એકી નજરે જોઇ રહીને કહ્યુ કે, આ માણસ પણ
તેની સાથે હતો ૫૭પણ તેણે ઇનકાર કરીને કહ્યુ કે,
બાઇ, હુ તેને ઓળખતો નથી ૫૮અને થોડી વાર
પછી બીજાએ તેને જોઇને કહ્યુ કે, તું પણ તેઓમાનો
છે પણ પીતરે કહ્યુ, અરે, ભાઇ, હુ [એમાંનો] નથી
૫૯અને આસરે એક કલાક પછી બીજાએ ખાતરીથી
કહ્યુ કે, ખરેખર આ માણસ પણ તેની સાથે હતો,
કેમકે તે ગાલીલનો છે ૬૦પણ પીતરે કહ્યુ, અરે
ભાઇ, તું શું કહે છે તે હુ જાણતો નથી અને તુરત,
તે બોલતો હતો એટલામા મરઘો બોલ્યો ૬૧અને
પ્રભુએ ફરીને પીતરની સામુ જોયુ અને પીતરને
પ્રભુનુ વચન યાદ આવ્યુ કે તેણે તેને કહ્યુ હતું કે,
આજ મરઘો બોલ્યા અગાઉ તું ત્રણ વાર મારો નકાર
કરશે ૬૨અને તે બહાર જઇને ઘણોજ રડ્યો.

૬૩અને જે માણસોના હવાલામા ઇસુ હતો
તેઓએ તેના ઠઠ્ઠા કરીને તેને માર માર્યો ૬૪અને
તેઓએ તેની આખોએ પાટો બાધીને તેને પુછયુ કે,
કહી બતાવ, તને કોણે માર્યો? ૬૫અને તેઓએ તેની
નિંદા કરીને તેની વિરૂદ્ધ બીજુ ઘણુ કહ્યુ

૬૬અને દહાડો ઉગતાજ લોકના વડીલોની સભા,
મુખ્ય યાજકો તથા શાસ્ત્રીઓ સુદ્ધા, ભેગી થઇ, ને
તેને પોતાની ન્યાયસભામા લઇ જઇને તેઓએ કહ્યુ
કે, ૬૭જો તું ખ્રીસ્ત હોય, તો અમને કહે પણ તેણે
તેઓને કહ્યુ કે, જો હુ તમને કહુ, તો તમે વિશ્વાસ
કરશો નહિ, ૬૮ને જો હુ પુછીશ તો તમે મને ઉત્તર
નહિ આપશો ૬૯પણ હવે પછી માણસનો દીકરો
દેવના પરાક્રમને જમણે હાથે બિરાજશે. ૭૦અને
બધાએ કહ્યુ, તો શું, તું દેવનો દીકરો છે? ને તેણે
તેઓને કહ્યુ કે, તમે કહો છો કે હુ તે છુ ૭૧અને
તેઓએ કહ્યુ કે, હવે આપણને પુરાવાનીશી અગત્ય
છે? કેમકે આપણે પોતે તેના મ્હોથીજ સાભળ્યુ છે.

૨૩ અને તેઓનો આખો સમુદાય ઉઠીને તેને
પીલાતની પાસે લઇ ગયો ૨અને તેઓ
તેના પર એવુ તોહોમત મુકવા લાગ્યા કે, અમને એવું
માલમ પડયુ છે કે આ માણસ અમારા લોકને ભુલાવે
છે, અને કાઇસારને ખડણી આપવાની મના કરે છે,
ને કહે છે કે, હુ પોતે ખ્રીસ્ત રાજા છુ ૩અને પીલાતે
તેને પુછયુ, શું, તું યહુદીઓનો રાજા છે? ને તેણે
તેને ઉત્તર આપતા કહ્યુ, તું કહે છે ૪અને પીલાતે
મુખ્ય યાજકોને તથા લોકોને કહ્યુ, આ માણસમા મને
કઇ અપરાધ જણાતો નથી ૫પણ તેઓએ વિશેષ
આગ્રહથી કહ્યુ કે, ગાલીલથી માડીને અહીં લગી આખા
યહુદાહમા તે બોધ કરીને લોકને ઉશ્કેરે છે ૬પણ
પીલાતે તે સાભળ્યુ ત્યારે તેણે પુછયુ કે, શું આ
માણસ ગાલીલનો છે? ૭અને તે હેરોદના તાબાનો

છે એમ તેણે જાણ્યુ, ત્યારે તેને હેરોદની પાસે
મોકલ્યો, [ હેરોદ ] પોતે પણ તે દિવસોમા યરૂશા-
લેમમા હતો

૮ હવે હેરોદ ઇસુને જોઇને ઘણો હરખાયો, કેમકે
તેના સબધી તેણે સાભળ્યુ હતું, માટે ઘણા દહાડાથી
તે તેને જોવા ઇચ્છતો હતો, ને મારા દેખતા તે કઇ
ચમત્કાર કરશે એવી આશા તે રાખતો હતો ૯ અને
તેણે તેને ઘણી ઘણી વાતો પુછી, પણ તેણે તેને કઇ
ઉત્તર આપ્યો નહિ ૧૦ અને મુખ્ય યાજકો તથા
શાસ્ત્રીઓ તેના ઉપર જુસ્સાથી તોહોમત મુકતા ઉભા
હતા ૧૧ અને હેરોદે પોતાના સિપાઇઓ સહિત તેનો
તુચ્છકાર કરીને તથા ઠઠ્ઠા કરીને ભપકાદાર વસ્ત્ર તેને
પહેરાવીને પીલાતની પાસે તેને પાછો મોકલ્યો.
૧૨ અને તેજ દહાડે પીલાત તથા હેરોદ એક બીજાના
મિત્ર થયા, આગળ તો તેઓ એક બીજા પર વેર
રાખતા હતા

૧૩ અને પીલાતે મુખ્ય યાજકોને તથા અધિકારી
ઓને તથા લોકને એકઠા બોલાવીને ૧૪ તેઓને કહ્યુ
કે, આ માણસ લોકને ભુલાવે છે, એવુ કહીને તમે
તેને મારી પાસે લાવ્યા છો, પણ, જુઓ, મેં તમારી
આગળ તેની તપાસ કર્યા છતા, જે વાતોનુ તમે તેના
પર તોહોમત મુકો છો તે સબધી કઇ અપરાધ આ
માણસમા મને જણાયો નહિ, ૧૫ ને તેમજ હેરોદને
પણ નહિ, કેમકે તેણે તેને અમારી પાસે પાછો
મોકલ્યો, ને જુઓ, મરણદડને યોગ્ય તેણે કઇ કર્યુ
નથી. ૧૬ માટે હુ તેને કઇ શિક્ષા કરીને છોડી દઇશ.
૧૭ [[ હવે તે પર્વે તેને તેઓને સારૂ કોઇએકને છોડી
દેવો પડતો હતો ]] ૧૮ પણ તેઓએ સામટો મોટો
ઘાટો પાડીને કહ્યું કે, એને લઇ જા, ને બારાબાસને
અમારે વાસ્તે છોડ દે ૧૯ એ તો શહેરમા કઇ દગો
તથા હત્યા કરવાને લીધે બંદીખાનામા નખાયો હતો
૨૦ ત્યારે ઇસુને છોડવાની ઇચ્છા રાખીને પીલાત ફરીથી
તેઓની સાથે બોલ્યો ૨૧ પણ તેઓએ પોકારીને
કહ્યુ કે, એને વધસ્તભે જડાવ, વધસ્તભે જડાવ
૨૨ અને તેણે ત્રીજી વાર તેઓને કહ્યુ કે, શા વાસ્તે?
તેણે શું ભુડું કર્યું છે? તેનામા મરણદડ યોગ્ય મને
કઇ જણાયુ નથી, માટે હુ તેને કઇ શિક્ષા કરીને
છોડી દઇશ. ૨૩ પણ તેઓએ મોટે ઘાટે હઠેકથી
માગ્યુ કે તેને વધસ્તભે જડાવ અને તેઓના ઘાટા
આખર ફાવ્યા ૨૪ અને પીલાતે હુકમ કીધો કે
તેઓના માગ્યા પ્રમાણે કરવામા આવે ૨૫ અને દગો
તથા ખૂન કરવાને લીધે જે માણસ બંદીખાનામા
નખાયો હતો, અને જેને તેઓએ માગ્યો હતો,
તેને તેણે છોડી દીધો, પણ ઇસુને તેઓની ઇચ્છાને
સ્વાધીન કીધો

૨૬ અને તેઓ તેને લઇ જતા હતા ત્યારે સીમોન
કરીને કુરેનેનો એક માણસ જે સીમમાથી આવતો
હતો તેને તેઓએ પકડ્યો, ને તેની ખાધે વધસ્તભ
ચઢાવ્યો, કે તે ઉચકીને તે ઇસુની પાછળ ચાલે

૨૭ અને લોકો તેમ રડનારી તથા વિલાપ કરનારી
બાયડીઓ સમ્બાબધ તેની પાછળ ચાલતા હતા
૨૮ પણ ઇસુએ તેઓની તરફ ફરીને કહ્યું કે, યરૂશા-
લેમની દીકરીઓ, મારે લીધે રડો મા, પણ પોતાને
લીધે તથા પોતાના છોકરાને લીધે રડો ૨૯ કેમકે
જુઓ, એવા દિવસો આવે છે કે જેમા તેઓ કહેશે
કે, જેઓ વાઝણી છે તથા જેઓને પેટે કદી સંતાન
થયુ નથી, ને જેઓએ કદી ધવાડ્યુ નથી, તેઓને
ધન્ય છે ૩૦ ત્યારે તેઓ પહાડોને કહેવા માંડશે કે,
અમારા પર પડો, ને ટેકરાઓને કે, અમને ઢાકી
નાખો ૩૧ કેમકે જો તેઓ લીલા ઝાડને આમ કરે છે
તો સૂકાને શું કરવામા આવશે?

૩૨ અને બીજા બે માણસ, જે ગુન્હેગાર હતા,
તેઓને મારી નાખવા સારૂ તેની સાથે લઇ જતા હતા

૩૩ અને ખોપરી નામની જગ્યાએ આવ્યા, ત્યારે
તેઓએ ત્યા તેને તથા ગુન્હેગારોમાના એકને જમણી
તરફ, ને બીજાને ડાબી તરફ, વધસ્તભે જડ્યા ૩૪ અને
ઇસુએ કહ્યુ, હે બાપ, તેઓને માફ કર, કેમકે જે
તેઓ કરે છે તે તેઓ જાણતા નથી અને તેના
લુગડા પોતામા વહેંચીને તેઓએ ચિઠ્ઠીઓ નાખી
૩૫ અને લોક જોતા ઉભા હતા અને અધિકારીઓ
પણ તેનો તુચ્છકાર કરીને કહેતા હતા કે, તેણે બીજા-
ઓને બચાવ્યા, જો એ દેવનો ખ્રીસ્ત, [એટલે] તેનો
પસદ કરેલો હોય તો તે પોતાને બચાવે ૩૬ અને
સિપાઇઓએ પણ તેના ઠઠ્ઠા કર્યા, ને પાસે આવીને
સીરકો આપવા લાગ્યા, ૩૭ ને કહ્યુ કે, જો તું યહુદી-
ઓનો રાજા છે તો તું પોતાને બચાવ ૩૮ અને તેના
ઉપર એવો લેખ પણ લખેલો હતો કે, આ યહુદી-
ઓનો રાજા છે

૩૯ અને તેની સાથે ટાગેલા ગુન્હેગારોમાના એકે
તેની નિંદા કરીને કહ્યું, શું તું ખ્રીસ્ત નથી? તું પોતાને
તથા અમને બચાવ ૪૦ પણ બીજાએ ઉત્તર આપતા
તેને ધમકાવીને કહ્યુ કે, તું તેજ શિક્ષા ભોગવે છે તે

છતાં શું તું દેવથી પણ બીતો નથી? ૪૧અને આપણે
તો વાજબી રીતે [ભોગવીએ છીએ], કેમકે આપણા
કામનું યોગ્ય ફળ પામીએ છીએ; પણ એણે કઇ
ખોટું કર્યું નથી. ૪૨ અને તેણે કહ્યું કે, હે ઇસુ, તું
તારા રાજ્યમા આવે ત્યારે તુ મને સભારજે. ૪૩અને
તેણે તેને કહ્યું કે, હુ તને ખચિત કહુ છુ કે, આજ તું
મારી સાથે પારાદૈસમા હોઇશ

૪૪અને હમણા લગભગ બપોર થયા હતા, ને ત્રીજા
પહોર લગી સુરજ[નું તેજ] ઘેરાઇ જવાથી આખા
દેશમા અધકાર વ્યાપી રહ્યો. ૪૫ વળી મદિરનો પડદો
વચમાથી ફાટી ગયો. ૪૬અને ઇસુએ મોટી બૂમ પાડી,
ને કહ્યું કે, ઓ બાપ, હુ મારો આત્મા તારા હાથમા
સોપુ છું; ને તેણે એમ કહીને પ્રાણ છોડ્યો. ૪૭અને
જે થએલુ હતુ તે જોઇને સુબેદારે દેવની સ્તુતિ કરીને
કહ્યુ કે, ખરેખર આ તો ન્યાયી માણસ હતો. ૪૮અને
જે લોક એ જોવા સારૂ એકઠા થયા હતા તેઓ સઘળા,
જે થએલુ હતું તે જોઇને, પોતાની છાતી કુટતા પાછા
ગયા. ૪૯ અને તેના સઘળા ઓળખીતાઓ તથા જે
બાયડીઓ ગાલીલમાથી તેની પાછળ પાછળ આવી
હતી, તેઓ દૂર ઉભા રહીને આ જોતા હતા.

૫૦અને, જુઓ, યુસફ નામે એક ન્યાયસભાસદ,
જે સારો તથા ન્યાયી માણસ હતો, ૫૧તે યહુદીઓના
એક શહેર આરીમથાઇનો હતો, તેણે તેઓના મન-
સુબા તથા કામમાં સમ્મતિ આપી નહોતી. અને તે
પણ દેવના રાજ્યની રાહ જોતો હતો. ૫૨ તેણે પીલા-
તની પાસે જઇને ઇસુનું શબ માગ્યુ. ૫૩અને તેણે
તેને ઉતારીને સણને લુગડે વિટાળ્યુ, ને તેને ખડકમા
ખોદેલી કબરમાં મુક્યુ, જ્યાં કદી કોઇને મુકયો
નહોતો. ૫૪અને સિદ્ધિકરણનો દિવસ હતો, ને વિશ્રા-
મવાર નજદીક આવ્યો હતો. ૫૫અને જે બાયડીઓ
તેની સાથે ગાલીલમાથી આવી હતી, તેઓએ પણ
પાછળ પાછળ જઇને કબર જોઇ, અને તેનું શબ શી
રીતે મુકાયુ હતુ તે જોયુ. ૫૬અને તેઓએ પાછી
આવીને સુગધિ તથા અત્તર સિદ્ધ કર્યાં.

અને આજ્ઞા પ્રમાણે વિશ્રામવારે તેઓએ વિશ્રામ
લીધો.

૨૪ પણ અઠવાડિયાને પહેલે દહાડે પ્રભાતે,
જે સુગધિઓ તેઓએ સિદ્ધ કરી હતી, તે
લઇને તેઓ કબરે આવી. ૨અને તેઓએ કબર પરથી
પત્થર ગબડાવી દીધેલો દીઠો. ૩અને તેઓ માહે
પેઠી, પણ પ્રભુ ઇસુનું શબ તેઓએ દીઠું નહિ. ૪અને
એમ થયું કે, એ સબધી તેઓ ગુચવણમાં પડી હતી,
ત્યારે, જુઓ, ચળકતા લુગડા પહેરેલા બે પુરૂષો
તેઓની પાસે ઉભા રહ્યા. ૫અને તેઓએ બીને જમીન
સુધી પોતાના માથા નમાવ્યા, ત્યારે તેઓએ તેઓને
કહ્યું કે, મુએલાઓમા જીવતાને કેમ શોધો છો? ૬ તે
અહીં નથી, પણ ઉઠયો છે; યાદ કરો કે તે ગાલીલમા
હતો, ૭ત્યારે તેણે તમને કહ્યું હતું કે, પાપી માણસોના
હાથમાં માણસનો દીકરો પરસ્વાધીન કરાય તથા
વધસ્તભે જડાય તથા ત્રીજે દિવસે પાછો ઉઠે એ
અવશ્યનુ છે. ૮અને તેની વાતો તેઓને યાદ આવી.
૯અને કબર આગળથી પાછી આવીને તેઓએ અગિ-
યાર [શિષ્યોને] તથા બીજા સર્વને એ બધી વાતો
કહી. ૧૦ હવે જેઓએ આ વાતો પ્રેરિતોને કહી તે
મરિયમ માગદાલેણ તથા યોહાન્ના તથા યાકુબની
[મા] મરિયમ તથા તેમની સાથેની બીજી બાઇઓ
હતી ૧૧અને એ વાતો તેઓને પોકળ લાગી, ને
તેઓએ તેઓનુ માન્યુ નહિ. ૧૨ પણ પીતર ઉઠીને
કબરે દોડી ગયો; ને નીચા વળીને માહે જોયુ તો તેણે
લુગડા એકલા પડેલા દીઠા; ને જે થયુ હતુ તે સબધી
પોતાના મનમા તે અચરત થતો પોતાને ઘેર ગયો

૧૩ અને, જુઓ, તેજ દહાડે તેઓમાંના બે,
એમ્મૌસ નામનુ એક ગામ યરૂશાલેમથી ચારેક ગાઉ
આઘુ છે, ત્યાં જતા હતા ૧૪ અને આ બધી બનેલી
બિનાઓ વિષે તેઓ એક બીજાની સાથે વાત કરતા
હતા. ૧૫ અને એમ થયુ કે તેઓ એક બીજાની સાથે
વાત કરતા તથા માહોમાહે સવાલ પુછતા હતા, ત્યારે
ઇસુ પોતે તેઓની પાસે આવીને તેઓની સાથે
ચાલ્યો. ૧૬ પણ તેઓની આખો બધાઇ હતી કે
તેઓ તેને ઓળખે નહિ. ૧૭ અને તેણે તેઓને કહ્યું
કે, તમે ચાલતા ચાલતા એક બીજાની સાથે શી વાત
કરો છો? ને તેઓ ઉદાસ થઇને ઉભા રહ્યા. ૧૮ અને
કલીઓપાસ નામે એકે ઉત્તર આપતા કહ્યું કે, શું,
યરૂશાલેમમા રહેનારાઓમાનો એકલો તુંજ આ દિવ-
સોમા બનેલી બિનાઓ નથી જાણતો? ૧૯ ને તેણે
તેઓને કહ્યું કે, કઇ બિનાઓ? ને તેઓએ તેને કહ્યું
કે, ઇસુ નાઝારી, જે દેવની આગળ તથા સઘળા
લોકની આગળ કામમા તથા વચનમા પરાક્રમી ભવિ-
ષ્યવાદી હતો, તે સબધીની બિનાઓ; ૨૦ વળી કેવી
રીતે મુખ્ય યાજકોએ તથા અમારા અધિકારીઓએ
તેને મરણદંડ ભોગવવા સારૂ પરસ્વાધીન કર્યો, ને
તેને વધસ્તભે જડાવ્યો. ૨૧ પણ અમે આશા રાખતા

છ એમ તેણે જાણ્યું, ત્યારે તેને હેરોદની પાસે
મોકલ્યો; [હેરોદ] પોતે પણ તે દિવસોમા યરૂશા-
લેમમા હતો

૮ હવે હેરોદ ઇસુને જોઇને ઘણો હરખાયો; કેમકે
તેના સબધી તેણે સાભળ્યુ હતું, માટે ઘણા દહાડાથી
તે તેને જોવા ઇચ્છતો હતો; ને મારા દેખતા તે કઇ
ચમત્કાર કરશે એવી આશા તે રાખતો હતો. ૯ અને
તેણે તેને ઘણી ઘણી વાતો પુછી, પણ તેણે તેને કઇ
ઉત્તર આપ્યો નહિ ૧૦ અને મુખ્ય યાજકો તથા
શાસ્ત્રીઓ તેના ઉપર જુસ્સાથી તોહોમત મુકતા ઉભા
હતા. ૧૧ અને હેરોદે પોતાના સિપાઇઓ સહિત તેનો
તુચ્છકાર કરીને તથા ઠઠ્ઠા કરીને ભપકાદાર વસ્ત્ર તેને
પહેરાવીને પીલાતની પાસે તેને પાછો મોકલ્યો.
૧૨ અને તેજ દહાડે પીલાત તથા હેરોદ એક બીજાના
મિત્ર થયા; આગળ તો તેઓ એક બીજા પર વેર
રાખતા હતા.

૧૩ અને પીલાતે મુખ્ય યાજકોને તથા અધિકારી-
ઓને તથા લોકને એકઠા બોલાવીને ૧૪ તેઓને કહ્યુ
કે, આ માણસ લોકને ભુલાવે છે, એવું કહીને તમે
તેને મારી પાસે લાવ્યા છો; પણ, જુઓ, મેં તમારી
આગળ તેની તપાસ કર્યા છતાં, જે વાતોનુ તમે તેના
પર તોહોમત મુકો છો તે સબધી કઇ અપરાધ આ
માણસમા મને જણાયો નહિ; ૧૫ ને તેમજ હેરોદને
પણ નહિ; કેમકે તેણે તેને અમારી પાસે પાછો
મોકલ્યો; ને જુઓ, મરણદંડને યોગ્ય તેણે કઇ કર્યું
નથી. ૧૬ માટે હુ તેને કઇ શિક્ષા કરીને છોડી દઇશ.
૧૭ [હવે તે પર્વે તેને તેઓને સારૂ કોઇએકને છોડી
દેવો પડતો હતો.] ૧૮ પણ તેઓએ સામટો મોટો
પાડો પાડીને કહ્યુ કે, એને લઇ જા, ને બારાબાસને
અમારે વાસ્તે

તથા ખૂન કરવાને લીધે જે માણસ બંદીખાનામાં
નખાયો હતો, અને જેને તેઓએ માગ્યો હતો,
તેને તેણે છોડી દીધો, પણ ઇસુને તેઓની ઇચ્છાને
સ્વાધીન કીધો.

૨૬ અને તેઓ તેને લઇ જતા હતા ત્યારે સીમોન
કરીને કુરેનેનો એક માણસ જે સીમમાંથી આવતો
હતો તેને તેઓએ પકડ્યો, ને તેની ખાંધે વધસ્તંભ
ચઢાવ્યો, કે તે ઉચકીને તે ઇસુની પાછળ ચાલે.

૨૭ અને લોકો તેમ રડનારી તથા વિલાપ કરનારી
બાયડીઓ સમ્બાબધ તેની પાછળ ચાલતાં હતાં.
૨૮ પણ ઇસુએ તેઓની તરફ ફરીને કહ્યું કે, યરૂશા-
લેમની દીકરીઓ, મારે લીધે રડો મા, પણ પોતાને
લીધે તથા પોતાનાં છોકરાને લીધે રડો. ૨૯ કેમકે
જુઓ, એવા દિવસો આવે છે કે જેમાં તેઓ કહેશે
કે, જેઓ વાંઝણી છે તથા જેઓને પેટે કદી સતાન
થયુ નથી, ને જેઓએ કદી ધવાડ્યુ નથી, તેઓને
ધન્ય છે. ૩૦ ત્યારે તેઓ પહાડોને કહેવા માંડશે કે,
અમારા પર પડો; ને ટેકરાઓને કે, અમને ઢાંકી
નાખો. ૩૧ કેમકે જો તેઓ લીલા ઝાડને આમ કરે છે
તો સૂકાને શું કરવામાં આવશે?

૩૨ અને બીજા બે માણસ, જે ગુન્હેગાર હતા
તેઓને મારી નાખવા સારૂ તેની સાથે લઇ જતા હતા
૩૩ અને ખોપરી નામની જગ્યાએ આવ્યા, ત્યારે
તેઓએ ત્યાં તેને તથા ગુન્હેગારોમાના એકને જમણ
તરફ, ને બીજાને ડાબી તરફ, વધસ્તભે જડ્યા. ૩૪ અને
ઇસુએ કહ્યું, હે બાપ, તેઓને માફ કર; કેમકે જે
તેઓ કરે છે તે તેઓ જાણતા નથી. અને તેના
લુગડા પોતામાં વહેંચીને તેઓએ ચિઠ્ઠીઓ નાખી
૩૫ અને લોક જોતા ઉભા હતા. અને અધિકારીએ

# યોહાનની લખેલી સુવાર્ત્તા.

૧ આદિએ શબ્દ હતો, ને શબ્દ દેવની સઘાતે
હતો, ને શબ્દ દેવ હતો ૨ તેજ આદિએ
દેવની સઘાતે હતો ૩ તેનાથી સઘળુ ઉત્પન્ન થયુ,
એટલે જે કઇ થયુ છે તે તેના વિના ઉત્પન્ન થયુ નહિ
૪ તેનામા જીવન હતું, ને તે જીવન માણસોનુ અજ
વાળુ હતું ૫ અને તે અજવાળુ અધારામા પ્રકાશે છે,
પણ અધારાએ તેને સ્વીકાર્યુ નહિ ૬ દેવનો મોકલેલો
એક માણસ આવ્યા, કે જેનુ નામ યોહાન હતું
૭ તે શાહેદીને સારૂ આવ્યો કે અજવાળા વિષે તે
શાહેદી આપે, એ માટે કે સર્વ તેનાથી વિશ્વાસ કરે
૮ તે તો તે અજવાળુ ન હતો, પણ તે અજવાળા
વિષે શાહેદી આપવાને [તે આવ્યા હતો] ૯ ખરૂ
અજવાળુ તે હતું, કે જે જગતમા આવીને હરેક
માણસને પ્રકાશ આપે છે ૧૦ તે જગતમા હતો, ને
જગત તેનાથી ઉત્પન્ન થયુ હતું, તોપણ જગતે તેને
ઓળખ્યો નહિ. ૧૧ તે પોતાનાની પાસે આવ્યો,
પણ પોતાના [લોકોએ] તેનો અગીકાર કીધો નહિ
૧૨ પણ જેટલાએ તેનો અગીકાર કીવો, એટલે જેટલા
તેના નામ પર વિશ્વાસ કરે છે, તેટલાને તેણે દેવના
છોકરા થવાનો અધિકાર આપ્યો ૧૩ તેઓ લોહીથી
નહિ, કે દેહની ઇચ્છાથી નહિ, કે માણસની ઇચ્છાથી
નહિ, પણ દેવથી જન્મ પામ્યા ૧૪ અને શબ્દ સદેહ
થયો, ને આપણી મધ્યે વસ્યો, (ને બાપના એકાકી
જનિત દીકરાના મહિમા સરખો તેનો મહિમા અમે
દીઠો), તે કૃપા તથા સત્યતાથી ભરપુર હતો
૧૫ યોહાન તે વિષે શાહેદી આપે છે ને ઘાંટો પાડતા
કહે છે કે, જે વિષે મેં કહ્યુ કે, મારી પાછળ જે આવે
છે તે મારી આગળ થયો છે, કેમકે તે મારી અગાઉ
હતો, તે એજ છે ૧૬ કેમકે અમે સર્વ તેની ભરપૂરી
માથી કૃપા પર કૃપા પામ્યા ૧૭ કેમકે નિયમશાસ્ત્ર
મુસાની મારફતે અપાયુ, પણ કૃપા તથા સત્યતા
ઇસુ ખ્રીસ્તની મારફતે આવી ૧૮ દેવને કોઇ માણસે
કદી દીઠો નથી, એકાકીજનિત દીકરો, કે જે બાપની
ગોદમા છે, તેણે તેને પ્રગટ કીધો છે
૧૯ અને જ્યારે યહુદીઓએ યરૂશાલેમથી યાજ-
કોને તથા લેવીઓને યોહાન પાસે એવુ પુછવા સારૂ
મોકલ્યા કે, તું કોણ છે? ત્યારે તેની શાહેદી આ
હતી, ૨૦ એટલે તેણે કબુલ કીધું ને નકાર કીધો
નહિ, પણ કબુલ કીધું કે, હુ તો ખ્રીસ્ત નથી ૨૧ અને
તેઓએ તેને પુછ્યુ તો શુ? તું એલીયાહ છે? ને તે
કહે છે કે, હુ તે નથી શું, તું તે [આવનાર] ભવિષ્ય
વાદી છે? ને તેણે ઉત્તર આપ્યો કે, ના ૨૨ માટે
તેઓએ તેને કહ્યુ કે, તું કોણ છે? કે જેઓએ અમને
મોકલ્યા તેઓને અમે ઉત્તર આપીએ તું પોતા વિષે
શું કહે છે? ૨૩ તેણે કહ્યુ કે, યશાયાહ ભવિષ્યવાદીએ
જે કહ્યું કે, પ્રભુનો માર્ગ પાધરો કરો, તે પ્રમાણે
રાનમા ઘાંટો પાડનારની વાણી હુ છુ ૨૪ અને
ફરોશીઓ પાસેથી તેઓને મોકલવામા આવ્યા હતા
૨૫ અને તેઓએ તેને પુછ્યુ કે, જો તું તે ખ્રીસ્ત
નથી, અથવા એલીયાહ નથી, અથવા તે ભવિષ્યવાદી
નથી, તો તું બાપ્તિસ્મા કેમ કરે છે? ૨૬ યોહાને
તેઓને ઉત્તર આપતા કહ્યુ કે, હુ પાણીથી બાપ્તિસ્મા
કરૂ છુ પણ તમારી વચ્ચે એક ઉભો રહેલો છે, કે
જેને તમે નથી જાણતા, ૨૭ તેજ મારી પાછળ આવે
છે, ને તેના ચપલની વાધરી છોડવા હુ યોગ્ય નથી
૨૮ યરદનને પેલે પાર બેથાનીઆમા જ્યા યોહાન
બાપ્તિસ્મા કરતો હતો, ત્યા એ બિનાઓ બની
૨૯ બીજે દહાડે યોહાન પોતાની પાસે ઇસુને
આવતો જોઇને કહે છે કે, જુઓ, દેવનુ હલવાન, કે
જે જગતનુ પાપ હરણ કરે છે! ૩૦ જે વિષે મેં કહ્યું
કે, મારી પાછળ એવો પુરૂષ આવે છે કે જે મારી
આગળ થયો છે, કેમકે તે મારી અગાઉ હતો, તે
એજ છે ૩૧ અને મેં તેને ઓળખ્યો ન હતો, પણ
તે ઇસ્રાએલને પ્રગટ થાય, એ માટે હુ પાણીથી
બાપ્તિસ્મા કરતો આવ્યો છું ૩૨ અને યોહાને શાહેદી
આપતા કહ્યુ કે, આત્માને ખબુતરની પેઠે આકાશથી
ઉતરતો મેં દીઠો, ને તે તેના પર રહ્યા. ૩૩ અને મેં
તેને ઓળખ્યો ન હતો, પણ જેણે મને પાણીથી
બાપ્તિસ્મા કરવાને મોકલ્યો, તેણેજ મને કહ્યું કે,
જેના પર આત્માને ઉતરતો તથા રહેતો તું જોશે તેજ

પવિત્ર આત્માથી બાપ્તિસ્મા કરનાર છે. ૩૪અને મેં
જોયું છે, ને શાહેદી આપી છે કે એજ દેવનો દીકરો છે.
૩૫બીજે દહાડે યોહાન પોતાના શિષ્યોમાંના બે
સુદ્ધાં ફરી ઉભો રહેલો હતો. ૩૬અને તેણે ઇસુને
ચાલતો જોઇને કહ્યું કે, જુઓ, દેવનું હલવાન!
૩૭અને તે બે શિષ્યોએ તેનું બોલવું સાંભળ્યું, ને
તેઓ ઇસુની પાછળ ગયા. ૩૮અને ઇસુએ ફરીને
તેઓને પાછળ આવતા જોઇને તેઓને કહ્યું કે, તમે
શું શોધો છો? ને તેઓએ તેને કહ્યું, રાબ્બી (જેનો
અર્થ ગુરૂ થાય છે), તું ક્યાં રહે છે? ૩૯તેણે તેઓને
કહ્યું કે, આવીને જુઓ. માટે તેઓ આવ્યા, ને જ્યાં
તે રહેતો હતો તે જોયું, ને તે દહાડે તેની સાથે રહ્યા;
તે વખતે આશરે દસમી હોરા થઇ હતી. ૪૦જે બે
યોહાનનું સાંભળીને તેની પાછળ ગયા, તેઓમાંનો
એક સીમોન પીતરનો ભાઇ આંદ્રયા હતો. ૪૧તે
પ્રથમ પોતાના ભાઇ સીમોનને મળીને તેને કહે છે
કે, મશીહ (જેનો અર્થ ખ્રીસ્ત છે તે) અમને મળ્યો
છે. ૪૨તે તેને ઇસુની પાસે લઇ આવ્યો; ઇસુએ
તેની સામે જોઇને કહ્યું કે, તું યોનાનો દીકરો સીમોન
છે, તું કેફા કહેવાશે (જેનો અર્થ પત્થર છે).
૪૩બીજે દહાડે ઇસુને ગાલીલમાં જવાની ઇચ્છા
થઇ, ને તેણે ફીલીપને મળીને તેને કહ્યું કે, મારી
પાછળ આવ. ૪૪હવે ફીલીપ તો બેથસાઇદાનો, એટલે
આંદ્રયા તથા પીતરના શહેરનો હતો. ૪૫ફીલીપે
નાથાનાએલને મળીને કહ્યું કે, નિયમશાસ્ત્રમાં જેના
સંબંધી મુસાએ, તથા ભવિષ્યવાદીઓએ લખ્યું તે,
એટલે નાઝરેથનો ઇસુ, યુસફનો દીકરો, અમને મળ્યો
છે. ૪૬ત્યારે નાથાનાએલે તેને કહ્યું કે, શું નાઝરેથ-
માંથી કંઇ સારૂં નીકળી શકે? ફીલીપ તેને કહે છે કે,
આવીને જો. ૪૭ઇસુ નાથાનાએલને પોતાની પાસે
આવતો જોઇને તેને વિષે કહે છે કે, જુઓ, આ
ખરેખરો ઇસ્રાએલી, કે જેનામાં કંઇ કપટ નથી!
૪૮નાથાનાએલ તેને કહે છે કે, તું મને ક્યાંથી ઓળખે
છે? ઇસુએ ઉત્તર દેતાં તેને કહ્યું કે, ફીલીપે તને
તેડ્યો ત્યાર પહેલાં, જ્યારે તું અંજીરી વગે હતો,
ત્યારે મેં તને દીઠો. ૪૯નાથાનાએલે તેને ઉત્તર દીધો
કે, રાબ્બી, તું દેવનો દીકરો છે, તું ઇસ્રાએલનો રાજા
છે. ૫૦ઇસુએ ઉત્તર આપતાં તેને કહ્યું કે, તને મેં
અંજીરી તળે દીઠો, એવું મેં તને કહ્યું તેથી શું તું
વિશ્વાસ કરે છે? એ કરતાં તું મોટી વાતો જોશે.
૫૧અને તે તેને કહે છે કે, હું તમને ખચિત ખચિત
કહું છું કે, તમે આકાશ ઉઘડેલું, ને દેવના દૂતોને
માણસના દીકરા ઉપર ચઢતા ને ઉતરતા જોશો.

૨ અને ત્રીજે દહાડે ગાલીલના કાનામાં લગ્ન હતું;
ને ઇસુની મા ત્યાં હતી. ૨અને ઇસુને તથા
તેના શિષ્યોને પણ તે લગ્નમાં નોતર્યા હતા. ૩અને
દ્રાક્ષરસ ખૂટ્યો ત્યારે ઇસુની મા તેને કહે છે કે,
તેઓની પાસે દ્રાક્ષરસ નથી. ૪અને ઇસુ તેને કહે
છે કે, બાઇ, મારે ને તારે શું? મારો સમય હજી
નથી આવ્યો. ૫તેની મા ચાકરોને કહે છે કે, જે કંઇ
તે તમને કહે તે કરો. ૬હવે યહુદીઓની શુદ્ધ કરવાની
રીત પ્રમાણે દરેકમાં બબે કે ત્રણ ત્રણ મણ પાણી
માય એવાં પત્થરનાં છ કુંડાં ત્યાં મુકેલાં હતાં. ૭ઇસુ
તેઓને કહે છે કે, તે કુંડાં પાણીથી ભરો; ને તેઓએ
તેઓને છલોછલ ભર્યાં. ૮ત્યારે તે તેઓને કહે છે કે,
હવે કાઢો, ને જમણના કારભારી પાસે લઇ જાઓ.
અને તેઓ લઇ ગયા. ૯અને જ્યારે જમણના કાર-
ભારીએ પાણીનો બનેલો દ્રાક્ષરસ ચાખ્યો, ને તે
ક્યાંથી આવ્યો એ તે જાણતો નહોતો (પણ જે
ચાકરોએ પાણી કાઢ્યું હતું તેઓ જાણતા હતા),
ત્યારે જમણનો કારભારી વરને બોલાવીને, ૧૦તેને
કહે છે કે, દરેક માણસ પહેલાં સારો દ્રાક્ષરસ મુકે
છે; ને માણસોએ સારીપેઠે પીધા પછી નરસ; પણ
તેં હમણાં સુધી સારો દ્રાક્ષરસ રાખ્યો છે. ૧૧ઇસુએ
પોતાના ચમત્કારોનો એ આરંભ ગાલીલના કાનામાં
કરીને પોતાનો મહિમા દેખાડ્યો; ને તેના શિષ્યોએ
તેનાપર વિશ્વાસ કીધો.
૧૨એ પછી તે તથા તેની મા તથા તેના ભાઇઓ
તથા તેના શિષ્યો કાપરનાહુમમાં ઉતરી આવ્યા;
પણ ત્યાં ઘણા દહાડા રહ્યાં નહિ.
૧૩અને યહુદીઓનું પાસ્ખા પર્વ પાસે આવ્યું હતું,
ને ઇસુ યરૂશાલેમમાં ગયો. ૧૪અને તેણે મંદિરમાં
ગોધા તથા ઘેટાં તથા ખબુતર વેચનારાઓને તથા
નાણાવટીઓને બેઠેલા દીઠા. ૧૫ત્યારે તેણે ઝીણી
દોરીઓનો કોરડો કરીને તે સઉને, ઘેટાં તથા ગોધા
સુદ્ધાં, મંદિરમાંથી કાઢી મુક્યાં, ને નાણાવટીઓનાં
નાણાં વેરી નાખ્યાં, ને બાજોટો ઉંધા વાળ્યા; ૧૬અને
ખબુતર વેચનારાઓને તેણે કહ્યું કે, એ બધું અહીંથી
લઇ જાઓ, મારા બાપના ઘરને વેપારનું ઘર ન કરો.
૧૭તેના શિષ્યોને યાદ આવ્યું કે એમ લખ્યું છે કે,
તારા ઘરની આસ્થા મને ખાઇ નાખશે. ૧૮એ માટે
યહુદીઓએ ઉત્તર દેતાં તેને કહ્યું કે, તું એ કામો કરે

છે, તો અમને શી નિશાણી દેખાડે છે? ૧૯ ઇસુએ
ઉત્તર દેતા તેઓને કહ્યુ કે, આ મદિરને પાડી નાખો,
ને ત્રણ દહાડામા હુ એને ઉભું કરીશ ૨૦ ત્યારે યહુદી-
ઓએ કહ્યુ કે, આ મદિરને બાધતા છેંતાળીસ વર્ષ
લાગ્યા છે, ને શુ તું એને ત્રણ દહાડામા ઉભુ કરશે?
૨૧ પણ તે તો પોતાના શરીરરૂપી મદિર વિષે બોલ્યો
હતો ૨૨ તે માટે જ્યારે તે મરી ગએલાઓમાથી
ઉઠાડાયો ત્યારે તેના શિષ્યોને યાદ આવ્યુ કે, તેણે
તેઓને એ કહ્યુ હતું, ને તેઓએ લેખ પર તથા
ઇસુના બોલેલા વચન પર વિશ્વાસ કીધો
૨૩ હવે પાસ્ખા પર્વને વખતે તે યરૂશાલેમમા
હતો, ત્યારે જે ચમત્કારો તે કરતો હતો તે જોઇને
વણાએ તેના નામ પર વિશ્વાસ કીધો ૨૪ પણ ઇસુએ
તેમનો વિશ્વાસ ન કીધો, કેમકે તે સર્વને જાણતો હતો,
૨૫ અને માણસ વિષે કોઇ સાહેદી આપે એવી તેને
અગત્ય ન હતી, કેમકે માણસમા શુ છે એ તે પોતે
જાણતો હતો

૩ અને નીકોદેમસ નામે ફરોશીઓમાનો એક
જણ હતો, કે જે યહુદીઓનો અધિકારી હતો
૨ તેણે રાત્રે [ઇસુની] પાસે આવીને તેને કહ્યુ કે,
રાબ્બી, અમે જાણીએ છીએ કે તું દેવની પાસેથી
આવેલો ઉપદેશક છે, કેમકે જો કોઇ માણસની સાથે
દેવ ન હોય તો જે ચમત્કારો તું કરે છે તે તે કરી નહિ
શકે ૩ ઇસુએ ઉત્તર આપતા તેને કહ્યુ કે, હુ તને
ખચિત ખચિત કહુ છુ, જો કોઇ માણસ નવો જન્મ
પામ્યુ ન હોય તો તે દેવનુ રાજ્ય જોઇ શકતું નથી
૪ નીકોદેમસ તેને કહે છે કે, માણસ ઘરડો થઇને
જન્મ કેમ પામી શકે? તે શુ બીજી વાર પોતાની
માના પેટમા પેસીને જન્મ લઇ શકે છે? ૫ ઇસુએ
ઉત્તર આપ્યો કે, હુ તને ખચિત ખચિત કહુ છુ કે જો
કોઇ માણસ પાણીથી તથા આત્માથી જન્મ્યુ ન હોય,
તો દેવના રાજ્યમા તે જઇ શકતું નથી ૬ જે દેહથી
જન્મેલુ તે દેહ છે, ને જે આત્માથી જન્મેલુ તે
આત્મા છે ૭ મેં તને કહ્યુ કે, તમારે નવો જન્મ
પામવો જોઇએ, એથી અચરજ ન પા ૮ વા જ્યા
ચાહે છે ત્યા વાય છે, ને તું તેનો અવાજ સાભળે છે,
પણ તે ક્યાથી આવે છે, ને ક્યા જાય છે, એ તું નથી
જાણતો, હરેક જે આત્માથી જન્મેલુ છે તે તેવુજ છે
૯ નીકોદેમસે ઉત્તર દેતા તેને કહ્યુ કે, એ વાતો કેમ
બની શકે? ૧૦ ઇસુએ ઉત્તર આપતા તેને કહ્યુ કે, તું
ઇસ્રાએલનો ઉપદેશક થઇને શું એ વાતો નથી
જાણતો? ૧૧ હુ તને ખચિત ખચિત કહુ છુ કે, અમે
જે જાણીએ છીએ તે કહીએ છીએ, ને જે દીઠુ છે
તેની શાહેદી પુરીએ છીએ, પણ તમે અમારી શાહેદી
માનતા નથી ૧૨ જો મેં તમને પૃથ્વી પરની વાતો
કહી, ને તમે વિશ્વાસ કરતા નથી, તો હુ તમને આકાશ-
માની વાતો કહુ તો તમે કેમ વિશ્વાસ કરશો? ૧૩ ને
આકાશમાથી ઉતરેલો માણસનો દીકરો જે આકાશમા
છે તે વિના આકાશમા કોઇ નથી ચડ્યુ ૧૪ અને
જેમ મુસાએ રાનમા સર્પને ઉચો કીધો, તેમ માણસના
દીકરાને ઉચો કરાવાની જરૂર છે, ૧૫ એ માટે કે જે
કોઇ વિશ્વાસ કરે તે તેનામા અનત જીવન પામે
૧૬ કેમકે દેવે જગત પર એટલી પ્રીતિ કીધી કે
તેણે પોતાનો એકાકીજનિત દીકરો આપ્યો એ સારૂ
કે, જે કોઇ તેના પર વિશ્વાસ કરે તેનો નાશ ન થાય,
પણ તે અનત જીવન પામે ૧૭ કેમકે જગતનો ન્યાય
કરવા સારૂ દેવે પોતાના દીકરાને જગતમા નથી
મોકલ્યો, પણ એ માટે કે તેનાથી જગતનુ તારણ
થાય ૧૮ તેના પર જે વિશ્વાસ કરે છે, તે અપરાધી
ઠરતો નથી, પણ જે વિશ્વાસ નથી કરતો, તે અપ-
રાધી ઠરી ચૂકયો છે, કેમકે દેવના એકાકીજનિત
દીકરાના નામ પર તેણે વિશ્વાસ કીધો નથી ૧૯ અને
અપરાધી ઠરાવવાનુ કારણ એ છે કે, જગતમા અજ-
વાળુ આવ્યા છતા માણસોએ અજવાળાના કરતા
અધારૂ ચાહ્યુ, કેમકે તેઓના કામ ભુડા હતા. ૨૦ કેમકે
જે કોઇ ભુડુ કરે છે તે અજવાળાનો દ્વેષ કરે છે, ને
પોતાના કામ ન વખોડાય માટે અજવાળા પાસે
આવતો નથી ૨૧ પણ જે સત્ય કરે છે તે પોતાના
કામ દેવથી કરાયા છે એ પ્રગટ થાય માટે અજવાળા
પાસે આવે છે
૨૨ એ પછી ઇસુ પોતાના શિષ્યો સુદ્ધા યહુદાહ
દેશમા આવ્યો, ને ત્યા તેઓની સાથે રહીને
[લોકોને] બાપ્તિસ્મા આપતો હતો ૨૩ અને યોહાન
પણ સાલીમની પાસેના એનોનમા બાપ્તિસ્મા કરતો
હતો, કેમકે ત્યા પાણી ઘણુ હતુ, ને લોકો આવીને
બાપ્તિસ્મા પામતા હતા. ૨૪ કેમકે હજી સુધી યોહાન
કેદખાનામા નખાયો ન હતો ૨૫ ત્યાર યોહાનના
શિષ્યોને શુદ્ધિકરણ વિષે કોઇ એક યહુદી સાથે વાદ-
વિવાદ થયો ૨૬ અને તેઓએ યોહાનની પાસે
આવીને તેને કહ્યુ કે, રાબ્બી, જે તારી સાથે યર્દનને
પેલે પાર હતો, જેને વિષે તેં શાહેદી પુરી છે, જો, તે
તો બાપ્તિસ્મા કરે છે ને સઘળા તેની પાસે આવે છે.

૨૭ યોહાને ઉત્તર દેતાં કહ્યું કે, જો કોઇ માણસને
આકાશથી અપાયુ ન હોય, તો તે કંઇ પામી શકતો
નથી. ૨૮ તમે પોતે મારા સાક્ષી છો કે, મેં કહ્યું કે, હુ
તે ખ્રીસ્ત નથી, પણ તેની આગળ મોકલાએલો છું.
૨૯ જેને કન્યા છે, તેજ વરરાજા છે; પણ વરરાજાનો
મિત્ર જે ઉભો રહીને તેનું સાંભળે છે, તે વરરાજાની
વાણીથી બહુ આનદ પામે છે; એ માટે મારો એ
આનંદ સપૂર્ણ થયો છે. ૩૦ તે વધતો જાય, પણ હુ
ઘટતો જાઉં, એ અવશ્યનું છે

૩૧ જે ઉપરથી આવે છે તે સર્વની ઉપર છે; જે
પૃથ્વીનો છે તે પૃથ્વીનોજ છે, ને પૃથ્વીનુ બોલે છે;
જે આકાશથી આવે છે તે સર્વની ઉપર છે. ૩૨ તેણે
જે દીઠુ ને સાભળ્યુ છે, તેની શાહેદી તે પુરે છે;
પણ તેની શાહેદી કોઇ માનતું નથી. ૩૩ જેણે તેની
શાહેદી માની છે, તેણે દેવ ખરો છે, એ વાત પર
મોહોર કીધી છે. ૩૪ કેમકે જેને દેવે મોકલ્યો છે તે
દેવનાં વચન બોલે છે; કેમકે [ દેવ ] માપથી આત્મા
નથી આપતો. ૩૫ બાપ દીકરા પર પ્રીતિ કરે છે, ને
તેણે સઘળુ તેના હાથમાં સોપ્યુ છે. ૩૬ દીકરા પર
જે વિશ્વાસ કરે છે, તેને અનંત જીવન છે; પણ દીકરાનુ
જે નથી માનતો, તે જીવન નહિ દેખશે, પણ તેના
પર દેવનો કોપ રહે છે.

૪ હવે ફરોશીઓએ સાંભળ્યુ કે યોહાનના કરતાં
ઇસુ ઘણાને શિષ્ય કરીને તેઓને બાપ્તિસ્મા
આપે છે, ૨ (ઇસુ પોતે તો નહિ, પણ તેના શિષ્યો
બાપ્તિસ્મા આપતા હતા), એ પ્રભુએ જાણ્યુ, ૩ ત્યારે
તે યહુદાહ મુકીને ફરી ગાલીલમાં ગયો. ૪ અને
સમરૂનમાં થઇને તેને જવું પડ્યુ. ૫ માટે જે ખેતર
યાકુબે પોતાના દીકરા યુસફને આપ્યું હતું તેની પાસે
સમરૂનના સોખાર નામે એક શહેર આગળ તે આવે છે.
૬ અને ત્યાં યાકુબનો કુવો હતો. માટે ઇસુ ચાલવાથી
થાકેલો હોવાથી કુવા પર એવો ને એવોજ બેઠો; તે
વેળા આસરે બપોર થયા હતા. ૭ અને એક સમરૂની
સ્ત્રી પાણી ભરવાને આવે છે; ઇસુ તેને કહે છે કે,
મને પાણી પા. ૮ કેમકે તેના શિષ્યો ખાવાનું વેચાતું
લેવાને શહેરમાં ગયા હતા. ૯ ત્યારે તે સમરૂની સ્ત્રી
તેને કહે છે કે, હુ સમરૂની સ્ત્રી છતાં તું યહુદી થઇને
મારી પાસે પાણી કેમ માગે છે? (કેમકે સમરૂનીઓ
જોડે યહુદીઓ કંઇ પણ વહેવાર રાખતા નથી).
૧૦ ઇસુએ ઉત્તર આપતાં તેને કહ્યું કે, દેવના દાનને
તથા જે તને કહે છે કે, મને પાણી પા, તે કોણ છે,
એ જો તું જાણતી હોત, તો તું તેની પાસે માગત, ને
તે તને જીવતું પાણી આપત. ૧૧ સ્ત્રી તેને કહે છે કે,
પ્રભુ, તારી પાસે [ પાણી ] કાઢવાનુ કંઇ નથી, ને
કુવો ઉંડો છે; તો તે જીવતું પાણી તારી પાસે ક્યાંથી
હોય? ૧૨ અમારા પિતા યાકુબ, જેણે અમને આ
કુવો આપ્યો, અને જેણે પોતે, ને તેના છોકરાંએ
તથા ઢોરોએ એમાનુ પીધું, તે કરતાં શું તું મોટો
છે? ૧૩ ઇસુએ ઉત્તર દેતા તેને કહ્યુ કે, જે કોઇ આ
પાણીમાંનું પીએ તેને ફરી તરસ લાગશે. ૧૪ પણ જે
પાણી હુ આપીશ, તેમાંનું જે પીએ તેને કદી તરસ
નહિ લાગશે; પણ જે પાણી હુ તેને આપીશ તે
તેનામા પાણીનો ઝરો થશે, કે જે અનતજીવન સુધી
ઝર્યાં કરશે. ૧૫ સ્ત્રી તેને કહે છે કે, પ્રભુ, તે પાણી
મને આપ, કે મને તરસ ન લાગે, ને પાણી ભરવા
મારે આટલે દૂર આવવું ન પડે. ૧૬ ઇસુ તેને કહે છે
કે, જા, તારા વરને અહીં તેડી આવ. ૧૭ સ્ત્રીએ ઉત્તર
દેતા તેને કહ્યું કે, મારે વર નથી. ૧૮ ઇસુ તેને કહે
છે, તેં ઠીક કહ્યુ કે, મારે વર નથી; કેમકે તને પાચ
વર હતા, ને હમણા જે તારી સાથે રહે છે તે તારો
વર નથી, એ તેં ખરૂ કહ્યું. ૧૯ સ્ત્રી તેને કહે છે કે,
પ્રભુ, તું ભવિષ્યવાદી છે એમ મને માલમ પડે છે.
૨૦ અમારા પિતાઓ આ પહાડ પર ભજન કરતા
હતા, પણ તમે કહો છો કે, જે જગ્યાએ ભજન કરવું
જોઇએ તે યરૂશાલેમમાં છે. ૨૧ ઇસુ તેને કહે છે કે,
બાઇ, મારૂ માન; એવી વેળા આવે છે કે જેમાં તમે
આ પહાડ પર અથવા યરૂશાલેમમાં પણ બાપનું
ભજન નહિ કરશો. ૨૨ જેને તમે જાણતા નથી તેને
તમે ભજો છો; અમે જેને જાણીએ છીએ તેને અમે
ભજીએ છીએ, કેમકે તારણ યહુદીઓમાથી છે. ૨૩ પણ
એવી વેળા આવે છે, ને હાલ આવી છે, કે જેમા
ખરા ભજનારા આત્માથી તથા સત્યતાથી બાપનું
ભજન કરશે; કેમકે એવા ભજનારાઓને બાપ ઇચ્છે
છે. ૨૪ દેવ આત્મા છે, ને જેઓ તેને ભજે છે, તેઓએ
આત્માથી તથા સત્યતાથી ભજન કરવું જોઇએ. ૨૫ સ્ત્રી
તેને કહે છે કે મસીહ (જે ખ્રીસ્ત કહેવાય છે) તે
આવે છે, એ હુ જાણુ છું; તે આવશે ત્યારે આપણને
બધું કહી બતાવશે. ૨૬ ઇસુ તેને કહે છે કે, તારી
સાથે જે બોલે છે તે હુંજ તે છું.

૨૭ એટલામાં તેના શિષ્યો આવ્યા; ને સ્ત્રીની
સાથે તે બોલતો હતો માટે તેઓ અચરત થયા;
તોપણ તું શું ચાહે છે, અથવા તેની જોડે તું શા

વાસ્તે બોલે છે, એમ કોઇએ કહ્યુ નહિ ૨૮ ત્યારે તે
સ્ત્રી પોતાની ગાગેર મુકીને શહેરમા ગઇ, ને લોકોને
કહે છે કે, ૨૯ આવો, જેટલુ મેં કીધુ તે બધુ જેણે મને
કહી દેખાડયુ તે માણસને જુઓ, તેજ ખ્રીસ્ત છે કે
શું? ૩૦ તેઓ શહેરમાથી નીકળીને તેની પાસે આવવા
લાગ્યાં. ૩૧ તેટલામા શિષ્યોએ તેને વિનતી કરતા
કહ્યુ કે, રાબ્બી, જમ. ૩૨ પણ તેણે તેઓને કહ્યું કે,
મારી પાસે ખાવાનુ અન્ન છે કે જે વિ ર તમને ખબર
નથી ૩૩ માટે શિષ્યોએ માહોમાહે કહ્યુ કે, એને
સારૂ શું કોઇ કઇ ખાવાનુ લાવ્યો છે? ૩૪ ઇસુ તેઓને
કહે છે કે, જેણે મને મોકલ્યો છે, તેની ઇચ્છા પુરી
કરવી, ને તેનુ કામ પૂર્ણ કરવુ, એ મારૂ અન્ન છે.
૩૫ તમે શું નથી કહેતા કે, ચાર મહિના પછી ફસલ
આવશે? જુઓ, હુ તમને કહુ છુ કે, તમારી આખો
ઉચી કરીને ખેતરો જુઓ, કે તેઓ કાપણીને સારૂ
પાકી ચૂક્યા છે. ૩૬ જે કાપે છે તે મુસારો પામે છે,
ને અનત જીવનદાયક ફળ સગ્રહ કરે છે, કે વાવનાર
તથા કાપનાર બેહુ સાથે હરખાય ૩૭ કેમકે આમા
એ કહેવત ખરી પડે છે કે, એક વાવે છે, ને બીજો
કાપે છે ૩૮ જે પર તમે મહેનત નથી કરી, તે કાપવાને
મેં તમને મોકલ્યા છે, બીજાઓએ મહેનત કીધી છે,
ને તમે તેઓની મહેનતમા પેઠા છો

૩૯ અને જે સ્ત્રીએ શાહેદી આપી કે, જેટલુ મેં
કીધુ તે બધુ તેણે મને કહી દેખાડયુ, તેની વાતથી
તે શહેરના ઘણા સમરૂનીઓએ તેના પર વિશ્વાસ
કીધો. ૪૦ માટે સમરૂનીઓએ તેની પાસે આવીને
તેને વિનતી કીધી કે, તું અમારી સાથે રહે, ને બે
દહાડા તે ત્યા રહ્યો ૪૧ અને તેની વાતથી બીજા
ઘણાએ વિશ્વાસ કીધો; ૪૨ ને તેઓએ તે સ્ત્રીને કહ્યુ
કે, હવે અમે [એકલા] તારા કહેવાથી વિશ્વાસ નથી
કરતા; કેમકે અમે પોતે સાભળીને જાણીએ છીએ કે
જે જગતનો ત્રાતા તે નિશ્ચે એજ છે.

૪૩ અને એ બે દહાડા પછી તે ત્યાથી નીકળીને
ગાલીલમા ગયો. ૪૪ કેમકે ઇસુએ પોતે શાહેદી આપી
કે, ભવિષ્યવાદીને પોતાના દેશમા કઇ માન નથી.
૪૫ હવે તે ગાલીલમા આવ્યો, ત્યારે ગાલીલીઓએ
તેનો અગીકાર કર્યો, કેમકે જે સઘળા કામ યરૂશા-
લેમમા પર્વની વેળાએ તેણે કીધા હતાં, તે તેઓએ
દીઠા હતા; કેમકે તેઓ પણ પર્વમા ગયા હતા

૪૬ માટે તે ફરી ગાલીલ મધ્યેના કાના, જ્યા તેણે
પાણીનો દ્રાક્ષરસ કીધો હતો, ત્યા આવ્યો; ને ત્યા
એક અમીર હતો, કે જેનો દીકરો કાપરનાહુમમા
માદો હતો ૪૭ તેણે સાભળ્યુ કે ઇસુ યહુદાહથી
ગાલીલમા આવ્યો છે, ત્યારે તેણે તેની પાસે જઇને
તેને વિનતી કીધી કે, આવીને મારા દીકરાને સાજો
કર, કેમકે તે મરવાની અણી પર હતો. ૪૮ ત્યારે
ઇસુએ તેને કહ્યુ કે, ચિન્હો તથા આશ્ચર્યો દીઠા વગર
તમે વિશ્વાસ કરવાના નથી ૪૯ અમીર તેને કહે છે
કે, પ્રભુ, મારા દીકરાના મરવા અગાઉ આવ. ૫૦ ઇસુ
તેને કહે છે કે, ચાલ્યો જા, તારો દીકરો જીવતો રહ્યો
છે જે વાત ઇસુએ તેને કહી, તે પર વિશ્વાસ કરીને
તે માણસ ચાલ્યો ગયો ૫૧ અને તે ચાલ્યો જતો
હતો એટલામા તેના ચાકરો તેને મળ્યા, ને તેઓએ
કહ્યું કે, તારો દીકરો જીવતો રહ્યો છે ૫૨ માટે તેણે
તેઓને પુછ્યુ કે, કયી ઘડીએ તે સાજો થવા લાગ્યો?
ત્યારે તેઓએ તેને કહ્યુ કે, કાલે બપોર પછી એક
કલાકે તાવે તેને છોડ્યો. ૫૩ એથી બાપે જાણ્યુ કે, જે
ઘડી ઇસુએ તેને કહ્યું હતું કે, તારો દીકરો જીવતો
રહ્યો છે તેજ ઘડીએ એ થયુ; ને તેણે પોતે તથા તેના
ઘરના સઘળાએ વિશ્વાસ કીધો ૫૪ ઇસુએ ફરી યહુ-
દાહથી ગાલીલમા આવીને આ બીજો ચમત્કાર કીધો

૫ એ બિનાઓ બન્યા પછી યહુદીઓનુ એક પર્વ
હતું, ને ઇસુ યરૂશાલેમમા ગયો.

૨ હવે યરૂશાલેમમા મેંઢા ભાગળની પાસે એક
કુડ છે, જે હેબ્રી ભાષામા બેથેસ્દા કહેવાય છે,
તેને [લગતી] પાચ પરશાળ છે. ૩ તેઓમા રોગી,
આધળા, લગડા, સુકાઇ ગએલા, ઘણા લોક પડી
રહેલા હતા [[તેઓ પાણી હાલવાની વાટ જોતા હતા.
૪ કેમકે કોઇ કોઇ વેળા એક દૂત તે કુડમા ઉતરીને
પાણીને હલાવતો હતો, ત્યારે પાણી હલાવ્યા પછી
જે કોઇ પહેલા તેમા ઉતરતો, તેને જે કાઇ રોગ
લાગેલો હોય તેથી તે નિરોગી થતો]]. ૫ અને ત્યા
એક જણ હતો, જે આડત્રીસ વરસથી માદો હતો.
૬ ઇસુ તેને પડેલો જોઇને તથા ઘણા કાળથી એવોજ
છે, એ જાણીને, તેને કહે છે કે, શું તું સાજો થવા
ચાહે છે? ૭ તે માદાએ તેને એવો ઉત્તર આપ્યો કે,
પ્રભુ, જે વેળા પાણી હલાવાય છે, તે વેળા કુડમા
મને ઉતારવાને મારી પાસે કોઇ નથી, પણ હુ જાઉ
છુ એટલામા બીજો મારી અગાઉ ઉતરી પડે છે.
૮ ઇસુ તેને કહે છે કે, ઉઠ, તારો ખાટલો ઉચકીને
ચાલ ૯ અને તરત તે માણસ સાજો થયો, ને પોતાનો
ખાટલો ઉચકીને ચાલ્યો.

હવે તે દહાડે વિશ્રામવાર હતો ૧૦ તે માટે જે
સાજો કરાયો હતો તેને યહુદીઓએ કહ્યુ કે, આ
વિશ્રામવાર છે, એટલે તારે ખાટલો ઉચકવો ઉચિત
નથી ૧૧ પણ તેણે તેઓને એવો ઉત્તર આપ્યો કે,
જેણે મને સાજો કીધો તેણે મને કહ્યુ કે, તારો ખાટલો
ઉચકીને ચાલ ૧૨ તેઓએ તેને પુછ્યુ કે, તને જેણે
એમ કહ્યુ કે, ખાટલો ઉચકીને ચાલ, તે માણસ કોણ
છે? ૧૩ પણ તે કોણ છે, એ પેલો સાજો થએલો
જાણતો નહોતો, કેમકે તે ઠેકાણે ભીડ હતી માટે ઇસુ
ત્યાથી ખસી ગયો હતો ૧૪ પછીથી ઇસુ મદિરમા
તેને મળ્યો, ને તેને કહ્યુ કે, જો, તુ સાજો થયો છે,
હવેથી પાપ ન કર, રખેને તારા પર વિશેષ [વિપત્તિ]
આવી પડે ૧૫ તે માણસે જઇને યહુદીઓને કહ્યુ કે,
જેણે મને સાજો કીધો તે ઇસુ છે ૧૬ અને એ કામો
ઇસુએ વિશ્રામવારે કીધા હતા માટે યહુદીઓ તેની
કેડે લાગ્યા ૧૭ પણ ઇસુએ તેઓને ઉત્તર દીધો કે,
મારો બાપ અત્યાર સુધી પણ કામ કરે છે, ને હુ
કામ કરૂ છુ ૧૮ તે માટે તેને મારી નાખવાને યહુદી-
ઓએ વિશેષ પ્રયત્ન કીધો, કેમકે તેણે વિશ્રામવાર
ભગ કીધો એટલુજ નહિ પણ દેવને પોતાનો બાપ
કહીને પોતાને દેવ સમાન કીધો
૧ ત્યારે ઇસુએ ઉત્તર આપતા તેઓને કહ્યુ કે, હુ
તમને ખચિત ખચિત કહુ છુ કે, દીકરો બાપને જે કઇ
કરતો જુએ છે તે શિવાય કઇ પોતે કરી નથી શકતો,
કેમકે તે જે જે કરે છે તે તે દીકરો પણ તેજ પ્રમાણે
કરે છે ૨૦ કેમકે બાપ દીકરા પર પ્રેમ કરે છે, ને
પોતે જે કરે છે તે બધુ તેને દેખાડે છે, ને તે તેને એ
કરતા મોટા કામ દેખાડશે, એ માટે કે તમે અચરતી
પામો ૨૧ કેમકે જેમ બાપ મુએલાઓને ઉઠાડે છે, ને
તેમને સજીવન કરે છે, તેમજ દીકરો પણ ચાહે તેઓને
સજીવન કરે છે ૨૨ કેમકે બાપ પણ કોઇનો ન્યાય
ચુકવતો નથી, પણ ન્યાય ચુકાવવાનુ સઘળુ કામ તેણે
દીકરાને સોપ્યુ છે ૨૩ તે એ સારૂ કે જેમ બધા બાપને
માન આપે છે, તેમ દીકરાને પણ માન આપે દીકરાને
જે માન નથી આપતો, તે તેના મોકલનાર બાપને
માન નથી આપતો ૨૪ હુ તમને ખચિત ખચિત કહુ
છુ કે, જે મારા વચન સાભળે છે, ને મારા મોકલનાર
પર વિશ્વાસ કરે છે, તેને અનત જીવન છે, ને તે
અપરાધી નહિ ઠરશે, પણ મરણમાથી નીકળીને જીવ-
નમા આવ્યો છે ૨૫ હુ તમને ખચિત ખચિત કહુ છુ
કે, એવી વેળા આવે છે, ને હમણા આવી છે, કે જેમા
મુએલાઓ દેવના દીકરાની વાણી સાભળશે, ને સાભ-
ળનારા જીવતા થશે ૨૬ કેમકે જેમ બાપને પોતામા
જીવન છે, તેમ દીકરાને પણ પોતામા જીવન રાખવાનુ
તેણે આપ્યુ ૨૭ અને ન્યાય ચુકાવવાનો અધિકાર
પણ તેણે તેને આપ્યો, કેમકે તે માણસનો દીકરો છે
૨૮ એથી તમે આશ્ચર્ય ન પામો, કેમકે એવી વેળા
આવે છે કે જેમા સર્વ જેઓ કબરોમા છે તેઓ તેની
વાણી સાભળશે, ૨૯ ને જેઓએ સારા કામ કીધા
છે, તેઓ જીવનનુ ઉત્થાન પામવા સારૂ, ને જેઓએ
ભુડા કામ કીધા છે, તેઓ દડનુ ઉત્થાન પામવા સારૂ,
નીકળી આવશે
૩૦ હુ પોતાથી કઇ કરી શકતો નથી, જે પ્રમાણે હુ
સાભળુ છુ, તે પ્રમાણે ન્યાય ઠરાવુ છુ, ને મારો
ન્યાય અદલ છે કેમકે હુ પોતાની ઇચ્છા નહિ, પણ
જેણે મને મોકલ્યો છે, તેની ઇચ્છા પુરી કરવા ચાહુ
છુ ૩૧ જો હુ પોતા વિષે શાહેદી આપુ, તો મારી
શાહેદી ખરી નથી ૩૨ મારા વિષે જે શાહેદી આપે
છે, તે બીજો છે, ને જે શાહેદી મારા વિષે તે આપે
છે, તે ખરી છે, એ હુ જાણુ છુ ૩૩ તમે યોહાન પાસે
માણસ મોકલ્યા, ને તેણે સત્ય વિષે શાહેદી આપી
છે ૩૪ તોપણ જે શાહેદી હુ સ્વીકારૂ છુ તે માણસો
તરફથી નથી, પણ તમે તારણ પામો માટે હુ એ
વાતો કહુ છુ ૩૫ તે સળગતો તથા પ્રકાશતો દીવો
હતો, ને તેના અજવાળામા ઘડીભર આનદ કરવાને
તમે રાજી હતા ૩૬ પણ યોહાનની [શાહેદી] કરતા
મને મોટી શાહેદી છે, કેમકે જે કામો બાપે મને
પુરા કરવાને આપ્યા છે, એટલે જે કામો હુ કરૂ છુ,
તેજ મારે વિષે શાહેદી આપે છે કે બાપે મને
મોકલ્યો છે ૩૭ અને બાપ, જેણે મને મોકલ્યો છે,
તેણે મારે વિષે શાહેદી આપી છે તમે કદી તેની
વાણી નથી સાભળી, ને તેનુ રૂપ પણ નથી દીઠુ
૩૮ અને તેની વાત તમારામા રહેલી નથી, કેમકે જેને
તેણે મોકલ્યો, તે પર તમે વિશ્વાસ નથી કરતા
૩૯ તમે શાસ્ત્ર તપાસી જુઓ છો, કેમકે તેઓથી
તમને અનત જીવન છે, એમ તમે ધારો છો, ને મારે
વિષે શાહેદી આપનાર તે એજ છે ૪૦ અને જીવન
પામવા સારૂ તમે મારી પાસે આવવા ચહાતા નથી
૪૧ હુ માણસો તરફથી મહિમા લેતો નથી ૪૨ પણ
હુ તમને જાણુ છુ કે દેવ પરની પ્રીતિ તમારામા નથી
૪૩ હુ મારા બાપને નામે આવ્યો છુ, પણ તમે મારો
અગીકાર કરતા નથી, જો કોઇ બીજો પોતાને નામે

આવશે, તો તેનો તમે અંગીકાર કરશો. ૪૪ તમે એક
બીજાથી મહિમા પામો છો, પણ જે મહિમા એકલા
દેવથી છે તે શોધતા નથી, તો તમે વિશ્વાસ શી રીતે
કરી શકો? ૪૫ હું બાપની આગળ તમારા પર દોષ
મુકીશ, એમ ન ધારો; તમારા પર દોષ મુકનાર
એક, એટલે મુસા, છે, જેના પર તમે ભરોસો રાખો
છો. ૪૬ કેમકે જો તમે મુસા પર વિશ્વાસ કર્યો હોત,
તો તમે મારા પર વિશ્વાસ કરત; કેમકે તેણે મારે
વિષે લખ્યુ. ૪૭ પણ જો તમે તેના લેખો પર
વિશ્વાસ નથી કરતા, તો મારી વાતો પર તમે કેમ
વિશ્વાસ કરશો?

૬ એ પછી ગાલીલનો સમુદ્ર જે તીબેરીઅસનો
[કહેવાય] છે, તેને પેલે પાર ઇસુ ગયો. ૨ અને
લોકોનો મોટો સમુદાય તેની પાછળ ગયો; કેમકે
તેના ચમત્કાર, જે તેણે માંદાઓ પર કીધા, તે
તેઓએ દીઠા હતા. ૩ અને ઇસુ પહાડ પર ગયો, ને
ત્યાં પોતાના શિષ્યો સુદ્ધાં બેઠો. ૪ હવે યહુદીઓનું
પાસ્ખાપર્વ પાસે આવ્યુ હતું. ૫ માટે ઇસુ નજર
ઉંચી કરીને પોતાની પાસે મોટો સમુદાય આવતો
જોઇને ફીલીપને કહે છે કે, એઓ ખાય માટે આપણે
રોટલી ક્યાંથી વેચાતી લઇએ? ૬ પણ તેણે તેને
પારખવા સારૂ એ કહ્યું; કેમકે તે શું કરવાનો હતો, એ
તે પોતે જાણતો હતો. ૭ ફીલીપે તેને ઉત્તર આપ્યો
કે, બસેં દીનારની રોટલી એઓને સારૂ બસ નથી કે
તેઓમાંના દરેકને થોડું થોડુ મળે. ૮ તેના શિષ્યો-
માંનો એક, એટલે સીમોન પીતરનો ભાઇ આંદ્રયા,
તેને કહે છે કે, ૯ એક જુવાન અહીં છે, તેની પાસે
જવની પાંચ રોટલી, ને બે માછલી છે, પણ એથી
આટલાને શું થાય? ૧૦ ઇસુએ કહ્યુ કે, લોકોને બેસાડો.
હવે તે ઠેકાણે ઘણું ઘાસ હતું. અને તેઓ બેસી
ગયા, ને પુરૂષોની સંખ્યા પાંચેક હજારની હતી.
૧૧ ત્યારે ઇસુએ તે રોટલીઓ લીધી, ને સ્તુતિ કરીને
બેઠેલાઓને પિરસી; માછલીઓમાંથી પણ જેટલું
જોઇતું હતું તેટલું એજ રીતે આપ્યું. ૧૨ અને તેઓ
ધરાયા પછી તે પોતાના શિષ્યોને કહે છે કે, કંઇ
નકામું ન જાય માટે છાંડેલા કકડા એકઠા કરો. ૧૩ તે
માટે તેઓએ તે એકઠા કર્યા, ને તે જવની પાંચ
રોટલીમાંના જે છાંડેલા કકડા જમનારાઓએ રહેવા
દીધા હતા, તેઓની બાર ટોપલી ભરી. ૧૪ માટે તે
લોકોએ ઇસુનો કરેલો એ ચમત્કાર જોઇને કહ્યું કે, જે
ભવિષ્યવાદી જગતમાં આવનાર છે, તે નિશ્ચે એજ છે.
૧૫ તે માટે લોક આવીને મને રાજા કરવા સારૂ
જબરદસ્તીથી પકડવાના છે, એ જાણીને ઇસુ બીજી
વાર પહાડ પર એકલો ચાલ્યો ગયો

૧૬ અને સાંજ પડી ત્યારે તેના શિષ્યો સમુદ્ર કાંઠે
ગયા. ૧૭ અને હોડીમા બેસીને તેઓ કાપરનાહુમ
જવાને સમુદ્રને પેલે પાર જતા હતા, અને તે વખતે
અંધારૂ થયું હતું; અને ઇસુ હજી તેઓની પાસે
આવ્યો ન હતો. ૧૮ અને વા ભારે વાયાથી સમુદ્ર
ઉછળતો થતો. ૧૯ માટે જ્યારે તેઓ હલ્લેસા મારીને
આશરે બેએક ગાઉ ગયા, ત્યારે ઇસુને સમુદ્ર પર
ચાલતો ને હોડીની પાસે આવતો દેખીને તેઓ
બીધા. ૨૦ પણ તે તેઓને કહે છે કે, એ તો હું છું,
બીહો મા. ૨૧ ત્યારે ખુશીથી તેઓએ તેને હોડીમાં
લીધો, ને તેઓ જ્યાં જતા હતા તે જગ્યાએ હોડી
તરત આવી પહોંચી.

૨૨ બીજે દહાડે, જે લોક સમુદ્રને પેલે પાર ઉભા
રહ્યા હતા તેઓએ જોયુ કે, એક હોડી વિના બીજી તે
ઠેકાણે ન હતી, ને ઇસુ પોતાના શિષ્યો સાથે તે હોડી
પર ચઢયો ન હતો, પણ એકલા તેના શિષ્યો ગયા
હતા; ૨૩ (તોપણ જ્યા પ્રભુએ સ્તુતિ કીધા પછી
તેઓએ રોટલી ખાધી હતી, તે ઠેકાણા પાસેના
તીબેરીઅસથી [બીજી] હોડીઓ આવી) ૨૪ માટે
જ્યારે તે લોકોએ જોયુ કે ઇસુ તેમજ તેના શિષ્યો
તે ઠેકાણે નથી, ત્યારે તેઓ પોતે હોડીઓમાં બેસીને
ઇસુની શોધ કરતા કાપરનાહુમમા આવ્યા. ૨૫ પછી
સમુદ્રને પેલે પાર તેઓએ તેને મળીને તેને કહ્યું કે,
રાબ્બી, તું ક્યારે અહી આવ્યો? ૨૬ ઇસુએ તેઓને
ઉત્તર દેતા કહ્યું કે, હું તમને ખચિત ખચિત કહુ છું કે,
તમે ચમત્કાર જોયા તે માટે તમે મને શોધતા નથી,
પણ તમે રોટલી ખાઇને ધરાયા તેને માટે. ૨૭ જે
અન્ન નાશવંત છે તેને સારૂ નહિ, પણ જે અન્ન અનંત
જીવન સુધી ટકે છે, જે માણસનો દીકરો તમને
આપશે, તેને સારૂ મહેનત કરો; કેમકે દેવ બાપે
તેના પર મહોર કીધી છે. ૨૮ ત્યારે તેઓએ તેને કહ્યુ
કે, અમે દેવનાં કામ કરીએ તે સારૂ અમારે શું કરવું
જોઇએ? ૨૯ ઇસુએ ઉત્તર આપતા તેઓને કહ્યુ કે,
જેને તેણે મોકલ્યો છે તેના પર તમે વિશ્વાસ કરો,
એજ દેવનું કામ છે. ૩૦ માટે તેઓએ તેને કહ્યુ કે, તું
શો ચમત્કાર દેખાડે છે કે અમે તે જોઇને તારા પર
વિશ્વાસ કરીએ? તું શું કામ કરે છે? ૩૧ અમારા
બાપદાદાઓએ તો રાનમાં માણા ખાધુ, જેમ લખ્યું

છે કે, તેણે આકાશમાથી તેઓને રોટલી ખાવાને
આપી ૩૨ ત્યારે ઇસુએ તેઓને કહ્યું કે, હુ તમને
ખચિત ખચિત કહુ છુ કે, તે રોટલી મુસાએ આકાશ-
માથી તમને આપી નથી, પણ આકાશમાથી જે ખરી
રોટલી છે, તે મારો બાપ તમને આપે છે ૩૩ કેમકે
આકાશમાથી જે ઉતરે છે, ને જગતને જીવન પમાડે
છે, તે દેવની રોટલી છે ૩૪ ત્યારે તેઓએ તેને કહ્યું
કે, પ્રભુ, તે રોટલી સદા અમને આપ ૩૫ ઇસુએ
તેઓને કહ્યું કે, જીવનની રોટલી હુ છું, જે મારી
પાસે આવે છે તેને ભૂખ નહિજ લાગશે, ને જે મારા
પર વિશ્વાસ કરે છે, તેને કદી તરસ નહિજ લાગશે
૩૬ પણ મેં તમને કહ્યું કે, તમે મને જોયો છે, તોપણ
વિશ્વાસ નથી કરતા ૩૭ જે સઘળુ બાપ મને આપે
છે તે મારી પાસે આવશે, ને જે મારી પાસે આવે
છે તેને હુ કાઢી નહિજ મુકીશ. ૩૮ કેમકે હુ મારી
પોતાની ઇચ્છા નહિ, પણ જેણે મને મોકલ્યો છે તેની
ઇચ્છા પુરી કરવાને આકાશથી ઉતર્યો છુ ૩૯ અને
જેણે મને મોકલ્યો છે તેની ઇચ્છા એ છે કે, તેણે
મને જે સર્વ આપ્યુ છે, તેમાથી હુ કઇ ખોઉં નહિ,
પણ છેલ્લે દહાડે તેને પાછું ઉઠાડુ ૪૦ કેમકે મારા
બાપની ઇચ્છા એ છે કે, હરેક જે દીકરાને જોઇને
તેના પર વિશ્વાસ કરે છે, તેને અનત જીવન મળે,
ને છેલ્લે દહાડે હુ તેને પાછો ઉઠાડીશ.

૪૧ એ માટે યહુદીઓએ તેને વિષે કચકચ કીધી,
કેમકે તેણે કહ્યું કે, આકાશમાથી ઉતરેલી રોટલી હુ
છુ ૪૨ અને તેઓએ કહ્યું કે, યુસફનો દીકરો, ઇસુ,
જેના માબાપને અમે ઓળખીએ છીએ, તે શું એજ
નથી? ત્યારે એ હમણા એમ કેમ કહે છે કે, આકાશ
માથી હુ ઉતર્યો છુ? ૪૩ ઇસુએ ઉત્તર આપતા તેઓને
કહ્યું કે, તમે માહોમાહે કચકચ ના કરો ૪૪ બાપ,
જેણે મને મોકલ્યો છે, તેના ખેંચ્યા વિના કોઇ
માણસ મારી પાસે આવી નથી શકતો, ને છેલ્લે
દહાડે હું તેને પાછો ઉઠાડીશ. ૪૫ ભવિષ્યવાદીઓમા
એમ લખ્યુ છે કે, તેઓ સઘળા દેવથી શિખેલા થશે
દરેક જે બાપની પાસેથી સાભળીને શિખ્યો છે, તે
મારી પાસે આવે છે. ૪૬ કેમકે કોઇ માણસે બાપને
જોયો નથી, દેવની પાસેથી જે આવ્યો છે, તેણેજ
બાપને જોયો છે ૪૭ હુ તમને ખચિત ખચિત કહુ છુ
કે, જે વિશ્વાસ કરે છે, તેને અનંત જીવન છે ૪૮ હુ
જીવનની રોટલી છું ૪૯ તમારા બાપદાદાઓએ રાનમા
માન્ના ખાધુ, ને તેઓ મરી ગયા ૫૦ જે રોટલી
આકાશમાથી ઉતરે છે, તે એજ છે કે જેમાથી જો કોઇ
ખાય તો તે મરે નહિ. ૫૧ જીવતી રોટલી જે આકાશ-
માથી ઉતરી ,છે તે હુ છું, જો કોઇ એ રોટલી ખાય,
તો તે સદા જીવતો રહેશે, વળી જે રોટલી હુ આપીશ
તે મારૂ માસ છે, તે જગતના જીવનને સારૂ [આપીશ]

૫૨ એ માટે યહુદીઓએ માહોમાહે વાદવિવાદ
કરતા કહ્યું કે, એ માણસ પોતાનુ માસ આપણને
ખાવાને શી રીતે આપી શકે? ૫૩ ત્યારે ઇસુએ તેઓને
કહ્યું કે, હુ તમને ખચિત ખચિત કહુ છું કે, જો તમે
માણસના દીકરાનુ માસ ન ખાઓ, ને તેનુ લોહી ન
પીઓ, તો તમારામા જીવન નથી ૫૪ જે કોઇ મારૂ
માસ ખાય છે, ને મારૂ લોહી પીએ છે, તેને અનત
જીવન છે, ને છેલ્લે દહાડે હુ તેને પાછો ઉઠાડીશ.
૫૫ કેમકે મારૂ માસ ખરેખરૂ ખાવાનુ છે, ને મારૂ
લોહી ખરેખરૂ પીવાનુ છે ૫૬ જે મારૂ માસ ખાય છે,
ને મારૂ લોહી પીએ છે, તે મારામા રહે છે, ને હુ
તેનામા રહુ છુ ૫૭ જેમ જીવતા બાપે મને મોકલ્યો
છે, ને હુ બાપને આશ્રે જીવુ છું, તેમ જે મને ખાય
છે, તે પણ મારે આશ્રે જીવશે ૫૮ જે રોટલી આકાશ-
માથી ઉતરી તે એજ છે, જેમ બાપદાદાઓ ખાઇને
મરી ગયા તેવી એ નથી, આ રોટલી જે ખાય છે,
તે સદા જીવતો રહેશે ૫૯ તેણે કાપરનાહુમના સભા-
સ્થાનમા બોધ કરતા એ વાતો કહી

૬૦ એ માટે તેના શિષ્યોમાના ઘણાએ એ સાભળીને
કહ્યું કે, આ કઠણ વાત છે, એ કોણ સાભળી શકે?
૬૧ પણ મારા શિષ્યો એ વિષે કચકચ કરે છે એ ઇસુએ
પોતાના મનમા જાણીને તેઓને કહ્યું કે, શું એ તમને
ઠોકર ખવડાવે છે? ૬૨ ત્યારે માણસનો દીકરો જ્યા
પહેલા હતો ત્યા જો તેને પાછો ચઢતા તમે દેખો તો
કેમ? ૬૩ જે જીવાડે છે તે આત્મા છે, માસથી કઇ
લાભ થતો નથી જે વાતો મેં તમને કહી છે, તે
આત્મા તથા જીવન છે ૬૪ પણ તમારામાના કેટલા-
એક અવિશ્વાસીઓ છે, કેમકે કોણ અવિશ્વાસીઓ
છે, ને કોણ તેને પરસ્વાધીન કરવાનો છે, એ ઇસુ.
પ્રથમથી જાણતો હતો ૬૫ અને તેણે કહ્યું કે, મેં એજ
કારણથી તમને કહ્યું કે, બાપ તરફથી તેને અપાયુ ન,
હોય તો કોઇ મારી પાસે આવી શકતો નથી

૬૬ આ સાભળીને તેના શિષ્યોમાના ઘણાક પાછા
ગયા, ને ત્યાર પછી તેની સાથે ચાલ્યા નહિ. ૬૭ તે
માટે ઇસુએ બાર [શિષ્યો]ને કહ્યું કે, શું તમે પણ
જવા રહેવા ચાહો છો? ૬૮ સીમોન પીતરે તેને ઉત્તર

દીધો કે, પ્રભુ, અમે કોની પાસે જઇએ? અનંત
જીવનની વાતો તો તારી પાસે છે. ૬૯અને અમે
વિશ્વાસ કીધો છે ને જાણીએ છીએ કે, દેવનો પવિત્ર
તે તું છે. ૭૦ઇસુએ તેઓને ઉત્તર દીધો કે, શું મેં તમ
બારને પસંદ નહોતા કીધા? પણ તમારામાનો એક
જણ તો સેતાન છે. ૭૧તેણે તો સીમોનના [દીકરા]
યહુદા ઇસકારીઓત વિષે કહ્યું; કેમકે એ, બારમાંનો
એક છતા, તેને પરસ્વાધીન કરનાર હતો.

૭ અને એ પછી ઇસુ ગાલીલમા ફર્યો, કેમકે યહુ-
દીઓ તેને મારી નાખવા શોધતા હતા, માટે
યહુદાહમા ફરવાને તે ચહાતો નહોતો. ૨હવે યહુદી-
ઓનુ માડવાપર્વ પાસે આવ્યુ હતુ ૩માટે તેના
ભાઇઓએ તેને કહ્યું કે, અહીંથી નીકળીને યહુદાહમા
જા, કે તું જે કામો કરે છે તે તારા શિષ્યો પણ જુએ.
૪કેમકે કોઇ પોતે પ્રસિદ્ધ થવા ચહાતાં ગુપ્તમાં કઇ
કરતો નથી; જો તું એ કામો કરે છે, તો જગતની
આગળ પોતાને જાહેર કર. ૫કેમકે તેના ભાઇઓએ
પણ તેના પર વિશ્વાસ કીધો ન હતો. ૬ત્યારે ઇસુ
તેઓને કહે છે કે, મારો સમય હજી આવ્યો નથી;
પણ સઘળા સમય તમને સરખા છે. ૭જગત તમારો
દ્વેષ કરી નથી શકતું, પણ મારો તો તે દ્વેષ કરે છે;
કેમકે તે વિષે હુ એવી શાહેદી આપુ છુ કે, તેના કામ
ભુંડા છે. ૮તમે આ પર્વમાં જાઓ; મારો સમય હજી
પુરો થયો નથી, માટે હુ હજી આ પર્વમા જતો નથી.
૯અને તે તેઓને એ વાત કહીને ગાલીલમાંજ રહ્યો.

૧૦પરતુ તેના ભાઇઓ પર્વમા ગયા પછી તે પણ
ત્યા ગયો, પ્રગટરૂપે તો નહિ, પણ જાણે કે છાની
રીતે. ૧૧ત્યારે યહુદીઓએ પર્વમા તેની શોધ કરતાં
કહ્યું કે, તે ક્યા છે? ૧૨ને તેને વિષે લોકોમાં ઘણી
ચર્ચા ચાલી; કેમકે કેટલાએકે કહ્યું કે, તે ભલો માણસ
છે; બીજાઓએ કહ્યું કે, એમ નથી; પણ લોકોને તે
ભુલાવે છે. ૧૩તોપણ યહુદીઓના ધાકને લીધે તેને
વિષે કોઇ ખુલ્લી રીતે બોલ્યુ નહિ

૧૪પણ પર્વ અધવાર્યુ ત્યારે ઇસુએ મદિરમાં જઇને
બોધ કીધો ૧૫ત્યારે યહુદીઓએ અચરત થઇને કહ્યુ
કે, એ માણસ કદી પણ શિખ્યો નથી તે છતા વિદ્યા
ક્યાથી જાણે છે? ૧૬માટે ઇસુએ તેઓને ઉત્તર
આપતા કહ્યુ કે, મારો બોધ તો મારો પોતાનો નથી,
પણ જેણે મને મોકલ્યો તેનો છે. ૧૭જો કોઇ તેની
ઇચ્છા પુરી કરવા ચાહે, તો આ બોધ વિષે તે સમ-
જશે, કે એ દેવથી છે, કે હુ પોતાથી બોલુ છુ. ૧૮જે
પોતાથી બોલે છે, તે પોતાનો મહિમા શોધે છે; પણ
જે પોતાના મોકલનારનો મહિમા શોધે છે, તેજ ખરો
છે, ને તેનામાં કઇ અન્યાય નથી. ૧૯શું મુસાએ
તમને નિયમશાસ્ત્ર આપ્યુ નહિ? પણ તમારામાંનો
કોઇ તે નિયમશાસ્ત્ર પાળતો નથી. તમે મને મારી
નાખવાની કેમ કોશિશ કરો છો? ૨૦લોકોએ ઉત્તર
આપ્યો કે, તને ભૂત વળગેલુ છે; કોણ તને મારી
નાખવાની કોશિષ કરે છે? ૨૧ઇસુએ ઉત્તર આપતાં
તેઓને કહ્યુ કે, મેં એક કામ કીધું, ને તમે સઘળા
અચરત થયા છો. ૨૨આ કારણથી મુસાએ તમને
સુનતનો નિયમ આપ્યો છે (તે મુસાથી છે એમ તો
નહિ, પણ બાપદાદાઓથી છે); ને તમે વિશ્રામવારે
માણસની સુનત કરો છો. ૨૩મુસાના નિયમશાસ્ત્રનું
ઉલ્લંઘન ન થાય એટલા સારૂ જો કોઇ માણસની સુનત
વિશ્રામવારે કરાય છે, તો મેં વિશ્રામવારે એક માણસને
પુરો સાજો કીધો, તે માટે શું તમે મારા પર ગુસ્સે
થયા છો? ૨૪દેખાવ પ્રમાણે ન્યાય ન ઠરાવો, પણ
યથાર્થ ન્યાય ઠરાવો.

૨૫ત્યારે યરૂશાલેમમાંના કેટલાએકે કહ્યુ કે, જેને
તેઓ મારી નાખવાની કોશિષ કરે છે, તે શું એજ
નથી? ૨૬પણ જુઓ, એ તો પ્રગટ રીતે બોલે છે,
ને તેઓ તેને કઇ કહેતા નથી! અધિકારીઓ શું
ખરેખર જાણતા હશે કે, એ ખ્રીસ્તજ છે? ૨૭તોપણ
અમે એ માણસને જાણીએ છીએ કે તે ક્યાથી છે;
પણ જ્યારે ખ્રીસ્ત આવશે, ત્યારે કોઇ જાણશે નહિ
કે તે ક્યાથી છે. ૨૮એ માટે ઇસુએ મદિરમા બોધ
કરતા ઘાંટો પાડીને કહ્યું કે, તમે મને જાણો છો, ને હુ
ક્યાથી છુ તે પણ જાણો છો; અને હુ પોતાથી નથી
આવ્યો, પણ જેણે મને મોકલ્યો છે તે સત્ય છે, તેને
તમે જાણતા નથી. ૨૯હુ તેને જાણુ છુ; કેમકે હુ તેની
પાસેથી [આવ્યો] છું, ને તેણે મને મોકલ્યો છે.
૩૦માટે તેઓએ તેને પકડવાનો પ્રયત્ન કીધો, પણ
તેનો સમય ત્યા સુધી આવ્યો ન હતો, માટે કોઇએ
તેના પર હાથ નાખ્યો નહિ. ૩૧પણ લોકોમાંથી
ઘણાએ તેના પર વિશ્વાસ કીધો, ને કહ્યુ કે, ખ્રીસ્ત
આવશે, ત્યારે આ માણસે જે ચમત્કાર કીધા છે તે
કરતા શું તે વધારે કરશે? ૩૨તેને વિષે લોક એવી
કચકચ કરતા હતા, એ ફરોશીઓએ સાભળ્યુ, ત્યારે
મુખ્ય યાજકોએ તથા ફરોશીઓએ તેને પકડવાને
ભાલદાર મોકલ્યા. ૩૩ત્યારે ઇસુએ કહ્યુ કે, હજી થોડી
વાર હુ તમારી સાથે છું, પછી જેણે મને મોકલ્યો છે

તેની પાસે જાઉં છું. ૩૪ તમે મને શોધશો, પણ હું
તમને નહિ જડીશ; ને જ્યાં હું છું, ત્યાં તમે આવી
નથી શકતા. ૩૫ ત્યારે યહુદીઓએ માહોમાંહે કહ્યું કે,
આ માણસ ક્યાં જશે કે આપણને જડશેજ નહિ?
શું હેલેનીઓમાં વેરાઇ ગએલાઓની પાસે તે જશે,
ને હેલેનીઓને બોધ કરશે? ૩૬ તમે મને શોધશો,
પણ હું તમને નહિ જડીશ, ને જ્યાં હું છું, ત્યાં તમે
આવી નથી શકતા, એવી જે વાત તેણે કહી તે શી છે?
૩૭ હવે પર્વને છેલ્લે તથા મોટે દહાડે ઇસુએ ઉભા
રહીને ધાંટો પાડતાં કહ્યું કે, જો કોઇ તરસ્યો હોય,
તો તે મારી પાસે આવીને પીએ. ૩૮ શાસ્ત્રના વચન
પ્રમાણે જે મારા પર વિશ્વાસ કરે છે, તેના પેટમાંથી
જીવતા પાણીની નદીઓ વહેશે. ૩૯ પણ તેના પર
વિશ્વાસ કરનારાઓને જે આત્મા મળવાનો હતો તેને
વિષે તેણે એ કહ્યું; કેમકે ઇસુ હજી મહિમાવાન કરાયો
ન હતો, માટે પવિત્ર આત્મા હજી [અપાયો] ન હતો.
૪૦ તે માટે લોકોમાંથી કેટલાએક એ વાતો સાંભળીને
કહ્યું કે, [આવનાર] ભવિષ્યવાદી ખચિત એજ છે.
૪૧ બીજાઓએ કહ્યું કે, એજ ખ્રીસ્ત છે. પણ કેટલા-
એક કહ્યું કે, શું ગાલીલમાંથી ખ્રીસ્ત આવવાનો છે?
૪૨ શું શાસ્ત્રમાં એવું નથી લખેલું કે, દાઉદના વંશમાંથી
તથા બેથલેહેમ ગામ જ્યાં દાઉદ હતો ત્યાંથી ખ્રીસ્ત
આવવાનો છે? ૪૩ એ માટે તેને વિષે લોકોમાં ફૂટ
પડી. ૪૪ અને તેઓમાંના કેટલાએક તેને પકડવા
ચાહ્યું; પણ તેના પર કોઇએ હાથ નાખ્યો નહિ.
૪૫ ત્યારે ભાલદારો મુખ્ય યાજકોની તથા ફરોશી-
ઓની પાસે આવ્યા; ને તેઓએ તેઓને કહ્યું કે,
તમે તેને કેમ લાવ્યા નહિ? ૪૬ ભાલદારોએ ઉત્તર
આપ્યો કે, એના જેવું કદી કોઇ માણસ બોલ્યું નથી.
૪૭ ત્યારે ફરોશીઓએ તેઓને ઉત્તર દીધો કે, શું, તમે
પણ ભુલાવો ખાઓ? ૪૮ અધિકારીઓમાંથી અથવા
ફરોશીઓમાંથી શું કોઇએ તેના પર વિશ્વાસ કીધો
છે? ૪૯ પણ આ લોક જે નિયમશાસ્ત્ર નથી જાણતા
તેઓ શાપિત છે. ૫૦ નીકોદેમસ (તેઓમાંનો એક,
જે અગાઉ તેની પાસે આવ્યો હતો, તે) તેઓને કહે
છે, ૫૧ માણસનું સાંભળ્યા અગાઉ, ને જે તે કરે છે
તે જાણ્યા વિના, આપણું નિયમશાસ્ત્ર શું તેનો ન્યાય
ઠરાવે છે? ૫૨ તેઓએ ઉત્તર આપતાં તેને કહ્યું કે,
તું પણ શું ગાલીલનો છે? શોધ કરીને જો, કેમકે
કોઇ ભવિષ્યવાદી ગાલીલમાંથી ઉત્પન્ન થવાનો નથી.
[૫૩ ત્યારે તેઓ પોતપોતાને ઘેર ગયા.

૮ પણ ઇસુ જૈતુનના પહાડ પર ગયો. ૨ અને
મોટી સવારે ફરી તે મંદિરમાં આવ્યો, ને
સઘળા લોક તેની પાસે આવ્યા, ને તેણે બેસીને
તેઓને બોધ કીધો. ૩ ત્યારે શાસ્ત્રીઓ તથા ફરોશીએ
વ્યભિચારમાં પકડાએલી એક બાયડીને લાવે છે; ને
તેણીને વચમાં ઉભી રાખીને, ૪ તેઓ તેને કહે છે કે,
ગુરૂ, આ બાયડી વ્યભિચાર કરતાંજ પકડાઇ છે. ૫ હવે
મુસાએ નિયમશાસ્ત્રમાં આપણને આજ્ઞા આપી છે કે,
એવીઓને પત્થરે મારવી; તો તું તેને વિષે શું કહે
છે? ૬ પણ તેના પર દોષ મુકવાનું [કારણ] તેમને
મળી આવે માટે તેનું પરીક્ષણ કરતાં તેઓએ એ કહ્યું.
પણ ઇસુએ નીચા વળીને ભોંય પર આંગળીએ લખ્યું.
૭ પણ તેઓએ તેને પુછ્યા કીધું, ત્યારે તેણે ઉભા
થઇને તેઓને કહ્યું કે, તમારામાં જે પાપ વગરનો
હોય તે પહેલો તેના પર પત્થર નાખે. ૮ અને ફરી
તેણે નીચા વળીને આંગળીવડે ભોંય પર લખ્યું.
૯ અને તેઓ એ સાંભળીને ઘરડાથી માંડીને છેલ્લા
સુધી, એક પછી એક, નીકળી ગયા, ને એકલા ઇસુને
તથા વચમાં ઉભી રહેલી બાયડીને મુકી ગયા. ૧૦ ત્યારે
ઇસુ ઉભો થયો, ને તેને કહ્યું કે, બાઇ, તેઓ ક્યાં
છે? શું કોઇએ તને દોષિત ઠરાવી નથી? ૧૧ ને તેણીએ
કહ્યું કે, પ્રભુ, કોઇએ નહિ. ત્યારે ઇસુએ કહ્યું કે, હું
પણ તને દોષિત નથી ઠરાવતો; તું ચાલી જા, હવેથી
પાપ કરતી ના].
૧૨ ઇસુએ ફરી તેઓને કહ્યું કે, જગતનું અજવાળું
હું છું; જે મારી પાછળ આવે છે, તે અધકારમાં નહિ
ચાલશે, પણ જીવનનું અજવાળું પામશે. ૧૩ ત્યારે
ફરોશીઓએ તેને કહ્યું કે, તું તારે પોતાને વિષે શાહેદી
આપે છે; તારી શાહેદી ખરી નથી. ૧૪ ઇસુએ ઉત્તર
આપતાં તેઓને કહ્યું કે, જો હું પોતાને વિષે શાહેદી
આપું છું, તોપણ મારી શાહેદી ખરી છે, કેમકે હું
ક્યાંથી આવ્યો છું, ને ક્યાં જાઉં છું, એ હું જાણું છું;
પણ તમે નથી જાણતા કે હું ક્યાંથી આવું છું, અથવા
ક્યાં જાઉં છું. ૧૫ તમે દેહ પ્રમાણે ન્યાય ઠરાવો છો;
હું કોઇનો ન્યાય ઠરાવતો નથી. ૧૬ વળી જો હું ન્યાય
ઠરાવું, તો મારો ન્યાય ખરો છે; કેમકે હું એકલો
નથી, પણ હું તથા બાપ જેણે મને મોકલ્યો [તે બન્ને
છીએ]. ૧૭ અને તમારા નિયમશાસ્ત્રમાં પણ એમ
લખ્યું છે કે, બે માણસની શાહેદી ખરી છે. ૧૮ હું
પોતાને વિષે શાહેદી આપનાર છું, ને બાપ જેણે મને
મોકલ્યો છે તે મારે વિષે શાહેદી આપે છે. ૧૯ ત્યારે

તેઓએ તેને કહ્યુ કે, તારો બાપ ક્યા છે? ઇસુએ
ઉત્તર આપ્યો કે, તમે મને તેમજ મારા બાપને પણ
જાણતા નથી, જો તમે મને જાણત, તો મારા બાપને
પણ જાણત ૨૦ તેણે મદિરમા બોધ કરતા ભડાર
આગળ એ વાતો કહી, પણ કોઇએ તેને પકડ્યો નહિ,
કેમકે તેનો સમય હજી સુધી આવ્યો ન હતો

૨૧ એ માટે તેણે ફરી તેઓને કહ્યુ કે, હુ જાઉ છુ,
ને તમે મને શોધશો, પણ પોતાના પાપમા મરશો,
જ્યા હુ જાઉ છું, ત્યા તમે આવી શકતા નથી ૨૨ ત્યારે
યહુદીઓએ કહ્યું કે, શું તે આપઘાત કરશે? કેમકે એ
કહે છે કે, જ્યા હુ જાઉ છુ, ત્યા તમે આવી શકતા
નથી ૨૩ અને તેણે તેઓને કહ્યુ કે, તમે નીચેના છો,
હુ ઉપરનો છુ, તમે આ જગતના છો, હુ આ જગતનો
નથી ૨૪ એ માટે મે તમને કહ્યુ કે, તમે પોતાના
પાપમા મરશો, કેમકે હુ તે છુ, એવો જો તમે વિશ્વાસ
નહિ કરો, તો તમે પોતાના પાપમા મરશો ૨૫ તે
માટે તેઓએ તેને કહ્યુ કે, તુ કોણ છે? ઇસુએ તેઓને
કહ્યુ કે, પ્રથમથી જે હુ તમને કહેતો આવ્યો છું તેજ
૨૬ મારે તમારે વિષે કહેવાનુ તથા ન્યાય ઠરાવવાનુ
ઘણુ છે, તોપણ જેણે મને મોકલ્યો છે, તે ખરો છે,
ને મે તેની પાસેથી જે વાતો સાભળી છે, તે હુ જગ
તને કહુ છુ ૨૭ તેઓ સમજ્યા નહિ કે તે અમને
બાપ વિષે કહે છે ૨૮ તે માટે ઇસુએ કહ્યુ કે, તમે
માણસના દીકરાને ઉચો કર્યા પછી જાણશો કે હુ તેજ
છુ, ને હુ પોતાથી કઇ કરતો નથી, પણ જેમ બાપે
મને શિખવ્યુ છે, તેમ એ વાતો હુ કહુ છુ ૨૯ અને
જેણે મને મોકલ્યો તે મારી સાથે છે, તેણે મને એકલો
નથી મુક્યો, કેમકે તેને ગમતા કામ હુ નિત્ય કરૂ છુ
૩૦ તે એ વાતો કહેતો હતો, ત્યારે ઘણાએ તેના પર
વિશ્વાસ કીધો

૩૧ ત્યારે જે યહુદીઓએ તેના પર વિશ્વાસ કીધો
હતો, તેઓને ઇસુએ કહ્યુ કે, જો તમે મારા વચનમા
રહો, તો ખચ્ચિત તમે મારા શિષ્યો છો, ૩૨ અને તમે
સત્યને જાણશો, ને સત્ય તમને છુટા કરશે ૩૩ તેઓએ
તેને ઉત્તર આપ્યો કે, અમે ઇબ્રાહીમના વશજો છીએ,
ને હજી કદી કોઇના દાસપણામા આવ્યા નથી, તો
તુ કેમ કહે છે કે, તમને છુટા કરવામા આવશે?
૩૪ ઇસુએ તેઓને ઉત્તર દીધો કે, હુ તમને ખચ્ચિત
ખચ્ચિત કહુ છુ કે, જે કોઇ પાપ કરે છે, તે પાપનો
દાસ છે, ૩૫ ને દાસ સદા ઘરમા રહેતો નથી, પણ
દીકરો સદા રહે છે ૩૬ માટે જો દીકરો તમને છુટા
કરશે, તો તમે ખરેખરા છુટા થશો ૩૭ હુ જાણુ છુ
કે, તમે ઇબ્રાહીમના વશજ છો, પણ મારા વચનને
તમારામા જગ્યા મળતી નથી, માટે તમે મને મારી
નાખવા કોશિષ કરો છો. ૩૮ મે [મારા] બાપની
પાસે જે જોયુ છે, તે હુ કહુ છુ, ને તમે પણ
[પોતાના] બાપની પાસેથી જે સાભળ્યુ છે, તે કરો
છો ૩૯ તેઓએ ઉત્તર આપતા તેને કહ્યુ કે, ઇબ્રાહીમ
અમારો બાપ છે ઇસુ તેઓને કહે છે કે, જો તમે
ઇબ્રાહીમના છોકરા હોત, તો ઇબ્રાહીમના કામ તમે
કરત ૪૦ પણ મને, એટલે દેવની પાસેથી જે સત્ય
સાભળ્યુ તે તમને કહેનાર મનુષ્યને, તમે હમણા મારી
નાખવા કોશિષ કરો છો, ઇબ્રાહીમે એવુ કીધુ ન
હતુ ૪૧ તમે પોતાના બાપના કામ કરો છો તેઓએ
તેને કહ્યુ કે, અમે વ્યભિચારથી નથી જન્મ્યા, અમારો
એક બાપ છે, એટલે દેવ ૪૨ ઇસુએ તેઓને કહ્યુ, જો
દેવ તમારો બાપ હોત તો તમે મારા પર પ્રેમ કરત,
કેમકે હુ દેવ પાસેથી નીકળીને આવ્યો છુ, કેમકે હુ
પોતાથી આવ્યો નથી, પણ તેણે મને મોકલ્યો છે
૪૩ મારૂ બોલવુ તમે શા માટે સમજતા નથી? મારૂ
વચન તમે સાભળી નથી શકતા તે માટે ૪૪ તમે
તમારા બાપ સેતાનના છો, ને તમારા બાપની કુઇચ્છા
પ્રમાણે તમે કરવા ચાહો છો તે પ્રથમથી મનુષ્યઘાતક
હતો, ને તેમા સત્ય નથી, તે માટે સત્યમા તે સ્થિર
રહ્યો નહિ જ્યારે તે જુઠુ બોલે છે, ત્યારે તે પોતા-
થીજ બોલે છે, કેમકે તે જુઠો, ને જુઠાનો બાપ છે
૪૫ પણ હુ સત્ય કહુ છુ, માટે તમે મારૂ માનતા નથી
૪૬ તમારામાથી કોણ મારા પર પાપ સાબીત કરે છે?
જો હુ સત્ય કહુ છુ તો શા માટે તમે મારૂ માનતા
નથી? ૪૭ જે દેવનો છે, તે દેવના વચન સાભળે છે,
તમે દેવના નથી, માટે તમે સાભળતા નથી ૪૮ યહુદી-
ઓએ ઉત્તર આપતા તેને કહ્યુ કે, તુ સમરૂની છે, ને
તને ભૂત વળગ્યુ છે, એ અમારૂ કહેવુ શું ઠીક નથી?
૪૯ ઇસુએ ઉત્તર દીધો કે, મને ભૂત વળગ્યુ નથી, પણ
હુ મારા બાપને માન આપુ છુ, ને તમે મારૂ અપમાન
કરો છો ૫૦ પણ હુ મારૂ પોતાનુ માન નથી શોધતો,
શોધનાર તથા ન્યાય કરનાર એક છે ૫૧ હુ તમને
ખચ્ચિત ખચ્ચિત કહુ છુ કે, જો કોઇ મારૂ વચન પાળે,
તો તે કદી મોત નહિ દેખશે ૫૨ યહુદીઓએ તેને
કહ્યુ, તને ભૂત વળગેલુ છે એવી અમને હવે ખાત્રી
થઇ છે ઇબ્રાહીમ તેમજ ભવિષ્યવાદીઓ પણ મરી
ગયા છે, પણ તુ કહે છે કે જો કોઇ મારા વચન પાળે,

તો તે કદી મોત નહિ પામશે. ૫૩ તું શું અમારા બાપ
ઇબ્રાહીમ કરતાં મોટો છે? તે તો મરી ગયો છે, ને
ભવિષ્યવાદીઓ પણ મરી ગયા છે; તું પોતાને કોણ
ઠરાવે છે? ૫૪ ઇસુએ ઉત્તર દીધો કે, જો હું પોતાને
માન આપું, તો મારૂં માન કંઇ નથી; મને માન
આપનાર તો મારો બાપ છે, જે વિષે તમે કહો છો
કે, તે અમારો દેવ છે. ૫૫ વળી તમે તેને જાણ્યો નથી;
પણ હું તેને જાણું છું; ને જો હું કહું, કે હું તેને નથી
જાણતો, તો તમારા જેવો હું જુઠો થાઉં; પણ હું તેને
જાણું છું, ને તેનું વચન પાળું છું. ૫૬ તમારો બાપ
ઇબ્રાહીમ મારો દહાડો જોવા[ની આશાથી] હરખાયો,
ને તે જોઇને તેને આનંદ થયો. ૫૭ ત્યારે યહુદીઓએ
તેને કહ્યું કે, હજી તું પચાસ વરસનો થયો નથી, ને શું
તેં ઇબ્રાહીમને જોયો છે? ૫૮ ઇસુએ તેઓને કહ્યું કે,
હું તમને ખચિત ખચિત કહું છું કે, ઇબ્રાહીમનો જન્મ
થયા પહેલાનો હું છું. ૫૯ ત્યારે તેઓએ તેને મારવાને
પત્થર ઉપાડ્યા; પણ ઇસુ સંતાઇ જઇને મંદિરમાંથી
નીકળી ગયો.

૯ અને તેણે રસ્તે ચાલતા જન્મના આંધળા એક
જણને દીઠો. ૨ ત્યારે તેના શિષ્યોએ તેને પુછ્યું
કે, રાબ્બી, જે પાપને લીધે એ માણસ આંધળો જન્મ્યો,
તે કોણે કીધું? એણે કે એના માબાપે? ૩ ઇસુએ
ઉત્તર આપ્યો કે, એણે કે એનાં માબાપે પાપ કીધું,
તેથી નહિ; પણ દેવનાં કામ તેનામાં પ્રગટ થાય એ
માટે [એમ થયું]. ૪ જ્યાં સુધી દહાડો છે, ત્યાં સુધી
જેણે મને મોકલ્યો છે તેનાં કામ આપણે કરવાં
જોઇએ; રાત આવે છે, જેમાં કોઇથી કામ કરાતું નથી.
૫ હું જગતમાં છું ત્યાં સુધી હું જગતનું અજવાળું છું.
૬ આ પ્રમાણે બોલીને તે ભોંય પર થુંક્યો, ને તે થુંકથી
કાદવ બનાવ્યો, ને તે કાદવ તે [આંધળા]ની આંખો
પર તેણે ચોપડ્યો; ૭ ને તેને કહ્યું કે, તું જઇને શીલો-
આહ (કે જેનો અર્થ મોકલેલો થાય છે) તે હોજમાં
ધો. ત્યારે તે ગયો, ને ધોઇને દેખતો થઇને આવ્યો.
૮ તે માટે પડોસીઓએ તથા જેઓએ તેને અગાઉ
ભીખારી જોયો હતો તેઓએ કહ્યું કે, જે બેસીને ભીખ
માગતો હતો, તે શું એજ નથી? ૯ કેટલાએક કહ્યું કે,
એ તેજ છે; બીજાઓએ કહ્યું કે, ના, પણ તે તેના
જેવો છે; ત્યારે તેણે કહ્યું કે, હું તેજ છું. ૧૦ તેઓએ
તેને કહ્યું કે, ત્યારે તારી આંખો શી રીતે ઉઘડી ગઇ?
૧૧ તેણે ઉત્તર દીધો કે, જે માણસ ઇસુ કહેવાય છે
તેણે કાદવ કીધો, ને મારી આંખો પર ચોપડ્યો, ને
મને કહ્યું કે, તું શીલોઆહ[ના હોજ]માં જઇને ધો;
માટે હું ગયો, ને ધોઇને દેખતો થયો. ૧૨ ત્યારે
તેઓએ તેને કહ્યું કે, તે ક્યાં છે? તે કહે છે કે, હું
જાણતો નથી.

૧૩ જે પહેલાં આંધળો હતો, તેને તેઓ ફરોશી-
ઓની પાસે લઇ આવ્યા. ૧૪ હવે જે દિવસે ઇસુએ
કાદવ કરીને તેની આંખો ઉઘાડી હતી, તે દિવસે
વિશ્રામવાર હતો. ૧૫ તે માટે ફરોશીઓએ પણ
ફરીથી તેને પુછ્યું કે, તું શી રીતે દેખતો થયો? ને
તેણે તેઓને કહ્યું કે, તેણે મારી આંખો પર કાદવ
ચોપડ્યો, ને હું ધોઇને દેખતો થયો છું. ૧૬ તે માટે
ફરોશીઓમાંના કેટલાએક કહ્યું કે, તે માણસ દેવની
પાસેથી નથી; કેમકે તે વિશ્રામવાર પાળતો નથી;
પણ બીજાઓએ કહ્યું કે, પાપી માણસ એવા ચમત્કાર
શી રીતે કરી શકે? અને તેઓમાં બે પક્ષ પડ્યા.
૧૭ ત્યારે તેઓ ફરીથી તે આંધળાને કહે છે કે, તેણે
તારી આંખો ઉઘાડી, તે માટે તેને વિષે તું શું કહે છે?
ત્યારે તેણે કહ્યું કે, તે ભવિષ્યવાદી છે. ૧૮ પણ યહુ-
દીઓએ તે દેખતા થએલાનાં માબાપને તેડાવ્યાં ત્યાં
સુધી તેઓ તેને વિષે માનતા ન હતા, કે તે આંધળો
હતો, ને દેખતો થયો છે. ૧૯ અને તેઓએ તેઓને
પુછ્યું કે, શું એ તમારો દીકરો છે, જેને વિષે તમે
કહો છો કે, એ જન્મનો આંધળો હતો? તો હવે એ
શી રીતે દેખે છે? ૨૦ તેનાં માબાપે ઉત્તર આપતાં
કહ્યું કે, એ અમારો દીકરો છે, ને એ જન્મનો આંધળો
હતો, એ અમે જાણીએ છીએ; ૨૧ પણ હમણાં એ
શી રીતે દેખે છે, તે અમે જાણતાં નથી; અથવા એની
આંખો કોણે ઉઘાડી, તે પણ અમે જાણતાં નથી;
એ પુખ્ત ઉમરનો છે; એને પુછો, એ પોતે કહેશે.
૨૨ તેનાં માબાપ યહુદીઓથી બીતાં હતાં માટે તેઓએ
એમ કહ્યું; કેમકે યહુદીઓએ એવો ઠરાવ અગાઉથી
કીધો હતો કે, તે ખ્રીસ્ત છે એવું જો કોઇ કબુલ કરે,
તો તેને સભાસ્થાનમાંથી કાઢી મુકવો. ૨૩ તે માટે
તેનાં માબાપે કહ્યું કે, એ પુખ્ત ઉમરનો છે, એને
પુછો. ૨૪ એ માટે જે આંધળો હતો, તે માણસને
તેઓએ ફરી તેડીને કહ્યું કે, દેવની સ્તુતિ કર; અમે
જાણીએ છીએ કે એ માણસ તો પાપી છે. ૨૫ ત્યારે
તેણે ઉત્તર દીધો, તે પાપી છે કે નહિ, એ હું નથી
જાણતો; એક વાત હું જાણું છું, કે હું જે આંધળો
હતો તે હવે દેખતો થયો છું. ૨૬ ત્યારે તેઓએ તેને
કહ્યું કે, તેણે તને શું કીધું? તારી આંખો તેણે શી

રીતે ઉઘાડી? ૨૭ તેણે તેઓને ઉત્તર દીધો કે, મેં
હમણાંજ તમને કહ્યું, પણ તમે સાંભળ્યું નહિ; તમે
શા માટે ફરીથી સાંભળવા ચાહો છો? શું તમે પણ
તેના શિષ્યો થવા ચાહો છો? ૨૮ ત્યારે તેઓએ તેની
નિંદા કરતાં કહ્યું કે, તું તેનો શિષ્ય છે; પણ અમે
તો મુસાના શિષ્ય છીએ. ૨૯ દેવ મુસાની સાથે
બોલ્યો, એ અમે જાણીએ છીએ; પણ એ માણસ
તો ક્યાંનો છે, તે અમે જાણતા નથી. ૩૦ તે માણસે
ઉત્તર આપતાં તેઓને કહ્યું કે, એ તો અજાયબ જેવું
છે, કે તેણે મારી આંખો ઉઘાડી તે છતાં પણ તે
ક્યાંનો છે, એ તમે નથી જાણતા. ૩૧ આપણે તો
જાણીએ છીએ કે, દેવ પાપીઓનું સાંભળતો નથી;
પણ જો કોઇ દેવનો ભક્ત હોય, ને તેની ઇચ્છા
પ્રમાણે કરતો હોય, તો તેનું તે સાંભળે છે. ૩૨ જગ-
તના આરંભથી એવું કદી સંભળાયું નથી, કે જન્મના
આંધળાની આંખો કોઇએ ઉઘાડી હોય. ૩૩ જો એ
માણસ દેવની પાસેથી આવ્યો ન હોત, તો તે કંઇ
કરી ન શકત. ૩૪ તેઓએ ઉત્તર આપતાં તેને કહ્યું કે,
તું તો તદ્દન પાપોમાં જન્મ્યો છે, ને અમને બોધ કરે
છે? પછી તેઓએ તેને બહાર કાઢી મુક્યો.

૩૫ ઇસુએ સાંભળ્યું કે, તેઓએ તેને બહાર કાઢી
મુક્યો; પછી તેણે તેને મળીને કહ્યું કે, તું શું દેવના
પુત્ર પર વિશ્વાસ કરે છે? ૩૬ તેણે ઉત્તર આપતાં
કહ્યું કે, પ્રભુ, તે કોણ છે કે હું તેના પર વિશ્વાસ કરૂં?
૩૭ ઇસુએ તેને કહ્યું કે, તેં તેને જોયો છે, અને જે
તારી સાથે બોલે છે, તેજ તે છે. ૩૮ અને તેણે કહ્યું
કે, પ્રભુ, હું વિશ્વાસ કરૂં છું. અને તેણે તેનું ભજન
કીધું. ૩૯ ત્યારે ઇસુએ કહ્યું કે, જેઓ દેખતા નથી
તેઓ દેખતા થાય; ને જેઓ દેખતા છે તેઓ આંધળા
થાય, માટે ન્યાયને સારૂ આ જગતમાં હું આવ્યો છું.
૪૦ જે ફરોશીઓ તેની પાસે હતા તેઓએ એ વાતો
સાંભળીને તેને કહ્યું કે, તો શું અમે પણ આંધળા
છીએ? ૪૧ ઇસુએ તેઓને કહ્યું કે, જો તમે આંધળા
હોત તો તમને પાપ ન લાગત; પણ હવે તમે કહો
છો કે, અમે દેખતા છીએ, માટે તમારૂં પાપ રહે છે.

૧૦ હું તમને ખચિત ખચિત કહું છું કે, બારણેથી
ઘેટાંના વાડામાં જે નથી પેસતો, પણ બીજે
કોઇ રસ્તેથી ચઢે છે, તેજ ચોર તથા લૂટારો છે. ૨ પણ
બારણેથી જે પેસે છે, તે ઘેટાંપાળક છે. ૩ દરવાન
તેને સારૂ ઉઘાડે છે; ને ઘેટા તેનો સાદ સાંભળે છે;
ને તે પોતાનાં ઘેટાને નામ લઇને બોલાવે છે, ને
તેઓને બહાર દોરી જાય છે. ૪ જ્યારે તે પોતાનાં
સર્વ ઘેટાંને બહાર કાઢે છે, ત્યારે તે તેઓની આગળ
ચાલે છે, ને ઘેટા તેની પાછળ ચાલે છે; કેમકે તેઓ
તેનો સાદ ઓળખે છે. ૫ પણ તેઓ પારકાની પાછળ
નહિ ચાલશે, પણ તેની પાસેથી નાસી જશે; કેમકે
પારકાઓનો સાદ તેઓ ઓળખતાં નથી. ૬ ઇસુએ
તેઓને એ દૃષ્ટાંત કહ્યું, પણ જે વાતો તેણે તેઓને
કહી તે શી છે તે તેઓ સમજ્યા નહિ

૭ ત્યારે ઇસુએ ફરી તેઓને કહ્યું કે, હું તમને
ખચિત ખચિત કહુ છું કે, ઘેટાંનુ બારણું હું છું.
૮ જેટલા મારાથી આગળ આવ્યા, તેઓ સઘળા ચોર
તથા લૂટારા છે; પણ ઘેટાએ તેઓનુ સાંભળ્યું નહિ.
૯ હું બારણું છું, મારાથી જો કોઇ પેસે, તો તે ઉદ્ધાર
પામશે, ને માહે આવશે ને બહાર જશે, ને ચારો
પામશે. ૧૦ ચોરી કરવા તથા મારી નાખવા તથા
નાશ કરવા વગર બીજે મતલબથી ચોર આવતો નથી.
તેઓને જીવન મળે, ને તે પુષ્કળ મળે, માટે હું
આવ્યો છું. ૧૧ હું ઉત્તમ ઘેટાપાળક છું; ઉત્તમ ઘેટાં-
પાળક ઘેટાંને સારૂ પોતાનો જીવ આપે છે. ૧૨ જે
ચાકર છે અને ઘેટાપાળક નથી, જે પોતે ઘેટાનો ધણી
નથી, તે વરૂને આવતું દેખીને ઘેટાને મુકીને નાસી
જાય છે; પછી વરૂ તેઓને પકડીને તેઓને વિખેરી
નાખે છે. ૧૩ [તે નાસી જાય છે], કેમકે તે ચાકર
છે, ને ઘેટાંની તેને ચિંતા નથી. ૧૪ હું ઉત્તમ ઘેટાં-
પાળક છું, ને પોતાનાને ઓળખું છું, ને મારાં પોતાના
મને ઓળખે છે. ૧૫ જેમ બાપ મને ઓળખે છે ને
હું બાપને ઓળખું છું તેમ [તેઓ મને ઓળખે છે];
ને ઘેટાંને સારૂ હું પોતાનો જીવ આપું છું. ૧૬ અને
મારા બીજા ઘેટા છે, તેઓ આ વાડામાનાં નથી;
તેઓને પણ મારે લાવવાની જરૂર છે, ને તેઓ મારો
સાદ સાંભળશે; અને તેઓ એક ટોળું, એક ઘેટાં-
પાળક થશે. ૧૭ બાપ મારા પર પ્રેમ કરે છે, કારણ
કે હું પોતાનો જીવ આપું છું એ માટે કે હું તે પાછો
લઉં. ૧૮ કોઇ મારી પાસેથી તે નથી લેતો, પણ હું
પોતાની મેળે તે આપું છું; તે આપવાનો મને અધિ-
કાર છે, ને તે પાછો લેવાનો મને અધિકાર છે; એ
આજ્ઞા મને મારા બાપથી મળી છે.

૧૯ આ વાતોને લીધે યહુદીઓમાં ફરીથી પક્ષ
પડ્યા. ૨૦ અને તેઓમાના ઘણાએ કહ્યું કે, તેને ભૂત
વળગેલું છે, ને તે ઘેલો છે, તમે તેનુ કેમ સાંભળો
છો? ૨૧ બીજાઓએ કહ્યું કે, ભૂત વળગેલાની એ વાતો

નથી. શું ભૂત આંધળાઓની આંખો ઉઘાડી શકે છે?
૨૨ હવે યરૂશાલેમમાં પ્રતિષ્ઠાપર્વ હતું; ને તે
શિયાળાનો વખત હતો. ૨૩ અને ઇસુ મંદિરમાં
સુલેમાનની પરશાળમાં ફરતો હતો. ૨૪ ત્યારે યહુદી-
ઓએ તેની આસપાસ આવીને તેને કહ્યું, ક્યાં સુધી
તું અમારો જીવ સંદેહમાં રાખશે? જો તું તે ખ્રીસ્ત
હોય તો અમને સાફ કહે. ૨૫ ઇસુએ તેઓને ઉત્તર
દીધો કે, મેં તો તમને કહ્યું, પણ તમે માનતા નથી;
જે કામો હું મારા બાપને નામે કરૂં છું, તેઓ મારે
વિષે શાહેદી આપે છે. ૨૬ પણ તમે માનતા નથી,
કેમકે તમે મારા ઘેટામાંના નથી. ૨૭ મારાં ઘેટાં મારો
સાદ સાંભળે છે, ને હું તેઓને ઓળખું છું, ને તેઓ
મારી પાછળ આવે છે. ૨૮ અને હું તેઓને અનંત
જીવન આપું છું, ને તેઓનો નાશ કદી નહિજ થશે,
ને મારા હાથમાંથી તેઓને કોઇ છીનવી નહિજ લેશે.
૨૯ મારો બાપ, જેણે મને [તેઓને] આપ્યાં છે, તે
સહુથી મોટો છે; ને બાપના હાથમાંથી કોઇ [તેઓને]
છીનવી લેવા સમર્થ નથી. ૩૦ હું તથા બાપ એક છીએ.
૩૧ [ત્યારે] તેને પત્થરે મારવાને યહુદીઓએ ફરી
પત્થર ઉપાડ્યા. ૩૨ ઇસુએ તેઓને ઉત્તર આપ્યો કે,
મેં બાપથી તમને ઘણાં સારાં કામો દેખાડ્યાં છે,
તેઓમાના કયા કામને લીધે મને પત્થરે મારો છો?
૩૩ યહુદીઓએ તેને ઉત્તર દીધો કે, કોઇ સારા કામને
લીધે અમે તને પત્થરે મારતા નથી, પણ દુર્ભાષણને
લીધે; ને તું માણસ છતાં પોતાને દેવ ઠરાવે છે, તેને
લીધે. ૩૪ ઇસુએ તેઓને ઉત્તર દીધો, શું તમારા
નિયમશાસ્ત્રમાં એ લખ્યું નથી કે, મેં કહ્યું કે, તમે
દેવો છો? ૩૫ જેઓની પાસે દેવનું વચન આવ્યું,
તેઓને જો તેણે દેવો કહ્યા (ને શાસ્ત્રનો ભંગ થતો
નથી), ૩૬ તો જેને બાપે અભિષિક્ત કીધો ને
જગતમાં મોકલ્યો, તેને શું તમે એમ કહો છો કે, તું
દુર્ભાષણ કરે છે; કેમકે મેં કહ્યું કે, હું દેવનો દીકરો
છું? ૩૭ જો હું મારા બાપનાં કામ નથી કરતો, તો
મારો વિશ્વાસ ન કરો. ૩૮ પણ જો હું કરૂં છું, તો જો
કે તમે મારો વિશ્વાસ ન કરો, તોપણ તે કામોનો
વિશ્વાસ કરો; એ માટે કે તમે જાણો ને સમજો, કે
બાપ મારામાં છે, ને હું બાપમાં છું. ૩૯ [ત્યારે]
તેઓએ ફરી તેને પકડવા કોશિષ કીધી, પણ તે
તેઓના હાથમાંથી નીકળી ગયો.

૪૦ અને યરદનને પેલે પાર, જ્યાં પહેલાં યોહાન
બાપ્તિસ્મા કરતો હતો, તે ઠેકાણે તે પાછો જઇને ત્યાં
રહ્યો. ૪૧ અને ઘણા તેની પાસે આવ્યા, ને તેઓએ
કહ્યું કે, યોહાને કંઇ ચમત્કાર કીધો ન હતો ખરો,
પણ યોહાને એને વિષે જે જે કહ્યું, તે બધું ખરૂં હતું.
૪૨ અને ત્યાં ઘણાએ તેના પર વિશ્વાસ કીધો.

૧૧ હવે મરિયમ તથા તેની બહેન માર્થાના
ગામ બેથાનીઆનો લાજરસ નામે એક
જણ માંદો હતો. ૨ જે મરિયમે પ્રભુને અત્તર ચોળ્યું
હતું, ને તેના પગ પોતાને ચોટલે લુછ્યા હતા, તેનો
ભાઇ લાજરસ માંદો હતો. ૩ એ માટે બહેનોએ તેને
કહેવડાવી મોકલ્યું કે, પ્રભુ, જો, જેના પર તું પ્રેમ
રાખે છે, તે માંદો છે. ૪ પણ ઇસુએ એ સાંભળીને
કહ્યું કે, જેથી મરણ થાય એવો આ મંદવાડ નથી;
પણ એથી દેવના દીકરાનો મહિમા થાય, માટે દેવના
મહિમાને સારૂ એ છે. ૫ હવે માર્થા તથા તેની બહેન
તથા લાજરસ ઉપર ઇસુ પ્રેમ રાખતો હતો. ૬ તે
માંદો છે, એ તેણે સાંભળ્યું ત્યારે પોતે જ્યાં હતો,
તેજ ઠેકાણે બે દહાડા રહ્યો. ૭ ત્યાર પછી તે શિષ્યોને
કહે છે કે, ફરી આપણે યહુદાહમાં જઇએ. ૮ શિષ્યો
તેને કહે છે કે, રાબી, હમણાંજ યહુદીઓ તને પત્થરે
મારવાને કોશિષ કરતા હતા, ને શું ફરી તું ત્યાં જાય
છે? ૯ ઇસુએ ઉત્તર આપ્યો કે, શું દિવસના બાર
કલાક નથી? જો દિવસે કોઇ ચાલે, તો તે આ
જગતનું અજવાળું દેખે છે, માટે ઠોકર નથી ખાતો.
૧૦ પણ જો કોઇ રાત્રે ચાલે, તો તેનામાં અજવાળું
નથી, માટે ઠોકર ખાય છે. ૧૧ તેણે એ વાતો કહી,
અને ત્યાર પછી તે તેઓને કહે છે કે, આપણો મિત્ર
લાજરસ ઉંઘી ગયો છે; પણ હું તેને ઉંઘમાંથી જગા-
ડવા સારૂ જાઉં છું. ૧૨ ત્યારે શિષ્યોએ તેને કહ્યું કે,
પ્રભુ, જો તે ઉંઘી ગયો હોય તો તે સારો થશે.
૧૩ ઇસુએ તો તેના મરણ વિષે કહ્યું હતું, પણ તેઓને
એમ લાગ્યું કે તેણે ઉંઘનો વિશ્રામ લેવા વિષે કહ્યું
હતું. ૧૪ ત્યારે તો ઇસુએ તેઓને સાફ કહ્યું કે,
લાજરસ મરી ગયો છે. ૧૫ અને હું ત્યાં ન હતો,
માટે હું તમારે લીધે હરખાઉં છું, એટલા સારૂ કે તમે
વિશ્વાસ કરો; પણ આપણે તેની પાસે જઇએ.
૧૬ ત્યારે થોમા, જે દિદીમસ કહેવાય છે, તેણે પોતાના
સાથી શિષ્યોને કહ્યું કે, આપણે પણ જઇએ કે તેની
સાથે મરીએ.

૧૭ હવે જ્યારે ઇસુ આવ્યો ત્યારે તેને માલમ પડ્યું
કે, તેને કબરમાં રહ્યાને ચાર દહાડા થઇ ગયા છે.
૧૮ હવે બેથાનીઆ યરૂશાલેમની નજદીક, એટલે ગાઉ

એકને છેટે હતું. ૧૯ અને મારથા તથા મરિયમની
પાસે તેઓના ભાઇ સંબધી દિલાસો દેવા સારૂ યહુ-
દીઓમાંના ઘણાએક આવ્યા હતા. ૨૦ ઇસુ આવે છે,
એ મારથાએ સાંભળ્યું, ત્યારે તે જઇને તેને મળી;
પણ મરિયમ ઘરમાં બેસી રહી. ૨૧ ત્યારે મારથાએ
ઇસુને કહ્યું કે, પ્રભુ, જો તું અહીં હોત, તો મારો
ભાઇ ન મરત. ૨૨ અને હજુ પણ તું દેવ પાસે જે
કંઇ માગશે, તે દેવ તને આપશે, એ હું જાણું છું.
૨૩ ઇસુ તેને કહે છે કે, તારો ભાઇ પાછો ઉઠશે.
૨૪ મારથા તેને કહે છે કે, છેલ્લે દહાડે પુનરૂત્થાનમાં
તે પાછો ઉઠશે, એ હું જાણું છું. ૨૫ ઇસુએ તેને કહ્યું
કે, પુનરૂત્થાન તથા જીવન હું છું; જે મારા પર વિશ્વાસ
કરે છે, તે જો કે મરી જાય તોપણ જીવતો થશે.
૨૬ અને જે કોઇ જીવતાં મારા પર વિશ્વાસ કરે છે, તે
કદી નહિજ મરશે; તું શું એવો વિશ્વાસ રાખે છે?
૨૭ તે તેને કહે છે કે, હા, પ્રભુ, મેં વિશ્વાસ કર્યો છે
કે તું દેવનો દીકરો ખ્રીસ્ત, જે જગતમાં આવનાર છે,
તેજ છે. ૨૮ અને એમ કહીને તે ચાલી ગઇ, ને
પોતાની બહેન મરિયમને છાની રીતે બોલાવીને કહ્યું
કે, ગુરૂ આવ્યો છે, ને તને તેડે છે. ૨૯ એ સાંભળતાંજ
તે જલદી ઉઠીને તેની પાસે ગઇ. ૩૦ (ઇસુ તો હજી
ગામમાં આવ્યો ન હતો, પણ જ્યાં મારથા તેને મળી
હતી તે જગ્યામાં હતો). ૩૧ ત્યારે જે યહુદીઓ તેની
સાથે ઘરમાં હતા ને તેને દિલાસો આપતા હતા,
તેઓએ દીઠું કે મરિયમ જલદી ઉઠીને બહાર ગઇ,
ત્યારે તે કબર પર રડવાને જાય છે, એવું ધારીને
તેઓ તેની પાછળ ગયા. ૩૨ માટે જ્યાં ઇસુ હતો ત્યાં
મરિયમે આવીને તેને દીઠો, ત્યારે તેણીએ તેને પગે
લાગીને તેને કહ્યું કે, પ્રભુ, જો તું અહીં હોત, તો મારો
ભાઇ ન મરત. ૩૩ ત્યારે ઇસુએ તેને રડતી જોઇને,
તથા જે યહુદીઓ તેની જોડે આવ્યા હતા તેઓને
પણ રડતા જોઇને, તેણે મનમાં નિસાસો મુકયો, ને
પોતે વ્યાકુળ થયો, ૩૪ અને કહ્યું કે, તમે તેને ક્યાં
મુકયો છે? તેઓ તેને કહે છે કે, પ્રભુ, આવીને જો.
૩૫ ઇસુ રડ્યો. ૩૬ એ માટે યહુદીઓએ કહ્યું કે, જુઓ,
તે તેના પર કેટલો પ્રેમ રાખતો હતો! ૩૭ પણ
તેઓમાંના કેટલાએકે કહ્યું કે, જેણે આંધળાની આંખો
ઉઘાડી, તેને શું આ માણસ ન મરે એવું પણ કરવાની
શક્તિ ન હતી? ૩૮ ત્યારે ઇસુ પોતામાં ફરી નિસાસો
મુકતો કબર આગળ આવે છે. તે તો ગુફા હતી, ને
તે પર પથ્થર મુકેલો હતો. ૩૯ ઇસુ કહે છે કે, પથ્થરને
ખસેડો. તે મરેલાની બહેન મારથા તેને કહે છે કે,
પ્રભુ, હવે તો તે ગંધાતો હશે; કેમકે આજ તેને
ચાર દહાડા થયા. ૪૦ ઇસુ તેને કહે છે કે, જો તું
વિશ્વાસ કરશે, તો તું દેવનો મહિમા જોશે, એવું મેં
તને નથી કહ્યું શું? ૪૧ ત્યારે તેઓએ પથ્થર ખસેડ્યો,
ને ઇસુએ આંખો ઉચી કરીને કહ્યું કે, ઓ બાપ, તેં
મારૂં સાંભળ્યું છે, માટે હું તારો ઉપકાર માનું છું.
૪૨ અને તું નિત્ય મારૂં સાંભળે છે, એ હું જાણતો હતો;
પણ જે લોક આસપાસ ઉભા રહેલા છે, તેઓ વિશ્વાસ
કરે કે, તેં મને મોકલ્યો છે, માટે તેઓને લીધે મેં એ
કહ્યું. ૪૩ અને એમ બોલ્યા પછી તેણે મોટે ઘાંટે હાક
મારી કે, લાજરસ, બહાર આવ. ૪૪ ત્યારે જે મરી
ગએલો તે હાથે પગે કફને બાંધેલો બહાર આવ્યો, ને
તેનું મ્હો રૂમાલે વિંટાળેલું હતું. ઇસુએ તેઓને કહ્યું,
એને છોડો, ને જવા દો.

૪૫ એ માટે જે યહુદીઓ મરિયમની પાસે આવ્યા
હતા, ને તેણે જે કીધું તે જોયું હતું, તેઓમાંથી ઘણાએ
તેના પર વિશ્વાસ કીધો. ૪૬ પણ તેઓમાંના કેટલા-
એકે ફરોશીઓની પાસે જઇને ઇસુએ જે કામ કીધાં
હતાં, તે તેઓને કહી દીધાં.

૪૭ એ માટે મુખ્ય યાજકોએ તથા ફરોશીઓએ
સભા મેળવીને કહ્યું કે, આપણે શું કરીએ? કેમકે એ
માણસ તો ઘણા ચમત્કારો કરે છે. ૪૮ જો આપણે
તેને એમનો એમજ રહેવા દઇશું, તો સઘળા તેના
પર વિશ્વાસ કરશે, ને રૂમીઓ આવીને આપણું ઠામ-
ઠેકાણું તથા પ્રજાપણું લઇ જશે. ૪૯ પણ કાયાફાસ
નામે તેઓમાંનો એક જે તે વરસે પ્રમુખ્ય યાજક હતો,
તેણે તેઓને કહ્યું કે, તમે કંઇજ જાણતા નથી, ૫૦ ને
વિચારતા નથી કે લોકની વતી એક માણસ મરે, ને
આખી પ્રજા નાશ ન પામે, એ તમારે સારૂ લાભકારક
છે. ૫૧ તેણે તો એ પોતાથી કહ્યું ન હતું, પણ તે
વરસમાં તે પ્રમુખ્ય યાજક હોવાથી તેણે ભવિષ્ય કહ્યું
કે, લોકની વતી ઇસુ મરશે. ૫૨ અને એકલા આ
લોકની વતી નહિ, પણ એ માટે કે દેવનાં વેરાઇ
ગએલાં છોકરાંઓને પણ તે એકઠાં કરીને એકત્ર કરે.
૫૩ તો તે દહાડાથી માંડીને, તેને મારી નાખવાનો તેઓ
મનસુબો કરવા લાગ્યા.

૫૪ તે માટે ત્યાર પછી યહુદીઓમાં પ્રગટરૂપે ઇસુ
ફર્યો નહિ, પણ ત્યાંથી રાનની પાસેના પ્રાંતના એફ્રા-
ઇમ નામના શહેરમાં ગયો, ને પોતાના શિષ્યો સુદ્ધાં
ત્યાં રહ્યો. ૫૫ હવે યહુદીઓનું પાસખા પર્વ પાસે હતું,

ને પાસ્ખા અગાઉ ઘણા લોકો પોતાને શુદ્ધ કરવાને
બહાર ગામથી યરૂશાલેમમાં ગયા હતા. ૫૬ માટે
તેઓએ ઇસુની શોધ કીધી, ને મંદિરમાં ઉભા રહેતાં
માહોમાંહે કહ્યું કે, તમને શું લાગે છે? શું પર્વમાં તે
આવવાનો નથી? ૫૭ હવે મુખ્ય યાજકોએ તથા ફરો-
શીઓએ એવી આજ્ઞા આપી હતી કે, જો કોઇ માણ-
સને જાણ પડે કે તે ક્યાં છે તો તેણે ખબર આપવી,
એ માટે કે તેઓ તેને પકડે.

૧૨ ત્યારે પાસ્ખા પર્વના છ દહાડા અગાઉ ઇસુ
બેથાનીઆમાં આવ્યો, જ્યાં લાજરસ, જેને
ઇસુએ મરીગએલાંઓમાંથી ઉઠાડ્યો હતો, તે હતો.
૨ માટે તેઓએ તેને કાજે ત્યાં વાળુ કીધું, ત્યારે
મારથા સેવા કરતી હતી, પણ લાજરસ તેની સાથે
જમવા બેઠેલાઓમાંનો એક હતો. ૩ તે વેળા મરિયમે
ઘણું મુલ્યવાન જટામાંસીનું શેર અત્તર લઇને ઇસુને
પગે ચોળ્યું, ને પોતાને ચોટલે તેના પગ લુછ્યા;
અને અત્તરની સુગંધ આખા ઘરમાં વ્યાપી ગઇ.
૪ પણ તેના શિષ્યોમાંનો એક, યહુદા ઇસકારીઓત,
જે તેને પરસ્વાધીન કરનાર હતો, તે કહે છે કે, ૫ એ
અત્તર ત્રણસેં દીનારે વેચીને દરિદ્રીઓને શા માટે
અપાયું નહિ? ૬ હવે આ જે તેણે કહ્યું તેનું કારણ એ
નહોતું કે તેને દરિદ્રીઓને માટે દાઝ હતી; પણ તે
ચોર હતો, ને થેલી રાખતો હતો, ને તેમાં જે નંખાતું
તે લઇ જતો હતો, તે માટે કહ્યું. ૭ ત્યારે ઇસુએ કહ્યું
કે, મારા દાટવાના દહાડાને સારૂ તેણીને એ રાખવા
દે. ૮ કેમકે દરિદ્રીઓ તો સદા તમારી સાથે છે; પણ
હું સદા તમારી સાથે નથી.

૯ જ્યારે યહુદીઓનાંના ઘણા લોકોએ જાણ્યું કે તે
ત્યાં છે, ત્યારે તેઓ એકલા ઇસુને લીધે નહિ, પણ
લાજરસ જેને તેણે મરીગએલાઓમાંથી ઉઠાડ્યો હતો,
તેને પણ જોવા સારૂ આવ્યા. ૧૦ પણ મુખ્ય યાજ-
કોએ લાજરસને પણ મારી નાખવાની મસલત કીધી;
૧૧ કેમકે તેના કારણથી ઘણા યહુદીઓ ચાલ્યા ગયા
ને ઇસુ પર વિશ્વાસ કીધો.

૧૨ બીજે દહાડે પર્વમાં આવેલા ઘણાએક લોકોએ
એવું સાંભળ્યું કે, ઇસુ યરૂશાલેમ આવે છે; ૧૩ ત્યારે
ખજુરીની ડાળીઓ લઇને તેઓ તેને મળવાને બહાર
ગયા; ને એવી બુમ પાડી કે, હોસાના; પ્રભુને નામે
ઇસ્રાએલનો જે રાજા આવે છે, તેને ધન્ય છે. ૧૪ અને
ઇસુને એક ગધેડાનો વછેરો મળ્યો ત્યારે તેના પર
તે બેઠો, જેમ લખ્યું છે તેમ કે, ૧૫ ઓ સિયોનની
દીકરી, બી મા; જો, તારો રાજા ગધેડાના વછેરા પર
બેસીને આવે છે. ૧૬ પ્રથમ તેના શિષ્યો એ વાતો
સમજ્યા ન હતા, પણ ઇસુ મહિમાવાન થયો, ત્યારે
તેઓને યાદ આવ્યું કે, તેના સંબંધી એ વાતો લખેલી
છે, ને તેજ પ્રમાણે તેઓએ તેને કીધું છે. ૧૭ તેણે
લાજરસને કબરમાંથી બોલાવ્યો, ને મરી ગએલાંઓ-
માંથી ઉઠાડ્યો, તે વખતે જે લોક તેની સાથે હતા,
તેઓએ શાહેદી આપી. ૧૮ અને તે કારણથી પણ
લોકો તેને મળવા ગયા; કેમકે તેણે એ ચમત્કાર કીધો
હતો એવું તેઓએ સાંભળ્યું હતું. ૧૯ તે માટે ફરોશી-
ઓએ માહોમાંહે કહ્યું કે, જુઓ, તમારૂં તો કંઇ વળતું
નથી; જુઓ, આખું જગત તેની પછવાડે ગયું છે.

૨૦ હવે પર્વમાં ભજન કરવાને જેઓ આવ્યા હતા,
તેઓમાંના કેટલાએક હેલેની હતા; ૨૧ માટે તેઓએ
ગાલીલના બેથસાઇદાના ફીલીપની પાસે આવીને
તેને વિનંતી કરતાં કહ્યું કે, સાહેબ, અમે ઇસુને જોવા
ચાહીએ છીએ. ૨૨ ફીલીપ આવીને આંદ્રયાને કહે છે;
આંદ્રયા તથા ફીલીપ આવીને ઇસુને કહે છે. ૨૩ ત્યારે
ઇસુ તેઓને ઉત્તર આપતાં કહે છે કે, માણસના દીક-
રાને મહિમાવાન થવાની ઘડી આવી છે. ૨૪ હું તમને
ખચિત ખચિત કહું છું, જો ઘઉંનો દાણો ભોંયમાં પડીને
નથી મરતો, તો તે એકલો રહે છે; પણ જો તે મરે,
તો ઘણાં ફળ આપે છે. ૨૫ જે પોતાના જીવ પર
પ્રીતિ કરે છે, તે તેને ખોય છે; અને જે આ જગતમાં
પોતાના જીવ પર દ્વેષ કરે છે, તે અનંત જીવનને સારૂ
તેને બચાવી રાખશે. ૨૬ જો કોઇ મારી સેવા કરતો
હોય, તો તેણે મારી પાછળ ચાલવું; ને જ્યાં હું છું
ત્યાં મારો સેવક પણ હોશે; જો કોઇ મારી સેવા
કરતો હોય, તો બાપ તેને માન આપશે. ૨૭ હવે
મારો જીવ વ્યાકુળ થયો છે; ને હું શું કહું? ઓ બાપ,
મને આ ઘડીથી બચાવ. પણ એનેજ લીધે તો હું આ
ઘડી સુધી આવ્યો છું. ૨૮ ઓ બાપ, તારા નામનો
મહિમા [પ્રગટ] કર. ત્યારે એવી આકાશવાણી થઇ
કે, મેં તેનો મહિમા [પ્રગટ] કીધો છે, ને ફરી કરીશ.
૨૯ ત્યારે જે લોકોએ પાસે ઉભા રહીને તે સાંભળ્યું
હતું, તેઓએ કહ્યું કે, ગર્જના થઇ; બીજાઓએ કહ્યું
કે, દૂતે તેની જોડે વાત કીધી. ૩૦ ઇસુએ ઉત્તર
આપતાં કહ્યું કે, એ વાણી મારે સારૂ નહિ, પણ તમારે
સારૂ થઇ છે. ૩૧ હવે આ જગતનો ન્યાય કરવામાં
આવે છે; હવે આ જગતનો અધિકારી બહાર કાઢી
નંખાશે. ૩૨ અને જો હું પૃથ્વી પરથી ઉંચો કરાઇશ,

તો સહુને હું પોતાની તરફ ખેચીશ. ૩૩ પણ પોતે શી
તરેહના મોતથી મરવાનો છે, એ સુચવતાં તેણે એમ
કહ્યું. ૩૪ એ માટે લોકોએ તેને ઉત્તર દીધો કે, ખ્રીસ્ત
સદા રહેશે, એમ અમે નિયમશાસ્ત્રમાથી સાંભળ્યું છે;
તો માણસનો દીકરો ઉંચો કરાવો જોઇએ, એમ તું
કેમ કહે છે? એ માણસનો દીકરો કોણ છે? ૩૫ ત્યારે
ઇસુએ તેઓને કહ્યું કે, હજી થોડી વાર અજવાળું
તમારી મધ્યે છે; જ્યાં સુધી તમને અજવાળું છે, ત્યા
સુધી ચાલો, રખે અધકાર તમારા પર આવી પડે;
અને અધકારમાં જે ચાલે છે તે જાણતો નથી કે પોતે
ક્યાં જાય છે. ૩૬ જ્યા સુધી તમને અજવાળું છે, ત્યાં
સુધી અજવાળા પર વિશ્વાસ કરો, એ માટે કે તમે
અજવાળાના દીકરા થાઓ.
એ વાતો કહીને ઇસુ ચાલ્યો ગયો, અને તેઓથી
સંતાઇ રહ્યો. ૩૭ તેણે આટલાં બધાં અચરત કામો
તેઓના દેખતાં કીધાં હતાં, તોપણ તેઓએ તેના પર
વિશ્વાસ ન કીધો. ૩૮ એ માટે કે યશાયાહ ભવિષ્ય-
વાદીનું વચન પુરૂ થાય કે, પ્રભુ, અમારા સમાચારનો
કોણે વિશ્વાસ કીધો છે? ને પ્રભુનો હાથ કોને પ્રગટ
થયો છે? ૩૯ તે માટે તેઓ વિશ્વાસ કરી ન શક્યા,
કેમકે યશાયાહે વળી કહ્યું હતું કે, ૪૦ તેઓ આંખોએ
ન દેખે, ને અતઃકરણથી ન સમજે, ને પાછા ન ફરે,
ને હું તેઓને સારા ન કરૂ, એ માટે તેણે તેઓની
આંખો આંધળી કીધી છે, ને તેઓનાં મન જડ કર્યાં
છે. ૪૧ યશાયાહે તેનો મહિમા જોયો તે કારણથી તેણે
એ વાતો કહી; અને તે તેને વિષે બોલ્યો. ૪૨ તોપણ
અધિકારીઓમાંના પણ ઘણાએ તેના પર વિશ્વાસ
કર્યો; પણ રખેને ફરોશીઓ અમને સભાસ્થાનમાથી
કાઢી મુકે, [એ બીકથી] તેઓએ તેને કબૂલ ન કીધો.
૪૩ કેમકે દેવનાં વખાણ કરતાં તેઓ માણસોનાં
વખાણ વધારે ચાહતા હતા.
૪૪ ત્યારે ઇસુએ ઘાંટો પાડીને કહ્યું કે, મારા પર જે
વિશ્વાસ કરે છે, તે એકલા મારા પર નહિ, પણ જેણે
મને મોકલ્યો છે, તેના પર વિશ્વાસ કરે છે. ૪૫ અને
જે મને દેખે છે, તે જેણે મને મોકલ્યો છે તેને દેખે
છે. ૪૬ જે કોઇ મારા પર વિશ્વાસ કરે છે, તે અંધા-
રામાં ન રહે, માટે જગતમાં હુ અજવાળારૂપ આવ્યો
છું. ૪૭ અને જો કોઇ મારી વાતો સાંભળીને તેમને
નથી પાળતો, તો હું તેનો ન્યાય કરતો નથી; કેમકે
હું જગતનો ન્યાય કરવા માટે નહિ, પણ જગતનો
ઉધ્ધાર કરવા માટે આવ્યો છું. ૪૮ જે મારો ઇનકાર
કરે છે, ને મારી વાતો માનતો નથી, તેનો ન્યાય કર-
નાર એક છે; જે વાત મેં કહી છે, તેજ છેલ્લે દહાડે
તેનો ન્યાય કરશે. ૪૯ કેમકે મેં પોતાથી નથી કહ્યું,
પણ મારે શું કહેવું, તથા મારે શું બોલવું, એ વિષે
બાપ જેણે મને મોકલ્યો છે તેણે મને આજ્ઞા આપી
છે. ૫૦ અને તેની આજ્ઞા અનત જીવન છે, એ હું જાણું
છું; તે માટે જે જે હું બોલું છુ, તે જેવું બાપે મને
કહ્યું છે તેવુંજ બોલુ છુ.

૧૩ હવે પાસ્ખા પર્વ અગાઉ પોતાનો આ
જગતમાથી બાપની પાસે જવાનો સમય
આવ્યો છે એ જાણીને ઇસુએ જગતમાંના પોતાના
લોક, જેઓના ઉપર તે પ્રેમ રાખતો હતો, તેઓ પર
અંત સુધી પ્રેમ રાખ્યો. ૨ અને તેઓ જમતા હતા
તેવામાં, (સેતાને તો અગાઉથી સીમોનના દીકરા
યહુદા ઇસકારીઓતના મનમાં તેને પરસ્વાધીન કર-
વાનું મુક્યુ હતું), ૩ બાપે સઘળાં વાનાં મારા હાથમાં
આપ્યા છે, ને હુ દેવની પાસેથી આવ્યો છુ, ને દેવની
પાસે જાઉં છુ, એ જાણીને ૪ [ઇસુ] જમણ પરથી
ઉઠે છે ને પોતાનાં લુગડાં ઉતારે છે; ને રૂમાલ લઇને
તેણે પોતાની કમરે બાંધ્યો. ૫ ત્યાર પછી વાસણમાં
પાણી રેડીને, શિષ્યોના પગ ધોવા તથા જે રૂમાલ
પોતાની કમરે બાંધ્યો હતો તેથી લુછવા લાગ્યો. ૬ એ
પ્રમાણે તે સીમોન પીતરની પાસે આવે છે. તે તેને
કહે છે કે, પ્રભુ, શું તું મારા પગ ધોય છે? ૭ ઇસુએ
ઉત્તર આપતા તેને કહ્યું કે, હું જે કરૂ છું, તે તું હમણાં
જાણતો નથી; પણ હવે પછી તું સમજશે. ૮ પીતર
તેને કહે છે કે, તને કદી મારા પગ ધોવા નહિ દઇશ.
ઇસુએ તેને ઉત્તર દીધો કે, જો હુ તને ન ધોઉં તો
મારી સાથે તારે કંઇ ભાગ નથી. ૯ સીમોન પીતર તેને
કહે છે કે, પ્રભુ, એકલા મારા પગજ નહિ, પણ મારા
હાથ તથા માથું પણ ધો. ૧૦ ઇસુ તેને કહે છે, જે
નાહેલો છે, તેના પગ શિવાય બીજું કંઇ ધોવાની
અગત્ય નથી, પણ તે પુરો શુધ્ધ છે; ને તમે શુધ્ધ
છો, પણ સહુ નહિ. ૧૧ કેમકે પોતાને પરસ્વાધીન
કરનારને તે જાણતો હતો; માટે તેણે કહ્યું કે, તમે
સહુ શુધ્ધ નથી.
૧૨ એ પ્રમાણે તેઓના પગ ધોઇ રહ્યા પછી તેણે
પોતાનાં લુગડાં લીધાં ને પાછો જમવા બેસીને તેઓને
કહ્યું કે, મેં તમને શું કીધુ છે, તે તમે સમજો છો?
૧૩ તમે મને ગુરૂ તથા પ્રભુ કહો છો, ને તમે ઠીક
કહો છો, કેમકે હુ એજ છું. ૧૪ એ માટે જો પ્રભુએ

તથા ગુરૂએ જો તમારા પગ ધોયા, તો તમારે પણ
એક બીજાના પગ ધોવા જોઇએ ૧૫ કેમકે જેવુ મેં
તમને કીધુ, તેવુ તમે પણ કરો, એ માટે મે તમને
નમુનો આપ્યો છે ૧૬ હુ તમને ખચિત ખચિત કહુ
છુ કે, ચાકર પોતાના શેઠ કરતા મોટો નથી, ને જે
મોકલાયલો તે પોતાના મોકલનાર કરતા મોટો નથી
૧૭ જો તમે એ વાતો જાણીને તેઓને પાળો, તો તમને
ધન્ય છે ૧૮ હુ તમ સહુ સબધી નથી કહેતો, જેઓને
મેં પસદ કીધા છે તેઓને હુ જાણુ છુ, પણ જે મારી
[[ સાથે ]] રોટલી ખાય છે, તેણે મારી વિરૂદ્ધ પોતાની
લાત ઉઠાવી છે, એ લેખ પુરો થવા સારૂ [ એમ થવુ
જોઇએ ] ૧૯ અત્યારથી તે થયાની અગાઉ હુ તમને
કહુ છુ એ માટે કે, જ્યારે એ થાય, ત્યારે તમે વિશ્વાસ
કરો, કે હુ તે છુ ૨૦ હુ તમને ખચિત ખચિત કહુ છુ
કે, જે કોઇને હુ મોકલુ છુ તેનો અંગિકાર જે કરે છે,
તે મારો અંગિકાર કરે છે, ને જે મારો અંગિકાર કરે
છે તે મારા મોકલનારનો અંગિકાર કરે છે

૨૧ એમ કહ્યા પછી ઇસુ મનમા અકળાયો, ને
શાહેદી પુરતા કહ્યું કે, હુ તમને ખચિત ખચિત કહુ છુ
કે, તમારામાનો એક મને પરસ્વાધીન કરશે ૨૨ તે
કોને વિષે બોલે છે એ સબંધી શિષ્યોએ સદેહમા
પડીને એક બીજા તરફ જોયુ ૨૩ હવે જમતી વેળાએ
તેના શિષ્યોમાનો એક, જેના પર ઇસુ પ્રેમ રાખતો
હતો, તે ઇસુની છાતી પર અઢેલેલો હતો ૨૪ માટે
સીમોન પીતર તેને ઇસારો કરીને કહે છે કે, તે કોને
વિષે બોલે છે, તે [ અમને ] કહે ૨૫ ત્યારે તે જેમ
ઇસુની છાતી પર અઢેલેલો હતો તેમ ને તેમજ તેને
કહે છે કે, પ્રભુ, તે કોણ છે? ૨૬ માટે ઇસુ ઉત્તર દે
છે કે, હુ કોળિયો બોળીને જેને આપીશ, તેજ તે છે
પછી તે કોળિયો બોળીને તે લઇને સીમોન ઇસકારી-
ઓતના દીકરા યહુદાને આપે છે ૨૭ અને કોળિયા
પછી તેમા સેતાન પેઠો, માટે ઇસુ તેને કહે છે કે,
જે તું કરવાનો છે, તે વહેલો કર ૨૮ હવે તેણે તેને
શા માટે એમ કહ્યુ એ જમવા બેઠેલાઓમાનો કોઇ
સમજ્યો નહિ ૨૯ કેમકે કેટલાએક એમ ધાર્યું કે,
યહુદાની પાસે થેલી છે તેથી ઇસુએ તેને કહ્યું કે, પર્વને
સારૂ આપણને જે જેની અગત્ય છે તે ખરીદ, અથવા
એ કે, તારે ગરીબોને કઇ આપવુ ૩૦ ત્યારે કોળિયો
લઇને તે તરત બહાર ગયો, ને તે વેળા રાત હતી

૩૧ અને તે બહાર ગયા પછી ઇસુ કહે છે કે, હવે
માણસનો દીકરો મહિમાવાન થયો છે, ને તેનામા દેવ
મહિમાવાન થયો છે ૩૨ અને દેવ તેને પોતામા મહિ-
માવાન કરશે, ને તેને વહેલો મહિમાવાન કરશે
૩૩ ઓ નાના છોકરાઓ, હવે પછી તમારી જોડે હુ
થોડી વાર છુ, તમે મને શોધશો, ને જેમ મેં યહુદી-
ઓને કહ્યું હતું કે, જ્યા હુ જાઉં છુ ત્યા તમે આવી
નથી શકતા, તેમ હુ હમણા તમને પણ કહુ છુ ૩૪ હુ
તમને નવી આજ્ઞા આપુ છુ, કે તમે એક બીજા પર
પ્રેમ કરો, જેવો મેં તમારા પર પ્રેમ કીધો તેવો તમે
પણ એક બીજા પર પ્રેમ કરો ૩૫ જો એક બીજા પર
તમે પ્રેમ રાખો તો તેથી સર્વ માણસો જાણશે કે તમે
મારા શિષ્યો છો

૩૬ સીમોન પીતર તેને કહે છે કે, પ્રભુ, તું ક્યા
જાય છે? ઇસુએ તેને ઉત્તર દીધો કે, જ્યા હુ જાઉં
છુ, ત્યા તું હમણા મારી પાછળ આવી નથી શકતો,
પણ પછી મારી પાછળ આવીશ ૩૭ પીતર તેને કહે
છે કે, પ્રભુ, હુ હમણાજ તારી પાછળ કેમ નથી આવી
શકતો? તારે સારૂ હુ મારો જીવ આપીશ ૩૮ ઇસુ
ઉત્તર દે છે કે શુ મારે સારૂ તું તારો જીવ આપશે?
હુ તને ખચિત ખચિત કહુ છુ કે, મરઘો બોલ્યા અગાઉ
તું ત્રણ વાર મારો નકાર કરશે

૧૪ તમારા મનને ગભરાવવા ન દો, તમે દેવ
પર વિશ્વાસ કરો, મારા પર પણ વિશ્વાસ
કરો ૨ મારા બાપના ઘરમા રહેવાના ઠેકાણા ઘણા
છે, નહિ તો હુ તમને કહેત, હુ તો તમારે કાજે જગ્યા
તૈયાર કરવાને જાઉં છુ ૩ અને જો હુ જઇને તમારે
કાજે જગ્યા તૈયાર કરીશ, તો પાછો આવીશ, ને તમને
મારી પાસે લઇશ, એ માટે કે જ્યા હુ રહુ છુ ત્યા
તમે પણ રહો ૪ અને જ્યા હુ જાઉં છું ત્યાનો રસ્તો
તમે જાણો છો ૫ થોમા તેને કહે છે કે, પ્રભુ, તું ક્યા
જાય છે, તે અમે જાણતા નથી, ત્યારે અમે રસ્તો
કેમ કરીને જાણીએ? ૬ ઇસુ તેને કહે છે કે, રસ્તો
તથા સત્ય તથા જીવન હુ છું, મારા આસરા વિના
બાપની પાસે કોઇ આવતું નથી ૭ તમે જો મને
જાણત તો મારા બાપને પણ જાણત, હવેથી તમે તેને
જાણો છો ને તેને દીઠો છે ૮ ફીલીપ તેને કહે છે કે,
પ્રભુ, અમને બાપ દેખાડ, એટલે અમારે બસ છે
૯ ઇસુ તેને કહે છે કે, ફીલીપ, આટલી મુદત સુધી હુ
તમારી જોડે રહ્યો છું, તોપણ શું તું મને જાણતો નથી?
જેણે મને દીઠો છે તેણે બાપને દીઠો છે, તો તું શા
માટે કહે છે કે, અમને બાપ દેખાડ? ૧૦ હુ બાપમા
છુ ને બાપ મારામા છે, એવો વિશ્વાસ તું કરે છે કે

નહિ? જે વાતો હું તમને કહું છું તે પોતાથી નથી
કહેતો, પણ બાપ મારામાં રહીને પોતાનાં કામ કરે
છે. ૧૧ હું બાપમાં છું ને બાપ મારામાં છે એવો
વિશ્વાસ મારા પર કરો, નહિ તો કામોનેજ લીધે
મારા પર વિશ્વાસ કરો. ૧૨ હું તમને ખચિત ખચિત
કહું છું કે, હું જે કામો કરું છું તેજ મારા પર વિશ્વાસ
કરનાર પણ કરશે, ને એ કરતાં પણ મોટાં કરશે,
કેમકે હું બાપની પાસે જાઉં છું. ૧૩ અને જે કંઇ મારે
નામે તમે માગશો, તે હું કરીશ એ માટે કે બાપ
દીકરામાં મહિમાવાન થાય. ૧૪ જો તમે મારે નામે કંઇ
મારી પાસે માગશો તો તે હું કરીશ. ૧૫ જો તમે
મારા પર પ્રેમ કરો છો તો મારી આજ્ઞાઓ પાળશો.
૧૬ અને હું બાપની વિનંતી કરીશ, ને તે તમને બીજો
સંબોધક તમારી પાસે સદા રહેવા માટે આપશે,
૧૭ એટલે સત્યનો આત્મા, જેને જગત પામી નથી
શકતું; કેમકે તેને તે દેખતું નથી, ને તેને જાણતું
નથી; [પણ] તમે તેને જાણો છો; કેમકે તે તમારી
સાથે રહે છે, ને તમારામાં વસશે. ૧૮ હું તમને અનાથ
નહિ મુકીશ; હું તમારી પાસે આવીશ. ૧૯ થોડી વાર
પછી જગત મને ફરીથી નહિ જોશે, પણ તમે મને
જોશો; હું જીવું છું, માટે તમે પણ જીવશો. ૨૦ તે
દહાડે તમે જાણશો કે, હું મારા બાપમાં છું, ને તમે
મારામાં છો, ને હું તમારામાં છું. ૨૧ જેની પાસે મારી
આજ્ઞાઓ છે, ને જે તેઓને પાળે છે, તેજ મારા પર
પ્રેમ કરે છે; ને જે મારા પર પ્રેમ કરે છે તેના પર
મારો બાપ પ્રેમ કરશે, ને હું તેના પર પ્રેમ કરીશ,
ને તેની આગળ હું પોતાને પ્રગટ કરીશ. ૨૨ યહુદા,
જે ઇસકારીઓત ન હતો, તે તેને કહે છે કે, પ્રભુ,
તું પોતાને અમારી આગળ પ્રગટ કરશે ને જગતની
આગળ નહિ, એનું શું કારણ છે? ૨૩ ઇસુએ ઉત્તર
આપતાં તેને કહ્યું, જો કોઇ મારા પર પ્રેમ કરતો હશે
તો તે મારી વાતો પાળશે; ને મારો બાપ તેના પર
પ્રેમ કરશે, ને અમે તેની પાસે આવીને તેની સાથે
રહીશું. ૨૪ જે મારા પર પ્રેમ નથી કરતો તે મારી
વાતો નથી પાળતો; ને જે વાત તમે સાંભળો છો તે
મારી નથી, પણ બાપ જેણે મને મોકલ્યો છે તેની છે.
૨૫ હજી હું તમારી સાથે રહું છું એટલામાં મેં તમને
એ વાતો કહી છે. ૨૬ પણ સંબોધક, એટલે પવિત્ર
આત્મા, જેને બાપ મારે નામે મોકલી દેશે, તે તમને
બધું શિખવશે, ને મેં જે સર્વ તમને કહ્યું તે બધું
તમારા સ્મરણમાં લાવશે. ૨૭ હું તમને શાંતિ આપી
જાઉં છું; મારી શાંતિ હું તમને આપું છું; જેમ જગત
આપે છે તેમ હું તમને આપતો નથી. તમારા મનને
ગભરાવા ન દો, ને બીવા પણ ન દો. ૨૮ મેં જે તમને
કહ્યું તે તમે સાંભળ્યું છે કે, હું જાઉં છું, ને તમારી
પાસે [પાછો] આવું છું. જો તમે મારા પર પ્રેમ
કરત, તો હું બાપની પાસે જાઉં છું, એથી તમે હર-
ખાત; કેમકે મારા કરતા બાપ મોટો છે. ૨૯ અને
જ્યારે એ થાય ત્યારે તમે વિશ્વાસ કરો માટે તે થયા
અગાઉ મેં હમણાથી તમને કહ્યું છે. ૩૦ હવેથી તમારી
જોડે હું ઘણી વાતો નહિ કરીશ, કેમકે આ જગતનો
અધિકારી આવે છે, ને મારામાં તેનું કંઇ નથી; ૩૧ પણ
એ માટે કે જગત જાણે કે હું બાપ પર પ્રેમ કરું છું,
ને બાપે મને આજ્ઞા કીધી છે, તેમ હું કરું છું. ઉઠો,
અહિંથી આપણે જઇએ.

૧૫ હું ખરો દ્રાક્ષવેલો છું, ને મારો બાપ માળી
છે. ૨ મારામાંની હરેક ડાળી જેને ફળ નથી
આવતું તેને તે કાપી નાખે છે, ને હરેક [ડાળી]
જેને ફળ આવે છે, તેને વધારે ફળ આવે માટે તે
તેને શુદ્ધ કરે છે. ૩ જે વાત મેં તમને કહી છે તેના
આસરાથી હવે તમે શુદ્ધ થઇ ગયા છો. ૪ તમે મારામાં
રહો, ને હું તમારામાં [રહીશ]; જેમ ડાળી વેલામાં
રહ્યા વિના પોતાથી ફળ આપી નથી શકતી, તેમ તમે
પણ મારામાં રહ્યા વિના [ફળ] આપી શકવા નથી.
૫ હું તો દ્રાક્ષવેલો છું, ને તમે ડાળીઓ છો; જે
મારામાં રહે છે, ને હું તેનામાં, તેજ ઘણાં ફળ આપે
છે; કેમકે મારાથી નિરાળા રહીને તમે કંઇ કરી નથી
શકતા. ૬ જો કોઇ મારામાં રહેતો નથી, તો ડાળીની
પેઠે તે બહાર ફેંકાય છે, ને સુકાઇ જાય છે; પછી
લોક તેઓને એકઠી કરીને અગ્નિમાં નાખે છે, ને તેઓ
બળી જાય છે. ૭ જો તમે મારામાં રહો, ને મારી વાતો
તમારામાં રહે, તો જે કંઇ તમે ચાહો તે માગો, ને તે
તમને મળશે. ૮ તમે બહુ ફળ આપો, એમાં મારો
બાપ મહિમાવાન થાય છે, અને [એમ] તમે મારા
શિષ્ય થશો. ૯ જેમ બાપે મારા પર પ્રેમ રાખ્યો છે,
તેમ મેં પણ તમારા પર પ્રેમ રાખ્યો છે; તમે મારા
પ્રેમમાં રહો. ૧૦ જેમ હું મારા બાપની આજ્ઞાઓ
પાળીને તેના પ્રેમમાં રહું છું, તેમ જો તમે મારી
આજ્ઞાઓ પાળો તો તમે મારા પ્રેમમાં રહેશો.
૧૧ તમારામાં મારો આનંદ રહે, ને તમારો આનંદ
સંપૂર્ણ થાય, એ માટે મેં તમને એ વાતો કહી છે.
૧૨ મારી આજ્ઞા એ છે કે, જેમ મેં તમારા પર પ્રેમ

રાખ્યો છે, તેમ તમે એક બીજા પર પ્રેમ રાખો.
૧૩ પોતાના મિત્રોને સારૂ પોતાનો જીવ આપવો, તે
કરતા મોટો પ્રેમ કોઇનો નથી. ૧૪ જે આજ્ઞાઓ હુ
તમને આપુ છુ તે જો તમે પાળો છો તો તમે મારા
મિત્ર છો. ૧૫ હવેથી હુ તમને દાસ કહેતો નથી;
કેમકે પોતાનો શેઠ જે કરે છે તે દાસ જાણતો નથી;
પણ મેં તમને મિત્ર કહ્યા છે; કેમકે જે વાતો મેં મારા
બાપથી સાભળી હતી તે બધી મેં તમને જણાવી છે.
૧૬ તમે મને પસદ નથી કીધો, પણ મેં તમને પસંદ
કીધા છે, ને તમને નિમ્યા છે, કે તમે જઇને ફળ
આપો, ને તમારા ફળ કાયમ રહે; એ માટે કે તમે
મારે નામે જે કઇ બાપની પાસે માગો તે તમને તે
આપે. ૧૭ તમે એક બીજા પર પ્રેમ રાખો માટે હુ તમને
એ આજ્ઞાઓ આપુ છુ. ૧૮ જો જગત તમારો દ્વેષ કરે
છે તો તમારા અગાઉ તેણે મારો દ્વેષ કીધેલો છે, એ
તમે જાણો છો. ૧૯ જો તમે જગતના હોત તો જગત
પોતાનાંના ઉપર પ્રેમ કરત; પરતુ તમે જગતના નથી,
પણ મેં તમને જગતમાથી પસદ કીધા છે, તે માટે
જગત તમારો દ્વેષ કરે છે. ૨૦ દાસ પોતાના શેઠથી
મોટો નથી, એવી જે વાત મેં તમને કહી તે યાદ રાખો.
જો તેઓ મારી પૂઠે લાગ્યા, તો તમારી પૂઠે પણ
લાગશે; જો તેઓએ મારી વાત પાળી, તો તમારી
પણ પાળશે. ૨૧ પણ એ બધું મારા નામને સારૂ
તેઓ તમને કરશે, કેમકે તેઓ મારા મોકલનારને
જાણતા નથી. ૨૨ જો હુ આવ્યો ન હોત, ને તેઓને
કહ્યુ ન હોત, તો તેઓને પાપ ન લાગત; પણ હવે
તેઓનાં પાપ સબધી તેઓને કઇ બહાનું રહ્યુ નથી.
૨૩ જે મારો દ્વેષ કરે છે, તે મારા બાપનો પણ દ્વેષ
કરે છે. ૨૪ જે કામો બીજા કોઇએ કીધા નથી, તે જો
મેં તેઓમાં ન કીધાં હોત, તો તેઓને પાપ ન લાગત;
પણ હવે તેઓએ મને તથા મારા બાપને પણ જોયા
છે, ને દ્વેષ કીધો છે. ૨૫ પણ તેઓના શાસ્ત્રમા જે
વાત લખેલી છે કે, તેઓએ કારણ વગર મારો દ્વેષ
કીધો છે, તે પુરી થવા સારૂ [એમ થયુ] ૨૬ પણ
સબોધક, એટલે સત્યનો આત્મા, જે બાપની પાસેથી
નીકળે છે, તેને હુ બાપની પાસેથી તમારી પાસે
મોકલી દઇશ; તે જ્યારે આવશે, ત્યારે મારા સબધી
શાહેદી આપશે. ૨૭ અને તમે પણ શાહેદી આપશો,
કેમકે તમે આરંભથી મારી જોડે છો.

૧૬ કોઇ તમને ઠોકર ન ખવડાવે માટે મેં તમને
એ વાતો કહી છે. ૨ તેઓ તમને સભાસ્થા-
નોમાંથી કાઢી મુકશે; હા, એવો સમય આવે છે કે
જે કોઇ તમને મારી નાખે તે દેવની સેવા કરે છે,
એમ તેને લાગશે. ૩ અને તેઓ બાપને તથા મને
જાણતા નથી, માટે તેઓ એ કામો કરશે. ૪ પણ એ
વાતો મેં તમને એ માટે કહી છે કે, જ્યારે તેમનો
સમય આવે ત્યારે તમે યાદ કરો કે મેં તમને કહ્યુ હતું.
અને પહેલાથી એ વાતો મેં તમને કહી ન હતી, કેમકે
હુ તમારી જોડે હતો. ૫ પણ હવે હુ મારા મોકલના-
રની પાસે જાઉં છું; અને તું ક્યાં જાય છે એમ તમા-
રામાનો કોઇ મને પુછતો નથી. ૬ પણ મેં તમને એ
વાતો કહી છે, માટે તમારાં મન શોકે ભરાઇ ગયાં છે.
૭ તોપણ હું તમને સાચું કહુ છુ; મારૂ જવું તમને
ગુણકારી છે; કેમકે જો હુ જાઉં નહિ, તો સબોધક
તમારી પાસે નહિ આવશે; પણ જો હુ જાઉં, તો હુ
તેને તમારી પાસે મોકલી દઇશ. ૮ અને તે આવીને
પાપ વિષે તથા ન્યાયીપણા વિષે તથા ન્યાય ઠરાવવા
વિષે, જગતને ખાતરી કરી આપશે; ૯ પાપ વિષે,
કેમકે તેઓ મારા પર વિશ્વાસ કરતા નથી; ૧૦ ન્યાયી-
પણા વિષે, કેમકે હુ બાપની પાસે જાઉં છું, ને તમે
હવેથી મને નહિ જોશો; ૧૧ ન્યાય ઠરાવવા વિષે, કેમકે
આ જગતના અધિકારીઓનો ન્યાય ઠરાવાયો છે.
૧૨ હજી ઘણી વાતો મારે તમને કહેવાની છે, પણ
હમણાં તે તમે ખમી શકતા નથી. ૧૩ તોપણ જે
સત્યનો આત્મા, તે જ્યારે આવશે, ત્યારે તે તમને
સર્વ સત્યમા દોરી જશે; કેમકે તે પોતાથી નહિ
બોલશે; પણ જે કઇ તે સાભળશે તેજ તે બોલશે;
ને જે જે થનાર છે તે તમને કહી દેખાડશે. ૧૪ તે મને
મહિમાવાન કરશે, કેમકે તે મારા વિષેનું લઇને તમને
કહી દેખાડશે. ૧૫ જે બાપનાં છે, તે સર્વ મારાં છે;
તે માટે મેં કહ્યુ કે, તે મારે વિષેનુ લઇને તમને કહી
દેખાડશે. ૧૬ થોડી વાર પછી તમે મને નહિ જોશો;
ને ફરી થોડી વાર પછી તમે મને જોશો. ૧૭ એ માટે
તેના શિષ્યોમાના કેટલાએક માહોમાહે કહ્યુ, એ
આપણને કહે છે કે, થોડી વાર પછી તમે મને નહિ
જોશો; ને ફરી થોડી વાર પછી તમે મને જોશો;
કેમકે હુ નીકળીને બાપની પાસે જાઉં છું, તે શું હશે?
૧૮ તે માટે તેઓએ કહ્યુ કે, થોડી વાર પછી, એમ
તે કહે છે તે શું છે? તે શું કહે છે એ આપણે જાણતા
નથી. ૧૯ તેઓ તેને પુછવા ચાહે છે, એ ઇસુએ
જાણ્યુ, તે માટે તેણે તેઓને કહ્યુ કે, થોડી વાર પછી
તમે મને નહિ જોશો, ને ફરી થોડી વાર પછી તમે

મને જોશો એ જે મેં કહ્યું, તે વિષે તમે માંહોમાંહે
પુછો છો શું? ૨૦ હું તમને ખચિત ખચિત કહું છું કે,
તમે રડશો ને શોક કરશો, પણ જગત હરખાશે; તમે
દિલગીર થશો, પણ તમારી દલગીરી આનંદરૂપ થઇ
જશે. ૨૧ જ્યારે બાયડી પ્રસવવેદનામાં હોય છે ત્યારે
તેને શોક થાય છે, કેમકે તેનો વખત આવ્યો છે;
પણ બાળકનો જન્મ થયા પછી, જગતમાં માણસ
જન્મ્યું છે તેના આનંદથી તે દુઃખ તેને ફરીથી યાદ
આવતું નથી. ૨૨ અને હમણાં તો તમને દલગીરી લાગે
છે ખરી; પણ હું ફરીથી તમને મળીશ ત્યારે તમારાં
મન આનંદ કરશે, ને તમારો આનંદ તમારી પાસેથી
કોઇ લઇ લેનાર નથી. ૨૩ અને તે દહાડે તમે મારી
પાસે કંઇ માગશો નહિ. હું તમને ખચિત ખચિત
કહું છું કે, જો તમે બાપ પાસે કંઇ માગશો તો તે
તમને મારે નામે તે આપશે. ૨૪ હજી સુધી મારે નામે
તમે કંઇ માગ્યું નથી; માગો, ને તમને મળશે, એ
માટે કે તમારો આનંદ સંપૂર્ણ થાય.

૨૫ એ વાતો મેં તમને દૃષ્ટાંતોમાં કહી છે; એવો
સમય આવે છે કે જેમાં દૃષ્ટાંતોમાં હું તમારી સાથે
નહિ બોલીશ, પણ બાપ સંબંધી હું તમને સ્પષ્ટ રીતે
કહી દેખાડીશ. ૨૬ તે દહાડે મારે નામે તમે માગશો;
ને હું તમને એમ નથી કહેતો કે હું તમારે સારૂ બાપની
પાસે વિનતી કરીશ; ૨૭ કેમકે બાપ પોતે તમારા
પર પ્રેમ કરે છે, કેમકે તમે મારા પર પ્રેમ કીધો છે,
ને હું દેવની પાસેથી નીકળ્યો છું, એવો વિશ્વાસ પણ
કીધો છે. ૨૮ હું બાપ પાસેથી નીકળીને જગતમાં
આવ્યો છું; વળી હું જગત મુકીને બાપની પાસે જાઉં
છું. ૨૯ તેના શિષ્યો કહે છે કે, જો, હવે તું સ્પષ્ટ રીતે
બોલે છે, ને કંઇ દૃષ્ટાંત નથી કહેતો. ૩૦ હવે અમે
જાણીએ છીએ કે તું સઘળી વાતો જાણે છે, ને કોઇ
માણસ તને પુછે એવી તને અગત્ય નથી; એ ઉપરથી
અમે વિશ્વાસ કરીએ છીએ કે તું દેવ પાસેથી આવ્યો
છે. ૩૧ ઇસુએ તેઓને ઉત્તર દીધો કે, તમે શું હવે
વિશ્વાસ કરો છો? ૩૨ જુઓ, એવી ઘડી આવે છે,
હા, હમણાં આવી છે કે, તમે હરેક માણસ પોતપોતા-
નાની ગમ વેરાઇ જશો, ને મને એકલો મુકશો; તો
પણ હું એકલો નથી, કેમકે બાપ મારી સાથે છે.
૩૩ મારામાં તમને શાંતિ થાય માટે મેં તમને એ વાતો
કહી છે; જગતમાં તમને સંકટ થાય છે; પણ છાતી
રાખો; જગતને મેં જીત્યું છું.

૧૭ ઇસુએ એ વાતો કહ્યા પછી આકાશ તરફ
પોતાની આંખો ઉંચી કરીને કહ્યું કે, બાપ,
સમય આવ્યો છે; તું તારા દીકરાને મહિમાવાન કર,
એ માટે કે દીકરો તને મહિમાવાન કરે. ૨ કેમકે તેં
સર્વ દેહધારીઓ પર તેને અધિકાર આપ્યો છે કે,
જે સર્વ તેં તેને આપ્યા છે તેઓને તે અનંત જીવન
આપે. ૩ અને અનંત જીવન એ છે કે તેઓ તને
એકલા ખરા દેવને તથા ઇસુ ખ્રીસ્ત જેને તેં મોકલ્યો
છે તેને જાણે. ૪ જે કામ કરવાનું તેં મને સોંપ્યું છે
તે પુરૂં કરીને મેં તને પૃથ્વી પર મહિમાવાન કીધો છે.
૫ અને હવે, ઓ બાપ, જગત થયા અગાઉ તારી સાથે
જે મહિમા હું ભોગવતો હતો તેથી તું હમણાં પોતાની
સાથે મને મહિમાવાન કર. ૬ જગતમાંથી જે માણસો
તેં મને આપ્યા છે, તેઓને તારૂં નામ મેં પ્રગટ કીધું
છે; તેઓ તારા હતા, ને તેં તેઓને મને આપ્યાં છે;
ને તેઓએ તારી વાત પાળી છે. ૭ હવે તેઓ જાણે
છે કે જે જે તેં મને આપ્યાં છે, તે સર્વ તારાથી છે.
૮ કેમકે જે વાતો તેં મને આપી હતી તે મેં તેઓને
આપી છે; ને તેઓએ તે સ્વીકારી; ને હું તારી
પાસેથી નીકળીને આવ્યો છું, એ તેઓએ નિશ્ચે
જાણ્યું, ને તેં મને મોકલ્યો છે, એમ તેઓએ વિશ્વાસ
કીધો. ૯ તેઓને સારૂ હું વિનતી કરૂં છું; જગતને સારૂ
હું વિનતી કરતો નથી, પણ જેઓને તેં મને આપ્યાં
છે તેઓને સારૂ; કેમકે તેઓ તારા છે; ૧૦ અને જે
મારાં તે બધાં તારાં છે, ને જે તારાં તે મારાં છે; ને
હું તેઓમાં મહિમાવાન થયો છું. ૧૧ અને હવેથી હું
જગતમાં નથી, પણ તેઓ જગતમાં છે, ને હું તારી
પાસે આવું છું. ઓ પવિત્ર બાપ, તારૂં નામ જે તેં
મને આપ્યું છે, તેમાં તેઓને આપણા જેવા એક
થવા સારૂ સંભાળી રાખ. ૧૨ હું તેઓની સાથે જગતમાં
હતો ત્યાં સુધી તારૂં નામ જે તેં મને આપ્યું છે તેમાં
મેં તેઓને સંભાળી રાખ્યાં; ને મેં તેઓનું રક્ષણ
કીધું, ને લેખ પુરો થવા સારૂ વિનાશના દીકરા શિવાય
તેઓમાંના કોઇનો વિનાશ નથી થયો. ૧૩ પણ હવે
હું તારી પાસે આવું છું, ને તેઓમાં મારો આનંદ
સંપૂર્ણ થાય, માટે હું જગતમાં એ વાતો કહું છું.
૧૪ તારી વાત મેં તેઓને આપી છે, ને જગતે
તેઓના ઉપર દ્વેષ કીધો છે; કેમકે જેમ હું જગતનો
નથી, તેમ તેઓ પણ જગતના નથી. ૧૫ તું તેઓને
જગતમાંથી લઇ લે એવી વિનતી હું નથી કરતો, પણ
એવી કે ભુંડાથી તું તેઓને બચાવે. ૧૬ જેમ હું જગ-

વનો નથી, તેમ તેઓ જગતના નથી ૧૭ સત્યથી
તેઓને પવિત્ર કર; તારૂં વચન સત્ય છે. ૧૮ જેમ તેં
મને જગતમાં મોકલ્યો છે, તેમ મેં પણ તેઓને જગ-
તમાં મોકલ્યા છે. ૧૯ અને તેઓ પોતે પણ સત્યથી
પવિત્ર થાય માટે તેઓને સારૂ હું પોતાને પવિત્ર
કરૂં છું. ૨૦ વળી હું એકલા તેઓને સારૂ નહિ, પણ
તેઓની વાતથી મારા પર જે વિશ્વાસ કરશે, તેઓને
સારૂ પણ વિનંતી કરૂં છું કે, ૨૧ તેઓ બધા એક થાય;
ઓ બાપ, જેમ તું મારામાં ને હું તારામાં, તેમ તેઓ
પણ આપણામાં થાય, એ સારૂ કે તેં મને મોકલ્યો
છે, એવો જગત વિશ્વાસ કરે. ૨૨ અને જે મહિમા તેં
મને આપ્યો છે તે મેં તેઓને એ માટે આપ્યો છે, કે
જેવા આપણે એક છીએ તેવા તેઓ પણ એક થાય;
૨૩ [એટલે] હું તેઓમાં ને તું મારામાં થાય, એ
માટે કે તેઓ એકરૂપ થઇને સંપૂર્ણ કરાય, એ સારૂ કે
જગત જાણે કે તેં મને મોકલ્યો છે, ને જેમ તેં મારા
પર પ્રેમ કીધો છે, તેમ તેઓના પર પ્રેમ કીધો છે.
૨૪ બાપ, હું એમ ચાહું છું કે, જ્યાં હું છું ત્યાં જેઓને
તેં મને આપ્યાં છે તેઓ પણ મારી પાસે હોય, કે
મારો મહિમા જે તેં મને આપ્યો છે તે તેઓ જુએ;
કેમકે જગતનો પાયો નાખ્યા અગાઉ તેં મારા પર
પ્રેમ કીધો હતો. ૨૫ ઓ યથાર્થી બાપ, જગતે તો
તને જાણ્યો નથી; પણ મેં તને જાણ્યો છે; ને તેં મને
મોકલ્યો છે, એમ તેઓએ જાણ્યું છે; ૨૬ અને
તેઓને તારૂં નામ મેં જણાવ્યું છે, ને જણાવીશ; એ
માટે કે, જે પ્રેમથી તેં મારા પર પ્રેમ કીધો છે, તે
તેઓમાં રહે, ને હું તેઓમાં રહું.

૧૮ ઇસુ એ વાતો કહીને પોતાના શિષ્યો સુદ્ધાં
કિદ્રોન નાળાને પેલે પાર ગયો, જ્યાં એક
વાડી હતી, જેમાં પોતે તથા તેના શિષ્યો પેઠા. ૨ હવે
તેને પરસ્વાધીન કરનાર યહુદા પણ તે ઠેકાણું જાણતો
હતો; કેમકે ઇસુ પોતાના શિષ્યોની સાથે ઘણી વાર
ત્યાં જતો હતો. ૩ ત્યારે યહુદા સિપાઇઓની ટુકડી
લઇને અને મુખ્ય યાજકો તથા ફરોશીઓની પાસેથી
બાલદારોને લઇને ફાનસો તથા મશાલો તથા હથિ-
યારો સુદ્ધાં ત્યાં આવે છે. ૪ ઇસુ તો પોતા પર જે
સઘળું વિતવાનું હતું તે જાણતો હતો, તે માટે તેણે
બહાર જઇને તેઓને કહ્યું કે, તમે કોને શોધો છો?
૫ તેઓએ તેને ઉત્તર દીધો કે, ઇસુ નાઝારીને. ઇસુ
તેઓને કહે છે કે, હું તે છું. અને યહુદા તેને પરસ્વા-
ધીન કરનાર પણ તેઓની જોડે ઉભો રહ્યો હતો.
૬ એ માટે જ્યારે તેણે તેઓને કહ્યું કે, હું તે છું, ત્યારે
તેઓ પાછા હઠીને ભોંય પર પડ્યા. ૭ ત્યારે તેણે
ફરી તેઓને પુછ્યું કે, તમે કોને શોધો છો? ને
તેઓએ કહ્યું કે, ઇસુ નાઝારીને. ૮ ઇસુએ ઉત્તર દીધો
કે, મેં તમને કહ્યું કે, હું તે છું; એ માટે જો તમે મને
શોધતા હો તો આ માણસોને જવા દો. ૯ એ માટે
કે જે વચન તે બોલ્યો હતો કે, જેઓને તેં મને
આપ્યા છે તેઓમાંથી એકને પણ મેં ખોયો નથી, તે
પુરૂં થાય ૧૦ ત્યારે સીમોન પીતર જેની પાસે તરવાર
હતી તે તેણે કાઢી, ને પ્રમુખ્ય યાજકના ચાકરને
મારીને તેનો જમણો કાન કાપી નાખ્યો. હવે તે
ચાકરનું નામ માલ્ખસ હતું. ૧૧ એ માટે ઇસુએ પીત-
રને કહ્યું કે, તરવાર મ્યાનમાં ઘાલ; જે વાટકો મારા
બાપે મને આપ્યો છે તે શું હું ના પીઉં?

૧૨ ત્યારે સિપાઇઓએ તથા જમાદારે તથા યહુ-
દીઓના બાલદારોએ ઇસુને પકડ્યો, ને તેને બાંધ્યો,
૧૩ અને પહેલાં તેને આનાસની પાસે લઇ ગયા;
કેમકે તે વરસના પ્રમુખ્ય યાજક કાયાફાસનો તે
સસરો હતો. ૧૪ હવે જે કાયાફાસે યહુદીઓને એવી
સલાહ આપી હતી કે, લોકોને સારૂ એક માણસે મરવું
લાભકારક છે, તે એજ હતો.

૧૫ અને સીમોન પીતર તથા બીજો એક શિષ્ય
ઇસુની પાછળ પાછળ ગયા. હવે તે શિષ્ય પ્રમુખ્ય
યાજકનો ઓળખીતો હતો તેથી ઇસુની સાથે પ્રમુખ્ય
યાજકના [ઘરના] ચોકમાં ગયો. ૧૬ પણ પીતર
બારણા આગળ બહાર ઉભો રહ્યો હતો. માટે તે
બીજો શિષ્ય જે પ્રમુખ્ય યાજકનો ઓળખીતો હતો
તે બહાર આવ્યો, ને દરવાજો સાચવનારીને કહીને
પીતરને માહે લાવ્યો. ૧૭ ત્યારે તે દરવાજો સાચવનારી
દાસી પીતરને કહે છે કે, શું તું પણ તે માણસના
શિષ્યોમાંનો છે? તે કહે છે કે, હું નથી. ૧૮ હવે
ચાકરો તથા બાલદારો કોયલાનો દેવતા સળગાવીને
ઉભા રહીને તાપતા હતા; કેમકે ટાઢ હતી; ને પીતર
પણ તેઓની જોડે ઉભો રહીને તાપતો હતો.

૧૯ ત્યારે પ્રમુખ્ય યાજકે ઇસુને તેના શિષ્યો વિષે
તથા તેના બોધ વિષે પુછ્યું. ૨૦ ઇસુએ તેને ઉત્તર
આપ્યો કે, જગતની આગળ પ્રગટ રીતે હું બોલતો
આવ્યો છું; સભાસ્થાનોમાં તથા મંદિરમાં જ્યાં સઘળા
યહુદીઓ એકઠા થાય છે, ત્યાં હું નિત્ય બોધ કરતો
હતો; ને હું ગુપ્તમાં કંઇ બોલ્યો નથી. ૨૧ તું મને કેમ
પુછે છે? તેઓને મેં શું કહ્યું તે મારા સાંભળનારા-

એને પુછ, જો, મેં જે વાતો કહી તે તેઓ જાણે છે
૨૨ અને તેણે એમ કહ્યું ત્યારે ભાલદારોમાનો એક
પાસે ઉભો હતો, તેણે ઇસુને તમાચો મારીને કહ્યું કે,
શું, તું પ્રમુખ્ય યાજકને એવી રીતે ઉત્તર દે છે?
૨૩ ઇસુએ તેને ઉત્તર દીધો કે, જો મેં ભુડુ કહ્યું હોય
તો તે ભુડાઇ વિષે શાહેદી આપ, પણ જો સારૂ, તો
તું મને કેમ મારે છે? ૨૪ ત્યારે કાયાફાસ પ્રમુખ્ય
યાજકની પાસે આનાસે તેને બાધીને મોકલ્યો
૨૫ હવે સીમોન પીતર ઉભો રહીને તાપતો હતો,
ત્યારે તેઓએ તેને કહ્યું કે, શું તું પણ એના શિષ્યો-
માનો છે? તેણે નકાર કરતા કહ્યું કે, હુ નથી ૨૬ જેનો
કાન પીતરે કાપી નાખ્યો હતો તેનો સગો જે પ્રમુખ્ય
યાજકના ચાકરોમાનો એક હતો તે કહે છે કે, વાડીમા
મેં તને તેની સાથે જોયો નથી શું? ૨૭ ત્યારે પીતરે
ફરી નકાર કીધો, ને તરત મરઘો બોલ્યો.
૨૮ ત્યારે તેઓ ઇસુને કાયાફાસ પાસેથી દરબારમા
લઇ જાય છે, અને તે વખતે પરોઢિયુ થયુ હતું, ને
તેઓ અશુદ્ધ ન થતા પાસ્ખા ખાઇ શકે, માટે તેઓ
પોતે દરબારમા ન ગયા. ૨૯ એ માટે પીલાતે તેઓની
પાસે બહાર આવીને કહ્યું કે, એ માણસ પર તમે શું
તોહોમત મુકો છો? ૩૦ તેઓએ ઉત્તર દેતા તેને કહ્યું
કે, જો એ માણસ ભુડુ કરનાર ન હોત તો અમે એને
તને ન સોંપત ૩૧ ત્યારે પીલાતે તેઓને કહ્યું કે, તમે
પોતે એને લઇને તમારા નિયમશાસ્ત્ર પ્રમાણે એનો
ન્યાય કરો. યહુદીઓએ તેને કહ્યું કે, કોઇને મારી
નાખવાનો અધિકાર અમને નથી ૩૨ પોતે કયા
મોતથી મરનાર હતો તે સુચવતા ઇસુએ જે વચન
કહ્યું હતુ તે પુરૂ થાય માટે [એમ થયુ]
૩૩ એ માટે પીલાતે ફરી દરબારમા જઇને ઇસુને
બોલાવીને તેને કહ્યું કે, તું શુ યહુદીઓનો રાજા છે?
૩૪ ઇસુએ ઉત્તર દીધો કે, એ શુ તું પોતાથી કહે છે,
કે કોઇ બીજાઓએ મારા સબધી એ તને કહ્યું?
૩૫ પીલાતે ઉત્તર દીધો કે, શુ, હુ યહુદી છુ? તારા
દેશનાઓએ તથા મુખ્ય યાજકોએ તને મારે હવાલે
કીધો, તેં શું કીધું છે? ૩૬ ઇસુએ ઉત્તર આપ્યો કે,
મારૂ રાજ્ય આ જગતનુ નથી, જો મારૂ રાજ્ય આ
જગતનુ હોત, તો મારા સેવકો લડત, એ માટે કે હુ
યહુદીઓને સ્વાધીન ન કરાઉં, પણ મારૂ રાજ્ય તો
હિયાનુ નથી ૩૭ એ માટે પીલાતે તેને કહ્યું કે, ત્યારે
તું રાજા છે શું? ઇસુએ ઉત્તર આપ્યો કે, તું કહે છે
કે હુ રાજા છુ, એજ માટે હુ જન્મ્યો છુ, ને એજ
સારૂ હુ જગતમા આવ્યો છુ, કે સત્ય વિષે શાહેદી
આપુ, હરેક જે સત્યનો છે, તે મારી વાણી સાભળે
છે ૩૮ પીલાત તેને કહે છે કે, સત્ય શુ છે?
અને એમ કહીને તે ફરી યહુદીઓની પાસે બહાર
ગયો, ને તેઓને કહે છે કે, મને તેનામા કઇ ગુન્હો
માલમ પડતો નથી ૩૯ પણ પાસ્ખા પર્વમા તમારે
સારૂ એકને હુ છોડી દઉં, એવી તમારી રીત છે, માટે
હુ તમારે સારૂ યહુદીઓના રાજાને છોડી દઉં, એમ
તમે ચાહો છો શુ? ૪૦ ત્યારે તે બધાએ ફરી બૂમ
પાડતા કહ્યું કે, એને નહિ, પણ બારાબાસને બારા-
બાસ તો લૂટારો હતો

૧૯ ત્યાર પછી પીલાતે ઇસુને લઇને કોરડા
માર્યા ૨ અને સિપાઇઓએ કાટાનો મુગટ
ગુથીને તેના માથા પર મુકયો, ને જાબુડા રગનો જભો
તેને પહેરાવ્યો, ૩ ને તેઓએ તેની પાસે આવીને
કહ્યું કે, ઓ યહુદીઓના રાજા, સલામ! ને તેઓએ
તેને તમાચા માર્યા ૪ અને પીલાત ફરી બહાર જઇને
તેઓને કહે છે કે, જુઓ, એને હુ તમારી પાસે બહાર
લાવુ છુ, એ માટે કે, મને એનામા કઇ ગુન્હો માલમ
પડતો નથી, એ તમે જાણો ૫ ત્યારે ઇસુ કાટાનો
મુગટ તથા જાબુડા રંગનો જભો પહેરેલો એવો બહાર
નીકળ્યો પછી [પીલાત] તેઓને કહે છે કે, જુઓ,
આ માણસ! ૬ જ્યારે મુખ્ય યાજકોએ તથા ભાલ-
દારોએ તેને જોયો, ત્યારે તેઓએ બૂમ પાડતા કહ્યું
કે, એને વધસ્તભે જડાવ, વધસ્તભે જડાવ. પીલાત
તેઓને કહે છે કે, તમે પોતે એને લઇને વધસ્તભે
જડાવો, કેમકે મને એનામા કઇ ગુન્હો માલમ પડતો
નથી ૭ યહુદીઓએ તેને ઉત્તર દીધો કે, અમારે
નિયમશાસ્ત્ર છે, ને તે નિયમશાસ્ત્ર પ્રમાણે એણે મર-
ણદડ ભોગવવો જોઇએ, કેમકે પોતે દેવનો દીકરો
હોવાનો દાવો એણે કર્યો છે. ૮ એ માટે પીલાત એ
વાત સાભળીને વધારે બીધો ૯ અને ફરી દરબારમા
જઇને ઇસુને કહે છે કે, તુ ક્યાનો છે? પણ ઇસુએ
તેને ઉત્તર ન દીધો ૧૦ ત્યારે પીલાત તેને કહે છે કે,
શું તું મને કશું કહેતો નથી? તને છોડી દેવાનો
અધિકાર મને છે, ને તને વધસ્તભે જડવાનો અધિકાર
મને છે, એ તું જાણતો નથી શું? ૧૧ ઇસુએ તેને ઉત્તર
દીધો કે, ઉપરથી તને અપાયા વગર મારા પર તને
કઇ અધિકાર ન હોત, તે માટે જેણે મને તને સોંપ્યો
તેનુ પાપ વિશેષ છે ૧૨ આ પરથી પીલાતે તેને
છોડી દેવાને કોશિષ કીધી, પણ યહુદીઓએ બૂમ

પાડવાં કહ્યું કે, જો તું એ માણસને છોડી દે, તો તું
કાઇસારનો મિત્ર નથી; જે કોઇ પોતાને રાજા ઠરાવે
છે, તે કાઇસારની વિરૂદ્ધ બોલે છે. ૧૩ ત્યારે એ વાત
સાંભળીને પીલાત ઇસુને બહાર લાવ્યો, ને ફરસબંદી
કહેવાતી જે જગ્યા, જેને હેબ્રી ભાષામાં ગાબ્બાથા
કહે છે, ત્યાં ન્યાયાસન પર તે બેઠો. ૧૪ હવે પાસ્ખાની
તૈયારીનો એ દહાડો હતો, ને આસરે બપોર થયા
હતા. ત્યારે તે યહુદીઓને કહે છે કે, જુઓ, તમારો
રાજા! ૧૫ ત્યારે તેઓએ મોટે ઘાટે કહ્યું કે, એને
દૂર કર, દૂર કર, વધસ્તંભે જડાવ. પીલાત તેઓને
કહે છે કે, શું હું તમારા રાજાને વધસ્તંભે જડાવું?
મુખ્ય યાજકોએ ઉત્તર દીધો કે, કાઇસાર સિવાય
અમારે કોઇ રાજા નથી. ૧૬ ત્યારે તેને વધસ્તંભે
જડવાને તેણે તેઓને સોંપ્યો.

એ માટે તેઓ ઇસુને પકડી લઇ ગયા. ૧૭ પછી તે
પોતાનો વધસ્તંભ ઉંચકીને ખોપરીની જગ્યા, જે
હેબ્રી ભાષામાં ગલગથા કહેવાય છે, ત્યાં બહાર ગયો.
૧૮ ત્યાં તેઓએ તેને તથા તેની સાથે બીજા બેને વધ-
સ્તંભે જડ્યા; દરેક બાજુએ એકને, તથા વચમાં
ઇસુને. ૧૯ અને પીલાતે સરનામું લખીને વધસ્તંભ
પર લગાડ્યું; ને લેખ એ હતો કે, ઈસુ નાઝારી
યહુદીઓનો રાજા. ૨૦ અને જ્યાં ઇસુને વધસ્તંભે
જડવામાં આવ્યો હતો, તે ઠેકાણું શહેરની પાસે હતું,
ને તે લેખ હેબ્રી તથા હેલેની તથા રૂમી ભાષામાં
લખેલો હતો, માટે ઘણા યહુદીઓએ તે વાંચ્યો.
૨૧ એ માટે યહુદીઓના મુખ્ય યાજકોએ પીલાતને
કહ્યું કે, યહુદીઓનો રાજા, એમ ન લખ, પણ એમ
કે, તેણે કહ્યું કે, હું યહુદીઓનો રાજા છું. ૨૨ પીલાતે
ઉત્તર દીધો કે, મેં જે લખ્યું તે લખ્યું.

૨૩ હવે સિપાઇઓએ ઇસુને વધસ્તંભે જડ્યા પછી
તેનાં લુગડાં લીધાં, ને ચાર ભાગ પાડ્યા, દરેક સિપા-
ઇને વાસ્તે એક; ને ડગલો પણ લીધો; હવે તે ડગલો
સીવણ વગરનો, ઉપરથી આખો વણેલો હતો. ૨૪ એ
માટે તેઓએ માંહોમાંહે કહ્યું કે, આપણે એ ફાડવો
નહિ; પણ એ કોણને મળે એ જાણવા માટે ચિઠ્ઠીઓ
નાખીએ. તે એ માટે થયું કે, શાસ્ત્રનાં જે લખેલું તે
પુરૂં થાય, એટલે, તેઓએ માંહોમાંહે મારાં લુગડાં
વહેંચી લીધાં, ને મારા ડગલા માટે ચિઠ્ઠીઓ નાખી.
એ કામો તો સિપાઇઓએ કર્યાં. ૨૫ પણ ઇસુના
વધસ્તંભ પાસે તેની મા, તથા તેની માસી, કલોપા-
સની વહુ મરિયમ તથા મરિયમ માગદાલેણ ઉભાં
રહેલાં હતાં. ૨૬ તે માટે ઇસુએ જ્યારે પોતાની માને
તથા જેના પર પોતે પ્રેમ કરતો તે શિષ્યને પાસે
ઉભાં રહેલાં જોયાં, ત્યારે તે પોતાની માને કહે છે કે,
બાઇ, જો, તારો દીકરો! ૨૭ ત્યાર પછી તે તે શિષ્યને
કહે છે કે, જો, તારી મા! અને તેજ ઘડીથી તે શિષ્યે
તેને પોતાના ઘરમાં લીધી.

૨૮ એ પછી ઇસુ હવે સઘળું પુરૂં થયું એ જાણીને,
ધર્મલેખ પુરો થાય એ માટે કહે છે કે, મને તરસ
લાગી છે. ૨૯ અને ત્યાં સીરકાએ ભરેલું એક વાસણ
મુકેલું હતું; માટે તેઓએ એક વાદળી સીરકાએ
ભરીને, ઝુફા પર મુકીને તેના મોઢા આગળ ધરી.
૩૦ માટે ઇસુએ સીરકો લીધા પછી કહ્યું કે, સંપૂર્ણ
થયું; ને માથું નમાવીને પ્રાણ છોડ્યો.

૩૧ ત્યારે સિદ્ધિકરણનો દિવસ હતો, (ને તે વિશ્રા-
મનો દિવસ મોટો [દિવસ] હતો), એ માટે વિશ્રામ-
વારે તેઓનાં મુડદાં વધસ્તંભ પર ન રહે માટે યહુદી-
ઓએ પીલાતને વિનંતી કીધી કે તેઓના ટાંટિયા
ભાંગીને તેઓને લઇ જવામાં આવે. ૩૨ એ માટે
સિપાઇઓએ આવીને તેની સાથે વધસ્તંભે જડાએલા
પહેલાના તથા બીજાના ટાંટિયા ભાંગ્યા. ૩૩ પણ
તેઓએ ઇસુની પાસે આવીને તેને મરેલો દીઠો,
ત્યારે તેના ટાંટિયા ભાંગ્યા નહિ. ૩૪ તોપણ સિપા-
ઇઓમાંથી એકે ભાલાથી તેની કૂખ વીંધી, ને તરત
તેમાંથી લોહી તથા પાણી નીકળ્યાં. ૩૫ અને જેણે
જોયું છે તેણેજ આ શાહેદી આપી છે, ને તેની શાહેદી
ખરી છે; અને તમે પણ વિશ્વાસ કરો તે માટે તે
ખરૂં કહે છે, એ તે જાણે છે. ૩૬ કેમકે તેનું એક પણ
હાડકું ભંગાશે નહિ, એ લેખ પુરો થવા સારૂ એમ
થયું; ૩૭ ને ફરી બીજો લેખ કહે છે કે, જેને તેઓએ
વીંધ્યો તેને તેઓ જોશે.

૩૮ અને એ વાતો પછી આરમથીઆનો યુસફ, જે
ઇસુનો શિષ્ય હતો, પણ યહુદીઓના ધાકને લીધે ગુપ્ત
રીતે હતો, તેણે ઇસુનું મુડદું લઇ જવાની પીલાત પાસે
રજા માગી; અને પીલાતે રજા આપી. તે માટે તેણે
આવીને તેનું મુડદું ઉતારી લીધું. ૩૯ અને નીકોદેમસ,
જે પહેલાં રાત્રે ઇસુની પાસે આવ્યો હતો, તે પણ
બોળ તથા અગરનું મિશ્ર આસરે સો શેર લઇને
આવ્યો. ૪૦ ત્યારે યહુદીઓની દાટવાની રીત પ્રમાણે
તેઓએ ઇસુનું મુડદું લઇને, સુગંધિઓ સુદ્ધાં, શણના
લુગડામાં લપેટ્યું. ૪૧ હવે જ્યાં તે વધસ્તંભે જડાયો
હતો, તે જગ્યાએ વાડી હતી, ને તે વાડીમાં નવી કબર

હતી, જેમાં કોઇને કદી મુક્યો ન હતો. ૪૨ એ વાસ્તે
તેઓએ ઇસુને યહુદીઓના સિદ્ધિકરણના દિવસને
લીધે ત્યાંજ મુક્યો, કેમકે તે કબર પાસે હતી.

૨૦. ત્યારે અઠવાડિયાને પહેલે [ દહાડે ] મોટી
સવારે અંધારૂ હતું એવામા મરિયમ માગ-
દાલેણ કબર આગળ આવી, ને કબર પરથી પત્થર
ખસેડેલો તેણે દીઠો. ૨ ત્યારે તે દોડીને સીમોન
પીતરની પાસે તથા બીજો શિષ્ય, જેના પર ઇસુ પ્રેમ
રાખતો હતો, તેની પાસે આવીને તેઓને કહે છે કે,
પ્રભુને તેઓએ કબરમાથી કાઢી લીધો છે, ને તેઓએ
તેને ક્યા મુક્યો છે એ અમે જાણતા નથી. ૩ તે માટે
પીતર તથા તે બીજો શિષ્ય કબર તરફ જવા નીકળ્યા.
૪ અને તે બને સાથે દોડ્યા; પણ તે બીજો શિષ્ય
પીતરને પાછળ મુકી દઇને કબર આગળ પહેલો
પહોચ્યો. ૫ અને તેણે નીચા વળીને અંદર જોયુ તો
સણનાં લુગડાં પડેલાં દીઠા; તોપણ તે માહે ગયો
નહિ. ૬ ત્યારે સીમોન પીતર પણ તેની પાછળ
આવીને કબર માંહે પેઠો; ને તેણે સણના લુગડા
પડેલાં દીઠાં. ૭ અને જે રૂમાલ તેના માથા પર હતો,
તે સણનાં લુગડાંની જોડે પડેલો નહોતો, પણ એક
જગ્યાએ એકલો વાળીને મુકેલો હતો. ૮ પછી બીજો
શિષ્ય કે જે કબર પાસે પહેલો આવ્યો હતો, તેણે
પણ માહે જઇને જોયુ, ને વિશ્વાસ કીધો. ૯ કેમકે ત્યા
સુધી તેઓ આ લેખ સમજતા ન હતા કે, તેણે મરી
ગએલાઓમાથી પાછા ઉઠવું જોઇએ. ૧૦ ત્યારે શિષ્યો
ફરી પોતાને ઘેર ગયા.
૧૧ પણ મરિયમ બહાર કબરની પાસે રડતી ઉભી
રહીને, રડતાં રડતા નીચી નમીને કબરમા ડોકિયા
કરતી હતી; ૧૨ ને જ્યાં ઇસુનું મુડદું મુકેલુ હતું, ત્યાં
ઉજળાં લુગડા પહેરેલા બે દૂતને, એકને ઓશીકે, ને
બીજાને પાંગતે, બેઠેલા તેણે જોયા. ૧૩ અને તેઓ
તેને કહે છે કે, બાઇ, તું કેમ રડે છે? તે તેઓને કહે
છે, તેઓ મારા પ્રભુને લઇ ગયા છે, ને તેઓએ તેને
ક્યાં મુક્યો છે તે હુ જાણતી નથી, માટે [ રડુ છું ].
૧૪ એમ કહીને તેણીએ પછવાડે ફરીને ઇસુને ઉભેલો
જોયો; પણ એ ઇસુ છે, એમ તેણીએ જાણ્યુ નહિ.
૧૫ ઇસુ તેને કહે છે કે, બાઇ, તું કેમ રડે છે? તું
કોને શોધે છે? તે માળી છે એમ ધારીને તેણીએ
તેને કહ્યુ કે, સાહેબ, જો તેં તેને અહીંથી ઉઠાવી લીધો
હોય, તો તેં તેને ક્યાં મુક્યો છે એ મને કહે, ને હુ
તેને લઇ જઇશ. ૧૬ ઇસુ તેને કહે છે કે, મરિયમ;
તે ફરીને તેને હેબ્રી ભાષામાં કહે છે કે, રાબ્બોની!
એટલે ગુરૂ. ૧૭ ઇસુ તેને કહે છે કે, હજી સુધી હું
બાપ પાસે ચઢી નથી ગયો, માટે મને અડક મા;
પણ મારા ભાઇઓની પાસે જઇને તેઓને કહે કે,
જે મારો બાપ તથા તમારો બાપ, ને મારો દેવ તથા
તમારો દેવ, તેની પાસે હુ ચઢી જાઉં છું. ૧૮ મરિયમ
માગદાલેણે આવીને શિષ્યોને ખબર આપી કે, મેં
પ્રભુને જોયો છે, ને તેણે મને એ વાતો કહી.
૧૯ ત્યારે તેજ દહાડે, એટલે અઠવાડિયાને પહેલે
દિવસે, સાંજ પડે શિષ્યો જ્યા [એકઠા થયા] હતા,
ત્યાના બારણા યહુદીઓના ભયથી બંધ કીધાં હતાં,
ત્યારે ઇસુ આવ્યો ને વચમા ઉભો રહીને તેઓને કહે
છે કે, તમને શાતિ થાઓ. ૨૦ અને તેણે એમ કહીને
પોતાના હાથ તથા કૂખ તેઓને દેખાડ્યાં. માટે શિષ્યો
પ્રભુને જોઇને હરખાયા. ૨૧ ત્યારે ઇસુએ ફરી તેઓને
કહ્યુ કે, તમને શાતિ થાઓ; જેમ બાપે મને મોકલ્યો
છે, તેમ હુ તમને પણ મોકલુ છું ૨૨ અને તેણે એમ
કહીને તેઓ પર શ્વાસ નાખ્યો, ને તે તેઓને કહે
છે કે, તમે પવિત્ર આત્મા પામો. ૨૩ જેઓના પાપ
તમે માફ કરો છો, તેઓનાં માફ કરાય છે; ને જેઓનાં
પાપ તમે રાખો છો, તેઓનાં રખાય છે.
૨૪ પણ જ્યારે ઇસુ આવ્યો ત્યારે થોમા, બારમાંનો
એક, જે દીદીમસ કહેવાતો હતો, તે તેઓની સાથે ન
હતો. ૨૫ તે માટે બીજા શિષ્યોએ તેને કહ્યુ કે, અમે
પ્રભુને જોયો છે. પણ તેણે તેઓને કહ્યુ કે, તેના હાથમાં
ખીલાઓના વેહ જોયા વિના તથા મારી આંગળી
ખીલાઓના વેહમા મુક્યા વિના તથા તેની કૂખમાં
મારો હાથ ઘાલ્યા વિના, હુ વિશ્વાસ કરનાર નથી.
૨૬ અને આઠ દહાડા પછી ફરી તેના શિષ્યો માંહે
હતા; ને થોમા તેઓની સાથે હતો; ત્યારે બારણાં
બંધ કીધા છતાં, ઇસુએ આવીને વચમાં ઉભા રહીને
કહ્યુ કે, તમને શાતિ થાઓ. ૨૭ પછી તે થોમાને
કહે છે કે, તારી આગળી અહીં સુધી પહોંચાડીને
મારા હાથ જો; ને તારો હાથ લાંબો કરીને મારી
કૂખમા ઘાલ; ને અવિશ્વાસી તો નહિ, પણ વિશ્વાસી
થા. ૨૮ થોમાએ ઉત્તર આપતાં તેને કહ્યુ કે, મારા
પ્રભુ, ને મારા દેવ. ૨૯ ઇસુ તેને કહે છે કે, તેં મને
જોયો છે, માટે વિશ્વાસ કીધો છે; જેઓએ જોયા
વિના વિશ્વાસ કીધો તેઓને ધન્ય છે.
૩૦ અને બીજા ઘણા ચમત્કાર ઇસુએ પોતાના
શિષ્યોની આગળ કર્યા, કે જે આ પુસ્તકમાં લખેલા

નથી. ૩૧ પણ ઇસુ તેજ ખ્રીસ્ત, દેવનો દીકરો છે,
એવો તમે વિશ્વાસ કરો, ને વિશ્વાસ કરીને તેના
નામથી તમે જીવન પામો માટે આ લખેલા છે.

૨૧ એ બિનાઓ પછી તીબેરી-અસના સમુદ્રને
કાંઠે શિષ્યોને ફરીથી ઇસુ દેખાયો; અને
તે આવી રીતે દેખાયો. ૨ સીમોન પીતર, તથા થોમા
જે દીદીમસ કહેવાતો હતો તે, તથા ગાલીલના કાનાનો
નાથાનાએલ, તથા ઝબદીના દીકરા, તથા તેના શિષ્યો-
માંના બીજા બે, એઓ એકઠા હતા. ૩ સીમોન પીતર
તેઓને કહે છે કે, હું માછલાં પકડવા જાઉં છું. તેઓ
તેને કહે છે કે, અમે પણ તારી સાથે આવીએ છીએ.
ત્યારે તેઓ નીકળીને હોડીએ ચઢયા; પણ તે રાત્રે
તેઓએ કંઇ પકડયું નહિ. ૪ પણ પોહ ફાટતી વેળાએ

૧૫ હવે તેઓએ નાસ્તો કર્યા પછી ઇસુ સીમોન
પીતરને કહે છે કે, યોનાના દીકરા સીમોન, તું શું
મારા પર એઓ કરતાં વત્તી પ્રીતિ રાખે છે? તે
તેને કહે છે કે, હા, પ્રભુ, તું જાણે છે કે હું તારા પર
હેત રાખું છું. તે તેને કહે છે કે, મારાં ઘેટડાંને
પાળ. ૧૬ તે ફરી બીજી વાર તેને કહે છે કે, યોનાના
દીકરા સીમોન, તું શું મારા પર પ્રીતિ રાખે છે? તે
તેને કહે છે કે, હા, પ્રભુ, તું જાણે છે કે હું તારા પર
હેત રાખું છું. તે તેને કહે છે કે, મારાં ઘેટાંને
સાચવ. ૧૭ તે ત્રીજી વાર તેને કહે છે કે, યોનાના
દીકરા સીમોન, તું શું મારા પર હેત રાખે છે?
પીતર દલગીર થયો, કારણ કે તેણે ત્રીજી વાર તેને
કહ્યું હતું કે, તું શું મારા પર હેત રાખે છે? અને તેણે

# પ્રેરિતોનાં કૃત્ય.

૧ એ થીઓફીલ, ઇસુએ પોતાના પસદ કીધેલા
પ્રેરિતોને પવિત્ર આત્માથી આજ્ઞા આપી,
૨ ને તે ઉપર લઇ લેવામા આવ્યો, તે દિવસ સુધી
પોતે જે કરવા તથા શિખવવા લાગ્યો, તે સઘળા વિષે
મેં પહેલુ પુસ્તક લખ્યુ છે, ૩ તેણે મરણ સહ્યા પછી
તેઓને ઘણા પ્રમાણોથી પોતાને સજીવન દેખાડ્યો,
એટલે ચાળીસ દિવસ સુધી તે તેઓને દેખાતો ને
દેવના રાજ્ય વિષેની વાતો કહેતો રહ્યો; ૪ અને તેણે
તેઓની સાથે એકઠા મળીને તેઓને આજ્ઞા કીધી કે,
યરૂશાલેમથી જતા ના, પણ બાપનુ વચન જે તમે
મારાથી સાભળ્યુ છે તેની વાટ જોતા રહેજો; ૫ કેમકે
યોહાને પાણીથી બાપ્તિસ્મા કીધુ ખરૂ. પણ થોડા
દિવસ પછી તમે પવિત્ર આત્માથી બાપ્તિસ્મા પામશો
૬ હવે તેઓ એકઠા થયા ત્યારે તેઓએ તેને એમ
પુછ્યુ કે, પ્રભુ, તુ આ વેળાએ ઇસ્રાએલનુ રાજ્ય
ફરી સ્થાપન કરે છે શુ? ૭ ને તેણે તેઓને કહ્યુ કે,
જે કાળ તથા સમય બાપે પોતાના અખત્યારમા
રાખ્યા છે, તે જાણવાનુ તમારૂ કામ નથી ૮ પણ
પવિત્ર આત્મા તમારા પર આવશે ત્યારે તમે સામર્થ્ય
પામશો, ને યરૂશાલેમમાં તથા આખા યહુદાહમા તથા
સમરૂનમા તથા પૃથ્વીના છેડા સુધી તમે મારા સાક્ષી
થશો ૯ અને એ વાતો કહી રહ્યા પછી તેઓના
દેખતા તે ઉપર લઇ જવાયો, ને વાદળાએ તેઓની
દૃષ્ટિથી તેને ઢાકી દીધો ૧૦ અને તે જતો હતો ત્યારે
તેઓ આકાશ તરફ એકી નજરે જોઇ રહ્યા હતા,
એવામા જુઓ, ઉજળા વસ્ત્ર પહેરેલા બે પુરૂષ
તેઓની પાસે ઉભા રહ્યા, ૧૧ અને તેઓએ કહ્યુ કે,
ગાલીલના માણસો, તમે આકાશ તરફ જોતા કેમ
ઉભા રહ્યા છો? એજ ઇસુ જે તમારી પાસેથી
આકાશમા લઇ લેવામા આવ્યો છે તે, જેમ તમે તેને
આકાશમા જતા જોયો તેમજ [પાછો] આવશે
૧૨ ત્યારે જેતુન કહેવાએલો પહાડ જે યરૂશાલેમની
પાસે, એટલે વિશ્રામવારની મજલ જેટલે છેટે છે,
ત્યાથી તેઓ યરૂશાલેમમા પાછા ગયા. ૧૩ અને તેઓ
ત્યા આવ્યા ત્યારે જે મેડીએ તેઓ રહેતા હતા,
એટલે જ્યા પીતર તથા યોહાન તથા યાકૂબ તથા
આંદ્રયા, ફીલીપ તથા થોમા, બારથલમી તથા માત્થી,
અલફીનો [દીકરો] યાકૂબ તથા સીમોન ઝલોતસ,
તથા યાકૂબનો [ભાઇ] યહુદા રહેતા હતા ત્યા ચઢ્યા.
૧૪ એ સઘળા, બાયડીઓ સુદ્ધા, તથા ઇસુની મા
મરિયમ તથા તેના ભાઇઓ સુદ્ધા, એકચિત્તે પ્રાર્થ-
નામા તત્પર રહેતા હતા
૧૫ અને તે દિવસોમા (જ્યારે માણસોનો જથો
આસરે એકસો વીસનો હતો ત્યારે) ભાઇઓની
વચમા પીતરે ઉભા થઇને કહ્યુ કે, ૧૬ ભાઇઓ,
જેઓએ ઇસુને પકડ્યો તેઓને રસ્તો દેખાડનાર
યહુદા વિષે દાઉદના મ્હોથી પવિત્ર આત્માએ અગા-
ઉથી જે કહ્યુ હતુ તે લેખ પુરો થવાની અગત્ય હતી.
૧૭ કેમકે તે આપણામાંનો ગણાયો હતો, ને આ
સેવામા તેને ભાગ મળ્યો હતો ૧૮ (હવે એ માણસે
અન્યાયના મૂલથી ખેતર વેચાતુ લીધુ, અને ઉંધો
પડીને તે વચમાથી ફાટી ગયો, ને તેના સર્વ આતરડા
નીકળી પડ્યા ૧૯ અને યરૂશાલેમના સઘળા રહેવા-
સીઓને તે માલમ પડ્યુ, તેથી તે ખેતરનુ નામ
તેઓની ભાષામા આકેલદમા, એટલે લોહીનુ ખેતર,
એવુ પડ્યુ) ૨૦ કેમકે ગીતશાસ્ત્રમા એમ લખેલુ છે કે,

તેની રહેવાની જગ્યા ઉજડ થાઓ,
ને તેમા કોઇ ન વસે,
અને તેનુ અધ્યક્ષપદ બીજો લે

૨૧ માટે યોહાનના બાપ્તિસ્માથી માંડીને પ્રભુ ઇસુ
આપણી પાસેથી ઉપર લઇ લેવામા આવ્યો તે દિવસ
સુધી તેણે આપણામા આવજા કીધી, ૨૨ તે સઘળા
વખતમા જે માણસો આપણી સાથે ફરતા હતા
તેઓમાથી એક જણે આપણી સાથે તેના પુનરૂત્થા-
નના સાક્ષી થવુ જોઇએ ૨૩ ત્યારે યુસફ જે બારસાબાસ
કહેવાય છે, જેની અટક યુસ્તસ હતી, તથા માત્થી-
અસ, એ બેને તેઓએ આગળ ધર્યા ૨૪ અને તેઓએ
પ્રાર્થના કરતા કહ્યુ કે, હે સર્વના અત કરણ જાણનાર

પ્રભુ, ૨૫ જે સેવા તથા પ્રેરિતપદમાંથી યહુદા પતિત
થઇને પોતાની જગ્યાએ ગયો, તેમાં તેની જગ્યા
પુરવાને આ બેમાંથી કોને તેં પસંદ કીધો છે તે દેખાડ.
૨૬ અને તેઓએ તેઓને વાસ્તે ચિઠ્ઠીઓ નાખી, ને
માત્થીઆસના [નામની] ચિઠ્ઠી નીકળી ; પછી અગી-
આર પ્રેરિતોની સાથે તે ગણાયો.

૨ અને પચાસમાનો દિવસ આવ્યો, ત્યારે તેઓ
સર્વ એક જગ્યામા એકઠા થયલા હતા. ૨ ત્યારે
એકાએક ભારે આંધીના ઘુઘવાટ જેવો આકાશથી
અવાજ આવ્યો, ને તેઓ બેઠા હતા તે આખું ઘર
ગાજી રહ્યું. ૩ અને અગ્નિના જેવી જૂદી પડતી જીભો
તેઓને દેખાઇ, ને તેઓમાના પ્રત્યેક ઉપર બેઠી.
૪ અને તેઓ સર્વ પવિત્ર આત્માથી ભરપુર થયા, ને
આત્માએ જેમ તેઓને બોલવાની શક્તિ આપી તેમ
તેઓ અન્ય ભાષાઓમાં બોલવા લાગ્યા.

૫ હવે આકાશની તળેના પ્રત્યેક દેશમાંથી ધાર્મિક
યહુદી માણસો યરૂશાલેમમાં રહેતા હતા. ૬ અને તે
અવાજ સભળાયો ત્યારે ઘણા લોકો એકઠા થયા, ને
તેઓ દગ થઇ ગયા, કેમકે તેઓમાંના પ્રત્યેક પોત-
પોતાની ભાષામાં તેઓને બોલતા સાંભળ્યા. ૭ અને
તેઓ સઘળા વિસ્મિત થયા, ને અચરત થઇને એક
બીજાને કહેવા લાગ્યા કે, જુઓ, આ સઘળા બોલનારા
ગાલીલના નથી શું? ૮ તો આપણે પ્રત્યેક પોતપોતાની
જન્મભાષામાં [ તેઓને બોલતાં ] કેમ સાંભળીએ
છીએ? ૯ પારથીઓ તથા માદીઓ તથા એલામીઓ,
ને મેસોપોટામ્યાના તથા યહુદાહના તથા કાપાદોકિ-
યાના, પંતસના તથા આશિયાના, ૧૦ ફ્રુગિયાના તથા
પાંફુલ્યાના, મિસરના તથા કુરેની પાસેના લીબયાના
પ્રાંતોમાંના રહેવાસીઓ તથા રૂમી પ્રવાસીઓ, યહુ-
દીઓ તથા થયલા યહુદીઓ પણ, ૧૧ ક્રેતીઓ તથા
અરબો, તેઓને આપણી ભાષાઓમાં દેવનાં મોટાં
કામો વિષે બોલતાં સાંભળીએ છીએ. ૧૨ અને તેઓ
સર્વ વિસ્મિત થયા, ને ગુંચવણમાં પડીને તેઓ એક
બીજાને કહેવા લાગ્યા કે, આ શું હશે? ૧૩ પણ બીજા-
ઓએ ઠઠ્ઠા કરતાં કહ્યું કે, એ માણસોએ નવો દ્રાક્ષરસ
પીધો છે.

૧૪ ત્યારે પીતરે અગીઆરો સુદ્ધાં ઉભા થઇ ઘાંટો
પાડીને તેઓને કહ્યું કે, યહુદાહનાં માણસો, તથા
યરૂશાલેમના સર્વ રહેવાસીઓ, તમે આ જાણી લો,
ને મારી વાતોને કાન ધરો ; ૧૫ આ માણસો પીધેલા
છે એમ તમે ધારો છો, પણ એમ નથી, કેમકે [ હજી
તો ] દિવસનો પહેલોજ પહોર છે ; ૧૬ પણ એ તો
યોએલ ભવિષ્યવાદીએ જે કહ્યું હતું તે છે કે,
૧૭ દેવ કહે છે કે, છેલ્લા દિવસોમાં એમ થશે કે,
હું મારો આત્મા સર્વ માણસો પર રેડીશ,
ને તમારા દીકરાઓ તથા તમારી દીકરીઓ ભવિ-
ષ્યવાદ કહેશે,
ને તમારા જુવાનોને સંદર્શનો થશે,
ને તમારા વૃદ્ધોને સ્વપ્નાં આવશે ;
૧૮ વળી તે દિવસોમાં હું મારા દાસો પર તથા મારી
દાસીઓ પર મારો આત્મા રેડીશ,
ને તેઓ ભવિષ્યવાદ કહેશે ;
૧૯ ને ઉપર આકાશમાં અદ્ભૂત કામ,
તથા નીચે પૃથ્વીમાં ચમત્કારો હું દેખાડીશ,
લોહી તથા અગ્નિ તથા ધુમાડાના ગોટેગોટા ;
૨૦ પ્રભુનો તે મોટો તથા પ્રસિદ્ધ દિવસ આવ્યા અગાઉ
સૂરજ અંધકારરૂપ, ને ચંદ્ર લોહીરૂપ થઇ જશે ;
૨૧ ને એમ થશે કે જે કોઇ પ્રભુને નામે પ્રાર્થના કરશે
તે તારણ પામશે.
૨૨ ઇસ્રાએલી માણસો, તમે આ વાતો સાંભળો.
ઇસુ નાઝારી, જેની મારફતે દેવે તમારામાં જે પરા-
ક્રમી કામો તથા આશ્ચર્યો તથા ચમત્કારો કરાવ્યાં, જે
વિષે તમે પોતે પણ જાણો છો, તેઓ વડે તે દેવને
પસંદ પડેલો માણસ તમારી આગળ [સાબિત થયો ]
તે છતાં, ૨૩ દેવના ઠરાવેલા મનસુબા તથા પૂર્વજ્ઞાન
પ્રમાણે તે પરસ્વાધીન કરાયલો, તેને તમે પકડીને
ભુંડાઓની હસ્તક વધસ્તભે જડાવીને મારી નાખ્યો ;
૨૪ તેને દેવે મરણની વેદનાથી છોડીને ઉઠાડ્યો, કેમકે
તે તેથી બંધાઇ રહે એ અશક્ય હતું. ૨૫ કેમકે દાઉદ
તેના વિષે કહે છે કે,
મેં પોતાની સન્મુખ પ્રભુને સદા જોયો,
કેમકે તે મારે જમણે હાથે છે, એ માટે કે હું ખસે-
ડાઉં નહિ.
૨૬ તે સારૂ મારૂં અંતઃકરણ મગ્ન થયું, ને મારી જીભ
હરખાઇ,
વળી મારો દેહ પણ આશામાં રહેશે ;
૨૭ કેમકે તું મારા આત્માને હાદેસમાં રહેવા નહિ
દઇશ,
વળી તું તારા પવિત્રને કહોવાણ પણ જોવા નહિ
દઇશ.
૨૮ તેં મને જીવનના માર્ગ જણાવ્યા છે ;
તું તારા મુખ[ના દર્શન]થી મને આનંદે ભરપૂર

કરીશ.
૨૯ ભાઇઓ, [ આપણા ] પૂર્વજ દાઉદ વિષે હુ તમને
ખુલ્લી રીતે કહી શકુ છુ કે, તે મરણ પામ્યો છે, ને
દટાયો પણ છે, ને તેની કબર આજ લગી આપણે
અહીં છે ૩૦ તે ભવિષ્યવાદી હતો, ને જાણતો હતો
કે દેવે સમ ખાઇને મને કહ્યુ છે કે, તારા સતાનમાના
એકને હુ તારા રાજ્યાસન પર બેસાડીશ, ૩૧ એવુ
આગળથી જાણીને તેણે ખ્રીસ્તના પુનરૂત્થાન વિષે કહ્યુ
કે, તે હાડેસમા મુકી દેવાયો નહિ, ને તેના દેહે
કહોવાણ પણ જોયુ નહિ. ૩૨ એ ઇસુને દેવે ઉઠાડ્યો
છે, ને તે વિષે અમે સર્વ સાક્ષી છીએ ૩૩ માટે દેવને
જમણે હાથે ઉંચો કરાઇને, તથા બાપ પાસેથી પવિત્ર
આત્માનુ વચન પામીને, આ જે તમે જુઓ છો, ને
સાભળો છો, તે તેણે રેડ્યુ છે ૩૪ કેમકે દાઉદ તો
આકાશમા ચઢયો ન હતો, પણ તે પોતે કહે છે,
૩૫ પ્રભુએ મારા પ્રભુને કહ્યુ કે,
તારા શત્રુઓને હુ તારૂ પાયાસન કરૂ
ત્યા લગી તું મારે જમણે હાથે બેસ
૩૬ એ માટે ઇસ્રાએલના આખા વંશે નિશ્ચે જાણવુ કે,
જે ઇસુને તમે વધસ્તભ પર મારી નાખ્યો, તેને દેવે
પ્રભુ તથા ખ્રીસ્ત બનાવ્યો છે
૩૭ હવે આ સાભળીને તેઓના મન વીંધાઇ ગયા,
અને તેઓએ પીતરને તથા બીજા પ્રેરિતોને કહ્યુ કે,
ભાઇઓ, અમે શું કરીએ? ૩૮ ત્યારે પીતરે તેઓને
[ કહ્યુ કે ], પસ્તાવો કરો, ને ઇસુ ખ્રીસ્તને નામે
તમારામાનો પ્રત્યેક બાપ્તિસ્મા પામો, કે તમારા
પાપનુ નિવારણ થાય, ને તમને પવિત્ર આત્માનુ દાન
મળશે ૩૯ કેમકે તે વચન તમારે સારૂ તથા તમારા
છોકરાને તથા બધા વેગળાઓને, એટલે આપણો દેવ
પ્રભુ જેટલાને પોતાની પાસે તેડશે તેઓને સારૂ છે
૪૦ અને બીજી ઘણી વાતો કહીને તેણે શાહેદી આપી,
તથા બોધ કીધો કે, તમે આ જમાનાના આડા લોકથી
બચી જાઓ ૪૧ ત્યારે જેઓએ તેની વાત અગીકારી
તેઓ બાપ્તિસ્મા પામ્યા, ને તેજ દિવસે ત્રણેક હજાર
માણસ ઉમેરાયા ૪૨ અને તેઓ પ્રેરિતોના બોધમા
તથા સગતમા તથા રોટલી ભાગવામા તથા પ્રાર્થનામા
દૃઢતાથી લાગુ રહ્યા
૪૩ અને બધા ભયભિત થયા, ને પ્રેરિતોથી ઘણા
અદ્ભુત કામ તથા ચમત્કારો થયા. ૪૪ અને સઘળા
વિશ્વાસીઓ એકઠા રહેતા હતા, ને તેઓની બધી
[ મિલ્કત ] સામાન્ય હતી ૪૫ અને તેઓ પોતાની
મિલ્કત તથા સામાન વેચી નાખતા, ને પ્રત્યેકની
અગત્ય પ્રમાણે સર્વને વહેંચી આપતા ૪૬ અને તેઓ
નિત્ય મદિરમા એક ચિત્તે [ હાજર ] રહેતા તથા ઘેર
રોટલી ભાગીને, હરખે તથા ભોળા મને ભોજન કરતા
રહેતા, ૪૭ અને તેઓ દેવની સ્તુતિ કરતા હતા, ને
સર્વ લોકો તેમના પર પ્રસન્ન હતા અને પ્રભુ રોજ-
રોજ તારણ પામનારાઓને તેઓમા ઉમેરતો હતો
૩ અને પ્રાર્થનાની વેળાએ, ત્રીજે પહોરે, પીતર
તથા યોહાન મદિરમા જતા હતા ૨ હવે એક
જન્મથી લગડા માણસને [ લોક ] ઉચકી જતા હતા,
ને તેને મદિરમા જનારાની પાસે ભીખ માગવા સારૂ
મદિરના સુદર નામના દરવાજા આગળ નિત્ય મુકતા
હતા, ૩ તેણે પીતરને તથા યોહાનને મદિરમા જતા
જોઇને ભીખ માગી ૪ ત્યારે પીતરે યોહાન સુદ્ધા
તેની સામુ એકી નજરે જોઇને કહ્યુ કે, અમારી તરફ
જો ૫ અને તેઓની પાસેથી કંઇ મળશે એવી
આશાએ તેણે તેઓ પર ધ્યાન લગાડયુ ૬ પણ
પીતરે કહ્યુ કે, સોનુ રૂપુ તો મારી પાસે નથી, પણ
મારી પાસે જે છે તે હુ તને આપુ છુ ઇસુ ખ્રીસ્ત
નાઝારીના નામથી ચાલતો થા ૭ અને તેણે તેનો
જમણો હાથ પકડીને તેને ઉઠાડ્યો, ને તરત તેના
પગમા તથા ઘુંટીઓમા જોર આવ્યુ ૮ અને કુદીને
તે ઉભો થયો, ને ચાલવા લાગ્યો, ને ચાલતો, કુદતો,
તથા દેવની સ્તુતિ કરતો તેઓની સાથે મદિરમા ગયો
૯ અને સર્વ લોકે તેને ચાલતો તથા દેવની સ્તુતિ
કરતો દીઠો, ૧૦ અને તેને ઓળખ્યો કે મદિરના
સુદર [ નામના ] દરવાજા આગળ જે ભીખ માગવાને
બેસતો હતો તે એજ છે, ને તેને જે થયુ હતું તેથી
તેઓ પુરા અજાયબ તથા વિસ્મિત થયા
૧૧ અને તે [ માણસ ] પીતર તથા યોહાનને પકડી
રહ્યો હતો, ત્યારે બધા લોક બહુ વિસ્મિત થઇને
સુલેમાનની કહેવાએલી પરસાળમા તેઓની પાસે
દોડી આવ્યા ૧૨ તે જોઇને પીતરે લોકોને ઉત્તર
આપ્યો કે, ઇસ્રાએલી માણસો, આને જોઇને તમે
કેમ અજાયબ થાઓ છો? ને જાણે અમે પોતાના
સામર્થ્યથી અથવા ધાર્મિકપણાથી તેને ચાલતો કીધો
હોય તેમ શા માટે અમને ધારીને જોઇ રહ્યા છો?
૧૩ ઇબ્રાહીમના તથા ઇસ્હાકના તથા યાકૂબના દેવે,
એટલે આપણા પૂર્વજોના દેવે, પોતાના સેવક ઇસુને
મહિમાવાન કીધો, જેને તમે પકડાવ્યો, ને પિલાતે
તેને છોડી દેવાનુ ઠરાવ્યુ ત્યારે તેની આગળ તમે તેનો

નકાર કીધો, ૧૪ પણ તમે તે પવિત્ર તથા ન્યાયીનો
નકાર કીધો, ને એવું માગ્યું કે અમારે સારૂ એક ખુની
છોડવામાં આવે, ૧૫ અને જીવનના અધિકારીને મારી
નાખ્યો; તેને દેવે મુએલાઓમાથી ઉઠાડ્યો; ને તેના
સાક્ષી અમે છીએ. ૧૬ અને તેના નામના વિશ્વાસથી
આ માણસ જેને તમે જુઓ છો ને ઓળખો છો, તેને
તેના નામે બળવાન કીધો; હા, તે પરના વિશ્વાસે
તેને આ પુરૂ સાજાપણું તમ સર્વની આગળ આપ્યું
છે. ૧૭ હવે ભાઇઓ, તમે તેમજ તમારા અધિકારી-
ઓએ પણ અજ્ઞાનપણાએ તે કીધું એ હું જાણુ છું.
૧૮ પણ દેવે બધા ભવિષ્યવાદીઓના મ્હોથી જે આગ-
ળથી કહ્યું હતું કે, તેનો ખ્રીસ્ત દુઃખ સહેશે, તે એ
રીતે તેણે પુરૂ કીધું. ૧૯ માટે તમે પસ્તાવો કરો, ને
ફરો, એ સારૂ કે, તમારા પાપ ભુસી નખાય; ને
એમ પ્રભુની હજુરમાંથી તાજગીના સમયો આવે;
૨૦ અને ખ્રીસ્ત, જે તમારે સારૂ ઠરાવવામાં આવ્યો
છે, તેને, એટલે ઇસુને, તે મોકલે. ૨૧ અને દેવે જગ-
તના આરંભથી પોતાના પવિત્ર ભવિષ્યવાદીઓના
મ્હોથી જે વિષે કહ્યું છે તે સઘળું પુનઃસ્થાપિત કર-
વાના સમયો સુધી આકાશમાં તેણે રહેવું જોઇએ.
૨૨ મુસાએ તો કહ્યું હતું કે, પ્રભુ દેવ તમારા ભાઇ-
ઓમાંથી મારા જેવા એક ભવિષ્યવાદીને તમારે સારૂ
ઉભો કરશે, તે જે કંઇ તમને કહે તે સઘળા વિષે
તમારે તેનું સાંભળવું. ૨૩ અને એમ થશે કે જે કોઇ
માણસ તે ભવિષ્યવાદીનું નહિ સાંભળશે, તેનો લોક-
માંથી પુરો નાશ થશે. ૨૪ વળી શમૂએલથી માંડીને
તેની પાછળ આવનાર જેટલા ભવિષ્યવાદીઓ બોલ્યા
છે, તે સર્વેએ આ દિવસો વિષે પણ ખબર આપી
છે. ૨૫ તમે ભવિષ્યવાદીઓનાં સંતાન છો; ને તારા
વંશથી પૃથ્વી પરનાં સર્વ કુળો આશીર્વાદિત થશે, એવું
ઇબ્રાહીમને કહીને દેવે તમારા પૂર્વજો સાથે કરાર કીધો,
તેનાં [ સંતાન ] તમે છો. ૨૬ દેવે પોતાના સેવકને
ઉઠાડીને તેને પહેલાં તમારી પાસે મોકલ્યો, એ માટે
કે તમ દરેકને તમારાં ભુંડાં કામથી ફેરવીને તે તમને
આશીર્વાદ દે.

૪ અને તેઓ લોકો આગળ વાત કરતા હતા એટ-
લામાં યાજકો, તથા મંદિરનો સરદાર, તથા
સાદુકીઓ તેઓ પર ઉઠી આવ્યા; ૨ કેમકે તેઓ
લોકોને બોધ કરતા હતા, ને ઇસુમાં મુએલાંઓનું
પુનરૂત્થાન પ્રગટ કરતા હતા, તે તેઓને બહુ માઠું
લાગ્યું. ૩ અને તેઓએ તેમના પર હાથ નાખ્યા, ને
તે વેળા સાંજ પડી હતી, માટે બીજા દિવસ લગી
તેઓને બંદીખાનામાં રાખ્યા. ૪ તોપણ જેઓએ વાત
સાંભળી હતી તેઓમાંના ઘણાએ વિશ્વાસ કીધો, ને
તે માણસોની સંખ્યા આસરે પાંચ હજારની થઇ.

૫ અને બીજે દિવસે એમ થયું કે, તેઓના અધિ-
કારીઓ તથા વડીલો તથા શાસ્ત્રીઓ, ૬ તથા આનાસ
પ્રમુખ્ય યાજક તથા કાયાફાસ તથા યોહાન તથા
આલેકસાંદર તથા પ્રમુખ્ય યાજકના સગામાંના જેટલા
હતા તેટલા યરૂશાલેમમાં એકઠા થયા. ૭ અને એઓએ
તેઓને વચમાં ઉભા રાખીને પુછયું કે, કયા પરાક્રમે,
કે કયા નામે તમે એ કર્યું છે? ૮ ત્યારે પીતરે પવિત્ર
આત્માથી ભરપુર થઇને તેઓને કહ્યું કે, ઓ લોકોના
અધિકારીઓ, તથા વડીલો, ૯ જે સારૂ કામ એક
અશક્ત માણસના હકમાં થયું છે, તે વિષે જો આજ
અમારી તપાસ થાય છે કે તે શાથી સાજો થયો છે,
૧૦ તો તમ સર્વને તથા સંધા ઇસ્રાએલી લોકોને એ
માલુમ થાય કે, ઇસુ ખ્રીસ્ત નાઝારી, જેને તમે વધ-
સ્તંભ પર મારી નાખ્યો, જેને દેવે મુએલાંઓમાંથી
ઉઠાડ્યો, તેના નામથી આ માણસ અહીં તમારી
આગળ સાજો ઉભો રહ્યો છે. ૧૧ જે પત્થર તમ બાંધ-
નારાઓએ નકાર્યો હતો તે એજ છે, ને તે ખુણાનું
મથાળું થયો છે. ૧૨ અને બીજા કોઇથી તારણ નથી,
કેમકે જેથી આપણું તારણ થાય એવું બીજું કોઇ નામ
આકાશ તળે માણસો મધ્યે આપેલું નથી.

૧૩ ત્યારે પીતર તથા યોહાનની હિંમત જોઇને,
તથા તેઓ અભણ તથા અજ્ઞાની માણસો છે, એ
ધ્યાનમાં આણીને એઓ અચરતી પામ્યા, ને તેઓએ
તેઓને ઓળખ્યા કે તેઓ ઇસુની સાથે હતા. ૧૪ અને
તે સાજા થએલા માણસને તેઓની સાથે ઉભો રહેલો
જોઇને એઓથી કંઇ ઉલટું બોલી શકાયું નહિ. ૧૫ પણ
તેઓને સભામાંથી બહાર જવાનો હુકમ કીધા પછી
તેઓએ માહોમાહે વિચાર કરીને કહ્યું કે, આ માણ-
સોને આપણે શું કરીએ? ૧૬ કેમકે તેઓની મારફતે
એક પ્રસિદ્ધ ચમત્કાર થયો છે, એ તો યરૂશાલેમના
સઘળા રહેવાસીઓને પ્રગટ છે; ને આપણે તેનો
ઇનકાર કરી શકતા નથી. ૧૭ પણ લોકોમાં તે વધારે
ફેલાય નહિ, માટે આપણે તેઓને એવી ધમકી દઇએ
કે હવે પછી તમારે કોઇ પણ માણસ સાથે વાત કરતાં
એ નામ લેવું નહિ. ૧૮ અને એઓએ તેઓને બોલા-
વીને તાકીદ કીધી કે, વાત કરતાં તેમજ બોધ કરતાં
પણ તમારે ઇસુનું નામ બિલકુલ લેવું નહિ. ૧૯ પણ

પીતર તથા યોહાને તેઓને ઉત્તર દેતાં કહ્યું કે, દેવના
કરતાં તમારૂં સાંભળવું દેવની નજરમાં યોગ્ય છે કે
નહિ, એ તમેજ ઠરાવો. ૨૦ કેમકે અમે જે જે દીઠું,
તથા સાંભળ્યું, તે કહ્યા વિના અમારાથી રહેવાય એમ
નથી. ૨૧ અને તેઓને શિક્ષા કરવાનું કંઇ કારણ ન
મળ્યાથી તેઓએ તેમને ફરી ધમકી દીધા પછી લોકોને
લીધે તેમને છોડી દીધા; કેમકે જે થયું હતું તેને લીધે
સઘળા [લોકો] દેવને મહિમા આપતા હતા. ૨૨ કેમકે
જે માણસના હકમાં આ સાજો કરવાનો ચમત્કાર થયો
હતો તે ચાળીસ વરસથી વધારે વયનો હતો.

૨૩ અને તેઓ છુટીને પોતાના સાથીઓ પાસે ગયા,
ને મુખ્ય યાજકોએ તથા વડીલોએ તેમને જે કંઇ કહ્યું
હતું, તે સઘળું તેઓને કહી સંભળાવ્યું. ૨૪ અને તે
સાંભળીને તેઓએ એક ચિત્તે દેવની આગળ ઘાંટો
પાડીને કહ્યું કે, ઓ પ્રભુ, આકાશ તથા પૃથ્વી તથા
સમુદ્ર ને તેઓમાંનાં સર્વને ઉત્પન્ન કરનાર [તું છે];
૨૫ તેં તારા સેવક અમારા પિતા દાઉદના મ્હોંથી
પવિત્ર આત્માની પ્રેરણાએ કરીને કહ્યું છે કે,

વિદેશીઓએ કેમ તોફાન કીધું છે,
ને લોકોએ કેમ વ્યર્થ કલ્પના કીધી છે?
૨૬ પ્રભુની વિરૂદ્ધ તથા તેના ખ્રીસ્તની વિરૂદ્ધ
પૃથ્વીના રાજાઓ સજ્જ થયા,
તથા અધિકારીઓ એકઠા થયા;

૨૭ કેમકે ખરેખર તારો પવિત્ર સેવક ઇસુ જેને તેં
અભિષિક્ત કીધો, તેને ઉલટા હેરોદ તથા પંતીઅસ
પીલાત, વિદેશીઓ તથા ઇસ્રાએલી લોકો સુદ્ધાં આ
શહેરમાં એકઠા થયા; ૨૮ એ સારૂ કે તારા હાથે તથા
તારા મનસુબાએ જે થવાનાં આગળથી ઠરાવ્યાં હતાં
તે સઘળાં તેઓ કરે. ૨૯ હવે, હે પ્રભુ, તું તેઓની
ધમકીઓ ધ્યાનમાં લે, ને તારા સેવકોને તારી વાત
પુરી હિમ્મતથી કહેવાનું [સામર્થ્ય] આપ; ૩૦ તેટ-
લામાં તું લોકોને નિરોગી કરવાને તારો હાથ લાંબો
કર; ને તારા પવિત્ર સેવક ઇસુને નામે ચમત્કારો
તથા અદ્‌ભૂત કામો કરાવ. ૩૧ અને તેઓ પ્રાર્થના કરી
રહ્યા ત્યારે જે મકાનમાં તેઓ ભેગા થયા હતા તે
હાલ્યું; ને તેઓ સર્વ પવિત્ર આત્માથી ભરપુર થયા,
ને દેવની વાત હિમ્મતથી બોલવા લાગ્યા.

૩૨ અને વિશ્વાસીઓનો સમુદાય એક મનનો તથા
એક જીવનો હતો ને પોતાનાં જે વાનાં હતાં તેમાનું
કંઇ મારૂં પોતાનું છે એવું કોઇએ કહ્યું નહિ; પણ
તેઓને સઘળાં વાનાં સામાન્ય હતાં. ૩૩ અને પ્રેરિ-
તોએ મહા પરાક્રમથી પ્રભુ ઇસુના પુનરૂત્થાનની
સાક્ષી પુરી; ને તેઓ સર્વ પર ઘણી કૃપા હતી.
૩૪ અને તેઓમાંના કોઇને કશાની અછત ન હતી;
કારણ કે જેટલાની પાસે ભોંય કે ઘર હતાં તેટલાએ તે
વેચી નાખ્યાં, ૩૫ ને વેચેલી વસ્તુઓનું મૂલ્ય લાવીને
પ્રેરિતોના પગ આગળ મુકતા; ને જેવી જેને અગત્ય
હતી તે પ્રમાણે તેને વહેંચી આપવામાં આવતું.

૩૬ અને યુસફ કરીને એક લેવી હતો, જે કુપ્રસનો
વતની હતો, અને જેની અટક પ્રેરિતોએ બાર્નાબાસ
(એટલે સુબોધનો દીકરો), પાડી હતી, ૩૭ તેને ભોંય
હતી તે તેણે વેચી, ને તેનું નાણું લાવીને પ્રેરિતોના
પગ આગળ મુક્યું.

૫ પણ અનાન્યા નામે એક માણસે તથા તેની
વહુ સાફીરાએ મિલ્કત વેચી. ૨ અને તેની
વહુના પણ જાણતા તેણે તેના મૂલ્યમાથી કંઇ પાછું
રાખ્યું; ને તેણે કેટલોક ભાગ લાવીને પ્રેરિતોના પગ
આગળ મુકયો. ૩ પણ પીતરે કહ્યું કે, ઓ અનાન્યા,
પવિત્ર આત્માને જુઠું કહેવાનું, તથા ભોંયના મૂલ્ય-
માથી કંઇ પાછું રાખવાનું સેતાને તારા મનમાં કેમ
ભર્યું છે? ૪ તે [ભોંય] તારી પાસે હતી ત્યારે શું
તારી ન હતી? ને વેચ્યા પછી શું [તેનું મૂલ્ય] તારે
સ્વાધીન ન હતું? આ વિચાર તેં પોતાના મનમાં કેમ
આવવા દીધો? તેં માણસોને નહિ પણ દેવને જુઠું
કહ્યું છે. ૫ અને એ વાતો સાંભળતાં અનાન્યાએ પડીને
પ્રાણ મુકયો, ને જેઓએ એ વાત સાંભળી તે સર્વને
ઘણું ભય લાગ્યું. ૬ અને જુવાનોએ ઉઠીને તેને
[કફને] વિંટાળ્યો, ને બહાર લઇ જઇને દાટયો.

૭ અને ત્રણેક કલાક પછી તેની બાયડી જે થયું હતું
તે જાણ્યા વિના, માંહે આવી. ૮ ત્યારે પીતરે તેને કહ્યું
કે, મને કહે, તમે શું એટલી કિમ્મતે તે ભોંય વેચી?
તેણીએ તેને કહ્યું કે, હા, એટલીજ કિમ્મતે. ૯ ત્યારે
પીતરે તેને કહ્યું કે, પ્રભુના આત્માનું પરીક્ષણ કરવાને
તમે બન્નેએ કેમ સંપ કર્યો છે? જુઓ, તારા વરને
દાટનારાઓનાં પગલાં બારણે આવી પહોંચ્યાં છે, ને
તેઓ તને પણ લઇ જશે. ૧૦ ત્યારે તત્કાળ તેણીએ
તેના પગ પાસે પડીને પ્રાણ મુકયો; પછી તે જુવા-
નોએ માંહે આવીને તેને મુએલી દીઠી, ને બહાર લઇ
જઇને તેના વરને પડખે તેને દાટી. ૧૧ અને આખી
મંડળીને તથા જે લોકોએ એ વાતો સાંભળી તે સઘ-
ળાને ઘણું ભય લાગ્યું.

૧૨ અને પ્રેરિતોની દસ્તક લોકોમાં ચમત્કારો તથા

અદ્ભૂત કામો ઘણાં થયા, (ને તેઓ સર્વ એક ચિત્તે
સુલેમાનની પરસાળમા [મળેલા] હતા; ૧૩ પણ
બીજાઓમાથી કોઇને તેઓની સાથે મળી જવાની
હિમ્મત ન હતી; તોએ લોકોએ તેઓને માન આપ્યુ;
૧૪ અને પ્રભુ પર વિશ્વાસ કરનારા, સખ્યાબધ પુરૂષો
તથા સ્ત્રીઓ અધિકાધિક ઉમેરાયા); ૧૫ એટલે સુધી
કે તેઓએ માદાઓને માર્ગમા આણીને પથારીઓ
તથા ખાટલાઓ પર સુવાડ્યા, એ સારૂ કે પીતરના
આવતા તેનો પડછાયો પણ તેઓમાના કોઇ પર પડે.
૧૬ અને યરૂશાલેમની આસપાસના શહેરોમાના ઘણા
લોક માદાઓને તથા અશુદ્ધ આત્માઓથી પીડાતા-
ઓને લઇને ત્યા ભેગા થયા; ને તેઓ બધાને સાજા
કરવામા આવ્યા.

૧૭ પણ પ્રમુખ્ય યાજક તથા તેના સઘળા સાથીઓ
(જે સાદુકી પથના હતા), તેઓ ઇર્ષાએ ભરાઇને
ઉઠ્યા, ૧૮ ને પ્રેરિતો ઉપર હાથ નાખીને તેઓને
બદીખાનામા ઘાલ્યા. ૧૯ પણ રાત્રે પ્રભુના દૂતે બદી-
ખાનાના બારણા ઉઘાડ્યા, ને તેઓને બહાર લાવીને
કહ્યુ કે, ૨૦ તમે જાઓ, ને મદિરમા ઉભા રહીને એ
જીવન વિષેની સઘળી વાતો લોકોને કહો. ૨૧ અને એ
સાભળીને તેઓએ પ્રભાતે મદિરમા જઇને બોધ કીધો,
પણ પ્રમુખ્ય યાજકે તથા તેના સાથીઓએ આવીને
સભાને તથા ઇસ્રાએલી લોકોના વડીલોને એકઠા
બોલાવ્યા, પછી તેઓને લાવવાને બદીખાનામા
[માણસ] મોકલ્યા ૨૨ પણ ભાલદારો ત્યા ગયા
ત્યારે તેમને તેઓ બદીખાનામા મળ્યા નહિ, ત્યારે
પાછા આવીને તેઓએ ખબર આપી કે, ૨૩ અમે
બદીખાનાને સારી પેઠે બધ કરેલુ, તથા ચોકીદારોને
બારણા આગળ ઉભા રહેલા દીઠા; પણ અમે ઉઘા-
ડ્યુ ત્યારે માહે અમને કોઇ માલમ પડ્યો નહિ. ૨૪ હવે
જ્યારે મદિરના સરદારે તથા મુખ્ય યાજકોએ આ
વાતો સાભળી ત્યારે એ સબધી તેઓ બહુ સદેહમા
પડ્યા કે, એનુ પરિણામ શું થશે? ૨૫ એટલામા એક
જણે આવીને તેઓને ખબર આપી કે, જુઓ, જે
માણસોને તમે બદીખાનામા ઘાલ્યા હતા, તેઓ મદિ-
રમા ઉભા રહીને લોકોને બોધ કરે છે. ૨૬ ત્યારે સરદાર
ભાલદારો સાથે જઇને બલાત્કાર કર્યા વિના તેઓને
લઇ આવ્યો; કેમકે તેઓ લોકોથી બીધા, કે રખેને
તેઓ અમને પથરે મારે. ૨૭ અને તેઓએ તેઓને
લાવીને સભા આગળ ઉભા રાખ્યા, ને પ્રમુખ્ય યાજકે
તેઓને પુછ્યા કહ્યુ કે, ૨૮ અમે તમને સખત મના
કીધી હતી કે તમારે બોધ કરતાં એ નામ લેવુ નહિ;
પણ જુઓ, તમે તમારા બોધથી યરૂશાલેમને ગજાવી
મુક્યુ છે, ને તે માણસનું લોહી [પાડવાનો દોષ]
અમારા પર નાખવા ઇચ્છો છો. ૨૯ પણ પીતર તથા
પ્રેરિતોએ ઉત્તર દેતા કહ્યું કે, માણસોના કરતાં દેવનું
અમારે વધારે માનવુ જોઇએ. ૩૦ જે ઇસુને તમે લાકડા
પર ટાગીને મારી નાખ્યો, તેને આપણા પૂર્વજોના દેવે
ઉઠાડ્યો છેં ૩૧ તેને દેવે પોતાને જમણે હાથે રાજા
તથા તારનાર થવાને ઉચો કીધો છે, કે તે ઇસ્રાએલને
પશ્ચાત્તાપ [કરવાનું મન] તથા પાપની માફી આપે.
૩૨ અને અમે એ વાતો વિષે સાક્ષી છીએ, ને જે
પવિત્ર આત્મા દેવે પોતાની આજ્ઞા માનનારાઓને
આપ્યો છે તે પણ સાક્ષી છે.

૩૩ અને તે સાભળીને તેઓનાં મન વીધાઇ ગયાં,
ને તેઓએ તેઓને મારી નાખવાનો મનસુબો કીધો.
૩૪ પણ ગમાલીએલ નામે એક ફરોશી ન્યાયશાસ્ત્રી,
જેને સઘળા લોકો માન આપતા હતા, તેણે સભામા
ઉઠીને હુકમ કીધો કે એ માણસોને થોડી વાર લગી
બહાર કાઢો. ૩૫ પછી તેણે તેઓને કહ્યુ કે, ઓ ઇસ્રા-
એલી માણસો, આ માણસોને તમે જે કરવાના છો
તે વિષે સાવચેત રહો. ૩૬ કેમકે આ દિવસો અગાઉ
થયુદાએ ઉઠીને કહ્યુ કે, હુ મોટો માણસ છુ; તેની
સાથે આસરે ચારસેં માણસ મળી ગયા હતા; તે માર્યો
ગયો, ને જેટલાઓએ તેનુ માન્યુ તેઓ સર્વ વિખેરાઇ
જઇને નાશ પામ્યા. ૩૭ એના પછી વસ્તીપત્રક કર-
વાના વખતમા ગાલીલના યહુદાએ ઉઠીને બહુ લોકોને
પોતાની પછવાડે ખેંચ્યા, તે પણ નાશ પામ્યો, ને
જેટલા લોકોએ તેનુ માન્યુ તેઓ સઘળા વિખેરાઇ
ગયા. ૩૮ અને હવે હુ તમને કહુ છુ કે, આ માણસોથી
તમે આઘા રહો, ને તેઓને રહેવા દો; કેમકે જો એ
મત અથવા એ કામ માણસોથી હશે તો તે ઉથલી
પડશે; ૩૯ પણ જો દેવથી હશે તો તમારાથી તેઓ
ઉથલાવી નખાશે નહિ; નહિ તો કદાપિ તમે દેવની
સામા પણ લડનારા માલમ પડશો ૪૦ અને તેઓએ
તેનુ માન્યુ; અને તેઓએ પ્રેરિતોને પોતાની પાસે
બોલાવીને માર માર્યો; ને વાત કરતા ઇસુનું નામ
લેવુ નહિ, એવી આજ્ઞા કરીને તેઓને છોડી દીધા.
૪૧ ત્યારે તેઓ તે નામને લીધે અપમાન પામવા જોગ
ગણાયા તેથી હરખાતા હરખાતા તેઓ સભાની
આગળથી ચાલ્યા ગયા ૪૨ અને નિત્ય મદિરમા તથા
ઘેર ઇસુ તેજ ખ્રીસ્ત છે તે વિષે શિખવવાનુ તથા

પ્રગટ કરવાનુ તેઓએ મુમ્યુ નહિ.

૬ અને તે દિવસોમા શિષ્યોની સખ્યા વધતી
જતી હતી, ત્યારે હેબ્રીઓની સામે હેલેની
યહુદીઓએ કચકચ કીધી, કેમકે નિત્યની વહેંચણીમા
તેઓની વિધવાઓને પડતી મુકવામા આવતી હતી
૨ ત્યારે બાર [ પ્રેરિતોએ ] બધા શિષ્યોને પોતાની
પાસે બોલાવીને કહ્યુ કે, અમે દેવની વાત મુકીને
ભાણા પિરસવાની સેવા કરીએ, એ શોભતુ નથી
૩ માટે, ભાઇઓ, તમે પોતામાથી [પવિત્ર] આત્માએ
તથા જ્ઞાને ભરપૂર એવા સાત સુકીર્ત્તિમાન માણસને
શોધી કાઢો, કે જેઓને અમે એ કામ પર ઠરાવીએ
૪ પણ અમે તો પ્રાર્થનામા તથા [ દેવની ] વાતની
સેવામા લાગુ ર્‍હીશુ ૫ અને એ વાત આખા સમુ
દાયને સારી લાગી, ને સ્તેફન નામે વિશ્વાસે તથા
પવિત્ર આત્માએ ભરપૂર એવા એક માણસને, તથા
ફીલીપને, તથા પ્રોખરસને, તથા નિકાનોરને, તથા
તીમોનને, તથા પાર્મેનાસને, તથા અત્યોખના થએલા
યહુદી નિકોલાસને, તેઓએ પસદ કર્યા ૬ અને તેઓએ
તેમને પ્રેરિતોની આગળ ઉભા કર્યા, અને એઓએ
પ્રાર્થના કરીને તેમના પર હાથ મુક્યા ૭ અને દેવની
વાત ફેલાઇ ગઇ, ને યરૂશાલેમમા શિષ્યોની સખ્યા
ઘણી વધી ગઇ, અને યાજકોનો મોટો જથ્થો વિશ્વા
સને આધીન થયો

૮ અને સ્તેફને કૃપાથી તથા સામર્થ્યથી ભરપૂર
હોઇને મોટા અદ્દ્ભૂત કામો તથા ચમત્કારો લોકોમા
કર્યા. ૯ પણ લીબેરતીની કહેવાએલી સભામાના, તથા
કુરેનીના, તથા આલેક્સાદ્રિયાના, તથા કીલકીમાના
તથા આશીઆમાના કેટલાએક ઉભા થઇને સ્તેફન
સાથે વાદવિવાદ કરવા લાગ્યા ૧૦ પણ તે એવા
જ્ઞાનથી તથા આત્માની પ્રેરણાથી બોલતો હતો કે
તેઓ તેની સામા ટકી શક્યા નહિ. ૧૧ ત્યારે તેઓએ
કેટલાએક માણસોને સમજાવ્યા, ને તેઓએ કહ્યુ કે,
અમે તેને મુસા તથા દેવને ઉલટુ દુર્ભાપણુ કરતો
સાભળ્યો છે ૧૨ અને તેઓ લોકોને તથા વડીલોને
તથા શાસ્ત્રીઓને ઉશ્કેરીને તેના પર તુટી પડ્યા, અને
તેને પકડીને સભામા લાવ્યા ૧૩ અને તેઓએ જુઠા
સાક્ષીઓ ઉભા કીધા જેઓએ કહ્યુ કે, એ માણસ આ
પવિત્ર જગ્યા તથા નિયમશાસ્ત્રને ઉલટુ દુર્ભાપણ કર્યા
વિના રહેતો નથી, ૧૪ કેમકે અમે તેને એમ કહેતો
સાભળ્યો છે કે, એ ઇસુ નાઝારી આ જગ્યાનો નાશ
કરશે, ને જે રીતીઓ મુસાએ આપણને સોપી છે
તેઓને એ બદલશે ૧૫ અને જેઓ સભામા બેઠા
હતા તે સઘળાએ તેની તરફ એકી નજરે જોઇ રહેતા
તેનુ મ્હો દૂતના મ્હો જેવુ જોયુ

૭ ત્યારે પ્રમુખ્ય યાજકે કહ્યુ કે, એ વાતો શુ એમ
છે ? ૨ ને તેણે કહ્યુ કે,

ભાઇઓ તથા વડીલો, સાભળો આપણો પૂર્વજ
ઇબ્રાહીમ ખારાનમા રહ્યા અગાઉ મેસોપોટામ્યામા
હતો, ત્યારે મહિમાવાન દેવે તેને દર્શન દીધુ, ૩ ને
તેને કહ્યુ કે, તુ તારા દેશમાથી, તથા તારા સગામાથી
નીકળ, ને જે દેશ હુ તને દેખાડુ તેમા આવ ૪ ત્યારે
ખાલદી દેશમાથી નીકળીને ખારાનમા તે વસ્યો, ને
ત્યાથી તેનો બાપ મરણ પામ્યા પછી, આ દેશ જેમા
તમે હમણા રહો છો, તેમા [ દેવે ] તેને લાવીને
વસાવ્યો ૫ અને તેણે એમા તેને કઇ વતન આપ્યુ
નહિ, ના, એક પગનુ ભર પણ નહિ, અને હજી
સુધી તેને સતાન થયુ નહોતુ એવામા તેણે તેને તથા
તેના પછી તેના વશને વતન તરીકે [આ દેશ] આપ
વાનુ વચન આપ્યુ ૬ અને દેવે તેને એમ કહ્યુ કે, તારો
વશ પરદેશમા પ્રવાસી થશે, ને [ત્યાના લોકો] ચારસેં
વરસ સુધી તેઓને ગુલામગીરીમા આણીને દુ ખ દેશે
૭ અને દેવે એમ કહ્યુ કે, જે લોકોના ગુલામ તેઓ થશે
તેમનો ન્યાય હુ કરીશ, ને ત્યાર પછી તેઓ નીકળી
આવશે, ને આ જગ્યામા મારી સેવા કરશે ૮ અને તેણે
તેને સુનતનો કરાર આપ્યો, ને પછી [ઇબ્રાહીમથી]
ઇસ્હાક થયો, ને તેણે આઠમે દિવસે તેની સુનત કીધી,
પછી ઇસ્હાકથી યાકૂબ થયો, ને યાકૂબથી બાર પૂર્વજો
થયા ૯ પછી પૂર્વજોએ યુસફ પર અદેખાઇ રાખીને
તેને મિસરમા [ લઇ જવા સારૂ ] વેચ્યો, પણ દેવ
તેની સાથે હતો, ૧૦ અને તેના સઘળા સકટોમાથી
તેને છોડાવ્યો, ને મિસરના રાજા ફારૂનની આગળ તેને
પ્રસન્નતા તથા બુદ્ધિ આપી, ને તેણે તેને મિસર પર
તથા પોતાના આખા ઘર પર અધિકારી ઠરાવ્યો
૧૧ પછી આખા મિસરમા તથા કનાનમા દુકાળ પડ્યો,
અને ભારે સકટ આવ્યુ, ને આપણા પૂર્વજોને ખાવાનુ
મળ્યુ નહિ. ૧૨ પણ યાકૂબે સાભળ્યુ કે મિસરમા
અનાજ છે, ત્યારે તેણે આપણા પૂર્વજોને પહેલી
વખત ત્યા મોકલ્યા ૧૩ પછી બીજી વખતે યુસફ
પોતાના ભાઇઓની આગળ જાહેર થયો, ને યુસફનુ
કુળ ફારૂનના જાણવામા આવ્યુ ૧૪ ત્યારે યુસફે સદેશો
મોકલીને પોતાના બાપ યાકૂબને તથા પોતાના સઘળા
સગાને, એટલે પોણોસો માણસને પોતાની પાસે

તેડાવ્યાં. ૧૫ અને યાકૂબ મિસરમાં ગયો, ને તે તથા
આપણા પૂર્વજો [ત્યાં] ગુજરી ગયા. ૧૬ અને તેઓને
શખેમમાં લઇ ગયા, ને જે કબર ઇબ્રાહીમે રૂપાનાણું
આપીને અમોરના દીકરાઓ પાસેથી શખેમમાં વેચાતી
લીધી હતી તેમાં દાટ્યા. ૧૭ પણ જે વચન દેવે ઇબ્રા-
હીમને આપ્યું હતું, તેનો સમય જેમ જેમ પાસે
આવ્યો તેમ તેમ તે લોકો મિસરમાં વધતા ગયા, ને
પુષ્કળ થયા. ૧૮ એવામાં મિસરનો એક બીજો રાજા
ઉભો થયો, જે યુસફને જાણતો નહોતો. ૧૯ તેણે
આપણી કોમની સાથે કપટ કરીને આપણા પૂર્વજોને
દુઃખ દીધું, એટલે તેમની પાસે તેમનાં બાળકો નાખી
દેવડાવ્યાં, એ માટે કે તેઓ જીવે નહિ. ૨૦ તે અર-
સામાં મુસા જન્મ્યો, ને તે ઘણો સુંદર હતો; ને ત્રણ
મહિના સુધી પોતાના બાપના ઘરમાં તેનું પાલન થયું;
૨૧ અને તેને નાખી દીધો ત્યારે ફારૂનની દીકરીએ
તેને ઉપાડી લીધો, ને પોતાના દીકરા તરીકે તેને
પાળ્યો. ૨૨ અને મુસા મિસરીઓની સર્વ વિદ્યા
ભણેલો હતો; ને વાત કરવામાં તથા કામમાં પરાક્રમી
હતો. ૨૩ પણ તે લગભગ ચાળીસ વરસનો થયો ત્યારે
પોતાના ઇસ્રાએલી ભાઇઓને મળવાનું તેના મનમાં
આવ્યું. ૨૪ અને તેઓમાંના એક પર અન્યાય થતો
જોઇને તેણે તેને સહાય કીધી, ને મિસરીને મારી
નાખીને જેના પર જુલમ થતો હતો તેનું વેર વાળ્યું.
૨૫ અને તેણે ધાર્યું કે, મારા ભાઇઓ સમજતા હશે કે
દેવ મારી હસ્તક તેઓને છુટકો આપશે; પણ તેઓ
સમજ્યા નહિ. ૨૬ અને તેને બીજે દિવસે તેઓમાં
ટંટો ચાલતો હતો તેવામાં તે તેઓની પાસે આવ્યો,
ને તેમની વચ્ચે સલાહ કરાવવાની ઇચ્છાથી તેણે કહ્યું
કે, ભલા માણસો, તમે ભાઇઓ થઇને કેમ એક બીજાનો
અન્યાય કરો છો? ૨૭ પણ જે પોતાના પડોસી પર
અન્યાય ગુજારતો હતો તેણે તેને ધક્કો મારીને કહ્યું કે,
તને અમારા પર અધિકારી તથા ન્યાયાધીશ કોણે
ઠરાવ્યો છે? ૨૮ પેલા મિસરીને તેં જેમ કાલે મારી
નાખ્યો તેમ મને મારી નાખવા ચાહે છે શું? ૨૯ અને
મુસા આ વાત સાંભળીને નાઠો, ને મિદ્યાન દેશમાં
પ્રવાસી થયો, ત્યાં તેને બે દીકરા થયા. ૩૦ અને
ચાળીસ વરસ પુરાં થયાં ત્યારે દૂતે સિનાઇ પહાડના
રાનમાં ઝાડવા મધ્યે અગ્નિની જ્વાળામાં તેને દર્શન
દીધું. ૩૧ અને મુસા તે દેખાવ જોઇને અચરત થયો;
ને તે જોવા સારૂ પાસે જતો હતો એવામાં પ્રભુની
વાણી થઇ કે, ૩૨ હું તારા બાપદાદાઓનો દેવ, એટલે
ઇબ્રાહીમનો તથા ઇસ્હાકનો તથા યાકૂબનો દેવ છું.
ત્યારે મુસા કાંપ્યો, ને જોવાની છાતી ચાલી નહિ.
૩૩ અને પ્રભુએ તેને કહ્યું કે, તું તારા પગમાંથી જોડા
કાઢ; કેમકે જે જગ્યાએ તું ઉભો છે તે પવિત્ર ભૂમિ
છે. ૩૪ મિસરમાં જે મારા લોક છે તેઓનું દુઃખ મેં
નિશ્ચય જોયું છે, ને તેઓના નિસાસા મેં સાંભળ્યા છે,
ને તેઓને છોડાવવા હું ઉતર્યો છું; ને હવે ચાલ, હું
તને મિસરમાં મોકલીશ. ૩૫ જે મુસાનો તેઓએ નકાર
કરીને કહ્યું કે, તને કોણે અધિકારી તથા ન્યાયાધીશ
ઠરાવ્યો, તેને દેવે અધિકારી તથા ઉદ્ધાર કરનાર થવા
સારૂ જે દૂત તેને ઝાડવા મધ્યે દેખાયો તેની હસ્તક
મોકલ્યો. ૩૬ એ માણસે તેઓને બહાર લાવતાં મિસર
દેશમાં તથા સૂફ સમુદ્રમાં તથા ચાળીસ વરસ સુધી
રાનમાં અદ્દભૂત કામો તથા ચમત્કારો કીધાં. ૩૭ જે
મુસાએ ઇસ્રાએલીઓને કહ્યું હતું કે, દેવ તમારા
ભાઇઓમાંથી મારા જેવો એક ભવિષ્યવાદી તમારે
સારૂ ઉભો કરશે, તે એજ છે. ૩૮ સિનાઇ પહાડ પર
પોતાની સાથે વાત કરનાર દૂતની સાથે જે રાન મધ્યે
મંડળીમાં હતો તથા જે આપણા પૂર્વજોની સાથે હતો
તે એજ છે; ને આપણને આપવા સારૂ તેને જીવનનાં
વચનો મળ્યાં; ૩૯ આપણા પૂર્વજોએ તેની આજ્ઞાઓ
પાળવાનું ઇચ્છ્યું નહિ, પણ પોતાની પાસેથી તેને
હડસેલી મુક્યો, ને મિસર તરફ પોતાનાં મન ફેરવ્યાં;
૪૦ ને હારૂનને કહ્યું કે, અમારી આગળ ચાલવા સારૂ
અમારે વાસ્તે દેવતાઓ બનાવ; કેમકે એ મુસા જે
અમને મિસરમાંથી દોરી લાવ્યો તેને શું થયું એ અમે
જાણતા નથી. ૪૧ અને તે દિવસોમાં તેઓએ વાછરડું
બનાવ્યું, ને તે મૂર્ત્તિને તેનું બળિદાન ચઢાવ્યું, ને
પોતાના હાથનાં કામમાં હરખાયા. ૪૨ પણ દેવે તેઓથી
વિમુખ થઇને તેઓને તજી દીધા, કે તેઓ આકાશના
સૈન્યની પૂજા કરે; જેમ ભવિષ્યવાદીઓના પુસ્તકમાં
લખ્યું છે કે,

ઓ ઇસ્રાએલના વંશ, તમે રાનમાં ચાળીસ વરસ
લગી
યજ્ઞ તથા બળિદાનો શું મને ચઢાવ્યાં હતાં?
૪૩ તમે મલખનો માંડવો તથા રેફાન દેવનો તારો,
એટલે તેઓની પૂજા કરવાને જે મૂર્ત્તિઓ તમે
બનાવી,
તેઓને તમે ઉચકીને ચાલ્યા,
અને હું તમને બાબિલને પેલે પાર લઇ જઇશ.
૪૪ જેણે મુસાને કહ્યું કે, જે નમુનો તેં દીઠો છે તે

• પ્રમાણે તારે સાક્ષ્યમંડપ બનાવવો, તેના ઠરાવ મુજબ
રાનમા આપણા પૂર્વજો મધ્યે [તે સાક્ષ્યમંડપ] હતો
૪૫ વળી પોતાના સમયમા આપણા પૂર્વજો પણ ચહો-
શુઆ સુધ્ધા તે [સાક્ષ્યમંડપ]ને દેશજાતિઓનુ વતન
પ્રાપ્ત,કરીને માહે લાવ્યા, (કે જેઓને દેવે આપણા
પૂર્વજોની આગળથી હાકી કાઢયા) તે [સાક્ષ્યમંડપ]
દાઊદના વખત સુધી રહ્યો ૪૬ તે [દાઊદ] પર દેવની
કૃપાદૃષ્ટિ થઇ, ને તેણે યાકૂબના દેવને સારૂ રહેઠાણ
મેળવવાની રજા માગી, ૪૭ પણ સુલેમાને તેને સારૂ
ઘર બાધ્યુ ૪૮ તોપણ હાથે બાધેલા મદિરોમા પરાત્પર
[દેવ] રહેતો નથી, જેમ ભવિષ્યવાદી કહે છે તેમ કે,

૪૯ આકાશ મારૂ રાજ્યાસન,
તથા પૃથ્વી મારૂ પાયાસન છે,
તો તમે મારે સારૂ કેવુ ઘર બાધશો, એમ પ્રભુ કહે છે
અથવા મારૂ વિશ્રામસ્થાન કયુ થશે?
૫૦ શુ, મે મારે હાથે એ બધા નથી બનાવ્યા?

૫૧ ઓ હઠીલાઓ, ને બેસુનત મન તથા કાન
વાળાઓ, તમે સદા પવિત્ર આત્માની સામા થાઓ
છો, જેમ તમારા પૂર્વજોએ કીધુ તેમજ તમે કરો છો
૫૨ ભવિષ્યવાદીઓમાના કોણને તમારા પૂર્વજોએ
સતાવ્યો ન હતો? ને જેઓએ તે ન્યાયીના આવવા
વિષે આગળથી ખબર આપી તેઓને તેઓએ મારી
નાખ્યા, ને હવે તેને પરસ્વાધીન કરનારા તથા તેનુ
ખૂન કરનારા તમે થયા છો ૫૩ તમને દૂતોને આસરે
નિયમ મળ્યો, પણ તમે તે પાળ્યો નહિ

૫૪ આ વાતો સાભળીને તેઓના મન વિધાઇ ગયા,
ને તેઓએ તેની સામે દાત પીસ્યા ૫૫ પણ પવિત્ર
આત્માથી ભરપૂર થઇને તેણે આકાશ તરફ એકી
નજરે જોઇ રહેતા, દેવનો મહિમા તથા દેવને જમણે
હાથે ઇસુને ઉભેલો દીઠો ૫૬ અને તેણે કહ્યુ કે, જુઓ,
આકાશ ઉઘડેલુ તથા દેવને જમણે હાથે માણસના
દીકરાને ઉભેલો જોઉ છુ ૫૭ પણ તેઓએ મોટે ઘાટે
બૂમ પાડીને પોતાના કાન બધ કર્યા, ને તેના પર એક
સપે ધસી પડ્યા ૫૮ અને તેઓએ તેને શહેર બહાર
• કાઢીને પત્થરે માર્યો, ને શાઊલ નામે એક જુવાનના
પગ આગળ સાક્ષીઓએ પોતાના લુગડા મુક્યા હતા.
• ૫૯ અને તેઓ સ્તેફનને પત્થરે મારતા હતા ત્યારે તેણે
[પ્રભુની] પ્રાર્થના કરતા કહ્યુ કે, ઓ પ્રભુ ઇસુ, મારા
આત્માનો અગીકાર કર ૬૦ અને તેણે ઘુટણ ટેકવીને
મોટો ઘાટો પાડીને કહ્યુ કે, ઓ પ્રભુ, આ દોષ તેઓને
લેખે ન ગણ અને એમ કહીને તે ઉઘી ગયો

૮ અને શાઊલ તેનો ઘાત કરવામા રાજી હતો
અને તેજ દહાડે યરૂશાલેમમાની મડળી પર
ભારે સતાવણી શરૂ થઇ, અને પ્રેરિતો શિવાય તેઓ
સર્વ યહુદાહ તથા સમરૂનના પ્રાતોમા વિખેરાઇ ગયા
૨ અને ધાર્મિક પુરૂષોએ સ્તેફનને દાટયો, ને તેને સારૂ
ઘણો વિલાપ કીધો ૩ પણ શાઊલે મડળીને ઉજડ કરી
મુકી, એટલે ઘેરેઘેર જઇને પુરૂષો તથા સ્ત્રીઓને વસડી
લઇ જઇને બદીખાનામા નાખ્યા

૪ અને વિખેરાઇ ગયલાઓ સુવાર્તા પ્રગટ કરતા
ચારેગમ ફર્યા ૫ અને ફીલીપે સમારીઆ શહેરમા
જઇને તેઓને ખ્રીસ્ત પ્રગટ કર્યો ૬ અને ફીલીપે
કહેલી વાતો સાભળીને તથા તેના કીધેલા ચમત્કારો
જોઇને લોકોએ તેની વાતો પર એક ચિત્તે ધ્યાન
દીધુ ૭ કેમકે જેઓને અશુદ્ધ આત્માઓ વળગ્યા હતા
તેઓમાના ઘણાઓમાથી તેઓ મોટી બૂમ પાડતા
બહાર નીકળ્યા, ને ઘણા પક્ષવાતી તથા લૂલાઓ સમા
થયા ૮ અને તે શહેરમા બહુ આનદ થયો

૯ પણ સીમોન નામે એક જણ તે શહેરમા અગાઉ
જાદુ કરતો હતો, ને હુ કોઇ મોટો માણસ છુ એમ
કહીને સમરૂનના લોકોને છક કરી નાખતો હતો,
૧૦ તેનુ તેઓ નાનાથી તે મોટા સુધી સર્વ સાભળતા,
ને એમ કહેતા કે, એ માણસ તો દેવનુ પરાક્રમ જે
મહાન કહેવાય છે તે છે ૧૧ અને તેણે ઘણી મુદતથી
પોતાની જાદુક્રિયાઓથી તેઓને છક કરી નાખ્યા
હતા, માટે તેઓ તેનુ સાભળતા હતા ૧૨ પણ ફીલીપ
દેવના રાજ્ય તથા ઇસુ ખ્રીસ્તના નામ વિષે સુવાર્તા
પ્રગટ કરતો હતો ત્યારે તેઓનો વિશ્વાસ તેના પર
બેઠો, ને પુરૂષોએ તેમજ સ્ત્રીઓએ પણ બાપ્તિસ્મા
લીધુ ૧૩ અને સીમોને પોતે પણ વિશ્વાસ કીધો, ને
બાપ્તિસ્મા પામીને ફીલીપની સાથે રહ્યો, ને ચમત્કારો
તથા મોટા પરાક્રમી કામો બનતા જોઇને તે અચરત
થયો

૧૪ હવે સમરૂનીઓએ દેવની વાત અગીકારી છે એવુ
યરૂશાલેમમાના પ્રેરિતોએ સાભળ્યુ, ત્યારે તેઓએ
પીતરને તથા યોહાનને તેઓની પાસે મોકલ્યા
૧૫ અને તેઓએ ત્યા પહોચ્યા પછી તેઓને સારૂ
પ્રાથના કરી કે તેઓ પવિત્ર આત્મા પામે, ૧૬ કેમકે
તેઓમાના કોઇ પર ત્યા લગી તે ઉતર્યો ન હતો,
પણ તેઓ પ્રભુ ઇસુને નામે માત્ર બાપ્તિસ્મા પામ્યા
હતા ૧૭ પછી તેઓએ તેઓ પર હાથ મુક્યા, ને
તેઓ પવિત્ર આત્મા પામ્યા ૧૮ હવે પ્રેરિતોના હાથ

મુકવાથી પવિત્ર આત્મા અપાય છે, એ જોઇને સીમોને
તેઓને પૈસા આપવા માંડ્યા, ૧૯ અને કહ્યું કે, તમે
મને પણ એ અધિકાર આપો કે જેના પર હુ હાથ
મુકું તે પવિત્ર આત્મા પામે. ૨૦ પણ પીતરે તેને કહ્યુ
કે, દેવનું દાન પૈસાથી વેચાતું લેવાનું તેં ધાર્યું માટે
તારા પૈસા તારી સાથે નાશ પામો. ૨૧ આ વાતમાં
તારો લાગભાગ નથી, કેમકે તારૂં અંતઃકરણ દેવની
આગળ ચોખ્ખું નથી. ૨૨ એ માટે તારી આ ભુંડાઇનો
પસ્તાવો કર, ને પ્રભુને વિનંતી કર કે, કદાપિ તારા
અંતઃકરણની કલ્પના તને માફ થાય. ૨૩ કેમકે હુ જોઉ
છું કે તું પિત્તની કડવાસમાં, ને ભુડાઇનાં બંધનમાં છે.
૨૪ ત્યારે સીમોને ઉત્તર દેતા કહ્યુ કે, તમારી કહેલી
વાતોમાંની કોઇ મારા પર ન આવે માટે તમે મારે
સારૂ પ્રભુને વિનંતી કરો.

૨૫ હવે [ત્યાં] શાહેદી આપ્યા પછી તથા પ્રભુની
વાત પ્રગટ કર્યા પછી સમરૂનીઓના ઘણાં ગામોમા
સુવાર્ત્તા પ્રગટ કરીને તેઓ યરૂશાલેમમાં પાછા આવ્યા.

૨૬ પણ પ્રભુના દૂતે ફીલીપને કહ્યુ કે, ઉઠ, ને યરૂશા-
લેમથી ગાઝાહ જવાના માર્ગે સુધી દક્ષિણ તરફ જા;
ત્યાં રાન છે. ૨૭ અને તે ઉઠીને ગયો. અને જુઓ,
એક હબશી ખોજો, જે હબશીઓની રાણી કાંડાકેના
હાથ નીચે મોટો અમલદાર તથા તેના સઘળા ભંડા-
રનો કારભારી હતો, તે ભજન કરવા સારૂ યરૂશાલેમમાં
આવ્યો હતો. ૨૮ અને તે પાછો જતાં પોતાના રથમાં
બેસીને યશાયાહ ભવિષ્યવાદી[નું પુસ્તક] વાંચતો
હતો. ૨૯ ત્યારે આત્માએ ફીલીપને કહ્યુ કે, તું પાસે
જઇને એ રથની સંઘાતે થા. ૩૦ ત્યારે ફીલીપ તેની
પાસે દોડી ગયો, ને તેને યશાયાહ ભવિષ્યવાદી[નું
પુસ્તક] વાંચતો સાંભળીને પુછ્યું કે, તું વાંચે છે તે શું
તું સમજે છે? ૩૧ ત્યારે તેણે કહ્યુ કે, મને કોઇના
બતાવ્યા વિના હુ કેમ કરીને સમજી શકું? ત્યારે તેણે
ફીલીપને વિનંતી કીધી કે, ઉપર ચઢીને મારી પાસે
બેસ. ૩૨ અને શાસ્ત્રનું જે પ્રકરણ તે વાંચતો હતો તે
એ હતું કે,

પેટાની પેઠે મારી નંખાવાને તે લઇ જવાયો;
ને જેમ હલવાન પોતાના કાતરનારની આગળ મુંગુ
રહે છે,
તેમ તેણે પોતાનું મ્હો ઉઘાડ્યું નહિ;
૩૩ તેની દીનાવસ્થામાં તેનો ન્યાય ડુબી ગયો;
તેની પેઢીનું વર્ણન કોણ કરી દેખાડશે?
કેમકે તેનો જીવ પૃથ્વી પરથી લઇ લેવામાં આવ્યો.
૩૪ ત્યારે તે ખોજાએ ફીલીપને ઉત્તર દેતાં કહ્યુ કે,
હુ તને વિનંતી કરૂ છું કે, ભવિષ્યવાદી કોણ વિષે એ
કહે છે? પોતા વિષે અથવા કોઇ બીજા વિષે?
૩૫ ત્યારે ફીલીપે પોતાનું મ્હો ઉઘાડ્યું, ને શાસ્ત્રની
એ વાતથી માંડીને તેને ઇસુ [વિષેની સુવાર્ત્તા] પ્રગટ
કીધી. ૩૬ અને તેઓ માર્ગે ચાલતાં પાણીની અમુક
જગ્યાએ આવી પહોંચ્યા, ત્યારે ખોજાએ કહ્યુ કે, જો,
[અહિં] પાણી છે, મારે બાપ્તિસ્મા પામવાને શો
અટકાવ છે? ૩૭ [[ત્યારે ફીલીપે કહ્યુ કે, જો તું તારા
પૂરા મનથી વિશ્વાસ કરે છે તો ઉચિત છે; ને તેણે
ઉત્તર દેતાં કહ્યુ કે, ઇસુ ખ્રીસ્ત તે દેવનો દીકરો છે,
એવું હું માનું છુ]]. ૩૮ પછી તેણે રથ ઉભો રાખવાનો
હુકમ કીધો, ને ફીલીપ તથા ખોજો બેઉ પાણીમાં
ઉતર્યા, ને તેણે તેને બાપ્તિસ્મા આપ્યું. ૩૯ અને
તેઓ પાણીમાથી ઉપર આવ્યા ત્યારે પ્રભુનો આત્મા
ફીલીપને લઇ ગયો, ને ખોજાએ ફરી તેને દીઠો નહિ,
પરંતુ તે આનંદ કરતો પોતાને માર્ગે ચાલ્યો ગયો.
૪૦ પણ ફીલીપ આશ્દોદમાં દેખાયો; ને કાઇસારીઆ
પહોચતાં સુધી માર્ગમાંનાં સઘળાં શહેરોમાં સુવાર્ત્તા
પ્રગટ કરતો ગયો.

૯ પણ શાઉલ હજુ સુધી પ્રભુના શિષ્યોની
વિરૂદ્ધ કતલ કરવાની ધમકીઓ ઉચ્ચારતો
પ્રમુખ્ય યાજકની પાસે ગયો. ૨ અને તેની પાસેથી
દમસ્કમાંની સભાઓ પર પત્રો માગ્યા કે જો તેને એ
માર્ગનો કોઇ પણ પુરૂષ કે સ્ત્રી મળે, તો તે તેઓને
બાંધીને યરૂશાલેમમાં લાવે. ૩ અને એવું બન્યું કે તે
ચાલતા ચાલતા દમસ્ક પાસે પહોંચ્યો ત્યારે એકાએક
તેની આસપાસ આકાશથી પ્રકાશ ચમક્યો. ૪ અને
તે ભોંય પર પડ્યો, ને તેની સાથે બોલતી એવી એક
વાણી તેણે સાંભળી કે, શાઉલ, શાઉલ, તું મને કેમ
સતાવે છે? ૫ ત્યારે તેણે કહ્યુ કે પ્રભુ, તું કોણ છે?
ને તેણે કહ્યુ કે, હું ઇસુ છું, કે જેને તું સતાવે છે;
૬ પણ તું ઉઠ, ને શહેરમાં જા, ને તારે શું કરવું તે
તને કહેવામાં આવશે. ૭ અને તેની સાથે ચાલનારા
માણસો સ્તબ્ધ થઇ ગયા, કેમકે તેઓએ વાણી
સાંભળી ખરી, પણ કોઇને દીઠો નહિ. ૮ પછી શાઉલ
ભોંય પરથી ઉઠ્યો; ને તેની આંખો ઉઘડી ત્યારે તે
કંઇ દેખી શક્યો નહિ; ને તેઓ તેનો હાથ પકડીને
તેને દમસ્કમાં દોરી ગયા. ૯ અને ત્રણ દિવસ સુધી
તે દેખી શક્યો નહિ, ને તેણે કંઇ ખાધું કે પીધું નહિ.

૧૦ હવે દમસ્કમાં અનાનિયા નામે એક શિષ્ય

હતો, તેને પ્રભુએ દર્શનમાં કહ્યુ કે, અનાનિયા; ત્યારે
તેણે કહ્યુ કે, ઓ પ્રભુ, હુ આ રહ્યો. ૧૧ ત્યારે પ્રભુએ
તેને કહ્યુ કે, ઉઠીને પાધરા નામના રસ્તામાં જા, ને
શાઉલ નામે તાર્સસના એક માણસ વિષે યહુદાના
ઘરમાં ખબર કાઢ; કેમકે જો, તે પ્રાર્થના કરે છે;
૧૨ અને તેણે [દર્શનમાં] એવું જોયુ છે કે, અનાનિયા
નામે એક માણસ માંહે આવીને, તે દેખતો થાય
માટે તેના પર હાથ મુકે છે. ૧૩ પણ અનાનિયાએ
ઉત્તર દીધો કે, પ્રભુ, મેં ઘણાથી એ માણસ વિષે
સાંભળ્યુ છે કે યરૂશાલેમમાંના તારા સંતોને તેણે કેટલુ
બધું દુઃખ દીધું છે; ૧૪ અને જેઓ તારા નામની
પ્રાર્થના કરે છે તે સર્વને બાંધવા સારૂ મુખ્ય યાજકો
પાસેથી અહિં પણ તેને અધિકાર છે. ૧૫ પણ પ્રભુએ
તેને કહ્યુ કે, તું ચાલ્યો જા; કેમકે વિદેશીઓ, તથા
રાજાઓ, તથા ઇસ્રાએલપુત્રોની આગળ મારૂ નામ
પ્રગટ કરવા સારૂ એ મારૂ પસંદ કરેલું પાત્ર છે.
૧૬ કેમકે મારા નામને લીધે તેને કેટલું દુઃખ સહેવુ
પડશે, એ હું તેને દેખાડીશ. ૧૭ ત્યારે અનાનિયા
ચાલ્યો ગયો, ને તે ઘરમાં પેઠો; ને તેના પર પોતાના
હાથ મુકીને કહ્યુ કે, ભાઇ શાઉલ, પ્રભુ, એટલે ઇસુ
જે તને માર્ગે આવતા દેખાયો, તેણે મને મોકલ્યો છે,
એ માટે કે તું દેખતો થાય, ને પવિત્ર આત્માથી
ભરપુર થાય. ૧૮ ત્યારે તેની આંખો પરથી તત્કાળ
છાલાં જેવું કંઇ ખરી પડ્યું, ને તે દેખતો થયો, ને
ઉઠીને તે બાપ્તિસ્મા પામ્યો; ૧૯ ને તેણે અન્ન ખાધું
ત્યારે તેને શક્તિ આવી.

અને તે દમસ્કમાંના શિષ્યોની સાથે કેટલાએક
દિવસ રહ્યો. ૨૦ અને તેણે લાગલોજ સભાસ્થાનોમાં
ઇસુને પ્રગટ કીધો કે, તે દેવનો દીકરો છે. ૨૧ અને
જેઓએ તેનું સાંભળ્યું તેઓ સર્વ વિસ્મિત થઇને
બોલ્યા કે, જેણે આ નામની પ્રાર્થના કરનારાઓનો
યરૂશાલેમમાં ઘાણ વાળ્યો, ને જે એ કામને સારૂ
અહિં આવ્યો છે કે તેઓને બાંધીને મુખ્ય યાજકોની
પાસે લઇ જાય, તે શું એ નથી? ૨૨ પણ શાઉલ
સામર્થ્યમાં વધતો ગયો, ને [ઇસુ] તેજ ખ્રીસ્ત છે
એનાં પ્રમાણો આપીને તેણે દમસ્કમા રહેનારા યહુ-
દીઓને હરાવી નાખ્યા.

૨૩ અને ઘણા દિવસ વિત્યા પછી યહુદીઓએ તેને
મારી નાખવાની મસલત કીધી. ૨૪ પણ તેઓનું
કાવતરૂં શાઉલને માલમ પડ્યું. અને તેઓએ તેને
મારી નાખવા સારૂ રાત દહાડો ભાગળોની પણ ચોકી
કરી; ૨૫ પણ તેના શિષ્યોએ તેને રાત્રે ટોપલામાં
[બેસાડીને] કોટ ઉપરથી ઉતારી મુક્યો.

૨૬ અને તેણે યરૂશાલેમમાં આવીને શિષ્યોની સાથે
મળી જવાને કોશિષ કીધી, પણ તેઓ બધા તેનાથી
બીતા હતા, કેમકે તે શિષ્ય છે એવું તેઓ માનતા ન
હતા ૨૭ પણ બાર્નાબાસ તેને પ્રેરિતોની પાસે તેડી
ગયો, ને કેવી રીતે તેણે માર્ગમા પ્રભુને દીઠો, ને કેવી
રીતે તે તેની સાથે બોલ્યો, ને તેણે કેવી રીતે દમ-
સ્કમા ઇસુને નામે હિમ્મતથી ઉપદેશ કર્યો, એ તેણે
તેઓને કહી દેખાડ્યુ. ૨૮ અને યરૂશાલેમમાં તેઓની
સાથે તે આવજા કરતો રહ્યો; ૨૯ અને તે હિમ્મતથી
પ્રભુને નામે ઉપદેશ કરતો હતો, ને ગ્રીકોની યહુદીઓ
સાથે વાદવિવાદ કરતો હતો, પણ તેઓ તેને મારી
નાખવાનો લાગ શોધતા હતા. ૩૦ અને ભાઇઓએ તે
જાણ્યુ ત્યારે તેઓ તેને કાઇસારીઆમા લઇ ગયા, ને
ત્યાંથી તેઓએ તેને તાર્સસ મોકલી દીધો.

૩૧ ત્યારે આખા યહુદાહ, તથા ગાલીલ, તથા સમ-
રૂનમાંની મંડળી સ્થાપિત થઇને શાંતિ પામી, ને
પ્રભુના ભયમા તથા પવિત્ર આત્માના દિલાસામાં
ચાલીને વધતી ગઇ.

૩૨ અને એમ થયુ કે પીતર બધે ફરતો ફરતો
લુદામા રહેનારા સંતોની પાસે પણ આવ્યો. ૩૩ અને
ત્યા તેને એનયસ નામે એક જણ મળ્યો, જે આઠ
વરસથી ખાટલે પડેલો હતો, કેમકે તે પક્ષઘાતી હતો.
૩૪ અને પીતરે તેને કહ્યુ કે, એનયસ, ઇસુ ખ્રીસ્ત તને
સાજો કરે છે; ઉઠ, ને તારૂ બિછાનુ પાથર; એટલે તે
તરત ઉઠ્યો. ૩૫ અને લુદા તથા શારોનના બધા રહે-
વાસીઓ તેને જોઇને પ્રભુ તરફ વળ્યા.

૩૬ હવે જોપ્પામાં એક શિષ્યેણ હતી, જેનું નામ
તાબીથા, એટલે દરકાસ, હતું, તે બાઇ રૂડી કરણીઓ
તથા દાન કરવામા પુરી હતી. ૩૭ અને તે દિવસોમાં
એમ થયુ કે તે માંદી પડીને મરી ગઇ; ને તેઓએ
તેને નવડાવીને મેડીએ સુવાડી. ૩૮ અને લુદા જોપ્પા
પાસે હતું માટે પીતર ત્યાં છે એવું સાભળીને શિષ્યોએ
બે માણસને તેની પાસે એવી આજીજી કરવાને
મોકલ્યા કે, અમારી પાસે આવવાને તું ઢીલ કરતો
ના. ૩૯ ત્યારે પીતર ઉઠીને તેઓની સાથે ગયો, ને તે
આવી પહોચ્યો એટલે તેઓ તેને મેડી ઉપર તેડી
ગયા; ને સઘળી વિધવાઓ તેની પાસે ઉભી રહીને
રડતી હતી, ને દરકાસ તેઓની સાથે હતી ત્યારે
તેણીએ જે અંગરખા તથા લુગડાં બનાવ્યાં હતાં તે

દેખાડતી હતી ૪૦ પણ પીતરે તે સર્વેને બહાર કાઢીને
ઘુંટણ ટેકવીને પ્રાર્થના કીધી, પછી મુડદા તરફ ફરીને
તેણે કહ્યું કે, તાબીથા, ઉઠ, ત્યારે તેણીએ પોતાની
આંખો ઉઘાડી, ને પીતરને જોઇને તે બેઠી થઇ
૪૧ પછી તેણે તેને હાથ આપીને ઉઠાડી, ને સંતોને
તથા વિધવાઓને બોલાવીને તેને જીવતી દેખાડી
૪૨ અને આખા જોપ્પામા એની જાણ પડી, ને ઘણાએ
પ્રભુ પર વિશ્વાસ કર્યો ૪૩ પછી એમ થયુ કે જોપ્પામા
સીમોન નામે એક ચમારને ત્યા તે ઘણા દહાડા રહ્યો

૧૦ હવે કાઇસારીઆમા કરનેલ્યસ નામે એક
માણસ ઇતાલીની કહેવાતી પલટનનો સુબે
દાર હતો ૨ તે ધાર્મિક હતો, ને પોતાના ઘરના સઘળા
માણસો સુદ્ધા દેવનુ ભય રાખતો, ને લોકોને ઘણા
દાન આપતો, ને નિત્ય દેવની પ્રાર્થના કરતો હતો
૩ તેણે દિવસને આશરે ત્રીજે પહોરે દેવના એક દૂતને
પોતાની પાસે આવતો, તથા પોતાને, ઓ કરનેલ્યસ,
એમ કહેતો દર્શનમા પ્રત્યક્ષ દીઠો ૪ ત્યારે એકી
નજરે તેની સામુ જોઇ રહીને તથા ભયભીત થઇને
તેણે કહ્યુ કે, પ્રભુ શું છે? ને તેણે તેને કહ્યુ કે, તારી
પ્રાર્થનાઓ તથા તારા દાન દેવની આગળ યાદગીરીને
સારૂ પહોચ્યા છે ૫ અને હવે તું જોપ્પામા માણસો
મોકલીને સીમોન જેનુ બીજુ નામ પીતર છે તેને
તેડાવ ૬ સીમોન ચમાર જેનુ ઘર સમુદ્રકાંઠે છે,
તેને ત્યા તે ઉતર્યો છે ૭ અને જે દૂત તેની સાથે
બોલતો હતો, તેના ગયા પછી તેણે પોતાના ઘરના
ચાકરોમાના બેને, તથા જેઓ હમેશા તેની તેહેનાતમા
રહેતા હતા તેઓમાના એક ધાર્મિક સિપાઇને
બોલાવ્યો ૮ અને તેઓને બધી વાત કહીને તેણે
તેઓને જોપ્પામા મોકલ્યા
૯ હવે તેને બીજે દિવસે તેઓ ચાલતા ચાલતા
શહેરની પાસે પહોચ્યા, તેવામા આશરે બપોરને
સમયે પીતર પ્રાર્થના કરવાને ઘરના ધાબા પર ગયો
૧૦ અને તે ભૂખ્યો થયો, અને તેને ખાવાનુ મન થયુ,
પણ તેઓ તૈયાર કરતા હતા એટલામા તે મૂર્છાગત
થયો, ૧૧ અને આકાશ ઉઘડેલુ તથા એક વાસણ
મોટી ચાદરના જેવુ તેના ચાર ખુણાથી લટકાવેલુ
ધરતી પર ઉતરી આવતુ તેણે દીઠુ ૧૨ તેમા પૃથ્વી
પરના સઘળી જાતના ચોપગા તથા પેટે ચાલનારા
પ્રાણીઓ તથા આકાશના પક્ષીઓ હતા. ૧૩ અને
એવી વાણી [તેના સાંભળવામા] આવી કે, પીતર,
ઉઠ, મારીને ખા. ૧૪ પણ પીતરે કહ્યુ કે, પ્રભુ, એમ
નહિ, કેમકે કોઇ નાપાક કે અશુદ્ધ વસ્તુ મેં કદી
ખાધી નથી ૧૫ ત્યારે બીજી વાર [તેના સાંભળવામા]
એવી વાણી આવી કે, દેવે જે શુદ્ધ કીધું છે, તેને તું
નાપાક ન ગણ ૧૬ અને એમ ત્રણ વાર થયુ, પછી
તરત તે વાસણ આકાશમા ઉઠાવી લેવામા આવ્યુ
૧૭ હવે પીતર પોતાના મનમા બહુ ગુંચવાતો હતો
કે, આ જે દર્શન મને થયુ તેનો શો અર્થ હશે,
એવામા, જુઓ, કરનેલ્યસે મોકલેલા માણસો સીમો-
નનુ ઘર પુછતા પુછતા બારણા આગળ આવી ઉભા.
૧૮ અને તેઓએ હાક મારીને પુછ્યુ કે, સીમોન જેની
અટક પીતર છે તે શું અહિં ઉતરેલો છે? ૧૯ ને પીતર
તે દર્શન વિષે વિચાર કરતો હતો ત્યારે આત્માએ
તેને કહ્યુ કે, જો, ત્રણ માણસો તને શોધે છે ૨૦ માટે
તું ઉઠ ને નીચે ઉતરીને કંઇ સદેહ આણ્યા વિના
તેઓની સાથે જા, કેમકે મેં તેઓને મોકલ્યા છે
૨૧ ત્યારે પીતર ઉતરીને તે માણસોની પાસે ગયો,
અને કહ્યુ કે, જુઓ, જેને તમે શોધો છો તે હું છુ,
તમે શા માટે આવ્યા છો? ૨૨ ત્યારે તેઓએ કહ્યુ
કે, કરનેલ્યસ નામે એક સુબેદાર જે ન્યાયી તથા
દેવનુ ભય રાખનાર માણસ છે, અને જેને વિષે આખી
યહુદી કોમ સારૂ બોલે છે, તેને પવિત્ર દૂતની મારફતે
ચેતવણી મળી કે તે તને પોતાને ઘેર તેડાવીને તારી
વાતો સાંભળે ૨૩ ત્યારે તેણે તેઓને માહે બોલાવીને
પરોણા રાખ્યા
અને બીજે દિવસે તે તેઓની સાથે ગયો, ને
જોપ્પામાના કેટલાએક ભાઇઓ તેની સાથે ગયા
૨૪ અને બીજે દિવસે તેઓ કાઇસારીઆમા આવી
પહોચ્યા, ને કરનેલ્યસ પોતાના સગાઓને તથા પ્રિય
મિત્રોને એકઠા કરીને તેઓની વાટ જોતો હતો
૨૫ અને પીતર માહે આવ્યો ત્યારે કરનેલ્યસ તેને
મળ્યો, ને તેને પગે પડીને તેણે દંડવત પ્રણામ કીધા.
૨૬ પણ પીતરે તેને ઉઠાડતાં કહ્યુ કે, ઉભો થા, હું પણ
માણસ છુ ૨૭ અને તેની સાથે વાતો કરતો કરતો
તે માહે ગયો, ત્યારે તેણે ઘણાઓને એકઠા થએલા
દીઠા, ૨૮ અને તેણે તેઓને કહ્યુ કે, તમે પોતે જાણો
છો કે બીજી કોમના માણસની સાથે સબંધ રાખવો,
અથવા તેને ત્યા જવુ, એ યહુદી માણસને ઉચિત
નથી, પણ દેવે તો મને દેખાડ્યુ છે કે, મારે કોઇ
માણસને નાપાક અથવા અશુદ્ધ કહેવુ નહિ. ૨૯ અને
તેથીજ મને જ્યારે તેડાવ્યા, ત્યારે વાંધો લીધા વગર
હું આવ્યો, માટે હું પુછુ છુ કે, તમે શા કારણથી

મને તેડાવ્યો છે? ૩૦ ત્યારે કરનેલ્યસે કહ્યું કે, ચાર
દિવસ ઉપર હુ આ ઘડી સુધી મારા ઘરમા ત્રીજા
પહોરની પ્રાર્થના કરતો હતો, ત્યારે, જુઓ, ચળકતો
પોશાક પહેરેલો એક જણ મારી સામા ઉભો રહ્યો,
૩૧ ને, બોલ્યો કે, કરનેલ્યસ, તારી પ્રાર્થના સાભળ-
વામાં આવી છે, ને તારા દાન દેવની સમક્ષ સ્મરણમાં
આવ્યાં છે. ૩૨ એ માટે તું જોપ્પામા માણસ મોકલીને
સીમોન જેનું બીજું નામ પીતર છે તેને તારી પાસે
તેડાવ, તે સમુદ્રને કાંઠે સીમોન ચમારના ઘરમા ઉત-
રેલો છે. ૩૩ એ માટે મેં તરત તને તેડાવ્યો, ને તું
આવ્યો તે બહુ સારૂં કર્યું હવે પ્રભુએ જે સર્વ વાતો
તને ફરમાવી છે, તે સાંભળવા સારૂ અમે સઘળા અહિં
દેવની સમક્ષ હાજર છીએ.
૩૪ ત્યારે પીતરે મ્હો ઉઘાડીને કહ્યું કે, મને ખાતરી
થઇ છે કે દેવ પક્ષપાતી નથી. ૩૫ પણ હરેક દેશમાં
જે કોઇ તેની બીક રાખે છે, ને ન્યાયીપણુ કરે છે, તે
તેને માન્ય છે. ૩૬ ઇસુ ખ્રીસ્ત (જે સર્વનો પ્રભુ છે)
તેની મારફતે શાંતિની સુવાર્તા પ્રગટ કરતાં [દેવે]
ઇસ્રાએલપુત્રોની પાસે જે વાત મોકલી, ૩૭ એટલે
જે વાત યોહાને બાપ્તિસ્મા પ્રગટ કીધા પછી ગાલી-
લથી માંડીને આખા યહુદાહમાં જાહેર કરવામાં આવી
તે તમે પોતે જાણો છો; ૩૮ એટલે નાઝરેથના ઇસુની
વાત કે જેને દેવે પવિત્ર આત્માથી તથા સામર્થ્યથી
અભિષિક્ત કીધો; તે ભલું કરતો તથા સેતાનથી જે
પીડાતા હતા તેઓ સઘળાને સાજા કરતો ફર્યો;
કેમકે દેવ તેની સાથે હતો. ૩૯ અને તેણે યહુદીઓના
પ્રાંતમાં તથા યરૂશાલેમમાં જે કામો કીધાં તે સર્વના
અમે સાક્ષી છીએ; તેને વળી તેઓએ લાકડા પર
ટાંગીને મારી નાખ્યો. ૪૦ તેને દેવે ત્રીજે દિવસે
ઉઠાડ્યો, ને સર્વ લોકોની આગળ નહિ, ૪૧ પણ
અગાઉથી દેવના પસંદ કીધેલા સાક્ષીઓ, જેઓએ
તેના મુએલાંમાથી ઉઠયા પછી તેની સાથે ખાધુ પીધુ
તેઓની આગળ,, એટલે અમારી આગળ, તેને પ્રગટ
કીધો, ૪૨ અને તેણે અમને આજ્ઞા કીધી કે લોકોને
ઉપદેશ કરો, ને સાક્ષી આપો કે દેવે એનેજ જીવતાં-
ઓનો તથા મુએલાઓનો ન્યાયાધીશ ઠરાવેલો છે.
૪૩ તેના વિષે સઘળા ભવિષ્યવાદીઓ સાક્ષી આપે
છે કે, જે કોઇ તેના પર વિશ્વાસ કરે છે, તે તેના
નામથી પાપની માફી પામશે.
૪૪ પીતર એ વાતો કહેતો હતો એટલામા જે
લોકો વાત સાંભળતા હતા તે સર્વ ઉપર પવિત્ર
આત્મા ઉતર્યો. ૪૫ ત્યારે વિદેશીઓ પર પણ પવિત્ર
આત્માનું દાન રેડાયુ છે [એ જોઇને] સુનતીઓમાંના
જે વિશ્વાસીઓ પીતરની સાથે આવ્યા હતા તે સર્વ
વિસ્મય પામ્યા; ૪૬ કેમકે તેઓને અન્ય ભાષાઓમાં
બોલતા, તથા દેવની સ્તુતિ કરતા તેઓએ સાંભળ્યા.
૪૭ ત્યારે પીતરે ઉત્તર આપ્યો કે, આપણી પેઠે તેઓ
પણ પવિત્ર આત્મા પામ્યા છે, તો તેઓનું બાપ્તિસ્મા
અટકાવવાને પાણીની મના કોણ કરી શકે? ૪૮ અને
ઇસુ ખ્રીસ્તને નામે તેઓને બાપ્તિસ્મા આપવાની તેણે
આજ્ઞા કીધી, પછી કેટલાએક દિવસ [ત્યા] રહેવાની
તેઓએ તેને વિનતી કીધી

૧૧ હવે જે પ્રેરિતો તથા ભાઇઓ યહુદાહમાં
હતા તેઓએ સાભળ્યુ કે, વિદેશીઓએ
પણ દેવની વાતનો અંગીકાર કીધો છે. ૨ અને પીતર
યરૂશાલેમ આવ્યો, ત્યારે સુનતીઓએ તેની સાથે વાદ
કરતાં કહ્યું કે, ૩ તેં બેસુનતીઓના ઘરમા જઇને
તેઓની સાથે ખાધુ. ૪ ત્યારે પીતર વાત કરવા લાગ્યો
ને તેઓને વિગતવાર ખુલાસો કરતા કહ્યું કે, ૫ હું
જોપ્પા શહેરમાં પ્રાર્થના કરતો હતો, ત્યારે મને મૂર્છા
આવી, ને મેં દર્શનમા એક વાસણ, જાણે કે એક મોટી
ચાદર તેના ચાર ખુણાથી લટકાવેલી હોય તેવું આકા-
શમાથી ઉતરતું જોયુ; ને તે મારી પાસે આવ્યુ.
૬ તેના પર એકી નજરે જોઇને મે ધ્યાન આપ્યુ, તો
પૃથ્વી પરનાં ચોપગા પ્રાણીઓ તથા રાની પશુઓ,
તથા પેટે ચાલનારા પ્રાણીઓ, તથા આકાશનાં
પક્ષીઓ મેં દીઠા. ૭ અને વળી મેં એક વાણી મને
એમ કહેતી સાંભળી કે, પીતર, ઉઠ, મારીને ખા.
૮ પણ મેં કહ્યું, પ્રભુ, એમ નહિ, કેમકે કોઇ પણ
નાપાક અથવા અશુદ્ધ વસ્તુ મારા મ્હોમાં કદી પેઠી
નથી. ૯ પણ તેના ઉત્તરમાં આકાશમાથી બીજી વાર
વાણી થઇ કે, દેવે જે શુદ્ધ કીધુ છે, તેને તું નાપાક
ન ગણ. ૧૦ અને એમ ત્રણ વાર થયુ; પછી બધાં
આકાશમાં પાછા ખેંચી લેવામા આવ્યા. ૧૧ અને
જુઓ, તેજ વેળાએ કાઇસારીઆથી મારી પાસે મોક-
લેલા ત્રણ માણસ જે ઘરમાં અમે હતા તેની આગળ
આવી ઉભા. ૧૨ અને આત્માએ મને કહ્યું કે, કંઇ પણ
ભેદ રાખ્યા વિના તેઓની સાથે જા. અને આ છ
ભાઇ પણ મારી સાથે આવ્યા; ને અમે તે માણસના
ઘરમાં ગયા; ૧૩ ત્યારે તેણે અમને ખબર આપી કે,
મેં મારા ઘરમાં દૂત ઉભેલો જોયો, જેણે મને કહ્યું કે,
જોપ્પામાં [માણસ] મોકલી સીમોન, જેનું બીજું નામ

પીતર છે, તેને તેડાવ, ૧૪તે તને એવી વાતો કહેશે
કે જેથી તું તારા આખા ઘરના સુદ્ધા તારણ પામશે
૧૫અને હુ બોલવા લાગ્યો કે તરત જેમ પ્રથમ આપણા
પર પવિત્ર આત્મા ઉતર્યો હતો, તેમ તેઓ પર પણ
તે ઉતર્યો ૧૬ત્યારે પ્રભુની કહેલી વાત મને યાદ
આવી કે, યોહાને પાણીએ બાપ્તિસ્મા કીધુ ખરૂ,
પણ તમે પવિત્ર આત્માએ બાપ્તિસ્મા પામશો ૧૭એ
માટે જ્યારે આપણે પ્રભુ ઇસુ ખ્રીસ્ત પર વિશ્વાસ
કીધો ત્યારે આપણને જેવુ [દાન] મળ્યુ તેવુજ દાન
દેવે તેઓને પણ આપ્યુ, તો હુ કોણ હતો કે દેવને
અટકાવુ? ૧૮ને તેઓ આ વાતો સાભળીને છાના
રહ્યા, ને દેવને મહિમા આપતા કહ્યુ કે, દેવે વિદેશી
ઓને પણ પશ્ચાત્તાપ [કરવાનુ મન] આપ્યુ છે કે
તેઓ જીવન પામે

૧૯અને સ્તેફનના સબધમા જે સતાવણી થઇ તેથી
જેઓ વિખેરાઇ ગયા હતા તેઓ ફેનીકે તથા કુપરસ
તથા અત્યોખ લગી ગયા, પણ તેઓએ યહુદીઓ
વગર કોઇને વાત પ્રગટ કીધી ન હતી ૨૦પણ તેઓ
માના કેટલાએક કુપરસના તથા કુરેનીના માણસો
હતા, તેઓએ અત્યોખ આવીને હેલેનીઓની આગળ
પણ પ્રભુ ઇસુ વિશેની સુવાર્ત્તા કરી સભળાવી ૨૧અને
પ્રભુનો હાથ તેઓની સાથે હતો, ને ઘણા વિશ્વાસ
કરીને પ્રભુ તરફ વળ્યા ૨૨અને તેઓ વિષેના
સમાચાર યરૂશાલેમની મડળીને કાને આવ્યા, અને
તેઓએ બાર્નાબાસને અત્યોખ લગી મોકલ્યો, ૨૩તે
ત્યા આવ્યો, ત્યારે દેવની કૃપા જોઇને આનદ પામ્યો,
ને તેણે તેઓ સર્વને મનના નિશ્ચયથી પ્રભુને વળગી
રહેવાનો બોધ કીધો, ૨૪કેમકે તે સારો માણસ
હતો, ને પવિત્ર આત્માથી તથા વિશ્વાસથી ભરપુર
હતો, ને ઘણા લોક પ્રભુની [મડળીમા] ઉમેરાયા
૨૫અને [બાર્નાબાસ] શાઉલની શોધ કરવા સારૂ
તાર્સસ ગયો, ૨૬અને તે મળ્યા ત્યારે તે તેને
અત્યોખમા લાવ્યો. અને એમ થયુ કે, તેઓએ
એક આખુ વરસ મડળીની સાથે એકઠા મળીને ઘણા
લોકોને બોધ કીધો, ને શિષ્યો પહેલવહેલા અત્યો
ખમા ખ્રીસ્તી કહેવાયા.

૨૭હવે એ દિવસોમા ભવિષ્યવાદીઓ યરૂશાલેમથી
અત્યોખ આવ્યા. ૨૮અને તેઓમાના આગાબસ
નામે એક ઉભા થઇને આત્માનડે સુચવ્યુ કે, આખા
જગતમા મોટો દુકાળ પડશે, અને કલાદીઅસના
દિવસોમા તેમજ થયુ ૨૯ત્યારે શિષ્યોએ ઠરાવ્યુ કે,
આપણે દરેક માણસે પોતપોતાની શક્તિ પ્રમાણે યહુ-
દાહમા રહેનાર ભાઇઓને કઇ મદદ મોકલવી ૩૦અને
તેઓએ તેમ કીધુ, ને બાર્નાબાસ તથા શાઉલની
હસ્તક વડીલો પર તે મોકલી

૧૨ આસરે તે વેળાએ હેરોદ રાજાએ મડળીના
કેટલાએકની સતાવણી કરવા હાથ લબાવ્યા
૨અને તેણે યોહાનના ભાઇ યાકુબને તરવારે માર્યો
૩અને યહુદીઓને એ ગમતું છે એમ જોઇને તેણે
પીતરને પણ પકડી લીધો અને તે બેખમીર રોટ
લીના દિવસ હતા ૪અને તેણે તેને પકડીને બદીખા
નામા નાખ્યો, ને તેની ચોકી રાખવા સારૂ ચાર ચાર
સિપાઇઓની ચાર ટુકડીઓને સોપ્યો, ને પાસ્ખા
પછી લોકોની પાસે તેને બહાર લાવવાનો ઇરાદો
રાખ્યો ૫એ માટે તેણે પીતરને બદીખાનામા રાખ્યો,
પણ મડળીએ તેને સારૂ આગ્રહથી દેવની પ્રાર્થના
કીધી ૬અને હેરોદ તેને બહાર લાવવાનો હતો તેજ
રાત્રે પીતર બે સિપાઇની વચ્ચે બે સાકળોએ બાધેલો
ઉઘતો હતો, ને ચોકીદારો બારણા આગળ બદીખા
નાની ચોકી કરતા હતા. ૭ત્યારે જુઓ, પ્રભુનો દૂત
તેની પાસે ઉભો રહ્યો, ને બદીખાનામા અજવાળુ
ચમક્યુ, ત્યારે તેણે પીતરને કૂખમા મારીને જગાડ્યો,
ને કહ્યુ કે, જલદી ઉઠ ત્યારે તેની સાકળો તેના હાથ
પરથી છુટી પડી ૮અને દૂતે તેને કહ્યુ કે, કમર બાધ,
ને તારા ચપલ પહેર. અને તેણે તેમ કીધુ પછી
તેણે તેને કહ્યુ કે, તારૂ લુગડુ ઓઢીને મારી પછવાડે
આવ ૯અને તે બહાર નીકળીને તેની પછવાડે ગયો,
ને દૂત જે કરે છે તે ખરૂ છે એમ તે સમજતો ન
હતો, પણ મને દર્શન થાય છે એમ ધારતો હતો.
૧૦અને તેઓ પહેલી તથા બીજી ચોકી વટાવીને શહે-
રના જવાના લોઢાને દરવાજે પહોચ્યા, ને તે પોતાની
મેળે તેઓને સારૂ ઉઘડી ગયા, ને તેઓએ આગળ
ચાલીને એક મહોલ્લો ઓળગ્યો, એટલે તરત દૂત
તેની પાસેથી ચાલ્યો ગયો ૧૧અને પીતરને ભાન
આવ્યુ ત્યારે તેણે કહ્યુ કે, હવે હુ ખચિત જાણુ છુ કે
પ્રભુએ પોતાના દૂતને મોકલીને હેરોદના હાથમાથી
તથા યહુદીઓની સઘળી ધારણાથી મને છોડાવ્યો છે
૧૨પછી તે વિચાર કરીને યોહાન, જેનુ બીજુ નામ
માર્ક હતુ, તેની મા મરિયમના ઘર પાસે આવ્યો,
જ્યા ઘણા એકઠા થઇને પ્રાર્થના કરતા હતા. ૧૩અને
તે આગલુ બારણુ ઠોકતો હતો ત્યારે રોદા નામે એક
જુવાન બાયડી ખબર કાઢવા આવી ૧૪અને તેણીએ

પીતરનો ઘાંટો ઓળખીને આનંદને લીધે બારણું
ઉઘાડ્યું નહિ, પણ માહે દોડી જઇને કહ્યું કે, પીતર
બારણા આગળ ઉભો છે ૧૫ અને તેઓએ તેને કહ્યું
કે, તું ઘેલી છે પણ તેણીએ હુડેઠથી કહ્યું કે, [હું
કહું છું] તેમજ છે ત્યારે તેઓએ કહ્યું કે, તેનો દૂત
હશે ૧૬ પણ પીતરે ઠોક્યા કીધું, ને તેઓએ બારણું
ઉઘાડીને તેને જોયો, ત્યારે તેઓ અચરતી પામ્યા
૧૭ પણ છાના રહેવા તેણે તેઓને હાથે ઇસારો કીધો,
ને શી રીતે પ્રભુ તેને બંદીખાનામાથી બહાર કાઢી
લાવ્યો તે તેઓને કહી બતાવ્યુ, ને તેણે એમ કહ્યું કે,
એ સમાચાર યાકૂબને તથા [બીજા] ભાઇઓને પહોં
ચાડજો પછી તે નીકળીને બીજી જગ્યાએ ગયો
૧૮ અને પ્રભાત થયો ત્યારે સિપાઇઓમા ઘણી ગડ
બડ થઇ કે, પીતરનુ શું થયુ હશે ! ૧૯ ને હેરોદે તેને
શોધ્યો, પણ તે ન જડ્યા, ત્યારે તેણે ચોકીદારોની
તપાસ કીધી, અને તેઓને મારી નાખવાનો હુકમ
કીધો, પછી તે યહુદાહથી નીકળીને કાઇસારીઆમા
ગયો, ને ત્યા રહ્યા

૨૦ હવે તુરના તથા સીદોનના લોક પર [હેરોદ]
ઘણો કોપાયમાન થયો હતો, પણ તેઓ સર્વ એક
રૂપે તેની પાસે આવ્યા, ને રાજાના મુખ્ય ખવાસ
બ્લાસ્તસને પોતાના પખનો કરી લઇને સલાહ માગી,
કેમકે તેઓના દેશનુ પોષણ રાજાના દેશમાથી થતું
હતું ૨૧ પછી એક ઠરાવેલે દિવસે હેરોદે રાજપોશાક
પહેરીને, તથા રાજ્યાસન પર બેસીને, તેઓની
આગળ ભાષણ કીધું ૨૨ ત્યારે લોકોએ બૂમ પાડી કે,
આ વાણી તો દેવની છે, માણસની નથી ૨૩ અને
તેણે દેવને મહિમા આપ્યો નહિ, માટે પ્રભુના દૂતે
વરત તેને માર્યો, ને કીડાથી ખવાઇ જઇને તેણે
પ્રાણ છોડ્યા

૨૪ પણ દેવની વાત, ફેલાતી તથા વૃદ્ધિ પામતી ગઇ
૨૫ અને બાર્નાબાસ તથા શાઉલ તે દાનસેવા પુરી
કરીને યોહાન જેનુ બીજુ નામ માર્ક હતું તેને સાથે
લઇને યરૂશાલેમથી પાછા આવ્યા

૧૩ હવે અંત્યોખમા જે મંડળી હતી તેમા કેટ
લાએક ભવિષ્યવાદીઓ તથા ઉપદેશકો
હતા, એટલે બાર્નાબાસ, તથા સિમઓન જે નીગેર
કહેવાતો હતો તે, તથા કુરેનેનો લુકીઅસ, તથા હેરોદ
રાજાનો દૂધભાઇ મનાએન તથા શાઉલ ૨ અને તેઓ
પ્રભુની સેવા કરતા તથા ઉપવાસ કરતા હતા, ત્યારે
પવિત્ર આત્માએ કહ્યું કે, જે કામ કરવા સારૂ બાર્ના
બાસ તથા શાઉલને મેં તેડ્યા છે તેને વાસ્તે તેઓને
મારે સારૂ જુદા કરો ૩ ત્યારે તેઓએ ઉપવાસ તથા
પ્રાર્થના કરીને તથા તેઓ પર હાથ મુકીને તેઓને
વિદાય કીધા

૪ એ પ્રમાણે પવિત્ર આત્માના મોકલ્યાથી તેઓ
સલુકિયામા ગયા, ને ત્યાથી વહાણમા બેસીને કુપર
સમા ગયા ૫ અને તેઓ સાલામીસમા આવ્યા, ત્યારે
તેઓએ યહુદીઓના સભાસ્થાનોમા દેવની વાત પ્રગટ
કીધી, ને યોહાન પણ સેવક તરીકે તેઓની સાથે
હતો ૬ અને તેઓ તે આખો બેટ ઓળગીને પાફસમા
ગયા, ત્યારે બાર-ઇસુ નામનો એક યહુદી તેઓને
મળ્યો, તે તો જાદુગર [તથા] જુઠો ભવિષ્યવાદી હતો
૭ [બેટનો] હાકેમ, સરજીઅસ પાઉલ, જે બુદ્ધિવાન
માણસ હતો, તેની સાથે તે હતો, તે [હાકેમે]
બાર્નાબાસ તથા શાઉલને પોતાની પાસે બોલાવીને
દેવની વાત સાભળવાનુ મન દેખાડ્યુ ૮ પણ એલી
માસ જાદુગર, (કેમકે તેના નામનો અર્થ એજ છે,)
તે હાકેમને વિશ્વાસ કરતા અટકાવવા ચાહીને તેઓની
સામો થયો ૯ પણ શાઉલ (જે પાઉલ પણ કહેવાય
છે), તેણે પવિત્ર આત્માથી ભરપુર થઇને તેની સામે
એકી નજરે જોઇને કહ્યું કે, ૧૦ અરે સર્વ કપટ તથા
સર્વ કાવતરાથી ભરપુર, શેતાનના દીકરા, અને સઘળા
ન્યાયીપણાના શત્રુ, શુ પ્રભુના પાધરા માર્ગ વાકા
કરવાનુ તું નહિ મુકી દઇશ? ૧૧ હવે, જો, પ્રભુનો
હાથ તારી વિરૂદ્ધ છે, ને તું કેટલીએક મુદત સુધી
આધળો રહેશે ને સુરજ દેખશે નહિ. ત્યારે એકાએક
ધુંવર તથા અધકાર તેના પર આવી પડ્યા, ને હાથ
પકડીને પોતાને દોરે એવાને તે શોધતો ફર્યો ૧૨ અને
જે થયુ તે હાકેમે જોયુ ત્યારે તેણે પ્રભુ વિષેના બોધથી
વિસ્મિત થઇને વિશ્વાસ કીધો

૧૩ પછી પાઉલ તથા તેના સાથીઓ પાફસથી
વહાણમા બેસીને પામ્ફુલ્યાના પેર્ગામા આવ્યા, ને
યોહાન તેઓને મુકીને પાછો યરૂશાલેમ ગયો ૧૪ પણ
તેઓ પેર્ગાથી આગળ જતા પીસીદીના અંત્યોખમા
આવ્યા, ને વિશ્રામવારે સભાસ્થાનમા જઇને બેઠા
૧૫ ત્યારે નિયમશાસ્ત્ર તથા ભવિષ્યવાદીઓ [ની
વાતો]નુ વાચન પુરૂ થયા પછી સભાસ્થાનના અધિ
કારીઓએ તેઓને કહાવી મોકલ્યુ કે, ભાઇઓ, જો
લોકોને બોધરૂપી કઇ વાત તમારે કહેવી હોય તો
કહો ૧૬ ત્યારે પાઉલ ઉભો થઇને ને હાથે ઇસારો
કરીને બોલ્યો કે,

ઓ ઇસ્રાએલી માણસો, તથા તમે દેવનું ભય
રાખનારાઓ, સાંભળો; ૧૭ આ ઇસ્રાએલી લોકોના
દેવે આપણા પૂર્વજોને પસંદ કીધા, ને તેઓ મિસર
દેશમાં પ્રવાસી હતા, ત્યારે તેણે તેઓને મોટા કર્યા,
ને તેણે તેઓને ત્યાંથી પરાક્રમી ભુજ વડે કાઢી
આણ્યા. ૧૮ અને ચાળીસેક વરસની મુદત સુધી
રાનમા તેણે તેઓની વર્તણુક સહન કીધી. ૧૯ અને
કનાન દેશમાના સાત રાજ્યોના લોકનો નાશ કરીને
તેણે તેઓનો દેશ આસરે ચારસેં ને પચાસ વર્ષ સુધી
તેઓને વતન તરીકે આપ્યો; ૨૦ અને એ બિનાઓ
પછી તેણે શમૂએલ ભવિષ્યવાદીના વખત સુધી
તેઓને ન્યાયાધીશો આપ્યા. ૨૧ અને ત્યાર પછી
તેઓએ રાજા માગ્યો; ત્યારે દેવે ચાળીસ વરસની
મુદત સુધી બિન્યામીનના કુળનો કીશનો દીકરો
શાઉલ તેઓને આપ્યો. ૨૨ પછી તેને દૂર કરીને તેણે
દાઉદને તેઓનો રાજા થવા સારૂ ઉભો કીધો, ને તેણે
તેના સબંધી સાક્ષી પણ આપતા કહ્યું કે, મારો મન-
ગમતો એક માણસ, એટલે યિશાઇનો દીકરો દાઉદ,
મને મળ્યો છે; તે મારી બધી ઇચ્છા પુરી કરશે.
૨૩ એ માણસના વંશમાથી દેવે વચન પ્રમાણે ઇસ્રા-
એલને સારૂ એક તારનારને એટલે ઇસુને ઉભો કીધો
છે. ૨૪ તેના આવ્યા અગાઉ યોહાને સઘળા ઇસ્રાએલી
લોકોને પસ્તાવાનુ બાપ્તિસ્મા પ્રગટ કર્યું હતું. ૨૫ અને
યોહાન પોતાની દોડ પુરી કરતો હતો એવામા તે
બોલ્યો કે, તમે શું ધારો છો કે હુ કોણ છું? હુ તે
નથી. પણ, જુઓ, એક [જણ] મારી પછવાડે
આવે છે, કે જેના પગનાં ચપલની વાધરી છોડવાને
હું યોગ્ય નથી. ૨૬ હે ભાઇઓ, ઇબ્રાહીમના વંશજો,
વથા તમારી મધ્યે દેવનું ભય રાખનારાઓ, આપણી
પાસે એ તારણની વાત મોકલવામા આવી છે.
૨૭ કેમકે યરૂશાલેમના રહેવાસીઓએ, તથા તેઓના
અધિકારીઓએ, તેને વિષે તથા ભવિષ્યવાદીઓની
જે વાતો દરેક વિશ્રામવારે વંચાય છે તેમને વિષે પણ
અજ્ઞાન હોવાથી તેને અપરાધી ઠરાવીને [તે ભવિષ્ય-
વાતો] પુરી કીધી. ૨૮ અને મોતની શિક્ષા થાય એવું
કંઇ કારણ તેઓને મળ્યું નહિ, તેમ છતા પણ તેઓએ
પીલાતને એવી વિનતી કીધી કે તેને મારી નાખવો.
૨૯ અને તેને વિષે જે લખ્યુ હતું તે સઘળુ તેઓએ
પુરૂં કીધુ ત્યારે લાકડા ઉપરથી તેને ઉતારીને તેઓએ
તેને કબરમાં મુક્યો. ૩૦ પણ દેવે મુએલામાંથી તેને
ઉઠાડ્યો. ૩૧ અને તેની સાથે ગાલીલથી યરૂશાલેમમાં
જે આવ્યા હતા તેઓને ઘણા દિવસ સુધી તે દેખાતો
રહ્યો, અને તેઓ હમણાં લોકોની આગળ તેના સાક્ષી
છે. ૩૨ અને જે વચન બાપદાદાઓને આપવામાં
આવ્યું હતું તેની વધામણી અમે તમારી પાસે લાવ્યા
છીએ કે, ૩૩ ઇસુને પાછો ઉઠાડવાથી દેવે આપણાં
છોકરાંઓ પ્રત્યે તે પુરૂ કીધું છે, ને તે પ્રમાણે બીજા
ગીતમાં પણ લખેલુ છે કે, તું મારો દીકરો છે, આજ
મેં તને જન્મ દીધો છે. ૩૪ અને તેણે તેને મુએલાંમાંથી
ઉઠાડ્યો, ને તે ફરી કદી કહોવાણ પામશે નહિ, તે
વિષે તેણે એમ કહ્યું છે કે, દાઉદ પરના પવિત્ર તથા
અચળ [આશીર્વાદો] હું તમને આપીશ. ૩૫ એ માટે
બીજે ઠેકાણે પણ તે કહે છે કે, તું પોતાના પવિત્રને
કહોવાણ જોવા નહિ દઇશ. ૩૬ કેમકે દાઉદ તો પોતાના
જમાનામાં દેવની ઇચ્છા પ્રમાણે સેવા કરીને ઉંઘી
ગયો, ને પોતાના બાપદાદાઓની પડખે મૂકાયો, ને
તેણે કહોવાણ જોયું. ૩૭ પણ જેને દેવે ઉઠાડ્યો, તેણે
કહોવાણ જોયું નહિ. ૩૮ એ માટે, ભાઇઓ, તમને
માલુમ થાય કે, એના વડે પાપોની માફી તમને પ્રગટ
કરવામાં આવે છે. ૩૯ અને જે [વાતો] વિષે મુસાના
નિયમશાસ્ત્રથી તમે ન્યાયી ઠરી શક્યા નહિ, તે સર્વ
વિષે હરેક વિશ્વાસ કરનાર તેનાથી ન્યાયી ઠરે છે.
૪૦ એ માટે સાવધાન રહો, રખે ભવિષ્યવાદીઓના
લેખમાંની આ વાત તમારા ઉપર આવી પડે કે,

૪૧ ઓ તુચ્છ કરનારાઓ, તમે જુઓ, ને અચરત
થાઓ, ને નાશ પામો;
કેમકે તમારા દિવસોમાં હુ એવું કાર્ય કરૂં છુ કે,
તે વિષે કોઇ તમને કહે, તો તમે તે માનશોજ નહિ.

૪૨ અને તેઓ [સભાસ્થાનમાંથી] નીકળતા હતા
ત્યારે લોકોએ વિનંતી કરી કે, આવતે વિશ્રામવારે એ
વાતો ફરી અમને સંભળાવવામાં આવે. ૪૩ અને સભા
વિસર્જન થયા પછી યહુદીઓ તથા યહુદી થએલા
સુભક્ત માણસોમાના ઘણા પાઉલ તથા બાર્નાબાસની
પાછળ ગયા; ને તેઓએ તેઓની સાથે વાત કીધી,
ને તેઓને સમજાવ્યુ કે દેવની કૃપામાં ટકી રહેવું.

૪૪ અને બીજે વિશ્રામવારે લગભગ આખુ શહેર
દેવની વાત સાંભળવા એકઠું થયું. ૪૫ પણ યહુદીઓ
લોકોની ભીડ જોઇને અદેખાઇએ ભરાયા, અને દુર્ભા-
ષણ કરતા તેઓ પાઉલની કહેલી વાતોની વિરૂદ્ધ
બોલ્યા. ૪૬ ત્યારે પાઉલે તથા બાર્નાબાસે હિમ્મતથી
કહ્યું કે, દેવની વાત પ્રથમ તમને કહેવાની જરૂર હતી.
પણ તમે તેનો નકાર કરો છો, ને અનંતજીવન પામ-

વાને પોતાને અયોગ્ય ઠરાવો છો, માટે, જુઓ, અમે
વિદેશીઓ તરફ ફરીએ છીએ. ૪૭ કેમકે અમને પ્રભુએ
એવો હુકમ આપ્યો છે કે,

મેં તને વિદેશીઓને સારૂ અજવાળા તરીકે ઠરાવ્યો છે
કે તું પૃથ્વીના છેડા સુધી તારણને અર્થે થાય.

૪૮ એ સાંભળીને વિદેશીઓએ ખુશ થઇને દેવની વાત
મહિમાવાન માની; ને અનંત જીવનને સારૂ જેટલા
નિમાયલા હતા તેટલાએ વિશ્વાસ કીધો ૪૯ અને તે
આખા પ્રાંતમાં પ્રભુની વાત ફેલાઇ ગઇ. ૫૦ પણ
યહુદીઓએ ધાર્મિક તથા કુલીન બાઇઓને, તથા શહે-
રના અધિકારીઓને ઉશ્કેરીને પાઉલ તથા બાર્નાબાસ
સામે સતાવણી ઉભી કરી, ને પોતાની સીમોમાંથી
તેઓને કાઢી મૂક્યા. ૫૧ પણ તેઓ પોતાના પગની
ધૂળ તેઓની વિરૂદ્ધ ખંખેરીને ઇકોનીમાં ગયા. ૫૨ અને
શિષ્યો આનંદે તથા પવિત્ર આત્માએ ભરપુર હતા.

૧૪ અને ઇકોનીમાં એમ થયુ કે તેઓ યહુદી-
ઓના સભાસ્થાનમાં સાથે ગયા, ને એવી
રીતે બોલ્યા કે ઘણાજ યહુદીઓએ તથા હેલેનીઓએ
વિશ્વાસ કીધો. ૨ પણ અવિશ્વાસી યહુદીઓએ વિદેશી-
ઓને ઉશ્કેરીને તેઓના મનમાં ભાઇઓને સામે અંટસ
ઉપજાવ્યો. ૩ તે માટે તેઓ લાંબી મુદ્દત સુધી ત્યા
રહીને પ્રભુના આશરાથી હિમ્મત રાખીને બોલતા
રહ્યા, ને પ્રભુએ તેઓની હસ્તક ચમત્કારો તથા
આશ્ચર્ય કૃત્યો થવા દઇને પોતાની કૃપાની વાતના
ટેકામાં સાક્ષી આપી. ૪ પણ શહેરના લોકોમાં ફૂટ
પડી, ને કેટલાકે યહુદીઓનો પક્ષ લીધો, ને કેટલાકે
પ્રેરિતોનો પક્ષ લીધો. ૫ અને તેઓનું અપમાન કરવા
તથા તેઓને પત્થરે મારવા સારૂ જ્યારે વિદેશીઓએ
તથા યહુદીઓએ પોતાના અધિકારીઓ સુદ્ધાં હલ્લો
કીધો, ૬ ત્યારે તેઓ તે જાણીને લુકાનીનાં શહેરો
લુસ્ત્રા તથા દેર્બેમાં, તથા આસપાસના પ્રાંતોમાં નાસી
ગયા; ૭ ને ત્યાં તેઓએ સુવાર્ત્તા પ્રગટ કીધી.

૮ અને લુસ્ત્રામાં એક પાંગળો માણસ બેઠેલો હતો,
તે પોતાની માના પેટથી લંગડો હતો, ને કદી ચાલ્યો
ન હતો. ૯ તેણે પાઉલને બોલતો સાંભળ્યો, અને
[ પાઉલે ] તેની તરફ એકી નજરે જોઇ રહીને, તથા
તેને સાજો થવાનો વિશ્વાસ છે, ૧૦ એ જાણીને મોટે
ઘાટે કહ્યુ કે, તું પોતાને પગે સીધો ઉભો રહે. ત્યારે
તે કુદીને ઉભો થયો, ને ચાલવા લાગ્યો. ૧૧ અને
પાઉલે જે કીધું હતું તે જોઇને લોકોએ લુકાનીની
ભાષામાં મોટે ઘાટે કહ્યુ કે, માણસોનું રૂપ ધરીને દેવો
આપણી પાસે ઉતરી આવ્યા છે. ૧૨ અને તેઓએ
બાર્નાબાસને ઝુસ કહ્યો, ને પાઉલને હેર્મેસ કહ્યો, કેમકે
તે મુખ્ય બોલનાર હતો. ૧૩ અને ઝુસ [ નું મદિર ]
એ શહેરને મોખરે હતું તેનો યાજક ગોધાઓ તથા
ફૂલના હાર ભાગળે લાવીને લોકો સુદ્ધા બળિદાન
ચઢાવવા ઇચ્છતો હતો. ૧૪ પણ બાર્નાબાસ તથા
પાઉલ પ્રેરિતોએ તે વિષે સાંભળ્યું ત્યારે તેઓએ
પોતાનાં લુગડાં ફાડ્યાં, ને લોકોમા દોડીને મોટે ઘાટે
કહ્યુ કે, ૧૫ ગૃહસ્થો, તમે એ કામ કેમ કરો છો? અમે
પણ તમારા જેવા વિકારી માણસ છીએ, ને આ
મિથ્યા વાતો તજી દઇને આકાશ, તથા પૃથ્વી, તથા
સમુદ્ર, તથા તેઓમાંના સઘળાનો ઉત્પન્નકર્ત્તા, કે જે
જીવતો દેવ છે તેની ભણી તમે ફરો, માટે અમે તમને
સુવાર્ત્તા પ્રગટ કરીએ છીએ. ૧૬ તેણે તો આગલા
જમાનાઓમાં સર્વ લોકોને પોતપોતાને માર્ગે ચાલવા
દીધા; ૧૭ તો પણ ભલું કરીને, અને આકાશથી
વરસાદ તથા ફળવંત ઋતુઓ તમને આપીને, અને
અન્નથી તથા આનંદથી તમારાં મન તૃપ્ત કરીને તે
પોતા વિષે સાક્ષી આપ્યા વગર રહ્યો નથી. ૧૮ અને
તેઓએ એ વાતો કહીને લોકોને તેમની પ્રત્યે બળિ-
દાન ચઢાવતાં મુશ્કેલીથી અટકાવ્યા.

૧૯ પણ અંત્યોખ તથા ઇકોનીથી કેટલાક યહુદીઓ
ત્યાં આવ્યા, ને તેઓએ લોકોને સમજાવીને પાઉલને
પત્થરે માર્યો, ને તે મરી ગયો છે એવું ધારીને તેને
શહેર બહાર ઘસડી નાખ્યો. ૨૦ પણ તેની આસપાસ
શિષ્યો ઉભા હતા તેવામાં તે ઉઠીને શહેરમાં આવ્યો,
ને બીજે દિવસે બાર્નાબાસ સાથે દેર્બે ગયો. ૨૧ અને
તે શહેરમાં સુવાર્ત્તા પ્રગટ કર્યા પછી, તથા ઘણા
શિષ્યો મેળવ્યા પછી તેઓ લુસ્ત્રા તથા ઇકોની તથા
અંત્યોખમાં પાછા આવ્યા, ૨૨ ને શિષ્યોનાં મન સ્થિર
કરતાં તેઓએ તેઓને વિશ્વાસમાં ટકી રહેવાને સુબોધ
કીધો, ને [ કહ્યુ કે, ] આપણને ઘણાં સંકટમાં થઇને
દેવના રાજ્યમા જવું પડે છે. ૨૩ અને તેઓએ દરેક
મંડળીમાં તેઓને સારૂ વડીલો ઠરાવીને ઉપવાસ સહિત
પ્રાર્થના કરીને તેમને પ્રભુ, કે જેના પર તેઓએ
વિશ્વાસ કર્યો હતો તેને સોંપ્યા. ૨૪ પછી તેઓ
પીસીદીઆમાં થઇને પામ્ફુલ્યા આવ્યા. ૨૫ અને
પેર્ગામાં વાત કર્યા પછી તેઓ આતાલીએ આવ્યા.
૨૬ પછી ત્યાંથી તેઓ વહાણમાં બેસીને અંત્યોખ
ગયા, કે જ્યાં તેઓ જે કામ પુરૂં કરી આવ્યા તેને
સારૂ દેવની કૃપાને સોંપાયા હતા. ૨૭ અને તેઓએ

ત્યાં આવીને મંડળીને એકઠી કરીને જે જે કામ દેવે
તેઓની હસ્તક કર્યા હતા તે, ને શી રીતે તેણે વિદે-
શીઓને સારૂ વિશ્વાસનું બારણું ઉઘાડ્યુ હતું તે બધું
કહી બતાવ્યું. ૨૮ અને શિષ્યોની સાથે તેઓ ત્યાં
ઘણા દિવસ રહ્યા.

૧૫ અને કેટલાએક યહુદાહથી આવીને ભાઇ-
ઓને એવું શિખવ્યું કે, જો મુસાની રીત
પ્રમાણે તમારી સુનત ન કરાય તો તમે તારણ પામી
શકતા નથી. ૨ અને પાઉલ તથા બાર્નાબાસને તેઓની
જોડે બહુ તકરાર ને વાદવિવાદ થયા પછી [ભાઇ-
ઓએ] ઠરાવ્યુ કે પાઉલ તથા બાર્નાબાસ તથા પોતા-
નામાંના બીજા કેટલાએક એ વિવાદ સંબંધી યરૂશાલે-
મમાંના પ્રેરિતો તથા વડીલો પાસે જાય. ૩ એ માટે
મંડળીએ તેઓને વળાવ્યા પછી તેઓએ ફેનીકે તથા
સમરૂનમાં થઇને જતાં વિદેશીઓના [પ્રભુ ભણી]
ફર્યાના સમાચાર પ્રગટ કર્યા, ને સઘળા ભાઇઓને
ઘણો આનંદ ઉપજાવ્યો. ૪ અને તેઓ યરૂશાલેમ
પહોંચ્યા ત્યારે મંડળીએ તથા પ્રેરિતોએ તથા વડી-
લોએ તેઓનો અંગીકાર કીધો, ને દેવે જે સર્વ
તેઓની હસ્તક કર્યું હતું તે તેઓએ કહી બતાવ્યું.
૫ પણ ફરોશી પંથના કેટલાએક વિશ્વાસ કરનારાઓએ
ઉઠીને કહ્યુ કે, તેઓની સુનત કરાવવી, તથા મુસાનું
નિયમશાસ્ત્ર પાળવાનું તેઓને ફરમાવવું જોઇએ.

૬ ત્યારે પ્રેરિતો તથા વડીલો એ વાત વિષે વિચાર
કરવાને એકઠા થયા. ૭ અને ઘણો વાદવિવાદ થયા
પછી પીતરે ઉઠીને તેઓને કહ્યુ કે,

ભાઇઓ, તમે જાણો છો કે ઘણાએક દિવસ ઉપર
દેવે તમારામાંથી મને પસંદ કરીને [ઠરાવ્યું] કે મારા
મ્હોથી વિદેશીઓ સુવાર્ત્તાની વાત સાંભળે ને વિશ્વાસ
કરે. ૮ અને અંતઃકરણના જાણનાર દેવે જેમ આપણને
તેમ તેઓને પણ પવિત્ર આત્મા આપ્યાથી તેઓ
વિષે શાહેદી પુરી, ૯ અને વિશ્વાસથી તેઓનાં મન
પવિત્ર કરીને આપણામાં તથા તેઓમાં કંઇ ભેદ
રાખ્યો નહિ. ૧૦ તો હવે જે ઝુસરી આપણા પૂર્વજો
તેમજ આપણે પણ સહી શક્યા નહિ તે શિષ્યોની
ગરદન પર મુકીને દેવનું પરીક્ષણ કેમ કરો છો?
૧૧ પણ જેમ તેઓ પ્રભુ ઇસુની કૃપાથી તારણ
પામશે, તેમ આપણે પણ પામીશું, એવું આપણે
માનીએ છીએ.

૧૨ ત્યારે સઘળા લોક છાના રહ્યા; ને બાર્નાબાસ
તથા પાઉલની હસ્તક દેવે જે ચમત્કારો તથા અચરત
કામો વિદેશીઓમાં કરાવ્યાં હતાં તેઓની હકીકત
તેઓએ તેમના મ્હોંથી સાંભળી. ૧૩ અને તેઓ બોલી
રહ્યા પછી યાકુબે ઉત્તર આપતાં કહ્યુ કે,

ભાઇઓ, મારૂં સાંભળો; ૧૪ પહેલાં દેવે વિદેશી-
ઓમાંથી પોતાના નામને સારૂ એક પ્રજાને [પસંદ
કરી] લેવાને કઇ રીતે તેઓની મુલાકાત લીધી, એ તો
સીમોને કહી બતાવ્યું છે. ૧૫ ને ભવિષ્યવાદીઓની
વાતો એની સાથે મળતી આવે છે, જેમ લખ્યું છે
તેમ કે,

૧૬ એ પછી હું પાછો આવીશ,
ને દાઉદનો પડેલો મંડપ હું પાછો બાંધીશ;
ને તેનાં ખંડિયેર સમારીશ,
ને તેને પાછો ઉભો કરીશ;
૧૭ એ માટે કે બાકી રહેલા લોક તથા સઘળા વિદેશીઓ
જેઓ મારા નામથી ઓળખાય છે તેઓ પ્રભુને
શોધે;
૧૮ પ્રભુ જે દુનિયાના આરંભથી એ વાતો પ્રગટ કરે
છે તે એમ કહે છે.

૧૯ માટે મારો અભિપ્રાય એવો છે કે વિદેશીઓમાંથી
દેવ ભણી જે ફરે છે તેઓને આપણે હેરાન ન કરીએ;
૨૦ પણ તેઓને એમ લખી મોકલીએ કે તમારે મૂર્ત્તિ-
ઓના અમંગળપણાથી, તથા વ્યભિચારથી, તથા ગુંગ-
ળાઇને મરેલાથી, તથા લોહીથી આઘા રહેવું. ૨૧ કેમકે
મુસાની વાત દર વિશ્રામવારે સભાસ્થાનોમાં વંચાય
છે તેથી તેના પ્રગટ કરનારા પ્રાચિનકાળથી હરેક
શહેરમાં છે.

૨૨ ત્યારે આખી મંડળી સુદ્ધાં પ્રેરિતોને તથા વડી-
લોને એમ સારૂં લાગ્યું કે પોતાનામાંથી પસંદ કરેલા
માણસોને, એટલે યહુદા જે બાર્સાબાસ કહેવાય છે તે,
તથા સીલાસ, જેઓ ભાઇઓમાં આગેવાન હતા,
તેઓને પાઉલની તથા બાર્નાબાસની સાથે અંત્યોખ
મોકલવા. ૨૩ તેઓની હસ્તક તેઓએ એમ લખી
મોકલ્યું કે, અંત્યોખમાં તથા સૂરિયામાં તથા કીલકીઆમાં,
વિદેશીઓમાંના જે ભાઇઓ છે, તેઓને પ્રેરિતો તથા
વડીલ ભાઇઓની કુશળતા; ૨૪ અમે એવું સાંભળ્યું
છે કે અમારામાથી કેટલાક જેઓને અમે કંઇ આજ્ઞા
આપી ન હતી તેઓએ [તમારી પાસે] આવીને
[પોતાની] વાતોથી તમારાં મન ભમાવીને તમને
ગુંચવણમા નાખ્યા છે; ૨૫ એ માટે અમોને સર્વાનુમતે
એવું સારૂં લાગ્યુ કે, માણસોને પસંદ કરીને તેઓને
આપણા વહાલા બાર્નાબાસ તથા પાઉલ, ૨૬ કે

જેઓએ આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તના નામને સારૂ
પોતાના જીવ જોખમમા નાખ્યા છે, તેઓની સાથે
તમારી પાસે મોકલવા ૨૭ માટે અમે યહુદાને તથા
સીલાસને મોકલ્યા છે, ને તેઓ પોતે પણ તમને
મ્હોડે મ્હોડ એજ વાતો કહેશે ૨૮ કેમકે પવિત્ર
આત્માને તથા અમને એ સારૂ લાગ્યુ કે આ અગત્યની
વાતો કરતા ભારે બોજો તમારા પર નહિ મુકવો,
૨૯ એટલે કે, મૂર્ત્તિઓને અર્પણ કરેલી વસ્તુઓથી,
તથા લોહીથી, તથા ગુગળાઇને મરેલાથી, તથા વ્યભિ
ચારથી, તમારે આઘા રહેવુ, જો તમે એ વાતોથી
અળગા રહેશો, તો તમારૂ ભલુ થશે, તમને કુશળતા
થાઓ

૩૦ પછી તેઓ વિદાયગીરી પામીને અંત્યોખમા
આવ્યા; ને લોકોને એકઠા કરીને તેઓએ પત્ર
આપ્યો ૩૧ અને તેઓ તે વાચીને તેનાના દિલાસાથી
આનદ પામ્યા ૩૨ અને યહુદા તથા સીલાસ કે જેઓ
પોતે પણ ભવિષ્યવાદીઓ હતા, તેઓએ ઘણી વાતોથી
ભાઇઓને સુબોધ કીધો, ને તેઓના મન સ્થિર કીધા
૩૩ અને તેઓએ કેટલીક મુદત ત્યા ગાળ્યા પછી,
જેઓએ તેમને મોકલ્યા હતા તેઓની પાસે પાછા
જવા સારૂ ભાઇઓ પાસેથી તેઓ શાતિએ વિદાય-
ગીરી પામ્યા ૩૪ [[ પણ સીલાસને તો ત્યા રહેવુ
સારૂ લાગ્યુ ]] ૩૫ પણ પાઉલ તથા બાર્નાબાસ અત્યો-
ખમા રહ્યા, ને બીજા ઘણાઓ સુદ્ધા પ્રભુની વાતનો
બોધ તથા ઉપદેશ કરતા રહ્યા

૩૬ અને કેટલાએક દિવસ પછી પાઉલે બાર્નાબાસને
કહ્યુ કે, ચાલો, હવે આપણે પાછા વળીએ, અને જે
હરેક શહેરમા આપણે પ્રભુની વાત પ્રગટ કીધી હતી,
તેમાના આપણા ભાઇઓની મુલાકાત લઇને [જોઇએ
કે] તેઓ કેમ છે ૩૭ અને યોહાન જે માર્ક કહેવાય
છે, તેને પણ સાથે લેવાનુ બાર્નાબાસને મન હતુ
૩૮ પણ પાઉલે એમ ધાર્યું કે જે આપણને પામ્ફુ-
લ્યામા મુકીને જતો રહ્યો, ને આપણી સાથે કામ
કરવા આવ્યો નહિ, તેને સાથે તેડી જવો એ યોગ્ય
નથી ૩૯ ત્યારે એવી તકરાર ઉઠી કે તેઓ એક
બીજાથી જુદા થયા, ને બાર્નાબાસ માર્કને સાથે લઇને
વહાણમા બેસીને કુપરસ ગયો ૪૦ પણ પાઉલે સીલા-
સને પસદ કીધો, ને ભાઇઓએ તેને દેવની કૃપાને
સોપ્યા પછી તે ચાલી નીકળ્યો ૪૧ અને સુરિયામા
તથા કીલકીમાં ફરીને તેણે મડળીઓને દૃઢ કીધી

૧૬ પછી દેર્બે તથા લુસ્ત્રામા તે આવ્યો, અને
જુઓ, તીમોથી નામે એક શિષ્ય ત્યા હતો,
તે એક વિશ્વાસી યહુદેણનો દીકરો હતો, પણ તેનો
બાપ હેલેની હતો ૨ લુસ્ત્રા તથા ઇકોનીમાના ભાઇ-
ઓમા તેની સાખ રૂડી હતી ૩ તેને પાઉલ પોતાની
સાથે લઇ જવા ચહાતો હતો, ને તેને લઇને તે પ્રાતો-
માના યહુદીઓને લીધે તેણે તેની સુનત કરાવી, કેમકે
સર્વ જાણતા હતા કે તેનો બાપ હેલેની હતો ૪ અને
જે જે શહેરોમા થઇને તેઓ ગયા ત્યાના લોકોને
તેઓએ યરૂશાલેમમાના પ્રેરિતોએ તથા વડીલોએ
કીધેલા ઠરાવો પાળવા સારૂ સોપ્યા ૫ અને એ રીતે
મડળીઓ વિશ્વાસમા બળવાન થઇ, ને રોજ રોજ
સખ્યામા વધતી ગઇ

૬ અને આસિયામા વાત પ્રગટ કરવાની તેઓને
પવિત્ર આત્માએ મના કર્યાથી તેઓ ફ્રુગિયા તથા
ગલાતી પ્રદેશમા ફર્યા ૭ અને મુસિયાના સીમાડા
સુધી આવીને તેઓએ બીથુનીઆમા જવાનુ કીધુ,
પણ ઇસુના આત્માએ તેઓને જવા દીધા નહિ;
૮ માટે તેઓ મુસિયાને પડતું મુકીને ત્રોઆસ આવ્યા
૯ અને રાત્રે પાઉલને એવુ દર્શન થયુ કે માકેદોનિયાના
એક જણે ઉભા રહીને તેને વિનવીને કહ્યુ કે માકેદોનિ-
યામા આવીને અમને સહાય કર ૧૦ અને તેને દર્શન
થયા પછી તેઓને સુવાર્તા પ્રગટ કરવા સારૂ દેવે
અમને બોલાવ્યા છે, એવુ અનુમાન કરીને અમે તરત
માકેદોનિયામા જવાની તજવીજ કીધી

૧૧ એ માટે અમે વહાણમા બેસીને ત્રોઆસથી
પાધરા સામોથ્રાકી આવ્યા, ને બીજે દિવસે નીઆ-
પોલીસ પહોચ્યા, ૧૨ અને ત્યાથી ફીલીપીમા ગયા,
જે માકેદોનિયા પ્રાતમાનુ મુખ્ય શહેર છે, ને [રૂમી-
ઓએ] વસાવેલુ છે, ને તે શહેરમા અમે કેટલાએક
દિવસ રહ્યા ૧૩ અને વિશ્રામવારે અમે શહેર બહાર
નદીને કાંઠે જ્યા અમારા ધારના પ્રમાણે પ્રાર્થનાસ્થાન
હોવુ જોઇએ ત્યા ગયા, ને બેસીને જે બાયડીઓ
એકઠી થઇ હતી તેઓને વાત કરી ૧૪ અને થુઆતીરા
શહેરની, જાબુઆ [વસ્ત્ર] વેચનારી, લુદીઆ નામની
એક બાયડી હતી જે દેવને ભજનારી હતી, તેણીએ
અમારૂ સાભળ્યુ, ને તેનુ અત:કરણ પ્રભુએ એવુ ઉઘા-
ડ્યુ કે, તેણીએ પાઉલની કહેલી વાતો ધ્યાનમા લીધી
૧૫ અને તેનુ તથા તેના ઘરનાનુ બાપ્તિસ્મા થયા પછી
તેણીએ કાલાવાલા કરીને કહ્યુ કે, જો તમે મને પ્રભુ
પ્રત્યે વિશ્વાસુ ગણતા હો તો મારા ઘરમા આવીને

માણસોને સાથે લીધા, ને ભીડ જમાવીને આખા શહેરને
ખળભળાવી મુક્યુ, ને યાસનના ઘર પર હુમલો કરીને
તેઓને લોકો પાસે બહાર કાઢી લાવવાનો પ્રયત્ન
કીધો ૬ પણ તેઓ એઓને જડ્યા નહિ ત્યારે યાસ-
નને તથા કેટલાએક ભાઇઓને શહેરના અધિકારીઓ
પાસે ઘસડી જઇને તેઓએ બૂમ પાડી કે, આ લોક
કે જેઓએ જગત ઉથલપાથલ કીધુ છે, તેઓ અહિં
પણ આવ્યા છે ૭ તેઓનો યાસને અંગીકાર કીધો છે,
ને તેઓ સઘળા કાઇસારની આજ્ઞાની વિરૂદ્ધ થઇને
કહે છે કે, ઇસુ [નામે] બીજો રાજા છે. ૮ અને તેઓની
એ વાતો સાભળીને લોકો તથા શહેરના અધિકારીઓ
ગભરાયા ૯ ત્યારે તેઓએ યાસનના તથા બીજાઓના
જામીન લઇને તેઓને છોડી દીધા.

૧૦ પછી ભાઇઓએ રાતે પાઉલ તથા સીલાસને
તરત બેરીઆમા મોકલી દીધા, અને તેઓ ત્યા
પહોચીને યહુદીઓના સભાસ્થાનમા ગયા ૧૧ અને
થેસ્સાલોનીકાના લોક કરતા એઓ અધિક ગુણવાન
હતા, કેમકે એઓ મનની પુરી આતુરતાથી વાતનો
અંગીકાર કરીને, એ વાતો એમજ છે કે નહિ, એ વિષે
નિત્ય ધર્મલેખો તપાસતા હતા ૧૨ એ માટે તેઓ-
માના ઘણાઓએ વિશ્વાસ કીધો, ને આબરૂદાર હેલેની
બાઇઓ તથા પુરૂષોમાના પણ ઘણાએ [વિશ્વાસ
કીધો] ૧૩ પણ જયારે થેસ્સાલોનીકાના યહુદીઓએ
જાણ્યુ કે પાઉલ દેવની વાત બેરીઆમા પણ પ્રગટ
કરે છે ત્યારે ત્યા પણ આવીને તેઓએ લોકોને ઉશ્કે-
રીને ખળભળાવ્યા ૧૪ ત્યારે ભાઇઓએ તરત પાઉલને
સમુદ્ર સુધી મોકલી દીધો, પણ સીલાસ તથા તીમોથી
હજી ત્યા રહ્યા ૧૫ પણ પાઉલના વળાવાઓએ તેને
આથેન્સ સુધી પહોચાડયો પછી સીલાસ તથા
તીમોથી તેની પાસે બનતી ઉતાવળથી આવે, એવી
આજ્ઞા એમને સારૂ લઇને તેઓ વિદાય થયા

૧૬ અને પાઉલ આથેન્સમા એમની વાટ જોતો
હતો એટલામા તે શહેરમા ઠેરઠેર મૂર્ત્તિઓને જોઇને
તેનો આત્મા જળી ઉઠયો ૧૭ તે માટે તે સભાસ્થા-
નમા યહુદીઓ તથા ધાર્મિક પુરૂષો સાથે, ને ચહુટામા
જેઓ તેને મળતા તેઓની સાથે નિત્ય વાદ કરતો
હતો. ૧૮ ત્યારે એપીકુરી તથા સ્તોઇકી પંડિતોમાના
કેટલાએક તેની સામા થયા, ને કેટલાકે કહ્યુ કે, આ
બડબડીઓ શુ કહેવા માગે છે? ને બીજા કેટલાકે કહ્યુ
કે, પારકા દેવોને પ્રગટ કરનાર એ દેખાય છે, કેમકે
તે ઇસુ તથા પુનરૂત્થાન વિષે [ની વાત] પ્રગટ કરતો
હતો ૧૯ અને તેઓ તેને અરેઓપાગસમા લઇ ગયા,
ને કહ્યુ કે, જે નવો ઉપદેશ તું કરે છે તે અમારાથી
સમજાય એમ છે? ૨૦ કેમકે અમારા કાનોમા તું
કેટલીએક નવતર વાતો નાખે છે, માટે એમનો અર્થ
અમે જાણવા ચાહીએ છીએ ૨૧ (હવે, સર્વ આથે-
નાયીઓ તથા ત્યા રહેનારા પરદેશીઓ, કંઇ નવી
વાત કહેવી અથવા સાભળવી તે શિવાય બીજા કશામા
પોતાનો વખત ગાળતા ન હતા) ૨૨ અને પાઉલે
અરેઓપાગસની વચ્ચે ઉભા રહીને કહ્યુ કે,

આથેન્સના ગૃહસ્થો, હુ જોઉ છુ કે તમે બધી
બાબતોમા અતિશય ધર્મચુસ્ત છો ૨૩ કેમકે માર્ગે
ચાલતા ચાલતા જે [દેવ દેવીઓને] તમે ભજો છો
તેઓને હુ જોતો હતો, ત્યારે મેં એક વેદી પણ દીઠી,
જેનાપર એવો લેખ કોતરેલો હતો કે, **અજાણ્યા
દેવના માનમાં**, માટે જેને તમે જાણ્યા વિના
ભજો છો તેને હુ તમારી આગળ પ્રગટ કરૂ છુ ૨૪ જે
દેવે જગત તથા તેમાનુ સઘળુ ઉત્પન્ન કીધુ, તે આકાશ
તથા પૃથ્વીનો પ્રભુ હોવાથી હાથે બાંધેલા મંદિરોમા
રહેતો નથી. ૨૫ અને જાણે તેને કશાની ગરજ હોય
એમ માણસોના હાથની સેવા તેને જોઇએ છે એમ
નહિ, કેમકે જીવન તથા શ્વાસોશ્વાસ તથા સર્વ વસ્તુ
તે પોતે સર્વને આપે છે ૨૬ અને તેણે માણસોની
સર્વ દેશજાતિઓને આખી પૃથ્વીની પીઠ પર રહેવા
સારૂ એકમાથી ઉત્પન્ન કીધી, ને તેણે તેઓને સારૂ
નિમેલા સમય તથા તેઓના રહેઠાણની સીમાઓ
ઠરાવી આપી ૨૭ એ માટે કે તેઓ ઇશ્વરને શોધે, કે
કદાપિ તેઓ તેને માટે ટટોળીને તેને પામે; પરતુ
આપણામાના કોઇથી તે વેગળો નથી ૨૮ કેમકે
આપણે તેનામા જીવીએ છીએ, ને હાલીએ છીએ, ને
હોઇએ છીએ, જેમ તમારા પોતાનાજ કવિઓમાના
કેટલાએકે કહ્યુ છે કે, આપણે પણ તેના વંશજો છીએ
૨૯ હવે આપણે દેવના વંશજો છીએ માટે આપણે
એમ ન ધારવુ જોઇએ કે દેવ માણસોની કારીગરી
તથા ચતુરાઇથી કોતરેલા સોના કે રૂપા કે પત્થરના
જેવો છે. ૩૦ એ અજ્ઞાનપણાના સમયો પ્રત્યે દેવે
આખાડા કીધા ખરા, પણ હવે સર્વ જગ્યામા સઘળા
માણસોને પસ્તાવો કરવાની તે આજ્ઞા કરે છે
૩૧ કેમકે તેણે એક દિવસ ઠરાવ્યો છે કે જેમા તે
પોતાના ઠરાવેલા માણસ વડે જગતનો ન્યાય ન્યાયી-
પણાએ કરશે, જે વિષે તેણે તેને મુએલાઓમાથી
પાછો ઉઠાડવાથી સર્વને ખાતરી કરી આપી છે.

રહો; ને તેણીએ અમને ઘણો આગ્રહ કીધો.
૧૬અને અમે પ્રાર્થનાસ્થાને જતા હતા, ત્યારે એમ
થયું કે, એક જુવાન બાયડી અમને મળી, કે જેને
અગમસૂચક આત્મા વળગ્યો હતો, અને તે ભવિષ્ય-
કથન કરીને પોતાના માલિકોને ઘણો લાભ મેળવી
આપતી હતી. ૧૭ તેણીએ પાઉલની તથા અમારી
પાછળ આવીને બૂમ પાડતાં કહ્યું કે, આ માણસો
પરાત્પર દેવના સેવકો છે, જેઓ તમને તારણનો
માર્ગ પ્રગટ કરે છે. ૧૮અને તેણીએ ઘણા દિવસ એમ
કીધું ત્યારે પાઉલે બહુ વ્યાકુળ થઇને પાછા ફરીને તે
આત્માને કહ્યું કે, ઇસુ ખ્રીસ્તને નામે હું તને આજ્ઞા કરૂં
છું કે એનામાંથી નીકળ; ને તેજ ઘડીએ તે નીકળ્યો.
૧૯પણ તેના માલિકોએ પોતાના લાભની આશા
લોપ થઇ છે, એ જોઇને પાઉલ તથા સીલાસને પકડ્યા,
ને ચહુટામાં અધિકારીઓની પાસે ઘસડી આણ્યા.
૨૦અને તેઓને અમલદારોની આગળ લાવીને કહ્યું
કે, આ માણસો યહુદી છતાં આપણા શહેરમાં બહુ
ઘાંધળ મચાવે છે. ૨૧અને આપણ રૂમીઓને જે રીતો
માનવી અથવા પાળવી ઉચિત નથી, તે તેઓ શિખવે
છે. ૨૨ત્યારે લોકો એકત્ર તેમની સામે ઉઠયા, ને
અમલદારોએ તેઓનાં લુગડાં ફાડી નાખીને તેઓને
ફટકા મારવાની આજ્ઞા આપી. ૨૩અને તેઓએ ઘણા
ફટકા મારીને તેઓને બંદીખાનામાં નાખ્યા, ને બંદી-
ખાનાના દરોગાને તેઓને ચોકસાઇથી રાખવાની
આજ્ઞા કીધી. ૨૪અને તેને એવી આજ્ઞા મળવાથી તેણે
તેઓને માંહેના બંદીખાનામાં ઘાલ્યા, ને તેઓના
પગ હેડમાં ઠોક્યા. ૨૫ પણ મધરાતને સુમારે પાઉલ
તથા સીલાસ પ્રાર્થના કરતા તથા દેવનાં સ્તોત્ર ગાતા
હતા, અને બંદીવાનો તેઓનું સાંભળતા હતા;
૨૬ ત્યારે એકાએક એવો મોટો ધરતીકંપારો થયો કે,
બંદીખાનાના પાયા હાલ્યા; ને સઘળાં બારણાં તરત
ઉઘડી ગયાં; ને સર્વેનાં બંધનો છુટી ગયાં. ૨૭અને
બંદીખાનાનો દરોગો ઉંઘમાંથી જાગી ઉઠયો, ને બંદી-
ખાનાનાં બારણાં ઉઘાડાં જોઇને બંદીવાનો નાસી ગયા
હશે, એમ ધારીને તે તરવાર તાણીને આપઘાત કરવા
જતો હતો. ૨૮પણ પાઉલે મોટો ઘાંટો પાડીને કહ્યું
કે, અમે સહુ અહિં છીએ, માટે તું પોતાને કંઇ ઇજા
કરનો ના. ૨૯ત્યારે તે દીવો મગાવીને માંહે કુદી
આવ્યો, ને ધ્રુજતો ધ્રુજતો પાઉલ તથા સીલાસની
આગળ પડ્યો. ૩૦અને તેઓને બહાર લાવીને તેણે
કહ્યું કે, ઓ સાહેબો, તારણ પામવા સારૂ મારે શું
કરવું જોઇએ? ૩૧ત્યારે તેઓએ કહ્યું કે, પ્રભુ ઇસુ
પર વિશ્વાસ કર, એટલે તું તારાં ઘરનાં સુદ્ધાં તારણ
પામશે. ૩૨ત્યારે તેઓએ તેને તથા જે તેના ઘરમાં
હતાં તે સઘળાંને પ્રભુની વાત કહી સંભળાવી. ૩૩પછી
રાતની તેજ ઘડીએ તેણે તેઓને લઇને તેઓના
સોળ ધોયા, ને તરત તે તથા તેનાં સઘળાં માણસો
બાપ્તિસ્મા પામ્યાં. ૩૪અને તેણે તેઓને પોતાને ઘેર
લાવીને તેઓની આગળ ભાણું પીરસ્યું, ને પોતાના
ઘરનાં સહુ સુદ્ધાં દેવ પર વિશ્વાસ કરીને ઘણો
આનંદ કીધો.
૩૫પણ દિવસ ઉગતાં અમલદારોએ ચોબદારોને
મોકલીને કહેવાડ્યું કે, તે માણસોને છોડી દે. ૩૬પછી
બંદીખાનાના દરોગાએ પાઉલને એ વાતની ખબર
આપી કે, અમલદારોએ તમને છોડી દેવાનું કહાવી
મોકલ્યું છે, માટે હવે તમે નીકળીને શાંતિએ ચાલ્યા
જાઓ. ૩૭પણ પાઉલે તેઓને કહ્યું કે, અમને ગુન્હે-
ગાર ઠરાવ્યા વગર તેઓએ અમ રૂમીઓને પ્રગટ રીતે
માર મારીને બંદીખાનામાં નાખ્યા છે, ને હવે શું
તેઓ અમને છાની રીતે બહાર કાઢી મુકે છે? ના,
એમ તો નહિ, પણ તેઓ પોતે આવીને અમને બહાર
કાઢે. ૩૮ત્યારે ચોબદારોએ અમલદારોને એ વાતની
ખબર આપી. અને તેઓ રૂમી છે, એ સાંભળીને
તેઓ બીધા. ૩૯પછી તેઓએ આવીને તેઓના
કાલાવાલા કર્યા ને તેઓને બહાર લાવીને શહેરમાંથી
નીકળી જવાને વિનંતી કીધી. ૪૦અને તેઓ બંદીખા-
નામાંથી નીકળીને લુદીઆને ત્યાં આવ્યા, ને ભાઇ-
ઓને મળીને તેઓને દિલાસો દીધો, ને પછી ત્યાંથી
વિદાય થયા.

૧૭ અને તેઓ આમ્ફીપોલીસ તથા આપલો-
નિયામાં થઇને થેસ્સાલોનીકામાં આવ્યા;
ત્યાં યહુદીઓનું સભાસ્થાન હતું; ૨અને પાઉલ
પોતાની રીત પ્રમાણે તેઓની [સભામાં] ગયો, ને
ત્રણ વિશ્રામવાર તેણે ધર્મલેખ ઉપરથી તેઓની સાથે
વાદવિવાદ કીધો, ૩ને ખુલાસો આપીને સિદ્ધ કર્યું
કે ખ્રીસ્તે સહેવું, તથા મુએલાંમાંથી પાછા ઉઠવું એ
જરૂરનું હતું, ને [એવું પણ કહ્યું કે,] જે ઇસુને હું
તમને પ્રગટ કરૂં છું તેજ ખ્રીસ્ત છે. ૪ત્યારે તેઓ-
માના કેટલાએક તથા ધાર્મિક ગ્રીકોમાંના ઘણા
લોક, તથા આબરૂદાર ઘણી બાયડીઓ વાત માનીને
પાઉલ તથા સીલાસની સંગતમાં ભળ્યા. ૫પણ યહુ-
દીઓએ અદેખાઇ રાખીને કેટલાક ચકલામાંના બદ-

રહો; ને તેણીએ અમને ઘણો આગ્રહ કીધો.
૧૬અને અમે પ્રાર્થનાસ્થાને જતા હતા, ત્યારે એમ
થયું કે, એક જુવાન બાયડી અમને મળી, કે જેને
અગમસૂચક આત્મા વળગ્યો હતો, અને તે ભવિષ્ય-
કથન કરીને પોતાના માલિકોને ઘણો લાભ મેળવી
આપતી હતી. ૧૭ તેણીએ પાઉલની તથા અમારી
પાછળ આવીને બૂમ પાડતાં કહ્યું કે, આ માણસો
પરાત્પર દેવના સેવકો છે, જેઓ તમને તારણનો
માર્ગ પ્રગટ કરે છે. ૧૮અને તેણીએ ઘણા દિવસ એમ
કીધું ત્યારે પાઉલે બહુ વ્યાકુળ થઇને પાછા ફરીને તે
આત્માને કહ્યું કે, ઇસુ ખ્રીસ્તને નામે હું તને આજ્ઞા કરૂં
છું કે એનામાંથી નીકળ; ને તેજ ઘડીએ તે નીકળ્યો.
૧૯પણ તેના માલિકોએ પોતાના લાભની આશા
લોપ થઇ છે, એ જોઇને પાઉલ તથા સીલાસને પકડ્યા,
ને ચહુટામાં અધિકારીઓની પાસે ઘસડી આણ્યા.
૨૦અને તેઓને અમલદારોની આગળ લાવીને કહ્યું
કે, આ માણસો યહુદી છતાં આપણા શહેરમાં બહુ
ધાંધળ મચાવે છે. ૨૧અને આપણ રૂમીઓને જે રીતો
માનવી અથવા પાળવી ઉચિત નથી, તે તેઓ શિખવે
છે. ૨૨ ત્યારે લોકો એકત્ર તેમની સામે ઉઠયા, ને
અમલદારોએ તેઓનાં લુગડાં ફાડી નાખીને તેઓને
ફટકા મારવાની આજ્ઞા આપી. ૨૩અને તેઓએ ઘણા
ફટકા મારીને તેઓને બંદીખાનામાં નાખ્યા, ને બંદી-
ખાનાના દરોગાને તેઓને ચોકસાઇથી રાખવાની
આજ્ઞા કીધી. ૨૪અને તેને એવી આજ્ઞા મળવાથી તેણે
તેઓને માંહેના બંદીખાનામાં ઘાલ્યા, ને તેઓના
પગ હેડમાં ઠોક્યા. ૨૫ પણ મધરાતને સુમારે પાઉલ
તથા સીલાસ પ્રાર્થના કરતા તથા દેવનાં સ્તોત્ર ગાતા
હતા, અને બંદીવાનો તેઓનું સાંભળતા હતા;
૨૬ ત્યારે એકાએક એવો મોટો ધરતીકંપારો થયો કે,
બંદીખાનાના પાયા હાલ્યા; ને સઘળાં બારણાં તરત
ઉઘડી ગયાં; ને સર્વનાં બંધનો છુટી ગયાં. ૨૭અને
બંદીખાનાનો દરોગો ઉંઘમાંથી જાગી ઉઠયો, ને બંદી-
ખાનાનાં બારણાં ઉઘાડાં જોઇને બંદીવાનો નાસી ગયા
હશે, એમ ધારીને તે તરવાર તાણીને આપઘાત કરવા
જતો હતો. ૨૮ પણ પાઉલે મોટો ઘાંટો પાડીને કહ્યું
કે, અમે સહુ અહિં છીએ, માટે તું પોતાને કંઇ ઇજા
કરતો ના. ૨૯ ત્યારે તે દીવો મગાવીને માંહે કુદી
આવ્યો, ને ધ્રુજતો ધ્રુજતો પાઉલ તથા સીલાસની
આગળ પડ્યો. ૩૦અને તેઓને બહાર લાવીને તેણે
કહ્યું કે, ઓ સાહેબો, તારણ પામવા સારૂ મારે શું
કરવું જોઇએ? ૩૧ ત્યારે તેઓએ કહ્યું કે, પ્રભુ ઇસુ
પર વિશ્વાસ કર, એટલે તું તારાં ઘરનાં સુદ્ધાં તારણ
પામશે. ૩૨ ત્યારે તેઓએ તેને તથા જે તેના ઘરમાં
હતાં તે સઘળાને પ્રભુની વાત કહી સંભળાવી. ૩૩ પછી
રાતની તેજ ઘડીએ તેણે તેઓને લઇને તેઓના
સોળ ધોયા, ને તરત તે તથા તેનાં સઘળાં માણસો
બાપ્તિસ્મા પામ્યાં. ૩૪અને તેણે તેઓને પોતાને ઘેર
લાવીને તેઓની આગળ ભાણું પીરસ્યું, ને પોતાના
ઘરનાં સહુ સુદ્ધાં દેવ પર વિશ્વાસ કરીને ઘણો
આનંદ કીધો.
૩૫ પણ દિવસ ઉગતાં અમલદારોએ ચોબદારોને
મોકલીને કહેવાડયું કે, તે માણસોને છોડી દે. ૩૬ પછી
બંદીખાનાના દરોગાએ પાઉલને એ વાતની ખબર
આપી કે, અમલદારોએ તમને છોડી દેવાનું કહાવી
મોકલ્યું છે, માટે હવે તમે નીકળીને શાંતિએ ચાલ્યા
જાઓ. ૩૭ પણ પાઉલે તેઓને કહ્યું કે, અમને ગુન્હે-
ગાર ઠરાવ્યા વગર તેઓએ અમ રૂમીઓને પ્રગટ રીતે
માર મારીને બંદીખાનામાં નાખ્યા છે, ને હવે શું
તેઓ અમને છાની રીતે બહાર કાઢી મુકે છે? ના,
એમ તો નહિ, પણ તેઓ પોતે આવીને અમને બહાર
કાઢે. ૩૮ ત્યારે ચોબદારોએ અમલદારોને એ વાતની
ખબર આપી. અને તેઓ રૂમી છે, એ સાંભળીને
તેઓ બીધા. ૩૯ પછી તેઓએ આવીને તેઓના
કાલાવાલા કર્યા ને તેઓને બહાર લાવીને શહેરમાંથી
નીકળી જવાને વિનંતી કીધી. ૪૦અને તેઓ બંદીખા-
નામાંથી નીકળીને લુદીઆને ત્યાં આવ્યા, ને ભાઇ-
ઓને મળીને તેઓને દિલાસો દીધો, ને પછી ત્યાંથી
વિદાય થયા.

૧૭ અને તેઓ આમ્ફીપોલીસ તથા આપલો-
નિયામાં થઇને થેસ્સાલોનીકામાં આવ્યા;
ત્યાં યહુદીઓનું સભાસ્થાન હતું; ૨ અને પાઉલ
પોતાની રીત પ્રમાણે તેઓની [સભામાં] ગયો, ને
ત્રણ વિશ્રામવાર તેણે ધર્મલેખ ઉપરથી તેઓની સાથે
વાદવિવાદ કીધો, ૩ ને ખુલાસો આપીને સિદ્ધ કર્યું
કે ખ્રીસ્તે સહેવું, તથા મુએલાંમાંથી પાછા ઉઠવું એ
જરૂરનું હતું, ને [એવું પણ કહ્યું કે,] જે ઇસુને હું
તમને પ્રગટ કરૂં છું તેજ ખ્રીસ્ત છે. ૪ ત્યારે તેઓ-
માંના કેટલાએક તથા ધાર્મિક હેલેનીઓમાંના ઘણા
લોક, તથા આબરૂદાર ઘણી બાયડીઓ વાત માનીને
પાઉલ તથા સીલાસની સંગતમાં ભળ્યા. ૫ પણ યહુ-
દીઓએ અદેખાઇ રાખીને કેટલાક ચકલામાંના બદ-

શિષ્યો પર લખી મોકલ્યુ કે તેઓ તેનો આવકાર
કરે; ને તે ત્યાં આવ્યો ત્યારે જેઓએ કૃપાથી વિશ્વાસ
કીધો હતો, તેઓને તેણે ઘણી સહાય કીધી; ૨૮ કેમકે
ઇસુ તેજ ખ્રીસ્ત છે, એવું ધર્મલેખો ઉપરથી બતાવીને
એણે જાહેર [વાદવિવાદ]મા યહુદીઓને પુરા હરાવ્યા

૧૯ અને એમ થયુ કે આપોલસ કરીંથમા
હતો, ત્યારે પાઉલ ઉપલા પ્રદેશમા ફરીને
એફેસસમાં આવ્યો, ને કેટલાએક શિષ્યોને જોઇને
૨ તેઓને કહ્યુ કે, તમે વિશ્વાસ કીધો ત્યારે શું પવિત્ર
આત્મા પામ્યા? અને તેઓએ તેને કહ્યું કે, ના,
પવિત્ર આત્મા [અપાયો] છે એ અમે સાભળ્યુ પણ
નથી ૩ અને તેણે કહ્યુ કે, ત્યારે તમે કેનુ બાપ્તિસ્મા
પામ્યા? ને તેઓએ કહ્યું કે, યોહાનનુ બાપ્તિસ્મા
૪ ત્યારે પાઉલે કહ્યું કે, યોહાને પશ્ચાત્તાપનુ બાપ્તિસ્મા
કીધુ ખરૂ, ને લોકોને કહ્યુ કે, મારી પાછળ જે આવે
છે તેના પર એટલે ઇસુ પર તમારે વિશ્વાસ કરવો
૫ તેઓએ એ સાભળીને પ્રભુ ઇસુને નામે બાપ્તિસ્મા
લીધુ. ૬ અને પાઉલે તેઓ પર હાથ મુક્યા ત્યારે
પવિત્ર આત્મા તેઓ પર આવ્યો, ને તેઓ [બીજી]
ભાષાઓમા બોલ્યા, તથા ભવિષ્ય કહ્યાં. ૭ અને તેઓ
સહુ મળીને બારેક પુરૂષ હતા.

૮ પછી સભાસ્થાનમાં જઇને તેણે ત્રણ મહિના
સુધી હિમ્મતથી વાત કરી, ને વાદ કરીને દેવના રાજ્ય
વિષેની બાબતો સમજાવી. ૯ પણ કેટલાએકે [મનમા]
કઠણ થઇને, તથા [વાતનો] અનાદર કરીને, લોકોની
આગળ એ માર્ગની નિંદા કીધી, ત્યારે તેણે તેઓની
પાસેથી જઇને શિષ્યોને જુદા કીધા, ને તુરાનસની
શાળામા રોજ વાદ કરતો રહ્યો. ૧૦ અને વર્ષ બે સુધી
એમ થયા કીધું; તેથી આસિયામાં રહેનાર સર્વ
યહુદીઓએ, તથા હેલેનીઓએ પણ પ્રભુની વાત
સાભળી. ૧૧ અને દેવે પાઉલના હાથથી એવા અસા
ધારણ ચમત્કારો કીધા કે, ૧૨ તેના શરીર ઉપરથી
રૂમાલો તથા લુગડાં કાઢીને માંદાઓની પાસે લાવતા,
એટલે તેઓના રોગ દૂર થતા, ને તેઓમાથી અશુદ્ધ
આત્માઓ નીકળી જતા. ૧૩ પણ કેટલાક ભટકતા
યહુદી ભુવા પણ અશુદ્ધ આત્મા વળગેલાઓ ઉપર
ઇસુનું નામ ઉચ્ચારીને કહેવા લાગ્યા કે, જે ઇસુને
પાઉલ પ્રગટ કરે છે, તેની દુવાઇ હુ તમને દઉં છુ
૧૪ અને સ્કેવા નામે એક યહુદી મુખ્ય યાજકના સાત
દીકરા એમ કરતા હતા. ૧૫ પણ અશુદ્ધ આત્માએ
ઉત્તર દેતાં તેઓને કહ્યું કે, ઇસુ વિષે હુ જાણુ છુ, ને
પાઉલને હુ ઓળખું છું, પણ તમે કોણ છો? ૧૬ ને
જે માણસમાં અશુદ્ધ આત્મા હતો તે તેઓ પર કુદી
પડ્યો, ને બન્નેને હરાવીને તેઓ પર એવો જય
પામ્યો કે તેઓ નાગા તથા ઘાયલ થઇને તે ઘરમાથી
નાઠા. ૧૭ અને એફેસસમા જે યહુદીઓ તથા હેલે-
નીઓ રહેતા હતા તેઓ સર્વને એ માલમ પડ્યુ, ને
તે સર્વને ભય લાગ્યુ, ને પ્રભુ ઇસુનુ નામ મોટું મનાયુ.
૧૮ અને વિશ્વાસી થએલાઓમાના ઘણા આવ્યાં, ને
પોતાના કૃત્યો કબૂલ કરીને કહી દેખાડ્યા ૧૯ અને
જાદુ કરનારાઓમાના ઘણાએ પોતાના પુસ્તકો એકઠા
કરીને સર્વના દેખતા બાળી નાખ્યા; ને તેઓનું મૂલ
ગણી જોતા તે પચાસ હજાર અધેલા થયુ. ૨૦ એ રીતે
પ્રભુની વાત પરાક્રમથી વધીને પ્રબળ થઇ.

૨૧ અને એ થયા પછી પાઉલે માકેદોનિયા તથા
અખાયામા થઇને યરૂશાલેમ જવાનો મનમા નિશ્ચય
કરીને કહ્યું કે, મારા ત્યા ગયા પછી રૂમ પણ મારે
જોવુ જોઇએ ૨૨ અને તેણે પોતાને સહાય કરનારા-
ઓમાના બેને એટલે તીમોથી તથા એરાસ્તસને માકે-
દોનિયામા મોકલ્યા, ને પોતે કેટલાએક દિવસ આસિ-
યામા રહ્યો.

૨૩ અને તે અરસામાં એ માર્ગ વિષે ઘણી ઘાંધળ
મચી. ૨૪ કેમકે દેમેત્રિઅસ નામે એક સોની જે
આર્તેમિસનાં રૂપાના દેવસ્થાનો બનાવીને કારીગરોને
ઘણુ કામ અપાવતો હતો, ૨૫ તેણે તેઓને તથા
એના જેવા બીજા કારીગરોને એકઠા કરીને કહ્યું કે,
ભાઇઓ, તમે જાણો છો કે એ ધધાથી આપણને દ્રવ્ય
મળે છે. ૨૬ અને તમે જુઓ છો ને સાભળો છો કે,
એકલા એફેસસમાં નહિ, પણ લગભગ આખા આસિ-
યામા, એ પાઉલે જે હાથથી બનાવેલા છે તે દેવો
નથી, એવુ સમજાવીને, બહુ લોકોને ફેરવી નાખ્યા છે;
૨૭ અને તેથી આપણો એ ધંધો વખોડવામાં આવે
એવો ભય છે, એટલુજ નહિ, પણ આર્તેમિસ મહાદેવી
જેને આખો આસિયા તથા જગત પૂજે છે, તેનુ મદિર
તુચ્છ ગણાવાનો ને તેનો મહિમા નાશ થવાનો સભવ
છે. ૨૮ અને તેઓ એ સાંભળીને ક્રોધે ભરાયા, ને બૂમ
પાડીને કહેવા લાગ્યા કે, એફેસીઓની આર્તેમિસને
જય! ૨૯ અને આખુ શહેર એ ગડબડાટથી ભરાઇ
ગયુ; ત્યારે તેઓ માકેદોનિયાના ગાયસ તથા આરી-
સ્તાર્ખસ, જેઓ મુસાફરીમાં પાઉલના સાથી હતા,
તેઓને પકડીને એક મતે અખાડામા દોડી ગયા.
૩૦ અને જ્યારે પાઉલે લોકોની ભીડની અદર પેસવા

ચાહ્યું, ત્યારે શિષ્યોએ તેને જવા દીધો નહિ. ૩૧ અને
આસિયાના મુખ્ય અધિકારીઓમાંથી કેટલાએક તેના
મિત્ર હતા, તેઓએ પણ તેને કહેવડાવી મોકલ્યું કે,
તારે અખાડામાં જવાનું સાહસ કરવું નહિ. ૩૨ ત્યારે
કેટલાએક કંઇ બૂમ પાડતા, ને કેટલાએક કંઇ બૂમ
પાડતા, કેમકે સભામાં ગડબડ થઇ હતી, ને પોતે શા
માટે એકઠા થયા છે, એ તેઓમાંના ઘણાખરા જાણતા
પણ ન હતા ૩૩ અને તેઓએ આલેકસાંદરને ભીડ-
માંથી બહાર ખેંચી કાઢયો, ને યહુદીઓ તેને આગળ
હડસેલતા હતા ત્યારે આલેકસાંદર હાથે ઇસારો કરીને
લોકોને પ્રત્યુત્તર આપવા ચહાતો હતો. ૩૪ પણ તે
યહુદી છે, એ તેઓએ જાણ્યું, ત્યારે તેઓ સઘળાએ
આસરે બે કલાક સુધી એક ઘાંટે બૂમ પાડી કે, એફે-
સીઓની આર્તેમિસને જય! ૩૫ ત્યારે શહેરના નગ
રશેઠે લોકોને શાંત કરીને કહ્યું કે, ઓ એફેસી લોકો,
કયું માણસ નથી જાણતું કે એફેસીઓનું શહેર આર્તે-
મિસ મહાદેવીને તથા ઝૂસ પાસેથી પડેલી મૂર્તિને
પૂજનારૂં છે? ૩૬ એ વાતોથી ઉલટું કોઇથી બોલી
શકાય એમ નથી, માટે તમારે શાંત રહેવું જોઇએ, ને
કંઇ અવિચારી કૃત્ય કરવું નહિ. ૩૭ કેમકે તમે આ
માણસોને અહીં લાવ્યા છો, કે જેઓ મંદિરોના
લૂટનારા નથી, ને આપણી દેવીની નિંદા કરનારા પણ
નથી. ૩૮ એ સારૂ જો દેમેત્રિઅસને તથા તેની સાથેના
કારીગરોને કોઇના પર કાંઇ દાવો હોય તો અદાલત
ખુલ્લી છે, ને અધિકારીઓ પણ છે, માટે તેઓ એક
બીજા પર ફરિયાદ માંડે. ૩૯ પણ જો કંઇ બીજી
બાબતો વિષે તમે દાદ માગતા હો, તો કાયદેસર
નિમેલી સભામાં તેનો નિર્ણય કરવામાં આવશે.
૪૦ કેમકે આજે વગર કારણે હંગામો થયો તે વિષે
આપણી સામે ફરિયાદ થવાનો ખરેખર સભવ છે;
અને તેના સંબધમાં આ ભીડ થયાનો ખુલાસો આપણે
આપી શકવાના નથી. ૪૧ અને તેણે એ વાતો કહીને
સભાને બરખાસ્ત કરી.

૨૦ અને હંગામો બંધ થયા પછી પાઉલે
શિષ્યોને તેડાવીને તેઓને બોધ કીધો,
અને તેમનાથી વિદાયગીરી લઇને માકેદોનિયામાં
જવા સારૂ તે નીકળ્યો. ૨ અને તે પ્રાંતોમાં ફરીને,
લોકોને ઘણો બોધ આપ્યા પછી તે હેલાસમાં આવ્યો.
૩ અને તે ત્યાં ત્રણ મહિના રહ્યો, પછી સુરિયા જવા
સારૂ જળ માર્ગે ઉપડવાની તૈયારીમાં હતો, ત્યારે
યહુદીઓએ તેની વિરૂદ્ધ કાવતરૂં રચ્યું, માટે તેણે
માકેદોનિયામાં થઇને પાછા જવાનો ઠરાવ કીધો.
૪ અને પુર્હુસનો [ દીકરો ] બેરીઆનો સોપાતર; ને
થેસ્સાલોનીકીઓમાંના અરીસ્તાર્ખસ તથા સકુંદસ;
ને દેર્બેનો ગાયસ, ને તીમોથી; ને આસિયાના તુખી-
કસ તથા ત્રોફીમસ, એઓ તેની સાથે આસિયા લગી
ગયા. ૫ પણ તેઓ આગળ જઇને ત્રોઆસમાં અમારી
વાટ જોતા હતા. ૬ અને બેખમીર રોટલીના દિવસ
પછી અમે વહાણમાં બેસીને ફીલીપીથી નીકળ્યા, ને
પાંચ દિવસમાં તેઓની પાસે ત્રોઆસ પહોંચ્યા, ને
સાત દિવસ ત્યાં રહ્યા.
૭ અને અઠવાડિયાને પહેલે દિવસે અમે રોટલી
ભાંગવાને એકઠા થયા હતા, ત્યારે પાઉલે, પોતે બીજે
દિવસે નિકળવાનો હોવાથી, [ શિષ્યો ]ની સાથે
સભાષણ કીધું, ને મધરાત સુધી પોતાની વાત ચાલુ
રાખી. ૮ અને જે મેડી પર અમે એકઠા થયા હતા
ત્યાં ઘણા દીવા હતા. ૯ અને બારીમા બેઠેલો યુતુ-
ખસ નામે એક જુવાન ભર ઉંઘમાં ઘેરાઇ ગયો હતો,
ને પાઉલ ઘણી વાર લગી ભાષણ કરતો હતો માટે
ઉંઘમાં ઘેરાઇ ગયલો હોવાથી તે [ જુવાન ] ત્રીજા
માળથી હેઠળ પડ્યો, ને તેને મુએલો ઉપાડયો.
૧૦ ત્યારે પાઉલ નીચે ઉતરીને તેના પર પડ્યો ને
તેને કોટે વળગીને તેણે કહ્યું કે, ગભરાઓ મા, કેમકે
તે હજી જીવતો છે. ૧૧ અને ઉપર આવીને તેણે રોટલી
ભાંગીને ખાધી, ને તેઓની સાથે ઘણી વાર સુધી,
એટલે છેક પોહો ફાટતાં સુધી, વાત કીધી, ત્યાર પછી
તે વિદાય થયો. ૧૨ અને તેઓ તે જુવાનને જીવતો
લાવ્યા, ને તેથી ઘણો આનંદ પામ્યા.
૧૩ પણ અમે આગળ જઇને વહાણમાં બેસીને
આસોસ જવાને ઉપડી ગયા, અને ત્યાંથી પાઉલને
વહાણમાં લેવાનો અમારો ઇરાદો હતો, કેમકે ત્યાંથી
પગરસ્તે આવવા ધારીને તેણે એ ગોઠવણ કીધી
હતી. ૧૪ અને આસોસમાં તે અમને મળ્યો, ત્યારે
અમે તેને વહાણમાં લઇને મીતુલેનેમાં આવ્યા
૧૫ અને ત્યાંથી હંકારીને બીજે દિવસે ખીઅસન
સામે પહોંચ્યા, ને બીજે દિવસે સામોસ પહોંચ્યા
ને તેને બીજે દિવસે, [[ ત્રોગુલિયામાં કંઇક ઢીલ્ય
પછી ]] અમે મીલેતસમાં આવ્યા. ૧૬ કેમકે આસિ
યામાં વખત ગાળવો ન પડે તે માટે પાઉલે એફેસસ
બાજુ પર મુકીને હંકારી જવાનું ઠરાવ્યું હતું, કેમ
તે એ માટે ઉતાવળ કરતો હતો કે જો બની શકે તે
પચાસમા પર્વને દિવસે પોતે યરૂશાલેમમાં હાજર થાય

૧૭ પછી તેણે મીલેતસથી એફેસસમાં [સંદેશો]
મોકલીને મંડળીના વડીલોને પોતાની પાસે બોલાવ્યા.
૧૮ અને તેઓ તેની પાસે આવ્યા ત્યારે તેણે તેઓને
કહ્યું કે,

આસિયામાં મેં પગ મુક્યો તે દિવસથી માંડીને એ
બધો વખત હુ તમારામાં શી રીતે વર્ત્યો છું, એ તમે
પોતે જાણો છો; ૧૯ કે મનની પુરી નમ્રતાથી, તથા
આસુઓ સહિત, તથા જે સતાપ યહુદીઓનાં કાવત-
રાંથી મારા પર આવી પડયા તે સહીને હુ પ્રભુની
સેવા કરતો હતો. ૨૦ અને જે કંઇ વાત લાભકારક
હોય તે તમને જણાવવા મેં આચકો ખાધો નથી, પણ
પ્રગટ રીતે તથા ઘેરેઘેર તમને બોધ કીધો; ૨૧ અને
દેવ પ્રત્યે પસ્તાવો કરવો, તથા આપણા પ્રભુ ઇસુ
ખ્રીસ્ત પર વિશ્વાસ રાખવો, એવી શાહેદી મે યહુદી-
ઓને તથા હેલેનીઓને આપી. ૨૨ અને હવે જુઓ,
હું આત્માના બંધનમાં યરૂશાલેમ જાઉં છું, ત્યાં શું શું
મારા પર આવી પડશે એ હુ જાણતો નથી; ૨૩ માત્ર
એટલુંજ [જાણુ છું] કે, હરેક શહેરમાં પવિત્ર આત્મા
મને એવી શાહેદી આપે છે કે તારે માટે બંધનો તથા
સંકટો રાહ જુએ છે. ૨૪ પણ હુ મારો જીવ વહાલો
જાણીને તેની કંઇ પણ દરકાર કરતો નથી, એ માટે
કે મારી દોડ અને દેવની કૃપાની સુવાર્તાની શાહેદી
આપવાની જે સેવા પ્રભુ ઇસુથી મને મળી છે તે હુ
પૂરી કરૂં. ૨૫ અને હવે જુઓ, હુ જાણુ છુ કે, તમે સર્વે
જેઓમાં હુ દેવનું રાજ્ય પ્રગટ કરતો ફર્યો છુ, તેઓ
[માનો કોઇ પણ] મારૂ મ્હો ફરી નહિ દેખશે. ૨૬ તે
સારૂ આજ હુ તમને શાહેદી આપુ છુ કે સર્વે માણસના
લોહી વિષે હુ નિર્દોષ છું. ૨૭ કેમકે દેવનો પૂરો મનો-
રથ તમને જણાવવાને મે આચકો ખાધો નથી. ૨૮ તમે
પોતા સબંધી તથા જે ટોળા ઉપર પવિત્ર આત્માએ
તમને અધ્યક્ષો ઠરાવ્યા છે તે સર્વે સંબંધી સાવધાન
રહો, એ માટે કે દેવની મંડળી જે તેણે પોતાના
લોહીથી ખરીદી તેનું તમે પાલણ કરો. ૨૯ હુ જાણું
છું કે, મારા ગયાં પછી ટોળા પર દયા નહિ કરે
એવા ક્રૂર વરૂઓ તમારામાં પેસશે; ૩૦ અને તમારા
પોતા મધ્યેથી પણ કેટલાએક માણસો ઉઠીને શિષ્યોને
પોતાની પછવાડે ખેંચી લઇ જવા માટે અવળી વાતો
બોલશે. ૩૧ માટે જાગતા રહો, ને યાદ રાખો કે ત્રણ
વરસ લગી રાત દિવસ આંસુઓ સુદ્ધાં હરેકને બોધ
કરવામાં હુ ચુકયો નહિ. ૩૨ અને હવે હુ તમને દેવને
તથા તેની કૃપાની વાત જે તમને સસ્થાપન કરવાને,
તથા સર્વ પવિત્ર થયલાઓમાં તમને વારસો આપવાને
સમર્થ છે, તેને સોંપું છું. ૩૩ મે કોઇના રૂપાનો કે
સોનાનો કે વસ્ત્રનો લોભ કીધો નથી. ૩૪ તમે પોતે
જાણો છો કે મને તથા મારા સાથીઓને જે જોઇતું
હતું તે મેં આ હાથોએ પૂરૂ પાડયુ છે. ૩૫ મેં બધી
વાતે તમને કરી બતાવ્યુ છે કે, એવી રીતે ઉદ્યોગ
કરીને તમારે નબળાઓને સહાય કરવી જોઇએ, ને
પ્રભુ ઇસુનું વચન જે તેણે પોતે કહ્યું, તેને યાદ રાખવું
કે, પામવા કરતાં આપવામાં વધારે ધન્યતા છે.

૩૬ અને એ પ્રમાણે વાત કર્યા પછી તેણે ઘુટણ
ટેકવીને તે સર્વની સાથે પ્રાર્થના કરી. ૩૭ અને તેઓ
સઘળા બહુ રડ્યા, ને પાઉલની કોટે વળગીને તેઓએ
તેને ચુબન કીધું. ૩૮ અને તમે મારૂ મ્હો ફરી
જોનાર નથી એ જે વાત તેણે કહી હતી તેથી તેઓ
વધારે ઉદાસ થયા. અને તેઓ તેને વહાણ લગી
વળાવવા ગયા.

૨૧ અને એમ થયું કે, અમે તેઓથી જુદા
થયા પછી હંકારીને પાધરે રસ્તે કોસ
આવ્યા, ને બીજે દિવસે રોદસ, ને ત્યાંથી પાતારા
આવ્યા. ૨ અને ફેનીકે જનાર એક વહાણ મળ્યાથી
અમે તેમાં બેસીને ઉપડી ગયા. ૩ પછી કુપરસ નજરે
પડયુ, એટલે તેને ડાબી ગમ મુકીને અમે સુરિયા
ગયા, ને તુરમાં ઉતર્યા; કેમકે ત્યાં વહાણનો માલ
ઉતારવાનો હતો. ૪ અને અમને શિષ્યો મળી આવ્યાથી
અમે સાત દિવસ ત્યાં રહ્યા; અને તેઓએ આત્મા
[ની સુચના]થી પાઉલને કહ્યુ કે, તારે યરૂશાલેમમાં
પગ મુકવો નહિ. ૫ અને તે દિવસો પુરા થયાં પછી
એમ થયુ કે અમે નીકળીને આગળ ચાલ્યા, ત્યારે
તેઓ સર્વ, બાયડી છોકરા સુદ્ધાં, શહેર બહાર સુધી
અમને વળાવવા આવ્યા; ને અમે સમુદ્રકાંઠે ઘુટણ
ટેકવીને પ્રાર્થના કરી, ૬ ને એક બીજાને ભેટીને અમે
વહાણમાં બેઠા, ને તેઓ પાછાં ઘેર ગયાં.

૭ પછી અમે તુરથી સફર પુરી કરીને તાલેમાઇસ
આવી પહોંચ્યા; ને ભાઇઓને ભેટીને એક દિવસ
તેઓની સાથે રહ્યા. ૮ અને બીજે દિવસે અમે [ત્યાંથી]
નીકળીને કાઇસારીઆમાં આવ્યા, ને ફીલીપ સુવાર્તિક
જે સાતમાંનો એક હતો તેને ઘેર જઇને તેની સાથે
રહ્યા. ૯ હવે આ માણસને ચાર કુંવારી દીકરીઓ
હતી, ને તેઓ ભવિષ્યવાદેણો હતી. ૧૦ અને અમે
ત્યાં ઘણા દિવસ રહ્યા, તેટલામાં આગાબસ નામે એક
ભવિષ્યવાદી યહુદાહથી આવ્યો. ૧૧ અને તેણે અમારી

પાસે આવીને પાઉલનો કમરબંધ લીધો, ને પોતાના
હાથ પગ બાંધીને કહ્યું કે, પવિત્ર આત્મા એમ કહે
છે કે, જે માણસનો આ કમરબંધ છે તેને યરૂશાલે-
મમાંના યહુદીઓ આ રીતે બાંધીને વિદેશીઓના
હાથમાં સોંપશે. ૧૨ અને અમે એ સાંભળ્યું, ત્યારે
અમે તથા ત્યાંના લોકે પણ તેને યરૂશાલેમમાં ન
જવાની વિનંતી કરી. ૧૩ ત્યારે પાઉલે ઉત્તર દીધો કે,
તમે શું કરવા રડો છો, ને મારૂં દિલ દુખવો છો? હું
તો એકલો બંધાવાને નહિ, પણ પ્રભુ ઇસુના નામને
સારૂ યરૂશાલેમમાં મરવાને પણ તૈયાર છું. ૧૪ અને
તેણે ન માન્યું, ત્યારે પ્રભુની ઇચ્છા પ્રમાણે થાઓ,
એમ કહીને અમે છાના રહ્યા.
૧૫ અને તે દિવસો પછી અમે અમારો સામાન
લઇ યરૂશાલેમ ગયા. ૧૬ અને શિષ્યોમાંના કેટલાએક
કાઇસારીઆથી અમારી સાથે આવ્યા, ને કુપરસનો
નાસોન નામે એક જુનો શિષ્ય, જેને ત્યાં અમારે
ઉતરવાનું હતું તેને સાથે તેડતા આવ્યા.
૧૭ અને અમે યરૂશાલેમ આવ્યા ત્યારે ભાઇઓએ
આનંદથી અમારો આવકાર કીધો. ૧૮ અને બીજે
દિવસે પાઉલ અમારી સાથે યાકુબને ત્યાં ગયો, ને
સઘળા વડીલો હાજર હતા. ૧૯ અને તેણે તેઓને
ભેટીને દેવે તેની સેવા વડે વિદેશીઓમાં જે જે
કરાવ્યું હતું તે વિગતવાર કહી સંભળાવ્યું. ૨૦ અને
તેઓએ તે સાંભળીને દેવની સ્તુતિ કીધી, ને તેને
કહ્યું કે, ભાઇ, યહુદીઓમાંના હજારો વિશ્વાસીઓ
થયા છે, એ તું જુએ છે, ને તેઓ સર્વ ચુસ્ત રીતે
નિયમ પાળે છે. ૨૧ અને તેઓએ તારા વિષે સાંભળ્યું
છે કે, તું વિદેશીઓમાં રહેનાર સર્વ યહુદીઓને મુસા
[ના નિયમશાસ્ત્ર]નો ત્યાગ કરવાનું શીખવે છે, ને
કહે છે કે, તમારે તમારા છોકરાઓની સુન્નત કરાવવી
નહિ, ને રીત રિવાજ પ્રમાણે ચાલવું નહિ. ૨૨ તો શું
કરવું? લોકો નિશ્ચે સાંભળશે કે તું આવ્યો છે.
૨૩ માટે અમે તને કહીએ તેમ કર; અમારામાંના
ચાર માણસોએ માનતા લીધેલી છે; ૨૪ તેઓને
લઇને તેઓ સાથે તું પોતાને શુદ્ધ કર, ને તેઓને સારૂ
ખરચ કર, કે તેઓ પોતાનાં માથાં મુંડાવે; એટલે
સઘળા જાણશે કે, તારા વિષે જે તેઓએ સાંભળ્યું છે
તેમાં કંઇ સાચું નથી, પરંતુ તું પોતે પણ નિયમશાસ્ત્ર
પાળીને રીતસર ચાલે છે. ૨૫ પણ વિદેશી વિશ્વાસીઓ
સંબંધી તો અમે ઠરાવીને લખી મોકલ્યું છે કે, તેઓ
મૂર્તિઓને અર્પણ કરેલી વસ્તુઓથી, તથા લોહીથી,
તથા ગુંગળાઇને મરેલાંથી, તથા વ્યભિચારથી દૂર રહે.
૨૬ ત્યારે પાઉલ તે માણસોને લઇને બીજે દિવસે
તેઓની સાથે શુદ્ધ થઇને મંદિરમાં ગયો, ને એવું જાહેર
કીધું કે તેઓમાંના હરેકને સારૂ અર્પણ ચઢાવવામાં
આવશે ત્યારેજ શુદ્ધિકરણના દિવસો પુરા થશે.
૨૭ અને તે સાત દિવસ પુરા થવા આવ્યા ત્યારે
આસિયાના યહુદીઓએ તેને મંદિરમાં જોઇને સર્વ
લોકોને ઉશ્કેરીને તેના પર હાથ નાખ્યા; ૨૮ અને
બુમ પાડી કે, રે ઇસ્રાએલી માણસો, સહાય કરો,
જે માણસ સર્વ ઠેકાણે લોકોની તથા નિયમશાસ્ત્રની
તથા આ જગ્યાની વિરૂદ્ધ સઘળાને શીખવે છે તે આ
છે; ને વળી તેણે હેલેનીઓને પણ મંદિરમાં લાવીને
આ પવિત્ર જગ્યાને અશુદ્ધ કરી છે. ૨૯ કેમકે તેઓએ
એફેસી ત્રોફીમસને તેની સાથે શહેરમાં પહેલાં દીઠો
હતો, ને પાઉલ તેને મંદિરમાં લાવ્યો હશે એમ
તેઓએ ધાર્યું. ૩૦ ત્યારે આખું શહેર ખળભળી ઉઠ્યું,
ને લોકો દોડીને એકઠા થઇ ગયા, અને તેઓએ
પાઉલને પકડીને મંદિરમાંથી કાઢયો, ને તરત બારણાં
બંધ કરવામાં આવ્યાં. ૩૧ અને તેઓ તેને મારી
નાખવાની તજવીજમાં હતા એટલામાં પલટણના
સરદારને સમાચાર મળ્યા કે, આખા યરૂશાલેમમાં
હુલ્લડ મચી રહ્યું છે. ૩૨ અને એકદમ સિપાઇઓને
તથા સુબેદારોને લઇને તે તેઓ પાસે દોડી આવ્યો,
ને તેઓએ સરદારને તથા સિપાઇઓને દીઠા ત્યારે
પાઉલને મારવાનું મુકી દીધું. ૩૩ ત્યારે સરદારે પાસે
આવીને તેને પકડીને બે સાંકળથી બાંધવાની આજ્ઞા
આપી; ને પછી પુછ્યું કે, એ કોણ છે, ને એણે શું
કર્યું છે? ૩૪ ત્યારે લોકોમાંના કોઇએ એક વાત
પોકારી, ને કોઇએ બીજી, ને ગડબડના કારણથી તે
કંઇ નિશ્ચે જાણી શક્યો નહિ, ત્યારે તેને કિલ્લામાં
લઇ જવાની તેણે આજ્ઞા આપી. ૩૫ અને તે પગથિયાં
પર ચઢયો ત્યારે એમ થયું કે, લોકોના ધસારાને
લીધે સિપાઇઓને તેને ઉચકી લઇ જવો પડયો;
૩૬ કેમકે લોકોની ભીડ તેઓની પાછળ ને પાછળ
ચાલીને બુમ પાડતી હતી કે, એને મારી નાખો.
૩૭ અને પાઉલને કિલ્લામાં લઇ જતા હતા, એટ-
લામાં તેણે સરદારને કહ્યું કે, મને તારી સાથે બોલવાની
રજા છે? ત્યારે તેણે કહ્યું કે, શું તું હેલેની ભાષા જાણે
છે? ૩૮ જે મિસરીએ કેટલાક સમય ઉપર ચાર હજાર
ખુનીઓને ઉશ્કેરીને ફિતૂર કરાવ્યું અને તેઓનો
[આગેવાન થઇને] તેઓને બહાર રાનમાં લઇ ગયો

સે શું તું નથી? ૩૯ પણ પાઉલે કહ્યું કે, હુ કીલકીના
તાર્સસનો યહુદી છુ, હુ કંઇ અપ્રસિદ્ધ શહેરનો વતની
નથી, ને હુ તને વિનતી કરૂ છુ કે, લોકોની આગળ
મને બોલવાની રજા આપ ૪૦ અને તેણે તેને રજા
આપી, ત્યારે પાઉલે પગથિયા પર ઉભા રહીને
લોકોને હાથે ઇસારો કીધો, ને તેઓ પુરેપુરા ચુપ
થઇ ગયા, ત્યારે તેણે હેબ્રી ભાષામા બોલતા કહ્યું,

૨૨ ભાઇઓ તથા વડીલો, હવે હુ મારા બચાવમા
જે પ્રત્યુતર તમને આપુ છુ તે સાભળો
૨ અને તેને હેબ્રી ભાષામા બોલતો સાભળીને તેઓ
વધારે છાના રહ્યા, ત્યારે તેણે કહ્યું કે,
૩ હુ યહુદી માણસ છુ, ને કીલકીના તાર્સસમા
જન્મેલો, પણ આ શહેરમા ગમાલીએલના ચરણમા
ઉછરેલો, ને આપણા પૂર્વજોના નિયમ પ્રમાણે ચુસ્ત
રીતે શીખેલો, ને તમે સર્વે જેવા આજ દેવ વિષે
આવેશી છો તેવો હુ પણ હતો ૪ અને હુ આ માર્ગના
પુરૂષોને તેમજ સ્ત્રીઓને બાધીને તથા બદીખાનામા
નાખીને મરણ સુધી સતાવતો હતો ૫ અને પ્રમુખ્ય
યાજક તથા આખો વડીલ વર્ગ [એ વિષે] મારા
શાહેદી છે, વળી એમની પાસેથી ભાઇઓ ઉપર પત્રો
લઇને હુ દમસ્ક જવા નીકળ્યો, એ માટે કે જેઓ
ત્યા હતા તેઓને પણ બાધીને શિક્ષા દેવા સારૂ
યરૂશાલેમમા લાવુ ૬ અને ચાલતા ચાલતા હુ દમસ્ક
પાસે પહોચ્યો, ત્યારે એમ થયુ કે લગભગ મધ્યાન્હે
મારી આસપાસ આકાશથી એકાએક મોટો પ્રકાશ
ચમકયો ૭ ત્યારે હુ ભોય પર પડી ગયો, ને મારી
સાથે બોલતી એવી એક વાણી મેં સાભળી કે, શાઉલ,
શાઉલ, તું મને કેમ સતાવે છે? ૮ ત્યારે મેં ઉત્તર
દીધો કે, પ્રભુ, તું કોણ છે? ને તેણે મને કહ્યું કે, હુ
ઇસુ નાઝારી છુ, જેને તું સતાવે છે ૯ અને મારી
સાથે જે હતા તેઓએ તે પ્રકાશ જોયો તો ખરો, પણ
મારી સાથે બોલનારની વાણી તેઓએ સાભળી નહિ
૧૦ ત્યારે મેં કહ્યું કે, પ્રભુ, હુ શું કરૂ? ને પ્રભુએ મને
કહ્યું કે, ઉઠીને દમસ્ક જા, ને જે સઘળુ તારે કરવાનુ
ઠરાવેલુ છે તે વિષે ત્યા તને કહેવામા આવશે ૧૧ અને
તે પ્રકાશના તેજના કારણથી હુ દેખી શકયો નહિ,
માટે મારા સાથીઓના હાથ પકડીને હુ દમસ્કમા
આવ્યો ૧૨ અને અનાન્યા નામે એક માણસ નિયમ-
શાસ્ત્રને ધોરણે સુભક્ત હતો અને જેના વિષે ત્યા
રહેનારા સઘળા યહુદીઓ સારૂ બોલતા હતા, ૧૩ તે
મારી પાસે આવ્યો, ને તેણે મારે પડખે ઉભા રહીને
મને કહ્યું કે, ભાઇ શાઉલ, તું દેખતો થા અને તેજ
ઘડીએ દેખતો થઇને મેં તેને જોયો. ૧૪ પછી તેણે
કહ્યું કે, આપણા પૂર્વજોના દેવે એ માટે તને પસંદ
કીધો છે કે, તું તેની ઇચ્છા જાણે, ને તે ન્યાયીને
જુએ, ને તેના મ્હોની વાણી સાભળે ૧૫ કેમકે જે
તેં જોયુ છે, ને સાભળ્યુ છે, તે વિષે સર્વ લોકોની
આગળ તું તેનો શાહેદી થશે ૧૬ અને હવે તું કેમ
ઢીલ કરે છે? ઉઠ, ને તેના નામની પ્રાર્થના કરીને
બાપ્તિસ્મા લે, ને તારા પાપ ધોઇ નાખ ૧૭ પછી
એમ થયુ કે હુ યરૂશાલેમમા પાછો આવ્યો ને મદિરમા
પ્રાર્થના કરતો હતો, એવામા મૂર્છાગત થઇ ગયો,
૧૮ અને [પ્રભુએ] મને દર્શન દેતા કહ્યું કે, ઉતાવળ
કર, ને યરૂશાલેમથી વહેલો નીકળ, કેમકે મારા વિષે
તારી શાહેદી તેઓ માનશે નહિ ૧૯ ત્યારે મેં કહ્યું
કે, પ્રભુ, તેઓ પોતે જાણે છે કે તારા પર વિશ્વાસ
કરનારાઓને હુ બંદીખાનામા નાખતો હતો, અને
હરેક સભાસ્થાનમા તેઓને મારતો હતો, ૨૦ ને
તારા શાહેદ સ્તેફનનુ લોહી વહેવડાવવામા આવ્યુ
ત્યારે હુ પણ પાસે ઉભો હતો, ને તેમા રાજી હતો, ને
તેના મારી નાખનારાઓના લુગડા હુ સાચવતો હતો
૨૧ ત્યારે તેણે મને કહ્યું કે, તું ચાલ્યો જા, કેમકે હુ તને
અહિથી વેગળે વિદેશીઓની પાસે મોકલી દઇશ.
૨૨ અને તેઓએ આટલે સુધી તેની વાત સાભળી,

પછી બૂમ પાડીને કહ્યું કે, એવા માણસને પૃથ્વી
પરથી દૂર કરો, કેમકે એ જીવવા યોગ્ય નથી ૨૩ અને
તેઓ બૂમ પાડતા, તથા પોતાના લુગડા નાખી દેતા,
તથા પવનમા ધૂળ ઉડાવતા હતા, ૨૪ ત્યારે સરદારે
તેને કીલ્લામા લાવવાની આજ્ઞા કીધી, ને તેઓએ શા
કારણ માટે તેની સામે એવી બૂમ પાડી, તે જાણવા
સારૂ તેને કોરડા મારીને તજવીજ કરવાનુ ફરમાવ્યુ
૨૫ અને તેઓએ તેને વાધરીઓથી બાધ્યો, ત્યારે
પાઉલે પાસે ઉભેલા સુબેદારને કહ્યું કે, જે માણસ
રૂમી છે, તથા ગુન્હેગાર ઠરાવવામા આવ્યો નથી,
તેને તમારે કોરડા મારવા શું કાયદેસર છે? ૨૬ અને
સુબેદારે તે સાભળ્યુ એટલે તેણે જઇને સરદારને
જણાવીને કહ્યું કે, તું શું કરવા માગે છે? એ માણસ
તો રૂમી છે ૨૭ ત્યારે સરદારે આવીને તેને કહ્યું કે,
મને કહે, તું શું રૂમી છે? ને તેણે કહ્યું, હા ૨૮ ત્યારે
સરદારે ઉત્તર દીધો કે, મોટી રકમ આપીને આ
વતનીપણાનો હક મેં ખરીદ્યો છે પણ પાઉલે કહ્યું,
હુ તો જન્મથી [વતની] છુ ૨૯ ત્યારે જેઓ તેની

તજવીજ કરવાને તૈયાર હતા, તેઓ તરત તેને મુકીને
ગયા, ને તે રૂમી છે, એ જાણ્યાથી તથા પોતે તેને
બધાવ્યો હતો તેથી સરદાર પણ બીધો
૩૦ પણ યહુદીઓ શા માટે તેના પર દોષ મુકે છે
એ ખચિત જાણવા ચાહીને તેણે બીજે દિવસે તેના
બંધનો છોડ્યા, ને મુખ્ય યાજકોને, તથા તેઓની
આખી ન્યાયસભાને હાજર થવાને આજ્ઞા આપી,
પછી પાઉલને લાવીને તેઓની આગળ ઉભો રાખ્યો

૨૩ ત્યારે પાઉલે ન્યાયસભાની સામે એકી
નજરે જોઇને કહ્યું કે, ભાઇઓ, હુ આજ
સુધી શુદ્ધ અંત કરણથી દેવ પ્રત્યે વર્ત્યો છુ. ૨ ત્યારે
અનાન્યા પ્રમુખ્ય યાજકે તેની પાસે ઉભા રહેનારા-
ઓને તેના મ્હો પર મારવાની આજ્ઞા કીધી ૩ ત્યારે
પાઉલે તેને કહ્યુ કે, ઓ ધોળેલી ભીંત, દેવ તને
મારશે, તું નિયમશાસ્ત્ર પ્રમાણે મારો ન્યાય કરવા
બેઠેલો છતા નિયમશાસ્ત્ર વિરૂદ્ધ મને મારવાની આજ્ઞા
કરે છે શું? ૪ ને પાસે ઉભા રહેનારાઓએ કહ્યુ કે,
શું તું દેવના પ્રમુખ્ય યાજકની નિંદા કરે છે? ૫ ત્યારે
પાઉલે કહ્યુ કે, ભાઇઓ, એ પ્રમુખ્ય યાજક છે, તે

યરૂશાલેમમા સાક્ષી આપી છે, તેમ રૂમમા પણ તારે
સાક્ષી આપવી પડશે
૧૨ અને દિવસ ઉગ્યા પછી યહુદીઓએ સપ કીધો,
ને સોગનથી બંધાયા કે, પાઉલને મારી નાખીએ ત્યા
સુધી આપણે અન્નજળ લેવુ નહિ. ૧૩ અને આ સપ
કરનારા ચાળીસથી વધારે હતા. ૧૪ અને તેઓએ
મુખ્ય યાજકો તથા વડીલોની પાસે જઇને કહ્યુ કે,
અમે આકરા સોગનથી બંધાયા છીએ કે, પાઉલને
મારી નાખીએ ત્યા સુધી અમારે કંઇ પણ જીભ પર
મુકવુ નહિ. ૧૫ માટે જાણે કે તેની બાબત તમારે
વધારે બારીકીથી તજવીજ કરવી હોય [એવે બહાને]
સભા સુદ્ધા તમે સરદારને એવી સુચના આપો કે,
તે તેને તમારી પાસે રજુ કરે, ને અમે, તે પહોચે
ત્યાર પહેલા તેને મારી નાખવાને તૈયાર છીએ.
૧૬ પણ પાઉલના ભાણેજે તેઓના સતાઇ રહેવા વિષે
સાભળ્યુ, ત્યારે તેણે કિલ્લામા જઇને પાઉલને ખબર
આપી ૧૭ ત્યારે પાઉલે સુબેદારોમાના એકને પોતાની
પાસે બોલાવીને કહ્યુ કે, આ જુવાનને સરદારની
પાસે લઇ જા. કેમકે એ તેને કંઇ કહેવા માગે છે

બેસાડીને હાકેમ ફેલીક્સ પાસે સહીસલામત પહોંચાડ
વામા આવે ૨૫ અને તેણે નીચે પ્રમાણે પત્ર લખ્યો કે,
૨૬ નેકનામદાર ફેલીક્સ હાકેમને ક્લાદીઅસ
લુસીયસની સલામ ૨૭ આ માણસને યહુદીઓએ
પકડ્યો, હતો ને તેઓ એને મારી નાખવાના હતા,
ત્યારે એ રૂમી છે એમ સાભળીને હુ સિપાઇઓ સાથે
જઇને એને છોડાવી લાવ્યો ૨૮ અને તેઓ એના
પર શા કારણથી દોષ મુકે છે એ જાણવા સારૂ હુ
તેઓની ન્યાયસભામા એને લઇ ગયો ૨૯ ત્યારે મને
માલુમ પડ્યુ કે, તેઓના નિયમશાસ્ત્રની બાબતો
સબધી તેઓ એના પર દોષ મુકે છે, પણ મોતની
અથવા કેદની સજા થાય એવો દોષ એના પર મુકતા
નથી ૩૦ અને જ્યારે મને ખબર મળી કે એ માણસની
વિરૂદ્ધ કાવતરૂ રચાવાનુ છે, તેજ વેળાએ મેં એને
તરત તારી પાસે મોકલ્યો, ને ફરિયાદીઓને પણ
આજ્ઞા કીધી કે, એની વિરૂદ્ધ [જે કહેવુ હોય તે]
તેઓ તારી આગળ કહે
૩૧ ત્યારે સિપાઇઓ તેમને મળેલી આજ્ઞા પ્રમાણે
પાઉલને લઇને રાતોરાત આતીપાત્રસમા આવ્યા
૩૨ પણ બીજે દિવસે સ્વારોને તેની સાથે જવા સારૂ
મુકીને તેઓ કિલ્લામા પાછા આવ્યા ૩૩ અને
કાઇસારીઆમા તેઓ પહોચ્યા પછી હાકેમને પત્ર
આપ્યો, ને પાઉલને પણ તેની આગળ ઉભો કીધો
૩૪ અને તેણે તે વાચીને પુછ્યુ કે, એ કયા પ્રાતનો
છે? અને જ્યારે તેને માલુમ પડ્યુ કે, તે કીલકીનો
છે, ૩૫ ત્યારે તેણે કહ્યુ કે, ફરિયાદીઓ આવ્યા પછી હુ
તારા મુકરદમાની તપાસ કરીશ, ને તેણે એવી આજ્ઞા
કીધી કે, હેરોદના દરબારમા તેને પહેરામા રાખો

૨૪ અને પાચ દિવસ પછી અનાન્યા પ્રમુખ્ય
યાજક, કેટલાક વડીલોને તથા તેર્તુલસ નામે
એક વકીલને સાથે લઇને આવ્યો, ને તેઓએ હાકેમની
આગળ પાઉલની વિરૂદ્ધ હકીકત રજુ કરી ૨ અને
તેને બોલાવી મગાવ્યો ત્યારે તેર્તુલસે નીચે પ્રમાણે
બોલીને તેના પર તહોમત મુકવા માડ્યુ કે, ઓ
નેકનામદાર ફેલીક્સ, તારાથી અમે ઘણુ સુખચેન
પામીએ છીએ, ને તારા દુરન્દેશીપણાથી આ પ્રજાના
લાભમા અનર્થો દૂર કરવામા આવે છે, તે અમે સર્વ
પ્રકારે ને સર્વ સ્થળે પુરી કૃતજ્ઞતાથી માન્ય કરીએ
છીએ ૪ પણ હુ તને વધારે તસ્દી ન દઉં માટે હુ તને
વિનતી કરૂ છું કે, કૃપા કરીને અમારી થોડી વાતો
સાભળ ૫ કેમકે આ માણસ પીડાકારક તથા આખા
જગતના સઘળા યહુદીઓમા હુલ્લડો ઉઠાવનાર તથા
નાઝારીઓના પથનો આગેવાન એવો અમને માલમ
પડ્યો છે. ૬ તેણે મદિરને પણ અશુદ્ધ કરવાને યત્ન
કીધા, ત્યારે અમે એને પકડ્યો, [[અને અમે
અમારા શાસ્ત્ર પ્રમાણે એનો ન્યાય કરવા ચહાતા હતા
૭ પણ લુસયસ સરદારે આવીને બહુ બળાત્કાર
વાપરીને અમારા હાથમાથી એને છોડાવી લીધો,
૮ ને એના ફરિયાદીઓને તારી પાસે આવવાની આજ્ઞા
કીધી]] એની તપાસ તુ પોતે કરવાથી જે સઘળા
વિષે અમે એના પર દોષ મુકીએ છીએ તે તેનાથી
જાણી શકશે ૯ અને યહુદીઓએ પણ ફરિયાદમા
સામેલ થઇને કહ્યુ કે, એ વાતો એમજ છે
૧૦ અને હાકેમે પાઉલને બોલવાનો ઇસારો કીધો,
ત્યારે તેણે ઉત્તર દીધો કે,
ઘણા વરસ થયા તું આ દેશનો ન્યાયાધીશ છે,
એ જાણીને હુ ખુશીથી પોતાના બચાવમા પ્રત્યુત્તર
આપુ છુ ૧૧ કેમકે [પુછવાથી] તને માલમ પડશે કે
હુ ભજન કરવા સારૂ યરૂશાલેમમા ગયો, તેને બાર
કરતા વધારે દિવસ નથી થયા ૧૨ અને મદિરમા કે
સભાસ્થાનોમા કે શાહેરમા કોઇની સાથે વિવાદ કરતો,
અથવા લોકોમા હુલ્લડો ઉઠાવતો તેઓએ મને દીઠો
નથી ૧૩ અને મારા પર જે તહોમતો તેઓ હમણા
મુકે છે તેની સાબિતી તેઓ તારી આગળ કરી શકતા
નથી ૧૪ પણ તારી આગળ હુ આટલુ કબૂલ કરૂ છું
કે, જે માર્ગને તેઓ પાખડ કહે છે તે પ્રમાણે હુ
અમારા પૂર્વજોના દેવની ભક્તિ કરૂ છુ, ને જે વાતો
નિયમશાસ્ત્રમા તથા ભવિષ્યવાદીઓના પુસ્તકમા
લખેલી છે તે સઘળી હુ માનુ છુ ૧૫ અને હુ દેવ
વિષે એવી આશા રાખુ છુ, જેમ તેઓ પોતે પણ
રાખે છે, કે ન્યાયીઓ તથા અન્યાયીઓનુ પુનરૂત્થાન
થશે ૧૬ વળી હુ એવો યત્ન કરૂ છુ કે દેવની તથા
માણસોની પ્રત્યે હુ સદા નિર્દોષ અતઃકરણ રાખુ
૧૭ હવે ઘણા વરસ પછી હુ પોતાના લોકને દાન
આપવાને અને અર્પણ કરવાને આવ્યા, ૧૮ તે
દરમ્યાન તેઓએ મને મદિરમા શુદ્ધ થયલો દીઠો,
પણ ભીડ કે ગડબડ સાથે નહિ, પણ આસિયાના
કેટલાક યહુદીઓ [ત્યા હતા], ૧૯ કે જેઓએ, મારી
વિરૂદ્ધમા જો તેઓને કઇ બોલવાનુ હોત, તો અહિં
તારી પાસે આવીને તહોમત મુકવુ જોઇતું હતું
૨૦ નહિ તો આ માણસો પોતે કહી બતાવે કે, હુ
ન્યાયસભાની આગળ ઉભો હતો ત્યારે મારામા શો

ગુન્હો તેઓને માલુમ પડ્યો હતો? ૨૧ એટલું તો
ખરૂં, કે તેઓની મધ્યે ઉભા રહીને મેં આ એક વાત
કહી કે, મુએલાંઓના પુનરૂત્થાન વિષે તમારી રૂબરૂ
આજ મારો ન્યાય કરવામાં આવે છે.
૨૨ પણ ફેલીકસને તે માર્ગ વિષે વધારે ચોકસ જ્ઞાન
હતું, માટે તેણે કામ મુલતવી રાખીને તેઓને કહ્યું કે
લુસીઅસ સરદાર આવશે ત્યારે હું તમારા કામનો
નિર્ણય કરીશ. ૨૩ અને તેણે સુબેદારને આજ્ઞા કીધી કે,
તેને પહેરામાં રાખવો પણ તેને છૂટ આપવી, ને તેના
મિત્રોમાંના કોઇને તેની સેવા કરવાની મના કરવી નહિ.
૨૪ પણ કેટલાએક દિવસ પછી ફેલીકસ પોતાની
વહુ દ્રુસીલા, જે યહુદેણ હતી, તેની સાથે આવ્યો,
ને તેણે પાઉલને બોલાવીને ખ્રીસ્ત પરના વિશ્વાસ
વિષે તેની વાત સાંભળી. ૨૫ અને ન્યાયપણા તથા
સ્વદમન તથા આવનાર ન્યાયકાળ વિષે તે સમજાવતો
હતો, ત્યારે ફેલીકસે ભયભીત થઇને ઉત્તર દીધો કે,
હમણાં તો તું જા, મને અનુકુળ પ્રસંગ મળે હું તને
મારી પાસે બોલાવીશ. ૨૬ અને તે એવી પણ આશા
રાખતો હતો કે, પાઉલ મને પૈસા આપશે; એ સારૂ
તે તેને ઘણી વાર બોલાવીને તેની સાથે વાતચીત
કરતો હતો. ૨૭ પણ બે વરસ પછી પોર્કિઅસ ફેસ્તસ
ફેલીકસને ઠેકાણે આવ્યો, ને ફેલીકસ યહુદીઓને
પ્રસન્ન કરવા ચાહીને પાઉલને બંધનમાં મુકી ગયો.

૨૫ હવે ફેસ્તસ પોતાના પ્રાંતમાં આવીને ત્રણ
દિવસ પછી કાઇસારીઆથી યરૂશાલેમ
ગયો. ૨ ત્યારે મુખ્ય યાજકોએ તથા યહુદીઓમાંના
મુખ્ય માણસોએ પાઉલની વિરૂદ્ધ ફરિયાદ કરી.
૩ અને તેઓએ તેને વિનતી કરીને [પાઉલ]ની
વિરૂદ્ધમાં એવી મહેરબાનીની માગણી કીધી કે, તેને
યરૂશાલેમ તેડાવી મંગાવ, [એવા હેતુથી] કે તેઓ
માણસોને સંતાડી રાખી માર્ગમાં તેને મારી નાખવે.
૪ પણ ફેસ્તસે ઉત્તર દીધો કે, પાઉલને કાઇસારીઆમાં
પહેરામાં રાખ્યો છે, ને હું પોતે ત્યાં થોડા દહાડામાં
જવાનો છું. ૫ માટે તમારામાંના જે વજનદાર હોય
તેઓ મારી સાથે આવીને એ માણસનો જો કંઇ ગુન્હો
હોય તો તેના પર તહોમત મુકે એમ તેણે કહ્યું.
૬ અને તેઓ મધ્યે આઠ દસ દિવસથી વધારે ન
રહેતાં તે કાઇસારીએ ગયો, ને બીજે દિવસે ન્યાયા-
સનપર બેસીને તેણે પાઉલને લાવવાની આજ્ઞા કીધી.
૭ અને તે હાજર થયો ત્યારે યરૂશાલેમથી આવેલા
યહુદીઓ તેની આસપાસ ઉભા રહીને તેના પર
સખ્યાબંધ ભારે તહોમત મુકવા લાગ્યા, પણ તેઓ
તે સાબિત કરી શક્યા નહિ. ૮ ત્યારે પાઉલે પોતાના
બચાવમાં કહ્યું કે, યહુદીઓના નિયમશાસ્ત્ર અથવા
મંદિર અથવા કાઇસાર વિરૂદ્ધ મેં કાંઇ ગુન્હો કીધો
નથી. ૯ પણ ફેસ્તસે યહુદીઓને ખુશ કરવા ચાહીને
પાઉલને ઉત્તર આપ્યો કે, શું તું યરૂશાલેમમાં જઇને
ત્યાં એ વાતો વિષે મારી આગળ પોતાનો ન્યાય
કરાવવાને રાજી છે? ૧૦ પણ પાઉલે કહ્યું કે, કાઇસારના
ન્યાયાસન આગળ હું ઉભો છું, ત્યાં મારો ન્યાય થવો
જોઇએ; મેં યહુદીઓનું કંઇ ભુંડું કીધું નથી, તે તું
પણ સારી પેઠે જાણે છે. ૧૧ જો હું ગુન્હેગાર હોઉં,
અને દેહાંત શિક્ષાને યોગ્ય મેં કંઇ કર્યું હોય, તો હું
મરવાને ના નથી પાડતો, પણ જે વિષે તેઓ મારા
પર તહોમત મુકે છે તેમાંની જો એકે વાત ખરી ન
હોય તો તેઓના હાથમાં કોઇ મને સોંપી શકતો
નથી. હું કાઇસાર પાસે દાદ માગું છું. ૧૨ ત્યારે ફેસ્તસે
ન્યાયસભા સાથે મસલત કરીને ઉત્તર આપ્યો કે, તેં
કાઇસાર પાસે દાદ માગી છે; તો કાઇસારની પાસે
તારે જવું પડશે.
૧૩ હવે કેટલાએક દિવસ વીત્યા પછી આગ્રીપા
રાજા તથા બેરનીકે કાઇસારીઆમાં આવ્યા, ને
ફેસ્તસની મુલાકાત લીધી. ૧૪ અને તેઓ ઘણા
દિવસ ત્યાં રહ્યા પછી ફેસ્તસે પાઉલ સંબંધીની વાત
રાજાને જાહેર કરતાં કહ્યું કે, ફેલીકસ એક બંદીવાન
માણસને મુકી ગયો છે; ૧૫ જ્યારે હું યરૂશાલેમમાં
હતો ત્યારે મુખ્ય યાજકોએ તથા યહુદીઓના વડી-
લોએ તેના પર ફરિયાદ કરીને તેની વિરૂદ્ધ ફેંસલો
માગ્યો. ૧૬ મેં તેઓને ઉત્તર દીધો કે, કોઇ પણ
તહોમતદારને ફરિયાદીઓની રૂબરૂ તહોમત વિષે
પોતાના બચાવમાં પ્રત્યુત્તર આપવાની તક મળે ત્યાં
સુધી તેને [મારી નાખવાને] સોંપી દેવો એ રૂમીઓનો
રિવાજ નથી. ૧૭ તે માટે તેઓ અહિં એકઠા થયા,
ત્યારે વિલંબ કર્યા વિના બીજે દિવસે ન્યાયાસન પર
બેસીને તે માણસને લાવવાનો મેં હુકમ આપ્યો.
૧૮ ફરિયાદીઓએ ઉભા થઇને, હું ધારતો હતો તેવા
કોઇ પણ કુકર્મો વિષે તેના પર તહોમત મુક્યું નહિ;
૧૯ પણ તેઓના પોતાના ધર્મ વિષે, તથા ઇસુ કરીને
કોઇક માણસ જે મરી ગયો છે પણ જેને વિષે પાઉલ
કહે છે કે તે જીવતો છે, તે વિષે તેની વિરૂદ્ધ તેઓએ
કેટલાક વાંધા ઉઠાવ્યા. ૨૦ અને એ બાબત વિષે કેવી
રીતે તપાસ કરવી તેની સુઝ મને ન પડવાથી મેં

પુછ્યું કે, શું તું યરૂશાલેમમા જઇને ત્યા આ વાતો
સબંધી પોતાનો ન્યાય કરાવવા ઇચ્છે છે? ૨૧ પણ
[મારા મુકરદમાનો] ફેંસલો પાદશાહથી થવો જોઇએ
એવી માગણી પાઉલે કરી તેથી મેં હુકમ કીધો કે
કાઇસારની પાસે હુ તેને મોકલુ ત્યા સુધી તેને કેદ
રાખવો. ૨૨ ત્યારે આગ્રીપાએ ફેસ્તસને કહ્યુ કે, એ
માણસનું સાંભળવાની મારી પણ ઇચ્છા છે. ત્યારે
તેણે કહ્યુ કે, કાલે તું તેનુ સાંભળશે.
૨૩ માટે બીજે દિવસે આગ્રીપા તથા બેરનીકે મોટા
દબદબામાં આવ્યા, ને સરદારો તથા શહેરના મુખ્ય
માણસો સુદ્ધા દરબારમા દાખલ થયાં, ત્યારે ફેસ્તસની
આજ્ઞાથી તેઓએ પાઉલને રજુ કર્યો. ૨૪ ત્યારે ફેસ્તસે
કહ્યું કે, ઓ આગ્રીપા રાજા તથા હાજર થયલા
સઘળા ગૃહસ્થો, જે માણુસ વિષે યહુદીઓના આખા
સમુદાયે યરૂશાલેમમાં તથા અહિં પણ મને વિનતી
કરી, ને બૂમ પાડી કે, તેને જીવતો રહેવા દેવો [યોગ્ય]
નથી, તેને તમે જુઓ છો ૨૫ પણ મને એવું માલમ
પડ્યુ કે તેણે મરણ યોગ્ય કઇ નથી કર્યું, ને તેણે
પોતે પાદશાહ પાસે દાદ માગી, તેથી મેં તેને મોકલી
દેવાનો નિશ્ચય કીધો છે. ૨૬ તેના વિષે એવી કઇ
ચોકસ વાત મારી પાસે નથી કે જે હુ મારા ધણી પર
લખુ, માટે મે તમારી આગળ, ને, ઓ આગ્રીપા
રાજા, વિશેષે કરીને તારી આગળ, તેને આણ્યો છે,
એ માટે કે તજવીજ થયા પછી મને કઇ લખવાનું
મળી આવે. ૨૭ કેમકે બદીવાનને મોકલવો, ને તેના
પરના તહોમત ન દર્શાવવા એ મને અયોગ્ય લાગે છે.

૨૬ આગ્રીપાએ પાઉલને કહ્યું કે, તને તારી
હકીકત જણાવવાની રજા છે; ત્યારે પાઉલે
હાથ લાંબો કરીને પ્રત્યુત્તર આપ્યો કે,
૨ ઓ આગ્રીપા રાજા, યહુદીઓ જે સબધી મારા
પર તહોમત મુકે છે, તે બધી વાતો વિષે મારે આજે
તારી આગળ પ્રત્યુત્તર આપવાનો છે તેથી હુ પોતાને
ભાગ્યશાળી ગણુ છું; ૩ વિશેષે એ માટે કે જે રિવાજો
તથા મતો યહુદીઓમા ચાલે છે, તે સઘળામા તું
પ્રવીણ છે, માટે હું તને વિનતી કરૂં છુ કે, ધીરજથી
મારૂં સાંભળ ૪ નાનપણથી માંડીને જે આચરણ શરૂ-
આતથી મારા પોતાના લોકમા તથા યરૂશાલેમમાં હુ
ચલાવતો આવ્યો છુ, તે સઘળા યહુદીઓ જાણે છે
૫ અને જો તેઓ શાહેદી આપવા ચાહે, તો તેઓ
મારે વિષે પહેલાંથી જાણે છે કે અમારા ધર્મના સર્વથી
ચુસ્ત પંથ પ્રમાણે મેં ફરોશીની રીતો પાળી છે.
૬ અને હવે દેવે જે વચન અમારા પૂર્વજોને આપ્યુ
હતું તેની આશાને લીધે હુ અહિં ન્યાય પામવાને
ઉભો છુ; ૭ ને અમારા બારે કુળો પણ [દેવની]
સેવા આતુરતાથી રાત દિવસ કરતાં તે [વચન]
પામવાની આશા રાખે છે; અને ઓ રાજા, એજ
આશાને લીધે યહુદીઓ મારા પર તહોમત મુકે છે।
૮ દેવ મુએલાઓને પાછા ઉઠાડે, એ તમને અસભવિત
કેમ લાગે છે? ૯ હું તો પોતાના મનમાં એવું ધારતો
હતો કે, ઇસુ નાઝારીના નામને ઉલટું મારે ઘણું કરવું
જોઇએ ૧૦ અને મેં યરૂશાલેમમાં પણ તેમજ કીધું;
ને મુખ્ય યાજકોથી અધિકાર પામીને સતોમાંના
ઘણાને બદીખાનામાં નાખ્યા, ને તેઓને મારી નાખતા
હતા ત્યારે મેં તેઓની વિરૂદ્ધ મત આપ્યુ. ૧૧ અને
સર્વ સભાસ્થાનોમા મેં ઘણી વાર તેઓને શિક્ષા
કરીને તેઓની પાસે દુર્ભાષણ કરાવવા પ્રયત્ન કર્યો;
ને તેઓ પર અત્યત ક્રોધાયમાન થઇને પરાયા શહેરો
સુધી પણ તેઓને સતાવ્યા. ૧૨ એ માટે મુખ્ય
યાજકો પાસેથી અધિકાર તથા પરવાનો મેળવીને હું
દમસ્ક જતો હતો ૧૩ તેવામા, ઓ રાજા, મધ્યાન્હે
માર્ગમા સુરજના તેજ કરતા પ્રકાશિત એવુ અજવાળું
આકાશથી મારી તથા મારી સાથે ચાલનારાઓની
આસપાસ ચમકતું મેં જોયુ ૧૪ અને અમે બધા ભોંય
પર પડી ગયા, પછી એક વાણી મેં સાભળી, જેણે
હેબ્રી ભાષામા મને કહ્યું કે, શાઉલ, શાઉલ, તું મને
કેમ સતાવે છે? આર પર લાત મારવી તને કઠણ છે.
૧૫ ત્યારે મેં કહ્યું કે, પ્રભુ, તું કોણ છે? ને પ્રભુએ
કહ્યું કે, હુ ઇસુ છુ, જેને તું સતાવે છે. ૧૬ પણ ઉઠ,
ને ઉભો થા, કેમકે મેં એ હેતુથી તને દર્શન દીધુ છે,
કે હું તને સેવક ઠરાવુ, તથા મારા વિષે જે જે તેં જોયું
છે તથા જે દર્શન હુ હવે પછી તને દઇશ, તે વિષે તને
સાક્ષી ઠરાવું. ૧૭ અને હુ તારૂં રક્ષણ આ લોક તથા
વિદેશીઓ જેઓની પાસે હુ તને મોકલુ છું તેઓથી
કરીશ, ૧૮ કે તું તેઓની આંખો ઉઘાડે, ને તેઓને
અંધારામાથી અજવાળામા, તથા શેતાનના અધિકાર
તળેથી દેવની તરફ ફેરવે, એ સારૂ કે તેઓ પાપની
માફી તથા જેઓ મારા પરના વિશ્વાસથી પવિત્ર થયા
છે, તેઓ મધ્યે વારસો પામે. ૧૯ તે માટે, ઓ
આગ્રીપા રાજા, આકાશી દર્શન માન્યા વિના હુ રહ્યો
નહિં ૨૦ પણ પહેલા દમસ્કમાંનાઓને, તથા યરૂશા-
લેમમાનાઓને, તથા યહુદાહના બધા પ્રાંતોમાના-
ઓને, તથા વિદેશીઓને પણ બોધ કર્યો કે તમારે

પસ્તાવો કરીને તથા દેવની ભણી ફરીને પસ્તાવો
કરનારને છાજે એવાં કૃત્યો કરવાં. ૨૧ એ કારણ માટે
યહુદીઓએ મંદિરમાં મને પકડીને મારી નાખવાની
કોશિષ કીધી. ૨૨ પરંતુ દેવની પાસેથી સહાય પામીને
હું આજ સુધી ટકી રહ્યો છું, ને નાના મોટાને શાહેદી
આપું છું, ને ભવિષ્યવાદીઓ તથા મુસા જે જે બન-
વાની બિનાઓ વિષે બોલ્યા હતા તે શિવાય હું બીજું
કંઇ કહેતો નથી; ૨૩ એટલે કે ખ્રીસ્ત [મરણ] વેદના
સહે, ને તે પહેલો મુએલાંઓમાંથી પાછા ઉઠયાથી
લોકોને તથા વિદેશીઓને અજવાળું પ્રગટ કરે.
૨૪ અને તે આ પ્રમાણે પ્રત્યુત્તર આપતો હતો,
ત્યારે ફેસ્તસે મોટે ઘાંટે કહ્યું કે, પાઉલ તું ઘેલો છે,
ઘણી વિદ્યાએ તને ઘેલો કરી નાખ્યો છે. ૨૫ પણ
પાઉલે કહ્યું કે, ઓ નેકનામદાર ફેસ્તસ, હું ઘેલો
નથી, પણ સત્યની તથા ડહાપણની વાતો બોલું છું
૨૬ કેમકે આ રાજા કે જેની આગળ પણ હું છુટથી
બોલું છું તે એ વિષે જાણે છે, કેમકે મને ખાતરી છે
કે એઓમાંની કોઇ વાત તેનાથી ગુપ્ત નથી, કારણ કે
એ તો ખુણામાં બન્યું નથી. ૨૭ આગ્રીપા રાજા, તું
શું ભવિષ્યવાદીઓ[ની વાતો] પર વિશ્વાસ કરે છે?
હા, હું જાણું છું કે તું વિશ્વાસ કરે છે. ૨૮ ત્યારે
આગ્રીપાએ પાઉલને કહ્યું કે, તું તો થોડીજ સમજુતી
આપીને મને ખ્રીસ્તી કરવા માગે છે. ૨૯ અને પાઉલે
કહ્યું કે, ઇશ્વર કરે કે ગમે તો થોડી [સમજુતીથી] કે
ઘણીથી, એકલો તુંજ નહિ પણ જેઓ આજ મારૂં
સાંભળે છે તેઓ સઘળા પણ, આ બેડીઓ શિવાય,
મારા જેવા થાય.
૩૦ પછી રાજા તથા હાકેમ તથા બેરનીકે તથા
તેઓની સાથે બેઠેલાંઓ ઉઠયા; ૩૧ ને તેઓએ
એકાંતે જઇને માહોમાંહે વાત કરી કે, એ માણસે
દેહાંત શિક્ષા અથવા બેડીઓ યોગ્ય કંઇ કીધું નથી.
૩૨ ત્યારે આગ્રીપાએ ફેસ્તસને કહ્યું કે, જો એ માણસે
કાઇસારની પાસે દાદ માગી ન હોત તો એને છોડી
દઇ શકાત

૨૭ અને અમારે જળમાર્ગે ઇતાલી ઉપડી જવું
એવો ઠરાવ થયા પછી તેઓએ પાઉલને
તથા બીજા કેટલાએક બંદીવાનોને પાદશાહી પલટણના
જુલ્યસ નામના સુબેદારને સોંપ્યા. ૨ અને આદ્રામી-
તિયમનું એક વહાણ જે આસિયાના કિનારા પરના
બંદરોએ જવાનું હતું તેમાં બેસીને અમે સફરે
નીકળ્યા; ને માકેદોનિયાના થેસ્સાલોનીકેનો આરી-
સ્તાર્ખસ અમારી સાથે હતો. ૩ અને બીજે દિવસે
અમે સીદોનમાં બંદર કીધું, ને જુલ્યસે પાઉલ પર
મહેરબાની રાખીને તેને તેના મિત્રોની પાસે જઇને
આરામ પામવાની રજા દીધી. ૪ અને ત્યાંથી નીકળ્યા
પછી પવન સામો હોવાને લીધે અમે કુપરસની ઓથે
રહીને હંકારી ગયા. ૫ અને કીલકી તથા પામ્ફુલ્યાની
પાસેનો સમુદ્ર ઓળંગીને અમે લુકીઆના મુરા [બંદર]
પહોંચ્યા. ૬ અને ત્યાં સુબેદારને ઇતાલી જનારૂં આલેક-
સાંદ્રિયાનું એક વહાણ મળ્યું; તેમાં તેણે અમને
બેસાડ્યા. ૭ પણ અમે ઘણા દિવસ સુધી ધીમે ધીમે
ચાલીને કનીદસની સામા મુશ્કેલીથી પહોંચ્યા, ત્યાર
પછી પવનને લીધે આગળ જવાયું નહિ, માટે અમે
સાલ્મોનેની આગળ ક્રેતેની ઓથે હંકાર્યું. ૮ અને મુશ્કે-
લીથી તેને કિનારે કિનારે હંકારીને સુંદર બંદર નામની
જગ્યાએ આવ્યા; તેની પાસે લાસાયા શહેર છે.
૯ અને ઘણો વખત ગયો હતો, ને હવે સફર
જોખમ ભરેલી હતી, કેમકે ઉપવાસ [નો દિવસ]
વિતી ગયો હતો, ત્યારે પાઉલે તેઓને ચેતાવતાં કહ્યું
કે, ૧૦ ઓ ભાઇઓ, મને માલુમ પડે છે કે, આ
સફરમાં હાની તથા ઘણું નુકસાન એકલા માલને તથા
વહાણનેજ નહિ, પણ આપણા જીવોને પણ થશે.
૧૧ પણ પાઉલે જે કહ્યું તે કરતાં ટંડેલ તથા વહાણના
ધણીના કહેવા પર સુબેદારે વધારે લક્ષ દીધું. ૧૨ વળી
શિયાળો કાઢવા સારૂ તે બંદર સગવડ ભરેલું નહોતું,
માટે ઘણાએ સલાહ આપી કે, આપણે અહિંથી
નીકળીએ, ને કોઇ પણ રીતે ફેનીક્સ પહોંચીને ત્યાં
શિયાળો કાઢીએ; તે ક્રેતેનું બંદર છે, ને ઇશાન તથા
અગ્નિ કોણની સામે તેનું મુખ છે. ૧૩ અને દક્ષિણ
દિશાથી મંદ પવન વાવા લાગ્યો, ત્યારે અમારી ઇચ્છા
પ્રમાણે થશે એમ સમજીને લંગર ઉપાડીને ક્રેતેને
કિનારે કિનારે હંકાર્યું. ૧૪ પણ થોડી વાર પછી તે
તરફથી યુરાકુલોન નામનો તોફાની પવન છુટયો.
૧૫ અને વહાણ તેમાં સપડાયું ને પવનની સામા ટકી
ન શક્યું, ત્યારે અમે તેને ઘસડાવા દીધું. ૧૬ અને
કોદા નામના એક નાના બેટની ઓથે ગયા, ત્યારે
મછવો બચાવી લેવામાં ઘણી મુસીબત પડી; ૧૭ ને
તેને ઉપર તાણી લીધા પછી તેઓએ વહાણની તળે
બચાવના બંધ બાંધ્યા, ને સીર્તસ ઉપર અપડાઇ
પડવાની બીકથી સઢ સામાન ઉતાર્યો, ને એમનાએમ
તણાયા. ૧૮ અને અમને બહુ તોફાન લાગ્યાથી બીજે
દિવસે તેઓએ માલ નાખી નાખવા માંડ્યો; ૧૯ ને

ત્રીજે દિવસે તેઓએ પોતાને હાથે વહાણનો સામાન
નાખી દીધો. ૨૦ અને ઘણા દિવસ સુધી સુરજ તથા
તારાઓ દેખાયા નહિ, ને તોફાન ભારે મચ્યું રહ્યું,
તેથી અમારા બચવાની તમામ આશા લોપ થઇ.
૨૧ પણ ઘણી લાંઘણ થયા પછી પાઉલે તેઓની
વચ્ચે ઉભા રહીને કહ્યું કે, ભાઇઓ, તમારે મારૂં
માનવું જોઇતું હતું, ને ક્રેતેથી નીકળીને આ હાની તથા
નુકસાન વહોરી લેવાં ન હતાં. ૨૨ પણ હવે હું તમને
વિનંતી કરૂં છું કે, હિમ્મત પકડો, કેમકે તમારામાંના
કોઇના જીવની હાની નહિ થશે, એકલા વહાણની
થશે. ૨૩ કેમકે જે દેવનો હું છું, ને જેની સેવા પણ
હું કરૂં છું તેના દૂતે ગઇ રાત્રે મારી પાસે ઉભા રહીને
કહ્યું કે, ૨૪ પાઉલ, બી મા, કાઇસારની રૂબરૂ તારે
ઉભા રહેવું પડશે, ને જુઓ, તારી સાથે સફર કરનારા
સઘળાને દેવે તારે સારૂ બચાવ્યા છે. ૨૫ એ માટે,
ભાઇઓ, હિમ્મત પકડો, કેમકે દેવ પર મારો ભરોસો
છે કે, જેમ મને કહેવામાં આવ્યું છે તેમજ થશે.
૨૬ તથાપિ આપણને એક બેટ પર અથડાઇ પડવું
જરૂરનું છે.

૨૭ પણ ચૌદમી રાત આવી ત્યારે અમે આદરીઆ
[સમુદ્ર]માં આમ તેમ ઘસડાતા હતા, ને સુમારે
મધરાતે ખલાસીઓને લાગ્યું કે અમે કોઇ એક દેશની
નજદીક આવી પહોંચ્યા છીએ. ૨૮ અને મુડદ નાખ્યું,
ત્યારે વીસ વામ [પાણી] માલમ પડયું ને થોડું
આગળ ગયા પછી તેઓએ ફરી નાખ્યું, ત્યારે પંદર
વામ માલમ પડયું. ૨૯ અને રખે કદાપિ અફળાઇએ,
એવી બીકથી તેઓએ ડબુસા પરથી ચાર લંગર
નાખ્યાં, ને દિવસ ઉગવાની વાટ જોતા બેઠા. ૩૦ અને
ખલાસીઓ વહાણમાંથી નાસી જવાનો લાગ શોધતા
હતા, ને નાળ પરથી લંગર નાખવાનું ડોળ દેખાડીને
તેઓએ સમુદ્રમાં મછવો ઉતાર્યો હતો, ૩૧ ત્યારે
પાઉલે સુબેદાર તથા સિપાઇઓને કહ્યું કે, જો એઓ
વહાણમાં નહિ રહે તો તમે બચી શકવાના નથી.
૩૨ ત્યારે સિપાઇઓએ મછવાનાં દોરડાં કાપી નાખીને
તેને જવા દીધો. ૩૩ અને દિવસ ઉગવાનો હતો
એટલામાં પાઉલે સર્વને અન્ન ખાવાને વિનંતી કરીને
કહ્યું કે, આજ ચૌદ દિવસ થયા વાટ જોતાં જોતાં તમે
લાંઘણ કરીને કંઇ ખાધું નથી. ૩૪ એ માટે હુ તમને
વિનંતી કરૂ છું કે, કંઇક ખોરાક લો, કેમકે એ તમારા
રક્ષણને સારૂ છે; કારણ કે તમારામાંના કોઇના
માથાનો એક નિમાળો ખરવાનો નથી. ૩૫ અને તેણે
એમ કહીને રોટલી લીધી, ને તે સર્વની આગળ દેવની
સ્તુતિ કીધી, ને તે ભાંગીનો ખવા લાગ્યો. ૩૬ ત્યારે
તેઓ સર્વને હિમ્મત આવી, ને તેઓએ પણ અન્ન
ખાધું. ૩૭ અને વહાણમા અમે સર્વ મળીને બસેં
છોત્તેર માણસ હતા. ૩૮ અને ખાઇને તૃપ્ત થયા પછી
તેઓએ ઘઉં સમુદ્રમાં વામી નાખીને-વહાણ હલકુ
કર્યું. ૩૯ અને દિવસ ઉગ્યો ત્યારે તેઓએ તે દેશ
ઓળખ્યો નહિ, પણ [રેતીના] કાંઠાવાળી એક ખાડી
દીઠી, અને વહાણને હકારીને તે [કિનારા] પર
છીતાવી શકાય કે નહિ એ વિષે તેઓએ મસલત
કીધી. ૪૦ અને લંગરો છુટાં કરીને સમુદ્રમાં રહેવા
દીધાં, ને તેજ વખતે સુકાનના બધ છોડીને આગલો
સઢ પવન તરફ ચઢાવીને કાંઠા ભણી જવા લાગ્યા.
૪૧ અને બે પ્રવાહના સંગમની જગ્યાએ આવી
પડ્યાથી તેઓએ વહાણ છીતાવ્યું, ને નાળ અથડાઇને
સજ્જડ ચોંટી બેઠી, પણ ડબુસો મોજાના જોરથી
ભાંગી જવા લાગ્યો. ૪૨ ત્યારે સિપાઇઓની એવી
સલાહ હતી કે બદીવાનોને મારી નાખીએ, રખે
તેઓમાંથી કોઇ તરીને નાસી જાય. ૪૩ પણ સુબેદારે
પાઉલને બચાવવા ચાહીને તેમની ધારણા અમલમાં
આણતાં અટકાવ્યા, ને આજ્ઞા કીધી કે, જેઓને તરતાં
આવડતું હોય તેઓએ કુદી પડીને પહેલાં કિનારે
જવું; ૪૪ અને બાકીનામાથી કેટલાક પાટિયા પર
તથા કેટલાક વહાણના કાંઇ બીજા સામાન પર ટેકીને
કિનારે જવું. અને તેથી એમ થયુ કે તેઓ સઘળા
કિનારા પર સહીસલામત પહોંચ્યા.

૨૮ અને બચી ગયા પછી અમે જાણ્યું કે તે
બેટનું નામ મેલીટા હતું. ૨ અને દેશી
લોકોએ અમારા પર અસાધારણ ઉપકાર કીધો,
કેમકે તે વખતે વરસાદ વરસતો હતો તથા ટાઢ પડતી
હતી તે માટે અગ્નિ સળગાવીને તેઓએ અમ સર્વનો
આવકાર કીધો. ૩ અને પાઉલે થોડાંક લાકડાં એકઠાં
કરીને અગ્નિમાં નાખ્યાં, ત્યારે તાપને લીધે એક સર્પે
નીકળીને તેને હાથે વળગ્યો. ૪ અને દેશી લોકોએ તે
એરૂ તેના હાથ પર લટકતું જોઇને એક બીજાને કહ્યું
કે, ખચિત આ માણસ ખુની છે, કેમકે, જો કે
સમુદ્રમાંથી એ બચી ગયો છે ખરો, તોપણ ન્યાય
એને જીવવા નથી દેતો. ૫ પણ તેણે તે એરૂ અગ્નિમાં
ઝટકી નાખ્યો, ને તેને કંઇ ઇજા થઇ નહિ. ૬ પણ
તેઓ ધારતા હતા કે, તે હમણાં સુજી જશે, અથવા
એકાએક પડીને મરી જશે, પણ ઘણી વાર રાહ જોયા

પછી તેઓએ જોયુ કે તેને કાંઇ નુકસાન થયુ નથી,
ત્યારે તેઓએ વિચાર ફેરવીને કહ્યુ કે, તે કોઇ દેવ છે
૭ હવે તે બેટના પબ્લિયસ નામના મુખ્ય માણ
સની જાગીર તે જગ્યાની નજદીક હતી, તેણે અમારો
આવકાર કરીને ત્રણ દિવસ સુધી મિત્રાચારીથી
અમારી પરોણાગત કરી ૮ અને એમ થયુ કે પબ્લિ
યસનો બાપ તાવે તથા મરડાએ માંદો પડેલો હતો,
તેની પાસે પાઉલ અંદર ગયો, ને તેણે પ્રાર્થના કરી,
ને તેના પર પોતાના હાથ મુકીને તેને સાજો કીધો
૯ અને એ થયા પછી બેટમાના બાકીના રોગીઓ
પણ આવીને સાજા કરાયા ૧૦ વળી તેઓએ અમને
ઘણુ માન આપ્યુ, ને અમે સફરે નીકળ્યા ત્યારે
અમને જોઇતી ચીજો તેઓએ વહાણમા મુકી
૧૧ અને ત્રણ મહિના પછી આલેક્સાન્દ્રિયાનુ એક
વહાણ શિયાળો ગાળવાને તે બેટમા રહ્યુ હતું, જેની
નિશાની દિઓસકુરી [ અશ્વિનીકુમાર ] હતી, તેમા
બેસીને અમે નીકળ્યા ૧૨ અને અમે સુરાકુસમા બંદર
કરીને ત્યા ત્રણ દિવસ રહ્યા ૧૩ અને ત્યાથી અમે
ફેરો ખાઇને રેગીઅમ આવ્યા, ને એક દિવસ પછી
દક્ષિણનો પવન વાવા લાગ્યો, જેથી અમે બીજે
દિવસે પુતીઓલી આવ્યા. ૧૪ ત્યા અમને ભાઇઓ
મળ્યા, ને તેઓની સાથે સાત દિવસ રહેવાને તેઓએ
અમને વિનંતી કીધી, ને આ પ્રમાણે અમે રૂમ આવી
પહોચ્યા. ૧૫ અને ભાઇઓ અમારા વિષે સાંભળીને
ત્યાથી આપીઓરમ તથા ત્રણ ધર્મશાળા લગી અમારી
સામા મળવા આવ્યા, અને પાઉલે તેઓને જોઇને
દેવની સ્તુતિ કીધી, ને હિમ્મત પકડી
૧૬ અને અમે રૂમમા આવ્યા, ત્યારે [[ સુબેદારે
બંદીવાનોને ચોકીના સરદારને સ્વાધીન કીધા, પણ ]]
પાઉલને તેના સાચવનાર સિપાઇની સાથે જૂદા
રહેવાની રજા મળી
૧૭ અને ત્રણ દિવસ પછી એમ થયુ કે, [ પાઉલે ]
યહુદીઓના મુખ્ય માણસોને એકઠા બોલાવ્યા, ને
તેઓ એકઠા થયા ત્યારે તેઓને કહ્યુ કે, ભાઇઓ,
જોકે લોકોને ઉલટું, અથવા આપણા પૂર્વજોના રિવા-
જોથી ઉલટું મે કંઇ કર્યું નથી, તોપણ યરૂશાલેમથી
રૂમીઓના હાથમા મને બંદીવાન તરીકે સોપ્યો છે
૧૮ મારી તપાસ કર્યા પછી તેઓ મને છોડી દેવા
ઇચ્છતા હતા, કેમકે મને મોતની શિક્ષા થાય એવુ કંઇ
કારણ ન હતું. ૧૯ પણ યહુદીઓએ વાંધો ઉઠાવ્યો,
ત્યારે કૈસારની પાસે દાદ માગવાની મને અગત્ય
પડી, મારે પોતાના સ્વદેશીઓ પર કંઇ દોષ મુકવાનો
હતો એમ તો નહિ. ૨૦ એજ કારણ માટે મને મળીને
મારી સાથે વાત કરવાની મે તમને વિનંતી કીધી,
કેમકે ઇસ્રાએલની આશાને લીધે હુ આ સાંકળથી
બંધાએલો છું ૨૧ ત્યારે તેઓએ તેને કહ્યુ કે, તારા
વિષે યહુદાહમાથી અમને કંઇ પત્રો મળ્યા નથી,
તેમજ [અમારા] ભાઇઓમાથી પણ કોઇએ અહિં
આવીને તારા વિષે કંઇ ભુડું જાહેર કર્યું અથવા કહ્યું
નથી. ૨૨ પણ તું શું માને છે તે તારી પાસેથી અમે
સાંભળવા ચાહીએ છીએ, કેમકે લોકો સર્વ જગ્યાએ
આ પંથની વિરૂદ્ધ બોલે છે તે અમે જાણીએ છીએ
૨૩ અને તેઓએ તેને સારૂ એક દિવસ ઠરાવીને
તે દિવસે જથ્થાબંધ તેની પાસે તેના ઉતારામા
આવ્યા, તેઓને તેણે પ્રમાણો આપીને દેવના રાજ્ય
વિષેની શાહેદી આપી, ને મુસાના નિયમશાસ્ત્ર તથા
ભવિષ્યવાદીઓ ઉપરથી ઇસુ વિષે વાત સવારથી
સાંજ સુધી તેઓને સમજાવી ૨૪ અને જે વાતો
કહેવામા આવી તે કેટલાએક માની, ને કેટલાએક
માની નહિ. ૨૫ અને તેઓ માંહોમાંહે એક મતના ન
થયાથી ચાલ્યા ગયા, પણ તે પહેલા પાઉલે એક
વાત કહી કે, પવિત્ર આત્માએ યશાયાહ ભવિષ્ય-
વાદીની મારફતે તમારા પૂર્વજોને ઠીક કહ્યુ કે, ૨૬ તું
એ લોકની પાસે જઇને કહે કે,
તમે સાંભળતા સાંભળશો પણ સમજશો નહિ,
ને જોતા જોશો પણ સુઝશે નહિ
૨૭ કેમકે એ લોકોના મન જડ થઇ ગયા છે,
ને તેઓના કાનો બહેર મારી ગયા છે,
ને તેઓએ પોતાની આંખો મીંચેલી છે,
રખે કદાપી તેઓને આંખે સુઝે,
ને તેઓ કાને સાંભળે,
ને મનથી સમજે,
ને ફરે, ને હુ તેઓને સાજા કરૂ
૨૮ એ માટે જાણજો કે, દેવનુ આ તારણ વિદેશીઓની
પાસે મોકલવામા આવ્યુ છે, ને તેઓ તો સાંભળશે.
૨૯ [[ અને તેણે એ વાતો કહી રહ્યા પછી યહુદીઓ
માંહોમાંહે ઘણો વિવાદ કરતા કરતા ચાલ્યા ગયા ]]
૩૦ અને [ પાઉલ ] પોતાના ભાડાના ઘરમા પુરા
બે વરસ રહ્યા, ને જેઓ તેને ત્યા આવતા તે સર્વનો
તે આવકાર કરતો ૩૧ અને તે પુરી હિમ્મતથી તથા
વગર અટકાવે દેવના રાજ્ય વિષે ઉપદેશ કરતો, તથા
પ્રભુ ઇસુ ખ્રીસ્ત વિષેની વાતોનો બોધ કરતો હતો

# રૂમીઓને
## પાઉલ પ્રેરિતનો પત્ર.

૧ દેવના વહાલા, તથા પવિત્ર [થવા સારૂ]
તેડાએલા, જે રૂમમા છે, તેઓ સઘળાની પ્રત્યે
લખિતગ ઇસુ ખ્રીસ્તનો દાસ પાઉલ, જે પ્રેરિત [થવા
સારૂ] તેડાએલો, તથા દેવની સુવાર્ત્તાને અર્થે જુદો
કરાયલો છે, ૨ તે [સુવાર્ત્તા] વિષે [દેવે] પોતાના
ભવિષ્યવાદીઓની મારફતે પવિત્ર લેખોમા અગાઉથી
વચન આપ્યુ હતું; ૩ તે તેના દીકરા આપણા પ્રભુ
ઇસુ ખ્રીસ્ત વિષે છે, જે દેહ પ્રમાણે તો દાઉદના
વંશનો હતો, ૪ પણ પવિત્રાઇના આત્મા પ્રમાણે
મુએલાઓમાથી પાછો ઉઠવાથી દેવનો દીકરો પરા-
ક્રમસહિત ઠર્યો છે ૫ તેની મારફતે અમે કૃપા તથા
પ્રેરિતપદ પામ્યા છીએ, એ માટે કે તેના નામની
ખાતર સર્વ પ્રજાઓ વિશ્વાસ [રાખવાથી] આધીન
થાય. ૬ અને એઓમાના તમે પણ ઇસુ ખ્રીસ્તના
[થવા સારૂ] તેડાએલા છો ૭ દેવ આપણા પિતાથી
તથા પ્રભુ ઇસુ ખ્રીસ્તથી તમને કૃપા તથા શાંતિ થાઓ
૮ પ્રથમ તો, ઇસુ ખ્રીસ્તની મારફતે, તમ સઘળા
વિષે, હુ મારા દેવનો ઉપકાર માનુ છું કે, આખા
જગતમા તમારો વિશ્વાસ જાહેર થયો છે ૯ કેમકે
દેવ, જેની સેવા હુ મારા આત્માએ તેના દીકરાની
સુવાર્ત્તામા કરૂ છુ, તે મારો સાક્ષી છે કે નિરંતર હુ
તમારૂ સ્મરણ કરૂ છુ, ૧૦ અને સદા મારી પ્રાર્થના-
ઓમા માગુ છુ કે, હવે આખરે કોઇ પણ રીતે
દેવની ઇચ્છાથી તમારી પાસે મારાથી નિર્વિઘ્ને અવાય
૧૧ કેમકે હુ તમને જોવા ઘણો ચાહુ છુ, એ માટે કે
તમને સ્થિર કરવાને અર્થે હુ તમને કોઇ આત્મિક દાન
આપુ; ૧૨ એટલે એક બીજાના વિશ્વાસથી, તમારા
ને મારા [વિશ્વાસથી], હુ તમારા ભેગો તમારામા
દિલાસો પામુ. ૧૩ અને ભાઇઓ, મારી ઇચ્છા નથી
કે તમે એ વિષે અજાણ્યા રહો, કે મેં ઘણી વાર
તમારી પાસે આવવાનો ઠરાવ કર્યો, એ સારૂ કે જેમ
બીજા વિદેશીઓમા, તેમ તમારામા પણ હુ કંઇ ફળ
પામુ, પણ હજી સુધી મને અટકાવ થયો છે.
૧૪ હેલેનીઓનો તેમજ બારબારીઓનો પણ, જ્ઞાની-
ઓનો તેમજ મૂર્ખોનો પણ હુ ઋણી છું ૧૫ માટે હુ
તમો રૂમીઓને પણ મારી શક્તિ પ્રમાણે સુવાર્ત્તા
પ્રગટ કરવા તૈયાર છુ ૧૬ કેમકે સુવાર્ત્તા વિષે હુ
શરમાતો નથી; કારણ કે તે પ્રત્યેક વિશ્વાસ કરનારને
દેવનુ તારણ સાધનારૂ પરાક્રમ છે, પ્રથમ યહુદીને ને
પછી હેલેનીને ૧૭ કેમકે તેમા દેવનુ ન્યાયીપણુ
પ્રગટ થએલુ છે, ને [તે ન્યાયીપણુ] વિશ્વાસથી
છે, ને વિશ્વાસને અર્થે છે, જેમ લખ્યુ છે કે, ન્યાયી
વિશ્વાસથી જીવશે
૧૮ કેમકે જે માણસો અન્યાયથી સત્યને દાબી
રાખે છે, તેઓના સર્વ અધાર્મિકપણા પર તથા
અન્યાય પર દેવનો કોપ આકાશથી પ્રગટ થએલો છે.
૧૯ કારણ કે દેવ વિષેનુ જે જ્ઞાન પામી શકાય તે
તેઓમા પ્રસિદ્ધ છે, કેમકે દેવે તેઓને તે પ્રસિદ્ધ કીધુ
છે. ૨૦ કેમકે તેને વિષે જે અણદીઠ, એટલે તેનુ અનાદિ
પરાક્રમ અને દેવત્વ, જગતની ઉત્પત્તિના વખતથી
સૃજેલી વસ્તુઓ ધ્યાનમા આણ્યાથી સ્પષ્ટ જણાય
છે, ને તેથી તેઓ નિરૂત્તર છે ૨૧ કારણ કે દેવને
જાણીને, દેવ તરીકે તેઓએ તેને મહિમા દીધો નહિ,
ને તેના ઉપકાર માન્યા નહિ, પણ તેઓના તર્કવિતર્ક
ભ્રાંતિરૂપ થયા, ને તેઓના નિર્બુદ્ધ મન અંધરાયા.
૨૨ અમે બુદ્ધિવાન છીએ એવો દાવો કરતા તેઓ મૂર્ખ
થયા; ૨૩ અને તેઓએ અવિનાશી દેવના મહિમાને
બદલે નાશવંત માણસ તથા પક્ષી તથા ચોપગા
તથા પેટે ચાલનારાના આકારની મૂર્ત્તિઓ સ્વીકારી
૨૪ એ માટે દેવે તેઓને તેઓના અંત કરણોની
દુર્વાસનાઓને લીધે અશુદ્ધતામા મેલી દીધા કે તેઓ
માહોમાહે પોતાના શરીરોનુ અપમાન કરે. ૨૫ કેમકે
તેઓએ દેવના સત્યને બદલે અસત્ય સ્વીકાર્યું, ને
ઉત્પન્નકર્ત્તા (જેને સર્વકાળ સુધી સ્તુતિ હો, આમેન)
તેને ઠેકાણે ઉત્પન્ન કરેલાની ભક્તિ તથા સેવા કીધી.
૨૬ તે માટે દેવે તેઓને અપમાનકારક વિષયોને

[આધીન] મેલી દીધા, કેમકે તેઓની સ્ત્રીઓએ
સ્વાભાવિક વહેવારને બદલે અસ્વાભાવિક [વહેવાર]
ધારણ કીધો. ૨૭અને એમજ પુરૂષો પણ સ્ત્રીઓ
સાથેનો સ્વાભાવિક વહેવાર મુકીને, પોતાની દુષ્ટ
ઇચ્છાઓમાં પરસ્પર બળવા લાગ્યા, એટલે પુરૂષે
પુરૂષની સાથે અણઘટતા કામ કીધાં, ને તેઓ પોતાની
ભૂલનુ યોગ્ય ફળ પોતામાં પામ્યા.
૨૮અને દેવની જાણ [મનમા] રાખવાનું તેઓને
ગમ્યું નહિ, માટે દેવે તેઓને જે ઘટારત નથી, એવાં
કામ કરવાને સારૂ ભ્રષ્ટ બુદ્ધિને [આધીન] મેલી
દીધા; ૨૯ તેઓ તો સર્વ પ્રકારના અન્યાયીપણાથી,
દુરાચારથી, લોભથી, [તથા] અદાવતથી ભરપૂર થયા
હતા; [ને વળી] અદેખાઇથી, હત્યાથી, ટંટાથી,
કપટથી, [તથા] દ્વેષભાવથી ભરપૂર હતા; [વળી] કાન
ભભેરનારા, ૩૦નિંદાખોર, દેવદ્વેષી, ઉદ્ધત, અભિમાની,
ફુલાસ મારનારા, કુયુક્તિખોર, માતપિતાનું ન માન-
નારા, ૩૧નિર્બુદ્ધ, વિશ્વાસઘાતી, સ્વાભાવિક પ્રેમ
વગરના [તથા] નિર્દય, એવા હતા. ૩૨અને આવાં
કામ કરનારાઓ મરણ યોગ્ય છે, એવો દેવનો વિધિ
જાણ્યા છતા તેઓ પોતે એ કામો કરે છે એટલુંજ
નહિ, પણ એવાં કામ કરનારાઓને સમ્મતિ આપે છે.

૨ એ માટે, ઓ [બીજાઓનો] ન્યાય કરનાર
માણસ, તું ગમે તે હોય, પણ નિરૂત્તર છે,
કેમકે જે વિષે તું બીજાનો ન્યાય કરે છે, તેમાં તું
પોતાને અપરાધી ઠરાવે છે; કેમકે તું ન્યાય કરનાર
પોતે પણ તેજ કામો કરે છે. ૨અને આપણે જાણીએ
છીએ કે એવા કામો કરનારાઓની વિરૂદ્ધ દેવનો
ન્યાયચુકાદો સત્ય પ્રમાણે છે. ૩અને, ઓ માણસ,
જે એવાં કામ કરનારાનો ન્યાય કરે છે, ને પોતે તેજ
કરે છે, તું દેવના ન્યાયચુકાદાથી બચીશ એવું તું ધારે
છે શું? ૪અથવા દેવનુ ઉપકારીપણુ તને પસ્તાવા
તરફ ખેંચે છે, એ ન જાણીને, શું તેના ઉપકારીપણાની
તથા સહનતાની તથા દીર્ઘધૈર્યની સંપતને તું તુચ્છ
માને છે? ૫તું તો તારી કઠણતા તથા પશ્ચાત્તાપરહિત
અંતઃકરણને લીધે પોતાને સારૂ કોપના તથા દેવના
યથાર્થ ન્યાયના પ્રકટીકરણને દિવસે થનાર કોપનો
સંગ્રહ કરે છે. ૬તે પ્રત્યેકને પોતપોતાનાં કામ પ્રમાણે
ફળ આપશે. ૭એટલે જેઓ સારાં કામ ધીરજથી
કરતાં મહિમા તથા માન તથા અવિનાશીપણું શોધે
છે, તેઓને અનંતજીવન મળશે; ૮પણ જેઓ વઢ-
વાડિયા છે, ને સત્યને નથી માનતા, પણ અન્યાયને
માને છે તેઓના ઉપર કોપ તથા ક્રોધ, ૯વિપત્તિ
તથા વેદના આવશે, માણસ જાતના હરેક ભુંડું કરનારને
એમ થશે, પ્રથમ યહુદીને અને પછી હેલેનીને; ૧૦પણ
હરેક સારૂ કરનારને, મહિમા તથા માન તથા શાંતિ ૭
થશે, પ્રથમ યહુદીને અને પછી હેલેનીને; ૧૧કેમકે
દેવની પાસે પક્ષપાત નથી. ૧૨કેમકે જેટલાએ
નિયમશાસ્ત્ર વગર પાપ કીધુ, તેઓ નિયમશાસ્ત્ર
વગર નાશ પામશે; ને જેટલાએ નિયમશાસ્ત્ર પામ્યા
છતાં પાપ કીધુ, તેઓનો ન્યાય નિયમશાસ્ત્ર પ્રમાણે
ઠરાવાશે; ૧૩કેમકે નિયમ સાંભળનારા દેવની નજ-
રમાં ન્યાયી નથી, પણ નિયમ પાળનારા ન્યાયી
ઠરશે; ૧૪કેમકે વિદેશીઓ જેઓની પાસે નિયમ
નથી, તેઓ જ્યારે સ્વાભાવિક રીતે નિયમશાસ્ત્ર
પ્રમાણે વર્તે છે, ત્યારે તેઓને નિયમ ન છતાં તેઓ
પોતાને સારૂ નિયમરૂપ છે; ૧૫તેઓની પ્રેરકબુદ્ધિ
તેની સાથે શાહેદી આપતાં, તથા તેઓના વિચાર
એકબીજાને દોષિત અથવા નિર્દોષ ઠરાવતાં, તેઓ
પોતાના અંતઃકરણમાં લખેલા નિયમનું કામ દેખાડે
છે; ૧૬દેવ મારી સુવાર્ત્તા પ્રમાણે ઇસુ ખ્રીસ્તની
મારફતે માણસોનાં ગુપ્ત કામોનો ન્યાય ચુકવશે, તે
દિવસે [એમ થશે].
૧૭પણ જો તું યહુદી કહેવાય છે, ને નિયમશાસ્ત્ર
પર આધાર રાખે છે, ને દેવ વિષે અભિમાન કરે છે,
૧૮ને તેની ઇચ્છા જાણે છે, ને નિયમશાસ્ત્ર શિખેલો
હોઇને જે ઉત્તમ વાનાં તે પારખી લે છે, ૧૯અને
પોતાના વિષે એવી ખાતરી રાખે છે કે, હું આંધળા-
ઓને દોરનાર તથા જે અંધકારમાં છે તેઓને પ્રકાશ
આપનાર, ૨૦તથા અબુદ્ધોનો શિક્ષક, તથા બાળકોને
ભણાવનાર છું, અને મને નિયમશાસ્ત્રમા જ્ઞાનનું તથા
સત્યનું સ્વરૂપ છે; ૨૧ત્યારે બીજાને શિખવનાર, તું
પોતાને શિખવતો નથી શું? ચોરી ન કરવી, એવો
બોધ કરનાર, તું પોતે ચોરી કરે છે શું? ૨૨છિનાળું
ન કરવું એવું કહેનાર, તું છિનાળું કરે છે શું? મૂર્ત્તિઓથી
કંટાળનાર, તું દેવસ્થાનો લુંટે છે શું? ૨૩તું જે નિયમ-
શાસ્ત્ર વિષે વડાઇ કરે છે, તે નિયમશાસ્ત્ર ઉલ્લંઘ્યાથી
દેવનું અપમાન કરે છે શું? ૨૪કેમકે, જેમ [શાસ્ત્રમાં]
લખ્યુ છે તેમ, તમારે લીધે વિદેશીઓમાં દેવનું નામ
નિંદાય છે. ૨૫જો તું નિયમ પાળનાર હોય, તો સુનત
લાભકારક છે ખરી; પણ જો તું નિયમનું ઉલ્લંઘન
કરનાર હોય, તો તારી સુનત તે બેસુનત થઇ છે.
૨૬માટે જો બેસુનતી માણસ નિયમના વિધિઓ

પાળે, તો તેની બેસુનત તે સુનત તરીકે ગણાય નહિ
શું? ૨૭ અને સ્વાભાવિક રીતે જે બેસુનતીઓ, તેઓ
નિયમ પાળીને તને, એટલે લેખ તથા સુનત છતા
નિયમશાસ્ત્રનુ ઉલ્લંઘન કરનારને અપરાધી ઠરાવશે
નહિ શું? ૨૮ કેમકે જે દેખીતો યહુદી તે યહુદી નથી,
ને જે દેખીતી એટલે દેહની સુનત તે સુનત નથી
૨૯ પણ જે માહેનો યહુદી તેજ યહુદી, ને જે સુનત
હૃદયની, એટલે [ કેવળ ] લેખ પ્રમાણેની નહિ પણ
આત્મિક હોય તેજ સુનત છે, ને તેની પ્રશંસા
માણસથી નથી, પણ દેવથી છે

૩ તો યહુદીની અધિકતા શી છે? અને સુનતથી
શો લાભ છે? ૨ સર્વ પ્રકારે બહુ છે પ્રથમ
તો એ કે, દેવના વચનો તેઓને સોપવામા આવ્યા
હતા. ૩ અને જો કેટલાએક અવિશ્વાસી હતા તો શું?
તેઓનો અવિશ્વાસ શું દેવના વિશ્વાસુપણાને નિરર્થક
કરશે? ૪ ના, એવુ ન થાઓ, હા, હરેક માણસ જુઠું
ઠરે તોપણ દેવ સાચો ઠરો, જેમ લખ્યુ છે કે,

તું પોતાની વાતોમા ન્યાયી ઠરે,
ને તારો ન્યાય કરવામા આવે ત્યારે તું ફતેહ પામે

૫ પણ જો આપણુ અન્યાયીપણુ દેવના ન્યાયીપણાને
સ્થાપિત કરે છે, તો શું કહીએ? કોપરૂપી શિક્ષા
કરનાર દેવ અન્યાયી છે શું? (હુ માણસની રીત
પ્રમાણે બોલુ છું). ૬ ના, એવુ ન થાઓ, કેમકે જો
એમ હોય તો દેવ જગતનો ન્યાય કેમ કરીને કરે?
૭ પણ જો મારી જુઠથી દેવનુ સત્ય તેના મહિમાને
સારૂ વધારે પ્રગટ થયુ, તો હજુ સુધી મારો પણ
ન્યાય અપરાધી તરીકે કેમ કરવામા આવે છે? ૮ અને
અમારી નિંદા કરનારા કેટલાએક અમારા વિષે કહે છે
કે, તેઓનુ બોલવુ એવુ છે કે, સારૂ થાય માટે આપણે
ભુંડુ કરવુ એ પ્રમાણે કેમ ન [ કરીએ ]? પણ
એવાઓનો દંડ વાજબી છે

૯ ત્યારે શું? આપણે તેઓના કરતા ઉતરતા છીએ?
તદ્દન નહિજ, કારણ કે અમે અગાઉ યહુદીઓ તથા
હેલેનીઓને માથે દોષ મુકયો છે કે તેઓ સઘળા
પાપને આધીન છે ૧૦ જેમ લખેલુ છે તેમ કે,

કોઇ ન્યાયી નથી, એક પણ નથી,
૧૧ સમજનાર કોઇ નથી,
દેવને શોધનાર કોઇ નથી,
૧૨ તેઓ સઘળા ભટકી ગયા છે, તેઓ એકત્ર નકામા
થયા છે,
સારૂ કરનાર કોઇ નથી, ના, એક પણ નથી
૧૩ તેઓનુ ગળુ ઉઘાડી કબર છે,
પોતાની જીભથી તેઓએ કપટ કીધુ છે,
તેઓના હોઠોમા સર્પનું ઝેર છે
૧૪ તેઓનુ મ્હોડુ શાપથી તથા કડવાસથી ભરેલુ છે
૧૫ તેઓના પગ લોહી વહેવડાવવા સારૂ ઉતાવળા છે,
૧૬ તેઓના માર્ગોમા નાશ તથા સંતાપ છે,
૧૭ ને શાંતિનો મા[ર્ગ] તેઓએ જાણ્યો નથી
૧૮ તેઓની આંખ આગળ દેવનુ ભય નથી

૧ હવે આપણે જાણીએ છીએ કે નિયમશાસ્ત્ર જે
કઇ કહે છે, તે નિયમશાસ્ત્રને આધીન જેઓ છે તેઓને
કહે છે, એ માટે કે હરેક મ્હોડુ બંધ થાય, ને આખુ
જગત દેવની આગળ દોષિત ઠરે ૨૦ કેમકે તેની
સમક્ષ કોઇ માણસ નિયમની કરણીઓથી ન્યાયી ઠરશે
નહિ, કારણ કે નિયમદ્વારા તો પાપનુ ઓળખાણ
થાય છે ૨૧ પણ હમણા દેવનુ એવુ ન્યાયીપણુ પ્રગટ
થયુ છે કે જેનો આધાર નિયમ પર નથી, અને જેની
શાહેદી નિયમશાસ્ત્ર તથા ભવિષ્યવાદીઓ આપે છે,
૨૨ એટલે દેવનુ ન્યાયીપણુ, જે ઇસુ ખ્રીસ્ત પરના
વિશ્વાસ વડે સર્વ વિશ્વાસ કરનારાઓને માટે છે તે,
કેમકે કઇ ભેદ નથી, ૨૩ કારણ કે સઘળાએ પાપ
કીધુ છે, ને દેવના મહિમા વિષે સઘળા અધુરા રહે
છે, ૨૪ [ પણ ] ઇસુ ખ્રીસ્તથી જે ઉદ્ધાર છે, તેની
મારફતે [ દેવની ] કૃપાએ તેઓ મફત ન્યાયી ગણાય
છે ૨૫ દેવે તેને તેના લોહીએ કરીને, વિશ્વાસથી
[ પ્રાપ્ત થાય એવુ ] પ્રાયશ્ચિત્ત થવા સારૂ ઠરાવ્યો, એ
માટે કે અગાઉ થએલા પાપની દરગુજર જે દેવની
સહનતાથી થઇ તે વિષે તે પોતાનુ ન્યાયીપણુ દેખાડે,
૨૬ એટલે કે સાંપ્રત કાળમા પોતાનુ ન્યાયીપણુ દેખાડે,
એ માટે કે પોતે ન્યાયી રહેતા ઇસુ પર વિશ્વાસ
રાખનારને ન્યાયી ઠરાવનાર થાય ૨૭ તો વડાઇ
કરવાનુ ક્યા રહ્યું? તેનો સમાવેશ નથી કયા નિયમથી?
શું કરણીના? ના, પણ વિશ્વાસના નિયમથી ૨૮ એ
માટે અમે એવુ સમજીએ છીએ કે, માણસ નિયમની
કરણીઓ વગર વિશ્વાસથી ન્યાયી ઠરે છે ૨૯ નહિ
તો દેવ કેવળ યહુદીઓનોજ છે શું? શું વિદેશીઓનો
પણ નથી? હા, વિદેશીઓનો પણ છે, ૩૦ કારણ કે
દેવ એકજ છે ને તે સુનતીને વિશ્વાસથી, ને બેસુનતીને
વિશ્વાસ વડે ન્યાયી ઠરાવશે ૩૧ ત્યારે અમે વિશ્વા-
સથી નિયમશાસ્ત્રને નિરર્થક કરીએ છીએ શું? ના,
એવુ ન થાઓ, તેથી ઉલટુ અમે નિયમશાસ્ત્રને
સ્થાપિત કરીએ છીએ.

૪ તો ઇબ્રાહીમ, જે દેહ પ્રમાણે આપણો પૂર્વજ,
તેને શું મળ્યું, તે વિષે શું કહીએ? ૨ કેમકે
ઇબ્રાહીમ જો કરણીઓથી ન્યાયી ઠર્યો હોત, તો તેને
વડાઇ કરવાનું કારણ છે, પણ દેવ આગળ નહિ.
૩ કેમકે ધર્મલેખ શું કહે છે? એ કે ઇબ્રાહીમે દેવ
પર વિશ્વાસ કીધો, ને તે તેને લેખે ન્યાયીપણાને
અર્થે ગણાયો. ૪ હવે કામ કરનારને જે મુસારો મળે
છે તે કૃપારૂપ ગણાતો નથી, પણ હકરૂપ ગણાય છે.
૫ પણ જે જન કામ કરનાર નથી, પણ અધર્મીને
ન્યાયી ઠરાવનાર પર વિશ્વાસ કરનાર છે, તેનો
વિશ્વાસ તેને લેખે ન્યાયીપણાને અર્થે ગણાય છે.
૬ અને એ પ્રમાણે જે માણસને કરણીઓ વગર દેવ
ન્યાયી ગણે છે તેને દાઉદ પણ એ પ્રમાણે ધન્યવાદ
આપે છે કે,

૭ જેઓના અપરાધ માફ થયા છે,
ને જેઓનાં પાપ ઢંકાયાં છે, તેઓને ધન્ય છે.
૮ જેને લેખે પ્રભુ પાપ નહિ ગણે તે માણસને ધન્ય છે.

૯ ત્યારે એ ધન્યવાદ સુનતીનેજ [આપવામા આવ્યો]
છે, કે બેસુનતીને પણ? આપણે એવું તો કહીએ
છીએ કે ઇબ્રાહીમનો વિશ્વાસ તેને લેખે ન્યાયીપણાને
અર્થે ગણાયો હતો. ૧૦ ત્યારે તે શી રીતે ગણાયો?
તે સુનતી હતો ત્યારે? કે બેસુનતી હતો ત્યારે?
સુનતી હતો ત્યારે નહિ, પણ બેસુનતી હતો ત્યારે.
૧૧ અને તે બેસુનતી હતો ત્યારે વિશ્વાસથી જે
ન્યાયીપણું તેને મળ્યું હતું, તેની મુદ્રા થવા સારૂ તે
સુનતની નિશાણી પામ્યો, એ માટે કે, સર્વ બેસુનતી
વિશ્વાસીઓનો પૂર્વજ તે થાય કે તેઓને લેખે પણ
ન્યાયીપણું ગણાય. ૧૨ અને સુનતીઓનો પૂર્વજ,
એટલે જેઓ સુનતી છે એટલુંજ નહિ, પણ આપણો
બાપ ઇબ્રાહીમ બેસુનતી હતો તે વખતમાં તેના
વિશ્વાસના પગલાંમા જેઓ ચાલે છે તેઓનો પણ
તે પૂર્વજ થાય. ૧૩ કેમકે જગતના વારસ થવાનું વચન
ઇબ્રાહીમને કે તેના વંશને નિયમદ્વારા ન હતું, પણ
વિશ્વાસના ન્યાયીપણા દ્વારા મળ્યું હતું. ૧૪ કેમકે
જો નિયમને [માનનારા] વારસ હોય, તો વિશ્વાસ
નિરર્થક થયો, ને વચન વ્યર્થ થયું. ૧૫ કેમકે નિયમ
તો કોપ ઉપજાવે છે, પણ જ્યાં નિયમ નથી ત્યાં
ઉલ્લંઘન પણ નથી. ૧૬ અને તે એ સારૂ વિશ્વાસથી
છે કે તે કૃપાથી થાય, એ માટે કે વચન સઘળા
વંશજોને વાસ્તે અચુક થાય, જેઓ નિયમ તળેના છે
માત્ર તેઓનેજ વાસ્તે નહિ, પણ જેઓ ઇબ્રાહીમના
વિશ્વાસના છે, તેઓને વાસ્તે પણ [અચુક] થાય;
૧૭ દેવ જે મુએલાંઓને સજીવન કરનાર, ને જે નથી
તે જાણે કે હોય એવું પ્રગટ કરનાર, ને જેના પર
ઇબ્રાહીમે વિશ્વાસ કીધો, તેની આગળ તે આપણ
સઘળાનો પૂર્વજ છે, (જેમ લખ્યું છે કે, મેં તને ઘણી
દેશજાતિઓનો પૂર્વજ બનાવ્યો છે તેમ). ૧૮ તેણે
આશાનું સ્થાન ન છતાં આશાથી વિશ્વાસ રાખ્યો,
એ માટે કે જેમ [શાસ્ત્રમાં] કહેવામાં આવ્યું હતું કે,
તારો વંશ એવો થશે, તે મુજબ તે ઘણી દેશજાતિ-
ઓનો પૂર્વજ થાય. ૧૯ અને (પોતે આસરે સો
વરસનો છતાં) પોતાનું શરીર હવે નિર્જીવ જેવું હતું,
ને સારાહનું ગર્ભસ્થાન મરેલું હતું, એ ધ્યાનમાં લીધા
છતાં તે વિશ્વાસમાં નબળો થયો નહિ; ૨૦ હા, દેવના
વચન પર નજર રાખીને, તેણે અવિશ્વાસથી સદેહ ન
આણ્યો; પણ દેવને મહિમા આપીને, ૨૧ તથા જે
વચન તેણે આપ્યું હતું તે પુરૂં કરવાને પણ તે સમર્થ
છે, એવો પુરો ભરોસો રાખીને તે વિશ્વાસમાં બળવાન
થયો. ૨૨ અને એ માટે [તેનો વિશ્વાસ] તેને લેખે
ન્યાયીપણાને અર્થે ગણાયો. ૨૩ હવે તે તેને લેખે
ગણાયો, એ કેવળ તેનેજ માટે લખ્યું નથી, પરંતુ
આપણે માટે પણ લખ્યું છે, ૨૪ એટલે આપણે જેઓ
આપણા પ્રભુ ઇસુને મુએલાંમાંથી ઉઠાડનાર પર
વિશ્વાસ રાખનારા છીએ, તેઓને લેખે પણ ગણાશે.
૨૫ તે આપણા અપરાધોને લીધે પરાધીન કરાયો, ને
આપણા ન્યાયીકરણને લીધે પાછો ઉઠાડાયો.

૫ ત્યારે આપણે વિશ્વાસથી ન્યાયી ઠરાવાએલા
છીએ, એ માટે આપણે આપણા પ્રભુ ઇસુ
ખ્રીસ્તને આસરે દેવની સાથે સમાધાન પામીએ;
૨ આ જે કૃપામાં આપણે સ્થિર છીએ, તેમાં તે
[ઇસુ]ને આસરે પણ વિશ્વાસથી પ્રવેશ પામેલા
છીએ; વળી આપણે દેવના મહિમાની આશાથી
આનંદ કરીએ. ૩ અને કેવળ એટલુંજ નહિ, પરંતુ
આપણે વિપત્તિમાં પણ આનંદ કરીએ; કેમકે આપણે
જાણીએ છીએ કે વિપત્તિ ધીરજને, ૪ ને ધીરજ
અનુભવને, ને અનુભવ આશાને ઉપજાવે છે; ૫ અને
આશા લજાવતી નથી, કેમકે આપણને આપેલા પવિત્ર
આત્માથી આપણા અંતઃકરણમાં દેવનો પ્રેમ વહેવડા-
વેલો છે. ૬ કેમકે આપણે હજી નિર્બળ હતા, એટલામા
યોગ્ય સમયે અધર્મીઓને સારૂ ખ્રીસ્ત મરણ પામ્યો.
૭ હવે ન્યાયીને સારૂ ભાગ્યે કોઇ મરે; પરોપકારીને
સારૂ તો કોઇએક કદાપિ મરવાને પણ છાતી ચલાવે.

૮ પણ દેવ આપણા પર પોતાનો પ્રેમ આમા પ્રગટ
કરે છે કે, આપણે હજી પાપી હતા તેટલામા ખ્રીસ્ત
આપણે સારૂ મરણ પામ્યો. ૯ ત્યારે આપણે હમણા
તેના લોહીથી ન્યાયી ઠરાવાયા છીએ, માટે તેની
મારફતે કોપથી બચીશુ તેનો કેટલો વિશેષ નિશ્ચય
છે ૧૦ કેમકે જ્યારે આપણે શત્રુ હતા, ત્યારે જો
દેવની સાથે તેના દીકરાના મરણે કરીને આપણો
મિલાપ થયો, તો મિલાપ થયા પછી તેના જીવનને
લીધે આપણે બચીશું તેનો કેટલો વિશેષ નિશ્ચય છે,
૧૧ અને એટલુજ નહિ, પણ આપણો પ્રભુ ઇસુ
ખ્રીસ્ત જેની મારફતે આપણે હમણા મિલાપ પામ્યા
છીએ, તેને આસરે આપણે દેવમા આનદ પણ
કરીએ છીએ

૧૨ તે માટે જેમ એક માણસથી પાપ જગતમા
પેઠુ, ને પાપથી મરણ, ને એમ સઘળા માણસોમા
મરણનો પ્રચાર થયો, કારણ કે સઘળાએ પાપ કીધુ,
૧૩ કેમકે નિયમશાસ્ત્ર [પ્રગટ થયા] સુધી પાપ
જગતમા હતુ ખરૂ, તોપણ જ્યા નિયમ ન હોય ત્યા
પાપ જણાય નહિ ૧૪ તોપણ આદમથી મુસા સુધી
મરણે રાજ્ય કીધુ, [હા], જેઓએ આદમના ઉલ્લઘન
સમાન પાપ કીધુ ન હતુ, તેઓના ઉપર પણ રાજ્ય
કીધુ, [આદમ] તો તે આવનારનુ નિદર્શન હતો.
૧૫ પણ જેવુ પાપ તેવુ કૃપાદાન એમ નથી, કેમકે જો
એકના પાપને લીધે ઘણા મરણ પામ્યા, તો ઘણાના
ઉપર દેવની કૃપા તથા વિશેષે કરીને એક માણસની
એટલે ઇસુ ખ્રીસ્તની કૃપાથી દાન પુષ્કળ થયા છે
૧૬ અને એકના પાપ કીધાથી જેવુ થયુ, તેવુ દાન
નથી, કેમકે ન્યાયચુકાદો એક [ના અપરાધ]થી
દડરૂપ થયો, પણ કૃપાદાન તો ઘણા અપરાધોથી
ન્યાયીકરણરૂપ થયુ ૧૭ કેમકે જો એકથી તેના પાપને
લીધે મરણે રાજ્ય કીધુ, તો જેઓ કૃપા તથા ન્યાયી-
પણાનુ દાન પુષ્કળ પામે છે, તેઓ એક એટલે ઇસુ
ખ્રીસ્તથી જીવનમા રાજ્ય કરશે તે કેટલુ વિશેષ ખાતરી
ભરેલુ છે। ૧૮ માટે જેમ એક અપરાધથી સઘળા
માણસો પર દડનો ઠરાવ આવ્યો, તેમ એક ન્યાયી
કૃત્યથી સઘળા માણસો પર જીવનરૂપ ન્યાયીકરણ[નુ
દાન] આવ્યુ ૧૯ કેમકે જેમ એક માણસના આજ્ઞા-
ભગથી ઘણા પાપી થયા, તેમજ એકના આજ્ઞાપાલણથી
ઘણા ન્યાયી ઠરશે ૨૦ વળી નિયમશાસ્ત્રે પ્રવેશ કીધો
કે અપરાધ અધિક થાય, પણ જ્યા પાપ અધિક
થયુ, ત્યા કૃપા તેથી અધિક થઇ ૨૧ એ માટે કે જેમ
પાપે મરણ[રૂપી રાજ્ય]મા રાજ્ય કીધુ તેમ કૃપા પણ
આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તની મારફતે ન્યાયીકરણે
કરીને સર્વકાળના જીવનને અર્થે રાજ્ય કરે

૬ ત્યારે આપણે શું કહીએ? કૃપા અધિક થાય
માટે પાપ કરતા રહીએ શું? ૨ ના, એવુ ન
થાઓ, આપણે પાપના સબધમા મુઆ તો હવે
એમા કેમ જીવીએ? ૩ શું તમે નથી જાણતા કે, આપણે
જેઓ ખ્રીસ્ત ઇસુમા બાપ્તિસ્મા પામ્યા, તેઓ સર્વ
તેના મરણમા બાપ્તિસ્મા પામ્યા ૪ તે માટે આપણે
બાપ્તિસ્માએ કરીને તેની સાથે મરણમા દટાયા, કે
જેમ ખ્રીસ્ત બાપના મહિમાએ કરીને મુએલામાથી
ઉઠાડાયો, તેમજ આપણે પણ નવા જીવનમા ચાલીએ.
૫ કારણ કે જો આપણે તેના મરણની સમાનતામા
[તેની] સાથે જોડાયા, તો તેના પુનરૂત્થાનની
[સમાનતામા] પણ [જોડાયલા] થઇશુ ૬ અને એ
જાણીએ છીએ કે આપણુ જુનુ માણસપણુ તેની સાથે
વધસ્તભે એ માટે જડાયુ કે પાપનુ શરીર નિરર્થક
થાય, એટલે હવે પછી આપણે પાપની ગુલામગીરીમા
ન રહીએ ૭ કેમકે જે મુઓ છે તે ન્યાયી ઠરીને
પાપથી છુટ્યો છે ૮ હવે જો આપણે ખ્રીસ્તની સાથે
મુઆ, તો આપણને વિશ્વાસ છે કે તેની સાથે જીવીશું
પણ ખરા. ૯ કેમકે આપણે જાણીએ છીએ કે ખ્રીસ્ત
મુએલામાથી ઉઠાડાયા પછી ફરી મરતો નથી, હવે
પછી મરણનો ફરી તેના પર અધિકાર નથી ૧૦ કેમકે
તે મુઓ, એટલે પાપના સબધમા એકજ વાર મુઓ,
પણ તે જીવે છે એટલે દેવના સબધમા જીવે છે
૧૧ તેમ તમે પોતાને પણ પાપના સબધમા મુએલા,
પણ આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તને આસરે દેવના સબ-
ધમા જીવતા, ગણો

૧૨ એ માટે તમે પાપને તમારા મરનાર શરીરમા
રાજ્ય કરવા ન દો કે જેથી તમે તેની કુઇચ્છાઓને
આધીન થાઓ ૧૩ અને તમારા અવયવોને અન્યાયના
હથિયાર થવા સારૂ પાપને ન સોપો, પણ મુએલા
માથી જીવતા થએલા એવા તમે પોતાને દેવને સોપો,
તથા પોતાના અવયવો ન્યાયીપણાના હથિયાર થવાને
[દેવને સોપો] ૧૪ કારણ કે પાપ તમારા પર રાજ્ય
કરશે નહિ, કેમકે તમે નિયમને આધીન નથી, પણ
કૃપાને આધીન છો.

૧૫ તો શું? આપણે નિયમને આધીન નથી, પણ
કૃપાને આધીન છીએ, તે માટે પાપ કરીએ શું? ના,
એવુ ન થાઓ. ૧૬ શું તમે નથી જાણતા કે, જેની

આજ્ઞા પાળવા સારૂ તમે પોતાને દાસ તરીકે સોંપો
છો, એટલે જેની આજ્ઞા તમે પાળો છો, તેના દાસ
તમે છો; અમે તો મોતને અર્થે પાપના, અથવા
ન્યાયીપણાને અર્થે આજ્ઞાપાલનના. ૧૭ તમે તો પાપના
દાસ હતા, તેમ છતાં જે ઉપદેશધારાને તમે સોંપાયા
હતા, તે તમે અંતઃકરણથી માન્યો, એ માટે દેવને
ધન્ય હો. ૧૮ અને તમે પાપથી છુટા થઈને, ન્યાયી-
પણાના દાસ થયા. ૧૯ તમારા દેહના નબળાપણાના
કારણથી હું માણસની રીતે વાત કરૂં છું. જેમ તમે
પોતાના અવયવો અન્યાયને અર્થે અશુદ્ધતાને તથા
અન્યાયને દાસ તરીકે સોંપ્યા હતા, તેમ હમણાં
પોતાના અવયવો પવિત્રતાને અર્થે ન્યાયીપણાને દાસ
તરીકે સોંપો. ૨૦ કેમકે જ્યારે તમે પાપના દાસ હતા
ત્યારે તમે ન્યાયીપણા વિષે છુટા હતા. ૨૧ તો જે
કામોથી તમે હમણાં શરમાઓ છો, તેથી તમને તે
વખતે શું ફળ હતું? કેમકે તે [કામો]નું પરિણામ
મરણ છે. ૨૨ પણ હમણાં પાપથી છુટા કરાયલા, ને
દેવના દાસ થએલા હોવાથી તમને પવિત્રતાને અર્થે ફળ
છે, ને પરિણામે સર્વકાળનું જીવન. ૨૩ કેમકે પાપનો
મુસારો મરણ છે, પણ દેવનું કૃપાદાન, આપણા
પ્રભુ ઇસુ ખ્રીસ્તને આસરે, સર્વકાળનું જીવન છે.

૭ વળી ઓ ભાઇઓ, શું તમે એ નથી જાણતા,
(કેમકે નિયમ જાણનારાની પ્રત્યે બોલું છું)
કે, માણસ જીવે છે ત્યાં સુધી નિયમની સત્તા તેના
પર હોય છે? ૨ કેમકે જે બાયડીને વર છે, તે પોતાના
વરના જીવતાં સુધી નિયમથી તેની સાથે બંધાયલી
છે, પણ જો વર મરી જાય તો તે વરના નિયમથી
છુટી થાય છે. ૩ હવે વરના જીવતાં જો તે બીજો વર
કરે, તો તે વ્યભિચારિણી કહેવાશે; પણ જો તેનો
વર મરી જાય તો તે નિયમથી છુટી છે, તેથી જો તે
બીજો વર કરે તોપણ વ્યભિચારિણી નથી. ૪ એમજ,
મારા ભાઇઓ, તમે પણ ખ્રીસ્તના શરીરે કરીને
નિયમશાસ્ત્રના સબંધમાં મુએલા થયા છો, એ સારૂ
કે તમે બીજાના, એટલે જે મુએલાંમાંથી પાછો ઉઠયો
છે તેના થાઓ, કે આપણે દેવને અર્થે ફળ ઉપજાવીએ.
૫ કેમકે જ્યારે આપણે દૈહિક હતા ત્યારે નિયમ-
શાસ્ત્રવડે પાપના જે મનોવિકારો, તેઓ આપણા
અવયવોમાં મરણને સારૂ ફળ ઉપજાવવાને પ્રયત્ન
કરતા હતા. ૬ પણ હમણાં જેમાં આપણે બંધાયા
હતા તે વિષે આપણે મરણ પામ્યાથી નિયમશાસ્ત્રથી
છુટા થયા છીએ, એ માટે લેખના જુનાપણાએ નહિ,
પણ આત્માના નવાપણાએ સેવા કરીએ છીએ.
૭ ત્યારે આપણે શું કહીએ? શું નિયમ પાપરૂપ
છે? ના, એવું ન થાઓ; પરંતુ નિયમ વગર મેં પાપ
જાણ્યું ન હોત; કેમકે નિયમશાસ્ત્રે જો કહ્યું ન હોત,
કે લોભ ન રાખ, તો મેં લોભ જાણ્યો ન હોત. ૮ પણ
પાપે, નિમિત્ત મળવાથી, આજ્ઞાએ કરીને મારામાં
સઘળા પ્રકારનો લોભ ઉપજાવ્યો; કેમકે નિયમ વિના
પાપ નિર્જીવ છે. ૯ હું તો અગાઉ નિયમ વિના જીવતો
હતો, પણ આજ્ઞા આવી એટલે પાપ સજીવન થયું,
ને હું મુઓ; ૧૦ ને જે આજ્ઞા જીવનને અર્થે હતી તે
તો મરણને અર્થે [છે એવું] મને માલમ પડયું;
૧૧ કેમકે પાપે, નિમિત્ત મળવાથી, આજ્ઞાએ કરીને
મને ઠગ્યો, ને તે વડે મને મારી નાખ્યો. ૧૨ એ માટે
નિયમશાસ્ત્ર તો પવિત્ર છે, ને આજ્ઞા પવિત્ર, ન્યાયી
તથા હિતકારી છે. ૧૩ ત્યારે જે હિતકારી છે તે મને
મોતકારક થયું શું? ના, એવું ન થાઓ; પણ પાપ
તે પાપજ દેખાય, એ માટે એણે જે હિતકારી છે,
તેણે કરીને મારામાં મરણ ઉપજાવ્યું, એ માટે કે
આજ્ઞાવડે પાપ તે અતિશય પાપિષ્ટ થાય. ૧૪ કેમકે
આપણે જાણીએ છીએ કે નિયમ આત્મિક છે, પણ
હું દૈહિક છું ને પાપને તાબે વેચાયલો છું. ૧૫ કેમકે
હું જે કરૂં છું, તે હું સમજીને [કરતો નથી], કારણ કે
જે ઇચ્છું છું તે હું કરતો નથી, પણ જે ધિક્કારૂં છું તે
કરૂં છું. ૧૬ ત્યારે હું જે ઇચ્છતો નથી તે જો કરૂં છું,
તો હું નિયમ વિષે કબૂલ કરૂં છું કે તે સારો છે.
૧૭ તો હવે હું તે નથી કરતો, પણ મારામાં જે પાપ
વસે છે તે કરે છે. ૧૮ કેમકે હું જાણું છું કે મારામાં,
એટલે મારા દેહમાં, કંઇજ સારૂં વસતું નથી; કારણ
કે ઇચ્છવાનું તો મારામાં છે, પણ સારૂં કરવાનું નથી.
૧૯ કેમકે જે સારૂં હું ઇચ્છું છું તે કરતો નથી; પણ
જે ભુડું હું ઇચ્છતો નથી તે કરૂં છું. ૨૦ હવે જો હું જે
ઇચ્છતો નથી તે કરૂં છું, તો તે કરનાર હું નથી, પણ
મારામાં જે પાપ વસે છે તે છે. ૨૧ તો મને એવો
નિયમ માલમ પડે છે કે સારૂં કરવા હું ઇચ્છું છું ત્યારે
ભુડું હાજર હોય છે. ૨૨ કેમકે હું માંહેના માણસપણા
પ્રમાણે દેવના નિયમમાં આનંદ કરૂં છું. ૨૩ પણ હું
મારા અવયવોમાં એક જુદો નિયમ જોઉં છું, જે મારા
મનના નિયમની સામો લડે છે, ને મારા અવયવોમાં
પાપનો જે નિયમ છે તેના બંધનમાં મને લાવે છે.
૨૪ હું કેવો દુર્ભાગ્ય માણસ છું, મને આ મરણના
શરીરથી કોણ છોડાવશે? ૨૫ આપણા પ્રભુ ઇસુ

ખ્રીસ્તને આસરે હુ દેવની ઉપકારસ્તુતિ કરૂ છુ માટે
તો હુ પોતે મનથી દેવના નિયમની, પણ દેહથી
પાપના નિયમની, સેવા કરૂ છુ

૮. એ માટે જેઓ ખ્રીસ્ત ઇસુમા છે તેઓને હવે
કઇ દંડાજ્ઞા નથી. ૨ કેમકે ઇસુ ખ્રીસ્તમા જીવ-
નના આત્માના નિયમે મને પાપના તથા મરણના
નિયમથી છુટો કીધો છે. ૩ કેમકે દેહના કારણથી
નિયમ નિર્બળ હતો, તેથી જે [કામ] તેને અશક્ય
હતું તે દેવે [કીધુ, એટલે] પોતાના દીકરાને પાપી
દેહની સમાનતામા, ને પાપ વિષે [અર્પણ તરીકે]
મોકલીને દેહમા પાપની દંડાજ્ઞા ફરમાવી, ૪ એ માટે
કે આપણામા, એટલે દેહ પ્રમાણે નહિ પણ આત્મા
પ્રમાણે ચાલનારામા, નિયમનો વિધિ પૂર્ણ થાય
૫ કેમકે જેઓ દૈહિક છે, તેઓ દેહના વાના ઉપર મન
લગાડે છે, પણ જેઓ આત્મિક છે, તેઓ આત્માના
વાના ઉપર [મન લગાડે છે] ૬ અને દૈહિક મન
મરણ છે, પણ આત્મિક મન જીવન તથા શાતિ છે.
૭ કારણ કે દૈહિક મન દેવ પર વૈર છે, કેમકે તે દેવના
નિયમને આધીન નથી, ને થઇ શકતું પણ નથી
૮ અને જેઓ દૈહિક છે તેઓ દેવને પ્રસન્ન કરી શકતા
નથી. ૯ પણ જો દેવનો આત્મા તમારામા વસે છે,
તો તમે દૈહિક નથી, પણ આત્મિક છો, પણ જો
કોઇને ખ્રીસ્તનો આત્મા નથી, તો તે તેનો નથી
૧૦ અને જો ખ્રીસ્ત તમારામા છે તો પાપને લીધે શરીર
તો મરેલુ છે, પણ ન્યાયીપણાને લીધે આત્મા જીવે
છે ૧૧ ત્યારે જેણે ઇસુને મુએલામાથી ઉઠાડ્યો, તેનો
આત્મા જો તમારામા વસે છે, તો જેણે ખ્રીસ્ત ઇસુ
મુએલામાથી ઉઠાડ્યો તે, તમારામા વસનાર પોતાના
આત્માની મારફતે, તમારા મરનાર શરીરોને પણ
સજીવન કરશે

૧૨ એ માટે, ઓ ભાઇઓ, આપણે ઋણી છીએ,
પણ દેહ પ્રમાણે જીવવાને દેહના ઋણી નથી ૧૩ કેમકે
જો તમે દેહ પ્રમાણે જીવો તો તમે મરશોજ, પણ
જો તમે આત્માએ કરીને શરીરના કામોને મારી નાખો
તો જીવશો ૧૪ કેમકે જેટલા દેવના આત્માથી દોરાય
છે, તેટલા દેવના દીકરા છે ૧૫ કેમકે ફરીથી તમને
ભય લાગે એવો દાસપણાનો આત્મા તમે પામ્યા
નથી, પણ તમે દત્તકપુત્રપણાનો આત્મા પામ્યા
છો, જેણે કરીને આપણે આબા, બાપ, એવી હાક
મારીએ છીએ ૧૬ આત્મા પોતે આપણા આત્માની
સાથે સાક્ષી આપે છે કે આપણે દેવના છોકરા છીએ
૧૭ અને જો છોકરા તો વારસ, એટલે દેવના વારસ,
ને ખ્રીસ્તની સઘાતે સાથીવારસ છીએ; જો આપણે
તેની સાથે દુખ સહીએ એ સારૂ કે તેની સાથે
મહિમા પણ પામીએ તો.

૧૮ કેમકે હુ એમ ગણુ છું કે આ વખતના દુખો,
જે મહિમા આપણને પ્રગટ થનાર છે તેની સાથે
સરખાવવા જોગ નથી. ૧૯ કેમકે સૃષ્ટિની આતૂર
અપેક્ષા દેવના છોકરાના પ્રગટ થવાની વાટ જોયા કરે
છે ૨૦ કારણ કે સૃષ્ટિ પોતાની ઇચ્છાથી નહિ, પણ
સ્વાધીન કરનાર[ના કરવા]થી વ્યર્થપણાને સ્વાધીન
થઇ; ૨૧ ને એવી આશાએ [સ્વાધીન થઇ] કે સૃષ્ટિ
પોતે પણ નાશના દાસપણાથી છુટી થઇને દેવના
છોકરાના મહિમાના છુટાપણામા આવશે ૨૨ કેમકે
આપણે જાણીએ છીએ કે અત્યાર સુધી સઘળી સૃષ્ટિ
સામટી નિસાસા નાખીને કષ્ટાય છે ૨૩ અને એકલી
તે નહિ, પણ આપણે જેઓને આત્માનુ પ્રથમ ફળ
મળ્યુ છે, તે આપણે પોતે પણ દત્તકપુત્રપણાની
એટલે આપણા શરીરના ઉદ્ધારની વાટ જોતાં,
પોતાના [મન]મા નિસાસા નાખીએ છીએ ૨૪ કેમકે
આપણે આશાએ તારણ પામ્યા છીએ, પણ જે આશા
દૃશ્ય હોય તે આશા નથી, કેમકે કોઇ માણસ પોતે
જે દેખે છે તેની આશા કેમ કરે? ૨૫ પણ જે આપણે
દેખતા નથી તેની આશા જ્યારે રાખીએ છીએ, ત્યારે
ધીરજથી તેની વાટ જોઇએ છીએ

૨૬ અને તે પ્રમાણે આત્મા પણ આપણી નિબળ-
તાની સહાય કરે છે, કેમકે યથાયોગ્ય રીતે શી
પ્રાર્થના કરવી એ આપણે જાણતા નથી, પણ આત્મા
પોતે અવાચ્ય નિસાસાએ કરીને આપણે સારૂ મધ્ય-
સ્થી કરે છે, ૨૭ અને અંત:કરણનો શોધનાર જાણે છે
કે આત્માની ઇચ્છા શી છે, કેમકે તે પવિત્રોને સારૂ
દેવ[ની ઇચ્છા] પ્રમાણે વિનતી કરે છે. ૨૮ અને આપણે
જાણીએ છીએ કે જેઓ દેવના ઉપર પ્રેમ કરે છે, જેઓ
તેના મનોરથ પ્રમાણે તેડાયલા છે, તેઓને સઘળુ
એકઠુ મળીને ફાયદાકારક નિવડે છે ૨૯ કેમકે જેઓને
તે અગાઉથી જાણતો હતો, તેઓને વિષે તેણે
અગાઉથી ઠરાવ્યુ પણ હતું, કે તેઓ તેના દીકરાની
પ્રતિમા સરખા થાય, એ સારૂ કે તે ઘણા ભાઇઓ-
માનો પ્રથમજનિત થાય ૩૦ વળી જેઓને તેણે અગા-
ઉથી ઠરાવ્યા, તેઓને તેણે તેડાવ્યા પણ, ને જેઓને
તેણે તેડાવ્યા, તેઓને તેણે ન્યાયી પણ ઠરાવ્યા, ને
જેઓને તેણે ન્યાયી ઠરાવ્યા, તેઓને તેણે મહિમાવંત

પણ કર્યા.
૩૧ ત્યારે એ વાતો વિષે આપણે શું કહીએ? જ્યારે
દેવ આપણા પક્ષનો ત્યારે આપણી સામો કોણ?
૩૨ જેણે પોતાનાજ દીકરાને પાછો રાખ્યો નહિ, પણ
આપણ સર્વને લીધે તેને સોંપી દીધો, તે આપણને
તેની સાથે બધુંએ કૃપાએ કેમ નહિ આપશે? ૩૩ દેવના
પસંદ કીધેલા ઉપર કોણ દોષ મુકશે? [તેઓને]
ન્યાયી ઠરાવનાર દેવ છે; ૩૪ [તેઓને] દોષિત ઠરાવ-
નાર કોણ? જે મુઓ, હા, જે મુએલાંમાંથી પાછો
પણ ઉઠ્યો તે ખ્રીસ્ત ઇસુ છે, તે દેવને જમણે હાથે
છે, તે આપણે સારૂ મધ્યસ્થી પણ કરે છે. ૩૫ ખ્રીસ્તના
પ્રેમથી આપણને કોણ જૂદા પાડશે? શું વિપત્તિ,
કે વેદના, કે સતાવણી, કે દુકાળ, કે નગ્નતા, કે જોખમ,
કે તરવાર? ૩૬ જેમ લખ્યું છે કે,
તારે લીધે અમે આખો દિવસ માર્યા જઇએ છીએ,
કપાવાનાં ઘેટાંના જેવા અમે ગણાયલા છીએ.
૩૭ તોપણ જેણે આપણા ઉપર પ્રીતિ કીધી, તેને
આસરે આપણે એ બધાં સંબંધી વિશેષ જય પામીએ
છીએ. ૩૮ કેમકે મારી ખાતરી છે, કે મરણ, કે જીવન,
કે દૂતો, કે અધિકારીઓ, કે વર્ત્તમાનનું, કે ભવિષ્યનું,
કે પરાક્રમીઓ, ૩૯ કે ઉચાણ, કે ઉંડાણ, કે કોઇ
પણ બીજી સરજેલી વસ્તુ, દેવની જે પ્રીતિ ખ્રીસ્ત
ઇસુ આપણા પ્રભુમાં છે, તેથી આપણને જૂદા પાડી
શકશે નહિ.

૯ હું ખ્રીસ્તમાં સાચું બોલું છું, હું જૂઠું બોલતો
નથી, મારૂં અંતઃકરણ પણ પવિત્ર આત્મામાં
મારો સાક્ષી છે કે, ૨ મને મોટો શોક તથા મારા
અંતઃકરણમાં અખંડ ખેદ છે; ૩ કેમકે મારા ભાઇઓને
બદલે, એટલે દેહ સંબંધી મારાં સગાંવહાલાંનિ બદલે]
હું પોતેજ શાપિત થઇને [ખ્રીસ્તથી જૂદો કહાઉં]
એવી જાણે કે ઇચ્છા મને થાય છે. ૪ તેઓ ઇસ્રાએલી
છે, ને દત્તકપુત્રપણું તથા મહિમા તથા કરારો તથા
નિયમશાસ્ત્રદાન તથા ભજનક્રિયા તથા વચનો તેઓનાં
છે. ૫ બાપદાદાઓ તેઓના છે, ને ખ્રીસ્ત દેહ સંબંધી
તેઓમાંનો છે; તે સર્વોપરી સદાકાળ સ્તુત્ય દેવ છે.
આમેન. ૬ પણ દેવની વાત જાણે કે વ્યર્થ થઇ હોય
એમ નથી, કેમકે જેઓ ઇસ્રાએલના [વંશજો] છે
તેઓ સઘળા ઇસ્રાએલી નથી. ૭ અને તેઓ ઇબ્રા-
હીમના વંશજો છે માટે સઘળાં [તેનાં] છોકરાં છે,
એમ પણ નથી; પણ [એવું લખેલું છે કે,] ઇસ્હાકથી
તારો વંશ કહેવાશે. ૮ એટલે જેઓ દેહનાં છોકરાં,
તેઓ દેવનાં છોકરાં છે એમ નહિ; પણ જેઓ
વચનનાં છોકરાં, તેઓજ વંશ ગણાય છે. ૯ કેમકે
વચનની વાત એ છે કે, આ સમયે હું આવીશ, ને
સારાહને દીકરો થશે. ૧૦ અને માત્ર એટલુંજ નહિ,
પરંતુ રિબકાહે પણ એકથી એટલે આપણા બાપ
ઇસ્હાકથી ગર્ભ ધર્યો, ૧૧ ને [છોકરાઓના] જન્મ્યા
પહેલાં જ્યારે તેઓએ કંઇ સારૂં કે ભુંડું કર્યું ન હતું,
ત્યારે દેવનો મનોરથ જે તેની પસંદગી પ્રમાણે છે તે,
કરણીઓ પર નહિ, પણ તેડનારની ઇચ્છા પર
આધાર રાખે, ૧૨ માટે એણીને એમ કહેવામાં આવ્યું
કે, વડો નાનાની ચાકરી કરશે. ૧૩ તે પ્રમાણે લખ્યું
છે કે, મેં યાકુબ ઉપર પ્રીતિ કરી, પણ એસાવ ઉપર
દ્વેષ કર્યો.
૧૪ ત્યારે આપણે શું કહીએ? દેવને ત્યાં અન્યાય
છે શું? ના, એવું ન થાઓ; ૧૫ કેમકે તે મુસાને કહે
છે કે, જેના ઉપર હું દયા કરવા [ચાહું], તેના ઉપર
હું દયા કરીશ; ને જેના ઉપર હું કરૂણા કરવા [ચાહું],
તેના ઉપર હું કરૂણા કરીશ. ૧૬ માટે એ તો ઇચ્છ-
નારથી નહિ, ને દોડનારથી નહિ, પણ દયા કરનાર
દેવથી થાય છે. ૧૭ વળી ધર્મલેખ ફારૂનને કહે છે કે,
મેં તને એજ માટે ઉભો કર્યો છે કે, તારામાં મારૂં
પરાક્રમ હું દેખડાવું, ને મારૂં નામ આખી પૃથ્વીમાં
પ્રગટ થાય. ૧૮ એ માટે તે ચાહે તેના પર દયા કરે
છે; ને ચાહે તેને હઠીલો કરે છે.
૧૯ ત્યારે તું મને કહેશે કે, તેમ છતાં તે દોષ કેમ
કાઢે છે? કેમકે તેના મનસુબાની વિરૂદ્ધ કોણ થઇ
શકે છે? ૨૦ પણ અરે માણસ, તું વળી કોણ છે કે
દેવને સામો જવાબ આપે છે? જે ઘડેલું, શું તે
પોતાના ઘડનારને કહેશે કે, તેં મને એવું કેમ બનાવ્યું?
૨૧ શું કુંભારને એકનાએક ગારાના એક ભાગનું માનને
અર્થે તથા બીજાનું અપમાનને અર્થે પાત્ર ઘડવાને
મોટાઇ ઉપર અધિકાર નથી? ૨૨ અને જો દેવ
પોતાનો કોપ દેખાડવા તથા પોતાનું સામર્થ્ય જણા-
વવા ઇચ્છીને નાશને જોગ થયલાં કોપનાં પાત્રોનું
ઘણી ધીરજથી સહન કીધું; ૨૩ ને જો મહિમાને
સારૂ આગળ તૈયાર કરેલાં દયાનાં પાત્રો પર પોતાના
મહિમાની સંપત્તિ જણાવવા તેની મરજી હતી તો
શું? ૨૪ એટલે આપણ જેઓને તેણે કેવળ યહુદીઓ-
માંથી નહિ, પણ વિદેશીઓમાંથી પણ તેડાવ્યા છે
[તેઓ પર]. ૨૫ અને એમજ તે હોશીઆમાં પણ
કહે છે કે,

જે મારા લોક ન હતા તેઓને હુ મારા લોક,
ને જે વહાલી ન હતી તેણીને હુ વહાલી કરી કહીશ.
૨૬ અને એમ થશે કે જે ઠેકાણે તેઓને એવુ કહેવામા
આવ્યુ હતું કે તમે મારા લોક નથી,
ત્યા તેઓ જીવતા દેવના દીકરાઓ કહેવાશે
૨૭ વળી યશાયાહ ઇસ્રાએલ સબધી ધાટો પાડીને કહે
છે કે, ઇસ્રાએલના દીકરાઓની ગણત્રી જો સમુદ્રની
રેતીના જેટલી હોય, તોપણ તેનો શેષજ તારણ
પામશે ૨૮ કેમકે પ્રભુ પોતાનુ વચન પૂર્ણ કરીને ને
ટુકેથી પતાવીને તેને પૃથ્વી પર અમલમા આણશે
૨૯ અને એમજ યશાયાહે આગળ પણ કહ્યુ હતું કે,
જો સૈન્યોના પ્રભુએ આપણને સારૂ બીજ રહેવા
દીધુ ન હોત,
તો આપણે સદોમના જેવા થાત તથા ગમોરાના
સરખા થઇ જાત.
૩૦ ત્યારે આપણે શું કહીએ? એ કે વિદેશીઓ
ન્યાયીપણા પાછળ લાગુ રહેતા ન હતા, તોપણ
તેઓને ન્યાયીપણુ, એટલે જે ન્યાયીપણુ વિશ્વાસથી
છે તે, પ્રાપ્ત થયુ ૩૧ પણ ઇસ્રાએલ ન્યાયીપણાના
નિયમની પાછળ લાગ્યા છતા તે નિયમને પહોચ્યા
નહિ. ૩૨ શા માટે નહિ? કેમકે તેઓ વિશ્વાસથી
નહિ, પણ જાણે કે કરણીઓથી [શોધતા હતા].
તેઓએ ઠેસ ખવાડનાર પત્થરની ઠોકર ખાધી,
૩૩ જેમ લખ્યુ છે કે,
જુઓ, હુ સીયોનમા ઠેસ ખવાડનાર પત્થર, ને
ઠોકરરૂપ ખડક મુકુ છુ,
ને જે કોઇ તેના ઉપર વિશ્વાસ કરશે તે લજવાશે
નહિ.

૧૦ ઓ ભાઇઓ, [ઇસ્રાએલ]ને સારૂ મારા
અત કરણની ઇચ્છા તથા દેવની પ્રત્યે મારી
પ્રાર્થના એવી છે કે તેઓ તારણ પામે ૨ કેમકે હુ
તેઓ વિષે શાહેદી પુરૂ છુ કે, દેવ પ્રત્યે તેઓની
આસ્થા છે ખરી, પણ તે જ્ઞાન પ્રમાણે નથી. ૩ કેમકે
દેવના ન્યાયીપણા વિષે અજાણ્યા હોવાથી, તથા
પોતાના [ન્યાયીપણા]ને સ્થાપન કરવા યત્ન કરીને,
તેઓ દેવના ન્યાયીપણાને આધીન થયા નહિ. ૪ કેમકે
ખ્રીસ્ત તો હરેક વિશ્વાસ રાખનારને સારૂ ન્યાયી
પણાને અર્થે નિયમની સપૂર્ણતા છે ૫ કેમકે મુસા
એમ લખે છે કે, જે માણસ નિયમનુ ન્યાયીપણુ કરે
છે, તે તે વડે જીવશે ૬ પણ જે ન્યાયીપણુ વિશ્વાસથી
છે તે એવુ કહે છે કે, તું તારા અત કરણમા ન કહે
કે આકાશમા કોણ ચઢશે, (એટલે ખ્રીસ્તને નીચે
લાવવાને;) ૭ અથવા એ કે, ઉડાણમા કોણ ઉતરશે?
(એટલે ખ્રીસ્તને મુએલાઓમાથી ઉપર લાવવાને)
૮ પણ તે શું કહે છે? એ કે, વાત તારી પાસે, તારા
મ્હોમા તથા તારા અત કરણમા છે, એટલે વિશ્વાસની
જે વાત અમે પ્રગટ કરીએ છીએ તે, કે, ૯ જો તું
તારે મ્હોડે ઇસુને પ્રભુ તરીકે કબૂલ કરીશ, ને દેવે
તેને મુએલાઓમાથી પાછો ઉઠાડ્યો, એવો વિશ્વાસ
તારા અત કરણમા કરીશ, તો તું તારણ પામીશ.
૧૦ કારણ કે ન્યાયીપણાને અર્થે અત કરણથી વિશ્વાસ
કરાય છે, ને તારણને અર્થે મ્હોથી કબૂલાત કરવામા
આવે છે ૧૧ કેમકે ધર્મલેખ કહે છે કે, એના ઉપર
જે કોઇ વિશ્વાસ કરશે તે લજવાશે નહિ. ૧૨ કેમકે
યહુદી તથા હેલેનીમા ભેદ નથી કેમકે સર્વનો પ્રભુ
એકજ છે, અને જેઓ તેને વિનતી કરે છે તે સર્વ
પ્રત્યે તે સંપત્તિવાન છે ૧૩ કેમકે જે કોઇ પ્રભુને
નામે વિનંતી કરશે તે તારણ પામશે ૧૪ પણ જેના
ઉપર તેઓએ વિશ્વાસ નથી કર્યો, તેને તેઓ કેમ
વિનતી કરશે? વળી જેને વિષે તેઓએ સાભળ્યુ
નથી, તેના ઉપર તેઓ વિશ્વાસ કેમ કરશે? વળી
ઉપદેશક વગર તેઓ કેમ સાભળશે? ૧૫ વળી તેઓને
મોકલ્યા વગર તેઓ કેમ ઉપદેશ કરશે? જેમ લખ્યુ
છે કે, વધામણીની સુવાર્તા સભળાવનારાઓના પગલા
કેવા સુદર છે!
૧૬ પણ સઘળાએ તે સુવાર્તા માની નહિ, કેમકે
યશાયાહ કહે છે કે, ઓ પ્રભુ અમારા સદેશા પર
કોણે વિશ્વાસ કીધો છે? ૧૭ ત્યારે [સદેશો] સાભળ-
વાથી વિશ્વાસ [થાય છે] તથા ખ્રીસ્તની વાતની
મારફતે [સદેશો] સભળાય છે ૧૮ પણ હુ પુછું છું
કે, શું તેઓએ નથી સાભળ્યુ? હા, નિશ્ચે,
આખી પૃથ્વીમા તેઓનો અવાજ
તથા જગતના છેડાઓ સુધી તેઓની વાતો
ફેલાઇ છે
૧૯ પણ હુ પુછું છું કે, શું ઇસ્રાએલપુત્રો જાણતા ન
હતા? પ્રથમ મુસા કહે છે કે, [કરીશ,
જેઓ દેશજાતિ નથી તેઓવડે હુ તમને ઇર્ષિત
અણસમજુ દેશજાતિવડે હુ તમને ક્રોધે ચઢાવીશ.
૨૦ વળી યશાયાહ બહુ છાતી રાખીને કહે છે કે,
જેઓ મને શોધતા ન હતા તેઓને હુ મળ્યો,
જેઓ મારા સબંધી પુછતા ન હતા તેઓને હુ
પ્રગટ થયો

૨૧ પણ ઇસ્રાએલ વિષે તો તે કહે છે કે, આખો
દિવસ, ન માનનારા તથા ઉલટુ બોલનારા લોકો
ભણી મેં મારા હાથ પસાર્યો

૧૧ ત્યારે હુ પુછુ છુ, શું દેવે પોતાના લોકને
કાઢી મુક્યા? ના, એવુ ન થાઓ કેમકે
હુ પણ ઇસ્રાએલી, ઇબ્રાહીમના વંશનો, ને બિન્યા
મીનના કુળનો છુ ૨ પોતાના જે લોકોને દેવે અગાઉથી
જાણ્યા હતા તેઓને તેણે કાઢી મુક્યા નથી, વળી
એલિયાહ સબધી ધર્મલેખ શું કહે છે, એ તમે નથી
જાણતા? કે તે ઇસ્રાએલની વિરૂદ્ધ દેવને એવી વિનતી
કરે છે કે, ૩ ઓ પ્રભુ, તેઓએ તારા ભવિષ્યવાદી
ઓને મારી નાખ્યા છે, ને તારી યજ્ઞવેદીઓને ખોદી
નાખી છે, ને હુ એકલો રહ્યો છુ, ને તેઓ મારો જીવ
લેવાને શોધે છે ૪ પણ દેવવાણી તેને શું કહે છે?
મેં પોતાને સારૂ સાત હજાર પુરૂષોને રાખી મુક્યા છે,
કે જેઓ બાલની આગળ ઘુટણે પડ્યા નથી ૫ અને
એમજ હાલના કાળમા પણ કૃપાની પસદગી પ્રમાણે
શેષ રહેલો છે ૬ પણ જો એ કૃપાથી થયુ, તો તે
કરણીઓથી નહિ, નહિ તો કૃપા તે કૃપા કહેવાય
નહિ. ૭ ત્યારે શું? ઇસ્રાએલ જે શોધે છે તે તેઓને
પ્રાપ્ત થયુ નથી, પણ પસદ કરેલાઓને પ્રાપ્ત થયુ
છે, ને બાકીના [હૃદય] કઠણ કરાયા, ૮ જેમ લખ્યુ
છે તેમ કે, દેવે તેઓને આ દિવસ સુધી મૂઢમતિ
આત્મા તથા ના દેખે એવી આખો તથા ના સાભળે
એવા કાનો આપ્યા છે ૯ અને દાઉદ કહે છે કે,

તેઓની મેજ તેઓને વાસ્તે જાળ તથા પાશ
તથા ઠોકર તથા બદલો થાઓ
૧૦ તેઓની આખો અધકારરૂપ થાઓ, એવી કે
તેઓ દેખે નહિ,
ને તેઓની પીઠ તું સદા વાકી વાળ

૧૧ ત્યારે હુ પુછું છુ કે, શું તેઓએ એ માટે ઠોકર
ખાધી કે તેઓ પડી જાય? ના, એવુ ન થાઓ, પણ
ઉલટું તેઓના પડવાથી, વિદેશીઓને તારણ [મળ્યુ
છે], એ માટે કે તેઓમા [એટલે ઇસ્રાએલીઓમા]
ઇર્ષા ઉત્પન્ન થાય. ૧૨ ત્યારે જો તેઓનુ પડવુ જગતને
સપત્તિરૂપ થયુ છે, ને તેઓની હાની વિદેશીઓને
સપત્તિરૂપ થઇ છે, તો તેઓની સપૂર્ણતા કેટલી
અધિક [સપત્તિરૂપ] થશે!

૧૩ હુ તો તમ વિદેશીઓને કહુ છું, હવે વિદેશીઓ
સબધી હુ પ્રેરિત છું, તેટલા માટે હુ મારા કારભારને
મોટો માનુ છુ, ૧૪ એ માટે કે હરકોઇ પ્રકારે મારા
સ્વજાતિઓમા ઇર્ષા ઉત્પન્ન કરીને હુ તેઓમાના
કેટલાએકને બચાવુ ૧૫ કેમકે જો તેઓને તજી દેવાથી
જગતનો [દેવ સાથે] મિલાપ થયો, તો તેઓનો
ફરી અંગીકાર કરવાથી મુએલામાથી જીવન શિવાય
બીજુ શું થશે? ૧૬ વળી જો પ્રથમ ફળ પવિત્ર છે,
તો [આખો] લોંદો પણ પવિત્ર, ને જો જડ પવિત્ર
તો ડાળીઓ પણ પવિત્ર ૧૭ પણ જો ડાળીઓમાની
કેટલીએક તોડી નાખવામા આવી, ને તું જગલી
જૈતુન છતા તેઓ મધ્યે કલમરૂપે મેળવાયો, ને
જૈતુનની રસ ભરેલી જડનો સહભાગીઓ થયો,
૧૮ તો એ ડાળીઓ પર તું ગર્વ ન કર, પરતુ જો તું
ગર્વ કરે, તો જડને તારો આધાર નથી પણ તને
જડનો છે ૧૯ ત્યારે તું કહેશે કે, હુ કલમરૂપે મેળવાઉ
માટે ડાળીઓ તોડી નાખવામા આવી ૨૦ વારૂ,
પોતાના અવિશ્વાસને લીધે તેઓ તોડી નાખવામા
આવી, ને તું તારા વિશ્વાસથી સ્થિર રહે છે, ગર્વિષ્ટ
ન થા, પણ ભય રાખ ૨૧ કેમકે જો દેવે અસલ
ડાળીઓને બચાવી નહિ, તો તને પણ નહિ બચાવશે
૨૨ ત્યારે દેવની મહેરબાની તથા તેની સખતાઇ પણ
જો, જેઓ પડી ગયા તેઓ પર તો સખતાઇ, પણ
જો તું તેની મહેરબાનીમા રહે તો તારા ઉપર દેવની
મહેરબાની, નહિ તો તું પણ કાપી નખાઇશ. ૨૩ અને
તેઓ પણ જો પોતાના અવિશ્વાસમા નહિ રહેશે,
તો કલમરૂપે મેળવાશે, કેમકે દેવ તેઓને કલમરૂપે
પાછા મેળવી શકે છે ૨૪ કેમકે જો જૈતુનનુ ઝાડ
કુદરતથી જગલી તેમાથી જો તું કાપી કઢાયો, ને
સારા જૈતુનના ઝાડમા કુદરતથી વિરૂદ્ધ કલમરૂપે
મેળવાયો, તો તે કરતા એ અસલ [ડાળીઓ]
પોતાના જૈતુનના ઝાડમા કલમરૂપે પાછી મેળવાય
એ કેટલુ વિશેષ શક્ય છે?

૨૫ કેમકે ઓ ભાઇઓ, (તમે પોતાને બુદ્ધિવાન
ન સમજો, માટે) મારી ઇચ્છા નથી કે, એ ભેદ વિષે
તમે અજાણ્યા રહો કે વિદેશીઓની સપૂર્ણતા માહે
આવે ત્યા સુધી ઇસ્રાએલને કેટલેક ભાગે કઠણતા થઇ
છે ૨૬ અને પછી તમામ ઇસ્રાએલ તારણ પામશે,
જેમ લખ્યુ છે કે,

સીઓન મધ્યેથી બચાવનાર આવશે,
ને તે યાકુબમાથી અધામકપણાને કાઢી નાખશે,
૨૭ ત્યારે હુ તેઓના પાપ નિવારણ કરીશ,
ત્યારે તેઓની સાથે મારો એ કરાર છે

૨૮ સુવાર્ત્તા સબંધી તો તમારે લીધે તેઓ શત્રુ છે
ખરા, પણ પસંદગી સબંધી તો બાપદાદાઓને લીધે
તેઓ વહાલા છે. ૨૯ કેમકે દેવના કૃપાદાન તથા તેડું
અવિચળ છે. ૩૦ કેમકે જેમ તમે પહેલાં દેવ પ્રત્યે
અનાજ્ઞાંકિત હતા, પણ હમણા તેઓના અનાજ્ઞાંકિત-
પણાના કારણથી તમે દયા પામ્યા; ૩૧ એમજ તેઓ
પણ હમણાં અણકહ્યાગરા થયા છે, એ સારૂ કે, તમારા
પર દર્શાવેલી દયાના કારણથી, તેઓને પણ હમણાં
દયાદાન મળે. ૩૨ કેમકે દેવે બધાને અવિશ્વાસને
આધીન ઠરાવ્યા છે, એ સારૂ કે બધા ઉપર તે દયા કરે.
૩૩ આહા! દેવની સંપત્તિનું તથા બુદ્ધિનું તથા
જ્ઞાનનું ઉંડાપણ [કેવું અથાગ]! તેના ઠરાવો કેવા
ગૂઢ, ને તેના માર્ગો કેવા અશોધ્ય છે! ૩૪ કેમકે
પ્રભુનું મન કોણે જાણ્યું છે? અથવા તેનો મંત્રી કોણ
થયો છે? ૩૫ અથવા કોણે તેને પહેલાં કંઇ આપ્યું,
કે તે તેને પાછું ભરી આપે? ૩૬ કેમકે તેનામાંથી,
તથા તેના વડે, તથા તેને અર્થે, બધું છે. તેને સર્વકાળ
સુધી મહિમા થાઓ. આમેન.

૧૨ ત્યારે, ઓ ભાઇઓ, હું તમને વિનંતી કરૂ
છું કે, દેવની દયાની ખાતર તમે પોતાનાં
શરીરોનું જીવતું, પવિત્ર તથા દેવને પસંદ પડે એવું,
અર્પણ કરો; એ તમારી બુદ્ધિસંપન્ન સેવા છે. ૨ અને
આ જગતનું રૂપ તમે ન ધરો; પણ તમારાં મનોના
નવીનકરણથી પરમ રૂપમાં બદલાઓ, એ માટે કે
દેવની સારી તથા માન્ય તથા સંપૂર્ણ ઇચ્છા શી છે,
તે તમે પારખી શકો.
૩ વળી જે કૃપા મને આપવામાં આવી છે, તેના
આસરાથી, હું તમારામાંના દરેક જણને કહું છું કે,
પોતાને જેવો ગણવો જોઇએ, તે કરતાં વિશેષ ન
ગણવો, પણ જે પ્રમાણે દેવે દરેકને વિશ્વાસનું માપ
વહેંચી આપ્યું હોય, તે પ્રમાણે [દરેકે પોતાને] નમ્ર-
તાથી ગણવો. ૪ કેમકે જેમ આપણને એક શરીરના
ઘણા અવયવો છે, ને સઘળા અવયવોને એકજ કામ
નથી; ૫ તેમ આપણે ઘણાં છતાં ખ્રીસ્તમાં એક શરીર
છીએ, ને માહોમાંહે એકમેકના અવયવો [છીએ].
૬ અને આપણને જે કૃપા આપવામાં આવી છે, તે
પ્રમાણે જુદાં જુદાં વરદાન આપણને મળ્યાં છે;
તેથી જો પ્રબોધ કરવાનું [દાન મળ્યું હોય], તો
પોતાના વિશ્વાસના પ્રમાણમાં કરવો; ૭ અથવા જો
સેવાનું તો સેવામાં [લાગુ રહેવું]; વળી જે શિક્ષક
હોય તેણે શિખવવામાં [લાગુ રહેવું]; ૮ ને જે
સુબોધ કરનાર તેણે સુબોધ કરવામાં લાગુ રહેવું;
જે દાન કરે છે તેણે ઉદારતાથી કરવું; જે અધિકાર
ચલાવે છે તેણે આતુરતાથી ચલાવવો; ને જે દયા
કરે છે તેણે હર્ખથી કરવી. ૯ [તમારો] પ્રેમ ઢોંગ
વગરનો થાય; જે ભુંડું છે તેને ધિક્કારો, જે સારૂ છે
તેને વળગી રહો. ૧૦ ભાઇઓ પ્રત્યે જેવી પ્રીતિ ઘટે
તેવી નિકટ પ્રીતિ એક બીજા પર રાખો; માન સબંધી
એક બીજાને અધિક ગણો. ૧૧ ઉદ્યોગમાં આળસ
વગરના થાઓ; આત્મામાં આતુર થાઓ; પ્રભુની
સેવા કરો; ૧૨ આશામાં હરખ કરો; સંકટમાં ધીરજ
રાખો; પ્રાર્થનામા લાગુ રહો; ૧૩ સંતોના ખપ પુરા
પાડો; પરોણાગત કરનારા થાઓ. ૧૪ તમારા સતાવ-
નારાઓને આશીર્વાદ આપો; આશીર્વાદજ આપો,
ને શાપ આપતા ના. ૧૫ હરખનારાઓની સાથે
હરખાઓ; રડનારાઓની સાથે રડો. ૧૬ માહોમાંહે
એકમનના થાઓ; તમારૂ મન ઉંચ વાનાં પર ન
લગાડો, પણ નમ્ર ભાવ રાખીને દીનોની કાળજી
રાખો; તમે પોતાને બુદ્ધિવંત ન સમજો. ૧૭ ભુંડાને
બદલે ભુંડું કોઇને વાળતા ના. સઘળા માણસોની
નજરમાં જે શોભતું છે, તે [કરવાને] કાળજી રાખો.
૧૮ જો બની શકે, તો જેમ તેમ કરીને સઘળાં માણ-
સોની સાથે સમાધાનમાં રહો. ૧૯ ઓ વહાલાઓ,
તમે પોતાનું વેર ન વાળો, પણ કોપને સારૂ માર્ગ
છોડો, કેમકે લખેલુ છે કે, પ્રભુ કહે છે કે, વેર વાળવું
એ મારૂં છે, હુ બદલો વાળીશ. ૨૦ પણ જો તારો વેરી
ભૂખ્યો હોય, તો તેને ખવાડ; જો તૃષિત હોય તો
તેને [પાણી] પા, કેમકે એવું કરતાં તું તેના માથા
પર આગના અંગારાના ઢગલા કરીશ. ૨૧ જે ભુંડું
તેથી તું હારી ન જા, પણ જે સારૂ તેથી ભુંડાનો
પરાજય કર.

૧૩ હરેક માણસે મુખ્ય અધિકારીઓને આધીન
રહેવું; કેમકે દેવથી ન હોય એવો કોઇ અધિ-
કાર નથી; જે [અધિકારીઓ] છે તેઓ દેવના ઠરાવેલા
છે; ૨ એ માટે અધિકારીની સામો જે થાય છે તે
દેવના ઠરાવની વિરૂદ્ધ થાય છે, ને જેઓ વિરૂદ્ધ થાય
છે તેઓ પોતા પર દંડ લાવશે. ૩ કેમકે હાકેમો સારૂ
કામ [કરનાર]ને ભયરૂપ નથી, પણ ભુંડું [કરનારને];
ત્યારે અધિકારીની તને બીક ન લાગે, એવી તારી
ઇચ્છા છે શું? તો તું સારૂ કર ને તું તેની પાસેથી
વખાણ પામીશ. ૪ કેમકે તે તારા હિતને અર્થે દેવનો
કારભારી છે; પણ જો તું ભુંડું કરે તો બીહી, કેમકે

તે વરત્તાર અમથો રાખતો નથી; કેમકે તે દેવનો
કારભારી છે, એટલે, ભુંડું કરનાર પર તે કોપરૂપી
બદલો વાળનાર છે. ૫ તે માટે કેવળ કોપની બીકથીજ
નહિ, પરંતુ પ્રેરકબુદ્ધિની ખાતર પણ તમારે તેને
આધીન રહેવુંજ જોઇએ. ૬ અને એ કારણ માટે તમે
કર પણ આપો છો, કેમકે તેઓ દેવના સેવક છે ને
તેજ કામમાં લાગુ રહે છે. ૭ પ્રત્યેકને તેના જે હક તે
આપો; જેને કરનો તેને કર; જેને દાણનો તેને દાણ;
જેને બીકનો તેને બીક; જેને માનનો તેને માન.

૮ એક બીજા ઉપર પ્રેમ રાખવો એ શિવાય બીજું
દેવું કોઇનું ન કરો, કેમકે જે બીજા ઉપર પ્રેમ રાખે
છે તેણે નિયમને પૂરો પાળ્યો છે. ૯ કારણ કે તારે
વ્યભિચાર ન કરવો, ખૂન ન કરવું, ચોરી ન કરવી,
લોભ ન રાખવો, ઇત્યાદિ જે આજ્ઞાઓ છે તેઓનો
સાર આ વચનમાં સમાયલો છે, કે તારે જેવો પોતા
પર તેવો પોતાના પડોશી પર પ્રેમ રાખવો. ૧૦ પ્રેમ
પોતાના પડોશીનું કંઇ ભુંડું કરતો નથી, તેથી પ્રેમ
નિયમનું સંપૂર્ણ પાળણ છે.

૧૧ અને કાળ વરતીને એ [યાદ રાખો] કે હમણાં
તમારે ઉંઘમાંથી ઉઠવાની વેળા આવી ચુકી છે, કારણ
કે જે વેળાએ આપણે વિશ્વાસ કરવા માંડ્યો, તે કરતાં
હાલ આપણું તારણ પાસે છે. ૧૨ રાત ઘણી ગઇ છે,
અને દિવસ પાસે છે, માટે આપણે અંધકારનાં કામો
તજી દઇને અજવાળાનાં હથિયારો સજીએ. ૧૩ અને
દિવસે જેમ ઘટે તેમ શોભતી રીતે વર્તીએ, મોજ-
શોખમાં તથા છાકટાઇમાં નહિ, છિનાળામાં તથા
લંપટપણામાં નહિ, ઝઘડામાં તથા અદેખાઇમાં નહિ.
૧૪ પણ તમે પ્રભુ ઇસુ ખ્રીસ્તને પહેરી લો, ને દેહને
માટે, એટલે તેની દુષ્ટ ઇચ્છાઓને અર્થે, ચિંતા ન કરો.

૧૪ વિશ્વાસમાં જે નબળો તેનો અંગીકાર કરો,
પણ સંદેહ સંબંધીના વિવાદને સારૂ નહિ.
૨ કોઇનો વિશ્વાસ તો એવો છે કે તે બધું ખાય છે,
પણ કોઇ તો નબળો હોવાથી શાકજ ખાય છે. ૩ જે
ખાય છે તેણે ન ખાનારને તુચ્છ ન કરવો; ને જે
ખાતો નથી તેણે ખાનારને અપરાધી ન ઠરાવવો;
કારણ કે દેવે તેનો અંગીકાર કર્યો છે. ૪ તું કોણ છે કે
બીજાના ચાકરને અપરાધી ઠરાવે? તેનું ઉભા રહેવું કે
પડવું તે પોતાના ધણીના હાથમાં છે. પણ તે ઉભો
રખાશે, કેમકે પ્રભુ તેને ઉભો રાખવાને સમર્થ છે.
૫ કોઇએક તો એક દિવસને બીજા કરતાં વધારે ગણે
છે, ને બીજો સઘળા દિવસને સરખા ગણે છે; દરેકે
પોતપોતાના મનમાં સંપૂર્ણ ખાતરી કરવી. ૬ દિવસને
જે [પવિત્ર] ગણે છે તે પ્રભુને સારૂ [પવિત્ર] ગણે
છે; જે ખાય છે તે પ્રભુને સારૂ ખાય છે, કેમકે તે
દેવનો ઉપકાર માને છે; ને જે નથી ખાતો તે પ્રભુને
સારૂ નથી ખાતો, ને દેવનો ઉપકાર માને છે. ૭ કેમકે
આપણામાંનો કોઇ પોતાને અર્થે જીવતો નથી, ને કોઇ
પોતાને અર્થે મરતો નથી. ૮ કારણ કે જો જીવીએ
છીએ, તો પ્રભુને અર્થે જીવીએ છીએ, અથવા જો
મરીએ છીએ, તો પ્રભુને અર્થે મરીએ છીએ, તે માટે
ગમે તો આપણે જીવીએ કે મરીએ, તોપણ આપણે
પ્રભુનાજ છીએ. ૯ કેમકે એ હેતુથી ખ્રીસ્ત મરણ
પામ્યો, ને પાછો જીવતો થયો કે, મુએલાં તથા
જીવતાં બન્નેનો તે પ્રભુ થાય. ૧૦ પણ તું પોતાના
ભાઇને કેમ અપરાધી ઠરાવે છે? અથવા તું પોતાના
ભાઇને કેમ તુચ્છ કરે છે? કેમકે આપણ સર્વને દેવના
ન્યાયાસન આગળ ઉભા રહેવું પડશે. ૧૧ કેમકે એવું
લખેલું છે કે,

પ્રભુ કહે છે કે, મારા જીવના સમ કે, દરેક ઘુંટણ
મારી આગળ વાંકો વળશે,
ને દરેક જીભ દેવની સ્તુતિ કરશે.

૧૨ એ માટે આપણ પ્રત્યેકને પોતપોતાનો હિસાબ
દેવ આગળ આપવો પડશે.

૧૩ ત્યારે હવેથી આપણે એક બીજાને અપરાધી ન
ઠરાવીએ, પણ તે કરતાં એવું ઠરાવીએ કે, કોઇએ
પોતાના ભાઇના માર્ગમાં ઠેસ કે ઠોકરરૂપ કંઇ ન મુકવું.
૧૪ હું જાણું છું, ને પ્રભુ ઇસુમાં મને પુરી ખાતરી છે
કે કંઇ પણ જાતે અશુદ્ધ નથી, પરંતુ જેને જે કંઇ
અશુદ્ધ લાગે છે તેને તે અશુદ્ધ છે. ૧૫ પણ જો તારો
ભાઇ તારા ખાવાને લીધે ખેદિત થાય છે, તો તેટલામાં
તું પ્રેમની રૂએ ચાલતો નથી; જેને સારૂ ખ્રીસ્ત મર્યો,
તેનો નાશ તું તારા ખાવાનાથી ન કર. ૧૬ ત્યારે
તમારૂં જે સારૂં તે વિષે ભુંડું બોલાય એવું થવા ન
દો. ૧૭ કેમકે દેવનું રાજ્ય તો ખાવા પીવામાં નથી,
પણ ન્યાયીપણું, શાંતિ, ને પવિત્ર આત્માથી આનંદ,
એઓમાં છે ૧૮ કેમકે એમાં જે ખ્રીસ્તની સેવા કરે
છે, તે દેવને પસંદ તથા માણસોને માન્ય થાય છે.
૧૯ ત્યારે જે વાતો શાંતિસાધક તથા જેથી આપણે
એક બીજાનો સુધારો કરી શકીએ એવાંની પાછળ
આપણે લાગવું. ૨૦ ખાવાને કારણે દેવનું કામ તોડી
ન પાડો; બધું શુદ્ધ છે ખરૂં, પણ જેને ખાવાથી
ઠોકર લાગે છે તે માણસને તે ભુંડું છે. ૨૧ માંસ ન

ખાવું, ને દ્રાક્ષરસ ન પીવો, ને જે કશાથી તારો ભાઇ
ઠેસ ખાય છે, [[અથવા ઠોકરાય છે, અથવા નબળો
થાય છે]] તે ન [કરવું] એ તને ઘટારત છે. ૨૨ જે
વિશ્વાસ તને છે તે તારા પોતામા દેવની આગળ રાખ;
પોતાને જે વાજબી લાગે છે, તે સબધી જે પોતાને
અપરાધી નથી ઠરાવતો તેને ધન્ય છે. ૨૩ પણ જેને
સદેહ છે તે જો ખાય છે તો તે અપરાધી ઠરે છે, કેમકે
તે વિશ્વાસથી [ખાતો નથી]; ને જે સઘળુ વિશ્વાસથી
નથી તે તો પાપ છે.

૧૫ હવે અશક્તોની નિર્બળતાનુ સહન કરવું,
ને પોતાની ખુશી પ્રમાણે ન કરવું, એ
આપણ શક્તિવંતોની ફરજ છે. ૨ આપણામાંના હરેક
પોતાના પડોશીને કલ્યાણને સારૂ [તેના] સસ્થાપનને
અર્થે ખુશી કરવો. ૩ કેમકે ખ્રીસ્ત પણ પોતાની મરજી
પ્રમાણે કરતો નહિ, પણ જેમ લખ્યુ છે કે, તારી
નિંદા કરનારાઓની નિંદા મારા પર પડી, તેમ [તેને
થયું]. ૪ કેમકે જેટલું અગાઉ લખેલું હતું, તે આપણી
શિખામણને સારૂ લખેલું હતું, એ માટે કે ધીરજથી
તથા પવિત્રલેખમાંના દિલાસાથી આપણને આશા
થાય. ૫ હવે તમે, ખ્રીસ્ત ઇસુને અનુસરીને માહોમાહે
એકજ મનના થાઓ, એવું [વરદાન] ધીરજનો તથા
દિલાસાનો દેવ તમને દો; ૬ એ માટે કે તમે એક
ચિત્તે તથા એક મુખથી, દેવનો, એટલે આપણા પ્રભુ
ઇસુ ખ્રીસ્તના બાપનો, મહિમા પ્રગટ કરો. ૭ માટે,
ખ્રીસ્તે જેમ દેવના મહિમાને અર્થે તમારો અંગીકાર
કર્યો, તેમ તમે પણ એક બીજાનો અંગીકાર કરો
૮ વળી હુ કહુ છુ કે, ઇસુ ખ્રીસ્ત દેવના સત્યને લીધે
સુનતીઓનો સેવક થયો, એ માટે કે જે વચનો બાપ-
દાદાઓને આપેલા હતાં, તેઓને તે નિશ્ચિત કરે,
૯ ને વળી કે વિદેશીઓ પણ તેની દયાને લીધે દેવનો
મહિમા પ્રગટ કરે, જેમ લખ્યુ છે તેમ કે,

એ કારણ માટે હુ વિદેશીઓ મધ્યે તારી સ્તુતિ
કરીશ,
ને તારા નામનું ગીત ગાઇશ.

૧૦ અને વળી તે કહે છે કે,

ઓ વિદેશીઓ, તમે તેના લોકોની સઘાતે
હરખાઓ.

૧૧ અને વળી,

ઓ સઘળા વિદેશીઓ, પ્રભુની સ્તુતિ કરો,
અને સઘળા લોક તેનુ સ્તવન કરો

૧૨ અને વળી યશાયાહ કહે છે કે,

યિશાઇની જડ,
એટલે વિદેશીઓ ઉપર રાજ્ય કરવાને જે ઉઠવાનો
છે તે થશે;
તેના પર વિદેશીઓ આશા રાખશે.

૧૩ હવે આશાનો દેવ તમને વિશ્વાસ રાખવામાં, સર્વ
હર્ષ તથા શાતિએ ભરપુર કરો, એ સારૂ કે પવિત્ર
આત્માની શક્તિએ કરીને તમારી આશા પુષ્કળ થાય.
૧૪ અને, ઓ મારા ભાઇઓ, મને પોતાને પણ
તમારે વિષે ખાતરી છે કે તમે પોતે સારાપણાએ
પૂર્ણ, સર્વ જ્ઞાને ભરપુર, ને એક બીજાને ચેતાવવાને
શક્તિમાન છો ૧૫ તોએ પણ જાણે કે તમને ફરીથી
યાદ કરાવવા સારૂ કાઇ વધારે છાતી ચલાવીને મેં
તમારા પર લખ્યુ છે, કારણ કે દેવથી મને આ કૃપા
અપાએલી છે, ૧૬ કે દેવની સુવાર્તા વિષેનો યાજક
થઇને, હુ વિદેશીઓ પ્રત્યે ખ્રીસ્ત ઇસુનો સેવક થાઉં,
એ સારૂ કે વિદેશીઓ પવિત્ર આત્માથી પવિત્રીકરણ
પામીને માન્ય અર્પણ થાય. ૧૭ ત્યારે દેવ વિષેની
વાતો સંબધી મને ખ્રીસ્ત ઇસુથી અભિમાન કરવાનું
કારણ છે. ૧૮ કેમકે વિદેશીઓ આજ્ઞાકારી થાય એ
સારૂ ખ્રીસ્તે જે કામો મારી પાસે પવિત્ર આત્માના
પરાક્રમે કરીને વાત તથા કામ વડે, અને ચિન્હો તથા
આશ્ચર્યકૃત્યોના પરાક્રમ વડે કરાવ્યાં છે, તે શિવાય
બીજા વિષે બોલવાની હિમ્મત હુ નહિ ધરીશ;
૧૯ એટલે કે યરૂશાલેમથી માંડીને ફરતાં ફરતાં છેક
ઇલુરીકમ સુધી મેં ખ્રીસ્તની સુવાર્તા સપૂર્ણ રીતે પ્રગટ
કરી છે; ૨૦ અને એવી રીતે તો સુવાર્તા પ્રગટ કરવાનો
મેં નિયમ રાખ્યો, કે જ્યા ખ્રીસ્તનુ નામ હતું ત્યા
[બોધ કરવો] નહિ, રખે બીજાના પાયા પર હુ બાધુ;
૨૧ પણ જેમ લખ્યુ છે તેમ કે,

જેઓને તેના સબધીના સમાચાર મળ્યા ન હતા
તેઓ જોશે,
ને જેઓએ સાભળ્યુ ન હતું તેઓ સમજશે.

૨૨ અને તેજ કારણથી તમારી પાસે આવવા મને
આટલી બધી વાર રોકાણ થયુ છે. ૨૩ પણ હવે આ
પ્રાંતોમા મને કોઇ જગ્યા બાકી રહેલી નથી, ને ઘણાં
વરસથી તમારી પાસે આવવાની મારી અભિલાષા
છે; ૨૪ જ્યારે હુ સ્પેનમા જઇશ, [તેવારે તમારી
પાસે આવીશ,] (કેમકે મને આશા છે કે ત્યા જતાં
હુ તમને જોઇશ, અને પ્રથમ તમારી સગતથી કેટલેક
દરજ્જે સતોષ પામીને ત્યાં જવાને તમારાથી વિદાય-
ગીરી પામીશ) ૨૫ પણ હાલ તો હુ સતોની સેવામાં

યરૂશાલેમ જાઉં છું. ૨૬ કેમકે યરૂશાલેમના સંતોમાંના
જેઓ દરિદ્રી, તેઓને સારૂ કંઇ ઉઘરાણું કરવું, એ
માકેદોન્યા તથા આખાયાને સારૂ લાગ્યું. ૨૭ એઓને
સારૂ લાગ્યું એ તો ખરૂ, અને વળી એઓ તેઓના
ઋણીઓ પણ છે. કેમકે જો વિદેશીઓ તેઓની
આત્મિક વસ્તુઓમાં ભાગિયા થયા, તો દૈહિક
વસ્તુઓથી તેઓની ચાકરી કરવી એ તેઓની પણ
ફરજ છે. ૨૮ ત્યારે એ કામ પુરૂ કરીને, ને એ ફળ
તેઓને સારૂ નક્કી કરીને, હું તમારામાં થઇને સ્પેન
જઇશ. ૨૯ અને મને માલમ છે કે તમારી પાસે
આવીશ ત્યારે હું ખ્રીસ્તની સુવાર્તાના સંપૂર્ણ આશી-
ર્વાદ સુદ્ધાં આવીશ.

૩૦ હવે, ઓ ભાઇઓ, આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તની
ખાતર તથા પવિત્ર આત્માના પ્રેમની ખાતર હું તમને
વિનંતી કરૂં છું કે, તમે મારે માટે દેવની પ્રાર્થના
કરવામાં મારી સાથે યત્ન કરો, ૩૧ કે હું યહુદાહમાંના
અવિશ્વાસીઓ[ના હુમલા]થી બચું, ને યરૂશાલેમને
સારૂ જે મારી સેવા, તે સંતોને પસંદ પડે; ૩૨ અને
કે દેવની ઇચ્છાથી હું આનંદે તમારી પાસે આવું, ને
તમારા સુદ્ધાં વિશ્રામ પામું. ૩૩ હવે શાંતિનો દેવ
તમ સર્વની સાથે હો. આમેન.

૧૬ વળી આપણી બહેન ફેબી જે કેંક્રિઆમાંની
મંડળીની સેવકી છે, તેને માટે હું તમને
ભલામણ કરૂં છું કે, ૨ સંતોને ઘટે તેવી રીતે તમે
પ્રભુને લીધે તેનો અંગીકાર કરો, અને જે કોઇ
બાબતમાં તેને તમારી [મદદની] અગત્ય પડે તેમાં
તમે તેને સહાય કરજો, કેમકે તે પોતેજ ઘણાને તથા
મને પોતાને પણ સહાય કરનાર થઇ છે.

૩ ખ્રીસ્ત ઇસુમાં મારી સાથે કામ કરનારાં પ્રિસ્કા
તથા આકુલાને સલામ કહેજો; ૪ તેઓએ મારા જીવને
સારૂ પોતાની ગરદનો ધરી છે, તેઓનો ઉપકાર
એકલો હુંજ નહિ પણ વિદેશીઓમાંની સઘળી
મંડળીઓ પણ માને છે; ૫ અને જે મંડળી તેઓના
ઘરમાં છે તેને સલામ કહેજો. મારો વહાલો એપાઇ-
નેતસ જે ખ્રીસ્તને સારૂ આસિયાનું પહેલું ફળ છે,
તેને સલામ કહેજો. ૬ મરિયમ જેણે તમારે સારૂ ઘણી
મહેનત કીધી તેને સલામ કહેજો. ૭ મારા સગા તથા
મારી સાથેના બંદીવાન આંદ્રોનીકસ તથા જુનીઆને
સલામ કહેજો; તેઓ પ્રેરિતો મધ્યે નામીચા છે, ને
મારાથી અગાઉ ખ્રીસ્તમાં આવેલા છે. ૮ પ્રભુમાં મારા
વહાલા આંપ્લિઆતસને સલામ કહેજો. ૯ ખ્રીસ્તમાં
અમારી સાથે કામ કરનાર ઉર્બાનસને તથા મારા
વહાલા સ્તાખુસને સલામ કહેજો. ૧૦ ખ્રીસ્તમાં માન-
વંતા આપેલેસને સલામ કહેજો. આરીસ્તબુલસના
ઘરનાંને સલામ કહેજો. ૧૧ મારા સગા હેરોદીઓનને
સલામ કહેજો. નારકીસસના ઘરમાંનાં જેઓ પ્રભુમાં
છે તેઓને સલામ કહેજો. ૧૨ પ્રભુમાં મહેનત કરના-
રીઓ ત્રુફાઇનાને તથા ત્રુફોસાને સલામ કહેજો,
વહાલી પેરસીસ જેણે પ્રભુમાં ઘણી મહેનત કીધી તેને
સલામ કહેજો. ૧૩ પ્રભુમાં પસંદ કરેલા રૂફસને ને
તેની તથા મારી માને સલામ કહેજો. ૧૪ આસુન-
ક્રિતસ, ફલેગોન, હેર્મેસ, પાતરોબાસ તથા હેર્માસને,
ને તેઓની સાથે જે ભાઇઓ છે, તેઓને સલામ
કહેજો. ૧૫ ફીલોલોગસને તથા જુલિયાને, નેરીઅસને
તથા તેની બહેનને, ને ઓલુંપાસને તથા તેઓની
સાથે જે સઘળા સંતો છે તેઓને સલામ કહેજો.
૧૬ પવિત્ર ચુંબનથી તમે એક બીજાને સલામ કરજો.
ખ્રીસ્તની સર્વ મંડળીઓ તમને સલામ કહે છે.

૧૭ હવે, ઓ ભાઇઓ, હું તમને વિનંતી કરૂં છું કે,
જે બોધ તમે પામ્યા છો તેથી ઉલટા જેઓ તમારામાં
ફુટ પાડે છે ને ઠોકરકારક થાય છે, તેઓને તમે
ધ્યાનમાં રાખીને તેઓથી દૂર રહો. ૧૮ કેમકે જેઓ
એવા છે, તેઓ આપણા પ્રભુ ખ્રીસ્તની નહિ, પણ
પોતાના પેટની સેવા કરે છે, ને મીઠી વાતો તથા
ખુશામતથી ભોળાઓનાં મનોને ભમાવે છે. ૧૯ પણ
તમારૂ આજ્ઞાપાળણ સર્વ લોકોમાં જાહેર થયું છે, ને
હુ તેથી તમારા સંબંધી આનંદ કરૂં છું; ને મારી ઇચ્છા
એવી છે કે તમે સારા વિષે ડાહ્યા, ને ભુંડા વિષે ભોળા
થાઓ. ૨૦ અને શાંતિનો દેવ શેતાનને વહેલો તમારા
પગ તળે છુંદાવશે.

આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તની કૃપા તમારા પર હો.
આમેન.

૨૧ મારો સાથી કામદાર તીમોથી, ને મારા સગા
લુકિયસ તથા યાસન તથા સોસીપાતર તમને સલામ
કહે છે. ૨૨ હું તેરતીઅસ, આ પત્રનો લખનાર, પ્રભુમાં
તમને સલામ કહું છું. ૨૩ મારો તથા આખી મંડળીનો
યજમાન ગાયસ તમને સલામ કહે છે. શહેરનો ખજા-
નચી એરાસ્તસ તથા ભાઇ ક્વાર્તસ તમને સલામ કહે
છે. [[૨૪ આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તની કૃપા તમ સર્વ
પર થાઓ. આમેન.]]

૨૫ હવે જે મર્મ સનાતન કાળથી ગુપ્ત રાખવામાં
આવ્યો હતો, પણ આ કાળમાં પ્રસિદ્ધ થયો છે, ને

સનાતન દેવની આજ્ઞાથી ભવિષ્યવાદીઓના લેખોમા
એ માટે સર્વ પ્રજાઓને જણાવવામા આવ્યો છે કે
તેઓ વિશ્વાસનુ આજ્ઞાપાળણ કરે, ૨૬ તે [મર્મ]ના
પ્રકટીકરણ પ્રમાણે જે મારી સુવાર્ત્તા, એટલે ઇસુ ખ્રીસ્ત
વિષેનો જે ઉપદેશ, તે પ્રમાણે તમને નિભાવવાને જે
શક્તિવાન છે, ૨૭ તે એકલા જ્ઞાની દેવને, ઇસુ ખ્રીસ્તને
આશરે, સર્વકાળ સુધી મહિમા થાઓ  આમેન.

# કરીંથીઓને
## પાઉલ પ્રેરિતનો પહેલો પત્ર.

૧ કરીંથમા દેવની જે મડળી છે, જેઓ ખ્રીસ્ત
ઇસુથી પવિત્ર કરાએલા, જેઓ પવિત્રો થવાને
તેડાએલા, તેઓના પર તથા તેઓ સુદ્ધા સર્વ
જગ્યામા જેઓ આપણા પ્રભુ, એટલે તેઓના તથા
આપણા પ્રભુ, ઇસુ ખ્રીસ્તનુ નામ લે છે, ૨ એ સર્વ
ઉપર, પાઉલ જે દેવની ઇચ્છાથી ઇસુ ખ્રીસ્તનો પ્રેરિત
થવાને તેડાએલો તે, તથા ભાઇ સોસ્થેનેસ લખે છે
૩ દેવ આપણા બાપથી તથા પ્રભુ ઇસુ ખ્રીસ્તથી તમને
કૃપા તથા શાંતિ થાઓ
૪ દેવની કૃપા ખ્રીસ્ત ઇસુમા તમને અપાયલી છે,
તેને સારૂ હુ તમારે વિષે મારા દેવનો ઉપકાર સદા
માનુ છું, ૫ કેમકે જેમ ખ્રીસ્તની શાહેદી તમારામા
દૃઢ થઇ તેમ, સર્વ પ્રકારે, ૬ સર્વ બોલવામા તથા
સર્વ જ્ઞાનમા, તમે તેનામા ભરપુર થયા, ૭ માટે તમે
કંઇ કૃપાદાનમા ઓછા ન થતા આપણા પ્રભુ ઇસુ
ખ્રીસ્તના પ્રગટ થવાની વાટ જુઓ છો ૮ તે તમને
આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તના દિવસમા નિર્દોષ થવાને
અંત સુધી દૃઢ કરશે ૯ દેવ, જેનાથી તમે તેના દીકરા
આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તની સંગતમા તેડાએલા છો,
તે વિશ્વાસુ છે
૧૦ ભાઇઓ, હુ આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તને નામે,
તમને વિનંતી કરૂ છું, કે તમે સઘળા એકજ વાત
બોલો, ને તમારામા ફૂટો ન થાય, પણ એકજ મને
તથા એકજ મને મળેલા થાઓ ૧૧ કેમકે, મારા
ભાઇઓ, તમારા સબંધી કલોએના ઘરનાઓની
પાસેથી મને ખબર મળી છે, કે તમારામા કજીઆ છે
૧૨ હવે હુ એ કહેવા માગુ છું, કે તમારામાંનો હરેક
કહે છે, કે હુ તો પાઉલનો, ને હુ અપોલસનો, ને હુ
કેફાનો, ને હુ ખ્રીસ્તનો ૧૩ શું ખ્રીસ્ત વિભાગેલો છે?
શું પાઉલ તમારે સારૂ વધસ્તંભે જડાયો? અથવા
શું તમે પાઉલને નામે બાપ્તિસ્મા પામ્યા? ૧૪ હુ
દેવની સ્તુતિ કરૂ છુ, કે ક્રિસ્પસ તથા ગાયસ વિના મેં
તમારામાના કોઇનુ બાપ્તિસ્મા કર્યું નહિ. ૧૫ રખે કોઇ
કહે કે મેં પોતાને નામે બાપ્તિસ્મા કર્યું ૧૬ સ્તેફનના
કુટુંબનુ પણ મેં બાપ્તિસ્મા કર્યું, એ શિવાય મેં બીજા
કોઇનુ બાપ્તિસ્મા કર્યું હોય, એ હુ જાણતો નથી
૧૭ કેમકે બાપ્તિસ્મા કરવા સારૂ ખ્રીસ્તે મને મોકલ્યો
એમ નહિ, પણ સુવાર્ત્તા પ્રગટ કરવા સારૂ, વાતના
જ્ઞાનથી નહિ, રખે ખ્રીસ્તનો વધસ્તંભ વ્યર્થ થાય
૧૮ કેમકે નાશ પામનારાઓને વધસ્તંભની વાત
મુર્ખપણુ લાગે છે, પણ અમ તારણ પામનારાઓને
તે દેવનુ પરાક્રમ છે ૧ કેમકે એમ લખ્યુ છે કે,
હુ જ્ઞાનીઓના જ્ઞાનનો નાશ કરીશ,
ને બુદ્ધિવંતોની બુદ્ધિનો નકાર કરીશ
૨૦ જ્ઞાની ક્યા? શાસ્ત્રી ક્યા? આ કાળનો વિવાદી
ક્યા? શું દેવે જગતનુ જ્ઞાન મુર્ખપણુ ઠરાવ્યુ નથી?
૨૧ કેમકે જ્યારે દેવના જ્ઞાનમા, જગતે પોતાના જ્ઞાન
વડે દેવને જાણ્યો નહિ, ત્યારે વાત પ્રગટ કરવાના
મુર્ખપણાવડે વિશ્વાસ કરનારાઓને તારવા તે દેવને
પસંદ પડ્યુ ૨૨ યહુદીઓ નિશાણી માગે છે ને હેલે
નીઓ જ્ઞાન શોધે છે, ૨૩ પણ અમે તો વધસ્તંભે
જડાએલા ખ્રીસ્તને પ્રગટ કરીએ છીએ, તે તો યહુદી
ઓને ઠોકર, ને હેલેનીઓને મુર્ખપણુ લાગે છે,
૨૪ પણ જે તેડાયલા, પછી તે યહુદી હોય કે હેલેની
હોય, તેઓને ખ્રીસ્ત દેવનુ પરાક્રમ તથા દેવનુ જ્ઞાન
છે ૨૫ કારણ કે દેવનુ જે મુર્ખપણુ તે માણસો કરતા
જ્ઞાની છે, ને દેવનુ જે અબળપણુ તે માણસો કરતા
શક્તિવાન છે

૨૬ કેમકે ભાઇઓ, તમે તમારા તેડાને જુઓ છો,
કે દેહ પ્રમાણે ઘણા જ્ઞાનીઓ, ઘણા પરાક્રમીઓ,
ઘણા કુળવંતો [તેડાયલા] નથી; ૨૭ પણ દેવે જ્ઞાની-
ઓને લજવવા સારૂ જગતના મૂર્ખોને પસંદ કર્યા છે,
ને શક્તિમાનોને લજવવા સારૂ જગતના અબળોને
પસંદ કર્યા છે, ૨૮ ને જે છે તેઓને વ્યર્થ કરવા સારૂ,
દેવે જગતના અકુલીનોને તથા ધિક્કારેલાઓને તથા
જે નથી તેઓને પણ પસંદ કર્યા છે, ૨૯ કે માનવી
જાત તેની આગળ અભિમાન ન કરે. ૩૦ પણ તેનાથી
ઇસુ ખ્રીસ્તમાં તમે છો, અને એ આપણને સારૂ દેવ
પાસેથી જ્ઞાન તથા ન્યાયીપણુ તથા પવિત્રીકરણ તથા
ઉદ્ધાર થયો; ૩૧ એ માટે કે જેમ લખ્યું છે તેમ, જે
અભિમાન કરે તે પ્રભુમાં અભિમાન કરે.

૨ અને, ભાઇઓ, હું તમારી પાસે આવ્યો, ત્યારે
તમને દેવ વિષેની શાહેદી પ્રગટ કરતાં વાતના
કે જ્ઞાનના ઉત્તમપણાએ આવ્યો નહિ. ૨ કેમકે ઇસુ
ખ્રીસ્ત એટલે વધસ્તંભે જડાએલો, તે વિના હું તમા-
રામાં કંઇજ ન જાણું, એવું મેં ઠરાવ્યું ૩ અને હું અબળ-
પણામાં તથા ભયમાં તથા ઘણી ધ્રુજારીમાં તમારી
સાથે હતો. ૪ અને મારી વાત તથા મારૂ ભાષણ
માનવી જ્ઞાનની મનોહર વાતોથી નહિ, પણ આત્માના
તથા પરાક્રમના પ્રમાણથી હતાં, ૫ કે તમારો વિશ્વાસ
માણસોના જ્ઞાનથી નહિ, પણ દેવના પરાક્રમથી થાય.
૬ પણ જેઓ સંપૂર્ણ છે તેઓમાં અમે જ્ઞાનની વાત
બોલીએ છીએ; પણ આ કાળનું જ્ઞાન નહિ, તથા આ
કાળના નાશ પામનાર અધિકારીઓનું પણ નહિ;
૭ પણ દેવનું જ્ઞાન, એટલે જે ગુપ્ત રખાએલું જ્ઞાન
યુગોથી અગાઉ, દેવે આપણા મહિમાને સારૂ ઠરાવ્યું
હતું, તેની વાત અને મર્મમાં બોલીએ છીએ. ૮ તે
આ કાળના કોઇ અધિકારીએ ન જાણ્યું; કેમકે જો
જાણ્યું હોત તો તેઓ મહિમાના પ્રભુને વધસ્તંભે ન
જડત. ૯ પણ જેમ લખ્યું છે તેમ,

આંખે જે જોયુ નથી, ને કાને જે સાંભળ્યું નથી,
ને માણસના મનમાં જે પેઠું નથી,
દેવે પોતાના પ્રેમ કરનારાઓને સારૂ જે સિદ્ધ
કર્યું છે;

૧૦ તે તો દેવે પોતાના આત્માથી આપણને પ્રગટ કર્યું
છે; કેમકે આત્મા સર્વને, હા, દેવની ઉંડી વાતોને
પણ શોધે છે. ૧૧ કેમકે માણસનો આત્મા જે તેનામાં
છે તે વિના કયું માણસ માણસોની વાતો જાણે છે?
એમજ, દેવના આત્મા વિના દેવની વાતો કોઇ
જાણતો નથી. ૧૨ પણ અમે જગતનો આત્મા નહિ,
પણ જે આત્મા દેવથી છે તે પામ્યા છીએ, એ માટે
કે દેવે આપણને કૃપાએ કરીને જે આપ્યું તે જાણીએ.
૧૩ તેજ અમે બોલીએ છીએ, માનવી જ્ઞાનની શિખ-
વેલી વાતોથી નહિ, પણ પવિત્ર આત્માની શિખ-
વેલી વાતોથી, આત્મિક આત્મિકની સાથે સરખાવતાં
બોલીએ છીએ. ૧૪ પ્રાણિક માણસ દેવના આત્માની
વસ્તુઓનો અંગીકાર કરતું નથી; કેમકે તેઓ મૂર્ખપણું
એવું તેને લાગે છે; ને તેઓ આત્મિક રીતે સમજાય
છે, માટે તે તેઓને જાણી શકતું નથી. ૧૫ પણ જે
આત્મિક તે સર્વને પારખે છે, પણ પોતે કોઇથી
પરખાતો નથી. ૧૬ કેમકે કોણે પ્રભુનું મન જાણ્યું છે,
કે તે તેને બોધ કરે? પણ અમને ખ્રીસ્તનું મન છે.

૩ અને, ભાઇઓ, જેમ આત્મિકોને તેમ તમને
હું બોલી ન શક્યો, પણ જેમ દૈહિકોને, એટલે
ખ્રીસ્તમાં બાળકોને તેમ; ૨ મેં તમને દૂધથી પાળ્યા
છે, ને અન્નથી નહિ; કેમકે હજુ સુધી તમે સમર્થ ન
હતા, ને હમણાં પણ સમર્થ નથી; કેમકે તમે હજી
દૈહિક છો. ૩ કેમકે તમારામાં અદેખાઇ તથા કજીઆ
તથા ફાટફૂટો છે, માટે તમે દૈહિક છો કે નહિ, ને
માણસોની પેઠે ચાલો છો કે નહિ? ૪ કેમકે જ્યારે
એક કહે કે, હું પાઉલનો છું, ને બીજો કે હું અપોલોસનો,
ત્યારે તમે દૈહિક છો કે નહિ? ૫ તો પાઉલ તે શું
છે? ને અપોલોસ તે શું? તેઓ સેવકોજ, જેમ પ્રભુએ
પ્રત્યેકને દીધું તેમ તમે તેઓને આસરે વિશ્વાસ કીધો.
૬ મેં તો રોપ્યું, અપોલોસે પાયું, પણ દેવે ઉગાવ્યું.
૭ રોપનાર કંઇ નથી; ને પાનાર કંઇ નથી; પણ
ઉગાવનાર દેવ તેજ [બધું] છે. ૮ રોપનાર તથા
પાનાર એક છે; ને પ્રત્યેક પોતાની મહેનત પ્રમાણે
પોતાનું વેતન પામશે. ૯ કેમકે અમે દેવની સાથે કામ
કરનારા છીએ; તમે દેવની ખેતી, દેવની રચના છો.
૧૦ દેવની જે કૃપા મને અપાઇ, તે પ્રમાણે જ્ઞાની
મુખ્ય બાંધનાર થઇને મેં પાયો નાખ્યો છે, ને બીજો
તે પર બાંધે છે; પણ પ્રત્યેકે સાવધાન રહેવું કે તે
પર કેવી રીતે બાંધે. ૧૧ કેમકે નંખાયલો પાયો જે
ઇસુ ખ્રીસ્ત તે વિના બીજાને કોઇ નાખી શકતું નથી.
૧૨ પણ જો આ પાયા પર કોઇ સોનું, રૂપું, મૂલ્યવાન
પાષાણ, કાષ્ટ, ઘાસ, ખુંપરા બાંધે, ૧૩ તો પ્રત્યેકનું
કામ પ્રગટ કરાશે; કાંકે તે દિવસ તે દેખાડશે;
કેમકે અગ્નિથી તે પ્રગટ કરાશે; ને પ્રત્યેકનું કામ કેવું
છે એ અગ્નિ પારખશે. ૧૪ જે કામ કોઇએ તે પર

બાંધ્યુ હોય, તે જો ટકે તો તે વેતન પામશે. ૧૫ જો
કોઇનુ કામ બાળી નંખાશે, તો તેને નુકસાન થશે;
પણ જાણે કે અગ્નિમા થઇને તે જાતે બચશે
૧૬ તમે દેવનુ મદિર છો, ને દેવનો આત્મા તમારામા
વસે,છે, એ શું તમે જાણતા નથી? ૧૭ જો કોઇ દેવના
મદિરનો નાશ કરે, તો દેવ તેનો નાશ કરશે કેમકે
દેવનું મદિર જે તમે છો તે પવિત્ર છે

૧૮ કોઇ પોતાને ન ભુલાવે; જો આ કાળમા તમારા-
માંનો કોઇ પોતાને જ્ઞાની જાણે તો જ્ઞાની થવા સારૂ
તે મૂર્ખ થાય. ૧૯ કેમકે જગતનું જ્ઞાન દેવની આગળ
મૂર્ખપણુ છે; કેમકે લખ્યું છે કે, જ્ઞાનીઓને તેઓની
ચતુરાઇમા તે પકડે છે ૨૦ અને વળી, પ્રભુ જ્ઞાનીઓના
વિચાર જાણે છે કે તેઓ વ્યર્થ છે. ૨૧ તો માણસો
વિષે અભિમાન કોઇ ન કરે, કેમકે સર્વે તમારા છે.
૨૨ પાઉલ કે અપોલો કે કેફા કે જગત કે જીવન કે
મરણ કે વર્તમાન વસ્તુઓ કે ભવિષ્ય વસ્તુઓ, સર્વ
તમારા છે; ૨૩ ને તમે ખ્રીસ્તના; ને ખ્રીસ્ત દેવનો.

૪ હરેક માણસે અમને ખ્રીસ્તના સેવકો તથા
દેવના મર્મોના કારભારીઓના જેવા ગણવા.
૨ વળી કારભારીઓમાં એમ જોઇએ કે હરેક વિશ્વાસુ
જણાય. ૩ પણ તમારાથી કે માણસના ઇનસાફથી
મારો ન્યાય કરાય, એ વિષે મને કંઇ ચિંતા નથી; હુ
પોતાનો પણ ન્યાય કરતો નથી ૪ કેમકે હુ પોતાને
ઉલટું કંઇ જાણતો નથી, પણ એથી હુ ન્યાયી ઠરતો
નથી; પણ મારો ન્યાય કરનાર પ્રભુ છે. ૫ માટે તમે
સમયની અગાઉ, એટલે પ્રભુ આવે ત્યા સુધી, કંઇ
ન્યાય ન ઠરાવો; તે અધકારની ગુપ્ત વસ્તુઓને
દર્શાવશે, ને હૃદયોની ધારણા પ્રગટ કરશે; ને તે
વેળા હરેકનુ વખાણ દેવથી થશે.

૬ પણ, ભાઇઓ, મેં એ વાતો દાખલારૂપે તમારે
લીધે પોતાને તથા અપોલોને લગાડી છે, એ માટે કે
તમે અમારાથી એવુ શિખો કે જે લખેલુ છે તેથી
અધિક વિચારવુ નહિ, એ સારૂ કે એકને વાસ્તે
બીજાની વિરૂદ્ધ કોઇ ન ફુલાય. ૭ કેમકે કોણ તને જુદો
પાડે છે? અને તું પામ્યો નહિ એવું તારૂં શું છે?
પણ જો તું પામ્યો, તો જેમ પામ્યો ન હોય, તેમ
તું કેમ અભિમાન કરે છે? ૮ હવે તમે તૃપ્ત થયા,
હવે દ્રવ્યવંત થયા, અમારા વિના તમે રાજ્ય કર્યું.
અમારી ઇચ્છા એ છે કે તમે રાજ્ય કરો, કે અમે પણ
તમારી સાથે રાજ્ય કરીએ. ૯ કેમકે મને એમ દીસે
છે, કે દેવે છેલ્લા અમ પ્રેરિતોને જાણે કે મરણાધીન
ઠરેલા એવા દેખાડ્યા છે; કેમકે અમે જગતને તથા
દૂતોને તથા માણસોને તમાશાના જેવા થયા છીએ.
૧૦ ખ્રીસ્તને લીધે અમે મૂર્ખો, પણ તમે ખ્રીસ્તમાં
બુદ્ધિવંત; અમે અબળ, પણ તમે જોરાવર; તમે
માનવંતા, પણ અમે અપમાન પામેલા. ૧૧ હાલના
સમય સુધી અમે ભૂખ્યા તથા તરસ્યા તથા નાગા
છીએ, તથા માર ખાઇએ છીએ, તથા ભટકીએ છીએ,
૧૨ તથા પોતાને હાથે કામ કરીને મહેનત કરીએ
છીએ; નિંદાયલા છતાં અમે આશીર્વાદ આપીએ
છીએ; સતાવેલા છતાં સહીએ છીએ; ૧૩ ધિક્કારેલા
છતા વિનંતી કરીએ છીએ; અમે હજી સુધી જગતના
મેલ તથા સર્વેના કચરા સરખા થયા છીએ.

૧૪ હુ તમને લજવવાને એ વાતો લખતો નથી;
પણ જેમ મારા પ્રિય બાળકોને તેમ તમને બોધ કરૂં
છું ૧૫ કેમકે જો તમને ખ્રીસ્તમાં દસ હજાર ગુરૂઓ
હોય, તોપણ ઘણા બાપ નથી; કેમકે ખ્રીસ્ત ઇસુમાં,
સુવાર્તાને આસરે, મેં તમને જન્માવ્યા છે ૧૬ એ
માટે હુ તમને વિનંતી કરૂં છું કે, મારા અનુસારી
થાઓ ૧૭ એ કારણ માટે મેં તમારી પાસે તીમોથીને
મોકલ્યો, તે ખ્રીસ્તમા મારૂં પ્રિય બાળક તથા પ્રભુમાં
વિશ્વાસુ છે; તે, જેમ હુ બધે સર્વ મંડળીમાં શિખવું છું
તેમ, ખ્રીસ્તમા મારા માર્ગો વિષે તમને યાદ દેવડાવશે.
૧૮ હુ તમારી પાસે આવવાનો ન હોઉં, એવું સમજીને
કોઇ ફુલાઇ ગયા છે. ૧૯ પણ પ્રભુની ઇચ્છા હોય, તો હુ
તમારી પાસે વહેલો આવીશ, ને ફુલાનારાઓનુ બોલવુ
તે નહિ, પણ તેઓનુ સામર્થ્ય જાણીશ ૨૦ કેમકે
દેવનું રાજ્ય બોલવામા નહિ, પણ સામર્થ્યમાં છે.
૨૧ તમારી શી ઇચ્છા છે? હું તમારી પાસે કાઠી લઇને
આવુ, કે પ્રેમથી તથા નમ્રતાના આત્માથી આવું?

૫ એવું ખરેખર સભળાય છે કે તમારામાં વ્યભિ-
ચાર છે, ને એવો વ્યભિચાર કે જેવું નામ પણ
વિદેશીઓ લેતા નથી; એટલે કે કોઇએ પોતાના
બાપની વહુ રાખી છે. ૨ અને તમે ફુલાઇ ગયા છો, ને
તે કરતા શોક ન કર્યો, કે જેણે આ કામ કીધું તે
તમારામાથી કાઢી નખાય. ૩ કેમકે શરીરે ગેરહાજર,
પણ આત્માએ હાજર છતાં, હાજરની પેઠે, હવે એ
કામ એવી રીતે કરનારનો મેં ન્યાય ઠરાવ્યો છે કે,
૪ આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તને નામે, જ્યારે તમે એકઠા
થએલા છો ત્યારે તમે તથા મારો આત્મા, આપણા
પ્રભુ ઇસુ ખ્રીસ્તના પરાક્રમ સહિત, ૫ એવાને દેહની
હાનિને સારૂ શેતાનને સોંપે, એ માટે કે પ્રભુ ઇસુના

દિવસમાં આત્મા તારણ પામે. ૬ તમારૂં અભિમાન
સારૂ નથી; શું તમે નથી જાણતા, કે થોડું ખમીર
આખા લોંદાને ફુલાવે છે? ૭ તમે જુના ખમીરને કાઢી
નાખો, એ માટે કે જેમ તમે બેખમીર છો, તેમ તમે
નવો લોદો થઇ જાઓ, કેમકે આપણો પાસ્ખાયજ્ઞ,
એટલે ખ્રીસ્ત, તે આપણી વતી મરાયો છે. ૮ એ માટે
જુના ખમીરથી નહિ, ને ભુંડાઇ તથા દુષ્ટપણાના
ખમીરથી નહિ, પણ નિષ્કપટપણાની તથા ખરા-
પણાની બેખમીર રોટલીથી આપણે પર્વ પાળીએ.
૯ મેં તમને મારા પત્રમાં લખ્યુંછે કે તમે વ્યભિ-
ચારીઓની સોબત ન કરો; ૧૦ પણ આ જગતના
વ્યભિચારીઓ કે લોભીઓ કે જુલમીઓ કે મૂર્તિ-
ભક્તોની સોબત છેક ન કરો એમ નહિ; કેમકે એમ
હોય તો જગતમાથી નીકળવાની તમને અગત્ય પડે.
૧૧ પણ હમણાં મેં તમને લખી જણાવ્યું છે, કે ભાઇ
કહેવાયલો એવો જે કોઇ વ્યભિચારી કે લોભી કે
મૂર્તિભક્ત કે નિંદક કે છાકટો કે જુલમી હોય, તો
એવાની સોબત કરવી નહિ, ને તેની સાથે ખાવું પણ
નહિ. ૧૨ કેમકે બહારનાઓનો ન્યાય ઠરાવવાનું મારે
શું કામ છે? માહેનાઓનો તમે ન્યાય ઠરાવો છો કે
નહિ? ૧૩ દેવ બહારનાઓનો ન્યાય કરે છે. તો તમે
પોતાનામાંથી તે દુષ્ટને કાઢી નાખો.

૬ તમારામાંના કોઇને બીજાની વિરૂદ્ધ ફરિયાદ
હોય, તો પવિત્રોની આગળ નહિ પણ અધર્મી-
ઓની આગળ કોણ ન્યાય માગવા ચાહે? ૨ શું તમે
જાણતા નથી કે પવિત્રો જગતનો ન્યાય કરશે? અને
જો તમારાથી જગતનો ન્યાય કરાય તો શું તમે હલકાજ
વાદોનો ન્યાય કરવાને નાલાયક છો? ૩ શું તમે જાણતા
નથી કે આપણે દૂતોનો ન્યાય કરીશું? તો કેમ આ
આયુષ્યની વાતોનો નહિ? ૪ એ માટે જો તમને આ
આયુષ્યમાંના વાદો હોય, તો મંડળીમાં જેઓને તમે
ગણકારતા નથી તેઓને તે પર બેસાડો. ૫ હું તમને
લજાવવાને કહું છું. શું પોતાના ભાઇઓમાં ન્યાય કરી
શકે, એવો તમારામા એકે જ્ઞાની નથી? ૬ પણ ભાઇ
ભાઇ પર ફરિયાદ કરે છે; ને તે વળી અવિશ્વાસી-
ઓની આગળ! ૭ એ માટે હમણાં તમારામાં તદ્દન
ખોડ છે, કે તમે એક બીજા પર ફરિયાદ કરો છો. તે
કરતા તમે કેમ અન્યાય સેહેતા નથી? તે કરતાં કેમ
હાનિ ખમતા નથી? ૮ પણ તમે અન્યાય તથા હાનિ
કરો છો, હા, ભાઇઓ પર કરો છો. ૯ શું તમે
જાણતા નથી કે અન્યાયીઓ દેવના રાજ્યનો વારસો
પામશે નહિ? તમે ભૂલ ન કરો; વ્યભિચારીઓ તથા
મૂર્ત્તિભક્તો તથા છિનાળવાઓ તથા કામીઓ તથા
પુમૈથુનીઓ, ૧૦ તથા ચોરો તથા લોભીઓ તથા
છાકટા તથા નિંદકો તથા જુલમીઓ, એઓ દેવના
રાજ્યનો વારસો પામશે નહિ; ૧૧ ને તમારામાંના
કેટલાએક એવા હતા, પણ તમે પ્રભુ ઇસુને નામે તથા
આપણા દેવના આત્માથી ધોવાયા તથા પવિત્રીકરણ
ને ન્યાયીકરણ પામ્યા.
૧૨ સઘળાં તો મને ઉચિત છે, પણ સઘળા ઉપયોગી
નથી; સઘળાં મને ઉચિત છે, પણ હું કોઇને આધીન
થવાનો નથી. ૧૩ અન્ન પેટને સારૂ ને પેટ અન્નને
સારૂ છે, પણ દેવ એનો તથા તેનો પણ નાશ કરશે.
હવે શરીર વ્યભિચારને સારૂ નથી, પણ પ્રભુને સારૂ
છે, ને પ્રભુ શરીરને સારૂ. ૧૪ દેવે તો પ્રભુને ઉઠાડ્યો,
ને પોતાને પરાક્રમે આપણને પણ ઉઠાડશે. ૧૫ તમારાં
શરીર ખ્રીસ્તનાં અવયવો છે, એ શું તમે નથી જાણતા?
વારૂ, શું હું ખ્રીસ્તનાં અવયવો કાઢીને તેઓને વ્યભિ-
ચારીણીનાં અવયવો કરૂં? એમ ન થાય. ૧૬ શું તમે
નથી જાણતા કે વ્યભિચારીણી સાથે જે જોડાય છે, તે
એક શરીર થાય છે? કેમકે તે કહે છે કે, એ બેહુ એક
દેહ થશે. ૧૭ પણ પ્રભુની સાથે જે જોડાય છે તે એક
આત્મા છે. ૧૮ વ્યભિચારથી નાસો. જે સર્વ પાપ
કોઇ માણસ કરે તે શરીર બહાર છે; પણ વ્યભિ-
ચારી પોતાના શરીરને ઉલટું પાપ કરે છે. ૧૯ શું તમે
નથી જાણતા કે તમારામાં જે પવિત્ર આત્મા છે, જે
તમને દેવ પાસેથી મળ્યો છે તેનું મંદિર તમારૂ શરીર
છે? અને તમે પોતાના નથી, ૨૦ કેમકે તમે મૂલ્યે
ખરીદાયા હતા. તો તમારૂ શરીર તથા તમારો આત્મા
દેવનાં છે, તેઓથી દેવને મહિમા આપો.

૭ જે વાતો તમે મને લખી તે વિષે; માણસ
બાયડીને ન અડકે તો સારૂ. ૨ પણ વ્યભિ-
ચારના કારણથી પ્રત્યેક પુરૂષે પોતાની વહુ રાખવી,
ને પ્રત્યેક બાયડીએ પોતાનો વર રાખવો. ૩ વરે વહુને
જે યોગ્ય તે આપવું, ને એમજ વહુએ વરને પણ
૪ વહુને પોતાના શરીરનો અધિકાર નથી, પણ વરને
છે; ને એમજ વરને પોતાના શરીરનો અધિકાર નથી,
પણ વહુને છે. ૫ એક બીજાથી જૂદાં ના થાઓ, પણ
પ્રાર્થનાને સારૂ અવકાશ મળે કેવળ એ કારણ માટે
થોડી વાર સુધી એક બીજાની સમ્મતિથી જૂદાં રહેવાય
અને પછી એકઠાં થાઓ, રખે શેતાન તમારા અ-
દમનને લીધે તમારી પરીક્ષા કરે. ૬ આજ્ઞા દાખલ

નહિ પણ રજા દાખલ એ હુ કહુ છુ ૭ કેમકે મારી
ઇચ્છા છે કે, સઘળા માણસ મારા જેવા હોય પણ
દેવથી પ્રત્યેકને પોતપોતાનું કૃપાદાન છે, એકને આમ,
ને, બીજાને તેમ
૮ પણ અણપરણેલાઓને તથા વિધવાઓને હુ કહુ
છુ કે, મારા જેવા રહે તો તેઓને ગુણકારી થાય
૯ પણ જો પોતાને કબજે રાખી ન શકે તો પરણે,
કેમકે બળવા કરતા પરણવુ સારૂ છે. ૧૦ પણ પરણે-
લાઓને હુ આજ્ઞા કરૂ છું, હુ તો નહિ, પ્રભુ કરે છે,
કે વહુએ પોતાના વરથી જુદા થવુ નહિ; ૧૧ (પણ
જો જુદી થાય તો પરણ્યા વિના રહેવુ, અથવા વરની
સાથે મેળાપ કરવો), ને વરે વહુને છોડવી નહિ.
૧૨ અને બાકી રહેલાઓને પ્રભુ તો નહિ, પણ હુ કહુ
છુ કે, જો કોઇ ભાઇને અવિશ્વાસી વહુ હોય, ને એ
તેની સાથે રહેવાને રાજી હોય, તો તેણે એને છોડવી
નહિ, ૧૩ ને કોઇ વહુને અવિશ્વાસી વર હોય, ને એ
તેની સાથે રહેવાને રાજી હોય, તો તેણીએ એને
છોડવો નહિ ૧૪ કેમકે અવિશ્વાસી વર વહુથી પવિત્ર
કરાએલો છે, ને અવિશ્વાસી વહુ વરથી પવિત્ર
કરાએલી છે, નહિ તો તમારા બાળકો અશુદ્ધ હોત,
પણ હવે તેઓ પવિત્ર છે ૧૫ પણ જો અવિશ્વાસી
માણસ જુદુ થાય, તો જુદુ થવા દો, એવા પ્રસગમા
ભાઇ કે બહેન બધનમા નથી; પણ દેવે આપણને
શાતિમા તેડ્યા છે. ૧૬ કેમકે, અરે વહુ, તુ વરને
તારીશ કે નહિ એ વિષે તુ શું જાણે છે? અથવા, અરે
વર, તુ વહુને તારીશ કે નહિ એ વિષે તુ શું જાણે છે?
૧૭ કેવળ જેમ દેવે પ્રત્યેકને વહેંચી આપ્યુ છે, જેમ
પ્રભુએ પ્રત્યેકને તેડ્યુ છે, તેમ તેણે ચાલવુ; ને
એમજ હુ સર્વ મડળીઓમા ઠરાવુ છુ ૧૮ શું કોઇ
સુનતી તેડાએલો છે? તો બેસુનતી ન થવુ; શું કોઇ
બેસુનતીમા તેડાએલો છે? તો સુનતી થવુ નહિ.
૧૯ સુનત તો કઇ નથી, ને બેસુનત કઇ નથી, પણ
દેવની આજ્ઞાનુ પાલન તેજ [બધુ છે] ૨૦ પ્રત્યેક
જે સ્થિતિમા તેડાયો છે તેમાજ તે રહે. ૨૧ શું તુ
દાસ છતા તેડાયો છે? તો એની ચિંતા ન કર; પણ
જો મોકળા થવાનો વગ મળે, તો તે કરી લે.
૨૨ કેમકે પ્રભુથી તેડાએલો જે દાસ તે પ્રભુનો મોકળો
કરાએલો, ને એમજ જે મોકળો છતા તેડાએલો તે
ખ્રીસ્તનો દાસ છે ૨૩ તમે મૂલ્યથી ખરીદાએલા હતા,
માણસના દાસો ન થાઓ. ૨૪ ભાઇઓ, જેમાં પ્રત્યેક
તેડાયો તેમા દેવની સાથે તેણે રહેવું

૨૫ હવે કુવારીઓ વિષે મને પ્રભુની આજ્ઞા નથી;
પણ જેમ વિશ્વાસુ થવાને પ્રભુ પાસેથી હુ કૃપા
પામ્યો, તેમ મત આપું છુ ૨૬ તો મને એ ગુણકારી
દીસે છે, એટલે હાલના સકટમા માણસને એમનેએમ
રહેવુ ગુણકારી છે ૨૭ શું વહુને તું બધાએલો છે? તો
છુટકાની ઇચ્છા ન કર. શું વહુથી છુટેલો છે? તો
વહુની ઇચ્છા ન કર. ૨૮ પણ જો તું પરણે, તો તું
પાપ નથી કરતો; ને જો કુવારી પરણે તો તે પાપ
નથી કરતી; પણ એવાઓને દેહમા વિપત્તિ થશે,
પણ હુ તમારા પર દયા રાખુ છું ૨૯ પણ ભાઇઓ,
હુ એ કહુ છું કે કાળ થોડો છે; માટે હવેથી જેઓ
પરણેલા તેઓ વગરપરણેલા જેવા થાય; ૩૦ ને રડ-
નારા ન રડનારા જેવા; ને હરખનારા ન હરખનારા
જેવા, ને વેચાતું લેનારા ન રાખનારા જેવા થાય;
૩૧ ને આ જગતનો વહેવાર કરનારા એનો કુવહેવાર
કરનારા જેવા ન થાય, કેમકે આ જગતનુ રૂપ વિતી
જાય છે. ૩૨ પણ તમે નિશ્ચિત થાઓ, એવી મારી
ઇચ્છા છે. જે પરણેલો નથી તે પ્રભુની વાતોની
ચિંતા રાખે છે, કે પ્રભુને કેમ પ્રસન્ન કરવો, ૩૩ પણ
પરણેલો જગતની વાતોની ચિંતા રાખે છે, કે વહુને
કેમ પ્રસન્ન કરવી ૩૪ વહુ તથા કુંવારીમા પણ ફેર
છે. જે પરણેલી નથી તે પ્રભુની વાતોની ચિંતા
રાખે છે, કે તે શરીરમા તથા આત્મામા પવિત્ર થાય,
પણ પરણેલી તે જગતની વાતોની ચિંતા રાખે છે,
કે વરને કેમ પ્રસન્ન કરવો. ૩૫ પણ તમારા પોતાના
હિતને સારૂ હુ તે કહુ છુ, તમને ફાંદામા નાખવાને
માટે નહિ, પણ એ સારૂ કે યોગ્ય રીતે [તમે ચાલો]
તથા એક મનથી વગર અકળામણે તમે પ્રભુની સેવા
કરો. ૩૬ પણ જો કોઇ વિચારે, કે પોતે પોતાની
કુંવારી [દીકરી] વિષે અયોગ્ય કરે છે, ને તે પુખ્ત
ઉમરની થઇ હોય, ને અગત્ય એવી હોય, તો તે જે
ઇચ્છે તે કરે, તે પાપ કરતો નથી, એઓ પરણે.
૩૭ પણ અગત્ય ન છતા, જે પોતાના હૃદયમા સ્થિર
રહે છે, ને પોતાની ઇચ્છા પર અધિકાર રાખે છે, ને
પોતાના હૃદયમા એમ ઠરાવ્યુ છે, કે હુ પોતાની કુંવારી
એવીજ રાખીશ, તે સારૂં કરે છે. ૩૮ ત્યારે જે તેને
પરણાવે છે તે સારૂ કરે છે, ને જે તેને પરણાવતો
નથી તે વધારે સારૂ કરે છે ૩૯ વહુ જ્યા સુધી તેનો
વર જીવે છે, ત્યા સુધી નિયમથી બંધાએલી છે; પણ
જો તેનો વર મરી ગયા હોય, તો જેને તે ઇચ્છે, તેને
પરણવાને તે છુટી છે, પણ કેવળ પ્રભુના લોકમા.

૪૦ પણ જો તે એકલી રહે, તો મારા ધાર્યા પ્રમાણે,
તે વધતી કુશળ રહેશે; ને મને પણ દેવનો આત્મા
છે, એમ હું ધારૂં છું.

૮ મૂર્ત્તિઓના નૈવેદ વિષે: આપણે જાણીએ છીએ,
કે આપણ સર્વને જ્ઞાન છે. જ્ઞાન ફુલાવે છે,
પણ પ્રીતિ સુધારે છે. ૨ પણ જો કોઇ એમ વિચારે
છે કે હું કંઇ જાણું છું, તો જેમ જાણવું જોઇએ તેમ તે
હજી કંઇ જાણતો નથી. ૩ પણ જો કોઇ દેવ પર
પ્રીતિ કરે છે, તો તે એનાથી જણાએલો છે. ૪ તો
મૂર્ત્તિઓના નૈવેદ ખાવા વિષે, આપણે જાણીએ છીએ
કે જગતમાં મૂર્ત્તિ કંઇ નથી; ને એક વિના બીજો કોઇ
દેવ નથી. ૫ કેમકે આકાશમાં કે પૃથ્વી પર જો કે
કહેવાએલા દેવો છે (જેમ એવા ઘણા દેવો તથા
ઘણા પ્રભુઓ છે તેમ); ૬ તોપણ આપણને એક
દેવ એટલે બાપ છે, જેનાથી સર્વ છે, ને આપણે તેને
સારૂ છીએ; ને એક પ્રભુ એટલે ઇસુ ખ્રીસ્ત છે, જેને
આસરે સર્વ છે, ને આપણે પણ તેને આસરે છીએ.
૭ પણ સર્વમાં એ જ્ઞાન નથી, પણ કેટલાએક, મૂર્ત્તિ
કંઇ છે, એવું ધારીને હજી સુધી મૂર્ત્તિઓનું નૈવેદ ખાય
છે; ને તેઓનું અંતઃકરણ અબળ છતાં મલિન થાય
છે. ૮ પણ ખાવાનાથી આપણે દેવને માન્ય થતા
નથી; કેમકે જો ખાઇએ તો આપણે વધારે સારા
નથી, ને નહિ ખાઇએ તો વધારે ખરાબ નથી. ૯ પણ
સાવધાન રહો, રખે આ તમારો અધિકાર અબળોને
ઠોકરનું કારણ થાય. ૧૦ કેમકે તને જ્ઞાન છતાં, જો
કોઇ મૂર્ત્તિના મંદિરમાં તને બેઠેલો જુએ, તો શું તે
અબળ છતાં, તેનું અંતઃકરણ મૂર્ત્તિઓનું નૈવેદ ખાવાને
હિમ્મતવાન ન થશે? ૧૧ અને તારો અબળ ભાઇ
જેને લીધે ખ્રીસ્ત મુઓ તેનો નાશ તારા જ્ઞાનથી થશે.
૧૨ પણ ભાઇઓને ઉલટું પાપ કરીને તથા તેઓનાં
અબળ અંતઃકરણને ઘાએલ કરીને, તમે ખ્રીસ્તને
ઉલટું પાપ કરો છો. ૧૩ એ માટે જો ખાવાનું મારા
ભાઇને ઠોકર ખવડાવે, તો હું કદીજ માંસ ન ખાઉં,
રખે મારા ભાઇને ઠોકર ખવડાવું.

૯ શું હું મોકળો નથી? શું હું પ્રેરિત નથી? શું
મેં આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તને જોયો નથી?
શું તમે પ્રભુમાં મારૂં કૃત્ય નથી? ૨ જો હું બીજાઓને
પ્રેરિત ન હોઉં, તોપણ ખરેખરો હું તમને છું. કેમકે
પ્રભુમાં તમે મારા પ્રેરિતપણાની મુદ્રા છો. ૩ મારી
તપાસ કરનારાને મારો પ્રત્યુત્તર એ છે; ૪ શું અમને
ખાવા પીવાનો અધિકાર નથી? ૫ શું જેવો બીજા
પ્રેરિતોને તથા પ્રભુના ભાઇઓને તથા કેફાને છે તેવો
મને પણ વિશ્વાસી વહુ સાથે લઇ ફરવાનો અધિકાર
નથી? ૬ અથવા મહેનત ન કરવી એવો અધિકાર
કેવળ મને તથા બાર્નાબાસનેજ નથી શું? ૭ પોતાના
ખરચથી કોણ કદી લડાઇમાં જાય છે? કોણ દ્રાક્ષવાડી
રોપીને તેનું ફળ ખાતો નથી? અથવા કોણ ટોળું
પાળીને ટોળાનું દૂધ ખાતો નથી? ૮ હું માણસની
રીતે એ વાતો બોલું છું શું? કે નિયમશાસ્ત્ર પણ એ
વાતો કહેતું નથી શું? ૯ કેમકે મુસાના નિયમશાસ્ત્રમાં
લખ્યું છે, કે પારે ફરનાર બળદના મ્હો પર શીંકી ન
બાંધ. શું દેવ બળદની ચિંતા કરે છે? ૧૦ કે વિશેષ
આપણને લીધે તે એમ કહે છે? આપણને લીધે તો
લખ્યું છે, કે જે ખેડે છે તે આશાથી ખેડે, ને જે
પાર કરે છે તે ફળ પામવાની આશાથી કરે. ૧૧ જો
અમે તમારે સારૂ આત્મિક વસ્તુઓ વાવી છે, તો
અમે તમારી દૈહિક વસ્તુઓ લણીએ એ શું ઘણું છે?
૧૨ જો બીજાઓ તમારા પર એ અધિકારના ભાગીદાર
છે, તો અમે વિશેષે નથી શું? તોપણ એ અધિકાર
અમે વાપર્યો નથી, પણ ખ્રીસ્તની સુવાર્ત્તાને કંઇ
અટકાવ ન પાડીએ માટે સર્વ ખમીએ છીએ. ૧૩ એ
શું તમે નથી જાણતા કે જેઓ મંદિરમાં સેવન કરે છે
તેઓ મંદિરનું ખાય છે; ને જેઓ હોમવેદી પાસે
હાજર રહે છે, તેઓ હોમવેદીના ભાગીદાર છે?
૧૪ એમજ પ્રભુએ ઠરાવ્યું કે, જેઓ સુવાર્ત્તા પ્રગટ
કરે છે, તેઓ સુવાર્ત્તાથી જીવે. ૧૫ પણ એવા કશાનો
વહીવટ મેં નથી કર્યો; ને મને એવું મળે, એ સારૂ મેં
આ વાતો લખી નથી; કેમકે કોઇ મારૂં અભિમાન
વ્યર્થ કરે, એ કરતાં મરવું તે મારે વાસ્તે સારૂ છે.
૧૬ કેમકે જો હું સુવાર્ત્તા પ્રગટ કરૂં, તો મને અભિમાનનું
કારણ નથી; કેમકે મને અગત્ય પડે છે, ને જો હું
સુવાર્ત્તા પ્રગટ ન કરૂં, તો મને હાય હાય થાય છે.
૧૭ કેમકે જો હું ખુશીથી તે કરૂં, તો મને વેતન મળે
છે; પણ જો ખુશીથી નહિ, તો મને કારભાર સોંપા-
એલો છે. ૧૮ માટે મારૂં વેતન શું છે? એ કે સુવાર્ત્તા
પ્રગટ કરતાં હું ખ્રીસ્તની સુવાર્ત્તા મફત મળે એવું કરૂં,
એ માટે કે સુવાર્ત્તામાં જે મારો અધિકાર તે હું
વિપરીત રીતે ન ચલાવું. ૧૯ કેમકે સર્વથી મોકળો
છતાં, ઘણાઓને પ્રાપ્ત કરવા સારૂ, મેં પોતાને સર્વનો
દાસ કીધો. ૨૦ યહુદીઓને પ્રાપ્ત કરવા સારૂ, હું
યહુદીઓમાં યહુદી જેવો થયો; નિયમાધીનોને પ્રાપ્ત
કરવા સારૂ, હું નિયમાધીન જેવો; ૨૧ નિયમરહિતોને

પ્રાપ્ત કરવા સારૂ, નિયમરહિત જેવો થયો; દેવને
તો નિયમરહિત નહિ પણ ખ્રીસ્તને નિયમસહિત;
૨૨ અબળોને પ્રાપ્ત કરવા સારૂ, અબળોની સાથે હું
અબળ જેવો થયો. હરેક રીતે કેટલાએકને તારવા
સારૂ, સર્વની સાથે સર્વ જેવો થયો. ૨૩ હું સુવાર્ત્તાને
લીધે બધું કરૂં છું, એ માટે કે હું તેનો સહભાગીદાર
થાઉં. ૨૪ શું તમે નથી જાણતા કે અખાડામાં સર્વ
દોડનારા દોડે છે, પણ એકનેજ ઇનામ મળે છે?
એમ દોડો કે તમને મળે. ૨૫ અને પ્રત્યેક પહેલવાન
સર્વ પ્રકારે સ્વદમન કરે છે; તેઓ તો વિનાશી મુગટ
પામવા સારૂ કરે છે; પણ આપણે અવિનાશી.
૨૬ એ માટે હું એમ દોડું છું, પણ સશય રાખનારની
પેઠે નહિ; હુ મુક્કીએ મારૂં છું, પણ પવનને મારના-
રની પેઠે નહિ; ૨૭ ને હું મારા શરીરને દબાવું છું,
તથા વશ કરૂં છું, રખે બીજાઓને સુવાર્ત્તા પ્રગટ કીધા
છતાં હુ પોતે નાપસંદ થાઉં.

૧૦ ૧ ભાઇઓ, હુ ચહાતો નથી કે તમે અજાણ્યા
રહો કે, આપણા સર્વ પિતૃઓ મેઘતળે
હતા ને સમુદ્રમાં થઇને સર્વ પાર ગયા, ૨ ને સર્વ
મુસાને સારૂ મેઘમાં તથા સમુદ્રમાં બાપ્તિસ્મા પામ્યા;
૩ ને સર્વએ એકજ આત્મિક અન્ન ખાધું, ૪ ને સર્વએ
એકજ આત્મિક પાણી પીધું; કેમકે સાથે ચાલનાર
આત્મિક ખડકનું તેઓએ પીધું; તે ખડક તો ખ્રીસ્ત
હતો. ૫ પણ તેઓમાંના ઘણાખરા પર દેવ પ્રસન્ન ન
હતો, કેમકે તેઓ રાનમાં પાડી નખાયા. ૬ હવે આ
વાત આપણને નિદર્શન જેવી થઇ, એ સારૂ કે જેમ
તેઓએ ભુંડી વસ્તુઓનો લોભ કર્યો તેમ આપણે ન
કરીએ. ૭ અને જેમ તેઓમાંના કેટલાએક મૂર્ત્તિભક્ત
થયા, તેમ તમે ન થાઓ; જેમ લખ્યુ છે તેમ, કે
લોક ખાવા પીવા બેઠા ને રમવા ઉઠયા. ૮ અને જેમ
તેઓમાંના કેટલાએકે વ્યભિચાર કર્યો, ને એક દિવસમાં
તેવીસ હજાર પડ્યા, તેમ તમે ન કરો. ૯ અને જેમ
તેઓમાંના કેટલાએકે ખ્રીસ્તનું પરીક્ષણ કીધું, ને
સર્પોથી નાશ પામ્યા, તેમ આપણે તેનું પરીક્ષણ
કરવું નહિ. ૧૦ અને જેમ તેઓમાંના કેટલાએકે કચકચ
કીધી, ને સંહારકથી નાશ પામ્યા, તેમ તમે કચકચ
ન કરો. ૧૧ એ સર્વ નિદર્શન થવા સારૂ તેઓને થયાં.
અને આપણા બોધને સારૂ તે લખ્યું છે જેઓના
ઉપર કાળોનો અંત આવ્યો છે. ૧૨ એ માટે જે પોતાને
સ્થિર ધારે છે, તે ન પડે માટે સંભાળો. ૧૩ માણસથી
સહેવાય તે વગર બીજું કંઇ પરીક્ષણ તમને થયું નથી.
પણ દેવ વિશ્વાસુ છે, તે તમારી શક્તિ કરતાં વત્તાં
પરીક્ષણ તમ પર આવવા ન દેશે, પણ તમે સહી
શકો, માટે પરીક્ષણ સાથે છુટકાનો રસ્તો કરશે.

૧૪ એ માટે, મારા વહાલાઓ, મૂર્ત્તિપૂજાથી નાસી
જાઓ. ૧૫ જેમ સમજુકોને, તેમ હુ તમને કહું છું,
મારી વાતનો વિચાર કરો. ૧૬ આશીર્વાદનો વાટકો
જે પર અમે આશીર્વાદ માગીએ છીએ, તે શું ખ્રીસ્તના
રક્તની સગત નથી? અમે જે રોટલી ભાંગીએ છીએ,
તે શું ખ્રીસ્તના શરીરની સંગત નથી? ૧૭ માટે આપણે
ઘણા છતાં એક રોટલી, એક શરીર, એવા છીએ,
કેમકે આપણ સર્વ એકજ રોટલીના ભાગીઆ છીએ.
૧૮ દેહ પ્રમાણે ઇસ્રાએલને જુઓ, શુ હોમનું ખાનારા
હોમવેદીના સહભાગીદાર નથી? ૧૯ તો હુ શું કહું
છુ? કે મૂર્ત્તિનું નૈવેદ કંઇ છે? અથવા મૂર્ત્તિ કંઇ છે?
૨૦ પણ વિદેશીઓ જે હોમ કરે છે તે દેવને નહિ,
પણ ભૂતોને કરે છે. તમે ભૂતોની સગત કરનારા
થાઓ, એવી મારી ઇચ્છા નથી. ૨૧ તમે પ્રભુના વાટ-
કામાંનું તથા ભૂતોના વાટકામાનું પી શકતા નથી.
તમે પ્રભુની મેજના તથા ભૂતોની મેજના ભાગીદાર
થઇ શકતા નથી. ૨૨ શું આપણે પ્રભુને ચીડવીએ?
શું આપણે તેના કરતા જોરાવર છીએ?

૨૩ સઘળાં તો મને ઉચિત છે, પણ સઘળા ઉપયોગી
નથી; સઘળાં મને ઉચિત છે, પણ સઘળાં સસ્થાપન-
કારક નથી. ૨૪ કોઇ પોતાનુંજ નહિ, પણ પ્રત્યેક
બીજાનું હિત શોધે. ૨૫ જે કંઇ બજારમાં વેચાય છે, તે
પ્રેરકબુદ્ધિને લીધે કંઇ પુછ્યા વિના ખાઓ. ૨૬ કેમકે
પૃથ્વી તથા તેનું ભરપુરપણ પ્રભુના છે. ૨૭ જો કોઇ
અવિશ્વાસી તમને નહોતરૂ કરે, ને તમે જવા ચાહો,
તો તમને જે કંઇ પિરસાય તે પ્રેરકબુદ્ધિને લીધે કંઇ
પુછ્યા વિના ખાઓ. ૨૮ પણ જો કોઇ તમને કહે કે,
તે મૂર્ત્તિનું નૈવેદ છે, તો જેણે તે દેખાડ્યુ તેને લીધે
તથા પ્રેરકબુદ્ધિને લીધે ન ખાઓ. ૨૯ પ્રેરકબુદ્ધિ, હું
તો કહુ છું, તારી નહિ પણ બીજાની; કેમકે બીજાની
પ્રેરકબુદ્ધિથી મારા મોકળાપણા વિષે ઇનસાફ કેમ
ઠરાવાય છે? ૩૦ પણ જો હુ કૃપાએ ભાગીદાર થાઉં,
તો જેને સારૂ હુ ઉપકાર માનું છું, તે વિષે મારી
નિંદા કેમ કરાય છે? ૩૧ એ માટે જો તમે ખાઓ,
કે પીઓ, કે જે કંઇ કરો તો દેવના મહિમાને અર્થે
સર્વ કરો. ૩૨ તમે યહુદીઓને તથા હેલેનીઓને તથા
દેવની મંડળીને ઠોકર ખવડાવનાર ન થાઓ; ૩૩ એ
પ્રમાણે હું પણ સર્વને રાજી કરીને પોતાનો નહિ,

પણ ઘણાઓનો લાભ શોધું છું, એ સારૂ કે તેઓ
તારણ પામે.

૧૧ જેમ હું પણ ખ્રીસ્તને તેમ તમે મને અનુસરો.
૨ તમે સઘળાં વિષે મને સંભારો છો, ને
જેમ મેં તમને વિધિઓ સોંપી દીધા, તેમ તમે તે
પાળ્યા, માટે હું તમને વખાણું છું. ૩ હું તમને જણાવવા
ચાહું છું કે પ્રત્યેક પુરૂષનું શીર ખ્રીસ્ત છે, ને બાયડીનું
શીર પુરૂષ છે; ને ખ્રીસ્તનું શીર દેવ છે. ૪ જે કોઇ
પુરૂષ પ્રાર્થના કે ભવિષ્યવાદ કરતાં પોતાનું માથું
ઢાંકેલું રાખે, તે પોતાના માથાનું અપમાન કરે છે;
૫ પણ જે કોઇ બાયડી ઉઘાડે માથે પ્રાર્થના કે ભવિ-
ષ્યવાદ કરે છે, તે પોતાના માથાનું અપમાન કરે છે.
કેમકે તેમ કરવું તે મુંડાઇ જવા બરાબર છે. ૬ કેમકે
જો બાયડી ઘુંઘટ ન ધરે તો તેના વાળ કતરાય; પણ
જો કતરાઇ જવા કે મુંડાઇ જવાથી બાયડીને લાજ
લાગે તો તે માથે કંઇ ઓઢે. ૭ કેમકે પુરૂષને માથું
ઢાંકેલું ઘટતું નથી, તે તો દેવની પ્રતિમા તથા મહિમા
છે, પણ બાયડી પુરૂષનો મહિમા છે; ૮ કેમકે પુરૂષ
બાયડીથી થયો નથી, પણ બાયડી પુરૂષથી; ૯ ને
પુરૂષ બાયડીને સારૂ સૃજાયો ન હતો, પણ બાયડી
પુરૂષને સારૂ. ૧૦ એ માટે યોગ્ય છે કે દૂતોને લીધે
બાયડી પોતાના માથા પર અધિકાર [તળે હોવાની
નિશાની] રાખે. ૧૧ તોપણ પ્રભુમાં પુરૂષ બાયડી-
રહિત નથી, ને બાયડી પુરૂષરહિત નથી. ૧૨ કેમકે
જેમ બાયડી પુરૂષથી છે તેમ પુરૂષ બાયડીને આસરે,
પણ સર્વ પ્રભુથી છે. ૧૩ તમે પોતામાં [એઓ વિષે]
ઠરાવ કરો, બાયડીએ ઘુંઘટ વિના પ્રાર્થના કરવી એ
શું શોભે? ૧૪ અથવા શું પ્રકૃતિ પોતે તમને શિખવતી
નથી, કે જો પુરૂષને લાંબા વાળ હોય તો તેથી તેને
અપમાન છે? ૧૫ પણ જો બાયડીને લાંબા વાળ હોય
તો તેથી તેને શોભા છે, કેમકે તેના વાળ આચ્છાદનને
બદલે તેને આપેલા છે. ૧૬ પણ જો કોઇ વિવાદી
દેખાય, તો આપણને તથા દેવની મંડળીને પણ
એવી રીત નથી.

૧૭ પણ એ કહીને હું તમને વખાણતો નથી, કે
સુધારાને સારૂ નહિ, પણ બગાડને સારૂ તમે એકઠા
થાઓ છો. ૧૮ કેમકે પ્રથમ, તમે સભામાં એકઠા
થાઓ છો, ત્યારે તમારામાં ફૂટો છે એવું હું સાંભળું
છું. ને એ હું કેટલુંએક ખરૂં માનું છું. ૧૯ કેમકે જરૂર
છે કે તમારામાં તડો પડે એ માટે કે જેઓ પસંદ છે
તેઓ પ્રગટ થાય. ૨૦ તો તમે એક ઠેકાણે મળો છો
ત્યારે પ્રભુનું ભોજન કરવું એ થઇ શકતું નથી.
૨૧ કેમકે ખાવામાં પ્રત્યેક પોતાનું ભોજન પહેલાં કરે
છે, ને એક ભૂખ્યો ને બીજો પિધેલો હોય છે. ૨૨ શું
તમને ખાવા પીવા સારૂ ઘરો નથી? કે શું તમે દેવની
મંડળીને ધિક્કારો છો, ને જેઓની પાસે નથી તેઓને
શરમાવો છો? હું તમને શું કહું? શું એમાં હું તમને
વખાણું? વખાણતો નથી. ૨૩ કેમકે મેં તમને જે કહી
દીધું તે હું પ્રભુથી પામ્યો, કે જે રાતમાં પ્રભુ ઇસુ
પરસ્વાધીન કરાયો, તેમાં તેણે રોટલી લીધી, ૨૪ ને
સ્તુતિ કરીને ભાંગી, ને કહ્યું કે, લો ખાઓ, એ મારૂં
શરીર છે, જે તમારે સારૂ ભાંગએલું છે, મારી યાદ-
ગીરીને સારૂ એ કરો. ૨૫ અને એમજ ભોજન કર્યા
પછી, વાટકો પણ લઇને કહ્યું કે, આ વાટકો મારા
રક્તમાં નવો કરાર છે; તમે જેટલી વાર એ પીઓ છો,
તેટલી વાર મારી યાદગીરીને સારૂ તે કરો. ૨૬ કેમકે
જેટલી વાર તમે આ રોટલી ખાઓ છો, ને આ
વાટકો પીઓ છો તેટલી વાર તમે પ્રભુના આવ્યા
સુધી તેનું મરણ દેખાડો છો. ૨૭ એ માટે જે કોઇ
માણસ અયોગ્ય રીતે પ્રભુની રોટલી ખાય, કે તેનો
વાટકો પીએ, તે પ્રભુના શરીરનો તથા રક્તનો અપ-
રાધી થશે. ૨૮ પણ પ્રત્યેકે પોતાને પારખવું, ને એમ
આ રોટલીમાંથી ખાવું ને વાટકામાંથી પીવું. ૨૯ કેમકે
અયોગ્ય રીતે જે ખાય તથા પીએ તે, પ્રભુના શરીરનો
ભેદ ન જાણીને, ખાધાથી તથા પીધાથી પોતા પર
દંડ આણે છે. ૩૦ એને લીધે તમારામાં ઘણા અબળ
તથા રોગી છે; ને ઘણાએક ઉંઘે છે. ૩૧ કેમકે જો
આપણે પોતાનો ન્યાય કરીએ, તો આપણા પર ન્યાય
ન ઠરાવાશે; ૩૨ પણ આપણા પર ન્યાય ઠરાવાય
છે, ત્યારે પ્રભુથી શિક્ષા પામીએ છીએ, એ માટે કે
જગતની સાથે આપણો દંડ ન થાય. ૩૩ તો મારા
ભાઇઓ, તમે ખાવાને એકઠા આવો ત્યારે, એક બીજાની
વાટ જુઓ; ૩૪ ને કોઇ ભૂખ્યો હોય, તો ઘરમાં
ખાય, એ માટે કે તમે દંડને સારૂ એકઠા ન આવો.
અને જે બાકી તે હું આવીશ ત્યારે સુધારીશ.

૧૨ પણ, ભાઇઓ, આત્મિક દાનો વિષે મારી
ઇચ્છા નથી, કે તમે અજાણ્યા રહો. ૨ તમે
જાણો છો કે, તમે વિદેશી હતા, ત્યારે જેમ દોરવા
તેમ મુંગી મૂર્તિઓ કને દોરાઇ જતા હતા. ૩ માટે
હું તમને જણાવું છું કે, કોઇ માણસ, દેવના આત્માથી
બોલીને ઇસુને શાપપાત્ર કહેતો નથી; ને કોઇ
માણસ, પવિત્ર આત્મારહિત, ઇસુ પ્રભુ છે, એમ કહી

શકતો નથી
૪ પણ કૃપાદાનો અનેક પ્રકારના છે, તોપણ આત્મા
એકનોએક, ૫ ને સેવા અનેક પ્રકારની છે, પણ પ્રભુ
એકનોએક ૬ અને કાર્યો અનેક પ્રકારના છે, પણ
દેવ, એકનોએક છે, તે સર્વમા સર્વ કરાવે છે ૭ પણ
આત્માની પ્રસિદ્ધતા પ્રત્યેકને ઉપયોગને સારૂ અપા
એલી છે ૮ કેમકે એકને આત્માથી જ્ઞાનની વાત
અપાઇ છે, ને બીજાને એજ આત્માથી વિદ્યાની
વાત, ૯ ને બીજાને એજ આત્માથી વિશ્વાસ, ને
બીજાને એજ આત્માથી સાજા કરવાના કૃપાદાન,
૧૦ ને બીજાને ચમત્કારના કાર્યો, ને બીજાને ભવિષ્ય
વાદ, ને બીજાને આત્માઓને પારખી જાણવાનુ, ને
બીજાને જાતજાતની ભાષાઓ, ને બીજાને ભાષાઓનુ
વ્યાખ્યાન અપાયુ છે ૧૧ પણ એકજ તથા એજ
આત્મા પોતાની ઇચ્છા પ્રમાણે પ્રત્યેકને વહેંચીને એ
સર્વ કરાવે છે

૧૨ કેમકે જેમ શરીર એક છે, ને તેના અવયવો
ઘણા છે, ને તે એક શરીરના અવયવો ઘણા છતા પણ
સર્વ મળીને એક શરીર છે, તેમ ખ્રીસ્ત પણ છે
૧૩ કેમકે આપણે યહુદી કે હેલેની, દાસો કે સ્વતન્ત્ર,
સર્વ એક શરીરમા એક આત્માથી બાપ્તિસ્મા પામ્યા,
ને સર્વને એક આત્મા પીવાડવામા આવ્યો છે
૧૪ અને શરીર તો એક અવયવ નથી, પણ ઘણા
૧૫ જો પગ કહે કે, હુ હાથ નથી એ માટે હુ શરીરનો
નથી, તો તે કારણ માટે શું તે શરીરનો નથી? ૧૬ અને
જો કાન કહે કે, હુ આખ નથી માટે હુ શરીરનો નથી,
તો શું એ કારણ માટે તે શરીરનો નથી? ૧૭ જો
આખુ શરીર આખ હોત તો શ્રવણ ક્યા હોત? જો
આખુ શરીર શ્રવણ હોત તો ઘ્રાણ ક્યા? ૧૮ પણ
હવે દેવે અવયવોમાના હરેકને જેમ ચાહ્યુ તેમ શરી
રમા મુકયો છે ૧૯ અને જો સર્વ એક અવયવ હોત,
તો શરીર ક્યા હોત? ૨૦ પણ હવે અવયવો ઘણા તો
પણ શરીર એક છે ૨૧ આખથી હાથને કહેવાતુ નથી
કે મને તારી અગત્ય નથી, અથવા ફરી માથાથી
પગોને કહેવાતુ નથી કે, મને તમારી અગત્ય નથી,
૨૨ પણ શરીરના જે અવયવો ઘણા અબળ દીસે છે
તેઓની વિશેષ અગત્ય છે, ૨૩ ને શરીરના જે [ભાગો]
અધમ દીસે છે તેઓને આપણે વધતુ માન આપીએ
છીએ, ને એમ આપણા કુરૂપ અવયવો વધારે સુરૂપ
થાય છે ૨૪ પણ જે સુરૂપ તેઓને અગત્ય નથી, પણ
જેને ઓછુ હતુ તેને દેવે વધતુ માન આપીને શરીરને
ગોઠવ્યુ છે, ૨૫ એવુ કે શરીરમા ફૂટ ન હોય, પણ
અવયવો એક બીજાની એક સરખી ચિંતા રાખે
૨૬ અને જો એક અવયવ દુખી થાય, તો તેની સાથે
સર્વ અવયવો દુખી થાય છે, જો એક અવયવને
માન મળે, તો તેની સાથે સર્વ અવયવો આનંદ કરે
છે ૨૭ હવે તમે ખ્રીસ્તનુ શરીર, ને જૂદા જૂદા અવ
યવો છો ૨૮ અને દેવે મડળીમા કેટલાએક મુક્યા છે,
પ્રથમ પ્રેરિતો, બીજા ભવિષ્યવાદીઓ, ત્રીજા ઉપદે
શકો, પછી ચમત્કારો, પછી સાજા કરવાના કૃપાદાન,
મદદગારો, અધિકારો, જાત જાતની ભાષાઓ ૨૯ શું
સઘળા પ્રેરિતો છે? શું સઘળા ભવિષ્યવાદીઓ છે?
શું સઘળા ઉપદેશકો છે? શું સઘળા ચમત્કાર [કર
નારા] છે? ૩૦ શું સઘળાને સાજા કરવાના કૃપાદાન છે?
શું સઘળા ભાષાઓ બોલે છે? શું સઘળા વ્યાખ્યાન
કરે છે? ૩૧ તો સારાજ કૃપાદાનો આસ્થાથી શોધો,
તોપણ હુ તમને એ કરતા ઉત્તમ માર્ગ બતાવુ છું

૧૩ જો હુ માણસોની તથા દૂતોની પણ
ભાષાઓ બોલુ, પણ મને પ્રીતિ ન હોય,
તો વાજનાર પિત્તળ કે ઠણઠણનાર ઝાંઝના જેવો હુ
થયો છુ. ૨ અને જો મને ભવિષ્યજ્ઞાન હોય, ને હું
સર્વ મર્મો તથા સર્વ વિદ્યા જાણુ, ને જો પુરો વિશ્વાસ
મને હોય, એવો કે મારાથી પર્વતો ખસેડાય, પણ
મને પ્રીતિ ન હોય, તો હું કંઇ નથી ૩ અને જો હું
કંગાલોને પાળવાને મારી આખી સંપત આપુ, ને જો
હુ મારૂ શરીર બળવાને સોંપુ, પણ મને પ્રીતિ ન
હોય, તો મને કંઇ લાભ થતો નથી. ૪ પ્રીતિ સહનશીળ
તથા પરોપકારી છે, પ્રીતિ અદેખાઇ કરતી નથી,
પ્રીતિ વડાઇ કરતી નથી, ફુલાતી નથી, ૫ વિશોભિત
રીતે વર્તતી નથી, પોતાનુજ શોધતી નથી, સતાપતી
નથી, ભુંડુ ધારતી નથી, ૬ અન્યાયમા હરખાતી નથી,
પણ સત્યમા હરખાય છે, ૭ સઘળુ ખમે છે, સઘળુ
ખરૂ માને છે, સઘળાની આશા રાખે છે, સઘળાનુ
સહન કરે છે ૮ પ્રીતિ કદી ખુટતી નથી, પણ ભવિ-
ષ્યદાનો હોય તો તેઓ જતા રહેશે, ભાષાઓ હોય,
તો તેઓ સમાપ્ત થશે, વિદ્યા હોય તો તે જતી
રહેશે. ૯ કેમકે આપણે અપૂર્ણ જાણીએ છીએ, ને
અપૂર્ણ ભવિષ્યવાદ કહીએ છીએ, ૧૦ પણ જ્યારે સંપૂ-
ર્ણતા આવશે, ત્યારે અપૂર્ણતા જતી રહેશે ૧૧ જ્યારે
હુ બાળક હતો, ત્યારે બાળકની પેઠે બોલતો હતો,
બાળકની પેઠે વિચારતો હતો, બાળકની પેઠે સમજતો
હતો, પણ જ્યારે પુરૂષ થયો, ત્યારે મેં બાળકની

વાતો મુકી દીધી. ૧૨ કેમકે હમણાં આપણે દર્પણને
આસરે ઝાંખું ઝાંખું જોઇએ છીએ, પણ ત્યારે નજરો-
નજર જોઇશું; હમણાં હું અપૂર્ણ જાણું છું, પણ ત્યારે
જેમ જણાએલો છું તેમ જાણીશ. ૧૩ અને હવે વિશ્વાસ
તથા આશા તથા પ્રીતિ એ ત્રણે રહે છે; પણ તેઓમાં
પ્રીતિ શ્રેષ્ઠ છે.

૧૪ પ્રીતિને અનુસરો; ને આત્મિકદાન ચાહો,
પણ વિશેષ એ કે ભવિષ્યવાદ સમજાવતાં
આવડે. ૨ કેમકે જે અન્ય ભાષા બોલે છે, તે માણ-
સની સાથે નહિ, પણ દેવની સાથે બોલે છે, કાજે
કોઇ તેનું સમજતુ નથી, પણ આત્માએ તે મર્મો
બોલે છે ૩ પણ જે ભવિષ્યવાદ કરે છે, તે સસ્થાપન
તથા સુબોધ તથા દિલાસાને સારૂ માણસો સાથે બોલે
છે. ૪ અને જે અન્ય ભાષા બોલે છે તે પોતાનું સસ્થા
પન કરે છે; પણ જે ભવિષ્યવાદ કરે છે તે મડળીનુ
સસ્થાપન કરે છે. ૫ મારી ઇચ્છા છે કે, તમે સઘળા
ભાષાઓ બોલો, પણ વિશેષ કે તમે ભવિષ્યવાદ
સમજાવો; કેમકે ભાષાઓ બોલનાર, જો મડળીના
સસ્થાપનને સારૂ વ્યાખ્યાન ન કરે, તો તે કરતાં
ભવિષ્યવાદ સમજાવનાર મોટો છે. ૬ અને, ભાઇઓ,
જો હુ ભાષાઓ બોલતો તમારી પાસે આવું, ને જો
પ્રકટીકરણથી, કે જ્ઞાનથી, કે ભવિષ્યવાદથી, કે શિખા-
મણથી તમારી પાસે ન બોલુ તો તમને શો લાભ કરૂ?
૭ એમજ અવાજ કાઢનારી નિર્જીવ વસ્તુઓ, પછી
તે વાંસળી હોય કે વીણા હોય, એ જો નાદનો ફેર ન
પાડે, તો વાંસળી કે વીણા શું વગાડે છે તે કેમ
જણાએ? ૮ કેમકે જો રણશીંગડું સાફ વાણી ન કાઢે,
તો કોણ લડાઇની તૈયારી કરશે? ૯ એમજ તમે પણ
જો જીભવડે સાફ વાત ન કરો તો બોલેલી વાત કેમ
સમજાય? કેમકે તમે હવામાં બોલનારા થશો.
૧૦ જગતમાં એટલી બધી જાતના અવાજો હશે, ને
તેઓમાંના કોઇ અર્થ વગરના નથી, ૧૧ એ માટે જો
હુ અવાજનો અર્થ ન જાણુ, તો બોલનારને હુ મ્લેચ્છ
ગણાઇશ, ને બોલનાર મને મ્લેચ્છ ગણશે. ૧૨ એ
પ્રમાણે તમે આત્મિક દાનો ચાહો છો, માટે આસ્થાથી
શોધો કે મંડળીના સસ્થાપનને સારૂ તમે તેમાં વૃદ્ધિ
પામો. ૧૩ તે માટે અન્ય ભાષા બોલનારે પોતાથી
વ્યાખ્યાન થાય, એવી પ્રાર્થના કરવી. ૧૪ કેમકે જો હુ
અન્ય ભાષાએ પ્રાર્થના કરૂં, તો મારો આત્મા પ્રાર્થના
કરે છે, પણ મારૂ મન નિષ્ફળ છે. ૧૫ તો શું? હુ
આત્માથી પ્રાર્થના કરીશ ને મનથી પણ પ્રાર્થના કરીશ,
આત્માથી ગાઇશ ને મનથી પણ ગાઇશ ૧૬ નહિ
તો જો તું આત્માથી સ્તુતિ કરીશ તો જે અભણની
જગ્યામા બેસે છે, તે તારી સ્તુતિની વાત પર કેમ
આમેન કહેશે? કેમકે તું શું કહે છે એ તે જાણતો
નથી. ૧૭ કેમકે તું સારીપેઠે સ્તુતિ કરે છે; પણ
બીજાનું સસ્થાપન થતુ નથી. ૧૮ હુ દેવનો ઉપકાર
માનુ છું, કે તમ સર્વ કરતાં વધારે ભાષાઓ મને
બોલતાં આવડે છે. ૧૯ તોપણ મડળીમાં અન્ય ભાષાથી
દસ હજાર શબ્દો બોલવા, તે કરતાં બીજાઓને શિખ-
વવા હુ પાચ શબ્દ પોતાના મનથી બોલું એ મને
સારૂ લાગે.

૨૦ ભાઇઓ, બુદ્ધિમાં બાળક ન થાઓ; પણ
બુરાઇમા બાળકો થાઓ, ને બુદ્ધિમાં પ્રૌઢ થાઓ.
૨૧ નિયમશાસ્ત્રમાં લખ્યુ છે કે, અન્ય ભાષાઓથી
તથા અન્ય હોઠોથી હુ આ લોકની સાથે બોલીશ,
તોપણ તેઓ મારૂ ન સાંભળશે, એમ પ્રભુ કહે છે.
૨૨ એ માટે ભાષાઓ વિશ્વાસીઓને નહિ, પણ અવિ-
શ્વાસીઓને નિશાણીરૂપ છે. પણ ભવિષ્યવાદ અવિ-
શ્વાસીઓને નહિ પણ વિશ્વાસીઓને સારૂ છે. ૨૩ એ
માટે જો આખી મંડળી એકઠી આવે, ને સઘળા
ભાષાઓ બોલે, ને જો અભણો કે અવિશ્વાસીઓ
પેસે તો શું તેઓ કહેશે નહિ, કે તમે ઘેલા છો?
૨૪ પણ જો સર્વ ભવિષ્યવાદ કરે, ને કોઇ અવિશ્વાસી
કે અભણ પેસે તો બધાથી તેને શિખામણ મળે છે;
બધાથી તે પરખાય છે; ૨૫ ને તેના હૃદયની ગુપ્ત
વાતો પ્રગટ કરાય છે; ને એમ દેવ તમારામાં ખરે-
ખરો છે એવુ પ્રગટ કરીને, તે સર્વની આગળ ઉંધો
પડીને દેવનું ભજન કરશે.

૨૬ તો ભાઇઓ, શું છે? જ્યારે તમે એકઠા થાઓ
છો ત્યારે તમારામાના પ્રત્યેકને ગીત કે શિખામણ કે
પ્રકટીકરણ કે અન્ય ભાષા કે વ્યાખ્યાન છે; સસ્થા-
પનને સારૂ સર્વ થવું જોઇએ. ૨૭ જો કોઇ અન્ય
ભાષા બોલે, તો બે અથવા ઘણામાં ઘણા તો ત્રણ
માણસ, ને અનુક્રમે બોલે; ને એકે વ્યાખ્યાન કરવું.
૨૮ પણ જો વ્યાખ્યાન કરનાર ન હોય તો મંડળીમા
તેણે છાના રહેવું, ને પોતાની સાથે તથા દેવની સાથે
બોલવુ ૨૯ બે કે ત્રણ ભવિષ્યવાદીઓ બોલે, ને
બીજાઓ પારખે. ૩૦ પણ જો બેઠેલાઓમાના કોઇને
કંઇ પ્રગટ થયુ, તો પહેલાએ છાના રહેવુ. ૩૧ કેમકે
તમે સર્વ એક પછી એક ભવિષ્યવાદ કહી શકો છો,
કે સર્વ શિખે તથા સર્વ દિલાસો પામે ૩૨ અને ભવિ-

ષ્યવાદીઓના આત્માઓ ભવિષ્યવાદીઓને આધીન
છે. ૩૩ કેમકે દેવ ગડબડનો નથી, પણ શાંતિનો દેવ
છે; જેમ પવિત્રોની સર્વ મંડળીઓમાં [ચાલે છે] તેમ.
૩૪ તમારી બાયડીઓએ મંડળીઓમાં છાના રહેવું;
કેમકે બોલવાનો તેઓને અધિકાર નથી, પણ આધીન
રહેવાનો, ને એમ નિયમશાસ્ત્ર પણ કહે છે. ૩૫ પણ
જો તેઓ કંઇ શિખવા ચાહે, તો તેઓએ ઘરમાં
પોતાના વરોને પુછવું; કેમકે મંડળીમાં બાયડીઓએ
બોલવું એ લાજની વાત છે. ૩૬ શું તમારી પાસેથી
દેવની વાત નીકળી? કે શું તે એકલા તમને મળી છે?
૩૭ જો કોઇ પોતાને ભવિષ્યવાદી કે આત્મિક ધારે,
તો જે વાતો હું લખું છું તેઓ પ્રભુની આજ્ઞાઓ છે
એવું તેણે જાણવું. ૩૮ અને જો કોઇ અજ્ઞાની હોય
તો અજ્ઞાની રહે.
૩૯ એ માટે, ભાઇઓ, ભવિષ્યવાદ કરવાને ચાહો,
ને અન્ય ભાષાઓ બોલવાને ન નિવારો. ૪૦ શોભવી
રીતે તથા અનુક્રમે સર્વ થાય.

૧૫ ભાઇઓ, જે સુવાર્ત્તા મેં તમને પ્રગટ કીધી,
જેને તમે પણ માની, ને જેમાં તમે સ્થિર
પણ રહ્યા છો, ૨ ને જેથી, જે વાત મેં તમને પ્રગટ
કીધી તેને જો તમે પકડી રાખો છો ને વિશ્વાસ અવર્થા
કીધો નહિ હોય તો, તારણ પામો છો, તે સુવાર્ત્તા
હું તમને જણાવું છું. ૩ કેમકે જે મેં માની લીધું, તે
મેં પ્રથમ તમને સોંપી દીધું, કે લેખો પ્રમાણે ખ્રીસ્ત
આપણાં પાપને સારૂ મરણ પામ્યો; ૪ ને લેખો
પ્રમાણે તે દટાયો, ને ત્રીજે દહાડે ઉઠયો; ૫ ને
કેફાને, પછી બારોને તે દેખાયો. ૬ ત્યાર પછી
પાંચસેં કરતાં વધારે ભાઇઓને એકી વેળાએ તે
દેખાયો: એઓમાંના ઘણા હજુ સુધી જીવતા રહ્યા
છે, પણ કેટલાએક ઉંઘી ગયા છે. ૭ ત્યાર પછી તે
યાકૂબને, પછી સર્વ પ્રેરિતોને દેખાયો. ૮ અને સર્વથી
છેલ્લે જેમ અકાળ જન્મેલાને તેમ મને પણ તે દેખાયો.
૯ કેમકે પ્રેરિતોમાંના સર્વે કરતાં હું નાનો છું, ને
પ્રેરિત કહેવાવા યોગ્ય નથી, કારણ કે મેં દેવની
મંડળીની સતાવણી કીધી. ૧૦ પણ હું જે છું તે દેવની
કૃપાથી છું; ને મારા પર તેની જે કૃપા તે અમથી
થઇ ન હતી, પણ તેઓ સર્વ કરતાં મેં વધારે મેહેનત
કીધી; મેં તો નહિ પણ દેવની જે કૃપા મારી સાથે
છે તેણે. ૧૧ તો હું કે તેઓ, એમ અમે વાત પ્રગટ
કરીએ છીએ, ને એમ તમે વિશ્વાસ કર્યો.
૧૨ પણ ખ્રીસ્ત મુએલાંઓમાથી ઉઠયો છે એમ જો
પ્રગટ કરાય છે, તો તમારામાંના કેટલાએક કેમ કહે
છે કે મુએલાંઓનું ઉત્થાન નથી? ૧૩ પણ જો મુએલાં-
ઓનું ઉત્થાન નથી, તો ખ્રીસ્ત પણ ઉઠયો નથી;
૧૪ ને જો ખ્રીસ્ત ઉઠયો નથી, તો અમારો ઉપદેશ
વ્યર્થ, ને તમારો વિશ્વાસ પણ વ્યર્થ છે. ૧૫ અને
અમે દેવના જુઠા સાક્ષી ઠરીએ છીએ, કારણ કે અમે
દેવ વિષે એવી સાક્ષી પુરી, કે તેણે ખ્રીસ્તને ઉઠાડ્યો,
પણ જો મુએલાં ઉઠતા નથી, તો તેણે તેને ઉઠાડ્યો
નથી. ૧૬ કેમકે જો મુએલાઓનું ઉત્થાન નથી, તો
ખ્રીસ્ત પણ ઉઠયો નથી. ૧૭ પણ જો ખ્રીસ્ત ઉઠયો
નથી, તો તમારો વિશ્વાસ નિષ્ફળ છે; હજી સુધી તમે
તમારા પાપમાં છો; ૧૮ ને ખ્રીસ્તમા જેઓ ઉંઘી
ગએલાં તેઓ પણ નાશ પામ્યાં. ૧૯ જો કેવળ આ
જીવનમા આપણી આશા ખ્રીસ્તમાં છે, તો સર્વ
માણસો કરતા આપણે કરૂણાપાત્ર છીએ.
૨૦ પણ હવે ખ્રીસ્ત મુએલાંઓમાંથી ઉઠયો છે, તે
ઉંઘીગએલાઓનું પ્રથમ ફળ થયો છે. ૨૧ કેમકે માણ-
સથી મરણ થયુ, એ માટે માણસથી મુએલાંઓનુ
ઉત્થાન પણ થયું. ૨૨ કેમકે જેમ આદમમાં સર્વે મરે
છે, તેમ ખ્રીસ્તમાં સર્વ સજીવ કરાશે. ૨૩ પણ પ્રત્યેક
પોતપોતાને અનુક્રમે, ખ્રીસ્ત પ્રથમ ફળ, ત્યાર પછી
તે આવશે ત્યારે જેઓ ખ્રીસ્તના તેઓ [સજીવ
કરાશે] ૨૪ જ્યારે તે દેવ બાપને રાજ્ય સોંપી દેશે,
જયારે તે સઘળું ધણીપણુ તથા સઘળો અધિકાર
તથા પરાક્રમ તોડશે ત્યારે અંત આવશે. ૨૫ કેમકે તે
પોતાના પગ તળે સર્વે શત્રુઓને પાડી નાખે, ત્યાં
સુધી તેણે રાજ્ય કરવું જોઇએ. ૨૬ જે છેલ્લો શત્રુ
નાશ પામશે-તે મરણ છે. ૨૭ કેમકે તેણે પોતાના
પગ તળે સર્વ વસ્તુઓ આધીન કીધી; પણ જ્યારે
તેણે કહ્યુ કે, સર્વ આધીન કરાયાં છે, ત્યારે સર્વને
સ્વાધીન કરનાર જૂદો છે, તે સાફ દેખાય છે. ૨૮ પણ
જ્યારે સર્વ તેને આધીન કરાશે, ત્યારે જેણે સર્વ તેને
આધીન કીધાં છે, એને દીકરો પોતે પણ આધીન
થશે, એ સારૂ કે દેવ સર્વમાં સર્વ થાય.
૨૯ નહિ તો જેઓ મુએલાંઓને સારૂ બાપ્તિસ્મા
પામ્યા, તેઓ શું કરશે? જો મુએલા બિલકુલ ઉઠતાં
નથી તો મુએલાંઓને વાસ્તે તેઓ શા સારૂ બાપ્તિસ્મા
પામે છે? ૩૦ અમે પણ ઘડી ઘડી જોખમમાં શા સારૂ
પડીએ છીએ? ૩૧ ખ્રીસ્ત ઇસુ આપણા પ્રભુમાં તમારે
વિષે મારો જે આનંદ તેના નિશ્ચયપણાથી કહું છું કે,
હું રોજ રોજ મરૂ છું ૩૨ જો એફેસસમાં માણસની

પેઠે હુ શ્વાપદોની સામે લડ્યો, તો મને શો લાભ છે?
જો મુએલા ઉઠતા નથી તો ખાઇએ તથા પીએ,
કેમકે કાલે મરવાના છીએ ૩૩ ભુલો મા, દુષ્ટ સોબ્બત
સારા આચરણને બગાડે છે, ૩૪ ન્યાયીપણાએ જાગતા
થાઓ, ને પાપ ન કરો, કેમકે કેટલાએક દેવ વિષે
અજ્ઞાની છે, તમને લજાવવા સારૂ તે હુ કહુ છુ

૩૫ પણ કોઇ કહેશે કે મુએલા શી રીતે ઉઠડાય
છે? અને કેવા શરીરથી આવે છે? ૩૬ ઓ નિર્બુદ્ધ,
તું જે વાવે છે તે જો મરે નહિ તો જીવાડાય પણ
નહિ, ૩૭ ને તું જે વાવે છે તે થવાનુ શરીર નથી,
પણ કેવળ દાણા વાવે છે, કદાપિ ઘઉં કે બીજા કોઇના
૩૮ અને દેવ પોતાની ઇચ્છા પ્રમાણે તેને શરીર આપે
છે, ને પ્રત્યેક બીને પોતપોતાનુ શરીર. ૯ સર્વ દેહ
એકજ જાતના નથી, પણ માણસોનો દેહ જૂદો,
પશુઓનો જૂદો, ને માછલાઓનો જૂદો, ને પક્ષી-
ઓનો જૂદો છે ૪૦ અને આકાશી શરીરો તથા પૃથ્વી
પરના શરીરો છે, પણ આકાશીઓનો મહિમા જૂદો
તથા પૃથ્વી પરનાનો જૂદો ૪૧ સૂર્યનો મહિમા જૂદો,
ને ચદ્રનો મહિમા જૂદો, ને તારાઓનો મહિમા
જૂદો, કેમકે મહિમાએ તારા તારામા ફેર છે ૪૨ અને
મુએલાઓનું પુનરૂત્થાન પણ એવુ છે, વિનાશમા તે
વવાય છે, અવિનાશમા ઉઠડાય છે, ૪૩ અપમાનમા
વવાય છે, મહિમામા ઉઠડાય છે, અબળપણામા
વવાય છે, પરાક્રમમા ઉઠડાય છે ૪૪ પ્રાણી શરીર
વવાય છે, આત્મિક શરીર ઉઠડાય છે, જો પ્રાણી
શરીર છે, તો આત્મિક શરીર પણ છે ૪૫ અને
એમજ લખ્યુ છે કે, પહેલો માણસ આદમ જીવતો
પ્રાણી થયો, છેલ્લો આદમ જીવાડનાર આત્મા થયો
૪૬ પણ આત્મિક પહેલુ ન હતું, પણ પ્રાણી, ને પછી
આત્મિક ૪૭ પહેલો માણસ પૃથ્વીથી ધૂળનો છે,
બીજો માણસ આકાશથી પ્રભુ છે ૪૮ જે ધૂળનો તે
જેવો છે તેવા જેઓ ધૂળના તેઓ પણ છે, ને જે
આકાશી તે જેવો છે તેવા જેઓ આકાશી તેઓ પણ
છે ૪૯ અને જેમ આપણે ધૂળનાની પ્રતિમા ધરી છે,
તેમ આકાશીની પ્રતિમા પણ ધરીશું

૫૦ હવે ભાઇઓ, હુ એ કહુ છુ કે, માસ તથા રક્ત
દેવના રાજ્યના વારસ થઇ શકતા નથી, ને વિનાશ
પણ અવિનાશીપણાનો વારસ થતું નથી. ૫૧ જુઓ,
હુ તમને મર્મ કહું છું, આપણે સહુ ઉંઘીશું નહિ, પણ
એક ક્ષણમા, એક પલકારમા, છેલ્લા રણશીંગડાના
વાગવામા સર્વે બદલાઇ જઇશું; ૫૨ કેમકે રણશીંગડુ
વાગશે, ને મુએલા અવિનાશી ઉઠડાશે, ને આપણે
બદલાઇશું ૫૩ કેમકે આ વિનાશીને અવિનાશીપણુ
પહેરવુ તથા આ મરનારને અમરપણુ પહેરવુ પડે
છે ૫૪ અને જ્યારે આ વિનાશી અવિનાશીપણુ
પહેરશે, ને આ મરનાર અમરપણુ પહેરશે, ત્યારે
આ લખેલી વાત પુરી થશે કે, મરણ જયમા ગળાઇ
ગયુ છે ૫૫ અરે મરણ, તારો જય ક્યા? અરે મરણ,
તારો ડખ ક્યા? ૫૬ મરણનો ડખ તો પાપ છે, ને
પાપનુ સામર્થ્ય નિયમ છે, ૫૭ પણ દેવ જે આપણા
પ્રભુ ઇસુ ખ્રીસ્તને આસરે આપણને જય આપે છે,
તેની સ્તુતિ થાઓ ૫૮ એ માટે, મારા પ્રિય ભાઇઓ,
તમે સ્થિર તથા દૃઢ થાઓ, તથા પ્રભુના કામમા
સદા વધતા જાઓ, કેમકે તમે જાણો છો કે તમારૂ કામ
પ્રભુમા નિષ્ફળ નથી

૧૬ પવિત્રોને સારૂ ઉઘરાણા વિષે, જેમ મેં
ગલાતીઓની મડળીઓને આજ્ઞા આપી
તેમ તમે પણ કરો ૨ અઠવાડિયાને પહેલે દિવસે
તમારામાના પ્રત્યેકે પોતાની કમાણી પ્રમાણે રાખી
મુકવુ, એ માટે કે હુ આવુ ત્યારે ઉઘરાણા ન થાય
૩ અને જ્યારે હુ આવીશ ત્યારે જેઓને તમે પસદ
કરશો, તેઓને હુ તમારૂ ઉપકારદાન યરૂશાલેમમા
લઇ જવાને પત્રો આપીને મોકલીશ. ૪ અને જો મારે
પણ જવુ યોગ્ય થાય, તો તેઓ મારી સાથે આવશે.
૫ પણ જ્યારે હુ માકેદોન્યામા થઇને જઇશ, ત્યારે
હુ તમારી પાસે આવીશ, કેમકે હુ માકેદોન્યામા
થઇને જનાર છુ, ૬ ને કદાપિ હુ તમારી સાથે રહીશ,
અથવા શિયાળો પણ કાઢીશ, એ સારૂ કે જ્યા હુ જાઉં
ત્યા તમે મને પહોચાડો. ૭ કેમકે હમણા વાટે જતાજ
તમને મળવાની મારી ઇચ્છા નથી, પણ જો ઇશ્વ-
રેચ્છા હશે તો હુ થોડી વાર તમારી પાસે રહીશ.
૮ પણ હુ પચાસમા સુધી એફેસસમા રહીશ, ૯ કેમકે
મોટું તથા સાધક બારણુ મારે સારૂ ઉઘાડાયુ છે, ને
અટકાવનારા ઘણા છે

૧૦ પણ જો તીમોથી આવે તો સભાળ રાખજો, કે
તે તમારી પાસે નિર્ભયપણે રહે, કેમકે જેમ હુ કરૂં
છું તેમ તે પણ પ્રભુનું કામ કરે છે ૧૧ એ માટે કોઇ
તેને ધિક્કારે નહિ, પણ શાતિએ તમે તેને પહોચા
ડજો, કે તે મારી પાસે આવે, કેમકે ભાઇઓની સાથે
હુ તેની વાટ જોઉં છું. ૧૨ હવે, ભાઇ અપોલા વિષે
એમ છે કે ભાઇઓની સાથે તે તમારી પાસે આવે
માટે મેં તેને બહુ વિનતી કીધી, પણ હમણા આવ-

વાની તેની ઇચ્છા કંઇ ન હતી, પણ જ્યારે સારો
પ્રસગ મળશે ત્યારે આવશે
૧૩ સાવધાન રહો, વિશ્વાસમા સ્થિર રહો, પુરૂષાર્થે
ચાલો, બળવંત થાઓ ૧૪ પ્રીતિએ તમારા સઘળા
કામ કરો
૧૫ ભાઇઓ, તમે સ્તેફાનસના કુટુંબને જાણો છો
કે, તેઓ આખાયાનુ પ્રથમ ફળ છે, ને તેઓએ
પવિત્રોની સેવામા પોતાને તત્પર રાખ્યા છે, માટે હુ
તમારી વિનતી કરૂ છુ કે, ૧૬ તમે એવાઓને ને જેટલા
સહાય કરીને મેહેનત કરે છે તેઓને પણ આધીન
થાઓ. ૧૭ સ્તેફાનસ તથા ફોર્તુંનાતસ તથા અખાઇ
કસના આવવાથી હુ હરખાઉં છુ, કેમકે તમારૂ જે
ઓછુ તે તેઓએ પુરૂ કર્યું ૧૮ કેમકે તેઓએ મારો
તથા તમારો આત્મા પણ શાત કર્યો. માટે એવા-
ઓનો અંગીકાર કરો
૧૯ આસિયાની મંડળીઓ તમને ક્ષેમ કુશળ કહે
છે આકુલા તથા પ્રીસ્કા પોતાના ઘરમાની મડળી
સુદ્ધા પ્રભુમા તમને ઘણા ક્ષેમ કુશળ કહે છે. ૨૦ સર્વ
ભાઇઓ તમને ક્ષેમ કુશળ કહે છે પવિત્ર ચુબનથી
એક બીજાને ક્ષેમ કુશળ કહેજો
૨૧ હુ પાઉલ પોતાને હાથે ક્ષેમ કુશળ લખુ છું
૨૨ જો કોઇ પ્રભુ ઇસુ ખ્રીસ્ત પર પ્રીતિ કરતો ન હોય,
તો તે શાપિત થાય આપણો પ્રભુ આવનાર છે
૨૩ પ્રભુ ઇસુ ખ્રીસ્તની કૃપા તમારી સાથે થાઓ.
૨૪ ખ્રીસ્ત ઇસુમા મારી પ્રીતિ તમ સર્વની સાથે
થાઓ આમેન

# કરીંથીઓને

## પાઉલ પ્રેરિતનો બીજો પત્ર.

૧ કરીંથમા દેવની મડળીને તથા તે સુદ્ધા આખા
આખાયામાના સર્વે પવિત્રોને, પાઉલ જે દેવની
ઇચ્છાથી ઇસુ ખ્રીસ્તનો પ્રેરિત છે, તે તથા ભાઇ
તીમોથી લખે છે ૨ દેવ આપણા બાપથી તથા પ્રભુ
ઇસુ ખ્રીસ્તથી તમને કૃપા તથા શાતિ થાઓ
૩ આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તનો દેવ તથા બાપ, જે
કરૂણાનો બાપ તથા બધા દિલાસાનો દેવ, તેની સ્તુતિ
થાઓ ૪ તે અમારી સર્વે વિપત્તિમા અમને દિલાસો
દે છે, એ સારૂ કે જે દિલાસો અમે પોતે દેવથી
પામીએ છીએ, તેણે કરીને જેઓ કોઇ પણ વિપ
ત્તિમા છે તેઓને અમે દિલાસો આપવાને શક્તિમાન
થઇએ ૫ કેમકે જેમ ખ્રીસ્ત વિષેના દુ ખ અમારા
પર ઘણા થાય છે, તેમજ ખ્રીસ્તને આસરે અમારો
દિલાસો પણ ઘણો થાય છે ૬ અને જો અમે વિપત્તિ
સહીએ, તો તે તમારા દિલાસા તથા તારણને સારૂ
છે, ને જો દિલાસો પામીએ છીએ, તો તે તમારા
દિલાસાને સારૂ છે, ને એ, જે દુ ખો અમે પણ વેઠીએ
છીએ તેના સહનની અસર [ તમારામા ] કરે છે
૭ અમારી આશા તમારે વાસ્તે સ્થિર છે, કારણ કે
અમને માલમ છે કે જેમ તમે દુ ખોના ભાગિયા, તેમ
દિલાસાના ભાગિયા પણ થયા છો ૮ કેમકે ભાઇઓ,
અમારી ઇચ્છા એવી નથી કે, જે અમારી વિપત્તિ
આસિયામા અમને પડી તે વિષે તમે અજાણ્યા રહો,
કે તે અમારા સામર્થ્ય ઉપરાત અમને અતિ ભારે
લાગી, એટલી કે અમે જીવવા વિષે નિરાશ થયા.
૯ પણ અમે મરવાના છીએ એવુ અમે નિશ્ચે સમજ્યા,
એ સારૂ કે અમે પોતા પર નહિ, પણ મુએલાઓને
ઉઠાડનાર દેવ પર વિશ્વાસ રાખીએ. ૧૦ તેણે એવા
મરણથી અમારો છુટકો કર્યો, ને કરે છે, તેના પર
અમે આશા રાખી છે, કે હજી પણ છોડાવશે, ૧૧ ને
તમે પ્રાર્થનાથી અમને સહાય કરજો, કે જે કૃપાદાન
ઘણાઓની મારફતે અમને અપાયુ, તેને લીધે અમારે
સારૂ ઘણાથી સ્તુતિ કરાય.
૧૨ કેમકે અમારૂ અભિમાન એ છે, એટલે, અમારી
પ્રેરકબુદ્ધિ એવી શાહેદી પુરે છે કે, દૈહિક જ્ઞાનમા
નહિ, પણ દેવની કૃપામા અમે જગતમા ને વિશેષે
કરીને તમારી તરફ દેવ વિષેના ભોળાપણાથી તથા
શુદ્ધ મનથી વર્ત્યા. ૧૩ પણ તમે જે વાચો છો કે

માનો છો, તે વિના અમે તમને બીજી વાતો લખતા
નથી; ને આશા રાખું છું, કે તમે અંત સુધી પણ
માનશો. ૧૪તે પ્રમાણે તમે અમને કંઇ માન્યા, કે
પ્રભુ ઇસુના દહાડામાં જેમ તમે અમારા તેમ અમે
તમારા અભિમાનનું કારણ છીએ
૧૫અને એવા ભરોસાથી હું અગાઉ તમારી પાસે
આવવાને ચહાતો હતો, કે તમને બીજું કૃપાદાન
મળે; ૧૬ને તમારી પાસે થઇને માકેદોન્યામાં જવાને,
ને ફરી માકેદોન્યામાથી તમારી પાસે આવવાને, ને
તમારાથી યહુદાહ તરફ વિદાયગીરી પામવાને ચહાતો
હતો. ૧૭તો શું એમ ચાહીને, મે કંઇ ચચળપણું
કીધું? અથવા જે હુ ઠરાવું છું, તે શું દેહ પ્રમાણે
ઠરાવું છું, એવું કે મને હા હા તથા ના ના હોય?
૧૮પણ જેમ દેવ વિશ્વાસુ છે તેમ તમારી પ્રત્યે મારી
વાત હા તથા ના ન હતી. ૧૯કેમકે દેવનો દીકરો ઇસુ
ખ્રીસ્ત જે અમારાથી, એટલે મારાથી તથા સીલવાન-
સથી તથા તીમોથીથી, તમારામાં પ્રગટ કરાયો, તે
હા તથા ના ન થયો, પણ તેમાં હા થઇ. ૨૦કેમકે
દેવનાં જેટલાં વચનો, તે બધાં તેમા હા તથા તેમાં
આમેન છે, એ માટે કે અમારાથી દેવનો મહિમા
થાય. ૨૧અને અમને તમારી સાથે ખ્રીસ્તમા જે
સ્થિર કરે છે તથા જેણે અમારો અભિષેક કર્યો, તે
દેવ છે; ૨૨ને તેણે અમારા પર મુદ્રા કીધી, ને
અમારા હૃદયમાં આત્માનું બ્યાનું દીધું છે.
૨૩પણ મારા જીવના સમ ખાઇને દેવને સાક્ષી
રાખું છું, કે તમારા પર દયા કરીને હુ હજી સુધી
કરીંથમા આવ્યો નથી; ૨૪અમે તમારા વિશ્વાસ પર
ધણીપણું કરીએ છીએ એમ નહિ, પણ તમારા
આનંદના સહાય કરનારા છીએ; કેમકે તમે વિશ્વાસથી
ઉભા રહો છો.

૨ પણ મેં પોતાને સારૂ એવું ઠરાવ્યુ, કે હુ ફરી
ખેદથી તમારી પાસે નહિ આવું. ૨કેમકે જો
હુ તમને ખેદિત કરૂં, તો જે મારાથી ખેદ પામ્યો તે
વિના કોણ મને આનંદ આપે છે? ૩અને મેં તમને
એજ લખ્યુ, એ સારૂ કે જેઓથી મારે હરખ
પામવો, તેઓથી હુ આવું ત્યારે મને ખેદ ન થાય;
હું તમ સર્વનો ભરોસો રાખુ છું, કે મારો આનંદ
તમ સર્વનો છે. ૪કેમકે ઘણી વિપત્તિથી તથા અંત:-
કરણની વેદનાથી, મેં ઘણાં આંસુઓ પાડીને તમને
લખ્યું, એ સારૂ નહિ કે તમે ખેદિત થાઓ, પણ એ
સારૂ કે તમારા ઉપર મારી જે અતિ ઘણી પ્રીતિ છે
તે તમે જાણો.
૫પણ જો કોઇએ ખેદ પમાડ્યો છે, તો મને નહિ,
પણ કેટલેક દરજ્જે (કેમકે હું વધારે ભાર ન નાખુ)
તમ સર્વને તેણે ખેદ પમાડ્યો છે. ૬એવા માણસ
પર આ શિક્ષા જે ઘણાઓથી અપાએલી છે, તે પુરી
છે, ૭માટે તેથી ઉલટુ તમારે તેને વિશેષે માફી તથા
દિલાસો આપવો, રખે તે વધતા ખેદથી ડુબી જાય.
૮એ માટે હું તમારી વિનંતી કરૂ છું કે તેના પર
તમારો પ્રેમ સ્થિર કરો; ૯કેમકે એજ સારૂ મેં લખ્યુ
છે, કે સર્વેમાં તમે આજ્ઞાકારી છો કે નહિ તે વિષે
પરીક્ષા હું કરી લઉં ૧૦પણ જેને તમે કંઇ માફ કરો
છો, તેને હુ પણ માફ કરૂ છું; કેમકે જો મેં પણ કંઇ
માફ કર્યું હોય, તો જે માફ કર્યું છે, તે તમારે લીધે
ખ્રીસ્તની આગળ માફ કર્યું છે, ૧૧એ સારૂ કે શેતાન
આપણને ન જીતે, કેમકે આપણે તેની યુક્તિઓ
વિષે અજાણ્યા નથી.
૧૨ખ્રીસ્તની સુવાર્તાને સારૂ હુ ત્રોઆસમાં આવ્યો,
ને પ્રભુથી મારે માટે બારણું ઉઘાડાએલું છતાં ૧૩પણ
મારા આત્માને ચેન ન હતું, કેમકે તીતસ મારો ભાઇ
મને મળ્યો નહિ; માટે તેઓથી રજા લઇને હુ માકે-
દોન્યામાં ગયો. ૧૪પણ દેવ જે સદા અમને ખ્રીસ્તમાં
જય આપે છે, ને અમારે આસરે પોતાના જ્ઞાનનો
સુવાસ સર્વ જગ્યામાં ફેલાવે છે, તેની સ્તુતિ થાઓ.
૧૫કેમકે તારણ પામે છે તેઓમાં તથા નાશ પામે છે
તેઓમા, અમે દેવની આગળ ખ્રીસ્તનો સુગંધ છીએ.
૧૬એઓને અમે મરણને સારૂ મરણનો વાસ, ને
તેઓને જીવનને સારૂ જીવનનો વાસ છીએ; તો એ
કાર્યોને સારૂ કોણ યોગ્ય છે? ૧૭કેમકે ઘણાઓની
પેઠે અમે દેવની વાતમા ભેળ કરતા નથી, પણ
સાચાઇથી તથા દેવની [સત્તાથી] દેવની આગળ
ખ્રીસ્તમાં, એવી રીતે બોલીએ છીએ

૩ શું અમે ફરી પોતાને વખાણવા માંડીએ છીએ?
કે શું જેમ બીજા કેટલાએકને, તેમ અમને
તમારા ઉપર કે તમારી પાસેથી, ભલામણના પત્રો
જોઇએ? ૨અમારા દીલમાં લખેલો ને સર્વ માણસથી
જણાએલો તથા વંચાએલો એવો અમારો પત્ર તમે
છો. ૩તમે ખ્રીસ્તનો પત્ર, જેની અમે સેવા કરેલી,
શાહીથી નહિ પણ જીવતા દેવના આત્માથી, પત્થરની
પાટીઓ પર નહિ પણ હૃદયની દૈહિક પાટીઓ પર
લખેલો, એવા તમે પ્રગટ છો. ૪પણ એવો ભરોસો
દેવ વિષે અમને ખ્રીસ્તને આસરે છે. ૫અમે પોતે

પોતાની મેળે કંઇ વિચારવા સમર્થ છીએ એમ નથી;
પણ અમારૂં સામર્થ્ય દેવથી છે; ૬તેણે પણ અમને
નવા કરારના, એટલે અક્ષરના નહિ પણ આત્માના,
યોગ્ય સેવકો કર્યા, કેમકે અક્ષર મારી નાખે છે, પણ
આત્મા જીવાડે છે. ૭અને મરણની સેવા, જેના
અક્ષરો પત્થરો પર કોરેલા, તે જો એવી મહિમાવાન
થઇ, કે ઇસ્રાએલપુત્રો, મુસાના મ્હોડાનો મહિમા
જે ટળી જવાનો હતો તેને લીધે, તેના મ્હોડા પર
તાકી જોઇ ન શક્યા; ૮તો તે કરતાં આત્માની સેવા
વધતી મહિમાવાન કેમ ન હોય? ૯કેમકે જો દંડા-
જ્ઞાની સેવાને મહિમા હતો, તો ન્યાયીપણાની સેવા
મહિમામાં કેટલી વધતી છે! ૧૦અને જે મહિમાવંત
થએલું હતું તે, અધિક મહિમા થયાના કારણથી, એ
પ્રકારે મહિમાવંત નથી. ૧૧કેમકે જે ટળી જવાનું
હતું તે જો મહિમાસહિત હતું, તો જે ટકનાર તેનો
મહિમા કેટલો વધતો છે!

૧૨એ માટે અમને આ આશા હોવાથી, અમે બહુ
નિસંચતાથી બોલીએ છીએ; ૧૩ને મુસાની પેઠે નહિ,
જેણે પોતાના મ્હોડા પર ઘુંઘટ નાખ્યો, એ સારૂ કે
ઇસ્રાએલના દીકરાઓ ટળી જનારા [મહિમાની]
સમાપ્તિ પર નિહાળી જુએ નહિ. ૧૪પણ તેઓનાં
મન કઠણ થયાં; કેમકે આજ સુધી જુનો કરાર
વાંચવામાં તેજ ઘુંઘટ કાઢ્યા વગર રહે છે; તે તો
ખ્રીસ્તમાં ટળી જાય છે. ૧૫પણ આજ સુધી જ્યારે
મુસાનું [શાસ્ત્ર] વાંચે છે, ત્યારે તેઓના હૃદય પર
ઘુંઘટ રહે છે; ૧૬પણ જ્યારે તે પ્રભુની ભણી ફરશે,
ત્યારે તે ઘુંઘટ કઢાશે. ૧૭હવે પ્રભુ તે આત્મા
છે; ને જ્યાં પ્રભુનો આત્મા, ત્યાં મોકળાપણું છે.
૧૮પણ આપણે સહુ ઉઘાડે મ્હોડે જેમ આરસીમાં,
તેમ પ્રભુના મહિમાનું પ્રતિબિંબ પાડીને, પ્રભુના
આત્માથી તેજ રૂપમાં મહિમાથી મહિમા સુધી રૂપાં-
તર પામીએ છીએ.

૪ એ માટે અમારા પર દયા થઇ તે પ્રમાણે,
અમને આ સેવા છતાં, અમે થાકતા નથી;
૨પણ લાજની ગુપ્ત વસ્તુઓને નકારીને અમે કાવત-
રામાં ચાલતા નથી, ને દેવની વાતમાં કપટ કરતા નથી;
પણ સત્ય પ્રગટ કર્યાથી દેવની આગળ અમે પોતા
વિષે સર્વ માણસોના અંતઃકરણની ખાતરી કરીએ
છીએ. ૩પણ જો અમારી સુવાર્તા ઢંકાએલી હોય,
તો નાશ પામનારાઓને ઢંકાએલી છે; ૪જેઓમાં
આ જગતના દેવે અવિશ્વાસીઓનાં મન આંધળાં
કર્યાં છે, એ સારૂ કે ખ્રીસ્ત જે દેવની પ્રતિમા છે,
તેના મહિમાની સુવાર્તાના અજવાળાનો ઉદય તેઓ
પર ન થાય. ૫અમે પોતાને પ્રગટ નથી કરતા, પણ
ખ્રીસ્ત ઇસુ પ્રભુ છે ને અમે પોતે ઇસુને લીધે તમારા
દાસો છીએ, એવું પ્રગટ કરીએ છીએ. ૬કેમકે દેવ
જેણે અંધારામાંથી અજવાળાને પ્રકાશ થવાનું કહ્યું,
તે ઇસુ ખ્રીસ્તના મુખમાં દેવના મહિમાના જ્ઞાનનું
તેજ પાડવા સારૂ આપણા હૃદયોમાં પ્રકાશ્યો છે.

૭પણ અમને આ ખજાનો માટીનાં પાત્રોમાં છે, એ
સારૂ કે પરાક્રમની ઉત્તમતા દેવની થાય, ને અમારી
નહિ. ૮સર્વ પ્રકારે અમે વિપત્તિ પામેલા, પણ
દબાએલા નથી; હેરાન થએલા, પણ નિરાશ નથી;
૯સતાવેલા, પણ તજેલા નથી; નીચે પાડેલા, પણ
નાશ પામેલા નથી; ૧૦સદા શરીરમાં ઇસુનું મરણ
ઉચકીએ છીએ, એ સારૂ કે ઇસુનું જીવન અમારા
શરીરમાં પ્રગટ કરાય. ૧૧કેમકે અમે જીવનારા ઇસુને
લીધે સદા મરણને સોંપાએલા છીએ, એ માટે કે
ઇસુનું જીવન પણ અમારા મરનાર દેહમાં પ્રગટ કરાય.
૧૨એમજ અમારામાં મરણ, પણ તમારામાં જીવન
અસર કરે છે. ૧૩વિશ્વાસનો તેજ આત્મા અમને છે
તેથી (મેં વિશ્વાસ કર્યો માટે હું બોલ્યો એ લેખ
પ્રમાણે), અમે પણ વિશ્વાસ કરીએ છીએ, ને તેથી
બોલીએ છીએ. ૧૪એવું જાણીએ છીએ કે, જેણે
પ્રભુ ઇસુને ઉઠાડ્યો, તે અમને પણ ઇસુની મારફતે
ઉઠાડશે, ને તમારી સાથે ઉભા કરશે. ૧૫કેમકે
સઘળાં તમારે સારૂ છે, એ માટે કે જે કૃપા ઘણા-
ઓની મારફતે પુષ્કળ થઇ તે દેવના મહિમાને અર્થે
ઉપકારસ્તુતિ વધારે.

૧૬એ કારણ માટે અમે થાકતા નથી; પણ જો
અમારૂં બહારનું માણસપણું ક્ષય પામે, તોપણ માંહેનું
રોજ રોજ નવું થતું જાય છે. ૧૭કેમકે અમારી
ક્ષણિક હલકી વિપત્તિ અમારે સારૂ સદાકાળિક ભારે
મહિમા બહુજ અતિશય ઉપજાવે છે; ૧૮એટલામાં
જે દેખાય છે તેને નહિ, પણ જે દેખાતાં નથી તેને
અમે જોઇએ છીએ; કેમકે જે દેખાય છે તે ક્ષણિક,
પણ જે દેખાતાં નથી તે સર્વકાળનાં છે.

૫ કેમકે અમને માલમ છે કે જો અમારૂં પૃથ્વી
પરનું માંડવાનું ઘર પડી જાય, તો આકાશમાં
દેવની રચનાનું, હાથે કીધેલું નહિ, એવું સર્વકાળનું
ઘર અમને છે. ૨કેમકે અમારૂં ઘર જે આકાશથી છે,
તેથી પહેરેલા થવા બહુ ચાહીને, અમે આ માંડવામાં

નિસાસો મુકીએ છીએ, ૩ ને જો પહેરેલા હોઇએ,
તો નાગા ન દેખાઇએ ૪ કેમકે અમે આ માંડવામા
લાદેલા થઇને નિસાસો મુકીએ છીએ, આચ્છાદન
ઉતારવાને નહિ, પણ પહેરેલા થવાને ચાહીએ છીએ,
એ સારૂ કે મરણ જીવનથી ગળાઇ જાય ૫ હવે જેણે
અમને એને અર્થે તૈયાર કર્યા તે દેવ છે, તેણે અમને
આત્માનુ બ્યાનુ પણ આપ્યુ છે. ૬ માટે અમે સદા
હિમ્મતવાન છીએ, ને એવુ જાણીએ છીએ કે, શરીરમા
વાસો કરતા અમે પ્રભુથી [ દૂર રહેતા ] પ્રવાસી
છીએ. ૭ કેમકે અમે વિશ્વાસથી ચાલીએ છીએ,
દ્રષ્ટિથી નહિ. ૮ અમે હિમ્મતવાન છીએ, ને શરીરથી
પ્રવાસી થવુ તથા પ્રભુની પાસે વાસો કરવો, એ
અમને વધતુ સારૂ લાગે છે

૯ એ માટે અમે પ્રયત્ન કરીએ છીએ કે, જો
શરીરમા હોઇએ કે શરીર બહાર હોઇએ તોપણ
તેને પસંદ પડીએ. ૧૦ કેમકે આપણ સર્વને ખ્રીસ્તના
ન્યાયાસનની આગળ પ્રગટ થવુ પડશે, કે પ્રત્યેક
શરીરથી જે કીધુ છે, સારૂ હોય કે ભુડુ હોય, તે
પ્રમાણે તે ફળ પામે.

૧૧ માટે પ્રભુનુ ભય જાણીને અમે માણસોને
સમજાવીએ છીએ, પણ અમે દેવને પ્રગટ થયા, ને
મારી આશા છે કે તમારા અંતઃકરણોમા પણ પ્રગટ
થયા છીએ. ૧૨ કેમકે અમે ફરી તમારી પાસે પોતાને
વખાણતા નથી, પણ અમારે વિષે તમને અભિમાન
કરવાનો પ્રસગ આપીએ છીએ, એ માટે કે જેઓ
હૃદયથી નહિ, પણ રોજથી અભિમાન કરે છે, તેઓને
ઉત્તર આપવાનુ તમારી પાસે હોય. ૧૩ કેમકે જો
અમે ઘેલા હોઇએ તો દેવને અર્થે છે, અથવા જો
સાવધાન હોઇએ તો તમારે અર્થે. ૧૪ કેમકે ખ્રીસ્તની
પ્રીતિ અમારૂ ગ્રહણ કરે છે, કારણ કે અમે એવુ
સમજીએ છીએ કે, જો એક સર્વને વાસ્તે મુઓ તો
સર્વ મુઆ. ૧૫ અને સર્વ વાસ્તે તે મુઓ, એ સારૂ
કે જેઓ જીવે છે તેઓ હવેથી પોતાને અર્થે નહિ,
પણ જે તેઓને વાસ્તે મુઓ તથા ઉઠયો તેને અર્થે
જીવે. ૧૬ એ માટે હવેથી અમે દેહ પ્રમાણે કોઇને
જાણતા નથી, ને જો કે અમે દેહ પ્રમાણે ખ્રીસ્તને
જાણ્યો હતો તોપણ હવેથી તેને એમ જાણતા નથી.
૧૭ માટે, જો કોઇ માણસ ખ્રીસ્તમા છે તો તે નવી
ઉત્પત્તિ થયો છે, જે જુનુ તે વહી ગયુ, જુઓ, તે
નવુ થયુ છે ૧૮ અને સર્વ દેવથી છે, જેણે પોતાની સાથે
ઇસુ ખ્રીસ્તની મારફતે આપણો મિલાપ કરાવ્યો,
ને તે મિલાપની સેવા અમને આપી છે, ૧૯ એટલે,
દેવ ખ્રીસ્તમા પોતાની સાથે જગતનો મિલાપ કરાવતા
તેઓ પર તેઓના અપરાધો ગણતો નથી, ને તેણે
અમને મિલાપની સેવા સોંપેલી છે.

૨૦ એ માટે અમે ખ્રીસ્તને વાસ્તે એલચી છીએ,
જાણે કે દેવ અમારે આસરે વિનતી કરતો હોય, તેમ
અમે ખ્રીસ્તને વાસ્તે તમારી આજીજી કરીએ છીએ
કે, દેવની સાથે મિલાપ કરો. ૨૧ જેણે પાપ જાણ્યુ
ન હતુ, તેને તેણે આપણને વાસ્તે પાપરૂપ કીધો, એ
સારૂ કે આપણે તેનામા દેવના ન્યાયીપણારૂપ થઇએ

૬ અને અમે, તેની સાથે કામ કરનાર, તમને
વિનતી કરીએ છીએ, કે તમે દેવની કૃપાનો
અવર્થા અગીકાર ન કરો, ૨ (કેમકે તે કહે છે કે,

મેં માન્યકાળમા તારૂ સાભળ્યુ,
ને તારણના દિવસમા મેં તને સહાય કીધી,

જુઓ, હમણાજ માન્યકાળ છે, જુઓ, હમણાજ
તારણનો દિવસ છે) ૩ અમારી સેવાને દોષ ન લાગે,
માટે અમે કશામા કોઇને ઠોકરનુ કારણ આપતા
નથી, ૪ પણ સર્વથી અમે દેવના સેવકોના જેવા
પોતાને દેખાડીએ છીએ, ઘણી ધીરજથી, વિપત્તિથી,
સકટથી, વેદનાથી, ૫ ફટકાઓથી, કેદોથી, હુલ્લડો
ઓથી, કષ્ટોથી, જાગરણથી, ઉપવાસથી, ૬ શુદ્ધપ-
ણાથી, વિદ્યાથી, સહનશીલતાથી, ઉપકારીપણાથી,
પવિત્ર આત્માથી, નિષ્કપટ પ્રીતિથી, ૭ સાચાઇની
વાતથી, દેવના પરાક્રમથી, જમણા તથા ડાબા હાથ
પર ન્યાયના હથિયારોને આસરે, ૮ માન તથા અપ-
માનને આસરે. અપકીર્ત્તિ તથા સુકીર્ત્તિને આસરે,
ઠગનારાના જેવા તોપણ ખરા, ૯ નહિ ઓળખાય-
લાના જેવા તોપણ બહુ ઓળખાયલા, મરનારાઓના
જેવા તોપણ, જુઓ, જીવીએ છીએ, શિક્ષા પામેલા-
ઓના જેવા તોપણ મારી નખાયલા નહિ, ૧૦ શોકા-
તુરના જેવા તોપણ સદા હરખ કરનારા, દરિદ્રીઓના
જેવા તોપણ ઘણાઓને ધનવાન કરનારા, નાદારના
જેવા તોપણ સઘળાના માલિક છીએ.'

૧૧ ઓ કરીંથીઓ, તમારે સારૂ અમારૂ મ્હો ઉઘડેલુ
છે, અમારૂ હૃદય વિસ્તારેલુ છે ૧૨ તમે અમારામા
સકોચિત થયા નથી, પણ પોતાના અંતઃકરણમા સંકો
ચિત થયા છો ૧૩ તો એને બદલે (જેમ બાળકોને
તેમ તમને કહુ છુ), તમે પણ વિસ્તારેલા થાઓ.

૧૪ અવિશ્વાસીઓની સાથે નાલાયક સંયોગ ન
કરો, કેમકે ન્યાયીપણા તથા અન્યાયીપણામા શો

સબંધ છે? અને અજવાળા તથા અધકારની શી સગત
છે? ૧૫ અને ખ્રીસ્ત તથા બેલ્યાલનો શો મિલાપ
છે? કે વિશ્વાસીને અવિશ્વાસીની સાથે શો ભાગ છે?
૧૬ અને દેવના મદિરને મૂર્ત્તિઓની સાથે શો સબધ
છે? કેમકે આપણે જીવતા દેવનુ મદિર છીએ, જેમ દેવે
કહ્યુ કે, હુ તેઓમા રહીશ તથા ચાલીશ, ને તેઓનો
દેવ થઇશ, ને તેઓ મારા લોક થશે. ૧૭ માટે,
તમે તેઓમાથી નીકળી આવો, ને જુદા થાઓ,
એમ પ્રભુ કહે છે,
ને મલિનને અડકો મા,
ને હુ તમારો અગીકાર કરીશ,
૧૮ ને તમારો બાપ થઇશ,
ને તમે મારા દીકરા દીકરીઓ થશો,
એમ સર્વ સમર્થ પ્રભુ કહે છે

૭ એ માટે, વહાલાઓ, આપણને એવા વચન
છતા, આપણે દેહની તથા આત્માની સર્વ
મલિનતાથી પોતાને શુદ્ધ કરીએ, ને દેવના ભયથી
પવિત્રતાને સપૂર્ણ કરીએ
૨ અમારો અગીકાર કરો, અમે કોઇનો અન્યાય
નથી કીધો, કોઇને બગાડ્યો નથી, કોઇને છેતર્યો
નથી. ૩ હુ તમને દોષ લગાડવાને બોલતો નથી, કેમકે
મે અગાઉ કહ્યુ કે, તમારી સાથે મરવા સારૂ તથા
જીવવા સારૂ, તમે અમારા હૃદયોમા છો. ૪ તમારે
વિષે મને બહુ નિર્ભયપણુ છે, તમારે લીધે મને બહુ
અભિમાન છે, દિલાસાથી હુ ભરપુર થયો છુ, અમારી
સર્વ વિપત્તિમા હુ અધિક આનદ પામુ છુ.
૫ કેમકે માકેદોન્યામા અમે આવ્યા ત્યારે અમારા
દેહને કઇ ચેન ન હતુ, પણ ચોતરફથી અમે વિપત્તિ
પામ્યા, બહાર ભાડણો, માહે બીકો હતી ૬ પણ
દેવ જે લીનોને દિલાસો આપે છે, તેણે તીતસના
આવ્યાથી અમને દિલાસો આપ્યો, ૭ ને કેવળ તેના
આવ્યાથી નહિ, પણ જે દિલાસો તે તમારે વિષે
પામ્યો તેથી પણ, તેણે તમારી બહુ ઇચ્છા, તમારો
શોક, મારે વિષે તમારી આસ્થા, એઓની ખબર
અમને આપી, તેથી મને બહુ આનદ થયો ૮ અને
જો મે તે પત્રથી તમને ખેદ પમાડ્યો, ને જો મે પસ્તાવો
કર્યો ખરો, તોપણ [હમણા] હુ પસ્તાવો કરતો નથી,
કેમકે હુ જાણુ છુ કે થોડી વારજ તે પત્રે તમને ખેદ
પમાડ્યો ૯ હવે હુ હરખાઉ છુ, તમે ખેદિત થયા એ
માટે નહિ, પણ એ માટે કે પસ્તાવાને સારૂ તમે ખેદિત
થયા, કેમકે તમને દેવની ઇચ્છા પ્રમાણે ખેદ થયો,
કે અમારાથી તમારૂ કઇ નુકસાન ન થાય ૧૦ કેમકે
દેવની ઇચ્છા પ્રમાણે જે ખેદ, તે, અનુતાપ નહિ
ઉપજાવે એવો પસ્તાવો, તારણને સારૂ કરાવે છે, પણ
જગતનો ખેદ મરણ કરાવે છે ૧૧ કેમકે તમને દેવની
ઇચ્છા પ્રમાણેજ ખેદ થયો, તે જુઓ કે તેથી તમને
કેટલી ચિંતા ઉત્પન્ન થઇ, વળી તોડ કાઢવો, વળી
સતાપ, વળી ભય, વળી ઘણી ઇચ્છા, વળી આસ્થા,
વળી બદલો લેવો, તમે તે કામમા સર્વ પ્રકારે પોતાને
નિર્દોષ દેખાડ્યા. ૧૨ વળી જો મે તમને લખ્યુ, તો
જેણે અન્યાય કીધો તેને વાસ્તે નહિ, ને જે પર
અન્યાય થયો તેને વાસ્તે નહિ, પણ દેવની આગળ
અમારે વિષે તમારી ચિંતા તમને પ્રગટ થાય એ વાસ્તે
લખ્યુ ૧૩ એ કારણ માટે તમારા દિલાસા પરથી અમે
દિલાસો પામ્યા, પણ વિશેષે તીતસના આનદ પરથી
અમે અધિક આનદ પામ્યા, કેમકે તેનો આત્મા તમ
સઘળાથી વિસામો પામ્યો છે ૧૪ એ માટે જો મે
તમારે વિષે તેની પાસે કઇ વાતમા અભિમાન કર્યુ
હોય, તો હુ શરમાયો નહિ, પણ જેમ અમે તમને
બધી વાતો સાચાઇથી કહી, તેમ અમારૂ અભિમાન
પણ તીતસ આગળ સાચુ ઠર્યુ ૧૫ અને તેની મમતા
તમારા ઉપર પુષ્કળ છે, કારણ કે તમ સર્વનુ આજ્ઞા
ક્તિપણુ કે જેથી તમે ભયથી તથા ધ્રુજારીથી તેનો
અગીકાર કીધો, તે તેને યાદ આવે છે ૧૬ એ માટે
હુ હરખાઉ છુ, કે સર્વ પ્રકારે તમારા પર મારો
ભરોસો છે

૮ ભાઇઓ, માકેદોન્યાની મડળીઓ પર દેવની
જે કૃપા થઇ તે અમે તમને જણાવીએ છીએ
કે, ૨ વિપત્તિની મોટી પરીક્ષામા તેઓના આનદની
પુષ્કળતાથી તથા તેઓની ભારે દરિદ્રતાથી તેઓના
ઉદારપણાનુ ધન ઘણુ થયુ ૩ કેમકે હુ શાહેદી આપુ
છુ કે, સામર્થ્ય પ્રમાણે, હા સામર્થ્ય ઉપરાંત, તેઓએ
પોતાની મેળે [આપીને], ૪ ઘણી અરજીથી, પવિત્રોને
સારૂ જે સેવા, તેની કૃપા તથા સગત લેવાની અમને
ઘણી વિનતી કીધી ૫ અને જેમ અમે આશા રાખી
હતી, તેમ નહિ, પણ તેઓએ પોતાને પ્રથમ પ્રભુને,
ને દેવની ઇચ્છા પ્રમાણે અમને સોપ્યા ૬ માટે અમે
તીતસને વિનતી કરી કે, જેમ તેણે કરવા માડ્યુ હતુ,
તેમજ તે તમારે સારૂ આ કૃપા પણ સપૂર્ણ કરે
૭ પણ જેમ તમે સર્વમા, એટલે વિશ્વાસ તથા વાત
તથા જ્ઞાન તથા સર્વ આસ્થામા તથા અમારા ઉપર
તમારા પ્રેમમા, વધ્યા, તેમજ આ કૃપામા પણ વધો

૮ હુ આજ્ઞાથી નહિ, પણ બીજાઓની આસ્થાને લીધે,
ને તમારી પ્રીતિનુ ખરાપણુ પારખવાને કહુ છુ ૯ કેમકે
તમે આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તની કૃપા જાણો છો, કે
તે ધનવાન છતા આપણને લીધે દરિદ્રી થયો, એ સારૂ
કે તમે તેના દરિદ્રથી ધનવાન થઇ જાઓ। ૧૦ અને
તેમા હુ સમ્મતિ આપુ છુ, કેમકે તે તમને યોગ્ય
છે, કારણ કે એક વરસ ઉપર તમે કેવળ [ એ કામ ]
કરવાને નહિ પરંતુ ઇચ્છવાને પણ પ્રથમ માંડ્યુ
૧૧ એ માટે હમણા તે કામ પુરૂ કરો, કે જેમ તમારી
ઇચ્છાની તૈયારી હતી, તેમ તમારી પાસે જે છે, તે
પ્રમાણે કામ પુરૂ થાય ૧૨ કેમકે જો ઇચ્છા હોય તો
કોઇની પાસે જે નથી તે પ્રમાણે નહિ, પણ જે છે તે
પ્રમાણે તે માન્ય છે ૧૩ બીજાઓને છુટકો, ને તમને
સંકટ થાય, એમ નહિ, ૧૪ પણ સમાનતાની રીતે,
એટલે કે હાલના કાળમા, તમારી પુષ્કળતા તેઓની
તંગીને મટાડે, કે તેઓની પણ પુષ્કળતા તમારી તંગીને
મટાડે, એટલે સમાનતા થાય, ૧૫ જેમ લખ્યુ છે,
કે જેને ઘણુ હતુ તેને વધ્યુ નહિ, ને જેને થોડુ હતુ
તેને ખૂટ્યુ નહિ.

૧૬ પણ દેવની સ્તુતિ થાઓ, કે જેણે તીતસના
હૃદયમા તમારે વાસ્તે એવી કાળજી ઘાલી, ૧૭ કેમકે
તેણે વિનંતી માની લીધી, પણ ઘણી કાળજી રાખીને
તે પોતાની મેળે તમારી પાસે આવ્યો। ૧૮ અને અમે
તેની સાથે એક ભાઇને મોકલ્યો છે, જેની કીર્ત્તિ
સુવાર્ત્તા વિષે સર્વ મંડળીઓમા છે ૧૯ અને કેવળ
એમ નહિ, પણ મંડળીઓથી તે ભાઇ પસંદ કરાએલો
છે, એ સારૂ કે જે કૃપાનુ સેવન પ્રભુના મહિમા તથા
તમારા ઉદારપણાને દેખાડવાને અમારાથી થાય છે,
તે વિષે તે અમારી સાથે ચાલે ૨૦ અમે સંભાળ
રાખીએ છીએ કે આ દ્રવ્ય જેનો અમે વહિવટ કરીએ
છીએ, તે વિષે કોઇ અમારા પર દોષ ન મુકે, ૨૧ કેમકે
જે સારૂ તેનો વિચાર, કેવળ પ્રભુની આગળ નહિ,
પણ માણસોની આગળ કરીએ છીએ. ૨૨ અને
તેઓની સાથે અમે અમારા ભાઇને મોકલ્યો છે, જેને
ઘણી વાતમા ઘણીવાર પારખ્યાથી તે અમને ઉદ્યોગી
માલમ પડ્યો છે, ને હમણા તમારા પરના ઘણા
ભરોસાથી તે વધારે ઉદ્યોગી છે ૨૩ અને તીતસ વિષે,
તે તો મારો સગતી તથા તમારે સારૂ સહાયકારી છે,
ને અમારા ભાઇઓ વિષે, તેઓ તો મંડળીઓના
પ્રેરિતો તથા ખ્રીસ્તનો મહિમા છે ૨૪ એ માટે તમારા
પ્રેમનું તથા તમારે વિષે અમારૂ અભિમાન કરવાનુ
પ્રમાણ, તેઓને તથા મંડળીઓની આગળ દેખાડો.

૯ હવે પવિત્રોને સારૂ જે સેવા તે વિષે, મારે
તમને લખવાની અગત્ય નથી, ૨ કેમકે હુ
તમારી તૈયારી જાણુ છુ, તે વિષે હુ માકેદોન્યાન
લોક આગળ તમારે લીધે અભિમાન કર્યા કરૂ છુ, કે
આખાયાએ એક વરસ ઉપર તૈયારી કરી છે, ને
તમારી આસ્થાએ ઘણાઓને ઉત્તેજિત કર્યા છે ૩ પણ
મેં ભાઇઓને મોકલ્યા છે, એ સારૂ કે આ સબંધમા
તમારે વિષે અમારૂ અભિમાન અમથુ ન થાય, કે
જેમ મેં કહ્યુ તેમ તમે તૈયાર થાઓ, ૪ રખે માકેદો
ન્યાના માણસ મારી સાથે આવે, ને તમને તૈયાર
થએલા નહિ એવા જુએ, તો અમને ( કેમકે તમને
અમે નથી કહેતા ) આ અભિમાનના નિશ્ચયથી શરમ
લાગશે ૫ માટે મને એ અગત્ય જણાઇ કે, ભાઇઓને
વિનંતી કરવી કે તેઓ પહેલા તમારી પાસે આવીને,
પહેલા કહેલુ તમારૂ ઉદારપણાનુ દાન સિદ્ધ કરાવે,
એ સારૂ કે તે જેમ લોભથી નહિ પણ જેમ દાતાર-
પણાથી તેમ તૈયાર થાય

૬ અને એવુ પણ છે, કે જે કૃપણતાએ વાવે છે,
તે કૃપણતાએ લણશે, ને જે ઉદારપણાએ વાવે છે,
તે ઉદારપણાએ લણશે. ૭ જેમ પ્રત્યેકે પોતાના હૃદ
યમા અગાઉ ઠરાવ્યુ તેમ આપવુ, ખેદથી નહિ, ને
અગત્યથી નહિ, કેમકે સંતોષથી દેનાર પર દેવ હેત
રાખે છે ૮ અને દેવ તમારા પર સર્વ કૃપા વધારવાને
સમર્થ છે, કે તમને હરવખત સર્વમા પુરી પુષ્કળતા
છતા, સર્વ સારા કામમા તમે વધતા જાઓ ૯ જેમ
લખ્યુ છે કે,

તેણે વેર્યું છે, તેણે દરિદ્રીઓને દીધુ છે,
તેનુ ન્યાયીપણુ સદા રહે છે

૧૦ હવે જે વાવનારને સારૂ બી તથા ખોરાકને સારૂ
રોટલી આપે છે, તે તમને આપશે, ને તમારૂ વાવેલુ
ઘણુ કરશે, ને તમારા ન્યાયીપણાની નિપજ વધારશે,
૧૧ કે જે ઉદારપણુ અમારી મારફતે દેવની સ્તુતિ
ઉપજાવે છે તે બધામા તમે સર્વ પ્રકારે ધનવાન
થાઓ ૧૨ કાજે એ સેવાનુ કામ પવિત્રોની ગરજ
પુરી પાડે છે, કેવળ એમ નહિ, પણ દેવની ઘણી
સ્તુતિથી બહુ સફળ થાય છે, ૧૩ એટલે આ સેવાના
પ્રમાણથી, તેઓ, ખ્રીસ્તની સુવાર્ત્તા વિષે તમારા
માનવાના આધીનપણાને સારૂ, ને તેઓ વિષે તથા
સર્વ વિષે તમારા દાનની પુષ્કળતાને સારૂ, દેવની
સ્તુતિ કરે છે ૧૪ અને તેઓ, તમારે સારૂ, પોતાની

પ્રાર્થનામાં, તમારા પર દેવની ઘણી કૃપાને સારૂ,
તમારા પર ઘણી પ્રીતિ કરે છે. ૧૫ દેવના અનિર્વાચ્ય
દાનને સારૂ તેની સ્તુતિ થાઓ.

૧૦ હવે હું પાઉલ પોતે ખ્રીસ્તની નમ્રતા તથા
કોમળતાને આસરે, તમને બોધ કરૂં છું. હું
હાજર છતાં, તમારામાં દીન છું, પણ દૂર છતાં, તમારી
ભણી નિર્ભય છું; ૨ જેઓ દેહ પ્રમાણે ચાલનારના
જેવા અમને ધારે છે, તેઓ સામે જે નિશ્ચયથી હું
હિમ્મત કરવાનું ધારૂં છું, તેથી હું હાજર થઇને હિમ્મ-
તવાન ન થાઉં એવું હું માગું છું. ૩ કેમકે દેહમાં ચાલતાં,
અમે દેહ પ્રમાણે લડાઇ કરતા નથી; ૪ (કેમકે અમારી
લડાઇનાં હથિયાર દૈહિક નથી, પણ કિલ્લાઓ ભાંગી
નાખવાને દેવથી સમર્થ છે). ૫ કલ્પિત વાતોને તથા
દેવના જ્ઞાન વિરૂદ્ધ જે કંઇ ગર્વ કરે છે, તેને ભાંગી
નાખીએ છીએ, ને ખ્રીસ્તને આધીન થવા સારૂ સર્વ
વિચાર વશ કરીએ છીએ. ૬ અને જ્યારે તમારો
આજ્ઞાકાર સંપૂર્ણ થશે, ત્યારે સર્વ આજ્ઞાભંગનો બદલો
લેવાને તૈયાર છીએ. ૭ તમે કેવળ બહારનું જુઓ છો.
જો કોઇને પોતા વિષે ભરોસો છે કે હું ખ્રીસ્તનો છું,
તો ફરી પોતાથી વિચાર કરે, કે જેમ તે ખ્રીસ્તનો છે
તેમ અમે પણ ખ્રીસ્તના છીએ. ૮ કેમકે જે અધિકાર
પ્રભુએ તમારા નાશને સારૂ નહિ, પણ સુધારાને સારૂ
અમને આપ્યો, તેમાં જો હું કંઇક અધિક અભિમાન
કરૂં, તોપણ હું શરમાઉં નહિ. ૯ એ સારૂ કે હું તમને
પત્રોને આસરે બીવડાવનાર જેવો ન દીસું. ૧૦ કાજે
તેઓ કહે છે કે તેના પત્રો ભારે તથા સબળ છે,
પણ તેના શરીરનો દેખાવ અબળ ને તેનું બોલવું
તુચ્છ છે. ૧૧ એવા માણસે સમજવું કે, અમે દૂર છતાં
પત્રોને આસરે વાતથી જેવા છીએ, તેવા હાજર છતાં
કામથી પણ થઇશું. ૧૨ જે પોતાને વખાણે છે, તેઓ-
માંના કેટલાએકની સાથે અમે પોતાને ગણવા અથવા
સરખાવવાને છાતી ચલાવતા નથી; પણ તેઓ,
પોતાથી પોતાને માપીને તથા પોતાને પોતાની સાથે
સરખાવીને, અજ્ઞાની છે; ૧૩ પણ અમે હદ ઉપરાંત
અભિમાન નહિ કરીશું, પણ જે નિયમનું માપ દેવે
અમને વહેંચી આપ્યું છે, તે પ્રમાણે; તે માપ તમ
સુધી પણ પહોચે છે. ૧૪ કેમકે જાણેકે અમે તમ
સુધી પહોચ્યા નહિ, એવા અમે પોતાને ઘણા આગળ
તાણતા નથી. કેમકે ખ્રીસ્તની સુવાર્તા પ્રગટ કરતાં
અમે તમ સુધી પણ આવ્યા; ૧૫ અમે પોતાની હદ
ઉપરાંત બીજાની મહેનત પર અભિમાન કરતા નથી;
પણ અમને આશા છે કે, જેમ જેમ તમારો વિશ્વાસ
વધે તેમ તેમ અમે પોતાના નિયમ પ્રમાણે તમારાથી
બહુ વધીએ, ૧૬ એ સારૂ કે તમારા પેલીગમના પ્રાંતમાં
અમે સુવાર્તા પ્રગટ કરીએ; ને બીજાના નિયમે તૈયાર
થએલી વાત વિષે અભિમાન ન કરીએ. ૧૭ પણ જે
અભિમાન કરે છે તે પ્રભુમાં અભિમાન કરે. ૧૮ કેમકે
જે પોતાને વખાણે છે તે નહિ, પણ જેને પ્રભુ વખાણે
છે તે પસંદ છે.

૧૧ તમે મારૂં મૂર્ખપણું જરા સહન કરો, એવી
મારી ઇચ્છા છે; તો મારૂં સહન કરો તો
ખરા. ૨ કેમકે દેવની આસ્થાથી, હું તમારા ઉપર
આસ્થા કરૂં છું કેમકે તમને શુદ્ધ કુંવારીના જેવા
ખ્રીસ્તને સોંપવા સારૂ, એક વરની સાથે મેં તમારો
વિવાહ કર્યો. ૩ પણ મને ભય લાગે છે, રખે જેમ
સર્પે પોતાની ચતુરાઇથી હવાને ભુલાવી, તેમ તમારાં
મનો ખ્રીસ્તભણીનું ભોળાપણું તથા શુદ્ધતા [ મુકી
દઇને ] કદાપિ બગડી જાય. ૪ કેમકે જે આવે છે, તે
જો બીજા ઇસુને પ્રગટ કરે કે જેને અમે પ્રગટ નથી
કીધો; અથવા જો તમે બીજો આત્મા પામો છો કે
જે તમે પામ્યા નહોતા; અથવા બીજી સુવાર્તા પામો
છો કે જેનો અંગીકાર તમે કીધો નહોત; તો તમારે
એનું સહન કરવું યોગ્ય છે। ૫ કેમકે મુખ્ય પ્રેરિતો
કરતાં હું પોતાને કંઇજ ઓછો ગણતો નથી. ૬ પણ
જો બોલવામાં અધમ હોઉં, તોપણ જ્ઞાનમાં નહિ;
પણ સર્વ પ્રકારે અમે તમારે સારૂ સઘળાની આગળ
પ્રગટ છીએ. ૭ તમને ઉંચા કરવા માટે મેં પોતાને
નીચો કીધો, એટલે તમને અમે દેવની સુવાર્તા મફત
પ્રગટ કીધી, એમાં મેં પાપ કીધું શું? ૮ તમારી સેવાને
સારૂ બીજી મંડળીઓ પાસેથી નાણાં લઇને મેં તેઓને
લૂટી. ૯ અને હું તમારી પાસે હતો ત્યારે મને ખપ
છતાં પણ મેં કોઇ પર ભાર ન નાખ્યો; કેમકે માકે-
દોન્યામાંથી જે ભાઇઓ આવ્યા, તેઓએ મારો ખપ
પુરો પાડ્યો; ને હું સર્વ પ્રકારે તમારા પર ભાર
નાખ્યા વિના પોતાને રાખતો હતો, ને રાખીશ.
૧૦ ખ્રીસ્તની સત્યતા મારામાં છે, એ માટે આખાયા
દેશમાં આ મારૂં અભિમાન મારે સારૂ બંધ થશે નહિ.
૧૧ શા માટે? શું એ માટે કે હું તમારા ઉપર પ્રેમ
રાખતો નથી? દેવ જાણે છે. ૧૨ પણ હું જે કરૂં છું,
તે કરીશ, કે જેઓ નિમિત્ત શોધે છે તેઓ પાસેથી
હું નિમિત્ત કાપી નાખું, કે જેમાં તેઓ અભિમાન
કરે છે, તેમાં તેઓ અમારા જેવાજ જણાય. ૧૩ કેમકે

જે એવા છે તેઓ ખોટા પ્રેરિતો, કપટ કરનારા,
ખ્રીસ્તના પ્રેરિતોનો વેશ ધરનારા છે ૧૪ અને એમા
અચરત નથી, કેમકે શેતાન પોતે અજવાળાના દૂતનો
વેશ ધરે છે, ૧૫ એ માટે જો તેના સેવકો પણ
ન્યાયીપણાના સેવકોનો વેશ ધરે છે, તો તે મોટી વાત
નથી, તેઓના કામ પ્રમાણે તેઓનો અત થશે
૧૬ હુ ફરીથી કહુ છુ કે, કોઇ માણસે મને મૂર્ખ ન
ગણવો, પણ જો કોઇ ગણે, તો મૂર્ખ તરીકે મારો
અગીકાર કરવો, એ માટે કે હુ પણ થોડુ અભિમાન
કરૂ ૧૭ જે હુ કહુ છું, તે પ્રભુ પ્રમાણે નથી કહેતો,
પણ અભિમાનના આ નિશ્ચયપણામા જાણેકે મૂર્ખાઇ
થી હુ બોલુ છુ ૧૮ દેહ પ્રમાણે ઘણા અભિમાન
કરે છે, માટે હુ પણ અભિમાન કરીશ. ૧૯ તમે
બુદ્ધિવાન છતા, ખુશીથી મૂર્ખોનુ સહન કરો છો,
૨૦ કેમકે જો કોઇ તમને દાસ કરે, જો કોઇ તમારૂ
ખાઇ જાય, જો કોઇ તમને પકડી રાખે, જો કોઇ
પોતાને મોટો કરે, જો કોઇ તમને મ્હો પર મારે, તો
તમે સહન કરો છો. ૨૧ જાણેકે અમે અબળ હતા,
એવું હુ પોતાને તુચ્છ કરતા કહુ છુ, પણ જેમા કોઇ
હિમ્મતવાન છે તેમા હુ પણ હિમ્મતવાન છું, એ હુ
મૂર્ખપણાથી બોલુ છુ ૨૨ શું તેઓ હેબ્રી છે? હુ પણ
છું શું ઇસ્રાએલી છે? હુ પણ છું શું ઇબ્રાહીમના
સતાન છે? હુ પણ છુ ૨૩ શું તેઓ ખ્રીસ્તના સેવકો
છે? (હુ મૂર્ખની પેઠે બોલુ છુ) વધારે કામોથી,
અદકી કેદોથી, અતિશે ફટકાઓથી, વારે વારે મર
ણોથી હુ વત્તો છું ૨૪ પાચ વાર મેં યહુદીઓથી
ઓગણ ઓગણ ચાળીસ ફટકા ખાધા, ૨૫ ત્રણવાર મેં
છડીનો માર ખાધો, એક વાર પત્થરનો માર ખાધો,
ત્રણવાર મારૂ વહાણ ભગ થયુ, એક રાત દહાડો હુ
ઉડાણમા હતો, ૨૬ ઘણી સફરોમા, નદીઓના ભયમા,
લૂટારાઓના ભયમા, સ્વદેશીઓના ભયમા, પરદેશી
ઓના ભયમા, શહેરના ભયમા, રાનના ભયમા, સમુ-
દ્રના ભયમા, ખોટા ભાઇઓના ભયમા, ૨૭ શ્રમ તથા
કષ્ટમા, વારેવારના ઉજાગરાઓમા, ભૂખ તથા તરસમા,
વારેવારના ઉપવાસોમા, ટાઢ તથા નાગાપણામા હુ
હતો ૨૮ બીજી વાતો ઉપરાત, રોજ રોજ મારા પર
બોજ, એટલે સર્વ મડળીઓની ચિંતા, રહે છે ૨૯ કોણ
અબળ છે ને હુ અબળ નથી? કોણ ઠોકર ખાય છે,
ને હુ બળતો નથી? ૩૦ જો અભિમાન કરવુ પડશે, તો
હુ મારી અબળતાનુ અભિમાન કરીશ. ૩૧ આપણા
પ્રભુ ઇસુ ખ્રીસ્તનો દેવ તથા બાપ જે સર્વકાળ સુધી
આશીર્વાદિત છે, તે જાણે છે કે હુ જુઠુ કહેતો નથી.
૩૨ દમસ્કમા આરેત રાજાના દેશાધિકારીએ મને
પકડવા ચાહીને, દમસ્કીઓના શેહેર પર ચોકી મુકી,
૩૩ પણ બારીમાથી હુ ટોપલીમા કોટથી ઉતરાયો, ને
તેના હાથથી બચ્યો

૧૨ અભિમાન કરવુ મને ઘટતું નથી ખરૂ, પણ
હુ પ્રભુના દર્શન તથા પ્રકટીકરણની વાત
કહેવા લાગીશ. ૨ ખ્રીસ્તમા એક માણસને હું જાણુ છું
(શરીરમા હતો તે હુ જાણતો નથી, કે શરીર બહાર
હતો, તે પણ હુ જાણતો નથી, દેવ તો જાણે છે), કે
જે ચૌદ વર્ષ ઉપર ત્રીજા આકાશમા લઇ જવાયો
૩ અને એવા માણસને હુ જાણુ છુ (શરીરમા હતો
કે શરીર બહાર હતો, તે હુ જાણતો નથી, દેવ તો
જાણે છે), ૪ કે તે પારાદૈસમા લઇ જવાયો, ને જે
વાતો બોલવી માણસને ઉચિત નથી, એવી અનિર્વાચ્ય
વાતો તેણે સાભળી ૫ એવાનુ હુ અભિમાન કરીશ,
પણ પોતાનુ અભિમાન નહિ કરીશ, કેવળ મારી
અબળતાનુ કરીશ. ૬ કેમકે જો હુ અભિમાન કરવા
ચાહીશ, તો હુ મૂર્ખ ન થઇશ, કેમકે સાચી વાત
બોલીશ, પણ હું બધ કરૂ છુ, કે કોઇ માણસ જેવો
મને જુએ, અથવા મારૂ સાભળે તે કરતા મને કઇ
મોટો ન ગણે ૭ અને પ્રકટીકરણોની અધિકતાથી હુ
ન ફુલાઉં, માટે દેહમા મને કાટો, એટલે શેતાનનો
દૂત શિક્ષા આપવા સારૂ, મને અપાયો, કે તેથી હુ ન
ફુલાઉં, ૮ એ વિષે મેં ત્રણ વાર પ્રભુની પ્રાર્થના કરી,
કે તે મારી પાસેથી દૂર થાય ૯ પણ તેણે મને કહ્યું,
કે તારે વાસ્તે મારી કૃપા પુરી છે, કેમકે મારૂં પરા-
ક્રમ અબળતામા પુરૂ થાય છે એ માટે વિશેષે કરીને
હુ ઘણી ખુશીથી મારી અબળતાનુ અભિમાન કરીશ,
કે ખ્રીસ્તનુ પરાક્રમ મારા પર આવી રહે ૧૦ એ માટે
અબળતામા, નિંદામા, સકટમા, સતાવણીમા, ખેદમા,
ખ્રીસ્તને લીધે સતુષ્ટ રહુ છું, કેમકે જ્યારે હુ અબળ
છું, ત્યારે બળવાન છું
૧૧ હુ [*અભિમાન કરીને] મૂર્ખ થયો, પણ તમે
મને અગત્ય પાડી, કેમકે તમારે મારૂ વખાણ કરવુ
જોઇતું હતું, કારણ કે જો હુ કઇ ન હોઉં, તોપણ હુ
મુખ્ય પ્રેરિતો કરતા કઇ ઓછો નથી. ૧૨ બધી સહ-
નતાએ કરીને, ચિન્હોથી તથા આશ્ચર્ય કૃત્યોથી તથા
પરાક્રમી કામોથી પ્રેરિતના ચિન્હો તમારામા થયાજ
૧૩ કેમકે મેં તમારા પર ભાર ન નાખ્યો, એ સિવાય
તમે બીજી મડળીઓ કરતા શામા ઓછા હતા? મને

આ અપરાધ માફ કરો.
૧૪ જુઓ, હું ત્રીજીવાર તમારી પાસે આવવાને
તૈયાર છું; ને તમારા પર ભાર ન નાખીશ; કેમકે
તમારૂં નહિ, પણ તમને હું મેળવવા ચાહું છું; કેમકે
છોકરાંએ માબાપને સારૂ સંગ્રહ કરવો તે ઘટતું નથી;
પણ માબાપે છોકરાંને સારૂ. ૧૫ પણ હું તમારા જીવોને
વાસ્તે ઘણી ખુશીથી ખરચીશ તથા પોતે ખરચાઇ
જઇશ; જો તમારા પર વધતો પ્રેમ રાખું, તો શું હું
ઓછો પ્રેમ પામું? ૧૬ વારૂ એમ હોય કે મેં તમારા
પર બોજ ન નાખ્યો, પણ ચતુર છતાં મેં તમને કપ-
ટથી પકડ્યા. ૧૭ જેઓને મેં તમારી પાસે મોકલ્યા,
તેઓમાંના કોઇને આસરે મેં તમારાથી કંઇ સ્વાર્થ
સાધ્યો શું? ૧૮ મેં તીતસને વિનતી કીધી, ને તેની
સાથે એક ભાઇને મોકલ્યો. તીતસે તમારાથી કંઇ
સ્વાર્થ સાધ્યો શું? એકજ આત્મામાં અમે ચાલ્યા
નથી શું? એકજ પગલામાં ચાલ્યા નથી શું?
૧૯ આ બધી વખતે તમે ધારો છો, કે અમે તમારી
પાસે તોડ કાઢીએ છીએ. ખ્રીસ્તમાં દેવની આગળ
અમે બોલીએ છીએ, પણ, વહાલાઓ, સર્વે તમારા
સંસ્થાપનને વાસ્તે છે; ૨૦ કેમકે મને ભય લાગે છે,
રખે હું આવું ત્યારે જેવા હું ચાહું તેવા હું તમને ન
જોઉં, ને જેવો તમે ચહાતા નથી, તેવો મને જુઓ;
રખે ભાંડણ, અદેખાઇ, રીસ, કજીઆ, ચુગલી, કચકચ,
ગર્વ તથા ગડબડો થાય; ૨૧ રખે ફરી આવું ત્યારે
મારો દેવ તમારી આગળ મને નીચો કરે; ને જે
ઘણા અગાઉ અશુદ્ધતા તથા વ્યભિચાર તથા કામાતુર-
પણું કરતા હતા ને એવાં પાપ કરીને તેનો પસ્તાવો
કર્યો નથી, તેઓમાંના ઘણા વિષે હું શોકાતુર થાઉં.
૧૩ આ ત્રીજીવાર હું તમારી પાસે આવું છું.
બે કે ત્રણ સાક્ષીઓના મ્હોથી હરેક વાત
સાબીત થશે. ૨ મેં આગળથી કહ્યું, ને બીજીવાર હાજર
હતો ત્યારે જેમ કહ્યું તેમ હું હમણાં ગેરહાજર
છતાં અગાઉના પાપ કરનારાઓને તથા બીજા સર્વેને
આગળથી કહું છું કે, જો ફરી આવું તો દયા ન
કરીશ. ૩ કારણ કે ખ્રીસ્ત મારામાં બોલે છે એનું
પ્રમાણ તમે શોધો છો; તે તમારે સારૂ અબળ નથી,
પણ તમારામાં પરાક્રમી છે. ૪ કેમકે જો તે અબળ-
તાથી વધસ્તંભે જડાયો, તોપણ તે દેવના પરાક્રમથી
જીવે છે; ને અમે પણ તેનામા અબળ છીએ, પણ
તમારે સારૂ દેવના પરાક્રમથી તેની સાથે જીવીશું.
૫ તમે વિશ્વાસમાં છો કે નહિ, એ વિષે પોતાને
પારખો; પોતાને તપાસો. જો તમે નાપસંદ નથી
તો ઇસુ ખ્રીસ્ત તમારામાં છે, એમ શું તમે પોતા વિષે
નથી જાણતા? ૬ પણ તમે જાણશો કે અમે નાપસંદ
નથી, એવી મારી આશા છે. ૭ હવે દેવની પાસે
અમે પ્રાર્થના કરીએ છીએ કે, તમે કંઇ ભુંડું ન કરો,
અમે પસંદ જણાઇએ એ માટે નહિ, પણ એ સારૂ
કે જો અમે નાપસંદ જેવા હોઇએ, તોપણ તમે
ભલુંજ કરો. ૮ કેમકે સત્ય વિરૂદ્ધ અમે કંઇ કરી
શકતા નથી, પણ સત્યને સારૂ. ૯ કેમકે જ્યારે અમે
અબળ છીએ, પણ તમે સબળ છો, ત્યારે અમે હરખ
પામીએ છીએ, ને તમારા સુધારાને સારૂ પણ અમે
પ્રાર્થના કરીએ છીએ ૧૦ એ માટે ગેરહાજર છતાં હું
આ વાતો લખું છું, કે હાજર છતાં, જે અધિકાર
પ્રભુએ હાનિને સારૂ નહિ, પણ સંસ્થાપનને સારૂ
આપ્યો, તે પ્રમાણે હું કઠોર રીતે ન વર્તું.
૧૧ છેલ્લું, ઓ ભાઇઓ, સુખી રહો, સુધરી
જાઓ, દિલાસો ધરો, એક મતના થાઓ, શાંતિમાં
રહો, ને પ્રીતિ તથા શાંતિનો દેવ તમારી સાથે રહેશે.
૧૨ પવિત્ર ચુંબનથી એક બીજાને ક્ષેમ કુશળ કહો.
૧૩ સર્વ પવિત્રો તમને ક્ષેમ કુશળ કહે છે.
૧૪ પ્રભુ ઇસુ ખ્રીસ્તની કૃપા તથા દેવની પ્રીતિ
તથા પવિત્ર આત્માની સંગત તમ સર્વેની સાથે
થાઓ. આમેન.

# ગલાતીઓને

## પાઉલ પ્રેરિતનો પત્ર.

૧ પાઉલ પ્રેરિત (માણસોનો નહિ ને માણસથી
નહિ, પણ ઇસુ ખ્રીસ્તથી તથા દેવ બાપ જેણે
તેને મુએલામાથી ઉઠાડ્યો તેનાથી), ૨ ને મારી
સાથેના સઘળા ભાઇઓ ગલાતીઆની મંડળીઓ પર
[લખીએ છીએ] ૩ કૃપા તથા શાતિ દેવ બાપથી
તથા આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તથી તમને થાઓ,
૪ જેણે આપણા પાપને સારૂ પોતાને આપ્યો, એ
માટે કે દેવ આપણા બાપની ઇચ્છા પ્રમાણે, આ
ભુંડા જગતથી તે આપણને છોડાવે ૫ દેવ બાપને
સર્વકાળ સુધી મહિમા થાઓ આમેન
૬ મને અચરત લાગે છે કે, જેણે તમને ખ્રીસ્તની
કૃપામા બોલાવ્યા, તેની પાસેથી તમે એટલા વહેલા
જુદી સુવાર્ત્તામા ફરી જાઓ છો ૭ તે તો બીજી નથી,
પણ જેઓ તમને ગભરાવે છે, ને ખ્રીસ્તની સુવાર્ત્તા
ઉલટાવી નાખવા ચાહે છે, એવા કેટલાએક છે ૮ પણ
જે સુવાર્ત્તા અમે તમને પ્રગટ કરી, તે વિના બીજી
જો અમે અથવા આકાશનો કોઇ દૂત પણ તમને
પ્રગટ કરે, તો તે શાપિત થાય ૯ જેમ અમે અગા
ઉથી કહ્યું, તેમ હમણા હુ ફરી પણ કહુ છુ, કે જે
તમે પામી લીધી, તે વિના બીજી સુવાર્ત્તા જો કોઇ
તમને પ્રગટ કરે, તો તે શાપિત થાય ૧૦ તો હમણા
હુ માણસોને મનાવુ છું કે દેવને? અથવા માણસોને
સંતુષ્ટ કરવા ચાહુ છું? જો હજી સુધી મેં માણસોને
સંતુષ્ટ કર્યા હોત, તો હુ ખ્રીસ્તનો સેવક ન થાત.
૧૧ પણ, ભાઇઓ, હુ તમને જણાવુ છું કે, જે
સુવાર્ત્તા મેં પ્રગટ કરી, તે માણસ પ્રમાણે નથી
૧૨ કેમકે હુ માણસની પાસેથી પામ્યા કે શિખ્યા
નથી, પણ ઇસુ ખ્રીસ્તના પ્રગટ કીધાથી. ૧૩ હુ યહુદી
ધર્મમા હતો, ત્યારે જે મારી ચાલ હતી તે વિષે તો
તમે સાભળ્યુ છે, કે હુ દેવની મંડળીને અતિશય
સતાવતો ને એનો નાશ કરતો હતો ૧૪ અને મારા
પિતૃઓના સંપ્રદાય વિષે હુ બહુ હોસીલો થઇને,
મારા દેશી ભાઇઓમાના મારા ઘણા સમાતીઓ
કરતા યહુદી ધર્મમા વધારે પ્રવીણ થયો ૧૫ પણ દેવ
જેણે મને મારી માના પેટથી જૂદો કીવો તથા પોતાની
કૃપામા મને બોલાવ્યો, તેને જ્યારે એ પ્રસન્ન પડ્યુ,
૧૬ કે પોતાનો દીકરો તે મારામા પ્રગટ કરે, એ માટે
કે હુ તેની વિદેશીઓમા સુવાર્ત્તા પ્રગટ કરૂ, ત્યારેજ
મેં માસ તથા લોહીની સલાહ લીધી નહિ, ૧૭ ને
મારાથી અગાઉ જે પ્રેરિતો હતા તેઓની પાસે હુ
યરૂશાલેમ ગયો નહિ, પણ અરબસ્થાનમા ગયો, ને
ફરીથી દમસ્કમા પાછો આવ્યો
૧૮ અને ત્રણ વરસ પછી કેફાની ઓળખાણ કરવાને
હુ યરૂશાલેમ ગયો, ને તેની સાથે પદર દિવસ રહ્યો,
૧૯ પણ પ્રેરિતોમાના બીજા કોઇને મેં દીઠો નહિ,
કેવળ પ્રભુના ભાઇ યાકૂબને ૨૦ હુ તમને જે લખુ
છું, જુઓ, તેમા દેવની આગળ હુ જુઠુ કહેતો નથી
૨૧ પછી હુ સુરીઆના તથા કિલિકિયાના દેશોમા
આવ્યો ૨૨ અને ખ્રીસ્તમાની જે યહુદાહ પ્રાતની
મંડળીઓ, તેઓને હુ મ્હોડે ઓળખાયો ન હતો
૨૩ તેઓએ એટલુજ સાભળ્યુ હતું કે, જે પહેલા
અમને સતાવતો હતો, તે, જે વિશ્વાસનો નાશ અગાઉ
કરતો હતો, તેને હમણા પ્રગટ કરે છે ૨૪ અને મારે
લીધે તેઓએ દેવને મહિમા આપ્યો
૨ ફરી ચૌદ વરસ પછી હુ બાર્નાબાસની સાથે
પાછો યરૂશાલેમ ગયો, ને તીતસને પણ સાથે
લઇ ગયો ૨ અને હુ પ્રકટીકરણ પ્રમાણે ગયો, ને જે
સુવાર્ત્તા વિદેશીઓમા પ્રગટ કરૂ છું, તે તેઓને કહી
દેખાડી, પણ જે પ્રસિદ્ધ હતા તેઓને ગુપ્ત રીતે,
રખે હુ અમથો દોડું અથવા દોડ્યો હોઉં ૩ પણ,
તીતસ જે મારી સાથે હતો, તે હેલેની છતાં પણ
સુનત લેવાની તેને કઇ અગત્ય પાડેલી ન હતી
૪ ગુપ્ત રીતે માહે આવેલા ભાઇઓને લીધે એમ થયુ,
જેઓ ખ્રીસ્ત ઇસુમા આપણુ જે છુટકાપણું છે, તે
શોધી લેવાને છાની રીતે માહે આવ્યા હતા, એ
માટે કે તેઓ આપણને દાસપણામા લાવે ૫ તેઓને

અમે એક ઘડીભર પણ વશ થઇને માન્યા નહિ, એ
માટે કે સુવાર્ત્તાની સાચાઇ તમારામા રહે ૬ અને જે
પ્રસિદ્ધ જેવા દેખાયા (તેઓ ગમે તેવા હતા, તેની
મને કઇ પરવા નથી, દેવ કોઇ માણસનુ મ્હો રાખતો
નથી)—હા, જે પ્રસિદ્ધ દેખાયા, તેઓએ મને કઇ
વધારે જણાવ્યુ નહિ, ૭ પણ ઉલટું, જ્યારે તેઓએ
જોયુ કે, જેમ સુનતીઓને સારૂ સુવાર્ત્તા પીતરને, તેમ
બેસુનતીઓને સારૂ તે મને સોપેલી છે, ૮ (કેમકે
સુનતીઓની ગમના પ્રેરિતપણાને સારૂ જેણે પીતરને
પ્રેરણા કરી, તેણે વિદેશીઓને સારૂ મને પણ પ્રેરણા
કરી,) ૯ ને મને પ્રાપ્ત થએલો અનુગ્રહ જ્યારે
તેઓએ જાણ્યો, ત્યારે યાકૂબ તથા કેફા તથા યોહાન,
જે થભ જેવા દેખાતા હતા, તેઓએ મને તથા
બાર્નાબાસને મિલાપનો જમણો હાથ આપ્યો, એ
માટે કે અમે વિદેશીઓની પાસે જઇએ, ને તેઓ
સુનતીઓની પાસે જાય ૧૦ તેઓએ એટલુજ માગ્યુ
કે અમે દરિદ્રીઓને સભારીએ, ને એજ કરવાને હુ
તો આતુર હતો

૧૧ પણ જ્યારે કેફા અત્યોખમા આવ્યો, ત્યારે
હુ તેની સામા તેને ઉલટો થયો, કેમકે તે દોષિત
હતો, ૧૨ કારણ કે યાકૂબની પાસેથી કેટલાએકના
આવ્યા પહેલા, તે વિદેશીઓની સાથે ખાતો હતો,
પણ તેઓ આવ્યા પછી, સુનતીઓથી બીને તે ખમી
ગયો ને જુદો રહ્યો ૧૩ અને બીજા યહુદીઓએ પણ
તેની સાથે ઢોગ કીધો, એવો કે બાર્નાબાસ પણ
તેઓના ઢોગથી ખેંચાઇ ગયો ૧૪ પણ તેઓ
સુવાર્ત્તાની સાચાઇ પ્રમાણે પાધરા ચાલતા નથી, એ
જ્યારે મેં દીઠુ, ત્યારે મેં સહુની આગળ પીતરને કહ્યુ
કે, જો તું યહુદી છતા યહુદીઓની રીતે નહિ, પણ
વિદેશીઓની રીતે ચાલે છે, તો વિદેશીઓને યહુદી
ઓની રીત પ્રમાણે વર્ત્તવાની તું અગત્ય કેમ પાડે
છે? ૧૫ અમે જન્મસ્વભાવથી યહુદી છતા, ને વિદેશી-
ઓમાના પાપી ન છતા, ૧૬ એ જાણીને કે માણસ
નિયમની કરણીઓથી ન્યાયી ઠરાવાતું નથી, પણ
ઇસુ ખ્રીસ્ત પરના વિશ્વાસથી, અમે પણ ઇસુ ખ્રીસ્ત
પર વિશ્વાસ કીધો, કે અમે નિયમની કરણીઓથી
નહિ પણ ખ્રીસ્ત પરના વિશ્વાસથી ન્યાયી ઠરાવાઇએ,
કેમકે નિયમની કરણીઓથી કોઇ પણ માણસ ન્યાયી
ઠરાવાશે નહિ. ૧૭ પણ ખ્રીસ્તમા ન્યાયી ઠરાવાની
ઇચ્છા રાખતા, જો અમે પોતે પાપી માલમ પડીએ,
તો શું ખ્રીસ્ત પાપનો સેવક છે? એવુ ન થાય
૧૮ કેમકે જે મેં પાડી નાખ્યા, તે જો ફરી બાધુ, તો
હુ પોતે ઉલ્લઘન કરનાર છુ એવુ ઠરાવુ ૧૯ કેમકે હુ
દેવને સારૂ જીવવાને, નિયમથી નિયમ સબધી મુઓ
છું ૨૦ હુ ખ્રીસ્તની સાથે વધસ્તભ પર જડાયો છું,
પરંતુ હુ જીવુ છું, તોપણ હુ નહિ, પણ મારામા
ખ્રીસ્ત જીવે છે, ને હવે દેહમા જે મારૂ જીવવુ છે તે
દેવના દીકરા પરના વિશ્વાસથી છે, તેણે મારા પર
પ્રેમ કીધો, ને મારે સારૂ પોતાને આપ્યો ૨૧ હુ દેવનો
અનુગ્રહ નિષ્ફળ કરતો નથી, કેમકે જો ન્યાયીપણુ
નિયમથી હોય તો ખ્રીસ્ત વગર કારણે મુઓ

૩ ઓ અણસમજુ ગલાતીઓ, જેઓની આખો
આગળ ઇસુ ખ્રીસ્ત વધસ્તભે જડાએલો, એવો
તમારામા પ્રગટ દેખાડેલો હતો, તમને કોણે મોહિત
કીધા? ૨ તમારી પાસેથી હુ એટલુજ જાણવા ચાહુ
છુ કે, તમે નિયમની કરણીઓથી આત્મા પામ્યા, કે
વિશ્વાસના સાભળવાથી પામ્યા? ૩ શું તમે એવા
અણસમજુ છો? આત્મામા આરભ કરીને શું હમણા
દેહમા સપૂર્ણ થાઓ છો! ૪ શુ તમે એટલા બધા
અવર્થા સહ્યા? જો કદાપિ અનર્થા હોય તો ૫ જે
તમને આત્મા આપે છે, ને તમારામા ચમત્કારો કરે
છે, તે શું નિયમની કરણીઓથી કે વિશ્વાસના સાભળ
વાથી [કરે છે]? ૬ એ પ્રમાણે ઇબ્રાહીમે દેવ પર
વિશ્વાસ કીધો, ને ન્યાયીપણાને અર્થે તે તેને ગણાયો.
૭ માટે જાણો કે જેઓ વિશ્વાસના છે, તેઓ ઇબ્રાહી-
મના દીકરા છે ૮ અને દેવ વિશ્વાસથી વિદેશીઓને
ન્યાયી ઠરાવશે, એ આગળથી જોઇને પવિત્રલેખે
ઇબ્રાહીમને સુવાર્ત્તા પ્રગટ કરી કે, તારામા સઘળા
વિદેશીઓ આશીર્વાદ પામશે ૯ એ માટે જેઓ
વિશ્વાસના, તેઓ વિશ્વાસુ ઇબ્રાહીમની સાથે આશી-
ર્વાદ પામે છે ૧૦ કેમકે નિયમની કરણીના જેટલા છે
તેટલા શાપ તળે છે, કાજે એમ લખ્યુ છે કે, નિયમ-
શાસ્ત્રના પુસ્તકમા જે લખેલા છે તે બધા કરવામા
જે કોઇ ટકતો નથી, તે શાપિત છે ૧૧ તો નિયમથી
દેવની આગળ કોઇ પણ ન્યાયી ઠરતું નથી એ સાફ
જણાય છે, કેમકે ન્યાયી વિશ્વાસથી જીવશે. ૧૨ પણ
નિયમ વિશ્વાસનો નથી, પણ એવો કે, જે કોઇ એ
કરશે તેઓથી તે જીવશે ૧૩ ખ્રીસ્તે આપણી વતી
શાપિત થઇને, નિયમના શાપથી આપણને છોડાવી
લીધા, કેમકે લખ્યુ છે કે, જે કોઇ સ્તભ પર ટાગેલો
તે શાપિત છે, ૧૪ એ માટે કે ઇબ્રાહીમનો આશીર્વાદ
ખ્રીસ્ત ઇસુમા વિદેશીઓને મળે, એ સારૂ કે, આપણે

આત્મા વિષેનું વચન વિશ્વાસથી પામીએ.
૧૫ ભાઇઓ, હુ માણસની રીત પ્રમાણે કહુ છું કે,
માણસના નિશ્ચે કરેલા કરારને કોઇ રદ કરતો અથવા
વધારતો નથી. ૧૬ હવે ઇબ્રાહીમને તથા તેના સતાનને
વચનો કહ્યા હતાં, ને સંતાનોને એમ ઘણાં વિષે દેવ
કહેતો નથી; પણ તારા સંતાનને, એમ એક વિષે
[કહે છે], ને તે તો ખ્રીસ્ત છે. ૧૭ અને આ હુ કહુ
છું કે, જે કરાર દેવે ખ્રીસ્તમાં અગાઉ નિશ્ચે કીધો,
તેને, ચારસેં ત્રીસ વરસ પછીનો થએલો નિયમ રદ
કરતો નથી, એવો કે તેથી વચન અવર્થા કરાય.
૧૮ કેમકે જો વારસો નિયમથી છે, તો વચનથી નથી;
પણ દેવે વચનથીજ ઇબ્રાહીમને તે આપ્યો. ૧૯ તો
નિયમ શા માટે છે? તે ઉલ્લંઘનોને લીધે આપેલો
હતો; જે સતાનને વચન અપાયુ તે આવે ત્યા લગણ
તે આપેલો હતો; ને તે મધ્યસ્થને હાથે, દૂતોને
આસરે સ્થાપન કરાએલો હતો. ૨૦ મધ્યસ્થ તો
એકનો નથી, પણ દેવ એક છે. ૨૧ ત્યારે શું નિયમ
દેવના વચનોથી ઉલટો છે? એવું ન થાય, કેમકે જો
જીવન આપી શકે એવો નિયમ જો આપ્યો હોત, તો
નિશ્ચે નિયમથી ન્યાયીપણુ થાત. ૨૨ પણ પવિત્રલેખે
બધાઓને પાપમાં બંધ કર્યાં, એ માટે કે ઇસુ ખ્રીસ્ત
પરના વિશ્વાસથી જે વચન, તે વિશ્વાસ કરનારાઓને
અપાય.
૨૩ પણ વિશ્વાસ આવ્યા પહેલાં, આપણે નિયમ
તળે રખાઇને, જે વિશ્વાસ પ્રગટ થનાર હતો, તેને
સારૂ બંધ કરાએલા હતા. ૨૪ એ રીતે આપણને
ખ્રીસ્તની ભણી પહોંચાડવા સારૂ નિયમશાસ્ત્ર આપણો
બાળશિક્ષક હતો, એ માટે કે આપણે વિશ્વાસથી
ન્યાયી ઠરીએ. ૨૫ પણ વિશ્વાસ આવ્યો ત્યાર પછી
આપણે બાળશિક્ષકના હાથતળે નથી. ૨૬ કેમકે તમે
બધા ખ્રીસ્ત ઇસુ પરના વિશ્વાસથી દેવના દીકરા છો;
૨૭ કેમકે તમારામાંના જેટલા ખ્રીસ્તમાં બાપ્તિસ્મા
પામ્યા તેટલાએ ખ્રીસ્તને પહેર્યો. ૨૮ કોઇ યહુદી
નથી કે હેલેની નથી, કોઇ દાસ નથી કે સ્વતંત્ર નથી,
કોઇ પુરૂષ નથી ને બાયડી નથી, કેમકે તમે બધા
ખ્રીસ્તમાં એક છો. ૨૯ અને જો તમે ખ્રીસ્તના છો, તો
તમે ઇબ્રાહીમના સંતાન, ને વચન પ્રમાણે વારસો છો.

૪ અને હું કહું છું કે વારસ જ્યાં સુધી બાળક છે,
ત્યા સુધી સઘળાનો ધણી છતા પણ દાસમાં ને
તેનામાં કઇ ફેર નથી; ૨ પણ બાપના ઠરાવેલા વખત
સુધી વાલીઓ તથા કારભારીઓને આધીન છે. ૩ એ
પ્રમાણે આપણે પણ જ્યારે બાળક હતા, ત્યારે જગ-
તના તત્વ તળે રહીને દાસપણામાં હતા. ૪ પણ સમ-
યની સંપૂર્ણતા આવી, ત્યારે દેવે પોતાનો દીકરો બાય-
ડીથી જન્મેલો, ને નિયમતળે જન્મેલો, એવો મોકલ્યો,
૫ કે નિયમતળે જેઓ હતા, તેઓને તે છોડાવી લે,
એ માટે કે આપણે દત્તકપુત્રપણુ પામીએ. ૬ અને
તમે દીકરા છો, એ માટે દેવે આપણા હૃદયમાં પોતાના
દીકરાનો આત્મા મોકલ્યો છે, જે આબા, બાપ, એમ
હાંક મારે છે. ૭ એ સારૂ હવેથી તું દાસ નથી પણ
દીકરો, ને જો તું દીકરો, તો દેવને આસરે વારસ
પણ છે.
૮ પણ જ્યારે તમે દેવને જાણતા નહોતા, ત્યારે
સ્વભાવે જે દેવો નથી, તેઓની સેવા તમે કરતા હતા;
૯ પણ હમણાં તમે દેવને જાણીને, અથવા તેથી વિશેષ
દેવથી જણાએલા થઇને, આ નબળા તથા દરિદ્રી
તત્વનું દાસપણું ફરી પહેલાંની પેઠે ચાહીને, તેઓની
ભણી બીજી વાર શા માટે ફરો છો? ૧૦ તમે દહાડાઓ
તથા મહિનાઓ તથા સમયો તથા વરસો પાળો છો.
૧૧ તમારે વિષે મને ભય લાગે છે, રખે કદાપિ તમારા
પર મેં અમથો શ્રમ કીધો હોય.
૧૨ ઓ ભાઇઓ, હુ તમને વિનંતી કરૂ છુ કે, તમે
મારા સરખા થાઓ, કેમકે હુ તમારા સરખો છું;
તમે મારો કઇ અન્યાય કીધો નથી. ૧૩ અને તમે
જાણો છો કે, પહેલા મેં દેહના નબળાપણાથી તમને
સુવાર્તા પ્રગટ કીધી. ૧૪ અને મારા શરીરમાં જે
તમારૂ પરીક્ષણ હતું, તેની નિંદા તથા ધિક્કાર તમે
કીધો નહિ, પણ જેમ દેવના દૂતનો, હા, જેમ ખ્રીસ્ત
ઇસુનો, તેમ મારો અંગીકાર કીધો. ૧૫ તો [મારા
સબંધીની] તમારી ધન્યતા ક્યાં છે? કેમકે હું તમારે
વિષે શાહેદી આપું છુ કે જો થઇ શકત, તો તમે તમારી
આંખો કાઢીને મને આપત. ૧૬ ત્યારે શું સાચું બોલ-
વાથી હુ તમારો વૈરી થયો? ૧૭ તેઓ તમારે વિષે
આસ્થા રાખે છે, સારી રીતે તો નહિ; પણ તેઓ
તમને જૂદા કરવા ચાહે છે, એ માટે કે તમે તેઓ
વિષે આસ્થા રાખો. ૧૮ પણ સારા કામમાં હરવખત
આસ્થા રાખવી એ સારૂ છે, ને હુ તમારી સાથે હાજર
હોઉં કેવળ ત્યાં સુધીજ નહિ. ૧૯ ઓ મારાં નાનાં

મારી વાણી બદલવાની મારી ઇચ્છા છે, કેમકે તમારે

વિષે મને સદેહ છે
૨૧ નિયમ તળે થવાને ચહાનારાઓ, તમે શું નિયમ
સાભળતા નથી, તે મને કહો? ૨૨ કેમકે એમ લખ્યુ
છે કે, ઇબ્રાહીમને બે દીકરા હતા, એક દાસીનો, ને
બીજો, સ્વતત્રણીનો ૨૩ પણ જે દાસીનો તે દેહ
પ્રમાણે જન્મેલો, ને જે સ્વતત્રણીનો તે વચન પ્રમાણે
૨૪ તેઓ ઉપમારૂપ છે; કેમકે તેઓ બે કરાર છે, એક
તો સિનાય પહાડથી, તે દાસપણાને સારૂ જન્માવે છે,
એજ હાગાર છે ૨૫ કેમકે હાગાર અરબસ્થાનમાનો
સિનાય પહાડ છે, ને તે હાલના યરૂશાલેમને અનુરૂપ
છે, કેમકે તે પોતાના છોકરા સુદ્ધા દાસપણામા છે
૨૬ પણ ઉપરનું યરૂશાલેમ સ્વતત્ર છે, તે આપણુ
સઘળાની મા છે, ૨૭ કેમકે એમ લખ્યુ છે કે, ઓ
વાઝણી, જે જણતી નથી, તે તું આનદ કર; જે જણ-
વાની પીડા પામતી નથી, તે તું હાક મારીને બૂમ
પાડ, કેમકે જેને વર છે તેના છોકરા કરતા છંડીના
ઘણા છે ૨૮ અને ઓ ભાઇઓ, આપણે ઇસ્હાકની
પેઠે વચનના છોકરા છીએ. ૨૯ પણ તે વખત દેહ
પ્રમાણે જે જન્મેલો, તેણે જેમ આત્મા પ્રમાણે જન્મે-
લાને સતાવ્યો, તેમ હમણા પણ છે ૩૦ પણ પવિત્ર-
લેખ શું કહે છે? દાસીને તથા તેના દીકરાને કાઢી
મુક, કેમકે દાસીનો દીકરો સ્વતત્રણીના દીકરાની સાથે
વારસો નહિ પામશે ૩૧ માટે, ભાઇઓ, આપણે
દાસીના છોકરા નથી, પણ સ્વતત્રણીના છીએ

૫ મોકળાપણાને સારૂ ખ્રીસ્તે આપણને મોકળા-
પણુ આપ્યુ છે, માટે તેમા ટકો, ને ફરીથી
દાસપણાની ઝુસરી તળે ન જોડાઓ
૨ જુઓ, હુ પાઉલ તમને કહુ છુ કે, જો તમે સુનત
લો છો, તો તમને ખ્રીસ્ત કઇ ગુણકારી નથી ૩ અને
હરેક સુનત લેનાર માણસને હુ ફરીથી શાહેદી આપુ
છુ કે, તે આખુ નિયમશાસ્ત્ર પાળવાને દેવાદાર છે
૪ તમારામાના જેટલા નિયમથી ન્યાયી ઠરો છો તેટલા
ખ્રીસ્તથી અળગા થયા, તમે કૃપામાથી નીકળી ગયા
છો. ૫ કેમકે અમે વિશ્વાસથી ન્યાયીપણાની આશાની
રાહ આત્માએ જોઇએ છીએ. ૬ કેમકે ખ્રીસ્ત ઇસુમા
સુનત ઉપયોગી નથી, ને બેસુનત પણ નથી, પણ જે
વિશ્વાસ પ્રેમની મારફતે કાર્યકારક છે તે ઉપયોગી
છે ૭ તમે સારી રીતે દોડતા હતા, તમને કોણે રોક્યા
કે તમે સત્ય ન માનો? ૮ એ મનાવવુ તમારા બોલાવ-
નારથી નથી ૯ થોડુ ખમીર આખા લોદાને ખમીરી
કરે છે ૧૦ તમારા પર પ્રભુમા મને ભરોસો છે, કે
તમે બીજો ભાવ નહિ કરશો; ને તમને ગભરાવનાર
જે કોઇ હશે, તે દડ ભોગવશે ૧૧ અને ભાઇઓ, જો
હુ હજી સુધી સુનત[નો નિયમ] પ્રગટ કરૂ છું, તો
હજી સુધી મને સતાવણી કેમ થાય છે? ત્યારે વધ-
સ્તંભની ઠોકર મટી ગઇ છે ૧૨ મારી ઇચ્છા એવી છે
કે, જેઓ તમને ઉલટાવે છે, તેઓ પોતાને કાપી નાખે.
૧૩ કેમકે, ભાઇઓ, તમે મોકળાપણુ પામવાને
બોલાવેલા હતા, તે મોકળાપણુ દેહના નિમિત્તને સારૂ
ન લો, પણ પ્રેમથી એક બીજાની સેવા કરો ૧૪ કેમકે
આખો નિયમ એક વાતમા પુરો થાય છે, એટલે, તું
જેમ પોતા પર તેમ તારા પડોસી પર પ્રેમ કર.
૧૫ પણ જો તમે એક બીજાને કરડો તથા ખાઇ જાઓ,
તો સાવધાન થાઓ, રખે કદાપિ તમે એક બીજાથી
નાશ પામો
૧૬ *અને હુ તમને કહુ છુ કે આત્માએ ચાલો*, ને
તમે દેહના વિષય પુરા કરશો નહિ ૧૭ કેમકે દેહ
આત્માથી ઉલટી ઇચ્છા કરે છે, ને આત્મા દેહથી
ઉલટી, ને તેઓ પરસ્પર વિરૂદ્ધ છે, એવા કે જે તમે
ચાહો તે તમે કરતા નથી ૧૮ પણ જો તમે આત્માએ
ચલાવેલા છો, તો તમે નિયમ તળે નથી ૧૯ દેહના
કામ તો પ્રગટ છે, એટલે છિનાળુ, અશુદ્ધતા, કામા-
તુરપણુ, ૨૦ મૂર્તિભક્તિ, માયાક્રિયા, વૈર, કજીઆ,
ઇર્ષા, ક્રોધ, ખટપટ, ફાટફૂટો, તડ, ૨૧ અદેખાઇ,
છાકટાઇ, વિલાસ તથા એમના જેવા જે કામો તે,
તેઓ વિષે જેમ પહેલા મેં કહ્યુ તેમ હમણા તમને
ચેતાવુ છુ, કે જેઓ એવા કામ કરે છે તેઓ દેવના
રાજ્યનો વારસો પામનાર નથી ૨૨ પણ આત્માનું
ફળ એ છે કે, પ્રેમ, આનદ, શાતિ, સહનતા, માયાળુ-
પણુ, ભલાઇ, વિશ્વાસ, ૨૩ નમ્રતા, સ્વદમન, એવાને
ઉલટો કોઇ નિયમ નથી ૨૪ અને જે ખ્રીસ્તના છે,
તેઓએ દેહને તેના વિષય તથા ઇચ્છાઓ સુદ્ધા વધ-
સ્તંભે દીધો છે.
૨૫ જો આપણે આત્માએ જીવીએ, તો આત્માએ
ચાલીએ પણ ૨૬ આપણે એક બીજાને ખીજવતાં
તથા એક બીજા પર અદેખાઇ રાખતા અમથી આબરૂ
ન શોધીએ

૬ ભાઇઓ, જો કોઇ માણસ કોઇ અપરાધમા
આવી પડે, તો તમે, જે આત્મિક છો તેઓ,
એવાને નમ્રતાના આત્માથી યથાસ્થિત કરો, તું પોતા
સબધી ચિંતા રાખ, રખે તું પણ પરીક્ષણમા પડે
૨ તમે એક બીજાના ભાર ઉંચકો, ને એમ ખ્રીસ્તનો

નિયમ પુરો કરો. [3] કેમકે કોઇ કંઇ ન છતાં, હું કંઇ
છું, એમ જો ધારે છે, તો તે પોતાને ભુલાવે છે.
[4] પણ હરેક માણસ પોતાનું કામ તપાસે, ત્યારે
બીજામાં નહિ, પણ કેવળ પોતામાં તેને અભિમાનનું
કારણ થશે; [5] કેમકે હરેક પોતપોતાનો બોજ ઉચકશે.
[6] વાત વિષે જે શિખનાર તેણે શિખવનારને સઘળાં
સારાં વાનાંમાંથી હિસ્સો આપવો. [7] ભૂલો મા, દેવના
ઠઠ્ઠા કરાતા નથી; કોઇ માણસ જે કંઇ વાવે તેજ તે
લણશે; [8] કેમકે પોતાના દેહને સારૂ જે વાવે, તે
દેહથી વિનાશ લણશે; પણ આત્માને સારૂ જે વાવે,
તે આત્માથી અનંતજીવન લણશે. [9] તો સારૂ કરતા
આપણે થાકવું નહિ; કેમકે જો હાયર ન થઇએ, તો
ઠીક વખતમાં લણીશું. [10] એ માટે આપણે જેમ પ્રસંગ
મળે તેમ બધાઓનું, પણ વિશેષે કરીને વિશ્વાસના
કુટુંબના જે છે તેઓનું, સારૂ કરીએ
[11] જુઓ, મેં મારે પોતાને હાથે કેવડા અક્ષરોથી
તમને લખ્યું છે. [12] દેહ વિષે જેટલા સારૂ નામ ચાહે
છે, તેટલા તમારી સુનતની અગત્ય ઠરાવે છે, પણ
કેવળ એ માટે કે તેઓ ખ્રીસ્તના વધસ્તંભને લીધે
સતાવણી ન પામે. [13] કેમકે જે સુનતી થએલા તેઓ
પોતે નિયમને પાળતા નથી; પણ તમારા દેહમાં
તેઓ અભિમાન કરે, એ માટે તેઓ તમારી સુનત
થાય એવું ચાહે છે. [14] પણ એમ ન થાઓ કે, આપણા
પ્રભુ ઇસુ ખ્રીસ્તના વધસ્તંભ શિવાય હું બીજા કશામાં
અભિમાન કરૂં, તેથી મારા સંબંધી જગત વધસ્તંભે
દીધેલું છે, ને જગત સંબંધી હું. [15] કેમકે સુનત કંઇ
નથી, ને બેસુનત પણ નથી; પણ નવી ઉત્પત્તિ
[કામની] છે. [16] જેટલા આ નિયમ પ્રમાણે ચાલે છે,
તેટલા પર તથા દેવના ઇસ્રાએલપર શાંતિ તથા
દયા થાઓ.
[17] હવેથી કોઇ મને તસ્દી ન દે, કેમકે મેં પ્રભુ
ઇસુનાં ચિન્હ મારા શરીરમાં ધારણ કીધેલાં છે.
[18] ભાઇઓ, આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તની કૃપા
તમારા આત્માની સાથે થાઓ આમેન.

# એફેસીઓને

## પાઉલ પ્રેરિતનો પત્ર

થયા; ૧૪એ આત્મા ખરીદાએલાઓના ઉધ્ધાર સબધી
પ્રભુના મહિમાને અર્થે આપણા વારસાનું બ્યાનુ છે.
૧૫એ માટે હું પણ, પ્રભુ ઇસુ પર તમારા વિશ્વાસ
તથા સધળા પવિત્રો પર તમારા પ્રેમ વિષે સાંભળીને,
૧૬તમારે વાસ્તે ઉપકાર માનવાનું ચુકતો નથી;
મારી પ્રાર્થનાઓમા તમારૂ સ્મરણ કરીને માગુ છું કે,
૧૭આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તનો દેવ, મહિમાનો બાપ,
પોતા વિષેના જ્ઞાનને સારૂ બુધ્ધિનો તથા પ્રકટીકરણનો
આત્મા તમને આપે; ૧૮ને તમારા મનની આખો
એ સારૂ પ્રકાશિત થાય, કે તેના નહોતરાની આશા શી
છે, ને પવિત્રોમાં તેના વારસાના મહિમાની સપત્તિ
શી છે, ૧૯ને તેની બળવાન શક્તિના પરાક્રમ પ્રમાણે
હમ વિશ્વાસ કરનારાઓમાં તેની શક્તિનું મોટાપણુ
શું છે, તે તમે જાણો ૨૦તેણે તે પરાક્રમ ખ્રીસ્તમાં
કરીને તેને મુએલાંઓમાંથી ઉઠાડ્યો, ૨૧ને સધળી
સત્તા તથા અધિકાર તથા પરાક્રમ તથા ધણીપણુ
તથા પ્રત્યેક નામ જે કેવળ આ કાળમાં નહિ, પણ
ભવિષ્ય કાળમાં કહેલું તેમના ઉપર, પોતાની જમણી-
ગમ આકાશી જગ્યાઓમાં તેને બેસાડ્યો. ૨૨અને
સધળાં તેના પગો તળે નાખ્યાં, ને તેને સર્વ પર મંડ-
ળીનું શીર કરીને ઠેરવ્યો; ૨૩મંડળી તો તેનું શરીર છે,
એટલે જે સધળાએ સધળાંને ભરે છે તેનું ભરપુરપણું.

૨ અને તમે અપરાધોમાં તથા પાપોમાં મુએલા
હતા, ત્યારે [તેણે તમને જીવતા કીધા]; ૨તેમાં
તમે આ જગતના ધોરણ પ્રમાણે અતરિક્ષની સત્તાના
અધિકારી, એટલે જે આત્મા આજ્ઞાભજનના દીકરા-
ઓમાં હમણાં જોર કરે છે, તે પ્રમાણે પહેલાં ચાલતા;
૩તેઓમાં આપણ સધળા આપણા દેહની ઇચ્છાઓથી
પહેલાં ચાલતા હતા, ને દેહની તથા મનની વાસનાઓ
પ્રમાણે કરતા હતા તથા મૂળ સ્થિતિએ બીજાઓના
જેવાં કોપનાં છોકરાં હતાં. ૪પણ દેવ જે દયામાં ભર-
પુર છે તેણે, જે પ્રીતિ આપણા પર કીધી, તે પોતાની
ધણી પ્રીતિને લીધે, ૫આપણે પાપમાં મુએલા હતા
ત્યારે ખ્રીસ્તની સાથે આપણને જીવતા કીધા (કૃપાથી
તમે તારણ પામેલા છો); ૬ને સાથે ઉઠાડ્યા, ને ખ્રીસ્ત
ઇસુથી આકાશી જગ્યાઓમાં તેની સાથે બેસાડ્યા;
૭એ સારૂ કે ખ્રીસ્ત ઇસુમાં આપણા પર તેની દયાથી
તે આવતા યુગોમાં પોતાની કૃપાની અતિ ધણી સપત
દેખાડે. ૮કેમકે તમે કૃપાએ વિશ્વાસને આસરે તારણ
પામેલા છો, ને એ તમારાથી નથી, દેવનું દાન છે;
૯કરણીઓથી નહિ, રખે કોઇ અભિમાન કરે; ૧૦કેમકે
સારી કરણીઓ કરવાને ખ્રીસ્ત ઇસુમાં ઉત્પન્ન કીધેલા,
આપણે તેનું કૃત્ય છીએ; તેઓ વિષે દેવે અગાઉ એમ
ઠરાવ્યું કે, આપણે તેઓમાં ચાલીએ.
૧૧એ માટે યાદ રાખો કે, દેહ સંબધી હાથે કરેલા
સુનતી કહેવાએલાઓથી જેઓ બેસુનતી કહેવાય છે
એવા તમે પહેલા દેહ સબધી વિદેશી હતા; ૧૨ને તે
સમયે તમે ખ્રીસ્તરહિત ઇસ્રાએલના પ્રજાપણાથી
નોખા તથા વચનના કરારથી પારકા, આશારહિત
તથા દેવહીન, એવા જગતમાં હતા. ૧૩પણ હમણાં
ખ્રીસ્ત ઇસુમાં તમે જે પહેલાં દૂર હતા તે તમે
ખ્રીસ્તના લોહીથી પાસે થયા છો. ૧૪કેમકે તે આપણું
શાન્ત્યાસ્પદ છે, તેણે બેહુનું એક કીધું, ને વચલી આડી
ભીત પાડી નાખી છે; ૧૫તેણે પોતાના દેહથી વેર,
એટલે વિધિઓમાંની આજ્ઞાઓનો નિયમ, રદ કીધું,
એ સારૂ કે સલાહ કરીને પોતામા તે બેનું એક નવું
માણસ સૃજે; ૧૬અને કે વધસ્તભે વેરને મારી
નાખીને એને આસરે તે એક શરીરમાં દેવની સાથે
બેહુનો મેળાપ કરાવે. ૧૭અને તેણે આવીને તમ
વેગળાઓને તથા જે પાસે હતા તેઓને સુવાર્ત્તા પ્રગટ
કીધી; ૧૮કેમકે તેને આસરે એક આત્માથી આપણ
બેહુને બાપની પાસે પ્રવેશ છે. ૧૯એ માટે તમે હવે
પારકા તથા વિદેશી નથી, પણ પવિત્રોની સાથેના
એક નગરના તથા દેવના ઘરના છો. ૨૦પ્રેરિતો તથા
ભવિષ્યવાદીઓના પાયા પર બધાએલા છો; ઇસુ
ખ્રીસ્ત પોતે તો ખુણાનું મથાળું છે; ૨૧એમાં દરેક
બાંધણી જોડાએલી થવાથી પ્રભુમાં પવિત્ર મંદિર
વધતું જાય છે; ૨૨તેમાં તમે પણ દેવના રહેવા સારૂ
આત્માએ સાથે બધાએલા છો.

૩ એ કારણ માટે, હું પાઉલ તમ વિદેશીઓને
વાસ્તે ખ્રીસ્ત ઇસુનો બંદીવાન, ૨દેવની જે
કૃપા તમારે સારૂ મને અપાએલી છે, તેના કારભાર
વિષે તમે સાંભળ્યું હશે કે, ૩પ્રકટીકરણથી તેણે મને
મર્મ જણાવ્યો; તે પ્રમાણે મેં અગાઉ થોડામાં લખ્યું;
૪તેથી તમે વાંચીને ખ્રીસ્તના મર્મ વિષેની મારી
સમજ જાણી શકશો. ૫તે જેમ હમણાં તેના પવિત્ર
પ્રેરિતોને તથા ભવિષ્યવાદીઓને આત્માથી પ્રગટ
થએલો છે, તેમ બીજી પેઢીઓમાં માણસના દીકરા-
ઓને તે જણાએલો ન હતો, ૬કે વિદેશીઓ, ખ્રીસ્ત
ઇસુમાં સુવાર્ત્તાને આસરે, સાથીવારસો, તથા શરીરનાં
સાથીઅવયવો, તથા તેના વચનના સાથીભાગીદારો
છે; ૭દેવના સામર્થ્યના પરાક્રમે કરીને, તેની કૃપાનું

દાન જે મને અપાએલું હતું તે પ્રમાણે, હું આ સુવા-
ર્તાનો સેવક થએલો છું. ૮હું પવિત્રોમાંના નાનાઓ-
માંનો નાનો છતાં આ કૃપા મને આપેલી છે કે, હું
વિદેશીઓમાં ખ્રીસ્તની અશોધ્ય સંપતની સુવાર્તા
પ્રગટ કરૂં; ૯ને દેવ જેણે બધાં સૃજ્યાં, તેનામાં
યુગોથી ગુપ્ત રહેલા મર્મનો કારભાર શો છે તે હું
સઘળાને જણાવું. ૧૦એ સારૂ કે જે સનાતન કાળનો
ઇરાદો તેણે આપણા પ્રભુ ખ્રીસ્ત ઇસુમાં કીધો,
૧૧તે પ્રમાણે આકાશી જગ્યાઓમાં અધિપતિઓને
તથા અધિકારીઓને દેવનું બહુ પ્રકારનું જ્ઞાન મંડળીને
આસરે જણાય. ૧૨તે [ખ્રીસ્ત ઇસુ]માં તે પરના
વિશ્વાસથી આપણને હિમ્મત તથા ભરોસા સહિત
પ્રવેશ છે. ૧૩એ માટે હું માગું છું કે, તમારે સારૂ જે
મારી વિપત્તિ તેથી તમે નિર્ગત ન થાઓ, તે વિપત્તિ
તમારો મહિમા છે.

૧૪એ કારણ માટે બાપ, ૧૫જેના નામથી આકા-
શમાં તથા પૃથ્વી પર સર્વ કુટુંબોને નામ અપાએલું
છે, ૧૬તેની આગળ હું ઘુંટણ ટેકવું છું, કે તે પોતાના
મહિમાની સંપત પ્રમાણે તમને એવું આપે, કે તમે
તેના આત્માને આસરે માંહેના માણસપણામાં સામ-
ર્થ્યથી બળવાન થાઓ; ૧૭ને વિશ્વાસથી તમારાં
હૃદયોમાં ખ્રીસ્ત વસે; એ માટે કે પ્રીતિમાં જડ તથા
પાયા ઘાલીને, ૧૮સર્વ પવિત્રોની સાથે [ખ્રીસ્તની
પ્રીતિની] ચોહાઇ તથા લંબાઇ તથા ઉચાણ તથા ઉંડાણ
કેટલાં છે તે તમે સમજી શકો, ૧૯ને ખ્રીસ્તની પ્રીતિ
જે જાણ્યા કરતાં અધિક છે તે પણ તમે જાણી શકો;
કે તમે દેવના સર્વ ભરપુરપણામાં ભરપુર થાઓ.

૨૦હવે આપણે માગીએ કે કલ્પીએ તે કરતાં, જે,
આપણામાં કરેલા સામર્થ્ય પ્રમાણે, આપણને ઘણું
પુષ્કળ કરી શકે છે, ૨૧તેને ખ્રીસ્ત ઇસુમાં તથા
મંડળીમાં સર્વકાળ સુધી પેઢી દર પેઢી મહિમા થાઓ.
આમેન.

૪ એ માટે હું પ્રભુને સારૂ બંદીવાન, તમને વિનંતી
કરૂં છું, કે જે તેડાથી તમે તેડાયા છો, તેને
લાયક ચાલો; ૨સર્વ લીનતા તથા નમનતાઇ તથા
સહનશીલપણું રાખીને પ્રેમથી એક બીજાને ખમો;
૩સલાહના બંધને આત્માની એક્યતા રાખવાનું યત્ન
કરો. ૪એક શરીર તથા એક આત્મા છે, જેમ તમે
તમારા તેડાની એક આશામાં તેડાએલા છો તેમ;
૫એક પ્રભુ, એક વિશ્વાસ, એક બાપ્તિસ્મા, ૬એક
દેવ એટલે સર્વનો બાપ, તે સર્વ ઉપર તથા સર્વ વડે
તથા સર્વમાં છે. ૭આપણામાંના હરેકને ખ્રીસ્તના
દાનના પરિમાણ પ્રમાણે કૃપા અપાએલી છે. ૮એ
માટે તે કહે છે કે, ઉચાણમાં ચહીને, તે બંદીવાનોને
બંધ કરીને લઇ ગયો તથા તેણે માણસોને દાન
આપ્યાં. ૯તે ચઢયો, એ શું છે? શું એ નહિ, કે
પ્રથમ તે પૃથ્વીના નીચા ભાગોમાં ઉતર્યો? ૧૦જે
ઉતર્યો તે એ છે કે, જે સર્વ આકાશો પર ચઢયો, કે
તે સર્વને ભરપુર કરે. ૧૧અને પવિત્રોની સંપૂર્ણતા
કરવાને અર્થે, સેવાના કામને સારૂ ખ્રીસ્તના શરીરનું
સંસ્થાપન કરવા સારૂ, ૧૨તેણે કેટલાએક પ્રેરિતો,
કેટલાએક ભવિષ્યવાદીઓ, કેટલાએક સુવાર્તિકો, ને
કેટલાએક પાળકો તથા ઉપદેશકો આપ્યા; ૧૩ત્યાં
સુધી કે આપણે સહુ દેવના દીકરા પરના વિશ્વાસ
તથા જ્ઞાનની ઐક્યતામાં સંપૂર્ણ પુરૂષપણાને, એટલે
ખ્રીસ્તની સંપૂર્ણતાના કદના પરિમાણને પહોંચીએ;
૧૪એ સારૂ કે હવેથી આપણે માણસોની ઠગાઇથી,
ભુલાવવાની યુક્તિના કપટથી, દરેક મતના પવનથી
હલાવાએલાં તથા ફેરવાએલાં બાળકો ન હોઇએ.
૧૫પણ પ્રેમથી સત્ય રાખીને, ખ્રીસ્ત જે શિર, તેમાં
સર્વ પ્રકારે વધીએ; ૧૬એથી આખું શરીર, હરેક
સાંધાને આસરે રચાએલું તથા જોડાએલું, પરિમાણથી
પ્રત્યેક અંગની શક્તિ પ્રમાણે, પ્રેમમાં પોતાના સંસ્થા-
પનને સારૂ શરીરની વૃદ્ધિ કરે છે.

૧૭એ માટે હું કહું છું તથા પ્રભુમાં શાહેદી આપું
છું કે, જેમ બીજા વિદેશીઓ પોતાના મનના અવર્થા-
પણામાં ચાલે છે, તેમ હવેથી તમે ન ચાલો; ૧૮તેઓ
બુદ્ધિ વિષે અંધરાએલા છતાં તેઓના હૃદયના કઠણ-
પણાથી પોતામાં જે અજ્ઞાનતા છે, તેણે કરીને દેવના
જીવનથી વેગળા છે. ૧૯એઓએ જડ થઇને આતુર-
તાથી સર્વ અશુદ્ધતાની કરણીને સારૂ, પોતાને કામાતુ-
રપણાને સોપ્યા. ૨૦પણ તમે એ પ્રમાણે ખ્રીસ્તને
શિખ્યા નથી, ૨૧જો એમ હોય કે તમે તેનું સાંભળ્યું
તથા ઇસુમાં જે સત્ય છે તે પ્રમાણે તુમે તે વિષેની
શિખામણ પામ્યા, ૨૨કે તમારે પહેલાની વર્તણુકનું
જુનું માણસપણું, જે કપટના વિષયો પ્રમાણે ભ્રષ્ટ થતું
જાય છે તે ઉતારવું; ૨૩ને તમારા મનના આત્મામાં
નવાપણું પામવું; ૨૪ને નવું માણસપણું જે દેવ
પ્રમાણે ન્યાયીપણામાં તથા સત્યની શુદ્ધતામાં સરજેલું
તે પહેરવું.

૨૫એ માટે જુઠાપણું દૂર કરીને પ્રત્યેક પોતાના
પરોસીની સાથે સત્ય બોલો; કેમકે આપણે એક-

બીજાનાં અવયવો છીએ. ૨૬ ગુસ્સે થાઓ, પણ પાપ
ન કરો; તમારા ગુસ્સા પર સૂર્યને આથમવા ન દો;
૨૭ ને શેતાનને જગ્યા ન આપો. ૨૮ જે ચોરી કરનાર
તેણે હવેથી ચોરી ન કરવી; પણ તે કરતાં હાથોએ
સારું કરીને ઉદ્યોગ કરવો, એ સારુ કે જેને ગરજ
છે તેને આપવાનું પોતાની પાસે હોય. ૨૯ તમારા
મુખનાંથી કંઇ મલિન વાત નહિ, પણ જે અગત્યના
સુધારાની હોય તેજ નીકળે, કે તેથી સાંભળનારાઓને
કૃપા પ્રાપ્ત થાય. ૩૦ અને દેવનો પવિત્ર આત્મા, જેણે
તમને ઉદ્ધારના દહાડાને સારુ મુદ્રિત કીધા, તેને
ખેદિત ન કરો. ૩૧ સર્વ કડવાસ તથા ક્રોધ તથા કોપ
તથા ગડબડ તથા નિંદા સર્વ ભુંડાઇ સુદ્ધાં, તમારાથી
દૂર કરો. ૩૨ પણ તમે એક બીજા પર ઉપકારી,
કરુણારૂપ થાઓ, ને જેમ ખ્રીસ્તમાં દેવે પણ તમને
માફ કીધું તેમ તમે એક બીજાને માફ કરો.

૫ એ માટે તમે પ્રિય બાળકોની પેઠે દેવને અનુ-
સરનારા થાઓ; ૨ ને પ્રેમમાં ચાલો, જેમ
ખ્રીસ્તે પણ આપણા પર પ્રીતિ કીધી, ને દેવની
આગળ સુગંધના વાસને અર્થે, આપણે વાસ્તે અર્પણ
તથા યજ્ઞ થવાને પોતાને આપ્યો તેમ. ૩ પણ વ્યભિ-
ચાર તથા સર્વ અશુદ્ધતા અથવા દ્રવ્યલોભ, એઓનાં
નામ તમારે કદી ન લેવાં, એમજ પવિત્રોને શોભે છે;
૪ ને નિર્લજ્જ તથા મૂર્ખ વાત અથવા ઠઠ્ઠા જેઓ ઘટતાં
નથી [તેઓ ન થાય]; પણ તે કરતાં ઉપકારસ્તુતિ
થાય. ૫ કેમકે તમે સારીપેઠે જાણો છો કે, વ્યભિચારી
અથવા અશુદ્ધ અથવા દ્રવ્યલોભી જે મૂર્તિભક્ત,
એઓને ખ્રીસ્તના તથા દેવના રાજ્યમાં વારસો નથી.
૬ તમે કોઇની અવર્થી વાતોથી ભૂલ ન ખાઓ, કેમકે
તે કામોથી દેવનો કોપ આજ્ઞાભંજનના દીકરા પર
આવે છે. ૭ એ માટે તમે તેઓની સાથે ભાગિયા ન
થાઓ. ૮ કેમકે તમે પહેલાં અધકાર હતા, પણ હવે
પ્રભુમાં અજવાળું છો, અજવાળાના દીકરાઓની પેઠે
ચાલો. ૯ (કેમકે અજવાળાનું ફળ સર્વ સારાપણામાં
તથા ન્યાયીપણામાં તથા ખરાપણામાં છે). ૧૦ પ્રભુને
સંતોષકારક શું છે, તે પારખી લો. ૧૧ અને અધકારનાં
નિષ્ફળ કામોના સંગતીઓ ન થાઓ; પણ તે કરતાં
તેઓને વખોડો. ૧૨ કેમકે તેઓનાં ગુપ્તમા કરેલાં જે
કામો, તે કહેતાં પણ લાજ લાગે છે. ૧૩ જે સર્વ
વખોડાએલું, તે અજવાળાથી પ્રગટ થાય છે; કેમકે
જે પ્રગટ કરાએલું, તે અજવાળું છે. ૧૪ માટે તે કહે
છે, કે, ઉંઘનાર, જાગ, ને મુએલાંમાંથી ઊઠ, ને ખ્રીસ્ત
તને પ્રકાશ આપશે.

૧૫ તો સંભાળો કે તમે ચોકસાઇથી, નિર્બુદ્ધની
પેઠે નહિ પણ બુદ્ધિવંતોની પેઠે, ચાલો; ૧૬ સમય
ખંડી લો, કાંજે દહાડા ભુંડા છે. ૧૭ એ માટે તમે
અણસમજુક ન થાઓ, પણ દેવની ઇચ્છા શી છે તે
સમજો. ૧૮ દ્રાક્ષરસથી મસ્ત ન થાઓ, એમાં દુચાલ
છે; પણ આત્માથી ભરપૂર થાઓ. ૧૯ ગીતોએ, સ્તો-
ત્રોએ તથા આત્મિક ગાનોએ એક બીજાની સાથે
બોલતાં તમારાં હૃદયોમાં પ્રભુને ગાયનો તથા ગીતો
ગાઓ; ૨૦ આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તને નામે, દેવ
બાપની ઉપકારસ્તુતિ સઘળાને સારુ નિત્ય કરજો.
૨૧ દેવના ભયે એક બીજાને આધીન થાઓ.

૨૨ વહુઓ, જેમ પ્રભુને તેમ પોતાના વરોને, તમે
આધીન થાઓ; ૨૩ કેમકે વર વહુનું શિર છે, જેમ
ખ્રીસ્ત મંડળીનું શિર છે તેમ; ને તે શરીરનો ત્રાતા
છે. ૨૪ અને જેમ મંડળી ખ્રીસ્તને આધીન છે, તેમ
વહુઓએ સર્વમાં પોતાના વરોને [આધીન] થવું.
૨૫ વરો, તમે પોતાની વહુઓ પર પ્રેમ કરો, જેમ
ખ્રીસ્તે પણ મંડળી પર પ્રીતિ કીધી, ને તેને વાસ્તે
પોતાને સોંપ્યો તેમ, ૨૬ એ સારુ કે વાતથી પાણીને
સ્નાને શુદ્ધ કરીને, તે એને પવિત્ર કરે, ૨૭ એ સારુ
કે તેને પોતાની પાસે મહિમાવંતી રાખે, એટલે એવી
મંડળી કે જેને ડાઘ કે કરચલી કે એવું કંઇ ન હોય;
પણ તે પવિત્ર તથા નિર્દોષ હોય. ૨૮ એમજ વરોએ
જેમ પોતાનાં શરીરો પર તેમ પોતાની વહુઓ પર
પ્રેમ કરવો; જે પોતાની વહુ પર પ્રેમ કરે છે, તે
પોતા પર પ્રેમ કરે છે; ૨૯ કેમકે કોઇ માણસે પોતાના
દેહનો દ્વેષ કદી કીધો નહિ; પણ તેનું પાળણ તથા
પોષણ કરે છે; જેમ પ્રભુ પણ મંડળીનું [કરે છે]
તેમ. ૩૦ કેમકે આપણે તેના શરીરનાં અવયવો છીએ.
૩૧ એ માટે માણસ પોતાનાં માબાપને મુકશે ને
પોતાની વહુની સાથે જોડાશે, ને તે બંને એક દેહ
થશે. ૩૨ આ મોટો ભેદ છે; પણ હું ખ્રીસ્ત તથા
મંડળી સંબધી બોલું છું. ૩૩ પરંતુ તમે પણ એમ કરો
કે, હરેક જેમ પોતા પર તેમ પોતાની વહુ પર પ્રેમ
કરે; ને વહુ પોતાના વરની મર્યાદા રાખે.

૬ છોકરાં, પ્રભુમાં તમારાં માબાપને માનો, કેમકે
એ યથાન્યાય છે. ૨ તારા બાપ તથા માનું
સન્માન કર (તે વચનસહિત પહેલી આજ્ઞા છે), ૩ એ
સારુ કે તારું ભલું થાય, ને પૃથ્વી પર તારું આયુષ્ય
લાંબું થાય. ૪ અને બાપો, તમારાં છોકરાંને ન ચીડવો,

પણ પ્રભુની શિક્ષા તથા બોધમા તેઓને ઉછેરો
૫ દાસો, બીકથી તથા ધ્રાકથી ને હૃદયના ભોળા-
પણામા, જેમ ખ્રીસ્તને તેમ, દેહ પ્રમાણે જે ધણીઓ
તેઓને માનો, ૬ માણસોને પ્રસન્ન કરનારાઓની પેઠે
આખ આગળની ચાકરી પ્રમાણે નહિ, પણ ખ્રીસ્તના
દાસોની પેઠે, જીવથી દેવની ઇચ્છા પુરી કરો,
૭ માણસોની ચાકરી નહિ, પણ જાણે કે પ્રભુની હોય
તેમ સતોષથી કરો, ૮ એવું જાણીને કે જે કઇ સારૂ
કાઇ કરે, તે દાસ હોય કે મોકળો હોય પણ પ્રભુથી
તેજ પાછુ પામશે. ૯ અને ધણીઓ, તમે તેઓ વિષે
એમજ કરો, ધમકી છોડો, ને જાણો કે તેઓનો
તથા તમારો પણ ધણી આકાશમા છે, ને તેની પાસે
પક્ષપાત નથી
૧૦ છેલ્લુ, મારા ભાઇઓ, પ્રભુમા તથા તેના
સામર્થ્યના બળમા શક્તિવાન થાઓ ૧૧ શેતાનની
યુક્તિઓની સામે, તમે સ્થિર રહી શકો, માટે દેવના
સર્વ હથિયારો સજો. ૧૨ કેમકે રક્ત તથા માસની
સામે આપણુ મલયુદ્ધ નથી, પણ અધિપતિઓની
સામે, અધિકારીઓની સામે, જગતમાના આ અધ-
કારના સત્તાધારીની સામે, આકાશીઓમા ભુડાઇના
આત્મિક [ લશ્કરો ]ની સામે છે ૧૩ એ માટે દેવના
સર્વ હથિયારો લો, કે તમે ભુડે દહાડે અટકાવી
શકો, ને સર્વ કરીને ઉભા રહી શકો ૧૪ એ માટે
સત્યથી તમારી કમર બાધીને તથા ન્યાયીપણાનુ
બખ્તર પહેરીને ૧૫ તથા શાતિની સુવાર્ત્તાની તૈયારી
પગોમા પહેરીને, ઉભા રહો ૧૬ સર્વ ઉપરાત વિશ્વા-
સની ઢાલ લો, જેથી ભુંડાના બળતા ભાલાઓ હોલવી
શકશો ૧૭ અને તારણનો ટોપ તથા આત્માની
તરવાર જે દેવની વાત છે, તે લો ૧૮ આત્મામા સર્વ
પ્રાર્થના તથા વિનંતી હરવખત કરો, ને તેજ માટે
સઘળા પવિત્રો વિષે સર્વ હઠથી તથા વિનંતીથી
જાગતા રહો, ૧૯ ને મારે વાસ્તે પણ, કે જે સુવાર્ત્તાને
સારૂ હુ સાકળોમા એલચી છુ, તેનો ભેદ જણાવવાને
મને મારૂ મ્હો ઉઘાડીને બોલવાને માટે હિમ્મત
અપાય, ૨૦ અને કે તેમા જેમ બોલવુ ઘટાર્થ છે,
તેમ બોલવાને હુ હિમ્મતવાન થાઉં
૨૧ વળી મારે વિષેની વાતો, ને હુ શું કરૂ છુ, તે
તમને પણ જણાય, માટે તુખીકસ જે પ્રિય ભાઇ
તથા પ્રભુમા વિશ્વાસુ સેવક તે તમને સર્વ જણાવશે
૨૨ તેને મેં તમારી પાસે એજ માટે મોકલ્યો, કે તમે
અમારી અવસ્થા જાણો, ને તે તમારા હૃદયોને
દિલાસો દે
૨૩ દેવ બાપથી તથા પ્રભુ ઇસુ ખ્રીસ્તથી, ભાઇઓને
શાતિ તથા વિશ્વાસસહિત પ્રીતિ થાઓ ૨૪ જેઓ
આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્ત પર નિષ્કપટ પ્રીતિ રાખે
છે તેઓ સર્વની સાથે કૃપા થાઓ આમેન

# ફિલિપીઓને

## પાઉલ પ્રેરિતનો પત્ર.

૧ ફિલિપી મધ્યે ઇસુ ખ્રીસ્તમા સહુ પવિત્રો,
અધ્યક્ષો તથા સહાયકારીઓ સુદ્ધા, એઓની
પ્રત્યે ખ્રીસ્ત ઇસુના દાસો પાઉલ તથા તીમોથી
[ લખે છે ] ૨ દેવ આપણા બાપથી તથા પ્રભુ ઇસુ
ખ્રીસ્તથી તમને કૃપા તથા શાતિ થાઓ
૩ મારી સર્વ પ્રાર્થનામા નિત્ય આનદથી તમ સર્વને
સારૂ વિનતી કરીને, ૪ પહેલા દહાડાથી આજ સુવી
સુવાર્ત્તામા તમારા ભાગિયાપણાને લીધે, ૫ હુ જ્યારે
જ્યારે તમારૂ સ્મરણ કરૂ છું ત્યારે ત્યારે મારા દેવનો
ઉપકાર માનુ છું ૬ મને ભરોસો છે કે, જેણે તમારામ
સારા કામનો આ ભ કીધો તે, ઇસુ ખ્રીસ્તના દહાડ
સુધી, સપૂર્ણ કરતો જશે ૭ એમજ તમ સર્વ વિષે
એ માનવુ મને યોગ્ય છે, કારણ કે તમ બધા કૃપામ
મારી સાથે ભાગિયા છતા, હુ મારા બંધનોમા ને
સુવાર્ત્તાના પ્રત્યુત્તર આપવામા તથા તેને સાબિત
કરવામા, તમને મારા હૃદયમા રાખુ છું ૮ કેમકે દેવ
મારો સાક્ષી છે, કે હુ ઇસુ ખ્રીસ્તની કરૂણામા તમ
સર્વને કેટલા ચાહુ છુ ૯ અને હુ એવી પ્રાર્થના કરૂ છું

કે, જ્ઞાનમાં તથા સર્વ સમજમાં તમારી પ્રીતિ વધારે
ને વધારે થતી જાય. ૧૦એ સારૂ કે જે ઉત્તમ તે તમે
પારખી લો, કે તમે ખ્રીસ્તના દહાડા સુધી નિષ્કપટ
તથા નિર્દોષ થાઓ; ૧૧ને દેવની સ્તુતિ તથા મહિમા
થવા સારૂ ન્યાયીપણાનાં જે ફળ ઇસુ ખ્રીસ્તથી છે
તેઓથી ભરપુર થાઓ.
૧૨ભાઇઓ, તમે જાણો, એવું હું ચાહુ છું, કે
મારા વિષે જે જે થયાં, તે સુવાર્ત્તાની વધારે વૃદ્ધિના
કામમાં આવ્યાં, ૧૩એવાં કે આખા રાજ્ય દરબારમાં
તથા બધા બીજાઓમાં ખ્રીસ્તને લીધે જે મારાં
બંધનો છે તે પ્રગટ થયાં; ૧૪ને પ્રભુમાંના ઘણાખરા
ભાઇઓએ મારાં બંધનોથી ભરોસો પામીને, ભય
વિના પ્રભુની વાત બોલવાની વધતી હિમ્મત રાખી.
૧૫કેટલાએક તો અદેખાઇ તથા વિરોધથી, ને કેટલા-
એક સુબુદ્ધિથી ખ્રીસ્તની વાત પ્રગટ કરે છે. ૧૬પહેલા
તો મારાં બંધનો પર સંકટ આણવા ચાહીને, શુદ્ધ
મનથી નહિ પણ વિરોધથી ખ્રીસ્તની વાત પ્રગટ કરે
છે; ૧૭પણ બીજા, સુવાર્ત્તા વિષે પ્રત્યુત્તર આપવા
સારૂ હું ઠરાવાયો છું, એવું જાણીને પ્રેમથી કરે છે.
૧૮તો શું? હરેક રીતે, ઢોંગથી કે ખરાપણાથી ખ્રીસ્ત
પ્રગટ કરાય છે, એથી હું આનંદ પામું છું, ને પામીશ.
૧૯કેમકે હું જાણું છું કે, તમારી વિનંતીથી તથા
ખ્રીસ્તના આત્માની સહાયથી, આ મારા તારણને
સારૂ કામમાં આવશે. ૨૦એ પ્રમાણે મારી અપેક્ષા
તથા આશા છે કે, હુ કશામાં શરમાઇશ નહિ; પણ
સર્વ હિમ્મતથી, જેમ સદા તેમ હમણાં પણ, મારા
શરીરમાં ગમે તો જીવનથી કે ગમે તો મરણથી ખ્રીસ્ત
મોટો મનાશે. ૨૧કેમકે મને જીવવું તે ખ્રીસ્ત, ને
મરવું તે લાભ છે. ૨૨પણ દેહમાં જીવવું એ જો મારા
કામનું ફળ હોય, તો હું શું પસંદ કરૂ, તે હું જાણતો
નથી; ૨૩કેમકે આ બે વિષે હું ગુંચવણમાં છું,
નીકળવું તથા ખ્રીસ્તની સાથે હોવું એવી મારી ઇચ્છા
છે, કેમકે તે બહુ વત્તું સારૂં છે; ૨૪પણ દેહમાં રહેવું
તમારે લીધે વધારે અગત્યનું છે; ૨૫ને એ ભરોસો
રાખીને, હું જાણું છું કે હુ રહેવાનો, ને તમારા
વિશ્વાસની વૃદ્ધિ તથા આનંદને સારૂ હું તમ સર્વની
સાથે રહીશ; ૨૬એ સારૂ કે ફરી તમારી પાસે મારા
આવવાથી, મારા વિષે તમારો જે આનંદ, તે ખ્રીસ્તમાં
ઘણો થાય. ૨૭કેવળ ખ્રીસ્તની સુવાર્ત્તાને યોગ્ય
આચરણ કરો, એ સારૂ કે હું આવીને તમને જોઉં
અથવા વેગળો રહુ તોપણ તમારા વિષે સાંભળું કે,
તમે એક આત્મામાં સ્થિર રહીને એક જીવથી સુવા-
ર્ત્તાના વિશ્વાસને સારૂ પ્રયત્ન કરો છો, ૨૮ને અટકા-
વનારાથી કશામાં બીતા નથી; એ તેઓને વિનાશની,
પણ તમને તારણની નિશાણી છે, ને તે દેવથી છે.
૨૯કેમકે ખ્રીસ્તને વાસ્તે તમને આ કૃપા અપાએલી
છે, કે તે પર વિશ્વાસ કરવો કેવળ એમ નહિ, પણ
તેને વાસ્તે દુઃખ પણ સહેવું; ૩૦જેવું યુદ્ધ તમે
મારામાં જોયું છે, ને મારામાં છે એ હમણાં સાંભળો
છો, તેવુંજ તમને પણ છે.

૨ એ માટે જો ખ્રીસ્તમાં કોઇ દિલાસો, જો પ્રેમનું
કંઇ સમાધાન, જો આત્માની કંઇ સંગત, જો
કંઇ દયા તથા કૃપા હોય, ૨તો મારો આનંદ સંપૂર્ણ
કરો, એવી રીતે કે તમે એકજ મનના થાઓ, એકજ
પ્રેમ રાખો, એક જીવના તથા એક મનના થાઓ.
૩ભાંડણ કે વ્યર્થ અભિમાનથી કંઇ ન કરો, પણ
હરેકે નમ્ર ભાવથી પોતા કરતાં બીજાઓને ઉત્તમ
ગણવા. ૪તમે હરેક જે જે પોતાનાં વાનાં તે પરજ
નહિ, પણ જે જે બીજાઓનાં વાનાં તે પર પણ લક્ષ
રાખો. ૫ખ્રીસ્ત ઇસુનુ જે મન હતું, તે તમે પણ
રાખો; ૬તેણે દેવના રૂપમાં છતાં, દેવને સમાન હોવું
એ પકડી રાખવાનુ ચાહ્યું નહિ; ૭પણ તેણે દાસનું
રૂપ લઇને એટલે માણસોની પ્રતિમામાં થઇને પોતાને
ખાલી કર્યો; ૮ને માણસના સરખા આકારમાં પ્રગટ
થઇને, મરણ હા વધસ્તંભના મરણ સુધી આધીન
થઇને, પોતાને લીન કર્યો. ૯એને લીધે, દેવે તેને
ઘણો ઉંચો કીધો, ને સર્વ નામો કરતાં તેને મોટું
નામ આપ્યું; ૧૦એવું કે આકાશમાંનાં તથા ભૂમિ
પરનાં તથા ભૂમિ તળેનાં સર્વ ઇસુને નામે ઘુંટણ
ટેકવે; ૧૧ને દેવ બાપના મહિમાને સારૂ, પ્રત્યેક
જીભ કબૂલ કરે કે ઇસુ ખ્રીસ્ત તે પ્રભુ છે.
૧૨તો મારા વહાલાઓ, જેમ તમે હમેશાં આધીન
હતા તેમ, મારી હાજરીમા કેવળ એમ નહિ, પણ
હવે વિશેષે કરીને મારી ગેરહાજરીમાં, ભય તથા
ધ્રુજારીસહિત પોતાના તારણનું સાધન કરો. ૧૩કેમકે
જે પોતાની પ્રસન્નતાને લીધે તમારામાં ઇચ્છવાની તથા
કરવાની પ્રેરણા કરે છે, તે દેવ છે. ૧૪કચકચ તથા
વિવાદ વિના બધું કરો, ૧૫કે તમે નિર્દોષ તથા સાલસ,
દેવના નિષ્કલંક છોકરા, વાંકી તથા અડીએલ પેઢીમાં,
જેમાં તમે જીવનનું વચન પ્રગટ કરીને જ્યોતીઓ
સરખા જગતમાં દેખાઓ છો, એવા તમે થાઓ;
૧૬એ સારૂ કે હું અમથોજ દોડ્યો નહિ તથા મેં અમથી

મહેનત કીધી નહિ, એમ જાણીને ખ્રીસ્તના દિવસમાં
મને આનંદ થાય. ૧૭ પણ જો હું તમારા વિશ્વાસના
અર્પણ તથા સેવા પર રેડાઉં, તો હું આનંદ કરૂં છું,
ને તમ સર્વની સાથે પણ હરખાઉં છું. ૧૮ એમજ તમે
પણ આનંદ કરીને મારી સાથે હરખાઓ.
૧૯ પણ હું પ્રભુ ઇસુમાં આશા રાખું છું, કે હું
તીમોથીને તમારી પાસે વહેલો મોકલીશ, એ સારૂ કે
તમારી ખબર જાણીને હું પણ છાતી રાખું; ૨૦ કેમકે
એના જેવા મનવાળો બીજો કોઇ મારી પાસે નથી કે
જે તમારી ચિંતા ખરી રીતે રાખશે. ૨૧ કેમકે ખ્રીસ્ત
ઇસુની વાત નહિ, પણ પોતાનીજ વાત સઘળા શોધે
છે. ૨૨ પણ તમે તેને પરખીને જાણો છો, કે જેમ
દીકરો બાપની સાથે [ કરે ] તેમ તેણે સુવાર્ત્તાને સારૂ
મારી સાથે સેવા કીધી. ૨૩ એ માટે હું આશા રાખું
છું કે, જ્યારે મારા વિષે કેમ થવાનું છે તે હું જાણીશ
કે તરત હું તેને મોકલીશ; ૨૪ ને પ્રભુમાં ભરોસો
રાખું છું, કે હું પોતે પણ વહેલો આવીશ. ૨૫ તોપણ
એપાફ્રોદીત મારો ભાઇ તથા સાથી કામદાર તથા
સહયોદ્ધો, ને તમારો મોકલેલો તથા મારો ખપ પુરો
પાડનાર, તેને તમારી પાસે મોકલવાની મને અગત્ય
જણાઇ; ૨૬ કારણ કે તે તમ સર્વને બહુ ચહાતો હતો
તથા ઉદાસ હતો, કેમકે તમે સાંભળ્યું હતું કે તે માંદો
છે; ૨૭ કેમકે તે મરવા જેવો માંદો હતો ખરો, પણ
દેવે તેના પર દયા કીધી, ને કેવળ તેના પર નહિ,
પણ મારા પર પણ, કે મને શોક પર શોક ન થાય.
૨૮ એ માટે મેં બહુ ઉતાવળે તેને મોકલ્યો, કે તમે
તેને જોઇને ફરીથી હરખાઓ, ને મારો ખેદ પણ
ઓછો થાય. ૨૯ એ માટે તમે સર્વ આનંદસહિત
પ્રભુમાં તેનો અંગીકાર કરો; ને એવાઓને માન
યોગ્ય ગણો; ૩૦ કેમકે ખ્રીસ્તના કામને સારૂ, તે
મરણની નજીક આવી ગયો, ને મારે અર્થે તમારી
સેવામાં જે ઓછું તે સંપૂર્ણ કરવાને, પોતાનો જીવ
જોખમમાં નાખ્યો.

૩ છેલ્લું, મારા ભાઇઓ, પ્રભુમાં હરખાઓ. તે
ને તેજ વાતો તમને લખવી તેથી હું કાયર થતો
નથી; પણ તે તમારા સંરક્ષણને વાસ્તે છે. ૨ કુતરા-
ઓથી સંભાળો, ભુંડાઇ કરનારાઓથી સંભાળો, વ્યર્થ
સુનતથી સંભાળો. ૩ કેમકે આપણે દેવના આત્માએ
સેવા કરનારા તથા ખ્રીસ્ત ઇસુમાં અભિમાન કરનારા
તથા દેહ પર ભરોસો ન રાખનારા, સુનતી છીએ.
૪ તોપણ દેહ પર ભરોસો રાખવાનું મારી પાસે પણ
છે; જો બીજો કોઇ ધારે કે તેને દેહ પર ભરોસો
રાખવાનું છે, તો મને વધતું છે; ૫ આઠમે દહાડે
સુનત પામેલો, ઇસ્રાએલના સંતાનનો, બિન્યામીનના
કુળનો, હેબ્રીઓનો હેબ્રી, નિયમ સબંધી ફરોશી.
૬ આસ્થા સંબધી મંડળીને સતાવનાર, નિયમના
ન્યાયીપણા સંબધી નિર્દોષ. ૭ પણ જે મને લાભના
જેવાં હતાં, તે મેં ખ્રીસ્તને લીધે તોટા જેવાં ગણ્યાં.
૮ અને વળી ખ્રીસ્ત ઇસુ મારા પ્રભુના જ્ઞાનની ઉત્તમ-
તાને લીધે, હું બધાને તોટો ગણું છું; એને લીધે મેં
સઘળાનો તોટો સહ્યો, ને તેઓને કચરૂંજ ગણું છું, કે
ખ્રીસ્તને મેળવું, ૯ ને તેનામાં મળી રહું, ને નિયમથી
મારૂં જે ન્યાયીપણું તે નહિ, પણ ખ્રીસ્તના વિશ્વાસને
આસરે દેવથી જે ન્યાયીપણું વિશ્વાસને કારણે છે, તે
મારૂં થાય; ૧૦ એ માટે કે હું તેને તથા તેના ઉત્થાનના
પરાક્રમને તથા તેના દુઃખોના ભાગિયાપણાને જાણું;
એટલે તેના મરણને સમાનરૂપ થાઉં, ૧૧ કે હું કોઇ
પણ રીતે મુએલાંઓના ઉત્થાનને પહોંચું. ૧૨ હજી
સુધી હું મેળવી ચુક્યો કે હજુ સુધી સંપૂર્ણ થયો એમ
નહિ; પણ હું પછવાડે લાગું છું, કે જેને સારૂ હું ખ્રીસ્ત
ઇસુથી પકડી લેવાયો, તેને હું પકડી લઉં. ૧૩ ભાઇઓ,
મેં પકડી લીધું છે એમ હું ગણતો નથી, પણ એક
કામ હું કરૂં છું કે, જે પછવાડે તેને વિસરીને, ને જે
અગાડી તેની ભણી ધાઇને, ૧૪ ખ્રીસ્ત ઇસુમાં દેવથી
ઉપરના તેડાના ઇનામને વાસ્તે, નિશાણની ભણી
આગળ વધું છું. ૧૫ માટે આપણામાંના જેટલા પૂર્ણ,
તેટલાએ એજ ભાવ રાખવો; ને જો કોઇ વાત વિષે
તમે બીજો ભાવ રાખો, તો દેવ એ પણ તમને પ્રગટ
કરશે. ૧૬ તોપણ આપણને પ્રાપ્ત થયો તેજ નિય-
મથી ચાલવું.
૧૭ ભાઇઓ, મને અનુસરો, ને અમે જે નમુનો
તમને આપીએ છીએ તે પ્રમાણે જે ચાલનારા તેઓને
ધારી જુઓ. ૧૮ કેમકે ઘણા એવી રીતે ચાલનારા
છે, કે જેઓ વિષે મેં તમને ઘણી વાર કહ્યું, ને હમણાં
રડતો પણ કહું છું કે; તેઓ ખ્રીસ્તના વધસ્તંભના
શત્રુઓ છે; ૧૯ વિનાશ તેઓનો અંત, પેટ તેઓનો
દેવ, લાજમાં તેઓનું અભિમાન છે, તેઓ સંસારી
ચિત્ત રાખે છે. ૨૦ પણ આપણું પ્રજાપણું આકાશમાં
છે, ત્યાંથી પણ આપણે તારનાર એટલે પ્રભુ ઇસુ
ખ્રીસ્તની રાહ જોઇએ છીએ. ૨૧ તે, જે સામર્થ્યથી
સઘળાં પોતાને આધીન કરી શકે છે, તે પ્રમાણે
આપણી દીનાવસ્થામાંના શરીરને બદલશે, કે તે

પોતાના મહિમાના શરીર સરખુ થાય
૪ એ માટે, મારા પ્રિય તથા બહુ વહાલા ભાઇઓ
મારા આનદ તથા મુગટ, પ્રભુમા તેમજ સ્થિર
રહો, મારા પ્રિય [ભાઇઓ]
૨ યુઓદિયાને બોધ કરૂ છુ તથા સુનતુખેને બોધ
કરૂ છું કે, તેઓ પ્રભુમા એક ચિત્તની થાય ૩ અને
ખરા સોબતી, હુ તને વિનંતી કરૂ છુ કે તું એ બાઇ
ઓની સહાયતા કરજે, કારણ કે એઓએ મારી સાથે
તથા કલેમેંટની સાથે તથા બીજા મારા સહાયકારીઓ
જેઓના નામ જીવનના પુસ્તકમા છે તેઓની સાથે
સુવાર્ત્તામા મહેનત કીધી
૪ પ્રભુમા સદા આનદ કરો, હુ ફરી કહુ છું કે
આનંદ કરો. ૫ તમારી સહનશીલતા સર્વ માણસોને
જણાય, પ્રભુ પાસે છે ૬ કશાની ચિંતા ન કરો,
પણ સર્વ વિષે પ્રાર્થના તથા વિનંતીઓ વડે ઉપકાર
સ્તુતિસહિત, તમારી અરજીઓ દેવને જણાવો ૭ અને
દેવની શાતિ જે સર્વ સમજણ કરતા અધિક, તે ખ્રીસ્ત
ઇસુમા તમારા હૃદયાને તથા મનોને સભાળશે
૮ છેલ્લુ, ભાઇઓ, જે કઇ ખરા, જે કઇ શોભાવત,
જે કઇ યથાન્યાય, જે કઇ શુદ્ધ, જે કઇ પ્રીતિ લાયક,
જે કઇ સુકીર્ત્તિમાન છે, જો કોઇ સદ્ગુણ ને જો કોઇ
વખાણ, તો તેઓનો વિચાર કરો. ૯ જે તમે શિખ્યા
તથા પામ્યા તથા સાભળ્યા તથા મારામા જોયા તે
કરો, ને શાતિનો દેવ તમારી સાથે થશે
૧૦ મેં પ્રભુમા ઘણો આનદ કીધો, મારા વિષે ચિંતા
કરવામા તમે હમણા પ્રફુલ્લિત થયા, તેમા તો તમે
ચિંતા કરતા હતા પણ તમને પ્રસગ ન મળ્યો ૧૧ હુ
અછતને લીધે બોલુ છુ એમ નહિ કેમકે જે અવસ્થામા
હુ છું તેમા સતોષી રહેવાને શિખેલો છુ ૧૨ ગરીબ
થવુ હુ જાણું છુ તથા પુષ્કળ પામવું પણ હુ જાણુ છું,
હરપ્રકારે તથા સર્વમા તૃપ્ત તથા ભૂખ્યો થવાને, પુષ્કળ
પામવાને ને તગીમા રહેવાને હુ શિખેલો છું ૧૩ જે
મને પરાક્રમ આપે છે તેનાથી હુ બધું કરી શકુ છુ
૧૪ તોપણ તમે મારા સકટમા મને મદદ કીધી તે
સારૂ કીધું ૧૫ અને, ઓ ફિલિપીઓ, તમે જાણો છો
કે, સુવાર્ત્તાના આરભમા, જ્યારે હુ માકેદોન્યામાથી
નીકળ્યો, ત્યારે લેવા દેવાની વાતમા એકલા તમારા
વિના બીજી કોઇ મડળી મારી ભાગિદાર ન હતી
૧૬ કેમકે થેસ્સાલોનીકેમા પણ તમે એકવાર ને બીજી
વાર પણ મારા ખપને સારૂ મોકલ્યુ ૧૭ હુ કઇ દાન
શોધુ છું એમ નહિ પણ જે ફળ તમારા લેખામા ઘણુ
થાય એ શોધું છુ ૧૮ મારી પાસે સઘળા ને પુષ્કળ
પણ છે, તમારા દાન એપાફ્રોદીતથી પામીને હુ
ભરપુર છું, તે તો સુગધનો વાસ, પસદ અપણ, ને
દેવને ગમતું છે ૧૯ અને મારો દેવ પોતાની સપત
પ્રમાણે મહિમામા તમારી સર્વ ગરજ ખ્રીસ્ત ઇસુમા
પુરી પાડશે ૨૦ આપણા દેવ તથા બાપને સર્વકાળ
સુધી મહિમા થાઓ આમેન
૨૧ ખ્રીસ્ત ઇસુમા સર્વ પવિત્રોને ક્ષેમ કુશળ કહેજો
મારી સાથે જે ભાઇઓ છે તેઓ તમને ક્ષેમ કુશળ કહે
છે ૨૨ સર્વ પવિત્રો, વિશેષે જે કાઇસારના ઘરના,
તેઓ તમને ક્ષેમ કુશળ કહે છે
૨૩ આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તની કૃપા તમારા
આત્માની સાથે થાઓ આમેન

# કલોસીઓને
## પાઉલ પ્રેરિતનો પત્ર.

૧ કલોસે મધ્યે ખ્રીસ્તમા પવિત્ર તથા વિશ્વાસુ
ભાઇઓને, પાઉલ, દેવની ઇચ્છાથી ઇસુ
ખ્રીસ્તનો પ્રેરિત ને ભાઇ તીમોથી [લખે છે] ૨ દેવ
આપણા બાપથી તથા પ્રભુ ઇસુ ખ્રીસ્તથી કૃપા તથા
શાતિ તમને થાઓ
૩ અમે, ખ્રીસ્ત ઇસુમા તમારા વિશ્વાસ વિષે, ને
તમારે સારૂ આકાશમા રાખેલી આશાને લીધે સર્વ
પવિત્રો પર તમારો જે પ્રેમ છે તે વિષે સાભળ્યુ,
૪ ત્યારથી તમારે સારૂ હમેશા પ્રાર્થના કરીને દેવ જે
આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તનો બાપ તેની ઉપકારસ્તુતિ

કરીએ છીએ; ૫ તે આશા વિષે તમે સુવાર્ત્તાના ખરા-
પણાની વાતમાં અગાઉ સાંભળ્યું; ૬ તે તમારી પાસે
આવી છે, જેમ આખા જગતમાં પણ છે ને ફળ આપે
છે ને વધે છે; જે દહાડાથી તમે ખરાપણામાં દેવની
કૃપા સાંભળી તથા જાણી તે દહાડાથી તમારામાં પણ
એમજ છે. ૭ એમજ એપાફ્રા અમારા વહાલા સાથી-
દાસ પાસેથી તમે શિખ્યા, તે અમારે માટે ખ્રીસ્તનો
વિશ્વાસુ સેવક છે; ૮ આત્મામાં તમારો પ્રેમ તેણે
પણ અમને જણાવ્યો.
૯ એ માટે અમે તે સાંભળ્યું તે દહાડાથી તમારે
સારૂ પ્રાર્થના તથા અરજ કરવાને ચુકતા નથી, કે તમે
સર્વ બુદ્ધિ તથા આત્મિક સમજણમાં દેવની ઇચ્છાના
જ્ઞાનથી ભરપુર થાઓ, ૧૦ એવા કે તમે સર્વ રીતે
પ્રસન્નતાને સારૂ પ્રભુને યોગ્ય ચાલો, ને સર્વ સારાં
કામમાં ફળ લાવો, ને દેવની ઓળખાણમાં વધતા
જાઓ, ૧૧ ને આનંદસહિત સર્વ ધીરજ તથા સહનતાને
સારૂ, તેના મહિમાના પરાક્રમ પ્રમાણે સર્વશક્તિવાન
થાઓ; ૧૨ ને જે બાપે આપણને અજવાળામાંના
પવિત્રોના વારસાના ભાગને સારૂ યોગ્ય કીધા છે,
તેની ઉપકારસ્તુતિ કરો. ૧૩ તેણે અંધકારના અધિ-
કારમાંથી આપણને છોડાવ્યા તથા પોતાના પ્રિય
પુત્રના રાજ્યમાં પાર પાડ્યા. ૧૪ તેનામાં આપણને
ઉદ્ધાર એટલે પાપોની માફી છે. ૧૫ તે અદૃશ્ય દેવની
પ્રતિમા, સર્વ સૃષ્ટિનો પ્રથમજ છે; ૧૬ કેમકે તેનાથી
બધાં ઉત્પન્ન થયાં, જે આકાશમાં તથા જે પૃથ્વી
પર, જે દૃશ્ય તથા જે અદૃશ્ય, રાજ્યાસનો કે ધણી-
પણાં કે અધિપતિઓ કે અધિકારો સર્વ તેની મારફતે
તથા તેને સારૂ ઉત્પન્ન થયાં; ૧૭ ને તે સર્વ કરતાં
પ્રથમ છે; ને તેનાથી સર્વ નભી રહે છે. ૧૮ અને તે
શરીરનું એટલે મંડળીનું શિર છે; તે આરંભ એટલે
મુએલાઓમાંથી પ્રથમજ છે, કે સઘળાંમાં તે ઉત્તમ
થાય. ૧૯ કેમકે [બાપને] પસંદ લાગ્યું, કે તેનામાં
સર્વ સંપૂર્ણતા રહે; ૨૦ ને તેની મારફતે, તેના વધ-
સ્તંભના લોહીથી, શાંતિ કરાવીને, જે સઘળાં પૃથ્વી
પર છે કે આકાશમાં છે, તે સઘળાંનો મેળાપ પોતાની
સાથે તેની મારફતે કરાવે. ૨૧ અને તમને પણ જેઓ
પહેલાં વેગળા, ને ભુંડાં કામોથી તમારા મનમાં વેરી
હતા, તેણે હમણાં પોતાના માંસના શરીરમાં મરણવડે
મેળાપ કરાવ્યો છે, ૨૨ એ સારૂ કે તમને પવિત્ર તથા
નિર્દોષ તથા નિષ્કલંક પોતાની આગળ મુકે; ૨૩ જો
તમે વિશ્વાસમાં સ્થપાયલા તથા દૃઢ રહો, ને જે
સુવાર્ત્તા તમે સાંભળી છે, જે આકાશ તળેનાં સર્વ
પ્રાણીને પ્રગટ થઇ છે, જેનો સેવક હું પાઉલ થયો
છું, તેની આશાથી જો તમે ન ખસેડાઓ તો.
૨૪ તમારે સારૂ જે મારાં દુઃખો તેમાં હું હમણાં
હરખાઉં છું; ને ખ્રીસ્તનાં સંકટોનું ઓછાપણું, તેનું
શરીર જે મંડળી છે તેને સારૂ, હું મારા દેહમાં પુરૂં
કરૂં છું; ૨૫ દેવની વાત સંપૂર્ણ કરવાને, દેવનો જે
કારભાર મને તમારે સારૂ આપેલો છે તે પ્રમાણે હું
મંડળીનો સેવક થયો છું; ૨૬ તે [વાત એટલે] મર્મ
યુગોથી તથા પેઢીઓથી ગુપ્ત રાખેલો હતો, પણ
હમણાં તે તેના પવિત્રોને પ્રગટ થયો છે; ૨૭ તેઓને
દેવે એ જણાવવા ચાહ્યું કે, વિદેશીઓમાં તે મર્મના
મહિમાની સંપત શી છે, તે એ કે, તમારામાં ખ્રીસ્ત
મહિમાની આશા. ૨૮ તેની વાત અમે પ્રગટ કરીએ
છીએ, ને પ્રત્યેક માણસને બોધ કરીએ છીએ તથા
સર્વ જ્ઞાનથી પ્રત્યેક માણસને શિખવીએ છીએ, એ
સારૂ કે પ્રત્યેક માણસને ખ્રીસ્તમાં સંપૂર્ણ એવો હાજર
કરીએ. ૨૯ એને સારૂ હું પણ, તેની પ્રેરણા જે
બળથી મારામાં પ્રેરણા કરે છે, તે પ્રમાણે કષ્ટ કરીને
મહેનત કરૂં છું.

૨ હું ચાહું છું કે તમે એ જાણો, કે તમારા વિષે
તથા જેઓ લાઓદીકિયામાં છે તેઓ વિષે
તથા જેટલાએ દેહમાં મારૂં મ્હો જોયું નથી તેઓ વિષે
મને કેટલી ચિંતા છે કે, ૨ તેઓનાં હૃદયો સમાધાન
પામે, ને દેવનો મર્મ એટલે ખ્રીસ્તને જાણવાને જ્ઞાનની
સંપૂર્ણતાની સંપત પ્રાપ્ત કરવા સારૂ, પ્રીતિથી જોડા-
યલાં થાય. ૩ તેનામાં જ્ઞાન તથા બુદ્ધિનો સર્વ સમૃદ્ધ
ગુપ્ત રહેલો છે. ૪ અને કોઇ માણસ મનોહર વાતોથી
તમને ન ભુલાવે માટે હું એ કહું છું. ૫ કેમકે દેહમાં હું
વેગળો છું, તોપણ આત્મામાં તમારી પાસે છું; ને
તમારી સારી રીત તથા ખ્રીસ્ત પરના,તમારા વિશ્વા-
સની સ્થિરતા જોઇને આનંદ કરૂં છું.
૬ એ માટે જેમ તમે ખ્રીસ્ત ઇસુ પ્રભુને માની
લીધો છે, ૭ તેમ, તેમાં જડ ઘાલેલા તથા સ્થપાએલા
તથા જેમ શિખામણ પામ્યા તેમ વિશ્વાસમાં સ્થિર
રહીને ને ઉપકારસ્તુતિ સાથે તેમાં વધતા જઇને,
તેનામાં ચાલો.
૮ સાવધાન રહો, રખે જ્ઞાન તથા ખાલી કપટ જે
ખ્રીસ્ત પ્રમાણે નહિ, પણ માણસોના સંપ્રદાય પ્રમાણે
ને જગતનાં તત્વો પ્રમાણે છે, તેથી કોઇ તમારો
ફસાવનાર થાય. ૯ કેમકે ખ્રીસ્તમાં દેવપણાની સર્વ

સંપૂર્ણતા શરીરરૂપે વસે છે. ૧૦ અને તમે તેનામાં
સંપૂર્ણ થયા છો; તે સર્વ ધણીપણાનું તથા અધિકારનું
શિર છે; ૧૧ ને જે સુનત હાથે કરેલી નથી તેથી તમે
તેનામાં સુનતી થયા, એટલે ખ્રીસ્તની સુનતને આસરે
દેહના પાપી અંગને ઉતારવાથી. ૧૨ તેની સાથે તમે
બાપ્તિસ્મામાં દટાયા, ને તેમાં પણ દેવ, જેણે મુએલાં-
માંથી તેને ઉઠાડ્યો, તેના સામર્થ્યના વિશ્વાસથી તમે
તેની સાથે ઉઠડાયા. ૧૩ અને તમે તમારા અપરાધોમાં
તથા તમારા દેહની બેસુનતમાં મુએલા છતાં, તેણે
તમારા સર્વ અપરાધો માફ કરીને, તમને તેની સાથે
જીવાડ્યા; ૧૪ ને આપણા પર જે વિધિમાંનો હસ્ત-
લેખ આપણી વિરૂદ્ધ હતો, તેને ભુસીને તથા વધસ્તંભે
તેને ખીલા મારીને વચમાંથી કાઢી નાખ્યો. ૧૫ અને
ધણીપણાં તથા અધિકારો પાડીને, વધસ્તંભે તેઓ
પર જય પામીને તેઓને પ્રગટ દેખાડ્યા.

૧૬ એ માટે ખાવા કે પીવા કે પર્વ કે ચાંદરાત કે
વિશ્રામવારો વિષે, કોઇ તમારો ન્યાય ન કરે. ૧૭ તેઓ
તો થનાર વાતનો ઓળો છે, પણ શરીર ખ્રીસ્તનું
છે. ૧૮ નમનતાઇ તથા દૂતોની સેવા પર ભાવ રાખીને,
કોઇ તમને ન ફસાવે, તેણે જે જોયાં નથી તેમાં તે
પેસે છે, ને પોતાના દૈહિક મનથી અમથો ફુલાઇ
જાય છે, ૧૯ ને શિરને નથી રાખતો, કે જેથી આખું
શરીર, સાંધાઓ તથા રગોને આસરે, પોષણ પામીને
તથા બંધાઇને દેવની વૃદ્ધિથી વધે છે.

૨૦ એ માટે જો તમે ખ્રીસ્તની સાથે જગતનાં
તત્વોથી મુઆ છો, તો જગતમાં જીવનારાની પેઠે
વિધિ કેમ માનો છો? ૨૧ [જેવા કે] અડકવું નહિ,
ચાખવું નહિ, હાથમાં લેવું નહિ, ૨૨ (એ સઘળાં
વાપરવાથીજ નાશ પામનારાં છે) જે માણસોની
આજ્ઞા તથા શિખામણ પ્રમાણે છે. ૨૩ એઓને, સ્વે-
ચ્છિત સેવા તથા નમનતાઇ તથા શરીરના દેહકષ્ટ
વિષે જ્ઞાનનો દેખાવ તો છેજ, પણ દેહના વિષયો
વિરૂદ્ધ તેઓ કંઇ ઉપયોગનાં નથી.

૩ એ માટે જો તમે ખ્રીસ્તની સાથે ઉઠડાએલા
હો, તો જ્યાં ખ્રીસ્ત દેવને જમણે હાથે બેઠેલો
છે ત્યાંની, એટલે ઉપરની, વાતો શોધો. ૨ ઉપરની
વાતો પર ચિત્ત લગાડો, પૃથ્વી પરની વાતો પર
નહિ; ૩ કેમકે તમે મુઆ છો, ને તમારૂં જીવન
ખ્રીસ્તની સાથે દેવમાં ગુપ્ત રાખેલું છે. ૪ જ્યારે
ખ્રીસ્ત આપણું જીવન પ્રગટ થશે, ત્યારે તમે પણ
તેની સાથે મહિમામાં પ્રગટ થશો.

૫ એ માટે પૃથ્વી પરનાં તમારાં અવયવો, એટલે
વ્યભિચાર, અશુદ્ધપણું, કામાતુરપણું, ભુંડી ઇચ્છા
તથા દ્રવ્યલોભ જે મૂર્તિભક્તિ છે, તેઓને મારી
નાખો. ૬ એ કામોને લીધે આજ્ઞાભંજનના દીકરા
પર દેવનો કોપ આવે છે. ૭ અને જ્યારે તમે અગાઉ
તેઓમાં જીવતા હતા, ત્યારે તેઓમાં તમે પણ
ચાલ્યા. ૮ પણ હમણાં રીસ, ક્રોધ, ભુંડાઇ, દુર્ભાષણ,
તમારા મુખમાંથી લજામણી વાત, એ સઘળાં દૂર
કરો. ૯ એક બીજાની સાથે જુઠું ન બોલો, કેમકે તમે
જુના માણસપણાને તેની કરણીઓ સુદ્ધાં ઉતાર્યું છે;
૧૦ ને જે નવું માણસપણું તેના ઉત્પન્ન કરનારની
પ્રતિમા પ્રમાણે જ્ઞાનમાં નવું કરાય છે, તે તમે પહેર્યું
છે. ૧૧ ત્યાં નથી હેલેની કે યહુદી, નથી સુનત કે
બેસુનત, નથી મ્લેચ્છ, નથી સ્કુથી, નથી દાસ કે
સ્વતંત્ર; પણ ખ્રીસ્ત સર્વ તથા સર્વમાં છે.

૧૨ એ માટે, પવિત્ર તથા વહાલાઓ, દેવના પસંદ
કરેલાને ઘટે તેમ, દયાળુ મન, ઉપકારીપણું, નમન-
તાઇ, કોમળતા, સહનતા પહેરો. ૧૩ એક બીજાનું
સહન કરો, ને જો કોઇને કોઇ સાથે કજિયો હોય તો
માફ કરો, જેમ ખ્રીસ્તે તમને માફ કીધું તેમ તમે
પણ કરો. ૧૪ પણ એ સઘળાં ઉપરાંત પ્રીતિ જે
સંપૂર્ણતાનું બંધન છે તે પહેરો. ૧૫ અને ખ્રીસ્તની
જે શાંતિને સારૂ તમે એક શરીરમાં તેડાએલા છો, તે
તમારાં હૃદયોમાં ધણીપણું કરે; ને ઉપકારસ્તુતિ
કરો. ૧૬ ખ્રીસ્તની વાત સર્વ જ્ઞાનમાં પુષ્કળતાથી
તમારામાં રહે, એક બીજાને શિખવો તથા બોધ કરો,
ગીતો, સ્તોત્રો તથા આત્મિક પ્રબંધથી કૃપાએ તમારા
મનમાં પ્રભુની આગળ ગાઓ. ૧૭ અને વાતમાં કે
કામમાં જે સર્વ તમે કરો છો, તે સર્વ પ્રભુ ઇસુને
નામે કરો, ને તેને આસરે દેવ એટલે બાપની
ઉપકારસ્તુતિ કરો.

૧૮ વહુઓ, તમે જેમ પ્રભુમાં ઘટમાન છે તેમ
પોતાના વરોને આધીન થાઓ. ૧૯ વરો, તમે પોતાની
વહુઓ પર પ્રેમ કરો, ને તેઓની સાથે કડવા ન
થાઓ. ૨૦ બાળકો, તમે સર્વ વાત વિષે તમારાં
માબાપને માનો, કેમકે તે પ્રભુને ગમે છે. ૨૧ બાપો,
તમે તમારાં બાળકોને ન ચીડવો, રખે તેઓ નિરાશ
થાય. ૨૨ દાસો, તમે ખુશામતિયાની પેઠે આંખ
આગળની સેવાથી નહિ, પણ મનના ખરાપણાથી ને
પ્રભુથી બિહીને જે દેહ સબંધી તમારા ધણી તેઓને
સર્વ વાત વિષે માનો. ૨૩ અને જે કંઇ તમે કરો, તે

સઘળું જીવથી કરો, જાણે કે માણસોને સારૂ નહિ પણ
પ્રભુને સારૂ. ૨૪ કેમકે પ્રભુ પાસેથી વારસાનો બદલો
પામશો એવું તમે જાણો છો; કારણ કે તમે પ્રભુ
ખ્રીસ્તની સેવા કરો છો. ૨૫ પણ જે ભુડુ કરે છે તેણે
જે ભુડુ કર્યું તેનું ફળ તે પામશે, ને પક્ષપાત નથી.

૪ ધણીઓ, જે વાજબી તથા બરાબર તે તમારા
દાસોને આપો, એવું જાણીને કે આકાશમાં
તમારો પણ ધણી છે.

૨ પ્રાર્થનામાં દૃઢતાથી લાગુ રહો, ને તેમાં ઉપકાર-
સ્તુતિ સાથે જાગતા રહો. ૩ અને અમારે સારૂ પણ
પ્રાર્થના કરો કે, ખ્રીસ્તના જે મર્મને સારૂ હુ બંધાએલો
છું, તે કહેવાને દેવ અમારે સારૂ સુવાર્ત્તાનો દરવાજો
ઉઘાડે, ૪ કે જેમ મારે બોલવું જોઇએ, તેમ હુ તે
પ્રગટ કરૂં. ૫ જેઓ બહાર છે, તેઓની સાથે ડહા-
પણમાં ચાલો; સમય ખરીદી લો. ૬ તમારી વાત
મીઠાથી સલુણી કરેલી હમેશાં કૃપાસહિત થાય, કે
પ્રત્યેકને કેવો ઉત્તર આપવો એ તમે જાણો.

૭ પ્રભુમાં વહાલો ભાઇ તથા વિશ્વાસુ સેવક તથા
સાથીદાસ તુખીકસ મારા વિષેની સઘળી વાત તમને
જણાવશે; ૮ તેને મેં તમારી પાસે એજ સારૂ મોકલ્યો
છે કે, તમે હમારી હાલત જાણો, ને તે તમારાં હૃદયને
દિલાસો આપે; ૯ તેની સાથે ઓનેસીમસ, વિશ્વાસુ
તથા વહાલો ભાઇ, જે તમારામાંનો છે, તેને પણ
મોકલ્યો; તેઓ હિયાંની સર્વ વાત તમને જણાવશે.

૧૦ મારો સાથી બંદીવાન આરીસ્તાર્ખસ તથા
બાર્નાબાસનો પિત્રાઇ ભાઇ માર્ક (જે વિષે તમને
આજ્ઞા મળી, જો તે તમારી પાસે આવે તો તેનો
અંગીકાર કરજો), ૧૧ ને ઇસુ જે યુસ્તસ કહેવાય છે,
તેઓ સુનતીઓમાંના છે, તેઓ તમને ક્ષેમ કુશળ
કહે છે. એકલા તેઓજ દેવના રાજ્યને સારૂ મારી
સાથે કામ કરનારા છે; તેઓ મને દિલાસો દેનારા
થયા છે. ૧૨ એપાફ્રા તમારામાંનો એક, ખ્રીસ્તનો
દાસ, તમને ક્ષેમ કુશળ કહે છે, તે હમેશાં તમારે સારૂ
પ્રાર્થનામાં પ્રયત્ન કરે છે, કે દેવની સર્વ ઇચ્છામાં
તમે સંપૂર્ણ તથા ખાત્રીથી ભરપૂર રહો. ૧૩ કેમકે તે
વિષે હુ શાહેદી આપું છું કે, તમારે સારૂ તથા જેઓ
લાઓદીકિયામાં તથા હિયરાપોલીસમાં તેઓને સારૂ
તે બહુ કામ કરે છે. ૧૪ વહાલો વૈદ લુક તથા દેમાસ
તમને ક્ષેમ કુશળ કહે છે. ૧૫ લાઓદીકિયામાંના
ભાઇઓને તથા નુમફાને તથા તેમના ઘરમાંની મંડ-
ળીને ક્ષેમ કુશળ કહેજો. ૧૬ અને આ પત્ર તમારી
પાસે વંચાયા પછી, લાઓદીકિયાની મંડળીમાં પણ
વંચાવજો, ને લાઓદીકિયાથી જે પત્ર તે તમે વાંચજો.
૧૭ અને આર્ખીપસને કહેજો કે, પ્રભુથી જે સેવા
તને મળી છે તે પુરી કરવાને તારે સાવધાન રહેવું.

૧૮ હુ પાઉલનું આ મારા હાથથી ક્ષેમ કુશળ. મારાં
બંધનો યાદ રાખજો. તમારા પર કૃપા થાઓ. આમેન.

---

# થેસ્સાલોનીકીઓને

## પાઉલ પ્રેરિતનો પહેલો પત્ર.

૧ દેવ બાપમાં તથા પ્રભુ ઇસુ ખ્રીસ્તમાં
થેસ્સાલોનીકીઓની મંડળીને પાઉલ તથા
સીલ્વાનસ તથા તીમોથી [લખે છે]; તમને કૃપા
તથા શાંતિ થાઓ.

૨ અમારી પ્રાર્થનાઓમાં તમારૂં સ્મરણ કરીને,
અમે સદા તમ સર્વ વિષે દેવની ઉપકારસ્તુતિ કરીએ
છીએ; ૩ કેમકે આપણા દેવ તથા બાપની આગળ
તમારાં વિશ્વાસનું કામ તથા પ્રેમની મહેનત તથા
આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્ત પરની આશાની સહનત
અમે નિરંતર સંભારીએ છીએ; ૪ દેવથી પ્રેમ પામેલ
ભાઇઓ, તમે પસંદ કરાએલા છો એ અમે જાણીએ
છીએ; ૫ કેમકે અમારી સુવાર્ત્તા કેવળ વાતથી નહિ
પણ પરાક્રમથી તથા પવિત્ર આત્માથી તથા ઘણ
ખાતરીથી પણ તમારી પાસે આવી; એમજ અ
તમારે લીધે તમારામાં કેવા થયા એ તમે જાણો છો.
૬ અને તમે ઘણી વિપત્તિમાં પવિત્ર આત્માના આનંદ

સહિત વાત સ્વિકારીને અમને તથા પ્રભુને અનુસર-
નારા થયા. ૭ એવા કે તમે માકેદોન્યા તથા આખા-
યામાંના સર્વ વિશ્વાસીઓને નમુનારૂપ થયા. ૮ કેમકે
કેવળ માકેદોન્યા તથા આખાયામા તમારાથી પ્રભુની
વાત ફેલાઇ એમ નહિ, પણ સર્વ જગ્યાઓમા દેવ
પરનો તમારો વિશ્વાસ પ્રગટ થયો, એ માટે અમારે
કંઇ કહેવાની અગત્ય નથી કેમકે તેઓ પોતે અમારા
વિષે પ્રગટ કરે છે કે તમારામાં અમારો પ્રવેશ કઇ
રીતે થયો, ને શી રીતે તમે મૂર્તિઓ તરફથી દેવની
ભણી ફર્યા, એ માટે કે તમે જીવતા તથા ખરા દેવની
સેવા કરો, ૧૦ ને તેનો પુત્ર, એટલે આવનાર કોપથી
આપણો બચાવનાર ઇસુ, જેને તેણે મુએલામાથી
ઉઠાડયો, તેની આકાશથી આવવાની વાટ તમે જુઓ

૨ કેમકે, ઓ ભાઇઓ, તમારામાં અમારા પ્રવેશ
વિષે તમે જાણો છો કે, તે અમથો નથી થયો,
૨ પણ જેમ તમે જાણો છો તેમ અમે પહેલા ફિલિપીમા
દુઃખ તથા અપમાન સહ્યાં, તોપણ ઘણા કષ્ટથી
તમારી પાસે દેવની સુવાર્ત્તા કહેવાને આપણા દેવમા
હિમ્મતવાન થયા ૩ કેમકે અમારો બોધ છળથી કે
અશુદ્ધપણાથી કે કપટમા નહોતો ; ૪ પણ જેમ દેવે
સુવાર્ત્તાનો કારભાર ચલાવવાને અમને પસંદ કીધા,
તેમ અમે માણસોને પ્રસન્ન કરનારાની પેઠે નહિ,
પણ અમારા હૃદયોના પારખનાર દેવને પ્રસન્ન કરવાને
બોલીએ છીએ ૫ કેમકે તમે જાણો છો કે, અમે કદી
ખુશામતની વાતમા નહોતા, અથવા દ્રવ્યલોભના
ઢોંગમા નહોતા; દેવ સાક્ષી છે. ૬ અને અમે ખ્રીસ્તના
પ્રેરિત હોવાથી ભાર મૂકવાને અધિકારી હતા, તોપણ
માણસોથી, તમારાથી કે બીજાથી, અમે મહિમા
શોધતા નહોતા ; ૭ પણ જેમ ધાવ મા પોતાના
બાળકોને પાળે છે, તેમ અમે તમારામા લીન હતા.
૮ તેમજ અમે તમારી બહુ મમતા કરીને, તમને કેવળ
દેવની સુવાર્ત્તા નહિ, પણ પોતાના જીવો આપવાને
રાજી હતા, કારણ કે તમે અમને વહાલા હતા ૯ કેમકે,
ભાઇઓ, તમે અમારો શ્રમ તથા મહેનત સભારો છો,
કેમકે તમારામાંના કોઇ પર ભાર ન મૂકીએ માટે રાત
દહાડો કામ કરતા તમને દેવની સુવાર્ત્તા પ્રગટ કીધી.
૧૦ તમે શાહેદ છો, તથા દેવ પણ [ શાહેદ ] છે કે
તમ વિશ્વાસીઓની સાથે અમે કેવી રીતે પવિત્રા-
ઇથી તથા નીતિથી તથા નિર્દોષપણાથી વર્ત્તતા હતા
૧૧ તે પ્રમાણે તમે જાણો છો, કે જેમ બાપ પોતાના
છોકરાને, તેમ અમે તમારામાના પ્રત્યેકને બોધ તથા
દિલાસો તથા સાક્ષી આપતા હતા, ૧૨ એવા હેતુથી
કે, દેવ જે તમને પોતાના રાજ્ય તથા મહિમામાં તેડે
છે, તેને યોગ્ય તમે ચાલો

૧૩ અને એ કારણ માટે અમે દેવની ઉપકારસ્તુતિ
નિરંતર કરીએ છીએ કે, તમે જ્યારે અમારી પાસેથી
દેવની વાત સાભળીને માની લીધી, ત્યારે તેને માણ-
સોની વાતના જેવી નહિ, પણ જેમ તે ખરીજ દેવની
વાત છે તેમ તમે તેને માની ; તેજ તમ વિશ્વાસી-
ઓમા પ્રેરણા કરે છે ૧૪ કેમકે, ભાઇઓ, ખ્રીસ્ત
ઇસુમા દેવની જે મડળીઓ યહુદાહમા છે તેઓના
અનુસરનારા તમે થયા ; કેમકે જેમ તેઓએ યહુદી-
ઓથી દુ ખ સહ્યા તેમ તમે પણ પોતાના દેશના
લોકોથી તેવાજ દુ.ખ સહ્યા છે ૧૫ તેઓએ પ્રભુ ઇસુને
તથા પોતાના ભવિષ્યવાદીઓને પણ મારી નાખ્યા,
ને અમારી સતાવણી કીધી , તેઓ દેવને પ્રસન્ન નથી,
ને સઘળા લોકને ઉલટા છે; ૧૬ વિદેશીઓને તારણને
અર્થે વાત કહેતા તેઓ અમને વારે છે; તેથી તેઓ
નિત્ય પોતાના પાપ પુરા કરે છે, ને અત્યત કોપ
તેઓ પર આવ્યો છે

૧૭ પણ, ભાઇઓ, અમે મનથી નહિ, પણ દેહથીજ
તમારી પાસેથી ઘડીભર વેગળા થઇને, ઘણી ઇચ્છાથી
તમારા મ્હોડા જોવાને ઘણી મહેનત કીધી. ૧૮ એ
માટે અમે, એટલે મેં પાઉલે, એકવાર ને બીજીવાર
પણ તમારી પાસે આવવાને ચાહ્યું, પણ શેતાને અમને
અટકાવ્યા ૧૯ કેમકે અમારી આશા કે આનંદ કે
ઉલ્લાસનો મુગટ શું છે? શું આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તના
આવવાની વેળામા તેની આગળ તમેજ એ નથી?
૨૦ હા, તમે અમારો મહિમા તથા આનંદ છો.

૩ માટે જ્યારે અમારાથી વધારે સહેવાતું નહોતું
ત્યારે અમે આથેનાયમા એકલા રહીએ, એવું
અમે ઠરાવ્યુ ૨ અને તીમોથી જે અમારો ભાઇ તથા
ખ્રીસ્તની સુવાર્ત્તામાં દેવનો સેવક, તેને તમને સ્થિર
કરવાને ને તમારા વિશ્વાસ સબધી તમને દિલાસો
આપવાને અમે મોકલ્યો, ૩ એ સારૂ કે આ વિપત્તિથી
કોઇ ન ડગે, કારણ કે તમે પોતે જાણો છો કે તે સારૂ
આપણે ઠરાવાયા છીએ ૪ એ માટે જ્યારે અમે તમારી
પાસે હતા ત્યારે અમે તમને અગાઉથી કહ્યું કે, આપ-
ણને વિપત્તિ થનાર છે, તે પ્રમાણે થયુ, અને તે તમે
જાણો છો ૫ એ કારણને લીધે જ્યારે મારાથી વધારે
સહેવાતું નહોતું ત્યારે મેં તમારો વિશ્વાસ જાણવા
સારૂ [ તીમોથીને ] મોકલ્યો ; રખે પરીક્ષકે કોઇ રીતે

તમારૂં પરીક્ષણ કર્યું હોય ને અમારી મહેનત અમથી
થાય. ૬ પણ હમણાં તીમોથી તમારે ત્યાંથી અમારી
પાસે આવ્યો, ને તમારા વિશ્વાસ તથા પ્રેમની સારી
ખબર અમને આપી, ને [કહ્યું] કે જેમ અમે તમને
તેમ તમે પણ અમને જોવાની ઘણી ઇચ્છા રાખો છો,
ને સદા અમારૂં શુભ સ્મરણ કરો છો. ૭ એ માટે,
ભાઇઓ, અમારા સર્વ સંકટ તથા વિપત્તિમાં તમારા
વિશ્વાસથી તમારા વિષે અમે દિલાસો પામ્યા. ૮ કેમકે
હવે જો તમે પ્રભુમાં સ્થિર રહો, તો અમે જીવીએ.
૯ કેમકે જે આનંદથી અમે અમારા દેવની આગળ
તમારે લીધે આનંદ કરીએ છીએ, તે સઘળાને સારૂ
અમે તમારા વિષે દેવની શી ઉપકારસ્તુતિ કરી
શકીએ? ૧૦ અમે રાત દહાડો અતિશે પ્રાર્થના કરીએ
છીએ કે, અમે તમારા મ્હો જોઇએ, ને તમારા વિશ્વા-
સનું ઓછાપણું સંપૂર્ણ કરીએ.

૧૧ હવે દેવ આપણો બાપ પોતે તથા આપણો
પ્રભુ ઇસુ ખ્રીસ્ત તમારી ભણી અમારો રસ્તો પાધરો
કરો. ૧૨ અને જેમ અમારો પ્રેમ તમારા પર, તેમ
પ્રભુ તમારો પ્રેમ પણ એક બીજા પર તથા સર્વ ઉપર
વધારો ને પુષ્કળ કરો; ૧૩ એ સારૂ કે જ્યારે આપણો
પ્રભુ ઇસુ પોતાના સર્વ પવિત્રો સુદ્ધાં આવશે, ત્યારે
દેવ આપણા બાપની આગળ, તે આપણાં હૃદયોને
પવિત્રાઇમાં નિર્દોષ એવાં સ્થિર કરે.

૪ તો ભાઇઓ, છેલ્લું, પ્રભુ ઇસુમાં તમને વિનતી
તથા સુબોધ કરીએ છીએ કે, તમારે કેવી રીતે
ચાલવું ને દેવને પ્રસન્ન કરવો, એ અમારાથી સાંભળ્યું
તે પ્રમાણે જેમ તમે ચાલો છો, તેમ વધારે ને વધારે
ચાલતા જાઓ. ૨ કેમકે અમે પ્રભુ ઇસુથી તમને કઇ
કઇ આજ્ઞાઓ આપી તે તમે જાણો છો. ૩ કારણ કે
દેવની ઇચ્છા એવી છે કે, તમારૂં પવિત્રીકરણ થાય કે
છિનાળાથી તમે દૂર રહો; ૪ કે તમારામાંના દરેક,
દેવને ન જાણનારા વિદેશીઓની પેઠે વિષયની ઇચ્છા
નહિ, ૫ પણ પવિત્રાઇમાં તથા માનમાં પોતાનું પાત્ર
રાખી જાણે; ૬ કે તે બાબતમાં કોઇ ઉલ્લંઘન કરીને
પોતાના ભાઇને છેતરે નહિ, કારણ કે પ્રભુ એવા
સઘળાનો બદલો લેનાર છે, જેમ અમે અગાઉ પણ
તમને કહ્યું ને પ્રમાણ આપ્યું તેમ. ૭ કેમકે દેવે
આપણને અશુદ્ધપણાને સારૂ નહિ, પણ પવિત્રાઇમાં
તેડ્યા છે. ૮ એ માટે જે અનાદર કરે છે તે તો માણ-
સનો નહિ, પણ દેવ જે પોતાનો પવિત્ર આત્મા તમને
આપે છે, તેનો અનાદર કરે છે.

૯ પણ ભાઇ પરની પ્રીતિ વિષે કોઇ તમારા પર
લખે,-એની તમને કંઇ જરૂર નથી, કેમકે તમે પોતે
એક બીજા પર પ્રેમ રાખવાને દેવથી શિખાવેલા છો.
૧૦ અને આખા માકેદોન્યાના સઘળા ભાઇઓ પર
તમે એમજ કરો છો; પણ, ભાઇઓ, અમે તમને વિનતી
કરીએ છીએ કે, તમે વધારે ને વધારે કરો; ૧૧ ને
જેમ અમે તમને આજ્ઞા આપી, તેમ શાંત રહેવાને
તથા પોતપોતાનાંજ કામ કરવાને, તથા પોતાને હાથે
ઉદ્યોગ કરવાને, તમે યત્ન કરો; ૧૨ એ સારૂ કે બહા-
રનાઓની આગળ તમે સારી રીતે ચાલો, ને તમને
કશાની અગત્ય ન રહે.

૧૩ પણ, ભાઇઓ, ઉંઘી ગયલા વિષે તમે અજાણ્યા
રહો એવી અમારી ઇચ્છા નથી, એ સારૂ કે બીજા
જેઓને આશા નથી તેઓની પેઠે તમે ખેદ ન કરો.
૧૪ કેમકે જો આપણે વિશ્વાસ કરીએ છીએ કે, ઇસુ
મરણ પામ્યો ને પાછો ઉઠ્યો, તો તેમજ ઇસુમાં
જેઓ ઉંઘી ગયા તેઓને પણ દેવ તેની સાથે લાવશે.
૧૫ કેમકે પ્રભુની વાતથી અમે તમને કહીએ છીએ, કે
પ્રભુના આવવાની વેળાએ આપણે જે જીવતા રહેનારા
તે ઉંઘેલાઓની આગળ જનારા નથી. ૧૬ કેમકે
સાદથી, પ્રમુખ્ય દૂતની વાણીથી, તથા દેવના રણશિ-
ંગડાથી પ્રભુ પોતે આકાશથી ઉતરશે; ને ખ્રીસ્તમાં
જેઓ મુએલા તેઓ પહેલા ઉઠશે. ૧૭ પછી આપણ
જીવતા રહેનારા ગગનમાં પ્રભુને મળવા સારૂ તેઓની
સાથે વાદળોમાં તણાઇ જઇશું, ને તેમજ સદા પ્રભુની
સાથે થઇશું. ૧૮ તો એ વાતોથી એક બીજાને સુબોધ
કરો.

૫ પણ ભાઇઓ, વખતો તથા સમયો વિષે તમને
લખવું એની કંઇ તમને અગત્ય નથી. ૨ કેમકે
તમે પોતે સારીપેઠે જાણો છો કે, જેમ રાતમાં ચોર
તેમ પ્રભુનો દિવસ આવે છે. ૩ કેમકે જ્યારે તેઓ
કહેશે કે, શાંતિ તથા કુશળતા છે ત્યારે જેમ ગર્ભવતીનું
દુઃખ તેમ તેઓ પર અકસ્માત નાશ આવશે, ને
તેઓ નહિજ બચશે. ૪ પણ ભાઇઓ, તમે અંધારામ
નથી, કે તે દિવસ ચોરની પેઠે તમારા પર આવે
૫ તમે સઘળા અજવાળાના દીકરા તથા દહાડાના
દીકરા છો; આપણે રાતના તથા અંધકારના નથી
૬ એ માટે બીજાઓની પેઠે આપણે ઉંઘીએ નહિ
પણ જાગીએ તથા સાવધાન રહીએ. ૭ કેમકે ઉંઘના
રાઓ રાતમાં ઉંઘે છે, ને છાકટા રાતમાં છાકટા થાય
છે. ૮ પણ આપણે દહાડાના છીએ, માટે વિશ્વાસ

તથા પ્રેમનુ બખતર, ને તારણની આશાનો ટોપ પહે-
રીને સાવધાન રહીએ ૯ કેમકે દેવે આપણને કોપને
સારૂ નહિ, પણ આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તથી તારણની
પ્રાપ્તિને સારૂ ઠરાવ્યા છે, ૧૦ તે આપણે સારૂ મરણ
પામ્યો, એ સારૂ કે આપણે જાગીએ કે ઉંઘીએ તો
તેની સઘાતે જીવીએ ૧૧ માટે જેમ તમે કરો છો તેમજ
અરસપરસ સુબોધ કરો, તથા એકબીજાને સ્થિર કરો

૧૨ પણ, ભાઇઓ, અમે તમને વિનતી કરીએ છીએ
કે, જેઓ તમારામા મહેનત કરે છે તથા પ્રભુમા તમારા
આગેવાન છે તથા તમને બોધ કરે છે તેઓને તમે
જાણો, ૧૩ ને તેઓના કામને લીધે પ્રેમમા તેઓને
અતિ ઘણુ માન આપો, તમે માહોમાહે શાતિમા
રહો ૧૪ અને ભાઇઓ, અમે તમને વિનતી કરીએ
છીએ કે, તમે અડીએલોને બોધ કરો, બીકણોને ઉત્તે
જન આપો, અબળોને આધાર આપો, સઘળાની સાથે
સહનશીલ થાઓ ૧૫ જુઓ, કે કોઇ કોઇને ભુડાઇને
બદલે ભુડાઇ ન વાળે, પણ સદા એકબીજાનુ તથા
સઘળાનુ સારૂ કરવાને યત્ન કરો ૧૬ સદા હરખાઓ
૧૭ નિત્ય પ્રાર્થના કરો ૧૮ હરેક વાતમા ઉપકારસ્તુતિ
કરો, કેમકે તમારા વિષે ખ્રીસ્ત ઇસુમા દેવની મરજી
એવીજ છે ૧૯ આત્માને ન હોલવો ૨૦ ભવિષ્યવાદોને
તુચ્છ ન ગણો ૨૧ સઘળાને પારખો, જે સારૂ તે ઝાલી
રાખો ૨૨ હરેક પ્રકારની ભુડાઇથી દૂર થાઓ

૨૩ અને શાતિનો દેવ પોતે તમને પુરા પવિત્ર કરો
અને આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તના આવવા સુધી
તમારો આત્મા તથા પ્રાણ તથા શરીર સપૂર્ણ [તથા]
નિર્દોષ રખાઓ ૨૪ તમારો તેડનાર જે વિશ્વાસુ છે,
તે તે કરશે

૨૫ ભાઇઓ, અમારે માટે પ્રાથના કરો

૨૬ પવિત્ર ચુબનથી સર્વ ભાઇઓને ક્ષેમ કુશળ
કહેજો ૨૭ હુ તમને પ્રભુના સમ ઘાલુ છુ કે, આ પત્ર
સઘળા પવિત્ર ભાઇઓને વાચી સભળાવવામા આવે

૨૮ આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તની કૃપા તમારા પર
થાઓ આમેન

# થેસ્સાલોનીકીઓને

## પાઉલ પ્રેરિતનો બીજો પત્ર.

૧ દેવ આપણા બાપ તથા પ્રભુ ઇસુ ખ્રીસ્તમા
થેસ્સાલોનીકીઓની મડળીને, પાઉલ તથા
સીલવાનસ તથા તીમોથી [લખે છે] ૨ દેવ બાપ
તથા પ્રભુ ઇસુ ખ્રીસ્તથી તમને કૃપા તથા શાતિ થાઓ

૩ ભાઇઓ, અમારે તમારા વિષે દેવની ઉપકાર
સ્તુતિ સદા કરવી જોઇએ, ને તે લાયક છે, કેમકે
તમારો વિશ્વાસ બહુ વધે છે, ને તમ સર્વમા હરેકનો
પ્રેમ એક બીજા ઉપર ઘણો થાય છે ૪ માટે તમારા
પરની સઘળી સતાવણી તથા જે વિપત્તિ તમે વેઠો
છો, તેઓમા તમારી સહનતા તથા વિશ્વાસને લીધે
અમે પોતે દેવની મંડળીઓમા તમારૂ વખાણ કરીએ
છીએ ૫ આ તો દેવના ન્યાયી ઇનસાફનુ પ્રમાણ છે,
કે દેવના જે રાજ્યને સારૂ તમે દુ ખ વેઠો છો, તેને
યોગ્ય તમે ગણાઓ ૬ કેમકે દેવને એ વાજબી છે,
કે તમારા દુ ખ દેનારને તે દુ ખ વાળી આપે, ૭ ને
તમ દુ ખ પામેલાઓને અમારી સાથે વિસામો આપે,
જ્યારે પ્રભુ ઇસુ આકાશથી તેના પરાક્રમના દૂતો
સાથે ૮ બળતી આગમા પ્રગટ થશે ત્યારે, તે વેળા
જેઓ દેવને નથી જાણતા, ને જેઓ આપણા પ્રભુ
ઇસુ ખ્રીસ્તની સુવાર્ત્તા નથી માનતા, તેઓ પર દડ
તે ઠરાવશે ૯ તેઓ પ્રભુની આગળથી તથા તેના
સામર્થ્યના મહિમાથી સજા એટલે અનતકાળનો નાશ
ભોગવશે ૧૦ જ્યારે પોતાના પવિત્રોમા મહિમા
પામવાને, ને જેઓએ વિશ્વાસ કીધો તેઓમા
આશ્ચર્યવાન મનાવાને તે આવશે તે દહાડે [એમ
થશે], ને તમે પણ અમારી શાહેદી પર વિશ્વાસ
રાખ્યો ૧૧ એ સારૂ અમે સદા તમારા વિષે પ્રાર્થના
કરીએ છીએ કે, આપણો દેવ તમને આ તેડાને યોગ્ય
ગણે, ને ભલાઇની સઘળી પ્રસન્નતા તથા વિશ્વાસનું
કામ સામર્થ્યેથી પુરા કરે, ૧૨ એ માટે કે આપણા
દેવ તથા પ્રભુ ઇસુ ખ્રીસ્તની કૃપા પ્રમાણે, આપણા
પ્રભુ ઇસુનુ નામ તમારામા મહિમાવાન થાય ને તમે
તેનામા મહિમાવાન થાઓ

૨ હવે ભાઇઓ, આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તના
આવવા તથા તેની પાસે આપણે એકઠા થવા
વિષે, અમે તમને વિનંતી કરીએ છીએ કે, ૨ પ્રભુનો
દહાડો જાણે હમણાજ આવ્યો હોય તેમ તમે એકા
એક મનમા ન ડુલો, ને ગભરાઓ ના, આત્માથી
નહિ, વાતથી નહિં, ને અમારા [ લખેલા ] એવા
પત્રથી નહિ. ૩ કોઇ પ્રકારે કોઇ તમને ન ભુલાવે,
કેમકે ત્યાર પહેલા ધર્મત્યાગ થશે તથા પાપનુ માણસ
જે વિનાશનો દીકરો, તે પ્રગટ થશે, ૪ તે અટકાવીને
જે સર્વ દેવ અથવા પૂજ્ય કહેવાય છે તેઓ સામે
પોતાને ઉચા કરે છે, એવો કે પોતે દેવ છે એમ
પોતાને દેખડાવતા દેવના મદિરમા દેવ તરીકે બેસે છે
૫ શું તમને યાદ નથી કે, હુ તમારી સાથે હતો, ત્યારે
મેં એ વાતો તમને કહી હતી? ૬ અને તે પોતાના
વખતમા પ્રગટ થાય, માટે શું અટકાવ કરે છે તે હવે
તમે જાણો છો ૭ કેમકે અધર્મનો મર્મ હમણા અસર
કરે છે, પણ જે હાલ અટકાવનાર છે તે વચમાથી
કઢાય ત્યા સુધી [અટકાવશે], ૮ ને ત્યારે તે અધર્મી
પ્રગટ થશે, જેને પ્રભુ ઇસુ પોતાના મુખના શ્વાસથી
તેનો સહાર કરશે તથા પોતાના આવવાના પ્રકાશથી
તેનો નાશ કરશે, ૯ એટલે તેનો નાશ જેનુ આવવુ
શેતાનના કરાવ્યા પ્રમાણે જૂઠાઇના સર્વ પરાક્રમ તથા
ચિન્હો તથા ચમત્કારો સાથે છે, ૧૦ ને જેઓ નાશ
પામે છે તેઓને સારૂ અન્યાયની સર્વ ઠગાઇ સાથે છે,
કેમકે તેઓએ પોતાના તારણને અર્થે સત્યની પ્રીતિ
પામી લીધી નહિ. ૧૧ અને તે માટે દેવ તેઓમા
ભ્રાતિની ઉશ્કેરણી મોકલે છે કે, તેઓ તે જૂઠાઇ
માને, ૧૨ એ સારૂ કે જેઓએ સત્ય પર વિશ્વાસ
કીધો નથી, પણ અન્યાયમા સતોષી હતા, તે સઘળા
પર દડ ઠરાવાય

૧૩ પણ ભાઇઓ, પ્રભુથી પ્રીતિ પામેલા, તમારા
વિષે સદા દેવની સ્તુતિ કરવાને અમે બધાએલા
છીએ, કેમકે આત્માના પવિત્રીકરણથી તથા સત્યના
વિશ્વાસથી તારણને અર્થે દેવે તમને આરંભથી પસદ
કીધા છે ૧૪ એને સારૂ તેણે તમને આપણા પ્રભુ
ઇસુ ખ્રીસ્તનો મહિમા પામવાને અર્થે અમારી
સુવાર્તાથી તેડ્યા છે ૧૫ માટે, ભાઇઓ, સ્થિર રહો,
ને જે સપ્રદાય તમે વાતથી કે અમારા પત્રથી શિખ્યા
તે પકડી રાખો

૧૬ હવે આપણો પ્રભુ ઇસુ ખ્રીસ્ત પોતે ને દેવ
આપણો બાપ, જેણે આપણા પર પ્રેમ કીધો, ને
સર્વકાળનો દિલાસો ને સારી આશા કૃપાથી આપણને
આપ્યા, ૧૭ તે તમારા હૃદયને દિલાસો આપો, ને
સર્વ સારા કામમા તથા વાતમા તમને સ્થિર કરો

૩ છેલ્લુ, ભાઇઓ, અમારે માટે પ્રાર્થના કરો કે
પ્રભુની વાત વેગે ચાલે ને મહિમાવાન થાય,
જેમ તમારે ત્યા થાય છે તેમ, ૨ અને કે અમે અવી-
વેકી તથા દુષ્ટ માણસોથી બચાવ પામીએ, કેમકે
સઘળાને વિશ્વાસ નથી, ૩ પણ પ્રભુ વિશ્વાસુ છે, તે
તમને સ્થિર કરશે ને ભુડાથી બચાવશે ૪ અને તમારા
વિષે અમે પ્રભુમા ભરોસો રાખીએ છીએ કે, જે આજ્ઞા
અમે કરીએ છીએ તે તમે પાળો છો તથા પાળશો.
૫ અને દેવના પ્રેમમા તથા ખ્રીસ્તની ધીરજમા પ્રભુ
તમારા હૃદયોને લાવો.

૬ હવે, ભાઇઓ, આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તને નામે
અમે તમને આજ્ઞા કરીએ છીએ કે, જે હરેક ભાઇ
આડો ચાલે છે, ને અમારાથી પામેલા સપ્રદાય પ્રમાણે
ચાલતો નથી, તેનાથી તમે જુદા થાઓ ૭ કેમકે
અમને કઇ રીતે અનુસરવા જોઇએ એ તમે પોતે જાણો
છો, કેમકે અમે તમારામા આડા ચાલ્યા નહોતા,
૮ ને કોઇ માણસનુ અન્ન અમે મફત ખાધું નહોતું,
પણ તમારામાના કોઇ પર ભાર ન મુકીએ, માટે રાત
દહાડો મહેનત તથા કષ્ટથી કામ કીધુ, ૯ અમને અધિ-
કાર નથી એમ નહિ, પણ તમે અમને અનુસરો માટે
અમે તમને નમુનારૂપ થઇએ ૧૦ અને જ્યારે અમે
તમારી પાસે હતા ત્યારે પણ આ આજ્ઞા કીધી કે,
જો કોઇ માણસ કામ કરવા ન ઇચ્છે, તો તે ખાય
પણ નહિ. ૧૧ કેમકે તમારામાના કેટલાએક આડાપ-
ણાથી ચાલે છે, ને કઇ કામ કરતા નથી પણ ધાંધલ
કરે છે એવુ સાભળીએ છીએ ૧૨ પણ એવાઓને
આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તથી આજ્ઞા કરીએ છીએ તથા
બોધ કરીએ છીએ કે, તેઓ શાતિસહિત કામ કરીને
પોતાનુ અન્ન ખાય ૧૩ પણ, ભાઇઓ, તમે સારૂ કરતા
થાકશો ના ૧૪ અને જો કોઇ અમારી આ પત્રમાની
વાત ન માને, તો તેને ધારી રાખો ને તમે તેની સાથે
મળતા ન રહો એ માટે કે તે શરમાય ૧૫ તોપણ
તેને શત્રુ ન ગણો, પણ ભાઇ જાણીને તેને બોધ કરો

૧૬ હવે શાતિનો પ્રભુ પોતે સદા સર્વ પ્રકારે તમને
શાતિ આપો પ્રભુ તમ સર્વની સાથે થાઓ

૧૭ હુ પાઉલનુ પોતાને હાથે ક્ષેમ કુશળ, એ નિશાની
સર્વ પત્રમા છે, એમ હુ લખુ છું ૧૮ આપણા પ્રભુ
ઇસુ ખ્રીસ્તની કૃપા તમ સર્વ પર થાઓ

# તીમોથીને
## પાઉલ પ્રેરિતનો પહેલો પત્ર.

૧ દેવ આપણા તારનારના તથા ખ્રીસ્ત ઇસુ જે
આપણી આશા, તેની આજ્ઞા પ્રમાણે થએલો
ખ્રીસ્ત ઇસુનો પ્રેરિત પાઉલ, ૨ વિશ્વાસમા પોતાના
ખરા દીકરા તીમોથીને [લખે છે], દેવ આપણા
બાપથી તથા ખ્રીસ્ત ઇસુ આપણા પ્રભુથી કૃપા, દયા
તથા શાંતિ થાઓ
૩ જેમ માકેદોન્યામા જતા મેં તને વિનંતી કીધી
કે, તું એફેસસમા રહીને કેટલાએકને આજ્ઞા કર કે,
તેઓ બીજો ઉપદેશ ન કરે, ૪ ને કહાણીઓ તથા
અપાર વંશાવળીઓ પર ચિત્ત ન રાખે, એવી વાતો
તો તકરાર ઉપજાવે છે, પણ દેવનો જે કારભાર
વિશ્વાસમા છે તેને અનુકુળ નથી [તેમ ફરી કહુ છુ]
૫ આજ્ઞાનો મુખ્યાર્થ તો શુદ્ધ હૃદયથી તથા સારા
અંત કરણથી તથા ઢોંગરહિત વિશ્વાસથી પ્રીતિ છે
૬ તેઓથી કેટલાએક ચુકીને વ્યર્થ વાત બોલવાની
ભણી ફરી ગયા છે, ૭ તેઓ નિયમશાસ્ત્રના ઉપદેશક
થવા ચાહે છે, પણ પોતે શું કહે છે અથવા જે વિષે
તેઓ ખાતરીથી બોલે છે તે તેઓ સમજતા નથી
૮ પણ અમને માલમ છે કે નિયમ સારો છે, જો કોઇ
તેનો વહીવટ યોગ્ય રીતે કરે તો, ૯ એવુ જાણીને કે,
નિયમ ન્યાયીને લાગતો નથી, પણ અનીતિવંતો તથા
સ્વચ્છંદીઓને લાગે છે, અભક્ત તથા પાપીઓને,
અશુદ્ધ તથા અમંગળોને, બાપ મારનારા તથા મા
મારનારાઓને, મનુષ્યઘાતકોને, ૧૦ વ્યભિચારીઓને,
પુંમૈથુનીઓને, માણસને ચોરનારાઓને, જુઠાઓને
તથા જુઠા સમ ખાનારાઓને લાગે છે, ને શુદ્ધ ઉપ
દેશને જો કંઇ બીજુ ઉલટુ હોય તો તેને પણ લાગે
છે, ૧૧ સ્તુતિવાન દેવના મહિમાની સુવાર્તા જે મને
સોંપાયલી તે પ્રમાણે છે
૧૨ અને મને સામર્થ્ય આપનાર આપણા પ્રભુ
ખ્રીસ્ત ઇસુનો ઉપકાર હુ માનુ છુ, કેમકે તેણે મને
વિશ્વાસુ ગણીને સેવામા રાખ્યો, ૧૩ હુ પહેલા દુર્ભા
પણ કરનાર તથા સતાવનાર તથા નિંદક હતો, તોપણ
હુ દયા પામ્યો કારણ કે મેં અજ્ઞાનથી અવિશ્વાસમા
તે કીધુ, ૧૪ ને ખ્રીસ્ત ઇસુ પરના વિશ્વાસ તથા પ્રેમ
સુદ્ધા આપણા પ્રભુની કૃપા અતિ ઘણી થઇ ૧૫ આ
વાત વિશ્વાસુ તથા સંપૂર્ણ અંગીકાર કરવા યોગ્ય છે કે,
ખ્રીસ્ત ઇસુ પાપીઓને તારવાને જગતમા આવ્યો,
તેઓમા હુ મુખ્ય છુ, ૧૬ પણ હુ એ સારૂ દયા
પામ્યો કે, ઇસુ ખ્રીસ્ત પ્રથમ મારામા પોતાની પુરી
સહનશીલતા દેખાડે, એવી કે જેઓ અનંત જીવનને
સારૂ તેના પર વિશ્વાસ કરનારા તેઓને હુ નમુનારૂપ
થાઉં ૧૭ જે સનાતન યુગોનો રાજા, અવિનાશી,
અદૃશ્ય તથા એકલો દેવ, તેને સદા સર્વકાળ સુધી
માન તથા મહિમા થાઓ   આમેન
૧૮ ઓ દીકરા તીમોથી તારા વિષે અગાઉ થએલા
ભવિષ્યવાદો પ્રમાણે, આ આજ્ઞા હુ તને આપુ છુ,
કે તે ભવિષ્યવાદોથી તું સારી લડાઇ લડે, ૧૯ ને
વિશ્વાસ તથા સારૂ અંત કરણ રાખે, જેને કેટલાએકે
મુકી દઇને વિશ્વાસ વિષેનુ વહાણ ભાંગી નાખ્યુ,
૨૦ તેઓમાના હુમનાય તથા અલેકસાંદર છે, તેઓને
મેં શેતાનને એ સારૂ સોંપ્યા કે, તેઓ દુર્ભાષણ ન
કરવાનુ શિખે

૨ હવે સહુથી પહેલા હુ એવો બોધ કરૂ છુ કે,
વિનતીઓ, પ્રાર્થનાઓ, અરજીઓ તથા
ઉપકારસ્તુતિઓ, સઘળા માણસોને સારૂ કરાય
૨ રાજાઓને અને તથા જેઓ અધિકારમા છે તેઓ
સર્વને સારૂ, એ માટે કે આપણે પુરી સુભક્તિમા
તથા ગંભીરપણામા, શાંત તથા સ્વસ્થ રીતે જીવનના
દહાડા કાઢીએ ૩ કેમકે દેવ આપણા તારનારની
આગળ એ સારૂ તથા લાયક છે ૪ તે ઇચ્છે છે કે
સઘળા માણસ તારણ પામે, ને સત્યના પુરા જ્ઞાનમા
આવે. ૫ કેમકે એક દેવ છે ને દેવનો તથા માણસોનો
એક મધ્યસ્થ પણ છે, એટલે ખ્રીસ્ત ઇસુ પોતે,

માણસ, ૬ જેણે સઘળાંને સારૂ પોતાને ખંડણીરૂપે
આપ્યો, જેની શાહેદી યોગ્ય પ્રસંગે [આપવામાં
આવશે] ૭ એને સારૂ હું હલકારો તથા પ્રેરિત (હું
સાચું બોલું છું, જૂઠું બોલતો નથી), ને વિશ્વાસમાં
તથા સત્યમાં વિદેશીઓને શિખવનાર ઠરાવાયો છું

૮ એ માટે મારી ઇચ્છા છે કે, પુરૂષો સર્વ જગ્યામાં
રીસ તથા વિવાદ વિના શુદ્ધ હાથો ઉઠાવીને પ્રાર્થના
કરે. ૯ તે પ્રમાણે સ્ત્રીઓ પણ શોભતા વસ્ત્રથી લાજ
તથા સુબુદ્ધિ સહિત પોતાને સણગારે, ગુંથેલા બાલથી
તથા સોનું કે મોતી, કે મૂલ્યવાન વસ્ત્રથી નહિ,
૧૦ પણ દેવની ભક્તિ કબૂલ કરનારી સ્ત્રીને જે શોભે
છે તેથી, એટલે સારાં કામથી [પોતાને સણગારે]
૧૧ સ્ત્રીએ પુરા આધીનપણાથી છાની રહીને શિખવું
૧૨ પણ ઉપદેશ કરવાની, કે પુરૂષપર અધિકાર
ચલાવવાની હું સ્ત્રીને રજા આપતો નથી, પણ તેણીએ
છાનાપણામાં રહેવું. ૧૩ કેમકે આદમ પહેલો ઉત્પન્ન
થયો, પછી હવા ૧૪ અને આદમ છેતરાયો નહિ,
પણ સ્ત્રી છેતરાઇને ઉલ્લંઘનમાં પડી. ૧૫ તોપણ જો
તે સુબુદ્ધિ સહિત વિશ્વાસ તથા પ્રેમ તથા પવિત્રાઇમાં
રહે, તો તે જણવાથી તારણ પામશે.

૩ આ વાત વિશ્વાસુ છે કે, જો કોઇ અધ્યક્ષનો
હોદ્દો ચાહે છે, તો તે સારા કામની ઇચ્છા કરે
છે. ૨ અધ્યક્ષ નિર્દોષ, એક સ્ત્રીનો વર, સાવધાન,
સુબુદ્ધિવાન, વ્યવસ્થિત, આતિથ્ય કરનાર, શિખવી
શકે એવો, ૩ મદ્યપી નહિ, મારનાર નહિ, પણ
સહનશીલ, કજીઆ કરનાર નહિ, દ્રવ્યલોભી નહિ,
૪ પોતાના ઘરનાંને સારી રીતે ચલાવનાર, પોતાના
છોકરાંને સર્વ ગંભીરપણાથી આધીન રાખનાર, એવો
હોવો જોઇએ. ૫ (કેમકે જો કોઇ પોતાના ઘરનાંને
ચલાવી જાણતો નથી, તો તે દેવની મંડળીની સંભાળ
કઇ રીતે કરશે?) ૬ નવો શિષ્ય નહિ, રખે તે ફુલાઇને
શેતાનની શિક્ષામાં પડે. ૭ વળી જરૂર છે કે, એના
વિષે બહારનાઓની તરફથી સારી શાહેદી હોય, એ
સારૂ કે તે અપમાનમાં તથા શેતાનના ફાંદામાં ન
પડે. ૮ એ પ્રમાણે સેવકો પણ ગંભીર, બેવચની
નહિ, ઘણા મદ્યપી નહિ, નીચ લાભ વિષે લોભી
નહિ, ૯ વિશ્વાસી [ધર્મનો] મર્મ શુદ્ધ અંતઃકરણથી
રાખનાર એવા હોવા જોઇએ. ૧૦ તેઓ પહેલાં
પરખાએલા થાય; પછી જો નિર્દોષ માલમ પડે તો
સેવકનું કામ કરે. ૧૧ એ પ્રમાણે બાયડીઓ ગંભીર,
નિંદાખોર નહિ, સાવધાન, સર્વ વાતમાં વિશ્વાસુ
એવી હોવી જોઇએ. ૧૨ હરેક સેવક એક સ્ત્રીનો વર,
પોતાનાં છોકરાં તથા ઘરનાંને સારી રીતે ચલાવનાર
એવો હોવો જોઇએ. ૧૩ કેમકે જેઓએ સેવકનું કામ
સારી રીતે કીધું, તેઓ પોતાને સારૂ સારી પદવી તથા
ખ્રીસ્ત ઇસુ પરના વિશ્વાસમાં મોટી હિમ્મત મેળવે છે.

૧૪ હું તારી પાસે વહેલો આવવાની આશા રાખીને
તને એ વાતો લખું છું; ૧૫ એ સારૂ કે જો મને વાર
લાગે, તો તારે દેવના ઘરમાં કઇ રીતે વર્તવું, એ તને
જણાય; એ ઘર જીવતા દેવની મંડળી, સત્યનો સ્તંભ
તથા આધાર છે. ૧૬ અને ખચિત સુભક્તિનો મર્મ
મોટો છે, એટલે જે દેહમાં પ્રગટ થયો, આત્મામાં
ન્યાયી ઠરાવાયો, દૂતોના દીઠામાં આવ્યો, વિદેશી-
ઓમાં તેની વાત પ્રગટ થઇ, જગતમાં તે પર
વિશ્વાસ થયો, મહિમામાં તે ઉપર લેવાયો.

૪ પણ આત્મા સાફ કહે છે કે, પાછલા કાળોમાં
કેટલાએક માણસો, ભુલાવનાર આત્માઓ પર
તથા ભૂતોના ઉપદેશ પર લક્ષ રાખીને, ૨ જૂઠું બોલ-
નારા તથા જેઓનું અંતઃકરણ ડામેલું એવાઓના
ઢોંગથી વિશ્વાસનો ત્યાગ કરશે; ૩ ને એઓ પરણ-
વાને મના કરશે, ને જે ખોરાક ઉપકારસ્તુતિ કરીને
લેવા સારૂ દેવે વિશ્વાસીઓને તથા સત્ય જાણનારા-
ઓને વાસ્તે ઉત્પન્ન કીધા, તેથી દૂર રહેવાનું કહેશે.
૪ કેમકે દેવનું સર્વ ઉત્પન્ન કરેલું સારૂ છે, કંઇ નાખી
દેવા સારૂ નથી, જો ઉપકારસ્તુતિની સાથે તે લેવાય
તો, ૫ કેમકે દેવની વાતથી તથા પ્રાર્થનાથી તે શુદ્ધ
કરાય છે.

૬ એ વાતો ભાઇઓને જણાવીને, તું ખ્રીસ્ત ઇસુનો
સારો સેવક થઇશ, ને જે વિશ્વાસની તથા સારા
ઉપદેશની વાતોની પાછળ તું ચાલતો આવ્યો તેઓથી
પાળેલો થઇશ. ૭ પણ અધર્મી તથા વ્યર્થ કહાણી-
ઓને ટાળ, ને સુભક્તિને સારૂ પોતાની કસરત કર;
૮ કેમકે શરીરની કસરત થોડીજ ઉપયોગી છે, પણ
સુભક્તિ સઘળાંને સારૂ ઉપયોગી છે, તેને હમણાંના
તથા આવતા કાળના પણ જીવનનું વચન છે ૯ આ
વાત વિશ્વાસુ તથા સંપૂર્ણ અંગીકાર કરવા યોગ્ય છે
૧૦ અને આ કારણ માટે આપણે એ સારૂ મહેનત
કરીએ છીએ તથા કષ્ટ કરીએ છીએ, કેમકે સર્વ
માણસોનો ને વિશેષે કરીને વિશ્વાસીઓનો જે તાર
નાર છે, તે જીવતા દેવ પર આપણે આશા રાખેલી
છે. ૧૧ આ વાતો ફરમાવ તથા શિખવ. ૧૨ કોઇ પણ
તારા જુવાનપણાને ધિક્કારે નહિ; પણ વાતમાં

ચાલમાં, પ્રીતિમાં, વિશ્વાસમાં, પવિત્રાઇમાં વિશ્વાસી-
ઓને નમુનો થા. ૧૩ હું આવું ત્યાં સુધી વાચનામાં,
બોધ કરવામાં, શિખવવામાં તત્પર રહે. ૧૪ જે કૃપા-
દાન તારામાં છે, જે ભવિષ્યવાદને આસરે વડીલ-
સભાના હાથો મુકવાથી તને અપાએલુ હતું, તે વિષે
તમે નિશ્ચિંત ન થાઓ ૧૫ એ વાતોમા ખતીલો થજે,
એઓમાં તત્પર રહે, કે તારૂ પ્રવીણપણુ સઘળાને
પ્રગટ થાય. ૧૬ પોતા વિષે તથા ઉપદેશ વિષે સાવધાન
થા આ વાતોમાં ટકી રહે, કેમકે આ કીધાથી તું
પોતાને તથા તારા સાંભળનારાઓને પણ તારીશ.

૫ ઘરડાને ન ધમકાવ, પણ જેમ બાપને તેમ તેને
બોધ કર; ને જેમ ભાઇઓને તેમ જુવાનોને;
૨ ને જેમ માઓને તેમ ઘરડીઓને; ને જેમ બહેનોને
તેમ પુરી પવિત્રાઇથી જુવાન બાયડીઓને બોધ કર
૩ જે વિધવાઓ ખરેખરી વિધવા છે તેઓને માન
આપ ૪ પણ જો કોઇ વિધવાને છોકરાં કે છોકરાનાં
છોકરાં હોય, તો તેઓ પહેલાં પોતાના ઘરમા સુભક્તિ
કરવાને તથા પોતાનાં માબાપોને પ્રતિદાન આપવાને
શિખે, કેમકે દેવની આગળ આ સારૂ તથા પસંદ છે
૫ જે ખરેખરી વિધવા તથા એકલી પડેલી છે, તેણે
દેવ પર આશા રાખી છે, ને રાત દહાડો તે વિનતી
તથા પ્રાર્થનામા તત્પર રહે છે ૬ પણ જે વિલાસી તે
જીવતીજ મુએલી છે. ૭ આ વાતો આગ્રહથી કહે કે
તેઓ નિર્દોષ થાય. ૮ પણ જો કોઇ પોતાની ને વિશેષે
કરીને પોતાના ઘરનાની ખબર રાખતો નથી, તો
તેણે વિશ્વાસ નકાર્યો છે તથા તે અવિશ્વાસી કરતા
ભુંડો છે. ૯ સાઠ વરસની અંદરની નહિ એવી જે
વિધવા, એક વરની વહુ, ૧૦ સારા કામ વિષે વખણા-
એલી, જો તેણીએ છોકરાંનું પ્રતિપાલન કીધુ હોય,
જો પરોણાની ચાકરી કીધી હોય, જો પવિત્રોના પગ
ધોયા હોય, જો દુ:ખીઓને સહાયતા કીધી હોય, જો
તે હરેક સારા કામની પાછળ લાગી હોય તો તે
ટીપમાં ને [illegible]
નોંધવી [illegible]
ત્યારે પરણવા ચહાશે ૧૨ તેઓને [illegible]
તેઓએ અસલ વિશ્વાસને છોડી દીધો છે. ૧૩ અને તે
ઉપરાંત ઘેરઘેર ફરતાં તેઓ આળસુ થવાનું શિખે છે,
ને કેવળ આળસુ નહિ, પણ જે ઘટતું નથી તે બોલીને
ગપ્પી તથા પરાઇ ચરચા કરનારી થાય છે. ૧૪ માટે
હુ ઇચ્છું છુ કે જુવાન [વિધવાઓ] પરણે, બાળકોને
જણે, ઘર ચલાવે, અટકાવનારને નિંદા કરવાનુ નિમિત્ત
ન આપે. ૧૫ કેમકે કેટલીએક હમણાં શેતાનની પાછળ
ફરી ગઇ છે. ૧૬ અને જો કોઇ વિશ્વાસણની પાસે
વિધવાઓ હોય, તો તે તેઓનું પુરૂ પાડે, ને મંડળી
ઉપર ભાર ન નાખે, એ સારૂ કે જે ખરેખરી વિધવાઓ
છે તેઓનુ તે પુરૂં પાડે

૧૭ જે વડીલો સારી રીતે અધિકાર કરે છે, ને
વિશેષે કરીને જેઓ ઉપદેશ કરવામા તથા શિખાડ-
વામા મહેનત કરે છે, તેઓને બમણા માન યોગ્ય
ગણવા ૧૮ કેમકે શાસ્ત્ર કહે છે કે, પારે ફરનાર બળ-
દના મ્હો પર શીંકી ન બાંધ, ને કામ કરનાર પોતાની
મજુરીને યોગ્ય છે ૧૯ બે કે ત્રણ શાહેદી વગર વડીલ
પરતુ તહોમત ન સાંભળ ૨૦ પાપ કરનારાઓને
સઘળાની આગળ ધમકાવ, એ સારૂ કે બીજાને પણ
બીક લાગે ૨૧ દેવ તથા પ્રીસ્ત ઇસુ તથા પસંદ
કીધેલા દૂતો આગળ હુ તને આજ્ઞા કરૂ છુ કે, પક્ષપાત
પ્રમાણે કંઇ ન કરતા તરફદારી વિના આ વાતો પાળ.
૨૨ એકાએક કોઇ પર હાથ ન મુક, ને બીજાઓનાં
પાપમા ભાગિયો ન થા, પોતાને શુદ્ધ રાખ ૨૩ હવેથી
[એકલુ] પાણી ન પી, પણ તારા કોઠાને લીધે તથા
તારી વારવારની નબળાઇને લીધે, થોડો દ્રાક્ષરસ પી.
૨૪ કેટલાએક માણસના પાપ બહુ પ્રગટ છતાં ન્યાયમાં
આગળ જાય છે, ને કેટલાએકની પાછળ તેઓ આવે
છે. ૨૫ અને તે પ્રમાણે કેટલાએકના સારાં કામ પણ
પ્રગટ છે, ને જેઓ જૂદી જાતનાં છે તેઓ છાનાં રહી
શકતાં નથી

૬ જેટલા દાસ ઝુસરી તળે છે તેટલાએ પોતાના
ધણીઓને પુરા માનયોગ્ય ગણવા, એ સારૂ કે
દેવના નામની તથા ઉપદેશની નિંદા ન થાય. ૨ અને
જેઓને વિશ્વાસી ધણીઓ છે, એ ધણીઓ ભાઇઓ
છે, તે કારણથી તેઓએ તેમને ન વખોડવા, પણ
તેમની ચાકરી વિશેષ કરવી, કેમકે જેઓ ઉપકાર
પામે છે તેઓ વિશ્વાસી તથા પ્રિય છે. એ વાતો
શિખવ ને બોધ કર.

૩ જો કોઇ બીજો ઉપદેશ કરે, ને આપણા પ્રભુ
ઇસુ પ્રીસ્તની જે શુદ્ધ વાત તથા ભક્તિ પ્રમાણે જે
ઉપદેશ તેને માનતો નથી, ૪ તો તે ગર્વથી ફુલેલો
છે, ને કંઇ જાણતો નથી, પણ તકરાર તથા શબ્દવાદ
વિષે મોહિત છે, કે જેઓથી અદેખાઇ, વઢવાડ, દુર્ભા-
ષણો, ભુંડી કલ્પનાઓ, ૫ તથા જે માણસ મન વિષે
ભ્રષ્ટ થએલા, સત્યરહિત થએલા, સુભક્તિ કમાઇનું
એક સાધન છે એવું ધારનારા, તેઓમાં કજીઆ થાય

છે; એવાથી તું દૂર થા. ૬ પણ સંતોષસહિતની સુભક્તિ
મોટો લાભ છે, ૭ કેમકે આપણે આ જગતમાં કંઇ
લાવ્યા નથી ને તેમાંથી કંઇ લઇ જવાતું નથી. ૮ પણ
અન્ન વસ્ત્ર છતાં તેઓથી આપણે સંતોષી થઇશું. ૯ પણ
જે દ્રવ્યવાન થવા ચાહે છે, તેઓ પરીક્ષણમાં તથા
ફાંદામાં તથા ઘણી મૂર્ખ તથા નાશકારક તૃષ્ણામાં
પડે છે, જેઓ માણસોને નાશમાં તથા હાનિમાં
ડુબાડે છે. ૧૦ કેમકે દ્રવ્યનો લોભ સઘળી ભુંડાઇનું મૂળ
છે, તેની લાલચ કરીને કેટલાએક વિશ્વાસથી ભટકી
ગયા, ને ઘણા દુ:ખોથી તેઓએ પોતાને વીંધ્યા.
૧૧ પણ, ઓ દેવના માણસ, તેઓથી તું નાસ, ને
ન્યાયીપણા, સુભક્તિ, વિશ્વાસ, પ્રેમ, ધીરજ તથા
લીનતાની પાછળ ચાલ ૧૨ વિશ્વાસની સારી લડાઇ
લડ, અનંત જીવન ધર, કે જેને સારૂ તું તેડાએલો છે,
ને જેના વિષે તેં ઘણા શાહેદીઓની આગળ સારો
ઇકરાર કીધો. ૧૩ દેવ જે સઘળાને જીવતા કરે છે તેની
આગળ તથા ઇસુ ખ્રીસ્ત જેણે પોંતીઅસ પીલાતની
આગળ સારો ઇકરાર કીધો, તેની આગળ હું તને
હુકેઠથી કહું છું કે, ૧૪ આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તના
પ્રગટ થવા સુધી આ આજ્ઞા ડાઘરહિત તથા દોષરહિત
તું પાળ; ૧૫ જે પ્રગટ થવું પોતાના સમયોમાં તે
દેખાડશે, કે જે ધન્ય તથા એકલો સ્વામી છે, જે
રાજાઓનો રાજા તથા પ્રભુઓનો પ્રભુ છે, ૧૬ જે
એકલાને અમરપણું છે, જે અગમ્ય અજવાળામાં રહે
છે, જેને માણસોમાંના કોઇએ જોયો નથી ને જોઇ
શકતો નથી, તેને માન તથા સદાકાળનું પરાક્રમ
થાઓ. આમેન.
૧૭ આ કાળના દ્રવ્યવાનોને હુકેઠથી કહે કે, તેઓ
અહંકાર ન કરે, ને દ્રવ્યના અસ્થિરપણા પર નહિ,
પણ જે દેવ આપણને સુખાનુભવ સારૂ દ્રવ્યરૂપ સર્વ
આપે છે તે પર આશા રાખે; ૧૮ કે તેઓ સારૂ કરે,
ઉત્તમ કામો વિષે દ્રવ્યવાન થાય, ઉદાર ને પરોપકારી
થાય, ૧૯ આવતા કાળને સારૂ પોતાને વાસ્તે પુંજીરૂપી
સારો પાયો નાખે, એ માટે કે જે ખરેખરૂ જીવન તે
તેઓ ધરી રાખે.
૨૦ ઓ તીમોથી, જે તને સોંપેલું છે તે સંભાળ, ને
અધર્મી અમથી વાતોથી તથા જે જુઠાઇથી જ્ઞાન કહે-
વાય છે તેના વિવાદથી દૂર થા, ૨૧ કે જેને કેટલાએક
માનીને વિશ્વાસ વિષે ભૂલ્યા. તારા પર કૃપા થાઓ.
આમેન.

# તીમોથીને
## પાઉલ પ્રેરિતનો બીજો પત્ર.

૧ ખ્રીસ્ત ઇસુમાં જે જીવન છે તેના વચન પ્રમાણે
દેવની ઇચ્છાથી ખ્રીસ્ત ઇસુનો પ્રેરિત પાઉલ,
૨ વહાલા દીકરા તીમોથીને [ લખે છે ]; દેવ બાપથી
તથા ખ્રીસ્ત ઇસુ આપણા પ્રભુથી કૃપા, દયા, શાંતિ
તને થાઓ.
૩ દેવ જેને હું મારા બાપદાદાઓથી શુદ્ધ ભાવે
ભજતું છું, તેની ઉપકારસ્તુતિ કરૂં છું કે, મારી પ્રાર્થનામાં
રાત દહાડો હું તારૂ સ્મરણ જાગતું રાખું છું. ૪ તારાં
આંસુ સંભારીને હું તને જોવાને ઘણો ચાહું છું કે
આનંદથી ભરપુર થાઉં; ૫ કેમકે જે નિષ્કપટ વિશ્વાસ
તારામાં હતો, જે પહેલા તારી વડીઆઇ લુઇસ, ને
તારી મા યુનીકેમા રહેલો હતો, ને મને ભરોસો છે
કે તારામાં પણ છે, તે મને યાદ છે. ૬ માટે હું
યાદ કરાવું છું કે, જે દેવનું દાન મારા હાથ મુક
તને મળ્યું તેને તારે જાગૃત કરવું; ૭ કેમકે
આપણને બીકનો આત્મા નહિ, પણ સામર્થ્યનો
પ્રેમનો તથા સાવધ બુદ્ધિનો આપ્યો છે, ૮
આપણા પ્રભુની શાહેદી વિષે, ને હું તેના બંદી
વિષે તું ન શરમા, પણ સુવાર્તાને લીધે મારી
દેવના સામર્થ્ય પ્રમાણે દુ:ખ ભોગવ; ૯ તેણે આ
તાર્યો તથા પવિત્ર તેડાથી આપણને તેડ્યા, આ
કામ પ્રમાણે નહિ, પણ તેનાજ ઇરાદા તથા
પ્રમાણે; જે કૃપા અનાદિકાળથી ખ્રીસ્ત ઇ
આપણને આપેલી હતી; ૧૦ પણ આપણા તા

ખ્રીસ્ત ઇસુના પ્રગટ થયાથી હમણા પ્રસિદ્ધ થઇ છે,
તેણે મરણને નિરર્થક કીધું, ને સુવાર્તાથી જીવન તથા
અમરપણુ પ્રકાશિત કીધુ છે, ૧૧તે વિષે હુ હલકારો
તથા પ્રેરિત તથા શિખવનાર ઠરાવાયો છુ ૧૨તે કારણ
માટે હુ એ દુખો સહુ છુ, તોપણ હુ શરમાતો નથી,
કેમકે જે પર મે વિશ્વાસ કીધો તેને હુ ઓળખુ છુ, ને
મને ભરોસો છે કે, તેની પાસે મારી અનામતી તે
દહાડા સુધી તે રાખી શકે છે ૧૩શુદ્ધ વાતનો નમુનો
જે તમે મારી પાસેથી સાભળ્યો તે ખ્રીસ્ત ઇસુના
વિશ્વાસ તથા પ્રેમમા રાખ ૧૪તે સારી અનામતી
આપણામા રહેનાર પવિત્ર આત્માથી સભાળી રાખ
૧૫તને માલમ છે કે, આસિયામાના સઘળાએ
મને મુકી દીધો, તેઓમા ફુગેલસ તથા હેરમોગેનેસ
છે ૧૬પ્રભુ ઓનેસીફરસના ઘર પર દયા કરો, કેમકે
તેણે વારે વારે મને તાજો કીધો, ને મારા બધન વિષે
શરમાયો નહિ, ૧૭પણ તે રૂમમા હતો ત્યારે ઘણી
મહેનતથી મને શોધી કાઢીને મળ્યો ૧૮પ્રભુ તેને
એવુ આપો કે, તે દહાડે પ્રભુ પાસેથી તે દયા પામે,
ને એફેસસમા તેણે કેટલી સેવા કીધી, એ તું સારી
પેઠે જાણે છે

૨ માટે, મારા દીકરા, ખ્રીસ્ત ઇસુમા જે કૃપા
તેમા તું સમર્થ થા ૨અને જે વાતો ઘણા
શાહેદોની આગળ તેં મારી પાસેથી સાભળી તે, જે
વિશ્વાસુ માણસો બીજાઓને પણ શિખવવા યોગ્ય
થશે તેઓને સોપી દે ૩માટે ખ્રીસ્ત ઇસુના સારા
સૈનિકની પેઠે તું મારી સાથે દુખ સહે ૪કોઇ લડનાર
સસારી કામકાજમા ગુથાતો નથી, એ માટે કે તે
સેનાપતિને સતુષ્ટ કરે ૫અને જો કોઇ પણ મલ્લયુદ્ધ
કરે, તો નિયમ પ્રમાણે મલ્લયુદ્ધ કીધા વગર તે મુગટ
પામતો નથી. ૬મહેનત કરનાર ખેડુતને પહેલા ફળ
મળવા જોઇએ ૭હુ જે કહુ છું તેનો વિચાર કર,
કેમકે સર્વ વિષે પ્રભુ તને સમજણ આપશે ૮ઇસુ
ખ્રીસ્ત જે મારી સુવાર્ત્તા પ્રમાણે મુએલામાથી ઉઠડાયો
[ને] દાઉદના સતાનનો છે તેની યાદ રાખ, ૯જે
[સુવાર્ત્તા]ને સારૂ હુ ભુડુ કરનારની પેઠે બધન સુધી
દુખ વેઠુ છું, પણ દેવની વાત બધ થઇ નથી. ૧૦તે
માટે હુ પસદ કરેલાઓને સારૂ સઘળા સહુ છુ, કે
ખ્રીસ્ત ઇસુમા જે તારણ તે અનત મહિમાની સાથે
તેઓ પામે. ૧૧આ વિશ્વાસુ વાત છે—કેમકે જો
આપણે તેની સાથે મુઆ, તો તેની સાથે જીવીશું,
૧૨જો સહીએ તો તેની સાથે રાજ્ય પણ કરીશું, જો
તેને નકારીશું તો તે આપણને પણ નકારશે, ૧૩જો
આપણે અવિશ્વાસી હોઇએ તોપણ તે વિશ્વાસુ રહે
છે, તે પોતાને નકારી શકતો નથી
૧૪તુ આ વાતો તેઓને યાદ કરાવતા પ્રભુ
આગળ [તેઓને] એવો હુકમ કર કે, શબ્દવાદ જે
કશામા ગુણકારી નથી, પણ સાભળનારાના બગાડને
માટે છે, તે કોઇ ન કરે ૧૫લજ્જાના કારણરહિત કામ
કરનાર, સત્યની વાત બરાબર વહેંચનાર, દેવ આગળ
પસદ થએલો એવો થવાને મહેનત કર. ૧૬પણ
અધર્મી તથા અમથી વાતોથી અલગ રહે, કેમકે તેઓ
અભક્તિમા ઘણા વધતા જશે, ૧૭અને તેઓની વાત
વારાની પેઠે ખવાતી જશે, તેઓમાના હુમનાયસ
તથા ફીલેતસ છે, ૧૮પુનરૂત્થાન થઇ ગયુ છે એમ
કહેતા તેઓએ સત્ય વિષે ભુલ ખાધી, ને કેટલાએકનો
વિશ્વાસ તેઓ ઉલટાવી નાખે છે ૧૯પણ દેવે કીધેલો
પાયો સ્થિર રહે છે, તેને આ મહોર છે કે, પ્રભુ
પોતાના જે છે તેઓને જાણે છે, ને આ કે, જે કોઇ
ખ્રીસ્તનુ નામ લે છે તેણે ભુડાઇથી દૂર થવુ ૨૦પણ
મોટા ઘરમા કેવળ સોના તથા રૂપાના નહિ, પણ
લાકડાના તથા માટીના પાત્રો પણ હોય છે, ને કોઇ
માનને સારૂ ને કોઇ અપમાનને સારૂ હોય છે ૨૧એ
માટે જો કોઇ તેઓથી પોતાને શુદ્ધ કરે, તો માનને
સારૂ પવિત્ર કરેલુ, સ્વામીને ઉપયોગી તથા સર્વ
સારા કામને સારૂ સિદ્ધ કરેલુ પાત્ર તે થશે ૨૨વળી
જુવાનીના વિષયોથી નાસ, પણ પ્રભુનુ નામ શુદ્ધ
હૃદયથી લેનારાઓની સાથે ન્યાયીપણુ, વિશ્વાસ,
પ્રેમ, શાતિની પાછળ લાગ ૨૩મૂર્ખ તથા અજ્ઞાન
વાદોને તજ, એ જાણીને કે તેઓ વઢવાડ ઉપજાવે
છે ૨૪પણ પ્રભુના દાસે વઢવાડ કરવી નહિ, પણ
સઘળાની સાથે નમ્ર, શિખવી શકે એવો, સહનશીલ,
૨૫અટકાવનારાઓને નમ્રતાથી સમજાવનાર થવો
જોઇએ, કે કદાચ સત્ય જાણવા સારૂ દેવ તેઓને
પસ્તાવો [કરવાનુ મન] આપે, ૨૬ને શેતાનથી
જેઓ પકડાયા છે તેઓ સાવધ થઇને તેના ફાદામાથી
દેવની ઇચ્છા પ્રમાણે છુટે

૩ અને એ જાણ કે છેલ્લા દહાડાઓમા સકટના
વખતો આવશે. ૨કેમકે માણસો સ્વાર્થી,
દ્રવ્યલોભી, આપવખાણિયા, ગર્વિષ્ઠ, નિંદક, માબાપને
ન માનનારા, અનુપકારી, અશુદ્ધ, ૩અપ્રેમી, ક્રૂર,
બટ્ટા મુકનારા, સ્વદમન ન કરનારા, નિર્દય, સુવાર્ત-
દ્વેષી, ૪વિશ્વાસઘાતી, હઠીલા, ગર્વથી ફુલેલા, દેવ

પર નહિ પણ વિલાસ ઉપર પ્રીતિ રાખનારા, ૫ સુભ-
ક્તિનું રૂપ દેખાડીને તેના પરાક્રમનો નકાર કરનારા
એવા થશે, તેઓથી તું ફરી જા. ૬ કેમકે એઓમાના
એવા છે કે જેઓ ઘરમાં પેસીને જે અણસમજુ
સ્ત્રીઓ, પાપથી લાદેલી, ઘણા પ્રકારની ઇચ્છાથી
ચલાવાએલી, ૭ હમેશાં શિખતી છતાં પણ સત્યનું જ્ઞાન
પામી શકતી નથી, તેઓને વશ કરી લે છે. ૮ અને
જેમ જાન્નેસે તથા જામ્બ્રેસે મુસાને અટકાવ્યો, તેમ
એ પણ સત્યને અટકાવે છે; એઓ મનમાં બગડેલા,
વિશ્વાસ સબંધી પતિત માણસ છે ૯ પણ એઓ બહુ
આગળ ચાલવાના નથી; કેમકે જેમ તેઓનું મુર્ખપણું
પ્રગટ થયું, તેમ એઓનુ પણ સઘળાની આગળ પ્રગટ
થશે. ૧૦ પણ મારો જે ઉપદેશ, આચરણ, ઠરાવ,
વિશ્વાસ, સહનશીલપણું, પ્રેમ, ધીરજ, ૧૧ સતાવણી
ને દુ:ખો જેવાં કે અંત્યોખમાં, ઇકોનીમાં, લુસ્ત્રામાં
મને થયાં, ને સતાવણી જેવી કે મેં વેઠી તે બધામાં
તું મારી પાછળ ચાલ્યો; પણ આ સઘળાં દુ:ખોમાથી
પ્રભુએ મને છોડાવ્યો ૧૨ અને જેઓ ખ્રીસ્ત ઇસુમાં
સુભક્તિથી ચાલવા ઇચ્છે છે, તેઓ સઘળા સતાવણી
પામશે. ૧૩ પણ ભુંડા માણસ તથા ધુતારાઓ ભુલ-
વીને તથા ભુલીને ભુંડાઇમા વધતા જાય છે ૧૪ પણ
તું જે વાતો શિખ્યો ને જેના વિષે તારી ખાતરી થઇ
છે તેઓમા રહે; કેમકે કોણથી શિખ્યો એ તને
માલમ છે; ૧૫ ને એ પણ કે બાળપણથી પવિત્રશાસ્ત્ર
તું જાણે છે, તે ઇસુ ખ્રીસ્ત પરના વિશ્વાસથી તારણને
સારૂ તને જ્ઞાન આપી શકે છે. ૧૬ હરેક શાસ્ત્ર જે
દેવની પ્રેરણાથી અપાએલું છે, તે ઉપદેશ, નિષેધ,
સુધારા, ન્યાયીપણાના શિક્ષણને સારૂ ઉપયોગી છે;
૧૭ એ માટે કે દેવનું માણસ સપૂર્ણ તથા સર્વ સારાં
કામને સારૂ તૈયાર થાય.

૪ માટે દેવની આગળ ને ખ્રીસ્ત ઇસુ જે જીવતાં
તથા મુએલાંઓનો ન્યાય કરવાનો છે તેની
આગળ ને તેના પ્રગટ થવાના તથા રાજ્યના [ વિચા-
રથી ] હુ તને હઠેઠથી કહુ છું કે, ૨ તું વાત પ્રગટ કર,
સુકાળમા અકાળમાં તત્પર રહે, સર્વ સહનશીલપ-
ણામાં તથા ઉપદેશમાં ઠપકો દે, ધમકાવ તથા બોધ
કર ૩ કેમકે એવો વખત આવશે કે જેમા તેઓ શુદ્ધ
ઉપદેશને નહિ ખમશે; પણ કાન ખજવાળતા પોતાની
ઇચ્છાઓ પ્રમાણે પોતાને સારૂ ઉપદેશકો એકઠા કરશે;
૪ ને તેઓ સત્યથી કાન ફેરવશે, ને કહાણીઓ ભણી
ફરશે. ૫ પરતુ તું સર્વમાં સાવધાન થા, દુ:ખ સહે,
સુવાર્તિકનું કામ કર, તારી સેવા પૂર્ણ કર. ૬ કેમકે હું
અત્યારે અર્પણ કરાઉં છું, ને મારો નીકળવાનો વખત
પાસે આવ્યો છે. ૭ હુ સારી લડાઇ લડ્યો છું, મેં દોડ
પુરી કીધી છે, વિશ્વાસ રાખ્યો છે. ૮ અને હવે મારે
સારૂ ન્યાયીપણાનો મુગટ રાખી મુકેલો છે, તે તે
દહાડે ઇનસાફી ન્યાયાધીશ પ્રભુ મને આપશે; ને
કેવળ મને નહિ પણ જે સઘળા તેનું પ્રગટ થવું ઇચ્છે
છે તેઓને પણ આપશે.

૯ મારી પાસે વહેલો આવવાને તું યત્ન કર. ૧૦ કેમકે
દેમાસ હાલના જગત પર પ્રેમ કરીને મને મુકીને
ગયો, ને થેસ્સાલોનીકામાં ગયો છે; ક્રેસ્કેન્સ ગલાતી-
આમા, તીતસ દલમાતીઆમાં ગયો. ૧૧ એકલો લુક
મારી સાથે છે, માર્કને તારી સાથે લઇ આવજે, કેમકે
સેવાને સારૂ તે મને ઉપયોગી છે. ૧૨ તુખીકસને મેં
એફેસસમાં મોકલ્યો. ૧૩ જે જામો મેં ત્રોઆસમાં
કારપસ પાસે મુકયો તે, ને પુસ્તકો, પણ વિશેષે
કરીને ચર્મપત્રો આવતી વેળા સાથે લઇ આવજે.
૧૪ આલેકસાદર કંસારાએ મારી વિરૂદ્ધ ઘણુ દુષ્ટપણું
કીધું, પ્રભુ તેનાં કામ પ્રમાણે તેને બદલો આપશે;
૧૫ તેને વિષે તું પણ સભાળ, કેમકે તેણે અમારી
વાતોને બહુ અટકાવી. ૧૬ મારા પહેલા પ્રત્યુત્તરની
વખતે મારી પાસે કોઇ પણ રહ્યુ નહિ, પણ સઘળા
મને મુકી ગયા; એ તેઓના લેખામાં ન ગણાય
૧૭ તોપણ પ્રભુ મારી સાથે રહ્યો ને તેણે મને બળ
આપ્યુ, એ સારૂ કે મારાથી વાત પુરી રીતે પ્રગટ થાય,
ને સઘળા વિદેશીઓ સાંભળે; ને હુ સિંહના મ્હોડા-
માંથી છુટકો પામ્યો. ૧૮ અને પ્રભુ સર્વ ભુંડાં કામથી
મને છોડાવશે, ને પોતાના આકાશી રાજ્યને સારૂ મને
બચાવી રાખશે; તેને સર્વકાળ સુધી મહિમા થાઓ.
આમેન.

૧૯ પ્રિસ્કા તથા આકુલા તથા ઓનેસિફરસના ઘ
નાને ક્ષેમ કુશળ કહેજે. ૨૦ એરાસ્તસ કરીંથમાં રહ્યો
ને ત્રોફિમસને મેં મિલેતસમાં માંદો મુકયો. ૨૧ શિયાળ
પહેલાં આવવાને યત્ન કરજે. યુબુલસ તથા પુદે
તથા લીનસ તથા કલાદીઆ તથા સર્વ ભાઇઓ ત
ક્ષેમ કુશળ કહે છે.

૨૨ પ્રભુ તારા આત્માની સાથે થાઓ કૃપા તા
પર થાઓ.

# તીતસને
## પાઉલ પ્રેરિતનો પત્ર.

૧ પાઉલ દેવનો દાસ, ઇસુ ખ્રીસ્તનો પ્રેરિત,
દેવના પસંદ કરાએલાઓના વિશ્વાસને અર્થે,
તથા સુભક્તિ પ્રમાણે સત્યના પુરા જ્ઞાનને અર્થે,
૨ અનંત જીવનની આશાએ જેનું વચન જુઠું ન બોલ-
નાર દેવે અનાદિકાળથી આપ્યું, ૩ ને તેના યોગ્ય
સમયોમાં પોતાની વાત જણાવી, જેનું પ્રગટ કરવું,
આપણા તારનાર દેવની આજ્ઞા પ્રમાણે મને સોંપેલું
છે; ૪ સામાન્ય વિશ્વાસ પ્રમાણે ખરા પુત્ર તીતસને
[ લખે છે ]. દેવ બાપથી તથા આપણા તારનાર
ખ્રીસ્ત ઇસુથી તને કૃપા તથા શાંતિ થાઓ.
૫ મેં એ કારણ માટે તને ક્રેતેમાં મુકયો, કે જે
અધુરાં છે તે તું યથાસ્થિત કરે, ને જેમ મેં તને હુકમ
કીધો, તેમ નગર નગરમાં તું વડીલો ઠરાવે. ૬ જો કોઇ
નિર્દોષ હોય, એક સ્ત્રીનો વર, જેનાં છોકરાં વિશ્વાસી,
જેના ઉપર દુર્વ્યસનનું તોહોમત મુકેલું નથી, અથવા
આડાં નથી, [તેને ઠરાવવો]. ૭ કેમકે અધ્યક્ષે દેવના
કારભારીના જેવા નિર્દોષ હોવું જોઇએ; સ્વચ્છંદી કે
ક્રોધી કે મદ્યપી કે મારનાર કે નીચ લાભ વિષે લોભી
એવો નહિ. ૮ પણ પરોણા રાખનાર, સારાંનો પ્રેમી,
બુદ્ધિવાન, ન્યાયી, શુદ્ધ તથા સ્વદમન કરનાર,
૯ ઉપદેશ પ્રમાણે વિશ્વાસુ વાતને દૃઢતાથી રાખનાર
એવો જોઇએ, એ સારૂ કે શુદ્ધ ઉપદેશથી બોધ કરવાને
તથા અટકાવનારાઓને મનાવવાને તે શક્તિવાન હોય.
૧૦ કેમકે આડા, અમથું બોલનારા તથા ઠગનારા
ઘણા છે, એઓ વિશેષે કરીને સુનતમાંના છે,
૧૧ તેઓનાં મ્હો બંધ કરવાં જોઇએ; તેઓ જે ઘટતું
નથી તે લાજમણા લાભને સારૂ શિખવીને આખા
ઘરનાંને ઉલટાવી નાખે છે. ૧૨ તેઓમાંના એકે એટલે
તેમના એક કવિએ કહ્યું કે, ક્રેતીઓ સદા જુઠા, ભુંડા
પશુ, આળસુ પેટભરૂઓ છે. ૧૩ આ શાહેદી ખરી છે.
તે કારણ માટે તેઓને સખત રીતે ધમકાવ, ૧૪ કે
તેઓ યહુદીઓની કહાણીઓ પર તથા સત્યથી ફરનાર
માણસના હુકમ પર ચિત્ત ન રાખતાં વિશ્વાસમાં ખરા
થાય. ૧૫ શુદ્ધોને સઘળું શુદ્ધ છે; પણ ભ્રષ્ટ તથા
અવિશ્વાસીઓને કંઇ શુદ્ધ નથી, પણ તેઓનાં મન
તથા અંતઃકરણ ભ્રષ્ટ થએલાં છે. ૧૬ અમે દેવને
જાણીએ છીએ એવું તેઓ કબૂલ કરે છે, પણ કરણી-
ઓથી તેને નકારે છે; તેઓ અમંગળ, આજ્ઞાભંગી,
ને સર્વ સારાં કામ વિષે ભ્રષ્ટ છે.

૨ પણ શુદ્ધ ઉપદેશને જે શોભે છે તે વાત તું
બોલ, ૨ એવી કે ઘરડાઓએ સાવધાન, ગંભીર,
બુદ્ધિવાન, ને વિશ્વાસમાં, પ્રેમમાં તથા ધીરજમાં
ખરા થવું જોઇએ; ૩ ને એવી કે ઘરડીઓએ આચર-
ણમાં ધર્મશોભિત, ચાડી કરનારી નહિ, ઘણો દ્રાક્ષરસ
પીનારી નહિ, [પણ] સારી વાતો શિખવનારી થવું
જોઇએ, ૪ એ સારૂ કે તેઓ જુવાન બાયડીઓને
પોતાના વરોને પ્રેમ કરવાનું, બાળકોનો પ્રેમ કરવાનું,
૫ ને બુદ્ધિવાન, પવિત્ર, ઘરનાં કામ કરનારી, માયાળુ
તથા પોતાના વરને આધીન થવાનું સમજાવે, એ માટે
કે પ્રભુની વાતની નિંદા ન થાય. ૬ તે પ્રમાણે જુવાન
માણસોને બુદ્ધિવાન થવાને બોધ કર. ૭ સર્વ વિષે
સારી કરણીનો નમુનો એવો પોતાને દેખાડ, ઉપદેશમાં
શુદ્ધપણું, ગંભીરપણું, ૮ ને જે પર દોષ નહિ મુકાય
એવી ખરી વાત દેખાડ; એ સારૂ કે જે ઉલટો તે
આપણા વિષે કંઇ ભુંડું બોલવાનું [નિમિત્ત] ન પામતાં
શરમાઇ જાય. ૯ દાસોને પોતાના ધણીઓને આધીન
થવાને, સર્વ વિષે પ્રસન્ન કરનારા થવાને, આડું ન
બોલવાને, ૧૦ ચોરી ન કરવાને, પણ સર્વમાં વિશ્વાસુ-
પણું દેખાડવાને બોધ કર; એ સારૂ કે તેઓ સર્વ
વિષે આપણા તારનાર દેવના ઉપદેશને શોભાવે.
૧૧ કેમકે દેવની કૃપા જે સઘળાં માણસને સારૂ તારણ
લાવે છે તે પ્રગટ થઇ છે; ૧૨ તે આપણને શિખવે છે
કે, અસક્તિ તથા દૈહિક વિષયોને નકારીને બુદ્ધિથી
તથા ન્યાયીપણાથી તથા ભક્તિથી હાલના જમાનામાં

વર્તવું; ૧૩અને ધન્ય આશાપ્રાપ્તિની ને મોટા દેવ
તથા આપણા તારનાર ઇસુ ખ્રીસ્તના મહિમાના પ્રગટ
થવાની વાટ જોવી; ૧૪તેણે પોતાને આપણે સારૂ
આપ્યો એ માટે કે, સર્વ અન્યાયથી તે આપણને
છોડાવી લે, ને પોતાને સારૂ ખાસ લોક તથા સર્વ
સારાં કામ વિષે આસ્થિત એવા આપણને શુદ્ધ કરે.

૧૫આ વાતો તું બોલ, બોધ કર, ને પુરા અધિ-
કારથી ઠપકો દે; કોઇ તને તુચ્છ ન કરે.

૩ તેઓને સમરાવ કે તેઓ સત્તાધારી તથા
અધિકારીને આધીન થાય, હાકેમોને માને,
સર્વ સારા કામને સારૂ તૈયાર થાય; ૨કોઇની નિંદા
ન કરે, કજિયાખોર નહિ, પણ નમ્ર, સર્વ માણસોને
પુરી લીનતા દેખાડનારા થાય. ૩કેમકે આપણે પણ
અગાઉ નિર્બુદ્ધ, અનાજ્ઞાકિત, ભુલવેલા, જૂદા જૂદા
વિષય તથા વિલાસના દાસો, બુરાઇ તથા અદેખાઇમા
ચાલનારા, દ્વેષપાત્ર તથા એક બીજાનો દ્વેષ કરનારા
હતા. ૪પણ દેવ આપણા તારનારની દયા તથા
માણસ પરની તેની પ્રીતિ પ્રગટ થઇ, ૫ત્યારે ન્યાયી-
પણામાના આપણા પોતાના કરેલાં કામોથી નહિ,
પણ તેની દયા પ્રમાણે પુનર્જન્મના સ્નાનથી તથા
પવિત્ર આત્માથી જે નવીનકરણ તેથી તેણે આપણને
તાર્યા, ૬જેને તેણે આપણા તારનાર ઇસુ ખ્રીસ્તથી
આપણા ઉપર બહુ રેડ્યો છે; ૭એ સારૂ કે આપણે
તેની કૃપાથી ન્યાયી ઠરીને અનંત જીવનની આશા
પ્રમાણે વારસ થઇએ. ૮આ વાત વિશ્વાસુ છે; ને
મારી ઇચ્છા છે કે આ વાતો વિષે તું કહ્યા કરે, એ
સારૂ કે જેઓએ દેવનો વિશ્વાસ કીધો તેઓ સારાં
કામ કરવાને ચિત્ત રાખે. આ વાતો માણસોને સારી
તથા ઉપયોગી છે. ૯પણ મુર્ખાઇના વિવાદો તથા
વંશાવળીઓ તથા કજિયા તથા નિયમશાસ્ત્ર વિષે
વઢવાડોથી અલગ રહે; કેમકે તેઓ નિરૂપયોગી તથા
અમથાં છે. ૧૦પહેલો તથા બીજો બોધ કર્યા પછી
પાખંડી માણસથી દૂર થા; ૧૧એમ જાણીને કે એવો
માણસ ફરી ગએલો છે, ને પોતાથી દોષિત ઠરીને
પાપ કરે છે.

૧૨જ્યારે હું તારી પાસે આર્તેમાસ કે તુખીકસને
મોકલું, ત્યારે નિકોપોલીસમાં મારી પાસે આવવાને
યત્ન કરજે; કેમકે ત્યાં શિયાળો કાઢવાનું મેં ઠરાવ્યું
છે. ૧૩ઝેનાસ શાસ્ત્રીને તથા અપોલોને એવી સંભાળથી
પહોંચાડજે કે તેમને કંઇ ઓછું ન પડે. ૧૪વળી
આપણા લોકોએ જરૂરના ખરચને સારૂ સારાં કામો
કરવાને શિખવું, એ સારૂ કે તેઓ નિષ્ફળ ન થાય.

૧૫મારી સાથેના સઘળા તને ક્ષેમ કુશળ કહે છે;
વિશ્વાસમાંના જેઓ આપણા પર પ્રેમ કરે છે તેમને
ક્ષેમ કુશળ કહેજે. તમ સર્વ પર કૃપા થાઓ.

---

# ફિલેમોનને

એટલે પ્રેમથી, તને વિનતી કરૂ છુ ૧૦ ઓનેસીમસ
મારો દીકરો જેને મેં મારા બધનમા જન્માવ્યો તેને
વિષે હુ તમને વિનંતી કરૂ છુ ૧૧ તે અગાઉ તને
નિરૂપયોગી હતો, પણ હવે તને તથા મને પણ
ઉપયોગી છે, ૧૨ તેને પોતાને, એટલે મારા ખુદ
હૃદયને, તારી પાસે મેં પાછો મોકલ્યો છે ૧૩ તેને
હુ મારી પાસે રાખવા ચહાતો હતો, કે તારે ઠેકાણે
સુવાર્તાના બધનો વિષે તે મારી સેવા કરે ૧૪ પણ
તારી મરજી વિના કઇ કરવાની મારી ઇચ્છા નહોતી,
એ સારૂ કે તારો ઉપકાર પરાણે થએલા સરખો નહિ,
પણ ખુશીથી થએરો એવો થાય ૧૫ કેમકે તે કદાચ
એજ માટે થોડી વાર સુધી વેગળો થયો, કે તું સર્વ-
કાળ સુધી તેને પામે; ૧૬ હવે પછી દાસના જેવો
નહિ, પણ દાસથી અધિક, એટલે વહાલા ભાઇના
જેવો, તે તો મને વિશેષ એવો છે, પણ દેહ વિષે
તથા પ્રભુમા તને કેટલો વધતો। ૧૭ માટે જો તુ મને
ભાગિયો ગણે તો જેમ મારો તેમ તેનો અગીકાર
કર. ૧૮ અને તેણે તારો કઇ અન્યાય કીધો કે તારો
કરજદાર હોય તો તે મારે ખાતે માડ ૧૯ હુ પાઉલ
મારે પોતાને હાથે લખુ છું, તે હુ વાળીશ, તોપણ હુ
તને નથી કહેતો કે તું પોતા વિષે પણ મારો કરજદાર
છે ૨૦ હા, ભાઇ, તારાથી પ્રભુમા મને આનદ થાય,
ખ્રીસ્તમા મારૂ હૃદય શાત કર. ૨૧ હું માનીશ એવો
ભરોસો રાખીને તારા પર લખુ છુ, કેમકે હુ જાણુ છુ
કે, જે હુ કહુ તે કરતા પણ તું વધારે કરીશ ૨૨ વળી
મારે સારૂ ઉતારો તૈયાર કરજે, કેમકે હુ આશા રાખુ
છુ કે તારી પ્રાર્થનાઓથી હુ તને અપાઇશ.
૨૩ એપાફ્રાસ ખ્રીસ્ત ઇસુમા મારો સાથી બદીવાન,
૨૪ માર્ક, આરીસ્તાર્ખસ, દેમાસ, લુક, મારા સાથી
કામ કરનારા તને ક્ષેમ કુશળ કહે છે
૨૫ આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તની કૃપા તમારા
આત્માની સાથે થાઓ આમેન

# હેબ્રીઓને પત્ર.

૧ દેવ ભવિષ્યવાદીઓને આસરે પહેલા બાપદા-
દાઓની સાથે અનેકવારે તથા અનેક પ્રકારે
બોલ્યા પછી, ૨ આ છેલ્લા દહાડાઓમા દીકરાને
આસરે આપણી સાથે બોલ્યો છે, કે જેને સઘળાનો
વારસ તેણે ઠરાવ્યો, ને જેનાથી જગતોને પણ ઉત્પન્ન
કીધા ૩ તે તેના ગૌરવનુ તેજ તથા અસ્તિત્વની
પ્રતિમા છે, ને પોતાના પરાક્રમના શબ્દથી સઘળા
ધરી રાખે છે, તે પાપનુ પ્રાયશ્ચિત્ત કરીને મહત્વની
જમણીગમ ઉચામા બેઠો છે ૪ તે દૂતો કરતા જેટલુ
ચઢિયાતું નામ વતનથી પામ્યો છે, તેટલો તેઓ કરતા
તે ઉત્તમ છે ૫ કેમકે તેણે દૂતોમાના કયાને કદી એમ
કહ્યુ કે,

તું મારો દીકરો છે,
આજ મેં તને જન્માવ્યો છે?

ને વળી,

હુ તેનો બાપ થઇશ,
ને તે મારો દીકરો થશે?

૬ અને જ્યારે તે પ્રથમજનિતને ફરી જગતમા લાવે
છે ત્યારે કહે છે કે, દેવના સઘળા દૂત તેનુ ભજન કરો
૭ અને દૂતો સબધી તે એમ કહે છે કે,

તે પોતાના દૂતોને વાયુ જેવા,
ને પોતાના સેવકોને અગ્નિની ઝાળ જેવા કરે છે

૮ પણ દીકરાને તે કહે છે,

ઓ દેવ, તારૂ રાજ્યાસન સદા સર્વકાળ છે,
ને ન્યાયીપણાનો દડ તારો રાજ્યદડ છે
૯ તેં ન્યાયીપણા પર પ્રીતિ કીધી, ને અન્યાય પર
દ્વેષ કીધો,
એ માટે દેવે, એટલે તારા દેવે, તારા સાથીઓ
કરતા અધિક
તને હરખરૂપ તેલે અભિષિક્ત કીધો છે

૧૦ વળી,

ઓ પ્રભુ, તેં આરભમા પૃથ્વી સ્થાપી,
ને આકાશો તારા હાથના કામ છે
૧૧ તેઓ નાશ પામશે, પણ તું સ્થિર રહે છે,
ને તેઓ સઘળા વસ્ત્રની પેઠે જુના થઇ જશે,
૧૨ ને તું જામાની પેઠે તેઓને લપેટીશ, , .

ને વસ્ત્રની પેઠે તેઓ બદલાશે,
પણ તું તેવો ને તેવોજ છે,
ને તારાં વર્ષ કદી ખૂટી રહેશે નહિ.
૧૩ અને તેણે દૂતોમાંના કયાને કદી એમ કહ્યું કે,
જ્યાં સુધી તારા વેરીઓને હું તારૂં પાયાસન કરીશ,
ત્યાં સુધી તું મારી જમણીગમ બેસ?
૧૪ તેઓ સઘળા સેવા કરનારા આત્મા, તારણના
વતન પામનારાઓને લીધે સેવા કરવા સારૂ બહાર
મોકલાએલા નથી શું?

૨ એ માટે જે વાતો આપણે સાંભળી, તેથી
આપણે કદી ન ફેરવાઇએ, માટે તે પર બહુજ
ચિત્ત રાખવું જોઇએ. ૨ કેમકે દૂતોને આસરે કહેલું
વચન જો સ્થિર રહ્યું, ને હરેક ઉલ્લંઘનને તથા આજ્ઞા-
ભંગને યોગ્ય બદલો મળ્યો, ૩ તો આપણે એટલું
મોટું તારણ પડતું મુકીએ તો શી રીતે બચીશું? તે
[તારણની વાત] પહેલાં પ્રભુથી કહેવામાં આવી, પછી
સાંભળનારાઓએ તેની ખાતરી અમને કરી આપી.
૪ દેવ પણ પોતાની ઇચ્છા પ્રમાણે, ચિન્હોથી તથા અદ્-
ભુત કામોથી તથા બહુ પ્રકારના ચમત્કારથી તથા પવિત્ર
આત્માનાં દાન વહેંચવાથી શાહેદી આપતો હતો.
૫ કેમકે જે આવનાર યુગ સંબંધી અમે કહીએ
છીએ, તે તેણે દૂતોને સ્વાધીન મુકયો નહિ. ૬ પણ
એક જગ્યાએ કોઇએકે એવી શાહેદી પુરી છે કે,
માણસ કોણ છે, કે તું તેનું સ્મરણ કરે છે?
અથવા મનુષ્યપુત્ર કોણ કે તું તેની મુલાકાત લે છે?
૭ તેં તેને દૂતો કરતાં થોડોજ નીચો કીધો છે;
તેં તેના પર મહિમા તથા માનનો મુગટ મુકયો છે,
ને તારા હાથનાં કામ પર તેને ઠરાવ્યો;
૮ તેં તેના પગ તળે સઘળું મુક્યું છે;
તો સઘળું તેને સ્વાધીન મુકવાથી તેને સ્વાધીન ન
કીધેલું એવું કંઇ રહેવા દીધું નહિ. પણ સઘળું તેને
સ્વાધીન મુકેલું, એમ આજ સુધી આપણે જોતા નથી.
૯ પણ દેવની કૃપાથી સઘળાં માણસને સારૂ મરણ
ભોગવવાને અર્થે જે દૂતો કરતાં થોડો નીચો કરાયો
એટલે ઇસુ, જેના પર મરણ સહેવાને લીધે મહિમા
તથા માનનો મુગટ મુકાએલો, તેને જોઇએ છીએ.
૧૦ કેમકે જેને સારૂ સઘળાં તથા જેનાથી સઘળાં છે,
તેને એ યોગ્ય હતું કે, તે ઘણા દીકરાઓને ગૌરવમાં
લાવતાં તેઓના તારણના અધિકારીને દુઃખ ભોગ-
વ્યાથી પરિપૂર્ણ કરે. ૧૧ કેમકે જે પવિત્ર કરે છે, ને
જે પવિત્ર કરાય છે, તે સઘળાં એકથીજ છે, એ માટે
તે તેઓને ભાઇ કહેવાને ન લાજતાં કહે છે કે,
૧૨ હું તારૂં નામ ભાઇઓને પ્રગટ કરીશ,
મંડળીમાં ગીત ગાતાં હું તારી સ્તુતિ કરીશ.
૧૩ અને ફરી, હું તેના પર ભરોસો રાખીશ; ને ફરી,
જુઓ, હું તથા જે બાળકો દેવે મને આપ્યાં છે તેઓ.
૧૪ તો બાળકો માંસ તથા લોહીનાં હોય છે, માટે તે
પણ તેજ રીતે તેઓનો ભાગિયો થયો, એ સારૂ કે
તે પોતે મરણ પામીને મરણનું પરાક્રમ રાખનારનો,
એટલે શેતાનનો, નાશ કરે. ૧૫ અને મરણની બીકથી
જે પોતાના આખા આયુષ્યભર દાસપણામાં હતા
તેઓને છોડાવે. ૧૬ કેમકે ખચિત તે દૂતોની સહાયતા
નથી કરતો, પણ ઇબ્રાહીમના સંતાનની કરે છે. ૧૭ એ
સારૂ તેને સઘળાં સંબંધી પોતાના ભાઇઓના જેવા
થવું જોઇતું હતું, એ માટે કે લોકોનાં પાપનું પ્રાયશ્ચિત્ત
કરવાને દેવનાં વાનાં સબંધી તે દયાળુ તથા વિશ્વાસુ
પ્રમુખયાજક થાય. ૧૮ કેમકે તેનું પરીક્ષણ થયાથી
તેણે દુઃખ ભોગવ્યાં, માટે જેઓનું પરીક્ષણ થાય છે,
તેઓને સહાય કરવાને તે શક્તિમાન છે.

૩ એ માટે, ઓ પવિત્ર ભાઇઓ, આકાશી તેડું
પામેલા, આપણે જે સ્વીકારેલું તેના પ્રેરિત
તથા પ્રમુખયાજક ઇસુનું ધ્યાન તમે કરો. ૨ જેમ
મુસા પણ પોતાના આખા ઘરમાં વિશ્વાસુ હતો, તેમ
એ પોતાના ઠરાવનારની આગળ વિશ્વાસુ હતો. ૩ કેમકે
જે પ્રમાણે ઘર કરતાં ઘર બાંધનારને વધતું માન છે,
તે પ્રમાણે મુસા કરતાં વધતું માન પામવા યોગ્ય એ
ગણાયો છે. ૪ કાંજે હરેક ઘર કોઇએ રચેલું છે, પણ
જેણે સઘળી વસ્તુઓ રચી તે દેવ છે. ૫ મુસા તો
જે વાત પ્રગટ થવાની હતી તેની શાહેદી પુરવા સારૂ,
પોતાના આખા ઘરમાં સેવકની પેઠે વિશ્વાસુ હતો
ખરો. ૬ પણ ખ્રીસ્ત તો પુત્રની પેઠે પોતાના ઘર પર
વિશ્વાસુ હતો; જેનું ઘર આપણે છીએ, જો ભરોસાને
તથા આશાના આનંદને અંત સુધી સ્થિર રાખીએ તો.
૭ એ માટે જેમ પવિત્ર આત્મા કહે છે તેમ,
આજ જો તમે તેની વાણી સાંભળો,
૮ તો જેમ ક્રોધકાળે એટલે રાનમાંના પરીક્ષણના
દહાડામાં
તમે પોતાનાં હૃદય કઠણ કર્યાં તેમ કરો મા,
૯ ત્યાં તમારા બાપદાદાઓએ મને પારખવાથી મારૂં
પરીક્ષણ કીધું;
ને ચાળીસ વરસ સુધી મારાં કામ જોયાં.
૧૦ એ માટે તે પેઢી પર હું નારાજ થયો,

ને બોલ્યો કે, તેઓ હૃદયમાં સદા ભટકી જાય છે,
પણ તેઓએ મારા માર્ગ જાણ્યા નહિ.
૧૧એ માટે મેં મારા ક્રોધમાં સમ ખાધા,
કે તેઓ મારા વિસામામાં નહિ પેસશે.
૧૨ઓ ભાઇઓ, તમે સાવધાન થાઓ રખેને તમારા-
માંના કોઇને અવિશ્વાસનું ભુંડું હૃદય થાય, અને તે
જીવતા દેવથી દૂર જાય. ૧૩ પણ જ્યાં સુધી આજ
કહેવાય છે, ત્યાં સુધી તમે દિન પ્રતિ દિન એક બીજાને
સુબોધ કરો; એ માટે કે પાપના કપટથી તમારામાંનો
કોઇ કઠણ ન થાય. ૧૪ કેમકે જો આપણે આપણો
આરંભનો ભરોસો અંત સુધી સ્થિર રાખીએ, તો
આપણે ખ્રીસ્તના ભાગિયા થયા છીએ. ૧૫ કેમકે
એમ કહ્યું છે કે,
આજ જો તમે તેની વાણી સાંભળો;
તો જેમ ક્રોધકાળે તમે પોતાનાં હૃદય કઠણ કર્યાં
તેમ કરો મા.
૧૬ કેમકે કોણે [તે વાણી] સાંભળીને ક્રોધ ચઢાવ્યો?
શું મુસાની હસ્તક મિસરમાંથી જેઓ નીકળ્યા તે
સઘળાએ નહિ? ૧૭ ને ચાળીસ વરસ સુધી તે કોના
પર નારાજ થયો? શું જેઓએ પાપ કીધાં, જેઓનાં
મુડદાં અરણ્યમાં પડ્યાં, તેઓ પર નહિ? ૧૮ ને
જેઓએ વિશ્વાસ કીધો નહિ તેઓ વગર કોને વિષે
તેણે સમ ખાઇને કહ્યું કે, તેઓ મારા વિસામામાં નહિ
પેસશે? ૧૯ તો આપણે જોઇએ છીએ કે અવિશ્વાસને
કારણે તેઓથી પેસાયું નહિ.

૪ એ માટે આપણે બીવું જોઇએ, રખે તેના
વિશ્રામમાં જવાનું વચન હજી રહ્યા છતાં તમા-
રામાંનો કોઇ કદાપિ પાછળ પડેલો દેખાય. ૨ કેમકે
જેમ તેઓને તેમ આપણને પણ સુવાર્તા પ્રગટ કરેલી
છે; પણ સાંભળનારાઓની સાથે તેઓએ વિશ્વાસવડે
સંબંધ રાખ્યો નહિ, તેથી સાંભળેલી વાત તેઓને
લાભકારક થઇ નહિ. ૩ આપણે વિશ્વાસ કરનારા
વિશ્રામમાં જઇએ છીએ, જેમ તેણે કહ્યું છે કે,
મેં મારા ક્રોધમાં સમ ખાધા કે,
તેઓ મારા વિશ્રામમાં નહિ પેસશે, તેન;
તોપણ કામો તો જગતના આરંભથી પુરાં થએલાં
હતાં. ૪ કેમકે સાતમા દહાડા વિષે એક ઠેકાણે તેણે
એમ કહેલું છે કે, સાતમે દહાડે દેવે પોતાનાં સર્વ
કામથી વિશ્રામ લીધો. ૫ અને એજ ઠેકાણે તે ફરી
કહે છે કે,
તેઓ મારા વિશ્રામમાં નહિ પેસશે.
૬ તો કેટલાએક તેમાં પેસવું જોઇએ એ બાકી રહેલું
છે, ને જેઓને પહેલાં સુવાર્તા પ્રગટ કરેલી હતી,
તેઓ આજ્ઞાભંગના કારણથી પેઠા નહિ, ૭ માટે
એટલી બધી વાર પછી ફરી દાઉદથી મુકરર દહાડો
ઠરાવીને તે કહે છે કે, આજ, જેમ અગાઉથી કહેવામાં
આવ્યું તેમ, કે,
આજ તમે તેની વાણી સાંભળો,
તો તમે પોતાનાં હૃદય કઠણ ન કરો.
૮ કેમકે જો યહોશુઆએ તેઓને તે વિશ્રામ આપ્યો
હોત, તો તે પછી બીજા દહાડા સબંધી [દેવે] કહ્યું
ન હોત. ૯ એ માટે દેવના લોકોને સારૂ વિશ્રામનો
વાર રહેલો છે. ૧૦ કેમકે તેના વિશ્રામમાં જે પેઠો છે
તેણે પણ પોતાનાં કામથી વિશ્રામ લીધો છે, જેમ
દેવે પોતાનાંથી તેમ. ૧૧ એ માટે આપણે તે વિશ્રામમાં
પેસવાને યત્ન કરીએ, રખે આજ્ઞાભંગના તેજ ઉદા-
હરણ પ્રમાણે કોઇ પડે. ૧૨ કેમકે દેવનો શબ્દ જીવતો
તથા સમર્થ તથા બેધારી તરવાર કરતાં પણ ધારવાળો
છે, ને જીવ તથા આત્મા, સાંધા તથા મજ્જા જૂદાં કરે
એટલે સુધી વિંધનારો છે; ને હૃદયના વિચારને તથા
ભાવનાને જોઇ લેનારો છે. ૧૩ અને તેની આગળ કંઇ
ઉત્પન્ન કરેલું અણદીઠ નથી; પણ જેની સાથે આપણને
કામ છે, તેની દૃષ્ટિમાં સઘળાં નાગાં તથા ઉઘાડાં છે.
૧૪ તો દેવનો પુત્ર ઇસુ જે આકાશમાં પાર ગએલો
છે, એવો મોટો પ્રમુખ્ય યાજક આપણને છે, માટે
આપણે જે માની લીધેલું છે તે જોરથી પકડી રાખીએ.
૧૫ કેમકે આપણા અબળપણા પર જેને દયા આવી
નહિ શકે એવો પ્રમુખ્યયાજક આપણને નથી, પણ
તે સર્વ પ્રકારે સમાન રીતે પરીક્ષણ પામેલો છતાં
નિષ્પાપી રહ્યો. ૧૬ એ માટે દયા પામવાને તથા
યોગ્ય સમયે સહાયને સારૂ કૃપા પામવાને, આપણે
હિમ્મતથી કૃપાસનની પાસે આવીએ.

૫ તો માણસોમાંથી લીધેલો હરેક પ્રમુખ્યયાજક
દેવ સંબધીની વાતોમા માણસોને સારૂ ઠરા-
વેલો છે, એ માટે કે તે પાપોને સારૂ દાનો તથા યજ્ઞો
કરે; ૨ ને તેનાથી અજ્ઞાનીઓની તથા ચૂકનારાઓની
કંઇ સહનતા કરાય, કેમકે તે પોતે પણ અશક્તપણાથી
ઘેરાયલો છે. ૩ અને એજ માટે તેણે જેમ લોકોને
સારૂ તેમ પોતાને સારૂ પણ પાપોને લીધે અર્પણ
કરવું જોઇએ. ૪ અને હારૂનની પેઠે જેને દેવે બોલાવ્યો
તે વગર કોઇ પોતાને સારૂ આ માન લેતો નથી.
૫ એજ રીતે ખ્રીસ્તે પણ પ્રમુખ્યયાજક થવાનું માન

પોતે લીધું નહિ, પણ જેણે તેને કહ્યું કે,
  હું મારો દીકરો છે,
  આજ મેં તને જન્માવ્યો છે,
તેણે [તેને તે માન દીધું] ૬ તે પ્રમાણે પણ બીજે
ઠેકાણે તે કહે છે કે,
  મેલ્ખીસેદેકના ધારા પ્રમાણે,
  તું સદા યાજક છે
૭ તેણે પોતાના દેહધારીપણામાના દહાડાઓમા
પોતાને મરણથી છોડાવવાને જે શક્તિવાન હતો, તેની
પાસે મોટે ઘાંટે તથા આંસુએ પ્રાર્થના તથા કાલાવાલા
કીધા, ને તેણે બીક રાખી, માટે તેની [પ્રાર્થના]
સાંભળવામા આવી, ૮ ને તે પુત્ર છતા પણ પોતે જે
જે સહ્યા તેથી આજ્ઞાપાલન શિખ્યો ૯ અને પરિપૂર્ણ
થઇને પોતાના સઘળા માનનારાઓને સારૂ અનંત
તારણનુ કારણ થયો ૧૦ મેલ્ખીસેદેકના ધારા પ્રમાણે
દેવથી કહેવાએલો એવો પ્રમુખ્યયાજક થયો
૧૧ આ [મેલ્ખીસેદેક] વિષે અમારે ઘણુ વાત
કહેવાની છે, પણ અર્થ સમજાવવો કઠણ છે, કેમકે
તમે સાંભળવા વિષે મદ થયા છો ૧૨ કેમકે જ્યારે
એટલા વખતમા તમારે ઉપદેશકો થવુ જોઇતું હતું,
ત્યારે તો દેવના વચનના મૂળતત્વ શા છે, એ કોઇ
તમને ફરી શિખવે એવી અગત્ય છે, ને તમે એવા
થયા કે તમને દૂધની અગત્ય છે, પણ પાકા અન્નની
નથી ૧૩ કેમકે જે હરેક દૂધ પીએ છે તે ન્યાયીપણાની
વાત સબધી અપ્રવીણ છે, કાજે તે બાળક છે ૧૪ પણ
જે પૂરા છે, એટલે જેઓની ઇન્દ્રિયો ભલુ ભુંડુ પાર-
ખવાને વપરાએલી છે, તેઓને સારૂ પાકુ અન્ન છે

૬ એ માટે, ખ્રીસ્ત વિષેના મૂળતત્વોનો ઉપદેશ
મુકીને આપણે સપૂર્ણતા સુધી આગળ વધીએ,
ને નિર્જીવ કામ સબધીના પસ્તાવાનો તથા દેવ પરના
વિશ્વાસનો, ૨ તથા બાપ્તિસ્માઓ સબધીના ઉપદેશનો
તથા હાથ મુકવાનો તથા મરી ગએલાઓના પુનરૂ
ત્થાનનો તથા અનંતકાળના ન્યાયકરણનો પાયો ફરી
ન નાખીએ ૩ અને જો દેવ કરવા દે તો એ આપણે
કરીશું ૪ કેમકે જેઓ એકવાર પ્રકાશિત થયા, જેઓએ
આકાશમાના દાનનો અનુભવ લીધો, જેઓ પાવન
આત્માના ભાગિયા પણ થયા, ૫ ને જેઓએ દેવની
ઉત્તમ વાત તથા આવનાર યુગમાના પરાક્રમનો
અનુભવ લીધો, ૬ ને ત્યાર પછી પતિત થયા, તેઓને
પસ્તાવાને સારૂ ફરી નવા કરવા એ થઇ શકતું નથી,
કાજે તેઓ પોતાના [નાશ]ને માટે દેવના પુત્રને
ફરી વધસ્તંભે જડે છે, ને પ્રગટરૂપે તેનુ અપમાન
કરે છે ૭ કેમકે જે ભૂમિ પોતા પર વારે વારે વરસેલા
વરસાદને પીએ છે, ને જેઓને માટે ખેડાય છે તેઓને
સારૂ ગુણકારી શાક ઉપજાવે છે, તે દેવથી આશીર્વાદ
પામે છે ૮ પણ જે ઓરડી તથા ઉટકટો ઉપજાવે છે,
તે નાપસદ કરેલી તથા શાપિત થવાને તૈયારીમા છે,
અંતે તે બળવાની છે
૯ પણ, ઓ પ્રિય, જો કે અમે એવુ કહીએ છીએ
તોપણ તમો સબધી એ કરતા જે સારી તથા તારણને
લગતી વાતો છે, એવી વાતોનો ભરોસો અમને છે
૧૦ કેમકે દેવ અન્યાયી નથી, કે તે તમારા કામ તથા
પ્રીતિને વિસરે, એટલે જે [પ્રીતિ] તેના નામ પ્રત્યે
તમે દેખાડ્યો છે તે, કેમકે તમે પવિત્રોની સેવા કીધી
છે, ને હજુ કરો છો ૧૧ અને અમે બહુ ચાહીએ
છીએ, કે તમારામાનો હરેક, આશાની સપૂર્ણતાને
અર્થે, એવોજ ઉદ્યોગ અંત સુધી કરી દેખાડે, ૧૨ એ
માટે કે તમે આળસુ ન થાઓ, પણ જેઓ વિશ્વાસ
તથા સહનતાથી વચનોના વારસ છે, તેઓના અનુ
સરનારા થાઓ
૧૩ કેમકે દેવે ઇબ્રાહીમને વચન આપ્યુ ત્યારે પોતા
કરતા કોઇ વધતો મોટો ન હતો કે જેના સમ તે
ખાય, માટે તેણે પોતાનાજ સમ ખાઇને કહ્યું કે,
૧૪ ખરેખર હું તને આશીર્વાદ દઇશજ દઇશ, ને તને
વધારીશજ વધારીશ ૧૫ અને એ પ્રમાણે, સહનતા
રાખ્યા પછી વચનનુ ફળ તે પામ્યો ૧૬ માણસો તો
જે વધારે મોટો તેના સમ ખાય છે, ને નિશ્ચય કરવાને
સારૂ સમ તેઓમા સઘળા વિવાદનો અંત છે ૧૭ તે
પ્રમાણે દેવ પોતાના ઠરાવની અચળતા વચનના
વારસોને દેખાડવા ચહાતા સમ ખાઇને વચ્ચે પડ્યો
૧૮ એ માટે કે જેમા દેવથી જુઠુ કહેવાતું નથી, એવી
બે અચળ વાતોથી આપણને, એટલે આગળ મુકેલી
આશા પકડવા સારૂ દોડનારાને, ઘણો દિલાસો થાય.
૧૯ તે આશા આપણને આત્માના લગર,સરખો, સ્થિર
તથા અચળ, ને પડદામાહેની જગ્યામા પેસનારી છે
૨૦ ત્યા અગ્રેસર ઇસુ આપણે સારૂ પેઠો છે, ને મેલ્ખી
સેદેકના ધારા પ્રમાણે સદા પ્રમુખ્યયાજક થયો છે

૭ કેમકે આ મેલ્ખીસેદેક, સાલેમનો રાજા ને
પરાત્પર દેવનો યાજક, જેણે રાજાઓના
ઘાતથી પાછા આવનાર ઇબ્રાહીમને મળીને આશીર્વાદ
દીધો, ૨ ને જેને ઇબ્રાહીમે સઘળાનો દસમો ભાગ
આપ્યો (તે [નામનો] પહેલો અર્થ તો ન્યાયી-

પણાનો રાજા, ને પછી શાલેમનો રાજા, એટલે
શાતિનો રાજા છે, ૩ તે બાપ વગરનો, મા વગરનો,
વંશાવળી વગરનો છે, તેના દહાડાનો આરભ તથા
આયુષ્યનો અત નથી, પણ દેવના પુત્રના જેવો છે),
તે સદા યાજક રહે છે

૪ તો જેને આદિપિતા ઇબ્રાહીમે લૂટમાનો દસમો
ભાગ આપ્યો, તે કેવો મોટો હતો એ વિચારો
૫ અને લેવીના સતાનમાના જેઓ યાજકપદ પામે છે,
તેઓને લોકોની પાસેથી એટલે ઇબ્રાહીમની કમરથી
ઉત્પન્ન થએના પોતાના ભાઇઓની પાસેથી, નિયમ
શાસ્ત્ર પ્રમાણે દસમો ભાગ લેવાનો હુકમ છે ખરો,
૬ પણ જેની વશાવળી તેઓથી માડીને ગણેલી નથી,
તેણે ઇબ્રાહીમની પાસેથી દસમો ભાગ લીધો, ને
જેને વચનો મળ્યા હતા તેને આશીર્વાદ દીધો ૭ હવે,
નાનો મોટાથી આશીર્વાદ પામે છે એમા તો કઇ પણ
તકરાર રહી નથી ૮ અને હિંયા મરણાધીન માણસો
દસમો ભાગ લે છે, પણ ત્યા જે સબધી શાહેદી
આપેલી છે, કે તે જીવતો છે, તે લે છે ૯ અને એમ
પણ કહેવાય કે, જે લેવી દસમો ભાગ લે છે, તેણે
પણ ઇબ્રાહીમની મારફતે દસમો ભાગ આપ્યો,
૧૦ કેમકે જ્યારે મેલ્ખીસેદેક તેના બાપને મળ્યો,
ત્યારે તે પોતાના બાપની કમરમા હતો

૧૧ એ માટે જો લેવીના યાજકપણાથી પરિપૂર્ણતા
થઇ હોત (કાજે તે થકી લોકોને નિયમશાસ્ત્ર મળ્યુ
હતુ) તો હારૂનના ધારા પ્રમાણે ગણેલો નહિ, એવો
બીજો યાજક મેલ્ખીસેદેકના ધારા પ્રમાણે ઉત્પન્ન
થાય એની શી અગત્ય હતી? ૧૨ કાજે યાજકપણુ
બદલાયાથી નિયમ પણ બદલાવાની અગત્ય થાય છે
૧૩ કેમકે જે સબધી એ વાતો કહેવાઇ છે, તે બીજા
કુળનો છે, જેમાના કોઇએ વેદીની સેવા કીધી નથી
૧૪ કેમકે એ સ્પષ્ટ છે, કે યહુદાહથી આપણો પ્રભુ
નીકળ્યો, ને તે કુળમાના યાજકપણા સબધી મુસાએ
કઇ કહ્યુ નથી ૧૫ અને તે વાત એ ઉપરથી વધતી
સ્પષ્ટ જણાય છે, કે મેલ્ખીસેદેકની ઉપમા પ્રમાણે
બીજો યાજક ઉત્પન્ન થાય છે, ૧૬ એટલે જે દૈહિક
આજ્ઞાના નિયમ પ્રમાણે થયો નથી, પણ અક્ષય
જીવનના સામર્થ્ય પ્રમાણે થયો છે તે ૧૭ કેમકે
શાહેદી આપેલી છે કે,

મેલ્ખીસેદેકના ધારા પ્રમાણે
તુ સદા યાજક છે

૧૮ કેમકે આગલી આજ્ઞા અશક્ત તથા નિરૂપયોગી
હતી તે માટે તે રદ કરવામા આવે છે ૧૯ (કાજે
નિયમશાસ્ત્રે કશુ પરિપૂર્ણ કીધુ નથી), ને આપણે
દેવની પાસે જઇએ, એવી વધતી સારી આશાનો
પ્રવેશ થાય છે ૨૦ અને તેઓ સમ વગર યાજક થાય
છે, ૨૧ પણ આ તો સમથી, એટલે જેણે તેને કહ્યુ કે,

પ્રભુએ સમ ખાધા, ને તે પસ્તાવો કરનાર નથી,
કે તુ સદાકાળ યાજક છે,

તેનાથી યાજક થયો ૨૨ અને જેમ ઇસુ સમ વગર
યાજક થયો નહિ, તેમ તે વધતા સારા કરારનો
જામીન થયો ૨૩ અને જે યાજક થયા તેઓ ઘણા
હતા ખરા, કેમકે મરણને લીધે તેઓથી ટકાતુ નહોતુ
૨૪ પણ એ સદા રહે છે, માટે એને અવિકારી યાજક
પણ છે ૨૫ એ માટે જેઓ એનાથી દેવની પાસે
આવે છે, તેઓને પુરા તારવાને એ સમર્થ છે, કેમકે
એ તેઓને સારૂ મધ્યસ્થી કરવાને સદા જીવતો રહે છે

૨૬ તો એવો પ્રમુખ્યયાજક આપણને શોભતો
હતો, કે જે પવિત્ર, નિર્દોષ નિષ્કલક, પાપીઓથી
અલગ, ને આકાશ કરતા વધતો ઉચો કીધેલો છે
૨૭ પ્રમુખ્યયાજકોની પેઠે પહેલા તે પોતાના પાપોને
સારૂ, ને પછી લોકોનાને સારૂ યજ્ઞ કરે, એવી તેને
નિત્ય અગત્ય નથી, કેમકે તેણે, પોતે અર્પણ થયાથી,
એ કામ એકજવાર કીધુ ૨૮ કેમકે નિયમશાસ્ત્ર નબ
ળાઇએ ભરેલા માણસોને પ્રમુખ્યયાજકો ઠરાવે છે,
પણ નિયમશાસ્ત્ર પછી જે સમની વાત છે તે સદા
સપૂર્ણ કરેલા પુત્રને ઠરાવે છે

૮ હવે જે જે અમે કહીએ છીએ, તેનો સાર એ
છે, કે આપણને એવો પ્રમુખ્યયાજક છે, કે જે
આકાશમા મહત્વના રાજ્યાસનની જમણીગમ બેઠેલો
છે ૨ પવિત્રસ્થાનનો તથા જે ખરો માડવો માણસોએ
નહિ, પણ પ્રભુએ ઉભો કીધેલો છે, તેનો સેવક તે છે
૩ કેમકે હરેક પ્રમુખ્યયાજક દાનો તથા યજ્ઞો કરવાને
ઠરાવેલો છે, એ માટે તેની પાસે પણ અર્પણ કરવાનુ
કઇ હોય એવી અગત્ય છે ૪ વળી જો તે પૃથ્વી પર
હોત, તો યાજક તે નહિ થાત, કેમકે નિયમશાસ્ત્ર
પ્રમાણે દાનાપણ કરનારા યાજકો તો છેજ, ૫ કે
જેઓ આકાશમાની વાતોની ઉપમા તથા પ્રતિછાયાની
સેવા કરે છે, જેમ મુસા જ્યારે માડવો સિદ્ધ કરવાનો
હતો, ત્યારે દેવ પાસેથી બોધ પામ્યો તેમ, કેમકે
તેણે કહ્યુ કે, જે ઉપમા પહાડ પર તને દેખાડી હતી,
તે પ્રમાણે સઘળા કરવા માટે તુ સાવધ રહે ૬ પણ
હાલ જેમ તે વધતા સારા વચનોથી ઠરાવેલા વધતા

સારા કરારનો મધ્યસ્થ છે, તેમ તે વધતો સારો કાર-
ભાર પામ્યો છે. ૭ કેમકે જો તે પહેલો કરાર નિર્દોષ
હોત, તો બીજાને સારૂ ઠામ શોધવામાં નહિ આવત.
૮ પણ દોષ કાઢતાં [દેવ] તેઓને કહે છે કે,
જુઓ, પ્રભુ એમ કહે છે કે, એવા દહાડા આવે છે,
કે જેમાં હુ ઇસ્રાએલના ઘરનાંની સાથે તથા યહુ-
દાહના ઘરનાંની સાથે નવો કરાર કરીશ.
૯ તેઓના બાપદાદાઓને મિસર દેશમાંથી બહાર
કાઢવા સારૂ જે દહાડે મેં તેઓના હાથ પકડ્યા,
તેમાં તેઓની સાથે જે કરાર મેં કીધો, તે પ્રમાણે
નહિ,
કારણ કે મારા કરારમા તેઓ રહ્યા નહિ,
ને મેં તેઓ સબધી ચિંતા કીધી નહિ, એવુ પ્રભુ
કહે છે.
૧૦ કાજે પ્રભુ કહે છે કે, તે દહાડાઓ પછી,
ઇસ્રાએલના ઘરનાની સાથે જે કરાર હુ કરીશ, તે
એ કે,
હુ મારા નિયમ તેઓના મનમાં મુકીશ,
ને તે તેઓના હૃદય પર લખીશ,
ને હુ તેઓનો દેવ થઇશ,
ને તેઓ મારા લોક થશે.
૧૧ ત્યારે હરેક પોતાના સ્વદેશીને,
તથા હરેક પોતાના ભાઇને એ કહેતા શિખવશે
નહિ, કે પ્રભુને જાણ,
કેમકે તેઓમાંના નાનાથી તે મોટા સુધી,
સર્વ મને ઓળખશે.
૧૨ કેમકે તેઓના અન્યાય વિષે હુ દયાવાન થઇશ,
ને તેઓનાં પાપ હુ ફરી સભારીશ નહિ.
૧૩ તો નવો કરાર એવુ કહેવાથી તેણે પહેલાને જુનો
કીધો છે. પણ જે જુનું તથા જરજરિયું થયું તે ટળી
જવાની અણી પર છે.

૯ હવે તો પહેલા [ કરારના ] ભજનના વિધિઓ
તથા આ દુનિયાનું પવિત્રસ્થાન પણ હતું ખરૂ.
૨ કેમકે મંડપ તૈયાર કરેલો હતો,—એટલે પહેલો મંડપ
કે જેમાં દીવી તથા મેજ તથા અર્પેલી રોટલી હતી,
તે તો પવિત્રસ્થાન કહેવાય છે. ૩ અને બીજા પડદાની
પેલીગમ પરમપવિત્ર કહેવાએલો મંડપ હતો. ૪ તેમાં
સોનાનું ધૂપપાત્ર તથા ચારેમેર સોનાએ મઢેલી કરા-
રની પેટી હતી, જેમાં માન્નાએ ભરેલુ સોનાનું પાત્ર
તથા હારૂનની કળી ફુટેલી લાકડી તથા કરારની પાટીઓ
હતી, ૫ ને તેના પર મહિમાના કરૂબીમ હતા, જેઓની
છાયા દયાસન પર પડતી હતી; હમણાં એઓ સંબધી
વિગતવાર કહેવાય એમ નથી. ૬ જ્યારે એવાં સિદ્ધ
થયાં હતાં, ત્યારે યાજકો આગલા મંડપમાં સેવા
કરવાને નિત્ય જતા હતા. ૭ પણ બીજામાં હર વર્ષે
એકવાર એકલો પ્રમુખ્યયાજક જતો હતો; પણ
લોહી વગર નહિ, જે લોહી તે પોતાના તથા લોકોના
અપરાધને સારૂ અર્પણ કરતો હતો; ૮ પવિત્ર આત્મા
તેથી એમ જણાવતો હતો કે પહેલો મડપ હજી કાયમ
રહે છે ત્યાં સુધી પરમ પવિત્રસ્થાનનો માર્ગ પ્રગટ
થયો નથી. ૯ વર્તમાનકાળને સારૂ તે [મંડપ] ઉપ-
મારૂપ હતો, જે પ્રમાણે એવાં દાનો તથા યજ્ઞો કરાયાં
હતાં, કે ભજન કરનારને પ્રેરકબુદ્ધિ સંબધી પરિપૂર્ણ
કરવાને સમર્થ નહોતાં. ૧૦ તેઓ, ખાવા તથા પીવા
તથા અનેક સ્નાન સુદ્ધાં, કેવળ દેહ સંબધીના નિયમો
હતા, જે સુધારો કરવાના કાળ સુધી ઠરાવેલા હતા.
૧૧ પણ ખ્રીસ્ત, થનારાં સારાં વાના સબધી પ્રમુ-
ખ્યયાજક થઇને, અધિક મોટો તથા અધિક સપૂર્ણ
મંડપ જે હાથથી કીધેલો નથી એટલે આ ઉત્પત્તિનો
નથી તેથી, ૧૨ ને બકરાના તથા વાછરડાના લોહીથી
નહિ, પણ પોતાનાજ લોહીથી, સાર્વકાળિક ખંડણી
મેળવીને તે પરમપવિત્રસ્થાનમાં એકજવાર ગયો.
૧૩ કેમકે જો બકરાનું તથા ગોધાઓનું લોહી તથા
વાછરડીની રાખ, અપવિત્રો પર છાંટવાથી શરીરની
શુદ્ધતા વિષે પવિત્ર કરે છે, ૧૪ તો ખ્રીસ્ત, જે સનાતન
આત્માથી પોતે દોષ વગર દેવને અર્પણ થયો, તેનું
લોહી કેટલું વધતું તમારાં હૃદયને જીવતા દેવને ભજવા
સારૂ નિર્જીવ કામોથી શુદ્ધ કરશે? ૧૫ ને એજ માટે
નવા કરારનો મધ્યસ્થ તે છે, કે પહેલા કરારની વેળા
જે ઉલ્લંઘન હતાં, તેની ખંડણીને સારૂ પોતે મરવાથી
જે તેડેલા તેઓ અનંત વતનનું વચન પામે. ૧૬ કેમકે
જ્યાં વસિયતનામું છે, ત્યાં વસિયતનામું કરનારનું
મરણ થાય એવી અગત્ય છે. ૧૭ કાંજે વસિયતનામું
માણસના મરણ પછી ચાલે એવું છે; તો કરનાર જીવે
છે ત્યાં સુધી શું તેનું વસિયતનામું કદી ઉપયોગી હોય
છે? ૧૮ એ માટે પહેલા કરારની પ્રતિષ્ઠા લોહી વિના
ન થઇ. ૧૯ કેમકે મુસાએ નિયમશાસ્ત્ર પ્રમાણે હરેક
હુકમ સર્વ લોકોને કહીને, પાણી તથા કીરમજી ઉન
તથા ઝૂફા સુદ્ધાં વાછરડાનું તથા બકરાનું લોહી લીધું,
ને પુસ્તક પર તથા સર્વ લોકો પર પણ છાંટીને કહ્યું
કે, ૨૦ જે કરાર દેવે તમને ઠરાવી આપ્યો તેનું લોહી
એજ છે. ૨૧ અને તેણે તેજ રીતે મડપ પર તથા

સેવાનાં સઘળાં પાત્ર પર પણ લોહી છાંટયું. ૨૨ અને
નિયમશાસ્ત્ર પ્રમાણે ઘણું કરીને સઘળી વસ્તુ લોહીથી
શુદ્ધ કરાય છે, ને લોહી વહેવડાવ્યા વગર પાપની
માફી થતી નથી.
૨૩ તો અગત્ય હતી કે આકાશમાંની વસ્તુઓની
ઉપમાઓ એવાથી શુદ્ધ થાય, પણ આકાશી વસ્તુઓ
તે કરતાં વધતા સારા યજ્ઞોથી શુદ્ધ થાય. ૨૪ કેમકે
ખ્રીસ્ત હાથથી બનાવેલાં પવિત્ર ઠેકાણાં જે ખરાનો
નમુનો છે તેમાં ગયો નથી, પણ આકાશમાંજ ગયો,
એ માટે કે હમણાં આપણે સારૂ દેવની આગળ તે
હાજર થાય. ૨૫ અને જેમ આગળ પ્રમુખ્યયાજક
બીજાનું લોહી લઇને પરમપવિત્રસ્થાને હર વર્ષે પેસતો,
તેમ એ વારે વારે પોતાને અર્પણ કરે એમ નહિ;
૨૬ કેમકે જો એમ હોત, તો જગતના મંડાણથી ઘણી
વાર તેને સહેવાની અગત્ય પડત; પણ હવે છેલ્લા
કાળમાં તે એકવાર પ્રગટ થયો, કે પોતાના યજ્ઞથી
પાપને ટાળે. ૨૭ અને જેમ માણસોને એકવાર મરવુ,
એવું ઠરાવેલું છે, ને ત્યાર પછી ન્યાયમાં જવુ; ૨૮ તેમ
ખ્રીસ્ત ઘણાઓનાં પાપ માથે લેવા સારૂ એક વાર
અર્પણ થયો, ને જે તેની વાટ જુએ છે તેઓની
આગળ તારણને અર્થે પાપ વગરનો તે બીજીવાર
પ્રગટ થશે.

૧૦ કેમકે જે સારી વસ્તુઓ થવાની હતી તેની
પ્રતિછાયા નિયમશાસ્ત્રમાં હતી ખરી, પણ
તે વસ્તુઓની પુરી પ્રતિમા નહોતી, માટે જે યજ્ઞો
વર્ષોવર્ષ તેઓ હમેશ કરતા હતા તેથી તેઓ આવના-
રાઓને પરિપૂર્ણ કરવાને કદિ સમર્થ નહોતા ૨ જો
એમ હોત, તો યજ્ઞ કરવાનુ શું બંધ ન થાત? કેમકે
એકવાર પવિત્ર થયા પછી ભક્તિ કરનારાઓને ફરી
પાપોની કંઇ અંતરભાવના ન થાત. ૩ પણ તે [યજ્ઞોથી]
વર્ષોવર્ષ પાપોનું સ્મરણ ફરી થાય છે. ૪ કેમકે ગોધા-
ઓનું તથા બકરાઓનું લોહી પાપો કાઢી નાખવાને
સમર્થ નથી. ૫ એ માટે જગતમાં આવતાંજ તે કહે છે,
તેં યજ્ઞ તથા દાન ચાહ્યા નહિ,
પણ મારે સારૂ તેં શરીર સિદ્ધ કીધું છે.
૬ હોમમાં તથા પાપ વિષેના [યજ્ઞોમાં] તારી કંઇ
પ્રસન્નતા નહોતી;
૭ ત્યારે મેં કહ્યું કે, ઓ દેવ, જો,
(શાસ્ત્રના પુસ્તકમાં મારા સંબધી લખ્યુ છે),
તારી ઇચ્છા પાળવાને હું આવું છું.
૮ ઉપર જ્યારે તેણે કહ્યું કે, યજ્ઞો તથા દાનો તથા
હોમ તથા પાપ વિષેના યજ્ઞો (જે નિયમશાસ્ત્ર પ્રમાણે
કરાય છે) તેઓને તેં ચાહ્યાં નહિ, ને તેઓમાં તારી
કંઇ પ્રસન્નતા નહોતી; ૯ ત્યારે તેણે કહ્યું કે, જો, તારી
ઇચ્છા પાળવાને હુ આવું છું; બીજાને સ્થાપવા સારૂ
પહેલાને તે રદ કરે છે. ૧૦ તે ઇચ્છાએ ઇસુ ખ્રીસ્તનુ
શરીર એકજવાર અર્પણ થયાથી આપણે પવિત્ર કરા-
એલા છીએ. ૧૧ અને હરેક યાજક નિત્ય સેવા કરતાં
તથા એ ને એજ યજ્ઞો બહુ વાર કરતાં ઉભો રહે છે,
જે યજ્ઞો પાપો કાઢવાને કદિ પણ સમર્થ નથી. ૧૨ પણ
એ, પાપોને કાજે એક યજ્ઞ સદાકાળને સારૂ કરીને,
દેવની જમણીગમ બેઠેલો છે; ૧૩ ને હવે પછી તેના
વૈરીઓ તેના પગનુ પાયાસન કરાય ત્યાં સુધી તે
વાટ જુએ છે. ૧૪ કેમકે જેઓ પવિત્ર કરાય છે તેઓને
તેણે એક અર્પણથી સદા પરિપૂર્ણ કીધા છે ૧૫ અને
પવિત્ર આત્મા પણ આપણને શાહેદી આપે છે, કેમકે
તેણે કહ્યું હતું કે,
૧૬ તે દહાડાઓ પછી હુ જે કરાર તેઓની સાથે
કરીશ તે એજ છે કે,
હુ પોતાના નિયમ તેઓના હૃદયમા મુકીશ,
ને તેઓનાં મન પર તેઓને લખીશ,
એમ પ્રભુ કહે છે.
૧૭ ત્યારે [તે કહે છે કે,] તેઓનાં પાપ તથા તેઓના
અન્યાય હુ ફરી સભારીશ નહિ
૧૮ અને જ્યા એઓની માફી થઇ છે, ત્યાં ફરી પાપને
સારૂ બીજું અર્પણ જોઇતુ નથી.
૧૯ હવે, ઓ ભાઇઓ, પરમ પવિત્રસ્થાનમાં ઇસુના
લોહીથી પેસવાની આપણને નિર્ભયતા છે, ૨૦ એટલે
એક નવા તથા જીવતા માર્ગથી, કે જે તેણે આપણે
સારૂ પડદામાં થઇને, એટલે પોતાના શરીરમાં થઇને
ઉઘાડ્યા છે; ૨૧ ને વળી દેવના ઘર પર મોટો યાજક
છે, ૨૨ માટે દુષ્ટ અંત કરણથી છુટવા સારૂ હૃદયો પર
છંટકાવ પામીને તથા નિર્મળ પાણીથી શરીર ધોઇને,
આપણે ખરા હૃદયથી ને વિશ્વાસના પુરા નિશ્ચેપણામા
સન્નિધ જઇએ. ૨૩ આપણે આશાની કબુલાત દૃઢ
પકડી રાખીએ, કેમકે જેણે વચન આપ્યુ તે વિશ્વાસુ
છે. ૨૪ અને પ્રીતિ તથા સારા કામ કરવા સારૂ ઉત્તેજન
આપવાને આપણે એક બીજા વિષે વિચાર કરવો.
૨૫ એકઠા મળવાનું કેટલાએક મુકી દે છે તેઓની રીત
પ્રમાણે આપણે ન કરીએ, પણ સુબોધ કરીએ, ને
જેમ જેમ તમે તે દહાડો પાસે આવતો દેખો તેમ
તેમ વધતુ કરો

૨૬ કેમકે આપણે સત્યની ઓળખ પામ્યા પછી,
જો જાણી જોઇને પાપ કરીએ, તો તે પછી પાપોને
સારૂ બીજો યજ્ઞ રહેતો નથી, ૨૭ પણ ઇનસાફની
બિહામણીજ વાટ જોવી તથા વૈરીઓને ખાઇ નાખ-
નારા અગ્નિનો જુસ્સો એજ રહે છે. ૨૮ જે કોઇ
મુસાનું નિયમશાસ્ત્ર ગણકારતો નહિ, તે દયા પામ્યા
વગર બે કે ત્રણ શાહેદી પરથી મરણ પામતો;
૨૯ તો જેણે દેવના પુત્રને પગ તળે છુંદ્યો, ને કરારના
જે લોહીથી પોતે પવિત્ર થયો હતો તેને અશુદ્ધ
ગણ્યું, ને કૃપાના આત્માનું અપમાન કીધું, તે કેટલી
વધતી કઠણ સજાને યોગ્ય થશે, તે વિષે તમને શું
લાગે છે? ૩૦ કેમકે બદલો વાળવો મારો છે, હું વાળી
આપીશ, ને ફરી, પ્રભુ પોતાના લોકોનો ન્યાય કરશે,
એવું જેણે કહ્યું તેને આપણે જાણીએ છીએ. ૩૧ જીવતા
દેવના હાથમાં પડવું એ બિહામણું છે

૩૨ પણ પૂર્વના દિવસ ફરી સંભારો, કે જેમા તમે
પ્રકાશિત થયા પછી દુ:ખોનો મોટો હુમલો સહ્યો.
૩૩ પહેલા તો નિંદાઓથી તથા સંકટથી તમે તમાશા
જેવા થયા, ને પછી તો જેઓ એવું સહેતા હતા
તેઓના સંગાતી તમે થયા ૩૪ કેમકે બંધનમા જેઓ
હતા તેઓનાં દુ:ખના સાથીઓ તમે થયા, ને પોતાના
માલની હાનિનો આનંદથી અંગીકાર કીધો, કાજે તમે
એ જાણતા હતા, કે પોતાને માટે વધતું સારૂ તથા
અક્ષય ધન છે. ૩૫ એ માટે તમારો ભરોસો જેને
મોટો ફળરૂપ બદલો છે, તેને નાખી ન દો. ૩૬ કેમકે
તમને સહનતાની અગત્ય છે, એ માટે કે તમે દેવની
ઇચ્છા પાળ્યા પછી વચનનું ફળ પામો

૩૭ કેમકે જે આવવાનો છે, તે છેક થોડી વારમા
આવશેજ,
ને વિલંબ નહિ કરશે.
૩૮ અને મારો ન્યાયી વિશ્વાસથી જીવશે;
પણ જો તે પાછો હટે, તો તે સંબધી મારો જીવ
સંતુષ્ટ નહિ થશે.

૩૯ પણ આપણે નાશમાં પાછા હટનારા નથી, પણ
જીવના બચાવને અર્થે વિશ્વાસ કરનારા છીએ

૧૧ વિશ્વાસ તો આશાની વસ્તુઓની ખાતરી,
ને અદ્રુશ્ય વસ્તુઓની શાહેદી છે. ૨ કેમકે
તેથી વડીલો શાહેદી પામેલા થયા. ૩ વિશ્વાસથી
આપણે જાણીએ છીએ કે દેવના શબ્દથી જગતો
ઉત્પન્ન થયાં, એવાં કે જે જે દેખાય છે, તે તે દેખા-
વવાં વાનાંથી નથી થયાં. ૪ વિશ્વાસથી હાબેલે કાઇનના
કરતાં વધતો સારો યજ્ઞ દેવને અર્પણ કીધો, તેથી તે
ન્યાયી છે, એમ તે સંબધી શાહેદી અપાઇ, કેમકે
દેવે તેનાં દાનો સંબધી શાહેદી આપી; ને તેથી તે
મુઆ છતાં પણ હજી બોલે છે. ૫ વિશ્વાસથી હનોખ
ઉપર લઇ જવાયો કે તે મરણ ન જુએ, ને તે જડ્યો
નહિ, કેમકે દેવ તેને ઉપર લઇ ગયો, કાંજે તેના
ઉપર લઇ જવાયા પહેલાં તે સંબધી એ શાહેદી થઇ
કે તેના પર દેવ પ્રસન્ન થયો હતો. ૬ પણ વિશ્વાસ
વગર [દેવને] પ્રસન્ન કરવો એ બનતું નથી, કેમકે દેવની
પાસે જે આવે છે, તેણે એવો વિશ્વાસ કરવો જોઇએ
કે તે છે, ને કાળજીથી તેના શોધનારાને ફળ આપનાર
પણ છે. ૭ નુહે જે વાત હજી સુધી જોઇ ન હતી, તે
વિષે બોધ પામીને તથા સુબીક રાખીને, વિશ્વાસથી
પોતાના કુટુંબના તારણને સારૂ વહાણ તૈયાર કીધું,
તેથી તેણે જગતને અન્યાયી ઠરાવ્યું, ને વિશ્વાસથી
જે ન્યાયીપણું તેનો વારસ થયો. ૮ વિશ્વાસથી ઇબ્રા-
હીમ જે ઠેકાણું વારસાને સારૂ પામનાર હતો, તેમાં
જવાને તેડું પામીને આજ્ઞાધીન થયો, એટલે પોતે
ક્યાં જાય છે, એ ન જાણતાં નીકળ્યો. ૯ વિશ્વાસથી
તેણે રાવટીઓમાં રહેતા, ને પરદેશમા હોય તેમ વચ-
નના દેશમાં પ્રવાસ કીધો, ને તેની સાથે તેજ વચનના
સહવારસો ઇસ્હાક તથા યાકૂબે [પ્રવાસ કીધો].
૧૦ કેમકે જે શેહેરને પાયો છે, જેનો યોજનાર તથા
બાંધનાર દેવ છે, તેની વાટ તેણે જોઇ. ૧૧ વિશ્વાસથી
સારાહ પણ ઘરડી થયા પછી ગર્ભ ધરવા સારૂ સામર્થ્ય
પામી; કેમકે જેણે વચન આપ્યું હતું, તેને તેણે
વિશ્વાસુ ગણ્યો. ૧૨ એ માટે એકથી, ને તે પણ
મુએલા જેવો, તેનાથી સંખ્યામાં આકાશમાના તારા
જેટલા તથા સમુદ્રના કાંઠા પરની રેતી જે અગણિત
છે તેના જેટલા લોક ઉત્પન્ન થયા.

૧૩ એ સઘળા વિશ્વાસમાં મરી ગયા, ને વચનોનાં
ફળ ન પામ્યા, પણ વેગળેથી તે દેખીને માન્ય કરી
લીધાં, ને પોતા વિષે કબૂલ કીધું કે અમે પૃથ્વી પર
પરદેશી તથા મુસાફર છીએ. ૧૪ કેમકે એવી વાતો
કહેનારા સાફ દેખાડે છે કે, તેઓ સ્વદેશની શોધ
કરે છે ૧૫ અને જે દેશથી તેઓ નીકળ્યા તે પર જો
તેઓએ ચિત્ત રાખ્યું હોત, તો પાછા ફરવાનો પ્રસંગ
તેઓને મળત ખરો. ૧૬ પણ હવે વધતા સારા,
એટલે આકાશી દેશની તેઓ બહુ ઇચ્છા રાખે છે;
માટે દેવ તેઓનો દેવ કહેવાતાં લજવાતો નથી, કેમકે
તેણે તેઓને સારૂ એક શેહેર સિદ્ધ કીધું છે.

૧૭ વિશ્વાસથી ઇબ્રાહીમે, જ્યારે તેનું પરીક્ષણ થયું
ત્યારે, ઇસ્હાકનું અર્પણ કીધું; એટલે જેણે વચનો
માની લીધાં હતાં ને જેને એવું કહેવાયું હતું કે,
૧૮ ઇસ્હાકમાં તારો સંતાન કહેવાશે, તેણે પોતાના
એકાકીજનિતનું અર્પણ કીધું. ૧૯ કેમકે તે એમ ગણતો
હતો કે મરી ગએલાંમાથી પણ ઉઠાડવાને દેવ સમર્થ
છે, ને તેમાથી દૃષ્ટાંતે તે તેને પામ્યો. ૨૦ વિશ્વાસથી
ઇસ્હાકે થવાની વસ્તુઓ સંબધી યાકૂબને તથા
એસાવને આશીર્વાદ દીધો. ૨૧ વિશ્વાસથી યાકૂબે
મરતી વેળા યુસફના બેહુ દીકરાઓને આશીર્વાદ
દીધો, ને પોતાની લાકડીની મૂઠ પર ટેકીને ભજન
કીધું. ૨૨ વિશ્વાસથી યુસફે પોતાના અંતકાળે ઇસ્રા-
એલના સંતાનના નિર્ગમન વિષેની વાત સંભરાવી, ને
પોતાનાં હાડકાં સંબધી આજ્ઞા આપી. ૨૩ વિશ્વાસથી
મુસાના માબાપે તેના જન્મ્યા પછી ત્રણ મહિના
સુધી તેને સંતાડ્યો; કેમકે તેઓએ દીઠું, કે તે સુંદર
બાળક છે, ને તેઓ રાજાની આજ્ઞાથી બીધાં નહિ.
૨૪ વિશ્વાસથી મુસાએ મોટા થયા પછી ફારૂનની
દીકરીનો પુત્ર કહેવાવા ના પાડી. ૨૫ પાપનો સુખ-
ભોગ કંઇ વાર ભોગવવા કરતા દેવના લોકની સાથે
દુ:ખ ભોગવવું તેણે વધતું પસંદ કીધું. ૨૬ મિસરમાના
દ્રવ્ય કરતા ખ્રીસ્ત સંબધીની નિંદા વધતી સંપત છે,
એમ તેણે ગણ્યું; કેમકે તેણે ફળરૂપ બદલા ભણી
જોયું. ૨૭ વિશ્વાસથી તેણે રાજાના ક્રોધથી ન બીતા
મિસર મુકી દીધું; કેમકે જાણે અણદીઠને જોતો હોય
એમ તે ટકી રહ્યો. ૨૮ વિશ્વાસથી તેણે પાસ્ખા પર્વ
તથા લોહી છાંટવાનું પાળ્યું, રખે જેણે પ્રથમજનિતોનો
નાશ કીધો, તે તેઓને અડકે. ૨૯ વિશ્વાસથી તેઓ,
જેમ કોરી ભોંય પર, તેમ લાલ સમુદ્રમા થઇને, પાર
ગયા; એવું પ્રયત્ન કરતા મિસરીઓ ગુગળાઇ મુઆ.
૩૦ વિશ્વાસથી યરેખોના કોટને સાત દહાડા સુધી ઘેરી
લીધા પછી તે પડી ગયો. ૩૧ વિશ્વાસથી રાહાબ વેશ્યા
જાસુસોનો સુખરૂપે અંગીકાર કીધાથી અવિશ્વાસીની
સાથે નાશ ન પામી ૩૨ તો હુ વધતું શું કહું? કેમકે
ગિદઓન તથા બારાક તથા સામસૂન તથા યિફતાહ
તથા દાઉદ તથા શમુએલ તથા ભવિષ્યવાદીઓ વિષે
વિસ્તારથી કહેવાને મને વખત ખૂટશે ૩૩ તેઓએ
વિશ્વાસથી રાજ્ય જીત્યા, ન્યાયીપણું કીધું, વચનો
પ્રાપ્ત કીધાં, સિંહોના મ્હો બંધ કીધા, ૩૪ અગ્નિનું
બળ નરમ પાડ્યું, તેઓ તરવારની ધારથી બચ્યા,
અબળપણામાથી બળવાન કરાયા, લડાઇમાં પરાક્રમી
થયા, ને વિદેશીઓની ફોજોને નસાડી; ૩૫ બાયડીઓ
પોતાનાં મરીગએલાંને પુનરૂત્થાનથી પામી; ને કેટલા-
એક મરણ સુધી ઝુડાઇ ગયા, તેઓએ છુટકાનો અંગી-
કાર ન કીધો, એ સારૂ કે તેઓ વધતું સારૂ પુનરૂત્થાન
પામે, ૩૬ ને બીજા મશ્કરીઓથી તથા કોરડાઓથી,
વળી બંધનોથી પણ તથા કેદથી પરખાયા. ૩૭ તેઓ
પત્થરથી મરાયા, કરવતથી ચીરાયા, તેઓ પરખાયા,
તરવારની ધારથી માર્યા ગયા, ઘેટાના ચામડાં તથા
બકરાનાં ચામડાં પહેરીને ફરતા હતા, કંગાલ,
રીબાએલા તથા પીડાએલા હતા; ૩૮ (જગત તેઓને
યોગ્ય ન હતું,) તેઓ રાનોમા તથા પહાડોમા તથા
બોમા તથા પૃથ્વીની ગુફાઓમા રખડતા હતા
૩૯ અને એ સર્વ વિશ્વાસથી સારી શાહેદી પામેલા
થયા, પણ વચનનું ફળ ન પામ્યા. ૪૦ કેમકે દેવે
આપણે માટે કંઇ વધતું સારૂ સિદ્ધ કીધું; એ સારૂ કે
આપણા વગર એઓ પરિપૂર્ણ ન થાય.

૧૨ તો આપણી આસપાસ શાહેદોની એટલી
મેઘરૂપ ભીડ છે, એ માટે આપણે પણ
હરેક બોજ તથા ઘેરી લેનાર પાપ નાખી દઇએ, ને
આપણી આગળ મુકેલી દોડ ધીરજથી દોડીએ.
૨ આપણે આપણા વિશ્વાસના અધિકારી તથા સંપૂર્ણ
કરનાર ઇસુની ગમ જોઇએ, કે જેણે પોતાની આગળ
મુકેલા આનંદને લીધે લાજને વ્યર્થ ગણીને મરણસ્તં-
ભનું [દુ:ખ] સહ્યું, ને તે દેવના રાજ્યાસનની જમણી-
ગમ બેઠો છે. ૩ તો જેણે પોતા પર પાપીઓની એટલી
ઉલટી તકરાર સહી, તેનો વિચાર કરો, રખે તમે
પોતાના મનમા નિર્ગત થયાથી થાકી જાઓ. ૪ તમે
પાપને ઉલટી કોશેશ કરતાં, હજી રક્તપાત સુધી સામા
થયા નથી. ૫ વળી જે ઉપદેશ પરથી તમને બાળકોની
પેઠે બોધ અપાય છે, તે તમે વિસર્યા, એટલે

એ મારા પુત્ર, તું પ્રભુની શિક્ષા હલકી ન ગણ,
ને તેનાથી ધમકી પામીને નિર્ગત ન થા.
૬ કેમકે જે પર પ્રભુ પ્રીતિ કરે છે, તેને તે શિક્ષા કરે છે,
ને જે હરેક પુત્રનો તે અંગીકાર કરે છે, તેને તે
કોરડા મારે છે.

૭ જો તમે શિક્ષા સહો છો, તો દેવ જેમ પુત્રની સાથે
તેમ તમારી સાથે વર્ત્તે છે, કેમકે જેને બાપ શિક્ષા
કરતો નથી, એવો કયો દીકરો છે? ૮ પણ જો શિક્ષાના
ભાગિયા સઘળા છે, તે શિક્ષા વગર જો તમે છો, તો
તમે છોડીજાયા છો, દીકરા તો નહિ. ૯ વળી આપણી
દેહના બાપ આપણને શિક્ષા કરનારા હતા, ને આપણે

તેઓનું માન રાખ્યું, તો વિશેષે કરીને એ કરતાં એમ
ન થાય કે, આપણા આત્માઓના બાપને આધીન
થઇને જીવીએ? ૧૦ કેમકે તેઓએ તો થોડાક દહાડા
સુધી પોતાને જે સારૂ લાગ્યું તે પ્રમાણે શિક્ષા દીધી
ખરી, પણ એણે તો આપણા નફાને સારૂ, એ માટે કે
આપણે તેના પવિત્રપણાના ભાગિયા થઇએ. ૧૧ કોઇ
પણ શિક્ષા હાલમાં આનંદકારક જેવી લાગતી નથી,
પણ ખેદકારક છે; પણ પછી તો તેથી કસાએલાને
તે ન્યાયીપણાનાં શાંતિકારક ફળ ભરી આપે છે. ૧૨ એ
માટે ઢીલા થએલા હાથોને તથા અશક્ત થએલાં ઘુંટ-
ણોને તમે ફરી સમાં કરો; ૧૩ ને પોતાના પગોને સારૂ
પાધરા રસ્તા કરો; એ માટે કે જે લંગડું તે આડું ન
વળે, પણ તે કરતાં સમું કરાય.

૧૪ સઘળાની સાથે શાંતિને ધોરણે, ને પવિત્રાઇ જે
વગર કોઇ પ્રભુને દેખશે નહિ તેને ધોરણે તમે ચાલો.
૧૫ તમે બહુ સાવધાન થાઓ, રખે કોઇ દેવની કૃપા
પામ્યા વિના રહી જાય, રખે કોઇ કડવાશરૂપી જડ
ઉગવાથી તમને કાયર કરે, ને તેથી બહુ લોક અપવિત્ર
થાય, ૧૬ રખે કોઇ વ્યભિચારી થાય, અથવા એસાવ
જેણે એક ભોજનને સારૂ પોતાનું જ્યેષ્ઠપણું વેચ્યું
તેના જેવો કોઇ ભ્રષ્ટ થાય. ૧૭ કેમકે તમે જાણો છો
કે ત્યાર પછી જ્યારે તે આશીર્વાદનો વારસો પામવા
ચહાતો હતો ત્યારે તે આંસુ સુદ્ધા પ્રયત્ન કરતો હતો,
તોપણ તે કબૂલ ન કરાયો કેમકે પસ્તાવાનું ઠેકાણું
તેને મળ્યું નહિ.

૧૮ વળી તમે એવાંઓની પાસે આવ્યા નથી, એટલે
અડકાય એવા પહાડની તથા બળતી આગની તથા
અંધરાએલા આકાશની તથા અંધકારની તથા તોફા-
નની ૧૯ તથા રણશિંગડાના અવાજની તથા વાતની
વાણીની, કે જેના સાંભળનારાઓએ વિનંતી કીધી કે
તે બોલવું અમારી સાથે ફરી ન થાય. ૨૦ કેમકે જે
આજ્ઞા થઇ, તે તેઓથી સહેવાઇ નહિ, એટલે જો
કોઇ જાનવર પણ પહાડને અડકે, તો તે પથ્થરે મરાય.
૨૧ અને જે દેખાવું તે એવું બિહામણું હતું કે મુસાએ
કહ્યું કે, હું બહુ બીહું છું, ને ધ્રુજું છું; ૨૨ પણ તમે
સિયોન પહાડની પાસે, ને જીવતા દેવના શેહેર
એટલે આકાશના યરૂશાલેમની પાસે, ને હજારો હજાર
દૂતોની પાસે, ૨૩ પહેલા જન્મેલા જેઓનાં નામ
આકાશમાં લખી લીધાં છે તેઓની સાર્વત્રિક સભા
તથા મંડળીની પાસે, ને સહુનો ઇનસાફ કરનાર દેવની
પાસે, ને સંપૂર્ણ થએલા ન્યાયીઓના આત્માઓની
પાસે, ૨૪ ને નવા કરારના મધ્યસ્થ ઇસુની પાસે,
ને જે છાંટવાનું લોહી હાબેલના કરતાં સારૂં બોલે છે,
તેની પાસે આવ્યા છો. ૨૫ જે બોલે છે તેનો તમે
નકાર ન કરો, માટે સાવધાન રહો; કેમકે પૃથ્વી પર
ચેતવનારનો જેઓએ નકાર કીધો તેઓ જો બચ્યા
નહિ, તો આકાશથી ચેતવનારની પાસેથી જો આપણે
ફરીએ તો બહુ વિશેષે કરીને નહિ બચીશું. ૨૬ તેની
વાણીએ ત્યારે પૃથ્વી હલાવી, પણ હવે તેણે વચન
આપીને કહ્યું કે, ફરી એક વાર હું એકલી પૃથ્વીને
નહિ, પણ આકાશને પણ હલાવું છું. ૨૭ અને ફરી
એક વાર એ વાત એમ બતાવે છે કે, હલાવાએલી
વસ્તુઓ બનાવેલી વસ્તુઓની પેઠે ટળી જાય છે, એ
માટે કે જેઓ હલાવાએલી નથી, તેઓ ટકી રહે.
૨૮ માટે ન હલાવાય એવું રાજ્ય પામીને આપણે
કૃપા પકડી રાખીએ, જેથી આપણે દેવને પ્રસન્ન થાય
એવી રીતે તેની સેવા માનથી તથા સુબીકથી કરીએ.
૨૯ કેમકે આપણો દેવ ખાઇ નાખનાર અગ્નિ છે.

૧૩ ભાઇપરની પ્રીતિ રહો. ૨ પરોણા રાખવાનું
તમે ન ભુલો, કેમકે તેથી કેટલાએક ન
જાણતાં દૂતોને પરોણા રાખ્યા છે. ૩ જાણે કે બંદીવા-
નોની સાથે તમે બંધાએલા છો તેમ તેઓને સંભારો;
ને પોતે શરીરમાં છો, માટે દુઃખ પામનારાઓને
[સંભારો]. ૪ સર્વમાં લગ્ન માન યોગ્ય, ને બિછાનું
નિર્મળ રહે, કેમકે છિનાળવાઓ તથા વ્યભિચારીઓનો
ન્યાય દેવ ઠરાવશે. ૫ તમારો સ્વભાવ નિર્લોભી થાય;
પોતાની પાસે જે છે તેથી સંતોષી થાઓ; કેમકે તેણે
એમ કહ્યું છે કે, હું તને નહિજ મુકીશ, ને તને નહિજ
તજીશ. ૬ તો આપણે નિર્ભય થઇને એમ કહીએ કે,

પ્રભુ મને સહાય કરનાર છે, ને હું નહિ બીહીશ;
માણસ મને શું કરશે?

૭ જેઓ તમારા આગેવાન હતા, જેઓએ તમને
દેવની વાત કહી છે, તેઓનું સ્મરણ કરો, ને તેઓની
ચાલનો અંત જોતાં તેઓના વિશ્વાસને અનુસરો.
૮ ઇસુ ખ્રીસ્ત ગઇ કાલે તથા આજે તથા સદાકાળ
તેવો ને તેવોજ છે. ૯ તમે વિચિત્ર તથા નવા ઉપદે-
શથી ખેંચાઓ મા, કેમકે એ સારૂં છે કે, અંતઃકરણ
કૃપાથી સ્થિર કરેલું થાય, ખાવાનાંથી નહિ, જેઓથી
તે પ્રમાણે વર્તનારાઓને લાભ ન થયો. ૧૦ આપણને
એવી વેદી છે કે તે પરનું ખાવાનો અધિકાર મંડપની
સેવા કરનારાઓને નથી. ૧૧ કેમકે પાપને લીધે જે
પશુઓનું લોહી પ્રમુખ્ય યાજકથી પવિત્રસ્થાનમાં

લવાય છે, તેઓનાં શરીર છાવણી બહાર બળાય છે
૧૨ એ માટે ઇસુએ પણ પોતાનાજ લોહીથી લોકોને
પવિત્ર કરવા સારૂ દરવાજા બહાર સહ્યું. ૧૩ એ સારૂ
આપણે તેનું અપમાન સહેતા તેની પાસે છાવણી
બહાર જઇએ. ૧૪ કેમકે નભી રહે એવું નગર આપ-
ણને હિયાં નથી, પણ જે થવાનું તેને આપણે બહુ
શોધીએ છીએ. ૧૫ માટે તેને આસરે આપણે દેવને
સ્તુતિરૂપ યજ્ઞ, એટલે તેના નામને માન્ય કરનારા
હોઠોના ફળનું અર્પણ, નત્ય કરીએ. ૧૬ અને ઉપકાર
કરવાનું તથા દાન વહેંચી આપવાનું તમે ભુલો મા,
કેમકે એવાં અર્પણથી દેવ બહુ સંતુષ્ટ થાય છે. ૧૭ તમે
પોતાના આગેવાનોનું માનીને તેઓને આધીન થાઓ,
કેમકે હિસાબ આપનારાઓની પેઠે તેઓ તમારા
પ્રાણોને સારૂ ચોકી કરે છે, એ માટે કે તેઓ આનંદે તે
કરે, પણ શોકથી નહિ, કાંજે એ તમને નિષ્ફળ થશે.
૧૮ તમે અમારે સારૂ પ્રાર્થના કરો, કેમકે અમને
નિશ્ચે છે કે સઘળાં વિષે સારો વહેવાર રાખવા ચહાતાં
અમને ખરૂં અંતઃકરણ છે. ૧૯ અને તમે એ કરો માટે
હુ વિશેષ હઠેઠથી એ સારૂ વિનંતી કરૂં છું કે તમારી
પાસે મારૂં પાછું આવવું વધતું વહેલુ થાય.
૨૦ હવે શાંતિનો દેવ, જે સર્વકાળના કરારના લોહીથી
ઘેટાંના મોટા રખેવાળ આપણા પ્રભુ ઇસુને મરીગએ-
લાંમાથી પાછો લાવ્યો, ૨૧ તે તમને હરેક સારા કામને
સારૂ એવા પુરા કરે કે, તમે તેની ઇચ્છા પ્રમાણે કરો,
ને તેની દૃષ્ટિમાં જે સંતોષકારક છે, તે આપણામાં
ઇસુ ખ્રીસ્તને લીધે તે કરાવે; તેને સદાસર્વકાળ ગૌરવ
થાઓ. આમેન.
૨૨ ઓ ભાઇઓ, હુ તમને વિનતી કરૂ છુ કે તમે
સુબોધની એ વાતનુ સહન કરો, કેમકે મેં ટુંકામાં
તમારા ઉપર લખ્યુ છે. ૨૩ આપણો ભાઇ તીમોથી
છુટો થએલો છે એ તમે જાણો, જો તે વહેલો આવે,
તો હુ તેની સાથે આવીને તમને મળીશ
૨૪ તમે તમારા સઘળા આગેવાનોને તથા સઘળા
પવિત્રોને સલામ કહેજો; ઇતાલીમાના તમને સલામ
કહે છે.
૨૫ તમ સર્વ સાથે કૃપા થાઓ આમેન

# યાકૂબનો પત્ર.

૧ વેરાઇ ગએલાં બારે કુળને, દેવના તથા પ્રભુ
ઇસુ ખ્રીસ્તના સેવક યાકૂબની સલામ.
૨ મારા ભાઇઓ, જ્યારે તમે તરેહ તરેહની પરી-
ક્ષામા પડો, ત્યારે તે પુરો આનંદ ગણો; ૩ એવું
જાણીને કે તમારા વિશ્વાસની પરીક્ષા ધીરજ ઉપજાવે
છે. ૪ પણ ધીરજનું કામ પુરૂ થવા દો, એ માટે કે તમે
સિદ્ધ તથા સંપૂર્ણ થાઓ, ને કશામાં અધુરા નહિ રહો
૫ અને તમારામાનો જો કોઇ જ્ઞાન વિષે ઓછો હોય,
તો દેવ જે સર્વને દાતારપણાથી આપે છે, ને ઠપકો
દેતો નથી, તેની પાસેથી તે માગવુ, ને તેને તે અપાશે.
૬ પણ કંઇ સંદેહ ન રાખતાં, વિશ્વાસથી માગવુ; કેમકે
જે સંદેહ રાખે છે, તે સમુદ્રનો મોજો જે પવનથી હડ-
સેલાય છે તથા હલાવાય છે તેના જેવો છે. ૭ તો તે
માણસે એમ ન ધારવું કે પ્રભુથી તેને કંઇ મળશે. ૮ બે
મનવાળું માણસ પોતાના સઘળા માર્ગમાં અસ્થિર છે.
૯ અને જે ભાઇ નીચ પદવીનો છે તે પોતાના
ઉચપણામાં આનંદ કરે; ૧૦ ને જે દોલતમંદ છે, તે
પોતાના નીચપણામાં; કેમકે ઘાસના ફૂલની પેઠે તે
ટળી જશે ૧૧ કેમકે સુરજ લૂ સહિત ઉગીને ઘાસને
ચિમળાવે છે, ત્યારે તેનુ ફૂલ ખરી પડે છે, ને તેની
બિરાજેલી શોભા નાશ પામે છે; તેમ દોલતમંદ પણ
પોતાના માર્ગમા ચિમળાઇ જશે.
૧૨ જે માણસ પરીક્ષણું સહન કરે છે તેને ધન્ય
છે; કેમકે પરખાયા પછી, જીવનનો જે મુગટ પ્રભુએ
પોતાના પર પ્રેમ કરનારાઓને આપવા કબૂલ કીધું
છે તે તેને મળશે. ૧૩ કોઇ પરીક્ષણમાં પડ્યો હોય
તો તેણે એમ ન કહેવું કે, હુ દેવથી પરીક્ષણમા પડ્યો
છુ; કેમકે બુરાઇથી દેવનું પરીક્ષણ થતું નથી, ને
કોઇને પરીક્ષણમાં તે પાડતો પણ નથી ૧૪ પણ હરેક
માણસ પોતાની કુઇચ્છાથી ખેંચાઇને તથા લલચાઇને
પરીક્ષણમાં પડે છે. ૧૫ પછી કુઇચ્છા ગર્ભ ધરીને
પાપને જણે છે, ને પાપ પૂર્ણ થઇને મોતને ઉપજાવે છે.

૧૬ મારા વહાલા ભાઇઓ, તમે ભુલો મા. ૧૭ હરેક
ઉત્તમ દાન તથા હરેક સંપૂર્ણ દાન ઉપરથી હોય છે,
ને પ્રકાશોનો બાપ જેમાં બદલાવું નથી, ને ફરવાથી
પડેલો ઓળો પણ નથી, તેની પાસેથી ઉતરે છે.
૧૮ તેણે પોતાની ઇચ્છાએ સત્યના વચનથી આપણને
જન્માવ્યા એ માટે કે, આપણે તેના ઉત્પન્ન કીધેલા-
માંનાં પહેલાં થએલા ફળ જેવા થઇએ.

૧૯ તમે એ જાણો છો, મારા વહાલા ભાઇઓ;
પણ હરેક માણસ સાંભળવાને ઉતાવળો, બોલવાને
ધીમો, તથા રીસમા ધીમો થાય. ૨૦ કેમકે માણસની
રીસ દેવના ન્યાયીપણાને નથી ઉપજાવતી. ૨૧ માટે
તમે સર્વ મલિનપણુ તથા ભુંડાઇનું અધિકપણુ નાખી
દો; ને રોપેલુ વચન જે તમારા આત્માઓને તારવાને
શક્તિમાન છે તે નમ્રતાથી લઇ લો. ૨૨ પણ તમે વચ-
નના પાળનારા થાઓ, પોતાને ભુલાવતાં કેવળ સાંભ-
ળનારાજ નહિ. ૨૩ કેમકે જો કોઇ વચનનો પાળનાર
નથી, પણ કેવળ સાંભળનાર છે, તો તે પોતાનુ સ્વા-
ભાવિક મ્હો આરસીમા જોનાર માણસના જેવો છે.
૨૪ કેમકે તે પોતાને જુએ છે, પછી ત્યાથી જાય છે,
ને પોતે કેવો હતો, એ તરત ભુલી જાય છે. ૨૫ પણ
જે છુટાપણાના સંપૂર્ણ નિયમમા ધારીને જુએ છે, ને
તેમાં રહે છે, જે ભુલી જાય એવો સાંભળનાર તો
નહિ, પણ કામનો કરનાર થાય છે, તેજ પોતાના
કરવામાં ધન્ય થશે. ૨૬ જો તમારામાનો કોઇ ધારે કે
હું પોતે સુભક્ત છુ, પણ પોતાની જીભને કાયદામાં ન
રાખતાં પોતાના મનને ભુલાવે છે તો તેનો ધર્માચાર
વ્યર્થ છે. ૨૭ દેવની, એટલે બાપની, આગળ જે શુદ્ધ
તથા નિર્મળ ધર્માચાર તે એજ છે કે, નબાપાંને તથા
વિધવાઓને તેઓના દુ:ખની વેળા જોવા જવુ, ને
જગતથી પોતાને ડાઘ વગરનો રાખવો.

૨ મારા ભાઇઓ, આપણા મહિમાવાન પ્રભુ ઇસુ
ખ્રીસ્તનો વિશ્વાસ તમે નિષ્પક્ષપાતે રાખો.
૨ કેમકે જેની આંગળીમાં સોનાની વીંટી તથા જેના
અગ પર શોભાયમાન લુગડા હોય, એવો માણસ જો
તમારી સભામાં આવે, ને જો મેલા લુગડાં પહેરેલો
એવો એક દરિદ્રી પણ આવે, ૩ ને તમે શોભાયમાન
લુગડાં પહેરેલાને માનની નજરે જોઇને કહો છો કે,
તું હિંયાં ઉત્તમ ઠામે બેસ, પણ પેલા દરિદ્રીને કહો
છો કે, તું પણે ઉભો રહે, અથવા હિંયાં મારા પગના
આસન પાસે બેસ; ૪ તો શું તમે તમારામા ફેર નથી
રાખતા? ને શું તમે ભુડા વિચારના ન્યાયાધીશ નથી
થયા? ૫ મારા વહાલા ભાઇઓ, તમે સાંભળો; આ
જગતના દરિદ્રીઓને વિશ્વાસમાં ધનવાન થવા સારૂ
તથા દેવે પોતા પર પ્રેમ કરનારાઓને જે રાજ્ય
આપવાનું વચન આપ્યું તેનું વતન પામવા સારૂ, દેવે
તેઓને પસંદ નથી કીધા શું? ૬ પણ તમે દરિદ્રીનું
અપમાન કીધુ છે. શું તમારા પર દોલતમદો જુલમ
નથી કરતા? ને ન્યાયાસન આગળ તેઓ તમને
ઘસડી નથી લઇ જતા? ૭ જે ઉત્તમ નામથી તમે
ઓળખાઓ છો, તેની નિંદા શું તેઓ નથી કરતા?
૮ તોપણ પવિત્રલેખ પ્રમાણે જે રાજમાન્ય નિયમ
છે, એટલે કે, તું પોતાના જેવો પોતાના પડોસી પર
પ્રેમ કર, તે જો તમે પુરો કરો છો, તો ઘણુ સારૂં
કરો છો. ૯ પણ જો તમે પક્ષપાત કરો છો, તો પાપ
કરો છો, ને અપરાધીઓની પેઠે નિયમથી દોષિત
ઠરો છો. ૧૦ કેમકે જે કોઇ આખું નિયમશાસ્ત્ર પાળશે,
ને એકલી એક વાત વિષે ચુકશે, તો તે સર્વ સબંધી
અપરાધી છે. ૧૧ કેમકે જેણે કહ્યું કે, તું વ્યભિચાર ન
કર, તેણેજ કહ્યું કે, તું હત્યા ન કર; એ માટે, જો તું
વ્યભિચાર કરતો નથી, તોપણ જો તું હત્યા કરે છે,
તો તું નિયમશાસ્ત્રનું ઉલ્લંઘન કરનારો થયો છે
૧૨ છુટાપણાના નિયમથી તમારો ન્યાય ઠરવાનો છે,
એવુ સમજીને બોલો તથા વર્તો. ૧૩ કેમકે જેણે દયા
નથી કીધી, તેનો ન્યાય દયા વગર ઠરશે; ને ન્યાય
પર દયા જયજયકાર કરે છે.

૧૪ મારા ભાઇઓ, જો કોઇ કહે છે કે, મને વિશ્વાસ
છે, પણ જો તેને કરણીઓ નથી, તો શો લાભ? શું
એવો વિશ્વાસ તેને તારી શકે છે? ૧૫ જો કોઇ ભાઇ
અથવા બહેન ઉઘાડા હોય તથા રોજના અન્ન વગરનાં
હોય; ૧૬ ને તમારામાંનો કોઇ તેઓને કહે કે શાંતિએ
જાઓ, તાપો, ને તૃપ્ત થાઓ, તોપણ શરીરને જે
જોઇએ તે જો તમે તેઓને નથી આપતા, તો શો લાભ?
૧૭ તેમજ વિશ્વાસ પણ, જો તેની સાથે કરણીઓ ન
હોય, તો તે પોતામાં નિર્જીવ છે. ૧૮ હા, કોઇ કહેશે
કે, તને વિશ્વાસ છે, ને મને કરણીઓ છે; તો તું તારો
વિશ્વાસ તારી કરણીઓ વગર મને દેખાડ, ને હુ મારો
વિશ્વાસ મારી કરણીઓથી તને દેખાડીશ. ૧૯ તું
વિશ્વાસ કરે છે કે, દેવ એક છે; તું સારૂં કરે છે
ભૂતો પણ વિશ્વાસ કરે છે, ને કાપે છે. ૨૦ પણ, એ
વ્યર્થ માણસ, કરણીઓ વગર વિશ્વાસ નિર્જીવ છે, એ
શું તું જાણવા ચાહે છે? ૨૧ આપણા પૂર્વજ ઇબ્રાહીમે
યજ્ઞવેદી પર પોતાના દીકરા ઇસ્હાકનું અર્પણ કીધું

તેમાં કરણીઓથી શું તે ન્યાયી ઠરાવાયો નહિ? ૨૨તું
જુએ છે કે વિશ્વાસ તેની કરણીઓ સાથે હતો, ને
કરણીઓથી વિશ્વાસ સંપૂર્ણ કરાયો; ૨૩ને તે લેખ
પુરો થયો જેમાં કહ્યું છે કે, ઇબ્રાહીમે દેવ પર વિશ્વાસ
કીધો, ને તે તેને સારૂ ન્યાયીપણા તરીકે ગણાયું;
ને તે દેવનો મિત્ર કહેવાયો. ૨૪તમે જુઓ છો કે
એકલા વિશ્વાસથી નહિ, પણ કરણીઓથી માણસ
ન્યાયી ઠરાવાય છે. ૨૫અને તે પ્રમાણે જ્યારે રાહાબ
વેશ્યાએ જાસુસોનો આવકાર કીધો, ને તેઓને બીજે
રસ્તે બહાર મોકલ્યા, ત્યારે તે પણ શું કરણીઓથી
ન્યાયી નહિ ઠરાવાઇ? ૨૬કેમકે જેમ શરીર આત્મા
વગર નિર્જીવ છે, તેમજ વિશ્વાસ પણ કરણીઓ વગર
નિર્જીવ છે.

૩ મારા ભાઇઓ, તમે ઘણા ઉપદેશક ન થાઓ,
કેમકે તમે જાણો છો કે આપણે વધતી સજા
પામીશું. ૨કેમકે ઘણી બાબતમાં આપણે સઘળા
ચૂકીએ છીએ; જો વાતમાં કોઇ ચૂકતો નથી, તો તે
સંપૂર્ણ માણસ છે, ને પોતાનું આખું શરીર પણ કાય-
દામાં રાખવાને શક્તિમાન છે. ૩જુઓ, ઘોડા આપણું
માને માટે આપણે તેઓનાં મ્હોમાં લગામ ઘાલીએ
છીએ, ને તેઓનાં આખાં શરીર ફેરવીએ છીએ.
૪જુઓ, વહાણો પણ કેટલાં મોટાં છે, ને જબરા
પવનથી ચલાવાય છે, તોપણ જ્યાં સુકાનીની મરજી
હોય ત્યાં બહુ નાના સુકાનથી તેઓ ફેરવાય છે.
૫તેમ જીભ પણ નાનું અંગ છે, પણ મોટી વડાઇ
કરે છે; જુઓ, કેટલો થોડો અગ્નિ કેટલા મોટા વનને
સળગાવે છે! ૬ને જીભ એક અગ્નિ, અસત્યનું જગત
છે; આપણાં અંગોમાં જીભ એવી છે કે, આખા શરી-
રને તે અશુદ્ધ કરે છે, ને જગતના મંડળને સળગાવે
છે, ને પોતે નરકથી સળગાવાએલી છે. ૭કેમકે જાન-
વરોની તથા પક્ષીઓની તથા પેટે ચાલનારાંઓની
તથા સમુદ્રમાં રહેનારાંઓની હરેક જાત વશ થાય છે,
ને માણસ જાતે વશ કરેલી છે; ૮પણ જીભને કોઇ
માણસ વશ કરી નથી શકતું. તે અસ્થિર, દુષ્ટ,
પ્રાણઘાતક ઝેરથી ભરેલી છે. ૯તેથી આપણે પ્રભુ
પિતાની સ્તુતિ કરીએ છીએ, ને તેથી દેવની પ્રતિમા
પ્રમાણે ઉત્પન્ન થએલાં માણસોને શાપ દઇએ છીએ.
૧૦એકજ મ્હોમાંથી સ્તુતિ તથા શાપ નિકળે છે
મારા ભાઇઓ, એવી વાતો તો થવીજ ન જોઇએ.
૧૧શું ઝરો એકજ નળમાંથી મીઠું તથા ખારૂ પાણી
આપે છે? ૧૨મારા ભાઇઓ, અંજીરી શું જૈતુનનાં
ફળ, અથવા દ્રાક્ષવેલો અંજીર આપી શકે છે? તેમજ
ખારો ઝરો મીઠું પાણી આપી નથી શકતો.
૧૩તમારામાં જ્ઞાની તથા સમજુક કોણ છે? તે
જ્ઞાનની લીનતાએ ઉત્તમ ચાલથી પોતાની કરણીઓ
દેખાડે. ૧૪પણ જો તમારાં મનમાં કડવી અદેખાઇ
તથા ચરસાચરસી છે, તો તમે સત્યને ઉલટો ગર્વ ન
કરો તથા જુઠું ન બોલો. ૧૫એ જ્ઞાન ઉપરથી ઉતરે
એવું નથી, પણ પૃથ્વી પરનું, દૈહિક તથા શેતાની છે.
૧૬કેમકે જ્યાં અદેખાઇ તથા ચરસાચરસી છે, ત્યાં
ટંટો તથા હરેક ભુંડું કામ છે. ૧૭પણ જે જ્ઞાન ઉપરથી
છે તે પ્રથમ તો નિર્મળ, પછી સલાહ કરનારૂં, નમ્ર,
સેહેજ સમજે એવું, દયાએ તથા સારાં ફળે ભરેલું,
પક્ષપાત વગરનું તથા ઢોંગ વગરનું છે. ૧૮વળી જેઓ
સલાહ કરે છે, તેઓને માટે ન્યાયીપણાનું ફળ સલાહે
વવાય છે.

૪ તમારામાં લડાઇ તથા ઝઘડા ક્યાંથી થાય છે?
શું તમારાં અંગમાંની લડાઇ કરનારી કુઇચ્છાથી
નહિ? ૨તમે બહુ ઇચ્છા કરો છો, ને તમારી પાસે
નથી; તમે મારી નાખો છો, ને લોભ રાખો છો, ને
કઇ મેળવી શકતા નથી; તમે લડાઇ કરો છો, ને
ઝઘડો કરો છો, પણ તમારી પાસે કઇ નથી, કેમકે
તમે માગતા નથી. ૩તમે માગો છો, ને પામતા નથી,
કેમકે ભુંડી તરેહથી માગો છો, એ મતલબથી કે તમે
પોતાના સુખભોગ પર ખરચી નાખો. ૪ઓ વ્યભિ-
ચારિણીઓ, શું એ તમને માલુમ નથી, કે જગતની
મિત્રાઇ દેવ પરનું વેર છે? એ માટે જે કોઇ જગતનો
મિત્ર થવા ચાહે છે, તે દેવનો વેરી ઠર્યો છે. ૫શું તમે
ધારો છો કે, શાસ્ત્ર અમથું કહે છે કે, જે આત્માને
તેણે આપણામાં વસાવ્યો, તે આસ્થાથી ઇચ્છા કરે
છે? ૬પણ તે તો વધારે કૃપાદાન આપે છે માટે
[શાસ્ત્ર] કહે છે કે, દેવ અહંકારીઓની સામો થાય
છે, પણ લીનો પર તે કૃપા કરે છે. ૭એ માટે તમે
દેવને આધીન થાઓ, પણ શેતાનને ઉલટા ઉભા રહો,
ને તે તમારી પાસેથી નાસશે. ૮તમે દેવની પાસે
જાઓ, એટલે તે તમારી પાસે આવશે; ઓ પાપીઓ,
તમે હાથ શુદ્ધ કરો, ને, ઓ બે મનવાળાઓ, તમે
મન પવિત્ર કરો. ૯તમે ઉદાસ થાઓ, ને શોક કરો,
ને રડો; તમારા હસવાને બદલે શોક તથા આનંદને
બદલે ખેદ થાય. ૧૦પ્રભુની આગળ તમે લીન થાઓ,
પછી તે તમને ઉચા કરશે.
૧૧ઓ ભાઇઓ, તમે એક બીજાને ઉલટું ન બોલો;

જે પોતાના ભાઇને ઉલટું બોલે છે, ને પોતાના ભાઇનો
ન્યાય ઠરાવે છે, તે નિયમને ઉલટું બોલે છે, ને નિય-
મનો ન્યાય ઠરાવે છે; ને જો તું નિયમનો ન્યાય ઠરાવે
છે, તો તું નિયમનો પાળનાર નથી, પણ તેનો ન્યાય
કરનાર છે. ૧૨ નિયમ આપનાર તથા ન્યાય ઠરાવનાર
એકજ છે, તે તો તારવાને તથા નાશ કરવાને શક્તિ-
માન છે. પણ તું કોણ છે કે બીજાનો ન્યાય ઠરાવે છે?
૧૩ હવે ચાલો, તમે જે કહો છો કે, આજ અથવા
કાલે અમે ફલાણા શહેરમાં જઇને ત્યાં એક વર્ષભર
રહીશું, ને વેપાર કરીને લાભ મેળવીશું. ૧૪ તોપણ
કાલે શું થશે એ તમે જાણતા નથી. તમારૂં આયુષ્ય
કેવું છે? કેમકે તમે તો ધુંવર [જેવા] છો, જે થોડી
વાર દેખાય છે, ને પછી જતી રહે છે. ૧૫ પણ સામું
તમારે એમ કહેવું જોઇએ, કે જો પ્રભુની ઇચ્છા હશે,
તો અમે જીવીશું, ને આમ કે તેમ કરીશું. ૧૬ પણ
હવે તમે પોતાના ગર્વ કરવામાં શેખી કરો છો, એવી
બધી શેખી ભુંડી છે. ૧૭ એ માટે જે ભલું કરી જાણે
છે, પણ કરતો નથી, તેને પાપ લાગે છે.

૫ હવે, ઓ દોલતમંદો, તમારા પર થનાર સંકટો
વિષે તમે હાય હાય કરતા રડો. ૨ તમારી
મિલકત બગડેલી, ને તમારાં લુગડાં ઉધાઇએ ખાધેલાં
છે. ૩ તમારૂં સોનું તથા રૂપું કટાઇ ગયું છે, ને તેનો
કાટ તમારી વિરૂદ્ધ શાહેદી થશે, ને અગ્નિની પેઠે
તમારા દેહ ખાઇ જશે. તમે છેલ્લા દહાડાઓને સારૂ
દોલત સંઘરી છે. ૪ જુઓ, જે મજુરોએ તમારાં ખેતર
કાપ્યાં છે, તેઓની મજુરી તમે દગાથી અટકાવી
રાખી, તે બુમ પાડે છે, ને કાપનારાઓની બુમ
સૈન્યોના પ્રભુના કાનોમાં આવી પહોંચી છે. ૫ તમે
પૃથ્વી પર સુખભોગ કીધો, ને કામાતુર થયા છો;
કાપાકાપીના દહાડામાં તમે પોતાનાં મન માતેલાં
કીધાં છે. ૬ ન્યાયીને તમે અન્યાયી ઠરાવીને મારી
નાખ્યો, પણ તે તમને અટકાવતો નથી.
૭ એ માટે, ભાઇઓ, પ્રભુના આવવા સુધી તમે
ધીરજ રાખો; જુઓ, ખેડુત ભોંયના મૂલ્યવાન ફળની
વાટ જુએ છે, ને પહેલો તથા છેલ્લો વરસાદ તેને મળે
ત્યાં સુધી તે વિષે ધીરજ રાખે છે. ૮ તમે પણ ધીરજ
રાખો, પોતાનાં મન સ્થિર કરો, કેમકે પ્રભુનું આવવું
પાસે છે. ૯ ભાઇઓ, તમારો ઇનસાફ ન ઠરાવાય
માટે એક બીજા સામે કચકચ ન કરો; જુઓ, ન્યાયા-
ધીશ બારણા આગળ ઉભો રહે છે. ૧૦ મારા ભાઇઓ,
જે ભવિષ્યવાદીઓ પ્રભુના નામથી બોલ્યા, તેઓનો
નમુનો દુઃખ સહેવા વિષે તથા ધીરજ વિષે લો.
૧૧ જુઓ, જેઓએ સહ્યું હતું, તેઓને ધન્ય, એમ
આપણે ગણીએ છીએ. તમે અયુબની સહનતા વિષે
સાંભળ્યું છે, ને પ્રભુથી જે પરિણામ થયો તે તમે દીઠો
છે કે પ્રભુ ઘણો દયાળુ તથા કૃપાવાન છે.
૧૨ પણ મારા ભાઇઓ, વિશેષે કરીને તમે સમ ન
ખાઓ; આકાશના નહિ કે પૃથ્વીના નહિ કે બીજા
કોઇના સમ ન ખાઓ; પણ તમે દંડમાં ન પડો
માટે તમારી હા તે હા, ને ના તે ના થાય.
૧૩ તમારામાં શું કોઇ દુઃખી છે? તો તેણે પ્રાર્થના
કરવી. શું કોઇ મગ્ન છે? તો તેણે ગીત ગાવું. ૧૪ તમા-
રામાં શું કોઇ માંદો છે? તો તેણે મંડળીના વડીલોને
બોલાવવા, ને તેઓએ પ્રભુના નામથી તેને તેલ
ચોળીને તેને માટે પ્રાર્થના કરવી. ૧૫ અને વિશ્વાસની
પ્રાર્થના માંદાને બચાવશે, ને પ્રભુ તેને ઉઠાડશે; ને જો
તેણે પાપ કીધાં હશે તો તે તેને માફ કરાશે. ૧૬ તમે
નિરોગી થાઓ માટે પોતાનાં પાપ એક બીજાની
પાસે કબુલ કરો, ને એક બીજાને સારૂ પ્રાર્થના કરો;
ન્યાયી માણસની પ્રાર્થના પરિણામે બહુ સાર્થક થાય
છે. ૧૭ એલીયાહ સ્વભાવે આપણા જેવો માણસ હતો.
પણ તેણે પ્રાર્થનામાં વિનતી કીધી કે વરસાદ ન વરસે;
ને સાડા ત્રણ વરસ સુધી ભોંય પર વરસાદ વરસ્યો
નહિ. ૧૮ પછી તેણે ફરી પ્રાર્થના કીધી, ને આકાશે
વરસાદ આપ્યો, ને ધરતીએ પોતાનું ફળ ઉપજાવ્યું.
૧૯ મારા ભાઇઓ, જો તમારામાંનો કોઇ સત્ય
મુકીને ભટકી જાય, ને કોઇએક તેને પાછો ફેરવે,
૨૦ તો તેણે જાણવું કે પાપીને તેના માર્ગની ભૂલથી
જે પાછો ફેરવે છે, તે એક પ્રાણને મોતથી બચાવશે,
ને પાપની અધિકતા ઢાંકશે.

# પીતરનો પહેલો પત્ર.

૧ પતસ, ગલાતી, કાપાદોકીઆ, આસીઆ, ને
બિથુનીઆમાં વેરાએલા પ્રવાસીઓ; ૨જેઓ
દેવ બાપના પૂર્વજ્ઞાન પ્રમાણે આત્માના પવિત્રી-
કરણથી આજ્ઞાકારી થવા સારૂ, ને ઇસુ ખ્રીસ્તના
લોહીથી છંટાવા સારૂ પસંદ કીધેલા છે, તેઓને ઇસુ
ખ્રીસ્તનો પ્રેરિત પીતર લખે છે; તમારા પર કૃપા
તથા શાંતિ પુષ્કળ થાઓ.
૩આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તનો દેવ તથા બાપ
સ્તુતિમાન હોજો; તેણે પોતાની ઘણી દયા પ્રમાણે
મુએલાંમાંના ઇસુ ખ્રીસ્તના પુનરૂત્થાનથી આપણને
સજીવન આશાને સારૂ, ૪અવિનાશી તથા નિર્મળ
તથા ન ચિમળાનાર વતનને સારૂ ફરી જન્માવ્યા છે,
૫છેલ્લા કાળમાં જે તારણ પ્રગટ થવાને સિદ્ધ છે, તેને
સારૂ દેવના પરાક્રમવડે વિશ્વાસથી તમે જે સંભાળી
રખાએલા છો, તે તમારે વાસ્તે આ વતન આકાશમાં
રાખી મુકેલું છે. ૬એમાં તમે બહુ આનંદ કરો છો,
જો કે હમણાં થોડીજ વાર સુધી અગત્યતાથી બહુ
પ્રકારનાં પરીક્ષણ થયાથી દુઃખી છો, ૭એ માટે કે
તમારા વિશ્વાસની પરીક્ષા જે અગ્નિથી પરખાએલા
વિનાશી સોના કરતાં બહુ મુલ્યવાન છે તે ઇસુ
ખ્રીસ્તના પ્રગટ થવાની વેળાએ સ્તુતિ તથા માન તથા
મહિમા યોગ્ય થાય. ૮તેને ન જોયા છતાં પણ તમે
તેના પર પ્રીતિ કરો છો, હમણાં જો કે તમે તેને જોતા
નથી, તોપણ તેના પર વિશ્વાસ રાખતાં, તમે તેનામાં
અવાચ્ય તથા મહિમા ભરેલા આનંદથી હરખાઓ છો.
૯અને તમે પોતાના વિશ્વાસનું ફળ, એટલે આત્મા-
ઓનું તારણ, પામો છો. ૧૦જે ભવિષ્યવાદીઓએ
તમારા પરની કૃપા વિષે ભવિષ્ય કહ્યાં તેઓએ તે
તારણ વિષે તપાસીને સારીપેઠે શોધ કીધો;
૧૧ખ્રીસ્તનો આત્મા જે તેઓમાં હતો તેણે ખ્રીસ્તનાં
દુઃખ તથા તે પછીના મહિમા વિષે શાક્ષી પુરી, ત્યારે
તેણે કયો અથવા કેવો સમય બતાવ્યો એની તપાસ
તેઓ કરતા હતા. ૧૨તેઓને એ પ્રગટ કરાયું હતું
કે, તેઓએ પોતાને સારૂ નહિ, પણ આપણે સારૂ તે
વાતો વિષે સેવા કીધી; આકાશમાથી મોકલેલા પવિત્ર
આત્માની સહાયથી જેઓએ તમને સુવાર્તા પ્રગટ
કીધી તેઓની મારફતે તે વાતોના સમાચાર તમને
હમણાં જણાયા; તેમાં નિહાળી જોવાની ઇચ્છા દૂતો
કરે છે.
૧૩એ માટે તમે પોતાના મનની કમર બાંધીને
સાવધાન થાઓ, ને જે કૃપા ઇસુ ખ્રીસ્તના પ્રગટ
થવાની વેળાએ તમ પર થશે તેની પુરી આશા રાખો.
૧૪તમે આજ્ઞાકારી છોકરાં જેવા થઇને પોતાની
આગલી અજ્ઞાનપણામાની કુઇચ્છા પ્રમાણે ન ચાલો.
૧૫પણ જેણે તમને તેડ્યા છે, તે જેવો પવિત્ર છે
તેવા તમે પણ સર્વ ચાલમા પવિત્ર થાઓ. ૧૬કેમકે
એમ લખ્યું છે કે, હું પવિત્ર છું, માટે તમે પવિત્ર
થાઓ. ૧૭અને જે બાપ પ્રત્યેકનાં કામ પ્રમાણે
પક્ષપાત વગર ન્યાય કરે છે, તેનું નામ જો તમે લો
છો, તો તમારા પ્રવાસનો વખત બીકથી કાઢો ૧૮કેમકે
તમે એ જાણો છો કે તમારા બાપદાદાઓથી ચાલ્યાં
આવેલાં અવર્થા આચરણથી તમે વિનાશી વસ્તુઓએ,
એટલે રૂપા અથવા સોનાએ નહિ, ૧૯પણ ખ્રીસ્ત
જે નિષ્કલંક તથા નિર્દોષ હલવાન જેવો છે તેના
મૂલ્યવાન લોહીથી, ખડી લેવાએલા છો. ૨૦તે તો
જગતના મંડાણ પહેલાં ઠરાવેલો હતો ખરો, પણ
તમારે સારૂ આ છેલ્લા કાળમાં પ્રગટ થયો. ૨૧તેને
આસરે તમે દેવ પર વિશ્વાસ કરો છો, જેણે તેને
મરીગએલાંમાથી ઉઠાડ્યો, ને મહિમા આપ્યો, એ
માટે કે તમારો વિશ્વાસ તથા આશા દેવ પર થાય.
૨૨તમે સત્યતાને આધીન રહીને પોતાનાં મન ભાઇ
પરની નિષ્કપટ પ્રીતિને સારૂ પવિત્ર કીધાં છે, માટે
શુદ્ધ અંતઃકરણથી એક બીજા પર આગ્રહથી પ્રીતિ
કરો ૨૩કેમકે તમને વિનાશી બીજથી નહિ, પણ
અવિનાશીથી, દેવના જીવતા તથા સદા રહેનાર વચન-
વડે, ફરી જન્માવ્યા છે. ૨૪કેમકે,
સઘળાં પ્રાણી ઘાસના સરખાં છે,
ને માણસનો સઘળો મહિમા ઘાસના ફૂલ સરખો છે.
ઘાસ સુકાઇ જાય છે, ને તેનું ફૂલ ખરી પડે છે,
૨૫પણ પ્રભુનું વચન સદા રહે છે,

ને જે વચન તમને સુવાર્તાથી પ્રગટ કરાયુ તેજ એ છે
૨ એ માટે સઘળી ભુડાઇ તથા સઘળુ કપટ તથા
ઢોંગ તથા અદેખાઇ તથા સઘળી નિંદા દૂર
કરીને, ૨ નવા જન્મેલા બાળકોની પેઠે આત્મિક દૂધ
જે કપટ વગરનુ છે તેને ચાહો, ૩ એ સારૂ કે જો તમને
એવો અનુભવ થયો હોય કે પ્રભુ દયાળુ છે તો તે
દૂધથી તમે તારણ મેળવતા સુધી વધો ૪ જે જીવતો
પત્થર છે, માણસોથી નકારાએલો ખરો, પણ દેવથી
પસંદ થએલો તથા મૂલ્યવાન, ૫ તેની પાસે આવીને
તમે પણ આત્મિક ઘર તથા પવિત્ર યાજકો થવા સારૂ
જીવતા પત્થરોના જેવા રચાયા છો, એ માટે કે જે
આત્મિક યજ્ઞો ઇસુ ખ્રીસ્તને આસરે દેવને પ્રસન્ન છે
તેમનુ અર્પણ તમે કરો. ૬ કારણ કે શાસ્ત્રમા લખેલુ
છે કે,

જુઓ, પસંદ કીધેલો તથા મૂલ્યવાન, એવો
ખુણાનો મુખ્ય પત્થર હુ સિયોનમા મુકુ છું,
ને જે તેના પર વિશ્વાસ કરે છે તે લજવાશે નહિ
૭ માટે તમ વિશ્વાસ કરનારાઓને માન છે, પણ
અવિશ્વાસીઓને સારૂ

જે પત્થર બાધનારાઓએ નકાર્યો,
તેજ ખુણાનુ મથાળુ,
૮ ને

ઠેસ ખવડાવનાર પત્થર તથા ઠોકર ખવડાવનાર
પાણો થયો છે,

તેઓ આજ્ઞા ન માનીને વચન વિષે ઠોકર ખાય છે,
એ સારૂ પણ તેઓ ઠરાવાયા હતા ૯ પણ તમે તો
પસંદ કીધેલો વંશ, રાજમાન્ય યાજકવર્ગ, પવિત્ર
લોક તથા પ્રાપ્ત કરેલી પ્રજા છો, એ માટે કે જેણે
તમને અધકારમાથી પોતાના આશ્ચર્યવાન અજવા
ળામા તેડ્યા છે, તેના સદ્‌ગુણો તમે પ્રગટ કરો ૧૦ તમે
પહેલા પ્રજા નહોતા, પણ હાલ દેવની પ્રજા છો, દયા
પામેલા નહોતા, પણ હાલ દયા પામ્યા છો

૧૧ વહાલાઓ, હુ વિનતી કરૂ છું કે, જે દૈહિક
વિષયો જીવને ઉલટા લડે છે, તેઓથી તમે, પ્રદેશી
તથા પ્રવાસી જેવા, દૂર થાઓ ૧૨ અને વિદેશી
લોકોમા તમે પોતાની ચાલ સારી રાખવા જાઓ, એ
સારૂ કે તેઓ તમને ભુંડા જાણીને તમારી વિરૂદ્ધ
બોલે છે ત્યારે તમારા રૂડા કામ જોઇને તેઓ કૃપા-
દૃષ્ટિને દિવસે દેવનો મહિમા કરે

૧૩ માણસોની પ્રત્યેક નિમણુકને પ્રભુને લીધે તમે
આધીન થાઓ, રાજાને સર્વોપરી જાણીને તેને
આધીન, ૧૪ ને અધિકારીઓને આધીન થાઓ, એવું
જાણીને કે તેઓ ભુડું કરનારાઓને દંડ તથા સારૂ
કરનારાઓનુ વખાણ કરવાને તેનાથી મોકલાએલા છે
૧૫ કેમકે દેવની ઇચ્છા એવી છે કે સારૂ કરવાથી મૂર્ખ
માણસોના અજ્ઞાનપણાને તમે બધ કરો. ૧૬ સ્વતંત્ર
જેવા છતા ભુડાઇના પડદાને સારૂ પોતાનુ સ્વતંત્રપણુ
ન વાપરો, પણ દેવના સેવકો જેવા થાઓ ૧૭ તમે
સર્વને માન આપો, ભાઇઓ પર પ્રીતિ રાખો, દેવનુ
ભય ધરો, રાજાનુ સન્માન કરો.

૧૮ ચાકરો, તમે પુરા ભયથી પોતપોતાના ધણીઓને
આધીન થાઓ, જેઓ સારા તથા નમ્ર છે કેવળ
તેઓનેજ નહિ, પણ વળી કઠોરોને આધીન થાઓ
૧૯ કેમકે જો કોઇ માણસ દેવ તરફના અંત કરણને
લીધે અન્યાય વેઠતા દુ ખ સહે છે તો તે માન્ય છે
૨૦ કેમકે જ્યારે પાપ કરવાને લીધે માર ખાઓ છો
ત્યારે જો તમે સહન કરો છો, તો તેમા શી કીર્ત્તિ છે?
પણ સારૂ કરવાને લીધે જ્યારે દુ ખ ભોગવો છો,
ત્યારે જો તેનુ સહન કરો છો, તો એ દેવની આગળ
માન્ય છે ૨૧ કારણ કે એને માટે તમે તેડાએલા છો,
કેમકે ખ્રીસ્તે પણ તમારે સારૂ સહ્યુ, ને તમોને નમુનો
આપ્યો છે, એ માટે કે તમે તેના પગલામા ચાલો.
૨૨ તેણે કઇ પાપ કીધુ નહિ, ને તેના મ્હોમા કપટ
ન હતું ૨૩ તેણે નિંદા પામીને પાછી નિંદા ન કીધી,
દુ ખો સહેતા ધમકાવ્યુ નહિ, પણ યથાર્થ ન્યાય
કરનારને પોતાને સોપ્યો ૨૪ લાકડા પર તેણે પોતે
પોતાના શરીરમા આપણા પાપ માથે લીધા, એ માટે
કે આપણે પાપો વિષે મુએલા થઇને ન્યાયીપણા વિષે
જીવીએ, તેના ઘાઓથી તમે સાજા થયા ૨૫ કેમકે
તમે ભુલા પડેલા ઘેટાના જેવા હતા, પણ હમણાં
તમારા જીવોના પાળક તથા અધ્યક્ષની ગમ પાછા
ફર્યા છો.

૩ એજ પ્રમાણે, બાયડીઓ, તમે પોતપોતાના
વરોને આધીન થાઓ, એ સારૂ કે જો કોઇ
[વર] વચન માનનાર ન હોય તો તેઓ પોતાની વહુ-
ઓની ચાલથી, ૨ એટલે તમારી મર્યાદાભરેલી નિર્મળ
ચાલ જોયાથી વચન વગર મેળવી લેવાય ૩ તમારો
સણગાર બહારનો, એટલે ગુથેલા નિમાળાનો તથા
સોનુ ઘાલવાનો અથવા વસ્ત્ર પહેરવાનો એવો ન
થાય ૪ પણ અંત કરણના ગુપ્ત માણસનો, એટલે
લીન તથા નમ્ર આત્મા જે દેવની આગળ ઘણા
મૂલ્યનો છ, તેના અવિનાશી વસ્ત્રનો, એવો થાય.

૫ કેમકે પૂર્વે જે પવિત્ર બાયડીઓ દેવ પર આશા
રાખતી હતી, તેઓ પોતપોતાના વરોને આધીન
રહીને, એ પ્રમાણે પોતાને સણગારતી હતી ૬ તે
પ્રમાણે સારાહ ઇબ્રાહીમને સ્વામી કહીને તેને આધીન
રહેતી, જો તમે રૂડું કરો છો, ને કંઇ ભયથી ગભરાતી
નથી, તો તમે તેની દીકરીઓ છો.
૭ એમજ વરો, તમે તેઓની સાથે સમજણથી
રહો, ને બાયડી જાણે કે નબળુ પાત્ર છે એ જાણીને,
તથા જીવનની કૃપાના સહવારસ છો એમ ગણીને,
તેને માન આપો, એ સારૂ કે તમારી પ્રાર્થનાઓ અટ
કાવાય નહિ.
૮ છેલ્લુ, તમે સર્વ એક મનના, બીજાના સુખ
દુ ખમા ભાગ લેનારા, ભાઇઓ પર પ્રીતિ કરનારા,
કરૂણા રાખનારા તથા નમ્ર થાઓ. ૯ ભુંડાઇને બદલે
ભુંડાઇ ને નિંદાને બદલે નિંદા ન વાળો, પણ તેથી
ઉલટું આશીર્વાદ દો, કેમકે એને સારૂ તમે તેડાયા એ
માટે કે તમે આશીર્વાદના વારસ થાઓ ૧૦ કેમકે,
જે જીવન પર પ્રીતિ રાખવા, ને સારા દિવસને જોવા
ચાહે છે, તેણે પોતાની જીભને ભુંડાઇથી, ને પોતાના
હોઠોને કપટી વાત બોલવાથી અટકાવવા ૧૧ તેણે
ભુંડાઇથી દૂર જવુ, ને ભલાઇ કરવી, તેણે સલાહ
શોધવી, ને તેની પાછળ ચાલ્યા જવુ ૧૨ કેમકે
ન્યાયી પર પ્રભુની નજર છે, ને તેને કાને તેઓની
પ્રાર્થનાઓ પડે છે, પણ પ્રભુનુ મ્હો ભુંડુ કરનારા
ઓની વિરૂદ્ધ છે
૧૩ અને જે ભલુ તેના અનુસરનારા જો તમે થયા,
તો તમારૂ ભુંડું કરનાર કોણ છે? ૧૪ પણ જો તમે
ન્યાયીપણાને સારૂ સહો છો, તો તમને ધન્ય છે, માટે
તેઓના ધાકથી બીહો મા, ને ગભરાઓ પણ મા
૧૫ પણ ખ્રીસ્તને પ્રભુ તરીકે પોતાના અંત કરણમા
પવિત્ર માનો, ને તમારામા જે આશા છે તેનુ કારણ
જે પ્રત્યેક પુછે તેને લીનતાથી તથા અદબથી પ્રત્યુત્તર
દેવાને સદા ,સિદ્ધ રહો ૧૬ સારૂ અંત કરણ રાખો,
એ સારૂ કે જે વિષે તમારૂ ભુડુ બોલાય છે તે વિષે
જેઓ ખ્રીસ્તમાની તમારી સારી ચાલને નિંદે છે,
તેઓ શરમાય ૧૭ કેમકે જો દેવની ઇચ્છા એવી હોય,
તો ભુંડું કરવાને લીધે સહેવુ એ કરતા રૂડુ કરવાને લીધે
સહેવુ એ સારૂ છે ૧૮ કેમકે ખ્રીસ્તે પણ એક વેળા
પાપોને સારૂ, એટલે ન્યાયીએ અન્યાયીઓને બદલે
સહ્યુ, એ માટે કે આપણને દેવની પાસે તે પહોચાડે,
તે દેહમા મારી નખાયો, પણ આત્મામા સજીવન
કરાયો ૧૯ તેમા પણ તેણે જઇને બંદીખાનામાના
આત્માઓને ઉપદેશ કીધો ૨૦ તેઓ તો પૂર્વે માન
નારા ન હતા, એટલે નુહના દહાડામા જ્યારે વહાણમા
થોડા, એટલે આઠ જણ, પાણીથી બચ્યા, તે વહાણ
તૈયાર થતું હતું, ને જ્યારે દેવની સહનતા વાટ જોતી
હતી, ત્યારે ૨૧ અને પાણી તો ઉપમારૂપે, એટલે
બાપ્તિસ્માએ કરીને (જે દેહનો મેલ કાઢી નાખવો
તે નહિ પણ સારા અંત કરણથી દેવને ઉત્તર આપવો
તેણે કરીને) ઇસુ ખ્રીસ્તના પુનરૂત્થાનથી હમણા
તમને પણ તારે છે ૨૨ તે તો દૂતો તથા અધિકારીઓ
તથા પરાક્રમીઓ પોતાને સ્વાધીન કરીને આકાશમા
ગયો ને દેવની જમણી ગમ છે

૪ હવે ખ્રીસ્તે આપણે સારૂ શરીરમા સહ્યુ છે,
માટે તમે પણ એજ મનથી હથિયારબંધ
થાઓ, કેમકે જેણે શરીરમા સહ્યુ છે તે પાપથી દૂર
થયો છે, ૨ એ સારૂ કે તે ત્યારથી દેહમાનો બાકી
રહેલો વખત માણસોના ભુડા વિકારો પ્રમાણે નહિ,
પણ દેવની ઇચ્છા પ્રમાણે ગુજારે ૩ કેમકે વિદેશી-
ઓની ઇચ્છા પ્રમાણે કરવાને આયુષ્યનો ગએલો કાળ
બસ છે, જે કાળે આપણે કામાતુરપણામા, વિષયોમા,
મદ્યપાનમા, ખ્યાલ ખુશાલીમા, પિધેલપણામા, તથા
અમંગળ મૂર્તિપૂજનમા ચાલ્યા ૪ એ વાતમા તમે
તેઓની સાથે તેજ ભુડાઇના ખાડામા ધસી પડતા
નથી, તેથી તેઓ તમારી નિંદા કરતા આશ્ચર્ય પામે છે
૫ જીવતાઓ તથા મુએલાઓનો ન્યાય કરવાને જે
સિદ્ધ છે તેને તેઓ હિસાબ આપશે ૬ કેમકે મરી
ગએલાઓને પણ સુવાર્તા પ્રગટ કરાઇ હતી એ માટે
કે માણસો પ્રમાણે દેહમા તેઓનો ન્યાય થાય પણ
દેહ પ્રમાણે તેઓ આત્મામા જીવે
૭ પણ બધાનો અંત પાસે આવ્યો છે, માટે તમે
બુદ્ધિવાન થાઓ, ને પ્રાર્થનાને સારૂ સાવચેત રહો
૮ અને વિશેષે કરીને તમે એક બીજા પર આગ્રહથી
પ્રીતિ કરો, કેમકે પ્રીતિ ઘણા પાપને ઢાંકશે ૯ કચ
કચ કર્યા વિના તમે એક બીજાને પરોણા રાખો
૧૦ પ્રત્યેકને જે કૃપાદાન મળ્યુ તે એક બીજાની સેવામા
દેવની અનેક પ્રકારની કૃપાના સારા કારભારીઓની
પેઠે વાપરવુ ૧૧ જો કોઇ બોલે છે, તો તેણે દેવના
વચન પ્રમાણે બોલવુ, જો કોઇ સેવા કરે છે, તો તેણે
જે સામર્થ્ય દેવ તેને આપે છે તે પ્રમાણે તે કરવી,
એ માટે કે સઘળામા ઇસુ ખ્રીસ્તને આસરે દેવ મહિ-
માવાન થાય, તેને સદા સર્વકાળ મહિમા, તથા સત્તા

છે આમેન.
૧૨ વહાલાઓ, તમારી પરીક્ષા સારૂ જે અગ્નિરૂપી
દુઃખ તમને થાય છે, તેમા નવાઇ ન જાણો કે જાણે
તમને કઇ નવુ થયુ હોય ૧૩ પણ ખ્રીસ્તના દુઃખોના
તમે ભાગિયા છો, એટલામા હરખાઓ, એ માટે કે
તેનો મહિમા પ્રગટ થાય ત્યારે તમે બહુ ઉલ્લાસથી
આનંદ કરો ૧૪ જો ખ્રીસ્તના નામને સારૂ તમે નિંદાઓ
છો, તો તમને ધન્ય છે, કેમકે મહિમાનો તથા દેવનો
આત્મા તમ પર રહે છે, [[ તેઓથી તે નિંદાય છે
ખરો, પણ તમારાથી તે મહિમા પામે છે ]] ૧૫ પણ
ખુની અથવા ચોર અથવા ભુડુ કરનાર અથવા ધાવ
મેલિયા તરીકે તમારામાનો કોઇ ન સહે ૧૬ પણ
ખ્રીસ્તી હોવાને લીધે જો કોઇ સહે છે, તો તેને લાજ
ન લાગે, પણ તે તે નામમા દેવનો મહિમા કરે
૧૭ કેમકે ન્યાયકરણનો આરંભ દેવના ઘરમા થાય,
એવો સમય આવ્યો છે, ને જો તેનો આરંભ પ્રથમ
આપણે ત્યા છે, તો દેવની સુવાર્ત્તા જેઓ નથી માનતા
તેઓનો શો અંત થશે? ૧૮ ને જો ન્યાયીઓ મુશ્કે-
લીથી તરે છે, તો અભક્તો તથા પાપીઓનુ ઠેકાણુ
ક્યા થશે? ૧૯ એ માટે જેઓ દેવની ઇચ્છા પ્રમાણે
સહે છે, તેઓ સારૂ કરવામા પોતાના આત્માઓને
વિશ્વાસુ ઉત્પન્ન કરનારને સોંપી દે

૫ તમારામા જે વડીલો તેઓની, હુ સાથી વડીલ
તથા ખ્રીસ્તના દુઃખોનો સાક્ષી તથા પ્રગટ થનાર
મહિમાનો ભાગિયો છતા, વિનતી કરૂ છું કે, ૨ દેવનુ જે
ટોળુ તમારામા છે તેનુ પ્રતિપાલન કરો, અધ્યક્ષનુ
કામ અગત્યને લીધે નહિ પણ ખુશીથી કરો, મલિન
લોભને સારૂ નહિ પણ ભાવથી કરો ૩ અને વતન પર
ધણીપણુ કરનાર જેવા નહિ, પણ તમે ટોળાના નમુના
થાઓ. ૪ અને મુખ્ય ઘેટાપાળક પ્રગટ થશે ત્યારે
મહિમાનો ન ચિમળાનાર મુગટ તમે પામશો. ૫ એજ
પ્રમાણે જુવાનો, તમે વડીલોને આધીન થાઓ, ને
તમે સઘળા એક બીજાને આધીન થઇને નમ્રતા પહેરેલા
થાઓ, કેમકે દેવ ગર્વિષ્ઠોની વિરૂદ્ધ થાય છે, પણ
નમ્રને કૃપા આપે છે ૬ એ માટે દેવના સમર્થ હાથ
નીચે તમે પોતાને નમાવો કે તે તમને યોગ્ય પ્રસગે
ઉંચા કરે ૭ તમારી સર્વ ચિંતા તેના પર નાખો, કેમકે
તે તમારી સભાળ કરે છે ૮ સાવચેત થાઓ, જાગતા
રહો, [કેમકે] તમારો વેરી શેતાન ગાજનાર સિંહની
પેઠે કોઇને ગળી જાય એમ શોધતો ફર્યા કરે છે ૯ તમે
વિશ્વાસમા સ્થિર થઇને તેની સામા થાઓ, કેમકે
તમે જાણો છો કે, જગતમાના તમારા ભાઇઓ પર તે
ને તેજ દુઃખ પૂર્ણ કરવામા આવે છે ૧૦ પણ સર્વ
કૃપાનો દેવ જેણે ખ્રીસ્ત ઇસુમા આપણને પોતાના
સર્વકાળના મહિમાને સારૂ બોલાવ્યા છે, તે પોતે, તમે
થોડી વાર સહ્યા પછી, તમને પૂર્ણ, સ્થિર, બળવત,
[સ્થાપિત] કરશે ૧૧ તેને સત્તા સદા સર્વકાળ હોજો
આમેન.
૧૨ સીલ્વાનસ, જે મારી ધારણા પ્રમાણે વિશ્વાસુ
ભાઇ છે, તેની હસ્તક મે ટુકામા તમારા ઉપર લખ્યુ
છે, ને વિનંતી કરીને સાક્ષી આપી છે કે, જે કૃપામા
તમે ઉભા રહો છો, તે દેવની ખરી કૃપા છે ૧૩ બાબે-
લોનમાની [મડળી] તમારી સાથે જે પસદ કરેલી તે
તથા મારો દીકરો માર્ક તમને સલામ કહે છે ૧૪ તમે
પ્રીતિના ચુબનથી એક બીજાને સલામ કરજો
ખ્રીસ્ત ઇસુમાના તમ સર્વને શાંતિ થાઓ. આમેન

# પીતરનો બીજો પત્ર.

૧ આપણા દેવ તથા તારનાર ઇસુ ખ્રીસ્તના
ન્યાયીપણાથી અમારા સરખો મૂલ્યવાન
વિશ્વાસ જેઓ પામ્યા છે, તેઓને ઇસુ ખ્રીસ્તનો સેવક
તથા પ્રેરિત સીમોન પીતર લખે છે ૨ દેવને તથા
આપણા પ્રભુ ઇસુને ઓળખવામા તમારા પર કૃપા
તથા શાંતિ પુષ્કળ થાઓ. ૩ જેણે પોતાના મહિમાથી
તથા સાત્વિકપણાથી આપણને બોલાવ્યા, એને ઓળ
ખવાથી તેના ઇશ્વરી સામર્થ્યે આપણને જીવન તથા
સુભક્તિને લગતા સઘળા આપ્યા છે ૪ તેથી તેણે
આપણને મૂલ્યવાન તથા બહુ મોટા વચનો આપ્યા
છે, એ સારૂ કે તેઓને આસરે જગતમાની જે દુષ્ટાઇ
કુઇચ્છાથી છે, તેથી છુટીને દેવના સ્વભાવના ભાગિદાર

તમે થાઓ ૫ એજ કારણ માટે સઘળા પરિશ્રમ
કરીને તમે પોતાના વિશ્વાસ સાથે સાત્વિકપણુ, ને
સાત્વિકપણા સાથે જ્ઞાન, ૬ ને જ્ઞાન સાથે સ્વદમન, ને
સ્વદમન સાથે ધીરજ, ને ધીરજ સાથે સુભક્તિ, ૭ ને
સુભક્તિ સાથે બંધુમૈત્રી, ને બધુમૈત્રી સાથે પ્રીતિ જોડી
લો. ૮ કેમકે એ સઘળા તમારામા હોવાથી તથા વધ
વાથી, આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તના જ્ઞાન વિષે તમને
આળસુ તથા નિષ્ફળ થવા દેશે નહિ. ૯ પણ જેની
પાસે એઓ નથી તે આધળો છે, તેની આખો મીચેલી
છે, ને પોતાના પહેલા પાપોથી શુદ્ધ થયો હતો એ
તે વિસરી ગયો છે ૧૦ એ માટે, ભાઇઓ, તમારૂ
તેડુ તથા નિવડણુ નિશ્ચય કરવા સારૂ વિશેષ યત્ન
કરો, કેમકે જો તમે એવુ કરો તો કદી પડશો નહિ
૧૧ કારણ કે એમ આપણા પ્રભુ તથા તારનાર ઇસુ
ખ્રીસ્તના સર્વ કાળના રાજ્યમા તમે પુરી રીતે પ્રવેશ
પામશો

૧૨ એ માટે જો કે તમે એ વાતો જાણો છો, ને
હાલના સત્યમા સ્થિર થયા છો, તોપણ તમને એઓ
નિત્ય સંભરાવવાને હુ ચુકીશ નહિ. ૧૩ અને જ્યા
સુધી હુ આ માડવામા છુ, ત્યા સુધી તમને સભરાવીને
સાવધ કરવા એ મને યોગ્ય લાગે છે ૧૪ કેમકે મને
માલુમ છે કે, આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તના દેખાડ્યા
પ્રમાણે મારો માડવો જલદી પડવાનો છે ૧૫ અને
હુ યત્ન કરીશ કે, મારા મરણ પછી તમને આ વાતોનુ
સ્મરણ નિત્ય થાય ૧૬ કેમકે જ્યારે અમે આપણા પ્રભુ
ઇસુ ખ્રીસ્તનો પરાક્રમ તથા આવવુ તમને જણાવ્યુ,
ત્યારે અમે ચતુરાઇથી કલ્પેલી કહાણીઓને અનુસરતા
નહોતા, પણ તેના મોટાપણાના પ્રત્યક્ષ જોનારા હતા
૧૭ કેમકે જ્યારે બહુ તેજસ્વી મહિમાથી તે સબધી
એવી વાણી આવી કે, એ મારો વહાલો પુત્ર છે, એના
પર હુ બહુ સતુષ્ટ છું, ત્યારે દેવ બાપથી તે માન તથા
મહિમા પામ્યો ૧૮ અને અમે તેની સાથે પવિત્ર
પહાડ પર હતા ત્યારે આકાશથી આવેલી તે વાણી
અમે સાભળી ૧૯ અને અમારી પાસે એથી વધારે
નિશ્ચે વાત, એટલે ભવિષ્યવાત છે, તેને અધારા ઠેકા-
ણામા પ્રકાશ કરનાર દીવાના જેવી જાણીને તેના પર
જ્યા સુધી પહો ફાટે ને સવારનો તારો તમારા અત ક-
રણોમા ઉગે, ત્યા સુધી ચિત્ત લગાડવાથી તમે સારૂ
કરશો ૨૦ પ્રથમ તમારે એ જાણવુ કે, પવિત્ર લેખમાની
કોઇ ભવિષ્યવાત મનુષ્યોક્તજ નથી. ૨૧ કેમકે ભવિ-
ષ્યવાત માણસની ઇચ્છા પ્રમાણે કદી આવી નહિ, પણ
માણસો પવિત્ર આત્માની પ્રેરણાએ દેવથી બોલ્યાં.

૨ વળી જેમ [ઇસ્રાએલી] લોકોમા ખોટા ભવિ-
ષ્યવાદીઓ પણ થયા હતા, તેમ તમારામા
પણ ખોટા ઉપદેશકો થશે, એવા કે નાશકારક પાખડ
મતો ગુપ્તરૂપે ચલાવશે, ને જે ધણીએ તેઓને વેચાતા
લીધા તેનો પણ નકાર કરીને પોતા પર ઉતાવળે નાશ
લાવશે ૨ અને તેઓના ભ્રષ્ટાચારમા ઘણાઓ ચાલશે,
ને તેઓને લીધે સત્યના માર્ગની નિંદા થશે, ૩ ને
દ્રવ્યલોભે તેઓ કપટી વાતોથી તમને વેચવાનો માલ
જેવા કરશે , તેઓનો આગળથી ઠરાવેલો જે દડ તે
વિલબ કરતો નથી , ને તેઓનો નાશ ઢીલ લગાડતો
નથી ૪ કેમકે જે દૂતોએ પાપ કીધુ તેઓને દેવે છોડ્યા
નહિ, પણ નરકમા નાખીને ન્યાયકરણ સુધી અધકા-
રના ખાડાઓમા રાખ્યા , ૫ ને પુરાતન જગતને
છોડ્યુ નહિ, પણ અભક્તના જગત પર જળપ્રલય
લાવીને આઠમો માણસ નુહ, જે ન્યાયીપણાનો ઉપ-
દેશક હતો, તેને બચાવ્યો , ૬ ને થનાર અભક્તોને
ઉદાહરણ આપવા સારૂ સદોમ તથા ગમોરાહ શહેરોને
ભસ્મ કીધા, ને તેઓને પાયમાલ કરીને તેઓને દંડ
કીધો , ૭ ને ન્યાયી લુત જે અધર્મીઓની અશુદ્ધ
ચાલથી દુખી હતો તેને છોડાવ્યો, ૮ ( કેમકે તે
ન્યાયી તેઓમા વસતો હતો ત્યારે તેઓના ભુડા કામ
જોયાથી તથા સાભળ્યાથી પોતાના ન્યાયી જીવમા
નિત્ય દુખી થતો હતો) ૯ તો સુભક્તોને પરીક્ષણ-
માથી છોડાવવાનુ પ્રભુ જાણે છે, ને અન્યાયીઓને
તથા વિશેષે કરીને જેઓ મલિનતાના વિષયોથી ૧૦ દેહ
પ્રમાણે ચાલે છે, ને ધણીપણાને તુચ્છ કરે છે તેઓને
ન્યાયકાળ સુધી શિક્ષાને સારૂ રાખવાનુ તે જાણે છે
તેઓ ધીટ તથા સ્વચ્છદી થઇને અધિકારીઓની નિંદા
કરતા ધ્રુજતા નથી ૧૧ તોપણ દૂતો બળ તથા પરાક્ર-
મમા વધારે મોટા છતા પ્રભુની આગળ તેઓ પર
નિંદાનો દોષ ઠરાવી મુકતા નથી. ૧૨ પણ સ્વભાવે
નિર્બુદ્ધ પશુ, જેઓ પકડાવા તથા નાશ પામવાને
જન્મેલા, તેઓની પેઠે એઓ જે વિષે નથી જાણતા,
તે વિષે નિંદા કરીને પોતાના નાશમા નાશ પામશે,
ને અન્યાય કર્યાને લીધે અન્યાયનુ ફળ ભોગવશે.
૧૩ ધોળે દિવસે સુખભોગમા તેઓ આનદ માણે છે,
તેઓ ડાઘ તથા એબ છે, ને પોતાના પ્રેમભોજનમા
મસ્ત થઇને તમારી સાથે ભોજન કરે છે ૧૪ તેઓની
આખો વ્યભિચારથી ભરેલી છે, ને પાપ કરવાથી બંધ
નથી પડતી , તેઓ અસ્થિર પ્રાણીને મોહે છે ,

# યોહાનનો પહેલો પત્ર.

૧ જીવનના શબ્દ સંબધીનુ, જે આરંભથી હતું,
જે અમે સાભળ્યુ છે, જે અમે પોતાની આખે
દીઠુ છે, જેના પર અમે જોયુ, ને જેને અમે પોતાને
હાથે અડક્યા. ²(અને તે જીવન પ્રગટ થયુ, ને અમે
તે જોયુ છે, ને સાક્ષી પુરીએ છીએ, ને તે અનતકાળનું
જીવન જે બાપની પાસે હતું, ને અમને પ્રગટ થયુ, તે
તમને કહી દેખાડીએ છીએ) ³હા, જે અમે દીઠું
તથા સાભળ્યુ છે, તે તમને પણ કહી દેખાડીએ છીએ
એ માટે કે, તમારી પણ અમારી સાથે સગત થાય,
અને અમારી સગત બાપની સાથે તથા તેના પુત્ર ઇસુ
ખ્રીસ્તની સાથે છે ⁴અને અમારો આનંદ સપૂર્ણ
થાય, માટે એ વાતો અમે લખીએ છીએ
⁵હવે જે સદેશો અમે તેનાથી સાભળ્યો છે ને
તમને જણાવીએ છીએ, તે એ છે કે દેવ અજવાળુ
છે, ને તેનામા કઇ પણ અધારૂં નથી ⁶જો આપણે
કહીએ, કે તેની સાથે આપણી સગત છે, ને અધારામા
ચાલીએ, તો જુઠ્ઠુ બોલીએ છીએ, ને સત્ય પાળતા
નથી. ⁷પણ જેમ તે અજવાળામા છે, તેમ જો
આપણે અજવાળામા ચાલીએ, તો આપણને એક
બીજાની સાથે સગત છે, ને તેના પુત્ર ઇસુનુ લોહી
આપણને સઘળા પાપથી શુદ્ધ કરે છે ⁸જો આપણે
કહીએ કે, આપણને પાપ નથી, તો આપણે પોતાને
ભુલાવીએ છીએ, ને આપણામા સત્ય નથી ⁹જો
આપણે આપણા પાપ કબૂલ કરીએ, તો આપણા
પાપ માફ કરવા તથા આપણને સર્વ અન્યાયથી શુદ્ધ
કરવાને તે વિશ્વાસુ તથા ન્યાયી છે ¹⁰જો આપણે
કહીએ, કે આપણે પાપ કીધુ નથી, તો આપણે તેને
જુઠો પાડીએ છીએ, ને તેનુ વચન આપણામા નથી

૨ મારા છોકરા, હુ તમને આ વાતો લખુ છું એ
માટે કે તમે પાપ ન કરો અને જો કોઇ પાપ
કરે તો બાપની પાસે આપણો મધ્યસ્થ છે, એટલે
ઇસુ ખ્રીસ્ત જે ન્યાયી છે તે ²અને તે આપણા પાપ
વિષે પ્રાયશ્ચિત્ત છે, ને કેવળ આપણા વિષે નહિ, પણ
આખા જગત વિષે તે પ્રાયશ્ચિત્ત છે ³અને જો
આપણે તેની આજ્ઞાઓ પાળીએ, તો તેથી આપણને
માલમ છે, કે આપણે તેને ઓળખીએ છીએ. ⁴જે
કહે છે કે હુ તેને ઓળખુ છુ, પણ તેની આજ્ઞા પાળતો
નથી, તે જુઠો છે, ને તેનામા સત્ય નથી ⁵પણ જે
કોઇ તેનુ વચન પાળે છે તેનામા દેવ પરનો પ્રેમ ખરે-
ખરો સપૂર્ણ થયો છે, એથી આપણે જાણીએ છીએ કે
આપણે તેનામા છીએ ⁶જે કહે છે કે, હુ તેનામા રહુ
છુ, તેણે જેમ તે ચાલ્યો તેમજ ચાલવુ જોઇએ
⁷વહાલાઓ, નવી આજ્ઞા નહિ, પણ જુની આજ્ઞા
જે તમારી પાસે આરભથી હતી, તે હુ તમને લખુ છુ
જે વચન તમે સાભળ્યુ, તેજ જુની આજ્ઞા છે ⁸વળી
નવી આજ્ઞા જે તેનામા તથા તમારામા સત્ય છે, તે હુ
તમને લખુ છુ કેમકે અધારૂ જતુ રહે છે, ને ખરૂ
અજવાળુ હમણા પ્રકાશે છે ⁹જે કહે છે કે, હુ અજ-
વાળામા છુ, ને પોતાના ભાઇનો દ્વેષ કરે છે, તે હજી
સુધી અધારામા છે ¹⁰જે પોતાના ભાઇ પર પ્રેમ
કરે છે, તે અજવાળામા રહે છે, ને તેનામા ઠોકરનું
કારણ નથી ¹¹પણ જે પોતાના ભાઇનો દ્વેષ કરે છે,
તે અધારામા છે, ને અધારામા ચાલે છે, ને પોતે ક્યા
જાય છે, તે જાણતો નથી, કેમકે અધારાએ તેની આખો
આધળી કીધી છે
¹²છોકરા, હુ તમને લખુ છુ કારણ કે તેના નામને
લીધે તમારા પાપ માફ થયા છે ¹³બાપો, હુ તમને
લખુ છુ કારણ કે જે આરભથી છે, તેને તમે ઓળખો
છો જુવાનો, હુ તમને લખુ છું કારણ કે તમે ભુડાને
જીત્યો છે બાળકો, મેં તમને લખ્યુ છે કારણ કે તમે
બાપને ઓળખો છો ¹⁴બાપો, મેં તમને લખ્યુ છે
કારણ કે જે આરભથી હતો તેને તમે ઓળખો છો
જુવાનો, મેં તમને લખ્યુ છે કારણ કે તમે બળવંત
છો, ને દેવનું વચન તમારામા રહે છે, ને તમે ભુડાને
જીત્યો છે ¹⁵જગત પર અથવા જગતમાંના પર પ્રેમ
ન કરો, જો કોઇ જગત પર પ્રેમ કરે તો તેનામા
બાપ પરનો પ્રેમ નથી ¹⁶કાજે સર્વ જે જગતમા છે,
એટલે દેહનો લોભ તથા આખોનો લોભ તથા જીવનનો

અહંકાર તે બાપથી નથી, પણ જગતથી છે. ૧૭જગત
તથા તેનો લોભ જતાં રહે છે, પણ જે દેવની ઇચ્છા
પુરી કરે છે તે સદા રહે છે.

૧૮બાળકો, આ છેલ્લો સમય છે, ને જેમ તમે
સાંભળ્યું, કે ખ્રીસ્ત-વિરોધી આવે છે, તેમ હમણાં
ખ્રીસ્ત-વિરોધી ઘણા થયા છે, એથી આપણે જાણીએ
છીએ કે આ છેલ્લો સમય છે. ૧૯તેઓ આપણામાથી
નીકળી ગયા, પણ તેઓ આપણામાંના નહોતા, કાંકે
જો તેઓ આપણામાંના હોત, તો આપણી સાથે રહેત,
પણ તેઓમાનો કોઇ આપણામાંનો નથી એમ પ્રગટ
થાય માટે [તેઓ નિકળી ગયા.] ૨૦અને જે પવિત્ર
છે તેનાથી તમે અભિષેક પામ્યા છો, ને તમે સઘળું
જાણો છો. ૨૧તમે સત્યને જાણતા નથી, એ કારણથી
નહિ, પણ તમે તેને જાણો છો, ને સત્યમાંનું કંઇ જુઠું
નથી, એ કારણથી મેં તમને લખ્યું છે. ૨૨જે ઇસુનો
નકાર કરીને કહે છે કે તે ખ્રીસ્ત નથી, તે શિવાય
કોણ જુઠો છે? જે બાપ તથા પુત્રનો નકાર કરે છે
તેજ ખ્રીસ્ત-વિરોધી છે. ૨૩હરેક જે પુત્રનો નકાર
કરે છે, તેને બાપ પણ નથી. પુત્રનો જે અંગીકાર
કરે છે તેને બાપ પણ છે. ૨૪જે તમે પહેલાંથી
સાંભળ્યું છે, તે તમારામાં રહે. પહેલાંથી જે તમે
સાંભળ્યું, તે જો તમારામાં રહે તો તમે પણ પુત્રમાં
તથા બાપમાં રહેશો. ૨૫અને જે વચન તેણે આપણને
આપ્યું તે એજ, એટલે સર્વકાળનું જીવન. ૨૬જેઓ
તમને ભુલાવે છે તેઓ સંબંધી મેં તમને આ લખ્યું છે.
૨૭અને જે અભિષેક તમે તેનાથી પામ્યા તે તમારામાં
રહે છે, ને કોઇ તમને શિખવે એવી કંઇ અગત્ય નથી,
પણ જેમ તેનો અભિષેક તમને સર્વ સબંધી શિખવે
છે, ને તે સત્ય છે, જુઠો નથી, ને જેમ તેણે તમને
શિખવ્યું, તેમ તમે તેનામાં રહો. ૨૮અને હવે, છોકરાં,
તેનામાં રહો એ માટે કે જો તે પ્રગટ થાય, તો આપ-
ણને હિમ્મત થાય, ને તેના આવવાને વખતે તેની
રૂબરૂ આપણે ન શરમાઇએ. ૨૯જો તમે જાણો છો કે
તે ન્યાયી છે, તો હરેક જે ન્યાયીપણું કરે છે, તે
તેનાથી જન્મ્યો છે, એ તમે જાણો છો.

૩ જુઓ, બાપે કેવી પ્રીતિ આપણા પર કીધી છે
કે આપણે દેવનાં છોકરાં કહેવાઇએ; ને તેનાં
છોકરાં તો છીએ. એ માટે જગત આપણને ઓળ-
ખતું નથી, કેમકે તેણે તેને ઓળખ્યો નહિ. ૨વહા-
લાઓ, હાલ આપણે દેવનાં છોકરાં છીએ, ને આપણે
કેવા થઇશું, તે હજી સુધી પ્રગટ થયું નથી. આપણે
તો જાણીએ છીએ, કે જ્યારે તે પ્રગટ થશે, ત્યારે
તેના જેવા આપણે થઇશું, કેમકે જેવો તે છે, તેવો
તેને આપણે દેખીશું. ૩અને જે હરેક તેના પર એ
આશા રાખે છે, તે પોતાને શુદ્ધ કરે છે, જેમ તે શુદ્ધ
છે તેમ. ૪હરેક જે પાપ કરે છે, તે નિયમભંગ પણ
કરે છે, ને પાપ એજ નિયમભંગ છે. ૫અને તમે
જાણો છો કે પાપ હરણ કરવાને તે પ્રગટ થયો, ને
તેનામાં પાપ નથી. ૬હરેક જે તેનામાં રહે છે, તે
પાપ કરતો નથી, હરેક જે પાપ કરે છે તેણે તેને
દીઠો નથી, ને તેને ઓળખતો પણ નથી. ૭છોકરાં,
કોઇ તમને ન ભુલાવે; જેમ તે ન્યાયી છે, તેમ જે
ન્યાયીપણું કરે છે તે પણ ન્યાયી છે; ૮જે પાપ કરે
છે તે શેતાનનો છે, કાંકે શેતાન આરંભથી પાપ કરે
છે; દેવનો પુત્ર એ સારૂ પ્રગટ થયો કે તે શેતાનનાં
કામનો નાશ કરે. ૯હરેક જે દેવથી જન્મેલો છે તે
પાપ કરતો નથી, કાંકે તેનું બીજ તેનામાં રહે છે, ને
તે પાપ કરી શકતો નથી, કેમકે તે દેવથી જન્મેલો છે.
૧૦એથી દેવનાં છોકરાં તથા શેતાનનાં છોકરાં પ્રગટ
છે, હરેક જે ન્યાયીપણું કરતો નથી, ને જે પોતાના
ભાઇ પર પ્રેમ કરતો નથી, તે દેવનો નથી. ૧૧કાંકે
જે સદેશો તમે પહેલાંથી સાંભળ્યો છે તે એજ કે,
આપણે એક બીજા પર પ્રેમ રાખીએ. ૧૨જેવો કાઇન
ભુંડાનો હતો, ને પોતાના ભાઇને મારી નાખ્યો, તેવા
ન થવું; ને તેણે શા માટે તેને મારી નાખ્યો? એ
માટે કે પોતાનાં કામ ભુંડાં હતાં, ને પોતાના ભાઇનાં
ન્યાયી હતાં.

૧૩ભાઇઓ, જો જગત તમારો દ્વેષ કરે તો તમે
અચરત ન થાઓ. ૧૪આપણે ભાઇઓ પર પ્રીતિ
રાખીએ છીએ એથી આપણે જાણીએ છીએ કે મરણ-
માંથી નીકળીને જીવનમાં આવ્યા છીએ; જે પ્રેમ
રાખતો નથી તે મરણમાં રહે છે. ૧૫હરેક જે પોતાના
ભાઇ પર દ્વેષ રાખે છે તે મનુષ્યઘાતક છે. અને તમે
જાણો છો કે કોઇ મનુષ્યઘાતકમાં અનંતજીવન રહેતું
નથી. ૧૬એથી આપણે પ્રેમને જાણ્યો છે; કાંકે તેણે
પોતાનો પ્રાણ આપણી વતી આપ્યો; એમજ આપણે
ભાઇઓને સારૂ આપણા પ્રાણો આપવા જોઇએ.
૧૭પણ જેની પાસે આ જગતનું દ્રવ્ય હોય, ને
પોતાના ભાઇને ગરજ છે એવું જોઇને તે પર પોતાની
દયા બંધ કરે, તો તેનામાં દેવની પ્રીતિ શી રીતે રહે
છે? ૧૮છોકરાં, આપણે શબ્દથી નહિ, ને જીભથી
નહિ, પણ કૃત્યમાં તથા સત્યમાં પ્રીતિ કરીએ.

૧૯ એથી આપણે જાણીશું કે આપણે સત્યના છીએ,
ને જે કંઇ વિષે આપણું અંતઃકરણ આપણને દોષિત
ઠરાવે છે, તે વિષે તેની આગળ આપણા અંતઃકરણને
શાંત કરીશું, ૨૦ કેમકે આપણા અંતઃકરણ કરતાં દેવ
મોટો છે, ને સઘળું જાણે છે. ૨૧ વહાલાઓ, જો
આપણું અંતઃકરણ આપણને દોષિત ઠરાવતું નથી, તો
દેવની ગમ આપણને નિર્ભયતા છે. ૨૨ અને જે કંઇ
આપણે માગીએ છીએ, તે તેનાથી પામીએ છીએ,
કેમકે તેની આજ્ઞા આપણે પાળીએ છીએ, ને તેની
નજરે જે પસંદ પડે છે તે કરીએ છીએ. ૨૩ અને
તેની આજ્ઞા એ છે કે તેના પુત્ર ઇસુ ખ્રીસ્તના નામ
પર આપણે વિશ્વાસ રાખીએ, ને જેમ તેણે આપણને
આજ્ઞા આપી, તેમ એક બીજા પર પ્રીતિ કરીએ.
૨૪ અને જે તેની આજ્ઞા પાળે છે, તેનામા તે રહે છે,
ને એ તેનામાં; ને જે આત્મા એણે આપણને આપ્યો
છે તેથી જાણીએ છીએ કે એ આપણામાં રહે છે.

૪ વહાલાઓ, હરેક આત્મા પર વિશ્વાસ ન રાખો,
પણ આત્માઓ દેવથી છે કે નહિ એ વિષે
તેઓને પારખો; કાંજે જગતમાં જુઠા ભવિષ્યવાદીઓ
ઘણા નિકળ્યા છે. ૨ ઇસુ ખ્રીસ્ત દેહમાં આવ્યો છે,
એવું જે હરેક આત્મા કબૂલ કરે છે તે દેવનો છે,
એથી તમે દેવનો આત્મા જાણો છો. ૩ હરેક આત્મા
જે ઇસુને કબૂલ કરતો નથી તે દેવનો નથી; ને ખ્રીસ્ત-
વિરોધીનો આત્મા જે વિષે તમે સાંભળ્યું કે તે આવે
છે, તે એજ છે, ને તે હમણાં પણ જગતમા છે. છોકરાં,
તમે દેવનાં છો, ને તમે તેઓને જીત્યા છે, કાંજે જે
જગતમા છે તે કરતાં જે તમારામાં છે તે મોટો છે.
૫ તેઓ જગતના છે, એ માટે તેઓ જગત વિષે બોલે
છે, ને જગત તેઓનું સાંભળે છે. ૬ આપણે દેવના
છીએ; જે દેવને ઓળખે છે તે આપણું સાભળે છે,
જે દેવનો નથી તે આપણું સાંભળતો નથી; એથી
આપણે સત્યનો આત્મા તથા ભુલાવનારો આત્મા
જાણીએ છીએ.
૭ ઓ વહાલાઓ, આપણે એક બીજા પર પ્રીતિ
રાખીએ, કાંજે પ્રીતિ દેવથી છે, ને હરેક જે પ્રીતિ
કરે છે તે દેવથી જન્મેલો છે, ને દેવને ઓળખે છે.
૮ જે પ્રીતિ કરતો નથી, તે દેવને ઓળખતો નથી;
કાંજે દેવ પ્રીતિ છે. ૯ એથી આપણા પરની દેવની
પ્રીતિ પ્રગટ થઇ, કે દેવે પોતાના એકાકીજનિત પુત્રને
જગતમાં એ માટે મોકલ્યો, કે તેનાથી આપણે
જીવીએ ૧૦ એમાં પ્રીતિ છે, કે આપણે દેવ પર પ્રેમ
કીધો એમ તો નહિ, પણ એમાં કે તેણે આપણા
પર કીધો ને પોતાના પુત્રને આપણાં પાપનું પ્રાય-
શ્ચિત્ત થવા મોકલ્યો. ૧૧ વહાલાઓ, જો દેવે આપણા
પર એવો પ્રેમ કીધો, તો આપણે પણ એક બીજા
પર પ્રેમ રાખવો જોઇએ. ૧૨ કોઇએ દેવને કદી દીઠો
નથી; જો આપણે એક બીજા પર પ્રેમ કરીએ તો દેવ
આપણામા રહે છે, ને તેનો પ્રેમ આપણામાં સંપૂર્ણ
થએલો છે. ૧૩ આપણે તેનામા રહીએ છીએ, ને તે
આપણામાં, એ આપણે એથી જાણીએ છીએ કે તેણે
પોતાના પવિત્ર આત્માનુ [ દાન ] આપણને આપ્યું
છે. ૧૪ અને અમે જોયુ છે ને સાક્ષી પુરીએ છીએ, કે
બાપે પુત્રને જગતનો તારનાર થવા મોકલ્યો છે. ૧૫ જે
કોઇ કબૂલ કરે છે કે ઇસુ દેવનો પુત્ર છે, દેવ તેનામાં
તથા તે દેવમાં રહે છે. ૧૬ અને દેવની જે પ્રીતિ
આપણા પર છે તે આપણે જાણીએ છીએ, ને તે
પર વિશ્વાસ કર્યો છે. દેવ પ્રીતિ છે, ને જે પ્રીતિમા
રહે છે તે દેવમા ને દેવ તેનામા રહે છે. ૧૭ એથી
આપણામા પ્રીતિ સપૂર્ણ થઇ છે, કે ન્યાયકાળે આપ-
ણને નિર્ભયતા થાય, કાંજે જેવો તે છે, તેવા આપણે
આ જગતમાં છીએ. ૧૮ પ્રીતિમા ભય નથી, પણ પુરી
પ્રીતિ ભયને કાઢી નાખે છે, કેમકે ભયથી સજા છે જે
ભયભીત છે તે પ્રીતિમાં પુરો થએલો નથી. ૧૯ આપણે
પ્રીતિ કરીએ છીએ, કેમકે પહેલા તેણે આપણા પર
પ્રીતિ કરી. ૨૦ જો કોઇ કહે કે, હુ દેવ પર પ્રીતિ કરૂ
છુ, પણ પોતાના ભાઇ પર દ્વેષ કરે છે, તો તે જુઠો
છે, કાંજે પોતાના ભાઇને તેણે દીઠો છે તે પર જો
પ્રીતિ કરતો નથી, તો દેવ જેને તેણે દીઠો નથી તે
પર તે પ્રીતિ કરી શકતો નથી. ૨૧ અને એ આજ્ઞા
તેનાથી આપણને છે કે જે દેવ પર પ્રીતિ કરે છે, તેણે
પોતાના ભાઇ ઉપર પણ પ્રીતિ કરવી.

૫ હરેક જે વિશ્વાસ કરે છે કે ઇસુ એજ ખ્રીસ્ત છે
તે દેવથી જન્મેલો છે; ને હરેક જે જન્માવનાર
પર પ્રીતિ કરે છે તે તેનાથી જન્મેલા પર પણ પ્રીતિ
કરે છે. ૨ જ્યારે આપણે દેવ પર પ્રીતિ રાખીએ છીએ
ને તેની આજ્ઞાઓ પાળીએ છીએ, ત્યારે એથી આપણે
જાણીએ છીએ કે દેવનાં છોકરાં ઉપર પણ પ્રીતિ
રાખીએ છીએ. ૩ કેમકે દેવ પરની પ્રીતિ આ છે કે
આપણે તેની આજ્ઞાઓ પાળીએ, ને તેની આજ્ઞાઓ
ભારે નથી. ૪ કાંજે હરેક જે દેવથી જન્મેલુ છે તે
જગતને જીતે છે, ને જે જયે જગતને જીત્યુ છે તે
આપણો વિશ્વાસ છે. ૫ જે વિશ્વાસ કરે છે, કે ઇસુ

દેવનો પુત્ર છે તે વગર જગતને કોણ જીતે છે?
૬ પાણીથી તથા લોહીથી જે આવ્યો, તે એ છે એટલે
ઇસુ ખ્રીસ્ત, ને તે કેવળ પાણીથી નહિ પણ પાણી
તથા લોહીથી આવ્યો, ૭ ને જે સાક્ષી પુરે છે તે
આત્મા છે, કાજે આત્મા સત્ય છે ૮ કેમકે સાક્ષી
પુરનારા ત્રણ છે એટલે આત્મા તથા પાણી તથા
લોહી ને એ ત્રણ એકમાં રહે છે ૯ જો આપણે
માણસોની સાક્ષી માનીએ છીએ તો એ કરતા દેવની
સાક્ષી મોટી છે, કાજે દેવે પોતાના પુત્ર સબંધી
જે સાક્ષી આપી છે તે એજ છે ૧૦ જે દેવના પુત્ર પર
વિશ્વાસ રાખે છે તેને પોતામા સાક્ષી છે, જે દેવ પર
વિશ્વાસ કરતો નથી તેણે તેને જુઠો પાડ્યો છે, કેમકે
દેવે પોતાના પુત્ર વિષે જે સાક્ષી આપી છે, તે સાક્ષી
પર તેણે વિશ્વાસ કર્યો નથી ૧૧ અને આ સાક્ષી એવી
છે કે દેવે આપણને અનતજીવન આપ્યુ, ને આ જીવન
તેના પુત્રમા છે ૧૨ જેને [દેવનો] પુત્ર છે તેને જીવન
છે જેને દેવનો પુત્ર નથી, તેને જીવન નથી

૧૩ તમને અનતજીવન છે એ તમે જાણો, માટે
તમારા ઉપર એટલે જે તમે દેવના પુત્રના નામ પર
વિશ્વાસ કરો છો તે તમારા ઉપર મેં આ વાતો લખી
છે ૧૪ અને તેના વિષે આપણી જે નિર્ભયતા તે એ
છે કે જો આપણે તેની ઇચ્છા પ્રમાણે કંઇ માગીએ,
તો તે આપણુ સાભળે છે, ૧૫ ને જે કંઇ માગીએ,
જો તે સંબધી આપણે જાણીએ કે તે આપણુ સાભળે
છે, તો જે આપણે તેની પાસે માગ્યુ છે તે આપણને
મળે છે, એ પણ આપણે જાણીએ છીએ ૧૬ જે
મરણકારક નથી એવું પાપ જો કોઇ પોતાના ભાઇને
કરતો જુએ તો તેણે માગવુ, ને જે મરણકારક નથી
એવું પાપ કરનારાઓને માટે [દેવ] તેને જીવન
આપશે. મરણકારક એવું પણ પાપ છે, તે વિષે હુ
કહેતો નથી કે વિનતી કરવી ૧૭ સર્વ અન્યાય પાપ
છે, ને જે મરણકારક નથી એવુ પણ પાપ છે

૧૮ આપણે જાણીએ છીએ કે હરેક જે દેવથી
જન્મેલો છે તે પાપ કરતો નથી, પણ જે દેવથી
જન્મ્યો છે તે પોતાને સભાળે છે, ને ભુડો તેને અડ
કતો નથી ૧૯ આપણે જાણીએ છીએ કે આપણે
દેવના છીએ, ને આખુ જગત તે ભુડામા રહે છે

૨૦ વળી આપણે જાણીએ છીએ કે દેવનો પુત્ર
આવ્યો છે, ને જે સાચો તેને ઓળખવા સારૂ તેણે
આપણને સમજણ આપી છે, ને જે સાચો, એટલે
તેનો પુત્ર ઇસુ ખ્રીસ્ત, એનામા આપણે છીએ, એજ
ખરો દેવ તથા અનંતજીવન છે ૨૧ છોકરા, તમે
પોતાને મૂર્ત્તિઓથી સભાળી રાખો

# યોહાનનો બીજો પત્ર.

૧ પસદ કરેલી બાઇને તથા તેના છોકરાઓને
વડીલ લખે છે, ૨ જે સત્ય આપણામા રહે છે,
ને સર્વકાળ સુધી રહેવાનુ છે તેને લીધે હુ સત્યમા
તમારા પર પ્રેમ રાખુ છું, ને એકલો હુ નહિ, પણ
જે સઘળા સત્યને જાણે છે તેઓ પણ રાખે છે ૩ દેવ
બાપથી તથા બાપના પુત્ર ઇસુ ખ્રીસ્તથી કૃપા તથા દયા
તથા શાંતિ આપણી પાસે સત્ય તથા પ્રીતિમા રહેશે

૪ જેમ આપણે બાપથી આજ્ઞા પામ્યા, તેમ સત્યમા
ચાલતા તારા કેટલાએક છોકરા મેં દીઠા છે, માટે હુ
ઘણો આનદી થયો છું. ૫ અને હવે, બાઇ, હુ નવી
આજ્ઞા લખુ છું એમ નહિ, પણ આરંભથી જે આજ્ઞા
આપણને મળેલી છે તે લખતા તને અરજ કરૂ છું કે
આપણે માહોમાહે પ્રીતિ કરીએ ૬ અને આપણે તેની
આજ્ઞાઓ પ્રમાણે ચાલીએ તેજ પ્રીતિ છે, ને જેમ
તમે આરંભથી સાભળ્યુ તેમ આજ્ઞા એજ છે કે પ્રીતિમા
તમે ચાલો ૭ કાજે જગતમા ઘણા ભુલાવનારા થયા
છે, કે જેઓ ઇસુ ખ્રીસ્તનુ દેહમા આવવુ કબૂલ કરતા
નથી, તેજ ભુલાવનાર તથા ખ્રીસ્ત વિરોધી છે ૮ તમે
પોતા વિષે સાવધાન રહો, એ માટે કે અમે જે કામ
કર્યુ છે તેનો તમે નાશ ન કરો, પણ પુરૂ પ્રતિફળ
પામો. ૯ હરેક જે હદ બહાર ચાલે છે, ને ખ્રીસ્તના
બોધમા રહેતો નથી તેને દેવ નથી, બોધમા જે રહે
છે તેનેજ બાપ તથા પુત્ર પણ છે ૧૦ જો કોઇ તમારી
પાસે આવે, ને એજ બોધ ન લાવે, તો તેને ઘરમા ન

લો, ને તેને કુશળતા ન કહો. ૧૧ કેમકે જે તેને કુશ
ળતા કહે છે તે તેના ભુડા કામનો ભાગિયો થાય છે
૧૨ મારે તમને લખવાનુ ઘણુ છે, તોપણ કાગળ તથા
શાહીથી લખવુ એવી મારી ઇચ્છા નથી, પણ તમારો
આનંદ સપૂર્ણ થાય માટે તમારી પાસે હાજર થઇને
મ્હોઢેમ્હોડ બોલવાની હુ આશા રાખુ છુ ૧૩ તારી
પસદ કરેલી બહેનના છોકરા તને કુશળતા કહે છે

# યોહાનનો ત્રીજો પત્ર.

૧ જેના પર હુ સત્યમા પ્રીતિ રાખુ છુ, તે વહાલા
ગાયાને વડીલ લખે છે
૨ વહાલા, હુ પ્રાર્થના કરૂ છુ કે જેમ તારો જીવ કુશળ
છે તેમ તું સર્વે વાતમા કુશળ તથા સાજો રહે ૩ કેમકે
ભાઇઓ આવ્યા ત્યારે તેઓએ તું સત્યમા ચાલે છે
તે પ્રમાણે તારા સત્ય વિષે સાક્ષી આપી, માટે મને
ઘણો આનદ થયો ૪ મારા છોકરા સત્યમા ચાલે છે
એવુ હુ સાભળુ છું, એ કરતા મને મોટો આનંદ નથી
૫ વહાલા, જે કઇ કામ તું ભાઇઓને, હા પારકા
ભાઇઓને સારૂ કરે છે તેમા તુ વિશ્વાસુ કામ કરે છે
૬ તેઓએ તારા પ્રેમ વિષે મડળીની આગળ સાક્ષી પુરી
છે તેઓને દેવને યોગ્ય રીતે આગળ પહોચાડશે તો
તું સારૂ કરીશ. ૭ કેમકે તેઓ વિદેશીઓ પાસેથી
કઇ ન લેતા, તેના નામને સારૂ બહાર ગયા ૮ માટે
આપણે એવાઓનો અગીકાર કરવો જોઇએ, એ સારૂ
કે આપણે સત્ય વિષે સઘાતે કામ કરનારા થઇએ
૯ મે મડળીને કઇ લખ્યુ, પણ દિયત્રેફે જે તેઓમા
મુખ્ય થવા ચાહે છે, તે અમારો અગીકાર કરતો નથી
૧૦ એ માટે જો હુ આવુ તો તેના જે કામ તે કરે છે
તેઓને હુ સભરાવીશ, તે અમારે ઉલટી ભુડી વાતથી
બકે છે, ને એથી તૃપ્ત ન થતા પોતે ભાઇઓનો અગી-
કાર કરતો નથી, ને જેઓ એવુ કરવા ચાહે છે તેઓને
તે વારે છે ને મડળીમાથી બહાર કાઢે છે ૧૧ વહાલા,
ભુડાને નહિ, પણ સારાને અનુસરો. જે સારૂ કરે
છે તે દેવનો છે, જે ભુડુ કરે છે તેણે દેવને દીઠો નથી
૧૨ દેમેત્રીઅસ વિષે સઘળાએ તથા સત્યે પોતે સાક્ષી
પુરી, ને અમે પણ સાક્ષી પુરીએ છીએ, ને તુ જાણે
છે કે અમારી સાક્ષી ખરી છે
૧૩ મારે તારા પર ઘણુ લખવાનુ હતું, પણ શાહી
કલમથી હુ તારા પર લખવા ચહાતો નથી ૧૪ પણ હુ
તને વહેલો જોવાની આશા રાખુ છુ, ને આપણે
મ્હોઢેમ્હોડ વાત કરીશું તને શાતિ થાઓ, મિત્રો તને
કુશળતા કહે છે મિત્રોને, નામ લઇને, કુશળતા કહેજે.

# યહુદાનો પત્ર.

૧ દેવ બાપમા પવિત્ર કરાએલા તથા ઇસુ ખ્રીસ્તને
સારૂ રખાએલા, એવા તેડાએલાઓને, ઇસુ
ખ્રીસ્તનો સેવક, જે યાકુબનો ભાઇ યહુદા, તે લખે છે,
૨ તમને દયા થાઓ, ને શાતિ તથા પ્રીતિ સપૂર્ણ થાઓ
૩ વહાલાઓ, જ્યારે આપણા સામાન્ય તારણ વિષે
હુ તમારા પર લખવાની ઘણી ચિંતામા હતો, ત્યારે
મને અગત્ય જણાઇ કે લખીને તમને સુબોધ આપુ કે
જે વિશ્વાસ પવિત્રોને એક વેળા આપેલો હતો તે વિષે
તમારે અતિ શ્રમ કરવો ૪ કેમકે કેટલાએક માણસો
જે એજ દડને માટે અગાઉ ઠરાવાયા હતા, તેઓ ગુપ્ત
રીતે માહે આવ્યા છે, તેઓ અભક્ત છે, ને આપણા
દેવની કૃપાને કામાતુરપણામા ફેરવી નાખે છે, ને ઇસુ

ખ્રીસ્ત જે આપણો એકલો સ્વામી તથા પ્રભુ છે તેને
નકારે છે.

૫ હવે તમે બધું જાણી ચુક્યા છો ખરા, તોપણ હું
તમને સભરાવવા ચાહુ છું કે પ્રભુએ લોકોને મિસર
દેશમાથી તાર્યા પછી અવિશ્વાસીઓનો નાશ કર્યો.
૬ અને જે દૂતોએ પોતાનો અધિકાર રાખ્યો નહિ,
પણ પોતાનો વાસો છોડી દીધો તેઓને મોટા દિવસના
ન્યાયકરણ સુધી તેણે અધારા તળે સનાતન બધનમાં
રાખ્યા છે. ૭ તેમજ સદોમ તથા ગમોરાહ ને તેઓની
આસપાસનાં શહેરો, એવી રીતે વ્યભિચાર કરીને, ને
અનુચિત દેહોની પાછળ ચાલીને, નિરંતર અગ્નિદડ
સહન કરીને ઉદાહરણને સારૂ પ્રસિધ્ધ કરેલા છે.
૮ એવી રીતે પણ આ સ્વપ્નીઓ દેહને ભ્રષ્ટ કરે છે, ને
અધિકારને તુચ્છ ગણે છે, ને ગૌરવોની નિંદા કરે છે.
૯ પણ મીખાએલ પ્રમુખ્ય દૂતે જ્યારે શેતાનની સાથે
તકરાર કરતાં મુસાના શબ વિષે વિવાદ કર્યો, ત્યારે
તેણે નિંદારૂપ તોહોમત નાખવાને હિમ્મત ન પકડી,
પણ એમ કહ્યું કે, પ્રભુ તને ધમકાવે. ૧૦ તોપણ એઓ
જે જે જાણતા નથી તે વિષે તેઓ નિંદા કરે છે ને જે
જે તેઓ નિર્બુદ્ધ પશુઓની પેઠે સ્વભાવે સમજે છે
તેમાં પોતાને બગાડે છે. ૧૧ તેઓને અફસોસ, કાજે
તેઓ કાઇનને માર્ગે ચાલ્યા, ને બલઆમની ભૂલમા
લાભને માટે દોડી ગયા, ને કોરાહના પ્રતિવાદમાં નાશ
પામ્યા. ૧૨ જેઓ તમારી સાથે ખાઇને તમારા પ્રેમ-
ભોજનોમાં ખરાબા છે તેઓ એ છે; તેઓ બીક વગર
પોતાનું પાળણ કરે છે. તેઓ પવનોથી ઘસડાએલા
નિર્જળ વાદળા છે, તેઓ પાનરહિત ફળરહિત બે
વખત મરેલાં તથા ઉખેડાએલાં ઝાડ છે; ૧૩ તેઓ
સમુદ્રનાં વિકાળ મોજાઓ, પોતાની લાજનુ ફીણ
કાઢનારા છે; તેઓ ભટકનારા તારા છે જેઓને સારૂ
ઘોર અધકાર સર્વકાળ સુધી રાખેલો છે. ૧૪ અને
આદમથી જે સાતમો, એટલે હનોખ, તેણે તેઓ વિષે
ભવિષ્યવાત કહી કે, જુઓ, ૧૫ સઘળાનો ન્યાય કરવા,
સઘળા અભક્તોએ જે બધાં અભક્તિવંત કામો અભ-
ક્ત રીતે કર્યો, તે વિષે, ને બધી કઠણ વાતો જે તેની
વિરૂધ્ધ અભક્ત પાપીઓએ કહી, તે વિષે પણ તેઓ
સઘળાને અપરાધી ઠેરવવાને પ્રભુ પોતાના દસ હજાર
પવિત્રો સુધ્ધાં આવ્યો. ૧૬ તેઓ કચકચ કરનારા,
અસતોષી, પોતાની કુઇચ્છા પ્રમાણે ચાલનારા છે (ને
તેઓના મુખ ઘણી ફુલેલી વાત બોલે છે); તેઓ
લાભને સારૂ ખુશામત કરનારા છે.

૧૭ પણ, વહાલાઓ, આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તના
પ્રેરિતોથી જે વાતો અગાઉ કહેવાએલી, તેઓને તમે
સભારો કે તેઓએ તમને એમ કહ્યું કે, ૧૮ છેલ્લા કાળમાં
નિંદાખોરો થશે, જે પોતાની અભક્તિવાન કુઇચ્છા
પ્રમાણે ચાલશે. ૧૯ એઓ ફૂટ કરનારા છે, વિષયી,
તેઓમા આત્મા નથી. ૨૦ પણ વહાલાઓ, તમારા
પરમ પવિત્ર વિશ્વાસ પર પોતાને દૃઢ કરીને, ને
પવિત્ર આત્મામા પ્રાર્થના કરીને, ૨૧ ને અનંતજીવનને
અર્થે આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તની દયાની વાટ જોઇને,
દેવની પ્રીતિમા પોતાને રાખો. ૨૨ અને કેટલાએક
જેઓ સદેહ રાખનારા છે તેઓ પર દયા કરો. ૨૩ અને
કેટલાએકને અગ્નિમાથી ખેંચીને તારો, ને ભયથી
કેટલાએક પર દયા રાખો, ને દેહથી ડાઘ લાગેલા વસ્ત્ર
પર પણ દ્વેષ રાખો.

૨૪ હવે જે તમને ઠોકર ખાવાથી બચાવી રાખવા,
ને પોતાના ગૌરવની સન્મુખ તમને નિર્દોષ તથા
પરમાનદમા મુકવા સમર્થ છે; ૨૫ એટલે આપણો
તારનાર જે એકલો દેવ તેને ગૌરવ તથા મહત્વ, પરા-
ક્રમ તથા અધિકાર અનાદિકાળથી તે હમણાં તથા
સર્વકાળ સુધી હોજો આમેન.

# પ્રકટીકરણ
## દેવજ્ઞાની યોહાનનું લખેલું.

૧ ઇસુ ખ્રીસ્તનું પ્રકટીકરણ, એટલે જે વહેલું
થવાનું છે તે પોતાના દાસોને કહી દેખાડવા
સારૂ દેવે એને જે આપ્યું; ને તેણે પોતાનો દૂત મોક-
લીને તેને આસરે પોતાના દાસ યોહાનને દેખાડ્યું.
૨ અને એણે દેવની વાત તથા ઇસુ ખ્રીસ્તની સાક્ષી
એટલે જેટલું પોતે દીઠું તેની સાક્ષી આપી. ૩ આ
ભવિષ્યની વાતો જે વાંચે છે, ને જેઓ સાંભળે છે, ને
એમાં જે લખેલું છે તે પાળે છે, તેઓને ધન્ય છે,
કેમકે સમય પાસે છે.
૪ જે સાત મંડળી આસિયામાં છે તેઓને યોહાન
લખે છે. જે છે ને જે હતો ને જે આવનાર છે તેનાથી,
તથા તેના રાજ્યાસનની આગળ જે સાત આત્મા છે
તેઓથી, ૫ તથા ઇસુ ખ્રીસ્ત જે વિશ્વાસુ સાહેદ, ને
મરીગએલાંમાથી પ્રથમજનિત, ને પૃથ્વીના રાજાઓનો
અધિકારી છે તેનાથી, તમારા પર કૃપા તથા શાંતિ
થાઓ. જેણે આપણા પર પ્રેમ કીધો, ને પોતાના
લોહીવડે આપણને આપણાં પાપથી છોડાવ્યા; ૬ ને
દેવ એટલે પોતાના બાપને સારૂ આપણને રાજાઓ
તથા યાજકો કીધા, તેને મહિમા તથા અધિકાર સદા
સર્વકાળ સુધી થાઓ; આમેન. ૭ જુઓ, તે વાદળાં
સુદ્ધાં આવે છે, ને હરેક આંખ, ને જેઓએ તેને
વિંધ્યો તેઓ પણ તેને દેખશે; ને પૃથ્વી પરનાં સઘળાં
કુળો તેને લીધે વિલાપ કરશે; હા, આમેન.
૮ પ્રભુ દેવ જે છે ને જે હતો ને જે આવનાર છે,
જે સર્વસમર્થ, તે એમ કહે છે કે, હું આલફા તથા
ઓમેગા છું.
૯ હું યોહાન તમારો ભાઇ, ને વિપત્તિમાં તથા
ઇસુના રાજ્ય તથા સહનતામાં ભાગિયો, દેવની વાતને
લીધે તથા ઇસુની સાક્ષીને લીધે, પાત્મસ કહેવાએલા
બેટમાં હતો. ૧૦ પ્રભુને દહાડે હું આત્મામાં હતો, ને
મેં પોતાની પાછળ રણશિંગડાના અવાજ સરખી મોટી
વાણી એમ કહેતી સાંભળી કે, ૧૧ તું જે દેખે છે તે
પુસ્તકમાં લખ, ને જે સાત મંડળી એફેસસમાં તથા
સ્મિર્ણામાં તથા પેરગામસમાં તથા થુઆતેરામાં તથા
સાર્દિસમાં તથા ફિલાદેલ્ફીઆમાં તથા લાઓદીકી-
આમાં છે, તેઓની પાસે મોકલ. ૧૨ અને જે વાણી
મારી સાથે બોલી તે જોવાને હું ફર્યો; ને ફર્યો ત્યારે
સોનાની સાત દીવી મેં દીઠી, ૧૩ અને તે દીવીઓની
વચમાં માણસના પુત્ર સરખો મેં એકને દીઠો, તે પગ
સુધી વસ્ત્ર પહેરેલો તથા તેની છાતીએ સોનાનો પટકો
બાંધેલો હતો; ૧૪ ને તેનું મસ્તક તથા કેશ શ્વેત
ઉનના જેવાં, બરફની માફક શ્વેત હતાં; ને તેની
આંખો અગ્નિની જ્વાળા સરખી હતી; ૧૫ ને તેના
પગ જાણે ભઠ્ઠીમાં શુદ્ધ થએલા ચળકતા પિત્તળના
જેવા હતા; ને તેનો અવાજ ઘણાં પાણીના અવાજ
જેવો હતો; ૧૬ ને તેના જમણા હાથમાં સાત તારા
હતા; ને તેના મ્હોમાથી બેધારી પાણીદાર તરવાર
નીકળતી હતી; ને તેનો ચેહેરો સૂર્ય જોરથી પ્રકાશ
કરતો હોય તેવો હતો; ૧૭ ને જ્યારે મેં તેને દીઠો
ત્યારે મુએલા સરખો હું તેના પગ પાસે પડી ગયો;
પછી તેણે પોતાનો જમણો હાથ મારા પર મુકીને
કહ્યું કે, બી મા, પ્રથમ તથા છેલ્લો હું છું; ૧૮ ને જે
જીવે છે તે હું છું, હું મુઓ પણ હતો ને, જુઓ,
સદાકાળ સુધી જીવતો છું; ને મરણ તથા હાડેસની
કુંચીઓ મારી પાસે છે. ૧૯ તેં જે જે દીઠાં છે, ને જે
જે છે, ને હવે પછી જે જે થશે, તે તેં લખ: ૨૦ મારા
જમણા હાથમાં જે સાત તારા તેં દીઠા તથા સોનાની
સાત દીવી, એમનો મર્મ તું લખ. સાત તારા તો સાત
મંડળીઓના દૂત છે, ને સાત દીવી તો સાત મંડળીઓ છે.

૨ એફેસસમાંની મંડળીના દૂતને તું લખ કે;
જે પોતાના જમણા હાથમાં સાત તારા રાખે
છે, જે સોનાની સાત દીવીની વચમાં ચાલે છે તે એ
વાતો કહે છે કે, ૨ તારા કામ તથા મેહેનત તથા તારી
ધીરજ હું જાણું છું, ને એ પણ કે તું ભુંડાં માણસનું

સહી શકતો નથી, ને જેઓ અમે પ્રેરિત છીએ એમ
કહે છે પણ એવા નથી, તેઓને તેં પારખી લીધા, ને
તેઓ જુઠા છે એમ તને માલમ પડ્યું, ૩ ને તેં ધીરજ
રાખી, ને મારા નામને લીધે સહ્યુ છે, ને તું થાકયો
નથી, ૪ તોપણ તારે ઉલટું મારે એ છે કે, તેં પોતાના
પહેલા પ્રેમનો ત્યાગ કીધો. ૫ એ માટે તું જ્યાંથી
પડયો છે તે સભાર ને પસ્તાવો કર, ને પ્રથમનાં
કામ કર, નહિ તો હુ તારા પર આવીશ, ને જો તું
પસ્તાવો નહિ કરે તો તારી દીવી તેની જગ્યાએથી હુ
ખસેડીશ. ૬ પણ તને એટલુ છે કે નીકોલાયતીઓનાં
કામ, જેના પર હુ પણ દ્વેષ રાખુ છું, તેઓના પર તું
દ્વેષ રાખે છે. ૭ આત્મા મંડળીઓને શું કહે છે તે જેને
કાન છે તે સાંભળે, જે જીતે છે તેને દેવના પારાદૈસ-
માના જીવનના ઝાડ પરનું હું ખાવાને આપીશ.

૮ અને સ્મિર્ણામાંની મંડળીના દૂતને લખ કે,

જે પ્રથમ તથા છેલ્લો, જે મુઓ હતો પણ જીવતો
થયો, તે એ વાતો કહે છે કે, ૯ હુ તારી વિપત્તિ તથા
દરિદ્રતા જાણુ છુ, તોપણ તું ધનવાન છે, ને જે કહે
છે કે, અમે યહુદી છીએ ને એવા નથી પણ શેતાનની
સભા છે તેઓનું દુર્ભાપણ હુ જાણુ છું. ૧૦ જે જે તું
સહેવાનો છે તેથી બીતો ના. જુઓ, તમારૂં પરીક્ષણ
થાય માટે તમારામાંના કેટલાકને શેતાન બદીખાનામાં
નાખવાનો છે, ને તમને દસ દહાડાની વિપત્તિ થશે.
તું મરણુ સુધી વિશ્વાસુ થઇ રહે, ને હુ તને જીવનનો
મુગટ આપીશ. ૧૧ આત્મા મંડળીઓને શું કહે છે, તે
જેને કાન છે તે સાંભળે; જે જીતે છે તેને બીજા
મરણનુ દુઃખ લાગશે નહિ.

૧૨ અને પેરગામસમાંની મંડળીના દૂતને લખ કે;

જેને બેધારી પાણીદાર તરવાર છે તે એ વાતો કહે
છે કે, ૧૩ હુ જાણુ છું કે તું કયાં વસે છે, એટલે જ્યા
શેતાનની ગાદી છે ત્યાં. અને તું મારૂ નામ ધરી
રાખે છે, ને જ્યારે મારો વિશ્વાસુ સાક્ષી આંતીપાસ
કે જે તમારામાં, જ્યાં શેતાન વસે છે ત્યાં, મારી
નખાયો, તે દહાડાઓમાં પણ તેં મારા પરના વિશ્વા-
સને નાકબૂલ કીધો નહિ. ૧૪ તોપણ મને તારે ઉલટાં
થોડાંએક છે, કેમકે બલઆમનો બોધ રાખનારા તારી
પાસે ત્યાં છે, એણે બાલાકને ઇસ્રાએલના પુત્રની
આગળ ઠોકર નાખવાને શિખવ્યું કે તેઓ મુર્ત્તિઓનાં
નૈવેદ ખાય ને વ્યભિચાર કરે; ૧૫ ને એમજ જેઓ
એની રીતે નીકોલાયતીઓનો બોધ ધરી રાખે છે તેઓ
પણ તારે ત્યાં છે. ૧૬ માટે પસ્તાવો કર, નહિ તો
હું તારા પર વહેલો આવીશ ને મારા મ્હોમાંની તર-
વારથી તેઓની સાથે લડીશ. ૧૭ આત્મા મંડળીઓને
શું કહે છે તે જેને કાન છે તે સાંભળે. જે જીતે છે
તેને હુ ગુપ્ત મુકેલું માણા દઇશ, ને હું તેને શ્વેત પત્થર
આપીશ, ને તે પત્થર પર એક નવું નામ લખેલુંછે,
કે જેને પામનાર શિવાય બીજું કોઇ જાણતું નથી.

૧૮ અને થુઆતેરામાની મંડળીના દૂતને લખ કે;

દેવનો પુત્ર જેની આંખો અગ્નિની જ્વાળા સરખી
ને જેના પગ ચળકતા પિત્તળના જેવા છે, તે એ વાતો
કહે છે; ૧૯ તારાં કામ તથા પ્રેમ તથા સેવા તથા
વિશ્વાસ તથા ધીરજ હું જાણું છું, અને કે તારાં છેલ્લાં
કામ પહેલાંના કરતા અધિક છે. ૨૦ તોપણ મને તારે
ઉલટું એ છે કે ઇઝેબેલ, જે પોતાને ભવિષ્યવાદેણ કહે
છે, તે બાયડીને તું સહન કરે છે; ને તે મારા સેવકોને
વ્યભિચાર કરવા તથા મૂર્ત્તિઓનાં નૈવેદ ખાવા શિખવે
છે તથા ભુલાવે છે. ૨૧ અને તે પસ્તાવો કરે, માટે મેં
તેણીને અવકાશ આપ્યો; પણ તે પોતાના વ્યભિ-
ચારનો પસ્તાવો કરવા ચહાતી નથી. ૨૨ જુઓ, હું
તેને ખાટલા પર નાખુ છું, ને તેની સાથે જે વ્યભિચાર
કરે છે તેઓ જો પોતાના કામનો પસ્તાવો કરે નહિ
તો તેઓને મોટી વિપત્તિમા નાખુ છું. ૨૩ અને મર-
કીથી તેનાં છોકરાને મારી નાખીશ, ને સર્વ મંડળીઓ
જાણશે કે મનોને તથા અંતઃકરણોને જે પારખે છે તે
હુ છુ, ને તમ હરેકને પોતાનાં કામ પ્રમાણે આપીશ.
૨૪ પણ તમે થુઆતેરામાંના બીજા જેટલા તે બોધ
માનતા નથી, જેઓ શેતાનનું ઉંડાપણુ (જેમ તેઓ
કહે છે તેમ) જાણતા નથી, તે તમને હુ એ કહુ છું કે,
તમારા પર બીજો ભાર હુ નાખતો નથી; ૨૫ તોપણ
જે તમારી પાસે છે, તે હુ આવું ત્યાં સુધી ઝાલી
રાખો. ૨૬ અને જે જીતે છે ને અંત સુધી મારાં કામ
પાળે છે, તેને વિદેશીઓ પર હુ અધિકાર આપીશ;
૨૭ ને લોઢાના દંડથી તે તેઓ પર ધણીપણુ કરશે,
કુંભારનાં વાસણની પેઠે તેઓના ચુરા થઇ જશે; હું
પણ પોતાના બાપથી એમજ પામ્યો; ૨૮ ને હું તેને
પ્રભાતનો તારો આપીશ. ૨૯ આત્મા મંડળીઓને શું
કહે છે તે જેને કાન છે તે સાંભળે.

૩ અને સાર્દિસમાંની મંડળીના દૂતને લખ કે,

જેને દેવના સાત આત્મા તથા સાત તારા છે,
તે એ વાતો કહે છે કે, તારાં કામ હું જાણું છું કે નામે
તું જીવે છે પણ તું મુએલો છે. ૨ તું જાગૃત થા, ને
બાકીનાં જે મરવાને તૈયાર છે તેઓને સ્થિર કર;

કેમકે મેં તારાં કામ મારા દેવની આગળ સંપૂર્ણ કરેલાં
જોયાં નથી. ૩ એ માટે શી તરહ તું પામ્યો ને સાંભળ્યું
છે, તે સંભાર, ને પાળ, ને પસ્તાવો કર. કાંજે જો તું
જાગૃત નહિ રહેશે તો હું ચોરની પેઠે આવીશ, ને કઇ
ઘડીએ હું તારા પર આવીશ એ તું જાણશે નહિ
૪ તોપણ સાર્દિસમાં, જેઓએ પોતાનાં વસ્ત્ર અશુદ્ધ
નથી કીધાં, એવાં થોડાએક નામ તારી પાસે છે, ને
તેઓ ઉજળાં વસ્ત્રમાં મારી સાથે ફરશે, કેમકે તેઓ
લાયક છે ૫ જે જીતે છે તેને એમજ ઉજળાં વસ્ત્ર
પહેરાવવામાં આવશે, ને જીવનના પુસ્તકમાંથી તેનું
નામ હું ભુંસી નહિ નાખીશ, પણ મારા બાપની
આગળ તથા એના દૂતોની આગળ તેનું નામ હું કબૂલ
કરીશ. ૬ આત્મા મંડળીઓને શું કહે છે, તે જેને કાન
છે તે સાંભળે.

૭ અને ફીલાદેલ્ફીઆમાંની મંડળીના દૂતને લખ કે,
જે પવિત્ર, જે સત્ય, જેની પાસે દાઉદની કુંચી છે,
જે ઉઘાડે છે ને કોઇ બંધ કરશે નહિ, ને જે બંધ કરે
છે ને કોઇ ઉઘાડતો નથી, તે એ વાતો કહે છે,
૮ તારાં કામ હું જાણું છું, જુઓ, તારી આગળ મેં
ઉઘાડું બારણું રાખ્યું છે, ને કોઇ તેને બંધ કરી શકતો
નથી, તને થોડું બળ છે, ને તેં મારી વાત પાળી છે,
ને મારૂં નામ નાકબૂલ કીધું નથી એ હું જાણું છું
૯ જુઓ, જેઓ શેતાનની સભામાંના છે, જેઓ કહે
છે કે અમે યહુદી છીએ, તોપણ તેઓ એવા નથી
પણ જુઠું બોલે છે, તેઓમાંના કેટલાએક આપું છું,
જુઓ, તેઓને હું એમ કરીશ કે તેઓ આવશે, ને
તારા પગ આગળ નમશે, ને તેઓ જાણશે કે મેં તારા
પર પ્રેમ કીધો છે ૧૦ તેં મારી ધીરજની વાત રાખી
છે, તેટલાજ માટે પૃથ્વી પરના રહેનારાઓનું પરીક્ષણ
કરવા સારૂ પરીક્ષણનો જે સમય આખા સંસાર પર
આવનાર છે, તેથી હું પણ તને રાખીશ. ૧૧ હું વહેલો
આવું છું, જે તારૂં છે તેને તું ધરી રાખ કે કોઇ તારો
મુગટ લઇ લે નહિ ૧૨ જે જીતે છે તેને હું મારા દેવના
મંદિરમાં થંભ કરીશ, ને તે ફરી ત્યાંથી બાહાર જશે
નહિ, ને તેના પર મારા દેવનું નામ તથા મારા દેવના
શહેરનું નામ, એટલે જે નવું યરૂશાલેમ મારા દેવ
પાસેથી આકાશમાંથી ઉતરે છે તે, તથા મારૂં પોતાનું
નવું નામ લખીશ ૧૩ આત્મા મંડળીઓને શું કહે છે
તે જેને કાન છે તે સાંભળે

૧૪ અને લાઓદીકીઆમાંની મંડળીના દૂતને લખ કે,
જે આમેન, જે વિશ્વાસુ તથા ખરો સાક્ષી, જે
દેવની ઉત્પત્તિનો અધિકારી છે, તે એ વાતો કહે છે,
૧૫ તારાં કામ હું જાણું છું કે તું ટાઢો નથી, ને ઉનો
પણ નથી, તું ટાઢો અથવા ઉનો થાય એમ હું ચાહું
છું, ૧૬ પણ તું હુંફાળો છે, એટલે ઉનો નથી ને ટાઢો
પણ નથી, માટે હું પોતાના મ્હોંમાંથી તને ઓકી
કાઢીશ. ૧૭ કેમકે તું કહે છે કે, હું ધનવાન છું ને મેં
સંપત્તિ મેળવી છે, ને મને કશી ગરજ નથી, પણ
જાણતો નથી, કે તું કંગાલ તથા બેહાલ તથા દરિદ્રી
તથા આંધળો તથા નાગો છે, ૧૮ એ માટે હું તને
એવો સુબોધ કરૂં છું કે તું ધનવાન થાય માટે આગથી
પારખેલું સોનું મારી પાસેથી વેચાતું લે, ને તું પહે
રેલો થાય ને તારા નાગાપણાની લાજ પ્રગટ ન થાય,
માટે ઉજળાં વસ્ત્ર લે, ને તું દેખતો થાય, માટે
અંજન લઇને તારી આંખોને ચોપડ ૧૯ હું જેટલા પર
પ્રેમ કરૂં છું તેટલાને ઠપકો તથા શિક્ષા આપું છું, માટે
તું આસ્થા રાખ ને પસ્તાવો કર. ૨૦ જુઓ, હું બારણા
આગળ ઉભો રહીને ઠોકું છું, જો કોઇ મારી વાણી
સાંભળે ને બારણું ઉઘાડે, તો તેની પાસે હું માંહે
આવીશ ને તેની સાથે જમીશ, ને તે મારી સાથે
જમશે ૨૧ જે જીતે છે તેને મારા રાજ્યાસન પર મારી
પાસે બેસવા દઇશ, જેમ હું પણ જીતીને મારા બાપની
પાસે તેના રાજ્યાસન પર બેઠેલો છું તેમ. ૨૨ આત્મા
મંડળીઓને શું કહે છે તે જેને કાન છે તે સાંભળે

૪ એ પછી મેં જોયું, ને જુઓ, આકાશમાં એક
દ્વાર ઉઘડયું, ને જે પહેલી વાણી મેં સાંભળી
તે મારી સાથે બોલનારા રણશિંગડાના અવાજના જેવી
હતી, જેણે કહ્યું કે, હિયાં ઉપર આવ, ને હવે પછી
જે જે થવાનું છે તે હું તને દેખાડીશ ૨ એકાએક હું
આત્મામાં હતો, ને જુઓ, આકાશમાં એક રાજ્યા
સન મુકાયું, ને રાજ્યાસન પર બેઠેલો એક હતો,
૩ ને જે બેઠો હતો તે જોવામાં યાસપિસ પાષાણ તથા
લાલ સરખો હતો, ને રાજ્યાસનની આસપાસ મેઘ-
ધનુષ્ય જોવામાં લીલમ સરખું હતું ૪ અને રાજ્યા-
સનની આસપાસ ચોવીસ આસનો હતાં, ને તે આસનો
પર ચોવીસ વડીલો બેઠેલા મેં દીઠા, જેઓએ ઉજળાં
વસ્ત્ર પહેરેલાં હતાં, ને જેઓના માથાઓ પર સોનાના
મુગટ હતા ૫ અને રાજ્યાસનમાંથી વીજળીઓ તથા
વાણીઓ તથા ગર્જનાઓ નીકળતાં હતાં, ને રાજ્યા
સનની આગળ અગ્નિના સાત દીવા બળતા હતા, તે
દેવના સાત આત્મા છે ૬ અને રાજ્યાસનની આગળ
સ્ફટીકના જેવો ચળકતો સમુદ્ર હતો, ને રાજ્યાસનની

મધ્યે તથા રાજ્યાસનની આસપાસ આગળ પાછળ
આંખે ભરેલા એવા ચાર પ્રાણી હતા ૭ અને પહેલો
પ્રાણી સિંહના જેવો, ને બીજો પ્રાણી વાછરડાના જેવો
હતો, ને ત્રીજા પ્રાણીને માણસના સરખું મ્હોં હતું,
ને ચોથો પ્રાણી ઉડતા ગરૂડના સરખો હતો ૮ અને
તે ચાર પ્રાણીમાના દરેકને છ છ પાંખ હતી, ને આસ-
પાસ તથા માહેથી આંખે ભરેલા હતા, ને પવિત્ર
પવિત્ર પવિત્ર પ્રભુ દેવ, સર્વસમર્થ, જે હતો, ને છે,
ને આવવાનો છે, એમ કહેતા તેઓ રાત દહાડો
વિસામો લેતા નથી ૯ અને રાજ્યાસન પર જે બેઠેલો,
જે સદા સર્વકાળ સુધી જીવતો છે, તેના જ્યારે તે
પ્રાણીઓ મહિમા તથા માન તથા સ્તુતિ કરશે,
૧૦ ત્યારે રાજ્યાસન પર બેઠેલાની આગળ ચોવીસ
વડીલો પડશે, ને જે સદા સર્વકાળ સુધી જીવતો છે
તેને ભજશે, ને પોતાના મુગટ રાજ્યાસન આગળ
નાખીને કહેશે કે, ૧૧ ઓ અમારા પ્રભુ તથા દેવ,
મહિમા તથા માન તથા પરાક્રમ પામવાને તું લાયક
છે, કેમકે તેં સર્વ ઉત્પન્ન કીધા, ને તારી ઇચ્છાના
કારણથી તેઓ હતા, ને ઉત્પન્ન થયા

૫ અને રાજ્યાસન પર જે બેઠેલો હતો તેના
જમણા હાથમા મેં એક પુસ્તક જોયું, તે માહે
તથા બહાર લખેલું, ને સાત મુદ્રાથી મુદ્રિત કરેલું
હતું ૨ અને મેં એક બળવાન દૂતને દીઠો જેણે મોટા
ઘાંટા પાડીને કહ્યું કે, તે પુસ્તક ઉઘાડવાને ને તેની
મુદ્રા ઉખેડવાને કોણ લાયક છે? ૩ ને આકાશમા
અથવા પૃથ્વી પર અથવા પૃથ્વીની તળે, તે પુસ્તક
ઉઘાડવાને અથવા તે પર જોવાને કોઇ સમર્થ ન હતો
૪ અને હું બહુ રડ્યો, કારણ કે તે પુસ્તક ઉઘાડવાને
તથા તે પર જોવાને કોઇ લાયક જડ્યો નહિ. ૫ ત્યારે
વડીલોમાથી એક મને કહે છે કે તું રડ મા, જો, યહુદા-
હના કુળમાનો જે સિંહ છે, જે દાઉદનું મૂળ છે, તે
પુસ્તક તથા તેની સાત મુદ્રા ઉઘાડવાને જય પામ્યો
છે ૬ અને રાજ્યાસનની તથા ચાર પ્રાણીઓની વચમા
તથા વડીલોની વચમા મારી નાખેલાના જેવું એક
હલવાન ઉભું રહેલું મેં દીઠું, તેને સાત શિંગડા તથા
સાત આંખ હતી, એ [આંખો] દેવના સાત આત્મા
છે, જે આખી પૃથ્વીમા મોકલેલા છે ૭ અને તેણે
જઇને રાજ્યાસન પર બેઠેલાના જમણા હાથમાથી તે
[પુસ્તક] લીધું ૮ અને જ્યારે તેણે તે પુસ્તક લીધું,
ત્યારે ચાર પ્રાણી તથા ચોવીસ વડીલો હલવાનની
આગળ પડ્યા, ને દરેકને વીણા તથા ધૂપે ભરેલા
સોનાના પ્યાલા હતા, તે ધૂપ પવિત્રોની પ્રાર્થનાઓ
છે ૯ અને તેઓએ નવું કીર્તન ગાતા કહ્યું કે, તું
પુસ્તક લેવાને તથા તેની મુદ્રા ઉઘાડવાને લાયક છે,
કેમકે તું મારી નંખાયો હતો ને તેં પોતાને લોહીએ,*
દેવને સારૂ સર્વ કુળો તથા ભાષા તથા લોક તથા દેશો-
માના વેચાતા લીધા છે, ૧૦ ને અમારા દેવને સારૂ
તેમને રાજ્ય તથા યાજકો કીધા છે, ને તેઓ પૃથ્વી
પર રાજ્ય કરે છે ૧૧ અને મેં જોયું, ને રાજ્યાસન
તથા પ્રાણીઓ તથા વડીલોની આસપાસ મેં ઘણા
દૂતોની વાણી સાંભળી અને તેઓની ગણત્રી કોડોના
કોડની ને લાખોના લાખની હતી ૧૨ તેઓએ મોટે
સાદે કહ્યું કે, જે હલવાન મારી નંખાયું હતું તે પરાક્રમ
તથા સંપત તથા જ્ઞાન તથા સામર્થ્ય તથા માન તથા
મહિમા તથા સ્તુતિ પામવા લાયક છે ૧૩ અને હરેક
ઉત્પન્ન કરેલું જે આકાશમા તથા પૃથ્વી પર તથા
પૃથ્વીની તળે તથા સમુદ્રમા છે, વળી તેઓમાના
સઘળા જે છે તેઓને એમ કહેતા મેં સાંભળ્યા કે,
રાજ્યાસન પર જે બેઠેલો છે તેને તથા હલવાનને,
સ્તુતિ તથા માન તથા મહિમા તથા બળ સદાસર્વકાળ
સુધી થાઓ ૧૪ ત્યારે ચારે પ્રાણીએ કહ્યું, આમેન,
ને વડીલોએ પગે પડીને તેનું ભજન કીધું

૬ અને જ્યારે હલવાને તે સાત મુદ્રામાની એકને
ઉઘાડી ત્યારે મેં જોયું, ને ચાર પ્રાણીમાના
એકનું મેં સાંભળ્યું, જાણે ગર્જનાનો અવાજ થતો હોય
તેવી રીતે [તેણે] કહ્યું કે, આવ ૨ અને મેં જોયું, ને
જુઓ, એક સફેત ઘોડો હતો ને તે પર જે બેઠેલો
હતો તેની પાસે ધનુષ્ય હતું, ને તેને મુગટ અપાયો,
ને તે જીતતો તથા જીતવા સારૂ નીકળ્યો

૩ અને તેણે બીજી મુદ્રા ઉઘાડી, ત્યારે મેં બીજા
પ્રાણીને એ કહેતો સાંભળ્યો કે, આવ ૪ ત્યારે બીજો
એક લાલ ઘોડો નીકળ્યો, ને તે પર જે બેઠેલો હતો
તેને પૃથ્વી પરથી શાંતિ લઇ લેવાનું [સામર્થ્ય] અપાયું
હતું અને એ માટે કે તેઓ એક બીજાનૂં મારી નાખે,
ને તેને મોટી તરવાર અપાઇ

૫ અને જ્યારે તેણે ત્રીજી મુદ્રા ઉઘાડી, ત્યારે મેં
ત્રીજા પ્રાણીને કહેતો સાંભળ્યો કે, આવ ત્યારે મેં
જોયું, ને જુઓ, એક કાળો ઘોડો, ને તે પર જે
બેઠેલો હતો તેના હાથમા ત્રાજવા હતા ૬ અને ચાર
પ્રાણીઓની વચમા મેં એક વાણી એમ કહેતી સાંભળી
કે, પાવલે શેર ઘઉં, ને પાવલે ત્રણ શેર જવ, પણ
તેલ તથા દ્રાક્ષરસ તું ન બિગાડ.

૭ અને જ્યારે તેણે ચોથી મુદ્રા ઉઘાડી, ત્યારે મેં
ચોથા પ્રાણીની વાણી એમ કહેતી સાંભળી કે, આવ.
૮ અને મેં જોયું, ને જુઓ, ફીકા રંગનો એક ઘોડો,
ને તે પર જે બેઠેલો હતો તેનું નામ મરણ, ને તેની
સાથે હાડેસ પાછળ ચાલતું હતું; ને તરવારે તથા
દુકાળે તથા મરણે તથા પૃથ્વીનાં શ્વાપદોએ કરીને
જગતમાંના ચોથા હિસ્સાને મારી નાખવાનો અધિ-
કાર તેમને અપાયો હતો.
૯ અને જ્યારે તેણે પાંચમી મુદ્રા ઉઘાડી, ત્યારે
દેવની વાતને લીધે તથા પોતે જે સાક્ષી રાખી હતી
તેને લીધે મારી નખાએલાના આત્મા મેં વેદી તળે
દીઠા. ૧૦ અને તેઓએ મોટા ઘાંટા કાઢીને કહ્યું કે,
એ સ્વામી, પવિત્ર તથા સત્ય, ઇનસાફ કરાવવાનું તથા
પૃથ્વી પરના રહેનારાઓ પાસેથી અમારા લોહીનો
બદલો લેવાનું ક્યાં સુધી નહિ કરીશ? ૧૧ અને તેઓ-
માંના દરેકને શ્વેત વસ્ત્ર અપાયું હતું, ને તેઓને એમ
કહેવાયું કે, તમારા સાથી સેવકો તથા તમારા ભાઇઓ
જે તમારી પેઠે માર્યા જવાના છે, તેઓની સંખ્યા
પુરી થાય, ત્યાં સુધી હજુ થોડી વાર લગણ તમે
વિસામો લો.
૧૨ અને જ્યારે તેણે છઠ્ઠી મુદ્રા ઉઘાડી ત્યારે મેં
જોયું, ને મોટો ધરતીકંપારો થયો, ને સૂર્ય નિમાળાના
કામળા જેવો કાળો થયો, ને તમામ ચંદ્ર લોહી જેવો
થયો, ૧૩ ને જેમ મોટા પવનથી હલાવાએલી અંજી-
રીનાં કાચાં ફળ પડે છે, તેમ આકાશમાંના તારાઓ
પૃથ્વી પર પડ્યા. ૧૪ અને આકાશ લપેટેલા ઓળિ-
યાની પેઠે ટળી ગયું; ને દરેક પહાડ તથા બેટ, પોત-
પોતાને ઠામેથી ખસેડાયા; ૧૫ ને જગતના રાજાઓ
તથા મોટા માણસો તથા સેનાપતિઓ તથા ધનવંતો
તથા પરાક્રમીઓ તથા દરેક દાસ તથા સ્વતંત્ર, એઓ
ખોમાં તથા પહાડોના પત્થરોમાં સંતાઇ ગયા, ૧૬ ને
એઓએ પહાડોને તથા પત્થરોને કહ્યું કે, તમે અમ
પર પડો, ને રાજ્યાસન પર બેઠેલાના મ્હો આગળથી
તથા હલવાનના કોપથી અમને સંતાડો; ૧૭ કેમકે
તેઓના કોપનો મોટો દહાડો આવ્યો છે, ને કોણથી
ઉભું રહેવાય?

૭ અને એ પછી, મેં ચાર દૂતને પૃથ્વીના ચાર
ખુણા પર ઉભા રહેલા દીઠા; ને તેઓએ
પૃથ્વીના ચાર પવનને એવી રીતે પકડી રાખ્યા હતા
કે, પૃથ્વી પર અથવા સમુદ્ર પર અથવા કોઇ ઝાડ
પર પવન ન વાય. ૨ અને મેં બીજા દૂતને ઉગમણથી
ચઢતો દીઠો, ને તેની પાસે જીવતા દેવની મુદ્રા હતી,
ને પૃથ્વીને તથા સમુદ્રને ઉપદ્રવ કરવાનું જે ચાર
દૂતને અપાયું હતું, તેઓને તેણે મોટે ઘાટે હાંક મારી
કે, ૩ જ્યાં સુધી અમે અમારા દેવના દાસોને તેઓનાં
કપાળ પર મુદ્રા કરીએ, ત્યાં સુધી તમે પૃથ્વીને અથવા
સમુદ્રને અથવા ઝાડોને ઉપદ્રવ ન કરો. ૪ અને મુદ્રિત
થએલાની સંખ્યા મેં સાંભળી, ઇસ્રાએલપુત્રના સર્વ
કુળમાંના એક લાખ ચુમ્માળીસ હજાર મુદ્રિત થયા;
૫ યહુદાહના કુળમાંના બાર હજાર મુદ્રિત થયા; રેઉ-
બેનના કુળમાંના બાર હજાર; ગાદના કુળમાંના બાર
હજાર; ૬ આશેરના કુળમાંના બાર હજાર; નાફતા-
લીના કુળમાંના બાર હજાર; મનાશ્શેહના કુળમાંના
બાર હજાર; ૭ શિમઓનના કુળમાંના બાર હજાર;
લેવીના કુળમાંના બાર હજાર; યિસ્સાખારના કુળમાંના
બાર હજાર; ૮ ઝબુલૂનના કુળમાંના બાર હજાર;
યુસફના કુળમાંના બાર હજાર; બિન્યામીનના કુળમાંના
બાર હજાર મુદ્રિત થયા. ૯ એ પછી મેં જોયું, ને જુઓ,
સર્વ દેશમાંથી આવેલાની, સર્વ કુળ તથા લોક તથા
બોલીના માણસોની એક મોટી સભા જે કોઇથી
ગણાય નહિ; તેઓ રાજ્યાસનની આગળ તથા હલ-
વાનની આગળ ઉભા રહ્યા; તેઓએ શ્વેત વસ્ત્ર પહેરેલાં
હતાં, ને તેઓના હાથમાં ખજુરીની ડાળીઓ હતી;
૧૦ ને તેઓ મોટી વાણીએ પોકારીને કહે છે કે, અમારો
દેવ, રાજ્યાસન પર જે બેઠેલો છે, તેને તથા હલવાનને
તારણસ્તુતિ હોજો. ૧૧ અને સઘળા દૂતો રાજ્યાસનની
તથા વડીલોની તથા ચારે પ્રાણીઓની આસપાસ ઉભા
રહેતા હતા, ને તેઓએ રાજ્યાસનની આગળ ઉંધા
પડીને દેવનું ભજન કરતા કહ્યું કે, આમેન; ૧૨ ધન્યતા
તથા મહિમા તથા જ્ઞાન તથા ઉપકારસ્તુતિ તથા માન
તથા પરાક્રમ તથા સામર્થ્ય સદાસર્વકાળ સુધી અમારા
દેવને થાઓ; આમેન. ૧૩ અને તે વડીલોમાંથી એકે
જવાબ દેતાં મને કહ્યું કે, જેઓએ શ્વેત વસ્ત્ર પહેરેલાં
તેઓ કોણ છે, ને ક્યાંથી આવ્યા? ૧૪ ને તેને મેં કહ્યું
કે, ઓ મારા સાહેબ, તું જાણે છે. અને તેણે મને
કહ્યું, જેઓ મોટી વિપત્તિમાંથી આવ્યા તેઓ એ છે;
ને તેઓએ પોતાનાં વસ્ત્ર ધોયાં, ને હલવાનના લોહીમાં
ઉજળાં કીધાં. ૧૫ એ માટે તેઓ દેવના રાજ્યાસનની
આગળ છે, ને તેના મંદિરમાં રાત દહાડો તેની સેવા
કરે છે; ને રાજ્યાસન પર જે બેઠેલો તે તેઓ પર
મંડપરૂપે રહેશે. ૧૬ તેઓને ફરી ભૂખ નહિ લાગશે,
ને ફરી તરસ પણ નહિ લાગશે, ને સૂર્યનો તડકો

અથવા કંઇ પણ ગરમી તેઓના પર નહિ પડશે;
૧૭ કેમકે જે હલવાન રાજ્યાસનની મધ્યે છે, તે
તેઓનો પાળક થશે ને જીવનના પાણીના ઝરાઓ
પાસે તેઓને દોરી લેશે; ને દેવ તેઓની આંખો
પરથી હરેક આંસુ લોહી નાખશે

૮ અને જ્યારે તેણે સાતમી મુદ્રા ઉઘાડી, ત્યારે
આસરે એક ઘડી સુધી આકાશમાં મૌન થયું.
૨ અને દેવની આગળ જે સાત દૂત ઉભા રહે છે તેઓને
મેં દીઠા, ને તેઓને સાત રણશિંગડાં અપાયાં.
૩ અને બીજો દૂત આવીને વેદી પાસે ઉભો રહ્યો ને
તેની પાસે સોનાની ધૂપદાની હતી, ને તેને પુષ્કળ
ધૂપવસ્તુ અપાઇ એ માટે કે સર્વ પવિત્રોની પ્રાર્થનાઓ
સાથે, રાજ્યાસનની સામી જે સોનાની વેદી છે, તે પર
તે અર્પણ કરે. ૪ અને તે દૂતના હાથથી ધૂપનો ધુમાડો
પવિત્રોની પ્રાર્થનાઓ સાથે દેવની આગળ ચઢયો.
૫ અને દૂતે ધૂપદાની લઇને તથા તેમાં વેદીની આગ
ભરીને પૃથ્વી પર નાખી દીધી; પછી ગર્જનાઓ તથા
વાણીઓ તથા વીજળીઓ તથા ધરતીકંપારો થયાં.
૬ અને જે સાત દૂતની પાસે સાત રણશિંગડાં હતાં
તેઓ વગાડવા સારૂ તૈયાર થયા.
૭ પહેલાએ વગાડયું, ને લોહીએ ભેળેલાં કરાં તથા
આગ થયાં, ને પૃથ્વી પર ફેંકાયાં ને પૃથ્વીનો ત્રીજો
ભાગ બળી ગયો; ને ઝાડોનો ત્રીજો ભાગ બળી ગયો,
ને હરેક લીલો રોપ બળી ગયો
૮ અને બીજા દૂતે વગાડયું, ત્યારે આગથી બળતા
મોટા પહાડના જેવું કંઇ સમુદ્રમાં ફેંકાયું, ને સમુદ્રનો
ત્રીજો ભાગ લોહી થયો, ૯ ને સમુદ્રમાંનાં પ્રાણીઓ
જેઓમાં જીવ હતો તેઓનો ત્રીજો ભાગ મુઓ, ને
વહાણોનો ત્રીજો ભાગ નાશ પામ્યો
૧૦ અને ત્રીજા દૂતે વગાડયું, ને દીવાના જેવો બળતો
એક મોટો તારો આકાશમાંથી પડ્યો, ને તે નદીઓના
ત્રીજા ભાગ પર તથા પાણીના ઝરાઓ પર પડ્યો.
૧૧ અને તે તારાનું નામ કડવાદોના કહેવાય છે, ને
પાણીનો ત્રીજો ભાગ કડવાદોનારૂપ થયો, ને પાણીથી
ઘણાં માણસો મરી ગયાં, કારણ કે તે કડવાં થયાં હતાં.
૧૨ અને ચોથા દૂતે વગાડયું, ત્યારે સૂર્યનો ત્રીજો
ભાગ તથા ચંદ્રનો ત્રીજો ભાગ તથા તારાઓનો ત્રીજો
ભાગ મરાયો, એ માટે કે તેઓનો ત્રીજો ભાગ અંધ-
કારરૂપ થાય, ને દિવસનો ત્રીજો ભાગ, તેમજ રાતનો
ત્રીજો ભાગ પ્રકાશરહિત થાય.
૧૩ અને મેં જોયું, ને અંતરિક્ષમાં એક ઉડતા ગરૂડને
મોટી વાણીએ એમ કહેતો સાંભળ્યો કે, જે બીજા
ત્રણ દૂતો વગાડવાના છે, તેઓનાં રણશિંગડાંના
બાકી રહેલા નાદને લીધે પૃથ્વી પરના રહેનારાઓને
અફસોસ, અફસોસ, અફસોસ.

૯ અને પાંચમા દૂતે વગાડયું, ત્યારે મેં એક તારો
આકાશથી પૃથ્વી પર પડેલો દીઠો, ને તેને
ઉંડાણના ખાડાની કુંચી અપાઇ. ૨ અને તેણે ઉંડાણના
ખાડાને ઉઘાડ્યો, ને મોટી ભઠ્ઠીના ધુમાડા જેવો ખાડા-
માંથી ધુમાડો નીકળ્યો, ને ખાડાના ધુમાડાથી સૂર્ય
તથા વાતાવરણ અંધકારાયાં. ૩ અને ધુમાડામાથી તીડ
નીકળીને પૃથ્વી પર આવ્યાં, ને જેમ પૃથ્વી પરના
વીંછુઓને અધિકાર છે તેમ તેઓને અધિકાર
અપાયો; ૪ ને તેઓને એવું કહેવાયું હતું કે, પૃથ્વીના
ઘાસને તથા કોઇ લિલોતરી તથા કોઇ ઝાડને ઉપદ્રવ
ન કરો, પણ જે માણસોના કપાળ પર દેવની મુદ્રા
નથી એઓને ઉપદ્રવ કરો. ૫ અને તેઓને એવું
અપાયું કે એઓને મારી નાખે નહિ, પણ પાંચ મહિના
સુધી એઓ પીડા પામે; ને વીંછુ જ્યારે માણસને
ડંખ મારે છે તે વારની પીડા પ્રમાણે એઓની પીડા
હતી ૬ અને તે દહાડાઓમાં માણસો મરણ શોધશે
પણ પામશેજ નહિ, ને તેઓ મરવા બહુ ચહાશે
પણ મરણ તેઓ પાસેથી નાસશે. ૭ અને તે તીડોના
આકાર લડાઇને સારૂ તૈયાર કીધેલા ઘોડાઓના જેવા
હતા, ને તેઓનાં માથા પર જાણે કે સોનાના જેવા
મુગટો હતા, ને તેઓનાં મ્હોડાં માણસોનાં મ્હોડાં
જેવાં હતા; ૮ ને તેઓના નિમાળા બાયડીના નિમાળા
જેવા, ને તેઓના દાંત સિંહના દાંત જેવા હતા; ૯ ને
તેઓને લોઢાના બખ્તર સરખાં બખ્તર હતાં; ને
તેઓની પાંખોનો અવાજ લડાઇમાં દોડતા ઘણા
ઘોડાના રથોના અવાજ સરખો હતો. ૧૦ અને વીંછુ-
ઓના સરખી તેઓને પુંછડી છે, ને ડંખ પણ છે, ને
પાંચ મહિના સુધી માણસોને ઉપદ્રવ કરવાનો
તેઓની પુંછડીઓમાં અધિકાર છે. ૧૧ અને ઉંડાણનો
જે દૂત તે તેઓ પર રાજા છે, તેનું નામ હેબ્રી ભાષામાં
અબાદ્દોન, પણ હેલેની ભાષામાં તેનું નામ આપ-
લ્યોન [ એટલે વિનાશક ] છે
૧૨ પહેલો સંતાપ થઇ ગયો છે, જુઓ, હવે પછી
બીજા બે સંતાપ આવે છે.
૧૩ અને છઠ્ઠા દૂતે વગાડયું ત્યારે દેવની સન્મુખની
સોનાની વેદીનાં શિંગડાંમાથી મેં એક વાણી સાંભળી;
૧૪ તેણે જે છઠ્ઠા દૂતની પાસે રણશિંગડું હતું તેને કહ્યું

કે, મહા નદી ફ્રાત પર જે ચાર દૂત બાંધેલા છે તેઓને
છોડ ૧૫ અને જે, ચાર દૂત ઘડી તથા દિવસ તથા
મહિના તથા વર્ષને સારૂ તૈયાર થએલા હતા તેઓ
છોડાયા એ માટે કે તેઓ માણસોના ત્રીજા ભાગને
મારી નાખે ૧૬ અને સવારોની ફોજોની ગણત્રી વીસ
કરોડ હતી, તેઓની સખ્યા મેં સાભળી ૧૭ અને
આવી રીતે દર્શનમા મેં ઘોડાઓને તથા તેઓ પરના
બેસનારાઓને દીઠા, તેઓના બખ્તર અગ્નિરગી તથા
જાબુરગી તથા ગધકરગી હતા અને એ ઘોડાઓના
માથા સિહોના માથા જેવા છે ને તેઓના મ્હોડા
માથી આગ તથા ધુમાડો તથા ગધક નીકળે છે ૧૮ એ
ત્રણ અનર્થથી, એટલે આ ( તથા ધુમાડો તથા ગધક
જે તેઓના મ્હોડામાથી નીકળ્યા, તેઓથી માણ
સોનો ત્રીજો ભાગ મારી નખાયો, ૧૯ કેમકે ઘોડાઓનુ
સામર્થ્ય તેઓના મ્હોમા તથા તેઓના પુછડામા છે,
કારણ કે તેઓના પુછડા સાપના જેવા, ને એ પુછડા
ઓને માથા હોય છે જેથી તેઓ ઉપદ્રવ કરે છે
૨૦ અને બાકીના જે માણસો તે અનર્થથી મારી નહિ
નખાયા, તેઓએ પોતાના હાથના કામો સબધી એવો
પસ્તાવો કીધો નહિ, કે તેઓ ભૂતોને તથા સોનાની
તથા રૂપાની તથા પિત્તળની તથા પત્થરની તથા લાક
ડાની મૂર્ત્તિઓ, જેઓને જોવાની તથા સાભળવાની
તથા ચાલવાની પણ શક્તિ નથી, તેઓને પૂજે નહિ.
૨૧ અને તેઓએ પોતાની હત્યાઓ વિષે તથા પોતાની
માયાક્રિયા વિષે તથા પોતાના વ્યભિચાર વિષે તથા
પોતાની ચોરીઓ વિષે પસ્તાવો કીધો નહિ.

૧૦ અને મેં એક બીજો બળવાન દૂત આકાશ
માથી ઉતરતો દીઠો, તે વાદળાથી વેષ્ટિત
હતો, ને તેના માથા પર મેઘધનુષ્ય હતુ, ને તેનુ મ્હો
સૂર્યના જેવુ તથા તેના પગ અગ્નિના સ્તભો જેવા
હતા ૨ અને તેના હાથમા એક નાનુ ઉઘડેલુ પુસ્તક
હતુ, ને તેણે પોતાનો જમણો પગ સમુદ્ર પર તથા
ડાબો પૃથ્વી પર મુકયો, ૩ ને જેમ સિહ ગાજે છે,
તેમ તેણે મોટે સાદે પોકાર કીધો, ને જ્યારે તેણે
પોકાર કીધો ત્યારે સાત ગર્જના બોલી ૪ અને જ્યારે
તે સાત ગર્જના બોલી, ત્યારે હુ લખવાનો હતો, પણ
મેં આકાશથી એક વાણી એમ કહેતી સાભળી કે, સાત
ગર્જનાએ જે જે વાત કહી, તેના પર તું મુદ્રા કર ને
તેઓને ન લખ. ૫ અને જે દૂતને સમુદ્ર પર તથા
પૃથ્વી પર મેં ઉભો રહેલો દીઠો તેણે પોતાનો જમણો
હાથ આકાશની ભણી ઉચો કીધો, ૬ ને જે સદા
સર્વકાળ સુધી જીવે છે, જેણે આકાશ તથા તેમાના,
ને પૃથ્વી તથા તેમાના, ને સમુદ્ર તથા તેમાના ઉત્પન્ન
કીધા, તેના સમ ખાઇને તેણે કહ્યુ કે, હવે વાર થશે
નહિ, ૭ પણ સાતમા દૂતની વાણીના દહાડાઓમા,
એટલે જ્યારે તે વગાડવા લાગશે ત્યારે દેવનો મર્મ,
જેમ તેણે પોતાના દાસોને, એટલે ભવિષ્યવાદીઓને
જણાવ્યો, તેમ સપૂર્ણ થાય છે ૮ અને આકાશથી જે
વાણી મેં સાભળી હતી, તેણે ફરીથી મારી સાથે
બોલતા કહ્યુ કે, તું જા ને જે દૂત સમુદ્ર પર તથા પૃથ્વી
પર ઉભો છે, તેના હાથમાનુ ઉઘડેલુ પુસ્તક લે ૯ અને
મેં દૂતની પાસે જઇને તેને કહ્યુ કે, એ નાનુ પુસ્તક
મને આપ, ને તેણે મને કહ્યુ કે, તે લે ને ખાઇ જા,
ને તે તારા પેટને કડવુ કરશે પણ તારા મ્હોમા મધ
જેવુ ગળ્યુ લાગશે ૧૦ ત્યારે હુ દૂતના હાથમાથી નાનુ
પુસ્તક લઇને તેને ખાઇ ગયો, ને તે મારા મ્હોમા
મધ જેવુ ગળ્યુ લાગ્યુ, પણ તેને ખાધા પછી મારૂ
પેટ કડવુ થયુ ૧૧ અને તેઓ મને કહે છે કે, ઘણા
લોકો તથા દેશો તથા ભાષાઓ તથા રાજાઓ વિષે
તારે ભવિષ્યવાત કહેવી જોઇએ.

૧૧ અને લાકડી જેવુ એક બરૂ મને અપાયુ, ને
મને કહેવામા આવ્યુ કે, તું ઉઠ ને દેવનુ
મદિર તથા વેદી તથા ત્યાના ભજનારાઓનુ માપ લે,
૨ પણ મદિર બહાર જે આગણુ છે તેને મુકી દે, ને
તેનુ માપ ન લે, કેમકે વિદેશીઓને તે આપેલુ છે,
તેઓ બેંતાળીસ મહિના સુધી પવિત્ર નગરને ખુદી
નાખશે ૩ અને મારા બે સાક્ષીને હુ એવુ આપીશ,
કે તેઓ તાટ પહેરીને એક હજાર બસેં ને સાઠ દિવસ
સુધી ભવિષ્યવાત કરશે. ૪ જૈતુનના જે બે ઝાડ તથા
જે બે દીવી પૃથ્વીના દેવની આગળ ઉભા રહે છે
તેઓ એજ છે ૫ અને જો કોઇ તેઓને ઉપદ્રવ કરવા
ચાહે, તો તેઓના મ્હોમાથી આગ નીકળે છે ને
તેઓના શત્રુઓને ખાઇ નાખે છે, ને જો કોઇ તેઓને
ઉપદ્રવ કરવા ચાહે તો તેમજ તેને માર્યા જવુ પડે
છે ૬ તેઓને આકાશ બધ કરવાનો અધિકાર છે, કે
તેઓના ભવિષ્યવાદના દિવસોમા વરસાદ ન વરસે,
ને પાણીઓ પર તેઓને અધિકાર છે કે તેને લોહીરૂપે
બદલી નાખે, ને તેઓ જેટલીવાર ચાહે તેટલીવાર
પૃથ્વીને હરેક આફતથી મારે ૭ અને જ્યારે તેઓ
પોતાની સાક્ષી પુરી કરશે, ત્યારે જે શ્વાપદ ઉંડાણ-
માથી નીકળે છે તે તેઓની સાથે લડાઇ કરશે, ને
તેઓને જીતશે તથા તેઓને મારી નાખશે, ૮ અને

જે મોટું નગર આત્મિક રીતે સદોમ તથા મિસર
કહેવાય છે, જ્યાં તેઓનો પ્રભુ વધસ્તંભે જડાયો, તે
નગરના રસ્તામાં તેઓનાં મુડદાં [ પડ્યાં રહે છે ];
૯ ને લોકો તથા કુળો તથા ભાષાઓ તથા દેશોમાંથી
કેટલાએક સાડાત્રણ દહાડા સુધી તેઓનાં મુડદાં દેખે
છે, તે તેઓનાં મુડદાંને કબરમાં મેલવા દેતાં નથી.
૧૦ અને પૃથ્વી પરના રહેનારા એઓ વિષે આનંદ તથા
હર્ષ કરે છે, ને એક બીજા પર ભેટ મોકલશે, કેમકે તે
બે ભવિષ્યવાદીઓએ પૃથ્વી પરના રહેનારાઓને દુઃખ
દીધું હતું. ૧૧ અને સાડાત્રણ દહાડા પછી દેવથી
જીવનનો આત્મા તેઓમાં પેઠો, ને તેઓ પોતાને પગે
ઉભા રહ્યા; પછી તેઓને દેખનારાઓને મોટી બીક
લાગી. ૧૨ અને તેઓએ આકાશમાંથી મોટી વાણી
પોતાને એમ કહેતાં સાંભળી કે, તમે હિયાં ચઢી આવો,
ને તેઓ વાદળાંએ આકાશમાં ચઢી ગયા, ને તેઓના
શત્રુઓએ તેઓને દીઠા. ૧૩ અને તે સમયે મોટો
ધરતીકંપારો થયો, ને તે નગરનો દસમો ભાગ પડી
ગયો, ને ધરતીકંપારાથી સાત હજાર માણસો મારી
નંખાયાં, ને જે બાકી રહ્યાં તેઓ ગભરાયાં, ને તેઓએ
આકાશના દેવને મહિમા આપ્યો.

૧૪ બીજો સંતાપ થઇ ગયો છે, જુઓ, ત્રીજો સંતાપ
વહેલો આવે છે

૧૫ અને સાતમા દૂતે વગાડ્યું, ત્યારે આકાશમાં
મોટી વાણીઓ થઇ, ને તેઓએ કહ્યું કે, આ જગતનું
રાજ્ય આપણા પ્રભુનું તથા તેના ખ્રીસ્તનું થયું છે, ને
તે સદા સર્વકાળ સુધી રાજ્ય કરશે. ૧૬ અને જે
ચોવીસ વડીલો દેવની આગળ પોતાના આસન પર
બેઠા હતા, તેઓએ ઉંધા પડીને દેવને ભજતાં કહ્યું
કે, ૧૭ ઓ સર્વસમર્થ પ્રભુ દેવ, જે છે ને હતો, તારી
સ્તુતિ અમે કરીએ છીએ કેમકે તેં પોતાનું મોટું પરા-
ક્રમ લીધું ને રાજ્ય કીધું છે. ૧૮ અને દેશોના લોક
ગુસ્સે ભરાયા ને તારો કોપ આવ્યો; ને સમય એવો
છે કે, મુએલાંનો ઇનસાફ થાય, ને તારા સેવક એટલે
ભવિષ્યવાદીઓ તથા પવિત્રો તથા તારા નામથી
બીનારા, પછી તે નાના હોય કે મોટા હોય, તેઓને
પ્રતિફળ અપાય, તથા જેઓ પૃથ્વીનો નાશ કરનાર
છે તેઓનો નાશ થાય.

૧૯ અને આકાશમાં દેવનું જે મંદિર છે તે ઉઘડાયું,
ને તેના મદિરમાં તેના કરારની પેટી દેખાઇ; ને
વિજળીઓ તથા વાણીઓ તથા ગર્જનાઓ તથા ધર-
તીકંપારો થયાં તથા પુષ્કળ કરાં પડ્યાં.

૧૨ અને આકાશમાં મોટું ચિન્હ દેખાયું, એટલે
એક બાયડી સૂર્યથી વેષ્ટિત, ને તેના પગ
તળે ચંદ્ર, ને તેના માથા પર બાર તારાનો મુગટ
હતો. ૨ અને તે ગર્ભવતી હતી; ને જણવાનું કષ્ટ
ભોગવતાં તથા પીડા પામતાં બૂમ પાડતી હતી. ૩ અને
આકાશમાં બીજું ચિન્હ પણ દેખાયું; જુઓ, અગ્નિ-
રંગી મોટો અજગર જેને સાત માથાં ને દસ શિંગડાં
હતાં; ને તેનાં માથાં પર સાત મુગટ હતા; ૪ ને
તેના પુછડાએ આકાશના તારાઓનો ત્રીજો ભાગ
ખેંચીને તેઓને પૃથ્વી પર નાખ્યા. અને જે બાયડી
જણવાની હતી, તેની આગળ તે અજગર ઉભો રહ્યો,
એ માટે કે જ્યારે તે જણે ત્યારે તેના બાળકને ખાઇ
નાખે. ૫ અને તે નર બાળક જણી જે સઘળા દેશનાઓ
પર લોઢાના દંડથી ધણીપણું કરનાર છે, ને તેનો
બાળક દેવ પાસે તથા તેના રાજ્યાસન પાસે લઇ
જવાયો. ૬ અને બાયડી અરણ્યમાં નાઠી ત્યાં દેવે
તેને સારૂ તૈયાર કીધેલું એવું ઠેકાણું છે કે તેમાં તેઓ
તેને બારસેં ને સાઠ દહાડા સુધી પાળે.

૭ અને આકાશમાં લડાઇ થઇ; મીખાએલ તથા
તેના દૂતો અજગરની સાથે લડ્યા; ને અજગર તથા
તેના દૂતો લડ્યા; ૮ તોપણ તેઓ જીત્યા નહિ, ને
તેઓનું ઠેકાણું ફરી આકાશમાં મળ્યું નહિ. ૯ અને
તે મોટો અજગર બહાર નંખાયો, એટલે તે જુનો
સાપ જે બટ્ટો મુકનાર તથા શેતાન કહેવાય છે, જે
આખા જગતને ભુલાવે છે, તે પૃથ્વી પર નંખાયો, ને
તેની સાથે તેના દૂતો પણ નંખાયા. ૧૦ ત્યારે આકા-
શમાં મોટી વાણી એમ કહેતી મેં સાંભળી કે, હમણાં
તારણ તથા પરાક્રમ તથા અમારા દેવનું રાજ્ય તથા
તેના ખ્રીસ્તનો અધિકાર છે; કેમકે અમારા ભાઇઓનો
અપવાદી, જે અમારા દેવની આગળ રાત દહાડો તેઓ
સામે અપવાદ કરે છે, તે નીચે ફેંકાયો છે. ૧૧ અને
તેઓએ હલવાનના લોહીથી તથા પોતાની સાક્ષીની
વાતથી એને જીત્યો છે, ને મરણ સુધી તેઓએ પોતાના
જીવ પર પ્રેમ કીધો નહિ. ૧૨ એ માટે, ઓ આકાશો
તથા તેઓમાં રહેનારાઓ, તમે આનંદ કરો. ઓ
પૃથ્વી તથા સમુદ્ર, તમને અફસોસ છે; કેમકે શેતાન
તમારી પાસે ઉતર્યો છે, ને તે બહુ ક્રોધિત છે કાંજે તે
જાણે છે કે તેનો વખત થોડો છે.

૧૩ અને જ્યારે અજગરે જોયું કે પોતે પૃથ્વી પર
ફેંકાયો ત્યારે જે બાયડી પુરૂષને જણી હતી તેને તેણે
સતાવી. ૧૪ અને બાયડીને મોટા ગરૂડની બે પાખ

અપાઇ, એ માટે કે સાપના સન્મુખથી તે અરણ્યમા
પોતાને ઠેકાણે ઉડી જાય, ત્યા સમય તથા સમયો તથા
અડધા સમય સુધી તેનુ પ્રતિપાલન કરાય છે ૧૫અને
સાપે પોતાના મ્હોમાથી નદીના જેવુ બાયડીની પઠ-
વાડે પાણી નાખ્યુ એ માટે કે તેના પૂરથી તે તણાઇ
જાય. ૧૬ અને પૃથ્વીએ તે બાયડીને સહાય કીધી,
એટલે પૃથ્વી પોતાનુ મ્હો ઉઘાડીને જે નદી અજગરે
પોતાના મ્હોમાથી નાખી તેને પી ગઇ ૧૭ અને
અજગર બાયડી પર ગુસ્સે થયો, ને તેણીના બાકીના
સતાન, એટલે જેઓ દેવની આજ્ઞા પાળે છે ને
જેઓની પાસે ઇસુની સાક્ષી છે, તેઓની સાથે લડ
વાને તે નીકળ્યો, ને તે સમુદ્રની રેતી પર ઉભો રહ્યા
૧૩ અને મેં એક શ્વાપદને સમુદ્રમાથી નીકળતુ
દીઠુ, જેને દસ શિંગડા તથા સાત માથા
હતા તથા તેના શિંગડાઓ પર દસ મુગટ તથા તેના
માથા પર દુર્ભાષણના નામો હતા. ૨ અને જે શ્વાપ
દને મેં દીઠુ તે ચિત્તાના જેવુ, ને તેના પગ રીંછના
પગ જેવા, ને તેનુ મ્હો સિહના મ્હો જેવુ હતુ અને
અજગરે પોતાનુ પરાક્રમ તથા પોતાનુ રાજ્યાસન તથા
મોટો અધિકાર તેને આપ્યો ૩અને તેના માથામાના
એકને મેં મરણતોલ ઘાએલ થએલુ દીઠુ, ને તેનો
પ્રાણહારી ઘા રૂઝાયો, ને આખુ જગત શ્વાપદને જોઇ
અચબો પામ્યુ ૪અને અજગરે શ્વાપદને અધિકાર
આપ્યો હતો, એ માટે તેઓએ તેનુ ભજન કીધુ, ને
તેઓએ શ્વાપદનુ પણ ભજન કીધુ, ને કહ્યુ કે, શ્વાપદ
સરખુ કોણ છે? એની સાથે કોણ લડી શકે છે? ૫ને
મોટી વાતો તથા દુર્ભાષણ બોલનાર મ્હો તેને અપાયુ
ને બેંતાળીસ મહિના સુધી તે ટકી રહે એવો અધિકાર
તેને અપાયો ૬અને તેણે દેવની વિરૂદ્ધ દુભાષણ
કરવા સારૂ પોતાનુ મ્હો ઉઘાડ્યુ કે તેના નામનુ તથા
તેના સ્થાનનુ તથા આકાશમા રહેનારાઓનુ દુભાષણ
તે કરે ૭અને તેને [એવુ સામર્થ્ય] અપાયુ કે તે
પવિત્રોની સાથે લડે, ને તેઓને જીતે ને સર્વ કુળ તથા
લોક તથા ભાષા તથા દેશ પર તેને અધિકાર અપાયો
૮અને પૃથ્વી પરના સર્વ રહેનારા, જેના નામ સૃષ્ટિના
મડાણથી મારી નાખેલા હલવાનના જીવનપુસ્તકમા
લખેલા નથી, તેઓ તેને ભજશે. ૯ જો કોઇને કાન
છે તો તે સાભળે ૧૦ જો કોઇ દાસપણામા લઇ જાય
છે, તો તે દાસપણામા જશે, જો કોઇ તરવારથી મારી
નાખે છે, તો તેને તરવારથી માર્યા જવુ પડે છે
હિયા પવિત્રોની સહનતા તથા વિશ્વાસ છે

૧૧અને મેં પૃથ્વીમાથી બીજા એક શ્વાપદને નીક-
ળતુ દીઠુ, ને તેને ઘેટડાના જેવા બે શિંગડા હતા, ને
અજગરની પેઠે તે બોલતુ હતુ ૧૨અને પહેલા શ્વાપ
દનો સર્વ અધિકાર તેની આગળ તે કરે છે, ને જે
પહેલા શ્વાપદનો પ્રાણહારી ઘા રૂઝાયા હતો, તેનુ
ભજન પૃથ્વી પાસે તથા તે પરના રહેનારાઓ પાસે
કરાવે છે, ૧૩ને તે મોટા ચિન્હો કરે છે, એવા કે
માણસોની આગળ આકાશથી પૃથ્વી પર અગ્નિ વર
સાવે છે ૧૪ અને જે ચિન્હો શ્વાપદની આગળ કર
વાના તેને અપાયા, તેઓવડે પૃથ્વી પરના રહેનારા
ઓને તે ભુલાવે છે, ને પૃથ્વી પરના રહેનારાઓને તે
કહે છે કે, જે શ્વાપદ તરવારનો ઘા પામેલુ ને જીવતુ
રહ્યુ તેને સારૂ મૂર્તિ કરો ૧૫ અને તેને, એટલે શ્વાપ
દની મૂર્તિને, પ્રાણ આપવાનુ [સામર્થ્ય] એને અપાયુ,
એવુ કે શ્વાપદની મૂર્તિ બોલે, ને જેટલા શ્વાપદની
મૂર્તિને નહિ ભજે તેટલા મારી નખાય એવુ પણ તે
કરે ૧૬અને નાના તથા મોટા, ધનવાન તથા દરિદ્રી,
સ્વતત્ર તથા દાસ, તે સર્વને તે એમ કરાવે છે કે, તેઓ
પોતાના જમણા હાથ પર અથવા પોતાના કપાળ પર
નિશાણી લે ૧૭ વળી જેને તે નિશાણી અથવા
શ્વાપદનુ નામ અથવા તેના નામની ગણત્રી છે, તે
વગર બીજા કોઇથી કઇ વેચાય લેવાય નહિ એમ પણ
કરાવે છે ૧૮ હિયા જ્ઞાન છે, જેને બુદ્ધિ છે તે શ્વાપ
દની ગણત્રી ગણે, કેમકે તે એક માણસની ગણત્રી છે,
ને તેની ગણત્રી છસેં છાસેઠ છે
૧૪ અને મેં જોયુ, ને જુઓ, સિયોન પહાડ
પર હલવાન ઉભુ હતુ, ને તેની સાથે એક
લાખ ચુમ્માળીસ હજાર હતા જેઓના કપાળ પર
તેનુ તથા તેના બાપનુ નામ લખ્યુ હતુ ૨અને ઘણા
પાણીના અવાજના જેવી તથા મોટી ગર્જનાના અવા
જના જેવી આકાશમાથી મેં વાણી સાભળી, ને વીણા
વગાડનારાઓ પોતાની વીણા વગાડતા હોય એવી
વાણી મેં સાભળી ૩અને રાજ્યાસનની તથા ચાર
પ્રાણીઓની તથા વડીલોની આગળ તેઓ નવા કીર્તન
જેવુ ગાય છે, ને પૃથ્વી પરથી જે એક લાખ ચુમ્મા
ળીસ હજાર ખરીદાયલા હતા, તેઓ વગર કોઇ તે
કીર્તન શિખી ન શક્યુ ૪બાયડીઓની સાથે જેઓ
અશુદ્ધ નથી થયા તેઓ એ છે, કેમકે તેઓ કુમારા
છે, ને હલવાન જ્યા જાય છે ત્યા તેની પાછળ જે
ચાલે છે તેઓ એ છે, તેઓ દેવને તથા હલવાનને
સારૂ પ્રથમ ફળ થવાને માણસમાથી ખરીદાયલા હતા,

૫ ને તેઓનાં મ્હોમાં જુઠું ન હતું, તેઓ નિર્દોષ છે.
૬ અને મેં બીજા એક દૂતને અંતરિક્ષમાં ઉડતો દીઠો,
ને પૃથ્વી પરના રહેનારાઓમાં, એટલે સર્વ દેશમાં
તથા કુળમાં તથા ભાષામાં તથા લોકમા સુવાર્ત્તા પ્રગટ
કરવાને, તેની પાસે અનાદિ સુવાર્ત્તા હતી; ૭ ને તે
મોટી વાણીએ કહે છે કે, દેવથી બીહો ને તેને મહિમા
આપો, કેમકે તેના ન્યાયકરણનો સમય આવ્યો છે, ને
જેણે આકાશ તથા પૃથ્વી તથા સમુદ્ર તથા પાણીના
ઝરાઓને ઉત્પન્ન કીધાં, તેને ભજો.
૮ અને વળી બીજો એક દૂત પાછળ આવીને એમ
બોલતો હતો કે, પડ્યું રે, પડ્યુ, મોટુ બાબેલોન, કે
જેણે પોતાના વ્યભિચારના કોપનો દ્રાક્ષરસ સર્વ
દેશનાઓને પાયો છે.
૯ અને વળી ત્રીજો દૂત તેઓની પાછળ આવીને
મોટી વાણીએ બોલતો હતો કે, શ્વાપદને તથા તેની
મૂર્ત્તિને જો કોઇ પૂજે, ને નિશાણી પોતાના કપાળ પર
અથવા પોતાના હાથ પર લે, ૧૦ તો તે પણ દેવના
કોપનો દ્રાક્ષરસ, એટલે જે તેના ક્રોધના વાટકામાં
નર્યો રેડેલો છે, તેમાંથી પીશે; ને પવિત્ર દૂતોની
આગળ તથા હલવાનની આગળ આગમાં તથા ગંધ-
કમાં તે પીડાએલો થશે; ૧૧ ને તેઓની પીડાનો
ધુમાડો સદાસર્વકાળ સુધી ચઢે છે; ને જેઓ શ્વાપદને
તથા તેની મૂર્ત્તિને ભજે છે તથા જે કોઇ તેના નામની
નિશાણી લે છે, તેઓને રાત દહાડો વિસામો નથી.
૧૨ હિયા પવિત્રોની સહનતા, એટલે જેઓ દેવની
આજ્ઞા તથા ઇસુનો વિશ્વાસ પાળે છે તેઓની સહ-
નતા, છે.
૧૩ અને આકાશથી એક વાણી એમ કહેતી મેં
સાંભળી કે, તું એમ લખ કે, હમણાંથી જે મરનારાઓ
પ્રભુમાં મરણ પામે છે, તેઓને ધન્ય છે; આત્મા કહે
છે, હા, એ માટે કે તેઓ પોતાની મહેનતથી વિસામો
પામે; કેમકે તેઓનાં કામ તેઓની પાછળ આવશે.
૧૪ અને મેં જોયુ, ને જુઓ, ઉજળુ વાદળું ને વાદળા
પર માણસના દીકરાના જેવો એક બેઠુલો, જેના માથા
પર સોનાનો મુગટ હતો, ને જેના હાથમાં ધારવાળું
દાતરડું હતું. ૧૫ અને મંદિરમાંથી બીજા એક દૂતે
નીકળીને વાદળા પર બેઠેલાને મોટી વાણીએ હાંક
મારી કે, તું તારૂ દાતરડું લગાડીને કાપ, કેમકે કાપ-
વાની વેળા આવી છે, કારણ કે પૃથ્વીનાં ફળ પુરાં
પાક્યાં છે. ૧૬ અને વાદળા પર બેઠેલાએ પૃથ્વી પર
પોતાનું દાતૃરડુ નાખ્યું, ને પૃથ્વીનાં ફળ કપાયાં.
૧૭ અને આકાશમાંના મંદિરમાંથી બીજો એક દૂત
નીકળ્યો, તેની પાસે પણ ધારવાળું દાતરડું હતું.
૧૮ અને બીજો દૂત, એટલે જેને અગ્નિ પર અધિકાર છે
તે, વેદીમાંથી નીકળ્યો; ને તેણે જેની પાસે ધારવાળું
દાતરડુ હતું તેને મોટી વાણીએ કહ્યું કે, તું તારૂં ધાર-
વાળું દાતરડું લગાડીને પૃથ્વીના દ્રાક્ષવેલાના ઝુમખાને
લણી લે, કેમકે તેની દ્રાક્ષ પાકી ચુકી છે. ૧૯ ત્યારે તે
દૂતે પોતાનું દાતરડુ પૃથ્વી પર નાખ્યું, ને પૃથ્વીના
દ્રાક્ષવેલાનું [ફળ] લણી લીધું, ને દેવના કોપના મોટા
દ્રાક્ષકુંડમાં નાખ્યું. ૨૦ અને દ્રાક્ષકુંડમાંનું શહેર બહાર
ખુંદાયું, ને દ્રાક્ષકુંડમાંથી લોહી ઘોડાઓની લગામો
સુધી, બસેં મૈલ લગી, વહી નીકળ્યું.

૧૫ અને બીજું મોટું તથા આશ્ચર્યકારક ચિન્હ
આકાશમાં મેં દીઠું, એટલે સાત દૂત ને
તેઓની પાસે છેલ્લા સાત અનર્થ હતા, કેમકે તેઓમાં
દેવનો કોપ પુરો કીધેલો છે.
૨ અને મેં જાણે કે અગ્નિ ભેળેલો ચળકતો સમુદ્ર
દીઠો, ને જેઓ શ્વાપદ પર તથા તેની મૂર્ત્તિ તથા તેના
નામની ગણત્રી પર જય પામ્યા હતા, તેઓ તે ચળ-
કતા સમુદ્ર પાસે ઉભા રહ્યા હતા, ને તેઓની પાસે
દેવની વીણાઓ હતી. ૩ અને તેઓ દેવના સેવક
મુસાનું કીર્તન તથા હલવાનનું કીર્તન ગાતાં કહે છે કે,
ઓ સર્વસમર્થ પ્રભુ દેવ, તારાં કામ મોટાં તથા આશ્ચર્ય-
વંત છે, ઓ યુગોના રાજા, તારા માર્ગ ન્યાયી તથા
ખરા છે. ૪ ઓ પ્રભુ, તારાથી કોણ નહિ બીશે, ને
તારા નામનો મહિમા કોણ નહિ કરશે? કેમકે એકલો
તું પવિત્ર છે; કેમકે સઘળા દેશનાઓ આવશે ને તારી
આગળ ભજન કરશે; કેમ કે તારાં ન્યાયકરણ પ્રગટ
થયાં છે.
૫ અને ત્યાર પછી મેં જોયું, ને આકાશમાં શાહેદીના
મંડપનું મંદિર ઉઘડાયું; ૬ ને જે સાત દૂતની પાસે સાત
અનર્થ હતા, તેઓ ખરાં તથા ચળકતાં ઝવેરવેષ્ટિત તથા
છાતીએ સોનાના પટકા બાંધેલા એવા મંદિરમાંથી
નીકળ્યા. ૭ અને ચાર પ્રાણીઓમાંના એકે તે સાત
દૂતને સોનાનાં સાત પ્યાલાં જે સદા સર્વકાળ સુધી
જીવનાર દેવના કોપથી ભરેલાં હતાં તે આપ્યાં. ૮ અને
દેવના મહિમાથી તથા તેના પરાક્રમથી મંદિર ધુમાડે
ભરાઇ ગયુ, ને સાત દૂતના સાત અનર્થ પુરા થયા,
ત્યાં સુધી કોઇથી મંદિરમાં પેસાયુ નહિ.

૧૬ અને એક મોટી વાણી મંદિરમાંથી મેં
સાંભળી, તેણે સાત દૂતને એમ કહ્યું કે, તમે

જાઓ ને દેવના કોપના સાત પ્યાલા પૃથ્વી પર રેડો
૨અને પહેલો દૂત ગયો, ને તેણે પોતાનુ પ્યાલુ
પૃથ્વી પર રેડ્યુ, ને જે માણસો શ્વાપદની નિશાણી
રાખતા હતા ને તેની મૂર્ત્તિને ભજતા હતા, તેઓ પર
ખરાબ તથા દુ ખદાયક ઘારૂ થયુ
૩અને બીજાએ પોતાનુ પ્યાલુ સમુદ્ર પર રેડ્યુ, ને
તે મુડદાના લોહી સરખો થયો, ને હરેક જીવતો પ્રાણી
જે સમુદ્રમા હતો તે મરી ગયો
૪અને ત્રીજાએ પોતાનુ પ્યાલુ નદીઓ પર તથા
પાણીના ઝરાઓ પર રેડ્યુ, ને તેઓ લોહી થયા.
૫અને પાણીના દૂતને એમ બોલતા મે સાભળ્યો કે,
ઓ પવિત્ર, જે છે ને હતો, તુ ન્યાયી છે, કેમકે એવો
ન્યાય તેં કીધો છે, ૬કારણ કે તેઓએ તારા પવિત્રોનુ
તથા ભવિષ્યવાદીઓનુ લોહી વહેવડાવ્યુ, ને તેં તેઓને
લોહી પીવાને આપ્યુ છે, તેઓ લાયક છે ૭અને વેદી-
માથી બીજાને એમ કહેતા મેં સાભળ્યો કે, હા, ઓ
સર્વસમર્થ પ્રભુ દેવ, તારો ઇનસાફ સત્ય તથા ન્યાયી છે
૮અને ચોથાએ પોતાનુ પ્યાલુ સૂરજ પર રેડ્યુ ;
ને આગથી માણસોને બાળી નાખવાનુ તેને અપાયુ ,
૯ને માણસો મોટી આચથી દાઝયા, ને દેવ જેને આ
અનર્થો પર અધિકાર છે, તેના નામનુ દુર્ભાષણ કીધુ,
ને તેઓએ તેને મહિમા આપવા સારૂ પશ્ચાત્તાપ
કીધો નહિ.
૧૦અને પાચમાએ પોતાનુ પ્યાલુ શ્વાપદના રાજ્યા-
સન પર રેડ્યુ, ને તેના રાજ્ય પર અધારૂ થઇ ગયુ ,
ને તેઓએ પીડાને લીધે પોતાની જીભોને કરડી, ૧૧ને
પોતાની પીડાઓને લીધે તથા પોતાના ઘારાને લીધે
આકાશના દેવનુ દુર્ભાષણ કીધુ , ને તેઓએ પોતાના
કામો સબધી પશ્ચાત્તાપ કીધો નહિ
૧૨અને છઠ્ઠાએ પોતાનુ પ્યાલુ મોટી નદી એટલે
ફ્રાત પર રેડ્યુ, ને તેનુ પાણી સુકાઇ ગયુ, એ માટે
કે ઉગમણથી જે રાજાઓ આવનાર છે તેઓનો રસ્તો
તૈયાર થાય. ૧૩અને તે અજગરના મ્હોમાથી તથા
શ્વાપદના મ્હોમાથી તથા જૂઠા ભવિષ્યવાદીના મ્હો-
માથી [ નીકળતા ] ત્રણ અશુદ્ધ આત્મા, દેડકા જેવા,
મેં દીઠા , ૧૪કેમકે તેઓ ચિન્હો કરનારા ભૂતોના
આત્મા છે, કે જેઓ આખા જગતના રાજાઓ પાસે
બહાર જાય છે એ માટે કે સર્વસમર્થ દેવના મોટા
દિવસની લડાઇને સારૂ તેઓ તેઓને એકઠા કરે
૧૫(જુઓ ચોરની પેઠે હુ આવુ છુ, જે જાગૃત રહે છે,
ને પોતાના વસ્ત્ર એવા રાખે છે કે પોતે નાગો ન ચાલે,
ને તેની લાજ ન દેખાય, તેને ધન્ય છે) ૧૬ત્યારે
હેબ્રી ભાષામા હારમાગેદોન કહેવાએલે ઠેકાણે, તેઓએ
તેઓને એકઠા કીધા
૧૭અને સાતમાએ પોતાનુ પ્યાલુ વાતાવરણમા
રેડ્યુ, ને [આકાશના] મદિરના રાજ્યાસનમાથી મોટી
વાણી એમ કહેતી નીકળી કે, થઇ રહ્યુ , ૧૮ને વિજ-
ળીઓ તથા વાણીઓ તથા ગર્જનાઓ થયા , ને વળી
મોટો ધરતીકપારો થયો એવો ભયકર તથા એવો
મોટો કે માણસો પૃથ્વી પર ઉત્પન્ન થયા ત્યારથી
એના જેવો થયો નહોતો ૧૯અને મોટા નગરના ત્રણ
ભાગ થયા, ને દેશોના નગરો પડ્યા , ને મોટા બાબે-
લોનની યાદ દેવને આવી, એ માટે કે તે પોતાના સખત
કોપના દ્રાક્ષરસનુ પ્યાલુ તેને આપે ૨૦અને હરેક બેટ
નાઠો, ને પહાડોનો પત્તો લાગ્યો નહિ. ૨૧અને મોટા
કરા, આસરે એક એક મણના, આકાશથી માણસો
પર પડ્યા, ને કરાના અનર્થને લીધે માણસોએ દેવનુ
દુર્ભાષણ કીધુ કેમકે તેનો અનર્થ અતિશય મોટો છે

૧૭ અને જે સાત દૂતની પાસે તે સાત પ્યાલા
હતા, તેઓમાનો એક આવ્યો, ને તેણે
મારી સાથે બોલતા કહ્યુ કે, આવ, ને જે મોટી વેશ્યા
ઘણા પાણી પર બેઠેલી છે, તેનો દડ હુ તને દેખાડીશ.
૨તેની સાથે પૃથ્વીના રાજાઓએ વ્યભિચાર કીધો
છે, ને તેના વ્યભિચારના દ્રાક્ષરસથી પૃથ્વીના રહેનારા
છાકટા થયા ૩અને તે મને આત્માએ અરણ્યમા લઇ
ગયો, ને એક કિરમજી રગના શ્વાપદ પર એક બાયડી
બેઠેલી મેં દીઠી, તે શ્વાપદ દુર્ભાષણના નામથી ભરેલુ,
ને તેને સાત માથા ને દસ શિગડા હતા. ૪અને તે
બાયડીએ જાબુડી તથા કિરમજી વસ્ત્ર પહેરેલા હતા
ને તે સોનાએ તથા મુલ્યવાન પાષાણે તથા મોતીએ
સણગારેલી હતી, તેના વ્યભિચારના અમગળપણાથી
તથા અશુદ્ધપણાથી ભરેલુ તેના હાથમા સોનાનુ
પ્યાલુ હતુ ૫અને તેના કપાળ પર એક નામ લખેલુ
હતુ, એટલે, મર્મ, મોટુ બાબેલોન, વેશ્યાની તથા
પૃથ્વીના અમગળપણાની માતા ૬અને મેં તે બાય-
ડીને પવિત્રોના લોહીથી તથા ઇસુના સાહેદોના લોહીથી
પિવેલી દીઠી અને હુ તેને જોઇને મોટા આશ્ચર્યથી
અચરત થયો. ૭અને દૂતે મને કહ્યુ કે, તુ કેમ અચરત
થયો છે? બાયડીનો તથા તેને ઉચકનાર શ્વાપદ,
જેને સાત માથા તથા દસ શિંગડા છે, તેનો મર્મ હુ
તમને કહીશ ૮જે શ્વાપદ તે દીઠુ, તે હતુ ને નથી ,
ને તે ઉડાણમાથી નીકળવાનુ તથા નાશમા જવાનુ છે.

તથા ઘોડાઓનું તથા તેમના પર બેસનારાઓનું માંસ
તથા સર્વ છુટા તથા દાસનું, નાના તથા મોટાનું માંસ
તમે ખાઓ.
૧૯અને શ્વાપદ તથા પૃથ્વીના રાજાઓ તથા તેઓનાં
સૈન્યને ઘોડા પર બેઠેલાની સાથે તથા તેનાં સૈન્યની
સાથે લડવાને એકઠાં થએલાં મેં દીઠાં. ૨૦ અને શ્વાપદ
પકડાયું, ને તેની આગળ જે જુઠા ભવિષ્યવાદીએ
ચિન્હો દેખાડ્યાં કે જેઓવડે તેણે શ્વાપદની નિશાણી
લેનારાઓને તથા તેની મૂર્ત્તિ ભજનારાઓને ભુલાવ્યા
તે પણ તેની સાથે [પકડાયો]. એ બન્ને જીવતાંજ
ગંધકથી બળનારી અગ્નિખાઇમાં ફેંકાયા. ૨૧અને જે
બાકી તેઓ ઘોડા પર બેઠેલાના મ્હોમાંથી જે તરવાર
નીકળી, તેથી મારી નખાયા; ને તેઓના માંસથી
સઘળાં પક્ષી તૃપ્ત થયાં.

૨૦ અને મેં એક દૂત આકાશથી ઉતરતો દીઠો,
જેની પાસે ઉંડાણની કુચી હતી, ને જેના
હાથમાં મોટી સાંકળ હતી. ૨અને તેણે અજગર જે
ઘરડો સર્પ, બટ્ટો મુકનાર તથા શેતાન છે, તેને પકડ્યો,
ને હજાર વર્ષ લગી તેને બાંધ્યો, ૩ને તેણે તેને ઉંડા-
ણમાં ફેંકીને તે બંધ કીધું, ને તે પર મુદ્રા કીધી એ
માટે કે તે હજાર વર્ષ પુરા થતાં સુધી તે ફરી વિદેશી-
ઓને ન ભુલાવે; ત્યાર પછી થોડી વાર સુધી તે છુટો
થાય એવી જરૂર છે.
૪અને મેં રાજ્યાસનો દીઠાં ને તેઓ પર લોક
બેઠેલા હતા, ને તેઓને ન્યાય કરવાનું અપાયું; ને
જેઓ ઇસુની શાહેદીને લીધે તથા દેવની વાતને લીધે
મારી નંખાએલા હતા તથા જેઓએ શ્વાપદનું તથા
તેની મૂર્ત્તિનું ભજન નથી કીધું, ને પોતાના કપાળ પર
અથવા પોતાના હાથ પર તેની નિશાણી નથી લીધી
તેઓના આત્માઓને [મેં દીઠા]; ને તેઓ જીવતા
થયા ને ખ્રીસ્તની સાથે હજાર વર્ષ રાજ્ય કીધું. ૫મરી-
ગએલાંમાંના જે બાકી તેઓ તે હજાર વર્ષ પુરાં થયા
ત્યાં સુધી જીવતા ન થયા. એજ પહેલું પુનરૂત્થાન છે.
૬પહેલા પુનરૂત્થાનમાં જેને ભાગ છે તે ધન્ય તથા
પવિત્ર છે; એવાઓ પર બીજા મરણનો અધિકાર
નથી, પણ તેઓ દેવના તથા ખ્રીસ્તના યાજક થશે,
ને તેની સાથે હજાર વર્ષ રાજ્ય કરશે.
૭અને જ્યારે તે હજાર વર્ષ થઇ ચુકશે, ત્યારે
શેતાન તેના બંધનથી છોડાશે, ૮ને તે પૃથ્વી પરના
ચારે ખુણામાંના લોકને, ગોગ તથા માગોગને ભુલાવ-
વાને તથા લડાઇને સારૂ તેઓને એકઠા કરવાને નીકળી
આવશે; તેઓની ગણત્રી સમુદ્રની રેતી સરખી છે.
૯અને તેઓ પૃથ્વીની સપાટી પર ગયા, ને પવિત્રોની
છાવણીને તથા વહાલા શાહેરને ઘેરો ઘાલ્યો; ને
આકાશમાંથી અગ્નિ ઉતર્યો, ને તેઓને ખાઇ ગયો.
૧૦અને શેતાન જેણે તેઓને ભુલાવ્યા, તે અગ્નિ તથા
ગંધકની ખાઇમાં, જ્યાં શ્વાપદ તથા જુઠો ભવિષ્યવાદી
છે, ત્યાં ફેંકાયો; ને રાત દહાડો સદા સર્વકાળ સુધી
તેઓ પીડા પામશે.
૧૧અને મોટા ઉજળા રાજ્યાસનને તથા તે પર
જે બેઠેલો હતો તેને મેં દીઠો, તેના સન્મુખથી પૃથ્વી
તથા આકાશ નાઠાં, ને તેઓને સારૂ ઠેકાણું નહોતું.
૧૨અને મુએલાંને, મોટાં તથા નાનાંને દેવની આગળ
ઉભાં રહેલાં મેં દીઠાં; ને પુસ્તકો ઉઘડાયાં, ને બીજું
પુસ્તક જે જીવનનું છે તે પણ ઉઘડાયું; ને તે પુસ્ત-
કોમાં જે જે લખ્યું હતું તે પરથી તેઓની કરણીઓ
પ્રમાણે, મરીગએલાંનો ન્યાય ઠરાવાયો. ૧૩અને
સમુદ્રે પોતામાં જે મરીગએલાં હતાં તેઓને પાછાં
આપ્યા, ને મરણે તથા હાડેસે પોતામાં જે મરીગએલાં
હતાં, તેઓને પાછાં આપ્યાં; ને હરેકનો ન્યાય તેઓની
કરણી પ્રમાણે ઠરાવાયો. ૧૪અને મરણ તથા હાડેસ
અગ્નિખાઇમાં ફેંકાયાં. અગ્નિખાઇ એજ બીજું મરણ
છે. ૧૫અને જો કોઇ જીવનપુસ્તકમાં લખેલો માલમ
પડ્યો નહિ તો તે અગ્નિખાઇમાં ફેંકાયો.

૨૧ અને નવું આકાશ તથા નવી પૃથ્વી મેં દીઠાં,
કેમકે પહેલું આકાશ તથા પહેલી પૃથ્વી
જતાં રહેલા છે; ને સમુદ્ર સદાને માટે લોપ થયો છે.
૨અને મેં પવિત્ર નગર, નવું યરૂશાલેમ, દેવની પાસેથી
આકાશથી ઉતરતું દીઠું, ને જેમ કન્યા પોતાના વરને
સારૂ સણગારેલી હોય તેમ તે તૈયાર કીધેલું હતું.
૩અને રાજ્યાસનથી મોટી વાણી એમ કહેતી મેં
સાંભળી કે, જુઓ, દેવનો મંડપ માણસોની પાસે છે,
ને તે તેઓની સાથે વસશે, ને તેઓ તેના લોકો થશે,
ને દેવ પોતે તેઓની સાથે રહીને તેઓનો દેવ થશે.
૪અને તે તેઓની આંખોમાંનું હરેક આંસુ લોહી
નાખશે; ને મરણ ફરી થનાર નથી; ને શોક કે રડવું
કે કષ્ટ ફરી થનાર નથી; પ્રથમની વાતો જતી રહેલી
છે. ૫અને રાજ્યાસન પર જે બેસે છે, તેણે કહ્યું કે,
જુઓ, હું સઘળું નવું કરૂં છું. ફરી તે કહે છે કે, તું
લખ, કેમકે આ વાતો વિશ્વાસુ તથા ખરી છે. ૬અને
તેણે મને કહ્યું કે, તેઓ પુરી થઇ છે. હું આલફા
તથા ઓમેગા, આદિ તથા અંત છું. હું તરસ્યાને

જીવનના પાણીના ઝરામાથી મફત આપીશ. ૭જે
જીતે છે તે એઓનો વારસો પામશે, ને હુ તેનો દેવ
થઇશ ને તે મારો દીકરો થશે ૮પણ બીકણા તથા
અવિશ્વાસીઓ તથા અમગળ તથા ખુનીઓ તથા
વ્યભિચારીઓ તથા માયાક્રિયા કરનારા તથા મૂર્ત્તિ
ભકતો તથા સઘળા જુઠાઓનો ભાગ, અગ્નિ તથા
ગધકથી બળનારી ખાઇમા થશે, એજ બીજુ મરણ છે
૯અને જે સાત દૂતની પાસે સાત પ્યાલા હતા,
એટલે જેઓ સાત છેલ્લા અનર્થથી લાદેલા હતા, તેઓ-
માનો એક મારી પાસે આવ્યો ને મારી સાથે બોલતા
કહ્યું કે, હિયા આવ, ને જે કન્યા હલવાનની વહુ છે
તે હુ તને દેખાડીશ. ૧૦અને એક મોટા તથા ઉચા
પહાડ પર તે મને આત્મામા લઇ ગયો, ને પવિત્ર
નગર યરૂશાલેમ દેવની પાસેથી આકાશથી ઉતરતુ
મને દેખાડયુ ૧૧તેમા દેવનો મહિમા હતો, ને તેનુ
તેજ અતિ મૂલ્યવાન પાષાણ જેવુ એટલે યાસપિસ
પાષાણ જે સ્ફટિક પ્રમાણે નિર્મળ હોય છે, એના જેવુ
હતુ, ૧૨ને તેને મોટો તથા ઉચો કોટ હતો, ને બાર
દરવાજા હતા, ને દરવાજા પાસે બાર દૂત, ને [ દર
વાજા ] ઉપર નામો લખેલા હતા, જે નામો ઇસ્રાએ-
લપુત્રના બાર કુળના છે ૧૩પૂર્વની ગમ ત્રણ દરવાજા,
ને ઉત્તરની ગમ ત્રણ દરવાજા, ને દક્ષિણની ગમ ત્રણ
દરવાજા, ને પશ્ચિમની ગમ ત્રણ દરવાજા હતા
૧૪અને નગરના કોટને બાર પાયા હતા, ને તેના પર
હલવાનના બાર પ્રેરિતોના બાર નામ હતા. ૧૫અને
મારી સાથે જે બોલતો હતો, તેની પાસે માપવાની
સોનાની છડી હતી, એ માટે કે તે નગર તથા તેના
દરવાજા તથા તેના કોટને માપી લે ૧૬અને નગર
ચોખડુ છે, એવુ કે તેની જેટલી લબાઇ તેટલી તેની
ચોડાઇ છે, ને તેણે નગરનુ માપ છડીએ દોઢ હજાર
મૈલ કીધુ, ને તેની લબાઇ તથા ચોડાઇ તથા ઉચાઇ
બરાબર છે ૧૭અને તેણે તેના કોટનુ માપ કીધુ, તે
માણસના માપ, એટલે દૂતના માપ પ્રમાણે ગણતા
એકસો ચુમ્માળીસ હાથ હતુ ૧૮અને તેના કોટની
બાંધણી યાસપિસની હતી, ને નગર નિર્મળ કાચના
જેવુ ચોખ્ખા સોનાનુ હતુ ૧૯નગરના કોટના પાયા
હરેક પ્રકારના મૂલ્યવાન પાષાણથી શોભિત હતા,
પહેલો પાયો યાસપિસ, બીજો નીલમ, ત્રીજો પાનુ,
ચોથો લિલમ, ૨૦પાચમો અકીક, છઠ્ઠો લાલ, સાતમો
તૃણમણી, આઠમો પિરોજ, નવમો પોખરાજ, દસમો
લસણિયો, અગીઆરમો શનિ, બારમો યાકુટ. ૨૧અને
તે બાર દરવાજા બાર મોતી હતા, તેઓમાનો હરેક
દરવાજો એક એક મોતીનો. અને નગરનો રસ્તો
ચોખ્ખા સોનાનો નિર્મળ કાચના જેવો હતો ૨૨અને
મેં તેમા મદિર દીઠુ નહિ, કેમકે સર્વસમર્થ પ્રભુ દેવ
તથા હલવાન તેનુ મદિર છે ૨૩અને નગરમા સૂર્ય કે
ચદ્ર પ્રકાશ કરે એવી જરૂર નથી, કેમકે દેવના મહિ
માએ તેને પ્રકાશિત કીધુ છે, ને હલવાન તેનો દીવો
છે ૨૪અને કુળો તેના અજવાળામા ચાલશે, ને
પૃથ્વીના રાજાઓ પોતાનો મહિમા તેમા લાવે છે
૨૫અને દિવસે તેના દરવાજા કદી બધ નહિ થશે
કેમકે ત્યા રાત પડશે નહિ. ૨૬અને તેઓ કુળોનો
મહિમા તથા કીર્ત્તિ તેમા લાવશે, ૨૭ને જે કઇ
અશુદ્ધ, ને જે અમગળપણુ તથા અસત્ય કરનાર છે,
તે તેમા પેસનારજ નથી, જેઓના નામ હલવાનના
જીવનપુસ્તકમા લખેલા છે તેઓજ પેસશે

૨૨ અને જીવનના પાણીની નદી, સ્ફટિકના
જેવી ચળકતી, નગરના રસ્તા મધ્યે, દેવના
તથા હલવાનના રાજ્યાસનમાથી નીકળતી તેણે મને
દેખાડી ૨અને નદીના બે કિનારા પર જીવનનુ ઝાડ
હતુ, જેને બાર પ્રકારના ફળ લાગતા હતા, દર માસે
તે પોતાનુ ફળ આપતુ હતુ, ને તે ઝાડના પાતરા
કુળોને નિરોગી કરવા સારૂ હતા. ૩અને ત્યા કોઇ
શાપ કદી થનાર નથી, પણ તેમા દેવનુ તથા હલવા-
નનુ રાજ્યાસન થશે, ને તેના દાસ તેની સેવા કરશે,
૪ને તેનુ મ્હો જોશે, ને તેઓના કપાળ પર તેનુ
નામ થશે ૫અને ફરીથી રાત પડશે નહિ, ને તેઓને
દીવાના અથવા સૂર્યના પ્રકાશની જરૂર નથી, કેમકે
પ્રભુ દેવ તેઓ પર પ્રકાશ કરશે, ને તેઓ સદા સર્વ-
કાળ સુધી રાજ્ય કરશે
૬અને તેણે મને કહ્યું કે, એ વાતો વિશ્વાસુ તથા
સત્ય છે, ને પ્રભુ જે ભવિષ્યવાદીઓના આત્માઓનો
દેવ, તેણે જે વહેલુ થવુ જોઇએ તે પોતાના સેવકોને
દેખાડવા સારૂ પોતાના દૂતને મોકલ્યો છે ૭અને
જુઓ, હુ વહેલો આવુ છુ આ પુસ્તકમાના ભવિ
ષ્યના વચનો જે પાળે છે તેને ધન્ય છે
૮અને જેણે એ સાભળ્યુ તથા દીઠુ તે હુ યોહાન
છુ, ને જ્યારે મેં સાભળ્યુ ને દીઠુ, ત્યારે જે દૂતે મને
એ વાતો દેખાડી, તેના પગ આગળ હુ ભજવાને
પડ્યો. ૯પણ તે મને કહે છે કે, જોજે, એમ ન કર,
તારો તથા જે ભવિષ્યવાદીઓ તારા ભાઇ છે તેઓનો
તથા આ પુસ્તકની વાતોને પાળનારાનો સાથીદાસ